# બૃહદ્ ગુજરાતી કોશ

## ખંડ ૨ જો

(વ્યંજનો : ત–પ વર્ગ, અંતઃસ્થ અને ઉષ્માક્ષરો)

# COMPREHENSIVE GUJARATI DICTIONARY

## PART II


સંપાદક

મહામહિમોપાધ્યાય, અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા), 'વિદ્યાવાચસ્પતિ'

Mahāmahimopādhyāya, **Prof. Keshavram K. Shastree** (Bambhania), 'Vidyāvācaspati'



યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ - ગુજરાત રાજ્ય

# બૃહદ્ ગુજરાતી કોશ

## ખંડ ૨ જો

(વ્યંજનો : ત-પ વર્ગ, અંતઃસ્થ અને ઉષ્માક્ષરો)

# COMPREHENSIVE GUJARATI DICTIONARY

**PART II**


સંપાદક

મહામહિમોપાધ્યાય, અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા),

'વિદ્યાવાચસ્પતિ'

અમદાવાદ–૩૮૦ ૦૦૬

Mahāmahimopādhyāya, **Prof. Keshavram K. Shastree** (Bambhania)

'Vidyāvāchaspati'

Ahmedabad—380 006



યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ,

ગુજરાત રાજ્ય, અમદાવાદ–૩૮૦ ૦૦૬

: પ્રકાશક :

જે. બી. સૅન્ડિલ

અધ્યક્ષ,

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ,

ગુજરાત રાજ્ય, અમદાવાદ-૩૮૦ ૦૦૬



પ્રથમ આવૃત્તિ, ૧૯૮૧

નકલ : ૫૦૦૦

: કિંમત :

ખંડ ૧ રૂ. ૫૦-૦૦

ખંડ ૨ રૂ. ૫૦-૦૦

"Published by the University Book Production Board, Gujarat State, under the Centrally Sponsored Scheme of Production off Books and Literature in Regional Languages at the University level, of the Government of India in the Ministry of Education and Social Welfare (Department of Culture), New Delhi."

: મુદ્રક :

જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ

નવજીવન મુદ્રણાલય

અમદાવાદ-૩૮૦ ૦૧૪

## પ્રકાશકનું પુરોવચન

**બૃહદ્ ગુજરાતી કોશ,** ખંડ ૧ લાનું પ્રકાશન ૧૯૭૬ માં થયેલું અને એ વખતે એવી અપેક્ષા હતી કે બીજા ખંડનું પ્રકાશન માર્ચ ૧૯૭૭ માં થઈ જશે, પણ દિલગીરી સાથે મારે કબૂલવું પડે છે કે એક કે બીજા કારણે નવજીવન પ્રેસની અંદર ધાર્યા કરતાં ઘણો વધુ વિલંબ આ કોશના છાપકામમાં થયો છે, પણ આખરે હવે બીજો ખંડ ગુજરાતી સાહિત્યના પ્રેમીઓ સમક્ષ મૂકતાં આનંદ અનુભવું છું. આ કોશના આયોજન વિશે ખંડ ૧ લામા અપાયેલ પ્રકાશકના પુરોવચનમાં ટૂંકી માહિતી આપેલી જ છે એટલે એનું પુનરાવર્તન કરવાનું અહીંયાં જરૂરી ગણતો નથી. આશા રાખું છું કે ગુજરાતી ભાષા વાપરતો જનસમાજ આ કોશના બંને ખંડોને આવકારશે.

૧–૫–'૮૧
યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ,
ગુજરાત રાજ્ય, અમદાવાદ–૩૮૦૦૦૬

જે. બી. સેંડિલ
અધ્યક્ષ

## પ્રાસ્તાવિક

**બૃહદ્ ગુજરાતી કોશનો** ખંડ ૧ લો ૧૯૭૬ ના જૂન માસમાં પ્રસિદ્ધ થયા પછી બરાબર સાડા ચાર વર્ષ બાદ ખંડ ૨ જો પ્રસિદ્ધ થઈ રહ્યો છે. 'નવજીવન પ્રેસ'માંના કામના ભારણને કારણે આટલો વિલંબ થયો છે એને માટે લાચારી સિવાય આપણી સામે કોઈ અન્ય ઉપાય નહોતો. બીબાંની ઝીણવટ પણ આમાં થોડો ઉમેરો કરે. આટલો વિલંબ થયો એ માટે મારે કોશપ્રેમીઓની ક્ષમા જ માગવાની રહે છે.

ખંડ ૧ લો પ્રસિદ્ધ થયા પછી કોઈ કોઈ ખૂણેથી એને વિશે ટીકા–ટિપ્પણ આવ્યાં છે એ માટે તે તે વિદ્વાનનો મારે મુક્ત દિલે આભાર વ્યક્ત કરવો જોઈએ. જ્યાંક્યાંયથી પ્રતિધ્વનિ આવ્યા હતા તેને ધ્યાનમાં લઈ કોશ-સમિતિએ કેટલીક સ્પષ્ટતા કરવાનો નિર્ણય લીધો હતો: જેવો કે

"૧. સાર્થ જોડણીકોશની છેલ્લી (૫ મી) આવૃત્તિના લગભગ બધા જ શબ્દોનો, તેમના વિકલ્પ સાથે આ કોશમાં સમાવેશ થયેલો છે. બીજા વિકલ્પો પણ, ખાસ કરીને ચાલુ વપરાશમાં હોય એવા, ઉમેરાયા છે, જેમાં અને શબ્દોના ખુલાસાઓમાં સાર્થ જોડણીકોશની માન્ય જોડણીથી કેટલેક સ્થળે જુદી જોડણી અપાઈ છે. આ કોશનો ઉપયોગ કરનાર સૌ કોઈને વિનંતી કે સાર્થ જોડણીકોશની જોડણીને માન્ય ગણે.

૨. અંગ્રેજી શબ્દોના ઉચ્ચાર અને ક્યાંક અર્થ કેટલાંક ઠેકાણે શ્રદ્ધેય નથી એટલે એ ચોકસાઈ કરીને વપરાય એ ઇચ્છવા જોગ છે.

૩. કેટલાક પ્રાદેશિક શબ્દોની સામે (પ્રાદે.) જેવી સંજ્ઞા મુકાઈ નથી.

૪. હાઇફન ચિહ્ન (–) શબ્દનું સ્વરૂપ સમજવા માટે છે, લખવામાં હાઇફન મોટે ભાગે જરૂરી નથી.

૫. વ્યુત્પત્તિ વચગાળાનાં રૂપો અને ભાષાના પ્રયોગો રજૂ કરીને અંતિમતાથી આપવાનું કામ હજુ બાકી છે જ. આ કોશમાં અપાયેલી વ્યુત્પત્તિ-વિષયક સામગ્રી પણ સહાયક સ્વરૂપની ગણવી."

આ વિષયમાં મારે વિશેષ ખુલાસો કરવાની જરૂર રહેતી નથી. મારે જે કાંઈ કહેવાનું હતું તે ખંડ ૧ લાના પ્રાસ્તાવિકમાં કહેલું છે; એને પુનરુક્ત

કરવાનો કોઈ અર્થ નથી. બોર્ડની કોશ-સમિતિએ મારી પસંદગી કરી અને મેં મારી શક્તિ અને મર્યાદામાં રહીને કોશનું સંપાદન કર્યું. 'જોડણીકોશ'-ના મોટા ભાગના શબ્દ મારા તરફથી સમાવી લેવામાં આવ્યા છે. બહુ થોડા જ જતા કર્યા છે, જેનું કારણ કોશ વાપરનારા જ સ્વતઃ જાણી શકે એમ છે. 'ભગવદ્ગોમંડળ' તેમજ બીજા કોશોમાંથી શબ્દ લીધા છે. શબ્દોનાં અર્થ અને વ્યુત્પત્તિ મારા જ્ઞાનની મર્યાદામાં રહીને આપ્યાં છે. કોશમાં મૂળ શબ્દ, જોડણી કરતાં ઉચ્ચારણમાં ભિન્નતા થોડી કે ઝાઝી કાંઈ હોય તે માટે શબ્દની બાજુમાં પ્રચલિત ઉચ્ચારણ, વ્યાકરણ, વ્યુત્પત્તિ (તત્સમ તદ્ભવ આદિની નોંધ અને તદ્ભવ શબ્દોની ક્રમિક વિકાસ-ભૂમિકાવાળી) અને અર્થ, આ પાંચ અંગ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. રાજ્ય-વહીવટના તેમ બહુ પ્રચલિત તેવા પારિભાષિક શબ્દોને પણ જ્યાં જણાવવાની જરૂર ઊભી થઈ છે ત્યાં જણાવ્યા છે.

આ કોશની રજૂઆત કરવામાં એક વસ્તુ મારી આંખ સામે રાખવામાં આવી હતી અને એ જેઓની માતૃભાષા ગુજરાતી નથી તેવા જિજ્ઞાસુઓને ભાષાના શબ્દોનાં આંતરિક સ્વરૂપો વિશે પણ અસ્પષ્ટતા ન રહે એ માટે વ્યંજનાદિ પ્રત્યયો લાગેલા હોય તેવા શબ્દોમાં એવા પ્રત્યય જુદા બતાવવા તેમજ સમાસમાંના શબ્દોનો પણ ખ્યાલ રહે એ માટે લઘુરેખા (–) મારા તરફથી વિપુલતાથી વાપરવામાં આવી છે એ જાણે કે 'જોડણીનો પ્રશ્ન' છે એવી ગેરસમજ ઊભી કરાવવાનો પ્રયત્ન થયો છે. આ કોશ માત્ર શાળાઓમાં ભણતાં બાળકોને માટે જ નથી, જેમને ભાષાના શબ્દોનાં અંગ–ઉપાંગોનો પરિચય જરૂરી છે તેવા સર્વ આબાલ વૃદ્ધો માટે પણ છે. એ દૃષ્ટિબિંદુ ન સમઝવામાં આવે તો ઊહાપોહને અવકાશ રહે.

તદ્ભવ શબ્દોની વ્યુત્પત્તિ માટે એટલું જ કહેવાનું છે કે આ દિશામાં સતત પંચાવન વર્ષોથીય વધુ સમયથી કામ કરતા આવતા એક સાધકને હાથે એ અપાઈ છે. આમાં મતભેદોને નોંધી ચર્ચા કરવાનો કોઈ અર્થ નહોતો. આ દિશામાં મારા તરફથી એક સ્વતંત્ર પ્રયત્ન ગતિમાં જ છે, જેમાં તદ્ભવ શબ્દોના મૂળના વિષયમાં છેક નર્મદ, વ્રજલાલ શાસ્ત્રી, કમળાશંકર ત્રિવેદી, નરસિંહરાવ, કે. હ. ધ્રુવ, ટર્નર, તેસ્સિતોરિ, ત્ર્યંબકલાલ દવે, બેચરદાસ પંડિત, મધુસૂદન મોદી, પ્રબોધ પંડિત, હરિવલ્લભ ભાયાણી વગેરે વિદ્વાનોના મતોનો પણ ઉલ્લેખ હશે. અભ્યાસકોની સમક્ષ એ રજૂ કરવા જેટલું નીરોગ જીવન પ્રભુ બક્ષે એવી ભાવના.

આપણી પાસે પ્રાયોગિક વ્યાકરણ, અર્થાત્ ભાષામાં થયેલા પ્રયોગોને સંદર્ભો સાથે ટાંકીને સિદ્ધ કરવામાં આવેલું વ્યાકરણ, હજી મળ્યું નથી, છતાં ભાષાના મર્મને પકડીને રચાયેલાં ઉદાહરણમૂલક વ્યાકરણ નથી એમ નથી. કોશમાં જેમ સંદર્ભો નોંધી અવતરણો આપવાં જોઇયે (ભગવદ્ગોમંડળ અને સ્વ. લલ્લુભાઈ પટેલના કોશમાં આપવાનો પ્રયત્ન છે) તે જ રીતે વ્યાકરણમાં પણ આપવાં જોઇયે, જે એકલા હાથે દુઃશક્ય જ ગણાય. એને માટે તદ્વિદ વિદ્વાનોની મંડળી બેસે ત્યારે જ સુલભતા થાય. આ દિશામાં કોઈ સંસ્થા જ કામ સિદ્ધ કરી આપી શકે; મારા જેવા જીવનના આરે જઈ બેઠેલાને હાથે હવે થવાની કોઈ શક્યતા હોય એવું મને લાગતું નથી.

મારે ખંડ ૨ જાના પ્રાસ્તાવિકમાં પાયાના વ્યાકરણનું માળખું આપવા પ્રબળ મનોભાવ હતો, પણ કોશની પૃષ્ઠસંખ્યા વધવાના ભયે એ જતો કરવો પડ્યો છે.

બોર્ડે મારામાં વિશ્વાસ મૂકી આ કાર્ય સોંપ્યું તે મારાં શક્તિ અને જ્ઞાનની સીમામાં રહીને સાધવાનો પ્રયત્ન કર્યો છે; આ પ્રયત્ન કોશનો ઉપયોગ કરનારાઓને સહાયક નીવડે તો બોર્ડના અને મારા શ્રમની સાર્થકતા છે. મારે તો બોર્ડ અને કોશની સમિતિનો આભાર માની સંતોષ લેવાનો છે.

તા. ૧–૫–'૮૧ — કેશવરામ કા. શાસ્ત્રી
મધુવન, એલિસબ્રિજ, — સંપાદક
અમદાવાદ–૩૮૦ ૦૦૬



બ્રાહ્મી　　　　નાગરી　　　　ગુજરાતી

**ત** પું [સં.) ભારત-આર્ય વર્ણમાળાનો દંત્ય અઘોષ અલ્પપ્રાણ વ્યંજન

**તક** સ્ત્રી. [દે. પ્રા. थक्क પું. અવસર] અનુકૂળ સમય, લાગ, મોકો, પ્રસંગ, યોગ. [**૦ આપવી** (રૂ.પ્ર.) અનુકૂળતા કરી આપવી. **૦ ખોવી, ૦ ગુમાવવી** (રૂ.પ્ર.) અવસર જવા દેવો. **૦ જોવી** (રૂ.પ્ર.) લાગ જોવો. **૦ મળવી** (રૂ.પ્ર.) લાગ આવવો. **૦ સા(-સાં)ચવવી** (રૂ.પ્ર.) યોગનો ઉપયોગ કરવો]

**તકડી** સ્ત્રી. રેતાળ જમીનમાં થતું એ નામનું એક ઘાસ

**તક(-ગ)-તક(-ગ)** ક્રિ.વિ. [અનુ.] ઝીણો પ્રકાશ કરે એમ

**તક(-ગ)-તક(-ગ)વું** અ.ક્રિ. [જુઓ 'તક(-ગ)-તક(-ગ),'-ના. ધા.] ઝીણો પ્રકાશ થયા કરવો, આછો ઝીણો ઝગારો થવો　　　　['આટ' કૃ.પ્ર.] તકતકવું એ

**તક(-ગ)-તકા(-ગા)ટ** પું, [જુઓ 'તક(-ગ)-તક(ગ)વું' + ગુ.

**તક(-ગ)તક(-ગિ)ત** વિ. [જુઓ 'તક(-ગ)-તક(ગ-)વું' + સં. इत કૃ.પ્ર.] તકતકી ઊઠેલું, આછા ઝગારા મારતું

**તક-તાક (-કચ)** સ્ત્રી. વિષમ વેળા, આપત્તિનો સમય, ઘાટ ઘડાઈ જવાનું ટાણું

**તક(-ખ)તી** સ્ત્રી. [ફા. તખ્તી] કાચ ધાતુ પથ્થર પ્લાસ્ટિક વગેરેની ખૂણાવાળી કે ગોળાકાર ચકતી. (૨) ઉત્કીર્ણ લેખ, શિલાલેખ. (૩) એક ઘરેણું. [**૦ મૂકવી** (રૂ.પ્ર.) દાતા વગેરેનાં નામ અને કામને લગતી વિગત કોતરી હોય તેવો લેખ જડવો]

**તક(-ખ)તો** પું [ફા. તખ્તહ્] મોટો અરીસો. (૨) જેના ઉપર અંશ કળા વગેરે લખી દિશાઓ બતાવી હોય તેવો ચંદો. (૩) મોટી છબી. (૪) રંગમંચ, નાટ્ય-પીઠ, રંગપીઠ

**તક(-ગ)દીર** ન. [અર. તક્દીર] નસીબ, ભાગ્ય, કિસ્મત. (૨) સ્ત્રી. નમાઝ પહેલાંની બાંગ. (ઇસ્લામ.)

**તક(-ગ)દીર-વર** વિ. [+ ફા.પ્રત્યય] ભાગ્યશાળી. નસીબદાર

**તકબ્બુર** ન. [અર.] ગર્વ, અભિમાન, હુંપદ, અહંકાર

**તકમરિયાં** ન., બ.વ. [ફા. તુખ્મ્+અર. રયૂહાન્] બાવચીનાં બી (પાણીમાં યા દૂધમાં પલાળી ભળાશ નાખી શીતોપચાર માટે વપરાતાં)

**તકરાર** સ્ત્રી. [અર.] વારંવાર બોલચાલ કરી કરવામાં આવતો ઝઘડો, ટંટો, કજિયો, કલહ. (૨) વિવાદનો વિષય, 'કૉન્ટ્રોવર્સી.' [**૦ ઉઠાવવી** (રૂ.પ્ર.) વાંધો પાડવો. **૦ ઊભી થવી, ૦ પડવી** (રૂ.પ્ર.) ઝઘડો થવો. **૦ સાંભળવી** (રૂ.પ્ર.) બંને પક્ષો વચ્ચેના ઝઘડાનાં કારણ જાણવાં]

**તકરાર-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] તકરાર કરનારું

**તકરારખોરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] તકરાર કર્યા કરવાની સ્થિતિ કે ટેવ

**તકરારિયું** વિ. [ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'તકરાર-ખોર.'

**તકરારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'તકરાર-ખોર.' (૨) તકરારનો મુદ્દો બનેલું, તકરારના કારણરૂપ, 'કૉન્ટેસ્ટેડ.' (૩) વાંધાવાળું 'ચેલેંજ-જડ'　　　　[ભાષણ, વ્યાખ્યાન

**તકરીર** સ્ત્રી. [અર] વાતચીત. (૨) ચર્ચા-વિચારણા. (૩)

**તકલાદી** વિ. [અર. 'તકલીદી'-બનાવટી] અફળાવા કુટાવાથી તરત તૂટી જાય તેવું, મજબૂત અને ટકાઉ નહિ તેવું

**તકલી** સ્ત્રી. [સં. तर्कु પું., સ્ત્રી. > પ્રા. तक्कु પું. + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] હાથથી સૂતર કાંતવાનું સળી નીચે ગોળ ફગળીવાળું સાધન

**તકલીફ** સ્ત્રી. [અર.] કંટાળો કે દુઃખ આપનારી મહેનત, મુશ્કેલી, દુઃખ, આફત, ક્લેશ

**તકલો** પું. [જુઓ 'તકલી.'] મોટી તકલી

**તક-વાદ** પું. [જુઓ 'તક' + સં.] પરિસ્થિતિનો કયાસ કાઢી કરવામાં આવતું વર્તન, 'ઑપોર્ચ્યુનિઝમ'

**તકવાદી** વિ. [સં., પું.] મળેલી તકનો લાભ ઉઠાવનારું, તકસાધુ, 'ઑપોર્ચ્યુનિસ્ટ'

**તક-વેત (-ત્ય)** સ્ત્રી. [+જુઓ 'વેત.'] સમાધાની વલણ

**તકવો** પું. [અર. તક્વા] નઠારાં કામોથી દૂર રહેવું એ. (૨) (લા.) કૌવત. (૩) આશરો, ટેકો

**તક-સાધુ** વિ. [જુઓ 'તક' + 'સાધવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] મળેલી તકનો લાભ ઉઠાવનારું, તકવાદી, 'ઑપોર્ચ્યુનિસ્ટ'

**તકસીમ** સ્ત્રી. [અર.] વહેંચણી, વાટણી. (૨) ભાગ, હિસ્સો

**તકસીમ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] ભાગીદાર, 'પાર્ટનર'

**તકસીર** સ્ત્રી. [અર.] ભૂલ-ચૂક, કસૂર

**તકસીર-વાન** વિ. [+સં. वत् > वान् પું.] **તકસીર-વાર** વિ. [+ ફા. પ્રત્યય] કસૂર કરી હોય તેવું. (૨) (લા.) ગુનેગાર, અપરાધી, દોષિત, 'કન્વિક્ટેડ'

**તકાજો(-દો)** પું. [અર. તકાજહ્] સખત ઉઘરાણી કે દબાણ કરવું એ, ચાંપતી ઉઘરાણી

**ત-કાર** પું [સં.] 'ત' વર્ણ. (૨) 'ત' ઉચ્ચારણ

**તકારાંત (-રા-ત)** વિ. [+ સં. अन्त] જેને છેડે 'ત' વર્ણ છે તેવું (પદ કે શબ્દ)　　　　[નિશાન, લક્ષ્ય, નેમ

**તકાવ** પું. [જુઓ 'તાકવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] તાકવાનું

**તકાવવું** જુઓ 'તાકવું' માં.

**તકા(-ગા)વી** સ્ત્રી [અર. તકાવી] ખેડૂતોને ખેતીનાં સાધનો વગેરે માટે સરકાર તરફથી અપાતી ઉધાર રકમ, ધીરાણ, 'લોન'

**તકાવું** જુઓ 'તાકવું'માં.

**તકાસવું** સ.ક્રિ. તપાસવું, પરીક્ષણ કરવું, કસોટી લેવી. (૨) (લા.) આશા રાખવી, ઇચ્છવું, તકાવવું, **તકાસાવું** કર્મણિ., ક્રિ. **તકાસાવવું** પ્રે., સ.ક્રિ.

**તકાસાવવું, તકાસાવું** જુઓ 'તકાસવું'માં.

**તકિયા-ઘર** ન. [જુઓ 'તકિયો' + 'ઘર.'] કબ્રસ્તાન. (૨)

પું. કબ્રસ્તાનમાં રહેનારા ફકીર. (૩) (લા.) આશ્રમ કે મઠમાં રહેનારો મહંત

**તક્રિયો** પું [અર. તકથહ્ ] જરા જાડું લાંબું ઓશીકું. (૨) પીરની કબરનું ઢાંકેલું કે ફરતી વાડ કરી લીધેલું સ્થાન

**તકે-તકે** ક્રિ.વિ. [જુએ 'તક,' વચ્ચે 'એ' સા.વિ, પ્ર.થી દ્વિર્ભાવ.] દરેક તકે, દરેક મોકે, દરેક પ્રસંગે

**તકેદાર** વિ. [ફા.] સાવધાન, સાવચેત, જાગરૂક

**તકેદારી** સ્ત્રી. [ + ફા. 'ઈ' પ્રત્યય] તક સાચવી લેવાની જાગૃતિ, જાગરૂકતા, સાવધાની, સાવચેતી, સભાનતા, ચાંપ, 'વિજિલન્સ.' (૨) અટકાયત, 'પ્રિવેન્શન'

**તકો-તક** ક્રિ.વિ. [જુએ 'તક'+ મધ્યગ 'ઓ'–દ્વિર્ભાવ.] જુએ 'તકે-તક.' [જુએ 'તકબ્બુર.'

**તકોબરી** સ્ત્રી. [અર. તકબ્બુર્ + ગુ 'ઈ' સ્વાર્થે ત. પ્ર.]

**તક્ર** ન., સ્ત્રી. [સં., ન.] છાસ [રોગ

**તક્ર-પ્રમેહ** પું. [સં.] છાસ જેવો ધોળો પેશાબ આવવાનો

**તક્ષક** પું. [સં.] સુતાર. (૨) એ નામનો એક પૌરાણિક નાગ. (સંજ્ઞા.)

**તક્ષણ** ન. [સં.] છોલવું એ, ઘડવું એ, ખરાદી કામ. (૨) સ્થાપત્ય, 'સ્કલ્પ્ચર' (બ. ક. ઠા.)

**તક્ષણી** સ્ત્રી. [સં.] ટાંકણું. (૨) રંદો. (૩) વાંસલો. (૪) કુહાડો

**તક્ષશિલા** સ્ત્રી. [સં.] બૌદ્ધ-કાલની ઉત્તર પંજાબની એક નગરી (એની બૌદ્ધ વિદ્યાપીઠ માટે જાણીતી). (સંજ્ઞા.)

**તખડી(-રી)** સ્ત્રી. તુલા, ત્રાજવું, છાબડાં

**તખત** ન. [અર. તખ્ત્] સિંહાસન, રાજગાદી. (૨) (લા.) વિ. આશ્ચર્ય-ચકિત, નવાઈ ઊપજી હોય તેવું. [૦ થવું (રૂ. પ્ર.) નવાઈ પામવું]

**તખતી** જુએ 'તકતી.'

**તખતો** જુએ 'તકતો.'

**તખરી** જુએ 'તખડી.' [વગેરેનું) ઉપનામ

**તખલ્લુસ** ન. [અર.–મુક્તિ, છૂટકો] (લા.) (લેખક કવિઓ

**તખલ્લુસ-ધારી** વિ. [+ સં., પું.] ઉપનામધારી

**તખો** પું. ગામનો સમૂહ

**તખ્ત** ન. [અર.] જુએ 'તખત(૧).'

**તખ્ત-ગાહ** સ્ત્રી. [+ ફા.] રાજધાની

**તખ્ત-ગીર** વિ. [+ ફા.પ્રત્યય] ગાદી લેનાર, ગાદીએ આવનાર

**તખ્ત-નશીન** વિ. [+ ફા. નિશીન્] રાજગાદીએ આવેલું, રાજ્યાભિષેક પામેલું, રાજસિંહાસનારૂઢ

**તખ્તનશીની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રાજ્યાભિષેક, ગાદીએ આવવાની ક્રિયા

**તખ્તા-લાયકી** સ્ત્રી. [જુએ 'તખ્તો' + 'લાયકી.'] નાટચપીઠ ઉપર ભજવી શકાવાની યોગ્યતા, 'ઍક્ટેબિલિટી' (બ.ક.ઠા.)

**તખ્તી** જુએ 'તકતી.' [(સંજ્ઞા.)

**તખ્તે-તાઊસ** ન. [અર.+ ફા.] શાહજહાંનું રાજસિંહાસન.

**તખ્તેશ** પું. [જુએ 'તખ્ત' + સં. ઈશ] તખ્તનો સ્વામી, રાજા

**તખ્તો** જુએ 'તકતો,' 'સ્ટેઇજ' (બ. ક. ઠા.)

**તગ(-ગે)ડ** (-ડચ) સ્ત્રી. [જુએ 'તગ(-ગે)ડવું.'] સખત દોડા-દોડી (શ્રમવાળી), પગ-દોડ

**તગ(-ગે)ડવું** સ.ક્રિ. [રવા.] થાકી જાય એ રીતે દોડાવવું. (૨) (લા.) કાઢી મૂકવું, હાંકી કાઢવું. તગ(-ગે)ડાવું કર્મણિ., ક્રિ. તગ(-ગે)ડાવવું પ્રે., સ.ક્રિ.

**તગ(-ગે)ડાવવું, તગ(-ગે)ડાવું,** જુએ 'તગ(-ગે)ડવું'માં.

**તગડિયું**[1] વિ. [જુએ 'તગડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ત્રણ સેરવાળું (ખાટલા વગેરેનું ભરત) [જુએ 'તગડું.'

**તગડિયું**[2] વિ. [જુએ 'તગડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**તગડી** સ્ત્રી. [ જુએ 'તગડો'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ત્રણનો નાનો આંક (ખાસ કરીને જુગારમાં)

**તગડુ** ન. એક જાતનું અમદાવાદી મશરૂ

**તગડું** વિ. જાડું મજબૂત, હૃષ્ટપુષ્ટ

**ત(-ત્ર)ગડો** પું. [સં. त्रिक -> પ્રા. तिग + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ત્રણનો આંક. [૦ પડવો (રૂ.પ્ર.) સંપ તૂટવો, ફાટ પડવી] [એક ત્રિ-અક્ષરી ગણ. (પિં.)

**ત-ગણ** પું. [સં.] 'ગાગાલ' માપનો અક્ષરમેળ વૃત્તો માટેનો

**તગણી** વિ. [સં., પું.] ત-ગણ ધરાવનારું (વૃત્ત). (પિં.)

**તગણું** વિ. [સં. त्रि-गुणक- > પ્રા. ति-गुणअ-] ત્રણગણું, તમણું, ત્રમણું

**તગ તગ** જુએ 'તક તક.'

**તગતગવું** જુએ 'તકતકવું.'

**તગતગાટ** જુએ 'તકતકાટ.'

**તગતગાવવું, તગતગાવું** જુએ 'તક(-ગ)તક(-ગ)વું'માં.

**તગતગિત** જુએ 'તકતકિત.'

**તગદીર** જુએ 'તકદીર.'

**તગદીર-વર** જુએ 'તકદીર-વર.'

**તગમગવું** અ.ક્રિ. [અનુ.] આમતેમ જોયા કરવું. **તગમગાવું** ભાવે., ક્રિ. **તગમગાવવું** પ્રે., સ.ક્રિ.

**તગમગાવવું, તગમગાવું** જુએ 'તગમગવું'માં.

**તગર** પું., ન., (-રચ) સ્ત્રી. [ સં., પું. ] એ નામની એક વનસ્પતિ [તગરની ગાંઠો

**તગર-ગંઠોડા** (-ગણ્ઠોડા) પું., બ.વ. [ + જુએ 'ગંઠોડા.']

**તગલાં** ન.,બ.વ. સોનાનાં ઠોળિયાં (કાનમાં પહેરાતાં), તંગલ

**તગલી** સ્ત્રી. કરજ, ઋણ, દેવું

**તગવું** અ. ક્રિ. [અનુ.] જુએ 'તગતગવું.' **તગાવું** ભાવે., ક્રિ. **તગાવવું** પ્રે., સ.ક્રિ.

**તગાદો** જુએ 'તકાજો.'

**તગારું** ન. [ફા. 'તગાર્' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર ] છાબડા ઘાટનું લોખંડ વગેરે ધાતુના પતરાનું માટી રેતી ચૂનો વગેરે ભરી સારવાનું પાત્ર, બકડિયું. [૦ ભરવું (રૂ.પ્ર.) ઠાંસીને ખાવું. ૦ વધવું (રૂ. પ્ર.) ખાવાથી પેટ ફૂલેલું દેખાવું]

**તગાવવું**[1] જુએ 'તગવું'માં.

**તગાવવું**[2] જુએ 'તાગવું'માં.

**તગાવી** જુએ 'તકાવી'–લોન.'

**તગાવું**[1] જુએ 'તગવું.'માં

**તગાવું**[2] જુએ 'તાગવું'માં. [પ્રે., સ.ક્રિ.

**તગેડવું** જુએ 'તગડવું.' **તગેડાવું** કર્મણિ., ક્રિ. **તગેડાવવું**

**તગેડાવવું, તગેડાવું** જુએ 'તગ(-ગે)ડવું'માં. ['તગડ.'

**તગેડો** પું. [ જુએ 'તગેડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર. ] જુએ

**તઘલખ(-ગ)** પું. [ તુર્કી. તુગ્લુક્ ] દિલ્હીની મુસ્લિમ સલ્ત-

નતનો એક મધ્યકાલીન રાજવંશ. (સંજ્ઞા.)

**તછાવવું, તછાવું** જુઓ 'તાછવું'માં.

**તજ** પું., સ્ત્રી. [સં. त्वचा > પ્રા. तजा છાલ સામાન્ય] (લા.) એક તેજાનાના ઝાડની છાલ

**તજગરાવવું, તજગરાવું** જુઓ 'તજગારવું'માં.

**તજગરો** પું. [અર. તજ્‌કિર્] ઉપરાઉપરી લેવામાં આવતી તપાસ, તજવીજ કરવી એ. [**૦ લેવો** (રૂ.પ્ર.) હિસાબ તપાસવો]

**તજગારવું** સ.ક્રિ. ગણકારવું, ધ્યાનમાં લેવું. **તજગરાવું** કર્મણિ., ક્રિ. **તજગરાવવું** પ્રે., સ.ક્રિ. [કસોટી

**તજરબો** પું. [અર. તજ્‌બહ્ ] અખતરો, પ્રયોગ. (૨) પરીક્ષા,

**તજવીજ** સ્ત્રી. [અર.] તપાસ, તલાસ. (૨) ચોક્સી, ખાતરી. (૩) યત્ન, કોશિશ. (૪) કરામત, યોજના, તદ-બીર. (૫) વ્યવસ્થા, ગોઠવણ. [**૦માં હોવું** (રૂ.પ્ર.) ગોઠવણ રાખવી. **૦ રાખવી** (રૂ.પ્ર.) સંભાળ રાખવી]

**તજવીજ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] તજવીજ કરનારું કે રાખનારું (એક અમલદારી હોદ્દો)

**તજવીજદારી** સ્ત્રી. [+ ફા. 'ઈ' ત.પ્ર.] તજવીજ રાખવાપણું

**તજવીજિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] તજવીજ કરનારું, ગોઠવણ કરી આપનારું

**તજવું** સ. ક્રિ. [સં. त्यज्- અર્વા. તદ્‌ભવ] જુઓ 'ત્યજવું.' **તજાવું** કર્મણિ., ક્રિ. **તજાવવું** પ્રે., સ. ક્રિ.

**તજા** સ્ત્રી. [સં. त्वचा > પ્રા. तजा, પ્રા. તત્સમ], **૦ગરમી** સ્ત્રી. [+ જુઓ 'ગરમી.'] (લા.) ચામડીનો એક રોગ

**તજારું** ન. અફીણનું ફૂલ

**તજાવવું, તજાવું** જુઓ 'તજવું'માં.

**તજિયાં** ન., બ. વ. [જુઓ 'તજ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) તજના જેવા પોલા બરુની એક જાત

**તજૂર** ન. લોખંડના પતરાનું એક વાસણ

**તજ્જ, તજ્જન્ય** વિ. [સં.] એમાંથી ઉત્પન્ન થયેલું

**તજ્જ્ઞ** વિ. [સં.] તે તે વિષયનું નિષ્ણાત, જ્ઞાતા, વિદ્વાન, નિષ્ણાત, પારંગત, 'એક્સ્પર્ટ'

**તજ્જ્ઞ-તા** સ્ત્રી. [સં.] નિષ્ણાત-તા, વિદ્વત્તા, પારંગત-તા

**તટ,**[1] પું. [સં.] કાંઠો, કિનારો, તીર. (૨) તડ, આરો

**તટ,**[2] **૦ક** ક્રિ. વિ. [રવા.] 'તટ' 'તટક' એવા અવાજથી

**તટકવું** અ.ક્રિ. [જુઓ 'તટ',દ્વારા ના. ધા.] (લા.) ગુસ્સે થવું. **તટકાવું** ભાવે., ક્રિ. **તટકાવવું** પ્રે., સ.ક્રિ.

**તટકાવવું** જુઓ 'તટકવું'માં. (૨) પછાડવું

**તટકાવું** જુઓ 'તટકવું'માં.

**તટ-પ્રાંત** (-પ્રાન્ત) પું. [સં.] (સમુદ્ર નદી સરોવર તળાવ કે વાવ કૂવાના) કાંઠાનો પ્રદેશ

**તટ-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'તટ[1]' + ફા. 'બન્દ્' + ગુ. 'ઈ' ત. પ્ર.] કાંઠો કે દીવાલ બાંધી લેવાની ક્રિયા. (૨) કિલ્લેબંદી

**તટમાટ** પું., ન. મોટું દુઃખ, તીવ્ર વેદના

**તટ-રેખા** સ્ત્રી. [સં.] કોઈ પણ જલાશયના કિનારાની લીટી

**તટવરી** સ્ત્રી. [જુઓ 'તટ[1]' દ્વારા.] કાંઠા નજીક ચાલી શકે તેવું નાનું વહાણ, મછવો

**તટ-વર્તી** વિ. [સં., પું.] કાંઠા ઉપર રહેલું

**તટ-સ્થ** વિ. [સં.] કાંઠા ઉપર રહેલું. (૨) (લા.) પક્ષપાત વિનાનું, નિષ્પક્ષ. (૩) મધ્યસ્થ. (૪) સમભાવી. (૫) અપક્ષ, ત્રાહિત, 'થર્ડ પાર્ટી'

**તટસ્થ-તા,-વૃત્તિ** સ્ત્રી. [સં.] તટસ્થપણું

**તટસ્થેશ્વર-વાદ** પું. [સં. तटस्थ + ईश्वर-वाद] ઈશ્વર તટસ્થ છે—માત્ર સાક્ષીરૂપ છે. એ પ્રકારનો મત-સિદ્ધાંત (મ.ન.)

**તટસ્થેશ્વરવાદી** વિ. [સં., પું.] તટસ્થેશ્વર-વાદમાં માનનારું

**તટિની** સ્ત્રી. [સં.] નદી

**તડ**[1] ન. [સં. तट પું. > પ્રા. तड- તત્સમ] નદી સરોવર વગેરેના કાંઠાનો ઢોળાવવાળો માર્ગ, આરો

**તડ**[2] ન. સમુદાય કે ફિરકાનો જુદો પડેલો ભાગ, તડો, તડું

**તડ**[3] (-ડ્ય) સ્ત્રી. [રવા.] આછી ફાટ, તરડ, ઝીણી ચિરાડ [**૦ પડવી** (રૂ.પ્ર.) તરડાવું, ફાટ પડવી]

**તડ**[4] ક્રિ. વિ. [રવા.] 'તડ' એવા અવાજથી. [**૦ ને ફડ** (રૂ. પ્ર.) સ્પષ્ટ, ખુલાસો થયો હોય તેવું, સંકોચ વિના બોલાય એમ]

**તડક** (-કય) સ્ત્રી. [રવા.] 'તડક' એવો અવાજ, તતડાટ. (૨) તડ પડવી એ. (૩) (લા.) શરીરનાં અંગોમાં પાકવાથી થતી વેદના

**તડકવું** અ. ક્રિ. [જુઓ 'તડ[3]' દ્વારા ના. ધા.] તડ પડવી, આછી ફાટ પડવી. (૨) (લા.) ગભરાવું, બીવું, ડરવું. **તડકાવું** ભાવે., ક્રિ. **તડકાવવું** પ્રે.,સ.ક્રિ.

**તડકા-છાંયડી** સ્ત્રી. [જુઓ 'તડકો' + 'છાંયડી.'] થોડો થોડો તડકો ને થોડો થોડો છાંયડો એવી સ્થિતિ. (૨) (લા.) ચડતી-પડતી (બેઉ માટે 'તડકી-છાંયડી')

**તડકા-ટોપી** સ્ત્રી. [જુઓ 'તડકો' + 'ટોપી.'] તડકો રોકવા પહેરવામાં આવતી ટોપી

**તડકા-નિવારક** વિ. [જુઓ 'તડકો' + સં.] તડકો અટકાવનાર (છત્રી વગેરે), 'સન-બ્રેકર' [એવો અવાજ

**તડકારો** પું. [જુઓ 'તડક' + ગુ. 'આરો' ત. પ્ર.] તડક'

**તડકાવવું** જુઓ 'તડકવું'માં. (૨) (લા.) ટોકવું, ઠપકો આપવો **તડકાવું** જુઓ 'તડકવું'માં.

**તડકી** સ્ત્રી. [જુઓ 'તડકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સહેજ તીખો છતાં નરમ પ્રકારનો સૂર્યનો તાપ [છાંયડી.'

**તડકી-છાંયડી** સ્ત્રી. [+ જુઓ 'છાંયડી.'] જુઓ 'તડકા-

**તડકું** ન. [સુ.] જુઓ 'તડકો.'

**તડકો** પું સૂર્યનો તાપ, આતપ. [**-કે મૂકવું, -કે મેલવું** (રૂ. પ્ર.) પડતું મૂકવું. (૨) ભૂલી જવું. **૦ ગાળવો** (રૂ.પ્ર.) તાપનો સમય વિતાવવો. **૦ દેવો** (રૂ.પ્ર.) તડકામાં તપાવવું]

**તડકો-છાંયડો, તડકો-છાંયો** પું. [જુઓ 'તડકો' + 'છાંયડો' -'છાંયો.'] જુઓ 'તડકા-છાંયડી'. (૨) (લા.) એ નામની એક દેશી રમત

**તડકોલિયો** પું. [જુઓ 'તડકો' દ્વારા.] સવારનો આછો તડકો

**તડકો-શીળો** પું. [જુઓ 'તડકો' + 'શીળો.'] જુઓ 'તડકા-છાંયડી.' [મગજનું, ગાંડું

**તડ-ઘેલ** (-ઘેલ) વિ. [જુઓ 'તડ[3]' + ઘેલું.'] ચસકેલા

**તડ-જોડ** (તડય-જોડય) સ્ત્રી. [જુઓ 'તડ[3]' + 'જોડવું.']

(લા.) ફાટફૂટ દૂર કરવાપણું, સમાધાન (૨) ખુલાસો, નિરાકરણ, સ્પષ્ટતા

**તડ તડ** ક્રિ.વિ. [રવા.] 'તડ તડ' એવા અવાજથી. [૦ બોલવું (રૂ.પ્ર.) શરમ રાખ્યા વિના મોઢામોઢ બોલવું, મર્યાદારહિત રીતે વાતચીત કરવી]

**તડતડવું** અ.ક્રિ. [જુઓ 'તડ તડ,'-ના.ધા.] 'તડ તડ' એવો અવાજ કરવો. (૨) ફાટું ફાટું થવું. (૪) તંગ હોવું. **તડતડાવું** ભાવે., ક્રિ. **તડતડાવવું** પ્રે., સ.ક્રિ.

**તડતડાટ** પું [જુઓ 'તડતડવું'+ ગુ. 'આટ' કૃ.પ્ર.] 'તડ તડ' એવો અવાજ. (૨) (લા.) સામાના મોભાના ખ્યાલ વિના બોલવું એ. (૩) ક્રિ.વિ. એકદમ ઝપાટાબંધ

**તડતડાવવું, તડતડાવું** જુઓ 'તડતડવું'માં.

**તડતડિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી [જુઓ 'તડતડિયું' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] તડ તડ જવાબ આપનારી સ્ત્રી

**તડતડિયું** વિ. [જુઓ 'તડતડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] તડતડી જાય તેવું. (૨) તરડાઈ કે તૂટી જાય તેવું. (૩) (લા.) ઉતાવળિયું. (૪) ન. 'તડ તડ' અવાજ થાય એવી ફટાકિયાની જાત

**તડતડિયો** પું. [જુઓ 'તડતડિયું.'] તડ તડ થઈ પડતી ફાટ કે ચીરો. (૨) (લા.) 'તડ તડ' અવાજ સાથે ઊડતી અગ્નિની ચિનગારી. (૩) ફટાકિયા કે દારખાનાનો એક પ્રકાર (માત્ર રમતના ઉદ્દેશે)

**તડપ** સ્ત્રી. જુઓ 'તલપ.'

**તડ-પડ** (તડ્ય-પડ્ય) સ્ત્રી. [રવા.] જુઓ 'ટડ-પડ.'

**તડપડાટ** પું. [જુઓ 'તડ-પડ' + ગુ. 'આટ' ત. પ્ર.] જુઓ 'ટડ-પડાટ.' [ચાલાક, હોશિયાર

**તડપ-દાર** વિ. [જુઓ 'તડપ' + ફા. પ્રત્યય] તડપવાળું. (૨)

**તડપવું** અ.ક્રિ. [રવા.] જુઓ 'તલપવું.' **તડપાવું** ભાવે., ક્રિ. **તડપાવવું** પ્રે., સ. ક્રિ.

**તડપાવવું, તડપાવું** જુઓ 'તડપવું'માં.

**તડપીલું** વિ. [જુઓ 'તડપ' + ગુ. 'ઈલું' ત.પ્ર.] તડપવાળું, તલપવાળું, અધીરું

**તડફ** (-ફ્ય) સ્ત્રી. [રવા.] મૂંઝવણ, ગભરાટ

**તડ-ફડ** (તડ્ય-ફડ્ય) સ્ત્રી. [રવા., દે. પ્રા. तडप्फड] 'તડફડ' એવો અવાજ, તડફડાટ. (૨) મનનો તીક્ષ્ણ ખડભડાટ

**તડ(-ર)ફડવું** અ.ક્રિ. [જુઓ 'તડ-ફડ,'-ના. ધા.] દર્દ કે એવી તકલીફથી અંગોનો આછો પછડાટ કરવો (અંગોની ધ્રુજારી). (૨) (લા.) ફાંફાં મારવાં. **તડ(-ર)ફડાવું** ભાવે., ક્રિ. **તડ(-ર)ફડાવવું** પ્રે., સ., ક્રિ. [તરફડવું એ

**તડ(-ર)ફડાટ** પું [જુઓ 'તડ(-ર)ફડવું'+ગુ. 'આટ' કૃ. પ્ર.]

**તડ(-ર)ફડાવવું, તડ(-ર)ફડાવું** જુઓ 'તડ(-ર)ફડવું'માં.

**તડ(-ર)ફડિયું** ન. [જુઓ 'તડ(-ર)ફડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] તરફડવું એ, ફાંફું, વલખું

**તડફવું** અ. ક્રિ. જુઓ 'તડફડવું. **તડફાવું** ભાવે., ક્રિ. **તડફાવવું** પ્રે., સ.ક્રિ.

**તડફાવવું, તડફાવું** જુઓ 'તડફવું'માં.

**તડબડ, ૦ તડબડ** ક્રિ.વિ. [રવા.] 'તડબડ' એવા ઘોડાના ડાબલાઓનો અવાજ થાય એમ

**તડબડવું** અ. ક્રિ. [જુઓ 'તડબડ,'-ના.ધા.] 'તડબડ' એવો અવાજ થવો. (૨) એવા અવાજથી દોડવું. **તડબડાવું** ભાવે., ક્રિ. **તડબડાવવું** પ્રે., સ.ક્રિ.

**તડબડાટ** પું [જુઓ 'તડબડવું'+ ગુ. 'આટ' કૃ.પ્ર.] 'તડબડ' એવો અવાજ (ઘોડાના ડાબલાઓનો દોડવાથી ઊઠતો)

**તડબડાટી** સ્ત્રી. [જુઓ 'તડબડાટ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'તડબડાટ.' (૨) (લા.) કોઈના પણ દોડવાથી જમીન ઉપર પછડાતાં પગલાંનો સતત થતો અવાજ

**તડબડાવવું, તડબડાવું** જુઓ 'તડબડવું'માં.

**તડબડિયાં** ન., બ.વ. [જુઓ 'તડબડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જુઓ 'તડબડાટ.'

**તડ-બંદી(-ધી)** (-બન્દી, -ન્ધી) સ્ત્રી. [જુઓ 'તડ[૨]' + ફા. 'બન્દી.'] સમાજ કે જ્ઞાતિનાં જુદાં જુદાં તડ કે ફિરકા થઈ જવાં એ

**તડ(-ર)બૂચ** ન. [ફા. તર્બુજહ્] પાણીવાળી જમીન નજીક થતા એક વેલાનું મોટું ફળ. [૦ જેવું (રૂ.પ્ર.) જડ, મૂર્ખ]

**તડ(-ર)બૂચી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] તડબૂચનો વેલો

**તડ-ભડ** (તડ્ય-ભડ્ય) સ્ત્રી. [રવા.] જુઓ 'તડ-ફડ.'

**તડવડ** પું એ નામનો એક છોડ

**તડવાઈ, તડવી,[૧] તડવો** પું. [જુઓ 'તડ[૨]' + સં. °पति > પ્રા. °वइ દ્વારા] તડ કે ફિરકાનો આગેવાન, નાતનો પટેલ

**તડવી[૨]** પું. [જુઓ 'તડવી.[૧]'] એ નામની દક્ષિણ ગુજરાતની એક રાનીપરજ કોમ અને એનો માણસ. (સંજ્ઞા.)

**તડવું** અ.ક્રિ. [રવા.] સામે ધસી જવું. **તડાવું** ભાવે., ક્રિ. **તડાવવું** પ્રે., સ.ક્રિ.

**તડં(-ડિં)ગ-ધૂમ** (તડ(-ડિ)ઙ્ગ-) ક્રિ.વિ. [રવા.] નગારા પર દાંડી પડતાં અવાજ થાય એમ

**તડંતડા** (તડમ્-તડા) સ્ત્રી. [રવા.] તડાતડી, મારામારી, મુક્કાબાજી. (૨) (લા.) ઝઘડો, કંકાસ, કજિયો. (૩) બોલાચાલી

**તડાક** ક્રિ.વિ. [રવા.] 'તડાક' એવા અવાજથી

**તડાક-પ(-ભ)ડાક** ક્રિ.વિ. [રવા.] 'તડાક'-'પડાક'-'ભડાક' એવા અવાજ સાથે. (૨) (લા.) તાબડતોબ, જલદીથી

**તડાક-પ(-ભ)ડાકિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] તડાક-પ(-ભ)ડાક કરનારું, જેવું હોય તેવું સ્પષ્ટ કહી દેનારું

**તડાક-સેરીક** વિ. [રવા.] 'તડાક' કરીને, તરતાતરત

**તડાકા** પું., બ.વ. [જુઓ 'તડાક' + ગુ. 'ઓ' ત.પ્ર.] (લા.) ગપાટા, મૂળ-માથાં વિનાની મોટે અવાજે કરાતી વાતચીત, પડાકા. [૦ મારવા (રૂ.પ્ર.) નિરાંતે ગપસપ ચલાવવી. (૨) મૂળમાથાં વિનાની વાતો કરવી]

**તડાકા-ખોર** વિ. [+ ફા.પ્રત્યય] તડાકા મારવાની—મોટેથી ગપ્પાં બોલવાની કે વાતો કરવાની ટેવવાળું, વાતોડિયું

**તડાકા-બંધ** (-બન્ધ) ક્રિ.વિ. [+ ફા. 'બન્દ્'], **તડાકા-ભેર** ક્રિ.વિ. [+ જુઓ 'ભરવું.'] (લા.) મોટે અવાજે, ઝપાટે, સપાટાથી, તુરતાતુરત

**તડાકા-મારુ** વિ. [+ જુઓ 'મારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] મોટે અવાજે ખોટી સાચી વાતો કરનારું, વાતોડિયું

**તડાકિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'તડાકિયું' + ગુ. 'અ

(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] તડાકા મારનારી સ્ત્રી

**તડાકિયું** વિ. [જુઓ 'તડાકો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તડાકા મારનારું, વાતોડિયું. (૨) ગપોડિયું, ગપોડી. (૩) ફુલણજી

**તડાકિયેણ** (-ણ્ય) જુઓ 'તડાકિયણ.'

**તડાકી** વિ. [જુઓ 'તડાકો' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'તડાકિયું.' [પુરુષ

**તડાકી-દાસ** પું. [+ સં.] (લા.) જુઓ 'તડાકિયું'—એવો

**તડાકો** પું. [જુઓ 'તડાક.'] જુઓ 'તડાકા.' (૨) ઝપાટો, સપાટો. (૩) (લા.) લાભ, ફાયદો, 'ચાન્સ.' [૦ ચાલવો, ૦ પડવો (રૂ.પ્ર.) નાણાંની રેલમછેલ આવી પડવી, ઘણી આવક થવી]

**તડાગ** ન. [સં.,પું.] તળાવ

**તડા-ઝી(-ઝી')ક** (-ક્ય) સ્ત્રી. [જુઓ 'તડવું' + 'ઝી(-ઝી)કવું.'] વારંવાર મારવાની ક્રિયા, તડાપીટ

**તડા(-ડો)તડ**[૧] ક્રિ.વિ. [જુઓ 'તડવું,'-દ્વિર્ભાવ] 'તડ તડ' એવા અવાજથી ધસી કે બોલીને. (૨) ઝટપટ, જલદી

**તડાતડ**[૨] (-ડ્ય), **-ડી** સ્ત્રી. [જુઓ 'તડવું,'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] સખત ટપાટપી, મારામારી. (૨) (લા.) સખત બોલચાલ, ઝઘડો, કજિયો. (૩) ભીડ, ભરાવો, ગિરદી. (૪) સારી આવક

**તડા-તંગ** (તઙ્ગ) વિ. [જુઓ 'તડવું' + 'તંગ.'] ચસોચસ, ચપોચપ, સખત બંધાયું હોય એમ

**તડા-તૂમ, તડા-તૂંબ** ક્રિ.વિ. [જુઓ 'તડવું' દ્વારા.] ખેંચાઈ ને સારી રીતે ફૂલી ગયું હોય એમ, તસતસે એમ

**તડાપ** જુઓ 'તરાપ.'

**તડા-પડી** સ્ત્રી. [જુઓ 'તડવું' + 'પડવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ઉપરાઉપર આવી પડવું એ, પડાપડી. (૨) (લા.) ઉતાવળ

**તડા-પીટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'તડવું' + પીટવું.'] ઉપરા-ઉપર પીટવાની ક્રિયા, સખત માર. (૨) (લા.) કાગારોળ

**તડાફડી** સ્ત્રી. [રવા.] 'તડફડ' એવો અવાજ. (૨) ફટાકિ-યાની સેરને સળગાવતાં થતો ફટાકિયાઓનો અવાજ. (૩) (લા.) ઝઘડાવાળી બોલચાલ. (૪) ટપાકા બોલતા જાય એવી મારામારી

**તડાબડી** સ્ત્રી. [રવા.] ઉતાવળ. (૨) (લા.) ઝઘડાવાળી બોલચાલ, તડાફડી. (૩) તડ તડ મરી જાય એ પ્રકારની મરકી

**તડામાર** ક્રિ.વિ. [જુઓ 'તડવું' + 'મારવું.'] ધસી જઈ માર મારવામાં આવે એવા પ્રકારની ઉતાવળથી, ઘણી જ ઝડપથી, ધમધોકાર, ઝપાટાબંધ. (૨) (-રય) સ્ત્રી. જુઓ 'તડામારી.' [કરવામાં આવતી તૈયારી

**તડામારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] તડામાર

**તડાવવું, તડાવું** જુઓ 'તડવું'માં. [વિદ્યુત

**તડિત** સ્ત્રી. [સં. तडित्] વીજળી, દામિની, સૌદામની,

**તડિતાંબર** (-તામ્બર) ન. [સં. तडिदंबर (तडित्+अंबर)] વીજળીની જેમ ચમકારા મારતું વસ્ત્ર

**તડિયું** વિ. [જુઓ 'તડ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તડ–આરા ઉપર રહેલું, તટપ્રાંત ઉપરનું [અવાજથી

**તડિંગ** (તડિઙ્ગ) ક્રિ.વિ. [રવા.] 'તડ' એવા રણકાવાળા

**તડિંગ-ધૂમ** (તડિઙ્ગ-) જુઓ 'તડંગ-ધૂમ.'

**તડિંગું** (તડિઙ્ગું) વિ. [જુઓ 'તડિંગ' + ગુ 'ઉં' ત. પ્ર.] (લા.) હૃષ્ટપુષ્ટ. કસદાર, જાડું, મસ્ત. (૨) (લા.) બેફિકરું

**તડી** સ્ત્રી. [જુઓ 'તડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] ધસી જઈને મારવામાં આવતો સખત માર. (૨) દરોડો, ઝડી. [૦ દેવી (રૂ.પ્ર.) સખત માર મારવો. (૨) સખત ગાળો દેવી. ૦ પડવી (રૂ.પ્ર.) કોઈ પણ ક્રિયાનો અતિરેક થવો, ૦પાર કરવું (રૂ.પ્ર.) તડી-પાર કરવું, હદપાર કરવું]

**તડુકાવવું, તડુકાવું** જુઓ 'તડૂકવું' માં.

**તડુસાવવું, તડુસાવું** જુઓ 'તડૂસવું' માં.

**તડું** ન. [સં तटक- > પ્રા. तडअ-] (લા.) જુદા પડવાની સ્થિતિ. (૨) તડ, પક્ષ, ફિરકો, વિભાગ

**ત(-તા)ડૂકવું** સ.ક્રિ. [રવા.] કોઈને ઉદ્દેશી મોટે અવાજે ક્રોધની લાગણી વ્યક્ત કરવી, ધાંટો કાઢી ઠપકો આપવો (ભૂ.કૃ. માં કર્તરિ પ્રયોગ : 'હું એને તડૂક્યો'). **ત(-તા)-ડુકાવું** કર્મણિ., ક્રિ **ત(-તા)ડુકાવવું** પ્રે., સ.ક્રિ.

**ત(-તા)ડૂકો** પું [જુઓ 'ત(-તા)-ડૂકવું + ગુ 'ઓ' કૃ.પ્ર.] તડૂકવું એ

**તડૂશ-તડૂશ** ક્રિ. વિ. [રવા.] ધીમે, ધીમે રહીને, ધીમેકથી

**તડૂસ** વિ. [રવા.] જાડું. (૨) ઘણું, ઝાઝું, પુષ્કળ

**તડૂસકાવું** અ.ક્રિ. નાસી જવું, ભાગી છૂટવું, પોબારા ગણવા

**તડૂસવું** સ.ક્રિ. [રવા.] ઝાટકવું, ખંખેરવું. (૨) મારવું, ધીબવું. (૩) (લા.) ખૂબ ખાવું. **તડુસાવું** કર્મણિ., ક્રિ. **તડુસાવવું** પ્રે., સ.ક્રિ.

**તડેડવું** અ.ક્રિ [ર.વા.] 'તડ તડ' એવો અવાજ કરવો. (૨) (લા.) માથે ધસી જઈ તૂટી પડવું. **તડેડાવું** ભાવે., ક્રિ. **તડેડાવવું** પ્રે., સ.ક્રિ.

**તડેડાટ** પું. [જુઓ 'તડેડવું' + ગુ 'આટ' કૃ.પ્ર.] 'તડ તડ' એવો અવાજ. (૨) ક્રિ.વિ. 'તડ તડ' એવા અવાજ સાથે. (૩) ઝડપથી

**તડેડાટી** સ્ત્રી. [જુઓ 'તડેડાટ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'તડેડાટ.' (૨) 'તડ તડ' એવા અવાજ સાથેની પ્રબળ ગતિ. [૦ બોલવી (રૂ.પ્ર.) ધસી જતાં 'તડ તડ' એવો અવાજ થવો]

**તડેડાવવું** જુઓ 'તડેડવું'માં.

**તડેડાવું** જુઓ 'તડેડવું' માં. (૨) (લા.) પોક મૂકીને રોવું

**તડે-મ(-મં)કોડે** (તડચે-) ક્રિ.વિ. [જુઓ 'તડવું'+ 'મ(-મં)-કોડો' + બેઉને ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] (લા.) અતિ આતુરતાથી, ખૂબ ઝડપથી, ઉતાવળે

**તડોતડ** જુઓ 'તડાતડ.[૧]'

**તડોવડ**[૧] વિ. [જુઓ 'વડ[૨]' દ્વારા.] સમોવડિયું, બરોબરિયું

**તડોવડ**[૨] (-ડ્ય) સ્ત્રી. સમાનતા, બરોબરી, સરખાપણું

**તડોવડ**[૩] (-ડ્ય) સ્ત્રી. [રવા.] પ્રસૂતિ થતાં પહેલાંની વેદના, વેણ ['તડોવડ.[૨]'

**તડોવડી** સ્ત્રી. [જુઓ 'તડોવડ[૧]' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ

**તણુક(-ખ)** (-ક્ય,–ખ્ય) જુઓ 'તણખ.'

**તણુક(-ખ)વું** જુઓ 'તણખવું.' **તણુકા(-ખા)વું** ભાવે., ક્રિ. **તણુકા(-ખા)વવું** પ્રે. સ.ક્રિ.

**તણકા(-ખા)વવું, તણકા(-ખા)વું** જુઓ 'તણકવું'માં.

**તણખ(-છ[૧])** (-ખ્ય,-છ્ય) સ્ત્રી. [જુઓ 'તણખો.'] અંગોમાં થતી બળતરા. (૨) (લા.) ખંજોળ, વલૂર, તણક. (૩) ભેંસ બળદ વગેરેને પગમાં ઝટકો આવે એ પ્રકારનો એક રોગ

**તણ(-ર)ખલી** સ્ત્રી. [જુઓ 'તણ(-ર) ખલું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] તણખલાની સળી

**તણ(-ર)ખલું** ન. [જુઓ 'તણખું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'તણખું.' [-લાને તોલે (રૂ.પ્ર.) કશી બિસાતમાં ન હોય તેવું]

**તણખવું** અ.ક્રિ [જુઓ 'તણખો,[૨]'– ના.ધા.] અંગોમાં બળતરા થવી. (૨) દુઃખ થવું. (૩) ભેંસ બળદ વગેરેને પગ ખેંચાવાનો રોગ થવો. (૪) (લા.) ગુસ્સે થવું. **તણખાવું** ભાવે., ક્રિ. **તણખાવવું** પ્રે., સ.ક્રિ.

**તણખારો** પું. [જુઓ 'તણખો' + ગુ. 'આરો' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'તણખો.'

**તણખાવવું, તણખાવું** જુઓ 'તણખવું' માં.

**તણખિયો** પું. [જુઓ 'તણખો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જેમાં અંગોમાં બળતરા થાય છે તેવો એક રોગ. (૨) ઢોરનો એ પ્રકારનો રોગ. (૩) એવા રોગવાળો બળદ (જેનો એને કારણે પગ ખેંચાય છે.) [નાનો તણખો

**તણખી** સ્ત્રી. [જુઓ 'તણખો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**તણખું** ન. [સં. तृण > પ્રા. तण દ્વારા] તણખલું, તરણું

**તણખો[૧]** પું. [સં. तृण-क्षय- > પ્રા. तणक्खअ ઘાસનો નાશ કરનાર] અગ્નિમાંથી નીકળતો સળગતો કણ, ચિનગારી. [-ખા ઊડવા (રૂ.પ્ર.) નુકસાન કરે એવી અસર થવી]

**તણખો[૨]** પું. [સર૦ 'તણખો.'] (લા.) બળતરા થાય એવી શરીરમાંની વેદના. [-ખા ના(નાં)ખવા (રૂ.સ.) શરીરમાં બળતરા થવી. (૨) (લા.) શરીરમાં ચસક આવવી. (૩) રીસમાં છણકા કરવા]

**તણછ[૧]** (-છ્ય) સ્ત્રી, [જુઓ 'તણખ.'] જુઓ 'તણખ.'

**તણછ[૨]** (-છ્ય) સ્ત્રી. એ નામનું એક લાકડું. (૨) એક જાતનો ઊડણ મનાતો સાપ

**તણછાવવું[૧-૨]** જુઓ 'તણછાવું[૧-૨]' માં.

**તણછાવું[૧]** અ.ક્રિ. [જુઓ 'તણછ,[૧]'-ના. ધા.] રોગથી શરીરનાં અંગ ખેંચાવાં. **તણછાવવું[૧]** પ્રે., સ.ક્રિ.

**તણછાવું[૨]** અ.ક્રિ. [જુઓ 'તણછો,[૧]'-ના. ધા.] ઝાડનો છાંયો પડવો. **તણછાવવું[૨]** પ્રે., સ.ક્રિ.

**તણછિયું** વિ. [જુઓ 'તણછ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] તણખા કે સણકા નાખતું. (૨) અસહ્ય વેદના કરનારું. (૩) (લ.) વાતચીતમાં છણકા કરતું

**તણછિયો** પું. [જુઓ 'તણછિયું.'] જુઓ 'તણખિયો.'

**તણછો** પું. [સં. तृणच्छाय- > પ્રા. तणच्छाअ-] ઘાસ ઉપરનો છાંયડો, ઝાડની છાયા. (૨) ઝાડના છાંયડાવાળી જમીન

**તણણણ** ક્રિ.વિ. [રવા.] તમરાનો અવાજ થાય એમ. (૨) તાંતનો અવાજ થાય એમ

**તણતણવું** અ.ક્રિ. [રવા] 'તણ તણ' એવો અવાજ કરવો. **તણતણાવું** ભાવે., ક્રિ. **તણતણાવવું** પ્રે., સ.ક્રિ.

**તણતણાટ** પું. [જુઓ 'તણતણવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] તણતણવાની ક્રિયા

**તણતણાવવું, તણતણાવું** જુઓ 'તણતણવું' માં.

**તણ-પાયું** ન., **-યો** પું. [સં. त्रि-पाद દ્વારા., त्रीणि ન., બ.વ. દ્વારા 'તણ'] ત્રણ પાયાની ઘોડી, તિપાઈ

**તણસ** ન. [સં. तिनिश > પ્રા. तिणिस] સીસમની જાતનું એક ઝાડ

**તણસવું** અ.ક્રિ. [રવા.] શરીરના રોગથી ઊંહકારા કરવા. **તણસાવું** ભાવે, ક્રિ. **તણસાવવું** પ્રે., સ.ક્રિ.

**તણસાવવું, તણસાવું** જુઓ 'તણસવું'માં.

**તણામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'તાણવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] માલ સારવાનું મહેનતાણું. (૨) (લા.) ઘોડીને સગર્ભા બનાવવા બદલ ઘોડાના માલિકને અપાતી રકમ [શકાય તેવું. (પ.વિ.)

**તણાઉ** વિ. [જુઓ 'તાણવું + ગુ. 'આઉ' કૃ.પ્ર.] તાણી

**તણાવ** પું. [જુઓ 'તાણવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] તણાવાનો ગુણ કે ક્રિયા. (૨) (તંબુ વગેરે) તાણીને મેખ સાથે બાંધવાની દોરી

**તણાવવું, તણાવું** જુઓ 'તાણવું'માં. [**ઘોડીને તણાવવી** (રૂ. પ્ર.) ઘોડીને ઘોડાનો સંયોગ કરાવવો. **તણાઈ જવું** (રૂ. પ્ર.) ઘસડાઈ જવું (માનસિક રીતે યા ખર્ચની દૃષ્ટિએ). **તણાઈ મરવું** (રૂ. પ્ર.) ગજા ઉપરાંત કામ કરવું કે ખર્ચ કરવો]

**તણાવો** પું. [જુઓ 'તણાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] ચરખાને સજ્જડ પકડવા માટે ભીંતને આધારે ગૂડિયામાં ભરાવાતો વાંસની ચીપનો તે તે અણીદાર ખીલો. (૨) રથ કે ગાડાની સાંગી નીચેનું દોરડું કે આડું

**તણાં-તણાં** ક્રિ. વિ. [જુઓ 'તણાવું,'- દ્વિર્ભાવ + બેઉને સ્વાર્થે 'આં' કૃ. પ્ર.] તસતસતું હોય એમ

**તણી** સ્ત્રી. [જુઓ 'તાણવું' + ગુ 'ઈ' કૃ. પ્ર.] કુંડાળામાં ફરે એ માટે બળદની નાથે બાંધેલી દોરી. (૨) તંબુની દોરી. (૩) નાની હાથ-કરવત (સીધો કે ગોળાઈ માટેનો વેર કરનારી)

**તણું** અનુગ., વિ. [સં. °त्वन-क ત.પ્ર. > પ્રા. °तणअ-] 'ને લગતું' 'નું' અર્થ આપનાર અનુગ (અત્યારે માત્ર પદ્યમાં વપરાતો) [તસતસતું પેટ થઈ જવું એ

**તણેણી** સ્ત્રી. [જુઓ 'તણાવું' દ્વારા.] પેટ ચડી આવવું એ,

**તત** વિ. [સં.] તણાયેલું, તાણેલું. (૨) ખેંચેલું. (૩) ન. તારવાળું વાદ્ય (તંતુવાદ્યનો પ્રત્યેક પ્રકાર વીણા તંબૂર સારંગી દિલરૂબા વગેરે)

**તતકાવવું** સ. ક્રિ. [રવા.] દોડાવવું

**તત-કુતપ** પું. [સં.] દોરીનો બંધ, 'સ્ટ્રિંગ-બૅન્ડ' (ગ. ગો.)

**તત-ખણ** ક્રિ. વિ. [સં. तत्-क्षणम् ], **તત-ખેવ** ક્રિ.વિ. [સં. तत्-क्षिप्रम् ] એ જ ક્ષણે, એ જ પળે, તરત. (જૂ.ગુ. પદ્યમાં.)

**તતડ-બંધ** (-બન્ધ) વિ. [રવા. + જુઓ 'બંધ.'] સારી રીતે તાણીને બાંધેલું

**તતડ-બતડ** ક્રિ. વિ. [રવા.] જુઓ 'તણાં-તણાં.'

**તતડવું** અ. ક્રિ. [રવા.] થોર જેવો રસ ચામડીએ લાગવાથી યા ચૂના જેવો પદાર્થ લાગવાથી ચામડી ઉપર નાની નાની

ચીર પડી જવી યા કોહલીઓ ફૂટી આવવી. **તતડાવવું** પ્રે., સ. ક્રિ.

**તતડાવવું** જુઓ તતડવું'માં. (૨) (લા.) સખત રીતે ખેંચવું. (૩) સખત ઠપકો આપવો, ધમકાવવું

**તતડિયું**[1] ન. એક જાતનું બાવળનું લાકડું [(લાકડું')

**તતડિયું**[2] વિ. [રવા.] સળગતાં 'તડ તડ' અવાજ થાય તેવું

**તતડિયો** વિ., પું. [જુઓ 'તતડિયું[2].'] (લા.) તણખો

**તતતતત** ક્રિ. વિ. [રવા.] જીભ ઝલાતાં બોલતી વખતે થતો એક અવાજ

**તત-થૈઈ** ક્રિ. વિ. [રવા.] નૃત્ય કે નૃત્ત કરતી વેળા તાલ આપવા કરવામાં આવતો એક ઉદ્ગાર–ભવાઈમાં કરવામાં આવતો એક ઉદ્ગાર, તાતા-થૈઈ

**તતપ** વિ. રોકડું (નાણું)

**તત-પપ** ક્રિ. વિ. [રવા.] જુઓ 'તતતતત.'

**તતખો** પું. સ્વભાવ

**તતરડું** વિ. તદ્દન નરમ, સાવ પોચું

**તતરડો** પું. ઉનામણિયો, તતેડો

**તતરાવવું, તતરાવું** જુઓ 'તાતરવું'માં.

**તતલિયો** પું. એ નામનો એક છોડ, મોટી સેદરડી

**તતઃ** ઉભ. [સં.] તેથી. (૨) પછી

**તતઃ કિં** (તતઃ કિમ્) કે. પ્ર. [સં.] તેથી શું! (૨) પછી શું!

**તતઃ-કિં-વાદ** (-કિંવાદ) પું. [સં.] આગળ અને આગળ પરિણામ શોધવાની વૃત્તિવાળી વાણીની પદ્ધતિ, 'સીનિસિઝમ' (દ. બા.)

**તતાડી** સ્ત્રી. સૂર્યની ગરમી. (૨) ગરમ પવન

**તતાવું** જુઓ 'તાતવું'માં.

**તતીલ** (-લ્ય) સ્ત્રી. અનુજ્ઞા, રજા, પરવાનગી

**તતૂડું** ન. [રવા.] પપૂડું, તતૂડું

**તતૂડી** સ્ત્રી. [જુઓ 'તતૂડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું તૂતૂડું, પપૂડું, નાની શરણાઈ

**તતૂડું** ન. [રવા.] શિંગડાનું કે એવા આકારનું એક વાદ્ય. [૦ ફૂંકવું (રૂ. પ્ર.) દેવાળું જાહેર કરવું]

**તતેડો** પું. [રવા., વ્રજ.] ઉનામણિયો. (૨) નાણીમાંની નાહવા માટેની ગરમ પાણીની કૂંડી

**તતેળિયો** પું. ટીંબરુનું ઝાડ

**તતો-ભ્રષ્ટ** વિ. [સં., ખાસ કરી अतो भ्रष्टस्ततो भ्रष्टः નો પાછલો અર્ધ ભાગ] વચ્ચે લટકી પડેલું, રખડી પડેલું

**તત્કારવું** સ. ક્રિ. [સં. तत्कार, 'તે તે' એવો અવાજ,- ના. ધા.] (લા.) ઉશ્કેરવું [સમયે

**તત્કાલ**(-ળ) ક્રિ. વિ. [સં. तत्कालम्] તરત જ, એ જ

**તત્કાલ-બુદ્ધિ** વિ. [સં.] કોઈ પણ પ્રસંગ ઊભો થતાં એ જ સમયે પહોંચી વળવાની શક્તિ ધરાવતી બુદ્ધિવાળું, પ્રત્યુત્પન્નમતિ

**તત્કાલીન** વિ. [સં.] એ જ સમયનું, સમકાલીન, તાજું

**તત્કાલોપયોગી** વિ. [સં. तत्काल + उपयोगी પું.] એ જ સમયે કામ લાગે તેવું

**તત્કાળ** જુઓ 'તત્કાલ.' [તત્કાળ

**તત્ક્ષણ** ક્રિ. વિ. [સં. तत्क्षणम्] એ જ ક્ષણે, એ જ સમયે,

**તત્તા-થૈઈ** જુઓ 'તત-થૈઈ.'

**તત્તો** પું. 'ત' વર્ણ. (૨) 'ત' ઉચ્ચારણ

**તત્ત્વ** ન. [સં.] કોઈ પણ પદાર્થ સત્ત્વ વગેરેનું અસલ સ્વરૂપ, વાસ્તવિક રૂપ, 'રિયાલિટી' (આ.બા.) (૨). પંચ મહાભૂતોમાંનું તે તે—આકાશ વાયુ અગ્નિ પાણી અને પૃથ્વી, 'એલિમેન્ટ' (અં. પુ.) (વેદાંત.) (૩) મૂળ ગણાયેલાં ૨૫ તત્ત્વોમાંનું પ્રત્યેક તત્ત્વ. (સાંખ્ય.) (પુરુષ, પ્રકૃતિ અને પ્રકૃતિની વિકૃતિઓ મન, બુદ્ધિ, અહંકાર, પાંચ મહાભૂતો, એના પાંચ વિષયો, પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેંદ્રિયો મળી ૨૫). (૪) સાર, સત્ત્વ, રહસ્ય, નિષ્કર્ષ. (૫) સિદ્ધાંત, 'પ્રિન્સિપલ' (ન. ભો.). (૬) આંતરિક બળ, 'સ્પિરિટ' (ર.સ.)

**તત્ત્વ-ગત** વિ. [સં.] પોતામાં સત્ય કે તથ્ય સમાયેલું છે તેવું

**તત્ત્વ-ગ્રાહિણી** વિ., સ્ત્રી. [સં.] તત્ત્વ પકડી રાખનારી (સમજ)

**તત્ત્વ-ગ્રાહી** વિ. [સં., પું.] તત્ત્વનું ગ્રહણ કરનારું, તત્ત્વને સમજી લેનારું, સત્યને પકડી લેનારું

**તત્ત્વ-ચર્ચા** સ્ત્રી. [સં.] વિષયના પૂરા ઊંડાણમાં જવા વિશેની વાતચીત, તત્ત્વવિચારણા

**તત્ત્વ-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] તત્ત્વની વિચારણા કરનારું, સત્ય વિશે વિચાર કરનારું, ફિલસૂફ, 'ફિલૉસૉફર'

**તત્ત્વ-ચિંતન** (-ચિન્તન) ન. [સં.] તત્ત્વ વિશેની વિચારણા, તત્ત્વ-વિચાર, અધ્યાત્મ-વિચાર, 'ફિલૉસૉફી' (આ.બા.)

**તત્ત્વ-જિજ્ઞાસા** સ્ત્રી. [સં.] મૂળ તત્ત્વને જાણવાની ઇચ્છા

**તત્ત્વ-જિજ્ઞાસુ** વિ. [સં.] તત્ત્વનું જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળું, તત્ત્વજ્ઞાન ઇચ્છનારું [ફિલસૂફ, 'ફિલૉસૉફર'

**તત્ત્વ-જ્ઞ** વિ. [સં.] તત્ત્વજ્ઞાની, દર્શનોનું જ્ઞાન ધરાવનાર,

**તત્ત્વ-જ્ઞાન** ન. [સં.] આ સૃષ્ટિનો કેવી રીતે વિકાસ થયો છે એ વિશે છેક મૂળ સુધી જઈને મેળવેલી કે મેળવવાની સૂઝ, ફિલસૂફી, 'ફિલૉસૉફી'. (૨) રહસ્ય-જ્ઞાન, 'મેટાફિઝિક્સ' (ચં. ન.)

**તત્ત્વજ્ઞાન-વિષયક** વિ. [સં.] તત્ત્વજ્ઞાનને લગતું, 'ફિલૉસૉફિકલ., (૨) રહસ્યજ્ઞાનને લગતું, 'મેટાફિઝિકલ'

**તત્ત્વજ્ઞાની** વિ. [સં., પું.] જુઓ 'તત્ત્વ-જ્ઞ.'

**તત્ત્વતઃ** ક્રિ. વિ. [સં.] વસ્તુના મૂળમાં ઊતરીને જોતાં, ખરી રીતે જોતાં, તત્ત્વની નજરે

**તત્ત્વ-દર્શન** ન. [સં.] જુઓ 'તત્ત્વ-જ્ઞાન.'

**તત્ત્વદર્શી** વિ. [સં., પું.] જુઓ 'તત્ત્વજ્ઞાની.'

**તત્ત્વ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] તત્ત્વના મૂળ સુધી ઊંડે જવાની સૂઝ, જ્ઞાન-સૂઝ [સાર-સંકલન

**તત્ત્વ-દોહન** ન. [સં.] તત્ત્વ કે રહસ્ય તારવવાની ક્રિયા,

**તત્ત્વ-દ્રષ્ટા** વિ. [સં., પું.] જુઓ 'તત્ત્વજ્ઞાની.'

**તત્ત્વ-નિરૂપણ** ન. [સં.] તત્ત્વ વસ્તુનું બયાન

**તત્ત્વ-નિર્ણય** પુ. [સં.] વસ્તુનું મૂળ તત્ત્વ કે રહસ્ય જે હોય તે નક્કી કરવાપણું

**તત્ત્વનિર્ણયેચ્છુ** વિ. [+ સં. इच्छु] તત્ત્વનો નિર્ણય કરવાની ઇચ્છા રાખનારું [રહસ્ય જાણવાની દૃઢ શ્રદ્ધાવાળું

**તત્ત્વ-નિષ્ઠ** વિ. [સં.] તત્ત્વમાં જેને આસ્થા છે તેવું. (૨)

**તત્ત્વનિષ્ઠતા** સ્ત્રી. [સં.] તત્ત્વનિષ્ઠ-પણું [આસ્થા

**તત્ત્વ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] તત્ત્વ કે રહસ્ય વિશે રહેલી ઊંડી

**તત્ત્વ-ન્યાસ** પું. [સં.] મૂર્તિનાં અંગો ઉપર મંત્ર દ્વારા કરવામાં આવતો એક વિધિ
**તત્ત્વ-પ્રતીતિ** સ્ત્રી. [સં.] મૂળ તત્ત્વનો ખ્યાલ
**તત્ત્વભાષી** વિ. [સં., પું.] યથાર્થ રીતે કહેનારું
**તત્ત્વ-ભૂત** વિ. [સં.] તત્ત્વરૂપે રહેલું
**તત્ત્વ-મથન, તત્ત્વ-મંથન** (-મન્થન) ન. [સં.] તત્ત્વ વિશેની ઊંડે ઊતરીને થતી વિચારણા
**તત્ત્વમસિ** (રૂ. પ્ર.) [સં. 'तद्' + 'त्वम्' + 'असि' = એ પરબ્રહ્મ તે તું જ છે' એવું છાંદોગ્ય ઉપનિષદનું શુદ્ધ અદ્વૈત ભાવનો ખ્યાલ આપતું મહાવાક્ય] પરબ્રહ્મની સાથેની અનન્યતા-અભિન્નતા-એકાત્મકતા
**તત્ત્વ-મીમાંસક** (-મીમાંસક) વિ. [સં.] તત્ત્વનું મનન-ચિંતન કરનાર, તત્ત્વચિંતક, 'ફિલોસૉફર.' (૨) 'મેટાફિઝિશિયન' (ર.
**તત્ત્વ-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] તત્ત્વનું મનન-ચિંતન, તત્ત્વ-વિચાર, તત્ત્વ-ચિંતન, (૨) 'મેટાફિઝિક્સ' (ગુ. વિ.)
**તત્ત્વ-વસ્તુ** વિ. [સં., ન.] અસલ એક સત્યસ્વરૂપ તત્ત્વ
**તત્ત્વ-વાદ** પું. [સં.] દર્શનશાસ્ત્રને લગતી વાતચીત-ચર્ચા-વિચારણા [તત્ત્વ-મીમાંસક
**તત્ત્વવાદી** વિ. [સં., પું.] તત્ત્વની ચર્ચા-વિચારણા કરનારું,
**તત્ત્વ-વિચાર** પું. [સં.] તત્ત્વના સ્વરૂપને ખોજવાની વિચારણા
**તત્ત્વ-વિચારક** વિ. [સં.] તત્ત્વનો વિચાર કરનારું. (૨) પદાર્થવિજ્ઞાની
**તત્ત્વ-વિજ્ઞાન** ન. [સં.] ઊંડામાં ઊંડું તત્ત્વ-જ્ઞાન
**તત્ત્વ-વિદ** વિ. [સં. तत्त्व-विद्] જુઓ 'તત્ત્વ-જ્ઞ.'
**તત્ત્વ-વિદ્યા** સ્ત્રી. [સં.] વસ્તુના યથાર્થપણાનો બોધ કરનારું શાસ્ત્ર કે જ્ઞાન. (૨) અધ્યાત્મતત્ત્વવિદ્યા, અધ્યાત્મવિદ્યા, તત્ત્વજ્ઞાન, દર્શનશાસ્ત્ર, 'ફિલોસૉફી' (હી. વ.). (૩) 'મેટાફિઝિક્સ' (મ. ક.)
**તત્ત્વ-વેત્તા** વિ. [સં., પું.] જુઓ 'તત્ત્વ-જ્ઞ.'
**તત્ત્વ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'તત્ત્વ-વિદ્યા,' 'ફિલોસૉફી' (મ. ન.). (૨) 'મેટાફિઝિક્સ' (મ. ન.)
**તત્ત્વશાસ્ત્રી** વિ [સં., પું.] જુઓ 'તત્ત્વ-જ્ઞ.'
**તત્ત્વ-સંનિષ્ઠ** (-સન્નિષ્ઠ) વિ. [સં.] જુઓ 'તત્ત્વ-નિષ્ઠ.'
**તત્ત્વ-સાક્ષાત્કાર** પું. [સં.] તત્ત્વનો સ્પષ્ટ સ્વાનુભવ. (૨) આત્મ-દર્શન
**તત્ત્વાન્વેષણ** ન. [+સં. अन्वेषण] તત્ત્વ વિશેની ખોજ
**તત્ત્વાભાસી** વિ. [+સં. आ-भासी પું.] તત્ત્વરૂપ ન છતાં તત્ત્વરૂપ હોવાનો ભાસ આપનારું, ભ્રાંતિમય, ભ્રામક
**તત્ત્વાભિજ્ઞ** વિ. [+સં. अभि-ज्ञ] જુઓ 'તત્ત્વ-જ્ઞ.'
**તત્ત્વાભિજ્ઞા** સ્ત્રી. [+સં. अभि-ज्ञा] તત્ત્વનું તાત્ત્વિક જ્ઞાન, તત્ત્વ-જ્ઞાન, (૨) ઓળખ, 'આઇડેન્ટિફિકેશન' (કે. હ.)
**તત્ત્વાર્થ** પું. [+સં. अर्थ] મૂળ સત્ય. (૨) સાર, રહસ્ય
**તત્ત્વાર્થ-બોધ** પું. [સં. + अर्थ-बोध] મૂળ સત્યની સમઝણ. (૨) રહસ્ય-બોધ
**તત્ત્વાવધાન** ન. [+સં. अव-धान] સીધી દેખરેખ
**તત્ત્વાવબોધ** પું. [+સં. अव-बोध] જુઓ 'તત્ત્વ-જ્ઞાન.'
**તત્પદ** ન. [સં.] ઉપનિષદોમાં 'तद्' શબ્દથી સમઝાતું બ્રહ્મનું ધામ, બ્રહ્મધામ. (વેદાંત.) (૨) પરબ્રહ્મ. (વેદાંત.)
**તત્પર** વિ. [સં.] બરોબર પરોવાયેલું. (૨) તૈયાર, ઉદ્યત, સાબદું, સજ્જ, 'ઍક્ટિવ' (કે. હ.)
**તત્પર-તા** સ્ત્રી. [સં.] તત્પરપણું, સજ્જતા. (૨) લગની
**તત્પરાયણ** વિ. [સં] જુઓ 'તત્પર.'
**તત્પરાયણ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'તત્પર-તા,' 'સિન્સિયારિટી' (દ.બા.)
**તત્પુરુષ** પું. [સં.] સામાન્ય રીતે પૂર્વ પદ ઉત્તર પદનું કોઈ અને કોઈ વિભક્તિ સંબંધે સહાયક માત્ર થતું હોય છે તેવો એક સમાસ-પ્રકાર. (વ્યા.) (પ્રથમા-તત્પુરુષમાં પૂર્વ-પદ વિશેષણ હોય છે, દ્વિતીયા-તત્પુરુષથી લઈ સપ્તમી તત્પુરુષ સુધી વિભક્તિના સંબંધે જોડાયેલ હોય છે. 'પ્રથમા તત્પુરુષ' માં ગુણવાચક વિશેષણ હોય તો એ 'કર્મધારય' અને સંખ્યાવાચક વિશેષણ હોય તો એ 'દ્વિગુ'-કહેવાય છે. પૂર્વ પદ કર્મ હોય અને ઉત્તર પદ સ્વતંત્ર રીતે ન વપરાતું ક્રિયાવાચક નામ હોય તો એ 'ઉપપદ' કહેવાય છે. ઉત્તર પદના અંશનો અર્થ પૂર્વ પદ આપતું હોય તો એ 'એકદેશી' કહેવાય છે. પૂર્વ પદની વિભક્તિનો પ્રત્યય સલામત હોય તો એવો સમાસ 'અલુક્' કહેવાય છે.)
**તત્પૂર્વ** વિ. [સં.] એની પહેલાનું
**તત્પૂર્વે** ક્રિ.વિ. [+ગુ. 'એ' સા. વિ., પ્ર.] એની પહેલાં
**તત્ર** ક્રિ.વિ. [સં.] ત્યાંનું, એ ઠેકાણે
**તત્રત્ય** વિ. [સં.] ત્યાંનું, એ ઠેકાણાનું
**તત્રભવતી** વિ., સ્ત્રી. [સં.] (નાટ્યરચનાઓમાં માન આપવા સ્ત્રી માટે વપરાતું વિશેષણ), શ્રીમતી. (નાટ્ય.)
**તત્રભવાન** પું. [સં. °भवान्] (નાટ્યરચનાઓમાં માનવંતા પુરુષોને માટે વપરાતું વિશેષણ), શ્રીમાન, માનવંત. (નાટ્ય.)
**તત્ર-વર્તી** વિ. [સં., પું.] જુઓ 'તત્રત્ય.'
**તત્રાપિ** ક્રિ.વિ. [+સં. अपि] ત્યાં પણ. (૨) તોપણ
**તત્સત્** કે.પ્ર. [સં.] 'એ બ્રહ્મ સાચું છે' એવો ઉદ્ગાર. (૨) ન. પરબ્રહ્મ, પરમાત્મા. (વેદાંત.)
**તત્સદૃશ** વિ. [સં.] એના જેવું, એને મળતું
**તત્સમ** વિ. [સં.] જુઓ 'તત્સદૃશ.' (૨) પ્રચલિત ભાષામાં અન્ય કોઈ પણ ભાષા કે ભાષાઓના શબ્દ અસલના ઉચ્ચારણ પ્રમાણે પ્રયોજવામાં આવે તેવો તે તે (શબ્દ); જેમકે 'મતિ' 'ગતિ' 'ફકીર' 'હૉસ્પિટલ' વગેરે ભિન્ન ભિન્ન ભાષાના. 'ઘર' જેવા અનેક પ્રાકૃત શબ્દો વપરાય છે તે પણ 'તત્સમ' જ છે.
**તથા** ઉભ. [સં.] એ રીતે. (૨) અને, ને, તેમજ. (૩) (ગુ. પ્રયોગ :) સ્ત્રી. લેવાદેવા, દરકાર, ગરજ, સ્પૃહા. [૦ કરવી (રૂ.પ્ર.) પરવા રાખવી. (૨) નકામું પીંજણ કરવું. ૦ ન હોવી (રૂ.પ્ર.) (એના વિશે) પડી ન હોવી, બેદરકારી હોવી. ૦ પડવી (રૂ.પ્ર.) ગરજ થવી]
**તથા-ખ્યાત** વિ. [સં.] (લા.) દોષ-રહિત. (જૈન.)
**તથા-ગત** વિ. [સં.] જ્ઞાની, સર્વજ્ઞ. (૨) નિર્વાણ-માર્ગે ગયેલ, બુદ્ધ. (૩) પું. ભગવાન બુદ્ધ. (સંજ્ઞા.) [છતાં
**તથાપિ** ઉભ. [+સં. अपि] તોપણ, તોય, એમ, છતાંય,
**તથા-ભૂત** વિ. [સં.] એ રીતે બનેલું, એવા પ્રકારનું

**તથા-રૂપ** વિ. [સં.] કથા પ્રમાણેનું સ્વરૂપ ધરાવતું
**તથા-વિધ** વિ. [સં.] એ પ્રકારનું, એ રીતનું, એવું
**તથાસ્તુ** કે.પ્ર. [સં. तथा + अस्तु 'એમ થાઓ' એવો આશીર્વાદ] 'ઠીક છે, સારું, વારુ' એ ભાવનો ઉદ્ગાર
**તથા-સ્વરૂપ** વિ. [સં.] એવા સ્વરૂપવાળું [તેમજ
**તથૈવ** ક્રિ.વિ. [સં. तथा + एव] એ જ પ્રમાણે. (૨) અને,
**તથ્ય** સ્ત્રી. [સં.] સાચી હકીકત, સત્ય, 'ફૅક્ટ' (પો.ગો.)
**તથ્ય-ભાષી, તથ્ય-વાદી** વિ. [સં.,પું.] જેવું હોય તેવું સ્પષ્ટ કહેનારું ['ફૅક્ટ ઍન્ડ ફિક્શન'
**તથ્યાતથ્ય** ન. [સં. तथ्य + अ-तथ्य] સાચું અને ખોટું,
**તથ્યાંશ** (તથ્યાંશ) પું. [સં. तथ्य + अंश] તદ્દન સાચી હકીકત પૂરતો ભાગ, કોઈ પણ વિગતમાંનો સત્ય પૂરતો ભાગ. (૨) સારાંશ
**તદતદ્-વિભાગ** પું. [સં. तद् + अ-तद् + विभाग] 'ડિકૉટોમી' (દ.ભા.)
**તદધીન** વિ. [સં. तद् + अधीन] એને અધીન, એને વશ
**તદધીન-તા** સ્ત્રી. [સં.] તદધીનપણું
**તદનંતર** (તદનન્તર) ક્રિ.વિ. [સં. तद् + अनन्तरम्] એના પછી, ત્યારપછી, ત્યારબાદ
**તદનુકૂલ(-ળ)** વિ [સં. तद् + अनु-कूल] એને અનુકૂળ થઈ રહેલું, એને પસંદ પડે કે પડેલું હોય તેવું, એને માફક આવે કે આવ્યું હોય તેવું
**તદનુયાયી** વિ. [સં. तद् + अनुयायी પું.] એને અનુસરનારું, એની પાછળ પાછળ જનારું
**તદનુરૂપ** વિ. [સં. तद + अनु-रूप] એને અદલો-અદલ મળતું આવે તેવું, એના જેવું, એના સમાન
**તદનુસાર** ક્રિ.વિ. [સં. तद् + अनु-सारम्] એને અનુસરીને, એના પ્રમાણે, એની જેમ [સરીને વર્તનારી (સ્ત્રી)
**તદનુસારિણી** વિ.,સ્ત્રી. [સં. तद् + अनुसारिणी] એને અનુ-
**તદનુસારી** વિ. [સં. तद् + अनुसारी પું.] એને અનુસરી વર્તનારું કે કરવામાં આવેલું યા આવતું
**તદનન્ય** વિ. [સં. तद् + अनन्य] તદાત્મક, તદ્રૂપ
**તદપિ** ઉભ. [સં. तद् + अपि] તોપણ, તોય, તથાપિ, એમ છતાં
**તદપેક્ષા** સ્ત્રી. [સં. तद् + अपेक्षा] એની જરૂર
**તદબીર** સ્ત્રી. [અર.] યુક્તિ, તરકીબ. (૨) પેરવી, પ્રયત્ન. (૩) તજવીજ, વ્યવસ્થા
**તદર્થ** ક્રિ.વિ. [સં. तद् + अर्थम्] એને માટે, એને ખાતર. (૨) તત્કાલ કામચલાઉ, 'ઍડહૉક'
**તદર્થક** વિ. [સં. तद् + अर्थ + क], **તદર્થીય** વિ. [સં. तद् + अर्थीय] એને માટેનું
**તદર્થે** ક્રિ વિ. [જુઓ 'તદર્થ' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] એને માટે, એને ખાતર, તદર્થ [એમાં સમાયેલું
**તદંગભૂત** (તદઙ્ગભૂત) વિ. [સં. तद् + अङ्ग-भूत] એને અંગેનું,
**તદંતર્ગત** (તદન્તર્ગત) વિ. [સં. तद् + अन्तर्गत], **તદંતર્વર્તી** (તદન્તર્વર્તી) વિ. [સં. तद् + अन्तर्वर्ती પું.] એનામાં રહેલું, એમાં સમાઈને રહેલું, એમાંનું
**તદા** ઉભ. [સં.] ત્યારે, એ સમયે
**તદાકાર** વિ. [સં. तद् + आ-कार] તન્મય, તદ્રૂપ, એનામાં એકરૂપાત્મક
**તદાકાર-તા** સ્ત્રી. [સં.] તદાકારપણું
**તદાત્મ,૦ક** વિ. [સં. तद् + आत्मन् + क] એની સાથે એકાત્મ, તદ્રૂપ, તદનન્ય
**તદાશ્રય** પું. [સં. तद् + आ-श्रय] એનો આશરો
**તદાશ્રયી** વિ. [સં.,પું.] એનો આશરો કરી રહેનારું, એના આશરાવાળું
**તદાશ્રિત** વિ. [સં. तद् + आ-श्रित] એને આશરે જઈ રહેલું
**તદીય** વિ. [સં.] એનું, એને લગતું. (૨) (લા.) પ્રભુએ જેને પોતાનું કરી લીધેલ છે તેવું કૃપાપાત્ર. (પુષ્ટિ.)
**તદીય-તા** સ્ત્રી. [સં.] તદીયપણું [ત્યાર પછી
**તદુત્તર** ક્રિ.વિ. [સં. तद् + उत्तरम्] એના પછી, પછી,
**તદુત્થ** વિ. [સં. तद् + उत्थ] એમાંથી ઊભું થયેલું, એમાંથી નીકળેલું, તજ્જ, તજ્જન્ય [વાપર
**તદુપયોગ** પું. [સં. तद् + उप-योग] એનો ઉપયોગ, એનો
**તદુપયોગી** વિ. [સં.,પું.] એને ઉપયોગનું
**તદુપરાંત** ક્રિ.વિ. [સં. तद् + જુઓ 'ઉપરાંત.'], **તદુપરિ** ક્રિ.વિ. [સં. तद् + उपरि] એના ઉપરાંત, વધારામાં, વિશેષમાં, વળી
**તદેવ-તા** સ્ત્રી. [સં. तद्+एव-ता] અભિન્નતા, એકરૂપતા, એકાત્મકતા, અનન્યતા, 'આઇડેન્ટિટી,' 'મોનોટોની' (બ.ક.ઠા.) [અનન્યતા
**તદૈક્ય** ન. [સં. तद्+एक्य] એની સાથેની એકરૂપતા,
**તદ્-ગત** વિ. [સં.] એમાં રહેલું, એમાંનું. (૨) એમાં પરોવાયેલું. (૩) શાસ્ત્રગત, પારિભાષિક, 'ટેક્નિકલ' (દ.ભા.)
**તદ્-ગુણ** પું. [સં] એનો ગુણ, (૨) એ નામનો અર્થાલંકાર. (કાવ્ય.) [સમાસનો એક પ્રકાર. (વ્યા.)
**તદ્ગુણ-સંવિજ્ઞાન** (-સંવિજ્ઞાન) વિ., પું. [સં.] બહુવ્રીહિ
**તદ્-ગ્રંથ-સૂચિ(-ચી)** (-ગ્રન્થ-) સ્ત્રી. [સં.] ગ્રંથનિરૂપણમાં લીધેલાં પુસ્તકોની યાદી, 'બિબ્લિયોગ્રાફી' (દ.ભા.)
**તદ્દન** ક્રિ.વિ. સાવ, બિલકુલ, છેક
**તદ્દેશીય** વિ. [સં. तद्+देशीय] એને લગતું, એ સંબંધી
**તદ્ધિત** વિ., પું. [સં. तद्+हित] નામ સર્વનામ વિશેષણ અવ્યય(ક્રિયાવિશેષણ, નામયોગી, ઉભયાન્વયી, કેવલપ્રયોગી)ને જે લાગતાં ફરી એમાંથી નામ વિશેષણ વગેરે બને તેવા પ્રકારનો તે તે પ્રત્યય. (વ્યા.)
**તદ્ધિતાર્થ** પું. [+ સં. अर्थ] તદ્ધિત પ્રત્યયે આપેલો અર્થ. (૨) દ્વિગુ સમાસનો એક પ્રકાર. (વ્યા.)
**તદ્ધિતાંત** (તદ્ધિતાન્ત) વિ. [+સં. अन्त] જેને છેડે તદ્ધિત પ્રત્યય આવેલો છે તેવું (પદ કે શબ્દ). (વ્યા.)
**તદ્-ભવ** વિ. [સં.] ચાલુ ભાષામાં એની મૂળ-રૂપ ભાષા કે અન્ય ભાષાઓના અસલ શબ્દ થોડો ઝાઝો વિકાર પામીને આવ્યા હોય તેવો તે તે (શબ્દ). (વ્યા.)
**તદ્-ભિન્ન** વિ. [સં.] એનાથી જુદું, જુદા જ પ્રકારનું
**તદ્-યુક્ત** વિ. [સં.] એની સાથે જોડાયેલું [તદાકાર
**તદ્-રૂપ** વિ. [સં.] એકાત્મક સ્વરૂપનું, અનન્ય, અભિન્ન,
**તદ્રૂપ-તા** સ્ત્રી. [સં.] તદ્રૂપપણું

**તદ્-વત્** ક્રિ.વિ. [સં.] એની જેમ, અદલોઅદલ, એની પેઠે

**તદ્-વિદ** વિ. [સં. तद्+विद्] એને જાણનારું, તજ્જ્ઞ, નિષ્ણાત, હોશિયાર, 'એક્સ્પર્ટ.' (૨) તે તે ચોક્કસ વિષયનું જ્ઞાન ધરાવનાર, 'સ્પેશિયાલિસ્ટ'

**તદ્-વિધ** વિ. [સં.] એના જેવું, એના પ્રકારનું

**તદ્-વિરુદ્ધ** વિ. [સં.] એનાથી વિરોધ ધરાવતું, એનાથી ઊલટું ચાલતું [વિશેનું

**તદ્-વિષયક** વિ. [સં.] એને લગતું, એ વિષયનું, એના

**તન**[1] પું. [સં. तनय નું લઘુ ગુ. રૂપ] તનય, દીકરો, પુત્ર

**તન**[2] ન. [સં. तनु સ્ત્રી.- અર્વા. તદ્ભવ. વળી ફા. 'તન્'] શરીર, દેહ, કાયા. [૦ ખોલીને (રૂ.પ્ર.) હૃદયની સચ્ચાઈથી. ૦થી, ૦ તોડીને, ૦ દઈને (રૂ.પ્ર.) ખરી મહેનત કરીને પૂરા દિલથી]

**તનક** વિ. [સં. तनु-क, હિં तनिक] થોડું, સ્વલ્પ

**તનક તનક** ક્રિ. વિ. [રવા.] ઠેકતું ઠેકતું ચલાય એમ

**તનકારો** પું. [રવા.] આનંદની લહેર, આનંદની ઝપટ

**તનકિયાં** ન., બ.વ. ઉપયોગી ચીજ, મહત્ત્વની વસ્તુ, મુદ્દાની ચીજ

**તનખ (-ખ્ય)** જુઓ 'તણખ.'

**તનખવું** જુઓ 'તણખવું.'

**તનખાવવું, તનખાવું** જુઓ 'તણખાવવું'–'તણખાવું.'

**તનખો** પું [ફા. તન્ખાહ્] મહેનતાણું, મજૂરીની રકમ. (૨) પગાર, વેતન ['તન.' (પદ્યમાં.)

**તન-ડું** ન. [જુઓ 'તન[2]'+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**તન-તાપ** પું [જુઓ 'તન[2]' + સં.] શરીરમાં થતી અમૂંઝણ, શારીરિક કષ્ટ [કષ્ટ થવાની પરવા વિના કરેલું

**તન-તોડ** વિ. [જુઓ 'તન[2]' + 'તોડવું.'] (લા.) શરીરને

**તન(-નુ)-ત્રાણ** ન. [સં. तनु-त्राण] બખ્તર, કવચ

**તન-બદન** વિ. [ફા.] (લા.) જિગરજાન, જાની, ગાઢ મિત્રતાવાળું. (૨) વિશ્વાસપાત્ર

**તનમનાટ** પું. [ગુ. 'તન-મન' + ગુ. 'આટ' ત. પ્ર.] (લા.) ચપળતા ભરેલો આવેશ, ધનગનાટ. (૨) તીખાશનો સ્વાદ

**તનમનિયું** ન. એ નામનું કાનનું એક ઘરેણું

**તનમની** સ્ત્રી. એ નામનો એક છોડ

**તનય** પું. [સં.] પુત્ર, દીકરો. તનુજ, આત્મજ

**તનયા** સ્ત્રી. [સં.] પુત્રી, દીકરી, તનુજા, આત્મજા

**તનહા** વિ. [ફા. 'તન્હા'] એકલું

**તનહાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] એકલાપણું

**તનાળ (-ળ્ય)** સ્ત્રી. જમીન માપવાની અમુક માપની સાંકળ

**તનિક** જુઓ 'તનક.'

**તનિમા** સ્ત્રી. [સં., પું.] દૂબળાપણું, કૃશતા, નાજુકાઈ

**તનિયો** પું. [જુઓ 'તન' + ગુ. 'ઇયું' ત. પ્ર.] શરીર ઢંકાય તેવું વસ્ત્ર (અંગરખો-ઝભ્ભો-ડગલો વગેરે). (૨) જાંઘિયો, લંગોટ [નાનું

**તનિષ્ઠ** વિ. [સં.] ખૂબ જ દૂબળું, ઘણું જ કૃશ. (૨) ઘણું જ

**તની** સ્ત્રી. [સં. तन् ખેંચવું દ્વારા] તાંતણો, દોરી. (૨) (લા.) જાદૂ-મંત્ર, ધંતર-મંતર

**તનુ** વિ. [સં.] દૂબળું. (૨) પાતળું. (૩) ઝીણું. (૪) ન. [સં., સ્ત્રી.] શરીર, દેહ, કાયા, તન

**તનુ(-નૂ)-જ** વિ., પું. [સં.] દીકરો, પુત્ર, તનય, આત્મજ

**તનુ(-નૂ)જા** વિ., સ્ત્રી. [સં., સ્ત્રી.] દીકરી, પુત્રી, તનયા, આત્મજા [ઝીણાપણું, સૂક્ષ્મતા

**તનુ-તા** સ્ત્રી. [સં.] દૂબળાપણું. (૨) પાતળાપણું. (૩)

**તનુ-ત્રાણ** ન. [સં.] જુઓ 'તન-ત્રાણ.'

**તનુ(-નૂ)-રુહ** ન. [સં.] વાળ, રુવાડું

**તનૂ-જ** વિ., પું. [સં.] જુઓ 'તનુજ.'

**તનૂજા** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'તનુજા.'

**તનૂ-રુહ** જુઓ 'તનુ-રુહ.'

**તનેનાં** ન., બ.વ. [રવા.] એશ-આરામ, લહેર, મોજ

**તનોડો** પું. સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું, કાપ, કોકરવું, ભરવાડું [લાગણીવાળું

**તન્નિષ્ઠ** વિ. [સં. तद् + निष्ठ, સંધિથી] એને વિશે નિષ્ઠા કે

**તન્નિષ્ઠા** સ્ત્રી. [સં. तद् + निष्ठा] સખત નિષ્ઠા કે લગની

**તન્મય** વિ. [સં. तद् + मय ત. પ્ર. સંધિથી] તદાકાર, તલ્લીન, એકાગ્ર, મશગૂલ, એકધ્યાન

**તન્મય-તા** સ્ત્રી. [સં.] તદાકારતા, તલ્લીનતા, એકાગ્રતા, એકધ્યાન હોવાપણું, 'ઍબ્સોર્પ્શન' [સ્થિતિ, એકાગ્રતા

**તન્મયાવસ્થા** સ્ત્રી. [સં. तन्मय + अव-स्था] તન્મયતાની

**તન્માત્ર** વિ. [સં. तद् + मात्रम् ત.પ્ર. સંધિથી] એટલું જ, એટલા પૂરતું જ, (૨) (લા.) સહેજસાજ, તલમાત્ર

**તન્માત્રા** સ્ત્રી. [સં. तद्+मात्रा, સંધિથી] ઇંદ્રિયોના રૂપ રસ ગંધ વગેરે તે તે વિષય

**તન્મૂલક** વિ. [સં- तद् + मूलक, સંધિથી] એ અમુક જેના મૂળમાં છે તેવું, એ અમુકના મૂળ આધારવાળું

**તન્ય** વિ. [સં.] તાણી કે ખેંચી શકાય તેવું, તણાઉ

**તન્ય-તા** સ્ત્રી. [સં.] તન્ય હોવાપણું

**તન્વંગી (તન્વઙ્ગી)** વિ., સ્ત્રી. [સં. तनु + अङ्गी], **તન્વી** વિ., સ્ત્રી. [સં.] કોમળ શરીરવાળી સ્ત્રી, કોમલાંગી

**તન્હા** વિ. [ફા.] જુઓ 'તનહા,' 'સિખિડો.'

**તન્હાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'તનહાઈ.'

**તપ** ન. [સં. तपस्] સારા નિમિત્તે દેહને સંયમપૂર્વક આપવામાં આવતું કષ્ટ, ઇંદ્રિય-દમન, તપસ્યા. (૨) 'ક્લાસિસિઝમ' (આ.બા.) [૦ કરવું, ૦ તપવું (રૂ.પ્ર.) રાહ જોવી]

**તપખીર** સ્ત્રી. સૂંઘવા માટે વપરાતો તમાકુનાં સૂકાં પાંદડાંનો બારીક ભૂકો, છીંકણી, સૂંઘણી, બજર. (૨) શિંગોડાં વગેરે કંદોનો લોટ, અબીલ, આરારૂટ

**તપખીરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **તપખીરી** વિ. [+ ગુ 'ઈ' ત.પ્ર.] તપખીરના રંગનું, કથ્થઈ, બજરિયું

**તપ(-પા)-ગચ્છ** પું. [જુઓ 'તપ' + સં.] શ્વેતાંબર જૈન સાધુઓનો એ નામનો એક ફિરકો. (જૈન.)

**તપડ** વિ. [જુઓ 'તાપ' દ્વારા.] તાપ ન ખમી શકે તેવું દૂબળું (ઢોર)

**તપત (-ત્ય)** સ્ત્રી. [સં. तप्ति, અર્વા. તદ્ભવ] તપાટ, તાપ, ગરમી, સહેજ તાવ, તાવનો ધીમો ગરમાવો, તપારો. (૨) (લા.) મનનો ઉચાટ

**તપન¹** પું. [સં.] (તાપ કરનારો) સૂર્ય. (૨) તડકો
**તપન²** ન. [સં.] તપવું એ, તાપ
**તપન-ચ્છદ** ન. [સં.] સૂરજમુખીનો છોડ
**તપ(-પો)-લોક** પું. [સં. तपस्+लोक, સંધિથી तपो-लोक] જુઓ 'તપો-લોક.'
**તપવવું** જુઓ 'તપવું' માં.
**તપવું** અ.ક્રિ. [સં. तप् તત્સમ] તાપ ઝીલવો. (૨) તપ્ત થવું, ઊનું થવું. (૩) તપ કરવું. (૪) (લા.) શોભવું. (૫) ઓઠી થવું. (૬) ગુસ્સે થવું. **તપાવું¹** ભાવે., ક્રિ. **તપવવું, તપાવવું¹** પ્રે., સ.ક્રિ.
**તપશ્ચરણ** ન., **તપશ્ચર્યા** સ્ત્રી. [સં. तपस् + चरण,-चर्या, સંધિથી] તપ કરવું એ, તપસ્યા
**તપસી** પું. [સં. तपस्वी] તપ કરનાર માણસ
**તપ(-ફ)સીલ** સ્ત્રી. [અર. તફ્સીલ્] વિગત, વૃત્તાંત, હકીકત
**તપસ્યા, તપસ્ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'તપશ્ચરણ.'
**તપસ્વિ-તા** સ્ત્રી. [સં.] તપસ્વીપણું, 'એસેટિસિઝમ' (ઉ.કે.)
**તપસ્વિની** વિ., સ્ત્રી. [સં., સ્ત્રી.] તપસ્યા કરનારી સ્ત્રી, તાપસી
**તપસ્વી** વિ. [સં., પું.] તપ કરનારું, તાપસ
**તપઃપૂત** વિ. [સં तपस्+पूत, સંધિથી] તપથી પવિત્ર થયેલું
**તપા-ગચ્છ** જુઓ 'તપ-ગચ્છ.'
**તપાટ, -ટો** પું [સં. ताप દ્વારા + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] તાપ કે તડકાની અસર, ધખારો, તપારો
**તપાડવું** જુઓ 'તાપવું' માં. (૨) (લા.) સંતપ્ત કરવું, દુઃખ દેવું, મૂંઝવવું
**તપાયમાન** વિ. [સં.] સંતપ્ત કરનારું. (૨) (લા.) ક્રોધ કરનારું. (૩) ગુસ્સે થયેલું [તાપ, તાવલી (ન.મા.)
**તપારો** પું. [સં. ताप દ્વારા] જુઓ 'તપાટ.' (૨) ઝીણો
**તપાવવું,¹ તપાવું¹** જુઓ 'તપવું' માં.
**તપાવવું,² તપાવું²** જુઓ 'તાપવું'માં.
**તપાસ** પું., સ્ત્રી. [અર. તફ્હ્હુસ્], ૦ણી સ્ત્રી. [જુઓ 'તપાસવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ખોજ, શોધ, 'સર્ચ,' 'ઇન્વેસ્ટિગેશન.' (૨) ચકાસણી, કસોટી, પરીક્ષા, જાંચ, 'એગ્ઝામિનેશન.' (૩) પૂછ-પરછ, 'ઇન્ક્વાયરી.' (૪) નિરીક્ષણ, 'ઇન્સ્પેક્શન.' (૫) મોજણી, 'સર્વે.' (૬) નિયંત્રણ, અંકુશ, 'ચેક'
**તપાસડા(-રા)વવું** જુઓ 'તપાસવું' માં.
**તપાસનીશ,-સ** વિ. [અર. + ફા. પ્ર. 'નીશ્'] તપાસ કરનાર (અમલદાર), સંશોધક, 'ઇન્વેસ્ટિગેટર.' (૨) પરીક્ષક, નિરીક્ષક, 'એગ્ઝામિનર'
**તપાસ-પંચ** (-પચ્ચ) ન. [+જુઓ 'પંચ.'] તપાસ કરનારો ન્યાયખાતાનો એક યા એવું વધુ અમલદારોનું મંડળ
**તપાસરાવવું** જુઓ તપાસવું' માં અને 'તપાસડાવવું.'
**તપાસ-વા(-વૉ)રંટ** (-વા(-વૉ)રન્ટ) ન. [+ અં. 'વૉરન્ટ્'] તપાસ કરવા માટેનો સરકારી લિખિત હુકમ
**તપાસવું** સ.ક્રિ. [જુઓ 'તપાસ,'-ના.ધા.] શોધ કરવી, ખોળવું. (૨) પરીક્ષા કરવી, ચકાસવું, કસોટી કરવી, જાંચ કરવી. (૩) ધ્યાનપૂર્વક જોઈ જવું. **તપાસાવું** કર્મણિ., ક્રિ. **તપાસાવવું, તપાસડા(-રા)વવું** પ્રે., સ.ક્રિ.
**તપાસ-સમિતિ** સ્ત્રી. [+ સં.] તપાસ કરવા માટે નિમાયેલી અમુક સભ્યોની મંડળી
**તપાસાવવું, તપાસાવું** જુઓ 'તપાસવું'માં.
**તપિત** વિ. [સં. तप्त] તપેલું, ગરમ થયેલું. (૨) (લા.) ગુસ્સે થયેલું. (૩) દુઃખી થયેલું
**તપિયું** ન. [જુઓ 'તપવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] તપ કરનારું તપસ્વી, (૨) (લા.) તપી ઊઠનારું, ગુસ્સે થયા કરતું
**તપી** વિ. [જુઓ 'તપવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] તપ કરનારું, તપિયું, તપસ્વી [તપેલું, ટોપડી
**તપેલી** સ્ત્રી. [જુઓ 'તપેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું
**તપેલું** ન. મધ્યમ માપનો ટોપ, મોટી તપેલી
**તપેશ્રી** પું. [જુઓ 'તપેશ્વરી'નું લાઘવ.] જુઓ 'તપેશ્વરી.'
**તપેશ્વર,-રી** પું [જુઓ 'તપ' + સં. ईश्वर, સંધિથી+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], **તપેસર, -રી** પું [જુઓ 'તપ' + સં. ईश्वर > પ્રા. इस्सर, સંધિથી, + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] ઘણું તપ કર્યું છે તેવો તાપસોનો સ્વામી, મોટો તપસ્વી
**તપો** પું. ['તપગચ્છ' નું અનુયાયી એ ભાવથી] તપગચ્છના જૈન શ્વેતાંબર ફિરકાનો અનુયાયી શ્રાવક. (જૈન.)
**તપો-જન્ય** વિ. [સં. तपस्+जन्य, સંધિથી] તપમાંથી થયેલું
**તપો-જીવન** ન. [સં. तपस्+जीवन, સંધિથી] તાપસનું જીવન, તપોમય જીવન [હવામાનમાં થતી અસર, તપાટ
**ત(-તા)પોટો** પું. [સં. तप દ્વારા] તપી ઊઠેલા પદાર્થની
**તપોડ** વિ. [સં- ताप દ્વારા] ગરમીવાળું, તપી ઊઠેલું
**તપોડિયું¹** જુઓ 'તાપોડિયું'.
**તપોડિયું²** ન. એ નામનું એક જાતનું પક્ષી [કરનારું
**તપો-દ્વેષી** વિ. [સં. तपस्+द्वेषी પું., સંધિથી] તપનો દ્વેષ
**તપો-ધન** વિ. [સં. तपस्+धन, સંધિથી] તપરૂપી ધનવાળું, તપસ્વી, તાપસ. (૨) પું. એ નામની શિવમંદિરોમાં ધરાવેલી વસ્તુઓ વાપરી શકે તેવી બ્રાહ્મણ જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [એ, તપની ક્રિયા
**તપોનુષ્ઠાન** ન. [સં. तपस् + अनुष्ठान, સંધિથી] તપ કરવું
**તપો-બલ(-ળ)** ન. [સં. तपस्+बल] તપરૂપી બળ, તપનો પ્રભાવ
**તપો-ભૂમિ** સ્ત્રી, [સં तपस्+भूमि, સંધિથી] તપ કરવાની ભૂમિ, જ્યાં અનેક લોકોએ તપ કર્યાં હોય તેવી જમીન. (૨) (લા.) પવિત્ર ભૂમિ
**તપો-ભ્રષ્ટ** વિ. [સં. तपस्+भ्रष्ट, સંધિથી] તપ કરવામાંથી ચલિત થયેલું [તપથી ભરેલું
**તપોમય** વિ. [સં. तपस्+मय ત.પ્ર., સંધિથી] તપ-રૂપ,
**તપો-લોક** પું. [સં. तपस्+लोक, સંધિથી] પૌરાણિક માન્યતા પ્રમાણે જનલોક અને સત્યલોક વચ્ચેનો ચૌદ લોકો(દુનિયાઓ)માંનો એક લોક. (સંજ્ઞા.)
**તપો-વન** ન. [સં. तपस्+वन, સંધિથી] તાપસોને તપ કરવાનો જંગલનો વિસ્તાર. (૨) (પૌરાણિક માન્યતા પ્રમાણે) નાસિક (મહારાષ્ટ્ર) પાસે ગોદાવરીના કિનારા ઉપરનું એક પ્રાચીન વન. (સંજ્ઞા.)
**તપોવૃદ્ધ** વિ. [સં. तपस्-वृद्ध, સંધિથી] તપમાં ઘણું આગળ વધી ગયેલ (તાપસ)
**તપો-વૃદ્ધિ** સ્ત્રી. [સં तपस्+वृद्धि, સંધિથી] તપમાં વૃદ્ધિ

થવી એ (પરસ્પર તાપસો મળતાં એકબીજાને વિવેક કરવાનો શબ્દ)

**તપો-વૃક્ષ** ન. [સં. तपस् + वृक्ष પું., સંધિથી] તપરૂપી ઝાડ

**તપો-વ્રત** ન. [સં. तपस् + व्रत, સંધિથી] તપ કરવાનું લીધેલું વ્રત

**તપ્ત** વિ. [સં.] તપી ઊઠેલું, દઝાડે તેવું ગરમ થઈ ગયેલું. (૨) (લા.) દુઃખ ક્લેશ વગેરેથી હેરાન. (૩) ક્રોધ પામેલું, ગુસ્સે થયેલું [નામનું એક વ્રત

**તપ્ત-કૃચ્છ્ર** ન. [સં.] એક પ્રકારની આકરી વ્રતચર્યા, એ

**તપ્ત-તામ્ર-કાંતિ** (-કાન્તિ) સ્ત્રી. [સં.] તપાવેલા લાલ ચોળ થયેલા તાંબાના જેવું તેજ. (૨) વિ. જુઓ 'તપ્ત-તામ્ર-વરણું.'

**તપ્ત-તામ્ર-વરણું**, **તપ્ત-તામ્રવણું** વિ. [સં. तप्त-ताम्रवर्ण > અર્વા તદ્ભવ 'વરણ' + બેઉને ગુ. 'ઉં' ત.પ્ર.] તપાવેલા લાલચોળ થયેલા તાંબાના રંગ જેવા રંગવાળું

**તપ્ત-મુદ્રા** સ્ત્રી. [સં.] ભગવાનનાં આયુધો કે એવાં નિશાનોવાળી તપાવીને શરીરનાં ખાસ કરી બાવડાં ઉપર લેવાતી છાપ (બેટ-શંખોદ્ધારમાં મફત દર્શન કરવા આવનાર સાધુ બાવાઓ લેતા)

**તપ્તોદક** ન. [સં. तप्त+उदक] તપી ઊઠેલું કે તપાવેલું પાણી

**તપ્પડ** પું. દુકાનદારને બેસવાની જગ્યા, થડું

**તપ્પલ** ન. ઘોડાના કપાળ ઉપરનું ધોળા વાળનું તલકું

**ત(૦ર)ફડવું** અ. ક્રિ. [અનુ.] અસહ્ય વેદના વગેરેને કારણે શરીરનાં અંગોનું આમથી તેમ સળવળ્યા કરવું કે આછા પછાડા ખાવા. (૨) (લા.) વ્યર્થ પ્રયત્ન કરવો. ત(૦ર)ફડાવું ભાવે., ક્રિ. ત(૦ર)ફડાવવું[1] પ્રે. સ.ક્રિ.

**તફડંચ** (તફડચ્ચ), -ચી સ્ત્રી. [જુઓ 'તફડાવવું[2]' દ્વારા.] છાની રીતે ઝૂંટવી લેવાની ક્રિયા, ઉચાપત, તફડાવી લેવું એ, 'પ્લૅગિયારિઝમ' [તરફડવાની ક્રિયા

**ત(૦ર)ફડાટ** પું. [જુઓ 'ત(૦ર)-ફડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.]

**ત(૦ર)ફડાવવું[1]** જુઓ 'ત(૦ર)ફડવું'માં.

**તફડાવવું[2]** સ. ક્રિ. [અર. 'તરૂફ્હ્' દ્વારા.] છાની રીતે ઝૂંટવી લેવું, ઉચાપત કરવું

**ત(૦ર)ફડાવું** જુઓ 'ત(૦ર)ફડવું'માં.

**તફરકે** ક્રિ. વિ. [અર. તફ્રૂકહ્] તફડંચી કરવામાં આવે એમ

**તફસીલ** જુઓ 'તપસીલ.'

**તફસીલ-વાર** જુઓ 'તપસીલ-વાર.'

**તફાવત** પું. [અર.] કોઈ પણ બે વસ્તુ માપ અંતર સંખ્યા વચ્ચેનું જુદાપણું, અંતર, ફેર, ફરક. [૦ કરવો (રૂ. પ્ર.) ભેદ રાખવો. ૦ પડવો (રૂ. પ્ર.) અસમાનતા દેખાવી]

**તફો** પું. [અર. તાઇફહ્] તે તે સમૂહ કે ટોળું, પક્ષ, વિભાગ, ફિરકો, તડ [ટૂંકા કાનાની છાબ

**તબક** સ્ત્રી. [અર. તબાક્] તાસક, રકાબી ઘાટની થાળી,

**તબક-ચો** પું. [અર. તબાક્ચહ્] નાનો થાળ, તબકડું

**તબકડી** સ્ત્રી. [જુઓ 'તબકડું' + ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની તબક [મધ્યમ ઘાટની તબક

**તબકડું** ન. [જુઓ 'તબક' + ગુ 'ડું' સ્વાર્થે ત. પ્ર.]

**તબક-દીવડી** સ્ત્રી. [જુઓ 'તબકવું' + 'દીવડી.'] ઝીણો પ્રકાશ આપતી દીવી

**તબક-ફાડ** પું. [જુઓ 'તબક' + 'ફાડવું.'] (લા.) કુસ્તીનો એક દાવ

**તબકવું** અ. ક્રિ. [અનુ.] નાના ઝબકારા થાય એ રીતે પ્રકાશવું, ટમટમવું. તબકાવું ભાવે., ક્રિ. તબકાવવું પ્રે., સ.ક્રિ.

**તબકાવવું**, **તબકાવું** જુઓ 'તબકવું'માં. ['સ્ટેઇજ'

**તબક્કો** પું. [અર. તબકહ્] દરજ્જો, પાયરી, (૨) કક્ષા,

**તબડક** ક્રિ. વિ. [રવા.] ઘોડાના ડાબલાઓનો જમીન ઉપર અવાજ થાય એમ, તબડાક [દોડનો અવાજ

**તબડક-તાઈ** સ્ત્રી. [જુઓ 'તબડક' દ્વારા.] ઘોડાઓ વગેરેની

**તબડકાવવું** સ. ક્રિ. [જુઓ 'તબડક,' – ના. ધા.] ઘોડાને 'તબડક તબડક' થાય એમ દોડાવવું

**તબડકી** સ્ત્રી. [જુઓ 'તબડક' + ગુ. 'ઈ' ત. પ્ર.] ઘોડાની એક પ્રકારની દોડ. [૦ મૂકવી (રૂ. પ્ર.) તોડવું. ૦ વાગવી (રૂ. પ્ર.) ઘોડાની દોડનો અવાજ થવો]

**તબડકું** ન. અકડિયું, તગારું. (૨) ઠંડું

**તબડકો** પું. [જુઓ 'તબડક' + ગુ. 'ઓ' ત. પ્ર.] (લા.) વેગ, ઝપાટો, સપાટો

**તબડાક[1]** ક્રિ. વિ. [રવા.] જુઓ 'તબડક.'

**તબડાક[2]** (-ક્ય) સ્ત્રી. [રવા.] ટકોરો, ટપલી

**તબડાટી** સ્ત્રી. [રવા.] ઘોડાઓના દોડવાનો સતત અવાજ. (૨) દોડાદોડ, દોટ, હડી.

**તબડાવવું** સ. ક્રિ. [રવા.] ઘોડાઓ વગેરેને ડાબલાઓ કે ખરીઓનો અવાજ થાય એમ દોડાવવું. (૨) (લા.) અનાજ પાણીમાં ઉકાળવું, ખદખદાવવું. (૩) ધમકાવવું, દબડાવવું

**તબડૂક[1]** ક્રિ. વિ. [રવા.] જુઓ 'તબડક.'

**તબડૂક[2]** વિ. ભોટ, મૂર્ખ. (૨) ફૂલેલા શરીરવાળું. (૩) વસ્ત્રવિહીન, નાગું

**તબતબવું** અ. ક્રિ. [અનુ.] ભરચક હોવું. (૨) ફૂલીને ઢોલ થવું. તબતબાવું ભાવે., ક્રિ. તબતબાવું પ્રે., સ ક્રિ.

**તબતબાવવું** જુઓ 'તબતબવું'માં. (૨) (લા.) કાંડું ઝાલી બહાર લઈ જવું

**તબતબાવું** જુઓ 'તબતબવું'માં.

**તબદીલ** ક્રિ. વિ. [અર.] ફેરબદલો કરાય એમ

**તબદીલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ફેરબદલો, ફેરફાર

**તબરૂક** પું. [અર. તબર્રુક્] દરગાહનો તેમજ મુસ્લિમ ધાર્મિક કથાવાર્તાઓનો પ્રસાદ

**તબલ** પું., ન. [ફા.] ફરસીના પ્રકારનું એક શસ્ત્ર. (૨) શિંગડાવાળો એક પ્રકારનો સૈનિકનો ટોપ

**તબલચી** પું. [અર. + તુર્કી. 'ચી' ત. પ્ર.] તબલાં વગાડનાર કલાકાર, તબલિયો

**તબલાં** ન., બ.વ. [અર. તબ્લહ્] નરઘું અને ભોણિયું કે બાયું મળીને થતી નરઘાંની જોડી [વગાડનારો, તબલચી

**તબલિયો** પું. [જુઓ 'તબલું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તબલાં

**તબલી** સ્ત્રી. [જુઓ 'તબલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] તંબૂરા વગેરે વાદ્યોના તૂંબડા ઉપરનું લાકડાનું પાટિયું

**તબલીગ**, -ઘ સ્ત્રી. [અર. તબ્લીગ્] ધર્માંતર કરવાની ક્રિયા, ધર્મ-પરિવર્તન. (૨) ધર્મ-પ્રચાર

**તબલું** ન. [અર. તબ્લહ્] નરઘું (એ. વ.માં વપરાય ત્યારે

'લોળિયું' કે 'ગાંયું' ગણાતું નથી.) [જનનેંદ્રિય (ગાળ)

**તબલો** પું. [જુઓ 'તબલું.'] (લા.) સ્ત્રીની મોટી થઈ ગયેલી

**તબસ્સુમ** ન. [અર.] હસવું એ, હાસ્ય [નષ્ટભ્રષ્ટ

**તબાહ** ક્રિ. વિ. [ફા. તબાહ્] પાયમાલ, પરેશાન,

**તબાહી** સ્ત્રી. [ફા.] પાયમાલી, ભારે પરેશાની

**તબિયત** સ્ત્રી. [અર. તબીઅત્] સ્વભાવ, મિજાજ. (૨) સ્વાસ્થ્ય. [**૦ આવવી** (રૂ. પ્ર.) પ્રેમ થવો. **૦ લાગવી** (રૂ. પ્ર.) મન ચોટવું. (૨) આનંદ આવવો. **૦ બગડવી.** (રૂ. પ્ર.) બીમાર પડવું. (૨) ગુસ્સે થવું ]

**તબિયત-દાર** વિ. [+ ફા. પ્રત્યય] (લા.) ચાલાક, હોશિયાર. (૨) રસિક, રસજ્ઞ

**તબિયતી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) તરંગી, મિજાજી, ધૂની

**તબીબ** પું. [અર.] શારીરિક રોગનો ઉપચાર કરનાર વિદ્વાન, વૈદ્ય, 'ડૉક્ટર', હકીમ, 'ફિઝિશિયન,' 'મેડિકલ પ્રૅક્ટિશનર' [ડૉક્ટરું

**તબીબી[1]** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તબીબની વિદ્યા, વૈદું,

**તબીબી[2]** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તબીબને લગતું, વૈદ્યકીય, ડૉક્ટરી, 'મેડિકલ'

**તબીબી-કાનૂની** વિ. [જુઓ 'તબીબી[2]' + 'કાનૂની.'] તબીબી કાયદાને લગતું, 'મેડિકો-લીગલ'

**તબુકાવવું, તબુકાવું** જુઓ 'તબૂકવું'માં.

**તબૂકવું** અ. ક્રિ. [અનુ.] જુઓ 'તબકવું.' **તબુકાવું** ભાવે., ક્રિ. **તબુકાવવું** પ્રે., સ. ક્રિ.

**તબેથો** પું [ચરો.] જુઓ 'તવેથો.'

**તબેલો** પું. [અર. તવીયલહ્] ઘોડા બાંધવાનું અને ઘોડાગાડી વગેરે રાખવાનું બાંધેલું લાંબું મકાન, ઘોડાર

**તબો** પું. [ચરો.] જુઓ 'તવો.'

**તબ્બલ** ન. [અર. તબ્લહ્] (લા.) માથાનું તાલકું

**તમ[1]** ન. [સં. तमस्] અંધકાર, અંધારું. (૨) તમોગુણ, (૩) (લા.) અજ્ઞાન

**તમ[2]** (તઃમ) સર્વ. [જુઓ 'તમે.'] તમે. (પદ્યમાં.) રૂપો: **તમને** (તઃમને) (બી. વિ., ચો. વિ.-બ. વ.), **તમ-થી** (તઃમ-થી) (પાં. વિ., ત્રી વિ.ના અર્થનો અનુગ લાગતાં), **તમ-માં** (તઃમ માં) (સા. વિ.ના અર્થનો અનુગ). એનું વિભક્તિ-અંગ **'તમ-'** (તઃમ-)

**તમક** પું. [સં.] દમના રોગનો એક પ્રકાર

**તમ(-મુ)કડું** વિ. [જુઓ 'અમુક'ના દ્વિર્ભાવનું રૂપ, + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] અમુક ('અમુકડું-તમુકડું' એવો જોડિયો પ્રયોગ)

**તમકવું** અ. ક્રિ. [રવા.] ઠમકે ઠમકે ચાલવું. (૨) (લા.) ક્રોધનો આવેશ દેખાડવો. **તમકાવું** ભાવે., ક્રિ. **તમકાવવું** પ્રે., સ. ક્રિ.

**તમક-શ્વાસ** પું. [સં.] દમનો શ્વાસ

**તમકાવવું, તમકાવું** જુઓ 'તમકવું'માં.

**તમ(-મા,-મે)ણ** (-ણ્ય) સ્ત્રી. ભોંમાં ખોદી કરેલી ચૂલ

**તમણું[1]** વિ. [જુઓ 'ત્રમણું.'] જુઓ 'ત્રમણું.'

**તમ-ણું[2]** (તઃમણું) વિ. [જુઓ 'તમ[2]' + ગુ. 'નું' છ. વિ., અનુગનું ગ્રા. રૂપ] તમારું (લોકસાહિત્યમાં)

**તમતમ-પ્રભા** સ્ત્રી. [સં. तमस्तमःप्रभा] એ નામનું સાતમું નરક. (સંજ્ઞા.) (જૈન.)

**તમતમવું** અ. ક્રિ. [રવા.] તીખાશથી જીભ કે મોઢાના ભાગ ચમચમવા. (૨) તમરાંનો અવાજ થવો. **તમતમાવું** ભાવે., ક્રિ. **તમતમાવવું** પ્રે., સ. ક્રિ.

**તમતમાટ** પું. [જુઓ 'તમતમવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] તમતમવાની સ્થિતિ

**તમ-તમારે** (તઃમ-તઃમારે) સર્વ. [જુઓ 'તમે'-નો દ્વિર્ભાવ.] જુઓ 'તમે માં. (માત્ર બીજા પુરુષમાં 'તમે' ઉપરાંત આજ્ઞાર્થમાં પ્રયોગ: 'તમ-તમારે આવજો' વગેરે)

**તમતમાવવું, તમતમાવું** જુઓ 'તમતમવું'માં.

**તમતમું** વિ. [જુઓ 'તમતમવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] તમતમતા સ્વાદવાળું, તીખું. (૨) ન. તમરાંનો અવાજ

**તમન** ન. જુદા જુદા રંગનાં ફૂલોનું એક ઝાડ

**તમનતાગ** પું. વિજયની યાદગીરીનું સ્તંભ પ્રકારનું બાંધકામ જયસ્તંભ [પૂંઠ

**તમનામિક** પું. વધુ ઝાડા થવાથી લાલ થઈ ગયેલી બાળકની

**તમ-થી** (તઃમ-થી) સર્વ., ક્રિ. વિ. [જુઓ 'તમે' + ગુ. 'થી' પાં. વિ., ત્રી. વિ.નો અનુગ] તમારાથી. (૨) તમારા વડે

**તમ(-મો)ને** (તઃમ(-મો)ને) સર્વ. [જુઓ 'તમે.'] જુઓ 'તમે'માં. [તમા, પરવા

**તમન્ના** સ્ત્રી. [અર.] આશા, અભિલાષ, આકાંક્ષા. (૨)

**તમ-માં** (તઃમ-માં) સર્વ., ક્રિ. વિ. [જુઓ 'તમે' + ગુ. 'માં' સા. વિ.નો અનુગ.] તમારે વિશે, તમારામાં

**તમ(-મ્મ)ર[1]** ન. [અનુ.] આંખે અંધારાં આવી ચક્કર આવે છે એ

**તમર,[2] -રિયું** ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] એ નામનું પાણી નજીક થતું બેઠા ઘાટનું એક વૃક્ષ અને એનું લાકડું

**તમરી** સ્ત્રી. [જુઓ 'તમર[1]'+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તમર.[1]'

**તમરું** ન. [રવા.] દિવસે કે રાતે કાંઈક ઘૂઘરીઓના અવાજને મળતો અવાજ કરતું તે તે જંતુ. [**-રાં બોલવાં** (રૂ.પ્ર.) સખત માર ખાવો. **-રાં બોલાવવાં** (રૂ.પ્ર.) માર મારવો] [જેવું

**તમ-રોખું** (તઃમ-) વિ. [જુઓ 'તમ[2]' + 'રોખું.'] તમારા

**તમશ(-સ)** (-શ્ય,-સ્ય) જુઓ તમસ.[2]

**તમસ[1]** ન. [સં. तमस्] અંધકાર, અંધારું. (૨) તમોગુણ

**તમસ[2]** (-સ્ય) સ્ત્રી. [સં. तमस् દ્વારા] ચકરી, અંધારાં, મૂર્છા, બેશુદ્ધિ [રજની, નિશા

**તમસ્વતી, તમસ્વિની** વિ., સ્ત્રી. [સં.] રાત્રિ, રાત,

**તમંચો** (તમઞ્ચો) પું. [તુર્કી. તમંચહ્] દેશી પિસ્તોલ. [**૦ દાગવો** (રૂ.પ્ર.) પિસ્તોલ ફોડવી]

**તમઃપુંજ** (-પુઞ્જ) પું. [સં.] અંધકારનો સમૂહ, ગાઢ અંધારું

**તમઃપ્રધાન** વિ. [સં. तमस् + प्रधान, સંધિથી] જેમાં તમોગુણ મુખ્ય સ્થાને છે તેવું, તમોગુણી

**તમા** સ્ત્રી. [અર. તમ્-અ] લાલચ. (૨) દરકાર, પરવા, ગરજ

**તમાકુ** સ્ત્રી. [ફા. તમ્બાકૂ] એક પ્રકારનો કેફી છોડ અને એનાં સૂકવેલાં પાંદડાં (જેની પતરી વ્યસન તરીકે ખાવામાં

અને બીડી સિગારેટ હોકા વગેરે દ્વારા નાખી ખાળી ધુમાડો પીવામાં વપરાય છે.) (૨) એ તમાકુમાંથી બનાવેલી સૂંઘવા તેમજ દાંતે ઘસવાની ભૂકી, છીંકણી, સૂંઘણી, બજર

**તમાચો** પું. [ફા. તમાચહ્] હથેળીથી ગાલ પર મારવામાં આવતી થાપટ, થપાટ, લપાટ, લપડાક, થપ્પડ. [**૦ ખાવો** (રૂ.પ્ર.) તમાચાનો માર મળવો. **૦ ખેંચી કાઢવો** (-ખેંચી-), **૦ ચોડ(-ઢ)વો, ૦ ચોડી(-ઢી) દેવો, ૦ મારવો** (રૂ.પ્ર.) થપ્પડ લગાવવી. **૦ પડવો, ૦ વાગવો** (રૂ.પ્ર.) થપ્પડ લાગવી]

**તમાણ** (-ણ્ય) જુઓ 'તમણ.'

**તમાણું** (તઃમાણું) જુઓ 'તમણું.[૨]'

**તમાનિયત** સ્ત્રી. [અર.તમાનિય્યત્] ખાતરી, સાબિતી. (૨) આત્મવિશ્વાસ. (૩) (લા.) શાંતિ, આરામ

**તમા(-મ્મા)મ** વિ., ક્રિ.વિ. [અર. તમામ્] સર્વ કોઈ, સર્વ કાંઈ, બધું, સર્વે, સૌ, સહુ, અખિલ, નિખિલ, 'ઑલ-મોસ્ટ ઑલ'

**તમામિયત** સ્ત્રી, [અર. તમામિય્યત્], **તમામી** સ્ત્રી. [જુઓ 'તમામ' + ગુ. 'ઈ' ત.પ્ર.] સંપૂર્ણતા

**તમારું** (તઃમારું) સર્વ., વિ. [જુઓ 'તમે.,' અપ. તુમ્હારઅ-] જુઓ 'તમે' માં.

**તમારા-થી** (તઃમારા-થી) સર્વ., ક્રિ.વિ. [જુઓ 'તમે'–'તમારું' + ગુ.'થી' પાં. વિ. નો અનુગ.] જુઓ 'તમ-થી.'

**તમારા-માં** (તઃમારા-માં) સર્વ., ક્રિ.વિ. [જુઓ 'તમે'–'તમારું' + ગુ. 'માં' સા. વિ. નો અનુગ] તમારા વિશે, તમમાં

**તમારે** (તઃમારે) સર્વ., ક્રિ. વિ. [જુઓ 'તમે'–'તમારું' + ગુ. 'એ' ત્રી. વિ. અને સા. વિ. નો પ્ર., આ રૂપનો કર્તાનો અને સંબંધનો અર્થ છે, સાતમીનો રહ્યો નથી.] તમોથી. (૨) તમને

**તમાલ** ન. [સં., પું.] એ નામનું એક ઝાડ

**તમાલ-પત્ર** ન. [સં.] તમાલ વૃક્ષનું પાંદડું. (૨) 'તમાકુ'ના પર્યાય તરીકે બ્રાહ્મણ વિદ્વાનોમાં વપરાય છે.

**તમાશ(-સ)-ગીર** વિ. [અર. 'તમાશા' + ફા. પ્રત્યય] તમાશો કે ખેલ કરનાર માણસ. (૨) તમાશો જોનાર પ્રેક્ષક

**તમાશ(-સ)-ગીરી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] તમાશગીરનું કામ

**તમાશ(-સ)-બીન** વિ. [અર. 'તમાશા' + ફા. પ્રત્યય] જુઓ 'તમાશ-ગીર.' [-ગીરી.'

**તમાશ(-સ)બીની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'તમાશ-

**તમાશો(-સો)** પું. [અર. તમાશા] લોકો જોવા મળે તેવો રમૂજ-ભરેલો ખેલ. (૨) (લા.) વિનોદ. (૩) ફજેતી

**તમિસ્ર** ન. [સં.] અંધકાર, અંધારું, તમસ

**તમિસ્રા** સ્ત્રી. [સં.] અંધારી રાત

**તમીજ** સ્ત્રી. [અર.] વિવેકબુદ્ધિ. (૨) સભ્યતા. (૩) સ્વભાવ

**તમુક,૦ડું** જુઓ 'તમક-ડું.'

**તમે(-મો)** (તઃમે, -મો) બી.પું., બ.વ. [વૈ.સં. तुम्हे > પ્રા. तुम्हे > મધ્ય. ગુ. તમ્હે, તમ્હો] સામેની વ્યક્તિ –એક કરતાં વધુ. **તમ(-મો)ને** (તઃમ(-મો)ને) [+બી. વિ., ચો. વિ., છ. વિ. નો અર્થ], **તમ(-મો)-થી** (તઃમ-(-મો)-થી) [+પાં. વિ., ત્રી. વિ. નો અનુગ], **તમ(-મો)-માં** [+ સા. વિ. નો અનુગ], **તમારું** (તઃમારું) [અપ. તુમ્હારઅ-સંબંધનો અર્થ], **તમારે** (તઃમારે) ['તમારું' + ગુ. 'એ' ત્રી. વિ. અને સા. વિ. નો પ્ર. અર્થ કર્તૃવાચક અને સંબંધવાચક] [**તમે-તમારે** (તઃમે-તઃમારે) (રૂ. પ્ર.) તમે સ્વતંત્ર રીતે]

**તમેણ** (-ણ્ય) જુઓ 'તમણ.'

**તમો** (તઃમો) જુઓ 'તમે'માં.

**તમો-ગુણ** પું. [સં. तमस् + गुण, સંધિથી] પ્રકૃતિનો ત્રીજો કનિષ્ઠ પ્રકારનો ગુણ, તામસ ગુણ, 'ઇનર્શિયા' (બ. ક. ઠા.) (૨) (લા.) ક્રોધ

**તમોગુણી** વિ. [સં., પું.] તમોગુણથી ભરેલું

**તમો-ઘ્ન** વિ. [સં. तमस् + घ्न (સમાસમાં), સંધિથી] અંધકારનો નાશ કરનારું. (૨) (લા.) અજ્ઞાનનો નાશ કરનારું

**તમો-થી** (તઃમો-) જુઓ 'તમ-થી.'

**તમો-ને** (તઃમો-) જુઓ 'તમે'માં.

**તમો-માં** (તઃમો-) જુઓ 'તમે'માં.

**તમો-રાશિ** પું. [સં. तमस् + राशि, સંધિથી] અંધકારનો સમૂહ, ઘોર અંધારું

**તમો-લિપ્ત** વિ. [સં. तमस् + लिप्त, સંધિથી] અંધકારથી ખરડાયેલું કે લેપાયેલું. (૨) (લા.) અજ્ઞાનથી લેપાયેલું

**તમો-વિકાર** પું. [સં. तमस् + विकार, સંધિથી] અંધકારની અસર. (૨) તમોગુણની અસર. (૩) (લા.) અજ્ઞાન

**તમ્મર** જુઓ 'તમર.[૧]'

**તમ્મામ** જુઓ 'તમામ.'

**તયેં** ક્રિ.વિ. [સૌ., સર૦ 'જયેં.'] ત્યારે, એ સમયે

**તર[૧]** સ્ત્રી. [દે.પ્રા. तरिआ, तरी] પ્રવાહીને ગરમ કરવાથી ઉપર વળી આવતો આછા પડ જેવો પદાર્થ. (૨) દૂધ-દહીં-ચા વગેરે ઉપરની બાઝતી પોપડી. [**૦ લેવી** (રૂ.પ્ર.) સારું તારવી લેવું]

**તર[૨]** (-રય) સ્ત્રી. [જુઓ 'તરવું.'] તરવાની ક્રિયા કે પદ્ધતિ

**તર[૩]** વિ., ક્રિ.વિ. [ફા., લીલું] રસકસવાળું, ભરેલું, પૂર્ણ. (૨) ધરાયેલું, તૃપ્ત. (૩) (લા.) પૈસાદાર, માલદાર. (૪) ચકચૂર, મસ્ત. [**૦માં તર** (રૂ.પ્ર.) સર્વથી શ્રેષ્ઠ]

**તર[૪]** ન. સાળમાં જેના ઉપર વણેલું લૂગડું કે વેજું વીંટ-વામાં આવે છે તે બે ખીલાઓવાળું સાધન

**તરક[૧]** પું. [સં. तर्क અર્વા. તદ્ભવ] જુઓ 'તર્ક.'

**તરક[૨]** પું. [તુર્કી. તુર્ક્; સં. માં तुरुष्क બનાવી લેવાયો હતો, મુસ્લિમો આવ્યા પછી.] મૂળ તુર્કસ્તાનનો વતની ફિરકો અને એનો માણસ. (સંજ્ઞા.) (૨) (પછીથી) સર્વસામાન્ય મુસ્લિમ, તુરુષ્ક. (સંજ્ઞા.)

**તરકચો** પું. [ફા. તરકૂચહ્] ટપકું, ટીપું. (૨) ફુવારો. (૩) ટપકાંવાળી ભાતનું એક જાતનું કાપડ

**તરકટ** ન. કાવતરું, પ્રપંચ, કપટ ભરેલું કામ, કપટજાળ, ધતિંગ

**તરકટ-ખોર** વિ. [+ ફા.પ્રત્યય.], **તરકટિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] તરકટ કરવાની ટેવવાળું

**તરકટિયો** પું. [જુઓ 'તરકટિયું.'] (લા.) ભવાઈમાં ડાગલાનો વેશ ભજવનારું પાત્ર, ડાગલો

**તરકટી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'તરકટ-ખોર.'

**તરકડી** સ્ત્રી. (જુઓ 'તરકડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (તિરસ્કારના ભાવથી) મુસ્લિમ સ્ત્રી

**તરકડું¹** ન. એ નામની એક માછલીની જાત

**તરકડું²** ન., **-ડો** પું. [જુઓ 'તરક²' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (તિરસ્કારના ભાવથી) મુસ્લિમ પુરુષ. (૨) (લા.) હલકું વર્તન રાખનારો સિપાઈ

**તરકત** (-ત્ય) સ્ત્રી. ધ્રુજારી, કંપ

**તરક-તળાવ** વિ [જુઓ 'તરવું' + ગુ. 'ક' કૃ. પ્ર. + 'તળાવ.'] (લા.) ધરાય નહિ તેવું, અકરાંતિયું

**તરકલી** જુઓ 'તકલી.'

**તરકવું** સ.ક્રિ. [સં. तर्क्, અર્વા. તદ્ભવ] તર્ક કરવો, અટકળ કરવી. **તરકાવું** કર્મણિ., ક્રિ. **તરકાવવું** પ્રે., સ.ક્રિ.

**તરકાવવું, તરકાવું** જુઓ 'તરકવું'માં.

**તરકશ(-સ)** ન. [ફા. તીર્કશ્] (તીર રાખવાનો) ભાથો

**તરકશ(-સ)-બંદ** (-બન્દ) વિ. [ફા. તીર્કશ્-બન્દ્] ભાથો રાખી લડનાર

**તરકશી(-સી)** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય] નાનો ભાથો

**તરકાણું** ન. [જુઓ 'તરક²' દ્વારા] (તિરસ્કારમાં) મુસ્લિમ સામાન્ય. (જૂ. ગુ. પદ્યમાં.)

**તરકારી** સ્ત્રી. [ફા. 'તર્' દ્વારા. સર૦ મરા., હિં.] શાકભાજી, ભાજીપાલો. (૨) (લા.) ખાવા યોગ્ય માંસ

**તર-કીડી** સ્ત્રી. ['તર' અસ્પષ્ટ + જુઓ 'કીડી.'] મગફળીના વાવેતરમાં થતી એક જીવાત

**તરકીબ** સ્ત્રી. [અર.] વ્યવસ્થા, ગોઠવણ. (૨) યુક્તિ. [**૦ દેવી** (રૂ.પ્ર.) આકાર આપવો. **૦થી** (રૂ.પ્ર.) સંભાળપૂર્વક, જાળવીને]

**તરકોશી(-સી)** વિ. [સં. त्रि > ગુ. 'તર' + જુઓ 'કોશ'² + ગુ. 'ઈ' ત. પ્ર.] ત્રણ કોશ ચાલતા હોય કે ચાલી શકે તેવું (વાવ કૂવો વગેરે). (૨) ત્રણ થાંભલા કે કૂવાવાળું (વહાણ.)

**તરક્કી** સ્ત્રી. [અર.] ચડતી, અભ્યુદય, ઉન્નતિ. [**૦ દેવી** (રૂ.પ્ર.) આગળ વધવું **૦ મળવી** (રૂ.પ્ર.) ઊંચી પદવી મળવી]

**તરખટ(-ડ)** (-ટ્ય, -ડ્ય) સ્ત્રી. વ્યવસ્થા, ગોઠવણ, તજવીજ. (૨) ભાંજઘડ, પ્રપંચ

**તરખડો** પું. [સં. त्रि > ગુ. 'તર' દ્વારા] ચડસી ઉપરનું ત્રણ પાંખિયાંવાળું લાકડું (દોરડાથી બાંધેલું)

**તરખણ** ન. એ નામનું એક ઝાડ [જુઓ 'તણખલી.'

**તરખલી** સ્ત્રી. [જુઓ 'તરખલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**તરખલું** જુઓ 'તણખલું.'

**તરખાટ** પું. [રવા.] હોહા, હોબાળો, ધમાલ, તોફાન. (૨) (લા.) ખળાપો. (૩) ગુસ્સો. [**૦ મચવો** (રૂ.પ્ર.) ધમાલ થવી. **૦ મચાવવો** (રૂ.પ્ર.) ધમાલ કરવી.]

**તરખાટિયું** વિ. [+ગુ. 'ઇયું' ત. પ્ર.] તરખાટ મચાવનારું

**તરખાણુ** ન. [સં. त्रि > ગુ. 'તર' દ્વારા.] ત્રેખડું, તેખડું

**તર-ખાંસી** સ્ત્રી. ['તર' અસ્પષ્ટ + જુઓ 'ખાંસી.'] ખાંસીનો એક પ્રકાર

**તર-ખૂણિયું** વિ. [સં. त्रि > ગુ. 'તર' + 'ખૂણો' + ,ઇયું' ત. પ્ર.] ત્રણ ખૂણાવાળું, ત્રિખૂણિયું

**તરખેડું** ન. સૌરાષ્ટ્રમાં રબારી આહીર વગેરેમાં સ્ત્રીઓનું કેડનું વસ્ત્ર, પહેરણું

**તરગડ** ન. ઉંબર નીચેની આડી શિલા. (સ્થાપત્ય.)

**તરગાળી** સ્ત્રી. [જુઓ 'તરગાળો' + ગુ. 'ઇયું' સ્ત્રીપ્રત્યય.] તરગાળા (બ્રાહ્મણ)ની સ્ત્રી, ત્રાગાળી. (સંજ્ઞા.)

**તરગાળો** પું. ઉત્તર ગુજરાતના મહેસાણા જિલ્લામાં (અને પાટણવાડિયામાં ખાસ) નાટ્ય ભવાઈ સંગીત વગેરેનું કામ કરતી નાયક-ભોજક બ્રાહ્મણ જ્ઞાતિ અને એનો પુરુષ, ત્રાગાળો. (સંજ્ઞા.)

**તરઘાયો** પું. મોટો રસોઈ માટેનો દેગડો. (૨) (લા.) ઊંચકવો ન ગમે તેવો ભાર. (૩) બેડોળ આકારની વસ્તુ. (૪) જાડું મોટું ભારે વજનનું છોકરું. (૫) મોટા આકારનો ઢોલ [ગાંડા જેવું, તોરી

**તર-ઘેલું** (-ઘૅલું) વિ. ['તર' અસ્પષ્ટ + જુઓ 'ઘેલું.']

**તરચકો** પું. ચચકો, છાંટો

**તરછ** પું., (-છ્ય) સ્ત્રી. [સં. तिरस्- > પ્રા. तिरच्छ] (લા.) તિરસ્કાર કરવાની વૃત્તિ, તરછોડવાની ટેવ. (૨) જોર. (૩) અભિમાન, ગર્વ

**તરછટ¹** (-ટ્ય) સ્ત્રી. પ્રવાહી પદાર્થોને તળિયે બેઠેલો મેલ

**તરછટ²** ક્રિ.વિ. સાવ, તમામ, તદ્દન, છેક

**તરછું** વિ. [સં. तिरस्- > પ્રા. तिरच्छअ-] તીરછું

**તરછોડ** પું. (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'તરછ' દ્વારા.] તરછોડવાની ક્રિયા, તિરસ્કાર. (૨) (અંગને) ઝાટકવાની ક્રિયા

**તરછોડવું** સ. ક્રિ. [જુઓ 'તરછોડ,'- ના.ધા.] જોરથી આંચકો મારી હડસેલવું. (૨) તિરસ્કાર કરવો. **તરછોડાવું** કર્મણિ., ક્રિ. **તરછોડાવવું** પ્રે., સ. ક્રિ.

**તરછોડાટ** પું. [જુઓ 'તરછોડવું' + ગુ 'આટ' કૃ. પ્ર.] તરછોડવાની ક્રિયા

**તરછોડાવવું, તરછોડાવું** જુઓ 'તરછોડવું'માં. ['તરછોડાટ.'

**તરછોડો** પું. [જુઓ 'તરછોડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ

**તરજ¹** પું. વેગ, આવેશ. (૨) ભય, ત્રાસ

**તરજ²** સ્ત્રી. [અર. તર્જ્] ગાવાની ઢબ

**તરજવું** સ. ક્રિ. [સં. तर्ज्-અર્વા. તદ્ભવ.] તરછોડવું, તુચ્છકારવું. **તરજાવું** કર્મણિ., ક્રિ. **તરજાવવું** પ્રે., સ. ક્રિ.

**તર-જાત** (-ત્ય) સ્ત્રી. [સં. इतर-जाति] હલકી જ્ઞાતિ. (૨) વિ. હલકી જ્ઞાતિનું

**તરજાવવું, તરજાવું** જુઓ 'તરજવું'માં.

**તરજાળિયું** ન. [સં. त्रि > ગુ. 'તર' + સં. जालिक-क > પ્રા. जालियअ-] મકાનના કરાનું ત્રણ બાંકાંના રૂપનું જાળિયું

**તરજી** સ્ત્રી. [જુઓ 'તરજ²' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તરજ.²'

**તરજી-બંધ** (-બન્ધ) વિ. [+ ફા. 'બન્દ્'] તરજવાળું

**તરજુમિયું** વિ. [જુઓ 'તરજુમો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ભાષાની લાક્ષણિકતા વિનાના સાદા અનુવાદના રૂપનું (જેમાં મૂળ ભાષાની અનિષ્ટ અસરો રહી પણ જવા પામી હોય) (ન. મા.) [લેશન'

**તરજુમો** પું. [અર. તર્જુમહ્] ભાષાંતર, અનુવાદ, 'ટ્રાન્સ-

**તરડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'તરડવું.'] તેડ, આછી ફાટ

**તરડ(-ડા)વું** અ. ક્રિ. [રવા.] આછી ફાટ કે ચીર પડવી. (લા.) ગુસ્સેથી બોલવું. **તરડાવવું** પ્રે., સ. ક્રિ.

**તરડાટ** પું. [જુઓ 'તરડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] તરડવું એ. (૨) (લા.) અભિમાનને કારણેની વાંકાઈ

**તરડાવવું** જુઓ 'તરડવું'માં.

**તરડાવું** જુઓ 'તરડવું.'

**તરડિયું** વિ. [જુઓ 'તરડ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તરડવાળું, તેડવાળું, આછી તરડવાળું, તરડાઈ ગયેલું. (૨) આકરા સ્વભાવવું. (૩) ન. તરડ, ફાટ. (૪) તરડવાળી સોપારી. [-યો શુભાર (રૂ. પ્ર.) અડબાઉ ગુવાર]

**તરડું** ન. [જુઓ 'તરડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] તરડ, તેડ, આછી ફાટ. (૨) (લા.) વિ. ભરાડી, ખેપાની, હોશિયાર

**તરડો** પું. [જુઓ 'તરડું.'] જમીનમાંનો ચીરો, ફાટ, ભરોડું

**તરણ**[1] ન. [સં., ક્રિયાવાચક] તરી જવું એ. (૨) (લા.) ઉદ્ધાર થવો એ

**તરણ**[2] (-ણ્ય) વિ. [જુઓ 'ત્રણ.'] જુઓ 'ત્રણ.'

**તરણ-તારણ** વિ. [સં. બંને કર્તૃવાચક] તરનારો અને તારનારો. (૨) (લા.) ઉદ્ધાર કરનાર [ક્રૉમ્પિટિશન'

**તરણ-સ્પર્ધા** સ્ત્રી. [સં.] તરવાની હરીફાઈ, 'સ્વિમિંગ

**તરણિ** પું. [સં.] સૂર્ય (૨) સ્ત્રી. હોડી, તરણી

**તરણિ-કુમાર** પું. [સં.] સૂર્યનો પુત્ર-પૌરાણિક માન્યતા પ્રમાણે કુંતીમાં સૂર્યથી થયેલો સૂતપુત્ર ગણાયેલો કર્ણ દાનેશ્વરી (અંગ દેશનો રાજા થયેલો તે). (સંજ્ઞા.)

**તરણિ-તનયા** સ્ત્રી. [સં.] સૂર્યની પુત્રી—(પૌરાણિક માન્યતા પ્રમાણે) યમુના નદી. (સંજ્ઞા.)

**તરણિ-સુત** પું. [સં.] જુઓ 'તરણિ-કુમાર.'

**તરણી** સ્ત્રી. [સં.] જુઓ' તરણિ(૨).'

**તરણું** ન. [સં. तृणक-] ઘાસની સળી, તણખલું. [-ણાને તોલે (રૂ. પ્ર.) તદ્દન તુચ્છ, વિસાત વિનાનું. -ણાને બળગવું (રૂ.પ્ર.) સહાયક થવાની શક્તિ વિનાનાને શરણે જવું, ખોટી આશા રાખવી. -ણાનો ડુંગર (કે મેરુ) કરવો (રૂ. પ્ર.) નજીવી વાતને ભારે મોટું સ્વરૂપ આપવું. -ણાં ચૂંથવાં (રૂ. પ્ર.) નકામી ચૂંથાચૂંથ કરવી. (મોંમાં) તરણું લેવું (મોંઃમાં-) (રૂ. પ્ર.) તોબા પોકારવું. (૨) શરણે જવું, તાબે થવું]

**તરણેતર** પું. [સં. त्रिनेत्र અર્વા. તદ્ભવ] સૌરાષ્ટ્ર-ઝાલાવાડમાંના થાન તાલુકના એક જૂના મંદિરમાંના શિવ. (સંજ્ઞા.)

**તરણોપાય** પું. [સં. तरण+उपाय] તરવાનો ઉપાય (૨) (લા.) ઉદ્ધાર થવા-કરવાનો ઉપાય

**ત(-તુ)રત** ક્રિ. વિ. [સં. त्वर् ધાતુનું પ્રા. વર્ત કૃ. तुरंत- જલદી કરતું] જલદી, ઝટ, તુરતાતુરત, એકદમ, ઝડપથી. (૨) અવિલંબે, ઢીલ વગર, 'પ્રૉમ્પ્ટ્લી.' [૦નું (રૂ. પ્ર) નજીકનું, 'ઇમિજિયેટ']

**તરત-ચિત્ર** ન. [+ સં.] એકદમ ઝડપી લીધેલી છબી, 'સ્નેપ-શૉટ' [તપાસ, ઊંડી ખોજ

**તર-તપાસ** પું., સ્ત્રી. ['તર' અસ્પષ્ટ + 'તપાસ'] બારીક

**તરત-બુદ્ધિ** સ્ત્રી. [+ સં.] આવેલા પ્રશ્ન કે પ્રસંગનો ઝડપી વિચાર, કોઠા-સૂઝ, હૈયા-ઉકલત, 'રિસોર્સફુલનેસ.' (૨) વિ. આવેલ પ્રશ્ન કે પ્રસંગનો ઝડપી વિચારથી ઉકેલ લાવે તેવી બુદ્ધિવાળું, પ્રત્યુત્પન્નમતિ, કોઠાસૂઝવાળું, 'રિસોર્સફુલ'

**તર-તમ** વિ. [સં.] થોડું વધુ કે ક્યાંય ઘણું (૨) (લા.) થોડું ઘણું [તારતમ્ય (હરકોઈ બે વચ્ચેનું)

**તરતમ-તા** સ્ત્રી., **તરતમ-ભાવ** પું. [સં.] તફાવત, ફેર,

**તરતરાવવું** સ. ક્રિ. [રવા.] ધડાકો કરવો. (૨) ભાંગવું. (૩) અ. ક્રિ. સાંધા તૂટવા. (૪) સુસવાટા કરવા

**તરતરું** વિ. [રવા.] રીસભર્યું, ગુસ્સે થયેલું, કુપિત

**તરતમ** ન. [સં. तारतम्य > પ્રા. तार-तम्म] તારતમ્ય, બે વચ્ચેનો તફાવત

**ત(-તુ)રતા(-તો)-ત(-તુ)રત** ક્રિ. વિ. [જુઓ 'ત(-તુ)રત,'-દ્વિર્ભાવ.] એકદમ જલદીથી, ઝટપટ, તાબડતોબ

**તરતીબ** સ્ત્રી. [અર.] યોજના, વ્યવસ્થા, ગોઠવણ. (૨) માવજત, સંભાળ, રીતભાત વગેરેનું શિક્ષણ

**ત(-તુ)રતો-ત(-તુ)રત** જુઓ 'તરતા-તરત.'

**તર-તોફાન** ન. ['તર' અસ્પષ્ટ + જુઓ 'તોફાન.'] તોફાન જેવું કાંઈક, નાનું મોટું તોફાન

**તરધારી** વિ., સ્ત્રી. ['તળી' + 'ઢાળી.' ઘીમાં તળીને ખાંડ કે ગોળ નાખી ઉતારી ઢાળેલી] એક પ્રકારની ફાડાંની લાપસી, ફાડાં-લાપસી, ઓરમું

**તર-પકિયું** ન. [સં. त्रि > ગુ. 'તર' + 'પાકવું'] (લા.) (ત્રીજી ઋતુ) ઉનાળામાં પાકતું (ખાસ કરી કાળા અને લીલા મગ)

**તરપટ** (-ટચ) સ્ત્રી. [રવા.] તરફડિયાં

**તરપટો** પું. એ નામની સૌરાષ્ટ્રના કોળીઓની એક જાત અને એનો પુરુષ, ત્રપટો. (સંજ્ઞા.)

**તરપડ** (-ડય) સ્ત્રી. [રવા.] વાણીનું યુદ્ધ, સખત બોલાચાલી

**તરપડાટ** પું. [જુઓ 'તરપડ' + ગુ. 'આટ' ત. પ્ર.] શેખી મારવી એ. (૨) આતુરતા

**તરપત** (-ત્ય) સ્ત્રી. [રવા.] તરફડાટ, તરફડિયાં, તરપટ

**તરપલું** વિ. પાતળું, નાજુક. (૨) નબળું, દૂબળું

**તરપવું** સ. ક્રિ. [સં. तृप् > तर्प- અર્વાતદ્ભવ] તૃપ્ત કરવું, સંતુષ્ટ કરવું, તર્પવું. **તરપાવું** કર્મણિ., ક્રિ. **તરપાવવું** પ્રે., સ. ક્રિ.

**તર-પંખડો** પું. [જુઓ 'તર-પંખું' + ગુ. 'ડુ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) ગામ બહારની ખાડા-ખડબાવાળી જગ્યા (જ્યાં ત્રણ રસ્તા મળતા હોય)

**તર-પંખું** (-પઙ્ખું) વિ. [સં. त्रि > ગુ. 'તર' + 'પંખ' + ગુ. 'ઉં' ત.પ્ર.] ત્રણ પાંખિયાંવાળું (ડૂંડું વગેરે)

**તર-પંખો** (-પઙ્ખો) પું. [જુઓ 'તર-પંખું.'] ત્રણ પાંખડાંવાળું ડૂંડું

**તર-પંડી** (-પણ્ડી) સ્ત્રી. [જુઓ 'તર-પિંડી.'] જુઓ 'તર-પિંડી.'

**તરપાવવું, તરપાવું** જુઓ 'તરપવું'માં.

**તર-પા(-વા)યો** પું. [સં. त्रि > ગુ. 'તર' + જુઓ 'પાયો.'] ત્રિપાઈ, તિપાઈ

**તર-પિંડી** (-પિણ્ડી) સ્ત્રી. [સં. त्रि-पिण्डी અર્વા. તદ્ભવ] શ્રાદ્ધ નિમિત્તે ત્રણ પિંડનું કર્મકાંડ કરાવી ત્રણ બ્રાહ્મણ જમાડવા એ

**તરપીટ** (-ટય) સ્ત્રી. [ 'તર' અસ્પષ્ટ + 'પીટવું.'] (લા.) કડવાં વચનોનો મારો, મહેણાં મારવાં એ

**તર-પેટ(-ઠ,-ડ)** ( -ટય,-ઠય,-ડય ) સ્ત્રી. [ સં. ત્રિ > ગુ. 'તર' + સં. पथिन् દ્વારા] ત્રણ માર્ગ ભેળા થતા હોય તે સ્થળ, ત્રિભેટો, તરભેટો

**તર-પોટો** પું. [સં. ત્રિ > ગુ. 'તર' + જુઓ 'પોત' + ગુ. 'ઉં' ત.પ્ર.] ત્રણ ગોતવાળું પાથરણું કે કપડું, તરફાળ

**તરફ** સ્ત્રી. [અર.] બાજુ, પડખું, પક્ષ. (૨) તરફદારી, પક્ષપાત. (૩) તંતુવાદ્યમાંના મુખ્ય તારની બાજુનો સહાયક તાર. (૪) ક્રિ.વિ., ના.યો. ભણી, બાજુ, ગમ, દિશ

**તરફડવું** જુઓ 'તડફડવું.'

**તરફડાટ** જુઓ 'તડફડાટ.'

**તરફડાવવું, તરફડાવું** જુઓ 'તડફડવું'માં.

**તરફડિયું** જુઓ 'તડફડિયું.'

**તરફડું** ન. [રવા.] તાડનું ફળ, તાડિયું

**તરફણ**[1] (-ણ્ય) સ્ત્રી. [સં. ત્રિ > ગુ. 'તર' + 'ફણ'] (લા.) ત્રણ દાંતાનો નાનો વાવણિયો

**તરફ(-ફે)ણ**[2] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'તરફ' + ગુ. 'અ(-એ)ણ' ત. પ્ર. ] પક્ષપાત, પક્ષ. [ ૦માં (રૂ. પ્ર.) હકારમાં, સંમતિમાં

**તરફ-દાર** વિ. [જુઓ 'તરફ' + ફા. પ્રત્યય.] પક્ષમાંનું સાથીદાર, પક્ષપાતી. (૨) પુરસ્કર્તા, હિમાયતી, 'પ્રોપોનન્ટ'

**તરફદારી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર. ] તરફદાર હોવાપણું, પક્ષપાત

**તરફેલ** (-લ્ય) સ્ત્રી. તાડિયાની ગોટલી

**તરફ-સાની** સ્ત્રી. [ જુઓ 'તરફ' + ફા. ] પ્રતિપક્ષ, વિરુદ્ધ પક્ષ, સામો પક્ષ, સામાવાળા

**તર-ફાડિયું** ન. [સં. ત્રિ > ગુ. 'તર' + 'ફાડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર. ] અજવાળું આવવા કરા કે દીવાલમાં રાખવામાં આવેલાં ત્રણ બાકાં

**તર-ફાળ** પું. [સં. ત્રિ > ગુ. 'તર' + જુઓ 'ફાળ.'] ત્રણ ફાળોનો સીવેલો એક પાટ કે પાથરણું

**તરફી** વિ. [જુઓ 'તરફ' + ગુ. 'ઈ' ત.પ્ર., માત્ર 'સમાસ' માં પ્રયોજાય છે : 'એક-તરફી' વગેરે] તરફનું

**તરફીટ** (-ટય) સ્ત્રી. [રવા.] વરસાદનું સખત ઝાપટું. (૨) ઝીંક

**તરફેણ** (-ણ્ય) જુઓ 'તરફણ.[2]'

**તરફેણ-દાર** (તરફેણ્ય-) વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'તરફ-દાર.'

**તરફેણદારી** (તરફેણ્ય-) સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'તરફદારી.'

**તર-ફેણું** ન. [જુઓ 'તર[4]' + 'ફેણ' + ગુ. 'ઉં' ત. પ્ર.] સાળમાં તરને ઊખળતાં અટકાવનારું એક સાધન

**તરફેણો** પું. [જુઓ 'તર-ફેણું.'] સાળમાં તરને ફેરવનારો લોઢાનો સળિયો

**તરફોડવું** સ. ક્રિ. [રવા.] જુઓ 'તરછોડવું.' **તરફોડાવું** કર્મણિ., ક્રિ. **તરફોડાવવું** પ્રે., સ. ક્રિ.

**તરફોડાવવું, તરફોડાવું** જુઓ 'તરફોડવું'માં. [વ્યર્થ પ્રયત્ન

**તરફોડું**[1] ન. [જુઓ 'તરફોડવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] (લા.)

**તરફોડું**[2] વિ. [જુઓ 'તરફોડવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] (લા.) ઉતાવળું, અધીરું

**તરફોડો** પું. [જુઓ 'તરફોડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] તરફોડવાની ક્રિયા

**તરબકાવવું** સ. ક્રિ. ખૂબ ખાવું. (૨) વાપરવું

**તરબડ** ન. [જુઓ 'તરબડવું.'] (લા.) કચકાણ, કાદવથી ગીલી જમીન

**તરબડવું** અ. ક્રિ. [રવા.] લડવું, ઝઘડવું, કજિયો કરવો. (૨) જાડા પ્રવાહીનું ઊકળવું, ખદખદવું. **તરબડાવું** ભાવે., ક્રિ. **તરબડાવવું** પ્રે., સ. ક્રિ.

**તરબડાવવું, તરબડાવું** જુઓ 'તરબડવું'માં.

**તરબડિયાં** ન., બ.વ. (મેર લોકોમાં વપરાતું) ગળામાં પહેરવાનું એક ઘરેણું [બોળ, સંપૂર્ણ ભરેલું

**તર-બ-તર** વિ. [ જુઓ 'તર[3]'-દ્વિર્ભાવ ફા. પ્રકારનો ] તર-

**તરબલ** પું. એક જાતનો વેલો. (૨) નસોતર નામની વનસ્પતિ

**તરબલાબૂર** (-રય) સ્ત્રી. એ નામની સૌરાષ્ટ્રમાં કોડીનારના સમુદ્રમાં થતી એક માછલીની જાત

**તરબ-સાજ** ન. [જુઓ 'તરબો' દ્વારા.] એ નામનું એક તંતુવાદ્ય

**તરબું** ન. પગનું તળિયું

**તરબાવરડી** સ્ત્રી. અસ્ત્રો, સજિયો. (૨) તિલક

**તરબિયત** સ્ત્રી. [અર. તર્બીયત્ ] શિક્ષણ, કેળવણી, તાલીમ. (૨) ચાલચલગત, વર્તન, રીતભાત

**તરબૂચ** જુઓ 'તડબૂચ.'

**તરબૂચી** જુઓ 'તડબૂચી.'

**તરબેજ** વિ. હોશિયાર, પ્રવીણ, કાબેલ [સહાયક તાર

**તરબો** સ્ત્રી. તંતુવાદ્યોમાં સૂર પૂરવાના મુખ્ય તારનો

**તરબોળ** વિ. [ જુઓ 'તર[3]' + 'બોળવું.' ] તદ્દન પૂરેપૂરું પાણીમાં કે પસીનાથી ભીંજાયેલું. (૨) (લા.) તલ્લીન, મશગૂલ

**તરભડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'તરભડવું.'] જોરથી બોલાચાલી કરવી એ, આવેશવાળી મૌખિક તકરાર

**તરભડવું** અ. ક્રિ. [રવા.] જોરથી બોલા-ચાલી કરવી, આવેશવાળી તકરાર કરવી. **તરભડાવું** ભાવે., ક્રિ. **તરભડાવવું** પ્રે., સ. ક્રિ. [નાનું તરભાણું, ત્રભાણી

**તરભાણી** સ્ત્રી. [જુઓ 'તરભાણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**તરભાણું** ન. [સં. त्रि-माण्डक- ] બ્રાહ્મણો સંધ્યાવંદન કરે છે ત્યારે આચમની પંચપાત્ર સાથે રખાતું રકાબી જેવું પાત્ર, ત્રભાણું. [૦ ભરવું (રૂ. પ્ર.) કામ સિદ્ધ થવું]

**તરભેટ, -ટો** પું. [ સં. ત્રિ > ગુ. 'તર' + 'ભેટવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ત્રણ રસ્તા જ્યાં ભેળા થતા હોય તેવો માર્ગનો ભાગ, ત્રિભેટો, 'ટ્રિ-જંક્શન-પોઇન્ટ.' [-ટે (રૂ. પ્ર.) અંત-રિયાળ] [મકાનમાં આગળ કાઢેલું છજું 'ઓ' કાતરિયું

**તર-ભોચું** ન. [સં. ત્રિ > ગુ. 'તર' + સં. मौमिक- દ્વારા]

**તરમ-તરા** ક્રિ. વિ. [જુઓ 'તર,[3]' દ્વિર્ભાવ.] અત્યંત તર થયું હોય એમ, તદ્દન તંગ થયું હોય એમ

**તરમરાટ** જુઓ 'તરવરાટ.'

**તરમરિયું** ન. જુઓ 'તનમનિયું.' (૨) એક જાતનું ફૂલ

**તરમરી** પું. એ નામનો હીરાની જાતનો એક પથ્થર. (૨) કારીગરીવાળું એક ઘરેણું

**તરમવું** અ. ક્રિ. ઘણું વીતવું, ઘણી પીડામાંથી પસાર થવું. **તરમાવું** ભાવે., ક્રિ. **તરમાવવું** પ્રે., સ. ક્રિ.

**તરમાવવું, તરમાવું** જુઓ 'તરમવું'માં.

**તરમાશ** ન. એ નામનો એક છોડ

**તર-મેવો** પું. ['તર' અસ્પષ્ટ + જુઓ 'મેવો.' લીલો મેવો

**તરયાન** પું. જરથોસ્તીઓનો એક તહેવાર (ચોથા મહિનાના તેરમા દિવસનો). સંજ્ઞા.) (પારસી.) [એમ

**તરર** ક્રિ. વિ. [રવા.] એવા અવાજથી ખીજવવામાં આવે

**તરલ** વિ. [સં.] અસ્થિર, હલતું, ચપળ, ચંચળ. (૨) જલદી ઊડી જાય તેવું, 'વૉલેટાઇલ' (પ. વિ.)

**તરલ-તા** સ્ત્રી. [સં.] તરલપણું [પ્રે., સ. ક્રિ.

**તરલવું** અ. ક્રિ. બહેકી જવું. **તરલાવું** ભાવે., ક્રિ. **તરલાવવું**

**તરલાવવું, તરલાવું** જુઓ "તરલવું'માં.

**તરલિત** વિ. [સં.] જુઓ 'તરલ.'

**તર-વટ**[1] (-ટચ) સ્ત્રી. [જુઓ 'તરવું' + ગુ. 'વટ' કૃ. પ્ર.] તરવાની રીત કે પદ્ધતિ

**તરવટ**[2] પું. ચોકઠાનો નીચેનો ભાગ, ઉમેરો

**તરવટ**[3] પું. એક પ્રકારના કઠોળનો છોડ

**તરવટ**[4] પું. રાગ, સૂર. (૨) ગાયનનો અભ્યાસ-પાઠ

**તરવર**[1] ક્રિ. વિ. [જુઓ 'તરવરવું.'] ઝડપથી ઉપરને ભાગે દેખાયા કરે એમ

**તરવર**[2] ન. એ નામનો એક છોડ

**તરવરવું** અ.ક્રિ. [અનુ.] ઝડપથી ઉપરને ભાગે દેખાયા કરવું. **તરવરાવું** ભાવે., ક્રિ. **તરવરાવવું** પ્રે., સ. ક્રિ.

**તરવ(-મ)રાટ** પું. [જુઓ 'તરવરવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] તરવરવું એ, જુવાની કે એવે કારણે બતાવવામાં આવતી ચપળતા

**તરવરાવવું, તરવરાવું** જુઓ 'તરવરવું'માં.

**તરવરિયું** વિ. [જુઓ 'તરવરવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] તરવરાટ કર્યા કરતું, ચપળ, ચંચળ

**તરવરો**[1] પું. [જુઓ 'તરવરવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] આંખમાંનો તરવરાટ. (૨) (લા.) ઉતાવળે ચાલતો ઘોડો

**તરવરો**[2] પું. [જુઓ 'તરવું' દ્વારા.] પાણીમાં તરતો તેલી પદાર્થનો છાંટો

**તર-વંક** (-વઙ્ક) વિ. [સં. त्रि > ગુ. 'તર' + સં. वक्र > પ્રા. वंक] ત્રણે ભાગે વાંકું, ત્રિવક્ર. (૨) ન. ત્રણે ભાગે વાંકાપણું, ત્રિવક્રતા

**તરવાડી** પું. [સં. त्रि-विद्यानो જ્ઞાતા, त्रै-विद्य દ્વારા] બ્રાહ્મણોમાં સામવેદી બ્રાહ્મણોની એક અવટંક અને એ અવટંકનો બ્રાહ્મણ, ત્રવાડી, (અત્યારના) ત્રિવેદી-ત્રિપાઠી. (સંજ્ઞા.)

**તરવાડો** પું. તાડ ખજૂરી વગેરેનાં થડ છેદી એમાંથી તાડી કાઢવાનું કામ કરતારો મજૂર

**તરવાયો** જુઓ 'તરાપાયો.'

**તર(-લ)વાર** (-રચ) સ્ત્રી [સં. तरवारि, ફા. તલ્વાર્] એક બાજુ ધારવાળું સહેજ વાંક લેતું અને અણી તરફ સાંકડું થઈ રહેતું પોલાદનું મથાળે મૂઠવાળું ચપટ હથિયાર, સમશેર, સાંકડી પટ્ટીવાળું ખાંડું. [૦ **ચલાવવી** (રૂ. પ્ર.) તલવાર વીંઝી કાપી નાખવું. ૦**ની છાયામાં** (રૂ. પ્ર.) સારી રીતે રક્ષાવું એ. ૦**ની ધારે** (રૂ. પ્ર.) આકરી કસોટીની સ્થિતિ. ૦ **પકડવી** (રૂ. પ્ર.) સામે થવું. ૦ **બાંધવી** (રૂ. પ્ર.) વીર બનવું. ૦ **મિયાન** (કે મ્યાન) **કરવી** (રૂ. પ્ર.) ઝઘડો કરતાં અટકી જવું. -**રે ત્રણ ફૂમકાં** (-રચે-) (રૂ. પ્ર.) મોટાઈની મગરૂરી. **બે ધારી તરવારે રમવું** (-રચે-) (રૂ. પ્ર.) બંને પક્ષને છેતરવા. **લટકતી તર(-લ)વાર** (-રચ,) (રૂ. પ્ર.) માથે ઝઝૂમતો ભય. **લાકડાની તર(-લ)વાર** (-રચ) (રૂ.પ્ર.) દેખાવનો ભપકો]

**તરવાર-ડી** (-રચ-) સ્ત્રી. [+ જુઓ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] નાની નબળી જાતની તલવાર. (૨) (લા.) મોરનાં પીછાંઓમાંનું ચાંદલા વિનાનું એક બાજુ વળાંક લેતું રેસાવાળું પીછું. (૩) એ નામની એક વનસ્પતિ

**તર(-લ)વાર-પટુ** (-રચ-) વિ. [સં.], **તર(-લ)વારબાજ** (-રચ-) વિ. [+ ફા. પ્રત્યય] તલવાર ચલાવવામાં પ્રવીણ

**તર(-લ)વારબાજી** (-રચ-) સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.] તરવારબાજપણું [કરનારું

**તર(-લ)વારિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત પ્ર.] તલવાર ધારણ

**તરવાલો** પું. જુઓ 'તરવરો[1].'

**તરવાવવું**[1] જુઓ 'તરવાવું'માં.

**તરવાવવું**[2] જુઓ 'તારવવું'માં.

**તર(-ળ)વાવું**[1] અ. ક્રિ. [અનુ.] પગમાં કાંકરા વગેરે વાગવાથી પગનાં તળાંનું આળા થઈ જવું. (૨) (ઢોરના કાચા ગર્ભનું) પડી જવું. **તર(-ળ)વાવવું** પ્રે., સ. ક્રિ.

**તરવાવું**[2] જુઓ 'તારવવું'માં.

**તરવું** સ. ક્રિ. [સં. तॄ > तर् તત્સમ] પાણીની સપાટી ઉપર ન ડુબાય એમ સૂતાં કે ઊભાં ગતિમાં રહેવું. (૨) પાર કરવું. (૩) બાજુએ અલગ થવું. (૪) જુદા દેખાઈ આવવું. (૫) બચી જવું. (૬) ઉદ્ધાર થવો. (સકર્મક છતાં ભૂ. કૃ. માં કર્તરિ પ્રયોગ) [-**તો પદાર્થ** (રૂ. પ્ર.) દશ્ય રચના, 'ફ્લોટ']. **તરાવું** કર્મણિ., ક્રિ. **તારવું**, **તરાવવું**, **તારવવું** પ્રે., સ. ક્રિ. ('તારવવું'=ઉપરની બાજુએથી અલગ કાઢી લેવું. (૨) ઉત્કર્ષ કાઢવો)

**તરવેણી** સ્ત્રી. [સં. त्रि > ગુ. 'તર' + સં.] ત્રણ નદીઓ કે વહેળા મળતાં હોય તેવું સ્થાન, ત્રિવેણી

**તરવેર** (-રચ) સ્ત્રી. [સં. तरवारि] જુઓ 'તરવાર.'

**તરવૈયો** પું. [જુઓ 'તરવું' + ગુ. 'ઐયું' કૃ. પ્ર.] તરવાની કળામાં કુશળ માણસ

**તરવોતરો** પું. [સં. त्रि+उत्तर-] સૈકડા ઉપર ત્રણ વર્ષે આવતો સમય. (૨) કોઈ પણ સૈકડાની પૂર્તિ પછીના ત્રીજા વર્ષનો સમય. (૩) (લા.) એવું દુકાળિયું વર્ષ

**તરશ(-સ[1])** સ્ત્રી. [સં. तृषा > પ્રા तरिसा ] પાણી પીવાની ઘખ, પ્યાસ. (૨) (લા.) તીવ્ર ઇચ્છા, તલસ

**તરશ્યું(-સ્યું)** વિ. [સ. तृषितक- > પ્રા. तरिसियअ-] પાણી પીવાની ઘખવાળું, તૃષાર્ત, પ્યાસી

**તરસ**[1] જુઓ 'તરશ.' [હિંસ્ર પશુ, ઝરખ

**તરસ**[2] ન. [સં. तरक्षु > પ્રા. तरच्छ પું.] એ નામનું એક

**તરસટવું** અ. ક્રિ. લાંબા સમય સુધી ટકી રહેવું

**તરસતિયું** ન. સીમંતવાળી સ્ત્રીના માથા ઉપર મૂકવામાં આવતું એક ઘરેણું

**તરસ(-સા)વું** અ. ક્રિ. [જુઓ 'તરસ,' -ના. ધા.] (લા).

આતુર હોવું, તલસવું. **તરસાવવું** પ્રે., સ. ક્રિ.
**તરસાડ** (-ડચ) સ્ત્રી. તાડ કે ખજૂરીનાં પાંદડાં, ઝાવલી
**તરસાડું** ન. [જુઓ 'તરસાડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] તાડ કે ખજૂરીનું પાંદડું. [-ડાનો તાપ (રૂ.પ્ર.) ઘડીભરનું સગપણ]
**તરસાવવું** જુઓ 'તરસવું' માં. [ટકી રહેવું
**તરસાવું** જુઓ 'તરસવું.' (૨) (લા.) લાંબા સમય સુધી
**તરસાળું** ન. નીચેનું તળું. (૨) (લા.) છેવટનો નિકાલ (૩) અંદાજ [સરવાળે, આખરે, અંતે, છેડે
**તરસાળે** ક્રિ. વિ. [+ ગુ. 'એ' સા. વિ., પ્ર.] (લા.)
**તરસાળો** પું. [જુઓ 'તરસાળું.'] જુઓ 'તરસાળું.'
**તર-સાંઝી(-જી)** સ્ત્રી. [સં., સં. ત્રિ > ગુ. 'તર' + 'સાંઝ,-જ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] સાંઝનો સમય
**તરસી** સ્ત્રી. મૂડી, પૂંજી. (૨) થાપણ
**તર-સ્થાન** ન. ['તર' અસ્પષ્ટ + સં.] માર્ગમાંનું તે તે વિસામાનું સ્થાન (ગો. મા. ત્રિ.)
**તરસ્યું** જુઓ 'તરસ્યું.'
**તરસ્વિ-તા** સ્ત્રી. [સં.] તરસ્વીપણું, ઝડપ
**તરસ્વી** વિ. [સં., પું.] ઝડપી ગતિવાળું, વેગવાન, વેગીલું. (૨) બળવાન ['ડિઝાઇન'
**તર(-રે)હ** સ્ત્રી. [અર. તરહ્] રીત, પ્રકાર. (૨) ભાત,
**તરસોંદ** (તરસોંદ) વિ. સોંસરું, આરપાર
**તરહક** પું. તીરો રાખવાનો ભાથો
**તરહાર** પું. કસુંબાની પ્યાલી
**તરંગ** (તરઙ્ગ) પું. [સં.] મોજું, લહરી, ઊર્મિ. (૨) (લા.) મનનો બુટ્ટો, કલ્પના, ખ્યાલ, 'ફેન્ટસી' (હ. દ્વા.), 'ફેન્સી' (ર. મ.). (૩) પ્રકરણ
**તરંગ-ગતિ** (તરઙ્ગ-) સ્ત્રી. [સં.] મોજાંનો વેગ
**તરંગ-પટ** (તરઙ્ગ-) પું. [સં.] મોજાંની સપાટી
**તરંગ-ભંગ** (તરઙ્ગ-ભઙ્ગ) પું. [સં.] મોજાંઓનું તૂટી જવું એ, મોજાં દેખાતાં બંધ થવાં એ
**તરંગ-મય** (તરઙ્ગ-) વિ. [સં.] મોજાંઓના રૂપનું. (૨) (લા.) વિચારથી ભરેલું [હાર
**તરંગ-માલા(-ળા)** (તરઙ્ગ-) સ્ત્રી. [સં.] મોજાંઓની હારની
**તરંગ-લીલા** (તરઙ્ગ-) સ્ત્રી. [સં.] કલ્પના, 'ફેન્સી'
**તરંગ-વતી** (તરઙ્ગ-) સ્ત્રી. [સં.] (મોજાંવાળી) નદી
**તરંગ-વૃત્તિ** (તરઙ્ગ-) સ્ત્રી. [સં.] (લા.) કલ્પના કરવાનું વલણ, કલ્પના કર્યા કરવાનો સ્વભાવ. (૨) કલ્પના, 'ફેન્સી' (હિ. ગં.)
**તરંગ-શીલ** (તરઙ્ગ-) વિ. [સં.] જુઓ 'તરંગી.'
**તરંગાવલિ(-લી)** (તરઙ્ગા-) સ્ત્રી. [+ સં. આવલિ,-લી] જુઓ 'તરંગ-માલા.'
**તરંગિણી** (તરઙ્ગિણી) સ્ત્રી. સં.] જુઓ 'તરંગ-વતી.'
**તરંગિત** (તરઙ્-ગિત) વિ. [સં.] તરંગવાળું, મોજાંવાળું. (૨) (લા.) કલ્પના કર્યા કરનારું, તરંગી
**તરંગિયું**[1] (તરઙ્-ગિયું) વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) તરંગી
**તરંગિયું**[2] (તરઙ્-ગિયું) ન. ઘોડાની પીઠ ઉપરના સામાનનો એક ભાગ
**તરંગી** (તરઙ્ગી) વિ. [સં., પું.] જુઓ 'તરંગિત.' (૨) તુક્કાબાજ, 'સ્પેક્યુલેટિવ' (મ.ન.), 'ફેડિસ્ટ' (સુ. મહેતા). (૨) 'સેન્ટિમેન્ટલ' (ક્રિ. હ.)
**તરંચો** (તરઞ્ચો) પું. લાકડાનું માપ કાઢવું એ
**તરંડ** (તરણ્ડ) પું., ન. વહાણ, નૌકા. (૨) માછલાં પકડવાની દોરી બાંધવાનું લાકડું
**તરંતરા**[1] (તરમ્-તરા) ક્રિ. વિ. જુઓ 'તરમ-તરા.'
**તરંતરા**[2] (તરમ્-તરા) સ્ત્રી. [જુઓ 'તરવું,'-દ્વિર્ભાવ.] ખૂબ તરવું એ. (૨) વિ. (લા.) ઘીથી રસબસ
**તરાઈ** સ્ત્રી. [જુઓ 'તરવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] તરવાની ઢબ કે પદ્ધતિ. (૨) સામે પાર લઈ જનારાં તરવૈયા કે હોડીનું મહેનતાણું
**તરાક** જુઓ 'ત્રાક.'
**તરાકડી** જુઓ 'ત્રાકડી.'
**તરાગ** જુઓ 'ત્રાગ'
**તરાગડી** જુઓ 'ત્રાગડી.'
**તરાજવું** જુઓ 'ત્રાજવું.'
**તરાટિયું** જુઓ 'ત્રાટિયું.'
**તરાડ**[1] (-ડચ) જુઓ 'તરડ.'
**તરાડ**[2] (-ડચ) જુઓ 'ત્રાડ.'
**તરાડવું** જુઓ 'ત્રાડવું.'
**તરાડો** પું. જુઓ 'ત્રાડ.'
**તરાણ**[1] ન. વિઘોટી, મહેસૂલ
**તરાણ**[2] પ્ર. જુઓ 'તાણ.' [તર્યા કરવું એ
**તરાતર** (-રય) સ્ત્રી. [જુઓ 'તરવું,'-દ્વિર્ભાવ.] વારંવાર
**તરા(-ફા)પ** સ્ત્રી. મારવા કે ઝૂંટવા મારવામાં આવતો ઠેકડો, ફાળ, છલંગ. [**૦ મારવી** (રૂ. પ્ર.) ઝૂંટવા કે મારવા છલંગ મારવી] [કુટુંબ વેરવિખેર થઈ જવું]
**તરાપો** પું. જુઓ 'ત્રાપો.' [**૦ ભાંગવો, ૦ વેરાવો** (રૂ.પ્ર.)
**તરામણ** ન. [જુઓ 'તરવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] તરાવવાનું મહેનતાણું, તરાઈ
**તરામણું** વિ. [જુઓ 'તરવું' + ગુ. 'આમણું' કૃ. પ્ર.] તરી શકાય તેટલું અને તેવું (નવાણ વગેરેનું પાણી), ત્રામણું.
**તરાડું** ન. ભીંતના રક્ષણ માટે કરેલી કરાઠી વગેરેની દીવાલ. (૨) ચમારે કમાવેલું હલકું ચામડું. (૩) તંબૂરા વગેરે ઉપર જડવાની ખીલી
**તરાવ** પું. [જુઓ 'તરવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] તરવું એ
**તરાવત**[1] (-ત્ય) સ્ત્રી. [અર.] શોભા, રોનક. (૨) શક્તિ, તાકાત, કૌવત, ચેતના. (૩) સ્ફૂર્તિ
**તરાવત**[2] (-ત્ય) સ્ત્રી. ભેજ
**તરાવવું, તરાવું** જુઓ 'તરવું'માં.
**તરાશો** પું. મલ્લવિદ્યામાં કુસ્તીનો એક પ્રકારનો દાવ
**તરાહ** સ્ત્રી. [અર.] જુઓ 'તરેહ,' 'પેટર્ન' (બ. સા.)
**તરાંસ** પું. લાકડાં શેરડી વગેરેનું વજન કરવા-જોખવા માટેના કાંટાની લાકડાની દાંડી
**તરિ(-રી)** સ્ત્રી. [સં.] હોડી
**તરિકો** પું. [અર. તરીકહ્] જુઓ 'તરીકો.'
**તરિયા** પું., બ.વ., -યાં ન., બ. વ. [સં. ત્રિ દ્વારા] ત્રણનો પાડો કે ઘડિયો

**તરિયા-લોલી** સ્ત્રી. [સં. तरी દ્વારા] ઊંડા પાણીમાં વહાણ વગેરેનું અધ્ધર રહેતું લંગર
**તરિયાળું** ન. લીંભડો પકવવાની જમીન, તળિયાળું
**તરિયું**[1] વિ. [સં. त्रिक દ્વારા] ત્રણ પ્રકારનું. (૨) ત્રીજું
**તરિયું**[2] ન. કડી. (શિલ્પ.)
**તરિયો**[1] પું. [સં. त्रिक દ્વારા] ત્રણનો પાસો કે આંક. (૨) ટોળામાંનો જુદી વિચારસરણીનો માણસ. (૩) વિ. પું. ત્રણ દિવસને અંતરે આવતો તાવ. [પાવરધો, તારુ, તારો
**તરિયો**[2] પું. [જુઓ 'તરવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] તરવામાં
**તરિયો**[3] પું. ચોખામાં રહી ગયેલો આખો ડાંગરનો દાણો. (૨) ડાંગરનો છોડ [(લા.) કોડીની એક રમત
**તરિયો-ચોકો** (-ચોક્કો) પું. [જુઓ 'તરિયો[1]' + 'ચોકો']
**તરિયાળ** ન. જુઓ 'તરીલું.'
**તરિંગ** (તરિઙ્ગ) ન. [સૌ.] ઘોડાંના પલાણની પાછળનો ખુલ્લો ભાગ, ડેબું. (૨) ઘોડાનો તંગ
**તરી**[1] જુઓ 'તરિ.'
**તરી**[2] સ્ત્રી. [જુઓ 'તર[1]' દે. પ્રા. तरिआ-] જુઓ 'તર.[1]'
**તરી**[3] સ્ત્રી. [જુઓ 'તરવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (પાણીમાં તરીને આવેલો નદી વગેરેનો) કાંપ
**તરી**[4] વિ. [સં. त्रि દ્વારા] જુઓ 'તેરી.'
**તરી**[5] સ્ત્રી [ફા.] દરિયાઈ માર્ગ, સમુદ્રમાર્ગ
**તરીકે** ક્રિ. વિ., નામ. [અર. 'તરીકહ્' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] રૂપે, સ્વરૂપે (૨) ને સ્થાને, ની જગ્યાએ
**તરીકો** પું. [અર. તરીકહ્] રાહ, રસ્તો, રીત, પદ્ધતિ, પરિપાટી ['સી-કસ્ટમ્સ'
**તરી-જકાત** સ્ત્રી. [જુઓ 'તરી[5]' + 'જકાત.'] દરિયાઈ જકાત,
**તરીઝ** પું. કપડામાં મુકાતો ત્રાંસો કાપ
**તરીતુંડી** (-તુણ્ડી) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**તરી-પાર** ક્રિ. વિ. [જુઓ 'તરી[5]' + સં.] દરિયાપાર, સમુદ્રના સામે કાંઠે (અંગ્રેજી રાજ્યમાં આંદામાન બેટમાં મોકલવાની સજા થતી- એ રીતે). (૨) તડી-પાર, હદપાર
**તરીફો** જુઓ 'તરાપો'-'ત્રાપો.'
**તરીમ-તરાક** સ્ત્રી. [અર. તુમ્તુરાક્] ધામધૂમ
**તરીર** ક્રિ. વિ. અનુક્રમે, ક્રમવાર
**તરી(-રે)લું** ન. [સં. त्रि દ્વારા] ચક્કી કે કોશ ચલાવતી વખતે બળદની જોડના ડોકમાં નખાતું ચોગઠ ધૂંસરું. (૨) વધારાનું ધૂંસરું. (૩) ત્રણ જોડી બળદનું જૂથ
**તરુ** ન. [સં., પું.] વૃક્ષ, ઝાડ
**તરુ-કદંબ** (-કદમ્બ) ન. [સં., પું.] ઝાડોનો સમૂહ, વૃક્ષરાજિ
**તરુ-કોટર** ન. [સં.] ઝાડની ગપોલ, વૃક્ષની બખોલ
**તરુ-ઝુંડ** (-ઝુણ્ડ) ન. [+ જુઓ 'ઝુંડ.'] જુઓ 'તરુ-કદંબ.'
**તરુણ** વિ. [સં.] જુવાન, જોબનવંતું. (૨) પું. યુવક, જુવાનિયો
**તરુણ-તા** સ્ત્રી. [સં.] જુવાની, યૌવન, તરુણાવસ્થા,
**તરુણ-વયસ્ક** વિ. [સં.], **તરુણ-વયી** વિ. [+સં. वयस् > ગુ. 'વય' + ગુ. 'ઈ' ત. પ્ર.] જુવાનીમાં આવેલું, જુવાન, યૌવનારૂઢ
**તરુણાઈ** સ્ત્રી. [સં. तरुण + ગુ. 'આઈ' ત. પ્ર.], **તરુણાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] જુવાન ઉંમર, જુવાની, યૌવનાવસ્થા
**તરુણી** સ્ત્રી. [સં.] જુવાન સ્ત્રી, યુવતિ
**તરુ-તલ(-ળ)** ન. [સં.] ઝાડના થડ આસપાસની નીચેની જગ્યા
**તરુતલ(-ળ)-વાસી** વિ. [સં., પું.] ઝાડની નીચે રહેનારું
**તરુ-રાજ** પું., ન. [સં.,] બહુ મોટું વૃક્ષ કે શ્રેષ્ઠ જાતનું વૃક્ષ. (૨) (લા.) વડનું ઝાડ. (૩) તાડનું ઝાડ. (૪) શીમળાનું ઝાડ
**તરુ-વર** ન. [સં., પું.] ઉત્તમ કે મોટું વૃક્ષ, જુઓ 'તરુ-રાજ.'
**તરે** (તરેઃ) જુઓ 'ત્રે.'
**તરેડવું** અ. ક્રિ. [રવા.] જોશભેર આવવું. **તરેડાવું** ભાવે., ક્રિ. **તરેડાવવું** પ્રે., સ. ક્રિ.
**તરેડાટ** પું. [જુઓ 'તરેડવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] તરેડીને આવવું એ. (૨) છાકોટો, છણકો
**તરેરવું** (તરેઃરવું) અ. ક્રિ. [રવા.] લાંબે સાદે રડવું. **તરેરાવું** (તરેઃ-) ભાવે., ક્રિ. **તરેરાવવું** (તરેઃ-) પ્રે., સ. ક્રિ.
**તરેરાટ** (તરેઃરાટ) પું. [જુઓ 'તરેરવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] (લા.) તરવરાટ, તેજીવાળી હિલચાલ, ચંચળતા, ચપળતા. (૨) છણકો, છાકોટો, તરેડાટ
**તરેરાવવું, તરેરાવું** (તરેઃ-) જુઓ 'તરેરવું' માં.
**તરેરી** (તરેઃરી) સ્ત્રી. [જુઓ 'તરેરવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] જુઓ 'તરેરાટ.'
**તરેરું** (તરેઃરુ) વિ. [જુઓ 'તરેરવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] (લા.) છણકો નાખનારું. (૨) ગુસ્સે થનારું
**તરેલિયું** ન. [જુઓ 'તરેલું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'ત્રેલિયું.'
**તરેલું** જુઓ 'તરીલું.' [ગળ, ભાતભાતનું]
**તરેહ** (તરેઃ) જુઓ 'તરહ.' [૦ **તરેહનું** (૦ તરેઃનું) ભાતી-
**તરેહ-વાર** (તરેઃવાર) વિ. [+ ફા.પ્રત્યય] ભાતભાતનું, ભાતીગળ
**તરૈયો** પું. આંખની કીકી [ખાલી થવું, માગ દેવો]
**તરો** પું. [સૌ.] માગ, મગન, માર્ગ. [૦ દેવો (રૂ.પ્ર.)
**તરોઈ** સ્ત્રી. એક શાક, તૂરિયું [ગારાનો ઢગલો
**તરોડિયો** પું. વાસણ તૈયાર કરવા કુંભારે કરેલો
**તરો-તાજગી** સ્ત્રી. [ફા.] તાજાપણું, તાજપ [હિકમત
**તરોદત,-દ** સ્ત્રી. [અર. તરદ્દુદ્] (ખેતીવિષયક) કળા,
**તરોપણ** ન સુતારનું એ નામનું એક ઓજાર
**તરોપો** પું. [સૌ.], **-ફો** પું. જુઓ 'ત્રોફો.[2]'
**તરોવડ**[1] (-ડ્ય) સ્ત્રી. સમજૂતી, ખુલાસો [બરોબરિયું
**તરોવડ**[2], **-ડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] સમોવડિયું,
**તરોવવું, તરોવું**[1] અ. ક્રિ. જુઓ 'ત્રવું.'
**તરોવું**[2] અ. ક્રિ. તરવાનું (પગનાં તળાનું)
**તર્ક**[1] પું. [સં.] કલ્પના, અનુમાન. (૨) સંભાવના, ઊહ, 'હાઇપોથિસિસ' (રા.વિ.). (૩) વિચાર, 'થિયરી.' (૪) તર્કશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, 'લૉજિક.' [૦ ઊઠવો (રૂ.પ્ર.) વિચાર આવવો. ૦ **ચલાવવો** (રૂ. પ્ર.) કલ્પના કરવી. (૨) સંભાવના કરવી]
**તર્ક**[2] વિ. [જુઓ 'તર્ક.'] જુઓ 'તુર્ક.'
**તર્ક-ગ્રથિત** વિ. [સં.] વિચારથી પરિપૂર્ણ
**તર્ક-જાલ(-ળ)** સ્ત્રી. [સં. + સં. जाल ન.] કલ્પનાઓ અને સંભાવનાઓનું ખુલાસો ન થાય તેવું જાળું

**તર્ક-દુષ્ટ** વિ. [સં.] તર્કદોષવાળું, દૂષિત અનુમાનવાળું
**તર્ક-દૂષણ** ન., **તર્ક-દોષ** પું. [સં.] વિચાર-પ્રક્રિયાનો દોષ. (૨) દૂષિત અનુમાન કે સંભાવના
**તર્ક-પટુ** વિ. [સં.] તર્ક કરવામાં પ્રવીણ, તર્ક-બાજ
**તર્કપટુ-તા** સ્ત્રી. [સં.] તર્કપટુપણું
**તર્ક-પદ્ધતિ** સ્ત્રી. [સં.] અનુમાન કરવાની ચોક્કસ પ્રકારની (શાસ્ત્રીય) રીત, તર્ક-પ્રણાલી [તર્ક પ્રમાણે
**તર્ક-પુરઃસર** ક્રિ. વિ. [સં.] તર્કને અગ્રતા આપીને,
**તર્ક-પ્રચુર** વિ. [સં.] તર્કથી ભરપૂર
**તર્ક-પ્રધાન** વિ. [સં.] જે વિચારણામાં તર્ક મુખ્ય છે તેવું, જેમાં તર્ક વિશેષ હોય તેવું
**તર્ક-પ્રણાલિકા, તર્ક-પ્રણાલી** સ્ત્રી. [સં.] તર્કની ચાલી આવતી તે તે રસમ, 'ડાયાલેક્ટિક'
**તર્ક-પ્રવણતા** સ્ત્રી. [સં.] તર્ક કરીને જ વિચારને આગળ વધારવાની ક્રિયા કે સ્થિતિ [સ્થિતિ
**તર્ક-પ્રામાણ્ય** ન. [સં.] વિચારણામાં તર્કથી સિદ્ધ કરવાની
**તર્કપ્રામાણ્ય-વાદ** પું. [સં.] જે વિચારણામાં તર્ક જ પ્રમાણ રહે તેવી વિચારણા-પદ્ધતિ કે એવો મત-સિદ્ધાંત, બુદ્ધિવાદ, 'રેશનાલિઝમ'
**તર્કપ્રામાણ્યવાદી** વિ. [સં., પું.] તર્કપ્રામાણ્યવાદમાં માનનારું, બુદ્ધિવાદી, 'રેશનાલિસ્ટ' [(વિચાર વગેરે)
**તર્ક-બદ્ધ** વિ. [સં.] જેમાં તર્કને મહત્ત્વનું સ્થાન છે તેવું
**તર્ક-બાજ** વિ. [+ ફા. પ્ર.] જુઓ 'તર્ક-પટુ.'
**તર્ક-વાદ** પું. [સં.] તર્કશાસ્ત્રની પદ્ધતિએ નિશ્ચિત થયેલો મત-સિદ્ધાંત, 'લૉજિકલ થીયરી' (હી. પ્ર.), 'ડાયાલેક્ટિક્સ'
**તર્કવાદી** વિ. [સં., પ્ર.] તર્કવાદમાં માનનારું
**તર્ક-વિતર્ક** પું., બ.વ. [સં.] સારાં નરસાં અનેક પ્રકારનાં કરેલાં અનુમાન, ગમે તેવા ગૂંચવણિયા વિચાર ['લૉજિક'
**તર્ક-વિદ્યા** સ્ત્રી. [સં.] તર્કશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર,
**તર્ક-વિરુદ્ધ** વિ. [સં.] તર્કમાં બેસતું ન હોય તેવું, અ-યથાર્થ 'નૉન-લૉજિકલ' [શુદ્ધ, 'લૉજિકલ'
**તર્ક-વિશુદ્ધ** વિ. [સં.] તર્ક દ્વારા સ્વચ્છ થઈ આવેલું, તર્ક-
**તર્ક-વ્યવસ્થા** સ્ત્રી. [સં.] 'લૉજિક' (ર. મ.)
**તર્ક-વ્યાપાર** પું. [સં.] વિચાર-પ્રક્રિયા, 'જજમેન્ટ' (ર. મ.), 'થિન્કિંગ' (મ. ન) [અનુમાન-શક્તિ
**તર્ક-શક્તિ** સ્ત્રી. [સં.] તર્ક કરવાની શક્તિ, કલ્પના-શક્તિ,
**તર્ક-શાસ્ત્ર** ન. [સં] જુઓ 'તર્ક-વિદ્યા,' 'લૉજિક' (મ. રૂ.)
**તર્કશાસ્ત્રી** વિ. [સં., પું.] તર્કશાસ્ત્રનું જ્ઞાતા, 'લૉજિશિયન,' 'ડાયાલેક્ટિશિયન'
**તર્ક-શીલ** વિ. [સં.] તર્ક કરવાની ટેવવાળું
**તર્ક-શુદ્ધ** વિ. [સં.] તર્કોની પરંપરામાંથી પાર ઊતરેલું, નિર્દુષ્ટ, જેમાં એક પણ તર્કદોષ નથી રહ્યો તેવું, તર્ક-સિદ્ધ, 'લૉજિકલ' (દ. બા.)
**તર્ક-સિદ્ધ** વિ. [સં.] જુઓ 'તર્ક-શુદ્ધ,' 'લૉજિકલ' (અ.ક.)
**તર્કાનુકૂલ(-ળ)** વિ. [+સં. अनु-कूल] તર્કને બંધ બેસે તેવું
**તર્કાનુગામી** વિ. [+ સં. अनु-गामी પું.] તર્કને પગલે પગલે ચાલનારું, તર્કાનુસારી [શકાય તેવું
**તર્કાનુમેય** વિ. [+ સં. अनु-मेय] જેનું તર્કથી અનુમાન કરી
**તર્કાનુરૂપ** વિ. [+ સં. अनु-रूप] તર્ક પ્રમાણેનું, તર્કાનુકૂલ
**તર્કાનુસારી** વિ. [+ સં. अनु-सारी પું.] જુઓ 'તર્કાનુગામી.'
**તર્કાભાસ** પું. [+ સં. आ-भास] તર્ક જેવું લાગે છતાં જેમાં તર્ક નથી તેવી પરિસ્થિતિ, દુષ્ટ તર્ક, 'ફૅલસી'
**તર્કાસહ** વિ. [+ સ. अ-सह] તર્કનો વિષય ન હોય તેવું. [૦ પ્રશ્ન (ર. પ્ર.) 'ડિલેમા' (હી.વ.)]
**તર્કિત** વિ. [સં.] જેને વિશે તર્ક કરવામાં આવ્યો હોય તેવું
**તર્કી**[1] વિ. [સં., પું.] તર્ક કરનારું
**ત(-તુ)ર્કી**[2] પું. [તુર્કી.] દક્ષિણ યુરોપનો એશિયાની સંધિ ઉપરનો એક દેશ, તુર્કસ્તાન
**તર્ક્ય** વિ. [સં.] તર્ક કરવા જેવાં
**તર્જ** સ્ત્રી. [અર.] તરજ, ગાવાની પદ્ધતિ, ગાવાની ઢબ
**તર્જક** વિ. [સં.] તરછોડનારું, તિરસ્કાર કરનારું
**તર્જન** ન., **-ના** સ્ત્રી. [સં.] તરછોડવું એ, તિરસ્કાર. (૨) ઠપકો, ઉપાલંભ
**તર્જની** સ્ત્રી. [સં.] બંને હથેળીની અંગૂઠા પછીની આંગળી
**તર્જનીય** વિ. [સં.] તર્જવા પાત્ર, તિરસ્કારવા જેવું, તરછોડવા લાયક
**તર્જવું** સ. ક્રિ. [સં. तर्ज् તત્સમ] તરછોડવું, તિરસ્કારવું, ધુતકારવું. **તર્જાવું** કર્મણિ., ક્રિ. **તર્જાવવું** પ્રે., સ. ક્રિ.
**તર્જાવવું, તર્જાવું** જુઓ 'તર્જવું'માં.
**તર્જિત** વિ. [સં.] તર્જેલું, તરછોડેલું, તિરસ્કારેલું
**તર્જ્ય** વિ. [સં.] જુઓ 'તર્જનીય.'
**તર્ત** જુઓ 'તરત.'
**તર્પ** પું. [સં.] તૃપ્તિ, તર્પણ, સંતોષ
**તર્પણ** ન. [સં.] તૃપ્તિ, સંતોષ. (૨) જુઓ 'જલાંજલિ.' (૩) કર્મકાંડની જલાંજલિ આપવાની પ્રક્રિયા
**તર્પણા** સ્ત્રી. [સં. માં રૂઢ નથી.] જુઓ 'તર્પ.'
**તર્પણીય** વિ. [સં.] તર્પણ કરવાને યોગ્ય, જેને ઉદ્દેશીને તર્પણ કરવા જેવું હોય તે, પ્રસન્ન કરવા જેવું
**તર્પણેચ્છુ** વિ. [+ સં. इच्छु] તર્પણની ઇચ્છા—આશા કરનારું
**તર્પવું** અ. ક્રિ. [સં. तृप् > तर्प् તત્સમ] તૃપ્ત કરવું, સંતોષ આપવો, પ્રસન્ન કરવું.(૨) પિતૃઓ વગેરેને ઉદ્દેશી જલાંજલિ આપવી. **તર્પાવું** કર્મણિ., ક્રિ. **તર્પાવવું** પ્રે., સ. ક્રિ.
**તર્પાવવું, તર્પાવું** જુઓ 'તર્પવું'માં.
**તર્પિત** વિ. [સં.] તૃપ્ત કરેલું, સંતુષ્ટ કરેલું, પ્રસન્ન કરેલું
**તલ**[1](-ળ) ન. [સં.] જમીન ઉપરની સપાટી, તળિયું, ભૂ-પૃષ્ઠ. (૨) કોઈ પણ વસ્તુની સપાટી (જેને લંબાઈ-પહોળાઈ હોય, જાડાઈ નહિ)
**તલ**[2] પું., બ.વ. [સં. तिल, ગુ.માં 'ળ' નથી થયો.] જેમાંથી ખાદ્ય તેલ નીકળે છે તેવાં એક બિયાં
**તલક-છાંયડો, તલક-છાંયો** પું. [જુઓ 'તડકો' + 'છાંયડો' –'છાંયો.'] (લા.) એ નામની એક રમત, તડકો-છાંયડો
**તલકડી** સ્ત્રી. સ્ત્રીઓના પગની કરડી
**તલકન્દાર** વિ. ઉગ્ર તીવ્ર (બીડી જેવી વસ્તુ)
**તલક-મોડિયો** પુ. [સં. तिलक + જુઓ 'મોડિયો.'] ચાંદલો કરવા વિશેનું એક ખિજવણું [અંદરની આવરણ-ત્વચા
**તલકલા** સ્ત્રી. આંખની અંદરનો એક પ્રકારનો પડદો,

**તલકટો** (તલકશ્ટો) પું. એ નામની એક વનસ્પતિ

**તલ-કંદ** (-કન્દ) પું. [ 'તલ' અસ્પષ્ટ + સં.] મગજમાંના જ્ઞાનતંતુઓનું કેંદ્ર

**તલકાવવું** સ. ક્રિ. ચોરી લેવું

**તલ(-ળ)-કીડી** સ્ત્રી. [ જુઓ 'તલ(-ળ)-કીડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મોલમાં બેસતી એક જાતની નાની જીવાત

**તલ(-ળ)-કીડો** પું. [.સં. तल + જુઓ 'કીડો.'] કપાસના છોડમાં પડતી એક જીવાત [અંધાણ, ચિહ્ન. (૨) ડાઘ

**તલકું** ન. [.સં. तलिक + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] ટપકું,

**તલકોટ** ન. અંકોલનું વૃક્ષ

**તલખ**[1] સ્ત્રી. [જુઓ 'તલખવું.'] ઝંખના, ઇંતેજારી, આતુરતા

**તલખ**[2] વિ. [ફા. તલ્ખ્] પસંદ ન પડે તેવું, આકરું

**તલખ-વલખ** ક્રિ.વિ. [જુઓ 'તલખાં' + 'વલખાં.'] પાણી ન મળવાથી અસ્વસ્થ થાય એમ

**તલખવું** અ. ક્રિ. જુઓ 'તલસવું.' **તલખાવું** ભાવે., ક્રિ. **તલખાવવું** પ્રે., સ. ક્રિ. [વાની ક્રિયા, તલસાટ

**તલખાટ** પું. [જુઓ 'તલખવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] તલખ-

**તલખાવવું, તલખાવું** જુઓ 'તલખવું'માં.

**તલખાં** ન., બ. વ. [ જુઓ 'તલખવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] જુઓ 'તલખાટ.'

**તલ(-ળ)-ઘ(-ઘ)ટ** પું. [ સં. तल + घट्ट ] બારીનો ઉંબરા નીચેનો પથ્થર

**તલ(-ળ)-ચિહ્ન** ન. [સં.] તળ બતાવતી નિશાની, 'બેન્ચ-માર્ક'

**તલ-ચૂવા** વિ., સ્ત્રી. [ સં. तल + જુઓ 'ચૂવું'.] ચોમાસામાં તરત પલળી જતી જમીન

**તલજિયત** સ્ત્રી. [ અર. તલ્જિય્યત્ ] કરારના શબ્દોનો ખોટો અર્થ કરવાની રીત-રસમ કે ક્રિયા

**તલ-ત્રિકોણ-મિતિ** સ્ત્રી. [સં.] ત્રિકોણમિતિનો એક પ્રકાર, 'પ્લેઇન ટ્રિગો-નોમેટ્રી' (પો. ગો.)

**તલ-દર્શન** ન. [સં.] સપાટી જોવી એ, સપાટી દેખાવી એ

**તલ-ધાવડો** પું. વપરાઈને વધુ ઊંડા થયેલા ખાડાવાળો ખાંડણિયો.(જેમાં છેક નીચેના દાણા સુધી સાંબેલું ન પહોંચે)

**તલપ** જુઓ 'તલબ.'

**તલપ-દાર** જુઓ 'તલબ-દાર.'

**તલપન** ન. [હિં., જુઓ 'તલબ.'] તલપવું એ, તલપ થવી એ

**તલપ(-ફ)વું** અ. ક્રિ. [જુઓ 'તલપ,-બ,'-ના. ધા.] આકાંક્ષા રાખવી, મેળવવા આતુરતા બતાવવી, લેવા ટગર ટગર જોઈ રહેવું. **તલપા(-ફા)વું** ભાવે., ક્રિ. **તલપા(-ફા)વવું** પ્રે.,સ.ક્રિ.

**તલ-પાત્ર** ન. [ જુઓ 'તલ[2]' + સં. ] ઉત્તરાયણ–મકર-સંક્રમણને દિવસે તલ ભરી દાન કરવાનું વાસણ

**તલપાપડ** ક્રિ. વિ. [જુઓ 'તલપવું' દ્વારા. આ શબ્દને 'તલ' + 'પાપડ'નો કોઈ સંબંધ નથી.] અત્યંત આતુરતા બતાવવામાં આવે એમ, વધારે પડતી ઇંતેજારીથી

**તલ-પાપડી** સ્ત્રી. [જુઓ 'તલ[2]' + 'પાપડી.'] જુઓ 'તલ-સાંકળી.'

**તલપાવવું, તલપાવું** જુઓ 'તલપવું'માં. [પણ, થોડું

**તલ-પૂર** વિ. [જુઓ 'તલ[2]' + 'પૂરવું.'] તલ જેટલું, સહેજ

**તલ-પ્રહાર** પું. [સં.] હથેળીનો માર, થપ્પડ, થપાટ, તમાચો

**તલફવું** જુઓ 'તલપવું.' **તલફાવું** ભાવે., ક્રિ. **તલફાવવું** પ્રે., સ. ક્રિ.

**તલફાવવું તલફાવવું**, જુઓ 'તલપ(-ફ)વું'માં.

**તલબ(-પ)** સ્ત્રી. [અર. તલબ્] અતિ ઉગ્ર લાલસા, પ્રબળ આતુરતા (વ્યસન વિશેની)

**તલબ-ગાર** વિ. [ + ફા. પ્રત્યય] જુઓ 'તલબ-દાર.'

**તલબગારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તલબગાર હોવાપણું, ઉગ્ર તીવ્ર આકાંક્ષા

**તલબ-દાર** વિ. [ + ફા. પ્રત્યય.] તલખવાળું, આતુર

**તલબદારી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર. ] તલબદાર હોવાપણું, ઉત્કટ આતુરતા

**તલ-બાજરિયું** વિ. [જુઓ 'તલ[2]' + 'બાજરો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) ભૂરા રંગનું, ભૂરું

**તલ-બાજરી** સ્ત્રી. [જુઓ 'તલ[2]' + 'બાજરી.'] (લા.) માથાના ધોળા કાળા મોવાળા

**તલ-બાવલ-ડી** સ્ત્રી. [જુઓ 'તલ-બાવળ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તલબાવળની નાની જાત

**તલ-બાવળ** પું. ['તલ' અસ્પષ્ટ + 'બાવળ'] કડછા સ્વાદનો ઊતરતી કોટિનો બાવળ

**તલ-બાવળી** સ્ત્રી. [જુઓ 'તલ-બાવળ' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] તલબાવળના પ્રકારની એક વનસ્પતિ

**તલ-ભર** ક્રિ. વિ. [જુઓ 'તલ[2]' + 'ભરવું.'] તલના માપના જેટલું, થોડું [સૂકા છોડ, તલસરાં

**તલ-ભાંઠાં** (-ભણ્ઠાં) ન., બ. વ. [જુઓ 'તલ[2]' દ્વારા.] તલના

**તલ-ભાર** વિ [જુઓ 'તલ[2]' + સં.] તલ જેટલા વજનનું, થોડું

**તલ-મલ** વિ. [અનુ.] વ્યાકુળ (પ્રેમા.)

**તલમલવું** અ. ક્રિ. [જુઓ 'તલમલ,'-ના.ધા.] અધીરા થવું. (૨) તરફડવું. (૩) ગભરાવું. **તલમલાવું** ભાવે., ક્રિ. **તલ-મલાવવું** પ્રે., સ. ક્રિ.

**તલમલાવવું, તલમલાવું** જુઓ 'તલમલવું'માં.

**તલમલી** સ્ત્રી. [ જુઓ 'તલમલવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] તલમલવું એ

**તલ-માત્ર** વિ. [જુઓ 'તલ[2]' + સં.] તલ જેટલું, થોડુંક

**તલમીજ** પું. [અર.] શિષ્ય

**તલરવું** અ. ક્રિ. [સં. तल દ્વારા] તળે રહી જવું. **તલરાવું** ભાવે , ક્રિ. **તલરાવવું** પ્રે., સ. ક્રિ.

**તલરાવવું, તલરાવું** જુઓ 'તલરવું'માં. [રહી જનારું

**તલરિયું** વિ. [ જુઓ 'તલરવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર. ] તળે

**તલ-લોક** પું. [સં.] પાતાળ

**તલ(-ળ)-રેખા** સ્ત્રી. [સં.] સપાટી ઉપરની લીટી, આધારની લીટી

**તલ(-ળ)વટ**[1] પું. [સં. तल-पट्ट > પ્રા. तल-वट्ट] ઉંબરાનો પથ્થર. (સ્થાપત્ય.) (૨) ઉંબરો

**તલ-વટ**[2] (-ટ્ય) સ્ત્રી. [સં. तिलवर्ति > પ્રા. तिलवट्टि ] તલને ઘીમાં સોંતરી ગોળ યા ખાંડ નાખી બનાવેલી મીઠાઈ (અથવા ગોળમાં પાણી નાખી ઉકાળી એમાં તલ નાખી બનાવેલી મીઠાઈ), તલ-સાંકળી. (૨) તલ ખાંડી એમાં ગોળ કે ખાંડ ભેળવી કરેલી મીઠાઈ

**તલવણ** ન. એ નામનું એક ઝાડ, કાનફોડી

**તળવણી** સ્ત્રી. એક ચોમાસુ છોડ

**તળ-વળ** વિ. [અનુ.] તરફડતું. (૨) બેચેન, વ્યગ્ર

**તળવળાટ** પું. [જુઓ 'તલવલ' + ગુ. 'આટ' ત. પ્ર.] તલ-પાપડ થવાપણું, ભારે તલસાટ

**તળ-વાડું** ન. [જુઓ 'તલ[૨]' + 'વાડો' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.], **તળ-વાયું** વિ., ન. [+ જુઓ 'વાવવું' દ્વારા.] જેમાં તલ વાવવામાં આવ્યા હોય તેવું ખેતર

**તળવાર** જુઓ 'તરવાર.'

**તળવાર-ડી** જુઓ 'તરવાર-ડી.'

**તળવાર-પટ્ટુ** જુઓ 'તરવાર-પટ્ટુ.'

**તળવાર-બાજ** જુઓ 'તરવાર-બાજ.'

**તળવાર-બાજી** જુઓ 'તરવાર-બાજી.'

**તળવારિયું** જુઓ 'તરવારિયું.'

**તળ-વાસો** પું. [સં. तल + 'વાસવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) પગના તળિયામાં થયેલો ફોલ્લો [ઇચ્છા, તૃષ્ણા

**તલસ** સ્ત્રી. [જુઓ 'તલસવું.'] આતુરતા, આકાંક્ષા, તીવ્ર

**તળ-સરું** ન. [જુઓ 'તલ[૨]' દ્વારા.] જેમાંથી તલ ખંખેરી લીધા છે તેવો છોડ, તલનો સૂકો છોડ, તલની સાંઠી. (૨) તલનું તલ કાઢી લીધા પછીનું ખોખું [આતુર, અધીરું

**તલસ-વલસ** વિ. [જુઓ 'તલસ,'-દ્વિર્ભાવ.] તલપાપડ, ખૂબ

**તળસવું** અ. ક્રિ. [સં. तृष् > तर्ष्-ગુ. 'તરસ' નો સંબંધ] ઝંખવું, આતુરતાથી રાહ જોવી, અતિ અધીરું બનવું, **તળસાવું** ભાવે., ક્રિ. **તળસાવવું** પ્રે., સ. ક્રિ.

**તળસાટ** પું. [જુઓ 'તલસવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] તલસવું એ

**તળસાવવું, તળસાવું** જુઓ 'તળસવું' માં.

**તળ-સાંકળી** સ્ત્રી. [જુઓ 'તલ' + સં. शष्कुलिका > પ્રા. सक्कुलिआ] જુઓ 'તલવટ(૧)'.

**તળ-સ્પર્શ** પું. [સં.] તળિયા સુધી પહોંચી જવું એ. (૨) (લા.) વિષયના ઊંડાણ સુધી પહોંચવું એ

**તળસ્પર્શિ-તા** સ્ત્રી. [સં.] તલસ્પર્શીપણું

**તળ-સ્પર્શી** વિ. [સં.,પું.] તળિયા સુધી પહોંચેલું. (૨) (લા.) વિષયમાં ખૂબ જ ઊંડે ઊતરેલું કે રહેલું

**તળ-સ્વામી** પું. [સં.] સૌરાષ્ટ્રમાં ઊના નજીકના ઊના પાણીના કુંડવાળા તીર્થદેવ વિષ્ણુ, તુલસી-શ્યામ. (સંજ્ઞા.)

**તળા(-લ્લા)ક** સ્ત્રી. [અર. 'તલાક્'] પતિપત્નીનું છૂટાં થવું એ, છૂટા-છેડા, લગ્ન-વિચ્છેદ. (ઇસ્લામ.)

**તળા(-લ્લા)ક-નામું** ન. [+ જુઓ 'નામું.'] છૂટાછેડાને લગતી ફારગતીનો દસ્તાવેજ

**તળાકી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] છૂટાછેડા પામેલી સ્ત્રી

**તળા(-ળા)ટી** પું. [સં. तल-पट्टिक- > પ્રા. तल-अट्टिअ-] ખેતરની જમીન વિશેના ખાતાનો નકશો રાખી વહીવટ કરનારો સરકારી કર્મચારી, મહેસૂલ વસૂલ કરનાર કર્મચારી, 'સર્કલ,' 'વિલેઇજ-એકાઉન્ટન્ટ'

**તળા(-ળા)ટું** ન. [જુઓ 'તળાટી' + ગુ. 'ઉં' ત. પ્ર.] તળાટીનો ધંધો, તળાટીનું કામકાજ

**તળા(-ળા)તળ(-ળ)** ન. [સં. तल+अ-तल] પાતાળના 'તલ' અને 'અતલ' નામના ભાગ. (સંજ્ઞા.)

**તળાબત** સ્ત્રી. [અર.] સ્પર્ધા, હરીફાઈ

**તળાબો** પું. માથાની તૂંબલી

**તળાર** પું. [દે. પ્રા.] નગર-રક્ષક, કોટવાળ

**તળારું** ન. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] કોટવાળનો ધંધો, કોટવાળું

**તળાલીન** વિ. [સં. तल+आ-लीन] મગ્ન થઈ ગયેલું, તલ્લીન

**તળાવટ** (-ટ્ય) સ્ત્રી. [સં. तल દ્વારા] દેખાવ, શોભા (સ્થાનની)

**તળાશ(-સ), -શી(-સી)** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] ખોજ અન્વેષણ, તપાસ, [**૦ રાખવી** (રૂ. પ્ર.) તપાસ કર્યા કરવી. **૦ લેવી** (રૂ. પ્ર.) તપાસ કરવી.]

**તલિયું** ન. [જુઓ 'તલ[૨]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તલનું તેલ. (૨) વિ. તેલવાળું, તેલનું

**ત(-તિ)લિસ્માત** પું., ન. [અર. તિલસ્માત્] જાદુ

**તલી[૧]** સ્ત્રી. [જુઓ 'તલ[૨]' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] નાના તલ [બાજુની) બરોળની ગાંઠ

**તલી[૨]** સ્ત્રી. શેરડીનો એક રોગ. (૨) (પેટમાંની ડાબી

**તલે-તલ** ક્રિ. વિ. [જુઓ 'તલ,'- દ્વિર્ભાવ આદિપદ+ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર ] (લા.) દાણે દાણો લઈ લેવાય એમ, બધું જ, સાવ

**તલેલાં** ન., બ. વ. [રવા.] (બાળકની) રોકકડ

**તલો** પું [અર. 'તલા' દ્વારા] પાઘડીનો કસબી છેડો

**તલોસણું** ન. [સં. तिल-वासनक- > પ્રા. तिल-उसणअ-] માંગલિક પ્રસંગે કોઈ ને મોસાળ તરફથી કાંસાની થાળીમાં કંસાર માટે લોટ ગોળ ઘી મગ તેલ વગેરે આપવાની ક્રિયા

**તલ્પ** ન. [સં.] શય્યા, પથારી .[વ્યભિચારી, લંપટ

**તલ્પ-ગ** વિ. [સં.] (કોઈ અન્યની) શય્યામાં સૂવા જનારું,

**તલ્લાક** જુઆ 'તલાક.'

**તલ્લાક-નામું** જુઓ 'તલાક-નામું.' [પરાયણ

**તલ્લીન** વિ. [સં. तद् + लीन, સંધિથી] ધ્યાન-મગ્ન, મશગૂલ,

**તલ્લીન-તા** સ્ત્રી. [સં.] તલ્લીન હોવાપણું

**તલ્લો** પું. [સં. तल દ્વારા] માળ, મજલો

**તવ[૧]** સર્વ. [સર્વ, સં.] તારું. (પદ્યમાં.)

**તવ[૨]** ક્રિ. વિ., ઉભ. [સં. ततः > પ્રા. तओ > અપ. तउ ] ત્યારે, એ સમયે. (પદ્યમાં.)

**તવ[૩]** (-વ્ય) સ્ત્રી. [જુઓ 'તવો'-'તવી.'] નાનો તવો, તવી

**તવકીલ** સ્ત્રી. એક જાતનો સફેદ પદાર્થ

**તવ-તવડું** જુઓ 'તેવ-તેવડું.'

**તવર,-રિયું[૧]** ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] એ નામનું એક ઝાડવું, થેર [ઝાડવાનું લાકડું

**તવરિયું[૨]** વિ. [જુઓ 'તવર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તવરના

**ત-વર્ગ** પું. [સં.] દંત-સ્થાનમાંથી ઉચ્ચારાતા સ્પર્શ વ્યંજનોનો સમૂહ -ત થ દ ધ ન, દંત્ય સ્પર્શ વ્યંજનો. (વ્યા.)

**તવર્ગીય** વિ. [સં.] ત-વર્ગને લગતું, ત-વર્ગનું. (વ્યા.)

**તવલ** ન. એક પ્રકારનું જૂના સમયનું વાદ્ય

**તવંગ** (તવઙ્ગ) પું. દેવ-પ્રસાદ યાને દેવાલયમાંનો ભદ્ર પાસેનો નીકળતો ખૂણો. (સ્થાપત્ય,)

**તવંગર** (તવઙ્ગર) વિ. [ફા.] શક્તિશાળી. (૨) પૈસાદાર, માલદાર, શ્રીમંત, ધનિક, ધનવાન

**તવંગરી** (તવઙ્ગરી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તવંગરપણું, શ્રીમંતાઈ. (૨) સમૃદ્ધિ

**તવાઈ** સ્ત્રી. [ફા. તવાહી] મુશ્કેલી, આફત, કમબખ્તી. (૨) તાકીદ [મહેમાનગીરી
**તવાજો** પું. [અર. તવાઝ્હ્] અતિથિ-સત્કાર, પરોણા-ચાકરી
**તવાણ** (-ણ્ય) સ્ત્રી. ધારવાળી આછા ઢાળની જમીન
**તવા-પૂરી** સ્ત્રી. [જુઓ 'તવો' + પૂરી.'] પૂરણપૂરી, વેડમી
**તવામણ** ન., -ણી સ્ત્રી. [જુઓ 'તાવવું' + ગુ. 'આમણ'- 'આમણી' કૃ. પ્ર.] તાવવાની ક્રિયા. (૨) તાવી આપવા બદલ અપાતું મહેનતાણું
**તવાયફ** સ્ત્રી. [જુઓ 'તાયફો.'] નાચનારી સ્ત્રી, ગણિકા, રામ-જણી. (૨) વેશ્યા, રંડી (ધંધાદાર) ['હિસ્ટરી'
**તવારીખ** સ્ત્રી. [અર.] સત્ય વૃત્તાંત, સાચી બીના, ઇતિહાસ,
**તવારીખ-કાર** વિ. [+ સં.], **તવારીખ-નવીસ** વિ. [અર. + ફા.], **તવારીખ-નવેશ** વિ. [+ ફા. 'નવીસ્'] ઇતિહાસનો લેખક, ઇતિહાસકાર
**તવારીખ-નામું** ન. [+ જુઓ 'નામું.'] ઇતિહાસ-ગ્રંથ
**તવારીખી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તવારીખને લગતું, ઐતિહાસિક, 'હિસ્ટોરિકલ'
**તવાવવું, તવાવું** જુઓ 'તાવવું'માં.
**તવિયાં** ન., બ. વ. [સૌ.] પાસાબંધી કેડિયામાંના કાંઠલા આગળનો ભાગ [પાટિયો, હાંડલું (દાળ શાકનું)
**તવિયો** પું. [જુઓ 'તવો' + ગુ 'ઇયું' ત. પ્ર.] તવો,
**તવી** સ્ત્રી. [જુઓ 'તવો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો તવો, લોખંડની તાવડી, લોઢી, કલાડી
**ત(-તા)વી(-વે)થી** સ્ત્રી. [જુઓ 'તવી(-વે)થો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો તવીથો
**ત(-તા)વી(-વે)થો** પું. [જુઓ 'તવો' દ્વારા.] તવામાંથી પૂરી રોટલી રોટલા વગેરે ઉથલાવવા-કાઢવા-ફેરવવાનું ચપટા પાનાનું ડાંડાવાળું ધાતુનું સાધન
**તવો** પું. [સં. तपक- > પ્રા. तवअ-] સેકવા -તળવા માટેનું માટીનું કે ધાતુનું જરા ખાડાવાળું સાધન, નાનો તાવડો, કલાડું, નાનું બકડિયું. (૨) ચલમમાં મૂકવાની ગોળ ચપટી ઠીકરી. [-વા જેવું (રૂ. પ્ર) તદ્દન સાફ]
**તશરીફ** સ્ત્રી. [અર.] મોટા માણસનું પધારવું એ, પધરામણી. [૦ રાખવી (રૂ. પ્ર.) બિરાજવું. ૦ લઈ જવી, ૦ લેવી (રૂ. પ્ર.) પધારવું, જવું. ૦ લાવવી (રૂ. પ્ર.) પધારવું, આવવું] [(પદ્યમાં.)
**તશું(-સું)** વિ. [સં. तादृशक > પ્રા. અપ. तइसअ-] તેવું.
**તશ્તરી** સ્ત્રી. [હિં.] રકાબી, નાની તાસક [ઠીકું, છાટો
**તશિ(-સિ)યો** પું. [જુઓ 'ટશિ(-સિ)-યો.'] ટશિયો.
**તશ્તો-ચોકી** (-ચૉકી) સ્ત્રી. ['તશ્તો'- અસ્પષ્ટ + 'ચોકી' હિં, 'તશ્તો- ચૌકી'] પાયખાને બેસવાની લાકડાની માંડણી, કમોડ
**તસ** (-સ્ય) સ્ત્રી. ન દેખાય તેવી બારીક ફાટ
**તસકો** જુઓ 'ત્રસકો.'
**તસગરવું** અ. ક્રિ. [સં. तस्कर, -અર્વા. તદ્ભવ] ચોરી કરવી, ખાતર પાડવું. તસગરાવું ભાવે ક્રિ. **તસગરાવવું**, પ્રે., સ. ક્રિ.
**તસગરાવવું, તસગરાવું** જુઓ 'તસગરવું' માં.
**તસતર** ક્રિ. વિ. ઝડપથી, જલદીથી, એકદમ, ઝટપટ
**તસતસવું** અ. ક્રિ. [અનુ.] ચપોચપ થઈ ફાટફાટ થવું, ચપોચપ થઈ તણાવું. **તસતસાવું** ભાવે., ક્રિ. **તસતસાવવું** પ્રે., સ. ક્રિ.
**તસતસાટ** પું. [જુઓ 'તસતસવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] તસતસવું એ, ચપોચપ ભિડાઈ રહેવાની સ્થિતિ
**તસતસાવવું, તસતસાવું** જુઓ 'તસતસવું' માં.
**તસબી(-વી)** સ્ત્રી. [અર. તસ્બીહ્] જપમાળા. [૦ ફેરવવી (રૂ. પ્ર.) જપમાળા ફેરવવી (ખુદાનું નામ લેતાં લેતાં)]
**તસમું** ન., -મો પું. [ફા. 'તસ્મા'- વાધરી] ચામડાનો પટો, ચામડાનો તંગ. (૨) ફાનસના ઉપલા ભાગમાં આવતી કાચની ત્રિકોણાકાર તકતી
**તસર**[1] સ્ત્રી. [સં. त्रसर પું.] રંગની ઝીણી રેખા, ટસર
**તસર**[2] ન. એક જાતનું કપડું
**તસલમાત** વિ. [અર. 'તસ્લીમાત્' - માન્ય રાખવું, હુકમ મંજૂર રાખવો] (લા.) ઉપલક ખર્ચ કરી નોંધવામાં કે રાખવામાં આવતું (ખાતું., સ્થાયી પેશગી, 'ઇમ્પ્રેસ્ટ')
**તસલ્લી** સ્ત્રી. [અર.] વિશ્વાસ, ભરોસો. (૨) નિરાંત
**તસવી** જુઓ 'તસબી.'
**તસવીર** સ્ત્રી. [અર.] છબી, ચિત્ર, ફોટો
**તસિયો** જુઓ 'તશિયો.'
**તસુ** સ્ત્રી. [અર. 'તસ્સૂજ' ચોવીસ ભાગમાંનો એક ભાગ; ફા. તસવ્વહ્] લગભગ એક ઇંચનું માપ, બે આંગળનું માપ
**તસું** જુઓ 'તશું.' [ખૂબ તંગ
**તસોતસ** ક્રિ. વિ. [અનુ.] તસતસતું, ચપોચપ તણાતું,
**તસ્કર** પું [સં.] ચોર. (૨) છેતરનાર માણસ
**તસ્કરવું** અ. ક્રિ. [સં तस्कर, - ના. ધા.] જુઓ 'તસગરવું.' તસ્કરાવું ભાવે., ક્રિ. **તસ્કરાવવું** પ્રે., સ. ક્રિ.
**તસ્કરાવવું, તસ્કરાવું** જુઓ 'તસ્કરવું'માં. [છેતરપીંડી
**તસ્કરી** સ્ત્રી. [સં. तस्कर + ગુ. 'ઈ' ત. પ્ર.] ચોરી. (૨)
**તસ્ટી** સ્ત્રી. [વ્રજ.] ઠાકોરજી સમક્ષ ધરાતી ઝારીની નીચેની તબક [શ્રમવાળી થોડી મહેનત
**તસ્તી,-સ્દી** સ્ત્રી. [અર. તસ્દીઅ] તકલીફ, થોડો શ્રમ,
**તસ્બી** જુઓ 'તસબી.'
**તસ્વીર** જુઓ 'તસવીર.'
**તહ**[1] ન. નીચેનું તળું, તળિયું
**તહ**[2] પું., સ્ત્રી., ન. [ફા.] સંધિ, કરાર, સુલેહ
**તહકુ(-કૂ)બ** વિ. [અર. તઅક્કુબ્] મુલતવી, મોકૂફ
**તહક(-કૂ)બી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] મોકૂફી (યુદ્ધ વગેરે મુલતવી રાખવાની સમજૂતી)
**તહકુ(-કૂ)બી-નામું** ન. [+ જુઓ 'નામું.'] તહકૂબી રાખવા માટે કરવામાં આવેલ દસ્તાવેજ
**તહ-ખાનું** ન. [જુઓ 'તહ' + 'ખાનું.'] મકાન નીચેનું ભૂમિગૃહ, ભોંયરું [દસ્તાવેજ, સુલેહનો લેખ
**તહ-નામું** ન. [જુઓ 'તહ' + 'નામું.'] સંધિપત્ર, કોલ-કરારનો
**તહસીલ** સ્ત્રી. [અર.] જમીનનો સરકારી કર, જમાબંદી, 'રેવન્યૂ.' (૨) તાલુકો કે મહાલ. (૩) તહસીલદારની કચેરી
**તહસીલ-દાર** વિ., પું. [+ ફા. પ્રત્યય] તહસીલ ઉઘરાવનારા ખાતાનો વડો અધિકારી, મામલતદાર

**તહસીલદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તહસીલદારનું કામ, મામલતદારી

**તહસીલ-નામું** ન. [+ જુઓ 'નામું.'] મહેસૂલ-જમાબંદી વસૂલ કરવાનો ચોપડો, મહેસૂલની આવક નોંધવાનો ચોપડો

**તહાં** (તાંઃ) ક્રિ. વિ. [સં. तस्मात् > પ્રા. तम्हा પાં. વિ. > અપ. तहां સા. વિ. નો અર્થ, તત્સમ] ત્યાં. (પદ્યમાં.)

**તહીં** (તેંઃ) ક્રિ. વિ. [સં. तस्मिन् > પ્રા. तम्हि > અપ. तहिं] ત્યાં, એ સ્થળે, પણે ['તહ-ખાનું.'

**તહે-ખાનું** (તેઃખાનું) ન. [જુઓ 'તહ' + 'ખાનું'] જુઓ

**તહેનાત** [તેઃનાત] સ્ત્રી. [અર. તઅ-ઈન્ > ફા. તઅ્નાત્] સેવા-ચાકરી કરવા માટેની હાજરી. (૨) ખિદમત, સેવા-ચાકરી, ખાતર-બરદાસ. (૩) તાબેદારી, અડદલી. [૦ ઉઠાવવી (રૂ. પ્ર.) સેવા-ચાકરી કરવી]

**તહેનાતી**[1] (તેઃનાતી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તહેનાત કરનારું કે ઉઠાવનારું [જુઓ 'તહેનાત.'

**તહેનાતી**[2] (તેઃનાતી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.]

**તહેવાર** (તેઃવાર) પું [ફ. 'તિહ્‌વાર્' -ખાલી દિવસ] અણૂજે, અકતો. (૨) ઉત્સવ, ખુશાલીનો દિવસ, વાર-પરબ

**તહેસીલ** (તેઃસીલ) જુઓ 'તહસીલ.'

**તહેસીલ-દાર** (તેઃસીલ-) જુઓ 'તહસીલ-દાર.'

**તહેસીલદારી** (તેઃસીલ-) જુઓ 'તહસીલદારી.'

**તહોમત** (તોઃમત) ન. [અર. તુહ્‌મત્] દૂષણ ચડાવવું એ, આળ ચડાવવું એ, અપવાદ, આરોપ, આક્ષેપ, 'એલેગેશન,' 'ચાર્જ,' 'એક્યુઝેશન'

**તહોમત-દાર** (તોઃમત-દાર) વિ. [+ ફા. પ્રત્યય] જેના ઉપર ગુનાનું આળ ચડાવવામાં આવ્યું હોય તેવું, આરોપી, 'એક્યુઝ્ડ'

**તહોમતદાર(-રે)ણ** (તોઃમતદાર(-રે)ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] તહોમતદાર સ્ત્રી

**તહોમતદારી** (તોઃમત-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તહોમતદાર હોવાપણું, આરોપી હોવાપણું

**તહોમતદારેણ** (તોઃમતદારેણ્ય) જુઓ 'તહોમતદારણ.'

**તહોમત-નામું** (તોઃમત-) ન. [+ જુઓ 'નામું.'] અપવાદ કે આરોપ ચડાવ્યા વિશેનો પત્ર, આરોપનામું, 'ચાર્જ-શીટ,' 'બિલ ઑફ્ ઇન્ડિક્ટેશન,' 'ઇન્ડક્ટમેન્ટ' ['તહોમતદાર.'

**તહોમતી** (તોઃમતી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ

**તળ** જુઓ 'તલ.[1]'

**તળ-કીડી** જુઓ 'તલ-કીડી.'

**તળ-કોડો** જુઓ 'તલ-કીડો.'

**તળ-ઘર** ન. [જુઓ 'તળ' + 'ઘર.'] ભોંયરું

**તળ-ચિહ્ન** જુઓ 'તલ-ચિહ્ન.'

**તળ-ઘાટ** પું. [જુઓ 'તળ' + 'ઘાટ.[2]'] પર્વતની તળેટીનો ભાગ

**તળ-જમીન** સ્ત્રી. [જુઓ 'તળ'+'જમીન.'] તળિયાની જમીન

**તળ-ધર** વિ. [જુઓ 'તળ' + સં.] બીજાએ આપેલા તળિયા ઉપર રહેનાર, સાથી. (૨) ઓશિયાળું તાબેદાર, (૩) ઋણી, દેવાદાર. (૪) વસવાયું

**તળ-ધારી** વિ., સ્ત્રી. [જુઓ 'તળી-ઢાળી.'] જુઓ 'તળી-ઢાળી.'

**તળપટો** જુઓ 'તળપદો'-'ત્રપટો.'

**તળ-પટ** પું. [સં. तल-पट्ट] ઉંબરાનું નીચલું આડું કે ઉંબરાનો નીચલો પથ્થર. (સ્થાપત્ય.) [જગ્યા, ગામ-તળિયું

**તળ-પદ** ન. [સં. तल-पद] ગામઠાણની જમીન, અસલ

**તળપદ-વાળું** વિ. [+ ગુ. 'વાળું' ત. પ્ર.] જાતીયતાને લગતું (જ્ઞાન), 'સેક્સિઝમ'ને લગતું

**તળ-પદું** વિ. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] તે તે સ્થાનને લગતું, અસલ સ્થાનને લગતું, સ્થાનિક, દેશી, ગામઠી, 'ઇન્ડિજીનિયસ'

**તળપદો(-ટો)** વિ., પું. [જુઓ 'તળપદું.'] સૌરાષ્ટ્રના કોળીઓ તેમજ વાઘરીઓની એ નામની એક પેટા-જ્ઞાતિ કે એનો પુરુષ, ત્રપટો. (સંજ્ઞા.) (૨) તમાકુની એ નામની એક જાત

**તળપું**, ન. સ્ત્રીઓને કાનની બૂટમાં પહેરવાનું એક ઘરેણું

**તળબદો** પું. મધ્યમ જાતનો એક બળદ

**તળ-મજલો** પું. [જુઓ 'તળ' + 'મજલો.'] મકાનનું ભોંયતળિયું, ભોંયતળિયાનો વાસનો ભાગ, 'ગ્રાઉન્ડ ફ્લોર'

**તળમળવું** અ. ક્રિ. [અનુ.] તલપાપડ થવું, આતુર થવું. તળમળાવું ભાવે., ક્રિ. તળમળાવવું પ્રે., સ. ક્રિ.

**તળમળાવવું, તળમળાવું** જુઓ 'તળમળવું'માં.

**તળ-રેખા** જુઓ 'તલ-રેખા.'

**તળ-વટ** જુઓ 'તલ-વટ.[1]'

**તળવળ** (-ળ્ય) સ્ત્રી., -ળાટ પું.[રવા. + ગુ. 'આટ' ત.પ્ર.] અસ્વસ્થ સ્થિતિ, વિહ્‌વળતા, બેચેની. (૨) ચટપટી

**તળવાવવું** જુઓ 'તરવાવવું' 'તરવાવું'માં

**તળવાવું** જુઓ 'તરવાવું.' તળવાવવું પ્રે., સ. ક્રિ.

**તળવું**[1] ન. [સં. तल-पद > तलवअ-] તળિયું, તળું

**તળવું**[2] સ. ક્રિ. [દે. પ્રા. तल] કકડાવેલાં ઘી તેલ વગેરે સ્નિગ્ધ પ્રવાહીમાં ખાદ્ય વાનીઓ ઉબાળવી. તળાવું કર્મણિ., ક્રિ. તળાવવું પ્રે. સ. ક્રિ.

**તળ-સરી** પું. [જુઓ 'તળ' દ્વારા.] દરેક માળ ઉપર ભીંતના આરંભમાં દેવામાં આવતો જાડો થર

**તળ-સંધ(-ધ)** ક્રિ. વિ. [સં. तल-संधि] તદ્દન તળેના ભાગમાં, તદ્દન નીચેના ભાગમાં, સાવ તળે [વનસ્પતિ, તુલસી

**તળસી** સ્ત્રી. [સં. तुलसी] એક જાતની પવિત્ર ગણાતી

**તળ-હાથ** પું, [જુઓ 'તળ' + 'હાથ.'] હાથનું તળું, હથેળી

**તળાઈ**[1] પું. [સં. ताल પું. + ગુ. 'આઈ' સ્વાર્થે ત. પ્ર.] તાડનું ઝાડ [ભરેલ ગાદલું

**તળાઈ**[2] સ્ત્રી. [દે.પ્રા. तल्ल, तल + ગુ. 'આઈ' ત. પ્ર.] રૂ

**તળાટી**[1] જુઓ 'તલાટી.'

**તળા(-ળે)ટી**[2] સ્ત્રી. [સં. तल-घट्टिका > પ્રા. तल-हट्टिआ] પહાડ ડુંગર વગેરેના ઢોળાવની સપાટ જમીનને સાંધતી પટ્ટી (ઉપત્યકા 'ખીણ' પહાડ કે ડુંગરની બે ધારની વચ્ચેનો નીચો પ્રદેશ, જ્યારે 'તળાટી' તે તે બાજુના ઢોળાવના છેડાનો ભાગ)

**તળાટું** જુઓ 'તલાટું.'

**તળાટો** પું. [સં. तल-पट्टक- > પ્રા. तलअट्टअ-] તળિયું

**તળાતળ** જુઓ 'તલાતલ.'

**તળા-તાંદળા** પું., બ. વ. [જુઓ 'તળવું' + ગુ. 'યું' ભૂ. કૃ. = 'તળ્યું' + સં. तान्दुलक- > પ્રા. तांदुल-अ-] તળેલા

ભમરા. [૦ કરવું (રૂ. પ્ર.) સંબંધ તોડી નાખવો. (૨) ફનાફાતિયા કરવું]

**તળા-તૂટ** વિ. [જુઓ 'તળું' + 'તૂટવું.'] તૂટેલા તળિયાવાળું. (૨) (લા.) અકરાંતિયું, બહુ ખાનારું

**તળાબત** પું ભપકો, ઠઠારો, ઠાઠ

**તળામણ** ન., -ણી સ્ત્રી. [જુઓ 'તળવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ. પ્ર.] તળવાનું મહેનતાણું

**તળાવ** ન. [સં. तटाक- > પ્રા. तडाअ-] ખોદીને તૈયાર કરવામાં આવેલું યા કુદરતી પહોળા ખાડાના રૂપનું નાનું સરોવર. [૦તરસ્યું(-સ્યું) (રૂ. પ્ર.) છતે સાધને દુઃખી. -વે જવું (રૂ. પ્ર.) જાજરૂ જવું (તળાવ નજીક જવાનો રિવાજ હતો એ કારણે, 'ઝાડે જવું' જેમ)]

**તળાવટ** ન., (-ટય) સ્ત્રી. [જુઓ 'તળ' દ્વારા.] જમીનનું તળું. (૨) જમીન સપાટીનો પ્રકાર. (૩) ગામની બાંધણી. (૪) (લા.) યુક્તિ, ચતુરાઈ. (૫) છેતરપીંડી

**તળાવ-ડી** સ્ત્રી., -ડું ન. [જુઓ 'તળાવ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું તળાવ

**તળાવવું** જુઓ 'તળાવું'માં.

**તળાવિયો** પું. [જુઓ 'તળાવ' + ગુ. ઇયું' ત. પ્ર.] એક [જાતનો કોળી. (સંજ્ઞા.)

**તળાવું¹** ન. [સં. तल દ્વારા > જુઓ 'તળાવો.'

**તળાવું²** જુઓ 'તળાવું'માં.

**તળાવો** પું. [સં. तल દ્વારા] ગાડાની પીંજણી નીચેની આડી, તણાવો. (૨) જેમાં પૈડું ભરાવાય છે તે બે ખૂંટા(કોશના મંડાણના)માંનો દરેક

**તળાંચો** પું [સં. तल દ્વારા] ચણતરમાં ચોડવાના પથ્થરનો તળાનો ભાગ (જેના ઉપર એ પથ્થર મુકાય). (સ્થાપત્ય.)

**તળાંટિયાં** ન., બ. વ. [સં. तल દ્વારા] ગાડાની કે રથની ઊધથી કાંગવા સુધીની પટ્ટી, ચાંખળાં

**તળાંસવું** સ. ક્રિ. [સં. तल દ્વારા] (પગની) ચંપી કરવી. (પગની) પરિચર્યા કરવી. **તળાંસાવું** કર્મણિ., ક્રિ. **તળાંસાવવું**, પ્રે., સ. ક્રિ.

**તળાંસાવવું** તળાંસાવું, જુઓ 'તળાંસવું'માં.

**તાળયો** પું. [જુઓ 'તળવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] (લા.) મૂઠિયાં તળીને બનાવેલો લાડુ, તળીચૂરીનો લાડુ

**તળિયા-છંટ** (-છણ્ટ) ક્રિ. વિ. [જુઓ 'તળિયું' + 'છાંટવું.'] (લા.) પૂરેપૂરું ખુવાર થઈ જાય એમ

**તળિયા-ઝાટક** ક્રિ. વિ. [જુઓ 'તળિયું + 'ઝાટકવું'.'] તળું સાવ સાફ થઈ ગયું હોય એ રીતે. (૨) (લા.) તદ્દન બેહાલ થઈ જાય એમ. (૩) તદ્દન નિર્વંશ જાય એમ

**તળિયાટી** સ્ત્રી. [જુઓ 'તળિયું' + ગુ. 'આટું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ડુંગરની ધારની બેઉ બાજુની ઢળતી તળેટીની જમીન

**તળિયાટો** પું. [જુઓ 'તળિયાટી.'] છેવટનો ભાગ, તળાનો ભાગ, નીચેનો ભાગ

**તળિયા(-યાં)-તોરણ** ન., બ. વ. [તળિયા,-યાં' અસ્પષ્ટ + સં.] માંગલિક પ્રસંગે બારણામાં બંધાતાં તોરણ (આંબાનાં પાંદડાં વગેરેનાં)

**તળિયારું** ન. [જુઓ 'તળિયું' દ્વારા.] તળિયું, તળું. (૨) (લા.) પેટ. [૦ ટાઢું હોવું (રૂ. પ્ર.) સમૃદ્ધ હોવું. (૨) સંતુષ્ટ હોવું]

**તળિયાં-તોરણ** જુઓ 'તળિયા-તોરણ.'

**તળિયાં-મૂળ** ન., બ. વ. [જુઓ 'તળિયું' + 'મૂળ.'] છેક નીચેનાં મૂળિયાં. (૨) (લા.) નિકંદન, પાયમાલી, ફનાફાતિયા

**તળિયું¹** ન. [જુઓ 'તળ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] તળનો ભાગ, તળું, 'ફ્લોર.' (૨) કોઈ પણ પદાર્થની નીચેની છત. [-યાં ચાટવા (રૂ. પ્ર.) ખુશામત કરવી. ૦ આવવું (રૂ. પ્ર.) તદ્દન ખાલી થઈ જવું. ૦ ઝાટવું (રૂ. પ્ર.) ધમકાવવું. (૨) તળિયા-ઝાટક કરવું. ૦ ટાઢું કરવું (રૂ.પ્ર.) સંતોષ થવો કે કરવો. ૦ ન દેખાવું (રૂ. પ્ર.) તાગ ન આવવો]

**તળિયું²** ન. [જુઓ 'તળી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નદી વગેરેની તળીમાં મોટે ભાગે વવાતા એક વેલાનું ફળ, ખડબૂચું, ટેટી, સકરટેટી

**તળિયે** ક્રિ. વિ. [જુઓ 'તળિયું' + ગુ. 'એ' સા. વિ., પ્ર.] તળિયામાં, હેઠળ, છેક નીચલી સપાટીએ, અંદર, નીચે

**તળી** સ્ત્રી. [સં. तलिका > પ્રા. तलिआ] જુઓ 'તળિયું.¹' (૨) જોડામાં નાખવાની સખતળી. (૩) અસ્તર. (૪) નદી તળાવ વગેરેનો પાણીની નજીકનો કાંઠાનો ઢોળાવ. (૫) વહાણમાં કૂવાની બેસણીની પાટલી, 'માસ્ટર-સ્ટેમ્પ.' (વહાણ.) [૦ પડવી (રૂ. પ્ર.) ઉઘાડે પગે ખૂબ ચાલવાથી પગનાં તળિયાં કઠણ થવાં]

**તળી-ચૂરી** સ્ત્રી. [જુઓ 'તળવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'ચૂરી.'] મૂઠિયાં તળીને ખાંડી બનાવેલું ચૂરમું

**તળી-ઢાળી** વિ., સ્ત્રી. [ + જુઓ 'ઢાળવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘઉંનાં નાનાં ફાડાં ઘીમાં તળી ગળાશ નાખી કરવામાં આવતો ઢાળેલી લાપસીનો પ્રકાર, તળધારી લાપસી

**તળું** ન. [સં. तलक > પ્રા. तलअ- ] તળિયાનો ભાગ, [તળિયું, તળી

**તળે** ક્રિ. વિ., ના.યો. [જુઓ 'તળ'+ગુ. 'એ' સા.વિ.,પ્ર.] નીચે, નીચેના ભાગમાં, હેઠળ. [૦ ઉપર થવું (-ઉપરથ-) (રૂ. પ્ર.) ગભરાવું. (૨) ઉત્સુક થવું. ૦ તળે જોવું (રૂ. પ્ર.) છૂપી રીતે જોવું]

**તળેટી** જુઓ 'તળાટી.²'

**તળેટી-પ્રદેશ** પું. [+ સં.] પહાડ કે ડુંગરની તળાટીનો ભૂ-[ભાગ

**તળેડું** ન. [સં. तल દ્વારા] ગામ-થળની જમીન, ગામ-તળું

**તળોટ** પું. [સં. तल દ્વારા] તળિયાનો હેઠળનો ભાગ. (૨) બળદ-ગાડીમાં સવરણ ઉપરના બંધના વચલા ખીલાની પાછળ જડાતું લાકડું

**તંગ** (તઙ્ગ) વિ. [ફા.] ચપોચપ, તમતમતું, મુશ્કેરાટ. (૨) પું. ઘોડાના પેટ ફરતો પલાણનો બંધાતો પટ્ટો. [૦ આવવું, ૦ થવું (રૂ. પ્ર.) આર્થિક કે માનસિક ભેંચ અનુભવવી. (૨) કંટાળી જવું. (૩) મન ઊંચાં થવાં]

**તંગડી** સ્ત્રી., -ડું ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો તંગિયો [પટ્ટી, તંગ

**તંગડો** પું. [જુઓ 'તંગડું.'] ઘોડાના પેટ ઉપર બાંધવાનો

**તંગ-તોર** (તઙ્ગ-) પું. [+ જુઓ 'તોડવું.'] (લા.) ઘોડાને તંગની બહારના ભાગમાં રહેતી ભમરી (એક ખોટ)

**તંગદરા** (તઙ્ગ-) સ્ત્રી. [ જુઓ 'તંગ' દ્વારા. ] બે ટેકરીઓ

વચ્ચેનો સાંકડો માર્ગ, સાંકડી ખીણનો માર્ગ

**તંગ-દિલ** (તઙ્ગ્-) વિ. [+ જુઓ ‘દિલ.’] સાંકડા મનનું, લોભી, અનુદાર, કંજૂસ, કૃપણ. (૨) અણબનાવવાળું, વૈમનસ્યવાળું

**તંગ-દિલી** (તઙ્ગ્-) સ્ત્રી. [+ ગુ. ‘ઈ’ ત. પ્ર.] કંજૂસાઈ, લોભ, કૃપણતા. (૨) ગરીબાઈ, નિર્ધનતા. (૩) અણબનાવ, ઊંચાં મન થવાં એ, વૈમનસ્ય. (૪) માનસિક ખેંચ, ‘ટેન્શન’

**તંગલ** (તઙ્ગલ) ન. મુખ્યત્વે છોકરાઓના કાનમાં પહેરવાનું સમગ્ર કાનને ગોળ વીંટતું સોનાનું વચ્ચે નંગોવાળું ઘરેણું, એક પ્રકારનું કુંડળ

**તંગાશ(-સ)** (તઙ્ગાશ્ય, -સ્ય) સ્ત્રી. [જુઓ ‘તંગ’ + ગુ. ‘આશ,-સ’ ત. પ્ર.] તંગી, અછત, તાણ, ખેંચ, ભીડ, ‘સ્કેર્સિટી,’ ‘શોર્ટેઇજ’

**તંગિયો** પું. [જુઓ ‘તંગ’ + ગુ. ‘ઇયું’ ત. પ્ર.] નિતંબ અને સાથળને ચપોચપ રહે તેવી ચડ્ડી, જાંઘિયો

**તંગી** (તઙ્ગી) સ્ત્રી. [ફા.] જુઓ ‘તંગાશ,’ ‘સ્કેર્સિટી’

**તંઝીમ** (તઞ્ઝીમ) સ્ત્રી. [અર.] એકસૂત્ર કરવું એ, સંગઠન

**તંડુલ** (તણ્ડુલ) પું. બ. વ. [સં.] ચોખા (ધાન્ય.)

**તંત** (તન્ત) પું, [સં. [तन्तु] (લા.) જિદ્દ, હઠ, હઠાગ્રહ. (૨) છાલ, છેડો, કેડો. (૩) વાદ-વિવાદ, ખોટી ચર્ચા. [૦ તાણવો (રૂ. પ્ર.) વાદ કરવો. ૦ બાંધવો (રૂ. પ્ર.) ઝઘડો કરવો. ૦ લેવો (રૂ. પ્ર.) પાછળ પડવું. (૨) તાગ લેવો]

**તંતની** (તન્તની) સ્ત્રી. [ સં. तन्त्रिणी > હિં. ] તારવાળું એક વાદિત્ર. (૨) (લા.) હામાં હા

**તંતરવું** (તન્તરવું) સ. ક્રિ. [સં. तन्त्र् નું અર્વા. તદ્ભવ રૂપ] (લા.) આંજી નાખવું, ભોળવી ફસાવવું, છેતરવું, તાંતરવું. **તંતરાવું** કર્મણિ., ક્રિ. **તંતરાવવું** પ્રે., સ. ક્રિ.

**તંતરાવવું, તંતરાવું** જુઓ ‘તંતરવું,’ ‘તાંતરવું.’

**તંતરી** પું. [ સં. तान्त्रिक -> પ્રા. तंतरिअ- ] તંતુવાદ્ય બજાવનાર કળાકાર

**તંતાળું** (તન્તાળું) વિ. [જુઓ ‘તંત’ + ગુ. ‘આળું’ ત. પ્ર.], **તંતિયું** વિ. [ +ગુ. ‘ઇયું’ ત.પ્ર.]. **તંતી** (તન્તી) વિ. [+ગુ. ‘ઈ’ ત. પ્ર.] તંતીલું, તંતિયું, જિદ્દી, હઠીલું, હઠાગ્રહી

**તંતીરો** (તન્તીરો) પું. એ નામનું એક જીવડું, કથીરો

**તંતીલું** વિ. [જુઓ ‘તંત’ +ગુ. ‘ઈલું’ ત.પ્ર.] જુઓ ‘તંતાળું.’

**તંતુ** (તન્તુ) પું., ન. [ સં., પું.] તાંતણો, ધાગો, દોરો. (૨) રેસો. (૩) પુંકેસર–સ્ત્રીકેસર. (૪) પાતળી નસ, ‘નર્વ’ (મ. ન.). [સઘળા તંતુ કામે લગાડવા (રૂ. પ્ર.) બને તેટલો પ્રયાસ કરવો]

**તંતુ-કીટ** (તન્તુ) પું. [સં.] રેશમનો કીડો

**તંતુકી** (તન્તુકી) સ્ત્રી. [ સં. तन्तु દ્વારા ] કરોળિયાના પેટ આગળની તંતુની કોથળી

**તંતુ-ગ્રંથિ** (તન્તુ-ગ્રન્થિ) સ્ત્રી. [સં., પું.] તાંતણાઓનો—નાની નાની શિરાઓનો કોશ કે સમૂહ, ‘ગૅન્ગ્લિયન’ (મ.ન.)

**તંતુ-ચક્ર** (તન્તુ-) ન. [સં.] તાંતણાઓનું જાળું, નાની નાની શિરાઓનું જાળું. (૨) નાડી-તંત્ર, ‘નર્વસ સિસ્ટમ’ (મ.ન.) (પ્રા. વિ.)

**તંતુ-જાલ** (તન્તુ-) ન. [સં.] જુઓ ‘તંતુ-ગ્રંથિ.’

**તંતુ-તંત્ર** (તન્તુ-તન્ત્ર) ન. [સં.] જુઓ ‘તંતુ-ચક્ર(૨).’

**તંતુ-નાભ** (તન્તુ-) પું. [સં.] (જેની નાભિમાં તાંતણા છે તે) કરોળિયો [‘નર્વ-સ્ટિમ્યુલેશન’ (મ. ન.)

**તંતુ-પ્રતાન** (તન્તુ-) ન. [સં.] એક માનસિક પ્રક્રિયા,

**તંતુ-મય** (તન્તુ-) વિ. [સં.] તાંતણાઓથી ભરેલું. (૨) (લા.) જટિલ, ગૂંચવાયેલું, ‘કૉમ્પ્લેક્સ’ (બ. ક. ઠા.)

**તંતુ-માર્ગ** (તન્તુ-) પું. [સં.] તંતુના રૂપનો બારીક માર્ગ, ‘નર્વસ કનેક્શન’ (મ. ન.)

**તંતુ-મેહ** (તન્તુ-) પું. [સં.] પેશાબમાં તાંતણા જેવો પદાર્થ પડે એ પ્રકારનો એક રોગ

**તંતુ-રસ** (તન્તુ-) પું. [સં.] શરીરના જ્ઞાનતંતુઓમાં રહેતું એક પ્રકારનું પ્રવાહી, ‘નર્વ-સબ્સ્ટન્સ’ (મ. ન.)

**તંતુ-વાદક** (તન્તુ-) વિ. [સં.] તારવાળાં વાદ્ય બજાવનાર, તંતરી (બીનકાર વગેરે)

**તંતુ-વાદ્ય** (તન્તુ) ન. [સં.] વીણા તંબૂર સારંગી દિલરુબા સિતાર રાવણહથ્થો એકતારો તંતૂણો સરોદ વગેરે તાર બાંધેલું તે તે વાદ્ય, ‘સ્ટ્રિંગ-ઇન્સ્ટ્રુમેન્ટ’ (ગ. ગો.)

**તંતુ-વાય** (તન્તુ-) પું. [સં.] જુઓ ‘તંતુ-નાભ.’ (૨) વણકર. (૩) ન. વણાટ, વણતર

**તંતુ-વ્યાપાર** (તન્તુ-) પું. [સં.] જ્ઞાનતંતુઓની હિલચાલ કે પ્રવૃત્તિ, ‘ઇનર્વેશન’ (મ. ન.)

**તંતુ-સમુદાય** (તન્તુ-) પું. [સં.] જુઓ ‘તંતુ-તંત્ર.’

**તંતૂણો** (તન્તૂણો) પું. [રવા.] એક જાતનું તંતુ-વાદ્ય

**તંતે(-તો)-તંત** (તન્તે(-તો)-તન્ત) ક્રિ. વિ. [જુઓ તંત,’-દ્વિર્ભાવ.] લગાતાર, સળંગ

**તંત્ર** (તન્ત્ર) ન. [સં.] સંચાલન, વહીવટ.(૨) વ્યવસ્થા, ગોઠવણ. (૩) પ્રકરણ, વિભાગ. (૪) રાજકારોબાર, ‘ઍડ્મિનિસ્ટ્રેશન.’ (૫) રાજકારોબારને લગતો તે તે વિભાગ, ‘ડિરેક્ટરેટ,’ ‘ડિપાર્ટમેન્ટ.’ (૬) શક્તિવાદના વિચારની અને ક્રિયાઓની પદ્ધતિનું વર્ણન આપનારું શાસ્ત્ર. (૭) એ નામનો એક અલંકાર. (કાવ્ય.) (૮) પદ્ધતિ, ‘સિસ્ટમ’ (પ્રા. વિ.). (૯) સત્તાધીશતા, ‘ઑથૉરિટી’

**તંત્રક** (તન્ત્રક) પું. [સં.] પાટડાનો ઉપરનો ભાગ, તાંતર. (સ્થાપત્ય.) [કરનાર (વિદ્વાન)

**તંત્ર-કાર** (તન્ત્ર-) વિ., પું. [સં.] તંત્ર-શાસ્ત્રની રચના

**તંત્ર-ગ્રંથ** (તન્ત્ર-ગ્રન્થ) પું. [સં.] તંત્ર-શાસ્ત્રનું કોઈ પણ પુસ્તક

**તંત્ર-નિષ્ઠ** (તન્ત્ર-) વિ. [સં.] વહીવટી વ્યવસ્થા વગેરેને વળગી રહેનારું, વહીવટ વગેરેમાં શ્રદ્ધાવાળું, તંત્રને વફાદાર

**તંત્ર-નિષ્ઠા** (તન્ત્ર-) સ્ત્રી. [સં.] વહીવટ-વ્યવસ્થા વગેરેમાંની વફાદારી, ‘ડિસિપ્લિન’ (દ. બા.)

**તંત્ર-બદ્ધ** (તન્ત્ર-) વિ. [સં.] વ્યવસ્થિત આયોજનવાળું, બરોબર ગોઠવાઈ ગયેલું [પાકી ગોઠવણ

**તંત્રબદ્ધ-તા** (તન્ત્ર-) સ્ત્રી. [સં.] વ્યવસ્થિત આયોજના,

**તંત્ર-બાહ્ય** (તન્ત્ર) વિ. [સં.] સત્તા કે પ્રક્રિયાની બહારનું, ‘આઉટ ઑફ ઑર્ડર’

**તંત્ર-મંત્ર** (તન્ત્ર-મન્ત્ર) ન., બ. વ. [સં.] તંત્ર-શાસ્ત્ર પ્રમાણેની ક્રિયાઓ અને મંત્ર-શાસ્ત્ર પ્રમાણેની ક્રિયાઓ, જંતર-મંતર

**તંત્ર-રચના** (તન્ત્ર-) સ્ત્રી. [સં.] વ્યવસ્થા, મહેકમ, ‘સેટ-અપ

**તંત્ર-વાદ** (તન્ત્ર-)પું. [સં] તંત્ર-શાસ્ત્રમાં નિરૂપાયેલ મત-સિદ્ધાંત, શક્તિ-વાદ, તાંત્રિક સિદ્ધાંત

**તંત્રવાદી** (તન્ત્ર-) વિ. [સં., પું.] તંત્ર-વાદમાં માનનાર

**તંત્ર-વાહક** (તન્ત્ર-) વિ. [સં.] વહીવટ કરનાર, વ્યવસ્થાપક, સંચાલક, 'ડિરેક્ટર,' 'મૅનેજર'

**તંત્ર-વિદ** (તન્ત્ર-) વિ. [સં. तन्त्र-विद्] તંત્ર-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર. (૨) પ્રક્રિયાની રજૂઆત કરનાર, 'ડેમૉન્સ્ટ્રેટર' (દ. બા.)

**તંત્ર-વિદ્યા** (તન્ત્ર-) સ્ત્રી., **તંત્ર-શાસ્ત્ર** (તન્ત્ર-) ન. [સં.] તાંત્રિક સિદ્ધાંતોની ચર્ચા કરનારી વિદ્યા કે શાસ્ત્ર

**તંત્ર-વિરુદ્ધ** (તન્ત્ર-) વિ. [સં.] તંત્ર-બાહ્ય, 'આઉટ ઑફ ઑર્ડર' (દ. બા.)

**તંત્રાધિકારી** (તન્ત્રા-) વિ., પું. [સં., પું.] વહીવટ કરનાર મુખ્ય અમલદાર, તંત્ર-વાહક, 'ડિરેક્ટર,' 'મૅનેજર'

**તંત્રિણી** (તન્ત્રિણી) વિ., સ્ત્રી. [સં., સ્ત્રી] વહીવટ-વ્યવસ્થા કરનારી સ્ત્રી. (૨) વર્તમાનપત્રની સંચાલક સ્ત્રી

**તંત્રિ-ત્વ** (તન્ત્રિત્વ) ન. [સં.] તંત્રી-પણું, વર્તમાન પત્ર કે સામયિકના સંપાદનની ક્રિયા

**તંત્રી**[1] (તન્ત્રી) વિ., પું. [સં., પું.] વર્તમાનપત્રો સામયિકો આદિનો મુખ્ય અધિકારી, 'એડિટર'

**તંત્રી**[2] (તન્ત્રી) સ્ત્રી. [સં.] કોઈ પણ પ્રકારનું તંતુવાદ્ય. (૨) તંતુવાદ્યનો તાર (ના. દ. ક.). (૩) કંઠ માંહેની ઉચ્ચારણ કરવાની સંચાલક ગ્રંથિ

**તંત્રી-દ્વાર** (તન્ત્રી-) ન. [સં.] ગળા માંહેની સ્વર-તંત્રીઓ વચ્ચેનો ત્રિકોણાકાર ખાલી ભાગ

**તંત્રી-પદ** (તન્ત્રી-) ન. [સં., સમાસ ગુ., સં. માં तन्त्रि-पद] વર્તમાનપત્ર કે સામયિકના તંત્રીનું સ્થાન

**તંત્રી-મંડલ**(-ળ) (તન્ત્રી-મણ્ડલ,-ળ) ન. [સં., સમાસ ગુ., સં. માં तन्त्रि-मण्डल] વર્તમાનપત્ર કે સામયિકના તંત્રી-વિભાગના અધિકારીઓની મંડળી, 'એડિટોરિયલ બોર્ડ'

**તંત્રી-સ્થાન** (તન્ત્રી-)ન. [સં., સમાસ ગુ., સં. માં तन्त्रि-स्थान] જુઓ 'તંત્રી-પદ.'

**તંત્રોક્ત** (તન્ત્રોક્ત) વિ. [સં. तन्त्र+उक्त] તંત્ર-શાસ્ત્રમાં કહેલું

**તંદૂર** (તન્દૂર) પું. [અર. તન્નૂર] જુઓ તંનૂર.'

**તંદૂરી** (તન્દૂરી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તંનૂર સાથે સંબંધ રાખતું, તંનૂરથી થયેલું

**તંદોડો** (તન્દોડો) પું. સ્ત્રીઓના કાનનું એક ઘરેણું

**તંદ્રા** (તન્દ્રા) સ્ત્રી. [સં.] ઊંઘના પ્રકારનું ઘેન, નિદ્રાની પૂર્વ અસર, આછી ઊંઘ

**તંદ્રા-ગાળો** (તન્દ્રા-) પું. [+ જુઓ 'ગાળો ( < સં-काल)] તંદ્રા આવતી હોય એ સમય

**તંદ્રાધીન** (તન્દ્રાધીન) વિ. [+ સં. अधीन] તંદ્રામાં પડેલું, અર્ધ-નિદ્રિત, ઘેનમાં પડેલું

**તંદ્રાલુ**(-ળુ) (તન્દ્રાલુ,-ળુ) વિ. [સં.] તંદ્રા આવવાની ટેવ-વાળું, તંદ્રાવાળું, નિદ્રાળુ [હાલત, તંદ્રાળુ સ્થિતિ

**તંદ્રાવસ્થા** (તન્દ્રાવસ્થા) સ્ત્રી. [સં. तन्द्रा+अव-स्था] તંદ્રાની

**તંદ્રાળુ** (તન્દ્રાળુ) જુઓ 'તંદ્રાલુ.' ['તંદ્રાધીન.'

**તંદ્રિત** (તન્દ્રિત), **તંદ્રિલ** (તન્દ્રિલ) વિ. [સં.] જુઓ

**તંદુરસ્ત** (તન્દુરસ્ત) વિ. [ફા.] શરીરના સ્વાસ્થ્ય-વાળું, નીરોગ, નીરોગી, સ્વસ્થ. (૨) (લા.) દોષ વિનાનું

**તંદુરસ્તી** (તન્દુરસ્તી) સ્ત્રી. [ફા.] શારીરિક સ્વસ્થતા, સ્વાસ્થ્ય, આરોગ્ય, શારીરિક સુખાકારી, નીરોગીપણું, સુવાણ, 'ફિઝિકલ ફિટ્નેસ' [તત્સમ] જુઓ 'તંદુલ.'

**તંદુલ** (તન્દુલ) પું.,બ. વ. [સં. तण्डुल > સં., પ્રા. तंदुल

**તંનૂર** (તન્નૂર) પું. [અર.] ઊભી માંડણીનો મોટો લંબ-ચોરસ ચૂલો, તંદૂર [તૈયાર થયેલું, તંદૂરી

**તંનૂરી** (તન્નૂરી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તંનૂર ઉપર

**તંબ** (તમ્બ) સ્ત્રી [સં. ताम्रा > પ્રા. तंबा] એ નામની માછલીની એક જાત (તાંબાના જેવા રંગની)

**તંબાકુ** સ્ત્રી. [ફા. તમ્બાકૂ] જુઓ 'તમાકુ.'

**તંબુ,-બૂ** (તમ્બુ,-મ્બૂ) [ફા. તમ્બૂ] કાપડના બેવડા સીવેલા પાટનું થાંભલી-થાંભલાઓ ઉપર ઢાંકીને કરેલું રહેઠાણ (છત્રી-આકારનું કે મંડપ-આકારનું). [૦ ઠોકવો, ૦ તાણવો, ૦ મારવો (રૂ. પ્ર) થાંભલી-થાંભલા ખોડી તંબુ ઊભો કરવો]

**તંબૂર** (તમ્બૂર) પું. [ફા.] મોટા તૂંબડામાં ભરાવેલા વાંસ-વાળું ચાર તારવાળું તંતુ-વાદ્ય, તાનપૂરો (આ બેસીને વગાડાય. આની રચનામાં મોટા તૂંબડાની ઉપરની ડગળી કાઢી ત્યાં પાટિયું જડવામાં આવે અને દાંડો પણ સામાન્ય રીતે પોણા ગોળાકાર ચોડેલા પાટિયાનો હોય. ગામડાના ભક્તોના નાના તંબૂરામાં પોલા વાંસનો હાથો હોય છે.)

**તંબૂર-ચી** (તમ્બૂર-) વિ., પું. [ફા. + તુર્કી. 'ચી.' પ્ર.] તંબૂરો બજાવનાર કલાકાર

**તંબૂરા-પેટી** (તમ્બૂરા-) સ્ત્રી. [જુઓ 'તંબૂરો' + 'પેટી.'] તંબૂરના ચાર તારના સ્વર આપે તેવી હાર્મોનિયમના સૂરવાળી નાની પેટી, સૂર-પેટી, સૂરિયું

**તંબૂરી** (તમ્બૂરી) સ્ત્રી. [જુઓ 'તંબૂરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો તંબૂરો, એકતારો (આ ઊભાં ઊભાં વગાડાય). (૨) સારંગી

**તંબૂરો** (તમ્બૂરો) પું. [જુઓ 'તંબૂર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તંબૂર.' (૨) જરા નાનો આખા તૂંબડાનો અને પોલા વાંસના દાંડાવાળો તંબૂર (બાવા સાધુ વગાડે છે તે). (૩) (લા.) જીવન, જિંદગી. [-રા જેવું (રૂ. પ્ર.) સ્થૂલ, જાડું અને બેડોળ]

**તંબેડી** (તમ્બેડી) સ્ત્રી. [સં. ताम्र > પ્રા. तंब દ્વારા] તાંબાનો કે કાંસાનો નાનો પ્યાલો કે વાટકો

**તંબોળ** (તમ્બોળ) પું. [સં. ताम्बूल ન. > પ્રા. तंबोल] નાગરવેલનું પાન, પાન-બીડું. (૩) (લા.) ઘાટો લાલ રંગ. (૩) (લા.) તંબૂરમાં ઉપરની ખૂંટીઓ નજીક લગાવાતી દાંતની શિંગડાની કે હાડકાની પાતળી પટ્ટી. (૪) ગળાનો એક રોગ. [૦ આવવો (રૂ. પ્ર.) ઘોડાના મોંઢામાંથી લોહી નીકળવું. ૦ છાંટવો (રૂ. પ્ર.) લગ્નમાં વરકન્યાએ એક-બીજાની ઉપર પાનની પિચકારી મારવી, ૦ વહેંચવો (વેં:ચવો) (રૂ. પ્ર.) લગ્ન વગેરે માંગલિક પ્રસંગે પાન પતાસાં સોપારી સાકર વગેરે વાંટવાં, લાણું કરવું]

**તંબોળ(-ળે)ણ** (તમ્બોળ(-ળે)ણ્ય) સ્ત્રી. [જુઓ 'તંબોળી' +

ગુ, 'અ-(-એ)ણ[1]' સ્રીપ્રત્યય.] તંબોળી જ્ઞાતિની સ્રી. (સંજ્ઞા.)

**તંબોળા-તંબોળ** (તમ્બોળ-તમ્બોળ) પું. [જુઓ 'તંબોળ,'-દ્વિર્ભાવ.] કેટલીક જ્ઞાતિઓમાં લગ્ન પ્રસંગે નાગરવેલનાં પાનની આપ-લેનો એક વિધિ [નિષ્ફળ જવું

**તંબોળાવું** (તમ્બોળાવું) અ. ક્રિ. [રવા.] તણાઈ જવું,

**તંબોળિયું[1]** વિ. [જુઓ 'તંબોળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] નાગરવેલના પાનને લગતું, તંબોળ સંબંધી

**તંબોળિયું[2]** વિ. [જુઓ 'તંબોળી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તંબોળીને લગતું, તંબોળી સંબંધી

**તંબોળિયો** પું. [જુઓ 'તંબોળિયું.'] જુઓ 'તંબોળી.' (૨) લગ્નાદિ પ્રસંગે પાનસોપારી વહેંચનાર માણસ. (૩) (લા.) ઝીણું રેશમ. (૪) એક પ્રકારનો સાપ

**તંબોળી** પું. [સં. ताम्बूलिक- > પ્રા. तंबोलिअ-, અને ગુ. 'તંબોળ' + ગુ. 'ઈ' ત. પ્ર., વિકાસ એક જ પ્રકારનો છે.] નાગરવેલનાં પાનનાં બીડાં કરી વેચનાર વેપારી (એ ધંધાને કારણે પડેલી એક જ્ઞાતિ અને એનો પુરુષ). સંજ્ઞા.)

**તંબોળી-વાડ** (તમ્બોળી-વાડ્ય) સ્રી. [જુઓ 'તંબોળી + 'વાડ.[2]'] તંબોળી જ્ઞાતિનો લત્તો

**તંસળાવવું, તંસળાવું** જુઓ 'તાંસળવું'માં.

**તંસાવવું, તંસાવું** જુઓ 'તાંસવું'માં.

**તા[1]** પું. [સં. ताप > પ્રા. ताअ-] સૂર્ય કે અગ્નિનો તપાટ. [० **આપવો** (રૂ. પ્ર.) ઊનું કરવું. ० **દેવો** (રૂ. પ્ર.) મૂછના છેડા વળી ઊંચે વાળવા. ०**માં ને તામાં** (રૂ.પ્ર.) ઉતાવળમાં, વેગમાં. (૨) ઉમંગમાં. (૩) ગુસ્સામાં. ० **લાગવો** (રૂ. પ્ર.) તાપ અનુભવવો. ગરમીની અસર થવી]

**તા[2]** પું. [ફા., નંગ, ગણતરી] કાગળનું ફરદ, 'પેપર-શીટ'

**તાઈ[1]** સ્રી. કાપડની એક જાત. (૨) એ નામનું એક કાપડું

**તાઈ[2]** પું. મુસલમાનોની એક જ્ઞાતિ (વણાટ વગેરે કામ કરનારી). (સંજ્ઞા.) (૨) પીંજારો (એક મુસ્લિમ જ્ઞાતિ). (સંજ્ઞા.)

**તાઈ-તંબોળી** (-તમ્બોળી) પું., બ. વ. [જુઓ 'તાઈ' + તંબોળી.'] પીંજારા તંબોળી વગેરે જ્ઞાતિના માણસ. (૨) (લા.) જેનું સમાજમાં લેખું નથી તેવા માણસ

**તાઈ-સાસુ** સ્રી, [જુઓ 'તાઈ[1]' + 'સાસુ.'] (લા.) નણંદ

**તાઉ** વિ. [સં. ताप- > પ્રા. ताव-] બીજાને તપાવનાર. (૨) (લા.) બીજાને ગુસ્સે કરનાર. (૩) ગુસ્સાવાળું

**તાઉસ** જુઓ તાવૂસ.'

**તાઉસ-બાજ** જુઓ 'તાવૂસ-બાજ.'

**તાઉસી** જુઓ 'તાવૂસી.'

**તાઓ, ० ધર્મ** પું. [ચીની. + સં.] ચીની તત્ત્વજ્ઞાની લાઓત્સેના સિદ્ધાંત પ્રમાણે ચાલતો ધર્મ-સંપ્રદાય. (સંજ્ઞા.)

**તા.ક.** જુઓ 'તાજા-કલમ.'

**તાક** (-ક્ય) સ્રી. [જુઓ 'તાકવું.'] નિશાન તાકવું એ, નેમ, ચોટ. (૨) (લા.) ઇચ્છા, આકાંક્ષા. (૩) આશય, ધારણા. [० **બાંધવી** (રૂ. પ્ર.) લાગ માટે નજર બાંધવી, દૃષ્ટિ સ્થિર કરવી. ० **રહેવી** (-રેઃવી) (રૂ. પ્ર.) ઇચ્છા બતાવવી. ० **રાખવી** (રૂ. પ્ર.) જોયા કરવું. ० **લગાવવી** (રૂ. પ્ર.) નજરમાં લેવું, લાગ માટે નજર રાખવી]

**તાક[2]** પું. લાગ, તાકડો

**તાક[3]** પું. [અર. 'ગોખલો' અર્થ] ગોળ વાળેલી અર્ધચંદ્રાકાર કમાન (પુલ ગરનાળાં વગેરેમાંની)

**તાકડી** સ્રી. [સં. तर्कु > પ્રા. तक्कु + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્રીપ્રત્યય] જુઓ 'તકલી'-'ત્રાક.'

**તાકડું** ન. [જુઓ तर्कु > પ્રા. तक्कु- + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જોગણી ઉખેડવાનું એક ઓજાર. (૨) વીંધ પાડવા કામ લાગતો લોઢાનો એક પ્રકારનો સળિયો

**તાકડે** ક્રિ. વિ. [જુઓ 'તાકડો' + ગુ. 'એ' સા. વિ., પ્ર.] પ્રસંગે, ટાણે, અણી-વેળા, ખરે વખતે

**તાક(-ગ)-ડો** પું. [જુઓ 'તાક[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] લાગ, અવસર, ટાણું, મોકો, પ્રસંગ, તક. (૨) ચોરીનો યોગ્ય વખત. [-ડે **તાકડો બાઝવો** (રૂ. પ્ર.) અનુકૂળ યોગ આવી મળવો. ० **માંડવો** (રૂ. પ્ર.) કસોટીનો પ્રસંગ આવવો ० **સાંધવો** (રૂ.પ્ર.) યોગ્ય સમય જોઈ ને કામ કરવા મંડવું]

**તાકણિયું** વિ. [જુઓ 'તાકવું' + ગુ. 'અણું' કૃ. પ્ર. + 'ઇયું' ત. પ્ર.] તાકનારું, તાકેડુ

**તાક(-કા)ત** સ્રી. [અર. 'તાકત્'નું બ. વ. 'તાકાત્;' ગુ. માં બંને વપરાય છે.] કૌવત, બળ, શક્તિ, ગુંજાશ

**તાક(-કા)ત-દાર** વિ. [+ ફા. પ્રત્યય] **તાક(-કા)ત-વાન** વિ. [+ સં. °वान् ત. પ્ર., પું] તાકાતવાળું

**તાકલ-તોકલ** વિ. [રવા.] ઉદાર મનથી સોદો કરનાર

**તાકવું** સ. ક્રિ. [સં. तर्क्- > પ્રા तक्क- 'તર્ક કરવો'] નિશાન ટાંકવું, લક્ષ્ય તરફ જોયા કરવું. (૨) ઇચ્છા કરવી, ચિંતવવું. (૩) આશા કરવી. [**તાક્યું તીર** (રૂ.પ્ર.) ધારેલો વિચાર] **તકાવું** કર્મણિ., ક્રિ. **તકાવવું** પ્રે., સ. ક્રિ.

**તાકળાં** ન., બ. વ. [જુઓ 'તાકવું' દ્વારા 'તાકળું'-તાકનારું] (લા.) ભિક્ષુક લોકો, માગણ, યાચકો

**તાકળી** સ્રી. [સં. तर्कु > પ્રા. तक्कु + ગુ. 'ળું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્રીપ્રત્યય] જુઓ 'તકલી' (ખાસ કરી જનોઈ વણવાની).

**તાકાત** જુઓ 'તાકત.'

**તાકાત-દાર** જુઓ 'તાકત-દાર.'

**તાકાત-વાન** જુઓ 'તાકત-વાન.'

**તાકા-તાકી** સ્રી. [જુઓ 'તાકવું,'- દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] વારંવાર સામસામું તાકીને જોયા કરવાની ક્રિયા

**તાકી** વિ., પું. [જુઓ 'તાકવું' ગુ. 'ઈ' કૃ. પ્ર.] (લા.) ત્રાંસી નજરનો માણસ. (૨) માંજરી આંખવાળો માણસ. (૩) સ્રી. ઘોડાની આંખની એક પ્રકારની ખોડ

**તાકીઓ** પું. હીરા માણેક વગેરેનું પાસા પાડ્યા વિનાનું નંગ

**તાકી-ચોટ** સ્રી. [જુઓ 'તાકવું'નું ભૂ. કૃ. 'તાકયું' + ગુ. 'ઈ' સ્રીપ્રત્યય + 'ચોટ.'] એક નજરથી તાકીને જોવું એ. (૨) વિ. નિશાનબાજ

**તાકીદ** સ્રી. [અર.] ઉતાવળ, ત્વરા. (૨) (લા.) (તરત અમલમાં મૂકવાની) આજ્ઞા. (૩) ચેતવણી, 'વૉર્નિંગ.' (૪) અમલમાં મૂકવાની ઉતાવળ, 'અર્જન્સી,' 'ઇમર્જન્સી.' [० **આપવી** (રૂ. પ્ર.) ચેતવણી આપવી. ० **કરવી** (રૂ. પ્ર.) ઉતાવળ કરવી]

**તાકીદ-ચિટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [+ જુઓ 'ચિટ્ઠી,-ઠ્ઠી'], **તાકીદ-પત્ર** પું. [+ સં., ન.] તરત અમલ કરવાના હુકમવાળો પત્ર, શાસન-પત્ર. (૨) મનાઈ-હુકમ

**તાકીદી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] તાકીદનું, ખૂબ ઉતાવળનું, ખૂબ જરૂરી [દીવાલમાંનો કબાટ, તાકો, ડુલાબ

**તાકું** ન. [અર. 'તાક્'-'ગોખલો'] દીવાલમાંનું હાટિયું, નાનો

**તાકેડુ** વિ. [જુઓ 'તાકવું' + ગુ. 'એડુ' કૃ. પ્ર.] તાકનાર, નિશાન-બાજ, તાકાણિયું

**તાકો**[1] પું. [જુઓ 'તાકું.'] જુઓ 'તાકું.'

**તાકો**[2] પું. [અર. તાકહ્] કાપડનું થાન

**તાકોડિયું, તાકોડી, તાકોડુ** વિ. [ જુઓ 'તાકવું' + ગુ. 'ઓડ' કૃ. પ્ર., + 'ઇયું' ત. પ્ર. 'તાકોડ' + ગુ. 'ઈ' ત. પ્ર., + 'ઉ' ત. પ્ર.] જુઓ 'તાકેડુ.'

**તાખડું** વિ. આતુર, ઉત્સુક

**તાખત** (-ત્ય) સ્ત્રી. લૂંટ

**તાગ**[1] પું. [દે. પ્રા. થગ્ગ] પાણીની નીચેનું તળું. (૨) (લા.) અંત, પાર, છેડો. [**૦ આણવો, ૦ લાગવો** (રૂ. પ્ર.) પૂરું કરવું. **૦ કાઢવો** (રૂ. પ્ર.) અંદાજ મેળવવો. **૦ મેળવવો, ૦ લેવો** (રૂ. પ્ર.) ઊંડાઈ માપવી]

**તાગ**[2] પું. જુઓ 'તાગડો'-'ત્રાગ,૦ડો.'

**તાગડ** (-ડ્ય) સ્ત્રી. [વહાણની અંદરના ભાગમાં જડવામાં આવતાં લાંબાં પાટિયાં. (વહાણ.)

**તાગડ-ધિન્ના** પું., બ. વ. [મૃદંગ કે તબલાંના બોલનું અનુ.] (લા.) મોજમઝા, ખાવુંપીવું અને મોજ કરવી એ. (૨) રંગરાગ

**તાગડી** સ્ત્રી. [જુઓ તાગ[2] + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) દોરીવાળું ત્રાજવું

**તાગડી-તોળ** (-તોળ) વિ. [જુઓ 'તાગડી' + 'તોળવું.'] ત્રાજવાંથી ઓખ કરી કમાઈ ખાનાર

**તાગડો**[1] જુઓ 'તાકડો.'

**તાગડો**[2] જુઓ 'ત્રાગડો.'

**તાગર** ન. વહાણમાંનો લાકડાનો એક ભાગ. (વહાણ.)

**તાગવું** સ. ક્રિ. [જુઓ 'તાગ,'-ના. ધા.] તાગ કાઢવો, (પાણીનું) માપ લેવું. (૨) (લા.) અંદાજ કાઢવો. **તગાવું**[2] કર્મણિ., ક્રિ. **તગાવવું**[2] પ્રે., સ. ક્રિ.

**તાગા-દાતોડ** (-ડ્ય) સ્ત્રી. કપડાંની એક પ્રકારની સિલાઈ

**તાગિયું** વિ. સળગેલું

**તાગિયો** પું. [જુઓ 'તાગ[2]' + ગુ 'ઇયું' ત. પ્ર.] (લા.) રેશમનો કારીગર ['ત્રાગડો.'

**તાગો** પું. [જુઓ 'તાગ[2]' ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

**તાછ** (-છ્ય) સ્ત્રી. [જુઓ 'તાછવું.'] કુહાડા ટાંકણાં વગેરેના મારથી પથ્થરમાંથી પડતો છોલ. (૨) ધાતુઓના ઘસારાનો છોલ. (૩) ઓપ. [**૦ મારવો** (રૂ. પ્ર.) પોલિશ કરવી]

**તાછવું** સ. ક્રિ. [સં. तक्ष्- > પ્રા. तच्छ-] છોલવું. (૨) ટાંકણાથી કે કુહાડાથી સોરવું. **તછાવું** કર્મણિ., ક્રિ. **તછાવવું** પ્રે., સ. ક્રિ. [ત્રાંસો કાપેલો સાંઠાનો ટુકડો

**તાછિયું** ન. [જુઓ 'તાછવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] કલમ જેમ

**તાછું** વિ. [જુઓ 'તાછવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] ઉપર ઉપરથી ખોદેલું. (૨) થોડી ઊંડાઈવાળું, છીછરું

**તાછેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'તાછવું' + ગુ. 'એલ' કૃ. પ્ર.] લગની, રઢ. [**૦ મારવી** (રૂ. પ્ર.) મોહ લગાડવો]

**તાછોડ,-ડો** પું. [જુઓ 'તાછવું' + ગુ. 'ઓડ કૃ. પ્ર. + 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] તાછનો ઢગલો, ટાચોડ, ટાચોડો

**તાજ** પું. [ફા.] મુગટ (ખાસ કરી રાજા-મહારાજા—શહેનશાહનો). (૨) કલગી. (૩) ગંજીફાનું બાદશાહના મહોરાવાળું પાનું. (૪) આગરાના 'તાજમહાલ'નું લઘુરૂપ. (સંજ્ઞા.)

**તાજ(-જિ)ક** પું. [ફા.] અરબસ્તાન. (૨) (લા.) ન. યવનાચાર્યે રચેલી બાર રાશિનો ખ્યાલ આપતી જ્યોતિષ-પદ્ધતિ. (૩) વર્ષફળ કાઢવાની એવી એક પદ્ધતિ

**તાજકી** સ્ત્રી. [જુઓ 'તાજ' દ્વારા.] (લા.) મોટાઈ

**તાજ-ખાનું** ન. [અર. તહારત્ + જુઓ 'ખાનું.'] સંડાસ, જાજરૂ, પાયખાનું

**તાજગી** સ્ત્રી. [ફા.] તાજાપણું, સ્ફૂર્તિ

**તાજગી-દાર** વિ. [+ ફા. પ્રત્યય], **તાજગી-ભર** વિ. [+ જુઓ 'ભરવું.'], **તાજગી-ભર્યું** વિ. [+ જુઓ 'ભરવું' '+.' 'યું' ભૂ. કૃ.] તાજગીથી ભરેલું, સ્ફૂર્તિવાળું

**તાજણ** (-ણ્ય) સ્ત્રી. સૌરાષ્ટ્રની એક ઉત્તમ જાતની ઘોડી

**તાજણિયો** પું. [જુઓ 'તાજણ' + ગુ. 'ઇયું' ત. પ્ર.], **તાજણો**[1] પું [ + ગુ. 'ઓ' ત. પ્ર.] તાજણ જાતની ઘોડીમાં ઉત્પન્ન થયેલો ઘોડો [(૨) (લા.) કટાક્ષ

**તાજણો**[2] પું. [ફા. તાજિયાનહ્] કોરડો, ચાબુક, સાટકો.

**તાજ-ધારી** વિ. [જુઓ 'તાજ' + સં., પું.] મુગટધારી (રાજા-મહારાજા-શહેનશાહ) [પણું, તાજગી

**તાજપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'તાજું' + ગુ. 'પ' ત. પ્ર.] તાજા-

**તાજ-પોશી** સ્ત્રી. [ફા.] રાજગાદી ઉપર બેસતાં રાજમુગટ પહેરાવવાનો વિધિ [ઉઠાડી મૂકવામાં આવેલું

**તાજ-ભ્રષ્ટ** વિ. [જુઓ 'તાજ' + સં.] રાજગાદી ઉપરથી

**તાજમ** જુઓ 'તાજીમ.'

**તાજ-મહા(-હે)લ** પું. [શહેનશાહ શાહજહાંની બેગમ 'મુમતાજ'ની સ્મૃતિમાં થયો કહેવાતો આગરામાંનો રોજો + જુઓ 'મહા(-હે)લ.'] આગરાનો સુપ્રસિદ્ધ એક રોજો. (સંજ્ઞા.)

**તાજમી** જુઓ 'તાજીમી.

**તાજર** પું. [અર. તાજિર્] વેપારી (ન. મા.)

**તાજવું** જુઓ 'ત્રાજવું.' [મુલક, સંસ્થાન

**તાજ-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [જુઓ 'તાજ' + સં.] જિતાયેલો

**તાજ-હીન** વિ. [જુઓ 'તાજ' + સં.] તાજ વિનાનું, બે-તાજ

**તાજાઈ** સ્ત્રી. [જુઓ 'તાજું' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'તાજગી.'

**તાજા(-જે)-કલમ** સ્ત્રી., ન. [ફા. તાજહ્ + અર. કલમ્] લખાણ પૂરું થઈ ગયા પછી ઉમેરવાનું યાદ આવતાં ચાલુ કલમે કરાતું લખાણ, અનુ-લેખન, તા.ક., 'પોસ્ટ-સ્ક્રિપ્ટ,' 'નોટ બિહાઇન્ડ' [વાન, તાજું-માજું, તદ્દન તાજું

**તાજા-તવાના** વિ. [ફા. તાજહ્ + તવાના] તાજું અને શક્તિ-

**તાજિક** જુઓ 'તાજક.'

**તાજિયો** પું., -યું. ન. [અર. તઅજિયહ્] તાજ કે ઘૂમટવાળા આકારનો કૃત્રિમ મકરબો, તાબૂત, ડોલો. (ઇસ્લામ.) [**-યા કાઢવા** (રૂ.પ્ર.) તાબૂતનું સરઘસ કરવું. **-યા નીકળવા**

(રૂ.પ્ર.) તાબૂતનું સરઘસ થવું. -યા ડૂબવા, -યા ઠંડા થવા (રૂ.પ્ર.) સરઘસને અંતે નદી તળાવ કે સમુદ્રમાં તાબૂત ડુબાડી નાખવાં. -યા ગૂલ થવા (રૂ.પ્ર.) હતાશ કે નિરુત્સાહ થવું]

**તાજીમ** સ્ત્રી. [અર. તઅઝીમ્] મોટા માણસને અપાતું માન

**તાજીમી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] માન આપવા લાયક, માનનીય

**તાજુબ** વિ. [અર. તઅજ્જુબ્] વિસ્મય પામેલું, આશ્ચર્યચકિત, દંગ. (૨) વિસ્મયકારક, આશ્ચર્યકારક, નવાઈભરેલું

**તાજુબી** સ્ત્રી. [ગુ. 'ઈ' ત.પ્ર.] આશ્ચર્ય, નવાઈ, અચંબો, વિસ્મય, અચરજ

**તાજું** વિ. [ફા. તાઝહ્] તરતનું. (૨) (લા.) થાકેલું નહિ તેવું. (૩) લીલું. (૪) લોહી-માંસથી પૂર્ણ. (૫) વાસી નહિ તેવું. (૬) સત્ત્વવાળું. (૭) પૈસાદાર. [**૦ કરવું** (રૂ. પ્ર.) સ્મરણ કરવું, યાદ કરવું. (જૂનું અગાઉનું). **૦ થવું** (રૂ.પ્ર.) (જૂનું) યાદ આવવું. (૨) સમૃદ્ધ થવું. (૩) ખાઈ ને તૃપ્ત થવું]

**તાજું-તમ** વિ. [-એ. 'તાજા-તવાના.'], **તાજું-તવાનું** વિ. [જુઓ 'તાજા-તવાના' + બંનેને ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'તાજા-તવાના.' [ખીલી ઊઠેલું

**તાજું-તાતું** વિ. [જુઓ 'તાજું' + 'તાતું.'] (લા.) તાજું અને

**તાજું-માજું** ન. [જુઓ 'તાજું, — દ્વિર્ભાવ.] તદ્દન તાજું

**તાજું-માતું** વિ. [જુઓ 'તાજું' + 'માતું.'] તાજું અને માતેલું, તદ્દન હૃષ્ટપુષ્ટ

**તાજૂડી[૧]** સ્ત્રી. [જુઓ 'તાજૂડું[૧]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું છૂંદણું, નાનું (ત્રોફેલું) ત્રાજવું

**તાજૂડી[૨]** સ્ત્રી. [જુઓ 'તાજૂડું[૨]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વજન કરવાનું નાનું ત્રાજવું

**તાજૂડું[૧]** ન. (શરીર ઉપરનું તે તે) છૂંદણું

**તાજૂડું[૨]** ન. [જુઓ 'ત્રાજવું.[૨]'] વજન કરવાનો સામાન્ય કાંટો, 'બૅલેન્સ'

**તાજે-કલમ** જુઓ 'તાજા-કલમ.' [જ, હાલ તરત

**તાજે-તર** ક્રિ. વિ. [ફા. તાઝહ્-તર્] તદ્દન હમણાં, અત્યારે

**તાજેતર-નું** વિ [+ગુ. 'નું' છ. વિ.ના અર્થનો અનુગ] હાલનું, અત્યારનું, તદ્દન તાજું

**તાજેતર-માં** ક્રિ. વિ. [+ગુ. 'માં' સા. વિ., નો અનુગ] હમણાં જ નજીકના જ સમયમાં, થોડો સમય અગાઉ જ

**તાજે-તાજું** વિ. [જુઓ 'તાજું,'- દ્વિર્ભાવ.] તદ્દન તાજું

**તાજેસર-થી** ક્રિ. વિ. [+ગુ. 'થી' પાં. વિ.,ના અર્થનો અનુગ] નવેસરથી, ફરી વાર એકડે એકથી

**તાજો-તખ્ત** ન. [જુઓ 'તાજ' + 'તખ્ત.'] રાજ-ગાદી

**તાજેસ** ન. પ્રાયશ્ચિત્ત

**તાટ[૧-૨]** જુઓ 'ટાટ.[૧-૨]'

**તાટકવું** જુઓ 'ત્રાટકવું.'

**તાટસ્થ્ય** ન. [સં.] તટસ્થપણું, તટસ્થતા, 'ઇમ્પાર્શિયાલિટી,' 'એપથી' (દ. ખા.) (૨) 'ડિટેચમેન્ટ' (રા. વિ.)

**તાટસ્થ્ય-નાશક** વિ. [સં.] તટસ્થતા દૂર કરનાર (ખાસ કરીને 'મત'– 'કાસ્ટિંગ વોટ' દ. બા.)

**તાટંક** (તાટઙ્ક) ન. [સં., પું.] કાનનું એક ઘરેણું

**તાટી** સ્ત્રી. [દે. પ્રા. તટ્ટિઆ] કામડાંનો નાનો પડદો, ટટ્ટી

**તાટું** ન. [દે. પ્રા. તટ્ટઅ-] વાંસ-ઘાસ-પાંદડાં-કામડાં વગેરેનો પડદો

**તાડ[૧]** પું. [સં. તાલ > પ્રા. તાડ, પ્રા. તત્સમ] મોટે ભાગે સમુદ્રની નજીકના પ્રદેશમાં થતું નાળિયેરીના ઘાટનું ઊંચાઈવાળું ગુચ્છાદાર વૃક્ષ. [**૦ ઉપર ચઢાવવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) વધુ પડતાં વખાણ કરવાં. **૦ જેવું** (રૂ. પ્ર.) ખૂબ ઊંચું]

**તાડ[૨]** પું. [જુઓ 'તાડવું.'] માર–ઠોકનો સોજો. (૨) ગૂમડાની આસપાસનો સતાણવાળો સોજો

**તાડ-ગોળ** પું. [જુઓ 'તાડ[૧]' + 'ગોળ.[૨]'] તાડીમાંથી બનાવેલો ગોળ

**તાડ-ગોળો** પું. [જુઓ 'તાડ[૧]' + 'ગોળો.'] તાડનું ફળ, તાડિયું

**તાડછું** ન. [જુઓ 'તાડ[૧]' દ્વારા.] તાડનું પાંદડું. (૨) (લા.) તાડના પાંદડા જેવું આછું પાતળું લાકડાનું પાટિયું

**તાડન** ન. [સં.] માર મારવો એ, મારપીટ

**તાડનીય** વિ. [સં.] માર મારવાને યોગ્ય, મારને યોગ્ય, માર ખાવા લાયક

**તાડ-પત્ર** ન. [સં.] તાડનું પાંદડું, તાડછું. (૨) મધ્યકાલમાં ગ્રંથલેખનમાં કાગળની અગાઉ તેમજ કાગળના આદિકાળમાં વપરાતી તાડની તે તે પત્તી

**તાડપત્રી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.] તાડનાં પાંદડાંઓની પટ્ટીઓની ગૂંથેલી પડદી. (૨) કંતાન વગેરેની મીણ પાયેલી પડદી (પાણીથી ન પલળે તેવી કરેલી), ટાટિયું [લખેલું

**તાડપત્રીય** વિ. [સં.] તાડપત્રને લગતું. (૨) તાડપત્ર ઉપર

**તાડવું** સ. ક્રિ. [સં. તડ્ > તાડ્ તત્સમ] માર મારવો

**તાડંક** (તાડઙ્ક) ન. [સં.] જુઓ 'તાટંક.'

**તાડા-વાંક** પું. [જુઓ 'તાડ[૧]' + 'વાંક.'] (કાંઈક તાડની વાંકાઈ જેવો હોવાથી) વહાણના ઉપરના ભાગનો વળાંક. (વહાણ.)

**તાડિત** વિ. [સં.] જેને માર મારવામાં આવ્યો છે તેવું

**તાડિયું** ન. [જુઓ 'તાડ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તાડનું ફળ. (૨) તાડના પત્રનો ટુકડો. (૩) (લા.) રેંટિયાનું પાંખિયું, રેંટિયાના આરાની વાંસની ચીપ

**તાડિયો** પું. [જુઓ 'તાડિયું.'] તાડનું ઝાડ. (૨) જેનાથી તલવાર વગેરે પકડાય તે ઓજાર, પકડ

**તાડી** સ્ત્રી [જુઓ 'તાડ[૧]' + ગુ. 'ઈ' ત. પ્ર.] તાડનો રસ. (૨) થંભવા ઉપરના લાકડાના કટકા કે વાંકિયા-વીર. (વહાણ.)

**તાડુકાવવું, તાડુકાવું** જુઓ 'તડૂકવું'માં.

**તાડૂકો** જુઓ 'તડૂકો.'

**તાડો** પું. [જુઓ 'તાડ[૨]' + ગુ. 'ઓ' ત. પ્ર.] જુઓ 'તાડ.[૨]' (૨) (લા.) ઘણું ચાલવાથી લાગતો થાક

**તાડ્ય** વિ. [સં.] જુઓ 'તાડનીય.' [તેવું, ઠોકાતું-વીંઝાતું

**તાડ્યમાન** વિ. [સં.] જેને માર મારવામાં આવી રહ્યો છે

**તાણ[૧]** ન. [જુઓ 'તાણવું.'] તણાવું એ, તણાવાની ક્રિયા. (૨) વહેતા પાણીનું જોર, વહેણનું જોર. (૩) શરીરનાં અંગોનું તણાવું એ. (૪) વાઈ, ફેફરું. (૫) ખેંચાણ, 'ટેન્શન' (પ.વિ.) [**૦ આવવું** (રૂ. પ્ર.) શરીરની નસો ખેંચાવી]

**તાણ[૨]** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'તાણવું.'] (લા.) આગ્રહ. (૨) ખેંચ, તંગી, અછત, તોટો, 'સ્કેર્સિટી.' [**૦ પડવી** (રૂ. પ્ર.)

અછત અનુભવાવી]

**તાણ-ખેંચ** (તાણ્ય-ખેંચ્ય) સ્ત્રી. [જુઓ 'તાણ$^{2}$' + 'ખેંચ.'] દબાણપૂર્વકનો આગ્રહ. (૨) ખેંચતાણ

**તાણવું** સ. ક્રિ. [સં. तन् > પ્રા. तण દ્વારા] ખેંચવું, ખેંચી લાવવું. (૨) પ્રવાહમાં ઢસડી જવું. (૩) લાંબું થાય એમ ખેંચવું. (૪) (લા.) તરફેણ કરવી. [**તાણી કાઢેલું** (રૂ. પ્ર.) દૂબળું, નબળું. **તાણી ના(-નાં)ખવું** (રૂ. પ્ર.) અવગણવું. **તાણીને** (રૂ. પ્ર.) મોટે અવાજે. (૨) આગ્રહપૂર્વક. **તાણીને લાંબું કરવું** (રૂ. પ્ર.) લંબાવી બગાડવું. **તાણી લાવવું** (રૂ. પ્ર.) બળજબરીથી ખેંચી લાવવું] **તણાવું** કર્મણિ., ક્રિ. **તણાવવું** પ્રે., સ. ક્રિ.

**તાણવું-તૂશ(-સ)વું** સ. ક્રિ. [જુઓ 'તાણવું' દ્વારા, સમાસ.] ગમે તેમ કરી બંધ બેસાડવું. [**તાણીતૂશી(-સી)ને** (રૂ. પ્ર.) જેમતેમ કરી, મહામુશ્કેલીથી, મુસીબતથી]

**તાણં-તાણ** (તાણમ્-તાણ્ય) સ્ત્રી., -ણા પું., બ. વ., **તાણા-તાણ** (-ણ્ય), **તાણાતાણી** સ્ત્રી. [જુઓ 'તાણવું,'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] વારંવાર તાણવું એ, ઢેઢ-તાણ, ખેંચાખેંચી [કાપડના ઊભા-આડા દોરા

**તાણા-વાણા** પું., બ. વ. [જુઓ 'તાણો' + 'વાણો.'] વણાતા

**તાણિયો** પું. [જુઓ 'તાણવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] છાપરા કઠોડા વગેરેના આધાર માટે મુકાતો પથ્થર યા લાકડાનો કે લોઢાનો ખૂણિયો, 'બ્રૅકેટ'

**તાણી** સ્ત્રી. [જુઓ 'તાણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો તાણો—ઊભો તાર (વણવા માટેનો)

**તાણ, -ણું** જુઓ 'ત્રાણ.'

**તાણો** પું. [જુઓ 'તાણવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] વણાટ-કામમાંનો લંબાઈનો દોરો [ઊભો અને આડો તાર

**તાણો-વાણો** પું. [જુઓ 'તાણો' + 'વાણો.'] વણાટમાંનો

**તાત** પું. [સં.] પિતા, બાપ. (૨) વડીલ, મુરબ્બી. (૩) નાના ભાઈઓ પુત્રો શિષ્યો મિત્રો વગેરેને માટે વપરાતો પ્રેમવાચક ઉદ્ગાર (મુખ્યત્વે સં. સાહિત્યમાં)

**તાતરવું** અ. ક્રિ. ઉઠાવી લઈ ને નાસી જવું. **તતરાવું** કર્મણિ., ક્રિ. **તતરાવવું** પ્રે., સ. ક્રિ.

**તાતવું** અ.ક્રિ. [સં. तप्त > પ્રા. तत्त ભૂ. કૃ. દ્વારા] (પાણીનું કે પ્રવાહીનું) ઊકળવું. **તતાવું** ભાવે., ક્રિ. **તતાવવું** પ્રે., સ. ક્રિ.

**તાતા** પું. [રવા.] (બાળકોની ભાષામાં) રોટલો

**તાતા-થ(-થૈ)ઈ, તાતા-થૈયા** સ્ત્રી. [રવા.] નૃત્ત કે નૃત્યના બોલ

**તાતાર** પું. [ફા.] મધ્ય એશિયાનો એ નામનો એક પ્રદેશ, તુર્કસ્તાન. (સંજ્ઞા.) [તાતારનું

**તાતારી** વિ [+ ગુ. 'ઈ' ત. પ્ર] તાતાર દેશને લગતું,

**તાતું** વિ. [સં. तप्तक- > પ્રા. तत्तअ-] તપી ઊઠેલું, ખૂબ ગરમ થઈ ગયેલું, ખૂબ ઊનું. (૨) (લા.) તરતનું, તાજું. (૩) ગરમ સ્વભાવનું. (૪) તેજસ્વી. (૫) વેગીલું. [**-તો ઘા** (રૂ. પ્ર.) તાજું દુઃખ]

**તાતું-માતું** વિ. [+ જુઓ 'માતું.'] (લા.) હૃષ્ટપુષ્ટ

**તાતેલું** વિ. [જુઓ 'તાતું' + ગુ. 'એલું' ત. પ્ર.] ખૂબ તપી ઊઠેલું, ગરમાગરમ, ધગધગતું

**તાતો** પું. [રવા.] જુઓ 'તાતા.'

**તાત્કાલિક(-લિ)ક** વિ. [સં.] તરતનું, એ જ સમયનું. (૨) સમકાલીન. (૩) ક્રિ. વિ. વિલંબ વિના, ઢીલ વગર, 'પ્રોમ્પ્ટ્લી'

**તાત્ત્વિક** વિ. [સં.] તત્ત્વને લગતું, મૂળ સાથે સંબંધ ધરાવનારું, 'ફન્ડામેન્ટલ.' (૨) વાસ્તવિક, યથાર્થ, મૂળ પ્રકૃતિનું. (૩) મહાભૂતોને લગતું, 'મેટાફિઝિકલ'. (૪) આત્મતત્ત્વને લગતું, આધ્યાત્મિક, 'સ્પિરિચ્યુઅલ.' (૫) તત્ત્વજ્ઞાનને લગતું, 'ફિલોસોફિકલ.' (૬) (લા.) શૈક્ષણિક, સૈદ્ધાંતિક, 'એકૅડેમિક'

**તાત્પર્ય** ન. [સં.] રહસ્ય, સાર, તત્ત્વ, મર્મ, (૩) ઉદ્દેશ, હેતુ,મતલબ, આશય, 'મોટિવ' (વિ. ર.), 'ઇન્ટેન્શન'

**તાત્પર્યાર્થ** પું. [+ સં. अर्थ] રહસ્યાર્થ, ભાવાર્થ

**તા-થ(-થૈ)ઈ** જુઓ 'તાતા-થઈ.'

**તાદર્થ્ય** ન. [સં] એને માટે હોવાપણું—એ અર્થ. (વ્યા.) (૨) હેતુ, ઉદ્દેશ, ધારણા

**તાદાત્મ્ય** ન. [સં.] તદાત્મકતા, એકાત્મકતા, એકરૂપતા, અભિન્નતા, 'આઇડેન્ટિટી' (ના. દ.). (૨) ઓળખ, 'આઇડેન્ટિફિકેશન.' (૩) દેખાવમાં ભેદ છતાં અભેદપણું. (વેદાંત.)

**તાદાત્મ્ય-નિયમ** પું. [સં.] એકરૂપતાની પ્રક્રિયા, 'લૉ ઑફ આઇડેન્ટિટી' (મ. ન.)

**તાદાત્મ્ય-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં.] જુઓ 'તાદાત્મ્ય (૩).'

**તાદાત્મ્યાધ્યાસ** પું. [+ સં. अध्यास] તદાત્મકતા કે અભિન્નતા ન હોવા છતાં એવો થતો આભાસ, અસત્યમાં સત્યપણાની ભ્રાંતિ. (વેદાંત.)

**તાદાત્મ્યાપત્તિ** સ્ત્રી. [+ સં. आ-पत्ति] અભેદ સંબંધ હોય એવું ફલિત થવાપણું. (વેદાંત.) [પણું. (વેદાંત.)

**તાદાત્મ્યાભાવ** પું. [+ સં. अ-भाव] તદાત્મકતાનું ન હોવા-

**તાદાત્મ્યાભિમાન** ન. [+ સં. अभि-मान પું.] તદાત્મકતાને પરિણામે ઊભો થતો અહંભાવ (જે પતન તરફ લઈ જાય.). (વેદાંત.) [બહુમતી

**તાદાત(-દ)** સ્ત્રી. [અર. તઅદાદ્] સંખ્યા. (૨) સંખ્યાની

**તાદૃગ્ભાવ** પું. [સં. तादृश् + भाव. સંધિથી] એવું હોવાપણું, જેવું હોવાપણું. (૨) જીવન્મુક્તતા. (વેદાંત)

**તાદૃશ** વિ. [સં] એવું, જેવું, એના જેવા દેખાવનું કે સ્વરૂપનું યા સ્વભાવનું અથવા ગુણનું, અદ્દલોઅદલ

**તાદૃશ-તા** સ્ત્રી. [સં.] તાદૃશપણું, 'રિયાલિઝમ' (મ. ન.)

**તાદૃશી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ભગવન્મય જીવન જીવનાર, ભગવદીય

**તાદૃશ્ય** ન. [સં.] જુઓ 'તાદૃશ-તા.'

**તાદૃશ્ય-તા** સ્ત્રી. [+ સં. ता ત. પ્ર.] જુઓ 'તાદૃશ-તા.'

**તાન$^{1}$** ન. [સં.] ધૂન, લેહ, લગની. (૨) સંગીતમાંની ૪૯ ટેરમાંની તે તે ટેર. (સંગીત.) (૩) (લા.) ઉમંગ. (૪) જોસ. [**૦ ચઢ(-ઢ)વું** (રૂ. પ્ર.) જુસ્સો કે જોર આવવું. **૦ તોડવું** (રૂ. પ્ર.) મહેણું મારવું. **૦ મારવું, ૦ લેવું** (રૂ.પ્ર.) ગળામાંથી સૂર કાઢવો, ટેર કાઢવી. **૦માં આવવું** (રૂ.પ્ર.) મસ્તીમાં આવવું, લહેરમાં આવવું]

**તાન$^{2}$** (-ન્ય) સ્ત્રી. [સં. तान ન.] ઉમંગ, ઉત્સાહ. (૨) (લા.) અતિ આસક્તિ, ઘેલછા. (૩) ઉન્માદ, તોફાન, મસ્તી. [**૦ ચઢ(-ઢ)વી** (રૂ. પ્ર.) ધૂન લાગવી. (૨) મસ્તીમાં આવી

જવું. ૦ મારવી, ૦ લેવી (રૂ. પ્ર.) ગાતાં ટેર લગાવવી. ૦ લાગવી (રૂ. પ્ર.) ધૂન લાગવી, લગની થવી, આસક્તિ થવી]

**તાન-ટપ્પો** પું. [સં. + જુઓ 'ટપ્પો.'], **તાન-પલટો** પું. [સં. + જુઓ 'પલટો.'] તાનમાં લેવામાં આવતો વારંવારનો ફેર-બદલો. (સંગીત.) [પૂરનારું વાદ્ય, તંબૂર

**તાન-પૂરો** પું. [સં. + જુઓ 'પૂરવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] તાન

**તાના-બાજી** સ્ત્રી. [જુઓ 'તાનો' + ફા.] મહેણાં મારવાં એ

**તાના-રીરી** સ્ત્રી. [રવા.] ગાવાની એક તરેહ. (સંગીત.)

**તાનાશાહી** સ્ત્રી. ['તાના-શાહ' અબુલ હસન નામના એક પાદશાહનું ઉપનામ + ગુ. 'ઈ' ત. પ્ર.] તાનાશાહના પ્રકારનું વર્તન — સરમુખત્યારશાહી, 'ડિક્ટેટર-શિપ'

**તાના-વાના** પું., બ. વ., **તાનાં-વાનાં** ન., બ. વ. [રવા.] મઝા, રંગરાગ, આનંદ, થનગનાટ

**તાનું** ન. [જુઓ 'તાનો' પું.] જુઓ 'તાનો.'

**તાનૂડી** સ્ત્રી. કાને પહેરવાનું સ્ત્રીઓનું એક ઘરેણું

**તાનો** પું. [અર. તઅનહ્] મહેણું, ટાણો. 'ટૅાન્ટ.' (૨) ઠપકો

**તાપ** પું. [સં.] સૂર્યનો તપાટ, તડકો. (૨) અગ્નિનો તપાટ, (૩) (લા.) પ્રતાપ. (૪) કડપ, ધાક. (૫) રુઆબ. (૬) સંતાપ, દુઃખ. [૦ કાઢવો, ૦ નીકળવો (રૂ. પ્ર.) વાદળાંમાંથી નીકળ્યા પછી સૂર્યનો તપાટ ખુલ્લો થવો. ૦ ખાવો (રૂ. પ્ર.) તપાટ અનુભવવો (ભીનાશ કે ટાઢ કાઢવાને). ૦ થવો (રૂ.પ્ર.) મનમાં ઉકળાટ અનુભવાવો, ભારે દુઃખની લાગણી થવી. ૦ પડવો (રૂ. પ્ર.) સખત તડકો થવો. ૦ માથે લેવો (રૂ. પ્ર.) બપોરના સખત તાપમાં ચાલવું]

**તાપક** વિ. [સં.], **-કારી** વિ. [સં., પું.] **-જનક** વિ. [સં.] તાપ કરનારું [મિજાજનું. (૨) જુસ્સાવાળું

**તાપટ** વિ. [સં. ताप દ્વારા ગુ.] (લા.) આકરા સ્વભાવનું, ગરમ

**તાપડ** (-ડય) જુઓ 'ત્રાપડ.'

**તાપડવું** જુઓ 'ત્રાપડવું.'

**તાપડિયું** જુઓ 'તાપોડિયું.'

**તાપડું** ન. [સં. ताप દ્વારા + ગુ. 'ડું' ત. પ્ર.] તડકો ઝીલવા માટેનો ગૂણપાટ (જાડા વણાટનું કાપડ]

**તાપણી** સ્ત્રી. [જુઓ 'તાપવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] સાંઠા વગેરેને સળગાવી ટાઢ ઉડાડવાની ક્રિયા, તાપવું એ

**તાપણું** ન. [જુઓ 'તાપવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] તાપણી કરવા માટે સળગાવેલો સાંઠા વગેરેનો અગ્નિ

**તાપ-ત(-તિ)લ્લી** સ્ત્રી. [હિં.] બરોળની ગાંઠ (શરીરમાંની), 'સ્પ્લીન' [એ ત્રણ જાતની પીડા

**તાપ-ત્રય** પું., બ. વ. [સં., ન.] આધિ વ્યાધિ અને ઉપાધિ

**તાપ-દાયક** વિ. [સં.] (લા.) તાપ કરાવનારું, ચિંતા વગેરે કરાવનારું, સંતાપકારી

**તાપ-દાયિની** વિ., સ્ત્રી. [સં., સ્ત્રી.] તાપદાયક ક્રિયા કે વસ્તુ

**તાપ-દાયી** વિ. [સં., પું.] જુઓ 'તાપ-દાયક.'

**તાપ-નળી** સ્ત્રી. [સં. + नली] ઉષ્ણતાનું માપ કરનારું યંત્ર, 'થર્મોમીટર'

**તાપ-નિયંત્રિત** (-નિયન્ત્રિત) વિ. [સં. અનિયમિત નવો સમાસ] ઉષ્મા-નિયંત્રિત, વાતાનુકૂલિત, 'એર-કન્ડિશન્ડ'

**તાપનીય** વિ. [સં.] જુઓ 'તાપ્ય.'

**તાપ-પ્રકર્ષ** પું. [સં.] ઉષ્ણતાનો ઊંચા જતો પારો

**તાપ-માનયંત્ર, તાપ-માપક યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'તાપ-નળી.' [વાસણ

**તાપ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] પ્રયોગશાળામાંનું ગરમ રેતીનું

**તાપ-રસાયન** ન. [સં.] ઉષ્ણતામૂલક રસાયનનું શાસ્ત્ર, 'થર્મો-કેમિસ્ટ્રી'

**તાપરી** સ્ત્રી. [સં. ताप દ્વારા ગુ.] ઝૂંપડી

**તાપ-વિકિરણ યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] ઉષ્ણતા ફેલાવનારું યંત્ર, 'રેડિયેટર'

**તાપ-વિશ્લેષણ** ન. [સં.] ઉષ્ણતાનું પૃથક્કરણ, 'થર્મોલિસિસ'

**તાપવું** અ. ક્રિ. [જુઓ 'તપવું' ઉપરથી ગુ. પ્રયોગ.] સૂર્ય કે અગ્નિની ગરમી મેળવવી (જેનાથી ટાઢ ઊડી જાય). **તપાવું[2]** ભાવે., ક્રિ. **તપાડવું, તપાવવું[2]** પ્રે., સ. ક્રિ.

**તાપ-શમન** ન. [સં.] ઉષ્ણતા કે ગરમીનું શાંત થવું એ

**તાપ-શામક** વિ. [સં.] ઉષ્ણતા શમાવનારું

**તાપસ** પું. [સં.] તપ કરનાર, તપસ્વી. (૨) ઋષિ, મુનિ

**તાપસી** સ્ત્રી. [સં.] તાપસ સ્ત્રી, તપ કરનારી સ્ત્રી. (૨) ઋષિ-પત્ની. (૩) ઋષિ-કન્યા

**તાપ-હર, તાપ-હારક** વિ. [સં.], **તાપ-હારી** વિ. [સં., પું.] ઉષ્ણતા કે ગરમીને શમાવનારું, તાપ-શામક

**તાપાભેદ્ય** વિ. [સં. ताप + अ-भेद्य] ઉષ્ણતા જેને ભેદી ન શકે તેવું, ઉષ્ણતા જેમાંથી પસાર ન થઈ શકે તેવું, 'બેડ કન્ડક્ટર ઓફ હીટ' [શકે કે ન આપી શકે તેવું

**તાપાવરોધી** વિ. [સં.ताप + अव-रोधी પું.] ન તો ગરમી લઈ

**તાપાંક** (તાપાઙ્ક) પું. [સં. ताप + अङ्क] ઉષ્ણતાનો આંક, (શરીરની) ગરમીનું માપ, 'કેલોરી'

**તાપિત** વિ. [સં.] તપાવેલું, ગરમ કરેલું. (૨) (લા.) ઉશ્કેરવામાં આવેલું, ગુસ્સે કરવામાં આવેલું. (૩) ત્રાસ પમાડેલું

**તાપિયું** વિ. [સં. ताप + ગુ. 'ઇયું' ત. પ્ર.] તડકામાં ન ચાલી શકે તેવું

**તાપી** સ્ત્રી. સાતપૂડાની પહાડીમાંથી વહી આવી સુરત પાસે થઈ અરબી સમુદ્રમાં પડતી દક્ષિણ ગુજરાતની એક મોટી નદી. (સંજ્ઞા.) [૦ભૂસો કરવો (રૂ. પ્ર.) [સુ.] આપઘાત કરવો]

**તાપી-દાસ** પું. [સં. ताप દ્વારા + સં.] (લા.) ધીમો તાવ કે હળવી માંદગી (ન. મા.)

**તાપી-સાત(-તે)મ** (-મ્ય) સ્ત્રી. [ + જુઓ 'સાત(-તે)મ.'] આષાઢ સુદિ સાતમનું નાગર જ્ઞાતિનું એક વ્રત (પરિણીત વહુનું પહેલાં સાત વર્ષ સુધીનું)

**તાપોડિયું[1]** ન. [સં. ताप દ્વારા ગુ.] જુઓ 'તાપોટો(૨).' (૨) આંખમાં થતી ફોલ્લી [જાત)

**તાપોડિયું[2]** ન. ખાસડિયું કેળું (મોટી ત્રણ-ધારવાળા કેળાંની

**તાપોટો[1]** પું. [સં. ताप દ્વારા ગુ.] તપાટ, કઠારો, તડકાની પ્રબળ અસર. (૨) ઉનાળામાં ગરમીને લીધે થતી શરીર ઉપરની નાની નાની ફોલ્લીઓમાંની દરેક [ટાઓટો

**તાપો(-બો)ટો[2]** પું. [રવા.] (હીજડાઓ પાડે છે તેવી) તાળી,

**તાપ્ય** વિ. [સં.] તપાવવા જેવું

**તાફતો** પું. [ફા. તાફ્તહ્] જુઓ 'ટાફેટો.'

**તાબડ-તોબ** ક્રિ. વિ. [રવા.] ઝટપટ, જલદી, એકદમ, જરા

પણ વિલંબ વિના [(લા.) તરત ઉકેલ લાવનારું
**તાબડતોબિયું** વિ. [+ગુ. 'ઇયું' ત. પ્ર.] ઉતાવળિયું. (૨)
**તાબડો** પું. [રવા.] સાથળ ઉપર હથેળીનો પછાડ. [**૦ ફોડવો** (રૂ.પ્ર.) સાથળ ઉપર હથેળીનો પછાડ કરી અવાજ આપવો]
**તાબા-નું** વિ. [જુઓ 'તાબો' + ગુ. 'નું' છ. વિ. ના અર્થનો અનુગ.] પેટા, 'સબ–,' 'સબોર્ડિનેઇટ' [જાતનું લીંબુ
**તાબા-લીંબુ** ન. ['તાબા' અસ્પષ્ટ + જુઓ 'લીંબુ.'] એક
**તાબૂત** પું., ન. [અર.] મડદાની પેટી, જનાજો. (૨) જુઓ 'તાજિયો.' [**૦ કૂટવું** (રૂ. પ્ર.) 'યાહુસેન' કહી છોકારો લેવો]
**તાબૂત-ગર** વિ. [+ફા. પ્રત્યય.] તાબૂત બનાવનાર કલાકાર
**તાબે** ક્રિ. વિ. [અર. તાબિઅ] તાબામાં, કબજે, વશ, અધીન
**તાબે-દાર** વિ. [+ફા. પ્રત્યય.] તાબામાં રહેનારું, વશ્ય, અધીન
**તાબેદારી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.], **તાબો** પું. [જુઓ 'તાબે.'] તાબામાં રહેવાપણું, વશ્યતા, અધીનતા. [**૦ ઉઠાવવી, ૦ કરવી** (રૂ. પ્ર.) સેવા કરવી, ચાકરી કરવી]
**તાબોટો** જુઓ 'તાપોટો.'
**તામજાન** સ્ત્રી., પું. [હિં.] એક જાતની પાલખી
**તામડી** જુઓ 'તાંબડી.'
**તામડું** જુઓ 'તાંબડું.'
**તામડો** જુઓ 'તાંબડો.'
**તામણ** ન. ભેજવાળી જમીનમાં ઊગતું એક જાતનું ઘાસ
**તામરસ** ન. [સં.] કમળનું ફૂલ. (૨) સોનું. (૩) તાંબું
**તામસ** વિ. [સં.] તમોગુણથી ભરેલું, તમોગુણી. (૨) ન. અંધકાર, તમસ, અંધારું. (૩) અજ્ઞાન. (૪) પું. ગુસ્સો, ક્રોધ
**તામસિક** વિ. [સં.], **તામસી** વિ. [+ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'તામસ(૧).'
**તામિલ, -ળ** પું. [સં. द्रविड, द्रमिल > પ્રા. तमिळ] જુઓ 'તામિલ-નાડ.' (૨) વિ. તામિલનાડ પ્રદેશનું, તામિલનાડને લગતું. (૩) સ્ત્રી. એ નામની દ્રવિડકુળની મુખ્ય ભાષા. (સંજ્ઞા.)
**તામિલ(-ળ)નાડ, -ડુ** પું. [તામિળ.] મદ્રાસ જેની રાજધાની છે તેવો છેક દક્ષિણનો તામિળ-ભાષી પ્રદેશ. (સંજ્ઞા.)
**તામિસ્ર** ન. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણેનું અંધકારમય એક ભયાનક નરક. (સંજ્ઞા.)
**તામિસ્રી** સ્ત્રી. [સં.] અંધારી રાત્રિ [એ,-આજ્ઞાંકિત-તા
**તામીલ** સ્ત્રી. [અર. તઅમીલ્] આજ્ઞા-પાલન, હુકમ ઉઠાવવો
**તામ્ર** વિ. [સં.] રાતું, લાલ. (૨) ન. તાંબું (એક ધાતુ), ત્રાંબું
**તામ્રકાર** વિ., પું. [સં.], **તામ્રકૂટ** પું. [સં. ताम्रकुट्ट] તાંબાના વાસણ વગેરે બનાવનાર — કંસારો
**તામ્ર-દાનશાસન** ન. [સં.] તાંબાનાં પતરાં ઉપર કોતરવામાં આવેલી દાનની વિગતવાળી રાજાની આજ્ઞા, તામ્ર-પત્ર
**તામ્ર-પટ, -ટ્ટ** પું. [સં. ताम्र-पट्ट], **તામ્ર-પત્ર** ન. [સં.] તાંબાનાં પતરાં ઉપર કોતરવામાં આવેલો લેખ–અભિલેખ, તાંબાનાં પતરાં ઉપરનો અભિલેખ, 'કોપર ઇન્સ્ક્રિપ્શન,' 'કોપર-પ્લેઇટ'
**તામ્ર-પાત્ર** ન. [સં.] તાંબાનું વાસણ
**તામ્ર-ભસ્મ** સ્ત્રી. [સં., ન.] તાંબાની ખાખ. (વૈદક.)
**તામ્ર-મુદ્રા** સ્ત્રી. [સં.] તાંબાનો સિક્કો
**તામ્ર-યુગ** પું. [સં.] કાલના વિશાળ પટમાંનો પાષાણ-યુગો પૂરા થયા પછીનો તાંબાનાં સાધન વપરાવા લાગ્યાં હતાં તેવો સમય, 'કોપર-એઇજ'
**તામ્રયુગીન** વિ. [સં.] તામ્રયુગમાં થયેલું, તામ્રયુગને લગતું
**તામ્ર-લેખ** પું. [સં.] તાંબાનાં પતરાં ઉપર કોતરવામાં આવેલો અભિલેખ, જુઓ 'તામ્રદાન-શાસન,' 'તામ્રપટ,-ટ્ટ.'
**તામ્ર-વર્ણ** પું. [સં.], તાંબાના જેવો લાલ રંગ. (૨) વિ. તાંબાના જેવા રાતા રંગનું, લાલ-ઘૂમ
**તામ્રવર્ણું** વિ. [+સં. 'ઉં' ત.પ્ર.] જુઓ 'તામ્ર-વર્ણ(૨).'
**તામ્ર-શાસન** ન. [સં.] જુઓ 'તામ્ર-દાનશાસન.'
**તામ્રાક્ષ** વિ. [સં. ताम्र + अक्षि, સમાસમાં] લાલ આંખવાળું
**તામ્રાક્ષી** વિ., સ્ત્રી. [સં.] લાલ રંગની આંખવાળી સ્ત્રી. (૨). (લા.) કોયલ
**તામ્રૌષ્ઠ** વિ. [સં. ताम्र + ओष्ठ] તાંબા જેવા રાતા હોઠવાળું
**તાયફો** પું. [અર. તાઇફહ્] નાચવાનો ધંધો કરનારી સ્ત્રી, તવાયફ, રામ-જણી, નાયકા. [**૦ કરવો** (રૂ.પ્ર.) ફજેતી કરવી]
**તાર**[૧] વિ. [સં.] તીણું અને ઊંચું (સ્વર). (૨) પું. પાણીની તરી શકાય તેવી સ્થિતિ
**તાર**[૨] પું. [ફા.] તંતુ, તાંતણો, દોરો, તાણો, ધાગો. (૨) ધાતુનો તંતુ, વાળો. (૩) (લા.) તાંબાના તારની મદદથી તાર-ઑફિસ દ્વારા જતો સંદેશો, 'ટેલિગ્રામ.' (૪) કેફ, ઘેન. [**૦ આવવો** (રૂ. પ્ર.) તાર ઑફિસ દ્વારા તારનો સંદેશો મળવો. **૦ કરવો** (રૂ. પ્ર.) તારનો સંદેશો, મોકલવો. **૦ કાઢવો** (રૂ. પ્ર.) તાંતણો કે રેસો કાઢવો. **૦ તૂટવો** (રૂ. પ્ર.) અનુસંધાન તૂટી જવું. (૨) કુસંપ થવો. **૦ મળવો** (રૂ. પ્ર.) તાર ઑફિસ દ્વારા તારનો સંદેશો આવવો. **૦માં ને તારમાં રહેવું** (-રેઃવું) (રૂ. પ્ર.) સતત ધૂનમાં રહેવું. **૦ મૂકવો, ૦ મોકલવો** (રૂ. પ્ર.) તાર ઑફિસ દ્વારા તારનો સંદેશો રવાના કરવો. **૦ સાંધવો** (રૂ. પ્ર.) સંપ કરવો]
**તાર-ઑફિસ** સ્ત્રી. [જુઓ 'તાર[૨]' + અં.] તારથી સંદેશા મોકલવા–ઝીલવાનું કામ કરતું સરકારી કાર્યાલય, 'ટેલિગ્રાફ ઑફિસ'
**તારક**[૧] પું. [સં.] તારો, સિતારો, ચાંદરડું. (૨) એ નામનો પૌરાણિક માન્યતા પ્રમાણેનો એક દાનવ. (સંજ્ઞા.)
**તારક**[૨] વિ. [સં.] તારનારું. (૨) ઉદ્ધારનારું
**તારક-ચિહ્ન** ન. [સં.] તારાની * આવી નિશાની, 'એસ્ટેરિક'
**તાર-કઢાઈ** સ્ત્રી. [જુઓ 'તાર[૨]' + 'કાઢવું' + ગુ 'આઈ' કૃ. પ્ર.] ધાતુમાંથી તાર ખેંચી તૈયાર કરવાનું મહેનતાણું
**તાર-કઢો** વિ., પું. [જુઓ 'તાર[૨]' + 'કાઢવું' + ગુ. 'ઉં' કૃ પ્ર.] ધાતુના તાર બનાવનાર કારીગર [ગુચ્છો, તારક-પુંજ
**તારક-ગુચ્છ** પું. [સં.] તારાઓનું ઝૂમખું, તારાઓનો
**તારક-પંક્તિ** (-પઙ્ક્તિ) સ્ત્રી. [સં.] તારાઓની હાર, તારક-માળા [સમૂહ
**તારક-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] આકાશમાંના તારાઓનો
**તારક-મંડલ**(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] સમગ્ર આકાશમાંના તારાઓનો સમૂહ (રાશિચક્ર, ઉત્તરનું નક્ષત્રમંડળ, અને દક્ષિણનું નક્ષત્રમંડળ, એ ત્રણ પ્રકારનો)

**તારક મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] મોક્ષદાયક મંત્ર

**તારક-માપક** વિ., ન. [સં.] આંખની કીકીનું માપ કરનારું યંત્ર, 'પ્યુપિલોમીટર'

**તારક-માલા**(-ળા) સ્ત્રી. [સં.] તારાઓની હાર

**તારક-વૃંદ** (-વૃન્દ) ન. [સં.] જુઓ 'તારક-પુંજ.'

**તારકશ,-સ** પું. [ફા. તારકશ્] જુઓ 'તાર-કઢો.' (૨) તાંતણા ઉપર ચાંદી કે સોનાના તાર મેળવી તૈયાર કરનાર કારીગર [તારે બનાવવાની કળા કે હુન્નર

**તાર-કસબ** પું. [જુઓ 'તાર$^{૨}$' + 'કસબ.'] સોના-ચાંદીના

**તારક-સ્નાન** ન. [સં.] તારા ઊગ્યા પછી રાતે કરવામાં આવતું સ્નાન (શબ-વહન કરવાથી લાગતું સૂતક દૂર કરવા), તારા-સ્નાન. (૨) તારાઓ-રૂપી જળમાં સ્નાન કરવાની મોજ, તારક-દર્શનનો આનંદ

**તારકાકૃતિ** સ્ત્રી. [સં. तारक + आ-कृति] તારાઓનો આકાર. (૨) વિ. તારાઓના આકારવાળું (સ્થાપત્ય.)

**તારકા-ગુચ્છ** પું. [સં.] તારાઓનો ગુચ્છો, જુઓ 'તારક-પુંજ.'

**તારકા-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] જુઓ 'તારક-પુંજ.'

**તારકાવલિ**(-લી,-ળિ,-ળી) સ્ત્રી. [સં. तारक + आवलि, -ली] તારાઓની હાર, તારક-પંક્તિ

**તારકાસુર** પું. [સં. तारक + असुर] જુઓ 'તારક(૫).'

**તારકાંકિત** (-કાઙ્કિત) વિ. [સં. तारक + अङ्कित] જુઓ 'તારકિત(૨).'

**તારકિત** વિ. [સં.] તારાઓવાળું. (૨) જેને * એવું નિશાન કરવામાં આવ્યું છે તેવું, તારાંકિત (ચર્ચાના મુદ્દાઓમાંના પ્રથમ લેવાના છે એવા ઉદ્દેશે આ નિશાન કરવામાં આવ્યું હોય છે.) [એક કીડો, વાળો

**તાર-કીટ** પું. [સં.] શરીરમાંથી નીકળતો તારના આકારનો

**તાર-ખાતું** ન. [જુઓ 'તાર$^{૨}$' + 'ખાતું.'] ટપાલ સાથે જોડાયેલું કે રેલવેનું તાર-સંદેશા મોકલનારું–ઝીલનારું કાર્યાલય

**તાર-ખેવો** પું. [જુઓ 'તાર$^{૨}$' દ્વારા.] જરીનું વણેલું કાપડ

**તાર-ગતિ** સ્ત્રી. [સં.] આડું ઊતરવાની ક્રિયા

**તાર-ઘર** ન. [જુઓ 'તાર$^{૨}$' + 'ઘર.'] જુઓ 'તાર-ઑફિસ.'

**તારડો** પું. [જુઓ 'તાર$^{૨}$' + ગુ. 'ડું' ત. પ્ર.] (લા.) જોગવાઈ, અનુકૂળતા

**તારણ** ન. [સં.] પાર ઉતારવાની ક્રિયા. (૨) તારવી કાઢવામાં આવેલ સાર કે રહસ્ય. (૩) કરજ વાળવા અનામત રખાતી રકમ. (૪) હિસાબની તારવણી, તારીજ, 'ઍબ્સ્ટ્રૅક્ટ. (૫) સિલક, પુરાંત, 'બૅલેન્સ.' (૬) જામિનગીરી, જમાનત, 'સિક્યૉરિટી.' (૭) પ્રવાહીમાં રહેલું તારક-બળ, 'બૉયન્સી.' [૦ આપવું (રૂ. પ્ર.) ટૂંકો સાર કાઢી આપવો. (૨) ખાતરી આપવી, ૦ કાઢવું (રૂ. પ્ર.) સાર કાઢવો. (૨) ટાંચણ તારવવું. ૦માં કાઢી આપવું (રૂ. પ્ર.) જામિનગીરી બદલ આપવું]

**તારણ-તરણ$^{૧}$** વિ. [સં., કર્તૃવાચક] ઉદ્ધારક

**તારણ-તરણ$^{૨}$** ન. [સં., ક્રિયાવાચક] ઉદ્ધારક દ્વારા તરી જવું–ઉદ્ધરી જવું એ. ['સ્ટેટમેન્ટ'

**તારણ-પત્રક** ન. [સં.] નિવેદન, કેફિયત, એકરારનું કથન,

**તારણ-ફંડ** (-ફણ્ડ) પું. [સં. + જુઓ 'ફંડ.'] દેવાના તારણ માટેનું અનામત ફંડ, ડૂબતું ફંડ, 'સિંકિંગ ફંડ'

**તારણ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] જુઓ 'તારક મંત્ર.'

**તારણ-શક્તિ** સ્ત્રી. [સં.] બૂડતું બચાવવાની શક્તિ, 'બૉયન્સી'

**તારણહાર** વિ. [સં. तारण + અપ °हृ ષ. વિ. નો પ્ર. (< પ્રા. रस < સં. स्य) + સં. °कार- > પ્રા. °आर; જૂ. ગુ.નો પ્રયોગ] તારનાર (પરમાત્મા)

**તારણિયા** પું., બ. વ. છાપરા ઉપર બાંધવામાં આવતી વાંસની ઊભી ફાડીને બનાવેલી ખપાટો, ખપેડા. (૨) ખીલાઓનો એક પ્રકાર

**તારણો** પું. [સં. तारण + ગુ. 'ઉં' ત. પ્ર.] લોઢા વગેરે ધાતુઓનાં પતરાંઓમાં કાણાં પાડવાનું એક ઓજાર

**તારણોપાય** પું. [સં. तारण + उपाय] ઉદ્ધારવાનો ઇલાજ

**તાર-તમ** વિ. [સં.] (સૂરની દૃષ્ટિએ) વધુમાં વધુ તીણું અને ઊંચે પહોંચેલું

**તારતમ્ય** ન. [સં.] તરતમ-ભાવ, તફાવત, ભેદ, ફેર ન્યૂનાધિકતા, ઓછાવત્તાપણું. (૨) (લા.) સાર, રહસ્ય, મતલબ, તાત્પર્ય. (૩) 'ઇન્ટેન્સિટી.' (૪) 'ડિગ્રી' (કે. ક.) (૫) 'સેન્સ ઑફ પ્રોપોર્શન' (કિ. ઘ.)

**તારતમ્ય-ભાવ** પું. [સં.] તફાવતનો ખ્યાલ, 'સેન્સ ઑફ પ્રોપોર્શન' [ઊંચું ગયેલું

**તાર-તર** વિ. [સં.] (સૂરની દૃષ્ટિએ) જરા વધારે ઝીણું અને

**તાર-તોડી** સ્ત્રી. [જુઓ 'તાર' + 'તોડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] કાપડ બનાવવાની કળામાંની એક પ્રકારની ખાસ ક્રિયા

**તાર-દાન** ન., -ની સ્ત્રી. [જુઓ 'તાર$^{૨}$' + ફા. પ્રત્યય + ગુ. 'ઈ' ત. પ્ર.] તંતુવાદ્યોમાં તૂંબડા ઉપરની તારોને શરૂ થવા માટેની રાખેલી પેઢી કે પટ્ટી

**તાર-પતાર** વિ છિન્ન ભિન્ન થઈ ગયેલું, વીખરાયેલું

**તાર-પત્ર** પું [સં., ન.] તારનાં દોરડાં દ્વારા મોકલાતો સંદેશો, 'ટેલિગ્રામ' [પ્રકારનું મ્યાન

**તાર-ફણી** સ્ત્રી. [જુઓ 'તાર$^{૨}$' + 'ફણી.'] તલવારનું એક

**તાર-બલ** (-ળ) ન. [જુઓ 'તાર$^{૨}$' + સં.] આમળો, વળ, મરોડ [જલેબીની ચાસણી

**તાર-બંધ** (-બન્ધ) સ્ત્રી. [જુઓ 'તાર$^{૨}$' + 'ફા. 'બન્દ્.'] (લા.)

**તાર-બંબારવ** (-બમ્બારવ) પું. [જુઓ 'તાર' + 'બંબા-રવ.'] તંતુવાદ્યોના તારોનો ઝણઝણાટ

**તાર-મની-ઑર્ડર** પું. [+ અં.] તારનાં દોરડાં દ્વારા સંદેશાથી મોકલાતી રકમ, 'ટેલિગ્રાફિક મની-ઑર્ડર'

**તાર-માસ્તર** પું. [જુઓ 'તાર$^{૨}$' + 'અં. 'માસ્ટર્.'] તાર-ઑફિસમાં તાર મોકલનાર અને ઝીલનાર યાંત્રિક અધિકારી, 'ટેલિગ્રામ ઑપરેટર,' 'સિગ્નલર'

**તાર-મેહ** પું. [જુઓ 'તાર$^{૨}$' + સં.] પેશાબમાં તાંતણા જેવો પદાર્થ નીકળે એવો એક રોગ, તંતુ-મેહ

**તારમોદિયો** સ્ત્રી. એ નામની માછલીની એક જાત (બૂમલા નામની માછલી નાની હોય છે ત્યારની સંજ્ઞા)

**તાર-યંત્ર** (-યન્ત્ર) ન. [જુઓ 'તાર$^{૨}$' + સં.] તારનાં દોરડાં દ્વારા સંદેશો મોકલવાનું યંત્ર

**તારયિતા** વિ., પું. [સં., પું.] તારનાર, ઉદ્ધારનાર

**તાર-રજ્જુ** ન. [જુઓ 'તાર[૨]' + સં., સ્ત્રી.] તારનાં દોરડાં (જમીનમાં દાટેલાં કે સમુદ્રમાં ડૂબ રીતે ગોઠવેલાં), 'કેબલ'
**તારલિયાળું** વિ. [જુઓ 'તારલિયો + ગુ. 'આળું' ત. પ્ર.] તારાની છાપવાળું
**તારલિયો** પું. [જુઓ 'તારલો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નાનો ઝબકતો તારો, તારલો [ચાંદરડું
**તારલી** સ્ત્રી. [જુઓ 'તારલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું
**તારલો** પું. [સં. तार + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] નાનો તારોડિયો [પદ્ય, કવચ
**તારલ્ય** ન. [સં.] તરલપણું, ચપળતા, ચંચળતા. (૨) પ્રવાહી-
**તારવણી** સ્ત્રી. [જુઓ 'તારવવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] તારવી કાઢવાની ક્રિયા, તારીજ, 'ફાઇન્ડિંગ'
**તારવણું[૧]** ન. [જુઓ 'તારવવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] તારવણી કરવી એ, તારણ
**તારવણું[૨]** ન. [જુઓ 'તાર[૨]' દ્વારા.] જરિયાન કાપડ
**તારવવું** જુઓ 'તરવું'માં. (૨) દબાઈ ગયેલી ચીજ-વસ્તુ કે હિસાબને બહાર કાઢવાં. (૩) બોલી ફેરવવું. **તરવાવું[૨]** કર્મણિ., ક્રિ. **તરવાવવું[૨]** પ્રે., સ. ક્રિ.
**તાર-વાળો** પું. [જુઓ 'તાર[૨]' + ગુ. 'વાળું' ત. પ્ર.] તાર ઓફિસનો લોકોને તારના સંદેશાનું પરબીડિયું પહોંચાડનારો પટાવાળો કે સિપાઈ
**તાર-વિભાગ** પું. [જુઓ 'તાર[૨]' + સં.] જુઓ 'તાર-ખાતું.'
**તારવું** જુઓ 'તરવું'માં. [(સંગીત.)
**તાર-શ્રુતિ** સ્ત્રી. [સં.] ગાનની ૨૨ શ્રુતિઓમાંની એક શ્રુતિ.
**તાર-સપ્તક** ન. [સં.] મધ્ય સપ્તકથી ચડતું સપ્તક, ટીપ-સપ્તક. (સંગીત.) [(સંગીત.)
**તાર-સ્થાન** ન. [સં.] સંગીતમાંનું તીવ્ર સૂરવાળું સ્થાન.
**તારસ્થાનીય** વિ. [સં.] તારસ્થાનમાં રહેલું. (સંગીત.)
**તાર-સ્વર** પું. [સં.] સંગીતમાંનો ઊંચામાં ઊંચો સ્વર. (સંગીત.)
**તારા** સ્ત્રી. [સં.] તારો. (૨) આંખની કીકી. (૩) રામાયણમાં વાલી વાનરની પત્ની-અંગદની માતા. (સંજ્ઞા.). (૪) બૌદ્ધ સંપ્રદાયમાં માન્ય એક દેવી. (સંજ્ઞા.)
**તારાકૃતિ** સ્ત્રી. [સં. तार કે तारा + आ-कृति] તારાનો આકાર. (૨) વિ. તારાના આકારનું
**તારાક્ષરી** સ્ત્રી. [સં. तार કે तारा + अक्षर + ગુ. 'ઈ' ત. પ્ર.] તારાઓનાના રૂપની વર્ણમાળા
**તારા-ખચિત** વિ. [સં.] તારાથી ખીચોખીચ ભરેલું
**તારા-ગણ** પું. [સં.] તારાઓનો સમૂહ
**તારા-ગુચ્છ** પું. [સં.] તારાઓનું ઝૂમખું, તારક-પુંજ
**તારા-ગોળી** સ્ત્રી. [જુઓ 'તારો' + 'ગોળી.'] (લા.) એ નામની એક આતશબાજી
**તારા-ગ્રહ** પું. [સં.] મંગળ બુધ ગુરુ શુક્ર અને શનિ એ પાંચ ગ્રહોનો સમૂહ. (જ્યો.)
**તારા-ચક્ર** ન. [સં.] તંત્ર-શાસ્ત્રમાં જાણીતી એક દીક્ષા આપવાના મંત્રનું શુભ તથા અશુભ સૂચવનારું એક ચક્ર. (તંત્ર.)
**તારા-ચંપા** (-ચમ્પા) સ્ત્રી. [જુઓ 'તારો' દ્વારા.] (લા.) એ નામની એક આતશબાજી

**તારા-ચિત્ર** ન. [સં.] તારાઓનો નકશો
**તારાજ** ક્રિ. વિ. [ફા.] બાળીને ભસ્મ કર્યું હોય એમ. (૨) ફના-ફાતિયા, નામ-નિશાન ન રહે એમ
**તારાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] સર્વનાશ, પાયમાલી
**તારા-ટપકી** સ્ત્રી. [જુઓ 'તારો' + 'ટપકી.'] કસબમાં વપરાતા સોનેરી રૂપેરી તારાના રૂપની તે તે નાની ટીલડી
**તારાતાર** ક્રિ. વિ. છિન્નભિન્ન, ટુકડેટુકડા
**તારા-તેજ** ન. [જુઓ 'તારો' + 'તેજ.'] તારાઓનો પ્રકાશ
**તારાત્મક** વિ. [સં. तार કે तारा + आत्मन् + क] તારાઓના રૂપમાં રહેલું
**તારાધિપ, તારાધીશ,-શ્વર** પું. [સં. तार કે तारा + अधिप, + अधीश, -ईश्वर], **તારા-નાથ, તારા-પતિ** પું. [સં.], **તારા-પીડ** પું. [સં. तारा + आपीड] તારાઓનો સ્વામી-ચંદ્રમા
**તારા-પથ** પું. [સં.] આકાશ
**તારા-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] જુઓ 'તારક-પુંજ.'
**તારા-બલ(-ળ)** ન. [સં.] જાતકને ભિન્ન ભિન્ન ગ્રહો અને નક્ષત્રોનું (કુંડળીમાં) બળ, નક્ષત્ર-બળ. (જ્યો.)
**તારા-બારસ(-શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'તારો' + 'બારસ,-શ.'] હિંદુઓમાં મરનારની તિથિનો બારમો દિવસ (જે દિવસે તારાઓનાં દર્શનવાળી ક્રિયા કરવામાં આવે છે.)
**તારા-ભવન** ન. [સં.] તારાઓના રૂપમાં થવાની ક્રિયા. (જ્યો.)
**તારા-મત્સ્ય** પું. [સં.] માછલીના આકારનો એક આકાશી તારો, 'સ્ટાર-ફિશ'
**તારા-મધ્યવર્તી** વિ. [સં., પું.] તારાઓની વચ્ચે રહેલું
**તારા-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'તારક-મંડલ.' (૨) આંખની કીકીની આસપાસનો ભાગ. (૩) (લા.) એક પ્રકારની આતશબાજી. (૪) મંદિરનો ઘૂમટ
**તારા-માલ(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'તારક-માલા.'
**તારા-મૃગ** પું. [સં.] હરણના આકારનો એક તારક-પુંજ, મૃગશીર્ષ નક્ષત્ર, 'ઓરાયન.' (ખગોળ.)
**તારા-મૈત્રક** ન., **તારા-મૈત્રી** સ્ત્રી. [સં.] સામસામી કીકીઓ મળતાં રચાતી મૈત્રી, આકસ્મિક પ્રેમ
**તારા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] તારાઓને જોવાનું ખાસ પ્રકારનું યંત્ર, દૂરબિન
**તારારીહ** (-હ્ય) સ્ત્રી. વાઢકાપ, કાપકૂપ
**તારા-લગ્ન** ન. [સં.] જુઓ 'તારા-મૈત્રક.'
**તારા-વાડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'તારો' + 'વાડ.[૨]'] (લા.) સંયુક્ત કુટુંબ, અવિભક્ત કુટુંબ
**તારાશૌચ** ન. [સં. तार કે तारा + आ-शौच], **તારા-સૂતક** ન. [સં.] શબ-વહન કરવાથી લાગતું સૂતક (જે એ જ દિવસે સાંઝ પછી તારા-દર્શન થતાં નાહ્યે દૂર થાય છે.)
**તારા-સ્નાન** ન. [સં.] મળસકે તારાઓ હજી દેખાતા હોય તેવા સમયે કરવામાં આવેલું નાહવાનું. (૨) જુઓ 'તારાશૌચ.'
**તારાંકિત** (તારાઙ્કિત) વિ. [સં. तार કે तारा + अङ्कित] જુઓ 'તારકિત.'
**તારિણી** વિ., સ્ત્રી. [સં.] તારનારી, ઉદ્ધારનારી
**તારીખ** સ્ત્રી. [અર.] રાત્રિ-દિવસવાળો ૨૪ કલાકનો દિવસ,

દિન, મિતિ. [૦ નાં(-નાં)ખવી (રૂ. પ્ર.) ચોપડામાં દહાડો-વાર લખવું. ૦ પડવી (રૂ.પ્ર.) અદાલત વગેરેનો કેસ ચલાવવાનો દિવસ નક્કી થવો, મુદત પડવી]

**તારીખ-વાર** ક્રિ. વિ. [+ જુઓ 'વાર.[૨]'] એક એક તારીખ અલગ અલગ હોય એમ, રોજેરોજ [૦ ના(-નાં)ખવાં (રૂ. પ્ર.) જુઓ 'તારીખ નાખવી.']

**તારીખિયું** ન. [જુઓ 'તારીખ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તારીખ છાપવાનો સિક્કો. (૨) જેમાં દિન વાર સાથે મહિનો વગેરે નોંધાયેલ હોય તેવા પ્રત્યેક કાગળવાળો આખા વર્ષનો દફ્તો, 'કૅલેન્ડર'

**તારીજ** સ્ત્રી. [ અર. તઅરીજ્ ] જમે-ઉધારનું કે વિસ્તાર-વાળી વિગતોનું સારરૂપ તારણ, 'ઍબ્સ્ટ્રેક્ટ.' [૦ કાઢવી (રૂ. પ્ર.) તારણ તૈયાર કરવું] [યશોગાન

**તારીફ** સ્ત્રી. [ અર. તઅરીફ્ ] વખાણ, પ્રશંસા, સ્તુતિ,

**તારી-મારી** (તાઃરી-માઃરી) સ્ત્રી. [ જુઓ 'તારું' + 'મારું' + બેઉને ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય ] (લા.) અધમ પ્રકારની ગાળા-ગાળી, મરમો-ચચ્ચો [તારો, તરિયો, તરવૈયો

**તારુ** પું. [જુઓ 'તરવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] તરવામાં નિષ્ણાત,

**તારુણી** સ્ત્રી. [સં.] જુવાન સ્ત્રી, યુવતિ

**તારુણ્ય** ન. [સં.], **-ણ્યાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] જુવાની, યૌવન, જોબન [માલિકીનું (બીજો પુરુષ)

**તારું** (તાઃરું) સર્વ., વિ. [ અપ. तुहारउं] તને લગતું, તારી

**તારું-મારું** (તાઃરું-માઃરું) સર્વ., વિ., ન. [+ જુઓ 'મારું.'] (લા.) અહંભાવ, હક્કની અસમાનતા, ભેદાભેદ

**તારે-તાર** ક્રિ. વિ. [ જુઓ 'તાર,[૨]'- દ્વિર્ભાવ. વચ્ચે ત્રી. વિ.નો 'એ' પ્ર.] બરોબર સંધાઈ રહે એમ, સળંગ

**તારો[૧]** પું. [ સં. तारक- > પ્રા. तारअ-.] જુઓ 'તારક.' [૦ અસ્ત થવો (રૂ. પ્ર.) વાંકી કે માઠી દશા આવવી. ૦ ઊગવો, ૦ ખીલવો (રૂ. પ્ર.) ચડતી થવી]

**તારો[૨]** પું. [જુઓ 'તરવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'તારુ.'

**તારોડિયું** ન. [જુઓ 'તારોડિયો.'] (લા.) એ નામનું એક પક્ષી

**તારોડિયો** પું. [જુઓ 'તારો' + ગુ. 'ઓડું' + 'ઇયું' ત.પ્ર.] નાનો તારો, ચાંદરડું. (૨) શુક્રનો તારો

**તારોતાર** ક્રિ. વિ. [ જુઓ 'તાર,[૨]'-દ્વિર્ભાવ.] જુઓ 'તારે-તાર. [૦ જવું (રૂ. પ્ર.) ઝપાટાબંધ જવું]

**તારોદય** પું. [સં. तार કે तारा + उदय] તારાનું કે તારાઓનું ઊગવું એ—સાંઝ પછી દેખાવું એ

**તાર્કિક** વિ. [સં.] તર્કને લગતું, તર્ક સંબંધી, 'લૉજિકલ' (જે.હિ.), 'રૅશનાલિસ્ટિક' (આ.બા.), 'ઍબ્સ્ટ્રેક્ટ' (બ.ક. ઠા.), 'ડાયાલેક્ટિકલ.' (૨) તર્કવાદી. (૩) પું. તર્કવેત્તા, તર્કશાસ્ત્રી, નૈયાયિક, 'લૉજિશિયન,' 'સૉફિસ્ટ' (દ.બા.)

**તાર્ક્ષ્ય** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ગરુડ પક્ષી (વિષ્ણુનું વાહન). (સંજ્ઞા.)

**તાર્તીયીક** વિ. [સં.] ત્રીજાને લગતું, ત્રીજાનું. (૨) ત્રીજું

**તાલ[૧]** પું. [સં.] તાડનું વૃક્ષ. (૨) સંગીતમાં ઠેકાનું માપ, 'રિધમ.' (૩) (લા.) મજા, રંગ, આનંદ. (૪) લાગ, મોકો. (૫) યુક્તિ, પ્રપંચ. [૦ આપવો, ૦ દેવો (રૂ. પ્ર.) સંગીત-માં માપ પ્રમાણે ઠેકો આપવો. ૦ આવવો (રૂ. પ્ર.) મજા પડવી. ૦ કરવો (રૂ. પ્ર.) ગમ્મતની યોજના કરવી. ૦ જોવો (રૂ. પ્ર.) રંગઢંગ જોવા. (૨) તમાશો જોવો. ૦ પડવો (રૂ. પ્ર.) મજા આવવી. ૦ બેસવો (-બેસવો) (રૂ. પ્ર.) સરખાઈ આવવી. ૦ મચાવવો (રૂ. પ્ર.) રંગત જમાવવી. ૦ મેળવવો (રૂ. પ્ર.) અનુકૂળ થઈ રહેવું]

**તાલ[૨]** પું. [જુઓ 'તાળો.'] તાળો-'વેરિફિકેશન'

**તાલ[૩]** (-લ્ય) સ્ત્રી. જુઓ 'ટાલ.'

**તાલકી** સ્ત્રી. [જુઓ 'તાલકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) બાળકની ટોપી [જુઓ 'ટાલકું.'

**તાલકું** ન. [ જુઓ 'તાલ[૩]' + ગુ. 'કું' સ્વાર્થે ત. પ્ર.]

**તાલ-કૂટિયું** ન. [ સં. ताल + જુઓ 'કૂટવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] તાલ વગાડી કીર્તન કરનારું (કાંઈક તિરસ્કારનો ભાવ)

**તાલ-ક્ષતિ** સ્ત્રી. [સં.] તાલ આપવામાં થતી ભૂલ. (સંગીત.)

**તાલ-ઘટના** સ્ત્રી. [સં.] તાલની યોજના. (સંગીત.)

**તાલ-ઘૃત** ન. [સં.] તાડીમાંથી તારવેલું ઘી, 'પામ-બટર'

**તાલ-નવમી** સ્ત્રી. [સં.] ભાદરવા સુદિ નોમ. (સંજ્ઞા.)

**તાલ-પત્ર** ન. [સં.] જુઓ 'તાડ-પત્ર.'

**તાલ(-ળ)-પુટ** ન. [સં.] એક પ્રકારનું કાતિલ ઝેર

**તાલ-પ્રદાન** ન. [સં.] ગાનારને તાલ આપવાની ક્રિયા. (સંગીત.) [તાલાનુસારી. (સંગીત.)

**તાલ-પ્રધાન** વિ. [સં.] જેમાં તાલની મુખ્યતા છે તેવું,

**તાલ-બદ્ધ** વિ. [સં.] સંગીતના તાલને બરોબર અનુસરી રહેલું, 'રિધમિકલ.' (સંગીત.) (૨) (લા.) સંગત, 'હાર્મોનિયસ'

**તાલબદ્ધ-તા** સ્ત્રી. [સં.] તાલબદ્ધ હોવાપણું

**તાલ-બે-તાલ** વિ. [ સં. ताल + ફા. 'બે' + સં.] તાલનું ઠેકાણું ન હોય તેવું, બેતાલું

**તાલ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] તાલ તૂટવો એ. (સંગીત.)

**તાલ-માત્રા** સ્ત્રી. [સં.] તાલનો સમયની દૃષ્ટિએ નાનામાં નાનો એકમ. (સંગીત.) [માપ. (સંગીત.)

**તાલ-માન** ન. [સં.] નૃત્ત નૃત્ય સંગીત વગેરેમાં તાલનું

**તાલ-મુક્ત** વિ. [સં.] જેમાં તાલનું બંધન નથી તેવું. (સંગીત.)

**તાલ-મેલ** (-લ્ય) સ્ત્રી. [ સં. + 'મેલવું.'] (લા.) ટાપટીપ, ઉપર ઉપરની સજાવટ

**તાલમેલિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] તાલમેલ કરનારું

**તાલ-લય-શાસ્ત્ર** ન. [સં.] સંગીતના તાલ અને લયને લગતું શાસ્ત્ર. (સંગીત.)

**તાલ-વૃક્ષ** ન. [સં.] જુઓ 'તાલ.[૧]' [ઝૂમખું

**તાલ-વૃંત** (-વૃન્ત) ન. [સં.] તાડની ડાંખળી કે પત્તીઓનું

**તાલ-વૈચિત્ર્ય** ન. [સં.] તાલોની વિવિધતા. (સંગીત.)

**તાલવ્ય** વિ. [સં.] મોઢાની અંદરના ભાગમાં આવેલા મથાળાના તાળવાને લગતું, તાળવામાંથી ઊભું થતું (વ્યંજન વગેરે), 'પૅલેટલ.' (વ્યા.)

**તાલ-હીન** વિ. [સં.] જેમાં તાલનું ઠેકાણું નથી તેવું (સંગીત)

**તાલાનુરોધ** પું. [સં. ताल + अनु-रोध] તાલ મુજબ હોવાપણું

**તાલાવેલિયું** વિ. [જુઓ 'તાલાવેલી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તાલાવેલી કરનારું, અસ્થિર ચિત્તનું [ચટપટી

**તાલાવેલી** સ્ત્રી. [દે.પ્રા. तल्लोविल्लिआ] ધાલાવેલી, અધીરાઈ,

**તાલિકા** સ્ત્રી. [સં.] તાળી. (૨) કોષ્ટક, કોઠો. (૩) નોંધ, યાદી

**તાલિબ** વિ. [અર.] ઇચ્છા કરનાર, ઇચ્છનાર, ઇચ્છુક

**તાલિયા-રોળ** (-રોળ્ય) સ્ત્રી. [રવા.] રોકકળ, રડારડ

**તાલિયું** ન. નાની ચીજો વહાણમાં લેવા માટેનું લાકડાનું સાધન, કંપો. (વહાણ.)

**તાલી** સ્ત્રી. [સં. तालिका > પ્રા. तालिआ ] જુઓ 'તાળી.'

**તાલીમ** સ્ત્રી. [અર. તઅલીમ્ ] શિક્ષણ, કેળવણી, 'ટ્રેઇનિંગ.' (૨) શારીરિક કેળવણી [તાલીમી નિશાળ

**તાલીમ-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] તાલીમ-શાળા,

**તાલીમ-બદ્ધ** વ. [+ સં.], **તાલીમ-બંદ** (-બન્દ) વિ. [+ ફા. 'બન્દ્'] તાલીમ લીધી છે તેવું, 'ટ્રેઇન્ડ'

**તાલીમ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય ] જુઓ 'તાલીમ-બદ્ધ.' (૨) (લા.) ધૂર્ત, ધુતારું

**તાલીમબાજી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] તાલીમબાજ હોવાપણું. (૨) (લા.) ધૂર્તતા, ધુતારા-વેડા

**તાલીમ-વર્ગ** પું. [ + સં.] તાલીમ આપવાનો વર્ગ (વ્યવસ્થા અને સ્થાન)

**તાલીમાર્થી** વિ. [+ સં. अर्थी પું.] તાલીમ લેવા માગનારું, તાલીમની ઇચ્છાવાળું. (૨) તાલીમ લઈ રહેલું

**તાલી-મિત્ર** જુઓ 'તાળી-મિત્ર.'

**તાલીમી** વિ. [જુઓ 'તાલીમ' + ગુ. 'ઈ' ત. પ્ર.] તાલીમને લગતું, તાલીમનું. (૨) ઉમેદવારી કરતું, શિખાઉ, 'એપ્રેન્ટાઇસ.' (૩) કુશળ, તાલીમ-બાજ, 'સ્કિલ્ડ'

**તાલીશ(-સ)-પત્ર** ન. [ 'તાલીશ,-સ' + સં.], **-ત્રી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] એક જાતનો સુગંધી છોડ

**તાલુ** ન. [સં.] તાળવું

**તાલુક-દાર** પું. [જુઓ 'તાલુકો' + ફા. પ્રત્યય.] તાલુકાનો વહીવટ કરનાર અધિકારી. (૨) તાલુકાનો ધણી ગરાસિયો

**તાલુકદારી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તાલુકદારને લગતું

**તાલુકદારી**[2] સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર. ] તાલુકદારનો અધિકાર કે વ્યવસાય

**તાલુકા-કક્ષા** સ્ત્રી. [જુઓ 'તાલુકો' + સં.] તાલુકાની સત્તા સુધીની સ્થિતિ, 'તાલુકા-લેવલ'

**તાલુકો** પું. [અર. તઅલ્લુકહ્ ] એક મોટા ગામને વહીવટી કેંદ્ર રાખી આસપાસનાં ગામડાંઓનો વહીવટી એકમ, મહાલ, 'સબ-ડિસ્ટ્રિક્ટ'

**તાલુ-દેશ** પું. [સં.] તાળવાનો ભાગ, તાળવું

**તાલુ-પટલ** ન. [સં.] તાળવાનું પડ, તાળવાનું તળું

**તાલુ-પાક** પું. [સં.] તાળવું પાકવાનો રોગ

**તાલુ-પૃષ્ઠ** ન. [સં.] જુઓ 'તાલુ-પટલ.' [મૂલ ઉપરનો)

**તાલુ-મૂલ(-ળ)** ન. [સં.] તાળવાના મૂળનો ભાગ (જિહ્વા-

**તાલુ-સ્થાન** ન. [સં.] તાળવું (જ્યાંથી તાલવ્ય સ્વરો અને વ્યંજનો ઉચ્ચરિત થાય છે.) (વ્યા.)

**તાલુસ્થાની** વિ. [સં., પું.], **-નીય** [સં.] તાળવાને લગતું, તાલવ્ય. (વ્યા.) [મથાળાના ભાગમાંનું પડ

**તાલું** ન. [જુઓ 'તાલ[2]' + ગુ. 'ઉં' ત. પ્ર.] ટોપીના

**તાલે** ન. [અર. તાલિઅ] ભાગ્ય, નસીબ, કિસમત

**તાલે-વર** વિ. [+ ફા. પ્રત્યય], **તાલે-વંત** (-વન્ત), **તાલે-વાન** વિ. [+ સં. वान् પું. > वंत] ભાગ્યવાન, નસીબદાર, રાડૂભાગી. (૨) (લા.) ધનિક, પૈસાદાર, શાહુકાર

**તાલેવારી** સ્ત્રી. [જુઓ 'તાલ' દ્વારા.] ભાગ્ય, નસીબ. (૨) શ્રીમંતાઈ, શાહુકારી. (૩) ઉત્કર્ષ, ચડતી

**તાલૈક્ય** ન. [સં. ताल + ऐक्य] તાલની એકરૂપતા, તાલનો સુમેળ. (સંગીત.)

**તાલોટો** પું. [સં. ताल- દ્વારા] જુઓ 'તાળોટો.'

**તાવ**[1] પું. [ સં. ताप > પ્રા. ताव, પ્રા. તત્સમ ] શરીર તપી આવવાનો રોગ, જ્વર, બુખાર. [૦ દેવો (રૂ. પ્ર.) મૂછે વળ દેવો]

**તાવ**[2] પું. જુઓ 'તા.[2]'

**તાવ-ગ્રસ્ત** વિ. [+ સં.] તાવમાં સપડાયેલું

**તાવડ** પું. [જુઓ 'તાવ[1]' દ્વારા.] તપાટ, તાપ

**તાવડિયો પંપ** (-પમ્પ) પું. [અસ્પષ્ટ + અં.] (લા.) ખેતીનું એક જાતનું ઓજાર

**તાવડી** સ્ત્રી. [જુઓ 'તાવડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કઢાઈ, પેણી. (૨) ફોનોગ્રાફની ચૂડી. [૦ તડાકા કરવી (રૂ. પ્ર.) ખાવા અન્ન ન હોવું]

**તાવડી-વાજું** ન. [+ જુઓ 'વાજું.'] થાળી-વાજું, 'ગ્રામોફોન'

**તાવડો** પું. [ જુઓ 'તાવ[1]' + ગુ. 'ડું' ત. પ્ર. ] દૂધ ઘી ગોળ વગેરે ઉકાળવાનું મોઢું બકડિયું, કડાયું, પેણો. (૨) (લા.) ઘી તૈયાર કરવાનું કાર્યાલય

**તાવણ**[1] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'તાવવું' + ગુ. 'અણ' કર્તૃ-વાચક.] તાવવાનું સાધન-કઢાઈ, કડાયું, તવો-તવી

**તાવણ**[2] (-ણ્ય) સ્ત્રી. [ જુઓ 'તાવવું' + ગુ. 'અણ' કૃ. પ્ર. ક્રિયાવાચક] તાવવાની ક્રિયા. (૨) (લા.) કસોટી, પરીક્ષા

**તાવણી** સ્ત્રી. [જુઓ 'તાવવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] તાવવાની ક્રિયા કે રીત

**તાવ-તરિયો** પું. [જુઓ 'તાવ[1]' + 'તરિયું[1].' ] ત્રીજે ત્રીજે દિવસે આવતો તાવ, તરિયો તાવ

**તાવદાન** ન. [ફા. તાક્દાન્ ] કાગળ-પત્રો રાખવાની ખાના-વાળી પેટી. (૨) બારીનો કાચ. (૩) ખુરસી-ઘાટની પાલખી

**તાવદાની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'તાવદાન(૧).' (૨) (લા.) એક પ્રકારની રોશની

**તાવ-રખું** વિ. [જુઓ 'તાવ[1]' + 'રાખવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] (લા.) આકરા સ્વભાવનું, તામસી

**તા-વરસું** ન. [જુઓ 'તા[1]' + 'વરસ' + ગુ. 'ઉં' ત. પ્ર.] પહેલી વાર જ ખેડવામાં આવેલી જમીનનું પહેલું મહેસૂલી વર્ષ. (૨) વિ. પહેલી ખેડનું

**તાવરું** ન. માણેક અને પન્નાનું પહેલ પાડેલું નંગ

**તાવલી** સ્ત્રી. [જુઓ 'તાવલું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તાવની આછી જરકી, તાવલું

**તાવલું** વિ. [જુઓ 'તાવ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] તાવ-વાળું, તાવ આવ્યો હોય તેવું. (૨) ન. આછો તાવ

**તાવવું** સ. ક્રિ. [ સં. तापय् > પ્રા. ताव, પ્રા. તત્સમ ] તપાવી ગરમ કરવું. (૨) (લા.) કસોટી કરવી. પરીક્ષા કરવી. (૩) ઊલટભેર તપાસ કરવી. **તવાવું** કર્મણિ., ક્રિ. **તવાવવું** પ્રે., સ. ક્રિ. [તાવેલું. (૨) (લા.) કસેલું

**તાવિત** વિ. [જુઓ 'તાવવું' + સં. इत ભૂ.કૃ.નો પ્ર.]

**તાવી** સ્ત્રી. [સં. તાપિતા > પ્રા. તાવિઆ] જુઓ 'તવી.'
**તાવીજ** ન. [અર. તઅવીજ્] ગળામાં બાવડે કાંડા વગેરેમાં બાંધવામાં આવતી મંત્ર લખેલી ચિઠ્ઠી, યંત્ર, 'એમ્યુલેટ'
**તાવી-તવી** સ્ત્રી. [જુઓ 'તાવી' + 'તવી.'] જુઓ 'તવી.'
**તાવી(-વે)થી** સ્ત્રી. [જુઓ 'તાવીથો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો તવીથો
**તાવી(-વે)થો** પું. [જુઓ 'તાવ' દ્વારા.] રોટલી રોટલા વગેરે તાવડીમાંથી ઉપાડવાનું લોખંડ પિત્તળ વગેરેનું ચપટા મોંનું હાથાવાળું સાધન. (૨) (લા.) દાઝવાથી ચામડી ઉપર પડેલું ચાઠું
**તાવૂસ** ન. [અર.] મોરના આકારનું એક વાદ્ય
**તાવૂસ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય] તાવૂસ વગાડવામાં નિષ્ણાત
**તાવેથી** જુઓ 'તાવીથી.'
**તાવેથો** જુઓ 'તાવીથો.'
**તાવો** પું. [જુઓ 'તાવવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] માખણ ઉકાળી ઘી કરવાની ક્રિયા. (૨) (લા.) ખાતરી કરવાની ક્રિયા, ચકાસણી
**તાશેરો** પું. [અર. તાસીર્] જુઓ 'તાસીરો.'
**તાસ**[૧] પું. અધ્યાપન-અધ્યયનનો નક્કી કરેલો પ્રત્યેક ગાળો, 'પીરિયડ'
**તાસ**[૨] પું. એક જાતનો રેશમી કસબ
**તાસક** સ્ત્રી. [અર. 'તાસ્' = મોટો થાળ + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] અડાળી, મોટી છીછરી રકાબી, 'પ્લેઇટ'
**તાસકડી** સ્ત્રી. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય], **તાસકી** સ્ત્રી. [+ 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] નાની તાસક, રકાબી
**તાસ-ચી** પું. [અર. 'તાસ્' + તુર્કી. 'ચી' પ્ર.] કલાકના ડંકા વગાડનાર માણસ
**તાસણ** (-ણ્ય) સ્ત્રી., **-ણી** [જુઓ 'તાસવું' + ગુ. 'અણ'-'અણી' કૃ. પ્ર.] તાછવાની ક્રિયા-કારીગરી. (૨) ઓપ, ચળકાટ
**તાસતો** પું. [ફા. તાફ્તહ્] ચળકતું એક જાતનું રેશમી કાપડ
**તાસતો-પીંજણ** (-ણ્ય) સ્ત્રી. [+ જુઓ 'પીંજણ.'] (લા.) એ
**તાસવું** જુઓ 'તાછવું.'
**તાસળી** સ્ત્રી. [જુઓ 'તા(-તાં)સળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'તાંસળી.' [ત. પ્ર.] જુઓ 'તાંસળું.'
**તાસળું** ન. [અર. 'તાસ્'-મોટો થાળ + ગુ. 'ળું' સ્વાર્થે
**તાસા-સિલ્ક** ન. [જુઓ 'તાસો' + અં.] જુઓ 'તાસો.'
**તાસીર** સ્ત્રી. [અર.] ઘાટ, છાપ, પ્રતિબિંબ. (૨) ખાસિયત, ટેવ, સ્વભાવ
**તાસીરો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) પ્રભાવ
**તાસું** ન. [અર. 'તાસ્' = મોટો થાળ] જુઓ 'તાંસું.'
**તાસો** પું. [જુઓ 'તાસતો.'] બંગાળ વગેરેમાં કોશેટાના ટુકડાઓમાંથી બનાવેલું એક કાપડ (ખાસ કરી સૌરાષ્ટ્રમાં પાઘડીમાં વપરાતું) [ધર્માંધતા, ધર્માંધપણું
**તાસુબી** સ્ત્રી. [અર. 'તઅસ્સુબ્' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.]
**તાસ્કર્ય** ન. [સં.] તસ્કરપણું, ચોરી કરવાપણું, તસ્કર-તા
**તાળ** પું. [સં. તાલ] જુઓ 'તાલ(૧).' (૨) કરતાળ
**તાળ-પુટ** જુઓ 'તાલ-પુટ.'

**તાળવી**[૧] સ્ત્રી. ગાડાના ગૂડિયા અને હાથલાની બંને બાજુએ લોઢાની ધરીનું કાણાંવાળું જડવામાં આવેલું સાધન
**તાળવી**[૨] સ્ત્રી. યોનિદ્વારમાં ગર્ભાશય ઊતરી આવવાનો રોગ, યોનિ-ભ્રંશ
**તાળવું** ન. [સં. તાલુક-ક- > પ્રા. તાલુઅ-અ-] મોંની અંદરનો મધ્યમાં આવેલો ઘૂમટના આકારનો ભાગ, તાલુ. [-વે ગોળ ચોટાડવો, -વે ગોળ લગાડવો, (-ગોળ-) (રૂ. પ્ર.) લાલચ બતાવવી, -વે જીવ (રૂ.પ્ર.) બેચેની, ફિકર, ચિંતા]
**તાળા-કૂંચી** સ્ત્રી. [જુઓ 'તાળું' + 'કૂંચી.'] તાળું અને કૂંચી. (૨) (લા.) એ નામની એક રમત. (૩) ભાગ્યનો પડદો. [૦ કરવી (રૂ.પ્ર.) વસ્તુઓને સુરક્ષિત રાખવાનું કરવું]
**તાળા-ખોલામણી** સ્ત્રી. [જુઓ 'તાળું' + 'ખોલવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] તાળું ખોલવાનું મહેનતાણું. (૨) (લા.) કરજે રૂપિયા લેવા અપાતો શરાફી લાગો
**તાળા-બંધ** (બન્ધ) વિ. [જુઓ 'તાળું' ફા. 'બન્દ્.'] જેને તાળું વાસવામાં આવ્યું હોય તેવું (ઘર વગેરે)
**તાળા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [-ગુ. 'ઈ' ત. પ્ર.] કબજાની દૃષ્ટિએ મકાન-દુકાન-કારખાનાં-કાર્યાલયો વગેરેને તાળાં લગાવવાની ક્રિયા, કામબંધી, 'લૉકાઉટ'
**તાળિયું** વિ. [જુઓ 'તાળી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માત્ર તાળી પાડી દૂર રહેનારું સ્વાર્થી (સગું)
**તાળી** સ્ત્રી. [સં. તાલિકા > પ્રા. તાલિઆ] હથેળીને સામ-સામી અથડાવવાથી થતો પટાકો. (૨) હુક્કાની ચલમની કોઠીની આજુબાજુ થોડું ઢાંકણ કરેલું હોય છે એ ભાગ. [૦ આપવી, ૦ દેવી (રૂ.પ્ર.) વચન આપવું. (૨) સંમતિ બતાવવી. ૦નો અવાજ (રૂ. પ્ર.) લોકોનાં વખાણ. ૦ પડવી (રૂ.પ્ર.) ફજેતી થવી. ૦ પાડવી (રૂ. પ્ર.) ઉત્તેજન આપવું. ૦ લાગવી (રૂ.પ્ર.) એકતાન થવું. ૦ લેવી (રૂ.પ્ર.) હામાં હા મેળવવી. ૦ વાગવી (રૂ. પ્ર.) હુકમ ચાલવો. હાથ-તાળી દઈને નાસવું (રૂ. પ્ર.) વચન-ભંગ કરવો]
**તાળી-જોડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'તાળી + 'જોડવું.'] બે હથેળી જોડાય તે રીતે બે થાંભલાને છેડે-મથાળે અર્ધા ફાંસથી કાપી ચોટાડવાની ક્રિયા, 'હાલ્વિંગ' (ગ.વિ.)
**તાળી-ઘેલું** (-ઘેલું) વિ. [+ જુઓ 'ઘેલું.'] પ્રશંસામાં તાળી પડે એવી ચાહના કે વાસનાવાળું
**તાળી-સાંધો** પું. [+ જુઓ 'સાંધો.'] જુઓ 'તાળી-જોડ.'
**તાળું** ન. [સં. તાલક- > પ્રા. તાલઅ-] બારણાં વગેરે વાસવાનું યાંત્રિક સાધન (એ સાંકળના નકૂચામાં ભરાવાય તેમ આગળાની જેમ પણ આવી શકે), સાંચવણું. [૦ તૂટવું (રૂ.પ્ર.) ચોરી થવી. ૦ તોડવું (રૂ.પ્ર.) ચોરી કરવી. ૦ દેવાવું (રૂ.પ્ર.) નિર્વંશ જવો. (૨) બોલવાનું બંધ થઈ રહેવું. ૦ દેવું, ૦ ભીડવું, ૦ મારવું, ૦ વાસવું (રૂ.પ્ર.) સાંકળના નકૂચામાં તાળું લગાવી બંધ કરવું. નસીબે તાળું (રૂ.પ્ર.) કમભાગીપણું]
**તાળે-બંદ(-ધ)** (બન્દ, -ન્ધ) પું. [જુઓ 'તાળો' + ફા.- 'બન્દ્.'] ખાનાં પાડી કરવામાં આવેલી હિસાબની રજૂઆત
**તાળો** પું. ખરો ખોટો હિસાબ જાણવાની યુક્તિ. [૦ બેસવો (બેસવો), ૦ મળવો હિસાબમાંની ભૂલચૂક નીકળી જવી]

**તાળોટા** પું., બ. વ. [જુઓ 'તાળી' દ્વારા.] મોટા પટાકાની તાળીઓ પાડવી એ, ટાળોટા. (૨) (લા.) ગપ, ડિંગ

**તાળોટો** પું. [જુઓ 'તાળોટા.'] જુઓ 'તગોટા.'

**તાં**[1] ઉભ. [સં. तावत् > અપ. ताम्, तावँ] તો, ત્યારે

**તાં**[2] (તાંઃ) જુઓ 'તહાં.'

**તાંકડ** ન. લૂગડું, કપડું

**તાંખ** વિ. બરોબરિયું, સમોવડિયું

**તાંગડવું** સ. ક્રિ. ઉડાડવું

**તાંગડી** સ્ત્રી. ઘોડા ઉપર લાદવા માટેની દોરી-ગૂંથેલી ઝાલકી

**તાંગી** સ્ત્રી. [બંગા.] એ નામનું એક હથિયાર (શસ્ત્ર)

**તાંજળિયો** જુઓ 'તાંદળજો.'

**તાંટી** પું. વણકર

**તાંડવ** (તાણ્ડવ), **૦ નૃત્ત**, **૦ નૃત્ય** ન. [સં.] મહાદેવનું મર્દાનગી-ભરેલું નૃત્ત કે નૃત્ય. (૨) (લા.) તોફાન. [**૦ મચવું** (રૂ.પ્ર.) વરસાદ વગેરેનું ભારે તોફાન થવું]

**તાંડિયો** પું. બળદ

**તાંડુ** ન. વેચાઉ ભેંસનું ટોળું

**તાંડો** પું. [જુઓ 'તાંડિયો.'] વણજાર, વણજારાનો કાફલો

**તાંત** (-ત્ય) સ્ત્રી. [સં. तन्तु પું.] આંતરડાની બનાવેલી દોરી (પીંજારાની પીંજણ વગેરેની). (૨) ધનુષની દોરી, પ્રત્યંચા, પણછ. **૦ જેવું** (રૂ.પ્ર.) ખૂબ ચીકણું. **૦ તૂટવી** (રૂ.પ્ર.) આશા નષ્ટ થવી]

**તાંતણ** પું. [સં तन्तु દ્વારા] તાંતણો, દોરો. (૨) રેસો

**તાંતણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] તાંતણાવાળું

**તાંતણો** પું. [જુઓ 'તાંતણ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] દોરો, ધાગો, તંતુ. (૨) રેસો. [**-ણે જીવ, -ણે પ્રાણ** (રૂ.પ્ર.) ઉચાટ. **૦ તૂટવો** (રૂ. પ્ર.) આવરદા પૂરી થવી]

**તાંતથડી** સ્ત્રી [જુઓ 'તાંતરડી,'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'તાંતરડી'-'તાંતેડી.'

**તાંતર** પું. પાટડાનો ઉપરનો ભાગ, તંત્રક. (સ્થાપત્ય.)

**તાંતરડી** સ્ત્રી. [સં. तन्त्र- > અર્વા. તદ્ભવ 'તાંતર' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] પાતળો ઝીણો તાર કે ધાગો. (૨) ચામડાની કે આંતરડાની વાધરી

**તાંતરવું** સ.ક્રિ [સં. तन्त्र् > અર્વા. તદ્ભવ 'તંતર' '-તાંતર.' જુઓ 'તંતરવું;' બંને એક.] (લા.) ફસાવવું. (૨) છેતરવું. ફોસલાવવું. (૩) મંત્રાદિથી વશ કરવું. **તંતરાવું** કર્મણિ., ક્રિ. **તંતરાવવું** પ્રે., સ. ક્રિ. [જુઓ 'તાંતર.'

**તાંતરો** પું. [જુઓ તાંતર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.]

**તાંતવ** (તા-તવ) વિ. [સં.] તાંતણાનું બનેલું, તંતુના સ્વરૂપનું

**તાંત-વડકું** (તાંત્ય-) ન. [જુઓ 'તાંત' + 'વડકું.'] (લા.) ક્રોધ, ગુસ્સો [ગુણ, 'ડક્ટિલિટી'

**તાંતવ-તા** (તા-તવ-તા) સ્ત્રી. [સં.] તાર ખેંચી શકાય એવો

**તાંતા-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'તાંતો' + ફા. 'બન્દ્.'] (લા.) એકરાગવાળું, સંપીલું [જુઓ 'તાંતો.'

**તાંતી** સ્ત્રી. [જુઓ 'તાંતો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.)

**તાંતેડી** સ્ત્રી. [જુઓ 'તાંતરડી,' —પ્રવાહી ઉચ્ચારણ] જુઓ 'તાંતરડી.' [શ્રેણી, પંક્તિ, હાર, કતાર

**તાંતો** પું. [જુઓ 'તાંત' + ગુ 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] (લા.)

**તાંત્રિક** (તાન્ત્રિક) વિ. [સં.] તંત્ર-શાસ્ત્રને કે તંત્ર-વિદ્યાને લગતું. (૨) તંત્ર-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર, તંત્ર-જ્ઞ, તંત્ર-વેત્તા. (૩) (લા.) જાદૂગરને લગતું. (૪) જાદૂગર

**તાંત્રિકી** (તાન્ત્રિકી) વિ., સ્ત્રી. [સં.] તંત્ર-વિદ્યાને અનુસરનારી પ્રક્રિયા

**તાંદળજો** પું. [સં. तन्दुलीयक- > પ્રા. तंदुलिज्जअ-] એક જાતની ભાજી, તાંજળિયો, તાંદળિયો

**તાંદળા** પું., બ-વ. [સં. तण्डुलक-, तन्दुलअ- > પ્રા. तंदुलअ] (સાળ કે ડાંગર કમોદના ફોલેલા) ચોખા ['તાંદળજો.'

**તાંદળિયો** પું. [સં. तन्दुलीयक- > પ્રા. तंदुलीयअ-] જુઓ

**તાંદુલ** (તા-દુલ) પું. બ.વ. [સં. तण्डुल, तन्दुल > પ્રા. तंदुल, પરંતુ ગુ.-માં વર્ગીય 'न्द' વાળું ઉચ્ચારણ રૂઢ] જુઓ 'તાંદળા.'

**તાંબડ** ન. [જુઓ 'તાંબુ' દ્વારા.] જુઓ 'ત્રાંબડ.'

**તાંબડ**[1] વિ. [સં. ताम्र > પ્રા. तंब + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ત્રાંબડ.[1]' ['ત્રાંબડ.[2]'

**તાંબડ**[2] (-ડ્ય) સ્ત્રી. [જુઓ ઉપર 'તાંબડ' વિ.] જુઓ

**તાંબડાં** ન., બ. વ. [જુઓ 'તાંબડું.'] જુઓ 'ત્રાંબડાં.'

**તાંબડિયો** પું. [જુઓ 'લાંબડી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'ત્રાંબડિયો.' ['ત્રાંબડી.'

**તાંબડી** સ્ત્રી. [જુઓ 'તાંબડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ

**તાંબડું** વિ. [જુઓ 'તાંબડ' + 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ત્રાંબડું.'

**તાંબડો** પું. [જુઓ 'તાંબડું.'] જુઓ 'ત્રાંબડો.'

**તાંબા-કાંટો** જુઓ 'ત્રાંબા-કાંટો.'

**તાંબા-કૂંડી** જુઓ 'ત્રાંબા-કૂંડી.'

**તાંબા-ગોળી** જુઓ 'ત્રાંબા-ગોળી.'

**તાંબા-ઘડો** જુઓ 'ત્રાંબા-ઘડો.'

**તાંબા-ચાર** જુઓ 'ત્રાંબા-ચાર.'

**તાંબા-નાણું** જુઓ 'ત્રાંબા-નાણું.'

**તાંબા-પતરું** જુઓ 'ત્રાંબા-પતરું.'

**તાંબા-પત્રું** જુઓ 'ત્રાંબા-પત્રું.'

**તાંબા-મહોર** (-મોઃર) જુઓ 'ત્રાંબા-મહોર.'

**તાંબા-રાય** જુઓ 'ત્રાંબા-રાય.'

**તાંબા-વરણું** જુઓ 'ત્રાંબા-વરણું.'

**તાંબા-વર્ણું** જુઓ 'ત્રાંબા-વર્ણું.'

**તાંબા-સાળ** (-ળ્ય) જુઓ 'તાંબા-સાળ.'

**તાંબિયો** જુઓ 'ત્રાંબિયો.'

**તાંબી** જુઓ 'ત્રાંબી.'

**તાંબું** ન. [સં. ताम्रक- > પ્રા. तंब-अ-] જુઓ 'ત્રાંબું.'

**તાંબૂલ** (તામ્બૂલ) ન. [સં.] નાગરવેલનું પાન

**તાંબૂલિક** (તામ્બૂલિક) વિ. [સં.] નાગરવેલના પાનને લગતું. (૨) પું. તંબોળી

**તાંબૂલી**[1] (તામ્બૂલી) સ્ત્રી. [સં.] નાગરવેલ

**તાંબૂલી**[2] વિ., પું. [સં., પું.] તંબોળી ['ત્રાંબેરી.'

**તાંબેરી** વિ. [જુઓ 'તાંબું' + ગુ. 'એરી' ત. પ્ર.] જુઓ

**તાંબેરો** પું. [મરા. તાંબેરા] બટાકામાં થતો એક પ્રકારનો રોગ

**તાંબેલ** પું. ઢાલ-કાચબો [ઊંચા કાંઠલાનો થાળ, ત્રાંસ

**તાંસ** પું. [અર. 'તાસ્'-મોટો થાળ] તાંબા કે પિત્તળનો

**તાંસવું** સ. ક્રિ. ત્રાસ દેવો, પજવવું. **તંસાવું** કર્મણિ., ક્રિ. **તંસાવવું** પ્રે., સ. ક્રિ.

**તાંસળવું** સ. ક્રિ. શેકવું. 'સળાવું કર્મણિ., ક્રિ. **તંસળાવવું** પ્રે., સ. ક્રિ. [જુઓ 'તાંસળું.'

**તાંસળિયું**[1] ન. [જુઓ 'તાંસળું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**તાંસળિયું**[2] ન. રેશમી કાપડની એક ઝીણી જાત

**તાંસળી** સ્ત્રી. [જુઓ 'તાંસળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું તાંસળું. (૨) તાંસળી ઘાટનું માથાનું બખ્તર. [**તેર તાંસળી** (રૂ. પ્ર.) કોળી(બેડિયા) કાઠી આહીર સગર સથવારા રાજપૂત મેર રબારી ભરવાડ વાળંદ કુંભાર ચારણ અને ખારવા એ સૌરાષ્ટ્રની એક ભાણે જમનારી જ્ઞાતિઓ]

**તાંસળું** ન. [જુઓ 'તાસ[1]' + ગુ. 'ળું' સ્વાર્થે ત. પ્ર.] મોટું છાલિયું, ઊભા કાંઠાની નાની થાળી જેવું વાસણ, તાસળું

**તાંસિયું** ન., **-યો** પું. [જુઓ 'તાસ[1]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તાંસળું.'

**તાંસું** ન. [જુઓ 'તાસ[1]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] બ-કડિયા કે કડાયાના ઘાટનું ધાતુના પતરાનું ચામડું મઢેલું બે દાંડીઓથી બજાવાતું વાદ્ય, ત્રાંસું

**તાંહાં** (તાંઃ) જુઓ 'તહાં.' (પદ્યમાં.)

**તિકડમ** (તિકડમ્) ન. [મરા. 'તિકડ'] (લા.) નિયમ વગેરે માંથી છટકવાની યુક્તિ

**તિક્કડ** જુઓ 'ટિક્કડ.'

**તિક્કો** પું. [સં. ત્રિક દ્વારા] ગંજીફાનું તીડીનું પાનું, તિગ્ગો

**તિક્ત** વિ. [સં.] કડવું. (૨) (ગુ.માં) તીખું

**તિક્ત-તા** સ્ત્રી. [સં.] કડવો સ્વાદ. (૨) (ગુ.માં) તીખો સ્વાદ

**તિખારો** પું. [સં. तीक्ष्णकारक > પ્રા. तिक्खारअ-] (લા.) અંગારો, ટાંડો

**તિગાવવું, તિગાવું** જુઓ 'તીગવું'માં.

**તિગ્ગી** સ્ત્રી. [જુઓ 'તિગ્ગો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય., હિં.] ગંજીફાના પાનાંની તીડીનું તે તે પાનું

**તિગ્ગો** પું. [સં. त्रिक > શૌ. પ્રા. तिग દ્વારા] જુઓ 'તિક્કો.'

**તિગ્મ** વિ. [સં.] પ્રચંડ, પ્રખર, આકરું (તડકો વગેરે)

**તિગ્મ-તા** સ્ત્રી. [સં.] પ્રચંડતા, પ્રખરતા, આકરાપણું (સૂર્યના તાપ વગેરેનું) [વાળો) સૂર્ય

**તિગ્માંશુ** (તિગ્માંશુ) પું. [સં. तिग्म + अंशु] (પ્રચંડ કિરણો-

**તિઙંત** (તિઙ-ન્ત) વિ. [સં. तिङ् (પાણિનિની પરિભાષા પ્રમાણે ધાતુઓને લાગતો કાળ-અર્થનો તે તે પ્રત્યય) + अन्त] જેને કાળ કે અર્થના પ્રત્યય લાગ્યા છે તેવું તે તે (ક્રિયાપદ-રૂપ તેમ એવા તે તે પ્રત્યય પણ)

**તિચકારું** વિ. [રવા.] ટચૂકડું, નાના આકારનું, બઠકું. (૨) બટકબોલું, ચબાવલું

**તિછાવવું, તિછાવું** જુઓ 'તીછવું'માં. [લેવડદેવડ

**તિજારત** સ્ત્રી. [અર.] વેપાર, રોજગાર. (૨) આપલે, વ્યવહાર,

**તિજારતી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] વેપારને લગતું

**તિજારિયત** સ્ત્રી. [અર.] વેપાર-રોજગારની પરિસ્થિતિ

**તિજોરર** વિ., પું. [અં. ટ્રેઝરર્] ખજાનચી, નાણાંનો સરકારી અમલદાર, કોશાધ્યક્ષ

**તિજોરી** સ્ત્રી. [અં. ટ્રેઝરી] કિંમતી જર-ઝવેરાત અને નાણાં રાખવાની લોખંડની પેટી કે કબાટ. (૨) સરકારી નાણા-અધિકારીના હવાલાનું કાર્યાલય. (૩) (લા.) સંઘાસનો વિશાળ ડબલાવાળો ભાગ

**તિજોરી-અધિકારી** વિ., પું. [+ સં., પું.] સરકારી ટ્રેઝરી ઉપરનો અમલદાર, તિજોરર, 'ટ્રેઝરી-ઑફિસર'

**તિજોરી-કારકુન** પું. [+ જુઓ 'કારકુન.'] સરકારી ટ્રેઝરી ઉપર કામ કરતો કર્મચારી, 'ટ્રેઝરી-ક્લાર્ક'

**તિજોરી-ચલણ** ન. [+ જુઓ 'ચલણ.'] તિજોરીમાં રકમ ભરવાનું કાગળિયું

**તિડીમ-તડાક** વિ. [રવા.] (લા.) વરણાગિયું, છેલછબીલું

**તિતરડી**[1] સ્ત્રી. કાણું પાડવાનું સુતારનું એક ઓજાર

**તિતરડી**[2] સ્ત્રી. [રવા.] બળતરા, ચિચરડો, વેદના

**તિતર-બિતર** વિ., ક્રિ. વિ. [હિં.] આમ-તેમ, અહીં-તહીં, જ્યાં-ત્યાં

**તિતાલિયું** વિ. [જુઓ 'જુઓ 'તિ-તાલી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **તિતાલી** વિ. [સં. त्रि-ताल > અર્વા. તદ્ભવ 'તિતાલ' + ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) વાતવાતમાં ગુસ્સે થનારું. (૨) ધાંધલ-ખોર, ધાંધલિયું. (૩) વાતવાતમાં ઝઘડી પડનારું [તિતાલીપણું

**તિતાલી-વેડા** પું., બ. વ. [જુઓ 'તિતાલી' + 'વેડા.']

**તિતિક્ષા** સ્ત્રી. [સં.] સુખ દુઃખ વગેરે દ્વંદ્વો સહન કરવાની વૃત્તિ, સહિષ્ણુતા, ખામોશી [છે તેવું

**તિતિક્ષિત** વિ. [સં.] જેને વિશે તિતિક્ષા કરવામાં આવી

**તિતિક્ષુ** વિ. [સં.] તિતિક્ષા કરનારું, સહિષ્ણુ

**તિતીર્ષા** સ્ત્રી. [સં.] તરી જવાની-પાર ઊતરવાની ઇચ્છા

**તિતીર્ષુ** વિ. [સં.] તરી જવાની-પાર ઊતરવાની ઇચ્છા કરનાર

**તિતૂલી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**તિત્તિર** ન. [સં., પું.] તેતર પક્ષી

**તિથિ** સ્ત્રી. [સં., પું., સ્ત્રી.] કાર્તિક વગેરે હિંદુ મહિનાઓનો તે તે દિવસ, મિતિ. (૨) (લા.) શ્રાદ્ધની કે સાંવત્સરિક-(છમછરી)ની મિતિ

**તિથિ-કલ્પ** પું. [સં.] તે તે તિથિએ કરવાનું શાસ્ત્ર-સૂચિત કાર્ય

**તિથિ-ક્ષય** પું. [સં.] ચાંદ્ર માસમાં બે સૂર્યોદય વચ્ચે સમાઈ જતી સૂર્યોદય વિનાની મિતિ હોવી એ. (જ્યો.)

**તિથિ-ગણિત** ન. [સં.] ચંદ્રની ગતિને અનુસરી ગણવામાં આવતું તિથિઓ નક્કી કરવાનું ગણિત. (જ્યો.)

**તિથિ-પત્ર** પું. [સં., ન.] તિથિઓની નોંધ રાખતી પુસ્તિકા કે કાગળ, પંચાંગ, 'કૅલેન્ડર'

**તિથિ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] એક જ તિથિમાં બે સૂર્યોદય સમાઈ જાય એ પ્રકારનું હોવાપણું. (જ્યો.)

**તિ-પાઈ** સ્ત્રી. [સં. त्रि-पादिका > પ્રા. ति-पाइआ] ત્રણ પાયાવાળું મેજ, ટિપાઈ, ત્રિપાઈ

**તિપાતી** સ્ત્રી. એ નામનો એક વેલો

**તિપિટક** જુઓ 'ત્રિપિટક.'

**તિ-પોળિયું** ન. [સં. त्रि > ગુ. 'તિ' + 'પોળ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ત્રિ-પોળિયું.'

**તિ-બારી** સ્ત્રી. [સં. त्रि-द्वारिका > પ્રા. ति-बारिआ] ખાસ કરીને પુષ્ટિમાર્ગીય મંદિરોમાં ગર્ભગૃહ સામેના ખુલ્લા

ચોકની બેઉ બાજુની ત્રણ ત્રણ બારણાં કે જાળીઓવાળી ઓસરી. (પુષ્ટિ.)
**તિ-બેટ** પું. ન.[સં. ત્રિવિષ્ટપ > પ્રા. તિ-વિટ્ટઅ- દ્વારા શક્ય] હિમાલયની ઉપરનો ઉત્તરનો નજીકનો પ્રદેશ. (સંજ્ઞા.)
**તિબેટી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] તિબેટને લગતું, તિબેટનું
**તિબ્બત** પું., ન. [જુઓ તિબેટ,' હિં.] જુઓ 'તિબેટ.'
**તિબ્બતી** વિ. [જુઓ 'તિબેટી,' હિં.] જુઓ 'તિબેટી.'
**તિબ્બી** વિ. [હિં.] વૈદક સંબંધી [એક પ્રાણી
**તિમિ** પું. [સં.] સમુદ્રમાં પેદા થતું માછલાંની જાતનું
**તિમિર** ન. [સં.] અંધકાર, અંધારું
**તિમિરાવૃત** વિ. [+ સં. આ-વૃત] અંધકારથી ઘેરાયેલું
**તિમંગળ** (તિમઙ્ગળ), **તિમિંગિલ(-ળ)** (તિમિઙ્-લ,-ળ) પું. [સં. તિમિઙ્ગલ], **તિમિંગલ(-ળ)** (તિમિઙ્ગિલ,-ળ) પું. [સં.] તિમિ નામનાં દરિયાઈ પ્રાણીઓને ખાઈ જનારું મોટું દરિયાઈ પ્રાણી
**તિયાં** (તિ:યાં) ક્રિ.વિ. [અપ. તિહાં] ત્યાં. (પદ્યમાં.)
**તિરછું, -સ, -સિયું** વિ. [સં. તિર્યઞ્ચ્ દ્વારા પ્રા. તિરિચ્છ-, તિરિચ્છ + ગુ. 'ઉં' અને 'ઇયું' ત. પ્ર.], **તિરશ્ચીન** વિ. [સં.] ત્રાંસું, એક બાજુ વાંકું, તીરછું
**તિરછાવવું** જુઓ 'તીરછવું'માં.
**તિરસ્કરણ** ન. [સં.] તિરસ્કાર કરવાની ક્રિયા, ધિક્કારવું એ તિરસ્કાર, ધિક્કાર, તુચ્છકાર, હડધૂત કરવાની ક્રિયા
**તિરસ્કરણી** સ્ત્રી. [સં.] પડદો, ચક, અંતરપટ. (૨) અદૃશ્ય થવાની વિદ્યા
**તિરસ્કરણીય** વિ. [સં.] તિરસ્કારને પાત્ર, ધિક્કારવા યોગ્ય
**તિરસ્કરિણી** સ્ત્રી. [સં.] જુઓ 'તિરસ્કરણી.'
**તિરસ્કાર** પું. [સં.] ધિક્કાર, તિરસ્કરણ, તુચ્છકાર
**તિરસ્કાર-પૂર્વક** વિ. [સં.] તિરસ્કારથી, તુચ્છકારથી, ધિક્કાર-પૂર્વક
**તિરસ્કાર-યુક્ત** વિ. [સં.] તિરસ્કારથી ભરેલું
**તિરસ્કાર-વાચક** વિ. [સં.] તિરસ્કાર બતાવનારું. (વ્યા.)
**તિરસ્કારવું** સ.ક્રિ. [સં., તત્સમ] તરછોડવું, ધિક્કારવું. **તિરસ્કારાવું** કર્મણિ., ક્રિ.
**તિરસ્કારિણી** વિ., સ્ત્રી. [સં.] તિરસ્કાર કરનારી સ્ત્રી
**તિરસ્કારી** વિ. [સં., પું.] તિરસ્કાર કરનારું, ધિક્કારનારું
**તિરસ્કાર્ય** વિ. [સં.] જુઓ 'તિરસ્કરણીય.'
**તિરસ્કૃત** વિ. [સં.] તિરસ્કાર પામેલું, હડધૂત થયેલું, તરછોડાયેલું, ધિક્કૃત ['તિરસ્કાર.'
**તિરસ્કૃતિ, તિરસ્ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'તિરસ્કરણ'–
**તિરાડ** (-ડચ) સ્ત્રી. જુઓ 'તરડ.'
**તિરોધાન** ન. [સં.] ઢંકાઈ જવું કે અદૃશ્ય થઈ જવું એ, અંતર્ધાન. (૨) આચ્છાદન. ઢાંકણ
**તિરો-ભાવ** પું. [સં.] અદૃશ્ય થઈ જવું એ, અંતર્ધાન થઈ જવું એ. (૨) નાશ [થઈ ગયેલું
**તિરો-ભૂત, તિરોહિત** વિ. [સં.] તિરોભાવ પામેલું, અદૃશ્ય
**તિર્યક્** વિ. [સં.] જુઓ 'તિરછું'.'
**તિર્યક** વિ. [સં. તિર્યઞ્ચ્ > તિર્યક્] જુઓ 'તિરછું'.' (૨) ન. માનવ સિવાયનું તે તે પ્રાણી–પશુ–પક્ષી વગેરે
**તિર્યક્-કોણ** પું. [સં.] કાટખૂણો ન હોય તેવો ખૂણો.(ગ.)
**તિર્યક્ત્વ** સ્ત્રી [સં.] ત્રાંસું હોવાપણું
**તિર્યક્-પરિચ્છેદ** પું. [સં.] આસપાસ કરેલો ત્રાંસો કાપ
**તિર્યગ** ન. [સં. તિર્યક્] જુઓ 'તિર્યક(૨).'
**તિર્યગ્ગતિ** સ્ત્રી. [સં.] ત્રાંસી ગતિ. (૨) પશુ-પક્ષી વગેરેમાં જન્મ થવો એ
**તિર્યગ્ગમન** ન. [સં.] જુઓ 'તિર્યગ્ગતિ(૧).'
**તિર્યગ્જાતિ, તિર્યગ્યોનિ** સ્ત્રી. [સં.] માનવ સિવાયની પશુ-પક્ષી વગેરેની જાત
**તિર્યગ્રેખા** સ્ત્રી. [સં.] ત્રાંસ મારતી લીટી. (૨) આડી લીટી કે લીટીઓને ઊભી કે ત્રાંસી કાપતી લીટી. (ગ.)
**તિર્યંચ, તિર્યંચ્ચ** ન. [સં. તિર્યઞ્ચ્ મૂળ શબ્દ જ] જુઓ 'તિર્યક(૨).'
**તિલ** પું. [સં.] (જેમાંથી તેલ થાય છે તે) તલ (ધાન્ય). (૨) (લા.) શરીર ઉપર થતો તે તે કાળો નાનો ડાઘ કે ટપકું. તલ
**તિલક** ન. [સં., પું.] એ નામનું એક ઝાડ. (૨) કપાળમાં કરવામાં આવતું ચંદન કેસર કંકુ હળદર વગેરેનું સુશોભન, ટીલું. (૩) કંકુ વગેરેનું આખું કે એ રેખાના રૂપમાં નીચેથી વાળેલું કે ખુલ્લું રેખાંકન, ઊર્ધ્વપુંડ્ર. (૪) એક પ્રકારનું મકાન. (સ્થાપત્ય.) (૫) પું. મહારાષ્ટ્રના બ્રાહ્મણોની એક અવટંક (સર૦ બાળ ગંગાધર તિલક—ટીળક). [૦ કરવું (રૂ. પ્ર.) રાજગાદી પર બેસાડવું]
**તિલક-કામોદ** પું. [સં.] એ નામનો એક રાગ. (સંગીત.)
**તિલક-ક્રિયા** સ્ત્રી. [સં.] કપાળમાં ચંદન કંકુ હળદર વગેરેથી કરવામાં આવતું સુશોભન [હોય તેવું
**તિલક-ધારી** વિ. [સં., પું.] કપાળમાં તિલક-ક્રિયા કરી
**તિલક-પંચાંગ** (-પઞ્ચાઙ્ગ) ન. [સં.] લોકમાન્ય બાળ-ગંગાધર ટીળકે ચલાવેલું પંચાગ (એ પરિપાટીએ પણ મહારાષ્ટ્રમાં પંચાગો થાય છે.)
**તિલક-મુદ્રા** ન.,બ.વ. [સં.] કપાળમાં તિલક અને શરીરના અંગોમાં વિષ્ણુ વગેરેનાં આયુધોની કરેલી છાપ
**તિલકાયત** વિ., પું. [સં. તિલક + આ-યત] જેને કપાળમાં ગાદીએ બેસાડતાં તિલક કરવામાં આવ્યું હોય તેવો આચાર્ય (પુષ્ટિમાર્ગની સાત પીઠોના આચાર્યોમાં સાતે પીઠોની ઉપરના પ્રધાન પીઠના આચાર્ય), ટિકાયત, ટિકૈત (રજવાડામાં એના ઉપરથી 'ટિલાત'–'તિલાત' રૂઢ થયો છે, પરંતુ પાટવી કુમારના અર્થમાં)
**તિલકિયું** ન. [સં. तिलक + ગુ. 'ઇયું' ત. પ્ર.] કપાળમાં તિલક કરવાનું છાપું. (૨) ચંદન કંકુ વગેરે ભીંજવીને રાખવાનું નાનું વાસણ (કંકાવટી વગેરે)
**તિલખી** સ્ત્રી. [સં. तिल દ્વારા] શરીર ઉપરનો તલ
**તિલ-દ્વાદશી** સ્ત્રી. [સં.] જે બારસે તલ ખાવાનું વ્રત હોય તેવી એ મહા મહિનાની બારસ. (સંજ્ઞા)
**તિલ-પર્ણ** ન. [સં. બનાવેલો શબ્દ] 'ટર્પેન્ટાઇન' (તેલ)
**તિલ-પાત્ર** ન. [સં.] (દાનમાં આપવા માટેનું) તલથી ભરેલું વાસણ
**તિલ-માત્ર** ક્રિ. વિ. [સં.] તલ જેટલું થોડું

**તિલવા** પું. [સં. तिल દ્વારા] (પુષ્ટિમાર્ગીય મંદિરોમાં મકર-સંક્રાંતિના પ્રસંગે ધરવામાં આવતી) તલની બનાવેલી એક વાની

**તિલવાડો** પું. એ નામનો એક તાલ. (સંગીત.)

**તિલવાણુ** ન. એ નામની એક વનસ્પતિ

**તિલસ્મ, -સ્માત** પું. [અર. 'તિલસ્મ' એ. વ. '-સ્માત્' બ.વ.] અચંબાની વાત, જાદુ, ચમત્કાર

**તિલસ્માતી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.], **તિલસ્મી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જાદુઈ, ચમત્કારથી ભરેલું, અચંબો ઉપજાવે તેવું

**તિલંગ** (તિલઙ્ગ) પું. [સં.] (તિલંગ (આંધ્ર) દેશના સંબંધે વ્યાપક થયેલો) એક રાગ. (સંગીત.)

**તિલંગો** (તિલઙ્ગો) પું [સં. तिलङ्गक- > પ્રા. तिलंगअ-] તિલંગ (આંધ્ર) દેશના બ્રાહ્મણોની એક જ્ઞાતિ અને એનો પુરુષ, તૈલંગો. (સંજ્ઞા.) (૨) ઇસ્ટ ઇંડિયા કંપની વખતનો મદ્રાસ વગેરે તરફનો સૈનિક

**તિલાટ** પું. [સં. तिलकापत્ર દ્વારા] જુઓ 'ટિલાટ'-'ટિલાયત.'

**તિલાણો** પું. [સર૦ હિં. 'તિલ્લાના.'] એ નામનો એક રાગ. (સંગીત.) [તલ-પાપડી, તલ-સાંકળી

**તિલાન્ન** ન. [સં. तिल + अन्न] તલના મિશ્રણવાળું ખાદ્ય,

**તિલારી** સ્ત્રી. કંઠમાં પહેરવાનું એ નામનું એક ઘરેણું

**તિલાવત** સ્ત્રી. [અર.] કુરાન પઢવાની ક્રિયા, કુરાનનું વાચન

**તિલાંજલિ** (તિલાઞ્જલિ) પું., સ્ત્રી. [સં. तिल + अञ्जलि પું.] તલ નાખ્યા હોય તેવો પાણીથી ભરેલો ખોબો (તર્પણ કરવા માટે). (૨) (લા.) તદ્દન છોડી દેવું-જતું કરવું એ, સર્વથા ત્યાગ. [૦ આપવી (રૂ. પ્ર.) સર્વથા છોડી દેવું]

**તિલાંબુ** (તિલામ્બુ) ન. [સં. तिल-अम्बु] તિલાંજલિ બનાવવા ભરવામાં આવતું ખોબામાંનું પાણી

**તિલિસ્મ, -સ્માત** જુઓ 'તિલસ્મ,-સ્માત.'

**તિલિસ્માતી, તિલિસ્મી** જુઓ 'તિલસ્માતી'-'તિલસ્મી.'

**તિલોત્તમા** સ્ત્રી. [સં.] પૌરાણિક કથાઓમાંની એક સ્વર્ગીય અપ્સરા. (સંજ્ઞા.)

**તિલોદક** ન. [સં. तिल + उदक] જુઓ 'તિલાંબુ.'

**તિલોર** ન. એ નામનું એક પક્ષી

**તિલોરી** સ્ત્રી. મેના પક્ષીની એક જાત

**તિલૌદન** ન. [સં. तिल + ओदन પું., ન.] તલ ભેળવ્યા હોય તેવો ભાત, તલવાળી ખીચડી

**તિલ્લી** સ્ત્રી. [હિં.] બરોળની ગ્રંથિ, તાપ-તિલ્લી

**તિવારી** પું. [હિં., સં. त्रैविद्य ના ગુ. 'ત્રવાડી' પ્રકારે.] ઉત્તર ભારતના ત્રૈવિદ્ય બ્રાહ્મણોની અવટંક અને એનો પુરુષ, ત્રિપાઠી, ત્રિવેદી. (સંજ્ઞા.)

**તિષ્ય** ન. [સં.] પુષ્ય નક્ષત્ર. (૨) પોષ માસ. (જ્યો.)

**તિષ્ય-યુગ** પું. [સં.] કળિયુગ, કળિકાળ

**તિસમાર-ખાં** વિ., પું. [ઉર્દૂ. (ત્રીસ માણસને મારી નાખવાના બળવાળો) + ફા. 'ખાન્'(-આનવાળો) ઇલકાબ] (લા.) ગરમ મિજાજનો માણસ, ક્રોધી, તિતાલી. (૨) ફુલણજી, બડાઈ-ખોર [(સંગીત.)

**તિસ્ર-જાતિ** પું. [સં.] એ નામનો તાલનો એક પ્રકાર.

**તિહારી** એક જાતનું પક્ષી

**તિહાં** ક્રિ. વિ. [અપ. तहाँ] જુઓ 'ત્યાં.' (પદ્યમાં.)

**તિંદુડો** (તિન્દુડો) પું. આખા ચણાનું પાણીવાળું શાક

**તી(-ત્રી)કમ**[1]**, ૦જી, ૦રાય** (૦જી) પું., બ.વ. [સં. त्रिविक्रम > પ્રા. तिक्कम + જુઓ 'જી' -'રાય.'] વિષ્ણુનો વામન-અવતાર (એ ઉપરથી એ નામના વિષ્ણુ), ત્રીકમરાયજી

**તી(-ત્રી)કમ**[2] પું એક છેડે અણી અને બીજે છેડે પાના-વાળું ખોદવાનું હથિયાર, ચોંહવો.

**તી(-ત્રી)કમજી,-રાય(૦જી)** જુઓ 'તીકમ.[1]'

**તીકી** સ્ત્રી. [સં. त्रिक-દ્વારા] જુઓ 'તીડી.'

**તીક્ષ્ણ** વિ. [સં] તીખી અણીવાળું, અણીદાર, તીણું. (૨) તીણી ધારવાળું. (૩) દાહક. (૪) તીખું. (૫) (લા.) આકરું, ઉગ્ર, પ્રખર, પ્રચંડ. (૬) સૂઝવાળું, સૂક્ષ્મતાવાળું

**તીક્ષ્ણ-તા** સ્ત્રી. [સં.] તીક્ષ્ણપણું [તેજ-બુદ્ધિ

**તીક્ષ્ણ-બુદ્ધિ** વિ. [સં.] સૂક્ષ્મ બુદ્ધિવાળું, કુશાગ્રબુદ્ધિ,

**તીક્ષ્ણાંશુ** (તીક્ષ્ણાંશુ) પું. [સં. तीक्ष्ण + अंशु] સૂર્ય, તિગ્માંશુ

**તીક્ષ્ણી-ભૂત** વિ. [સં] છણાવટ થવાથી કે ઘસવાથી ઝીણું-તીણું થઈ ચૂકેલું [(-ટચ) સ્ત્રી. તીખો મસાલો

**તીખટ** વિ. [જુઓ 'તીખું' દ્વારા.] તીખા સ્વાદનું. (૨)

**તીખપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'તીખું' + ગુ. 'પ' ત. પ્ર.] તીખાપણું, તીખાટ, તીખાશ. (૨) (લા.) આકરાપણું, ઉગ્રતા

**તીખાટ** પું. [જુઓ 'તીખું' + ગુ. 'આટ' ત. પ્ર.] જુઓ 'તીખાશ.'

**તીખા-બોલું** વિ. [જુઓ 'તીખું' + 'બોલવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] (લા.) આકરાં વેણ કહેનારું

**તીખાશ(-સ)** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [જુઓ 'તીખું' + ગુ. 'આશ, -સ' ત. પ્ર.] તીખો સ્વાદ [(રૂ.પ્ર.) માથાકૂટ કરવી]

**તીખાં** ન., બ.વ. [સં. तीक्ष्णक > પ્રા. तिक्खअ-]મરી. [૦ લેવાં

**તીખી** વિ., સ્ત્રી. [જુઓ 'તીખું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત [અશેળિયાની ભાજી

**તીખી ભાજી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + જુઓ 'ભાજી.']

**તીખું** વિ. [સં. तीक्ष्णक- > પ્રા. तिक्खअ-] જુઓ 'તીક્ષ્ણ.' (૨) (લા.) મરચાંના જેવા સ્વાદનું. [૦ આગ (-ગ્ય), ૦ તમ, ૦ તમ-તમતું, ૦ તમતમું (રૂ.પ્ર.) મોઢું દાઝી જાય તેવું તીખું]

**તીગવું** સ.ક્રિ. જોવું, દેખવું, ભાળવું. **તિગાવું** કર્મણિ., ક્રિ. **તિગાવવું** પ્રે., સ.ક્રિ. [પ્રે., સ. ક્રિ.

**તીછવું** સ.ક્રિ. કોતરાં કાઢવાં. **તિછાવું** કર્મણિ., ક્રિ. **તિછાવવું**

**તી(-ત્રી)જ** સ્ત્રી [સં. तृतीया- > પ્રા. तिइज्जा] કાર્તિક વગેરે હિંદુ મહિનાઓનાં બેઉ પખવાડિયાંનો ત્રીજો ત્રીજો દિવસ. (સંજ્ઞા.) [સંખ્યાએ પહોંચેલું

**તી(-ત્રી)જું** વિ. [સં. तृतीयक- > પ્રા. तिइज्जअ-] ત્રણની

**તીટ** ન. મેશ, કાજળ

**તીડ** ન. [દે.પ્રા. तिड्ड] તીતીઘોડાના ઘાટનું એનાથી જરા મોટું વનસ્પતિ-ભંજક જીવડું, ટીડ, શલભ. [૦નાં ટોળાં (રૂ. પ્ર.) અગણિત સંખ્યા] ['ટીડડું.'

**તીડિયું** ન. [ + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તીડ'-

**તીડી** સ્ત્રી. [સં. त्रिक દ્વારા] ગંજીફાનાં પાનાંઓમાંનું ત્રણ દાણનું પાનું, તીકી

**તીણાશ(-સ)** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [જુઓ 'તીણું'+ગુ. 'આશ, -સ' ત.પ્ર.] તીણાપણું

**તીણી** સ્ત્રી. [જુઓ 'તીણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) નાનું કાણું, છિદ્ર, તીની

**તીણું** વિ. [સં. तीक्ष्णक -> પ્રા. तिण्णअ-] અણીવાળું, અણીદાર. (૨) ઝીણો કાંઈક ઉગ્ર સૂર આપતું હોય તેવું

**તી(-તે)તર** ન. [સં. तित्तिर] જુઓ 'તિત્તિર.'

**તીતર-વીખર** વિ. [જુઓ 'વીખરવું' દ્વારા.] અસ્ત-વ્યસ્ત, આડું-અવળું થઈ ગયેલું, સીખર-વીખર

**તીતરું** વિ. [સં.] तित्तिरक -> પ્રા. तित्तिरअ-] (લા.) તેતરના જેવા રંગનું, ભૂખરું કે કાબર-ચીતરા રંગનું

**તીતલી** સ્ત્રી. તીવ્ર ઇચ્છા, ઉત્કટ આકાંક્ષા

**તીતિયો રાણો** પું. (લા.) એ નામની એક રમત

**તીતી** સ્ત્રી. [રવા.] ચકલી

**તીતી કબૂતર** ન. (લા.) એ નામની એક રમત, તીતિયો રાણો

**તીતી-ઘોડો** પું. [+ જુઓ 'ઘોડો.'] (લા.) ઘાસમાં ફરતું એક તીડ જેવું એનાથી નાનું લીલા રંગનું જીવડું. [-ડા જેવું (રૂ. પ્ર.) ખાલી ધાંધલ કરનારું]

**તીતી-ભીતી** સ્ત્રી. [જુઓ 'તીતી,'-દ્વિર્ભાવ.] (લા.) ઊથલ-પાથલ [(૨) ભીનું

**તીતું** વિ. [સં. तिक्तक- > પ્રા. तित्तअ-] જુઓ 'તિક્ત(૨).'

**તીન-પચાસિ(-શિ)યું** વિ. [હિ. 'તીન' + જુઓ 'પચાસ, -શ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) ખોટો ડોળ કરનારું, દંભી, અહંકારી. (૨) પંચાતિયું

**તીન-પાટ** (-ટ્ય) સ્ત્રી. [હિ. + 'પાટ' નિરર્થક] (લા.) પંચાત

**તીન-પાટિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પંચાતિયું, તીન-પચાસિયું [અહંકાર, દંભ. (૨) પંચાત. (૩) મિજાજ

**તીન-પાંચ** (-ચ્ય) સ્ત્રી. [હિં + જુઓ 'પાંચ.'] (લા.)

**તીન-પાંચિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] તીન-પાંચ કરનારું, દંભી, અહંકારી. (૨) પંચાતિયું

**તીની** સ્ત્રી. [જુઓ 'તીણી.'] જુઓ 'તીણી.' [છિદ્ર

**તીનું** ન. [સં. तीक्ष्णक- > પ્રા. तिन्नअ-] (લા.) બારીક કાણું,

**તીમત** (-ત્ય) સ્ત્રી. સ્ત્રી, નારી. (૨) પત્ની, ભાર્યા

**તીમરો** સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**તીયો** પું. [સં. तृतीयक દ્વારા] મુસલમાનોમાં મરણ પછીનો ત્રીજો દિવસ (એ દિવસે દાન-પુણ્ય કરાય છે.)

**તીર**[1] ન. [સં.] કાંઠો, કિનારો, તટ

**તીર**[2] ન. [સં., પું., એક પ્રકારનું બાણ; ફા.] બાણ. (૨) છાપરાનો ઊભો ટેકો. (૩) વહાણનું સઢ બાંધવાનું લાકડું. (વહાણ). (૪) પું. પારસીઓનો ચોથો મહિનો. (સંજ્ઞા.) (૫) પારસીઓના મહિનાનો તેરમો દિવસ, (સંજ્ઞા.)

**તીર-કમાનિયું** વિ. [જુઓ 'તીર[2]' + 'કમાન + ગુ. 'ઇયું' ત. પ્ર.] ધનુષના જેવું, વર્તુલાકાર

**તીરકશ,-સ** પું. [ફા. તીર્કશ્] ભાથો

**તીર-કામઠું** ન. [જુઓ 'તીર' + 'કામઠું.'] તીર ચડાવેલું ધનુષ

**તીરકું** ન. [જુઓ 'તીર' + ગુ. 'કું' સ્વાર્થે ત. પ્ર.] તીરના આકારનું → આવું ચિહ્ન, તીર

**તીર-ગર** વિ., પું. [ફા.] બાણ બનાવનાર કારીગર

**તીરછાવું** અ. ક્રિ. [જુઓ 'તીરછું,'-ના. ધા.] ત્રાંસું થવું, વંકાવું, મરડાવું. **તીરછાવવું** પ્રે., સ. ક્રિ.

**તીરછું** વિ. [સં. तिर्यञ्च्‌નો વિકાસ] ત્રાંસું, કતરાતું

**તીરથ** ન. [સં. तीर्थ, અર્વા. તદ્ભવ] જુઓ 'તીર્થ(૧).'

**તીરથ-ગોર(-ગૉર)** પું [જુઓ 'તીરથ'+ ગોર.[1]] તીર્થસ્થાનનો બ્રાહ્મણ, પંડો

**તીરથ-વાસી** વિ. [+ સં., પું.] જુઓ 'તીર્થ-વાસી.'

**તીર-વર્તી** વિ. [સં., પું.] કાંઠા ઉપરનું, કાંઠે રહેલું. (૨) (લા.) નજીકનું, પાસેનું [પહોંચે એટલે સુધી

**તીર-વા** ક્રિ. વિ [જુઓ 'તીર[2]' + 'વા[2]' સુધી.] એક તીર

**તીર-સ્થ, -સ્થિત** વિ. [સં.] જુઓ 'તીર-વર્તી.'

**તીરંદાજ** (તીર-દાજ) વિ. [ફા.] તીર મારવામાં કુશળ, બાણાવળી

**તીરંદાજી** (તીરન્દાજી) સ્ત્રી. [ગુ.+ 'ઈ' ત. પ્ર.] તીર ફેંકવાની કુશળતા, તીરથી અચૂક નિશાન તાકવાની આવડત

**તીરંબાજ** (તીરમ્બાજ) વિ. [ફા.] જુઓ 'તીરંદાજ.'

**તીરંબાજી**(તીરમ્બાજી) સ્ત્રી. [+ગુ. 'ઈ'ત.પ્ર.] જુઓ 'તીરંદાજી.' (૨) (લા.) ચારે તરફથી હેરાનગત. [૦ કરવી (રૂ. પ્ર.) ખૂબ હેરાન કરવું]

**તીરિયું** ન. [જુઓ 'તીર[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તીર(૧).' (૨) ત્રાંસા છાપરામાં નખાતી કૈચી

**તીરિયો** પું. એક જાતનો સફેદ ચળકતો પથ્થર

**તીરી** સ્ત્રી. [જુઓ 'તીડી.'] જુઓ 'તીડી.'

**તીર્ણ** વિ. [સં.] પાર ઊતરેલું. (૨) સીમા વટાવી ગયેલું

**તીર્થ** ન. [સં.] પવિત્ર સ્થાન, પુણ્યભૂમિ, યાત્રાનું સ્થાન. (૨) વિ. પૂજ્ય, વડીલ. [૦ કરવું (રૂ. પ્ર.) યાત્રા કરવી. -ર્થે મંડાવું (રૂ. પ્ર.) લાચારીનો ભોગ બનવું]

**તીર્થ-ક્ષેત્ર** ન. [સં.] જુઓ 'તીર્થ(૧).'

**તીર્થ-ગમન** ન. [સં.] તીર્થની યાત્રાએ જવું એ

**તીર્થ-ગામી** વિ. [સં., પું.] યાત્રા કરવા જનારું

**તીર્થ-ગુરુ** પું. [સં.], **તીર્થ-ગોર** (-ગૉર) પું. [+ જુઓ 'ગોર.[1]'] તીર્થના સ્થાનનો પંડો, તીરથ-ગોર

**તીર્થ-જલ**(-ળ) ન. [સં.] નદી-સરોવરના પવિત્ર સ્થાનનું પાણી

**તીર્થ-પરિભ્રમણ** ન. [સં.] યાત્રામાં ફરવાની ક્રિયા

**તીર્થ-પુરોહિત** પું. [સં.] જુઓ 'તીર્થ-ગુરુ.'

**તીર્થ-ભાવના** સ્ત્રી. [સં.] પવિત્ર તીર્થોમાં એ પવિત્ર છે એવી લાગણી [સ્થાને રહેલું

**તીર્થ-ભૂત** [સં.] પવિત્ર બનેલું. (૨) પૂજ્ય બનેલું, વડીલ-

**તીર્થ-ભૂમિ** સ્ત્રી. [સં.] જુઓ 'તીર્થ-ક્ષેત્ર.'

**તીર્થમય-તા** સ્ત્રી. [સં.] પવિત્રતા. (૨) વડીલપણું

**તીર્થ-માહાત્મ્ય** ન. [સં.] તે તે પવિત્ર સ્થળનું તીર્થ તરીકે ગૌરવ

**તીર્થ-યાત્રા** સ્ત્રી. [સં.] જુઓ 'તીર્થ-ગમન.'

**તીર્થયાત્રી** વિ. [સં.,પું.] તીર્થયાત્રા કરવા નીકળેલું યાત્રિક, જાત્રી

**તીર્થ-રાજ** ન. [સં., પું.] ઉત્તમમાં ઉત્તમ તીર્થ. (૨) (લા.) પ્રયાગ, અલાહાબાદ, (સંજ્ઞા.)

**તીર્થ-રૂપ** વિ. [સં.] (લા.) પૂજ્ય, વડીલ, પિતૃસ્થાનીય

**તીર્થરૂપ-તા** સ્ત્રી. [સં.] પૂજ્યતા, વડીલપણું

**તીર્થ-વાસી** વિ. [સં., પું.] પવિત્ર તીર્થમાં જઈને રહેલું, તીર્થ કરવા ગયેલું

**તીર્થ-સેવી** વિ. [સં., પું] જુઓ 'તીર્થ-વાસી.'
**તીર્થ-સ્થલ(-ળ), તીર્થ-સ્થાન** ન. [સં.] જુઓ 'તીર્થ-ક્ષેત્ર.'
**તીર્થસ્થાનીય** વિ. [સં.] પવિત્ર તીર્થમાં રહેનારું, પવિત્ર તીર્થનું. (૨) (લા.) વડીલને સ્થાને રહેલું, પૂજ્ય
**તીર્થ-સ્વરૂપ** વિ. [સં.] પૂજવાને યોગ્ય, માન આપવાને યોગ્ય
**તીર્થં-કર** (તીર્થઙ્કર) વિ., પું. [સં.] પવિત્ર કરનાર. (૨) જૈન ધર્મના પ્રવર્તક તે તે પૂજ્ય મહાપુરુષ (મહાવીર સ્વામી વગેરે ૨૪)
**તીર્થાટન** ન. [સં. तीर्थ + अटन] જુઓ 'તીર્થ-પરિભ્રમણ.'
**તીર્થિક** વિ., પું. [સં.] જુઓ 'તીર્થ-ગુરુ.' (૨) તીર્થયાત્રી
**તીર્થીય** વિ. [સં.] પવિત્ર સ્થાનમાં રહેલું. (૨) (લા.) પૂજ્ય, વડીલ, તીર્થસ્થાનીય [વગેરેનું પાણી
**તીર્થોદક** ન. [સં. तीर्थ + उदक] પવિત્ર નદી-સરોવર
**તીર્થી-ભૂત** વિ. [સં] જુઓ 'તીર્થ-ભૂત.'
**તીર્થ્ય** વિ. [સં.] પૂજ્ય, પૂજનીય. (૨) વડીલ
**તીલો** પું. માટીનો ઢગલો
**તીવરો** પું. કંઠનો મણકાવાળો એક દાગીનો
**તીવ્ર** વિ. [સં.] ઉત્કટ, આકરું. (૨) વેગીલું. (૩) પાણીદાર. (૪) પોતાના સ્થાનથી ચડતા દરજ્જાનો સૂર હોય તેવું. (૫) ઉચ્ચ માત્રાએ પહોંચેલું, 'ઇન્ટેન્સ'
**તીવ્ર-ગતિ** વિ. [સં.] ખૂબ ઝડપી ગતિવાળું [ગંધવાળું
**તીવ્ર-ગંધ** (-ગન્ધ) વિ. [સં.], -ધી વિ. [સં., પું.] આકરી
**તીવ્ર-તા** સ્ત્રી. [સં.] તીવ્ર હોવાપણું
**તીવ્ર-બુદ્ધિ** વિ. [સં.] સતેજ બુદ્ધિવાળું
**તીવ્રવાદી** વિ. [સં., પું.] જહાલ, 'એક્સ્ટ્રીમિસ્ટ' (દ.બા.)
**તીવ્ર-વેગી** વિ. [સં., પું.] ભારે ઝડપવાળું, વેગીલું
**તીવ્રાઘાત** પું. [સં. तीव्र + आ-घात] સખત આઘાત, ભારે પ્રબળ અથડામણ, સખત માર
**તીવ્રાનુરાગ** પું. [સં. तीव्र + अनु-राग] ભારે ઉત્કટ પ્રેમ. (૨) પર પુરુષ કે સ્ત્રી ઉપરનો સ્નેહ. (જૈન.)
**તી(-ત્રી)સ(-શ)** વિ. [સં. त्रिंशत् > પ્રા. तीस, પ્રા. તત્સમ] વીસ + દસની સંખ્યા [એ પહોંચેલું, ૩૦મું
**તી(-ત્રી)સ(-શ)-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] ત્રીસની સંખ્યા.
**તી(-ત્રી)સા** પું., બ.વ., -સાં ન., બ. વ. [+ ગુ. 'ઉ' ત. પ્ર.] ત્રીસનો પાડો કે ઘડિયો
**તી(-ત્રી)સી(-શી)** સ્ત્રી. [જુઓ 'તી(-ત્રી)સ, -શ + ગુ. 'ઈ' ત. પ્ર.] ૨૧ માંથી ૩૦ મા સુધીનો દાયકો
**તીળ** ન. એ નામનું એક વૃક્ષ
**તુક્કલ** (-ક્ય) સ્ત્રી. મોટો પતંગ
**તુક્કો** પું. મનનો તરંગ. (૨) ટૂંકી ગપ. (૩) બુઠ્ઠું તીર. [૦ ઊઠવો (રૂ. પ્ર.) મનમાં તરંગ થવો. ૦ ફેંકવો(ફેંકવો), ૦ લગાવવો (રૂ. પ્ર.) ગપ વહેતી મૂકવી] [ચલાવનાર
**તુક્કા-બાજ** વિ. [જુઓ 'તુક્કો' + ફા. પ્રત્યય.] ગપ્પાં
**તુક્કાબાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તુક્કા ચલાવવાની ગત
**તુખમ, તુખ્મ** ન. [ફા. तुख्म] વીર્ય, બીજ. (૨) બીયું, ઠળિયો. (૩) ગોઠલો. [-ખ્મે તાસીર (રૂ. પ્ર.) વાવો તેવું લણો]
**તુગરે, -રો** પું. પત્ર, કાગળ
**તુચ્છ** વિ. [સં.] ક્ષુદ્ર, હલકું. (૨) મામૂલી. (૩) (લા.) નિંદાપાત્ર, અધમ [ડાટ, તિરસ્કાર
**તુચ્છકાર** પું. [સં.] સામાને હલકું કહેવાની ક્રિયા, તરછો-
**તુચ્છકારવું** સ. ક્રિ. [સં., ના. ધા.] તરછોડવું, તિરસ્કારવું
**તુચ્છકારો** પું. [સં. तुच्छकार + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તુચ્છકાર.'
**તુચ્છ-તા** સ્ત્રી. [સં.] તુચ્છપણું, હલકાઈ
**તુજ** સર્વ., વિ. [અપ. तुम्ह, तुज्झ > જૂ. ગુ. 'તુઝ.'] તારું. (પદ્યમાં.) [અનુગ] તને. (પદ્યમાં.)
**તુજ-ને** સર્વ. [+ ગુ. -'ને' બી. વિ. એ. વિ.ના અર્થનો
**તુટવાણ** (-ણ્ય) જુઓ. 'તૂટવાણ.'
**તુટાવું** જુઓ 'તૂટવું'માં.
**તુડાવવું, તુડાવું** જુઓ 'તૂડવું'માં. [અવાજ
**તુણુંમ** (તુણુમ્મ) ક્રિ. વિ. [રવા.] એક પ્રકારનો વાદ્યનો
**તુણા(-ના)ઈ** સ્ત્રી [જુઓ 'તૂણ(-ન)વું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] તૂણવાની ક્રિયા કે ઢબ. (૨) તૂણવાનું મહેનતાણું
**તુણા(-ના)વવું, તુણા(-ના)વું** જુઓ 'તૂણ(-ન)વું'માં.
**તુણિ(-નિ)યાટ, -ર** પું. [જુઓ 'તૂણવું' દ્વારા.] તૂણનાર કારીગર. (૨) (લા.) પરચૂરણ વેપાર-કરનારો આદમી
**તુતંગ** (તુતઙ્ગ) ન. તૂત, જૂઠાણું. (૨) કુતૂહલ કરે તેવું ધાંધલ
**તુતાણ** વિ. [જુઓ 'તોતિંગ' દ્વારા.] મોટું
**તુતુ, ૦ડું** ન. [રવા.] નાનું ગલૂડિયું
**તુદન** ન. [સં.] દુઃખ આપવું એ, પજવણી
**તુન તુન** ક્રિ. વિ. [રવા.] તંબૂરા વગેરે તંતુવાદ્યોનો અવાજ થાય એમ [સારંગી
**તુનતુની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તંબૂરા જેવું એક વાદ્ય,
**તુનાઈ** જુઓ 'તુણાઈ.'
**તુનાર** વિ. [જુઓ 'તૂનવું+ગુ. 'આર' કર્તાવાચક કૃ. પ્ર.] ફાટેલું છે એવી ખબર ન પડે એ રીતે ફાટેલું કપડું સાંધી આપનાર [કામ કરનાર કારીગર
**તુનારો** પું. [જુઓ 'તૂનવું + ગુ. 'આરો' કૃ. પ્ર.] તૂણવાનું
**તુનાવવું, તુનાવું** જુઓ 'તૂણ(-ન)વું'માં.
**તુનિયાટ, -ર** જુઓ 'તુણિયાટ,-ર.'
**તુન્ના** સ્ત્રી. એ નામની માછલીની એક જાત
**તુફંગ** (તુફઙ્ગ) સ્ત્રી. [ફા.] બંદૂક
**તુફંગ-ચી** (તુફઙ્ગ-) પું. [+ તુર્કી. પ્રત્યય] બંદૂક ફોડનાર
**તુફંગી** (તુફઙ્ગી) સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.] બંદૂક ફોડવાની ક્રિયા
**તુફાન** જુઓ 'તોફાન.'
**તુફાની** જુઓ 'તોફાની.' [(૨) કૃપા, મહેરબાની
**તુફેલ** (તુફેલ) પું., સ્ત્રી. [અર. તુફૈલ્] આશ્રય, આશરો.
**તુમાખ** પું., -ખી[૨] સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] ગર્વ, અભિમાન, અહંકાર [અહંકારી
**તુમાખી[૨]** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ગર્વીલું, અભિમાની,
**તુમાર** જુઓ 'તૂમાર.'
**તુમારશાહી** જુઓ 'તૂમારશાહી,' 'રેડ-ટેપિઝમ'
**તુમારી** જુઓ 'તૂમારી.' [દારુણ યુદ્ધ
**તુમુલ** વિ. [સં.] અતિ ભયાનક, દારુણ (યુદ્ધ.) (૨) ન.
**તુરક** પું. [તુર્કી. तुर्क्] તુર્કસ્તાનનો વતની. (૨) (લા.)

[જૂ. ગુ.] મુસલમાન સામાન્ય
**તુરકી** સ્ત્રી. [તુર્કી. 'તુર્કી'] તુર્કસ્તાનની ભાષા. (સંજ્ઞા.)
**તુરગ** પું. [સં.] ઘોડો, તુરંગ
**તુરત** જુઓ 'તરત.'
**તુરતા(-તો)-તુરત** ક્રિ. વિ. [જુઓ 'તુરત,'- દ્વિર્ભાવ.] એકદમ, જલદી
**તુરતુરી** સ્ત્રી. [રવા.] એક જાતનું વાજિંત્ર
**તુરંગ**[1] (તુરઙ્ગ) પું. [સં.] જુઓ 'તુરગ.'
**તુરંગ**[2] (તુરઙ્ગ) [સં. તરઙ્ગ] (લા.) મનના ઘોડા
**તુરંગ**[3] (તુરઙ્ગ) સ્ત્રી. [પોર્યુ.] ૦ખાનું (તુરઙ્ગ-) ન. [જુઓ 'તુરંગ[3]' + ખાનું'.] જેલ ખાનું, કેદ-ખાનું
**તુરંગમ** (તુરઙ્ગમ) પું. [સં.] જુઓ 'તુરગ.'
**તુરંત** (તુરન્ત) ક્રિ. વિ. [જુઓ 'તરત.'] જુઓ 'તરત.'
**તુરતો-તુરત** જુઓ 'તુરતા-તુરત.'
**તુરાઈ**[1] સ્ત્રી. [સં. તુરી દ્વારા] જુઓ 'તુરી.' (૨) માથા વિનાનો બેઉ બાજુ અણીવાળો ખીલો, જડ
**તુરાઈ**[2] સ્ત્રી. [જુઓ 'તૂરી' દ્વારા.] જુઓ 'તૂરી.'
**તુરા(-રો)ઈ**[3] સ્ત્રી. કડવાં-મીઠાં તૂરિયાંનો તે તે વેલો
**તુરાટ** પું. [જુએ. 'તૂરું' + ગુ. 'આટ' ત. પ્ર.] તૂરો સ્વાદ, તૂરાશ
**તુરાન** પું. [ફા.] મધ્ય એશિયાનો એ નામનો એક પ્રદેશ (સંજ્ઞા.)
**તુરાની** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તુરાનને લગતું
**તુરી**[1] સ્ત્રી. [સં.] સાળવીનું એક સાધન
**તુરી**[2] પું. [સં. તુરગનો વિકાસ] ઘોડો, તુરગ
**તુરીય** વિ. [સં.] ચોથું, તુર્ય
**તુરીયા** વિ. સ્ત્રી, [સં.] જુઓ 'તુરીયાવસ્થા.'
**તુરીયાતીત** વિ. [+ સં અતીત] બ્રહ્મની સાથે એકાત્મક થઈ ગયેલું. (વેદાંત.)
**તુરીયાવસ્થા** સ્ત્રી. [+ સં. અવ-સ્થા] જન્મ-મરણ વટાવીને બ્રહ્મની સાથે થતી એકાત્મકતા, તુરીય પદ. (વેદાંત.)
**તુરીયાશ્રમ** પું. [+ સં આ-શ્રમ] ચાર આશ્રમોમાંનો છેલ્લો ચોથો સંન્યસ્તાશ્રમ
**તુરુષ્ક** પું. [તુર્કી. 'તુર્ક'નું સંસ્કૃતીકરણ] જુઓ 'તુરક.'
**તુરેઈ** જુઓ 'તુરાઈ.'
**તુર્ક** પું. [તુર્કી.] જુઓ 'તુરક.' [(સંજ્ઞા.)
**તુર્ક-સ્તાન** ન. [તુર્કી. + ફા.] તુર્ક લોકોનો દેશ, 'તર્કી.'
**તુર્કી** વિ. [જુઓ 'તુર્ક' + ફ. 'ઈ' ત. પ્ર.] તુર્કસ્તાનને લગતું. (૨) પું. ન. તુર્કસ્તાન. (૩) ન. એક વિદેશી પક્ષી. [૦ ચાલ (-લ્ય) (રૂ. પ્ર.) ઘોડાની એક પ્રકારની ચાલ]
**તુર્ત, -ર્તા-તુર્ત** ક્રિ. વિ. [જુઓ 'તરત', -દ્વિર્ભાવ.] જુઓ 'તુરતા-તુરત.'
**તુર્ય** વિ. [સં.] ચોથું, તુરીય
**તુર્યા** વિ., સ્ત્રી. [સં] જુઓ 'તુરીયાવસ્થા.'
**તુર્યાતીત** વિ. [+ સં. અતીત] જુઓ 'તુરીયાતીત.'
**તુર્યાવસ્થા** સ્ત્રી. [+ સં. અવ-સ્થા] જુઓ 'તુરીયાવસ્થા.'
**તુર્યાશ્રમ** પું. [સં. આ-શ્રમ] જુઓ 'તુરીયાશ્રમ.'
**તુલ** (-લ્ય) સ્ત્રી. જમીનની એક જાત
**તુલના** સ્ત્રી. [સં.] સરખામણી, સમાનતા. (૨) ઉપમા. (૩) (લા.) કદર, કિંમત
**તુલનાત્મક** વિ. [+ સં. આત્મન્ + ક] જેમાં એકથી વધારે વસ્તુઓ વગેરેની સરખામણી કરવામાં આવે તેવું, 'કૉમ્પેરેટીવ,' 'રિલેટિવ'
**તુલના-બુદ્ધિ** સ્ત્રી. [સં.] કોઈ પણ બે પદાર્થો વચ્ચે સરખામણી કરવાની માનસિક શક્તિ [વ.). (વ્યા.)
**તુલના-વાચક** વિ. [સં.] તુલના બતાવનારું (વિશેષણ પ્રત્યય
**તુલના-શક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'તુલના-બુદ્ધિ.'
**તુલ(-ળ)સી** સ્ત્રી. [સં.] પવિત્ર ગણાતો એક છોડ, વૃંદા. (૨) ન., બ. વ. તુલસીનાં પાંદડાં
**તુલસી-જી** ન., બ. વ. [+ જુઓ 'જી.'] (પવિત્ર અને પૂજ્ય ગણાતો હોઈ) તુલસીનો છોડ. (૨) તુલસી-પત્ર
**તુલ(-ળ)સી-ક્યારો** પું. [+ જુઓ 'ક્યારો.'] તુલસીના છોડની આસપાસનું ખામણું. (૨) સ્મશાનમાં ઊભો કરવામાં આવતો તુલસીના છોડ માટેનો ખાંભો
**તુલસી-કાષ્ઠ** ન. [સં.] તુલસીના છોડનું સૂકું લાકોટિયું (જેમાંથી કંઠીઓ માળાઓ વગેરેના નાના મોટા મણકા બનાવાય છે.)
**તુલસી-દલ(-ળ)** ન. [સં.] તુલસીના છોડનું પાંદડું
**તુલસી-પત્ર** ન. [સં.] જુઓ 'તુલસી-દલ.'. (૨) (લા.) પ્રમુખનો વધારાનો મત, 'કાસ્ટિંગ વોટ' (દ. બા.)
**તુલસી-પાટિયાં** જુઓ 'તુશી-પાટિયાં.'
**તુલસી-વિવાહ** પું. [સં.] કાર્તિક સુદિ અગિયારસને દિવસે તુલસીના છોડ સાથે શાલિગ્રામનો કરવામાં આવતો લગ્ન-પ્રસ્તાવ [એક ખાસ વ્રત
**તુલસી-વ્રત** ન. [સં.] છોકરીઓનું તુલસીના છોડના પૂજનનું
**તુલ(-ળ)સી-શ્યામ** પું. [સં. તુલસ્વામી નું નવું પ્રચલિત રૂપ] દક્ષિણ સૌરાષ્ટ્રમાં ઊના પાસેના પહાડનું એક વિષ્ણુતીર્થ અને એના ભગવાન વિષ્ણુ (જ્યાં ઊના પાણીના કુંડ છે). (સંજ્ઞા.)
**તુલા** સ્ત્રી. [સં.] તુલના, સરખામણી. (૨) ત્રાજવું. (૩) ધાબા વગેરેને ઝીલી લેનાર બાંધકામ, 'આર્કિટ્રેઇવ,' 'એપિસ્ટાઇલ.' (સ્થાપત્ય.) (૪) બાર રાશિઓમાંની ૭ મી રાશિ. (જ્યો.) [૦ કરાવવી (રૂ.પ્ર.) પોતાના ભારોભાર બીજા પદાર્થ કે પદાર્થોનું વજન કરાવવું]
**તુલા-દંડ** (-દણ્ડ) પું. [સં.] ત્રાજવાની દાંડી
**તુલા-દાન** ન. [સં.] રાજ્યાભિષેક કે કોઈ બીજા ઉત્સવને પ્રસંગે રાજા વગેરે પોતાના ભારોભાર સોનું કે એવી કિંમતી વસ્તુનું વજન કરાવી બ્રાહ્મણો વગેરેને અર્પણ કરી દેતા એ
**તુલા-પુરુષ** પું. [સં] ત્રાજવામાં જોખવામાં આવેલો પુરુષ (તુલાદાન માટેનો સોનું વગેરે ધાતુનો બનાવેલો)
**તુલાપુરુષ-દાન** ન. [સં.] તુલાપુરુષની બ્રાહ્મણો કે વિદ્વાનોને કરવામાં આવતી તે તે ભેટ
**તુલા-યષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'તુલા-દંડ.'
**તુલા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] ત્રાજવું, કાંટો
**તુલા-વિધિ** પું., સ્ત્રી. [સં., પું] વજન કરવાનો વિધિ
**તુલા-સંક્રાતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનો તુલા રાશિના

તારા-સમૂહમાં પ્રવેશ થવાનો સમય. (જ્યો.)
**તુલા-સંપાત** (-સમ્પાત) પું. [સં.] જુઓ 'તુલા-સંક્રાંતિ' (આ સમયે દિવસ રાત સરખાં થઈ જાય છે). (જ્યો.)
**તુલિત** વિ. [સં.] જેની કોઈની સાથે સરખામણી કરવામાં આવી છે તેવું. (૨) જેનું વજન કરવામાં આવ્યું છે તેવું
**તુલુંગ** (તુલુઙ્ગ) પું. એક જાતનો ઘોડો
**તુલૈ** સ્ત્રી. પાટડો
**તુલ્ય** વિ. [સં.] સમાન, સરખું, જેવડું
**તુલ્ય-તા** સ્ત્રી. [સં.] સમાનપણું, સમાનતા [(કાવ્ય.)
**તુલ્ય-યોગિતા** સ્ત્રી. [સં.] એ નામનો અર્થનો એક અલંકાર.
**તુલ્ય-યોગી** વિ. [સં., પું.] સરખો સંબંધ રાખનારું
**તુલ્યાનુરાગ** પું. [+ સં. अनु-राग] સમાન પ્રેમ
**તુલ્યાર્થ-તા** સ્ત્રી. [સં.] અર્થનું સરખાપણું, અર્થની સમાનતા
**તુવ(-વે)ર** (-રય) સ્ત્રી. [સં. तुवरी] એક જાતના કઠોળનાં બી
**તુવેરો** પું., બ.વ. [જુઓ 'તુવેર' + ગુ. 'ઓ' ત.પ્ર.] તુવેરના છોડ અને દાણા [જાતનું ઘરેણું
**તુશિ(-સિ)યો** પું. [જુઓ 'તુશી' દ્વારા.] સ્ત્રીઓનું એક
**તુશી(-સી)** સ્ત્રી. સ્ત્રીઓનું એક ઘરેણું
**તુશી(-સી)-પાટિયાં** ન., બ.વ. [+ જુઓ 'પાટિયું.'] સ્ત્રીઓનું ગળાનું એક ઘરેણું, તુશિયો
**તુષ** ન. [સં., પું.] (ધાન્યનું) ફોતરું, કણસલું
**તુષાઘાતી** વિ. [સં. तुष + आ-घाती પું.] ફોતરાં ખાંડનાર. (૨) (લા.) નકામી વાતો કરનાર, નકામું કામ કરનાર
**તુષાર** પું. [સં.] ઝાકળ, ઓસ. (૨) હિમ, બરફ
**તુષાર-કણ** પું. [સં.] ઝાકળનું ટીપું. (૨) બરફનો ટુકડો, કરો
**તુષાર-કાલ(-ળ)** પું. [સં.] શિશિર અને હેમંત ઋતુનો સમય
**તુષાર-ગિરિ, તુષાર-પર્વત** પું. [સં.] બરફથી ઢંકાયેલો પહાડ. (૨) હિમાલય પર્વત [ચ્_વો, તુષાર-કણ
**તુષાર-બિંદુ** (બિન્દુ) ન. [સં., પું.] ઝાકળનું બિંદુ, ઓસનો
**તુષાર-રાશિ** પું. [સં.] બરફનો ઢગલો
**તુષાર-વર્ષા** સ્ત્રી. [સં.] ઝાકળ પડવી એ. (૨) બરફનો વરસાદ, કરા પડવા એ [(૨) બરફવાળું પાણી
**તુષારાંબુ** (તુષારામ્બુ) ન. [સં. तुषार + अम्बु] ઝાકળનું પાણી.
**તુષારાંક** (તુષારાઙ્ક) પું. [+ સં. अङ्क] ઠંડીના પારાનો આંક
**તુષાવઘાત** પું. [સં. तुष + अव-घात] ફોતરાં ખાંડવાની ક્રિયા
**તુષારોદક** ન. [સં. तुषार + उदक] જુઓ 'તુષારાંબુ.'
**તુષિત** ન. [સંસ્કૃતાભાસી] એ નામનું એક સ્વર્ગ. (બૌદ્ધ.)
**તુષ્ટ** વિ. [સં.] પ્રસન્ન થયેલું, ખુશ થયેલું, રાજી
**તુષ્ટ-તા** સ્ત્રી. [સં.] પ્રસન્ન-તા, ખુશી [સમૃદ્ધ,
**તુષ્ટ-પુષ્ટ** વિ. [સં.] ખૂબ ખૂબ રાજી થયેલું. (૨) (લા.) સુખી,
**તુષ્ટ-માન** વિ. [સં. तुष्ट-वान्; આત્મને, વર્ત. કૃ. કર્તરિ ભૂ. કૃ. ના સાદૃશ્યે નવો શબ્દ] જુઓ 'તુષ્ટ.'
**તુષ્ટિ** સ્ત્રી. [સં.] પ્રસન્નતા, ખુશી, રાજીપો
**તુષ્ટિ-દાયક** વિ. [સં.], **તુષ્ટિ-દાયી** વિ. [સં., પું.], **તુષ્ટિ-પ્રદ** વિ. [સં.] પ્રસન્ન કરાવનારું, રાજી કરનારું, ખુશ કરનારું
**તુષ્યમાન(-ણ)** વિ. [સં. તો પરસ્મૈ., વર્ત. કૃ. तुष्यत् જ થાય છે, પણ ગુ. માં સં., આત્મને., પ્ર. લગાડયે સંસ્કૃતાભાસી રૂપ] જુઓ 'તુષ્ટ.'

**તુસિયો** જુઓ 'તુશિયો.'
**તુસી** જુઓ 'તુશી.'
**તુસી-પાટિયાં** જુઓ 'તુશી-પાટિયાં.' [(૩) ઝાકળ
**તુહિન** વિ. [સં.] ઠંડું, ઠરેલું. (૨) ન. બરફ, હિમ.
**તુહિનાચલ(-ળ)** પું. [+ સં. अ-चल] જુઓ 'તુષાર-ગિરિ.'
**તુળજા, ૦ ભવાની** સ્ત્રી. [+ સં.] એ નામનું દુર્ગા દેવીનું એક સ્વરૂપ. (સંજ્ઞા.)
**તુળસી(-શી)** જુઓ 'તુલસી.'
**તુળસી(-શી)-ક્યારો** જુઓ 'તુલસી-ક્યારો.'
**તુળસી(-શી)-કાષ્ઠ** જુઓ 'તુલસી-કાષ્ઠ.'
**તુળસી(-શી)-દલ(-ળ), તુળસી(-શી)-પત્ર** જુઓ 'તુલસી-દલ'–'તુલસી-પત્ર.'
**તુળસી(-શી)-વિવાહ** જુઓ 'તુલસી-વિવાહ.'
**તુળસી(-શી)-શ્યામ** જુઓ 'તુલસી-શ્યામ.'
**તું** સર્વ. [સં. त्वम् > પ્રા. तुहं > અપ. तुहुं] સામા પુરુષનું એ. વ.
**તું-કાર** પું. [+ સં.] 'તું' એવો ઉચ્ચાર. (૨) (લા.) તુચ્છકાર
**તુંકારવું** સ. ક્રિ. [જુઓ તું-કાર,'-ના. ધા.] તુંકારે બોલાવવું. (૨) (લા.) તરછોડવું, તિરસ્કારવું [જુઓ 'તું-કાર.'
**તુંકારો** પું. [જુઓ 'તું-કાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.]
**તુંગ** (તુઙ્ગ) વિ. [સં.] ખૂબ ઊંચે આવેલું, ઉન્નત
**તુંગ-તા** (તુઙ્ગ-તા) સ્ત્રી. [સં.] સારી એવી ઊંચાઈ
**તુંગભદ્રા** (તુઙ્ગ-) સ્ત્રી. [સં.] દક્ષિણ ભારતની એક પવિત્ર ગણાતી નદી. (સંજ્ઞા.) [છંદ. (પિં.)
**તુંગા** (તુઙ્ગા) સ્ત્રી. [સં.] એ નામનો એક અક્ષરમેળ
**તુંગાર** (તુઙ્ગાર) પું. [સં. तुङ्गाकार > પ્રા. तुंगार, પ્રા. તત્સમ] ઉત્તમ પ્રકારના પ્રાસાદો કે મકાનોનો એક પ્રકાર. (સ્થાપત્ય.)
**તુંદું** (તુન્દું) વિ. [સં. तुन्द + ગુ. 'ઉં' ત. પ્ર.] (લા.) જાડું, સ્થૂલ, ભરાવદાર. (૨) ન. ફૂલેલું પેટ. (૩) હળના ચવડા ઉપરનો જાડો ભાગ. (૪) (લા.) ક્રોધે ભરાયેલું મોઢું
**તુંગોત્તુંગ** (તુઙ્ગો-ત્તુઙ્ગ) વિ. [સં. तुङ्ग + उत्तुङ्ग] ઊંચું અને ઊંચું થઈ રહેલું, ખૂબ ઊંચું
**તુંડ**[1] (તુણ્ડ) ન. [સં.] માથું. (૨) મોઢું. (૩) ચાંચ. (૪) સૂંઢ, (૫) (લા.) મગજ, ભેજું
**તુંડ**[2] (તુણ્ડ) વિ. [ફા. તુન્દ્] જુઓ 'તુંદ.'
**તુંડ-મિજાજ** (તુણ્ડ-) જુઓ 'તુંદ-મિજાજ.'
**તુંડમિજાજી** (તુણ્ડ-) જુઓ 'તુંદમિજાજી.' [જુઓ તુંદાઈ.'
**તુંડાઈ** (તુણ્ડાઇ) સ્ત્રી. [જુઓ તુંડ[2] + ગુ. 'આઈ' ત.પ્ર.]
**તુંડાઈ-ખોર** (તુણ્ડાઇ-) જુઓ 'તુંદાઈ-ખોર.'
**તુંડાકાર** (તુણ્ડાકાર) પું., **તુંડાકૃતિ** (તુણ્ડાકૃતિ) સ્ત્રી. [સં. तुण्ड + आ-कार, आ-कृति] ચાંચનો આકાર. (૨) વિ. ચાંચના આકારનું
**તુંડી** (તુણ્ડી) વિ., પું. [સં.] ગણપતિ
**તુંડું** (તુણ્ડું) વિ. [જુઓ 'તુંડ[2]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'તુંદ'-'તુંદું.'
**તું-તાં** ક્રિ. વિ. [જુઓ 'તું'-'તાં.'] (લા.) તુંકારા કરી કરવામાં આવેલી જીભાજોડી, તુચ્છકાર ભરેલી બોલાબોલી

**તુંદ** (તુન્દ) વિ. [ફા.] ઉતાવળિયા ગરમ સ્વભાવનું, મિજાજી, તુંડ

**તુંદ-ખૂ** (તુન્દ-) વિ. [ફા.] નઠારા સ્વભાવનું

**તુંદાઈ** (તુન્દાઇ) સ્ત્રી. [જુઓ 'તુંદ' + ગુ. 'આઈ' ત.પ્ર.] તુંદપણું. (૨) દંગાઈ

**તુંદાઈ-ખોર** (તુન્દાઈ-) વિ. [+ ફા. પ્ર.] જુઓ 'તુંદ.'

**તુંદાઈ-ખોરી** (તુન્દાઇ-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'તુંદાઈ.' [ગરમ પ્રકૃતિ

**તુંદ-મિજાજ** (તુન્દ-) પું. [ફા. + અર.] ગુસ્સાવાળો સ્વભાવ,

**તુંદમિજાજી** વિ. [ફા. + અર.] તુંદ-મિજાજવાળું, તુંડમિજાજી

**તુંદું** (તુન્દું) વિ. [જુઓ 'તુંદ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તુંદ.'

**તું(-તૂં)બ** ન. [સં. तुम्ब] તૂંબડું, તૂમડું, તૂમડીનું ફળ

**તું(-તૂં)બક** પું. સ્વામિનારાયણ સંપ્રદાયના વાપરે છે તેવો એક ગેરવા પ્રકારનો રાળ અને અળસીના તેલનો રંગ

**તું(-તૂં)બડિયો** વિ., પું. [જુઓ 'તું-(-તૂં)બડું + ગુ. 'ઇયું' ત. પ્ર.] તૂંબડાવાળો સાધુ-બાવો

**તું(-તૂં)બડી** સ્ત્રી. [જુઓ 'તું(-તૂં)બડું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું તૂંબડું. (૨) તૂંબડાનો વેલો [**૦ ઝાલવી** (રૂ. પ્ર.) જોખમ વિના મુસાફરી કરવી. **૦માં કાંકરા** (રૂ.પ્ર.) અર્થ વિનાનું બોલવું એ]

**તું(-તૂં)બડું** ન. [જુઓ 'તું(-તૂં)બ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તું(-તૂં)બ.' [**-ડાં અથડાવવાં, -ડાં ચળાવવાં** (રૂ. પ્ર.) બે પક્ષોને લડાવી મારવા. **-ડાં ફોડવાં** (રૂ. પ્ર.) માથાં ફોડવાં. **-ડાં લડાવવાં** (રૂ. પ્ર.) કુસંપ કરાવવો. **૦ રંગી ના(-તાં)ખવું** (-રઙ્ગી-) (રૂ. પ્ર.) માથું લોહીલુહાણ કરી નાખવું] [એક ગાંધર્વ. (સંજ્ઞા.)

**તુંબ(-બુ)રુ** (તુમ્બ(-મ્બુ)રુ) પું. [સં.] પૌરાણિક ગાથાનો

**તું(-તૂં)બલી** સ્ત્રી., **-લું** ન. [જુઓ 'તું(-તૂં)બ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) માથાનો ખોપરીવાળો ભાગ [(૨) તૂંબડી

**તુંબિ,૦કા** (તુમ્બિ,૦કા) સ્ત્રી. [સં.] તૂંબડાનો વેલો.

**તુંબિ(-બી)-પાત્ર** (તુમ્બિ(-મ્બી)-પાત્ર) ન. [સં.] તૂંબડું

**તુંબિ(-બી)-ફલ(-ળ)** (તુમ્બિ-ફલ,-ળ) ન. [સં.] જુઓ 'તુંબ.'

**તુંબી** (તુમ્બી) સ્ત્રી [સં.] જુઓ 'તુંબિ.'

**તુંબી-પાત્ર** (તુમ્બી-) ન. [સં.] જુઓ 'તુંબિ-પાત્ર.'

**તુંબી-ફલ(-ળ)** (તુમ્બી-) જુઓ 'તુંબિ-ફલ(-ળ).'

**તુંબુરુ** (તુમ્બુરુ) જુઓ 'તુંબરુ.' [તૂંબડું

**તુંબું[1]** (તુમ્બું) ન. [સં. तुम्बक- > પ્રા. तुंबअ-] તંબૂરામાંનું

**તુંબું[2]** (તુમ્બું) ન- [સં. स्तम्बक- > પ્રા-तम्बअ] (લા.) ખજૂરીના ઝાડનું કાપી નાખેલું થડ, ઠૂંઠું

**તું-હી, ૦ તું-હી** કે.પ્ર. [જુઓ 'તું' + હિં. 'હી' જ.] પરમાત્માને ઉદ્દેશી 'કેવળ એક માત્ર તું જ સર્વત્ર વ્યાપક છે' એવો ઉદ્ગાર, અથવા तत् त्वमसि= એ તું જ છે, અર્થાત્ જીવાત્મા અને પરમાત્મા એક છે એવો અદ્વૈતભાવ બતાવનારો ઉદ્ગાર. (વેદાંત.)

**તૂઈ[1]** સ્ત્રી. ઉજાણી

**તૂઈ[2]** સ્ત્રી. પોપટના જેવું બોલનારી પક્ષીની એક જાત. (૨) રણશિંગ ને મળતું એક વાદ્ય

**તૂઈ[3]** સ્ત્રી. નાની કોર ઉપર મૂકવાની જરીની દોરી, ફીત, તોઈ

**તૂક[1]** સ્ત્રી. મુખ્યત્વે ગાઈ શકાય તેવી પદ્ય-રચનાની કડી કે એવું એક ચરણ, ટૂક

**તૂક[2]** ન. વજન, બોજ

**તૂચ** ન. પાણીનો ઉછાળ, તરંગ, મોજું

**તૂ(-ત્રૂ)ટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'તૂ(-ત્રૂ)ટવું.'] તૂટી પડવું એ, ભંગાણ, 'બ્રેક.' (૨) (લા.) શરીરનાં અંગોમાં થતી કળતર. (૩) ખોટ, તંગી. (૪) અણબનાવ, ફાટ-ફૂટ. [**૦ પડવી** (રૂ. પ્ર.) ખેંચ પડવી]

**તૂ(-ત્રૂ)ટક** વિ. [જુઓ 'તૂ(-ત્રૂ)ટવું' + ગુ. 'ક' કૃ. પ્ર.] ખંડિત, ત્રૂટક, 'બ્રોકન.' (૨) વચ્ચે વચ્ચે તૂટી પડેલું, 'ઇન્ટરપ્ટેડ.' (૩) સમયની તૂટ-ભાંગવાળું, 'ચેકર્ડ.' (૪) પડી ગયેલું કે તૂટી પડેલું

**તૂ(-ત્રૂ)ટક તૂ(-ત્રૂ)ટક** વિ. [દ્વિર્ભાવ] વચ્ચે વચ્ચે ટુકડા પડતું

**તૂ(-ત્રૂ)ટક-ફૂટક** વિ. [+ જુઓ 'ફૂટવું' + ગુ. 'ક' કૃ. પ્ર., 'ફૂટક' એકલો નથી વપરાતો.] તૂટી પડેલું અને ફૂટી ગયેલું

**તૂ(-ત્રૂ)ટકો** પું. [જુઓ 'તૂ(ત્રૂ)ટવું' + ગુ. 'કો' કૃ. પ્ર.] (લા.) વળગાડ કે એવો ભ્રમ કોઈ પ્રયોગ દ્વારા દૂર કરવાની ક્રિયા

**તૂટ-ફાટ** (તૂટ્ય-ફાટ્ય) સ્ત્રી. [જુઓ 'તૂટવું' + 'ફાટવું.'] તૂટી પડવું અને ફાટી જવું એ. (૨) (લા.) અણ-બનાવ

**તૂટ-ફૂટ** (તૂટ્ય-ફૂટ્ય) સ્ત્રી. [જુઓ 'તૂટવું' + 'ફૂટવું.'] તૂટી પડવું અને ફૂટી જવું એ, ભાંગી પડવાની ક્રિયા. (૨) (લા.) અણ-બનાવ [તેવો માલ

**તૂટ-બર** પું. [જુઓ 'તૂટવું' + 'બર.'] જેમાં ઘટ પડી હોય

**તૂટ-મૂટ** વિ. [જુઓ 'તૂટવું,'-દ્વિર્ભાવ.] તૂટેલું અને ફૂટેલું

**તૂ(-ત્રૂ)ટલ-ફૂટલ** (તૂટ્યલ-ફૂટ્યલ) વિ. ['તૂ(-ત્રૂ)ટવું' + ફૂટવું' નાં બી. ભૂ. કૃ. 'તૂ(-ત્રૂ)ટેલું-ફૂટેલું,' સૌ.] તૂટેલું-ફૂટેલું

**તૂ(-તુ)ટવાણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'તૂટવું' દ્વારા.] (લા.) તૂટ, ખોટ, તંગી, ખામી

**તૂ(-ત્રૂ)ટવું** અ. ક્રિ. [સં. त्रुट् (त्रुटय) > પ્રા. तुट्ट-] 'તૂટ' એવા અવાજ સાથે ભાંગી પડવું, ટુકડા થઈ જવા, (૨) અલગ થઈ પડવું. (૩) (લા.) શરીરનાં અંગ કળવાં. (૪) અણ-બનાવ થવો. (૫) દેવાળું ફૂંકવું, વેપારમાં ખોટ જતાં આસામી બેસી જવી. [**તૂટી પડવું** (રૂ. પ્ર.) કામ કરવામાં પ્રબળતાથી મચી પડવું. (૨) (અન્ય ઉપર) ખૂબ ગુસ્સાના શબ્દ કાઢવા. (૩) (યુદ્ધમાં.) પ્રબળતાથી હુમલો કરવો] **તુ(-ત્રુ)ટાવું** ભાવે., ક્રિ. **તોડ(-ડા)વવું** પ્રે., સ. ક્રિ.

**તૂટા-તૂટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'તૂટવું,'-દ્વિર્ભાવ] (લા.) માણસોનું એકદમ આવી પડવું એ, પડાપડી

**તૂ(-ત્રૂ)ટી** સ્ત્રી. [જુઓ 'તૂ(-ત્રૂ)ટવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તૂટેલી પરિસ્થિતિ. [**૦ની બૂટી નહિ** (રૂ.પ્ર.) આવેલા મોતનો ઉપાય નહિ]

**તૂટી-ચાર** પું. [જુઓ 'તૂટવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર. દ્વારા.] (લા.) અણ-બનાવ, ફાટ-ફૂટ. (૨) પાસાની રમતનો એક દાવ. (૩) વિ. અશક્ત, દૂબળું, નબળું

**તૂ(-ત્રૂ)ઠું-તૂ(-ત્રૂ)ઠું** ક્રિ. વિ. [જુઓ 'તૂ(-ત્રૂ)ટવું' + વર્ત. કા.,

પ. પુ, એ. વ. 'ઉં' પ્ર., 'હું તૂટું છું,'-દ્વિર્ભાવ] તરતમાં જ તૂટી પડશે એ રીતે [ખેંચ, તાણ, ઊણપ

**તૂટો** પું. [જુઓ 'તૂટવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) ખોટ,

**તૂ(-ત્રૂ)ટયું-ફૂટયું** વિ. [જુઓ 'તૂ(-ત્રૂ)ટવું' ત્ર્ + 'ફૂટવું' + બંનેને ગુ. 'યું' ભૂ. કૃ.] તૂટેલું અને ફૂટી ગયેલું. (૨) શબ્દો પૂરા ન નીકળે તે પ્રકારે ઉચ્ચારાયેલું

**તૂડ** પું. [રવા.] લાકડું ભાંગતાં થતો અવાજ

**તૂ(-ત્રૂ)ઠવું** અ. ક્રિ. [સં. तुष्ट > પ્રા. तुट्ठ- ભૂ. કૃ. દ્વારા] તુષ્ટમાન થવું, પ્રસન્ન થવું, રીઝવું. તુઠાવું ભાવે., ક્રિ.

**તૂડા, -ડી** સ્ત્રી. ઘઉંની ડંડી

**તૂણ** પું. [સં.] તૂણીર, ભાથો (બાણોનો)

**તૂણ(-ન)વું** સ. ક્રિ. [સં. तुन्न- > પ્રા. तुन्न तुण्ण ભૂ. કૃ. > ગુ. 'તૂન'-, પણ 'તૂણ' પણ પ્રચલિત.] જુઓ 'તૂનવું.' તુણાવું કર્મણિ., ક્રિ. તુણાવવું પ્રે., સ. ક્રિ.

**તૂણસ** ન. [સં. તૃણાશ દ્વારા] ઘાસ ખાનારું પશુ, ઢોર

**તૂણિયો** પું. [જુઓ 'તૂણવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] જુઓ 'તૂનિયો.'

**તૂણીર** પું. [સં., પું., ન.] જુઓ 'તૂણ.'

**તૂત** ન. જુઠાણું, ગપ, બનાવટી વાત. (૨) તરકટ, પ્રપંચ, કાવતરું. [૦ ચલાવવું (રૂ. પ્ર.) નર્યું જૂઠાણું વહેતું મૂકવું]

**તૂતક** ન., સ્ત્રી. વહાણ આગબોટ વગેરેનો મથાળાની આગલા ભાગની સપાટીવાળો ખૂણો. (વહાણ.)

**તૂતક-ખલાસી** પું. [+ જુઓ 'ખલાસી.'] વહાણના આગલા ભાગે રહેતો નાવિક, 'ડેક-હેન્ડ'

**તૂતડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ [ફેલ-ફિતૂર

**તૂત-ફ(-ફિ)તૂર** ન. [જુઓ 'તૂત' + 'ફ(-ફિ)તૂર.'] ઢોંગ,

**તૂતશો** પું. [જુઓ 'તૂત' દ્વારા.] જુઓ 'તૂત.' (૨) (લા.) તહોમત. [-શે જોડવું (રૂ. પ્ર.) તહોમત મૂકવું]

**તૂત-ભંડોળિયું** (-ભણ્ડોળિયું) વિ. [જુઓ 'તૂત' + 'ભંડોળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) માલ વગરનું (માણસ)

**તૂતિયા-વેડા** પું., બ.વ. [જુઓ 'તૂતિયું' + વેડા.'] તૂતિયાનું વર્તન, તૂતિયાં કરવાની ટેવ

**તૂતિયું** વિ. [જુઓ 'તૂત' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તૂત ચલાવનારું. (૨) તરકટી. (૩) (લા.) ઝઘડાખોર, બાધકણું. (૪) ન. (લા.) ધાંધલ, ઝઘડો ['તૂતિયું(૧-૩).'

**તૂતી**[1] વિ. [જુઓ 'તૂત' + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ

**તૂતી**[2] સ્ત્રી. [જુઓ 'તોતી.'] જુઓ 'તોતી.' (૨) એક જાતનું પિપૂડું, તતડું

**તૂ-તૂ** ક્રિ. વિ. [રવા.] કૂતરાંઓને બોલાવવા માટેનો અવાજ. (૨) (લા.) ન. (બાળભાષામાં) કૂતરું

**તૂતૂ** કે.પ્ર. [રવા.] કૂતરાંઓને બોલાવવાનો ઉદ્ગાર

**તૂતે-તૂત** ન. [જુઓ 'તૂત' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર. + 'તૂત'.] તૂતની પરંપરા, સાવ ખોટી વાત, પૂરી ગપ

**તૂન(-ણ)વું** સ. ક્રિ. [સં. तुन्न ભૂ. કૃ.] કપડામાં જ્યાં ફાટયું હોય ત્યાં ફરી દોરા સાંકળી લેવા. તુનાવું કર્મણિ., ક્રિ. તુનાવવું પ્રે., સ. ક્રિ.

**તૂનિયો** પું. [જુઓ 'તૂનવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] તૂણવાનું કામ કરનાર કારીગર, રફૂ કરનાર માણસ, તૂણિયો

**તૂપ** ન. [દે. પ્રા. तुप्प] ઘી

**તૂમડી** સ્ત્રી. [જુઓ 'તું(-તૂં)બડી' અનુનાસિક ઉચ્ચારણ વધુ ઢીલું બનતાં 'મ.'] જુઓ 'તું(-તૂં)બડી.'

**તૂમડું** ન. [જુઓ 'તૂમડી.'] જુઓ 'તું(-તૂં)બડું.'

**તૂમલી** સ્ત્રી. [જુઓ 'તું(-તૂં)બલી' અને 'તું(-તૂં)મડી' અહીં 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તું(-તૂં)બલી.'

**તૂમલું** ન. [જુઓ 'તૂમડી.'] જુઓ 'તું(-તૂં)બલું.' [૦ તૂટી જવું (રૂ. પ્ર.) માથું ભાંગી જવું. (૨) સખત મહેનત પડવી. (૩) ભારે નુકસાનીમાં ઊતરવું]

**તૂર**[1] ન. [સં.] એક પ્રકારનું શરણાઈ-ઘાટનું વાદ્ય

**તૂર**[2] ન. [સં. तूरी સ્ત્રી.] આકડો ડોડી વગેરેનાં સૂકાં ફળોમાંથી નીકળતો રૂ જેવો પદાર્થ [નો ભાગ, તોર

**તૂર**[3] પું. વણાયેલું કપડું જેના ઉપર વીંટાતું જાય તે સાળ

**તૂર-દાળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'તુવેર' + 'દાળ' (સૌ.)] તુવેરની દાળ

**તૂરા**[1] પું., બ. વ. [જુઓ 'તુવેરા' લાઘવ.] જુઓ 'તુવેરા.

**તૂરા**[2] પું., બ.વ. [અર. તુર્રહ્] જુઓ 'તોરા.'

**તૂરાટ** પું. [જુઓ 'તૂરું' + ગુ. 'આટ' ત. પ્ર.], **-શ(-સ)** (-શ્ય, -સ્ય) સ્ત્રી. [જુઓ 'તૂરું' + ગુ. 'આશ(-સ)' ત.પ્ર.] તૂરો સ્વાદ, તૂરાપણું

**તૂરિયું** ન. જુઓ 'ધિસોડું.' [તુણાઈ ને તૂરિયું થવું (રૂ. પ્ર.) જક્કીપણું બતાવવું]

**તૂરી**[1] સ્ત્રી. [સં.] શરણાઈના જેવું એક વાદ્ય

**તૂરી**[2] પું. [સં., પું.] તૂરી વગાડનાર. (૨) હરિજન જ્ઞાતિનો ભવાયો

**તૂરી**[3] સ્ત્રી. [જુઓ 'તૂર[3]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કાપડ વણવામાં કામ લાગતો બેઉ બાજુ અણીવાળો સાળવીનો ખીલો

**તૂરું** વિ. [સં. तुवरक > પ્રા. तुअरअ-] આંબળા વગેરેના જેવા સ્વાદનું, કષાય, બગરું

**તૂરો** પું. [અર. તુર્રહ્] જુઓ 'તોરો.'

**તૂર્ય** ન. [સં., પું., ન.] તૂરી વાદ્ય

**તૂલ** ન. [સં., પું., ન.] રૂ. (૨) મોલ, અનાજના ઊભા છોડ, કરસણ, પાક, ફસલ, 'ક્રોપ.' (૩) કણસલું, કોતરું

**તૂલું(-ળું)** વિ. નિષ્કપટી, ભોળું, ભદ્ર. (૨) નિષ્કલંક, નિર્દોષ. (૩) (લા.) ગાંડું, પાગલ

**તૂવર**[1], **૦ક** પું. [સં.] પવે, પાવૈયો, હીજડો

**તૂવર**[2] (-ર્ય) જુઓ 'તુવ(-વે)ર.'

**તૂષ** ન. [સં., વૈ.] કપડાની કોર

**તૂષ્ણી-ભાવ** (તૂષ્ણીમ્ભાવ) પું. [સં.] મૂંગા રહેવું એ

**તૂષ્ણી-ભૂત** (તૂષ્ણીમ્ભૂત્) વિ. [સં.] મૂંગું થઈ રહેલું

**તૂસ** ન. [સં. तुष > પ્રા. तुस] કણસલું, ભૂસું

**તૂળું** જુઓ 'તૂલું.'

**તૂંબ** જુઓ 'તુંબ.'

**તૂંબડ** જુઓ 'તુંબડ.'

**તૂંબડિયો** જુઓ 'તુંબડિયો.'

**તૂંબડી** જુઓ 'તુંબડી.'

**તૂંબડું** જુઓ 'તુંબડું.'

**તૂંબલી** જુઓ 'તુંબલી.'

તૂંબડું જુઓ 'તુંબડું.'

તૃણ ન. [સં.] ઘાસ, ખડ [દાણો

તૃણ-કણ પું. [સં.] સામો રાજગરો વગેરે જેવાં ખડધાન્યનો

તૃણ-કુટિ(-ટી) સ્ત્રી., ૦ર ન. [સં.] ઘાસપાલાની ઝૂંપડી

તૃણ-ચર વિ. [સં.] ઘાસ ઉપર ફરી એ કાતરી ખાનારું (તે તે પશુ, ઢોર સામાન્ય)

તૃણ-જલૌકા સ્ત્રી. [સં.] ઘાસમાં થનારું એક જીવડું, ખડ-માંકડી

તૃણ-જાતિ સ્ત્રી. [સં.]વનસ્પતિમાંનો ઘાસનો પ્રકાર, ઘાસ, ખડ

તૃણ-જીવી વિ. [સં., પું.] ઘાસ ઉપર જીવન ગાળનાર (પશુ)

તૃણ-ધાન્ય ન. [સં.] સામો રાજગરો ડાંભો વગેરે ખડધાન્ય

તૃણ-પ્રાય વિ. [સં.] મોટે ભાગે જ્યાં ઘાસ છે તેવું

તૃણ-ભક્ષી વિ. [સં., પું.] ઘાસ ખાઈને નભનારું (પશુ)

તૃણમય વિ. [સં.] જ્યાં ઘાસ જ ઘાસ પથરાયું હોય તેવું

તૃણ-રાજ પું. [સં.] તાડનું ઝાડ

તૃણ-વત્ ક્રિ. વિ. [સં.] ઘાસના જેવું. (૨) (લા.) તુચ્છ, હલકા પ્રકારનું. [૦ ગણવું (રૂ. પ્ર.) બિસાત ન હોવી]

તૃણ-શય્યા સ્ત્રી. [સં.], તૃણ-સાથરો પું. [+ જુઓ 'સાથરો.'] ઘાસની બનાવેલી પથારી કે ઘાસ ઉપરનું સૂવું એ

તૃણાહાર પું. [સં. તૃણ + આ-હાર] ઘાસ ખાવાની ક્રિયા

તૃણાહારી વિ. [+ સં. આહારી પું.] ઘાસ ખાઈને નભનારું, તૃણભક્ષી [કાંટા કે ફણગા

તૃણાંકુર (તૃણાઙ્કુર) પું., બ.વ. [સં. તૃણ + અઙ્કુર] ઘાસના

તૃણાંકુરિત (તૃણાઙ્કુરિત) વિ. [+.સં. અઙ્કુરિત] જેમાં ઘાસના કાંટા ફૂટ્યા હોય તેવું (જમીન વગેરેનું તળ)

તૃતીય વિ. [સં.] ત્રીજું

તૃતીયા વિ., સ્ત્રી. [સં.] હિંદુ મહિનાના બેઉ પક્ષોની ત્રીજી તિથિ, ત્રીજ. (સંજ્ઞા.) (૨) ત્રીજી વિભક્તિ. (વ્યા.)

તૃતીયા-તત્પુરુષ પું. [સં.] પૂર્વ પદમાં ત્રીજી વિભક્તિનો પ્રત્યય લુપ્ત થયો છે તેવો 'તત્પુરુષ' સમાસ. (વ્યા.)

તૃતીયાશ્રમ પું. [સં. તૃતીય + આ-શ્રમ] હિંદુઓની આશ્રમ-પ્રણાલીનો ત્રીજો વાનપ્રસ્થાશ્રમ

તૃતીયાંશ (તૃતીયાંશ) પું. [સં. તૃતીય + અંશ] ત્રીજો ભાગ

તૃપ્ત વિ. [સં.] ધરવ થયો હોય તેવું, ધરાયેલું. (૨) (લા.) સંતોષ પામેલું

તૃપ્ત-તા સ્ત્રી. [સં.] તૃપ્તિ. (૨) (લા.) સંતોષ

તૃપ્તિ-કર, તૃપ્તિ-કારક વિ. [સં.], તૃપ્તિ-કારી વિ. [સં., પું.] તૃપ્તિ કરનારું [લાવી આપનારું

તૃપ્તિ-દાયક વિ. [સં.], તૃપ્તિદાયી વિ. [સં., પું.] તૃપ્તિ

તૃપ્તિ-વાદ પું. [સં.] ભૌતિક અને માનસિક સુખ પામવું એ જ અંતિમ વસ્તુ છે એવો મત-સિદ્ધાંત, 'એપિક્યુરે-નિઝમ' (દ. બા.)

તૃપ્તિવાદી વિ. [સં., પું.] તૃપ્તિવાદમાં માનનારું

તૃષા સ્ત્રી. [સં.] તરસ, પિપાસા, પ્યાસ. (૨) (લા.) તીવ્ર ઇચ્છા [તરસ્યું થયેલું

તૃષાક્રાંત (-ક્રાન્ત) વિ. [સં. તૃષા + આ-ક્રાન્ત] ખૂબ

તૃષા-જન્ય વિ. [સં.] તરસને લીધે ઉત્પન્ન થાય તેવું

તૃષાતુર વિ. [સં. તૃષા + આતુર] તરસ્યું થયેલું

તૃષાર્ત વિ. [સં. તૃષા + આર્ત] તરસથી પીડાયેલું, ખૂબ તરસ્યું

તૃષાલુ(-ળુ), તૃષિત વિ. [સં.] તરસ્યું, પિપાસુ, પ્યાસી

તૃષ્ણા સ્ત્રી. [સં.] લાલસા, કામના, વાસનાવાળી ઇચ્છા

તૃષ્ણા-ક્ષય પું. [સં.] તૃષ્ણાનો નાશ

તૃષ્ણાલુ(-ળુ) વિ. [સં.] તૃષ્ણાવાળું

તે¹ સર્વ [સં. एषः > પ્રા. एहो > અપ. एहु > જૂ. ગુ. 'એહ'ના સાદૃશ્યે तद्‌ના વિકાસે 'તેહ' દ્વારા, ત્રીજા પુરુષે] હું અને તું મળી કોઈ અન્ય વ્યક્તિ વગેરે વિશે કહેતા-વિચારતા હોઇયે તે ત્રીજી વ્યક્તિ-પદાર્થ-પ્રસંગ વગેરે. સં. तद् નો પું., પ. વિ., એ વ. सः ને બદલે ગુ. માં વિકસેલું સર્વનામ 'તે' પ્રથમ વાર વપરાતું હોય ત્યારે આવે પણ ખરું, છતાં 'એ' વધુ સ્વાભાવિક, પરંતુ બાકી તો સર્વત્ર એનું સ્થાન સ્વાભાવિક રીતે 'એ' લે છે. વળી સાપેક્ષ સર્વનામ તરીકે 'જે'ની અપેક્ષાએ 'તે' સ્વાભાવિક રીતે વપરાય છે, આમ છતાં એવા પ્રસંગે પણ 'એ' વ્યાપક રીતે ચાલુ જ છે. 'જે'નો યોગ ન હોય તેવાં પ્રતિનિધિ-રૂપ પરિસ્થિતિ(case in apposition)માં તો સર્વથા 'એ' જ સ્વાભાવિક છે, ત્યાં 'તે'નો પ્રયોગ અકુદરતી છે.) રૂપો : 'તે' 'તેને'(તેઃને), 'તેણે'(તેણે), 'તેથી' 'તેનું' (તેઃનું), 'તેમાં' (તેઃમાં); વિભક્તિ-અંગ 'તે' 'તેના-' (તેઃના-)-ને કારણે 'તેનાથી'(તેઃનાથી)', 'તેનામાં'(તેઃનામાં) પણ. એ સાથે 'તે વિશે' 'તેના વિશે'(તેઃના,), 'તેની વિશે' (તેઃની-), 'તેના ઉપર' (તેઃના ઉપરય) 'તેની ઉપર' (તેઃની ઉપરય) વગેરે. બ. વ. માં 'ઓ' પ્રત્યય સર્વસામાન્ય છે, પરંતુ માનાર્થે હોય છે ત્યારે 'મ' મધ્યગનો વિકાસ થયો છે : 'તેમને' (તેઃમને) 'તેમનું'(તેઃમનું) વિભક્તિ-અંગ 'તેમના'(તેઃમના-) પ્રમાણે 'તેમનાથી'(તેઃમનાથી), 'તેમનામાં'(તેઃમનામાં) અને 'તેમના વિશે'(તેઃમના-) 'તેમને વિશે' (તેઃમને-) વગેરે.

તે² ઉભ. ['તેથી' નું લાઘવ] (વાક્યારંભે) તો, તેથી. (૨) પણ (પૂર્વે 'ય' હોય ત્યારે : 'હુંય તે આવીશ')

તે(-ત્રે)ખડ(-ડું) ન. [સં. त्रि દ્વારા] ત્રણનો સમૂહ. (૨) એકેબીજાને-બીજાએ ત્રીજાને અને ત્રીજાએ પહેલાને કન્યા આપી હોય એ જાતનો સંબંધ

તેખ-તાડો પું. મિજાજ, રોફ, રુઆબ

તેખડું જુઓ 'તેખડ.'

તે-ખાર પું. [સં. त्रि દ્વારા] ત્રણ વાર ખેડવાની ક્રિયા

તેખાલું, -ળું વિ. તીક્ષ્ણ, ધારવાળું, ખૂબ તીખી ધારનું

તેગ સ્ત્રી. [ફા.] તલવાર, શમશેર

તેગડિયો, તેગડી પું. એક પ્રકારનો ઘોડો

તેગ-દાર વિ. [જુઓ 'તેગ' + ફા. પ્રત્યય] મજબૂત, બળવાન

તેગા સ્ત્રી [ફા. તેગહ્] જુઓ 'તેગ.'

તેગાર પું. ધન, સંપત્તિ, વિત્ત

તેગું ન. ગજું, શક્તિ, તાકાત [ગજું, તાકાત

તેગો પું. [ફા. તેગહ્] જુઓ 'તેગ.' (૨) (લા.) શક્તિ,

તેજ¹ ન. [સં. तेजस्] પાંચ મહા-ભૂતોમાંનું 'અગ્નિ' તત્ત્વ. (૨) પ્રકાશ, કિરણોનો ઝળહળાટ, રોશની, ચળકાટ. (૩) (લા.) પ્રભાવ, ઓજસ, ઓપ, 'સ્પિરિટ' (દ.બા.). [તેજ-તેજના અંબાર (-અમ્બાર) (રૂ. પ્ર.) તેજનો ભારે સમૂહ. ૦ પડવું (રૂ.પ્ર.) પ્રકાશ અનુભવાવો. (૨) શેહની અસર

થવી. ૦ મારવું (રૂ.પ્ર.) ઝળહળવું]

**તેજ²** વિ. [ફા.] સ્ફૂર્તિવાળું. (૨) તેજસ્વી, શક્તિમાન, બળવાન. (૩) ઝડપી ચાલતું, 'કૂવિક.' (૪) તીવ્ર બુદ્ધિવાળું. (૫) આકરું, ઉગ્ર, તીખું

**તેજ-ગી** સ્ત્રી. [ફા.] તેજી, સુરખી, લાલી

**તેજ-ચક્ર** ન. [સં. तेजश्चक्र] તેજનું કૂંડાળું

**તેજ઼ડિયું** વિ. [જુઓ 'તેજ²' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઇયું' ત. પ્ર.] બજારમાં, ભાવ-ઉછાળાથી ખેલનારું

**તેજણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'તેજી' + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.] તેજદાર ઘોડી

**તેજ-દાર** વિ. [જુઓ 'તેજ²' + ફા. પ્રત્યય] તેજીલું, તેજસ્વી. (૨) (લા.) ચાલાક, ચપળ. (૩) ઝડપથી માનસિક કે ભૌતિક અસર અનુભવતું, 'સેન્સિટિવ'

**તેજ-પુંજ** (-પુઞ્જ) પું. [સં. तेजः-पुञ्ज] તેજનો સમૂહ

**તેજ-પ્રૂફ** વિ. [જુઓ 'તેજ¹' + અં.] પ્રકાશની ઝાંઈ ન લાગે તેવું, તેજ-રોધક, 'લ્લેર-પ્રૂફ' [વનસ્પતિ

**તેજ-બળ** ન. [સં. तेजो-बल] (લા.) એ નામની એક

**તેજ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં. तेजो-मण्डल] જુઓ 'તેજો-મંડલ,' 'હેલો' (ના. દ.) [રેખા

**તેજ(-જો)-રેખા** સ્ત્રી. [સં. तेजो-रेखा] તેજની સેડ, પ્રકાશની

**તેજ(-જો)-રોધક** વિ. [સં. तेजो-रोधक] જુઓ 'તેજ-પ્રૂફ.'

**તેજલ** વિ. [જુઓ 'તેજ¹' + ગુ. 'લ' ત.પ્ર.] તેજવાળું તેજસ્વી [તેજ ફેલાવનાર

**તેજ(-જો)-વાહી** વિ. [સં. तेजोवाही પું.] પ્રકાશને લઈ જનાર,

**તેજસ્કર** વિ., **તેજસ્કારી** વિ. [સં., પું.] કાંતિ પ્રસરાવનાર

**તેજસ્કામ** વિ. [સં.] તેજની ઇચ્છા રાખનારું

**તેજસ્તત્ત્વ** ન. [સં.] પાંચ મહાભૂતોમાંનું અગ્નિ તત્ત્વ

**તેજસ્વિ-તા** સ્ત્રી [સં.] તેજસ્વીપણું

**તેજસ્વિની** વિ., સ્ત્રી. [સં.] તેજસ્વી (સ્ત્રી)

**તેજસ્વી** વિ. [સં., પું.] પ્રકાશવાળું. (૨) (લા.) તીવ્ર બુદ્ધિવાળું. (૩) દમામદાર, પ્રભાવી

**તેજ(-જો)-હીન** વિ. [સં. तेजो-हीन] તેજ વિનાનું, નિસ્તેજ

**તેજ-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] જુઓ 'તેજઃપુંજ'

**તેજાનો** પું. [ફા. તેજાનહ્] તજ લવિંગ મરી વગેરે ગરમ મસાલાનો તે તે પદાર્થ ['ઍસિડ'

**તેજાબ** પું. [ફા.] જલદ પ્રવાહી સત્ત્વ, અમ્લ દ્રાવણ,

**તેજાબ-મિતિ** સ્ત્રી. [+ સં.] તેજાબની માત્રાનું માપ કાઢવું એ અને એનો વિધિ, 'ઍસિડિમેટ્રી'

**તેજાબી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] તેજાબને લગતું, તેજાબના સંબંધવાળું, તેજાબનું. (૨) તેજાબની અસરવાળું

**તેજાબ્દ** ન. [સં. तेजोऽब्द] જુઓ 'તેજો-વત્સર.'

**તેજાળ, -ળું** વિ. [જુઓ 'તેજ¹' + ગુ. 'આળ,-ળું' ત.પ્ર.] તેજવાળું, તેજસ્વી [(૨) ઉત્તેજિત. (૩) (લા.) ઉશ્કેરેલું

**તેજિત** વિ. [સં.] (લા.) તીક્ષ્ણ કરેલું, ધાર હોય તેવું.

**તેજિષ્ઠ** વિ. [સં.] ખૂબ તેજસ્વી [ચળકાટ, ઝગમગાટ

**તેજી¹** સ્ત્રી. [જુઓ 'તેજ¹' + ગુ. 'ઈ' ત. પ્ર.] તેજસ્વિતા,

**તેજી²** સ્ત્રી. [ફા.] આરોગ્યની લાલી અને સ્ફૂર્તિ. (૨) ઉત્સાહ, જાગૃતિ. (૩) ઉત્કર્ષ, ચડતી. (૪) ભાવ કિંમત વગેરે ચડી જવાં એ, 'બૂમ'

**તેજી³** પું. [ફા. તાજી] તીખા સ્વભાવનો ઘોડો

**તેજી-મંદી** (મન્દી) સ્ત્રી. [જુઓ તેજી² + 'મંદી.'] ભાવની ચડ-ઊતર [ચળકાટવાળું, ઝગમગતું

**તેજીલું¹** વિ. [જુઓ 'તેજ¹' + ગુ 'ઈલું' ત.પ્ર.] તેજસ્વી,

**તેજીલું²** વિ. [જુઓ 'તેજ²' + ગુ. 'ઈલું' ત.પ્ર.] તેજ, તીક્ષ્ણ ધારવાળું, પાણીદાર. (૨) ચપળ, ચાલાક, હોશિયાર

**તેજો-દ્વેષ** પું. [સં. तेजस् + द्वेष, સંધિથી] સામાની ચડતીની અદેખાઈ, બીજાનો ઉત્કર્ષ ન ખમવો એ

**તેજોદ્વેષી** વિ. [સં., પું.] તેજોદ્વેષ કરનારું

**તેજો-નિધિ** પું. [સં. तेजस् + निधि, સંધિથી] તેજનો ભંડાર

**તેજોપહારી** વિ. [સ. तेजस् + अप-हारी પું., સંધિથી] તેજ હરી જનારું [તેજનું મંડળ, તેજો-મંડળ

**તેજો-બિંબ** (-બિમ્બ) ન. [સં. तेजस् + बिम्ब, સંધિથી]

**તેજો-ભંગ** (-ભઙ્ગ) પું. [સં. तेजस् + भङ्ग, સંધિથી] (લા.) સામાની માન-હાનિ [તેજસ્વી

**તેજોમય** વિ. [સં. तेजस् + मय, સંધિથી] તેજથી ભરપૂર,

**તેજો-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં. तेजस् + मण्डल, સંધિથી] તેજનું કૂંડાળું, પ્રભામંડળ, તેજો-બિંબ, 'ઑરા' (જૈ. હિ.) [સ્વરૂપવાળું

**તેજો-મૂર્તિ** વિ. [સં. तेजस् +, मूर्ति સંધિથી] તેજથી બનેલા

**તેજો-રેખા** સ્ત્રી. [સં. तेजस् + रेखा, સંધિથી] જુઓ, 'તેજ-રેખા.' [પ્રૂફ.'

**તેજો-રોધક** વિ. [સં. तेजस् + रोधक. સંધિથી] જુઓ, 'તેજ-

**તેજો-વત્સર** ન. [સં. तेजस् + वत्सर, સંધિથી પું.] તેજનાં કિરણ પહોંચવાના સમયનું એક માપ ['તેજો-મંડલ.'

**તેજો-વલય** ન. [સં. तेजस् + वलय, સંધિથી] જુઓ

**તેજો-વધ** પું. [સં. तेजस् + वध, સંધિથી] જુઓ તેજો-ભંગ.'

**તેજો-વાહી** વિ. [સં. तेजस् + वाही પું., સંધિથી] જુઓ 'તેજ-વાહી.'

**તેજો-હીન** વિ. [સં. तेजस् + हीन, સંધિથી] જુઓ 'તેજ-હીન.'

**તેટ-તેટલું** વિ. [જુઓ 'તેટલું,'- દ્વિર્ભાવ.] સરખું ઊંચું કે જાડું પહોળું યા સંખ્યાનું કે સમૂહ યા જથ્થાનું (સાપેક્ષ રીતે)

**તેટલા-માં** ક્રિ. વિ. [જુઓ 'તેટલું' + ગુ. 'માં' સા. વિ. ના અર્થનો અનુગ.] (જેટલા સમયમાં) તેટલા સમયમાં. (સાક્ષેપ). (૨) (જેટલા સ્થળમાં) તેટલા સ્થળમાં કે ભાગમાં (સાપેક્ષ)

**તેટલું** સર્વ., વિ. [સં. तावत् ના વિકાસમાં અપ. તેત્તુલ્લમ-] (જેટલું ઊંચું કે જાડું પહોળું યા સંખ્યાનું કે સમૂહ યા જથ્થાનું) તેટલા પ્રમાણમાં ઊંચું કે જાડું પહોળું યા સંખ્યા કે સમૂહ યા જથ્થાનું (સાપેક્ષ)

**તેડ¹** (-ડય) જુઓ 'તડ.'

**તેડ²** (તેડય) સ્ત્રી. તટ, કાંઠો. (૨) બાજુ, પડખું. [૦ કરવી (રૂ.પ્ર.) ભાણામાં ખાવાનું છાંડવું]

**તેડકણું** દિ. [જુઓ 'તેડકું' + ગુ. 'ણ' સ્વાર્થે ત.પ્ર.], **તેડકું** વિ. [જુઓ 'તેડવું' + ગુ. 'કું' કૃ. પ્ર.] ખભા ઉપર કે કેડ ઉપર તેડાવવાની ટેવવાળું

**તેડણુ** વિ. [જુઓ 'તેડવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર.] તેડવા-બોલાવી લાવવા જનારું, તેડાગર

**તેડવું** સ. ક્રિ. (બાળકને) ઊંચકી કેડ ઉપર કે હાથ ઉપર બેસાડવું. (૨) બોલાવી લાવવું. (૩) નોતરવું. **તેડાવું** કર્મણિ., ક્રિ. **તેડાવવું** પ્રે., સ. ક્રિ.

**તેડાઈ** સ્ત્રી. [જુઓ 'ટેડું' + ગુ. 'આઈ' ત. પ્ર.] (લા.) ખોટું અભિમાન, બડાઈ

**તેડાગર** વિ. [જુઓ 'તેડું' + ફા. પ્રત્યય.] તેડવા જવાનું કામ કરનાર, બોલાવી લાવવાનું કામ કરનાર

**તેડાતેડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'તેડવું,' -દ્વિર્ભાવ.] વારંવાર તેડ તેડ કરવું એ

**તેડાવવું, તેડાવું** જુઓ 'તેડવું'માં.

**તેડું** ન. [જુઓ 'તેડવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] તેડી મગાવવાની ક્રિયા, આવવા નોતરવાની ક્રિયા. (૨) આણું. [૦ આવવું (રૂ. પ્ર.) બોલાવી લાવવા માણસનું આવવું. ૦ કરવું (રૂ.પ્ર.) સાસરી તરફથી કન્યા કે વહુનું આણું કરવું]

**તેડું-હકારું** ન [જુઓ 'તેડું' + 'હકારું.'] નોતરું આપીને આવવાની હા પડાવી આવવી, નોતરું અને તેડું એકી સાથે કરી આવવું એ

**તેણી** (તેઃણિ) સ્ત્રી. ['તે' સર્વનું સ્ત્રી. રૂપ; દક્ષિણ ગુજરાતની અને મુંબઈગરી બોલીમાં રૂઢ, માન્ય ગુ. માં વ્યાપક નથી.] એ સ્ત્રી

**તેણી-કોર** (તેઃણિ-કોરય), **તેણિ-ગમ** (તેઃણિ-ગમ્ય) **તેણી-તરફ** (તેઃણિ-), **તેણી-મેર** (તેઃણિ-મેરય) ક્રિ વિ. [અપ. તેણઇ સા. વિ., એ. વ. > 'તેણી' ને 'કોર' 'ગમ' 'તરફ' 'મેર' શબ્દો] (જે બાજુ) તે બાજુ (સાપેક્ષ)

**તેણી વાર** (તેઃણિ-) ક્રિ, વિ. [જુઓ 'તેણી-કોર' માં 'તેણી.'] (જે સમયે) તે સમયે (સાપેક્ષ)

**તેણે** (તેઃણે) સર્વ., ત્રી. વિ., એ. વ. [સં. तेन > પ્રા. तेण અપ. तेणइ] (જે વ્યક્તિએ) તે વ્યક્તિએ. (૨) ક્રિ.વિ. તેથી

**તેણે કરી, ૦ને** (તેઃણે-) ક્રિ. વિ. [જુઓ 'તેણે' + 'કરવું' + ગુ. 'ઈ , ૦ને' સં. ભૂ. કૃ.] (જેથી કે જેને લીધે) તેથી કે તેને લીધે (સાપેક્ષ)

**તેતર** ન. [સં. तित्तिर] એ નામનું એક સમધારણ ખેતરાઉ [પક્ષી, તીતર

**તેતર-છાંયો** પું. [ + જુઓ 'છાંયો.'] (તેતરના શરીર-માંનાં ટપકાંના દેખાવનો ઝાડનો) ઘટ્ટ નહિ તેવો છાંયડો. (૨) થોડી વાર તડકો અને થોડી વાર છાંયડો

**તેતર-ડો** પું. [જુઓ 'તેતર' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] તેતરનો નર

**તેતર-વરણું** વિ. [જુઓ 'તેતર' + સં. वर्ण > 'વરણ' અર્વા. તદ્ભવ + ગુ. 'ઉં' ત. પ્ર.], **તેતર-વર્ણું** વિ. [ + ગુ. 'ઉં' ત. પ્ર.], **તેતરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] તેતરના જેવા રંગવાળું,- ધૂપછાંય રંગની ઝીણી છાંટવાળું

**તે(-તેં)તરીસ(-શ)** જુઓ 'તેત્રીસ'

**તે(-તેં)તરીસ(-શ)-મું** જુઓ 'તેત્રીસ-મું.'

**તે(-તેં)તરીસાં(-શાં)** જુઓ 'તેત્રીસાં.'

**તે(-તેં)તરીસો(-શો)** જુઓ 'તેત્રીસો.' ['તેતર.'

**તેતરું** ન. [જુઓ 'તેતર' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર ] જુઓ

**તે(-તેં)તાળી(-ળી)સ(-શ)** જુઓ 'ત્રેતાળીસ.'

**તે(-તેં)તાળી(-ળી)સ(-શ)-મું** જુઓ 'ત્રેતાળીસ-મું.'

**તે(-તેં)ત્રીસ(-શ)** વિ. [સં. त्रयस्त्रिंशत् > પ્રા. तेत्तीस; ફરી રનો પ્રક્ષેપ] ત્રીસ અને ત્રણ, તેતરીસ

**તે(-તે)ત્રીસ(-શ)-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] તેત્રીસની સંખ્યાએ પહોંચેલું, તેતરીસમું

**તે(-તેં)-ત્રીસાં(-શાં)** ન., બ. વ. [જુઓ 'તેત્રીસ' + ગુ. 'ઉં' ત. પ્ર.] તેત્રીસના આંકનો ઘડિયો કે પાડો

**તે(-તેં)ત્રીસો(-શો)** પું. [જુઓ 'તેત્રીસ' + ગુ. 'ઓ' ત. પ્ર.] કોઈ પણ સૈકાના તેત્રીસમા વર્ષનો દુકાળ

**તેથી, ૦ કરી, ૦ કરીને** ઉભ. [જુઓ 'તે' + ગુ. 'થી' પાં. વિ., એ. વ. નો અનુગ + 'કરવું' + ગુ. 'ઈ ,૦ને' સં. ભૂ.કૃ.] એટલે, એ માટે, એટલા માટે, એટલા સારુ, એથી

**તેન-કલાઈ** પું. પંક્તિ-ભોજનમાં ઊભો થયેલો ઉચ્ચ-નીચનો ભેદ

**તેનાવવું** જુઓ 'તેનાવું'માં.

**તેનાવું** અ.ક્રિ. પાક ઉપર આવવું, પાકી જવું, (૨) તૈયાર થઈ જવું. **તેનાવવું** પ્રે., સ. ક્રિ.

**તેનું** (તેઃનું) સર્વ., વિ. [જુઓ 'તે;'– જૂ. ગુ. तेह-नउं] (જેની માલિકીનું કે જેના સંબંધનું) તેની માલિકીનું કે તેના સંબધનું (સાપેક્ષ)

**તેપચી** સ્ત્રી. એક જાતની સિલાઈ

**તેપન** જુઓ 'ત્રેપન.'

**તેપન-મું** જુઓ 'ત્રેપન-મું.'

**તેમ, ૦જ** (તેઃમ) ક્રિ. વિ. [જુઓ 'એમ;' એના સાદૃશ્યે અપ. તત્સમનાં મ. ગુ.ની અસરે મહાપ્રાણિત સ્વરોચ્ચારણ + જુઓ 'જ.'] (જેવી રીતે) તેવી રીતે. (સાક્ષેપ) (૨) તથા, અને, ને ('અને' 'તથા' ના અર્થમાં 'તેમજ' સાથે રહે, જ્યારે 'જેમ'ની સાપેક્ષાતામાં વપરાય ત્યારે લેખનમાં અલગ રહે છે; 'જેમ મેં કર્યું તેમ જ તમારે કરવું')

**તેમણે** (તેંઃમણે) સર્વ., ત્રી. વિ., બ.વ. [જુઓ 'તે[૧]'માંનો નવો વિકાસ.] (માનાર્થે) તેઓએ (સાપેક્ષ)

**તેમનું** (તેઃમનું) સર્વ., વિ. [જુઓ 'તે[૧]'માં નવો વિકાસ.] (માનાર્થે) તેઓનું (સાપેક્ષ) [અને ત્રણ

**તેર** વિ. [સં. त्रयोदश > પ્રા. तेरह, तेर, પ્રા. તત્સમ] દસ

**તેર-તાંસળી** સ્ત્રી. [+ જુઓ 'તાંસળી'.] કોળી(મેઢિયા) કાઠી આહીર સગર સથવારા રાજપૂત મેર રબારી ભરવાડ વાઘેર કુંભાર ચારણ અને ખારવા એ સૌરાષ્ટ્રની એક ભાણે જમનારી જ્ઞાતિઓનો સમૂહ. (૨) (લા.) શંભુ-મેળો

**તેર-તૂ(-ત્રૂ)ટ** (-ટય) સ્ત્રી. [ + જુઓ 'તૂ(-ત્રૂ)ટવું.'] (લા.) ચાર જણથી રમાતી જુગારની એક ગત

**તેર-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] તેરની સંખ્યાએ પહોંચેલું. (૨) (લા.) ન. હિંદુઓમાં અવસાનના દિવસથી ગણી તેરમે દિવસે કરવામાં આવતી ઉત્તરક્રિયાને લગતું શ્રાદ્ધ તેમજ ભોજન

**તેરમો** વિ.,પું. [જુઓ 'તેરમું.'] અવસાનથી તેરમા દિવસે થતી ઉત્તરક્રિયા અંગેનું ભોજન કરનારો બ્રાહ્મણ

**તેરસ(-શ)** (-સ્ય, -શ્ય) સ્ત્રી. [સં. त्रयोदशी > પ્રા. तेरसी] હિંદુ મહિનાના દરેક પખવાડિયાની તેરમી તિથિ. (સંજ્ઞા.)

**તેરા-પંથ** (-પન્થ) પું. [જુઓ 'તેર' + પંથ.'] (તેર શ્રાવકોને લઈ ઉપાશ્રયને બદલે ચૌટામાં પેસા કરવાથી સંજ્ઞા પામેલો)

સ્થાનકવાસી જૈન સંપ્રદાયનો એક ફિરકો. (સંજ્ઞા.)

**તેરાપંથી** (-પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] તેરાપંથ નામના સ્થાનકવાસી જૈન સંપ્રદાયને લગતું કે એનું અનુયાયી. (સંજ્ઞા.)

**તેરીખ** સ્ત્રી. [અર. 'તારીખ્' દ્વારા] વ્યાજ ગણવાનો સમય કે દિવસ. (૨) વ્યાજનો દર

**તેરીજ** સ્ત્રી. [અર. તઅરીજ્] જુઓ 'તારીજ.'

**તેલ** ન. [સં તૈલ્ય > પ્રા. તેલ્લ] તલમાંથી પીસીને યંત્ર દ્વારા કાઢેલું સ્નિગ્ધ પ્રવાહી. (૨) (લા.) કોઈ પણ તૈલી બિયાં કે એવી વનસ્પતિ યા પ્રાણીઓનાં અંગોમાંથી પીસીને કાઢેલું કે જમીનના પેટાળમાંથી યાંત્રિક રીતે કાઢેલું સ્નિગ્ધ પ્રવાહી. [૦ કાઢવું (રૂ.પ્ર.) ખૂબ મહેનત કરાવી થકવી નાખવું. ૦ ઘાલવું (રૂ.પ્ર.) માથામાં તેલ લગાવવું. (૨) સ્ત્રીઓએ શોક મૂકવો. ૦ નીકળવું (રૂ.પ્ર.) ભારે શ્રમથી થાકી જવું. ૦ પળી કરવી (રૂ.પ્ર.) જેમતેમ કરી ગુજરાન ચલાવવું. ૦ પૂરવું, ૦ રેડવું (રૂ.પ્ર.) ઉશ્કેરવું. ૦ રેડાવું (રૂ.પ્ર.) ઝઘડો વધી પડવો. ૦ લેવા જવું (રૂ.પ્ર.) હલકી ગાળને પાત્ર થવું]

**તેલ-એંજિન** (-એઙ્-જિન) ન. [જુઓ 'તેલ' + અં.] ખનિજ તેલથી ચાલતું યંત્ર, 'ઑઇલ-એંજિન'

**તેલ-કઢણિયું** વિ. [જુઓ 'તેલ' + 'કાઢવું' + ગુ. 'અણું' કૃ. પ્ર. + 'ઇયું' ત. પ્ર.] તેલ કાઢી નાખે તેવું. (૨) ન. તેલ કાઢવાનું યંત્ર

**તેલ-ગાળણી** સ્ત્રી. [જુઓ 'તેલ' + 'ગાળણી.'] ખનિજ તેલ ગાળવાનું કારખાનું, 'રિફાઇનરી' [તેલ ગાળવાનું કામ

**તેલ-ગાળણું** ન. [જુઓ 'તેલ' + 'ગાળવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.]

**તેલ(-ળ,-લુ,-ળુ)ગુ** સ્ત્રી. [સં. ત્રિલિઙ્ગ- દ્વારા] તેલંગણ પ્રદેશની ભાષા. (સંજ્ઞા.) [તેલી પદાર્થની ગાંઠ

**તેલ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [જુઓ 'તેલ' + સં., પું.] શરીરમાંની

**તેલ-જુવાર** (-રય) સ્ત્રી. [જુઓ 'તેલ' + 'જુવાર.'] (લા.) લગ્નની એક ક્રિયા (હિંદુઓના કોઈ ફિરકાની)

**તેલડી** સ્ત્રી. [જુઓ 'તેલ' + ગુ. 'ડું' ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તેલનું નાનું વાસણ

**તેલડું** ન. [જુઓ 'તેલ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] તેલ

**તેલણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'તેલી' + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.] તેલીની સ્ત્રી [(લા.) એ નામની એક રમત

**તેલ-તંબોળી** (-તમ્બોળી) સ્ત્રી. [જુઓ 'તેલ' + 'તંબોળી.']

**તેલ-તેલ-પળી** સ્ત્રી. [જુઓ 'તેલ,'-દ્વિર્ભાવ + 'પળી.'] (લા.) એ નામની એક રમત

**તેલ-દાણા** પું., બ. વ. [જુઓ 'તેલ' + 'દાણો.'] તેલી બિયાં

**તેલ-ધણિયું** ન. [સં. તૈલ્ય-ધાન- > પ્રા. તેલ્લ-ધાણ + ગુ. 'ઇયું' ત. પ્ર.] લાકડાનું કંકાવટી જેવું તેલ રાખવાનું સાધન

**તેલ-પડો** પું. [જુઓ 'તેલ' + 'પડો.'] તેલ રાખવાનું વાસણ

**તેલ-પળી** સ્ત્રી. [જુઓ 'તેલ' + 'પળી.'] (લા.) તેલનો પરચૂરણ વેપાર. (૨) એ નામની એક રમત, તેલ-તેલ-પળી

**તેલ-પાવળું** ન. [જુઓ 'તેલ' + 'પાવળું.'] (લા.) તેલ વેચવાનો પરચૂરણ ધંધો, તેલ-પળી

**તેલ-પૂરણ** ન. [જુઓ 'તેલ' + સં.] તેલ ઊંજવાની ક્રિયા

**તેલ-પૂરો** વિ., પું. [જુઓ 'તેલ' + 'પૂરવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] યંત્રોમાં તેલ પૂરનારો મજૂર

**તેલ-મર્દન** ન. [જુઓ 'તેલ' + સં.] શરીરે તેલ ચોળવાની ક્રિયા

**તેલ-યંત્ર** (-યન્ત્ર) ન. [જુઓ 'તેલ + સં.] તેલ કાઢવાનો સંચો. (૨) ખનિજ તેલથી ચાલતો સંચો

**તેલ-પ્રવાહી** વિ. [જુઓ 'તેલ' + સં., પું.] ખનિજ તેલની હેર-ફેર કરનારું (તે તે વાહન)

**તેલંગણ** પું. [સં તૈલઙ્ગણ] આંધ્ર પ્રદેશનો એ નામનો એક (પૂર્વ સમુદ્રના કિનારા નજીકનો) દેશ. (સંજ્ઞા.)

**તેલંગો** (તેલઙ્ગો) વિ., પું. [સં. તૈલઙ્ગક- > પ્રા. તેલંગઅ-] તેલંગણનો રહીશ. (સંજ્ઞા.) (૨) બ્રાહ્મણોનો એ નામનો એક ફિરકો અને બ્રાહ્મણ. (સંજ્ઞા.)

**તેલંગી** (તેલઙ્ગી) વિ., સ્ત્રી. [સં. તૈલઙ્ગિકા > પ્રા. તેલંગિઆ] તેલંગણની બોલી કે ભાષા. (સંજ્ઞા.) (૨) તેલંગા બ્રાહ્મણની સ્ત્રી. (સંજ્ઞા.)

**તેલાળું** વિ. [જુઓ 'તેલ' + ગુ. 'આળું' ત.પ્ર.] તેલવાળું, તેલિયું

**તેલાં** ન., બ. વ. [જુઓ 'તેલું'] જુઓ 'ઘી-તેલું.' (૨) (લા.) આસો માસના નવરાત્રમાં તેલની ચરી પાળી કરવામાં આવતું ત્રણ દિવસોનું એક વ્રત. (૩) ત્રણ દિવસોનો એક પ્રકારનો ઉપવાસ. (જૈન.)

**તેલિયર** પું. એ નામનું કાળા રંગનું એક પક્ષી [ઘાણી

**તેલિયા ચક્કી** સ્ત્રી. [જુઓ 'તેલિયું' + 'ચક્કી.'] તેલ

**તેલિયા બાવા** પું., બ. વ. [જુઓ 'તેલિયું' + 'બાવો',] (લા.) એ નામની પક્ષીની એક જાત [(૨) તેલ નિમિત્તનું

**તેલિયું** વિ. [જુઓ 'તેલ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તેલવાળું.

**તેલિયો** વિ., પું. [જુઓ 'તેલિયું.'] તેલનો ધંધો કરનારો વેપારી, તેલી. (૨) દીવામાં તેલ પૂરનારો નોકર. (૩) (લા.) એ નામની ઘોડાની એક જાત [એક કંદ

**તેલિયો કંદ** (-કન્દ) પું. [જુઓ 'તેલિયું' + સં.] એ નામનો

**તેલિયો કાથો** પું. [જુઓ 'તેલિયું' + 'કાથો.'] કાથાની એક જાત [ચીકાશવાળો એક ખાર

**તેલિયો ખાર** પું. [જુઓ 'તેલિયું' + 'ખાર.'] તેલના જેવી

**તેલિયો દેવદાર** પું. [+ જુઓ 'દેવદાર.'] દેવદારનાં વૃક્ષોનો એક પ્રકાર

**તેલિયો રાજા** પું. [+ સં.] તેલનો ઉદ્યોગ કરનાર મોટો વેપારી, તેલનો એકહથ્થુ વેપાર કરનાર ઉદ્યોગપતિ

**તેલિયો હેમકંદ** (-કન્દ, પું.-[+ જુઓ 'હેમકંદ.'] મૂળમાં તેલ જેવા અંશવાળી એક વનસ્પતિ

**તેલી** વિ., પું. [જુઓ 'તેલ' + ગુ. 'ઈ.' ત. પ્ર.] ઘાણી દ્વારા તેલ કાઢનારો વેપારી. (૨) માત્ર તેલનો વેપાર કરનાર વેપારી [તેલના અંશવાળો એક પ્રકાર

**તેલી ખારચ** (-ચ્ય) સ્ત્રી. [+ જુઓ 'ખારચ.'] જમીનનો

**તેલી-ચડી** સ્ત્રી. [+ જુઓ 'ચડવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] પીઠી કરવામાં આવી હોય તેવી કન્યા

**તેલી-તંબોળી** (-તમ્બોળી) પું. [+ જુઓ 'તંબોળી.'] (લા.) હલકટ માણસ

**તેલી બિયું** ન. [+ જુઓ 'બિયું.'] જેમાંથી તેલ નીકળી શકે છે તેવું ધાન્ય વગેરે (તલ મગફળી અળસી સરસવ રાઈ વગેરે), 'ઑઇલ-સીડ'

**તેલુગુ** જુઓ 'તેલગુ.'

**તેલું**[1] ન. [જુઓ 'તેલ' + ગુ, 'ઉં' ત. પ્ર.] જુઓ 'તેલાં.'

**તેલું**[2] ન. [સં. ત્રિ દ્વારા] ત્રણ સાથે હોય તેવું ઝૂમખું

**તેવટ** (-ટ્ય) સ્ત્રી. [સં. ત્રિવૃત્તિ > પ્રા. તિવટ્ટિ] સંગીતનો એક તાલ. (સંગીત.)

**તે(-ત્રે)વટી,-ઠી** સ્ત્રી. [જુઓ 'તેવટ' + ગુ. 'ઈ' ત. પ્ર.] ભેળી કરી રાંધેલી કોઈ પણ ત્રણ દાળ (મોટે ભાગે મગ અડદ ને ચણાની) [હોય તેવી ગૂંથણી

**તે(-ત્રે)-વડ**[1] (-ડ્ય) સ્ત્રી. [સં. ત્રિ દ્વારા] ત્રણ વળ આપ્યા

**તેવડ**[2] (-ડ્ય) જુઓ 'ત્રેવડ.'

**તે(-ત્રે)વડવું**[1] સ. ક્રિ. [જુઓ 'તેવડું,'-ના. ધા.] ત્રણ પડ થાય એમ કરવું. **તે(-ત્રે)વડાવું** કર્મણિ., ક્રિ. **તે(-ત્રે)વડાવવું** પ્રે., સ.ક્રિ. [તે(-ત્રે)વડાવવું[2] પ્રે., સ. ક્રિ.

**તે(-ત્રે)વડવું**[2] જુઓ 'ત્રેવડવું.'[2] **તે(-ત્રે)વડાવું**[2] કર્મણિ., ક્રિ.

**તે(-ત્રે)વડાવવું**[1]–[2], **તે(-ત્રે)વડાવું**[1]–[2] જુઓ 'તે(-ત્રે)-વડવું[1]–[2]' માં.

**તેવડું**[1] વિ. [સં. ત્રિ-પુટક- > પ્રા. તિવુડઅ-] જુઓ 'ત્રેવડું.'

**તેવડું**[2] સર્વ., વિ. [સં. તાવત્ > અપ. તેવડઅ-] તેટલી ઊંચાઈનું કે કદનું (સાપેક્ષ) [(સાપેક્ષ)

**તેવણ** સર્વ., ત્રી. પું., બ. વ. [પારસી.] (માનાર્થે) તેઓ

**તેવ-તેવડું** વિ. [જુઓ 'તેવડું'ની પહેલી બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] સરખી ઉંમરનું (સાપેક્ષ)

**તેવરી** સ્ત્રી. [સં. ત્રિવલ્લિકા < પ્રા. તેવલ્લિઆ] કરચલીવાળું કપાળ. (૨) (લા.) ગુસ્સાની દૃષ્ટિ, ખીજ ભરેલી નજર

**તેવરો** પું. એ નામનો એક વેલો. (૨) એ નામનો સંગીતનો એક તાલ. (સંગીત.)

**તેવામાં** (તેઃવામાં) ક્રિ. વિ. [જુઓ 'તેવું' + ગુ. 'માં' સા. વિ.ના અર્થનો અનુગ.] દરમ્યાન (સાપેક્ષ)

**તેવીસ(-શ)** જુઓ 'ત્રેવીસ'

**તેવીસ(-શ)-મું** જુઓ 'ત્રેવીસ-મું.'

**તેવીસાં(-શાં)** જુઓ 'ત્રેવીસાં(-શાં).'

**તેવીસાં(-શાં)-સો** જુઓ 'ત્રેવીસાં(-શાં)-સો.'

**તેવું** (તેઃવું) સર્વ., વિ. [જુઓ 'એવું,' એના સાદૃશ્યે 'તે'-વું.] તેના જેવું (સાપેક્ષ). (૨) એક સમાન સમયનું. [**જેવું-તેવું** (જેઃવું-તેઃવું) (રૂ. પ્ર.) તદ્દન સાધારણ, હલકા પ્રકારનું]

**તેવે** (તેઃવે) ક્રિ. વિ. [જુઓ 'તેવું.' + ગુ. 'એ' સા. વિ.,નો પ્ર.] દરમ્યાન, સમકાલે (સાપેક્ષ)

**તે(-તેં)સઠ** (ઠ્ય) જુઓ 'ત્રેસઠ.'

**તે(-તેં)સઠ-મું** જુઓ 'ત્રેસઠ-મું.'

**તે-સરિયું** ન. વહાણના સઢોમાંનો એક સઢ. (વહાણ.)

**તેહ** સર્વ. [જુઓ 'તે.[1]'] તે (સાપેક્ષ). (પદ્યમાં.)

**તેહસીલ** (તેઃસીલ) જુઓ 'તહસીલ.' 'તહસીલ-દાર.'

**તેહસીલ-દાર** (તેઃસીલ-) વિ. [+ ફા. પ્રત્યય.] જુઓ

**તેહસીલદારી** (તેઃસીલદારી) જુઓ 'તહસીલદારી.'

**તેહસીલ-નામું** (તેઃસીલનામું) જુઓ 'તહસીલ-નામું.'

**તેં** (તેંઃ) સર્વ., ત્રી. વિ., એ. વ. [સં. ત્વયા > પ્રા. તઇ > અપ. તઇં. પરંતુ 'તું'નાં અન્ય રૂપોના સાદૃશ્યે મહાપ્રાણિત સ્વર] વાત કરનાર સામી વ્યક્તિએ (બીજો પુરુષ)

**તેંગ** (તેંગ) ન. શેરડીના પ્રકારનું એ નામનું ઘાસ

**તેંતાલી(-ળી)સ(-શ)** (તેંતા-) જુઓ 'ત્રેતાળીસ.'

**તેંતાલી(-ળી)સ(-શ)-મું** જુઓ 'ત્રેતાળીસ-મું.'

**તેંત્રીસ(-શ)** (તેંત્રીસ,-શ) જુઓ 'તેત્રીસ.'

**તેંત્રીસ(-શ)-મું** (તેંત્રીસ-) જુઓ 'તેત્રીસ મું.'

**તેંત્રીસા(-શા)** (તેંત્રીસા,-શા) જુઓ 'તેત્રીસા.'

**તેંત્રીસાં(-શાં)** (તેંત્રીસાં,-શાં) જુઓ 'તેત્રીસાં.'

**તેંત્રીસો(-શો)** (તેંત્રીસો,-શો) જુઓ 'તેત્રીસો.'

**તેંસઠ** (તેંસઠ્ય) જુઓ 'ત્રેસઠ.'

**તેંસઠ-મું** (તેંસઠ્યમું) જુઓ 'ત્રેસઠ-મું.'

**તૈક્ષ્ણ્ય** ન. [સં.] તીક્ષ્ણ-તા

**તૈજસ** વિ. [સં.] તેજને લગતું, તેજ સંબંધી. (૨) (લા.) ઇચ્છિત, 'રિમાર્ડ' (જૈ. હિ.) (૩) પું. રાજસ અવસ્થામાં થતો અહંકાર. (વેદાંત.) ['તરડ.'

**તૈડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'તરડ.' પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ

**તૈડાવવું** જુઓ 'તૈડાવું'-'તરડાવું'માં.

**તૈડાવું** અ. ક્રિ. [જુઓ 'તરડાવું,' પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'તરડાવું.' **તૈડાવવું** પ્રે., સ. ક્રિ. ['તરડિયું.'

**તૈડિયું** વિ. [જુઓ 'તરડિયું,' પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ

**તૈણું** ન. [જુઓ 'તરણું,' -પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'તરણું.'

**તૈતિલ** પું. [સં.] એ નામનો પંચાગમાંનો એક કરણ.(જ્યો.)

**તૈત્તિરીય** વિ. [સં.] કૃષ્ણ યજુર્વેદની એ નામની એક શાખાને લગતું (સંહિતા બ્રાહ્મણ આરણ્યક અને ઉપનિષદ)

**તૈયાર** વિ. [અર., અર્થ 'ઝડપી, દોડનાર.'] તરત રજૂ કરાય તેવું. (૨) સાબદું, તત્પર, સજ્જ. (૩) સિદ્ધ થયેલું, પરિપૂર્ણ થયેલું

**તૈયારી** સ્ત્રી. [અર., અર્થ- 'ઉતાવળ, દોડવું એ'] તરત રજૂ કરાય એવી સ્થિતિ. (૨) સાબદાઈ, તત્પરતા, સજ્જતા. (૩) સિદ્ધિ, પરિપૂર્ણતા. (૪) વ્યવસ્થા, ગોઠવણ, આયોજના

**તૈલ** ન. [સં.] જુઓ 'તેલ.'

**તૈલ-ગંડૂષ** (-ગણ્ડૂ૦) પું. [સં.] તેલનો કોગળો

**તૈલ-ચિત્ર** ન. [સં.] તેલ મિશ્રિત રંગોથી બનાવેલી છબી, 'ઑઇલ-પેઇન્ટિંગ,' 'પોર્ટ્રે(૦ઇ)ટ'

**તૈલ-મર્દન** ન. [સં.] જુઓ 'તેલ મર્દન.'

**તૈલ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'તેલ-યંત્ર.'

**તૈલંગ,૦ણ** (તૈલઙ્ગ, ૦ણ) પું. [સં.] જુઓ 'તેલંગણ.'

**તૈલંગી** (તૈલઙ્ગી) સ્ત્રી. [સં.] જુઓ 'તેલંગી.' [તેલંગો.'

**તૈલંગો** (તૈલઙ્ગો) પું. [સં. તૈલઙ્ગ + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ

**તૈલાભ્યંગ** (તૈલાભ્યઙ્ગ) ન. [સં. તૈલ + અભ્યઙ્ગ] શરીરે તેલ ચોળીને કરવામાં આવતું સ્નાન

**તૈલી** વિ. [સં., પું.] તેલવાળું. (૨) પું. જુઓ 'તેલી.'

**તો**[1] (તો) ઉભ. [સં. તતઃ > પ્રા. તઓ > અપ. તઉ] 'જો'નું સાપેક્ષ. (૨) ત્યારે

**તો**[2] (તો) ઉભ. [સં. તાવત્ > પ્રા. તામ > અપ. તાવઁ > જૂ. ગુ. તઉ] 'વાંચો' કે 'તોપણ'ના અર્થમાં (હું તો આવીશ.). (૨) 'તો પછી' ના અર્થમાં (તો જા.). (૩) 'આટલું માત્ર'ના અર્થમાં (આવજો તો ખરા.) (૪) નિશ્ચયાર્થક (છે તો ખરા) [(૨) તો પછી

**તો તો** (તો તો) ઉભ. [જુઓ 'તો.[1]' + 'તો[2]'] આટલું તો.

**તોઈ** જુઓ 'તૂઈ.' [વજનદાર બેડી
**તોક** (તોક) સ્ત્રી. [અર. તવ્ક્] ગળામાં ભરાવવાની
**તોકલ** પું. [અર. તવક્કુલ્] ઈશ્વર ઉપરની આસ્થા, આસ્તિક-તા, શ્રદ્ધા [શ્રદ્ધાળુ. (૨) ભોળું, નિખાલસ
**તોકલી૧** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] આસ્થાવાળું, આસ્તિક,
**તોકલી૨** વિ. તુચ્છ મિજાજનું, તોછડા સ્વભાવનું. (૨) ક્રોધી
**તોકવું** સ. ક્રિ. [જુઓ 'તોળવું;' ચીખલી તાલુકામાં જાણીતો] તોળવું. **તોકાવું** કર્મણિ., ક્રિ. **તોકાવવું** પ્રે., સ. ક્રિ. (ન. મ..)
**તોકાવવું, તોકાવું** જુઓ 'તોકવું'માં.
**તોકીર** સ્ત્રી. [અર. તવ્કીર્] આબરૂ, પ્રતિષ્ઠા, ઇજ્જત
**તોખાર** પું. [ફે. પ્રા. तोक्खार] ઘોડો (હકીકતે એશિયાના તોખારિસ્તાનની ઘોડાની એક ઉત્તમ જાતનો ઘોડો) [ઘોડો
**તોખારિયો** વિ., [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] એક જાતનો ઉત્તમ
**તોગું** ન. ખોટું બહાનું
**તોગો** પું. પાંદડાવાળો શેરડીનો સાંઠો [તોછડાપણું
**તોછડાઈ** સ્ત્રી. [જુઓ 'તોછડું' + ગુ. 'આઈ' ત. પ્ર.]
**તોછડું** વિ. [સં. तुच्छ + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] બોલવામાં વિવેક-હીન. (૨) (લા.) અસભ્ય, ઉદ્ધત. (૩) બરોબર બેઠું કે ચોટચું ન હોય તે રીતે વળગેલું, બરોબર નહિ ચીટકેલું [સાંધ. (૨) સાર, સત્ત્વ, કસ
**તોજી** (તોજી) સ્ત્રી. [અર. તવ્જી] જમીન-મહેસૂલ, વિઘોટી,
**તોજેશ** (-શ્ય) સ્ત્રી. [પારસી.] પશ્ચાત્તાપ. (૨) નિવારણ
**તોટક** પું. [સં. त्रोटक] એક અક્ષરમેળ છંદ (૧૨ અક્ષરોનો). (પિં.)
**તોટાવવું** જુઓ 'તોટાવું'માં.
**તોટાવું** અ. ક્રિ. [જુઓ 'તોટો,'- ના. ધા.] તોટો આવવો, ખૂટી પડવું, તૂટ પડવી. **તોટાવવું** પ્રે., સ. ક્રિ.
**તોટી** જુઓ 'ટોટી.'
**તોટો૧-૨** જુઓ 'ટોટો.૧-૨'
**તો(-ત્રો)ડ૧** પું. [જુઓ 'તો(-ત્રો)ડવું.'] દાવમાં સામાની સોગઠી મારવાની ક્રિયા. (૨) (લા.) ઉકેલ, નિર્ણય. ફેંસલો, 'કૉમ્પ્રોમાઇઝ' (મન. રવ.). (૩) ઉપાય. [૦ આણવો, ૦ કાઢવો, ૦ લાવવો (રૂ. પ્ર.) નિરાકરણ કરવું]
**તો(-ત્રો)ડ૨** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'તોડવું.'] તૂટ, ત્રૂટ, કળતર
**તોડ-જોડ૧** પું. [જુઓ 'તોડવું + 'જોડવું.'] ગોઠવણ, વ્યવસ્થા. (૨) (લા.) ઉકેલ, નિર્ણય
**તોડ-જોડ૨** (તોડ્ય-જોડ્ય) સ્ત્રી. [જુઓ 'તોડવું' + 'જોડવું.'] (લા.) તડ-જોડ, માંડ-વાળ, ઘર-મેળ, સમાધાન, 'કૉમ્પ્રોમાઇઝ' (જે. હિ.)
**તોડ-તાડ** પું. [જુઓ 'તોડવું' + 'તાડવું.'] ઉખેડી નાખવું એ, ઉજ્જડ કરવું એ. (૨) (લા.) ચોખ્ખું બોલી નાખવું એ
**તોડ-ફાડ** (તોડ્ય-ફાડ્ય) સ્ત્રી. [જુઓ તોડવું' + 'ફાડવું.'] તોડવું અને ફાડી નાખવું એ
**તોડ-ફોડ** (તોડ્ય-ફોડ્ય) સ્ત્રી. [જુઓ 'તોડવું' + 'ફોડવું.'] તોડવું અને ફોડી નાખવું એ, ભાંગ-ફોડ
**તોડ-ભાંગ** (તોડ્ય-ભાંગ્ય) સ્ત્રી. [જુઓ 'તોડવું' + 'ભાંગવું.'] તોડવું અને ભાંગી નાખવું એ, વિનાશ, નાબૂદી

**તોડ-મચોડ** ક્રિ. વિ. [જુઓ 'તોડવું + 'મચરડવું.'] (લા.) પરાણે પરાણે [તોડીને વાળી નાખવાની ક્રિયા
**તોડ-મરોડ** (તોડ્ય-મરોડ્ય) સ્ત્રી. [જુઓ 'તોડવું' + 'મરોડવું.']
**તોડલી** સ્ત્રી. એ નામનો એક વેલો
**તોડવાઈ** સ્ત્રી. [જુઓ 'તોડાવવું' + ગુ 'આઈ' કૃ. પ્ર.] નાણું વટાવવાનું પડતું મહેનતાણું, વટાવ
**તો(-ત્રો)ડવું** જુઓ 'તૂ(-ત્રૂ)ટવું'માં. **તો(-ત્રો)ડાવું** કર્મણિ., ક્રિ. **તો(-ત્રો)ડાવવું** પુનઃપ્રે. સ. ક્રિ. [તો(-ત્રો)ડી પાડવું (રૂ.પ્ર.) 'ડિમોલિશ'] [તોડવાનું મહેનતાણું
**તોડાઈ** સ્ત્રી. [જુઓ 'તો(ત્રો)ડવું' + ગુ. આઈ' કૃ. પ્ર.]
**તોડા-ગ(-ગિ)રાસ** પું. [જુઓ 'તોડો૨' + 'ગ(-ગિ)રાસ.'] શસ્ત્રના જોરે મેળવેલો ગરાસ. (૨) (લા.) ગરાસદારે સરકારમાં ભરવાનો વેરો [મંદિર તોડનારો માણસ
**તોડા-ગીર** વિ.,પું. [જુઓ 'તો(ત્રો)ડવું' + ફા. પ્રત્યય.]
**તોડા-ફોડી** સ્ત્રી. [જુઓ 'તો(ત્રો)ડવું' + 'ફોડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] જુઓ 'તોડ-ફોડ.
**તોડી** જુઓ 'ટોડી.'
**તોડે-અંકોડે** (-અઙ્કોડે) ક્રિ.વિ. [જુઓ તોડો' + 'અંકોડો.' + બેઉને ગુ. 'એ' સા. વિ. પ્ર.] જુઓ 'તોડે-મંકોડે.'
**તોડે-દાર** સ્ત્રી. [જુઓ 'તોડો૪' + ફા. પ્રત્યય.] બંદૂકનો દારૂ સળગાવવાની જામગરી
**તોડે-મંકોડે** (-મઙ્કોડે) ક્રિ. વિ. [જુઓ 'તોડો૪' + 'મંકોડો' + બેઉને ગુ. 'એ' સા.વિ., પ્ર.] કોટના કાંગરા પાસે બંદૂક ફોડવા અધીરાઈથી સૈનિક ઊભો હોય એમ
**તોડો૧** પું. [જુઓ 'તોડવું + ગુ. 'ઓ' કૃ. પ્ર.] પૂણીઓ કાંતતાં પડેલો ફોદો. (૨) કાચું તોડેલું ફળ
**તોડો૨** પું. બંદૂકની જામગરી
**તોડો૩** જુઓ 'ત્રોડો.'
**તોડો૪** પું. [ફા. તવ્દહ્] ઊંચો મિનારો, ટોડો. (૨) ટોડલો. (૩) વાવમાંના પ્રવેશ આગળનો બેઉ બાજુનો તે તે ચોરસ કે લંબચોરસ ઊભો સ્તંભ, ટોડો. (૪) ચણતરમાં મુકાતો પથ્થર કે ઈંટનો કડાઉ થર
**તોડો૫** પું. એક હજાર રૂપિયાની થેલી
**તોતડાટ** પું. [જુઓ 'તોતડું' + ગુ. 'આટ' ત.પ્ર.] તોતડાપણું
**તોતડાવું** અ. ક્રિ. [જુઓ 'તોતડુ,' – ના ધા.] તોતડું બોલાવું.
**તોતડું,-લું** વિ. [રવા., બોલતાં 'ત...ત...ત...' એમ થતું હોવાથી અને કવર્ગને સ્થાને દંત્ય વર્ણ ઉચ્ચારવાની ખાસિયતથી] બોલતાં જીભ અચકાતી હોય અને અસ્પષ્ટ ઉચ્ચાર કરાતો હોય તેવું
**તોતા-કહાણી** (-કાઃણી) સ્ત્રી. [ફા. 'તોતા' + જુઓ 'કહાણી.'] પોપટની પ્રચલિત વાત, પોપટ કહેતો હોય તેવી વાત (સર૦ 'કાદંબરી.')
**તોતા-ચશ્મી** સ્ત્રી. [ફા.] પોપટની જેમ આંખ ફેરવવી એ
**તોતાપુરી** વિ., સ્ત્રી. ['તોતાપુર' + ગુ. 'ઈ' ત. પ્ર.] મદ્રાસ બાજુની એક સ્વાદ-હીન મોટી કેરી
**તોતિંગ** (તોતિઙ્ગ) વિ. [સૌ.] બહુ મોટા કદનું, ભારે જબ્બર
**તોતે(-ત્તે)ર** (તોઃતે(-ત્તે)ર) વિ. [સં. त्रि-सप्तति > પ્રા. तिहत्तरि] સિત્તેર અને ત્રણની સંખ્યા, તોંતેર

**તોતે(-ત્તે)ર-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] તોત્તેરની સંખ્યાએ પહોંચેલું, તોંતેર-મું

**તોતો** પું. [ફા. તોતા] પોપટ

**તોદરી** સ્ત્રી. [ફા.] દીવાલ પર ઊગતા એક છોડનું ફૂલ

**તોનાર** પું. તલવારના મ્યાનના મોઢા ઉપરનો ચાંદીની બનાવટનો ખોભળો

**તોપ** સ્ત્રી. [તુર્કી.] સ્ફોટક પદાર્થના કે યંત્રના બળે ગોળા દૂર સુધી ફેંકતી જાડા પડની ચોક્કસ ઘાટની નાળ, 'ગન.' (૨) (લા.) ગપગોળો. [**૦ ચલાવવી** (રૂ. પ્ર.) ગપ ફેલાવવી. **૦ છોડવી, ૦ દાગવી** (રૂ. પ્ર.) તોપ સળગાવી ગોળા ફેંકે એમ કરવું. **૦ મારવી** (રૂ. પ્ર.) ગપ ચલાવવી. (૨) ડંફાસ મારવી]

**તોપ-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] તોપોનો સરંજામ. (૨) સેનાની તોપો ચલાવનારી ટુકડી, 'આર્ટિલરી'

**તોપ-ગોળો** પું. [+ જુઓ 'ગોળો.'] તોપમાં દાગવાનો ગોળો. (૨) (લા.) ગપ-ગોળો

**તોપચી** વિ., પું. [+ તુર્કી. 'ચી' પ્ર.] તોપ ફોડવાનું કામ કરનાર સૈનિક, ગોલંદાજ, 'ગનર.' (૨) (લા.) ગપ્પીદાસ

**તો-પણ** (તૉ-પણ) ઉભ. [જુઓ 'તો[1]' + 'પણ.'] તથાપિ, એમ છતાં, છતાં પણ, તોય [તોપચી લશ્કરની તાકાત

**તોપ-બળ** ન. [+ સં. बल] સેનામાંનું તોપચીઓનું લશ્કર. (૨)

**તોપબળિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] તોપોનું બળ ધરાવનારું

**તોપ-મારો** પું. [જુઓ 'તોપ' + 'મારો.'] શત્રુસેના ઉપર કે શત્રુનાં સ્થાનો ઉપર તોપોના ગોળા સતત ફેંકવાની ક્રિયા. [**૦ ચલાવવો** (રૂ. પ્ર.) તોપગોળાઓનો સખત મારો કરવો]

**તોપો** પું. વાંક, ગુનો, અપરાધ

**તોફા** વિ. [અર. તોહ્ફહ્] ઉત્તમ, શ્રેષ્ઠ [અર્પાતી ભેટ

**તોફા-તાયફ** પું. [+ અર. 'તાઇફ્હ્'] નજરાણું, રાજાઓને

**તોફાન** ન. [અર તૂફાન્] ધમસાણ, ભારે ઉપદ્રવ. (૨) પ્રબળ ધાંધલ, હુલ્લડ. (૩) ટોળાગીરી, 'રાઉડિઝમ'

**તોફાન-મસ્તી** સ્ત્રી. [જુઓ 'તોફાન' + 'મસ્તી.'] મસ્તી-તોફાન, અડપલાં

**તોફાની** વિ. [અર. તૂફાની] તોફાન કરનારું, 'વાયોલન્ટ.' (૨) ધાંધલિયું, હુલ્લડખોર. (૩) (લા.) આરવીતરું, મસ્તી-ખોર

**તોફારી** વિ. ભેળસેળવાળું

**તોફો** જુઓ 'ત્રોફો.'

**તોફો-હદિયો** પું. ઘરવખરી, રાચરચીલું [કરેલો વધારો

**તોબકડું** ન. નક્કી કરેલ જમીનના મહેસૂલમાં પછીથી

**તોબરી** સ્ત્રી. [જુઓ 'તોબરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હજામની કોથળી [(ગુસ્સા કે રીસના ભાવ ધરાવતું)

**તોબરું** ન. [જુઓ 'તોબરો.' લઘુતાદર્શકરૂપ.] (લા.) મોઢું

**તોબરો** પું. [ફા. તોબરહ્] ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની થેલી. [**૦ ઊતરવો** (રૂ. પ્ર.) મોઢા ઉપરથી રીસ જતી રહેવી. **૦ ચઢ(-ઢ)વો** (રૂ. પ્ર.) મોં ગંભીર થવું. (૨) રીસ ચડવી. **૦ ચઢા(-ઢા)વવો** (રૂ. પ્ર.) રીસથી કે અણગમાથી મોઢે નાખુશીનો ભાવ બતાવવો] [ઉદ્‌ગાર

**તોબા(૦હ)** કે. પ્ર. [અર. તવ્બહ્] ત્રાસ કંટાળા વગેરેનો

**તોબા-ખત** ન. [+ જુઓ 'ખત.'] તોબા પોકરાવી લખાવી લેવામાં આવેલો દસ્તાવેજ [તાપ કરવો એ

**તોબાર** પું. ભૂલથી બચાવની ના પાડવી અને પછીથી પશ્ચા-

**તોબાહ** જુઓ 'તોબા.' [પરાણે લાદેલું દબાણ કે આફત

**તોબી** સ્ત્રી. [જુઓ 'તોબા' + ગુ. 'ઈ' ત. પ્ર.] તવાઈ,

**તોબો** પું. ગધેડો

**તોમડી** સ્ત્રી. [જુઓ 'તૂમડી.'] (લા.) તરબૂચમાંથી બનાવેલું અંદરથી પોલું વાસણ. (૨) પોલા વાસણમાં દારૂ ભરેલો હોય તેવી એક આતશબાજી

**તોમર** ન. [સં., પું., ન.] એક ખાસ પ્રકારનું શસ્ત્ર. (૨) પું. એ નામનો એક છંદ. (પિં.)

**તોય[1]** ન. [સં.] પાણી

**તોય[2]** (તૉ:ય) ઉભ. [જુઓ 'તો[1]' + 'ય.'] તોપણ, તથાપિ

**તોય-જ** વિ., ન. [સં.] કમળ. (૨) પોયણું. (૩) શ્યામ કમળ

**તોય-દ, -ધર** પું. [સં.] મેઘ. (૨) ન. [સં., પું.] વાદળું

**તોય-નિધિ, તોય-રાશિ** પું. [સં.] સાગર, સમુદ્ર, દરિયો, ઉદધિ

**તોયે** (તૉ:યે) ઉભ. [જુઓ 'તોય[2]' + 'એ.[2]'] જુઓ 'તોય.[2]'

**તોર[1]** પું. વણેલું કાપડ વીંટવા માટે વપરાતો લાકડાનો રોલ

**તોર[2]** જુઓ 'તર.' [(૨) આવેશ, ધૂન

**તોર[3]** (તૉર:) પું. [અર. તવ્ર્] મિજાજ, ફુંપદ, અહંકાર.

**તોરકી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**તોરણ** ન. [સં., પું., ન.] બે સ્તંભ ઉપર સીધા પાટડા કે કમાનના આકારે પથ્થર આડા પાડી કરવામાં આવેલું સુંદર સ્થાપત્ય. (૨) પાંદડાં ફૂલ કે ભરત-ગૂંથણવાળા લૂગડાના પટ્ટાની બારણાને મથાળે યા રસ્તાઓ ઉપર બાંધવામાં આવતી એવી શોભા. [**૦ છબવું** (રૂ. પ્ર.) લગ્ન વખતે આવતાં સાસરીના બારણાના તોરણનું પાંદડું તોડવું. **-ણે આવવું, -ણે ચઢ(-ઢ)વું** (રૂ. પ્ર.) વરનું લગ્નને માટે સોંઢવું. (૨) સફળતા મેળવવા તત્પર થવું. **લીલે તોરણે પાછું ફરવું** (રૂ. પ્ર.) ઝઘડો થતાં વરનું પરણ્યા વિના પાછુ ફરવું]

**તોરણ-ઘોડો** પું. [+ જુઓ 'ઘોડો.'] (લા.) વરઘોડો આવતાં બારોટ વગેરે માગણોને કન્યાના આંગણે અપાતો લાગો

**તોરણ-દ્વાર** ન. [સં.] મુખ્ય દરવાજો

**તોરણ-પડદો** પું. [+ જુઓ 'પડદો.'] મોતી ચીડિયાં વગેરેથી ભરેલો તોરણવાળો પડદો

**તોરણ-માલા(-ળા)** સ્ત્રી. [સં.], **તોરણ-માળ** સ્ત્રી. [+ જુઓ 'માળ.[2]'] તોરણ-દ્વાર ઉપર બાંધેલી માળા, 'આર્કેઇડ'

**તોરણ-સાંકળું** ન. [+ જુઓ 'સાંકળું.'] તોરણના આકારનું સ્ત્રીઓનું પગનું એક ઘરેણું

**તોરણ-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] સ્થાપત્યના રૂપમાં ઊભેલા તોરણના બેઉ થાંભલા સહિતની એ આખી આકૃતિ

**તોરણાકાર** પું., **તોરણાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] તોરણના જેવો કમાનવાળો આકાર. (૨) વિ. તોરણના જેવા આકારનું

**તોરણિયું** ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] પાંદડાં ફળો વસ્ત્ર-પટ વગેરેનું નાનું તોરણ. (૨) (લા.) આંગણા આગળનો મહોલ્લાનો ભાગ [જૂના કરાર. (સંજ્ઞા.)

**તોર(-રૈ)ત** ન. [હિબ્રૂ. 'તવ્રયૂત્'] યહૂદી ધર્મનું મૂળ પુસ્તક,

**તોરંગ** (તોરઙ્ગ) પું. [સં. तुरङ्ग] જુઓ 'તુરંગ.[૧]'
**તોરીલું** (તોરીલું) વિ. [જુઓ 'તોર[૩]' + ગુ. 'ઈલું' ત. પ્ર.] મિજાજી, અહંકારી. (૨) આવેશી, ધૂની
**તોરું** જુઓ 'તારું' (પદ્યમાં).
**તોરેત** જુઓ 'તોરત.'
**તોરો[૧]** પું. લાવણીનો એક ભેદ. (સંગીત.)
**તોરો[૨]** પું. [અર. તુર્રહ્] પાઘડીના છેડાનો કસબ. (૨) ફૂલોનો બનાવેલો દાંડીવાળો ગુચ્છો, ગજરો [પક્ષી
**તોરો-બગલો** [+ જુઓ 'બગલો.'] (લા.) પું. એ નામનું એક
**તોલ** પું. [સં.] વજન, 'વેઇટ.' (૨) વજન કરવાનું કાટલું. (૩) (લા.) વજૂદ, મોભો, પ્રતિષ્ઠા, આબરૂ, વક્કર. [**-લે હોવું** (રૂ. પ્ર.) સરખામણીમાં સરખા ઊતરવું, સમાન હોવું]
**તોલકું** ન. [જુઓ 'તોલું[૨]' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] માથું
**તોલડ** વિ. [જુઓ 'તોલડું.'] (લા.) (મૂર્ખ, કમઅક્કલ, બુદ્ધિહીન
**તોલડી** સ્ત્રી. [જુઓ 'તોલડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રાંધવા વગેરે માટેનું માટીનું નાનું વાસણ, દોણકી
**તોલડું** ન. માટીનું નાનું હાંડલું, દોણકું
**તોલણ-ટાળણ** જુઓ 'તોળણ-ટાળણ.'
**તોલ-દાર** વિ. [જુઓ 'તોલ' + ફા. પ્રત્યય.] તોલવાળું, વજનદાર, ભારે વજનનું. (૨) (લા.) પ્રતિષ્ઠિત, આબરૂદાર
**તોલદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) પ્રતિષ્ઠા, આબરૂ
**તોલન** ન. [સં.] તોળવું એ, તોલ, વજન. (૨) તુલના, સરખામણી. (૩) (લા.) આંકણી, મૂલ્ય, કિંમત
**તોલમ-સાર** (-રચ) સ્ત્રી. એક જાતની તલવાર
**તોલ-માપ** ન., બ.વ. [સં. + જુઓ 'માપ.'] કાટલાંથી વજન કરવાનું અને પાલી વગેરે માપિયાંથી માપ કરવાનું, એવું કાર્ય [ઉપરનો ભાગ
**તોલ-માળ** પું. કોશ ખેંચવા સારુ ઊભા કરેલા મંડાણનો
**તોલ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] વજન કરવાનો મોટો કાંટો, 'વેઇટ-બ્રિજ'
**તોલવાડી** સ્ત્રી. કિનારી ['ટ્રૂઇલ-આર્મ'
**તોલ-શસ્ત્ર** ન. [સં.] તોપગાડી નીચેનું આધાર-રૂપ સાધન,
**તોલાટ** જુઓ 'તોળાટ,' 'વેઇ-મૅન.'
**તોલાટ-દાસ** પું. [જુઓ 'તોલો' દ્વારા + સં.] માથે તોલો કરાવ્યો હોય તેવો માણસ (કટાક્ષમાં)
**તોલિયું** ત. ઊંધના છેડા ઉપર કઠોડો રાખવાનું લાકડું
**તોલિયો** પું. રાંધવાનું માટીનું હાંડલું, પાટિયો
**તોલી** સ્ત્રી. [જુઓ 'તોલું[૩]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘીનો ઘાડવો, વાઢી
**તોલું[૧]** ન. [સં. तोल + ગુ. 'ઉં' ત. પ્ર., અહીં 'ળ' નથી થતો] વજન કરવાનું કાટલું, વજનિયું. [**-લાં ગણવાં, -લાં જોખવાં** (રૂ. પ્ર.) ઝોકાં ખાવાં]
**તોલું[૨]** ન. જુઓ 'તોલો.[૧]'
**તોલું[૩]** ન. ઘીનું વાસણ, ઘીનો ઘાડવો, પારિયું
**તોલૈ(-ળૈ)યો** પું. [સં. तोल-નું ક્રિયારૂપ + ગુ. 'ઐયો' કૃ. પ્ર.] તોળવાનું કામ કરનાર, તોળાટ, તળાટી
**તોલો[૧]** પું. બોડું કરાવેલું માથું. (૨) (લા.) માથું
**તોલો[૨]** પું. [ફા. તોલહ્] રૂપિયાભાર વજન અને એટલા વજનનું કાટલું
**તોશા-ખાનું** ન. [ફા. તોશહ્ + જુઓ 'ખાનું.'] રાજ્ય કે શાહુકારના મહાલયમાંનું કિંમતી જર-ઝવેરાત તેમજ રાચ-રચીલું રાખવાનું સ્થાન કે વખાર
**તોષ** પું. [સં.] પ્રસન્ન-તા, રાજીપો, ખુશી. (૨) સંતોષ
**તોષક** વિ. [સં.] પ્રસન્ન કરનારું. (૨) સંતુષ્ટ કરનારું
**તોષણ** ન. [સં.] જુઓ 'તોષ.' (૨) લાંચ, રુશવત, 'ગ્રૅટિ-ફિકેશન'
**તોષવું** સ. ક્રિ. [સં. तुष् > तोष् તત્સમ] પ્રસન્ન કરવું. (૨) સંતુષ્ટ કરવું. **તોષાવું** કર્મણિ., ક્રિ. **તોષાવવું** પ્રે., સ. ક્રિ.
**તોષાવવું, તોષાવું** જુઓ 'તોષવું'માં.
**તોષિત** વિ. [સં.] જેને પ્રસન્ન કરવામાં આવ્યું છે તેવું. (૨) જેને સંતોષ આપવામાં આવ્યો છે તેવું
**તોસ** (-સ્ય) સ્ત્રી. તરસ, તૃષા
**તોસ-દાન** ન. [ફા. તોશહ્-દાન્] કિંમતી વસ્તુઓ રાખવાનો ખલતો કે ખલેચી. (૨) દારૂગોળો રાખવાની સૈનિકની ખલેચી
**તોસ્તાન** ન. [જુઓ 'તોસ-દાન.'] (લા.) જેમાં અનેક પદાર્થ પડચા રહે તેવું જબ્બર બાંધકામ કે મોટી સોતિંગ ચીજ
**તોસ્તાલ** વિ. બહુ વજનદાર, ઘણું ભારે અને મોટું
**તોસ્તાલો** પું. [+ ગુ. 'ઓ' ત. પ્ર.] (લા) માથું, મૂંડો
**તોહમત** (તોઃમત) જુઓ 'તહોમત.'
**તોહમત-દાર** (તોઃમત-) જુઓ 'તહોમત-દાર.'
**તોહમતદાર(-રે)ણ** (તોઃમત-દાર(-રે)-ણ્ય) જુઓ 'તહોમત-દાર(-રે)ણ.'
**તોહમતદારી** (તોઃમતદારી) જુઓ 'તહોમત-દારી.'
**તોહમતદારેણ** (તોઃમતદારેણ્ય) જુઓ 'તહોમતદારેણ.'
**તોહમતી** (તોઃમતી) જુઓ 'તહોમતી.'
**તોળણ-ટાળણ** (તોળણ-) ન. [જુઓ 'તોળવું' + 'ટાળવું' + બેઉને ગુ. 'અણ' કૃ. પ્ર.] વજન કરતાં ટાળવામાં આવેલો તે તે પદાર્થ—છેલ્લો પડતર માલ (ન. મા.)
**તોળવું** (તોળવું) સ. ક્રિ. [સં. तुल् > પ્રા. तोल् > પ્રા. तोल-] વજન કરવું, જોખવું. (૨) તુલના કરવી, સરખાવવું. (૩) (લા.) ન્યાય કરવો. **તોળાવું** (તોળાવું) કર્મણિ., ક્રિ. **તોળાવવું** (તોળાવવું) પ્રે., સ. ક્રિ.
**તોળાટ** (તોળાટ) પું. [જુઓ 'તોળવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] તોળવાનું કામ કરનાર (દલાલ), મપારો, તોલાટ, 'વેઇ-મૅન'
**તોળામણ** (તોળામણ) ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'તોળવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ. પ્ર.] તોળવાનું મહેનતાણું, જોખામણી
**તોળાવવું, તોળાવું** (તોળા) જુઓ 'તોળવું'માં.
**તોળૈયો** (તોઃળૈયો) પું. [જુઓ 'તોળવું' + ગુ. 'ઐયો' કૃ.પ્ર.] જુઓ 'તોલૈયો'-'તોળાટ.'
**તોળ્યું-ગાળ્યું** (તોળ્યું) વિ. [જુઓ 'તોળવું'+'ગાળવું'+બંનેને ગુ. 'યું' ભૂ. કૃ.] (લા.) ટૂંકું કરી નાખેલું, અલ્પાક્ષરી
**તોંગડ** (તોંગડ) વિ. [જુઓ 'તોંગું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.]. ખોટી મોટાઈ રાખતું. (૨) અવિનયી, અવિવેકી,

ઉદ્ધત, ઉદ્દંડ
**તોંગડ-વેડા** (તોંગડ-) પું., બ. વ. [+ જુઓ 'વેડા.'], **તોંગડાઈ** (તોંગડાઈ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] તોંગડપણું [(૨) (લા.) ગંભીર
**તોંગર** (તોંગર) વિ. [જુઓ 'તવંગર.'] જુઓ 'તવંગર.'
**તોંગરાઈ** (તોંગરાઇ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] તોંગરપણું
**તોંગરાવવું** (તોંગરાવવું) જુઓ 'તોંગરાવું'માં.
**તોંગરાવું** (તોંગરાવું) અ. ક્રિ. [જુઓ 'તોંગર,' -ના. ધા.] (લા.) રીસે ભરાઈ ચાલ્યા જવું. (૨) ઠરડાવું, મરડાવું. (૩) સરખો જવાબ ન આપવો. **તોંગરાવવું** (તોંગરાવવું) પ્રે., સ. ક્રિ. [(૨) કપટી, લુચ્ચું. (૩) તોફાની
**તોંગું** (તોંગું) વિ. ઉદ્ધત, અવિનયી, અવિવેકી, તોંગડ.
**તોંતરો** (તોંતરો) વિ., પું. [જુઓ 'તોંતેર' + ગુ. 'ઉં' ત. પ્ર.] કોઈ પણ સેંકડાના ૭૩ મા વર્ષનો દુકાળ
**તોંતેર** જુઓ 'તોતેર.'
**તોંતેર-મું** જુઓ 'તોતેર-મું.'
**તૌફીક** સ્ત્રી. [અર. તવ્ફીક્] ઈશ્વરની કૃપા. (૨) બળ, શક્તિ, તાકાત. (૩) સદ્‌બુદ્ધિ. (૪) પોતાની ઇચ્છાની પરિપૂર્ણતા
**તૌલનિક** વિ. [સં.] કોઈ પણ બે વસ્તુ પ્રસંગ કે ગ્રંથાદિની સરખામણી કરીને રજૂ કરેલું, તુલનાત્મક
**તૌહીદ** સ્ત્રી. [અર. તવ્હીદ્] ઈશ્વરની એકતાની માન્યતા, એકેશ્વરવાદ
**ત્યક્ત** વિ. [સં.] તજેલું, છોડી મૂકેલું
**ત્યક્ત-જીવિત** વિ. [સં.] જેણે જીવનનો ત્યાગ કર્યો છે તેવું, અવસાન પામેલું, 'ડેડ'
**ત્યક્ત-લજ્જ** વિ. [સં.] શરમનો-લજ્જાનો ત્યાગ કર્યો છે તેવું, નિર્લજ્જ, બેશરમ
**ત્યક્તવ્ય** વિ. [સં.] જુઓ 'ત્યાજ્ય.' [તેવી સ્ત્રી
**ત્યક્તા** વિ., સ્ત્રી. [સં.] પતિએ જેનો ત્યાગ કર્યો છે
**ત્યજનીય** વિ. [સં.] જુઓ 'ત્યાજ્ય.'
**ત્યમ** ક્રિ. વિ. [જુઓ 'તેમ'] જુઓ 'તેમ.' (પદ્યમાં.)
**ત્યહાં** ક્રિ. વિ. [જુઓ 'ત્યાં'] જુઓ 'ત્યાં.' (પદ્યમાં.)
**ત્યાગ** પું. [સં.] છોડી દેવાની—જતું કરવાની ક્રિયા. (૨) સંન્યસ્ત-દશા, સંન્યાસ. (૩) (લા.) દાન. (૪) ગાદી-ત્યાગ, 'એબ્ડિકેશન'
**ત્યાગ-દશા** સ્ત્રી. [સં.] વૈરાગ્ય-દશા, સંન્યસ્ત-દશા
**ત્યાગ-પત્ર** પું. [સં., ન.] રાજીનામું, ઇસ્તફો, 'રેઝિગ્નેશન'
**ત્યાગ-પરાયણ** વિ. [સં.] માનસિક રીતે સાંસારિક વસ્તુઓમાં અનાસક્ત ['એસેટિઝમ' (દ. બા.)
**ત્યાગપરાયણ-તા** સ્ત્રી. [સં.] ત્યાગ-પરાયણ હોવાપણું,
**ત્યાગ-પ્રધાન** વિ. [સં.] જેમાં ત્યાગ એ મુખ્ય વસ્તુ કે વાત છે તેવું
**ત્યાગ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] વૈરાગ્ય-બુદ્ધિ, જતું કરવાની ભાવના
**ત્યાગ-ભાવના** સ્ત્રી. [સં.] સાંસારિક બંધનમાંથી છૂટા થઈ જવાની લાગણી કે વૃત્તિ. (૨) ત્યાગ-બુદ્ધિ
**ત્યાગ-માર્ગ** પું. [સં.] બધું છોડી દેવાનો માર્ગ કે રાહ
**ત્યાગ-મૂર્તિ** સ્ત્રી. [સં.] વૈરાગ્યનું સાક્ષાત્ સ્વરૂપ હોય તેવી વ્યક્તિ. (૨) (લા.) હિંદુ વિધવા [તરફ વળેલું
**ત્યાગ-લક્ષી** વિ. [સં., પું.] ત્યાગ-ભાવનાવાળું, વૈરાગ્ય
**ત્યાગ-વીર** પું. [સં.] પ્રબળ ત્યાગી
**ત્યાગવીર-તા** સ્ત્રી. [સં.] પ્રબળ ત્યાગી હોવાપણું
**ત્યાગવું** સ. ક્રિ. [સં. त्याग, -ના. ધા.] ત્યાગ કરવો
**ત્યાગ-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'ત્યાગ-ભાવના.'
**ત્યાગ-શીલ** વિ. [સં.] દાન આપવાની સતત વૃત્તિ કે ટેવ ધરાવનાર, દાન-શીલ
**ત્યાગશીલ-તા** સ્ત્રી. [સં.] દાનશીલ હોવાપણું
**ત્યાગ-સ્વીકાર** પું. [સં.] સમાધાન-વૃત્તિ, 'કૉમ્પ્રોમાઇઝ'
**ત્યાગી** વિ., પું. [સં., પું.] સાંસારિક બંધનો અને સંબંધોનો ત્યાગ કરનાર (પુરુષ), વિરક્ત, વિરાગી, વૈરાગી, સંન્યાસી
**ત્યાગેચ્છુ** વિ. [સં. त्याग + इच्छु] ત્યાગની ઇચ્છા કરનાર
**ત્યાજ્ય** વિ. [સં.] છોડી દેવા લાયક, તજી દેવા જેવું
**ત્યાર-કેડે** (ત્યાઃર-) ક્રિ. વિ. [જુઓ 'ત્યારે' + 'કેડે.'] એ પછી, પછીથી, આગળ જતાં
**ત્યાર-થી** (ત્યાઃર-થી) ક્રિ. વિ. [જુઓ 'ત્યારે' + ગુ. 'થી' પાં. વિ., અનુગ.] એ સમયથી લઈ ને, હવે પછી
**ત્યાર-પછી** (ત્યાઃર-), **ત્યાર-બાદ** (ત્યાઃર-) ક્રિ. વિ. [જુઓ 'ત્યારે' + 'પછી'-'બાદ.'] જુઓ 'ત્યાર-કેડે.'
**ત્યાર-લગી, ત્યાર-સુધી** (ત્યાઃર-) ક્રિ. વિ. [જુઓ 'ત્યારે' + 'લગી'-'સુધી.'] એ સમય પર્યંત
**ત્યાર-સોરું** (ત્યાઃર-) વિ., ક્રિ. વિ. [જુઓ 'ત્યારે' + 'સોરું.'] એ સમય સુધીમાં, એ દરમ્યાન
**ત્યારે** (ત્યાઃરે) ઉભ. [જૂ. ગુ. तिहिं-वारइ > तिहारइ] ('જ્યારે'ની સાપેક્ષતામાં) તે સમયે. (૨) તો પછી
**ત્યાસી(-શી)** જુઓ 'ઃયાસી.'
**ત્યાસી(-શી)-મું** જુઓ 'ત્યાસી-મું.'
**ત્યાં** (ત્યાંઃ) ક્રિ. વિ. [સં. तस्मात् > પ્રા. तम्हा > અપ. तहाँ, तिहाँ] એ સ્થળે, એ ઠેકાણે, વાં, ન્યાં
**ત્યાં-જોગું** (ત્યાંઃ-) વિ. [જુઓ 'ત્યાં' + 'જોગ' + ગુ. 'ઉં' ત. પ્ર.] એ સ્થળને બંધ બેસે તેવું, એ સ્થાનને યોગ્ય
**ત્યાં-થી** (ત્યાંઃથી) ક્રિ. વિ. [જુઓ 'ત્યાં' + ગુ. 'થી' પાં. વિ. ના અર્થનો અનુગ.] એ સ્થળેથી
**ત્યાં-નું** (ત્યાંઃનું) વિ. [જુઓ 'ત્યાં' + ગુ. 'નું' છ. વિ.ના અર્થનો અનુગ.] એ સ્થાનનું, ત્યાંને લગતું
**ત્યાં-લગણ, ત્યાં-લગી, ત્યાં-સુધી** (ત્યાંઃ-) ક્રિ. વિ. [જુઓ 'ત્યાં' + 'લગણ'-'લગી'-'સુધી'] એ સ્થાન પર્યંત
**ત્રગડી** સ્ત્રી. [સં. त्रिक- > શૌ. પ્રા. तिग દ્વારા, ફરી 'ર'ના પ્રક્ષેપે., જુઓ 'ત્રગડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ત્રણનો સમૂહ, ત્રિપુટી. (૨) ઘોડાની કાંધ ઉપરની ત્રણ ભમરી
**ત્રગડો** પું. [સં. त्रिक- > શૌ. પ્રા. तिग, પછી 'ર'ના પ્રક્ષેપે, + 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તગડો.'
**ત્રગણું** વિ. [સં. त्रि-गुणक- > પ્રા. ति-गुणअ- માં 'ર' ના પ્રક્ષેપે] ત્રણગણું (આ રૂપ જાણીતું નથી., જાણીતું 'તમણું'-'ત્રમણું' છે.)
**ત્રગારો** પું. [અનુ.] ચળકાટ, ઝગારો

**ત્ર(-ત્રા)ગાળો** જુઓ 'તરગાળો.'
**ત્રચકો** પું. ડાઘ પડે તેવો પ્રવાહીનો ઊડેલો છાંટો.[૦ ઊઠવો (રૂ. પ્ર.) નુકસાનમાં ઊતરવું]
**ત્રજડ** (-ડય) સ્ત્રી. તલવાર
**ત્રટકાવવું** જુઓ 'ત્રટકાવું'માં. [પ્રે., સ. ક્રિ.
**ત્રટકાવું** વિ. [જુઓ 'ત્રટકો,' -ના. ધા.] કરડાઈ જવું. **ત્રટકાવવું**
**ત્રટકો** [રવા.] પું. ફૂટી જાય તેવી વસ્તુમાં પડેલી તરડ. (૨) અનાજ સડતાં દાણામાં પડતો ડંખ. (૩) (લા.) રોગથી થતું મરણ (૪) ઉકળાટો. (૫) રખડપાટ
**ત્રડાકો** પું. [રવા.] કડાકો. (૨) ઝપાટો, સપાટો. (૩) ઝોંકું.
**ત્રડૂકવું** જુઓ 'તડૂકવું.'
**ત્રણ** (ત્રણ્ય) વિ. [સં. ત્રીણિ દ્વારા] એક વત્તા બેની સંખ્યાનું. [૦ ટકાનું (રૂ. પ્ર.) અત્યંત હલકા પ્રકારનું. ૦ પાયાનું (રૂ. પ્ર.) ગાંડું થેલું. ૦ પાંચ કરવું (રૂ. પ્ર.) ઝઘડવું. ૦ બદામનું (રૂ. પ્ર.) તદ્દન હલકટ] [જુઓ 'ત્રમણું.'
**ત્રણ-ગણું** વિ. [જુઓ 'ત્રણ' + 'ગુણવું' + ગુ. 'ઉ'' કૃ. પ્ર.]
**ત્રણ-ચતુર્થાંશ** (-ચતુર્થાંશ) વિ. [જુઓ 'ત્રણ' + સં. चतुर्थ + अंश] પોણું [નો વિકાસ] ત્રણસો ચાર. (ઘડિયામાં.)
**ત્રણ-ચિલંતર** (-ચિલન્તર) વિ. [જુઓ 'ત્રણ' + સં. चतुरुत्तर-
**ત્રણ-છકલંતર** (-છકલન્તર) વિ. [જુઓ 'ત્રણ' + સં. षडुत्तर-નું 'ચિલંતર' જેવાના સાદૃશ્યે.] ત્રણસો છ. (ઘડિયામાં.)
**ત્રણ-તારું** વિ. [જુઓ 'ત્રણ' + સં. तार + ગુ. 'ઉ'' ત. પ્ર.] ત્રણ તારવાળું, ત્રેવડા તારનું
**ત્રણપગી** સ્ત્રી. [જુઓ 'ત્રણ' + 'પગ' + ગુ. 'ઉ'' ત. પ્ર. + 'ઈ'' સ્ત્રીપ્રત્યય.] બે જણે પોતાનો અકેક પગ સાથે બાંધી દોડવાની શરત
**ત્રણ-પચાસિ(-શિ)યું** વિ. [જુઓ 'ત્રણ'+પચાસ(-શ)' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) થોડી મૂડીમાં પોતાને શાહુકાર માનનારું
**ત્રણ-પનરોતેર** વિ. [જુઓ 'ત્રણ' + સં. पञ्चदशोत्तर > પ્રા. पन्नरुत्तर દ્વારા.] ત્રણસો પંદર. (ઘડિયામાં.)
**ત્રણેક** વિ. [જુઓ 'ત્રણ' + 'એક.[૨]'] આશરે ત્રણ જેટલું
**ત્રપડું** ન. [સં. त्रि દ્વારા] શેરડીનું ત્રણ આંખવાળું બી
**ત્રપટો[૧]** પું. [સં. त्रि દ્વારા] ત્રણ દાંતાવાળું દંતાળ. (૨) એવા દાંતાળથી કરવામાં આવતું વાવેતર
**ત્રપટો[૨]** જુઓ 'તરપટો.' [રુવાંટીવાળી ગાય
**ત્રપડ** (ત્રપડય) સ્ત્રી. ગરમી સહન ન કરી શકે તેવી અવળી
**ત્રપડિયું** વિ. [સં. त्रि-पुटिकक- > પ્રા. तिपुडियअ-,માં 'र'-ના પ્રક્ષેપે] ત્રણ પડવાળું. (૨) ન. એક જાતના મગ
**ત્રપ-ત્રપતું** વિ. [અનુ.] ત્રસ-ત્રસતું, તરબોળ, ટપકતું
**ત્રંપન** ન. એ નામનું એક વૃક્ષ
**ત્રપંડી** સ્ત્રી. [સં. त्रि-पिण्डिका > પ્રા. ति-पिंडिआ,- 'र' ના પ્રક્ષેપે] જુઓ 'ત્રિપિંડી.'
**ત્રપા** સ્ત્રી. [સં.] લજ્જા, લાજ, શરમ
**ત્રપિત** વિ. [સં.] શરમાળ, લજ્જાળુ
**ત્રપિષ્ઠ** વિ. [સં.] ખૂબ જ તૃપ્ત થયેલું
**ત્રપુ,** ૦ષ ન. [સં.] કલાઈ (ધાતુ)
**ત્રબકવું** અ. ક્રિ. [રવા.] ટપકવું, ચૂવું
**ત્રબાક** ન. [રવા.] ડાકલું
**ત્રભાણું** જુઓ 'તરભાણું.'
**ત્ર-ભેટો** જુઓ 'તર-ભેટો.'
**ત્રમ-ઝટ** (-ટય) સ્ત્રી. [રવા.] મોટું, ઝાપટું વરસાદની ભારે ઝડી
**ત્રમણું** જુઓ 'તમણું.'
**ત્રયી** સ્ત્રી. [સં.] ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદોનો સમૂહ, વેદ-ત્રયી. (સંજ્ઞા.)
**ત્રયી-ધર્મ** પું. [સં.] વૈદિક યજ્ઞયાગાદિકનો ધર્મ. (સંજ્ઞા.)
**ત્રયી-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'ત્રયી.'
**ત્રયોદશ** વિ. [સં.] તેરની સંખ્યાનું. (૨) તેરની સંખ્યાએ પહોંચેલું, તેરમું
**ત્રયોદશાહ** ન. [સં., પું.] અવસાનથી તેરમો છેલ્લા શ્રાદ્ધનો દિવસ. (સંજ્ઞા.)
**ત્રયોદશી** સ્ત્રી. [સં.] હિંદુ મહિનાના બેઉ પક્ષોની તેરમી તિથિ. (સંજ્ઞા.)
**ત્રવડું** ન., -ડો પું. [સં. त्रि-वर्त्मक- > પ્રા. ति-वट्टअ-, પછી 'र'ના પ્રક્ષેપે] ત્રણ માર્ગ મળતા હોય તેવું ચકલું
**ત્રવાડી** પું. [સં. त्रैविद्यનો વિકાસ] સામવેદી બ્રાહ્મણ અને એની અટક (અત્યારે 'ત્રિવેદી' 'ત્રિપાઠી' પણ, ઉત્તર પ્રદેશમાં એ જ 'તિવારી.')
**ત્રશકાર** પું. લોહીનો છાંટો કે બિંદુ
**ત્રસ** વિ. [સં.] ચલ, જંગમ. (જૈન.)
**ત્રસ-કાય** પું. [સં.] બધા જ પ્રકારનાં ચેતન પ્રાણી. (જૈન.)
**ત્રસકાવવું** જુઓ 'ત્રસકાવું'માં.
**ત્રસકાવું** અ. ક્રિ. [રવા.] ખસી જવું. **ત્રસકાવવું** પ્રે., સ. ક્રિ.
**ત્રસકો** પું. [સં. त्रासનો વિકાસ] ધ્રાસકો, ત્રચકો. (૨) નિસાસો. (૩) નિરાંત, જંપ. (૪) ડબકો, મોટો છાંટો. (૫) ચીરો, ફાટ
**ત્રસત્રસવું** અ. ક્રિ. [અનુ.] નીતરવું, ટપકવું, ઝરવું, ચૂવું
**ત્રસ-દોષ** પું. [સં.] હીરાના દસ દોષોમાંનો એક દોષ
**ત્રસ-યોનિ** સ્ત્રી. [સં.] જીવ-યોનિ. (૨) જીવોનું ઉત્પત્તિ-સ્થાન. (૩) વિ. જીવોમાં જન્મ ધારણ કરી રહેલું. (જૈન.)
**ત્રસર** પું. [સં.] વણકરનું કાપડ વણવાનું એક સાધન
**ત્રસ-રેણુ,** ૦ક ન. [સં., પું.] જાળિયાના પ્રકાશમાં દેખાતો તે તે રજકણ
**ત્રસાળો** પું. સરવાળો, ઉમેરો
**ત્રસિત** વિ. [સં. त्रस्त થાય છે.] ત્રસ્ત, ત્રાસ પામેલું
**ત્ર-સિંગ** (ત્રસિઙ્ગ) વિ. મોટું, જબરદસ્ત. (૨) પું. સિંહ
**ત્રસુકાવવું, ત્રસુકાવું** જુઓ 'ત્રસૂકવું'માં.
**ત્રસૂકવું** અ. ક્રિ. [અનુ.] ત્રાસ પામવું, બીવું, ડરવું. **ત્રસુકાવું** ભાવે., ક્રિ. **ત્રસુકાવવું** પ્રે., સ. ક્રિ.
**ત્ર-સેંથિયું** ન. [સં. त्रि અને ગુ. 'સેંથી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ત્રિસેંથિયું.' [ઝારી નીચેની પડઘી. (પુષ્ટિ.)
**ત્રસ્ટી[૧]** સ્ત્રી. [સં.] મંદિરોમાં ઠાકોરજી સમક્ષ ધરાતી પાણીની
**ત્રસ્ટી[૨]** જુઓ 'ટ્રસ્ટી.'
**ત્રસ્ત** વિ. [સં.] ત્રાસ પામેલું, ખૂબ દુ:ખ પામેલું, ત્રસિત
**ત્રહ** પું. [રવા.] એક પ્રકારનો અવાજ
**ત્રહકવું** અ. ક્રિ. [રવા.] ધ્રૂજવું, કંપવું, થરથરવું. (૨) (લા.) નીતરવું, ટપકવું

ત્રહત્રહાટ પું. [રવા., જૂ. ગુ] ત્રાસ, જુલમ. (૨) ભય, ડર
ત્રહે(-હૅ)કત (ત્રેઃ(-ત્રૅઃ)કત્ય) સ્ત્રી. [જુઓ 'ત્રહેકવું' દ્વારા.] અજંપો, અસ્વસ્થ-તા, ચેન ન પડવું એ
ત્રહે(-હૅ)ક(-કા)વું (ત્રેઃ(-ત્રૅઃ)ક(કા)વું) [રવા.] આછો તીખો અવાજ થવો. (૨) અ-સ્વસ્થ બનવું. (૩) ભરાવાને લઈ ફાટું ફાટું થવું. ત્રહે(-હૅ)કાવવું (ત્રેઃ(-ત્રૅઃ)કાવવું) પ્રે., સ.ક્રિ.
ત્રહૅકાવવું, ત્રહૅકાવું (ત્રૅઃકા-) જુઓ 'ત્રહેકવું'માં.
ત્રંબક (ત્રમ્બક) પું. [સં. તામ્ર > પ્રા. તંબ- માં 'ર'ના પ્રક્ષેપે + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] ત્રાંબાનું નગારું, ત્રંબાળું
ત્રંબકડો (ત્રમ્બકડો) પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] (લા.) ડિંગળનું ગીત [વેદનાની ઝણઝણાટી થવી
ત્રંબવું (ત્રમ્બવું) અ. ક્રિ. [રવા.] શરીરના પાકતા ભાગમાં
ત્રંબાસ (-સ્ય) સ્ત્રી. ગાય [ત્રાંબાનું નગારું, ત્રંબક
ત્રંબાળું ન. [સં. તામ્ર- > પ્રા. તંબ- દ્વારા, 'ર'ના પ્રક્ષેપે]
ત્રંભેડો (ત્રમ્ભેડો) પું. [રવા.] સિંહની ડણક
ત્રાક, ૦ડી સ્ત્રી. [સં. તર્કુ > પ્રા. તક્કુ પું., સ્ત્રી. નો વિકાસ 'ર'ના પ્રક્ષેપે + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] રૂમાંથી દોરો કરનારી રેંટિયામાંની સળી
ત્રાકડો પું. [જુઓ 'ત્રાક' + ગુ. 'ડું' ત. પ્ર.] મોટી ત્રાક
ત્રાગ પું. દોરો, તાંતણો, ધાગો
ત્રાગડ પું. [જુઓ 'ત્રાગ' દ્વારા.] જનોઈ વણનારો માણસ
ત્રાગડું[1] ન. [જુઓ 'ત્રાક' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] (લા.) વડાં પૂરી વગેરે તળાતાં હોય તે કાઢવા માટેનો સળિયો
ત્રાગડું[2] ન. [જુઓ 'ત્રાગું' દ્વારા.] ત્રાગું કરવાનું સાધન
ત્રાગડો પું. [જુઓ 'ત્રાગ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ત્રાગ.' [૦ રચવો (રૂ. પ્ર.) કાવતરું કરવું]
ત્રાગવું અ. ક્રિ. [જુઓ 'ત્રાગું,'- ના. ધા.] ત્રાગું કરવું
ત્રાગાળું વિ. [જુઓ 'ત્રાગું' + ગુ. 'આળું' ત. પ્ર.] ત્રાગું કરનારું
ત્રાગાળો જુઓ 'તરગાળો'-'ત્રગાળો.'
ત્રાગું ન. બીજાની પાસેથી પોતાનું ધાર્યું મેળવવાને માટે કરવામાં આવતો આત્મઘાતનો પ્રયત્ન ['ત્રાગ.'
ત્રાગો પું. [ જુઓ 'ત્રાગ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ
ત્રાજવડાં ન., બ. વ. [જુઓ 'ત્રાજવું[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] શરીર ઉપરનાં છૂંદણાં [બર ચકાસીને કરેલું
ત્રાજવા-તોળ વિ. [જુઓ 'ત્રાજવું[2]' + 'તોળવું.'] (લા.) બરો-
ત્રાજવું[1] ન. શરીરનાં અંગો ઉપર કરવામાં આવતું છૂંદણાંનું તે તે નિશાન. [-વાં ટૂંપાવવાં, -વાં ત્રોફાવવાં (રૂ. પ્ર.) છૂંદણા કરાવવાં]
ત્રાજવું[2] ન. [ફા. તરાજૂ] વજન કરવાનો કાંટો, ત્રોખવાનું બે છાબડાંવાળું સાધન. [૦ ચડ(-ઢ)વું (રૂ. પ્ર.) માન-પ્રતિષ્ઠા વધવાં. ૦ નમવું (રૂ. પ્ર.) ભાગ્યશાળી થવું. ૦ ભારે થવું (રૂ. પ્ર.) ગર્વ કરવો]
ત્રાજૂડી[1] સ્ત્રી. [જુઓ 'ત્રાજૂડું[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] છૂંદણાની નાની પંક્તિ [ત્રાજવું, નાનો કાંટો
ત્રાજૂડી[2] સ્ત્રી. [જુઓ 'ત્રાજૂડું[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું
ત્રાજૂડું[1] સ્ત્રી. [જુઓ 'ત્રાજવું[1]' 'દ્વારા.] છૂંદણું [કાંટો
ત્રાજૂડું[2] સ્ત્રી. [જુઓ 'ત્રાજવું[2]' દ્વારા.] નાનું ત્રાજવું, નાનો

ત્રાટક[1] ન. દૃષ્ટિને સ્થિર કરી કરવામાં આવતી હઠયોગની એક પ્રક્રિયા. (યોગ.) [પડવું એ, છાપો
ત્રાટક[2] ન. [જુઓ 'ત્રાટકવું.'] અચાનક હલ્લો કરવો, તૂટી
ત્રાટકવું અ. ક્રિ. [રવા.] અચાનક હલ્લો કરી તૂટી પડવું, છાપો મારવો, અણધાર્યો ધસારો કરવો
ત્રાટકા પું., બ. વ. [રવા.] વાદળમાંના કડાકા
ત્રાટલું ન. જસ્થો
ત્રાટી સ્ત્રી. [જુઓ 'ત્રાટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું ત્રાટું, નાના પડદાની આડચ [પડદો, તટ્ટી
ત્રાટું ન. પાંદડાં સાંઠી તાળાં વગેરેનો ગૂંથેલો પડદો, કામઠાંનો
ત્રાઠું વિ. [સં. त्रस्तक- > પ્રા. तट्ठअ-, પછી 'ર' ના પ્રક્ષેપે, જૂ.ગુ.] ત્રાસ પામેલું [ગર્જના
ત્રાડ (ત્રાઃડ) સ્ત્રી. [રવા.] સિંહની ગર્જના. (૨) આખલાની
ત્રાડવું (ત્રાઃડવું) અ. ક્રિ. [જુઓ 'ત્રાડ,'-ના.ધા.] ત્રાડ પાડવી
ત્રાડિયું ન. ગાડી-ગાડામાં રક્ષણનું એક સાધન
ત્રાડૂકવું જુઓ 'તાડૂકવું.'
ત્રાડો પું. [રવા.] ગૂમડાં વગેરેનો સોજો, તાડો
ત્રાણ ન. [સં.] રક્ષણ, રક્ષા. (૨) (લા.) આશ્રય, આશરો, શરણ [છે.] રક્ષણ કરનાર
ત્રાણ-કર્તા વિ. [સં. त्राणस्य-कर्ता થાય; આ સમાસ ગુ.
ત્રાણી વિ. [સં., પું.] રક્ષક
ત્રાણુ(-ણું) વિ. [સં. त्रि-णवति > પ્રા. तिणउइ દ્વારા, 'ર' ના પ્રક્ષેપે] નેવુ ને ત્રણની સંખ્યાનું, તાણુ,-ણું
ત્રાણુ(-ણું)-મું વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] ત્રાણુની સંખ્યાએ પહોંચેલું, તાણુ(-ણું)મું
ત્રાત વિ. [સં.] રક્ષણ કરાયેલું, રક્ષિત
ત્રાતવ્ય વિ. [સં.] રક્ષણ કરવા જેવું, રક્ષાવાને યોગ્ય
ત્રાતા વિ., પું. [સં., પું.] રક્ષક
ત્રાપટ,-ડ (-ટ્ય,-ડ્ય) સ્ત્રી. [રવા.] ખૂબ જ ખાવું એ, ઘણો આહાર કરવો એ, અકરાંતિયાપણું [ખાવું
ત્રાપડવું સ. ક્રિ. [જુઓ 'ત્રાપડ,'-ના.ધા.] અકરાંતિયા થઈ
ત્રાપડું જુઓ 'તાપડું.' [થવી, જમાવટ થવી]
ત્રાપો જુઓ 'તરાપો.' [૦ જામવો (રૂ. પ્ર.) ઘણી ભીડ
ત્રાયમાણ વિ. [સં.] રક્ષણ કરતું, બચાવતું, પાલન કરતું
ત્રાશકડો જુઓ 'ત્રાસકડો.'
ત્રાસ પું. [સં.] જુલમ, કેર. (૨) પજવણી. (૩) ધાક, બીક. (૪) કમકમાટી. (૫) ઉપદ્રવ, '-ત્રુસ-સ.' [૦ આપવો, ૦ ઉપજાવવો, ૦ કરવો, ૦ દેવો (રૂ. પ્ર.) જુલમ કરવો. ૦ પામવો (રૂ. પ્ર.) હેરાન થવું. ૦ વર્તવો (રૂ. પ્ર.) જુલમ થવો] [(લા.) જુઓ 'ત્રાગું.'
ત્રાસ(-શ)કડો પું. [સં. त्रास + ગુ. 'ક' + 'ડું' ત. પ્ર.]
ત્રાસ-દાયક વિ. [સં.], ત્રાસ-દાયી વિ. [સં., પું.], ત્રાસ-પ્રદ વિ. [સં.] ત્રાસ દેનારું [મત-સિદ્ધાંત, 'ટેરોરિઝમ'
ત્રાસ-વાદ પું. [સં.] ત્રાસ કરવાથી સફળતા મળે છે એવો
ત્રાસવાદી વિ. [સં., પું.] ત્રાસવાદમાં માનનારું, 'ટેરોરિસ્ટ'
ત્રાસવું અ. ક્રિ. [સં. त्रास्,-ના ધા.] ત્રાસ પામવું
ત્રાસિત વિ. [સં.] જેને ત્રાસ આપવામાં આવ્યો હોય તેવું
ત્રાહિ ક્રે. પ્ર. [સં., આજ્ઞાર્થ બી. પુ., એ. વ.] 'રક્ષણ કરો'

એવો ઉદ્ગાર [ઉદ્ગાર, દયાને માટેનો અવાજ

**ત્રાહિ-કાર** પું. [જુઓ 'ત્રાહિ' + સં. °कार] 'ત્રાહિ' એવો

**ત્રાહિત** વિ. [સર૦ મરા. 'તિરાહિત', હિં. 'તિહાઈત.'] ઓળખાણ કે સંબંધ ન હોય તેવું અન્ય કોઈ. (૨) તટસ્થ, 'થર્ડ પાર્ટી.' (૩) અ-પક્ષ

**ત્રાહિ(-હ્ય)-તોબા,** ૦**હ** કે. પ્ર. [જુઓ 'ત્રાહિ + 'તોબા, ૦હ.'] જુઓ 'ત્રાહિ ત્રાહિ(૧).'

**ત્રાહિ ત્રાહિ** કે. પ્ર. [સં. આજ્ઞાર્થ બી.પુ., એ.વ.,-દ્વિર્ભાવ.] 'રક્ષણ કરો, રક્ષણ કરો' એવો ઉદ્ગાર. (૨) ક્રિ. વિ. ભારે પરેશાનીની સ્થિતિ હોય એમ

**ત્રાહિ મામ્** કે. પ્ર. [જુઓ 'ત્રાહિ ત્રાહિ.' એક त्राहि સાથે मामू-મને] 'મને બચાવી લો, મારું રક્ષણ કરો' એવો ઉદ્ગાર [ઉચ્ચાર] જુઓ 'ત્રાહિ.'

**ત્રાહ્ય** કે.પ્ર. [સં. त्राहिના અંત્ય इનો લઘુપ્રયત્ન 'ય'

**ત્રાહ્ય-તોબા,** ૦**હ** જુઓ 'ત્રાહિ-તોબા,૦હ.'

**ત્રાંગડી** સ્ત્રી. બળદ ગધેડાં વગેરે ઉપર માલ ભરવાનાં છાલકાંનો એક પ્રકાર [લાપરવાઈ]

**ત્રાંગડો** પું. બેદરકારી. (૨) સ્વાર્થવૃત્તિ. [-ડે ઘા (રૂ. પ્ર.)

**ત્રાંબઠ** ન. [જુઓ 'ત્રાંબું' દ્વારા.] તાંબાની કોઈ પણ બનાવટ. (૨) તાંબાનું વાસણ

**ત્રાંબડ**[1] વિ, [જુઓ 'ત્રાંબું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] ત્રાંબાના જેવા રાતા રંગનું, તાંબડ

**ત્રાંબડ**[2] (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'ત્રાંબું' દ્વારા.] ત્રાંબાના રંગની જમીન, ગેરવા જમીન, તાંબડ

**ત્રાંબડાં** ન., બ.વ. [જુઓ 'ત્રાંબડું.'] ત્રાંબા પિત્તળનાં વાસણ

**ત્રાં(-તાં)બડિયો** પું. [જુઓ 'ત્રાંબડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ત્રાંબાનાં વાસણોનો વેપારી. (૨) ત્રાંબડી લઈ ભીખ માગનાર ભિક્ષુક

**ત્રાંબડી** સ્ત્રી. [જુઓ 'ત્રાંબડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ચોક્કસ પ્રકારના ઘાટનું તાંબા પિત્તળ વગેરેનું વાસણ (હાળવાળા પેટાળ અને જરા સાંકડા મોંનું), તાંબડી. [૦ ફેરવવી (રૂ. પ્ર.) ભીખ માગવી. ૦ લેવી (રૂ. પ્ર.) ભીખ માગવાનો ધંધો કરવો, ભિખારી બનવું]

**ત્રાંબડું** ન. [જુઓ 'ત્રાંબું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) ત્રાંબા પિત્તળ વગેરે ધાતુનું પહોળા ઊંડા મોંનું વાસણ, મોટી ત્રાંબડી, તાંબડું. [-ડે ઘા (રૂ. પ્ર.) નુકસાનીનો અભાવ]

**ત્રાંબડો** પું. [જુઓ 'ત્રાંબડું.'] મોટું તાંબડું, તામડો (પાણી ભરવાનું મોટું વાસણ)

**ત્રાંબા-કાંટો** પું. [જુઓ 'ત્રાંબું' + 'કાંટો.'] ત્રાંબું વગેરે ધાતુનાં વાસણ જ્યાં વજનથી વેચવામાં આવે તેવી બજાર, તાંબા-કાંટો, કંસારા-બજાર

**ત્રાંબા-કૂંડી** સ્ત્રી. [જુઓ 'ત્રાંબું' + 'કૂંડી.'] ઢીલાં બે કડાંવાળું અને નીચે પડઘીવાળું પહોળા પેટનું ત્રાંબા વગેરે ધાતુનું કડાયું, તાંબા-કૂંડી

**ત્રાંબા-ગોળી** સ્ત્રી. [જુઓ 'ત્રાંબું' + 'ગોળી.'] ત્રાંબાના પતરાનો પાણી વગેરેનો મોટો ઘડો, તાંબા-ગોળી

**ત્રાંબા-ઘડો** પું. [જુઓ 'ત્રાંબું' + 'ઘડો.'] તાંબાનો ઘડો,' તાંબા-ઘડો

**ત્રાંબા-ચાર** (-રચ) સ્ત્રી. [જુઓ 'ત્રાંબું' દ્વારા.] (લા.) ત્રાંબાના જેવા રંગની ડાંગર, તાંબા-ચાર [તાંબા-નાણું

**ત્રાંબા-નાણું** ન. [જુઓ 'ત્રાંબું + 'નાણું.'] ત્રાંબાના સિક્કા,

**ત્રાંબા-પતરું** ન. [જુઓ 'ત્રાંબું' + 'પતરું.'], **ત્રાંબા-પત્રું** ન. [જુઓ 'ત્રાંબું' + સં. पत्र + ગુ. 'ઉં' ત. પ્ર.] તામ્ર-પત્ર, તાંબા-પતરું, તાંબા-પત્રું, 'કૉપર-પ્લેઇટ'

**ત્રાંબા-મહોર** (-મો:ર) સ્ત્રી. [જુઓ 'ત્રાંબું' + 'મહોર.'] ત્રાંબાની બનાવેલી મુદ્રા, તાંબા-મહોર, 'કૉપર-સીલ'

**ત્રાંબા-રાચ** સ્ત્રી. [જુઓ 'ત્રાંબું' + 'રાચ.[2]'] રેણ કરવા માટેની ત્રાંબાની રજની મેળવણી, તાંબા-રાચ

**ત્રાંબા-વરણું** વિ. [જુઓ 'ત્રાંબું' + સં. वर्ण, અર્વા તદ્ભવ + ગુ. 'ઉં' ત. પ્ર.], **ત્રાંબા-વર્ણું** વિ. [+ સં. वर्ण + ગુ. 'ઉં' ત. પ્ર.] ત્રાંબાના જેવા લાલ રંગનું, તાંબા-વરણું, તાંબા-વર્ણું

**ત્રાંબા-સાળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ત્રાંબું + 'સાળ.'] ત્રાંબાના રંગની એક જાતની ચોખાની જાત, તાંબા-સાળ

**ત્રાંબિયો** પું. [જુઓ 'ત્રાંબું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ત્રાંબાનો અડધા દોકડાનો સિક્કો, તાંબિયો

**ત્રાં(-તાં)બી** સ્ત્રી. [જુઓ 'ત્રાંબું' + ગુ. 'ઈ' ત. પ્ર.] ત્રાંબાની લોટી. (૨) ત્રાંબાની કડછી. (૩)(લા.) એ નામની એક વનસ્પતિ

**ત્રાંબું** ન. [સં. ताम्रक- > પ્રા. तंबअ-, પછી 'ર'ના પ્રક્ષેપે] એ નામની પ્રબળ ઉષ્ણતાવાહક એક ધાતુ, તાંબું

**ત્રાંબેરી** વિ. [જુઓ 'ત્રાંબું' + ગુ. 'એરી' ત. પ્ર.] ત્રાંબાના જેવા લાલ રંગનું, તાંબેરી

**ત્રાંસ**[1] [જુઓ 'ત્રાંસું.'] ત્રાંસો ભાગ, વળાંક. (૨) (લા.) ફાંસો, ફાંસલો [વાસણ

**ત્રાંસ**[2] પું. [અર. તાસ્] ટેઢા લાંબા કાંઠાનું થાળ-ઘાટનું

**ત્રાંસલ** વિ. [જુઓ 'ત્રાંસું' દ્વારા.] જુઓ 'ત્રાંસું.'

**ત્રાંસાઈ** સ્ત્રી. [જુઓ 'ત્રાંસું[1]' + ગુ. 'આઈ' ત.પ્ર.] ત્રાંસાપણું

**ત્રાંસા-બાંગું** વિ. [જુઓ 'ત્રાંસું' + 'બાંગું.'] ખૂણા પાડતું વાંકું-ચૂકું

**ત્રાંસાં** ન., બ. વ. [અર. 'તાસ્' 'દ્વારા] જુઓ 'તાંસાં.'

**ત્રાંસિયાં** ન., બ. વ. [જુઓ 'ત્રાંસિયો.'] માથાના વાળ ઓળવાની એક રીત

**ત્રાંસિયો** પું. [જુઓ 'ત્રાંસું[1]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ત્રાંસા આકારનો બાંધેલો દોરડાનો ટુકડો

**ત્રાંસું**[1] વિ. [સં. तिरस्- > પ્રા. तिरच्छअ-દ્વારા] વાંકું-ટેઢું, કતરાતું, ત્રિકોણ પડે એમ રહેતું કે ખૂણા પાડતું

**ત્રાંસું**[2] ન. [જુઓ 'તાંસું.'] જુઓ 'તાંસું.'

**ત્રિ-** વિ. [સં., સામાન્ય રીતે સમાસના પૂર્વપદ તરીકે] ત્રણ

**ત્રિ-અંકી** (-અઙ્કી) વિ. [સં. त्रि-अङ्की પું., સંધિ વિના, સંધિથી त्र्यङ्की] ત્રણ અંકોવાળું (નાટક)

**ત્રિક** ન. [સં.] ત્રણનો સમૂહ, ત્રિપુટી. (૨) ત્રેખડો

**ત્રિ-કટુ** ન. [સં.] સૂંઠ મરી અને પીપર એ ત્રણ તીખી ચીજોનો સમૂહ કે ચૂર્ણ. (વૈદક.)

**ત્રિ(-ત્રી)કમ,** ૦**જી,** ૦**રાય** પું., બ. વ. [સં. त्रिविक्रमનું લઘુરૂપ + જુઓ 'જી'-'રાય.'] વિષ્ણુનો વામન-અવતાર. (સંજ્ઞા.)

**ત્રિકર્ણી** વિ., પું. [સં., પું.] કાનની પાસે કાનના જેવા

ચિહ્નવાળો કાળી કાંધનો ઘોડો

**ત્રિ-કલ** વિં. [સં.] જેમાં ત્રણ ત્રણ માત્રાના ગણ કે ટુકડા હોય છે તેવું (છંદ) ત્રિમાત્રિક. (પિં.)

**ત્રિકલસાં** ન., બ. વ. [સં. त्रि-कलशक- દ્વારા] મહાલય ઉપરની ત્રણ કળશવાળી ઊંચી જગ્યા [એ સમય

**ત્રિ-કાલ(-ળ)** પું., બ. વ. [સં.] ભૂત વર્તમાન અને ભવિષ્ય

**ત્રિકાલ(-ળ)-જ્ઞ** વિ. [સં.], **-જ્ઞાતા** વિ. [સં., પું.] ત્રણ કાલનું જ્ઞાન ધરાવનાર [આવે છે તેવું

**ત્રિકાલ(-ળ)-દર્શક** વિ. [સં.] ત્રણે કાળનો જેને ખ્યાલ

**ત્રિકાલ(-ળ)દર્શિ-તા** સ્ત્રી. [સં.] ત્રિકાલદર્શી હોવાપણું

**ત્રિકાલ(-ળ)-દર્શી** વિ. [સં., પું.] જુઓ 'ત્રિકાલ-દર્શક.'

**ત્રિકાલ(-ળ)-વર્તી** વિ. [સં., પું.] ત્રણે કાળમાં રહેલું, સનાતન

**ત્રિકાલ(-ળ)-વિદ** વિ. [+ સં. °विद्] જુઓ 'ત્રિકાલ-જ્ઞ.'

**ત્રિકાલા(-ળા)બાધિત** વિ. [સં. त्रिकाल + अ-बाधित] જેને ત્રણે કાળમાં નડતર નથી નડી તેવું

**ત્રિકાલા(-ળા)બાધ્ય** વિ. [સં. त्रिकाल + अ-बाध्य] જેને ત્રણે કાળમાં કશી નડતર નથી તેવું, સનાતન

**ત્રિકાસ્થિ** ન. [સં. त्रिक + अस्थि] કશેરુકા સાથે જોડાયેલાં કેડના પાછલા ભાગમાં રહેલાં બેમાંનું તે તે હાડકું

**ત્રિ-કાળ** જુઓ 'ત્રિકાલ.'

**ત્રિકાળ-જ્ઞ, -જ્ઞાતા** જુઓ 'ત્રિકાલ-જ્ઞ, -જ્ઞાતા.'

**ત્રિકાળ-દર્શક** જુઓ 'ત્રિકાલ-દર્શક.'

**ત્રિકાળદર્શિ-તા** જુઓ 'ત્રિકાલદર્શિ-તા.'

**ત્રિકાળ-દર્શી** જુઓ 'ત્રિકાલ-દર્શી.'

**ત્રિકાળ-વર્તી** જુઓ 'ત્રિકાલ-વર્તી.'

**ત્રિકાળ-વિદ** જુઓ 'ત્રિકાલ વિદ.'

**ત્રિકાળાબાધિત** જુઓ 'ત્રિકાલાબાધિત.'

**ત્રિકાળાબાધ્ય** જુઓ 'ત્રિકાલાબાધ્ય.' [વિભાગવાળું

**ત્રિ-કાંડ** (-કાણ્ડ) વિ. [સં.] ત્રણ ડાળવાળું. (૨) (લા.) ત્રણ

**ત્રિ-કૂટ** વિ. [સં.] ત્રણ શિખરોવાળું. (૨) પું. પ્રાચીન લંકા પ્રદેશનો એ નામનો એક પર્વત. (સંજ્ઞા.),

**ત્રિકૂટાચલ(-ળ)** પું. [સં. त्रिकूट + अचल] જુઓ 'ત્રિકૂટ(૨).'

**ત્રિ-કોણ** પું. [સં.] ત્રણ રેખાઓની ત્રણ ખૂણા પડે એ રીતે જોડાયેલી આકૃતિ. (ગ.)

**ત્રિકોણ-ભવન** ન. [સં.] જન્મકુંડળીમાં લગ્નથી પાંચમું તથા નવમું સ્થાન. (જ્યો.)

**ત્રિકોણ-મિતિ** સ્ત્રી. [સં.] બાજુઓ અને એના મેળાપના ખૂણાઓના ગણિતની વિદ્યા, 'ટ્રિગૉનૉમેટ્રી.' (ગ.)

**ત્રિકોણમિતીય** વિ. [સં.] ત્રિકોણમિતિને લગતું

**ત્રિકોણ-સ્થાન** ન. [સં.] જુઓ 'ત્રિકોણ-ભવન.'

**ત્રિકોણાકાર** પું., **ત્રિકોણાકૃતિ** સ્ત્રી. [સં. त्रिकोण + आ-कार, आ-कृति] જેમાં ત્રણ ખૂણા પડે તેવો આકાર, 'ટ્રાઇ-ઍંગલ.' (૨) વિ. જેમાં ત્રણ ખૂણા પડે તેવા આકારનું, 'ટ્રાઇ-ઍંગ્યુલર.' (ગ.)

**ત્રિકોણાસ્થિ** ન. [+ સં. अस्थि] જુઓ 'ત્રિકાસ્થિ.'

**ત્રિકોશી**[1] વિ. [સં., પું.] ત્રણ કોશ કે ખાનાંવાળું

**ત્રિ-કોશી**[2](-સી) વિ. [સં. त्रि + 'કોશ[2]' + ગુ. 'ઈ' ત. પ્ર.] ત્રણ કોશ ચાલી શકે તેવું (કૂવો, વાવ વગેરે)

**ત્રિ-ખંડી** (-ખણ્ડી) વિ. [સં., પું.] ત્રણ ખંડ કે વિભાગવાળું

**ત્રિખૂણિયું** વિ. [સં. त्रि + 'ખૂણો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ત્રણ ખૂણાવાળું, ત્રિકોણાકાર, 'ટ્રાઇ-ઍંગ્યુલર'

**ત્રિ-ગડાં** ન., બ. વ. [સં. त्रि દ્વારા] ઘઉં બાજરી અને મગના લોટની કરેલી મસાલેદાર રોટલી [ગઢવાળું

**ત્રિ-ગઢું** વિ. [સં. त्रि + 'ગઢ' + ગુ. 'ઉં' ત. પ્ર.] ત્રણ

**ત્રિગર્ત** પું. [સં.] પંજાબ તરફનો એક પ્રાચીન દેશ. (સંજ્ઞા.)

**ત્રિ-ગુચ્છી** વિ. [સં., પું.] ત્રણ ગુચ્છાવાળું

**ત્રિગુણ-મય** વિ. [સં.] સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોથી ભરેલું, ત્રિગુણાત્મક. (વેદાંત.)

**ત્રિગુણમયી** વિ., સ્ત્રી. [સં.], **ત્રિગુણા** સ્ત્રી. [સં.] સત્ત્વ રજસ્ અને તમસ્‌ના રૂપની માયા. (વેદાંત.)

**ત્રિગુણાતીત** વિ. [સં. त्रिगुण + अतीत] સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણોની પાર રહેલું (બ્રહ્મ-તત્ત્વ.). (વેદાંત.)

**ત્રિગુણાત્મક** વિ. [સં. त्रिगुण + आत्मन् + क] સત્ત્વ રજસ અને તમસ્‌થી પૂર્ણ, ત્રિગુણમય. (વેદાંત.)

**ત્રિગુણાત્મિકા** વિ., સ્ત્રી. [સં.] ત્રણ ગુણોવાળી માયા. (વેદાંત.)

**ત્રિગુણાત્મી** વિ. [સં. त्रिगुण + आत्मन्-आत्म + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'ત્રિગુણાત્મક'-'ત્રિગુણમય.'

**ત્રિ-ગુણિત** વિ. [સં.] ત્રણગણું, ત્રમણું

**ત્રિ-ઘાત** પું. [સં.] એકની એક સંખ્યાને એ સંખ્યાથી બે વાર ગુણવાની ક્રિયાથી મળતી સંખ્યા, ઘન, 'ક્યૂબ.' (ગ.)

**ત્રિઘાત-પદી** સ્ત્રી. [સં.] જેનું દરેક પદ ત્રણ ઘાતનું અથવા જેનું એક પદ ત્રણ ઘાતનું અને બાકીનાંમાંનું કોઈ પણ પદ ત્રણથી વધારે ઘાતનું ન હોય તેવી પદી, 'ક્યૂબિક એક્સ્પ્રેશન.' (ગ.) ['ટેમ્પો'

**ત્રિચક્રી** સ્ત્રી. [સં.] ત્રણ પૈડાંવાળું વાહન, 'ટ્રાઇસિકલ' કે

**ત્રિ-જગત** ન. [સં. त्रि-जगत्] આકાશ પૃથ્વી અને પાતાળ, ત્રિભુવન, ત્રિલોક, ત્રિલોકી

**ત્રિજટા** સ્ત્રી. [સં.] અશોક-વનિકામાં સીતાની ચોકી કરનારી એક પૌરાણિક રાક્ષસી. (સંજ્ઞા.)

**ત્રિ-જ્યા** સ્ત્રી. [સં.] કોઈ પણ વર્તુલના મધ્યબિંદુથી સામે પરિઘ સુધીની મોટામાં મોટી રેખા, 'રેડિયસ.' (ગ.)

**ત્રિજ્યા-કોણ** પું. [સં.] ત્રિજ્યાને છેદનારી લીટીથી કેંદ્રમાં પડતો તે તે ખૂણો, 'રેડિયન.' (ગ.) [કૌંસ. (ગ.)

**ત્રિજ્યા-ચાપ** પું. [સં.] કોઈ પણ બે ત્રિજ્યાઓ વચ્ચેનો

**ત્રિજ્યા-વૃત્ત** ન. [સં.] જેટલી લંબાઈનો શંકુ હોય તેટલી લંબાઈની ત્રિજ્યાએ વેધપીઠ ઉપર દોરાતો ગોળ. (ગ.)

**ત્રિતય** ન. [સં.] ત્રણની સંખ્યા

**ત્રિતલ-કોણ** પું. [સં.] કોઈ પણ ઘન પદાર્થનાં ત્રણ પાસાં એક જ બિંદુમાં મળે ત્યારે એ બિંદુ પાસે એઓના મળવાથી બનતો ખૂણો. (ગ.)

**ત્રિ-તંત્રી** (-તન્ત્રી) સ્ત્રી. [સં.] ત્રણ તારવાળું એક તંતુ-વાદ્ય. (સંગીત.) [રૂપનો સંતાપ

**ત્રિ-તાપ** પું., બ.વ. [સં.] આધિ વ્યાધિ અને ઉપાધિના

**ત્રિ-તાલ** પું. [સં.] સોળ માત્રાનો એક તાલ, ત્રેતાલ. (સંગીત.)

**ત્રિ-ત્વ** ન. [સં.] ત્રણપણું

**ત્રિ-દશ** પું. [સં.] દેવ, અમર, સુર
**ત્રિદશ-ગુરુ** પું. [સં.] દેવોના ગુરુ–બૃહસ્પતિ
**ત્રિદશ-પતિ** પું. [સં.] દેવોનો રાજા–ઇંદ્ર
**ત્રિદશાલય** ન. [સં. ત્રિદશ + આ-લય] દેવોનું નિવાસસ્થાન–સ્વર્ગ, ત્રિવિષ્ટપ
**ત્રિ-દંડ** (-દણ્ડ) પું. [સં.] વાગ્દંડ મનોદંડ અને કાયાદંડ એ પ્રકારના ત્રણ સંયમ ધારણ કર્યાની નિશાનીરૂપ સંન્યાસીનો દંડ
**ત્રિદંડી** (-દણ્ડી) પું. [સં.] ત્રિદંડ સંન્યાસ લીધો હોય તેવો સંન્યાસી [દેવ-એ ત્રણ દેવો
**ત્રિ-દેવ** પું., બ.વ. [સં.] બ્રહ્મા વિષ્ણુ અને મહેશ કે મહા-
**ત્રિ-દોષ** પું. [સં.] વાત પિત્ત અને કફ એ ત્રણેના પ્રકોપની સ્થિતિ, સંનિપાત, સનેપાત. (વૈદ્યક.)
**ત્રિદોષ-ઘ્ન** વિ. [સં.] વાત પિત્ત અને કફના પ્રકોપને દૂર કરનારું. (વૈદ્યક.) [વિકસેલું, સંનિપાત-રૂપ
**ત્રિદોષ-જ** વિ. [સં.] વાત પિત્ત અને કફના પ્રકોપમાંથી
**ત્રિદોષ-વાદ** પું. [સં.] વાત પિત્ત અને કફ એ ત્રણ જેના તત્ત્વરૂપ છે તેવી વૈદ્યકીય પદ્ધતિનો મત સિદ્ધાંત
**ત્રિદોષવાદી** વિ. [સં., પું.] ત્રિદોષવાદમાં માનનાર
**ત્રિદોષ-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] જુઓ 'ત્રિદોષ-વાદ.'
**ત્રિધા** ક્રિ. વિ. [સં.] ત્રણ પ્રકારે, ત્રેધા
**ત્રિ-ધાતુ** સ્ત્રી., બ.વ. [સં., પું.] વાત પિત્ત અને કફ એ દેહમાંના ત્રણ મૂળ પદાર્થ કે તત્ત્વ
**ત્રિધાતુ-વાદ** પું. [સં.] જુઓ 'ત્રિદોષ-વાદ.'
**ત્રિધાતુવાદી** વિ. [સં., પું.] જુઓ 'ત્રિદોષવાદી.'
**ત્રિ-નયન, ત્રિ-નેત્ર** પું. [સં.] ત્રણ નેત્રોવાળા ગણાતા મહાદેવ
**ત્રિપક્ષી** સ્ત્રી. [સં.] અવસાન પામેલાંની પાછળ ત્રણ પખવાડિયાં પૂરાં થતાં કરવામાં આવતી શ્રાદ્ધ-ક્રિયા અને બ્રહ્મ-ભોજન [પાતાળમાં વહેતી મનાતી ગંગા નદી
**ત્રિપથ-ગા, -ગામિની** વિ., સ્ત્રી. [સં.] આકાશ પૃથ્વી અને
**ત્રિપદા** વિ., સ્ત્રી. [સં.] ત્રણ ચરણવાળો ગાયત્રીછંદ. (પિં.)
**ત્રિપદી**[1] વિ. [સં., પું.] ત્રણ ચરણોવાળું. (૨) ત્રણ પદો (શબ્દો) વાળું. (પિં).
**ત્રિપદી**[2] સ્ત્રી. [સં.] ત્રણ પાયાવાળું આસન, તિપાઈ. (૨) ત્રણ પદો કે ચરણોવાળો પદબંધ. (પિં.)
**ત્રિ-પરિમાણ** ન., બ.વ. [સં., પું] લંબાઈ પહોળાઈ અને ઊંચાઈ એવું માપ, 'થ્રી–ડાઇમેન્શન.' (ગ.)
**ત્રિપરિમાણાત્મક** વિ. [સં.] ત્રિ, પરિમાણવાળું, 'થ્રી,-ડાઇમેન્શનલ.' (ગ.) ['તિપાઈ.'
**ત્રિ-પાઈ** સ્ત્રી. [સં. ત્રિ + પાદિકા > પ્રા. °પાઇઆ] જુઓ
**ત્રિ-પાઠ** પું. બ.વ. [સં.] વૈદિક મંત્રોનો પદ ક્રમ અને સંહિતા એ પ્રકારનો મુખ-પાઠ
**ત્રિપાઠી** વિ., પું. [સં., પું. નવો શબ્દ] ત્રીજા સામવેદનો પરંપરાગત પાઠ કરનારો ત્રૈવિદ્ય બ્રાહ્મણ, ત્રિવેદી, ત્રવાડી
**ત્રિ-પદ** વિ. [સં.] ત્રણ ચરણોવાળું. (૨) પોણા ભાગનું, પોણું
**ત્રિ-પાદી** સ્ત્રી. [સં.] ત્રણ પાદો કે ચરણોનો સમૂહ. (૨) (લા.) પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણના આઠમા અધ્યાય-ના છેલ્લા ત્રણ પાદોનો સમૂહ. (સંજ્ઞા) (વ્યા.)
**ત્રિપાર્શ્વિક** વિ. [સં.] ત્રણ પાસાંવાળું
**ત્રિ-પિટક** પું., ન. [સં.] સુત્ત(સૂત્ર) વિનય અને અભિધમ્મ-(અભિધર્મ) એ ત્રણ પ્રકારનો બૌદ્ધ ધર્મગ્રંથોનો સમૂહ, તિપિટક. (બૌદ્ધ.)
**ત્રિપિંડી** (ત્રિપિણ્ડી) સ્ત્રી. [સં.] પિતા પિતામહ અને પ્રપિતા-મહને ઉદ્દેશી કરવામાં આવતી શ્રાદ્ધ-ક્રિયા અને બ્રહ્મ-ભોજન, ત્રપિંડી
**ત્રિ-પુટ** વિ. [સં.] ત્રણ પુટવાળું, ત્રણ પડવાળું
**ત્રિપુટી** સ્ત્રી. [સં.] ત્રણનો સમૂહ, ત્રિક
**ત્રિપુર** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણેનો એક પ્રાચીન અસુર કે જેનો મહાદેવે વિનાશ કરેલો, ત્રિપુરાસુર. (સંજ્ઞા.)
**ત્રિપુરારિ** પું [સં. ત્રિપુર + અરિ] ત્રિપુરાસુરના પૌરાણિક રીતે શત્રુ–મહાદેવ રુદ્ર. (સંજ્ઞા.)
**ત્રિપુરાસુર** પું. [સં. ત્રિપુર + અસુર] જુઓ 'ત્રિપુર.'
**ત્રિપુરા-સુંદરી** (-સુન્દરી) સ્ત્રી. [સં.] દુર્ગામાતાનું એ નામનું એક સ્વરૂપ. (સંજ્ઞા.)
**ત્રિપુરાંતક** (ત્રિપુરાન્તક) પું. [સં. ત્રિપુર + અન્તક] જુઓ 'ત્રિપુરારિ.' [બાપ દાદો અને પરદાદો
**ત્રિ-પુરુષ** પું., બ.વ. [સં.] પિતા પિતામહ અને પ્રપિતામહ,
**ત્રિપુષ્પી** વિ. [સં., પું.] ત્રણ ફૂલોવાળું
**ત્રિપુંડ** (ત્રિપુણ્ડ) ન. [સં. ત્રિ-પુણ્ડ્ર], -ડ્ર (ત્રિપુણ્ડ્ર) ન. [સં.] શૈવ સંપ્રદાયવાળા તેમજ સ્માર્ત સંપ્રદાયવાળા કપાળમાં કરે છે તે ત્રણ આડી રેખાઓ
**ત્રિપુંડ(-ડ્ર)-ધારી** (ત્રિપુણ્ડ-ણ્ડ્ર,) વિ., પું. [સં., ત્રિપુણ્ડ્રધારી પું.] કપાળમાં ત્રિપુંડ્ર કર્યું હોય તેવો માણસ
**ત્રિ-પોળિયું** (-પોળિયું) વિ., ન. [સં. ત્રિ + જુઓ 'પોળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ત્રણ દરવાજાવાળું પ્રવેશદ્વાર, તિપોળિયું
**ત્રિ-પ્રમાણ** વિ. [સં.] જુઓ 'ત્રિપરિમાણાત્મક.' (ગ.)
**ત્રિફલા(-ળા)** સ્ત્રી. [સં.] હરડાં બેડાં અને આંબળાંનું [ચૂર્ણ. (વૈદ્યક.)
**ત્રિફળું** વિ., ન. [સં. ત્રિ-फल + ગુ. 'ઉં' ત. પ્ર.] ત્રણ ફળાં કે પાનાંવાળું શસ્ત્ર [લેવામાં આવતો વળાંક
**ત્રિભંગ** (-ભઙ્ગ) પું [સં.] પેટ કેડ અને ડોક ત્રણે સ્થળે
**ત્રિભંગી** (-ભઙ્ગી) વિ., પું. [સં., પું.] (૩૨ માત્રાનો ૧૦–૮–૮–૬ એ રીતે યતિવાળો યતિએ પ્રાસ ઇચ્છતો) એક માત્રામેળ છંદ. (પિં.)
**ત્રિભંગ-લલિત** (ત્રિભઙ્ગ-) વિ., પું. [સં.] બંસીધારી શ્રીકૃષ્ણ
**ત્રિભાગવું** સ. ક્રિ. [સં. ત્રિ-भाग, - ના. ધા.] આકૃતિના કે વસ્તુના ત્રણ ભાગ કરવા
**ત્રિભાંતર** (ત્રિભાન્તર) ન. [સં. ત્રિભા + અન્તર] ગ્રહ અને સૂર્ય વચ્ચે ત્રણ રાશિનું એટલે કે આકાશના ચોથા ભાગ-દેખાતા આકાશના અડધા ભાગ જેટલું અંતર. (જ્યો.)
**ત્રિ-ભાજક** વિ. [સં.] ત્રણ ભાગ કરનારું, 'ટ્રાઇ-સેક્ટર.' (ગ).
**ત્રિ-ભાજન** ન. [સં.] ત્રણ ભાગ કરવા એ
**ત્રિ-ભુજ** પું. [સં.] જુઓ 'ત્રિ-કોણ.'
**ત્રિ-ભુવન** ન. [સં.] સ્વર્ગ પૃથ્વી અને પાતાળ, ત્રિ-જગત, ત્રિ-લોક, ત્રિલોકી (સંજ્ઞા.) [સ્વામી-પરમેશ્વર
**ત્રિભુવન-નાથ, ત્રિભુવન-પતિ** પું, [સં.] ત્રણે જગતના
**ત્રિભુવનિયું** વિ. ન. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) વરરાજાને

કોઈની નજર ન લાગે એ માટે ગાલ ઉપર ચોટાડવામાં આવતી તારા-ટપકી

**ત્રિ-ભૂમિ,૦ક** વિ. [સં.] ત્રણ ભોંવાળું (મકાન)

**ત્રિ-ભેટો** પું. [સં. ત્રિ + 'ભેટવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ત્રણ માર્ગ જ્યાં મળતા હોય તેવો ચકલો કે સ્થાન, તરભેટો, 'ટ્રિ-જંક્શન પૉઇન્ટ' ['ત્રિ-ભૂમિ.'

**ત્રિ-ભોંયું** વિ., ન. [સં. ત્રિ + જુઓ. 'ભોં' + 'યું' ત. પ્ર.] જુઓ

**ત્રિમાત્રિક** વિ. [સં. ત્રૈમાત્રિક] ત્રણ માત્રાવાળું. (પિં.)

**ત્રિ-માસ** પું. [સં.] ત્રણ મહિનાનો સમય, 'ક્વાર્ટર'

**ત્રિ-માસિક** વિ., ન. [સં. ત્રૈમાસિક] જુઓ 'ત્રૈમાસિક.'

**ત્રિ-માસી** સ્ત્રી. [સં. ત્રિ-માસ + ગુ. 'ઈ' ત. પ્ર.] ત્રણ માસનો સમય, 'ક્વાર્ટર.' (૨) અવસાન પછી ત્રણ મહિના પૂરા થતાં કરવામાં આવતી શ્રાદ્ધ-ક્રિયા અને બ્રહ્મ-ભોજન

**ત્રિમુખી** વિ. [સં. પું] ત્રણ મોંઢાં કે બાજુ યા નજરવાળું

**ત્રિ-મૂર્તિ** સ્ત્રી. [સં.] બ્રહ્મા વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવોનું એકાત્મક સ્વરૂપ [(ન.લા.)

**ત્રિમૂર્તિ-રાજ્ય** ન. [સં.] ત્રિસત્તાક રાજ્ય, 'ટ્રિઉમ્વિરેઇટ'

**ત્રિ-યામા** સ્ત્રી. [સં.] રાત્રિ, રાત

**ત્રિયા-રાજ, -જ્ય** ન. [સં. સ્ત્રી > ગુ. 'ત્રિયા' + સં. રાજ્ય] સ્ત્રીઓનો રાજ્ય-વહીવટ, (૨) (લા.) ઘરમાં સ્ત્રીનું ચલણ હોય તેવો ઘર-વહીવટ

**ત્રિ-રંગી** (-રઙ્ગી) વિ. [સં., પું.] ત્રણ રંગોવાળું. (૨) પું. (લા.) કોંગ્રેસે લાવી આપેલો ઉપરથી સફેદ લીલો અને કેસરી એ ઊતરતે ક્રમે ત્રણ પટ્ટાવાળો મધ્યમાં અશોક-ચક્રવાળો (ભારતીય રાષ્ટ્રધ્વજ) [જુઓ 'ત્રિરંગી(૨).'

**ત્રિરંગો** (-રઙ્ગો) વિ., પું. [સં. ત્રિ + રઙ્ગ + ગુ. 'ઉં' ત.પ્ર.]

**ત્રિ-રાશિ** સ્ત્રી. [સં., પું.] આપેલી ત્રણ સંખ્યાઓ ઉપરથી ચોથી સંખ્યા કાઢવાની રીત, 'રૂલ ઑફ થ્રી.' (ગ.). [**૦ માંડવી** (રૂ. પ્ર.) ત્રિરાશિનો દાખલો કરવો]

**ત્રિ-લવણ** ન., બ. વ. [સં.] સીધાલૂણ સંચળ અને બિડ-લવણનું ચૂર્ણ. (વૈદ્યક.)

**ત્રિ-લિંગ** (-લિઙ્ગ) વિ. [સં.], **-ગી** વિ. [સં.,પું.] પુંલિંગ સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ–નર નારી અને નાન્યતર એ ત્રણે લિંગ કે જાતિનું. (વ્યા.)

**ત્રિ-લોક** પું. સ્ત્રી. [સં.] જુઓ 'ત્રિ-ભુવન.' [પરમેશ્વર

**ત્રિલોક-નાથ, ત્રિલોક-પતિ** પું. [સં.] ત્રણે લોકના સ્વામી–

**ત્રિલોકી** સ્ત્રી. [સં.] જુઓ 'ત્રિભુવન'-'ત્રિલોક.'

**ત્રિ-લોચન** વિ., પું. [સં.] જુઓ 'ત્રિ-નયન.'

**ત્રિવટ** પું. [મરા.] ત્રેતાલ. (સંગીત.)

**ત્રિ-વર્ગ** પું. [સં.] ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થોનો સમૂહ. (૨) સંગીતનો એક અલંકાર. (સંગીત.)

**ત્રિ-વર્ણ** પું. [સં.] બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યોનો સમૂહ. (૨) એ નામનો સંગીતનો એક અલંકાર. (સંગીત.)

**ત્રિવર્ણી** વિ., [સં.,પું.] બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યના વર્ણનું

**ત્રિ-વર્ષીય** વિ. [સં.[ ત્રણ ત્રણ વર્ષોના સમૂહને લગતું

**ત્રિવલિ, ત્રિ-વલિકા, ત્રિ-વલી** સ્ત્રી. [સં.] ક્રોધને કારણે કપાળમાં દેખાતી ત્રણ લીટી. (૨) ડૂંટી આસપાસ આડી જણાતી ત્રણ લીટી

**ત્રિ-વાર્ષિક** વિ. [સં. ત્રૈ-વાર્ષિક] જુઓ 'ત્રૈવાર્ષિક'-'ત્રિવર્ષીય,' 'ટ્રાઇ-એનિયલ'

**ત્રિ-વિક્રમ** પું. [સં.] (પૌરાણિક માન્યતા પ્રમાણે ત્રણ પગલાં ભરી બલિ રાજાને હરાવનાર) વામન ભગવાન (વિષ્ણુનો ગણાતો પાંચમો અવતાર). (સંજ્ઞા). [વિદ્યા કે શાસ્ત્ર

**ત્રિ-વિદ્યા** સ્ત્રી. [સં.] ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ એ ત્રણ

**ત્રિ-વિધ** વિ. [સં.] ત્રણ પ્રકારનું, ત્રણ જાતનું, ત્રણ રીતનું. [**૦ આહાર** (રૂ. પ્ર.) સાત્ત્વિક રાજસ અને તામસ ખોરાક. **૦ કર્મ** (રૂ. પ્ર.) સંચિત ક્રિયમાણ અને પ્રારબ્ધ કર્મ. **૦ તપ** (રૂ. પ્ર.) કાયિક વાચિક અને માનસિક તપ. **૦ તાપ** (રૂ. પ્ર.) આધિ વ્યાધિ અને ઉપાધિ. **૦ નરકદ્વાર** (રૂ.પ્ર.) કામ ક્રોધ અને લોભ. **૦ સમીર** (રૂ. પ્ર.) શીતળ મંદ અને સુગંધી વાયુ] [આવેલો તિબેટનો પ્રદેશ. (સંજ્ઞા.)

**ત્રિ-વિષ્ટપ** ન. [સં., પું.] સ્વર્ગ. (૨) હિમાલયની ઉત્તરે

**ત્રિ-વેણિ,-ણી** સ્ત્રી. [સં.] ત્રણ નદીઓનો કે બે નદીઓનો સમાગમ થઈ આગળ વધે યા સમુદ્ર કે મોટા સરોવરમાં મળે તે સ્થાન. (૨) પ્રયાગ (અલાહાબાદ)માં ગંગા યમુનાનું સંગમ સ્થાન. (૩) સૌરાષ્ટ્રમાં સોમનાથ પાટણમાં હિરણ્યા અને સરસ્વતી નદીઓના સમુદ્રની નજીકનું સંગમનું સ્થાન. (૩) જૂનાગઢમાં ધારાગઢ દરવાજા સામે સુવર્ણરેખા (સોન-રેખ) અને પલાશિની (પળાંસવા વોકળા)નું સંગમ-સ્થાન (પુરાણા સુદર્શન તળાવના સ્કંદગુપ્તના સમયના પથ્થરના બંધવું.) (૪) (લા.) ઇડા પિંગળા અને સુષુમ્ણા નાડીઓનો સમાગમ. (૫) એ નામની એક રાગિણી. (સંગીત.)

**ત્રિવેણિ(-ણી)-સંગમ** (-સઙ્ગમ) પું. [સં.] જુઓ 'ત્રિવેણિ-(-ણી)-(૧-૨).'

**ત્રિ-વેદ** પું., બ. વ. [સં.] ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ. (૨) 'ત્રૈવિદ્ય'નું નવું પ્રચલિત રૂપ, ત્રિવેદી, ત્રવાડી, ત્રિપાઠી (સામવેદી બ્રાહ્મણોની એક અટક)

**ત્રિવેદી** પું [સં.] જુઓ 'ત્રિવેદ(૨).'

**ત્રિશલા** સ્ત્રી. [સં.] છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીની માતા. (સંજ્ઞા.) (જૈન.) [એ ત્રણરૂપી વિઘ્ન. (જૈન.)

**ત્રિ-શલ્ય** ન., બ.વ. [સં.] માયા નિયાણ અને મિથ્યાદર્શન

**ત્રિ-શંકુ** (-શઙ્કુ) પું. [સં] પૌરાણિક માન્યતા પ્રમાણે રાજા હરિશ્ચંદ્રનો પિતા. (સંજ્ઞા.). [**૦ની સ્થિતિ, ૦ની દશા** (રૂ. પ્ર.) અંતરિયાળ લટકી રહેવાની સ્થિતિ]

**ત્રિ-શાલ(-ળ)** ન. [સં.] એક ખાસ પ્રકારનું મકાન. (સ્થાપત્ય.)

**ત્રિ-શિખ** ન. [સં.], **ત્રિ-શિર** ન. [સં. ત્રિ-શિરસ્ ત્રણ ટોચ-વાળું સુશોભન (તાજ મુગટ વગેરે). (૨) ત્રિશૂળ. (૩) કોણી અને ખભા વચ્ચેનો હાથનો એક સ્નાયુ, 'ટ્રાઇ-સેપ'

**ત્રિશિરા** સ્ત્રી. [સં. ત્રિશિરાઃ] એ નામની રામે મારેલી પૌરાણિક એક રાક્ષસી. (સંજ્ઞા.)

**ત્રિ-શૂલ(-ળ)** ન. [સં.] ત્રણ ફળાંવાળો એક પ્રકારનો ભાલો

**ત્રિશૂલ(-ળ)-પાણિ** પું. [સં.] જેમના હાથમાં ત્રિશૂળ છે તેવા મહાદેવ, રુદ્ર ['ટ્રિ-સિલેબિક.' (વ્યા.)

**ત્રિ-શ્રુતિ, ૦ક** વિ. [સં.] ત્રણ અક્ષર(syllable)વાળું,

**ત્રિષ્ટુભ** પું. [સં. ત્રિષ્ટુમ્] ૧૧ અક્ષરોના ચરણવાળી એક વૃત્તજાતિ. (પિં.)

**ત્રિસત્તાક** વિ. [સં.] ત્રણ સત્તાવાળું (રાજ્ય વગેરે)
**ત્રિ-સત્ય** ન., બ.વ. [સં.] કાયિક વાચિક અને માનસિક એમ ત્રણે પ્રકારનું સાચ
**ત્રિ-સર્ગ** પું. [સં.] સત્ત્વ રજસ્ અને તમસ્‌નાં લક્ષણોવાળી સૃષ્ટિ
**ત્રિ-સંધ્યા** (-સન્ધ્યા) સ્ત્રી. [સં.] સવાર બપોર અને સાંઝનો સમય. (૨) એ ત્રણ સમયનો દ્વિજોનો સંધ્યા-વિધિ
**ત્રિસૂત્રી** સ્ત્રી. [સં.] ત્રણ સૂત્રોનો સમૂહ. (૨) બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રોનાં પ્રથમનાં ત્રણ સૂત્રોનો સમૂહ. (સંજ્ઞા.)
**ત્રિ(-ત્ર)સેંથિયું** (-સેંથિયું) ન. [સં. ત્રિ + જુઓ 'સેંથી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] સ્ત્રીઓનું કપાળ ઉપરની સેંથીનું ઘરેણું, શીસ-ફૂલ, દામણી [ગયાનાં ત્રણ પવિત્ર સ્થળ. (સંજ્ઞા.)
**ત્રિ-સ્થલ**(-ળ) ન., **-લી**(-ળી) સ્ત્રી. [સં.] પ્રયાગ કાશી અને
**ત્રિ-સ્વર** વિ. [સં.], **-રી** વિ. [સં.,પું.] જુઓ 'ત્રિ-શ્રુતિ.'
**ત્રીકમ,**[1] **૦જી, રાય(૦જી)** જુઓ 'ત્રિકમ, ૦જી, ૦રાય(૦જી).'
**ત્રીકમ**[2] જુઓ 'તીકમ.'
**ત્રીજ** સ્ત્રી. [સં. તૃતીયા > પ્રા. તિઇજ્જા, 'ર' ના પ્રક્ષેપે] હિંદુ મહિનાઓનાં બેઉ પખવાડિયાંઓની ત્રીજી તિથિ, તીજ. (સંજ્ઞા.)
**ત્રીજું** વિ. [સં. તૃતીયક- > પ્રા. તઇજ્જઅ-,'ર' ના પ્રક્ષેપે] ત્રણની સંખ્યાએ પહોંચેલું, તીજું. (૨) (લા.) ત્રાહિત, તટસ્થ
**ત્રીઠ** (-ઠ્ય) સ્ત્રી. ભીડ, ખેંચ, જરૂરિયાત, ગરજ. (૨) દુઃખ, પીડા
**ત્રીસ(-શ)** વિ. [સં. ત્રિંશત્ > પ્રા. તીસ, 'ર' ના પ્રક્ષેપે] વીસ અને દસની મળી થતી સંખ્યાનું, તીસ
**ત્રીસ(-શ)-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] ત્રીસની સંખ્યાએ પહોંચેલું, તીસમું [પ્ર.] ત્રીસનો ઘડિયો કે પાડો
**ત્રીસાં(-શાં)** ન., બ. વ. [જુઓ 'ત્રીસ(-શ)' સ ગુ. 'ઉં' ત.
**ત્રીસી(-શી)** સ્ત્રી. [જુઓ 'ત્રીસ(-શ)' + ગુ. 'ઈ' ત. પ્ર.] ૨૧ મે થી ૩૦ મા વર્ષ સુધીનો દસ વર્ષનો ગાળો
**ત્રીસો(-શો), ૦યં(-જં)ત્ર** (-ય(-જ)-ન્ત્ર) પું. [જુઓ 'ત્રીસ(-શ)' + ગુ. 'ઉં' ત.પ્ર. (પું.) + સં. યન્ત્ર.] એક પ્રકારનો તાંત્રિક અંકપાશ (જેમાં ખાનાંઓમાં મૂકેલા અંકનો ઊભો કે આડો સરવાળો ૩૦ નો જ આવે). (તંત્ર.)
**ત્રુટવું** અ. ક્રિ. [સં. ત્રુટ્ નો તત્સમ પ્રયોગ] જુઓ 'ત્રૂટવું.' ત્રુટાવું ભાવે., ક્રિ. ત્રોડવું પ્રે., સ. ક્રિ.
**ત્રુટિ,(-ટી)** સ્ત્રી. [સં.] ખામી, ઊણપ, દોષ. (૨) ક્ષણ, પળ
**ત્રુટિત** વિ. [સં.] તૂટેલું, ભાંગી પડેલું
**ત્રુટી** જુઓ 'ત્રુટિ.'
**ત્રુઠાવવું, ત્રુઠાવું** જુઓ 'ત્રૂઠવું'માં.
**ત્રૂઈ** સ્ત્રી. [જુઓ 'તૂઈ,' 'ર' ના પ્રક્ષેપે.] તૂઈ નામનું સુષિર વાદ્ય
**ત્રૂટ** (-ટ્ય) જુઓ 'તૂટ.'
**ત્રૂટક** જુઓ 'તૂટક.'
**ત્રૂટક ત્રૂટક** જુઓ 'તૂટક તૂટક.'
**ત્રૂટક-ત્રૂટક** જુઓ 'તૂટક-ફૂટક.'
**ત્રૂટકો** જુઓ 'તૂટકો.
**ત્રૂટલ-ફૂટલ** (ત્રૂટ્યલ-ફૂટ્યલ) જુઓ 'તૂટલ-ફૂટલ.'
**ત્રૂટવું** અ. ક્રિ. [સં. ત્રુટ્ય. > પ્રા. તુટ્ટ, પછી 'ર'ના પ્રક્ષેપે] જુઓ 'તૂટવું.' ત્રુટાવું ભાવે., ક્રિ. ત્રોડવું પ્રે., સ. ક્રિ.
**ત્રૂટી** જુઓ 'ત્રુટિ.'
**ત્રૂઠું ત્રૂઠું** જુઓ 'તૂઠું તૂઠું.'
**ત્રૂટ્યું-ફૂટ્યું** જુઓ 'તૂટ્યું-ફૂટ્યું.'
**ત્રૂઠવું** અ.ક્રિ. [સં. તુષ્ટ- > પ્રા. તુટ્ઠ-, પછી 'ર' ના પ્રક્ષેપે] જુઓ 'તૂઠવું.' ત્રુઠાવું ભાવે., ક્રિ. ત્રુઠાવવું પ્રે., સ. ક્રિ.
**ત્રૂવું** અ. ક્રિ. પશુ માદાની કસુવાવડ થવી
**ત્રૂસડું** ન. ઈંદ્રવારણું, ઇંદ્રામણું
**ત્રેખડ** ન., (-ડ્ય) સ્ત્રી., **-ડું** ન. [સં. ત્રિના વિકાસમાં, + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'તેખડ,-ડું.'
**ત્રેતા(૦ યુગ)** પું. [સં.] પૌરાણિક કાલ-ગણનાની રીતે સત્ય-યુગ કે કૃતયુગ પછીનો બીજો યુગ (૧૨,૯૬,૦૦૦ વર્ષોનો ગણાતો). (સંજ્ઞા.)
**ત્રેતાગ્નિ** પું. [સં. ત્રેતા + અગ્નિ] ગાર્હપત્ય દક્ષિણ અને આહવનીય એ ત્રણ અગ્નિઓનો સમૂહ
**ત્રેતા-યુગ** જુઓ 'ત્રેતા.'
**ત્રે(-ત્રેં)તાળી(-લી)સ(-શ)** વિ. [સં. ત્રિચત્વારિંશત્ > પ્રા. તે-અત્તાલીસ, 'ર'ના પ્રક્ષેપે] ચાળીસ અને ત્રણ સંખ્યાનું, તેતાળીસ
**ત્રે(-ત્રેં)તાળી(-લી)સ(-શ)-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] ત્રેતાળીસની સંખ્યાએ પહોંચેલું, તેતાળીસમું
**ત્રેધા** ક્રિ. વિ. [સં] જુઓ 'ત્રિધા.'
**ત્રેપન** વિ. [સં. ત્રિ-પઞ્ચાશત્ > પ્રા. તેવન્ન, 'ર' નો પ્રવેશ અને ફરી 'પ.'] પચાસ અને ત્રણ, તેપન
**ત્રેપન-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] ત્રેપનની સંખ્યાએ પહોંચેલું, તેપન-મું [વાની ઠારવાની ક્રિયા
**ત્રેયું** ન. [સં. ત્રિ દ્વારા] અવસાન પછી ત્રીજે દિવસે ચેહની
**ત્રેલવું** સ. ક્રિ. ગાડી-ગાડાના ધૂંસરાથી આગળના ભાગમાં બળદ કે ઘોડા જોડવા. ત્રેલાવું કર્મણિ., ક્રિ. ત્રેલાવવું પ્રે., સ. ક્રિ.
**ત્રેલાવવું, ત્રેલાવું** જુઓ 'ત્રેલવું'માં.
**ત્રેલિયું** ન. [જુઓ 'ત્રેલવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વધુ બળદ કે ઘોડા જોડવાની વધારાની ધૂંસરી, તરેલિયું
**ત્રેલું**[1] ન. [સં. ત્રિ દ્વારા] ત્રણ લાંઘણ કે ઉપવાસનો સમૂહ
**ત્રેલું**[2] ન. [જુઓ 'ત્રેલવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] જુઓ 'તરેલું.'
**ત્રેવટી(-ઠી)** સ્ત્રી. [જુઓ 'તેવટ' + ગુ. 'ઈ' ત. પ્ર., 'ર' નો પ્રક્ષેપ, તેમ અંતે વિકલ્પે મહાપ્રાણ.] જુઓ 'તેવટ,-ટી.'
**ત્રેવટો** પું. [સં. ત્રિ + જુઓ 'વાટ[1]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] ત્રણ માર્ગ ભેળા થવાનું સ્થાન, ત્રિ-ભેટો
**ત્રેવડ**[1] (-ડ્ય) સ્ત્રી. [સં. ત્રિ દ્વારા] જુઓ 'તેવડ.[1]'
**ત્રેવડ**[2] (-ડ્ય) સ્ત્રી. ગુંજાશ, શક્તિ, પહોંચ. (૨) કરકસર. (૩) તજવીજ, ગોઠવણ, વ્યવસ્થા
**ત્રેવડવું**[1] સ. ક્રિ, [જુઓ 'ત્રેવડું,'-ના. ધા.] જુઓ 'તેવડવું[1]' ત્રેવડાવું[1] કર્મણિ, ક્રિ. ત્રેવડાવવું[1] પ્રે., સ. ક્રિ.
**ત્રેવડવું**[2] સ. ક્રિ. [જુઓ ત્રેવડ,[2]'-ના. ધા.] ગોઠવણ કરવી, વ્યવસ્થા કરવી, તજવીજ કરવી. ત્રેવડાવું[2] કર્મણિ., ક્રિ. ત્રેવડાવવું પ્રે., સ. ક્રિ.
**ત્રેવડાવવું,**[1-2] **ત્રેવડાવું**[1-2] જુઓ 'ત્રેવડવું[1-2]' માં.
**ત્રેવડિયું** વિ. [જુઓ 'ત્રેવડ[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ત્રેવડ-વાળું, તજવીજ કરનારું

**ત્રેવડું** વિ. [સં. ત્રિ-પુટક->પ્રા. ત્તિઉડઅ-, 'ર'ના પ્રક્ષેપે] ત્રણ પડવાળું, તેવડું

**ત્રેવીસ(-શ)** વિ. [સં. ત્રયોવિંશતિ > પ્રા. તેવીસ, પછી 'ર' ના પ્રક્ષેપે] વીસ અને ત્રણ સંખ્યાનું, તેવીસ

**ત્રેવીસ(-શ)-મું** વિ [+ ગુ. 'મું' ત. પ્ર.] ત્રેવીસની સંખ્યાએ પહોંચેલું, તેવીસમું [ત્રેવીસનો ઘડિયો કે પાડો

**ત્રેવીસાં(-શાં)** ન., બ. વ. [જુઓ 'ત્રેવીસ' + ગુ. 'ઉં' ત.પ્ર.]

**ત્રેવીસાં(-શાં)-સો** વિ. [+ જુઓ 'સો'.] એકસો ત્રેવીસ

**ત્રેસઠ (-ઠ્ય)** વિ. [સં. ત્રિષષ્ટિ > પ્રા. તેસટ્ઠિ, પછી 'ર'ના પ્રક્ષેપે] સાઠ અને ત્રણ સંખ્યાનું, તેસઠ

**ત્રેસઠ-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] ત્રેસઠની સંખ્યાએ પહોંચેલું, તેસઠમું

**ત્રેહ (ત્રેઃ), -કો** પું. [+ ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] જમીનના તળ નીચેની પાણીની સરવાણ. (૨) ભેજ, ભીનાશ. (૩) આર્દ્રતાવાળો ટશિયો

**ત્રેંતાળી(-ળી)સ(-શ)** (ત્રૅંતા-) જુઓ 'ત્રેતાળીસ.'

**ત્રેંતાળી(-ળી)સ(-શ)-મું** (ત્રૅંતા-) જુઓ 'ત્રેતાળીસ-મું.'

**ત્રૈકાલિક** વિ. [સં.] ભૂત વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાલને લગતું, સનાતન

**ત્રૈકૂટક** પું. [સં.] દક્ષિણ ગુજરાતની સરહદનો એક પ્રાચીન રાજ-વંશ, કલચુરિ-વંશ. (સંજ્ઞા.)

**ત્રૈકોણિક** વિ. [સં.] ત્રણ ખૂણાવાળું

**ત્રૈગુણિક** વિ. [સં.] સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોને લગતું [ગુણોનો સમૂહ

**ત્રૈગુણ્ય** ન. [સં.] સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ

**ત્રૈડવું** ન. તળેલી ચીજ કાઢવાનો સળિયો

**ત્રૈત** ન. [સં.] ત્રણનો સમૂહ, ત્રિપુટી, તેખડો

**ત્રૈત-વાદ** પું. [સં.] જગત જીવ અને પરમાત્મા એ ત્રણ હમેશાં જુદાં હોવાનું માનનાર મત-સિદ્ધાંત. (તત્ત્વ.)

**ત્રૈતવાદી** વિ. [સં., પું.] ત્રૈત-વાદમાં માનનારું

**ત્રૈમાસિક** વિ. [સં.] ત્રણ માસને લગતું. (૨) દર ત્રીજે માસે થતું નીકળતું કે પ્રસિદ્ધ થતું. (૩) ન. દર ત્રીજે માસે નીકળતું સામયિક. ત્રણે માટે 'ક્વાર્ટર્લી'

**ત્રૈરાશિક** વિ. [સં.] ત્રિરાશિને લગતું. (ગ.)

**ત્રૈરૂપ્ય** ન. [સં.] એકમાં ત્રણ રૂપ દેખાવાની પરિસ્થિતિ

**ત્રૈલોક** પું. [સં. ત્રૈલોક્ય ન.], **-ક્ય** ન. [સં.] જુઓ 'ત્રિ-ભુવન.'

**ત્રૈલોક્ય-સુંદર** (-સુન્દર) વિ., પું. [સં.] દ્વારકાના મંદિરના અધિષ્ઠાતા શ્રીદ્વારકાધીશ રણછોડરાયજી. (સંજ્ઞા.)

**ત્રૈવર્ગિક** વિ. [સં.] ધર્મ અર્થ અને કામને લગતું

**ત્રૈવર્ણિક** વિ. [સં.] બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોને લગતું [વર્ષે આવતું કે થતું

**ત્રૈવાર્ષિક** વિ. [સં.] ત્રણ વર્ષને આવરી લેતું. (૨) દર ત્રીજા

**ત્રૈવિદ્ય** વિ. [સં.] ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વિદ્યા પામેલું, ત્રિવેદી (પાછળથી આ એક અટક થઈ.)

**ત્રૈવિધ્ય** ન. [સં.] ત્રણ પ્રકાર હોવાપણું, ત્રિવિધ-તા

**ત્રોટક** ન. [સં.] દિવ્ય અને માનુષનો સંબંધ બતાવતો પાંચ-છ-સાત-આઠ-નવ સુધીના અંકોનો એક ઉપરૂપક-પ્રકાર. (નાટ્ય.) [પ્રકારનો કંદોરો

**ત્રોટી** સ્ત્રી. સ્ત્રીઓના કાનનું એક ઘરેણું. (૨) કેડનો એક

**ત્રોડ**[1] જુઓ 'તોડ.[1]'

**ત્રોડ**[2] (-ડ્ય) જુઓ 'તોડ.[2]' [**ત્રોડાવવું** પુનઃપ્રે., સ. ક્રિ.

**ત્રોડવું** જુઓ 'તુટવું'-'ત્રૂટવું'માં. **ત્રોડાવું** કર્મણિ., ક્રિ.

**ત્રોડવો** પું. [જુઓ 'ત્રોડવું' + ગુ. 'વું' કૃ.પ્ર.] (લા.) શરીરમાં થતી કળતર, કળણ [એક ઘરેણું, ગંઠોડો, તોડો

**ત્રોડો** પું. પુરુષ કે સ્ત્રીના પગનું ઘૂંટી ઉપરનું સોના-ચાંદીનું

**ત્રોણ** ન. [સં. તૂણ] બાણ રાખવાનો ભાથો

**ત્રોણી** સ્ત્રી. લાકડાનું કૂંડું

**ત્રોડાવવું, ત્રોડાવું** જુઓ–'તોડવું'–'ત્રોડવું' માં.

**ત્રોતારી** વિ., [જુઓ 'ત્રિ-તારું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ત્રણ તારવાળું વાજિંત્ર [તારવાળું (વાદ્ય.)

**ત્રોતારું** વિ. [સં. + ત્રિ + 'તાર[2]' + ગુ. 'ઉં' ત.પ્ર.] ત્રણ

**ત્રોફણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'ત્રોફવું' + ગુ. 'અણ'-'અણી' કૃ. પ્ર.] (છૂંદણાં) ત્રોફવાની ક્રિયા. (૨) ત્રોફવાનું સાધન

**ત્રોફવું** સ. ક્રિ. [સં. ત્રુફ્ > ત્રોફ્, તત્સમ] (છૂંદણાં કરવા ડંભાણેથી શરીરની ચામડી ઉપર) અણીદાર સાધનથી ભોંકવું. **ત્રોફાવું** કર્મણિ., ક્રિ. **ત્રોફાવવું** પ્રે., સ. ક્રિ.

**ત્રોફામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'ત્રોફવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ. પ્ર.] છૂંદણાં ત્રોફવાનું મહેનતાણું

**ત્રોફાવવું, ત્રોફાવું** જુઓ 'ત્રોફવું'માં.

**ત્રોફો**[1] પું. [જુઓ 'ત્રોફવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] છૂંદણું, ત્રાજવું

**ત્રોફો**[2] પું. નાળિયેરનું છાલા સહિતનું ફળ (કાચું યા પાકું), લીલું છાલાવાળું નાળિયેર. (૨) સોપારીનો એવો છાલા સહિતનો ડોડો

**ત્રોબાડ** (-ડ્ય) સ્ત્રી. કદરૂપી સ્ત્રી

**ત્રોરમ** (-મ્ય) સ્ત્રી. સુગંધ. (૨) (લા.) નામના, આબરૂ

**ત્રોવડ** વિ. સમોવડ

**ત્રોવાવું** જુઓ 'ત્રોવું' માં.

**ત્રોવું** અ. ક્રિ. જુઓ 'તરોવું.[2]' **ત્રોવાવું** ભાવે., ક્રિ.

**ત્રોહ, -હે** કે.પ્ર. [રવા.] ઢોરને પાણી પાવા પ્રેરવા કરાતો ઉદ્ગાર

**ત્ર્યક્ષ** પું. [સં.] જુઓ 'ત્રિ નયન.'

**ત્ર્યક્ષરી** વિ. [સં. ત્રિ + અક્ષરી પું.] ત્રણ અક્ષરોવાળું, ત્રણ શ્રુતિઓવાળું, ત્રિશ્રુતિક, 'ટ્રિસિલેબિક'

**ત્ર્યસ્ર** વિ. [સં. ત્રિ + અસ્ર] ત્રિકોણ ઘાટનું. (૨) ન. નાટ્યની રંગભૂમિનો ત્રિકોણિયા ઘાટનો એક પ્રકાર. (નાટ્ય.)

**ત્ર્યહિક** વિ. [સં. ત્રિ + અહિક] ત્રણ દિવસનું. (૨) ત્રીજે ત્રીજે દિવસે પ્રગટ થતું

**ત્ર્યંબક** (ત્ર્યમ્બક) પું. [સં. ત્રિ + અમ્બક] જુઓ 'ત્રિ-નયન.' (૨) ન. નાશિક નજીકનું મહારાષ્ટ્રમાં બ્રહ્મગિરિ પાસેનું એક નગર અને યાત્રાધામ. (સંજ્ઞા.)

**ત્ર્યાસી(-શી)** વિ. [સં. ત્રિ-અશીતિ = ત્ર્યશીતિ > પ્રા. તેસીઇ આણે 'ત્યાસી' અને 'ર'ના પ્રક્ષેપે 'ત્ર્યાસી' રૂપ આપ્યાં છે.] એંસી અને ત્રણ, ત્યાસી [પહોંચેલું, ત્યાસીમું

**ત્ર્યાસી(-શી)-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] ત્ર્યાસીની સંખ્યાએ

**ત્વક(-ગ)** સ્ત્રી. [સં. ત્વચ્ નું પ. વિ., એ. વ. ત્વક્-,ગ્]

ચામડી. (૨) છાલ

**ત્વગિંદ્રિય** (ત્વગિન્દ્રિય) સ્ત્રી. [સં. त्वच् + इन्द्रिय, સંધિથી, ન.] ત્વચારૂપી ઇંદ્રિય, સ્પર્શેંદ્રિય. (૨) ચામડી

**ત્વગ્દોષ** પું. [સં. त्वच् + दोष, સંધિથી] ચામડીનો દોષ, ચામડીનો રોગ

**ત્વઙ્મય** વિ. [સં. त्वच् + मय, સંધિથી] ચામડીનું બનેલું

**ત્વચા** સ્ત્રી. [સં.] જુઓ 'ત્વક.'

**ત્વચા-કોશ(-ષ)** પું. [સં.] ચામડીમાં રહેલો તે તે પિંડ-કોશ

**ત્વચા-ગમ્ય** વિ. [સં.] સ્પર્શથી સમઝી શકાય તેવું

**ત્વચા-રોગ** પું. [સં.] ચામડીનો રોગ, ત્વગ્દોષ

**ત્વચારોગ-શાસ્ત્ર** ન. [સં.] ચામડીના રોગની ચિકિત્સાને લગતું શાસ્ત્ર, 'ડર્મેટોલૉજી'

**ત્વચારોગ-શાસ્ત્રી** વિ. [સં., પું.] ચામડીના રોગનું નિષ્ણાત, 'ડર્મેટોલૉજિસ્ટ' [ફૂટેલો ફણગો કે કોંટો

**ત્વચાંકુર** (ત્વચાઙ્કુર) પું. [સં. त्वचा + अङ्कुर] ચામડીમાંથી

**ત્વદીય** વિ. [સં.] તારી માલિકીનું, તારું

**ત્વન્મય** વિ. [સં. त्वद् + मय, સંધિથી] તારા-રૂપ, તું-મય

**ત્વરણ** ન. [સં.] વેગ, પ્રવેગ, 'ઍક્સેલરેશન'

**ત્વરા** સ્ત્રી. [સં.] ઉતાવળ, તાકીદ. (૨) ઝડપ, વેગ

**ત્વરિત** વિ. [સં.] ત્વરાવાળું. (૨) ઝડપી, વેગીલું

**ત્વષ્ટા** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે દેવોનો શિલ્પી-વિશ્વકર્મા, પ્રજાપતિ. (સંજ્ઞા.)

**ત્વં-કાર** (ત્વઙ્કાર) પું. [સં.] તુંકારો. (૨) (લા.) અપમાન, હુંકારો [જીવાત્મા. (વેદાંત.)

**ત્વં-પદ** (ત્વમ્પદ) ન. [સં.] 'તું' એવો શબ્દ. (૨) લા.

**ત્વિષા** સ્ત્રી. [સં.] ઝળકાટ, ચળકાટ, કાંતિ, પ્રકાશ, ઝાંઈ, ચમક



બ્રાહ્મી નાગરી ગુજરાતી

**થ** પું. [સં.] ભારત-આર્ય વર્ણમાળાનો દંત્ય અઘોષ મહાપ્રાણ વ્યંજન

**થઈ**[૧] (થૈ) ભૂ.કા., સ્ત્રી. [જુઓ 'થવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બની, સ્થિતિ પામી (ક્રિ. રૂ.)

**થઈ**[૨] (થૈ) સં. ભૂ. કૃ. [જુઓ 'થવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] થયે, થવાથી. (૨) થી (ના.યો. નો અર્થ). [૦ ચૂકવું (રૂ.પ્ર.) પૂર્ણ થવું, ખલાસ થવું. ૦ પડવું (રૂ. પ્ર.) પ્રસંગ આવ્યે વિચારવું. ૦ રહેવું (-રેઃવું) (રૂ. પ્ર.) ખાલી થઈ જવું]

**થક(-કા)વવું** જુઓ 'થાકવું' માં.

**થ-કાર** પું [સં.] 'થ' વર્ણ. (૨) 'થ' ઉચ્ચારણ

**થકારાંત** (થકારાન્ત) વિ. [સં. थकार + अन्त] જેને છેડે 'થ' વર્ણ છે તેવું

**થકાવટ** (-ટય) સ્ત્રી. [હિં.] થાક, શ્રમ

**થકાવવું** જુઓ 'થાકવું' (રૂઢ 'થકવવું' છે, 'થકાવવું' નહિ.)

**થકાવું** જુઓ 'થાકવું.' માં.

**થકિત** વિ. [દે. પ્રા. थक्क + સં. इत ભૂ. કૃ.] થાકેલું (૨) (લા.) નવાઈ પામેલું, ચકિત

**થકી** અનુગ. [જુઓ 'થકું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; હવે સ્ત્રી. અર્થ નથી રહ્યો.] થી. (બોલીઓમાં પ્રયોજાય છે, બાકી માન્ય ભાષામાં તો વિકલ્પે પદ્યમાં જ). (વ્યા.)

**થકું** અનુગ., વિ. [જૂ. ગુ. 'थकउं'] થી (સૌરાષ્ટ્રમાં બોલીમાં ક્વચિત્-બાકી વિકલ્પે પદ્યમાં જ.) (વ્યા.)

**થંભિત** વિ. [સં. स्थगित] અટકી પડેલું, થંભી ગયેલું

**થડ**[૧] ન. [દે. પ્રા.] મૂળના મથાળેથી ડાળી-ડાળાં ફૂટચાં હોય ત્યાંસુધીનો ઝાડનો જાડો ભાગ, સ્કંધ. (૨) (લા.) મૂળ, ઉત્પત્તિ-સ્થાન. [૦થી (રૂ. પ્ર.) શરૂથી, મૂળથી લઈ. ૦નું (રૂ. પ્ર.) નજીકના સગપણનું. ૦ બાંધવું (રૂ. પ્ર.) મજબૂત મંડાણ કરવું. ૦માં (રૂ. પ્ર.) નજીકમાં અડીને, સાવ લગોલગ]

**થડ**[૨] ક્રિ. વિ. [રવા.] 'થડ' એવા અવાજથી

**થડક** (-કય) સ્ત્રી. [જુઓ 'થડકવું.'] થડકારો. (૨) (લા.) ભય, બીક, ડર. [૦ પેસવી (-પૅસવી) (રૂ.પ્ર.) ભયભીત થવું]

**થડક(-કા)વું** અ. ક્રિ. [રવા.] 'થડક થડક' થવું, તીણું આછું ધબકવું. (૨) બોલતાં અક્ષર ઉપર વજન આવવું. (૩) (લા.) ભય અનુભવવો, ડરવું, બીવું. **થડકાવવું** પ્રે.,સ.ક્રિ.

**થડકાટ** પું. [જુઓ 'થડકવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.], **થડકાર, -રો** પું. [+ ગુ. 'આર'-'આરો' કૃ.પ્ર.] 'થડક થડક' એવો અવાજ

**થડકાવવું** જુઓ 'થડકવું'–'થડકાવું' માં.

**થડકાવું** અ. ક્રિ. [રવા.] અચકાવું. (૨) (લા.) ભયથી કંપવું. **થડકાવવું** પ્રે., સ. ક્રિ.

**થડકો** પું. [જુઓ 'થડકવું' + ગુ, 'ઓ' કૃ. પ્ર.] થડકાટ, થડકાર, થડકારો. (૨) બોલવામાં અક્ષર ઉપર વજન પડવું. (૩) (લો.) ભય, ડર

**થડથડવું** અ. ક્રિ. [રવા.] 'થડ થડ' એવો અવાજ થવો. (૨) અવાજ સાથે તરડાતું ફરવું

**થડથડાટ** પું., -ટી સ્ત્રી. [જુઓ 'થડથડવું' + ગુ. 'આટ'-'આટી' કૃ. પ્ર.] થડથડવાનો અવાજ

**થડ-થાપડ** (-ડય) સ્ત્રી. [રવા.] થપાટ, થપ્પડ, લપાટ, લપડાક

**થડ-બંદી** (-બન્દી) સ્ત્રી. [જુઓ 'થડ[૧]' + ફા.] (લા.) ઝાડના થડ દીઠ નાખવામાં આવતો અને વસૂલ કરવામાં આવતો વેરો [નામની એક રમત

**થડ-બાવળિયો** પું. [જુઓ 'થડ' + 'બાવળિયો.'] (લા.) એ

**થડ-વઢ** વિ. [જુઓ 'થડ[૧]' + 'વાઢવું.'] થડના મૂળ નજીકના ભાગથી કાપી નાખવામાં આવેલું

**થડં-થડા** (થડમ્-થડા) ક્રિ. વિ. [રવા.] થડ અવાજ સાથે. (૨) એધડક. (૩) શુડંશુડા

**થડાથડ** ક્રિ. વિ. [રવા.] (લા.) ઉપરા-ઉપરી, ધડાધડ

**થડા-દાર** વિ., પું. [જુઓ 'થડું' + ફા. પ્રત્યય.] દુકાન વગેરેના થડા ઉપર બેસી વેપાર કરનાર માણસ

**થડાંકુર** (થડાઙ્કુર) પું. [પું. [જુઓ 'થડ[૧]' + સં. અહ્કુર] થડના ભાગમાં ફૂટેલો ફણગો, થડિયાના મૂળમાંનો ફણગો

**થડિયું** ન. [જુઓ 'થડ[૧]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નાનાં ઝાડ અને રોપાંઓનું તે તે નાનું થડ

**થડી** સ્ત્રી. [જુઓ 'થડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સ્થાન ઉપર ગોઠવેલી થપ્પી. (૨) (લા.) શરીરનું કાંઠું, બાંધો, કદી

**થડું** ન. [જુઓ 'થડ' + ગુ. 'ઉં' ત.પ્ર.] થડનો બેસી શકાય તેવો કાપેલો ભાગ. (૨) થડનો આસપાસનો કયારો. (૩) (લા.) દુકાનદારને દુકાનમાં વેપાર કરતી વેળા બેસવાનું સ્થાન

**થડુકાવવું** જુઓ 'થડૂકવું'માં. [કાવવું પ્રે., સ. ક્રિ.

**થડૂકવું** અ. ક્રિ. [રવા.] થડકારો અનુભવવો, થડકવું. થડુ-

**થડેડાટ** પું. [રવા.] થડકાટ

**થડો** પું. [જુઓ 'થડું.'] જુઓ 'થડું.' (૨) ચબૂતરો. (૩) ઊંટના કાઠાની અંદરની ગાદી. (૪) સંઘાડામાં વપરાતા બે લંબચોરસ ટુકડાઓમાંનો તે તે ટુકડો

**થડો-થડ** (-ડય) ક્રિ. વિ. [જુઓ 'થડ,[૧]'–દ્વિર્ભાવ.] અડીને લગોલગ, અડોઅડ

**થણાવવું, થણાવું** જુઓ 'થાણવું'માં.

**થથકારવું** સ. ક્રિ. [રવા.] હિંમત દેવી. **થથકારાવું** કર્મણિ., ક્રિ. **થથકારાવવું** પ્રે., સ. ક્રિ.

**થથકારાવવું, થથકારાવું** જુઓ 'થથકારવું'માં.

**થથડવું** અ. ક્રિ. [રવા.] ધ્રૂજી ઊઠવું, થરથરવું. **થથડાવવું[૧]** પ્રે., સ.ક્રિ.

**થથડાવવું,[૨] થથડાવું** જુઓ 'થાથડવું'માં.

**થથરડો** પું. [જુઓ 'થર' દ્વારા.] જાડો લેપ, થથેડો

**થથર-ભમર** વિ. [અનુ.] ભય-વ્યાકુળ, બેબાકળું

**થ(૦ર)થરવું** અ. ક્રિ. [અનુ., દે. પ્રા. थरथर-] કાંપવું, ધ્રૂજવું. (૨) (લા.) બીવું, ડરવું. (૩) અચકાવું. **થ(૦ર)-થરાવું** ભાવે., ક્રિ. **થ(૦ર)થરાવવું** પ્રે., સ.ક્રિ.

**થ(૦ર)થરાટ** પું., **-ટી** સ્ત્રી. [જુઓ 'થ(૦ર)થરવું' + ગુ. 'આટ'–'આટી' કૃ. પ્ર] થરથરવું એ. (૨) કમકમાટ. (૩) (લા.) ભય, ડર

**થ(૦ર)થરાવવું, થ(૦ર)થરાવું** જુઓ 'થ(૦ર)થરવું'માં.

**થથવાવું** અ. ક્રિ [અનુ.] કામકાજ કરવામાં ગભરામણના આછા આંચકા આવવા, થોથવાવું

**થથૂંબવું** અ. ક્રિ. [રવા.] થોભતાં થોભતાં કામ કરવું કે ચાલવું. **થથૂંબાવું** ભાવે., ક્રિ. **થથૂંબાવવું** પ્રે., સ. ક્રિ.

**થથૂંબાવવું, થથૂંબાવું** જુઓ 'થથૂંબવું'માં.

**થથેડવું** સ. ક્રિ. [રવા.] થથેડો કરવો, ખરડવું, લેપ કરવો, જાડો થર કરવો. **થથેડાવું** કર્મણિ., ક્રિ. **થથેડાવવું** પ્રે., સ. ક્રિ.

**થથેડાવવું, થથેડાવું** જુઓ 'થથેડવું'માં.

**થથે(-થૈ)ડો** પું. [જુઓ 'થથેડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જાડો થર લેપવો એ, મોટો લેપ, થથરડો [કરી નાચનારો પુરુષ

**થથૈયો** પું. [જુઓ 'થા-થૈ' + ગુ. 'ઐયો' ત. પ્ર.] 'થા-થૈ'

**થદ્દથો** પું. 'થ' વર્ણ. (૨) 'થ' ઉચ્ચારણ [આવે એમ

**થનક** ક્રિ. વિ. [રવા.] ઘૂઘરાના અવાજ સાથે નાચવામાં

**થનક-ચારો** પું. [જુઓ 'થનક' + સં. चार + ગુ. 'ઓ' ત.પ્ર.] નાચની એક ગત

**થનક થનક** ક્રિ. વિ. [જુઓ નાચનો 'થનક,' –દ્વિર્ભાવ.] 'થનક થનક' શબ્દ થાય એમ [થાય એમ

**થનગન થનગન** ક્રિ. વિ. [રવા.–દ્વિર્ભાવ] નાચવાનો અવાજ

**થનગનવું** અ. ક્રિ. [જુઓ 'થનગન,'-ના. ધા.] 'થનક થનક' અવાજ થાય એમ નાચવું. (૨) (લા.) તત્પરતા બતાવવી. **થનગનાવું** ભાવે., ક્રિ. **થનગનાવવું** પ્રે., સ. ક્રિ.

**થનગનાટ** પું. [જુઓ 'થનગનવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] થનગન થનગન નાચવાની ક્રિયા. (૨) (લા.) તત્પરતા, આતુરતા

**થનગનાવવું, થનગનાવું** જુઓ 'થનગનવું'માં.

**થન થન** ક્રિ.વિ. [રવા.] 'થન થન' એવો અવાજ થાય એમ

**થનથનવું** અ. ક્રિ. [જુઓ 'થન થન,'-ના. ધા.] 'થન થન' અવાજ થાય એમ નાચવું, થનગનવું. **થનથનાવું** ભાવે., ક્રિ. **થનથનાવવું** પ્રે. સ. ક્રિ. ['થનગનાટ.'

**થનથનાટ** પું. [જુઓ 'થનથનવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] જુઓ

**થનથનાવવું, થનથનાવું** જુઓ 'થનથનવું'માં.

**થનારૂખ** પું. એ નામનો ઘોડાનો એક રોગ

**થનેનાટ** પું. [રવા.] થનથનાટ

**થપકવું** સ. ક્રિ. [રવા.] 'થપ થપ' એમ કરવું. (૨) સૂવા માટે થાબડવું. (૩) (લા.) શાંત પાડવું. **થપકાવું** કર્મણિ., ક્રિ. **થપકાવવું** પ્રે., સ. ક્રિ.

**થપકાવવું, થપકાવું** જુઓ 'થપકવું'માં.

**થપ(-પ્પ)ડ, થપડાક** સ્ત્રી. [રવા.] થપાટ, લપડાક, લપાટ

**થપડી[૧]** સ્ત્રી. [જુઓ 'થાપવું' દ્વારા.] થાપીને હીંગ જીરું અને મીઠું નાખી કરેલી પૂરી

**થપડી[૨]** સ્ત્રી. [રવા.] તાળીનો અવાજ [થથેડો, થથરડો

**થપરડો** પું. [જુઓ 'થાપવું' દ્વારા.] જાડા થરનો લપેડો,

**થપાટ** (-ટય) સ્ત્રી. [રવા.] ઠપાટ, લપાટ, લપડાક, થપ્પડ

**થપાવવું, થપાવું** જુઓ 'થાપવું'માં.

**થપી(-પ્પી)** સ્ત્રી. [જુઓ 'થાપવું' દ્વારા.] જુઓ 'થડી(૧).' (૨) જથ્થો, 'સ્ટૉક'

**થપેડ** (-ડય) સ્ત્રી. [રવા.] જુઓ 'થપાટ.'

**થપેડો** પું. [રવા.] જુઓ 'થપરડો.'

**થપે(-પો)લી** સ્ત્રી. [જુઓ 'થપે(-પો)લું' + ગુ. 'ઈ.' સ્ત્રીપ્રત્યય.] થાપલી. (૨) હાથથી થાપી કરેલી પૂરી

**થપે(-પો)લું** ન., **-લો** પું. [જુઓ 'થાપવું' દ્વારા.] થાપીને કરેલો મોટો રોટલો

**થપોડું** ન. [જુઓ 'થાપવું' દ્વારા.], **-લિયું** ન [જુઓ 'થપોલો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] થાપીને કરેલું છાણું ['થપેલી.'

**થપોલી** સ્ત્રી. [જુઓ 'થપોલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ

**થપોલું** ન. [જુઓ 'થાપવું' દ્વારા.] જુઓ 'થપોલિયું.'

**થપોલો** જુઓ 'થપેલો.'

**થપ્પડ** જુઓ 'થપડ.' [૦ ખાવી (રૂ. પ્ર.) છેતરાવું. (૨)

નુકસાન ખમવું. **૦ દેવી**, **૦ મારવી**, **૦ લગાવવી** (રૂ.પ્ર.) નુકસાનમાં ઉતારવું. **૦ લાગવી**, **૦ વાગવી** (રૂ. પ્ર.) નુકસાન વહોરવું કે ખમવું]

**થપ્પી** જુઓ 'થપી.' [એક રમત

**થપ્પી-ઘોડી** સ્ત્રી. [+ જુઓ 'ઘોડી.'] (લા.) એ નામની

**થપ્પું** ન. [જુઓ 'થાપવું' દ્વારા.] (લા.) લાકડું

**થપ્પો** [જુઓ 'થાપવું' દ્વારા.] મોટી થપ્પી, મોટો ખડકલો. (૨) સાડી વગેરે ઉપર મુકાતો કસબવાળો એક વણાટ. (૩) (લા.) એ નામની એક રમત. [**૦ મૂકવો** (રૂ.પ્ર.) સાડીની કોર ભરવી.] [એમ, તબડાક

**થબડાક** ક્રિ. વિ. [રવા.] ઘોડાના દોડવાનો અવાજ થાય

**થબથબવું** અ. ક્રિ. [રવા.] 'થબ થબ' અવાજ થવો. **થબથબાવું** ભાવે., ક્રિ. **થબથબાવવું** પ્રે., સ. ક્રિ.

**થબથબાવવું**, **થબથબાવું** જુઓ 'થબથબવું' માં.

**થબૂચી** સ્ત્રી. પહોળા તળિયાવાળું એક વાસણ

**થમ જાવ-અંદર મૂડ** (-અન્દર-) ન. [હિં., 'થંભી જાઓ અને અંદર બાજુ વળો' આવો ભાવ] 'હૉલ્ટ ટર્ન-ઇન્વર્ડ્ઝ'

**થમણી** સ્ત્રી. થાપણ, પૂંજી, દોલત, મૂડી

**થમવું** અ. ક્રિ. [જુઓ 'થંભવું.'] થંભવું, થોભી જવું, અટકવું. (૨) (લા.) ધીરજ ધરવી. **થમાવું** ભાવે., ક્રિ. **થમાવવું** પ્રે., સ. ક્રિ.

**થમાવવું**, **થમાવું** જુઓ 'થમવું' માં.

**થયું** ભૂ. કા. [જુઓ 'થવું' + ગુ. 'યુ' ભૂ.કૃ., કૃદંત તરીકે ન વપરાતાં ભૂતકાળમાં કર્તરિ પ્રયોગ વ્યાપક છે.] બન્યું. (૨) કે. પ્ર. ઠીક છે, બસ, પૂરતું, વાજબી

**થયેલ**, -લું ભૂ. કૃ. [જુઓ 'થવું' + ગુ. 'એલ'-'એલું', વચ્ચે લઘુપ્રયત્ન યશ્રુતિ.] થઈ ચૂકેલું, બની ગયેલું

**થર** પું. [સં. स्तर > પ્રા. थर, પ્રા. તત્સમ] એક ઉપર એક પ્રકારનાં નાનાં મોટાં પડોમાંનું દરેક પડ, સ્તર, વર્ણું. (૨) પોપડો. (૩) માંગલિક ચૂડો. (૪) તળનાં પડોના સાંધા, 'બેડ-જૉઇન્ટ્સ' (ગ. વિ.) [**૦ દેવો** (રૂ. પ્ર.) ખૂબ ખાવું. **૦ પહેરવો** (-પે:રવો) (રૂ. પ્ર.) સ્ત્રીની જેમ નાચવું. **૦ મારવો** (રૂ. પ્ર.) થર પર થર ચણી લેવો. (૨) ખૂબ ખાવું. **૦ લેવો** (રૂ. પ્ર.) થર પર થર ચણવો]

**થર-કાંકણ** ન., બ.વ. [જુઓ 'થર' + સં. कङ्कण] લગ્ન સમયે પહેરવામાં આવતી કન્યાની ચૂડીઓ

**થર-ચિહ્ન** ન. [જુઓ 'થર' + સં.] ચણતરમાં પથ્થર કે ઈંટના થર અલગ પાડતી એંધાણી

**થર થર** ક્રિ. વિ. [અનુ.] સખત રીતે ધ્રુજાય એમ

**થરથરવું** જુઓ 'થથરવું.' **થરથરાવું** ભાવે., ક્રિ. **થરથરાવવું** પ્રે., સ.ક્રિ.

**થરથરાટ** જુઓ 'થથરાટ.'

**થરથરાટી** જુઓ 'થથરાટી.'

**થરથરાવવું**, **થરથરાવું** જુઓ 'થરથરવું'–'થથરવું' માં.

**થરથરી** સ્ત્રી. [જુઓ 'થરથરવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] જુઓ 'થથરાટ.' (૨) (લા.) કબૂતરની એક જાત [પ્રે., સ.ક્રિ.

**થરપવું** અ. ક્રિ. તૃપ્ત થવું. **થરપાવું** ભાવે., ક્રિ. **થરપાવવું**

**થરપાવવું**, **થરપાવું** જુઓ "થરપવું'માં.

**થર-પાનેતર** ન., બ. વ. [જુઓ 'થર' + 'પાનેતર.'] લગ્ન-પ્રસંગનાં માંગલિક ચૂડો અને સફેદ રેશમી સાડી

**થરપોલું** જુઓ 'થપોલું.'

**થરમો** પું. એક પ્રકારનું કાપડ, દપોટો

**થરરાટી** સ્ત્રી. [અનુ.] કંપ, ધ્રૂજ, ધ્રૂજારી

**થરવું** સ. ક્રિ. [જુઓ 'થર,'-ના. ધા.] થર ચડાવવો. (૨) અનાજ ભરવાની ખાણમાં અનાજ ન બગડે એ માટે ફરતા જુવાર-બાજરીના પૂળા ગોઠવવા. (૩) જડ નીકળી ન પડે માટે એનો છેડો ટીપવો. **થરાવું** કર્મણિ., ક્રિ. **થરાવવું** પ્રે., સ.ક્રિ.

**થરહરવું** અ. ક્રિ. [દે. પ્રા., તત્સમ] જુઓ 'થરથરવું.'

**થરાદી** વિ. ['થરાદ' ગામ + ગુ. 'ઈ' ત. પ્ર.] બનાસકાંઠામાં આવેલા થરાદ ગામને લગતું, થરાદ ગામનું

**થરાવવું**, **થરાવું** જુઓ 'થરવું' માં.

**થરિયો** વિ., પું. [સિંધનું 'થર' નગર + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) થરપારકરનું ઊંટ (એક જાત)

**થરી** સ્ત્રી. [સં. स्तरिका > પ્રા. थरिआ] કાચી માટીની કોઠી બનાવતાં લેવાતો માટીનો પ્રત્યેક થર, પડિયું

**થરેરવું** અ ક્રિ. [જુઓ 'થરહરવું.'] જુઓ 'થરહરવું.' **થરેરાવું** ભાવે., ક્રિ. **થરેરાવવું** પ્રે., સ. ક્રિ.

**થરેરાવવું**, **થરેરાવું** જુઓ 'થરેરવું' માં.

**થરેરી** સ્ત્રી. [જુઓ 'થરેરવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] થરથરાટ

**થરેલ** પું. [જુઓ 'થર' દ્વારા.] સામાન્ય ધાતુનાં પતરાં કે ઘાટ ઉપર ચડાવેલાં વધુ કિંમતી ધાતુનાં પતરાંનું પડ કે ઓભરો

**થર્ડ** વિ. [અં.] ત્રીજું

**થર્ડ-ક્લાસ** પું. [અં.] આગગાડી આગબોટ તેમજ નાટક સિનેમા વગેરેમાંનો ત્રીજો વર્ગ. (૨) (લા.) વિ. તદ્દન રેઢિયાળ, હલકા દરજ્જાનું [દરજ્જાનું કે પ્રકારનું

**થર્ડ-ક્લાસિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) તદ્દન હલકા

**થર્ડ-પાર્ટી** વિ. [સં.] જુઓ 'ત્રાહિત.'

**થર્મો-કેમિસ્ટ્રી** સ્ત્રી. [અં.] ગરમી અને રાસાયણિક પ્રયોગો સાથે સંબંધ ધરાવતું એક વિજ્ઞાન શાસ્ત્ર. (સંજ્ઞા.)

**થર્મો-ગ્રાફ** પું. [અં.] એક પ્રકારનું ઉષ્ણતા-માપક સાધન

**થર્મો-મીટર** ન. [અં.] ઉષ્ણતા કે તાવની ગરમી માપવાનું પારાવાળું કાચનું સાધન

**થર્મોસ** ન. [અં.] પોતાની અંદરની ગરમી કે ઠંડીને હોય તે સ્વરૂપમાં સાચવી રાખે તેવું વાસણ

**થલ-બેડું** ન. [સં. स्थल > પ્રા. थल, પ્રા. તત્સમ + જુઓ 'બેડો.'] વહાણ કે મછવા વગેરેને પાણીમાં લાંગરવાની જગ્યા (વહાણ.) ['વાટ.[૨]'] જમીન-માર્ગ, ખુશ્કી

**થલ(-ળ)-વટ** (-ટચ) સ્ત્રી. [સં. स्थल > પ્રા. थल પ્રા. તત્સમ +

**થલાડી** સ્ત્રી. દ્વારકા નજીકના સમુદ્રમાં ઓખા પાસે મળતી એ નામની માછલીની જાત

**થલિયાટ** (-ટચ) સ્ત્રી. એક પ્રકારનું જમીનનું વર્ણું

**થ(-થા)વા-કાળ** પું. [જુઓ 'થ(-થા)વું' + સં. काल] ભવિષ્યનો સમય, આવતો સંયોગ, થવાને માટે સર્જાયેલો પ્રસંગ, બનવા-કાળ (અમંગળ અર્થમાં)

**થવાનું** જુઓ 'થવું' માં.

**થ(-થા)વું** અ. ક્રિ. [સં. स्था > પ્રા. થા-સીધો વિકાસ. 'થા' અંગ સૌરાષ્ટ્રમાં મર્યાદિત, શિષ્ટમાન્ય 'થ-'.] હયાતી કે અસ્તિત્વમાં આવવું, બનવું. (૨) પેદા થવું, ઉત્પન્ન થવું, નીપજવું, ઊપજવું. (૩) સ્થિતિ બતાવવી. (૪) પ્રતીતિ પડવી, લાગવું, અનુભવાવું. (૫) ક્રિયા થવી. (૬) શક્તિ હોવી, તાકાત હોવી. (૭) શક્ય હોવું. [રૂપો : વર્ત. કા. 'થઉં' (થૌં)-'થાઉં,' 'થઈયે' (અત્યારે લખાય છે 'થઈએ,' પણ ઉચ્ચરણ 'થૈયેં.')-'થાઈયે,' 'થાય,' 'થાઓ' (થાવ), ભૂ.કા., કૃ. 'થયું'–'થયેલું'–'થયેલ;' આજ્ઞા. 'થા,' 'થાઓ' (થાવ), 'થજે' 'થજો,' ભ.કા. 'થઈશ' (થૈશ), 'થઈશું' (થૈશું)-'થશું' 'થાશું,'-'થશો'-'થાશો,' 'થશે'-'થાશે;' ક્રિયાતિ. 'થાત.' પ્ર.ભૂ. કૃ. થયું;' બી. ભૂ. કૃ. 'થયેલું'–'થયેલ;' વર્ત. કૃ. 'થતું' 'થાતું;' સં. ભૂ. કૃ. 'થઈ (થૈ)૦ને;' સા. કૃ. 'થવું'–'થાવું;' ભ. કૃ. 'થનારું'–'થાનારું' 'થનાર'–'થાનાર'

**થસ** પું. એક પ્રકારનો ગૂંદર

**થહાવવું, થહાવું** જુઓ 'થાહવું' માં.

**થળ** ન. [સં. स्थल > પ્રા. थल] સ્થળ, જગ્યા, મથક

**થળ-ચર** વિ. [+ સં. चर] સ્થલ-ચર (પ્રાણી)

**થળ-વટ** (-ટય) જુઓ 'થલ-વટ.'

**થળવું** અ. ક્રિ. [જુઓ 'થળ,'-ના ધા.] જમીન ઉપર રેતી કે ધૂળ ફરી વળવી. (૨) જડાવું, અંકિત થવું. **થળાવું**[૧] ભાવે., ક્રિ. **થળાવવું**[૧] પ્રે., સ. ક્રિ.

**થળાવવું,**[૧] **થળાવું**[૧] જુઓ 'થળવું' માં.

**થળાવવું,**[૨] **થળાવું**[૨] જુઓ 'થાળવું'માં.

**થળી**[૧] સ્ત્રી. [સ. स्थलिका > પ્રા. थलिआ.] જગ્યા, સ્થળ, સ્થાન. (૨) જમીનનો ઊંચો પ્રદેશ. (૩) રેતાળ જમીન, રેતીનું મેદાન. (૪) પાણી નીચેનું તળ. (૫) વનસ્પતિથી ભરેલી જગ્યા. (૬) પાતળી ગોદડી

**થળી**[૨] સ્ત્રી. સોનીનું એક ઓજાર

**થંડિલ** (થણ્ડિલ) ન. [સં. स्थण्डिल > પ્રા. थंडिल. પ્રા. તત્સમ] સ્થંડિલ, યજ્ઞની વેદી

**થંદેલ** (થન્દેલ) પું. માટીનો મોટો લોટો, પીંડો

**થંબાવવું, થંબાવું** (થમ્બા-) જુઓ 'થાંબવું' માં.

**થંભ** (થમ્ભ) પું. [સં. स्तम्भ > પ્રા. थंभ, પ્રા. તત્સમ] થાંભલો. (૨) (લા.) વિ. દિઙ્મૂઢ, ખૂબ જ નવાઈ પામી જડ જેવું થઈ ગયેલું [થંભાવું એ, અટકાવું એ

**થંભણ** (થમ્ભણ) ન. [સં. स्तम्भन > પ્રા. थंभण તત્સમ]

**થંભયો** પું. [સં. स्तम्भ-पद- > પ્રા. थंभवअ-] પૂંખિયા ઉપરનો લાકડાનો તે તે ટુકડો. (વહાણ.)

**થંભવું** (થમ્ભવું) અ. ક્રિ. [જુઓ 'થંભ,'-ના. ધા.] થોભવું, અટકી પડવું, રોકાઈ જવું. (૨) આધારને લીધે ટકી રહેવું. **થંભાવું** (થમ્ભાવું) ભાવે., ક્રિ. **થંભાવવું** (થમ્ભાવવું) પ્રે., સ.ક્રિ.

**થંભાવણ** (થમ્ભાવણ) વિ. [જુઓ 'થંભાવવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] થંભાવી રાખનાર, રોકી રાખનાર. અટકાવી રાખનાર

**થંભાવવું, થંભાવું** (થમ્ભા-) જુઓ 'થંભવું' માં. [થાંભલી

**થંભી** (થમ્ભી) સ્ત્રી. [જુઓ 'થંભો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**થંભો**[૧] (થમ્ભો) પું. [સં. स्तम्भक- > પ્રા. थंभअ-] થાંભલો

**થંભો**[૨] (થમ્ભો) પું. પંજો (હાથનો)

**થાઇરોઇડ** સ્ત્રી. [અં.] ગળામાં આવેલો એક માંસ-પિંડ

**થાઉ** પું. હિબ્રૂ લિપિનો × ચોકડીના આકારનો છેલ્લો વર્ણ

**થાક**[૧] પું. [દે. પ્રા. थक्क] થાકવું એ, શ્રમની શરીર ઉપર થતી અસર. (૨) સુસ્તી. (૩) (લા.) ચૂના અને પથ્થરનો સીમાડાનો થંભો કે ખાંભો. [ ૦ ઉતારવો, ૦ ખાવો (રૂ.પ્ર.) વિશ્રામ કરવો. ૦ ઊતરવો (રૂ. પ્ર.) આરામ થવો. ૦ ચડ-(-ઢ)વો, ૦ લાગવો (રૂ. પ્ર.) થાકની પ્રબળ અસર થવી]

**થાક**[૨] પું. ફૂલની માળામાં તુલસી કે બીજાં પાંદડાંનો નખાતો તે તે ગુચ્છો. (૨) હીરા મોતી કે સોના-ચાંદીની માળા કે સાંકળીમાં નખાતું તે તે ચકતું

**થાક-બાક** ક્રિ.વિ. [રવા.] બકરાં ઘેટાંને બોલાવવા માટે રબારી કે ભરવાડ અવાજ કરે છે એમ

**થાક-લો**[૧] પું. [જુઓ 'થાક[૧]' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] થાક, વિશ્રામ [જુઓ 'થાક.[૨]'

**થાક-લો**[૨] પું. [જુઓ 'થાક[૨]' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.]

**થાકવું** અ. ક્રિ. [દે.પ્રા. थक्क] શ્રમથી શરીરનાં અંગોને અસર થવી. (૨) (લા.) કંટાળી જવું, અકળાવું, મૂંઝાવું. **થકાવું** ભાવે., ક્રિ. **થક(-કા)વવું** પ્રે., સ.ક્રિ. (આમાંનું 'થકવવું' રૂઢ છે, 'થકાવવું' ક્યાંક જ જોવા મળે છે) [(૧-૨).'

**થાકે(-કો)ડો** પું. [જુઓ 'થાક[૧]' દ્વારા.] જુઓ 'થાક

**થાક્યું-પાક્યું** વિ. [જુઓ 'થાકવું' + 'પાકવું', બંનેને + ગુ. 'યું' ભૂ. કૃ.] ખૂબ થાકી ગયેલું. (૨) (લ.) કંટાળી ગયેલું

**થાગ** પું. [દે. પ્રા. थग्ग] ઊંડા પાણીની નીચેનું તળિયું અને ત્યાંસુધીની ઊંડાઈ, તાગ (રૂઢ 'તાગ' છે, 'થાગ' નહિ.)

**થાગડ-થીગડ** ન. [જુઓ 'થીગડું,' -દ્વિર્ભાવ.] ફાટેલાં કપડાંને થીગડાં મારી દુરસ્ત કરવાની ક્રિયા. (૨) (લા.) કામચલાઉ ઉપાય

**થાટ** પું. [દે. પ્રા. थट्ट સમૂહ] તે તે રાગ અને સંબંધી રાગ-રાગણીઓના મૂળભૂત સ્વરોનો નિશ્ચિત કરેલો સ્વર-સમૂહાત્મક એકમ. (સંગીત)

**થાડ-સાલ** ન. એ નામનું એક ઝાડ

**થાણ(-ણા,-ણે)-દાર** પું. [જુઓ 'થાણું' + ફા. પ્રત્યય.] તાલુકા કે મહાલનાં થોડાં થોડાં ગામોનો વહીવટ કરનાર અમલદાર, વહીવટદાર, મામલતદાર. (૨) ફોજદાર

**થાણ(-ણા,-ણે)-દારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] થાણદારનું કામ

**થાણવું** સ. ક્રિ. [સં स्थान > પ્રા. थाण દ્વારા ના. ધા.] ખેતરમાં અમુક અમુક અંતરે કપાસ વગેરેનાં બી રોપવાં. **થણાવું** કર્મણિ., ક્રિ. **થણાવવું** પ્રે., સ. ક્રિ.

**થાણા-ઠોક** ક્રિ. વિ. [જુઓ 'થાણું' + 'ઠોકવું.'] અમુક જગ્યા નક્કી કરી ત્યાં જામી પડવામાં આવે એમ

**થાણા-દાર** જુઓ 'થાણ-દાર.'

**થાણાદારી** જુઓ 'થાણદારી.'

**થાણા-વરાડ** પું. [જુઓ 'થાણું' + 'વરાડ.'] થાણા અંગે થતા ખર્ચનો તાલુકદારો પાસેથી લેવાતો વરાડે પડતો ભાગ કે ખર્ચ

**થાણું** ન. [સં. स्थानक- > પ્રા. थाणअ-] સરકારી વહીવટની અનુકૂલતા માટે જુદે જુદે સ્થળે નક્કી કરવામાં આવેલું

વહીવટી મથક. (૨) સરકાર તરફથી રાખવામાં આવેલું પોલીસોનું કે લશ્કરનું તે તે સ્થાન. (૩) એવું વસાહતી સ્થાન, 'કૉલોની.' (૪) નાનાં રોપાંનો ક્યારો. [૦ જમાવવું (રૂ.પ્ર.) અનુભવ મેળવવો. ૦ ના(-નાં)ખવું (રૂ.પ્ર.) લશ્કરી દૃષ્ટિએ પડાવ નાખવો]

**થાણે-દાર** જુઓ 'થાણ-દાર.'

**થાણેદારી** જુઓ 'થાણદારી.'

**થાતો** પું. હથેળી

**થાથ** પું. ચંદ્ર

**થાથડવું** સ. ક્રિ. [રવા.] થથેડો કરવો, થથેડવું. **થથડાવું** કર્મણિ., ક્રિ. **થથડાવવું** પ્રે., સ. ક્રિ.

**થાથડો** પું. [જુઓ 'થાથડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ ['થથેડો.'

**થાથા-થાબડી** સ્ત્રી. [જુઓ 'થાબડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર., પૂર્વ અક્ષરનું બેવડું આવર્તન.] (લા.) પંપાળી રાખવું એ, પટામણી, ફોસલામણી. (૩) ઢાંક પિછોડો

**થાથા-થૈયા** પું., બ. વ. [નાચના બોલ; રવા.] (લા.) શિથિલતા, ઢીલાશ, મંદતા

**થાથાવડી** ન. એક પ્રકારનું લોખંડ

**થાથી** સ્ત્રી. હવાલો

**થા-થૈ** કે. પ્ર. [નાચના બોલ; રવા.] ભવાઈમાં નવો વેશ આવતી વેળા બોલાતો ઉદ્ગાર

**થાન**[1] ન. [સં. સ્થાન, અર્વા. તદ્ભવ] સ્થાન, ઠેકાણું. (૨) ઝાલાવાડ(સૌ.)નું વઢવાણ નજીકનું એક ગામ (સંજ્ઞા.)

**થાન**[2] ન. [સં. स्तन द्वारा] સ્તનનો ભાગ. (૨) દુધાળાં પશુઓનો આંચળવાળો અવયવ, આઉ

**થાન**[3] ન. કાપડનો તાકો [નાનો હીરો

**થાન**[4] ન. વીંટી કે દાગીનામાં જડવામાં આવતો પહેલવાળો

**થાનક** ન. [સં. स्थानक, અર્વા. તદ્ભવ] સ્થાનક, ઠેકાણું, ઠામ. (૨) બેસવાનું સ્થાન, આસન, બેઠક. (૩) દેવ-સ્થાન

**થાનકિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] થાનકમાં રહેનારું

**થાનકિયો** વિ., પું. [જુઓ 'થાનકિયું.'] (લા.) જૈન ઉપાશ્રયમાં કામ કરનારો નોકર

**થાનાઈ** વિ., પું. [જુઓ 'થાન[1]' + ગુ. 'આઈ' ત. પ્ર.] જ્ઞાતિ વતી નોતરાં આપનાર ગોર કે નોકર [પીંજેરો

**થાનિયું** ન. એ નામનું એક વૃક્ષ, કાળો કટકિયો, કાળો

**થાને(-નો)લું** ન., **-લો** પું. [જુઓ 'થાન[2]' દ્વારા.] જુઓ 'થાન.[2]' [કરાતો લેપ, થેપ, રથડ

**થાપ**[1] (-પ્ય) સ્ત્રી. [જુઓ 'થાપવું.'] ગારનો થાબડીને

**થાપ**[2] (-પ્ય) સ્ત્રી. [રવા.] જુઓ 'થાપી.' [૦ દેવી, ૦ મારવી (રૂ. પ્ર.) થપાટ મારવી]

**થાપ**[3] સ્ત્રી. ભૂલ-થાપ. (૨) છેતરપીંડી. (૩) (લા.) નુકસાની, ખોટ. [૦ આપવી (રૂ. પ્ર.) છેતરવું. ૦ ખાવી (રૂ. પ્ર.) છેતરાવું. (૨) ભૂલથાપ કરવી. ૦ મારવી (રૂ.પ્ર.) છેતરવું]

**થાપટ** (-ટય) સ્ત્રી. [રવા.] થપાટ, લપાટ, લપડાક

**થાપટ(-ડ) થાપટ(-ડ)** ક્રિ. વિ. [ જુઓ 'થાપડવું'-દ્વારા ] ધીરે ધીરે થાબડીને

**થાપડવું** સ. ક્રિ. [રવા.] ધીમો અવાજ થાય એમ થાબડવું. **થાપડાવું** કર્મણિ., ક્રિ. **થાપડાવવું** પ્રે., સ. ક્રિ.

**થાપડાવવું, થાપડાવું** જુઓ 'થાપડવું' માં.

**થાપડાં** ન., બ. વ. [જુઓ 'થાપડવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] થપેલાં, જાડા રોટલા

**થાપડી** સ્ત્રી. [જુઓ 'થાપડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કુંભારનું કે કડિયાનું માટી-ચૂનો ટીપવાનું સાધન. (૨) થાબડીને કરેલી રોટલી કે ભાખરી

**થાપડો** પું. [જુઓ 'થાપડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જાડો થેપ, જાડો લપેડો. (૨) થાપડીને કરેલો જાડો રોટલો. (૩) થોરનો ફાફડો. (૪) કંટોલાના વેલાનો પંજો. (૫) (૫) લાકડાના કોતરકામમાં વીંધણા ઉપર ઠોકવાનો થાપો. (૬) હોડીમાં ઢોર ચડાવવાનું પાટિયું. (૭) સઢ વિનાની હોડી. (વહાણ.)

**થાપણ**[1] (-ણ્ય) સ્ત્રી. [સં. स्थापन > પ્રા. थप्पण ન.] કોઈને ત્યાં મૂકેલી અનામત મૂડી કે વસ્તુ, ન્યાસ, 'ડિપૉઝિટ.' (૨) ભંડોળ, મૂડી, પૂંજી, 'કૅપિટલ' [કરવામાં આવતું લીંપણ

**થાપણ**[2] ન. [જુઓ 'થાપવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] થાપડીને

**થાપણ-ખર્ચ** પું., ન. [જુઓ 'થાપણ[1]' + 'ખર્ચ.'] ફરી ન થવાના પ્રકારનો ખર્ચ, 'નૉન-રિકરિંગ એક્સ્પેન્ડિચર'

**થાપણ-દાન** ન. [જુઓ 'થાપણ[1]' + સં.] મૂડીમાંથી અપાતી દેણગી, 'એન્ડોમેન્ટ્સ'

**થાપણ-દાર** વિ. [જુઓ 'થાપણ[1]' + ફા. પ્રત્યય.] થાપણ ધરાવનાર, મૂડીદાર, ધન-પતિ. (૨) થાપણ મૂકનાર, ખાતેદાર, 'ડિપૉઝિટર'

**થાપણ-મોસો** પું. [જુઓ 'થાપણ[1]' + 'મોસો.'] કોઈની થાપણ ઓળવી લેવી એ, થાપણની ચોરી

**થાપણિયું** ન. [જુઓ 'થાપણ[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ઘર નજીકની છાણાં થાપવાની નાની જગ્યા. (૨) વરસાદ આવ્યા પૂર્વે ખેતર ખેડી રાખવાની ક્રિયા

**થાપણિયારો** પું. [જુઓ 'થાપણિયું + 'આરો' ત. પ્ર.] છાણાં થાપવાની જગ્યા, થાપણિયું

**થાપણું** ન. [જુઓ 'થાપવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] થાપણ તરીકે સંઘરી રાખેલું. [-ણાનું લૂગડું (રૂ. પ્ર.) સારા પ્રસંગે વાપરવા સાચવી રાખેલું કપડું]

**થાપન** ન. [સં. स्थापन, અર્વા. તદ્ભવ] દેવ દેવી વગેરેના આવાહન માટે પાટલા વગેરે ઉપર કપડું પાથરી એના ઉપર ઘઉં ચોખા વગેરે પાથરવામાં આવે છે એ

**થાપના** ન. [સં. स्थापना, અર્વા. તદ્ભવ] સ્થાપના

**થાપલી** સ્ત્રી. [જુઓ 'થાપલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય .] ધીમેથી મારવામાં આવતી ટપલી, ટાપલી

**થાપલું** ન. [જુઓ 'થાપ[2]' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] ધીમો પટાકો કે અવાજ. (૨) ધીમું પગલું. [-લાં ભરવાં (રૂ.પ્ર.) ધીમે પગલે ચાલવું]

**થાપવું** સ. ક્રિ. [સં. स्थापय- > પ્રા. थप्प] સ્થાપવું, (૨) છાણ માટી વગેરે દાબીને જમીન ઉપર કે દીવાલ ઉપર બેસાડવાં. (૩) છાણનો પીંડો થાબડી જમીન સરસો એને આકાર આપવો. (૪) સ્થિર કરવું. **થપાવું** કર્મણિ., ક્રિ. **થપાવવું** પ્રે., સ. ક્રિ.

**થાપા-કૂંડી** વિ. [જુઓ 'થાપો' + કૂંડી.'] (લા.) બેઠાડુ, સુસ્ત, આળસુ

**થાપા-કૂંડું** ન. [જુઓ 'થાપો' + 'કૂંડું.'] માટીનું ઘાટઘૂટ વિનાનું કડાયા જેવું વાસણ. (૨) (લા.) ન ફરી શકે તેવા શરીરવાળું જાડું માણસ

**થાપા-દાવ** પું. [જુઓ 'થાપો' + 'દાવ.'] એ નામની એક [રમત

**થાપી** સ્ત્રી. [જુઓ 'થાપો' + ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય.] હાથથી થાબડવું એ. (૨) તબલાં કે મૃદંગ ઉપર પંજાથી મરાતી સુમધુર ઠોક. (૩) થાપડી. (૪) થપેલી. (૫) લૂગડાં ધોવાનો ધોકો

**થાપેડું** ન. જાડું ટૂંકું ધોતિયું. (૨) સ્ત્રીઓનું સીવ્યા વિનાનું [કેડે પહેરવાનું કપડું, પહેરણું

**થાપો** પું. [જુઓ 'થાપવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] થાપ મારવાની ક્રિયા. (૨) માંગલિક પ્રસંગે વર કે કન્યાની બે હથેળીથી બારણાંની દીવાલ ઉપર તેમજ સગાંવહાલાંઓનાં છાતી-વાંસા ઉપર હળદર કંકુ વગેરેની મારવામાં આવતી છાપ. (૩) પૂર્વે સતી થવા જનારી સ્ત્રી દીવાલ વગેરે ઉપર હથેળીથી કંકુની છાપ આશીર્વાદ તરીકે પાડતી એ નિશાન. (૪) કાપણી કરી લીધા પછી ખેતર કે ખળામાં કરાતો ધાન્યનો ઢગલો. (૫) એવા ઢગલા ઉપર લીધું કરાતું નિશાન. (૬) નિવૃત્ત થતા ભૂવાને હાથથી નવા ભૂવાના હાથનું કાંડું બાંધવું એ. (૭) શરીરમાં સાથળનું તે તે હાડકું. (૮) પાટિયાને વચમાં જડેલો લાકડાનો ચાપડો. (વહાણ.)

**થાપોડો** પું. [જુઓ 'થાપ[1]' દ્વારા.] હાથથી મારવામાં આવતી થપાટ

**થાબડ થાબડ** ક્રિ.વિ. [જુઓ 'થાબડવું,'–દ્વિર્ભાવ.] ધીમા પટાકાએ હથેળીથી થાબડવાનું થાય એમ. (૨) લા. વાંક કે ગુનો ઢાંકવામાં આવે એમ

**થાબડ-થીગડ** ન., (-ડય) સ્ત્રી. [જુઓ 'થાબડવું' + 'થીગડું.'] થીગડ-થાગડ, ફાટેલાં કપડાંનું કે દીવાલ ધાબા વગેરેનું સમાર-કામ

**થાબડ-ભાણું** ન., બ. વ. [જુઓ 'થાબડવું' + 'ભાણું.'] (લા.) ખુશામત. (૨) ઢાંક-પિછોડો (૩) ફોસલામણી

**થાબડવું** સ. ક્રિ. [રવા.] પોલી હથેળીથી થોડો અવાજ થાય એમ દાબવું, ધીમે હાથે ઠપારવું. (૨) (લા.) શાંત પાડવું. (૩) ઉત્તેજન આપવું

**થાબડિયું** ન. [જુઓ 'થાબડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] થાબડીને બનાવેલો જુવાર-બાજરીનો રોટલો, થપેલો

**થાબડી** સ્ત્રી. [જુઓ 'થાબડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] થાબડવાની ક્રિયા. (૨) થાબડીને બનાવેલું ચૂરમું. (૩) થપોલી. (૪) રોટલા ઢાબવાનો લૂગડાનો ટુકડો. (૫) ટીપવા માટેનું કડિયાનું ઓજાર

**થાબલું** ન. આંખે ઓછું દેખાતાં હાથથી મારવામાં આવતું ફાંફું

**થામવું** સ. ક્રિ. થોભાવવું, અટકાવવું, રોકવું. (૨) કામ હાથ ધરવું. (૩) પકડવું, ગ્રહવું. (૪) શરૂઆત કરવી. (૫) ટેકો કે પોષણ આપવું, નિભાવવું. (૬) સહાયક બનવું

**થાર** પું [જુઓ 'સુથાર,' આદિશ્રુતિનો લોપ.] સુતાર-કડિયો, સૂત્રધાર

**થારડી** સ્ત્રી. [જુઓ 'થાળી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર. ઉચ્ચારણ-સારલ્ય માટે 'ળ' > 'ર.'] નાની થાળી, ત્રાંસા કાંઠાવાળું છાલિયા જેવું વાસણ

**થાલ** પું. રકમ વ્યાજે લેવા જતાં આડમાં મુકાતી મિલકત, [બાનું

**થાલી** સ્ત્રી. સૌભાગ્યવતી હિંદુ સ્ત્રીના કંઠનું એક ઘરેણું. (૨) સઢ ઉપર બાણ ચડાવવા–ઉતારવાનું દોરડું. (વહાણ.) (૩) ફાનસ હોકા વગેરેની ઘોડી

**થાવર** વિ. [સં. સ્થાવર, અર્વા. તદ્ભવ] ખસેડી ન શકાય તેવું, સ્થાવર, સ્થિર પ્રકારનું

**થાવસ** પું. સબૂરી, ખામોશ, ધીરજ

**થાવા-કાળ** જુઓ 'થવા-કાળ.'

**થાવું** જુઓ 'થવું' (સૌરાષ્ટ્રમાં વૈકલ્પિક રૂપ). આનાં રૂપ : 'થાઉં' 'થાઇયે' 'થાજે' 'થાજો' 'થાઇશ' 'થાશું' 'થાશે' 'થાતું' 'થાવું' 'થાનારું' 'થાનાર' એટલાં 'આ'વાળાં સૌરાષ્ટ્રમાં.

**થાહ** પું. [જુઓ 'થાગ;' દે. પ્રા. 'થગ્ઘ > થાઘ' પછી 'થાહ.'] જુઓ 'થાગ'–'તાગ.' [૦ **રહેવો** (રે:વો) (રૂ. પ્ર.) હદ કે મર્યાદા બંધાઈ રહેવી]

**થાહવું** સ. ક્રિ. કાપવું. **થહાવું** કર્મણિ., ક્રિ. **થહાવવું** પ્રે., [સ. ક્રિ.

**થાહી** સ્ત્રી. [જુઓ 'થાહવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] ઓળંગી કે વટાવી શકાય–અંતર કાપી શકાય એવી પરિસ્થિતિ

**થાળ** પું. [સં. स्थाल > પ્રા. थाल] મોટી થાળી, ખૂમચો. (૨) (લા.) ઇષ્ટદેવને ધરવામાં આવતું નૈવેદ્ય. (૩) નૈવેદ્ય ધરાવતી વખતનું સામગ્રીઓનું વર્ણન આપતું કીર્તન કે પદ

**થાળકું** ન. [જુઓ 'થાળ' + ગુ. 'કું' સ્વાર્થે ત. પ્ર.] કાંસા વગેરેનો નાનો ખૂમચો

**થાળવું** સ. ક્રિ. [જુઓ 'થાળ,'-ના. ધા.] થાળ કે થાળીમાંનું ટપકી જવું. (૨) (લા.) વિચારમાં મૂકવું. **થળાવું**[2] કર્મણિ., ક્રિ. **થળાવવું**[2] પ્રે., સ. ક્રિ.

**થાળા-દાણ** ન. [જુઓ 'થાળું + 'દાણ.'], **થાળા-ફેરું** ન. [+ જુઓ 'ફરવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] પાણી પાવામાં આવતી જમીન માટે કોશના રોલા દીઠ લેવામાં આવતો વેરો

**થાળા-બરણી** સ્ત્રી. [જુઓ 'થાળું' + 'બરણી.'] પડઘીવાળી કંકાવટી

**થાળી** સ્ત્રી. [સં. स्थालिका > પ્રા. थालिआ] નાનો થાળ, નાનો ખૂમચો. (૨) ગ્રામોફોનની તાવડી, રેકૉર્ડ.' (૩) (લા.) મિલકતની વહેંચણી વખતે મોટા દીકરાને એના ભાગ ઉપરાંત અપાતી જમીન. [૦ **જેવડું** કપાળ (રૂ.પ્ર.) નસીબદાર હોવાપણું, સદ્ભાગ્ય. ૦ **ઠોકાવી** (રૂ.પ્ર.) પુત્રપ્રસવ થવો. ૦ **પિટાવવી**, ૦ **વગાડવી** (રૂ. પ્ર.) જાહેરાત કરવી. ૦ **ફેરવવી** (રૂ. પ્ર.) જાહેરાત કરવી. (૨) થાળીમાં દાન મેળવવું. ૦**માં હાથ** (રૂ. પ્ર.) ગાઢ મિત્રાચારી]

**થાળી-પાક** પું. [+ સં.] થાળી તપેલી વગેરેમાં રાંધવાની ક્રિયા

**થાળી-લોટ** પું. [જુઓ 'થાળી' + 'લોટ.'] (લા.) એ નામની એક રમત

**થાળી-વાજું** ન. [જુઓ 'થાળી' + 'વાજું.'] તાવડી-વાજું, ['ગ્રામોફોન'

**થાળું** ન. [स्थालक- > પ્રા. थालअ-] હાથચંટીનું પાયાવાળું ઊભી કિનારીવાળું ગોળાકાર મંડાણ કે માંચો કે જેની કિનારના અંદરના ખચકામાં દળાતો લોટ પડ્યા કરે. (૨) કોશના મંડાણનું જેમાં પાણી ઠલવાય તે ખામણું. (૩) જેસાં રસ

પડે તેવો ચિચોદાનો ભાગ. (૪) ગોખલા કે બારી નીચેનો બહાર નીકળતો ચણતરનો ભાગ. (૫) ઝાડનું ખામણું, ક્યારો. [-ળે પડવું (રૂ. પ્ર.) વ્યવસ્થામાં ગોઠવાઈ જવું. (૨) શાંતિ પ્રસરવી]

**થાળો** પું. [જુઓ 'થાળું.'] મોટો ખૂમચો, મોટો થાળ

**થાંથપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'થાંથું' + ગુ. 'પ' ત.પ્ર.], **થાંથાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] થાંથાપણું

**થાંથા-વેઢા** પું. [જુઓ 'થાંથું' + વેઢા.] થાંથાપણાની આદત

**થાંથું** વિ. [અનુ.] કામકાજમાં થથવાયા કરતું-મંદતા કે શિથિલતાના આંચકા આવવાની સ્થિતિનું

**થાંદલો** પું. [જુઓ 'થાન[૨]' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ઢોરનું આઉ, થાન. (૨) (લા.) ફાંદ

**થાંદળજો** પું. [જુઓ 'થાન[૨]' દ્વારા.] થાન, સ્તન, ધાઈ

**થાંદોલું** ન. [જુઓ 'થાનોલું,'-અંને 'થાન[૨]' દ્વારા.] જુઓ 'થાને(-નો)લું.'

**થાંબલો** પું. [સં. स्तम्बक > પ્રા. थंबअ + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] રોપાનું થૂંબડું

**થાંબવું** સ. ક્રિ. [સં. स्तम्ब > પ્રા. थंब, દ્વારા ના. ધા.] ટેકો આપવો, ટકાવી રાખવું. **થંબાવું** (થમ્બાવું) કર્મણિ., ક્રિ. **થંબાવવું** (થમ્બાવવું) પ્રે., સ. ક્રિ.

**થાંબો** પું. [સં. स्तम्बक- > પ્રા. थंबअ-] (લા.) વરનો નજીકનો સગો કે મિત્ર, અણવર

**થાંભલી** સ્ત્રી. [જુઓ 'થાંભલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો આછો થાંભલો. (૨) ચિચોડામાં માડની નીચેનું પાંખિયાવાળું બેમાંનું તે તે લાકડું. (૩) સ્ત્રીઓના કમખામાં ખભા ઉપરના ભાગમાં આવતો કપડાનો ટુકડો

**થાંભલો** પું. [જુઓ 'થાંભો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'થંભો-થાંભો.'

**થાંભા-સરી** સ્ત્રી. [જુઓ 'થાંભો' + 'સરી.'] મંજૂસમાં વપરાતો બેઉ બાજુનાં પડખાંઓમાં ચોડવામાં આવતો પાટિયાનો તે તે ટુકડો

**થાંભો** પું. [સં. स्तम्भक- > પ્રા. थंभअ-] લાકડા કે પથ્થરનો સ્તંભ, થાંભલો. (૨) (લા.) વરકન્યાને સ્નાન કરાવતાં ચારે બાજુ મૂકવામાં આવતું તે તે ઢકોથરું

**થાંવલું** ન ઝાડનું ખામણું, ક્યારો

**થિગડિયું** વિ. [જુઓ 'થીગડું' + ગુ. 'ઇયું' ત પ્ર.] થીગડાવાળું

**થિજવણી** સ્ત્રી. [જુઓ 'થીજવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] થીજી જવું એ, ઠરી-જામી જવું એ. (૨) સ્થિર-તા

**થિજાવવું, થિજાવું** જુઓ 'થીજવું'માં.

**થિયરી** સ્ત્રી. [અં.] સિદ્ધાંત

**થિયાવસ** પું. ધીરજ, સબૂરી, ખામોશ

**થિયેટર** ન. [સં.] નાટ્ય ભજવવાનું રંગ-પીઠ. (૨) (લા.) નાટ્ય અને સિનેમા થાય છે તે મકાન ('નાટ્યગૃહ, નાટકશાળા' તેમ 'સિનેમાગૃહ')

**થિયૉલૉજી** સ્ત્રી. [અં.] ધર્મ-તત્ત્વ તેમજ બ્રહ્મવિચારનું શાસ્ત્ર, તત્ત્વ-વિદ્યા, બ્રહ્મ-વિદ્યા. (સંજ્ઞા.)

**થિયૉસૉફિકલ** વિ. [અં] થિયૉસૉફીને લગતું

**થિયૉસૉફિકલ સોસાયટી** સ્ત્રી. [અં] અત્યારે ભારતમાં જાણીતી ચોક્કસ પ્રકારની વિચાર-સરણીનો પ્રસાર કરતી અધ્યાત્મવાદી એક સંસ્થા. (સંજ્ઞા.)

**થિયૉસૉફિસ્ટ** વિ. [અં.] થિયૉસૉફીમાં માનનાર, અધ્યાત્મજ્ઞાની. (૨) થિયૉસૉફિકલ સોસાયટીનું અનુયાયી

**થિયૉસૉફી** સ્ત્રી. [અં.] અધ્યાત્મ-વિદ્યા, ઈશ્વર-સંબંધી વિચાર, બ્રહ્મ-વિદ્યા. (૨) થિયૉસૉફિકલ સોસાયટીએ નિશ્ચિત કરેલા તત્ત્વજ્ઞાનની સરણી

**થિ(-થી)ર** વિ. [સં. સ્થિર, અર્વા. તદ્ભવ] સ્થિર, અવિચળ

**થિ(-થી)રકવું** અ. ક્રિ [સં. સ્થિર, અર્વા. તદ્ભવ, -ના. ધા.] ઠમક ઠમક કરી શાસ્ત્રીય રીતે નાચવું. **થિરકાવું** ભાવે., ક્રિ. **થિરકાવવું** પ્રે., સ. ક્રિ.

**થિરકાવવું, થિરકાવું** જુઓ 'થિરકવું'માં.

**થિ(-થી)રતા** સ્ત્રી. [સં. સ્થિરતા, અર્વા. તદ્ભવ] સ્થિર-તા

**થિ(-થી)ર-થાવર** વિ. [સં. સ્થિર-સ્થાવર, અર્વા. તદ્ભવ] સ્થિર-સ્થાવર

**થિરથિરા** સ્ત્રી. રાતી પૂંછડીવાળું એક પક્ષી

**થિ(-થી)ર-થૂમડું** ન. [જુઓ 'થિ(-થી)ર' + 'થૂમડું.'] કણસલાંનો જથ્થો, કફલો

**થિરવું** અ. ક્રિ. [જુઓ 'થિરકવું.'] પ્રવાહીનું સ્થિર રહેવું. (૨) નીતરવું. **થિરાવું** ભાવે., ક્રિ. **થિરાવવું** પ્રે., સ. ક્રિ.

**થિરાવવું, થિરાવું** જુઓ 'થિરવું'માં.

**થી** અનુગ. [સં. स्थित- > પ્રા. थिअ- > જૂ. ગુ. થિઉં > થં + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; પછી ત્રણે લિંગે] ત્રીજી અને પાંચમી વિભક્તિના અર્થ આપતો એક વ્યાપક અનુગ (એમાં કર્તા કરણ કારણ ઉપરાંત અપાદાનનો પણ અર્થ છે.) (વ્યા.)

**થીકુ** સ્ત્રી. ધરી. (વહાણ.)

**થીગડ-થાગડ** ન. [જુઓ 'થીગડું,'-દ્વિર્ભાવ.] જુઓ 'થાગડ-થીગડ.'

**થીગડા-મારુ** વિ. [જુઓ 'થીગડું' + 'મારવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] (લા.) થીગડાં મારી કપડાં ચલાવે તે પ્રમાણે આજીવિકા ચલાવનારું, જેમતેમ નિભાવ કરનારું. (૨) તાણી ખેંચી ઊભું કરેલું, કામ-ચલાઉ

**થીગડી** સ્ત્રી. [જુઓ 'થીગડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] થીગડાનો નાનો ટુકડો

**થીગડું** ન. [દે. પ્રા. थिग्गल-; ગુ. 'ડ' થયો છે.] કપડું ફાટતાં ફાટ ઉપર સીવવામાં આવતી ડગળી. (૨) દીવાલ ધાબાં રસ્તા વગેરેમાંના ખાડામાં કરવામાં આવતું સમાર-કામ

**થીગણ** ન. [જુઓ 'થીગડું;' અહીં 'લ > ण.'] સપાટી ઉપરની ગાર કે પ્લાસ્ટરની મરામત કરવાની ક્રિયા

**થીજ** (-જ્ય) સ્ત્રી. [જુઓ 'થીજવું.'] જુઓ 'થિજવણી.'

**થીજવું** અ.ક્રિ. [સં. स्थैर्य > પ્રા. थिज्ज દ્વારા ના. ધા.] પ્રવાહીનું ઘટ્ટ થવું, ઠરવું, જામવું (ઠંડીને કારણે). **થિજાવું** ભાવે, ક્રિ. **થિજાવવું** પ્રે., સ.ક્રિ.

**થીણું(-ન્નું)** વિ. (સં. स्त्यानक- > પ્રા. थिणअ > थिन्नअ અને थीणअ ] ઠરીને ઘટ્ટ થયેલું, થીજેલું, જામેલું

**થીમ** ન. ટીપું, બુંદ

**થીર** જુઓ 'થિર.'

**થીરકવું** જુઓ 'થિરકવું.'

**થીરતા** જુઓ 'થિરતા.'

**થીર-થાવર** જુઓ થિર-થાવર.'

**થીર-થૂમડું** જુઓ 'થિર-થૂમડું.'

**થીરવું** જુઓ 'થિરવું.'

**થીરંગ** (થીરઙ્ગ) પું. ફકીરની માળાનો લીલા રંગનો પારો
**થીવર** વિ. [સં. સ્થવિર, અર્વા. તદ્‌ભવ 'થવિર,' સ્વરવ્યત્યયથી] સ્થવિર, વૃદ્ધ. (૨) (લા.) દૃઢ, મક્કમ
**થુકાવવું, થુકાવું** જુઓ 'થૂકવું' માં.
**થુડ** પું (રમતમાં) રાજા [વ્યક્ત કરાય એમ
**થુડંથુડા** (થુડમ્-થુડા) ક્રિ.વિ. [રવા.] ફિટકારની લાગણી
**થુડી** સ્ત્રી. કલંક. (૨) શરમ [તરછોડવું એ
**થુ(-થૂ)ત્કાર** પું. [સં.] થૂકવાનો અવાજ. (૨) (લા.) ધિક્કાર,
**થુ(-થૂ)ત્કારવું** સ.ક્રિ. [સં., ના. ધા.] 'થૂ' એમ કરવું, થૂકવું. (૨) (લા.) ધિક્કારવું, તરછોડવું. **થુ(-થૂ)ત્કારાવું** કર્મણિ., ક્રિ.
**થુ(-થૂ)ત્કૃત** વિ. [સં.] (લા.) ધિક્કારવામાં આવેલું
**થુથકારવું** સ.ક્રિ. [જુઓ 'થુત્કારવું' દ્વારા.] 'થૂ થૂ' કરવું, થૂકવું. (૨) (લા.) ધિક્કારવું. **થુથકારાવું** કર્મણિ., ક્રિ.
**થુરાવવું, થુરાવું** જુઓ 'થૂરવું' માં.
**થુવેર** પું. [દે. પ્રા. થોહર], **-રિયો** પું. [+ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] દૂધિયા રંગનો જેમાંથી રસ નીકળે છે તેવી જંગલી વનસ્પતિ (ઘણા પ્રકારનો, ડાંડલિયો થોર, કાંટાળો થોર, હાથલો થોર વગેરે, થૂવર, થોર, થોરિયો)
**થૂ** ક્રિ. વિ. [સં. થુ(-થૂ)ત્ > પ્રા. થુ > થૂ] થૂકવાના અવાજથી. (૨) (લા.) ધિક્કારના ભાવથી. [૦ કરવું (રૂ.પ્ર.) લેશ પણ દરકાર કરવી] [વિરામ માગવો એ
**થૂઈ** સ્ત્રી. [જુઓ 'થૂ' દ્વારા.] રમતમાં થૂકવાનું બહાનું કરી
**થૂ(-થૂં)ક** ન. [સં. થુ(-થૂ)ત્ક > પ્રા. थुक्क] મોઢામાંનું પ્રવાહી (જે ખોરાકમાં મળતાં પચવામાં સહાયક થાય છે, નકામા તરીકે થૂંકી નખાય છે.) [જુઓ 'થૂકણું.'
**થૂ(-થૂં)કણિયું** વિ. [જુઓ 'થૂંકણું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]
**થૂ(-થૂં)કણી** સ્ત્રી. [જુઓ 'થૂ(-થૂં)-કવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] થૂકવાની ક્રિયા. (૨) થૂક-દાની
**થૂ(-થૂં)કણું** વિ. [જુઓ 'થૂ(-થૂં)કવું' + ગુ. 'અણું' કર્તૃ-વાચક કૃ.પ્ર.] વારંવાર થૂક્યા કરનારું
**થૂ(-થૂં)ક-દાન** ન., **-ની** સ્ત્રી. [જુઓ 'થૂ(થૂં)ક' + ફા.] થૂકવાનું વાસણ, પિકદાન
**થૂ(-થૂં)ક-નળી** સ્ત્રી. [જુઓ 'થૂ(-થૂં)-ક' + 'નળી.') મોઢામાંની જેમાં થૂક પેદા થાય છે તે નળી
**થૂકર** પું. એક જાતનો એ નામનો છોડ
**થૂકલો** પું. જુઓ 'થાકલો.' [નિષ્ફળ પ્રયત્ન
**થૂ(-થૂં)ક-વલોણું** ન. [જુઓ 'થૂ(-થૂં)ક' + 'વલોણું.'] (લા.)
**થૂ(-થૂં)કવું** અ.ક્રિ. [સં. થુ(-થૂ)ત્ક > પ્રા. थुक्क.] મોઢામાંથી પ્રવાહી કાઢવું. (૨) (લા.) ધિક્કાર બતાવવો. [૦ નહિ (રૂ.પ્ર.) સામુંયે ન જોવું. થૂ(-થૂં)કીને ગળવું (રૂ.પ્ર.) પ્રતિજ્ઞાનું પાલન ન કરવું.] **થુ(-થૂં)કાવું** ભાવે., ક્રિ. **થુ(-થૂં)કાવવું** પ્રે., સ.ક્રિ
**થૂંકાવવું, થૂંકાવું** જુઓ 'થૂ(-થૂં)કવું'માં. [જુઓ 'થૂક-દાન.'
**થૂ(-થૂં)કિયું** ન. [જુઓ 'થૂ(-થૂં)કવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.]
**થૂતડું** ન. [જુઓ 'થૂ' દ્વારા.] (લા.) મોઢું, મોં
**થૂત્કાર** જુઓ 'થુત્કાર.'
**થૂત્કારવું** જુઓ 'થુત્કારવું.' **થૂત્કારાવું** કર્મણિ., ક્રિ.
**થૂત્કૃત** જુઓ 'થુત્કૃત.'
**થૂ-થડી** સ્ત્રી. [જુઓ 'થૂ' દ્વારા.] (લા.) હડપચી
**થૂથરો** પું. લાંબો બેડોળ ચહેરો
**થૂથું** વિ. [અનુ.] ઝાંખું આસમાની
**થૂ થૂ** કે.પ્ર., ક્રિવિ. [જુઓ 'થૂ,' દ્વિર્ભાવ.] થૂકવાનો અવાજ થાય એમ. (૨) (લા.) ધિક્કાર બતાવાય એમ. [૦ કરવું (રૂ.પ્ર.) ધિક્કારવું]
**થૂથો** પું [અનુ.] કચરો. (૨) મેલ. (૩) રૂંછું
**થૂન** (-ન્ય) સ્ત્રી. એક પ્રકારની શેરડી
**થૂનિયો** પું. [સં. स्थूणा > હિં. 'થૂની' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઢેકલીને ટેકા-રૂપ બનતો થાંભલો
**થૂમ** ન. લસણ
**થૂમડું** ન. [જુઓ 'થૂંબડું.'] જુઓ 'થૂંબડું.'
**થૂરકી** સ્ત્રી. કાનમાં પહેરવાનું એક ઘરેણું, 'એરિંગ'
**થૂરવું** સ.ક્રિ. દાબી દાબીને ભરવું. (૨) ઠાંસી ઠાંસીને ખાવું. (૩) ટીપવું. (૪) કૂટવું. **થુરાવું** કર્મણિ., ક્રિ. **થુરાવવું** પ્રે., સ.ક્રિ.
**થૂલ** ન. બાજરી વગેરેનાં ડૂંડાં ઉપરની ઝીણી રુવાંટી
**થૂલિયું** ન. [જુઓ 'થૂલ' + ગુ 'ઇયું' ત.પ્ર.] એ નામનું એક ઘાસ
**થૂલિયો** પું. [જુઓ 'થૂલિયું.'] (લા.) બાળકના મોંમાં જીભ વગેરે ઉપર થતો ઝીણી ફોલ્લીઓનો રોગ. (૨) ધોળી ફૂગ. (૩) એ નામનું એક પક્ષી
**થૂલી** સ્ત્રી. [જુઓ 'થૂલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બાજરી જુવાર મકાઈ વગેરેનાં ડૂંડાં ઉપરની ફોતરી. (૨) ઘઉં ચોખા વગેરેની ઝીણી ફોતરી. [૦ ખંખેરવી((-ખંખેરવી) ૦ ખેરવી (રૂ.પ્ર.) માર મારવો. ૦ ખાવી, ૦ ફાકવી (રૂ.પ્ર.) ભોંઠું પડવું. ૦ ચડ(-ઢ)વી (રૂ.પ્ર.) ગર્વ થવો]
**થૂલું** ન. [જુઓ 'થૂલ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ઘઉં વગેરેના લોટમાંથી અલગ તારવી લેવામાં આવતી ફોતરી. [૦ કાઢવું (રૂ.પ્ર.) ખૂબ થકવી નાખવું. (૨) સખત માર મારવો]
**થૂવર** જુઓ 'થુવેર.'
**થૂંક** જુઓ 'થૂક.'
**થૂંકણિયું** જુઓ 'થૂકણિયું.'
**થૂંકણી** જુઓ 'થૂકણી.'
**થૂંકણું** જુઓ 'થૂકણું.'
**થૂંક-દાન** જુઓ 'થૂક-દાન.'
**થૂંક-દાની** જુઓ 'થૂક-દાની.'
**થૂંક-નળી** જુઓ 'થૂક-નળી.'
**થૂંક-વલોણું** જુઓ 'થૂક-વલોણું.'
**થૂંકવું** જુઓ 'થૂકવું.' **થૂંકાવું** ભાવે., ક્રિ. **થૂંકાવવું** પ્રે., સ ક્રિ.
**થૂંકાવવું, થૂંકાવું** જુઓ 'થૂ(-થૂં)કવું'માં.
**થૂંકિયું** જુઓ 'થૂકિયું.'
**થૂંથો** પું. [અનુ.] સાફ કરેલો શણનો કચરો ['થૂંબું.'
**થૂંબડું** ન. [જુઓ 'થૂંબું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**થૂંબા-થૂંબી** સ્ત્રી. [રવા.] મારામારી, ઝઘડો, લડાઈ
**થૂંબું** ન. [સં. स्तम्बक- > પ્રા. थंबअ-] છોડવાઓનો નીચેનો મૂળિયાવાળો ભાગ, થૂમડું, થૂંબડું

**થૂંઓ** પું. [જુઓ 'થૂંબું.'] (લા.) ઉચ્ચાલનને છેડે સરખું વજન કરવા મૂકવામાં આવતો માટી વગેરેનો લોંદો

**થૂંબી** સ્ત્રી. બળદનો ખાંધ પાસેનો માંસલ ભાગ

**થેઈ, ૦ થેઈ** ક્રિ.વિ. [સં. થૈ-થૈ; રવા.] નાચવા વખતે ઉદ્ગાર કરવામાં આવે એમ [થતો ઘૂઘરાનો અવાજ

**થેઈ-કાર** પું. [+ સં.] 'થેઈ' એવો ઉચ્ચાર. (૨) નાચતાં

**થેઈ થેઈ** જુઓ 'થેઈ.'

**થેઈ-થેઈ-કાર** જુઓ 'થેઈ-કાર.' [ના દાણા જેવો પદાર્થ

**થેક (-ક્ય)** સ્ત્રી. એક જાતના છોડના મૂળમાંથી મળતો જુવાર-

**થેકી** સ્ત્રી. અનાજ ભરી રાખવાની ગૂણ

**થેગ (-ગ્ય)** સ્ત્રી. [જુઓ દે. પ્રા. થેગ પું.] એક જાતનો કંદ. (૨) એક જાતની ભાજી. (૩) થેક

**થેગલી** સ્ત્રી. [દે. પ્રા. थिग्गलिआ-] જુઓ 'થીગડી.'

**થેગી** સ્ત્રી. જુઓ 'થેગ.'

**થે(-થો)થર** પું. ચામડી ઊપસી આવવી એ, સોજો

**થેથૈરો, થેથો** પું, જુઓ 'થથેડો.'

**થેપ (-પ્ય)** સ્ત્રી. [જુઓ 'થેપવું.'] થપેડો, થથેડો [ગરોળી

**થેપડી** સ્ત્રી. [જુઓ 'થેપડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગિલોડી,

**થેપડું** વિ. જાડું ટૂંકું કદરૂપું

**થેપડો** પું. [જુઓ 'થેપડું.'] જાડો લેપ, થથેડો. (૨) લેપનો ઊખડી પડેલો પોપડો. (૩) લાદ-માટીનું કુંભારનું કૂંદવું

**થેપણી** સ્ત્રી. [જુઓ 'થેપવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] થેપવાની ક્રિયા કે રીત

**થેપલી** સ્ત્રી. [જુઓ 'થેપ' + ગુ. 'લું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું થેપલું, ચાનકી. (૨) થપોલી. (૩) ટાપલી [રમત

**થેપલી-દાવ** પું. [+ જુઓ 'દાવ.'] (લા.) એ નામની એક

**થેપલું** ન. [જુઓ 'થેપ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] ઘઉં ચણા બાજરી વગેરેની કરેલી ભાખરી, થપોલી

**થેપલો** પું. [જુઓ 'થેપલું.'] (લા.) શેરડીના વાડની ફરતી કરેલી વાડ

**થેપવું** સ. ક્રિ. [રવા.] જાડો લેપ કરવો, જાડું લીંપણ કરવું. (૨) ધીમે ધીમે દબાવી લોંદાને ઘાટ આપવો. **થેપાવું** કર્મણિ., ક્રિ. **થેપાવવું** પ્રે., સ. ક્રિ.

**થેપાડું** ન., -ડો પું. જાડું ટૂંકું ધોતિયું. (૨) સ્ત્રીઓનું કેડ ઉપર પહેરવાનું સીવ્યા વિનાનું કપડું, પહેરણું

**થેપાવવું, થેપાવું** જુઓ 'થેપવું' માં.

**થેપો** પું. [જુઓ 'થેપવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'થથેડો.' (૨) મોટો ડાઘ. (૩) મોટું થીગડું [થપેલી

**થેબ(૦ ર)ડી(-લી)** સ્ત્રી. નાની છીછરી પહોળી વાટકી. (૨)

**થેભો** પું. થંભો, ટેકો. (૨) થાંભિયું [જુઓ 'થવિર.'

**થેર** વિ., પું. [સં. स्थविर > પાલિ. થેર, પાલિ. તત્સમ]

**થેર-વાદ** પું. [+ સં.] બૌદ્ધ ધર્મ-સંઘનો એક વિભાગ

**થેરવાદી** વિ, [+ સં., પું.] થેરવાદનું અનુયાયી

**થેરી** સ્ત્રી. [સં. स्थविरिका > પાલિ. थेरिका > थेरी પાલિ. તત્સમ] બૌદ્ધ સાધ્વી, ભિખ્ખુણી

**થેરું** ના.યો. ભણી, તરફ, બાજુ [સાધુ, ભિખ્ખુ

**થેરો** પું. [સં. स्थविरः > પાલિ. थेरो, પાલિ. તત્સમ] બૌદ્ધ

**થેલા-ગાડી** સ્ત્રી.. [જુઓ 'થેલો' + 'ગાડી.'] કોથળા ભરી લઈ જવામાં આવતું હાથથી ધકેલાતું વાહન, ઠેલા-ગાડી

**થેલી** સ્ત્રી. [જુઓ 'થેલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો થેલો, કોથળી

**થેલું** ન. સમૂહ, સમુદાય, ટોળું

**થેલો** પું. કોથળો, ગૂણ. (૨) જાગીર બક્ષિસ કર્યાનો દસ્તાવેજ

**થેલિયમ** ન. [અં.] એક વિશિષ્ટ પ્રકારની ધાતુ (ર. વિ.)

**થે-હે** કે.પ્ર. [રવા.] ગાયોને અટકાવવા માટેનો ઉદ્ગાર

**થેંક યૂ** કે.પ્ર. [અં.] 'તમારો આભાર' એવું બતાવતો ઉદ્ગાર, આભાર, ઉપકાર, શુક્રિયા

**થેંક્સ** પું., બ.વ. [અં.] આભાર, ઉપકાર, શુક્રિયા

**થૈ** જુઓ 'થેઈ.'

**થૈ-કાર** જુઓ 'થેઈ-કાર.'

**થૈ થૈ** જુઓ 'થેઈ થેઈ.'

**થૈથૈ-કાર** જુઓ 'થેઈ-થેઈકાર.'

**થૈથો** પું. [રવા.] નાચ-ગાનથી થતી ખુશાલીનો અવાજ

**થો** પું. [જુઓ 'થોભવું,' એનું લાઘવ.] 'થોભો'-'બંધ કરો' (રમત બંધ કરવાનો આદેશ) (કિ. ઘ.)

**થોક** પું. [દે. પ્રા. थवक्क થોડું] સમૂહ, જથ્થો

**થોકડા-બંધ (-બન્ધ)** વિ. [જુઓ 'થોકડો' + ફા. 'બન્દ્.'] થોકડા ને થોકડા, પુષ્કળ, વિપુલ, ઘણું

**થોકડી** સ્ત્રી. [જુઓ 'થોકડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નાનો થોકડો, થપ્પી (સરખા માપની વસ્તુઓની)

**થોકડે-બંધ (-બન્ધ)** વિ. [જુઓ 'થોકડા-બંધ.'] જુઓ 'થોકડા-બંધ.'

**થોકડો** પું. [જુઓ 'થોક' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] મોટો થપ્પો, ખડકલો (સમાન માપની વસ્તુઓનો)

**થોક-ફરોશી** સ્ત્રી. [જુઓ 'થોક' + ફા.] જથ્થાબંધ વેચાણ

**થોક-બસ્ત** સ્ત્રી. [જુઓ 'થોક' + ફા.] હદની નિશાની કરવી એ

**થોક-બંધ (-બન્ધ)** વિ. [જુઓ 'થોક' + ફા. 'બન્દ્.'] લાટ-બંધ, પુષ્કળ, ઘણું, થોકેથોક

**થોકલી** સ્ત્રી. [જુઓ 'થોકલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'થોકડી.' ['થોકડો.'

**થોકલો** પું. [જુઓ 'થોક' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

**થોકેથોક** વિ. જુઓ 'થોક',–દ્વિર્ભાવ.] જુઓ 'થોક-બંધ.'

**થોટ (-ટ્ય)** સ્ત્રી. રવા.] જુઓ 'થપાટ.'

**થોડ** પું. ફળનો ફણગો [નહિ ઘણું

**થોડા-ઝાઝું** વિ. [જુઓ 'થોડું' + 'ઝાઝું.'] નહિ થોડું કે

**થોડા-બોલું** વિ. [જુઓ 'થોડું' + બોલવું' + ગુ 'ઉં' કૃ. પ્ર.] થોડું બોલનારું, મિતભાષી, ઓછા-બોલું

**થોડું** વિ. [સં. स्तोक- > પ્રા. थोअ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] અલ્પ, ઓછું, જૂજ (સંખ્યામાં તેમજ કદ કે માપમાં). **[-ડી ઘડીનો મહેમાન (-મે:માન), -ડી વારનો મહેમાન** (-મે:માન) (રૂ. પ્ર.) તરતમાં જ મરણ પામવાનું]

**થોડું(૦ એ)ક** વિ. [+ ગુ. 'એક'-'ક' સ્વલ્પતા-વાચક ત.પ્ર.] તદ્દન અલ્પ, જરાક

**થોડું-ઘણું** વિ. [જુઓ 'થોડું' + 'ઘણું.'], **થોડું-ઝાઝું** વિ. [+ જુઓ 'ઝાઝું.'], **થોડું-વત્તું** વિ [+ જુઓ 'વત્તું.'] વધતું-ઓછું-વત્તું

**થોડે થોડે** ક્રિ. વિ. [જુઓ 'થોડું'-દ્વિર્ભાવ અને ગુ. 'એ' ત્રી. વિ. નો પ્ર. બેઉને.] જરા જરા કરીને, ધીમે ધીમે. (૨) (લા.) સંભાળપૂર્વક [વધુ થોડું, જરા જેટલું, થોડુંક
**થોડેરું** વિ. [જુઓ 'થોડું' + ગુ. 'એરું' તુલનાદર્શક ત.પ્ર.]
**થોત** પું. મોઢાનો આગલો ભાગ, ચહેરો. (૨) ખાડો. (૩) પોલાણ [લંબાઈવાળું મોઢું
**થોતની** સ્ત્રી. [જુઓ 'થોત' દ્વારા.] ઘોડા ઊંટ વગેરેનું
**થોતર** (-રય) સ્ત્રી. જંતુએ ખાધેલો પોલો દાણો
**થોતલું** વિ. દાંત વગરનું, બોખું, બોખલું
**થોતું** વિ. અણી વગરનું, બુઠું. (૨) ખાલી, પોલું
**થોથ** (-થ્ય) સ્ત્રી. જુઓ 'થોત.' (૨) ડાંગરની ફોતરી. (૩) થોથું, ખોણું
**થોથડી** સ્ત્રી. અંગારા ઉપર સેકેલી ભાખરી કે બાટી
**થોથર** જુઓ 'થેથર.'
**થોથડા(-રા,-વા)વું** અ.ક્રિ. [રવા.] બોલતાં બોલતાં અચકાવું
**થોથરું** વિ. [જુઓ 'થોથર' + ગુ. 'ઉં' ત.પ્ર.] થોથરવાળું, સૂજેલું. (૨) (લા.) ખાલી. (૩) સત્ત્વ વિનાનું, નિઃસાર. (૪) નકામું, વ્યર્થ ['થેથર'-'થોથર.'
**થોથરો** પું. [જુઓ 'થોથર' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**થોથવાવું** જુઓ 'થોથડાવું.' [ત.પ્ર.] જુઓ 'થોથું.'
**થોથારિયું** ન. [જુઓ 'થોથું' + ગુ. 'આરું' + 'ઇયું' સ્વાર્થે
**થોથાં** ન., બ. વ. [જુઓ 'થોથું.'] નકામાં લાગતાં પુસ્તક
**થોથું** ન. [અનુ.] નકામું લાગતું મોટું પુસ્તક. (૨) (લા.) બુઠ્ઠું બાણ. (૩) સડેલી વસ્તુ
**થોથો** પું. [જુઓ 'થોથું.'] કેળના થડનો પાંદડા વિનાનો થાંભલો
**થોપ** પું. પાલખીના વાંસડાને છેડે ભેરવેલી ખોળી
**થોપડી** સ્ત્રી. [જુઓ 'થોપડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ટાપલી
**થોપડો** પું. [જુઓ 'થોપ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) જડબું
**થોપવું** સ.ક્રિ. [રવા.] થાબડવું. (૨) નગારા ઉપર દાંડીની ટીચકી મારવી. (૩) ભીની ચીજનો લોંદો જમાવવો. (૪) થથેડો કરવો. (૫) તમાચો મારવો. (૬) આરોપિત કરવું. (૭) ઢાંકવું, કોઈના આક્રમણથી બચાવવું. **થોપાવું** કર્મણિ., ક્રિ. **થોપાવવું** પ્રે., સ.ક્રિ.
**થોપાવવું, થોપાવું** જુઓ 'થોપવું'માં.
**થોપી** સ્ત્રી. [જુઓ 'થોપવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] કુંભારનું ટપલું
**થોબડ** વિ. બેડોળ, કદરૂપું. (૨) (લા.) ન. (કદરૂપું) પાડું
**થોબડું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'થોબડ(૨).' [**૦ રંગી નાખવું** (-રઙ્ગી-) (રૂ.પ્ર.) સખત માર મારવો
**થોબડો, -રો** પું [જુઓ 'થોબડું;' વિકલ્પે 'રું' ત.પ્ર.] ચડેલું મોઢું, તોબરો [કાંગરું
**થોબલી** સ્ત્રી. ટેકો, આધાર. (૨) કિલ્લા કે મંદિર-મસ્જિદનું
**થોબલું** ન. માટીનું વાસણ, ઠામલું
**થોબી** સ્ત્રી. તળીચૂરીનો લાડુ
**થોભ** પું. [જુઓ 'થોભવું.'] અટકવું એ, પ્રતિરોધ, રોકાઈ જવું એ. (૨) (લા.) અંત. છેડો
**થોભણ** ન. [જુઓ 'થોભવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] થોભવું એ. (૨) ટેકો, આધાર, ટેકણ
**થોભલા** જુઓ 'થોભિયા.'
**થોભવું** અ.ક્રિ. [સં. स्तुभ्य->પ્રા. थुब्भ-] અટકવું, રોકાવું, વિરમવું. (૨) રાહ જોતા ઊભા રહેવું. (૩) સ.ક્રિ. પકડી રાખવું. **થોભાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **થોભાવવું** પ્રે., સ.ક્રિ.
**થોભા** જુઓ 'થોભિયા.' [રાખ્યા હોય તેવું
**થોભા-દાર** વિ. [જુઓ 'થોભા' + ફા. પ્રત્યય.] મોટે થોભિયા
**થોભાવવું, થોભાવું** જુઓ 'થોભવું'માં.
**થોભાળ,-ળું** વિ. [જુઓ 'થોભા' + ગુ. 'આળ' – 'આળું' ત.પ્ર.] જુઓ 'થોભા-દાર.'
**થોભિયા** પું. બ.વ., -યાં ન., બ.વ. [-જુઓ, 'થોભવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] મૂછના બેઉ છેડાને આવરી લે તેવી રીતે ગોળાકાર છેડાવાળો કાનના મથાળેથી લઈ વધારેલા વાળનો ગુચ્છો. (૨) સ્ત્રીઓનાં કડલાંનાં ટેકણ
**થોભો** પું. [જુઓ 'થોભવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ટેકો, આધાર, ટેકણ, થોભણ. (૨) મોટર-બસ કે આગગાડીનું વચ્ચે વચ્ચે અટકવાનું સ્થાન (મુખ્ય નહિ તેવું), 'બસ-સ્ટૉપ'–'ફ્લૅગ-સ્ટેશન'
**થોર** (થૉર) જુઓ 'થુવર.'
**થોરડી** (થૉરડી) સ્ત્રી. એક જાતનો પથ્થર
**થોર-વેલ** (થૉર-વેલ્ય) સ્ત્રી. [જુઓ 'થોર' + 'વેલ.[૧–૨]'] થુવેરની જાતનો એક વેલો
**થોરાવવું** સ.ક્રિ. પાછું વાળવું. [ગણાતી ધાતુ
**થોરિયમ** ન. [અં.] એક જાતની વધુમાં વધુ વજનદાર
**થોરિયું** (થૉરિયું) ન., -યો પું. [જુઓ 'થોર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'થુવેર.' [**-યા રોપવા** (રૂ.પ્ર.) ઝઘડાનાં બી વાવવાં, ઝઘડો થાય એવું કરવું]
**થોરી[૧]** (થૉરી) સ્ત્રી. [જુઓ 'થોર' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] થોરની એક વિદેશી જાત [પુરુષ. (સંજ્ઞા.)
**થોરી[૨]** પું. ગુજરાતમાંની એક પછાત કોમ અને એનો
**થોરો** પું. [અનુ.] ઓછું આણવું એ, દુઃખ થયાનું બતાવવું એ. (૨) ઓરતો, પશ્ચાત્તાપ
**થોલ[૧]** (થૉલ) પું. લાગ, મોકો, તક, અનુકૂળ સ્થિતિ, મોખ. [**૦ ફાવવો, ૦ બેસવો** (-બૅસવો), **૦ મળવો** (રૂ.પ્ર.) તક મળવી]
**થોલ[૨]** (થૉલ્ય) સ્ત્રી. [રવા.] જુઓ 'ધોલ.'
**થોલ-થપાટ** (થૉલ્ય-થપાટ્ય), **થોલ-થાપટ** (થૉલ્ય-થાપટ્ય) સ્ત્રી. [જુઓ 'થોલ[૨]' + 'થપાટ'–'થાપટ.'] (લા.) થોડો ઘણો માર. (૨) ધમકાવવું એ [વાસણ, બોઘરું, બોઘરડું
**થોલિયું** (થૉલિયું) ન. પહોળા પેટનું અને તાછા કાંઠાનું ધાતુનું
**થોલો** (થૉલો) પું. [સં. स्थूलक->પ્રા. थुल्लअ-] (ખાસ કરીને) પેટનો લબડી પડેલો ભાગ, ફાંદો, મોટી કાંત
**થોવર** ન. મોઢું
**થોળો** પું. [સં. स्थूलक->પ્રા. थूलअ-] જુઓ 'થોલો.'
**થોંટ** (થૉંટ્ય) સ્ત્રી. [રવા.] જોરથી મારેલી થપાટ
**થોંટાવવું** (થૉંટાવવું) સ.ક્રિ. [જુઓ 'થોંટ,' -ના.ધા.] જોરથી થપાટ મારવી
**થોંદ** (થૉંદ્ય) સ્ત્રી. જુઓ 'થોલો.'
**થોંદલ** (થૉંદલ્ય) વિ. [જુઓ 'થોંદ' + ગુ. 'અલ' ત.પ્ર.]

મોટી ફાંદવાળું, ગોલાવાળું [માં વિશેષ રીતે બતાવાતું)
**થ્રિલ** ન. [અં.] રોમાંચ ખડાં થઈ જાય તેવું દશ્ય (સિનેમા
**થ્રૂ-ટ્રે(ટ્ઇ)ન** સ્ત્રી. [અં.] સળંગ રેલ-ગાડી
**થ્રૂ-બસ-સર્વિસ** સ્ત્રી. [અં.] સળંગ બસ-વ્યવહાર
**થ્રૂ-બુકિંગ (-બુકિઙ્ગ)** ન. [અં.] લાંબી મુસાફરી માટેની ટિકિટનું વેચાણ



બ્રાહ્મી નાગરી ગુજરાતી

**દ** પું. [સં.] ભારત-આર્ય વર્ણમાળાનો દંત્ય ઘોષ અલ્પપ્રાણ વ્યંજન
**દઈ**[1] (દૈ) ન. [સં. दैव; મધ્ય ગુજરાતમાં રૂઢ] દૈવ. [૦ જાણે (રૂ.પ્ર.) દૈવ જાણે, કોણ જાણે. ૦ **રાત** (-ત્ય) (રૂ. પ્ર.) ઇચ્છા નથી એમ.]
**દઈ**[2] (દૈ), ૦**ને** સં. ભૂ. કૃ. [જુઓ 'દેવું' + ગુ. 'ઈ' સં. ભૂ. કૃ. - જૂ. ગુ. 'દેઈ,' + 'ને.[1]'] આપી, આપીને. (૨) ક્રિ. વિ. ઝટ જલદી, તરત [(વહાલમાં) દીકરી
**દકલી** સ્ત્રી. [જુઓ 'દકલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**દકલો** પું. [જુઓ 'દીકરો'નું લાઘવ.] (વહાલમાં) દીકરો
**દ-કાર** પું. [સં.] 'દ' વર્ણ. (૨) 'દ' ઉચ્ચારણ [છે તેવું
**દકારાંત** (દકારાન્ત) વિ. [+ સં. अन्त] જેને છેડે 'દ' વર્ણ
**દકાળ** જુઓ 'દુકાળ.' [૦ **સુયાણી** (રૂ.પ્ર.) અણઘડ દાઈ]
**દકાળિયું** જુઓ 'દુકાળિયું.'
**દકાળો** પું. [જુઓ 'દકાળ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'દુકાળ.' (૨) ભૂખમરો [માં) દીકરી
**દકી** સ્ત્રી. [જુઓ 'દકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (વહાલ-
**દકો** પું. [જુઓ 'દીકરો'નું લાઘવ.] (વહાલમાં) દીકરો
**દક્ખ(-ખ્ખ)ણ** પું. [સં. दक्षिण > પ્રા. दक्खिण, હિં.] (લા.) મહારાષ્ટ્રનો પ્રદેશ [(વતની)
**દક્ખ(-ખ્ખ)ણી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] મહારાષ્ટ્ર દેશનું
**દક્ષ** વિ. [સં.] ચતુર, હોશિયાર, કુશળ, નિપુણ, કાબેલ, પ્રવીણ. (૨) ડાહ્યું, શાણું. (૩) પું. પૌરાણિક માન્યતા પ્રમાણે એક પ્રજાપતિ. (સંજ્ઞા.)
**દક્ષ-કન્યા, દક્ષ-કુમારી, દક્ષ-તનયા** સ્ત્રી. [સં.] દક્ષ પ્રજાપતિની પુત્રી-મહાદેવનાં પત્ની ઉમા. (સંજ્ઞા.)
**દક્ષ-તા** સ્ત્રી. [સં.] દક્ષપણું
**દક્ષ-દુહિતા, દક્ષ-સુતા** સ્ત્રી. [સં.] જુઓ 'દક્ષ-કન્યા.'
**દક્ષિણ** વિ. [સં.] જુઓ 'દક્ષ.' (૨) જમણું ('ડાબું' થી ઊલટું). (૩) પૂર્વમાં મોઢું રાખી ઊભાં રહેતાં જમણી બાજુનું. (૪) (લા.) સ્ત્રી. એ રીતની જમણી બાજુની દિશા. (૫) પું. ભારત-વર્ષ અને ભારતનો મહારાષ્ટ્ર કર્ણાટક આંધ્ર કેરલ અને તામિલનાડુનો વિંધ્ય પર્વતની દક્ષિણ દિશાનો સમગ્ર પ્રદેશ. (૬) જુઓ 'દક્ખણ.'
**દક્ષિણ-ગોલા(-ળા)ર્ધ** પું. [સં., ન.] પૃથ્વીના વિષુવદ્વૃત્તથી દક્ષિણ દિશાનો એનો અર્ધ ભાગ
**દક્ષિણ-ચારી** વિ. [સં.,પ્ર.] દક્ષિણ દિશામાં ફરનારું
**દક્ષિણ-તઃ** ક્રિ. વિ. [સં.] જમણી બાજુ. (૨) જમણી બાજુથી
**દક્ષિણ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'દક્ષ-તા.' [દેશોનું
**દક્ષિણ-દેશીય** વિ. [સં.] દક્ષિણના દેશોને લગતું, દક્ષિણ
**દક્ષિણ-ધ્રુવ** પું. [સં.] પૃથ્વીની દક્ષિણ દિશાએ આવેલું મધ્યબિંદુ. (૨) એની સામેનો તારો. (સંજ્ઞા.)
**દક્ષિણ-પૂર્વ** સ્ત્રી. [સં., વિ.] અગ્નિ-કોણ
**દક્ષિણ-ભારતીય** વિ. [સં.] ભારતના દક્ષિણ દિશાના-મહારાષ્ટ્ર કર્ણાટક આંધ્ર કેરલ અને તામિલનાડુના-પ્રદેશને લગતું
**દક્ષિણ-મુખ** વિ. [સં.] દક્ષિણ દિશા તરફ મોઢાવાળું
**દક્ષિણ-વાસી** વિ. [સં., પું.] દક્ષિણ દેશનું વતની
**દક્ષિણ-વૃત્ત** ન. [સં.] દક્ષિણ ધ્રુવબિંદુથી ૨૩॥ અંશનો ફરતો પ્રદેશ, 'ઍન્ટાર્ટિક સર્કલ'
**દક્ષિણા** સ્ત્રી. [સં.] દક્ષિણ દિશા. (૨) બ્રાહ્મણોને બ્રહ્મકર્મ કરાવવા બદલ અપાતું મહેનતાણું. (૩) વિદ્યાર્થીથી ગુરુને અપાતું દ્રવ્ય. (૪) ધાર્મિક વગેરે પ્રસંગે બ્રાહ્મણોને અપાતું રોકડ દાન. (૫) (લા.) લાંચ, રુશવત
**દક્ષિણા-કાલ(-ળ)** પું. [સં.] દક્ષિણામાં દ્રવ્ય મેળવવાનો સમય
**દક્ષિણાગ્નિ** પું. [સં. दक्षिण + अग्नि] વૈદિક કર્મકાંડમાંનો એ નામનો એક અગ્નિ. (સંજ્ઞા.) [બાજુની અણી
**દક્ષિણાગ્ર** પું. [સં. दक्षिण + अग्र ન.] ધ્રુવ-કાંટાની દક્ષિણ
**દક્ષિણાચલ(-ળ)** પું. [સં. दक्षिण + अ-चल] ભારતની દક્ષિણ દિશાનો એક પર્વત, મલયાચલ. (કાવ્ય.)
**દક્ષિણાચાર** પું. [સં. दक्षिण + आ-चार] શાક્ત સંપ્રદાયની એક ચોક્કસ પ્રકારની આચાર-પ્રણાલી
**દક્ષિણાચારી** વિ. [સં. दक्षिण + आचारी પું.] દક્ષિણાચારની પ્રણાલી પાળનારું [મલય-પવન. (કાવ્ય.)
**દક્ષિણાનિલ** પું. [સં. दक्षिण + अनिल] દક્ષિણનો પવન,
**દક્ષિણા-પથ** પું. [સં.] ભારતનો વિંધ્ય પર્વતની દક્ષિણનો-મહારાષ્ટ્ર કર્ણાટક આંધ્ર કેરલ અને તામિલનાડુનો-પ્રદેશ. (સંજ્ઞા.)
**દક્ષિણાબ્ધિ** પું. [સં. दक्षिण + अब्धि] ભારતવર્ષની દક્ષિણ દિશાએ આવેલો સાગર, દક્ષિણ સાગર, હિંદી મહાસાગર
**દક્ષિણાભિમુખ** વિ. [સં. दक्षिण + अभि-मुख] દક્ષિણ દિશા તરફ મોઢાવાળું
**દક્ષિણામૂર્તિ** પું. [સં.] તંત્ર અનુસાર શિવનું એક સ્વરૂપ

**દક્ષિણામ્નાય** પું., ન. [सं. दक्षिण + आम्नाय पुं.] શક્તિ તંત્રના છ તંત્રોમાંનું એ નામનું એક તંત્ર. (સંજ્ઞા.)

**દક્ષિણાયન** ન. [सं. दक्षिण + अयन] સૂર્યનું જૂનની ૨૩મીથી પૂર્વ ક્ષિતિજમાં ડિસેમ્બરની ૨૨મી સુધીમાં ખસતું દેખાવું એ. (જ્યો.)

**દક્ષિણાર્થી** વિ. [सं. दक्षिणा + अर्थी पुं.] દક્ષિણાના દ્રવ્યની ઇચ્છાવાળું, દક્ષિણાની લાલસાવાળું

**દક્ષિણાર્ધ** પું. [सं. दक्षिण + अर्ध न.] જુઓ 'દક્ષિણ-ગોલાર્ધ.'

**દક્ષિણાર્હ** વિ. [सं. दक्षिणा + अर्ह] દક્ષિણાનું દ્રવ્ય લેવા પાત્ર

**દક્ષિણા-લોભી** વિ. [सं., पुं.] દક્ષિણા-દ્રવ્યની લાલસાવાળું, દક્ષિણાર્થી

**દક્ષિણાવર્ત** વિ., પું. [सं. दक्षिण + आ-वर्त] જમણી બાજુનો [શંખ

**દક્ષિણાશા** સ્ત્રી. [सं. दक्षिण + आशा] દક્ષિણ દિશા

**દક્ષિણાસન** ન. [सं. दक्षिण + आसन] યોગનું એક આસન. (યોગ.)

**દક્ષિણી** વિ. [सं., पुं.] ભારતવર્ષના દક્ષિણના દેશોને લગતું. (૨) (લા.) મહારાષ્ટ્રિય, દખ્ખણી, દખણી

**દક્ષિણીય** વિ. [सं.] દક્ષિણ દિશાને લગતું

**દક્ષિણેતર** વિ. [सं. दक्षिण + इतर] દક્ષિણ દિશાથી બીજી દિશાનું, ઉત્તરનું. (૨) ડાબું

**દક્ષિણોત્તર** વિ. [सं. दक्षिण + उत्तर] દક્ષિણથી લઈ ઉત્તર [દિશા સુધીનું

**દખ** ન. [सं. दुःख > પ્રા. दुक्ख] જુઓ 'દુઃખ.' (૨) ખોટું—ન ગમતું

**દખણાદું** [सं. दक्षिणादौनुं અર્વા. તદ્ભવ રૂપ દ્વારા] દક્ષિણ દિશાને લગતું. દક્ષિણ દિશાનું

**દખણી** વિ. [જુઓ 'દક્ખણી.'] જુઓ 'દક્ખણી.'

**દખણો** પું. [જુઓ 'દક્ખણ' + ગુ. 'ઉં' ત. પ્ર.] (કોઈ તિરસ્કારના ભાવે) મહારાષ્ટ્રનો વતની

**દખણું** વિ. [જુઓ 'દખ' દ્વારા.] દુઃખી

**દખમું** ન. [ફા. दुख़्मह्] પારસીઓનાં શબોને નાખવાનો મોટો ખાડો, પારસીઓનું સ્મશાન [(૨) પજવણી, હેરાનગત

**દ(-ડ)ખલ** સ્ત્રી. [અર. દખ્લ્] દરમ્યાનગીરીવાળી અડચણ,

**દ(-ડ)ખલગીરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય + ગુ. 'ઈ' ત. પ્ર.] દખલ કરવાની ક્રિયા

**દ(-ડ)ખલિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] દખલ કર્યા કરનારું

**દખી** વિ. [सं. दुःखी અર્વા. તદ્ભવ] જુઓ 'દુઃખી.' [**૦ના દાળિયા** (રૂ.પ્ર.) ખૂબ દુઃખી થવું એ.]

**દખ્ખણ** જુઓ 'દક્ખણ'

**દખ્ખણી** જુઓ 'દક્ખણી.'

**દગઝવું** સ.ક્રિ. દુઃખ દેવું. પજવવું, દૂભવવું, સંતાપવું. **દગઝાવું** કર્મણિ., ક્રિ. **દગઝાવવું** પ્રે., સ. ક્રિ.

**દગઝાવવું, દગઝાવું** જુઓ 'દગઝવું'માં.

**દગડ** પું. [દે. પ્રા. दगल] મોટી પથ્થરની પાટ. (૨) (લા.) લડાઈમાં બજાવાતો મોટો ઢોલ. (૩) વાંધો, હરકત. (૪) વિ. દગલ-બાજ, દગા-ખોર. (૫) જડ જેવું. (૬) કામ-ચોર

**દગડ(-ડા)-ચોથ** (-ચોથ્ય) સ્ત્રી. [+ જુઓ 'ચોથ.'] ભાદરવા સુદિ ચોથ, ગણેશ-ચોથ. (સંજ્ઞા.) (૨) (લા.) વિ. આળસુ

**દગડ-ઘસુ** વિ. [+ જુઓ 'ઘસવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] પથ્થર ઘસનારું. (૨) (લા.) જંગલી

**દગડવું** સ. ક્રિ. [જુઓ 'દગડ,'-ના. ધા.] (લા.) સાચી વાતનો વિશ્વાસ ન કરવો. **દગડાવું** કર્મણિ., ક્રિ. **દગડાવવું** પ્રે., સ. ક્રિ. [દગડાપણું

**દગ(-ગો)ડાઈ** સ્ત્રી. [જુઓ 'દગડું' + ગુ. 'આઈ' ત. પ્ર.]

**દગડા-ચોથ** (-ચોથ્ય) જુઓ. 'દગડ-ચોથ.'

**દગડી** સ્ત્રી. [જુઓ 'દગડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પથ્થરની પાતળી લાંબી ચાટ. (૨) પથ્થરનું એક વાસણ. (૩) હરતાળની એક જાત

**દગડી મીઠું** ન. [+ જુઓ 'મીઠું.[૨]'] મીઠાની એક જાત, એક પ્રકારનું લુણ—નિમક [જુઓ 'દગડ.'

**દગડું** ન., વિ. [જુઓ 'દગડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.]

**દગડો** પું. [જુઓ 'દગડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] પથ્થરનો ઘાટઘૂટ વિનાનો મોટો ગઠ્ઠો. (૨) મરોડાનું મોટું ઢેફું. (૩) (લા.) વર-વિક્રય કે કન્યા-વિક્રય કરનાર માણસ. (૪) કામનો ચોર માણસ [જવું

**દગદગાવું** અ.ક્રિ. [જુઓ 'દગદગો,'-ના.ધા.] લાલચોળ થઈ

**દગદગાટ** પું. [જુઓ 'દગદગાવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ક્રોધની લાગણી. (૨) ચિંતા, ફિકર

**દગદગો** પું. [ફા. દગ્દગહ્] અવિશ્વાસ, વહેમ, આશંકા. (૨) ક્રોધની લાગણી. (૩) દિલગીરી, ખેદ. (૪) આનાકાની. (૫) બીક, ડર, ભય [સળગતું રહેવું

**દગધવું** અ. ક્રિ. [सं. दग्ध ભૂ. કૃ. અર્વા. તદ્ભવ] બળવું,

**દગલ-ફસલ** સ્ત્રી. [જુઓ 'દગો' + 'ફસલ.'] (લા.) અડૂકદડૂકપણું, બંને પક્ષમાં રહેવાપણું, બંને પક્ષોની ખુશામત કરનારું

**દગલ-બાજ** વિ. [ફા. દગા-બાજ્] જુઓ 'દગા-બાજ.'

**દગલબાજી** સ્ત્રી. [ફા. દગાબાજી] જુઓ 'દગાબાજી.'

**દગા-ખોર** વિ. [ફા.] દગો કરનાર

**દગાખોરી** સ્ત્રી. [ફા.] દગો કરવાની ક્રિયા, દગાબાજી

**દગા-બાજ** વિ. [ફા.] જુઓ 'દગા-ખોર.'

**દગાબાજી** સ્ત્રી. [ફા.] જુઓ 'દગા-ખોરી'

**દગવું** અ. ક્રિ. [અર. 'દાગ્,'-ના. ધા.] અંકિત થવું. (૨) પ્રસિદ્ધ થવું. (૩) સળગવું. (૪) તોપ વગેરેનું ફૂટવું. **દગાવું** ભાવે., ક્રિ. **દગાવવું** પ્રે., સ. ક્રિ.

**દગાવવું, દગાવું** જુઓ 'દગવું'માં.

**દગાળું** વિ. [જુઓ 'દગો' + ગુ. 'આળું' ત. પ્ર.] દગાવાળું, દગો કરનારું, દગા-ખોર

**દગીલું** વિ. [જુઓ 'દાગ,-ઘ' + ગુ. 'ઈલું' ત. પ્ર.] ડાઘાડપકાવાળું. (૨) (લા.) કલંકિત, બદ-નામ

**દગોડાઈ** જુઓ 'દગડાઈ.'

**દગો** પું. [ફા. દગા] કપટ, પ્રપંચ, છળ, વંચના, છેહ. [**૦ કરવો, ૦ દેવો, ૦ રમવો** (રૂ. પ્ર.) છેતરવું, છળકપટ કરવું. (૨) વિશ્વાસઘાત કરવો]

**દગો-દૂગી** સ્ત્રી. [જુઓ 'દગો,' -દ્વિર્ભાવ.] દગો, છળકપટ, પ્રપંચ

**દગો-ફટકો** પું. [જુઓ 'દગો' + 'ફટકો.'] કપટ કરી નુકસાનમાં મૂકી દેવું એ, છેહ દેવો એ

**દગ્ધ** વિ. [सं.] સળગી ગયેલું. (૨) (લા.) માનસિક સંતાપ

પામેલું. (૩) અમુક તિથિ સાથે ચંદ્રની રાશિનો યોગ થયો હોય તેવું (એ તિથિ–'દગ્ધા-તિથિ'). (જ્યો.)

**દઘેડો** પું. જુઓ 'દેગડો.'

**દચક** (-ક્ય) સ્ત્રી. ઝાટકાથી લાગેલી ચોટ. (૨) ધક્કો, હડસેલો [(૩) ઠોકર, ઠેસ

**દઝણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દાઝવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] બળતરા. (૨) (લા.) ચિંતા, ફિકર

**દઝાડવું** જુઓ 'દાઝવું'માં.

**દઝાડો** પું. [જુઓ 'દઝાડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.], **-પો** પું. [જુઓ 'દઝાવું' + ગુ. 'પો' કૃ. પ્ર.], **-વડો** પું. [જુઓ 'દાઝવું' + ગુ. 'આવ' કૃ. પ્ર. + 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'દઝણ.'

**દઝાવું** જુઓ 'દાઝવું'માં.

**દઝોડિયું** વિ. [જુઓ 'દાઝવું' + ગુ. 'ઓડું' કૃ. પ્ર. + 'ઇયું' ત. પ્ર.] અરધું-પરધું બળેલું. (૨) ન. ખોયણું, સળગતું લાકડું

**દટ(-ટ્ટ)ણ**[1] ન. [જુઓ 'દાટવું' દ્વારા.] દાટવાની ક્રિયા. (૨) ખંડિયેર થઈ ને પડેલી જમીન. (૩) જમીનમાં ખોદી કરેલું જાજરૂ. (૪) (લા.) ડટંતર, નાશ

**દટ(-ટ્ટ)ણ**[2] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દાટવું' દ્વારા.] જુઓ 'ડટણ(૩).'

**દટ(-ટ્ટ)ણ-કૂવો** પું. [જુઓ 'દટ(-ટ્ટ)ણ[1]' + 'કૂવો.'] ખાળ-કૂવો, ભોં-ગટર [જમીનમાં ડુબાઉ રહેતી નીક

**દટ(-ટ્ટ)ણ-ખાળ** પું. [જુઓ 'દટ(-ટ્ટ)ણ[1]' + 'ખાળ.']

**દટ(-ટ્ટ)ણ-જાજરૂ** ન. [જુઓ 'દટ(-ટ્ટ)ણ[1]' + 'જાજરૂ.'] જમીનમાં ખોદી કરેલું જાજરૂ (જેમાં માટી નખાયા કરે.)

**દટંતર** (દટન્તર) ન. [જુઓ 'દાટવું' દ્વારા.] કુદરતી કે એવી કોઈ આફતથી વિનાશ વેરાતાં મકાનો સહિત નગરોનો ભંગાર દટાઈ જવો એ અને એવું સ્થાન, ડટંતર

**દટામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'દાટવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ. પ્ર.] દાટી આપવાનું મહેનતાણું

**દટાવવું, દટાવું** જુઓ 'દાટવું'માં.

**દટ્ટણ**[1] જુઓ 'દટણ.[1]'

**દટ્ટણ**[2] (-ણ્ય) જુઓ 'દટણ.[2]'

**દટ્ટણ-કૂવો** જુઓ 'દટણ-કૂવો.'

**દટ્ટણ-ખાળ** જુઓ 'દટણ-ખાળ.'

**દટ્ટણ-જાજરૂ** જુઓ 'દટણ-જાજરૂ.'

**દટ્ટન** જુઓ 'દટણ.[1]'

**દટ્ટા-પેટી** સ્ત્રી. [જુઓ 'દટ્ટો' + 'પેટી.'] (બાળમંદિરમાંની) દટ્ટાઓની પેટી [હાથો, 'પિસ્ટન-રોડ'

**દટ્ટા-હાથો** પું. [જુઓ 'દટ્ટો' + 'હાથો.'] એંજિનના દટ્ટાનો

**દટ્ટી**[1] સ્ત્રી. [જુઓ 'દટ્ટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો દટ્ટો, નાની ડગળી (ખાંચામાં બેસાડવાની લાકડા કે ધાતુની)

**દટ્ટી**[2] સ્ત્રી. ભીડ, ઠઠ, ગિરદી

**દટ્ટો** પું. [રવા.] જુઓ 'દાટો.' (૨) રમત માટેના લાકડાના નાના ટુકડાઓમાંનો પ્રત્યેક. (૩) બારણામાંનું ગોળાકાર અટકણ, ઠેશી. (૪) તારીખિયાનાં પાનાંનો ગઠ્ઠો

**દડ** પું. ધૂળ રેતી વગેરેનો ભરાઈ ગયેલો થર (જેમાં વાહનને ખૂંપી જવાનું થાય.)

**દડકલી** સ્ત્રી. [જુઓ 'દડવું' દ્વારા.] એક પ્રકારની ભેંસ

**દડકવું** અ. ક્રિ. [જુઓ 'દડકું.'] ગોઠીમડાં ખાવાં, ગુલાંટિયાં ખાવાં. (૨) (લા.) ખૂબ આહાર કરવો. **દડકાવું** ભાવે., ક્રિ. **દડકાવવું** પ્રે., સ. ક્રિ.

**દડકાવવું, દડકાવું** જુઓ 'દડકવું'માં.

**દડકો** પું. [જુઓ 'દડકવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] પોદળો. (૨) લોંદો, લચકો

**દડઘલ** ન. એ નામનું એક ઝાડ

**દડઘા-ચોથ** (-ચોથ્ય) જુઓ 'દગડ-ચોથ.'

**દડઘો** પું. ઘણી જાડી અને ભારે વસ્તુ. (૨) ધાતુનું જાડું ભારે વાસણ. (૩) (લા.) હૃષ્ટ-પુષ્ટ માણસ

**દડ દડ** ક્રિ. વિ. [અનુ.] સતત ઢળતું ટપકતું હોય એમ

**દડદડવું** અ. ક્રિ. [જુઓ 'દડદડ,' – ના. ધા.] સતત ઢળતું ટપકવું ['દડ દડ' વહેતું હોય એમ

**દડદડાટ** ક્રિ. વિ. [જુઓ 'દડદડવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.]

**દડદડું** વિ. [જુઓ 'દડદડવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] 'દડ દડ' વહેતું. (૨) ઘટ્ટ નહિ તેવું, ઢીલું, નરમ

**દડપવું** સ. ક્રિ. [અનુ.] દડ નાખી સજ્જડ કે સખત કરવું. (૨) ઝડપવું. **દડપાવું** કર્મણિ., ક્રિ. **દડપાવવું** પ્રે., સ.ક્રિ.

**દડપાવવું, દડપાવું** જુઓ 'દડપવું'માં.

**દડપ-શાહી** સ્ત્રી. [જુઓ 'દડપવું' + 'શાહ' + ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) ખોટી કનડગત

**દડફ** ન. એ નામનું એક ઘાસ

**દડબ** (-બ્ય) સ્ત્રી. નાની ગાંઠ, ગડબ, ઓછો સોજો. (૨) ધૂળ-માટીનું જામેલું ઢેફું [અવાજ થાય એમ દડતું

**દડબડ, ૦ દડબડ** ક્રિ. વિ. [દે. પ્રા. दडवड] 'દડબડ દડબડ'

**દડબડવું** અ. ક્રિ. [જુઓ 'દડબડ,' – ના. ધા.] 'દડબડ' અવાજ સાથે દડવું. **દડબડાવું** ભાવે., ક્રિ. **દડબડાવવું** પ્રે., સ. ક્રિ. [વાનો અવાજ અને ક્રિયા

**દડબડાટ** પું. [જુઓ 'દડબડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] દડ-

**દડબડાવવું, દડબડાવું** જુઓ 'દડબડવું'માં.

**દડબડી** સ્ત્રી. [જુઓ 'દડબડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] દડબડાટવાળી ગુલાંટ મારતી દોડ

**દડબલી** સ્ત્રી. [જુઓ 'દડબલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું દડબું, નાનું ઢેફું, ઢેફલી. (૨) માટીની કોઠી. (૩) નાનું ભોંયરું

**દડબલું** ન. [જુઓ 'દડબું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] નાનું દડબું, ઢેફલું. (૨) લાદ-માટીની નાની કોઠી. (૩) નાનું ભોંયરું

**દડબવું** સ. ક્રિ. [રવા.] દાબીને કે ઠાંસીને ભરવું. (૨) છોડવા કે થાંભલાની આસપાસ માટી દબાવવી. **દડબાવું** કર્મણિ., ક્રિ. **દડબાવવું** પ્રે., સ. ક્રિ.

**દડબાવવું, દડબાવું** જુઓ 'દડબવું'માં.

**દડબું** ન. [જુઓ 'દડ' દ્વારા.] ચોસલું, ઢેફું. (૨) લોંદો, લચકો. (૩) (લા.) જાડું બેડોળ શરીર

**દડ-મજલ** ક્રિ. વિ. [અર. 'મંઝિલ્–દર્–મંઝિલ્'નો ઉત્તર ભાગ] થાક ખાધા વિના કે આરામ વિના ચલાય એમ

**દડવડ** ક્રિ. વિ. [દે. પ્રા.] જલદી, તરત, શીઘ્ર, ઉતાવળે

**દડવડવું** અ. ક્રિ. [જુઓ 'દડવડ,' – ના. ધા.] જુઓ 'દડબડવું.' **દડવડાવું** ભાવે., ક્રિ. **દડવડાવવું** પ્રે., સ. ક્રિ.

**દડવડાવવું, દડવડાવું** જુઓ 'દડવડવું'માં.

**દડવું**[૧] અ. ક્રિ. [અનુ.] સરળતાથી ગબડવું, **દડાવું**[૧] ભાવે., ક્રિ. **દડાવવું**[૧] પ્રે., સ. ક્રિ.

**દડવું**[૨] સ. ક્રિ. [જુઓ 'દડ,' -ના ધા.] જમીન ઉપર પાણી છાંટી દડ દબાવવો. (૨) ખળાની જમીન લીંપી સરખી કરવી. **દડાવું**[૨] કર્મણિ., ક્રિ. **દડાવવું**[૨] પ્રે., સ. ક્રિ.

**દડા-દાવ** પું. [જુઓ 'દડો[૧]' + 'દાવ.[૨]'] દડો ફેંકવાનો વારો (રમતમાં). (૨) દડાની રમત. (૩) બોલ-બૅટની રમત, 'ક્રિકેટ'

**દડા-ધૂમ** ક્રિ. વિ. [રવા.] નગારાંનો અવાજ થાય એમ

**દડા-પીટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'દડો[૧]' + 'પીટવું'] ભેરુઓને દડો મારવાની રમત, છૂટ-દડી

**દડાફી** વિ. બડાઈ કરનાર, ગડંગિયું, ગડંગી

**દડા-બાજ** વિ., પું. [જુઓ 'દડો[૧]' + ફા. પ્રત્યય.] ક્રિકેટની રમતમાં દડો ફેંકનાર, ગોલંદાજ, 'બૉલર' (બ. ક. ઠા.)

**દડાવવું,**[૧-૨] **દડાવું**[૧-૨] જુઓ 'દડવું[૧-૨]'માં.

**દડિયું** ન. જુવારની એક જાત

**દડિયો** પું. [જુઓ 'દડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ખાખરા વડ વગેરેનાં પાંદડાંનો બનાવેલો (વાટકાનું કામ આપતો) પડિયો, દૂનો. (૨) બજર કે છીંકણીનો દડો

**દડી** સ્ત્રી. [જુઓ 'દડો[૧]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દોરાનો નાનો વીંટલો, નાનો દડો. (૨) છીંકણીનો નાનો પડો. (૩) (લા.) શરીરનું કાઠું

**દડી-કોર** સ્ત્રી. [જુઓ 'દડી' + 'કોર.'] સાડલા ઉપર મૂકવાની એક પ્રકારની વીંટલા-ઘાટની કિનાર

**દડી-ઠી(-ઠીં)કરી** સ્ત્રી. [જુઓ 'દડી' + 'ઠી(-ઠીં)કરી.'] (લા.) એ નામની એક રમત

**દડી-દોટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'દડવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'દોટ.'] માણસ દડતું હોય એ પ્રકારની દોડ

**દડીમ** ક્રિ.વિ. [રવા.] 'દડ' અવાજ થાય એમ ઝડપથી

**દડી-માર** (-રય) સ્ત્રી. [જુઓ 'દડી' + 'મારવું.'] જુઓ 'દડા-પીટ.'

**દડીંગ(-બ)લું** વિ. [જુઓ 'દડો' દ્વારા.] ગોળ-મટોળ, હૃષ્ટ-પુષ્ટ, ધોકલા જેવું જાડું. (૨) ન. દોરાનો દડો. (૩) (લા.) શરીરનો બાંધો

**દડુકાવવું, દડુકાવું** જુઓ 'દડૂકવું'માં.

**દડૂક, ૦દડૂક** ક્રિ. વિ. [અનુ.] (નાનું બાળક) દડતું દડતું ચાલતું હોય એમ

**દડૂકવું** અ. ક્રિ. [અનુ.] 'દડૂક દડૂક' થાય એમ દડવું—ગબડવું, **દડુકાવું** ભાવે., ક્રિ. **દડુકાવવું** પ્રે., સ. ક્રિ.

**દડૂકો** પું. દંડૂકો [દડો. (પદ્યમાં.)

**દડૂલિયો** પું. [જુઓ 'દડૂલો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] નાનો

**દડૂલી** સ્ત્રી. [જુઓ 'દડૂલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો દડો, દડી. (પદ્યમાં.) [(પદ્યમાં.)

**દડૂલો** પું. [જુઓ 'દડો' + ગુ. 'ઊલું' ત. પ્ર.] દડો, ગોટો.

**દડે-આરબી** સ્ત્રી. [જુઓ 'દડો' + 'આરબી.'] (લા.) લગભગ ક્રિકેટને મળતી એક દેશી રમત

**દડેડવું** અ. ક્રિ. [રવા.] 'દડ દડ' અવાજ થાય એમ વરસવું, એવી રીતે (નેવાંમાંથી કે કૂંડીના નાળચામાંથી) પાણી પડવું. **દડેડાવું** ભાવે., ક્રિ. **દડેડાવવું** પ્રે., સ. ક્રિ.

**દડેડાટ** પું. (જુઓ 'દડેડવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] દડેડવાની ક્રિયા કે અવાજ. (૨) ઉતાવળ, ત્વરા. (૩) ક્રિ. વિ. 'દડ દડ' અવાજ સાથે વરસતું હોય એમ

**દડેડાવવું, દડેડાવું** જુઓ 'દડેડવું'માં.

**દડેડો** પું. [જુઓ 'દડેડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] મોટી ધાર, દરેડો, દડૂડો, દદેડો [એક રમત

**દડે-સાલ** પું. [જુઓ 'દડો' + 'સાલ[૧].'] (લા.) એ નામની

**દડો**[૧] પું. [જુઓ 'દડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (દડવાના સ્વભાવનો) ગોળ ગોટો, નાનો ગોળ વીંટલો, મોટી દડી. (૨) (લા.) કઠોળના લોટની એક ગોળાકાર મીઠાઈ

**દડો**[૨] સ્ત્રી. ઓખા પાસે મળતી માછલીની એક જાત

**દડોકવું** અ. ક્રિ. [રવા.] (સિંહ વગેરેનું) હણકવું, ધીમી ગર્જના કે ત્રાડ પાડવી. **દડોકાવું** ભાવે., ક્રિ. **દડોકાવવું**, પ્રે., સ.ક્રિ.

**દડોકાવવું, દડોકાવું** જુઓ 'દડોકવું'માં.

**દડોડો** પું. જુઓ 'દરોડો.' [ઉતાવળે

**દડો-દડ** ક્રિ. વિ. [અનુ.] ઝટપટ, ટપોટપ, એકદમ, ત્વરાથી,

**દણદણાટ** પું. [રવા.] ચોક્કસ પ્રકારનો એક અવાજ

**દણદણાટવું** અ. ક્રિ. [જુઓ 'દણદણાટ,' -ના. ધા.] દણદણાટ કરવો. **દણદણાટાવું** ભાવે., ક્રિ.

**દણાં-દણાં** ક્રિ. વિ. [અનુ.] ધીમી ચાલે (ઘોડાની)

**દણિયર** પું. [સ. दिनकर > પ્રા.दिणयर, સ્વર-વ્યત્યય] દિનકર, સૂર્ય

**દણી** સ્ત્રી. [જુઓ 'દુનિયા'નું લાઘવ.] દુનિયા, જગત

**દણું** જુઓ 'દણું.'

**દતર** (-રય) સ્ત્રી. મોટી ખંપાળી

**દતવું** સ. ક્રિ. [સં. दत्त, -ના.ધા.] આપવું, દેવું. **દતાવું** કર્મણિ., ક્રિ. **દતાવવું** પ્રે., સ. ક્રિ.

**દતાવવું, દતાવું** જુઓ 'દતવું'માં.

**દત્ત** વિ. [સં.] આપેલું. (૨) દત્તક તરીકે આપેલું. (૩) ન. દાન, દેણગી, બક્ષિસ (૪) પું. વિષ્ણુના ૨૪ અવતારોમાંનો એક, દત્તાત્રેય (પૌરાણિક માન્યતા પ્રમાણે). (સંજ્ઞા.)

**દત્તક** પું. [સં.] ખોળે બેસાડવામાં આવતો પુત્ર, બનવા આવેલો વિધિસરનો પુત્ર, 'ઍડૉપ્ટ સન'

**દત્ત-કન્યા** સ્ત્રી. [સં] બીજાને ખોળે વિધિસર બેસાડેલી છોકરી

**દત્તક-ખત**, ન. [+ જુઓ 'ખત.'], **દત્તક-નામું** ન. [+ જુઓ 'નામું.'], **દત્તક-પત્ર** ન. [સં.] દત્તક લેવા વિશેનું ખત-પત્ર, 'એડૉપ્શન-ડીડ'

**દત્તક-પિતા** પું. [સં.] જેણે બીજાનો પુત્ર દત્તક તરીકે લીધો હોય તેનો થયેલો બાપ, 'ઍડૉપ્ટિવ ફાધર'

**દત્તક-વિધાન** ન., **દત્તક-વિધિ** પું. [સં.] બીજાં માબાપે અન્ય માબાપને દત્તક તરીકે સંતાન આપતાં કરવામાં આવતો એ વિશેનો ધાર્મિક વિધિ, દત્તક લેવાની ક્રિયા, 'એડૉપ્શન' [વિલા ચિત્તવાળું, એકાગ્ર-ચિત્ત

**દત્ત-ચિત્ત** વિ. [સં.] કામમાં કે સાંભળવામાં બરોબર પરો-

**દત્ત-વિધાન** ન., **દત્ત-વિધિ** પું. [સં.] જુઓ 'દત્તક-વિધાન.'

**દત્તવું** સ. ક્રિ. [સં. दत्त, -ના. ધા.] જુઓ 'દતવું.' **દત્તાવું**

કર્મણિ., ક્રિ., દત્તાવવું પ્રે., સ. ક્રિ.
**દત્ત-શુલ્ક** વિ. [સં.] જેને માટે પૈસા આપવા પડ્યા હોય તેવું. (૨) જેણે લવાજમ ભર્યું હોય તેવું
**દત્ત-હીન** વિ. [સં.] પૂર્વ જન્મમાં કે આ જન્મમાં જેણે દાન આપ્યાં નથી તેવું
**દત્તાત્મા** વિ. [સં. दत्त + आत्मा] જેણે પોતાનો આત્મા -પોતાનું સર્વ અન્યને સોંપી દીધેલ હોય તેવું
**દત્તાત્રેય** પું. [સં.] જુઓ 'દત્ત(૪).'
**દત્તાવવું, દત્તાવું** જુઓ 'દત્તવું'માં.
**દત્તાદત્ત** વિ. [સં. दत्त + आ-दत्त] દીધેલું અને લીધેલું
**દત્તાદર** વિ. [સં. दत्त + आ-दर] જેને માન આપવામાં આવ્યું હોય તેવું. (૨) જેણે માન આપ્યું હોય તેવું
**દત્તાર** (-રચ) સ્ત્રી. ઓખા પાસે મળતી એક માછલીની જાત
**દત્તો-દાંતુલ** વિ., પું. [સં. दन्त द्वारा] લાંબા બહાર નીકળી ગયેલા દેખાતા દાંતવાળો પુરુષ
**દદડવું** અ. ક્રિ. [રવા.] રેલો ચાલવો [દદેડાનો અવાજ
**દદડાટ** પું. [જુઓ 'દદડવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ચાલતા
**દદર$^{૧}$** પું. [દે. પ્રા. दद्दर] આદિવાસીઓનો મોટો ઢોલ
**દદર$^{૨}$** ન. એ નામનો એક છોડ [પામવું, પીડા પામવી
**દદરવું** અ. ક્રિ. [દે. પ્રા. दद्दर આઘાત; -ના. ધા.] દુઃખ
**દદરિયું** ન. [જુઓ 'દદર$^{૧}$' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જંગલ-વાસીઓ ચાલતાં ચાલતાં ગાય છે તે પ્રકારનું ગીત ('દદર' વાદ્ય સાથે ગવાતું)
**દદળવું** અ. ક્રિ. [અનુ.] ઉંમરને કારણે (શરીરનું) ખખડી જવું, ઘડપણથી અશક્ત થઈ જવું
**દદામું** ન [સં. दुन्दुभि -દુંદુભિ જેવા વાદ્યનો અવાજ; એ દ્વારા] હાથથી થાપી મારીને વગાડવામાં આવતું એક ચર્મ-વાદ્ય
**દદુડાવવું, દદુડાવું** જુઓ 'દદૂડવું'માં.
**દદૂડવું** અ. ક્રિ. [રવા.] દદૂડો પડવો. **દદુડાવું** ભાવે., ક્રિ. **દદુડાવવું** પ્રે., સ. ક્રિ. [દદૂડો, દદેડી
**દદૂડી$^{૧}$** સ્ત્રી. [જુઓ 'દદૂડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો
**દદૂડી$^{૨}$** સ્ત્રી. [જુઓ 'દૂંદ' દ્વારા.] નાના બાળકની વધેલી કાત
**દદૂડો** પું. [જુઓ 'દદૂડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'દદેડો.'
**દદોડો** પું. મચ્છર જેવું જંતુ કરડવાથી થઈ આવતો નાનો સોજો
**દદ્દ** પું. [દે. પ્રા.] નાંદીપુર(નાંદોદ)ના પ્રાચીન સમયના ગુર્જર નૃપતિ-વંશનો એકથી વધુ એ નામનો તે તે રાજા. (સંજ્ઞા.)
**દદ્દો** પું. 'દ' વર્ણ. (૨) 'દ' ઉચ્ચારણ
**દદ્રુ** સ્ત્રી. [સં., પું.] ચામડીનો એક રોગ, દરાજ, દાદર, ધાદર
**દધરજો** પું. એ નામનો એક છોડ
**દધારથિયું** ન. એ નામનું એક પક્ષી, સોનીડો
**દધિ$^{૧}$** ન. [સં.] દહીં
**દધિ$^{૨}$** પું. [સં. उदधि, ગુ. માં આદિ 'उ' નો લોપ] ઉદધિ, સાગર. (પદ્યમાં.) [લક્ષ્મીદેવી. (પદ્યમાં.)
**દધિ-જા** સ્ત્રી. [સં. उदधिजा, ગુ. માં આદિ 'उ' નો લોપ]
**દધિ-જાત** ન. [સં.] માખણ અને ઘી
**દધિ-તનયા** સ્ત્રી. [સં. उदधि-तनया, ગુ. માં આદિ 'उ' ના લોપે] જુઓ 'દધિ-જા.' (પદ્યમાં.)
**દધિ-ભાંડ** (-ભાણ્ડ) ન. [સં.] દહીંનું માટલું
**દધિ-મ(-મં)થન** (-મથ(-ન્થ)ન) ન. [સં.] દહીં વલોવવાની ક્રિયા
**દધિ-મ(-મં)થન$^{૨}$** (-મથ(-ન્થ)ન.) ન. [સં. उदधि-मथ(-न्थ)न, ગુ. માં આદિ 'उ'ના લોપે] (પૌરાણિક માન્યતા પ્રમાણે) દેવો અને અસુરોએ કરેલું સમુદ્રનું મંથન. (પદ્યમાં.)
**દધિયાર** પું. એ નામનો એક વેલો, જીવંતિકા, અંધાહૂલી
**દધિ-વ્રત** ન. [સં.] શ્રાવણ સુદિ બારસને દિવસે કરાતું એક વ્રત
**દધિ-સમુદ્ર, દધિ-સાગર, દધિ-સિંધુ** (-સિન્ધુ) પું. [સં.] (પૌરાણિક માન્યતા પ્રમાણેનો) દહીંનો સમુદ્ર
**દધિ-સુત** પું. [સં. उदधि-सुत, ગુ. માં આદિ 'उ'ના લોપે] (પૌરાણિક માન્યતા પ્રમાણે) ઐરાવત હાથી-ઉચ્ચૈઃશ્રવા ઘોડો-ધન્વન્તરિ વૈદ્ય-શંખ. (પદ્યમાં.)
**દધિ-સુતા** સ્ત્રી. [સં. उदधि-सुता ગુ. માં આદિ 'उ' ના લોપે] જુઓ 'દધિ-જા.' (પદ્યમાં.)
**દધીચ,-ચિ, દધ્યઙ્ગાથર્વણ** પું. [સં. दध्यङ्ग + आथर्वण] અથર્વણ ઋષિનો પુત્ર દધીચ ઋષિ. (સંજ્ઞા.)
**દનાદન** ક્રિ. વિ. [રવા.] તોપના ધડાકા થાય એમ
**દનિયું** ન. [સં. दिन + ગુ. 'ઇયું' ત. પ્ર.] દિવસ (ખાસ કરી ચૈત્ર વદિ પાંચમથી વદ અમાસ સુધીનો તે તે (વરસાદની આગાહી માટે). (૨) દરરોજનું મહેનતાણું કે વેતન. (૩) દરરોજનું આવતું ઘરાક. [૦ પાકવું (રૂ.પ્ર.) દિવસ સફળ જવો] [(સંજ્ઞા.)
**દનુ** સ્ત્રી. [સં.] (પૌરાણિક માન્યતા પ્રમાણે) દાનવોની માતા.
**દનુ-જ** પું. [સં.] દાનવ
**દનુજારિ** પું. [+ સં. अरि] દાનવોનો શત્રુ, દેવ
**દનૈયું** ન. [જુઓ 'દનિયું,' 'ઇ' > 'ઐ'] જુઓ 'દનિયું.'
**દન્નો** પું. [સં. दण्डक-> પ્રા. दंडअ-ગુ. 'દંડો'નો ઉચ્ચારણ-ભેદ] ગેડીદડાની તેમ ગીલી-દંડાની રમતમાંની ગેડી, દંડો, દાંડો
**દપ(-બ)કામણ** ન. [જુઓ 'દાબવું' + ગુ. 'ક' સ્વાર્થે + 'આમણ' કૃ.પ્ર.] ઉપકાર યાદ આપી દબાવવાની ક્રિયા. (૨) (લા.) ધમકી, ડરામણી, ડપકામણ
**દપટ$^{૧}$** વિ. [સં. द्वि-पुट દ્વારા] બમણું. (૨)(લા.) પુષ્કળ, ઘણું
**દપટ$^{૨}$** વિ. [જુઓ 'દાબવું' દ્વારા.] જમીનની નીચે છુપાયેલું
**દપટ-કૂવો** પું. [જુઓ 'દપટ$^{૨}$' + 'કૂવો.'] ખાળ-કૂવો, દફણ-કૂવો
**દપટવું$^{૧}$** અ.ક્રિ. [રવા.] દોડવું. **દપટાવું** ભાવે., ક્રિ. **દપટાવવું, દપેટવું$^{૧}$** પ્રે., સ.ક્રિ.
**દપટવું$^{૨}$** સ.ક્રિ. [જુઓ 'દાબવું'નો વિકાસ.] જમીનમાં ન દેખાય એમ છુપાડવું. **દપટાવું$^{૨}$** કર્મણિ., ક્રિ. **દપટાવવું,$^{૨}$ દપેટવું$^{૨}$** પ્રે., સ.ક્રિ.
**દપટાવવું,$^{૧-૨}$ દપટાવું$^{૧-૨}$** જુઓ 'દપટવું$^{૧-૨}$'માં.
**દપવું** અ. ક્રિ. છુપાવું, લપવું. **દપાવું** ભાવે., ક્રિ. **દપાવવું** પ્રે., સ.ક્રિ.
**દપેટવું$^{૧-૨}$** જુઓ 'દપટવું$^{૧-૨}$'માં. [કિંમતી કાપડ
**દપે(-પો)ટો** પું. [જુઓ 'દુપટ્ટો' દ્વારા.] એક ખાસ જાતનું
**દફડવું** અ. ક્રિ. [અનુ.] ફફડી ઊઠવું, ભડકી પડવું. **દફડાવું** ભાવે., ક્રિ. **દફડાવવું** પ્રે., સ. ક્રિ.
**દફડાવવું, દફડાવું** જુઓ 'દફડવું'માં.
**દફણાવવું$^{૧}$** સ. ક્રિ. (હોડી) હંકારવી, ડફડાવવું
**દફણાવવું$^{૨}$** જુઓ 'દફનાવવું.'

**દફતર** ન. [ફા.] કચેરીના કાગળોનો જથ્થો, 'રેકૉર્ડ.' (૨) એવા કાગળોનો વિશિષ્ટ વિભાગ, 'પૉર્ટ-ફોલિયો.' (૩) કચેરીના કાગળ સાચવવાનું કાર્યાલય, કચેરી, 'ઑફિસ,' 'બ્યૂરો' (દ.ભા.). (૪) વિદ્યાર્થીઓને પુસ્તકો શાળાએ લઈ જવા-લાવવાની કાપડની થેલી કે ધાતુની પેટી. [૦ ખોલવું (રૂ. પ્ર.) સવિસ્તર હેવાલ કહી સમઝાવવો. ૦ ઉપર લેવું, (-ઉપરથ-), -રે કરવું, -રે રાખવું (રૂ.પ્ર.) કામ પતી જતાં કાગળ ફાઇલ કરી દેવો]
**દફતર-કારકુન** પું. [+ જુઓ 'કારકુન.'] દફતર સાચવનાર ક્લાર્ક, 'કમ્પાઇલેશન ક્લાર્ક'
**દફતર-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] દફતર રાખવાનું કાર્યાલય, 'રકૉર્ડ ઑફિસ' [અમલદાર, 'રેકૉર્ડ-કીપર'
**દફતર-દાર** વિ., પું. [ફા.] દફતર ઉપર દેખરેખ રાખનાર
**દફતરદારી** સ્ત્રી. [ફા.] દફતરદારની કામગીરી
**દફતર-નકલ** સ્ત્રી. [+ જુઓ 'નકલ.'], **દફતર-પત્ર** પું. [+ સં., ન.] દફતર માટે કરેલી નકલ, 'ઑફિસ-કૉપી'
**દફતર-પેટી** સ્ત્રી. [+ જુઓ 'પેટી.'] વિદ્યાર્થીઓની પુસ્તકો કાગળો સીસાપેન વગેરે રાખવાની ધાતુની પેટી [રહેલું
**દફતર-બંદ** (-બન્દ) વિ. [+ ફા. બન્દ્] દફતરના રૂપમાં
**દફતર-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [+ સં.] જૂનાં લખાણો ગ્રંથો વગેરેનો વ્યવસ્થિત સમૂહ સચવાતો હોય તેવી કચેરી કે સંસ્થા, 'આર્કાઇવ્ઝ'
**દફતરી** વિ. [ફા.] દફતરને લગતું. (૨) પું. જુઓ 'દફતર-દાર.' (૩) એવી એક કામગીરીને કારણે ઊતરી આવેલી અવટંક. (સંજ્ઞા.) ['બ્યૂરો'
**દફતરી ટે(૦ ઇ)બલ** ન. [+ અં.] દફતરને લગતું સ્થાન,
**દફતરી સેવા** સ્ત્રી. [+ સં.] મંત્રીઓને લગતી સેવા, 'મિનિસ્ટ્રિયલ સર્વિસીઝ' ['સેક્રેટરિયલ સ્ટાફ'
**દફતરી સ્ટાફ** પું. [+ અં.] દફતરના કારકુનોનો સમૂહ,
**દફન** ન. [અર. દફ્ન્], ૦ક્રિયા સ્ત્રી. [+ સં.] મુડદાને દાટવાની ક્રિયા, 'બેરિયલ'
**દફનાવવું** સ. ક્રિ. [જુઓ 'દફન,'-ના.-ધા. 'દફનાવું' રૂઢ નથી.] (મુડદાને જમીનમાં) દફન કરવું, દાટવું. **દફનાવાવું** કર્મણિ., ક્રિ.
**દફે**[૧] સ્ત્રી. [અર. દફ્અહ્] વારો, વાર, વખત, સમય
**દફે**[૨] ક્રિ. વિ. [અર. દફ્અ] વિખેરી નાખેલું ('રફે-દફે' એવો સમાસાત્મક પ્રયોગ જ વ્યાપક)
**દફે-દાર** પું. [અર. 'દફ્અહ્'-કલમ, કાયદો + ફા. પ્રત્યય] લશ્કરની ઘોડેસવાર પલટનનો ઉપરી
**દફેદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દફેદારની કામગીરી
**દબક** (-કથ) સ્ત્રી. [જુઓ 'દાબવું' દ્વારા.] ધાતુ વગેરેને ટીપવાની ક્રિયા [માણસ
**દબક-ગર** વિ., પું. [+ ફા. પ્રત્યય] ધાતુના તાર ખેંચનાર
**દબકવું** સ. ક્રિ. [જુઓ 'દબક,'-ના. ધા.] ટીપીને તાર બનાવવો. (૨) અ. ક્રિ. નજર ચૂકવી નાસી જવું. (૩) સંતાવું, છુપાવું. **દબકવું** કર્મણિ., ભાવે., ક્રિ. **દબકાવવું** પ્રે., સ. ક્રિ.
**દબકાવવું, દબકાવું** જુઓ 'દબકવું' માં.

**દબકેલ** પું. સમૂહ, જથ્થો. (૨) લોકડીઓનું ટોળું
**દબચવું** સ. ક્રિ. છુપાડવું, સંતાડવું. **દબચાવું** કર્મણિ., ક્રિ. **દબચાવવું** પ્રે., સ. ક્રિ.
**દબટાવું** અ. ક્રિ. [જુઓ 'દબાવું'નો વિકાસ.] જુઓ 'દબાવું.'
**દબડામણી** સ્ત્રી. [જુઓ 'દબડાવું' + ગુ. 'આમણી' કૃ. પ્ર.] દબાવવાની-ઠપકો આપવાની ક્રિયા, ધાક-ધમકી, ડપકામણ
**દબડાવવું** જુઓ 'દબડાવું' માં. [દબડાવવું પ્રે., સ. ક્રિ.
**દબડાવું** અ. ક્રિ. [રવા.] ઠપકો ખાવો, ધમકી મેળવવી.
**દબડી** જુઓ 'દાબડી.'
**દબડું**[૧] જુઓ 'દડબું.'
**દબડું**[૨] ન. દાબડી, ડાબલી. (૨) ચામડાની કોથળી
**દબદબ-કોરડો** પું. [રવા. + જુઓ 'કોરડો.'] (લા.) સોનગઢ તરફ રમાતી એક રમત, દમગોટીલો
**દબદબો**[૧] પું. [જુઓ 'દાબવું' દ્વારા.] પેટમાં અપચાને લઈ થયેલો ભરાવો, બાદી [(૨) પ્રભાવ, 'ઑરા'
**દબદબો**[૨] પું. [ફા. દબ્દબહ્] દમામ, ઠાઠમાઠ, ભપકો.
**દબનીય** વિ. [જુઓ 'દબવું' + સં. अनीय વિ. કૃ. નો પ્ર., ભાષા-સંકરનું ઉદા.] દબાવવા જેવું, 'કૉમ્પ્રેસિબલ'
**દબર-ઢીંગ** વિ. જાડું અને કદરૂપું, બેડોળ [જગ્યા
**દબરું** ન. નાનું ખેતર. (૨) ખાબોચિયું. (૩) ઘાસવાળી ભીની
**દબ(-બા)વું** અ. ક્રિ. [જુઓ 'દાબવું;' એના કર્મણિ રૂપ 'દબાવું'નું લાઘવ 'દબવું' રૂઢ થયો છે, એ મૂળ ધાતુ નથી.] જુઓ 'દાબવું' માં.
**દબંગ** (દબઙ્ગ) વિ. [હિં. દબિંગ] મૂર્ખ, કમ-અક્કલ. (૨) કજિયાખોર. (૩) અસભ્ય. (૪) રાડારાડ કરનાર. (૫) પું. વિદૂષક, ડાગલો ['દાબ.'
**દબાઈ** સ્ત્રી. [જુઓ 'દબાવું' + ગુ. 'આઈ' કૃ પ્ર.] જુઓ
**દબાઉ** વિ. [જુઓ 'દબાવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] દબાવે તેવું, દબાવનારું. (૨) ગાડામાં આગળના ભાગમાં ભારને લઈ નીચે તરફ ઢળતું
**દબાણ** ન. [જુઓ 'દબાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] દબાવવાની સ્થિતિ, દબાઈ રહેવું એ. (૨) અંકુશની અસર, 'ડ્યુરેસ.' (૩) દબાવીને કહેવાપણું, આગ્રહિ-તા, 'પ્રેસર.' (૪) દબાવનારી વજનદાર વસ્તુ, ભાર-બોજ. (૪) જમીન વગેરે દબાવી પાડવી એ, 'એન્ક્રોચમેન્ટ. [૦ કરવું (રૂ.પ્ર.) કોઈ પણ ક્રિયા કરવા આગ્રહ કરવો. ૦ નીચે આવવું (રૂ.પ્ર.) ઉપકાર-વશ થવું. ૦ લાવવું, ૦ વાપરવું (રૂ. પ્ર.) કામ કરે એવી ફરજ પાડવી] [બોજ માપવાનું યંત્ર
**દબાણ-માપક** વિ., ન. [જુઓ 'દબાણ' + સં.] દબાણ કે
**દબામણ** ન., -ણી સ્ત્રી. [જુઓ 'દાબવું' + ગુ 'અણ'-'આણી' કૃ.પ્ર.] દબાવવાની ક્રિયા. (૨) દબાવવાનું મહેનતાણું. (૩) પ્રબળ આગ્રહ (કાંઈ કરવા માટેનો)
**દબાવ** પું. [જુઓ 'દાબવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] જુઓ 'દબાણ.'
**દબાવડા(-રા)વવું, દબાવવું** જુઓ 'દબાવું'-'દાબવું' માં.
**દબાવું** જુઓ 'દબવું'-'દાબવું' માં. ['દબાણ.'
**દબાવો** પું. [જુઓ 'દબાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**દબિસ્તાન** ન. [ફા.] પ્રાથમિક શાળા

**દબોચવું** સ. ક્રિ. [અનુ.] ગળાચીપ દેવી. (૨) સંતાડવું, **દબોચાવું** કર્મણિ, ક્રિ. **દબોચાવવું** પ્રે., સ. ક્રિ.

**દબોચાવવું, દબોચાવું** જુઓ 'દબોચવું'માં.

**દ(-દા)બોટો** પું. એક પ્રકારની ખાંડની જાત

**દબ્બાઘ** પું. ચામડાનું કામ કરનાર–ચામડું કમાવવાનો ધંધો કરનાર–ચમાર, ચામડિયો

**દબ્બ(-ભ્ભ)ટ** વિ. છોડવું છૂટે નહિ તેવું

**દમ**$^{1}$ પું. [સં.] ઇંદ્રિયોના દમનની ક્રિયા, સંયમ, ઇન્દ્રિય-નિગ્રહ

**દમ**$^{2}$ પું. [ફા.] શ્વાસ લેવાની ક્રિયા. (૨) શ્વાસનો રોગ, કાસ, હાંફણ. (૩) (લા.) જોર, કૌવત, બળ, શક્તિ. (૪) કસ, કિંમત. (૫) સત્ત્વ, લાભ. (૬) વિસામો, થાક ખાવો એ. [**૦ આપવો, ૦ મારવો** (રૂ. પ્ર.) ધમકાવવું. **૦ ઊપડવો** (રૂ. પ્ર.) શ્વાસનો રોગ થવો. **૦ કાઢવો** (રૂ.પ્ર.) સખત મહેનત કરાવી થકવવું. **૦ ખાવો** (રૂ. પ્ર.) વિસામો લેવો. **૦ ખેંચવો** (-ખેંચવો) (રૂ. પ્ર.) હોકો ચલમ બીડી વગેરેનો ધુમાડો પીવો. **૦ ઘૂંટવો** (રૂ. પ્ર.) શરણાઈ વગેરે વગાડતાં શ્વાસને ટકાવવો. **૦ ચઢ(-ઢ)વો** (રૂ. પ્ર.) કામ વગેરેને કારણે હાંફયા કરવું. **૦ છોડવો** (રૂ. પ્ર.) મરણ પામવું. **૦ જોવો** (રૂ. પ્ર.) તાકાતનું માપ કરવું. **૦ તાણવો** (રૂ. પ્ર.) ચૂપ રહેવું. (૨) થાક ખાવો. **૦ થવો** (રૂ. પ્ર.) દમનું–શ્વાસનું દર્દ શરૂ થવું. **૦ દેવો** (રૂ. પ્ર.) ધમકાવવું. **૦ નીકળી જવો** (રૂ.પ્ર.) ખૂબ શ્રમ લાગવો. (૨) મરણ પામવું. **૦ પકડવો** (રૂ.પ્ર.) રાહ જોવી. **૦ બતાવવો, ૦ ભરાવો, ૦ મારવો** (રૂ. પ્ર.) ડરાવવું. (૨) જુઓ 'દમ ખેંચવો.' **૦ બિરાવવો, ૦ ભીડવો** (રૂ. પ્ર.) ડરાવવું, ધમકાવવું. **૦માં ને દમમાં** (રૂ. પ્ર.) આખમાં, **૦ લગાવવો** (રૂ. પ્ર.) ધૂમપાન કરવું (ચૂંગી ચલમ વગેરેનું). **૦ લેવો** (રૂ.પ્ર.) થાક ખાવો, વિસામો કરવો. (૨) જુઓ 'દમ લગાવવો.']

**દમક (-કચ)** સ્ત્રી. [અનુ.] ચમક, પ્રકાશ, ચળકાટ, કાંતિ. (૨) સ્ફૂર્તિ

**દમકડું** ન. ત્રાકમાં નાખવાનો લાકડાનો પાતળો ગોળ ટુકડો

**દમ-કદમ** ક્રિ. વિ. જુઓ 'દમ$^{2}$' + 'કદમ.'] (લા.) સાવધાનીથી

**દમક-દાર** વિ. [જુઓ 'દમક' + ફા. પ્રત્યય.] ચમકદાર, તેજસ્વી, પ્રકાશમાન

**દમ-કલ** પું. આગ ઠારવાનું યંત્ર. (૨) વજન ઉપાડવાનું યંત્ર, 'ક્રેઇન'

**દમકવું**$^{1}$ અ. ક્રિ. [જુઓ 'દમક,'–ના. ધા.] ચમકવું, ઝળહળાટ કરવો. (૨) સ્ફુરવું. **દમકાવું**$^{1}$ ભાવે., ક્રિ. **દમકાવવું**$^{1}$ પ્રે., સ. ક્રિ.

**દમકવું**$^{2}$ અ. ક્રિ. [રવા.] (વાદ્યોનો) અવાજ થવો, બજવું, વાગવું. **દમકાવું**$^{2}$ ભાવે., ક્રિ. **દમકાવવું**$^{2}$ પ્રે., સ. ક્રિ.

**દમકશી(-સી)** સ્ત્રી. [ફા. દમ્કશી] શ્વાસનો નિરોધ

**દમકાર** પું. [જુઓ 'દમકવું$^{2}$' + ગુ. 'આર' કૃ. પ્ર.] દમકવાનો અવાજ, વાદ્યોનો અવાજ

**દમકાવવું,**$^{1-2}$ **દમકાવું**$^{1-2}$ જુઓ 'દમકવું$^{1-2}$'માં.

**દમકી** સ્ત્રી. [જુઓ 'દમક' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દમક.'

**દમ-ખમ** પું. [જુઓ 'દમ$^{2}$' + 'ખમવું.'] દઢતા, મજબૂતી. (૨) જીવન-શક્તિ, પ્રાણ

**દમ-ગાણુ** ન. મોટી સવારીની ધમાલ

**દમ-ગોટીલો** પું. [જુઓ 'દમ$^{2}$' + 'ગોટીલો.'] (લા.) એ નામની એક રમત

**દમડી** સ્ત્રી. [સં. द्रम्म + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (જૂના 'દ્રમ્મ'ના વિકસિત અર્થે) કોઈ પણ સિક્કો (અગાઉ ૧ પૈસાની ૪ દમડી હતી –ત્રાંબાનો નાનો સિક્કો). [**૦નું** (રૂ.પ્ર.) તુચ્છ, હલકું. (૨) નમાલું. **૦ પૂર, ૦ભાર** (રૂ.પ્ર.) જરા જેટલું પણ.]

**દમડી-ચુસ્ત** વિ. [+ જુઓ 'ચુસ્ત.'] (લા.) લોભી

**દમ-ડો** પું. [જુઓ 'દમ$^{2}$' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] શ્વાસ, પ્રાણ. (પદ્યમાં.)

**દમણ**$^{1}$ પું. [સં. दमन > પ્રા. दमण] એ નામનો એક છોડ, દમણો, ડમરો

**દમણ**$^{2}$ ન. [સં. दमन > પ્રા. दमण] ઇંદ્રિય-નિગ્રહ

**દમણ**$^{3}$ ન. દક્ષિણ ગુજરાતનું એક બંદર. (સંજ્ઞા.)

**દમણિયું** ન. [જુઓ 'દમણ$^{3}$' + ગુ. 'ઇયું' ત. પ્ર.] નાના ઘાટના બળદ કે ટટ્ટુથી ચાલતી દક્ષિણ ગુજરાતની ખાસ જાતની રેકડી, ડમણિયું

**દમણી** સ્ત્રી. [જુઓ 'દમણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ણું** ન. [જુઓ 'દમણિયું,' એનું લાઘવ.] જુઓ 'દમણિયું.'

**દમણો** પું. [સં. दमनक- > પ્રા. दमणअ-] જુઓ 'દમણ.$^{1}$'

**દમ-દટ**$^{1}$ વિ. પુષ્કળ, ઘણું, બહુ

**દમ-દટ**$^{2}$ ક્રિ. વિ. [જુઓ 'દમ$^{2}$' દ્વારા.] (લા.) જલદી, તરત, ઝટપટ, એકદમ

**દમદમાટ** પું. [દે. પ્રા. दमदमा અ. ક્રિ. આડંબર કરવો, સર૦ ફા. 'દબ્દબહ્' -દબદબો; + ગુ. 'આટ' ત.પ્ર.] આડંબર, ખોટો ભપકો. (૨) દંભ. (૩) રોફ. (૪) ક્રિ. વિ. ધમામ-બંધ, રોફથી

**દમદમાટી** સ્ત્રી. [જુઓ 'દમદમાટ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], **દમ-દાટી** સ્ત્રી. [જુઓ 'દમ$^{2}$' + 'દાટી.'] સખત ધમકી

**દમ-દિલાસો** પું. [જુઓ 'દમ$^{2}$' + 'દિલાસો.'] સાંત્વન. (૨) ખોટી આશા આપવી એ, દંભી આશ્વાસન

**દમન** ન. [સં.] ઇંદ્રિયોને દબાવવાની ક્રિયા, સંયમ, ઇંદ્રિય-નિગ્રહ. (૨) કેર, જુલમ, 'રિપ્રેસન' (ભૂ. ગો.)

**દમન-ચક્ર** ન. [સં.] (પ્રજાને) દબાવવા માટે રચાયેલી દમનની પરંપરા. (૨) દમનનું તંત્ર

**દમન-નીતિ** સ્ત્રી. [સં.] પ્રજા માથું ઊંચકી ન શકે એવા પ્રકારની રાજ્ય-પદ્ધતિ, અન્યાયી છતાં ન્યાયી હોવાના દેખાવે કરવામાં આવતું દમન, 'રિપ્રેશન'

**દમન-શીલ** વિ. [સં.] સંયમી, ઇંદ્રિયનિગ્રહી. (૨) જુલમી

**દમનીય** વિ. [સં.] દાબમાં રાખવા જેવું

**દમ-પર-દમ** ક્રિ વિ. [જુઓ 'દમ$^{2}$' + 'પર' (ઉપર) + દમ$^{2}$'] (લા.) એકદમ, ઝટપટ, જલદી, તાબડતોબ

**દમપું** વિ. ચરબીવાળું, ખૂબ જાડું

**દમ-બ-દમ** ક્રિ. વિ. [ફા.] (લા.) વારંવાર, ઉપરાઉપરી

**દમ-બાજ** વિ. [ફા.] (લા.) ડરાવી કામ કઢાવી લેનાર. (૨) પ્રપંચી

**દમબાજી** સ્ત્રી. [ફા.] ધાક-ધમકી. (૨) પ્રપંચ, છેતરપીંડી

**દમ-ભ(-ભે)ર(-રય)** ક્રિ.વિ. [જુઓ 'દમ$^{2}$' + 'ભરવું.'] એક દમે, એક શ્વાસે. (૨) એકદમ, જલદી

**દમ-મારુ** વિ. [જુઓ 'દમ$^{2}$' + 'મારવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.]

જુઓ 'દમ-બાજ.'

**દમયંતી** (દમય-ન્તી) સ્ત્રી. [સં.] (પૌરાણિક કથાનુસાર) નિષધ દેશના રાજા નળની રાણી—વિદર્ભના ભીષ્મક રાજાની કુંવરી. (સંજ્ઞા.)

**દમયિતા** વિ. [સં., પું.] દમન કરનાર. (૨) સંયમ-શીલ

**દમલવું** સ. ક્રિ. [જુઓ 'દમ¹' દ્વારા.] (લા.) દુઃખ દેવું, દમન કરવું. **દમલાવું** કર્મણિ., ક્રિ. **દમલાવવું** પ્રે., સ.ક્રિ.

**દમલાવવું, દમલાવું** જુઓ 'દમલવું' માં.

**દમલું, -લેલ** વિ. જુઓ 'દમ²' + ગુ. 'લું' + 'એલ' ત.પ્ર.] દમના રોગવાળું, દમિયેલ

**દમવી** વિ. લોહીથી ખરડાયેલું. (૨) પું. ઘોડાનો એક રોગ

**દમવું** સ. ક્રિ. [સં. दम् > પ્રા. दम] સંયમ કરવો, ઇદ્રિય-દમન કરવું. (૨) જુલમ કરવો, કેર વર્તાવવો. **દમાવું** કર્મણિ., ક્રિ. **દમાવવું** પ્રે., સ. ક્રિ.

**દમસવું** અ. ક્રિ. જુઓ 'દમકવું.¹' **દમસાવું** ભાવે., ક્રિ. **દમસાવવું** પ્રે., સ. ક્રિ.

**દમસાવવું, દમસાવું** જુઓ 'દમસવું' માં.

**દમાક, -ગ** પું. [ફા. દિમાગ્] જુઓ 'દિમાક,-ગ.'

**દમાકી, -ગી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'દેમાકી,-ગી.'

**દમામ** પું. [જુઓ 'દમામો.'] (લા.) દબદબો, ભપકો. (૨) રોફ

**દમામો** પું. [ફા. દમામહ્] નગારાના પ્રકારનું એક વાદ્ય (ખાસ કરી લશ્કર માટેનું), દદામું. (૨) જુઓ 'દમામ.'

**દમામી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) ભપકાદાર, દબદબા-વાળું. (૨) રોફવાળું, રુઆબી

**દમાવવું, દમાવું** જુઓ 'દમવું' માં.

**દમિત** વિ. [સં. ] જેનું દમન કરવામાં આવ્યું છે તેવું

**દમિય(-યે)લ, દમિયું** વિ. [જુઓ 'દમ²' + ગુ 'ઇયું' + 'અ(-એ)લ' ત.પ્ર.] દમના રોગવાળું. (૨) (લા.) નિર્માલ્ય, માલ વિનાનું, સાવ નબળું

**દમોડો** પું. [જુઓ 'દામ' દ્વારા.] દામ, મૂલ્ય, કિંમત

**દમોદમ** ક્રિ. વિ. [ફા.] એક શ્વાસે. (૨) (લા.) હરીફાઈથી, ચડસાચડસીથી

**દમોદમિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) હરીફાઈ કર-નારું, બરોબરિયું [સરસાઈ

**દમોદમી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હરીફાઈ, બરાબરી,

**દમ્ય** વિ. [સં.] જુઓ 'દમનીય.'

**દયણું** ન. [જુઓ 'દળણું'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ, 'દળણું.'

**દયનીય** વિ. [સ.] દયાને પાત્ર, દયા કરવા જેવું, દયા-પાત્ર, દયાજનક [આઠમો મહિનો. (પારસી.) (સંજ્ઞા.)

**દયપાદર** પું. [પારસી.] જરથોસ્તી ધર્મ પ્રમાણેનો વર્ષનો

**દયા** સ્ત્રી. [સં.] સહાનુભૂતિનો ભાવ, પારકાનું દુઃખ દૂર કરવાની લાગણી, કૃપા, અનુકંપા, કરુણાન્દૃષ્ટિ, રહેમ. [૦ **પ્રભુની** (રૂ. પ્ર.) ભિક્ષા માગવાની ક્રિયા]

**દયા-જનક** વિ. [સં.] દયા ઉપજાવનારું, દયનીય

**દયા-દાન** ન. [સં.] દયા બતાવવી એ, રહેમ કરવાની ક્રિયા

**દયા-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] દયા કરવાની નજર કે લાગણી, રહેમ-નજર

**દયા-ધર્મ** પું. [સં.] સમગ્ર પ્રાણીઓ ઉપર કરુણ ભાવ રાખવાની ક્રિયા કે ફરજ

**દયાધર્મી** વિ. [સં., પું.] દયાધર્મવાળું

**દયા-નિધાન** વિ. [સં., ન.], **દયા-નિધિ** વિ. [સં., પું.] બહુ દયાળુ પુરુષ. (૨) પું. (લા.) પરમાત્મા, પરમેશ્વર

**દયા-પાત્ર** વિ. [સં., ન.] દયા બતાવવા યોગ્ય, દયનીય

**દયા-ભાવ** પું. [સં.] દયા બતાવવાની લાગણી. (૨) દયાળુ અને માયાળુ વર્તન

**દયામણું** વિ. [સં. दया દ્વારા દે. પ્રા. दयावणअ-] જેના ઉપર દયા કરવી જોઇયે તેવું, દીન, દયનીય. (૨) મોઢા ઉપર બીજાની દયા મેળવનારો ભાવ છે તેવું

**દયા-મય** વિ. [સં.] દયાથી ભરેલું, દયાળુ, કરુણાળુ

**દયા-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં દયા-ભાવ છે તેવું

**દયા-યુક્ત, -ત** વિ. [સં] જુઓ 'દયાળુ.' [દયાળુ

**દયાર્દ્ર** વિ. [સં. दया + आर्द्र] દયાથી પીગળેલું, ખૂબ જ

**દયાર્દ્ર-તા** સ્ત્રી. [સં.] દયાર્દ્ર હોવાપણું

**દયાલુ(-ળુ)** વિ. [સં.] દયાવાન, કરુણાળુ

**દયાલુ(-ળુ)-તા** સ્ત્રી. [સં.] દયાળુ હોવાપણું

**દયા-વંત** (-વન્ત) વિ. [સં. वत् > પ્રા. °वंत, પ્રા. તત્સમ], **દયા-વાન** વિ. [સં. °वान्] જુઓ 'દયાલુ.'

**દયા-વીર** વિ., પું. [સં., પું.] અન્ય કોઈનું પણ દુઃખ દૂર કરવા માટે પ્રાણની પરવા કર્યા સિવાય વહારે જઈ ઊભી રહેનાર વ્યક્તિ. (૨) વીરરસના ચાર પ્રકારના નાયકોમાંનો એક. (નાટ્ય.)

**દયા-વૃત્તિ** સ્ત્રી. [સં.] દયા બતાવવાનું વલણ, દયાની લાગણી

**દયા-શીલ** વિ. [સં.] દયા બતાવવાની ટેવવાળું

**દયાશીલ-તા** સ્ત્રી. [સં.] દયા-શીલ હોવાપણું

**દયા-શૂન્ય** વિ. [સં.] દયા-હીન, નિર્દય, ક્રૂર

**દયા-સાગર, દયા-સિંધુ**, વિ. [સં., પું.] અપાર દયાળુ. (૨) પું. (લા) પરમેશ્વર, પરમાત્મા

**દયા-હીન** વિ. [સં.] જુઓ 'દયા-શૂન્ય.'

**દયાળ, -ળુ** વિ. [સં. दयालु] જુઓ 'દયાલુ.'

**દયાળુ-તા** જુઓ 'દયાલુ-તા.' [કાંત

**દયિત** વિ. [સં.] વહાલું. (૨) પું. પ્રિયતમ, વહાલો, પતિ,

**દયિતા** વિ., સ્ત્રી. [સં.] પ્રિયતમા, વહાલી સ્ત્રી, કાંતા

**દર¹** ન. [સં., પું., ન.] ગહ્વર, કુદરતી ગુફા. (૨) સર્પ ઉંદર વગેરે પ્રાણીઓનું જમીનમાં ઓતરી કરેલું રહેઠાણ, બિલ, ભોણ. [૦ **ઊઘડવું** (રૂ.પ્ર.) માર્ગ થવો. ૦ **પાડવું** (રૂ.પ્ર.) સર્પ વગેરેએ રહેઠાણ માટે જમીનમાં બાકોરું કરવું]

**દર²** વિ. [ફા. 'અંદર' નો મૂળ અર્થ] દરેક, હરેક, પ્રત્યેક

**દર³** પું. ભાવ, કિંમતનો આધાર, 'રેઇટ'

**દર-અસલ** ક્રિ.વિ. [ફા. + અર.] અસલમાં, વસ્તુસ્થિતિએ, વસ્તુતઃ, હકીકતે, ખરેખર

**દરકાર** સ્ત્રી. [ફા.] કાળજી, લાગણી. (૨) ખપ, ઉપયોગિતા, અગત્ય. (૩) પરવા, તમા, ગરજ

**દરકારી** વિ. [+ ગુ. 'ઈ' પ્ર.] દરકારવાળું

**દર-કિનાર** ક્રિ. વિ. [ફા.] વેગળું, દૂર. (૨) અલગ, જુદું

**દરખત** ન. [ફા. દરખ્ત્] ઝાડ

**દર-ખાસ્ત** સ્ત્રી. [ફા.] કોઈ પણ સૂચનની રજૂઆત, 'પ્રોપોઝલ.' (૨) બીજાની સંમતિ મેળવવાની દૃષ્ટિએ કર્તવ્યનો નિર્દેશ, 'મોશન.' (૩) નિવેદન. (૪) પ્રાર્થના-પત્ર, અરજી. [૦ આપવી (રૂ.પ્ર.) અદાલતમાં અરજી કરવી. ૦ બજાવવી (રૂ.પ્ર.) હુકમનામું અમલમાં લાવવાની અરજીની બજવણી થવી. ૦ લાવવી (રૂ.પ્ર.) સભા–સમિતિઓમાં પ્રસ્તાવ-ઠરાવની રજૂઆત કરવી]

**દરગા, ૦હ** સ્ત્રી. [ફા. દર્ગાહ્] પીરની કબરની જગ્યા, સિદ્ધ પુરુષની કબરનું સ્થાન. (ઇસ્લામ.) [જતું કરેલું

**દર-ગુજર** ક્રિ. વિ. [ફા. દુર્ગુજર્] માફ કરેલું, સહન કરી

**દર-ઘટાડો** પું. [જુઓ 'દર[3]' + ઘટાડો.'] કિંમત ઘટાડવાની ક્રિયા, 'ડિ-વેલ્યુએશન'

**દરઘા** જુઓ 'દરગા.' [સ્ત્રીપ્રત્યય.] દરજીની સ્ત્રી

**દરજ(-જે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દરજી' + ગુ. 'અ(-એ)ણ,

**દર-જારા** ન. જમીન પેટા ખેડૂતને આપવાનું કાર્ય

**દરજી** પું. [ફા. દર્ઝી] સીવવાનો ધંધો કરનાર કારીગર, સઈ, મેરાઈ. (૨) હિંદુઓની એ ધંધો કરનારી એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [(૨) (લા.) એ નામનું એક પક્ષી

**દરજી-ડો** પું. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] દરજી. (પદ્યમાં.)

**દરજેણ** (-ણ્ય) જુઓ 'દરજણ.'

**દરજ્જા-વાર** ક્રિ, વિ. [જુઓ 'દરજ્જો' + 'વાર.'] દરજ્જા પ્રમાણે, હોદ્દા પ્રમાણે [ફાંટો, દરજ્જાનો ફાંટો

**દરજ્જા-શાહી** સ્ત્રી. [જુઓ 'દરજ્જો' + 'શાહી[2]'] હોદ્દેદારોનો

**દરજ્જો** પું. [અર. દરજજહ્] પદવી હોદ્દો, અધિકાર-સ્થાન, 'રૅન્ક.' (૨) માન-મરતબો, મોભો, 'સ્ટેટસ.' (૩) યોગ્યતા, લાયકાત

**દરતું** વિ. વાંકું, ત્રાંસું

**દરદ[1]** પું. [સં.] કાશ્મીરની હિંદુકુશ બાજુની સરહદનો એક પ્રાચીન પ્રદેશ. (સંજ્ઞા.) (૨) એ નામની એક પ્રાચીન જાતિ. (સંજ્ઞા.)

**દરદ[2]** ન. [ફા. દર્દ્] જુઓ 'દર્દ.'

**દરદરી** સ્ત્રી. જમીન, ધરતી, ધરા, પૃથ્વી

**દરદરું** વિ. આખું-પાખું ખાંડેલું, અધ-કચરું રહેલું

**દરદ-વંત** વિ. [જુઓ 'દરદ[2]' + પ્રા. °વંત (< સં. °વત્]] દરદવાળું, સહાનુભૂતિ ધરાવનારું

**દર-દાગીનો** પું. [ફા. 'દાગીનહ્;' ફા. 'દર' વધારાનો શબ્દ] પૈસો-ટકો ઘરેણું-ગાંઠું વગેરે [હક, ઇલાકો, અધિકાર

**દર-દાવો** પું. [જુઓ 'દાવો;' ફા. 'દર' વધારાનો શબ્દ]

**દરદી** વિ. [ફા. દર્દી] જુઓ 'દર્દી.'

**દરધાયું** વિ. લાગણીવાળું

**દરપવું** અ.ક્રિ. [સં. दर्प અર્વા. તદ્ભવ,–ના.ધા.] ગર્વ કરવો, અભિમાનથી વધુ પડતું ફુલાવું

**દર-બ-દર** ક્રિ. વિ. [ફા.] એક ઠેકાણેથી બીજે ઠેકાણે

**દરબલી** જુઓ 'દડબલી.'

**દરબલું** જુઓ 'દડબલું.' [સિપાઈ, દ્વારપાળ, પોળિયો

**દરબા(-વા)ન** પું. [ફા. દર્બાન્] દરવાજા ઉપર ચોકી કરનાર

**દરબાર** પું. [ફા.] રાજ-સભા, રાજ્યની કચેરીનું સ્થાન. (૨) અમીર ઉમરાવને ત્યાં ભરાતો દાયરો. (૩) ઠાકોર, સામંત રાજા. (૪) રાજપૂત કે મોટા ગરાસિયાનો બુલામણાનો ઉદ્ગાર. [૦ દાખલ કરવું (રૂ.પ્ર.) જપ્ત કરવું. ૦ બાંધવો (રૂ.પ્ર.) રુશવત નક્કી કરવી. ૦ ભરવો (રૂ.પ્ર.) રાજા-મહારાજા કે અમીર ઉમરાવે અમલદાર-અધિકારી-પ્રજાજનોના સમૂહને પોતાના સભાસ્થાનમાં બોલાવવો]

**દરબાર-ગઢ** પું. [+ જુઓ 'ગઢ.'] રાજ્ય–રજવાડાંનાં મહાલયોને ફરતી બાંધી લીધેલી દીવાલરૂપનો નાનો કિલ્લો, ગઢી

**દરબાર-સાહેબ** પું., બ. વ. [+જુઓ 'સાહેબ.'] માનવંત દરબાર. (૨) (લા.) શીખોનો ધર્મગ્રંથ. (સંજ્ઞા.)

**દરબારી** વિ. [ફા.] દરબારને લગતું, દરબારનું. (૨) પું. (લા.) કાનરા રાગનો એક ભેદ. (સંજ્ઞા.) (૩) ટોડી રાગનો એક ભેદ. (સંજ્ઞા.) [કાર્ય, રાજતંત્ર ચલાવવાની ક્રિયા

**દરબારું** ન. [જુઓ 'દરબાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] દરબારનું

**દરબોટો** પું. પીળા કે લીલા રંગનું આછું કપડું

**દરભ** પું. [સં. दर्भ, અર્વા. તદ્ભવ] જુઓ 'દર્ભ.'

**દર-ભાઈ** પું. [જુઓ 'ભાઈ;' ફા. 'દર' અર્થ વિનાનો.] એક જ સ્ત્રીને ભોગવનારા પુરુષોમાંનો તે તે દરેક (એકબીજાને સગાઈમાં)

**દરભિયો** પુ. [જુઓ 'દરભ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હિંદુઓમાં અવસાનને તેરમે દિવસે કરાતી શ્રાદ્ધક્રિયામાં કાટલું કરનાર બ્રાહ્મણ (એ દર્ભની સળીથી પિંડ કાપતો હોય છે માટે), કાટલિયો [પગાર કે વેતન, 'મન્થલી પે'

**દર-માયો** પું. [ફા. દર્માહહ્] સેવકોને આપવાનો માસિક

**દરમિયાન, દરમ્યાન** ક્રિ. વિ., ઉભ. [ફા. દર્મિયાન્] અમુક નક્કી કરેલા સમયના વચલા ગાળામાં, અંતરાલના સમયમાં, 'ઇન્ટર-લોક્યુટરી.' [૦ થવું (રૂ.પ્ર.) મધ્યસ્થ થવું]

**દરમિયાન-ગીરી, દરમ્યાન-ગીરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] (કોઈના ઝઘડામાં) વચ્ચે પડવું એ. (૨) મારફત

**દર-રોજ** ક્રિ. વિ. [જુઓ 'દર[2]' + 'રોજ;' ફા. 'હર્રોઝ્'] પ્રતિદિન, હમેશ, નિત્ય, રોજ રોજ, રોજેરોજ, હરરોજ

**દરવાજો** પું. [ફા. દર્વાજહ્] બાર, બારણું, 'ડૉર.' (૨) ઝાંપો (ગઢ કિલ્લા ગામ નગર વગેરેનું તે તે મોટું પ્રવેશ-દ્વાર.), 'ગે(૦ ઇ)ટ.' [-જા ઉઘાડા હોવા (રૂ.પ્ર.) બધાંને છૂટ હોવી. ૦ દેખાડવો (રૂ.પ્ર.) બહાર હાંકી કાઢવું]

**દરવાણ, -ન, -ણી** પું. [જુઓ 'દરબાન' > 'દરવાણ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દરબાન.'

**દરવાન-ગી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય.] દરવાનનું કામ

**દરવેશ** પું, [ફા. દુર્વીશ્] દેશે દેશ ફરનારો યાચક ફકીર, રમતા-રામ [જીવન

**દરવેશી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.] દરવેશની વૃત્તિ, ફકીરી

**દરશ** પું. [સં. दर्श, અર્વા. તદ્ભવ] દર્શન

**દરશણિ(-નિ)યું** જુઓ 'દરસણિયું.'

**દરશન** ન. [સં. दर्शन, અર્વા. તદ્ભવ] દર્શન, જોવું એ

**દરશની** જુઓ 'દરસની.'

**દરશવું** જુઓ 'દરસવું.' (પદ્યમાં.) **દરશા(-સા)વું** કર્મણિ., ક્રિ. **દરશા(-સા)વવું** પ્રે., સ. ક્રિ.

**દરશાવવું, દરશાવું** જુઓ 'દરશવું'માં.

**દરસ(-શ)ણિ(-નિ)યું** ન. [જુઓ 'દરસણ(-ન)' + ગુ.'ઈયું'

ત. પ્ર.] (લા.) સ્ત્રીઓને અને બાળકોને હાથે બાંધવાનું કાચ સ્ફટિક સોના વગેરેના મણકાવાળું એક ઘરેણું

**દરસ(-શ)ની** વિ. [સં. दर्शन, અર્વા. તદ્ભવ 'દરશન'-'દરસન' + ગુ. 'ઈ.' ત. પ્ર.] દેખાવ થતાં પૈસા મળે તેવી (હૂંડી)

**દરસ(-શ)વું** સ. ક્રિ. [સં. दृश् > दर्श–અર્વા. તદ્ભવ 'દરશ' –'દરસ,'–ના.ધા.] જોવું. **દરસા(-શા)વું** કર્મણિ., ક્રિ. **દરસા(-શા)વવું** પ્રે., સ. ક્રિ.

**દરસા(-શા)વવું, દરસા(-શા)વું** જુઓ 'દરસવું' માં.

**દરસોડવું** સ. ક્રિ. [રવા.] રકઝક કરીને આપવું. **દરસોડાવું** કર્મણિ , ક્રિ. **દરસોડાવવું** પ્રે., સ. ક્રિ.

**દરસોડાવવું, દરસોડાવું** જુઓ 'દરસોડવું' માં.

**દરસોળવું** સ. ક્રિ. બાળવું, સળગાવવું. **દરસોળાવું** કર્મણિ., ક્રિ. **દરસોળાવવું** પ્રે., સ. ક્રિ.

**દરસોળાવવું, દરસોળાવું** જુઓ 'દરસોળવું' માં.

**દર-સાલ** ક્રિ. વિ. [જુઓ 'દર[2]' + 'સાલ.[3]'] દરવર્ષે, વર્ષો-વર્ષ, પ્રતિવર્ષ

**દર-હકીકત** ક્રિ. વિ. [જુઓ 'હકીકત;' ફા. 'દર' અર્થ વિનાનો.] હકીકત જોતાં, હકીકતે, ખરેખર, વસ્તુતઃ

**દર-હાલ** ક્રિ. વિ. [જુઓ 'હાલ,[2]' ફા. 'દર' અર્થ વિનાનો.] એકદમ, જલદી

**દરહાવું** અ. ક્રિ. બળી જવું

**દરહી** સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**દરાઈ** સ્ત્રી. એ નામની માછલીની એક જાત [કિસમિસ

**દરાખ** સ્ત્રી. [સં. द्राक्षा, શકય પ્રા. दरक्खा દ્વારા.] દ્રાક્ષ,

**દરાજ[1]** પું. લાકડામાં કાણું પાડવાનું સુથારોનું એક ઓજાર. (૨) પેટી મેજ વગેરેનું ખાનું [ડીનો એક રોગ)

**દરાજ[2]** સ્ત્રી. [ફા. 'દર્જ્' ફાડ, ચીર] દાદર, ચાદર (ચામ-

**દરાજિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] દાદરના રોગવાળું

**દરાડ** (-ડય) સ્ત્રી. તરડ, ફાટ, ચીરો

**દરાવ** જુઓ 'દરાજ.[1]'

**દરિ**.(-રી[1]) સ્ત્રી. [સં] ગહ્વર, મોટી બખોલ, ગુફા

**દરિદ્ર** વિ. [સં.] નિર્ધન અને નિરુત્સાહી. (૨) કૃપણ, કરપી, લોભિયું. (૩) (લા.) આળસુ, સુસ્ત

**દરિદ્ર-તા** સ્ત્રી. [સં.] દરિદ્રપણું

**દરિદ્ર-નારાયણ** પું. [સં.] દરિદ્રોના રક્ષક પરમાત્મા. (૨) (લા.) દીન-હીન માણસ [દુઃખીઓનો બેલી

**દરિદ્ર-બંધુ** (-બન્ધુ) પું. [સં.] દુખિયાનું રક્ષણ કરનાર,

**દારિદ્રાલય** ન., [ સં. दरिद्र + आ-लय पुं , न. ] ગરીબોને પાળવા-પોષવાનું મકાન, ગરીબ-ઘર [ગરીબી

**દરિદ્રાવસ્થા** સ્ત્રી. [સં. दरिद्र + अव-स्था] ગરીબ હાલત,

**દરિદ્રી** વિ. [સં. दरिद्र + ગુ. 'ઈ ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દરિદ્ર.'

**દરિદ્રી-કરણ** ન. [સં.] ગરીબ ન હોય તેવાઓને ગરીબ કરવાપણું

**દરિયાઈ** વિ. [ફા. दर्याई; તેમ જુઓ 'દરિયો' + ગુ.' આઈ' ત.પ્ર.] દરિયાને લગતું, દરિયાનું, સમુદ્રને લગતું, 'મેરિન.' [૦ તાર (રૂ.પ્ર.) 'કેબલ-ગ્રામ']

**દરિયા-ઓળંબી** વિ., પું, [જુઓ 'દરિયો' + સં. अवलम्बिक->પ્રા. ओलंबिअ-] 'લીડ્સ-મૅન'

**દરિયા-કાંઠો** પું. [જુઓ 'દરિયો' + 'કાંઠો.'] સમુદ્રનો કિનારો અને કિનારાનો પ્રદેશ, 'કોસ્ટ,' 'કોસ્ટ-લૅન્ડ'

**દરિયા-ખેડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'દરિયો' + 'ખેડ.'] સમુદ્રની મુસાફરી, સમુદ્ર-યાત્રા, 'વૉયેજ'

**દરિયા-ખેડુ** વિ., [જુઓ 'દરિયો' + 'ખેડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] વહાણવટી, ખલાસી, ખારવો. (૨) દરિયાઓની મુસાફરી કરનાર, સમુદ્ર-યાત્રી (વેપારી.)

**દરિયા-દિલ** ન. [જુઓ 'દરિયો' + 'દિલ.'] સમુદ્ર જેવું વિશાળ હૃદય. (૨) વિ. વિશાળ હૃદયવાળું. (૩) ખૂબ ઉદાર

**દરિયાદિલી[1]** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'દરિયા-દિલ (૧).' [પ્રબળ ઉદારતા

**દરિયાદિલી[2]** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મનની વિશાળતા,

**દરિયા-પરજ** સ્ત્રી. [જુઓ 'દરિયો' + સં. प्रजा, અર્વા. તદ્ભવ] દરિયા-કાંઠે રહેનારી પ્રજા [સામેના કાંઠાના ભાગે

**દરિયા-પાર** ક્રિ. વિ. [જુઓ 'દરિયો' + સં. ] સમુદ્રના

**દરિયાપાર-નું** વિ. [+ ગુ. 'નું' છ. વિ.નો અનુગ] સમુદ્ર-પારના પ્રદેશને લગતું, 'ઓવર-સીઝ'

**દરિયા-પીર** પું., બ.વ. [જુઓ 'દરિયો' + 'પીર.'] સમુદ્રનો દેવ અથવા-સમુદ્રરૂપી દેવ. (૨) મોખડોજી ગોહિલ. (સંજ્ઞા.)

**દરિયાફ** સ્ત્રી. [ફા. दर्याफ्त् ] સારા-નરસાનો તોલ, વિવેક

**દરિયાફી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દરિયાફ.' (૨) તપાસ, તજવીજ

**દરિયા-મહેલ** (-મ્હેલ) પું. [જુઓ 'દરિયો' + 'મહેલ.'] નદી કે સમુદ્રને કાંઠે બાંધેલું મહાલય, સમુદ્ર-ગૃહ

**દરિયા-લાલ** પું. [જુઓ 'દરિયો' + 'લાલ.[1]'] (લા.) સમુદ્ર ખેડનાર, વહાણવટી, નાવિક, ખલાસી. (૨) સમુદ્રરૂપી દેવ (આદર અને વહાલથી)

**દરિયાવ** પું. [જુઓ 'દરિયો' દ્વારા.] જુઓ 'દરિયો.' (૨) વિ. દરિયાના જેવું વિશાળ, વિશાળ હૃદયનું, ઉદાર

**દરિયાવ-દિલ** જુઓ 'દરિયા-દિલ.'

**દરિયાવ-દિલી[1-2]** જુઓ 'દરિયાદિલી.[1-2]'

**દરિયા-વાંક** સ્ત્રી. [જુઓ 'દરિયો' + 'વાંક.'] કેડી. (વહાણ.)

**દરિયા-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'દરિયો' + 'વેલ.'] દરિયા-કાંઠે રેતીમાં થતો એક વેલો, આર-વેલ

**દરિયા-સારંગ** (-સારઙ્ગ) પું. [સં.] (લા.) (સમુદ્રમાં હરણ જેવો નાવિક) વહાણવટી, ખલાસી

**દરિયો** પું. [ફા. दर्या] વિશાળ નદી. (૨) સમુદ્ર, સાગર. [-યા જેવડું (રૂ.પ્ર.) ખૂબ મોટું અને ઉદાર. -યામાં ડૂબકી મારવી (રૂ. પ્ર.) કાંઈ ન મળે એવી મહેનત કરવી. ૦ ઉલેચવો (રૂ.પ્ર.) અશકય કામ કરવું. ૦ ઓળંગવો (-ઓળઙ્ગવો) (રૂ. પ્ર.) ભારે સાહસ કામ કરવું. ૦ કોઠે પડવો (રૂ.પ્ર.) બધા દરિયાઓમાં ફરી વળવાની શક્તિ હોવી. ૦ ખેડવો (રૂ. પ્ર.) સમુદ્ર-યાત્રા કર્યા કરવી. ૦ ડખોળવો, ૦ ડોળવો (રૂ.પ્ર ) અર્થ વિનાની ભારે મહેનત કરવી. ૦ લાગવો (રૂ.પ્ર.) સમુદ્રના પ્રવાસને લઈ માંદા પડવું. ૦ સેવવો (રૂ.પ્ર.) વેપાર-અર્થે સમુદ્ર-યાન કરવું. મધદરિયે વહાણ (રૂ.પ્ર.) ઘણી દુઃખી હાલત. (૨) જીવન અને મરણ વચ્ચે

ઝોલાં]

**દરી**[1] સ્ત્રી. [સં.] ગહ્વર, કોતર, ગુફા

**દરી**[2] સ્ત્રી. [હિં.] ઊન વગેરેની શેતરંજી. (૨) ઘોડાની પીઠ ઉપર રાખવાની ઊનની ગાદી

**દરીખાન** પું. [ફા. 'દરખાનહ્ > હિં. 'દરીખાના'] ઘણાં બારણાંવાળો મહેલ. (૨) મુખ્ય અમલદારને રહેવાનું મકાન

**દરી-મુખ** ન. [સં.] ગહ્વરનું મોઢું, કોતરના પ્રવેશનો ભાગ

**દરુ**[1] પું. [સં. ધ્રુવ, મોગલાઈ નો સરકારી એક હોદ્દો] ગુજરાતમાં હિંદુઓની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**દરુ**[2] પું. જુઓ 'ધરુ.'

**દરેક** વિ. [જુઓ 'દર[8]' + 'એક'] પ્રત્યેક, હરેક

**દરેકેદરેક** વિ. [જુઓ 'દરેક' –દ્વિર્ભાવ.] એકેએક, કોઈ બાકી ન રહે એમ, ગણાઈ ને બધાં

**દરેડવું** અ. ક્રિ. [રવા.] દડ દડ એ રીતે (પાણીનું) નાળચામાંથી પડવું. **દરેડાવું** ભાવે., ક્રિ. **દરેડાવવું** પ્રે., સ.ક્રિ.

**દરેડાવવું, દરેડાવું** જુઓ 'દરેડવું' માં.

**દરેડો(-રો)** પું. [જુઓ 'દરેડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] દદૂડો, જાડી ધાર (નાળચામાંથી પાણીની), આછો ધોધવો

**દરેસ** પું. [અં. 'ડ્રેસ'] ડ્રેસ, પોશાક, પહેરવેશ, લેબાસ

**દરો**[1] પું [સિંધી. 'દડો.'] રેતી માટી ધૂળ વગેરેનો બનેલો ટીંબો

**દરો**[2], **૦ઈ** સ્ત્રી. [સં. दुर्वा] ધરો, ધ્રો, ધ્રોકડ (એ નામનું એક પવિત્ર ગણાતું ઘાસ) [રાખનાર માણસ

**દ(-દા)રોગો** પું [તુર્કી. દારોગહ્] રક્ષક, ચોકીદાર, દેખભાળ

**દરોડ** ન. કોશે ચાલતા બળદને માટેનું પૈયું, ઓલાણ, ઢાલ

**દરોડા-ખોર** વિ. [જુઓ 'દરોડો' + ફા. પ્રત્યય.] દરોડા પાડનાર [લશ્કર, 'ટાસ્ક-ફોર્સ'

**દરોડા-દળ** ન. [જુઓ 'દરોડો' + સં. दल] દરોડા પાડનારું

**દરોડો(-રો)** પું. [અનુ.] એકી સાથે અનેક માણસોનું આવી પડવું એ

**દરોબસ્ત** વિ. [ફા.] અખંડ. (૨) કાંઈ પણ ખોડખાંપણ વિનાનું. (૩) પૂરેપૂરું. (૪) એકલાનું. (૫) પ્રસંગને અનુકૂળ

**દરોરો** જુઓ 'દરોડો.'

**દર્ગા, ૦હ** સ્ત્રી. [ફા. દર્ગાહ્] જુઓ 'દરગા.'

**દર્જે-બંદી** (-બન્દી) સ્ત્રી. [ફા.] દરજ્જા પ્રમાણેનું વિભાગીકરણ, વર્ગીકરણ, શ્રેણી-વિભાગ

**દર્જ** વિ. [ફા.] નોંધેલું, કાગળ વગેરે ઉપર ટપકાવેલું

**દર્દ** ન. [ફા.] રોગ. (૨) તકલીફ, મુસિબત. (૩) પીડા. (૪) (લા.) અંતરનો સંતાપ. (૫) સહાનુભૂતિ, લાગણી

**દર્દનાક** વિ [ફા.] દર્દથી ભરેલું. (૨) (લા.) લાગણી ઉત્પન્ન કરાવે તેવું દુઃખી. (૩) ભયાનક

**દર્દ-ભર્યું** વિ. [+ જુઓ 'ભરવું' + ગુ. 'યુ' ભૂ. કૃ.] (લા.) દર્દથી ભરેલું. દર્દવાળું, લાગણીવાળું, સહાનુભૂતિવાળું, 'ટ્રેજિક,' 'ટ્રેજિકલ.' (૨) માર્મિક, મર્મભેદી

**દર્દ-શરીક** વિ. [+ અરબી.] જુઓ 'દર્દ-ભર્યું.'

**દર્દી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રોગી, વ્યાધિગ્રસ્ત, માંદું, 'પેશન્ટ.' (૨) (લા.) સહાનુભૂતિ ધરાવનારું, લાગણીવાળું

**દર્દુર** પું. [સં.] દેડકો. (૨) શરણાઈ જેવું એક વાદ્ય

**દર્દ-દિલી** સ્ત્રી. [ફા. દર્દ-દિલ '+ ગુ. 'ઈ' ત. પ્ર.] સહાનુભૂતિવાળું વલણ, લાગણીવશપણું ['એરોગન્સ'

**દર્પ** પું. [સં] બડાઈવાળો અહંકાર, પ્રબળ ગર્વ, મગરૂરી,

**દર્પ-ઘ્ન** વિ. [સં.] સામાના દર્પનો નાશ કરનારું

**દર્પણ** ન. [સં, પું.] અરીસો, આયનો, ચાટલું, ખાપ

**દર્પિણી** વિ., સ્ત્રી. [સં.] દર્પવાળી સ્ત્રી

**દર્પિત** વિ. [સં.] દર્પવાળું, ખૂબ ગર્વીલું, ગર્વિષ્ઠ

**દર્પિષ્ઠ** વિ. [સં.] ભારે પ્રબળ દર્પવાળું, અતિ ગર્વિષ્ઠ

**દર્પી** વિ. [સં., પું.] દર્પવાળું, ગર્વિષ્ઠ, દર્પિત

**દર્ભ** પું. [સં.] 'ડાભ' નામનું પવિત્ર ગણાતું એક ઘાસ, ડાભડો. [**૦ આખવો** (રૂ.પ્ર.) મરણ પામેલા પાછળ શ્રાદ્ધ-ક્રિયા કરવી. **૦ની પથારી** (રૂ.પ્ર.) મૃત્યુ-શય્યા. **૦ની સળીયે ન પામવી** (રૂ.પ્ર.) મરણ પછી કાંઈ શ્રાદ્ધ-વિધિ પણ ન થવો]

**દર્ભ-શલાકા** સ્ત્રી. [સં.] ડાભની સળી, ડાભ-સૂળિયું

**દર્ભાગ્ર** ન. [સં. दर्भ + अग्र] ડાભની અણી, ડાભનું ટોચકું

**દર્ભાસન** ન. [સં. दर्भ + आसन] ડાભસળીનું ગૂંથેલું આસનિયું

**દર્યાફ, દર્યાફ્ત** જુઓ 'દરિયાફ.'

**દર્યાફી** જુઓ 'દરિયાફી.' [નારડું, સેલું

**દર્વી** સ્ત્રી. [સં.] કડછી. (૨) પળી. (૩) ચમચો. (૪) ચુ-

**દર્શ** પું. [સં.] અમાસનો દિવસ, હિંદુ મહિનાનો છેલ્લો અંધારો દિવસ. (૨) અમાસને દિવસે કરવાનો એક વૈદિક યજ્ઞ. (સંજ્ઞા.)

**દર્શક** વિ. [સં.] જોનારું. (૨) નિરીક્ષક. (૩) બતાડનારું, દેખાડનારું, (૪) ન. સર્વનામોનો એક પ્રકાર ('એ' 'આ' 'પેલું' 'ઓલ્યું' વગેરે), 'ડેમોન્સ્ટ્રેટિવ,' (વ્યા.)

**દર્શ-તિથિ** સ્ત્રી. [સં., પું., સ્ત્રી.] હિંદુ મહિનાઓની અમાસનો દિવસ. (સંજ્ઞા.)

**દર્શન** ન. [સં.] જોવું એ, નિહાળવું એ (ભગવાન વગેરેને નિહાળવાના અર્થમાં વપરાતાં બ.વ.) (૨) દેખાવું એ, 'ફેકઇડ,' 'ફ્રન્ટ એલેવેશન.' (૩) (લા.) જ્ઞાન, સંવિદ, સૂઝ, 'પર્સેપ્શન' (મ.ન.), 'રિયાલિઝેશન' (જૈ. હિ.), 'વિઝન' (બ.ક.ઠા.), 'ઇન્ટ્યૂશન' (ર.છો.) (૪) તત્ત્વજ્ઞાનની વિચારણાનું તે તે શાસ્ત્ર (જેવાં કે 'સાંખ્ય' 'યોગ' 'ન્યાય' 'વૈશેષિક' 'પૂર્વ-મીમાંસા' 'ઉત્તર-મીમાંસા' એ '૬' દર્શન ઉપરાંત 'ચાર્વાક' 'બૌદ્ધ' 'જૈન' વગેરે). [**૦ આપવું, ૦ દેવું** (રૂ.પ્ર.) દેખાવું, મુલાકાત આપવી. **૦ ઊઘડવું, -વાં** (રૂ.પ્ર.) દેવમંદિરમાં દર્શનને માટે બારણાં ખૂલાં થવાં કે પડદો ઊપડવો] [ભવ, 'વિઝન' (ઉ.જો.)

**દર્શન-અનુભૂતિ** સ્ત્રી. [સં., સંધિ વિના] જ્ઞાનપૂર્વકનો અનુ-

**દર્શન-કાર** વિ. પું. [સં.] તે તે દર્શનગ્રંથનો રચનાર આચાર્ય

**દર્શન-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] તાત્ત્વિક વિચાર, 'એસ્થેટિક્સ' (ઉ.જો.)

**દર્શન-વિદ્યા** સ્ત્રી. [સં.] આંખની દૃષ્ટિને લગતું શાસ્ત્ર, અક્ષિ-વિદ્યા, 'ઑપ્ટિક્સ' (મ.રૂ.) [(ભૂ.ગો.)

**દર્શન-વૃત્તિ** સ્ત્રી. [સં.] તપાસવાનું દિલ, 'ઇન્સ્પેક્શનિઝમ'

**દર્શન-શક્તિ** સ્ત્રી. [સં.] જોવાની શક્તિ, અવલોકનની શક્તિ

**દર્શન-શાસ્ત્ર** ન. [સં.]જુઓ 'દર્શન(૪),' 'મેટાફિઝિક્સ' (ન.દે.)

**દર્શનશાસ્ત્રી** વિ., પું. [સં., પું.] ભિન્ન ભિન્ન દર્શનોનો

અભ્યાસ કર્યો છે તેવો વિદ્વાન. (૨) કાશી સંસ્કૃત વિદ્યાપીઠનો દર્શનશાસ્ત્રનો સ્નાતક

**દર્શન-સમય** પું. [સં.] દેવ-મંદિરમાં દર્શન ઊઘડવાનો સમય

**દર્શનાચાર** પું. [સં. दर्शन + आ-चार] જૈન ધર્મ તરફ વફાદારી બાદેના પાળવાના નિયમ. (જૈન.)

**દર્શનાતીત** વિ. [સં. दर्शन + अतीत] નજરની બહાર ચાલી ગયેલું. (૨) જેનું જ્ઞાન થઈ ન શકે તેવું, જ્ઞાનનો વિષય ન રહ્યું હોય તેવું (બ્રહ્મ)

**દર્શનાતુર** વિ. [સં. दर्शन + आ-तुर] દર્શન કરવા માટે તત્પર, દર્શન માટે તલપતું

**દર્શનાનુભૂતિ** સ્ત્રી. [સં. + अनु-भूति] જ્ઞાન, 'વિઝન'

**દર્શનાનુશાસન** ન. [+ સં. अनु-शासन] દર્શન-શાસ્ત્ર. (૨) દષ્ટિ-વિદ્યા, 'ઑપ્ટિક્સ'

**દર્શનાભિલાષ** પું. [સં. दर्शन + अभि-लाष], **-ષા** સ્ત્રી. [સં. માં °लाष પું.] દર્શન કરવાની ઇચ્છા

**દર્શનાભિલાષી** વિ. [સં, પું.], **-ષુક** વિ. [સં.] દર્શનની ઇચ્છા કરનારું, દર્શન કરવાની ઇચ્છા રાખતું

**દર્શનાર્ત** વિ. [સં. दर्शन + आर्त] દર્શન કરવાની તીવ્ર લાગણીવાળું, અત્યંત દર્શનાતુર

**દર્શનાર્થ** પું. [+ સં. अर्थ] બતાવવું એ, 'ડિનોટેશન' (મ.ર.). (૨) ક્રિ. વિ. જોવા માટે

**દર્શનાર્થિની** વિ., સ્ત્રી. [સં. दर्शन + अर्थिनी] દર્શન કરવા માગતી સ્ત્રી

**દર્શનાર્થી** વિ. [સં. दर्शन + अर्थी પું.] દર્શન કરવા માગતું

**દર્શનાવરણ** ન. [સં. दर्शन + आ-वरण] જ્ઞાન ઉપર આવી પડતું ઢાંકણ, જ્ઞાન-શક્તિ દબાવનારું કર્મ. (જૈન.)

**દર્શનાવરણીય** વિ. [સં. दर्शन + आ-वरणीय] જ્ઞાન-શક્તિને દબાવી દેનારું (કર્મ.). (જૈન.)

**દર્શનાંતર** ન. [સં. दर्शन + अन्तर] (જેની વાત ચાલતી હોય તે સિવાયનું) બીજું કોઈ દર્શન-શાસ્ત્ર

**દર્શનિકા** સ્ત્રી. [સં. दर्शन ઉપરથી સં. °इका પ્રત્યય આપી નવો] દર્શન-શાસ્ત્ર (લાક્ષિણિકાર્થે). (૨) જ્ઞાનમય કવિતાનો સંગ્રહ (અ.ફ. ખબરદાર)

**દર્શનિયું** વિ. [સં. दर्शन + ગુ. 'ઇયું' ત.પ્ર.] સુંદર, દર્શનીય. (૨) ન. સુંદર દેખાવવાળો કોઈ-પણ પદાર્થ (બ.ક.ઠા.). (૩) ઘરેણું, અલંકરણ

**દર્શની** વિ. [સં., પું.] દર્શન કરવા માગતું. (૨) દેખાતું, ખુલ્લું

**દર્શનીય** વિ. [સં.] જોવા જેવું. (૨) સુંદર

**દર્શનેંદ્રિય** (દર્શનેન્દ્રિય) સ્ત્રી. [સં. दर्शन + इन्द्रिय ન.] જોવાની ઇંદ્રિય—આંખ, નેત્ર

**દર્શનોત્સુક** વિ. [સં. दर्शन + उत्सुक] દર્શન કરવાના ઉમંગવાળું

**દર્શ-પૂ(-પૌ)ર્ણમાસ** પું., બ.વ. [સં.] વૈદિક પ્રકારે હિંદુ મહિનાઓની અમાસ અને પૂનમને દિવસે કરવામાં આવતા યજ્ઞ. (સંજ્ઞા.)

**દર્શ-યજ્ઞ, દર્શ-યાગ** પું. [સં.] જુઓ 'દર્શ(૨).'

**દર્શિત** (દર્શન્ત) વિ. [સં. दर्श એવું રૂપ માની વર્ત. કૃ. તરીકે કર્મણિ અર્થે ઊભો કરેલો અસિદ્ધ નવો] જુઓ 'દર્શની(૨).'

**દર્શાવવું,** [સં. दृश् નું પ્રે. दर्श અંગ ગણાયે પ્રે. નું રૂપ] બતાવવું, દેખાડવું. **દર્શાવાવું** કર્મણિ., ક્રિ.

**દર્શાંત** (દર્શાન્ત) પું. [સં. दर्श + अन्त] હિંદુ મહિનાઓની અમાસનો છેડો

**દર્શિકા** સ્ત્રી. [સં.] જ્ઞાન આપનારી પુસ્તિકા. (૨) યાદી, સૂચિ

**દર્શિત** વિ. [સં.] દેખાડેલું, બતાવવામાં આવેલું

**–દર્શિની** વિ., સ્ત્રી. [સં.] (સમાસના ઉત્તરપદમાં 'પ્રિય-દર્શિની' જેમ] પ્રેમપૂર્વક નિહાળનારી સ્ત્રી, પ્રેમાળ દષ્ટિ છે તેવી સ્ત્રી

**–દર્શી** વિ. [સં., પું.] (સમાસના ઉત્તરપદમાં 'પ્રિય દર્શી' જેમ] પ્રેમપૂર્વક નિહાળનારું, પ્રેમાળ દષ્ટિ છે તેવું

**દર્શેષ્ટિ** સ્ત્રી. [સં. दर्श + इष्टि] જુઓ 'દર્શ-યાગ.'

**દલ(-ળ)** ન. [સં.] પર્ણ, પત્ર, પાન, પત્તી. (૨) ફૂલની પાંખડી, (૩) સૈન્ય, લશ્કર

**દલ(-ળ)-કટક** ન. [સં., સમાનાર્થી શબ્દોનો સમાસ] સેના, લશ્કર

**દલકવું** અ.ક્રિ. [રવા.] કૂદવું, ઠેકવું. (૨) (લા.) ધ્રૂજવું. **દલકાવું** ભાવે., ક્રિ. **દલકાવવું** પ્રે., સ.ક્રિ.

**દલકાવવું, દલકાવું** જુઓ 'દલકવું'માં.

**દલ-કોબી** સ્ત્રી. [જુઓ 'કોબી'–એનો એક પ્રકાર.] કોબીની જાતનું એક ઘનિષ્ઠ ફૂલ (શાક તરીકે વપરાતું)

**દલન** ન. [સં.] દુઃખ આપવું એ, પરેશાન કરવું એ, કચડી મારવું એ, જુલમ કરવો એ

**દલપત-શાહી** વિ. [કવીશ્વર 'દલપત' રામ ઉપરથી 'દલપત' + 'શાહી.[૨]'] દલપતરામની પદ્ધતિ–પ્રણાલી પ્રમાણેનું

**દલ(-ળ)-પતિ** પું. [સં] સેનાપતિ. (૨) મંડળીનો નાયક

**દલ(-ળ)-બદ્ધ** વિ. [સં.] ટુકડીમાં ગોઠવાયેલું

**દલ-રંધ્ર** (-રન્ધ્ર) ન. [સં.] પાંદડામાંનું છિદ્ર

**દલવાડી** પું. ઈંટ પકવનાર કુંભાર કે ધંધેદાર

**દલવાડું** ન. મરી ગયેલું ઢોર ખેંચી લઈ જવાના બદલામાં ચમાર લોકોએ એના માલિકને પાછો આપવાનો ચામડાનો ભાગ

**દલાગ્ર** ન. [સં. दल + अग्र] પાંદડાની અણી. (૨) લશ્કરનો મોખરો

**દલાચ્છાદિત** વિ. [સં. दल + आ-च्छादित] પાંદડાથી ઢાંકવામાં આવેલું, પાંદડાથી ઢંકાયેલું

**દલાટી** સ્ત્રી- ભીનાશવાળી જમીન

**દલાડવું[૧]** (દલાઃડવું) સ.ક્રિ. (માર્યા વિના બાળકને) સમઝાવવું,–સમઝૂતીથી કામ લેવું

**દલાડ(-ર)વું[૨]** સ.ક્રિ. રમાડી ખુશ કરવું, આનંદ કરાવવો. (૨) ઉત્તેજિત કરવું, (૩) ધીરજ આપવી, (પારકાનું) મન મનાવવું, (૪) વીંઢારવું, નિભાવવું, ચલાવી લેવું

**દલાલ** પું. [અર. દલ્લાલ્] વેપાર ધંધા વગેરેમાં આડત કરનાર ઈસમ, સારું ગોઠવી આપનાર માણસ, મારફતિયો, 'બ્રોકર,' 'એજન્ટ,' 'મિડલમેન.' [૦ને દેવાળું નહિ (રૂ.પ્ર.) હેરફેરના માલમાં થતી નુકસાનીની દલાલને અસર નહિ]

**દલાલ(-લે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દલાલ' + ગુ. 'અ(-એ)ણ' ત.પ્ર.] (ખાસ કરી) વ્યભિચાર માટે પુરુષો પૂરા પાડનારી કે સ્ત્રીઓ પૂરી પાડનારી દૂતી, કૂટણી, ભડવણ

**દલાલિયું** વિ. [જુઓ 'દલાલ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દલાલી ખાનારું કે મેળવનારું. (૨) દલાલીને લગતું, મારફતને લગતું

**દલાલિયો** વિ., પું. [જુઓ 'દલાલિયું.'] જુઓ 'દલાલ.'

**દલાલી** સ્ત્રી. [અર.] દલાલનું મહેનતાણું, દલાલની હકસાઈ, 'કમિશન,' 'બ્રોકરેજ.' (૨) દલાલનું કાર્ય, મારફત, 'એજન્સી.'

[૦ ખાવી (રૂ.પ્ર.) દલાલનું મહેનતાણું મેળવવું]
**દલાલીનું ડોઘલું** ન. [+ જુઓ 'ડોઘલું'] (લા.) એ નામની એક રમત [ગીરી, આરફત, દલાલી, 'કમિશન'
**દલાલું** ન. [જુઓ 'દલાલ' + ગુ. 'ઉં' ત.પ્ર.] દલાલની કામ-
**દલાંટી** સ્ત્રી. [જુઓ 'દળવું' દ્વારા.] ઘંટી (દાણા પીસવાની)
**દલિત** વિ. [સં.] કચડાયેલું, દળાયેલું, પીડિત, 'ડિપ્રેસ્ડ'
**દલિતોદ્ધાર** પું. [+ સં. उद्धार] કચડાયેલી આદિમ જાતિ–વનવાસી તેમજ હરિજન વગેરેને ઊંચે લાવવાની ક્રિયા, પતિતોને સુખી કરવાનું કાર્ય
**દલીલ** સ્ત્રી. [અર.] કોઈ પણ બાબતની મુદ્દાસર ઉઠાવેલી તકરારની રજૂઆત, વિવાદના મુદ્દાની રજૂઆત, વાદના મુદ્દાનો સબબ, 'પ્લી'
**દલીલ-ખોર, દલીલ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય.] દલીલ કર્યા કરનાર, દલીલો કરવાની ટેવવાળું
**દલીલબાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દલીલો કરવાની ક્રિયા. (૨) સામસામી દલીલો કરવાની ક્રિયા
**દલેલું** ન., **-લિયું** ન. [અસ્પષ્ટ + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] તેલીબિયાંના બદલામાં અપાતું-લેવાતું તેલ
**દલોદલી** સ્ત્રી. એ નામની એક રમત (છોકરીઓની)
**દલ્લો** પું. થાપણ, મૂડી, પૂંજી, રોકડ મિલકત, 'કેપિટલ'
**દવ** પું. [સં.] પહાડો જંગલો વગેરેમાં ઉનાળામાં લાગતી આગ, દાવ, દાવાગ્નિ, દાવાનળ. (૨) (લા.) સંતાપ. [૦ ઊઠવો, ૦ બળવો, ૦ લાગવો (રૂ.પ્ર.) જંગલ વગેરે સળગી ઊઠવાં. ૦ બાળવો, ૦ લગાડવો (રૂ.પ્ર.) તકરાર કરવી અને કરાવવી] [(૨) કિરમાણી અજમો
**દવણો** પું. [સં. दमनक-> પ્રા. दमणअ-] જુઓ 'દમણો.'
**દવ-દગ્ધ** વિ. [સં.] દાવાનળમાં બળી ગયેલું
**દવરામણ** ન. [જુઓ 'દાવું' + ગુ. 'અરામણ' કૃ.પ્ર.] દવરાવવાનું મહેનતાણું, પશુ-માદાને પશુ-નરનો સંયોગ કરાવી આપવાનું મહેનતાણું
**દવરાવવું** જુઓ 'દાવું'માં.
**દવલું** વિ. અળખામણું, અણગમતું, અણમાનીતું
**દવા, ૦ઈ** સ્ત્રી. [અર. દવા] ઓસડ, ભેષજ, 'મેડિસિન.' [૦ કરવી (રૂ.પ્ર.) ઓસડનો ઉપચાર કરવો. ૦ લાગુ પડવી (રૂ.પ્ર.) દવાની અસર જણાવી]
**દવા-ખાનું** ન. [જુઓ 'દવા' + ખાનું.'] ડોકટર વૈદ્ય કે હકીમ જ્યાં બેસી દર્દીને તપાસી દવા આપે છે તે સ્થાન, ઔષધાલય, હકીમખાનું, 'ડિસ્પેન્સરી' [દાવાગ્નિ
**દવાગ્નિ** પું. [સં. दव + अग्नि] દવનો અગ્નિ, દાવાનળ,
**દવા-ચિટ્ડી(-ઠ્ઠી)** સ્ત્રી. [જુઓ 'દવા' + 'ચિઠ્ઠી.'] ડૉકટર વૈદ્ય કે હકીમ દર્દીને માટે દવાઓની યાદી કરી આપે તે ચિઠ્ઠી, 'પ્રિસ્ક્રિપ્શન' [જુઓ 'દવ.'
**દવાડ(-ડો)** પું. [સં. दव + ગુ. 'આડ' 'આડો' સ્વાર્થે ત.પ્ર.]
**દવાડિયું** વિ. [જુઓ 'દવાડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેને દવ લાગ્યો છે તેવું. (૨) (લા.) અડવું પડવું બળેલું
**દવાડો** જુઓ 'દવાડ.'
**દવાત** સ્ત્રી. [અર.] સાહીનો ખડિયો કે બાટો, 'ઇન્ક-પોટ'
**દવાતી** પું. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દવાતનો ઉપયોગ કરનાર માણસ, કારકુન, 'ક્લાર્ક'
**દવાદવી** પું. મજૂર
**દવા-દારૂ** ન., બ.વ. [જુઓ 'દવા' + 'દારૂ.'] ('એલોપથી' વગેરેના ઉપચારમાં દારૂ 'બ્રાન્ડી' વગેરે અપાતાં તેથી) હરેક પ્રકારનું ઓસડ-વેસડ
**દવા-પાણી** ન., બ.વ. [જુઓ 'દવા' + 'પાણી.'] દવા તેમ પાણી વગેરે આપવાનો ઉપચાર ['મેડિસિન-બૉક્સ'
**દવા-પેટી** સ્ત્રી. [જુઓ 'દવા' + 'પેટી.'] દવા રાખવાની પેટી,
**દવા-પોથી** સ્ત્રી. [જુઓ 'દવા' + 'પોથી.'] દવાઓનાં નામ અને ઉપયોગનો ખ્યાલ આપતું પુસ્તક, 'ફાર્માકોપિયા'
**દવા-બજાર** સ્ત્રી., ન. [જુઓ 'દવા' + 'બજાર.'] જ્યાં દરેક પ્રકારની દવા દેશી વિદેશી હકીમની મળતી હોય તેવું બજાર
**દવારો** પું. [સં. द्वार > પ્રા. दुवार + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) ધર્મશાળા. (૨) ઠાકર-મંદિર [ઉપર મૂકવાની)
**દવાલો** પું. ખોટી સોનેરી રંગની કોર-કિનાર (સાડી સાડલા
**દવા-વાળો** પું. [જુઓ 'દવા' + 'વાળું' ત.પ્ર.] હરેક પ્રકારની દવા વેચનાર વેપારી [સુકાવું
**દવાવું** જુઓ 'દાવું'માં. (૨) ચીમળાવું, ફિક્કું પડવું. (૩)
**દવા-શાળા** સ્ત્રી. [જુઓ 'દવા' + સં. शाला] દવાઓ તૈયાર કરવાનું સ્થાન કે કારખાનું, 'ફાર્મસી,' 'ફાર્માસ્યુટિકલ વર્ક-શૉપ'
**દવા-શાસ્ત્ર** ન. [જુઓ 'દવા' + સં.] દવાઓ બનાવવાનું શાસ્ત્ર
**દવા-શાસ્ત્રી** પું. [+ સં.] દવાઓ બનાવવાની વિદ્યાનો જ્ઞાતા, 'ફાર્માસિસ્ટ'
**દવિષ્ઠ** વિ. [સં.] ઘણે દૂરનું, બહુ છેટાનું
**દવે** પું. [સં. द्विविद, द्विवेद > પ્રા. दुवेअ-; સર૦ હિં. 'દુબે.'] મોટે ભાગે ઋગ્વેદી બ્રાહ્મણ(ક્યાંક 'યજુર્વેદી' પણ)ની એક અવટંક અને એ બ્રાહ્મણ. (સંજ્ઞા.)
**દવે-હર** પું. રેતીમાંથી મેળવવામાં આવતો એક ઍસિડ, 'સિલિસિક ઍસિડ' [સંખ્યાનું
**દશ[1](-સ[1])** વિ. [સં. दश > પ્રા. दस] નવ વત્તા એકની
**દશ[2](-સ[2])** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [સં. दिशा > જૂ.ગુ. 'દિસિ'] દિશા. (૨) (લા.) ઉપાય, માર્ગ, ઇલાજ. [૦ સૂઝવી (રૂ.પ્ર.) ખ્યાલ આવવો]
**દશ(-સ)-ઊઠણ** ન. [જુઓ 'દશ,[1]-સ[1]' + 'ઊઠવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] સ્ત્રીને છોકરું જન્મ્યા પછી દસમે દિવસે અશુદ્ધિ કાઢવી એ
**દશક** પું. [સં., ન.] દસનો જથ્થો, દસકો. (૨) સંખ્યા-લેખનમાં જમણેથી છેલ્લાની ઉપરની સંખ્યા. (ગ.)
**દશ-કંઠ** (-કણ્ઠ), **દશ-કંધર** (-કન્ધર) પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે દસ માથાં ધરાવતો કહેવાયેલો એક રાક્ષસ—રાવણ (લંકાપતિ). (સંજ્ઞા.)
**દશ(-સ)કો** પું. [સં. दशक + ગુ. 'ઓ' ત.પ્ર., શ્રુ.ને કારણે 'સ'] દસનો સમૂહ. (૨) દાયકો
**દશ(-સ)-ખોડું** (દશ્ય-,-સ્ય-) વિ. [જુઓ 'દશ,[2]-સ[2]' + 'ખોડું.'] અજાણી દિશામાં જવા તૈયાર નહિ તેવું, દસ-ઝલું
**દશ-ગ્રીવ** પું. [સં.] જુઓ 'દશ-કંઠ.' (સંજ્ઞા.)
**દશ(-સ)-ઝલું** (દશ્ય-, -સ્ય-) વિ. [જુઓ 'દશ,[2]-સ[2]' +

'ઝાલવું' + ગુ. 'ઉ'' કૃ.પ્ર.] જુઓ 'દશ-ભોઠું.'
**દશ(-સ)-દરિયા** સ્ત્રી. [જુઓ 'દશ[૧],-સ[૧]'+'દરિયો'] (લા.) એ નામની એક રમત [મેળવનાર પુરુષ
**દશદિગંત-વિજયી** વિ., પું. [સં.] દસે દિશાઓ ઉપર જીત
**દશ-ધર** પું. [સં.] દસ માથાં ધારણ કરનારો રાવણ. (સંજ્ઞા).
**દશ-ધા** ક્રિ. વિ. [સં.] દસ પ્રકારે
**દશન** પું. [સં.] દાંત
**દશન-પંક્તિ** (-પઙ્ક્તિ) સ્ત્રી. [સં.] દાંતની હાર, દંતાવલી
**દશન-વસન** ન. [સં.] દાંતના વસ્ત્રરૂપે રહેલ હોઠ
**દશનામી** વિ., પું. [સં., પું.] આદ્ય શંકરાચાર્યજીના ગિરિ પર્વત સાગર વન અરણ્ય તીર્થ આશ્રમ પુરી ભારતી અને સરસ્વતી એ દસ નામોમાંનો તે તે ધારણ કરનાર શિષ્ય અને તે તે શિષ્યની પરંપરાનો સંન્યાસી. (૨) આવા તે તે સંન્યાસીમાંના સંસારમાં પડતાં ચાલેલી પુત્રપરંપરાનો તે તે ગોસાંઈ બાવો, તે તે અતીત સંસારી બાવો. (સંજ્ઞા.)
**દશનાવલિ,-લી** સ્ત્રી. [સં. दशन + आवलि,-ली] જુઓ 'દશન-પંક્તિ.'
**દશ(-સ)-પગી** વિ., સ્ત્રી., ન. [જુઓ 'દશ[૧],-સ[૧]' + 'પગ' + ગુ. 'ઈ' ત.પ્ર.], **દશ-પદી** વિ., સ્ત્રી, ન. [સં., પું.] દસ પગવાળું (એક દરિયાઈ પ્રાણી), 'ડેકેપોડ'
**દશ-પૂર્વી** વિ., [સં., પું.] દશ પૂર્વ ગ્રંથોનો અભ્યાસી. (જૈન)
**દશ-ભુજ** વિ. [સં.] (લા.) દસ બાજુઓવાળું (આકૃતિ, આકાર)
**દશમ[૧]** વિ. [સં.] દસની સંખ્યાએ પહોંચેલું, દસમું. (૨) પું. ભાગવત પુરાણનો બાર સ્કંધોમાંનો દસમો સ્કંધ. (સંજ્ઞા.)
**દશમ[૨]** (-મ્ય) જુઓ 'દસમ.' [ઉપરનું અદીઠ છિદ્ર
**દશમ-દ્વાર** ન. [સં.] શરીરમાંનું દસમું દ્વાર, બ્રહ્મરંધ્ર. તાળવાનું
**દશ-માસ્ય** વિ. [સં.] ગર્ભમાં દસ મહિના રહેલું
**દશમાંશ** (દશમા°શ) પું. [સં. दशम + अंश] દસમો ભાગ
**દશમી** સ્ત્રી. [સં.] હિંદુ મહિનાઓનાં બેઉ પખવાડિયાંઓની દસમી તિથિ. (સંજ્ઞા.)
**દશમી[૨]** જુઓ 'દસમી.'
**દશ-મુખ** વિ., પું. [સં.] જુઓ 'દશાનન'-'દશાસ્ય,' દસ મોઢાંવાળો રાવણ. (સંજ્ઞા.)
**દશમું** જુઓ 'દસમું.' [જાતનાં મૂળિયાં. (વૈદક.
**દશ-મૂલ(-ળ)** ન., બ.વ. [સં.] ઔષધ તરીકે વપરાતાં દસ
**દશ(-સ)-મોઢ** (દશ્ય-,-સ્ય-) પું. [જુઓ 'દશ[૨],-'સ[૨]' + 'મોડવું.] દિશાઓમાં ભ્રાંત ચિત્તે આમથી તેમ મોઢું ફેરવ્યા કરવાની સ્થિતિ. (૨) (લા.) વિ. દિઙ્મૂઢ. (૩) ગભરાયેલું
**દશ-રત્ની** સ્ત્રી. [સં अरत्नि દ્વારા] મૂઠી વાળેલો હાથ
**દશરથ** પું. [સં.] પૌરાણિક કથાનુસાર ભગવાન રામચંદ્રના પિતા. (સંજ્ઞા.) [એક પક્ષી, રાકી, 'નાઇટ-જાર'
**દશરથિયું** ન. [સં. दशरथ + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) એ નામનું
**દશ(-શે,-સે)રા** જુઓ 'દસરા.' [અવધિ
**દશ-રાત્ર** ન. [સં.] દસ રાત્રિઓનો સમૂહ, દસ રાત્રિઓનો
**દશલક્ષણક** વિ. [સં.] ધૃતિ ક્ષમા દમ અસ્તેય શૌચ ઇંદ્રિયનિગ્રહ બુદ્ધિ વિદ્યા સત્ય અને અક્રોધ એવા દસ ધર્મોવાળું
**દશવર્ષીય, દશવાર્ષિક** વિ. [સં.] દસ વર્ષનું, દસ વર્ષોમાં થનારું કે હોનારું. 'ડિસેનિયલ'
**દશવાળું** જુઓ 'દસવાળું.'
**દશ-વિધ** વિ. [સં.] દસ પ્રકારનું, દશધા ['દસ-શેરી.'
**દશ-શેરિયો, દશ-શેરી** સ્ત્રી., -રો પું. જુઓ 'દસ-શેરિયો'
**દશહરા** પું. [સં., સ્ત્રી.] જેઠ સુદિ દસમનો ગંગા નદીનો ઉત્સવ, ગંગા-દશહરા. (સંજ્ઞા.) (૨) આશ્વિન સુદિ દસમનો સરસ્વતી અને દુર્ગાનો ઉત્સવ, વિજયાદશમી, દસેરા. (સંજ્ઞા.)
**દશ(-સ)-હાથિયું** જુઓ 'દસ-હાથિયું.'
**દશા[૧]** સ્ત્રી. [સં.] સ્થિતિ, હાલત, અવસ્થા, 'સ્ટેઇટ.' (૨) ગ્રહો વગેરેની જીવન ઉપર મનાતી સારી માઠી અસર. (૩) (લા.) પડતી-સ્થિતિ. [૦ ઊઠવી (રૂ.પ્ર.) અવદશા શરૂ થવી. ૦ ઊતરવી (રૂ.પ્ર.) અવદશાનો સમય પૂરો થવો. ૦ કરવી (રૂ.પ્ર.) માઠી દશામાં નાખવું. ૦ ફરવી (રૂ.પ્ર.) સારી કે માઠી દશાના દિવસ આવવા. ૦ બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) પડતી-દશા શરૂ થવી]
**દશા[૨](-સા[૧])** સ્ત્રી. [સં. दशाह > પ્રા. दसाह પું.] હિંદુઓમાં મરણથી દસમે દિવસે કરવામાં આવતો શ્રાદ્ધવિધિ. [૦ કરવી, સરાવવી (રૂ.પ્ર.) દસમા દિવસનું શ્રાદ્ધ-કર્મ કરવું]
**દશા[૩](-સા[૨])** જુઓ 'દસા.[૨]' [સમૂહ
**દશાક્ષરી** સ્ત્રી. [સં. दश + अक्षर + ई ત. પ્ર.] દસ અક્ષરોનો
**દશાનન** વિ., પું. [સં. दश + आनन] જુઓ 'દશ-મુખ.' (સંજ્ઞા.)
**દશાપરાધિક** પું. [સં.] પોતાની હદમાં થતા દસ સુધીના એક વ્યક્તિના થયેલા અપરાધોનું કામ ચલાવનાર અધિકારી
**દશાબ્દી** સ્ત્રી. [સં. दश + अब्द + ई ત. પ્ર.] દસ વર્ષોનો સમૂહ. (૨) દસ વર્ષે પૂરાં થતાં ઊજવાતો ઉત્સવ
**દશાવતાર** પું., બ.વ. [સં. दश + अवतार] વિષ્ણુના મત્સ્ય કૂર્મ વરાહ નરસિંહ વામન પરશુરામ રામ બલરામ બુદ્ધ અને કલ્કિ એ દસ અવતાર. (પુરાણ.)
**દશાવતારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] દસ દસ પાનાં ઊતરવાની ગંજીફાંની એક રમત કે દશાવતારનાં પત્તાંની રમત
**દશા-વિપર્યય, દશા-વિપર્યાસ** પું. [સં.] દશાનું ઊલટું થઈ જવું એ, કમનસીબી થવી એ, માઠી દશા થવાની ક્રિયા
**દશા-વિશેષ** પું. [સં.] એક કોઈ ખાસ પરિસ્થિતિ
**દશા(-સા)-વીશી(-સી)** સ્ત્રી. [જુઓ 'દશા[૧]' + 'વીશી.[૧]'] (લા.) એ નામની બાળકોની એક રમત
**દશાશ્વમેધ** પું. [સં. दश + अश्वमेध] એ નામનો કાશી પ્રયાગ વગેરે સ્થળોનો ગંગા નદીનો એક ઘાટ. (સંજ્ઞા.) [(સંજ્ઞા.)
**દશાસ્ય** વિ., પું. [સં. दश + आस्य] જુઓ 'દશ-મુખ.'
**દશાહ** પું. [સં. दश + अहन्, સં.] દસમો-દિવસ. (૨) દસમા દિવસનો મરણ પામેલા પાછળનો શ્રાદ્ધવિધિ, દસમું
**દશા-હીન** વિ. [સં.] નબળી હાલતનું, દુઃખી સ્થિતિનું
**દશાહ્નિક** વિ. [સં. दश + आह्निक] દસ દિવસને લગતું, દસ દિવસ સંબંધી
**દશાંગ** (દશાઙ્ગ) વિ. [સં. दश + अङ्ग] દસ અંગોવાળું, દસ પદાર્થોનું બનેલું (ક્વાથ ધૂપ વગેરે)
**દશાંગુલ** (દશાઙ્ગુલ) વિ. [સં. दश + अङ्गुल] દસ આંગ-

ળાંના માપનું, દસ આંગળનું

**દશાંશ** (દશાંશ) પું. [સં. દશ+ અંશ] જેમાં દસ ભાગ પડે છે તેવી સ્થિતિ, દસ દસને હિસાબે થતી ગણતરી, 'ડેસિમલ.' (ગ.)

**દશાંશ-ચિહ્ન** (દશાંશ-) ન. [+ સં.] દસમો ભાગ બતાવવા વપરાતું બે અંકો વચ્ચે થતું '.' ટપકું, 'ડેસિમલ પોઇન્ટ'- 'ડેસિમલ સાઇન.' (ગ.)

**દશાંશ-પદ્ધતિ** (દશાંશ-) સ્ત્રી. [સં.] દસ દસના ભાગ પડે એ પ્રકારની રીત, 'ડેસિમલ સિસ્ટમ.' (ગ.)

**દશાંશ અપૂર્ણાંક** (દશાંશ અપૂર્ણાંક) પું. [સં.] જેના છેદમાં ૧૦ અથવા દસનો કોઈ ઘાત હોય તેવો અપૂર્ણાંક, 'ડેસિમલ ફ્રેક્શન.' (ગ.)

**દશાંશ-બિંદુ** (દશાંશ-બિન્દુ) ન. [+ સં., પું.] જુઓ 'દશાંશ-ચિહ્ન.'

**દશિયું** જુઓ 'દસિયું.'

**દશી**[1] સ્ત્રી. [સં.] કપડાંમાંની આંતરી

**દશી**[2] જુઓ 'દસી.'

**દશી-વાશી** જુઓ 'દસી-વીસી.'

**દશૂં** (-શોં, -સોં)દ (-ધ) જુઓ 'દસૂંદ.'

**દશૂં** (-શોં,-સોં)દી જુઓ 'દસૂંદી.'

**દશે(-સે)રા** જુઓ 'દસરા.'

**દશૈ(-સૈ)યું** જુઓ 'દસિયું.'

**દશો-દિશ** જુઓ 'દસો-દિસ.'

**દશોં(-સોં)દી** જુઓ 'દસૂંદી.'

**દશેરિયો** પું., **દશેરી** સ્ત્રી., -રો પું. [જુઓ 'દશ-શેરિયો'- 'દશ-શેરી,'–ઉચ્ચારણ-લાઘવ.] જુઓ 'દસ-શેરિયો' વગેરે.

**દસ**[1] જુઓ 'દશ.[1]'

**દસ**[2] (-સ્ય) જુઓ 'દશ.[2]'

**દસ-ઊઠણ** જુઓ 'દશ-ઊઠણ.'

**દસકડું** ન. [જુઓ 'દશક' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] દસનો સમૂહ. (૨) દાયકો, દસકો [૦ કરવા (રૂ.પ્ર.) સહી કરવી]

**દસકત** પું., બ.વ. [ફા. દસ્ત્‌ખત્] હસ્તાક્ષર, દસ્કત, દસ્તક.

**દસકત-શિક્ષક** પું. [+ સં.] હસ્તાક્ષર ઘૂંટાવનાર શિક્ષક, દસ્કત-શિક્ષક.

**દસકો** પું [સં.દશક > 'દસક' અર્વાં.તદ્‌ભવ + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] દસ વર્ષોનો સમૂહ, દાયકો.(૨) ૧૦ વસ્તુઓનો સમૂહ

**દસ-ખોટું** જુઓ 'દશ-ખોટું.'

**દસ-ઝલું** જુઓ 'દશ-ઝલું.'

**દસ-દરિયા** જુઓ 'દશ-દરિયા.'

**દસ-પગી** જુઓ 'દશ-પગી.'

**દસક્રોઈ** પું [સં. દશક્રોશી સ્ત્રી. દસ ગાઉનો ભૂભાગ] (લા.) અમદાવાદની દક્ષિણનો એ નામનો એક જૂનો તાલુકો (સંજ્ઞા.)

**દસ(-સે)મ** (-મ્ય) સ્ત્રી. [સં. દશમી > પ્રા. દસમી] હિંદુ મહિનાઓનાં બેઉ પખવાડિયાંની દસમી તિથિ, દશમી. (સંજ્ઞા.)

**દસમી** (દસ્યમી) સ્ત્રી. દૂધમાં કણક બાંધી કરેલી ઘઉંની ભાખરી કે રોટલી

**દસમું** વિ. [સં. દશમક- > પ્રા. દસમઅ-] દસની સંખ્યાએ પહોંચેલું, દશમું. (૨) ન. જુઓ 'દશાહ(૨).'

**દસ-મોઢ** (દસ્ય.) જુઓ 'દશ-મોઢ.'

**દસ(-સે)રા** પું., બ. વ. [સં. દશહરા > પ્રા. દસહરા સ્ત્રી.] જુઓ 'દશહરા.'

**દસવાલું** ન. હિંદુઓમાં લગ્ન પછી આઠમે દિવસે અપાતું [ભોજન, દશવાલું

**દસ-શેરિયો, દસ-શેરી** સ્ત્રી., -રો પું. [જુઓ 'દસ[1]' + 'શેર' + ગુ. 'ઇયું'- 'ઈ'–'ઓ' ત.પ્ર.] દસ શેરનું વજનિયું

**દસ-હાથિયું** ન. [જુઓ 'દસ[1]' + 'હાથ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) મસ્તકપદી સંઘનું એક પ્રાણી, 'સ્ક્વિડ'

**દસા**[1] જુઓ 'દશા.[2]'

**દસા**[2] પું., બ.વ. [સં. લઘુ-શાખીય નું ટૂંકું રૂપ, લ-શા. > પ્રા. લ.સા. નું પરિવર્તન] વણિક વગેરેમાં નાની શાખાનો સમૂહ. (સંજ્ઞા.)

**દસા-વીશી,-સી** જુઓ 'દશા-વીશી.'

**દસિ(-સૈ)યું** ન.[ સં. દશ > પ્રા. દસ + ગુ. 'ઇયું' ત.પ્ર.] દસ દિવસનો સમૂહ. (૨) હિંદુઓમાં લગ્ન પછી વરને કન્યાના માવતરને ત્યાં દસ દિવસ લઈ જવાનો અને રાખવાનો સમય. (૩) નવા દસ પૈસાનો સિક્કો. [૦ ચરવા જવું (રૂ. પ્ર.) તાજા પરણેલા વરે સાસરે દસ દિવસ રહેવા જવું]

**દસી** સ્ત્રી. [સં. દશ > પ્રા. દસ + ગુ. 'ઈ' ત.પ્ર.] દસ વર્ષનો સમય, દાયકો ['દશા-વીસી.'

**દસી-વીસી** સ્ત્રી. [જુઓ 'દસી[2]' + 'વીસી.[2]'] જુઓ

**દસૂં(-સોં, -શૂં,-શોં)દ** (-ધ) સ્ત્રી. [જુઓ 'દસ.'[1] દ્વારા] દસમો ભાગ

**દસૂં(-સોં, -શૂં,-શોં)દી** પું. [જુઓ 'દસૂં(-સોં)દ' + ગુ. 'ઈ' ત. પ્ર.] દસમો ભાગ લેવાનો હક ધરાવનાર વહીવંચો, ભાટ-બારોટ

**દસેમ** (-મ્ય) જુઓ, 'દસમ.'

**દસે(-શે)રા** જુઓ 'દસરા.' [પાનું, દસ્સો

**દસેલો** પું. [જુઓ 'દસ[1]' દ્વારા.] દસ દાણાવાળું ગંજીફાનું

**દસૈ(-શિ,-શૈ)યું** ન. [જુઓ 'દસિયું.'] જુઓ 'દસિયું(૧-૨).

**દસો-દિસ(-શ)** (-શ્ય,-સ્ય) ક્રિ.વિ. [સં. દશસુ-દિશાસુ > મ.ગુ. દસદિસિ] દસે દિશામાં [દિવસ

**દસોટી** પું. [જુઓ 'દસ[1]' દ્વારા.] બાળકના જન્મથી દસમો

**દસ્કત** જુઓ 'દસકત'-'દસ્તક.'

**દસ્ત** પું. [ફા.] હાથ. (૨) કાયદો, કાનૂન. (૩) સત્તા, અધિકાર. (૪) ઝાડો. (૫) જુલાબ. (૬) વિષ્ઠા, મળ. [૦ આવવો, ૦ ઊતરવો, ૦ થવો (રૂ. પ્ર.) પેટમાંથી અપાન દ્વારા મળ નીકળવો. ૦ લેવો (રૂ.પ્ર.) રેચ થવાની દવા લેવી]

**દસ્તક** પું., બ.વ. [ફા. દસ્ત્-ખત્] જુઓ 'દસકત'-'દસ્કત.'

**દસ્ત-કલમ** વિ. [ફા. + અર.] કલમબાજ, વિદ્વાન

**દસ્તક-શિક્ષક** પું. જુઓ 'દસ્તક' + સં.] અક્ષરો સુધારવા ઘૂંટવાની પોથી, 'કૉપી-બુક'

**દસ્ત-કાર** વિ. [ફા.] કારીગર

**દસ્તકારી** સ્ત્રી. [ફા.] કારીગરી, હુન્નર

**દસ્ત-ગીર** વિ. [ફા.] હાથ ઝાલનાર સહાયક [આશરો

**દસ્તગીરી** સ્ત્રી. [ફા.] સહાય, ટેકો, મદદ. (૨) આશ્રય,

**દસ્ત-દરાજી** સ્ત્રી. [ફા.] સતામણી, પજવણી

**દસ્ત-બસ્તા** પું. [ફા. °બસ્તહ્] સેવક, અનુચર, નોકર

**દસ્ત-બોસી** સ્ત્રી. [ફા.] હાથને ચુંબન કરવું એ

**દસ્તમલ** ન. બાજ પક્ષીની એક જાત

**દસ્તર-ખાન** ન. [ફા.] ભોજન લેવા માટે પાથરેલું પાથરણું. (૨) ભોજનનો થાળ

**દસ્તરાજી** સ્ત્રી. [જુઓ 'દસ્ત-દરાજી.'] જુઓ 'દસ્ત-દરાજી.' (૨) બીજાની સીમમાં સાપરાધ પ્રવેશ કરવો એ

**દસ્તાન** ન. [ફા.] સ્ત્રીઓને માસિક થતું રજોદર્શન, રજસ્રાવ, અટકાવ, અચાલો

**દસ્તાના** પુ., બ.વ. [ફા.] હાથનાં મોજાં ['એડ-પેન'

**દસ્તાનું** ન. [ફા. 'દસ્ત્' દ્વારા.] ઝાડો ઝીલવાનું વાસણ,

**દસ્તાવેજ** પું. [ફા. 'દસ્ત્' + 'આવેજ'] લેણ-દેણ સંબંધી લખાણ, ખત, 'ઇન્સ્ટ્રૂમેન્ટ.' (૨) સરકારી કામકાજ વિશેનું લખાણ, 'રેકોર્ડ.' (૩) કોઈ પણ પ્રસંગનું લખાણમાં થતુ એ, 'ડૉક્યુમેન્ટ,' 'ડીડ'

**દસ્તાવેજ-લેખક** પું [+ સં.] ખતપત્રો લખી આપનાર, 'ડૉક્યુમેન્ટ-રાઇટર,' 'કન્વેયન્સર'

**દસ્તાવેજી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દસ્તાવેજને લગતું. (૨) લખાણમાં સંગ્રહાઈ ગયેલું, લેખી, 'ડૉક્યુમેન્ટરી'

**દસ્તૂર** પું. [ફા.] કાયદો, કાનૂન, ધારો, નિયમ. (૨) રીત-રિવાજ, ચાલ. (૩) (લા.) કરવેરો. (૪) પારસીઓની ધર્મ-ક્રિયા કરાવનાર ગોર. (સંજ્ઞા.) (૫) વહાણમાં નાના સઢ માટેનો લાકડાનો એક ભાગ. (વહાણ.)

**દસ્તૂર-પદ, -દું** ન. [+ સં. पद + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] પારસીઓનું ગોરપદું

**દસ્તૂરિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] દલાલ

**દસ્તૂરી** સ્ત્રી. [ફા.] દસ્તૂરના કામ બદલ મળતું મહેનતાણું. (૨) સુખડી, દક્ષિણા, દાપું. (૩) ભથ્થું, વેતન

**દસ્તો** પું. [ફા. દસ્તહ્] પથ્થરની યા લોખંડ કે કોઈ ધાતુની પરાળ, બત્તો. (૨) ચોવીસ કાગળની થોકડી, ઘા

**દસ્યુ** પું. [સં.] અતિ પ્રાચીન કાલમાં ગણાયેલી આર્યેતર જાતિ અને એનો પુરુષ, દાસ. (૨) (લા.) ચોર, લૂંટારો

**દસ્યુ-તા, -વૃત્તિ** સ્ત્રી. [સં.] દસ્યુનું કાર્ય [વધેલા છેડા

**દસ્સી** સ્ત્રી. લૂગડાના છેડેથી કાઢી નખાય તેવા વણ્યા વગરના

**દસ્સો** પું. [જુઓ 'દસ[1]' દ્વારા.] દસની સંજ્ઞાનું ગંજીફાનું પાનું

**દહકવું** અ. ક્રિ. [સં. दह् દ્વારા] શરીરનું ગરમ થઈ જવું. (૨) સળગવું. **દહકાવું** ભાવે., ક્રિ. **દહકાવવું** પ્રે., સ.ક્રિ.

**દહકાવવું, દહકાવું** જુઓ 'દહકવું'માં.

**દહડાવવું, દહડાવું** (દઃડા-) જુઓ 'દહાડવું'માં.

**દહન[1]** પું. [સં., કર્તૃવાચક] (બાળનાર) અગ્નિ

**દહન[2]** ન. [સં., ક્રિયાવાચક] બળવું એ, દાહ, બળવા-બાળવાની ક્રિયા, 'કમ્બશ્ચન' (અ.ત્રિ.)

**દહન-ક્રિયા** સ્ત્રી. [સં.] બળવા-બાળવાની ક્રિયા. (૨) મડદું બાળવાની ક્રિયા, અગ્નિ-સંસ્કાર 'ક્રેમેશન'

**દહન-શીલ, દહનીય** વિ. [સં.] બળવાના સ્વભાવનું, અગ્નિના સ્પર્શથી સળગી ઊઠે તેવું, 'કમ્બસ્ટિબલ' (અ.ત્રિ.)

**દહર[1]** ન. [સં.] હૃદયરૂપી આકાશ, દિલ. (૨) નરક

**દહર[2]** પું. [અર. દહ્ર્] જમાનો. (૨) જગત

**દહરાકાશ** ન. [સં. दहर + आकाश પું.] હૃદયરૂપી આકાશ

**દહવાટ** પું. [જુઓ 'દહવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] (લા.) ભારે વિનાશ, સંહાર

**દહવું** અ.ક્રિ. [સં. दह् તત્સમ] બળવું. (૨) સ.ક્રિ. બાળવું, સળગાવવું. **દહાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **દહાવવું** પ્રે., સ.ક્રિ.

**દહાડ** (દાઃડ્ય) સ્ત્રી. [જુઓ 'દહાડવું.'] રોવાનો પ્રબળ અવાજ, આર્તનાદ

**દહાડવું** (દાઃડવું) અ.ક્રિ. બરાડા પાડવા. **દહડાવું** (દઃડાવું) ભાવે., ક્રિ. **દહડાવવું** (દઃડાવવું) પ્રે., સ.ક્રિ.

**દહાડા-વાળી** (દાઃડાવાળી) વિ., સ્ત્રી. [જુઓ 'દહાડો' + ગુ. 'વાળું' ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ગર્ભવતી, સગર્ભા, ભારેવગી સ્ત્રી

**દહાડિય(-યે)ણ** (દાઃડિય(-યે)ણ્ય) સ્ત્રી. [જુઓ 'દહાડિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] દહાડિયાની સ્ત્રી કે સ્ત્રી રોજિંદાર

**દહાડિયું** (દાઃડિયું) ન. **-યો** પું. [જુઓ 'દહાડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) રોજિંદાર, મજૂર, 'હાયર્ડ લેબરર'

**દહાડિયેણ** (દાઃડિયેણ્ય) જુઓ 'દહાડિયણ.'

**દહાડી[1]** (દાઃડી) સ્ત્રી. [જુઓ 'દહાડો' + ગુ. 'ઈ' ત.પ્ર.] રોજિંદું મહેનતાણું, રોજ

**દહાડી[2]** (દાઃડી) ક્રિ.વિ. [જુઓ 'દહાડો' + ગુ. 'ઈ' સા. વિ.ના અર્થનો ત.પ્ર., હકીકતે જૂ.ગુ. दिहाडइ] દરરોજ, પ્રતિદિન [રોજિંદી મજૂરી

**દહાડી-દપાડી, -ડી** (દાઃડી સ્ત્રી. [જુઓ 'દહાડી[1],'–દ્વિર્ભાવ.]

**દહાડી દહાડી** (દાઃડી દાઃડી) ક્રિ.વિ. [જુઓ 'દહાડી,[2]'–દ્વિર્ભાવ.] હર-હંમેશ, નિત્યે નિત્ય, રોજરોજ

**દહાડું** (દાઃડું) ન. [જુઓ 'દહાડો' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) સ્ત્રીનો અચાલાનો દિવસ, ઋતુસ્રાવનો દિવસ

**દહાડો** (દાઃડો) પું. [સં. दिवसक- > પ્રા.दीहअ- + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. > જૂ.ગુ. 'દ્યાડો'] દિવસનો સૂર્યપ્રકાશવાળો ભાગ. (૨) દિવસ. (૩) (લા.) મરનારની પાછળ કરવામાં આવતી ઉત્તર ક્રિયા. [**-ડા કાઢવા, -ડા નિભાવવા** (રૂ.પ્ર.) જેમતેમ કરી દિવસો પસાર કરવા. **-ડા ખૂટી જવા, -ડા ભરાઈ જવા** (રૂ.પ્ર.) મોત નજીક હોવું. **-ડા ચડ(-ઢ)વા** (રૂ.પ્ર.) ગર્ભ રહેવો. **-ડાની ચાલ** (-લ્ય) (રૂ.પ્ર.) ગ્રહ-યોગ. **-ડા પહોંચવા** (-પોંઃચવા) મુદતમાં હજી બાકી રહેવું. **-ડા પૂરા કરવા** (રૂ.પ્ર.) જુઓ 'દહાડા કાઢવા.' **-ડા ભાંગવા** (રૂ.પ્ર.) દિવસ નકામા ગાળવા. **-ડા રહેવા** (રેઃવા) (રૂ.પ્ર.) સગર્ભા થવું. **-ડા લેવા** (રૂ.પ્ર.) સમય લાગવો. **-ડા હોવા** (રૂ.પ્ર.) ચડતીનો સમય હોવો. **૦ આથમવો** (રૂ.પ્ર.) પડતી થવી, પતન પામવું. **૦ આવવો** (રૂ.પ્ર.) તક મળવી, મોકો મળવો, લાગ આવવો. **૦ આવી રહેવો** (-રેઃવો) (રૂ.પ્ર.) આવી બનવું, દુઃખના દહાડા જોવા. **૦ ઊગવો, ૦ ઊઘડવો** (રૂ.પ્ર.) સૂર્યોદય થવો. **૦ ઊઠવો** (રૂ.પ્ર.) પડતી દશામાં મુકાવું. **૦ કરવો** (રૂ.પ્ર.) મરણ પાછળ ઉત્તર-ક્રિયા કરવી. **૦ ખૂટવો** (રૂ.પ્ર.) કમનસીબી વહોરવી. **૦ ખેંચવો** (-ખંચવો) (રૂ.પ્ર.) ઉપવાસ કરી નાખવો. **૦ ચડ(-ઢ)તો હોવો** (રૂ.પ્ર.) ચડતીનો સમય હોવો. **૦ ચડ(-ઢ)વો** (રૂ.પ્ર.) સૂર્યોદયથી દિવસ આગળ વધવો. **૦ જવો** (રૂ.પ્ર.) દિવસ પસાર થવો

–વીતવો. ૦ જાગવો, ૦ ફળવો (રૂ.પ્ર.) ચડતી થવી. ૦ ફરવો (રૂ.પ્ર.) કમનસીબી શરૂ થવી. ૦ રૂઠવો (રૂ.પ્ર.) કમનસીબી થવી. ૦ વટવો (રૂ.પ્ર.) ગર્ભ રહેતાં રજઃસ્રાવનો દિવસ ખાલી જવો. ૦ વળવો (રૂ.પ્ર.) ભાગ્યોદય થવો. ૦ વાંકો હોવો (રૂ.પ્ર.) ભાગ્ય અનુકૂળ ન હોવું. ૦ સિકંદર થવો (-સિક-ન્દર-) (રૂ.પ્ર.) ભાગ્યોદય થવો]

**દહાડો-દકાડો** (દાઃડો-) પું. [જુઓ 'દહાડો' + નિરર્થક શબ્દ 'દકાડો'], **દહાડો-પાણી** (દાઃડો-) ન. [જુઓ 'દહાડો' + 'પાણી.'] (લા.) મરણ પાછળની ઉત્તર-ક્રિયાનું શ્રાદ્ધ તેમજ બ્રહ્મ-ભોજન–જ્ઞાતિ-ભોજન

**દહાવવું, દહાવું** જુઓ 'દહવું'માં.

**દહિયક** પું. [સં. दश > પ્રા. दस, दह દ્વારા] દસમો હિસ્સો

**દહિવાણ** (દૈઃવાણ) વિ. ભાગ્યશાળી, ભાગ્યવાન

**દહીં** (દૈંઃ) ન. [વૈ. સં. (સ્વરાદિ પ્રત્યય પૂર્વે વિભક્તિ-રૂપ) दधिँ > પ્રા. दहिँનો સીધો વિકાસ] દૂધ જમાવી મેળવાતો ઘટ્ટ પદાર્થ, [૦ ખાઈને આવવું (રૂ.પ્ર.) નિરાંતે આવવું. ૦માં ને દૂધમાં (રૂ.પ્ર.) સામસામેના બેઉ પક્ષમાં. ૦ મૂકીને ચાટવું (રૂ.પ્ર.) નકામું સંઘરી રાખવું]

**દહીંનો ઘોડો** (દૈંઃનો-) પું. [+ જુઓ 'ઘોડો.'] (લા.) 'એન ઘેન ને દહીંનો ઘોડો' નામની એક બાલ-રમત

**દહીંડું** (દૈંઃડું) ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દહીં.'

**દહીંત(-થ)રું** (દૈંઃત(-થ)રું) ન. [સં. दधि-स्तरक- દ્વારા > પ્રા. दहित्थरअ-] દહીંમાં ચોળીને નાખેલા રોટલાનું વાસણ,દાથરું

**દહીં-દૂધિયું** (દૈંઃ-) વિ. [જુઓ 'દહીં' + 'દૂધ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (દહીં અને દૂધ એમ બેઉમાં હાથ રાખનારું) સામ-સામેના બેઉ પક્ષોની સાથે મેળ રાખનારું

**દહીં-વડું** (દૈંઃવડું) ન. [જુઓ 'દહીં' + 'વડું.[1]'] તળીને દહીંમાં આથી રાખેલું વડું

**દહીંળો** (દૈંઃળો) પું. [જુઓ 'દહીં' દ્વારા.] કપાસનાં પાંદડાં-માં આવતો દહીંની તર જેવા દેખાવનો એક રોગ

**દહેકવું** (દેઃકવું) જુઓ 'દહકવું.' **દહેકાવું** (દેઃકાવું) ભાવે., ક્રિ. **દહેકાવવું** (દેઃકાવવું) પ્રે., સ.ક્રિ.

**દહેકાવવું, દહેકાવું** (દેઃકા-) જુઓ 'દહેકવું'માં.

**દહેજ** (દેઃજ) પું. [ફા.] પરણતી વેળા કન્યાને આપવામાં આવતો દાયજો, દેજ

**દહેન** (દેઃન) ન. [સં. दहन] મરણ પામેલાને ચિતા પર સળગાવવાની ક્રિયા, અગ્નિ-સંસ્કાર

**દહેરા-વાસી** (દેઃરા-વાસી) જુઓ 'દેરા-વાસી.'

**દહેરું** (દેઃરું) જુઓ 'દેરું.'

**દહેશત** (દેઃશત) સ્ત્રી. [અર. દહ્‌શત્] ધાસ્તી, ભય, ડર, બીક. [૦ રાખવી, ૦ લાગવી (રૂ.પ્ર.) બીતા રહેવું]

**દહેશત-ખોર** (દેઃશત-) વિ. [+ ફા.પ્રત્યય] ડરપોક, બીકણ

**દહેંડી** (દેંઃડી) સ્ત્રી. [જુઓ 'દહીં' દ્વારા.] દહીં રાખવાની દોણી

**દહોણી** (દોઃણી) જુઓ 'દોણી.'

**દહોણું** (દોઃણું) જુઓ 'દો[1] દોણું.' [(૩) જાડાપણું, ઘટ્ટપણું

**દળ[1]** જુઓ 'દલ.' (૨) કઠોળના દાણાનું દરેક ફાડિયું.

**દળ[2]** પું., ન. ઘઉંના લોટનો મગદળ

**દળ-કટક** જુઓ 'દલ-કટક.'

**દળકવું** અ.ક્રિ. [અનુ.] ચળવું, સળકવું, લલચાવું. **દળકાવું** ભાવે., ક્રિ. **દળકાવવું** પ્રે., સ.ક્રિ.

**દળકાવવું, દળકાવું** જુઓ 'દળકવું'માં.

**દળણી** સ્ત્રી. [સં दलनिका > પ્રા.दलणिआ] નાની ઘંટી, ઘંટૂડો

**દળણું** ન. [જુઓ 'દળવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] દળવાની ક્રિયા. (૨) દળવાનો પદાર્થ. [-ણાં દળવાં (રૂ.પ્ર.) સખત પ્રયત્ન કરી પોષણ મેળવવું. ૦ કરવું (રૂ.પ્ર.) દળવા માટે અનાજને ચોખ્ખું કરવું]

**દ(-દા)ળદર** ન. [સં. दारिद्रय > જૂ.ગુ.दलिद्दर] જુઓ 'દાળદર.'

**દળ-દાર** વિ. [જુઓ 'દળ[1]' + ફા. પ્રત્યય.] જાડા થરવું, દળવાળું [જુઓ 'દરિદ્ર.'

**દળ(-ળી)દરી, દળદ્રી** વિ. [જુઓ 'દળદર' + ગુ. 'ઈ' ત.પ્ર.]

**દળ-પતિ** જુઓ 'દલ-પતિ.'

**દળ-પાંગળું** વિ. [જુઓ 'દળ[1]' + 'પાંગળું.'] લશ્કરની અતિ-શયતાને કારણે પાંગળું બની ગયેલું

**દળ-બદ્ધ** જુઓ 'દલ-બદ્ધ.'

**દળ-ભંજણ** (-ભઞ્જણ) પું. [સં. दल-भञ्जन > પ્રા. °भंजण] લશ્કરને તોડનાર માણસ. (૨) (લા.) કપાળમાંના સફેદ ટીલામાં વચ્ચે કાળા ડાઘવાળો અપશુકનિયાળ ઘોડો ['દળાઈ.'

**દળવાઈ** સ્ત્રી. [જુઓ 'દળાવવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] જુઓ

**દળ-વાદળ** ન. [જુઓ 'દળ[1]' + 'વાદળ.'] વાદળાંઓનો સમૂહ. (૨) (લા.) ઘણી બાબતોનું એકઠા થઈ જવાપણું

**દળવી** પું. [સં. दलपति > પ્રા. दलवइ] સેનાપતિ. (૨) એ નામની એક અટક અને એના માણસ. (સંજ્ઞા.)

**દળવું** સ. ક્રિ. [સં. दल् દ્વારા] આખી વસ્તુ કણ વગેરેને ઘંટીમાં નાખી પીસવાં, લોટ બનાવવો. (૨) (લા.) નાશ કરવો. [દળેલું દળવું (રૂ.પ્ર.) ફરી ફરી તેની તે મહેનત કરવી, પિષ્ટ-પેષણ કરવું. દળી દળીને કુલડીમાં (રૂ. પ્ર.) ભારે મહેનતને અંતે નિષ્ફળતા] **દળાવું** કર્મણિ., ક્રિ. **દળાવવું** પ્રે., સ. ક્રિ.

**દળાઈ** સ્ત્રી, **દળામણ** ન., **દળામણી** સ્ત્રી. [જુઓ 'દળવું' + ગુ. 'આઈ'-'આમણ'–'આમણી' કૃ.પ્ર.] દળવાની ક્રિયા. (૨) દળાવવાનું મહેનતાણું

**દળાવવું, દળાવું** જુઓ 'દળવું'માં.

**દળી** સ્ત્રી. જેનાં બે પડો વચ્ચે રૂ ઊન વગેરે ભર્યું હોય કે રૂ કે ઊન જમાવીને કરી હોય તેવી ઘોડાના જિનની ગાદી

**દળીદર** જુઓ 'દળદર.'

**દળીદરી** જુઓ 'દળદરી.'

**દંગ** (દઙ્ગ) વિ. [ફા. 'દંગ્'નો અર્થ 'વસ્તુઓ પડતાં ખડ-ખડાટ થાય' એવો છે. એ કરતાં दिङ्मूढ સં. નું લાઘવ સ્વાભાવિક. સર૦ 'દિંગ.'] દિંગ, ચકિત, નવાઈ પામેલું, આભું

**દંગડી** સ્ત્રી. ઘાસ વેચવાની બજાર, ઘાસ-બજાર, ખડ-બજાર

**દંગલ** (દઙ્ગલ) ન. [ફા.] રણભૂમિ, રણક્ષેત્ર. (૨) મલ્લયુદ્ધનું સ્થાન, અખાડો. (૩) યુદ્ધ, લડાઈ. (૪) કુસ્તી. (૫) (લા.) સમાજ, જમાત [ણીનો સર-સામાન

**દંગલ-સંગલ** (દઙ્ગલ-સઙ્ગલ) ન. [જુઓ 'દંગલ,'–દ્વિર્ભાવ.]છાવ-

**દંગા-ખોર, દંગા-બાજ** (દઙ્ગા-) વિ. [જુઓ 'દંગો' + ફા.

પ્રત્યય.], **દંગિયેલ** વિ. [જુઓ 'દંગો' + ગુ. 'ઇયું' + 'એલ' ત.પ્ર.] દંગો કરનાર, કજિયા-ખોર, ધાંધલિયું

**દંગી** (દઙ્ગી) સ્ત્રી. ઘાસની ગંજી. (૨) બંને બાજુ અણી-વાળા મોરાવાળું વહાણ. (વહાણ.)

**દંગો** (દઙ્ગો) પું. [ફા. 'દંગલ્' દ્વારા] ઝઘડો, તોફાન, ફિતૂર, બખેડો. (૨) (લા.) છાવણી. [**૦ ઉઠાવવો, ૦ મચાવવો** (રૂ.પ્ર.) તોફાન કરવું, બંડ કરવું] ['દંગો(૧).'

**દંગો-ફિસાદ** (દઙ્ગો) પું. [+ જુઓ 'ફિસાદ.'] જુઓ

**દંડ** (દણ્ડ) પું. [સં.] હાથમાં ઝાલી શકાય તેવો દાંડો, ડાંગ. (૨) વેત્ર, છડી, લાકડી. (૩) (લા.) સજા, શિક્ષા. (૪) સજા-શિક્ષાની મુકરર થયેલી રકમ, 'ફાઇન,' 'પેનલ્ટી.' (૫) એક જાતની કસરત. (૬) ચાર હાથની લંબાઈનું માપ (જૂનું). [**૦ આપવો** (રૂ.પ્ર.) સજા કરવી. (૨) સજાની રકમ ભર-પાઈ કરવી. **૦ કરવો** (રૂ.પ્ર.) સજા કરવી. **૦ થવો** (રૂ.પ્ર.) સજા થવી. **૦ ભરવો** (રૂ.પ્ર.) સજાની રકમ ભરપાઈ કરવી. **૦ લેવો** (રૂ.પ્ર.) સજાની રકમ વસૂલ કરવી.]

**દંડક** (દણ્ડક) પું. [સં.] સજા કરનાર માણસ. (૨) લોક-સભા-વિધાનસભા વગેરેમાં બહુમતી પક્ષના સભ્યોને દોરનાર 'વ્હિપ'

**દંડકા** (દણ્ડકા) સ્ત્રી. [સં.] નર્મદા અને ગોદાવરી વચ્ચેનું વિશાળ અરણ્ય, ડાંગનાં જંગલ. (સંજ્ઞા.) [કાયદો

**દંડ-કાનૂન** (દણ્ડ-) પું. [સં. + જુઓ 'કાનૂન.'] ફોજદારી

**દંડકારણ્ય** (દણ્ડકા-) ન. [સં. दण्डका + अरण्य] જુઓ 'દંડકા.'

**દંડ-ગ્રહણ** (દણ્ડ-) ન. [સં.] લાકડી પકડવી એ. (૨) (લા.) સંન્યાસ લેવો એ. (૩) સજા તરીકેની રકમ લેવી એ

**દંડ-થોર** (દણ્ડ-થોર) પું. [સં. + જુઓ 'થોર.'] એક જાતની વનસ્પતિ ['મૅજિસ્ટ્રેટ' (દ.ભા.)

**દંડ-ધર** (દણ્ડ-) પું. [સં.] મુકદ્દમા ચલાવનાર ન્યાયાધીશ,

**દંડ-ધારણ** (દણ્ડ-) ન. [સં.] (લા.) સંન્યાસ લેવો એ

**દંડન** (દણ્ડન) ન. [સં.] સજા કરવી એ

**દંડ-નાયક** (દણ્ડ-) પું. [સં.] કોટવાળ કે પોલીસ ખાતાનો વડો અમલદાર (જૂના સમયનો એક હોદ્દો)

**દંડ-નિબંધ** (દણ્ડ-નિબન્ધ) પું. [સં.] ફોજદારી કાયદાનો ગ્રંથ, 'પીનલ કોડ' [વ્યવસ્થાનું શાસ્ત્ર

**દંડ-નીતિ** (દણ્ડ-) સ્ત્રી. [સં.] રાજ્યશાસનમાં દંડ વગેરેની

**દંડનીય** (દણ્ડનીય) વિ. [સં.] સજા કરાવાને પાત્ર

**દંડનીય-તા** (દણ્ડનીય-) સ્ત્રી. [સં.] સજા થવાની પાત્રતા

**દંડ-ન્યાય** (દણ્ડ-) પું. [સં] ફોજદારી રાહે અદાલતમાં કામ ચલાવવું એ, અભિયોગ, 'પ્રૉસિક્યુશન'

**દંડ-પાણિ** (દણ્ડ-) પું. [સં.] જેના હાથમાં દંડ ધારણ કરેલો હોય તેવો આદમી, દ્વાર-પાલ [(૨) સખત સજા

**દંડ-પારુષ્ય** (દણ્ડ-) ન. [સં.] સજા કરવામાં થતો પક્ષપાત.

**દંડ-પાલ** (દણ્ડ) પું. [સં.] ન્યાયાધીશ, 'જજ,' 'મૅજિસ્ટ્રેટ'

**દંડ-પાશિક** (દણ્ડ-) પું. [સં.] ફાંસી દેવાનું કામ કરનાર સરકારી કર્મચારી

**દંડ-પ્રણામ** (દણ્ડ-) પું. [સં.] લાકડીની જેમ લાંબા પડી કરવામાં આવતા નમસ્કાર, દંડવત્પ્રણામ

**દંડ-પ્રહાર** (દણ્ડ-) પું. [સં.] દંડાનો માર

**દંડ-ફરોઈ** (દણ્ડ-) સ્ત્રી. [સં. + ફા. 'ફુરુઈ'] સજાની રકમની સરકારી ઊપજ [નામની એક રમત

**દંડ-ફૂદડી** (દણ્ડ-) સ્ત્રી. [સં. + જુઓ 'ફૂદડી.'] (લા.) એ

**દંડ-બાહુ** (દણ્ડ-) પું. [સં.] જુઓ 'દંડ-પાણિ.'

**દંડ-બેઠક** (દણ્ડ-બેઠક) ન., બ.વ. [સં. + જુઓ 'બેઠક' સ્ત્રી.] કસરતમાં દંડ પીલવાની અને ઊઠ-બેસ કરવાની ક્રિયા

**દંડ-ભીતિ** (દણ્ડ-) સ્ત્રી. [સં.] સજા થવાનો ભય

**દંડ-મુંડ** (દણ્ડ-મુણ્ડ) પું. [સં.] (કેટલાંક તીર્થોમાં) આર્થિક ભેટ લેવાનો અને માથું મુંડવાનો રિવાજ, ડંડ-મુંડ

**દંડ-યષ્ટિ** (દણ્ડ-) સ્ત્રી. [સં., સમાનાર્થ શબ્દોનો સમાસ] લાકડી, સોટી

**દંડ-યાત્રા** (દણ્ડ-) સ્ત્રી. [સં.] શત્રુઓનો પરાભવ કરવાને ત્યાં ત્યાં ચડાઈ લઈ જવી એ, વિજય-યાત્રા

**દંડ-યોગ્ય** (દણ્ડ-) વિ. [સં.] સજાને પાત્ર, દંડનીય

**દંડ-લેખન** (દણ્ડ) ન. [સં.] સજા તરીકે વિદ્યાર્થીને આપેલું લખી લાવવાનું કામ, 'ઇમ્પોઝિશન'

**દંડવત** (દણ્ડવત) ન., બ.વ. [સં. दण्डवत् અવ્યયનો નામ જેવો પ્રયોગ], **દંડવત્પ્રણામ** (દણ્ડ-) પું., ન., બ.વ. [સં., પું.] લાકડીની જેમ ઊંધા સૂઈને કરવામાં આવતા નમસ્કાર, દંડ-પ્રણામ

**દંડવું** (દણ્ડવું) સ. ક્રિ. [સં. दण्ड्-તત્સમ] સજા કરવી, શિક્ષા કરવી, નસિયત કરવી. (૨) આર્થિક સજા કરવી. **દંડાવું** (દણ્ડાવું) કર્મણિ.,ક્રિ. **દંડાવવું** (દણ્ડાવવું) પ્રે.,સ.ક્રિ.

**દંડ-શક્તિ** (દણ્ડ-) સ્ત્રી. [સં.] સજા કરવાની તાકાત, 'કોઍર્શન' (ઉ.કે.)

**દંડ-શાસ્ત્ર** (દણ્ડ-) ન. [સં.] સજા કરવાનું શાસ્ત્ર, 'પીનોલૉજી'

**દંડ-હસ્ત** (દણ્ડ-) પું. [સં.] જુઓ 'દંડ-પાણિ.'

**દંડા-તોડ** પું. [જુઓ 'દંડો' + 'તોડવું.'] (લા.) લાકડીથી પતાવેલો ઝઘડો. (૨) વિ. દંડાને તોડી નાખે તેવું

**દંડા-દંડી** (દણ્ડાદણ્ડી) સ્ત્રી. [સં.] લાકડીઓની મારકૂટ, દંડાબાજી

**દંડા-બાજ** (દણ્ડા-) વિ, [જુઓ 'દંડો' + ફા. પ્રત્યય.] લાકડી મારવામાં કુશળ

**દંડાબાજી** (દણ્ડા-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] સામસામી લાકડીઓ મારવાની ક્રિયા, દંડાદંડી

**દંડા-બેડી** (દણ્ડા-) સ્ત્રી. [જુઓ 'દંડો' + 'બેડી.'] વચ્ચે ભરાવેલી પગની બેડી

**દંડાયુધ** (દણ્ડાયુધ) ન. [સં. दण्ड +आयुध] યુદ્ધમાં જતાં યોદ્ધાએ રાખવાનું તે તે હથિયાર (બધાં મળી ૩૬ કહ્યાં છે.)

**દંડાવવું, દંડાવું** (દણ્ડા-) જુઓ 'દંડવું' માં. [તે, દંડાયેલું

**દંડિત** (દણ્ડિત) વિ. [સં.] જેને સજા કરવામાં આવી છે

**દંડિયું** (દણ્ડિયું) વિ. [સં. दण्ड + ગુ. 'ઇયું' ત.પ્ર.] દંડ ઉપર રહેલું, એક દાંડાને આધારે રહેલું, એકદંડિયું

**દંડી** (દણ્ડી) વિ., પું. [સં., પું.] (દંડધારી) સંન્યાસી. (૨) એ નામનો એક પ્રાચીન કવિ અને કાવ્યશાસ્ત્રી. (સંજ્ઞા.)

**દંડીકો** (દણ્ડીકો) પું. [સં. दण्ड દ્વારા ગુ.] નાનો દંડો, બળિયો. (૨) નગારાં વગાડવાની દાંડી [ઉદ્ધત, દાંડ

**દંડીલું** (દણ્ડીલું) વિ. [સં. दण्ड + ગુ. 'ઈલું' ત. પ્ર.] (લા.)

**દંડૂકિયું** (દણ્ડૂકિયું) વિ. [જુઓ 'દંડૂકો' + ગુ. 'ઇયું' ત.પ્ર.]

હાથમાં દંડૂકાવાળું [બૅટન'

દંડૂકો (દણ્ડૂકો) પું. [સં. दण्ड દ્વારા ગુ.] જુઓ 'દંડીકો(૧),'

દંડૂરો (દણ્ડૂરો) પું. બટાટા મરચી વગેરેમાં થતો એક રોગ

દંડેલ (દણ્ડેલ્ય) સ્ત્રી. ગીલીદંડાની રમતમાં મારણીની ક્રિયાને માટે વપરાતો શબ્દ (ન.મા.) [લાકડી કે નાનું દંગોરું

દંડો (દણ્ડો) પું [સં. दण्डक- > પ્રા. दंडअ-] જાડી ટૂંકી

દંડ્ય (દણ્ડ્ય) વિ. [સં.] જુઓ 'દંડનીય.'

દંત (દન્ત) પું. [સં.] દાંત

દંત-કથા (દન્ત-) સ્ત્રી. [સં.] કર્ણોપકર્ણ કહેવાતી ચાલી આવતી લોકવાયકા, જન-વાર્તા, કિંવદંતી, અનુશ્રુતિ, 'લીજન્ડ'

દંતકથા-શાસ્ત્ર (દન્ત-) ન. [સં.] દંતકથાઓ-લોકવાયકાઓ-અનુશ્રુતિઓને લગતી વિદ્યા, 'માઈથૉલૉજી' (મન. રવ.)

દંત-ક્ષત (દન્ત-) ન. [સં.] દાંત બેસવાથી પડેલો વ્રણ

દંત-ગરગડી (દન્ત-) સ્ત્રી. [સં. + જુઓ 'ગરગડી.'] દાંતાવાળી ગરગડી, 'કૉગ-વ્હીલ'

દંત-ઘાત (દન્ત-) પું. [સં.] જુઓ 'દંત-ક્ષત.'

દંત-ચિકિત્સા (દન્ત-) સ્ત્રી. [સં.] દાંતના રોગની તપાસ

દંત-ધાવન (દન્ત-) ન. [સં.] દાતણ કરવાની ક્રિયા. (૨) દાતણ [ઘરેણું, 'એરિંગ'

દંત-પત્ર (દન્ત-) ન. [સં.] કાંસકી, દાંતિયો. (૨) કાનનું

દંત-પંક્તિ (દન્ત-પઙ્ક્તિ) સ્ત્રી. [સં.] દાંતોની હાર

દંત-મજ્જા (દન્ત-) સ્ત્રી. [સં.] દાંતને પકડી રાખનાર સ્નાયુ, જિવાળું [ઔષધીય ચૂર્ણ, 'ટૂથ-પાઉડર'

દંત-મંજન (દન્ત-મઞ્જન) ન. [સં.] દાંત સાફ કરવા માટેનું

દંત-મૂલ(-ળ) (દન્ત-) ન. [સં.] દાંતનું મૂળ

દંત-રોગ (દન્ત-) પું. [સં.] દાંતને લગતો રોગ, 'પાયોરિયા'

દંતરોગ-શાસ્ત્ર (દન્ત-) ન. [સં.] દાંતના રોગોને લગતી વિદ્યા, 'ડૅન્ટિસ્ટ્રી'

દંત-વક્ત્ર (દન્ત-) પું. [સં.] આઠ અક્ષરોના ચરણવાળો અનુષ્ટુભ પ્રકારનો છંદ. (પિં.) (૨) કૃષ્ણના સમયનો એક પૌરાણિક રાજવી કે જેને કૃષ્ણે મારેલો (એ 'કારૂષ' દેશનો રાજા હતો.) (સંજ્ઞા.) [દંતરોગનું વિજ્ઞાન, 'ડેન્ટોલૉજી'

દંત-વિદ્યા (દન્ત-) સ્ત્રી. [સં.] દાંતને લગતી વિદ્યા, દંત-શાસ્ત્ર,

દંત-વિદ્રધિ (દન્ત-) પું. [સં.] જુઓ 'દંત-રોગ.'

દંત-વિશોધન (દન્ત-) ન. [સં.] દાંત સાફ કરવા એ

દંત-વીણા (દન્ત) સ્ત્રી. [સં.] (લા.) રાતે ઊંઘમાં થતી દાંતોની કચકચાટી [ગયેલા દાંતવાળું

દંતવું (દન્તવું) વિ. [સં. दन्त દ્વારા ગુ.] બહાર નીકળી

દંત-વેષ્ટન (દન્ત-) ન. [સં] દાંત ઉપરનું ધોળું પડ, 'એનેમલ'

દંત-વૈદ્ય (દન્ત-) પું. [સં.] દાંતની દવા કરનાર અને દાંત કાઢી નાખવાનું કામ કરનાર વૈદ્ય કે દાક્તર, 'ડૅન્ટિસ્ટ'

દંત-શાસ્ત્ર (દન્ત-) ન. [સં.] જુઓ 'દંત-વિદ્યા.'

દંત-શાસ્ત્રી (દન્ત-) પું. [સં.] જુઓ 'દંત-વૈદ્ય.'

દંત-શુદ્ધિ (દન્ત-) સ્ત્રી. [સં.] દાંતો સાફ રાખવાની ક્રિયા

દંત-શૂલ(-ળ) (દન્ત-) ન. [સં.] દાંતમાં થતું કળતર

દંત-સ્થાન (દન્ત-) ન. [સં.] દાંતો આવ્યા છે તે સ્થાન, 'પૅલેટ.' (વ્યા.)

દંતસ્થાની (દન્ત-) વિ. [સં., પું.], -નીય વિ. [સં.] દંત-સ્થાનને લગતું, દંતસ્થાનનું, દંત્ય, 'પૅલેટલ.' (વ્યા.)

દંતાગ્ર (દન્તાગ્ર) ન. [સં. दन्त + अग्र] તે તે દાંતનું ટોચકું

દંતાગ્રીય (દન્તાગ્રીય) વિ. [સં. दन्त + अग्रीय] દાંતની અણીને લગતું

દંતારો પું. [સં. दन्तकारक- > પ્રા. दंतआरअ-, दंतारअ-] હાથીદાંતનું કામ કરનાર કારીગર, ચૂડગર

દંતાર્બુદ (દન્તાર્બુદ) પું. [સં. दन्त + अर्बुद] દાંતના પારાનો સોજો, અવાળુમાં થયેલું ગૂમડું [જુઓ 'દંત-પંક્તિ.'

દંતાવલિ, -લી, -ળિ, -ળી સ્ત્રી. [સં. दन्त + आवलि,-ली]

દંતાસળી (દન્તાસળી) સ્ત્રી. [સં. दन्त દ્વારા] દંતૂસળના ઘાટની એક છાપ [બહાર નીકળતા દાંતવાળું, દંતવું

દંતાળ[1] (દન્તાળ) વિ. [સં. दन्त + ગુ. 'આળ' ત. પ્ર.]

દંતાળ[2] (દન્તાળ) પું. [જુઓ સ. दन्त દ્વારા.] ખેતીનું ત્રણ પાંખિયાં કે પાંચ પાંખિયાંવાળું એક ઓજાર. (૨) હળ કે દંતાળનો દાંતો [(૨) ખંપાળી, દાંતી

દંતાળી (દન્તાળી) સ્ત્રી. [સં. दन्त દ્વારા] જુઓ 'દંતાળ.'

દંતાળું (દન્તાળું) વિ. [જુઓ 'દંતાળ[1]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દંતવું.'

દંતિયો (દન્તિયો) પું. [સં. दन्तिकक- > પ્રા. दंतियअ-] દાંતિયો, કાંસકી (વગેરે). (૨) ખરેરો

દંતી[1] (દન્તી) વિ. [સં., પું.] દાંતવાળું. (૨) દંતસ્થાનીય. (૩) પું. હાથી [ગોટાનું બી

દંતી[2] (દન્તી) સ્ત્રી. [સં. दन्तिका > પ્રા. दंतिआ] જમાલ-

દંતી-બાજ (દન્તી-બાજ) ન. [જુઓ 'દંતી[2]' + ફા.] જુઓ 'દંતી.[2]' [નાના દેખાતા દાંતવાળું

દંતુર (દન્તુર), -રિત વિ. [સં.] જુઓ 'દંતવું.' (૨) નાના

દંતું (દન્તું) વિ. [સં. दन्त + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'દંતવું.'

દંતૂડી (દન્તુડિ) સ્ત્રી. [સં. दन्त દ્વારા ગુ.] નાનો નાનો (બાળકનો તે તે) દાંત, નાનો રૂપાળો દાંત, બાળકનો તાજો નવો ફૂટેલો તે તે દાંત [તે તે દાંત

દંતૂશ(-સ),ળ (દન્તુ-) પું. [સં. दन्त દ્વારા ગુ.] હાથીનો

દંતો (દન્તો) પું. [સં. दन्तक- > પ્રા. दंतअ-] (લા.) જુઓ 'દાંતિયો.'

દંતૈયું ન. [સં. दन्त દ્વારા ગુ.] જુઓ 'દાંતિયું.'

દંતોત્પત્તિ (દન્તોત્પત્તિ) સ્ત્રી. [સં. दन्त + उत्पत्ति] દાંત ઊગવાની ક્રિયા

દંતોદ્ભેદ (દન્તો-) પું. [સં. दन्त + उद्-भेद] દાંત ફૂટવો એ

દંત્ય (દન્ત્ય) વિ. [સં] દાંતને લગતું. (૨) દંત-સ્થાનમાંથી બોલાતું (વ્યંજનોમાં 'ત-થ-દ-ધ-ન' 'લ' અને 'સ'). (વ્યા.)

દંત્ય-તાલવ્ય (દન્ત્ય-) વિ. [સં] દંત-સ્થાન અને તાલુ-સ્થાન બેઉની મદદથી ઉચ્ચારાતું (ઉ.ત. 'ત્ર'-'જ્ર'). (વ્યા.)

દંત્યી-કરણ (દન્ત્યી-) ન. [સં.] બીજા વર્ગના વ્યંજનનો દંત્ય વર્ણ કરવાની ક્રિયા (જેમકે 'ક્યાં'નું 'ચ્યાં'), 'ડૅન્ટે-લિ-ઝેશન.' (વ્યા.)

દંત્યૌષ્ઠ્ય (દન્ત્યૌષ્ઠ્ય) વિ. [સં. दन्त्य + औष्ठ्य] દંતસ્થાન અને ઓષ્ઠસ્થાન બેઉની મદદથી ઉચ્ચારાતું (ઉ.ત.'વ' અને અંગ્રેજી F 'ફૉર્મ' વગેરે તત્સમ શબ્દોમાં 'ફ.'). (વ્યા.)

દંદૂટ (દન્દૂટ) પું. એક પ્રકારનું ભારે અવાજવાળું વાજિંત્ર

**દંડૂડી**[1] (દન્ડુડિ) સ્રી. [જુઓ 'દદૂડી.'] જુઓ 'દદૂડી.'

**દંડૂડી**[2] (દન્ડુડિ) સ્રી. [જુઓ 'દંદ.'] બાળકની વધી પડેલી ફંદ, ફાતડી

**દંડૂ(-દો)ડો** (દન્ડુ(-દો)ડો) પું. [જુઓ 'દદૂડો.'] જુઓ ['દદૂડો.'

**દંપતી** (દમ્પતી) ન., બ.વ. [સં., પું., દ્વિ.વ.] જાયા-પતિ, પત્ની-પતિ, ધણિયાણી અને ધણી, પતિ-પત્નીનું જોડું

**દંપતી-જીવન** (દમ્પતી-) ન. [સં.] પતિ-પત્ની તરીકેનું જોડાયેલું જીવન, ઘર-સંસાર

**દંપતી-હક(-ક્ક)** (દમ્પતી-) પું. [+ જુઓ 'હક,-ક્ક.'] પતિ-પત્ની તરીકેના સહ-જીવનનો એકબીજાનો અધિકાર, 'કૉન્જયુગલ રાઇટ'

**દંભ** (દમ્ભ) પું. [સં.] ખોટો ડોળ, ખોટો ગર્વ, ખોટું અભિમાન, ઢોંગી વર્તાવ. [**૦ ખેલવો**, **૦ રમવો** (રૂ. પ્ર.) દંભી વર્તન કરવું, ખોટો ડોળ કરવો]

**દંભક** (દમ્ભક) વિ. [સં.], **દંભિયું** (દમ્ભિયું) વિ. [સં. दम्भ + ગુ. 'ઇયું' ત.પ્ર.], **દંભી** (દમ્ભી) વિ. [સં., પું] દંભ કરનાર, ડોળી

**દંશ** (દંશ) પું. [સં.] વીંછી કે સર્પ જેવાં પ્રાણીઓનું કરડવું એ, ડંખ. (૨) (લા.) સામાના હૃદયને ખટક્યા કરે તેવી લાગણી, કીનો

**દંશ-કોશ(-ષ)** (દંશ-) પું. [સં.] ઝેરની કોથળી

**દંશવું** (દંશવું) સ.ક્રિ. [સં. दंश्-તત્સમ] દંશ કરવો, ડંખવું, કરડવું (વીંછી-સર્પ વગેરેનું). ભૂ. કૃ. માં અ.ક્રિ. જેવો કર્તરિ પ્રયોગ). **દંશાવું** (દંશાવું) કર્મણિ., ક્રિ. **દંશાવવું** (દંશાવવું) પ્રે., સ. ક્રિ.

**દંશાવવું, દંશાવું** (દંશા-) જુઓ 'દંશવુ'માં.

**દંશિત** (દંશિત) વિ. [સં.] જેને કાંઈ કરડ્યું છે તેવું. (૨) ન. દંશ, ડંખ

**દંશી**[1] (દંશી) વિ. [સં., પું.], **-શીલું** વિ. [સં. दंश + ગુ. 'ઈલું' ત.પ્ર.] (લા.) દંશવાળું, કિન્નાખોર, ઝેરીલું, ડંખીલું

**દંશી**[2] (દંશી) સ્રી. [સં.] એક જાતની કરડતી માખી, કાંડર

**દંષ્ટ્રા** (દંષ્ટ્રા) સ્રી. [સં.] દાઢ. (૨) (સર્પ વગેરેનો) ઝેરી દાંત

**દંસીડો** (દંસીડો) પું. કપાસના છોડમાં થતો એક કીડો

**દા**[1] પું. [સં. दाव > પ્રા. दाअ-] દવ, દવાગ્નિ, દાવાગ્નિ, દાવાનળ. [**૦ લાગવો** (રૂ.પ્ર.) સળગી ઊઠવું]

**દા**[2] પું. [ફા. દાવ્] લાગ, મોકો, તક. (૨) રમતમાં આવતો વારો. [**૦ લાગવો** (રૂ. પ્ર.) રમતમાં વારો મળ્યા પછી જીતી જવું]

**દાઇય(-યે)ણ** (-ઇય) સ્રી. [જુઓ 'દાઈ' + ગુ. 'અ-(-એ)ણ' ત.પ્ર.], **દાઇયાણી** સ્રી. [+ ગુ. 'આણી' ત. પ્ર.],

**દાઈ**[1] સ્રી. [જુઓ 'દાયા.'] ધાવ. (૨) સુયાણી, સુવાવડ કરાવનારી ધંધાદાર સ્રી, 'મિડ-વાઇફ'

**દાઈ**[2] વિ. [સં. दायिक- > પ્રા, दाइअ-] વારસાનો ભાગીદાર

**દાઈ**[3] પું. ધર્મ-પ્રચારક, 'મિશનરી' (કૃ. મો.)

**દાઈ-દુશ્મન** વિ., ન. [જુઓ 'દાઈ[2]' + દુશ્મન.'] વારસાનો ભાગીદાર શત્રુરૂપ માણસ

**દાઉડી** સ્રી. દાસી, નોકરડી, ચાકરડી

**દાઊ(-ઉ)દખાની** વિ. ['દાઊદખાન' વ્યક્તિવાચક મુસ્લિમ નામ-મોગલ બાદશાહ શાહ આલમનો એ નામનો એક ઉમરાવ. એ ઇજિપ્તમાંથી ઘઉંની એક જાત લાવેલો + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) ખાસ કરી અમદાવાદ જિલ્લાના ભાલ-વિસ્તારમાં થતા (ઘઉં)

**દાઊ(-ઉ)દી** વિ. ['દાઊદ' વ્યક્તિવાચક મુસ્લિમ નામ + ગુ. 'ઈ' ત.પ્ર.] મુસ્લિમ શિયા વહોરાઓનાં એ સંજ્ઞા ધરાવતું. (૨) જુઓ 'દાઊદખાની'

**દાક્તર** પું., સ્રી. [અં. ડૉક્ટર્] જુઓ 'ડૉક્ટર.'

**દાક્તરી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] દાક્તરને લગતું, દાક્તરનો ધંધો, દાક્તરની વિદ્યા, દાક્તરું

**દાક્ષાયણી** સ્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે દક્ષ પ્રજાપતિની પુત્રી ઉમા (શિવ-પત્ની). (સંજ્ઞા.)

**દાક્ષિણાત્ય** વિ. [સં.] (લા.) ભારત-વર્ષના મહારાષ્ટ્ર કર્ણાટક આંધ્ર કેરલ અને તામિલનાડુ એ દક્ષિણના પ્રદેશોને લગતું, દક્ષિણના પ્રદેશાનું, દક્ષિણ દેશમાં રહેનારું

**દાક્ષિણ્ય, દાક્ષ્ય** ન. [સં.] દક્ષતા, ચતુરાઈ, કૌશલ, હોશિયારી, ડહાપણ, 'શિવલ્રી,' 'ગૅલૅન્ટ્રી' (બ.ક.ઠા.)

**દાખડો** પું. શ્રમ, મહેનત

**દાખલ** ક્રિ. વિ. [અર. દાખિલ્] પ્રવેશ કરાવેલું હોય એમ

**દાખલા-દલીલ** ન., બ.વ. [જુઓ 'દાખલો' + 'દલીલ.'] દષ્ટાંતો સાથેની સમર્થક રજૂઆત

**દાખલો** પું. [અર. દાખિલહ્] ઉદાહરણ, દષ્ટાંત. (૨) પુરાવો, પ્રમાણ, 'સર્ટિફિકેટ.' (૩) નમૂનાનો હિસાબ. [**૦ આપવો**, **૦ દેવો** (રૂ. પ્ર.) દષ્ટાંત બતાવવું. **૦ કરવો**, **૦ ગણવો** (રૂ.પ્ર.) ગણિતનો નમૂનાનો હિસાબ ગણવો. **૦ બેસવો** (-બૅસવો) (રૂ. પ્ર.) ધડો લેવામાં આવે તેવું થવું. **૦ બેસાડવો** (-બૅસાડવો) (રૂ.પ્ર.) બીજાં ધડો લે તેવું કરી બતાવવું. (૨) હિસાબનો મેળ કરવો. **૦ મળવો** (રૂ.પ્ર.) હિસાબનો મેળ કે ઉકેલ આવવો. **૦ લેવો** (રૂ.પ્ર.) પ્રમાણ-પત્ર લેવું. (૨) ધડો લેવો, બોધ લેવો]

**દાખવવું, દાખવું** સ. ક્રિ. [સં. दृश् ધાતુના વિકાસમાં પ્રા. दक्खव-] દેખાડવું, બતાવવું, કહેવું, જણાવવું

**દાગ(-ઘ)**[1] પું. [સં. दाह] મડદાનો અગ્નિદાહ. [**૦ આપવો**, **૦ દેવો** (રૂ.પ્ર.) ચેહ સળગાવવી]

**દાગ(-ઘ)**[2] જુઓ 'ડાઘ.' [**૦ લાગવો** (રૂ.પ્ર.) કલંક ચોંટવું]

**દાગડ** (-ડ્ય) સ્રી. [રવા.] નગારું, નોબત

**દાગણી** સ્રી. [જુઓ 'દાગવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] લખાણમાં સંબંધ બતાવતા આંક ટાંકી બતાવવાનું કાર્ય

**દાગ-દાગીનો** પું. [જુઓ 'દાગીનો,'-પૂર્વ બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] ઘરેણું-ગાંઠું અને બીજી કિંમતી ચીજ-વસ્તુ, દર-દાગીનો

**દાગદોજી** સ્રી. મરામત, સુધાર-કામ, માર-કામ એ

**દાગબ(-ભ)** પું. બૌદ્ધધર્મીઓનું પૂજાનું સ્થાન, સ્તૂપ

**દાગવવું, દાગવું**[1] સ. ક્રિ. [જુઓ 'દાગ,'-ના.ધા.] સળગાવવું, બળતું કરવું, પેટાવવું, ચેતાવવું

**દાગવું**[2] સ.ક્રિ. [જુઓ 'ડાઘ,'-ના. ધા.] નિશાન કરવાં (ખાસ કરી રોજમેળ-ખાતાવહીમાં સંદર્ભ લખ્યા પછી)

**દાગી** જુઓ 'ડાઘી.'

**દાગીના-ખાતું** ન. [જુઓ 'દાગીનો' + 'ખાતું.'] દાગીના રાખવાનું સ્થળ. (૨) ચોપડામાં લખેલાં દાગીનાનાં ખરીદ-વેચાણની ખાતાવહીમાંની નોંધ

**દાગીનો** પું. અલંકાર, ઘરેણું. (૨) કિંમતવાળો માલ-સામાન -પ્રત્યેક નંગ (અંગત કે વેપારી પ્રકારનાં પોટલાં ગાંસડા ગાંસડી પેટીઓ વગેરે પ્રત્યેક)

**દાગૂ** (-ચ્ય) સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**દાઘ**[૧] જુઓ 'દાગ.[૧]'

**દાઘ**[૨] જુઓ 'દાગ[૨]'-'ડાઘ.'

**દાઘાંજલિ** (દાઘાઞ્જલિ) સ્ત્રી. [જુઓ 'દાઘ[૧]' + સં. अञ्जलि પું.] અગ્નિદાહ વખતે આપવામાં આવતો પાણીનો ખોબો. (૨) (લા.) સ્મશાનમાં શોક બતાવતાં કહેવાતાં વચન

**દાજી** પું., બ.વ. [જુઓ 'દાદો' + 'જી' = 'દાદાજી'નું લાઘવ.] પિતા કે વડીલનું કાઠી રાજપૂત વગેરેમાંનું સંબોધન

**દાઝ** (-ઝ્ય) સ્ત્રી. [જુઓ 'દાઝવું.'] અગ્નિ કે ગરમ તાતા પદાર્થની (ચામડી પર) બળવાની અસર થવી કે નિશાની પડવી. (૨) ખોરાકનો બળેલો ભાગ. (૩) (લા.) લાગણી. (૪) ઈર્ષ્યા, અદેખાઈ. (૫) શત્રુતા, વેર, કીનો. [**૦ આવવી** (રૂ.પ્ર.) ગુસ્સો થવો, ઝનૂન-ખુન્નસ ભરાવું. **૦ ઓ(-હો)લવવી** (-ઓ:લવવી) (રૂ.પ્ર.) ઠપકો આપી પોતાના મનને શાંત કરવું. **૦ કાઢવી** (રૂ.પ્ર.) ક્રોધને કારણે ખરાબ વેણ કહેવાં. **૦ ચ૮(-ઢ)વી** (રૂ.પ્ર.) ભારે ગુસ્સો થવો. **૦ ધરાવવી** (રૂ.પ્ર.) લાગણી હોવી. **-ઝે બળવું** (દાઝ્યે-) (રૂ.પ્ર.) ઈર્ષ્યા કે ગુસ્સાનો અનુભવ કરવો (જાત ઉપર)]

**દાઝણું**[૧] ન. [જુઓ 'દાઝવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] દાઝવાની સ્થિતિ કે ક્રિયા [દઝાડે તેવું

**દાઝણું**[૨] વિ. [જુઓ 'દાઝવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.]

**દાઝવું** અ. ક્રિ. [સં. दह्य- > પ્રા. दज्झ-] અગ્નિની કે ગરમ પદાર્થની (ચામડી પર) અસર થવી તેમ એનું નિશાન પડવું. (૨) અગ્નિથી પદાર્થને બળવાની અસર થવી. (૩) (લા.) લાગણી થવી, અનુકંપા થવી. (૪) ઈર્ષ્યાએ ભરાવું. (૫) શત્રુતાનો હૈયામાં અનુભવ કરવો. [**દાઝ્યા પર ડામ** (રૂ.પ્ર.) એક દુઃખમાં બીજા દુઃખનો ઉમેરો]. **દઝાવું** ભાવે., ક્રિ. **દઝાડવું** પ્રે., સ. ક્રિ.

**દાઝિયું** વિ. [જુઓ 'દાઝ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં દાઝ પડી છે તેવું (ઘી વગેરે). (૨) ન. ખેતર કે બીડને સળગાવી ખેડવા લાયક કરેલી જમીન

**દાઝીલું** વિ. [જુઓ 'દાઝ' + ગુ. 'ઈલું' ત.પ્ર.] (લા.) દાઝે ભરાયેલું, રીસે ભરાયેલું. (૨) ઈર્ષ્યાએ સળગતું, દ્વેષીલું, ખારીલું

**દાઝોડવું** સ. ક્રિ. [જુઓ 'દાઝ' દ્વારા.] મનમાં દાઝ રાખવી. (૨) (લા.) ઇચ્છા પૂર્ણ કરવા તલસવું. (૩) કામાતુર થવું. (૪) અતિ સંભોગ કરવો

**દાટ**[૧] પું. [જુઓ 'દાટવું.'] (લા.) ગજબ, નાશ, ખુવારી, ઘાણ, નુકસાન, ડાટ. (૨) તોટો, ખોટ. [**૦ વળવો** (રૂ.પ્ર.) ભારે નુકસાની થવી, ફનાફાતિયા થવું. **૦ વાળવો** (રૂ.પ્ર.) ભારે મુશ્કેલીમાં નાખવું, નખ્ખોદ વાળવું]

**દાટ**[૨] વિ. ઘણું, ખૂબ, ડાટ ('મોંઘુ દાટ' એવો માત્ર પ્રયોગ)

**દાટ-દપટ** પું. [જુઓ 'દાટ[૧]' + રવા.] ડરામણીના શબ્દ, ધમકી, ડારો, ડાર-ડપટ

**દાટણ** ન. [જુઓ 'દાટવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] દાટવાનું કામ

**દાટણું** ન. [જુઓ 'દાટવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] દાટણ. (૨) ઢાંકવાનું કોઈ પણ સાધન. (૩) બારસાખની ઉપરનો પાટડો (લાકડાનો કે પથ્થરનો). (સ્થાપત્ય.)

**દાટવું** સ.ક્રિ. (ખાડામાં નાખી એના ઉપર માટી ધૂળ કસ્તર વગેરે નાખી) ઢાંકી દેવું. (૨) (લા.) ધમકાવવું, દાટી આપવી. **દટાવું** કર્મણિ., ક્રિ. **દટાવવું** પ્રે., સ. ક્રિ.

**દાટી** સ્ત્રી. [જુઓ 'દાટવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] (લા.) ધમકી, ડરામણી, ભય, દમદાટી, ડાટી

**દાટો** પું. [જુઓ 'દાટવું + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) ડાટો, ડૂચો. (૨) દમદાટી, ડાટી, ધમકી, ડરામણી. [**૦ દેવો, ૦ મારવો** (રૂ.પ્ર.) લૂગડા વગેરેનો ડૂચો કાણામાં ભરાવવો. (૨) બંધ કરવું]

**દાટ્યું-સાટ્યું** વિ. [જુઓ 'દાટવું' + ગુ. 'યું' ભૂ. કૃ.,-દ્વિર્ભાવ.] જમીનમાં દાટેલું (ધન વગેરે), ડાટ્યું-સાટ્યું

**દાડમ** (દાડચમ) ન. [સં. दाडिम] મેવાનું એક ફળ, અનાર

**દાડમ-કળી** (દાડચમ-) સ્ત્રી. [+ જુઓ 'કળી.'] દાડમનું ફળ થાય એ પહેલાંનો એનો ડોડો [ત.પ્ર.] દાડમનું ઝાડ

**દાડમડી** (દાડચમડી) સ્ત્રી. [જુઓ 'દાડમી' + ગુ. 'ડ' સ્વાર્થે

**દાડમિયું** (દાડચમિયું) વિ. [જુઓ 'દાડમ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દાડમને લગતું. (૨) દાડમના બીના રંગનું

**દાડમિયો** (દાડચ-) પું. [જુઓ 'દાડમિયું.'] દાડમના બીના રંગ જેવા રસવાળી કેરી આપતા આંબાની નવસારી તરફની એક જાત

**દાડમી** (દાડચમી) સ્ત્રી. [સં. दाडिमिका > પ્રા. दाडिमिआ] દાડમનું ઝાડ. (૨) (લા.) કુંઢી ભેંસ

**દા(-ડા)ઢ** સ્ત્રી. [સં. दंष्ट्रा > दड्ढा] માણસ ઢોર વગેરેના મોઢામાંનાં બેઉ પડખાંના ચાવવાના મોટા દાંત. [**૦ આવવી** (રૂ. પ્ર.) દાઢ ઊગવી, પેઢામાંથી દાઢ ફૂટવી-નીકળવી. **૦ ગળવી, સળકવી** (રૂ. પ્ર.) ખાવાની લાલસા થવી. **૦ ગળી થવી** (રૂ.પ્ર.) મિષ્ટાન્ન ખાવું. **૦ પેધવી** (રૂ. પ્ર.) લાલચ વધવી. **૦ ફૂટવી** (રૂ. પ્ર.) પેઢામાંથી દાઢનું મથાળું દેખાતું થવું. **૦માં કાંકરો** (રૂ.પ્ર.) નડે તેવો શત્રુ. **૦માં ઘાલવું, ૦માં રાખવું, ૦માં લેવું** (રૂ. પ્ર.) મેળવવા લાલસા કરવી. (૨) કીન્નાથી સપડાવવા વિચારવું કે સાણસામાં લેવું. **૦માંથી બોલવું** (રૂ. પ્ર.) સામાને ચીડવવા કે કટાક્ષમાં બોલવું. **-ઢે લાગવું, -ઢે વળગવું** (રૂ.પ્ર.) સ્વાદ લાગવો, ખાવાનું ગમવું]

**દા(-ડા)ઢકાં** વિ., ન., બ.વ. [જુઓ 'દાઢ' + ગુ. 'કું' ત.પ્ર.) દાઢનો સ્વાદ ધરાવતાં. (૨) સુમરાઓનું એક ખિજવણું

**દા(-ડા)ઢવાણ** (-ણ્ય) સ્ત્રી. કળિયું હાંકતાં વચ્ચે રહેતી ખાલી જગ્યા

**દા(-ડા)ઢ(-ઢા)-રખી** વિ., સ્ત્રી. [જુઓ 'દાઢ' + 'રાખવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] અવાળુ પાસે. (૨) દાઢી આગળ થતું એક જાતનું ગૂમડું

**દા(-ડા)ઢવું** સ. ક્રિ. [જુઓ 'દાઢ,'-ના.ધા.] (લા.) વ્યંગમાં કહેવું, કટાક્ષમાં બોલવું, મર્મભર્યાં બોલ કહેવા

**દા (-ડા)ઢ-સવાદિયું** વિ. [જુઓ 'દાઢ' + 'સવાદિયું.'] સ્વાદ-વાળું, ખાવાની લાલસાવાળું, સવાદિયું, સ્વાદિયું

**દા(-ડા)ઢા-રખી** જુઓ 'દાઢ-રખી.'

**દા(-ડા)ઢિયાળો** વિ., પું. [જુઓ 'દાઢ' + ગુ. 'ઇયું' + 'આળું' ત.પ્ર.] (દાઢીમાં વાળ ઊગતા હોવાની નિશાનીએ) પુરુષ, મરદ, આદમી

**દા(-ડા)ઢી** સ્ત્રી. [જુઓ 'દાઢ' + ગુ. 'ઉં' ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નીચલા જડબાનો ત્રણે બાજુનો ભાગ. (૨) એ ભાગ ઉપર ઊગતા વાળ. [૦એ હાથ ના(-નાં)ખવો, ૦માં હાથ ઘાલવો, ૦ ખંજોળવી (-ખઞ્-જોળવી) (રૂ.પ્ર.) ખુશામત કરવી. ૦ કરવી (રૂ.પ્ર.) દાઢીના વાળ અસ્ત્રેથી ઉતારવા. ૦ની દાઢી ને સાવરણીની સાવરણી (રૂ. પ્ર.) એક જ વસ્તુનો અનેક કામમાં ઉપયોગ કરવો એ. ૦ ફૂટવી (રૂ. પ્ર.) દાઢીના વાળ ઊગતા થવા. (૨) જુવાની આવવી. ૦ માગે છે (રૂ.પ્ર.) શિક્ષા કે નુકસાનીને પાત્ર છે. ૦ રાખવી (રૂ.પ્ર) હજામત ન કરાવવી. ૦ રેંઢવી (રૂ.પ્ર.) હજામત કરવી, વતું કરવું]

**દા(-ડા)ઢી-મૂંડું** વિ. [જુઓ 'દાઢી' + 'મૂંડવું' + ગુ. 'ઉં' [કૃ. પ્ર.] (લા.) છેતરનારું

**દા(-ડા)ઢી-વાળો** વિ., પું. [જુઓ 'દાઢી' + ગુ. 'વાળું' ત.પ્ર.] (લા.) વૃદ્ધ પુરુષ

**દા(-ડા)ઢું** ન. [જુઓ 'દાઢી' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] દાઢી ઉપરના વાળનો જથ્થો. (૨) (લા.) કાચા કૂવા ઉપરના મંડાણનાં થાંભલાં બે લાકડાંઓમાંનું તે તે. (૩) હળની કોશને સરખી રાખવા નખાતા લાકડાના બે ટુકડાઓમાંનો તે તે ટુકડો [ગૂમડું

**દા(-ડા)ઢૂ(-ઢો)ડી** સ્ત્રી. [જુઓ 'દાઢ' દ્વારા.] દાઢી ઉપર થતું

**દા(-ડા)ઢો** પું. [જુઓ 'દાઢું.'] લોઢિયામાં નાખેલા લાકડાનો ટુકડો. (૨) બેલી, કરિયું, રપટો

**દા(-ડા)ઢોડી** જુઓ 'દાઢૂડી.' [નીચલું જડબું

**દા(-ડા)ઢોડું** ન. [જુઓ 'દાઢ' દ્વારા.] ઘાસ ખાનારાં પશુઓનું

**દાણુ**[1] ન. [સં. दान] (લા.) જકાત, 'ઑક્ટ્રૉય,' 'ટૉલ'

**દાણુ**[2] [ફા. દાનહ્] રમવાની મોટી કોડી, દાણિયો

**દાણુ**[3](-ન[3]) ક્રિ.વિ. [જુઓ 'દાવ.[2]'] વારો, ફેરો. (એની પૂર્વે 'પહેલી' 'બીજી' 'ત્રીજી' વગેરે રીતે સ્ત્રી. જેવું રૂપ દેખાય છે, પણ એ સ્ત્રી. નથી; એ જૂ. ગુ. ના ँअ-इનો વિકાસ છે, 'મારી ઉપર'ની પેઠે.) [લિંગો સાંકડો માર્ગ

**દાણ-ઘાટી** સ્ત્રી. [જુઓ 'દાણ[1]' + 'ઘાટી.'] દાણ લેવાતું હોય

**દાણ-ઘોદામણી** સ્ત્રી. [જુઓ 'દાણ[2]' દ્વારા.] મોટી કોડીઓ લઈ ખખળાવી જમીન ઉપર નાખી દાવ નક્કી કરવાની ક્રિયા

**દાણ-ચોકી** (-ચોકી) સ્ત્રી. [જુઓ 'દાણ[1]' + 'ચોકી.'] જ્યાં સરકારી જકાત વસૂલ કરાય છે તે સ્થાન, 'કસ્ટમ્સ સ્પૉટ'

**દાણ-ચોર** પું. [જુઓ 'દાણ[1]' + 'ચોર.'] દાણચોરી કરનાર, સરકારી જગાત છુપાવી ટાળનાર, 'બૂટ-લેગર,' 'સ્મગ્લર'

**દાણ-ચોરી** સ્ત્રી. [જુઓ 'દાણ[1]' + 'ચોરી.'] વિદેશથી કે અન્ય પ્રાંતમાંથી ગુપ્ત રીતે માલ-સામાન વગેરે લાવી એની કાયદેસર આપવાની જકાત ન આપવી એ, 'સ્મગલિંગ'

**દાણ-દાર** વિ., પું. [જુઓ 'દાણ[1]' + ફા. પ્રત્યય.] દાણ ઉઘરાવનાર કારકુન

**દાણ-લીલા** જુઓ 'દાન-લીલા.' [કર, 'કસ્ટમ્સ'

**દાણ-વેરો** પું. [જુઓ 'દાણ[1]' + 'વેરો.'] જકાતને લગતો

**દાણ-સુખડી** સ્ત્રી. [જુઓ 'દાણ[1]' + ગુ. સુખડી.'] ખેડૂત પાસેથી ઉત્પન્નને લગતો લેવાતો વેરો

**દાણા-દાણ** ક્રિ. વિ. [જુઓ 'દાણો,' -દ્વિર્ભાવ.] કણે કણ જુદા પડી જાય એમ, વેરણ-છેરણ, છિન્ન-ભિન્ન

**દાણા-દાર** વિ. [જુઓ 'દાણો'+ફા. પ્રત્યય.] દાણો પડ્યો હોય તેવું, કણદાર (મગજના લાડુ, પેંડા વગેરેમાં)

**દાણા-પીઠ** સ્ત્રી., -ઠું ન., **દાણા-બજાર, દાણા-મારકેટ, દાણા-માર્કેટ** સ્ત્રી., ન. [ન. [જુઓ 'દાણો' + 'પીઠ[2]'-'પીઠું'-'બજાર'-'મારકેટ'-'માર્કેટ.'] જ્યાં છૂટક કે જથ્થાબંધ રીતે અનાજ વેચાતું હોય તેવી બજાર, કણ-પીઠ

**દાણા-લાખ** સ્ત્રી. [જુઓ 'દાણો' + 'લાખ..[2]'] પીપળાની કણદાર સૂકી લાખ

**દાણા-સ(-સે)ર** (-રય) સ્ત્રી. [જુઓ 'દાણો' + 'સ(-સે)ર.'] મગિયા પારાઓની એક માળા (ગળાનું ઘરેણું). (૨) એક જાતની ડાંગર

**દાણિયું** ન. [જુઓ 'દાણો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] અડધું અનાજ અને અડધાં ફોતરાંવાળું ઢોરનું ખાણ. (૨) ગુવારનું ગોતર. (૩) કાંઠલા પર ચાંદી વગેરે ધાતુના મણકા ચોડી બનાવેલી પહેરવાની ચૂડી. (૪) સૌભાગ્યવતીને કંઠમાં પહેરવાનું એક ઘરેણું ['દાણ.[2]'

**દાણિયો**[1] પું. [જુઓ 'દાણ[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ

**દાણિયો**[2] પું. [જુઓ 'દાણ[1]' + ગુ. 'ઇયું' ત. પ્ર.], **દાણી** પું. [જુઓ 'દાણ[1]' + ગુ. 'ઈ' ત. પ્ર.] દાણ-જકાત વસૂલ કરનાર અધિકારી

**દાણીગરે** ન. [જુઓ 'દાણ[1]' દ્વારા] (લા.) કરજ, ઋણ

**દાણે-દાણ** ક્રિ. વિ. [જુઓ 'દાણો,'-દ્વિર્ભાવ.] જુઓ 'દાણા-દાણ'-'દાણો-દાણ.'

**દાણો** પું. [ફા. દાનહ્] અનાજનો કણ. (૨) (લા.) અનાજના કણ જેવો કોઈ પણ ગોળ આકાર. (૩) સોગટાં અને એવી રમતમાંનો સોગટાં પાસા કોડાં વગેરેનો પડતો આંક. [-ણા ઉતારવા (રૂ. પ્ર.) વળગાડ જોવામાં વ્યક્તિ ઉપરથી દાણાની મૂઠી ફેરવી બીજી બાજુ રાખવા. -ણા જોવરાવવા, -ણા દેખાડવા (રૂ. પ્ર.) એવી રીતે ઉતારેલા દાણા ભૂવા પાસે ગણાવી ફળ જાણવા પ્રયત્ન કરવો. -ણા જોવા (રૂ.પ્ર.) એમ ઉતારેલા દાણા ગણી જોવા. -ણા વાળવા (રૂ.પ્ર.) વળગણ જોવા વ્યક્તિ ઉપરથી દાણા ઉતારવા. ૦ ચાંપી જોવો, ૦ દાબી જોવો (રૂ.પ્ર.) સામાનું હૃદય સમજવા પ્રયત્ન કરવો. ૦ પાડવો (રૂ. પ્ર.) મગજ મોહનથાળ વગેરેનો લોટ સેકતાં કણ પાડવા. ૦ ભરવો (રૂ. પ્ર.) અનાજ ભરી રાખવાની મોસમમાં દાણા સાફસૂફ કરી મોઈ કોઠીઓ વગેરેમાં સંગ્રહવા, અનાજ સંઘરવું. ૦ વળવો (રૂ. પ્ર.) સિદ્ધિ મળવી] ['દાણા-દાણ.'

**દાણો-દાણ** ક્રિ. વિ. [જુઓ 'દાણો,'-દ્વિર્ભાવ.] જુઓ

**દાણો-દૂણી** ન., બ.વ. [જુઓ 'દાણો,'-દ્વિર્ભાવ.] વપરાશનું બધા પ્રકારનું અનાજ, અન્ન-સામગ્રી

**દાણો-પાણી** ન. [જુઓ 'દાણો' + 'પાણી.'] (લા.) અન્ન-જળ, અંજળ, સ્થાનની લેણાદેણી
**દાણો-વાટો** પું. [જુઓ 'દાણો' + 'વાટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] (લા.) વટાઈ જવું એ, ખુવાર થઈ જવું એ, કચ્ચર-ઘાણ
**દાત** (-ત્ય) સ્ત્રી. જુઓ 'દાંત.[2]'
**દા.ત.** ક્રિ. વિ. 'દાખલા તરીકે'નું ટૂંકું રૂપ, 'ઇ.જી.'
**દાતણ** ન. [સં. दन्त-धावन > પ્રા. दंतवण] જુઓ 'દંત-ધાવન.' (૨) દંતધાવનમાં વપરાતી બાવળ વગેરેની છડીનો કટકો. [૦ **કરવું** (રૂ. પ્ર.) દાતણથી દાંત ઘસવા. ૦**ની ચીરીએ હોવું** (રૂ.પ્ર.) તદ્દન ભૂખ્યું હોવું. ૦**ની દીવી જેવો** (રૂ.પ્ર.) ખોટનો, લાડકવાયો. **સાથ દાતણ** (રૂ. પ્ર.) હીણું, હલકટ (ન.મા.)] [કરી કોગળા કરવા એ
**દાતણ-પાણી** ન., બ વ. [જુઓ 'દાતણ' + 'પાણી.'] દાતણ
**દાતણ-ભ(-ભેં)ર** (-રય) ક્રિ. વિ. [+ જુઓ 'ભરવું.'] માત્ર દાતણ કર્યું હોય એમ [સ્ત્રીપ્રત્યય.] દાતણિયાની સ્ત્રી
**દાતણ-વાળી** વિ., સ્ત્રી. [જુઓ 'દાતણવાળો' + ગુ. 'ઈ'
**દાતણ-વાળો** વિ., પું. [જુઓ 'દાતણ' + ગુ 'વાળું' ત પ્ર.'] દાતણ વેચવાનો ધંધો કરનાર માણસ (ગુજરાતમાં મોટે ભાગે વાઘરી કોમનો ધંધો), દાતણિયો
**દાતણિયાં** ન., બ.વ. [જુઓ 'દાતણ' + ગુ. 'ઇયું' સ્વાર્થે [ત.પ્ર.] દાતણ. (પદ્યમાં.)
**દાતણિયો** વિ., પું. [જુઓ 'દાતણ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] દાતણ વેચનારો માણસ, દાતણવાળો
**દાતણો-દાતણ** ક્રિ. વિ. [જુઓ 'દાતણ,'–દ્વિર્ભાવ.] માત્ર દાતણભર, દાતણ સિવાય પછીનું કાંઈ પણ ન કર્યું હોય એમ
**દાતરડા-વેરો** પું. [જુઓ 'દાતરડું' + 'વેરો.'] ઘાસ કાપનાર માણસ ઉપર દાતરડું વાપરવા માટેનો કર [દાતરડું
**દાતરડી** સ્ત્રી. [જુઓ 'દાતરડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું
**દાતરડી-કુંભી** (-કુમ્ભી) સ્ત્રી. [+ જુઓ 'કુંભી.'] (લા.) શિખર ઉપરનો કરકરિયાંવાળો આકાર, આમલક. (સ્થાપત્ય.)
**દાતરડું** ન. [સં. दात्र- > અર્વા. તદ્ભવ 'દાતર' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] ઘાસ કાપવાનું ગોળાકાર પાનાની અંદરના વળાંટની બાજુએ ધારવાળું હાથાવાળું ઓજાર
**દાતવ્ય** વિ. [સં.] દેવા યોગ્ય, આપવા પાત્ર, દેય
**દાતા** વિ.,પું. [સં., પું.], ૦**ર** વિ., પું. [સં. दातारः પ. વિ., બ.વ. દ્વારા] આપનાર, દેનાર. (૨) દાન દેનાર બક્ષિસ કરનાર [ત.પ્ર.] દાતારપણું, ઉદારતા
**દાતાર-વટ** (-ટય), -**ટી** સ્ત્રી. [જુઓ 'દાતાર' + ગુ. 'વટ[2]'
**દાતારી[1]** સ્ત્રી. [જુઓ 'દાતાર' + ગુ. 'ઈ' ત.પ્ર.] દાતારપણું, સખીપણું [જુઓ 'દાતા.'
**દાતારી[2]** વિ, [જુઓ 'દાતાર' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.]
**દાતાલી** સ્ત્રી. લીલાશ મારતી એક એ નામની માછલીની જાત
**દાતૃ-તા** સ્ત્રી., -**ત્વ** ન. [સં.] દાતાપણું, ઉદાર-તા
**દાતેડો** પું. [જુઓ 'દાતરડું.'] જુઓ 'દાતરડું.'
**દાત્રા** પું હલેસાંવાળો માણસ. (વહાણ.)
**દાત્રી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'દાતા'–દાતા સ્ત્રી
**દાથરા-દસ(-શ,-સે,-શે)મ** (-મ્ય) સ્ત્રી. [જુઓ 'દાથરું' + 'દસ(-શ, -સે, -શે)મ.'] (લા.) ભાદરવા સુદિ દસમ. (સંજ્ઞા.) (૨) (લા.) વિ. બોલદેલું, ઢંગ વિનાનું
**દાથરિયું** ન. [જુઓ 'દાથરું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'દાથરું.'
**દાથરી** સ્ત્રી. [જુઓ 'દાથરું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું દાથરું. [૦ **ચડ(-ઢ)-વી** (રૂ.પ્ર.) મોઢે અણગમો અને રોષ દેખાવાં]
**દાથરું** ન. [દે. પ્રા. दत्थरअ.] ધાતુની તાંસળીથી જરા મોટું માટીનું વાસણ. [૦ **ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) મોઢે અણગમો અને રોષ બતાવવાં]
**દાથરો** પું. [જુઓ 'દાથરું.'] (કાંઈક અણગમાથી) મોટું દાથરું
**દાદ** સ્ત્રી. [ફા.] ફરિયાદનો ન્યાય મેળવવાની યાચના. (૨) ઇન્સાફ, ન્યાય, 'રિસ્પોન્સ.' (૩) (લા.) વેવાઈવેલાં તેમજ ઢોલી વસવાયાંને અપાતી ઉત્સાહ-ભેટ. (૪) રાહત, 'રિલીફ.' [૦ **આપવી,** ૦**દેવી** (રૂ.પ્ર.) ફરિયાદ સાંભળવી. (૨) ન્યાય આપવો. ૦ **માગવી** (રૂ. પ્ર.) ન્યાય માગવો. ૦ **સાંભળવી** (રૂ.પ્ર.) ફરિયાદ ધ્યાનમાં લેવી. ૦ **મળવી** (રૂ.પ્ર.) ન્યાય મળવો. ૦ **મેળવવી** (રૂ.પ્ર.) ન્યાય મેળવવો]
**દાદ-કાગ** પું. ['દાદ' + જુઓ 'કાગ.'] (લા.) એ નામનું એક પક્ષી
**દાદ-ખાહ** વિ. [ફા.] દાદ માગનાર
**દાદખાહી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ન્યાય મેળવવા માટેની અરજી [આપવો એ
**દાદ-ખ્વાહી** સ્ત્રી, [ફા.] ન્યાય આપવો એ, ઇન્સાફ
**દાદ-ગર** વિ. [ફા.] દાદનો ન્યાય આપનાર
**દાદ-ફરિયાદ** સ્ત્રી. [ફા.] ન્યાય માટેની અરજ
**દાદર[1]** પું. [દે. પ્રા. दद्दर] પહોળાં પગાંની સીડી, દાદરો
**દાદર[2]** સ્ત્રી. [સં. दद्रु દ્વારા] દરાજ, ધાદર (એક ચર્મ-રોગ)
**દાદર-બારી** સ્ત્રી. [જુઓ 'દાદર[1]' + 'બારી.' દાદરા ઉપરનું માળે જવાનું બાકોરું અને ઉપરથી વસાતું યા ખેંચી વસાતું બારણું, જીનાનું બારણું [નામનો એક છોડ
**દાદરી** સ્ત્રી. [જુઓ 'દાદરો[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એ
**દાદરું** ન. કાંકરા અને પથ્થરવાળી રતૂમડા રંગની જમીન
**દાદરો** પું. [જુઓ 'દાદર[1]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દાદર.[1]' (૨) માળ. (૩) એ નામનો એક તાલ, હીંચનો તાલ. (સંગીત,) [પથ્થર. (સ્થાપત્ય.)
**દાદલી** સ્ત્રી. દેવાલયના ઘૂમટની અંદર ઘાટવાળો ગોળાઈનો
**દાદલું** વિ. [જુઓ 'દાદુ' નામનો મધ્યકાલીન એક સંત + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (લા.) ઉદાર, દાતાર
**દાદા-ગીરી** સ્ત્રી. [જુઓ 'દાદો' + ફા. 'ગીર' પ્ર. + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) ગુંડાગીરી, ગુંડાશાહી, બળજબરી, જબરદસ્તી
**દાદા-જી** પું., બ.વ. [જુઓ 'દાદો' + 'જી.'] બાપનો બાપ, પિતામહ (માનાર્થે). (૨) કોઈ પણ વૃદ્ધ માણસ
**દાદાર** પું. [ફા.] ન્યાય આપનાર પરમેશ્વર
**દાદી[1]** સ્ત્રી. [જુઓ 'દાદો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દાદાની પત્ની, પિતામહી, બાપની માતા [કરનાર
**દાદી[2]** વિ. [જુઓ 'દાદ' + ગુ. 'ઈ' ત. પ્ર.] દાદ ફરિયાદ
**દાદી-જી** ન., બ.વ. [જુઓ 'દાદી[1]' + 'જી.'] (માનાર્થે) દાદી. (૨) પતિને પત્નીની અને પત્નીને પતિની દાદી
**દાદી-મા** ન., બ.વ.[જુઓ 'દાદી[1]' + 'મા.[2]'] જુઓ 'દાદી.'

(માનાર્થે). (૨) કોઈ પણ વૃદ્ધ સ્ત્રી
**દાદુ-પંથ** (-પન્થ) પું. ['દાદુ' નામનો એક મધ્યકાલીન સંત + જુઓ 'પંથ'.] દાદુએ ચલાવેલો કે એના શિષ્યોએ ચલાવેલો એક જ્ઞાનમાર્ગીય હિંદુ સંપ્રદાય. (સંજ્ઞા.)
**દાદુપંથી** (-પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દાદુ સંપ્રદાયનું અનુયાયી અને એ સંપ્રદાયને લગતું
**દાદુર** પું. [સં. दर्दुर > પ્રા. दद्दुर] દેડકો, મંડૂક
**દાદુરું** ન. [સં. दर्दुरक- > પ્રા. दद्दुरअ-] દેડકું (સર્વસામાન્ય)
**દાદો** પું. બાપનો બાપ, પિતામહ. (૨) (લા.) ગુંડો
**દાદોડો** પું. જીવડાના કરડવાથી ફોપડી આવવું ઢીમણું
**દાધા-બળિયું,દાધા-બળ્યું** વિ. [જુઓ 'દાધું + 'બળવું' + ભૂ. કૃ. 'ઇયું'-'યું' પ્ર.] (લા.) મનમાં ને મનમાં સળગી ઊઠેલું. (૨) (લા.) અર્ધ-દગ્ધ, ગાંડિયું. (૩) રડતી સુરતવાળું. (૪) અદેખું
**દાધારં(-રિ)ગાઈ** (-ર(-રિ)ઙ્ગાઈ) સ્ત્રી. [જુઓ 'દાધારં(-રિં)-ગું' + ગુ. 'આઈ' ત.પ્ર.] દાધારિંગાપણું, દેંગાઈ
**દાધારં(-રિં)ગું** (-ર(-રિ)ઙ્ગું) વિ. તોફાની અને જક્કી
**દાધાંજલિ** (દાધાઞ્જલિ) સ્ત્રી. [જુઓ 'દાધું + સં. अञ्जलि પું.] મરણ પામેલાંની પાછળ અપાતું પાણી (ધાર્મિક ક્રિયા)
**દાધીચ** વિ. [સં.] દધીચિ ઋષિને લગતું. (૨) દધીચિ ગોત્રમાં જન્મેલું (એક અવટંક બ્રાહ્મણોમાં). (સંજ્ઞા.)
**દાધું** વિ. [સં. दग्धक- > પ્રા. दद्धअ-], દાઝેલું, બળેલું. (૨) (લા.) મનમાં અને મનમાં સળગી ઊઠેલું ('દાધવું' સ્વતંત્ર ક્રિયારૂપ જાણીતું નથી.)
**દાન¹** ન. [સં.] આપવું-દેવું એ. (૨) ખેરિયત. (૩) બક્ષિસ, ભેટ, ઇનામ. (૪) સખાવત, 'એનિડૅક્શન.' (૫) હાથીનાં લમણાંમાંથી ઝરતો રસ. [**૦ આપવું**, **૦ કરવું** (રૂ. પ્ર) ધર્મની કે ધ્યાની બુદ્ધિથી વસ્તુ કે નાણાં વગેરેનું દાન કરવું. **૦ લેવું** (રૂ.પ્ર.) આપેલી ખેરિયત સ્વીકારવી. (૨) મંત્ર-દીક્ષા લેવી]
**દાન²** જુઓ 'દાણ.³'
**દાન-કર્મ** ન. [સં.] દાન આપવાનું કામ
**દાનત** સ્ત્રી. [અર. દિયાનત્] મનમાં રહેલી ચોક્કસ પ્રકારની વૃત્તિ (એ સારી પણ હોય, ખરાબ પણ.). [**૦ બગડવી** (રૂ.પ્ર.) બીજાનું ઝૂંટવી લેવા કે કાંઈક અયોગ્ય કામ કરવા વલણ થવું]
**દાન-થાળિયું** ન. [જુઓ 'દાન¹' + 'થાળી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) એ નામની એક રમત (કડી તરફ રમાતી)
**દાન-દક્ષિણા** સ્ત્રી. [સં.] સર્વ કોઈ ગરીબ-ગુરબાંને અપાતી ખેરિયત અને બ્રાહ્મણો ભાટો વગેરેને અપાતી રોકડ રકમ
**દાન-દાતા** વિ. [સં., પું., પરંતુ સં. માં આવો સમાસ માન્ય નથી.] દાન દેનાર
**દાન-દુપટ** ન. [જુઓ 'દાન¹' + 'દુપટ.'] લેણી રકમ જેટલું જ વ્યાજ મળી શકે એવી વ્યવસ્થા કે વ્યવહાર
**દાન-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] દાન દેવાનું વલણ, દાન-વૃત્તિ
**દાન-દેણગી** સ્ત્રી. [જુઓ 'દાન¹' + 'દેણગી.'] દાન કે ભેટ-રૂપે કાંઈ આપવું એ
**દાન-ધર્મ** પું. [સં.] દાન આપી સાર્થકતા માનવાનું વલણ, પારકાનાં હિત માટે દાન કરવાનો ધર્મ
**દાન-પત્ર** પું. [સં., ન.] દાનની વિગત આપતું લખાણ, બક્ષિસ-પત્ર. (૨) જુઓ 'દાન-શાસન.'
**દાન-પર્વણી** સ્ત્રી. [સં.] દાન દેવા માટે નક્કી ગણેલો ઉત્તમ દિવસ
**દાન-પાત્ર** વિ. [સં., ન.] દાન અપાવાને યોગ્ય, દાનને લાયક (વ્યક્તિ)
**દાન-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] દાન મેળવવાની ક્રિયા
**દાન-ફલ(-ળ)** ન. [સં.] દાન આપ્યાનું ફળ કે પરિણામ
**દાન-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સતત દાન આપવાનું માનસિક વલણ
**દાન-મૂડી** સ્ત્રી. [જુઓ 'દાન¹' + 'મૂડી.'] દાનની રકમ
**દાન-યોગ્ય** વિ. [સં.] જુઓ 'દાન પાત્ર.'
**દાનવ** પું [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે કશ્યપ પ્રજાપતિથી એની પત્ની દનુમાં થયેલ વંશનો પુરુષ (એના ઉપરથી 'દેવો'ના શત્રુઓ તરીકે ગણાયેલો વર્ગ.) (સંજ્ઞા.)
**દાનવ-ગુરુ** પું. [સં.] દાનવોના ગુરુ મનાયેલા શુક્રાચાર્ય
**દાન-વર્ષી** વિ. [સં.,પું.] દાનની વર્ષા વરસાવનાર, વિપુલ પ્રમાણમાં સતત દાન આપનાર
**દાનવી¹** સ્ત્રી. [સં.] દાનવ વર્ગની સ્ત્રી. (સંજ્ઞા.)
**દાનવી²** વિ. [સં. दानव + ગુ. 'ઈ' ત.પ્ર.] દાનવોને લગતું. (૨) દાનવ-સ્વભાવનું
**દાનવી³** [સં. दान-पति > પ્રા. दाणवइ, પછી ण > न થયો] દાન દેનાર, દાતાર પુરુષ, 'ફિલૅન્થ્રૉપિસ્ટ'
**દાન-વીર** પું. [સં.] દાન આપવામાં પ્રબળ વૃત્તિ ધરાવનાર
**દાન-વૃત્તિ** સ્ત્રી. [સં] જુઓ 'દાન-બુદ્ધિ.'
**દાનવેય** પું. [સં.] જુઓ 'દાનવ.'
**દાનવેંદ્ર** (દાનવેન્દ્ર) પું. [સં. दानव + इन्द्र] દાનવોમાં શ્રેષ્ઠ—૧. પ્રહ્લાદ, ૨. બલિરાજા
**દાન-વ્યવસ્થા** સ્ત્રી. [સં.] કેવી રીતે દાન અપાવું જોઈયે એની કરેલી ગોઠવણ
**દાન-શક્તિ** સ્ત્રી. [સં.] દાન આપવાનું બળ, ઉદારતા
**દાન-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જ્યાં રહીને દાન અપાતાં હોય તેવું સ્થાન
**દાન-શાલી(-ળી)** વિ. [સં., પું.], **દાન-શીલ** વિ. [સં.] આપવાની ટેવવાળું
**દાનશીલ-તા** સ્ત્રી. [સં.] સતત દાન આપવાની વૃત્તિ
**દાન-શૂર** વિ. [સં.] દાન દેવાની તક ઝડપી લેનાર, મોટું દાની
**દાન-શૌર્ય** ન. [સં.] દાનશૂર હોવાપણું
**દાનસ્તાઈ** સ્ત્રી. [જુઓ 'દાનસ્તું' + ગુ. 'આઈ' ત. પ્ર.] સારી દાનત. (૨) ડહાપણ, સમઝદારી
**દાનસ્તું** વિ. [ફા. દાનિસ્તહ્] સારી દાનતવાળું, પ્રામાણિક. (૨) ડાહ્યું, સમઝુ
**દાનાઈ** સ્ત્રી. [ફા.] દાનાપણું, ડહાપણ. (૨) વિવેક. (૩) (લા.) ગર્વ, અહંકાર, (૪) શાણા હોવાનો ડોળ
**દાનાધિકારી,દાનાધ્યક્ષ** પું. [સં. दान + अधिकारी પું., अध्यक्ष] સરકારી દેણગી આપતા ખાતાનો મુખ્ય અમલદાર (આ હોદ્દો જૂના રાજવંશોમાં ચાલુ હતો.) (૨) ઉદાર
**દાનાવ** વિ. [ફા. 'દાના' દ્વારા] અક્કલવાળું, સમઝદાર.
**દાનિયત** સ્ત્રી. [ફા. 'દાના' દ્વારા] જુઓ 'દાનાઈ.'
**દાનિશ** સ્ત્રી. [ફા.] ડહાપણ, બુદ્ધિ, સમઝ
**દાનિશ-મંદ** (-મન્દ) વિ. [ફા.] ડાહ્યું, બુદ્ધિવાળું, સમઝદાર,

સમજુ [ડહાપણ, સમજ
**દાનિશમંદી** (-મ-દી) સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.] બુદ્ધિમત્તા,
**દાની** વિ. [સં., પું.] જુઓ 'દાતા.'
**દાનીય** વિ. [સં.] દાનમાં આપવા લાયક
**દાનેસ(-શ)રી** પું. [સં. दानेश्वर > પ્રા. दाणेसर + ગુ. 'ઈ' ત. પ્ર. થતાં ण > ન અને स > વિકલ્પે श] જુઓ 'દાનવી'-'દાતાર.' [(૨) ઉદાર, દલ્લુ
**દાનું** વિ. [ફા. દાના + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સમજુ, ડાહ્યું.
**દાનો** વિ., પું. [જુઓ 'દાનું.'] સમઝદાર, ડાહ્યો માણસ. (૨) ઉદાર માણસ
**દાપું** ન. [સં. दाप + ગુ. 'ઉં' ત.પ્ર.] હિંદુઓમાં પરણાવનાર ગોરને પરણાવવા નિમિત્તે અપાતી હકની દક્ષિણા. (૨) પંચમહાલના ભાલોમાં વર તરફથી કન્યાના બાપને અપાતી રકમ
**દાફે** પું., બ.વ. ફંઢા-સાપણનું રક્ષણ કરવા લટકાવવામાં આવતા સીંદરીના ગફા, ધફડા. (વહાણ.)
**દાબ** પું. [જુઓ 'દાબવું.'] દબાણ. (૨) કાબૂ. (૩) (લા.) વજન, ભાર, ઓજ. [૦ જમાવવો (રૂ.પ્ર.) કાબૂમાં રાખવું, સત્તા જમાવવી. ૦ દેખાડવો (રૂ.પ્ર.) સત્તાનો ડર બતાવવો. ૦ દેવો (રૂ.પ્ર.) કાબૂમાં રાખવું, અંકુશ નીચે રાખવું. ૦ બેસાડવો (-બૅસાડવો) (રૂ. પ્ર.) ધાક પાડવી. ૦માં રાખવું (રૂ. પ્ર.) સત્તા નીચે રાખવું. ૦માં લાવવું (રૂ.પ્ર.) વશ રાખવું. ૦માં હોવું (રૂ.પ્ર.) વશમાં હોવું]
**દાબ-કેંદ્ર** (-કૅન્દ્ર) ન. [+સં.] જ્યાં સમગ્ર દબાણ આવતું હોય તેવું સ્થાન કે બિંદુ [છુપાવી, દાબી રાખીને
**દાબડ-દીબડ** ક્રિ. વિ. [જુઓ 'દાબવું,'-દ્વિર્ભાવ.] સંતાડી,
**દાબડવું** સ. ક્રિ. [જુઓ 'દાબવું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] દબાવીને ખાવું, વધારે ખાવું [દાબડા જેવું અંધિયાર
**દા(-ડા)બડિયું** વિ. [જુઓ 'દા(-ડા)બડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.]
**દાબડિયો** વિ., પું. કપાસની એક જાત
**દા(-ડા)બડી** સ્ત્રી. [જુઓ 'દા(-ડા)બડો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાનો દાબડો, ડબ્બી, ડાબલી
**દા(-ડા)બડો** પું. [અર. દબ્બહ્ > દાબો + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] ધાતુ ચામડું પ્લાસ્ટિક કે લાકડાનો ઢાંકણવાળો ગોળ કે લંબચોરસ ડબ્બો (પહોળો બેઠા ઘાટનો)
**દા(-ડા)બણ** ન. [જુઓ 'દાબવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] દબાવે એવું જોર કે ક્રિયા, દબાણ. (૨) છાપેલા કાગળ દબાવવાનું સાધન
**દા(-ડા)બણિયું** ન. [જુઓ 'દા(-ડા)બણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] કોઠી વગેરે ઉપરનું ઢાંકણ. (૨) દાબવા માટેનું વજન
**દા(-ડા)બલિયાળ,-ળું** વિ. [જુઓ 'દા(-ડા)બલિયું' + ગુ. 'આળ'-'ળું' ત.પ્ર.] દબાણ માટે સ્પ્રિંગ કે કમાન હોય તેવું
**દાબ-(૦પરિ)માપક** વિ., ન. [જુઓ 'દાબ' + સં.] ભાર કે ઓજ માપવાનું યંત્ર, દબાણ-માપક
**દાબલા** પું., બ.વ. આખી કેરીનું સંભાર ભરી કરવામાં આવતું એક પ્રકારનું અથાણું
**દાબવું** સ.ક્રિ. (કોઈ પણ પદાર્થ ઉપર) વજન આપવું, ચાંપવું. (૨) (લા.) અંકુશમાં રાખવું. (૩) છાનું રાખવું. [દાબીને કહેવું (-કૅ:વું) (રૂ.પ્ર.) ભારપૂર્વક કહેવું. દાબીને ખાવું (રૂ.પ્ર.) ઠાંસીને ખાવું. દાબી દેવું (રૂ.પ્ર.) અટકાવવું. દાબી રાખવું (રૂ.પ્ર.) છાનું રાખવું] દબાવું કર્મણિ., ક્રિ. દબાવડા(-રા)વવું પ્રે., સ. ક્રિ.
**દાબિસ્તાન** ન. [ફા.] નિશાળ, શાળા [વિદ્યાર્થી, છાત્ર
**દાબિસ્તાની** પું. [+ગુ. 'ઈ' ત.પ્ર.] વિદ્વાન, પંડિત. (૨)
**દાબિહરી** ન. હળવા પ્રકારનું એક હળ
**દાબો** પું. [જુઓ 'દાબવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ઉપરાઉપર ઠાંસીને ભરવું એ. (૨) છુપાવવું એ. (૩) કાચાં ફળ વગેરે પકવવા જમીનમાં દાટવાની ક્રિયા. (૪) (લા.) પેટમાં અપચાને લીધે થતો અનાજનો જમાવ. [૦ કરવો (રૂ.પ્ર.) અનાજ ને ધૂળ કે રાખમાં રાખવું]
**દાબોટો** જુઓ 'ઢાબોટો.[૨]'
**દાભ** પું. [સં. दर्भ > પ્રા. दब्भ] જુઓ 'ડાભ.'
**દાભડી** સ્ત્રી. [જુઓ 'દાભડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ડાભડી.' ['ડાભડો.'
**દાભડો** પું. [જુઓ 'દાભ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**દાભોળિયું** વિ. [જુઓ 'દાભ' દ્વારા.] જુઓ 'દાભોડિયું.' (૨) (લા.) જનસમૂહને નડનારું હલકું માણસ
**દામ[૧]** ન. [સં.] દામણું. (૨) દામણ
**દામ[૨]** પું. [સં. द्रम्म > પ્રા. द्दम, दम्म] (એ નામના સિક્કા પરથી) પૈસો, ધન, દોલત. (૨) મૂલ્ય, કિંમત, ન્યોછાવર
**દામણ** ન. [સં. दामन् > પ્રા. दामण (દે.પ્રા.)] દોરડું. (૨) જુઓ 'ડામણ.' (૩) કાંઢાને બંધાતું મજબૂત દોરડું. (વહાણ.) (૩) (લા.) ડાબી બાજુ. (વહાણ.)
**દામણ-છોડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'દામણ' + 'છોડવું.'] સઢનાં દોરડાં છોડવાની ક્રિયા. (વહાણ.)
**દામણ-તાણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દામણ' + 'તાણવું.'] સઢનાં દોરડાં તાણવાની ક્રિયા. (વહાણ.)
**દામણ-ભીડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'દામણ' + 'ભીડ.'] પરણનાર કન્યાનું માથું ગૂંથવાની ક્રિયા. (૨) વહાણને પવનની પાછળ ફેરવવા સુકાન ફેરવવાની ક્રિયા. (વહાણ.)
**દામણી** સ્ત્રી. [જુઓ 'દામણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) સ્ત્રીઓના માથાની સેંથી આગળ બંધાતું એક ઘરેણું, શીશ-ફૂલ
**દામણું[૧]** ન. [જુઓ 'દામણ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] દોરડું. (૨) રેંટિયાની આરે બાંધવાની દોરી. (૩) નેતરું
**દામણું[૨]** વિ. [જૂ. ગુ. 'દયામણું'] 'દયામણું.'
**દામ-દિરમ** ન., બ.વ. [જુઓ 'દામ' + 'દિરમ.'] નાણાં, ધન, દોલત [ભેળવડાં કરાવીને લેવાં એ
**દામ-દુપટ** પું. [જુઓ 'દામ[૨]' + 'દુપટ.'] ધીરેલાં નાણાં
**દામ-ધામ** ન., બ. વ. [જુઓ 'દામ[૨]' + સં.] પૈસો અને મકાન-મિલકત
**દામન** ન. [સં. दामन्, ફા. દામન્] અંગરખાં વગેરેની ચાળ. (૨) છેડો, પાલવ. [૦ અભડાવવું (રૂ.પ્ર.) શિયળનો ભંગ કરવો]
**દામન-ગીર** પું. [ફા.] (લા.) ગુનેગાર, આરોપી
**દામનગીરી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ઇન્સાફ માટેની અરજ
**દામાદ** પું. [ફા., સર૦ સં. जामातृ] જમાઈ
**દામિની** સ્ત્રી. [સં.] આકાશીય વીજળી. (૨) જુઓ 'દામણી.'

**દામી** વિ. સમોવડિયું, બરોબરિયું. [૦નું (રૂ. પ્ર.) સમો-
વડિયું] [આવતો ખાંચો

**દામુ** ન. ક્યારામાં પાણી જતું કરવા કિનારનો ઉઘાડવામાં

**દામોદર** પું. [સં. दामन् + उदर] ભગવાન બાલકૃષ્ણનું એક
નામ. (સંજ્ઞા.) [પુરુષોત્તમ માસ. (સંજ્ઞા.)

**દામોદર-માસ** પું [સં.] હિંદુ વર્ષનો અધિક મહિનો, પુરુ-

**દામોદરરાય** ૦જી પું., બ.વ. [સં. + જુઓ 'રાય.' + 'જી.']
જૂનાગઢના દામોદરકુંડ ઉપરના મંદિરના અધિષ્ઠાતા દેવ-
ચતુર્ભુજ વિષ્ણુ. (સંજ્ઞા.)

**દાય** પું. [સં.] દાન, ભેટ, બક્ષિસ. (૨) વારસાનો હિસ્સો
કે ભાગ, વડીલોપાર્જિત મિલકતનો ભાગ

**-દાયક** વિ. [સં., સમાસના ઉત્તરપદમાં : 'સુખદાયક,' 'આનંદ-
દાયક' વગેરે] આપનાર

**દાય-કર** પું. [સં.] વારસાગત મળેલી સંપત્તિ ઉપરનો સરકારી
વેરો [વર્ષના સમયનો ગાળો

**દાયકો** પું. [સં. दश > પ્રા. दह ના વિકાસમાં] દસકો, દસ

**દાય-ક્રમ** પું. [સં] ક્રમિક વારસો

**દાય-ગ્રસ્ત** વિ. [સં.] કરજવાળું, દેવાદાર

**દાયજો** પું. [ફા. 'દહેજ્'નો વિકાસ] જુઓ 'દહેજ.'

**દાયણ** જુઓ 'દાઇયણ.'

**દાય-બંધુ** (-બન્ધુ) પું. [સં.] વારસામાં ભાગ પડાવનાર સગો

**દાય-ભાગ** પું. [સં.] વારસે મળવાનો કે મળતો હિસ્સો

**દાયભાગી** વિ. [સં., પું.] સમોવડ વારસ

**દાયરા-મલ(-લ્લ)** પું. [જુઓ 'દાયરો' + 'મલ,-લ્લ.'] (લા.)
દાયરો જમાવનાર ગઢવી કે લોક-ગાયક

**દાયરો** પું. [અર. દાયિરહ્. જુઓ 'ડાયરો.'] (માણસોનો)
સમૂહ, સમુદાય. (૨) ગામડાંમાં ચોરે કે ડેલીએ મળેલો
નાના મોટા દરબારો કે પટેલિયા વગેરેનો સમૂહ. (૩)
ગઢવી કે લોક-ગાયક જ્યાં લોક-સાહિત્ય પીરસતા હોય તેવો
માનવ-સમૂહ. [૦ જમાવવો (રૂ. પ્ર.) દાયરામાં લોકોની
ઠઠ કરાવવી] [મળતો હિસ્સો

**દાય-વિભાગ** પું. [સં] વારસાની મિલકતના ભાગલાથી

**દાયં-બાયં** (દાયમ્-બાયમ્) ક્રિ. વિ. [હિં. 'દાહિના' + 'બાંયા'
દ્વારા] જમણે-ડાબે

**દાયા** સ્ત્રી. [ફા. દાયહ્] જુઓ 'દાઈ.[૧]'

**દાયાદ** પું. [સં.] ઔરસ પુત્ર, સગો પુત્ર. (૨) દત્તક પુત્ર
(હકીકતે વારસાનો અધિકાર ધરાવતો ૧૨ પ્રકારના પુત્રો-
માંનો કોઈ પણ એક)

**દાયાધિકારી** વિ. [સં. दाय + अधिकारी પું.] વારસાનું હક્કદાર

**દાયિ-ત્વ** ન. [સં.] (લા.) જવાબદારી

**-દાયિની** વિ., સ્ત્રી. [સં., સમાસના ઉત્તરપદમાં : 'સુખદાયિની'
'આનંદ-દાયિ'ની] આપનાર (સ્ત્રી)

**દાયી** વિ. [સં., પું.] આપનાર. (૨) (લા.) જવાબદાર-વળી
સમાસના ઉત્તરપદમાં 'દાયક' અર્થે : 'સુખ-દાયી', 'આનંદદાયી'
વગેરે)

**દાર** વિ. સધ્ધર, 'સૉલ્વન્ટ'

**દારક** પું. [સં.] દીકરો, પુત્ર, વત્સ

**દાર-કર્મ** ન., **દાર-ક્રિયા** સ્ત્રી. [સં.] લગ્ન, વિવાહ

**દાર-ગ્રહણ** ન. [સં.] લગ્નમાં પત્નીનો સ્વીકાર, પાણિ-ગ્રહણ

**દારણ-કર્મ** ન. [સં.] ચીરવા-ફાડવાનું કામ

**દારતો** પું. [સં. द्वार > પ્રા. दार દ્વારા] બંદૂલ નીચે વહાણમાં
રખાતું કાણું. (વહાણ.) (૨) દારતાનું બૂચ. (વહાણ.)

**દારપણું** ન. [જુઓ 'દાર' + ગુ. 'પણું.'] સધ્ધર-તા, 'સૉલ્વન્સી'

**દાર-પરિગ્રહ** પું. [સં.] જુઓ 'દાર-ગ્રહણ.'

**દારમ** ન. ધ્રુવ-મત્સ્ય, ધ્રુવ બતાવનાર કાંટો. (વહાણ.)

**દાર-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] જુઓ 'દાર-ગ્રહણ.'

**દારા** સ્ત્રી. [સં. दार પું., दाराः બ.વ.] પત્ની, ભાર્યા

**દારિકા** સ્ત્રી. [સં.] દીકરી, પુત્રી

**દારિત** વિ. [સં.] ચીરી નાખેલું, ફાડી નાખેલું

**દારિદ્ર** (-દ્ર્ય) ન. [સં.] દરિદ્રપણું

**દારિદ્રી** વિ. [સં., પું.] જુઓ 'દરિદ્ર.'

**દારિદ્ર્ય** જુઓ 'દારિદ્ર.' [એક વેલ

**દારિયા-વેલ** (-ય) સ્ત્રી. [ઉત્તરપદ જુઓ 'વેલ.'] એ નામની

**દારિયો** પું એ નામનો એક છોડ

**દારુ** ન. [સં., પું.] વૃક્ષ, ઝાડ

**દારુક** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે શ્રીકૃષ્ણના રથનો
સારથિ. (સંજ્ઞા.) [આકરું

**દારુણ** વિ. [સં.] ભયાનક, વિકરાળ, રૌદ્ર. (૨) તુમુલ,

**દારુણ-તા** સ્ત્રી. [સં.] દારુણ હોવાપણું

**દારુ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] લાકડાનું બનાવેલું કોઈ પણ
યાંત્રિક સાધન. (૨) દોરીથી લાકડાની પૂતળીઓને ચલાવ-
વાનું સાધન [બેઠો છોડ

**દારુ-હળદર** સ્ત્રી. [સં. + જુઓ 'હળદર.'] એ નામનો એક

**દારૂ** પું. [ફા.] મદ્ય, મદિરા, સુરા. (૨) બંદૂક તોપ ફટાકડા
વગેરેમાં વપરાતો કાળા રંગનો તરત સળગી ઊઠે તેવો ભૂકો,
'ગન-પાઉડર'

**દારૂ-કામ** ન. [+ જુઓ 'કામ.[૨]'] આતશ-બાજી

**દારૂ-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] દારૂ બનાવવાનું કારખાનું.
(૨) (લા.) આતશ-બાજી

**દારૂ-ગર** પું. [જુઓ 'દારૂ' દ્વારા.] આતશ-બાજીની સામગ્રી
બનાવનાર, ફોડવાના દારૂના ફટાકડા વગેરે બનાવનાર

**દારૂ-ગળો** પું. [જુઓ 'દારૂ' + 'ગાળવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.]
પીવાનો દારૂ ગાળવાનું કામ કરનાર, દારૂ બનાવનાર માણસ

**દારૂ-ગાળણી** સ્ત્રી. [જુઓ 'દારૂ' + ગાળવું' + ગુ. 'અણી'
કૃ.પ્ર.] પીવાનો દારૂ ગાળવાની ક્રિયા. (૨) (લા.) પીવાનો
દારૂ વેચવાની જગ્યા કે દુકાન [સર્વ-સામગ્રી

**દારૂ-ગોળો** પું. [+ જુઓ 'ગોળો.'] બંદૂક તોપ વગેરેને માટેની

**દારૂડિયો** પું. [જુઓ 'દારૂ' + ગુ. 'ડું' સ્વાર્થે + 'ઇયું' ત.પ્ર.]
દારૂ પીવાનો વ્યસની માણસ, 'ડ્રન્કાર્ડ'

**દારૂડી** સ્ત્રી. એ નામનો એક છોડ. (૨) એક એ નામનું પક્ષી

**દારૂ-નિષેધ** પું. [જુઓ 'દારૂ' + સં.] દારૂ પીવાની મનાઈ,
દારૂ-બંધી [કરનાર, દારૂ-બંધી કરનાર

**દારૂ-નિષેધક** વિ. [જુઓ 'દારૂ' + સં.] દારૂ પીવાની મનાઈ

**દારૂ-પાન** ન. [જુઓ 'દારૂ' + સં.] દારૂ પીવાની ક્રિયા

**દારૂ-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'દારૂ' + 'બંધી.'] જુઓ
'દારૂ-નિષેધ.'

**દારૂ-બાજ** વિ. [જુઓ 'દારૂ' + ફા. પ્રત્યય.] જુઓ 'દારૂડિયો.
**દારૂબાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દારૂ પીવાની લત, શરાબખોરી
**દારૂ-વટીક** પું. [જુઓ 'દારૂ' દ્વારા.] પીવાના દારૂવાળો પદાર્થ
**દારૈષણા** સ્ત્રી. [સં દાર + एषणा] પત્ની કરવાની ઇચ્છા
**દારો** પું. ગોઈ કે દડાને વાગેલો ટોલ્લો કે ઉછાળો
**દારોગો** જુઓ 'દરોગો.'
**દારોપગમન** ન. [સં. दार + उप-गमन] પત્ની સાથે સંભોગ
**દારોપસંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં. दार + उप-संग्रह] લગ્ન કરવાં એ [આધાર
**દારો-મદાર** પું. ['દારો' નિરર્થક + જુઓ 'મદાર.'] મદાર,
**દાર્ઢ્ય** ન. [સં.] દઢતા, મજબૂતી. (૨) મક્કમપણું
**દાર્શનિક** વિ. [સં] દષ્ટિનો વિષય બનેલું, પ્રત્યક્ષ થયેલું. (૨) દર્શન શાસ્ત્રને લગતું, 'મેટાફિઝિકલ,' 'ફિલોસોફિકલ.' (૩) દર્શન-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, તત્ત્વજ્ઞ, 'મેટાફિઝિસ્ટ,' 'ફિલોસોફર' [બનેલું
**દાર્ષ્ટાંતિક** (દાર્ષ્ટાન્તિક) વિ. [સં] દષ્ટાંતને લગતું, દષ્ટાંતરૂપ
**દાલ-ગંધક** પું. ['દાલ' અર્થહીન + જુઓ 'ગંધક.'] એક પ્રકારનો ગંધક
**દાલ-ચીઠી** સ્ત્રી. એ નામનું એક પક્ષી [વનસ્પતિ
**દાલચીની** સ્ત્રી. [ફા. દાર્ચીની] તજ. (૨) એ નામની એક
**દાલ-મધ** ન. ['દાલ' નિરર્થક + જુઓ 'મધ.'] મધની એક જાત [(૨) ઘર માંહેનો ચોક. (૩) આંગણું
**દાલાન** ન. [ફા.] મકાનમાંનો મોટો ઓરડો, દીવાનખાનું.
**દાવ**[1] પું. [સં.] જુઓ 'દવ.'
**દાવ**[2] પું. [ફા.] લાગ, તક, મોકો, અનુકૂળ વખત. (૨) રમતમાં કે દ્યૂતમાં કોઈ પણ જાતની મળતી તક. (૩) (લા.) યુક્તિ, પેચ. [**૦ આપવો** (રૂ.પ્ર.) રમતમાં સામાને રમવા દેવું. **૦ આવવો** (રૂ.પ્ર.) રમતમાં વારો આવવો. **૦ ખેલવો, ૦ રમવો** (રૂ.પ્ર.) રમત રમવી. (૨) યુક્તિ અજમાવવી. **૦ ચૂકવો** (રૂ.પ્ર.) તક ચાલી જવી. **૦ જોઈને સોગટી(-ઠી) મારવી** (રૂ.પ્ર.) લાગ જોઈ ને કામ કરવું. **૦ જોવો** (રૂ.પ્ર.) લાગ જોવો. **૦ ફાવવો** (રૂ. પ્ર.) યુક્તિ સફળ થવી. **૦માં આવવું** (રૂ.પ્ર.) સકંજામાં આવવું. **૦ લેવો** (રૂ.પ્ર.) પોતાનો વારો લેવો] [દાવા, યુક્તિ, પ્રયુક્તિ
**દાવ-ખેલ** પું., બ. વ. [જુઓ 'દાવ[2]' + સં.] (લા.) કાવા-
**દાવ-ગીર** વિ. [જુઓ 'દાવો' + ફા. પ્રત્યય.] દાવો કરનાર, હક્ક માગતું આવનાર, હક્કદાર. (૨) અદાલતમાં માગણાનો દાવો રજૂ કરનાર
**દાવડી** સ્ત્રી. છોડનો સોટો, ઊભો છોડ. (૨) જનોઈ માફક પહેરવાની ફૂમતાંવાળી દોરી
**દાવડું**[1] ન. [જુઓ 'દાવ[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] દાવાગ્નિ
**દાવડું**[2] ન. પાણી ખેંચવાનો રેંટ
**દાવડું**[3] ન. માણસોનો સમૂહ
**દાવત** સ્ત્રી. [અર. દઅવત્] ભોજનનું નોતરું. (૨) નોતરું આપી ભોજનની કરવામાં આવતી ગોઠવણી, ગોઠ, મિજબાની
**દાવ-દગ્ધ** વિ. [સં.] દાવાગ્નિથી બળેલું
**દાવદી** સ્ત્રી. ગુલદાવદીનો છોડ. (૨) શેવંતીનો છોડ
**દાવ-પેચ** પું., બ.વ. [જુઓ 'દાવ[2]' + 'પેચ.'] કુસ્તીમાં લેવાતી યુક્તિ-પ્રયુક્તિ. (૨) (લા.) જુઓ 'દાવ-ખેલ.'
**દાવલ** ન. સિંધનું એક જૂનું નગર. (સંજ્ઞા) [**૦ની જાત્રા** (રૂ. પ્ર.) ફોગટ ફેરો]
**દાવલિયો** પું. [જુઓ 'દાવલ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ઘોડાની એક જાત. (૨) (લા.) લુચ્ચો, ઠગારો
**દાવલી** સ્ત્રી. [જુઓ 'દાવલ' + ગુ. 'ઉં' ત. પ્ર. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] દાવલિયા ઘોડાની જાતની માદા
**દાવા-અધિકારી** વિ., પું. [જુઓ 'દાવો' + સં.,પું.]. જ્યાં દાવો રજૂ કરી શકાય તેવી કચેરીનો મુખ્ય અમલદાર, 'ક્લેઇમ્સ-ઑફિસર'
**દાવા-અરજી** સ્ત્રી. [જુઓ 'દાવો' + 'અરજી.'] પોતાનો હક્ક બતાવવાને માટે લેણદાર ઉપર અદાલતમાં કરવામાં આવતી ફરિયાદનો પત્ર, ફરિયાદ-નામું
**દાવા-કજિયા** પું., બ.વ, [જુઓ 'દાવો' + 'કજિયો.'] લેણદાર ઉપર હક્ક માટેની ફરિયાદો અને ઝઘડા
**દાવા-કામ** ન. [જુઓ 'દાવો' + 'કામ.[2]'] દાવો નોંધાવવાની કચેરીમાંનું દાવાને લગતું કામકાજ, 'લિટિગેશન'
**દાવા-કારકુન** પું. [જુઓ 'દાવો' + 'કારકુન.'] દાવો નોંધાતો હોય તે કચેરીનો કારકુન, 'સ્યૂટ-ક્લાર્ક'
**દાવા-ગીર** વિ. [જુઓ 'દાવો' + ફા.પ્રત્યય.] હક્ક માટે દાવો કરનાર માણસ, દાવાનું ફરિયાદી, દાવાદાર, 'ક્લેઇમન્ટ'
**દાવાગ્નિ** પું. [સં. दाव + अग्नि] જુઓ 'દવ.'
**દા-વાદળ** ન. [જુઓ 'દા[1]' + 'વાદળ.'] દાવાગ્નિની માફક આવી પડેલું વાદળાંઓનું તોફાન, દળ-વાદળ. (૨) વાવાઝોડું
**દાવા-દાર** વિ. [જુઓ 'દાવો' + ફા. પ્રત્યય.] જુઓ 'દાવા-ગીર.'
**દાવાદાવી** સ્ત્રી. [જુઓ 'દાવો,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] સામસામા દાવા કરવા એ
**દાવાનલ(-ળ)** પું. [સં. दाव + अनल] જુઓ 'દાવાગ્નિ'-'દવ.'
**દાવા-પાત્ર** વિ. [જુઓ 'દાવો' + સં., ન.] દાવો કરવાને યોગ્ય, 'ઍક્શનેબલ'
**દાવા-મદદનીશ** પું. [જુઓ 'દાવો' + 'મદદનીશ.'] દાવાની કચેરીમાં સહાય કરનાર વ્યક્તિ, 'સ્યૂટ-ઍસિસ્ટન્ટ'
**દાવું** સ. ક્રિ. [દે. પ્રા. दाव] પશુ માદાને પશુ નર બતાવવો, ઠવરાવવું. **દવાવું** કર્મણિ., ક્રિ. **દવરાવવું** પ્રે.,સ.ક્રિ.
**દાવો** પું. [અર. દઅ્વા] સ્વામીપણું, સ્વામિત્વ, માલિકી-હક્ક. (૨) લેણદાર ઉપર પોતાનો હક્ક બતાવવા અદાલતમાં કરવામાં આવતી ફરિયાદ, 'સ્યૂટ.' (૩) (લા.) મતાગ્રહ. (૪) જોર, બળ. [**૦ કરવો** (રૂ. પ્ર.) હક્ક બતાવવો. (૨) પોતાના મંતવ્યને પ્રમાણિત કહેવું. **૦ કાઢી ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) અદાલત તરફથી દાવાનો અસ્વીકાર કરવો, અદાલતે દાવો રદ કરવો. **૦ ચાલવો** (રૂ.પ્ર.) અદાલતમાં હક્ક-દાવાનો મુકદ્દમો ચાલવો]
**દાશમિક** વિ. [સં.] જુઓ 'દશાંશ.'
**દાશરથિ** પું. [સં.] દશરથના પુત્ર રામ. (સંજ્ઞા.)
**દાશરાજ્ઞ** વિ., ન. [સં.] ઋગ્વેદના સમયનું સુદાસ નામના રાજવી સામેનું દસ રાજાઓનું એક યુદ્ધ

**દાશરાત્રિક** વિ. [સં.] દસ રાત્રિઓને લગતું
**દાશાર્ણ** પું. [સં.] એ નામનો પ્રાચીન કાળનો એક દેશ. (સંજ્ઞા.) [જ-મેલ–શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.)
**દાશાર્હ** પું. [સં.] યાદવોના એક દશાર્હ નામના વંશમાં
**દાશેરક** પું. [સં.] પ્રાચીન કાળમાં માળવાના પ્રદેશનું એક નામ. (સંજ્ઞા.) [મારવાડી ઊંટ
**દાશે(-સે)ર** પું. [સં. दाशेर દેશ દ્વારા] ઊંટની એક જાત,
**દાસ** પું. [સં.] જુઓ 'દસ્યુ.' (૨) (લા.) સેવક, નોકર, ચાકર, ભૃત્ય
**દાસ-જન** પું., ન. [સં., પું.] જુઓ 'દાસ(૨).'
**દાસ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] દાસપણું. (૨) ગુલામી, ગોલાપો
**દાસ-પત્ની** સ્ત્રી. [સં.] નોકરડી, ચાકરડી, દાસી
**દાસ-પ્રથા** સ્ત્રી. [સં.] પગાર આપ્યા સિવાય ગુલામ તરીકે માણસને રાખવાનો રિવાજ, ગુલામી પ્રથા
**દાસ-ભાવ** પું. [સં.] સેવક તરીકે હોવાની લાગણી. (૨) ગુલામગીરી
**દાસલડું** ન. [જુઓ 'દાસ' + 'લ' + 'ડું' સ્વાર્થે ત.પ્ર; અહીં 'દાસડું' થયા પછી 'લ' મધ્યગ.] દાસ. (પદ્યમાં.)
**દાસાતણ** ન. [સં. दास-त्वन > પ્રા. दासत्तण] દાસપણું
**દાસાનુદાસ** પું. [સં. दास + अनु-दास] દાસનો પણ દાસ. (૨) (લા.) અત્યંત નમ્ર સેવક
**દાસી** સ્ત્રી. [સં.] નોકર સ્ત્રી, નોકરડી, ચાકરડી
**દાસી-જાયો** પું. [સં. + જુઓ 'જાયો.'] દાસીનો પુત્ર
**દાસી-ત્વ** ન. [સં.] દાસીપણું
**દાસી-પુત્ર, દાસી-સુત** પું. [સં.] જુઓ 'દાસી-જાયો.'
**દાસીપો** પું. [સં. दासी + ગુ. 'પો' ત.પ્ર.] દાસીપણું
**દાસેય** પું. [સં.] જુઓ 'દાસી-જાયો.'
**દાસેયી** સ્ત્રી. [સં.] જુઓ 'દાસી.'
**દાસેર** જુઓ 'દાશેર.'
**દાસોલું** ન. [સં. दास + ગુ. 'લું' ત.પ્ર.], **-લ્યું** ન. [સં. दास દ્વારા ગુ.] જુઓ 'દાસ-તા.'
**દાસ્તાન** ન. [ફા.] મોટી વાર્તાનું પુસ્તક. (૨) કહાણી, કથા, વાત. (૩) હેવાલ
**દાસ્ય** ન. [સં.] દાસપણું, નોકરી. (૨) ગુલામી, ગોલાપણું. (૩) નવધા ભક્તિમાંનો ભગવાનની-સેવા કરવાનો પ્રકાર
**દાસ્ય-ભક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'દાસ્ય(૩).'
**દાસ્ય-વૃત્તિ** સ્ત્રી. [સં.] ગુલામી માનસ
**દાહ** પું. [સં.] બળવું-બાળવું એ. (૨) (લા.) બળતરા, મનનો પ્રબળ કચવાટ
**દાહક** વિ. [સં.] બાળી મૂકે તેવું, દાહ કરનારું, સળગાવનારું. (૨) (લા.) મનને પ્રબળ દુઃખ આપનારું
**દાહક-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] દાહકપણું [કાર્ય, ડાઘ
**દાહ-કર્મ** ન., **દાહ-ક્રિયા** સ્ત્રી. [સં.] મડદાને સળગાવવાનું
**દાહ-ચિહ્ન** ન. [સં.] દાઝી ગયાનું નિશાન
**દાહ-જ્વર** પું. [સં.] શરીરમાં બળતરા ઉત્પન્ન થાય તેવો એક તાવ [સળગતું, રખરખતું
**દાહ-ભર્યું** વિ. [સં. दाह + 'ભરવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] ઊકળતું,
**દાહ-ભૂમિ** સ્ત્રી. [સં.] સ્મશાન

**દાહ-રોગ** પું. [સં.] શરીરમાં બળતરા થયા કરવાનું દર્દ
**દાહ-શમન** ન. [સં.] શરીરમાંની બળતરાની શાંતિ
**દાહ-શામક** વિ. [સં.] શરીરમાં થતી બળતરા શમાવનાર
**દાહાત્મક** વિ. [સં. दाह + आत्मन् + क] દાહક ગુણવાળું
**દાહિણું** ન. [સં. दक्षिणक- > પ્રા. दाहिणअ-; જૂ. ગુ.] જમણું
**દાહી** વિ. [સં., પું.] જુઓ 'દાહક.'
**દાહ્ય** વિ. [સં.] તરત સળગી ઊઠે તેવું. (૨) બાળવા જેવું
**દાળ** (-ળ્ય) સ્ત્રી. [દે. પ્રા. दाली] કઠોળના દાણાની બે ફાડમાંની દરેક, કઠોળના દાણાની અડધી ફાડ. (૨) એવી દાળનું બનાવેલું છૂટો લચકો કે પ્રવાહી પીણું. (૩) ઈંડાની જરદી. (૪) (લા.) ગડગૂમડ પર વળતું પડ. [**૦ ઓરવી** (રૂ. પ્ર.) આજીવિકા ચલાવવી. **૦ ગળવી** (રૂ. પ્ર.) ઇચ્છા પરિપૂર્ણ થવી. (૨) સફળતા મળવી. **૦ ચડ(-ઢ)વી** (રૂ.પ્ર.) એકસાથે મળી જવું. **૦ દાઝવી** (રૂ. પ્ર.) મિજાજ જવો. **૦ પરણાવવી** (રૂ.પ્ર.) દાળમાં પાણી ઉમેરવું. **૦માં કાળું** (રૂ.પ્ર.) બહાર ન પડાય તેવું કલંક, ચારિત્ર્યની ખામી. (૨) ભૂલભરેલું કૃત્ય]
**દાળ-ચોળું** (-ચૉળું) ન. [જુઓ 'દાળ' + 'ચોળું' (જુઓ 'ઘર-ચોળું' પણ.)] દાળના આકારની છાંટવાળું ઘર-ચોળું
**દાળ-ઢોકળી** સ્ત્રી. [જુઓ 'દાળ' + 'ઢોકળી.'] દાળનું પ્રવાહી તૈયાર કરતાં એમાં વેસણની થાપલી નાખી બનાવેલ ખાદ્ય
**દાળદર** ન. [સં. दारिद्र्य > પ્રા. दालिद्द ના સાદૃશ્યે दालिद्दर] જુઓ 'દળદર.'
**દાળ(-ળિ)દરી** વિ. [જુઓ 'દાળદર' + ગુ. 'ઈ' ત.પ્ર.; 'ળિ' અસલના 'રિ' નો અવશેષ.] જુઓ 'દળદરી.
**દાળ-ભાત** (દાળ્ય-) ન., બ.વ. [જુઓ 'દાળ' + 'ભાત.'] દાળનું પ્રવાહી અને બાફેલા ચોખાનું મિશ્રણ
**દાળભાત-ખાઉ** (દાળ્ય-) વિ. [+ જુઓ 'ખાવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) તાકાત વિનાનું. (૨) બીકણ અને સાવ પોચું
**દાળ-રોટી** (દાળ્ય-) સ્ત્રી. [જુઓ 'દાળ' + હિં. 'રોટી.'] (લા.) આજીવિકા
**દાળિદરી** જુઓ 'દાળદરી'–'દળદરી.'
**દાળિયા** પું., બ.વ. [દે.પ્રા. दालिअ-] (લા.) ખાસ કરી ચણા શેકીને પાડેલી દાળ, છોડાં વગરના શેકેલા ચણા. [**૦ કરવા** (રૂ.પ્ર.) બેઆબરૂ કરવું. **૦ ખાવા, ૦ ફાકવા** (રૂ.પ્ર.) કાંઈ ન વળવું, નિષ્ફળ જવું. **દુઃખના દાળિયા** (રૂ.પ્ર.) અત્યંત દુઃખી
**દાળિયા-ભાર** વિ. [જુઓ 'દાળિયા,' અહીં 'દાળિયો' એ.વ. + સં.] એક દાળિયા જેટલા વજનનું. (૨) (લા.) જરા જેટલું, સહેજ [ખાઉ.'
**દાળિયું** વિ. [જુઓ 'દાળિયા.'] (લા.) જુઓ 'દાળભાત-
**દાળિયો** પું. [જુઓ 'દાળિયા.'] દાળિયાનો એક કણ કે ફાડ. (૨) દાળિયા તૈયાર કરનાર—ભાડભૂંજો
**દાળો** પું. [જુઓ 'દાળ' + ગુ. 'ઓ' ત.પ્ર.] કઠોળનો ભરડો
**દાળો-વાટો** પું. [જુઓ 'દાળો' + 'વાટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ભરડવું અને વાટી નાખવું એ. (૨) (લા.) બેદાન-મેદાન, સર્વનાશ, વેરણ-છેરણ
**દાં(-ઢાં)ઠા** પું., બ.વ., **-ઠાં** ન., બ.વ. જુઓ 'ડાઠા,-ઠાં.'

**દાં(-ઢાં)ઠિયાં** ન., બ.વ. જુઓ 'ઢાઠિયાં.'
**દાંઢ**[1] વિ. [જુઓ 'ઢાંડ.[1]'] (લા.) ડંડાથી કે ધાક-ધમકીથી કામ લેનાર કે વર્તનાર, નાગું, ઉદ્ધત, દાધારિંગું
**દાંઢ**[2] (-ડય) સ્ત્રી. [જુઓ 'ડાંઢ.[2]'] વસ્ત્રનાં બે ફાડચાંને ભેળાં કરી જ્યાં સાંધો કર્યો હોય તે ઊભો ભાગ, ડાંડ
**દાંઢકી** સ્ત્રી. [જુઓ 'દાંઢકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તાણાને ખેંચવા માટે એની સાથે દોરડું બાંધી શકાય એ માટે તાણાને છેડે રાખેલી લાકડી, ડાંડકી
**દાંઢકું** ન. [જુઓ 'ઢાંડકું.'] જુઓ 'ડાંડકું.'
**દાંઢગાઈ, દાંઢગી** સ્ત્રી. [જુઓ 'દાંડ' દ્વારા.] જુઓ 'દાંડાઈ.'
**દાં(-ઢાં)ઢલિયું** વિ. [જુઓ 'દાંડલું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] દાંડલીવાળુ
**દાં(-ઢાં)ઢલિયો થોર** (-થોર) પું. [જુઓ 'દાંડલિયું' + 'થોર.'] થોરની ડાળીઓ નાની ડાંડલીના રૂપમાં હોય છે તેવો એક થોર, ખરસાણી થોર [નાની ડાંખળી, ડાંડલી, દાંડલી
**દાં(-ઢાં)ઢલી** સ્ત્રી. [જુઓ 'દાંડલો' + ગુ. 'ઈ' ત.પ્ર.] ઢાળીની
**દાંઢલો** પું. [સં. दण्ड > પ્રા. दंड + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર] ડાળીની જરા મોટી ડાંડલી. (૨) દાંડો, હાથો, ડાંડલો
**દાંઢલું** ન. [સં. दण्ड > પ્રા. दंड + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] દાંડલું. (૨) ઠેબું
**દાં(-ઢાં)ઢાઈ** સ્ત્રી. [જુઓ 'જુઓ 'દાંડ' + ગુ. 'આઈ' ત. પ્ર.] (લા.) ઉદ્દંડપણું, દોંગાઈ, દાધારિંગાપણું. (૨) દાદાગીરી
**દાંઢિયા-રસ** સ્ત્રી. [જુએ, 'દાંડિયો' + સં. रास નું લાઘવ], **દાંઢિયા-રાસ** પું., બ.વ. [+ સં.] બંને હાથમાં દાંડિયા રાખી એકબીજાના દાંડિયાઓ સાથે અથડાવી કરવામાં આવતું સમૂહ-નૃત્ત, ડાડિયારસ
**દાંઢિયું** ન. [સં. दण्डिकक- > પ્રા. दंडियअ-] જુઓ 'ડાંડ[2]'-'દાંડી(૩)'-'દાંઢ.[2]' (૨) દાંડ કરેલું લૂગડું
**દાંઢિયો** પું. [જુઓ 'દાંડિયું.'] દાંડિયા-રસમાં ખેલનારાં હાથમાં રાખે છે તે તે નાનો દંડીકો, ઢાંઢિયો. [-યા ઊડવા (રૂ.પ્ર.) મારામારી થવી]
**દાં(-ઢાં)ડી** સ્ત્રી. [સં. दण्डिका > પ્રા. दंडिआ] નાનો પાતળો દાંડો કે દંડીકો (હાથો વગેરે અનેક ઉપયોગ). (૨) ત્રાજવાની દાંડી. (૩) જુઓ 'દાંડ.[2]' [૦ પિટાવવી (રૂ. પ્ર.) ઢોલ વગડાવી જાહેરાત કરવી. ૦ પીટવી (રૂ.પ્ર.) ઢોલ વગાડી જાહેરાત કરવી]
**દાંડી-કૂચ** સ્ત્રી. ['દાંડી' સુરત જિલ્લાનું સમુદ્રકાંઠાનું એક ગામ + જુઓ 'કૂચ.'] દાંડી નામના ગામ સુધી ઈ.સ. ૧૯૩૦ ની મીઠાના કાયદા-ભંગ માટે મ. ગાંધીજીએ અમદાવાદના સત્યાગ્રહાશ્રમથી સાથીદારો સાથે કરેલી કૂચ
**દાંડી-ગર** પું. [જુઓ 'દાંડી' + ફા. પ્રત્યય.] ઢોલ ઉપર જાહેરાતની ડાંડી પીટનાર, ઢંઢેરો પીટનાર ડાંડીગર
**દાંડી-માર** વિ. [જુઓ 'દાંડી' + 'મારવું.'] (લા.) વ્યભિચારી
**દાંઢું** ન. [સં. दण्डक- > પ્રા. दंडअ-] નાનો દાંડો
**દાંડો** પું. [જુઓ 'દાંડું.'] મોટો દંડ કે વાંસડો. (૨) શેરડી જુવાર બાજરી વગેરેનો સાંઠો, ડાંડો. [-ડા ગણવા (રૂ.પ્ર.) ચોરી કરવાના રસ્તા શોધી કાઢવા. ૦ પકડવો (રૂ. પ્ર.) હઠ કરવો]

**દાંત**[1] (દાન્ત) વિ. [સં.] જેણે પોતાની ઇંદ્રિયોનું દમન કર્યું છે તેવું
**દાંત**[2] પું. [સં. दन्त > પ્રા. दंत] માણસ પશુ વગેરેના મોઢામાં ખાદ્ય કાપવાના અને ચાવવાના પથ્થર જેવા કુદરતી નાના ખીલાઓમાંનો દરેક. (૨) હાથી અને વરાહ જેવાં પશુઓનો વધારાનો તે તે દાંત. [૦ અંબાવા (-અમ્બાવા) (રૂ.પ્ર.) હારી જવું. (૨) પશ્ચાત્તાપ થવો. ૦ **આવવા,** ૦ **ઊગવા** (રૂ.પ્ર.) સાચા થવાનું બળ આવવું. (૨) હસવું આવવું. ૦ **ઊડવા,** ૦ **ઊપડવા** ૦ **બેસવા** (-બૅસવા) (રૂ. પ્ર.) કરડાયાથી દાંતનાં નિશાન થવાં. ૦ **કકડાવવા,** ૦ **કચકચાવવા** (રૂ.પ્ર.) ગુસ્સો કરવો. ૦ **કકરાવવા,** (રૂ. પ્ર.) ખાવા માટે તૈયાર રહેવું. ૦ **કરડવા** (રૂ.પ્ર.) પરાજયની લાગણી અનુભવવી. ૦ **કાકરવા** (રૂ. પ્ર.) ઉશ્કેરવું. ૦ **કાઢવા** (રૂ. પ્ર.) હસવું. ૦ **ખાટા કરી ના(-નાં)ખવા** (રૂ.પ્ર.) પશ્ચાત્તાપ કરે એવી સ્થિતિમાં મૂકવું. (૨) હરાવવું. ૦ **તોડવા** (રૂ. પ્ર.) હેરાન કરવું. ૦ **પાડવા,** ૦ **ભાંગી ના(-નાં)ખવા** (રૂ.પ્ર.) સખત ઠપકો આપવો. ૦**માં જીભ હોવી** (રૂ. પ્ર.) જેમતેમ બોલતાં અચકાવું. ૦**માં તણખલું લેવું** (રૂ. પ્ર.) હાર કબૂલવી. **-તે આવવું, -તે આવી જવું** (રૂ. પ્ર.) સામસામાં બચકાં ભરી લડવું. **-તે જીવ આવવો** (રૂ. પ્ર.) ઘણી મુશ્કેલીમાં હોવું. **-તે તરણું લેવું** (રૂ. પ્ર.) હાર કબૂલવી. **-તે મેલ આવવો** (રૂ.પ્ર.) માલદાર થઈ જવું. **-તે લાગવું** (રૂ. પ્ર.) સ્વાદ રહી જવો]
**દાંત**[3] (-ત્ય) સ્ત્રી. જાન ઊપલતાં વરવાળા તરફથી ઢોલી અને વસવાયાંઓને અપાતી બક્ષિસ
**દાંત-ખોતરણી** સ્ત્રી. [જુઓ 'દાંત[2]' + 'ખોતરવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] કોઈ પણ બે દાંત વચ્ચે ભરાઈ ગયેલું અનાજ વગેરે કાઢવાની સળી [સામે મોટેથી હસ્યા કરવું એ
**દાંત-ડીડિયા** પું., બ.વ. [જુઓ 'દાંત[2]' + 'ડીડિયો.'] સામ-
**દાંત-તોડ** વિ. [જુઓ 'દાંત[2]' + 'તોડવું.'] દાંત તોડી નાખે તેવું
**દાંતરું,-ળું** વિ. [સં. दन्तुरक- > પ્રા. दंतुरअ-, અને 'રું' ને સ્થાને 'ળું' ત.પ્ર.] જુઓ 'દંતવું.'
**દાંતાકાર** વિ. [જુઓ 'દાંતો' + સં. आ-कार] કાંગરીવાળું
**દાંતા-ચક્ર** ન. [જુઓ 'દાંતો + સં.] દાંતાવાળું પૈડું (યંત્રનું)
**દાંતાત્મા** (દાન્તાત્મા) પું. [સં. दान्त + आत्मा] જેનો આત્મા નિયમમાં છે તેવો માણસ, સંયમી
**દાંતાળ,[1]-ળું[1]** વિ. [જુઓ 'દાંત' + ગુ. 'આળ,-ળું' ત.પ્ર.] દાંતવાળું [દાંતાવાળું, કરકરિયાંવાળું
**દાંતાળ,[2]-ળું[2]** વિ. [જુઓ 'દાંતો' + ગુ. 'આળ,-ળું' ત.પ્ર.]
**દાંતિ** (દાન્તિ) સ્ત્રી. [સં.] દમન
**દાંતિયું**[1] ન. [જુઓ 'દાંત[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દાંત દેખાડી કરડવા કે બટકા ભરવા મોં આગળ લાવવું એ, છાંછિયું. (૨) (લા.) પાક લણાઈ ગયા પછીનો ઊગેલો તે તે ફણગો. [-યાં કરવાં (રૂ.પ્ર.) ચિડાઈ કે છંછેડાઈને બોલવું]
**દાંતિયું**[2] વિ. [જુઓ 'દાંતો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દાંતાવાળું
**દાંતિયો** પું. [જુઓ 'દાંતિયું.[2]'] એક બાજુ દાંતાવાળો કાંસકો
**દાંતી** સ્ત્રી. [સં. दन्तिका > પ્રા. दंतिआ] કાંસકી, નાનો દાંતિયો. (૨) ખંપાળી, પંજેટી. (૩) ઘસરકાને લીધે થતો

દોરા ઉપરનો કાપ. (૪) ખેડૂતનું દાંતાવાળું ખેતીનું એક સાધન. (૫) નાનાં બાળકોને દાંત આવતા હોય ત્યારે પહેરવાનું એક ઘરેણું. (૬) પરોણા ઉપર જડેલું લોઢાનું નાનું રેણું. (૭) સીવવાના સંચાની અંદર વપરાતું એક ચોખંડું અને નાનું લોઢાનું સાધન. (૮) એ નામની એક વનસ્પતિ

**દાંતી-મૂળ** ન. [+ સં. मूल] દાંતી નામની વનસ્પતિનું મૂળ

**દાંતો** પું. [સં. दन्तक- > પ્રા. दंतअ-] દાંતના આકારનો નાનો મોટો કોઈ પણ ખીપો કે ખીલો. (૨) નાના-મોટા પેંડાનો ખચકો કે કાકર, 'ઝેચર.' (૩) દીવાલની ફાટ પકડાઈ જાય એ માટે મુકાતો મજબૂત પથ્થરનો પાટડો. (સ્થાપત્ય.) (૪) દીવાલના ખૂણિયા દબાવવા વપરાતો પથ્થરનો તે તે પાટડો. (સ્થાપત્ય.) [-તા પૂરવા (રૂ. પ્ર.) ફાટેલા ચણતરમાં કે ચણતર ન ફાટે એ માટે તે તે થરમાં ઘડેલાં મજબૂત બેલાં જડવાં. ૦ રાખવો (રૂ.પ્ર.) વેર રાખવું]

**દાંદરું** ન. [સં. दद्रुक - માંથી 'दद्दरअ'- થયા પછી.] દરાજ, દાદર, ધાદર (ચામડીનો એક રોગ). (૨) માંસ ફૂલવાથી યા વધવાથી ચામડી કરકરી થઈ જવી એ

**દાંદરો** પું [જુઓ 'દાંદરું.'] જુઓ 'દાંદરું(૨).'

**દાંપત્ય** (દામ્પત્ય) ના, ૦જીવન ન. [સં.] દંપતીને લગતું જીવન, લગ્ન-જીવન

**દાંપત્ય-પ્રેમ** (દામ્પત્ય-) પું. [સં., પું.,ન.], **દાંપત્ય-સ્નેહ** (દામ્પત્ય-) પું. [સં.] પતિ-પત્નીનો પરસ્પરનો સ્નેહ

**દાંપત્ય-હક(-ક્ક)** પું. [+ જુઓ 'હક(-ક્ક).'] દંપતી તરીકે પતિ-પત્નીનો પરસ્પરનો અધિકાર, લગ્ન-હક, 'કો-ન્જુગલ રાઇટ'

**દાંભિક** (દામ્ભિક) વિ. [સં.] દંભી, ડોળી

**દાંભિક-તા** (દામ્ભિક-) સ્ત્રી. [સં.] દાંભિકપણું, દંભ, ડોળ

**દિકામાળી** જુઓ 'ડિકામાળી.'

**દિકોલું** વિ. દાસ-દાસી

**દિક્કત** સ્ત્રી. [અર.] મુશ્કેલી, તકલીફ, હરકત. (૨) શંકા. (૩) આનાકાની. (૪) સતામણી

**દિક્કરવું** સ. ક્રિ. [અનુ.] હેરાન કરવું, કનડવું, પજવવું, **દિક્કરાવું** કર્મણિ., ક્રિ. **દિક્કરાવવું** પ્રે., સ. ક્રિ.

**દિક્કરાવવું, દિક્કરાવું** જુઓ 'દિક્કરવું'માં.

**દિક્-કાલ(-ળ)** ન., બ.વ. [સં. दिश् + काल, સંધિથી] દિશા અને સમય [પ્રદેશ.

**દિક્-ખંડ** (ખણ્ડ) પું. [સં. दिश् + चक्र, સંધિથી] દિશાઓનો

**દિક્-ચક્ર** ન. [સં. दिश् + चक्र, સંધિથી] આઠ દિશાઓનો સમૂહ. (૨) હોકા-યંત્ર. (વહાણ.)

**દિક્-પતિ, દિક્-પાલ(-ળ)** પું. [સં. दिश् + पति, पाल, સંધિથી] આઠેમાંની તે તે દિશાનો માનવામાં આવેલો તે તે દેવ

**દિક્-પ્રાંત** (-પ્રાન્ત) પું. [સં. दिश् + प्रान्त, સંધિથી] તે તે દિશાને છેક છેડે આવેલો પ્રદેશ, ક્ષિતિજ

**દિક્-શૂલ(-ળ)** ન. [સં. दिश् + शूल, સંધિથી] જુઓ 'દિશા-શૂલ.' [નક્કી કરવાની રીત કે પ્રક્રિયા

**દિક્-સાધન** ન. [સં. दिश् + साधन, સંધિથી] તે તે દિશા

**દિક્-સિંધુર** (-સિન્ધુર) પું. [સં. दिश् + सिन्धुर, સંધિથી જુઓ 'દિગ્ગજ(૧).'

**દિક્-સૂચક** વિ. [સં. दिश् + सूचक, સંધિથી] તે તે દિશાનો ખ્યાલ આપનારું (યંત્ર, 'મેરિનર્સ-કોમ્પાસ')

**દિક્-સ્વામી** પું. [સં. दिश् + स्वामी, સંધિથી] જુઓ 'દિક્-પતિ.'

**દિગ** સ્ત્રી. [સં. दिश् નું પ. વિ., એ.વ. दिक्, -ग] દિશા

**દિ(-દી)ગર** વિ. [ફા.] બીજું, અન્ય, ઇતર, અપરંચ (જૂની મુસ્લિમ-કાલીન પત્રવ્યવહારની પદ્ધતિમાં 'સલામ-દિ(-દી)ગર:' —'સલામ' અને બીજું'— સં. માં अपरं च ની જેમ લખાતું)

**દિગંત** (દિગન્ત) પું. [સં. दिश् + अन्त, સંધિથી] જુઓ 'દિક્-પ્રાંત.'

**દિગંતર** (દિગન્તર) ન. [સં. दिश् + अन्तर, સંધિથી] કોઈ પણ બે દિશાઓ વચ્ચેનું અંતર. (૨) બીજી બીજી દિશા

**દિગંતરાલ** (દિગન્તરાલ) ન. [સં. दिश् + अन्तराल, સંધિથી] કોઈ પણ બે દિશાઓ વચ્ચેનો ગાળો. (૨) (લા.) આકાશ

**દિગંત-રેખા** (દિગન્ત-) સ્ત્રી. [સં.] પૃથ્વીની દેખાતી ક્ષિતિજ-રેખા

**દિગંત-વ્યાપી** (દિગન્ત-) વિ. [સં., પું.] છેક દિશાઓના અંતભાગ સુધી વ્યાપીને રહેલું, ક્ષિતિજ સુધી ફેલાયેલું

**દિગંબર** (દિગમ્બર) વિ. [સં. दिश् + अम्बर, સંધિથી] દિશાઓરૂપી વસ્ત્રવાળું, નગ્ન. (૨) જૈનોનો કશું વસ્ત્ર ન પહેરનારા સાધુઓવાળો ફિરકો અને એનું અનુયાયી. (સંજ્ઞા.)

**દિગંબર-તા** (દિગમ્બરતા) સ્ત્રી. [સં.] દિગંબરપણું, ઢાંકયા વિનાનું શરીર હોવાપણું, નગ્ન-તા [જૈન સંપ્રદાયને લગતું

**દિગંબરી** (દિગમ્બરી) વિ. [સં., પું.] નગ્ન. (૨) દિગંબર

**દિગંબરીય** (દિગમ્બરીય) વિ. [સં.] દિગંબર જૈન સંપ્રદાયને લગતું [૩૬૦ મો ભાગ. (ખગોળ.)

**દિગંશ** (દિગંશ) પું. [સં. दिश् + अंश, સંધિથી] અયન-વૃત્તનો

**દિગંશ-યંત્ર** (દિગંશ-યન્ત્ર) ન. [સં.] ગ્રહો કે નક્ષત્રો કેટલા અંશ ઉપર આવેલાં છે એ શોધી કાઢવાનું યંત્ર

**દિગીશ,-શ્વર** પું. [સં. दिश् + ईश,-श्वर, સંધિથી] જુઓ 'દિક્પતિ.'

**દિગ્ગજ** પું. [સં. दिश् + गज, સંધિથી] દરેક દિશામાં એક એક હાથી છે એવી માન્યતા પ્રમાણેનો તે તે હાથી. (૨) (લા.) પ્રખ્યાત વિદ્વાન ['ડિરેક્શન' (ર. છો.)

**દિગ્ગતિ** સ્ત્રી. [સં. दिश् + गति, સંધિથી] ચોક્કસ દિશા,

**દિગ્જય** પું. [સં. दिश् + जय, સંધિથી] દિશાઓમાં કરવાનો કે કરેલો વિજય, દિગ્વિજય [ખ્યાલ

**દિગ્જ્ઞાન** ન. [સં. दिश् + ज्ञान, સંધિથી] દિશાઓનો સાચો

**દિગ્દર્શક** વિ. [સં. दिश् + दर्शक, સંધિથી] દિશાઓનો ખ્યાલ આપનારું (હોકાયંત્ર વગેરે યંત્ર). (૨ પું. (લા.) નાટક ચલચિત્ર વગેરેમાં પાત્રોને તાલીમ આપનાર મુખ્ય સંચાલક, 'ડિરેક્ટર'

**દિગ્દર્શન** ન. [સં. दिश् + दर्शन, સંધિથી] દિશાઓ જોવી એ. (૨) (લા.) કોઈ પણ વસ્તુની ઉપરચોટિયા તપાસ, અવલોકન [કે છબી

**દિગ્દર્શન-ચિત્ર** ન. [સં.] પ્રત્યક્ષ દર્શન કરી દોરેલી આકૃતિ

**દિગ્દાહ** પું. [સં. दिश् + दाह, સંધિથી] સૂર્યાસ્ત થયા પછી પણ દિશાઓ સળગતી લાગતી હોય એવી સ્થિતિ

**દિગ્દેવતા** સ્ત્રી., પું. [સં. दिश् + देवता સ્ત્રી., સંધિથી] દિશાઓનો તે તે અધિષ્ઠાતા ગણાયેલો દેવ, દિક્પાલ

**દિગ્ધ** વિ. [સં.] લેપાયેલું, ખરડાયેલું

**દિગ્ના(-ઙ્ના)ગ** પું. [સં. दिश् + नाग, સંધિથી] જુઓ 'દિગ્ગજ.' (૨) એ નામને એક પ્રાચીન બૌદ્ધ આચાર્ય. (સંજ્ઞા.)

**દિગ્બંધન** (-બન્ધન) ન. [સં. दिश् + बन्धन, સંધિથી] માંગલિક વગેરે કાર્યો વખતે મંત્રોચ્ચારથી તે તે દિશામાં પાણી યા ચોખા છાંટી કરી લેવામાં આવતી શુદ્ધિની ક્રિયા

**દિગ્ભ્રમ** પું. [સં. दिश् + भ्रम, સંધિથી] દિશાઓનું ભાન ન રહેવું એ [સમૂહ. (૨) ચારે બાજુનું આકાશ

**દિગ્મં(- ઙ્મં)ડલ(-ળ)** (-મણ્ડલ, -ળ) ન. [સં.] દિશાઓનો

**દિગ્મૂ(-ઙ્મૂ)ઢ** વિ. [સં. दिश् + मूढ, સંધિથી] ભાન ચાલ્યું જતાં દિશાઓ તરફ જોઈ રહેલું. (૨) (લા.) તદ્દન નવાઈ પામેલું, દિંગ, સ્તબ્ધ ['દિગ્ભ્રમ.'

**દિગ્મો(-ઙ્મો)હ** પું. [સં. दिश् + मोह, સંધિથી] જુઓ

**દિગ્રેખા** સ્ત્રી. [સં. दिश् + रेखा, સંધિથી] દિશાને અંતે દેખાતી રેખા, ક્ષિતિજ. (૨) દિશા બતાવતી લીટી

**દિગ્વસ્ત્ર** ન. [ સં. दिश् + वस्त्र, સંધિથી ] દિશારૂપી વસ્ત્ર, દિગંબર-તા, નગ્નપણું [(૧).'

**દિગ્વારણ** પું. [સં. दिश् + वारण, સંધિથી] જુઓ 'દિગ્ગજ

**દિગ્વિજય** પું. [સં. दिश् + विजय, સંધિથી] જુઓ 'દિગ્જય.'

**દિગ્વિજયી** વિ. [સં., પું.] જેણે દિગ્વિજય કર્યો છે તેવું, ચક્રવર્તી

**દિગ્વિભાગ** પું. [સં. दिश् + विभाग, સંધિથી] તે તે દિશાનો તે તે ભાગવાળો પ્રદેશ [રહેલું, 'સ્પેશિયલ'

**દિગ્વ્યાપક** વિ. [સં. दिश्+ व्यापक, સંધિથી] દિશાઓમાં ફેલાઈ

**દિગ્વ્યાપક-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] દિશાઓમાં ફેલાઈ રહેવાપણું, 'સ્પેશિયલ એક્સ્ટેન્શન' (મ.ન.)

**દિગ્વ્યાપિત્વ** ન. [સં. दिश् + व्यापित्व, સંધિથી; જુઓ 'દિગ્વ્યાપી.'] સર્વત્ર દિશાઓમાં વ્યાપક થવાપણું

**દિગ્વ્યાપી** વિ. [ સં. दिश् + व्यापी પું., સંધિથી ] જુઓ 'દિગ્વ્યાપક.'

**દિઙ્મંડલ(-ળ)** (-મણ્ડળ) જુઓ 'દિગ્મંડલ.'

**દિઙ્-માત્ર** વિ. [સં. दिश् + मात्र, સંધિથી] માત્ર ઉપલક બતાવાય તેટલું, ઉપર ઉપરથી બતાવેલું

**દિઙ્મૂઢ** જુઓ 'દિગ્મૂઢ.'

**દિઙ્મોહ** જુઓ 'દિગ્મોહ'–'દિગ્ભ્રમ.'

**દિત-વાર** પું. [સં. आदित्य નું અર્વા. તદ્ભવ રૂપ 'દિત' + સં.] સૂર્યનો વાર, રવિવાર, આતવાર. (સંજ્ઞા.)

**દિતિ** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે કશ્યપ ઋષિની એક પત્ની અને દૈત્યોની માતા. (સંજ્ઞા.)

**દિતિ-કુલ(-ળ)** ન. [સં.] દૈત્યોનું કુળ

**દિતિ-જ,-તનય,-નંદન** (-નન્દન), -પુત્ર,-સુત,-સૂનુ પું. [સં.] દિતિનો તે તે પુત્ર, દૈત્ય

**દિત્સા** સ્ત્રી. [સં.] દાન આપવાની ઇચ્છા

**દિદૃક્ષા** સ્ત્રી. [સં.] જોવાની ઇચ્છા

**દિદૃક્ષુ** વિ. [સં.] જોવાને માટે ઇચ્છુક, દર્શનાર્થી

**દિધક્ષા** સ્ત્રી. [સં.] બાળી નાખવાની ઇચ્છા

**દિધક્ષુ** વિ. [સં.] બાળી નાખવાની ઇચ્છાવાળું

**દિન** પું. [સં.,પું.,ન.] દિવસ, દહાડો, રોજ ('દિન-રાત્રિ' કે 'રાત્રિ-દિન' જેવા પ્રયોગમાં સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો સમય; 'દિવસ' 'દહાડો' પણ એમ જ.) (૨) (લા.) સમય

**દિન-કર** પું. [સં.] (રાત્રિ જતાં ખુલ્લો દહાડો બતાવનાર) સૂર્ય

**દિનકી** સ્ત્રી. [સં. दिन દ્વારા ઊભો કરેલો શબ્દ] રોજનીશી (બ.ક.ઠા.) ['ડેઇલી રૂટિન'

**દિન-ચર્યા** સ્ત્રી. [સં.] રોજરોજનાં કાર્ય કર્યે જવાં એ,

**દિન-દશા** સ્ત્રી. [સં.] દરેક માણસ ઉપર થનારી કે થતી મનાતી તે તે ગ્રહની અસર. (જ્યો.)

**દિન-નાથ, દિન-પતિ** પું. [સં.] જુઓ 'દિન-કર.'

**દિન-પ્રતિદિન** ક્રિ.વિ. [સં. दिन-प्रतिदिनम् ] દિન-બ-દિન ક્રિ.વિ. [વચ્ચે ફા. 'બ' મધ્યગ] દરરોજ

**દિન-ભર** ક્રિ. વિ. [સં. + જુઓ 'ભરવું.'] આખો દહાડો, દિવસ-ભર (રાતે નહિ.)

**દિન-મણિ** પું. [સં.] (લા.) જુઓ 'દિન-કર.'

**દિન-માન** ન., પું. [સં., ન.] દિવસની લંબાઈ–સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીની. ૦ ઊઠવું, -ચો (રૂ.પ્ર.) અધોગતિ થવી]

**દિન-રાત** (-ત્ય) ક્રિ.વિ. [સં. + 'રાત,' સા. વિ. ના જૂ. ગુ. ના 'ઇ'નો 'ય' લઘુપ્રયત્ન], દિન-રાત્રિ ક્રિ.વિ. [સં.] રાત-દહાડો, રાત-દિન

**દિન-રાય** પું. [સં. + જુઓ 'રાય.] (લા.) જુઓ 'દિન-કર.'

**દિન-શ્રી** સ્ત્રી. [સં.] દિવસની ખીલેલી શોભા

**દિનારંભ** (-રમ્ભ) પું. [સં. दिन + आ-रम्भ] સૂર્યોદય થતાં થતી દિવસની શરૂઆત, સવારનો સમય [ભાગ

**દિનાર્ધ** પું. [સં. दिन + अर्ध] દિવસના બે અર્ધમાંનો પ્રત્યેક

**દિનાંત** (દિનાન્ત) પું. [સં. दिन + अन्त] દિવસનો સૂર્યાસ્તનો સમય, સાંઝનો ભાગ, સંધ્યા, સાંઝ

**દિનાંધ** (દિનાન્ધ) વિ. [સં. दिन + अन्ध] સૂર્યના ઉદય-કાળથી અસ્ત-કાળ સુધીના સમયમાં આંધળું (જેમકે ઘૂવડ)

**દિનાંશ** (દિનાંશ) પું. [સં. दिन + अंश] દિવસનો કોઈ પણ એક ભાગ

**દિનિકા** સ્ત્રી. [સં.] એક દિવસનો પગાર કે મહેનતાણું, રોજ, દનિયું [દરરોજનું

**દિનિયું** વિ. [સં. दिन + ગુ. 'ઇયું' ત.પ્ર.] દિવસનું, રોજિંદુ,

**દિનેશ,-શ્વર** પું. [સં. दिन + ईश, -श्वर] જુઓ 'દિન-કર.'

**દિનેંદ્ર** (દિનેન્દ્ર) પું. [સં. दिन + इन्द्र] જુઓ 'દિન-કર.'

**દિનો-દિન** ક્રિ.વિ. [સં. दिन, –દ્વિર્ભાવ] રોજેરોજ. દરરોજ

**દિપડિયું** વિ. [જુઓ 'દીપડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દીપડાના જેવાં ચાઠાંવાળું

**દિપાવડું** વિ. [જુઓ 'દીપવું,' 'દેખાવું'–ના 'દેખાવડું' ના સાદૃશ્યે.] દીપે કે દીપાવે તેવું શોભીતું, સુંદર

**દિ(-દી)પાવવું, દિ(-દી)પાવું** જુઓ 'દીપવું'માં.

**દિમાક,-ગ** પું. [અર. દિમાગ્ ] અભિમાન, અહંકાર, ગર્વ, મગરૂરી. (૨) (લા.) રોફ, રુઆબ. (૩) મગજ, બુદ્ધિ

**દિમાક(-ગ)-સફાઈ** સ્ત્રી, [+ જુઓ 'સફાઈ.'] મગજમાં જૂઠું ઠસાવવાની પ્રક્રિયા, વિચાર-સફાઈ, 'બ્રેઇન-વૉશિંગ'

**દિમે(-વે)ટી** સ્ત્રી. [અર. દિમ્યાતી, અં. ડિમિટી] એક પ્રકારનું ઝીણી ઝીણી બુટ્ટીઓવાળું કાપડ

**દિય(-યે,-યો)ર** પું. [સં. देवर > પ્રા. देअर, दियर] પતિનો નાનો ભાઈ, દેર (સગપણ)
**દિય(-યે,-યો)ર-વટું** ન. [+ સં. वर्तक- > પ્રા. वट्टअ-] દિયર સાથે કરેલું કે થયેલું ભાભીનું પુનર્લગ્ન, દેરવટું
**દિય(-યે,-યો)રિયો** પું. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દિયર' (વહાલમાં). (૨) (લા.) સાળો (ઉત્તર ગુજરાતમાં ગાળમાં)
**દિયાડા** સ્ત્રી. કાંપથી બનેલી જમીન
**દિયે(-યો)ર** જુઓ 'દિયર.'
**દિયે(-યો)ર-વટું** જુઓ 'દિયર-વટું.'
**દિય(-યો)રિયો** જુઓ 'દિયરિયો.'
**દિયોડી** સ્ત્રી. રાજ્યાભિષેક વખતે પહેરાતો એક પ્રકારનો ઝભ્ભો
**દિયો દિયો** કે.પ્ર. [સૌ., જુઓ 'દેવું'નું આજ્ઞા., બી. પુ., બ.વ. વૈકલ્પિક 'દ્યો,' –દ્વિર્ભાવ.] હેકારા-પડકારાનો ઉદ્ગાર
**દિયોર** જુઓ 'દિયર.'
**દિયોર-વટું** જુઓ 'દિયર-વટું.'
**દિયોરિયો** જુઓ 'દિયરિયો.'
**દિરહમ** પું. [અર.] ઇજિપ્ત દેશનો ચાંદીનો એક સિક્કો. (૨) ઈરાનનો પણ એ નામનો ચાંદીનો એક સિક્કો
**દિલ** ન. [ફા.] ચિત્ત, મન, અંતઃકરણ, હૃદય, કાળજું. [૦ આપવું (રૂ. પ્ર.) મનની વાત જણાવવી. (૨) પ્રેમ કરવો. (૩) મિત્રતા કરવી. ૦ **ઉતારી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) પ્રેમ-સંબંધ ખેંચી લેવો. ૦ **ઊઠી જવું**, ૦ **ઊતરવું** (રૂ.પ્ર.) પ્રેમ કે આસક્તિ ખતમ થવાં. ૦ **ઊંચાં થવાં** (રૂ. પ્ર.) બેદિલી પેદા થવી, પરસ્પર વિરોધી લાગણી થવી. ૦ **કઠણ કરવું** (રૂ.પ્ર.) ખમી લેવું. ૦ **કરવું** (રૂ.પ્ર.) ઇચ્છા કરવી, મન પર લેવું. ૦ **ખાટું થવું** (રૂ.પ્ર.) અરુચિ થવી. (૨) (૨) વેર થવું. ૦ **ખીલવું** (રૂ.પ્ર.) ચિત્ત પ્રસન્ન થવું. ૦ **ખૂલવું** (રૂ.પ્ર.) મુક્તતાથી વાત કરવી. ૦ **ખોલીને** (રૂ.પ્ર.) મનમાં સંકોચ રાખ્યા વિના. ૦ **ઘાલવું** (રૂ. પ્ર.) ચિત્ત પરોવવું, મન ચોંટાડવું. ૦ **ચલાવવું** (રૂ.પ્ર.) હિંમત કરવી. ૦ **ચાલવું** (રૂ.પ્ર.) હિંમત થવી. ૦ **ચોરવું** (રૂ.પ્ર.) પોતે મન દઈને વાત ન કરવી. (૨) સામાના મનને પોતાનું કરી લેવું. ૦ **ચોંટવું** (-ચોંટવું), ૦ **લાગવું** (રૂ. પ્ર.) કોઈમાં કે કોઈ વિષયમાં મન સ્થિર થવું. ૦ **જામવું** (રૂ. પ્ર.) કોઈ કામમાં કે વિષયમાં દિલને સ્થિરતા મળવી. ૦ **ઠરવું** (રૂ.પ્ર.) મનને સંતોષ કે પ્રસન્નતા થવાં. ૦ **ઠેકાણે હોવું** (રૂ. પ્ર.) મનની સ્થિરતા હોવી. ૦ **ઠોકવું** (રૂ. પ્ર.) ખાતરી થવી. ૦ **તોડવું** (રૂ. પ્ર.) સામાને નાસીપાસ કરવું. (૨) પૂરા દિલથી કામ કરવું. ૦ **થવું** (રૂ.પ્ર.) ઇચ્છા થવી. ૦ **દાઝવું** (રૂ.પ્ર.) લાગણી થવી. ૦ **દેખવું** (રૂ. પ્ર.) સામામાં પોતા તરફ આદર અનુભવવો. ૦ **દેવું** (રૂ.પ્ર.) ધ્યાનપૂર્વક જોવું–વિચારવું (૨) પ્રેમમાં પડવું. **દોડાવવું** (રૂ.પ્ર.) ચિંતવવું, વિચારવું. ૦ **ધડકવું** (રૂ. પ્ર.) ડર લાગવો. ૦**નો દરવાજો ખૂલવો** (રૂ.પ્ર.) મનની વાત ખુલ્લી થવી. ૦**નો દરવાજો ખોલવો** (રૂ.પ્ર.) ખુલ્લા દિલથી વાત કરવી. ૦ **પર લાગવું** (રૂ.પ્ર.) અસર થવી, હૈયે વાત બેસવી. ૦ **પર લાવવું** (રૂ. પ્ર.) વિચારમાં લેવું. ૦ **બહેલાવવું** (બેંઃલાવવું) (રૂ. પ્ર.) દિલને આનંદ-પ્રમોદ કરાવવો. ૦ **બેસી જવું** (-બેસી–) (રૂ. પ્ર.) નિરાશા અનુભવવી. ૦ **ભટકવું** (રૂ.પ્ર.) મનની અસ્થિરતા થવી. ૦ **ભરાઈ આવવું** (રૂ.પ્ર.) લાગણી થતાં ગળગળા થઈ જવું. ૦ **ભારે થવું** (રૂ.પ્ર.) ગળગળા થવું. (૨) સામા તરફ અસંતોષની લાગણી થવી. ૦**માં ઘર કરવું** (રૂ.પ્ર.) સામાનું હૃદય જીતી લેવું. ૦**માં દાઝવું** (રૂ.પ્ર.) સામા માટે દિલમાં લાગણી થવી. ૦**માં રાખવું** (રૂ. પ્ર.) વાતની ગુપ્તતા જાળવવી. ૦ **મેલું થવું** (રૂ.પ્ર) કામવાસના તરફ દિલ જવું. ૦ **રાખવું** (રૂ. પ્ર.) સામાના માન ખાતર સ્વીકારવું. ૦ **લગાડવું** (રૂ. પ્ર.) ધ્યાનપૂર્વક જોવું, વિચારવું. ૦ **લાગવું** (રૂ.પ્ર.) પ્રેમ કે આસક્તિ થવાં. ૦ **સંભાળવું** (-સમ્ભાળવું) (રૂ. પ્ર.) હિંમત રાખવી. ૦ **હઠી જવું** (રૂ. પ્ર.) કંટાળો આવવો. ૦ **હારી જવું** (રૂ. પ્ર.) હિંમત ખોઈ બેસવી. **એક-દિલ** (રૂ.પ્ર.) સંપીને] [મન-પસંદ
**દિલકશ(-સ)** વિ. [ફા. દિલ્કશ્] દિલને આકર્ષણ કરનારું,
**દિલ-ગાર** વિ. [ફા.] સ્નેહી, પ્રેમી
**દિલ-ગારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સ્નેહ, પ્રેમ, હેત, પ્રીત
**દિલગીર** વિ. [ફા.] નાખુશ, અપ્રસન્ન. (૨) શોકાતુર
**દિલગીરી** સ્ત્રી. [ફા.] નાખુશી, અપ્રસન્ન-તા. (૨) શોકાતુર-તા
**દિલગીરી-ભરેલું** વિ. [+ જુઓ 'ભરવું' + ગુ. 'એલું' બી. ભૂ. કૃ.] મનમાં દિલગીરીવાળું [ખુશ કરનારું
**દિલ-ચમન** ન., પું. [ફા.] દિલની ખુશી. (૨) વિ. દિલને
**દિલ-ચસ્પ** વિ. [ફા.] મનને સારું લાગે કે ખુશ કરે તેવું
**દિલચસ્પી** સ્ત્રી. [ફા.] લગની, લાગણી, પ્રેમાકર્ષણ
**દિલ-ચોર** પું. [+ સં.] દિલનું આકર્ષણ કરનાર માણસ કે વ્યક્તિ. (૨) કામનો ચોર, દિલ-દગડાઈ કરનાર વ્યક્તિ
**દિલ-ચોરી** સ્ત્રી. [સં] સામાના હૃદયને હરી લેવું એ. (૨) કામ કરવામાં દિલ-દગડાઈ
**દિલ-જીત** વિ. [+ જુઓ 'જીતવું.'] મનોહર, ચિત્તાકર્ષક
**દિલ-ડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] દિલ, મન. (પદ્યમાં કે વહાલમાં.)
**દિલ-તૂટું** વિ. [+ જુઓ 'તૂટવું + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ભાંગી પડેલા મનવાળું, નિરાશ, આશા-ભંગ, નાસીપાસ, નાહિંમત
**દિલ-દગડ** વિ. [+ રવા.] જુઓ 'દિલ-ચોર(૨).'
**દિલ-દગ(-ગે)ડાઈ** સ્ત્રી. [+ જુઓ 'દગડાઈ.'] જુઓ 'દિલ-ચોરી(૨).'
**દિલ-દગડું** વિ. [+ જુઓ 'દગડું.'] જુઓ 'દિલ-દગડ.'
**દિલ-દગેડાઈ** જુઓ 'દિલ-દગડાઈ'–'દિલ-ચોરી.'
**દિલ-દબું** વિ. [+ જુઓ 'દાબવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] દિલને દબાવી રાખનારું. શરમાળ
**દિલ-દરિયાવ** વિ. [+ જુઓ 'દરિયાવ.'] દરિયા જેવા વિશાળ મનનું, ખૂબ ઉદાર [હૃદયની વેદના
**દિલ-દર્દ** ન. [+ જુઓ 'દર્દ.'] દિલની પીડા, મનનું દુઃખ,
**દિલ-દર્પણ** ન. [+ સં., પું.] દિલ-રૂપી અરીસો
**દિલ-દાઝ** (-ઝય) સ્ત્રી. [+ જુઓ 'દાઝ'] (લા.) મનની પીડા, દિલ-દર્દ. (૨) મનની લાગણી
**દિલ-દાર** વિ. [ફા.] જીવ સમાન વહાલું. પ્રાણ-પ્રિય. (૨) પું. આશક, યાર. (૩) સ્ત્રી. માશૂક, પ્રિયા

**દિલદારી** સ્ત્રી. [ફા.] દિલદારપણું

**દિલ-દિલાવર** વિ. [+ જુઓ 'દિલાવર.'] ભારે ઉદાર મનનું, વિશાળ હૈયાનું [તેવું, મન-પસંદ

**દિલ-પસંદ** (-પસંદ), **દિલ-પિઝીર** વિ. [ફા.] મનને ગમે

**દિલ-ફરેબ** વિ. [ફા.] દિલને દગો દેનારું, દિલને છેતરી જનારું

**દિલફરેબી** સ્ત્રી. [ફા.] દિલની છેતરપીંડી, દિલને અપાયેલો દગો

**દિલબર** વિ. [ફા.] વહાલું, પ્રિય

**દિલબરી** સ્ત્રી. [ફા.] વહાલ, પ્રિય

**દિલ-બહાર** વિ. [ફા.] મનોહર, ચિત્તાકર્ષક, દિલકશ, દિલજીત

**દિલ-ભર** ક્રિ.વિ. [+ જુઓ 'ભરવું.'] મન ધરાઈ રહે એમ, પૂરેપૂરા દિલથી

**દિલ-ભંગ** (-ભઙ્ગ) પું. [+ સં.] મન ભાંગી પડવું એ, પૂરેપૂરી નાસીપાસી. (૨) વિ. મન-ભંગ થયેલું, નાસીપાસ થયેલું

**દિલ-રખું** વિ. [+ જુઓ 'રાખવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] સામાનું મન રાજી રહે એ રીતે વર્તનારું, મન-રખું

**દિલ-રંગી** (-રઙ્ગી) વિ. [+ સં.] મનને આનંદિત કરનારું

**દિલરુબા** પું., સ્ત્રી. [ફા.] સારંગીના પ્રકારનું મોગલાઈમાં વ્યાપક થયેલું એક તંતુ-વાદ્ય [લાગણી વિનાનું

**દિલ-વિહોણું** વિ. [+ જુઓ 'વિહોણું.'] શૂન્ય હ્રદયનું,

**દિલ-સફાઈ** સ્ત્રી. [+ જુઓ 'સફાઈ.'] હ્રદયની સ્વચ્છતા, નિખાલસપણું, દિલની ચોખ્ખાઈ

**દિલ-સોજ** વિ. [ફા.] સામાના મનની પીડાની કદર કરનાર, મિત્ર હ્રદયનું, સહ્રદય

**દિલસોજી** સ્ત્રી. [ફા.] સામાના મનની પીડાની કદર કરવાપણું, સહાનુભૂતિની લાગણી, સમવેદના બતાવવી એ

**દિલારામ** પું. [+ જુઓ 'આરામ.²'] દિલને આરામચેન, સુખચેન. (૨) વિ. દિલને સુખચેન આપનારું

**દિલાવર** વિ. [ફા.] મોટા મનનું, ઉદાર. (૨) ઉમદા કે ખાનદાન દિલનું

**દિલાવરી** સ્ત્રી. [ફા.] ઉદાર-તા. (૨) ખાનદાની

**દિલાસા-પત્ર** પું. [જુઓ 'દિલાસો' + સં., ન.] દિલસોજી બતાવનારો કાગળ, ખરખરાનો કાગળ

**દિલાસો** પું. [ફા. દિલાશહ્] આશ્વાસન, સહાનુભૂતિનું કથન, દિલસોજી. [**૦ આપવો** (રૂ.પ્ર.) સહાનુભૂતિનાં વચન કહેવાં]

**દિલીપ** પું. [સં.] ઇક્ષ્વાકુ વંશનો એક પ્રાચીન રાજવી (રાજા રઘુનો પિતા). (સંજ્ઞા.)

**દિલે-દિલેર** ન. [ફા.] બહાદુર હૈયું

**દિલેર** વિ. [ફા.] બહાદુર, શૂરવીર. (૨) ઉદાર

**દિલેરી** સ્ત્રી. [ફા.] બહાદુરી, શૂરવીરતા. (૨) ઉદારતા

**દિલોજાન** વિ. [ફા.] પ્રાણ-પ્યારું, અત્યંત વહાલું

**દિલોજાની** સ્ત્રી. [ફા.] પ્રાણપ્રિયતા, અત્યંત વહાલ, ગાઢ પ્રેમ, જીવજાનપણું

**દિલોર** ન. એ નામનું લાંબી ડોકવાળું એક પક્ષી

**દિલોરી** સ્ત્રી. એ નામનો એક વેલો

**દિલ્લગી** સ્ત્રી. [હિં.] દિલની લાગણી, પ્રેમ. (૨) મિત્રાચારી, દોસ્તી. (૩) વિનોદ, મજાક, મશ્કરી (ન.મા., રામુ પરમાનંદ ઠક્કર)

**દિલ્લી,-હી** સ્ત્રી., ન. પ્રાચીન ઇંદ્રપ્રસ્થ નજીક યમુનાના કાંઠે વિકસેલી મધ્યકાલથી ચાલી આવતી ભારતવર્ષની અને સ્વરાજ્ય મળ્યા પછી ભારતની રાજધાનીનું નગર. [**૦નો ઠગ** (રૂ.પ્ર.) નામચીન લુચ્ચો માણસ. **૦નો શાહુકાર** (રૂ.પ્ર.) ધૂર્ત, ઠગારો. **૦ દૂર** (રૂ.પ્ર.) દૂરનું અંતર]

**દિવ(-વે)ટિયું** ન. [સં. दीप-वर्तिक-क > પ્રા. दीव-अट्टिअअ-] દીવાનું ચાડું, દીવી. (૨) ફાનસમાં વાટને પકડી રાખનાર આંકડો

**દિવ(-વે)ટિયો** પું. [જુઓ 'દિવ-(-વે)ટિયું.'] હાથમાં દીવી ઝાલનાર આદમી, મશાલચી. (૨) નરસિંહ મહેતાએ પોતાને માટે વાપરેલું એક વિશેષણ. (૩) વડનગરા નાગર ગૃહસ્થોની એક અવટંક. (સંજ્ઞા.)

**દિવડિયું** ન. [જુઓ 'દીવડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દીવાલમાંનું દીવાના આધાર માટેનું ચાડું. (૨) (લા.) શરીરમાં પાણીનો પ્રવાહ લેતું એક જલચર પ્રાણી, 'લૅમ્પ-શેલ'

**દિવડિયો** પું. [જુઓ 'દીવડો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'દીવડો.'

**દિવસ** પું. [સં.] જુઓ 'દિન.' [**૦ ઊઠવો** (રૂ. પ્ર.) કમનસીબી શરૂ થવી. **૦ કાઢવા, ૦ ગબડાવવા, ૦ ગુજારવા** (રૂ.પ્ર.) સમય (નકામો) વિતાવવો. **૦ ગણવા** (રૂ. પ્ર.) મોત નજીક હોવું. **૦ ઘેર ન હોવો** (-ઘેરચ-) (રૂ.પ્ર.) ભાગ્ય પ્રતિકૂળ હોવું. **૦ ચડ(-ઢ)વા** (રૂ.પ્ર.) ગર્ભ રહ્યા પછી ગર્ભની વૃદ્ધિ થયા કરવી. **૦ ચડ(-ઢ)વો** (રૂ. પ્ર.) સૂર્યોદયથી લઈ સમય વધતો રહેવો. **૦ ઢળવો** (રૂ. પ્ર.) મધ્યાહ્ન પછી સંધ્યા તરફ સમય વધવો. **૦ ફરવો** (રૂ. પ્ર.) કમનસીબી શરૂ થવી. **૦ ભરવા** (રૂ. પ્ર.) હાજરી પૂરવી. **૦ ભરાઈ જવા, ૦ ભરાઈ ચૂકવા** (રૂ. પ્ર.) મોત નજીક આવવું. **૦ ભરી આપવા** (રૂ. પ્ર.) ગેરહાજર હોવા છતાં વેતનને માટે દિવસોની હાજરી પૂરવી. **૦ રહેવા** (-રે:વા) (રૂ. પ્ર.) ગર્ભ રહેવો. **૦ લેવા** (રૂ. પ્ર.) દિવસ કામ વિના વિતાવવા. **૦ વળવો** (રૂ. પ્ર.) ભાગ્યોદય થવો. **૦ હોવા** (રૂ. પ્ર.) ચડતીનો સમય હોવો. **ચડ(-ઢ)તો દિવસ** (રૂ. પ્ર.) ઉન્નતિ, ચડતી. **દોહલો દિવસ** (રૂ. પ્ર.) કટોકટીનો કે આપત્તિનો સમય. **ધોળે દિવસે** (રૂ. પ્ર.) બધા જુએ એમ, ખુલ્લં-ખુલ્લા]

**દિવસ-કઢણી** સ્ત્રી. [+ જુઓ 'કાઢવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] દિવસ પસાર કરવા કરાતો ઉદ્યોગ કે કામ-ધંધો

**દિવસ-ગુજારો** પું. [+ જુઓ 'ગુજારો.'] જેમ તેમ કરી સમય પસાર કરવો એ

**દિવસ-પાણી** ન., બ.વ. [+ જુઓ 'પાણી.'] મરનારની પાછળ શ્રાદ્ધ-ક્રિયા કરવી અને જલાંજલિ આપવી એ

**દિવસ-પાણી** ન. [સં.] સૂર્યોદયથી સૂર્યાસ્ત વચ્ચે કરવામાં આવતું ભોજન

**દિવસાનુદિવસ** ક્રિ. વિ. [સં. दिवस + अनु-दिवसम्] દિવસે દિવસે, જેમ દિવસો પસાર થતા જાય છે તેમ તેમ

**દિવં-ગત** (દિવઙ્ગત) વિ. [સં.] સ્વર્ગવાસી થયેલું, મરણ પામેલું [અંધાપાવાળું

**દિવા-અંધ** (-અન્ધ) વિ. [સં., સંધિ વિના] દિવાંધ, દિવસે

**દિવા-કર** પું. [સં.] જુઓ 'દિન-કર.'
**દિવા-ચર** પું. [સં.] સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીમાં હિલચાલ કરનાર. (૨) (લા.) ચોર, લબાડ
**દિવા-નાથ** પું. [સં.] જુઓ 'દિન-કર.'
**દિવા-નિદ્રા** સ્ત્રી. [સં.] દિવસે લેવામાં આવતી ઊંઘ
**દિવા-નિશ** ક્રિ. વિ. [સં. दिवा-निशम्] દિવસ-રાત, દિન-રાત [ન. ધ્રૂવ
**દિવા-ભીત** વિ. [સં.] દિવસના ભાગમાં ભય પામેલું. (૨)
**દિવા-મૈથુન** ન. [સં.] સૂર્યોદયથી સૂર્યાસ્તના સમય વચ્ચેનો સ્ત્રી-સંભોગ
**દિવા-રાત** ક્રિ.વિ. [સં. दिवा-रात्रम् > પ્રા. दिवारत्तं], **દિવા-રાત્ર** ક્રિ.વિ. [સં. दिवा-रात्रम्] જુઓ 'દિવા-નિશ.'
**દિવાલડી** સ્ત્રી. [જુઓ 'દિવાળી' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ દિવાળી.' (પદ્યમાં.)
**દિવા-શયન** ન. [સં.] જુઓ 'દિવા-નિદ્રા.'
**દિવાસો** પું. [સં. दीप-वासक- > પ્રા. दीव-आसअ, દીવો રાખી ઉપવાસ કરવાનો વિધિ હોઈ] આષાઢ વદિ અમાસનો હિંદુ સ્ત્રીઓને વ્રત તરીકે જાગરણનો ઉત્સવ. -(સંજ્ઞા.) ['ફેન્ટસી' (ભૂ. ગો.)
**દિવા-સ્વપ્ન** ન. [સં., પું.] દિવસે આવેલી ઊંઘમાંનું સ્વપ્ન,
**દિવા-સ્વાપ** પું. [સં.] જુઓ 'દિવા-નિદ્રા.'
**દિવાળિયો** જુઓ 'દેવાળિયો.'
**દિવાળી** સ્ત્રી. [સં. दीपालिका > પ્રા. दीवालिआ] હિંદુ વર્ષના આશ્વિન માસની અમાસનું પર્વ, દીપોત્સવી. (સંજ્ઞા.) [૦ના દહાડા (-દા:ડા) (રૂ. પ્ર.) આનંદના દિવસ. **કોના બાપની દિવાળી, પારકે પૈસે દિવાળી** (રૂ.પ્ર.) બીજાના ખર્ચે આનંદ-પ્રમોદ]
**દિવાળી-ઘોડો, દિવાળીનો ઘોલ્લો** પું. [+ જુઓ 'ઘોડો' -ઘોલ્લો'] (લા.) એ નામનું એક પક્ષી [પાકતો મોલ
**દિવાળી-પાક** પું. [+ સં.] આસો મહિનાના અંત-ભાગમાં
**દિવાળું** જુઓ 'દેવાળું.'
**દિવાંધ** (દિવાન્ધ) વિ. [સં. दिवा + अन्ध] જુઓ 'દિવા-અંધ.'
**દિવાંધ-તા** (દિવાન્ધ-તા) સ્ત્રી. [સં.] દિવસના ભાગનો અંધાપો
**દિવિ-જ** [સં.] આકાશમાં જન્મેલું. (૨) સ્વર્ગમાં જન્મેલું. (૩) પું. દેવ, સુર
**દિવિર-પતિ** પું. [સં.] મુખ્ય કારકુન, સિરસ્તેદાર
**દિવેટ** (-ટય) સ્ત્રી. [સં. दीप-वर्ति > પ્રા. दीव-अट्टि, दीव-वट्टि] દીવામાંની વાટ, બત્તી
**દિવેટિયું** જુઓ 'દિવટિયું.'
**દિવેટિયો** જુઓ 'દિવટિયો.'
**દિવેઠી** જુઓ 'દિમેઠી.'
**દિવેલ** ન. [સં. दीप-तैल्य > પ્રા. दीव-एल्ल, दीवेल्ल] (એરંડિયું બળાતું એટલે) એરંડીનું તેલ, એરંડિયું. (૨) (લા.) શક્તિ, તાકાત. [**સો મણ દિવેલે અંધારું** (રૂ.પ્ર.) પૂરી દેખરેખ કે જાપતા નીચે પણ જોવામાં આવતી પોલ]
**દિવેલિયું**[1] વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] દિવેલ લગાવ્યું હોય તેવું, ચીકટ. (૨) (લા.) ઊતરી ગયેલા મોઢાવાળું, ઉદાસ
**દિવેલિયું**[2] ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] દિવેલ ભરવાનું પાત્ર કે કોડિયું. (૨) (લા.) પશુની ખરીથી કોડિયા જેવો પડેલો ખાડો. (૩) મંદિરનાં દીવાબત્તી માટે અપાયેલું ખેતર
**દિવેલી** સ્ત્રી. [જુઓ 'દિવેલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દિવેલાનાં બી, એરંડી. (૨) દિવેલાનો છોડ, એરંડો
**દિવેલો** પું. [જુઓ 'દિવેલ' + ગુ. 'ઉં' ત.પ્ર.] એરંડીનો છોડ, એરંડો, દિવેલી [તેમજ રાજા. (સંજ્ઞા.)
**દિવોદાસ** પું. [સં.] ઋગ્વેદના કાલનો એક પ્રાચીન ઋષિ
**દિવ્ય** વિ. [સં.] દૈવી, દેવોને લગતું, દેવતાઈ. (૨) અદ્-ભુત, ચમત્કારિક. (૩) પ્રકાશમાન. (૪) ન. પ્રાચીન કાલમાં અપરાધીની પાસે ગુનો કબુલાવવા માટે પાણી કે અગ્નિ વગેરે દ્વારા કરાવવામાં આવતી કસોટી
**દિવ્ય-ક્રિયા** સ્ત્રી- [સં.] જુઓ 'દિવ્ય(૪).'
**દિવ્ય-ગણ** પું. [સં.] દેવ-ગણ, દેવોનો સમૂહ
**દિવ્ય-ચક્ષુ** ન. [+ સં. चक्षुस्] દેવતાઈ દૃષ્ટિવાળી નજર. (૨) (લા.) અંતર્જ્ઞાન, જ્ઞાન-ચક્ષુ. (૩) વિ. દિવ્યદૃષ્ટિવાળું. (૪) (લા.) જ્ઞાનચક્ષુવાળું
**દિવ્ય-જ્ઞાન** ન. [સં.] દેવોના વિષયનું જ્ઞાન. (૨) લોકોત્તર સમજ, ઈશ્વર વિશેની સૂઝ, દૈવી જ્ઞાન
**દિવ્ય-તા** સ્ત્રી. [સં.] દિવ્યપણું
**દિવ્ય-દર્શી** વિ. [સં., પું.] અદ્ભુત વસ્તુઓ જોનારું, ઇંદ્રિયાતીત વસ્તુઓને જોનારું
**દિવ્ય-દૃષ્ટિ** સ્ત્રી [સં.] જુઓ 'દિવ્ય-ચક્ષુ.'
**દિવ્ય-દ્રષ્ટા** વિ., [સં., પું.] જુઓ 'દિવ્ય-દર્શી.'
**દિવ્ય-ધામ** ન. [સં.] સ્વર્ગ કે એવું લોકોત્તર સ્થાન
**દિવ્ય-ધુનિ(-ની), દિવ્ય-નદી** સ્ત્રી. [સં.] આકાશ-ગંગા
**દિવ્ય-પરીક્ષા** સ્ત્રી. [સં.] જુઓ 'દિવ્ય-ક્રિયા' -'દિવ્ય (૪).'
**દિવ્ય-પ્રશ્ન** પું. [સં] ભવિષ્ય વિશેનો સવાલ
**દિવ્ય-પ્રેમ** પું. [સં, પું., ન.] લોકોત્તર પ્રકારનો પ્રેમ
**દિવ્ય-ભૂમિ** સ્ત્રી. [સં.] સ્વર્ગ કે દેવતાઈ જમીન
**દિવ્ય-સરિતા** સ્ત્રી. [સં.] જુઓ 'દિવ્ય-ધુનિ.'
**દિવ્ય-હાસિની** વિ., સ્ત્રી. [સં.] અદ્ભુત હાસ્ય કરતી સ્ત્રી
**દિવ્ય-હાસી** વિ. [સં., પું.] અદ્ભુત હાસ્ય કરનાર
**દિવ્યા** સ્ત્રી. [સં.] દેવી. (૨) અપ્સરા
**દિવ્યાત્મા** પું. [સં. दिव्य + आत्मा] દેવતાઈ કે પ્રકાશયુક્ત આત્માવાળો દૈવી જીવ [આનંદ, લોકોત્તર આનંદ
**દિવ્યાનંદ** (-નન્દ) પું. [સં. दिव्य + आ-नन्द] અતિઅદ્ભુત
**દિવ્યાસ્ત્ર** ન. [સં. दिव्य + अस्त्र] મંત્રબળથી ફેંકવું મનાતું અસ્ત્ર
**દિવ્યાંગના** (દિવ્યાઙ્ગના) સ્ત્રી. [સં. दिव्य + अङ्गना] જુઓ 'દિવ્યા.'
**દિવ્યાંબર** (દિવ્યામ્બર) ન. [સં. दिव्य + अम्बर] દેવતાઈ વસ્ત્ર
**દિશ** સ્ત્રી. [સં. दिशा] જુઓ 'દિશા.'
**દિશ-દિશિ(-શે)** (-શ્ય) ક્રિ. વિ. [જુઓ 'દિશ,'–દ્વિર્ભાવ + જૂ.ગુ. 'ઇ' સા.વિ., પ્ર.] દરેક દિશામાં
**દિશા** સ્ત્રી. [સં.] પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણનો તે તે ઉદ્દિષ્ટ ભાગ ('દસે દિશા'ના સૂચન વખતે ચાર ખૂણા, આકાશ અને પાતાળ પણ). (૨) (લા.) માર્ગ, રસ્તો, ઉપાય. (૩) સૂચના, માર્ગદર્શન. [**૦ કાઢવી કરવી** (રૂ. પ્ર.) મિત્ર ગુમાવવો. **૦(એ) જવું** (રૂ.પ્ર.) મળશુદ્ધિ માટે ગામ બહાર જવું,

જંગલ જવું, ઝાડે જવું. ૦ પકડવી (રૂ.પ્ર.) જવાને માટેના માર્ગ તરફ વળી જવું. ૦ બતાવવી (રૂ.પ્ર.) દોરવું, માર્ગ-દર્શન કરવું. ૦ બાંધવી (રૂ.પ્ર.) દિશા નક્કી કરવી. (૨) જાદુના પ્રયોગ માટે જમીનનો ચોક્કસ વિસ્તાર જાદુની અસર નીચે સમાય એમ કરવું]

**દિશા-ચીર** ન. [સં.[ દિશાઓરૂપી સાડી કે વસ્ત્ર, દિગ્વસ્ત્ર

**દિશા-દર્શક** વિ. [સં] દિશાઓ કે ચોક્કસ એક દિશા બતાવનાર (નિશાન) [પ્રકારનો ખ્યાલ

**દિશા-જ્ઞાન** ન. [સં.] દિશાની સમજ, તે તે દિશાનો ચોક્કસ

**દિશા-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] બધી દિશાઓનો સમૂહ [ક્ષિતિજનો ભાગ

**દિશા-મુખ** ન. [સં.] તે તે દિશાનો આરંભ થાય છે તેવો

**દિશા(-સા)વાળ** પું. [સં. दिशा-पालक-> પ્રા. दिसा-वालअ-] (લા.) ગુજરાતી વાણિયાઓનો એ નામનો એક ફિરકો અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**દિશા-વિજય** પું. [સં.] જુઓ 'દિગ્વિજય'–'દિગ્જય.'

**દિશા-શૂલ(-ળ)** ન. [સં.] તે તે દિશામાં જવા માટે અશુભ ગણાયેલા તે તે વારની પરિસ્થિતિ. (જ્યો.)

**દિશા-સાધન** ન. [સં.] આકાશી પદાર્થોના સ્થાનને આધારે દિશા નક્કી કરવાની ક્રિયા

**દિશા-સૂચક** વિ. [સં.] દિશા બતાવનારું, માર્ગ-દર્શક

**દિશા-સૂચન** ન. [સં.] દિશા બતાવવાની ક્રિયા, માર્ગ-દર્શન

**દિશા-સૂઝ** (-ઝ્ય) સ્ત્રી. [+ જુઓ 'સૂઝ.'] દિશા વિશેની સમઝ, દિશા-જ્ઞાન

**દિશા-સૂત્ર** ન [સં.] દિશાનો ઉકેલ, 'કહ્યૂ' (બ.ક.ઠા.)

**દિશે(-શો)-દિશ** ક્રિ. વિ. [જુઓ 'દિશ'–દ્વિર્ભાવ.] જુઓ 'દિશન્દિશિ.'

**દિષ્ટ** વિ. [સં.] બતાડેલું, દેખાડેલું, નિર્દેશેલું. (૨) ન. લક્ષ્ય, હેતુ. (૩) (લા.) નસીબ, ભાગ્ય

**દિષ્ટિ** સ્ત્રી. [સં.] સૂચના. (૨) આજ્ઞા, આદેશ, હુકમ. (૩) ઉત્સવ. (૪) (લા.) ભાગ્ય, નસીબ

**દિસાવાળ** જુઓ 'દિશાવાળ.'

**દિંગ** (દિઙ્ગ) જુઓ 'ડંગ.'

**દિંડી** (દિણ્ડી) સ્ત્રી., પું. [મરા.] મરાઠી ભાષામાં જાણીતો એક ગેય કોટિનો છંદ કે ઢાળ. (પિં.)

**દી** પું. [સં. दिवस > પ્રા.दीह] દિવસ, દિન, રોજ. [૦ **આથમવો** (રૂ.પ્ર.) પડતી દશા આવવી. ૦ **ઊઠવો, ઊઠી જવો** (રૂ.પ્ર.) ખરાબ બુદ્ધિ સૂઝવી. (૨) કમનસીબી થવી, માઠી દશા આવવી. ૦**ઊઠેલ** (રૂ. પ્ર.) કમનસીબ. ૦**એ તારા જોવા-દેખાવા** (દિયે-) (રૂ.પ્ર.) ભારે કષ્ટમાંથી પસાર થવું. ૦ **કાઢવો** (રૂ.પ્ર.) દિવસ વિતાવવો. ૦ **ખોવો**, ૦ **ગુમાવવો** (રૂ.પ્ર.) દિવસ તદ્દન નકામો પસાર થવો. ૦ **દેવા** (રૂ.પ્ર.) કામ ન જ કરવું. (૨) નુકસાનીમાં ઉતારવું. ૦ **ફરવો**, ૦ **રૂઠવો** (રૂ.પ્ર.) કમનસીબી આવવી. ૦**ભાંગવો** (રૂ પ્ર.) બદલો હોય તેવા કામ ઉપર ન જવું. (૨) દિવસ નકામો જવા દેવો. ૦ **વળવો** (રૂ.પ્ર.) સારા ભાગ્યના દિવસ આવવા. ૦ **વાળવો** (રૂ.પ્ર.) સારી સ્થિતિ લાવવી.]

**દી-કઢણી** સ્ત્રી. [+ જુઓ 'કાઢવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] જુઓ 'દિવસ-કઢણી.'

**દીકરી** સ્ત્રી. [જુઓ 'દીકરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પુત્રી, તનયા, બેટી. [૦**એ દીવો** (દિકરિયે-) (રૂ. પ્ર.) દીકરીના દીકરાથી વંશ ચાલુ રહેવો. ૦**એ દીવો ન રહેવો** (દિકરિયે-, -રે:વો) (રૂ.પ્ર.) પુત્ર-પુત્રી કોઈ દ્વારા પણ વંશ ન રહેવો, સદંતર નિર્વંશ જવો]

**દીકરો** પું. પુત્ર, તનય, તનુજ, બેટો, છોયો

**દીક્ષક** પું. [સં.] દીક્ષા આપનાર ગુરુ

**દીક્ષણ** ન. [સં.] દીક્ષા આપવાની ક્રિયા, મંત્ર-પ્રદાન

**દીક્ષણીય** વિ. [સં.] દીક્ષા લેવા યોગ્ય

**દીક્ષા** સ્ત્રી. [સં.] ધર્મકાર્ય યજ્ઞકાર્ય વૈરાગ્ય વિદ્યાધ્યયન વગેરેની સિદ્ધિ માટે લેવાના વ્રતને આરંભે ગુરુ દ્વારા મંત્રપ્રદાન કે એવા કોઈ અન્ય પ્રકારે શિષ્યને યોગ્ય કરવા કરવામાં આવતો વિધિ, 'ઇનિશિયેશન.' (૨) ઉપદેશ, બોધ. (૩) ધ્યેય, 'મિશન' (દ.બા.)

**દીક્ષા-ગુરુ** પું. [સં.] દીક્ષા આપનાર ઉપદેશક, ધર્મ-ગુરુ

**દીક્ષા-ભ્રષ્ટ** વિ. [સં.] લીધેલાં વ્રત વગેરેમાંથી વિચલિત થનાર

**દીક્ષાર્થી** વિ. [સં. दीक्षा + अर्थी પું.] દીક્ષા લેવાની ઇચ્છાવાળું

**દીક્ષા-સમારંભ** (-રમ્ભ) પું. [સં.] દીક્ષા આપવાના પ્રસંગનો મેળાવડો. (૨) પદવીદાન-સમારંભ 'કૉન્વોકેશન'

**દીક્ષા-સંસ્કાર** (-સંસ્કાર) પું. [સં.] દીક્ષા આપવાનો ધાર્મિક વિધિ

**દીક્ષાંત-ભાષણ** (દીક્ષાન્ત-) ન. [સં. दीक्षा + अन्त + સં.] પદવીદાન-સમારંભને અંતે ઉપદેશ વગેરેના રૂપમાં અપાતું વ્યાખ્યાન, 'કૉન્વોકેશન-લેક્ચર'

**દીક્ષિત** વિ. [સં.] જેણે હરકોઈ પ્રકારની દીક્ષા લીધી હોય તેવું. (૨) દીક્ષાનું કામ કરનાર ધર્મ-જન, 'મિશનરી' (દ.બા.), (૩) યાજ્ઞિક, ઋત્વિજ. (૪) એ નામની બ્રાહ્મણોની એક અટક અને એવો પુરુષ. (સંજ્ઞા.)

**દીક્ષિતા¹** પું. [સં.] જુઓ 'દીક્ષક.'

**દીક્ષિતા²** વિ., સ્ત્રી. [સં., સ્ત્રી.] દીક્ષા પામેલી નારી

**દીગર** જુઓ 'દિગર.'

**દીઘ-લકુરી** સ્ત્રી. [સં. दीर्घ દોરા] લાંબી દોરી

**દી(-દીં)ટ** ન. સ્તનનું ટોચકું. (૨) ફળનું મૂળ. [૦ **કાઢવું** (રૂ.પ્ર.) નિર્મૂલ કરવું]

**દી(-દીં)ટડી** સ્ત્રી. [જુઓ 'દીંટડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સ્તનનું ટોચકું, ડીટડી, ડીંટડી

**દી(-દીં)ટડું** ન. [જુઓ 'દીટ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.], **દી(-દીં)ટિયું** ન. [જુઓ 'દીટ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ફળનું મૂળ, ડીટડું, દીંટડું, ડીટિયું, ડીંટિયું

**દી(-દીં)ટી** સ્ત્રી. [જુઓ 'દીટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સ્તનનું ટોચકું, દીટ, ડીટી, ડીંટી

**દી(-દીં)ટું** ન. [જુઓ 'દીટ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ફળનું મૂળ, દીટિયું, ડીટિયું, ડીંટું, ડીંટિયું

**દીઠ¹** (-ઠ્ય) સ્ત્રી. [સં. दृष्टि > પ્રા. दिट्ठि] દષ્ટિ, નજર. [૦ **ઉતારવી**, ૦ **ઝાડવી** (રૂ.પ્ર.) મંત્રાદિક દ્વારા ખરાબ નજરને દૂર કરાવવી. ૦ **ઉપર ચડ(-ઢ)વું** (ઉપરચ-) (રૂ.પ્ર.) પસંદ આવવું. ૦ **ચૂકવી** (રૂ.પ્ર.) નજર ન પડવી. ૦ **ફરવી**

(રૂ.પ્ર.) કૃપાદૃષ્ટિ ન રહેવી. ૦ **બિછાવવી** (રૂ. પ્ર.) રાહ જોતા રહેવું. ૦ **મારવી** (રૂ.પ્ર.) આંખથી ઇશારો કરવો. ૦ **વાળવું** (રૂ.પ્ર.) સત્યાનાશ કરવો]

**દીઠ²** ના.યો. [જુઓ 'દીઠું'ના સતિ સપ્તમીના પ્રયોગનું લાઘવ='દીઠે'નું.] દરેક, પરત્વે, હિસાબે (જેમકે 'જણ દીઠ' 'કામ દીઠ' 'પુસ્તક દીઠ' વગેરે)

**દીઠ-બંદ** (દીઠ્ય-બન્દ) પું., **-દી** સ્ત્રી. [જુઓ 'દીઠ¹' + ફા.] દૃષ્ટિને બાંધી લેવાની ક્રિયા, નજર-બંધી

**દીઠું** ભૂ. કૃ., ભૂ. કા. [સં. दृष्टक- > પ્રા. दिट्ठअ-] જોયું, દેખ્યું, ભાળ્યું, નિહાળ્યું. [-ઠા **તેની દીઠ** (-ઠ્ય) (રૂ. પ્ર.) જૂના રિવાજને વળગી રહેવું એ. ૦ **પડવું** (રૂ. પ્ર.) આબરૂ જવી. **-ઠે ન બનવું** (રૂ. પ્ર.) બિલકુલ મેળ ન હોવો]

**દીઠેલ, -લું** વિ., ભૂ. કૃ. [જુઓ 'દીઠું'+ગુ.'એલ,-લું'બી.ભૂ.કૃ. 'એલું'વાળું રૂપ બનાવવા] જોયેલું, દેખેલું, ભાળેલું, નિહાળેલું

**દીડકી** સ્ત્રી. એક જાતનો જૂનો ચલણી નાનો સિક્કો, પાઈ

**દી(-દે)દાર** પું., બ.વ. [ફા. દીદાર્] દર્શન, દેખાવું એ, ઝાંખી થવી એ, સાક્ષાત્ દર્શન

**દીદાવાર** પું. [ફા.] ઘોડાની તપાસણી કરનાર સરકારી અધિકારી

**દીદી** સ્ત્રી. [સં. दुहिता > પ્રા. धीआ દ્વારા, હિં., બં.] (લા.) મોટી બહેન

**દીધ** જુઓ 'દીધું.' (પદ્યમાં.)

**દીધ-લું** વિ. [જુઓ 'દીધ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] દીધેલું [દીધું. (પદ્યમાં.)

**દીધવાન** વિ. પરંપરાથી ચાલતું આવેલું, લાંબા વખતનું, રીઢું અને જૂનું. (૨) આપેલા-કરેલાને અનુરૂપ કે મળતું આવતું

**દીધું** ભૂ. કૃ., ભૂ. કા. [સં. दत्तने સ્થાને પ્રા. दिण्ण, दिन्न દ્વારા दिद्ध-થયે; કર્મણિ પ્રયોગ] આપ્યું (ગુ. વ્યાકરણમાં 'દેવું'નું અનિયમિત ભૂ. કૃ.,-ભૂ. કા. કર્મણિ-રૂપ કહ્યું છે; સર૦ 'લીધું' 'ખાધું' 'કીધું' વગેરે). (૨) સહાયકારક તરીકે પૂર્ણતાના અર્થે 'દેવું'નું ભૂ. કૃ.

**દીધેલ,-લું** વિ. [જુઓ 'દીધું' + ગુ. 'એલ, -લું' બી. ભૂ.કૃ.] આપેલું (આનો પણ 'અસ્તન' અર્થે કર્મણિ. ભૂ. કા.નો પ્રયોગ)

**દીન¹** વિ. [સં.] નિર્ધન, ગરીબ, રાંક. (૨) નરમ સ્વભાવનું, બાપડું. (૩) સરળ પ્રકૃતિનું, પોતાને ઝીણામાં ઝીણું માનનારું

**દીન²** પું. [અર.] ધર્મ, પંથ, સંપ્રદાય. (૨) ઇસ્લામ ધર્મ. [૦ **ઊઠવું**, ૦ **જાગવું** (રૂ. પ્ર.) મુસ્લિમોએ ધર્મને નામે હુલ્લડ કરવું. ૦ **દીન પોકારવું** (રૂ. પ્ર.) 'દીન દીન' શબ્દો બોલી હુલ્લડ મચાવવું.]

**દીન-તા** સ્ત્રી. [સં.] નિર્ધન-તા, ગરીબાઈ, રાંકાઈ. (૨) નરમ સ્વભાવ, બાપડાપણું. (૩) સરળ પ્રકૃતિ, પોતાને ઝીણામાં ઝીણું માનવું એ

**દીન-દયાલ**(-ળ) વિ., પું. [સં. दीन-दयालु], **-લુ(-ળુ)** વિ., પું. [સં.] દીન જનો તરફ દયાવાળો (ઈશ્વર કે દાનવીર)

**દીન-દલિત** વિ. [સં.] નિર્ધન અને કચડાયેલી પછાત જાતિનું

**દીન-દશા** સ્ત્રી. [સં.] કંગાલિયત, ગરીબી

**દીન-દાર** વિ. [જુઓ 'દીન²' + ફા. પ્રત્યય] ધર્મ-ચુસ્ત

**દીનદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] ધર્મચુસ્તપણું, ધાર્મિકપણું

**દીન-દુખિયું** વિ. [જુઓ 'દીન¹' + દુખિયું.'] ગરીબ અને દુઃખી

**દીન-દુનિયા** સ્ત્રી. [જુઓ 'દીન²' + દુનિયા.'] ધર્મ અને જગત

**દીનદુઃખ-હરણ** પું. [સં.] ગરીબોનાં દુઃખ દૂર કરનાર (ઈશ્વર)

**દીન-પરસ્ત** વિ. [અર. + ફા.] ધર્મચુસ્ત, ધર્મિષ્ઠ, ધર્મ ઉપર આસ્થાવાળું. (૨) ઇસ્લામ ધર્મમાં માનનારું

**દીનપરસ્તી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ધર્મચુસ્તપણું, ધાર્મિષ્ઠપણું. (૨) ઇસ્લામ ધર્મ વિશેમાંની દૃઢ માન્યતા

**દીન-બંધુ** (-બન્ધુ) પું. [સં.] ગરીબોનો બેલી, દીન લોકોનું ભલું કરનાર (ઈશ્વર)

**દીન-ભાગી** વિ. [સં., પું.] કમનસીબ, દુર્ભાગી

**દીન-ભાવ** પું. [સં.[ દીન-તા. (૨) લાચારી

**દીન-વત્સલ** વિ. [સં.] ગરીબો જેને વહાલા છે તેવું

**દીનવત્સલ-તા** સ્ત્રી. [સં.] દીનવત્સલ હોવાપણું

**દીન-વૃત્તિ** સ્ત્રી. [સં.] ગરીબાઈ, દીન-ભાવ

**દીન-શરણો** વિ., પું. [સં. दीन-शरण + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] ગરીબના બેલી (પરમેશ્વર)

**દીન-હીન** વિ. [સં.] ગરીબ અને સાધનો વિનાનું, તદ્દન [નિરાધાર

**દીના(-નો)-નાથ** પું. [સં. दीन-नाथ] ગરીબોના બેલી (પરમેશ્વર)

**દીનાર** પું. [ફા.] રૂપિયાની કિંમતનો એક મુસ્લિમકાલીન [સિક્કો

**દીનાવસ્થા** સ્ત્રી. [સં. दीन + अव-स्था] જુઓ 'દીન-દશા.'

**દીની** વિ. [જુઓ 'દીન²' + ગુ. 'ઈ' ત. પ્ર.] ધર્મને લગતું (૨) મુસ્લિમ ધર્મને લગતું

**દીને-ઇલાહી** પું. [અર.] અકબરે ચલાવેલો મુસ્લિમ ધર્મનો એક ઉદારમતવાદી ફિરકો. (સંજ્ઞા.)

**દીને-બરહક** પું. [અર.] સત્ય ઉપર રચાયેલો ધર્મ

**દીનોદ્ધાર** પું. [સં. दीन + उद्धार] ગરીબોનો ઉદ્ધાર, ગરીબોની ઉન્નતિનું કામ

**દીનો-નાથ** જુઓ 'દીના-નાથ'.

**દીપ** પું. [સં.] દીવો, દીવડો

**દીપક** વિ. [સં.] દીપાવનારું. (૨) ઉત્તેજક, સતેજ કરનારું. (૩) પું. જુઓ 'દીવો.' (૪) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.). (૫) છ મુખ્ય રાગોમાંનો એક રાગ. (સંગીત.) (૬) ન. [સં., પું.] જુઓ 'દીપક-વૃક્ષ'.

**દીપકડું** વિ. [સં. दीपक + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] દેખાવડું, [શોભીતું

**દીપક-માલા(-ળા)** સ્ત્રી. [સં.] દીવાઓની માળા કે કે તોરણ. (૨) દીપક નામના અર્થાલંકારનો એક ભેદ. (કાવ્ય.)

**દીપ-કલ્યાણ** પું. [સં.] કલ્યાણ રાગનો એક પ્રકાર. (સંગીત.)

**દીપક-વૃક્ષ** ન. [સં., પું.] એ નામનું એક વૃક્ષ. (૨) દીવાઓનું ઝુંમર

**દીપકાલંકાર** (-લઙ્કાર) પું. [સં. दीपक + अलंकार] જુઓ ['દીપક (૪).'

**દીપ-ગર્ભ** પું. [સં., આ શબ્દ નવો છે અને 'ગરબો' શબ્દ સાથે કશો સંબંધ નથી; જુઓ 'ગરબો.'] 'ગરબા' તરીકે જાણીતો છિદ્રોવાળો નાનો ઘડો [(સંગીત.)

**દીપચંદી** (-ચન્દી) પું. ચૌદ માત્રાનો સંગીતનો એક તાલ.

**દીપ-ચંપક** (-ચમ્પક) ન. [સં.] દીવાનું ઢાંકણું

**દીપ-ચિત્ર** ન. [સં.] સિંહાસનનો એક પ્રકાર. (૨) એક

પ્રકારનો ચાર છાઘવાળો ગોખ. (સ્થાપત્ય.)

**દીપક-વેલ** (-ય્ય) સ્ત્રી. [જુઓ 'દીપડો' + 'વેલ.'] એ નામનો એક વેલો [માદા

**દીપડી** સ્ત્રી. [જુઓ 'દીપડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દીપડાની

**દીપડું** ન. [જુઓ 'દીપડો.'] દીપડાનું નાનું બચ્ચું

**દીપડો** પું. [સં. द्विपी દ્વારા અર્વા. તદ્ભવ 'દીપ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] વાઘની જાતનું શરીરે મોટાં ટપકાંવાળું જરા નાનું જંગલી હિંસ્ર પ્રાણી

**દીપ-દર્શન** ન. [સં.] દીવો જોવો એ. (૨) દીવો પ્રગટાવતી વખતે કરવામાં આવતો દીવાને નમનનો વિધિ

**દીપ-દાન** ન. [સં.] ધાર્મિક કે શ્રાદ્ધ જેવી ક્રિયામાં દીવો સળગાવી નદીમાં વહેવડાવવો કે આગળ ધરવો એ ક્રિયા

**દીપ-દાની** સ્ત્રી. [સં. दीप + ફા.] દીવો રાખવાનું ચાડું, દીવી

**દીપન[1]** વિ. [સં., કર્તૃવાચક] પ્રકાશિત કરનારું. (૨) (૩) ઉત્તેજક, જઠરાગ્નિને ઉત્તેજિત કરનારું

**દીપન[2]** ન. [સં., ક્રિયાવાચક] પ્રકાશિત કરવું કે થવું એ. (૨) ઉત્તેજના. (૩) જઠરાગ્નિની ઉત્તેજના

**દીપન-પાચન** ન. [સં.] જઠરાગ્નિને ઉત્તેજન અને પચાવવાની ક્રિયા

**દીપનીય** વિ. [સં.] દીપાવવા યોગ્ય. (૨) જઠરાગ્નિને ઉત્તેજના આપવા યોગ્ય, જઠરાગ્નિને ઉત્તેજન કરે તેવું

**દીપ-નૃત્ત, -ત્ય** ન. [સં.] હાથમાં દીવો લઈ નૃત્ત કે નૃત્ય કરવાની ક્રિયા

**દીપ-પાત્ર** ન. [સં.] દીવો રાખવાનું ચાડું, દીવી, દીપ-દાની

**દીપ-પુષ્પ** ન. [સં.] ચંપાનું ફૂલ

**દીપ-પૂજન** ન., **દીપ-પૂજા** સ્ત્રી. [સં.] દિવાસાને દિવસે કરવામાં આવતું દીવાનું પૂજન

**દીપ-માલા(-ળા),-લિ(-ળિ)કા** સ્ત્રી. [સં.], **દીપ-માળ** સ્ત્રી. [સં. °माला] દીવાઓનું તોરણ

**દીપવું** અ. ક્રિ. [સં. दीप् તત્સમ] પ્રકાશિત થવું, ઝળહળવું. (૨) શોભવું. દી(-દિ)પાવું ભાવે., ક્રિ. **દી(-દિ)પાવવું** પ્રે., સ. ક્રિ.

**દીપ-વૃક્ષ** ન. [સં., પું.] ઝાડની ડાળીઓમાં અનેક સ્થળે દીવા સળગતા રાખવામાં આવ્યા હોય તેવું ઝાડ, દીવાઓવાળું ઝાડ. (૨) જુઓ 'દીપક-વૃક્ષ.'

**દીપ-શિખા** સ્ત્રી. [સં.] દીવાની સગ, દીવાની ઊંચી દેખાતી જ્યોત

**દીપાવલિ(-ળિ, -લી, -ળી)** સ્ત્રી. [સં. दीप + आवलि,-ली] દીવાઓની હાર. (૨) જેમાં દીવાઓની શોભા કરવામાં આવે છે તે આસો વદિ અમાસનો ઉત્સવ-દિન, દિવાળી. (સંજ્ઞા.)

**દી(-દિ)પાવવું, દી(-દિ)પાવું** જુઓ 'દીપવું'માં.

**દીપિકા** સ્ત્રી. [સં.] દીવડી, મશાલ. (૨) દીવી

**દીપિત** વિ. [સં.] સળગાવેલું, પેટાવેલું. (૨) પ્રકાશિત, ઝળહળી ઊઠેલું

**દીપોચ્છવ** પું [સં. दीप + જુઓ 'ઓચ્છવ,' સંધિથી-ભાષા-સંકર.], **દીપોત્સવ** પું. [સં. + સં. उत्सव], **દીપોત્સવી** સ્ત્રી. [સં.] જુઓ 'દીપાવલિ(૨).'

કો.-૭૩

**દીપ્ત** વિ. [સં.] જુઓ 'દીપિત.' (૨) ઉત્તેજિત

**દીપ્ત-તા** સ્ત્રી. [સં.] દીપ્ત હોવાપણું

**દીપ્ત-વર્ણ** વિ. [સં.] ઝળહળાટ મારે તેવા રંગવાળું

**દીપ્ત-શક્તિ** વિ. [સં.] ઝળહળી ઊઠેલી તાકાતવાળું, ખૂબ જ શક્તિમાન

**દીપ્તા** સ્ત્રી. [સં.] શ્રુતિઓના પાંચ પ્રકારમાંનો એક. (સંગીત.)

**દીપ્તાગ્નિ** પું. [સં. दीप्त + अग्नि] સળગી ઊઠેલો અગ્નિ. (૨) વિ. પ્રદીપ્ત જઠરાગ્નિવાળું, બહુ જ ભૂખ્યું થયેલું

**દીપ્તાક્ષ** વિ. [સં. दीप्त + अक्षि > अक्ष] ઝળહળતી આંખોવાળું

**દીપ્તિ** સ્ત્રી. [સં.] પ્રકાશ, કાંતિ, ઝળહળાટ, ઝગમગાટ. (૨) (લા.) ઉત્તેજના

**દીપ્તિ-મંત** (-મન્ત) વિ. [સં. दीप्ति-मत् > પ્રા. °मंत તત્સમ], **દીપ્તિમાન** વિ. [સં. °मान्, પું.] ઝળહળતું, પ્રકાશિત, તેજસ્વી

**દીપ્યમાન** વિ. [સં.] ઝળહળતું, પ્રકાશમાન

**દીબાચો** પું. [ફા. દીબાચહ્] પ્રસ્તાવના, પ્રાસ્તાવિક, ભૂમિકા. (૨) છપાયેલાં પુસ્તક પુસ્તિકાઓનું કાચી બાંધણીમાં ચડાવવામાં આવતું છાપેલું મુખપૃષ્ઠવાળું આવરણ કે પૂઠું

**દીમો** પું. [રવા.] જુઓ 'ડૂમો.'

**દીમ** સ્ત્રી. [સૌ., સં. दिशा દ્વારા] દિશા, બાજુ [તરફનું

**દીમણું,-નું** વિ. [+ ગુ. 'નું'-'ણું' છ. વિ., અનુગ] બાજુનું,

**દીયમાન** વિ. [સં.] આપવામાં આવતું, અપાતું

**દીર્ઘ** વિ. [સં.] (સમય અંતર માપ કદ વગેરેમાં) લંબાઈ લેતું, લાંબું. (૨) ઉચ્ચારમાં બે માત્રાનો સમય લેતું

**દીર્ઘ-કાય** વિ. [સં.] ઊંચાઈવાળા શરીરનું

**દીર્ઘકાલીન** વિ. [સં.] લાંબા સમયનું, લાંબા સમય સુધીનું

**દીર્ઘ-ગોળ** વિ. [સં. दीर्घ-गोल] લાંબા વર્તુલ જેવું. (૨) પું. લંબગોળ, 'ઇલિપ્સૉઇડ' (ગ.)

**દીર્ઘગોળાકાર** વિ. [+ સં. आ-कार] જુઓ 'દીર્ઘ-ગોળ(૧).'

**દીર્ઘ-જીવિ-તા** સ્ત્રી. [સં.] લાંબો સમય જીવવું એ, લાંબું જીવવાપણું [આવરદાવાળું

**દીર્ઘ-જીવી** વિ, [સં., પું.] લાંબો સમય જીવનારું, લાંબી

**દીર્ઘ-તંતુ** (-તન્તુ) વિ. [સં.] લાંબા તાંતણાવાળું (કપાસ વગેરે), 'લૉંગ-સ્ટેપલ'

**દીર્ઘ-તા** સ્ત્રી. [સં.] લંબાઈ [પણું, 'ફાર-સાઇટ'

**દીર્ઘદર્શિતા** સ્ત્રી. [સં.] લાંબી નજર હોવાપણું. (૨) દુરંદેશી-

**દીર્ઘદર્શી** વિ. [સં.,પું.] લાંબે સુધી નજર રાખનારું કે જોનારું. (૨) દુરંદેશી

**દીર્ઘ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] લાંબી નજર. (૨) (લા.) દુરંદેશીપણું. (૩) વિ. જુઓ 'દીર્ઘ-દ્રષ્ટા.' [દુરંદેશી

**દીર્ઘ-દ્રષ્ટા** વિ. [સં., પું.] લાંબે સુધી જોનારું. (૨) (લા.)

**દીર્ઘ-દ્વેષી** વિ. [સં.,પું.] લાંબા સમય સુધી દ્વેષબુદ્ધિ ટકાવી રાખનારું, લાંબો સમય શત્રુતા જાળવી રાખનારું

**દીર્ઘ-બાહુ** વિ. [સં.] લાંબા હાથવાળું. (૨) (લા.) ઉદાર

**દીર્ઘ-રોગી** વિ. [સં., પું.] લાંબા સમયથી બિમાર, જૂનું રોગી કે દર્દી [આકૃતિ, 'ઇલિપ્સ.' (ગ.)

**દીર્ઘ-વર્તુલ(-ળ), દીર્ઘ-વૃત્ત** ન. [સં.] લંબગોળ, લંબગોળ

**દીર્ઘ-શંકા** (-શઙ્કા) સ્ત્રી. [સં.] (લા.) મળ તજવાની હાજત,

ઝાડે જવાની ઇચ્છા

**દીર્ઘ-સત્ર** પું. [સં.] લાંબો સમય ચાલે તેવો સમય-ગાળો કે યજ્ઞ

**દીર્ઘસત્રી** વિ. [સં., પું.] લાંબો સમય ચાલે તેવો યજ્ઞ કરનાર

**દીર્ઘ-સૂત્ર** વિ. [સં.] (લા.) લાંબી લપ કરનારું, લપિયું

**દીર્ઘસૂત્ર-તા** સ્ત્રી. [સં.] લાંબી લાંબી લપ, થોડા કામમાં લાંબો સમય વિતાવવો એ, લપિયા-વેડા

**દીર્ઘસૂત્રી** વિ. [સં., પું.] જુઓ 'દીર્ઘ-સૂત્ર.'

**દીર્ઘસ્વરી** વિ. [સં., પું.] લાંબા બે માત્રાનો સમય લેતા સ્વરવાળું. (વ્યા.)

**દીર્ઘાકાર** પું. [સં. दीर्घ + आ-कार], **દીર્ઘાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कृति] લાંબો આકાર, લંબાઈવાળી આકૃતિ. (૨) વિ. લાંબા આકારવાળું

**દીર્ઘાક્ષર** પું. [સં. दीर्घ + अक्षर ન.] દીર્ઘ સ્વર કે શ્રુતિ. (૨) વિ. દીર્ઘ સ્વરવાળું, દીર્ઘશ્રુતિવાળું (પદ). (વ્યા.)

**દીર્ઘાપાંગ** (-પાઙ્ગ) વિ. [સં. दीर्घ + अपाङ्ग] બંને આંખના છેડા લાંબા અણીદાર હોય તેવું

**દીર્ઘાયુ,૦ષ** ન. [સં. दीर्घ + आयुस्-आयुष्] લાંબી આવરદા ઉંમર, લાંબી વય. (૨) વિ. લાંબી આવરદાવાળું, દીર્ઘજીવી

**દીર્ઘાયુષી** વિ, [સં. दीर्घायुष् + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'દીર્ઘાયુ(૨).'

**દીર્ઘાયુષ્ય** વિ. [સં. दीर्घ + आयुष्य] જુઓ 'દીર્ઘાયુ(૨).' (૨) ન. (ગુજ. પ્રકારે) દીર્ઘ આયુ, લાંબી જિંદગી

**દીર્ઘિકા** સ્ત્રી. [સં.] પગથિયાંવાળી લાંબી વાવ

**દીર્ણ** વિ. [સં.] ચિરાયેલું, ફાડી નાખવામાં આવેલું

**દીવ** ન. [સં. द्वीप > પ્રા. दीव પું.] (રૂઢિથી) સૌરાષ્ટ્રને દક્ષિણ સમુદ્ર-કાંઠે આવેલો એ નામનો ટાપુ અને એમાંનું નગર (સ્વરાજ્ય મળ્યા સુધી છેલ્લી ચાર-સાડાચાર સદી એ પોર્ચુગીઝોનું સંસ્થાન હતું. (સંજ્ઞા.)

**દીવટ** (-ટચ) જુઓ 'દિવેટ.' [વાટવાળી દીવડી

**દીવટી** સ્ત્રી. [સં. दीप-वर्तिका > પ્રા. दीव-अट्टिआ] દીવાની

**દીવડાં** ન , બ.વ. [જુઓ 'દીવડું.'] (લા.) મેંદાની એક જાતની ગળી વાની [નાનો-દીવડો, દીવી

**દીવડી(-ણી)** સ્ત્રી. [જુઓ 'દીવડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**દીવડું** ન. [જુઓ 'દીવડો.'] દીવો કરવા માટે લોટનું બનાવેલું કોડિયું [(૨) રામણ-દીવો

**દીવડો** પું. [જુઓ 'દીવો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] દીવો.

**દીવણી** સ્ત્રી.[જુઓ 'દીવડી.'] જુઓ 'દીવડી.'

**દીવલડો** પું [જુઓ 'દીવડો' + ગુ. 'લ' મધ્યગ.] દીવો. (પદ્યમાં.) [દીવો મૂકવાનું જાળિયું કે ગોખલો

**દીવા-જાળિયું** ન. [જુઓ 'દીવો' + 'જાળિયું.'] મકાનમાંનું

**દીવા-ટાણું** ન. [જુઓ 'દીવો' + 'ટાણું.'] દીવા-બત્તી કરવાનો સમય, સાંઝે અંધારાની શરૂઆતનો સમય, સાંઝ

**દીવા-દાંડી** સ્ત્રી. [જુઓ 'દીવો' + 'દાંડો.'] .સમુદ્ર-કાંઠે યા બેટમાં કે વિશાળ નદીને કાંઠે યા નદીના બેટમાં કાંઠાનો કે ખરાબાનો ખ્યાલ મળે એ માટે ઊભો કરેલો સ્થિર કે ફરતી બત્તી-વાળો મિનારો, 'લાઇટ-હાઉસ'

**દીવાન** પું. [અર.] રાજસભાનો ખંડ, કચેરીનો ખંડ. (૨) મોટો વિશાળ ઓરડો. (૩) પ્રકરણ. (૪) ગઝલોનો સંગ્રહ. (૫) (મુસ્લિમ શાસન-કાલમાં) મુખ્ય અમાત્ય, મુખ્ય પ્રધાન (વજીરથી ઊતરતી કક્ષાનો). (૬) પૂર્વજ દીવાન હોવાને લીધે નાગર બ્રહ્મક્ષત્રિય વગેરે જ્ઞાતિઓમાં ઊતરી આવેલી અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**દીવાન-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] મોટા મકાનમાંનો બેસવા-ઊઠવા-મળવા માટેનો સજાવેલો ખંડ

**દીવાન-ગી** સ્ત્રી. [અર.] (લા.) દીવાનાપણું, ગાંડપણ, દીવાનિયત [વહીવટી કાર્ય, પ્રધાનવટું

**દીવાન-ગીરી** સ્ત્રી. [+ ફા.] દીવાનના હોદ્દાને લગતું બધું

**દીવાન-જી** પું., બ.વ. [+ જુઓ 'જી.'] જુઓ 'દીવાન (૫)' (માનાર્થે). (૨) પૂર્વજ 'દીવાન' હોવાને કારણે નાગરો બ્રહ્મક્ષત્રિયો વગેરેમાં ઊતરી આવેલી 'દીવાન' કે 'દીવાનજી' અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**દીવાન-પદ** ન. [+ સં.], -**દું** ન. [+ ગુ. ઉં' સ્વાર્થે ત.પ્ર.] દીવાનનો હોદ્દો કે અધિકાર

**દીવાના-શાલા(-ળા)** સ્ત્રી. [જુઓ 'દીવાનું' + સં. शाला.] ગાંડાઓને રાખવા પાળવાનું મકાન [દીવાનગી

**દીવાનિયત** સ્ત્રી. [અર. દીવાનિય્યત્] (લા.) ગાંડપણ, ઘેલછા,

**દીવાની**[1] વિ. [+ ફા. 'ઈ' ત.પ્ર.] દીવાનને લગતું. (૨) લેણદેણની ફરિયાદને લગતું. (૩) રેવન્યૂ અધિકારને લગતું. (૪) મુલકી. (૫) નાગરિક, 'સિવિલ'

**દીવાની**[2] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'દીવાન-ગીરી.'

**દીવાનું** વિ. [ફા. દીવાનહ્] (લા.) ગાંડું, ઘેલું, ચિત્ત-ભ્રમ

**દીવાને-આમ** ન. [અર. દીવાનિ-આમ્] સર્વસામાન્ય લોકો માટેનો સરકારી સભા-ખંડ, આમ-સભા, 'હાઉસ ઑફ કૉમન્સ'

**દીવાને-ખાસ** ન. [અર. દીવાનિ-ખાસ્] અમીર ઉમરાવો અને સરકારી અધિકારીઓને માટેનો સરકારી સભા-ખંડ, રાજ-સભા, 'હાઉસ ઑફ લૉર્ડ્ઝ'

**દીવા-બત્તી** ન., બ.વ. [જુઓ 'દીવો' + 'બત્તી;' સમાનાર્થી શબ્દોનો દ્વિર્ભાવ.] દીવા અને બત્તી બધા પ્રકારના દીવા. (૨) દીવાઓની વ્યવસ્થા

**દીવા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'દીવો' + 'બંધી.'] યુદ્ધ વગેરેને કારણે વિમાનો આકાશમાંથી જોઈ શકે એ રીતે દીવા ન સળગાવવાની સરકારી મનાઈ, 'બ્લૅક-આઉટ'

**દીવાલ** સ્ત્રી. [ફા. દીવાર્] ભીંત. (૨) ટોપીની ઊંચાઈ બતાવનારું પાસું. (૩) (લા.) આડચ ['વૉલ્સીટ'

**દીવાલ-ગીરી** સ્ત્રી. [ફા. દીવાર્ગીરી] ભીંતે ટંગાય તેવી દીવી,

**દીવાલ-ચિત્ર** ન. [+ સં.] દીવાલો ઉપર ચોડવાનું તે તે ચિત્ર, ભિત્તિ-ચિત્ર, ભીંત-ચિત્ર, 'પોસ્ટર' (વિ.ક.)

**દીવાલ-પત્ર** પું. [ + સં., ન.] ભીંત ઉપર ચોડવાનો લખાણ-વાળો તે તે કાગળ, ભિત્તિ-પત્ર, ભીંત-પત્ર, 'પોસ્ટર'

**દીવા-વખત** પું. [જુઓ 'દીવો' + 'વખત.], **દીવા-વેળા** સ્ત્રી. [+જુઓ 'વેળા.'], **દીવા-સમય** પું.[+સં.] જુઓ 'દીવા-ટાણું.'

**દીવા-સળી** સ્ત્રી. [જુઓ 'દીવો' + 'સળી.'] છેડા ઉપર ગંધક વગેરે ઘસતાં સળગી ઊઠે તેવા પદાર્થોનું ટોચકું લગાડેલું હોય તેવી સળી, કાંડી. [**૦ ચાંપવી, ૦ મૂકવી** (રૂ. પ્ર.) બે પક્ષો વચ્ચે ઝઘડો ઊભો કરવો]

**દીવી** સ્ત્રી. [સં. दीपिका > પ્રા. दीविआ અને જુઓ 'દીવો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો દીવો. (૨) સળગતી વાટ કે વાટો રહી શકે તેવી ઊભી લાકડા કે ધાતુની દાંડી

**દીવી-દાર** વિ., પું. [+ ફા. પ્રત્યય] દીવી પકડનાર, મશાલચી

**દીવો** પું. [સં. दीपक > दीवअ-] બત્તી. (૨) (લા.) કુળ-દીપક, કુળને યશ અપાવનાર પુત્ર. [**-વા જેવું** (રૂ. પ્ર.) તદ્દન સ્પષ્ટ. **-વાની જયોત જેવું** (રૂ. પ્ર.) અણીવાળું, અણિયાળું. **૦ અજવાળવો** (રૂ. પ્ર.) નવરાત્રમાં નવ રાત્રિ અખંડ દીવો રાખવો. **૦ ઊઠવો** (રૂ.પ્ર.) સત્કીર્તિ મેળવવી. (૨) (વ્યંગમાં) નામ બોળે એવું થવું. **૦ ઓ(-હો)લવાઈ જવો** (રૂ. પ્ર.) મરણ પામવું. **૦ કરવો** (રૂ. પ્ર.) (વ્યંગમાં) નવાઈ પામવા જેવું ન હોવું. **૦ ગુલ** (રૂ. પ્ર.) મરણ, અવસાન, મૃત્યુ. **૦ ઘેર કરવો** (-ઘૅરચ-), **૦ રાજ કરવો**, **૦ રાણો કરવો**, **૦ રામ કરવો** (રૂ. પ્ર.) દીવો ઓલવવો. **૦ ચાક કરવો** (રૂ. પ્ર.) દીવો સતેજ કરવો. **૦ દેવતા** (રૂ. પ્ર.) આવવા જવાનો સંબંધ. **૦ ન રહેવો** (-રૅ:વો) (રૂ. પ્ર.) નિર્વંશ જવો]

**દીસવું** અ. ક્રિ. [સં. दृश्य- > પ્રા. दिस्स-] દેખાવું. (૨) (લા.) સૂઝવું, ભાસવું, માલૂમ પડવું, જણાવું. (૩) સ્પષ્ટ હોવું, ઉઘાડું હોવું. (આનું ભાવે નથી, 'પ્રેરક' રૂપ પણ નથી, એને બદલે 'બતાવવું' વપરાય છે. 'દેખાડવું' એ તો 'દેખવું'નું પ્રેરક રૂપ છે.). [**-તું કરવું** (રૂ. પ્ર.) ખુપાવવું. (૨) જતું કરવું. **-તું રહેવું** (-રૅ:વું) (રૂ. પ્ર.) (તુચ્છકારમાં) આંખ આગળથી દૂર ટળવું. **-તું રાખવું** (રૂ.પ્ર.) દેખાયા કરવું]

**દીસો** પું. [સં. दिवस > પ્રા. दिअस-] (લા.) સંવત્સરીનો દિવસ. (પારસી.)

**દીંટ** જુઓ 'દીટ.'

**દીંટડી** જુઓ 'દીટડી.'

**દીંટડું** જુઓ 'દીટડું.'

**દીંટિયું** જુઓ દીટિયું.'

**દીંઠી** જુઓ 'દીઠી.'

**દીંડું** જુઓ 'દીડું.'

**દીંદવું** જુઓ 'દીદવું.'

**દીંડું** જુઓ 'ડીંડું.' [(જેમકે 'દુ-પટ્ટો,' 'દુ-ભેટો')

**દુ-**[1] વિ. [સં. द्वि > પ્રા. दु-] (સમાસના આરંભમાં) બે

**દુ**[2] વિ., પું. ['ચોદુ'માંથી અશ્લીલતા નિવારવા 'ચો' લુપ્ત] (ગાળમાં) સંભોગ કરનાર. [**૦ બનવું** (રૂ. પ્ર.) મૂર્ખ બનવું. **૦ બનાવવું** (રૂ. પ્ર.) મૂર્ખ બનાવવું]

**દુઆ(-વા)** સ્ત્રી. [અર. દુઆ] આશીર્વાદ

**દુઆ(-વા)-ગીર** વિ. [+ ફા. પ્રત્યય] આશીર્વાદ લેનાર

**દુઆ(-વા)ગો** વિ. [+ ફા. પ્રત્યય] આશીર્વાદ દેનાર

**દુકડાવવું** જુઓ 'દૂકડાવું'માં.

**દુ-કરાવવું** જુઓ 'દૂ-કરવું'માં.

**દુકાન** સ્ત્રી. [અર. દુક્કાન્] માલ-સામાન વેચવાનું બાંધેલું મકાન, હાટ. [**૦ માંડ-વી** (રૂ. પ્ર.) વેશ્યાનો ધંધો કરવો. **૦ વધાવવી** (રૂ.પ્ર.) દુકાનને વાસવી-તાળું મારવું(રાત પડતાં)]

**દુકાન-દાર** વિ. [+ ફા. પ્રત્યય] દુકાન ચલાવનાર, વેપારી

**દુકાનદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] દુકાન રાખી એમાં વેપાર કરવો એ

**દુકાની** સ્ત્રી. [મરા. દુગાણી] બે પાઈનો સિક્કો [ભાર

**દુકાની-ભાર** વિ. [+ સં.] દુકાનીના વજન જેટલું, બે પાઈ-

**દુકાળ** પું. [સં. दुष्काल > પ્રા. दुक्काळ] વરસાદ ન આવતાં ઘાસ પાણી વગેરેની તંગીનો કપરો સમય, કાળ, દુર્ભિક્ષ. [**૦ પડવો** (રૂ. પ્ર.) અછત જણાવી. **૦માં અધિક માસ** (રૂ. પ્ર.) ખરાબ વખતમાં આવતો વધુ ખરાબ સમય]

**દુકાળ-ગ્રસ્ત** વિ. [+ સં.] દુકાળની અસરથી ઘેરાયેલું, 'ફેમિન-અફેક્ટેટ' [તંગીવાળું (વર્ષ)

**દુકાળવું** વિ. [જુઓ 'દુકાળ' દ્વારા.] અન્ન પાણી વગેરેની

**દુકાળિયું** વિ. [જુઓ 'દુકાળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] દુકાળની અસરવાળું. (૨) દુકાળના સમયમાં જન્મેલું. (૩) (લા.) ભૂખે મરતું

**દુકાળી** સ્ત્રી. [જુઓ 'દુકાળ' + ગુ. 'ઈ' ત. પ્ર.] લાગ-લાગઠ પડતા દુકાળોનો સમૂહ, દુકાળ પછી દુકાળ આવે એવી પરિસ્થિતિ

**દુકૂલ** ન. [સં.] બારીક રેશમી વસ્ત્ર

**દુખ** ન. [સં. दुःख] જુઓ 'દુ:ખ.'

**દુખડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'દુ:ખ.' (૨) દુ:ખની કથા. (૩) (લા.) દુખણું, ઓવારણું

**દુખણ** (-ણ્ય) સ્ત્રી. [સં. दुःखिनी > પ્રા. दुक्खिणी] કરડવાથી દુ:ખ થાય તેવી એક જાતની માખી [જીવડું, 'ઝિમેલ'

**દુખણ-ખાઈ** સ્ત્રી. કરડવાથી ઢીમણું થઈ આવે તેવું એક

**દુખણું**[1] ન. [જુઓ 'દુખડું'; 'ડ' > 'ણ.'] જુઓ 'દુખડું (૨).'

**દુખણું**[2] ન. [જેઓ 'દુખવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] દુખવું એ. (૨) પ્રસૂતિ થતાં પહેલાંનો પેટમાંનો દુખાવો

**દુખણું**[3] વિ. [જુઓ 'દુખ' દ્વારા.] જુઓ 'દુખિયું.'

**દુખ-દેણ** વિ. [જુઓ 'દુખ' + 'દેવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] દુ:ખ દેનારું, દુ:ખ-દ, દુ:ખ-કારક

**દુખ-ફેડણ** વિ. [જુઓ 'દુખ' + 'ફેડવું' + ગુ. 'અણ' કર્તૃ-વાચક કૃ.પ્ર.], **દુખ-ભંજી** (-ભઞ્જી) વિ. [જુઓ 'દુખ' + 'ભાંજવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] દુ:ખ ટાળી નાખનારું, દુ:ખ-ભંજક

**દુખ-વટું** ન., **-ટો** પું. [જુઓ 'દુખ' દ્વારા.] દુ:ખી અવ-સ્થા. (૨) શોક કરવો એ. (૩) શોકની પરિસ્થિતિ

**દુખ(-ખા)વવું** જુઓ 'દુખવું'માં.

**દુખવું** અ.ક્રિ. [સં. दुःखનો ગુ., ના.ધા.] પીડા કે વેદના થવી. દુખ(-ખા)વવું દુખાડવું પ્રે., સ.ક્રિ.

**દુખ-શૂરું** વિ. [જુઓ 'દુખ' + સં. शूर + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] દુ:ખમાં પણ હૈયું સાબૂત રાખનારું, દુ:ખોનો બરો-બર સામનો કરી ટકી રહેનારું

**દુખાડવું** જુઓ 'દુખવું'માં.

**દુખાયેલી** વિ., સ્ત્રી. [જુઓ 'દુખાવું' + ગુ. 'એલું' બી. ભૂ.કૃ. + 'ઈ' સ્ત્રી.પ્રત્યય.] (લા.) રાંડેલી સ્ત્રી, વિધવા

**દુખારો** પું. [જુઓ 'દુખવું' + ગુ. 'આરો' કૃ.પ્ર.], **દુખાવ** પું. [+ ગુ. 'આવ' કૃ.પ્ર.] જુઓ 'દુખાવો.'

**દુખાવવું** જુઓ 'દુખવું'માં.

**દુખાવું** અ.ક્રિ. [જુઓ 'દુખવું'–વિકાસ.] દુ:ખ પામવું. (૨) માઠું લાગવું. (૩) (લા.) વિધવા થવું

**દુખાવો** પું. [જુઓ 'દુખાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] દુઃખ થવું એ, પીડા થવી એ, દુઃખ, પીડા. [૦ ઊપડવો (રૂ.પ્ર.) શરીરમાં ત્યાં ત્યાં પીડાનો ઉપદ્રવ થવો. ૦ બેસી જવો (-બેસી-) (રૂ.પ્ર.) દુખાવો શાંત થવો. **માથાનો દુખાવો** (રૂ.પ્ર.) કષ્ટરૂપ માણસ]

**દુખાળું** વિ. [જુઓ 'દુખ' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ ['દુખિયું.'

**દુખિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દુખિયું'+ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] દુઃખી સ્ત્રી

**દુખિયારું** વિ. [જુઓ 'દુખિયું' + ગુ. 'આરું' ત.પ્ર.], **દુખિયું** વિ. [જુઓ 'દુખ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેના ઉપર દુખ પડયું હોય કે પડયે જાય તેવું, દુઃખી

**દુખિયેણ** (-ણ્ય) જુઓ 'દુખિયણ.'

**દુખી** વિ. [જુઓ 'દુખ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'દુઃખી.'

**દુખીલું** વિ. [જુઓ 'દુખ' + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'દુખિયું.'

**દુખ્તર** સ્ત્રી. [ફા., સં. दुहिता] દીકરી, તનયા, પુત્રી

**દુગદુગી**[1] સ્ત્રી. [રવા.] ડાકલા જેવું એક વાદ્ય

**દુગદુગી**[2] સ્ત્રી. સ્ત્રીના કાનમાં પહેરવાનું એક ઘરેણું. (૨) નાનાં છોકરાંની ડોકે પહેરવાનું એક ઘરેણું

**દુગન** વિ. [સં. द्विगुण->હિં. દુગન] બેવડી ગતિનો તાલ હોય તેવું. (સંગીત.)

**દુગમ** (-મ્ય) સ્ત્રી. ઘોડાની એ નામની એક ખોડ

**દુગલી** વિ. જુઓ 'ડુગલી.'

**દુગ્ધ** ન. [સં.] સ્તનવાળાં પ્રાણીઓનાં સ્તન–આઉમાંથી નીકળતું પેય, દૂધ. (૨) વડ આકડો થોર વગેરે ચીકવાળાં વૃક્ષોની છાલ વગેરે ટોચતાં નીકળતો સફેદ રસ

**દુગ્ધ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં., પું.] સ્તન માંહેની જેમાંથી દૂધ થાય છે તે માંસલ ગાંઠ

**દુગ્ધ-જ** વિ. [સં.] દૂધમાંથી તૈયાર થયેલું કે થતું

**દુગ્ધ-પાન** વિ. [સં.] દૂધ પીવું એ

**દુગ્ધ-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] જુઓ 'દુગ્ધ-ગ્રંથિ.'

**દુગ્ધમય** વિ. [સં.] દૂધવાળું, દૂધનું બનેલું

**દુગ્ધ-વર્ષા** સ્ત્રી. [સં.] દૂધનો વરસાદ

**દુગ્ધ-વાહિની** વિ., સ્ત્રી. [સં.] સ્તન-આઉ વગેરેમાં દૂધ વહાવનારી શિરા, દૂધની રગ

**દુગ્ધ-વૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'દુગ્ધ-વર્ષા.'

**દુગ્ધ-વ્રત** ન. [સં.] દૂધ કે દૂધમાંથી બનેલા પદાર્થ ખાઈ ભાદરવા સુદિ બારસનું કરવામાં આવતું વ્રત

**દુગ્ધ-સ્રાવ** પું. [સં.] સ્તનમાંથી દૂધ સ્રવી જવાની ક્રિયા

**દુગ્ધા** સ્ત્રી. [સં. द्विधा દ્વારા] આપત્તિ. (૨) મુશ્કેલી, મૂંઝવણ, દુવિધા. (૩) જંજાળ

**દુગ્ધાલય** ન. [સં दुग्ध+आ-लय પું.] જ્યાં દૂધ રાખી વિતરણ કરવામાં આવે છે તે સ્થાન, 'ડેરી'

**દુગ્ધાશી** વિ. [સં. दुग्ध + अशी, પું.] દુગ્ધાહારી

**દુગ્ધાહાર** પું. [સં. दुग्ध + आ-हार] દૂધનો જ માત્ર ખોરાક, દૂધ ખાઈ રહેવું એ

**દુગ્ધાહારી** વિ. [સં, પું.] માત્ર દૂધ પીને જીવન ચલાવનાર

**દુગ્ધોત્પાદક** વિ. [સં. दुग्ध + +उत्पादक] દૂધ ઉત્પન્ન કરનાર

**દુઝાણું** ન. [જુઓ 'દૂઝવું' + ગુ. 'આણું' કૃ.પ્ર.] દૂઝણું કે દૂઝણાં ઢોર હોવાં એવી પરિસ્થિતિ

**દુઝાણું-વાઝાણું** ન. [જુઓ 'દુઝાણું,'–દ્વિર્ભાવ.] જુઓ ['દુઝાણું.'

**દુઝાવવું** જુઓ 'દૂઝવું'માં.

**દુડકી** સ્ત્રી. [જુઓ 'દુડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘોડાની [એક પ્રકારની ચાલ

**દુડકું** ન. બેઠા ઘાટનું છોકરું

**દુડી** સ્ત્રી. [જુઓ 'દુ[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગંજીફાનું બેના આંકનું પાનું, દુગ્ગી. [૦ લાગવી (રૂ.પ્ર.) અચાનક કમાવું]

**દુણાટ** પું. [જુઓ 'દુણાવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] દુણાવું એ. (૨) (લા.) મનની સંતાપવાળી સ્થિતિ

**દુણાવવું** જુઓ 'દુણાવું'–'દૂણવું'માં.

**દુણાવું** અ.ક્રિ. [સં. दू-ना>પ્રા. दूणा અને જુઓ 'દુણવું' માં એનું કર્મણિ., ક્રિ.] દુઃખ અનુભવવું, મનમાં બળવું, ખિન્ન થવું. (૨) દૂધ ખીચડી દૂધપાક દાળ વગેરે દાઝી જતાં સહેજ ગંધાવું. દુણાવવું પ્રે., સ.ક્રિ.

**દુણાશ(-સ)** (-શ્ય, -સ્ય) સ્ત્રી. [જુઓ 'દુણાવું' + ગુ. 'આશ, -સ' કૃ.પ્ર.] દુણાવાની વાસ

**દુત્તાઈ** સ્ત્રી. [જુઓ 'દુત્તું' + ગુ. 'આઈ' ત.પ્ર.], **-વેડા** પું.; બ.વ. [જુઓ 'દુત્તું' + 'વેડા.'] દુત્તાપણું, ધૂર્ત-તા

**દુત્તું** વિ. [સં, दूत દ્વારા + ગુ. 'ઉં' ત.પ્ર.] જાસૂસી કામ કરનાર. (૨) (લા.) લુચ્ચું, ધૂર્ત

**દુ(-દૂ)દરલી** સ્ત્રી. એ નામનો એક વેલો

**દુ(-દૂ)ધાધારી** વિ. [સં. दुग्ध>પ્રા. दुद्ध>ગુ. 'દૂધ' + સં. आधारी પું.] દૂધ પીને જીવન નભાવતું, દુધાહારી

**દુધામણી** સ્ત્રી. [જુઓ 'દૂધ' દ્વારા.] દૂધની દોણી

**દુધારો** પું. [સં. दुग्धकारक- > પ્રા. दुद्धारअ-] દૂધનો વેપારી

**દુ(-દૂ)ધાહારી** વિ. [સં. दुग्धाहारिक->પ્રા दुद्धाहारिअ-] માત્ર દૂધનો આહાર કરી જીવનાર

**દુધાળ,-ળું** વિ. [જુઓ 'દૂધ' + ગુ. 'આળ,' –ળું' ત.પ્ર.] દૂધ આપનારું (ખાસ કરી પશુ–ગાય ભેંસ વગેરે)

**દુધેલી** સ્ત્રી. [સં. दुग्ध-वल्लिका > પ્રા. दुद्ध-अल्लिआ, दुद्ध-यल्लिआ] એ નામની એક જંગલી વેલ. (૨) દૂધ સાથે શેરડીના રસમાં ચોખાનો લોટ નાખી બનાવાતી એક વાની, દુધેલી-પાક

**દુધેલી-પાક** પું. [+સં.] જુઓ 'દુધેલી (૨).'

**દુધેલી-દૂ(-દૂં)ગ** (-ગ્ય) સ્ત્રી. [+ જુઓ 'દૂ(-દૂં)ગ.'] ભીનાશવાળા જંગલમાં જોવામાં આવતી એક પ્રકારની (પીસતાં દૂધ જેવો રસ આપતી) દૂગ

**દુધૈડી** સ્ત્રી. જુઓ 'દૂધી.' (પદ્યમાં.)

**દુનિયા** સ્ત્રી. [અર. દુન્યા] જગત, વિશ્વ, સૃષ્ટિ, આલમ. [૦ દોરંગી (-દોરઙ્ગી) (રૂ.પ્ર.) ઇચ્છામાં આવે તેમ બોલવાની રૂઢિ. ૦ની હવા (રૂ.પ્ર.) સંસારનો અનુભવ. ૦પાર કરવું (રૂ.પ્ર.) હાંકી કાઢવું. (૨) મારી નાખવું. ૦પારનું (રૂ.પ્ર.) અલૌકિક. ૦માંથી જવું (રૂ.પ્ર.) સમાજમાંથી નીકળી જવું. (૨) પુરુષત્વ-હીન થવું]

**દુનિયા-દાર** વિ. [+ ફા. પ્રત્યય] સંસારમાં પડેલું, સંસારી. (૨) (લા.) વ્યવહાર-કુશળ

**દુનિયાદારી** સ્ત્રી. [+ફા.પ્રત્યય] સાંસારિક-વ્યવહાર

**દુનિયા-ભર** ક્રિ.વિ. [+જુઓ 'ભરવું.'] બધે જ, સર્વત્ર, આખી દુનિયામાં. [૦નું (રૂ.પ્ર.) આખી દુનિયાનું, બધું જ]

**દુની** સ્ત્રી. આરસામાં બાંધેલી લાકડાની કટકી. (વહાણ.)

**દુન્યવી** વિ. [અર.] દુનિયાને લગતું, જગતનું, જાગતિક. (૨) સંસારને લગતું, સાંસારિક

**દુપટ્ટી** સ્ત્રી. [જુઓ 'દુપટ્ટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ચોફાળ. (૨) નાચનારીનું ઓઢણું. (૩) (લા.) બેઉ બાજુનું વર્તન, બેવડી ચાલ

**દુ-પટ્ટો** પું. [સં. द्वि-पट्टक- > પ્રા. दु-पट्टअ-] બે ફાળવાળી પુરુષોની એક ખાસ પ્રકારની પછેડી, ખેસ.(૨) નાચનારીનું ઓઢણું

**દુપ્પટ** જુઓ 'દૂપટ'.

**દુબકાવવું** જુઓ 'દૂબકવું'માં.

**દુબજું, -ળાણું** વિ. મોહ-પરવશ [જુઓ 'દૂબળાઈ.'

**દુબળામણ** ન. [જુઓ 'દૂબળું' + ગુ. 'આમણ' ત. પ્ર.]

**દુબારા** ક્રિ.વિ. [ફા. દુબારહ્, સં. द्विवारकम्] ફરી વાર, બીજી વાર [(લા.) વારંવાર

**દુબારા-તિબારા** ક્રિ.વિ. [+ફા. તિબારહ્; સં. त्रि-वारकम्]

**દુભવણ** ન., -ણી સ્ત્રી. [જુઓ 'દૂભવું' + ગુ. 'અવણ'- 'અવણી' કૃ.પ્ર.] દૂભવવું એ

**દુ-ભાગવું** સ.ક્રિ. [જુઓ 'દુ[૨]' + સં. भाग, ના. ધા.] બે ભાગમાં કરવું, બેએ ભાંગવું. દુભાગાવું કર્મણિ., ક્રિ. દુભાગાવવું પ્રે., સ.ક્રિ.

**દુભાગા-બિંદુ (-બિન્દુ)** ન. [જુઓ 'દુભાગવું' + સં., પું.] બંને જ્ઞાનતંતુ તેમજ બંને ગતિતંતુ જ્યાં એકબીજાને વટાવે તે બિંદુ. (વૈદક.)

**દુભાગાવવું, દુભાગાવું** જુઓ 'દુભાગવું'માં.

**દુ-ભાજન** ન. [જુઓ 'દુ[૨]' + સં.] બે ભાગ પાડવાની ક્રિયા, દ્વિ-ભાજન, 'બાઇફર્કેશન'

**દુભાલાડો** પું. ખાવાથી ઢોરને દૂધ વધે તેવો એક ગુંદ

**દુભાવવું, દુભાવું** જુઓ 'દૂભવું'માં.

**દુભાવો** પું. [જુઓ 'દુભાવું' + ગુ. 'આવો' કૃ.પ્ર.] દુઃખ થાય કે ખોટું લાગે એવું થવું એ, મન દુભાવું એ, દૂભણ

**દુભાસિ(-શિ,-ષિ)યો** વિ., પું. [સં. द्वि-भाषिक-क- > પ્રા. दु-भासिअअ-] બે ભાષા જાણનારો મધ્યસ્થી (એકબીજાની ભાષા ન જાણતા બે ભિન્ન ભિન્ન દેશના વતની મળતાં એ બેઉની ભાષા જાણનાર અને બંનેની વાતચીત એકબીજાની ભાષામાં કહેનાર (વ્યક્તિ)

**દુ-ભાસી(-શી,-ષી)** વિ. [જુઓ 'દુભાસિયો.'] બે ભાષાનું જ્ઞાન ધરાવનાર, દ્વિભાષી

**દુ-ભેટ (-ટ્ય)** સ્ત્રી., **-ટો** પું. [જુઓ 'દુ[૨]' + 'ભેટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] બે માર્ગ જ્યાં મળતા હોય તેવું મધ્યવર્તી સ્થાન, બે ગામોની હદ મળતી હોય તેવું સ્થાન

**દુભેણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'દૂભવું' + ગુ. 'એણ' કૃ.પ્ર.] દુભાવું એ. (૨) (લા.) ક્રોધ, રીસ

**દુમ** સ્ત્રી. [ફા.] પૂછડી

**દુમ-કલાસ** પું. ડુમકલાસ, ભારે વજન ઊંચકવાનું યંત્ર, ઊંટડો, 'જૅક' [આ શબ્દનો 'દૂંડાળું'-'ફાંદાળું'] એવો અર્થ (ન.મ.)]

**દુમચી** સ્ત્રી. [ફા.] ઘોડાની સવારી સજાઈનો પૂછડી નીચે દબાતો પટ્ટો. (૨) અફીણ મડાકુ વગેરે રાખવાની ચામડાની કોથળી

**દુ-મજલી** વિ. [જુઓ 'દુ[૧]' + 'મજલો' + ગુ. 'ઈ' ત.પ્ર.] બે મજલાવાળું, બે માળનું

**દુમ દુમ** ક્રિ.વિ. [રવા.] નગારાનો ગળગળાટ થાય એમ

**દુમાટો** પું. [જુઓ 'દુમાવું' + ગુ. 'આટો' કૃ.પ્ર.] દુમાવું એ, દૂમો ભરાવો એ

**દુ-માર,-રો** પું. [જુઓ 'દુ[૧]' + 'માર, -રો.'] બે બાજુનો મારો. (૨) (લા.) ધર્મ-સંકટ

**દુ-માલ-દાર** વિ., પું. [જુઓ 'દુ[૧]' + 'માલદાર'.] (લા.) બે ભિન્ન ભિન્ન સત્તા નીચેના ગામનો જાગીરદાર

**દુમાલા** વિ. સ્વત્વાર્પણનું, ઈનામી, આવધિયા, આરખલી (જમીન), 'એલિયેનેઇટેડ'

**દુમાવું[૧]** અ.ક્રિ. [જુઓ 'દૂમો', -ના.ધા.] દૂમો ભરાવો, ગૂંગળાવું. દુમાવવું[૧] પ્રે., સ.ક્રિ.

**દુમાવું[૨]** જુઓ 'દૂમવું'માં.

**દુમાવવું[૧]** જુઓ 'દુમાવું'માં.

**દુમાવવું[૨]** જુઓ 'દૂમવું'માં,

**દુમાસ** ન. [તુર્કી.] એક જાતનું કાપડ

**દુમિત** પું. પતિના મર્દનથી અંદર રાજી થવાનો છતાં બહારથી અણગમાનો ભાવ

**દુમિલા,-લો** પું. એ નામનો એક માત્રામેળ છંદ. (પિં.)

**દુ-મુઈ(-મુઃઈ)** પું., સ્ત્રી. [જુઓ द्वि-मुखिक > પ્રા. -दुमुहिअ-] બે મોઢાંવાળો સર્પ, બંબોઈ

**દુમૂડી** સ્ત્રી. એ નામનો એક છોડ, ગાડરિયું

**દુ-મેળ** પું. [જુઓ 'દુ[૧]' + 'મેળ.'] (લા.) અણબનાવ, કુસંપ, મત-ભેદ. (૨) વિ. મેળ વગરનું. (૩) તાલ વગરનું, બેતાલું

**દુય** સ્ત્રી. [સં. द्विका > પ્રા. दुया] કોડીની રમતમાં ચાર ચાર કોડીની ઢગલી કરતાં છેવટે બે કોડીઓનું વધવું એ

**દુ(-દૂ)યમ, દુય્યમ** વિ. [ફા. 'દુયુમ્'-'દૂયમ્'] બીજું

**દુર્** ઉપ. [સં. दुर् અને दुस् બે ઉપસર્ગ ગણાયા છે, જે હકીકતે એક છે. સ્વરો અને ઘોષ વ્યંજનો પૂર્વે दुर्, અઘોષ વ્યંજનો પૂર્વે दुस्, એવી રીતે કે ચવર્ગીય-ટવર્ગીય -ઓષ્ઠ્ય અઘોષ પહેલાં दुष्, તવર્ગીય અઘોષ પહેલાં दुस्, શ-ષ-સ પૂર્વે અનુક્રમે दुश्-दुष्-दुस्, સાથોસાથ વિસર્ગ સાથે दुः પણ. ઉદા. 'દુરતિક્રમ' 'દુર્ગમ' 'દુર્જય' 'દુર્ધર' 'દુર્ભર' 'દુર્મતિ' 'દુર્યોગ' 'દુર્વાદ' 'દુસ્તર' 'દુષ્કર' 'દુષ્ટ' 'દુષ્પરિણામ' 'દુશ્ચેષ્ટા' 'દુશ્શાસન'-'દુઃશાસન' 'દુસ્સાહસ'- 'દુઃસાહસ'] 'ખરાબ' 'મુશ્કેલ' 'ખોટું' જેવા અર્થ આપનાર ઉપસર્ગ [થી ઓળંગી શકાય તેવું, દુર્લંઘ્ય

**દુરતિક્રમ,-મણીય** વિ.[+સં. अति-क्रम, -मणीय] જેને મુશ્કેલી-

**દુરત્યય** વિ. [+સં. अत्यय] જુઓ 'દુરતિક્રમ.'

**દુરનુનેય** વિ. [+સં. अनु-नेय] જેને સમઝાવી ન શકાય તેવું, સમઝયું સમઝે નહિ તેવું

**દુરન્વય** પું. [+સં. अन्वय] વાક્યોમાંનાં પદોનો અસ્વાભાવિક ક્રમ. (૨) વિ. પદોનો વાક્યમાં અસ્વાભાવિક ક્રમ હોય તેવું (તેથી દુર્બોધ)

**દુરભિગમ** પું. [+સં. अभि-गम] સમઝમાં ન આવે તેવી પરિસ્થિતિ. (૨) દોષ ભરેલી સમઝ
**દુરભિમાન** ન. [+સં. अभि-मान પું.] ખોટું અભિમાન
**દુરભિમાની** વિ. [સં., પું.] ખોટું અભિમાન ધરાવનાર
**દુરભિલાષ** પું. [+સં. अभि-लाष],**-ષા** સ્ત્રી. [સં. °लाष પું.] દુષ્ટ ઇચ્છા, દુષ્ટ ભાવના
**દુરમત** (-ત્ય) સ્ત્રી. [સં. दुर्मति, અર્વા. તદ્ભવ] જુઓ 'દુર્બુદ્ધિ(૧)'. [-'દુર્બુદ્ધિયું.'
**દુરમતિયું** વિ. [+ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'દુર્બુદ્ધિ(૨)'
**દુરવગાહ્ય** વિ. [+સં. अव-गाह्य] જેમાં નાહવા જતાં મુશ્કેલી ઊભી થાય તેવું. (૨) (લા.) મુશ્કેલીથી સમઝાય તેવું
**દુરવગાહ્ય-તા** સ્ત્રી. [સં.] દુરવગાહ્ય હોવાપણું
**દુરવસ્થ** વિ. [+સં. अव-स्था, બ. વ્રી.] ખરાબ હાલતમાં મુકાઈ ગયેલું [માઠી દશા
**દુરવસ્થા** સ્ત્રી. [+સં. अव-स्था] ખરાબ હાલત, દુર્દશા,
**દુરસ્ત** વિ. [ફા. દુરુસ્ત્] ખરું, વાજબી. (૨) ઠીક-ઠાક, સમાર-કામ કર્યું છે તેવું [કરવું એ
**દુરસ્તી** સ્ત્રી. [ફા. દુરુસ્તી] ઠીક-ઠાક કરવું એ, સમાર-કામ
**દુ-રંગી** (-રઙ્ગી) વિ. [જુઓ 'દુ[૨]' + 'રંગ[૨]' + ગુ. 'ઈ' ત. પ્ર.] બે પ્રકારના ઢંગવાળું. (૨) પ્રપંચી, ઠગ, ધૂર્ત. (૩) બે રંગોવાળું, દોરંગી. [૦ ચાલ (રૂ. પ્ર.) છેતરપીંડી]
**દુરંત** (દુરન્ત) વિ. [સં. दुर् + अन्त] જેનો મહા મુશ્કેલીથી પાર પમાય તેવું. (૨) ખરાબ પરિણામવાળું
**દુરંદેશી** (દુર-દેશી) વિ.[ફા.] લાંબી નજરવાળું, દીર્ઘ-દર્શી
**દુરંશ** (દુરંશ) પું. [સં. दुर् + अंश] ખરાબ ભાગ
**દુરાકાંક્ષા** (દુરાકાઙ્ક્ષા) સ્ત્રી. [સં. दुर् + आ-काङ्क्षा] દુષ્ટ ઇચ્છા, દુષ્ટ ભાવના, દુષ્ટ વાસના
**દુરાક્રમ, -મણીય, -મ્ય** વિ. [સં. दुर् + आ-क्रम, आ-क्रमणीय, आ-क्रम्य] જુઓ 'દુરતિક્રમ.'
**દુરાગ્રહ** પું. [સં. दुर् + आ-ग्रह] ખોટી હઠનો આગ્રહ, મમત ભરેલી તાણ, કરવામાં આવતી જિદ
**દુરાગ્રહી** વિ. [સં., પું.] દુરાગ્રહ કરનારું, જિદ્દી
**દુરાચરણ** ન. [સં. दुर् + आ-चरण] જુઓ 'દુરાચાર.'
**દુરાચરણી** વિ. [સં, પું.] જુઓ 'દુરાચારી.'
**દુરાચાર** પું. [સં. दुर् + आ-चार] ખરાબ વર્તણૂક, દુષ્ટ પ્રકારની રીત-ભાત. (૨) વ્યભિચાર
**દુરાચારિણી** વિ., સ્ત્રી. [સં. दुर् + आचारिणी] દુરાચારી સ્ત્રી
**દુરાચારિ-તા** સ્ત્રી. [સં. दुर् + आचारि-ता] દુરાચારીપણું
**દુરાચારી** વિ. [સં. दुर् + आचारी, પું.] દુરાચાર કરનાર. (૨) વ્યભિચારી
**દુરાત્મ-તા** સ્ત્રી. [સં. दुर् + आत्मन्-ता] દુરાત્માપણું
**દુરાત્મા** પું. [સં. दुर् + आत्मा] હલકી કોટિનો જીવાત્મા. (૨) વિ. નીચ સ્વભાવના હલકા મનવાળું. (૩) પાપી, દુષ્ટ
**દુરાધર્ષ, -ર્ષણીય, -ર્ષ્ય** વિ. [સં. दुर् + आ-धर्ष, -र्षणीय, -र्ष्य] જેનો મુશ્કેલીથી પરાભવ કરી શકાય તેવું
**દુરાપ** વિ [સં. दुर् + आप] દુઃખેથી મળી શકે તેવું, દુષ્પ્રાપ, દુર્લભ [કરી શકાય તેવું
**દુરારાધ્ય** વિ. [સં. दुर् + आ-राध्य] મુશ્કેલીથી જેને પ્રસન્ન
**દુરારોહ, -હ્ય** વિ. [સં. दुर् + आ-रोह, आ-रोह्य] મહા-મુશ્કેલીથી ચડી શકાય તેવું
**દુરાવવું** સ.ક્રિ. [સં. दूर्,-ના.ધા.] દૂર કરવું કે કરાવવું
**દુરાશય** પું. [સં. दुर् + आ-शय] દુષ્ટ આશય, દુષ્ટ મનો-ભાવના [ખોટી ઉમેદ
**દુરાશા** સ્ત્રી. [સં. दुर् + आशा] ખરાબ પ્રકારની આશા,
**દુરાશ્રય** પું. [સં. दुर् + आ-श्रय] ન કરવા જેવો ખરાબ આશરો, ખોટે સ્થળે થઈ ગયેલો આશ્રય. (૨) વિ. જેનો આશ્રય મુશ્કેલ છે તેવું
**દુરાસદ** વિ. [સં. दुर् + आ-सद] જુઓ 'દુરાપ.'
**દુરાસંગ** (-સઙ્ગ) પું. [સં. दुर् + आ-सङ्ग] ખરાબ આસક્તિ, અનર્થકારી આસક્તિ
**દુરાસાધ્ય** વિ. [સં. दुर् + आ-साध्य] જુઓ 'દુરાપ'–'દુરાસદ.'
**દુરાહાર** પું. [સં. दुर् + आ-हार] ખરાબ ખોરાક, હાનિ-કારક ભોજન
**દુરાહારી** વિ. [સં., પું.] ખરાબ પ્રકારનો ખોરાક ખાનારું
**દુરિજન** ન. [સં. दुर्जन પું., અર્વા. તદ્ભવ] જુઓ 'દુર્જન.'
**દુરિત** ન. [સં.] પાપ-કર્મ, નઠારું કર્મ. (૨) સંકટ, મુશ્કેલી, આપદા
**દુરિત-ક્ષય** પું. [સં.] પાપોનો નાશ
**દુરુક્ત** વિ. [સં. दुर् + उक्त] ખરાબ રીતે કહેવાયેલું. (૨) ન. ખરાબ કથન, દુર્વચન, કવેણ. (૩) અભિશાપ. (૪) ગાળ, ગાલા
**દુરુક્તિ** સ્ત્રી. [સં. दुर् + उक्ति] જુઓ 'દુરુક્ત(૨,૩).'
**દુરુપચાર** પું. [સં. दुर् + उप-चार] ખરાબ કે નુકસાન જ કરે તેવી સારવાર
**દુરુપયોગ** પું. [સં. दुर् + उप-योग] ઊલટા પ્રકારનો ઉપ-યોગ, ખરાબ વપરાશ, ગેરુપયોગ [અનુપયોગી
**દુરુપયોગી** વિ. [સં., પું.] ઉપયોગમાં ન આવે તેવું, નકામું,
**દુરૂહ** વિ. [સં. दुर् + ऊह] મુશ્કેલીથી કલ્પનામાં બેસે તેવું, મુશ્કેલીથી સમઝાય તેવું, કલ્પનામાં ન બેસે તેવું, 'કૉન્સીટ' (બ. ક. ઠા.)
**દુરોદર** ન. [સં.] દ્યૂત, જુગાર, જૂગટું
**દુર્ગ** પું. [સં.] કિલ્લો, ગઢ. (૨) જંબુસરમાં થયો મનાતો ઈ. સ. ની ૭ મી સદી આસપાસનો યાસ્કના 'નિરુક્ત'-નો ભાષ્યકાર—એ નામનો આચાર્ય, દુર્ગસિંહ. (સંજ્ઞા.)
**દુર્ગત** વિ. [સં. दुर् + गत] ખરાબ ગતિ પામેલું, દુર્ગતિયું
**દુર્ગતિ** સ્ત્રી. [સં. दुर् + गति] ખરાબ ગતિ, ખરાબ દશા, નઠારી પરિસ્થિતિ. (૨) અવગતિ, અસદ્ગતિ, નરકાવાસ-ની સ્થિતિ, અધોગતિ. (૩) વિપત્તિ, પડતી
**દુર્ગતિયું** વિ. [સં. दुर्गति + ગુ. 'ઇયું' ત.પ્ર.] દુર્ગતિ પામેલું
**દુર્ગ-દ્વાર** ન. [સં.] કિલ્લાનો દરવાજો
**દુર્ગ-નિવેશ** પું. [સં.] કિલ્લામાંનું રહેઠાણ
**દુર્ગ-પતિ, દુર્ગ-પાલ(-ળ)** પું. [સં.] કિલ્લાનો સંરક્ષક અધિ-કારી, ગઢપતિ, કિલ્લેદાર, કોટવાળ
**દુર્ગમ(-મ્ય)** વિ. [સં. दुर्+गम,-म्य] જ્યાં દુઃખેથી–મહા મુશ્કેલીથી જઈ શકાય તેવું 'આઉટ-ઑફ-ધ-વે,' 'ઇન-એક્સેસિબલ.' (૨) ન સમઝાય તેવું

**દુર્ગમ(-મ્ય)-તા** સ્ત્રી. [સં.] દુર્ગમ હોવાપણું
**દુર્ગ-રક્ષક** પું. [સં.] જુઓ 'દુર્ગ-પતિ,'-'દુર્ગપાલ.'
**દુર્ગ-વિધાન** ન [સં.] કિલ્લો ચણાવવાની ક્રિયા
**દુર્ગ-સંસ્કાર** (-સંસ્કાર) પું. [સં.] કિલ્લાની મરામત
**દુર્ગંધ**[1] (દુર્ગન્ધ) પું. [સં. दुर् + गन्ध] ખરાબ ગંધ, બદબો, નઠારી વાસ
**દુર્ગંધ**[2] (દુર્ગન્ધ) સ્ત્રી. [સં. दुर्गन्ध પું., પરંતુ 'વાસ' 'બો'-ના સાદૃશ્યે ગુજ.માં સ્ત્રી.] જુઓ 'દુર્ગંધ.[1]'
**દુર્ગંધ-નાશક** (દુર્ગન્ધ-) વિ. [સં.] ખરાબ વાસને દૂર કરનાર
**દુર્ગંધ-યુક્ત** (દુર્ગન્ધ-), **દુર્ગંધિત** (દુર્ગન્ધિત) વિ. [સં.], **દુર્ગંધી**[1] (દુર્ગન્ધી) વિ. [સં., પું.] દુર્ગંધવાળું, ગંધાતું
**દુર્ગંધી**[2] (દુર્ગન્ધી) સ્ત્રી. [સં. दुर्गन्ध પું. + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દુર્ગંધ.[1-2]'
**દુર્ગા** એ. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મહાદેવનાં પત્ની પાર્વતીનું એક નામ, ભવાની, ભવપત્ની (દુર્ગાનાં નવ સ્વરૂપ મનાયાં છે). (સંજ્ઞા.)
**દુર્ગા-ચકલી** સ્ત્રી, [+ જુઓ 'ચકલી.'], **દુર્ગા-ચલ્લી** સ્ત્રી. [+ હિં.] કાળા રંગની લાલ પૂંછવાળી ચકલી
**દુર્ગા-દેવી** સ્ત્રી. [સં.] જુઓ 'દુર્ગા.'
**દુર્ગાધિકારી, દુર્ગાધ્યક્ષ** પું. [સં. दुर्ग + अधिकारी, अध्यक्ष] જુઓ 'દુર્ગ-પતિ.'
**દુર્ગા-નવમી** સ્ત્રી. [સં.] આસો સુદિ નોમની તિથિ. (સંજ્ઞા.) (૨) કાર્તિક સુદિ નોમ. (સંજ્ઞા.) (૩) ચૈત્ર સુદિ નોમ. (સંજ્ઞા.)
**દુર્ગા-પૂજન** ન., **દુર્ગા-પૂજા** સ્ત્રી. [સં.] આસો સુદિ નોમને દિવસે-નવરાત્રના છેલ્લા દિવસે કરાતી દુર્ગાની પૂજા
**દુર્ગાશ્રય** પું. [સં. दुर्ग + आ-श्रय] કિલ્લાનો આશરો, કિલ્લામાં જઈ ભરાઈ રહેવું એ
**દુર્ગા-ષષ્ઠી** સ્ત્રી. [સં.] આસો સુદિ છઠની તિથિ. (સંજ્ઞા.)
**દુર્ગાષ્ટમી** સ્ત્રી. [સં. दुर्गा+अष्टमी] આસો સુદિ આઠમની માતાના નિમિત્તે થતા હવનની તિથિ. (સંજ્ઞા.) (૨) કાર્તિક સુદિ આઠમ. (સંજ્ઞા.) (૩) પોષ સુદિ આઠમ. (સંજ્ઞા.). (૪) ચૈત્ર સુદિ આઠમ. (સંજ્ઞા.) (૫) ભાદરવા સુદિ આઠમ. (સંજ્ઞા.)
**દુર્ગા-સપ્તશતી** સ્ત્રી. [સં.] માર્કંડેય પુરાણમાંની રાજા સુરથનું ચરિત આપતાં દુર્ગાએ મારેલા અસુરોની વાત આપતી કથા, ચંડી-પાઠ. (સંજ્ઞા.)
**દુર્ગા-સ્મરણ** ન. [સં.] દુર્ગા દેવીને યાદ કરવાની ક્રિયા
**દુર્ગુણ** પું. [સં. दुर् + गुण] અવગુણ, અપ-લક્ષણ, ખરાબ ટેવ, કુ-ટેવ, કુ-લક્ષણ, ખરાબ ખાસિયત, એબ
**દુર્ગુણી** વિ. [સં., પું.] દુર્ગુણથી ભરેલું, અપલખણું
**દુર્ગેશ**[1] પું. [સં. दुर्ग + ईश] જુઓ 'દુર્ગ-પતિ.'
**દુર્ગેશ**[2] પું. [સં. दुर्गा + ईश] દુર્ગાના સ્વામી મહાદેવ, રુદ્ર, શિવ, શંકર [પૂજનનો સમારંભ
**દુર્ગોત્સવ** પું. [સં. दुर्गा + उत्सव] નવરાત્રમાં થતો દુર્ગાના
**દુર્ગ્રહ** પું. [સં. दुर्+ ग्रह] ખરાબ ગ્રહ. (જ્યો.). (૨) પૂર્વ-ગ્રહ, બાંધેલો ખરાબ અભિપ્રાય, 'આયસ'
**દુર્ગ્રાહ્ય** વિ. [સં. दुर् + ग्राह्य] મુશ્કેલીથી પકડી શકાય તેવું

**દુર્ઘટ** વિ. [સં. दुर् + घट] મુશ્કેલીથી ઘડાય તેવું, મુશ્કેલીથી બને કે બનાવાય તેવું, દુઃસંભવ
**દુર્ઘટના** સ્ત્રી. [સં. दुर् + घटना] ખરાબ બનાવ, ખરાબ બનેલો પ્રસંગ, અશુભ ઘટના [હાલત
**દુર્ઘટાવસ્થા** સ્ત્રી. [સં. दुर्घट + अव-स्था] દુર્ઘટ પરિસ્થિતિ કે
**દુર્ઘર્ષ** પું., **-ર્ષણ** ન. [સં. दुर् + घर्ष,-र्षण] ખરાબ પ્રકારની અથડામણ, અનિચ્છનીય અથડામણ. (૨) ખરાબ પ્રકારની હરીફાઈ [ખરાબ અવાજ, આકરો ખળભળાટ
**દુર્ઘોષ** પું. [સં. दुर् + घोष] સાંભળવો ન ગમે તેવો અતિ
**દુર્જન** પું., ન. [સં. दुर् + जन, પું.] ખરાબ માણસ, દુષ્ટ માણસ, દુરિજન
**દુર્જન-તા** સ્ત્રી. [સં.] દુર્જનપણું
**દુર્જય(-ય્ય)** વિ. [સં. दुर् + जय,-य्य] જેને જીતવું મુશ્કેલ છે તેવું, મુશ્કેલીથી જિતાય તેવું, દુર્જેય
**દુર્જય(-ય્ય)-તા** સ્ત્રી. [સં.] દુર્જય હોવાપણું
**દુર્જર** વિ. [સં. दुर् + जर] મુશ્કેલીથી પચે તેવું. (૨) મુશ્કેલીથી ઘસાય તેવું, તરત ઘરડું ન થાય તેવું
**દુ-ર્જાત** વિ. [સં. दुर् + जात] હલકા કુળમાં જન્મેલું. (૨) (લા.) કમનસીબ, હતભાગ્ય, દુર્ભાગી
**દુર્જેય** વિ. [સં. दुर्-जेय] જુઓ 'દુર્જય.'
**દુર્જેય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'દુર્જય-તા.'
**દુર્જ્ઞ** વિ. [સં. दुर् + ज्ञ] દુષ્ટ બુદ્ધિવાળું, ખોટી સમજ ધરાવનારું
**દુર્જ્ઞ-તા** સ્ત્રી. [સં.] દુર્જ્ઞ હોવાપણું
**દુર્જ્ઞેય** વિ. [સં. दुर् + ज्ञेय] ભારે મુશ્કેલીથી જેનું જ્ઞાન મેળવી શકાય તેવું, ગૂઢ, ગહન, દુર્ગમ, દુર્બોધ
**દુર્જ્ઞેય-તા** સ્ત્રી. [સં.] દુર્જ્ઞેય હોવાપણું
**દુર્દમ, -મન, -મનીય, -મ્ય** વિ. [સં.] મહામુશ્કેલીથી જેના ઉપર કાબૂ મેળવી શકાય તેવું
**દુર્દર્શ** વિ. [સં. दुर्+ दर्श] જોવું મુશ્કેલ બને તેવું. (૨) (લા.) ભયંકર દેખાવનું [(૨) વિ. જુઓ 'દુર્દર્શ.'
**દુર્દર્શન** ન. [સં. दुर् + दर्शन] ખરાબ રીતે જોવાનું એ.
**દુર્દશા** સ્ત્રી. [સં दुर् + दशा] જુઓ 'દુરવસ્થા.'
**દુર્દાંત** (દુર્દાન્ત) વિ. [સં. दुर् + दान्त] મુશ્કેલીથી જેનું દમન કરી શકાય તેવું, દુર્નિગ્રહ [વાવંટોળ વગેરેવાળો દહાડો
**દુર્દિન** પું. [સં. दुर् + दिन ન.] ખરાબ દિવસ, વધરો, વાદળાં
**દુર્દૃશ્ય** ન. [સં. दुर् + दृश्य] ખરાબ પ્રકારનો દેખાવ, વરવો દેખાવ [દુર્ભાગિ-તા, અવદશા
**દુર્દૈવ** ન. [સં. दुर् + दैव] ખરાબ નસીબ, કમનસીબી,
**દુર્દૈવ-વશાત્** ક્રિ. વિ. [સં.] કમનસીબે, દુર્ભાગ્યે, કમભાગ્યે
**દુર્દૈવી** વિ. [સં., પું.] કમનસીબ, દુર્ભાગી
**દુર્દૈવ્ય** ન. [સં. दुर्दैव દ્વારા] જુઓ 'દુર્દૈવ.'
**દુર્ધર** વિ. [સં.] મુશ્કેલીથી ધારણ કરી શકાય તેવું, પકડી રાખવું મુશ્કેલ
**દુર્ધર્ષ, -ર્ષણ, -ર્ષણીય, -ર્ષ્ય** વિ. [સં. दुर् + घर्ष, -र्षण, -र्षणीय,-र्ष्य] મહામુશ્કેલીથી જેનો સામનો કરી શકાય તેવું
**દુર્ધ્યાન** ન. [સં. दुर् + ध्यान] ખરાબ પ્રકારનું ધ્યાન, બદ-દાનત
**દુર્નિગ્રહ** વિ. [સં. दुर् + निग्रह] જેને કાબૂમાં રાખવું મુશ્કેલ છે તેવું દુર્દાંત

**દુર્નિમિત્ત** ન. [સં. दुर्+निमित्त] ખરાબ હેતુ કે કારણ. (૨) ખરાબ શુકન, અપશુકન
**દુર્નિરીક્ષ્ય** વિ. [સં. दुर्+निरीक्ष्य] મહામુશ્કેલીથી જેની સામે જોઈ શકાય તેવું. (૨) (લા.) બેડોળ, વરવું
**દુર્નિવાર, -ર્ય** વિ. [સં. दुर्+निवार, -र्य] મહામુશ્કેલીથી વારી શકાય—ટાળી શકાય તેવું
**દુર્બલ(-ળ)** વિ. [સં. दुर्+बल] બળ વિનાનું, નિર્બળ, દૂબળું
**દુર્બલ(-ળ)-કાય** વિ. [સં.] દૂબળા શરીરવાળું, માયકાંગલું
**દુર્બલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] દૂબળાપણું
**દુર્બલાસ્થિ** ન. [સં. दुर्बल+अस्थि] દૂબળાં હાડકાં રહેવાનો બાળ-રોગ, 'રિકેટ્સ'. (૨) વિ. નબળાં દૂબળાં હાડકાંવાળું, 'રિકેટી'
**દુર્બુદ્ધિ** સ્ત્રી. [સં. दुर्+बुद्धि] ખરાબ બુદ્ધિ, કુબુદ્ધિ, પાપ-બુદ્ધિ. (૨) વિ. ખરાબ બુદ્ધિવાળું, કુબુદ્ધિ, પાપ-બુદ્ધિ
**દુર્બુદ્ધિયું** વિ. [સં. दुर्बुद्धि+ગુ. 'ઇયું' ત.પ્ર.] દુર્બુદ્ધિવાળું
**દુર્બોધ** પું. [સં. दुर्+बोध] ખરાબ ઉપદેશ. (૨) વિ. સમજવામાં મુશ્કેલી પડે તેવું, અઘરું
**દુર્બોધ-તા** સ્ત્રી. [સં.] દુર્બોધપણું
**દુર્બોધ્ય** વિ. [સં. दुर्+बोध्य] જુઓ 'દુર્બોધ(૨).'
**દુર્બોધ્ય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'દુર્બોધ-તા.'
**દુર્બ્રાહ્મણ** પું. [સં. दुर्+ब्राह्मण] બ્રાહ્મણના સંસ્કાર વિનાનો બ્રાહ્મણ, બ્રહ્મ-બંધુ, બ્રાહ્મણાભાસ
**દુર્ભક્ષ** પું., **-ક્ષ્ય** ન. [સં. दुर्+भक्ष, -क्ष्य] ખાવા યોગ્ય નહિ તેવો ખોરાક
**દુર્ભગ** વિ. [સં. दुर्+भग] દુર્ભાગી, કમનસીબ
**દુર્ભર** વિ. [સં. दुर्+भर] મહામુશ્કેલીથી ભરાય તેવું. (૨) ન. (લા.) પેટ, ઉદર
**દુર્ભવ્ય-તા** સ્ત્રી. [સં. दुर्+भव्य-ता] મોક્ષ પામવાની અપાત્ર-તા, ભવ્ય જીવન ન હોવાપણું. (જૈન.)
**દુર્ભાગી** વિ. [સં.] दुर्+भागी પું.] કમનસીબ, અભાગિયું
**દુર્ભાગ્ય** ન. [સં. दुर्+भाग्य] કમનસીબી, નઠારું નસીબ
**દુર્ભાગ્ય-વશાત્** ક્રિ. વિ. [સં.] દુર્ભાગ્યને કારણે, કમનસીબી-ને લઈ, કમભાગ્યે
**દુર્ભાગ્યવાદી** વિ. [સં., પું.] પરિણામ ખરાબ આવશે એવું માનનારું, નિરાશાવાદી, 'પેસિમિસ્ટ' (ઉ.કે.)
**દુર્ભાવ** પું. [સં. दुर्+भाव] ખરાબ લાગણી. (૨) (લા.) દ્વેષ, ખાર [દુષ્ટ વિચાર, દુષ્ટ ભાવના
**દુર્ભાવના** સ્ત્રી. [સં.दुर्+भावना] ખરાબ પ્રકારનો વિચાર,
**દુર્ભાષણ** ન. [સં. दुर्+भाषण] ખરાબ કથન, દુર્વચન, કડવું વેણ [નારી સ્ત્રી
**દુર્ભાષિણી** વિ., સ્ત્રી. [સં दुर्+भाषिणी]] ખરાબ બોલ-
**દુર્ભાષિત** ન. [સં. दुर्+भाषित] જુઓ 'દુર્ભાષણ.'
**દુર્ભિક્ષ** પું. [સં. दुर्+भिक्ष, ન.] દુકાળ
**દુર્ભિક્ષ-તા** સ્ત્રી. [સં.] દુકાળની પરિસ્થિતિ
**દુર્ભિક્ષ-નિવારણ** ન. [સં.] દુકાળ ટાળવાનું કાર્ય, દુકાળમાં રાહતનાં પગલાં લેવાં એ [તેવું, મજબૂત
**દુર્ભેદ, -દ્ય** વિ. [સં. दुर्+भेद,-द्य] મુશ્કેલીથી ભેદી શકાય
**દુર્મતિ** સ્ત્રી., વિ. [સં. दुर्+मति], ૦માન વિ. [સં. °मान् પું.], **દુર્મતિયું** વિ. [સં. दुर्मति+ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'દુર્બુદ્ધિ.' [(૨) (લા.) ગર્વિષ્ઠ
**દુર્મદ** વિ. [સં. दुर्+मद] મદથી છકી ગયેલું, મદોન્મત્ત.
**દુર્મના** વિ. [સં. दुर्+मनस् > दुर्मनाः, પું.] મૂંઝાયેલા મનવાળું. (૨) ઉદાસ થયેલું. (૩) ભાંગી પડેલા મનવાળું
**દુર્મરણ** ન. [સં. दुर्+मरण] ખરાબ પ્રકારનું મરણ, કમોત
**દુર્મંત્રિત (દુર્મન્ત્રિત)** વિ. [સં दुर्+मन्त्रित] ખરાબ રીતે વિચારાયેલું (૨) ન. દુષ્ટ મંત્રણા, ખરાબ મસલત
**દુર્મંત્રી (દુર્મન્ત્રી)** પું. [સં.] ખરાબ સલાહ આપનાર મંત્રી—સચિવ—અમાત્ય [ગણના, અપમાન, તિરસ્કાર
**દુર્માનના** સ્ત્રી. [સં. दुर्+'માનના' (નવો શબ્દ)] અવ-
**દુર્માર્ગ** પું. [સં. दुर्+मार्ग] કાંટાવાળો કે ચોર-ડાકુઓ-વાળો રસ્તો. (૨) હલકટ પ્રકારનો રાહ કે રીત
**દુર્મિત્ર** પું. [સં. दुर्+मित्र ન.] ખરાબ દોસ્ત, કુમિત્ર, દુષ્ટ દોસ્તાર
**દુર્મિલ(-ળ)** વિ. [સં. दुर्+मिल् ધાતુનું दुर्मिल રૂપ જાણીતું નથી; હિંદી પ્રકારનો નવો શબ્દ] દુર્લભ, મળવું મુશ્કેલ
**દુર્મુખ** વિ. [સં. दुर्+मुख] ખરાબ મોઢાવાળું, (૨) ગાળો ભાંડનારું [કુબુદ્ધિ, દુર્બુદ્ધિ
**દુર્મેધ** વિ. [સં. दुर्+मेधा, બ. વ્રી.] ખરાબ બુદ્ધિવાળું,
**દુર્મેધા** સ્ત્રી. [સં. दुर्+मेधा] ખરાબ બુદ્ધિ, દુષ્ટ મતિ
**દુર્મેય** વિ. [સં. दुर्+मेय] જેનું માપ મુશ્કેલીથી લઈ શકાય તેવું. (૨) (લા.) જેને પહોંચી કે આંબી શકાય નહિ તેવું. (૩) જેનો ખ્યાલ ન આવી શકે તેવું [ત્રણે અર્થે, 'ઇન-કોમેન્સ્યુરેબલ' (હ. પ્રા.)]
**દુર્યશ** પું. [સં. दुर्+यशस् ન.] અપકીર્તિ, અપજસ
**દુર્યુક્તિ** સ્ત્રી. [સં. दुर्+युक्ति] ખરાબ યુક્તિ, કપટ, છળ
**દુર્યોગ** પું [સં. दुर्+योग] ખરાબ સંયોગ. (૨) ખરાબ ગ્રહ કે ગ્રહોનો યોગ, કુયોગ. (જ્યો.)
**દુર્યોજના** સ્ત્રી. [સં. दुर्+योजना] નુકસાનમાં ઉતારનારી કે અહિત કરનારી ગોઠવણ
**દુર્યોધન** વિ. [સં. दुर्+योधन] ભારે મુશ્કેલીથી જેની સામે લડી શકાય તેવું. (૨) પું. ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર સુયોધન. (સંજ્ઞા.)
**દુર્યોનિ** સ્ત્રી. [સં. दुर्+योनि] ખરાબ કોટિનો અવતાર. (૨) વિ. ખરાબ કોટિનો અવતાર પામેલું, નીચ કુળ કે પશુપક્ષી વગેરેમાં જન્મેલું
**દુર્લક્ષ (-ક્ષ્ય)** ન. [સં. +दुर् लक्ष, -क्ष्य] ધ્યાન ન આપવું એ, બે-ધ્યાન દશા, બેદરકારી. (૨) (લા.) અવજ્ઞા, અવ-ગણના [અપલખણ
**દુર્લક્ષણ** ન. [સં. दुर्+लक्षण] ખરાબ લક્ષણ, કુલક્ષણ.
**દુર્લક્ષ(ક્ષ્ય)-તા** સ્ત્રી. [સં.] બેધ્યાન રહેવાપણું, બેદરકારી
**દુર્લક્ષ્ય** જુઓ 'દુર્લક્ષ.' (૨) વિ. મુશ્કેલીથી ધ્યાનમાં ચડે તેવું
**દુર્લક્ષ્ય-તા** જુઓ 'દુર્લક્ષ-તા.'
**દુર્લભ** વિ. [સં- दुर्+लभ] મુશ્કેલીથી મળે તેવું, દુરાપ, દુષ્પ્રાપ. [૦ ચલણ, ૦ નાણું (રૂ. પ્ર.) હાથ ન લાગે તેવું નાણું, 'હાર્ડ કરન્સી']
**દુર્લભ-તા** સ્ત્રી. [સં.] દુર્લભપણું

**દુર્લભ્ય** વિ. [સં. दुर् + लभ्य; આનું રૂપ સં. માં વપરાયેલું જોવા મળ્યું નથી.] જુઓ 'દુર્લભ.'
**દુર્લલિત** ન. [સં. दुर् + ललित] તોફાની વર્તણૂક, દુષ્ટ રીત-ભાત, ખરાબ ચેષ્ટા
**દુર્લેખ્ય** ન. [સં. दुर् + लेख्य] ખોટો દસ્તાવેજ, બીજાની ખોટી સહી કે સહીવાળું ખત, 'ફોર્જ્ડ ડૉક્યુમેન્ટ'
**દુર્વચ** વિ. [સં. दुर् + वच] કહેવામાં મુશ્કેલી પડે તેવું
**દુર્વચન** ન. [સં. दुर् + वचन] ખરાબ વેણ, કુ-વચન. (૨) ગાળ, ગીલા [આપનારું
**દુર્વચની** વિ. [સં., પું.] ખરાબ વચન કહેનારું. (૨) ગાળ
**દુર્વટ** વિ. [સં. दुर् + જુઓ 'વટવું.'] મુશ્કેલીથી વટાવી શકાય તેવું. (૨) મુશ્કેલીથી ધારણ કરી શકાય કે જીરવી શકાય તેવું
**દુર્વર્ણ** પું. [સં. दुर् + वर्ण] આંખને ન ગમે તેવો ખરાબ રંગ. (૨) હલકી જ્ઞાતિ કે સમુદાય. (૩) ખરાબ અક્ષર. (૪) વિ. ખરાબ રંગનું. (૫) હલકી જ્ઞાતિનું. (૬) ખરાબ અક્ષરોવાળું [રીત-ભાત કે રહેણી-કરણી
**દુર્વર્તન** ન. [સં. दुर् + वर्तन] ખરાબ વર્તણૂક, દુષ્ટ પ્રકારની
**દુર્વર્તન-શીલ** વિ. [સં.] ખરાબ વર્તણૂકવાળું, અસદાચારી
**દુર્વહ** વિ. [સં. दुर् + वह] મુશ્કેલીથી ઉપાડીને લઈ જઈ શકાય તેવું, ભારે વજનનું
**દુર્વહન્તા** સ્ત્રી. [સં.] દુર્વહ હોવાપણું
**દુર્વહનીય** વિ. [સં. दुर् + वहनीय] જુઓ 'દુર્વહ.'
**દુર્વહનીય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'દુર્વહ-તા.'
**દુર્વાક્ય** ન. [સં. दुर् + वाक्य] જુઓ 'દુર્વચન.'
**દુર્વાચ્ય** વિ. [સં. दुर् + वाच्य] કહેવામાં મુશ્કેલી પડે તેવું, દુર્વચ. (૨) વાંચવામાં મુશ્કેલી પડે તેવું, ઊકલી ન શકે તેવું
**દુર્વાદ** પું. [સં. दुर् + वाद] દુષ્ટ પ્રકારની બોલાચાલી. (૨) વિતંડાવાદ. (૩) બદનામી, નિંદા
**દુર્વાદી** વિ. [સં., પું.] દુર્વાદ કરનારું. (૨) વિતંડાવાદી
**દુર્વાર** વિ. સં. दुर् + वार] વારવામાં ભારે મુશ્કેલી પડે તેવું, રોક્યું રોકાય નહિ કે મુશ્કેલીથી રોકાય તેવું
**દુર્વાસના** સ્ત્રી. [સં. दुर् + वासना] ખરાબ ઇચ્છા કે ભાવના, મેલી આકાંક્ષા
**દુર્વાસા** પું. [સં. दुर्वासाः] એક પ્રાચીન ક્રોધી ઋષિ. (સંજ્ઞા.). (૨) (લા.) મહાક્રોધી માણસ
**દુર્વાંછના** (દુર્વાઞ્છના), **દુર્વાંછા** (દુર્વાઞ્છા) સ્ત્રી. [સં. दुर् + वाञ्छना, वाञ्छा] દુષ્ટ પ્રકારની કામના, બદ ઇચ્છા
**દુર્વિકાર** પું. [સં. दुर् + विकार] ખરાબ પ્રકારની વિક્રિયા, અનિષ્ટ પરિવર્તન
**દુર્વિકારી** વિ. [સં., પું.] દુર્વિકારવાળું
**દુર્વિગાહ્ય** વિ. [સં. दुर् + वि-गाह्य] જુઓ 'દુરવગાહ્ય.'
**દુર્વિગાહ્ય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'દુરવગાહ્ય-તા.'
**દુર્વિચ્છેદ્ય** વિ. [સં. दुर् + विच्छेद्य] મહામુશ્કેલીથી કાપી શકાય તેવું
**દુર્વિજ્ઞાત** વિ. [સં. दुर् + वि-ज्ञात] ખોટી રીતે કે ખોટા માર્ગથી જાણેલું, ઊલટી જ રીતે સમજેલું
**દુર્વિજ્ઞેય** વિ. [સં. दुर् + वि-ज्ञेय] મુશ્કેલીથી જાણી શકાય તેવું, જેને જાણવાને માટે ભારે કષ્ટ અનુભવવું પડે તેવું
**દુર્વિતર્ક્ય** વિ. [સં. दुर् + वि-तर्क्य] જેને વિશે મહામુશ્કેલીથી કલ્પના કરી શકાય તેવું, કલ્પનામાં ન આવે તેવું
**દુર્વિદગ્ધ** વિ. [સં. दुर् + विदग्ध] વિદ્વત્તાનો ખોટો ગર્વ રાખનાર, ઘમંડી. (૨) અર્ધ-દગ્ધ, દાધારિંગું
**દુર્વિનિયોગ** પું. [સં. दुर् + विनियोग] ગેરરીતિવાળો ઉપયોગ, 'મિસ-ઍપ્રોપ્રિયેશન.' (૨) ઉચાપત
**દુર્વિનીત** વિ. [સં. दुर् + विनीत] ઊલટે માર્ગે શિક્ષણ પામેલું, ખોટી તાલીમ પામેલું. (૨) અવિનયી, અવિવેકી. (૩) (લા.) ઉદ્ધત [હાનિકારક પરિણામ
**દુર્વિપાક** પું. [સં. दुर् + विपाक] ખરાબ પ્રકારનું પરિણામ,
**દુર્વિભાવ્ય** વિ. [સં. दुर् + विभाव्य] જેનું અનુમાન કરવામાં ભારે મુશ્કેલી છે તેવું [(૨) વિ. તોફાની રીતભાતવાળું
**દુર્વિલસિત** ન. [સં. दुर् + विलसित] ખરાબ વર્તન, કુચેષ્ટા.
**દુર્વિષય** પું. [સં. दुर् + विषय] હલકી કોટિની વિષય-વાસના
**દુર્વૃત્ત** ન. [સં. दुर् + वृत्त] ખરાબ વર્તણૂક, દુષ્ટ આચરણ. (૨) વિ. દુરાચારી, બૂરી ચાલનું, બૂરા વર્તનવાળું
**દુર્વૃત્તિ** સ્ત્રી. [સં. दुर् + वृत्ति] દુષ્ટ વલણ, ખરાબ ભાવના, 'મૅલાઇસ' (બ. ક. ઠા.), (૨) વિ. દુષ્ટ વૃત્તિવાળું, ખરાબ દાનતવાળું, 'મૅલિશિયસ' [વરસાદ, માવઠું
**દુર્વૃષ્ટિ** સ્ત્રી. [સં. दुर् + वृष्टि] મોલને નુકસાન કરનારો
**દુર્વ્યય** પું. [સં. दुर् + व्यय] ખોટા પ્રકારનો ખર્ચ, ઉડાઉગીરી
**દુર્વ્યવસ્થ** વિ. [સં. दुर् + व्यव-स्था, બ. વ્રી.] ગેરવ્યવસ્થા-વાળું, 'કૅઑટિક' (હી. વ્ર.)
**દુર્વ્યવસ્થા** સ્ત્રી. [સં. दुर् + व्यव-स्था] ખરાબ પ્રકારની ગોઠવણ, ગેર-વ્યવસ્થા, 'કૅઑસ'
**દુર્વ્યવહાર** પું. [સં. दुर् + व्यव-हार] અયોગ્ય લેવડ-દેવડ, ખરાબ લેતી-દેતી. (૨) દુર્વર્તન
**દુર્વ્યસન** ન. [સં. दुर् + व्यसन] ભારે મુશ્કેલીમાં મૂકી દેનારું દુઃખ, મોટી આપત્તિ. (૨) બૂરી લત, ખરાબ આદત
**દુર્વ્યસની** વિ. [સં., પું.] બૂરી આદતવાળું, ખરાબ લતવાળું
**દુર્વ્યાપાર** પું. [સં., दुर् + व्यापार] ખરાબ હિલચાલ, હીન કોટિની પ્રવૃત્તિ
**દુર્હૃદ** વિ. [સં. दुर + हृद्] દુષ્ટ હૃદયવાળું. (૨) શત્રુ, અમિત્ર
**દુર્હેતુ** પું., [સં. दुर् + हेतु] ખરાબ હેતુ, દુષ્ટ આશય. (૨) વિ. ખરાબ હેતુવાળું, દુષ્ટ આશયવા
**દુલખાવવું** જુઓ 'દૂલખવું'માં.
**દુલહ** પું. [વ્રજ. 'દુલહો'] વરરાજા [સ્ત્રી, નવી વહુ
**દુલહણી, -ન, -ની** સ્ત્રી. [વ્રજ. દુલહન, -ની] તાજી પરણેલી
**દુલહી** સ્ત્રી. [હિં.] જુઓ 'દુલહણી.'
**દુલહો** પું. [હિં. દુલહા] જુઓ 'દુલહ.'
**દુલાઈ** સ્ત્રી. [હિં.] કિંમતી રજાઈ
**દુલારવું** સ. ક્રિ. [હિં. 'દુલારા,'-ના. ધા.] લાડ લડાવવું. **દુલારાવું** કર્મણિ. ક્રિ. **દુલારાવવું** પ્રે., સ. ક્રિ.
**દુલારાવવું, દુલારાવું,** જુઓ 'દુલારવું'માં.
**દુલારી** સ્ત્રી. [જુઓ 'દુલારો'+ગુ.'ઈ' સ્ત્રીપ્રત્યય.] છોકરી, છોડી
**દુલારું** વિ. [જુઓ 'દુલારો.'] (લા.) લાડકું (છોકરું)
**દુલારો** પું. [વ્રજ.] છોકરો, છૈયો. (૨) વહાલો દીકરો

**દુલાવ** પું. [જુઓ 'દુલાવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] ગભરાટ
**દુલાવવું, દુલાવું** જુઓ 'દૂલવું'માં.
**દુલૂડી** સ્ત્રી. એક ખરસટ પ્રકારનો છોડ
**દુલીચો** પું. [હિં. દુલી(-લૈ)ચા] ગાલીચો. (૨) ચંદરવો
**દુ-લોઢી** સ્ત્રી. [જુઓ 'દુ¹' + સં. लोह + ગુ. 'ઈ' ત. પ્ર.] લોખંડના બે ટુકડા જોડીને બનાવેલી એક જાતની તલવાર
**દુલ્લભ** વિ. [સં. दुर्लभ, -પહેલી બે શ્રુતિમાં પ્રા. વિકાર] જુઓ 'દુર્લભ.'
**દુલ્લું** વિ. [જુઓ 'દૂલું.'] જુઓ 'દૂલું.'
**દુલ્હો** (દુઃલો) જુઓ 'દુલહ.'
**દુવલિયું** વિ. [જુઓ 'દવલું.'] જુઓ 'દવલું.'
**દુવા** જુઓ 'દુઆ.'
**દુવાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'દુવા'-'દુઆ.' (૨) (લા.) ઢંઢેરો, જાહેરનામું. (૩) આણ, મનાઈ
**દુવાગ** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'દુહાગી' દ્વારા.] ઓછી પ્રીતિ. (૨) અણબનાવ ['દુહાગણ.'
**દુવાગણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દુહાગણ.'] જુઓ
**દુવા-ગીર** જુઓ 'દુઆ-ગીર.'
**દુવાગો** જુઓ 'દુઆગો.'
**દુવાલ** (-લ્ય) સ્ત્રી. ચામડાનો ઘોડાનો તંગ
**દુવાલ-બંદ(-ધ)** (-બન્દ, -ન્ધ) પું. ચામડાનો પટો
**દુવાલું** જુઓ 'દૂલું'માં.
**દુવાળી** સ્ત્રી. [જુઓ 'દુઆ' દ્વારા] જુઓ 'દુવાઈ.'
**દુવિધા** સ્ત્રી. [સં. द्विधा અવ્યય., અર્વા. તદ્ભવ] શું કરવું -શું ન કરવું એવી વિસામણ, દુગ્ધા
**દુ-વિહાર** પું. [જુઓ 'દુ¹' + સં.] પાણી અને મુખવાસ સિવાય બે આહારનો ત્યાગ કે અન્ન તથા સુખડી એ બે જાતના આહારનો ત્યાગ. (જૈન.) [પાસો (જુગારમાં)
**દુવો** પું. [સં. द्विक-क- > પ્રા. दुअ-अ-] બેના આંકવાળો
**દુશવાર** વિ. [ફા.] મુશ્કેલ, ઘણું કઠણ, લગભગ અશક્ય
**દુશવારી** સ્ત્રી. [ફા.] મુશ્કેલી, કઠિનતા
**દુશાલો** પું. [ફા. દુશાલહ્] કિંમતી બેવડી કે મોટી શાલ
**દુશ્ચર** વિ. [સં. दुस् + चर, સંધિથી] મુશ્કેલીથી હરીફરી શકે તેવું. (૨) મુશ્કેલીથી આચરી શકાય તેવું
**દુશ્ચરણ** ન. [સં. दुस् + चरण, સંધિથી] ખરાબ હિલચાલ, દુર્વર્તન [દુર્વર્તન. (૨) (વિ.) દુરાચરણી
**દુશ્ચરિત, -ત્ર** ન. [સં. दुस् + चरित,-त्र, સંધિથી] દુરાચરણ,
**દુશ્ચારિત્ર, -ત્ર્ય** ન. [સં. दुस् + चारित्र, -त्र्य, સંધિથી] દુરાચરણ, વ્યભિચારી વર્તન, બદચાલ
**દુશ્ચારિત્રી, -ત્ર્યી** વિ. [સં., પું.] દુરાચરણી, વ્યભિચારી, બદચાલનું [સારવાર, ઊંટ-વૈદું
**દુશ્ચિકિત્સા** સ્ત્રી. [સં. दुस् + चिकित्सा, સંધિથી] અણઘડ
**દુશ્ચિકિત્સિત** વિ. [સં. दुस् + चिकित्सित, સંધિથી] જેને અણઘડ સારવાર આપવામાં આવી છે તેવું. (૨) જેનું ખોટી રીતે સંશોધન કરેલું હોય તેવું
**દુશ્ચિકિત્સ્ય** વિ. [સં. दुस् + चिकित्स्य, સંધિથી] જેની સારવાર કરવાનું કામ ખૂબ જ મુશ્કેલી ભરેલું હોય તેવું. (૨) જેનું સંશોધન કરવું મુશ્કેલ છે તેવું
**દુશ્ચિહ્ન** ન. [સં. दुस् + चिह्न, સંધિથી] ખરાબ ચિહ્ન, ખરાબ એંધાણ. (૨) (લા.) અપશુકન
**દુશ્ચિંતા** (દુશ્ચિન્તા) સ્ત્રી. [સં. दुस् + चिन्ता, સંધિથી] ખોટી ચિંતા, ખોટી ફિકર
**દુશ્ચિંત્ય** (દુશ્ચિન્ત્ય) વિ. [સં. दुस् + चिन्त्य, સંધિથી] જેના વિશે વિચાર કરવો મુશ્કેલ છે તેવું
**દુશ્ચીર્ણ** વિ. [સં. दुस् + चीर्ण, સંધિથી] મુશ્કેલીથી આચરી શકાય તેવું. (૨) ન. દુરાચરણ, દુષ્ટ રીતભાત, ખરાબ વર્તન
**દુશ્મનાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] શત્રુતા, વેર, અદાવત
**દુશ્મન** ન., પું. [ફા.] શત્રુ, વેરી
**દુશ્મન-દાવો** પું. [+ જુઓ 'દાવો.'] જુઓ 'દુશ્મનાઈ.'
**દુશ્મનાવટ** (-ટ્ય) સ્ત્રી. [સ્ત્રી. [+ ગુ. 'આવટ' ત.પ્ર.],
**દુશ્મની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શત્રુ-તા, વેર-ભાવ, 'હૉસ્ટિલિટી'
**દુશ્વાર** વિ. [ફા.] જુઓ 'દુશવાર.'
**દુશ્વારી** સ્ત્રી. [ફા.] જુઓ 'દુશવારી.'
**દુષ્કર** વિ. [સં. दुस् + कर, સંધિથી] મુશ્કેલીથી કરી શકાય તેવું, અઘરું, કઠણ
**દુષ્કર-તા** સ્ત્રી. [સં.] દુષ્કરપણું [કાર્ય, પાપાચરણ
**દુષ્કર્મ** ન. [સં. दुस् + कर्म, સંધિથી] દુષ્ટ કામ, ખરાબ
**દુષ્કર્મી** વિ. [સં., પું.] દુષ્ટ કામનું કરનારું, પાપાચરણી
**દુષ્કળ** વિ. [સં. दुस् + कल, સંધિથી] દુઃખેથી કળી શકાય તેવું
**દુષ્કાલ(-ળ)** પું. [સં. दुस् + काल, સંધિથી] જુઓ 'દુકાળ.'
**દુષ્કાલ(-ળ)-ગ્રસ્ત** વિ. [સં.] દુકાળમાં ઘેરાયેલું, દુકાળિયું
**દુષ્કાલ(-ળ)-નિવારણ** ન. [સં.], **દુષ્કા(-ળ)-રાહત** સ્ત્રી. [+ જુઓ 'રાહત.'] દુકાળની તકલીફ દૂર કરવાનું કાર્ય, 'ફૅમિન-રિલીફ' [(૨) દુષ્કાળ પૂરો થવો એ
**દુષ્કાલ(-ળ)-શમન** ન. [સં.] દુકાળ દૂર કરવાનું કાર્ય.
**દુષ્કીર્તિ** સ્ત્રી. [સં. दुस् + कीर्ति, સંધિથી] જુઓ 'દુર્યશ.'
**દુષ્કુલ(-ળ)** ન. [સં. दुस् + कुल, સંધિથી] નિંદિત કુળ, હલકા દરજ્જાનું કુળ [જન્મેલું, વર્ણસંકર
**દુષ્કુલીન** વિ. [સં. दुस् + कुलीन, સંધિથી] હલકટ કુળમાં
**દુષ્કૃત** વિ. [સં. दुस् + कृत, સંધિથી] ખરાબ રીતે કરવામાં આવેલું. (૨) ન. ખરાબ આચરણ, પાપાચરણ, પાપ-કર્મ, નઠારું કામ
**દુષ્કૃતિ** સ્ત્રી. [સં. दुस् + कृति, સંધિથી] જુઓ 'દુષ્કૃત(૨).'
**દુષ્કૃતી** વિ. [સં.,પું.] દુષ્ટ કામ કરનાર, પાપાચરણી
**દુષ્કૃત્ય** ન. [સં. दुस् + कृत्य, સંધિથી] જુઓ 'દુષ્કૃત(૨).'
**દુષ્કૃત્ય-કારી** વિ. [સં., પું.] જુઓ 'દુષ્કૃતી.'
**દુષ્ક્રમ** પું. [સં.] दुस् + क्रम, સંધિથી] અર્થદોષનો એક પ્રકાર. (કાવ્ય.)
**દુષ્ટ** વિ. [સં.] દોષથી ભરેલું, દોષી. (૨) અધમ, પાપી, નઠારું. (૩) લુચ્ચું. (૪) (લા.) ખારીલું, દ્વેષી. (૫) 'ઍબ્સર્ડ' (બ.ક.ઠા.). (૬) 'ઇન્વૅલિડ' (મ.ન.) [૦ ક્ષત (રૂ.પ્ર.) ન રુઝાય તેવું ઘારું કે વ્રણ] [કરનાર
**દુષ્ટ-ગંજન¹** (-ગઞ્જન) વિ. [સં.] દુષ્ટોને હેરાન પરેશાન
**દુષ્ટ-ગંજન²** (-ગઞ્જન) ન. [સં.] દુષ્ટોને હેરાન કરવાની ક્રિયા. (૨) દુષ્ટો તરફથી થતી હેરાનગતી

**દુષ્ટ-ચિત્ત** વિ. [સં.] ખરાબ અને મેલા મનનું
**દુષ્ટ-તા** સ્ત્રી. [સં] દુષ્ટ હોવાપણું
**દુષ્ટ-દમન** ન. [સં.] દુષ્ટોને દબાવી દેવાની ક્રિયા
**દુષ્ટ-બુદ્ધિ, દુષ્ટ-મતિ** વિ. [સં.] જુઓ 'દુર્બુદ્ધિ(૨).'
**દુષ્ટા** વિ., સ્ત્રી. [સં.] દુષ્ટ સ્ત્રી, કુલટા
**દુષ્ટાચરણ** ન., **દુષ્ટાચાર** પું. [સં. दुष्ट + आ-चरण,आ-चार] જુઓ 'દુરાચરણ.'
**દુષ્ટાચારી** વિ. [સં., પું.] જુઓ 'દુરાચરણી.'
**દુષ્ટાત્મા** પું. [સં. दुष्ट + आत्मा] જુઓ 'દુરાત્મા.'
**દુષ્ટાન્ન** ન. [સં. दुष्ट + अन्न] ખરાબ અન્ન, દૂષિત ખોરાક, બગડેલું અનાજ. (૨) પાપની કમાણીનું અન્ન
**દુષ્ટાશય** પું. [સં. दुष्ट + आ-शय] ખરાબ ઇરાદો, બૂરી દાનત. (૨) વિ. બૂરી દાનતવાળું
**દુષ્પક્વ** વિ. [સં. दुस् + पक्व, સંધિથી] ખરાબ રીતે પાકેલું, બરાબર રાંધવામાં ન આવેલું
**દુષ્પચ** વિ. [સં. दुस् + पच, સંધિથી] મુશ્કેલીથી પચે તેવું, પાચનમાં ભારે પડે તેવું
**દુષ્પતન** ન. [સં. दुस् + पतन, સંધિથી] અત્યંત હીન કોટિમાં જઈ પડવું એ, ભારે મોટું પતન કે પડતી
**દુષ્પથ** પું. [સં. दुस् + पथिन् , તત્પુરુષ સમાસ; સંધિથી] ખરાબ માર્ગ, આડો માર્ગ, ઉવાટ, કુ-પથ, કુ-માર્ગ
**દુષ્પરાક્રમ** ન. [સં. दुस् + परा-क्रम, સંધિથી] ખોટે માર્ગે બતાવેલી બહાદુરી, ખોટું સાહસ-કર્મ
**દુષ્પરાજય** પું. [સં. दुस् + परा-जय, સંધિથી] અત્યંત ખરાબ રીતે હારી જવું એ. (૨) વિ. જેનો પરાજય કરવો વિકટ છે તેવું
**દુષ્પરિગ્રહ** પું. [સં. दुस् + परिग्रह, સંધિથી] હલકાં સગાં-પરિવાર. (૨) ન સ્વીકારવા જેવી વસ્તુઓનો સ્વીકાર કરી પાસે રાખવી એ [બતાવે તેવું ફળ કે નતીજો
**દુષ્પરિણામ** ન. [સં. दुस् + परि-णाम, સંધિથી, પું.] નામોશી
**દુષ્પરિત્યાજ્ય** વિ. [સં. दुस् + परित्याज्य, સંધિથી] જેનો મુશ્કેલીથી ત્યાગ કરી શકાય તેવું, બરોબર વળગીને રહેલું, ન છોડે તેવું
**દુષ્પરિહાર્ય** વિ. [સં. दुस् + परि-हार्य, સંધિથી] જેને મહા મુશ્કેલીથી ટાળી શકાય તેવું કે અટકાવી શકાય તેવું
**દુષ્પૂર** વિ. [સં. दुस् + पूर, સંધિથી] મહામુશ્કેલીથી પૂરું કરી શકાય-પુરાય તેવું
**દુષ્પ્રખ્યાત** વિ. [સં. दुस् + प्र-ख्यात, સંધિથી] બદનામ થયેલું. (૨) તોફાની, 'નોટોરિયસ' (વિ.ક.)
**દુષ્પ્રજ** વિ, [સં दुस् + प्रजा, સંધિથી, બ. વ્રી.] દુષ્ટ સંતાનોવાળું. (૨) દુષ્ટ પ્રજાજનોવાળું
**દુષ્પ્રજા** સ્ત્રી. [સં. दुस् + प्रजा, સંધિથી] દુષ્ટ સંતાનો. (૨) ખરાબ આચરણવાળી વસ્તી
**દુષ્પ્રજ્ઞ** વિ. [સં दुस् + प्रज्ञा, સંધિથી, બ. વ્રી.] જુઓ 'દુર્મેધ.'
**દુષ્પ્રતિ(-તી)કાર** પું. [સં. दुस् + प्रति(-ती)कार, સંધિથી] મુશ્કેલી ભરેલો સામનો
**દુષ્પ્રતિ(-તી)કાર્ય** વિ. [સં. दुस् + प्रति(-ती)-कार्य, સંધિથી] જેનો મહા મુશ્કેલીથી સામનો થઈ શકે કે કરી શકાય તેવું
**દુષ્પ્રયુક્ત** વિ. [સં. दुस् + प्र-युक्त, સંધિથી.] નિયમ વિરુદ્ધ જેનો પ્રયોગ કરવામાં આવ્યો હોય તેવું. (વ્યા.) (૨) ખોટા ઉપયોગમાં લીધેલું
**દુષ્પ્રયોગ** પું. [સં. दुस् + प्र-योग, સંધિથી] યોગ્ય સ્થળે ન થયેલો ઉપયોગ, દુરુપયોગ
**દુષ્પ્રવૃત્તિ** સ્ત્રી. [સં. दुस् + प्र-वृत्ति, સંધિથી] ખરાબ હિલચાલ, ખરાબ વર્તન, દુષ્ટ આચરણ [થવું એ
**દુષ્પ્રવેશ** પું. [સં. दुस् + प्र-वेश, સંધિથી] મુશ્કેલ રીતે દાખલ
**દુષ્પ્રવેશ્ય** વિ. [સં. दुस् + प्र-वेश्य, સંધિથી] મુશ્કેલીથી દાખલ કરી કે કરાવી શકાય તેવું ['દુરાપ.'
**દુષ્પ્રાપ, -પ્ય** તિ. [સં दुस् + प्राप, -प्य, સંધિથી] જુઓ
**દુષ્પ્રાપ(-પ્ય)-તા** સ્ત્રી. [સં.] મળવાની મુશ્કેલી હોવી એ
**દુષ્પ્રેક્ષ્ય** વિ. [સં. दुस् + प्रेक्ष्य, સંધિથી] જેની સામે મુશ્કેલીથી જોઈ શકાય તેવું, જોવામાં કષ્ટ પડે તેવું, દુર્દર્શ
**દુષ્યંત (દુષ્યન્ત)** પું. [સં.માં दुष्पन्त, दुष्कन्त એવી પણ વૈકલ્પિક જોડણી છે.] પૌરાણિક માન્યતા પ્રમાણે ઐલ-વંશનો એક રાજવી (કાલિદાસના 'અભિજ્ઞાન-શાકુંતલ' નાટકનો નાયક અને ભારતવર્ષને નામ આપનાર મનાતા ભરતનો પિતા). (સંજ્ઞા.)
**દુસ્** ઉપ [સં., જુઓ 'દુર્.'] જુઓ 'દુર્.'
**દુ-સાઈ** સ્ત્રી. [જુઓ 'દુ[૧]' દ્વારા.] ડાંગર વવાયા પછી સામાન્ય રીતે ચણા વગેરે વાવવા એ
**દુ-સાખી** વિ. [જુઓ 'દુ[૧]' દ્વારા.] બે પાક આપે તેવું
**દુસોટો** પું. [જુઓ 'દુ[૧]' દ્વારા.] બીજો પાક [તેવું
**દુસ્તર** પું. [સં. दुस् + तर] મુશ્કેલીથી તરી કે વટાવી જવાય
**દુસ્તર-તા** સ્ત્રી. [સં.] દુસ્તર હોવાપણું
**દુસ્ત્યજ, દુસ્ત્યાજ્ય** વિ. [સં. दुस् + त्यज, त्याज्य] જેનો મુશ્કેલીથી ત્યાગ કરી શકાય તેવું
**દુહવણ** ન. [જુઓ 'દૂહવવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] કોઈનું મન દૂભવવું એ [ક્રિયા. (૨) દોહવાનું મહેનતાણું
**દુહાઈ[૧]** સ્ત્રી. [જુઓ 'દોહવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] દોહવાની
**દુહાઈ[૨]** સ્ત્રી. [જુઓ 'દુઆ' દ્વારા.] જુઓ 'દુવાઈ'-'દુઆ.' (૨) (લા.) મદદ માટેનો પોકાર
**દુહાગણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'દુહાગી' + ગુ. 'અણ' સ્ત્રી-પ્રત્યય.] કમનસીબ સ્ત્રી. (૨) અણમાનેતી પત્ની
**દુહાગી** વિ. [સં. दुर्भागी] દુર્ભાગી, દુખિયું
**દુહા-ગીર** વિ., પું. [જુઓ 'દુહો' + ફા. પ્રત્યય.] (સોરઠી) દુહા લલકારનાર આદમી
**દુહાવું** અ. ક્રિ. [જુઓ 'દુભાવું.'] જુઓ 'દુભાવું.'
**દુહિતા** સ્ત્રી. [સં.] દીકરી, પુત્રી, તનયા
**દુહિતર[૧]** પું. [સં. दौहित्र, અર્વા. તદ્ભવ] દીકરીનો દીકરો
**દુહિતર[૨] (-ર્ય)** [સં. दौहित्री, અર્વા. તદ્ભવ] દીકરીની દીકરી
**દુહિતર[૩]** જુઓ 'દોહિતર.'
**દુહો** પું. [સં. માં दोधक બનાવટી શબ્દ ઊભો કરેલો છે. દોધક છંદનું નામ પણ જનું નથી. 'દુહો' બે અર્ધનો હોઈ મૂળમાં द्वि > પ્રા. दु છે.] દોહરો છંદ (અર્ધસમ માત્રામેળ છંદ, ૧૩ + ૧૧ માત્રાનાં બે અર્ધનો). (પિં.). (૨) દોહરા-સોરઠાનાં અનિયમિત સંમિશ્રણનો લૌકિક છંદ. (પિં.)
**દુંગાઈ** સ્ત્રી. [જુઓ 'દું(-દૂં)ગું' + ગુ. 'આઈ' ત.પ્ર.]

જુઓ 'દૂંગાઈ'-'દોંગાઈ.'
દુંગું વિ. [જુઓ 'દૂંગું.'] જુઓ 'દૂંગું'-'દોંગું.'
દુંદ (-દ્ય) જુઓ 'દૂંદ.'
દુંદલ(-ળ) જુઓ 'દૂંદલ.'
દુંદાલ(-ળ), -ળો(-ળૉ) જુઓ 'દૂંદાલ.'
દુંદુભિ (દુન્દુભિ) પું., સ્ત્રી., ન. [સં., પું., સ્ત્રી.] એક મોટું યુદ્ધ-વાદ્ય, નગારું
દુંદુભિ-ધ્વનિ, દુંદુભિ-નાદ (દુન્દુભિ-) પું. [સં.] દુંદુભિનો ગડગડાટ [વાની ક્રિયા
દુંદુભિ-વાદન (દુન્દુભિ-) ન. [સં.] નગારું કે નગારાં વગાડ-
દુંદુભિ-સ્વન (દુન્દુભિ-) પું. [સં.] જુઓ 'દુંદુભિ-ધ્વનિ.'
દુંબાલ (દુમ્બાલ) પું. [ફા.] પૂછડું. (૨) પાછળનો ભાગ, પૂંઠ
દુંબો (દુમ્બો) પું. જાડો ઘેટો [વિકલ્પે] જુઓ 'દુર્.'
દુઃ ઉપ. [સં. दुस्, અઘોષ વ્યંજનોમાં પણ 'શ-ષ-સ' પૂર્વે
દુઃખ ન. [સં.] શરીર કે મનની પીડા, અસુખ. (૨) સંકટ, આપત્તિ. (૩) નડતર, અડચણ. [૦ના ડુંગર, ૦નાં ઝાડ, ૦નાં વાદળ (રૂ. પ્ર.) અપાર દુઃખ. -ખે પાપે (રૂ.પ્ર.) મહામહેનતે, સુખે દુઃખે]
દુઃખ-કર વિ. [સં. दुःखस्य દુઃખ-કર્તા વિ., પું.] દુઃખ કરનારું, દુઃખદ [દુઃખ કરનારું, દુઃખદ
દુઃખ-કર વિ., [સં.], દુઃખ-કર્તા વિ. [સં. दुःखस्य, कर्ता પું.]
દુઃખ-કંદ (-કન્દ) પું. [સં] દુઃખનું જામી ગયેલું મૂળ, અપાર દુઃખ ['દુઃખ-કર.'
દુઃખ-કારક વિ. [સં.], દુઃખ-કારી વિ. [સં., પું.] જુઓ
દુઃખ-ગર્ભિત વિ. [સં.] જેમાં દુઃખ છુપાઈને રહેલું કે રહેલાં છે તેવું [કરનાર, દુઃખ-ભંજક
દુઃખ-ગંજન[૧] (-ગઞ્જન) વિ. [સં.] દુઃખને ભાંગી નાખી દૂર
દુઃખ-ગંજન[૨] (-ગઞ્જન) ન. [સં.] દુઃખ ભાંગી નાખવાની ક્રિયા [કીચડ, અપાર દુઃખ
દુઃખ-ગાર પું. [+ જુઓ 'ગાર.'] દુઃખરૂપી ગારો, દુઃખનો
દુઃખ-ગ્રસ્ત વિ. [સં.] દુઃખોથી ઘેરાયેલું, ખૂબ દુઃખી
દુઃખ-જીવી વિ. [સં., પું.] દુઃખે જીવન ગુજારનાર
દુઃખ-ઝાળ સ્ત્રી. [+ જુઓ 'ઝાળ.'] દુઃખરૂપી અગ્નિની જ્વાલા, ઘણું સખત દુઃખ
દુઃખ-ત્રય ન., બ.વ. [સં., ન., એ.વ.] આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક અથવા આધિ વ્યાધિ અને ઉપાધિ એવાં ત્રણ દુઃખ [દુઃખી
દુઃખ-ત્રસ્ત વિ. [સં.] દુઃખ કે દુઃખોથી ત્રાસી ઊઠેલું, અત્યંત
દુઃખ-દ વિ. [સં.] દુઃખ આપનાર, દુઃખ-દાતા, દુઃખ-કર
દુઃખ-દગ્ધ વિ. [સં.] દુઃખને લીધે સળગી ઊઠેલા ચિત્તવાળું
દુઃખ-દર્શક વિ. [સં.] દુઃખનો ખ્યાલ આપતું
દુઃખ-દાતા વિ. [સં. दुःखस्य दाता, પું.], -યક વિ. [સં.], -યી વિ. [સં., પું.] જુઓ 'દુઃખ-દ.'
દુઃખ-નાશક વિ. [સં.] દુઃખનો નાશ કરનારું
દુઃખ-નિરોધ પું. [સં.] શારીરિક કે માનસિક પીડાને અટકાવવાની ક્રિયા
દુઃખ-નિરોધક વિ. [સં.] દુઃખ ટાળનારું, પીડા અટકાવનારું
દુઃખ-નિવારક વિ. [સં.] દુઃખ દૂર કરનારું
દુઃખ-નિવારણ ન. [સં.] દુઃખ દૂર કરવાની ક્રિયા
દુઃખ-નિવૃત્તિ સ્ત્રી. [સં.] દુઃખ દૂર થવું એ, દુઃખ-શમન
દુઃખ-પરાયણ વિ. [સં.] દુઃખને વળગી રહેનારું
દુઃખ-પરિણામક વિ. [સં.] જેનું પરિણામ દુઃખમય હોય તેવું, દુઃખ લાવી આપનારું
દુઃખ-પૂર્ણ વિ. [સં.] દુઃખથી ભરેલું, તદ્દન દુઃખી
દુઃખ-પ્રદ વિ. [સં.] જુઓ 'દુઃખ-દ.'
દુઃખ-પ્રદાન ન. [સં.] સામાને દુઃખ થાય એવું કરવું એ, દુઃખ દેવું એ [ભાગે જેમાં દુઃખ હોય તેવું
દુઃખ-પ્રધાન વિ. [સં.] જેમાં દુઃખની મુખ્યતા હોય તેવું, મોટે
દુઃખ-પ્રાપ્ત[૧] વિ. [સં., દ્વિ. તત્પુ.] દુઃખ પામેલું
દુઃખ-પ્રાપ્ત[૨] વિ. [સં., તૃ.તત્પુ.] દુઃખ કે કષ્ટથી મેળવેલું, દુઃખ-લબ્ધ
દુઃખ-બોજ પું. [+ જુઓ 'બોજ.'] દુઃખનો ભાર, ઘણું દુઃખ
દુઃખ-ભંજક (-ભઞ્જક), -ન[૧] વિ. [સં.] જુઓ 'દુઃખ-નાશક.'
દુઃખ-ભંજન[૨] (-ભઞ્જન) ન. [સં.] દુઃખનો નાશ, દુઃખ દૂર થવું એ
દુઃખ-ભાગી વિ. [સં., પું.] દુઃખી થયેલું, દુઃખી
દુઃખ-ભાર પું. [સં.] જુઓ 'દુઃખ-બોજ.'
દુઃખ-ભીરુ વિ, [સં.] દુઃખથી ડરનારું, દુઃખને નજીક આવવા ન દેનારું. (૨) જુઓ 'દુઃખ-ત્રસ્ત.'
દુઃખ-મય વિ. [સં.] તદ્દન દુઃખી. (૨) દુઃખ દેનારું
દુઃખમય-તા સ્ત્રી. [સં.] તદ્દન દુઃખી હાલત
દુઃખ-મુક્ત વિ. [સં.] જેનાં દુઃખ દૂર થયાં હોય તેવું
દુઃખ-મોચક, -ન[૧] વિ. [સં.] દુઃખમાંથી છોડાવનાર
દુઃખ-મોચન[૨] ન. [સં.] દુઃખમાંથી છોડાવવાની ક્રિયા
દુઃખ-મોચની વિ., સ્ત્રી. [સં.] દુઃખમાંથી છોડાવનારી (સ્ત્રી)
દુઃખ-લબ્ધ વિ. [સં.] દુઃખથી કે કષ્ટપૂર્વક મેળવેલું, દુઃખ-પ્રાપ્ત
દુઃખ-લભ્ય વિ. [સં.] દુઃખથી કે કષ્ટથી મળે તેવું
દુઃખ-વાદ પું. [સં.] જીવનમાં સુખનો સંભવ જ નથી એવો મત-સિદ્ધાંત, નિરાશાવાદ, 'પેસિમિઝમ'
દુઃખવાદી વિ. [સં., પું.] દુઃખવાદમાં માનનારું, નિરાશાવાદી, 'પેસિમિસ્ટ'
દુઃખ-વિસ્મારક વિ. [સં] દુઃખને ભુલાવનારું
દુઃખ-વિસ્મારણ ન. [સં.] દુઃખને ભુલાવવાની ક્રિયા
દુઃખ-વિસ્મૃતિ સ્ત્રી. [સં.] દુઃખને ભૂલી જવાની ક્રિયા, દુઃખ વિશે તદ્દન લાપરવાઈ
દુઃખ-શમન ન. [સં.] દુઃખની શાંતિ, દુઃખ શમી જવું એ
દુઃખ-શલ્ય ન. [સં.] દુઃખરૂપી સાલ, દુઃખરૂપ કાંટો
દુઃખ-શામક વિ. [સં.] દુઃખને શમાવી દેનારું
દુઃખ-સાગર પું. [સં.] દુઃખનો દરિયો, પાર વિનાનાં દુઃખ
દુઃખ-સાધ્ય વિ. [સં.] મુશ્કેલીથી સાધી શકાય તેવું, કષ્ટ-સાધ્ય
દુઃખ-હર, -ણ[૧] વિ. [સં.] દુઃખ દૂર કરનાર
દુઃખ-હરણ[૨] ન. [સં.] દુઃખ દૂર કરવું એ
દુઃખ-હર્તા વિ. [સં. दुःखस्य हर्ता, પું.], દુઃખ-હારક વિ. [સં.] જુઓ 'દુઃખ-હર.'
દુઃખ-હારિણી વિ., સ્ત્રી. [સં.] દુઃખ દૂર કરનાર (સ્ત્રી)
દુઃખ-હારી વિ. [સં., પું.] જુઓ 'દુઃખ-હર.'

**દુઃખાકુલ(-ળ)** વિ. [સં. दुःख + आ-कुल] દુઃખથી બેબાકળું બની ગયેલું

**દુઃખાગાર** ન. [સં.दुःख + आगार] દુઃખોનું મકાન-અપાર દુઃખ

**દુઃખાતિરેક** પું. [સં. दुःख + अति-रेक] હદ ઉપરાંતનું દુઃખ, પારાવાર દુઃખ [દુઃખ

**દુઃખાધિક્ય** ન. [સં. दुःख + आधिक्य] ઘણું દુઃખ, વધુ પડતું

**દુઃખાબ્ધિ** પું. [સં. दुःख + अब्धि] જુઓ 'દુઃખ-સાગર.'

**દુઃખાર્ત** વિ. [સં. दुःख + आर्त] દુઃખથી પીડાયેલું, દુઃખે સબડતું

**દુઃખાલય** ન. [સં.,પું.] દુઃખનું સ્થાન [કરાવનારું

**દુઃખાવહ** વિ. दुःख + आ-वह] દુઃખ લાવી આપનારું, સંતાપ

**દુઃખાવિષ્ટ** વિ. [સં. दुःख + आ-विष्ट] દુઃખથી ભરેલું, દુઃખી

**દુઃખાશ્રુ** ન., બ. વ. [સં. दुःख + अश्रु] દુઃખને લીધે નીકળતાં આંસુ, દુઃખનાં રંગાં

**દુઃખાંત** (દુઃખાન્ત) પું. [સં. दुःख + अन्त] દુઃખનો છેડો, દુઃખની સમાપ્તિ. દુઃખની નિવૃત્તિ. (૨) વિ. જેના અંતભાગમાં દુઃખ હોય તેવું, 'ટ્રૅજૅક.' (નાટ્ય.)

**દુઃખિત** વિ. [સં.] દુઃખ પામેલું, દુઃખી, પીડાયેલું, કચવાયેલું

**દુઃખિની** વિ., સ્ત્રી. [સં.] દુઃખી સ્ત્રી

**દુઃખી** વિ. [સં., પું.] દુઃખવાળું, દુખિયું

**દુઃખોક્તિ** સ્ત્રી. [સં. दुःख + उक्ति] દુઃખથી ભરેલું વચન, દુઃખ આપનારું વચન, ખેદજનક વાત

**દુઃશાસન** ન. [સં. दुस् + शासन, સંધિથી] ખરાબ રાજ-કારોબાર. (૨) પું. ધૃતરાષ્ટ્ર રાજાનો દુર્યોધનથી નાનો પુત્ર (સંજ્ઞા.)

**દુઃશિક્ષિત** વિ. [સં. दुस् + शिक्षित, સંધિથી] ખરાબ શિક્ષણ પામેલું. (૨) મેલી વિદ્યા શીખેલું [વાળું, દુરાચારી

**દુઃશીલ** વિ. [સં. दुस् + शील, સંધિથી] દુષ્ટ આચરણ-

**દુઃશીલ-તા** સ્ત્રી. [સં.] દુષ્ટ આચરણ, દુરાચાર

**દુઃસમય** પું. [સં. दुस् + समय, સંધિથી] ખરાબ સમય, કપરો કાળ [ખમી શકાય તેવું

**દુઃસહ,-હ્ય** વિ. [સં. दुस् + सह-ह्य, સંધિથી] મહામુશ્કેલીથી

**દુઃસંગ** (દુસ્સઙ્ગ) પું. [સં. दुस् + सङ्ग, સંધિથી] ખરાબ સોબત, કુ-સંગ [ભાગ્યેજ હોય એવી સ્થિતિ

**દુઃસંભવ** (-સમ્ભવ) પું. [સં. दुस् + संभव, સંધિથી] સંભવ

**દુઃસાધ્ય** વિ. [સં. दुस् + साध्य, સંધિથી] મુશ્કેલીથી સાધી શકાય તેવું. (૨) મુશ્કેલીથી મટાડી શકાય તેવું (રોગ વગેરે)

**દુઃસાધ્ય-તા** સ્ત્રી. [સં.] દુઃસાધ્ય હોવાપણું

**દુઃસાહસ** ન. [સં. दुस् + साहस, સંધિથી] અયોગ્ય સાહસ, પહોંચ વિનાનું સાહસ-કર્મ [કરનાર

**દુઃસાહસિક** વિ. [સં., दुस् + साहसिक, સંધિથી] દુઃસાહસ

**દુઃસ્થિત** વિ. [સં. दुस् + स्थित, સંધિથી] ખોટા સ્થાન ઉપર રહેલું [ઉપર જઈ રહેવું એ, દુર્દશા

**દુઃસ્થિતિ** સ્ત્રી. [સં. दुस् + स्थिति, સંધિથી] ખોટા સ્થાન

**દુઃસ્વપ્ન** ન. [સં. दुस् + स्वप्न, સંધિથી પું.] ખરાબ સ્વપ્ન, અમંગળ સ્વપ્ન [નઠારી પ્રકૃતિ, કરડકણો મિજાજ

**દુઃસ્વભાવ** પું. [સં. दुस् + स्वभाव, સંધિથી] ખરાબ સ્વભાવ,

**દુઃસ્વર** પું. [સં. दुस् + स्वर, સંધિથી] ખરાબ સૂર. અગ-ડેલો ઘાંટો

**દૂ** વિ. [સં. द्विक- > પ્રા. दुअ-] (ઘડિયામાં) બે (જેમકે 'એક દૂ દૂ' 'બે દૂ ચાર' વગેરે)

**દૂઓ(-વો)** પું. [સં. द्विकक- > પ્રા. दुअअ-] બે આંક કે નિશાનવાળો પાસો [વાઘ. (૨) નરઘું

**દૂકડ** ન. [સં. द्रगड] સૂતાંને જગાડવાનું એક જાતનું ચર્મ-

**દૂકડાવું** અ.ક્રિ. [રવા.] સુકાઈ જવું, દૂબળા પાતળા થઈ જવું. દુકડાવવું પ્રે., સ.ક્રિ.

**દૂ-કરવું** સ.ક્રિ. [જુઓ 'દૂ' + 'કરવું.'] બે ભાગમાં કરવું. દૂ-કરાવું કર્મણિ., ક્રિ. દુ-કરાવવું પ્રે., સ.ક્રિ.

**દૂ-કૃત** ન. [સં. दुष्कृतના આદિ અંગનું दुक् કર્યા પછી, જૂ. ગુ.] જુઓ 'દુષ્કૃત.'

**દૂકૃતી** વિ. [+ગુ. 'ઈ' ત. પ્ર.] દુષ્કૃત કરનારું, પાપી

**દૂગડો** પું. એક જાતની ભોજનની વાની

**દૂજું** વિ. [સં. द्वितीयक- > પ્રા. दुइज्जअ-; (જૂ. ગુ.)] બીજું. (૨) જુદું [દોહવા આપતું, દૂઝણું

**દૂઝણુ** વિ. [જુઓ 'દૂઝવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.]

**દૂઝણુ** (-ણ્ય) વિ., સ્ત્રી. [જુઓ 'દૂઝણું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય થયા બાદ લઘુપ્રયત્ન 'ય.'] દૂઝણી (ગાય કે ભેંસ)

**દૂઝણું** વિ. [જુઓ 'દૂઝવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] દોહવા દેતું, દૂઝતું (ઢોર). (૨) વિયાયા કરતું (ઢોર), 'પ્રૉફિટેબલ.' (૩) (લા.) હંમેશ ઊપજ આપ્યા કરતું

**દૂઝવું** અ. ક્રિ. [સં. दुह्य- > પ્રા. दुज्झ-] (સ્તન કે આઉ-માંથી) દૂધ આપવું, ઝરવું, ટપકવું. (૨) (લા.) (હંમેશ) ઊપજ આપવી, લાભ આપતા રહેવું

**દૂઠ** વિ. [સં. दुष्ट > પ્રા. दुट्ठ] જુઓ 'દુષ્ટ.'

**દૂઠ-દમંગળ** (-દમઙ્ગળ) વિ. [+ સં. तिमिंगल (મોટો મત્સ્ય)-એના જેવું] (લા.) પ્રચંડ, જબરદસ્ત, મોટું (લશ્કર)

**દૂણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દૂણવું.'] દુણાવું એ, દુણાયાની અસર

**દૂણવું** સ. ક્રિ. [સં. दूनय- > પ્રા. दूण-] નારાજ કરવું. (૨) સંતાપવું, દુઃખી કરવું, મનમાં મૂંઝાયા કરે એમ કરવું. દુણાવું કર્મણિ., ક્રિ. (વિશેષ અર્થ જુઓ 'દુણાવું' માં.) દુણાવવું પ્રે., સ. ક્રિ.

**દૂણી** (દૂઃણી) જુઓ 'દોણી.'

**દૂણું**[૧] (દૂઃણું) જુઓ 'દોણું.'

**દૂણું**[૨] વિ. [જુઓ 'દૂણવું' + ગુ. 'ઉં' કર્તૃવાચક કૃ. પ્ર.] નારાજ કરે તેવું [મન બળે એવું કામ

**દૂણું**[૩] ન. [જુઓ 'દૂણવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] નારાજી. (૨)

**દૂણો** [જુઓ 'દૂણું.[૩]'] (લા.) જુઓ 'દૂણ.'

**દૂત,** ૦ક પું. [સં.] બીજા રાજ્યમાં મોકલાતો એક રાજયનો પ્રતિનિધિ. (૨) સંદેશો લઈ જનાર માણસ, કાસદ, 'ઍમ્બિ-સરી.' (૩) જાસૂસ, ગુપ્તચર

**દૂત-કર્મ,** **દૂત-કાર્ય** ન. [સં.] દૂતે કરવાનું કામ, દૂતાઈ

**દૂત-કાવ્ય** ન. [સં.] (મુખ્યત્વે વિરહી નાયક-નાયિકા વચ્ચે) સંદેશાનું વર્ણન આપતું કાવ્ય. (કાવ્ય.)

**દૂત-ત્વ** ન. [સં.] જુઓ 'દૂત-કર્મ.' [(લા.) ઠપકો, ઉપાલંભ

**દૂત-દબક** (-ક્ય) સ્ત્રી. [સં. दूत + ગુ. 'દબાવવું' દ્વારા]

**દૂત-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] દૂતોનો સમૂહ, એલચી સાથે કામ કરનારા માણસોનો સમૂહ

દૂતાઈ સ્ત્રી. [સં. दूत + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'દૂત-કર્મ.'
દૂતાવાસ પું. [સં. दूत + आ-वास] એક રાજ્યના એલચીને અને એના માણસોને બીજા રાજ્યમાં કામકાજ કરવા માટેનું કાર્યાલય, 'કૉન્સ્યુલેટ,' 'એમ્બેસી'
દૂતિકા, દૂતી સ્ત્રી. [સં.] નાયક-નાયિકા વચ્ચે સંદેશા લઈ જનાર-લાવનાર સ્ત્રી. (૨) કૂટણી. (૩) જાસૂસી કરનારી સ્ત્રી
દૂતી-કર્મ, દૂતી-કાર્ય ન. [સં.] દૂતીએ કરવાનું કામ, સ્ત્રીની દૂતાઈ [લુચ્ચું, ધૂર્ત, દુત્તું
દૂત્તું વિ. [સં. दूत + ગુ. 'ઉં' ત.પ્ર., દૂતકાર્ય કરનારું] (લા.)
દૂત્ય ન. [સં.] દૂતનું કાર્ય, દૂતાઈ. (૨) દૂત દ્વારા મોકલાતો સંદેશો. (૩) દૂતાવાસ
દૂદકા પું., બ.વ. નાના જોડા
દૂદરી સ્ત્રી. [સં. दर्दुरिका > પ્રા. दद्दुरिआ] દેડકી
દૂદલો પું. એ નામનું એક વૃક્ષ
દૂધ ન. [સં. दुग्ध > પ્રા. दुद्ध] સ્તનવાળાં પ્રાણીઓના સ્તનમાંથી નીકળતું ધોળું પોષક પ્રવાહી. (૨) વડ ઊમરો થોર જેવી વનસ્પતિની છાલ રોચતાં નીકળતો એવો પ્રવાહી ચીક. [૦ અને કાંગ (રૂ.પ્ર.) પ્રેમ અને સખ્તાઈ. ૦ અને દહીં (-દૅ:ઈં) (રૂ.પ્ર.) બંને તરફ કરાતી દખલ, ઊડક-ઢૂકડ સ્થિતિ. ૦ ઊતરવું (રૂ.પ્ર.) દૂધ આવવું. (૨) દૂધ ઓછું થવું. ૦ ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) કણસલામાં કણ ચડવા. (૨) હિંમત આવવી. (૩) આતુર થવું. ૦ છોડાવવું (રૂ. પ્ર.) ધાવણ છોડાવવું. ૦ દેવું (રૂ.પ્ર.) લાભ કરવો. ૦ દોહી આપવું (-દોઃઇ-) (રૂ.પ્ર.) લાભ કરી આપવો. ૦ પીતા રૂપિયા (રૂ.પ્ર.) વ્યાજ આપતી મૂડી. ૦ની માખી (રૂ.પ્ર.) તુચ્છ પદાર્થ, તુચ્છ માણસ. ૦ પીતું કરવું (રૂ. પ્ર.) દૂધ ભરેલા વાસણમાં માથું ડુબાડી બાળકની હત્યા કરવી. ૦ પીને દીકરો જણવો (રૂ.પ્ર.) રૂપાળા બાળકનો જન્મ આપવો. ૦ પીલવું (રૂ.પ્ર.) યંત્રથી દૂધમાંથી મલાઈ કાઢી સેપરેટ દૂધ બનાવવું. ૦ ભરાઈ આવવું (રૂ. પ્ર.) હેત ઊપજવું. ૦માં એળિયો ભેળવવો (રૂ.પ્ર.) માઠા અને અજુગતા બોલ બોલવા. ૦માં કાળું (રૂ.પ્ર.) કાંઈક ગુપ્ત કાવતરું કે દુષ્ટ કાર્ય. ૦માંથી પૂ(-પો)રા કાઢવા (રૂ. પ્ર.) ખોટા દોષ બતાવવા. ૦માં સાકર ભળવી (રૂ.પ્ર.) યોગ્ય સુખકર સંયોગ મળવો. ૦ મેળવવું (રૂ.પ્ર.) દૂધમાં આખરણ નાખવું (દહીં બને એ માટે). -ધે જેલ ધોવી (રૂ.પ્ર.) બધા કેદીઓને મુક્ત કરવા. -ધે પગલાં ધોવાં (રૂ. પ્ર.) સારી રીતે માન આપવું. -ધે મેહ વરસવા (રૂ.પ્ર.) બધે આનંદ પ્રસરવો. (૨) લાભ થવો. ઊજળું એટલું દૂધ નહિ (રૂ.પ્ર.) ઉપરથી સારાં દેખાતાં બધાં કાંઈ સારાં નથી હોતાં. મોઢામાં દૂધ ફોરવું (રૂ.પ્ર.) હજી બાળકબુદ્ધિ જ હોવી]
દૂધ-ઉદ્યોગ પું. [+ સં.] દૂધ મેળવવા પશુપાલનની પ્રવૃત્તિ, 'ડેરી-ફાર્મિંગ' [ઘિળો કણ કે ડાઘ
દૂધક પું. [+ ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] ઝવેરાતનાં નંગોમાં
દૂધ-કટ્ટું વિ. [જુઓ 'દૂધ' હિં. 'કાટના' દ્વારા + ગુ. 'ઉં' કૃ. પ્ર.] બાળકના જન્મ પછી નજીકમાં બીજો ગર્ભ રહેતાં જેનું ધાવવાનું અટકી પડ્યું હોય તેવું (પહેલું બાળક)
દૂધ-કણ પું., -ણી સ્ત્રી. [+ સં.] દૂધનો નાનો કે મોટો કણ
દૂધ-કસી સ્ત્રી. [+ સં. कषिका > પ્રા. कसिआ] દૂધની પરીક્ષા કરવાનું યંત્ર, 'લેક્ટો-મીટર'
દૂધકો પું., -કોડી ન. એક પ્રકારનું ઇમારતી લાકડું
દૂધ-કોળું ન. [+ જુઓ 'કોળું.'] (લા.) ક્ષીરવિદારી કંદ, દૂધિયો કંદ. (૨) દૂધી, દૂધિયું
દૂધ-ઝર ન. [વ્રજ.] દૂધ અને ખાંડ કે સાકરની જ માત્ર બનાવેલી વાનીઓ. (પુષ્ટિ.)
દૂધ-ઘર ન. [+ જુઓ 'ઘર.'] દૂધ જ્યાં વેચવામાં યા વહેંચવામાં આવતું હોય તે સ્થાન, 'મિલ્ક-બાર'
દૂધ-ઠાર પું. [+ જુઓ 'ઠાર.'] દૂધ ઠારીને બનાવેલું ખાદ્ય, 'આઇસ-ક્રીમ'
દૂધડલું ન. [જુઓ 'દૂધડું' + 'ગુ' 'લું' સ્વાર્થે ત.પ્ર., પરંતુ ઉચ્ચાર-સૌકર્યે 'દૂધલડું'] જુઓ 'દૂધલડું.' (પદ્યમાં.)
દૂધડિયું ન. [જુઓ 'દૂધડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દૂધ.' (પદ્યમાં.) ['દૂધ.' (પદ્યમાં.)
દૂધડું ન. [જુઓ 'દૂધ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
દૂધણી-જાયો પું. [જુઓ 'દૂધણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'જાયો.'] સમાન માતાનો જણેલો ભાઈ, માડી-જાયો
દૂધણું વિ. [જુઓ 'દૂધ,'-ના. ધા. ફરી + ગુ. 'અણું' કૃ.પ્ર.] દૂધ આપતું, દુઝણું
દૂધ-પાક પું. [જુઓ 'દૂધ' + સં.] ચોખા કે સેવનું પ્રમાણ ખૂબ ઓછું નાખી કરવામાં આવેલું દૂધના ઉકાળાનું પીણું
દૂધપાકિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) શ્રેષ્ઠ, ઉત્તમ
દૂધ-પાણી ન. [જુઓ 'દૂધ' + 'પાણી.'] ચા માટે અલગ અલગ અપાતાં દૂધ અને ગરમ પાણી. (૨) તેલમાં પાપડિયો ખારો અને થોડું પાણી નાખી બનાવાતું પ્રવાહી (દાળ વગેરે તરત ચડી જાય એ માટે નખાતું), દૂધિયું
દૂધ-પીતો પું. [જુઓ 'દૂધ' + 'પીવું' દ્વારા.] (લા.) ભરવાડોમાં દર દસમે કે બારમે વર્ષે આવતી લગ્ન-ક્રિયા
દૂધ-પુત્ર પું. [જુઓ 'દૂધ' + સં.], દૂધ-પૂત પું. [+ સં. पुत्र > પ્રા. पुत्त], દૂધ-પૂતર પું. [+ સં. पुत्र, અર્વા. તદ્ભવ] (લા.) ધન ઢોર-ઢાંખર અને બહોળી સંતતિનું સુખ
દૂધ-પૌ(-પૌં)આ(-વા) પું., બ.વ. [જુઓ 'દૂધ' + 'પૌ(-પૌં)-આ-(વા)'] દૂધમાં પૌઆ નાખી બનાવેલું ખાદ્ય (ખાસ કરી શરદ-પૂનમની રાતે ખાવાનો રિવાજ). (૨) (લા.) બિસાત વિનાની તુચ્છ ચીજ
દૂધ-પ્રાપ્તિ સ્ત્રી. [+ સં.] દૂધ મેળવવાની ક્રિયા, 'મિલ્ક-પ્રોક્યોર્મેન્ટ' ['મિલ્ક-શેડ-એરિયા'
દૂધપ્રાપ્તિ-વિસ્તાર પું. [+ સં.] દૂધ મેળવવાનો પ્રદેશ,
દૂધ-ફીણું ન. [જુઓ 'દૂધ' + 'ફીણું.'] (લા.) વર અને જાનૈયાઓને ખાવા માટે જાનીવાસમાં લઈ જવામાં આવતા દૂધના પદાર્થ
દૂધ-ફૂલિયું ન. [જુઓ 'દૂધ' + 'ફૂલ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) જુવાર બાજરી મકાઈ વગેરેના સાંઠામાં બાઝેલું કૂણા કણનું ડૂંડું (જેને ચિમોળતાં દૂધ જેવું પ્રવાહી નીકળે છે.)
દૂધ-બહેન (-બૅ:ન) સ્ત્રી. [જુઓ 'દૂધ' + 'બહેન.'] સમાન માતા કે ધાવને ધાવેલાં બાળકોમાંના બાળકની એવી ગણાતી બહેન

**દૂધ-ભવન** ન. [જુઓ 'દૂધ' + સં.] જુઓ 'દુગ્ધાલય.'

**દૂધ-ભાઈ** પું. [જુઓ 'દૂધ' + 'ભાઈ.'] જુઓ 'દૂધ-બહેન'-એ પ્રકારની બહેનનો એવો ભાઈ કે એ પ્રકારના ભાઈનો એવો ભાઈ [જુઓ 'દૂધ-કોળું.'

**દૂધ-ભોંય-કોળું** (-ફોળું) ન. [જુઓ 'દૂધ' + 'ભોંય-કોળું.']

**દૂધ-મલ(-લ્લ)** પું. [જુઓ 'દૂધ' + 'મલ(-લ્લ).'] માત્ર દૂધ પી ઊછરેલો મલ્લ. (૨) માત્ર દૂધ પી ઊછરેલો બાળક. (૩) (લા.) રૂડો રૂપાળો પુષ્ટ અને મજબૂત છોકરો

**દૂધ-મલણી** સ્ત્રી. [+ ગુ 'ણું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દૂધમલ પ્રકારની સ્ત્રી [દૂધમલ પ્રકારનું

**દૂધમલિયું** વિ. [જુઓ 'દૂધમલ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**દૂધ-મલ્લ** જુઓ 'દૂધ-મલ.'

**દૂધ-મા** સ્ત્રી. [જુઓ 'દૂધ' + 'મા.'] ધાવણ ધવડાવી ઉછેરનારી માતા–ધાવ

**દૂધ-માર્ગ** પું. [+ સં.] આકાશ-ગંગા, 'મિલ્કી વે'

**દૂધ-મુખ, -ખું** વિ. [જુઓ 'દૂધ' + સં. मुख + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] માતાને હજી ધાવતું જ હોય તેવું (બાળક)

**દૂધ-મોગર** પું. [જુઓ 'દૂધ' + 'મોગર.'] (લા.) દૂધમાં ઘઉંનો લોટ નાખી બારીક કરાતું એક ખાદ્ય. (સુ.)

**દૂધ-યોજના** સ્ત્રી. [+ સં.] દૂધ મળવા-મેળવવાની ગોઠવણ, 'મિલ્ક-સપ્લાઇ-સ્કીમ'

**દૂધર-વેલ** (-લ્ય) સ્ત્રી. જુઓ 'ચમાર-દૂધલી.'

**દૂધ-રાજ** પું. [+ સં.] (લા.) એક જાતનું બુલબુલ પક્ષી. (૨) મોટી ફેણવાળા એક સાપની એ નામની જાત

**દૂધલ** પું. [જુઓ 'દૂધ' દ્વારા.] એ નામનો એક છોડ

**દૂધલડું** ન. [જુઓ 'દૂધડું' + ગુ. 'લ' મધ્યગ.] દૂધ. (પદ્યમાં.)

**દૂધલી** સ્ત્રી. [જુઓ 'દૂધ' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) દૂધ જેવો રસ આપતો એક વેલો

**દૂધલું** ન. [જુઓ 'દૂધલી.'] મીઠી જાતનું તુંબડું, દૂધિયું, દૂધી

**દૂધલો** પું. [જુઓ 'દૂધલી.'] કડાનું ઝાડ, ઇંદ્રજવ

**દૂધ-વરણું** વિ. [જુઓ 'દૂધ' + સં. वर्ण, અર્વા. તદ્‌ભવ + ગુ. 'ઉં' ત.પ્ર.] દૂધિયા રંગનું

**દૂધ-વહેંચણી** (-વેં:ચણી) સ્ત્રી. [+ જુઓ 'વહેંચણી.'] દૂધ ફાળે પડતું આપવાની ક્રિયા, 'મિલ્ક-ડિસ્ટ્રિબ્યુશન'

**દૂધ-વંતું** (-વન્તું) વિ. [જુઓ 'દૂધ' + સં. वत् > પ્રા. वंत + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] દૂધવાળું, દૂધ ધરાવતું

**દૂધ-વાડી** સ્ત્રી. [જુઓ 'દૂધ' + 'વાડી.'] દૂધ માટે ઢોર રાખી એની સાથે કરાતી ખેતીવાડી, 'ડેરી-ફાર્મ'

**દૂધ-વાળી** વિ., સ્ત્રી. [જુઓ 'દૂધવાળો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દૂધ વેચવા આવનારી સ્ત્રી

**દૂધ-વાળો** વિ., પું. [જુઓ 'દૂધ' + ગુ. 'વાળું' ત. પ્ર.] દૂધ વેચવા આવનારો આદમી [વેલો

**દૂધ-વિદારી** સ્ત્રી. [જુઓ 'દૂધ' + સં.] ક્ષીરવિદારી નામનો

**દૂધ-વેરો** પું. [જુઓ 'દૂધ' + 'વેરો.'] દૂધના ઉત્પન્ન ઉપર લેવાતો કર [એક વેલ

**દૂધ-શાલિ** સ્ત્રી. [જુઓ 'દૂધ' + સં., પું.] (લા.) એ નામની

**દૂધ-શાળ,-ળા** સ્ત્રી. [જુઓ 'દૂધ' સં. शाला] જુઓ 'દુગ્ધાલય.'

**દૂધ-સરણી** સ્ત્રી. [જુઓ 'દૂધ' + સં.] દૂધના જેવો ઊજળો રાજમાર્ગ, 'હાઇ-વે'

**દૂધાધારી** વિ. [જુઓ 'દૂધ' + સં. आधारी પું.] જુઓ 'દુગ્ધાધારી.' ['દૂધાહારી.'

**દૂધાહારી** વિ., પું. [જુઓ 'દૂધ' + સં. आहारी, પું.] જુઓ

**દૂધિયા** પું., બ. વ. [જુઓ 'દૂધ' + ગુ. 'ઇયું.' ત. પ્ર.] બાળકને દૂધના રંગના પહેલા ઊગેલા દાંત. (૨) દૂધના રંગના ઊજળા પથ્થર

**દૂધિયું** વિ. [જુઓ 'દૂધ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દૂધના જેવા રંગનું. (૨) ન. તેલમાં પાપડિયો ખારો અને થોડું પાણી નાખી બનાવાતું પ્રવાહી (દાળ વગેરે તરત ચડી જાય માટે નખાતું). (૩) મીઠી જાતનું તુંબડું, દૂધી. [-યા કરંજી, -યા ઘઉં, -યા જાર (જુવાર), -યા દાણા, -યા દાંત, -યા પથ્થર, -યા વિષ, -યો કાચ, -યો થોર, -યો વછનાગ, -યો વજ, -યો હેમકંદ (-કન્દ) (રૂ.પ્ર.) વછનાગ વગેરે તે તે વસ્તુ]

**દૂધિયો** પું. [જુઓ 'દૂધિયું.'] ધોળા રંગની છાલનું એક જંગલી ઝાડ (બળતણમાં વપરાતું)

**દૂધી** સ્ત્રી. [સં. दुग्धिका > પ્રા. दुद्धिआ] મીઠી જાતનું તુંબડું, દૂધિયું, દૂધલું (ગોળ તેમજ લાંબી બેઉ જાત સામાન્ય). [૦નો હલવો (રૂ.પ્ર.) .'દૂધી-પાક.']

**દૂધી-પાક** પું. [+ સં.] કોળા-પાક જેમ બનાવાતો દૂધીનો પાક

**દૂનો** પું. [સં. द्रोण ન., -ણિ, -ણી સ્ત્રી. -લાકડાનું વાસણ કે ઘડો; એના ઉપરથી વ્રજ.] ખાખરાના પાનનો બનાવેલો પડિયો. (પુષ્ટિ.)

**દૂ-પટ** વિ. [જુઓ 'દૂ' + સં.] બેવડું, બેગણું, બમણું

**દૂબક** ન. જંગલી બેઠું

**દૂબકવું** અ.ક્રિ. દૃષ્ટિ ચૂકવી નાસી જવું. (૨) સ.ક્રિ. સંતાડવું. **દૂબકાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **દૂબકાવવું** પ્રે.,સ ક્રિ.

**દૂબકો** પું. એક જાતનું ઇમારતી લાકડું

**દૂબળ(-ળી)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દૂબળો' + ગુ. અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] દક્ષિણ ગુજરાતના દૂબળા નામથી જાણીતી ભીલ-જાતિની સ્ત્રી. (સંજ્ઞા.) [વાસ કે લત્તો

**દૂબળ-વાડો** પું. [જુઓ 'દૂબળું' + 'વાડો.'] ગરીબ લોકોનો

**દૂબળાઈ** સ્ત્રી. [જુઓ 'દૂબળું' + ગુ. 'આઈ' ત.પ્ર.] દૂબળાપણું, નબળાઈ. (૨) (લા.) ધનહીનપણું, ગરીબાઈ

**દૂબળું** વિ. [સં. दुर्बलक- दुब्बलअ-] નબળું, શક્તિહીન, કમજોર. (૨) પાતળા શરીરવાળું. (૩) (લા.) નિર્ધન, ગરીબ

**દૂબળું-પાતળું** વિ. [+ જુઓ 'પાતળું.'] નબળું અને સુકલકડી

**દૂબળેણ** (-ણ્ય) જુઓ 'દૂબળણ.'

**દૂબળો** વિ., પું. [જુઓ 'દૂબળું.'] (લા.) દક્ષિણ ગુજરાતની એ નામની એક ભીલ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**દૂભક** પું. [સં. दुर्भिक्ष > પ્રા. दुब्भिक्ख-] દુકાળ, કાળ

**દૂભણ** ન. [જુઓ 'દૂભવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.], **-ણ્ય** સ્ત્રી. [+ ગુ. 'અણ' કૃ.પ્ર., સ્ત્રી.] દુભાવું એ, મનદુઃખ થવું એ, નારાજી, નાખુશી

**દૂભવવું** જુઓ 'દૂભવું'માં,

**દૂભવું** અ. ક્રિ. [દે.પ્રા. दूम-] દુઃખિત થવું, મનદુઃખ પામવું. **દુભાવું** ભાવે., ક્રિ. **દૂભવવું** પ્રે., સ.ક્રિ.

**દૂમરી** સ્ત્રી. એ નામનું એક પક્ષી
**દૂમવું** સ. ક્રિ. [દે. પ્રા. दूम-] દુઃખ દેવું, પીડા કરવી. (૨) લાગણી દુખવવી. દુમાવું કર્મણિ., ક્રિ. દુમાવવું પ્રે.,સ.ક્રિ.
**દૂમો** પું. [અનુ.] જુઓ 'ડૂમો.'
**દૂયમ** વિ. [ફા.] જુઓ 'દુયમ.'
**દૂર** ક્રિ.વિ. [સં.] છેટે, આઘે, વેગળે. [૦ કરવું (રૂ.પ્ર.) હાંકી કાઢવું. (૨) બરતરફ કરવું. ૦ થવું (રૂ.પ્ર.) નાબૂદ થવું. ૦થી (રૂ. પ્ર.) સ્પર્શ ન થાય એમ. ૦નું (રૂ.પ્ર.) દૂરના સગપણનું, ૦બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) સ્ત્રીએ રજસ્વલા થવું. ૦ રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) કામકાજમાં ભાગ ન લેવો. ૦ ભાગવું (રૂ.પ્ર.) બચતા રહેવું]
**દૂર-અંદેશ** (-અન્દેશ) વિ. [ફા. 'દૂર્' + 'અન્દેશ્.'] ભવિષ્યનો ખ્યાલ કરી વિચારનાર, દૂરંદેશ. [૦સ્વાર્થ (રૂ. પ્ર.) 'એન્લાઇટન્ટ ઇગોઇઝમ' (બ.ક.ઠા.)
**દૂર-અંદેશી** (-અન્દેશી) સ્ત્રી. [+ ફા. 'ઈ' ત.પ્ર.], -**શો** પું. [+ ગુ. 'ઓ' ત. પ્ર.] ભવિષ્યનો ખ્યાલ રાખનારી સમઝ, દીર્ઘદષ્ટિ, દૂરંદેશી, અગમચેતી
**દૂર-ગત** વિ. [સં.] છેટે જઈને રહેલું
**દૂરગામિ-તા** સ્ત્રી., -**ત્વ** ન. [સં.] દૂરગામી હોવાપણું
**દૂરગામિની** વિ., સ્ત્રી. [સં.] દૂરગામી સ્ત્રી
**દૂરગામી** વિ. [સં.,પું.] દૂર જનારું. (૨) (લા.) જેમાં ભવિષ્યનો ખ્યાલ છે તેવું
**દૂર-તમ** વિ. [સં.] ઘણે દૂર રહેલું, ખૂબ આઘેનું
**દૂર-તર** વિ. [સં.] વધુ દૂરનું
**દૂર-તઃ** ક્રિ. વિ. [સં.] દૂરથી, છેટેથી, આઘેથી, વેગળેથી
**દૂર-તા** સ્ત્રી., -**ત્વ** ન. [સં.] દૂર હોવાપણું, છેટાપણું
**દૂર-દર્શક** વિ. [સં.] દૂરની વસ્તુ બતાવનારું
**દૂરદર્શક યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'દૂરબીન.'
**દૂર-દર્શન** ન. [સં.] દૂરથી જોવું એ. (૨) (લા.) ભવિષ્યનો વિચાર
**દૂર-દર્શિત** વિ. [સં.] દૂરથી દેખાડવામાં આવેલું
**દૂરદર્શિ-તા** સ્ત્રી. [સં.] દૂરદર્શી-પણું, દૂરંદેશી, 'ફાર-સાઇટ,' 'સેગેસિટી'
**દૂર-દર્શી** વિ. [સં.,પું.] લાંબે સુધી નજર પહોંચાડનારું. (૨) (લા.) ભવિષ્યનો વિચાર કરનારું
**દૂર-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'દૂરદર્શિ-તા.'
**દૂર-પાતુક** વિ. [સં.] ચક્રાકાર યંત્રથી દૂર લઈ જનારું, 'સેન્ટ્રિફ્યુગલ' (યંત્ર) (મ. સૂ.)
**દૂરબીન** ન. [ફા.] દૂરદૂરના પદાર્થ જોવાનું યંત્ર, દૂરદર્શક યંત્ર
**દૂરબીની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દૂર સુધી જોવાપણું
**દૂર-વર્તી** વિ. [સં., પું.] છેટે રહેલું, દૂરનું
**દૂર-વાહક** વિ. [સં.], **દૂર-વાહી** વિ. [સં.] દૂર સુધી લઈ જનારું
**દૂરવાહક યંત્ર, દૂરવાહી યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] 'ટેલિફોન'
**દૂર-વીક્ષણ** ન. [સં.] દૂર સુધી જોવું એ, દૂર-દર્શન
**દૂરવીક્ષણ યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'દૂરબીન.'
**દૂર-વેધી** વિ. [સં., પું.] દૂરના પદાર્થને વીંધી નાખનારું
**દૂર-શ્રવણ** ન. [સં.] દૂર સુધી સંભળાવું એ
**દૂરશ્રવણ-યંત્ર, દૂરશ્રુતિ-યંત્ર** (યન્ત્ર) ન. [સં.] 'રેડિયો'
**દૂર-શ્રાવક** વિ. [સં.] દૂર સુધી સંભળાવનારું
**દૂરશ્રાવક યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] 'ટેલિફોન.' (૨) 'રેડિયો'
**દૂરશ્રુતિ-યંત્ર** (યન્ત્ર) ન. [સં.] 'ટેલિફોન'
**દૂર-સંવહન** (-સંવ્વહન) ન. [સં.] 'ટેલિપથી' (પો.ગો.)
**દૂર-સંસ્થ** (-સંસ્થ), **દૂર-સ્થ, દૂર-સ્થિત** વિ. [સં.] દૂર સ્થિતિ કરીને રહેલું
**દૂરંદેશ** (દૂરન્દેશ) જુઓ 'દૂર-અંદેશ.'
**દૂરંદેશી** (દૂરન્દેશી) સ્ત્રી., -**શો** પું. જુઓ 'દૂર-અંદેશી,-શો.'
**દૂરાકૃષ્ટ** વિ. [સં. दूर + आ-कृष्ट] મારી મચડીને સાધેલું, અસ્વાભાવિક, અસહજ, 'ફાર-ફેચ્ડ' (દ.બા.)
**દૂરાનીત** વિ. [સં. दूर + आ-नीत] 'મારી મચડીને સાધેલું, દૂરાકૃષ્ટ, 'ફાર-ફેચ્ડ' (જ. એ. સંજાણા.)
**દૂરાનુદર્શી** વિ. [સં. दूर + अनु-दर्शी, પું. જુઓ 'દૂર-દર્શી.'
**દૂરાનુવર્તી** વિ. [સં. दूर + अनु-वर्ती, પું.] દૂર સુધી પાછળ પાછળ જનારું
**દૂરાન્વય** પું. [સં. दूर + अन्वय] શ્લોક કે વાક્યમાં એક-બીજા સાથે સંબંધ ધરાવનારાં પદોનું સ્વાભાવિક સ્થાનને બદલે દૂર હોવાપણું—એક દોષ. (કાવ્ય.)
**દૂરાન્વયી** વિ. [સં., પું.] દૂરાન્વય-વાળું
**દૂરાન્વિત** વિ. સં. दूर + अन्वित] મારી મચડીને સાધેલું, દૂરાકૃષ્ટ, 'ફાર-ફેચ્ડ' (દ. બા.)
**દૂરાપાસ્ત** વિ. [સં. दूर+ अपास्त] દૂર ફેંકી દીધેલું. (૨) (લા.) તિરસ્કૃત
**દૂરિત** ન. [સં.] પાપ, 'ઇવિલ'
**દૂરી-કરણ** ન. [સં.] દૂર ન હોય તેવાને દૂર કરવું એ
**દૂરી-કૃત** વિ. [સં.] દૂર ન હોય તેવાને દૂર કરવામાં આવેલું. ખસેડી નાખેલું, વેગળે ધકેલી મૂકેલું
**દૂરી-ભવન** ન. [સં.] દૂર ન હોય તેનું દૂર થવું એ
**દૂરી-ભૂત** વિ. [સં.] દૂર ન હોય તે દૂર થયેલું. (૨) ફેંકાઈ ગયેલું, હાંકી કાઢવામાં આવેલું
**દૂર્વા** સ્ત્રી. [સં.] એ નામનું એક પવિત્ર ગણાયેલું ઘાસ, ધરો, ધ્રોકડ
**દૂર્વા-કાંડ** ન, [સં., પું.] ધ્રોકડની સળી
**દૂર્વાષ્ટમી** સ્ત્રી. [+ સં. अष्टमी] ભાદરવા સુદિ આઠમ, ધરો-આઠમ. (સંજ્ઞા.)
**દૂર્વાંકુર** (દૂર્વાઙ્-કુર) પું. [+ સં. अङ्-कुर] ધરોનો ફોટો, ધરોની કૂણી સળી
**દૂલકી** સ્ત્રી. [રવા.] ઘોડાની ખદ ખદ પ્રકારની ચાલ
**દૂલખવું** સ. ક્રિ. [સં. दुर्लक्ष->પ્રા. दुल्लक्ख-, ના. ધા.] (લા.) ના કહેવી, અનાદર કરવો. દૂલખાવું કર્મણિ,. ક્રિ. દુલખાવવું પ્રે., સ. ક્રિ.
**દૂલખી** સ્ત્રી. જુવાર તમાકુ ઘઉં વગેરેને નુકસાન કરતી એક જીવાત
**દૂલડો** પું. બે સરનો હાર
**દૂ-લરી** સ્ત્રી. [હિં.] બે લટ કે સેરનું સ્ત્રીઓની ડોકનું એક ઘરેણું
**દૂલું** વિ. [વ્રજ. 'દૂલહૌ'-વરરાજા] (લા.) ઉદાર દિલનું, દૂલ્હું
**દૂવણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દૂવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] દૂભવવું એ, માનસિક દુઃખ આપવું એ, દુહવણ
**દૂવું** સ. ક્રિ. [સં. दुःखापय > પ્રા. दूहव-] દૂભવવું. દુવાવું કર્મણિ., ક્રિ.
**દૂવો** જુઓ 'દૂઓ.' (૨) ક્ષણ, 'મોમેન્ટ' (ક્રિ.ઘ.)
**દૂષક** વિ. [સં.] દોષ આપનારું, કલંક ચડાવનારું, છિદ્ર શોધનારું. (૨) ભ્રષ્ટ કરનારું, અપવિત્ર કરનારું

**દૂષણ** ન. [સં.] દોષ, ખામી. (૨) અપ-લક્ષણ
**દૂષણ-યુક્ત** વિ. [સં.] દૂષણવાળું, દૂષિત
**દૂષણ-હીન** વિ. [સં.] દૂષણ વિનાનું, નિર્દોષ
**દૂષિત** વિ. [સં] દોષોથી ભરેલું. (૨) બગડી ગયેલું, ગંદું થઈ ગયેલું. (૩) ભ્રષ્ટ થઈ ગયેલું. (૪) કલંકિત, લાંછનવાળું
**દૂષિત-તા** સ્ત્રી. [સં.] દૂષિત હોવાપણું
**દૂં(-દું)ગાઈ** જુઓ 'દોંગાઈ.'
**દૂં(-દું)ગું** જુઓ 'દોંગું.'
**દૂંટી** જુઓ 'ડૂંટી.'
**દૂંટો** જુઓ 'ડૂંટો.'
**દૂંડરો** પું. છોડમાં થતો એક રોગ
**દૂંડિયો** જુઓ 'ડંડિયો.'
**દૂંડી**[૧-૨] જુઓ 'ડૂંડા.[૧-૨]'
**દૂંડું** જુઓ 'ડંડું.' [ફાંદ, ફાંદો
**દૂં(-દું)દ** (-ઘ) સ્ત્રી. [સં. तुन्दि] આગળ નીકળતું મોટું પેટ,
**દૂં(-દું)દલ(-ળ)** વિ. [સં. तुन्दिल-] દૂંદવાળું, ફાંદવાળું., દૂંદાળું
**દૂંદલી** સ્ત્રી. વાસણ ઉપર રંગિતચિત્રો કાઢવાની લાકડાની પીંછી ['દૂંદલ.' (૨) જુઓ 'દૂંદાળો.'
**દૂં(-દું)દાલ(-ળ)** વિ. [જુઓ 'દૂંદ'+ગુ. 'આલ,-ળ.'] જુઓ
**દૂં(-દું)દાળો** પું [જુઓ 'દૂંદ'+ગુ. 'આળું' ત.પ્ર.](લા.)ગણેશ
**દૃક(-ગ)** સ્ત્રી. [સં. दृश् નું પ. વિ., એ. વ. दृक्,-ग्] આંખ, નેત્ર (સં. સમાસરૂપે ગુ.માં 'દૃક્-પ્રત્યક્ષ' 'દગ્-ગોચર = દગ્ગોચર' વગેરે સંધિથી થાય છે; જુઓ નીચેના શબ્દ.) (૨) વિષય, 'સબ્જેક્ટ' (મ.ન.)
**દૃક્-કાચ** પું. [સં., જુઓ 'દક.'] બંને બાજુથી બાહ્યગોળ પારદર્શક કાચ, આગિયો કાચ, પાસાદાર કાચ, 'ક્રિસ્ટેલિન લેન્સ' (ન.મૂ.શા.) [અંશ. (જ્યો.)
**દૃક્-કોણ** પું. [સં., જુઓ 'દક.'] રાશિનો ત્રીજો દશાંશરૂપ
**દૃક્-ક્ષેત્ર** ન. [સં., જુઓ 'દક.'] નજર પહોંચી શકે તેટલો વિસ્તાર ભુજ-જ્યા. (જ્યો.)
**દૃક્-ક્ષેપ** પું. [સં., જુઓ 'દક.'] દસમા લગ્નના નતાંશની
**દૃક્-તુલ્ય** વિ. [સં., જુઓ 'દક.'] આકાશીય પદાર્થોના આકાશમાં દેખાતા સ્થાન સાથે બરોબર મેળ ખાતું. (જ્યો.)
**દૃક્-પટ** પું. [સં., જુઓ 'દક.'] પ્રકાશનું તેજ નિયમમાં રખાય એ માટે યોજેલો વીંટીના આકારનો આંખમાંનો પડદો [શકે તેટલો વિસ્તાર, દક્-ક્ષેત્ર
**દૃક્-પથ** પું. [સં., જુઓ 'દક.'] દૃષ્ટિ જ્યાંસુધી પહોંચી
**દૃક્-પાત** પું. [જુઓ 'દક.'] નજર પડવી એ, અવ-લોકન
**દૃક્-પ્રચાર** પું, [સં., જુઓ 'દક.'] દૃષ્ટિનો પ્રસાર-ફેલાવો
**દૃક્-પ્રત્યય** પું. [સં., જુઓ 'દક.'] ગણિત દ્વારા આવતું આકાશીય પદાર્થોનું સ્થાન આકાશમાંના એઓના સ્થાન સાથે મળી રહેવાથી સિદ્ધ થતી ગણિતની સત્યતા [(કે.હ.)
**દૃક્-ફલક** ન. [સં., જુઓ 'દક.'] આંખમાંનું રતન, 'રેટિના'
**દૃક્-સૂત્ર** ન. [સં., જુઓ 'દક.'] ભૂ-પૃષ્ઠ ઉપરથી સૂર્યગર્ભના મધ્યબિંદુ સુધી થતી સીધી લીટી,દિશા જાણવાની લીટી.(જ્યો.)
**દૃગ** જુઓ 'દક.'
**દૃગ-દોષ** જુઓ 'દગ્દોષ.'
**દૃગ-બાણ** જુઓ 'દગ્બાણ.'

**દૃગ-મીન** જુઓ 'દગ્મીન.'
**દૃગ-મુદ્રિત** જુઓ 'દગ્મુદ્રિત.'
**દૃગ-યંત્ર** (-યન્ત્ર) જુઓ 'દગ્યંત્ર.'
**દૃગ-રુચિ** જુઓ 'દગ્રુચિ.'
**દૃગંચલ(-ળ)** (દગગ્-ચલ,-ળ) ન. [સં. दृश् + अञ्चल, જુઓ 'દગ.'] આંખોરૂપી વસ્ત્ર. (૨) (લા.) આંખનો ખૂણો. (૩) આંખનો પલકારો [આવેલું ગણિત
**દૃગ્ગણિત** ન. [સં., જુઓ 'દક.'] દકતુલ્યની રીતે સાધવામાં
**દૃગ્ગતિ** સ્ત્રી. [સં., જુઓ 'દક.'] આંખની ગતિ. (૨) દસમા લગ્નની નતાંશની કોટિ-જ્યા. (જ્યો.) [દૃષ્ટિ-ગોચર
**દૃગ્ગોચર** વિ. [સં. પું., જુઓ 'દક.'] આંખને પ્રત્યક્ષ,
**દૃગ્ગોલ(-ળ)** પું. [સં., જુઓ 'દક.] ખગોળ-શાસ્ત્રમાં વર્ણવેલો એક ગોળ. (ખગોળ.) [આંસુ, રૂંગું
**દૃગ્જલ(-ળ)** ન. [સં., જુઓ 'દક.'] આંખનું પાણી,
**દૃગ્જ્યા** સ્ત્રી. [સં., જુઓ 'દક.'] દિનમાન શોધવા શંકુ-છાયામાં વપરાતી ક્ષેત્રસ્થ છાયા. (જ્યો.) [થતી ભૂલ
**દૃગ્દોષ** પું. [સં., જુઓ 'દક.'] આંખનો દોષ, જોવામાં
**દૃગ્ન(-ન્ન)તિ** સ્ત્રી. [સં. જુઓ 'દક.'] ગ્રહણ-દર્શનમાં ઉપયોગી રૂપે દર્શાવેલી દકપ્રચારની એક નતિ. (જ્યો.)
**દૃગ્બાણ** ન. [સં., પું., જુઓ 'દક.'] આંખ-રૂપી બાણ
**દૃગ્મં(-ઙ્મં)ડલ(-ળ)** (દગ્મ(-ઙ્મ)-ણ્ડલ,-ળ) ન. [સં., જુઓ 'દક.'] જુઓ 'દગ્ગોલ.'
**દૃગ્મી(-ઙ્મી)ન** ન. [સં., પું., જુઓ 'દક.'] આંખરૂપી માછલું
**દૃગ્મુ(-ઙ્મુ)દ્રિત** વિ. [સં., જુઓ 'દક.']-મીંચેલી આંખવાળું
**દૃગ્યંત્ર** (દગ્યન્ત્ર) ન. [સં., જુઓ 'દક.'] કોઈ પણ-આકાશીય પદાર્થના દિગંશ અને ઉન્નતાંશ માપવાનું યંત્ર
**દૃગ્લંબન** (દગ્લમ્બન) ન. [સં., જુઓ 'દક.'] કોઈ પણ આકાશીય પદાર્થના નતાંશ અથવા ઉન્નતાંશમાં લંબનને લીધે પડતો ફરક.(જ્યો.) (૨) ગ્રહણ-દર્શનમાં યોગ્ય ક્ષેત્રસ્થ એક લંબ. (જ્યો.)
**દૃગ્વલય** ન. [સં., જુઓ 'દક.'] જુઓ 'દગ્ગોલ.'
**દૃગ્વિલાસિની** વિ., સ્ત્રી. [સં. જુઓ 'દક.'] આંખને મોહ પમાડનારી સ્ત્રી
**દૃગ્વિષ** ન. [સં., જુઓ 'દક.'] આંખોમાંનું ઝેર, દ્વેષ, ખાર
**દૃગ્વૃત્ત** ન. [સં. જુઓ 'દક.'] ક્ષિતિજ
**દૃઙ્નતિ** જુઓ 'દગ્નતિ.'
**દૃઙ્મંડલ(-ળ)** (દક્મણ્ડલ,-ળ) જુઓ 'દગ્મંડલ.'
**દૃઙ્મીન** જુઓ 'દગ્મીન.'
**દૃઙ્મુદ્રિત** જુઓ 'દગ્મુદ્રિત.'
**દૃઢ** વિ. [સં.] મજબૂત, અ-શિથિલ. (૨) ગાઢ. (૩) બળવાન, બળિયું, શક્તિવાળું. (૪) ટકાઉ. (૫) સ્થિર. (૬) (લા.) અટળ
**દૃઢકર્મા** વિ. [સં., પું.] ધીરજથી અને સ્થિરતાથી કામ કરનાર
**દૃઢગાત્રિક** વિ. [સં] મજબૂત અંગો-અવયવોવાળું, મજબૂત શરીરવાળું
**દૃઢ-ગ્રંથિ** (-ગ્રન્થિ) વિ. [સં.] મજબૂત ગાંઠવાળું
**દૃઢ-ચિત્ત** વિ. [સં.] મજબૂત હૃદયવાળું
**દૃઢ-તમ** વિ. [સં.] ખૂબ જ દૃઢ

**દઢ-તર** વિ. [સં.] વધુ દઢ
**દઢ-તા** સ્ત્રી. [સં.] દઢપણું
**દઢ-નિશ્ચય** વિ., -યી વિ. [સં., પું.] દઢ નિશ્ચયવાળું, મક્કમ વિચારવાળું
**દઢ-પ્રતિજ્ઞ** વિ. [સં.] મજબૂત પ્રતિજ્ઞાવાળું
**દઢ-પ્રહારી** વિ. [સં., પું.] પ્રબળ રીતે પ્રહાર કરનાર
**દઢ-બદ્ધ** વિ. [સં.] મજબૂત રીતે બાંધેલું
**દઢ-બલ(-ળ)** વિ. [સં.] ખૂબ જ મજબૂત
**દઢ-ભક્તિ** વિ. [સં.] મજબૂત પ્રકારની ભક્તિવાળું, આરૂઢ ભક્ત
**દઢ-ભાજક** પું. [સં.] બે કે વધારે સંખ્યાનો મોટામાં મોટો સાધારણ અવયવ. (ગ.)
**દઢ-ભાજ્ય** પું. [સં.] લઘુતમ સાધારણ ભાજ્ય. (ગ.)
**દઢ-ભૂમિ,** ૦ક વિ. [સં.] મજબૂત સ્થાનવાળું, સચોટ, સજ્જડ
**દઢ-મુષ્ટિ** વિ. [સં.] મૂઠીથી પ્રબળ રીતે પકડી રાખનાર. (૨) જેની બંધ મૂઠી બીજાથી ખૂલી ન શકે તેવું
**દઢ-મૂલ(-ળ)** વિ. [સં.] મજબૂત મૂળિયાવાળું, મજબૂત પાયાવાળું
**દઢ-રુચિ** વિ. [સં.] પ્રબળ ઇચ્છાવાળું, સ્થિર ઇચ્છાવાળું
**દઢ-વચની** વિ. [સં., પું.] સ્થિર વચનવાળું, બોલ્યું ન ફેરવનારું
**દઢ-વ્રત** વિ. [સં.], -તી વિ. [વિ. [સં., પું.] મજબૂત વ્રતવાળું, દઢપ્રતિજ્ઞ
**દઢવાદી** વિ. [સં., પું.] અફર મત કે અભિપ્રાયવાળું, 'ગો-ચેઇન્જર'
**દઢ-હસ્ત** પું. [સં.] મજબૂત હાથવાળું
**દઢ-હૃદય** વિ. [સં.] મજબૂત હૈયાનું
**દઢાગ્રહ** પું. [સં. दृढ + आ-ग्रह] ઘણો જ આગ્રહ, પ્રબળ ખેંચ
**દઢાગ્રહી** વિ. [સં., પું.] દઢ આગ્રહવાળું. (૨) મમતીલું, હઠાગ્રહી
**દઢાનુરાગ** પું. [પું. [સં. दृढ + अनु-राग] મજબૂત પ્રેમ
**દઢાનુરાગી** વિ. [સં.,પું.] દઢ અનુરાગવાળું, મજબૂત પ્રેમવાળું
**દઢાલિંગન** (-લિઙ્ગન) ન. [સં. दृढ+आ-लिङ्गन] પ્રબળ રીતે ભેટવું એ, ન છૂટે એવું આલિંગન
**દઢાવ** પું. [સં. दृढ + ગુ. 'આવ' ત.પ્ર.] મક્કમપણું
**દઢાવવું** સ. ક્રિ. [જુઓ 'દઢાવ,' -ના. ધા.] મજબૂત કરવું, દઢ કરવું
**દઢાવસ્થા** સ્ત્રી. [સં. दृढ + अव-स्था] સ્થિર અને મજબૂત સ્થિતિ
**દઢાશ્રય** પું. [સં. दृढ + आ-श्रय] મજબૂત સ્થિર આશરો, ન છૂટે તેવો આશરો
**દઢાસન** ન. [સં. दृढ + आसन] આસન ઉપરથી જરા પણ ખસી જવાય નહિ તેવું મજબૂત રીતે બેસવું એ. (૨) યોગનું એક આસન. (યોગ.)
**દઢાસની** વિ. [સં., પું.] આસન દઢ જમાવીને બેઠેલું
**દઢાંગ** (દઢાઙ્ગ) ન. [સં. दृढ + अङ्ग] મજબૂત અંગ-અવયવ. (૨) વિ. મજબૂત અંગોવાળું
**દઢી-કરણ** ન. [સં.] દઢ ન હોય તેને દઢ કરવાની ક્રિયા, 'એફર્મેશન,' 'એમ્ફેસિસ' (ન.લો.)
**દઢી-કૃત** વિ. [સં.] દઢ નહોતું તેવું દઢ કરેલું
**દઢી-ભવન** ન., **દઢી-ભાવ** પું. [સં.] દઢ ન હોય તેનું દઢ થવાપણું, મજબૂત થવું એ
**દઢી-ભૂત** વિ. [સં.] દઢ નહોતું તેવું દઢ થયેલું, મજબૂત થયેલું
**દઢોક્તિ** સ્ત્રી. [સં. दृढ + उक्ति] ન ફરે તેવું મજબૂત વચન, મક્કમપણે બોલાયેલું વેણ
**દતિ** સ્ત્રી. [સં.] ધમણ. (૨) ચામડાની પખાલ
**દપ્ત** વિ. [સં.] અભિમાની, ગર્વીલું, ગર્વિષ્ઠ
**દશ(-ષ)દ** પું. [સં. दृश(-ष)द्] પથ્થર, પાષાણ, પાણો
**દશ્ય** વિ. [સં.] જોઈ શકાય તેવું, નજરે પડતું, 'વિઝ્યુઅલ.' (૨) જોવા જેવું, દર્શનીય. (૩) ન. દેખાવ, 'એપિયરન્સ.' (૪) પદાર્થ, 'ઑબ્જેક્ટ' (મ.ન.). (૫) નાટ્ય-રચનામાંનો પ્રવેશ, 'સીન.' (નાટ્ય.)
**દશ્ય-ચિત્ર** ન. [સં.] 'લૅન્ડ-સ્કેઇપ' (વિ.ક.), 'સીન-પેઇન્ટિંગ' (ન.લો.)
**દશ્ય-ચિત્રણા** સ્ત્રી. [સં.] જુઓ 'દશ્ય-ચિત્ર,' 'લૅન્ડ-સ્કેઇપ' [(બ્રજમોહન)
**દશ્ય-તા** સ્ત્રી. [સં.] દશ્ય હોવાપણું
**દશ્ય-પટ** પું. [સં.] ચિત્ર-પટ, 'પૅનોરા' (દ.બા.)
**દશ્ય-પરંપરા** (-પરમ્પરા) સ્ત્રી. [સં.] દશ્યોની હારમાળા, એક પછી એક દેખાતાં દશ્ય
**દશ્યમાન** વિ. [સં.] નજરે દેખાતું
**દશ્ય-રચના** સ્ત્રી. [સં.] નાટ્ય-લેખનમાં નાટ્ય ભજવતાં દશ્યોની ગોઠવણ. (૨) તરતો પદાર્થ, 'ફ્લોટ'
**દશ્ય-શ્રાવ્ય** વિ. [સં.] જોવામાં ને સાંભળવામાં આવે તેવું, 'ઑડિયો-વિઝ્યુઅલ.' (નાટ્ય.)
**દશ્ય-સ્થાપન** ન. [સં.] ન. [સં.] દશ્યની રજૂઆત. (નાટ્ય.)
**દશ્યાતીત** વિ. [સં. दृश्य + अतीत] જે કાંઈ જોઈ શકાય તેવું છે તેનાથી પાર રહેલું, દર્શનાતીત, 'ટ્રાન્સેન્ડેન્ટલ'
**દશ્યાત્મક** વિ. [+સં. आत्मन्-क] જોઈ શકાય તેવું, 'વિઝિબલ'
**દશ્યાદશ્ય** વિ. [સં. दृश्य + अ-दृश्य] દેખાય તેવું અને ન દેખાય તેવું સર્વ કાંઈ
**દષદ** જુઓ 'દશદ.'
**દષ્ટ** વિ. [સં.] જોયેલું. (૨) જાણેલું
**દષ્ટ-કૂટ** ન. [સં.] ઉખાણું, કોયડો. (૨) વિ. જોતાં પહેલી નજરે ન સમજાય તેવું, કૂટ
**દષ્ટ-પાઠી** વિ. [સં., પું.] (લા.) સુશ્રુત ચરક વગેરે તે તે વૈદ્યકીય ગ્રંથોના જ્ઞાનવાળું
**દષ્ટ-પૂર્વ** વિ. [સં.] પૂર્વે જોયેલું. (૨) પૂર્વે જાણેલું
**દષ્ટ-સાધર્મ્ય** ન. [સં.] એક વસ્તુ જોઈ હોય એના ઉપરથી એવી બીજી વસ્તુનું જ્ઞાન. (તર્ક.)
**દષ્ટાદષ્ટ** વિ. [સં. दृष्ट + अ-दृष्ट] જોયેલું અને ન જોયેલું. (૨) જાણેલું અને ન જાણેલું
**દષ્ટાર્થ** પું. [સં. दृष्ट + अर्थ] જોવામાં આવેલો અર્થ
**દષ્ટાર્થાપત્તિ** સ્ત્રી. [+સં. आ-पत्ति] પ્રત્યક્ષ અર્થ રહેતો ન હોવાનું થતાં બીજો ગર્ભિત અર્થ કાઢવાની પરિસ્થિતિ. (વેદાંત.)
**દષ્ટાંત** (દષ્ટાન્ત) પું., ન. [સં. दृष्ट + अन्त પું.] ઉદાહરણ, દાખલો, 'પૅરેબલ' (બ.ક.ઠા.). (૨) પું. [સં., પું.] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) [૦ લેવું (રૂ.પ્ર.) ધડો લેવો]
**દષ્ટાંત-કથા** (દષ્ટાન્ત-) સ્ત્રી [સં.] ઉદાહરણોવાળી વાર્તા, ઉદાહરણરૂપે રજૂ થતી વાર્તા, 'પૅરેબલ' (ન.લો.)
**દષ્ટાંત-પરંપરા** (દષ્ટાન્ત-પરમ્પરા) સ્ત્રી. [સં.] એક પછી એક ઉદાહરણ રજૂ થતાં આવવાની ક્રિયા
**દષ્ટાંત-ભૂત** (દષ્ટાન્ત-) વિ. [સં.] ઉદાહરણરૂપ થયેલું. (૨) અનુસરવા જેવું

**દૃષ્ટાંત-યુક્ત** (દૃષ્ટાન્ત-) વિ. [સં.] ઉદાહરણોવાળું
**દૃષ્ટાંત-રૂપ** (દૃષ્ટાન્ત-) વિ. [સં.] ઉદાહરણ-રૂપ, દાખલા-રૂપે મુકાયેલું, 'ઇલસ્ટ્રેટિવ' (ઉ.જો.)
**દૃષ્ટાંત-રૂપક** ન., પું. [સં., ન.] રૂપક નામના અર્થાલંકારનો એક ભેદ, 'એલેગરી' (ન.લા.). (કાવ્ય.)
**દૃષ્ટાંતાત્મક** વિ.[સં. दृष्टान्त +आत्मन् – क] જુઓ 'દૃષ્ટાંત-રૂપ.'
**દૃષ્ટિ** સ્ત્રી. [સં.] જોવાની ક્રિયા, જોવું એ, 'વિઝન' (ર.ક.). (૨) નજર. (૩) આંખ. (૪) જ્ઞાન, સમઝ, સૂઝ, 'પર્સેપ્ટ' (મ.ન.). (૫) ધ્યાન, લક્ષ્ય. (૬) દૃષ્ટિ-કોણ, અભિગમ, વલણ, 'ઍપ્રોચ.' [૦એ ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) જોવાવું. (૨) અપ્રિય બનવું. ૦ કરવી, ૦ના(-નાં)ખવી (રૂ.પ્ર.) જોવું. ૦ ચો(-ચોં)ટવી (રૂ.પ્ર.) મન પરોવાવું. (૨) ભૂતપ્રેતાદિનો વળગાડ થવો. ૦ પડવી (રૂ.પ્ર.) જોવાઈ જવાવું. ૦ ફેંકવી (-ફેંકવી) (રૂ.પ્ર.) વધુ ધ્યાનથી જોવું. ૦ બાંધવી (રૂ.પ્ર.) બંદ કરવું. નજરબંધી કરવી. ૦ બેસવી (-બેસવી) (રૂ.પ્ર.) નજર લાગવી. ૦ સાંધવી (રૂ.પ્ર.) નિશાન તાકવું. (૨) સામસામી નજર મેળવવી.]
**દૃષ્ટિ-અગોચર** વિ.[સં., સંધિ વિના] નજરે જોવામાં ન આવતું, અદૃશ્ય, 'ટ્રાન્સેન્ડેન્ટલ' (હી.ત્ર.)
**દૃષ્ટિ-ઉદારતા** સ્ત્રી. [સં.] (લા.) મનનું ઉદારપણું
**દૃષ્ટિ-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] જ્યાં નજર ચોટાડવાની હોય તે બિંદુ, દૃષ્ટિ-બિંદુ
**દૃષ્ટિ-કોણ** પું. [સં.] વસ્તુને જોવા-વિચારવાની રીત, 'ઍંગલ ઑફ વિઝન,' 'પર્સ્પેક્ટિવ' (સુ.જો.)
**દૃષ્ટિ-ક્ષેત્ર** ન. [સં.] જુઓ 'દૃક્-ક્ષેત્ર.'
**દૃષ્ટિ-ક્ષેપ** જુઓ 'દૃક્-ક્ષેપ.' [(૨) સમઝમાં રહેલું
**દૃષ્ટિ-ગત** વિ. [સં.] દૃષ્ટિમાં આવી રહેલું, જોવામાં આવેલું.
**દૃષ્ટિ-ગમ્ય** વિ. [સં.] નજર પહોંચે ત્યાંસુધીનું
**દૃષ્ટિ-ગોચર** જુઓ 'દૃગ્ગોચર.'
**દૃષ્ટિ-દીર્ઘા** સ્ત્રી. [સં.] જ્યાંથી બેસી લાંબે સુધી જોઈ શકાય તેવી પગથિયાંવાળી માંડણી
**દૃષ્ટિ-છળ** ન., પું. [સં. दृष्टिच्छल ન.] નજરનો ભ્રમ
**દૃષ્ટિ-ઠારણ**[૧] વિ. [સં. दृष्टि + જુઓ 'ઠારવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] દૃષ્ટિને શાંતિ આપનારું, મનોહર
**દૃષ્ટિ-ઠારણ**[૨] ન. [સં. दृष्टि + જુઓ 'ઠારવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] દૃષ્ટિને શાંતિ આપવાની ક્રિયા
**દૃષ્ટિ-દોષ** પું. [સં.] જોવામાં મુશ્કેલી. (૨) નજર-ચૂક. (૩) નજરચૂકથી રહી ગયેલી ખામી. (૪) જોવાથી થયેલો અપરાધ
**દૃષ્ટિ-નિક્ષેપ, દૃષ્ટિ-નિપાત** પું. [સં.] જુઓ 'દૃષ્ટિ-પાત.'
**દૃષ્ટિ-પથ** પું. [સં.] જુઓ 'દૃક્-પથ'-'દૃષ્ટિ-મર્યાદા.'
**દૃષ્ટિ-પરિણામ** ન. [સં., પું.] જોયા પછીની ફલાપ્તિ, 'આફ્ટર-પર્સેપ્ટ' (મ.ન.)
**દૃષ્ટિ-પરિવર્તન** ન. [સં.] જોવા કે વિચારવાની રીતમાં પલટો
**દૃષ્ટિ-પાત** પું. [સં.] નજર પડવી એ, જોવાની ક્રિયા
**દૃષ્ટિ-પુત્ર** પું. [સં.] દૃષ્ટિ કરવા માત્રથી ઉત્પન્ન થયેલો કે થતો મનાતો પુત્ર
**દૃષ્ટિ-પૂત** વિ. [સં.] નજર કરવા માત્રથી પવિત્ર થયેલું
**દૃષ્ટિ-પ્રદેશ** પું [સં.] જુઓ 'દૃક્-ક્ષેત્ર.'
**દૃષ્ટિ-પ્રસાદ** પું. [સં.] નજર નાખવાની મહેર, કૃપા-કટાક્ષ
**દૃષ્ટિ-ફલ(-ળ)** ન. [સં.] એક રાશિમાં રહેલા ગ્રહની બીજી રાશિમાં રહેલા ગ્રહ ઉપર પડતી નજરને કારણે ઊભું થતું ફળ. (જ્યો.) ['પર્સ્પેક્ટિવ' (વિ.ક.)
**દૃષ્ટિ-ફલક** ન. [સં.] દૃષ્ટિ-મર્યાદામાં આવતો વિસ્તાર, દૃક્ક્ષેત્ર,
**દૃષ્ટિ-ફળ** જુઓ 'દૃક્-ફલ.'
**દૃષ્ટિ-ફેર** પું. [સં. दृष्टि + જુઓ 'ફેર.'] જોવામાં થતો તફાવત કે ભેદ, દૃષ્ટિ-ભેદ [ઑફ વ્યૂ.' (૨) અભિપ્રાય
**દૃષ્ટિ-બિંદુ** (-બિન્દુ) ન. [સં., પું.] લક્ષ્ય, હેતુ, 'પૉઇન્ટ
**દૃષ્ટિ-ભેદ** પું. [સં.] જુઓ 'દૃષ્ટિ-ફેર.'
**દૃષ્ટિ-ભ્રમ** પું. [સં.] જોવામાં થયેલી ભ્રાંતિ કે ભૂલ
**દૃષ્ટિ-મર્યાદા** સ્ત્રી. [સં.] નજર પહોંચી વળે ત્યાંસુધીની હદ કે રેખા, ક્ષિતિજ
**દૃષ્ટિ-માન** વિ. [સં. °मान् પું.] જુઓ દૃષ્ટિ-વંત.'
**દૃષ્ટિ-માર્ગ** પું. [સં.] જુઓ 'દૃક્-પથ.'
**દૃષ્ટિ-માંદ્ય** (-માન્દ્ય) ન. [સં.] આંખની ઝાંખપ, ઝાંખું દેખાવાની સ્થિતિ [(૨) તાળી-મિત્ર
**દૃષ્ટિ-મિત્ર** પું. [સં., ન.] 'સાહેબજી' કહેવા પૂરતો મિત્ર.
**દૃષ્ટિ-મેળાપ** પું. [સં. दृष्टि + જુઓ 'મેળાપ.'] સામસામી આંખો મળવી એ, સામસામું જોવાની ક્રિયા
**દૃષ્ટિ-યુદ્ધ** ન. [સં.] સામસામી આંખો લડવી એ
**દૃષ્ટિ-રાગ** પું. [સં.] એકબીજાને જોવા માત્રથી થતો પ્રેમ
**દૃષ્ટિ-રોધ** પું. [સં.] નજર રોકાઈ જવી એ, જોવામાં થતી અડચણ [માન, નજરવાળું, સમજુ, સમઝદાર
**દૃષ્ટિ-વંત** (-વન્ત) વિ. [સં. दृष्टि + ગુ. 'વંત' ત.પ્ર.] દૃષ્ટિ-
**દૃષ્ટિ-વાદ** પું. [સં.] જેમાં પ્રત્યક્ષ પ્રમાણ જ નિયામક છે તેવો મત-સિદ્ધાંત, નજરે દેખાય તે અને તેટલું જ સાચું એ પ્રકારનો સિદ્ધાંત, 'ફિલૉસૉફી ઑફ પર્સેપ્શન' (મ.ન.), 'થિયરી ઑફ વિઝન,' 'વિઝન ઑફ પર્સેપ્શન' (મ.ન.)
**દૃષ્ટિવાદી** વિ. [સં., પું.] દૃષ્ટિવાદમાં માનનારું
**દૃષ્ટિ-વિક્ષેપ** પું. [સં.] જોવામાં આવતું કે આવેલું વિઘ્ન
**દૃષ્ટિ-વિદ્યા** સ્ત્રી. [સં.] દર્શનનું શાસ્ત્ર, 'ઑપ્ટિક્સ' (ન.લા.)
**દૃષ્ટિ-વિપર્યાસ** પું. [સં.] ખરાબ દૃષ્ટિથી જોવું એ, વિપરીત કે અનિષ્ટ ભાવનાથી જોવું એ
**દૃષ્ટિ-વિભ્રમ** પું. સં.] જુઓ 'દૃષ્ટિ-ભ્રમ.'
**દૃષ્ટિ-વિષય** પું. [સં.] જોવાની વસ્તુ કે બાબત
**દૃષ્ટિ-વિષયક** વિ. [સં.] દૃષ્ટિને લગતું, આંખ સંબંધી, 'ઑપ્ટિકલ' (જૈ.હિ.)
**દૃષ્ટિ-વૈષમ્ય** ન. [સં.] વિષમ દૃષ્ટિ, વાંકી કે અતડી નજર
**દૃષ્ટિ-શક્તિ** સ્ત્રી. [સં.] આંખની જોવાની શક્તિ
**દૃષ્ટિ-શર** ન. [સં., પું] જુઓ 'દૃગ્બાણ.'
**દૃષ્ટિ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'દૃષ્ટિ-વિદ્યા,' 'ઑપ્ટિક્સ' (મ.ર.)
**દૃષ્ટિ-શાસ્ત્રી** વિ. [સં., પું.] દૃષ્ટિવિદ્યામાં નિષ્ણાત
**દૃષ્ટિ-સંકોચ** (-સઙ્કોચ) પું. [સં.] (લા.) વિચારનું સાંકડાપણું
**દૃષ્ટિ-સંગમ** (-સઙ્ગમ) પું. [સં.] સામસામી નજર મળવી એ, નજરનો મેળાપ ['દૃષ્ટિ-મર્યાદા.'
**દૃષ્ટિ-સીમા** સ્ત્રી. -માંત (સીમાન્ત) [સં., + अन्त] જુઓ
**દૃષ્ટિ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] દૃષ્ટિની મર્યાદામાં સમાઈ રહે તેટલું

વિશ્વ. (૨) જ્ઞાન-વિષય બનેલું બ્રહ્મરૂપ સમગ્ર બ્રહ્માંડ

**દૃષ્ટિસૃષ્ટિ-વાદ** પું. [સં.] પ્રત્યક્ષ-વાદ, 'આઇડિયાલિઝમ'

**દૃષ્ટિ-સ્થાન** ન. [સં.] જન્મકુંડળીમાંના કોઈ એક સ્થાનમાં રહેલા ગ્રહ ઉપર બીજા કોઈ સ્થાનમાં રહેલા ગ્રહની નજર પડે તેવું સ્થાન. (જ્યો.)

**દૃષ્ટિ-હીન** વિ. [સં.] આંધળું. (૨) સમઝ વિનાનું

**દૃષ્ટિહીન-તા** સ્ત્રી. [સં.] દૃષ્ટિહીન હોવાપણું

**દૃષ્ટોદૃષ્ટ** ક્રિ.વિ. [જુઓ 'દૃષ્ટ,[2]'–દ્વિર્ભાવ.] નજરોનજર, આંખ સાથે આંખ મળે એમ, પ્રત્યક્ષ

**-દે[1]** સ્ત્રી. [સં. દેવી નું લઘુરૂપ ગુ. સમાસમાં સ્ત્રી. નામોને અંતે-'રૂપાંદે' 'આલણ-દે' જેવામાં.] દેવી

**દે[2]** (દે) સ.ક્રિ., આજ્ઞા., બી.પુ., એ.વ. [જુઓ 'દેવું.'] આપવાની ક્રિયા કર [દઈ, દઈ ને

**દેઈ** સં., ભૂ.કૃ. [જુઓ 'દેવું.' + ગુ. 'ઈ' સં. ભૂ.કૃ.; જૂ.ગુ.]

**દેઉકળ** વિ. [જુઓ 'દેવું' દ્વારા.] આપવાના અધિકારવાળું

**દે-કારો** (દે-કારો) પું. [જુઓ 'દે[2]' + ગુ. 'કારો' (< સં. कार-क દ્વારા] 'દે દે' એવો પડકારાનો યુદ્ધ-ઝઘડા વગેરેના સમયનો ઉદ્ગાર. (૨) (લા.) ધાંધલ, ધમાલ

**દેખ** (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'દેખવું.'] જોવાની ક્રિયા. (૨) દેખરેખ, સંભાળ [બતાવવું

**દેખડાવવું** પુનઃ પ્રે., સ.ક્રિ. [જુઓ 'દેખાડવું.'] (બીજા દ્વારા)

**દેખણ-હાર, -રું** વિ. [જુઓ 'દેખવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. + અપ. हु છ. વિ., પ્ર. + ગુ. 'આર' (< સં. °कार-क < પ્રા. आर-अ; જૂ. ગુ.] જોનાર [ક્રિયા, દેખવું એ

**દેખણું** ન. [જુઓ 'દેખવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] જોવાની

**દેખત-હૂંડી** સ્ત્રી. [જુઓ 'દેખવું' + ગુ. 'તું' વર્ત.કૃ.નું ટૂંકું રૂપ + 'હૂંડી.'] દેખાડો કરી વટાવવાની હૂંડી, 'ડિમાન્ડ-ડ્રાફ્ટ'

**દેખતું** વિ. [જુઓ 'દેખવું' + ગુ. 'તું' વર્ત. કૃ. પ્ર.] આંખે જોવાની શક્તિવાળું. (૨) (લા.) સમઝદાર, સમઝુ. (૩) સભાન [વિ., પ્ર.] જોતજોતામાં

**દેખ-દેખે** ક્રિ.વિ. [જુઓ 'દેખ'—દ્વિર્ભાવ + ગુ. 'એ' સા.

**દેખ-ભાળ** (દેખ્ય-ભાળ્ય) સ્ત્રી. [જુઓ 'દેખ' + 'ભાળવું.'] જોઈ ને રાખવામાં આવતી સંભાળ, દેખરેખ, 'સુપરવિઝન.' (૨) (લા.) તકેદારી, જાપતો. (૩) બંદોબસ્ત, વ્યવસ્થા, 'વૉચ એન્ડ વૉર્ડ'

**દેખમ-દેખી** સ્ત્રી. [જુઓ 'દેખાદેખી.'] જુઓ 'દેખાદેખી.'

**દેખ-રેખ** (દેખ્ય-રેખ્ય) સ્ત્રી. [જુઓ 'દેખ,'-દ્વિર્ભાવ.] જુઓ 'દેખ-ભાળ.' [રાખનારું

**દેખ-રેખી** (દેખ્ય-રેખી) વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] દેખરેખ

**દેખવું** સ.ક્રિ. [સં. द्रक्ष- > પ્રા. देक्ख, ભવિષ્યાર્થમાંથી વર્ત.] જોવું, ભાળવું, નિહાળવું. દેખાવું કર્મણિ., ક્રિ. દેખાડવું પ્રે., સ.ક્રિ.

**દેખવું-પેખવું** સ.ક્રિ. [જુઓ 'દેખવું' + 'પેખવું.'] બરોબર જાણીને જોવું. [**દેખી-પેખી, ૦ને** (રૂ.પ્ર.) બરોબર જાણીને, જાણીજોઈ ને]

**દેખવું-ભાળવું** સ.ક્રિ. [જુઓ 'દેખવું' + 'ભાળવું.'] જોઈ ને ખાતરી કરવી. [**દેખ્યું-ભાળ્યું** ભૂ. કૃ. (રૂ. પ્ર.) જોઈ ને ખાતરી કરેલું]

**દેખંતું** (દેખન્તું) વિ. [જુઓ 'દેખવું' + જૂ.ગુ. 'અંતું' વર્ત. કૃ. પ્ર.] દેખાવ પૂરતું, જોવા પૂરતું. (૨) દેખીતું

**દેખા, -ખાઈ** સ્ત્રી. [જુઓ 'દેખવું' + ગુ. 'આ,'–'આઈ' કૃ.પ્ર.] પ્રત્યક્ષ જોવાનું એ, દર્શન

**દેખાઉ** વિ. [જુઓ 'દેખવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] દેખાયા કરે તેવું. (૨) દેખાવમાં આવતું

**દેખાડ** પું. [જુઓ 'દેખાડવું.'] બતાવવું એ, દેખાડો. [૦ 'ડ્રાફ્ટ,' ૦ હૂંડી (રૂ.પ્ર.) 'ડિમાન્ડ-ડ્રાફ્ટ', 'સાઇટ-ડ્રાફ્ટ']

**દેખાડવું** જુઓ 'દેખવું'માં. [**દેખાડી દેવું** (રૂ.પ્ર.) પ્રભાવનો પરચો બતાવવો] ['દેખાડ.'

**દેખાડો** પું. [જુઓ 'દેખાડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ

**દેખાદેખી** સ્ત્રી. [જુઓ 'દેખ,'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] એક જણનું જોઈ બીજાએ આચરવું એ, અનુ-કરણ. (૨) (લા.) સરસાઈ, હરીફાઈ, સ્પર્ધા.

**દેખા-ભાળી** સ્ત્રી. [જુઓ 'દેખવું' + ગુ. 'આ' કૃ. પ્ર. + 'ભાળવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'દેખ-ભાળ.'

**દેખા-ભૂલી** સ્ત્રી. [જુઓ 'દેખવું' + ગુ. 'આ' કૃ.પ્ર. + 'ભૂલવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ગૂંચવણવાળો માર્ગ

**દેખાવ** પું. [જુઓ 'દેખવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] દેખાવું એ, દર્શનની પરિસ્થિતિ. (૨) નજરે પડતો આકાર કે દૃશ્ય. (૩) (લા.) શરીરનું કાઠું, બાંધો. (૪) ઠાઠમાઠ. (૫) ડોળ [દેખાવ, શોભા

**દેખાવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'દેખવું' + ગુ. 'આવટ' કૃ.પ્ર.]

**દેખાવડું** વિ. [જુઓ 'દેખાઉ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] દેખાવમાં સુંદર, દર્શનીય, શોભીતું, રઢિયાળું, રૂપડું, મનોહર

**દેખાવું** જુઓ 'દેખવું'માં.

**દેખાવો** પું. [જુઓ 'દેખાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] બતાવવાની પ્રક્રિયા, નિદર્શન, 'ડેમોન્સ્ટ્રેશન'

**દેખીતું** વિ. [જુઓ 'દેખવું' + ગુ. 'ઈતું' જૂ.ગુ. કર્મણિ., કૃ. પ્ર.] બધાં જુએ એમ, પ્રત્યક્ષ, દેખાતું હોય એમ, 'એપેરન્ટ.' (૨) ખુલ્લી રીતનું, સ્પષ્ટ-સ્વરૂપ, 'ઑસ્ટેન્સિબલ'

**દેગ** સ્ત્રી. [ફા.] રાંધવાનું મોટું વાસણ

**દેગ-ડી** સ્ત્રી. [જુઓ 'દેગડું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાણી ભરવાનું ધાતુનું ચરવી જેવું નાનું સાધન

**દેગડું** ન. -ડો પું. [જુઓ 'દેગ' + ગુ. 'ડું' ત.પ્ર.] પાણી ભરવાની ચરવી

**દેગરડી** સ્ત્રી. એ નામની ઉત્તર ગુજરાતની એક રમત, દડી-ઠીકરી [વરના બાપ તરફથી અપાતી રકમ

**દેજ, -જ** પું. [ફા. દહેજ] લગ્ન સબબ કન્યાના બાપને

**દેજું** ન. [+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] દાયજો, કરિયાવર

**દેડકડી** સ્ત્રી. [જુઓ 'દેડકી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] દેડકી. (પદ્યમાં.)

**દેડકા(-કાં)-મારુ** વિ. [જુઓ 'દેડકું'—બ.વ. 'દેડકાં' + 'મારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] દેડકાંને મારી નાખનારું. (૨) (લા.) નજીવું કામ કરનારું [માદા

**દેડકી** સ્ત્રી. [જુઓ 'દેડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દેડકાની

**દેડકી-મચ્છી** સ્ત્રી. [+ જુઓ 'મચ્છી.'] કોડીનારના દરિયામાં થતી એ નામની એક માછલી

**દેડકું** ન., **-કો** પું. મંડૂક, મેડક. [**-કાં છોલવાં** (રૂ. પ્ર.) અર્થહીન નકામી વાત કર્યા કરવી. **-કાં હાંભવાં** (રૂ. પ્ર.) નબળાંને ત્રાસ આપવો. **-કાંની પાંચશેરી** (રૂ.પ્ર.) અવ્યવસ્થિત ગોઠવણ. (૨) ઉધમાતિયું ટોળું. **કૂવાનો દેડકો** (રૂ.પ્ર.) ટૂંકી બુદ્ધિનું માણસ]

**દેઢી** સ્ત્રી. જુઓ 'ડોઢી.'

**-દેણ**[1] (દેણ) વિ. [જુઓ 'દેવું'+ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર. સમાસમાં 'આપનાર' અર્થઃ 'સુખ-દેણ' 'દુખ-દેણ' વગેરે] આપનાર

**દેણ**[2] (દેણ) ન. [જુઓ 'દેવું+ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] દેવું એ, આપવાની ક્રિયા. (૨) મહેસૂલ, ગણોતી ભરણું, સાંથ. (૩) (લા.) ઉપકારનું દબાણ

**દેણ-ગી** (દેણ-) સ્ત્રી. [જુઓ 'દેણ[2]' + ફા. 'ગી' પ્ર.] દાન, બક્ષિસ, 'ગ્રાન્ટ,' 'એન્ડોમેન્ટ્સ'

**દેણ-દાર** (દેણ-) વિ. [અર. દયન્+ફા. પ્રત્યય] કરજદાર, ઋણી, દેવાદાર. (૨) (લા.) ઉપકાર પામેલું, ઉપકૃત

**દેણદારી** (દેણ-) સ્ત્રી. [+ ફા. 'ઈ' ત.પ્ર.] દેવાદારી, કરજ, ઋણ, દેવાદારની સ્થિતિ

**દેણ-પુરાંત** (દેણ-) સ્ત્રી. [જુઓ 'દેણ[2]' + 'પુરાંત.'] ચુકવણામાં કાંઈ પણ બચત ન હોવી એ, 'નેગેટિવ બૅલેન્સ ઑફ પેયમેન્ટ'

**દેણ-લેણ** (દેણ-લેણ) ન. [જુઓ 'દેણ[2]' + 'લેણ.'] આપવા-લેવાનો વ્યવહાર, લેણ-દેણ. (૨) લગ્નાદિ પ્રસંગે વર અને કન્યા-પક્ષની બાઈઓ એકબીજા પક્ષને ત્યાં ખાંડ .સાકર વગેરે આપવા જાય એવી ક્રિયા

**દેણિયાત** (દેણિ-)[2] વિ. [જુઓ 'દેણું + ગુ. 'ઇયું' + 'આત' ત. પ્ર.] જુઓ 'દેણદાર.'

**દેણી** (દેણી) સ્ત્રી. [જુઓ 'દેવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] જુઓ 'દેણ.[2]' (૨) આપવાની રીત

**-દેણું**[1] (દેણું) વિ. [જુઓ 'દેણ[1]' + ગુ. 'ઉં' ત. પ્ર., સમાસમાં ઉત્તર પદમાં : 'સુખ-દેણું' વગેરે] આપનારું

**દેણું**[2] (દેણું) ન. [અર. 'દયન્' > ગુ. 'દેણ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] દેવું, કરજ, ઋણ, 'ડેટ'

**દેતરી** સ્ત્રી. [જુઓ 'દેવું' દ્વારા] ભરણું, મહેસૂલ. (૨) દાન, ભેટ. (૩) કરજ, ઋણ, દેવું

**દેતલ** વિ. [જુઓ 'દેવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'અલ' ત.પ્ર.] આપનારું, દેનારું [દેવતા

**દેતવા** પું. [સં. देवता સ્ત્રી., વ્યત્યય અને અર્થ-સંકોચ] અગ્નિ,

**દેતાળી** જુઓ 'દંતાળી.'

**દેતી-લેતી** સ્ત્રી. [જુઓ 'દેવું' + 'લેવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લેવડ-દેવડ, આપલેનો વ્યવહાર. (૨) (લા.) પહેરામણી

**દેદારું** ન. અ-વ્યવસ્થા, ગોટાળો

**દેદાર** જુઓ 'દીદાર.' [તેજસ્વી, 'સ્પ્લેન્ડિડ'

**દેદીપ્યમાન** વિ. [સં.] પ્રકાશતું, ઝગમગતું, ઝળહળતું,

**દેદો**[1] જુઓ 'ડેડો.'

**દેદો**[2] પું. દિવાળી ઉપર થાપેલું પહેલું છાણું

**દેન**[1] (દેન્ય) સ્ત્રી. શક્તિ, તાકાત, મગદૂર

**દેન**[2] (દેઃન) ન. [સં. दहन, અર્વા. તદ્ભવ] અગ્નિદાહ (મડદાને અપાતો). [**૦ દેવું** (રૂ. પ્ર.) મડદાને અગ્નિદાહ આપવો. **૦ પડવું** (રૂ.પ્ર.) મડદાનો અગ્નિદાહ થવો]

**દેમણું** (દેમણું) જુઓ 'દીમણું.'

**દેમાગ** (દેમાગ) જુઓ 'દિમાગ.'

**દે-માર** (-રય) વિ., ક્રિ.વિ. [જુઓ 'દેવું' + 'મારવું'—આજ્ઞા, બી.પુ., એ.વ.] (લા.) ઝપાટાભેર, તડામાર. (૨) ધોધમાર., મુશળધાર

**દેય** વિ. [સં.] આપવા જેવું, દઈ શકાય તેવું (૨) ન. દાન

**દેયડી** સ્ત્રી. [જુઓ 'દેરી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.='દેરડી'—પ્રવાહી ઉચ્ચારણ] દેરી. (પદ્યમાં.) [આપનાર, દેનાર

**દેયણ** વિ. [જુઓ 'દેવું' + ગુ. 'અણ' કર્તૃવાચક ત. પ્ર.]

**દેય-ધર્મ** પું. [સં.] દાન કરવાની ફરજ, દાન-ધર્મ

**દેર**[1] પું. [સં. देवर > પ્રા. देअर] જુઓ 'દિયર.'

**દેર**[2] સ્ત્રી. [ફા.] વિલંબ, વાર, ઢીલ, મોડું

**દેરડી** (દેઃરડી) સ્ત્રી. [જુઓ 'દેયડી.'] દેરી. (પદ્યમાં.)

**દેર-વટું** ન. [જુઓ 'દેર[1]' + ગુ. વટું' ત.પ્ર.] ભાભીનું વિધવા થયે દેર સાથેનું પુનર્લગ્ન [દેરની પત્ની

**દેરાણી** સ્ત્રી. [જુઓ 'દેર[1]' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.]

**દેરા-વાસી** (દેઃરા-) વિ. [જુઓ 'દેરું' + સં.,પું.] (લા.) તીર્થંકરોની મૂર્તિઓની પૂજાવિધિમાં માનનારું

**દેરાસર** (દેઃરાસર) ન. [સં. देवगृहाश्रय > પ્રા. देहरस्सर] જૈન તીર્થંકરનું દેરું, જિન-મંદિર. (જૈન.)

**દેરાસરી** (દેઃરાસરી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દેરાસરમાં પૂજા કરવાનો ધંધો કરનાર. (૨) **પું.** વીસનગરા નાગર બ્રાહ્મણોની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**દેરી** (દેઃરી) સ્ત્રી. [જુઓ 'દેરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું દેરું, ડેરી [(વહાલમાં) દેર, દિયર

**દેરીડો** પું. [જુઓ 'દેર[1]' + ગુ. 'ઈ' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.]

**દેરું** (દેઃરું) ન. [સં. देवगृहक- > પ્રા. देहरअ-] દેવગૃહ, દેવ-મંદિર, દેવાલય

**દેવ** પું. [સં.] ઉચ્ચ કોટિનું ચેતન તત્ત્વ—ઈશ્વર પરમાત્મા બ્રહ્મ. (૨) ઈશ્વરના અંશ વિભૂતિ વગેરે પ્રકારનો તે તે દિવ્ય પુરુષ. (૩) પૌરાણિક માન્યતા પ્રમાણે સ્વર્ગનો વાસી તે તે પુણ્યશાલી જીવ. (૪) સ્વામી, શેઠ. (૫) (સંબોધનમાં) પતિ, ધણી, સ્વામી. (નાટ્ય.) (૬) બ્રાહ્મણ, વિપ્ર. [**૦ કરવો** (રૂ.પ્ર.) દેવદેવી સમક્ષ પશુનો ભોગ આપવો. (૨) દીવો ઠારવો. **૦ કાશીએ જવો** (-કાશિયે-) (રૂ. પ્ર.) પુરુષાતન ચાલ્યું જવું. **૦ થવું**, **૦ લોક પામવું**, **૦ શરણ જવું** (રૂ.પ્ર.) મરણ પામવું. **૦ દેવ કરતાં** (રૂ.પ્ર.) ઘણા યત્ન કરતાં કરતાં. **૦ મઠ આવવો** (રૂ.પ્ર.) વાત કે મનનું ઠેકાણે આવવું]

**દેવ-ઊઠી** વિ., સ્ત્રી. [જુઓ 'દેવ, + 'ઊઠવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પૌરાણિક માન્યતા પ્રમાણે વિષ્ણુને ઊઠવાનો દિવસ—કાર્તિક સુદિ અગિયારસ, પ્રબોધિની. (સંજ્ઞા.) [રૂપ ઋણ

**દેવ-ઋણ** ન. [સં., સંધિ વિના] મનુષ્યોનું દેવો તરફનું ફરજ-

**દેવક** પું. [સં.] શ્રીકૃષ્ણની માતા દેવકીનો ભાઈ—એક યાદવ

રાજા. (સંજ્ઞા.) [(હો.ત્રિ.)
દેવ-કથા સ્ત્રી. [સં.] દેવોના વિષયની વાર્તા, 'માઇથોલૉજી'
દેવ-કન્યા સ્ત્રી. [સં.] સ્વર્ગીય દેવની પુત્રી. (૨) (લા.) રૂપાળી સ્ત્રી [જાત
દેવ-કપાસ પું. [+જુઓ 'કપાસ.'] કપાસની એક વિશિષ્ટ
દેવ-કર્મ ન. [સં.] દેવની પ્રસન્નતાને માટે દેવને ઉદ્દેશી થતું કર્મકાંડ—પૂજા અર્ચન વગેરે
દેવ-કલ્પ વિ. [સં.] લગભગ દેવના જેવું
દેવ-કામા વિ., સ્ત્રી. [સં.] દેવની કામના કરનારી સ્ત્રી
દેવ-કાય વિ. [સં.] દેવના જેવા શરીરવાળું
દેવ-કાર્ય ન. [સં.] જુઓ 'દેવ-કર્મ.'
દેવકિ(-કી)-નંદન (-નન્દન), દેવકિ(-કી)-પુત્ર પું. [સં.] દેવકીના પુત્ર વાસુદેવ શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.)
દેવકી સ્ત્રી. [સં.] શ્રીકૃષ્ણની માતા—દેવક યાદવની બહેન. (સંજ્ઞા.) [સ્થળ
દેવ-કુલ(-ળ) ન. [સં.] દેવળ, દેવમંદિર. (૨) સમાધિ લેવાનું
દેવકુલિક વિ. [સં.] દેવળમાં રહી પૂજા કરનાર, પૂજારી
દેવ-કુલિકા સ્ત્રી. [સં.] નાનું દેવ-મંદિર, દેરી, 'શૅપલ' (મ.ઢાં.)
દેવ-કુળ જુઓ 'દેવ-કુલ.'
દેવ-કૃત્ય ન. [સં.] જુઓ 'દેવ-કર્મ.' (૨) દેવે કરવાનું કામ. (૩) દૈવી બનાવ [મહત્ત્વની જાત
દેવ-કેળ (-કેળ્ય) સ્ત્રી. [સં.+જુઓ 'કેળ.'] કેળની એક
દેવ-ગણ પું. [સં.] દેવોનો સમૂહ
દેવ-ગણિકા સ્ત્રી. [સં.] અપ્સરા
દેવ-ગતિ સ્ત્રી. [સં.] મરણ પછીની ઉત્તમ ગતિ, સદ્ગતિ. (૨) મરણ પછી દેવયોનિ મળવી એ [રાગ. (સંગીત.)
દેવ-ગંધાર (-ગન્ધાર) પું. [સં. દેવ-गान्धार] સવારનો એક
દેવ-ગાયક, દેવ-ગાયન પું. [સં.] સ્વર્ગનો તે તે ગવૈયો, ગાંધર્વ [ગંધાર.'
દેવ-ગાંધાર (-ગાન્ધાર) પું., -રી સ્ત્રી. [સં.] જુઓ 'દેવ-
દેવ-ગિરા સ્ત્રી. [સં.] દેવોની ભાષા, ગીર્વાણ-વાણી, દેવ-ભાષા, સંસ્કૃત ભાષા. (૨) આકાશ-વાણી
દેવ-ગિરિ પું. [સં.] મહારાષ્ટ્રમાં ઔરંગાબાદ નજીક અત્યારે દૌલતાબાદ છે તે નાનો પહાડ તથા કિલ્લો અને ત્યાંની જૂની એ રાજધાની. (સંજ્ઞા.)
દેવ-ગુરુ પું. [સં.] દેવોના ગુરુ—બૃહસ્પતિ
દેવ-ગુહ્ય ન. [સં.] માત્ર દેવો જ જાણતા હોય તેવી મર્મ-વાત
દેવ-ગૃહ ન. [સં., પું., ન.] દેવાલય, દેરું, ડેરું
દેવ-ચકલી સ્ત્રી [+જુઓ 'ચકલી.'] કાળી ચકલી
દેવ-ચક્ષુ ન.,સ્ત્રી. [+સં. चक्षुस् ન.] જુઓ 'દિવ્ય-ચક્ષુ.'
દેવ-ચર્યા સ્ત્રી. [સં.] દેવોની દૈનિક કાર્ય-પ્રણાલી
દેવ-ચલ્લી સ્ત્રી. [+જુઓ 'ચલ્લી' (હિં.)] જુઓ 'દેવ-ચકલી.' [દેવની આણ
દેવ-ચું ન. [સં. દેવ દ્વારા] દેવના સોગન, દેવના સમ,
દેવ-જા વિ.,સ્ત્રી [સં.] જુઓ 'દેવ-કન્યા.'
દેવજી-ઘસાડિયો પું. [કોઈ થયેલી વ્યક્તિ 'દેવજી' નામની અને શરીર ઉપર 'દરાજ' જેવા રોગને કારણે ખણ્યા કરતી] (લા.) બદસિકલ માણસ, કદરૂપો આદમી (કટાક્ષમાં)

દેવ-જુષ્ટ વિ. [સં.] દેવોએ કે દેવે ભોગવેલું, દેવની પ્રસાદી-રૂપ
દેવડ (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'દેવું' દ્વારા; 'લેવડ' સાથે જ પ્રયોગ—'લેવડ-દેવડ.'] દેવું એ, આપવાની ક્રિયા
દેવ-ડાયરો પું. [+જુઓ 'ડાયરો.'] દેવોના પ્રકારનો લોકોનો જમેલો
દેવડા(-રા)વવું જુઓ 'દેવું'માં. [ડાંગરની એક જાત
દેવ-ડાંગર (-રય) સ્ત્રી. [+જુઓ 'ડાંગર.'] એ નામની
દેવ-ડાંગરી સ્ત્રી. એ નામની એક વેલ
દેવડી[1] સ્ત્રી. [સં. દેવ + ગુ. 'ડી' ત.પ્ર.] (લા.) સાધુ સંન્યાસીને દાટયા-બાળ્યાની જગ્યા પરની દેરી કે સમાધિસ્થાન
દેવડી[2] સ્ત્રી. રાજ-દરબાર રાજમહેલ કે મોટી હવેલીનો દરવાજો, ડેલી
દેવડી-દાર વિ.,પું. [જુઓ 'દેવડી[2]'+ફા. પ્રત્યય] દેવડી ઉપરનો ચોકિયાત [(લા.) બપૈયો
દેવ-તરસ્યો, -સ્યો વિ.,પું. [સં.+જુઓ 'તરસ્યું, -સ્યું.']
દેવ-તરુ ન. [સં., પું.] પારિજાતક વૃક્ષ, હાર-શણગાર. (૨) મંદાર પારિજાત સંતાન કલ્પવૃક્ષ અને હરિચંદન એ પાંચ વૃક્ષ. (૩) પીપળો વગેરે પૂજનીય ગણાતું ઝાડ
દેવ-તર્પણ ન. [સં.] તર્પણના બ્રાહ્મણીય કર્મમાંની પાણીની બ્રહ્મા વિષ્ણુ વગેરે દેવોને ઉદ્દેશી અંજલિઓ અપાવાની ક્રિયા
દેવતા સ્ત્રી. [સં.] દેવી. (૨) પું. [સં.,સ્ત્રી.] દેવ. (૩) અગ્નિ, દેતવા. [૦ ઊઠવો (રૂ.પ્ર.) આગ લાગવી. (૨) નસીબ પ્રતિકૂળ થવું. (૩) નાશ પામવું. ૦ ઊઠી જવો (રૂ.પ્ર.) શક્તિહીન થઈ જવું. ૦ કરવો, ૦ પાડવો (રૂ. પ્ર.) અગ્નિ સળગાવવો. ૦ જાગવો (રૂ. પ્ર.) ભાગ્યોદય થવો. ૦ ઝરવો (રૂ.પ્ર.) ક્રોધ થવો. (૨) સખત ઝઘડો થવો. ૦ ભારવો૦ (રૂ.પ્ર.) અગ્નિ ઓલવાય નહિ એ માટે રાખ નીચે ઢાંકી દેવો. ૦માં ઘી હોમવું (રૂ. પ્ર.) શત્રુતામાં વધારો થાય એવું કરવું. ૦ મૂકવો (રૂ.પ્ર.) જવા દેવું, જતું કરવું. ૦ રેડાવો (રૂ.પ્ર.) ખૂબ જ ચિંતામાં મુકાવું]
દેવતાઈ[1] વિ. [સં. + ગુ. 'આઈ' ત.પ્ર.] દૈવી, દેવને લગતું, અલૌકિક [પણું, દેવ-ત્વ, દિવ્ય-તા
દેવતાઈ[2] સ્ત્રી. [સં. + ગુ. 'આઈ' સ્વાર્થે ત. પ્ર.], દેવતા-
દેવતાત્મક વિ. [સં. દેવતા + आत्मन्-क] દેવ-સ્વરૂપ
દેવતા-દ્વંદ્વ (-દ્વન્દ્વ) પું. [સં.] 'મિત્રા-વરુણ' 'અગ્ની-ષોમ' 'દ્યાવા-ભૂમિ' 'દ્યાવા-પૃથિવી' જેવા પ્રકારનાં દૈવી પાત્રોનો (પહેલા પદનો અંત્ય સ્વર દીર્ઘ થાય છે તેવા પ્રકારનો) દ્વંદ્વ સમાસનો એક પ્રકાર. (વ્યા.)
દેવતા-મય વિ. [સં.] દેવ-મય, દેવ-સ્વરૂપ
દેવતામયી વિ.,સ્ત્રી. [સં.] સર્વ શક્તિવાળી દેવી, દૈવી તત્ત્વથી ભરપૂર સ્ત્રી [દેરું, ડેરું
દેવતાયતન ન. [સં. देवता + आयतन] દેવાલય, દેવ-મંદિર,
દેવતારાધન ન. [સં. देवता + आ-राधन] દેવની આરાધના, દેવની ઉપાસના [ઉપરનું ટેરવું
દેવ-તીર્થ ન. [સં.] (લા.) અંગૂઠા સિવાયની આંગળીઓનું
દેવ-ત્રય પું.,બ.વ. [સં.,ન.,એ.વ.], -યી સ્ત્રી. [સં.] બ્રહ્મા વિષ્ણુ અને મહેશ (શિવ) એ ત્રણ દેવ
દેવ-ત્વ ન. [સં.] દેવપણું, દૈવત

**દેવ-દરબાર** પું. [સં. દેવ + જુઓ 'દરબાર.'] દેવ-મંદિર, દેવ-સ્થાન

**દેવ-દર્શન** નં. [સં.] દેવની ઝાંખી કરવી એ, મંદિરે જઈ મૂર્તિ કે સ્વરૂપનું કરવામાં આવતું દર્શન

**દેવ-દાનવ** પું., બ.વ. [સં.] દેવો અને દનુજો, દેવો અને દેવોના શત્રુ દાનવો (દૈત્ય અને રાક્ષસ ભિન્ન છે.)

**દેવ-દાય** ન. [સં.,પું.] દેવસ્થાનના ખર્ચને માટે અપાતું દાન

**દેવદાર** ન. [સં. દેવ-દ્દારુ પું.] એ નામનું હિમાલયમાં થતું એક ઝાડ (જેનાં હળવા વજનનાં પાટિયાં–ખાસ કરી ખોખાં (બારદાન) તરીકે વપરાય છે.) [બનાવેલું

**દેવદારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દેવદારને લગતું કે દેવદારનું

**દેવ-દાસી** સ્ત્રી. [સં.] મુખ્યત્વે દક્ષિણનાં વિશાળ મંદિરોમાં દેવો સમક્ષ નાચવાનો ધંધો કરનારી સ્ત્રી. (હકીકતે દેવને અર્પણ કરાયેલી બાળકી હતી તે. આ રિવાજ હવે બંધ થયો છે. એમનું જીવન વેશ્યાવૃત્તિથી પસાર થતું.)

**દેવ-દિવાળી** સ્ત્રી. [સં. દેવ + જુઓ દિવાળી.'] કાર્તિક સુદિ અગિયારસ, દેવ-ઊઠી અગિયારસ. (૨) કાર્તિક સુદિ પૂનમ, કાર્તિકી-પૂનમ

**દેવ-દુગરું** ન. [સં. દેવ + દ્વિજ + ગુરુ દ્વારા] (લા.) નાનાં નાનાં અનેક દેવદેવીઓમાંનું પ્રત્યેક

**દેવ-દૂત** પું. [સં.] દેવોએ મોકલેલો દૂત. (૨) (લા.) અગ્નિ

**દેવ-દૂષ્ય** ન. [સં.] દેવોને માટેનું વસ્ત્ર, મૂર્તિને પહેરવાનો વાઘો

**દેવ-દેરાં** (-દે:રાં) ન.,બ.વ. [સં. દેવ + જુઓ 'દેરું.'] દેવ-મંદિરો. (૨) (લા.) (જુઓ 'દેવ-દૂગરું') નાનાં મોટાં દેવ-દેવલાં [દેવ-દેવીઓ

**દેવ-દેવલાં** ન.,બ.વ. [સં. દેવ + 'દેવલું.'] નાનાં મોટાં

**દેવ-દેવેશ** પું. [સં. દેવ-દેવ + ઈશ] દેવોના પણ સ્વામી—વિષ્ણુ શિવ

**દેવ-દેશ** પું. [સં.] સ્વર્ગ. (૨) (લા.) સૌરાષ્ટ્ર દેશ. (જૈન.)

**દેવ-દોષ** પું [સં.] (લા.) દેવ કે દેવોની કૃપાથી આવેલી માંદગી

**દેવ-દ્રવ્ય** ન. [સં.] મંદિરોમાં દર્શનાર્થીઓ તરફથી ભેટ અપાયેલી તેમજ દેવ-મંદિરની જમીન વગેરેમાંથી ઉત્પન્ન થયેલા પદાર્થોના વેચાણમાંથી ઊપજેલી રકમ, ધર્માદા-નાણું

**દેવ-દ્રુમ** ન. [સં.] જુઓ 'દેવ-તરુ.'

**દેવ-દ્રોણી** સ્ત્રી. [સં.] મહાદેવની નીચેની જલાધારી

**દેવ-ધન** ન. [સં.] જુઓ 'દેવ-દ્રવ્ય.'

**દેવ-ધાની** સ્ત્રી. [સં.] સ્વર્ગની રાજધાની—અમરાપુરી

**દેવ-ધાન્ય** ન. [સં.] (લા.) જુવાર

**દેવ-ધામ** ન. [સં.] દેવોનું નિવાસસ્થાન. (૨) (લા.) હિમાલય

**દેવ-ધુનિ(-ની)** સ્ત્રી. [સં.] આકાશ-ગંગા, દેવ-નદી, 'નેબ્યુલા'

**દેવન** ન. [સં.] જુગાર, જુવટું, દ્યૂત [નક્ષત્ર

**દેવ-નક્ષત્ર** ન. [સં.] કૃત્તિકાથી ગણતાં ૧૪ મું નક્ષત્ર—વિશાખા

**દેવ-નદી** સ્ત્રી. [સં.] જુઓ 'દેવ-ધુનિ.'

**દેવ-નાગરી** વિ.,સ્ત્રી. [સં.] અશોકકાલીન બ્રાહ્મી લિપિમાંથી નવમી-દસમી સદીમાં વિકસી આવેલી માથાં બાંધેલા વર્ણો-વાળી લિપિ, બાળબોધ લિપિ (એના જૈન અને બ્રાહ્મણી એવા બે મરોડ હતા; આજે મરાઠી અને હિંદી એવા બે મરોડ છે, જેનું સ્થાન મરાઠી મરોડ લેતો જાય છે.)

**દેવ-નાથ, દેવ-નાયક** પું. [સં.] દેવોનો સ્વામી અને નેતા–ઇંદ્ર

**દેવ-નિર્માલ્ય** ન. [સં.] દેવ ઉપરથી ચડીને ઊતરેલ તે તે પદાર્થ—ફૂલ વગેરે. (૨) મહાદેવ વગેરે દેવોને ધરાયેલી સામગ્રીનો પ્રસાદ (એ તપોધન બ્રાહ્મણો કે ગોસાંઈ ખાવા જ લઈ શકે.) [કુદરતી, નૈસર્ગિક

**દેવ-નિર્મિત** વિ. [સં.] દેવોએ બનાવેલું. (૨) (લા.)

**દેવ-નિવાસ** પું. [સં.] દેવોને માટેનું તે તે રહેઠાણ

**દેવ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] દેવ કે દેવો પ્રત્યેની આસ્થા અને શ્રદ્ધા [નાસ્તિક, પાખંડી

**દેવ-નિંદક** (-નિન્દક) વિ. [સં.] દેવોની નિંદા કરનારું,

**દેવ-નિંદા** (-નિન્દા) સ્ત્રી. [સં.] દેવદેવીઓને વખોડી કાઢવાની ક્રિયા [અભિલેખો વગેરેમાં મળતું નામ. (સંજ્ઞા.)

**દેવ-પત્તન** ન. [સં.] આજના પ્રભાસપાટણનું મધ્યકાલીન

**દેવ-પત્ની** સ્ત્રી. [સં.] જુઓ 'દિવ્યાંગના.'

**દેવ-પથ** પું. [સં.] આકાશ. (૨) દેવ-મંદિરે જવાનો માર્ગ

**દેવ-પરસ્ત** વિ. [સં. દેવ + ફા.] અનેક દેવદેવીઓ તરફ આસ્થા રાખનાર [આસ્થા, દેવ-નિષ્ઠા

**દેવ-પરસ્તી** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્ર.] દેવદેવીઓ તરફની

**દેવ-પક્ષી** ન. [સં.,પું.], **દેવ-પંખી** (-પહ્ખી) ન. [+ જુઓ 'પંખી.'] (લા.) હંસ

**દેવ-પંચક** (-પઞ્ચક), **દેવ-પંચાયતન** (-પઞ્ચા-) ન. [સં.] ગણેશ ગૌરી બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ (શિવ) એ પાંચ દેવોનો સમૂહ

**દેવ-પાટણ** ન. [સં. દેવ + જુઓ 'પાટણ.'] જુઓ 'દેવ-પત્તન.'

**દેવ-પુરુષ** પું. [સં.] (લા.) સદ્ગુણી અને સજ્જન આદમી

**દેવ-પુષ્પ** ન. [સં.] પારિજાતકનું ફૂલ, હારશણગારનું ફૂલ

**દેવ-પૂજક** વિ. [સં.] દેવ-દેવીઓની અર્ચા-પૂજા કરનાર

**દેવ-પૂજન** ન., **દેવ-પૂજા** સ્ત્રી. [સં.] દેવ-દેવીઓની અર્ચા-પૂજા

**દેવ-પોઢણી** વિ.,સ્ત્રી. [સં. દેવ + જુઓ 'પોઢવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **દેવ-પોઢી** વિ., સ્ત્રી. [+ ગુ. 'યું' ભૂ.કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] પૌરાણિક માન્યતા પ્રમાણે દેવ વિષ્ણુ જે દિવસે નિદ્રા કરવાનો આરંભ કરે તે દિવસ –આષાઢ સુદિ અગિયારસનો દિવસ, દેવશયની અગિયારસ

**દેવ-પ્રણીત** વિ. [સં.] દેવોએ રચેલું, દેવ-નિર્મિત

**દેવ-પ્રતિકૃતિ** સ્ત્રી. [સં.] દેવ-દેવીઓની છબી

**દેવ-પ્રતિમા** સ્ત્રી. [સં.] દેવ-દેવીઓની મૂર્તિ

**દેવ-પ્રતિષ્ઠા** સ્ત્રી. [સં.] વૈદિક કે પૌરાણિક વિધિ પ્રમાણે મૂર્તિમાં તે તે ઇષ્ટદેવની સ્થાપના, 'એપોથીયોસિસ' (ગો.મા.)

**દેવ-પ્રબોધિની** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'દેવ-ઊઠી.'

**દેવ-પ્રયાગ** ન. [સં.] હિમાલયના તેહરી જિલ્લામાં ગંગા અને અલકનંદાના સંગમ ઉપરનું એ નામનું તીર્થ. (સંજ્ઞા.)

**દેવ-પ્રાસાદ** પું. [સં.] જુઓ 'દેવતાયતન.'

**દેવ-બાવળિયો** પું. [સં. દેવ + જુઓ 'બાવળિયો.'] બા-વળની એક ઊતરતી જાત, રામ-બાવળિયો, તલ-બાવલડી

**દેવ-બાહુલ્ય-વાદ** પું. [સં.] અનેક દેવ હોવાનો સિદ્ધાંત કે મત, અનેકદેવવાદ, 'પોલીથીઝમ' (દ.બા.)

**દેવબાહુલ્યવાદી** વિ. [સં. પું.] અનેકદેવવાદી, 'પોલીથીસ્ટ'

**દેવ-ભાગ** પું. [સં.] યજ્ઞ વગેરેમાં અપાતો તે તે દેવના નિમિત્તનો હિસ્સો [થતું એક ધાન્ય, સામો

**દેવ-ભાત** પું. [સં. દેવ + જુઓ 'ભાત.[૨]'] વાવ્યા વિના

**દેવ-ભાવ** પું. [સં.] જુઓ 'દેવ-ત્વ.'

**દેવ-ભાવના** સ્ત્રી. [સં.] પ્રતિમા વગેરેમાં તે તે ઇષ્ટ દેવ છે એવી આસ્થા અને શ્રદ્ધા

**દેવ-ભાષા** સ્ત્રી. [સં.] ગીર્વાણ-વાણી, સંસ્કૃત ભાષા, ભારતી

**દેવ-ભિષક** પું.,બ.વ. [સં. દેવ-મિષક્] દેવોના વૈદ્ય અશ્વિની-કુમારો (બે જોડિયા ભાઈ)

**દેવ-ભૂમિ(-મી)** સ્ત્રી. [સં.] દેવોની ભૂમિ, સ્વર્ગ, દેવ-લોક

**દેવ-મંદિર (-મન્દિર)** ન. [સં.] જુઓ 'દેવતાયતન.'

**દેવ-માતા** સ્ત્રી. [સં.] કશ્યપ ઋષિનાં પત્ની અદિતિ

**દેવ-માતૃક** વિ. [સં.] જ્યાં માત્ર વરસાદથી ખેતી થતી હોય તેવું (પ્રદેશ)

**દેવ-માયા** સ્ત્રી. [સં.] પરમેશ્વરની મોહક માયાશક્તિ (જે લોકોને બંધનમાં નાખે છે—અજ્ઞાનને કારણે.)

**દેવ-માર્ગ** પું. [સં.] જુઓ 'દેવ-પથ.'

**દેવ-માસ** પું. [સં.] [લા.] ગર્ભ રહ્યેથી આઠમો મહિનો

**દેવ-મુનિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે નારદ ઋષિ

**દેવ-મૂર્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'દેવ-પ્રતિમા.'

**દેવ-યજન** ન. [સં.] દેવોને નિમિત્તે કરવામાં આવતી યજ્ઞ-ક્રિયા

**દેવ-યજ્ઞ** પું. [સં.] દ્વિજ કે બ્રાહ્મણોને નિત્ય કરવાનો હોમ-રૂપ યજ્ઞ, દેવોને ઉદ્દેશી થતો નિત્ય-યજ્ઞ

**દેવ-યાજી** વિ. [સં.,પું.] દેવો નિમિત્તે યજ્ઞ કરનાર-કરાવનાર

**દેવ-યાત્રા** સ્ત્રી. [સં.] દેવની પ્રતિમાને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાની વરણાગી, રવાડી કાઢવી એ, રવાડી

**દેવ-યાન** ન. [સં.] ઉત્તરાયણના છ માસનો સમય (જેમાં મરણ થતાં જીવ ઉત્તમ ગતિ પામે એવી ભારતીય માન્યતા)

**દેવયાની** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે દાનવોના ગુરુ શુક્રાચાર્યની પુત્રી (જે ઐલવંશી રાજા યયાતિને પરણી હતી). (સંજ્ઞા.)

**દેવ-યોનિ** સ્ત્રી. [સં.] દેવ તરીકેનો જન્મ (પૌરાણિક માન્યતા પ્રમાણે સ્વર્ગ અંતરિક્ષ આદિમાં રહેનારી જીવ-સૃષ્ટિ)

**દેવર** પું. [સં.] જુઓ 'દિયર.'

**દેવ-રાજ** પું. [સં.], **-જાન** પું. [સં. દેવ + राजन्‌ને જ સ્વીકારી] જુઓ 'દેવ-નાથ.' [રાજ્ય

**દેવ-રાજ્ય** ન. [સં.] (લા.) રામ-રાજ્ય, સુખી પ્રજાજનોવાળું

**દેવરામણી** સ્ત્રી. [જુઓ 'દેવું' + ગુ. 'અરાવ' + 'આમણું' કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કન્યા દેવાની કબૂલાત

**દેવ-રાય** પું. [સં. દેવ-રાજ > પ્રા. દેવ-રાય.] જુઓ 'દેવ-નાથ.'

**દેવરાવવું** જુઓ 'દેવડાવવું' અને 'દેવું'માં.

**દેવરાવું** કર્મણિ., ક્રિ. [જુઓ 'દેવું'નું જૂ.ગુ.નું પ્રે.] અપાવવું. (૨) (લા.) બંધ કરાવવું, વસાવવું ['દેવર'-'દિયર.'

**દેવરિયો** પું. [જુઓ 'દેવર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ

**દેવર્ષિ** પું. [સં. દેવ + ऋषि, સંધિથી] જુઓ 'દેવ-મુનિ.' (૨) ઉચ્ચ કોટિનો તે તે પ્રાચીન ઋષિ, બ્રહ્મર્ષિ

**દેવલ** પું. [સં.] પ્રાચીન કાળનો એ નામનો એક ઋષિ. (સંજ્ઞા.). (૨) 'દેવલ-સ્મૃતિ' તરીકે જાણીતી સ્મૃતિનો ૧૧ મી-૧૨ મી સદી આસપાસ થયેલો એક સ્મૃતિકાર. (સંજ્ઞા.)

**દેવલક, દેવલ-બ્રાહ્મણ** પું. [સં.] દેવ-પૂજાનો ધંધાદારી બ્રાહ્મણ

**દેવલાં** ન., બ.વ. [સં. દેવ + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ઊતરતી કોટિનાં દેવ-દેવીઓ, ઘરનાં કે દેવસ્થાનમાંનાં દેવ-દેવીઓ

**દેવ-લિપિ** સ્ત્રી. સં.] જુઓ 'દેવ-નાગરી.'

**દેવલિયો** પું. [જુઓ 'દેવલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] દેવ. (પદ્યમાં.)

**દેવલી** વિ., સ્ત્રી. [જુઓ 'દેવલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઊતરતી કોટિની કોઈ પણ દેવી. (૨) (લા.) શીતળાનાં ચાઠાંનું નિશાન. (૩) માછલીનું ભીંગડું. (૪) જુઓ 'દેવ-ચકલી.' [૰ બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) ભારે નુકસાન થવું. (૨) હિંમત ખતમ થવી, નાહિંમત થવું]

**દેવલું** ન. [સં. દેવ + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] ઊતરતી કોટિનો કોઈ પણ દેવ (મૂર્તિના રૂપમાં)

**દેવ લેવ** (દેવ્ય-લેવ્ય) સ્ત્રી. [જુઓ 'દેવું' + 'લેવું.'] દે-લે, આપ-લે, લેવડ-દેવડ

**દેવ-લોક** પું. [સં.] સ્વર્ગ-લોક. [૰ પામવું, ૰માં સિધાવવું (રૂ.પ્ર.) મરણ પામવું.] [સાન પામેલું

**દેવલોક-વાસી** વિ. [સં.,પું.] (લા.) મરણ પામેલું, અવ-

**દેવ-વર** પું. [સં.] ઉત્તમોત્તમ દેવ, (૨) ચંદ્ર

**દેવ-વંદન** (-વન્દન) ન. [સં.], **-ના** સ્ત્રી. [સં.] દેવને નમન

**દેવ-વાડી** સ્ત્રી. [સં. દેવ + જુઓ 'વાડી.'] દેવોને લાયક બાગ-બગીચો [આકાશ-વાણી

**દેવ-વાણી** સ્ત્રી. [સં.] ગીર્વાણ-વાણી, સંસ્કૃત ભાષા. (૨)

**દેવ-વિદ્યા** સ્ત્રી. [સં.] (લા.) નિરુક્ત-શાસ્ત્ર, વ્યુત્પત્તિ-શાસ્ત્ર

**દેવ-વૃક્ષ** ન. [સં.] જુઓ 'દેવ-તરુ.'

**દેવ-વૈદ્ય** પું.,બ.વ. [સં.] જુઓ 'દેવ-ભિષક.'

**દેવ-વ્રત** ન. [સં.] દેવને પ્રસન્ન કરવા માટે લીધેલું વ્રત. (૨) પું. ભીષ્મ પિતામહ. (સંજ્ઞા.)

**દેવ-શત્રુ** પું. [સં.] દાનવ દૈત્ય અને અસુર

**દેવ-શયની** સ્ત્રી. [સં.] જુઓ 'દેવ-પોઢણી.'

**દેવ-શરણ** ન. [સં.] દેવ કે દેવોનો આશરો. (૨) (લા.) મરણ, મૃત્યુ, અવસાન

**દેવ-શિલ્પી** પું. [સં.] દેવોનો શિલ્પી—વિશ્વકર્મા

**દેવ-શુની** સ્ત્રી. [સં.] દેવોની એક કૂતરી, સરમા

**દેવ-શ્રેણિ, -ણી** સ્ત્રી. [સં.] દેવોની પંક્તિ

**દેવ-શ્રેષ્ઠ** પું. [સં.] જુઓ 'દેવ-વર.'

**દેવ-સદન** ન. [સં.] દેવ-મંદિર, દેરું [(સંજ્ઞા.)

**દેવસભ** પું. [સં.] કુલપર્વતોમાંનો ભારતવર્ષનો એક પર્વત.

**દેવ-સભા** સ્ત્રી. [સં.] ઇદ્રની સભા

**દેવ-સમર્પણ** ન. [સં.] દેવોને કરવામાં આવેલી ભેટ, કૃષ્ણાર્પણ ['દેવ-ધુનિ.'

**દેવ-સરિત** સ્ત્રી. [સં. °सरित्], **-તા** સ્ત્રી. [સં.] જુઓ

**દેવ-સર્ગ** પું. [સં.] દેવોની સૃષ્ટિ, દેવ-યોનિ

**દેવ-સર્ષપ** પું.,બ.વ. [સં.] (લા.) રાતા સરસવ

**દેવ-સામગ્રી** સ્ત્રી. [સં.] દેવ-પૂજન માટેની ચીજ-વસ્તુઓ

**દેવ-સાયુજ્ય** ન. [સં.] દેવ કે દેવો સાથેની એકાત્મકતા, દેવપણું

**દેવ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'દેવ-સર્ગ.' (૨) (લા.) દેવ-કથા, દંતકથા, અનુશ્રુતિ (બ.ક.ઠા.)
**દેવ-સેના** સ્ત્રી. [સં.] દેવોનું સૈન્ય
**દેવ-સેનાપતિ** પું. [સં.] પૌરાણિક માન્યતાએ દેવોના સેનાનાયક-કાર્તિક સ્વામી
**દેવ-સેવા** સ્ત્રી. [સં.] દેવ-મૂર્તિની પરિચર્યા
**દેવ-સ્ત્રી** સ્ત્રી. [સં.] જુઓ 'દેવાંગના.'
**દેવ-સ્થલ**(-ળ), **દેવ-સ્થાન** ન. [સં], **દેવ-સ્થાનું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દેવ-મંદિર.'
**દેવ-સ્થાપના** સ્ત્રી. [સં.] જુઓ 'દેવ-પ્રતિષ્ઠા.'
**દેવ-સ્વ** ન. [સં.] જુઓ 'દેવ-દ્રવ્ય.'
**દેવ-સ્વરૂપ** વિ. [સં.] દેવના સ્વરૂપમાં રહેલું, દેવના જેવા રૂપ કે દેખાવવાળું. (૨) (લા.) મરણ પામેલું
**દેવસ્વાપહરણ** ન. [સં. देव-स्व + अप-हरण], **દેવસ્વાપહાર** પું. [+ સં. अप-हार] દેવદ્રવ્યની ચોરી
**દેવ-હિત** વિ. [સં.] ઈશ્વરે કૃપા કરી આપેલું, ઈશ્વરે નક્કી કરી આપેલું, ઈશ્વર-દત્ત
**દેવહૂતિ** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે કર્દમ ઋષિની પત્ની અને કપિલદેવની માતા. (સંજ્ઞા.) [દેવ-નિંદા
**દેવ-હેલન** ન. [સં.] દેવના વિષયમાં થયેલો અપરાધ. (૨)
**દેવળ** ન. [સં. देव-कुल > પ્રા. देअ-उल, देउल] દેવાલય, દેવમંદિર. (૨) ખ્રિસ્તીઓનું પ્રાર્થના-સ્થાન, 'ચર્ચ'
**દેવળ-વાળો** વિ.,પું. [+ ગુ. 'વાળું' ત.પ્ર.] દેવળમાંનો દેવ
**દેવાગાર** ન. [સં. देव + आगार] જુઓ 'દેવ-ગૃહ.'
**દેવાજીવ** વિ. [સં. देव + आ-जीव પું.], **-વી** વિ. [સં.,પું.] દેવ-મંદિરની વૃત્તિ ઉપર નભનાર (આદમી)
**દેવાજ્ઞા** સ્ત્રી. [સં. देव + आज्ञा] દેવનો હુકમ. (૨) (લા.) મૃત્યુ, અવસાન, મરણ
**દેવાડવું** જુઓ 'દેવું'માં. (આ રૂપ રૂઢ નથી.)
**દેવાડું** ન. [સં. देव-पाटक- > પ્રા. देअ-वाडअ, देवाडअ-] દેવાલય, દેવ-મંદિર. (પદ્યમાં.) [દૈવી શક્તિ
**દેવાતણ, -ન** ન. [સં. देव-त्वन > પ્રા. देवत्तण] દેવત્વ, દૈવત,
**દેવાત્મક** વિ. [સં. देव + आत्मन् -क] દેવ-રૂપ, દેવ-સ્વરૂપ
**દેવાત્મા** પું. [સં. देव + आत्मा] દેવનો આત્મા, દેવનો જીવ
**દેવા-દાર** વિ. [જુઓ 'દેવું' + ફા. પ્રત્યય] જુઓ 'દેણ-દાર,'— 'ઓબ્લાઈજર.' [દેવ, પરમેશ્વર. (૨) ઇંદ્ર
**દેવાધિદેવ** પું. [સં. देव + अधि-देव] દેવોની ઉપરના ઉત્તમ
**દેવાધિપ, -પતિ** પું. [સં. देव + अधिप, पति] જુઓ. 'દેવ-નાથ.' [વહાલું. (૨) (લા.) પું. બકરો
**દેવાનાં-પ્રિય** (દેવાનામ્પ્રિય) વિ. [સં. देवानां प्रियः] દેવોને
**દેવાનુચર** પું. [સં. देव + अनु-चर] દેવોનો સેવક
**દેવાન્ન** ન. [સં. देव + अन्न] દેવને અર્પણ થયેલું અનાજ. (૨) (લા.) અમૃત, સુધા, પીયૂષ [ગુનો
**દેવાપરાધ** પું. [સં. देव + अप-राध] દેવોને ઉદ્દેશી થઈ ગયેલો
**દેવાપરાધી** વિ. [સં.,પું.] દેવાપરાધ કરનાર
**દેવાભીષ્ટ** વિ. [સં. देव + अभीष्ट] દેવ કે દેવોને ગમતું
**દેવા-મોકૂફ, -ફી** સ્ત્રી. [જુઓ 'દેવું²'+'મોકૂફ'+ગુ. 'ઈ' ત.પ્ર.] દેવું વસૂલ કરવુંએ, મુલતવી રાખવાની ક્રિયા 'મોરેટોરિયમ'
**દેવાયતન** ન. [સં. देव + आयतन] જુઓ 'દેવતા-યતન.'
**દેવાયુ, ૦ષ, ૦સ** ન. [સં. देव + आयुस्] દેવોની આવરદા. (૨) દેવ-યોનિ
**દેવારાધન** ન. [સં. देव + आ-राधन] જુઓ 'દેવતારાધન.'
**દેવાર્ચન** ન. [સં. देव + अर्चन] જુઓ 'દેવ-પૂજન.'
**દેવાર્પણ** ન. [સં. देव + अर्पण] જુઓ 'દેવ-સમર્પણ.'
**દેવાલય** ન. [સં. देव + आलय પું.,ન.], **દેવાવાસ** પું. [સં. देव + आ-वास] જુઓ 'દેવતાયતન.'
**દેવાવું** જુઓ 'દેવું'માં.
**દેવાશ્રય** પું. [સં. देव + आश्रय] જુઓ 'દેવ-શરણ.'
**દેવાશ્રયી** વિ. [સં.,પું.] દેવનો આશરો કરીને રહેલું. (૨) પું. વિસનગરા નાગરો વગેરેમાંની 'દેરાસરી' અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**દેવાસુર** પું., બ.વ. [સં. देव + असुर] દેવો અને અસુરો
**દેવાસુર-સંગ્રામ** (-સઙ્ગ્રામ) પું. [સં.] દેવો અને અસુરો વચ્ચેનું યુદ્ધ. (૨) (લા.) દૈવી અને આસુરી પ્રકૃતિવાળા જીવો વચ્ચેની અથડામણ
**દેવાળિયું** વિ. [જુઓ 'દેવાળું' + ગુ 'ઇયુ' ત.પ્ર.] જેણે દેવાળું કાઢયું હોય તેવું, નાદાર, 'બૅન્કરપ્ટ'
**દેવાળું** ન. [જુઓ 'દેવું' દ્વારા.] દેવું આપવાની અશક્તિ કે બદદાનતને કારણે નાણાં ન ચૂકવવાં એ, નાદારી, 'બૅન્ક-રપ્ટી.' [૦ કાઢવું, ૦ ફૂંકવું (રૂ.પ્ર.) નાદારી જાહેર કરવી. ૦ નીકળવું (રૂ.પ્ર.) નાદારી જાહેર થવી]
**દેવાળો** પું. [સં. देव દ્વારા] ભૂવો
**દેવાંગના** (દેવાઙ્ગના) સ્ત્રી. [સં. देव + अङ्गना] દેવ-સ્ત્રી, અપ્સરા, દેવી [વાળું, દેવતાઈ
**દેવાંગી** (દેવાઙ્ગી) વિ. [સં. देव + अङ्गी પું.] દિવ્ય અંગ-
**દેવાંશી** (દેવાંશી) વિ. [સં. देव + अंशी, પું.] જેમાં દેવનો અંશ છે તેવું, દિવ્ય, દેવતાઈ
**દેવિક** વિ. [સં. दैविक] દૈવી, દેવતાઈ
**દેવી** સ્ત્રી. [સં.] દેવની પત્ની, દિવ્યાંગના. (૨) લક્ષ્મી સરસ્વતી વગેરે ઉત્તમ કોટિની તે તે વિભૂતિ. (૩) મહા-દેવની પત્ની ઉમા-પાર્વતીનાં વર્ણિત દુર્ગા અંબા વગેરે રૂપોમાંનું તે તે, માતૃદેવી, શક્તિ કે શક્તિમાતા. (૪) (લા.) પત્ની, ભાર્યા. (૫) રાણી. (નાટ્ય.) (૬) ગૌરવ બતાવવા સ્ત્રીઓના નામ ઉત્તર પદમાં 'નિર્મળા-દેવી' 'ઉષા-દેવી' 'વિદ્યા-દેવી' વગેરે. [૦ આવવી(-વાં) (રૂ.પ્ર.) શરીરમાં દેવીનો પ્રવેશ અનુભવાવો, ધૂણવું] ['ઍપીથિયોસિસ' (મૂ. પુ.)
**દેવી-કરણ** ન. [સં.] દેવ ન હોય તેને દેવ કરવાની ક્રિયા,
**દેવી-ત્વ** ન. [સં.] દેવીપણું
**દેવી-પદ** ન. [સં.] દેવીનું સ્થાન, દેવીનો હોદ્દો કે અધિકાર
**દેવી-પુત્ર** પું. [સં.] (લા.) ચારણ, ગઢવી
**દેવી-પૂજક** વિ. [સં.] દેવીનું પૂજન કરનાર, શાક્ત
**દેવી-પૂજન** ન., **દેવી-પૂજા** સ્ત્રી. [સં.] દેવીની મૂર્તિની અર્ચના, શક્તિપૂજા [પુરુષ, શાક્ત
**દેવી-ભક્ત** પું. [સં.] દેવીની સ્તુતિ પ્રાર્થના વગેરે કરનાર
**દેવી-ભક્તિ** સ્ત્રી. [સં.] દેવીની સ્તુતિ-પ્રાર્થના વગેરે કરવી એ
**દેવું¹** સ.ક્રિ. [સં. दय् - > પ્રા. दय, दइ-] આપવું. (૨)

(લા.) વાસવું, બંધ કરવું. (૩) મારવું, ઠોકવું. (૪) સહા. ક્રિ. ક્રિયાની સંપ્રાપ્તિ કે પૂર્ણતાના અર્થમાં. રૂપાખ્યાન : વર્ત. કા.: 'દઉં', (દૌં)' 'દઇયે' (દૈયે)', 'દે', 'દ્યો'-'દો', 'દે'-'દે'; ભૂ.કા.: 'દઈશ' (દૈશ)', 'દઈશું' (દૈશું)'-'દેશું', 'દેશો' 'દેશે'; આજ્ઞા.: 'દે'-'દેજે' 'દ્યો'-'દો' 'દેજો'; ક્રિ પ.: 'દેત'; વર્ત.કૃ. 'દેતું'; પ્ર.ભૂ.કૃ.: 'દીધું'; બી.ભૂ.કૃ : 'દીધેલ,' -લું'; સા.કૃ.: 'દેવું.' કર્તૃ.કૃ.: 'દેનાર,' -રું'

**દેવું²** ન. [જુઓ 'દેવું¹'- એ જ રૂપ સા.કૃ. તરીકે.] કરજ, ઋણ, 'ડૅટ.' [૦ કરવું (રૂ.પ્ર.) કરજે લેવું. ૦ ચૂકવવું, ૦ ફેડવું, ૦ વાળવું (રૂ.પ્ર.) કરજનાં નાણાં ચૂકતે કરવાં]

**દેવું-લેવું** ન. [જુઓ 'દેવું¹'+'લેવું'] દેણ-લેણ

**દેવેશ, દેવેંદ્ર** (દેવેન્દ્ર) પું. [સં. देव + ईश, इन्द्र] દેવોનો સ્વામી—ઇંદ્ર

**દેવોત્પત્તિ** સ્ત્રી. [સં. देव + उत्पत्ति] દેવોનો જન્મ

**દેવોપમ** વિ. [સં. देव + उपमा, બ.વ્રી.] દેવોના જેવું, દિવ્ય, દેવતાઈ [(૨) બલિ, બલિદાન, ભોગ

**દેવોપહાર** પું. [સં. देव + उप-हार] દેવને નૈવેદ્ય ધરવું એ.

**દૈવ્ય** ન. [સં.] દેવત્વ, દૈવત

**દૈવ્યા** સ્ત્રી. [સં. દેવી, જૂ.ગુ.] જુઓ 'દેવી(૧-૨-૩).' (૨) ભેરવ નામનું પક્ષી

**દેશ** પું. [સં.] ભાગ, હિસ્સો, અંશ. (૨) સ્થાન, જગ્યા. (૩) ભૂ-ભાગ. (૪) પ્રદેશ, મુલક. (૫) રાજ્ય, રાષ્ટ્ર. (૬) વતન, જન્મભૂમિ. (૭) એ નામનો એક રાગ, દેસાખ. (સંગીત.)

**દેશ-કાર્ય** ન. [સં.] દેશને માટેનું કામ, રાષ્ટ્રિય કામ

**દેશ-કાલ(-ળ)** પું. [સં.] (લા.) આસપાસની પરિસ્થિતિ અને સમય, વર્તમાનકાળ, વર્તમાન લોક-સમુદાયનું વલણ, ચાલતો રિત-રિવાજ

**દેશકાલ-જ્ઞ** વિ. [સં.] દેશકાળનું જ્ઞાન ધરાવનાર

**દેશકાલજ્ઞ-તા** સ્ત્રી. [સં.] દેશકાળનો પૂરો ખ્યાલ

**દેશકાલ-વિદ** વિ. [+સં. °विद्] જુઓ 'દેશકાલ-જ્ઞ.'

**દેશકાલાતીત** વિ. [ + સં. अतीत] વર્તમાન બધા જ પ્રકારની પરિસ્થિતિને વટાવી ગયેલું, દેશ અને કાલથી પર

**દેશ-કાળ** જુઓ 'દેશ-કાલ.' [હાઉસ'

**દેશ-ગૃહ** ન. [સં.,પું.] નગર વગેરેની બહારનું મકાન, 'કન્ટ્રી-

**દેશ-ઘેલું** (-ઘેલું) વિ. [સં. देश + જુઓ 'ઘેલું.'] અત્યંત સ્વદેશપ્રેમી, દેશાભિમાની, સ્વદેશભક્ત

**દેશ-ચર્યા** સ્ત્રી. [સં.] લોકોમાં જઈ સંપર્ક સાધવા કરવામાં આવતો પ્રવાસ

**દેશ-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] પોતાના દેશના હિતનો વિચાર કરનારું. (૨) રાજકારણી (વ્યક્તિ,) 'પૉલિટિશિયન'

**દેશ-જ** વિ. [સં.] દેશમાં થયેલું, સ્વદેશી, દેશ્ય

**દેશ-જન** ન.; [સં.,પું] પોતાના દેશનું માણસ, સ્વદેશી લોક

**દેશ-જનતા** સ્ત્રી. [સં.] જુઓ 'દેશ-જન.' (૨) રાષ્ટ્રીયતા, 'નૅશનાલિટી' (ન.લા.)

**દેશ-જાત** વિ. [સં] જુઓ 'દેશ-જ.' [(પદ્યમાં.)

**દેશ-ડો** પું. [સં. देश + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] સ્વદેશ.

**દેશ-તેડું** ન. [સં. देश + જુઓ 'તેડું.'] દેશમાં જ્યાં જ્યાં હોય ત્યાંથી જ્ઞાતિજનોને તેડાવવાં એ

**દેશ-ત્યાગ** પું. [સં.] પોતાના વતન દેશને છોડી જવું એ

**દેશ-ત્યાગી** વિ. [સં.,પું.] વતનનો ત્યાગ કરી ચાલ્યું ગયેલું

**દેશ-દાઝ** (-ઝ્ય) સ્ત્રી. [સં. देश + જુઓ 'દાઝ.'] (લા.) દેશને માટે ઊંડી લાગણી, પ્રબળ સ્વદેશાભિમાન

**દેશ-દેશાવર** પું.,બ.વ. [ સં. देश + देश + अवर] ભિન્ન ભિન્ન દેશો. (૨) ક્રિ.વિ. દેશ-પરદેશ, દેશ-દેશાંતર

**દેશદેશાવર-નું** વિ. [ + ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ] આંતરરાષ્ટ્રિય [अन्तर] જુઓ 'દેશ-દેશાવર.'

**દેશદેશાંતર** (-દેશાન્તર) પું.,બ.વ., ક્રિ. વિ. [સં. देश + देश +

**દેશદેશાંતર-નું** વિ. [ + ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ] જુઓ 'દેશ-દેશાવરનું.'

**દેશ-પરદેશ** પું.,બ.વ.,ક્રિ.વિ. [સં.] જુઓ 'દેશ-દેશાવર.'

**દેશપરદેશ-નું** વિ. [+ ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ] જુઓ 'દેશદેશાવરનું.'

**દેશ-દેશૈયા** પું.,બ.વ. [સં. देश + देश + ગુ. 'ઐયું' ત.પ્ર.] ભિન્ન ભિન્ન દેશના લોક

**દેશ-દ્રોહ** પું. [સં.] પોતાના દેશ તરફની બેવફાઈ

**દેશ-દ્રોહી** વિ. [સં.,પું] પોતાના દેશને બેવફા, દેશનું હિત ભૂલી એનું અહિત કરનારું

**દેશ-ધર્મ** પું. [સં]. પોતાના દેશ પ્રત્યે બજાવવાની ફરજ

**દેશના** સ્ત્રી. [સં.] ઉપદેશ, બોધ. (જૈન.) [ઉપદેશ

**દેશનામૃત** ન. [ + સં. अमृत] ઉપદેશરૂપી અમૃત, ઉત્તમ

**દેશ-નિકાલ** વિ., ક્રિ.વિ. [ + જુઓ 'નિકાલ'.] દેશપાર કરવાની સજા પામેલું, 'એક્સ્પાટ્રિયેઇટેડ. [પામેલું

**દેશનિકાલી** વિ. [ ગુ. 'ઈ' ત.પ્ર.] દેશનિકાલની સજા

**દેશ-પતિ** પું. [સં.] રાજા. (૨) દેશના અમુક હિસ્સાની મહેસૂલ ઉઘરાવનાર અમલદાર, દેસાઈ (જૂનો હોદ્દો)

**દેશ-પાર** ક્રિ.વિ. [સં.] જુઓ 'દેશ-નિકાલ.'

**દેશ-પ્રિય** વિ. [સં.] પોતાનો દેશ જેને વહાલો છે તેવું. (૨) દેશમાં બધાંને વહાલું

**દેશપ્રિય-તા** સ્ત્રી. [સં.] દેશ-પ્રિય હોવાપણું

**દેશ-પ્રીતિ** સ્ત્રી, [સં.], **દેશ-પ્રેમ.** પું. [+સં. °પ્રેમા પું., °પ્રેમ ન.] રાષ્ટ્ર-પ્રેમ, સ્વદેશાભિમાન, દેશ-ભક્ત, 'પેટ્રિયૉટિઝમ'

**દેશપ્રેમી** વિ. [સં.,પું.] દેશપ્રીતિ રાખનારું

**દેશ-બંધુ** (-બન્ધુ), **દેશ-બાંધવ** (-બાન્ધવ) પું. [સં.] દેશ-ભાઈ, પોતાના વતનનો માણસ

**દેશ-બોળુ** (-બોળુ) વિ. [સં. देश + જુઓ 'બોળવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) દેશને લાંછન લાગે તેવું કામ કરનાર

**દેશ-ભક્ત** વિ. [સં.,પું.] સ્વદેશને માટે સર્વસ્વના ભોગે કરી છૂટનાર

**દેશ-ભક્તિ** સ્ત્રી. [સં.] સ્વદેશ-પ્રેમ, દેશ-પ્રીતિ, 'પેટ્રિયૉટિઝમ'

**દેશ-ભરમાં** ક્રિ.વિ. [સં. देश + જુઓ 'ભરવું' + ગુ. 'માં' સા.વિ.ના અર્થનો અનુગ.] દેશમાં બધે જ બધે

**દેશ-ભાઈ** પું. [સં. देश + જુઓ 'ભાઈ.'] જુઓ 'દેશ-બંધુ.'

**દેશ-ભાષા** સ્ત્રી. [સં.] પોતપોતાના દેશમાં વ્યવહારમાં આવતી ભાષા કે બોલી, માતૃ-ભાષા

**દેશ-ભેદ** પું. [સં.] એક દેશથી પડતો બીજા દેશનો તફાવત

**દેશ-ભ્રમણ** ન. [સં.] પોતાના દેશમાં ફરવું એ
**દેશ-વટો** પું. [સં. देश + वर्तक- > પ્રા. वट्टअ-] દેશની બહાર હાંકી કાઢવું એ, દેશનિકાલ કરવાની ક્રિયા
**દેશ-વત્સલ** વિ. [સં.] દેશ જેને વહાલો છે તેવું. (૨) દેશનાં સૌ કોઈ ને વહાલું [હોવાપણું
**દેશવત્સલ-તા** સ્ત્રી., **દેશ-વાત્સલ્ય** ન. [સં.] દેશવત્સલ
**દેશ-વાસી** વિ. [સં.,પું.] સમાન દેશમાં વસનારું
**દેશ-વિગ્રહ** પું. [સં.] પોતાના દેશમાંનો ઝઘડો, આંતર-વિગ્રહ, 'સિવિલ વૉર'
**દેશ-વિદેશ** જુઓ 'દેશ-પરદેશ.'
**દેશ-વિપ્લવ** પું. [સં.] દેશમાં જાગેલો બળવો
**દેશ-વિમુખ** વિ. [સં.] પોતાના દેશ તરફ લાગણી વિનાનું, દેશનું હિત કરવાથી દૂર રહેનારું
**દેશ-વિરત** વિ. [સં.] થોડે અંશે પાપથી દૂર રહેલું. (જૈન.)
**દેશ-વિરતિ** સ્ત્રી. [સં.] થોડે અંશે પાપથી દૂર રહેવું એ. (જૈન.)
**દેશ-વિશેષ** પું. [સં.] ચોક્કસ કોઈ એક દેશ, વિશિષ્ટ દેશ
**દેશ-વ્યવહાર** પું. [સં.] દેશમાં ચાલતી રૂઢિ
**દેશ-વ્યાપક** વિ. [સં.], **દેશ-વ્યાપી** વિ. [સં.,પું.] સમગ્ર દેશમાં ફેલાઈ જનારું
**દેશ-સેવક** પું. [સં.] સ્વદેશની સેવા કરનાર માણસ
**દેશ-સેવા** સ્ત્રી. [સં.] સ્વદેશની સેવા, જન્મભૂમિની ચાકરી
**દેશ-સેવિકા** સ્ત્રી. [સં.] દેશની સેવા કરનાર સ્ત્રી
**દેશ-સ્થ** વિ. [સં.] સ્વદેશમાં રહેલું. (૨) (પૂનાની આસપાસનો ભાગ 'દેશ' કહેવાતો હોઈ ત્યાંના) દક્ષિણી બ્રાહ્મણોનો એક પ્રકાર અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**દેશ-હિત** ન. [સં.] સ્વદેશનું ભલું
**દેશહિત-કારી** વિ. [સં.,પું.] સ્વદેશનું ભલું કરનારું
**દેશહિત-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] પોતાના દેશનું ભલું વિચારનારું. (૨) રાજકારણી, 'પૉલિટિશિયન'
**દેશહિતેચ્છુ** વિ. [+ સં. इच्छु] સ્વદેશનું ભલું ઇચ્છનારું
**દેશહિતૈષિ-તા** સ્ત્રી. [સં.] દેશનું ભલું ઇચ્છવાપણું
**દેશહિતૈષી** વિ. [સં. देश + हित + एषी પું.] દેશનું હિત ઇચ્છનારું, દેશ-હિતેચ્છુ
**દેશાઈ** જુઓ 'દેસાઈ.'
**દેશાઈ-ગીરી** જુઓ 'દેસાઈ-ગીરી.'
**દેશાઈ-દસ્તૂરી** જુઓ 'દેસાઈ-દસ્તૂરી.'
**દેશાઈ-વટું** જુઓ 'દેસાઈ-વટું.'
**દેશાઈ-વગો** જુઓ 'દેસાઈ-વગો.'
**દેશા(-સા)ખ** પું. [સં. देशाख्य > પ્રા. देसक्ख] દેશ નામનો એક શાસ્ત્રીય તેમજ દેશી રાગ, દેશ. (સંગીત.)
**દેશાગત** વિ. [સં. देश + आ-गत] બહારથી દેશમાં આવેલું. (૨) એવી રીતનું પરદેશી આવી અન્ય દેશમાં વસી રહે તેવું, 'ઇમિગ્રન્ટ' [વ્યવહાર
**દેશાચાર** પું. [સં. देश + आ-चार] દેશના રીતરિવાજ, સ્થાનિક
**દેશાટન** ન, [સં. देश + अटन] પોતાના કે બહારના દેશોમાં પ્રવાસ કરવો એ
**દેશાણ** (-ણ્ય) જુઓ 'દેસાણ.'

**દેશાધિપ, -પતિ** પું. [સં.] રાજા
**દેશાધિપત્ય** ન. [સં.] દેશ ઉપરની સત્તા
**દેશાધ્યક્ષ** પું. [સં. देश + अध्यक्ष] દેશ ઉપર દેખરેખ રાખનાર વરિષ્ઠ અધિકારી
**દેશાનુરાગ** પું. [સં. देश + अनु-राग] જુઓ 'દેશ-પ્રીતિ.'
**દેશાનુરાગી** વિ. [સં.,પું.] દેશાનુરાગવાળું, દેશપ્રેમી
**દેશાભિમાન** ન. [સં. देश + अभि-मान પું.] દેશ પોતાનો છે એવી પ્રબળ લાગણીવાળી અસ્મિતા, 'પેટ્રિયોટિઝમ'
**દેશાભિમાની** વિ. [સં.,પું.] દેશાભિમાન રાખનારું, 'પેટ્રિયોટ,' 'નૅશનાલિસ્ટ' (બ.ક.ઠા.)
**દેશાવચ્છિન્ન** વિ. [સં. + देश + अव-च्छिन्न] દેશમાંથી ખસી ગયેલું, 'સ્પૅરિયલ' (હી.વ.)
**દેશાવર** પું. [સં. देश + अवर] પોતાના દેશ સિવાયનો અન્ય કોઈ પણ દેશ, પરદેશ
**દેશાવરી** વિ. [સં.,પું.] પરદેશી, અન્ય દેશનું
**દેશા(-સા)વાલ, -ળ** જુઓ 'દિસાવાળ.'
**દેશાસ્મિતા** સ્ત્રી. [સં. देश + अस्मि-ता] જુઓ 'દેશાભિમાન,' -'પેટ્રિયોટિઝમ.' (બ.ક.ઠા.)
**દેશાંતર** (દેશાન્તર) ન. [સં. देश + अन्तर] જુઓ 'દેશાવર.'
**દેશાંતર-ગમન** (દેશાન્તર-) ન. [સં.] દેશાવરમાં જવું એ, પરદેશ-ગમન, વિદેશ-ગમન
**દેશાંતરી** (દેશાન્તરી વિ. [સં.,પું] જુઓ 'દેશાવરી.'
**દેશાંતર્ગત** (દેશાન્તર્ગત) વિ. [સં. देश + अन्तर्गत] પોતાના દેશની અંદરનું, દેશમાં સમાયેલું [ફર. (૪) ધર્મગુરુ
**દેશિક** વિ. [સં.] સ્થાનિક. (૨) પું. ભોમિયો. (૩) મુસા-
**દેશિત** વિ. [સં.] બતાવેલું, દેખાડેલું. (૨) ઉપદેશેલું
**દેશી** વિ. [સં.,પું.] દેશને લગતું, દેશનું, 'ઇન્ડિજીનસ.' (૨) સ્વદેશી, 'નેટિવ.' (૩) સંસ્કૃત ભાષામાં જેનું મૂળ નથી મળતું તેવું, દેશ્ય, દેશ-જ (ભાષા શબ્દ વગેરે.) (૪) પું. 'દેશ' નામનો એક રાગ. (સંગીત.) (૫) સ્ત્રી. શાસ્ત્રીય રીતે ન ગવાતાં સામાન્ય લોકવર્ગમાં ગવાય તેવા રાગ અને એવા રાગમાં ગવાતી તેમ રચાતી રચના. (સંગીત.)
**દેશીજન** ન. [સં.,પું.] જુઓ 'દેશ-ભાઈ.'
**દેશી-પચાઈ** સ્ત્રી. મેનાની જાતનું કબૂદા રંગનું એક પક્ષી
**દેશીય** વિ. [સં.] જુઓ 'દેશી(૧-૨-૩).'
**દેશી લાળિયો** પું. એ નામની કપાસની એક જાત
**દેશી સંગીત** (-સઙ્ગીત) ન. [સં.] લોક-સંગીત, (શાસ્ત્રીય નહિ તેવું) સુગમ સંગીત
**દેશી હિસાબ** પું. [+ જુઓ 'હિસાબ.'] અંગ્રેજી પદ્ધતિને મળતી નહિ તેવી દેશી પદ્ધતિએ પ્રચલિત ઘડિયા કે આંક. (૨) એવી પોથી
**દેશોત** જુઓ 'દેસોત.'
**દેશોત્કર્ષ** પું. [સં. देश + उत्कर्ष] દેશની ઉન્નતિ, સ્વદેશની ચડતી [(૨) દેશની ઉન્નતિ
**દેશોત્થાન** ન. [સં. देश + उत्थान] દેશમાં આવેલી જાગૃતિ.
**દેશોદય** પું. [સં. देश + उदय] જુઓ 'દેશોત્કર્ષ.'
**દેશોદેશ** ક્રિ.વિ. [સં. देश ને ગુ. દ્વિર્ભાવ] પ્રત્યેક દેશમાં, દેશેદેશ, દેશદેશે

**દેશોદ્ધાર** પું. [સં. देश + उद्धार] દેશને ઊંચે લાવવાની ક્રિયા
**દેશોદ્ધારક** વિ. [સં. देश + उद्धारक] દેશનો ઉદ્ધાર કરનાર, દેશને ઊંચે લાવી આપનાર
**દેશોન્નતિ** સ્ત્રી. [સં. देश + उन्नति] જુઓ 'દેશોદય.'
**દેશોપકારક** વિ. [સં. देश + उप-कारक], **દેશોપકારી** વિ. [+ સં. ઉપકારી. પું.] દેશને લાભ કરનારું
**દેશ્ય** વિ. [સં.] જુઓ 'દેશી(૧-૨-૩),' 'ઇન્ડિજીનસ.'
**દેસ,** ૦કાર પું. [સં॰ देश દ્વારા] જુઓ 'દેશી (૬).'
**દેસા(-શા)ઈ** પું. [સં. देश-पत्ति > પ્રા. देसमइ] મહેસૂલ એકઠું કરનાર મોગલાઈ સમયનો અમલદાર. (૨) એ ધંધાને કારણે પડેલી અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) ગુજર રબારીનું સંબોધન
**દેસા(-શા)ઈ-ગીરી** સ્ત્રી. [+ ફા.] દેસાઈનો ધંધો કે હોદ્દો
**દેસા(-શા)ઈ-દસ્તૂરી** સ્ત્રી. [+ જુઓ 'દસ્તૂરી.'] મહેસૂલ એકઠું કરવાના બદલામાં દેસાઈને મળતી હતી તે હકસી
**દેસા(-શા)ઈ-વટું** ન. [+ ગુ. 'વટું' ત.પ્ર.] જુઓ 'દેસાઈ-ગીરી.' [રહેવાનો લત્તો
**દેસા(-શા)ઈ-વગો** પું. [+ જુઓ 'વગો.'] દેસાઈ ઓને
**દેસાખ** જુઓ 'દેશાખ.'
**દેસા(-શા)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દેસાઈ' + ગુ. 'અણ' ત.પ્ર.] દેસાઈની સ્ત્રી. (૨) દેશમાં નીપજેલી ઉત્તમ પ્રકારની ગાય-ભેંસ
**દેસાવાલ,**-ળ જુઓ 'દિશાવાલ.'
**દેસૂટો** પું. [જુઓ 'દેશ-વટો.'] જુઓ 'દેશ-વટો.'
**દેસોત** પું. [સં. देश-पुत्र > પ્રા. देसउत्त] (લા.) ગરાસિયો, જાગીરદાર
**દેહ**[1] પું. [સં.] શરીર, તન, કાયા, બદન. [**૦ છૂટવો** (રૂ.પ્ર.) મરણ થવું. **૦ છોડવો, ૦ ત્યાગ કરવો, ૦ મૂકવો** (રૂ.પ્ર.) મરણ પામવું. **૦ ધરવો, ધારવો** (રૂ.પ્ર.) જન્મ પામવો. **૦ને ભાડું આપવું** (રૂ.પ્ર.) ભોજન કરવું. **૦ પડવો** (રૂ.પ્ર.) **૦ વિસ્તારવો** (રૂ.પ્ર.) દેહનું ભાન ભૂલી જવું] [પ્રદેશ
**દેહ**[2] [પું. [ફા., સં. देश] નગરોની બહારનો ગામડાંનો
**દેહડી** સ્ત્રી. [સં. देह + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] જુઓ 'દેહ.' (પદ્યમાં.)
• **દેહ-ત્યાગ** પું. [સં.] મરણ, મૃત્યુ, અવસાન, મોત
**દેહ-દમન** ન. [સં.] શારીરિક તપશ્ચર્યા
**દેહ-દર્શી** વિ. [સં.,પું.] ભૌતિકવાદી, 'મૅટરિયાલિસ્ટ' (કિ.ઘ.)
**દેહ-દશા** સ્ત્રી. [સં.] શરીરની હાલત
**દેહ-દંડ** (-દણ્ડ) પું. [સં.] શરીરને અવશ્ય ભોગવવાનાં દુઃખ. (૨) શારીરિક સજા
**દેહ-દાર** વિ.,પું. [ફા.] દેહાતનો મુખી, ગામડાનો પટેલ
**દેહદારી** સ્ત્રી. [ફા.] મુખી પટેલનો પગાર
**દેહ-દાહક** વિ. [સં.], **દેહ-દાહી** વિ. [સં.,પું.] શરીરમાં બળતરા પેદા કરનારું [શરીરનો ગુણ-ધર્મ
**દેહ-ધર્મ** પું. [સં.] શરીરનાં સ્વાભાવિક કાર્ય. (૨)
**દેહધર્મ-વિદ્યા** સ્ત્રી. [સં.] શરીર-વિદ્યા, 'ફિઝિયોલૉજી'
**દેહ-ધારક** વિ. [સં.] શરીરને અંદરથી પકડી રાખનાર (હાડકાં)
**દેહ-ધારણ** ન. [સં.] શરીરને ટકાવી રાખવું એ, શરીર-રક્ષા
**દેહ-ધારી** વિ. [સં.,પું.] દેહ ધારણ કરનાર (જીવાત્મા), શરીરી
**દેહ-પાત** પું. [સં.] દેહનું પડી જવું એ, મરણ, મૃત્યુ
**દેહ-પં(-પિં)જર** (-પ(-પિ)ઞ્જર) ન. [સં.] દેહરૂપી પાંજરું. (૨) હાડપિંજર
**દેહ-પીડા** સ્ત્રી. [સં.] શરીરને થતું શારીરિક દુઃખ
**દેહ-પ્રકૃતિ** સ્ત્રી. [સં.] દેહનો સ્વભાવ, શરીરની તાસીર
**દેહ-બંધ** (-બન્ધ) પું. [સં.] શરીરનો બાંધો, કાઠું [સમજ
**દેહ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] 'દેહ જ હું આત્મા છું' એવા પ્રકારની
**દેહ-ભાન** ન. [સં.] શરીરના રક્ષણ માટે રખાતો ખ્યાલ
**દેહ-ભાવ** પું. [સં.] જુઓ 'દેહ-બુદ્ધિ.'
**દેહ-માન**[1] ન. [સં.,પું.] શરીર વિશેનું અભિમાન
**દેહ-માન**[2] ન. [સં.] દેહનું કદ, કાઠું
**દેહમાની** વિ. [સં.,પું.] દેહનું અભિમાન રાખનારું
**દેહ-યષ્ટિ** સ્ત્રી. [સં.] શરીરરૂપી લાકડી, શરીરની કાઠી, (હકીકતે) શરીર, સુકોમળ કાઠી
**દેહ-યાત્રા** સ્ત્રી. [સં.] ગુજરાન, ભરણ-પોષણ, શરીર-નિર્વાહ
**દેહ-રખું** વિ. [સં. + જુઓ 'રાખવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] શરીરની સાચવણી રાખનારું, શરીરને સંભાળીને કામ કરનારું, જાત-રખું
**દેહ-લગ્ન** ન. [સં.] મનથી ન જોડાયેલાં—માત્ર શરીરથી જ જોડાયેલી લગ્નસ્થિતિ, દેહ તરફની આસક્તિથી કે મોહથી કરાયેલું લગ્ન
**દેહલડી** સ્ત્રી. [સં. देह + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'લ' મધ્યગ] દેહ, કાયા. (પદ્યમાં.)
**દેહ-લતા** સ્ત્રી. [સં.] (લા.) દેહરૂપી વેલ, સુકોમળ શરીર, દેહ-યષ્ટિ [દેહની શોભા
**દેહ-લાલિત્ય** ન. [સં.] શરીરનું સુડોળપણું, શરીર-સૌંદર્ય,
**દેહલિ(-લી)** સ્ત્રી. [સં.] ઉંબરો
**દેહલિ(-લી)-દીપ, ૦ક** પું [સં.] ઉંબર ઉપર મૂકેલો દીવો. [**૦ન્યાય** (રૂ.પ્ર.) વચ્ચે ઉંબરા ઉપર મુકાયેલો દીવો અંદર બહાર બેઉ સ્થળે પ્રકાશ આપે છે એવી પરિસ્થિતિ]
**દેહ-વટ** ક્રિ.વિ. [સં. देह દ્વારા] બધી દિશામાં. (૨) (લા.) રફેદફે
**દેહ-વર્ણ** પું. [સં.] શરીરનો રંગ
**દેહ-વલ્લરી** સ્ત્રી. [સં.] જુઓ 'દેહ-લતા.'
**દેહ-વાદ** પું. [સં.] શરીર અને આત્મા અભિન્ન છે—દેહ જ આત્મા છે એવો મત-સિદ્ધાંત
**દેહવાદી** વિ. [સં.,પું.] દેહવાદમાં માનનારું [લૉજી'
**દેહ-વિદ્યા** સ્ત્રી. [સં.] શરીર-શાસ્ત્ર, દેહધર્મ-વિદ્યા, 'ફિઝિયો-
**દેહ-વિલય** પું. [સં.] દેહનો નાશ, મૃત્યુ, મરણ
**દેહ-વિસર્જન** ન. [સં.] જુઓ 'દેહ-ત્યાગ.'
**દેહ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] દેહને લાગેલાં માનસિક શારીરિક પાપોનાં વિધિપૂર્વકનાં પ્રાયશ્ચિત્ત કે પ્રાયશ્ચિત્તોથી શુદ્ધ કરવાની ક્રિયા [આપવાનું કાર્ય
**દેહ-સંવર્ધન** (-સંવર્ધન) ન. [સં.] દેહને વધારવાનું—પોષણ
**દેહ-સંશોધક** (-સંશોધક) વિ. [સં.] દેહમાં રહેલા માનસિક શારીરિક દોષોને બાળીને શુદ્ધ કરનાર
**દેહ-સંશોધન** (-સંશોધન) ન. [સં.] દેહ-શુદ્ધિ માટેની પ્રક્રિયા
**દેહ-સ્થ** સ્ત્રી. [સં.] શરીરની અંદર રહેલું

**દેહ-સ્થિતિ** સ્ત્રી. [સં.] દેહનું અસ્તિત્વ, શરીરની હયાતી

**દેહ-સ્વભાવ** પું. [સં.] શરીરની પ્રકૃતિ, દેહની તાસીર, 'આઇડિયોસીનક્રસી'

**દેહાત** ન. [ફા.; 'દેહ'નું અર.,બ.વ. 'આત' પ્ર.,સ્ત્રી.] ગામડાંનો સમૂહ. (૨) ગામ [ગામડિયું

**દેહાતી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ગામડાંમાં રહેનારું, ગ્રામીણ,

**દેહાતીત** વિ. [સં. देह + अतीत] શરીરની પાર ગયેલું, દેહના અધ્યાસોને વટાવી ગયેલું, ગુણાતીત. (૨) વિદેહી, દેહ-હીન

**દેહાત્મ-દૃષ્ટિ** સ્ત્રી. [સં. देह + आत्म-दृष्टि] 'દેહ જ આત્મા છે' એવો ખ્યાલ [એવો મત-સિદ્ધાંત

**દેહાત્મ-વાદ** પું. [સં. देह + आत्म-वाद] 'દેહ જ આત્મા છે'

**દેહાત્મવાદી** વિ. [સં.,પું.] દેહાત્મ-વાદમાં માનનારું

**દેહાધ્યાસ** પું. [સં. देह + अध्यास] જુઓ 'દેહાત્મ-દૃષ્ટિ.'

**દેહાધ્યાસી** વિ. [સં.,પું.] દેહાધ્યાસવાળું

**દેહાભિમાન** ન. [સં.,પું.] જુઓ 'દેહાત્મ-દૃષ્ટિ.' (૨) દેહની તાકાત વિશેનો ગર્વ

**દેહાભિમાની** વિ. [સં.,પું.] દેહાભિમાનવાળું

**દેહાર્ધ** ન.,પું. [સં. देह + अर्ध न.] શરીરનો ઉપરનો યા નીચેનો અડધો ભાગ. (૨) પતિને પત્ની અને પત્નીને પતિ

**દેહાર્પણ** ન. [સં. देह + अर्पण] શરીર (અન્યને) બક્ષિસ કરવું એ [જીવનપર્યંત

**દેહાવધિ** ક્રિ.વિ. [સં. देह + अवधि पुं.] દેહ છે ત્યાંસુધી,

**દેહાવરણ** ન. [સં. देह + आ-वरण] શરીરનું ઢાંકણ

**દેહાવશેષ** પું. [સં. देह + अव-शेष] દેહનો બચેલો ભાગ

**દેહાવસાન** ન. [સં. देह + अव-सान] દેહનું મૃત્યુ, મોત, મરણ

**દેહાવસ્થા** સ્ત્રી. [સં. देह + अव-स्था] શરીરની હાલત, દેહ-દશા [રહેલું, શરીરને વળગી રહેલું

**દેહાશ્રિત** વિ. [સં. देह + आ-श्रित] દેહનો આશ્રય કરીને

**દેહાસક્ત** વિ. [સં. देह + आ-सक्त] દેહમાં આસક્તિવાળું, શરીર ઉપર પ્રેમ રાખનારું, જાતને જ સંભાળનારું

**દેહાસક્તિ** સ્ત્રી. [સં. देह + आ-सक्ति] દેહ ઉપરની લગની

**દેહાંત** (દેહાન્ત) પું. [સં. देह + अन्त] દેહનો નાશ, મૃત્યુ, મરણ

**દેહાંત-દંડ** (દેહાન્ત-દણ્ડ) પું. [સં.] મોતની સજા, 'ડેથ-સેન્ટેન્સ.' 'કૅપિટલ પનિશમેન્ટ' [થવા યોગ્ય

**દેહાંત-દંડ-પાત્ર** (દેહાન્ત-દણ્ડ-) વિ. [સં., ન.] દેહાંત-દંડ

**દેહાંતર** (દેહાન્તર-) ન. [સં. देह + अन्तर] બીજો દેહ, બીજું શરીર [પછી બીજા દેહમાં પ્રવેશ

**દેહાંતર-પ્રક્રિયા** (દેહાન્તર-) સ્ત્રી. [સં.] એક દેહ છોડયા

**દેહાંતરિત** (દેહાન્તરિત) વિ. [સં. देह + अन्तरित] એક દેહ છોડી બીજા દેહમાં જઈ રહેલું, પુનર્જન્મ પામેલું

**દેહાંત-શિક્ષા** (દેહાન્ત-) સ્ત્રી. [સં.], **દેહાંત-સજા** (દહાન્ત-) સ્ત્રી. [+જુઓ 'સજા.'] મોતની સજા

**દેહિર** (-રય) સ્ત્રી. શરદ ઋતુમાં પાણીથી ભરેલ જમીન

**દેહી**[1] વિ. [સં., પું.] દેહધારી. (૨) પું. જીવ, જીવાત્મા, આત્મા, દેહમાં રહેલું ચૈતન્ય તત્ત્વ

**દેહી**[2] સ્ત્રી. [સં. देह + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] દેહ, શરીર

**દેહી-ભૂત** વિ. [સં.] જુઓ 'દેહધારી.'

**દેહુડી** સ્ત્રી. ડેલી, બારણું, દરવાજો

**દેહુડી-દાર** વિ., પું. [+ફા. પ્રત્યય] દરવાન, દ્વાર-પાળ

**દેહેશ્વર** પું. [સં. देह + ईश्वर] દેહનો સ્વામી-જીવાત્મા

**દેહેંદ્રિય** (દેહેન્દ્રિય) સ્ત્રી. [સં. देह + इन्द्रिय न.] શરીરની તે તે ઇદ્રિય

**દેહોત** વિ. દેખાવડું, સુંદર. (૨) મોટું

**દેહોત્પત્તિ** સ્ત્રી. [સં. देह + उत्पत्ति] શરીરનું ઉત્પન્ન થવું એ

**દેહોત્સર્ગ** પું. [સં. देह + उत्सर्ग] દેહનો ત્યાગ, મૃત્યુ, મોત

**દેહોપયોગ** પું. [સં. देह + उप-योग] શરીરનો ઉપયોગ, શરીરની કામગીરી

**દેહોપયોગી** વિ. [સં., પું.] શરીરને કામ લાગે તેવું

**દૈંડવું** (દૈં ડવું) જુઓ 'ડેંડવું.'

**દૈંડ-પૂળી** (દૈં ડ-) ન. એક પ્રકારનું ગૂમડું

**દૈ** જુઓ 'દઈ.'[3] [૦ જાણે (રૂ. પ્ર.) દેવ જાણે, કોને ખબર ?]

**દૈતેય** પું. [સં.] જુઓ 'દૈત્ય.'

**દૈતેયી** વિ., સ્ત્રી. [સં.] દૈત્ય જાતિની સ્ત્રી

**દૈત્ય** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે કશ્યપ પ્રજાપતિથી એની એક પત્ની દિતિમાં થયેલ પુત્ર-સંતતિ, દૈતેય [૦ જેવું (રૂ. પ્ર.) ભયાનક જબરું]

**દૈત્ય-ગુરુ** પું. [સં.] શુક્રાચાર્ય

**દૈત્ય-જન** પું. [સં.] જુઓ 'દૈત્ય.'

**દૈત્ય-પરાજય** પું. [સં.] દૈત્યોની હાર

**દૈત્ય-સેના** સ્ત્રી., **દૈત્ય-સૈન્ય** ન. [સં.] દૈત્યોનું લશ્કર

**દૈથરું** (દૈં થરું) જુઓ 'દહીંથરું.'

**દૈનં-દિન** (દૈનન્દિન) વિ. [સં.] દિવસે દિવસને લગતું, દરરોજનું, નિત્યનું ['ડાયરી'

**દૈનંદિની** (દૈનન્દિની) સ્ત્રી. [સં.] રોજનીશી, દિનકી,

**દૈનિક** વિ. [સં.] દિવસને લગતું, હંમેશનું, નિત્યનું. 'ડ્યુર્નલ.' (૨) ન. દરરોજ નીકળતું વર્તમાનપત્ર, 'ડેઇલી'

**દૈનિકી** વિ., સ્ત્રી. [સં.] રોજનો પગાર, રોજ

**દૈન્ય** ન. [સં.] દીનપણું, દીનતા. (૨) રાંકા-વેડા

**દૈન્ય-પૂર્ણ** વિ. [સં.] દીનતાથી ભરેલું

**દૈયા** સ્ત્રી. દાદીમા [મોટી ચીસ

**દૈયા-ધાડ** સ્ત્રી. [+જુઓ 'ધાડ.'] (લા.) મદદ માટેની

**દૈર્ઘિક** વિ. [સં.] આડી લંબાઈવાળું, 'લૉન્જિટયુડિનલ'

**દૈર્ઘ્ય** ન. [સં.] દીર્ઘપણું, દીર્ઘતા, વિસ્તાર, લંબાઈ

**દૈવ** વિ. [સં.] દેવને લગતું, દેવતાઈ, દૈવી. (૨) ન. નસીબ. (૩) પું. ભારતીય લગ્નપદ્ધતિના આઠ પ્રકારમાંનો સર્વોત્તમ પહેલો પ્રકાર. [૦ જાણે (રૂ.પ્ર.) કોણ જાણે કોને ખબર છે! ૦નો ઘરનો પીઢ (રૂ.પ્ર.) કંટાળો આપનારું માણસ]

**દૈવક** ન. [સં.] ઈશ્વરી કોપ, આસમાની આફત

**દૈવ-કારણવાદ** પું. [સં.] બધું ભાગ્ય પ્રમાણે જ થાય છે—કર્માધીન છે એવો મત-સિદ્ધાંત

**દૈવકારણવાદી** વિ. [સં., પું.] દૈવ-કારણવાદમાં માનનારું

**દૈવ-કૃત** વિ. [સં.] ભાગ્યને લઈ ને થયેલું

**દૈવ-કૃતિ** સ્ત્રી. [સં.] ભાગ્યને લીધે થયેલું કાર્ય

**દૈવ-ગત** વિ. [સં.] ભાગ્યને અધીન રહેલું [નસીબ

**દૈવ-ગતિ** સ્ત્રી. [સં.] દૈવી ઘટના, ઈશ્વરની ધારણા. (૨) (લા.)

**દૈવ-જોગ** જુઓ 'દૈવ-યોગ.'
**દૈવ-જ્ઞ** વિ. પું. [સં.] જ્યોતિષી, જોશી
**દૈવત** ન. [સં.] દેવત્વ, દિવ્ય તેજ. (૨) (લા.) શરીરની તાકાત, શક્તિ, બળ, સત્ત્વ
**દૈવ-યો(-જો)ગ** પું. [સં· दैव-योग] નસીબનો પ્રસંગ, વિધિને વશ હોવાની સ્થિતિ
**દૈવ-વશાત્** ક્રિ. વિ. [સં., પાં. વિ., એ.વ.] દૈવને વશ રહી, દૈવજોગે, ભાગ્યવશાત્, કર્મ-સંયોગે
**દૈવ-વાદ** પું. [સં.] બધું જ ભાગ્યને અધીન છે એવો મત-સિદ્ધાંત, કર્મવાદ, 'ફેટાલિઝમ' (દ. બા.)
**દૈવવાદી** વિ. [સં., પું.] દૈવવાદમાં માનનારું, કર્મવાદી
**દૈવ-હતક, દૈવ-હીન** વિ. [સં.] દુર્ભાગી, કમભાગી, કમનસીબ
**દૈવાત્** ક્રિ.વિ. [સં., પાં વિ., એ.વ.] જુઓ 'દૈવ-વશાત્.'
**દૈવાધીન** વિ. [સં. दैव + अधीन] ભાગ્યને વશ રહેલું, નસીબને અધીન [(બ.ક.ઠા.)
**દૈવાધીન-તા** સ્ત્રી. [સં.] દૈવાધીન હોવાપણું, 'ફેટાલિઝમ'
**દૈવાનુસાર** ક્રિ.વિ. [સં. दैव + अनु-सारम्] દૈવ પ્રમાણે, નસીબ પ્રમાણે
**દૈવાનુસારી** વિ. [સં., પું.] દૈવ પ્રમાણે થનારું, ભાગ્યાનુસારી
**દૈવાયત્ત** વિ. [સં. दैव + आ-यत्त] જુઓ 'દૈવાધીન.'
**દૈવિક** વિ. [સં.] દેવને લગતું, દૈવનું. (૨) (લા.) આકસ્મિક, અકસ્માત્ બનેલું
**દૈવી** વિ. [સં., પું.] દૈવને લગતું, 'ડિવાઇન.' (૨) અમાનુષ, અદ્ભુત. (૩) (લા.) આકસ્મિક, અકસ્માત થયેલું. (૩) સાત્ત્વિકતાથી ભરેલું (જીવ-તત્ત્વ; 'આસુરી'થી ઊલટું)
**દૈવેચ્છા** સ્ત્રી [સં. दैव + इच्छा] ભાગ્યાધીન હોવાપણું
**દૈવોપહત** વિ. [સં. दैव + उप-हत] દૈવે ખતમ કરી નાખેલું. (૨) (લા.) કમનસીબ, ભાગ્યહીન
**દૈવ્ય** વિ. [સં.] દૈવી. (૨) ન. દૈવ, નસીબ, ભાગ્ય
**દૈશિક** વિ. [સં.] દેશને લગતું, 'સ્પેશિયલ' (હી.વ.). (૨) આંશિક, ભાગને લગતું. (૩) સર્વસામાન્ય, 'કૉમન.' (૪) પું. જુઓ 'દેશિક.' [અંતિમવાદી, 'ફેટેલિસ્ટ'
**દૈષ્ટિક** વિ. [સં.] ભાગ્યને લગતું. (૨) પ્રારબ્ધવાદી. (૩)
**દૈષ્ટિક-તા** સ્ત્રી. [સં.] પ્રારબ્ધ-વાદ. (૨) અંતિમવાદ
**દૈહિક** વિ. [સં.] દેહને લગતું, શરીરને લગતું, શારીરિક, બૉડિલી,' 'ઑર્ગેનિઝમિક.' [આપો
**દો**[1] (દો) આજ્ઞા., બી. પું., બ.વ. [જુઓ 'દેવું[1]'] દો,
**દો**[2] વિ. [સં. द्वौ > પ્રા. दो; ગુ. માં સમાસમાં: 'દોધારું' વગેરે] બે
**દો-અમલી** વિ. [જુઓ 'દો[2]' + અર. 'અમલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] બે અમલવાળું, બે હકૂમતવાળું [કસરત
**દો-અંગ** (-અઙ્ગ) ન. [જુઓ 'દો[2]' + સં.] એક પ્રકારની
**દો-આબ** પું. [ફા. દો-આબદ્] બે નદીઓની વચ્ચેનો પ્રદેશ
**દોકડ** ન., બ.વ. નરઘાં, તબલાં
**દોકડા-ભાર** વિ. [જુઓ 'દોકડો' + સં.] એક દોકડાનું વજન હોય તેટલું. (૨) (લા.) જરા જેટલું, લેશપણ
**દોકડિયો** વિ., પું. [જુઓ 'દોકડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દોકડ વગાડનાર, નરઘાં વગાડનાર, તબલચી
**દોકડો** પું. રૂપિયાના સોમા ભાગની કિંમતનો જૂનો તાંબાનો મુસ્લિમ-કાલનો સિક્કો. (૨) (જૂનું.) બાર ટકા વ્યાજ (માસિક ૧ દોકડા લેખે વર્ષનું). (૩) ગુણ, ગુણાંક, 'માર્ક.' (૪) (લા.) ડામનો ચબકો. (૫) ઈયળ જેવું એ નામનું એક જીવડું. (૬) ઊકળતા પાણીમાં ઊછળતો પરપોટો. [૦ નીકળી જવો (રૂ. પ્ર.) માન ઓછું થઈ જવું]
**દોખ** પું. [સં. दोष] જુઓ 'દોષ.' દેવું, પીડવું
**દોખવું** સ ક્રિ. [સં. दुःख ઉપરથી ના. ધા.] દુઃખ
**દોખી** વિ. [સં. दोषी] દોષ આપનાર. (૨) પું. શત્રુ.
**દોગડી** સ્ત્રી. છાસ વલોવવાનો વાંસનો દાંડો, રવાઈ
**દોગા(૦ય)ની** સ્ત્રી. આળ, તહોમત, આરોપ. (૨) અપકીર્તિ, નામોશી
**દોશુંદક** (દોગુન્દક) વિ. વૈભવી, વિલાસી
**દો-ગોટાલો** પું. એ નામની એક રમત, અડી-દડી. [૦ કર્યાં કરવો (રૂ. પ્ર.) સમય આંટા-ફેરામાં નિરર્થક ગાળવો]
**દોજખ** ન. [ફા.] નરક, નરકાગાર [અવગતિયું
**દોજખ-વાસી** વિ. [+ સં., પું.] નરકમાં જઈ વસનારું,
**દોજખી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નરકને લગતું, નારકીય. (૨) પાપી, નરકમાં જવા પાત્ર
**દો-જીભું** વિ. [જુઓ 'દો[2]' + 'જીભ' + ગુ. 'ઉં' ત. પ્ર.] બે જીભવાળું. (૨) (લા.) એક મોઢે બે ભિન્ન ભિન્ન વાત કહેનારું [(વ્યાયામ.)
**દોજૂટ** ન. દો-અંગ, લાકડીની એ નામની એક કસરત.
**દોઝ**[1] ન. [જુઓ 'દૂઝવું.'] દૂઝણા ઢોરનો ખર્ચ કાઢતાં વધેલી રકમ
**દોઝ**[2] વિ. બતાવનાર. (૨) સીવનાર. (૩) ભરત-કામ કરનાર
**દોઝી**[1] સ્ત્રી. બકચી
**દોઝી**[2] સ્ત્રી. સીવવું એ [મોટેનું બકરું
**દોઝું** ન. [જુઓ 'દૂઝવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર] દોહવા
**દોઝો** પું. બીજી વખત પરણનાર આદમી
**દોટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'દોડવું.'] દોડવું એ, હડી, દોડ, ડોટ
**દો(-ડો)ટમ-દો(-ડો)ટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'દોટ'-દ્વિર્ભાવ.] દોડા-દોડ. (૨) ક્રિ.વિ. દોડાદોડી કરીને
**દોટવું** અ. ક્રિ. આળોટવું, લોટવું, ડોટવું. **દોટાવું** ભાવે., ક્રિ. **દોટાવવું** પ્રે.,સ.ક્રિ.
**દો(-ડો)ટં-દો(-ડો)ટા** (દોટમ્-દોટા) જુઓ 'દોટમ-દોટ'
**દો(-ડો)ટાવવું, દો(-ડો)ટાવું** જુઓ 'દોટવું'માં.
**દોટિયો** વિ., પું. [જુઓ 'દોટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દોડાદોડી કરનાર પટાવાળો, ચપરાસી
**દો(-ડો)ટી** સ્ત્રી. કન્યાના બાપને વરના બાપ તરફથી મળતી બક્ષિસ કે પહેરામણી. (૨) રેશમી વસ્ત્ર. (૩) પાણકોરું, ખાદી
**દોઠું** ન. જુઓ 'ડોઠું.' (૨) જાડી પૂરી
**દોડ** (દોડય) સ્ત્રી. [જુઓ 'દોડવું.'[2]] દોટ, હડી. [૦ કરવી (રૂ. પ્ર.) ઉતાવળ કરવી, સતત પાછળ લાગ્યા રહેવું]
**દોડકી** સ્ત્રી. [જુઓ 'દોડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] એક જાતનાં તૂરિયાંની વેલ
**દો(-ડો)ડકું** ન. એક જાતનું તૂરિયું, દોડકીનું ફળ. [-કાં છોલવાં (રૂ. પ્ર.) નકામો સમય ગાળવો]

**દોડ-ધામ** (દોડય-) સ્ત્રી. [જુઓ 'દોડ'.દ્વારા.] દોડાદોડ. (૨) (લા.) ધમાચકડી, કામની પ્રબળ ઉતાવળ

**દોડ-ધૂપ** (દોડય-) પું. [જુઓ 'દોડ' + 'ધૂપ.'] (લા.) થાક, શ્રમ

**દોડમ-દોડ** (દોડમ્-દોડય) સ્ત્રી., -ડા પું., બ.વ. [જુઓ ['દોડ'–દ્વિર્ભાવ.] જુઓ 'દોટમ-દોટ.'

**દોડ-માર** (દોડય-મારય) સ્ત્રી. [જુઓ 'દોડવું' + 'મારવું.]' (લા.) ધમાચકડી, કામની ઉતાવળ

**દોડવવું** (દોડવવું) જુઓ 'દોડવું[2]'માં. (૨) સૂપડામાં દાણા નાખી સાફ કરવાની દૃષ્ટિએ સૂપડું આમ તેમ હલાવી દાણાને દડતા કરવા

**દોડવું[1]** (દોડવું) અ.ક્રિ. [સં. द्रु દ્વારા; હિં. दौडना] પગની ગતિ વધારી ઝડપથી કાંઈક કૂદતા ચાલવું, દગડવું. (૨) (લા.) ખૂબ ઉતાવળથી કામગીરી કરવી. **દોડાવું[1]** (દોડાવું) ભાવે., ક્રિ. **દોડાવવું** (દોડાવવું) પ્રે.,સ.ક્રિ. દાણાને સૂપડામાં નાખી આડા-અવળા ફેરવી નીચે પડવા દેવા.

**દોડવું[2]** જુઓ 'ડોડવું.'

**દોડવો** જુઓ 'ડોડવો.'

**દોડળવું** જુઓ 'ડોડળવું.'

**દોડં-દોડા** (દોડમ્–દોડા) જુઓ 'દોટં-દોટા.'

**દોડાદોડ** (દોડા-દોડય), -ડી સ્ત્રી. [જુઓ 'દોડ,' -દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ. પ્ર.] દોટં-દોટા

**દોડાવવું, દોડાવું** (દોડા-) જુઓ 'દોડવું'માં.

**દોડાવું[2]** જુઓ 'ડોડાવું.'

**દોડાળું** જુઓ 'ડોડાળું.'

**દોડિયાળ** જુઓ 'ડોડિયાળ.'

**દોડી** જુઓ 'ડોડી.'

**દોડી-ખાઉ** જુઓ 'ડોડી-ખાઉ.'

**દોડી-ઓરડાં, દોડી-મોરિયાં** જુઓ 'ડોડી-ઓરડાં,' –'ડોડી-મોરિયાં.'

**દોડી-વેલ(-લ્ય)** જુઓ 'ડોડી-વેલ.'

**દોડી-સાંકળી** જુઓ 'ડોડી-સાંકળી.'

**દોડી-હાર** જુઓ 'ડોડી-હાર.'

**દોડું** જુઓ 'ડોડું.[2]'

**દોડો[1]** (દોડો) પું. [જુઓ 'દોડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] નકામી દોડધામ

**દોડો[2]** જુઓ 'ડોડો.'

**દોઢ[1]** (દોઢ) વિ. [સં. द्व्यपार्ध > પ્રા. दिवड्ढ > જૂ.ગુ. 'દિઉઢ'] એક અને અડધું, ડોઢ, '૧॥.' [૦ અસત્ય (રૂ.પ્ર.) અર્ધ સત્ય (ગાંધીજી)]

**દોઢ[2]** (દોઢય) સ્ત્રી. [જુઓ 'દોઢ.[1]'] દોઢી સ્થિતિ. [૦ વળવી (રૂ.પ્ર.) મોઢામાં ખેભાન થવા વગેરેથી બત્રીસીની ડાબલી ઠરડાઈ જવી]

**દોઢ[3]** (દોઢય) સ્ત્રી. [જુઓ 'દોઢવવું.'] દોઢું કરવું એ, દોઢવવું એ, ડોઢ

**દોઢ ગણું** (દોઢ-) વિ. [જુઓ 'દોઢ[1]' + સં. गुणित- > પ્રા. गुणिअ-દ્વારા] કોઈ પણ વસ્તુ સંખ્યા વગેરેમાં એનું અડધું ઉમેરાઈ ને થયેલું, ડોઢ-ગણું

**દોઢ-ચતુર** (દોઢ-) વિ. [જુઓ 'દોઢું' + સં.] (લા.) વગર માગ્યે બીજાને સલાહ આપનારું, વગર પૂછયે બીજાની વાતમાં માથું મારનારું, ડોઢ-ચતુર

**દોઢ-ચાતુરી** (દોઢ-) સ્ત્રી. [જુઓ 'દોઢું' + 'ચાતુરી.'-] દોઢ-ચતુરપણું, વધુ પડતી ચતુરાઈ, ડોઢ-ચાતુરી

**દોઢ-ડહાપણ** (દોઢ-ડાઃપણ) ન. [જુઓ 'દોઢું' + 'ડહાપણ.'] (લા.) બિન-જરૂર વધારા પડતું ડહાપણ, માગ્યા વિનાની સલાહ આપવાપણું, ડોઢ-ડહાપણ

**દોઢ-ડાહ્યું** (દોઢ-ડાઃયું) વિ. [જુઓ 'દોઢું' + 'ડાહ્યું.'] (લા.) બિન-જરૂર વધારા પડતું ડહાપણ ડોળનારું, માગ્યા વિનાની સલાહ આપનારું, ડોઢ-ડાહ્યું

**દોઢ-ડાં(-દાં)ડી** (દોઢ-) સ્ત્રી. [જુઓ 'દોઢું' + 'ડાં(-દાં)ડી.'] ત્રાજવામાં દાંડીનાં બેઉ અર્ધ જરા નાનાં મોટાં હોય તેવી દાંડી (વજન ઓછું આપવાની યોજના), ડોઢ-ડાંડી

**દોઢડી** (દોઢડી) સ્ત્રી. [જુઓ 'દોઢ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ચાર હાથના પાણકોરાનું ફાળિયું, ડોઢડી

**દોઢ-પગું** (દોઢ-) વિ. [જુઓ 'દોઢું' + 'પગ' + ગુ. 'ઉ' ત.પ્ર.] (લા.) લંગડું, લૂલું, ડોઢ-પગું

**દોઢ-પનું** (દોઢ-) વિ. [જુઓ 'દોઢું' + 'પનો' + ગુ. 'ઉ' ત.પ્ર.] દોઢિયા પનાનું, દોઢા પનાવાળું

**દોઢ-પશુ** (દોઢ-) ન. [જુઓ 'દોઢું' + સં.,પું.] (લા.) (છ પગ હોઈ ને) ભમરો (પ્રેમા.), ડોઢ-પશુ

**દોઢ-પાયું** (દોઢ-) વિ. [જુઓ 'દોઢું' + 'પાયો' + ગુ. 'ઉ' ત.પ્ર.] (લા.) અડધું ગાંડું

**દોઢ-પાંસળિયું** (દોઢ-) વિ. [જુઓ 'દોઢું' + 'પાંસળી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) બહુ-બોલકું

**દોઢ-મામો** (દોઢ-) પું. [જુઓ 'દોઢું' + 'મામો.'] (લા.) દોઢ-પાયો, અરડો ગાંડો માણસ

**દોઢવવું** (દોઢવવું) સ.ક્રિ. [જુઓ 'દોઢું,'—ના.ધા.] દોઢું કરવું, ડોઢવવું. **દોઢવાવું** (દોઢવાવું) કર્મણિ.,ક્રિ. **દોઢવાવવું** (દોઢવાવવું)પ્રે.,સ. ક્રિ.

**દોઢવાવવું, દોઢવાવું** (દોઢ-) જુઓ 'દોઢવવું'માં.

**દોઢ-શૂરું** (દોઢ-) વિ. [જુઓ 'દોઢું + 'શૂરું.'] (લા.) ઘણું બહાદુર, ડોઢ-શૂરું

**દોઢ-સો** (દોઢ-સૌ) વિ. [જુઓ 'દોઢું' + 'સો.'] એક સો પચાસ, ડોઢ-સો

**દોઢ-હથ્થું** વિ. [જુઓ 'દોઢું' + 'હાથ' + ગુ. 'ઉં' ત.પ્ર.] દોઢ હાથના માપનું

**દોઢાઈ** (દોઢાઇ) સ્ત્રી. [જુઓ 'દોઢું + ગુ. 'આઈ' ત.પ્ર.] દોઢગણું હોવું એ, ડોઢાઈ

**દોઢવું** (દોઢવું) સ.ક્રિ. [જુઓ 'દોઢું'–ના.ધા.] જુઓ 'દોઢવવું.' (૨) સીવવું. દોરો ભરવો. **દોઢાવું** (દોઢાવું) કર્મણિ., ક્રિ. **દોઢાવવું** (દોઢાવવું) પ્રે.,સ.ક્રિ.

**દોઢાવવું, દોઢાવું** (દોઢા-) જુઓ 'દોઢવું'માં.

**દોઢા** (દોઢાં-) ન.,બ.વ. [જુઓ 'દોઢું.'] ૧॥નો ઘડિયો, ડોઢાં

**દોઢિયું** (દોઢિયું) વિ. [જુઓ 'દોઢું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] દોઢું કરેલું. (૨) ન. દોઢ પને સીવેલું લૂગડું. (૩) પૈસાનો સિક્કો. (૩) (લા.) પૈસો, ધન, દ્રવ્ય. [-યાં પાણી ખલાસ (રૂ. પ્ર.) પૈસે ટકે ખતમ]

**દોઢી** (દોઢી) સ્ત્રી. [જુઓ 'દોઢું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એક પ્રકારની દાંડિયારાસની ગત. (૨) મોટાં મહેલ મકાન વગેરેના પ્રવેશદ્વારની ચોકી, દેવડી

**દોઢી-દાર** (દોઢી-) વિ.,પું. [+ ફા. પ્રત્યય] દોઢી ઉપરનો ચોકીદાર, દ્વાર-પાળ, દરવાન

**દોઢું** (દોઃઢું) વિ. [સં. द्व्यपार्धक- > પ્રા. दिवड्ढअ- > જૂ.ગુ. 'દઉઢ'] માપ કદ ગણતરી વગેરેમાં દોઢ-ગણું, ડોઢું

**દોણકું** (દોઃણકું) ન. [જુઓ 'દોણું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] નાનું દોણું

**દોણા-ફોડ** (દોઃણા-) વિ, [જુઓ 'દોણું' + 'ફોડવું.'] (લા.) ઝઘડા કરાવનાર. (૨) વિઘ્ન ઊભાં કરનાર. (૩) બગાડનાર, બૂરું કરનાર, અહિતકારી

**દોણી** (દોઃણી) સ્ત્રી. [જુઓ 'દોણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું દોણું. [૦ દેવી, ૦ પકડાવવી (રૂ.પ્ર.) કાઢી મૂકવું, હાંકી કાઢવું, રજા આપવી]

**દોણીંગું** (દોઃણીંગું) ન. ખાટી જાતનું લીંબું

**દોણું** (દોઃણું) ન. [સં. दोहनक- > પ્રા. दोहणअ-] દોહવાની ક્રિયા. (૨) દોહવાનું માટીનું વાસણ. (૩) (લા.) પેટ, ઉદર (કટાક્ષમાં)

**દોણું-વલોણું** (દોઃણું-વલોઃણું) ન. [જુઓ 'દોણું (૧)' + 'વલોણું.'] દોહવાની અને વલોવવાની ક્રિયા. (૨) (લા.) દુઝાણું [ખોટો 'ઇન્ક-પૉટ'

**દોત** (દોઃત્ય) સ્ત્રી. [અર. દવાત્] શાહીનો ખડિયો, દવાત,

**દોત-કલમ** (દોઃત્ય-) સ્ત્રી. [+ જુઓ 'કલમ.']- **દોત-કાઠાં** (દોઃત્ય-) ન.,બ.વ. [+ જુઓ 'કાંઠું' (બરુનું).] શાહીનો ખડિયો અને લેખણ

**દો-તરફ** ક્રિ.વિ. [જુઓ 'દો[2]' + 'તરફ.'] બે બાજુ

**દોતરફી** વિ. [ગુ. 'ઈ' ત.પ્ર.] બેઉ બાજુનું, બંને પક્ષોનું

**દોતવું** અ.ક્રિ. [સં. द्युत् > द्योत् દ્વારા] પ્રકાશવું. (૨) (લા.) પસંદ કરવું. **દોતાવું** ભાવે.,ક્રિ. **દોતાવવું** પ્રે.,સ.ક્રિ.

**દોતા** ન. [ફા.] વરરાજાને પહેરવાનો એક ખાસ પ્રકારનો પોશાક

**દોતાયું** ન. [+ ગુ. 'આયું' ત.પ્ર.] નાનો ડગલો, નાનો કોટ, ડગલી [એક તંતુ-વાદ્ય

**દો-તાર** પું. [જુઓ 'દો[2]' + 'તાર.'] એ નામનું ચાર તારનું

**દોતાવવું, દોતાવું** જુઓ 'દોતવું'માં. [જુઓ 'દોતિયું.'

**દોતિયારું** (દોઃતિ-) ન. [જુઓ 'દોતિયું' + ગુ. 'આરું' ત. પ્ર.

**દોતિયારો** (દોઃતિ-) પું. [જુઓ 'દોતિયારું.'] જુઓ 'દોતિયો.' [શાહીનો ખડિયો રાખનારું]

**દોતિયું** (દોઃતિ-) વિ. [જુઓ 'દોત' + ગુ. 'ઇયું' ત.પ્ર.]

**દોતિયો** (દોઃતિ-) પું. [જુઓ 'દોતિયું.'], **દોતીતો** (દોઃતી-) પું. [જુઓ 'દોત' દ્વારા.] (લા.) કોર્ટ કચેરી વગેરે પાસે બેસી અરજી વગેરે લખી આપનાર માણસ. (૨) નામું લખનાર મહેતાજી

**દોતુક** વિ. બંધબેસતું કરેલું [(૨) સુંદર, શોભીતું

**દોતું** વિ. [જુઓ 'દોતવું' + ગુ. 'ઉ'' કૃ.પ્ર.] પ્રકાશ આપતું.

**દોતેલું** વિ. [જુઓ 'દોતવું' + ગુ. 'એલું' બી.ભૂ.કૃ.] (લા.) પસંદ કરેલું, ઇચ્છેલું [પ્રમાણમાં ખાવું એ

**દોથા-થાળી** સ્ત્રી. [જુઓ 'દોથો' + 'થાળી.'] (લા.) વિશેષ

**દોથો** પું. બે હથેળીમાં ભરાય તેટલો જથ્થો આપતો ખોબો

**દોથો-લોથો** વિ. [જુઓ 'દોથો,'-દ્વિર્ભાવ.] (લા.) ઘણું, પુષ્કળ, દોથા ભરીને થાય તેટલું

**દોદરિયું** વિ. [જુઓ 'દોદરું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) ખોટી લવારી કરનારું, બડબડિયું

**દોદરું(-ણું)** વિ. [રવા.] ખળખળી ગયેલું. (૨) બોદા અવાજનું, ખોખરું. (૩) નબળું. (૪) ભૂકો ન થતાં ટુકડા ટુકડા થઈ ગયેલું

**દો-દ(-દિ)શ** ક્રિ.વિ. [જુઓ 'દો[2]' + સં. दिशा > અર્વા. તદ્ભવ 'દિશ' (< સં. °दिशम्)-] બેઉ દિશામાં બંને બાજુ (જૂ. ગુ. પદ્યમાં.). (૨) ચારે બાજુ, ચો-ગમ

**દોદળાઈ** સ્ત્રી. [જુઓ 'દોદળું' + ગુ. 'આઈ' ત.પ્ર.] દોદળાપણું

**દોદળાવવું** જુઓ 'દોદળાવું'માં. [દોદળાવવું પ્રે.,સ.ક્રિ.

**દોદળાવું** અ ક્રિ. [જુઓ 'દોદળું', -ના. ધા.] દોદળું થવું

**દોદણું** જુઓ 'દોદરું.'

**દોદાચી** ન. અગાઉ માળવામાં બનતું એક જાતનું કાપડ

**દો-દિશ** જુઓ 'દો-દશ.' [છંદ. (પિં.)

**દોધક** પું. [સં.] ૧૧ અક્ષરોના ચરણનો એક ગણમેળ

**દો-ધડ** ન. [જુઓ 'દો[2]' + 'ધડ.'] (લા.) પાણી ભરેલું બેડું

**દો-ધારું** વિ. [જુઓ 'દો[2]' + 'ધાર' + ગુ. 'ઉ'' ત.પ્ર.] ધારવાળું [વપરાતી)

**દોધીતર** (-રય) સ્ત્રી. લાંબી દૂધી (સૂકવી તૂંબડા તરીકે

**દોપ** ન. દૂધ દેવું એ. [૦ આવવું (રૂ.પ્ર.) સફળતા મળવી, સુગમતા થવી] [(૨) (લા.) ઘણું, પુષ્કળ

**દો-પટ** વિ. [જુઓ 'દો[2]' + 'પટ.'] બે પડવાળું, બેવડું.

**દો-પાટી** વિ. [જુઓ 'દો[2]' + 'પાટ' + ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) બે બાજુ વળેલું

**દોપિસ્તાં** ન.બ.વ. [ફા. દબિસ્તાન્] અક્ષરો ઘૂંટવાનું જાડું પૂંઠું. (૨) દસ્કત-શિક્ષક, 'કૉપી-બુક' (ન. ઘ.) [૦ ઘૂંટવાં (રૂ.પ્ર.) અક્ષર સુધારવા]

**દો-ફસલ, -લી** વિ.,સ્ત્રી. [જુઓ 'દો[2]' + 'ફસલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] વર્ષમાં બે વાર પાક આપે તેવી (જમીન)

**દોબ** પું. લાભ, ફાયદો

**દોબડું** ન. એક જાતનું વાદ્ય

**દોમ-કલાસ** જુઓ 'દુમ-કલાસ.'

**દોમ-દટ** ક્રિ.વિ. ભરપટ્ટો, ભરચક. (૨) ઉદારતાથી

**દોમ-દોમ** વિ. ઘણું, પુષ્કળ [૦ સાયબી (સાઃયબી) (રૂ. પ્ર.) સારી જાહોજલાલી]

**દો-મંજિલું** (-મઙ્-જલું) વિ. [જુઓ 'દો[2]' + 'મંજિલ' + [ગુ. 'ઉ'' ત. પ્ર.] બે માળનું (મકાન)

**દોયણું** ન. [જુઓ 'દોરણું,'—પ્રવાહી ઉચ્ચારણ] જુઓ 'દોરણું.'

**દોર[1]** પું. [સં] સ્ત્રી. (ખાસ કરીને) પતંગની દોરી

**દોર[2]** (દોઃર) પું. [અર. 'દવ્ર્' ચારે બાજુ ફરવું] (લા.) અમલ, સત્તા, અધિકાર. (૨) અમલદારીનો રોફ. (૩) કડપ, દાબ

**દોરડી** સ્ત્રી. [જુઓ 'દોરડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું દોરડું, દોરી, રસી, પાતળી દોરી. [૦ જેવું (રૂ.પ્ર.) તદ્દન પાતળું (આકારમાં)]

**દોરડું** ન. [સં. दोर + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] રાંઢવું, મોટી જાડી દોરી, જાડી રસ્સી. [-ડાં ખેંચવાં (-ખેંચવાં) (રૂ.પ્ર.) કોઈના કામમાં સહાયક થવું. ૦ તાણવાં (રૂ. પ્ર.) ખૂબ મહેનત કરવી]

**દોરડો** પું. [જુઓ 'દોરો'+ ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] (ખાસ કરીને લગ્ન-પ્રસંગે) વર-કન્યાને કાંડે બાંધવામાં આવતું નાડું. (૨) મંત્રેલો દોરો. [૦ છોડવો (રૂ. પ્ર.) લગ્નવિધિ પત્યા પછી વર-વધૂનાં કાંડાંનાં નાડાં છોડવાં]

**દોરણું** ન. કાનનું એક જાતનું ઘરેણું, દોયણું

**દોર-તોર, દોર-દમામ** પું [જુઓ 'દોર[૨]' + 'તોર,' 'દમામ.'] સત્તાનો ભપકો, રોફ અને તુમાખી. (૨) બાહ્ય આડંબર

**દોરવણી** સ્ત્રી. [જુઓ 'દોરવવું + ગુ. 'અણી' કૃ.પ્ર.] દોરવાની ક્રિયા. (૨) (કપડાને) દોરા ભરવા એ. (૩) (લા.) માર્ગ-દર્શન, શિખવણી

**દોરવણું** ન. [જુઓ 'દોરવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] દોરવાની ક્રિયા. (૨) (કપડાને) ખીલવું એ, દોરા ભરવા એ. (૩) (ખેતરમાં હળથી) ચાસ પાડવા એ. (૪) ખાતાવહીમાં ખાતાં મેળવી જવાં એ

**દોરવવું** સ.ક્રિ. [જુઓ 'દોરવું'નો વિકાસ.] દોરા ભરવા, ખીલવું. (૨) જુઓ 'દોરવું (૪).' (૩) ખાતાવહીનાં ખાતાં મેળવી જવાં. **દોરવાવું** કર્મણિ.,ક્રિ. **દોરવાવવું** પ્રે.,સ.ક્રિ.

**દોરવાવવું, દોરવાવું** જુઓ 'દોરવવું'માં.

**દોરવું** સ.ક્રિ. [સં. दोर, -ના. ધા.] સપાટી ઉપર દોરી પાડવી, લીટી પાડવી. (૨) ચિત્ર આલેખવું, ચીતરવું. (૩) (હાથથી પકડી કોઈને સાથે) લઈ ચાલવું. (૪) (લા.) માનસિક રીતે ખેંચી પ્રેરવું. (૫) માર્ગ-દર્શન આપવું. **દોરાવું** કર્મણિ., ક્રિ. **દોરાવવું** પ્રે.,સ.ક્રિ. [વાળી જમીન

**દો-રસ** વિ., પું. [જુઓ 'દો[૨]' + સં.] માટી અને રેતી-

**દો-રંગી** (-રઙ્ગી), **-ગું** (-રઙ્ગું)વિ. [જુઓ 'દો[૨]+રંગ' + ગુ. 'ઈ'-'ઉં' ત.પ્ર.] (લા.) સમયે સમયે જુદો જુદો પ્રકાર ધારણ કરતું. (૨) (લા.) મનસ્વી

**દોરા-ચિટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી.[જુઓ 'દોરો' + 'ચિટ્ઠી,-ઠ્ઠી.'] મંત્રેલો દોરો અને કાગળમાં લખેલ યંત્ર, તાવીજ, માદળિયું

**દોરા(-રાં)ટવું** સ.ક્રિ. [જુઓ 'દોરો,'-ના.ધા.] દોરા ભરવા, ખીલવું, ફાંટિયા લેવા

**દોરા-ધાગા** પું., બ.વ. [જુઓ 'દોરો' + 'ધાગો,' સમાનાર્થીનો દ્વિર્ભાવ.] મંત્રેલા દોરા (વળગાડ દૂર કરવા ભૂવા વગેરે પાસેથી મેળવાતા)

**દોરામણ** ન. [જુઓ 'દોરવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] દોરવાની ક્રિયા. (૨) લીટીઓ દોરવાનું મહેનતાણું

**દોરાયતો** પું. ઘોડાની એક એબ

**દોરાવવું, દોરાવું** જુઓ 'દોરવું'માં.

**દોરાંટવું** જુઓ 'દોરાટવું.'

**દોરિયા** પું., બ.વ. [જુઓ 'દોરો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) વરસાદની દોરા જેવી દેખાતી કાળી ધારાઓ

**દોરિયું** ન., **-યો** પું. [જુઓ 'દોરિયો.'] દોરાની ભાત દીપસતી દેખાય એવા પ્રકારનું સ્ત્રીઓનું એક વસ્ત્ર. (૨) કંઠમાં પહેરવાનું એક ઘરેણું

**દોરી** સ્ત્રી. [સં. માં दोरी છે, પરંતુ ગુ.માં તો જુઓ 'દોરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પતંગની દોર. (૨) દોરથી પ્રમાણમાં જાડી છતાં પાતળી રસી. (૩) દોરડી, રસી, 'ટેગ.' (૪) (લા.) કાબૂની ચાવી, લગામ. [૦ ખેંચવી૦ (-ખેંચવી) (રૂ. પ્ર.) મરણ લાવી આપવું. ૦ છાંટવી (રૂ. પ્ર.) રંગમાં બોળેલી દોરીથી આંકો છાપવો. ૦ છોડવી (રૂ. પ્ર.) પતંગની શેહ મૂકવી. ૦ તાણી રાખવી (રૂ. પ્ર.) અંકુશમાં લેવું. ૦ તૂટવી (રૂ. પ્ર.) મરણ પામવું. ૦ ઢીલી મૂકવી (રૂ. પ્ર.) અંકુશ ઓછો કરવો. ૦ ભરવી (રૂ. પ્ર.) જમીન કે લાકડાનું માપ કરવું]

**દોરી-છ(-છં)ટ** (-છણ્ટ) વિ. [જુઓ 'દોરી' + 'છાંટવું.'] દોરીને બંને છેડે પકડી રાખી એને સપાટી પર છાંટતાં પડેલી સીધી લીટી જેવું, તદ્દન સીધું, સીધી લીટીમાં રહેલું

**દોરી-ભંગ** (-ભઙ્ગ) પું. [જુઓ 'દોરી' + સં.] (લા.) સીધી લીટીમાં ન હોવું એ

**દોરી-લાકડી** સ્ત્રી. [જુઓ 'દોરી' + 'લાકડી.'] સુથારનું શિયાળી ફેરવવાનું દોરીવાળી લાકડીનું સાધન

**દોરી-લોટો** ન., બ.વ. [જુઓ 'દોરી' + 'લોટો.'] પ્રવાસમાં પૂર્વે સાથે રાખવામાં આવતો દોરી બાંધેલો કળશો. [૦ લઈને (રૂ. પ્ર.) માત્ર દોરી અને લોટો-બીજું કશું જ લીધા વિના]

**દોરી-સંચાર** (દોરી-સઞ્ચાર) પું. [જુઓ 'દોરી' + સં.], **-રો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) પડદા પાછળ રહીને કરેલી પ્રેરણા

**દોરે-દાર** વિ. [જુઓ 'દોરો' + ફા. પ્રત્યય] દોરા'-ભરેલું

**દોરો** પું. [સં. दोरक > પ્રા. दोरअ-] ધાગો, તાંતણો, તંતુ. (૨) ગળામાં કાંડે બાવડે કેડે કે પગની કલાઈમાં બાંધવાનો સાદો કે મંતરેલો તાંતણો. (૩) ગળામાં પહેરવાનું દોરા જેવું એક ઘરેણું. [૦ ઊજવવો (રૂ. પ્ર.) ભાદરવા સુદિ ચૌદસને દિવસે અનંત ભગવાનને ઉદ્દેશી દોરાનું પૂજન કરવું. ૦ કરી આપવો (રૂ. પ્ર.) મંત્રીને દોરો આપવો. ૦ દેવો (રૂ. પ્ર.) મીઠાઈને થાળીમાં ઢાળ્યા પછી ઉપર આછું ઘી રેડવું. ૦ ભરવો (રૂ. પ્ર.) ત્રીબ ભરવી]

**દોરો-ધાગો** પું. [જુઓ 'દોરા-ધાગા.'] જુઓ 'દોરા-ધાગા.'

**દોલ[૧]** પું [સં.] ઝૂલો, હીંચકો, હીંડોળો

**દોલ[૨]** (-લ્ય) સ્ત્રી. તંગી, ભીડ, અછત

**દોલક** પું., ન. [સં.] (ઘડિયાળનો) લોલક

**દોલન** ન. [સં.] લય-પ્રકાર, 'રીધમ' (મન-હરિ.)

**દોલત** (દૌલત) સ્ત્રી. [અર.દવ્લત્] પૂંજી, પૈસો, દ્રવ્ય, ધન. (૨) સંપત્તિ, માલ-મિલકત [ભાવે) ઘર, મકાન

**દોલત-ખાનું**(દૌલત) -ન. [+ જુઓ 'ખાનું.'] (માન બતાવવાના

**દોલત-જાદો** પું. [+ફા. જાદહ્, સં. जातः] ધનવાનનો પુત્ર

**દોલત-દાર, દોલત-મંદ** (દૌલત-, -મન્દ) વિ. [+ ફા. પ્રત્યય] ધનવાન, માલદાર, પૈસાદાર

**દોલતમંદી**(-દોલતમન્દી) સ્ત્રી. [+ ગુ 'ઈ' ત.પ્ર.] ધનિક-તા, શાહુકારી ['દોલત-દાર.'

**દોલત-વાન** (દૌલત-) વિ. [+ સં. °વાન્, પું.] જુઓ

**દોલન** ન. [સં.] એક છેડેથી બીજા છેડા સુધી ઝૂલતું આવવું અને જવું એ, ડોલવાની ક્રિયા, ડોલન

**દોલન-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] ડોલવાનું મધ્યવર્તી બિંદુ

**દોલન-વિસ્તાર** પું. [સં.] એક છેડેથી લઈ બીજા છેડા સુધીના ડોલનનો પટ

**દોલવું** અ. ક્રિ. [સં. दोल् તત્સમ] ડોલવું, ઝૂલવું. **દોલાવું**

લાવે., ક્રિ. **દોલાવવું** પ્રે.,સ.ક્રિ.

**દોલ-સોલ** (દોલ્ય-સોલ્ય) સ્ત્રી. ગરીબાઈ, નિર્ધનતા

**દોલા** સ્ત્રી. [સં.] જુઓ 'દોલ.[1]' (૨) પાલખી, ડોળી

**દોલા-પાલખી** સ્ત્રી. [+ જુઓ 'પાલખી.'] ઝૂલતી હોય તેવા પ્રકારની પાલખી

**દોલાબ,-બ** જુઓ 'દુલાબ.'

**દોલાયમાન** વિ. [સં.] ડોલતું, ઝૂલા લેતું. (૨) (લા.) અસ્થિર ચિત્તવાળું. (૩) આનાકાની કરતું

**દોલા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'ડોલ.' (૨) દવાનો અર્ક કાઢવાનું યંત્ર. (વૈદક.)

**દોલારૂઢ** વિ. [સં. दोला + आ-रूढ] હિંડોળા ઉપર ચડેલું, હીંચકે બેઠેલું [(યોગ.)

**દોલાસન** ન. [સં. दोला + आसन] યોગનું એક આસન.

**દોલિકા** સ્ત્રી. [સં.] માંચી જેવી ડોલી

**દોલું** (દો'લું) જુઓ 'દુહલું.'

**દોલોત્સવ** પું. [સં. दोला + उत्सव] ફાગણ વદિ એકમને દિવસે વૈષ્ણવ મંદિરોમાં ઠાકોરજીને હિંડોળે ઝુલાવતાં રંગ છાંટવાનો ઓચ્છવ, ડોલ. (પુષ્ટિ.)

**દોવડા(-રા)વવું** (દો:વડા(-રા)વવું) જુઓ 'દોહવું'માં.

**દોવાઈ** (દો:વાઇ) સ્ત્રી. [જુઓ 'દોહવું' + ગુ. 'આઈ' કૃ, પ્ર.] દોહવાનું મહેનતાણું

**દોવાવું** (દો:વાવું) જુઓ 'દોહવું'માં.

**દોશી** જુઓ 'દોસી.'

**દોશીડો** જુઓ 'દોસીડો.'

**દોશ(-શી)ણ** (-ણ્ય) જુઓ 'દોસ(-સે)ણ.'

**દોષ** પું. [સં.] દૂષણ, અવગુણ, ખરાબી. (૨) આળ, કલંક; લાંછન. (૩) વાંક, ગુનો, અપરાધ. (૪) કસૂર, ભૂલ. (૫) ખોડ-ખાપણ, ખામી. (૬) પાપ. (૭) કાવ્યગુણની ઊણપ. (કાવ્ય.) (૮) તર્કના અવયવોનો પ્રયોગ કરવામાં થતી ભૂલ. (તર્ક.) [૦ **કાઢવો** (રૂ. પ્ર.) ખામી કે ભૂલ બતાવવી. ૦ **ચડા(-ઢા)વવો** (રૂ. પ્ર.) આળ મૂકવું. ૦ **જોવો** (રૂ. પ્ર.) ખામી શોધવાનો પ્રયત્ન કરવો. ૦ **દેવો**, ૦ **મૂકવો** (રૂ. પ્ર.) ઠપકો આપવો. (૨) આળ ચડાવવું. ૦ **લાગવો** (રૂ. પ્ર.) ખામી જણાવી. (૨) પાપ થવું. ૦ **હોવો** (રૂ. પ્ર.) ગુનેગારી હોવી]

**દોષ-કથન** ન. [સં.] નિંદા, ગીલા

**દોષ-ગ્રાહી** વિ. [સં.,પું.] દોષ જોનાર, છિદ્ર શોધ્યા કરનાર

**દોષ-ઘ્ન** વિ. [સં.] શરીરનાં વાત પિત્ત કફની વિકૃત અસરનો નાશ કરનાર

**દોષ-જ્ઞ** વિ. [સં.] (બીજાની) ખામી ભૂલ વગેરેની સમઝ ધરાવનાર, રહેલા દોષ પકડી પાડનાર. (૨) વિદ્વાન

**દોષ-દર્શન** ન. [સં.] (માત્ર) દોષ જોયા કરવા એ

**દોષદર્શિ-તા** સ્ત્રી. [સં.] દોષદર્શી હોવાપણું

**દોષ-દર્શી** વિ. [સં., પું.] (સામાના માત્ર) દોષ જોયા કરનારું, વાંક કાઢ્યા કરનારું

**દોષ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] ખોડ-ખાપણ કાઢ્યા કરવાની નજર

**દોષ-દેખું** વિ. [+ જુઓ 'દેખવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (માત્ર) દોષ જ જોયા કરનારું, દોષ-દર્શી [કથન

**દોષ-નિરૂપણ** ન. [સં.] બીજાના દોષ કે દોષોનું વિગતથી

**દોષ-નિર્ણય** પું. [સં.] વાંક ગુનો ભૂલચૂક ખામી વગેરે નક્કી કરી આપવાની ક્રિયા, દોષ સાબિત થયાનો નિશ્ચય કે ઠરાવ

**દોષ-નિવારણ** પું. [સં.] સર્વ પ્રકારના દોષ દૂર કરવાપણું

**દોષ-પાત્ર** વિ. [સં., ન.] ગુનેગાર, ઠપકો કે સજાને યોગ્ય, સજા-પાત્ર, દોષિત, ગુનાહિત, 'કલ્પેબલ'

**દોષ-પક્ષ** ન. [સં.] જેનામાં દોષ કે દોષો રહેલા છે તેવી બાજુ

**દોષ-પ્રકાશન** ન. [સં.] દોષ ખુલ્લા કરી બતાવવા એ

**દોષ-પ્રતિ(-તી)વાદ** પું. [સં.] (કોઈએ બતાવેલા) દોષોનો સામનો કે બચાવ કરવો એ

**દોષ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સામું દોષવાળું છે એવી સમઝ

**દોષ-ભાગી** વિ. [સં., પું.] ગુનેગાર, દૂષિત, દોષ-પાત્ર

**દોષમય** વિ. [સં.] દોષોથી ભરેલું, દોષ-રૂપ

**દોષ-માર્જન** ન. [સં.] દોષ સાફ કરી નાખવાની ક્રિયા, દોષ-નિવારણ

**દોષ-મુક્ત** વિ. [સં.] વાંક કે ગુનામાંથી છૂટી ગયેલું, નિર્દોષ

**દોષમુક્ત-તા** સ્ત્રી. [સં.] નિર્દોષ હોવાપણું

**દોષ-મુક્તિ** સ્ત્રી. [સં.] નિર્દોષ તરીકે છૂટી જવાની ક્રિયા

**દોષ-યુક્ત** વિ. [સં.] દોષવાળું

**દોષ-રહિત** વિ. [સં.] દોષ વિનાનું, નિર્દુષ્ટ

**દોષવત્તા** સ્ત્રી. [સં.] દોષિત હોવાપણું

**દોષ-વર્જિત** વિ. [સં.] જુઓ 'દોષ-રહિત.'

**દોષ-શમન** ન. [સં.] વાત પિત્ત કફ વગેરેની વિકૃતિઓનું શાંત થઈ જવું એ. (વૈદક.) [દેનાર (ઔષધ)

**દોષ-શામક** વિ. [સં.] વાત પિત્ત કફ વગેરેના દોષોને શમાવી

**દોષશ્રવણ-ગુરુ** વિ. [સં.] દોષની કબૂલાત કરનાર, 'કન્ફેસર' (મ. ર.) [કે ખામી છે એ મુદ્દો કે પ્રસંગ

**દોષ-સ્થાન** ન. [સં.] કયા કયા મુદ્દા કે પ્રસંગમાં ભૂલચૂક

**દોષ-સ્થાપન** ન. [સં.] દોષ સિદ્ધ કરી આપવાની રજૂઆત

**દોષ-હર્તા** વિ. [સં., પું. दोषस्य કે दोषाणां हर्ता સં. શુદ્ધ પ્રયોગ] દોષ કે દોષો દૂર કરનાર

**દોષા** સ્ત્રી. [સં.] રાત્રિ, રાત, નિશા

**દોષાકર[1]** પું. [સં. दोष + आ-कर] દોષ કે દોષોની ખાણ—દોષોથી ભરપૂર વ્યક્તિ

**દોષા-કર[2]** પું. [સં.] રાત્રિનો સર્જક–ચંદ્ર [તદ્દન નિર્દોષ

**દોષાતીત** વિ. [સં. दोष + अतीत] દોષોને વટાવી ગયેલું,

**દોષારોપ** પું., -પણ ન. [સં. दोष + आ-रोप, -पण] આળ ચડાવવું એ, આક્ષેપ, તહોમત-નામું

**દોષારોપક** વિ. [સં. दोष + आरोपक], **દોષારોપી** [સં. दोष + आरोपी, પું.] તહોમત ચડાવનાર [દોષિત

**દોષાર્થી** વિ. [સં. दोष + अर्थी પું.] દોષ કર્યા કરનારું, દુષ્ટ,

**દોષાર્હ** વિ. [સં. दोष + अर्ह] જુઓ 'દોષ-પાત્ર.'

**દોષાવહ** વિ. સં. दोष + आ-वह] બટ્ટો લગાડનારું, અપરાધી ઠરાવતું [બતાવવા એ

**દોષાવિષ્કાર** પું. [સં. दोष + आविष्कार] દોષો ખુલ્લા કરી

**દોષિત** વિ. [સં.], **દોષી** વિ. [સં.,પું.] દોષવાળું. (૨) અપરાધી, ગુનેગાર, 'ગિલ્ટી.' (૩) પાપી

**દોષૈકદર્શિ-તા** સ્ત્રી. [સં.] માત્ર દોષ જોવાની જ વૃત્તિ, દોષૈક-દૃષ્ટિ, 'સીનિસિઝમ' (ઉ.જો.)

**દોષૈક-દર્શી** વિ. [સં. दोष+एकदर्शी પું.] જુઓ 'દોષૈકદૃષ્ટિ (૨).'
**દોષૈક-દૃષ્ટિ** સ્ત્રી. [સં. दोष + एक-दृष्टि] માત્ર (બીજાના) દોષ જોવાનો જ ખ્યાલ, દરેક વસ્તુ કે વાતમાં દોષ કાઢવાની જ વૃત્તિ. (૨) વિ. દોષ કાઢવાની જ વૃત્તિવાળું
**દોસ** પું. [ફા. દોસ્ત] મિત્ર, ભાઈબંધ, દોસ્ત
**દોસ(-શ,-સે,-શે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'દોસી' + ગુ. 'અ(-એ)ણ' ત.પ્ર.] કાપડના વેપારીની સ્ત્રી
**દોસ-દાર** વિ. [જુઓ 'દોસ' + ફા. પ્રત્યય વધારાનો] જુઓ 'દોસ.' [ભાઈબંધી, દોસ્તી, દોસ્તદારી
**દોસદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મિત્રતા, મિત્રાચારી,
**દો-સલિયું** વિ. [જુઓ 'દો[૨]' દ્વારા.] વર્ષમાં બે પાક આપનારું [રાતવાસી ટાઢું અન્ન
**દોસિ(-સી)ણ** ન. [સં. दोषा > પ્રા. दोसा-(રાત્રિ.) દ્વારા]
**દોસી(-શી)** પું. [સં. दौष्यिक- > પ્રા. दोस्सिअ—; સર૰ફા. 'દોશ'-ખભો (ખભે કાપડ ઉપાડવાનું અનુસંધાન કરી શકાય.)] કાપડનો વેપારી [(પદ્યમાં.)
**દોસી(-શી)ડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'દોસી.'
**દોસીણ** જુઓ 'દોસિણ.'
**દોસે(-શે)ણ** (-ણ્ય) જુઓ 'દોસણ.'
**દોસ્ત** પું. [ફા.], ૦દાર પું. [ + ફા. પ્રત્યય સ્વાર્થે] જુઓ 'દોસ'–'દોસ-દાર.'
**દોસ્તદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **દોસ્તાઈ** સ્ત્રી. [જુઓ 'દોસ્ત' + ગુ. 'આઈ' ત.પ્ર.] મિત્ર-તા, મિત્રાચારી, દોસ્તી
**દોસ્તાન** ન. [ફા. ઝોસ્તાન્] જુઓ 'ઝોસ્તાન.' (દફતર)
**દોસ્તાર** પું. [જુઓ 'દોસ્તદાર.' ઘસાયેલું રૂપ] જુઓ 'દોસ.'
**દોસ્તારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **દોસ્તી** સ્ત્રી. [ફા.] જુઓ 'દોસદારી.' [હક
**દોસ્તી-દાવો** પું. [જુઓ 'દોસ્તી' + 'દાવો.'] મિત્રાચારીનો
**દો-હટ-બાર** પું. [જુઓ 'દો[૨]' દ્વારા.] અરધો સમય એક ગામમાં અને અરધો સમય બીજા ગામમાં રહી બંને ઠેકાણે ખેતી કરનાર ખેડૂત
**દોહદ** ન. [સં.] ગર્ભવતીને થતી ઇચ્છા, ભાવો
**દોહદ-વતી** વિ.,સ્ત્રી. [સં.] ગર્ભવતી દશામાં જેને કાંઈ ખાવા વગેરેની ઇચ્છા થયા કરે છે તેવી સ્ત્રી
**દોહન** ન. [સં.] દોહવાની ક્રિયા. (૨) (લા.) તારણ, સાર, તત્ત્વ, સંદોહન, 'ડાઇજેસ્ટ'
**દોહર** (-રચ) સ્ત્રી. વર્ષમાં એક જ વાર પાક આપે તેવી જમીન
**દોહરી** સ્ત્રી. જાહેર કે ધર્માદા માટે ભાડું લીધા વિના જમીન અર્પણ કરવી એ
**દોહરું** વિ. [સં.द्वि > પ્રા. दु દ્વારા.] બેવડું, બે પડવાળું
**દોહરો** પું. [જુઓ 'દુહો.'] ૧૩+૧૧ માત્રાનાં બે અર્ધ-વાળો અર્ધસમ માત્રામેળ છંદ. (પિં.)
**દોહ(-હિ, -હે, -હ્ય)લું** વિ. [સં. दुर्लभक- > પ્રા. दुल्लहअ- > જૂ.ગુ. 'દોહલઉં'] મેળવવું મુશ્કેલ, દુરાપ. (૨) (લા.) અઘરું, મુશ્કેલી ભરેલું, કઠણ. [-લે (રૂ.પ્ર.) ભારે મુશ્કેલીથી, કષ્ટપૂર્વક]
**દોહવા-ટાણું** (દો:વા-) ન. [જુઓ 'દોહવું' + 'ટાણું.'] (ઢોરને) દોહવાનો સમય
**દોહવાવું** (દો:વાવું) જુઓ 'દોવાવું' અને એ 'દોહવું'માં.
**દોહવું** (દો:વું) સ.ક્રિ. [સં. दुह् ના પ્રે. दोहय દ્વારા ઉચ્ચારણમાં 'હ' વ્યંજન રહ્યો નથી, સ્વર જ માત્ર મહાપ્રાણિત ઉચ્ચરિત થાય છે.] ઢોરના થાનમાંથી દૂધ કાઢવું. (૨) (લા.) સાર કે તત્ત્વ તારવવું. રૂપાખ્યાન : 'દોહું' (દો:ઉં), 'દોહિયે' (દો:ઇયે), 'દુહે' (દુ:એ)–'દોહે' (દો:ય), 'દુહો' (દુ:ઓ)–'દોહો' (દો:); 'દોહ્યું' (દો:યું)–'દોહ્યો' (-દો:યો)–'દોહી (દો:ઇ)–'દોહ્યા' (દો:યાં)–'દોહ્યાં' (દો:યાં); 'દોહીશ' (દોઇ:શ), 'દોહીશું' (દો:ઇશું')–'દોહશું (દો:શું), 'દોહશે' (દો:શે), 'દોહશો' (દો:શો); 'દુહત' (દુ:અત)–'દોહત' (દો:ત); 'દોહતું' (દો:તું)–'દોહતો' (દો:તો),–'દોહતી' (દો:તી)–'દોહતાં' (દો:તાં); 'દોહનાર' (દો:નાર)–'દોહનારું' (દો:નારું), વગેરે; 'દોહવું (દો:વું),–'દોવું' (દો:વું); 'દોહેલ' (દો:યેલ)–'દોહેલું' (દો:યેલું) વગેરે; 'દોહ' (દો:), 'દોહજે' (દો:જે), 'દોહજો' (દો:જો); 'દોહવાવું'.(દો:વાવું)–'દોવાવું' (દો:વાવું); 'દોવડા(-રા)વવું' (દો:વડા(-રા)વવું); 'દોવણ' (દો:વણ); 'દોહ્યું' (દો:ણું) વગેરે. **દોહવાવું**–દોવાવું (દો:વાવું કર્મણિ.,ક્રિ. **દોવડા(-રા)વવું** (દો:વડા(-રા)વવું પ્રે., સ.ક્રિ. [**દોહવાઈ જવું** (દો:વાઇ-) (રૂ.પ્ર.) નિચોવાઈ જવું. (૨) તદ્દન લૂંટાઈ જવું]
**દોહળા-પાંતીડા** (દો:ળા-પાંતીડા) પું.,બ.વ. જમતી વેળા નખાતા પાટલા [લલકારનાર
**દોહા-ગીર** વિ. [જુઓ 'દોહો' + ફા. પ્રત્યય.] (સોરઠી) દુહા
**દોહિતર[૧]** પું. [સં. दौहित्र, અર્વા. તદ્ભવ] દીકરીનો દીકરો
**દોહિતર[૨]** પું.,ન. મરનારની પાછળ વહેંચવામાં આવતા દૂધમાં બાંધી કરેલા લાડુ [દીકરીની દીકરી
**દોહિતર[૩]** (-રચ) સ્ત્રી., -રી [સં. दौहित्री, અર્વા. તદ્ભવ]
**દોહિત્ર[૧]** પું. [સં. दौहित्र, અર્વા. તદ્ભવ] જુઓ 'દોહિતર.[૧]'
**દોહિત્ર[૨]** સ્ત્રી., -ત્રી સ્ત્રી. [સં. दौहित्री, અર્વા. તદ્ભવ] જુઓ 'દોહિતર.[૩]' [જુઓ 'દોહિતર.[૧]'
**દોહિત્રો** પું. [જુઓ 'દોહિત્ર[૧]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.]
**દોહિલા** સ્ત્રી. જાહેર અથવા ધર્માદાના કામ માટે ધાર્મિક પુરુષોને ભાડું લીધા વગર વાપરવા જમીન આપવી એ
**દોહિ(-હે,-હ્ય)લું** જુઓ 'દોહલું.'
**દોહો** જુઓ 'દુહો'-'દોહરો.'
**દોહ્યલું** જુઓ 'દોહલું.'
**દોંગરે** (દોંગરે) જુઓ 'દોંગું.'
**દોંગાઈ** (દોંગાઇ) સ્ત્રી. [જુઓ 'દોંગું' + ગુ. 'આઈ' ત.પ્ર.], **દોંગા-મસ્તી** (દોંગા-) સ્ત્રી. [જુઓ 'દોંગું' + 'મસ્તી.'] દોંગાપણું, હાધારિંગાઈ [(૩) ઉદ્ધત
**દોંગું** (દોંગું) વિ. [રવા.] હાધારિંગું. (૨) લુચ્ચું, ધૂર્ત.
**દોંગો** (દોંગો) પું. રેતી સાથે પીસેલ ચૂનો કે રેતી સાથે ભેળવેલો સિમેન્ટ [તાજા અંકુર
**દોંજી** (દોંજી) ન., બ.વ. પાડ્યા પછીના સાફ કરેલ ચોખાના
**દોંઢ** (દોંઢ્ય) સ્ત્રી. પાંચીકાની રમતમાં ઉપર પડેલી ઢેરમાં-થી પહેલાં એક અને બીજી વાર બે ઢેર લેવાની ક્રિયા
**દોંત** (દોંત્ય) સ્ત્રી. [સં. द्वि દ્વારા] કોઈ પણ રમતમાં ભેરુ પાકતાં આવેલો બીજો ક્રમ
**દોંદડી** (દોંદડી) સ્ત્રી. નાનું ધનુષ, કામઠું કે કામઠી

**દૌત્ય** ન. [સં.] દૂત-કર્મ. (૨) સંદેશો
**દૌરાત્મ્ય** ન. [સં.] દુરાત્મ-તા, દુર્જન-તા, દુષ્ટ-તા, નીચ-તા, લુચ્ચાઈ [પ્રવાસ, મુસાફરી
**દૌરો** પું. [અર. દવ્રહ્] આમતેમ આંટા મારવા એ. (૨)
**દૌર્જન્ય** ન. [સં.] દુર્જન-તા
**દૌર્બલ્ય** ન. [સં.] દુર્બલ-તા, દૂબળાપણું, નિર્બળ-તા, નબળાઈ
**દૌર્ભાગ્ય** ન. [સં.] દુર્ભાગ્ય, કમનસીબી
**દૌર્મનસ્ય** ન. [સં.] મનની નબળાઈ. (૨) શોક, દુઃખ. (૩) દુષ્ટ-તા, દુર્જન-તા. (૪) શત્રુ-તા, વેર
**દૌવારિક** પું. [સં.] દ્વાર-પાળ, દરવાન
**દૌહિત્ર** પું. [સં.] દીકરીનો દીકરો
**દૌહિત્રી** સ્ત્રી. [સં.] દીકરીની દીકરી
**દ્યાવા-પૃથિવી** ન., બ.વ. [સં., સ્ત્રી., દ્વિ.વ., દેવતાદ્વંદ્વ સમાસ] આકાશ અને પૃથ્વી
**દ્યુન** ન. [સં.] લગ્નકુંડળીમાંનું સાતમું સ્થાન. (જ્યો.)
**દ્યુતિ** સ્ત્રી. [સં.] પ્રકાશ, તેજ, કાંતિ, પ્રભા, દીપ્તિ. (૨) લાવણ્ય, સૌંદર્ય
**દ્યુતિ-મંત** (-મન્ત) વિ. [સં. °मन् > પ્રા. °मंत], **દ્યુતિમાન**[1] વિ. [સં. °मान् પું.] તેજસ્વી, કાંતિમાન
**દ્યુતિ-માન**[2] ન. [સં.] પ્રકાશ-માપ, 'કૅન્ડલ-પાવર'
**દ્યુ-નદી** સ્ત્રી. [સં.] આકાશ-ગંગા, 'નેબ્યુલા'
**દ્યુ-મણિ** પું. [સં.] સૂર્ય
**દ્યુ-લોક** પું. [સં.] આકાશ. (૨) સ્વર્ગ
**દ્યૂત** ન. [સં.] જુગાર, જુગટું, જૂવટું
**દ્યૂત-કલા(-ળા)** સ્ત્રી. [સં.] જુગાર રમવાની કાબેલિયત
**દ્યૂત-ક્રીડા** સ્ત્રી. [સં.] જુગાર ખેલવો એ, જુગટાની રમત
**દ્યૂત-વિદ** વિ. [સં. °विद्] દ્યૂત-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર
**દ્યૂત-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'દ્યૂત-કલા.'
**દ્યૂતાસક્ત** વિ. [સં. द्यूत+आ-सक्त] જુગાર રમવામાં રચ્યું-પચ્યું રહેનારું
**દ્યૂતાસક્તિ** સ્ત્રી. [સં. द्यूत + आ-सक्ति] જુગાર રમવાની લગની
**દ્યોત** પું. [સં.] પ્રકાશ, તેજ, ઝળકળાટ, ઝગમગાટ
**દ્યોતક** વિ [સં.] પ્રકાશ પાડનાર. (૨) દર્શાવનાર, બતાવ-નાર, 'એક્સ્પ્રેસિવ'
**દ્યોતન** ન. [સં.] દર્શાવવું એ, સૂચન
**દ્યોતિત** વિ [સં.] પ્રકાશિત. (૨) (લા.) બતાવેલું, સૂચિત
**દ્યૌ** સ્ત્રી. [સં.] આકાશ, અંતરિક્ષ. (૨) સ્વર્ગ
**દ્રઢિમા** સ્ત્રી. [સં., પું.] દૃઢ-તા, મજબૂતી, મક્કમપણું
**દ્રમકવું** અ ક્રિ. [રવા.] ઢોલ વગેરે ચર્મ-વાદ્યનો અવાજ થવો. **દ્રમકાવવું** પ્રે., સ.ક્રિ. [વગેરે ચર્મવાદ્યનો અવાજ, ઢમકાર
**દ્રમકારો** પું. [જુઓ 'દ્રમકવું' + ગુ. 'આરો' કૃ. પ્ર.] ઢોલ
**દ્રમકાવવું** જુઓ 'દ્રમકવું'માં.
**દ્રમિલ** જુઓ 'દ્રવિડ.'
**દ્રમ્મ** પું. [સં.માં ગ્રીક द्रक्मेमांथी વિકસેલો] જૂના ચાર રૂપિયાની કિંમતનો ચાંદીનો એક પ્રાચીન સિક્કો
**દ્રવ** પું. [સં]. દ્રવવું એ, પ્રવાહી તરીકે વહેવું એ. (૨) પ્રવાહી રસ (ગળેલો) ['હાઇડ્રોનેમિક્સ'
**દ્રવગતિ-શાસ્ત્ર** ન. [સં.] પ્રવાહીની ગતિ વિશેનું શાસ્ત્ર,
**દ્રવણ** ન. [સં.] જુઓ 'દ્રવ,'–'સોલ્યુશન' (પો. ગો.)
**દ્રવણાંક** (દ્રવણાઙ્ક) ન. [+સં. अङ्क] ઘન પદાર્થ ઓગળવા માંડે એટલું ઉષ્ણતામાન બતાવનારી લીટી ઉપરનો આંકડો
**દ્રવ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] પ્રવાહીપણું. (૨) પ્રવાહીનું પાતળાપણું
**દ્રવ-રસ** પું. [સં.] પ્રવાહી રસ [કે રહેલું
**દ્રવ-રૂપ** વિ. [સં.] ઓગળેલું, પીગળેલું, પ્રવાહીમાં થયેલું
**દ્રવ-રોધક** વિ. [સં.] પાણી પેસે નહિ તેવું
**દ્રવવું** અ.ક્રિ. [સં. द्रु-द्रव्, તત્સમ] ઝરવું, ટપકવું, નીગળવું, સ્રવવું. (૨) ઓગળવું, પીગળવું. (૩) (લા.) લાગણીથી ઢીલું થવું, ગદ્ગદ થવું. **દ્રવાવું** ભાવે., ક્રિ. ['હાઇડ્રોસ્ટેટિક્સ'
**દ્રવસ્થિતિ-શાસ્ત્ર** ન. [સં.] પ્રવાહીની સ્થિતિને લગતું શાસ્ત્ર,
**દ્રવંત** (દ્રવન્ત) વિ. [સં. द्रवत् વર્ત.કૃ., પ્રત્યયનું પ્રા. अंत] દ્રવતું, ઝરતું, ટપકતું
**દ્રવાભેદ્ય** વિ. [સં. द्रव + अ-भेद्य] જેમાં પ્રવાહી પેસી ન શકે તેવું, 'વૉટર-પ્રૂફ'
**દ્રવાભેદ્ય-તા** સ્ત્રી. [સં.] જેમાં પ્રવાહી પેસી ન શકે તેવી સ્થિતિ
**દ્રવાવું** જુઓ 'દ્રવવું'માં.
**દ્ર(-દ્રા)વિડ** વિ. [સં. શબ્દ અને તામિળ. 'તમિળ' શબ્દ એક છે.] મહારાષ્ટ્રથી નીચેના કર્ણાટક આંધ્ર તેલંગણ કેરળ અને તમિળનાડુ(મદ્રાસ)ના પ્રદેશોને લગતું. (૨) પું. એ સમગ્ર પ્રદેશનું પ્રાચીન નામ. (સંજ્ઞા.) (૩) બ્રાહ્મણોનો એ નામનો પ્રાચીન એક ભેદ (જેમકે 'પંચ દ્રવિડ'–બીજો 'પંચ ગૌડ'). (સંજ્ઞા.) [૦ પ્રાણાયામ (રૂ.પ્ર.) સીધી રીતે ન કરતાં જરા લંબાણમાં જઈ તેનું તે કરવું એ]
**દ્ર(-દ્રા)વિડી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] દ્રવિડ દેશને લગતું. (૨) સ્ત્રી. સમગ્ર દ્રવિડ દેશની ભાષાઓની મૂળ ભાષા અને એ ભાષાઓનો સમૂહ. (સંજ્ઞા.) [(લા.) બળ, તાકાત
**દ્રવિણ** ન. [સં.] દ્રવ્ય, ધન, દોલત, પૈસો. (૨) સોનું. (૩)
**દ્રવિત** વિ. [સં.,ભૂ.કૃ. द्रुत, પરંતુ द्रव પું. ને इत લગાડી બનાવેલું] ઓગળી ગયેલું, પીગળી ગયેલું, નીંગળેલું. (૨) (લા.) ઢીલું, ગદ્ગદિત
**દ્રવી-કરણ** ન. [સં.] ઘન પદાર્થને ઓગળાવવો એ
**દ્રવી-કૃત** વિ. [સં.] ઓગાળેલું, પિગળાવેલું
**દ્રવી-ભવન** ન., **દ્રવી-ભાવ** [સં] ઘન પદાર્થનું ઓગળી જવું એ
**દ્રવી-ભૂત** વિ. [સં.] ઓગળી ગયેલું, પીગળી ગયેલું, પ્રવાહીના રૂપમાં બનેલું. (૨) (લા.) લાગણીથી ગદ્ગદ થયેલું. (૩) દયાળુ
**દ્રવીભૂત-તા** સ્ત્રી. [સં.] દ્રવીભૂત હોવાપણું
**દ્રવ્ય** ન. [સં.] ભૌતિક હરકોઈ પદાર્થ, 'મૅટર.' (૨) મૂર્ત કે અમૂર્ત કોઈ પણ પદાર્થ, 'ઑબ્જેક્ટ' (કે.હ.). (તર્ક.). (૨) ધન, પૈસો. (૩) સંપત્તિ, માલ-મિલકત
**દ્રવ્ય-કર્મ** ન. [સં.] રાગ દ્વેષ મોહ વગેરેના વિચારોથી બંધાતું તે તે કર્મ. (જૈન.)
**દ્રવ્ય-ધર્મ** પું. [સં.] શુભ પ્રવૃત્તિ. (જૈન.)
**દ્રવ્ય-નિધિ** પું. [સં.] એકઠી થયેલી રકમ, ભંડોળ, 'ફંડ'
**દ્રવ્ય-યજ્ઞ** પું. [સં.] પૈસાથી મેળવેલાં ભૌતિક સાધનો દ્વારા પદાર્થોના હોમથી કરાતો યાગ. (૨) (લા.) વાવ કૂવા વગેરે ઇષ્ટાપૂર્ત. (૩) પદાર્થોનો દાનરૂપી યજ્ઞ

**દ્રવ્ય-રાશિ** પું. [સં.] ધન-દોલતનો વિશાળ સમૂહ કે ઢગલો
**દ્રવ્ય-લાભ** પું. [સં.] પૈસાની પ્રાપ્તિ, આર્થિક ફાયદો
**દ્રવ્ય-લિંગ** (-લિઙ્ગ) ન. [સં.] બહારનો વેશ. (જૈન.)
**દ્રવ્ય-લેશ્યા** સ્ત્રી. [સં.] શરીર આદિ પુદ્ગલ-વસ્તુનો રૂપ-રંગ. (જૈન.)
**દ્રવ્ય-વાચક** વિ. [સં.], **દ્રવ્યવાચી** વિ. [સં.,પું.] દ્રવ્યનો બોધ કરનાર, પદાર્થ-વાચક, 'મૅટરિયલ' (ક.પ્રા.). (વ્યા.)
**દ્રવ્ય-વાન** વિ. [સં. °વાન્ પું.] પૈસાદાર, ધનિક
**દ્રવ્ય-શુદ્ધિ** સ્ત્રી. [સં.] પદાર્થોને પવિત્ર કરનારું કાર્ય
**દ્રવ્ય-સંગ્રહ** (-સઙ્ગ્રહ), **દ્રવ્ય-સંચય** (-સઞ્ચય) પું. [સં.] ધન એકઠું કરવાનું કાર્ય, ધનનો સંઘરો
**દ્રવ્ય-હીન** વિ. [સં.] નિર્ધન, ગરીબ
**દ્રવ્યાત્મક** વિ. [સં. द्रव्य + आत्मन् – क] દ્રવ્યરૂપ, દ્રવ્યમય. (૨) ભૌતિક, 'ફિઝિકલ.' (મન.રવ.)
**દ્રવ્યાભિલાષ** પું. [સં. द्रव्य + अभि-लाष], **-ષા** સ્ત્રી. [સં.માં પું.] દ્રવ્યની ઇચ્છા [પું.] દ્રવ્યની ઇચ્છાવાળું
**દ્રવ્યાભિલાષી, દ્રવ્યાર્થી** વિ. [+ સં. अभिलाषी પું., अर्थी
**દ્રવ્યાંતર** (દ્રવ્યાન્તર) ન. [સં. द्रव्य + अन्तर] બીજો બીજો પદાર્થ
**દ્રવ્યોત્પાદક** વિ. [સં. द्रव्य + उत्पादक] દ્રવ્યની ઉત્પત્તિ કરી આપનારું કે કરનારું
**દ્રષ્ટવ્ય** વિ. [સં.] જોવા યોગ્ય, દર્શનીય
**દ્રષ્ટા** વિ.,પું. [સં.,પું.] જોનાર, 'સીયર.' (૨) (લા.) લાંબી નજર કે બુદ્ધિવાળો પુરુષ. (૩) દેખરેખ રાખનાર, નિરીક્ષક. (૪) આત્મ-દર્શન કરનાર, 'સીયર'
**દ્રષ્ટુ-કામ** વિ. [સં.] જોવાની ઇચ્છાવાળું
**દ્રષ્ટ્રી** વિ.,સ્ત્રી. [સં.,સ્ત્રી.] દ્રષ્ટા સ્ત્રી
**દ્રહ** પું. [સં. हृद, વ્યત્યય-રૂપ] હૃદ, પાણીનો ધરો, ધૂનો
**દ્રાક્ષ** સ્ત્રી. [સં. द्राक्षा], **-ક્ષા** સ્ત્રી. [સં.] અંગૂર, કિસમિસ, ધરાખ
**દ્રાક્ષાદિ-વટી** સ્ત્રી. [સં. द्राक्षा + आदि + वटी] દ્રાક્ષના રસમાં બીજી વસ્તુઓને વાટી યા ભેળવી કરેલી પાચન માટેની ગોળી. (વૈદક.)
**દ્રાક્ષા-પાક** પું. [સં.] જેમાં દ્રાક્ષ છે તેવું એક ઔષધ. (વૈદક.) (૨) (લા.) એક પ્રકારની રસિક છતાં અર્થગંભીર કાવ્યરચના. (કાવ્ય.)
**દ્રાક્ષા-મંડપ** (-મણ્ડપ) પું. [સં.] દ્રાક્ષનો માંડવો
**દ્રાક્ષા-રસ** પું. [સં.] દ્રાક્ષને નિચોવીને કાઢેલું પ્રવાહી
**દ્રાક્ષારિષ્ટ** પું. [સં. द्राक्षा + अरिष्ट] દ્રાક્ષ અને બીજાં ઔષધોમાંથી તૈયાર કરેલું એક પીણું. (વૈદક.)
**દ્રાક્ષા-લતા** સ્ત્રી. [સં.] ધરાખનો વેલો
**દ્રાક્ષાવલેહ** પું. [સં. द्राक्षा + अव-लेह] જેમાં દ્રાક્ષ મુખ્ય છે તેવું એક ઔષધીય ચાટણ. (વૈદક.)
**દ્રાક્ષા-વલ્લરી, દ્રાક્ષા-વલ્લી** સ્ત્રી. [સં.] જુઓ 'દ્રાક્ષા-લતા.'
**દ્રાક્ષા-વાટિકા** સ્ત્રી. [સં.] દ્રાક્ષની વાડી
**દ્રાક્ષાસવ** પું. [સં. द्राक्षा + आ-सव] દ્રાક્ષનો વૈદકીય રીતે બનાવેલો અર્ક. (વૈદક.) [જુઓ 'દ્રાક્ષ.'
**દ્રાખ** સ્ત્રી. [સં. द्राक्षा > પ્રા. दक्खा અને ફરી 'र' ઉમેરા]
**દ્રાઘિમા** સ્ત્રી. [સં.,પું.] દીર્ઘતા, લંબાઈ. (૨) (લા.) ભૂમધ્ય-રેખાને સમાંતર પૂર્વ-પશ્ચિમ જતી કલ્પિત રેખા. (ભૂગોળ.)
**દ્રાવ** પું. [સં.] પ્રવાહીરૂપ બનેલું પેય. (૨) જુઓ 'દ્રાવણ.'
**દ્રાવક** વિ. [સં.] ઓગાળી નાખે તેવું, પિગળાવે તેવું, 'સૉલ્વન્ટ.' (૨) (લા.) મનને ઓગાળી કે પિગળાવી નાખે તેવું. (૩) ન. ઓગળવા માટે પદાર્થ સાથે ભેળવવામાં આવતો બીજો પદાર્થ
**દ્રાવણ** ન. [સં.] ઓગળવાની ક્રિયા. (૨) ઓગાળીને મેળવેલું પ્રવાહી, 'સોલ્યુશન' (ર.વિ.)
**દ્રાવિડ** વિ. [સં.] જુઓ 'દ્રવિડ.' [૦ પ્રાણાયામ (રૂ.પ્ર.) જુઓ 'દ્રવિડ-પ્રાણાયામ.']
**દ્રાવિડી** જુઓ 'દ્રવિડી.'
**દ્રાવિત** વિ. [સં.] ઓગળાવેલું, પિગળાવેલું. (૨) નિતરાવેલું
**દ્રાવી** વિ. [સં.,પું.] જુઓ 'દ્રાવક(૧-૨).'
**દ્રાવ્ય** વિ. [સં.] ઓગાળી નાખવા જેવું, પ્રવાહી કરવાપાત્ર
**દ્રાવ્ય-તા** સ્ત્રી. [સં.] દ્રાવ્ય હોવાપણું
**દ્રુત** વિ. [સં.] દોડી ગયેલું. (૨) ઓગળી ગયેલું, પ્રવાહી-રૂપ રહેલું. (૩) બોલતાં અડધી માત્રાથી પણ કયાંય ઓછો સમય લેનારું. (વ્યા.). (૪) ઝડપી ઉચ્ચારેલું (વ્યા.). (૫) ક્રિ.વિ. જલદી, તરત
**દ્રુત-ગતિ** વિ. [સં.] ઝડપથી જનારું, ઝડપી, ઉતાવળિયું
**દ્રુત-વિલંબિત** (-વિલમ્બિત) પું. [સં.] બાર અક્ષરનો એક ગણમેળ છંદ. (પિં.)
**દ્રુત-સંગીત-તાલ** (-સઙ્ગીત-) પું. [સં.] સંગીતના તાલની ઉતાવળી એક જાત. (સંગીત.)
**દ્રુતાણુલય** પું. [+ સં. अणु-लय] સંગીતનો પા માત્રા જેટલો સમય રોકનારો લય. (સંગીત.)
**દ્રુપદ** પું. [સં.] પાંચ પાંડવોની રાણી દ્રૌપદીનો પિતા—પંચાલ દેશનો સ્વામી, યજ્ઞસેન. (સંજ્ઞા.)
**દ્રુપદ-તનયા, દ્રુપદ-પુત્રી, દ્રુપદ-સુતા** સ્ત્રી. [સં.], **દ્રુપદાત્મજા** સ્ત્રી. [સં. द्रुपद + आत्मन् + जा] દ્રુપદ રાજાની પુત્રી–દ્રૌપદી, પાંચાલી, યાજ્ઞસેની
**દ્રુમ** ન. [સં.,પું.] વૃક્ષ, ઝાડ, તરુ
**દ્રુમ-તળાઈ** સ્ત્રી. [+ જુઓ 'તળાઈ.'] ઝાડનાં પાંદડાંની બનેલી પાથરવાની ગોદડી
**દ્રુમ-મય** વિ. [સં.] ઝાડવાંઓથી ભરપૂર [વેલો
**દ્રુમ-લતા, દ્રુમ-વેલી** સ્ત્રી. [સં.] ઝાડને વળગીને રહેલો
**દ્રુમિલા** સ્ત્રી. [સં.] એ નામનો દરેક ચરણમાં ૩૨ માત્રાનો એક માત્રામેળ છંદ. (પિં.)
**દ્રુહ્યુ** પું. [સં.] એલ વંશના રાજા યયાતિનો એની બીજી રાણી શર્મિષ્ઠામાં થયેલો પુત્ર. (સંજ્ઞા.)
**દ્રોડ** (-દ્રૉડ્ય) સ્ત્રી. [જુઓ 'દ્રોડવું'] જુઓ 'દોડ.'
**દ્રોડવું** (દ્રૉડવું) જુઓ 'દોડવું.' **દ્રોડાવું** (દ્રૉડાવું) ભાવે., ક્રિ. **દ્રોડાવવું** (દ્રૉડાવવું) પ્રે., સ.ક્રિ.
**દ્રોડાવવું, દ્રોડાવું** (દ્રૉડા-) જુઓ 'દ્રોડવું'માં.
**દ્રોણ** પું. [સં.] સોળ પ્રસ્થ કે શેરનું એક જૂનું માપ. (૨) એક ઘન માપ. (૩) લાકડાનો ઘડો. (૪) કાગડો. (૫) ભરદ્વાજ ગોત્રનો પાંડવ-કૌરવ-કાલીન એક બ્રાહ્મણ–પાંડવો કૌરવોનો ગુરુ અને અશ્વત્થામાનો પિતા. (સંજ્ઞા.)
**દ્રોણ-કલશ** પું. [સં.] યજ્ઞમાં સોમરસ રાખવાનું પાત્ર

**દ્રોણ-પુત્ર** પું. [સં.] દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા, દ્રોણાયન, દ્રોણાયનિ

**દ્રોણ-મુખ** ન. [સં.] જ્યાં સમુદ્ર-વાટે યા નદી-વાટે અને જમીન-વાટે પણ વેપારની સુવિધા હોય તેવું બંદર

**દ્રોણાચાર્ય** પું. [+ સં. आचार्य] જુઓ 'દ્રોણ(૫).'

**દ્રોણિ(-ણી)** સ્ત્રી. [સં.] લાકડાનો કે પથ્થરનો ઘડો. (૨) કોઠી. (૩) પાણીની કૂંડી. (૪) ૪૦૯૬ તોલાનું એક માપ

**દ્રોહ** પું. [સં.] બેવફાઈ. (૨) વિશ્વાસ-ઘાત

**દ્રોહ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] બેવફા થવાનો વિચાર

**દ્રોહિત** વિ. [સં.] જેનો દ્રોહ કરવામાં આવ્યો હોય તેવું, જેના તરફ બેવફાઈ બતાવી હોય તેવું

**દ્રોહી** વિ. [સં.,પું.] દ્રોહ કરનારું, બેવફા. (૨) વિઘાતક, 'સબ્વર્સિવ' [(સંજ્ઞા.)

**દ્રોણાયન, -નિ, દ્રૌણિ** પું. [સં.] દ્રોણપુત્ર—અશ્વત્થામા.

**દ્રૌપદી** સ્ત્રી. [સં.] દ્રુપદ રાજા યજ્ઞસેનની પુત્રી અને પાંડવોની રાણી, પાંચાલી, યાજ્ઞસેની, દ્રુપદતનયા. (સંજ્ઞા.)

**દ્રૌપદેય** પું [સં.] દ્રૌપદીના પાંચ પુત્રોમાંનો દરેક પુત્ર

**-દ્વય** વિ. [સં.; સમાસને અંતે : 'દંડદ્વય' = બે લાકડી ન.] બે

**દ્વયી** સ્ત્રી. [સં.] બેનો સમૂહ

**દ્વંદ્વ** (દ્વન્દ્વ) ન. [સં.] જોડું, યુગ્મ, યુગલ, જોડકું. (૨) (લા.) માત્ર બે જ વ્યક્તિઓ વચ્ચેનું યુદ્ધ. (૩) પું. જેમાં બે સમાન કક્ષાનાં પદ જોડાય છે તેવો એક સમાસ. (વ્યા.)

**દ્વંદ્વ-ભાવ** (દ્વન્દ્વ-) પું. [સં.] બે પદાર્થ હોવાપણું

**દ્વંદ્વ-યુદ્ધ** (દ્વન્દ્વ-) ન. [સં.] જુઓ 'દ્વંદ્વ(૨).'

**દ્વંદ્વ-સમાસ** (દ્વન્દ્વ-) પું. [સં] જુઓ 'દ્વંદ્વ(૩).'

**દ્વંદ્વાતીત** (દ્વન્દ્વાતીત) વિ. [+ સં. अतीत] બે પદાર્થ કે તત્ત્વ હોવાના અનુભવની પાર ગયેલું, અદ્વૈત-સિદ્ધિ પામેલું

**દ્વંદ્વાત્મક** (દ્વન્દ્વાત્મક) વિ. [+ સં. आत्मन्-क] જોડકાંના રૂપમાં રહેલું. (૨) બેના રૂપમાં રહેલું, 'ડાયાલેક્ટિકલ'

**દ્વાદશ** વિ. [સં.] બાર, ૧૨. (૨) બારની સંખ્યાએ પહોંચેલું, બારમું

**દ્વાદશ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] ॐ नमो भगवते वासुदेवाय એ બાર અક્ષરોનો એક વૈષ્ણવી મંત્ર [શ્રાદ્ધ)

**દ્વાદશ-માસિક** વિ. [સં] વાર્ષિક, બાર મહિને થતું (એક

**દ્વાદશ-વર્ગી** સ્ત્રી. [સં.] ફલિત જ્યોતિષ પ્રમાણે ગ્રહોનાં ફળ કાઢવા માટે બાર વર્ગોનો માનેલો સમૂહ. (જ્યો.)

**દ્વાદશ-વાર્ષિક** વિ. [સં.] દર બાર વર્ષે આવતું

**દ્વાદશા** સ્ત્રી. [સં. द्वादशाह પું.,ગુ.માં છેલ્લા 'ह'નો લોપ.] હિંદુઓમાં મરણથી બારમે દિવસે *કરવામાં આવતું* કારજ—શ્રાદ્ધ-ક્રિયા અને બ્રહ્મ-ભોજન [ચક્ર. (જ્યો.)

**દ્વાદશાર** ન. [સં. द्वादश + आर] બાર ખૂણાઓવાળું રાશિ-

**દ્વાદશાહ, ૦ શ્રાદ્ધ** ન. [સં.] જુઓ 'દ્વાદશા.'

**દ્વાદશાંગ** (દ્વાદશાઙ્ગ) ન.,બ.વ. [સં. द्वादश + अङ्ग] જૈનોના મૂળ આગમિક બાર અંગરૂપ સૂત્રગ્રંથો—આચારાંગ વગેરે. (જૈન.) (૨) વિ. બાર અંગોવાળું, દ્વાદશાંગી. (જૈન.)

**દ્વાદશાંગી** (દ્વાદશાઙ્ગી) સ્ત્રી. [સં.] બાર અંગો—જૈન આગમ-ગ્રંથોનો સમૂહ. (જૈન.)

**દ્વાદશાંશ** (દ્વાદશાંશ) પું. [સં. द्वादश + अंश] કુંડલીમાંના લગ્ન-ભવનનો બારમો ભાગ. (જ્યો.)

**દ્વાદશાંશ-ચક્ર** (દ્વાદશાંશ-) ન. [સં.] માતા-પિતા સંબંધી ફલાદેશ જોવાનો કુંડળીનો ભાગ. (જ્યો.)

**દ્વાદશી** સ્ત્રી. [સં.] હિંદુ મહિનાની બેઉ પક્ષોની બારમી તિથિ, બારસ. (સંજ્ઞા.)

**દ્વાપર** પું. [સં.] પૌરાણિક કાલગણના પ્રમાણે સત્યયુગ પછીના ત્રેતાયુગની પછી આવતો ત્રીજો યુગ ૮,૬૪,૦૦૦ વર્ષોનો મનાયેલો. (સંજ્ઞા.)

**દ્વાર** ન. [સં.] બારણું, દરવાજો. [૦ **ખૂલવાં** (રૂ.પ્ર.) રસ્તો સ્પષ્ટ થઈ જવો. ૦ (તારા)**મંગળ કરવાં** (-મઙ્ગ-ળ-), ૦ **વાસવાં** (રૂ.) બારણાંને બંધ કરી તાળું મારવું]

**દ્વાર(-રિ)કા** સ્ત્રી. [સં.] ઉજ્જડ થયેલી કુશસ્થલીના સ્થળ ઉપર શ્રીકૃષ્ણે પાંડવ-કૌરવના યુગમાં નવેસરથી વસાવેલી સૌરાષ્ટ્રના સમુદ્રકાંઠાની એ નામની નગરી, દ્વારવતી. (સંજ્ઞા.) [૦**છાપ** (રૂ.પ્ર.) (કટાક્ષમાં) યુનિવર્સિટીની પદવી, 'ડિગ્રી.' ૦**ની છાપ** (રૂ.પ્ર.) સર્વમાન્ય સ્વીકૃતિ. **અઠે દ્વાર(-રિ)કા** (રૂ.પ્ર.) નિમંત્રણ વિના કોઈને ત્યાં મુકામ કરવો એ. (૨) અનિશ્ચિત સ્થાન ઉપર અચાનક મુકામ કરવો એ]

**દ્વાર(-રિ)કાધીશ, -શ્વર** પું.,બ.વ. [+ સં. अधीश, -श्वर], **દ્વાર(-રિ)કા-નાથ, દ્વાર(-રિ)કા-પતિ** પું.,બ.વ. [સં.], **દ્વાર(-રિ)કેશ** પું [+ સં. ईश] દ્વારકાના સ્વામી—શ્રીકૃષ્ણ રણછોડરાયજી. (સંજ્ઞા.)

**દ્વાર-(૦પ્ર)દેશ** પું. [સં.] બારણાંનો ભાગ, દરવાજાનો ભાગ, આંગણું

**દ્વાર-પાલ(-ળ)** પું. [સં.] દરવાજે રક્ષવા ઊભો રહી કે ફરતાં ચોકી કરનારો આદમી, દરવાન, પોળિયો

**દ્વાર-પાલિકા** સ્ત્રી. [સં.] સ્ત્રી દરવાન

**દ્વાર-પાળ** જુઓ 'દ્વાર-પાલ.'

**દ્વાર-પૂજન** ન., **દ્વાર-પૂજા** સ્ત્રી. [સં.] માંગલિક પ્રસંગે ઉંબરાનું કરવામાં આવતું અર્ચન

**દ્વાર-પ્રદેશ** જુઓ 'દ્વાર-દેશ.'

**દ્વાર-રક્ષક** વિ. [સં.] જુઓ 'દ્વાર-પાલ.'

**દ્વાર-રક્ષા** સ્ત્રી. [સં] બારણાં કે દરવાજાની ચોકી કરવી એ

**દ્વાર-વતી** સ્ત્રી. [સં.] જુઓ 'દ્વારકા.' (નદી સમુદ્રમાં પડતી હોય તે 'द्वारक- > પ્રા. बारअ-, પછી. 'બારું.' द्वारवती = બારા ઉપરની નગરી)

**દ્વાર-શાખા** સ્ત્રી. [સં.] બારણાંનું ચોકઠું, બાર-સાખ

**દ્વાર-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] બારણાંની બહારના ભાગમાં *ઊભો કરવામાં આવેલો થાંભલો કે થાંભલી*

**દ્વાર-સ્થ, -સ્થિત** વિ. [સં.] બારણામાં રહેલું, બારણે આવી ઊભું રહેલું

**દ્વારા** ના.યો. [સં. द्वार् સ્ત્રી. નું ત્રી. વિ.,એ.વ. = બારણેથી, બારણામાં જઈને] (લા.) -માં જઈને, મારફત, વાટે, 'કેર ઑફ'

**દ્વારામતી** સ્ત્રી. [સં. द्वारवती દ્વારા વિકસેલ] જુઓ 'દ્વારકા.'

**દ્વારિકા** સ્ત્રી. [સં. द्वारका નો વિકાસ] જુઓ 'દ્વારકા.'

**દ્વારિકાધીશ,-શ્વર, દ્વારિકા-નાથ, દ્વારિકા-પતિ, દ્વારિકેશ** જુઓ 'દ્વારકા' અને 'દ્વારકાધીશ, -શ્વર, -દ્વારિકા-નાથ'—

'દ્વારકાપતિ'–'દ્વારકેશ.'

**દ્વારી** વિ.,પું. [સં.,પું.] જુઓ 'દ્વાર-પાલ.'

**દ્વિ** વિ. [સં., સમાસમાં આરંભે] બે

**દ્વિ-અણુક** વિ. [સં. द्वि-अणुक, સંધિ વિના] જુઓ 'દ્વચણુક.'

**દ્વિ-અર્થ** વિ. [સં. द्वि + अर्थ, સંધિ વિના], **-ર્થી** [સં. द्वि + अर्थी પું., સંધિ વિના] જુઓ 'દ્વચર્થી.' (૨) (લા.) અસ્પષ્ટ, 'એમ્બિગ્યુઅસ'

**દ્વિ-અંકી** (-અઙ્કી) વિ. [સં. द्वि + अङ्की પું., સંધિ વિના. ગુ.માં સંધિવાળું द्वयङ्की રૂપ પ્રચલિત નથી.] બે અંકોવાળું (નાટચ.)

**દ્વિ-અંગી** (-અઙ્ગી) વિ. [સં. द्वि + अङ्गी, પું.;ગુ.મા સંધિ-[વિનાનું] જુઓ 'દ્વચંગી.'

**દ્વિકક્ષિક** જુઓ 'દ્વૈકક્ષિક.'

**દ્વિકક્ષિક સમીકરણ** જુઓ 'દ્વૈકક્ષિક સમીકરણ.' (ગ.)

**દ્વિકર્મક** વિ. [સં.] જે ક્રિયારૂપને બે કર્મ આવતાં હોય તેવું. (વ્યા.)

**દ્વિ-કલ** વિ. [સં.] બે માત્રાવાળું. (પિં.)

**દ્વિકામુક** વિ. [સં.] જુઓ 'દ્વિજાતીય'–'બાઇ-સેક્સ્યુઅલ.' (ભૂ.ગો.) [બે ખાનાંવાળું

**દ્વિ-કોશી(-ષી)** વિ. [સં.] બે કોશનું બનેલું, બે કોશવાળું,

**દ્વિગુ** પું. [સં.] પૂર્વ પદમાં સંખ્યાવાચક વિશેષણ હોય તેવો કર્મધારચ કિંવા પ્રથમા તત્પુરુષ પ્રકારનો સમાસ. સં.માં એ ન.માં હોય છે.] એ નામનો એક કર્મધારય-સમાસ. (વ્યા.)

**દ્વિ-ગુણ** વિ. [સં.] બે-ગણું, બમણું

**દ્વિગુણ-તા** સ્ત્રી. [સં.] બમણાપણું

**દ્વિ-ગુણિત** વિ. [સં.] બે-ગણું કરેલું, બમણું કરેલું, બેવડાવેલું

**દ્વિગૃહી** વિ. [સં.,પું.] બે ધારા-ગૃહવાળું, 'બાઇ-કેમેરલ.'

**દ્વિ-ગોત્રીય** વિ. [સં.] બે ગોત્ર ધરાવનારું ('દત્તક' થતાં)

**દ્વિ-ઘાત** પું. [સં.] એકની એક રકમ તેની તે રકમથી ગુણતાં આવતી રકમ, વર્ગ. (ગ.)

**દ્વિઘાત-પદી** સ્ત્રી. [સં.] જે પદીનું દરેક પદ બે ઘાતનું અથવા એક પદ બે ઘાતનું હોય અને અન્ય કોઈ પદ બે ઘાતથી વધુ ઘાતનું ન હોય તેવી પદી, 'ક્વૉડ્રેટિક એક્સ્પ્રેશન.' (ગ.)

**દ્વિઘાત-મૂલ** (-ળ) ન. [સં.] વર્ગ-મૂળ, 'સ્ક્વેર-રૂટ.' (ગ.)

**દ્વિઘાત સમીકરણ** ન. [સં.] જેમાં બે અથવા વધારે અવ્યક્ત રાશિ હોય તેવું બે ઘાતનું સમીકરણ. (ગ.)

**દ્વિ-ચક્રી** સ્ત્રી. [સં.] બે પૈડાંનું વાહન, 'બાઇ-સિકલ' (મ.સૂ.) –'સાઇકલ'

**દ્વિ-ચરણ** વિ. [સં.] બે ચરણ કે પગવાળું, બે પદવાળું

**દ્વિ-ચલણ** ન. [સં. द्वि + જુઓ 'ચલણ.'] સોના-ચાંદી કે ધાતુ-કાગળના સિક્કા પ્રચારમાં હોવાની પદ્ધતિ

**દ્વિચલણ-વાદ** પું. [+ સં.] નાણાંની લેવડદેવડમાં દ્વિચલણનો સિદ્ધાંત, 'બાઇ-મૅટાલિઝમ'

**દ્વિ-જ** વિ. [સં.] બે વાર જન્મ પામેલું. (૨) ન. પક્ષી (ઈંડા-રૂપે જન્મ્યા પછી ઈંડામાંથી જન્મતું હોવાને કારણે). (૩) પું. દાંત (દૂધિયા દાંત પડ્યા પછી ફરી આવતા હોઈ). (૪) બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય (માતાને પેટે જન્મ્યા પછી જનોઈના સંસ્કારથી ધર્મકર્મની યોગ્યતા મળતી હોઈ). (૫) (પછી રૂઢિથી) બ્રાહ્મણ (માત્ર)

**દ્વિજ-ગણ** પું. [સં.] પક્ષીઓનો સમૂહ. (૨) બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યનો સમૂહ. (૩) (રૂઢિથી માત્ર) બ્રાહ્મણોનો સમૂહ

**દ્વિજ-ત્વ** ન. [સં.] દ્વિજ હોવાપણું

**દ્વિ-જન્મા** વિ. [સં.,પું.] જુઓ દ્વિ-જ.'

**દ્વિજન્મી** વિ. [સં.,પું.] જુઓ 'દ્વિજ.' (૨) દેડકો

**દ્વિજ-પત્ની** સ્ત્રી. [સં.] બ્રાહ્મણી [પ્રિય છે તેવું

**દ્વિજ-પ્રિય** વિ. [સં.] બ્રાહ્મણને પ્રિય. (૨) બ્રાહ્મણ જેને

**દ્વિજ-બંધુ** (-બન્ધુ) પું. [સં.] માત્ર જનોઈધારી બ્રહ્મકર્મ-શૂન્ય—બ્રાહ્મણાભાસ, ભામટો

**દ્વિજ-રાજ** પું. [સં.] ઉત્તમ બ્રાહ્મણ. (૨) પક્ષીઓનો રાજા–ગરુડ કે હંસ. (૩) ચંદ્રમા [બ્રહ્મર્ષિ

**દ્વિજર્ષિ** પું. [સં. द्विज + ऋषि, સંધિથી] ઉત્તમ બ્રાહ્મણ,

**દ્વિજ-લિંગ** (-લિઙ્ગ) ન. [સં.] દેહ પરનું બ્રાહ્મણનું ચિહ્ન

**દ્વિજલિંગી** (-લિઙ્ગી) વિ. [સં.,પું.] બ્રાહ્મણનાં બહારનાં-ચિહ્નોવાળું [બ્રાહ્મણ

**દ્વિજ-વર, -ર્ય, દ્વિજ-શ્રેષ્ઠ, દ્વિજ-સત્તમ** પું. [સં.] ઉત્તમ

**દ્વિજ-સદન** ન. સં.] બ્રાહ્મણનું ઘર

**દ્વિજ-સમાજ** પું. [સં.] બ્રાહ્મણોનો સમૂહ કે મંડળ

**દ્વિજ-સંજ્ઞા** (-સઞ્જ્ઞા) સ્ત્રી. [સં.] બ્રાહ્મણ તરીકેની ઓળખ

**દ્વિજ-સેવક** પું. [સં.] બ્રાહ્મણોની સેવા કરનાર આદમી

**દ્વિજ-સેવા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણોની સેવા-ચાકરી, બ્રાહ્મણ-પરિચર્યા

**દ્વિ-જાતિ** જુઓ 'દ્વિ-જ.'

**દ્વિજાતીય** વિ. [સં.] બે જાતિવાળું [(૨) ચાડિયું

**દ્વિ-જિહ્વ** વિ. [સં.] બે છેડાવાળી જીભ છે તેવું (સર્પ).

**દ્વિજિહ્વ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] બેજીભાપણું, ચાડિયાપણું

**દ્વિજેતર** વિ. [સં. द्विज + इतर] દ્વિજ-સંસ્કાર નથી થયા તેવું (શૂદ્ર વગેરે). (૨) (રૂઢિથી) બ્રાહ્મણ સિવાયનું

**દ્વિજેશ, -શ્વર** પું. [સં. द्विज + ईश,-श्वर], **દ્વિજેંદ્ર** (દ્વિજેન્દ્ર), **દ્વિજોત્તમ** પું. [+ સં. इन्द्र, उत्तम] ઉત્તમ દ્વિજ, શ્રેષ્ઠ બ્રાહ્મણ

**દ્વિત** ન. [સં.] બે હોવાપણું, દ્વૈત

**દ્વિ-તલ(-ળ)** વિ. [સં.] બે ભોંનું, બે માળનું. (૨) બે સપાટી-વાળું, 'ડાઇ-હેડ્રલ' [હેડ્રલ ઍંગલ'

**દ્વિતલ(-ળ) કોણ** પું. [સં.] દ્વિતલ પ્રકારનો ખૂણો, 'ડાઇ-

**દ્વિ-તાલ** પું. [સં.] સંગીતનો એક તાલ. (સંગીત.)

**દ્વિતીય** વિ. [સં.] સંખ્યાએ બીજું

**દ્વિતીય-પદી** સ્ત્રી. [સં.] જુઓ 'દ્વિઘાત-પદી.' (ગ.)

**દ્વિતીયા** સ્ત્રી. [સં.] હિંદુ ચાંદ્ર મહિનાના બેઉ પક્ષોની બીજી તિથિ, બીજ. (સંજ્ઞા.) (૨) સાત વિભક્તિઓમાંની બીજી વિભક્તિ. (વ્યા.)

**દ્વિતીયા-તત્પુરુષ** પું. [સં.] પૂર્વપદ બીજી વિભક્તિના અર્થનું હોય તેવો તત્પુરુષ સમાસ. (વ્યા.)

**દ્વિતીયાશ્રમ** વિ. [સં. द्वितीय + आश्रम] હિંદુઓના ચાર આશ્રમોમાંનો બીજો—ગૃહસ્થાશ્રમ [કે હિસ્સો

**દ્વિતીયાંશ** (દ્વિતીયાંશ) પું. [સં. द्वितीय + अंश] બીજો ભાગ

**દ્વિ-ત્વ** ન. [સં.] બે હોવાપણું

**દ્વિ-દલ(-ળ)** વિ. [સં.] બે ફાડવાળું (કઠોળ વગેરે ધાન્ય). (૨) બે પાંખડીવાળું. (૩) બે પાંદડાંવાળું. (૪) (લા.) નરમ, કોમળ

**દ્વિ-દલી(-ળી)** વિ. [સં.પું.] જુઓ 'દ્વિદલ(૧-૨-૩).' (૨) દ્વિમુખી અમલ, 'ડાયાર્કી' (આ.બા.) [પાળનારું

**દ્વિધર્મા** વિ. [સં.,પું.] બે ધર્મ કે લક્ષણવાળું. (૨) બે ધર્મ

**દ્વિધા** ક્રિ.વિ. [સં.] બે ભાગે વહેંચાયું હોય એમ. (૨) સ્ત્રી. (ગુ. અર્થ વિકસેલો) જુઓ 'દુવ્ધા'-'દુવિધા.'

**દ્વિધા-ગતિ** વિ. [સં.] બે પ્રકારની ગતિવાળું

**દ્વિધા-ચિત્ત** વિ. [સં.] બે ભાગમાં ફંટાયેલી મનોદશાવાળું. (૨) અસ્થિર મગજવાળું

**દ્વિ-ધાતુ** વિ. [સં.] બે ધાતુને લગતું, 'બાઇ-મેટાલિક'

**દ્વિધાતુ-પદ્ધતિ** સ્ત્રી. પું. [સં.] 'બાઇ-મેટાલિઝમ'

**દ્વિધાતુ-મત**, પું., [સં.,ન.] **દ્વિધાતુ-વાદ** પું.[સં.] 'સોનું.' 'ચાંદી' બંને ધાતુ નાણાં-રૂપે ચલણી હોય એવી પરિસ્થિતિ-'બાઇ-મેટાલિઝમ.' (મ.ર.)

**દ્વિધાતુવાદી** વિ. [સં., પું.] દ્વિધાતુ-વાદમાં માનનારું 'બાઇ-મેટાલિસ્ટ' (મ.ર.)

**દ્વિધા-ભવન** ન. [શં.] એકમાંથી બે થઈ જવાનું કા

**દ્વિધા-મતિ** વિ. [સં.] ભેદભાવવાળી બુદ્ધિવાળું

**દ્વિધાવસ્થા** સ્ત્રી. [સં. द्विधा + अव-स्था] ન આ બાજુ કે ન પેલી બાજુ એવી ડામાડોળ સ્થિતિ

**દ્વિ-નિષ્ઠ** વિ. [સં.] બે પદાર્થો કે બે ઇષ્ટમાં નિષ્ઠાવાળું

**દ્વિનોંધી** (-નોંધી) વિ. [સં. द्वि + જુઓ 'નોંધ' + ગુ. 'ઈ' ત.પ્ર.] બેવડી નોંધ કરવામાં આવી હોય તેવું, 'ડબલ એન્ટ્રી'વાળું

**દ્વિ-પ** પું. [સં.] હાથી, મેગળ, ગજ

**દ્વિપક્ષી** વિ. [સં.,પું.], **-ક્ષીય** વિ. [સં.] બેઉ પક્ષમાં રહેલું, બેઉ પક્ષોને લાગે વળગે તેવું, ઉભયપક્ષી, 'બાઇ-લેટરલ'

**દ્વિપતિ-પત્ની-ત્વ** ન. [સં.] બે પતિ તેમ બે પત્ની હોવાપણું, 'બાઇ-ગેમી' [ગેમસ'

**દ્વિપત્નીક** વિ.,પું. [સં.] બે પત્નીઓવાળો (પુરુષ), 'બાઇ-

**દ્વિપત્ની-ત્વ** ન. [સં.] બે પત્ની હોવાપણું, 'બાઇ-ગેમી'

**દ્વિપત્રી** વિ. [સં.,પું.] બે પાંખવાળું. (૨) બે પાન-વાળું

**દ્વિ-પદ** વિ. [સં.] બે ચરણ કે પગવાળું, દ્વિપાદ. (૨) વિભક્તિવાળાં બે પદોવાળું. (વ્યા.) (૩) બે પદોવાળું, 'બાઇ-નોમિયલ.' (ગ.)

**દ્વિપદ-સમીકરણ** ન. [સં.] જેમાં માત્ર બે પદ છે તેવું સમીકરણ, 'બાઇ-નૉમિયલ ઇક્વેશન'

**દ્વિપદ સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] બે પદોનો સિદ્ધાંત, 'બાઇ-નોમિયલ થિયરમ.' (ગ.)

**દ્વિપદી** સ્ત્રી. [સં.] જેમાં બે ચરણ કે અર્ધ છે તેવો એક દેશી છંદઃપ્રકાર. (પિં.) (૨) જુઓ 'દ્વિપદ-સમીકરણ.'

**દ્વિ-પરમાણુક** વિ. [સં.] બે પરમાણુઓવાળું

**દ્વિ-પરાર્ધ** ન. [સં.] પૌરાણિક કાલગણના પ્રમાણે બ્રહ્માના ૧૦૦ દિવસોનો સમય

**દ્વિ-પર્ણ** વિ. [સં.] બે પાંદડાંવાળું [પક્ષી

**દ્વિ-પંખ** (-પઙ્ખ) વિ. [સં. द्वि + જુઓ 'પંખ.'] બે પાંખવાળું

**દ્વિ-પાદ** વિ. [સં.], **-દી** વિ. [સં.,પું.] બે પગવાળું

**દ્વિ-પાર્શ્વ** વિ.,પું. [સં.] યુગ્મ-ત્રિશિર કાચ, 'બાઇ-પ્રિઝમ'

**દ્વિ-પાશા-રજ્જુ** સ્ત્રી. [સં.] બેઉ બાજુથી ફાંસલો આવે તેવું દોરડું. (૨) (લા.) આ તરફ કે પેલી તરફ ક્યાંય ન જવાય એવી સ્થિતિ

**દ્વિ-પુષ્કર-યોગ** પું. [સં.] સાતમ કે બારસ તિથિએ શનિવાર સાથોસાથ મૃગશીર્ષ ચિત્રા કે ધનિષ્ઠા નક્ષત્ર હોય તેવો એક પવિત્ર મનાયેલો યોગ. (જ્યો.) [બે ફેણવાળું

**દ્વિ-ફેણી** વિ. [સં. द्वि + જુઓ 'ફેણ' + ગુ. 'ઈ' ત. પ્ર.]

**દ્વિ-ભાગ** પું. [સં.] બે ભાગલા હોવાપણું, 'ડિકોટોમી' (મ.ર.)

**દ્વિભાગી-કરણ** ન. [સં.] જુઓ 'દ્વિભાજન'-'બાઇ-ફર્કેશન' (અ.ક.) ['બાઇ-સેક્ટર'

**દ્વિ-ભાજક** વિ. [સં.] એકસરખા બે ભાગ કરનાર,

**દ્વિ-ભાજન** ન. [સં.] કોઈના એકસરખા બે ભાગ કરવાની ક્રિયા, દુ-ભાજન, 'બાઇ-સેક્ટિંગ,' 'બાઇ-ફર્કેશન'

**દ્વિભાષિક** વિ. [સં.] द्वैभाषिक], **દ્વિભાષી** વિ. [સં.,પું.] જે બે ભાષા બોલે છે તેવું. (૨) જેમાં બે ભાષા બોલાય છે તેવું, 'બાઇ-લિંગ્વલ.' (૨) પું. દુભાસિયો, 'ઇન્ટર-પ્રીટર'

**દ્વિ-ભૂમિક** વિ. [સં.] બે ભોંવાળું, બે માળનું, દ્વિ-તલ

**દ્વિ-મસ્તક** વિ. [સં.], **-કી** વિ. [સં.,પું.] બે માથાંવાળું

**દ્વિ-માતૃક** વિ. [સં.] બે માતાવાળું

**દ્વિ-માત્રિક** વિ. [સં. द्वैमात्रिक] જુઓ 'દ્વૈમાત્રિક.'

**દ્વિમાર્ગી-કરણ** ન. [સં.] દ્વિ-ભાજન, 'બાઇ-ફર્કેશન'

**દ્વિ-માસિક** વિ. [સં. द्वैमासिक] જુઓ 'દ્વૈમાસિક.'

**દ્વિ-મુખ** વિ. [સં.], **-ખી** વિ. [સં.,પું.] બે મોઢાંવાળું

**દ્વિમુખી અમલ** પું. [+ જુઓ 'અમલ.'] જુઓ 'દ્વિરાજ્ય-શાસન(૨).'

**દ્વિ-રદ** વિ.,પું. [સં.] (જેને બે દાંત-દંતૂસળ છે તેવો) હાથી

**દ્વિ-રંગી** (-રઙ્ગી) વિ. [સં.,પું.] બે રંગોવાળું, બે જાતના રંગોવાળું, દ્વિવર્ણી

**દ્વિરાગમન** ન. [સં. द्वि + आ-गमन, સંધિથી] પરણેલી વહુનું પતિને ઘેર આવવાનું બીજું આણું [ચલણ હોય તેવું

**દ્વિ-રાજક** વિ. [સં.] જેમાં બે ભિન્ન ભિન્ન રાજ્ય-સત્તાનું

**દ્વિરાજ્ય-શાસન** ન. [સં.] દ્વિરાજક શાસન. (૨) અમુક સત્તા પ્રજાના હાથમાં અને અમુક સત્તા રાજાના હાથમાં હોય તેવી રાજ્ય-વ્યવસ્થા, દ્વિમુખી અમલ, 'ડાયાર્કી' (રાં.ન.)

**દ્વિરુક્ત** વિ. [સં. द्विः + उक्त, સંધિથી] બે વાર કહેવામાં આવેલું, પુનર્યુક્ત, 'રિટરેટિવ', 'રિ-ડુપ્લિકેટિવ' [પુનરુક્તિ

**દ્વિરુક્તિ** સ્ત્રી. [સં. द्विः + उक्ति, સંધિથી] દ્વિરુક્ત કથન,

**દ્વિરુક્તિ-દોષ** પું. [સં.] એકના એક અર્થવાળા અથવા સ્વરૂપવાળા શબ્દોનો ફરી કરાતો પ્રયોગ (એ -દોષ છે.) (કાવ્ય.)

**દ્વિ-રૂપ** વિ. [સં.] બે સ્વરૂપવાળું

**દ્વિ-રેફ** પું. [સં.] ભમરો. (૨) (લા.) ('રામનારાયણ'માં બે 'ર'કાર હોવાને કારણે) સ્વ. રામનારાયણ વિ. પાઠકનું એક તખલ્લુસ. (સંજ્ઞા.)

**દ્વિર્ભાવ** પું. [સં. द्विः + भाव, સંધિથી] બેપણું હોવું એ, 'ઍમ્બિવૅલન્સ' (ભૂગો.). (૨) વર્ણનું બેવડા થવાપણું, 'રિડુપ્લિ-

કેશન.' (વ્યા.) [દ્વિરુક્તિ

**દ્વિ-ર્વચન** ન. [સં. દ્વિઃ + वचन, સંધિથી] બે વાર કહેલું એ,

**દ્વિ-વચન** ન. [સં.] બેનો બોધ કરે એવું વિભક્તિનું વચન (માત્ર સંસ્કૃતમાં જ બચ્યું છે, જે ગાથા-અવેસ્તાની તેમ ગ્રીક ભાષામાં પણ હતું.), 'ડ્યુઅલ'. (વ્યા.)

**દ્વિવર્ગાત્મક** વિ. [સં. દ્વિવર્ગ + आत्मन् -क], **દ્વિવર્ગીય** વિ. [સં.] ચાર ઘાતવાળું, 'બાઇ-ક્વૉડ્રૅટિક.' (ગ.)

**દ્વિ-વર્ણું** વિ. [સં. દ્વિ-वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'દ્વિ-રંગી.'

**દ્વિવર્ષાયુ** વિ. [સં. દ્વિ-वर्ष + आयुस्] બે વર્ષની આયુષવાળું, બે વર્ષ જીવનારું

**દ્વિ-વર્ષીય** વિ. [સં.] જુઓ 'દ્વૈવાર્ષિક.'

**દ્વિ-વાચક** વિ. [સં.], **દ્વિવાચી** વિ. [સં.,પું.] બેની સંખ્યા બતાવનારું ['એનિયલ'

**દ્વિ-વાર્ષિક** વિ. [સં. द्वैवार्षिक] જુઓ 'દ્વૈવાર્ષિક'-'બાઇ-

**દ્વિ-વિધ** વિ [સં.] બે પ્રકારનું, બે રીતનું

**દ્વિવિવાહ** પું. [સં.] જુઓ 'દ્વિપતિ-પત્ની-ત્વ'-'બાઇગેમી.'

**દ્વિવેદ** વિ.,પું. [સં.], -દી વિ.,પું. [સં.,પું., હકીકતે સં. રૂઢ દ્વૈવિદ્ય ભુલાઈ જતાં નવા ઊભા થયેલા શબ્દ] બે વેદની પરંપરા સાચવી રાખનાર બ્રાહ્મણ, દવે, (હિંદી) દુબે. (બ્રાહ્મણોમાં એક અટક). (સંજ્ઞા.)

**દ્વિવ્યક્તિ-ત્વ** ન. [સં.] બે ભિન્ન સ્વરૂપ એકમાં જ હોવા-પણું

**દ્વિ-શાસન** ન. [સં.] બે સત્તાઓનું રાજ્ય હોવાપણું, 'બાઇ-ફર્કેશન' (હ.ગં.શા.)

**દ્વિશ્રુતિક** વિ. [સં.] જુઓ 'દ્વિ-સ્વર.'

**દ્વિષ** પું. [સં દ્વિષ્-પ.વિ.,એ.વ. દ્વિટ્, -ડ્] શત્રુ. (પદ્યમાં.)

**દ્વિષ્ટ** વિ. [સં.] જેનો દ્વેષ કરવામાં આવ્યો હોય તેવું

**દ્વિ-સપ્તાહ** ન.,બ.વ. [સં.] બે અઠવાડિયાં, એક પખવાડિયાનો સમય

**દ્વિસાપ્તાહિક** વિ. [સં. द्वैसाप्ताहिक] જુઓ 'દ્વૈ-સાપ્તાહિક.'

**દ્વિ-સાંવત્સરિક**(-સાંવ્વત્સરિક) વિ. [સં. द्वैसांवत्सरिक] જુઓ 'દ્વૈસાંવત્સરિક.' [સૂત્રોવાળું

**દ્વિસૂત્રી** વિ. [સં.,પું.] બે દોરાવાળું, બે તાંતણાવાળું. (૨) બે

**દ્વિસ્વર** વિ. [સં.], -રી વિ [સં.,પું] બે સ્વરોવાળું, બે શ્રુતિઓવાળું, દ્વિશ્રુતિક 'બાઇસિલૅબિક'. (વ્યા.)

**દ્વીપ** પું. [સં.] બેટ, ટાપુ, 'આઇલૅન્ડ.' (૨) જેની ફરતે સમુદ્રો હતા તેવા પ્રાચીન વિશાળ ભૂ-ખંડોમાંનો પ્રત્યેક ખંડ; જેમકે 'જંબૂદ્વીપ' વગેરે

**દ્વીપ-કલ્પ** પું. [સં.] જેની ત્રણ બાજુ સમુદ્ર કે વિશાળ પાણીનો સમૂહ છે તેવો ભૂખંડ, 'પેનિનસ્યુલા'

**દ્વીપ-નિવાસી** વિ. [સં.,પું.] બેટમાં રહેનારું [જથ્થો

**દ્વીપ-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] નાના નાના અનેક ટાપુઓનો

**દ્વીપ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] લગભગ સીધી લીટીએ કે વર્તુળાકારે સાગરમાં આવેલા ટાપુઓની હાર

**દ્વીપ-સમૂહ** પું. [સં.] જુઓ 'દ્વીપ-પુંજ.'

**દ્વીપાકાર** પું [સં. द्वीप + आ-कार], **દ્વીપાકૃતિ** સ્ત્રી. [સં. द्वीप + आ-कृति] ટાપુનો આકાર કે ઘાટ. (૨) વિ. ટાપુના આકારવાળું

**દ્વીપાયન** પું. [સં.] પાંડવો-કૌરવોના સમયના એક પ્રખ્યાત ઋષિ, કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ (સં.) [અન્ય કોઈ ટાપુ

**દ્વીપાંતર** (દ્વીપાન્તર) પું. [સં. द्वीप + अन्तर ન.] બીજો ટાપુ,

**દ્વીપી** પું. [સં.] વાઘ. (૨) દીપડો. (૩) ચિત્તો

**દ્વી-ભૂત** વિ. [સં.] બે ન હોય તેવું બે રૂપમાં થયેલું

**દ્વીંદ્રિય** (દ્વીન્દ્રિય) વિ. [સં. द्वि + इन्द्रिय] બે ઇંદ્રિયોવાળું (કૃમિ જળો વગેરે)

**દ્વેધા** ક્રિ.વિ. [સં.] જુઓ 'દ્વિધા.'

**દ્વેધી-ભાવ** પું. [સં. द्वैध-भाव] જુદાપણું, ભિન્નતા (ગો.મા.)

**દ્વેષ** પું. [સં.] ઈર્ષ્યા, ખાર, ઝેર. (૨) શત્રુતા, વેર

**દ્વેષ-બુદ્ધિ** સ્ત્રી., **દ્વેષ-ભાવ** પું. [સં.] દ્વેષની લાગણી, 'મેલાઇસ'

**દ્વેષ-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં દ્વેષ પડેલો છે તેવું

**દ્વેષ-શલ્ય** ન. [સં.] દ્વેષરૂપી કાંટો

**દ્વેષાગ્નિ** પું. [સં. द्वेष + अग्नि] દ્વેષરૂપી દેવતા, ઈર્ષ્યારૂપી આગ

**દ્વેષિણી** વિ.,સ્ત્રી. [સં.] દ્વેષ કરનારી સ્ત્રી

**દ્વેષી** વિ. [સં.,પું.], -ષીલું વિ. [સં. द्वेष + ગુ. 'ઈલું' ત.પ્ર.] દ્વેષ કરનારું, દ્વેષથી ભરેલું

**દ્વેષોત્થ** વિ. [સં. द्वेष + उत्थ] દ્વેષમાંથી ઊભું થયેલું

**દ્વેષ્ટા** વિ.,પું. [સં.,પું.] દ્વેષ કરનાર, દ્વેષી

**દ્વેષ્ય** વિ, [સં.] દ્વેષ કરાવા પાત્ર, જેનો દ્વેષ કરવો જોઇયે તેવું

**દ્વૈ-કક્ષિક** વિ. [સં.] બે કક્ષાવાળું. (૨) બીજી કક્ષાનું

**દ્વૈકક્ષિક સમીકરણ** ન. [સં.] જેમાં એક અથવા વધારે અવ્યક્ત રાશિ હોય અને એ રાશિ બીજી ઘાતની જ હોય તેવું સમીકરણ, 'ઇક્વેશન ઑફ ધ સેકન્ડ ઑર્ડર.' (ગ.)

**દ્વૈગુણિક** વિ. [સં.] બે ગુણ-લક્ષણ ધરાવનારું. (૨) બમણું વ્યાજ લેનારું. (૩) વ્યાજવટાનો ધંધો કરનાર

**દ્વૈગુણ્ય** ન. [સં.] બેગણું હોવાપણું, બમણું હોવાપણું

**દ્વૈત** ન. [સં.] જુઓ 'દ્વિત.' [જોવું-એ

**દ્વૈત-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] ભિન્નતાની દૃષ્ટિ, ભિન્ન પદાર્થ તરીકે

**દ્વૈત-નિર્લિંગી** (-નિર્લિઙ્ગી) વિ. [સં.] જેમાં દ્વૈતનો કોઈ ભાવ નથી તેવું [છે એવી સમજ

**દ્વૈત-બુદ્ધિ** સ્ત્રી., **દ્વૈત-ભાવ** પું. [સં.] બધું જ ભિન્ન ભિન્ન

**દ્વૈત(-તા)ભાસ** પું. [સં. द्वैत + (आ)-भास] ભિન્નતા સર્વથા ન હોવા છતાં ભિન્નતા છે એવો ખોટો ખ્યાલ થવો એ

**દ્વૈત(-તા)ભાસી** વિ. [સં.,પું.] જેમાં દ્વૈતાભાસ છે તેવું

**દ્વૈત-ભેદ** પું. [સં.] ભિન્ન ભિન્ન છે એ પ્રકારની ભેદબુદ્ધિ

**દ્વૈત-મત** પું. [સં.,ન.] ઈશ્વર અને એમાંથી નીકળેલા જડ ચેતન પદાર્થ હવે સર્વથા અલગ છે એવો આચાર્ય મધ્વનો સિદ્ધાંત, 'ડ્યુઆલિઝમ.' (વેદાંત.)

**દ્વૈત-મૂલક** વિ. [સં.] પરમાત્મા અને જીવ અલગ છે એવો ખ્યાલ જેમાં છે તેવું, 'ડ્યુઆલિસ્ટિક'

**દ્વૈત-વન** ન. [સં.] પ્રાચીન કુરુક્ષેત્ર અને મરુદેશની સંધિ નજીકનું મહાભારતમાં કહેલું એક વન. (સંજ્ઞા.)

**દ્વૈત-વાદ** પું. [સં.] જુઓ 'દ્વૈત-મત.'

**દ્વૈતવાદી** વિ. [સં.,પું.] દ્વૈત-વાદમાં માનનારું

**દ્વૈત-વાસના** સ્ત્રી. [સં.] જીવ જગત અને ઈશ્વર અલગ છે એવો પરંપરાએ ઊતરી આવેલો ખ્યાલ

**દ્વૈતાદ્વૈત** ન. [સં. द्वैत + अ-द्वैत] જીવ જગત અને ઈશ્વર અલગ અલગ અનુભવાતાં હોવા છતાં આત્યંતિક રીતે

અનન્ય છે. એવા પ્રકારનો નિંબાર્કાચાર્યનો સિદ્ધાંત. (વેદાંત.)

**દ્વૈતાદ્વૈતી** વિ. [સં.] દ્વૈત સિદ્ધાંતમાં માનનારું

**દ્વૈતાપત્તિ** સ્ત્રી. [સં. દ્વૈત + आ-पत्ति] દ્વૈત ન હોવા છતાં દ્વૈત છે એવી પરિસ્થિતિ. (વેદાંત.)

**દ્વૈતાભાસ** જુઓ 'દ્વૈત-ભાસ.'

**દ્વૈતાભાસી** જુઓ 'દ્વૈતભાસી.'

**દ્વૈતી** વિ. [સં.,પું.] દ્વૈત સિદ્ધાંતમાં માનનારું

**દ્વૈતી-ભાવ** પું. [સં.] દ્વૈત ન હોવા છતાં દ્વૈત થવાની પરિસ્થિતિ

**દ્વૈતી-ભેદ** પું. [સં. દ્વૈતિ-भेद] દ્વૈત જોનારને જણાતી ભિન્નતા. (વેદાંત.) [લગતું, 'સેકન્ડરી'

**દ્વૈતીયિક** વિ. [સં.] સંખ્યાએ બીજામાંથી થયેલું કે બીજાને

**દ્વૈત્રિજ્ય** ન. [સં.] વર્તુળની બે ત્રિજ્યાઓને લગતી આકૃતિ, 'સેક્ટર.' (ગ.)

**દ્વૈધ** વિ. [સં.] બે પ્રકારનું, દ્વિવિધ

**દ્વૈધ-શાસન** ન. [સં.] જુઓ 'દ્વિરાજ્ય-શાસન.'

**દ્વૈધાસ્પર્શ** પું. [સં. દ્વૈધ + आ-स्पर्श] બેવડો સ્પર્શ, સીધી લીટીનો વક્રને કે સપાટીને સ્પષ્ટ રીતે બે જુદાં બિંદુઓ પાસે કરેલો સ્પર્શ, 'ડબલ કૉન્ટેક્ટ.' (ગ.)

**દ્વૈધી-કરણ** ન. [સં.] દ્વિવિધ ન હોય તેને દ્વિવિધ કરવાની ક્રિયા, અભિન્નને ભિન્ન કરવાની પ્રક્રિયા

**દ્વૈધી-કૃત** વિ. [સં.] દ્વિવિધ ન હોય તેવું દ્વિવિધ કરાયેલું, અભિન્નમાંથી ભિન્ન કરાયેલું

**દ્વૈધી-ભવન** ન., **દ્વૈધી-ભાવ** પું. [સં.] દ્વિવિધ ન હોય તેનું દ્વિવિધ થવાપણું, અભિન્નતામાંથી ભિન્ન થવાપણું

**દ્વૈપાયન** પું. [સં.] મહાભારતનું પ્રાચીન સ્વરૂપ જેમણે રચ્યું અને વેદોની સંહિતાઓ જુદી કરી તેવા—ઋષિ પરાશરના દ્વીપમાં ઉત્પન્ન થયા મનાતા મહર્ષિ—પુરાણોના પણ કર્તા મનાતા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ. (સંજ્ઞા.) (જૈન પરિપાટીના જુઓ 'દ્વીપાયન.')

**દ્વૈપાયન-હ્રદ** પું. [સં.] મહાભારતના યુદ્ધમાં હારી ગયા પછી દુર્યોધન જે ધરામાં છુપાઈ રહ્યો હતો તે ધરો. (સંજ્ઞા.)

**દ્વૈભાષિક** વિ. [સં.] જુઓ 'દ્વિભાષી.'

**દ્વૈમાતુર** વિ. [સં.] જુઓ 'દ્વિમાતૃક.' (૨) પું. ગણેશ, ગણપતિ, ગજાનન. (૩) જરાસંધ (પાંડવ-કૌરવકાલમાં મગધ દેશનો રાજા) [પાકે તેવું (જમીન)

**દ્વૈમાતૃક** વિ. સં.] (લા.) નદીના પાણીથી પણ જ્યાં મોલ

**દ્વૈમાત્રિક** વિ. [સં.] બે માત્રાવાળું. (પિં.) (૨) તાલમાં મુખ્ય છ માંહેનું ચોથું (અંગ), ગુરુ-અંગ. (સંગીત.)

**દ્વૈમાસિક** વિ. [સં.] બે બે મહિનાને લગતું, દર ત્રીજે મહિને આવતું કે નીકળતું

**દ્વૈરથ** ન. [સં.] માત્ર બે રથીઓ વચ્ચે ખેલાતું યુદ્ધ

**દ્વૈરાજિક** વિ. [સં.] જુઓ 'દ્વિરાજક.'

**દ્વૈરાજ્ય** ન. [સં.] જુઓ 'દ્વિરાજ્ય-શાસન.'

**દ્વૈરાત્રિક** વિ. [સં.] બે રાત્રિઓને લગતું

**દ્વૈવાર્ષિક** વિ. [સં.] બે વર્ષને લગતું, દર બે વર્ષે આવતું કે નીકળતું, 'બાઇ-એનિયલ'

**દ્વૈસાપ્તાહિક** વિ. [સં.] પખવાડિયે પ્રસિદ્ધ થતું, પખવાડિક

**દ્વૈસાંવત્સરિક** (-સાંવત્સરિક) વિ. [સં.] જુઓ 'દ્વિવાર્ષિક.'

**દ્વૈવિધ્ય** ન. [સં.] દ્વિવિધપણું, દ્વિવિધ-તા, બેનું અલગ હોવાપણું

**દ્વ્યક્ષર** પું.,બ.વ. [સં. द्वि + अक्षर, સંધિથી] બે અક્ષર, બે શ્રુતિ. (૨) વિ. બે અક્ષરોવાળું, બે શ્રુતિઓવાળું, 'બાઇ-સિલેબિક.' (વ્યા.)

**દ્વ્યક્ષરી** વિ. [સં.,પું.] જુઓ 'દ્વ્યક્ષર(૨).'

**દ્વ્યણુક** વિ. [સં. द्वि + अणुक] બે અણુઓના રૂપમાં રહેલું, જેમાં બે પરમાણુઓનો સમૂહ છે તેવું. (જૈન.)

**દ્વ્યર્થ**, ૦ક વિ. [સં. द्वि + अर्थ, ૦क] બે અર્થવાળું, દ્વિ-અર્થી

**દ્વ્યર્થ-તા** સ્ત્રી., [સં.] બે અર્થ હોવાપણું, સંદિગ્ધ-તા, શંકા-ભરેલો અર્થ, 'ફેલસી ઑફ ઇક્વિવૉકેશન'

**દ્વ્યર્થ-ત્વ** ન. [સં.] જુઓ 'દ્વ્યર્થતા'—'એમ્બિગ્યુટી' (મ.ન.)

**દ્વ્યર્થ-દોષ** પું. [સં.] જુઓ 'દ્વ્યર્થ-તા'—'ફેલસી ઑફ ઇક્વિવૉકેશન'

**દ્વ્યર્થી** વિ. [સં. द्वि + अर्थी, સંધિથી] જુઓ 'દ્વ્યર્થ.'

**દ્વ્યર્ધ** ન.,બ.વ. [સં. द्वि + अर्ध] બે અડધિયાં કે ફાડિયાં. (૨) વિ. બે અડધિયાંવાળું, બે ફાડિયાંવાળું

**દ્વ્યંગી** (દ્વ્યઙ્ગી) વિ. [સં. द्वि + अङ्गी, સંધિથી] બે અંગો-વાળું, બે ઘટકોવાળું

**દ્વ્યંગુલ** (દ્વ્યઙ્ગુલ) વિ. [સં.] બે આંગળના માપનું




**ધ** પું [સં.] ભારત-આર્ય વર્ણમાલાનો દંત્ય ઘોષ મહાપ્રાણ વ્યંજન

**ધઉલ** (ધૌલ) ન. [સં. धवल; (જૂ.ગુ.] સં. ૧૨૪૧-ઈ. સ. ૧૧૮૫ જેટલા જૂના સમયનો એક ગીત-પ્રકાર, ધોળ. (સંગીત.)

**ધક** (-ક્ય) જુઓ 'ધખ.'

**ધકડ-ધોંસ** (-ધોંસ્ય) સ્ત્રી. [રવા.] ઉતાવળ, ઝડપ, ત્વરા

**ધક ધક**[1] ક્રિ. વિ. [રવા.] 'ધક ધક' અવાજ સાથે વહેતું હોય એમ [(લા.) શંકા, અ-નિશ્ચિતતા

**ધક-ધક**[2] (ધકચ્ય-ધકચ્ય) સ્ત્રી. [રવા.] ધબકારો, થડકારો. (૨)

**ધકધકવું** અ. ક્રિ. [જુઓ 'ધક ધક,'-ના. ધા.] ભય ઉદ્વેગ વગેરે કારણથી હૃદયનું ધડકવું-જોરથી ચાલવું, ધબકવું. ધકધકાવું, ભાવે., ક્રિ. ધકધકાવવું પ્રે., સ.ક્રિ.

**ધકધકાટ** પું. [જુઓ 'ધકધકવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] 'ધક ધક' એવો અવાજ. (૨) જોસથી વહેતો પ્રવાહ

**ધકધકાવવું, ધકધકાવું** જુએ 'ધકધકવું'માં. [ધ્યાન રાખવુંએ
**ધક-ધ્યાન** ન. [જુએ 'ધક' + સં.] લાગણીથી કે કાળજીથી
**ધક-બમણું** વિ. [સં. अधिक + 'બમણું.'] બમણાથી પણ વધારે
**ધક-મક**[1] (ધકચ-મકચ) જુએ 'ધખ-મખ.[1]'
**ધક-મક**[2] જુએ 'ધખ-મખ.[2]'
**ધક(-ખ)-મક(-ખ)**[2] (ધકચ(-ખ્ય)-મકચ(-ખ્ય)) સ્ત્રી. [જુએ 'ધક(-ખ),'-દ્વિર્ભાવ.] (લા.) ઉતાવળ, ઝડપ, ત્વરા. (૨) ઘોડાનાં પગલાંનો અવાજ [જુએ 'ધક્કમ-ધક્કા.'
**ધકમ-ધકા** પું., બ. વ. [જુએ 'ધકો(-ક્કો),' -દ્વિર્ભાવ.]
**ધક-માર** જુએ 'ધખ-માર.'
**ધકલી** સ્ત્રી. ગાડામાં નાખવાની ખાતરણી
**ધકવું**[1] અ.ક્રિ. [જુએ 'ધકો,' -ના. ધા.] આગળ વધવું, ધપવું, ધકેલાવું. **ધકાવું**[1] ભાવે., ક્રિ. **ધકાવવું**[1] પ્રે.,સ.ક્રિ.
**ધકવું**[2] જુએ 'ધખવું.' **ધકાવું**[2] ભાવે., કર્મણિ., ક્રિ. **ધકાવવું**[2] પ્રે., સ.ક્રિ.
**ધક-શાળ** જુએ 'ધખ-શાળ.' [લેવાતી ઘૂંટ
**ધક-સેર** (-રય) સ્ત્રી. [જુએ 'ધક' + 'સેર.'] (લા.) હોકાની
**ધકા-ગાડી** જુએ 'ધક્કા-ગાડી.'
**ધકાટવું** સ. ક્રિ. [જુએ 'ધકો,-ક્કો,' -ના.ધા.] ધક્કે ચડાવવું, ધકેલવું, ધક્કો મારવો. **ધકાટાવું** કર્મણિ., ક્રિ. **ધકાટાવવું** પ્રે., સ.ક્રિ.
**ધકાટાવવું, ધકાટાવું** જુઓં 'ધકાટવું'માં.
**ધકા-ધકી** જુએ 'ધક્કા-ધક્કી.'
**ધકા-ધૂંબી** જુએ 'ધક્કા-ધૂંબી.'
**ધકા-મુક્કી, ધકા-મૂકી** જુએ 'ધક્કા-મુક્કી'–'ધક્કા-મૂકી.'
**ધકાર** પું. [સં.] 'ધ' વર્ણ. (૨) 'ધ' વર્ણનો ઉચ્ચાર
**ધકારવું** સ. ક્રિ. [જુએ 'ધ,' -ના.ધા.] (લા.) ઉતાવળ કરવી, ધકાવવું. **ધકારાવું** કર્મણિ., ક્રિ. **ધકારાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધકારાવવું, ધકારાવું** જુએ 'ધકારવું'માં.
**ધકારાંત** (ધકારાન્ત) વિ. [સં. ध-कार + अन्त] જેને છેડે 'ધ' વર્ણ આવ્યો હોય તેવું (પદ)
**ધકારો** જુએ 'ધખારો.' [ધકારવું
**ધકાવવું**[1] જુએ 'ધકવું'માં. (૨) (લા.) ઉતાવળ કરવી,
**ધકાવવું**[2] જુએ 'ધકવું[2]'માં.
**ધકાવું**[1] જુએ 'ધકવું[1]'માં. (૨) ઉતાવળ થવી, ધકારાવું
**ધકાવું**[2] જુએ 'ધકવું[2]'માં. ['ધક્કા-ગાડી.'
**ધકેલ-ગાડી** સ્ત્રી. [જુએ 'ધકેલવું' + 'ગાડી.'] જુએ
**ધકેલ-પટ્ટી** સ્ત્રી. [જુએ 'ધકેલવું' + 'પટ્ટી.'] (લા.) ઢીલ કરતે કામ કરવું એ, કરવા ખાતર કામ કરવું એ, આસ્તે આસ્તે કામ કરવું એ
**ધકેલ-પંચાં દોઢસો** (-પચ્ચાં-) ક્રિ. વિ. [જુએ 'ધકેલવું'+ 'પંચુ'' (પાંચનો ઘડિયો) + દોઢસો.'] (લા.) જેમ તેમ કર્યે જવાય એમ [હડસેલો, ઠેલો, ધક્કો
**ધકેલ-પાંચશેરી** સ્ત્રી. [જુએ 'ધકેલવું' + 'પાંચશેરી.'] (લા.)
**ધકેલવું** સ. ક્રિ. [જુએ 'ધકો,' -ના. ધા.] ધક્કો મારી હડસેલવું, ઠેલવું. (૨) (લા) ઝડપથી કામ કર્યે જવું. **ધકેલાવું** કર્મણિ., ક્રિ. **ધકેલાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધકેલાવવું, ધકેલાવું** જુએ 'ધકેલવું'માં.

**ધકેલિયું** વિ. [જુએ 'ધકેલવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] ગમે તે રીતે ધકેલી મૂકેલું. (૨) (લા.) અ-પ્રમાણિત
**ધકેલો** પું. [જુએ 'ધકેલવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર ] (લા.) નકામો ફેરો, ફોગટનો આંટો, ધક્કો
**ધકો** જુએ 'ધક્કો.[1]'
**ધકોરો** પું. બૂઠું તીર. (૨) રૂનું પોકડું, રૂની પોચી ગાંસડી
**ધકો-ઢૂં(-ધૂં)બો** પું. [જુએ 'ધક્કો' + 'ઢૂં-(-ધૂં)બો] જુએ 'ધક્કો-ઢૂં(-ધૂં)બો.'
**ધક્કમ-ધક્કા, ધક્કં-ધક્કા** (ધક્કમ્-ધક્કા) પું. બ.વ. [જુએ 'ધક્કો,'-દ્વિર્ભાવ] ઉપરાઉપરી ધક્કા મારવા એ
**ધક્કા(-કા)-ગાડી** સ્ત્રી. [જુએ 'ધક્કો[1]' + 'ગાડી.'] ધકેલીને લઈ જવાની ગાડી [ત. પ્ર.] જુએ 'ધક્કમ-ધક્કા.'
**ધક્કા(-કા)-ધક્કી** સ્ત્રી. [જુએ 'ધક્કો,' દ્વિર્ભાવ + ગુ. 'ઈ'
**ધક્કા(-કા)-ધૂમ** (-મ્ય), **ધક્કા(-કા)-ધૂંબી** સ્ત્રી. [જુએ 'ધક્કો-ધૂંબો.'] જુએ 'ધક્કો-ધૂંબો.'
**ધક્કા(-કા)-મુક્કી, ધક્કા(-કા)-મૂકી** સ્ત્રી. [જુએ 'ધક્કો[1]' + 'મુક્કો'-'મૂકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ધક્કો તેમ મૂકી બેઉ સાથે મારવાની ક્રિયા. (૨) ઠેલંઠેલા, હડસેલા
**ધક્કો**[1](-કો) પું. [રવા.] હડસેલો, ઠેલો. (૨) આંચકો. (૩) (લા.) નુકસાન, તોટો. (૪) ફેરો, આંટો (મોટે ભાગે ખાલી આંટો). [-ક્કે **ચડ(-ઢ)વું** (રૂ. પ્ર.) ટલ્લે ચડવું. (૨) મુશ્કેલીમાં મુકાવું. ૦ **આવવો** (કૃ. પ્ર.) નુકસાની આવવી. ૦ **ખાવો** (રૂ. પ્ર.) હડસેલો વેઠવો. (૨) ખોટો ફેરો પામવો. ૦ **દેવો** (કૃ. પ્ર.) હડસેલવું. ૦ **પહોંચવો** (-પોંચવો) (રૂ. પ્ર.) નુકસાની લાગવી. ૦ **મારવો** (રૂ. પ્ર.) હડસેલવું, ધકેલવું. ૦ **લાગવો,** ૦ **વાગવો** (રૂ. પ્ર.) નુકસાન થવું]
**ધક્કો**[2] પું. [અં. ડૉક્] બંદર ઉપર કે રેલવે યા બસનાં સ્ટેશનોમાં માલ-સામાન રાખવાનો વિશાળ પડથાર, 'વ્હાર્ફ'
**ધક્કો(-કો)-ઢૂં(-ધૂં)બો** પું. [જુએ 'ધક્કો[1]' + 'ઢૂં(-ધૂં)બો.'] ધક્કા સાથે મરાતો ધબ્બો, થોડી માર-કૂટ
**ધખ(-ક)** (-ખ્ય, -ક્ય) સ્ત્રી. [જુએ 'ધખવું.'] (લા.) માનસિક ઉકળાટ. (૨) આકરી તરસ, પ્રબળ પિપાસા, શોષ. (૩) ધગશ
**ધખડી** સ્ત્રી. [જુએ 'ધખડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ડું** ન. ન. [જુએ 'ધખ' + ગુ. ડું સ્વાર્થે ત. પ્ર.] શરીરમાં આવેલી તાવની જરેકી
**ધખણ** વિ. [જુએ 'ધખવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] **-ણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] વારંવાર ખિજાઈ જનારું, ધખવાના સ્વભાવનું
**ધખણી** સ્ત્રી. [જુએ 'ધખવું' + ગુ. 'અણું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) તાવની થોડી ગરમી, સતપ હોવાપણું
**ધખણું**[1] વિ. [જુએ 'ધખવું' + ગુ. કર્તૃવાચક 'અણું' કૃ.પ્ર.] વારંવાર ગુસ્સે થયા કરતું, ધખવાના સ્વભાવવાળું
**ધખણું**[2] ન. [જુએ 'ધખવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ. પ્ર.] ધખવું એ, ધખણી [ઉતાવળ, ત્વરા
**ધખધખ** (ધખ્ય-ધખ્ય) સ્ત્રી. [જુએ 'ધખવું'-દ્વિર્ભાવ.] (લા.)
**ધખધખવું** અ.ક્રિ. [જુએ 'ધખવું,' -દ્વિર્ભાવ.] ઘણા જોસથી

સળગતું રહેવું. (૨) અતિ ગરમી આપવી. (૩) **મનમાં ને મનમાં** ઊકળ્યા કરવું. ધખધખાવું ભાવે., ક્રિ. ધખધખાવવું પ્રે.,સ.ક્રિ.

**ધખધખાટ** પું. [જુઓ 'ધખધખવું' ગુ. 'આટ' કૃ. પ્ર.] ધખધખવાની ક્રિયા. (૨) ક્રોધનો આવેશ

**ધખધખાવવું, ધખધખાવું** જુઓ 'ધખધખવું'માં.

**ધખના** સ્ત્રી. [જુઓ 'ધખવું' + ગુ. 'અના' કૃ. પ્ર. (સંસ્કૃતાભાસી)] બળતરા. (૨) (લા.) ઝંખના, રટણ

**ધખ(-ક)-મખ(-ક)**[1] (ધખ્ય(-ક્ય)-મખ્ય(-ક્ય)) સ્ત્રી. [જુઓ 'ધખ,'–દ્વિર્ભાવ.] (લા.) ઉતાવળ, ત્વરા

**ધખ(-ક)-મખ(-ક)**[2] ક્રિ. વિ. [જુઓ 'ધખ',–દ્વિર્ભાવ.] ઉતાવળથી, ત્વરાથી

**ધખ(-ક)-માર** ક્રિ.વિ. [જુઓ 'ધખ(-ક)' + 'મારવું.'] પ્રબળ વેગથી, ઝડપ-ભેર, ઝપાટા-બંધ (પાણીના પ્રવાહ કે પ્રવાહીના વહેવાને ઉદ્દેશી)

**ધખવું** અ.ક્રિ. [સં. धक्ष्य (ભવિષ્ય.) > પ્રા. धक्ख-] સળગી ઊઠવું, ધીકવું. (૨) (લા.) ગુસ્સે થવું, ખીજવાવું. (૩) સ. ક્રિ. ઠપકો આપવો ખિજાવું. (આ અર્થમાં ભૂ. કૃ. નો કર્તરિ પ્રયોગ જ : 'હું એને ધખ્યો.') ધખાવું ભાવે., કર્મણિ., ક્રિ. ધખાવવું પ્રે.,સ.ક્રિ. ['ધખ-માર.'

**ધખ(-ક)-શાળ** ક્રિ. વિ. [જુઓ 'ધખ' દ્વારા.] જુઓ

**ધખસ** (-સ્ય) સ્ત્રી. [જુઓ 'ધખવું' + ગુ. 'અસ' કૃ. પ્ર.] (લા.) તીવ્ર ઇચ્છા, ઝંખના, ધગશ

**ધખા(-કા)રો** પું. [જુઓ 'ધખવું' + ગુ. 'આરો' કૃ. પ્ર.] બાફ, તપાટ, ધગારો. (૨) ધખધખાટ. (૩) જુઓ 'ધખ.'

**ધખાવવું, ધખાવું** જુઓ 'ધખવું'-'ધાખવું'માં.

**ધગડ** પું. ધગડો, લઠ્ઠ માણસ. (૨) (લા.) ઉપ-પતિ, જાર

**ધગડ-ધોંશ, -સ** (-ધોંસ્ય, -સ્ય) સ્ત્રી. [જુઓ 'ધગડ' + 'ધોંશ, -સ.'] (લા.) ખોટી ઉતાવળ, દોડાદોડ. (૨) નકામી ધાંધલ

**ધગડ-બાઝ** (-ઝ્ય) સ્ત્રી. [જુઓ 'ધગડ' + 'બાઝવું.'] જાર પાસે દોડી જનાર સ્ત્રી. (૨) કુલટા, વ્યભિચારિણી

**ધગડ-મલ(-લ્લ)** પું. [જુઓ 'ધગડ' + 'મલ(-લ્લ).'] (લા.) જોરાવર અને અડતલ માણસ, ધિંગડ-મલ

**ધગડું** વિ. [અનુ.] ચરબીને લીધે જાડા શરીરવાળું. (૨) વ્યભિચારી. (૩) ન. કૂલો. (૪) પટાવાળા માટેનું ખિજવણું

**ધગડો** પું. [જુઓ 'ધગડું.'] કૂલો. (૨) સિપાઈ માટેનું ખિજવણું

**ધગતી** પું. [જુઓ 'ધગવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ગરમ રાખ કે વાની

**ધગ ધગ** ક્રિ.વિ. [જુઓ 'ધગધગવું.'] એકદમ સળગી ઊઠે એમ

**ધગધગવું** અ. ક્રિ. [દે. પ્રા. धगधग-] અવાજ સાથે સળગી ઊઠવું. (૨) ખૂબ ગરમ થવું

**ધગધગાટ** પું. [જુઓ 'ધગ-ધગવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધગધગવું એ. (૨) (લા.) માનસિક ઉકળાટ. (૩) તાવનો ધગારો

**ધગધગાવવું, ધગધગાવું** જુઓ 'ધગધગવું'માં.

**ધગવું** અ. ક્રિ. [દે. પ્રા. धग-] અગ્નિની ઝાળ લાગવી, દાઝવું. (૨) જુઓ 'ધખવું.' ધગાવું ભાવે., ક્રિ. ધગાવવું પ્રે.,સ.ક્રિ.

**ધગશ,-સ** (-શ્ય, -સ્ય) [જુઓ 'ધગવું' + ગુ. 'અશ, -સ' કૃ. પ્ર.] (લા.) ઉત્સાહ-ભરેલી લાગણી, પ્રબળ હોંશ

**ધગા** સ્ત્રી. [જુઓ 'ધગવું' + ગુ. 'આ' કૃ.પ્ર.] જુઓ 'ધગી.[1]'

**ધગારી** સ્ત્રી. [જુઓ 'ધગારું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]., **-રું** ન. [જુઓ 'ધગવું'+ગુ. 'આરું' કૃ. પ્ર.] તાવની જરકી, ઝીણો તાવ

**ધગાવવું, ધગાવું** જુઓ 'ધગવું'માં.

**ધગી**[1] સ્ત્રી. [જુઓ 'ધગું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તાવની જરકી, ઝીણો તાવ, ધગારી, ધીકડી, ધખડી

**ધગી**[2] સ્ત્રી. નાનો મછવો

**ધગું** ન. [જુઓ 'ધગવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] જુઓ 'ધગી.[1]'

**ધચકો** પું. [રવા.] આંચકો, આઘાત. (૨) (લા.) નુકસાન, ખોટ, તોટો

**ધચરી** સ્ત્રી. બળજબરી, જબરદસ્તી

**ધજ** વિ. [સં. ध्वज, અર્વા. તદ્ભવ] (લા.) શ્રેષ્ઠ. (૨) મજબૂત. (૩) જોશીલું. (૪) શોભીતું, સુંદર. [૦ **થવું** (રૂ. પ્ર.) નિંદાવું] [સારી રીતનું, સારા પ્રકારનું

**ધજ-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'ધજ' + ફા. 'બન્દ્.'] (લા.)

**ધજ-ભંગ** (-ભઙ્ગ) પું. [જુઓ 'ધજ' + સં.] (લા.) નપુંસક-તા, હીજડાપણું [અગ્રેસર, નાયક, મુખી

**ધજ-વડ**[1] પું. [જુઓ 'ધજ' + 'વડું.'] (લા.) આગેવાન,

**ધજ-વડ**[2] (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'ધજવડ[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય, અને 'ઈ' > 'ય' લઘુપ્રયત્ન] (લા.) તલવાર

**ધજા** સ્ત્રી. [સં. ध्वज પું., અર્વા. તદ્ભવ] ધ્વજ, વાવટો, ઝંડો, 'ફ્લૅગ,' 'બૅનર.' [૦ **ઉડાવવી** (રૂ.પ્ર.) જયજયકાર કરવો. ૦ **ઊડી રહેવી** (-રૅ:વી) (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા થવી, ખ્યાતિ મળવી. (૨) છાપ બેસવી. (૩) ખરાબ ખ્યાતિ થવી. ૦ **ચઢા(-ઢા)વવી** (રૂ. પ્ર.) વગોવવું, નિંદા કરવી, ફજેતી કરવી. ૦ **બાંધવી** (રૂ.પ્ર.) કીર્તિ સ્થાપવી, નામના કાઢવી. (૨) ખાનગી વાત ફેલાવવી. (૩) ફજેતી કરવી. **ધર્મની ધજા** (રૂ.પ્ર.) દાનપુણ્યનું સ્થાન]

**ધજાઈ** સ્ત્રી. [જુઓ 'ધજા' + ગુ. 'આઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ધજા.' (૨) (લા.) ધજા ઉપાડનાર કે મૂર્તિ ઉપાડનાર સ્ત્રી. (૩) બ્રાહ્મણના ઘરમાં કે મંદિરમાં સ્થાપવાની મૂર્તિ [ધ્વજ, વાવટો

**ધજા-કેત** પું. [સં. ध्वजकेतु (પુનરુક્તિ), અર્વા. તદ્ભવ]

**ધજાગરો** પું. [જુઓ 'ધજા' દ્વારા.] (લા.) ફજેતી, નિંદા. [ ૦ **બાંધવો** (રૂ.પ્ર.) ફજેતી ફેલાવવી, નિંદા પ્રસરાવવી]

**ધજા-ધારી** વિ.,પું. [જુઓ 'ધરા' + સં. 'ધારી પું.] જેના ઉપર ધ્વજ ફરકે છે તેવો મંદિરનો કોઈપણ દેવ

**ધજા-પતાકા** સ્ત્રી. [જુઓ 'ધજા' + સં., પુનરુક્તિ] નાનામોટા વાવટા

**ધજાસ્તં(-સ્થં)ભ** (-સ્તમ્(સ્થ)મ્ભ) પું. [જુઓ 'ધજા' + સં. स्तम्भ > પ્રા. थंभ માં ફરી 'સ્.'] ધ્વજ-સ્તંભ, ધ્વજ-દંડ, વાવટો ફરકાવવાનો થાંભલો કે વાંસડો

**ધજાળું** વિ. [જુઓ 'ધજા' + ગુ. 'આળું' ત.પ્ર.] ધ્વજવાળું, ઉપર ધ્વજ ફરકે છે તેવું, ધજા-ધારી [માંનો) ચાડિયો

**ધજિયું** ન. [જુઓ 'ધજા + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) (ખેતર-

**ધજર** (-રય) સ્ત્રી. ચીંથરું, ધજ્જી

**ધજીલું** વિ. [જુઓ 'ધજા'+ગુ. 'ઈલું' ત.પ્ર.] ધ્વજવાળું. (૨) (લા.) સારા દેખાવવાળું

**ધજ્જી** સ્ત્રી. જુઓ 'ધજર.' [મુગટી

**ધટી** સ્ત્રી. [સં.], -ટ્ટી સ્ત્રી. લંગોટી, કોપીન. (૨) બાળકની

**ધડ[1]** ન. [દે.પ્રા.] ગળાથી નીચેનો શરીરનો ભાગ, માથા વિનાનું શરીર, બંધ. (૨) (લા.) શક્તિ, તાકાત. [૦ માથું (રૂ.પ્ર.) સમઝમાં આવે તેવી વિગત. ૦ રહી જવું (-રેઃ-) (રૂ.પ્ર.) પક્ષાઘાત થવો, લકવો થવો]

**ધડ[2]** (-ડ્ય) સ્ત્રી. [અનુ.] માથાકૂટ, ધડ-કૂટ, લમણા-ઝીંક. (૨) વાગ્યુદ્ધ, ખોટો ટંટો

**ધડ[3]** ક્રિ.વિ. [રવા.] 'ધડ' એવા અવાજથી. [૦ દઈને, ૦ દેતુંકને (રૂ.પ્ર.) ઝટ, તરતાતરત]

**ધડક** (-કય) સ્ત્રી. [જુઓ 'ધડકવું.'] ધડકવું એ, હૃદયનો ધડકારો. (૨) (લા.) બીક, ભય. [૦ પેસવી (-પેસવી), ૦ પેસી જવી (-પેસી) (રૂ.પ્ર.) ભયભીત થવું]

**ધડકણ[1]** વિ. [જુઓ 'ધડકવું'+ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] જેનું હૃદય ધડક ધડક થાય છે તેવું. (૨) (લા.) બીકણ, ડરકણ, ડરપોક

**ધડકણ[2]** ન., (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ધડકવું'+ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] જુઓ 'ધડક.'

**ધડક ધડક** ક્રિ.વિ. [જુઓ 'ધડકવું,'-દ્વિર્ભાવ.] ધડકતું હોય એમ, (હૃદય) થડકતું હોય એમ

**ધડ(-ર)કલી** સ્ત્રી. [જુઓ 'ધડકી'+ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] ધડકી, ગોદડી [ગોદડું

**ધડ(-ર)કલું** ન. [જુઓ 'ધડકલી.'] ફાટલું-તૂટલું ગાભા જેવું

**ધડકવું** અ.ક્રિ. [રવા.] ધડક ધડક થવું, ધબકવું, થડકવું. (૨) (લા.) ભય લાગવો, ડરવું. **ધડકાવું** ભાવે.,ક્રિ. **ધડકાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધડકાર, -રો** પું. [જુઓ 'ધડકવું'+ગુ. 'આર'-'આરો' કૃ.પ્ર.] ધડકવાનો અવાજ, ધબકારો, થડકારો. (૨) (લા.) ભયની લાગણી. (૩) મન-દુઃખ, વૈમનસ્ય

**ધડકાવવું, ધડકાવું** જુઓ 'ધડકવું'માં.

**ધડકી** સ્ત્રી. સ્ત્રી. ગોદડી. (૨) ધાબળી. (૩) નાનું આસન

**ધડ-કૂટ** (ધડ્ય-કૂટ્ય) સ્ત્રી. [જુઓ 'ધડ[2]'+'કૂટવું.'] જુઓ 'ધડ.[2]'

**ધડકો(-ખો)** પું. [જુઓ 'ધડકવું'+ગુ. 'ઓ' કૃ.પ્ર.] ધડકારો. (૨) (લા.) બીક, ડર, ભય. (૩) શંકા. (૪) (ખેતરમાં મુકાતો) ચાડિયો

**ધડચું** વિ. [જુઓ 'ધડ[1]' દ્વારા.] જાડું, ધિંગું

**ધડડડ** ક્રિ.વિ. [રવા.] ઊંચેથી કાંઈ પડતાં અવાજ થાય એમ

**ધડડડ-ધર** ક્રિ.વિ. [રવા.] દીવાલ કે એવું બાંધકામ તૂટી પડતાં અવાજ થાય એમ

**ધડડ-ધીબ** ક્રિ.વિ. [રવા.] કાંઈ તૂટી પડતાં જમીનને અથડાઈ ને અવાજ થતો હોય એમ

**ધડડ-ધૂસ** ક્રિ.વિ. [રવા.] ધડ ધડ થતાં ધસી પડે એમ

**ધડ-તોડ** પું. [જુઓ 'ધડ[1]'+'તોડવું.'] (લા.) કુસ્તીનો એક દાવ

**ધડ ધડ[1]** ક્રિ.વિ. [રવા.] 'ધડ ધડ' એવો અવાજ થાય એમ, એક પછી એક પડતું હોય કે ધિબાતું હોય એમ. (૨) બેધડક, ડર્યા વિના

**ધડ-ધડ[2]** (ધડ્ય-ધડ્ય) સ્ત્રી. [રવા.] 'ધડ ધડ' એવો અવાજ, મારામારી કે મુક્કામુક્કીનો અવાજ

**ધડધડવું** અ.ક્રિ. [રવા.] 'ધડ ધડ' અવાજ સાથે તૂટી પડવું. **ધડધડાવું** ભાવે.,ક્રિ. **ધડધડાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધડધડાટ** પું. [જુઓ 'ધડધડવું'+ગુ. 'આટ' કૃ.પ્ર.] 'ધડ ધડ' એવો અવાજ. (૨) રોફ, રુઆબ. (૩) ક્રિ. વિ. 'ધડ ધડ' એવા અવાજથી ['ધડ' એવો અવાજ

**ધડધડાટી** સ્ત્રી. [જુઓ 'ધડધડવું'+ગુ. 'આટી' કૃ.પ્ર.] 'ધડ

**ધડધડાવવું** જુઓ 'ધડધડવું'માં. (૨) સખત ડપકો આપવો, ધધડાવવું. (૩) ધમકાવવું

**ધડધડાવું** જુઓ 'ધડધડવું'માં.

**ધડધડિત** ક્રિ.વિ. [જુઓ 'ધડધડવું'+સં. ઇત ભૂ.કૃ.પ્ર.] 'ધડ ધડ' એવા અવાજથી, ધડધડાટ

**ધડ-ધામણ** (-ણ્ય) સ્ત્રી. દીકરીને લગ્નમાં તેમજ આણા વખતે અપાતો કરિયાવર

**ધડ-પીઠ** સ્ત્રી. [જુઓ 'ધડ[1]'+પીઠ.'] દેરાની પછીતનો ભાગ, દેરાનો પાછલો ભાગ

**ધડ-પૂ(-પૂં)છ, ૦ડું** ન. [જુઓ 'ધડ[1]'+'પૂ-(-પૂં)છ, ૦ડું.'] ધડ સાથેનું પૂછડું. (૨) (લા.) મેળ, વ્યવસ્થિત હોવાપણું,

**ધડપો** પું. [ફા. દર્પા] કાપડના તાકામાંથી ફાડી લીધેલું મોટું કપડું

**ધડ-ફડ** પું. [રવા.] 'ધડ-ફડ' એવો અવાજ. (૨) ક્રિ.વિ. 'ધડ-ફડ' એવા અવાજથી

**ધડફવું** અ.ક્રિ. ધીરજ રાખવી. (૨) વિશ્વાસ રાખવો. **ધડફાવું** ભાવે.,ક્રિ. **ધડફાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધડફાવવું, ધડફાવું** જુઓ 'ધડફવું'માં.

**ધડબડ, ૦ ધડબડ** પું. [રવા.] પગલાં પછડાય એમ દોડવાનો અવાજ. (૨) 'ધડબડ ધડબડ' અવાજથી. (૩) (લા.) એકદમ, ઝડપથી

**ધડબડવું** અ.ક્રિ. [જુઓ 'ધડબડ,'-ના.ધા.] 'ધડબડ' એવો અવાજ થતો હોય એ રીતે દોડવું

**ધડબું** વિ. [જુઓ 'ધડ[1]' દ્વારા.] જુઓ 'ધડચું.'

**ધડ-મચક** (ધડ્ય-મચક્ય) સ્ત્રી. [જુઓ 'ધડ[2]'+'મચક.'] (લા.) મસલત, ચર્ચા-વિચારણા

**ધડ-મચડ** (ધડ્ય-મચડ્ય) સ્ત્રી. [જુઓ 'ધડ[2]'+'મચડવું.'] જુઓ 'ધડ-મચક.' (૨) તાણા-તાણી

**ધડમ ધડમ** ક્રિ.વિ. [રવા.] 'ધડમ ધડમ' એવા અવાજથી

**ધડમ-ધડા** સ્ત્રી. [રવા.] એકબીજા ઉપર માર પડવાનો અવાજ. (૨) ધડા-ધડી, મારા-મારી. (૩) ક્રિ.વિ. ધડો-ધડ

**ધડમ-ધડાકા** પું.,બ.વ. [રવા.+'ધડાકો.'] (લા.) પાદવાનો વારંવાર થતો અવાજ, વા-છૂટનો અવાજ

**ધડલું[1]** ન. અનાજ ભરવાનું કોઠી જેવું મોટું ઠામ

**ધડલું[2]** જુઓ 'ધડધડવું.'

**ધડસ** ક્રિ.વિ. [રવા.] 'ધડ' એવા અવાજથી

**ધડહડવું** અ.ક્રિ. [દે.પ્રા. ધડહડ -રવા.] ગાજી ઊઠવું, ધડધડવું. (૨) કંપવું, ધ્રૂજવું. **ધડહડાવું** ભાવે., ક્રિ. **ધડહડાવવું**

પ્રે.,સ.ક્રિ. [વાનો અવાજ

**ધડહડાટ** પું. [જુઓ 'ધડહડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] ધડહડ-

**ધડહડાવવું, ધડહડાવું** જુઓ 'ધડહડવું'માં.

**ધડંગ** (ધડઙ્ગ) વિ. [અનુ.] સર્વાંશે. (એકલો ન વપરાતાં 'નાગું ધડંગ' 'નડંગ ધડંગ' જેવો જોડિયો પ્રયોગ)

**ધડં-ધડં** (ધડમ્-ધડમ્) ક્રિ.વિ. [રવા.] 'ધડમ ધડમ' એવા અવાજથી [મારા-મારી

**ધડંધડા** (ધડમ્-ધડા) સ્ત્રી. [રવા.] 'ધડ ધડ' અવાજ સાથેની

**ધડં-ધડાકા** (ધડમ્-ધડાકા) પું. બ.વ. [રવા. + 'ધડાકો.'] 'ધડં-ધડં' થાય એ રીતના અવાજ [મોટા અવાજથી

**ધડાક** ક્રિ.વિ. [રવા.] 'ધડાક' એવા અવાજથી, 'ધડ ધડ' એવા

**ધડાકા-બંધ** (-બન્ધ) ક્રિ.વિ.) [જુઓ 'ધડાકો' + ફા. 'બન્દ્.'] ધડાકા સાથે, 'ધડાક' એવા પ્રબળ અવાજ સાથે. (૨) (લા.) ઝપાટા-બંધ, ઝડપથી

**ધડાકા-ભડાકા** પું. બ. વ. [જુઓ 'ધડાકો' + 'ભડાકો.'] તોપના અને બંદૂકના અવાજ. (૨) (લા.) વારંવાર અવાજ સાથે થતી પાદવાની ક્રિયા

**ધડાકો** પું [રવા.] 'ધડાક' એવો ભારે મોટો અવાજ, (ખાસ કરીને) તોપનો ફૂટવાનો અવાજ. (૨) (લા.) કાળનો ઝપાટો. (૩) માણસ ચોંકી ઊઠે તેવા સમાચાર, સન-સનાટી થાય તેવા સમાચાર કે જાહેરાત, 'શો-ડાઉન.' [**૦ મારવો** (રૂ.પ્ર.) કામ જલદી પતાવવું. (૨) ભારે મહત્ત્વનું કામ કરી નાખવું (કટાક્ષ-કથન)]

**ધડાકો-ભડાકો** પું. [જુઓ 'ધડાકો' + 'ભડાકો.'] જુઓ 'ધડાકા-ભડાકા.'

**ધડા(-ડો)-ધડ** ક્રિ.વિ. [જુઓ 'ધડ[3]'-દ્વિર્ભાવ.] 'ધડ ધડ' એવા અવાજથી. (૨) (લા.) એકદમ, જલદી

**ધડા-ધડી** સ્ત્રી. [જુઓ 'ધડ,[3]'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] 'ધડ ધડ' એવો સતત અવાજ (બંદૂક- ફટાકિયા વગેરેનો અવાજ). (૨) (લા.) ઉતાવળ, ત્વરા. (૩) મારામારી. (૪) વાગ્યુદ્ધ [વાજતે ગાજતે

**ધડા-ધૂમ** ક્રિ.વિ. [રવા.] ઢોલ નગારાંના અવાજ સાથે,

**ધડા-પીટ** (-ટય) સ્ત્રી. [રવા. + 'પીટડું.'] જોરથી છાતી પીટવી એ. (૨) (લા.) ઝઘડો, ટંટો, કજિયો, કંકાસ

**ધડા-ભૂત** વિ. [જુઓ 'ધડો' + સં.] દાખલા-રૂપ, દાખલો લેવા જેવું [(૨) ક્રિ.વિ. એકદમ, ધડધડાટ

**ધડામાર**(-રય) સ્ત્રી. [રવા.+જુઓ 'મારવું.'] તડા-માર, ઉતાવળ.

**ધડાંગ** જુઓ 'ધડંગ.'

**ધડિયાંગ** ક્રિ.વિ. [રવા.] ઢોલનો અવાજ થાય એમ.

**ધડિયું** ન. જમા ઉધાર કરવાની નોંધ, ડોંસિયું

**ધનુષ્કોટિ(-ટી)** ન. [સં. धनुस् + कोटि, -टी; સ્ત્રી., સંધિથી] એ નામનું છેક દક્ષિણને સમુદ્ર-કાંઠે આવેલું એક તીર્થ. (સંજ્ઞા.) [ધનુષનો ટુકડો

**ધનુષ્ખંડ** (ધનુષ્ખણ્ડ) પું. [સં. धनुस् + खण्ड, સંધિથી]

**ધડિંગ** (ધડિઙ્ગ) ક્રિ.વિ. [રવા.] પડવાના મોટા અવાજ સાથે

**ધડિંગો** (ધડિઙ્ગો) પું. [જુઓ 'ધડિંગ' + ગુ. 'ઓ' ત.પ્ર.] (લ.) તહોમતદારને ત્યાં જઈ ઝગડાનું સમાધાન થયા પછી જ ત્યાંથી ઊઠનારો માણસ

**ધડિંબલું**(-ધડિમ્બલું) વિ. [જુઓ 'ધડિંબું' + ગુ. 'લ' સ્વાર્થે [ત.પ્ર.] બહુ જાડું, ધુંબળ

**ધડિંબલો** (ધડિમ્બલો) પું. [જુઓ 'ધડિંબલું.'] ઢગલો

**ધડિંબા** (ધડિમ્બા) સ્ત્રી. [રવા.] છાતી કૂટવી એ. (૨) (લા.) એ નામનું એક વાસણ

**ધડિંબું** (ધડિમ્બું) વિ. [રવા.] (લા.) જાડું, ધીંગું, લઠ

**ધડી** સ્ત્રી. [જુઓ 'ધડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ધડો.' (૨) અડસટ્ટો. (૩) પાકા પાંચ શેરનું માપ. (૪) ઘટા, ઝુંડ. [**૦ જમાવવી** (રૂ. પ્ર.) હોઠ ઉપર મસ લગાવવી. **૦ બાંધવી** (રૂ. પ્ર.) ધડો કરવો, સંતોલો કરવો. **૦ ભરવી** (રૂ. પ્ર.) તોળવું, જોખવું]

**ધડીકો** પું. [રવા.] (લાગતાં અવાજ થાય એ માટે) દંડૂકો

**ધડીમ, ૦ ધડીમ** ક્રિ.વિ. [રવા.] 'ધડીમ' એવા અવાજથી

**ધડીમ-લો** પું. [+ ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] 'ધડીમ' એવો અવાજ. (૨) 'ધડીમ' એવો અવાજ થાય એમ છાતી કૂટવી એ

**ધડુકાવવું, ધડુકાવું** જુઓ 'ધડૂકવું'માં.

**ધડુડુડુ-ધૂમ** ક્રિ.વિ. એવા અવાજ સાથે

**ધડુસાવવું, ધડુસાવું** જુઓ 'ધડૂસવું'માં.

**ધડૂકવું** અ.ક્રિ. [રવા.] મોટા અવાજ સાથે (વાજિંત્ર જેમ) વાગવું. (૨) ગાજવું, ગર્જવું, મોટે અવાજે બોલવું. (૩) (લા.) ઘાંટો કાઢી ખિજાવું. (૪) રુઆબથી બોલવું. **ધડુકાવું** ભાવે., ક્રિ. **ધડુકાવવું** પ્રે., સ.ક્રિ. [થાય એમ

**ધડૂમ** ક્રિ.વિ. [રવા.] ઢોલ કે નગારાંનો ઘેરો અવાજ

**ધડૂસ, ૦ ધડૂસ** ક્રિ. વિ. [રવા.] આછો 'ધડ' અવાજ થાય એમ, 'ધડૂમ-ધસ' એવા અવાજથી. (૨) ફૂટવાનો અવાજ થાય એમ [અવાજ

**ધડૂસ-કારો** પું. [જુઓ 'ધડૂસ.'] એવો અવાજ, ફૂટવાનો

**ધડૂસ ધડૂસ** જુઓ 'ધડૂસ.'

**ધડૂસવું** અ.ક્રિ. [રવા.] 'ધડૂસ' એવો અવાજ થાય એમ છાતી પીટવી. (૨) વસ્તુઓનો અથડાવાનો પોચો આછો અવાજ થવો. **ધડુસાવું** ભાવે., ક્રિ. **ધડુસાવવું** પ્રે.સ.ક્રિ.

**ધડેડવું** અ.ક્રિ. [રવા.] દડેડા પડે એમ જોરથી વરસવું. (૨) અવાજ સાથે પોક મૂકી રડવું. (૩) અવાજ સાથે નીચે પટકાવું. **ધડેડાવું** ભાવે.,ક્રિ. **ધડેડાવવું** પ્રે., સ.ક્રિ.

**ધડેડાટ** પું. [જુઓ 'ધડેડવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધડેડવાનો અવાજ. (૨) ક્રિ.વિ. 'ધડ ધડ' અવાજ થાય એમ

**ધડેડાવવું, ધડેડાવું** જુઓ 'ધડેડવું'માં.

**ધડો** પું. [સં. घटक > પ્રા. घडअ-] બે પલ્લાં સરખાં કરવા મુકાતું નાનું મોટું વજનિયું (એ તોલું પણ હોય, ફળો કે અનાજ યા ઠીકરાં પથરા પણ હોય), (૨) સમતોલ કરવાની ક્રિયા. (૩) (લા.) સમતોલપણું, મગજની સ્થિરતા. (૪) નિયમ કે નિયમન. (૫) બોધ, ઉપદેશ, (૬) દૃષ્ટાંત. [**-ડે બેસવું** (-બેસવું) (રૂ. પ્ર.) પાયમાલ થવું. **-ડે રહેવું** (-રે:વું) (રૂ. પ્ર.) મર્યાદામાં રહેવું. **૦ કરવો** (રૂ. પ્ર.) ત્રાજવાનાં બેઉ પલ્લાં સમતોલ કરવા ઓછી બાજુના પલ્લામાં કાંઈ ઉમેરવું. (૨) સાર-સંભાળ લેવી. **૦ જોવો** (રૂ. પ્ર.) પલ્લાં સમતોલ હોવાનું નજરમાં લેવું. **૦ થવો** (રૂ. પ્ર.) સ્થાન કે ગણના થવી. **૦ રહેવો** (-રે:વો) (રૂ. પ્ર.)

મનની સમતુલા સચવાવી. ૦ **લેવો** (રૂ. પ્ર.) બોધ લેવો. (૨) દૃષ્ટાંત લેવું. ૦ **હોવો** (રૂ. પ્ર.) મગજની સમતુલા હોવી, ઢંગમાં હોવું]

**ધડોધડ** ક્રિ.વિ. [જુઓ 'ધડ[૩]'–દ્વિર્ભાવ.] જુઓ 'ધડા-ધડ.'

**ધણ[૧]** [સં. ધન > પ્રા. घण] (લા.) ગાયોનું (ચરાવવા લઈ જવાતું) ટોળું

**ધણ[૨]** (-ધણ્ય) સ્ત્રી. [દે. પ્રા. घणिआ, घणी] વહુ, જુવાન પત્ની. (૨) ગર્ભવતી જુવાન સ્ત્રી

**ધણકારો** પું. [રવા.] 'ધણ' એવો અવાજ

**ધણકું** ન. ઊંઘનું ઝોલું, ઝોકું

**ધણ-કેડી** સ્ત્રી. [જુઓ 'ધણ[૧]' + 'કેડી.'] ગાયોનું ધણ ચાલ્યું જવાને માટેનો એકદંડી માર્ગ

**ધણ-ખૂંટ** પું. [જુઓ 'ધણ' + 'ખૂંટ.'] ગાયોના ધણમાં રહેલો આંકેલો સાંઢ, 'બ્રીડિંગ-બુલ,' 'પેડિગ્રી-બુલ' 'પ્રીમિયમ-બુલ'

**ધણ-ગલિયું** ન. [જુઓ 'ધણ[૧]' + 'ગલી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] ધણને પસાર થવાની ગલી. (૨) (લા.) ઝાંપલી, કમાડિયું, બારણું

**ધણ-ચોક** (-ચોક) પું. [જુઓ 'ધણ[૧]' + 'ચોક.'] ગામમાંથી ગાયો ચરવા નીકળતાં પ્રથમ એકઠી થાય તે સ્થળ, ગામનો ગોંદરો, પાદર

**ધણણ, ૦ણ** ક્રિ. વિ. [રવા.] 'ધણણ' એવો અવાજ

**ધણણવું** અ.ક્રિ. [રવા.] 'ધણણ' એવો અવાજ થવો. **ધણણાવું** ભાવે., ક્રિ. **ધણણાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધણણાવવું, ધણણાવું** જુઓ 'ધણણવું'માં.

**ધણધણવું** અ.ક્રિ. [રવા.] (પૃથ્વીનું અવાજ સાથે) ધમધમી ઊઠવું, કંપવું, ધ્રૂજવું. (૨) (લા.) ઝઘડવું. [**ધણધણીને** (રૂ પ્ર.) સખત રીતે, આકરાપણાથી. **ધણધણાવીને** (રૂ પ્ર.) ચોખ્ખા શબ્દોમાં સ્પષ્ટ કહીને] **ધણધણાવું** ભાવે., ક્રિ. **ધણધણાવવું** પ્રે., સ.ક્રિ.

**ધણધણાટ** પું. [જુઓ 'ધણધણવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધણધણવાનો અવાજ. (૨) (લા.) સખત બોલાચાલી કે ઝઘડો [ધણધણવાનો અવાજ

**ધણધણાટી** સ્ત્રી. [જુઓ 'ધણધણવું' + ગુ. 'આટી' કૃ. પ્ર.]

**ધણધણાવવું, ધણધણાવું** જુઓ 'ધણધણવું'માં.

**ધણ-પુકાર** પું. [રવા. + 'પુકાર'] લોકોનો પોકાર

**ધણ-બણ** ન. [જુઓ 'ધણ' + સં. वृन्द–દ્વારા] ગાયોનો સમૂહ, ધણ [ગોંદરો, પાદર

**ધણ-શે(-સે)ર** પું. [જુઓ 'ધણ' + સં. सर દ્વારા]

**ધણસ** (-સ્ય) સ્ત્રી. એક જાતનું ઝેરી પ્રાણી

**ધણ-સેર** જુઓ 'ધણ-શેર.'

**ધણિયાણી** સ્ત્રી. [જુઓ 'ધણી' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] પત્ની. (૨) માલિક સ્ત્રી

**ધણિયત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'ધણી' દ્વારા.] 'ધણીપણું', માલિકી. (૨) (લા.) બાહેંધરી. (૩) ઉપરાણું

**ધણિયાતું** વિ. [જુઓ 'ધણી' દ્વારા.] માલિકીનું. (૨) ધણી-પણાવાળું, સ્વામિત્વવાળું

**ધણિયાપું** ન. [સં. धनिकत्वक- > પ્રા. घणिअप्पअ-], **-ખું** ન. [જુઓ 'ધણી' દ્વારા.] ધણીપણું, સ્વામિ-ત્વ

**ધણિયામો** પું. [જુઓ 'ધણી' દ્વારા.] નાણાં ઉછીનાં લઈ બદલામાં નાણાં આપનારને ત્યાં જ નોકરી કરનારો ગરીબ માણસ, હાળી (દક્ષિણ ગુજરાતમાં દૂબળાઓમાં આ રિવાજ છે.)

**ધણિયાળી** વિ. સ્ત્રી. [જુઓ 'ધણિયાળો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ધણિયામાની સ્ત્રી [જુઓ 'ધણિયામો.'

**ધણિયાળો** પું.[જુઓ 'ધણી' + ગુ. 'ઇયું' + 'આળું' ત.પ્ર.]

**ધણી** પું. [સં. धनिन् + क = धनिक > પ્રા. धनिअ-] (લા.) સ્વામી, માલિક, પ્રભુ. (૨) પતિ. [૦ **કરવો** (રૂ. પ્ર.) સ્ત્રીએ નાતરું કરવું–ઘરઘવું. ૦**નું ધાર્યું થાય** (રૂ. પ્ર.) ઈશ્વરની ઇચ્છા પ્રમાણે થાય. ૦**નો કોઈ ધણી નથી** (રૂ. પ્ર.) ઈશ્વરની ઉપર બીજો કોઈ ઈશ્વર નથી. ૦ **વગરનાં કે વિનાનાં ઢોર** (રૂ. પ્ર.) ન-ધણિયાતાં લોક]

**ધણી-જોગ** ક્રિ.વિ. [જુઓ 'ધણી' + 'જોગ.'] ધણીને કે મૂળ આસામીને ઉદ્દેશી-ને [લખાયેલું કે નિર્દેશાયેલું

**ધણી-જોગું** વિ. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] ધણી–માલિકને ઉદ્દેશી

**ધણી-ધોરી** પું.[જુઓ 'ધણી' + 'ધોરી.'] માલિક કે દોરનાર માણસ, સંભાળ રાખનાર માણસ

**ધણીપત,-ત્તું** ન. [જુઓ 'ધણીપું' દ્વારા.] જુઓ 'ધણીપું.'

**ધણી-પદ,-દું** ન. [જુઓ 'ધણી' + સં. पद + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] ધણીનું સ્થાન, ધણીપણું, ધણીપત

**ધણી(-ણી)બલો** પું. [જુઓ 'ધણી(-ણી)યું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) જથ્થો, સમૂહ

**ધણી(-ણી)યું** વિ. [જુઓ 'ધણી' દ્વારા.] (લા.) લઠ્ઠ, મજબૂત

**ધણી-મૂઈ** વિ., સ્ત્રી. [જુઓ 'ધણી-મૂઉં' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જેનો ધણી મરી ગયો હોય તેવી સ્ત્રી કે તોફાની ગાય. (આ ગાળ છે.)

**ધણી-મૂઉં** વિ. [જુઓ 'ધણી' + 'મૂઉં' ભૂ. કૃ.] જેનો ધણી મરી ગયો છે તેવું (તોફાની બળદ ઘોડો નોકર વગેરે, (આ ગાળ છે.)

**ધણી-રણી** પું. [જુઓ 'ધણી,'–દ્વિર્ભાવ.] જુઓ 'ધણી-ધોરી.'

**ધણી-વખું** વિ. [જુઓ 'ધણી' + સં. विषय, –અર્વા. તદ્ભવ + ગુ 'ઉં' ત. પ્ર.] ધણીને લગતું રહેતું. (૨) (લા.) વહાલું, પ્રિય. (૩) અસહાય, ધણી વિનાનું [ધણિયાતું

**ધણી-હીન** વિ. [જુઓ 'ધણી' + સં.] ધણી વિનાનું, ન-

**ધણીબલો** જુઓ 'ધણીબલો.'

**ધણીયું** જુઓ 'ધણીયું.'

**ધણેણવું** અ. ક્રિ. [રવા.] ધણધણવું (પૃથ્વીનું). **ધણેણાવું** ભાવે., ક્રિ. **ધણેણાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધણેણાટ** સ્ત્રી. [જુઓ 'ધણેણવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધણધણાટ. (૨) ગર્જના [ધણધણાટ

**ધણેણાટી** સ્ત્રી. [જુઓ 'ધણેણવું' + ગુ. 'આટી' કૃ. પ્ર.]

**ધણેણાવવું, ધણેણાવું** જુઓ 'ધણેણવું'માં.

**ધણેણી** સ્ત્રી. [જુએ 'ધણેણવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] ધણધણાટી. (૨) કંપારી. (૩) માતાને સ્તનમાં દૂધ ભરાવાની ઝણઝણાટી

**ધણો-વણો** પું. ધંધો-રોજગાર, ધંધો-ધાપો, કામ-ધંધો

**ધત** કે. પ્ર. [સં. धुत्] તુચ્છકારનો ઉદ્ગાર

**ધ(-ધૂ)તવું** જુઓ 'ધૂતવું.' **(-ધુ)તાવું** કર્મણિ., ક્રિ. **ધ(-ધુ)તાવવું** પ્રે., સ.ક્રિ.

**ધ(-ધુ)તાવવું, ધ(-ધુ)તાવું** જુઓ 'ધ(-ધૂ)તવું'માં.

**ધતિયલ** વિ. [જુઓ 'ધતિયું' + ગુ. 'એલ' ત. પ્ર.] (લા.) બૂરા વ્યસનવાળું, વ્યસની, ખરાબ આદતવાળું

**ધતિયું** વિ. [જુઓ 'ધત' + ગુ. 'ઇયું' ત. પ્ર] ધુત્કારને પાત્ર. (૨) ખરાબ વ્યસનવાળું, ધતિયલ

**ધતિંગ** (ધતિઙ્ગ) ન. [જુઓ 'ધતવું' દ્વારા.] ધૂર્ત-તા, છેતર-પીંડી. (૨) ઢોંગ-સોંગ, ફેલ-ફતવો. (૩) (લા.) જૂઠાણું, ગપ

**ધતૂડું** ન. રણશિંગું

**ધતૂરી**[1] સ્ત્રી. [જુઓ 'ધતૂરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ધતૂરો ગાંજો તમાકુ વગેરેનું ધૂમપાન કરવાનું સાધન, ચૂંગી, ચલમ

**ધતૂરી**[2] સ્ત્રી. ,કંકાસણી સ્ત્રી

**ધતૂરો** પું. [સં. धत्तूरक > પ્રા. धत्तूरअ-] જુઓ 'ધંતૂરો.'

**ધત્તી** વિ. [જુઓ 'ધત' દ્વારા] જુઓ 'ધતિયલ.'

**ધધક(-ખ,-ગ)તું** વિ. [જુઓ 'ધધકવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] ધગધગતું

**ધધકવું** અ. ક્રિ. [રવા.] ભડ ભડ બળવું. (૨) રેલો ચાલવો. **ધધકાવું** ભાવે., ક્રિ. **ધધકાવવું** પ્રે.,સ.ક્રિ. [એ, ધુધવાટો

**ધધકારો** પું. [જુઓ 'ધધકવું' + ગુ. 'આરો' કૃ. પ્ર.] ધધકવું

**ધધકાવવું, ધધકાવું** જુઓ 'ધધકવું'માં.

**ધધખ(-ગ)તું** જુઓ 'ધધકતું.'

**ધધડાટ** પું. [રવા.] જુઓ 'ધડધડાટ.'

**ધધડાવવું** સ.ક્રિ. [રવા.] 'ધડ ધડ' અવાજ થાય એમ કરવું, ધડધડાવવું (૨) (લા.) મોટે સાદે ઠપકો આપવો. **ધધડાવાવું** કર્મણિ., ક્રિ.

**ધધણવું** અ.ક્રિ. [રવા.] ધણધણવું. **ધધણાવું** ભાવે., ક્રિ. **ધધણાવવું** પ્રે.,સ.ક્રિ. [એ, ધણધણાટ

**ધધણાટ** પું. [જુઓ 'ધધણવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધધણવું

**ધધણાવવું, ધધણાવું** જુઓ 'ધધણવું'માં.

**ધધરું** ન. સૂર્યાસ્તનો સમય, સાંઝ

**ધધૂખર** (-રય) સ્ત્રી. ધાંધલ, ધમાલ [ધાર, દદૂડી

**ધધૂડી** સ્ત્રી. [જુઓ 'ધધૂડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાતળી

**ધધૂડો** પું. [રવા.] મોટી ધાર, દદૂડો, દરેડો

**ધધૂંબવું** અ.ક્રિ. [અનુ.] (વાદળાંથી) ઢંકાઈ જવું, ઝકૂંબવું. **ધધૂંબાવું** ભાવે., ક્રિ.

**ધધૂંબેલ** વિ. [જુઓ 'ધધૂંબવું' + ગુ. 'એલ' બી. ભૂ. કૃ.] (લા.) વાદળાંનો ઘેરો, વાદળાંનો ઝકૂંબો

**ધધ્ધો** પું. 'ધ' વર્ણ. (૨) 'ધ' વર્ણનો ઉચ્ચાર

**ધન** ન. [સં.] પૈસો, દોલત, નાણાં. (૨) સંપત્તિ, સમૃદ્ધિ. (૩) 'વત્તા' બતાવતું પદ, 'પોઝિટિવ.' (ગ.) (૪) જન્મ કુંડળીમાંનું જન્મરાશિથી બીજું લગ્ન. (જ્યો.)

**ધન**[2] સ્ત્રી. [સં. धनुस् ન.] આકાશમાંની એ નામની 'વૃશ્ચિક' અને 'મકર' વચ્ચેની રાશિ. (જ્યો.)

**ધન**[3], **૦ ધન** ક્રિ. વિ., કે. પ્ર. [સં. धन्य > પ્રા. धन्न] ધન્ય. (પદ્યમાં.) [**૦ ઘડી, ૦ દહાડો** (-દા:ડો) (રૂ. પ્ર.) સારો અવસર]

**ધનકઠ** (-ઠય) સ્ત્રી. ચોખાનું ખેતર કે કયારડો

**ધનક-પતીરો** વિ., પું. ખાઈ પીને તાજો થયેલો (પુરુષ બકરો વગેરે) [કાવવું પ્રે.,સ.ક્રિ.

**ધનકવું** અ.ક્રિ. સળગી ઊઠવું. **ધનકાવું** ભાવે., ક્રિ. **ધન-**

**ધનકાવવું, ધનકાવું** જુઓ 'ધનકવું'માં.

**ધન-કુબેર** પું. [સં.] (લા.) માલેતુજાર વ્યક્તિ, શાહુકાર

**ધનકો** પું. [સં. धनिक દ્વારા] લેણદાર માણસ (તુચ્છકારમાં)

**ધન-કોશ(-ષ)** પું. [સં.] નાણાં વગેરે સમૃદ્ધિનો ભંડાર, ખજાનો

**ધન-ગર્વિત** વિ. [સં.] ધનનો ગર્વ ધરાવનારું, પૈસાનું અભિમાની

**ધન-ચૂસણ** ન. [સં. धन + જુઓ 'ચૂસવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ. પ્ર.] ધનનું શોષણ [કાર્ય-પદ્ધતિ

**ધનચૂસણ-નીતિ** સ્ત્રી. [+ સં.] ધનનું શોષણ કરવાની

**ધન-તેરસ(-શ)** (-સ્ય, -શ્ય) સ્ત્રી. [સં. धन + જુઓ 'તેરસ, -શ'] આસો વદિ તેરસની તિથિ, ધન-ત્રયોદશી. (સંજ્ઞા.)

**ધન-દ** પું [સં.] (પૌરાણિક માન્યતા પ્રમાણે) કુબેર

**ધન-દર્પ** પું. [સં.], સંપત્તિનો વધુ પડતો ગર્વ

**ધન-દંડ** (-દણ્ડ) પું. [સં.] નાણાંની સજા

**ધન-દાતા** વિ. [સં. धनस्य दाता પું.] ધનનું દાન કરનાર

**ધન-દાન** ન. [સં.] રોકડ નાણાંની અપાતી બક્ષિસ કે દેણગી

**ધન-દાયક** વિ. [સં] ધન-દાન કરનાર, ધન-દાતા

**ધન-દેવ** પું. [સં.] જુઓ 'ધન-દ.'

**ધન-દોલત** (-દોલત) સ્ત્રી. [સં. धन + જુએ 'દોલત.' સમાનાર્થી શબ્દોનો દ્વિર્ભાવ.] પૈસો-ટકો અને માલ-મત્તા

**ધન ધન** જુઓ 'ધન.'

**ધનધનવું** અ.ક્રિ. [રવા.] જુઓ 'ધણધણવું.' **ધનધનાવું** ભાવે.,ક્રિ. **ધનધનાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધનધનાવવું, ધનધનાવું** જુઓ 'ધનધનવું'માં.

**ધન-ધાન્ય** ન.,બ.વ. [સં.] આર્થિક સંપત્તિ અને અનાજ

**ધન-ધામ** *ન.,બ.વ. [સં.] સંપત્તિ અને મકાનો*

**ધન-નિધિ** પું. [સં.] ધનનો ભંડાર, ખજાનો

**ધન-ધ્વજ** પું. [સં.] તવંગર રાજ્ય, 'પ્લુટોક્રસી' (ના.દ.)

**ધન-પતરું** ન. જસતનું પતરું [જુઓ 'ધન-દ.'

**ધન-પતિ, ધન-પાલ(-ળ)** પું. [સં.] ધનિક, પૈસાદાર. (૨)

**ધન-પૂજા** સ્ત્રી. [સં.] લક્ષ્મી-પૂજન

**ધન-પ્રદાન** ન. [સં.] જુઓ 'ધન-દાન.'

**ધન-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] નાણાં મેળવવાં એ, ધનોપાર્જન

**ધન-પ્રિય** વિ. [સં.] જેને ધન વહાલું છે તેવું. (૨) પૈસાનું લોભી [લગ્ન-સ્થાન. (જ્યો.)

**ધન-ભવન** ન. [સં.] જન્મકુંડળીમાં જન્મલગ્નથી બીજું

**ધન-ભંડાર** (-ભણ્ડાર) પું. [સં. धन + જુઓ 'ભંડાર.'] જુઓ 'ધન-નિધિ.' [ભાગ્યની બલિહારી

**ધન-ભાગ** (-ગ્ય) ન. [સં. धन्य + भाग्य, અર્વા. તદ્ભવ]

**ધન-ભાવ** પું. [સં.] જુઓ 'ધન-ભવન'—એનું ફળ.

**ધન-ભોગ** પું. [સં.] સંપત્તિનો ઉપભોગ, નાણાંનો ભોગવટો

**ધનભોગી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ધનભોગ કરનારું

**ધન-મત્સર** પું. [સં.] સંપત્તિ તરફનો વેર-ભાવ, 'ઑાઠરી-વિઝમ' (દ.બા.)

**ધન-મત્ત** વિ. [સં.] સંપત્તિનો અતિ ગર્વ ધરાવનાર

**ધન-મદ** પું. [સં.] ધનનો વધુ પડતો ગર્વ

**ધનમદાંધ** (મ-દાન્ધ) વિ. [સં. धनमद + अन्ध] ધનના મદને લીધે સાન-ભાન નથી તેવું, અતિ ગર્વીલું

**ધનમદાંધ-તા** (-મદાન્ધ-તા) સ્ત્રી. [સં.] ધનમદાંધ હોવાપણું

**ધન-રહિત** વિ. [સં.] અકિંચન, ગરીબ, રંક, નિર્ધન

**ધન-રાશિ** પું. [સં.] નાણાં સંપત્તિ વગેરેનો ઢગલો

**ધન-રાશિ** સ્ત્રી. [જુઓ 'ધન[૨]' + સં.,પું.] આકાશીય વૃશ્ચિક અને મકર વચ્ચેની રાશિ. (ખગોળ)

**ધન-રેખા** સ્ત્રી. [સં.] હથેળીમાંની ધનિકતાનું ફળ બતાવતી મનાતી રેખા (જે હથેળીના મૂળથી નીકળી ઊભી ચાલીને અનામિકા અને તર્જની વચ્ચેના ખાંચાને મળે છે..

**ધન-લાલસા** સ્ત્રી. [સં ધન + જુઓ 'લાલસા.'] નાણાંની તૃષ્ણા, સંપત્તિની ઝંખના

**ધન-લોભ** પું [સં.] પૈસાનો લોભ, કંજૂસાઈ

**ધનલોભી** વિ. [સં., પું.] ધનનું લોભી, કંજૂસ, કૃપણ, કરપી

**ધન-લોલુપ** વિ. [સં.] ધનની તૃષ્ણા રાખનારું, ધનનું લાલચુ

**ધનલોલુપ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'ધન-લોભ.'

**ધન-વંત** (-વ-ન્ત) વિ. [સં. धन-वत् > પ્રા. ० वंत.], **-તું** વિ. [ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ધન-વાન.'

**ધન-વાદ** પું. [સં.] મૂડી-વાદ

**ધન-વાન** વિ. [સં. धनवान् પું.] જુઓ 'ધનવંત.'

**ધન-વાંછા** (-વાઞ્-છા) સ્ત્રી. [સં.] ધન-સંપત્તિની કામના, ધન-લાલસા [મોજશોખ માણવાં એ

**ધન-વિ(-વૈ)ભવ** પું. [સં.] પૈસો અને વૈભવ, નાણાં અને

**ધન-વ્યય** પું. [સં.] નાણાંનો ખર્ચ. (૨) ઉડાઉપણું

**ધન-શાસન** ન. [સં.] જુઓ 'ધન-ધ્વજ'—'પ્લુટોક્રસી' (મ.ર.)

**ધન-શોષણ** ન. [સં.] જુઓ 'ધન-ચૂસણ.' [(ના.દ.)

**ધન-સમાનતા** સ્ત્રી. [સં.] સમાજ-વાદ, 'સોશિયાલિઝમ'

**ધન-સંક્રાંતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનું ધનરાશિમાં પ્રવેશવું એ. (જ્યો.) [નાણાંનો સંઘરો

**ધન-સંગ્રહ** (-સઙ્ગ્રહ), **ધન-સંચય** (-સઞ્-ચય) પું. [સં.]

**ધન-સંપત્તિ** (-સમ્પત્તિ) સ્ત્રી. [સં.] નાણાં અને માલ-મિલકત

**ધન-સંપન્ન** વિ. [સં.] [જુઓ 'ધનવંત.'

**ધન-સ્થાન** ન. [સં.] જુઓ 'ધન-ભવન.' (જ્યો.)

**ધન-હરણ** ન. [સં.] નાણાં ઝૂંટવી જવાં એ, ધન પડાવી લેવું એ

**ધન-સ્પૃહા** સ્ત્રી. [સં.] ધનની ઝંખના, ધન-લાલસા

**ધન-હાનિ** સ્ત્રી. [સં.] નાણાંની બરબાદી, ધનની ખોટ

**ધન-હીન** વિ. [સ.] જુઓ 'ધન-રહિત.' [(સંજ્ઞા.)

**ધનંજય** (ધનઞ્-જય) પું. [સં.] પાંડુપુત્ર અર્જુનનું એક નામ.

**ધનંતર** (ધનન્તર) વિ. [સં. ધન દ્વારા] ખૂબ ધનિક, ધનેતર

**ધનાક્ષરી** પું. [સં घनाक्षरीनो ભૂલથી घनाक्षरी] જુઓ 'ઘનાક્ષરી.' (પિં.) [આવરો

**ધનાગમ** પું. [સં. धन + आ-गम] ધનની આવક, નાણાંનો

**ધનાગાર** ન. [સં.धन + आगार] નાણાં રાખવાનું મકાન, 'ટ્રેઝરી.' (૨) ધનનો વહીવટ કરનાર કાર્યાલય કે પેઢી, 'બેન્ક' [શ્રીમંત, ધનવંત

**ધનાઢ્ય** વિ. [સં. धन + आढ्य] ધનથી સમૃદ્ધ, ધનિક,

**ધનાણુ** ન. [સં. धन + अणु પું.] 'પ્રોટોન' (છો. સુથાર)

**ધનાત્મક** વિ. [સં. धन + आत्मन् – क] પહેલી પહેલાં વત્તાની નિશાની હોય કે ન હોય તેવી સ્થિતિનું. 'પૉઝિટિવ' (ગ.)

**ધનાદાન** ન. [સં. धन + आ-दान] નાણાંનો સ્વીકાર

**ધનાધન** ક્રિ.વિ. [રવા.] એક પછી એક અવાજ કરતાં

**ધનાધની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] એક પછી એક અવાજ કરવાની પરિસ્થિતિ

**ધનાધિકાર** પું' [સં. धन + अधि-कार] ધનની સત્તા, પૈસાની હકૂમત [જ્ઞાનચી, 'ટ્રેઝરર'

**ધનાધિકારી** વિ.,પું. [સં.,પું.] કોષાધ્યક્ષ, ધનાધ્યક્ષ, ખ

**ધનાધિકૃત** વિ.,પું. [સં. धन + अधि-कृत] જેને ધનના વહીવટનો અધિકાર આપવામાં આવ્યો છે તે, ધનાધિકારી

**ધનાધિપ, -પતિ** પું. [સં.] પૈસાદાર માણસ, ધન-પતિ, 'કૅપિટાલિસ્ટ' (આ.બા.). (૨) જન્મકુંડળીમાં બીજા ભવનનો સ્વામી (ગ્રહ). (જ્યો.)

**ધનાધિપત્ય** ન. [સં. धन + आधिपत्य] ધનાધિપતિપણું, ધનના વહીવટની સત્તા, ધનની માલિકી ['ટ્રેઝરર'

**ધનાધ્યક્ષ** પું. [સં. धन + अध्यक्ष] જુઓ 'ધનાધિકારી,'

**ધનાપહાર** પું. [સં. धन + अप-हार] ધન ઝૂંટવી લેવું એ

**ધનાપહારી** વિ. [સં.,પું.] ધન ઝૂંટવી લેનાર

**ધના-ફના** ક્રિ.વિ. [અર 'ફના,' – દ્વિર્ભાવ] પાયમાલ, ખેદાન-મેદાન, સત્યાનાશ, ધનોત-પનોત

**ધનારક(-ખ), ધનાર્ક** ન.,બ.વ. [જુઓ 'ધન[૨]' + સં. अर्क.] આકાશમાં સૂર્ય રાશિમાં હોય તેટલો સમય. (જ્યો.)

**ધનાર્ચિત** વિ. [સં. धन + अर्चित] ધનથી જેનું સંમાન કરવામાં આવ્યું છે તેવું

**ધનાર્જન** ન. [સં. धन + अर्जन] ધન પેદા કરવું એ

**ધનાર્થી** વિ. [સં. धन + अर्थी પું.] ધનની ઇચ્છા કરતું

**ધના-વડાં** ન., બ.વ. એક પ્રકારનાં વડાં [(સંગીત.)

**ધનાશ(-સ)રી** સ્ત્રી. [જુઓ 'ધનાશ્રી.'] જુઓ 'ધનાશ્રી.'

**ધનાશા** સ્ત્રી. [સં. धन + आशा] ધનની ઇચ્છા

**ધનાશ્રી** સ્ત્રી. [સં. धन्या श्रीः] એ નામની એક રાગિણી. (સંગીત.) (એ 'શ્રી' રાગની રાગિણી મનાય છે.)

**ધનાસરી** જુઓ 'ધનાશરી'-'ધનાશ્રી.'

**ધનાં** ન.,બ.વ. જુઓ 'ધનેડાં.'

**ધનાંધ** (ધનાન્ધ) વિ. [સં. धन + अन्ध] ધનની પાછળ આંખ મીંચીને લાગી પડેલું, ધન-લોલુપ

**ધનિક** વિ. [સં.] જુઓ 'ધન-વંત.' [લિઝમ' (સ.મ.)

**ધનિક-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] ધનિકોનો સમવાય, 'કૅપિટા-

**ધનિક-શાસન** ન. [સં.] જુઓ 'ધન-ધ્વજ'-'પ્લુટોક્રસી' (દ.બા.) [જુઓ 'ધનિક-શાસન' –'ધન-ધ્વજ.'

**ધનિક-શાહી** સ્ત્રી. [સં. + જુઓ 'શાહ' + ગુ. 'ઈ' ત. પ્ર.]

**ધનિષ્ઠા** ન. [સં.,સ્ત્રી.] સત્તાવીસ નક્ષત્રો માંહેનું ૨૪ મું આકાશીય નક્ષત્ર. (ખગોળ.)

**ધનિષ્ઠા-યોગતારો** પું. [ + સં. योग + જુઓ 'તારો.'] વિષુવાંશ ૩૦ અને ઉત્તર ક્રાંતિ-અંશ ૬૬ માંનો ધનિષ્ઠા નક્ષત્રનો એક મહત્ત્વનો તારો. (ખગોળ.)

**ધની** વિ.,પું. [સં.,પું.] જુઓ 'ધન-વંત.'
**ધનુર્**–ન. [સં. धनुस्, સમાસમાં પૂર્વપદમાં આવતાં સ્વર અને ઘોષ વ્યંજન પૂર્વે] ધનુષ, કામઠું
**ધનુર** પું. [સં. धनुर्वात માંથી 'ધનુર' બચાવેલો] જુઓ 'ધનુર્વા'–'ધનુર્વાત.'
**ધનુરાકાર** પું., **ધનુરાકૃતિ** સ્ત્રી. [સં. धनुस् + आकार, आकृति, સંધિથી] ધનુષનો ઘાટ. (૨) વિ. ધનુષના ઘાટનું, અર્ધવર્તુલાકાર
**ધનુરાસન** ન. [સં. धनुस् + आसन, સંધિથી] યોગનું એ નામનું આસન. (યોગ.) [પ્રત્યંચા, પણછ
**ધનુર્જ્યા** સ્ત્રી. [સં. धनुस् + ज्या, સંધિથી] ધનુષની દોરી,
**ધનુર્ધર, ધનુર્ધારક** વિ.,પું. [સં. धनुस् + धर, धारक, સંધિથી], **ધનુર્ધારી** વિ.,પું. [સં. धनुस् + धारी પું., સંધિથી] હાથમાં કે ખભે ધનુષ રાખ્યું છે તેવો આદમી [બાંધો કે બંધન
**ધનુર્બંધ** (-બન્ધ) પું. [સં. धनुस् + बन्ध, સંધિથી] ધનુષનો
**ધનુર્માસ** પું. [સં. धनुस् + मास, સંધિથી] સૂર્ય આકાશમાં ધન રાશિમાં હોય તેટલો મહિનો. (નિરયન પંચાંગોમાં ૨૨ દિવસ મોડો બતાવાય છે.)
**ધનુર્યાગ** પું. [સં. धनुस् + याग, સંધિથી] ધનુષને નિમિત્તે કરવામાં આવતો એક વૈદિક યજ્ઞ
**ધનુર્વા** પું. [સં. धनुस् > धनुर् + ગુ. 'વા,[2]' સંધિથી], **-ર્વાત** પું દ. + સં. वात, સંધિથી] એક જાતનો પ્રાણહારક વાત-રોગ (લોખંડનો જખમ થતાં થવાનો ભય.)
**ધનુર્વિદ્યા** સ્ત્રી. [સં. धनुस् + विद्या, સંધિથી] ધનુષ વાપરવાની પ્રાચીન વિદ્યા (એમાં બધા પ્રકારનાં શસ્ત્ર વાપરવાની તાલીમ અપાતી.)
**ધનુર્વેદ** પું. [સં. धनुस् + वेद, સંધિથી] ધનુર્વિદ્યાને લગતો એક ઉપવેદ. (આજે પ્રાપ્ય નથી, નષ્ટ થયો છે. પછી એની પરંપરામાં 'સમરાંગણ સૂત્રધાર' વગેરે ગ્રંથો થયા.)
**ધનુષ** ન. [સં. धनुस् > धनुष् ] જુઓ 'ધનુર્.'
**ધનુષ-તકલી** સ્ત્રી. [જુઓ 'ધનુષ' + 'તકલી.'] ધનુષાકાર સાધન દ્વારા ચલાવાતી તકલી [પું.] જુઓ 'ધનુર્ધારી.'
**ધનુષધારી** વિ.,પું, [સં. धनुर्धारी, પરંતુ 'ધનુષ' + સં. धारी
**ધનુષ-બંધ** (બન્ધ) જુઓ 'ધનુર્બંધ'
**ધનુષ્પાણિ** વિ.,પું. [સં. धनुस् + पाणि, સંધિથી] જેના હાથમાં ધનુષ છે તેવો (યોદ્ધો)
**ધનુષ્ય** ન. [સં. धनुस् નો ગુ. વિકાસ] જુઓ 'ધનુષ.'
**ધનુષ્કાંડ** (ધનુષ્કાણ્ડ) ન. [સં. धनुस् + काण्ड પું., સંધિથી] ધનુષની ખપાટ
**ધનેચ્છા** સ્ત્રી. [સં. धन + इच्छा] ધનની કામના, પૈસાની ઝંખના
**ધનેચ્છુ, ૦ક** વિ. [સં. धन + इच्छु, ०क] ધનની ઇચ્છા કરનારું
**ધનેડું(-રું)** ન. [સં. धान्य-कीटक- > પ્રા. धन्न-ईडअ-] ઘઉં વગેરે અનાજમાં પડતું સૂંઢવાળું મેલા રાતા રંગનું જંતુ ('મટકું' આનાથી જુદું છે.) [ધનંતર
**ધનેત(-ત્ત)ર** વિ. [સં. धन દ્વારા] ધનવાન, ધનિક, પૈસાદાર,
**ધનેરી** સ્ત્રી. ભમરી
**ધનેરું** જુઓ 'ધનેડું.'
**ધનેશ** પું. [સં. धन + ईश] જુઓ 'ધન-પતિ.' (૨) કુબેર. (૩) કુંડળીમાં લગ્નથી બીજા સ્થાનનો સ્વામી. (જ્યો.)
**ધનેશ્વર** પું. [સં. धन + ईश्वर] ધનપતિ, કુબેર
**ધનૈષણા** સ્ત્રી. [સં. धन + एषणा] જુઓ 'ધનાશા.'
**ધનૈષી** વિ. [સં.,પું.] જુઓ 'ધનેચ્છુ.'
**ધનોત-પનોત** ક્રિ.વિ. સાવ નાશ, સમસ્ત કુટુંબી જનોનો સદંતર ઉચ્છેદ. [૦ **કાઢવું** (રૂ.પ્ર.) નિર્વંશ કરવું]
**ધનોત્પત્તિ** સ્ત્રી., **ધનોત્પાદન** ન. [સં. धन + उत्पत्ति, उत्पादन] ધન ઊભું કરવું એ [ધન-પ્રાપ્તિ
**ધનોપાર્જન** ન. [સં. धन + उपार्जन] નાણાં મેળવવાં એ,
**ધન્ય** વિ. [સં.] કૃતાર્થ, કૃતકૃત્ય. (૨) ભાગ્યશાળી, નસીબદાર. (૩) વખાણવા યોગ્ય. (૪) કે.પ્ર. ઉપરના ત્રણે અર્થ બતાવતો ઉદ્ગાર
**ધન્ય-તા** સ્ત્રી. [સં.] ધન્ય હોવાપણું, કૃતકૃત્ય-તા, કૃતાર્થ-તા
**ધન્ય-ભાગ્ય** નં. [સં.] સારું નસીબ, કૃતાર્થતા બતાવતું નસીબ
**ધન્ય-વાદ** પું. [સં.] 'ધન્ય' એવો બોલ કે ઉદ્ગાર
**ધન્યા** વિ.,સ્ત્રી. [સં.] ભાગ્યશાળી સ્ત્રી. (૨) આયા, 'નર્સ'
**ધન્યાશ્રી** સ્ત્રી.,પું. [સં.] જુઓ 'ધનાશ્રી.'
**ધન્વંતરિ** (ધન્વન્તરિ) પું. [સં.] વિષ્ણુના ૨૪ અવતારોમાંનો સમુદ્ર-મથન સમયે ૧૪ રત્નોમાં નીકળેલો અવતાર (વૈદકના પહેલા આચાર્ય તરીકેનો). (સંજ્ઞા.)
**ધન્વંતરિ-જયંતી** (ધન્વન્તરિ-જયન્તી) સ્ત્રી. [સં.] ધન્વંતરિના જન્મ દિવસ તરીકે સ્વીકારેલી આસો વદિની તેરમી તિથિ, ધન-તેરસ. (સંજ્ઞા.)
**ધન્વી** પું. [સં.] જુઓ 'ધનુર્ધારી.'
**ધપકવું** અ.ક્રિ. [રવા.] 'ધપ ધપ' એવો અવાજ કરવો. ધપકાવું ભાવે., ક્રિ. ધપકાવવું પ્રે.,સ.ક્રિ.
**ધપકારો** પું. [જુઓ 'ધપકવું' + ગુ. 'આરો' ત.પ્ર.] ધપકવું એ
**ધપકાવવું, ધપકાવું** જુઓ 'ધપકવું'માં.
**ધપ ધપ** ક્રિ.વિ. [રવા.] 'ધપ ધપ' એવો અવાજ થાય એમ
**ધપરી** સ્ત્રી. એ નામનું એક પક્ષી
**ધપાવવું** જુઓ 'ધપવું'માં.
**ધપવું** અ.ક્રિ. વેગથી આગળ ગતિ કરવી, આગળ ધસવું. ધપાવું ભાવે., ક્રિ. ધપ(-પા)વવું પ્રે., સ.ક્રિ.
**ધપાધપ** (-પ્ય), **-પી** સ્ત્રી. [જુઓ 'ધપો,' –દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) ધપ્પાથી કરાતી મારામારી
**ધપા(-પ્પા)-બાજી** સ્ત્રી. [જુઓ 'ધપો (-પ્પો)' + 'બાજી.'] જુઓ 'ધપાધપ.'
**ધપાવવું, ધપાવું** જુઓ 'ધપવું'માં.
**ધપો** પું. [રવા.] જુઓ 'ધપ્પો.'
**ધપોડા** પું.,બ.વ. [જુઓ 'ધાપ' દ્વારા.] ગપોડાં, ખોટી વાતો
**ધપ્પં-ધપ્પા, -પ્પી** સ્ત્રી. [જુઓ 'ધપ્પો,' –દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'ધપાધપ.' [બાજી'–'ધપાધપ.'
**ધપ્પા-બાજી** સ્ત્રી. [જુઓ 'ધપ્પો' + 'બાજી.'] જુઓ 'ધપા-
**ધપ્પો** પું. [રવા.] હથેલીથી કોઈને મારવામાં આવતો ઠેલો, ધપો. [૦ **ખાવો** (રૂ.પ્ર.) પશ્ચાત્તાપ કરવો. ૦ **મારવો** (રૂ.પ્ર.) છેતરવું. (૨) નુકસાન કરવું ૦ **લાગવો** (રૂ.પ્ર.) ખોટ ખમવી] [આવતા સીંદરીના ગઠ્ઠા. (વહાણ.)
**ધફ્ડા** પું.,બ.વ. ડંડા, સાપણનું રક્ષણ કરવા લટકાવવામાં

**ધફડું**(-ડ્યું) વિ. ધડબું, જાડું, ધિંગું
**ધફલી** સ્ત્રી. [રવા.] એ નામનું એક વાજિંત્ર. (૨) (લા.) પાંચ માણસો વચ્ચે થતી ચર્ચા, પંચાત. (૩) ચર્ચા કરનારી ટોળી. (૪) ધમ-પછાડા. (૫) માથા-કૂટ. [૦ કૂટવી, ૦ ખૂંદવી (રૂ.પ્ર.) સાથે બેસી નકામી વાતો કરવી]
**ધફલું** જુઓ 'ધફડું.'
**ધફી** સ્ત્રી. ગુસ્સો, ક્રોધ, રીસ, ખીજ
**ધફો** પું. ઢગલો
**ધફેર** (-રય) સ્ત્રી. રેતાળ જમીન
**ધફેરવું** સ.ક્રિ. [રવા., 'ધોવું' સાથે વપરાય છે 'ધોવું–ધફેરવું'] ધોયા પછી સૂકું કરવું
**ધબ** ક્રિ. વિ. [રવા.] પોલી સપાટી પર કાંઈ પડવાથી અવાજ થાય એમ. (૨) પોલી થાપટનો અવાજ થાય એમ (૩) વિ. (લા.) તદ્દન આંધળું. [૦ દઈને, ૦ દેતુંકને (રૂ.પ્ર.) ધબ અવાજથી. અંધારું ધબ (રૂ.પ્ર.) સંપૂર્ણ અંધારું ચશ્માં(-મે)-ધબ (રૂ.પ્ર.) માત્ર ચશ્માંમાંથી જોઈ શકે તેવું. ધબાય નમઃ (રૂ.પ્ર.) અંત, અટકી પડવું એ. (૨) શૂન્ય. (૩) મૂર્ખતા, શૂન્યમનસ્ક-તા]
**ધબક** (-કચ) સ્ત્રી. [રવા.] ધબકારો. (૨) આઘાત. (૩) ફાળ ખાઈ જવી એ, ક્ષોભ, હબક
**ધબક ધબક** ક્રિ.વિ. [રવા.] ધબકારા થાય એમ
**ધબકવું** અ.ક્રિ. [રવા.] ધબકારા કરવા, ધડકવું. ધબકાવું ભાવે.,ક્રિ. ધબકાવવું પ્રે.,સ.ક્રિ.
**ધબકાર, -રો** પું. [જુઓ 'ધબકવું' + ગુ. 'આર'–'આરો' કૃ.પ્ર.] ધબકવાની ક્રિયા [(કાંઈક વેગથી)
**ધબકાવવું** જુઓ 'ધબકવું'માં. (૨) (લા.) રેડવું, નાખવું
**ધબકું** ન. [રવા.] માટીની બનાવેલી નાની કોઠી
**ધબકો** પું. [જુઓ 'ધબકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'ધબકાર.'
**ધબડક** ક્રિ.વિ. [રવા.] ગભરામણથી ન બોલાય એવી શૂન્યતાની જેમ. (૨) ઘોર અંધારા જેવી સ્થિતિમાં હોય એમ
**ધબડકો** પું. [જુઓ 'ધબડક' + ગુ. 'ઓ' ત.પ્ર.] (લા.) ઊંધું કરી નાખવું એ, છબરડો વાળી નાખવો એ. [૦ વળવો (રૂ.પ્ર.) ગોટાળો થવો. ૦ વાળવો (રૂ.પ્ર.) ગોટાળો કરવો, છબરડો વાળવો]
**ધબડ ધબડ** ક્રિ.વિ. [રવા.] જુઓ 'ધડબડ ધડબડ.'
**ધબડ-ધોબા** ક્રિ.વિ. મોટા જથ્થામાં
**ધબડવું** સ.ક્રિ. [રવા.] પીઠે હાથે ધબ ધબ કરવું. (૨) (લા.) ગળે ભેરવી દેવું, માથે ઓઢાડી દેવું. ધબડાવું[1] કર્મણિ., ક્રિ. ધબડાવવું[2] પ્રે.,સ.ક્રિ.
**ધબડાવવું,[1] ધબડાવું[1]** જુઓ 'ધબડવું'માં.
**ધબડાવવું,[2] ધબડાવું[2]** જુઓ 'ધાબડવું'માં.
**ધબ ધબ** ક્રિ.વિ. [જુઓ 'ધબ,'–દ્વિર્ભાવ.] પોલી સપાટી ઉપર કાંઈ પછડાતાં અવાજ થાય એમ
**ધબધબવું** અ.ક્રિ. [જુઓ 'ધબ,' એના સંબંધે રવા., ના.ધા.] 'ધબ ધબ' એમ અવાજ કરવો. ધબધબાવું ભાવે.,ક્રિ. ધબધબાવવું પ્રે.,સ.ક્રિ.
**ધબધબાટ** પું., **-ટી** સ્ત્રી. [જુઓ 'ધબ-ધબવું' + ગુ. 'આટ', –'આટી' ત. પ્ર.] ધબધબવાનો અવાજ. (૨) (લા.) કાર્યનો પ્રબળ વેગ
**ધબધબાવવું** જુઓ 'ધબધબવું'માં. (૨) વેગથી રેડવું, નાખવું
**ધબધબાવું** જુઓ 'ધબધબવું'માં.
**ધબધબો** પું. [જુઓ 'ધબધબવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ઉપરથી અવાજ સાથે પડતો પાણીનો ધોધ [બુદ્ધિનું, મંદ
**ધબલ** વિ. [રવા.] જાડું, પુષ્ટ, ધફલું, ભફલું. (૨) જડ
**ધબવું[1]** અ.ક્રિ. [જુઓ 'ધબ,' –ના. ધા.] 'ધબ' અવાજ સાથે પડી જવું. (૨) (લા.) તરવું. (૩) દેવાળું કાઢવું. (૪) મરી જવું. ધબાવું[1] ભાવે., ક્રિ. ધબાવવું[1] પ્રે.,સ.ક્રિ.
**ધબવું[2]** સ. ક્રિ. [જુઓ 'ધબ્બો,' –ના.ધા.] 'ધબ' અવાજ થાય એમ મારવું–ઠોકવું. ધબાવું[2] કર્મણિ., ક્રિ. ધબાવવું[2] પ્રે.,સ.ક્રિ.
**ધબાક** ક્રિ. વિ. [રવા.] 'ધબ' એવા અવાજથી
**ધબાકો** પું. [જુઓ 'ધબાક' + ગુ. 'ઓ' ત. પ્ર.] 'ધબ' એવો અવાજ, ધબકાર
**ધબાધબ** (-બ્ય), **-બી** સ્ત્રી. [જુઓ 'ધબ,' –દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] 'ધબ ધબ' એવો સતત અવાજ. (૨) પ્રબળ મારામારી (ખાસ કરીને હથેળીના પંજાથી)
**ધબા-ધાણી** સ્ત્રી. [જુઓ 'ધબો' + 'ધાણી.'] (લા.) એ નામની સુરત બાજુની એક રમત
**ધબાલું** ન. મોટું ઘાટ-ઘૂટ વિનાનું પાથરું, ઠફાલું, ધમાલું
**ધબાવવું,[1-2] ધબાવું[1-2]** જુઓ 'ધબવું[1-2]'માં.
**ધબૂસી** સ્ત્રી. પહોળા તળવાળું વહાણ. (વહાણ.)
**ધબે(-બો)ડવું** સ.ક્રિ. [જુઓ 'ધબો,' –ના. ધા.] ધબ્બા લગાવવા, સખત માર મારવો. (૨) (લા.) વધારે પડતું રેડવું કે નાખવું. (૩) છેતરવું. ધબે(-બો)ડાવું કર્મણિ.,ક્રિ. ધબે(-બો)ડાવવું પ્રે.,સ.ક્રિ.
**ધબે(-બો)ડાવવું, ધબે(-બો)ડાવું** જુઓ 'ધબે(-બો)ડવું'માં.
**ધબો** જુઓ 'ધબ્બો'.
**ધબોડવું, ધબોડાવવું, ધબોડાવું** જુઓ 'ધબેડવું.'
**ધબો-ધબ(-બ્બ)** ક્રિ.વિ. [જુઓ 'ધબ,' –દ્વિર્ભાવ.] 'ધબ ધબ' થાય એમ ઉપરા-ઉપરી. (૨) (લા.) ઝડપથી, એકદમ, ઉતાવળે
**ધબોલાં** ન., બ.વ. મેદથી થયેલી શરીરની વૃદ્ધિ
**ધબોલું** ન. જુઓ 'ધફડું.' (૨) (લા.) મૂર્ખ, કમઅક્કલ
**ધબોવવું** સ.ક્રિ. [જુઓ 'ધબો' –ના.ધા.] ધબ્બા લગાવવા. (૨) કપડાંને ધોતી સમયે ગોળમરોળ કરતાં જઈ ધોકા લગાવવા. ધબોવાવું કર્મણિ., ક્રિ. ધબોવાવવું પ્રે., સ.ક્રિ.
**ધબોવાવવું, ધબોવાવું** જુઓ 'ધબોવવું'માં.
**ધબ્બ** ક્રિ.વિ. [રવા.] 'ધબ' એવા અવાજથી. (૨) આંખે ન સૂઝે એમ (જેમકે 'ચશ્માં–ધબ્બ')
**ધબ્બલ** વિ. જુઓ 'ધફડું.' (૨) (લા.) મૂર્ખ, કમઅક્કલ. [૦ ચંદ (-ચન્દ), ૦ શા (-શા:) (રૂ. પ્ર.) તદ્દન મૂર્ખ, શૂન્યમનસ્ક]
**ધબ્બા-ધબ્બી** સ્ત્રી. [જુઓ 'ધબ્બો,' –દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.], **ધબ્બા-બાજી** સ્ત્રી [જુઓ 'ધબ્બો' + 'બાજી.'] ધબ્બા મારવાની ક્રિયા

**ધકબો** પું. [રવા.] હથેળીના પંજાથી વાંસા ઉપર મારવામાં આવતો ધપ્પો. (૨) મોટો ડાઘ, ધાબું

**ધમ** ક્રિ.વિ. [રવા.] પડવાનો પોચો અવાજ થાય એમ. [**૦ પાંચશેરી** (રૂ. પ્ર.) માથા-કૂટનું કામ. (૨) ધમકાવવું એ]

**ધમક[1]** ક્રિ.વિ. [રવા.] 'ધમ' એવા અવાજથી ધમકારા સાથે. (૨) સ્ત્રી. જોર, વેગ, ત્વરા [ખુશબો, સોડમ

**ધમક[2]** (-કય) સ્ત્રી. [જુઓ 'ધમકવું.'] સુગંધી ફોરમ, સુવાસ,

**ધમક-છમક** (ધમકય–છમકય) સ્ત્રી. [રવા.] શણગાર સજીને બતાવાતો ભપકો કે ઠમઠમો. (૨) વૈભવનો દેખાવ

**ધમક-ભેર** (-રય) સ્ત્રી. [જુઓ 'ધમક[1]'+'ભરવું' દ્વારા.] ઝપાટા-બંધ, ઝડપથી, ત્વરાથી, ઉતાવળે

**ધમકવું[1]** અ.ક્રિ. [રવા.] 'ધમ ધમ' એવો અવાજ કરવો. (૨) ગાજવું. (૩) ધ્રૂજવું, કંપવું. **ધમકાવું** ભાવે., ક્રિ. **ધમકાવવું** પ્રે.,સ.ક્રિ. [સોડમ આવવી

**ધમકવું[2]** અ.ક્રિ. [જુઓ 'ધમક[2]' –ના.ધા.] સુગંધ ફોરવી,

**ધમકામ(-વ)ણી** સ્ત્રી. [જુઓ 'ધમકવું[1]' + ગુ. 'આમ(-વ)ણી' કૃ. પ્ર.] ધમકાવવું એ, ધમકી આપવી એ, ધમકી, ઠપકો કે ડરામણી

**ધમકાર, -રો** પું. [જુઓ 'ધમ' + સં. कार + ગુ. 'ઓ' ત. પ્ર.] 'ધમ ધમ' એવો અવાજ. (૨) (લા.) જોશ, ધમક

**ધમકાવણી** સ્ત્રી. [જુઓ 'ધમકવું[1]' + ગુ. 'આવણી' કૃ. પ્ર.] જુઓ 'ધમકામણી.' [ઠપકો કે ડર આપવો

**ધમકાવવું** જુઓ 'ધમકવું'માં. (૨) (લા.) ધમકી આપવી,

**ધમકાવું** જુઓ 'ધમકવું'[1]માં.

**ધમકી** સ્ત્રી. [જુઓ 'ધમક[1]'+ ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) ઠપકો (૨) ડર, ડરામણી. [**૦ આપવી** (રૂ. પ્ર.) ચેતવવું]

**ધમકી-પત્ર** પું. [+ સં., ન.] ધમકીનો કાગળ, જાસો, 'અલ્ટિમેટમ' (મો. ક)

**ધમકો** પું. [જુઓ 'ધમક[1]'+ ગુ. 'ઓ' ત. પ્ર.] ધપ્પો, મુક્કીનો માર. (૨) (લા.) ઘરમાં પેસી ખાતર પાડવાની ક્રિયા

**ધમ-ખલાસ** પું. વહાણના સૌથી નીચેના ભાગમાં રાખેલા મોભ કે થંભને ઊંચે ઉપાડવાનો કાળસો, 'જૅક-સ્ક્રૂ.' (વહાણ.)

**ધમ-ખલી** સ્ત્રી. એક દેશી રમત, ખો-ખિલ્લુ

**ધમ(-મા)-ચકડ** (-ડય), -ડી સ્ત્રી. [રવા.] ધમાધમ કરી મૂકવું એ, કામ કરતાં કરવામાં આવતી દોડધામ, ધમાલ. (૨) ઉધમાત, તોફાન, ધાંધલ. [**૦ મચાવવી** (રૂ.પ્ર.) ધમાલ કરવી]

**ધમણ** (-ણ્ય) સ્ત્રી. [સં. धमनि > પ્ર. धमणि] પવનથી ફૂલે અને દબાવતાં ખાલી થાય તેવું ચામડાનું સાધન. (લુહારની ભઠ્ઠી પાસેની, હાર્મોનિયમ વાજાની વગેરે.) (૨) કૅમેરાની એવી પડી. (૩) બગી મોટર રિક્ષા દમણિયું ટાંગો વગેરેનો એ પ્રકારનો ઓઢો. [**૦ ખેંચવી**, (-ખેંચવી), **૦ ચલાવવી** (રૂ.પ્ર.) જોશભેર શ્વાસ લેવા. **૦ ચાલવી** (રૂ.પ્ર.) જોશભેર શ્વાસ ચાલવો. **૦ ધમવી** (રૂ. પ્ર.) જોશથી શ્વાસ લેવો. (૨) તેની તે વાત વારંવાર કરવી]

**ધમણ-કૂંડું** (ધમણ્ય-) ન. [જુઓ 'ધમણ' + 'કૂંડું.'] (લા.) ગોહિલવાડમાં રમાતી એક રમત, બમચી–કૂંડું

**ધમણ-ગોટીલો** (ધમણ્ય-) પું. [જુઓ 'ધમણ' + 'ગોટીલો.'] (લા.) એ નામની એક રમત (બાળકોની)

**ધમણવું** સ.ક્રિ. [જુઓ 'ધમણ,' –ના. ધા.] ધમણ ધમવાનું કરવું, ધમણ ચલાવવી. (૨) (લા.) ઉશ્કેરવું. **ધમણાવું** કર્મણિ., ક્રિ. **ધમણાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધમણાવવું, ધમણાવું** જુઓ 'ધમણવું'માં.

**ધમ-તલ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ધમ' દ્વારા.] (લા.) ભાંજ-ઘડ, ગડ-મથલ [અવાજ સાથે

**ધમ ધમ** ક્રિ.વિ. [જુઓ 'ધમ,' દ્વિર્ભાવ.] 'ધમ ધમ' એવા

**ધમધમવું** અ.ક્રિ. [જુઓ 'ધમ ધમ,' –ના. ધા.] 'ધમ ધમ' એવો અવાજ થવો. (૨) (લા.) કંપવું, ધ્રૂજવું. (૩) ગરમાવો આવવો. (૪) ગુસ્સે થવું. **ધમધમાવું** ભાવે., ક્રિ. **ધમધમાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધમધમાટ** પું. [જુઓ 'ધમધમવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] ધમધમવું એ. (૨) (લા.) મસાલા વગેરેની ખુશબો

**ધમધમાટી** સ્ત્રી. [જુઓ 'ધમધમવું' + ગુ. 'આટી' કૃ. પ્ર.] ધમધમવું એ. (૨) રમઝટ, રમતની જમાવટ. (૩) માર-પછાડ, ધમાલ [ગુસ્સો બતાવી ડરાવવું

**ધમધમાવવું** જુઓ 'ધમધમવું'માં. (૨) (લા.) ધમકાવવું,

**ધમધમાવું** જુઓ 'ધમધમવું'માં. [ખૂબ જાડું

**ધમ-ધૂમર** વિ. [જુઓ 'ધમ' + 'ધૂમર.'] (લા.) મેદવાળું,

**ધમ-ધોકાર** ક્રિ.વિ. [જુઓ 'ધમ' દ્વારા.] ઝપાટા-બંધ, પૂર-જોશમાં, પૂરા વેગથી

**ધમ-ધોકો** પું. [જુઓ 'ધમ' + 'ધોકો.'] 'ધમ' અવાજ સાથે પડતો કે મારવામાં આવતો ધોકો ['આર્ટરી'

**ધમનિ,-ની** સ્ત્રી. [સં.] ધમણ. (૨) ફૂંકણી. (૩) નસ,

**ધમ-પછાડ** (-ડય) સ્ત્રી., -ડો પું. [જુઓ 'ધમ' + 'પછાડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) ઉતાવળ કે બાવરાપણાથી કામ કરવાની ધમાલ. (૨) તોફાન, મસ્તી. (૩) નિરર્થક મહેનત કે વૈતરું

**ધમ-પલાસ** પું. ટેકણ આપવા વપરાતું એક સાધન, દુમ-કલાસ

**ધમરાણ** ન. [જુઓ 'ધમરોળવું.'] ધમરોળવું એ. (૨) તોફાન, ધાંધલ [કરનારું. (૨) કજિયાખોર

**ધમરાળું** વિ. [જુઓ 'ધમરોળવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] ધમરોળ

**ધમરું** ન. એ નામનું એક ઘાસ

**ધમરો** પું. ચોમાસામાં ઊગતો એ નામનો એક છોડ

**ધમરોળ** પું., (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ધમરોળવું.'] ધમા-ધમ કરવી એ. (૨) માથા-કૂટ, લમણા-ઝીક. (૩) શોર-બકોર, ભારે રોકકળ. (૪) માર-પછાડ

**ધમ-રોળવું** સ.ક્રિ. [જુઓ 'ધમ' + 'રોળવું.'] ધમધમાટની સાથે રગદોળવું, હેરાન–પરેશાન કરવું, ભારે દુઃખ આપવું. **ધમરોળાવું** કર્મણિ., ક્રિ. **ધમરોળાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધમરોળાવવું, ધમરોળાવું** જુઓ 'ધમરોળવું'માં.

**ધમલી** સ્ત્રી. [જુઓ 'ધમલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાના બાળકનું ધીમે ધીમે હરવું ફરવું એ

**ધમલું[1]** ન. [જુઓ 'ધમ' + ગુ. 'લું' ત.પ્ર.] ધમ ધમ કરતાં હરવા-ફરવાની ક્રિયા

**ધમલું[2]**(-ળું) વિ. [સં. धूम ના વિકાસમાં.] ધુમાડાના રંગનું (૨) બદામી રંગનું, રોઝું

**ધમલો[1]** પું. [જુઓ 'ધમલું.[1]'] રોકૂટ, કહાપો, રહારોડ.

[૦કૂટવો (રૂ. પ્ર.) ભારે રહારોહ અને રોકૂટ કરવી]
**ધમલો²**(-ળો) પું. જુઓ 'ધામલો.' (૨) ભૂરા રંગનો બળદ
**ધમલો-ગોટો** પું. [જુઓ 'ધમલો¹' + 'ગોટો.'] (લા.) એ નામની એક રમત, ધમાલ-ગોટો
**ધમવું** સ.ક્રિ. [સં. ધ્મા–ધમ્, તત્સમ] ધમણથી હવા આપવી. (૨) (લા.) સમઝાવી પટાવી સામા પાસેથી કાંઈ મેળવવું. (૩) અ.ક્રિ. દોડી જવું, ઉતાવળથી દોડવું. **ધમાવું** કર્મણિ., ભાવે., ક્રિ. **ધમાવવું** પ્રે., સ. ક્રિ.
**ધમસ** પું. બાજરાની એ નામની એક જાત
**ધમસાણ** ન. [જુઓ 'ધમ' દ્વારા.] ધાંધલ, ધમાલ, તોફાન, ધમસાણ. (૨) શોર-બકોર, ઘોંઘાટ. (૨) યુદ્ધ, લડાઈ
**ધમળિયું** વિ. [જુઓ 'ધમળું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ભૂરા રંગનું. (૨) બદામી રંગનું. (૩) (લા.) પુષ્ટ, મજબૂત
**ધમળું** જુઓ 'ધમલું.²'
**ધમળો** જુઓ 'ધમલો.²'
**ધમાક¹** પું. [જુઓ 'ધમ' દ્વારા.] ધમધમાટ. (૨) ધગધગાટ
**ધમાક²** (-કય) સ્રી. [જુઓ 'ધમ' દ્વારા.] એક પ્રકારની તોપ
**ધમાકા-બંધ** (-બન્ધ) ક્રિ.વિ.[જુઓ 'ધમાકો' + ફા. 'બન્દ.'] ઝડપથી, ઉતાવળે, ઝપાટા-બંધ
**ધમાકો** પું. [જુઓ 'ધમાક' + ગુ. 'ઓ' ત.પ્ર.] ઉલ્લાસનો વેગ, ધમાલ. (૨) વેગવંત ગતિ. (૩) ધમા-ચકડી. (૪) આનંદ, લહેર
**ધમા-ચકડ** (-ડય), -ડી જુઓ 'ધમ-ચકડ,-ડી.'
**ધમાચો** પું. [જુઓ 'ધમ' દ્વારા.] રમઝટ, ધમાલ. [-ચા મારવા (રૂ.પ્ર.) રમઝટ કરવી]
**ધમારા-ધોરી** પું. [ઉત્તરપદ જુઓ 'ધોરી.'] એક જાતનો બળદ
**ધમા-ધમ** (-મ્ય), -મી સ્રી. [જુઓ 'ધમ,'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'ધમ-ચકડ.' [૦ કરવી, ૦ મચાવવી (રૂ.પ્ર.) ધમ-ચકડ કરવી. ૦ મચવી (રૂ.પ્ર.) ધમ-ચકડ થવી]
**ધમા-પૂરી, ધમા-પોળી** (-પૉળી) સ્રી. [જુઓ 'ધમ' + 'પૂરી'– 'પોળી.'] (લા.) માર મારવો એ
**ધમાર** પું. [વ્રજ.] એ નામનો સાત કે ચૌદ માત્રાનો એક તાલ. (સંગીત). (૨) સ્રી. એ તાલમાં ગવાતું વધુ કડીઓવાળું કીર્તન. (પુષ્ટિ.) ('વસંત'ના દિવસોમાં ખાસ ગવાય છે)
**ધમાર-પાક** પું. [જુઓ 'ધમારવું' + સં.] (લા.) ઘોડા વગેરે પશુઓને નદીએ કે તળાવમાં લઈ નવડાવવું એ. (૨) સખ્ત માર. (૩) કચરો-પૂંજો
**ધમારવું** સ.ક્રિ. ઘોડા વગેરે પશુને નદી કે તળાવમાં લઈ જઈ નવડાવવું. (૨) (લા.) સખત માર મારવો. **ધમારાવું** કર્મણિ., ક્રિ. **ધમારાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધમારાવવું, ધમારાવું** જુઓ 'ધમારવું'માં.
**ધમારિયું** વિ. [જુઓ 'ધમારવું' + ગુ. 'ઇયું.' કૃ.પ્ર.] (લા.) તોફાન મચાવનારું, ઉત્પાતિયું. (૨) કલા-બાજ
**ધમારિયો¹** વિ.,પું. [જુઓ 'ધમાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ધમાર ગાનાર ગાયક. (પુષ્ટિ.)
**ધમારિયો²** વિ.,પું. [જુઓ 'ધમારિયું.'] (લા.) આગમાં કૂદી પડનાર માણસ કે સાધુ ['ધમારિયું.'
**ધમારી** વિ. [જુઓ 'ધમારવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ
**ધમાલ¹** સ્રી. [જુઓ 'ધમ' દ્વારા.] જુઓ 'ધમ-ચકડ.'
**ધમાલ²** સ્રી. ઊંટની એક ખાસ પ્રકારની ચાલ
**ધમાલ-ગોટો** જુઓ 'ધમલો-ગોટો.'
**ધમાલ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય] ધમાલ કરનાર, ધમાલિયું. [૦ પત્રકારત્વ (રૂ.પ્ર.) 'યલ્લો જર્નાલિઝમ' (વિ.ક)]
**ધમાલ-બાજી** સ્રી. [+ ફા.] ધમાલ કરવાપણું
**ધમાલિયું** વિ. [જુઓ 'ધમાલ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ધમાલ-બાજ.'
**ધમાલું** ન. ઘાટ-ઘૂટ વિનાનું પાવડું, ડફાલું, ધબાલું
**ધમાલો** પું. [જુઓ 'ધમાલ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ધમાલ. (૨) કામકાજ, પ્રવૃત્તિ
**ધમાવવું, ધમાવું** જુઓ 'ધમવું'માં.
**ધમાસણ** ન. [જુઓ 'ધમ' દ્વારા.] જુઓ 'ધમસાણ.'
**ધમાસો** પું. [દે. પ્રા. धमासअ-] એ નામનો એક છોડ, ખડસલિયો
**ધમેલ** વિ. [જુઓ 'ધમવું' + ગુ. 'એલ' બી.ભૂ.કૃ.] ધગીને લાલ થઈ ગયેલું. (૨) (લા.) ગુસ્સે થયેલું
**ધમેલું** ન. [જુઓ 'ધમવું' + ગુ. 'એલું' બી.ભૂ.કૃ.] (લા.) સાંધા વિનાનું તગારું, આખું બકડિયું. (૨) લોખંડની ડોલ
**ધમો** પું. [જુઓ 'ધમવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] સોની-કામ વખતે દીવો કે અગ્નિને સતેજ રાખવાની ફૂંકણી
**ધમોડવું** સ.ક્રિ. [જુઓ 'ધમ' દ્વારા.] જોરપૂર્વક ફેરવવું. (૨) ધમરોળવું. **ધમોડાવું** કર્મણિ.,ક્રિ. **ધમોડાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધમોડાવવું, ધમોડાવું** જુઓ 'ધમોડવું'માં.
**ધમોડો** પું. એ નામનું નવસારી તરફ થતું એક ઇમારતી લાકડું [હોય એમ
**ધમોધમ** ક્રિ.વિ. [જુઓ 'ધમ,'–દ્વિર્ભાવ.] સામસામું અથ-
**ધમો-મંગળ** (-મઙ્ગળ) ન. [જુઓ 'ધમ' + 'મંગળ.'] (લા.) બીજાના ખર્ચે આનંદ કરવો એ, તાગડધિન્ના કરવાં એ
**ધમોર** (-રય) સ્રી. મોટા કાનવાળી ગાયની જાત
**ધમ્મા-ચકડ, -ડી** જુઓ 'ધમા-ચકડ, -ડી.'
**ધમ્મા-ધમી**(-મ્મી) જુઓ 'ધમા-ધમી'. [મુક્કામુક્કી
**ધમ્મા-મુક્કી** સ્રી. [રવા. + જુઓ 'મુક્કી.'] ધમા-ધમ અને
**ધમ્મિલ** (-લ્લ) પું [સં.] ગૂંથેલો અંબોડો (ચાક ફૂલ વગેરેવાળો)
**-ધર¹** વિ. [સં., શબ્દોના ઉત્તરપદમાં 'ધરનાર'ના અર્થમાં.] ધારક, ધરનાર ('ગણ-ધર' ગજ-ધર' વગેરે)
**ધર²** સ્રી. [સં. धुरा–'ધોંસરી.'] ધોંસરી. (૨) બળદ ધોંસરી ઉઠાવતો થાય ત્યારથી ગણાતો સમય. (૩) (લા.) આરંભ, શરૂઆત. [૦ કરવું, ૦ નાં(-નાં)ખવું (રૂ. પ્ર.) બળદોને જોડવા. ૦ ધરવી (રૂ.પ્ર.) કુટુંબનો બોજો ઉઠાવવો. (૨) કામ પોતા ઉપર લઈ લેવું. ૦ તાણવી (રૂ.પ્ર.) આગેવાની લેવી. ૦થી (રૂ.પ્ર.) મૂળથી, પાયામાંથી]
**ધર³**(-રય) સ્રી. [જુઓ 'ધરવું.'] (લા.) સંતોષ, તૃપ્તિ. [૦ આવવી (રૂ.પ્ર.) સંતોષ થવો]
**ધરક** જુઓ 'ધડક.' (૨) વિ. ધડકતું, ધ્રૂજતું
**ધરેકટ** વિ. નીરોગી (૨) મજબૂત, ટકાઉ
**ધર-કધર** વિ [જુઓ 'ધર²' દ્વારા.] (લા.) સરખી જોડીનું સરખી કક્ષાનું, બેમાંથી કોણ વધુ કે ઓછી શક્તિનું

ન કહી શકાય તેવું
**ધરકલી** જુઓ 'ધડકલી'–'ધડકી.'
**ધરકવું** જુઓ 'ધડકવું.'
**ધરકવું** અ.ક્રિ. દોડવું. (૨) જુઓ 'ધડકવું.' **ધરકાવું** ભાવે., ક્રિ. **ધરકાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધરકાવવું, ધરકાવું** જુઓ 'ધરકવું'માં.
**ધરકેહ** ન., બ.વ. કડાં. (વહાણ.)
**ધર-ખમ** વિ. [જુઓ 'ધર[૨]' + 'ખમવું.'] ધોંસરી ઉપાડી શકે તેવું. (૨) (લા.) સધ્ધર, સંગીન, 'સોલિડ.' (૩) પારંગત, પ્રવીણ, નિષ્ણાત. (૪) ભવ્ય ગંભીર [પ્રે.,સ.ક્રિ.
**ધરખવું** જુઓ 'ધડકવું.' **ધરખાવું.'** ભાવે.,ક્રિ. **ધરખાવવું,**
**ધરખાવવું, ધરખાવું** જુઓ 'ધરખવું'માં.
**ધરગરવું** અ.ક્રિ. જામીન થવું, બાંહેધરી કે જવાબદારી ઉઠાવવી, ખોળાધરી આપવી. **ધરગરાવું** ભાવે.,ક્રિ. **ધરગરાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધરગરાવવું, ધરગરાવું** જુઓ 'ધરગરવું'માં.
**ધર-ગું** વિ. કદાવર, ઊંચા કાઠાવાળું, કાઠાળું
**ધર-ઘડી** સ્ત્રી. [જુઓ 'ધર[૨]' + ઘડી.'] આરંભની પળ, તદ્દન આરંભનો સમય
**ધરચકાવવું** જુઓ 'ધરચકાવું'માં.
**ધરચકાવું** અ.ક્રિ. [જુઓ 'ધરચકો,'–ના.ધા.] એક બાજુ મરડાઈ રહેવું. (૨) આડું-અવળું થઈ જવું. **ધરચકાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધરચકો** પું. [રવા.] જુઓ 'ધ્રાસકો.'
**ધર-ચોકા** પું.,બ.વ. ખોટી વાતો, ગપ્પાં [છોડ
**ધર-છોડ** (ધરચ-છોડચ) સ્ત્રી. [જુઓ 'ધરવું' + 'છોડવું.'] બાંધ-
**ધરજવું** જુઓ 'ધરેલું.'
**ધરજવું** અ.ક્રિ. [જુઓ 'ધ્રૂજવું.'] ધ્રૂજવું, કંપવું. (૨) (લા.) ડરવું, બીવું. **ધરજાવું** ભાવે.,ક્રિ. **ધરજાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધર-જાતી** સ્ત્રી. [સં. धरा + 'જાવું' + ગુ. 'તું' વર્ત.કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય; સૌ.] જમીન જતી કરવી એ
**ધરજાવવું, ધરજાવું** જુઓ 'ધરજવું'માં.
**ધરણ[૧]** ન. [સં.] ધરવું-ધારવું એ, ઊંચકી લેવું એ. (૨) વહાણનું તળિયું. (વહાણ.)
**ધરણ[૨]** (-ણ્ય) સ્ત્રી. [સં. धरणी] ધરણી, ધરા, ભૂમિ, જમીન
**ધરણા** સ્ત્રી. [સં. धरण ન. લેણદાર દેવાદારને ત્યાં જઈ રકમ મેળવવા કરાતું ત્રાગું. (૨) પોતાની માગણી ન સંતોષાતાં જેની પાસે માગણી કરી હોય તેને ઘેરો ઘાલવો એ. (૩) લંબ-ગોળ કડીઓવાળી હાથને બાંધવાની સાંકળ
**ધરણિ(-ણી)** સ્ત્રી. [સં.] ધરા, પૃથ્વી, ભૂમિ. (૨) પૃથ્વીની સપાટી, ધરતી, જમીન
**ધરણિ(-ણી)-તલ(-ળ)** ન. [સં.] પૃથ્વીની સપાટી
**ધરણિ(-ણી)-ધર** પું [સં.] પર્વત, પહાડ. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે શેષ-નાગ. (૩) ઈશ્વર, પરમેશ્વર, પરમાત્મા
**ધરણિ(-ણી)-પતિ** પું. [સં.] રાજા. (૨) ખેડૂત [જેવું
**ધરણીય** વિ. [સં.] ધારણ કરી લેવા જેવું, આધાર આપવા
**ધરણીશ** પું. [સં. धरणि(-णी) + ईश] જુઓ 'ધરણિ-પતિ.'
**ધરણું** ન. [સં. धरणक- > પ્રા. धरणअ-] (લા) જુઓ 'ધરણા.'

**ધર-તલ** વિ. [જુઓ 'ધરવું' દ્વારા.] ધારણ કરવા શક્તિમાન
**ધરતી** સ્ત્રી. [સં. धरित्रिका > धरित्तिआ] જુઓ 'ધરણિ(૨).' એ એક અર્થ સામાન્ય છતાં સમાસોમાં 'પૃથ્વી'નો અર્થ પણ: 'ધરતી-કંપ' 'ધરતી-મંડન' વગેરે [ -નો છેડો (રૂ.પ્ર.) આવી ગયેલી હદ કે મર્યાદા]
**ધરતી-કંપ(-કમ્પ)** પું. [+ સં.] ધરતીના પેટાળમાંની ધ્રુજારી, ભૂ-કંપ, 'અર્થ-ક્વેઇક'
**ધરતી-ખાતું** ન. [જુઓ 'ખાતું.'] ગામડાંમાં ગામ સામાન્યનો કોટવાલ પટેલ વગેરે પાસે રહેતો હિસાબ, ચોરા-ખાતું
**ધરતી-ઢંક** (-ઢંકુ) વિ. [+ જુઓ 'ઢંકાવું.'] ધરતી નીચે ઢંકાઈ ગયેલું—મરણ પામેલું
**ધરતી-મંડન** (-મણ્ડન) પું. [+ સં.] પૃથ્વીના ભૂષણ-રૂપ
**ધરતી-માતા** સ્ત્રી. [+ સં.] માતારૂપી પૃથ્વી, પૃથ્વી-માતા
**ધર-દહાડો** (-દા:ડો) પું. જુઓ 'ધર[૨]' + 'દહાડો.'] આરંભનો દિવસ. (૨) મૂળમાં જેવી સ્થિતિ હતી તેવી જ ચાલુ રહેલી સ્થિતિનો સમય
**ધર-ધમકવું** અ.ક્રિ. [રવા.] એકદમ દોડી જવું. **ધરધમકાવું** ભાવે.,ક્રિ. **ધર-ધમકાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધરધમકાવવું, ધરધમકાવું** જુઓ 'ધરધમકવું'માં.
**ધર-ધામણ** (-ણ્ય) સ્ત્રી. દક્ષિણ ગુજરાતના અનાવળા બ્રાહ્મણોમાં પરણેલી કન્યાને વળાવતાં અપાતી વસ્તુઓ
**ધર-પકડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'ધરવું' + 'પકડવું,' બંને સમાનાર્થીની દ્વિરુક્તિ.] કાયદાની દૃષ્ટિએ ગુનો થતો હોય એવા કારણે પોલીસ તરફથી પકડી લેવામાં આવે એ ક્રિયા, ગિરફતારી, 'ઍરેસ્ટ'
**ધરપચ** (-ચ્ય) સ્ત્રી. ખોટી ધાસ્તી. (૨) ખોટો દેખાવ. (૩) ખાલી ધામધૂમ. (૪) લઢાઈ સેર કામ કરવા વેગ કરવો એ. (૫) દર્પ, ગર્વ
**ધરપત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'ધરપવું' દ્વારા.] ધીરજ, સબૂરી. (૨) હિંમત. (૩) આશ્વાસન, દિલાસો. (૪) વિશ્વાસ. [૦ રાખવી (રૂ.પ્ર.) ધીરજ જાળવવી. ૦ વળવી (રૂ.પ્ર.) વિશ્વાસ થવો]
**ધર-પરથમ** ક્રિ.વિ. [જુઓ 'ધર[૨]' + સં. प्रथम, અર્વા. તદ્ભવ] સૌથી આરંભમાં, તદ્દન શરૂઆતમાં
**ધરપ(-ફ)વું** અ.ક્રિ. ધીરજ રાખી રહેવું, અડગ રહેવું. (૨) નિશ્ચિંત રહેવું. (૩) સંતોષ પામવો. (૪) ગમવું. **ધરપા(-ફા)વું** ભાવે.,ક્રિ., **ધરપા(-ફા)વવું** પ્રે.,સ.ક્રિ.
**ધરપા(-ફા)વવું, ધરપા(-ફા)વું** જુઓ 'ધરપ(-ફ)વું'માં.
**ધરફ** પું. જુઓ 'ધરફો.'
**ધરફડી** સ્ત્રી. [જુઓ 'ધરફ' + ગુ 'ડું' સ્વાર્થે ત. પ્ર.] + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ધમાલ, દોડધામ. (૨) ધાંધલ, તોફાન
**ધરફવું** જુઓ 'ધરપવું'માં. **ધરફાવું** ભાવે.,ક્રિ. **ધરફાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધરફાવવું, ધરફાવું** જુઓ 'ધરપ(-ફ)વું'માં.
**ધરફો** પું. [જુઓ 'ધરફ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] એ નામનું એક ઘાસ, ધરફ
**ધરબડવું** સ.ક્રિ. [રવા.] ધાંધલ કરવી, તોફાન કરવું. **ધરબડાવું** કર્મણિ.,ક્રિ. **ધરબડાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધરબડાવવું, ધરબડાવું** જુઓ 'ધરબડવું'માં.
**ધરબડિયું** વિ. [જુઓ 'ધરબડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ધરબડ ધરબડ કરનારું, ધાંધલ કરનારું, ધાંધલિયું
**ધરબણિયું** ન. જુઓ 'ધરબવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. + 'ઇયું' ત.પ્ર.] ધરબવાનું સાધન
**ધરબવું** સ.ક્રિ. [રવા.] વાંસ વળી વગેરે જમીનમાં ખોદેલા ખાડામાં મૂકી એની આસપાસ માટી ધૂળ કાંકરા કે પથ્થર-રોડાંના ટુકડા નાખી કોશના મૂંદરથી દબાવી પકડ મજબૂત કરવી. **ધરબાવું** ભાવે., ક્રિ. **ધરબાવવું** પ્રે., સ.ક્રિ.
**ધર-બંદ** (-બન્દ) પું ધારો, નિયમ, કાનૂન
**ધરબાવવું, ધરબાવું** જુઓ 'ધરબવું'માં.
**ધરબી** સ્ત્રી. રખાત સ્ત્રી
**ધર(-રા)-બોળ** ન. [જુઓ 'ધરવું' + બોળવું.'] (લા.) પ્રલય. (૨) સાવ ઊંધું મારવું એ. (આ 'પાપ' છે.) [**૦ ઘાલવું** (રૂ. પ્ર.) મોટો અનર્થ કરવો. (૨) વણસાડવું. **૦ જવું** (રૂ પ્ર.) સત્યાનાશ પામવો]
**ધરમ** પું. [સં. ધર્મ, અર્વા. તદ્ભવ] ધર્મ. (૨) ધર્માદો. [**૦ ઘડી** (રૂ. પ્ર.) બહુ વાછૂટ થતી હોય તેવી ગુદા. **૦ દાંડિયો** (રૂ. પ્ર.) તૂટેલી દોર સાથે આકાશમાં ઊડતો જતો પતંગ. **૦ ઢાંકણી, ૦ ઢેબલી** (રૂ.પ્ર.) સ્ત્રીની ગુહ્યેં દ્રિય. **૦ થી કહેવું** (-કે:વું) (રૂ.પ્ર.) પ્રામાણિક રીતે કહેવું. **૦ ધક્કો** (રૂ. પ્ર.) ફોગટ ફેરો. **૦ની ગાય** (રૂ.પ્ર.) શરણે આવેલું **૦ની ગાયના દાંત ન જોવાય** (રૂ. પ્ર.) દાન મળે એમાં અરુચિ ન બતાવાય. **૦નો દા** (રૂ. પ્ર.) મફતની વેઠ. **૦પારો** (રૂ. પ્ર.) પરણતી વેળા કન્યાને અપાતો સોનાનો પારો. **૦ ફરી વળવો** (રૂ. પ્ર.) સદ્વર્તનનો બદલો મળવો]
**ધરમ-કાંટો** પું. [+ જુઓ 'કાંટો'.] ઝવેરાત સોનું ચાંદી વગેરેનું બહુ જ જજ મહેનતાણું લઈ વજન કરી આપવાનું ધર્માદા-ત્રાજવું. (૨) (લા.) એવું સ્થાન
**ધરમ-શાળા** સ્ત્રી. [+ સં. शाला] જુઓ 'ધર્મ-શાલા,-ળા.'
**ધરમાઉ** વિ. [જુઓ 'ધરમ' + ગુ. 'આઉ' ત. પ્ર.] ધર્માદાનું
**ધરમાળું** વિ. [+ ગુ. 'આળું' ત. પ્ર.] ધર્મવ ળું, ધર્મ પાળનારું
**ધર-મૂળ** ન [જુઓ 'ધર૨' + 'મૂળ'.] તદ્દન પાયો, છેક શરૂઆત
**ધરવ** પું. [જુઓ 'ધરાવું.'] ખાતાં થતી તૃપ્તિ, ધ્રવ
**ધરવટ** પું. ઘણો સંતોષ
**ધરવવું** જુઓ 'ધરાવું'માં. [વિપુલતા, છત
**ધરવાણ** ન. [જુઓ 'ધરવ' દ્વારા] (લા.) ખૂબ હોવાપણું
**ધર(-રા)વાવવું, ધર(-રા)વાવું** જુઓ 'ધારવું'માં.
**ધરવા-સેંટ, -ઠ** ક્રિ. વિ. [જુઓ 'ધરાવું.' દ્વારા.] ધરવા-ધરવ, પેટપૂરણ
**ધરવું** સ.ક્રિ. [સં. धृ-धर् તત્સમ] ધારણ કરવું, પહેરવું. (૨) સાહવું, પકડવું, ઝાલવું. (૩) અધ્ધર આવતું પકડી લેવું, ઝીલવું. (૪) સ્થાપિત સ્વરૂપે મૂકવું. (૫) (સામાના ચરણમાં કે સમક્ષ) કોઈ પદાર્થ સામગ્રી વગેરે મૂકવાં. (૬) ઠાકોરજીના અંગ ઉપર વાઘા વસ્ત્ર આભૂષણ વગેરે સજાવવાં (૭) કાંઈ લેવા શરીરનું કોઈ અંગ કે વાસણ આગળ રાખવું (૮) સંભોગ માટે અનુકૂળ થઈ રહેવું. [**કાને ધરવું** (રૂ. પ્ર.) સાંભળી ધ્યાનમાં લેવું. **ધ્યાન ધરવું** (રૂ. પ્ર.) ચિંતન કરવું. **નૈવેદ્ય કે સામગ્રી ધરવાં**(રૂ. પ્ર.) સમક્ષ ભોગ કે આરોગવા પદાર્થ મૂકવા. **ભોગ ધરવો** (રૂ. પ્ર.) આરોગાવવા સામગ્રી મૂકવી. **માથું નીચે ધરવું** (રૂ પ્ર.) તાબેદારી સ્વીકારવી. **મોં ધરવું** (-મોં:-) પાણી કે પદાર્થ લેવા મોઢું ખુલ્લું કરી રાખવું. **હાથ ધરવું**(હાથ્ય-) (રૂ.પ્ર.) કામ સ્વીકારવું. **હાથ ધરવો** (રૂ.પ્ર.) કોઈ આપતાં લેવા હાથ લાંબો રાખવો. (૨) ભીખ માગવી, યાચના કરવી. (૩) સહાયક બનવું. **ધર્યું રહેવું** (-રે:વું) (રૂ. પ્ર.) કામ વિલંબે પડવું, ખોળંબે પડવું] **ધરાવું૧** કર્મણિ., ક્રિ. **ધરાવવું** પ્રે., સ. ક્રિ.
**ધરસવું૧** સ. ક્રિ [સં धृष्-धर्ष् -અર્વા. તદ્ભવ] હુમલો કરી સપડાવવું. (૨) દબાવવું. (૩) તોડી પાડવું. (૪) અપમાનિત કરવું **ધરસાવું૧** કર્મણિ., ક્રિ. **ધરસાવવું૧** પ્રે., સ. ક્રિ.
**ધરસવું૨** અ. ક્રિ. સરી પડવું. (૨) ડરી જવું. **ધરસાવું૨** ભાવે., ક્રિ. **ધરસાવવું૨** પ્રે., સ. ક્રિ.
**ધરસાવવું,૧-૨ ધરસાવું૧-૨** જુઓ ધરસવું૧-૨'માં.
**ધર-સોડું** વિ. લુચ્ચું, પ્રપંચી, ઠગારું
**ધરસોડવું** સ. ક્રિ. ભાણાંમાં મૂકવું, પીરસવું. **ધરસોડાવું** કર્મણિ., ક્રિ. **ધરસોડાવવું** પ્રે., સ. ક્રિ.
**ધરસોડાવવું, ધરસોડાવું** જુઓ 'ધરસોડવું'માં.
**ધરા** સ્ત્રી. [સં.] ધરણી, પૃથ્વી, ભૂમિ
**ધરાખ** સ્ત્રી. [સં द्राक्षा] જુઓ 'દ્રાક્ષ.'
**ધરા-જન** ન., બ. વ. [સં.] પૃથ્વી ઉપરનાં લોક
**ધરાણી** સ્ત્રી. [જુઓ 'ધરાવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] હાથ પગનું ઠરી જવું કે જકડાઈ જવું એ. (૨) શાળનું એક લાકડું
**ધરા-તલ**(-ળ) ન. [સં.] પૃથ્વીની ઉપરની સપાટી
**ધરા-ધર** પું. [સં.] જુઓ 'ધરણિ-ધર.'
**ધરાધરી** ક્રિ. વિ. ચોક્કસ, નક્કી. (૨) ખરેખર. (૩) ધરાર. (૪) સાથે, સુધ્ધાંત
**ધરા-ધામ** ન., બ. વ. [સં.] (લા.) દુનિયા. (૨) સંસાર
**ધરા-ધ્રૂજ** (-જ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'ધ્રૂજવું.'] જુઓ 'ધરતી-કંપ.'
**ધરાફ** (-ફ્ય) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**ધરાબ** ન. એક પ્રકારનું વહાણ
**ધરા-બોળ** (-બોળ) ક્રિ. વિ. [સં. + જુઓ 'બોળવું.'] (લા.) સત્યાનાશ વળી જાય એમ. [**૦ ઘાલવું** (રૂ.પ્ર.) પાયમાલ કરી નાખવું. **૦ જવું** (રૂ.પ્ર.) ભારે ગજબ થવો, નાશ થવો. (૨) નિર્વંશ થવો]
**ધરામણી** સ્ત્રી. ષટ્પદી વર્ગનું એક પ્રાણી
**ધરાર૧**(-ળ) પું. [સં. धरा દ્વારા] ધોંસરી બાજુનો વાહનનો ભાગ વધુ નીચે જવો એ ('ઉલાળ'થી ઊલટું). (૨) આગે-વાન, અગ્રણી
**ધરાર૨** ક્રિ.વિ. આપખુદીથી, સામાની પરવા કર્યા સિવાય
**ધરાર-ધણી** પું. [જુઓ 'ધરાર૨' + 'ધણી.'] આપખુદીથી બનેલો માલિક, પારકી ચીજ પોતાની કરી બેઠેલો માણસ
**ધરાર-પટેલ** પું [જુઓ 'ધરાર૨' + 'પટેલ.'] પોતાની મેળે થઈ બેઠેલો આગેવાન. (૨) (લા.) દોઢ-ડાહ્યો માણસ
**ધરાર-મુનીમ** પું. [જુઓ 'ધરાર૨' + 'મુનીમ.'] શેઠની

પરવાનગી વગર શેઠનો વહીવટ કરવાનો દંભ કરનાર કાર્યકર
**ધરારી** સ્ત્રી. [જુઓ 'ધરાર[૨]' + ગુ. 'ઈ' ત.પ્ર.] આપખુદી. (૨) (લા.) અનામત
**ધરાવવું, ધરાવું[૧]** જુઓ 'ધરવું'માં.
**ધરાવું[૨]** અ.ક્રિ. ધરવ થવો, તૃપ્તિ થવી
**ધરા-શય** વિ. [સં.], **ધરાશાયી** વિ. [સં.,પું.] પૃથ્વી ઉપર સૂઈ રહેનાર. (૨) (લા.) મરણ પામેલું. (૩) ખંડિત થયેલું
**ધરાસાર** ક્રિ.વિ. જુઓ 'ધરાર.[૨]'
**ધરાસ્કો** જુઓ 'ધ્રાસકો.'
**ધરાળ** જુઓ 'ધરાર.[૧]'
**ધરાંધરાં[૧]** સ્ત્રી. ખુશામત
**ધરાંધરાં[૨]** ક્રિ. ધૂંવાંફૂંવાં
**ધરિત્રી** સ્ત્રી. [સં.] પૃથ્વી, ધરા, ધરણી, ભૂમિ
**ધરી** સ્ત્રી. [સં. ધુર્ ધરીની બેઉ બાજુના છેડામાં ખોસાતો ખીલો.] (લા.) જેના છેડાઓ ઉપર પૈડાં ગોઠવાઈ ફરતાં રહે છે તે લોખંડનો દાંડો, આંસ, વાહનની લઠ્ઠી. (૨) જેને ફરતે પૈડાની ના ગોઠવાઈ પૈડું ફરતું રહે છે તે ગોળાકાર સળિયો, 'એક્સલ.' (૩) પૃથ્વી વગેરે ફરતા પદાર્થોનાં બે ધ્રુવ બિંદુઓને સાંધતી અંદરની મધ્યવર્તી રેખા. (ભૂગોળ.). (૪) વહાણનો પૂંઠનો પાછલો ભાગ. (વહાણ.)
**ધરીખું** ન. [જુઓ 'ધરી' દ્વારા.] પૈડાની ધરી પૈડાને ઘસી ન નાખે એ માટે બંને બાજુ ઘસાતો લોખંડનો રવો
**ધરુ[૧]** પું. [સં. ધ્રુવ] પૌરાણિક વંશાવલી પ્રમાણે રાજા ઉત્તાનપાદનો કુમાર–ધ્રુવ. (સંજ્ઞા.)
**ધરુ[૨]** પું.,બ.વ., ન. (એ.વ.) ઉખેડીને રોપવા માટે કરેલા રોપા. [૦ **કરવા, -વું** (રૂ.પ્ર.) રોપા કરવા બી વાવવાં (કે જે ઊગતાં ઉખેડી બીજે રોપી શકાય.)
**ધરુ-વાડિયું** ન., **ધરુ-વાડી** સ્ત્રી. [જુઓ 'ધરુ[૨]' + 'વાડી' ગુ. 'ઇયું' ત.પ્ર.] ધરુ કરવા માટેનું ખેતર
**ધરેક** (-કય) સ્ત્રી. લીંબોળીની છાલ
**ધરેડવું** અ. ક્રિ. [રવા.] જોરથી દદૂડો પડવો, જોરથી (પાણીની) જાડી ધાર પડવી. **ધરેડાવું** ભાવે.,ક્રિ. **ધરેડાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધરેડાવવું, ધરેડાવું** જુઓ 'ધરેડવું'માં.
**ધરેડો** પું. [જુઓ 'ધરેડવું + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'દદૂડો.'
**ધરેણવું** જુઓ 'ધણેણવું.' **ધરેણાવું** ભાવે.,ક્રિ. **ધરેણાવવું** પ્રે.,સ.ક્રિ.
**ધરેણાવવું, ધરેણાવું** જુઓ 'ધરેણવું'માં.
**ધરેલ[૧]**(-લ્ય) સ્ત્રી. [જુઓ 'ધરવું' + ગુ. 'એલ' (= એલી) બી.ભૂ.કૃ.] (લા.) રખાત સ્ત્રી
**ધરેલ[૨]**(-લ્ય) સ્ત્રી. સુતારની વીંધાં પાડવાની સારડી
**ધરેલું** ન. [જુઓ 'ધરી' દ્વારા.] ધરી સાથે પૈડાની ના ન ઘસાય એ માટે નામાં નાખવામાં આવતો નળાનો ટુકડો
**ધરેંદ્ર** (ધરેન્દ્ર) પું. [સં.] કોઈ પણ મોટો પહાડ, ધરણી-ધર. (૨) પૃથ્વીનો સ્વામી–હિમાલય
**ધરો[૧]** સ્ત્રી. [સં દૂર્વા દ્વારા] ધ્રોકડ નામનું પવિત્ર ઘાસ, ધ્રો, દૂર્વા. [૦ **કરવી** (રૂ.પ્ર.) મરેલાં પાછળ ભાદરવા સુદિ આઠમનું વ્રત કરવું. (દૂર્વાષ્ટમી, ભાદરવા સુદિ આઠમ, મરેલાંના શ્રાદ્ધ નિમિત્તે વ્રત કરવાનો દિવસ). ૦ **ભેળવાવવી** (રૂ.પ્ર.) સારી ચીજ કુપાત્રને સોંપવી]
**ધરો[૨]** પું. [સં. હ્રદ> 'દ્રહ' દ્વારા.] નદી તળાવ વગેરેમાંનો ઊંડો ખાડો, ધૂનો, ધ્રો. [૦**માં ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) (રૂ.પ્ર.) નાશ કરવો, **-રામાં પડવું** (રૂ.પ્ર.) નષ્ટ થવું. (૨) નુકસાનમાં ઊતરવું]
**ધરો[૩]** પું. [જુઓ 'ધરી.'] મોટી ધરી
**ધરો[૪]** પું. [જુઓ 'ધરવ.'] જુઓ 'ધરવ.' ['ધરો(૨).'
**ધરો-આઠમ(-મ્ય)** સ્ત્રી. [જુઓ 'ધરો[૧]' + 'આઠમ.'] જુઓ
**ધરોડ** જુઓ 'ધ્રોડ.'
**ધરોત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'ધરવું' દ્વારા.] થાપણ, અનામત
**ધરોળું** ન. જારના વૃક્ષનું ફળ, પીલુ
**ધર્મ** પું. [સં.] ગુણ-લક્ષણ, ખાસિયત, 'ક્વૉલિટી,' 'પ્રૉપર્ટી' (મ.ન.) (૨) કર્તવ્ય, ફરજ. (૩) યોગ્યતા-અયોગ્યતાનો વિચાર, ઐહિક નીતિ-વિચાર. (૪) નૈતિક જીવન, સદાચરણ. (૫) ચાર પુરુષાર્થોમાંનો પહેલો પુરુષાર્થ—બહારની અને અંદરની શુદ્ધિ. (૬) નિઃશ્રેયસ પ્રાપ્ત કરવાની પ્રક્રિયા, ઇંદ્રિયોને પૂર્ણ રીતે કાબૂમાં રાખી આત્મદર્શન તરફ ગતિ. (૭) દુન્યવી ભ્રામક આકર્ષણોમાંથી ચિત્ત-વૃત્તિઓને ખેંચી માનવ તરીકે ઉત્તમ રીતે જીવવાનો પ્રકાર. (૮) જગતના સર્વ ચેતન પદાર્થો તરફ સમાન ભાવની દૃષ્ટિ અને વર્તાવ–દયા–ધર્મ. (૯) પંથ, સંપ્રદાય. (૧૦) તે તે પંથ કે સંપ્રદાયની પ્રક્રિયા. (૧૧) દાન પુણ્ય વગેરે, ધર્માદો. (૧૨) પૌરાણિક માન્યતા પ્રમાણે પાપ-પુણ્યોનો નિર્ણય લાવી આપનાર એક દેવ–યમરાજા. (સંજ્ઞા.) (૧૩) પાંચ પાંડવોમાંના મોટા ભાઈ યુધિષ્ઠિર. (સંજ્ઞા.). [૦ **કરવો** (રૂ. પ્ર.) પુણ્યદાન કરવાં, ધર્માદો કરવો. ૦ **ચલાવવો** (રૂ.પ્ર.) નવો સંપ્રદાય પ્રસરાવવો. ૦**ની ગાય** (રૂ.પ્ર.) દાનમાં આપેલી ગાય. (૨) દીકરી. (૩) બાપડું બિચારું માણસ. ૦**નો કાંટો** (રૂ.પ્ર.) પ્રમાણરૂપ ત્રાજવાનું સ્થાન. ૦ **પાળવો**, ૦ **સા(-સાં)ચવવો** (રૂ.પ્ર.) પોતાના ધર્મ-સંપ્રદાયની રીત-રસમો પ્રમાણે જીવવું. ૦ **બગાડવો** (રૂ.પ્ર.) પાપકર્મ કરવાં. ૦**માં આવવું** (રૂ.પ્ર.) સ્ત્રીને પહેલો ઋતુસ્રાવ શરૂ થવો] [છૂટવાની ફરજ
**ધર્મ-ઋણ** ન. [સં., સંધિ વિના] કર્તવ્ય-બુદ્ધિથી કરી
**ધર્મ-ઔદાર્ય** ન. [સં., સંધિ વિના] એકબીજાના ધર્મ-સંપ્રદાય તરફની ઉદાર વૃત્તિ, સર્વધર્મના સમન્વયની બુદ્ધિ
**ધર્મ-કથા** સ્ત્રી. [સં.] ધર્મ-સંપ્રદાય વગેરેની પરંપરા અને એમાં થયેલાં ઉત્તમ જનોનાં ચરિત કહેવાં એ, ધાર્મિક વાતો
**ધર્મકથી** વિ. [સં.,પું.] ધર્મકથા કહેનાર
**ધર્મ-કરણી** સ્ત્રી. [ + જુઓ 'કરણી.'] ધાર્મિક ક્રિયા. (૨) દાનપુણ્યનાં કામ
**ધર્મ-કર્તવ્ય** ન. [સં.] કર્તવ્ય-બુદ્ધિથી બજાવવાની ફરજ
**ધર્મ-કર્મ** ન. [સં.] ધર્મને લક્ષ્યમાં રાખી કરવામાં આવતું તે તે કર્મ, ધર્મ-શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે કરવાનું તે તે કાર્ય, ધાર્મિક કર્મ, ધાર્મિક ક્રિયા
**ધર્મ-કલ્પના** સ્ત્રી. [સં.] ધર્મ વિશેની માન્યતા
**ધર્મ-કામ** વિ. [સં.] ધર્મની ઇચ્છા રાખનાર, ધાર્મિક પવિત્ર વૃત્તિઓવાળું

**ધર્મ-કાય** પું. [સં.] આધ્યાત્મિકતાથી પૂર્ણ સ્વરૂપ, અધ્યાત્મ-વૃત્તિવાળો દેહ. (૨) ધર્મ-સ્થાન, 'ચર્ચ' (આ.બા.)
**ધર્મ-કાર** પું. [સં.] ધર્મ-શાસ્ત્રની રચના કરનાર તે તે ઋષિ કે ધર્મશાસ્ત્રી [અંગેની બાબતોની વ્યવસ્થા
**ધર્મ-કારણ** ન. [સં.] (લા.) સમાજ-વ્યવસ્થામાં ધર્મને
**ધર્મકારી** વિ. [સં.,પું.] ધર્મનું આચરણ કરનાર
**ધર્મ-કાર્ય** ન. [સં.] જુઓ 'ધર્મ-કર્મ'–'મિશન.'
**ધર્મ-કાવ્ય** ન. [સં.] જેમાં ધર્મનું નિરૂપણ પ્રધાનતાથી થયું હોય તેવું કાવ્ય. (ઉ.ત. 'ગીતા.')
**ધર્મ-કુલ(-ળ)** ન. [સં.] (સ્વામિનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રીસહજાનંદ સ્વામીના પિતાનું નામ 'ધર્મ' હતું તેથી) શ્રી-સહજાનંદ સ્વામીનું કુટુંબ
**ધર્મ-કૃત્ય** ન., **ધર્મ-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મ-કર્મ.'
**ધર્મ-ક્ષેત્ર** ન. [સં.] જ્યાં ધાર્મિક કાર્યો જ થતાં હોય તેવી ભૂમિ, પુણ્ય-ક્ષેત્ર, પુણ્ય-ભૂમિ
**ધર્મ-ખાતું** ન. [+જુઓ 'ખાતું.'] જુઓ 'ધર્માદા-ખાતું.'
**ધર્મ-ગત** વિ. [સં.] ધર્મને વિશે રહેલું, લક્ષણ-ગત
**ધર્મ-ગામી** વિ. [સં.,પું.] ધર્મને રસ્તે ચાલનારું, ધર્મનિષ્ઠ
**ધર્મ-ગુરુ** પું. [સં.] ધર્મના સાચા સ્વરૂપનો બોધ આપનાર મહાપુરુષ, ધર્મની દીક્ષા આપનાર પુરુષ, આચાર્ય
**ધર્મ-ગોપ્તા** પું. [સં. ધર્મસ્ય गोप्ता, ષ. સમાસ] ધર્મનું રક્ષણ કરનાર પુરુષ [કથા-વાર્તા
**ધર્મ-ગોષ્ઠિ, -ષ્ઠી** સ્ત્રી. [સં.] ધર્મ વિશેની વાતચીત, ધાર્મિક
**ધર્મ-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] ધર્મ સંબંધી થોડી કે ઝાઝી વિગતો સમઝાવનારું પુસ્તક, પવિત્ર પુસ્તક
**ધર્મ-ઘેલછા** (-ઘૅલછા) સ્ત્રી. [+જુઓ 'ઘેલછા.'] સમઝયા વિના ધર્મની પાછળ ભરવામાં આવતી આંધળી દોટ, ધર્માંધ-તા [ધર્માંધ
**ધર્મ-ઘેલું** (-ઘૅલું) વિ. [+જુઓ 'ઘેલું.'] ધર્મ-ઘેલછા ધરાવનારું,
**ધર્મ-ઘોષણા** સ્ત્રી. [સં.] ધર્મના પવિત્ર સિદ્ધાંતોની જાહેરાત
**ધર્મ-ઘ્ન** વિ. [સં.] ધર્મ અને ધર્મના સિદ્ધાંતોનો નાશ કરનાર
**ધર્મ-ચક્ર** ન. [સં.] ધાર્મિક પ્રવર્તન કરનાર મંડળ કે સંસ્થા
**ધર્મચક્ર-પ્રવર્તન** ન. [સં.] પવિત્ર ધાર્મિક સિદ્ધાંતોનો કરવામાં આવતો ફેલાવો, ધર્મ-પ્રસાર, ધર્મ-પ્રચાર
**ધર્મ-ચર્ચા** સ્ત્રી. [સં.] ધાર્મિક વિષયોને લગતી વાતચીત અને વિચારણા [પ્રમાણેનું વર્તન
**ધર્મ-ચર્યા** સ્ત્રી. [સં.] ધર્મનું આચરણ, ધાર્મિક રીત-રસમો
**ધર્મ-ચારિણી** વિ., સ્ત્રી. [સં.] ધર્મ પ્રમાણે વર્તનારી સ્ત્રી, પતિવ્રતા સ્ત્રી. (૨) પત્ની, ભાર્યા, સહધર્મચારિણી
**ધર્મ-ચારી** વિ. [સં.,પું.] ધર્મના સિદ્ધાંતો અને આદેશો પ્રમાણે ચાલનારું
**ધર્મ-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] ધર્મ વિશે વિચાર કરનાર
**ધર્મ-ચિંતન** (-ચિન્તન) ન. [સં.] ધર્મ વિશેની વિચારણા
**ધર્મ-ચુસ્ત** વિ. [+જુઓ 'ચુસ્ત.'] ધર્મના સિદ્ધાંતો તેમજ રીત-રસમોનું દૃઢપણે પાલન કરનાર, ધર્મનું અડગપણે પાલન કરનાર, પ્રબળ ધાર્મિકતાવાળું
**ધર્મચુસ્ત-તા** સ્ત્રી. [+સં.,ત.પ્ર.] ધર્મચુસ્ત હોવાપણું
**ધર્મ-ચ્યુત** વિ. [સં.] જુઓ 'ધર્મ-ભ્રષ્ટ.'
**ધર્મ-ચ્યુતિ** સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મભ્રષ્ટ-તા.'
**ધર્મ-જડ** વિ. [સં.] સમઝયા વિના ધર્મનાં બાહ્ય લક્ષણોને વળગી રહેનાર, ધર્માંધ
**ધર્મજડ-તા** સ્ત્રી. [સં.] ધર્મજડ હોવાપણું, ધર્માંધ-તા
**ધર્મ-જનિત** વિ. [સં.] ધર્મમાંથી વિકસી આવેલું
**ધર્મ-જન્ય** વિ. [સં.] ધર્મને લઈ ઉત્પન્ન થાય તેવું
**ધર્મ-જાગરણ** ન. [સં.] ધાર્મિક ક્રિયા કરવા માટે કરવામાં આવતો ઉજાગરો
**ધર્મ-જાગૃતિ** સ્ત્રી. [સં.] ધર્મના વિષયમાં રહેલી સજાગ-તા
**ધર્મ-જિજ્ઞાસા** સ્ત્રી. [સં.] ધર્મનું સ્વરૂપ જાણવાની ઇચ્છા
**ધર્મ-જિજ્ઞાસુ** વિ. [સં.] ધર્મની જિજ્ઞાસા રાખનારું
**ધર્મ-જીવન** ન. [સં.] ધર્મની પ્રણાલીઓને ચુસ્તપણે અનુ-સરીને જીવવાની ક્રિયા [જીવનાર, 'મિશનરી'
**ધર્મ-જીવી** વિ. [સં., પું.] કેવળ ધર્મના પ્રસાર માટે જીવન
**ધર્મ-જ્ઞ** વિ. [સં.] ધર્મના સિદ્ધાંતો તેમજ પ્રક્રિયાઓનું જ્ઞાન ધરાવનાર, કર્તવ્ય-અકર્તવ્યનો જેને પૂરો ખ્યાલ છે તેવું [ઊંડી સમઝ
**ધર્મ-જ્ઞાન** ન. [સં.] ધર્મના સિદ્ધાંતો અને પ્રણાલિકાઓની
**ધર્મ-ઝનૂન** ન. [+જુઓ 'ઝનૂન.'] પોતાના ધર્મ-સંપ્રદાય તરફની કાતિલ આસક્તિ, પ્રબળ ધર્માંધ-તા
**ધર્મ-ઝનૂની** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ધર્મ-ઝનૂન રાખનાર, અતિ ધર્માંધ
**ધર્મઠ** વિ. [સં.] ધર્મમાં રચ્યુ-પચ્યું રહેનારું, ધર્મનિષ્ઠ
**ધર્મ-ઠગ** પું. [+જુઓ 'ઠગ.'] ધર્મ પાળવાનો ડોળ કરી ધાર્મિક જનોને છેતરનાર [પાળવાનો ડોળ કરવો એ
**ધર્મ-ઢોંગ** (-ઢોંગ) પું. [+જુઓ 'ઢોંગ.'] ઉપર ઉપરથી ધર્મ
**ધર્મ-ઢોંગી** (-ઢોંગી) વિ. [+જુઓ 'ઢોંગી.'] ધર્મ પાળવાનો ડોળ કરનાર, વંચક
**ધર્મ-તટસ્થ** વિ. [સં.] ધર્મ-નિરપેક્ષ, 'સેક્યુલર'
**ધર્મ-તત્ત્વ** ન. [સં.] ધર્મમાં રહેલું રહસ્ય
**ધર્મતત્ત્વ-જ્ઞ** વિ. [સં.] ધર્મના રહસ્યનું જ્ઞાન ધરાવનાર
**ધર્મ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] સામાજિક નીતિના પાલનપૂર્વક ચલાવાતી વ્યવસ્થાનો કારોબાર
**ધર્મ-ત્યાગ** પું. [સં.] પોતાના ધર્મને છોડી દેવો એ. (૨) પોતાની ફરજ બજાવવામાં પાછા ફરવું એ
**ધર્મ-ત્રાણ** ન. [સં.] ધર્મના સિદ્ધાંતો તેમજ રીતરસમોનું રક્ષણ
**ધર્મ-દાન** [સં.] સુપાત્રે દાન, પુણ્ય-દાન
**ધર્મ-દાય** પું. [સં.] ધર્મનિમિત્તે અપાતી દેણગી
**ધર્મ-દારા** સ્ત્રી. [સં. धर्म-दार પું., બ. વ.] ધર્મપત્ની, સહધર્મચારિણી [વ્રતનું ગ્રહણ કરવાનો વિધિ
**ધર્મ-દીક્ષા** સ્ત્રી. [સં.] કોઈ પણ ધર્મ-સંપ્રદાયના મંત્રનું કે
**ધર્મ-દીપ** પું. [સં.] ધર્મરૂપી દીવો
**ધર્મ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] ધર્મમય નજર, ધર્મ-બુદ્ધિ
**ધર્મ-દેશના** સ્ત્રી. [સં.] ધર્મનો ઉપદેશ. (જૈન.)
**ધર્મ-દ્રોહ** પું. [સં.] પોતાના ધર્મને કે કર્તવ્યને બેવફા થવાપણું
**ધર્મદ્રોહી** વિ. [સં., પું.] ધર્મ-દ્રોહ કરનારું
**ધર્મ-દ્વાર** ન. [સં.] (લા.) ધર્મનો બોધ થવાનું સ્થાન

**ધર્મ-દ્વેષ** પું. [સં.] સામાના કે પોતાના ધર્મ તરફની વેર-વૃત્તિ
**ધર્મ-દ્વેષી** વિ. [સં., પું.] ધર્મ-દ્વેષ કરનાર
**ધર્મ-ધર્મિ-ભાવ** પું. [સં.] પદાર્થનાં ગુણ-લક્ષણ અને એ પદાર્થનો એની સાથેનો સંબંધ
**ધર્મ-ધારિણી** વિ., સ્ત્રી. [સં.] ધર્મનું આચરણ કરનારી સ્ત્રી
**ધર્મ-ધારી** વિ. [સં., પું.] ધર્મનું આચરણ કરનાર
**ધર્મ-ધુરંધર** (-ધુર-ધર) વિ., પું. [સં.], **ધર્મ-ધૌરિંધર** (-ધૌરિ-ધર) વિ., પું. [સં. ધર્મ-ધુરંધર] ધર્મના સિદ્ધાંતો તેમજ રીતરસમો અને ધાર્મિક અનુયાયીઓની જવાબદારી સાંચવનાર પરમ ધર્મગુરુ
**ધર્મ-ધ્યાન** ન., બ. વ. [સં.] ધાર્મિક પ્રણાલીનું પાલન અને ઇષ્ટદેવનું ચિંતન. (૨) (લા.) દયા-દાન
**ધર્મ-ધ્વજ** વિ. [સં.], -જી વિ. [સં., પું.] દેખાવમાં ધર્મનો વાવટો લઈ ફરનાર, ધર્મ-ઢોંગી, ધર્મ-ઠગ
**ધર્મ-ધ્વંસ** (-ધ્વંસ) પું. [સં.] ધર્મનો વિનાશ
**ધર્મ-ધ્વંસક** (-ધ્વંસક), **ધર્મ-નાશક** વિ. [સં.] ધર્મનો વિનાશ કરનાર
**ધર્મ-નાશ** પું. [સં.] ધર્મ-સંસ્કારોનો સદંતર લોપ
**ધર્મ-નિબંધ** (-નિબન્ધ) પું. [સં.] કાયદાનું પુસ્તક, કાયદા-પોથી
**ધર્મ-નિયમ** પું. [સં.] ધર્મનો કાયદો, 'કૅનન'
**ધર્મ-નિરપેક્ષ** પું. [સં.] બિન સાંપ્રદાયિક, 'બિન-મજહબી, ધર્મ-તટસ્થ, 'સેક્યુલર'
**ધર્મનિરપેક્ષ-તા** વિ. [સં.] બિનસાં-પ્રદાયિકતા, 'સેક્યુલરિઝમ'
**ધર્મ-નિરીક્ષણ** ન. [સં.] ધાર્મિક સિદ્ધાંતો અને પ્રણાલીઓની ઝીણવટથી તપાસ
**ધર્મ-નિરૂપણ** ન. [સં.] ધર્મના સિદ્ધાંતો અને કથા કહી બતાવવી એ, ધર્મ-વર્ણન
**ધર્મ-નિર્ણય**, **ધર્મ-નિશ્ચય** પું. [સં.] ધાર્મિક વિષયોમાંની ગૂંચોનો ઉકેલ, 'કૅસુઇસ્ટ્રી' (દ. બા.)
**ધર્મ-નિષ્ઠ** વિ. [સં.] ધર્મમાં નિષ્ઠા—આસ્થાવાળું
**ધર્મ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] ધર્મમાં આસ્થા, ધર્મમાં ઊંડી લગની
**ધર્મ-નિંદક** (-નિ-દક) વિ. [સં.] પોતાના કે બીજાના ધર્મની નિંદા કરનાર [વગોવણી
**ધર્મ-નિંદા** (-નિ-દા) સ્ત્રી. [સં.] પોતાના કે પારકાના ધર્મની
**ધર્મ-ન્યાય** પું. [સં.] નિષ્પક્ષ ફેંસલો, 'ઇક્વિટી' (દ.બા.)
**ધર્મ-પત્ની** સ્ત્રી. [સં.] ધાર્મિક વિધિ પ્રમાણે પરણવામાં આવેલી પત્ની, સહધર્મચારિણી
**ધર્મ-પત્ર** પું. [સં.,ન.], **-ત્રિકા** સ્ત્રી. [સં.] દાન આપ્યાનું બતાવતો કાગળ, ધર્મ-દાન સંબંધી લેખ
**ધર્મ-પથ** પું. [સં.] જુઓ 'ધર્મ-માર્ગ.'
**ધર્મ-પર**, **૦ક**, **-રાયણ** વિ. [સં.] ધર્મમાં રચ્યુ-પચ્યું રહેનારું, ધર્મ-નિષ્ઠ
**ધર્મપરાયણ-તા** સ્ત્રી. [સં.] ધર્મપરાયણ હોવા પણું, ધર્મ-નિષ્ઠા
**ધર્મ-પરિવર્તન** ન. [સં.] એક ધર્મ માંથી બીજા ધર્મમાં જવાનું, ધર્મનો પલટો, ધર્માંતર [કરનારી સભા
**ધર્મ-પરિષદ** સ્ત્રી, [સં. °ષદ્] ધર્મ વિશેની ચર્ચા-વિચારણા
**ધર્મ-પર્યેષણા** સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મ-નિરીક્ષણ.'

**ધર્મ-પંથ** (-પન્થ) પું. [+જુઓ 'પંથ.'] જુઓ 'ધર્મ-પથ'–'ધર્મ-માર્ગ.'
**ધર્મ-પાજ** સ્ત્રી. [+જુઓ 'પાજ.'] ધાર્મિક મર્યાદા
**ધર્મ-પાટસ્થ** વિ. [સં.] ધર્મમૂલક, 'થિયોક્રસિકલ.' [એવી રાજસત્તા 'થિયોક્રસી' (ના.દ.)., ગુરુઓથી ચલાવવામાં આવતો રાજ્યકારોબાર, 'થિયોક્રસી']
**ધર્મ-પાલ**(-ળ) વિ.,પું. [સં.] ધર્મનું રક્ષણ કરનાર
**ધર્મ-પાલન** ન. [સં.] ધર્મનું રક્ષણ
**ધર્મ-પાળ** જુઓ 'ધર્મ-પાલ.'
**ધર્મ-પિતા** પું. [સં.] દત્તક લેનાર પિતા. (૨) ખ્રિસ્તી ધર્મમાં જલ-સંસ્કાર કરાતી વેળા બનતો પિતા
**ધર્મ-પીઠ** સ્ત્રી. [સં.,ન.] ધર્મના આચાર્યનું સ્થાન, ધર્મનું મુખ્ય સ્થાન
**ધર્મ-પુત્ર** પું. [સં.] પુત્ર ધર્મકાર્ય કરશે એવી ભાવનાથી ઉત્પન્ન કરવામાં આવતો પુત્ર. (૨) દત્તક પુત્ર, ખોળે લીધેલો પારકાનો દીકરો. (૩) પાળેલો બીજાનો દીકરો
**ધર્મ-પુસ્તક** ન. [સં.] ધર્મના સિદ્ધાંતોનો–રીતરસમોનો–ધર્મપુરુષો વગેરેનો ખ્યાલ આપતો ગ્રંથ, ધર્મ-ગ્રંથ
**ધર્મ-પૂત** વિ. [સં.] ધર્મના સંસ્કારોથી પવિત્ર થયેલું
**ધર્મ-પ્રચાર** પું. [સં.] ધાર્મિક સિદ્ધાંતો અને રીતરસમો પ્રણાલી વગેરેનો પ્રસાર, ધર્મ-પ્રસાર, 'મિશન' (દ.બા.)
**ધર્મ-પ્રચારક** વિ. [સં.] ધર્મનો પ્રચાર કરનાર, ધર્મ-પ્રસારક, 'મિશનરી'
**ધર્મ-પ્રધાન** વિ. [સં.] જેમાં ધર્મની મુખ્યતા છે તેવું, ધર્મને પ્રધાનતા આપનારું
**ધર્મ-પ્રવચન** ન. [સં.] ધર્મના વિષયનું વ્યાખ્યાન
**ધર્મ-પ્રવર્તક** વિ. [સં.] ધર્મનો ફેલાવો કરનાર, ધર્મ-પ્રચારક, ધર્મ-પ્રસારક, 'મિશનરી'
**ધર્મ-પ્રવર્તન** ન., **ધર્મ-પ્રસાર** પું. [સં.] જુઓ 'ધર્મ-પ્રચાર.'
**ધર્મ-પ્રસારક** વિ. [સં.] જુઓ 'ધર્મ-પ્રચારક.'
**ધર્મ-પ્રસારણ** ન. [સં.] જુઓ 'ધર્મ-પ્રવર્તન.'
**ધર્મ-પ્રાણ** વિ. [સં.] ધર્મ જેને પ્રાણરૂપ-જીવનરૂપ છે તેવું, ધર્મનિષ્ઠ
**ધર્મ-પ્રાપ્ત** વિ. [સં.] નીતિથી મળેલું [વળગી રહેનારું
**ધર્મ-પ્રિય** વિ. [સં.] ધર્મ જેને વહાલો છે તેવું, ધર્મને
**ધર્મ-પ્રીતિ** સ્ત્રી. [સં.], **ધર્મ-પ્રેમ** પું. [સં. °પ્રેમા પું., °પ્રેમ ન.] પોતાના ધર્મ તરફની લગની
**ધર્મ-પ્રેમી** વિ. [સં.,પું.] પોતાના ધર્મમાં પ્રેમવાળું
**ધર્મ-બહાર**, **૦નું** (-બાઃર-) વિ [+જુઓ 'બહાર' + ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ] ધાર્મિક સંપ્રદાયમાંથી દૂર કરેલું કે થયેલું, ધર્મ-બાહ્ય
**ધર્મ-બંધુ** (બન્ધુ) પું. [સં.] પોતાના ધર્મનો માણસ. (૨) ધર્મના સિદ્ધાંત સમજીને કોઈને પણ ભાઈ માન્યો હોય તેવો માણસ, ધર્મ-ભાઈ
**ધર્મ-બાહ્ય** વિ. [સં.] ધર્મે જેનું જેનું વિધાન નથી કર્યું તેવું, શાસ્ત્ર-નિષિદ્ધ. (૨) જુઓ 'ધર્મ-બહારનું.'
**ધર્મ-બુદ્ધિ** સ્ત્રી [સં.] જુઓ 'ધર્મ-દૃષ્ટિ'-'કૉન્શિયન્સ.'
**ધર્મ-ભગિની** સ્ત્રી. [સં.] ધાર્મિક ભાવનાથી બહેન તરીકે

માનેલી સ્ત્રી, ધર્મની બહેન
**ધર્મ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] ધર્મમર્યાદાને તોડી નાખવાની ક્રિયા
**ધર્મ-ભાઈ** પું [+ જુઓ 'ભાઈ.'] જુઓ 'ધર્મ-બંધુ.'
**ધર્મભાગિની** સ્ત્રી [સં.] જુઓ 'ધર્મ-પત્ની.'
**ધર્મ-ભાન** ન. [સં.] ધર્મ વિશેનો ખ્યાલ કે સજાગપણું
**ધર્મ-ભાવ** પું. [સં.] સ્વભાવ, લક્ષણ, ગુણ. (૨) ધાર્મિક લાગણી, ધર્મ-નિષ્ઠા
**ધર્મ-ભાવના** સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મભાવ (૨).'
**ધર્મ-ભિક્ષુક** વિ. [સં.] ધર્મના જ માત્ર ઉદ્દેશે ભિક્ષા-વૃત્તિ કરનાર [ફરીને ચાલનાર, પાપ-ભીરુ
**ધર્મ-ભીરુ** વિ. [સં.] અધર્મ કરતાં ભય રાખનાર, ધર્મથી
**ધર્મભીરુ-તા** સ્ત્રી. [સં.] ધર્મભીરુ હોવાપણું
**ધર્મ-ભવન** ન. [સં.] જન્મકુંડળીમાંનું નવમું ખાનું, ભાગ્ય-ભવન. (જ્યો.)
**ધર્મ-ભૂમિ** સ્ત્રી. [સં.] પવિત્ર ભૂમિ
**ધર્મ-ભૂષણ** વિ. [સં.,ન.] પોતાના સદ્વર્તનથી પોતાના ધર્મને ઘરેણારૂપ બનેલ (આ 'ઇલકાબ' છે.)
**ધર્મ-ભ્રષ્ટ** વિ. [સં.] ધાર્મિક મર્યાદાઓથી ખસી પડેલું, ધર્મમાંથી ચલિત થયેલું, વટલી ગયેલું
**ધર્મભ્રષ્ટ-તા** સ્ત્રી. [સં.] ધર્મભ્રષ્ટ હોવાપણું
**ધર્મ-ભ્રાતા** પું. [સં.] જુઓ 'ધર્મ-બંધુ.'
**ધર્મ-મત** પું. [સં.,ન.] ધાર્મિક સિદ્ધાંત
**ધર્મમત-વાદી** વિ. [સં.] ધર્મના એક એકાંગી સિદ્ધાંતને વળગી રહેનાર [સંપ્રદાય શરૂ કરનાર
**ધર્મમત-સ્થાપક** વિ. [સં.] ધર્મના અમુક એક સિદ્ધાંતનો
**ધર્મમય** વિ. [સં.] ધર્મરૂપ, ધર્મથી ભરેલું
**ધર્મ-મહામાત્ર** પું. [સં.] રાજ્યમાં ધર્મ વિશેના તંત્ર ઉપર દેખરેખ રાખનાર અધિકારી
**ધર્મ-મહાસભા** સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મ-પરિષદ.'
**ધર્મ-મહોત્સવ** પું. [સં.] ધાર્મિક મોટો ઓચ્છવ
**ધર્મ-મંત્ર** (-મન્ત્ર) [સં.] દીક્ષા આપતી વખતે ગુરુ આપે છે તે પવિત્ર વાક્ય, દીક્ષા-મંત્ર
**ધર્મ-મંદિર** (-મન્દિર) ન. [સં.] જ્યાં જઈને ધાર્મિક સંસ્કાર મેળવવાનું સરળ બને તેવું સ્થાન
**ધર્મ-માતા** સ્ત્રી. [સં.] દત્તક-વિધાનને કારણે બનેલી માતા. (૨) ઉછેરનારી ધાવ. (૩) સાસુ
**ધર્મ-માર્ગ** પું [સં.] જે પ્રવૃત્તિ કરતાં ધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન મળે તે પ્રવૃત્તિનો રસ્તો, ધર્મ-પથ, ધર્મ-સંપ્રદાય
**ધર્મ-માર્તંડ** (-માર્તણ્ડ) પું. [સં.] ધર્મપાલનમાં સૂર્ય જેવો તેજસ્વી, ધર્મશાસ્ત્રોમાં નિષ્ણાત (આ એક 'ઇલકાબ' છે.)
**ધર્મ-મીમાંસા** (મીમાંસા) સ્ત્રી [સં.] ધર્મના સ્વરૂપની વિચારણા, ધર્મ-અધર્મની ચર્ચા-વિચારણા
**ધર્મ-મૂઢ** વિ. [સં.] જુઓ 'ધર્મ-ઝનૂની.' [ધર્માત્મા
**ધર્મ-મૂર્તિ** વિ. [સં.,સ્ત્રી.] ધર્મનું સાક્ષાત્ સ્વરૂપ હોય તેવું,
**ધર્મ-મૂલ** ન. [સં.] ધર્મનું આદિ કારણ
**ધર્મ-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં ધર્મ છે તેવું
**ધર્મ-યાત્રા** સ્ત્રી. [સં.] પુણ્ય મળે એ ઉદ્દેશે કરવામાં આવતું દેશાંતર-ગમન કે પ્રવાસ. (૨) ધર્મના પ્રચાર માટેનો પ્રવાસ
**ધર્મ-યુક્ત** વિ. [સં.] નીતિવાળું, નિષ્પાપ, ધાર્મિક, પવિત્ર
**ધર્મ-યુગ** પું. [સં.] જે સમયમાં બધે જ ધર્મ-નીતિનું સામ્રાજ્ય હોય તેવો સમય
**ધર્મ-યુદ્ધ** ન. [સં.] શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે નીતિ અને પ્રામાણિકતાના પૂરા પાલન સાથે કરવામાં આવતી લડાઈ. (૨) ધર્મના રક્ષણ માટે ખેલાતું યુદ્ધ, 'ક્રુઝેઇડ'
**ધર્મ-રક્ષક** વિ. [સં.] ધર્મનું રક્ષણ કરનાર
**ધર્મ-રક્ષણ** ન. [સં.], **ધર્મ-રક્ષા** સ્ત્રી. [સં.] ધર્મનો નાશ ન થાય એ જાતની સાવધાની રાખી લેવામાં આવતાં પગલાં
**ધર્મ-રત** વિ. [સં.] ધર્મમાં પૂરું ખૂંપી ગયેલું, ધર્મ-પરાયણ
**ધર્મ-રતિ** સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મપરાયણ-તા.'
**ધર્મ-રસ** પું. [સં.] ધર્મ નિષ્ઠા
**ધર્મ-રાજ**[1] ન. [સં. धर्म-राज्य] જુઓ 'ધર્મ-રાજ્ય.'
**ધર્મ-રાજ**[2] પું. [સં.], ૦ વી પું. [+ જુઓ 'રાજવી.'], -જા પું. [સં. राजा છતાં સમાસમાં °राज જ, તેથી ગુ. સમાસ] ધર્મનું પાલન કરનાર રાજા. (૨) યમદેવ. (૩) યુધિષ્ઠિર રાજા. (સંજ્ઞા.)
**ધર્મ-રાજ્ય** ન. [સં.] સંપૂર્ણ રીતે નીતિના સિદ્ધાંતોના પાલનથી ચાલતો રાજ્ય-વહીવટ [જુઓ 'ધર્મ-રાજ.'
**ધર્મ-રાય** પું. [સં. धर्म-राज-માંનો °राज > પ્રા. °राअ]
**ધર્મ-રુચિ** સ્ત્રી. [સં.] ધર્મ તરફ લાગણી કે લગની
**ધર્મલક્ષિણી** વિ.,સ્ત્રી. [સં.] ધર્મલક્ષી સ્ત્રી
**ધર્મલક્ષી** વિ. [સં.,પું.] ધર્મ તરફ જેનું લક્ષ ચોંટેલું છે તેવું
**ધર્મ-લબ્ધ** વિ. [સં.] જુઓ 'ધર્મ-પ્રાપ્ત.'
**ધર્મ-લાભ** પું. [સં.] ધર્મની પ્રાપ્તિ. (૨) ધાર્મિક સત્કૃત્યોનું ફળ. (જૈન સાધુ તરફથી મળતો આશીર્વાદ.) (જૈન).
**ધર્મ-લિપિ** સ્ત્રી. [સં.] જેમાં ધર્મની વાત કે આચાર વિશે કથન છે તેવો લેખ. (પોતાના લેખને મૌર્યવંશી સમ્રાટ અશોકે 'ધર્મ-લિપિ' કહેલ છે.)
**ધર્મલુપ્તા** વિ.,સ્ત્રી [સં.] જેમાં ધર્મ કે સમાન કોટિનું લક્ષણ ઉક્તિમાં અધ્યાહૃત છે તેવો ઉપમા અલંકારનો એક પ્રકાર. (કાવ્ય.)
**ધર્મ-લોપ** પું. [સં.] ધાર્મિક આચાર-વિચારનો ત્યાગ. (૨) ધર્મ કે સમાન કોટિના લક્ષણનો ઉક્તિમાં અધ્યાહાર (ધર્મલુપ્તા ઉપમામાં થતો.) (કાવ્ય.)
**ધર્મ-વક્તા** વિ.,પું. [સં.,પું.] ધર્મનો બોધ આપનાર, ધર્મ-કથા કથા કહેનાર [કથન, ધર્મનો ઉપદેશ
**ધર્મ-વચન** ન. [સં.] ધર્મના સંસ્કારવાળું અને નીતિવાળું
**ધર્મ-વત્સલ** વિ. [સં.] જુઓ 'ધર્મ-પ્રિય.'
**ધર્મ-વર્ણન** ન. [સં.] જુઓ 'ધર્મ-નિરૂપણ.'
**ધર્મ-વર્ણું** વિ. [સં. धर्म-वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) ધર્મના રંગે રંગાયેલું, ધર્મ-રત [ચોપડો
**ધર્મ-વહી** સ્ત્રી. [+ અર.] ધર્માદા ખાતાના હિસાબનો
**ધર્મ-વંત** (-વન્ત) વિ [+ સં. °वत् > પ્રા. °वंत] ધર્મનું પાલન કરનારું, ધર્મિષ્ઠ
**ધર્મ-વાક્ય** ન. [સં.] જુઓ 'ધર્મ-વચન.'
**ધર્મ-વાદ** પું. [સં.] જુઓ 'ધર્મ વચન.' (૨) ધર્મના

પ્રાધા-ન્યવાળી ચર્ચા
**ધર્મવાદી** વિ. [સં.] ધર્મવાદ કરનાર
**ધર્મવાન** વિ. [+સં. °વાન્ પું.] જુએ 'ધર્મ-વંત.'
**ધર્મ-વાસના** સ્ત્રી. ધર્મ-મેળવવાની લગની
**ધર્મ-વિચાર** પું. [સં.] જુએ 'ધર્મ-મીમાંસા.'
**ધર્મ-વિચારણા-સભા** સ્ત્રી. [સં.] નિષ્પક્ષ ફેંસલો આપતું સ્થાન, ન્યાયની અદાલત
**ધર્મ-વિચિકિત્સા** સ્ત્રી. [સં.] ધર્મમાં ક્યાંય દોષ જેવું છે કે નહિ એની તપાસ, 'કૅઝ્યુઇસ્ટ્રી'
**ધર્મ-વિદ** વિ. [સં. °વિદ્] જુએ 'ધર્મ-જ્ઞ.'
**ધર્મ-વિદ્યા** સ્ત્રી. [સં.] ધર્મ-શાસ્ત્ર [સામેનો બળવો
**ધર્મ-વિદ્રોહ** પું. [સં.] જુએ 'ધર્મ-દ્રોહ.' (૨) ધર્મની
**ધર્મ-વિદ્રોહી** વિ. [સં.,પું.] ધર્મવિદ્રોહ કરનાર
**ધર્મ-વિધિ** પું. [સં.] જુએ 'ધર્મ-કર્મ.' (૨) ધાર્મિક-વિધિ
**ધર્મ-વિધ્વંસક** (-વિધ્વંસક) વિ. [સં.] ધર્મનો નાશ કરનાર, ધર્મ-નાશક
**ધર્મ-વિનિશ્ચય** પું. [સં.] જુએ 'ધર્મ-નિશ્ચય.'
**ધર્મ-વિપ્લવ** પું. [સં.] અધર્મનો ફેલાવો
**ધર્મ-વિભ્રંશ** (-વિભ્રંશ) પું. [સં.] જુએ 'ધર્મ-નાશ.'
**ધર્મ-વિમુખ** વિ. [સં.] ધર્મ તરફથી મોઢું ફેરવી નાખનારું, અધર્મી
**ધર્મવિમુખ-તા** સ્ત્રી. [સં.] ધર્મ-વિમુખ હોવાપણું
**ધર્મ-વિરુદ્ધ** વિ. [સં.] ધાર્મિક સિદ્ધાંતો અને પ્રણાલીઓને પ્રતિકૂળ, પાખંડી
**ધર્મ-વિરુદ્ધ-તા** સ્ત્રી. [સં.], **ધર્મ-વિરોધ** પું. [સં.] ધાર્મિક પ્રણાલીઓ તરફનું વિરોધી વલણ
**ધર્મ-વિધિ** પું સં. [સં.,પું.] ધાર્મિક સંસ્કાર, 'સેક્રેમેન્ટ'
**ધર્મ-વિદ્યા** સ્ત્રી. [સં.] ધર્મ-શાસ્ત્ર, 'થિયોલોજી' (ઉ.કે.)
**ધર્મ-વિવાહ** પું. [સં.] ધર્મશાસ્ત્રોમાં પવિત્ર વિવાહ કહ્યો છે તે પ્રકારનો દૈવ વિવાહ. (૨) કાયદેસરનાં લગ્ન
**ધર્મ-વિવેચન** ન. [સં.] જુએ 'ધર્મ-નિરૂપણ.' (૨) ધર્મ-અધર્મનો વિવેક રાખી કરેલી ચર્ચા-વિચારણા
**ધર્મ-વીર** પું. [સં.] ધર્મનિષ્ઠા અને સદ્ગુણોથી પૂર્ણ એવા નાયકથી દીપતો વીર-રસ, 'માર્ટાયર' (કાવ્ય.)
**ધર્મ-વીર્ય** ન. [સં.] નૈતિક હિંમત, 'મૉરલ કરેઇજ' (દ.બા.)
**ધર્મ-વૃત્તિ** સ્ત્રી. [સં.] ધાર્મિક વલણ, સારાસાર-બુદ્ધિ, 'કૉન્શિયન્સ' (દ.બા.) [જુવાન હોય છતાં)
**ધર્મ-વૃદ્ધ** વિ. [સં.] ઉત્તમોત્તમ રીતે ધર્મ પાળનાર (ભલે
**ધર્મ-વેત્તા** વિ. [સં.,પું.] જુએ 'ધર્મ-જ્ઞ.'
**ધર્મ-વૈચિત્ર્ય** ન. [સં.] ધર્મનું ખાસ તફાવત બતાવતું તત્ત્વ, ખાસ રીતરિવાજોથી ધાર્મિક રીતરિવાજોનું જુદું પડતું તત્ત્વ
**ધર્મ-વૈલક્ષણ્ય** ન. [સં.] ભિન્ન ભિન્ન ધર્મમાં જોવા મળતું ભિન્ન ભિન્ન પરિવર્તન (અને છતાં ધર્મ તો જળવાતો જ હોય). (૨) લક્ષણ-ગત ભેદ
**ધર્મ-વ્યતિક્રમ** પું. [સં.] ધર્મનું ઉલ્લંઘન, અધર્મી કૃત્ય
**ધર્મ-વ્યવસ્થાપક** વિ. [સં.] ધર્મ સચવાઈ રહે એનું ધ્યાન રાખનાર
**ધર્મ-વ્યાધ** પું [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મિથિલા નગરીમાં રાજા જનક વિદેહીનો સમકાલીન એક પવિત્રાત્મા ખાટકી. (સંજ્ઞા.)
**ધર્મ-વ્યાપ્તિ** સ્ત્રી. [સં.] જાતિવાચક પદ ઉપર ચોક્કસ પ્રકારનાં લક્ષણોનું અનુભવાતું વ્યાપકપણું, 'કૉનોટેશન' (રા.વિ.), 'ડિનોટેશન' (રા.વિ.). (તર્ક.)
**ધર્મ-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] કશું પણ ભાડું લીધા વિના યાત્રીઓ તેમજ પ્રવાસીઓને રહેવા-ઊતરવાનું સ્થાન, સરાઈ, મુસાફર-ખાનું
**ધર્મ-શાસન** ન. [સં.] જુએ 'ધર્મ-તંત્ર.'
**ધર્મ-શાસ્ત્ર** ન. [સં.] જેમાં ધર્મનું સ્વરૂપ એના સિદ્ધાંતો સાથે નિરૂપાયું હોય અને અથવા જેમાં હરેક પ્રકારના સામાજિક ધર્મોનો પરિચય આપવામાં આવ્યો હોય તેવો ગ્રંથ, ધર્મ-પુસ્તક. (૨) તે તે સ્મૃતિ-ગ્રંથ કે ધર્મ-સૂત્ર. (૩) ધર્મવિદ્યા, 'ડિયોન્ટોલૉજી' (દ.બા.)
**ધર્મશાસ્ત્રી** વિ.,પું. [સં.,પું.] ધર્મ-શાસ્ત્રનો જ્ઞાતા વિદ્વાન
**ધર્મ-શાળા** જુએ 'ધર્મ-શાલા.'
**ધર્મ-શિક્ષણ** ન., **ધર્મ-શિક્ષા** સ્ત્રી [સં.] ધર્મ વિશેની કેળવણી, ધાર્મિક તાલીમ
**ધર્મ-શીલ** વિ. [સં.] ધર્મના આચરણની આદતવાળું
**ધર્મશીલ-તા** સ્ત્રી. [પું.] ધર્મશીલ હોવાપણું [વિનાનું
**ધર્મ-શૂન્ય** વિ. [સં.] ધર્મના કોઈ પણ પ્રકારના સંસ્કાર
**ધર્મશૂન્ય-તા** સ્ત્રી. [સં.] ધર્મશૂન્ય હોવાપણું
**ધર્મ-શોધક** વિ. [સં.] ધર્મનાં તત્ત્વોને તારવી કાઢનાર
**ધર્મ-શોધન** ન. [સં.] ધર્મનાં તત્ત્વોની તારવણી. (૨) ધર્મમાં અગ્રાહ્ય તત્ત્વોને જુદાં પાડી શુદ્ધ ધર્મ રજૂ કરવાની ક્રિયા
**ધર્મ-શ્રદ્ધા** સ્ત્રી. [સં.] જુએ 'ધર્મ-નિષ્ઠા.'
**ધર્મ-સભા** સ્ત્રી. [સં.] જ્યાં ધર્મનાં વિભિન્ન સિદ્ધાંતો અને રહસ્યો વિશે ચર્ચા-વિચારણા થાય તેવું મંડળ કે સ્થાન
**ધર્મ-સમાજ** પું. [સં.] ધાર્મિક વૃત્તિનો લોક સમૂહ
**ધર્મ-સમીક્ષણ** ન. [સં.] ધર્મનાં સિદ્ધાંતો અને રહસ્યોનું નિરીક્ષણ-અવલોકન [તરફ ઉદારભાવે જોનાર
**ધર્મ-સહિષ્ણુ** વિ. [સં.] અન્ય ધર્મ કે ધર્મોના સિદ્ધાંતો
**ધર્મ-સહિષ્ણુ-તા** સ્ત્રી. [સં.] ધર્મ-સહિષ્ણુ હોવાપણું
**ધર્મ-સંકટ** (-સઙ્કટ) ન. [સં.] બંને બાજુ કામ કરતાં ધર્મનો ભંગ ઊભો થાય એવી પરિસ્થિતિ, 'ડિલેમા' (ન.લો.). (૨) જેમાં ધર્મ-અધર્મની સૂઝ ન પડે તેવી આફત
**ધર્મ-સંગઠન** (-સઙ્ગઠન) ન. [+જુએ 'સંગઠન.'] ધર્મના અનુયાયીઓનું ધર્મના રક્ષણના વિષયમાં સંપીલું વર્તન
**ધર્મ-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] ધર્મને વળગી રહેવાનું કાર્ય
**ધર્મ-સંગ્રામ** (-સઙ્ગ્રામ) પું. [સં.] જુએ 'ધર્મ-યુદ્ધ.-'ક્રુઝેઇડ' (ના.દા.)
**ધર્મ-સંઘ** (-સઙ્ઘ) પું. જુએ 'ધર્મ-સમાજ.' (૨) ધર્મ-સંસ્થા, 'ચર્ચ.' (૩) ધર્મ-રાજ્ય ['ધર્મ-સંગઠન.'
**ધર્મ-સંઘટ્ટન** (-સઙ્ઘટ્ટન) ન. [+ જુએ 'સંઘટ્ટન.'] જુએ
**ધર્મ-સંચય** (-સઞ્ચય) પું. [સં.] જુએ 'ધર્મ-સંગ્રહ.'
**ધર્મ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] પરંપરાથી ચાલ્યો આવતો વિશિષ્ટ ધર્મનો તે તે એક ફિરકો, પંથ

**ધર્મ-સંમત** (-સમ્મત) વિ. [સં.] ધર્મના સિદ્ધાંતોને અનુકૂળ, ધર્મે માન્ય રાખેલું

**ધર્મ-સંમૂઢ** (-સમ્મૂઢ) વિ. [સં.] ધર્મ શું અને અધર્મ શું–એ બેઉના વિષયમાં જેની મતિ મંઝાઈ ગયેલી છે તેવું, પોતાને ધર્મથી પ્રાપ્ત કરવા જેવું શું છે એ વિષયમાં બુદ્ધિ કામ ન કરતી હોય તેવું

**ધર્મ-સંસ્કરણ** (-સંસ્કરણ) ન. [સં.] જુઓ 'ધર્મ-શોધન.'

**ધર્મ-સંસ્કાર** (-સંસ્કાર પું. [સં.] ધાર્મિક સફાઈ, 'સેક્રેમેન્ટ'

**ધર્મ-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મ-સંઘ' 'ચર્ચ.'

**ધર્મ-સંસ્થાપક** (-સંસ્થાપક) વિ. [સં.] ધર્મની સ્થાપના કરનાર, સત્ય ધર્મનો આરંભ કરી સ્થિર કરનાર

**ધર્મ-સંસ્થાપન** (-સંસ્થાપન) ન., -ના સ્ત્રી. [સં.] સત્ય ધર્મની સ્થાપના [ધર્મ-સ્મૃતિ

**ધર્મ-સંહિતા** (-સંહિતા) સ્ત્રી. [સં.] ધાર્મિક શાસ્ત્ર, પદ્યાત્મક

**ધર્મ-સાધના** સ્ત્રી. [સં.] ધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન [પ્રક્રિયા, 'રિલિજિયસ રેન્ટ'

**ધર્મ-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] ધાર્મિક નિયમ તેમ

**ધર્મ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] ધર્મ સમઝવામાં મળેલી સફળતા, ધર્મ-પ્રાપ્તિની સફળતા

**ધર્મ-સુધારક** વિ. [+ જુઓ 'સુધારક.'] ધર્મમાં પેસી ગયેલાં દૂષણોને સાફ કરી આપનાર, ધર્મ-શોધક

**ધર્મ-સુધારણા** સ્ત્રી., **ધર્મ-સુધારો** પું. [+ જુઓ 'સુધારણા,' 'સુધારો.'] જુઓ 'ધર્મ-શોધન.'

**ધર્મ-સૂત્ર** ન. [સં] નાનાં નાનાં હેતુ-પૂર્ણ ગદ્ય-વાક્યોમાં લખાયેલો આચાર-ક્રિયારને લગતો સંસ્કૃત ભાષાનો તે તે ગ્રંથ ('માનવ-ધર્મસૂત્ર' વગેરે)

**ધર્મસૂત્ર-કાર** વિ.,પું. [સં.] તે તે ધર્મસૂત્રનો કર્તા

**ધર્મ-સેતુ** પું. [સં.] (લા.) નદીમાં બાંધેલી પાળ કે બંધની જેમ ધર્મનું રક્ષણ કરનાર પુરુષ

**ધર્મ-સેવક** પું [સં] કેવળ ધર્મ-ફરજ સમઝી સેવા આપનાર આદમી, સ્વયં-સેવક, 'વૉલન્ટિયર'

**ધર્મ-સ્કંધ** (-સ્કન્ધ) પું [સં.] યજ્ઞ અધ્યયન અને દાન

**ધર્મ-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] સત્ય ધર્મના કાર્યની યાદમાં ઊભો કરેલો થાંભલો (જેમકે 'અશોક-સ્તંભ.'). (૨) (લા.) ધર્મનું રક્ષણ તેમજ ગૌરવ કરનાર ધાર્મિક પુરુષ

**ધર્મ-સ્થ** વિ. [સં.] ધર્મમાં શ્રદ્ધા રાખી રહેલું, ધર્મ-પારાયણ. (૨) ધર્મની વિચારણા કરનાર. (૩) ન્યાયાધીશ, ન્યાયાધ્યક્ષ. (બૌદ્ધ.) [સ્થળ. (૨) ન્યાયાલય

**ધર્મ-સ્થાન** ન [સં.] ધાર્મિક મંદિરો તીર્થો વગેરે તે તે

**ધર્મ-સ્થાપક** વિ. [સં.] જુઓ 'ધર્મ-સંસ્થાપક.'

**ધર્મ-સ્થાપન** ન., -ના સ્ત્રી. [સં.] જુઓ 'ધર્મ-સંસ્થાપન.'

**ધર્મ-સ્થિત** વિ. [સં.] ધર્મમાં સ્થિતિ કરી રહેલું, ધર્મ-પરાયણ, ધર્મ-સ્થ [સંપ્રદાય પાળવાની સ્વતંત્રતા

**ધર્મ-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] પોતપોતાનો ધર્મ-

**ધર્મ-હાનિ** સ્ત્રી. [સં.] ધર્મમાંથી વિચલિત થવાની પરિસ્થિતિ

**ધર્મ-હીન** વિ. [સં.] જુઓ 'ધર્મ-શૂન્ય.'

**ધર્માખ્યાન** ન. [+ સં. आ-ख्यान] જુઓ 'ધર્મ-કથા.'

**ધર્માગાર** ન. [+ સં. आगार] જુઓ 'ધર્મ-મંદિર.'

**ધર્માગ્રહ** પું. [+ સં. आ-ग्रह] ધર્મ પાળવાની પ્રબળ લગની

**ધર્માગ્રહી** વિ. [+ સં. आग्रही પું.] ધર્મ પાળવાની પ્રબળ લગનીવાળું [વર્તન, સદાચરણ

**ધર્માચરણ** ન. [+ સં. आ-चरण] ધર્મના સિદ્ધાંતોને અનુરૂપ

**ધર્માચરણી** વિ. [સં.,પું.] ધર્મનું આચરણ કરનાર, સદાચરણી

**ધર્માચાર્ય** પું. [+ સં आ-चार्य] ધર્મ પાળનાર અને ઉપદેશ આપી પળાવનાર વડો ગુરુ, સંપ્રદાયનો મુખ્ય ગુરુ

**ધર્માજ્ઞા** સ્ત્રી. [+ સં. आ-ज्ञा] ધર્મના સિદ્ધાંતોને અનુરૂપ હુકમ [દેખાવ માત્ર

**ધર્માડંબર** (-ડમ્બર) પું. [+ સં. आ-डम्बर] ધર્મના પાલનનો

**ધર્માતિક્રમ** પું. [+ સં. अति-क्रम] ધર્મનું ઉલ્લંઘન, અધર્મનું આચરણ

**ધર્માતું** વિ [સં. धर्म દ્વારા ગુ.] ધર્મવાળું, (૨) આચાર-વિચાર રાખનારું. (૩) ધર્માદાને લગતું

**ધર્માત્મ-તા** સ્ત્રી. [+ સં. आत्मन् + ता] ધર્માત્મા હોવાપણું

**ધર્માત્મા** પું. [+ સં. आत्मा] ધાર્મિક સિદ્ધાંતો અને સદાચારથી સજેલો આત્મા જેનો છે તેવો માણસ કે વ્યક્તિ

**ધર્માત્યય** પું. [+ સં. अत्यय] જુઓ 'ધર્માતિક્રમ.'

**ધર્માદા** વિ. [જુઓ 'ધર્માદો.'] ધર્મ થાય–પુણ્ય થાય એ ઉદ્દેશે આપવામાં આવતું, ખેરિયત કરેલું, ધર્માદા અંગેનું

**ધર્માદા-ખાતું** ન. [જુઓ 'ધર્માદો' + ખાતું.'] ધર્માદા અર્થે થતી લેવડ-દેવડનો હિસાબ બતાવતી ચોપડામાંની નોંધ

**ધર્માદિયું** વિ. [જુઓ 'ધર્માદો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ધર્માદાને લગતું. (૨) ધર્માદાનું ખાનારું

**ધર્માદેશ** પું. [+ સં. आ-देश] જુઓ 'ધર્માજ્ઞા.'

**ધર્માદો** પું. [સં. धर्म-दाय, અર્વા. તદ્ભવ] પુણ્ય-કાર્ય નિમિત્તે કાઢેલા રકમથી થતાં દાન-પુણ્ય

**ધર્માધર્મ** પું.,બ.વ. [+ સં. अ-धर्म] ધર્મ અને અધર્મ. (૨) પુણ્ય અને પાપ

**ધર્માધિકરણ** ન. [+ સં. अधि-करण] ન્યાયાલય, ન્યાય-મંદિર. (૨) પું. ન્યાયાધીશ, ન્યાયાધ્યક્ષ [(૨)'.

**ધર્માધિકરણી** પું. [+ સં. अधिकरणी] જુઓ 'ધર્માધિકરણ

**ધર્માધિકાર** પું. [+ સં. अधि-कार] ધર્મના વિષયમાં રહેલી સત્તા કે હોદ્દો

**ધર્માધિકારી** પું. [+ સં. आधिकारी] ન્યાયાધીશ, ન્યાયાધ્યક્ષ

**ધર્માધિપત્ય** ન. [+ સં. आधिपत्य] જુઓ 'ધર્માધિકાર.'

**ધર્માધીન** વિ. [+ સં. अधीन] ધર્મને વશ રહેલું, ધર્મને અનુકૂળ રહેનારું

**ધર્માધ્યક્ષ** પું. [+ સં अध्यक्ष] ધર્મસભામાં પ્રમુખસ્થાને બેસનાર ધર્મપુરુષ, ધર્મની બાબતોનો પ્રમુખ પુરુષ

**ધર્માનુકૂલ**(-ળ) વિ. [+ સં. अनु-कूल પું.] ધર્મના સિદ્ધાંતોને બંધબેસતું

**ધર્માનુભવ** પું. [+ સં. अनु-भव] ધર્મ અને એના સિદ્ધાંતોને લગતું પરિશીલન [કરનાર

**ધર્માનુયાયી** વિ. [+ સં. अनुयायी] તે તે ધર્મનું પાલન

**ધર્માનુરાગ** પું. [+ સં. अनु-राग] જુઓ 'ધર્મ-પ્રીતિ.'

**ધર્માનુષ્ઠાન** ન. [+ સં. अनु-ष्ठान] ધાર્મિક ક્રિયા, ધાર્મિક આચરણ

**ધર્માનુસાર** વિ. [+સં. अनु-सार] ધર્મ પ્રમાણેનું. (૨) ક્રિ.વિ. ધર્મને અનુસરીને

**ધર્માનુસારી** વિ. [+સં. अनुसारी પું.] ધર્મ પ્રમાણેનું

**ધર્માભાસ** પું. [+સં. आ-भास] દેખાવમાં ધર્મ છતાં હકીકતે અધર્મ, આભાસ-ધર્મ

**ધર્માભિમાન** ન. [+સં. अभि-मान પું.] ધર્મ તરફનો ગૌરવપૂર્ણ અહોભાવ, ધર્મના ગૌરવની પ્રબળ બુદ્ધિ

**ધર્માભિમાની** વિ. [+સં. अभिमानी પું.] ધર્મ તરફનો ગૌરવપૂર્ણ અહોભાવ રાખનારું

**ધર્માભિષેક** પું. [+સં. अभि-षेक] ધર્મની મર્યાદાને સાચવીને થતો રાજ્યાભિષેક

**ધર્મારણ્ય** ન. [+સં. अरण्य] એ નામનું ઉત્તર ગુજરાતનું એક પ્રાચીન વન. (સંજ્ઞા.)

**ધર્મારાધન** ન., -ના સ્ત્રી. [+સં. आ-राधन, -ना] ધર્મ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન

**ધર્માર્થ** વિ. [+સં. अर्थ] ધર્મ માટેનું, ધર્મનિમિત્તનું, પરોપકાર માટેનું. (૨) ક્રિ. વિ. ધર્મ માટે, ધર્મ-નિમિત્ત, પરોપકાર માટે

**ધર્માર્થે** ક્રિ.વિ. [+ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] જુઓ 'ધર્માર્થ(૨).'

**ધર્માલય** ન. [+સં. आलय પું.] જુઓ 'ધર્મ-મંદિર.'

**ધર્માવતાર** વિ. [+સં. अव-तार] સાક્ષાત્ ધર્મ અવતર્યો હોય એવા સ્વરૂપનું, ધર્મ-મૂર્તિ

**ધર્માવલંબન** (-લમ્બન) ન. [+સં. अव-लम्बन] ધર્મને વળગી રહેવું એ, ધર્મપરાયણ-તા

**ધર્માવલંબી** (-લમ્બી) વિ. [+સં. अव-लम्बी, પું.] ધર્મને વળગી રહેનારું, ધર્મ-પરાયણ

**ધર્માવેશ** પું. [+સં. आ-वेश] ધર્મનો આવેશ, ધર્મ-ઝનૂન

**ધર્માશ્રય** પું. [+સં. आ-श्रय] ધર્મનો આશરો, ધર્મનું શરણ, ધર્મપરાયણ-તા

**ધર્માશ્રયી** વિ. [+સં. आ-श्रयी, પું.] ધર્મને વળગીને રહેલું, ધર્મ-પરાયણ

**ધર્માસન** ન. [+સં. आसन] ધર્મનું આસન, ઇન્સાફની ગાદી. [(૨) ન્યાયમંદિર

**ધર્માસ્તિકાય** પું. [સં.] સર્વ કોઈ ને ગતિમાં સહાય કરનાર એક લોકવ્યાપી અરૂપી દ્રવ્ય. (જૈન.)

**ધર્માસ્થા** સ્ત્રી. [+સં. आ-स्था] જુઓ 'ધર્મ-નિષ્ઠા.'

**ધર્માળુ**, -ળું વિ. [+ગુ. 'આળું' ત. પ્ર.] ધર્મ પાળનારું, ધાર્મિક વૃત્તિનું

**ધર્માંતર** (ધર્માન્તર) ન. [+સં. अन्तर] પોતાના ધર્મ સિવાયનો બીજો ધર્મ, વિધર્મ. [૦ **કરવું** (રૂ. પ્ર.) ધર્મ-પરિવર્તન કરવું, ધર્મ બદલવો. ૦ **લગ્ન** (રૂ. પ્ર.) આંતરધર્મી લગ્ન, વર કન્યા ભિન્ન ભિન્ન ધર્મનાં હોય તેવાંઓનો વિવાહ]

**ધર્માંતર-પ્રચાર** (ધર્માન્તર-) પું. [સં.], **ધર્માંતર-પ્રવૃત્તિ** (ધર્માન્તર-) સ્ત્રી. [સં.] વટાળ-પ્રવૃત્તિ, 'પ્રોસીલીટાઇઝિંગ'

**ધર્માંધ** (ધર્માન્ધ) વિ. [+સં. अन्ध] પોતાના ધર્મમાં આંધળી શ્રદ્ધા રાખનારું, પોતાના ધર્મના વિષયમાં અવિચારી આગ્રહવાળું [આંધળી ધર્મ-નિષ્ઠા

**ધર્માંધ-તા** (ધર્માન્ધ-તા) સ્ત્રી. [સં.] ધર્માંધ હોવાપણું,

**ધર્મિષ્ઠ** વિ. [સં.] ભારે ધર્મ-ચુસ્ત, આચાર-વિચારમાં ખૂબ ચુસ્ત, ધર્મશીલ, ધર્મ-પરાયણ (મ. ન.)

**ધર્મિષ્ઠ-તા** સ્ત્રી. [સં.] ધર્મિષ્ઠ હોવાપણું, 'થિયૉલૉજી'

**ધર્મી** વિ., પું. [સં., પું.] ધર્મ-લક્ષણ ધરાવનાર. (૨) ધર્મ પાળનારું, ધાર્મિક, ધર્મપરાયણ

**ધર્મી-ગત** વિ. [સં. धर्मि-गत] ધર્મીને વિશે રહેલું

**ધર્મીય** વિ. [સં.] ધર્મને લગતું, ધાર્મિક

**ધર્મીલું** વિ. [સં. धर्म + ગુ. 'ઈલું' ત. પ્ર.] ધર્મ પાળનારું, ધર્મનું આગ્રહી, ધર્મિષ્ઠ [ધર્મ-કર્મ કરવાની મરજી

**ધર્મેચ્છા** સ્ત્રી. [+સં. इच्छा] ધર્મનું જ્ઞાન મેળવવાની તેમ

**ધર્મેચ્છુ**, ૦ક વિ. [+સં. इच्छु, ०क] ધર્મેચ્છા કરનારું–રાખનારું [રહેલું, કેવળ ધર્મ-પરાયણ

**ધર્મૈકચિત્ત** વિ. [+સં. एक-चित्त] માત્ર ધર્મમાં મન પરોવીને

**ધર્મોત્પત્તિ** સ્ત્રી. [+સં. उत्पत्ति] ધર્મનું પ્રાકટ્ય, ધર્મનું સર્જન

**ધર્મોદય** પું. [+સં. उदय] ધર્મ-જાગૃતિ, ધાર્મિક ઉત્થાન, 'રેફર્મેશન'

**ધર્મોદ્ધાર** પું. [+उद्धार] ધર્મને ઊંચે લાવવાનું કાર્ય

**ધર્મોદ્ધારક** વિ. [+સં. उद्धारक] ધર્મને ઊંચે લાવનાર, ધર્મને પ્રકાશમાં લાવનાર

**ધર્મોદ્ધારણ** ન. [+સં. उद्धारण] જુઓ 'ધર્મોદ્ધાર.'

**ધર્મોન્મત્ત** વિ. [+સં. उन्मत्त] જુઓ 'ધર્માંધ.'

**ધર્મોન્માદ** પું. [+સં. उन्माद] જુઓ 'ધર્મ-ઘેલછા.'

**ધર્મોપદેશ** પું. [+સં. उप-देश] ધર્મ વિશેનો બોધ, ધર્મના સિદ્ધાંતોની સમજૂતી

**ધર્મોપદેશક** વિ. [+સં. उप-देशक] ધર્મ વિશેનો ઉપદેશ કરનાર

**ધર્મોપદેષ્ટા** વિ., પું. [+સં. उप-देष्टा પું.] જુઓ 'ધર્મોપદેશક.'

**ધર્મોપમાન-લુપ્તા** વિ., સ્ત્રી. [+સં. उपमान-लुप्ता] જેમાં ધર્મ અને ઉપમાવાચક શબ્દ નથી હોતો તેવો લુપ્તા ઉપમાનો એક પ્રકાર. (કાવ્ય.)

**ધર્મોપમ ન-વાચક-લુપ્તા** વિ., સ્ત્રી. [સં.] જેમાં ધર્મ ઉપમાન-શબ્દ અને 'इव' (જેવું) એ વાચકનો પણ લોપ છે તેવો લુપ્તા ઉપમાનો એક પ્રકાર. (કાવ્ય.)

**ધર્મોપાર્જન** ન. [+સં. उपार्जन] ધર્મ પ્રાપ્ત કરવાનું કાર્ય

**ધર્મોપાસક** વિ. [+સં. उपासक] ધર્મને મેળવવા સતત પ્રયત્નશીલ [ભાવ, ધર્મવિષયક બેદરકારી

**ધર્મૌદાસીન્ય** ન. [+સં. औदासीन्य] ધર્મ તરફ ઉદાસીન

**ધર્મ્ય** વિ. [સં.] જુઓ 'ધર્મીય.'

**ધર્ષણીય** વિ. [સં.] સામનો કરવા જેવું, ધસી પહોંચવા જેવું

**ધર્ષિણી** વિ., સ્ત્રી. [સં., સ્ત્રી.] (લા.) કુલટા સ્ત્રી

**ધર્ષિત** વિ. [સં.] જેનો સામનો કરવામાં આવ્યો હોય તેવું, જેનું અપમાન કરવામાં આવ્યું હોય તેવું

**ધલધલાવું** અ.ક્રિ. [રવા.] ખળ ખળ કરતાં વહેવું

**ધલપ(-ફ)લવું** અ. ક્રિ. [રવા.] તરફડવું. **ધલપ(-ફ)લાવું** ભાવે., ક્રિ. **ધલપ(-ફ)-લાવવું** પ્રે., સ. ક્રિ.

**ધલપ(-ફ)લાટ** પું. [જુઓ 'ધલપ(-ફ)લવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધલપલવું એ

**ધલપ(-ફ)લાવવું**, **ધલપ(-ફ)લાવું** જુઓ 'ધલપ(-ફ)લવું'માં.

**ધલ(-ળ)-પાપડ** સ્ત્રી., વિ. [રવા.] તલ-પાપડ, ઉતાવળ

**ધલફલવું** જુઓ 'ધલપલવું.' **'ધલફલાવું'** ભાવે., ક્રિ. **ધલ-ફલાવવું** પ્રે., સ. ક્રિ.

**ધલફલાટ** જુઓ 'ધલપલાટ.'

**ધલફલાવવું, ધલફલાવું** જુઓ 'ધલપ(-ફ)લવું'માં.

**ધલવલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'ધલવલવું.'] ધલવલાટ

**ધલવલવું** અ. ક્રિ. [રવા.] માનસિક ખળભળાટ અનુભવવો. **ધલવલાવું** ભાવે., ક્રિ. **ધલવલાવવું** પ્રે., સ.ક્રિ.

**ધલવલાટ** પું. [જુઓ 'ધલવલવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધલવલવાની પ્રબળ ક્રિયા

**ધલવલાવવું, ધલવલાવું** જુઓ 'ધલવલવું'માં.

**ધલહલ** (-લ્ય) સ્ત્રી. [રવા.] ધાંધલ, ખટપટ, તોફાન

**ધલાઈત** પું. હથિયારબંધ પોલીસ

**ધવ**[1] પું. [સં.] પતિ, ધણી, વર, ખાવિંદ. (૨) એ નામનું એક વૃક્ષ, ધાવડો

**ધવર** (-ર્ય) સ્ત્રી. સંતોષ, તૃપ્તિ. (૨) પુષ્ટિ. (૩) તંદુરસ્તી. (૪) શાંતિ. (૫) તેજ. (૬) સારી દશા. [૦ વળવી (રૂ.પ્ર.) લક્ષ્મી મળવી. (૨) અંગ નિર્વિકારી થઈ કાંતિ બદલવી]

**ધવડા(-રા)વવું** જુઓ 'ધાવવું'માં. [**ધવડાવ્યા કરવું** (રૂ.પ્ર.) ફોસલાવી ખોટી આશા આપ્યા કરવી]

**ધવડો**[1] પું. [જુઓ 'ધવ[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ધવ[1](૨).'

**ધવડો**[2] પું. ખલખૂજલી, ખંજોળ.

**ધવત** (-ત્ય) સ્ત્રી. જુઓ 'ધવ.[2]'

**ધવરા(-ડા)વવું** જુઓ 'ધાવવું'માં. [**ધવરાવ્યા કરવું** (રૂ.પ્ર.) ફોસલાવી ખોટી આશા આપ્યા કરવી]

**ધવરી** સ્ત્રી. એ નામની પક્ષીની એક જાત

**ધવલ** વિ. [સં.] ધોળા રંગનું, ધોળું. (૨) નિર્મળ, સ્વચ્છ. (૩) ન. એક ગીત-પ્રકાર, ધોળ [(સંજ્ઞા.)

**ધવલ-ગિરિ** પું [સં.] એ નામનું હિમાલયનું એક શિખર.

**ધવલ-ગૃહ** ન. [સં., પું., ન.] ચૂને ઊજળું લાગતું સુંદર મકાન

**ધવલ-તા** સ્ત્રી. [સં.] ધોળાશ [લિંક ગીતો

**ધવલ-મંગલ** (-મઙ્ગલ) ન., બ.વ. [સં.] ધોળ અને માંગ-

**ધવલિત** વિ. [સં] ધોળું કરેલું. (૨) ઊજળું કરેલું. (૩) સાફ કરેલું

**ધવલી**[1] વિ., સ્ત્રી. [સં. धवला] ધોળા રંગની ગાય

**ધવલી**[2] સ્ત્રી. કડાયાના ઝાડનું એક નામ

**ધવળું** વિ. [સં धवलक-> પ્રા. धवलअ-] જુઓ 'ધવલ(૧).'

**ધવા** સ્ત્રી. જુઓ 'ધવ.[2]' [૦ વળવી (રૂ.પ્ર.) શરીરને નિરાંત થઈ તેજ આવવું]

**ધવાડવું, ધવાવું** જુઓ 'ધાવવું'માં.

**ધવાંસા** પું., બ.વ. ધુમાડાવાળાં જાળાં (છાપરાંમાંનાં)

**ધસકવું** અ. ક્રિ. [રવા.] ધસી પડવું. (૨) ઉધરસ ખાવી. (૩) બીક લાગવી, ડરવું (૪) ખૂંચી જવું. (૫) સ. ક્રિ. ઈર્ષ્યા કરવી. **ધસકાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **ધસકાવવું** પ્રે., સ. ક્રિ.

**ધસકાવવું, ધસકાવું** જુઓ 'ધસકવું'માં.

**ધસકો** પું. [જુઓ 'ધસકવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) ખોટો દેખાવ, ઢોંગ. (૨) ચોખ્ખી નિશાની, સ્પષ્ટ ચિહ્ન. (૩) ધ્રાસકો, ફાળ, ડર

**ધસ-ધસ્યું** વિ. [જુઓ 'ધસવું,'-દ્વિર્ભાવ + ગુ. 'યું' ભૂ. કૃ.] એકદમ ધસી આવેલું. (૨) ઉતાવળું

**ધસમસ** (ધસ્ય-મસ્ય) સ્ત્રી. [જુઓ 'ધસમસવું.'] એકદમ દોડતાં આવવું એ. (૨) (લા.) ગભરામણ. (૩) ક્રિ. વિ. ત્વરાથી, ઝડપથી, એકદમ ઉતાવળે

**ધસમસવું** અ. ક્રિ. [રવા.] દોડીને ધસી આવવું. (૨) ગભરાવું. (૩) સ.ક્રિ. હડસેલવું. **ધસમસાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **ધસમસાવવું** પ્રે., સ.ક્રિ.

**ધસમસાવવું, ધસમસાવું** જુઓ 'ધસમસવું'માં.

**ધસવું** અ.ક્રિ. [સં. घृष-घर्ष्-> પ્રા. घस्स-] વેગપૂર્વક આગળ ધપવું. (૨) (લા.) સામે થવું. **ધસાવું** ભાવે.,ક્રિ. **ધસાવવું** પ્રે., સ.ક્રિ. [(૨) વિ. કાદવવાળું

**ધસામ** (-મ્ય) સ્ત્રી. પગ પેસી જાય તેવી પોચી જમીન.

**ધસાર** વિ. ખરાબ, નઠારું [એકદમ ધસી આવીને

**ધસારા-બંધ** (-બન્ધ) ક્રિ. વિ. [જુઓ 'ધસારો' + ફા. 'બન્દ.']

**ધસારો** પું. [જુઓ 'ધસવું' + ગુ. 'આરો' કૃ.પ્ર.], **-વડો** પું. [જુઓ 'ધસવું' દ્વારા.] એકદમ ધસી આવવું કે જવું એ. (૨) (લા.) હલ્લો, હુમલો

**ધસાવવું, ધસાવું** જુઓ 'ધસવું'માં.

**ધસેલું** વિ. [જુઓ 'ધસવું' + ગુ. 'એલું' બી. ભૂ. કૃ.] (લા.) મગજનું ચસકેલ, ખસેલા મગજવાળું. (પારસી.)

**ધળ-પાપડ** જુઓ 'ધલ-પાપડ.'

**ધંકવું** (ધઙ્કવું) અ. ક્રિ. [રવા.] ખણકારો કરવો (વાસણનો ખખડાટ). **ધંકાવું** (ધઙ્કાવું) ભાવે.,ક્રિ. **ધંકાવવું** (ધઙ્કાવ-વું) પ્રે.,સ.ક્રિ.

**ધંકાવવું,ધંકાવું** (ધઙ્કા-) જુઓ, 'ધંકવું'માં.

**ધંખવું** (ધઙ્ખવું) સ. ક્રિ. [જુઓ. 'ઝંખવું.'] સતત યાદ કરવું, ઝંખવું. **ધંખાવું** (ધઙ્ખાવું) કર્મણિ., ક્રિ. **ધંખાવવું** (ધઙ્ખાવવું) પ્રે.,સ.ક્રિ.

**ધંખાવવું, ધંખાવું** (ધઙ્ખા-) જુઓ 'ધંખવું'-'ધાંખવું'માં.

**ધંગી** (ધઙ્ગી) ન. (સિંધી) સિંધનું વહાણ. (સંજ્ઞા.)

**ધંઢાર** પું. એકલવાયાપણું, એકાંતિક-તા

**ધંતર** (ધન્તર) ન. [સં. तन्त्र દ્વારા] તાંત્રિક પ્રયોગ. (આ શબ્દ' મંતર' સાથે જ વપરાય છે.)

**ધંતર-મંતર** (ધન્તર-મન્તર) ન. [સં. तन्त्र-मन्त्र, અર્વા. તદ્ભવ] મંત્ર-સાધના, જાદુ-પ્રયોગ. (૨) (લા.) ધૂતી લેવાની કળા, છળ, વંચના

**ધંતરવું** (ધન્તરવું) સ. ક્રિ. [જુઓ 'ધંતર,'-ના. ધા.] (લા.) છેતરવું. **ધંતરાવું** (ધન્તરાવું) કર્મણિ., ક્રિ. **ધંતરાવવું** (ધન્તરાવવું) પ્રે., સ.ક્રિ.

**ધંતરાવવું, ધંતરાવું** (ધન્ત-) જુઓ 'ધંતરવું'માં.

**ધંતૂર, -રો** (ધન્તૂર. -રો) જુઓ ધતૂરો.'

**ધંધ** (ધન્ધ) પું. [રવા.] ધાંધલ, તોફાન. (૨) ઉપાધિ, ચિંતા. (૩) હઠ, દુરાગ્રહ

**ધંધક** (ધન્ધક) પું. કામ-ધંધાનો ડોળ. (૨) જંજાળ

**ધંધક-ધોરી** વિ. [ + જુઓ 'ધોરી.'] (લા.) કામ-ધંધાના બોજાવાળું

**ધંધકાર** (ધન્ધકાર) પું. કાપાકાપી, લડાઈ

**ધંધ-માર** (ધન્ધ-) ક્રિ.વિ. ધોધમાર. (૨) ઝપાટા-બંધ

**ધંધાકીય** (ધન્ધા-) વિ. [જુઓ 'ધંધો' + સં. क ત. પ્ર. +

ઈય ત.પ્ર.] ધંધાને લગતું

**ધંધા-ખાર** (ધન્ધા-) પું. [જુઓ 'ધંધો' + 'ખાર.'] ધંધા-રોજગારમાં એકબીજા પ્રત્યેની અદેખાઈ

**ધંધા-દાર** (ધન્ધા-) વિ. [જુઓ 'ધંધો + ફા. પ્રત્યય] ધંધો-રોજગાર કરનાર, કામગાર. (૨) કારીગર, કસબી 'પ્રોફેસનલ.' (૩) વેપારી

**ધંધાદારી**[1] (ધન્ધા-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ધંધો-રોજગાર ચલાવવાપણું, રોજગાર, 'પ્રોફેસન.'

**ધંધાદારી**[2] (ધન્ધા-) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ધંધો કરનારું, 'પ્રોફેસનલ'

**ધંધા-પાણિ** (ધન્ધા-) ન., બ.વ. [જુઓ 'ધંધો' + 'પાણી.'] ધંધો-ધાપો, કામ-કાજ, વેપાર-વણજ

**ધંધા-ભાઈ** (ધન્ધા-) પું. [જુઓ 'ધંધો' + 'ભાઈ.'] એક જ પ્રકારનો ધંધો-રોજગાર કરનાર વ્યક્તિ (એકબીજાને પરસ્પર)

**ધંધાર્થી** (ધન્ધા-) વિ. [જુઓ 'ધંધો' + સં. અર્થી, પું., સંધિથી], **-થું** વિ. [+ સં. અર્થ + ગુ. 'ઉ' ત.પ્ર.] ધંધો શોધવા મથતું. (૨) ધંધા માટેનું 'કોમર્શિયલ'

**ધંધાર્થે** ક્રિ.વિ. [જુઓ 'ધંધો' + સં. અર્થ + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] ધંધાને માટે, ધંધો-રોજગાર કરવા નિમિત્તે

**ધંધા-વેરો** (ધન્ધા-) પું. [જુઓ 'ધંધો + 'વેરો.' + ] ધંધો-રોજગાર કરનારને દેવો પડતો સરકારી કર, 'પ્રોફેસનલ-ટૅક્સ' [હેતુથી. (ન.મા.)

**ધંધા-સર** ક્રિ.વિ. [જુઓ 'ધંધો' + 'સર.'] ધંધાર્થે, ધંધાના

**ધંધુકાર** (ધન્ધુકાર) પું. પ્રલયનો સમય, પ્રલય-કાલ

**ધંધુ-ખર** (ધન્ધુ-ખર) પું. મનનો ઊભરો, આવેશ, આવેગ

**ધંધૂડી(-રી)** (ધન્ધૂડી) સ્ત્રી. સંધાડિયાની સંધાડો ચલાવવાની લાકડી-દોરી

**ધંધેણવું** (ધન્ધેણવું) સ.ક્રિ. [રવા.] ઢંઢોળવું, હચમચાવવું. **ધંધેણાવું** (ધન્ધેણાવું) કર્મણિ., ક્રિ. **ધંધેણાવવું** (ધન્ધેણાવવું) પ્રે., સ.ક્રિ.

**ધંધેણાવવું, ધંધેણાવું** (ધન્ધે-) જુઓ 'ધંધેણવું'માં.

**ધંધેરવું** (ધન્ધેરવું) સ.ક્રિ. [રવા.] જુઓ 'ધંધેણવું.' **ધંધેરાવું** (ધન્ધેરાવું) કર્મણિ., ક્રિ. **ધંધેરાવવું** (ધન્ધેરાવવું) પ્રે., સ.ક્રિ.

**ધંધેરાવવું, ધંધેરાવું** (ધન્ધે-) જુઓ 'ધંધેરવું'માં.

**ધંધો** (ધન્ધો) પું. [ફા. 'દહિ-દહ્'-આપનાર] **૦ધાપો** પું. [+ નિરર્થક શબ્દ] જેમાંથી વળતર મળે તેવું કામકાજ, રોજગાર, ઉદ્યમ, વ્યવસાય, પ્રવૃત્તિ, 'બિઝનેસ.' (૨) વેપાર, 'ટ્રેઇડ'

**ધંધો-પાણી** ન. [જુઓ 'ધંધો' + પાણી.'] જુઓ 'ધંધા પાણી.'

**ધંધો-રોજગાર** (ધન્ધો-) પું [જુઓ 'ધંધો' + 'રોજગાર;' સમાનાર્થી શબ્દોની પુનરુક્તિ.] જુઓ 'ધંધો.'

**ધંધોલિયું** (ધન્ધોલિયું) ન. [જુઓ 'ધંધો' દ્વારા.] વ્યવસાય. (૨) દુકાન

**ધંધોળવું** (ધન્ધોળવું) સ.ક્રિ. [દે.પ્રા. धंधोल] જુઓ 'ઢંઢોળવું.' **ધંધોળાવું** (ધન્ધોળાવું) કર્મણિ., ક્રિ. **ધંધોળાવવું** (ધન્ધોળાવવું) પ્રે., સ.ક્રિ.

**ધંધોળાવવું, ધંધોળાવું** (ધન્ધો-) જુઓ 'ધંધોળવું'માં.

**ધંઓરિયો** (ધમ્ઓરિયો) પું. એ નામની એક ઔષધોપયોગી વનસ્પતિ

**ધા** (ધાઃ) સ્ત્રી. [દે. પ્રા. धाहा] રક્ષણ માટેની પ્રબળ માંગ, મદદ માટેનો પોકાર. [[૦ નાખ(-નાં)ખવી (રૂ.પ્ર.) મદદ માટે પોકાર કરવો]

**ધાઈ** સ્ત્રી. [જુઓ 'ધાવવું' દ્વારા.] સ્ત્રીનું સ્તન, થાન, ધાવું

**ધાઈ-ધૂતીને** ક્રિ. વિ. [જુઓ 'ધાવું' + 'ધૂતવું' + ગુ. 'ઈ' સં. ભૂ.કૃ. + 'ને' અનુગ.] નજીક જઈ છેતરી લઈને

**ધાઈ-પટ** પું. એ નામનો એક છોડ

**ધાઉ** ન. બે ખૂણાવાળું કચ્છી વહાણ. (વહાણ.)

**ધાઉ(-વ)ડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**ધાક**[1] પું., સ્ત્રી. [દે. પ્રા धक्क અ.ક્રિ. દ્વારા] ભય, ડર, બીક. (૨) (લા.) દોર, સત્તા. (૩) અંકુશ. [૦ ખાવી, ૦ ખાઈ જવી (રૂ.પ્ર.) બીક અનુભવવી. ૦ દેખાડવી (રૂ.પ્ર.) બીક બતાવવી. ડરાવવું. ૦ બેસવી (-બૅસવી) (રૂ. પ્ર.) ડર લાગવો. ૦ બેસાડવી (-બૅસાડવી) (રૂ. પ્ર.) દાબ બેસાડવો, ડરામણી આપવી. ૦ રાખવી (રૂ. પ્ર.) ડરતું રાખવું]

**ધાક**[2] સ્ત્રી. બહેરાપણું, બહેરાશ. [૦ ઊઘડવી (રૂ. પ્ર.) બહેરાશ જવી. ૦ પડવી (રૂ. પ્ર.) બહેરાશ થવી]

**ધાકડ**[1] પું. કન્યા-વિક્રય કરનાર માણસ

**ધાકડ**[2] વિ. નબળું, સામનો ન કરી શકે તેવું

**ધાકડી** સ્ત્રી. ઓઢવાની નાની ગોદડી

**ધાકડે-ધાકડ** વિ. ન ટકી શકે તેવું સાંધેલું, ખોટા સાંધા કરેલું. (૨) તદ્દન જૂઠાણાથી ભરેલું, સાવ ખોટું

**ધાકડો** પું. શાક વેચવાનો ધંધો કરનાર કાછિયો

**ધાક-ધમકી** સ્ત્રી. [જુઓ 'ધાક[1]' + 'ધમકી.'] ડરામણી અને ઠપકો

**ધાક-ધમાક** સ્ત્રી. [જુઓ 'ધાક[1]' + 'દિમાક.'] (લા.) દોર-દમામ, પ્રભાવ

**ધાકો** પું. [રવા.] ચસકો, પીડા, દુખાવો

**ધકોડ** વિ. [જુઓ 'ધાક[2]' દ્વારા] તદ્દન બહેરું

**ધાકોર** વિ. [ 'કોરું ધાકોર' એવો સંયુક્ત પ્રયોગ] તદ્દન કોરું, (૨) (લા.) લાગણી વિનાનું

**ધાખ, ૦ડી, ૦ના** સ્ત્રી. [જુઓ 'ધખ.'] તીવ્ર વાંછના, પ્રબળ ઇચ્છા, ઝંખના, લોલુપતા

**ધાખવું** અ.ક્રિ. [સં. दह् નું ભવિષ્ય. धक्ष्य्- > પ્રા. धक्ख-] બળવું, સળગવું. ધખાવું ભાવે., ક્રિ. ધખાવવું પ્રે.,સ.ક્રિ.

**ધાગડિયાં** ન., બ.વ. [રવા.] તોફાન-મસ્તી, ઉધમાત

**ધાગડિયું** વિ. [જુઓ 'ધાગડી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] થોડો વખત ચાલે કે ટકે તેવું, કામચલાઉ

**ધાગડિયો** પું. [જુઓ 'ધાગડિયાં.'] જુઓ 'ધાગડિયાં.'

**ધાગડી** સ્ત્રી. [જુઓ 'ધાગી' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] ચીથરાં ભેળાં સીવી બનાવેલી ગોદડી, ધડકી

**ધાગવું** અ. ક્રિ. [જુઓ 'ધાક[1]' દ્વારા.] ધાકમાં હોવું, ડરવું, બીવું

**ધાગા-ધૂગી** સ્ત્રી. [જુઓ 'ધાગો' -દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] ચીથરાં લગાડી સાંધી સરખું કરવાની ક્રિયા

**ધાગી** સ્ત્રી. [જુઓ 'ધાગો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ ધાગડી. (૨) કેડ આસપાસ બંધાતી સોના-રૂપાની સાંકળી

**ધા(-ધ્રા)ગો** પું. ચીથરું (થીગડા માટેનું). (૨) દોરો. [૦ તોડવો (રૂ. પ્ર.) સંબંધ તોડવો. ૦ દેવો (રૂ. પ્ર.) કપડાને થીગડું લગાવવું]

**ધાટી** સ્ત્રી. [સં.] ગતિ, ચાલ. (૨) રીત, ઢબ, પદ્ધતિ

**ધાડ** (-ડ્ય) સ્ત્રી. [દે. પ્રા. ધાડી] ચોર-લુટારાઓનું આક્રમણ, 'ડેકોઇટી.' (૨) (લા.) લુટારાઓની ટોળી. [૦ આવવી, ૦ પડવી (રૂ. પ્ર.) લુટારાઓનું આક્રમણ આવવું. (૨) ખૂબ ઉતાવળમાં હોવું. ૦ મારવી (રૂ. પ્ર.) મોટું પરાક્રમ કરવું (કટાક્ષમાં)] [આગેવાન, નાયક, નેતા

**ધાડ-ધણી** (ધાડય-) પું. [+ જુઓ 'ધણી.'] (લા.) મુખી,

**ધાડ(-ડા)-ધાડ** (ધાડય-ધાડય) સ્ત્રી. [જુઓ 'ધાડ,'–દ્વિર્ભાવ.] (લા.) ખૂબ ઉતાવળ. (૨) ધાંધલ, દોડાદોડી

**ધાડ-ધાડાં** (ધાડય-) વિ. [જુઓ 'ધાડું'–બ.વ.] (લા.) ઉગ્ર સ્વભાવનું, આકરા મિજાજનું, ખૂબ ગુસ્સે ભરાયેલું

**ધાડ-પાડુ** (ધાડય-) વિ. [+ જુઓ 'પાડવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] ધાડ પાડનાર–લુટારો, ડાકુ, 'ડેકોઇટ'

**ધાડમ-ધાડ** (-ડ્ય) વિ., ક્રિ. વિ. [જુઓ 'ધાડ.' –દ્વિર્ભાવ.] (લા.) ઘણું જ વાધારે પડતું

**ધાડવું** અ. ક્રિ. [રવા.] ગર્જના કરવી, ત્રાડ પાડવી

**ધાડસ** (-સ્ય) સ્ત્રી. [જુઓ 'ધાડ' દ્વારા.] નીડર સાહસિકતા, ધસી જવાનું ધૈર્ય. (૨) ઉત્તેજન. (૩) આરામ

**ધાડસી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ધાડસવાળું

**ધાડાં-ખોરી** સ્ત્રી. [જુઓ 'ધાડું' -બ.વ. + ફા. 'ખોર્' + ગુ. 'ઈ' ત. પ્ર.] ધાડ પાડવાનો ધંધો

**ધાડાં-શાહી** સ્ત્રી. [જુઓ 'ધાડું' બ.વ. + ફા. 'શાહ્' + ગુ. 'ઈ' ત. પ્ર.] ધાડાં પાડીને ચલાવવામાં આવતો રાજ્ય-કારોબાર. (૨) સંયમ વગરના લોકોનું શાસન 'મોબ-રૂલ' (ચ. ઉ.).

**ધાડા-ધાડ** (-ડ) જુઓ 'ધાડ-ધાડ.' [લોકોનું ટોળું

**ધાડિયું** ન. [જુઓ 'ધાડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.)

**ધાડિયો** પું. [જુઓ 'ધાડિયું.] ધાડ પાડનાર-લુટારો

**ધાડું** ન. [જુઓ 'ધાડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ધાડ.' (૨) (લા.) લોકોનું ટોળું

**ધાડે-ધાડાં** ન., બ.વ. [જુઓ 'ધાડું,' -દ્વિર્ભાવ. વચ્ચે ગુ. 'એ' ત્રી વિ.,પ્ર.] (લા.) લોકોનાં ટોળેટોળાં

**ધાડે-ના** કે.પ્ર. [જુઓ 'ધાડું' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર. + 'ના' નિરર્થક ઉદ્‌ગાર.] માલ વગરની વાતનો ભાવ બતાવનાર ઉદ્‌ગાર. [ઓય ધાડેના (રૂ.પ્ર.) તુચ્છકાર કે નિર્માલ્ય-પણાનો ભાવ] [કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ધાણકો** પું. દક્ષિણ ગુજરાતની એ નામની એક રાનીપરજ

**ધાણધાર** પું. [જુઓ 'દંઢાવ્ય.'] મહેસાણા જિલ્લાના મોટા ભાગના પ્રદેશનું મધ્યકાલીન નામ, દંઢાવ્ય પ્રદેશ. (સંજ્ઞા.)

**ધાણા** પું., બ.વ. [સં. धानाक- > પ્રા. धाणाअ-] કોથમીરની ભાજીનાં સૂકાં બી (મસાલાની એક ચીજ) (ધાણાનાં બીમાંથી કાઢેલી દાળ સેકીને મુખવાસ માટે વાપરાય છે.)

**ધાણા-જીરું** ન. [+ જુઓ 'જીરું.'] ધાણા અને જીરાનો દળી કે ખાંડીને કરેલો ભૂકો (દાળ-શાક વગેરેમાં નાખવાનો)

**ધાણા-સાળ** (-ળ્ય) સ્ત્રી. [+ જુઓ 'સાળ.[1]'] ધાણાની સોડમવાળી ડાંગરની એક જાત

**ધાણિયા-ધાણિયા** ક્રિ.વિ. [જુઓ ધાણિયું'–દ્વિર્ભાવ.] (લા.) ફોડેફોડા [જેવું થોડા કસ અને વકવાળું

**ધાણિયું** [જુઓ 'ધાણી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ધાણાનાં ફોતરાં

**ધાણિયો** પુ. [જુઓ 'ધાણિયું.'] ધાણી શેકવાનું કલાડું. (૨) (લા.) છ દાંતાનું ખેતીનું એક ઓજાર. (૩) ગોદડ-રજાઈ

**ધાણિયો-ઝેંગો** (-ઝેંગો) પું. કેસરી રંગનું એક પ્રકારનું જંતુ

**ધાણી** સ્ત્રી. [સં. धाना > પ્રા. धाणा + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુવાર બાજરી મકાઈ વગેરેના શેકેલા ફૂલેલા દાણા. [૦ ફૂટવી (રૂ. પ્ર.) શેકાતાં દાણા ફાટીને ફૂલવા. (૨) મોંમાંથી અપશબ્દ નીકળવા. (૩) મરકી જેવા રોગથી માણસનાં અનેક સંખ્યામાં મરણ થવાં. ૦ શેકવી (રૂ.પ્ર.) જુલમ કરવો. ધૂળ-ધાણી (રૂ. પ્ર.) તદ્દન નષ્ટ અને નિરર્થક થયેલું]

**ધાણી-દાળિયા** પું., બ.વ. [જુઓ 'ધાણી' + 'દાળિયો.'] ધાણી સાથે ભેળવેલા શેકેલા ચણા (આખા અને ફાડિયાં). [૦ જુદા થવા (રૂ. પ્ર.) અણ-બનાવ થવો. ૦ થવા (રૂ.પ્ર.) ચૂડીઓ તતડી ઉપરનાં છોડાં અલગ થવાં]

**ધાણી-ફૂટ** વિ. [જુઓ 'ધાણી' + 'ફૂટવું.'] શેકાતાં દાણા ફટાફટ ફૂટે તેવી રીતે માથું ફાડી નાખે એમ પડતું (તડકો)

**ધાણો-વાણો** પું. છૂટું છૂટું થઈ જવું એ, વેરાઈ જવું એ

**ધાત[1]** સ્ત્રી. [સં. धातु પું., અર્વા. તદ્‌ભવ] પ્રજોત્પત્તિ કરતું સફેદ પ્રવાહી, શુક્ર, વીર્ય. [૦ જવી (રૂ. પ્ર.) વીર્યનો સ્રાવ થવો. ૦ તવાવી (રૂ. પ્ર.) વીર્ય પાતળું થઈ જવું. ૦ ફૂટવી (રૂ.પ્ર.) મર્યાદામાં આવવું. મોઢે ધાત જવી (રૂ.પ્ર.) ઊંઘમાં લાળ પડવી]

**ધાત[2]** સ્ત્રી. આંકનો પાડો, ઘડિયો. (૨) કોષ્ઠક, કોઠામાં મૂકેલી યાદી. [૦ માંડવી (રૂ. પ્ર.) ગુણાકારનું કોષ્ઠક બનાવવું]

**ધાત[3]** (-ત્ય) સ્ત્રી. પ્રકાર, ભેદ, જાત

**ધાતકાર[1]** જુઓ 'ઝાતકાર.'

**ધાતકાર[2]** પું. [રવા.] ગુમરાણ

**ધાતકી** સ્ત્રી. [સં.] એ નામની એક વનસ્પતિ, ધાવડી

**ધાતકેલ** વિ. વકરી ગયેલું, ફાટી ગયેલું

**ધાતર-વાદી** વિ. યુક્તિબાજ, કીમિયાગર

**ધાતલડી** સ્ત્રી. ધાસ્તી, ભય, બીક

**ધાતવું** અ. ક્રિ. છાજવું. શોભવું. (૨) અનુકૂળ આવવું, ફાવવું

**ધાતા** પું. [સં.] સરજનહાર, પરમેશ્વર, પરમાત્મા. (૨) બ્રહ્મા

**ધાતીલું** વિ. [જુઓ 'ધાત[1]' + ગુ. 'ઈલું 'ત.પ્ર.] ધાતવાળું, વીર્યવાન, બલિષ્ઠ

**ધાતુ** સ્ત્રી. [સં., પું.] પૃથ્વીના પેટાળમાંનું ખનિજ તત્ત્વ (સોનું રૂપું તાંબું વગેરે અનેક). (૨) શરીરમાંનું તે તે ધારક દ્રવ્ય (રસ રક્ત માંસ મેદ અસ્થિ મજ્જા અને વીર્ય). (૩) ભાષાઓમાંનો મૂલભૂત તે તે શબ્દ, બીજભૂત મૂળ શબ્દ. (વ્યા.) (૪) ક્રિયાવાચક શબ્દનું તે તે પ્રત્યેક મૂળ રૂપ. (વ્યા.). [૦ મારવી (રૂ. પ્ર.) સોનું વગેરે ધાતુની ભસ્મ બનાવવી] [બનાવેલું

**ધાતુઈ** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ધાતુને લગતું, ધાતુમાંથી

**ધાતુ-કર્મ** ન. [સં.] તાંબા વગેરે ધાતુનાં પતરાંના ઘડતર

વગેરેનું કામ　　[તદ્ધિત, ચોકસી
**ધાતુ-કસ** પું. [+જુઓ 'કસવું.'] ધાતુની કસોટી કરનારો
**ધાતુ-કોશ(-ષ)** પું. [સં.] ક્રિયાવાચક ધાતુઓનાં અર્થ-રૂપા-ખ્યાન વગેરેનો અકારાદિ ક્રમે સંગ્રહ
**ધાતુ-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'ધાતુ-કર્મ.'
**ધાતુ-ખનિજ** ન. [સં.] ધાતુને લગતો ખાણિયો માલ, 'મેટા-લિક મિનરલ'　　.[(૨) ક્ષય-રોગ, ધાસણી, 'ટી.બી.'
**ધાતુ-ક્ષય** [સં.] શરીરમાંનાં વીર્ય વગેરે તત્ત્વોનો ઘસારો.
**ધાતુ-ક્ષીણતા** સ્ત્રી. [સં.] જુઓ 'ધાતુ-ક્ષય(૧).' (૨) (લા.) નામર્દાઈ
**ધાતુ-ઘડો** વિ., પું. [+જુઓ 'ઘડવું'+ગુ. 'ઉં' કૃ. પ્ર.] ધાતુ ઘડવાનું કામ કરનાર કારીગર, કંસારો
**ધાતુ-ઘ્ન** વિ. [સં] શરીરની વીર્ય વગેરે ધાતુનો નાશ કરનારું
**ધાતુ-થેલી** સ્ત્રી. [+જુઓ 'થેલી.'] વીર્યની કોથળી (શરીરમાંની)
**ધાતુ-દોષ** પું. [સં.] જુઓ 'ધાતુ-બગાડ.'　　[નારો ક્ષાર
**ધાતુ-દ્રાવક** વિ., પું. [સં.] ટંકણખાર વગેરે ધાતુ ઓગાળ-
**ધાતુ-નાશક** વિ. [સં.] શરીરની વીર્ય વગેરે ધાતુઓનો નાશ કરનાર, ધાતુ-ઘ્ન
**ધાતુ-પરિવર્તન** ન. [સં.] ખનિજ એક ધાતુમાંથી બીજી ધાતુ કરી નાખવાની કીમિયાગીરીની ક્રિયા　　[નિષ્ણાત
**ધાતુ-પરીક્ષક** વિ. [સં.] ખનિજ ધાતુઓની પરીક્ષા કરનાર
**ધાતુ-પાક** પું. [સં.] રોગને લીધે વીર્ય વગેરે ધાતુઓનો થતો પ્રકોપ　　[શબ્દોની વર્ગણીનો સંગ્રહ. (વ્યા.)
**ધાતુ-પાઠ** પું. [સં] ભાષામાંના ક્રિયાવાચક મૂળ બીજરૂપ
**ધાતુ-પાત્ર** ન. [સં.] ધાતુનું વાસણ
**ધાતુ-પારાયણ** ન. [સં.] ક્રિયાવાચક ધાતુપાઠના ધાતુઓનું ક્રમવાર પઠન કરવું એ　　[નો ગઠ્ઠો
**ધાતુ-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] સોના ચાંદી વગેરે ધાતુઓ-
**ધાતુ-પુષ્ટ** વિ. [સં.] ધાતુઓની ભસ્મના સેવનથી નીરોગી બનેલું　　[ઓનું પોષણ
**ધાતુ-પુષ્ટિ** સ્ત્રી., **ધાતુ-પોષણ** ન. [સં.] શરીરમાંની ધાતુ-
**ધાતુ-પૌષ્ટિક** વિ. [સં.] શરીરની ધાતુઓને પોષણ આપનારું
**ધાતુ-બગાડ** પું [+જુઓ 'બગાડ.'] વીર્યને દૂષિત કરનારો રોગ, ધાતુ-દોષ　　[સ્વરૂપમાં હોવાપણું
**ધાતુમત્તા** સ્ત્રી. [સં] શરીરમાંની ધાતુઓનું એના સ્વાભાવિક
**ધાતુમય** વિ. [સં.] ખનિજ ધાતુઓથી પૂર્ણ
**ધાતુ-મલ(-ળ)** પું. [સં.] ખનિજ ધાતુઓનો ગાળ્યા પછીનો કિટોડો, 'સ્લૅગ.' (૨) શરીરની ધાતુઓનો નીકળતો પર-સેવો વગેરે મળ　　[કરવાની પ્રક્રિયા
**ધાતુ-મારણ** ન. [સં.] સોનું ચાંદી વગેરે ધાતુઓની ભસ્મ
**ધાતુ-મેલ** પું. [+જુઓ 'મેલ.'] જુઓ ધાતુ-મલ.'
**ધાતુ-યુગ** પું. [સં.] તાંબું વગેરે ધાતુનાં હથિયાર વપરાવા લાગ્યાં તેવો એક પ્રાચીન કાલ, 'મેટલ એરા'
**ધાતુ-રાગ** પું. [સં.] તાંબું વગેરે ધાતુમાંથી થતો ગેરુ વગેરે રંગ
**ધાતુ-રૂપ** ન. [સં.] મૂળ ક્રિયાવાચક ધાતુનું પ્રત્યયો લાગી પ્રક્રિયામાં સિદ્ધ થયેલું તે તે રૂપ. (વ્યા.)
**ધાતુરૂપાવલિ(-લી)** સ્ત્રી. [+સં, આવલિ,-લી.] સંસ્કૃત ધાતુ-રૂપોનો જેમાં સંગ્રહ કરવામાં આવ્યો છે તેવી પુસ્તિકા. (વ્યા.)
**ધાતુ-વર્ધક** વિ. [સં.] શરીરની ધાતુઓને વધારે તેવું
**ધાતુ-વિકાર** પું. [સં.] શરીરમાંની વીર્ય વગેરે ધાતુઓનો બગાડ (એ રોગ છે.), ધાતુ-બગાડ
**ધાતુ-વિજ્ઞાન** ન. [સં.] સોનું વગેરે ધાતુઓને લગતી વિદ્યા, 'મેટાલર્જી'　　['મેટાલર્જિસ્ટ.'
**ધાતુ-વિજ્ઞાની** વિ. [સં.,પું.] ધાતુવિદ્યાનું જ્ઞાન ધરાવનાર,
**ધાતુ-વિદ** વિ. [સં. °विद्] ખનિજ ધાતુઓનું જ્ઞાન ધરાવનાર
**ધાતુ-વિદ્યા** સ્ત્રી. [સં.] ખનિજ ધાતુઓને લગતું શાસ્ત્ર, ધાતુ-સંશોધન-શાસ્ત્ર, ધાતુ-વિજ્ઞાન, 'મેટાલર્જી' (પો.ગો.)
**ધાતુ-વિષ** ન. [સં.] ખનિજ ધાતુઓમાંનો ઝેરી પદાર્થ
**ધાતુ-વૈષમ્ય** ન. [સં.] શરીરની ધાતુઓમાં રહેલી સમ-અવસ્થામાં થતી ગરબડ
**ધાતુ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'ધાતુ-વિદ્યા.'
**ધાતુ-શાસ્ત્રી** વિ., પું. [સં.,પું.] ધાતુ-વિદ્યાનો નિષ્ણાત
**ધાતુ-શિલ્પ** ન. [સં.] ખનિજ ધાતુઓનાં પતરાં વગેરેનું કોતર-કામ અને એની વિદ્યા
**ધાતુ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] ખનિજ ધાતુઓનું શુદ્ધી-કરણ
**ધાતુ-શોધક** વિ. [સં.] ખનિજ ધાતુઓની શુદ્ધિ કરનાર નિષ્ણાત. (૨) ધાતુઓનું પૃથક્કરણ કરનાર
**ધાતુ-શોધન** ન. [સં.] સોનું વગેરે ધાતુઓમાંથી કચરો કાઢી શુદ્ધ કરવાની ક્રિયા, 'બેનીફિશિયેશન'
**ધાતુ-સંધાન** (-સન્ધાન) ન. [સં.] ગરમી આપી સોનું વગેરે ધાતુના ભિન્ન ભિન્ન ભાગને સાંધવાની ક્રિયા, 'વેલ્ડિંગ'
**ધાતુ-સંશોધન** (-સંશોધન) વિ. [સં.] જુઓ 'ધાતુ-શોધન.'
**ધાતુ-સાધિત** વિ. [સં.] ભાષાના મૂળ ધાતુ-શબ્દો ઉપરથી સિદ્ધ થયેલું (દ્વૈતીયિક પ્રકારનું અંગરૂપ). (વ્યા.)
**ધાતુ-સામ્ય** ન. [સં.] શરીરની ભિન્ન ભિન્ન ધાતુઓની સમ અવસ્થા, ધાતુઓનું પ્રમાણસર હોવાપણું
**ધાતુ-સ્તંભક** (-સ્તમ્ભક) વિ. [સં.] વીર્યનો સ્રાવ અટકાવી રાખનારું (ઔષધ)
**ધાતુ-સ્તંભન** (-સ્તમ્ભન) ન [સં.] વીર્યના સ્રાવની અટકાયત
**ધાતુ-સ્રાવ** પું. [સં.] અકુદરતી રીતે થતો વીર્યપાત, વીર્ય-સ્રાવ
**ધાત્રી** સ્ત્રી. [સં.] બચ્ચાની જન્મદાતા માતા ન હોય તેવી એને ધવડાવનારી પગારદાર સ્ત્રી, ધાવ, દાઈ, ઉપ-માતા. (૨) છોકરાં સંભાળનારી આયા. (૩) સુયાણી, 'મિડ-વાઇફ' (૪) આંબળાંનું ઝાડ　　[બાળ-ઉછેરનું કામ
**ધાત્રી-કર્મ** ન. [સં.] ધાવ આયા સુયાણી વગેરેનું કામ,
**ધાત્રી-ફલ(-ળ)** ન. [સં.] આંબળું
**ધાત્વર્થ** પું. [સં. धातु+अर्थ] ભાષાના મૂળ-ભૂત ધાતુનો શબ્દાર્થ-સ્વાભાવિક અર્થ
**ધાત્વાકાર** વિ. [સં. धातु+आ कार] મૂળરૂપમાં રહેલું, ધાતુરૂપ
**ધાત્વિક** વિ. [સં] ધાતુને લગતું, ધાતુ સંબંધી, ધાતુઈ
**ધાદ(-ધ)ર**[૧] સ્ત્રી. [સં. दद्रु द्वारा] દરાજ, દાદર (ચામડીનો એક રોગ)
**ધાદર**[૨] પું. [રવા.] વાણીની તડાતડી, બોલાચાલી. (૨) ઢોંગ
**ધાધકેલી** વિ. પોરસવાળું, પોરસીલું
**ધાધર** જુઓ 'ધાદર.'

**ધાન** ન. [સં. धान्य> પ્રા. धन्न] ધાન્ય, અનાજ. (૨) (લા.) ખીચડી અને ખીચડીના પ્રકારનું કોઈ પણ ખાદ્ય. [૦ ધાન અને **ધાન પાન** (રૂ. પ્ર.) તદ્દન પાયમાલ. ૦ **ધનેડુ** (રૂ. પ્ર.) અતિ ભુખાળવું. ૦ **ધાન કરવું** (રૂ. પ્ર.) ખોરાક મેળવવા ફાંફાં મારવાં. ૦**નું માર્યું** (રૂ.પ્ર.) ભોજન કરાવ્યાને કારણે. ૦ **માં ધૂળ ના(-નાં)ખવી** (રૂ.પ્ર.) પતિ-પત્ની વચ્ચે ઝઘડો કરાવવો]

**ધાન-કાટી** વિ.,સ્ત્રી. [+જુઓ હિં. 'કાટના' + હિં. 'ઈ' કૃ.પ્ર.] ડાંગર કમોદ વગેરે લણવાની મોસમ

**ધાન-કૂટી** સ્ત્રી. [+જુઓ 'કૂટવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ડાંગર કમોદ કૂટવાની-છડવાની ક્રિયા

**ધાનડિયાં** ન., બ.વ. [જુઓ 'ધાન' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઇયું' ત.પ્ર.] ધાન્ય. (પદ્યમાં.)

**ધાન-ધૂન** ન., બ.વ [જુઓ 'ધાન,'-દ્વિર્ભાવ.] જુદી જુદી જાતનાં મકાઈ જુવાર બંટી વગેરે ધાન્ય

**ધાન-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'ધાન' + ફા. 'બન્દી.'] પાક કેટલો ઊતરશે એનો અંદાજ

**ધાન-મૂઉં** વિ. [જુઓ 'ધાન + 'મૂઉં.'] (લા.) ધાન્યને મારે વલખાં નાખતું. (૨) બીજાંને ખવડાવવામાં કંજૂસ

**ધાન-વેચુ** વિ. [જુઓ 'ધાન' + 'વેચવું' ગુ. 'ઉ' કૃ.પ્ર.] ધાન્ય વેચવાનો ધંધો કરનાર, ધાન્ય વેચી પૈસો ઊભો કરનાર

**ધાનાયો** વિ., પું. [જુઓ 'ધાન' દ્વારા.] મજૂરીના બદલામાં માત્ર ખાવાનું મેળવતો નોકર, પેટવડિયો નોકર

**ધાનિયું** વિ. [જુઓ 'ધાન' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રાંધેલું અનાજ ખાનારું. (૨) ખાવાની ટેવવાળું.(૩) ન. અન્ન રાખવાનું ગરમું

**ધાનૈયો** પું. [જુઓ 'ધાન' + ગુ. 'ઐયો' ત. પ્ર.] જાનમાં માત્ર ખાવાની દૃષ્ટિએ જ જોડાયેલો જાનૈયો

**ધાન્ય** ન. [સં.] કાચું અનાજ, 'કૅાર્ન'

**ધાન્ય-સંગ્રહ** (-સઙ્ગ્રહ), **ધાન્ય-સંચય** (-સઞ્ચય) પું. [સં.] અનાજનો સંઘરો

**ધાન્ય-સંવર્ધન** (-સંવ્વર્ધન) ન. [સં.] ધાન્ય શાસ્ત્રીય રીતે ઉગાડવાનું કાર્ય, 'કૅાર્ન-બ્રીડિંગ'

**ધાન્યાગાર** ન. [+ સં. आगार] કોઠાર

**ધાન્યાર્થી** વિ. [+સં. अर्थी पुं.] અનાજ મેળવવાની ઇચ્છાવાળું

**ધાન્યાહાર** પું. [+ સં. आ-हार] માત્ર અનાજનો ખોરાક

**ધાન્યાહારી** વિ. [+ સં. आहारी, पुं.] માત્ર અનાજ ખાનારું. (૨) શાકાહારી [આહાર

**ધાન્યૈકાહાર** પું. [+ સં. एक + आ-हार] માત્ર અનાજનો જ

**ધાન્યૈકાહારી** વિ. [+ સં. आहारी पुं.] માત્ર અનાજ ખાઈ જીવન ચલાવનારું [ચલાવવી, જૂઠું કહેલું]

**ધાપ** સ્ત્રી. ગપ, જૂઠાણું, ડિંગ. [૦ **મારવી** (રૂ. પ્ર.) ગપ

**ધાપ-મારુ** વિ. [+ જુઓ 'મારવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] તદ્દન જૂઠી વાત કહેનાર, ગપોડી, ગપ્પીદાસ, ધાપોડી

**ધાપલાં** ન., બ.વ. રિસાયેલાંને કરવામાં આવતું મનામણું, અનુનય. [૦ **કરવાં** (રૂ.પ્ર.) ગેલમાં અંગ પસારવાં]

**ધાપલું** ન. ખુશામત. (૨) ચાડી-ચૂગલી. (૩) વિ. ખુશામત-ખોર. (૨) સાચા-જૂઠું કરનારું. (૩) ચાડિયું

**ધાપી** વિ. [જુઓ 'ધાપ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'ધાપ-મારુ.'

**ધાપેધાપ** સ્ત્રી. [જુઓ 'ધાપ,'-દ્વિર્ભાવ.; મધ્યમાં ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] તદ્દન ગપ્પાં, સાવ જૂઠું

**ધા-પોકાર** પું. [જુઓ 'ધા' + 'પોકાર.'] મદદ માટેની કે રક્ષણ માટેની રોકકળ

**ધાપોડાં** ન., બ.વ. [જુઓ 'ધાપોડું.'] નર્યાં ગપ્પાં, તૂતેતૂત

**ધાપોડી** વિ. [જુઓ 'ધાપ' દ્વારા.] જુઓ 'ધાપ-મારુ.'

**ધાપોડું** ન. [જુઓ 'ધાપ' દ્વારા.] નર્યું ગપ્પું, સાવ તૂત

**ધાબડ** ન. [જુઓ 'ધાબું[૨]' દ્વારા.] વાદળાંને લઈ સૂર્ય ન દેખાય એવો દિવસ, ડાંકલું

**ધાબડ-ધિં(-ધીં)ગું** (-ધિઙ્ગું) વિ. [જુઓ 'ધાબડ' + 'ધિંગું.'] ભર્યા શરીરનું અને કામ કરવામાં શક્તિશાળી. (૨) તોફાની

**ધાબડ-ધોબડ** ક્રિ.વિ. [રવા.] મૂળ સ્થિતિમાં હોય એમ-જેવું હોય તેવું ચલાવી લેવાય એમ

**ધાબડ-ધીંગું** જુઓ 'ધાબડ-ધિંગું'.'

**ધાબડવું** સ.ક્રિ. [રવા.] ઢીબવું, મારવું. (૨) (લા.) છેતરવું. ધબડાવું[૨] કર્મણિ., ક્રિ. ધબડાવવું[૨] પ્રે., સ.ક્રિ.

**ધાબલી** સ્ત્રી. [જુઓ 'ધાબું[૨]' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું ધાબું, નાની અગાશી

**ધાબળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ધાબળી.'] કામળી, પાતળી ધાબળી

**ધાબળિયાળું** વિ. [જુઓ 'ધાબળો' + ગુ. 'ઇયું' + 'આળું' ત.પ્ર.] ધાબળો ઓઢવો હોય તેવું, ધાબળાવાળું, ધાબળીવાળું

**ધાબળિયો** પું. [જુઓ 'ધાબળો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) વિધવા ખેડૂત સ્ત્રી સાથે રહી ખેતી અને વિધવાનાં છોકરાં-ની સંભાળ રાખતો કુંવારો પુરુષ (એનાથી એ વિધવામાં થયેલાં બાળકો આગલાં બાળકોનાં સમાન હકદાર ગણાય છે.)

**ધાબળી** સ્ત્રી. [જુઓ 'ધાબળો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ધાબળો, કામળી

**ધાબળો** પું. ઊનનું ઓઢવાના કામમાં આવતું બે પાટનું જાડું ઓઢણ, કુંબલ, કામળો

**ધા(-ધ્રા)બા-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'ધા(ધ્રા)બું[૨]' + ફા. 'બન્દ્' દ્વારા.] જેના ઉપર છાપરાને બદલે અગાશી હોય તેવું (મકાન)

**ધાબા-વાળી** વિ., સ્ત્રી. [જુઓ 'ધાબાવાળો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દૂધનું ધાબું લઈ દૂધ આપનારી સ્ત્રી

**ધા(-ધ્રા)બા-વાળું** વિ. [જુઓ 'ધા(-ધ્રા)બું[૨]' + ગુ. 'વાળું' ત. પ્ર.] જુઓ 'ધાબા-બંધ.' [દૂધવાળો (વેપારી)

**ધાબા-વાળો** પું. [જુઓ 'ધાબું[૨]' + ગુ. 'વાળું' ત. પ્ર.]

**ધાબી** વિ.,પું. [જુઓ 'ધાબું[૨]' + ગુ. 'ઈ' ત.પ્ર.] આકાશમાં વાદળાંવાળો દિવસ, વધરાવાળો દિવસ, ડાંકલું

**ધાબું[૧]** ન. [જુઓ 'ધબબ' દ્વારા ] ડાઘો. (૨) દૂધનું મોટી. બરણી -ઘાટનું વાસણ. (૩) વાદળાંથી ઢંકાઈ ગયેલા આકાશની સ્થિતિ. [૦ **પડવું** (રૂ.પ્ર.) ડાઘની છાપ ઊઠવી ૦ **બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) ડાઘની છાપ ઊઠવી]

**ધા(-ધ્રા)બું[૨]** ન. [જુઓ 'ધરબવું'-'ધ્રબવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] મકાનમાં છાપરાને સ્થળે ચૂની ગચિયાં કે સિમેન્ટ ઢાળીને કરવામાં આવતી સપાટી (એ અગાશીના રૂપમાં પણ હોય અને એના ઉપર માળ કે માળ ઉપર માળ

પણ લેવાય.)

**ધા(-ધ્રા)બો** પું. [જુઓ 'ધા(-ધ્રા)બું.[2]'] જુઓ ધા(-ધ્રા)બું.[2] (૨) મગજ મોહનથાળ વગેરે મિષ્ટાન્ન બનાવતાં વાસણમાં દૂધ નાખી મોઈ કણીઓ પડે એમ કરવું એ. [૦ દેવો (રૂ.પ્ર.) વેસણમાં થોડું દૂધ નાખી ચોળવું]

**ધામ** ન. [સં.] સ્થાન, ઠેકાણું. (૨) નિવાસ-સ્થાન, મકાન. (૩) તીર્થ-સ્થાન. (૪) તેજ, પ્રભા, આભા, પ્રભાવ

**ધામચડો** પું. [જુઓ સં. 'धाम' દ્વારા.] સરસામાન લઈ ઉતારો કરવો એ

**ધામઠું** જુઓ 'ધ્રામઠું.'

**ધામણ[1]** (-ણ્ય) સ્ત્રી. [સં. दामन् દ્વારા.] તાડ અગર ખજૂરીમાં છેદ પાડવા ચડનારો કેડ ઉપર બાંધે છે તે દોરડું

**ધામણ[2]** (-ણ્ય) સ્ત્રી. વહાણમાંની નીચેની સાંધમાંથી પાણી ભરાવું એ. (વહાણ.)

**ધામણ[3]** (-ણ્ય) સ્ત્રી. જુઓ 'ધામલી.'

**ધામણ[4]** ન. [જુઓ સં. दामन् દ્વારા] કાંઠાને બંધાતું મજબૂત દોરડું. (વહાણ.) [ધામરોણું

**ધામણ[5]** (-ણ્ય) સ્ત્રી. એક જાતનો સર્પ, આંધળી ચાકળ,

**ધામણ-ઢાંકણી** (ધામણ્ય-) સ્ત્રી. એ નામનો એક છોડ

**ધામણી** સ્ત્રી. જુઓ 'ધામણ[3]'-'ધામલી.'

**ધામણું** ન. એ નામનું એક ઘાસ

**ધામ-ધૂમ** સ્ત્રી. [રવા.] શુભ અવસર ઉપર મંગલ વાદ્યોના અવાજ સાથે રંગરાગવાળી અને ભપકાબંધ થતી ઉજવણી, ધામધૂમી [લેનારું, ધામ-ધૂમ કરનાર

**ધામધૂમિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ધામ-ધૂમમાં ભાગ

**ધામધૂમી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ધામ-ધૂમ.'

**ધામ-ધોડ** વિ. (-ધોડ) [જુઓ 'ધામ' + 'ધોડવું.'] (લા.) પાકું લુચ્ચું, ખેપાની

**ધામર** ન. એક જાતનું ઇમારતી લાકડું

**ધામરોણું** વિ. [જુઓ 'ધામ' + 'રોળવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] જુઓ 'ધામણ[5]' (સર્પ).

**ધામલી** સ્ત્રી. [જુઓ 'ધામલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ધામલા પ્રકારની વાછડી–પાડી કે ગાય–ભેંસ

**ધામલું** વિ. કન્યા પરણીને સાસરે જતાં પિયર તરફથી એની સાથે બક્ષિસ મોકલાતું વાછરડું કે પાડરડું

**ધામલો** પું. [જુઓ 'ધામલું.'] ધામલા પ્રકારનો વાછડો

**ધામળો** પું. એ નામનું એક પ્રકારનું કાપડ

**ધામી** વિ. [સં. धाम + ગુ. 'ઈ' ત.પ્ર.] ધામવાળું, ઠેકાણે સ્થિર થયેલું

**ધામીણ** પું. ઢોરને લાગુ પડતો એક પ્રકારનો જીવલેણ રોગ

**ધામેણી** સ્ત્રી. [જુઓ 'ધામેણું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ધામલી.' [કરિયાવર, દાયજો

**ધામેણું** ન. પહેલા આણા વખતે પરણેલી દીકરીને અપાતો

**ધામો** પું. [સં. 'धाम' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર] પડાવ, મુકામ, ઉતારો. [૦ના(-નાં)ખવો (રૂ. પ્ર.) લાંબા સમય સુધી મુકામ કરી પડ્યા રહેવું]

**ધામોડી** સ્ત્રી. જુઓ 'ધામલી.'

**ધામોડો** પું [રવા.] દૂધ દોહવાના અવાજની રમઝટ

**ધાયાં-ધોયું** વિ. [ઉત્તરપદ 'ધોવું' + ગુ. 'યું' ભૂ. કૃ. દ્વિર્ભાવ] ધોયેલું, સ્વચ્છ

**ધાયું** ન. [જુઓ 'ધાવવું' દ્વારા.] ધાઈ, સ્તન, થાન (રૂઢ 'ધાઈ' સ્ત્રી. જ છે. કવચિત્ મોટાં સ્તન માટે 'ધાયાં' 'ધાયા' બ.વ.માં પ્રયોગ થાય છે.)

**ધાયેતી** ન. ટેકરાળ જમીનમાં ઊગતો એ નામનો એક છોડ

**ધાયો** પું. [જુઓ 'ધાયું.'] જુઓ 'ધાયું.'

**ધાર** સ્ત્રી. [સં. धारा] પ્રવાહીની શેડ (દૂધ પાણી લોહી વગેરેની). (૨) કિનાર, કોરનો ભાગ. (૩) હથિયારની કિનારી. (૪) લાંબા અંતર સુધી લંબાયેલી ડુંગરની બેઠી સળંગ ઊપસેલી સપાટી. (૫) વહાણના નીચેના ભાગમાંની પાટિયાંની સાંધમાંથી ભરાતું પાણી, ધામણ. [૦ કરવી (રૂ.પ્ર.) શેડ નાખવી. ૦ કાઢવી (રૂ.પ્ર.) ધાર તીક્ષ્ણ કરવી. ૦ ચઢા(-ઢા)વવી (રૂ.પ્ર.) ઉશ્કેરવું. ૦ મારવું નહિ (રૂ.પ્ર.) પરવા કરવી નહિ. ૦ બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) હથિયારની ધાર ચામડીમાં લાગવી. ખાંડાની ધાર (રૂ. પ્ર.) પૂરી સાવધાની રાખવી એ. તેલની ધાર જોવી (રૂ.પ્ર.) સાવચેતીથી કામ લેવું]

**ધારક** વિ. [સં.] ધારણ કરનાર. (૨) ઉપાડી રાખનાર. (૩) ધારણા કે સંભાવના કરનાર [(જંગલનું ચોમાસુ શાક)

**ધાર-કારીલાં** ન., બ.વ. [જુઓ 'કારેલું.'] કંટોલાં, કંકોડાં

**ધારડી** સ્ત્રી. [જુઓ 'ધાર' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની બેઠી ઉપલાણવાળી થોડે અંતર સુધી જતી જમીન [લેનાર—પતિ, પું.

**ધારણ[1]** વિ. [સં., કર્તૃવાચક] (લા.) જવાબદારી ઉઠાવી

**ધારણ[2]** ન. [સં. ક્રિયાવાચક] પહેરી લેવાની ક્રિયા. (૨) પકડી રાખવાની ક્રિયા. (૩) આધાર-ભૂત હોવું એ, આધાર

**ધારણ[3]** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ધારવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] તોલ, જોખ. (૨) (લા.) તોલ-જોખ થયેલા પદાર્થવાળું ભરેલું છાબડું. (૩) ધીરજ. (૪) હિંમત. (૫) ભારવટિયો, પાટડો, નાનો મોભ. [૦ કરવી (રૂ. પ્ર.) જોખ કરવો]

**ધારણ-શક્તિ** સ્ત્રી. [સં.] ગ્રહણ કરવાની શક્તિ, સ્મરણ-શક્તિ, યાદદાસ્ત, 'એટેન્ટિવનેસ.' (૨) દઢ-તા

**ધારણહાર** વિ. [સં. धारण + અપ. 'હ' છ. વિ., પ્ર. + સં °कार > પ્રા. °आर જૂ. ગુ.] ધારણ કરનાર, ઉઠાવી–ઉપાડી રાખનાર

**ધારણા** સ્ત્રી. [સં.] ધારણ કરવું એ, ઉઠાવી–ઉપાડી લેવું એ. (૨) મનસૂબો, ધારવું એ, સંભાવના, 'ઍન્ટિસિપેશન.' 'ફિક્શન,' 'ટેન્સિબિલિટી' (ક્રિ. ધ). (૪) નિશ્ચય, નિર્ણયાત્મક બુદ્ધિ. (૫) ખ્યાલ. (૬) લક્ષ્યનો નિશ્ચય. (યોગ.)

**ધારણા-ગત** (-ત્ય) સ્ત્રી. [સં. + સં. गति > અર્વા. તદ્ભવ 'ગત' (-ત્ય)] વેચેલા માલમાં કસર કે કમિશન કાપી આપવું એ [રાખવાનો હક્ક, 'લિયન'

**ધારણાધિકાર** પું. [સં. धारण + अधि-कार] કબજામાં

**ધારણા-પત્રક** ન. [સં.] કરેલી સંભાવના કે અંદાજની નોંધણીનો કાગળ, 'ફોર-કાસ્ટ રિટર્ન'

**ધારણા-શક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'ધારણ-શક્તિ'–'મેમરી' (કે. હ.), 'રિસેપ્ટિવિટી' (દ.બા.)

**ધારણા-હેવાલ** પું. [સં. + જુઓ 'હેવાલ.'] અંદાજની વિગત 'પ્રિમોનિટરી રિપૉર્ટ'

**ધારણાં-પારણાં-વ્રત** ન. [જુઓ 'ધારણું' + 'પારણું'–બ.વ. + સં.] એકાંતરે ઉપવાસ અને પારણાં કરવાનું ચોમાસુ વ્રત

**ધારણિયો** પું. [સં. धारण + ગુ. 'ઇયું' ત. પ્ર.] ટેકારૂપ થાંભલો. (૨) ભારવટિયો, પાટડો [લેવ જેવું

**ધારણીય** વિ. [સં.] ધારણ કરવા જેવું, ઉઠાવી-ઉપાડી

**ધારણું** ન. [જુઓ 'ધારવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] (લા.) ઉપવાસ ('ધારણું-પારણું' એવો જોડિયો પ્રયોગ)

**ધારણું-પારણું** ન [+ જુઓ 'પારણું.'] એકાંતરે ઉપવાસ અને પારણું (એક ચોમાસુ વ્રત) [હતો તે વેરો

**ધારેત** પું. તાલીમી પટેદારો તરફથી ખેડૂતો પાસેથી લેવાતો

**ધાર-દાર** વિ. [જુઓ 'ધાર' + ફા. પ્રત્યય] હથિયારની કિનારી તીક્ષ્ણ કરી હોય તેવું, ધારવાળું, તીક્ષ્ણ, તીણું

**ધારમી** વિ. [સં. धार्मिक, અર્વા. તદ્‌ભવ] ધાર્મિક વૃત્તિનું

**ધારવવું** સ.ક્રિ. [જુઓ 'ધાર,' -ના. ધા.] સૂપડાની ધાર ઉપર દાણા લાવી ફૂંક મારીને ઊપણવું. ધ(-ધા)રવાવું કર્મણિ., ક્રિ. ધ(-ધા)રવાવવું પ્રે., સ.ક્રિ.

**ધા(-ધ)રવાવવું, ધા(-ધ)રવાવું** જુઓ 'ધારવવું'માં.

**ધારવું** સ.ક્રિ. [સં. धृ- धार् તત્સમ] પકડી રાખવું, ઉઠાવી ઉપાડી ઝીલી રાખવું. (૨) સંભાવના કરવી. (૩) કલ્પના કરવી. (૪) વિચારવું. (૫) ઝીણી નજરે જોવું, ટીકવું. (આ છેલ્લા અર્થમાં 'ધારી ધારીને જોવું' એવો સં. ભૂ.કૃ.-નો પ્રયોગ જાણીતો છે, બીજાં રૂપ પ્રચલિત નથી.)

**ધારા** સ્ત્રી. [સં.] પ્રવાહ, સેર. (૨) શેડ. (૩) દરેડો, દદૂડો. (૪) પરંપરા, હાર, પંક્તિ. (૫) માળવા-મધ્ય પ્રદેશની પરમારોની પ્રાચીન રાજધાની, ધાર. (સંજ્ઞા.)

**ધારાકીય** વિ. [જુઓ 'ધારો' + સં. कर्तीय ત. પ્ર.] ધારા ધોરણને લગતું, વૈધાનિક, 'લેજિસ્લેટિવ'

**ધારાધિરોહી** વિ. [સં. धारा + अधि-रोही પું.] પરંપરાને લગતું, 'રિલેટિવ' (કે. હ.)

**ધારા-ગૃહ** ન. [સં., પું., ન.] ઉપરથી ફુવારાની જેમ પાણીની અનેક શેડ પડે તેવું નાનું મકાન, 'શાવર-બાથરૂમ'

**ધારા-ધોરણ** ન., બ.વ. [જુઓ 'ધારો' + 'ધોરણ.'] નિયમો અને કામકાજ કરવાની રીત, કાયદા-કાનૂન, બંધારણ, 'રૂલ્સ એન્ડ રેગ્યુલેશન્સ'

**ધારા-પાત** પું. [સં.] વરસાદનું સતત વરસવું એ

**ધારા-પોથી** સ્ત્રી. [જુઓ 'ધારો' + 'પોથી.'] કાયદાનું પુસ્તક, નિયમાવલી

**ધારા-પ્રવાહ** ક્રિ. વિ. [સં.] જુઓ 'ધારા-બદ્ધ.'

**ધારા-બદ્ધ** વિ. [સં.] એકસરખી પરંપરાએ ચાલ્યું આવતું, સળંગ ચાલ્યું આવતું, વચ્ચે જરા પણ અટક્યા વિના ધારા-પ્રવાહ ચાલુ [આકારણી થઈ છે તેવું

**ધારાબંદી** (-બન્દી) વિ. [જુઓ 'ધારા' + ફા.] જેના કરની

**ધારા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] ફુવારો

**ધારાયંત્ર-ગૃહ** (-યન્ત્ર-) ન. [સં., પું., ન.] જુઓ 'ધારા-ગૃહ.'

**ધારા-લાડુ** પું., બ.વ. [સં. धारा + જુઓ 'લાડુ.'] ઘીની ધાર રેડતાં રેડતાં કરેલા ચૂરમાના લાડુ

**ધારા-વાઈ** (-વાઃઇ) સ્ત્રી. [સં. धारा + वाहिका > પ્રા. वाहिआ] જુઓ 'ધારાવાહિ-તા.' (૨) ઝારી

**ધારા-વાડી** સ્ત્રી. [સં. धारा દ્વારા] માંગલિક કે ધાર્મિક પ્રસંગમાં જમીન ઉપર ગોળાકારે કે સીધી લીટીએ ઝારી કરવડા કે કળશાથી કરવામાં આવતી દૂધની કે પાણીની ધાર

**ધારાવાહિન્તા** સ્ત્રી. [સં.] ધારા-પ્રવાહ વહ્યા કે ચાલ્યા કરવું એ, પાણીના કે વાણીના પ્રવાહનું સતત ચાલુ રહેવું એ

**ધારા-વાહી** વિ. [સં., પું.] ધારા-પ્રવાહી ચાલ્યા કરતું

**ધારા-શાસ્ત્ર** ન. [જુઓ 'ધારો' + સં.] ધારાઓનું-કાયદાઓનું નિરૂપણાત્મક પુસ્તક અને વિદ્યા, 'જ્યુરિસ્પ્રુડન્સ' (ર.વા.)

**ધારાશાસ્ત્રી** વિ., પું. [જુઓ 'ધારા-શાસ્ત્ર' -ઉત્તરપદ સં.,પું.] ધારાશાસ્ત્રનો નિષ્ણાત, પુરુષ, કાયદાશાસ્ત્રી, વકીલ, 'પ્લીડર,' 'ઍડવોકેટ,' 'બૅરિસ્ટર,' 'કાઉન્સેલ,' 'લૉયર,' 'લૉ-ગિવર' (જે.હિ.)

**ધારા-સત્તા**[1] સ્ત્રી. [સં.] પ્રવાહીના પ્રવાહની શક્તિ

**ધારા-સત્તા**[2] સ્ત્રી. [જુઓ 'ધારો' + સં.] કાયદા ઘડવાનો અધિકાર

**ધારા-સભા** સ્ત્રી. [જુઓ 'ધારો' + સં.] જ્યાં રાજ્યના કે રાષ્ટ્રના કાયદા નક્કી કરવામાં આવે છે તેવી પરિષદ, વિધાન-સભા, 'લેજિસ્લેટિવ એસેમ્બ્લી'

**ધારાસભાશાઈ** (-શાઃઇ) સ્ત્રી. [+ જુઓ ફા. 'શાહ'ના 'શાહી' દ્વારા.] સભાની કામગીરીને જ પ્રધાનતા આપવાપણું

**ધારા-સર** ક્રિ.વિ. [જુઓ 'ધારો' + 'સર' (પ્રમાણે).] કાયદા પ્રમાણે, કાયદાસર, કાયદેસર

**ધારા-સભ્ય** પું. [જુઓ 'ધારો' + સં.] 'ધારાસભામાં પસંદ થઈ ને યા ચૂંટાઈ ને ગયેલો સભાસદ

**ધારા-સંપાત** (-સમ્પાત) પું. [સં.], **ધારા-સાર** પું. [સં. धारा + आ-सार] વરસાદનું ધોધમાર વરસવું એ, ધોધમાર વરસાદ [નાહવું એ

**ધારા-સ્નાન** ન. [સં.] ફુવારા નીચે કે દદૂડા નીચે રહી

**ધારાળું** વિ. [જુઓ 'ધાર' + ગુ. 'આળું' ત. પ્ર.] ધારવાળું, તીક્ષ્ણ પાનાવાળું

**ધારાળો**[1] પું. [સં. धारावलि > પ્રા. धाराउलि, धारालि દ્વારા 'ધારાળ' + ગુ. 'ઓ' ત. પ્ર.] ધાર, દદૂડો

**ધારાળો**[2] પું. દક્ષિણ ગુજરાતના ભીલોનો એક પ્રકાર અને એનો પુરુષ. (સંજ્ઞા.) [શક્તિ, 'કૅપૅસિટી'

**ધારિ-તા** સ્ત્રી. [સં.] ધારકપણું, ધારણ કરી રાખવાની

**ધારિયા** પું., બ.વ. [જુઓ 'ઉધારિયું.'] ખેડૂતને ખેતીના ખર્ચ માટે ઉધાર આપેલા પૈસા

**ધારિયું** ન. [જુઓ 'ધાર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) વણાટમાં સોનેરી રૂપેરી કસબવાળું એક કાપડ. (૨) દાતરડાના આકારના પાનાવાળી લાકડી

**ધારિષ્ઠ** ન. [સં. धार्ष्ट्य, અર્વા. તદ્‌ભવ] ધૃષ્ટતા, નફટાઈ

**-ધારી** વિ. [સં., પું.] ધારણ કરનાર. (સમાસના ઉત્તર-પદમાં : 'અસ્ત્રધારી' 'ધનુર્ધારી' 'વેશધારી' વગેરે)

**-ધારિણી** વિ., સ્ત્રી. [સં.] પૃથ્વી. (સં. -धारीની જેમ સ્ત્રી. લેખે સમાસના ઉત્તરપદમાં : 'વસ્ત્રધારિણી' વગેરે)

**ધારેક** ન. બકાન લીંબડો
**ધારો** પું. [સં. धारक > પ્રા. धारअ-] (લા.) કોઈ પણ કાર્ય વ્યવસ્થિત ચલાવવા માટે કરેલ નિયમ, કાયદો, કાનૂન. (૨) મુકરર કરેલો દર. (૩) વેરો, કર. [૦ ઘડવો (રૂ.પ્ર.) કાયદાની રચના કરવી. ૦ પાડવો (રૂ.પ્ર.) રિવાજ અમલમાં મૂકવો. ૦ બાંધવો (રૂ.પ્ર.) રિવાજ કે પ્રણાલી નક્કી કરવી]
**ધારોડ** (-ડ્ય) વિ., સ્ત્રી. [જુઓ 'ધાર' દ્વારા.] પથરાળ જમીન
**ધારોડી** સ્ત્રી. [જુઓ 'ધારોડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની ધાર, ટેકરી. (૨) જુઓ 'ધારોડ.'
**ધારોડું** ન. [જુઓ 'ધાર' દ્વારા.] પથરાળ, ખાડા-ટેકરાવાળું
**ધારોડો** પું. [જુઓ 'ધારોડું.'] મોટી ધાર, ટેકરો, ઢરેડો
**ધારોષ્ણ** વિ. [સં. धारा + उष्ण] શેડ-કઢું ગરમ, તરતનું દોહેલું (દૂધ)
**ધાર્તરાષ્ટ્ર** પું. [સં.] કૌરવપતિ રાજા ધૃતરાષ્ટ્રનો દુર્યોધન વગેરે તે તે પુત્ર
**ધાર્મિક** વિ. [સં.] ધર્મને લગતું, ધર્મસંબંધી. (૨) ધર્મ પાળનારું, ધર્મના સિદ્ધાંત પ્રમાણે વર્તનારું
**ધાર્મિક-તા** સ્ત્રી. [સં.] ધાર્મિકપણું
**ધાર્યું** વિ. [જુઓ 'ધારવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] મનસૂબો, ધારણા
**ધાર્ષ્ટ્ય** ન. [સં.] ધૃષ્ટતા, નફટાઈ, ઉદ્ધતાઈ. (૨) નિર્લજ્જતા
**ધાલવું** સ.ક્રિ. જાળ બાંધવા પાણીમાં ઊભાં બે લાકડાં ખોસવાં. [ધોલ ધાલવા (રૂ.પ્ર.) માછલાં પકડવા બે ઊભાં કરેલાં લાકડાંમાં જાળ બાંધવી]
**ધાલા-વેલી** સ્ત્રી. [અનુ.] ઉત્કટ અધીરાઈ. (૨) માનસિક અને શારીરિક બેચેની
**ધાવ** (-વ્ય) સ્ત્રી. [દે.પ્રા. धावी] બચ્ચાંને માતાને બદલે ધવડાવનારી બાઈ, ધાત્રી
**ધાવ-કિલ્લો** પું. [અસ્પષ્ટ + જુઓ 'કિલ્લો.'] આજુબાજુ ઉજ્જડ અને પાણી વગેરેની સગવડ વિનાનો ગઢ
**ધાવડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ, ધાવડી, ધાતકી
**ધાવડો** પું. [સં. धव] એ નામનું એક ઝાડ, ભૂત-બાકરો
**ધાવણ** ન. [જુઓ 'ધાવવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] માનવ-માતાનાં થાનમાંનું દૂધ. [૦ ઊંડી જવું (રૂ. પ્ર.) સ્તનમાં ધાવણ સુકાઈ જવું. ૦ ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) સ્તનમાં દૂધ ભરાવું. ૦ ચડી (-ઢી) જવું (રૂ.પ્ર.) સ્તનમાં દૂધ સુકાઈ જવું. ૦ ન સુકાયું હોવું (રૂ.પ્ર.) તદ્દન બચપણમાં હોવું, બાળક-બુદ્ધિનું હોવું. ૦ના દાંત (રૂ.પ્ર.) બિન-અનુભવી માણસ]
**ધાવણ-લજામણું** વિ. [+ જુઓ 'લજામણું.'] (લા.) પોતાના કુળને લાંછન લાગે તેવું કામ કરનારું. (૨) નિર્માલ્ય, નમાલું
**ધાવણું** વિ. [જુઓ 'ધાવવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર.] માતાનાં સ્તન ચૂસવાની ઉંમરનું ધાવતું, ધાવણ ઉપર રહેનારું (બાળક)
**ધાવન** ન. [સં.] દોડવાની ક્રિયા, દોડ, દોટ
**ધાવ-ભાઈ** (ધાવ્ય-) પું. [જુઓ 'ધાવ' + 'ભાઈ.'] જુઓ 'દૂધ-ભાઈ.'
**ધાવ-મા** (ધાવ્ય-) સ્ત્રી. [જુઓ 'ધાવ' + 'મા.[૨]'], -માતા સ્ત્રી. [+ સં.] માતા સિવાયની જે બીજી સ્ત્રીને બાળક ધાવતું હોય તેવી સ્ત્રી
**ધાવરું** ન. [જુઓ 'ધાવું' દ્વારા.] 'ધાઓ ધાઓ' નો ખ્યાલ આવે એવી રીતે સ્વર કાઢતું રણશિંગું, ભયને વખતે વગાડાતું રણશિંગું. (૨) (લા.) લોહી-વિકારને લીધે થતો હાથ મોં ઉપરનો સોજો. [૦ ઊંજવું (રૂ.પ્ર.) સોજા ઉતાર-વાનો વિધિ કરવો. ૦ ધાવું (રૂ.પ્ર.) ભયની બૂમ પાડવી]
**ધાવવું** સ. ક્રિ. [સં. धे નું પ્રે. धाप > પ્રા. धाव-'ધવડાવવું' -દ્વારા] બાળ કે માતાના સ્તનમાંનું દૂધ ચૂસવું. ધવાવું કર્મણિ., ક્રિ. ધવાડવું, ધવડા(-રા)વવું પ્રે., સ.ક્રિ.
**ધાવસાં** ન., બ.વ. [અર. 'યા હુસેન'ની વિકૃતિ] મુસ્લિમો તાબૂત કાઢતી વેળા 'યા હુસેન' કહી છાતી-બાવડાં કૂટે છે એ ક્રિયા
**ધાવિત** વિ. [સં.] દોડેલું, દોડી ગયેલું. (૨) નાસી ગયેલું, ભાગી છૂટેલું
**ધાવુડું** વિ. ચંચળ, ચાલાક, હોશિયાર
**ધાવું[૧]** અ.ક્રિ. [સં. धाव् > પ્રા. धाव] દોડવું. (આ ધાતુ જૂ. ગુ.માં સીમિત છે. 'ધાઓ ધાઓ' જેવો પ્રયોગ જૂનવાણી. એ જ કારણે એનાં 'ભાવે' અને 'પ્રે.' રૂપ નથી કે નથી કૃદંત-રૂપો.)
**ધાવું[૨]** ન. જુઓ 'ધાઉ.'
**ધાવેડું** વિ. ખંધું, લુચ્ચું
**ધાશ(-સ)કો** જુઓ 'ધ્રાશ(-સ)કો.'
**ધાસૂ(-સો)રાં** ન., બ.વ. [અર. 'યા હુસેન'ની વિકૃતિ] જુઓ 'ધાવસાં.'
**ધાસ્તી** સ્ત્રી. [અર. દહ્‌શત્] દહેશત, બીક, ભય, ડર. (૨) (લા.) જોખમ. [૦ આપવી, ૦ દેખાડવી, ૦ દેવી, ૦ બતાવવી (રૂ. પ્ર.) બિવડાવવું, ડરાવવું. ૦ રાખવી, ૦ લાગવી (રૂ.પ્ર.) ડરવું, બીવું]
**ધાસ્તી-ભર્યું** વિ. [+ જુઓ 'ભરવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] ધાસ્તીવાળું. (૨) જોખમ-ભરેલું
**ધાહ** (ધા:) જુઓ 'ધા.'
**ધા-હુસેન** કે.પ્ર. [અર. 'યા હુસેન'] 'ધાવસાં'-માંનો ઉદ્‌ગાર
**ધાંકણિયો** પું. એક પ્રકારનો અપશુકનિયાળ ઘોડો
**ધાંખ**, ૰ડી [સં. ध्वाङ्क्षा > પ્રા. धंखा; સં.માં 'કાગડા' માટે ध्वाङ्क्ष શબ્દ સાથે આ શબ્દનો સંબંધ છે; + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ધંખ.'
**ધાંખરો** પું. [જુઓ 'ધાંખ' દ્વારા.] (લા.) ઘરડો પુરુષ (તિરસ્કારમાં)
**ધાંખવું** સ.ક્રિ. [જુઓ 'ધાંખ,'-ના.ધા.] જુઓ 'ધંખવું.' ધંખાવું (ધઙ્ખાવું) કર્મણિ.,ક્રિ. ધંખાવવું (ધઙ્ખાવવું) પ્રે.,સ.ક્રિ.
**ધાંખો** પું. [જુઓ 'ધાંખવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ધાંખ, ઝંખના. (૨) કાળજી, ફિકર, ચિંતા. (૩) (લા.) શંકા, વહેમ, શક
**ધાંગડિ(-ળિ)યું** ન. ખપાટ કે સાંઠીનું બનાવેલું કાચું કમાડ
**ધાંગલી** સ્ત્રી. એ નામનો માછલીનો એક પ્રકાર
**ધાંગવું** ન. (બારણાનું) ચણિયારું. (૨) કમાડે જડેલું આડું પાટિયું. (૩) બે પાટિયાંને જડનારો લોખંડ કે લાકડાનો ટુકડો
**ધાંગી** ન. એક પ્રકારનું વહાણ. (વહાણ.) [નાનો લોટો
**ધાંગો** પું. છાંટો, ત્રસકો. (૨) સહેજ અંશ, રેખ. (૩)
**ધાંત** પું. ધુતારો
**ધાંતાળ** વિ. [જુઓ 'ધાંત' + ગુ. 'આળ' ત. પ્ર.] (લા.) ચકોર, ચપળ. (૨) બુદ્ધિમાન
**ધાંધડો** પું. [રવા.] ધડધડાટ, મોટો ધડબડાટ

**ધાંધણિયું** ન. [રવા.] હેરાનગતી, ધમાલ. [-યાં ધુણાવવાં (રૂ.પ્ર.) તોબા પોકરાવવું, હેરાન-પરેશાન કરવું]

**ધાંધલ** (-લ્ય) સ્ત્રી. [રવા.] ઝઘડાવાળી ધમાલ, તોફાન, ઉપદ્રવ, 'અપ-રોર,' 'પૅન્ડેમોનિયમ,' 'સેન્સેશન' (રા.મ.)

**ધાંધલ-ખોર** વિ. [+ફા. પ્રત્યય], ધાંધલ કરનારું, ધાંધલિયું

**ધાંધલિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ધાંધલિયું'+ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ધાંધલ કરનારી સ્ત્રી

**ધાંધલિયું** વિ. [જુઓ 'ધાંધલ'+ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'ધાંધલ-ખોર,'-'ડિસોર્ડર્લી'

**ધાંધસ** ન. અનાજમાંનું ધૂળ ફોતરાં વગેરે કસ્તર

**ધાંધળું** વિ. [સં. अन्धान्ध દ્વારા] ઝાંખા પ્રકાશવાળું, અંધારા જેવું, ધૂંધળું [કે ન આપવાના ચાળા

**ધાંધિયા** પું., બ.વ. આપવામાં કરવામાં આવતા અરુચિના

**ધાંવ** (-વ્ય) સ્ત્રી. [રવા.] રોકકળ. [૦ દેવી (રૂ.પ્ર.) મૃતાત્મા પાછળ રાજિયા ગાવા, છાજિયાં ગાવાં]

**ધાશ(-સ)** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [જુઓ 'ધાંસવું.'] મરચાં વગેરેની ગંધથી કે એવા ઉગ્ર પદાર્થોની ભીડેલી રજથી ખાંસી ખાવાની પરિસ્થિતિ

**ધાંસવું** અ.ક્રિ. [રવા.] ધાંસને લઈ સૂકી ખાંસી ખાવી

**ધાંસી** સ્ત્રી. [જુઓ 'ધાંસવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'ધાંસ.'

**ધિક્** કે.પ્ર. [સં.] ધિક્કાર માટેનો ઉદ્ગાર, ફટ, ફૂ્ટી-મર

**ધિક-ધિકાવવું** સ.ક્રિ. [જુઓ 'ધિકાવવું,' આદિ બે શ્રુતિ-ઓનો દ્વિર્ભાવ.] જોરથી સળગાવવું. (૨) ખૂબ ગરમ કરવું

**ધિકારો** પું. [જુઓ 'ધીકવું'+ગુ. 'આરો' કૃ.પ્ર.] ધીકવું એ, ખૂબ સળગવું એ, ધખારો, તાપ

**ધિકા(-ખા)વવું, ધિકા(-ખા)વું** જુઓ 'ધીક(-ખ)વું'માં.

**ધિક્કરણ** ન., **ધિક્કાર** પું. [સં.] ફિટકાર, તિરસ્કારની લાગણી. (૨) નિંદા

**ધિક્કારક** વિ. [સં.] ધિક્કાર કરનારું, તુચ્છકારનારું. (૨) નિંદક

**ધિક્કાર-પાત્ર** વિ. [સં., ન.] ધિક્કારવાને લાયક, તુચ્છકારા-વાને પાત્ર, (૨) નિંદા-પાત્ર

**ધિક્કારવું** સ.ક્રિ. [સં. धिक्कार,-તત્સમ ના. ધા.] તુચ્છકારવું. (૨) નિંદવું. **ધિક્કારાવું** કર્મણિ., ક્રિ. **ધિક્કારાવવું** પ્રે., સ.ક્રિ.

**ધિક્કારાવવું, ધિક્કારાવું** જુઓ 'ધિક્કારવું'માં.

**ધિક્કૃત** વિ. [સં.] ધિક્કારવામાં આવેલું

**ધિગાંગ ધિગાંગ** ક્રિ.વિ. [રવા.] નગારાનો અવાજ થાય એમ

**ધિગ્જીવિત** વિ. [સં. धिक् + जीवित, સંધિથી] જેનું જીવન ધિક્કારને પાત્ર છે તેવું, નિંદ્ય

**ધિગ્જાતિ** વિ. [સં. धिक् + जाति, સંધિથી] જેનો વર્ણ કે જાતિ ધિક્કારને પાત્ર છે તેવું. (૨) પું. બ્રાહ્મણ. (જૈન.)

**ધિગ્વર્ણ** વિ. [સં. धिक् + वर्ण, સંધિથી] જુઓ 'ધિગ્જાતિ(૧).' (૨) પું. બ્રાહ્મણ પિતા અને હલકી કોઈ જ્ઞાતિની માતાથી ઉત્પન્ન થયેલ ગણાતી એક વર્ણસંકર જ્ઞાતિ

**ધિજાવવું, ધિજાવું** જુઓ 'ધીજવું'માં.

**ધિટ્ઠ(-ઠ)** વિ. [સં. धृष्ट > પ્રા. धिट्ठ તત્સમ] ધૃષ્ટ (માણસ). (૨) હિંમતવાળું [નફ્ફટાઈ

**ધિટ્ઠા(-ઠા)ઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] ધિઠ્ઠપણું, ધૃષ્ટતા,

**ધિણોજું** વિ. અડેખું. (૨) લુચ્ચું, ઠગ

**ધિણોદરી** વિ.,પું. વેચવાને માટે ઢોર પાળનાર કે ઉછેરનાર

**ધિણોવું** અ.ક્રિ. ગાયને ગર્ભ રહેવો [ઠેકા વાગે એમ

**ધિનકિટ, ૦ધિન્નાં** ક્રિ.વિ. [રવા.] તબલાંના બે પ્રકારના

**ધિનોર** પું. અગ્નિનો ભડકો

**ધિબકારો** પું. [જુઓ 'ધીબવું' + સં. °कारक > પ્રા. °कारअ-] જુઓ 'ધબકારો.'

**ધિબાવવું, ધિબાવું** જુઓ 'ધીબવું'માં.

**ધિબેડવું** સ.ક્રિ. [રવા.] જુઓ 'ઢીબવું.' **ધિબેડાવું** કર્મણિ., ક્રિ. **ધિબેડાવવું** પ્રે., સ.ક્રિ.

**ધિબેડાવવું, ધિબેડાવું** જુઓ 'ધિબેડવું'માં.

**ધિબોવવું** સ.ક્રિ. [રવા.] 'ધબ' એવો અવાજ થાય એમ મારવું કે પીટવું. **ધિબોવાવું** કર્મણિ., સ. ક્રિ.

**ધિયડી, ધિયા** સ્ત્રી. [સં. दुहिता > પ્રા. धीआ, જૂ. ગુ.] દીકરી. (પદ્યમાં.)

**ધિયાડવું** સ.ક્રિ. સળગાવવું, બાળવું. **ધિયાડાવું** કર્મણિ., સ.ક્રિ.

**ધિરાણ** ન. [જુઓ 'ધિરાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] વ્યાજે ધીરવું એ. (૨) વ્યાજે ધીરેલી રકમ, 'ક્રેડિટ,' 'લોન'

**ધિરાણ-સંકોચ** (-સઙ્કોચ) પું. [સં.] ધીર-ધાર અટકાવવી એ, 'ક્રેડિટ-સ્ક્વિઝ'

**ધિરાવવું, ધિરાવું** જુઓ 'ધીરવું'માં.

**ધિષણા** સ્ત્રી. [સં.] વાણી. (૨) સ્તુતિ. (૩) બુદ્ધિ, સમઝ

**ધિં(-ધીં)ગડ, ૦ડું** વિ. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ધિંગું.'

**ધિં(-ધીં)ગડ-મલ(-લ્લ)** પું. [+સં. मल्ल] (લા.) જોરાવર ને ખડતલ માણસ [(૨) પાજીપણું

**ધિં(-ધીં)ગ-મસ્કડી** સ્ત્રી. [જુઓ 'ધિંગું' દ્વારા.] ધિંગા-મસ્તી.

**ધિં(-ધીં)ગર** (-રય) સ્ત્રી. રોઝું

**ધિં(-ધીં)ગરું** વિ. પાજી, ઉપદ્રવ કરનારું

**ધિં(-ધીં)ગાઈ** સ્ત્રી. [જુઓ 'ધિં(-ધીં)ગું' + ગુ. 'આઈ' ત. પ્ર.] ધિંગાપણું. (૨) ધિંગાણું

**ધિં(-ધીં)ગાણું** ન. [જુઓ 'ધિં(-ધીં)ગું' + ગુ. 'આણું' ત.પ્ર.] હથિયાર સહિતનું સ્થાનિક તોફાન

**ધિં(-ધીં)ગા-ધિં(-ધીં)ગી** સ્ત્રી. [જુઓ 'ધિં(-ધીં)ગું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] મસ્તી, તોફાન

**ધિં(-ધીં)ગા-મસ્તી** સ્ત્રી. [જુઓ 'ધિંગું' + 'મસ્તી.'] જબર-દસ્તીથી લડવું એ, ધિંગા-ધિંગી

**ધિં(-ધીં)ગાળ** વિ. [જુઓ 'ધિં(-ધીં)ગું' + ગુ. 'આળ' સ્વાર્થે ત. પ્ર.], **ધિં(-ધીં)ગું** વિ. ખૂબ જાડું, લઠ્ઠ, ધડછું. (૨) (લા.) મોટા કુટુંબકબીલાવાળું અને માલદાર. (૩) જાડા પોતનું (કપડું). (૪) બદમાશ, લુચ્ચું

**ધિં(-ધીં)ગું-ધડછું** વિ. [+જુઓ 'ધડછું,' -સમાનાર્થી શબ્દોની દ્વિરુક્તિ.], **ધિં(-ધીં)ગું-પબડું** વિ. [+'પબડું' રવા.] ખૂબ જાડું, હૃષ્ટ-પુષ્ટ [અને કજિયાળું

**ધિં(-ધીં)ગું-રિં(-રીં)ગું** વિ. [+જુઓ 'રિંગું'.] શક્તિશાળી

**ધિં(-ધીં)ગેશ્વર** પું. [+[સં. ईश्वर, સંધિથી] બૌદ્ધ સ્તૂપને મહાદેવ તરીકે પૂજતાં કે જાડું મોટું લિંગ હોય એને માટેની સંજ્ઞા. (સંજ્ઞા.)

**ધી¹** સ્ત્રી. [સં.] બુદ્ધિ, મેધા, અક્કલ, સમઝ-શક્તિ, સમઝદારી

**ધી,²** (૦ડી) [જુઓ 'ધિયડી.'] જુઓ 'ધિયડી.' (પદ્યમાં.)

**ધી(-ધી)ક** સ્ત્રી. [રવા.] ઢોરની માથું મારવાની ક્રિયા. [-કે ચઢા(-ઢા)વવું (રૂ. પ્ર.) હેરાન કરવું, તકલીફમાં મૂકવું]

**ધીકડી** સ્ત્રી. [જુઓ 'ધીકડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ડું** ન. [જુઓ 'ધીકવું'—+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] ઝીણો તાવ, તાવલી

**ધીક(-ખ)વું** અ. ક્રિ. [સં. धक्ष- > પ્રા. धक्ख- દ્વારા] ભડ-ભડાટ બળવું. (૨) ખૂબ ગરમી હોવી. (૩) (લા.) જોશમાં ચાલવું. (૪) આબાદીમાં હોવું. [-તી ધરા (રૂ.પ્ર.) શત્રુના હાથમાં કાંઈ ન આવે માટે પોતાનાં સ્થાનોને સળગાવી મૂકવાની ક્રિયા] ધિકાવું ભાવે., ક્રિ. ધિકાવવું પ્રે.,સ.ક્રિ.

**ધીક-ધીકતું** વિ. [જુઓ 'ધીકવું', -પૂર્વની બે શ્રુતિઓનો દ્વિર્ભાવ + ગુ. 'તું' વર્ત. કૃ.] ખૂબ ધીખતું, અત્યંત સળગી ઊઠેલું

**ધીખવું** જુઓ 'ધીકવું.' ધિખાવું ભાવે.,ક્રિ. ધિખાવવું પ્રે.,સ.ક્રિ.

**ધીજ** સ્ત્રી. [સં. धैर्य > પ્રા. धिज्ज] ધીરજ. [૦ કરાવવી (રૂ. પ્ર.) કસોટી કરવી]

**ધીજવું** અ. ક્રિ. [જુઓ 'ધીજ,' —ના.ધા.] ધીરજ ધરવી, ખામોશ પકડવી. (૨) પ્રસન્ન થવું. (૩) સ્વીકારવું. ધિજાવું ભાવે., ક્રિ. ધિજાવવું પ્રે., સ.ક્રિ.

**ધીટ(-ઠ)** વિ. [સં. धृष्ट- > પ્રા. धिट्ठ] જુઓ 'ધિટ્ઠ.'

**ધીટ(-ઠ)-તા** સ્ત્રી. [+ સં., ત. પ્ર.] ધીટપણું

**ધીટા(-ઠા)ઈ** સ્ત્રી. [જુઓ 'ધીટ(-ઠ)' + ગુ. 'આઈ' ત. પ્ર.] જુઓ 'ધિટ્ઠાઈ' – 'ધીટ-તા.'

**ધીટું(-ઠું)** વિ. [સં. धृष्टक > પ્રા. धिट्ठअ-] જુઓ 'ધિટ્ઠ.'

**ધીડ** સ્ત્રી. ગર્ભાવસ્થા

**ધીડી** જુઓ 'ધી.[૨]' [ધઈ હોય એમ

**ધીણું** ક્રિ. વિ. (લિંગ-પરિવર્તન નથી) ગાય કે ભેંસ ગાભણી

**ધીબ (-બ્ય)** સ્ત્રી. [જુઓ 'ધીબવું.'] જુઓ 'ઢીબ.'

**ધીબકો** પું. [જુઓ 'ધીબવું' + ગુ. 'કો' કૃ. પ્ર.] ધબ્બો, ધાપો [ક્રિ. ધિબાવવું પ્રે., સ.ક્રિ.

**ધીબવું** સ. ક્રિ. [રવા.] જુઓ 'ઢીબવું.' ધિબાવું કર્મણિ.,

**ધીમ (-મ્ય)** સ્ત્રી. એક ખુશબોદાર વનસ્પતિ

**ધીમર** પું. [સં. धीवर] જુઓ 'ઢીમર.'

**ધી-મંત (-મન્ત)** વિ. [સં. धीमत् > પ્રા. धीमंत, પ્રા. તત્સમ] જુઓ 'ધીમાન.' [પણું, બુદ્ધિમત્તા

**ધીમંતાઈ (-મન્તાઇ)** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] ધીમંત-

**ધીમાન** વિ. [સં. धीमान् પું.] બુદ્ધિમાન, સમઝ-દાર

**ધીમાશ (-શ્ય)** સ્ત્રી. [જુઓ 'ધીમું' + ગુ. 'આશ' ત. પ્ર.] ધીમાપણું. મંદ-તા, શિથિલ-તા

**ધી-માંદ્ય (-મા-દ્ય)** ન. [સં.] બુદ્ધિની મંદતા, ઓછી બુદ્ધિ

**ધીમું** વિ. અવાજમાં મંદ. (૨) ગતિમાં મંદ, ઢીલાશવાળું

**ધીમે, ૦થી, ૦ ધીમે** ક્રિ. વિ. [+ ગુ. 'એ' ત્રી. વિ., પ્ર. + 'થી' ત્રી. વિ., -પાં. વિ.ના અર્થનો અનુગ] દબતે અવાજે ઢીલી ગતિએ. [૦ **સાંસતે** (રૂ. પ્ર.) શ્વાસ ખાતાં ખાતાં નિરાંતે. ૦ **રહીને** (રૂ. પ્ર.) થોડું જ ખોલરી જઈને]

**ધીમેરું** વિ. [જુઓ 'ધીમું' + ગુ. 'એરું' તુલ., ત. પ્ર.] વધુ ધીમું [જુઓ 'ધીમાશ.'

**ધીમેશ (-શ્ય)** સ્ત્રી. [જુઓ 'ધીમું' + ગુ. 'એશ' ત. પ્ર.]

**ધીર[૧]** વિ. [સં.] ધીરજવાળું, ખામોશીવાળું. (૨) સ્થિર વૃત્તિનું, ઠરેલ [જુઓ 'ધીરજ.' (પદ્યમાં.)

**ધીર[૨] (-રય)** સ્ત્રી. [જુઓ. 'ધીરજ.' અંત્ય વ્યંજનનો લોપ]

**ધીર-ગંડુ (-ગણ્ડુ)** વિ. [જુઓ 'ધીરું' + 'ગંડુ.'] મંદબુદ્ધિવાળું. (૨) અણીને સમયે ખસી જાય તેવું

**ધીર-ગંભીર (-ગમ્ભીર)** વિ. [સં.] ધીરજવાળું તેમજ ભદ્ર પ્રકૃતિનું, સર્વથા ઉછાંછળું નહિ તેવું

**ધીરજ** સ્ત્રી. [સં. धैर्य > પ્રા. धिरिय, धिरिज्ज] ધૈર્ય, ધીરપણું, ધીરતા, ખામોશી, ચંચળતાનો અભાવ

**ધીરજ-વાન** વિ. [+ ગુ. 'વાન' ત. પ્ર.] ધીરજવાળું, ધીર

**ધીર-તા** સ્ત્રી. [સં.] ધીરપણું, ધીરજ

**ધીર-ધાર (ધીરય-ધારય)** સ્ત્રી. જુઓ ['ધીરવું' + 'ધારવું.'] વ્યાજે નાણાંની આપલે કરવી એ, શરાફી, 'મની-લેન્ડિંગ'

**ધીરપ (-પ્ય)** સ્ત્રી. [સં. धीरत्व > પ્રા. धीरप्प ન.] ધીરાપણું, ધૈર્ય, ખામોશી [એક ભેદ. (કાવ્ય.)

**ધીર-પ્રશાંત (-પ્રશાન્ત)** પું. [સં.] એ નામનો નાયકનો

**ધીરમ (-મ્ય)** સ્ત્રી. પૃથ્વી

**ધીર-લલિત** પું. [સં.] એ નામનો એક નાયક-ભેદ. (કાવ્ય.)

**ધીરવું** સ.ક્રિ. [સં. धीरय- > પ્રા. धीर, પ્રા. તત્સમ] (લા.) વ્યાજે પૈસા આપવા. (૨) પૈસા કે ચીજ-વસ્તુ થોડા બદલામાં પાછી મળવાની દૃષ્ટિએ આપવાં. (૩) વિશ્વાસ કરવો. ધિરાવું કર્મણિ., ક્રિ. ધિરાવવું પ્રે., સ.ક્રિ.

**ધીર-શાંત (-શાન્ત)** વિ. [સં.] એ નામનો એક નાયક-ભેદ. (કાવ્ય.) [પૂર્વક વર્તનારું

**ધીર-શીલ** વિ. [સં.] ધીરજપૂર્વકના આચરણવાળું, ધીરજ-

**ધીરાશ (-શ્ય)** સ્ત્રી. [જુઓ 'ધીરું' + ગુ. 'આશ' ત. પ્ર.] ધીરાપણું, ધીરપ [આસન. (યોગ.)

**ધીરાસન** ન. [સં. धीर + आसन] એ નામનું યોગનું એક

**ધીરું** વિ. [સં. धीरक- > પ્રા. धीरअ-] ધીરજવાળું. (૨) સ્વભાવથી ઉતાવળિયું નહિ તેવું. [-રી પોકારવી (રૂ.પ્ર.) જીતના પોકાર કરવા]

**ધીરે, ૦થી, ૦ ધીરે** ક્રિ. વિ. [+ ગુ. 'એ' ત્રી., વિ., પ્ર. 'થી' ત્રી., વિ., -પાં. વિ. નો અનુગ] આસ્તે આસ્તે, માનસિક ઉતાવળ ન કરતાં [જુઓ 'ધીરાશ.'

**ધીરેશ (-શ્ય)** સ્ત્રી. [જુઓ 'ધીરું' + ગુ. 'એશ' ત. પ્ર.]

**ધીરોદાત્ત** વિ., પું. [સં. धीर + उदात्त] ધીર સ્વભાવનો ઉમદા પ્રકૃતિનો (નાયક). (કાવ્ય.)

**ધીરોદાત્ત-તા** સ્ત્રી. [સં.] ધીરોદાત્ત પ્રકૃતિ હોવાપણું. (કાવ્ય.)

**ધીરોદ્ધત** વિ., પું. [સં. धीर + उद्धत] ધીર સ્વભાવનો છતાં ઉછાંછળો (નાયક). (કાવ્ય.)

**ધીરોદ્ધત-તા** સ્ત્રી. [સં.] ધીરોદ્ધત પ્રકૃતિ હોવાપણું. (કાવ્ય.)

**ધીવર** પું. [સં.] જુઓ 'ઢીમર.' (૨) ખલાસી, નાવિક

**ધીશ** પું. [સં. अधि + ईश=अधीश; ગુ.માં આદિ શ્રુતિનો લોપ.] અધીશ્વર, ઈશ્વર. (પદ્યમાં.)

**ધીંક** જુઓ 'ધીક.'

**ધીંગડ, ૦ડું** જુઓ 'ધિંગડ, ૦ડું.'

**ધીંગડ-મલ(-લ્લ)** જુઓ 'ધિંગડ-મલ(-લ્લ).'

**ધીંગ-ધૂકડી** જુઓ 'ધિંગ-ધૂકડી.'

**ધીંગર** જુઓ 'ધિંગર.'

**ધીંગાઈ** જુઓ 'ધિંગાઈ.'
**ધીંગાણું** જુઓ 'ધિંગાણું.'
**ધીંગા-ધીંગી** જુઓ 'ધિંગા-ધિંગી.'
**ધીંગા-મસ્તી** જુઓ 'ધિંગા-મસ્તી.'
**ધીંગાળ** જુઓ 'ધિંગાળ.'
**ધીંગું** જુઓ 'ધિંગું.'
**ધીંગું-ધડબું, ધીંગું-પબડું** જુઓ 'ધિંગું-ધડબું'–'ધિંગું-પબડું.'
**ધીંગું-રીંગું** જુઓ 'ધિંગું-રિંગું.'
**ધીંગેશ્વર** જુઓ 'ધિંગેશ્વર.'
**ધીંસરું** ન. બળદને પલોટવા માટેનું સાંતી
**ધીંસલું** ન. જુઓ 'ધિંગાણું.'
**ધુક્કડ** ન. [રવા.] તગલું, નરઘું
**ધુખરાવવું** સ.ક્રિ. ધુણી દઈને સૂકવવું
**ધુજાટ** જુઓ 'ધ્રુજાટ.'
**ધુજારી** જુઓ 'ધ્રુજારી.'
**ધુજારો** જુઓ 'ધ્રુજારો.'
**ધુ(-ધ્રુ)જાવવું, ધુ(-ધ્રુ)જાવું** જુઓ 'ધૂજવું' –'ધ્રૂજવું'માં.
**ધુડકાવવું** સ.ક્રિ. [રવા.] ધમકાવવું, ઠપકો આપવો
**ધુણાવવું, ધુણાવું** જુઓ 'ધૂણવું'માં.
**ધુત** ક્રિ.વિ. [સં. धुत्] ધિક્કારાય એમ, ધુત્કારાય એમ
**ધુતકાર** પું. [સં. धुत्कार] ધુત્કારવું એ, ધુત્કાર, તુચ્છકાર
**ધુતકારવું** સ.ક્રિ. [સં. धुत्कार,–ના. ધા., અર્વા. તદ્ભવ] ધુત્કારવું, તરછોડી નાખવું, તુચ્છકારવું, હડધૂત કરવું. **ધુતકારાવું** કર્મણિ., ક્રિ. **ધુતકારાવવું** પ્રે., સ.ક્રિ.
**ધુતકારાવવું, ધુતકારાવું** જુઓ 'ધુતકારવું'માં.
**ધુતમ-ધાતા** પું., બ.વ. [પારસી.] ધંતર-મંતર
**ધુતાઈ** સ્ત્રી. [જુઓ 'ધૂતવું' + ગુ. 'આઈ'] ધૂતવાપણું, ધૂર્ત-તા, છેતરપીંડી, ઠગાઈ [જુઓ 'ધુતારું.'
**ધુતારડું** વિ. [જુઓ 'ધુતારું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.]
**ધુતાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ધુતારું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ધુતારાની સ્ત્રી, ધુતારી સ્ત્રી
**ધુતાર-પાટણ** ન. [જુઓ 'ધુતારું' + 'પાટણ' (=શહેર)] ધુતારા ઠગોનું નગર કે ગામ [ધૂર્ત-તા
**ધુતારા-વેડા** પું., બ.વ. [જુઓ ધુતારું + 'વેડા.'] ધૂર્તપણું,
**ધુતારું** વિ. [સં. धौर्त्यकारक > પ્રા. धुत्तारअ-] ધૂર્ત-તા કરનારું, છેતરનારું, વંચક
**ધુતારેણ** (-ણ્ય) જુઓ 'ધુતારણ.'
**ધુતાવવું, ધુતાવું** જુઓ 'ધૂતવું'માં.
**ધુધ(-ધુ)કાર** પું. [રવા.] 'ધૂ ધૂ' એવો અવાજ
**ધુધ(-ધુ)કારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] 'ધૂ ધૂ' એવો અવાજ
**ધુધવારી** સ્ત્રી. [રવા.] બૂમ, ત્રાડ
**ધુધી-બાજ** વિ. [રવા. + ફા. પ્રત્યય] સારું અને વખાણવા જેવું. (૨) (લા.) મજબૂત, દઢ, જોરાવર, બલિષ્ઠ
**ધુધુકાર** જુઓ 'ધુધકાર.'
**ધુધુકારી** જુઓ 'ધુધકારી.'
**ધુધુડી** સ્ત્રી. [રવા.] જુઓ 'ધુધકારી.'
**ધુન** જુઓ 'ધૂન.'
**ધુન-મંડલ(-ળ), -લી(-ળી)** (-મંડલ, -ળ, -લી, -ળી) જુઓ 'ધૂન-(-મંડલ(-ળ), -લી(-ળી).'
**ધુનિ**¹ (-ની) સ્ત્રી. [સં.] નદી
**ધુનિ**² સ્ત્રી. [સં. ध्वनि, પું.; પૂર્વશ્રુતિમાં પ્રા. व > उ માત્ર.] જુઓ 'ધૂન.'
**ધુની**¹ જુઓ 'ધુનિ.¹'
**ધુની**² જુઓ 'ધૂની.'
**ધુપાવવું, ધુપાવું** જુઓ 'ધૂપવું'માં. [જુઓ 'ધૂપિયું.'
**ધુપેડિયું** ન. [જુઓ 'ધુપેડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.]
**ધુપેડો** પું. [જુઓ 'ધૂપ' દ્વારા.] ધૂપ રાખવાનું સાધન, મોટું ધૂપિયું. (૨) એ નામનું જેના ગૂંદરનો ધૂપ થાય તેવું એક ઝાડ [પદાર્થોવાળું પકવેલું તેલ
**ધુપેલ** ન. [સં. धूप्य-तैल्य > પ્રા. धुप्पेल्ल] ભઠ્ઠી કરીને સુગંધી
**ધુપેલિયું** ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ધુપેલ રાખવાની વાટી. (૨) વિ. ધુપેલના રંગનું, તપખીરિયું. (૩) (લા.) ધુપેલના જેવું મેલું. (માણસ)
**ધુપેલિયો** પું. [જુઓ 'ધુપેલિયું.'], **ધુપેલી** વિ., પું. [જુઓ 'ધુપેલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] ધુપેલ બનાવનાર માણસ કે વેપારી
**ધુબાકો** પું. [રવા.] 'ધબ' એવા અવાજ સાથેનો પાણીમાં ધૂબકો-ભૂસકો. [**-કા મારવા** (રૂ.પ્ર.) પાણીમાં ભૂસકા મારવા. (૨) લહેર કરવી. **-કા હોવા** (રૂ.પ્ર.) લહેર હોવી, આનંદ હોવો]
**ધુબાડો** પું. [અનુ.] ઘણી ધૂળ ઊડવી એ
**ધુબારું** વિ. ધૂળવાળું [(પાણીમાં ભૂસકો મારતાં)
**ધુબાંગ** ક્રિ. વિ. [રવા.] 'ધુબાંગ' અવાજ થાય એમ
**ધુબેર** ન. ડોકનું એક એ નામનું ઘરેણું
**ધુમસિયું** વિ. [જુઓ 'ધૂમસ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ધૂમસવાળું
**ધુમાક** (-ક્ય) સ્ત્રી. [જુઓ 'ધુમાડો' દ્વારા.] (લા.) ધામધૂમ, ભપકો, ઠાઠ. [**૦ જવું** (રૂ.પ્ર.) ભારે ગર્વ કરવો]
**ધુમાડા-બંધ** (-બન્ધ) ક્રિ.વિ. [જુઓ 'ધુમાડો' + ફા. 'બન્દ્.'] ગામમાં એક પણ ઘરમાં રસોઈનો ધુમાડો ન નીકળે – રસોઈ ન થાય એ રીતનું ભોજન અપાય એમ
**ધુમાડિયું** ન. [જુઓ 'ધુમાડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ધુમાડો નીકળવા માટે છાપરામાં કે દીવાલમાં ઊંચે કરેલું બાકોરું કે જાળિયું [એક જાત
**ધુમાડિયો** પું. [જુઓ 'ધુમ્મડ' દ્વારા.] કપાસની એ નામની
**ધુમાડી** સ્ત્રી. [જુઓ 'ધુમાડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ધુમાડાની આછી સેર. (૨) ધૂણી. [**૦ ઘાલવી** (રૂ. પ્ર.) (ખાખી બાવાઓએ) પડાવ નાખવો. **૦ ઘાલીને બેસવું** (-બૅસવું) (રૂ.પ્ર.) આગ્રહપૂર્વક માગવું. **૦ દેવી** (રૂ. પ્ર.) ધુમાડાનો સ્પર્શ કરાવવો. **૦ના બાચકા ભરવા** (રૂ. પ્ર.) જુઓ 'ધુમાડાના બાચકા ભરવા'. **૦ લેવી** (રૂ.પ્ર.) ધૂણીનો તાપ લેવો]
**ધુમાડો** પું. [સં. धूमपटक- > ધૂમાડअ-] સળગતા પદાર્થમાં ઝાળ ન થતાં રાખોડી સેરો નીકળે તે. [**૦ના બાચકા ભરવા** (રૂ.પ્ર.) નિષ્ફળ પ્રયત્ન કરવો. **૦ કરવો** (રૂ. પ્ર.) પૈસાનો દુર્વ્યય કરવો. **૦ કાઢી ના(-નાં)ખવો** (રૂ. પ્ર.)

સખત માર મારવો]

**ધુમાલ** પું. કમાનના ગડદા ઉપરનો મથાળાનો ભાગ. [(સ્થાપત્ય.)

**ધુમાવવું, ધુમાવું** જુઓ 'ધૂમવું'માં.

**ધુમાસ** પું. [જુઓ 'ધૂમ' દ્વારા.] ધુમાડાને કારણે થયેલો [મેસ વગેરે કચરો

**ધુમાળું** વિ. [જુઓ 'ધૂમ' + ગુ. 'આળું' ત.પ્ર.] ધુમાડાવાળું

**ધુમો**[1] પું. [જુઓ 'ધૂમ' દ્વારા.] ધૂંવો, ધુમાડો

**ધુમો**[2] પું. સરકારી જમીનનું મહેસૂલ

**ધુમ્મર** ન. ખેતીનું એક ઓજાર

**ધુમ્મસ** જુઓ 'ધૂમસ.'

**ધુમ્મસિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ધુમસિયું.'

**ધુરગર** (-રચ) સ્ત્રી. પોચી તરત ખેડાય તેવી જમીન

**ધુરણી** સ્ત્રી. [સં. ધુરા દ્વારા] (લા.) નેતાગીરી, આગેવાની

**ધુર-પચ્ચ** પું. કાવાદાવા, યુક્તિ, પ્રપંચ

**ધુરમ** વિ. અત્યંત, ઘણું, પુષ્કળ

**ધુર-રાઈ** સ્ત્રી. અભિમાન, ગર્વ

**ધુરંધર** (ધુર-ધર) વિ., પું. [સં.] (લા.) જવાબદારી ઉઠાવનાર, આગેવાન, અગ્રેસર. (૨) પરમ નિષ્ણાત, મોટો વિદ્વાન

**ધુરા** સ્ત્રી. [સં.] ધૂંસરી. (૨) (લા.) જવાબદારી

**ધુરાળ** ન. [જુઓ 'ધુરા' દ્વારા.] ધૂંસરું

**ધુરીણ** વિ. [સં.] (લા.) જવાબદારી ઉઠાવનાર, અગ્રેસર

**ધુર્ય** વિ., પું. [સં.] અગ્રણી. (૨) બળદ, ધોરી

**ધુર્ય-પદ** ન. [સં.] (લા.) અગ્ર-પદ, અગ્રેસર-તા

**ધુવાંસ** (-સ્ય) સ્ત્રી. અડદનો પાપડ માટેનો લોટ

**ધુશ(-સ)ળ-મુશ(-સ)ળ** ન., બ.વ. [જુઓ 'ધૂંસરું' + સં. મુશલ] પોંખણામાંનાં નાનાં ધૂંસરું અને સાંબેલું

**ધુસમુસ** ક્રિ.વિ. [રવા.] ઉતાવળે, ઝડપથી

**ધુસળ-મુસળ** જુઓ 'ધુશળ-મુશળ.'

**ધુળાડો** પું. [જુઓ 'ધૂળ' દ્વારા.] ધૂળનું ઊંચે ઊડવું એ, [કારણ

**ધુળારું** ન. [જુઓ 'ધૂળ' દ્વારા.] ધૂળનું તોફાન, વંટોળિયો

**ધુળેટ** પું. ગાડાના ઇસોડા અને સરવણ નીચે ખીલા જડવા માટે નાખવામાં આવતા સીસમના કટકામાંનો તે તે કટકો

**ધુળેટવું** સ.ક્રિ. [જુઓ 'ધૂળ,'–ના.ધા.] ધૂળવાળું કરવું, ધૂળ લગાડવી. **ધુળેટાવું** કર્મણિ., ક્રિ. **ધુળેટાવવું** પ્રે., સ.ક્રિ.

**ધુળેટાવવું, ધુળેટાવું** જુઓ 'ધુળેટવું'માં.

**ધુળેટી** સ્ત્રી. [જુઓ 'ધુળેટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (પરસ્પર ધૂળ ઉડાડવાના મૂળ રિવાજને કારણે) હોળીનો વળતો દિવસ, ફાગણ વદિ એકમ, ધૂળી પડવો. (સંજ્ઞા.)

**ધુળેટું** વિ. [જુઓ 'ધુળેટવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ધૂળવાળું

**ધું(-ધૂં)આ(-વા)ડ** (-ડ્ય) જુઓ 'ધુમાડ.'

**ધું(-ધૂં)આ(-વા)ડા-બંધ** (બન્ધ) જુઓ 'ધુમાડા-બંધ.'

**ધું(-ધૂં)આ(-વા)ડિયું** જુઓ 'ધુમાડિયું.'

**ધું(-ધૂં)આ(-વા)ડિયો** જુઓ 'ધુમાડિયો.'

**ધું(-ધૂં)આ(-વા)ડી** જુઓ 'ધુમાડી.'

**ધું(-ધૂં)આ(-વા)ડો** જુઓ 'ધુમાડો.'

**ધું(-ધૂં)આ(વાં)-પૂં(-ફૂં)આં(-વાં)** જુઓ 'ધૂંઆં-પૂંઆં.'

**ધું(-ધૂં)શરુ** પું. શેરીમાં આવી ગાનારો રખડુ માણસ

**ધું(-ધૂં)શું**[1] ન. કપાઈ ગયેલું જમીનને ચોટેલું જાડું થડ. (૨) ઝરડાં–ઝાંખરાંનું જાળું. (૩) (લા.) સંગ્રહ

**ધું(-ધૂં)શું**[2] વિ. ધુમાડો આપતું, ધુમાડિયું

**ધું(-ધૂં)ધુરી** સ્ત્રી. એ નામનું એક વાદ્ય

**ધું(-ધૂં)બ** ક્રિ.વિ. [રવા.] 'ધુંબ' અવાજ સાથે

**ધું(-ધૂં)બડ** વિ. [જુઓ 'ધું(-ધૂં)બ' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] (કાંઈક ગોળ ઘાટનું હોઈ) જાડું, સ્થૂળ. (૨) પું. (જીંડવાં જરા ગોળાકારનાં મોટાં થતાં હોઈ) એ નામથી જાણીતી કપાસની એક જાત

**ધું(-ધૂં)બડકું** વિ. [+ ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ધુંબડ(૧).'

**ધું(-ધૂં)બડાવું** અ.ક્રિ. [જુઓ 'ધું(-ધૂં)બડ,'–ના. ધા.] બકરીના આઉનું સખત લોખંડ જેવું થઈ જવું

**ધું(-ધૂં)બડી** સ્ત્રી. [જુઓ 'ધું(-ધૂં)બડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) દીકરી. (૨) જરા જાડી લાગતી સુંદરી, રમણી

**ધું(-ધૂં)બડું** વિ. [જુઓ 'ધું(-ધૂં)બડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.) જુઓ 'ધુંબડ(૨).'

**ધું(-ધૂં)બાવડા(-રા)વવું** જુઓ 'ધુંબાવવું'માં.

**ધું(-ધૂં)બાવવું** સ. ક્રિ. [જુઓ 'ધું(-ધૂં)બ,' –ના.ધા.] ધુંબે ધુંબે મારવું, ધુંબા મારવા. **ધું(-ધૂં)બાવાવું** કર્મણિ., ક્રિ. **ધું(-ધૂં)બાવડા(-રા)વવું** પ્રે., સ.ક્રિ.

**ધું(-ધૂં)બાવરા(-ડા)વવું, ધું(-ધૂં)બાવાવું** જુઓ 'ધુંબાવવું'માં.

**ધું(-ધૂં)બી-પાક** પું. [જુઓ 'ધું(-ધૂં)બ' + ગુ. 'ઈ' ત.પ્ર. + સં.] (લા.) ધુંબા મારવા એ, ધુંબાનો સખત માર

**ધું(-ધૂં)બો** પું. [જુઓ 'ધું(-ધૂં)બ' + ગુ. 'ઓ' ત.પ્ર.] અવાજ સાથે હથેળીના પંજાનો માર. (૨) (લા.) મહેણું, ટોણું

**ધું(-ધૂં)વાસ** સ્ત્રી. જુઓ 'ધૂમસી.'

**ધૂકડ** ન. [રવા.] તબલું, નરઘું

**ધૂકું** વિ. [સં. धूक + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ધુતારું, ઠગારું

**ધૂખળ** વિ. ધૂળ ઊડવાથી ઝાંખું, ધૂંધળું. (૨) ન. જુઓ 'ધુળાડો.' (૩) ધૂળનો ઢગલો

**ધૂખળું** વિ. [જુઓ 'ધૂખળ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ધૂખળ(૧).' (૨) (લા.) ધસારો, હલ્લો

**ધૂગુ** સ્ત્રી. હાટ, દુકાન

**ધૂજ** (-જ્ય) જુઓ 'ધ્રૂજ.'

**ધૂજવવું** જુઓ 'ધ્રૂજવવું'માં.

**ધૂજવું** જુઓ 'ધ્રૂજવું.' **ધુ(-ધ્રુ)જાવું** ભાવે., ક્રિ. **ધૂ(-ધ્રૂ)જવવું, ધુ(-ધ્રુ)જાવવું** પ્રે., સ ક્રિ.

**ધૂણવું** અ. ક્રિ. [સં. धूना- > धूण પ્રા. ધૂ તત્સમ] દૈવી કે મેલા ગણાતા આવેશને લઈ માથું શરીર વગેરેનું ધ્રૂજી ઊઠવું. (૨) (લા.) હા-ના પાડવી. (૩) મનમાં પણ ન હોય તેવું બોલી નાખવું. **ધુણાવું** ભાવે., ક્રિ. **ધુણાવવું** પ્રે., સ.ક્રિ.

**ધૂણિયું** વિ. [જુઓ 'ધૂણી' + ગુ, 'ઇયું' ત. પ્ર ] ધૂણી કે ધુમાડો કરે તેવું (લાકડું વગેરે)

**ધૂણી** સ્ત્રી. [જુઓ 'ધૂણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] છાણાં લાકડાં કાગળ વગેરેનો નાનો ઢગલો સળગતાં થતો બેઠો તાપ અને ધુમાડો. (૨) જોગી બાવાઓની બેઠક સામેનો અખંડ ધૂંધવાતો અગ્નિ. (૩) (લા.) જ્યાં ધૂણી હોય તેવું સ્થાન. [० આપવી (રૂ.પ્ર.) ભૂતનો વળગાડ કાઢવા દર્દીને ધુમાડો અનુભવાવવો. ० કરવી (રૂ. પ્ર.) ખર્ચમાં ઊતરવું. ० ઘાલીને, ० બેસવું (-બેસવું) (રૂ. પ્ર.) એક નિશ્ચયથી

આસન જમાવી માગવા બેસવું. ૦ **તાપવી** (રૂ. પ્ર.) પવિત્ર કાર્ય કરવા બેસવું. ૦ **દેવી** (રૂ.પ્ર.) ભૂતનો વળગાડ કાઢવો. ૦ **ધખાવવી** (રૂ. પ્ર.) નિશ્ચયપૂર્વક કાર્યનો આરંભ કરવો. ૦ **ધફેડીને, ધરૂફીને** (રૂ. પ્ર.) હડબડાવીને, ઢંઢોળીને. ૦ **પાણીના સંજોગ** (રૂ. પ્ર.) મિત્ર-તા. ૦ **પાણીનો સોબતી** ગાઢ મિત્ર. ૦ **સંસ્કાર** (-સંસ્કાર) (રૂ.પ્ર.) ગાઢ મિત્રતા]

**ધૂણો** પું. [સં. ધૂમ દ્વારા ગુ.] વેરાગી બાવાઓનો અગ્નિકુંડ

**ધૂત-પાપ** વિ. [સં.] જેનાં પાપ ધોવાઈ ગયાં છે તેવું, નિષ્પાપ

**ધૂતવું** સ. ક્રિ. [સં. ધૂર્ત- > પ્રા. ધુત્ત દ્વારા ના.ધા.] છેતરવું છળવું, ઠગવું. **ધુતાવું** કર્મણિ., ક્રિ. **ધુતાવવું** પ્રે., સ.ક્રિ.

**ધૂતી** સ્ત્રી. એ નામનું એક પક્ષી

**ધૂતું** વિ. [સં. ધૂર્તક- > પ્રા. ધુત્તઅ-] ધૂર્ત, ધુતારું, ઠગ

**ધૂત્કાર** પું. [સં.] જુઓ 'ધુતકાર.'

**ધૂત્કારવું** સ. ક્રિ. [સં. ધૂત્કાર, –ના. ધા.] જુઓ 'ધુતકારવું.' **ધૂત્કારાવું** કર્મણિ., ક્રિ. **ધૂત્કારાવવું** પ્રે., સ.ક્રિ.

**ધૂત્કારાવવું ધૂત્કારાવું** જુઓ 'ધુત્કારવું'માં.

**ધૂધલી** પું. ઘઉં

**ધૂધવો** પું. [રવા.] ધોધ-બંધ ચાલતો પ્રવાહ

**ધૂ-ધૂ** ક્રિ. વિ. [રવા.] 'ધૂ ધૂ' એવા અવાજથી. (૨) પું. આગના ભડકાનો અવાજ. (૩) (લા.) નગારું ઢોલ વગેરે વાદ્ય. (૪) સંગીતનું કોઈ પણ વાજિંત્ર

**ધૂ(-ધુ)ન** સ્ત્રી. [સં. ધ્વનિ, પૂર્વપદમાં વ > ઉ (સંપ્રસારણ) થયે] સૂરનો ગુંજારવ. (૨) દૂરના મધુર અવાજનું કાનમાં ઘૂમી રહેવું એ. (૩) ઇષ્ટદેવને લગતા એક શબ્દ કે વાક્યનું મોટેથી આવર્તનરૂપ રટણ. (૪) (લા.) એકાંગી કે એક-તરફી માનસિક લાગણી, મનમાં એકતરફી જુસ્સાદાર તરંગ. (૫) વિ. મન-પસંદ. (૬) શ્રેષ્ઠ, ઉત્તમ. [૦ **આવવી,** ૦ **ચઢ(-ઢ)વી,** (રૂ. પ્ર.) મનમાં તરંગ આવવો. ૦ **માં આવવું,** ૦ **માં હોવું** (રૂ. પ્ર.) તરંગે ચડવું. ૦ **લગાવવી** (રૂ.પ્ર.) ઇષ્ટદેવના–તેના તે શબ્દ કે વાક્યનું પુનરાવર્તન મોટે કર્યાં કરવું. ૦ **લાગવી** (રૂ. પ્ર.) રઢ લાગવી]

**ધૂ(-ધુ)ન-મંડલ(-ળ)** (-મણ્ડલ, -ળ) ન., **-લી(-ળી)** સ્ત્રી. [+ સં.] ઇષ્ટદેવની ધૂન લગાવવાને ચાલતું મંડળ

**ધૂ(-ધુ)ની** વિ. [જુઓ 'ધૂ(-ધુ)ન' + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) મનમાં તરંગો આવે તે પ્રમાણે વર્તનારું

**ધૂણું** વિ. જાડું, સ્થૂળ

**ધૂપ** પું. [સં.] સળગાવેલા સુગંધિત પદાર્થમાંથી નીકળતો સુગંધી ધુમાડો. (૨) ધૂપને માટે વપરાતો તે તે ગૂગળ વગેરે પદાર્થ. [૦ **દેવો** (રૂ. પ્ર.) પદાર્થને ઉપયોગમાં ન આવે એમ સાંચવી રાખવો]

**ધૂપ-છાંય, -વ** સ્ત્રી. [સં. + જુઓ 'છાંય.'] તડકો ને છાંયડો. (૨) એ નામની એક રમત. (૩) (લા.) દશાના વારા-ફેરા. (૪) ન. ગંગા-જમની પ્રકારનું એક કાપડ

**ધૂપ-ડું** ન. [સં. + ગુ. 'ડું' સ્વાર્થે કૃ. પ્ર.] જુઓ 'ધુપેલ.'

**ધૂપડો** પું એ નામનું એક ઝાડ

**ધૂપણી** સ્ત્રી. સ્ત્રીઓની ગુહ્યેંદ્રિયનો એક રોગ, પ્રદર

**ધૂપણું** ન. [જુઓ 'ધૂપવું' + ગુ. 'અણું' ત. પ્ર.] ધુપેલ તેલ કરવાનું વસાણું

**ધૂપ-દશમી** સ્ત્રી. [સં.] ભાદરવા સુદિ દસમની તિથિ (એ દિવસે ઇષ્ટદેવ સમક્ષ ધૂપ કરવાનો પ્રસંગ ગણાતો હોઈ). (સંજ્ઞા.) 	[ત. પ્ર.] ધૂપિયું, ધૂપ કરવાનું પાત્ર

**ધૂપ-દાન** ન., **-ની** સ્ત્રી. [સં. + ફા. પ્રત્યયક ગુ. 'ઈ'

**ધૂપ-ધાપ** પું. [સં. ધૂપ, –દ્વિર્ભાવ] ધૂપ કરવાની ક્રિયા

**ધૂપ-ધારણું** ન. [સં. ધૂપ + જુઓ 'ધારવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર.] જુઓ 'ધૂપિયું' -'ધૂપ-દાન, -ની.'

**ધૂપ-ધૂસર** વિ. [સં] ધૂપની અસર થવાથી રાખોડી રંગનું થયેલું, ધૂપના પટવાળું

**ધૂપ-પાત્ર** ન. [સં.] જુઓ 'ધૂપિયું.'

**ધૂપરો** પું [સં. ધૂપ દ્વારા] જુઓ 'ધુપેલ.' 	[ખુશબો

**ધૂપ-વાસ** (-સ્ય) સ્ત્રી. [સં. ધૂપ + જુઓ 'વાસ.[૨]'] ધૂપની

**ધૂપવું** સ. ક્રિ. [સં. ધૂપ-તત્સમ] ધૂપના ધુમાડા ઉપર ધરી રાખવું, ધૂપ દેવો. **ધુપાવું** કર્મણિ., ક્રિ. **ધુપાવવું** પ્રે.,સ.ક્રિ.

**ધૂપ-સળી** સ્ત્રી. [સં. ધૂપ + જુઓ 'સળી.'] અગર-બત્તી

**ધૂપાયિત, ધૂપિત** વિ. [સં.] જેને ધૂપનો ધુમાડો આપવામાં આવ્યો હોય તેવું, ધૂપની સુગંધવાળું 	[પાત્ર, ધૂપદાન

**ધૂપિયું** ન. [સં. ધૂપ + ગુ. 'ઇયું' ત. પ્ર.] ધૂપ કરવાનું

**ધૂબ** ક્રિ. વિ. [રવા.] 'ધૂબ' એવા અવાજથી

**ધૂબક-વેરો** પું. [જુઓ 'ધૂબકો' + 'વેરો.'] (લા.) ઉપરથી વધારાનો નખાયેલો કર

**ધૂ(-ધૂ)બકો** પું. [રવા.] જુઓ 'ધુબાકો.' [૦ **મારવો** (રૂ.પ્ર.) પાણીમાં કે ઉપરથી જમીન ઉપર કૂદી પડવું]

**ધૂમ[૧]** પું. [સં.] ધુમાડો

**ધૂમ[૨]** (-મ્ય) સ્ત્રી. ઘણાં માણસોની આવજા. (૨) (લા.) તોફાન, ધાંધલ, મસ્તી. (૩) વિ.(લા.) પુષ્કળ, ખૂબ. [૦ **મચવી** (રૂ. પ્ર.) આનંદ થવો. ૦ **મચાવવી** (રૂ. પ્ર.) આનંદ કરવો ૦ **કમાણી** (રૂ. પ્ર) પુષ્કળ પેદાશ ૦ **ધડાકા** (રૂ. પ્ર.) ધામ-ધૂમ, ગાનતાનવાળો સમારોહ. ૦ **ધામી** (રૂ. પ્ર.) ઝડપ અને જોશભરી હિલચાલ]

**ધૂમક-ધૈયા** સ્ત્રી. [જુઓ 'ધૂમ[૨]' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર. દ્વારા.] નાચ-કૂદ. (૨) ઉત્પાત, ઉપદ્રવ

**ધૂમ-કેતન** પું., **ધૂમ-કેતુ** [સં.] અગ્નિ. (૨) પૂંછડિયો તારો

**ધૂમ-ગંધ** (-ગન્ધ) પું. [સં.], (-ધ્ય) સ્ત્રી. [ગુ. માં સ્ત્રી.] ધુમાડાની વાસ

**ધૂમઠ** જુઓ 'ધુંબડ(૨).' 	[રંગનું

**ધૂમડું** વિ. [સં. ધૂમ + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] ધુમાડાના

**ધૂમ-પથ** પું. [સં.] ધુમાડો જવાનો માર્ગ, આકાશ. (૨) ધુમાડિયું. (૩) જુઓ 'ધૂમ-માર્ગ.' 	[ધુમાડો પીવો એ

**ધૂમ-પાન** ન. [સં.] બીડી હોકો ચૂંગી ચલમ વગેરેનો

**ધૂમ-મય** વિ. [સં.] ધુમાડાથી ભરેલું

**ધૂમ-માર્ગ** પું. [સં.] યજ્ઞયાગાદિથી મળતી ધૂમરૂપી સ્વર્ગ વગેરે ગતિ. (૨) પિતૃયાન (દક્ષિણાયનનો સમય)

**ધૂમર** (-રથ) સ્ત્રી. [દે. પ્રા. ધૂમરી] ઝાકળ, ઓસ, ઠાર

**ધૂમ-રાશિ** પું. [સં.] ધુમાડાનો સમૂહ, ધુમાડાના ગોટેગોટા

**ધૂમ-વર્ણ** વિ. [સં.], **-ર્ણું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] ધુમાડાના રંગનું, ભૂખરું

**ધૂમ-વાન** વિ. [સં. °વાન્ પું.] ધુમાડાવાળું

**ધૂમ-શિખા** સ્ત્રી. [સં.] ધુમાડાની ઉપરની આછી સેર

**ધૂમસ** ન. [દે. પ્રા. धुमसिआ સ્ત્રી.] (લા.) ઘેરી આંધી. (૨) ઝાકળ, ઓસ. (સં. धूम-महिषी > પ્રા. धूम-महिसी કૃત્રિમ છે.) [આકાશ-ગંગા, 'નેબ્યુલા' (ન. ભો.)

**ધૂમ-સમૂહ** પું. [સં.] જુએ 'ધૂમ-રાશિ.' (૨) નીહારિકા,

**ધૂમસી** સ્ત્રી. અડદની દાળના પાપડ કરવા માટેનો લોટ

**ધૂમળ** (-ળ્ય) સ્ત્રી. [સં. धूम દ્વારા] ઊડતી ઝીણી રજ

**ધૂમાયિત** વિ. [સં.] ધુમાડાથી છવાઈ ગયેલું, ધૂમિત

**ધૂમિત** વિ. [સં.] ધુમાડાવાળું, ધુમાડો લાગ્યો છે તેવું

**ધૂમ્ર** વિ. [સં.] ધુમાડાના રંગનું, ધૂમડું, ભૂખરા રંગનું

**ધૂમ્ર-પાન** ન. [સં. धूम-पान; धूम ને સ્થાને 'धूम्र' ઘૂસી ચલણી થઈ ગયો છે.] જુએ 'ધૂમ-પાન.'

**ધૂમ્ર-લોચન** વિ. [સં.] ધુમાડિયા રંગની કે રાતા રંગની આંખવાળું. (૨) ન. કબૂતર

**ધૂરિયો** પું. ગુજરાતની એક પછાત કોમ અને એનો પુરુષ (સ્ત્રી. 'ધૂરિયા')

**ધૂ(-ધો)રો** પું. માલ ભરવા માટેનો તળિયાનો ભાગ. (વહાણ.)

**ધૂર્જટિ** પું. [સં.] શિવજી, મહાદેવ, રુદ્ર. (સંજ્ઞા.)

**ધૂર્ત** વિ. [સં.] ધૂતનારું, છેતરનારું, ઠગનારું. (૨) લુચ્ચું. (૩) પું. ઠગ

**ધૂર્ત-કલા(-ળા)** સ્ત્રી. [સં.] છેતરવાની યુક્તિ કે વિદ્યા

**ધૂર્ત-તા** સ્ત્રી. [સં.] ધૂર્તપણું, ઠગાઈ, છેતરપીંડી, વંચના

**ધૂર્ત-વિદ્યા** સ્ત્રી. [સં.] જુએ 'ધૂર્ત-કલા.'

**ધૂર્તાઈ** સ્ત્રી. [સં. धूर्त + ગુ. 'આઈ' ત. પ્ર.] જુએ 'ધૂર્ત-તા.'

**ધૂર્તાચાર્ય** પું. [સં. धूर्त+आ-चार्य] ભારે મોટો ઠગ, ઠગનો સરદાર

**ધૂલિ,-લી** સ્ત્રી. [સં.] ધૂળ, રજ, રજોટી

**ધૂસકું** જુએ 'ધ્રૂસકું.'

**ધૂસર** વિ. [સં.], **-રું** વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] ધૂળના રંગનું, ધૂળિયું. (૨) રાખોડી રંગનું

**ધૂળ** (-ળ્ય) સ્ત્રી. [સં. धूलि] રજ, રજોટી, રેણુ. (૨) (લા.) માલ વગરનું, તુચ્છ. [૦ **ઉડાડતાં ફરવું** (રૂ. પ્ર.) ગુજરાન માટે રખડવું. ૦ **ઉડાડવી** (રૂ. પ્ર.) નકામું બોલવું. (૨) ગાળો દેવી. ૦ **ઉડામણી** (રૂ. પ્ર.) કોઈની વિરુદ્ધ યા પાયા વિનાની વાત. ૦ **ઊડવી** (રૂ.પ્ર.) ઉજ્જડ થઈ જવું. ૦ **ઊડી જવી** (રૂ.પ્ર.) પાયમાલ થઈ જવું. ૦ **કરવું** (રૂ.પ્ર.) બગાડી નાખવું. ૦ **કાઢી ના(-નાં)ખવી,** ૦ **ખંખેરવી** (-ખઙ્ખેરવી) (રૂ.પ્ર.) સખત ધમકાવવું. ૦**ગજાની વાત** (રૂ.પ્ર.) માલ વિનાની વાત. ૦**ગજાનું,** ૦**ગાજું** (રૂ. પ્ર.) માલ વગરનું. ૦ **ધાણવી** (રૂ. પ્ર.) નાહક મહેનત કરવી. ૦ **ચાટતું કરવું** (રૂ. પ્ર.) મરણ-તોલ કરી નાખવું. (૨) ધૂળમાં રગદોળવું. ૦ **ચાટવી** (રૂ. પ્ર.) બહુ વિનંતિ-આજીજી કરવી. ૦ **જવું** (રૂ. પ્ર.) વ્યર્થ જવું. ૦ **ઝાડવી** (રૂ. પ્ર.) ખુશામત કરવી. ૦**થી ભૂંડું** (રૂ. પ્ર.) છેક જ માન-ભગ્ન. ૦ **ના(-નાં)ખવી** (રૂ. પ્ર.) લાંછન લગાડવું. ૦**ધફ,** ૦**ધફે** (રૂ. પ્ર.) પાયમાલ. ૦**ધમા,** ૦**ધમાટ** ૦**ધમાસ,-સા,** ૦**ધૂરીસો** (રૂ. પ્ર.) માલ વગરની વાત, ઠેકાણા વગરનું કામ. ૦**ધાણી** (રૂ.પ્ર.) તદ્દન પાયમાલ. ૦ **પડવી** (રૂ. પ્ર.) અપકીર્તિ વહોરવી. (૨) ધિક્કાર-પાત્ર બનવું. ૦ **પર ઢેફું** (રૂ. પ્ર.) નામોશી. ૦ **પર લીંપણ** (રૂ.પ્ર.) નકામી બાબત. ૦**પાંખ** (રૂ.પ્ર.) નકામી વસ્તુ. ૦ **ફકાવવી** (રૂ. પ્ર.) બેહાલ કરવું. (૨) છેતરવું. ૦ **ફાકતા કરી દેવું** (રૂ. પ્ર.) પાયમાલ કરવું. ૦ **ફાકતું જવું** (રૂ. પ્ર.) નિરાશ થઈ ચાલ્યું જવું. ૦ **ફાકતું થઈ જવું** (રૂ. પ્ર.) બેહાલ થવું, પાયમાલ થવું. ૦ **ફાકવી** (રૂ. પ્ર.) ખરાબ સ્થિતિમાં મુકાઈ જવું. (૨) અનિચ્છાએ સામાના કહ્યા પ્રમાણે કરવું. ૦ **ફેરવવી,** ૦ **વાળવી** (રૂ. પ્ર.) ફોકટ થાય એમ કરવું. ૦**બરાબર** (રૂ. પ્ર.) નજીવી ચીજ કે કિંમત. ૦**ભેગું કરવું** (રૂ. પ્ર.) બરબાદ કરવું. (૨) સખત ઠપકો આપવો. ૦**ભેટ** (રૂ. પ્ર.) મોટા માણસને દૂરથી નમસ્કાર. ૦ **મળવું,** ૦**માં મળવું** (રૂ. પ્ર.) ફના થઈ જવું, નાશ પામવું. (૨) નિરર્થક નીવડવું. ૦**(-માં) મેળવવું** (રૂ. પ્ર.) ખરાબ કરવું, મુશ્કેલીમાં મૂકવું. ૦**રાખ** (રૂ. પ્ર.) ધૂળ-ધમા. ૦ **વાળવી** (રૂ. પ્ર.) ઢાંકી દેવું. (૨) ઉપેક્ષા કરવી. **-ળિયો પીર** (રૂ. પ્ર.) ધૂળનો બનાવેલો દેવ (બાળ રમતમાં). **આડી વાટની ધૂળ** (-ળ્ય) (રૂ.પ્ર.) કાંઈ નહિ, કશું જ નહિ, વ્યર્થ. **છેવટે. ધૂળ ધૂળ** (-ધૂળ્ય ધૂળ્ય) (રૂ. પ્ર.) કાંઈ નવું નહિ તેવું. **ઢેફાં ભાંગીને ધૂળ** (-ધૂળ્ય) (રૂ. પ્ર.) નકામી મહેનત કરવી. **પગની ધૂળ** (-ધૂળ્ય)(રૂ.પ્ર.) તુચ્છ. **ઢોસા પર ધૂળ વાળવી** (-ધૂળ્ય-) (રૂ. પ્ર.) સ્વાર્થ સાધવો] [ધૂળ ભળી હોય તેવું

**ધૂળ-અધિયારું** (ધૂળ્ય-) વિ. [+ જુએ 'અધિયારું.'] અડધી

**ધૂળ-કટ, ધૂળ-કોટ** (ધૂળ્ય-) પું. [+ સં., જુએ 'કોટ.'] ધૂળ ઊડવાને કારણે આકાશમાં ધૂળ પથરાઈ જવી કે કિલ્લા જેવું થઈ જવું એ, વંટોળ

**ધૂળ-ખાણ** (ધૂળ્ય-ખાણ્ય) સ્ત્રી., **-ણિયો** પું. [+ જુએ 'ખાણ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ધૂળ-માટી ખોદવાની નાની ખાણ કે ખાડો

**ધૂળ-ઝોડું** (ધૂળ્ય-) ન. [+ જુએ 'ઝોડું'-પવનનું તોફાન.] પવન ફૂંકાવાથી થતું ધૂળની ડમરીઓ ચડે તેવું તોફાન

**ધૂળ-ઢગલી** (ધૂળ્ય-) સ્ત્રી. [+ જુએ 'ઢગલી.'] (લા.) એ નામની સોરઠમાં રમાતી એક રમત

**ધૂળ-ધોયું** (ધૂળ્ય-) વિ. [+ જુએ 'ધોવું' + ગુ. 'યું' કૃ.પ્ર.] ધૂળ ધોવાનો ધંધો કરનાર. (૨) (લા.) જૂની વસ્તુઓની શોધ કરનાર [ધૂળમાં અનાજ વાવવું એ

**ધૂળ-બાફ** ન. (ધૂળ્ય-) [+ જુએ 'બાફવું'.] વરસાદ થયા પહેલાં

**ધૂળ-મય** (ધૂળ્ય-) [+ સં. પ્રત્યય] ધૂળ ધૂળ થઈ ગયેલું

**ધૂળ-સૂકું** (ધૂળ્ય-) વિ. [+ જુએ 'સૂકું.'] ધૂળના જેવું તદ્દન કોરું

**ધૂળિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] ધૂળમય. (૨) ધૂળને લગતું. (૩) ધૂળના જેવા રંગનું. (૪) (લા.) નમાલું. (૫) ન. ધૂળ જેવા રંગનો એક બિન-ઝેરી સર્પ

**ધૂળિયો** વિ., પું. [જુએ 'ધૂળિયું.'] એ નામનો એક સોખાન

**ધૂળી** વિ. [જુએ 'ધૂળ' + ગુ. 'ઈ.'] જુએ 'ધૂળિયું(૧-૨-૩). [૦ **નિશાળ** (રૂ. પ્ર.) ગામઠી નિશાળ. ૦ **પડવો** (રૂ. પ્ર.) ધુળેટીનો દિવસ. ૦ **શાળા** (રૂ. પ્ર.) જુએ 'ધૂળી નિશાળ.']

**ધૂંઆ(-વા)ડ** (-ડ્ય) જુએ 'ધુમાડ.'

ધૂંઆ(-વા)ડા-બંધ (-બન્ધ) જુઓ 'ધુમાડા-બંધ.'

ધૂંઆ(-વા)ડિયું જુઓ 'ધુમાડિયું.'

ધૂંઆ(-વા)ડિયો જુઓ 'ધુમાડિયો.'

ધૂંઆ(-વા)ડી જુઓ 'ધુમાડી.'

ધૂંઆ(-વા)ડો જુઓ 'ધુમાડો.'

ધૂંઆં(-વાં)-પૂં(-ફૂં)આં(-વાં) ક્રિ.વિ. [હિ. 'ધૂંઆ,'–દ્વિર્ભાવ] (લા.) આવેશ કે ક્રોધથી વ્યગ્ર થઈ જવાય એમ

ધૂંઈ સ્ત્રી. [સં. धूमिका > પ્રા. धूमिआ] બેઠો ધુમાડો, ધુમાડી

ધૂંકી સ્ત્રી. પીંજવાનો ધોકો

ધૂં-ખર (-રય) સ્ત્રી. ધુમાડા જેવી ડમરી, ધૂળની આંધી

ધૂંખળવું અ.ક્રિ. [રવા.] ખળભળવું, ક્ષુબ્ધ થઈ જવું. ધૂંખળાવું ભાવે., ક્રિ. ધૂંખળાવવું પ્રે.,સ.ક્રિ.

ધૂંખળાવવું, ધૂંખળાવું જુઓ 'ધૂંખળવું'માં.

ધૂંખણું ન. [જુઓ 'ધૂંખળવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] પ્રબળ ખળભળાટ. (૨) (લા.) લડાઈ, યુદ્ધ

ધૂંખાળવું સ.ક્રિ. [રવા.] ખૂબ ધોઈ સ્વચ્છ કરવું. ધૂંખાળાવું કર્મણિ., ક્રિ. ધૂંખાળાવવું પ્રે.,સ.ક્રિ.

ધૂંખાળાવવું, ધૂંખાળાવું જુઓ 'ધૂંખાળવું'માં.

ધૂંગારવું સ.ક્રિ. [રવા.] ઊનું કરવું. (૨) ધુમાડાવાળું કરવું. (૨) (લા.) મારવું, પીટવું. (૩) વઘારવું. (૪) સ્વાદિષ્ઠ કરવું. ધૂંગારાવું કર્મણિ., ક્રિ. ધૂંગારાવવું પ્રે.,સ.ક્રિ.

ધૂંગારાવવું, ધૂંગારાવું જુઓ 'ધૂંગારવું'માં.

ધૂંગી પુ. દુર્ગાદેવીની આવાહન ક્રિયા કરનાર પૂજારી કે ભૂવો

ધૂંગુરુ જુઓ 'ધુંગુરુ.'

ધૂંગું$^{૧-૨}$ જુઓ 'ધુંગું.$^{૧-૨}$'

ધૂંઢી સ્ત્રી. આંખની ઝાંખ. (૨) બેભાન હાલત

ધૂંદી વિ. [જુઓ 'ધૂની–ઉચ્ચારણ–ભેદ.] ધૂનવાળું, ધૂની

ધૂંધ (-ધ્ય) સ્ત્રી. આંખની ઝાંખ. (૨) આંધી. (૩) ધૂમસ. (૪) ઝાકળ. (૫) ગંદી હવા

ધૂંધણી સ્ત્રી. સારડી ફેરવવાની સુતારની દોરીવાળી લાકડી

ધૂંધ-મલ(-લ્લ) પું. [જુઓ 'ધૂંધ' + સં. मल्ल] (લા.) જાડો માણસ

ધૂંધરો પું. ક્રોધથી મોઢું ચડાવવું એ, તોબરો

ધૂંધલા(-ળા)ઈ સ્ત્રી. [જુઓ ધૂંધલું(-ળું)' + ગુ. 'આઈ'ત.પ્ર.] 'ધૂંધળાપણું, ઝાંખપ

ધૂંધલી સ્ત્રી. [જુઓ + 'ધૂંધલું' + ગુ સ્વાર્થે + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ધૂંધું.'

ધૂંધલું(-ળું) વિ. [જુઓ 'ધૂંધ' + ગુ. 'લું' ત.પ્ર.] ધુમાડાના રંગનું. (૨) ઝાંખું, ચોખ્ખું ન દેખાય તેવું

ધૂંધવ(-વા)વું અ.ક્રિ. [જુઓ 'ધૂંધ'–ના.ધા.] તાપ નહિ થતાં ધુમાડો નીકળ્યા કરવો. (૨) (લા.) મનમાં ને મનમાં મૂંઝાયા કરવું. ધૂંધવાવવું પ્રે.,સ.ક્રિ.

ધૂંધવાટ પું., -ટી [જુઓ 'ધૂંધવવું' + ગુ. 'આટ'–'આટી' કૃ.પ્ર.] ધૂંધવાયા કરવું એ

ધૂંધવાવવું જુઓ 'ધૂંધવવું.'–'ધૂંધવાવું.'

ધૂંધવાવું જુઓ 'ધૂંધવવું'. ધૂંધવાવવું પ્રે., સ.ક્રિ.

ધૂંધવું અ.ક્રિ. [જુઓ 'ધૂંધ',–ના.ધા.] જુઓ 'ધૂંધવવું'. 'ધૂંધાવું' ભાવે., ક્રિ.

ધૂંધળ$^{૧}$ ન. લડાઈ, યુદ્ધ, જંગ

ધૂંધળ$^{૨}$ વિ. [જુઓ 'ધૂંધળું.'] જુઓ 'ધૂંધળું.' (૨) ન. 'ધૂંધળ-વેળા'.

ધૂંધળકું ન. [જુઓ 'ધૂંધળું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] (લા. મળસકું, પરોઢિયું

ધૂંધળ-વર્ણું વિ. + સં.], -ર્ણું [+ ગુ. 'ઉં' ત.પ્ર.] ધૂંધળ રંગનું, ઝાંખા પ્રકાશવાળું, ધૂંધળું

ધૂંધળ-વેળા સ્ત્રી. [જુઓ 'ધૂંધળું' + 'વેળા.'] મળસકું, પરોઢિયું. (૨) સાંઝ પડ્યા પછીનો ઝાંખો પ્રકાશ

ધૂંધળાઈ જુઓ 'ધૂંધલાઈ.'

ધૂંધળું વિ. [સં. ધૂમ દ્વારા] ઝાંખા પ્રકાશનું

ધૂંધાર ન. ધૂળ ઊડવાથી થયેલી આંધી

ધૂંધાવું જુઓ 'ધૂંધવું'માં

ધૂંધી [જુઓ 'ધૂંધ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ધૂંધ.' (૨) વિ. લીન, ગરક. (૩) મોટું, જબરું

ધૂંધુર વિ. જુઓ 'ધૂંધું(૧).'

ધૂંધુરી જુઓ 'ધુંધુરી.'

ધૂંધું વિ. [જુઓ 'ધૂંધ' + ગુ. 'ઉં' ત.પ્ર.] ઝાંખું, ઓછા પ્રકાશવાળું, ધૂંધળું. (૨) (લા.) જાડું, સ્થૂળ. (૩) સીમ–ખેતરમાંનું સાંઠાનું ઝૂંપડું. (૪) એક જાતનો સર્પ

ધૂંબ જુઓ 'ધુંબ.'

ધૂંબડ જુઓ 'ધુંબડ.'

ધૂંબડકું જુઓ 'ધુંબડકું.'

ધૂંબડાવું જુઓ 'ધુંબડાવું.'

ધૂંબડી જુઓ 'ધુંબડી.'

ધૂંબડું જુઓ 'ધુંબડું.'

ધૂંબાવડા(-રા)વવું જુઓ 'ધુંબાવવું'માં.

ધૂંબાવવું, ધૂંબાવાવું જુઓ 'ધુંબાવવું'માં.

ધૂંબી-પાક જુઓ 'ધુંબી-પાક.'

ધૂંબો જુઓ 'ધુંબો.'

ધૂંરી (સ્ત્રી.) ધુમાડાના રજકણ. (૨) ધૂંસ

ધૂંવળ (-ળ્ય) સ્ત્રી. ઝાકળવાળી ધૂંધળી હવા, ધૂમસ

ધૂંવાડ (-ડ્ય) જુઓ 'ધુમાડ.'

ધૂંવાડા-બંધ (-બન્ધ) જુઓ 'ધુમાડા–બંધ.'

ધૂંવાડિયું જુઓ 'ધુમાડિયું.'

ધૂંવાડિયો જુઓ 'ધુમાડિયો.'

ધૂંવાડી જુઓ 'ધુમાડી.'

ધૂંવાડો જુઓ 'ધુમાડો.'

ધૂંવાસ જુઓ 'ધૂમસી.'

ધૂંશ$^{૧-૨}$ જુઓ 'ધૂંસ.$^{૧-૨}$'

ધૂંશળ જુઓ 'ધૂંસળ.'

ધૂંસ(-શ)$^{૧}$ પું. તડકો.

ધૂંસ(-શ)$^{૨}$ (-સ્ય,શ્ય) સ્ત્રી. રજ, ધૂળ. (૨) ઝાકળની ઝીણી ફરફર.

ધૂંસટ ન. [જુઓ 'ધૂંસું.'] ઓઢતી વેળા સોડમાં નખાતું કપડું

ધૂં(-ધોં)સરી સ્ત્રી. [જુઓ 'ધૂં(-ધોં)સરું' + ગુ. 'ઈ' સ્ત્રી. પ્રત્યય.] બળદ-પાડા-ઘોડા વગેરેની કાંધ ઉપર ગાડું ખેંચવા બંધાતું લાકડું, ઝૂંસરી, ધુરા. [૦ ના(–નાં)ખવી (રૂ. પ્ર.) જવાબદારી સોંપવી]

ધૂં(-ધોં)સરું ન. મોટી ધૂંસરી, ઝૂસરું. [૦ ના(–નાં)ખવું

(રૂ.પ્ર.) જવાબદારી સોંપવી] [શીની થેપાડું

**ધૂં(-ધોં)સલું** ન. ભરવાડ સ્ત્રીઓનું ઘાઘરા તરીકે પહેરવાનું

**ધૂંસવું** સ. ક્રિ. દાબીને ભરવું, ઠાંસવું. (૨) સજા કરવી. **ધૂંસાવું** કર્મણિ., ક્રિ. **ધૂંસાવવું** પ્રે., સ. ક્રિ.

**ધૂંસાવવું, ધૂંસાવું** જુઓ 'ધૂંસવું'માં.

**ધૂંસળ** જુઓ 'ધૂંસરું.'

**ધૂં(-ધોં)સી** સ્ત્રી. જુઓ 'ધૂંસલું.'

**ધૂં(-ધોં)સું** ન., **-સો** પું. ઊનના કે સૂતરના રૂંછાંવાળા વણાટનું ઓઢવાનું કપડું [(૩) ઝીલેલું. (૪) ઉપાડેલું

**ધૃત** વિ. [સં.] ધારણ કરેલું, પહેરેલું. (૨) પકડેલું, ઝાલેલું.

**ધૃત-રાષ્ટ્ર** પું. [સં.] ઐલ વંશના રાજા શંતનુ-પુત્ર વિચિત્ર-વીર્યનો મોટો પુત્ર અને દુર્યોધન વગેરે કૌરવોનો અંધ પિતા. (સંજ્ઞા.)

**ધૃત-વ્રત** વિ. [સં.] જેણે વ્રત લીધું છે તેવું, વ્રતી

**ધૃતિ** સ્ત્રી. [સં.] ધારણ કરવું એ, પકડી રાખવું એ. (૨) ધીરજ, ધૈર્ય, ખામોશી. (૩) મનની દૃઢ સ્થિતિ. (૪) સ્થિરતા, શાંતિ

**ધૃષ્ટ** વિ. [સં.] હિંમતવાળું, નીડર. (૨) ધીટ, નફ્ફટ

**ધૃષ્ટ-તા** સ્ત્રી. [સં.] ધૃષ્ટ હોવાપણું

**ધૃષ્ટ-દ્યુમ્ન** પું. [સં.] પાંડવોની પત્ની-દ્રૌપદીનો ભાઈ અને પાંચાલ દેશના રાજા દ્રુપદનો મોટો પુત્ર. (સંજ્ઞા.)

**ધેઈ** સ્ત્રી. સોયરું-સુરમો આંજવાની સળી

**ધેકી** સ્ત્રી. ઢીંગલી. (૨) પૂતળી

**ધેડી** જુઓ 'ધી,૦ડી.' (પદ્યમાં.)

**ધેડો** પું. કિનારો, કાંઠો

**ધેણ** (-ણ્ય) સ્ત્રી. જુઓ 'ધણ.[2]'

**ધેણવું** અ. ક્રિ. ધીણું થવું, ગાય-ભેંસનું સગર્ભા થવું

**ધેધો** પું. છાણનો સૂકો પોદળો

**ધેન** સ્ત્રી. [સં. ધેનુ], **-નુ** સ્ત્રી. [સં.] ગાય, ગાવડી

**ધેનુક** પું. [સં.] સંગીતનો એક થાટ. (સંગીત.) (૨) શ્રી-કૃષ્ણના સમયનો એક અસુર. (સંજ્ઞા.)

**ધેનુ-મુદ્રા** સ્ત્રી [સં.] ષોડશોપચાર પૂજનમાં બે હાથનાં આંગળાંથી કરવામાં આવતી ગાયનાં આંચળના ઘાટની તરકીબ

**ધેમસ** (-સ્ય) સ્ત્રી. એ નામની લગભગ દોઢ ફૂટ લંબાઈની માછલીની જાત

**ધેરવવું** સ. ક્રિ. ધરવવું, પેટ ભરીને ખવડાવવું, તૃપ્ત કરવું. **ધેરવાવું** કર્મણિ., ક્રિ. (૨) ઢોરને પાણી પાવું. (૩) ઘોડાને પાણી ચડવું

**ધેરાણી** સ્ત્રી. અપરણિયાત સ્ત્રી, સીમંતિની, ધણ

**ધેસુ[1]** પું. ક્રોધ, ગુસ્સો, રીસ

**ધેસુ[2]** પું. ધૂળની ડમરી

**ધેંધ** (-ધ્ય) સ્ત્રી. નાભિ, ડૂંટી

**ધૈયા-પૂતા** પું., બ. વ. છૈયાં-છોકરાં, સંતાન, સંતતિ

**ધૈરત** (-ત્ય) સ્ત્રી. મહત્ત્વાકાંક્ષા

**ધૈર્ય** ન. [સં.] ધીરજ, ખામોશી

**ધૈર્ય-વંત** (-વન્ત) વિ. [સં૦ વત્ > પ્રા. °વંત], **ધૈર્ય-વાન** વિ. [સં. °વાન્ પું], **ધૈર્ય-શીલ** વિ. [સં.] ધીરજવાળું

**ધૈર્ય-સ્ખલન** ન. [સં.] ધીરજ ગુમાવવી એ

**ધૈવત** પું. [સં.] સંગીતના સાત સ્વરોમાંનો છઠ્ઠો 'ધ' સ્વર

**ધો** પું. [જુઓ 'ધોવું.'] પ્રવાહ. (૨) પું., સ્ત્રી. કપડાંનું દરેક વખતનું ધોવાવું એ, ધોણી. [૦ **ધોવો** (રૂ.પ્ર.) માર મારવો. ૦ **કરવી** (રૂ.પ્ર.) તેની તે વાતને વળગી રહેવું. ૦ **ધરવી** (રૂ.પ્ર.) માથે આવી પડવું. વળગી પડવું. ૦ **લાગવી** (રૂ.પ્ર.) પ્રવાહથી ધોવાવું]

**ધોઈ[1]** પું. દુશ્મન. (૨) ઠગ, ધુતારો

**ધોઈ[2]** સ્ત્રી. ખસખસના છોડવાના રસનું ઝરવું એ. (૩) મોગર દાળ. (૩) એક જાતનું વાસણ

**ધોક** (-કય) સ્ત્રી. [જુઓ ધોકવું.'] મૂર્તિને કરાતું નમન

**ધોકડ[1]** વિ. મજબૂત, જોરાવર

**ધોકડ[2]** ન. [રવા.] તબલું, નરઘું, ઢુક્કડ

**ધોકડિયો** પું. [જુઓ 'ધોકડ[2]' + ગુ. ત. પ્ર.] તબલાં બજાવનાર કલાકાર, તબલચી

**ધોકડી** સ્ત્રી. [જુઓ 'ધોકડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રૂની નાની ગાંસડી. (૨) (લા.) કાયા, શરીર. [૦ **ખંખેરી** **ના(-નાં)ખવી** (-ખંખેરી-), ૦ **ધોવી**, ૦ **ધોઈ ના(-નાં)ખવી** (રૂ.પ્ર.) ખૂબ ધમકાવવું (૨) માર મારવો]

**ધોકડું** ન. [રવા.] રૂનો કાંઈક પોચો ગાંસડો. (૨) (લા.) જાડું મોટું શરીર

**ધોકણ** ન. [જુઓ 'ધોકો' દ્વારા.] ધોવાનો ઘાટીલો દંડો

**ધોકણ-પાક** પું. [+ સં.] (લા.) ધોકાનો માર

**ધોકણાટવું** સ.ક્રિ. [જુઓ 'ધોકણ,'-ના.ધા.] ધોકે ધોકે મારવું. **ધોકણાટાવું** કર્મણિ., ક્રિ. [નાનો ધોકો, ધોકલી

**ધોકણી** સ્ત્રી. [જુઓ 'ધોકણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**ધોકણું** ન. [જુઓ 'ધોકણ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.], **ધોકરણું** ન. [જુઓ 'ધોકણું' + ગુ. 'ર' મધ્યગ સ્વાર્થે.] જુઓ 'ધોકણ'-'ધોકલું.'

**ધોકલાવવું** સ.ક્રિ. [જુઓ 'ધોકલું,'-ના. ધા.] જુઓ 'ધોકાવવું.' **ધોકલાવાવું** કર્મણિ., ક્રિ.

**ધોકલી** સ્ત્રી. [જુઓ 'ધોકલું' + ગુ. 'ઈ' સ્ત્રી.પ્રત્યય.] **-લું** ન. [જુઓ 'ધોકો' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] નાનો ધોકો, ધોકણી

**ધોકલો[1]** પું. [જુઓ 'ધોકલું'] જુઓ 'ધોકો.'

**ધોકલો[2]** પું. [જુઓ 'ધક્કો' દ્વારા.] ધક્કો, હડસેલો

**ધોકવું** અ ક્રિ. મૂર્તિ પાસે નમવું. (૨) અઢેલીને ઊભા રહેવું. **ધોકાવું** ભાવે. ક્રિ.

**ધોકાટવું** સ.ક્રિ. [જુઓ 'ધોકો,'-ના.ધા.] જુઓ 'ધોકણાટવું.'

**ધોકા-પંથ** (-પન્થ) પું. [જુઓ 'ધોકો' + 'પંથ.'] (લા.) ધમકાવીને કામ લેવું એ (૨) હઠ, જિદ, મમત, આગ્રહ. (૩) અ-વ્યવસ્થા, અંધેર [કામ કરનાર

**ધોકાપંથી** (-પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ધોકા-પંથથી

**ધોકા-પાક** પું. [જુઓ 'ધોકો' + સં.] (લા.) ધોકાનો માર

**ધોકા-બત્તી** સ્ત્રી. [જુઓ 'ધોકો'+'બત્તી.'] બૅટરીવાળી ધોકાના આકારની બત્તી, 'ટોર્ચ' [બાજ, દગાખોર

**ધોકા-બાજ** વિ. [જુઓ 'ધોખો' + ફા. પ્રત્યય.] (લા.) દગા-

**ધોકાબાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દગાબાજી, દગાખોરી

**ધોકાર** પું. જથ્થો, થોક. (એકલો ન વપરાતાં 'ધમ-ધોકાર'

ના રૂપમાં પ્રયોગ (નીચે 'ધોકારા-બંધ'–'ધોકારે' અપવાદ.)

**ધોકારા-બંધ** (-બન્ધ) ક્રિ.વિ. [જુઓ 'ધોકાર' + ફા. 'બન્દ્.'] **ધોકારે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] ઝપાટા-બંધ, ઝડપથી

**ધોકાવવું** સ.ક્રિ. [જુઓ 'ધોકો.'–ના.ધા.] કપડું ધોતી વખતે એને ધોકા મારવા, ધોકાટવું. (૨) (લા.) માર મારવો. **ધોકાવાવું** કર્મણિ., ક્રિ.

**ધોકા-વારી** સ્ત્રી. [જુઓ 'ધોકો' + 'વાર' + ગુ. 'ઈ' ત. પ્ર.] ઉપરા-ઉપર ધોકા લગાવવા એ

**ધોકાવાવું** જુઓ 'ધોકાવવું'માં.

**ધોકાવું** જુઓ 'ધોકવું'માં.

**ધોકિણું** જુઓ 'ધોકણું.'

**ધોકો** પું. [રવા.] જાડો ગોળાકાર કે ચપટો (હાથાવાળો) દંડો તેમ (મુખ્યત્વે કપડાં ધોવાનો, ચટણી વગેરે પીસવાનો ગોળ) લઠ્ઠો, ધોકણું, 'ક્લજિયોન.' (૨) સોનીનું વાળો ખેંચવાનું એક ઓજાર (લાકડાનું). (૩) કમાડના પાટિયાને આડો જડવામાં આવતો તે તે થાપો. (ઊભી 'વેણી' કહેવાય.). (૪) ખાંડણી-યંત્ર, મુસળ, 'બીટર.' (૫) (લા.) નુકસાન. [**૦ કૂટવો** (રૂ.પ્ર.) મિથ્યાવાદ કરવો. (૨) હઠ કરવો. **૦ ધરવો** (રૂ.પ્ર.) મુશ્કેલીની શંકા હોવી. **૦ પછાડવો** (રૂ.પ્ર.) હઠ લેવો. **૦ પહોંચવો** (-પોંઃચવો), **૦ લાગવો** (રૂ.પ્ર.) નુકસાન થવું. **૦ ફેરવવો** (રૂ. પ્ર.) માર મારવો. **૦ પૂંખવો** (રૂ.પ્ર.) પોતાની જ વાતને વળગી રહેવું. (૨) હઠીલા બનવું. **૦ મારવો** (રૂ.પ્ર.) વાતને પાછી પાડવી. (૨) અન્યાય કરવો. (૩) આડખીલી-રૂપ બનવું. **૦ સમણવો** (રૂ.પ્ર.) પોતાની જ વાત ચલાવ્યે રાખવી]

**ધોખ** પું. ઢગલો, થોક. (૨) વિ. પુષ્કળ, ઘણું

**ધોખડું** ન. નદીની વચ્ચે લીલા ઘાસવાળી જમીન

**ધોખવું** અ.ક્રિ. ભૂખ્યાં તરસ્યાં રાહ જોઈ નકામાં બેસી રહેવું ઝૂરવું. **ધોખાવું** ભાવે., ક્રિ. **ધોખાવવું** પ્રે., સ.ક્રિ.

**ધોખા(-ખે)-બાજ** વિ. [જુઓ 'ધોખો' + ફા.] ખોટું અથવા માઠું લાગ્યાનું બતાવ્યા કરનારું, ધોખો કર્યા કરનારું

**ધોખા(-ખે)બાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ધોખો કર્યા કરવાની ચાલબાજી

**ધોખાવવું, ધોખાવું** જુઓ 'ધોખવું'માં.

**ધોખે-બાજ** જુઓ 'ધોખા બાજ.'

**ધોખે-બાજી** જુઓ 'ધોખા-બાજી.'

**ધોખો** પું ખોટું કે માઠું લાગ્યાનું કથન. (૨) (મરેલાંનો) ખરખરો કરવો. (૩) જીવ-બાળો. [**૦ કરવો** (રૂ.પ્ર.) માઠું લગાડવાનું કહેવું. (૨) પસ્તાવો કરવો. **૦ ખાવો** (રૂ.પ્ર.) ભ્રમમાં પડવું. **૦ દેવો** (રૂ.પ્ર.) દગો દેવો. (૨) નુકસાન કરવું]

**ધોગલું** ન. જુઓ 'ધાંગલું.' (૨) કમાડનાં પાટિયાં ઉપર આડો જડવાનો લાકડાનો ચોરસો કે ધોકો

**ધોટો** પું. સાળમાં વાણાની કોકડી રાખવાનું ઘરું, કાંઠલો, નળો

**ધોડ** (ધોડય) સ્ત્રી. [જુઓ 'ધોડવું.'] દોટાદોટ

**ધોડ-દોડ** (ધોડય-દોડય) સ્ત્રી. [જુઓ 'ધોડવું' (સો.) + 'દોડવું,' સમાનાર્થીઓની દ્વિરુક્તિ.] દોડાદોડી

**ધોડવું** (ધોડવું) જુઓ 'ધ્રોડવું'. **ધોડાવું** (-ધોડાવું) ભાવે., ક્રિ. **ધોડાવવું** (ધોડાવવું) પ્રે., સ.ક્રિ.

**ધોડા** (ધોડા) પું., બ.વ. [જુઓ 'ધોડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) આંટા-ફેરા. (૨) પ્રયત્ન, મહેનત. [**૦ કરવા** (રૂ.પ્ર.) નકામું હેરાન થવું]

**ધોડાવવું, ધોડાવું** (ધોડા-) જુઓ 'ધોડવું'માં.

**ધોડિયો** (ધોડિયો) પું. દક્ષિણ ગુજરાતના ડાંગના પ્રદેશની એક ભીલ જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ધોડો** (ધોડો) પું. [જુઓ 'ધોડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) વ્યર્થ ફેરો, નકામો આંટો

**ધોણ**[1] (ધોણ)ન. [સં. धोवन > धोअण] કપડાને તે તે દરેક વખતે ધોવામાં આવે તે (ગણતરીએ). (૨) ભોજનમાં ખાતાં થાળીમાં વધેલું વગેરે ધોઈને કરેલું પ્રવાહી (ઢોરને પીવા માટે). [**૦ પડવાં** (રૂ. પ્ર.) ધોલાઈની તે તે ક્રમસંખ્યા થવી]

**ધોણ**[2] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ધોવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] ધોવાની રીત કે કસબ. (૨) ધોવાનાં લૂગડાંનો ઢગલો

**ધોણવાલ** (ધોણ-) પું. ધુમાડો જવાનો માર્ગ, ધુમાડિયું

**ધોણ-વીછળ** (ધોણ-,-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ધોણ[1]'+'વીછળવું.'] ધોવા-વીછળવાનું કામ. (૨) ધોતાં-વીછળતાં થયેલું પાણી, ધોણ

**ધોણિયાલ** (ધોણિયાલ્ય) સ્ત્રી. સધવા સ્ત્રી

**ધોણિયું**[1] (ધોણિયું) ન. દૂધ દોહવાનું દોણું

**ધોણિયું**[2] (ધોણિયું) ન. [જુઓ 'ધોણ[1]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) બીડીની દોરીનો ઝૂડો, પીંછો

**ધોણી**[1] (ધોણી) પું. સૂવર, ડુક્કર

**ધોણી**[2] સ્ત્રી. [જુઓ 'ધોવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ધોવાની ક્રિયા

**ધોત**[1] (-ત્ય) સ્ત્રી. જાડું દેશી કાપડ

**ધોત**[2] (-ત્ય) જુઓ 'ધ્રોત.'

**ધોતડ** ન. [જુઓ 'ધોતિયું' દ્વારા.] પંચિયું, ફાળિયું, ધોતલી

**ધોત-પનોત**[1] વિ. અતિ-ઉદાર

**ધોત-પનોત**[2] ક્રિ. વિ. સત્યાનાશ થઈ જાય એમ. [**૦ નીકળવું** (રૂ. પ્ર.) સત્યાનાશ થવો]

**ધોતલી** સ્ત્રી. [જુઓ 'ધોતી[2]' (હિં) + ગુ. સ્વાર્થે ત.પ્ર.] નાનું [ધોતિયું, પંચિયું, ફાળિયું

**ધોતાળ** વિ. [જુઓ 'ધોવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'આળ' ત. પ્ર ] (લા.) ઉદાર, સખી દિલનું. (૨) છૂટા હાથનું, ખરચાળ

**ધોતિયું** ન. [સં. धौत વિ. 'ધોયેલું'-દ્વારા] મોટા માપનું પોતિયું, થેપાડું. (સામાન્ય રીતે કેડથી નીચે પહેરવાનું; સૌરાષ્ટ્રમાં માથે બાંધવામાં પણ વપરાય છે.) [**-યાં ઊંચાં લેવાં** (રૂ. પ્ર.) અભડાઈ જવાનો દંભ કરવો. **૦ કાઢવું** (રૂ. પ્ર.) બેઆબરૂ કરવું]

**ધોતી**[1] સ્ત્રી. [સં. धौती, અર્વા. તદ્ભવ] યોગની (ખાસ રીતે તૈયાર કરેલી દોરી ગળા-વાટે પેટમાં જવા દેવાની) એક પ્રક્રિયા. (યોગ.)

**ધોતી**[2] સ્ત્રી. [હિં.] જુઓ 'ધોતિયું.'

**ધોતી-કરમ** ન. [જુઓ 'ધોતી[1]' + 'કરમ.[1]'], **ધોતી-કર્મ** ન. [+ સં.] યોગની ધોતી કરવાની ક્રિયા. (યોગ.)

**ધોતી-જોટો, -ડો** પું. [જુઓ 'ધોતી[2]' + 'જોટો,– ડો.'] ધોતિયાનાં બે ફાળાનું આખું થાન

**ધોતી-દાસ** પું. [જુઓ 'ધોતી[2]' + સં.] (લા.) ડરપોક માણસ. (૨) વાણિયો (ખિજવણું)

**ધોતી-પોતી** સ્ત્રી. [જુઓ 'ધોતી[2]' + 'પોતી.'] (લા.) લૂગડાં લત્તાંની ટાપટીપ

**ધોતોડું** ન. બાકોરું, છિદ્ર, કાણું

**ધોધ** પું. [રવા.] ઊંચેથી વેગપૂર્વક પડતો પાણીનો પ્રવાહ

**ધોધ-ડો** પું. [જુઓ 'ધોધ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] નાનો ધોધ, ધોધવો

**ધોધ-પછાડ** પું. [જુઓ 'ધોધ' + 'પછાડ.'] ધોધનું નીચે [પછડાવું એ

**ધોધ-બન્ધ** ક્રિ.વિ. [જુઓ 'ધોધ' + ફા. 'બન્દ્.'], **ધોધ-માર** + જુઓ 'મારવું.'] ક્રિ. વિ. જાડી ધાર પડતી હોય એમ જોસ-બંધ

**ધોધ-વેલ** (-લ્ય) સ્ત્રી. એ નામનો એક વેલો

**ધોધવો** પું. [જુઓ 'ધોધ' દ્વારા.] નાનો ધોધ, ઠરેડો

**ધોધિયેલ** વિ. બહુ જાડું, ખૂબ સ્થૂલ

**ધોધો** પું. [રવા.] પાણીના જોસબંધ પડવાનો અવાજ

**ધોન** (-ન્ય) સ્ત્રી. પૃથ્વી, ધરા. (૨) દોલત, પૈસો. (૩) ઝાકળ કે ધૂમસનું આવવું એ. (૪) ઝાંખી નજર. (૫) ગંદી હવા

**ધોનતાલ** વિ. મજબૂત. (૨) પૈસાદાર

**ધોનારવું** સ. ક્રિ. ધોવું. (૨) ઝાપટવું, ખંખેરવું. (૩) ટીપવું. ધોનારાવું કર્મણિ., ક્રિ. ધોનારાવવું પ્રે. સ. ક્રિ.

**ધોનારાવવું, ધોનારાવું** જુઓ 'ધોનારવું'માં.

**ધોપ[1]** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'ધોવું' દ્વારા.] ધોબીને ત્યાંથી ધોવાઈ ને આવેલાં કપડાં

**ધોપ[2]** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'ધોપવું.'] દોડવું એ, દોડ

**ધોપ[3]** (-પ્ય) સ્ત્રી. એક પ્રકારની તલવાર

**ધોપવું** અ. ક્રિ. દોડવું. ધોપાવું ભાવે., ક્રિ. ધોપાવવું [પ્રે., સ. ક્રિ.

**ધોપાઈ** સ્ત્રી. દેવ-દેવી સમક્ષ ધરવામાં આવતી રકમ

**ધોપાવવું, ધોપાવું** જુઓ 'ધોપવું'માં.

**ધોપો[1]** પું. [જુઓ 'ધોવું' દ્વારા.] ધોબી

**ધોપો[2]** પું. ભૂલ. (૨) મૃગજળ. (૩) નિરાશા. (૪) છેતરપીંડી

**ધોપો[3]** પું. ફૂંક, દમ. [૦ કસવો (રૂ. પ્ર.) ચલમની ફૂંક લેવી]

**ધોબ** પું. [જુઓ 'ધોવું' દ્વારા.] ધોવું એ, ધોવણ

**ધોબડ** વિ. [જુઓ 'ધોબી' દ્વારા.] (લા.) મૂર્ખ, ગમાર

**ધોબ(-બે)ણ[1]** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ધોબી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ધોબીની કે ધોબી જાતિની સ્ત્રી

**ધોબણ[2]** (-ણ્ય) સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**ધોબણ[3]** (-ણ્ય) સ્ત્રી. નદી-નાળાંને કાંઠે રહેનારું એક પક્ષી

**ધોબણું** ન. સોના-રૂપામાં નકશી-કામ કરવાનું એક ઓજાર

**ધોબાણું** ન. ઘાટ-ઘૂટ વિનાની પાઘડી, પાઘડું, ડોકાણું

**ધોબી** પું. [સં. धावक- > પ્રા. धोवय, धोवइ] કપડાં ધોવાનો ધંધો કરનારી જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [૦નો કૂતરો (રૂ.પ્ર.) રખડી પડેલો માણસ, ઠામ ઠેકાણા વિનાનો માણસ]

**ધોબી-કણું** જુઓ 'ધોકરણું'-'ધોકણું.'

**ધોબી-ખાનું** ન. [જુઓ 'ધોબી' + 'ખાનું.'] ધોબીને કામ [કરવાનું સ્થાન

**ધોબી-ઘાટ** પું. [ + જુઓ 'ઘાટ.[2]'] નદી સરોવર તળાવના કાંઠા ઉપરનું ધોબીઓને ધોવા માટેનું નક્કી થયેલું સ્થાન

**ધોબી-ઘર** ન. [જુઓ 'ધોબી' + 'ઘર.'] જુઓ 'ધોબી-ખાનું.' (૨) ધોબીની દુકાન

**ધોબી-ડો** પું. [જુઓ 'ધોબી' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] [ધોબી. (પદ્યમાં.)

**ધોબી-પછાડ** પું. [જુઓ 'ધોબી' + 'પછાડવું.'] (લા.) કુસ્તીનો એક દાવ. (વ્યાયામ.)

**ધોબી-પાટ** પું. [જુઓ 'ધોબી' + 'પાટ.[1]'] ધોબીનો લૂગડાં ધોવાનો પથ્થર. (૨) (લા.) જુઓ 'ધોબી-પછાડ.'

**ધોબી-શલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'ધોબી' + સં. शिला] (લા.) એ નામની એક રમત, ઘંટી-ખીલડો

**ધોબું[1]** વિ. [જુઓ 'ધોબી' + ગુ 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] (લા.) મૂર્ખ, ગમાર. (૨) અણ-કસબી. (૩) સાદું ભોળું

**ધોબેણ** (-ણ્ય) જુઓ 'ધોબણ.[1]'

**ધોબો[1]** પું. [જુઓ ''ધોબી' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] ધોબી. (ધોબીનું ખિજવણું). (૨) (લા.) ખોટી દલીલ

**ધોબો[2]** પું. ખોબો, પોશ. (૨) અફીણના કસૂંબાનું ચાંગળું. (૩) અફીણનો કસૂંબો આપવાની પ્યાલી

**ધોમ** પું. સખત તડકો, આકરો તડકો. (૨) (લા.) વિ. પુષ્કળ, ઘણું, ધૂમ. [૦ ધખવો (રૂ. પ્ર.) સખત તડકો પડવો]

**ધોમ-કલાસ** જુઓ 'ધૂમ-કલાસ.'

**ધોમ-ચખ** વિ [જુઓ 'ધોમ' + સં. चक्षुस् > પ્રા. चक्खु] (લા.) અત્યંત ક્રોધે ભરાયેલું. (૨) મદ-મસ્ત

**ધોમ-ઝાળ** સ્ત્રી. [જુઓ 'ધોમ' + 'ઝાળ.'] બપોરના સખત તડકાની લૂખ, (૨) (લા.) વિ. ગુસ્સાથી લાલચોળ થયેલું

**ધોમ-પાલ** વિ. ખૂબ જાડું, અતિસ્થૂળ

**ધોમ-બપોર** પું. [પું [જુઓ 'ધોમ' + 'બપોર.'] બપોરનો આકરા તડકાવાળો સમય

**ધોમરા** ન. એક જાતનું દરિયાઈ પક્ષી, 'સી-ગલ'

**ધો-માખી** સ્ત્રી. એક જાતની મોટી માખી

**ધોયકણું** જુઓ 'ધોકણું.'

**ધોયરો** પું. ઢોરનું ખાણ બાફવાનું સાધન, ખાનેડિયું

**ધોયલો[1]** લું. [જુઓ 'ધોવું' દ્વારા.] (લા.) ધોતાં હોઇયે તે રીતનો માર મારવો એ, સખ્ત માર. [૦ આપવો, ૦ કાઢવો, ૦ કાઢી ના(-નાં)ખવો, ૦ ધોવો (રૂ. પ્ર.) બીક બતાવવી. (૨) સખ્ત મહેણાં મારવાં]

**ધોયલો[2]** પું. અડદિયો લાડુ, ધોઇલો

**ધોયલો-પાક** પું. [જુઓ 'ધોયલો[1]' + સં.] (લા.) સખ્ત માર. [૦ આપવો (રૂ.પ્ર.) સખ્ત રીતે માર મારવો]

**ધોયું** વિ. હઠીલું, દુરાગ્રહી. (૨) મમતાવાળું, મમતીલું

**ધોયેલ, -લું** વિ. [જુઓ 'ધોવું' + ગુ. 'એલ,-લું' બી.ભૂ.કૃ.] જેના ઉપર ધોવાની ક્રિયા થઈ છે તેવું. [-લ મૂળા જેવું (રૂ.પ્ર.) માત્ર દેખાવમાં સારું. (૨) કિંમત વગરનું. (૩) ધનહીન, ગરીબ. ૦ મોતી (રૂ. પ્ર.) ઉપરના ભપકાવાવાળું. (૨) સગાં સંબંધી વિનાનું એકલું માણસ]

**ધોર[1]** પું. [સં. धुरा દ્વારા] વહાણમાં આગળના મોરા પાસે થોડુંક આગળ પડતું રખાતું લાકડું. (વહાણ.)

**ધોર[2]** પું. એક પ્રકારનો સર્પ

**ધોરટ** ન. સોપારી

**ધોરણ** ન. [સં., ઝડપી ગતિ] (લા.) સીધું સૂતર ચાલે એ માટેનો નિયમ, કામકાજ કરવાની નક્કી કરેલી રીત, બંધારણ 'ક્રાઇટેરિયા.' (૨) શાળાનો વર્ગ, શ્રેણી, 'સ્ટાન્ડર્ડ.' (૩) માપ, 'સ્કેઇલ.' (૪) માપ-દંડ, 'નોર્મ'

**ધોરણ-પ્રિય** વિ. [સં.] ધોરણને વળગી રહેનારું

**ધોરણ-સમિતિ** સ્ત્રી. [સં.] 'નૉર્મ' નક્કી કરનારી મંડળી, 'નૉર્મ-કમિટી'

**ધોરણ-સર** ક્રિ.વિ. [+ જુઓ 'સર.'] ધોરણ પ્રમાણે, નિયમ પ્રમાણે, નિયમ-બદ્ધ, 'નૉર્મલી.' (૨) વિ. ધોરણ પ્રમાણેનું, 'સ્ટાન્ડર્ડ'

**ધોરણ-સ્થાપન** ન. [સં.] ધોરણ-સર કરવું એ, 'સ્ટાન્ડર્ડિ-[ઝેશન'

**ધોરવવું** અ.ક્રિ. ચાલુ કામમાં હરકત ઊભી કરવી. (૨) સ.ક્રિ. અટકાવી રાખવું. (૩) ગળે ઘાલવું. **ધોરવાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **ધોરવાવવું** પ્રે., સ.ક્રિ.

**ધોરવાવવું, ધોરવાવું** જુઓ 'ધોરવવું' માં.

**ધોરિયો**[1] પું. [સં. धोरितक- > પ્રા. धोरियअ-] (પાણી સીધું સટ ચાલ્યું જાય એ માટેની નીક, ઢાળિયો, પરનાળ, 'વૉટર-કૉર્સ,' 'બૉક્સ-ગટર' (ગ. વિ.). (૨) કાંઠો, કિનારો

**ધોરિયો**[2] પું. [સં. धुरा દ્વારા.] (ગાડાની) ઊધ

**ધોરિંધર** (ધોરિ-ન્ધર) વિ. [સં. धुरंधर] જુઓ 'ધુરંધર.' (પદ્યમાં.)

**ધોરી**[1] પું. [સં. धुर्य કે धौरेय-> પ્રા. धोरिअ-] (ગળા ઉપર ધૂંસરી રાખી વાહન ખેંચનારો) બળદ. (૨) (લા.) આગેવાન, નાયક

**ધોરી**[2] વિ. [સં. धोरित-> પ્રા. धोरिअ-] સીધેસીધું લઈ જનાર, સરિયામ, 'ટ્રન્ક.' [૦ નસ (રૂ. પ્ર.) લોહીને લઈ જાય તે નાડી. ૦ માર્ગ, ૦ રસ્તો (રૂ. પ્ર.) રાજમાર્ગ, 'ટ્રન્ક-રોડ', 'હાઇ-વે']

**ધોરી**[3] સ્ત્રી. એક પ્રકારની સાપેણ

**ધોરી**[4] ન. એ નામનું લીંબડાના જેવાં પાનવાળું એક ઝાડ

**ધોરી-આંખડું** ન. [જુઓ 'ધોરી[2]' + 'આંખ' દ્વારા.] જેમાં તળાવા રાખવામાં આવે છે તેનું ગાડાના સરવણ વચ્ચે જડેલું લાકડું

**ધોરી-ધોકો** પું. [જુઓ 'ધોરી[2]' + 'ધોકો.'] વેજું વણવાના હાથાને ટીંગાડવાનું એ નામનું એક સાધન

**ધોરી-પસા** સ્ત્રી. ખેતીને લગતો એક પ્રકાર (જેમાં ખેડૂત પાસેથી જાગીરદાર બે ત્રણ વર્ષ વેરો કે ભાગ લેતો નથી.)

**ધોરી-બાંધ**[1] પું. [જુઓ 'ધોરી[1]'+'બાંધવું.'] ધણી-ધોરી, માલિક

**ધોરી-બાંધ**[2] પું. [જુઓ 'ધોરી[2]' + 'બાંધવું.'] સરિયામ રાજમાર્ગ

**ધોરી-સલ** પું. વહાણની પીઠ માટે જડવામાં આવતાં ઊભાં લાકડાં, પરનલ, રવ, રવીસર. (વહાણ.)

**ધોરે** ક્રિ. વિ. [જુઓ 'ધોરો' + ગુ. 'એ' સા. વિ., પ્ર.] નજીક, પાસે

**ધોરેપી** પું. ડુંગરાળ પ્રદેશમાં રહેતી ભીલોની એક કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ધોરો**[1] પું. [સં. धोरक- > પ્રા. धोरअ] ખેતર નદી તળાવ વગેરેની બાંધેલી કે કુદરતી પાળ, ધોરિયો. (૨) મકાનની અગાશીની પાળ કે વંડો. (૩) ઓટલાનો તકિયો. (૪) ભીંતની મજબૂતી માટે આધાર-રૂપ વધારાનું કરેલું ચણતર. (૫) ઝાડના થડ ફરતે કરેલો ઓટો. (૬) વણાટમાં બે તાર સાથે નાખવાની ક્રિયા. (૭) માલ ભરવા માટેનો તળિયાનો ખાલી ભાગ, 'હોલ્ડ.' (વહાણ.) [૦ પાડવો (રૂ. પ્ર.) વણાટમાં બે તાર સાથે નાખવા]

**ધોરો**[2] પું. [સં. धौरेय-> પ્રા. धोरेअ-] અગ્રણી પુરુષ

**ધોરો-પીંજરો** પું. એક જાતનો વેલો, દૂધિયો હેમકંદ

**ધોલ**[1] (ધોલ) પું. [હિં. धौल] માથાની ઊભણી ઉપર મારવામાં આવતો ધબ્બો. [૦ થાપોટ કરવી (રૂ. પ્ર.) બીક બતાવવી. (૨) સાધારણ શિક્ષા કરવી]

**ધોલ**[2] પું. માછલાંનો એક પ્રકાર. [૦ ઘાલવા (રૂ. પ્ર.) માછલાં પકડવા બે ઊભાં કરેલાં લાકડાંમાં જાળ બાંધવી]

**ધોલ-ધક્કો** પું. [જુઓ 'ધોલ[1]' + 'ધક્કો.'] માથામાં ધબ્બો અને શરીરને હડસેલો

**ધોલ-ધપાટ, ધોલ-ધાપટ** સ્ત્રી. [જુઓ 'ધોલ' + રવા.] (લા.) થોડો-ઘણો માર, સાધારણ માર

**ધોલ-પંચાં** (-પઞ્ચાં) ન., બ. વ. (લા.) સાહસ

**ધોલર** (-રય) સ્ત્રી. માછલીની કાંટાવાળી એક જાત

**ધોલાઈ** સ્ત્રી. [હિં.] જુઓ 'ધોવાઈ.'

**ધોલાઈ-ભત્થું(-થ્થું)** ન. [+ જુઓ 'ભત્થું(-થ્થું).'] ધોનારા નોકરને એની સેવા બદલ અપાતું વધારાનું મહેનતાણું, 'વૉશિંગ-એલાવન્સ'

**ધોલાઈ-શિક્ષક** પું. [+ સં.] ધોવાનું શિક્ષણ આપનાર, 'લૉન્ડ્રી-ઇન્સ્ટ્રક્ટર'

**ધોલાટવું** સ. ક્રિ. [જુઓ 'ધોલ,[1]' -ના. ધા.] ધોલ લગાવી મારવું, ધોલાવવું. **ધોલાટાવું** કર્મણિ. ક્રિ. **ધોલાટાવવું** પ્રે., સ. ક્રિ.

**ધોલાટાવવું, ધોલાટાવું** જુઓ 'ધોલાટવું'માં.

**ધોલારી** સ્ત્રી. મરણ પછી કાણ કરાવનારી ધંધાદારી સ્ત્રી, સંધી

**ધોલાવવું** સ. ક્રિ. જુઓ 'ધોલાટવું'માં. **ધોલાવાવું** કર્મણિ., ક્રિ. **ધોલાવાવવું** પ્રે., સ. ક્રિ.

**ધોલાવાવવું, ધોલાવાવું** જુઓ 'ધોલાવવું'માં.

**ધોલો** પું. દૂબળા કોળી વગેરે લોકોનો એમની જ નાતનો દેવીનો પૂજારી

**ધોવડા(-રા)મણ** ન. [જુઓ 'ધોવું' + ગુ. 'અવડા(-રા)મણ' કૃ. પ્ર.] ધોવાની ક્રિયા. (૨) ધોતાં વધેલું પાણી, ધોણ, નિગાળ. (૩) ધોવડાવવાનું મહેનતાણું

**ધોવડા(-રા)મણી** સ્ત્રી. [જુઓ 'ધોવું' + ગુ. 'અવડા(-રા)મણી' કૃ. પ્ર.] જુઓ 'ધોવડા(-રા)મણ(૧,૩).'

**ધોવડા(-રા)વવું** જુઓ 'ધોવું'માં.

**ધોવણ** ન. [જુઓ 'ધોવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] ધોવાની ક્રિયા. (૨) વસ્તુ ધોયા પછી વધેલું, પાણી, ધોણ, નિગાળ

**ધોવરામણ** જુઓ 'ધોવડામણ.'

**ધોવરામણી** જુઓ 'ધોવડામણી.'

**ધોવરાવવું** જુઓ 'ધોવડાવવું.'

**ધોવાઈ** સ્ત્રી. [જુઓ 'ધોવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] ધોવાની ક્રિયા. (૨) ધોવાનું મહેનતાણું. (બંને અર્થમાં 'ધોલાઈ.')

**ધોવાઈ-ભત્થું(-થ્થું)** ન. [+ જુઓ 'ભત્થું(-થ્થું)] જુઓ 'ધોલાઈ-ભત્થું (-થ્થું).'

**ધોવાણ** ન. [જુઓ 'ધોવાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] ધોવાઈ જવાની ક્રિયા, 'ઇન-ડેશન,' 'પર્કોલેશન'

**ધોવાવું** જુઓ 'ધોવું'માં. (૨) (લા.) ઘસડાઈ જવું. (૩

નિચોવાવું, તવાવું. (૪) વ્યર્થ જવું, નકામું થવું. (૫) નાશ પામવું. (૬) લોહી છોડી જવું

**ધો-વી(-વીં)છળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ધોવું' + 'વી(-વીં)છળવું.'] ધોવાની અને વીછળવાની ક્રિયા

**ધોવું** સ. ક્રિ. [સં. धौ-धाव्–પ્રા. धोअ-] પાણીથી સાફ કરવું, નિખારવું. (માંગલિક પ્રસંગે અંગૂઠા દૂધથી ધોવામાં આવે છે.) (૨) (લા.) પવિત્ર કરવું, નાતમાં લેવું. (૩) વાણીથી ભૂલ બતાવી ઠપકો આપવો. (૪) સખત માર મારવો. [ધોઈ ના(-નાં)ખવું (રૂ.પ્ર.) રોષ બતાવી ઠપકો આપવો. (૨) વ્યર્થ કરી નાખવું. (૩) સત્ત્વ કે ધન-રહિત કરવું. (૪) નિષ્ફળતા મેળવવી. (૫) સખત માર મારવો. **ધોઈ પીવું** (રૂ. પ્ર.) (સામાને) ગણતરીમાં ન લેવું, સાંભળેલું બીજે કાને કાઢી નાખવું. **ધોઈ વાળવું** (રૂ. પ્ર.) માંડી વાળવું, જતું કરવું, પતાવવું. (૨) રદ કરી નાખવું. **ધોયેલ મૂળો** (રૂ. પ્ર.) માત્ર દેખાવમાં સારું. (૨) કિંમત વગરનું. (૩) ધનહીન. **ધોયેલ(-લું) મોતી** (રૂ. પ્ર.) ઉપરના ભપકાવાળું. (૨) સગાંસંબંધી વિનાનું એકલું. **દૂધે ધોઈને આપવું** (રૂ. પ્ર.) દોકડે પાઈ કરજ ચૂકવી દેવું. **પાપ ધોવું** (રૂ.પ્ર.) નિંદા કરવી. **છાબડાં ધોવાં** (રૂ. પ્ર.) બદનામી કરવી. **હાથ ધોઈ ના(-નાં)ખવા, હાથ ધોવા** (રૂ.પ્ર.) આશા છોડી દેવી. (૨) ઉત્તમ નીવડવું.] **ધોયું** ભૂ. કૃ., **ધોયેલ,-લું** બી. ભૂ. કૃ. ધોવાવું કર્મણિ., ક્રિ. **ધોવડા(-રા)વવું** પ્રે., સ. ક્રિ.

**ધોવું-ધકોડવું, ધોવું-ધકોવું** સ. ક્રિ. [જુઓ 'ધોવું' + 'ધકોડવુ' – 'ધકોવું.'] ધોઈને સાફ કરવું

**ધોવું-વી(-વીં)છળવું** સ. ક્રિ. [જુઓ 'ધોવું' + 'વી(-વીં)છળવું.'] ઊટકેલાં વાસણ ધોઈને કશો મેલ ન રહે એ રીતે ફરી પાણીમાં નાખી કાઢી લેવાં [લેનારો છોકરો

**ધોશિ(-સિ)યો** પું. મોઈ–દાંડિયાની રમતમાં પાછળથી દા

**ધોસય(-ર)ડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**ધોસિયો** જુઓ 'ધોશિયો.'

**ધો(-ધોં)સો** જુઓ 'ધૂંસો.'

**ધોળ¹** (ધૉળ) ન. [સં. धवल > પ્રા. धउल] માંગલિક અને ધાર્મિક એક પ્રકારનું ગીત [છાંટવાની ક્રિયા

**ધોળ²** (ધૉળ) પું. [જુઓ 'ધોળવું.²'] ધોળવાની—ચૂનો

**ધોળ³** (ધૉળ્ય) સ્ત્રી. રાતા રંગની માછલીની એક જાત

**ધોળ⁴** (ધૉળ) ન. એક જાતની ભાજી

**ધોળકાવવું** (ધૉળ-) જુઓ 'ધોળકાવું'માં.

**ધોળકાવું** (ધૉળ-) અ. ક્રિ. [જુઓ 'ધોળું,' -ના. ધા.] આઘેથી ધોળું દેખાવું. **ધોળકાવવું** (ધૉળ-) પ્રે., સ. ક્રિ.

**ધોળકિયું¹** (ધૉળ-) વિ. [જુઓ 'ધોળકું¹'. + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેને ધોળ કરવામાં આવ્યો છે તેવું, ચૂનો છાંટેલું. (૨) (લા.) ઊજળાં કપડાં પહેરેલું છતાં ખાલી ખમ

**ધોળકિયું²** (ધૉળ-) વિ. [જુઓ 'ધોળકું²' + ગુ. 'ઇયું' ત.પ્ર.] અમદાવાદ જિલ્લાના ધોળકા નામના નગરને લગતું

**ધોળકું¹** ન. [જુઓ 'ધોળું' દ્વારા.] ધોળું બનાવવું એ. (૨) ભળસકું, પરોઢ. (૩) (લા.) સફળતા, બહાદુરી (કટાક્ષમાં.) (૪) નિષ્ફળતા

**ધોળકું²** (ધૉળકું) ન. [સં. धवलक्कक- > પ્રા. धउलक्कअ-] અમદાવાદ જિલ્લાનું વાઘેલા-કાલથી જાણીતું એક નગર. (સંજ્ઞા.)

**ધોળ-જીભો** (ધૉળ-) વિ., પું [જુઓ 'ધોળું.' + 'જીભ' + ગુ. 'ઉં' ત.પ્ર] (લા.) સફેદ જીભવાળો બળદ

**ધોળણ** (ધૉળણ) ન. ખેતીને ઉપયોગી એક જાતનું પક્ષી

**ધોળપ** (ધૉળપ્ય) સ્ત્રી. [જુઓ 'ધોળું' + ગુ. 'પ' ત. પ્ર.] ધોળાપણું, ધોળાશ ['ધોળ.⁴'

**ધોળ-ભાજી** (ધૉળ-) સ્ત્રી. [જુઓ 'ધોળ.⁴'+ભાજી.'] જુઓ

**ધોળ-મંગળ** (ધૉળ-મઙ્ગળ) ન., બ.વ. [જુઓ 'ધોળ' + સં. मङ्गल.] ધોળ અને માંગલિક ગીતો

**ધોળવું¹** (ધૉળવું) સ.ક્રિ. [જુઓ 'ધોળું,'–ના.ધા.] ચૂનાથી ધોળું કરવું. (૨) (લા.) કુળને ઉજાળવું. (કટાક્ષ.) [**ધોળીને આવવું** (ધૉળીને-) (રૂ.પ્ર.) બગાડીને આવવું] **ધોળાવું** (ધૉળા-) કર્મણિ., ક્રિ. **ધોળાવવું** (ધૉળાવ-) પ્રે., સ ક્રિ.

**ધોળવું²** (ધૉળવું) ન. છાસ ભરવાનું દોણું, ગોરસું, દોળવું

**ધોળવો** (ધૉળવો) પું. [જુઓ 'ધોળું' દ્વારા.] ગરુડના જેવું એક પક્ષી

**ધોળાઈ** (ધૉળાઇ) સ્ત્રી. [જુઓ 'ધોળવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] ધોળવાનું કામ. (૨) ધોળવાનું મહેનતાણું

**ધોળાવવું, ધોળાવું** (ધૉળા-) જુઓ 'ધોળવું'માં.

**ધોળાશ(-સ)** (ધૉળાશ્ય,-સ્ય) સ્ત્રી. [જુઓ 'ધોળું + ગુ. 'આશ(-સ).'] ધોળાપણું

**ધોળાં** (ધૉળાં) ન., બ.વ. [જુઓ 'ધોળું.'] (લા.) માથાના સફેદ મોવાળા, પળિયા (તિરસ્કારમાં). [**૦માં ધૂળ પડવી** (-ધૂળ્ય-) (રૂ.પ્ર.) ઘડપણમાં નામોશીભરેલું કામ કરવું

**ધોળિયું** (ધૉળિયું) વિ. [જુઓ 'ધોળું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ધોળા રંગનું. (૨) ન. એક જાતનું તરબૂચ. [**-યા** (રૂ.પ્ર.) અંગ્રેજો. (૨) ગાંધીવાદી. (કટાક્ષમાં.)]

**ધોળી** (ધૉળી) સ્ત્રી. એ નામનું એક ડુંગરાઉ ઝાડ

**ધોળીડો** (ધૉળિડો) પું. [જુઓ 'ધોળું' દ્વારા.] (લા.) ધોળા રંગનો બળદ

**ધોળી-સર** (ધૉળિ-સરય) સ્ત્રી. એ નામનો એક છોડ

**ધોળુડું** (ધૉળુડું) વિ. [જુઓ 'ધોળું' + ગુ.'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ધોળું.' (પદ્યમાં.)

**ધોળું** (ધૉળું) વિ. [સં. धवलक- > પ્રા. धवलअ-] સફેદ, શ્વેત, ધવલ. [**-ળા પર કાળું** (રૂ.પ્ર.) સહી કરી આપવાનું. **-ળામાં ધૂળ** (-ળ્ય) (રૂ.પ્ર.) વૃદ્ધ ઉંમરમાં ફજેતી કે અપજશનું કામ. **૦કાળું** (રૂ.પ્ર.) સારું માઠું. **૦ધૂમરું** (રૂ.પ્ર.) બહુ ધોળું. **૦ ફક(-મ)** (રૂ.પ્ર.) તદ્દન ફિક્કું. **૦ પૂણી જેવું, ૦ બગલા જેવું, ૦ બાસ્તા જેવું** (રૂ.પ્ર.) તદ્દન ધોળું. **-ળે દહાડે** (-દા:ડે), **-ળે દિવસે** (રૂ.પ્ર.) છડે ચોક. **—ળે દિવસે તારા** (રૂ.પ્ર.) અસહ્ય પરિસ્થિતિ. **-ળે ધર્મે** (રૂ.પ્ર.) કાંઈ લીધા વિના, મફત (કન્યાદાન.) **-ળો હાથી** (રૂ.પ્ર.) મોટા પગારવાળો અમલદાર. **-ળો હાથી બંધાવવો** (બન્ધાવવો) **-ળો હાથી બાંધવો** (રૂ.પ્ર.) મોટો પગાર ખાય તેવા માણસને નોકરીમાં રોકવો]

**ધોળેશ(-સ)રી** (ધૉળે-) સ્ત્રી. [સં. धवलेश्वर- > પ્રા. धउलेस्सर + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રની અધિષ્ઠાતા દેવી. (૨) (લા.) નાણું, પૈસો, દોલત

**ધાં** (ધૅાં) સ્ત્રી. ખરાબ ટેવ, લત. (૨) ખોટી તકરાર, હઠ, જિદ્
**ધાંકણી** (ધૅાંકણી) સ્ત્રી. [હિં. ધૌંકની] ધમણ. [**૦ લાગવી** (રૂ.પ્ર.) ઉતાવળે શ્વાસ લેવો.] [અવાજ
**ધાંકાર** (ધૅાંકાર) પું. [જુઓ 'ધમકાર.'] ઢોલ વગેરે વાદ્યોનો
**ધાંચા** (ધૅાંચા) પું., બ.વ. સાડાચારના ઘડિયા કે પાડા
**ધાંટા** (ધૅાંટા) સ્ત્રી. બોર. (૨) સોપારી
**ધાંટી** (ધૅાંટી) સ્ત્રી. ઓઢવાનું એક પ્રકારનું ઓજાર
**ધાંડાલ** (ધૅાંડાલ) વિ. ઘણા પથ્થરવાળું, પથરાળ
**ધાંડિયો** (ધૅાંડિયો) પું. દક્ષિણ ગુજરાતમાં વસતી એક ભીલ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**ધાંડો** (ધૅાંડો) પું. ઉંમરે પહોંચેલો અને શરીરે ખીલેલો બુદ્ધિહીન માણસ
**ધાંશ(-સ)** (ધૅાંશ્ય, -સ્ય) સ્ત્રી. [રવા.] હુમલો, હલ્લો, આક્રમણ. (૨) ગપ, અફવા. (૩) ગંધ
**ધાંસરી** (ધૅાંસરી) જુઓ 'ધૂંસરી.'
**ધાંસરું** (ધૅાંસરું) જુઓ 'ધૂંસરું.'
**ધાંસવું** (ધૅાંસવું) જુઓ 'ધૂંસવું.'
**ધાંસા** (ધૅાંસા) ન., બ.વ. ગપ્પાં, ગપોડાં, ખોટી ખોટી વાતો
**ધાંસા-ખોર** (ધૅાંસા-) વિ. [જુઓ 'ધાંસો[૨]' + ફા. પ્રત્યય] (લા.) ખોટી વાતો કરનાર, ગપ્પી ગપ્પોડી
**ધાંસી** (ધૅાંસી) જુઓ 'ધૂંસી'–'ધૂંસવું.'
**ધાંસું** (ધૅાંસું) ન. **-સો[૧]** પું. જુઓ 'ધૂંસું'- 'ધૂંસો.'
**ધાંસો[૨]** (ધૅાંસો) પું. ગપ, ગપાટો, ખોટી વાત
**ધૌ** ન. પૈડા માટેનો લોઢાનો પાટો, વાટ
**ધૌત** વિ. [સં.] ધોયેલું. (૨) સ્વચ્છ, ચોખ્ખું
**ધૌતાત્મા** પું. [સં. धौत + आत्मा] પવિત્ર આત્મા. (૨) વિ. પવિત્ર આત્માવાળું
**ધૌતિ, -તી** સ્ત્રી. [સં.] જુઓ 'ધોતી.[૧]' (યોગ.)
**ધૌતિ(-તી)-કર્મ** ન. [સં.] જુઓ 'ધોતી-કરમ.'
**ધૌમાય** વિ. [સં.] ધુમાડાને લગતું, ધુમાડાનું
**ધૌમ્ય** પું. [સં.] પાંડવોના વનવાસમાં સાથે રહેલા એમના માર્ગદર્શક ઋષિ. (સંજ્ઞા.)
**ધૌર્ત્ય** ન. [સં.] જુઓ 'ધૂર્ત-તા.'
**ધૌં** સ્ત્રી. [રવા.] ઉધરસનો ઠાંસો
**ધૌંકણી** સ્ત્રી. [હિં. धौंकनी] ધમણ, ધોંકણી
**ધ્યાત** વિ. [સં.] જેને વિશે ધ્યાન ધરવામાં આવ્યું હોય તેવું
**ધ્યાતવ્ય** વિ. [સં.] ધ્યાન કરવા જેવું
**ધ્યાતા** વિ., પું. [સં., પું.] ધ્યાન કરનાર
**ધ્યાન** ન. [સં.] ચિંતન, 'મેડિટેશન' (જૈ.હિ.). (૨) લક્ષ, 'એટેન્શન' (હ.દ્વા.). (૩) ખ્યાલ, વિચાર. (૪) કાળજી, ફિકર. (૫) સ્મરણ, સ્મૃતિ. (૬) ઇંદ્રિયોની બધી વૃત્તિઓની એકાગ્રતા. (યોગ.) [**૦ આપવું** (રૂ.પ્ર.) નજર કરવી. (૨) (૨) કાન દેવા. (૩) કાને ધરવું. **૦ ઉપર ચઢ(-ઢ)વું** (-ઉપરય-) (રૂ.પ્ર.) ન ભુલાવું. **૦ ઉપર લેવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) કાળજી રાખવી. **૦ કરવું** (રૂ.પ્ર.) ચિંતન-મનન કરવું. **૦ ખેંચવું** (-ખેંચવું) (રૂ.પ્ર.) લક્ષ દોરવું. **૦ જવું** (રૂ.પ્ર.) તરફ નજર જવી. **૦ દેવું** (રૂ.પ્ર.) જુઓ 'ધ્યાન આપવું.' (૨) સંભાળ રાખવી. **૦ ધરવું** (રૂ.પ્ર.) ચિંતન કરવું. (૨) સમાધિ કરવી. **૦ પર લેવું** (રૂ.પ્ર.) જુઓ 'ધ્યાન ઉપર લેવું.' **૦ પહોંચવું** (-પોંઃચવું) (રૂ.પ્ર.) સમઝાવું. **૦ બહાર જવું** (-બાઃર-) (રૂ.પ્ર.) લક્ષમાં ન રહેવું. **૦માં આવવું, ૦માં ઊતરવું** (રૂ.પ્ર.) જુઓ 'ધ્યાન પહોંચવું.' (૨) ખાતરી પડવી. (૩) પસંદ પડવું. **૦માં રહેવું** (-રેઃવું), **૦માં રાખવું** (રૂ.પ્ર.) યાદ રાખવું. **૦માં લેવું** (રૂ. પ્ર.) જુઓ 'ધ્યાન ઉપર લેવું.']
**ધ્યાન-ગમ્ય** વિ. [સં.] ધ્યાન કરવાથી જાણી શકાય તેવું
**ધ્યાન-ગ્રસ્ત** વિ. [સં.] વિચારમાં પડી ગયેલું, ધ્યાન-મગ્ન
**ધ્યાન-ડૂબ્યું** વિ. [+ જુઓ 'ડૂબવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] ધ્યાન-મગ્ન
**ધ્યાન-નિષ્ઠ** વિ. [સં.] ધ્યાન કરવામાં પરાયણતાવાળું
**ધ્યાન-પર, ૦ક, ધ્યાન -પરાયણ** વિ. [સં.] સતત ધ્યાન ધર્યા કરનારું [સાંભળનારું
**ધ્યાન-બહેરું** (-બેઃરું) ન. [સં.] વિચારમાં હોય ત્યારે ન
**ધ્યાન-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] ધ્યાન તૂટી જવાની સ્થિતિ. (૨) વિ. તૂટી ગયેલા ધ્યાનવાળું
**ધ્યાન-મગ્ન** વિ.[સં.] વિચારમાં ડૂબેલું, વિચાર-મગ્ન, ધ્યાન-ડૂબ્યું
**ધ્યાન-મસ્તી** સ્ત્રી. [+ જુઓ 'મસ્તી.'] જુઓ 'ધ્યાનાનંદ.'
**ધ્યાન-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] હમેશાં ધ્યાનમાં રાખવા જેવું સુભાષિત વાક્ય, 'મોટો' (ગુ. વિ.)
**ધ્યાન-માર્ગ** પું. [સં.] ઇષ્ટદેવની સાધનામાં ધ્યાન એ મુખ્ય છે તેવો સંપ્રદાય
**ધ્યાન-મુદ્રા** સ્ત્રી. [સં.] ધ્યાનમાં બેઠેલ હોય તેવી શારીરિક માનસિક સ્થિતિ. (૨) નિર્ગુણ ધ્યાનની અવસ્થા
**ધ્યાન-યોગ** પું. [સં.] જેમાં ધ્યાન–ઇંદ્રિયોની વૃત્તિઓની એકાગ્રતા–મુખ્ય છે તેવી ભગવચ્ચિંતનની ક્રિયા-પ્રક્રિયા
**ધ્યાનયોગી** વિ., પું. [સં., પું.] ધ્યાનયોગમાં બેઠેલો પુરુષ, સમાધિમાં બેઠેલો પુરુષ
**ધ્યાન-રત** વિ. [સં.] જુઓ 'ધ્યાન-મગ્ન.'
**ધ્યાન-સ્થ, -સ્થિત** વિ. [સં.] ધ્યાનમાં બેઠેલું, સમાધિમાં રહેલું
**ધ્યાનાત્મક** વિ. [+ સં. आत्मन्-क] ધ્યાનરૂપ બની રહેલું, 'મેડિટેટિવ' (ન. ભો.)
**ધ્યાનાનંદ** (-નન્દ) પું. [+ સં. आ-नन्द] ધ્યાનમાં રહેવાથી મળતો ચોક્કસ પ્રકારનો આનંદ, ધ્યાન-મસ્તી
**ધ્યાનાભ્યાસ** પું. [+ સં. अभ्यास] વારંવાર ધ્યાન કરવાની આદત. (૨) સમાધિ
**ધ્યાનારૂઢ** [+ સં. आ-रूढ] ધ્યાનમાં લીન થયેલું, ધ્યાન-સ્થ
**ધ્યાનાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] ધ્યાન ધરી રહેલ હોય એવી પરિસ્થિતિ કે દશા
**ધ્યાનાસક્ત** વિ. [+ સં. आ-सक्त] ધ્યાન-પ્રક્રિયાને વળગી રહેનારું
**ધ્યાનાસક્તિ** સ્ત્રી. [+ સં. आसक्ति] ધ્યાન-પ્રક્રિયાને વળગી રહેવું એ
**ધ્યાનાસન** ન. [+ સં. आसन] ધ્યાન ધરવાની સરળતા રહે એ પ્રકારની બેસવાની સ્થિતિ કે પ્રકાર
**ધ્યાની** વિ. [સં., પું.] ધ્યાનમાં રહેલું, ધ્યાન કરનારું, ધ્યાન-રત, ધ્યાન-મગ્ન
**ધ્યાનીય** વિ. [સં.] ધ્યાનનો વિષય બનાવવા જેવું

**ધ્યાનોપાસના** સ્ત્રી. [+ સં. उपासना] ધ્યાનને એક સાધન બનાવી કરવામાં આવેલું ભગવચ્ચિંતન—ઇષ્ટનું ચિંતન

**ધ્યાવું** સ. ક્રિ. [સં. ध्यै > ध्याय्-તત્સમ] ધ્યાન ધરવું, એકાગ્રચિત્ત બનવું. (૨) ધ્યાનયોગથી ઉપાસના કરવી

**ધ્યેય** વિ. [સં.] ધ્યાન કરવા જેવું, ધ્યાનને પાત્ર. (૨) ન. લક્ષ્ય કરવાનો વિષય કે પદાર્થ, લક્ષ્ય-બિંદુ, 'ગોલ.' (૩) (લા.) માનસિક વલણ, 'આઇડિયલ.' (૪) વિચારેલ મુદ્દો

**ધ્યેય-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] જે બિંદુને લક્ષ્ય કરી ધ્યાન કરવાનું હોય તે બિંદુ

**ધ્યેય-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] જે વિશે વિચારેલું તેનું આવી મળવું એ. (૨) લક્ષ્ય-સિદ્ધિ

**ધ્યેય-વાદ** પું. [સં.] માત્ર આદર્શ નક્કી કરી એ પ્રમાણે ધ્યાનની પ્રક્રિયા સાધવાને લગતો મત-સિદ્ધાંત, 'આઇડિયાલિઝમ' (દ. બા.)

**ધ્યેયવાદી** વિ. [સં., પું.] ધ્યેયવાદમાં માનનાર, 'આઇડિયાલિસ્ટ'

**ધ્યેય-સિદ્ધિ** સ્ત્રી. [સં.] જુઓ 'ધ્યેય-પ્રાપ્તિ.'

**ધ્યેય-હીન** વિ. [સં.] જેને કોઈ ધ્યાન કરવાનો વિષય જ નથી તેવું

**ધ્યેયૈક્ય** ન. [+ સં. ऐक्य] ધ્યેય પદાર્થ કે વિષય સાથેની [એકાત્મકતા

**ધ્રચકવું** અ. ક્રિ. [અનુ.] કેડમાં વાયુના ચસકા થવા. (૨) લચકાવું. **ધ્રચકાવું.** કર્મણિ., ક્રિ. **ધ્રચકાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રચકાવવું** જુઓ 'ધ્રચકવું'માં.

**ધ્રચકાવું** જુઓ 'ધ્રચકવું'માં. (૨) (લા.) આબરૂ લેવાવી, અપ્રતિષ્ઠા થવી

**ધ્રચકો** પું. [જુઓ 'ધ્રચકવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ધ્રચકવા-ધ્રચકાવાની સ્થિતિ

**ધ્રણ** (-ણ્ય) સ્ત્રી. અધરણિયાત સ્ત્રી, ઘેરાણી

**ધ્રપવું** અ. ક્રિ. ધરવ કરવો, ધરાવું. **ધ્રપાવું** ભાવે., ક્રિ. **ધ્રપાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રપાવવું, ધ્રપાવું** જુઓ 'ધ્રપવું'માં.

**ધ્રફધ્રડો** પું. એક જાતનું ઘૂંબડિયું ઘાસ

**ધ્રફ-ધ્રફતું** વિ. [અનુ.] ધગધગતું, બહુ જ ઊનું

**ધ્રફવું** અ. ક્રિ. [રવા.] હાંફવું, ટૂંકા શ્વાસ લેવા. **ધ્રફાવું** ભાવે., ક્રિ. **ધ્રફાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રફાવવું, ધ્રફાવું** જુઓ 'ધ્રફવું'માં.

**ધ્રબકાવવું, ધ્રબકાવું** જુઓ 'ધ્રબકવું'માં.

**ધ્રફોડા** પું., બ. વ. [જુઓ 'ધ્રફવું' દ્વારા.] (લા.) ધમપછાડા, ધુંવાંફૂંવાં થવું એ

**ધ્રબક** (-કય) સ્ત્રી. [જુઓ 'ધ્રબકવું.'] ઉછાળો

**ધ્રબકવું** અ. ક્રિ. [રવા.] ઊછળવું. (૨) ધડકવું. **ધ્રબકાવું** ભાવે., ક્રિ. **ધ્રબકાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રબડાવવું, ધ્રબડાવું** જુઓ 'ધ્રાબડવું'માં.

**ધ્રબવું** જુઓ 'ધરબવું'માં. **ધ્રબાવું** કર્મણિ., ક્રિ. **ધ્રબાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રબાવવું, ધ્રબાવું** જુઓ 'ધ્રબવું'માં.

**ધ્રબુકાવવું, ધ્રબુકાવું** જુઓ 'ધ્રબૂકવું'માં.

**ધ્રબૂકવું** અ. ક્રિ. [રવા.] (ઢોલનું) બજવું. **ધ્રબુકાવું** ભાવે., ક્રિ. **ધ્રબુકાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રમક** (-કય) સ્ત્રી. [જુઓ 'ધ્રમકવું.'] જુઓ 'ધમક.'

**ધ્રમકવું** અ. ક્રિ. [રવા.] જુઓ 'ધમકવું.'

**ધ્રમકો** પું. [જુઓ 'ધ્રમકવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) આનંદ. (૨) હાનિ, નુકસાન

**ધ્રમ-ધ્રમવું** અ. ક્રિ. [રવા.] જુઓ 'ધમધમવું.' **ધ્રમ-ધ્રમાવું** ભાવે., ક્રિ. **ધ્રમ-ધ્રમાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રમ-ધ્રમાવવું, ધ્રમ-ધ્રમાવું** જુઓ 'ધ્રમ-ધ્રમવું'માં.

**ધ્રવ** પું. [જુઓ 'ધ્રાવું.'] જુઓ 'ધરવ.'

**ધ્રવ-વાવણું** ન., બ. વ. [જુઓ 'ધ્રવ' + 'વાવણું.'] વાવણી સારી રીતે થઈ શકે—જમીન પાણીથી ભરાઈ ગઈ હોય એવો વરસાદ

**ધ્રસ(-સૂ)કવું** અ. ક્રિ. [રવા.] જોરથી બજવું, મોટેથી વાગવું. **ધ્રસ(-સુ)કાવું** ભાવે., ક્રિ. **ધ્રસ(-સુ)કાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રસ(-સુ)કાવવું, ધ્રસ(-સુ)કાવું** જુઓ 'ધ્રસ(-સૂ)-કવું'માં.

**ધ્રસવું** અ. ક્રિ. [રવા.] ઊંચુંનીચું થવું. (૨) ધસવું. **ધ્રસાવું** ભાવે., ક્રિ. **ધ્રસાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રસાવવું, ધ્રસાવું** જુઓ 'ધ્રસવું'માં.

**ધ્રસુકાવવું, ધ્રસુકાવું** જુઓ 'ધ્રસ(-સૂ)કવું'માં.

**ધ્રસૂકવું** જુઓ 'ધ્રસકવું'માં.

**ધ્રાખ** સ્ત્રી. [સં. द्राक्षा] જુઓ 'ધરાખ.'

**ધ્રાખી** સ્ત્રી. [જુઓ 'ધ્રાખ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) જેના દૂધમાંથી ધરાખ જેવી સુગંધ આવે તેવી ભેંસ

**ધ્રા(-ધ્રાં)ગવું** ન. કમાડનાં પાટિયાંને આડો જડવાનો તે તે ઘોકો, ઘોગવું

**ધ્રાગો** જુઓ 'ધાગો.'

**ધ્રાણિયો** પું. દાણા સાફ કરતી વેળા પાથરવાનું કપડું

**ધ્રાબડવું** અ. ક્રિ. [રવા.] વરસી પડવું. **ધ્રબડાવું** ભાવે., ક્રિ., **ધ્રબડાવવું** પ્રે., સ. ક્રિ.

**ધ્રાબા-બંધ** (-બન્ધ) જુઓ 'ધાબા-બંધ.'

**ધ્રાબા-વાળું** જુઓ 'ધાબા-વાળું.'

**ધ્રાબું** જુઓ 'ધાબું.[૨]'

**ધ્રાબો** જુઓ 'ધાબો.'

**ધ્રામઠી** સ્ત્રી. [જુઓ 'ધ્રામઠું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘેટાંનો ધ્રામઠાં થવાનો એક જીવલેણ રોગ

**ધ્રામઠું** ન. ઢીમણા જેવું ચકામું

**ધ્રામણ** ન., -ણી સ્ત્રી. એ નામનું એક વૃક્ષ

**ધ્રામણું** ન. ધ્રામણનું ફળ

**ધ્રાવડ-ધ્રડ** ક્રિ.વિ. [રવા.] કાંઈ બાકી રહે ન હે એમ; નિઃશેષ

**ધ્રાવું** અ. ક્રિ. તૃપ્તિ થવી, ધરાવું, પૂરતું જમવાનો સંતોષ લેવો

**ધ્રા(-ધ્ર-)શ** (-શ્ય) સ્ત્રી. [રવા.] ઢોલ તાસાં વગેરેનો થતો અવાજ

**ધ્રાશ(-સ)કો** પું. ધાસકો, હૈયામાં પડતી ફાળ, ઓચિંતો અનુભવાતો ત્રાસ

**ધ્રાંગ-ધ્રાંગ** ક્રિ. વિ. [રવા.] મૃદંગનો અવાજ થાય એમ

**ધ્રાંગવું** જુઓ 'ધ્રાગવું.'

**ધ્રાંગો** પું. પ્રવાહીનું બહાર નીકળેલું બિંદુ, ટશિયો

**ધ્રાંટ** પું. સીવણમાં બગલમાં રહેતો સાંધો

**ધ્રાંડ** ન. એક જાતનું ઘાસ (જેની સળીના ટુકડાની કંઠી બને છે.)

**ધ્રાંઢિયા** સ્ત્રી. બળદને બાંધવાની દોરી. (૨) બળદની રાશને

છેડેની ગાંઠ

**ધ્રાંઠિયું** ન. ફૂમતું, ફૂમકું

**ધ્રાંશ**[1] (શ્ય) જુઓ 'ધ્રાશ.'

**ધ્રાશ**[2](-સ) (-શ્ય, -સ્ય) જુઓ 'ધ્રાંશ(-સ).'

**ધ્રિબાંગ** ક્રિ. વિ. [રવા.] બૂંગિયા ઢોલના શૂરાતન ઉપજાવે તેવા અવાજે

**ધ્રીમ-ધ્રીમ** ક્રિ. વિ. [રવા.] મૃદંગનો અવાજ થતો હોય એમ

**ધ્રીવટ** ક્રિ. વિ. એકદમ, ઉતાવળે, જલદી, ઝટપટ

**ધ્રીહ** (-હ્ય) સ્ત્રી. [રવા.] ધમકારો

**ધ્રુ** પું. [સં. ધ્રુવ, અર્વા., તદ્ભવ] જુઓ 'ધ્રુવ(૪).'

**ધ્રુ-કાંટો** પું. [+ જુઓ 'કાંટો.'] જુઓ 'ધ્રુવ-કાંટો.'

**ધ્રુજાટ** પું. [જુઓ 'ધ્રૂજવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ધ્રુજારી, થરથરાટ [થરથરાટ, ધ્રુજારી

**ધ્રુજારી** સ્ત્રી. [જુઓ 'ધ્રુજારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કંપ,

**ધ્રુજારો** પું. [જુઓ 'ધ્રૂજવું' + ગુ. 'આરો' કૃ. પ્ર.] ભારે કંપ, પ્રબળ થરથરાટી, ધ્રુજારો. (૨) (લા.) ભય, બીક, ડર

**ધ્રુજાવવું ધ્રુજાવું** જુઓ 'ધ્રૂજવું'માં.

**ધ્રુ-પદ** ન. સ્થિર સંખ્યા

**ધ્રુ-પદ** ન. [સં. ध्रुवा-पद] ગેય રચવાના એકમના આરંભમાંની મુખની કડી (રાગનું મંડાણ કરનારી), ટેક, મોરો. (૨) એ નામનો એક તાલ, ધ્રુપદ. (સંગીત.)

**ધ્રુ(-ધ્રુ)પદ-ધમાર** ન., બ. વ. [+ જુઓ 'ધમાર.'] ધ્રુપદ તાલ અને ધમાર તાલ. [૦નું ગાણું (રૂ. પ્ર.) જેમાં તાન-બાજી કે આલાપચારી નથી તેવું ગાનના શબ્દોની સ્પષ્ટ અભિવ્યક્તિવાળું ગાન. (શાસ્ત્રીય કોટિના આ ગાનને સર્વોચ્ચ કહ્યું છે અને અત્યારે એ પુષ્ટિમાર્ગીય કીર્તન-પ્રણાલીમાં જ સચવાઈ રહ્યું છે. —સંગીતમાં આ ગાણું કઠિન ગણાય છે.)

**ધ્રુ(-ધ્રુ)પદિયો** વિ., પું. [જુઓ 'ધ્રુ(-ધ્રુ)પદ' + ગુ. 'ઇયું' ત. પ્ર.], **ધ્રુપદી** વિ., પું. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ધ્રુપદ-ધમારનું ગાણું ગાનાર ગાયક

**ધ્રુબાર** ન. [+ જુઓ 'બાર.[1]'] ઉત્તર દિશાનું બારણું. (૨) (લા.) ઉત્તર દિશા

**ધ્રુવ** વિ. [સં.] સ્થિર, અચળ, નિશ્ચળ. (૨) નિશ્ચિત, નક્કી. (૩) પું. ધ્રુવા, મોરો, ટેક. (સંગીત.) (૪) ખેડૂત પાસેથી રાજ્યનો કરભાગ વસૂલ કરનાર અધિકારી. (એ હોદ્દાને કારણે ગુજરાતી નાગર અને વાણિયા વગેરેમાં ઊતરી આવેલી અવટંક અને એનો ધારણ કરનાર પુરુષ.) (સંજ્ઞા.) (૫) પૃથ્વીની ઉત્તર અને દક્ષિણ દિશાનું તે તે અંતિમ બિંદુ. (૬) પૃથ્વીનાં તે તે ધ્રુવબિંદુ સામે આકાશમાંનો તે તે તારો. (ખગોળ.) (૭) પૌરાણિક માન્યતા પ્રમાણે સ્વાયંભુવ મનુના પુત્ર રાજા ઉત્તાનપાદનો મોટો કુમાર—એક પ્રખ્યાત વિષ્ણુ-ભક્ત. (સંજ્ઞા.)

**ધ્રુવકા** સ્ત્રી. [સં.] જુઓ 'ધ્રુવા.'

**ધ્રુવ-કાંટો** પું. [+ જુઓ 'કાંટો.'] હોકાયંત્ર

**ધ્રુવ-કોણ** પું. [સં.] ઉત્તર-દક્ષિણ દિશાની રેખા અને ચુંબકની સોયની રેખા વચ્ચે થતો ખૂણો, 'ઍંગલ ઑફ ડેક્લિનેશન.' (ખગોળ.)

**ધ્રુવ-તા** સ્ત્રી. [સં.] ધ્રુવપણું, સ્થિર-તા, નિશ્ચળ-તા. (૨) ઉત્તર ધ્રુવની સામે જ સદા રહેવાની સ્થિતિ, 'પોલેસિટી.' (ખગોળ.)

**ધ્રુવ-તારક** પું. [સં.], **ધ્રુવ-તારો** પું. [+ જુઓ 'તારો.'] જુઓ 'ધ્રુવ(૬).'

**ધ્રુવ-તાલ** પું. [સં.] એ નામનો એક તાલ. (સંગીત.)

**ધ્રુવ-દર્શક** વિ., પું. [સં.] હોકાયંત્ર

**ધ્રુવ-દર્શન** ન [સં.] હિંદુઓમાં લગ્ન વખતે વરકન્યાને ધ્રુવનાં દર્શન કરાવવાનો એક વિધિ

**ધ્રુવ-દિશા** સ્ત્રી. [સં.] ઉત્તર દિશા [(દ. બા.)

**ધ્રુવ-પક્ષ** પું. [સં.] સ્થિર વિચારનો જન-વિભાગ, 'નો-ચેઇન્જર'

**ધ્રુવ-પદ** ન. [સં. ध्रुवा-पद] જુઓ 'ધ્રુ-પદ', -'કોરસ.' (લ.મ.)

**ધ્રુવપદિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'ધ્રુપદિયો.'

**ધ્રુવ-પ્રદેશ** પું. [સં.] પૃથ્વીના ઉત્તર અને દક્ષિણના તે તે બિંદુ આસપાસનો ભૂમિ-ભાગ, ઉત્તર અને દક્ષિણ ધ્રુવના ૨૩॥ અંશ પર આવેલો તે તે પ્રદેશ

**ધ્રુવ-બિંદુ** (-બિન્દુ) ન. [સં., પું.] કેંદ્ર-બિંદુ. (૨) પૃથ્વીની ઉત્તર અને દક્ષિણ દિશાનું છેક છેડાનું તે તે બિંદુ, 'નોર્થ-પોલ'—'સાઉથ-પોલ'

**ધ્રુવ-મચ્છ** પું. [જુઓ 'મચ્છ.'], **ધ્રુવ-મત્સ્ય** પું. [સં.] ઉત્તર ધ્રુવનો તારો જેના સાતમા છેલ્લા તારા તરીકે છે તે નાના સપ્તર્ષિનું ઝૂમખું. (ખગોળ.)

**ધ્રુવ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] હોકા-યંત્ર [પ્રદેશ

**ધ્રુવ-વૃત્ત** ન. [સં.] તે તે ધ્રુવથી ૨૩॥ અંશ સુધીમાં આવેલો

**ધ્રુવસ્થાનાધિકરણિક** પું. [સં. ध्रुवस्थान + आधिकरणिक] મધ્યકાલમાં તામ્ર-દાનશાસનનો અમલ કરનારો રાજ્યનો એક અધિકારી

**ધ્રુવા** સ્ત્રી. [સં.] ભરતના 'નાટ્યશાસ્ત્ર'માં બતાવ્યા પ્રમાણે જાતિરાગો ગાવાને માટેની મોરાની કડીઓ માટેનો તે તે છંદ. (નાટ્ય.) [સ્થાનાધિકરણિક.'

**ધ્રુવાધિકરણિક** પું. [સં. ध्रुव + आधिकरणिक] જુઓ 'ધ્રુવ-

**ધ્રુવાભિમુખ** વિ. [સં. ध्रुव + अभि-मुख] બરોબર ધ્રુવતારાની સામે આવેલું કે રહેલું, ધ્રુવ તરફનું

**ધ્રુવાંતર** (ધ્રુવાન્તર) ન. [સં. ध्रुव + अन्तर] કોઈ પણ આકાશી બિંદુ અને આકાશી ધ્રુવ વચ્ચેનું છેટાપણું, 'પોલર-ડિસ્ટન્સ.' (ખગોળ.)

**ધ્રુવી-કરણ** ન. [સં.] ધ્રુવ ન હોય તેને ધ્રુવ કરવાની ક્રિયા

**ધ્રુવી-ભવન** ન. [સં.] ધ્રુવ ન હોય તેનું ધ્રુવ થઈ રહેવું એ. (૨) સામસામે બે ધ્રુવ કે છેડા તરફ ભિન્ન દિશામાં ભેદાવું કે વળવું યા ગતિ કરવી એ, 'પોલરિ-ઝેશન.' (ખગોળ.)

**ધ્રુસકાવવું** જુઓ 'ધ્રૂસકવું'માં.

**ધ્રુસાંગ** પું. [રવા.] બૂંગિયા ઢોલનો અવાજ, ધ્રિબાંગ

**ધ્રૂજ** (-જ્ય) સ્ત્રી. [જુઓ 'ધ્રૂજવું.'] કંપ, ધ્રુજારી, થરથરાટ

**ધ્રૂજવવું** જુઓ 'ધ્રૂજવું' માં.

**ધ્રૂજવું** અ.ક્રિ. [અનુ.] કંપવું, થરથરવું, ધ્રૂજવું. **ધ્રુજાવું** ભાવે., ક્રિ. **ધ્રૂજવવું, ધ્રુજાવવું** પ્રે., સ.ક્રિ.

**ધ્રૂબકી** સ્ત્રી. પ્રવાહી ખૂબ ઊનું થતાં અંદર પડતી કંડળી. (૨) ઘોડાને આગલે બેઉ પગે બાંધવાની દોરડી

**ધ્રૂબકો** જુઓ 'ધૂબકો.'

**ધ્રૂસકવું** અ. ક્રિ. [રવા.] (ઢોલ વગેરેનો) અવાજ થવો.

ધ્રૂસકાણું ભાવે., ક્રિ. ધ્રુસકાવવું પ્રે., સ.ક્રિ.
ધ્રૂસકું ન.,-કો પું. [રવા.] મરેલા પાછળ રોવા માટે મુકાતો ખૂખવો, ધ્રૂસકું, ધ્રૂસકો [ધ્રૂનો
ધ્રે પું. [સં. हृद > જૂ.ગુ. 'દ્રહ'] નદીમાંનો પાણીનો ધરો,
ધ્રો સ્ત્રી. [સં. दूर्वा દ્વારા] ધ્રોકડ, ધરો (એક પવિત્ર ઘાસ)
ધ્રો-આઠમ (-મ્ય) સ્ત્રી. [+ જુઓ 'આઠમ.'] જુઓ 'ધરો-આઠમ.'
ધ્રોઈ સ્ત્રી જુવાર વાઢી લીધા પછી ખીપાઓમાં થતી નવી ફૂટ
ધ્રોકી સ્ત્રી. ધાસ્તી, ભય, ડર, બીક
ધ્રોક(-ખ)ડ સ્ત્રી [જુઓ 'ધ્રો' + 'ખડ.'] જુઓ 'ધ્રો;'—એ નામનું ખડ, દૂર્વા
ધ્રોગું વિ. [રવા.] હુષ્ટ-પુષ્ટ, લઠ્ઠ, મજબૂત શરીરવાળું
ધ્રોડ[1] (ધ્રૉડ) પું. [જુઓ 'ધ્રોડવું.'] (લા.) મનમાંનો ઉત્સાહ, ઉમંગ
ધ્રોડ[2] (ધ્રૉડ્ય) સ્ત્રી. [જુઓ 'ધ્રોડવું.'] દોડ, દોટ, હડી
ધ્રોડવું (ધ્રૉડવું) અ. ક્રિ. દોડવું. ધ્રોડાવું (ધ્રૉડાવું) ભાવે., ક્રિ. ધ્રોડાવવું (ધ્રૉડાવવું) પ્રે., સ.ક્રિ.
ધ્રોડાવવું, ધ્રોડાવું (ધ્રૉડા-) જુઓ 'ધ્રોડવું'માં.
ધ્રોત (-ત્ય) સ્ત્રી. થાપણ. (૨) (લા.) લેણું, માગણું
ધ્રોપટ ક્રિ. વિ. સીધેસીધું, પાધરું, સોપટ
ધ્રોબો પું. એક પ્રકારનો ખીલો. (૨) (લા.) ઉપરી અધિકારી
ધ્રોલિયું ન. છાસ ભરવાનું મોટું માટલું
ધ્રૌવ્ય ન. [સં.] જુઓ 'ધ્રુવત્તા.' ['સ્ટૅન્ડર્ડ'
ધ્વજ પું [સં.] ધ્વજા, વાવટો, ઝંડો, પતાકા, નેજો, 'ફ્લૅગ.'
ધ્વજ-ચિહ્ન ન. [સં.] ધ્વજામાંનું રાજચિહ્ન, 'એમ્બ્લેમ'
ધ્વજ-દંડ (-દણ્ડ) પું. [સં.], ધ્વજાનો દાંડો, 'પોલ'
ધ્વજ-દિન પું. [સં.] ધ્વજ ચડાવવાનો દિવસ
ધ્વજ-ધર, ધ્વજ-ધારક પું. [સં.], ધ્વજ-ધારી વિ. [સં.,પું.] હાથમાં ધ્વજ રાખનારો (સૈનિક)
ધ્વજ-પટ પું. [સં] ધ્વજાનું કપડું [(કાવ્ય.)
ધ્વજ-બંધ (-બન્ધ) પું [સં.] ધ્વજાના આકારનું ચિત્ર-કાવ્ય.
ધ્વજ-ભંગ (-ભઙ્ગ) પું. [સં.] ધ્વજાને તોડી નાખવી એ. (૨) (લા.) માનસિક નપુંસકતાનો રોગ
ધ્વજ-યષ્ટિ સ્ત્રી. [સં.] જુઓ 'ધ્વજ-દંડ.'
ધ્વજ-રોપણ ન. [સં.] ધ્વજાના દંડ કે વાંસને ખાડો ખોદી એમાં ઊભો રાખવો એ
ધ્વજ-રોહણ ન. [સં] ધ્વજ-દંડ ઉપર ધ્વજા ચડાવવાની ક્રિયા
ધ્વજ-વંદન (-વન્દન) ન. [સં.] ધ્વજને નમન કરવાની ક્રિયા કે સમારંભ
ધ્વજ-વાહક પું [સં.], ધ્વજવાહી વિ., પું. [સં.,પું.] હાથમાં ધ્વજ રાખીને ચાલનાર સૈનિક. (૨) ન. એવું વાહન
ધ્વજ-સ્તંભ (સ્તમ્ભ) પું. [સં.] ધ્વજા ચડાવવાનો થાંભલો
ધ્વજા સ્ત્રી [સં. ध्वज પું.] જુઓ 'ધ્વજ.'
ધ્વજા-પતાકા સ્ત્રી., બ.વ. [સં. ध्वज-पताका] નાના મોટા વાવટા
ધ્વજા-રોપણ ન. [સં. ध्वज-रोपण] જુઓ 'ધ્વજ-રોપણ.'
ધ્વજા-રોહણ ન. [સં. ध्वज + रोहण] જુઓ 'ધ્વજ-રોહણ.'
ધ્વજિની સ્ત્રી. [સં] સેના, સૈન્ય, લશ્કર
ધ્વજી વિ., પું. [સં.,પું.] હાથમાં ધ્વજવાળો સૈનિક યા કોઈ પણ વ્યક્તિ
ધ્વનન ન. [સં] અસ્પષ્ટ અવાજ, ગણગણાટ. (૨) વ્યંજનાશક્તિ-રૂપ શબ્દનિષ્ઠ વ્યાપાર, વ્યંજના. (કાવ્ય.)
ધ્વનિ પું. [સં.] અવાજ, નાદ, 'સાઉન્ડ.' (૨) વર્ણ (સ્વર-વ્યંજન), 'ફોનીમ.' (૩) ગદ્યપદ્યાત્મક ઉક્તિનો ગર્ભિત અર્થ, ધ્વનન. (કાવ્ય.)
ધ્વનિ-આલેખક પું. [+ સં. आ-लेखक, સંધિ વિના] બોલપટમાંના ધ્વનિને ફ્યચકડામાં ઉતારનાર
ધ્વનિ-કર વિ., પું. [સં.] અવાજ કરનાર, શબ્દ બોલનાર. (૨) ઉત્તમ કાવ્ય રચનાર. (કાવ્ય.)
ધ્વનિ-કાવ્ય ન. [સં.] વ્યંજના-ગર્ભ કાવ્ય. (કાવ્ય.)
ધ્વનિ-ક્ષેપ પું. [સં.] અવાજને દૂર ફેંકવાની ક્રિયા, 'બ્રૉડ-કાસ્ટ,' (વિ.ક.), 'બ્રૉડકાસ્ટિંગ.' ['ફોનીમ.' (પ્ર.પં.)
ધ્વનિ-ઘટક પું. [સં.] ઉચ્ચારણનો તે તે વર્ણાત્મક એકમ,
ધ્વનિત વિ. [સં.] અવાજરૂપે ઊઠેલું. (૨) વ્યંજના ગુણવાળું (કાવ્ય). (૩) સ્વ. કવિ. અરદેશર ખબરદારે નવો પ્રયોજેલો એ નામનો એક છંદ. (પિં.)
ધ્વનિ-તરંગ (-તરઙ્ગ) પું. [સં.] અવાજનું મોજું
ધ્વનિતાર્થ પું [સં. ध्वनित + अर्थ] વ્યંજના-રૂપે રહેલો અર્થ, ગર્ભિતાર્થ ['સોનો-એબ્યુમીટર'
ધ્વનિ-પ્રકાશક વિ. [સં.] વર્ણના ઉચ્ચારને પ્રગટ કરનાર,
ધ્વનિપ્રતિબિંબક (-બિમ્બક) વિ. [સં.] ધ્વનિ કે રવને મૂર્ત કરી આપનાર, 'ઓનોમેટોપોએટિક' (બ.ક.ઠા.)
ધ્વનિ-પ્રધાન વિ. [સં.] જેમાં વ્યંજનાનું પ્રાધાન્ય છે તેવું, 'સજેશ્ટિવ' (વિ.ક.) (કાવ્ય.) [સ્પીકર'
ધ્વનિ-પ્રવર્તક વિ. [સં.] અવાજને ફેલાવનાર, 'લાઉડ-
ધ્વનિમય વિ. [સં.] અવાજથી ભરેલું
ધ્વનિ-માપક વિ, [સં.] અવાજનું માપ કરનાર, 'સોનો-મીટર', 'એરો-મીટર.' ['માઇક,' 'માઇક્રોફોન.'
ધ્વનિ-યંત્ર (-યન્ત્ર) ન. [સં.] સ્વરનું વહન કરનારું યન્ત્ર,
ધ્વનિ-યુક્ત વિ. [સં.] અવાજવાળું, 'સ્પાઇટટાઇઝ્ડ'
ધ્વનિ-લેખનયંત્ર (-યન્ત્ર) ન [સં.] અવાજ નોંધનારું યંત્ર, 'ગ્રામોફોન,' 'ટેઇપ-રેકૉર્ડર' ['મેગાફોન'
ધ્વનિવર્ધક વિ., ન. [સં.] અવાજને મોટો કરનાર યંત્ર,
ધ્વનિ-વાહક વિ. [સં.] અવાજને લઈ જનારું
ધ્વનિ-વિજ્ઞાન ન. [સં.] સ્વર-વ્યંજનોના ઉચ્ચારણને લગતી વિદ્યા-શાખા, 'ફોનોલૉજી,' 'ફોનેટિક્સ'
ધ્વનિ-વિદ્યા સ્ત્રી. [સં.] અવાજને લગતું શાસ્ત્ર, 'એકૉસ્ટિક્સ'
ધ્વનિ-વિષયક વિ. [સં.] ઉચ્ચરિત થવાને લગતું, 'ફોનેટિક.' (વ્યા.)
ધ્વનિ-વિસ્તરણ ન. [સં.] અવાજનું પથરાવાપણું
ધ્વનિ-વિસ્તારક વિ., પું. [સં.] અવાજને આકાશમાં પ્રસારનાર યંત્ર, 'રેડિયો'
ધ્વનિ-શાસ્ત્ર ન. [સં.] જુઓ 'ધ્વનિ-વિદ્યા,' 'એકાઉસ્ટિક્સ' (પો.ગો., ન. મૂ. શા.) (૨) જુઓ 'ધ્વનિ-વિજ્ઞાન.'
ધ્વનિ-શાસ્ત્રીય વિ. [સં.] ધ્વનિશાસ્ત્રને લગતું, 'ફોનેટિક' (રા. પ્રે. બ.) [ચિહ્ન, 'ધ્વનિ-સિમ્બૉલ'
ધ્વનિ-સંકેત (-સઙ્કેત) પું. [સં.] વર્ણધ્વનિ બતાવનારું

**ધ્વન્યાત્મક** વિ. [સં. ध्वनि + आत्मन् + क] અવાજ-રૂપે રહેલું. (૨) જેમાં વ્યંજના છે તેવું. (કાવ્ય.)
**ધ્વન્યાલોક** પું. [સં. ध्वनि+आ-लोक] વ્યંજના વિશેનો પ્રકાશ. (૨) સંસ્કૃત કાવ્યશાસ્ત્રી આનંદવર્ધનનો એ નામનો એક ગ્રંથ. (સંજ્ઞા.)
**ધ્વસ્ત** વિ. [સં.] નાશ પામેલું, ફના-ફાતિયા થઈ ગયેલું
**ધ્વસ** (ધ્વંસ) પું. [સં.] સર્વનાશ, સમૂળગો નાશ, વિનાશ
**ધ્વંસક** (ધ્વંસક) વિ. [સં.] ધ્વંસ કરનાર., નાશકારક
**ધ્વંસાવશિષ્ટ** (ધ્વંસાવ-) વિ. [+ સં. अव-शिष्ट] નાશ પામતાં બચી ગયેલું, ભંગારના રૂપનું, ખંડિયેરના રૂપનું
**ધ્વંસાવશેષ** (ધ્વંસાવ-) પું. [+ સં. अव-शेष] નાશ પામતું બચી ગયેલું, સર્વ કાંઈ નષ્ટ થતાં સલામત રહેલું તે તે, ભંગાર. (૨) ખંડિયેર
**ધ્વાન** પું. [સં.] ધ્વનિ, અવાજ, નાદ, શબ્દ
**ધ્વાંત** (ધ્વાન્ત) પું. [સં.] અંધકાર, અંધારું


બ્રાહ્મી નાગરી ગુજરાતી

**ન**[1] પું. [સં.] ભારત-આર્ય વર્ણમાળાનો દંત્ય ઘોષ અલ્પપ્રાણ અનુનાસિક વ્યંજન. કંઠ્ય તાલવ્ય અને મૂર્ધન્ય અનુનાસિક વ્યંજનો 'ઙ' 'ઞ' 'ણ' શબ્દારંભે આવતા નથી ત્યારે 'ન' સંસ્કૃત-પાલિ અને અર્વાચીન ભારત-આર્ય જ નહિ, યુરોપીય ભાષાઓ તેમજ અન્ય કુળોની ભાષાઓના શબ્દોના આરંભમાં પણ આવે છે. એ અનુનાસિક હોઈ શબ્દની આંતરિક સ્થિતિમાં એની પૂર્વનો સ્વર નાસિક્ય ઉચ્ચરિત થાય છે; જેમકે 'કાંન' 'ગાંન' 'માંન' 'મોંન' 'મંન' વગેરે. એ શબ્દારંભે હોય ત્યારે એ અનુનાસિક રહેતો નથી. વાક્યમાં વચ્ચે એવા શબ્દ હોય તોય પૂર્વના શબ્દનો અંત્ય સ્વર નાસિક્ય થતો નથી: 'મારો નગીન નદીએ નાહવા નથી ગયો'–'મારો નગીંન નદિયે ના:વા નથિ ગયો'
**ન**[2] ક્રિ. વિ. અવ્યય [સં.] ના, નહિ. પણ બધે સ્થળે આ પર્યાયો સમાનતાથી વપરાતા નથી; જેમકે 'ન આવું' અને 'નહિ આવું' બેઉનો અર્થ સરખો નથી. પહેલામાં સંશયાર્થ છે, બીજામાં નિશ્ચયાર્થ છે, વળી 'આવું નહિ' એ 'ન આવું'-નો અર્થ આપે છે, પણ પ્રયોગમાં 'આવું ન' કહી શકાતું નથી. 'ન'ને સ્થળે 'ના' તળ-ગુજરાતમાં મર્યાદિત છે કે જેવો 'નો' પૂર્વ સૌરાષ્ટ્રમાં. 'ન' 'ના' 'નો' ક્રિયાપદની પછી નથી આવતા, 'નહિ' આવી શકે છે. વર્તમાનકાળ અને ભવિષ્યકાળમાં નિશ્ચયાર્થે પ્રયોગે 'ન' કે 'ના' પ્રયોજાતા નથી; હકીકતે વિધ્યર્થ આજ્ઞાર્થ અને ક્રિયાતિપત્ત્યર્થમાં જ પ્રયોજાય છે. (૨) સમાસના આરંભમાં નકારાર્થે: 'ન-ગણ્ય' 'ન-ધણિયાતું' 'ન-મૂછિયું' વગેરે. (૩) હકારાર્થે ક્વચિત્: 'ન-ઠારડો'
**નઈડું** (નૈ:ડું) ન. [જુઓ 'નયું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] ફૂલ પછીનું વિકસતું તદ્દન કાચું ફળ, નયું
**નઈડે** (નૈડે) ક્રિ. વિ. [સં. निकट- > પ્રા. नियड + ગુ. 'એ' સા. વિ., પ્ર.] નિકટમાં, નજીક, પાસે. (પદ્યમાં મુખ્યત્વે.)
**નઈડિયો** (નૈડિયો) પું. ગળાનો હૈડિયો [(સંજ્ઞા.)
**નઈડો** (નૈડો) પું. ભીલોની એક જાત અને એનો પુરુષ.
**નઈયું** (નૈયું) ન. [જુઓ 'નયું.'] નખ આગળની ચામડીનો ભાગ, નૈયું
**નઈ** (નૈ:) સ્ત્રી. દૂધી (શાકની). (૨) (લા.) ઓરણીની નળી
**નક(-ગ)ટાઈ** સ્ત્રી. [જુઓ 'નક(-ગ)ટું' + ગુ. 'આઈ' ત.પ્ર.] નકટાપણું, નફટાઈ [બંધ કરવાનો ઉલાળિયો
**નક(-ગ)ડી**[1] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ. (૨) બારણું
**નક(-ગ)ટી**[2] વિ., સ્ત્રી. [જુઓ 'નક(-ગ)ટું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'નકટું'–એવી સ્ત્રી. (૨) (લા.) મોટી ઉધરસ
**નક(-ગ)ટું**[1] વિ. [જુઓ 'નાક-કટું,'–આ ટૂંકું રૂપ વિકસ્યું છે.] જેનું નાક કપાયેલું છે તેવું. (૨) (લા.) નિર્લજ્જ, બેશરમ. [–ટા નાકે દિવાળી (રૂ.પ્ર.) બેશરમ થઈ કરેલો ખર્ચ. -ટાની જમાત, -ટાની નાત (-નાત્ય) (રૂ. પ્ર.) એકસરખો હલકી કોટિનો સમૂહ, નિર્લજ્જ લોકોનો સમૂહ. -ટીનું નાકે કાપે નહિ લેવું (રૂ. પ્ર.) તદ્દન ધાર વગરનું, બુઠ્ઠું]
**નક(-ગ)ટું**[2] ન. જૂના પ્રકારની સાળમાં તાર મૂકવા ગોળ ખાંચો પાડેલો થાંભલો (વણનારના ડાબા હાથ તરફ રહેતો)
**નક(-ગ)ટેસર** પું. એક ફૂલ-છોડ
**નક(-ગ)ટો**[1] વિ., પું. [જુઓ 'નક(-ગ)ટું.'] (લા.) લગ્ન-પ્રસંગે ગવાતું એક પ્રકારનું ગીત, ફટાણું
**નક(-ગ)ટો**[2] પું. આઠ માત્રાનો એક તાલ. (સંગીત.)
**નક(-ગ)ટો**[3] પું. બતકની એક જાત. (૨) એક પ્રકારનું પક્ષી
**નક(-ગ)ટોડા** પું., બ.વ. [જુઓ 'નક(-ગ)ટું' દ્વારા.] (લા.) તિરસ્કાર, ધિક્કાર
**નકટ-કાટ** વિ. [જુઓ 'નકટું.'] (લા.) બેશરમ, નિર્લજ્જ. (૨) નગ્ન, નાગું. (૩) સાવ ભૂખ્યું. (૪) સાધન વિનાનું. (૫) લુચ્ચું
**નકતી** સ્ત્રી. એ નામનું એક પક્ષી
**નકતો**[1] પું. એ નામનું એક પક્ષી, 'કોમ્બડક'
**નકતો**[2] પું. [અર. નુક્તહ્] જુઓ 'નુકતો.'
**નક-તોડા** પું., બ.વ. [જુઓ 'નાક[2]' + તોડવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] (લા.) અભિમાન સાથે નાક મોં ચડાવી નખરાં કરવાં કે વાત કરવી એ

**ન(-ની)કર** ઉભ. [જુઓ સં. न + કર-કરે-કરો તો'નું લાઘવ.] નહિતર, નહિતો

**નકર-કાટ** વિ. [જુઓ 'ન કરે કાટે (-કાપે)'નું ટૂંકું રૂપ.] (લા.) કશું ખાવામાં ન આવે તેવું, ન-કોરડું

**નકરાઈ** સ્ત્રી., **-મણ** ન. [જુઓ 'ન-કરાવું' + ગુ. 'આઈ'-'આમણ' કૃ.પ્ર.] (લા.) હુંડી ન સ્વીકારવા બદલ અપાતી નુકસાની. [-મણ-શિકરામણ (રૂ.પ્ર.) હુંડી ન સ્વીકારવા બદલ અપાતી વ્યાજની રકમ અને નુકસાની]

**નકરાવવું, નકરાવાવું** જુઓ 'ન-કરાવું'માં.

**ન-કરાવું** અ.ક્રિ. [સં. न-कार,-ના.ધા.] નકાર કરવો, ન સ્વીકારવું. (૨) (લા.) નાલાયક ઠરવું. **નકરાવાવું** ભાવે., ક્રિ. **નકરાવવું** પ્રે., સ.ક્રિ.

**નકરી[૧]** સ્ત્રી. એ નામનું એક પક્ષી

**નકરી[૨]** વિ., સ્ત્રી. [જુઓ 'ન-કરું[૧]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જેના ઉપર કર નથી લેવાતો તેવી કર-મુક્ત ઈનામી જમીન

**ન-કરું[૧]** વિ. [સં. न-कर + ગુ. 'ઉં' ત.પ્ર. અર. 'નકિરહ્-આમ, સામાન્ય સાથે સરખાવો.] જેનો કર લેવાતો ન હોય તેવું, કર-મુક્ત

**નકરું,[૨] -રું** વિ. [જુઓ 'ન' + 'કરવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] (લા.) તદ્દન, સાવ. (૨) ખાલી. (૩) અલગ, જુદું. (૪) ચોખ્ખું, સ્વતંત્ર. (૫) જંજાળ વિનાનું. [-રો ને બકરો (રૂ.પ્ર.) સરસંબંધ વિનાનો માણસ]

**નકલ[૧]** સ્ત્રી. [અર. નકલ્] કોઈ પણ ક્રિયાનું અનુકરણ, 'ઇમિટેશન.' (૨) મૂળ ઉપરથી ઉતારેલું બીજું લખાણ, પ્રત, 'કૉપી.' (૩) (લા.) મશ્કરી, ઠેકડી, મઝાક. (૪) ચાળા, ચેષ્ટા. [૦ ઉતારવી (રૂ.પ્ર.) પ્રતિકૃતિ કરવી. ૦ કરવી (રૂ.પ્ર.) પ્રતિકૃતિ કરવી. (૨) મશ્કરી કરવી]

**નકલ[૨]** (-લ્ય) સ્ત્રી. ઊંટની નાથ

**નકલ-કાર** વિ. [જુઓ 'નકલ[૧]' + સં. °कार], **-રી** વિ. [+ સં., પું.] નકલ કરનાર, પ્રતિકૃતિ કરનાર

**નકલ-ખોર** વિ. [જુઓ 'નકલ[૧]' + ફા. પ્રત્યય] (લા.) નકલ કરનાર, મશ્કરું. (૨) ચાળા-ચેષ્ટા કરનાર. (૩) વેશધારી

**નકલખોરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નકલખોર-પણું

**નકલનોર** ન. એક જાતનું પક્ષી, મુનિયા, નકલોલ

**નકલ-બાજ** વિ. [જુઓ 'નકલ[૧]' + ફા. પ્રત્યય] જુઓ 'નકલ-ખોર.'

**નકલબાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'નકલખોરી.'

**નકલબેર** (-રય) સ્ત્રી. એ નામનો એક ફૂલ-છોડ

**નકલ-હક(-ક્ક)** પું. [જુઓ 'નકલ[૧]' + 'હક-(-ક્ક).'] છાપવા-છપાવવાનો અધિકાર, 'કૉપી-રાઇટ' (વ્યા.જ.)

**ન-કલંક[૧](-કું)** (નકલઙ્ક,-ઙ્કું) વિ. [સં. नकलङ्क + ગુ. 'ઉ' ત.પ્ર.] કલંક વિનાનું

**નકલં(-ળં)ક[૨]** (નકલ(-ળ)ઙ્ક) પું. [સં. कल्किનો વિકાર] પૌરાણિક માન્યતા પ્રમાણે વિષ્ણુનો કળિયુગના અંત-ભાગમાં થનારો અવતાર, કલ્કિ અવતાર. (૨) મુસ્લિમ પિરાણા-પંથનો ઉપાસ્ય દેવ

**નકલં(-ળં)કી[૧]** (નકલ(-ળ)ઙ્કી) પું. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] હકીકતે 'काल्कि'ના અંત્ય इकारને સાદૃશ્યે] જુઓ 'નકલં(-ળં)-ક.[૨]'

**નકલં(-ળં)કી[૨]** (નકલ(-ળ)ઙ્કી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નકળંકને માનનારું, નકળંકના નામથી ચાલતા સંપ્રદાયનું

**નકલંકું** (નકલઙ્કું) જુઓ 'ન-કલંક.[૧]' [રૂપ, નકલી

**નકલિયું** વિ. [જુઓ 'નકલ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] નકલ-

**નકલી** વિ. [જુઓ 'નકલ[૧]' + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'નકલિયું.' (૨) (લા.) બનાવટી, કૃત્રિમ. (૩) નકલ કરનાર, નકલખોર. (૪) વેશધારી. (૫) પું. ઠાગલો. (૬) ન. પોપટની જેમ નકલ કરનારું એક અમેરિકન પક્ષી

**નક-વાસો** પું. [જુઓ 'નાક[૨]' દ્વારા.] નાકનું એક દરદ

**નકલેશ** ન. [જુઓ 'નાક[૨]' દ્વારા.] નાકમાં પહેરવાનું સ્ત્રીનું એક ઘરેણું

**નકલોલ** ન. જુઓ 'નકલનોર.'

**નકવાવવું, નકવાવાવું** જુઓ 'નકવાવું'માં.

**નકવાવું** અ. ક્રિ. [રવા.] નંદવાવું, તૂટવું (બંગડી ચૂડી વગેરેનું). **નકવાવાવું** ભાવે., ક્રિ. **નકવાવવું** પ્રે., સ. ક્રિ.

**નકવી** વિ. ભાંગ્યા વગરનું, અખંડ

**નક-વેસર** ન. [જુઓ 'નાક' + 'વેસર.'] સ્ત્રીઓના નાકનું નથ જેવું એક ઘરેણું [નકશાને લગતું

**નકશાઈ** સ્ત્રી. [જુઓ 'નકશો' + ગુ. 'આઈ' ત. પ્ર.]

**નકશા-ગર** વિ. [+ ફા. પ્રત્યય] નકશો તૈયાર કરનાર, 'ડ્રાફ્ટ્સ-મૅન' [મૅન-શિપ'

**નકશાગરી** સ્ત્રી. [ફા.] નકશો તૈયાર કરવાની કલા, 'ડ્રાફ્ટ-

**નકશા(-શી)નવીસ** વિ. [જુઓ 'નકશો' + ફા. 'નવીસ' પ્ર.] નકશા દોરવાના કામમાં નિષ્ણાત [ચોપડી, 'ઍટલાસ'

**નકશા-પોથી** સ્ત્રી. [જુઓ 'નકશો' + 'પોથી.'] નકશાઓની

**નકશી** સ્ત્રી. [અર.] ઝીણી કોતરણી (ધાતુ લાકડા વગેરે ઉપરની)

**નકશી-કામ** ન. [+ જુઓ 'કામ.[૨]'] બારીક કોતર-કામ, બારીક કોતરણી, 'ફૅન્સી વર્ક'

**નકશી-ગર** વિ. [+ ફા. પ્રત્યય] નકશી કરનાર કારીગર

**નકશી-ગીરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર., પણ અહીં 'ગીરી' થાય છે.] નકશી કરવાની કળા

**નકશી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] બારીક કોતરકામવાળું, બારીક રીતે કોતરેલું, નકશીવાળું

**નકશી-નવીસ** જુઓ 'નકશા-નવીસ.'

**નકશો** પું. [અર. નકશહ્] (ચીતરેલો દેખાવ) રેખાંકન, 'પ્લૅન,' 'બ્લ્યૂ-પ્રિન્ટ.' (૨) જમીનનો ભૂગોળની દૃષ્ટિએ ખ્યાલ આપતું આલેખન, આલેખ, 'મૅપ,' 'ચાર્ટ.' (૩) આકૃતિ, 'ડિઝાઇન'

**નકસ** (-સ્ય) સ્ત્રી. સાખ, આબરૂ, પ્રતિષ્ઠા, નોખ. (૨) પાણી, જોર, શક્તિ, બળ. (૩) ખોટ, તોટો. [૦ કાપવી, ૦ કાપી ના(-નાં)ખવી (રૂ. પ્ર.) પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવી. ૦ લેવી (રૂ. પ્ર.) આબરૂ જમાવવી]

**નક-સીર** (-રય) સ્ત્રી., **નક-સૂર** ન. [જુઓ 'નાક[૨]' દ્વારા.] નાકમાંથી લોહી નીકળવું એ, નસકોરી, નાખોડી

**નક-સોલ** વિ. ચોખ્ખું. (૨) કારીગરીવાળું

**નકળંક** (નકળઙ્ક) જુઓ 'નકલંક.[૨]'

**નકળંકી[૧-૨]** (નકળઙ્કી) જુઓ 'નકળંકી.[૧-૨]'

**નકાચિત** વિ. વિ. મજબૂત બાંધાવાળું. (જૈન.)
**નકાની** સ્ત્રી. મધમાખીની એક જાત
**ન-કાનું** વિ. [સં. न + જુઓ 'કાન' + ગુ. 'ઉં' ત. પ્ર.] કાન વિનાનું. (૨) (લા.) એક પક્ષને જ સાંભળનારું
**નકાબ** પું. [અર.] બુરખો
**નકાબ-પોશ** પું. [ + ફા. પ્રત્યય] બુરખો. (૨) (લા.) ગુપ્ત વેશ, છૂપો વેશ. (૨) વિ. બહુરૂપી
**ન-કામું** વિ. [સં. न + જુઓ 'કામ[૨]' + ગુ. 'ઉં' ત. પ્ર.] કામ વિનાનું, નિરર્થક. (૨) ઉપયોગ વિનાનું, ખપમાં ન આવે તેવું. (૩) ક્રિ. વિ. એળે, વ્યર્થ, ફોગટ
**ન-કાર** પું. [સં.] 'ન' વ્યંજન. (૨) 'ન' ઉચ્ચારણ. (૩) 'ન' કે 'નહિ' યા 'મા'નો બોધક શબ્દ, ન-નો. (૪) (લા.) અ-સ્વીકાર. (૫) મનાઈ
**નકાર-યુક્ત** વિ. [સં.] નકારવાળું, 'નેગેટિવ' ('પ્રેમભક્તિ.')
**નકારવ** પું. [સં. नकार + ગુ. 'વ' સ્વાર્થે ત. પ્ર.] ના કહેવી એ, ન-નો
**નકાર-વાચક** વિ. [સં.], **નકારવાચી** વિ. [સં., પું.] ન-નો [બતાવનારું, નિષેધ બતાવનારું
**નકારવું** સ. ક્રિ. [સં, नकार, —ના. ધા. તત્સમ] ના પાડવી, ના કહેવી. (૨) નાકબૂલ થવું, નામુકર જવું. (૩) સ્વીકાર ન કરવો, પાછું ઠેલવું. **નકારાવું** કર્મણિ., ક્રિ. **નકારાવવું** પ્રે., સ. ક્રિ.
**નકાર-સૂચક** વિ. [સં.] ન-નો બતાવનારું, નિષેધ બતાવનારું
**નકારાવવું, નકારાવું** જુઓ 'નકારવું'માં.
**નકારાંત** (નકારા-ન્ત) વિ. [સં. नकार + अन्त] જેને છેડે 'ન' વર્ણ છે તેવું (શબ્દ, પદ)
**નકારી** સ્ત્રી. [સં. नकार + ગુ. + ગુ. 'ઈ' ત. પ્ર.] ન-નો, ના કહેવું એ, નિષેધ
**નકા(-ક્કા)રું** વિ. [સં. नकार + ગુ. 'ઉં' ત. પ્ર.] ન-નો કહેનારું. (૨) (લા.) મમતી, જિદ્દી. (૩) ઉછાંછળું. (૪) ભૂંડું, અશ્લીલ
**નકારો** પું. [સં. नकार + ગુ. 'ઓ' ત. પ્ર.] નાકારો, ન-નો
**નકાલિયું** વિ. તાકાત વિનાનું, માલ વિનાનું
**નકાસ** પું., ન. [અર. નખ્ખાસ્] ગુલામ અને ઢોર વેચવાનું બજાર. (૨) કાપેલા ઢોરનું માંસ વેચવાનું બજાર. (૩) ફાંસી દેવાની જગ્યા
**ન-કાળજું** વિ. [જુઓ 'ન' + 'કાળજું.'] (લા.) લાગણી વિનાનું. (૨) બેફિકરું. (૩) સાહસિક [(ઉ. ગો.)
**ન-કિંચિત્** (-કિઞ્-ચિત્) વિ. [સં.] કશું જ નહિ, 'નથિંગ'
**નકી** સ્ત્રી. [અર. 'નકીબ્' દ્વારા] રાજા આચાર્ય અમલદાર વગેરેની પ્રશસ્તિનો પોકારવામાં આવતો પાઠ, નેકી
**નકીસર** પું. કુસ્તીનો એક દાવ. (વ્યાયામ.) [સ્ત્રી. નકી
**નકીબ** પું. [અર.] નકી પોકારનાર ચોબદાર, છડીદાર. (૩)
**નકીબ-દાર** વિ., પું. [ + ફા. પ્રત્યય] જુઓ 'નકીબ(૧).'
**નકીર** વિ. [અર.] ઘણું નાનું, તુચ્છ. (૨) ગરીબ. (૩) પું. તાડના થડમાંથી કરેલું પોલું વાસણ
**નકી(-કે)લ** ન. ઊંટના નાકમાં બેસાડેલી લાકડાની કે લોખંડની ખીલી
**નકુર** પું. એક જાતનો ખાદ્ય પદાર્થ
**નકુલ(-ળ)** પું. [સં.] નોળિયો. (૨) પાંચ પાંડવોમાંનો ચોથો માદ્રી રાણીનો જોડિયા પુત્રોમાંનો પહેલો પુત્ર. (સંજ્ઞા.)
**નકુલણી** સ્ત્રી. [સં. + ગુ. 'અણી' સ્ત્રીપ્રત્યય] નોળિયાની માદા
**નકુલ-નવમી** સ્ત્રી. [સં.] નોળી નોમ, શ્રાવણ સુદિ નોમ. (સંજ્ઞા.)
**નકુલીશ** જુઓ 'લકુલીશ.'
**નકુલીશ-પંથ** (-પન્થ) જુઓ 'લકુલીશ-પંથ.'
**નકુળ** જુઓ 'નકુલ.'
**નકૂચી** સ્ત્રી. [જુઓ 'નકૂચો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો નકૂચો, સાંકળ ભરાવવાની નાની કડી
**નકૂચો** પું. જેમાં સાંકળ કે ગરાજ ભરાવવામાં આવે તે નાકાવાળો ધાતુનો ખૂંટો
**નકેલ** જુઓ 'નકીલ.'
**નકો** પું. [સં. नक्कक- > પ્રા. नक्कअ-]. નાક. [૦ દામવો (રૂ.પ્ર.) ઢોરને મોઢે મોરી બાંધી એના દોરડાનો એક છેડો આગલા એક પગમાં બાંધવો કે જેથી દોડી નાસી ન જઈ શકે)
**ન-કો(-ક્કો)** (૦ય,૦ર)**ડું** જુઓ 'નકોરડું.'
**ન-કો(-ક્કો)**(૦ય,૦ર)**ડો** જુઓ 'ન-કોરડો.'
**નકો(-ક્કો)ર** વિ. [રવા.] તદ્દન કોરું, 'નવું નકો(-ક્કો)ર' એવો રૂઢ પ્રયોગ. આ શબ્દ એકલો નથી પ્રયોજાતો.)
**નકો(-ક્કો)યડું** વિ. [જુઓ 'ન-કોરડું,' —પ્રવાહી ઉચ્ચારણ] જુઓ 'ન-કોરડું.'
**ન-કો(-ક્કો)યડો** વિ., પું. [જુઓ 'ન-કોયડું.'] જુઓ 'ન-કોરડો.'
**ન-કો(-ક્કો)રડું** વિ. [જુઓ 'ન' + 'કોરું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] કાંઈ પણ ખાધા-પીધા વિનાનું (વ્રત), નકોડું, નકોયડું
**ન-કો(-ક્કો)રડો** વિ., પું. [જુઓ 'ન-કોરડું.'] કાંઈ પણ ખાધાપીધા વિનાનો ઉપવાસ. [૦ ખેંચવો (-ખેંચવો) (રૂ. પ્ર.) ફરાળ પણ કર્યા વિના ઉપવાસ કરવો]
**નક(-ક્કૂ)ર** વિ. [રવા.] પોલું નહિ તેવું ઘન, ઘટ્ટ. (૨) (લા.) સંગીન, મજબૂત, ધરખમ. (બેઉ માટે 'સૉલિડ'). [૦ કાટ (રૂ. પ્ર.) તદ્દન ભૂખ્યું]
**નક્ક(-ક્કૂ)ર-તા** સ્ત્રી. [ + સં. ता ત. પ્ર.] નક્કરપણું
**નક્કસ** સ્ત્રી. બાળકોની એક રમત
**નક્કારું** જુઓ 'નકારું.'
**નક્કી** વિ., ક્રિ. વિ. [અર.] ખાતરી કરેલું, નિશ્ચિત, (૨) ચોક્કસ, જરૂર, અવશ્ય. [૦ કરવું, ૦ ઠરાવવું (રૂ. પ્ર.) ફરે નહિ એમ સિદ્ધ કરવું. ૦ થઈ જવું (રૂ. પ્ર.) ગોઠવાઈ જવું. (૨) મરણ પામવું]
**નક્કું** વિ. [જુઓ 'નક્કી' + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'નક્કી.'
**નક્કૂર** જુઓ 'નક્કર.'
**નક્કૂર-તા** જુઓ 'નક્કર-તા.'
**નક્કોર** જુઓ 'નકોર.'
**નક્કોરડું** જુઓ 'ન-કોરડું.'
**નક્કોરડો** જુઓ 'ન-કોરડો.'
**નક્ખો(-ખ્ખો)દ** જુઓ 'નખોદ.'
**નક્ખોદણ** (શ્ય) જુઓ 'નખોદણ.'
**નક્ખોદણી** જુઓ 'નખોદણી.'
**નક્ખોદવું** જુઓ 'નખોદવું.'
**નક્ખોદ-પાટી** જુઓ 'નખોદ-પાટી.

**નકૂખોદિય(-યે)ણ** (-ય્ય) જુઓ 'નખોદિયણ.'
**નકખોદિયું** જુઓ 'નખોદિયું.'
**નકૂખોદિયેણ** (-ય્ય) જુઓ 'નખોદિયણ' – 'નખોદણ.'
**નકૂખોદેણ** (ય્ય) જુઓ 'નખોદણ.'
**નક્ર** પું. [સં.] પાણીમાં રહેનારું એક પ્રાણી, ઝૂડ, મગર
**નક્ષત્ર** ન. [સં.] આકાશમાં દેખાતો ૨૭ કે ૨૮ ઝૂમખાંમાં નક્કી કરેલા તારાઓનો તે તે સ્થિર સમૂહ (અશ્વિની ભરણી વગેરેનો). (ખગોળ.)
**નક્ષત્ર-ગણ** પું. [સં.] નક્ષત્રોનો સમૂહ. (ખગોળ.)
**નક્ષત્ર-ગૃહ** ન. [સં., પું., ન.] જેમાં નક્ષત્રોના સ્થાન પ્રમાણે આકૃતિઓ ચીતરી પૃથ્વીના પરિભ્રમણને હિસાબે નક્ષત્રો ફરતાં દેખાડવાની રચના કરી હોય તેવું પ્રદર્શનીનું મકાન
**નક્ષત્ર-ચક્ર** ન. [સં.] નક્ષત્રોનું દેખાતું વર્તુળ
**નક્ષત્ર-દાન** ન. [સં.] જુદાં જુદાં નક્ષત્રોને ઉદ્દેશી તે તે સૂર્ય કે ચંદ્રના નક્ષત્રના સમયે દેવાતું દાન
**નક્ષત્ર-નાથ** પું. [સં.] ચંદ્રમા
**નક્ષત્ર-પટ** પું [સં.] નક્ષત્રોને ચીતરીને બનાવેલો નકશો
**નક્ષત્ર-પતિ** પું. [સં.] જુઓ 'નક્ષત્ર-નાથ.'
**નક્ષત્ર-પથ** પું. [સં.] આકાશમાંનો દેખાતો નક્ષત્રોનો પશ્ચિમ તરફ ગતિ લાગતી હોય છે તે માર્ગ
**નક્ષત્ર-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] જુઓ 'નક્ષત્ર-ગણ.'
**નક્ષત્ર-બિંદુ** (-બિન્દુ) ન. [સં., પું.] આકાશમાંના તે તે નક્ષત્રનું કેંદ્ર-સ્થાન. (ખગોળ.)
**નક્ષત્ર-મંડલ(-ળ)** (-મણ્ડલ, -ળ) ન. [સં.] જુઓ 'નક્ષત્ર-ચક્ર.'
**નક્ષત્ર-માર્ગ** પું. [સં.] જુઓ 'નક્ષત્ર-પથ.'
**નક્ષત્ર-માલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'નક્ષત્ર-ચક્ર.'
**નક્ષત્ર-યોગ** પું. [સં.] ચંદ્રની અને સૂર્યની કક્ષામાં તે તે નક્ષત્ર આવતાં થતો સંબંધ
**નક્ષત્ર-રાજ** પું. [સં.] જુઓ 'નક્ષત્ર-નાથ.'
**નક્ષત્ર-વર્ષ** ન. [સં.] સૂર્ય એક નક્ષત્રમાં હોય ત્યાંથી લગભગ ૩૬૫ દિવસે તેના તે નક્ષત્રમાં આવી રહે એ સમયનો ગાળો, નાક્ષત્ર વર્ષ, નિરયન વર્ષ
**નક્ષત્ર-વિદ્યા** સ્ત્રી. [સં.] પૃથ્વીના ભ્રમણને કારણે નક્ષત્રો ફરતાં લાગે છે એની નિયમિતતાનું ગણિત આપતી વિદ્યા. (જ્યો.)
**નક્ષત્ર-વિષયક** વિ. [સં.] નક્ષત્રોને લગતું
**નક્ષત્ર-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'નક્ષત્ર-વિદ્યા.'
**નક્ષત્ર-સમૂહ** પું. [સં.] જુઓ 'નક્ષત્ર-ગણ.'
**નક્ષત્ર-સારણી** સ્ત્રી. [સં.] નક્ષત્રોની પૃથ્વીના ભ્રમણને કારણે લાગતી ગતિના ગણિતનો કોઠો. (જ્યો.)
**નક્ષત્રાંતર** (નક્ષત્રાન્તર) ન. [સં. नक्षत्र + अन्तर] એક નક્ષત્રથી બીજા નક્ષત્ર સુધીનું છેટાપણું કે ગાળો. (૨) બીજું નક્ષત્ર
**ન-ક્ષત્રી** વિ. [સં. न-क्षत्र + ગુ. 'ઈ' ત.પ્ર.], **-ત્રું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] ક્ષત્રિય વિનાનું
**નક્ષત્રેશ,-શ્વર** પું. [સં. नक्षत्र + ईश,-श्वर] જુઓ 'નક્ષત્ર-નાથ.'
**નખ** પું. [સં.] માનવ પશુ પંખી વગેરેના હાથ-પગના પંજામાંનાં આંગળાંઓમાં નીકળતી પાતળી કોમળ જેવી હાડકાની પટ્ટી. (પશુ-પંખીઓના એ 'નહોર' પણ કહેવાય છે.) [**૦ ઉપર ચાલવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) ચૂપકીદીથી ચાલવું. (૨) ચપળતાથી ચાલવું. **૦ ઉપર દહાડા ગણવા** (-ઉપરથ દા:ડા-) (રૂ.પ્ર.) આતુરતાપૂર્વક રાહ જોવી. **૦ ખૂંચવો, ૦ ખૂંપવો** (રૂ.પ્ર.) લાગ ફાવવો, કારી ફાવવી. **૦ જેટલું** (રૂ.પ્ર.) ઘણું થોડું. **૦ જેવડું** (રૂ.પ્ર.) ઉંમરે ઘણું નાનું. **૦થી તે શિખા સુધી, ૦ શિખ** (રૂ.પ્ર.) પગથી માથા સુધી સર્વાંગે. **૦માંયે રોગ ન હોવો** (રૂ.પ્ર.) તદ્દન તંદુરસ્ત હોવું. **૦માં રમી રહેવું** (-રૅ:વું) (રૂ.પ્ર.) બરાબર માહિતગારી હોવી]
**નખ-ક્ષત** ન., **નખ-ઘાત** પું. [સં.] નખ વાગવાથી થયેલ વ્રણ
**નખ-ચિત્ર** ન. [સં.] અંગૂઠા અને આંગળીઓના નખથી કાગળમાં ઉપસાવેલી આકૃતિ
**નખ-છર** પું. [જુઓ 'છર'–છરકો, ગ્રા.] નખ અને આંગળા વચ્ચે પાક થવો એ, નખોરિયો
**નખ-જમાણું** વિ. [સં. नख + જુઓ 'જમવું + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] નખ જેટલું તદ્દન થોડું ખાનારું
**ન-ખણુસું** વિ. [સં. न + જુઓ 'ખણુસ' + ગુ. 'ઉં' ત.પ્ર.] ખણુસ વિનાનું. (૨) (લા.) કારણ વિનાનું
**નખ-તેલ** જુઓ 'નકથેલ.'
**નખ-પંક્તિ** (-પઙ્ક્તિ) સ્ત્રી. [સં.] નખોની પંક્તિ, નખાવલિ
**ન-ખબરું** વિ. [સં. न + જુઓ 'ખબર' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) ભાન વિનાનું
**નખ-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] નખ ઉપર કરેલું રંગીન ટપકું (સ્ત્રીઓએ શોભાનું કરેલું)
**નખ-ભર** વિ. [સં. + જુઓ 'ભરવું.'] નખ ઉપર સમાય તેટલું ઓછું. (૨) નખ જેવડું ક્ષુલ્લક
**નખ-ભિન્ન** ન. [સં.] નખોથી ફાડેલું
**નખ-માણ** પું. [સં.] (લા.) મોતી જેવો ઊજળો નખ
**નખ-માર** પું. [સં. + જુઓ 'મારવું.'] નખનો ઉઝરડો
**નખ-મૂલ(-ળ)** ન. [સં.] નખનું જિવાણું
**નખર** પું. [સં.] નહોર (હિંસ્ર પશુ-પક્ષીનો). [**૦ ભરાવવા** (રૂ.પ્ર.) અંદર પેસી હેરાન કરવું]
**નખરા(-રાં)-ખોર** વિ. [જુઓ 'નખરું' + ફા. પ્રત્યય.] જુઓ ['નખરા-બાજ.'
**નખરા(-રાં)ખોરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'નખરા-બાજી.'
**નખરા(-રાં)-બાજ** વિ. [જુઓ 'નખરું' + ફા. પ્રત્યય] નખરાં કરનાર. (૨) (લા.) ઢોંગી
**નખરા(રાં)બાજી** સ્ત્રી. [+ ગુ. ઈ' ત.પ્ર.] નખરાં કરવાં એ. (૨) (લા.) ઢોંગ
**નખરાળું** વિ. [જુઓ 'નખરું' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ ['નખરા-બાજ.'
**નખરાં-ખોર** જુઓ 'નખરા-ખોર.'
**નખરાંખોરી** જુઓ 'નખરાખોરી.'
**નખરાં-બાજ** જુઓ 'નખરાબાજ.'
**નખરાંબાજી** જુઓ 'નખરાબાજી.'
**નખરું** ન., **-રો** [ફા. નખ્રહ્] ચાળો, હાવ-ભાવ, ચેષ્ટા (જેમાં હાસ્ય ઊપજે એ પ્રકારે). [**-રાં કરવાં** (રૂ.પ્ર.) લટુપટુ થવું. (૨) ખુશામત કરવી]
**નખલિયું** ન. [જુઓ 'નખલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] સ્ત્રીઓના કાનનું એક ઘરેણું, નખલી

**નખલી** સ્ત્રી. [જુઓ 'નખલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સીવતી વખતે જમણા હાથની મહત્ત્વની આંગળીમાં પહેરાતી ટોટી, અંગૂઠી. (૨) તંતુ-વાદ્ય વગાડતી વખતે તર્જની આંગળીમાં પહેરાતી અણીદાર વીંટી. (૩) સ્ત્રીઓનું કાનમાં પહેરવાનું એક ઘરેણું. (૪) સુતારનું એક ઓજાર

**નખ-લેખ** પું. [સં.] જુઓ 'નખ-ચિત્ર.'

**નખ-લેખક** વિ., પું. [સં.] નખ-ચિત્ર કરનારું

**નખ-લેખન** ન. [સં.] જુઓ 'નખ-ચિત્ર'–'નખ-લેખ.'

**નખલો** પું [સં. नख + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] વાઘનો નખ. (૨) નખના આકારનો ચાંદલો. (૩) ફૂલ નીચેની દાંડી. (૪) સિતાર વગાડતાં તર્જની આંગળીમાં પહેરાતી ટોટી. (૫) સંઘાડિયાનું અને સુતારનું એક ઓજાર. (૬) સોનીનું નકશી-કામ કરવાનું ઓજાર. (૭) નખથી કાંતેલું રેશમ. (૮) એ નામની એક વનસ્પતિ (એ સુગંધી હોઈ એના ટુકડા માથામાં નાખવાનું તેલ બનાવવામાં વપરાય છે.)

**નખ-વ્રણ** પું., ન. [સં., પું.] જુઓ 'નખ-ક્ષત.'

**નખ-શિખ** ક્રિ વિ. [સં.] પગના નખથી લઈ માથાની ચોટલી સુધી, પગથી લઈ માથા સુધી, સર્વાંગે. [૦ ઝાળ ઊઠવી (રૂ. પ્ર.) સખત ગુસ્સે થવું]

**નખાગ્ર** ન. [સં. नख + अग्र] નખની કિનારી, નખની અણી

**નખાઘાત** પું. [સં. नख + आ-घात] જુઓ 'નખ-ઘાત'

**ન-ખાતરું** વિ. [સં. न + જુઓ 'ખાતર[૨]' + ગુ. 'ઉં' ત.પ્ર.] ખાતર જેમાં નથી નાખ્યું તેવું (ખેતર વગેરે)

**ન(-નં)ખામણ** ન. [જુઓ 'ના(-નાં)ખવું' + ગુ. 'આમણ' કૃ. પ્ર.] નાખવાની ક્રિયા. (૨) નાખવાનું મહેનતાણું

**નખાયુધ** ન. [સં. नख + आयुध] નખરૂપી હથિયાર. (૨) વિ. જેને નખરૂપી હથિયાર છે તેવું (હિંસ્ર પશુ–પક્ષી)

**નખાયુધી** વિ. [સં., પું.] જુઓ 'નખાયુધ(૨).'

**નખાલિયું** ન, નાગરવેલના વેલા ઉપરથી પાન ચૂંટવા માટે વપરાતું એક ઓજાર

**નખાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [સં. नख + आवलि, -ली] [નખોની પંક્તિ, નખ-પંક્તિ

**ન(-નં)ખાવવું, ન(-નં)ખાવું** જુઓ 'ના(-નાં)ખવું'માં.

**નખાંતર** (નખા-ન્તર) ન. [સં. नख + अन्तर] બે નખો વચ્ચેનો ગાળો

**નખિયું** વિ. [સં. नख + ગુ 'ઇયું' ત પ્ર.] નખવાળું. (૨) નખના આકારનું. (૩) ન. નખ કાપવાનું સાધન. (૪) નખનું કામ. (૫) નખનો ઉઝરડો. (૬) પાપડી વાલોળ વગેરેની ધારનો નખે ઉતારાતો રેસો. (૭) બિલાડીના નખ જેવું પોલાદનું એક ઓજાર. [-યાં પાડવાં (રૂ. પ્ર.) ઘૂઘરા (ખાવાના) વગેરે ઉપર નખની છાપ પાડવી. -યાં ભરવાં (રૂ. પ્ર.) નખના ઉઝરડા કરવા]

**નખી[૧]** વિ. [સં., પું.] અણીદાર નખ કે નહોરવાળું

**નખી[૨]** સ્ત્રી. [સં. नख + ગુ. 'ઈ' ત. પ્ર.] મટેલો નખ. (૨) તંતુ-વાદ્ય વગાડવાની આંગળીમાં પહેરવાની નખલી. (૩) એ નામનું આબુ પર્વતમાંનું એક તળાવ. (સંજ્ઞા.)

**નખી-નખલી** સ્ત્રી. [જુઓ 'નખી' + 'નખલી;' સમાનાર્થી શબ્દોનો દ્વિર્ભાવ.] તંતુ-વાદ્ય વગાડવાની આંગળીમાં પહેરવાની ટોટી

**ન-ખૂલી કૂકડી** સ્ત્રી. એક રમત

**નખે** ક્રિ. વિ. [પ્રા.] રખે, કદાચને

**નખેતર** ન. [સં. न-क्षत्र, અર્વા. તદ્ભવ] નક્ષત્ર. (૨) વિ. હલકી વર્ણનું, ન-ક્ષત્રં. (૩) દયા વિનાનું

**નખેદ** વિ. [સં. निषिद्ध > नि-खिद्ध ઉચ્ચારણ; અર્વા. તદ્ભવ.] (લા.) પાજી, લુચ્ચું, દુષ્ટ. (૨) ભૂંડું કરનારું, ખરાબ, નઠારું. [૦નું પાનિયું (રૂ. પ્ર.) ભૂંડું માણસ. (૨) દુષ્ટ માણસ, બદમાશ]

**નખોઈ** સ્ત્રી. નહેર, 'કેનાલ'

**નખોતર** ન. એ નામનું એક ઝાડ

**નખો(-ક્ખો,-ખ્ખો)દ** ન. સદંતર નિર્વંશ જવો એ, વંશનો સાવ ઉચ્છેદ. (૨) (લા.) સત્યાનાશ. [૦ કાઢવું (રૂ. પ્ર.) પાયમાલ કરવું. ૦ ઘાલવું, ૦ વાળવું (રૂ. પ્ર.) બગાડી નાખવું. ૦ જવું, ૦નીકળી, જવું, ૦ વળી જવું (રૂ. પ્ર.) વંશ ઊખડી જવો]

**નખો(-ક્ખો,-ખ્ખો)દ(-દે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'નખો(-ક્ખો,-ખ્ખો)દિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય; આમાં 'ઇયુ' લુપ્ત થયો છે.], **નખો(-ક્ખો,-ખ્ખો)દણી** સ્ત્રી. [+ ગુ. 'અણી' સ્ત્રીપ્રત્યય] નખોદ ગયું હોય તેવી સ્ત્રી, નખોદિયાની પત્ની

**નખો(-ક્ખો-ખ્ખો)દણું** વિ. [જુઓ 'નખો(-ક્ખો-ખ્ખો)દ' + ગુ. 'અણું' ત. પ્ર.] નખોદ કાઢનારું, નિર્વંશ કરનારું

**નખો(-ક્ખો, -ખ્ખો)દ-પાટી** સ્ત્રી. [+ જુઓ 'પાટી.'] જુઓ 'નખોદ.'

**નખો(-ક્ખો, ખ્ખો)દિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'નખો(-ક્ખો,-ખ્ખો)દિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'નખોદણ.'

**નખો(-ક્ખો, -ખ્ખો)દિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત. પ્ર.] જેનું નખોદ ગયું હોય તેવું. [-યો માલ (રૂ. પ્ર.) જેનો નિર્વંશ ગયો હોય તેવાની માલ-મિલકત]

**નખો(-ખ્ખો)દેણ** (-ણ્ય) જુઓ 'નખોદણ.'

**નખોરા** પું., બ. વ. [સં. नख દ્વારા] નખના ઉઝરડા

**નખોરિયું** ન. [જુઓ 'નખોરો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નખોરો.' (૨) તીણો નખ. (૩) (લા.) અડપલું, ચાંદવું

**નખોરિયો** પું. [જુઓ 'નખોરિયું.'] નખ અને આંગળી વચ્ચેનું નહિયું પાકી પડવું એ, નખ-છર

**નખોરું** ન. [જુઓ 'નસકોરું'-નું ઉચ્ચારણ-લાઘવ.] જુઓ 'નસકોરું.'

**નખોરો** પું. [સં. नख દ્વારા] નખથી કરવામાં આવતો ઉઝરડો [કે વિખોડો.

**નખ્ખોદ** જુઓ 'નખોદ.'

**નખ્ખોદણ** (-ણ્ય) જુઓ 'નખોદણ.'

**નખ્ખોદણી** જુઓ 'નખોદણી.'

**નખ્ખોદણું** જુઓ 'નખોદણું.'

**નખ્ખોદ-પાટી** જુઓ 'નખોદ-પાટી.'

**નખ્ખોદિય(-યે)ણ** (-ણ્ય) જુઓ 'નખોદિય(-યે)ણ.'

**નખ્ખોદિયું** જુઓ 'નખોદિયું.'

**નખ્ખોદિયેણ** (-ણ્ય) જુઓ 'નખોદિયણ' – 'નખોદણ.'

**નખ્ખોદેણ** (-ણ્ય) જુઓ 'નખોદણ.'

નગ પું. [સં.] પર્વત. (૨) વૃક્ષ, ઝાડ
નગટવું સ. ક્રિ. કોતરવું. (૨) આલેખવું. નગટાવું કર્મણિ., ક્રિ. નગટાવવું પ્રે., સ. ક્રિ.
નગટાવવું, નગટાવું જુઓ 'નગટવું'માં.
નગટાઈ જુઓ 'નકટાઈ.'
નગટી[૧-૨] જુઓ 'નકટી.[૧-૨]'
નગટું[૧-૨] જુઓ 'નકટું.[૧-૨]'
નગટેસર જુઓ 'નકટેસર.'
નગટો[૧-૨-૩] જુઓ 'નકટો.[૧-૨-૩]'
નગટોડા જુઓ 'નકટોડા.'
નગ(-ગો)ડ (-ડય) સ્ત્રી. [સં. निर्गुण्डी > પ્રા. निग्गुंडी] એ નામની એક વનસ્પતિ
ન-ગણ પું. [સં.] ત્રણે લઘુ અક્ષર હોય તેવો ગણમેળ વૃત્તોનો એક અક્ષર-સમૂહ. (પિં.)
નગણી વિ. [સં., પું.] જેમાં 'ન-ગણ' (ત્રણે લઘુ અક્ષર) [હોય તેવું. (પિં.)
નગણ્યું જુઓ 'ન-ગુણું.' [તુચ્છ, હલકું, મામૂલી
ન-ગણ્ય વિ. [સં.] ગણતરીમાં ન લેવા જેવું. (૨) (લા.)
નગદ વિ. [અર. નક્દ્], -દી વિ. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] રોકડું સિક્કાના રૂપનું (હવે તો 'નોટ'ના રૂપને પણ 'સિક્કો' ગણ્યો છે.) (૨) (લા.) નક્કર, 'સોલિડ.' [૦નારાયણ (રૂ. પ્ર.) રોકડા રૂપિયા. ૦ માણસ (રૂ. પ્ર.) પહોંચેલ માણસ, ખૂબ હોશિયાર. ૦ માલ (રૂ. પ્ર.) ઘીની બનાવેલી મીઠાઈની વાનીઓ.]
નગર ન. [સં.] શહેર, પુર, પુરી, નગરી, 'ટાઉન-શિપ.' (૨) સૌરાષ્ટ્રમાં જામનગર જિલ્લાનું વડું મથક જામનગર. (સંજ્ઞા.)
નગર-આયોજક વિ. [સં.] નગરનું રેખાંકન કરનાર, 'ટાઉન-પ્લેનર' [ગાતાં બજાવતાં ફરવું એ
નગર-કીર્તન ન. [સં.] શહેરમાં પ્રભુભક્તિનાં પદો-કીર્તનો-
નગર-ગૃહ ન. [સં., પું.] નગરનું મુખ્ય સભામંદિર, 'ટાઉન-હૉલ'
નગર-ગોટો પું. કંઠનો હૈડિયો, ગળાની ઘાંટી
નગર-ચર્ચા સ્ત્રી. [સં.] શહેરના લોકોમાં ચાલતી વાતો
નગર-ચર્યા સ્ત્રી. [સં.] નગરમાં ફરવું એ. (૨) લોકોની હિલચાલ
નગરચો પું. એ નામની એક રમત
નગર-જન પું., બ. વ. [સં., પું.] શહેરવાસીઓ, નાગરિકો
નગર-જીવન ન. [સં.] શહેરની રહેણી-કરણી
નગર-દ્વાર ન. [સં.] શહેરનો દરવાજો
નગર-નારી સ્ત્રી. [સં.] (લા.) ગણિકા, વેશ્યા, જગત્કન્યા
નગર-નિર્માણ ન. [સં.] શહેરની માંડણી, નવા નગરની ગોઠવણી, 'ટાઉન-પ્લેનિંગ'
નગર-નિવાસી વિ. [સં., પું.] નગરનું રહેવાસી
નગર-પડો પું. [+ જુઓ 'પડો.[૨]'] રાજ્યની કે સુધરાઈની જાહેરાતનો ઢંઢેરો
નગર-પતિ પું. [સં.] નગરશેઠ. (૨) સુધરાઈનો પ્રમુખ, 'મ્યુનિસિપલ પ્રેસિડન્ટ;' કૉર્પોરેશન હોય તો 'મેયર'
નગર-પાલિકા સ્ત્રી. [સં.] સુધરાઈ, 'મ્યુનિસિપાલિટી'
નગર-પ્રદક્ષિણા સ્ત્રી. [સં.] શહેરને જમણે હાથે રાખી બહારના ભાગમાં ફરતે ફરવાની ક્રિયા
નગર-પ્રવેશ પું. [સં.] શહેરમાં દાખલ થવું એ
નગર-મંદિર (-મન્દિર) ન. [સં.] જુઓ 'નગર-ગૃહ,' 'ટાઉન-હૉલ' (વ. ઓ.)
નગર-માર્ગ પું. [સં.] રાજમાર્ગ, સરિયામ રસ્તો
નગર-રક્ષક પું. [સં.] શહેરનું રક્ષણ કરનાર સિપાઈ, 'સિટી-પોલીસ'
નગર-રક્ષા સ્ત્રી. [સં.] નગરનું રક્ષણ
નગર-રચના સ્ત્રી. [સં.] જુઓ 'નગર-નિર્માણ.'
નગર-રાજ્ય ન. [સં.] માત્ર એક નગર પૂરતું રાજ્ય, 'સિટી-સ્ટેઇટ'
નગર-વર્તી વિ. [સં., પું.] શહેરમાં રહેલું, શહેરનું
નગર-વાસી વિ. [સં., પું.] જુઓ 'નગર-નિવાસી.'
નગર-વિધાન ન. [સં.] જુઓ 'નગર-નિર્માણ.'
નગર-વ્યવસ્થા સ્ત્રી. [સં.] શહેરનો આંતરિક વહીવટ કરવાની ગોઠવણ, સુધરાઈ, 'મ્યુનિસિપાલિટી'
નગરવ્યવસ્થા-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'નગરવ્યવસ્થા,' 'મ્યુનિસિપાલિટી (ફ. બા.)
નગર-શેઠ પું. [+ જુઓ 'શેઠ.'] શહેરના વેપાર-રોજગાર ચલાવનારાઓમાંનો સૌથી વધુ તવંગર ધનિક, નગર-પતિ, નાગરિકોનો પ્રમુખ, 'મેયર' (ન. લ.)
નગર-શ્રેષ્ઠી વિ., પું. [સં.] જુઓ 'નગર-શેઠ'-'મેયર' (આ. બા.)
નગર-સભા સ્ત્રી. [સં.] શહેરની સુધરાઈ, 'મ્યુનિસિપાલિટી' (વ. ઓ.)
નગરસભા-ગૃહ ન. [સં., પું., ન.] શહેરમાં સભાઓ મેળાવડા વગેરે થતાં હોય તે માટેનું સભા-ગૃહ, 'ટાઉન-હૉલ'
નગર-સ્વાસ્થ્ય ન. [સં.] શહેરી જનોની શરીર-સુખાકારી
નગ-રાજ પું. [સં.] પર્વતોમાં સૌથી મોટો-હિમાલય
નગરાધ્યક્ષ પું. [+ સં. अध्यक्ष] જુઓ 'નગર-પતિ.'
ન-ગરાસિયું વિ. [સં. न + જુઓ 'ગરાસ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ગરાસ વિનાનું
નગરિયો વિ., પું. [સં. नगर + ગુ. 'ઇયું' ત.પ્ર.] નગર=જામ-નગરમાં થતો હતો તેવો એક ખાસ જાતનો સાલ્લો
નગરી[૧] સ્ત્રી. [સં.] નગરથી નાનું શહેર, પુરી
નગરી[૨] વિ. [સં., પું.] નગરને લગતું, નગર-નું. (૨) જામનગરનું
નગરું જુઓ 'ન-ગુરું.'
નગ(-ઘ)રો પું. માછલીની ઘણા કાંટાવાળી એક જાત
નગરોદ્યાન ન. [સં. नगर + उद्यान] નરગનો જાહેરનો બગીચો, 'પબ્લિક ગાર્ડન'
નગરોળ જુઓ 'નઘરોળ.' [હિમાલય, નગ-રાજ
નગાધિરાજ પું. [સં. नग + अधि-राज] મોટામાં મોટો પર્વત-
નગાર-ખાનું ન. [જુઓ 'નગારું' + 'ખાનું.'] જ્યાં સરકારી નગારું બજાવનારા રહેતા હોય અને નગારાં-નોબત બજાવતા હોય તે સ્થાન. (૨) લશ્કરમાંનો રણવાદકોની મંડળીવાળો વિભાગ
નગારચી પું. [જુઓ 'નગારું' + તુર્કી. 'ચી,' પ્ર.], નગારી પું. [+ ગુ. 'ઈ' ત પ્ર.] નગારાં વગાડનારો
નગારું ન. [અર. નકારહ્] ચામડે મઢેલું અને દાંડીથી બજાવાતું અર્ધવર્તુલ વાદ્ય. [-રામાં તતૂડીનો અવાજ (રૂ.પ્ર.) બહુમતી સામે લઘુમતીની સ્થિતિ. -રાં પીટવાં,-રાં વગાડવાં (રૂ.પ્ર.) સારી રીતે જાહેરાત કરવી, પોકારી પોકારીને

બોલવું. ૦ ઊંધું વળવું (રૂ.પ્ર.) નુકસાની આવવી]
**નગીન** પું. [ફા.] ઝવેરાતનું નંગ [કારીગર
**નગીન-ગર** પું. [+ ફા. પ્રત્યય] ઝવેરાતનાં નંગ સાફ કરનાર
**નગીના-વાડી** સ્ત્રી. [જુઓ 'નગીનો' + 'વાડી.'] તળાવ કે સરોવર વચ્ચેના ટીંબા ઉપરનો બગીચો, બક-સ્થાન
**નગીનો** પું. [જુઓ 'નગીન' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નગીન.'
**નગુણું** વિ. [સં. न + गुण + ગુ. 'ઉં' ત. પ્ર.] સામાના ગુણોની કદર ન કરનારું, ઉપકાર ઉપર અપકાર કરનારું
**ન-ગુરું** વિ. [સં. न-गुरु + ગુ. 'ઉં' ત.પ્ર.] ગુરુ નથી કર્યા તેવું
**નગેંદ્ર (નગેન્દ્ર)** પું. [સં. नग (પહાડ) + इन्द्र] જુઓ 'નગ-રાજ.' [નાકે પહેરવાનું એક ઘરેણું
**નગોદર** ન. ગળા ઉપર પહેરવાનું એક ઘરેણું. (૨) સ્ત્રીઓને
**નગોડ (-ડય)** જુઓ 'નગડ.'
**નગોચર** પું. એ નામની એક રમત
**નગ્ન** વિ. [સં.] શરીર પર કાંઈ ઢાંક્યુ નથી તેવું, નાગું. (૨) ઉઘાડું. (૩) (લા.) લુચ્ચું
**નગ્ન-કન્યા** સ્ત્રી. [સં.] ઋતુધર્મમાં આવી ન હોય તેવી છોકરી
**નગ્ન-તા,-ત્વ** સ્ત્રી., ન. [સં.] નાગાપણું [પહેર્યાં ન હોય તેવું
**નગ્ન-પ્રાય** વિ. [સં.] મોટે ભાગે નાગું, પૂરેપૂરાં કપડાં
**નગ્ન-સત્ય** ન. [સં.] જરા પણ છુપાવ્યા વિનાનું સાચ, નર્યું સત્ય [એવી પરિસ્થિતિ
**નગ્નાવસ્થા** સ્ત્રી. [સં. नग्न + अव-स्था] શરીર નાગું હોય
**નગ્મો** પું. મધુર સ્વર, મીઠો અવાજ, સૂરીલું ગાન
**ન-ઘરું** વિ. [સં. न + જુઓ 'ઘર' + ગુ. 'ઉં' ત.પ્ર.] ઘર-બાર વિનાનું
**નઘરો** જુઓ 'નગરો.'
**નઘ(-ગ)રોળ** વિ. માત્ર શરીર વધારી જાણેલું. (૨) ચિંતા કે કાળજી વિનાનું, બેદરકાર. (૩) ડહાપણ વિનાનું, ગમ વિનાનું. (૪) આળસુ, એદી. (૫) માનની અપેક્ષા વિનાનું
**નઘાચું** વિ. અસાધારણ સ્થિતિ–સંયોગોવાળું
**નચુરી** સ્ત્રી. હાથની પોંચી [રાજા. (સંજ્ઞા.)
**નઘુષ** પું. [સં. नहुष] એ નામનો એક ઇક્ષ્વાકુવંશી પ્રાચીન
**નઘોરું** જુઓ 'ન-ગણું.' [બનાવવું, છેતરવું
**નચ(-ચા)વવું** જુઓ 'નાચવું'માં. (૨) મશ્કરી કરવી. (૨)
**નચવૈયો** પું. [જુઓ 'નાચવું' + ગુ. 'ઐયો' કૃ.પ્ર.] નાચવાનો ધંધો કરનાર, નર્તક
**નચાડવું, નચાવવું** જુઓ 'નચવવું'–'નાચવું'માં.
**નચાવું** જુઓ 'નાચવું'માં.
**નચિકેતા** પું. [સં. नचिकेताः] કઠ ઉપનિષદમાંનો ઉદ્દાલક આરુણિ ઋષિનો પુત્ર. (સંજ્ઞા.)
**ન-ચિત્રું** વિ. [સં. न + चित्र + ગુ. 'ઉં' ત.પ્ર.] ચિત્ર વિનાનું
**ન-ચિંત (-ચિન્ત)** વિ. [સં. न + चिन्ता, બ. વ્રી.] ચિંતા વિનાનું, ન-ફિકરું. (૨) ક્રિ.વિ. બે-ફિકર, નિરાંતે
**નચિંત-તા (નચિન્ત-તા)** સ્ત્રી. [સં.], **નચિંતાઈ** સ્ત્રી. [સં. नचिन्त + ગુ. 'આઈ' ત.પ્ર.] ચિંતા-રહિતપણું. બેફિકરાઈ
**નચિંતે (નચિન્તે)** ક્રિ.વિ. [સં. न-चिन्त વિ. + ગુ. 'એ' ત્રી. વિ.,પ્ર.] નચિંતપણે

**નચૂકી** સ્ત્રી. [જુઓ 'નકૂચી',–વર્ણવ્યત્યય.] જુઓ 'નકૂચી.'
**નચૂકો** પું. [જુઓ 'નકૂચો',-વર્ણવ્યત્યય.] જુઓ 'નકૂચો.'
**ન(-નિ)ચોવવું, ન(-નિ)ચોવાવવું, ન(-નિ)-ચોવાવું** જુઓ 'નિચોવવું'માં.
**નછરું** વિ. અલગ, ભિન્ન, જુદું, અળગું
**ન-છૂટકે** ક્રિ. વિ. [સં. न + જુઓ 'છૂટકો' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] છૂટકો ન થાય એમ, ના છૂટકે, પરાણે, લાચારીથી
**ન-છોરવી** વિ., સ્ત્રી. [સં. न + જુઓ 'છોરું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] જેને બાળક નથી થયું તેવી સ્ત્રી, વાંઝણી સ્ત્રી
**નજદીક** ક્રિ.વિ. [ફા.] નજીક, નિકટ, પાસે, પડખે, બાજુમાં
**નજદીક-થી** ક્રિ. વિ. [+ ગુ. 'થી' પાં. વિ., અનુગ] નિકટથી, પાસેથી
**નજદીક-નું** વિ. [ગુ. 'નું' છ.વિ., અનુગ] નજીકનું, નિકટનું, પાસેનું, પડખેનું. (૨) નજીકના સંબંધવાળું
**નજદીક-માં** ક્રિ.વિ. [+ ગુ.'માં' સા. વિ., નો અનુગ.] નજીકમાં, પાસે, પડખે, બાજુમાં
**નજર**[1] સ્ત્રી. [અર.નઝર્] આંખથી જોવું એ, દૃષ્ટિ. (૨) ધ્યાન, લક્ષ. [૦ ઉતારવી, ૦ વાળવી (રૂ.પ્ર.) મહેરબાની ખેંચી લેવી. (૨) કોઈની ખરાબ નજર લાગી હોય તે દૂર કરાવવી. ૦ ઉતારી ના(નાં)ખવી (રૂ.પ્ર.) દયા-દૃષ્ટિ ખેંચી લેવી. ૦ કરડી કરવી. (રૂ.પ્ર.) ગુસ્સે થવું, ઇતરાજી બતાવવી. ૦ કરવી (રૂ.પ્ર.) લક્ષ આપવું. (૨) કૃપા બતાવવી. ૦ ખૂંચવી (રૂ.પ્ર.) મશગૂલ બનવું. ૦ ખેંચવી (-ખેંચવી) (રૂ.પ્ર.) ધ્યાન ખેંચવું. ૦ ઘાલવી (રૂ.પ્ર.) બારીકીથી જોવું. (૨) દાનત બગાડવી. ૦ ચાલવી (રૂ. પ્ર.) બુદ્ધિમાં આવવું. ૦ ચુકાવવી, ૦ ચોરાવવી (રૂ.પ્ર.) ભૂલ-થાપ ખવડાવવી. ૦ ચૂકવી (રૂ.પ્ર.) સરત-ચૂક થવી. ૦ ચોરવી (રૂ.પ્ર.) સામો માણસ જુએ નહિ એમ કરવું. ૦ ચોંટવી (-ચોંટવી)(રૂ. પ્ર.) ધ્યાન બેસવું. ૦ ટાઢી હોવી (રૂ.પ્ર.) દયા કે મહેરબાની બતાવવી. ૦તળે કાઢવું (રૂ.પ્ર.) જોઈ જવું. ૦તળે રાખવું (રૂ.પ્ર.) દેખરેખ નીચે રાખવું. ૦ ના(-નાં)ખવી, ૦ નીચે કાઢી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) ઉપર ઉપરથી વાંચી જવું. ૦ નોંધવી (-નોંધવી) (રૂ.પ્ર.) સ્થિર દૃષ્ટિ કરવી. ૦ પડવી (રૂ.પ્ર.) જોવાય એમ થવું. (૨) ધ્યાન પડવું, સમઝવું. ૦ પર ચઢ(-ઢ)વું (રૂ. પ્ર.) પસંદ આવવું. ૦ પહોંચવી (-પોંચવી) (રૂ. પ્ર.) સમઝમાં આવવું. ૦ ફાટવી (રૂ. પ્ર.) સ્તબ્ધ થઈ જવું. ૦ ફેરવવી (રૂ. પ્ર.) ઉપર ઉપરથી જોઈ જવું. (૨) દયા–દૃષ્ટિ છોડી અવકૃપાની લાગણી બતાવવી. ૦ ફેંકવી (-ફેંકવી) (રૂ. પ્ર.) દૂર સુધી જોવું. ૦ બગાડવી (રૂ. પ્ર.) દાનત ખરાબ થવી. ૦ બાંધવી (રૂ. પ્ર.) જાદૂની અસર નીચે લેવું. ૦ બેસવી (-બેંસવી) (રૂ. પ્ર.) સમઝમાં આવવું. ૦ મારવી (રૂ. પ્ર.) પ્રેમથી જોવું. ૦ માંડવી, ૦ લગાવવી (રૂ.પ્ર.) દૃષ્ટિ સ્થિર કરવી. ૦માં આવવું (રૂ.પ્ર.) ગણતરીમાં લેખાવું. ૦માં ઘાલવું, ૦માં રાખવું (રૂ. પ્ર.) નુકસાન કરવાની દૃષ્ટિએ મનમાં લેવું. ૦માં બેસવું (-બેંસવું) (રૂ. પ્ર.) સમઝાવું. ૦માં વસવું (રૂ. પ્ર.) હૃદયમાં સ્થાન મળવું. ૦ લાગવી (રૂ. પ્ર.) સામાની ખરાબ ભાવનાનો ભોગ બનવું. ૦ લાગે તેવું (રૂ. પ્ર.) સુંદર. -રે ચઢ(-ઢ)વું (રૂ. પ્ર.

બદ્દા નજરનો ભોગ બનવું. -રે થ(-થા)વું (રૂ. પ્ર.) રૂબરૂ થવું. -રે જોવું (રૂ. પ્ર.) ખાતરી થવી. -રે નજર મળવી (રૂ. પ્ર.) હૃદયની એકતા થવી. -રે પડવું (રૂ. પ્ર.) જોવામાં આવવું. કરડી નજર (રૂ. પ્ર.) ઇતરાજી, અ-પ્રસન્નતા. ટૂંકી નજર (રૂ. પ્ર.) સંકુચિત વિચાર. મીઠી નજર (રૂ. પ્ર.) પ્રેમભાવ]

**નજર$^{2}$** ક્રિ. વિ. [અર. નજ્ર્] પ્રત્યક્ષ ભેટ ધરાય એમ, નજરાણું કરાય એમ. [૦ કરવું (રૂ. પ્ર.) નજરાણા-રૂપે આપવું.]

**નજર-અંદાજ** (અન્દાજ) પું. [જુઓ 'નજર$^{1}$' + 'અંદાજ.'] આંખથી જોઈ નક્કી કરેલો અડસટ્ટો.' આઇ-એસ્ટિમેઇટ'

**નજર-કેદ** (-કૅદ) સ્ત્રી. [જુઓ 'નજર$^{1}$' + 'કેદ.'] અમુક હદથી બહાર ન જઈ શકે એવા પ્રકારની જેલની સજા, 'ઇન્ટર્નમેન્ટ'

**નજર-કેદી** (-કૅદી) વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] નજરકેદ થયેલું

**નજર-ચૂક** (-કચ) સ્ત્રી.[ જુએ] 'નજર$^{1}$' + 'ચૂક.'] જોવામાં થયેલી ભૂલ, દૃષ્ટિ-દોષ, સરત-ચૂક

**નજર-ચોર** પું. [જુઓ 'નજર$^{1}$' + 'ચોર.'] નજર ચુકાવી કામ કાઢી લેનાર આદમી

**નજર-બક્ષી** સ્ત્રી. [જુઓ 'નજર$^{1}$' + 'બક્ષવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (લા.) રહેમ-નજરથી જોવું એ, કૃપા-દૃષ્ટિ

**નજર-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'નજર$^{1}$' + ફા. 'બન્દી.'] જાદૂથી સામાની નજર બાંધી એને એ જાદૂગરની ઇચ્છા મુજબ કરી આપવાની પરિસ્થિતિ, જાદૂથી લોકોને ભુલાવામાં નાખવાની ક્રિયા [મનો બગીચો

**નજર-બાગ** પું. [જુઓ 'નજર$^{1}$' + 'બાગ.'] મહેલના આંગણા-

**નજર-બાજ** વિ. [જુઓ 'નજર$^{1}$' + ફા. પ્રત્યય.] (લા.) બુદ્ધિશાળી, દીર્ઘદૃષ્ટિવાળું, તર્કશક્તિવાળું. (૨) પું. ગુપ્તચર, જાસૂસ

**નજર-બાણ** ન. [જુઓ 'નજર$^{1}$' + સં., પું.] નજરરૂપી તીર, શર-દૃષ્ટિ, કટાક્ષ

**નજર-વેગ** પું. [જુઓ 'નજર$^{1}$' + સં.] દૂર સુધી ઝડપથી જોવાની શક્તિ. (૨) (લા.) સમઝ

**નજરવેગું** વિ. [ + ગુ. 'ઉં' ત. પ્ર.] નજરવેગવાળું

**નજર-સાક્ષી** વિ. [જુઓ 'નજર$^{1}$' + સં., પું.] નજરે જોનારો સાહેદી, જાત-સાક્ષી, 'આઇ-વિટનેસ'

**નજર-સાની** સ્ત્રી. [અર. નજરેસાની] ફેર વિચારણા, પુનર્વિચાર

**નજરાણું** ન., -ણો પું. [અર. નજ્ર્ + ફા. 'આનહ્'] મુલાકાત વખતે રાજા-મહારાજા-ગુરુઓને ધરાતી ભેટ. (૨) વિઘોટી ઉપરાંત ખેડૂતો પાસેથી પૂર્વે લેવાતી હતી તે રકમ

**નજરાવું** અ. ક્રિ. [જુઓ 'નજર,$^{1}$' -ના. ધા.] (લા.) ખરાબ નજરનો ભોગ બનવું, નજર લાગવી

**નજરિયું** ન. [જુઓ 'નજર$^{1}$' + ગુ. 'ઇયું' ત.પ્ર.] કોઈની નજર ન લાગે એ માટે બાળકોને ગળે બંધાવાતો કાળા રંગનો પારો. (૨) એવા આશયે ગાલ ઉપર બાળકને કરાતું આંજણનું ટપકું. (૩) માદળિયું

**નજરિયો** વિ., પું [જુઓ 'નજરિયું.] તપાસ રાખનાર આદમી

**નજરો-નજર** ક્રિ. વિ. [જુઓ 'નજર,$^{1}$' – દ્વિર્ભાવ.] તદ્દન પ્રત્યક્ષ જોયું હોય એમ

**નજલો**(-ળો) પું. [અર. નજ્લ્] માથામાંથી વૃદ્ધાવસ્થાને કારણે ઝરતો-રસ (એને કારણે ધોળા વાળ, આંખની ઝાંખ, કાને બહેરાશ, નાકે સળેખમ, ગળામાં ઉધરસ અને વધરાવળ જેવા રોગ થાય છે.)

**નજાકત** સ્ત્રી. [અર.] નાજુકપણું, સુકુમાર-તા

**ન જાને** કે. પ્ર. [સં. न + जाने વર્ત. કા., પ. પુ., એ. વ.] 'હું જાણતો નથી' એવો ઉદ્ગાર.' ('ગુ. માં કોણ જાણે' એ વધુ રૂઢ છે.)

**નજિસ** વિ. [અર.] ગંદું, મેલું. (૨) નીચ, હલકી પ્રકૃતિનું

**નજીક** વિ. [ફા. નજ્દીક્] જુઓ 'નજદીક.'

**નજીક-થી** જુઓ 'નજદીક-થી.'

**નજીક-નું** જુઓ 'નજદીક-નું,' 'હાથ-વગું.' 'ઍટ-હૅન્ડ.'

**નજીક-માં** જુઓ 'નજદીક-માં.'

**ન-જીવું** વિ. [સં. न + जीव + ગુ. 'ઉં' ત. પ્ર ] (લા.) અગત્યનું નહિ તેવું, મામૂલી, સામાન્ય કોટિનું. (૨) સહેજ-સાજ, ઓછું, 'નેરો,' 'સ્લાઇટ' ફલાદેશ

**નજૂમ** પું. [અર. નુજૂમ્ ] જ્યોતિષ-વિદ્યા. (૨) જ્યોતિષનો

**નજૂમી** વિ. [અર. નુજૂમી] જ્યોતિષને લગતું. (૨) જ્યોતિષ-વિદ્યામાં નિષ્ણાત વ્યક્તિ, જ્યોતિર્વિદ, જોશી

**ન-જેવું** વિ. [સં. न + જુઓ 'જેવું.'] નહિ જેવું, નજીવું, સામાન્ય, મામૂલી

**ન-જોખમી** વિ. [સં. न + જુઓ 'જોખમી.'] જોખમ વિનાનું, ભવિષ્યમાં થવાના નુકસાનના ભય વિનાનું, બિન-જોખમી

**ન-જોરી** વિ., સ્ત્રી. [જુઓ 'ન-જોરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) એક પ્રકારની શેતરંજની રમત (જેમાં કોઈપણ સોગઠીનું જોર મળતું નથી હોતું કે હોતું નથી.)

**ન-જોરું** વિ. [સં. न + જુઓ 'જોર' + ગુ. 'ઉં' ત. પ્ર.] જોર વિનાનું, નિર્બળ, કમ-તાકાત, કમ-જોર

**નઝમ** સ્ત્રી. [અર.] શ્લોક, કડી

**નઞ્** પૂર્વગ. [સં.] નકારનો અર્થ બતાવનારો પૂર્વગ. (નીચેના સં. તત્સમ સ્વરૂપ શબ્દોમાં આપણને મળે છે.)

**નઞ-ર્થ** પું. [સં. नञ् + अर्थ] 'ન'કારનો અર્થ. (વ્યા.)

**નઞર્થી** વિ. [સં., પું.] જેમાં 'ન'કારનો અર્થ છે તેવું, નકારાત્મક, 'નેગેટિવ'

**નઞાકૃતિ** સ્ત્રી. [સં. नञ् + आ-कृति] નિષેધનો અર્થ બતાવનાર શબ્દરૂપ, 'નેગેટિવ ફૉર્મ' (બ. ક. ઠા.)

**નઞાત્મક** વિ. [સં. नञ् + आत्मन् - क] નકારાત્મક, નકાર-વાચક, 'નેગેટિવ' (આ. બા.)

**નઞ્-તત્પુરુષ** પું. [સં.] તત્પુરુષ સમાસના જે શબ્દમાં પૂર્વ-પદમાં 'નકારવાચક શબ્દ હોય તેવો પ્રકાર (જેમકે' 'અ-ધર્મ' 'અનર્થ' 'ન-ગણ્ય' વગેરે)

**નઞ્-બહુવ્રીહિ** પું. [સં.] બહુવ્રીહિ સમાસના જે શબ્દમાં પૂર્વપદમાં 'ન'કારવાચક શબ્દ હોય તેવો પ્રકાર (જેમકે 'અ-કર્ણ' 'અનાદિ' 'ન-વારસ' વગેરે)

**નઞ્-વાદ** પું. [સં.] 'નેતિ નેતિ' કશું જ નથી' એવા પ્રકારનો મત-સિદ્ધાંત, મિથ્યાવાદ, માયાવાદ, 'નિહિલિઝમ'

**નઞ્-વાદી** વિ. [સં., પું.] નઞ્-વાદમાં માનનારું

**નટ$^{1}$** પું. [સં.] વેશ ભજવનાર કલાકાર, અભિનેતા. (૨) દોરડા પર નાચવાનો ખેલ કરનાર, ગોઠિયો. (૩) હમીર સારંગ કામોદ કેદાર મેઘ ગોડ ભૂપાલ જયજય બિભાસ બિહાગ શંકરાભરણ વગેરે રાગોના મિશ્રણથી બનતા 'નટ'

નામક રાગોનો મૂળભૂત રાગ–શુદ્ધ નટ. (સંગીત.)
**નટ²** પું. [અં.] પેચવાળા ખીલાની-સ્ક્રૂની ચાકી [કલા
**નટ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] વેશ-ભજવણીની વિદ્યા, અભિનય-
**નટ-કલ્યાણ** પું. [સં.] નટ રાગના મિશ્રણવાળો કલ્યાણ રાગનો એક પ્રકાર. (સંગીત.) [એક પ્રકાર. (સંગીત.)
**નટ-કેદાર** પું. [સં.] નટ રાગના મિશ્રણવાળો કેદાર રાગનો
**નટ-કાર્ય** ન. [સં.] વેશ ભજવવાનું કાર્ય
**નટ-ખટ** વિ. [સં. नट + खट (લગ્નની ગોઠવણ કરી આપનાર આદમી – જે યુક્તિબાજ હોય છે.)] (લા.) બાહોશ, ચાલાક, ચપળ. (૨) કોઈથી ગાંજ્યું ન જાય તેવું. (૩) બધાંને રમાડી જાય તેવું, ખેલાડી. (૪) ટીખળી, ગમતી. (૫) પ્રપંચી, ખટપટી. (૬) દગલબાજ, હરામી, પાજી, બદમાશ
**નટખટ-તા** સ્ત્રી. [સં.], **નટખટાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.]
**નટખટી¹** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નટખટ હોવાપણું
**નટખટી²** વિ. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નટ-ખટ.'
**નટ-ઘર** ન. [સં. + જુઓ 'ઘર.'] નાટ્ય ભજવવાનું સ્થળ, નાટક-શાળા
**નટ-ડી** સ્ત્રી. [સં. + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય] નટનો ધંધો કરનારી સ્ત્રી (કાંઈક તિરસ્કારમાં)
**નટણી** સ્ત્રી. [સં. + ગુ. 'ણું' સ્વાર્થે ત. પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નટનો ધંધો કરનારી સ્ત્રી, નટી
**નટન** ન. [સં.] નટનું કાર્ય, વેશ-ભજવણી, અભિનય
**નટ-નાગર** પું. [સં.] નગરનો બાહોશ નટ. (૨) (લા.) શ્રીકૃષ્ણ
**નટ-નારાયણ** પું. [સં.] મેઘ રાગનો એક પેટા પ્રકાર. (સંગીત.)
**નટ-નારી** સ્ત્રી. [સં.] નટી
**નટ-બિલાવલ** પું. [સં. + જુઓ 'બિલાવલ.'] નટ રાગના મિશ્રણવાળો બિલાવલ રાગનો એક પ્રકાર. (સંગીત.)
**નટ-બોલ્ટ** પું. [સં.] નટથી ટાઇટ કરાય તેવો ખીલો, ચાકી-વાળો સ્ક્રૂ
**નટ-ભૈરવ** પું. [સં.] નટના મિશ્રણવાળો ભૈરવ રાગનો એક પ્રકાર, આશાવરી. (સંગીત.) [એક પ્રકાર. (સંગીત.)
**નટ-ભૈરવી** સ્ત્રી. [સં.] નટના મિશ્રણવાળી ભૈરવી રાગિણીનો
**નટ-મલ્હાર** (-મલ્લાર) પું. [સં. + જુઓ 'મલ્હાર.'] નટ રાગના મિશ્રણવાળો મલ્હાર રાગનો એક પ્રકાર. (સંગીત.)
**નટ-રાજ** પું. [સં.] ઉત્તમ નટ. (૨) (લા.) મહાદેવ રુદ્રનું નટ–નર્તન પ્રકારનું સ્વરૂપ. (સંજ્ઞા.) [(સંજ્ઞા.)
**નટ-વર** પું. [સં.] ઉત્તમ નટ, નટ-રાજ. (૨) (લા.) શ્રીકૃષ્ણ.
**નટ-વર્ગ** પું. [સં.] નટોનો ફિરકો કે સમૂહ
**નટવાઈ** સ્ત્રી. [ગુ. 'નટવો' + ગુ. 'આઈ' ત.પ્ર.] નટનો ધંધો, અભિનય
**નટ-વિદ્યા** સ્ત્રી. [સં.] અભિનય-કલા, અભિનય–વિદ્યા
**નટવી** સ્ત્રી. [જુઓ 'નટવો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'નટી.'
**નટવો** પું. [હિં. 'નટવા'] 'નટ(૧–૨).' (૨) (લા.) મશ્કરો
**નટ-સારંગ** (-સારઙ્ગ) પું. [સં.] નટના મિશ્રણવાળો સારંગ રાગનો એક પ્રકાર. (સંગીત.)
**નટ-સ્ત્રી** સ્ત્રી. [સં.] જુઓ 'નટી.'
**નટ-હમીર** પું. [સં. + જુઓ 'હમીર.'] નટના મિશ્રણવાળો હમીર રાગનો એક પ્રકાર. (સંગીત.)
**નટાઈ** સ્ત્રી. [સં. नट + ગુ. 'આઈ' ત.પ્ર.] નટનો અભિનય, વેશની ભજવણી
**નટી** સ્ત્રી. [સં.] નાટ્યમાં અભિનય કરનાર સ્ત્રીવેશધારી પુરુષ કે સ્ત્રી. (૨) સૂત્રધારની સ્ત્રી. (નાટ્ય.) (૩) એક જાતની ગોકળગાય
**નટેશ્વર** પું. [સં. नट + ईश्वर] જુઓ 'નટ-રાજ.'
**નઠ-મઠારું** વિ. [સં. नष्ट-मृष्टाकारक- > પ્રા. नट्ठ–मट्ठारअ-] (લા.) કામધંધા વિનાનું, નવરું. (૨) નિર્લજ્જ, બેશરમ
**નઠર** વિ. [સં. निष्ठुर > પ્રા. निठ्ठुर] જુઓ 'નઠોર.'
**નઠરાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] નઠરપણું, નઠોરપણું
**નઠારું** વિ. [સં. नष्टकारक– > પ્રા. नट्ठारअ-] (લા.) ઊખડી ગયેલું, દુષ્ટ, લુચ્ચું, ખરાબ, નરસું
**નઠિયો** વિ., પું. [સં. > પ્રા. न-स्थितक–नट्ठिअअ-] (લા.) રખડી પડેલો, ઠેકાણા વિનાનો પુરુષ
**નઠોર** વિ. [સં. निष्ठुर– > પ્રા. निट्ठुर] નિર્દય, હૃદયહીન. (૨) ધૃષ્ટ, અસભ્ય, બીજાની શિખામણ ન લાગે તેવું
**નઠોર-તા** સ્ત્રી. [+ સં., પ્ર.], **નઠોરાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] નઠોરપણું, નિષ્ઠુર-તા
**નઠોરિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નઠોર.'
**નડ¹** ન. [સં.] નેતર. (૨) બરુ
**નડ²** (-ડચ) સ્ત્રી. [જુઓ 'નડવું.'], **૦તર** (-રચ) સ્ત્રી. [જુઓ 'નડવું' + ગુ. 'તર' કૃ.પ્ર.], **નડતી** સ્ત્રી. [જુઓ 'નડતું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] અવરોધ, અડચણ, આડચ, હરકત, વિઘ્ન, અંતરાય
**નડતું** ન. [જુઓ 'નડતી.'] વિઘ્ન. (૨) અ-કલ્યાણ
**નડવું** સકર્માભાસી અ.ક્રિ. [દે. પ્રા. नड પ્રા. તત્સમ] અડચણ કરવી, હરકત કરવી. (ભૂ.કૃ.માં કર્તરિ પ્રયોગ: 'હું એને નડચો.'] **નડાવું¹** ભાવે., ક્રિ. (કારણ કે 'મારાથી એને નડાયું.')
**નડાવવું** જુઓ 'નાડવું'માં.
**નડાવું¹** જુઓ 'નડવું' માં.
**નડાવું²** જુઓ 'નાડવું' માં.
**નડં(-ડિં)ગ- ધડં(-ડિં)ગ** (નડ(-ડિ)-ઙ્ગ –ધડ(-ડિ)ઙ્ગ) વિ. એકલ-દોકલ. (૨) સંતાન વિનાનું. [**૦ ને આતવાર** (રૂ.પ્ર.) આગળ પાછળ કોઈ નહિ]
**નડાવ** પું. [જુઓ 'નડવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] નડતર, અડચણ, હરકત, વિઘ્ન
**નડિંગ-ધડિંગ** (નડિઙ્ગ-ધડિઙ્ગ) જુઓ 'નડંગ-ધડંગ.'
**નડેહાટ** પું. નીરવ-તા, શૂન્યકાર, સૂમસામપણું, સુનકાર
**નડો** પું. વણકરનું તાણોવાણો વણવાનું એક સાધન
**નઢિયો** પું. ગળાનો ઊપસી આવેલો ભાગ
**નણદલ** (-લ્ય) સ્ત્રી. [સં. ननान्दा > પ્રા. नणंदा + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.], **૦ડી** સ્ત્રી. [+ ગુ. '૦ડી' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નણંદ.' (પદ્યમાં.) [પતિ. (પદ્યમાં.)
**નણદલ-વીર** (નણદલ્ય-) પું. [+ સં.] નણંદનો ભાઈ, ભાભીનો
**નણદલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], **નણદી** સ્ત્રી. [જુઓ 'નણંદ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નણંદ.' (પદ્યમાં.) જુઓ 'નણંદ.' (પદ્યમાં.)

**નણદોઈ(-ઇયો)** પું.[સં. ननान्दृपति > પ્રા. नणंद–उइ > नणंदोइ + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] નણંદનો પતિ, પતિની બહેનનો પતિ (ભાભીને)

**નણંદ** સ્ત્રી. [સં. ननान्दा > પ્રા. नणंदा > અપ. नणंद તત્સમ] (ભાભીને) પતિની બહેન

**ન(-ના)ણાવવું, ન(-ના)ણાવું** જુઓ 'નાણવું૧' માં.

**નત૧** વિ. [સં.] નમેલું

**નત૨** (-ત્ય) ક્રિ.વિ. [સં. नित्य-, અર્વા, તદ્ભવ. પ્રા.] નિત્ય, હમેશાં, દરરોજ

**નત-પર્વ** વિ. [સં.] નહોરની જેમ સાંધામાંથી વળેલું (નખ બાણ વગેરે) (બ.ક.ઠા.)

**નત-ભ્રૂ** વિ., સ્ત્રી. [સં.] ભ્રમર નીચી નમી પડેલી હોય તેવી સ્ત્રી

**નત-મસ્તક** વિ. [સં.] જેનું માથું નીચું નમેલું હોય તેવું

**નત-મુખ** વિ. [સં.] જેનું મોઢું નીચું નમેલું હોય તેવું

**ન(-નિ)ત(-તે)-વાળિયો** (નત્ય-) વિ., પું. [જુઓ 'નત૨' + 'વાળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] મરનારની પાછળ નિત્ય જમવા આવનાર બ્રાહ્મણ, નતાનિયો ['નત-મસ્તક.'

**નત-શિર** વિ. [સં. नत–शिरस्], **નત-શીર્ષ** વિ. [સં.] જુઓ

**નતાન** (-ત્ય) ક્રિ.વિ. [સં. नित्याह्न- > नित्तान्ह- + જૂ. ગુ. 'ઇ' સા.વિ., પ્ર; પ્રા.] હમેશાં, દરરોજ, નિત્ય

**નતાનન** વિ. [સં. नत + आनन] જુઓ 'નત-મુખ.'

**નતાનિયો** પું. [જુઓ 'નતાન' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'નતવાળિયો.' [હોય તેવું તેવું

**નતાંગ** (નતાઙ્ગ) વિ. [સં. नत + अङ्ग] જેનાં અંગ નમી પડયાં

**નતાંગી** (નતાઙ્ગી) સ્ત્રી. [સં.] સ્તન અને જઘન લચી પડયાં હોય તેવી સ્ત્રી

**નતકાલ,-લાંશ** (-લાંશ) પું. [સં., + अंश] આકાશીય પદાર્થને ધ્રુવ સાથે જોડનાર મહાવૃત્ત અને ઇષ્ટ સ્થળના યામ્યોત્તરવૃત્ત વચ્ચેનો ખૂણો. (ખગોળ.) (૨) પૂર્વ તરફ મધ્યાહ્નબિંદુમાં આવવાને સૂર્યને જેટલો સમય લાગે તથા મધ્યાહ્ન–બિંદુથી પશ્ચિમ તરફ જેટલો સમય લાગે તેટલો સમય. (જ્યો.)

**નતાંશ** (નતાંશ) પું. [સં. नत + अंश] આકાશીય શિરોબિંદુથી મપાતું અંતર, આકાશીય પદાર્થનું ધ્રુવથી અંતર. (ખગોળ.)

**નતિ** સ્ત્રી. [સં.] નમન, નમસ્કાર. (૨) એક બાજુ ઢળવાની પરિસ્થિતિ

**નતિયો** પું. કાન ઢંકાય તેવી સુતરાઉ કે રેશમી ભરત-ભરેલી બાળકની ટોપી, ગલેચી

**નતીજો** પું. [અર. નતીજહ્] પરિણામ, ફળ. (૨) નિકાલ, ફેંસલો. (૩) (લા.) બદલો, વળતર

**નતેવાળિયો** જુઓ 'નતવાળિયો.'

**ન-તોડ** વિ. [સં. न + જુઓ 'તોડવું.'] ચોપાટની રમતમાં તોડ થયા વિનાનું (૨) ન. ન-તોડથી થતી હાર

**નતોડિયું** વિ. [+ જુઓ 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ન-તોડ.'

**નતોદર,- -રીય** વિ. [સં. नत + उदर, उदरीय] નમી પડેલા–લચી પડેલા પેટવાળું, અંતર્ગોળ, 'કોન્કેઇવ'

**નતોન્નત** વિ. [સં. नत + उन्नत] નમેલું અને પછી ઊંચે આવેલું. (૨) ખાડાખડબાવાળું

**નત્તો** ક્રિ.વિ. [સુ.] તરત, જલદી, ઝટ

**નત્ર** પું. [અં. 'નાઇટ્રોજન' દ્વારા સંસ્કૃતીકરણ] એક જાતનો રાસાયણિક પદાર્થ, નિર્ગુણ વાયુ, 'નાઇટ્રોજન.' (૨) વિ. સુરોખારનો ગુણ ધરાવતું, 'નાઇટ્રિક'

**નત્રક** વિ. [અં. 'નાઇટ્રિક્'નું સંસ્કૃતીકરણ] જુઓ 'નત્ર(૨).'

**નત્રકામ્લ** પું., ન. [+ સં. 'अम्ल] સુરોખારનો તેજાબ, 'નાઇટ્રિક એસિડ' ['નત્ર(૧).'

**નત્રજન** પું. [અં. 'નાઇટ્રોજન'નું સંસ્કૃતીકરણ.] જુઓ

**નત્રજનીય** વિ. [+ સં. अनीय ત.પ્ર.] નાઇટ્રોજન વાયુને લગતું, 'નાઇટ્રિક'

**નત્ર-વાયુ** પું. [જુઓ 'નત્ર' + સં.] જુઓ 'નત્ર(૧).'

**નત્રામ્લ** પું., ન. [જુઓ 'નત્ર' + સં. 'अम्ल'] જુઓ 'નત્રકામ્લ.'

**નત્રાયિત** વિ. [જુઓ 'નત્ર' + સં. आय + इत ભૂ. કૃ.] નત્રામ્લ સાથે ભસ્મ અથવા મદ્યસાર ભેળવતાં થતો પદાર્થ, 'નાઇટ્રાઇટ'

**નત્રિકામ્લ** પું., ન. [જુઓ 'નત્ર' + સં. इक ત. પ્ર. + સં. अम्ल] તીવ્ર જલદ, એસિડ, 'એક્વાફોર્ટિસ'

**નત્રિત** પું. [જુઓ 'નત્ર' + સં. इत ત. પ્ર.] કોઈ મૂળ તત્ત્વ સાથે નત્રનો તેજાબ ભળવાથી થતો ક્ષાર, 'નાઇટ્રેઇટ'

**નત્રિલ** ન., સ્ત્રી. [જુઓ 'નત્ર' + સં. इल ત. પ્ર.] ઘઉં મકાઈ દૂધ દાળ તેમજ માંસ માછલીમાં રહેલું પ્રોટીન તત્ત્વ

**નથ૧** સ્ત્રી. [દે. પ્રા. नत्था નાકમાંની દોરી.] (લા.) સ્ત્રીઓના નાકના ડાબા ફણસામાં ઘલાતી ખાસ ઘાટની કડી

**નથ૨** (-ત્થ) અ. ક્રિ., વર્ત. કા. [સં. नास्ति > પ્રા. नत्थि > જૂ. ગુ. 'નથી.' પ્રા.] નથી, છે નહિ

**નથડી, નથલડી** સ્ત્રી. [જુઓ 'નથ૧' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'લ' સ્વાર્થે ત. પ્ર.], **નથણી(-ની)** સ્ત્રી. [+ 'ણી'-'ની' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નથ.૧' (પદ્યમાં.)

**નથાવવું, નથાવું** જુઓ 'નાથવું'માં,

**નથી** અ. ક્રિ., વર્ત. કા. [સં. नास्ति > પ્રા. नत्थि > જૂ. ગુ.] છે નહિ. (ત્રણે પુરુષે બધાં વચનોમાં સમાન આ રૂપ મુખ્ય ક્રિયાપદ તરીકે તેમ સહાયક ક્રિયાપદ તરીકે પણ વ્યાપકતાથી પ્રયોજાય છે.)

**નથૈયો** પું. [જુઓ 'નાથવું' + ગુ. 'ઐયો' કૃ. પ્ર.] નાથવામાં નિષ્ણાત માણસ. (૨) (લા.) શ્રીકૃષ્ણ (કાલિય નાગ નાથે લો.)

**નથુભાઈ** પું. ['નાથવું' દ્વારા 'નાથો' > 'નથુ' + જુઓ 'ભાઈ.'] (લા.) મોટો માણસ

**નદ** પું. [સં.] મોટી નદી

**નદવી** વિ., પું. [અર. 'નદવા' + 'ઉર્દૂ' + 'ઈ' ત.પ્ર.] ઉત્તર ભારતની 'નદવા' મુસ્લિમ કોલેજનો સ્નાતક

**ન-દાત** વિ. [સં. न + दत्त], **-તિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] લઈ ને પાછું ન આપનારું

**ન-દાયું** વિ. [સં. न + જુઓ 'દાવું' + ગુ. 'યું' કૃ. પ્ર.] સગર્ભા ન થયેલી કોઈપણ પશુ-માદા [નિષ્કિંચન

**નદારત,-દ** ક્રિ. વિ. [ફા. નદારદ્] ગૂમ થયેલું, ગેબ. (૨)

**ન-દાવા** ક્રિ. વિ. [સં. न + જુઓ 'દાવો.'] કોઈ જાતનો હક કે દાવો ન રહે એ રીતે

**નદાવા-પત્ર** પું. [+ સં. पत्र, ન.] નદાવા-ફારગતી, 'ઍક્વિટન્સ'
**નદી** સ્ત્રી. [સં.] પહાડ વગેરેમાંથી નીકળી ઉત્તરોત્તર પહોળી થતી ચાલતી પાણીવાળી કે પાણી વિનાની કોતરાયેલી જમીન
**નદી-કૂલ** ન. [સં., પું.] નદીનો કાંઠો, નદી-તીર, નદી-તટ
**નદી-ક્ષેત્ર** ન. [સં.] નદીનો પ્રદેશ, 'રિવર-બૅસિન'
**નદી-તટ** પું., ન. [સં., પું.] જુઓ 'નદી-કૂલ.'
**નદી-દુર્ગ** પું. [સં.] નદીની વચ્ચેના બેટ ઉપરનો કિલ્લો
**નદી-નહેરું** (-ન:રું) ન. [+ જુઓ 'નહેરું.'] જુઓ 'નદી-નાળાં.'
**નદી-નાવ-સંયો(-જો)ગ** (-સંય્યો(-ઝ્જો)ગ) પું. [+ જુઓ 'નાવ' + સં. संयोग] નદી અને હોડકાંનો થતો મેળાપ. (૨) (લા.) અકસ્માત્ થોડા સમય માટે માણસોનો થતો મેળાપ
**નદી-નાળાં** ન., બ. વ. [+ જુઓ 'નાળું.'] નદી અને નાના વોકળા કે વાંઘાં. [૦ કરવાં (રૂ. પ્ર.) આપઘાત કરવા પ્રયત્ન કરવો]
**નદી-પાત્ર** ન. [સં.] નદીના બે કાંઠા વચ્ચેની નીચાણની જમીન, નદીનો પટ, 'રિવર-બેડ'
**નદી-પ્રદેશ** પું. [સં.] નદીના બેઉ કાંઠા નજીકનો વિશાળ ભૂભાગ, જે ભૂભાગમાંથી નદી પસાર થતી હોય તે, નદી-ક્ષેત્ર, 'રિવર-વેલી.' (૨) જેમાંથી અનેક નદીઓ પસાર થતી હોય તેવી ફળદ્રૂપ જમીન, ચેડનો પ્રદેશ
**નદી-પ્રધાન** વિ. [સં.] જ્યાં એકથી વધુ નદીઓ છે તેવું
**નદી-માતૃક** વિ. [સં.] જ્યાં ખેતીનો આધાર નદીના પાણી ઉપર છે તેવું (પ્રદેશ) (નદીની નહેરો જ્યાંસુધી પહોંચતી હોય તેનો પણ આમાં સમાવેશ)
**નદી-માર્ગ** પું. [સં.] જમીનનો નદીને પસાર થવાનો ભાગ. (૨) નાનાં મોટાં વહાણ પસાર થયે વેપાર-રોજગારની સુવિધા હોય તેવી નદી, તરીનો માર્ગ
**નદી-મુખ** ન. [સં.] નદી જ્યાં બીજી નદીને યા મોટા સરોવર કે સમુદ્રને મળતી હોય તે ભૂભાગ, બારું
**નદીમુખ-પ્રદેશ** પું. [સં.] નદીમુખનો ભૂ-ભાગ, 'ડેલ્ટા'
**નદી-વટ** પું. [સં.] નદી-કાંઠા ઉપર ઊગેલો વડલો
**નદી-વર્ણન** ન. [સં.] નદીઓના વિષયનું બયાન, 'પૉટમોગ્રાફી'
**નદી-વાસ** પું. [સં.] નદીને કાંઠે વસેલી વસાહત. (૨) (લા.) ઝાડે જવું એ, દિશાએ જવું એ, હગવા જવું એ
**નદીવાહન-વ્યવહાર** પું. [સં.] નદીઓ દ્વારા હોડીઓ વગેરેથી થતી હેર-ફેર, 'રિવર-ટ્રાન્સ્પૉર્ટ'
**નદી-વિદ્યા** સ્ત્રી. [સં.] નદીઓને લગતું શાસ્ત્ર, 'પૉટમોલૉજી'
**નદી-વેગ** પું. [સં.] નદીના પાણીની ઝડપ
**નદીવ્યાઘ્ર-ન્યાય** પું. [સં.] એક બાજુ જતાં નદીમાં ડૂબવાનો ભય અને સામી બાજુ જતાં કાંઠે ઊભેલા વાઘનો ભય, કોઈ પક્ષે ઉગાર ન હોય તેવી પરિસ્થિતિ, ઉભયતઃપાશારજ્જુ-ન્યાય, 'ડિલેમા'
**ન-ધક્કું** વિ. [સં. न + જુઓ 'ધક્કો' + ગુ. 'ઉં' ત. પ્ર.] (લા.) ધાક વિનાનું, કોઈની બીક વિનાનું, નીડર
**ન-ધડકું** વિ. [સં. न + જુઓ 'ધડક' + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'ન-ધક્કું.' (૨) (લા.) બેશરમ, નિર્લજ્જ. (૩) ઉદ્ધત
**ન-ધણિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ન-ધણિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ધણી વિનાની સ્ત્રી, ધણીએ કાઢી મૂકેલી સ્ત્રી, નિરાધાર સ્ત્રી. (૨) વિધવા, રાંડી-રાંડ



**ન-ધણિયાતું** વિ. [સં. न + જુઓ 'ધણિયાતું.'], **ન-ધણિયું** વિ. [+ જુઓ 'ધણી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ધણી વિનાનું. (૨) બિન-વારસી, બિન-માલિકીનું, 'અન્ક્લેઇમ્ડ.' (૩) (લા.) રખડતું, રેઢિયાળ
**ન-ધણિયેણ** (-ણ્ય) 'જુઓ 'ન-ધણિયણ.'
**નધા-ધૂમ** વિ. તદ્દન, સાવ, નર્યું
**નધાર** વિ. [સં. अनाधारનું લાઘવ] આધાર વિનાનું, નિરાધાર
**નધાવવું, નધાવું** જુઓ 'નાધવું'માં.
**ન(-ના)નક(-કૂ)ડું** જુઓ 'નાનક(-કૂ)ડું'
**નનડવું** સકર્મકાભાસી અ. ક્રિ. [જુઓ 'નડવું' – આદિ શ્રુતિનો દ્વિર્ભાવ.] જુઓ 'નડવું.' **નનડાવું** ભાવે., ક્રિ. **નનડાવવું** પ્રે., સ. ક્રિ.
**નનડાવવું, નનડાવું** જુઓ 'નનડવું'માં.
**નનરવું** સ. ક્રિ. ધિક્કારવું, નિંદવું. **નનરાવું** કર્મણિ., ક્રિ. **નનરાવવું** પ્રે., સ. ક્રિ.
**નનરાવવું, નનરાવું** જુઓ 'નનરવું'માં.
**ન-નામી** વિ., સ્ત્રી. [જુઓ 'ન-નામું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) શબવાહિની, ઠાઠડી. (૨) ઘોડાની એક પ્રકારની ખોડ
**ન-નામું** વિ. [સં. न + नाम + ગુ. 'ઉં' ત. પ્ર.] નામ વિનાનું. (૨) લખનારની સહી વિનાનું, 'એનોનીમસ.' (૩) સરનામા વિનાનું
**ન-નામો** પું. [જુઓ 'નનામું.'] (લા.) ઘોડાનો એક રોગ
**ન-નાયકું** વિ. [સં. न + नायक + ગુ. 'ઉં' ત. પ્ર.] નાયક વિનાનું
**નનાંગડું, -ડિયું** વિ. [જુઓ 'નાનું' + સં. अङ्ग + ગુ. 'ડું' ત. પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નાનાં અંગોવાળું, વામન, ઠીંગણું, બેઠા ઘાટનું
**નનુ-નચ** ક્રિ. વિ. [સં.] (લા.) વિરોધ. [૦ કરવું (રૂ. પ્ર.) દલીલો કરવી. (૨) ઊભા-જોડી કરવી]
**નનુરેલ** વિ. નમાલું, કૈવત વિનાનું. (૨) નિર્બળ
**ન-નેત્રું** વિ. [સં. न + नेत्र + ગુ. 'ઉં' ત. પ્ર.] આંખ વિનાનું, આંધળું
**નનૈયો** પું. [જુઓ 'ન-નો' + ગુ. 'ઐયો' ત. પ્ર.] ન-નો, નકાર, ના કહેવી એ
**નનોરિયો** પું. [ગ્રા.] બાવળનાં પરડાંમાંનું બી
**નન્નારી** સ્ત્રી. એ નામનો એક છોડ, ઉપલસરી
**નન્નેમિયાં** પું. [જુઓ 'નાનું' + 'મિયાં.'] (લા.) મુસ્લિમ સ્ત્રીઓ જેની પૂજા-બંદગી કરે છે તેવું એક કલ્પિત પ્રેત
**ન-નો**[1] પું. 'ન' વર્ણ. (૨) 'ન' ઉચ્ચારણ
**ન-નો**[2] પું. [સં. न (અવ્યય)નો વિકાસ.] ના ભણવી એ, નકાર, નિષેધ. [૦ ભણવો (રૂ. પ્ર.) નામુક્કર જવું]
**ન-પગું** વિ. [સં. न + જુઓ 'પગ' + ગુ. 'ઉં' ત. પ્ર.] પગ વિનાનું, કપાયેલા પગવાળું. (૨) (લા.) આધાર વિનાનું. (૩) જે વાતને મૂળ-માથું ન હોય તેવું જોડી કાઢેલું, ઉટાંગ
**નપટ** પું. જ્યાં પાણીની રેલ ફરી વળતી હોય તેવો જમીનનો ભાગ
**નપાક** જુઓ 'નાપાક.'
**નપાટ** વિ. જુઓ 'નપાવટ.'
**ન-પાણિયું** વિ. [સં. न + જુઓ 'પાણી' + ગુ. 'ઉં' ત. પ્ર.] પાણી વિનાનું (પ્રદેશ). (૨) પાણી પાયા વિના થયેલું. (૩) (લા.) તાકાત વિનાનું, બળહીન, નમાલું. (૪) આવડત વિનાનું

**ન-પાતર** વિ. [સં. न + पात्र ન., અર્વા. તદ્ભવ] કુ-પાત્ર, કપાતર, નાલાયક

**ન-પાયું** વિ. [સં. + જુઓ 'પાયો' + ગુ. 'ઉં' ત. પ્ર.] પાયા વિનાનું. (૨) જુઓ 'ન-પગું (૨-૩).'

**નપાવટ** [જુઓ 'નપાટ.'] વિ. તદ્દન હલકા પ્રકારનું, ખરાબ. (૨) લુચ્ચું, બદમાશ. (૩) નફ્ફટ, નિર્લજ્જ, બેશરમ

**નપાવટ-તા** સ્ત્રી. [+ સં., ત. પ્ર.] નપાવટ હોવાપણું

**ન(-ના)-પાસ** વિ. [સં. न + અં.] નિષ્ફળ, અનુત્તીર્ણ, (પરીક્ષા કે કોટિમાં) પસાર નહિ થયેલું. (૨) પસંદ ન પડેલું, ના-પસંદ. (૩) નામંજૂર થયેલું. [૦ થવું (રૂ. પ્ર.) પાર ન પડવું]

**ન(-ના)પાસિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] વારંવાર હર પરીક્ષાએ નપાસ થનારું

**ન-પીરી** વિ., સ્ત્રી. [સં. न + જુઓ 'પિયર' + ગુ. 'ઉં' ત. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જેને માવતર નથી તેવી સ્ત્રી, માબાપ મરી ગયાં હોય તેવી સ્ત્રી. (આ ગાળ છે.)

**ન-પુંસક** (-પુંસક) વિ., પું. [સં.] જેનામાં પ્રજનન-શક્તિ ન હોય તેવો પુરુષ, હીજડો, ફૂલીબ, નામર્દ, પાવૈયો. (૨) નાન્યતર જાતિનું, નાન્યતર લિંગનું. (વ્યા.)

**નપુંસક-તા** (નપુંસક-તા) સ્ત્રી., -ત્વ ન., -ભાવ પું. [સં.] નપુંસકપણું

**નપુંસક-લિંગ** (નપુંસક-લિઙ્ગ) ન. [સં.] નાન્યતર જાતિ.(વ્યા.)

**નપુંસકલિંગી** (નપુંસકલિઙ્ગી) વિ. [સં.,પું.] નપુંસક લિંગનું, નાન્યતર જાતિનું. (વ્યા.)

**ન-પૂત** વિ. [સં. + न + જુઓ 'પૂત.'] પુત્ર વિનાનું, અ-પુત્ર

**નપેતર** જુઓ 'નપાવટ.'

**ન-પોતું** વિ. [સં. न + જુઓ 'પોત' + ગુ. 'ઉં' ત.પ્ર.] પોત વિનાનું, ન-વસ્ત્રું, નાગું [રાખે તેવું. (૩) દુરાગ્રહી

**નપોળવું** વિ. મોઢે ચડાવેલું, ખોટા લાડવાળું. (૨) માન ન

**નપ્તા** પું. [સં.] દીકરાનો દીકરો, પૌત્ર, પોતરો. (૨) દીકરીનો દીકરો, દૌહિત્ર, દોહિતરો

**નપ્ફટ** જુઓ 'નફ(-ફ્ફ)ટ.'

**નપ્ફટાઈ** જુઓ 'નફ(-ફ્ફ)ટાઈ.'

**નપ્ફર** જુઓ 'નફર.'

**ન-પ્રકૃતિ** સ્ત્રી. [સં.] પ્રકૃતિ નથી તેવું મૂલ તત્ત્વ. (સાંખ્ય.)

**ન-ફકરાઈ** જુઓ 'ન-ફિકરાઈ.'

**ન-ફકરું** જુઓ 'ન-ફિકરું.'

**નફ(-પ્ફ, -ફ્ફ)ટ** વિ. નિર્લજ્જ, બેશરમ, બે-અદબ

**નફ(-પ્ફ, -ફ્ફ)ટાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] નફટપણું

**નફ્તેલ** ન. [અં. નેપ્થા + જુઓ 'તેલ.'] મેલ કાપવાના ધર્મવાળું સાબુ બનાવવામાં ઉપયોગી એક તેલ, નખ-તેલ, 'નેપ્થા ઑઇલ'

**નફ્તૅલિન** પું. [અં. નૅફ્થલિન્] ડામરમાંથી બનાવવામાં આવતો એક સફેદ ઘન પાસાદાર પદાર્થ. (પ.વિ.)

**નફ(-પ્ફ,-ફ્ફ)ર** પું. [અર.] નોકરોનો સમૂહ. (૨) નોકર, ચાકર [ખંધું, લુચ્ચું. (૨) બેશરમ

**નફર-ખંધું** (-ખન્ધું) વિ. [+ જુઓ 'ખંધું.'] નફ્ફટ અને

**નફરત** સ્ત્રી. [અર.] ધિક્કાર, તિરસ્કાર, હ્યાનત

**નફરાઈ** સ્ત્રી. [જુઓ 'નફર' + ગુ. 'આઈ' ત.પ્ર.], -ગી સ્ત્રી. [અર. + ફા.], -છ સ્ત્રી. નોકરી, ચાકરી, સેવા

**નફરાન** પું. [અર. + ફા. 'આન્' બ.વ.,પ્ર.] નોકર-ચાકર

**નફરી** સ્ત્રી. [જુઓ 'નફર' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'નફરાઈ.'

**નફરીન** જુઓ 'નફરત.'

**નફસ**[1] પું. [અર. નફ્સ્] શ્વાસોચ્છ્વાસ, દમ

**નફસ**[2] સ્ત્રી. [અર. નફ્સ્] મનની ઇચ્છા

**નફસાની** [જુઓ 'નફસ.[2]'], **નફસી** વિ. [જુઓ 'નફસ[2]' + ગુ. 'ઈ' ત. પ્ર.] વિ. મનની પ્રબળ ઇચ્છાવાળું. (૨) વિષય-વાસનાથી ભરેલું, વિષયી, કામાંધ [તેવું, લાભ-દાયક

**નફા-કારક** વિ. [જુઓ 'નફો' + સં. °कारक] નફો આપે

**નફા-ખોર** વિ. [જુઓ 'નફો' + ફા. પ્રત્યય] વેપારમાં વધારે પડતો નફો કરવાની વૃત્તિવાળું [દાનત, નફાખોર વૃત્તિ

**નફાખોરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વધુ પડતો નફો કરવાની

**નફા-દાર** વિ. [જુઓ 'નફો' + ફા. પ્રત્યય.] જુઓ 'નફા-કારક.'

**નફિકરાઈ** સ્ત્રી. [જુઓ 'ન-ફિકરું + ગુ. 'આઈ' ત. પ્ર.] નફિકરાપણું, નફકરાઈ, બેફિકરાઈ, નિશ્ચિત હોવાની ટેવ

**ન-ફિકરું** વિ. [સં. न + જુઓ 'ફિકર' + ગુ. 'ઉં' ત. પ્ર.] તદ્દન ફિકર વિનાનું, નફકરું, બેફિકરું, તદ્દન નિશ્ચિંત

**નફેટ** જુઓ 'નફટ.' [પ્રકારનું વાજિંત્ર

**નફેરી** સ્ત્રી. [અર. 'નફરી.'-ફરિયાદ, બૂમરાણ] (લા.) એક

**નફો** પું. [અર. નફ્અ] લાભ, હાંસલ, કમાણી, મળતર, ફાયદો. [૦ કાઢવો, ૦ ખાવો, ૦ મેળવવો,.૦ લેવો (રૂ.પ્ર.) નફો કરવો, મળતર કરવું]

**નફો-ટો(-તો)ટો** પું. [+ જુઓ 'ટો (-તો)ટો.'], **નફો-નુકસાન** ન. [+ જુઓ 'નુકસાન.'] વેપાર-રોજગારમાં હાંસલ અને ખોટાં લાભ-હાનિ, 'પ્રૉફિટ ઍન્ડ લૉસ'

**નફ્ફટ** જુઓ 'નફટ.'

**નફ્ફટાઈ** જુઓ 'નફટાઈ.'

**નફ્ફર** જુઓ 'નફર.'

**ન-બત્તર, ન-બદતર** વિ. [સં. न + જુઓ 'બદતર.'] જેના કરતાં કોઈ બીજું ખરાબ નથી તેવું, અત્યંત ખરાબ

**ન-બદું** વિ. [સં. न + જુઓ 'બદવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] કોઈ ને બદે નહિ-ગાંઠે નહિ તેવું, નિરંકુશ, ઉદ્ધત, ઉચ્છૃંખલ

**નબવી** વિ. [અર.] મહમ્મદ પેગંબરને લગતું, નબીને લગતું

**ન-બહેતર** (-બૅ:તર) વિ. [સં. न + જુઓ 'બહેતર.'] ખરાબ

**નબળાઈ** સ્ત્રી. [જુઓ 'નબળું' + ગુ. 'આઈ' ત. પ્ર.] નિર્બળપણું, (શરીરનું) નબળાપણું, કમજોરી. (૨) માનસિક નબળાપણું

**નબળું** વિ. [સં. निर्बलक-> પ્રા. निब्बलअ-] બળ વિનાનું, શક્તિ વિનાનું કે ઓછી શક્તિવાળું, કમજોર. (૨) માનસિક રીતે તદ્દન ઢીલું. (૩) (લા.) ભેગ અથવા મિશ્રણવાળું, હલકા પ્રકારનું

**ન-બંધી** (-બન્ધી), **-ધું** (-ન્ધું) વિ. [સં. न + बन्ध + ગુ. 'ઈ'-'ઉં' ત.પ્ર.] બંધન વિનાનું, નિરંકુશ

**ન-બાપું** વિ. [સં. न + જુઓ 'બાપ' + ગુ. 'ઉં' ત.પ્ર.] બાપ વિનાનું, પિતા ગુજરી ગયો હોય તેવું

**નબી** પું. [અર.] ઈશ્વરી દૂત, પેગંબર. (૨) મહમ્મદ પેગંબર

સાહેબ. (સંજ્ઞા.) [૦નો માર (રૂ.પ્ર.) કુદરતી સજા]

**ન-બીજું** વિ. [સં. न+ बीज + ગુ. 'ઉં' ત.પ્ર.] બીજ વિનાનું, બીજ જ ન થતાં હોય તેવું, 'સીડ-લેસ.' (પ.વિ.)

**નબીરી** સ્ત્રી. [જુઓ 'નબીરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દીકરાં-દીકરીની સ્ત્રી-સંતતિ, પૌત્રી અને દૌહિત્રી

**નબીરો** પું. [અર. નબીરહ્] દીકરા-દીકરીનું પુરુષ સંતાન, પૌત્ર અને દૌહિત્ર

**ન-બોજું** વિ. [સં. न + જુઓ 'બોજ' + ગુ. 'ઉં' ત. પ્ર.] બોજ વિનાનું, ભાર વિનાનું. (૨) (લા.) વકર વિનાનું, નમાલું

**નબ્ઝ** સ્ત્રી. [અર.] શરીરની નાડી (રોગ પારખવા માટે હાથની નાડી જોવામાં આવે છે તે પ્રકારની પગ વગેરેની પણ)

**નબ્બા-ઝ** પું. [અર.] નાડી-વૈદ

**નબ્બા-ઝી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] નાડી-વૈદું, નાડી જોવાનું શાસ્ત્ર

**નભ** ન. [સં. नभस्] આકાશ, ગગન, આભ, વાદળ

**નભ-કુહર** ન. [+ સં.] આકાશનું પોલાણ

**નભ-ખંડ** (-ખણ્ડ) પું. [+ સં.] આકાશનો કોઈ પણ એક પ્રદેશ

**નભ(-ભો)-ગંગા** (-ગઙ્ગા) સ્ત્રી. [સં. नभो-गङ्गा] જુઓ 'નભો-ગંગા.'

**નભ-ગામી** વિ. [સં. नभो-गामी] પું. જુઓ 'નભો-ગામી.'

**નભ-ગોખ** પું. [જુઓ 'નભ' + 'ગોખ.'] આકાશ-રૂપી ગોખલો, આકાશરૂપ ઝરૂખો [ળાંઓની ઘટા

**નભ-ઘટા** સ્ત્રી. [સં. नभ-घटा] આકાશમાં છવાયેલી વાદ-

**નભ-ચર** વિ. [જુઓ 'નભ' + સં. चर], **નભ-ચારી** વિ. [+ સં. चारी, પું.] આકાશમાં ફરનારું, નભશ્ચર

**નભ-ચાલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'નભ' + 'ચાલ.[૨]'] આકાશમાં ચાલવાની રીત [આકાશના ઘૂમટની લાગતી સપાટી

**નભ-છત** સ્ત્રી. [જુઓ 'નભ' + 'છત.'] આકાશરૂપી છત,

**નભ-તારિકા** સ્ત્રી. [જુઓ 'નભ' + સં.] આકાશમાંનો તારોડિયો

**નભ-દેવતા** સ્ત્રી. [સં. नभो-देवता] જુઓ 'નભો-દેવતા.'

**નભ-પટ** પું. [જુઓ 'નભ' + સં.] આકાશરૂપી વસ્ત્ર, આકાશનો પથરાયેલો દેખાવ [છેડો, ક્ષિતિ-જ

**નભ-પ્રાંત** (-પ્રાન્ત) પું. [જુઓ 'નભ' + સં.] આકાશનો

**નભ-બિંદુ(-બિન્દુ)** ન. [સં. नभो-बिन्दु પું.] જુઓ 'નભો-બિંદુ.'

**નભ-મણિ** પું. [સં. नभो-मणि] જુઓ 'નભો-મણિ.'

**નભ-મંડપ(-મણ્ડપ)** પું. [સં. नभो-मण्डप] જુઓ 'નભો-મંડપ.'

**નભ-મંડલ(-ળ)** (મણ્ડલ, -ળ) ન. [સં. नभो मण्डल] જુઓ 'નભો-મંડલ.'

**નભ-માસ** પું. [સં. नभो-मास] જુઓ 'નભો-માસ.'

**નભ-મુકુટ** પું. [સં. नभो-मुकुट], **નભ-મુગટ** પું. [જુઓ 'નભ' + 'મુગટ.'] જુઓ 'નભો-મુકુટ.' [બેશરમ, નિર્લજ્જ

**નભર-ખંડું** (-ખણ્ડું) વિ. આબરૂની દરકાર વિનાનું. (૨)

**નભ-રથ** પું. [સં. नभो-रथ] જુઓ 'નભો-રથ.'

**ન-ભરમું**[૧] વિ. [સં. न + જુઓ 'ભરમ' + ગુ. 'ઉં' ત. પ્ર.] ભ્રમ વિનાનું [ખરાબ. (૪) બેસ્વાદ

**નભરમું**[૨] વિ. ઝાંખું, નિસ્તેજ. (૨) બેડોળ. વરવું. (૩) નઠારું,

**નભરવશ** વિ. ગાફેલ, બેદરકાર

**નભરેચવું** સ. ક્રિ. તિરસ્કાર કરવો, વખોડવું, નિંદવું. **નભરેચાવું** કર્મણિ, ક્રિ. **નભરેચાવવું** પ્રે., સ. ક્રિ.

**નભરેચાવવું, નભરેચાવું** જુઓ 'નભરેચવું'માં.

**નભ(-ભા)વવું** જુઓ 'ન(-ની)ભવું'માં

**નભ-વિલાસી** વિ. [સં. नभो-विलासी પું.] જુઓ 'નભો-વિલાસી.'

**ન(-ની)ભવું** અ. ક્રિ. [સં. निर्वह्- > પ્રા. निव्वह-] ટકી રહેવું, ચાલ્યા કરવું, સચવાવું. ન(-નિ)ભાવું ભાવે., ક્રિ. ન(-નિ)ભાડ(-વ)વું પ્રે., સ. ક્રિ.

**નભશ્ચર** વિ. [સં. नभस् + चर, સંધિથી], **નભશ્ચારી** વિ. [સં. नभस् + चारी પું., સંધિથી] આકાશમાં ફરનારું, નભ-ચર, નભોગામી

**નભસ્** ન [સં., સમાસમાં પૂર્વપદે સંધિથી ક્યાંક [ : ] વિસર્ગ, 'ચ-છ' પહેલાં नभश् અને ઘોષ વ્યંજન પહેલાં नभो-] આકાશ

**નભ-સંગમ** (-સઙ્ગમ) પું. [જુઓ 'નભ' + સં.], **-મી** વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] આકાશમાં જઈ મળનારું કે ફરનારું

**નભસ્તલ(-ળ)** ન. [સં.] જુઓ 'નભ-છત.'

**નભ(-ઃ)સ્થ, -સ્થિત** વિ. [સં.] આકાશમાં રહેલું

**નભસ્ય** પું. [સં.] ભાદરવો મહિનો. (સંજ્ઞા.)

**નભઃસ્થ,-સ્થિત** જુઓ 'નભસ્થ,-સ્થિત.'

**ન-ભાઈ** સ્ત્રી. [જુઓ 'ન-ભાયું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભાઈ વિનાની સ્ત્રી. (આ એક ગાળ છે.) ['વાયેબલ'

**નભાઉ** વિ. [જુઓ 'નભવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] નભે તેવું,

**ન-ભાતું** વિ. [સં. न + 'ભાત[૨]' + ગુ. 'ઉં' ત. પ્ર.] જ્યાં ભાત પહોંચાડવાની સગવડ ન હોય કે નજીકમાં ખેતર હોય તેવું (ખેતર વાડી બાગ બગીચો વગેરે) [ભાઈ વિનાનું

**ન-ભાયું** વિ. [સં. न + જુઓ 'ભાઈ' + ગુ. 'ઉં' ત. પ્ર.]

**ન(-નિ)ભાઉ** વિ. [જુઓ 'ન(-ની)ભવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] થોડો સમય ચાલે તેવું, કામચલાઉ. (૨) ટકાઉ, નભે તેવું

**ન(-નિ)ભાડ(-વ)વું** જુઓ 'ન(-ની)ભવું'માં.

**ન(-નિ)ભાવ** પું. [જુઓ 'ન(-ની)ભવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] ગુજરાન, ભરણ-પોષણ, નિર્વાહ

**ન(-નિ)ભાવણ** વિ. [જુઓ 'ન(-ની)ભવું' + ગુ. 'આવણ' કર્તૃ-વાચક કૃ. પ્ર.] નભાવનારું

**ન(-નિ)ભાવવું** જુઓ 'ન(-નિ)ભાડવું'-'ન(-ની)ભવું.'માં.

**ન(-નિ)ભાવું** જુઓ 'ન(-ની)ભવું'માં.

**ન(-નિ)ભાવો** પું. [જુઓ 'ન(-નિ)ભાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ન(-નિ)ભાવ.'

**ન ભૂતો ન ભવિષ્યતિ** કે.પ્ર. [સં.] નથી થયું કે નથી થવાનું. (૨) (લા.) વિ. અભૂત-પૂર્વ, આશ્ચર્ય ઉપજાવે તેવું

**નભો** જુઓ 'નભસ્.' ['નભો-ગામી.'

**નભો-ગતિ** સ્ત્રી. [સં.] આકાશમાં ફરવું એ. (૨) વિ. જુઓ

**નભો-ગંગા** (-ગઙ્ગા) સ્ત્રી. [સં.] આકાશ-ગંગા, નભગંગા, 'નેબ્યુલા' [નભ-દેવતા, ઇંદ્ર

**નભો-દેવતા** સ્ત્રી. [સં.] આકાશની મનાતી અધિષ્ઠાત્રી દેવી,

**નભો-બિંદુ** (-બિન્દુ) ન. [સં., પું.] આકાશનું મધ્ય-બિંદુ, નભ-બિંદુ

**નભો-મણિ** પું. [સં.] આકાશના મણિરૂપ સૂર્ય, નભ-મણિ

**નભો-મંડપ** (-મણ્ડપ) પું. [સં.] આકાશરૂપી માંડવો, નભ-મંડપ [માંડલું, નભ-મંડળ

**નભો-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] આકાશનું સમગ્ર

**નભો-માસ** પું. [સં.] શ્રાવણ મહિનો, નભ-માસ. (સંજ્ઞા.)

**નભો-મુકુટ** પું. [સં.] આકાશરૂપી મુગટ, નભ-મુગટ, આકાશ

**ન-ભોયું** વિ. [ સં. न + જુઓ 'ભો' + ગુ. 'ઉં' ત. પ્ર. ] નિર્ભય, ડર વિનાનું. (૨) સલામત

**નભો-માર્ગ** પું. [સં.] આકાશમાંનો રસ્તો. (વિમાનોને માટે અત્યારે નક્કી થયેલ હોય છે.) ['ઍરોપ્લેઇન', 'પ્લેઇન'

**નભો-રથ** પું. [સં.] આકાશ-યાન, વિમાન, નભ-રથ,

**નભો-રેખા** સ્ત્રી. [સં.] આકાશની કિનારી, ક્ષિતિ-જ

**નભો-વીથિ,-થી** સ્ત્રી. [સં.] જુઓ નભો-માર્ગ.'

**ન(-નિ)મક** ન. [ફા. નમક્] (ખારા પાણીમાંથી કે ખારી ખાણમાંથી નીકળતો) સફેદ ખારો પાસાદાર પદાર્થ, મીઠું, લવણ, લૂણ [ચાકર

**ન(-નિ)મક-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] લૂણ ખાનાર-નોકર,

**ન(-નિ)મક-સાર** ન. [+ ફા.] મીઠાનો અગર

**ન(-નિ)મકસારી** પું. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મીઠાની જકાત વસૂલ કરનાર અમલદાર

**ન(-નિ)મક-હરામ** વિ. [+ અર.], **-મી**[1] વિ. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જેનું અનાજ ખાધું હોય તેનો દ્રોહ કરનારું, લૂણ-હરામ, કૃત-ઘ્ન. (૨) બેવફા

**ન(-નિ)મક-હરામી**[2] સ્ત્રી. [ + ફા. 'ઈ' ત.પ્ર.] કૃતઘ્ન-તા, લૂણહરામી. (૨) બેવફાઈ

**ન(-નિ)મક-હલાલ** વિ. [અર.] જેનું અનાજ ખાધું હોય તેને હક્ક કરી આપનારું, કૃત-જ્ઞ. (૨) વફાદાર

**ન(-નિ)મક-હલાલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નિમકહલાલ હોવાપણું, કૃતજ્ઞ-તા. (૨) વફાદારી

**ન(-નિ)મકીન** વિ. [ફા. નમ્કીન્] જેમાં મીઠું નાખવામાં આવ્યું હોય તેવું (ખાદ્ય વગેરે)

**ન(-નિ)મકીની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ખારાશ

**નમણ**[1] ન. [સં. नमन > પ્રા. नमण, પ્રા. તત્સમ] નમન, નમસ્કાર. (૨) (લા.) ઇષ્ટદેવને ચડાવેલાં પત્ર ફૂલ પાણી વગેરે. [૦ લેવું (રૂ.પ્ર.) દેવની ધરેલી ફૂલ વગેરે ચીજ લેવી]

**નમણ**[2] ન. [ જુઓ 'નમવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. ] તોલમાં વધારો. (૨) (૨) (લા.) માલ ખરીદનાર વેપારીને ખેડૂતે અમુક માલ પૈસા લીધા વિના આપવો એ

**નમણાઈ,-શ (-શ્ય)** સ્ત્રી. [જુઓ 'નમણું' + ગુ. 'આઈ'-'આશ' ત.પ્ર.] નમણાપણું, સુંદર-તા

**નમણું**[1] ન. [સં. नमनक- > પ્રા. नमणअ-] જુઓ 'નમણ.[1]' [૦ આપવું (રૂ.પ્ર.) તોલ કરવું]

**નમણું**[2] વિ. [જુઓ 'નમવું + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] નમેલા ઘાટનું, સુંદર, ઘાટીલું (ખાસ કરીને 'નાક.' તેમ 'નમણી' સ્ત્રી)

**નમણી** વિ., સ્ત્રી. [ જુઓ 'નમણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય ] (લા.) બળદ નીચે જોઈ રહે એ માટે આગળને એક પગે અને શિંગડે બાંધેલી દોરી [જુઓ 'નમવું' માં.

**નમતું** વિ. [જુઓ 'નમવું' + ગુ. 'તું.' વર્ત કૃ.] એના (રૂ.પ્ર.)

**નમદો** પું. [ફા. નમ્દહ્] દબાવી ટીપીને કરાતું જાડા પોતાનું ઊની કાપડ. (૨) પકડી

**નમધેલ** વિ. [જુઓ 'નોંધવું' + ગુ. 'એલ' બી. ભૂ. કૃ. નો ઉચ્ચારણ-ભેદ] નોંધાયેલું, નક્કી થયેલું (ભાગ્ય, નસીબ)

**નમન** ન. [સં.] નમવું એ, નમસ્કાર

**નમન-તા(૦ઈ)** સ્ત્રી. [સં. नमन-ता + ગુ. 'આઈ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) નમ્રતા, નરમાશ

**નમન-શીલ** વિ. [સં.] (લા.) નમ્ર. (૨) આજ્ઞાંકિત

**નમનાત્મક** વિ.[સં. नमन+आत्मन्-क] જેમાં નમસ્કાર હોય તેવું

**નમનિયું** ન. [સં. नमन + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નમન.' [આજ્ઞા કે હુકમ

**નમની** સ્ત્રી. [સં. नमन + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ગૌણ

**નમનીય** વિ. [સં.] નમન કરવા યોગ્ય, પૂજનીય, માનનીય

**નમનીય-તા** સ્ત્રી. [સં.] નમનીયપણું, નમ્રતા, 'પ્લૅસ્ટિસિટી' (સુ.જો.)

**નમયંતું** વિ. [જુઓ 'નમવું'નું 'નમતું' ને બદલે જૂ. ગુ.માં 'નમયંતું' પણ.] નમતું, નમન કરતું, નમસ્કાર કરતું

**નમયિષ્ણુ** વિ. [સં. नमिष्णु] નમવાની ઇચ્છાવાળું

**ન-મરું** વિ. [ સં. न + જુઓ 'મરવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર. ] ન મરે તેવું, નરવું, નીરોગ, નીરોગી

**નમલ (-લ્ય)** સ્ત્રી. ઊધઈ

**નમલું** વિ. [જુઓ 'નમવું' + ગુ. 'લું' કૃ.પ્ર.] (લા.) માબાપ વિનાનું, માબાપ મરી ગયાં હોય તેવું

**નમવું** સકર્મકાભાસી અ.ક્રિ. [સં.] नम्- > પ્રા. नम તત્સમ] નીચા વળવું. (૨) નમસ્કાર કરવા. (૩) નમ્રતા બતાવવી. (૪) નીચેની બાજુ તરફ ઢળવું. (ભૂ. કૃ. માં કર્તરિ પ્રયોગ: 'હું એને નમ્યો.') [-તી કમાન (રૂ.પ્ર.) પડતી દશા. -તી દશા (રૂ.પ્ર.) પડતી સ્થિતિ. -તી દોરી (રૂ.પ્ર.) રહેમ-નજર. (૨) મરજી મુજબ વર્તવાની છૂટ. -તી બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) પડતી શરૂ થવી. -તું આપવું (રૂ.પ્ર.) જોખમાં વધુ આપવું. (૨) સામાને તાબે થવું. (૩) ઢીલું થવું. (૪) ટેક છોડવી. -તું જોખવું (રૂ.પ્ર.) સામાને તાબે થવું. (૨) વાદ-વિવાદ છોડી દેવો. -તે ત્રાજવે (રૂ.પ્ર.) લાભ હોય ત્યાં. -તો દહાડો (-દાઃડો), -તો દિવસ (રૂ. પ્ર.) પડતી દશા. -તો પહોર (-પૉઃર) પાછલો ત્રીજો પહોર (દિવસનો)] નમાવું ભાવે., ક્રિ. નામવું, નમાડ(-વ)વું પ્રે., સ.ક્રિ.

**નમસ્કરણ** ન. [સં.] જુઓ 'નમસ્કાર.'

**નમસ્કરણીય** વિ. [સં.] નમસ્કાર કરાવાને પાત્ર, નમવા જોગ

**નમસ્કાર** પું. [સં.] નમન કરવું એ, વંદન, અભિવાદન

**નમસ્કાર-મંત્ર (-મન્ત્ર)** પું. [સં.] જપમાળામાં ॐ नमः शिवाय, ॐ नमो भगवते वासुदेवाय વગેરે પ્રકારનો નમનની ભાવનાવાળો તે તે મંત્ર. (૩) णमो सिद्धाणं णमो आयरियाणं વગેરે પ્રતીકોવાળો જૈનોનો જપ મંત્ર, નવકાર-મંત્ર, પંચ-પરમેષ્ઠી-મંત્ર. (જૈન.)

**નમસ્કારાત્મક** વિ. [સં. नमस्कार + आत्मन्-क] જેમાં નમસ્કાર કરવાનું વિધાન હોય તેવું

**નમસ્કાર્ય** વિ. [સં.] જુઓ 'નમસ્કરણીય.'

**નમસ્કૃતિ, નમસ્ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'નમસ્કાર.'

**નમસ્કૃત** વિ. [સં.] જેને નમસ્કાર કરવામાં આવ્યો હોય તે

**નમસ્તે** કે.પ્ર. [સં.] 'તને કે તમને નમસ્કાર' એવો ઉદ્ગાર,

**ન-મહેરું (-મેઃરું)** વિ. [સં. न + જુઓ 'મહેર' + ગુ. 'ઉં'

ત.પ્ર.] મહેરબાની ન કરે તેવું, દયા વિનાનું [ચોખ્ખું
ન-મળું વિ. [સં. निर्मलक- > निम्मलअ-] મળ વિનાનું, નિર્મળ,
ન-માઇતરું વિ. [સં. न + જુઓ 'માવિતર' + ગુ. 'ઉં' ત.પ્ર.] જેનાં માવતર (મા-બાપ) મરી ગયાં હોય તેવું
ન(-નિ)માજ,-ઝ સ્ત્રી. [અર. નમાઝ્] બંદગી (ઇસ્લામ ધર્મ પ્રમાણેની દિવસમાં પાંચ વારની). [-ગુજારવી, ૦ પઢવી (રૂ.પ્ર.) બંદગીનો વિધિ કરવો]
ન(-ન)માજી,-ઝી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નમાજ પઢનાર. (૨) નમાજમાં પહેરવા માટેનું (તે તે વસ્ત્ર)
નમાડવું જુઓ 'નમવું'માં.
નમાણું જુઓ 'નિમાણું'.'
ન-માબાપું વિ. [સં. न + જુઓ 'મા-બાપ' + ગુ. 'ઉં' ત.પ્ર.] માબાપ મરી ગયાં હોય તેવું, મબાપ વિનાનું
ન-માયું વિ. [સં. न + જુઓ 'મા' + ગુ. 'ઉં' ત.પ્ર.] જેની મા મરી ગઈ હોય તેવું, મા વિનાનું
નમાર પું., બ.વ. [સં. नीवार > અપ. नीवार] જુઓ 'નીવાર.'
નમાર-મૂંડું વિ. [સં. न + જુઓ 'મારવું' + 'મૂંડ' + ગુ. 'ઉં' ત. પ્ર. (જેના માથા ઉપર કોઈ મારનાર નહોય તેવું.] (લા.) કામધંધા વિનાનું. (૨) પરિવાર વિનાનું, નઠંગ-ધડંગ
ન-માલું વિ. [સં. न + જુઓ 'માલ' + ગુ. 'ઉં' ત. પ્ર.] માલ વિનાનું, નિર્માલ્ય. (૨) બળ વિનાનું, કમ-જોર
નમાવવું, નમાવું જુઓ 'નમવું'માં.
નમિત વિ. [સં.] નમેલું. (૨) વાંકું વળી ગયેલું. (૩) દુઃખ-ભરેલું. (૪) ન. નમન, નમસ્કાર
નમિનાથ વિ. [સં.] જૈન ધર્મના ૨૪ તીર્થંકરોમાંના ૨૧ મા તીર્થંકર. (સંજ્ઞા.) (જૈન.)
નમિયાણ વિ. [જુઓ 'નમવું' દ્વારા.] નીચાણવાળું, ઢાળવાળું. [૦ જગ્યા (રૂ. પ્ર.) ખાડો, ગોબો]
નમૂ(-મું)છિયું વિ. [સં. न + જુઓ 'મૂ(-મું)છ'+ ગુ. 'ઇયું' ત. પ્ર.] મૂછ વિનાનું. (૨) (લા.) બાયલું, હીજડું
ન-મૂઠિયું વિ. [સં. न + જુઓ 'મૂઠી' + ગુ. 'ઉં' ત. પ્ર.] મૂઠી વિનાનું, નિર્ધન
નમૂદ,-દી વિ. ઉધાર નહિ તેવું, રોકડું
નમૂનાઈ વિ. [જુઓ 'નમૂનો' + ગુ. 'આઈ' ત. પ્ર.] નમૂનાને લગતું, નમૂનાનું 'સૅમ્પલ.' (૨) 'ટિપિકલ.' (૩) 'મૉડેલ'
નમૂના-કાર વિ. [જુઓ 'નમૂનો' + સં.] ફર્મો બનાવનાર, 'પૅટર્ન-મેઇકર' [રૂપ, આદર્શ-રૂપ, દાખલા લેવા જેવું
નમૂના(-ને)દાર વિ. [જુઓ 'નમૂનો' + ફા. પ્રત્યય.] નમૂના-
નમૂના-તપાસ સ્ત્રી. [જુઓ 'નમૂનો' + 'તપાસ.'] નમૂનાઓની ખોજ, 'સૅમ્પલ સર્વે'
નમૂના-યોજના સ્ત્રી. [જુઓ 'નમૂનો' + સં.] નમૂનેદાર કાર્ય પ્રણાલી, આદર્શ યોજના, 'મૉડેલ-સ્કીમ'
નમૂનો પું. [ફા. નમૂનહ્'] અનુકરણરૂપ પદાર્થ, પ્રતિકૃતિ, આદર્શ, 'ટાઇપ,' 'મૉડેલ.' (૨) વાનગી. (૩) બીડું, બીબું, ઘાટ, ફરમો. (૪) દૃષ્ટાંત, દાખલો, ઉદાહરણ
નમૂનો-નિશાની સ્ત્રી. [+ જુઓ 'નિશાની.'] પુરાવાનો કે સમર્થન માટેનો કાગળ [કિંમત ન થાય તેવું, કિંમતી
ન-મૂલતી વિ. [સં. न + જુઓ 'મૂલ[૨]' દ્વારા.] અમૂલ્ય, જેની
ન-મૂલિયું વિ. [સં. न + જુઓ 'મૂલ[૨]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'ન-મૂલતી.' (૨) (લા.) કિંમત વિનાનું, માલ વગરનું, તદ્દન મામૂલી
ન-મૂલું વિ. [સં. न + જુઓ 'મૂલ[૨]' + ગુ. 'ઉં' ત. પ્ર.] કિંમત વિનાનું, મામૂલી, હલકા પ્રકારનું
ન-મૂળિયું વિ. [સં. न + જુઓ 'મૂળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] મૂળ વિનાનું, જેના મૂળનો પત્તો ન લાગે તેવું
ન-મૂળી સ્ત્રી. [જુઓ 'ન-મૂળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જેનું મૂળ ઓળખાય નહિ તેવી ગાંઠ. (વહાણ)
ન-મૂંછિયું જુઓ 'ન-મૂછિયું.'
નમેળિયું (નમૅ:ળિયું) જુઓ 'નવેળિયું.' -'નવેંઢિયું.'
ન-મેરણ (-મૅ:રણ્ય) સ્ત્રી. [જુઓ 'ન-મેરું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] દયા-માયા વિનાની સ્ત્રી, નમેરી સ્ત્રી, લાગણી વિનાની સ્ત્રી [ત. પ્ર.] નમેરાપણું
ન-મેરાઈ (-મૅ:રાઇ) સ્ત્રી. [જુઓ 'ન-મેરું' + ગુ. 'આઈ'
ન-મેરું (-મૅ:રું) વિ. [સં. न જુઓ 'મહેર' + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'ન-મહેરું.' [જુઓ 'નમસ્કાર-મંત્ર (૩).' (જૈન.)
નમોક્કાર પું. [સં. नमस्कार > પ્રા. नमोक्कार, પ્રા. તત્સમ]
નમો-નમઃ ક્રિ. વિ. [સં. नमस् + नमः, સંધિથી] નમસ્કારના ઉદ્ગાર (વારંવાર નમસ્કાર)
નમો-નારાયણ ક્રિ. વિ. [સં. नमस् + +नारायणाय, સંધિથી] સંન્યાસીઓને ઉદ્દેશીને કહેવામાં આવતો ઉદ્ગાર
ન-મોરડું વિ. ગજા વિનાનું
ન-મોર-મૂંડું જુઓ 'ન-માર-મૂંડું.'
ન-મોલું વિ. [સં. न + જુઓ 'મોલ[૨]' ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'ન-મૂલું.' [એવો બોલ
નમો-વાક પું. [સં.] નમસ્કાર, વચન, 'હું નમન કરું છું'
ન-મોસરું (-મો:સરું) [સં. न + मुख > પ્રા. मुह દ્વારા] દેખાવ વગરનું, કદરૂપું.] (૨) ઉદાસ, ચિંતા-ગ્રસ્ત
નમ્યું વિ. [જુઓ 'નમવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] નમેલું. (૨) ન. નમન, નમસ્કાર, નમિત. [૦ આપવું (રૂ. પ્ર.) આગ્રહ ન રાખવો. (૨) હાર કબૂલ કરવી]
નમ્ર વિ. [સં.] નમનતાઈવાળું, શાંત સરળ વિનયી પ્રકૃતિનું, સાલસ
નમ્ર-તમ વિ. [સં.] ખૂબ નમ્ર
નમ્ર-તા સ્ત્રી. [સં.] નમ્રપણું. (૨) વિનય, વિવેક. (૩) સાલસાઈ
નમ્રતા-પૂર્વક ક્રિ. વિ. [સં.] પૂરી નમ્રતાથી, વિવેક-પુરઃસર
નમ્રભાવી વિ. [સં., પું.] નમ્રતાના સ્વભાવવાળું
નય પું. [સં.] ન્યાય, નીતિ, 'પૉલિસી' (ગો.મા.). (૨) પદાર્થને સમઝવાની દૃષ્ટિ. (૩) સદ્વર્તન. (૪) સન્માર્ગ. (૫) દાર્શનિક સિદ્ધાંત. (૬) જે સોળ પદાર્થોના જ્ઞાનથી મોક્ષ મેળવાય તેમાંનો એક. (તર્ક.) (૭) પદાર્થોમાંના ધર્મોમાંના એકને મુખ્ય અને બીજાને ગૌણ માની કરવામાં આવતો વિચાર. (જૈન.) (૮) રાજનીતિ, 'પૉલિટિક્સ' (મ. ન.)
નય-કોવિદ પું. [સં.] નીતિશાસ્ત્રી. (૨) રાજનીતિ-જ્ઞ
નય-ચક્ષુ વિ. [સં. नय-चक्षुस् બ.વી.] નીતિ પ્રમાણે ચાલનાર
નય-જ્ઞ વિ. [સં.] જુઓ 'નય-કોવિદ.'
નયડું (નૅ:ડું) ન. વેલાઓમાં ફૂલ ખરી જવા પછીનું આરંભનું કાચું ફળ, નેયું, નેડું

**નયદિયો** પું. જુઓ 'નદિયો.' [(પદ્યમાં.)
**નયણું**[1] ન. [સં. नयनक- > પ્રા. नयणक-] જુઓ 'નયન.'
**નયણું**[2] વિ. [જુઓ 'નરણું,'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'નરણું.'
**નયન** ન. [સં.] આંખ ચક્ષુ, નેણ, નયણું
**નયન-કમલ(-ળ)** ન. [સં.] કમળના જેવી સુંદર આંખ
**નયન-ગોચર** વિ. [સં., પું.] આંખે દેખાય તેવું, દૃગ્ગોચર, 'વિઝિબલ'
**નયન-ચાપલ(-લ્ય)** ન. [સં.] આંખોની ચંચળતા
**નયન-તારલો** પું. [+ જુઓ 'તારલો.'] આંખ-રૂપી તારો. (૨) (લા.) આંખની કીકીના જેવો વહાલો (પુત્ર)
**નયન-દોર** પું. [સં.] આંખરૂપી દોરી. (૨) (લા.) આંખનો મોહ-પાશ
**નયન-નૃત્ય** ન. [સં.] આંખનું હલન-ચલન, ઇશારત
**નયન-સપાટી** પું. [સં.] આંખની સપાટી
**નયન-પથ** પું [સં.] જ્યાંસુધી નજર પહોંચે ત્યાંસુધીનો વિસ્તાર, દૃષ્ટિ-પથ
**નયન-પ્રાંત** (પ્રાન્ત) પું. [સં.] આંખનો છેડો
**નયન-બાણ** ન. [સં., પું.] આંખરૂપી તીર
**નયન-રંજક** (-રઞ્જક) વિ. [સં.] આંખને આનંદ આપનાર
**નયન-વિષય** પું. [સં.] આંખે જોવાની બાબત, દૃષ્ટિ-વિષય
**નયન-શર** ન. [સં., પું.] જુઓ 'નયન-બાણ.'
**નયન-હર** વિ. [સં.], **નયન-હારી** વિ. [સં. ે ], **નયનાકર્ષક** વિ. [સં नयन +आकर्षक], **નયનાકર્ષી** વિ. [+સં. आकर्षी પું.] સૌંદર્યથી આંખનું આકર્ષણ કરનાર
**નયનાભિરામ** વિ. [+ સં. अभि-राम] આંખને સુંદર લાગતું, આંખને પસંદ પડી જાય તેવું
**નયનું** ન. [સં. नयन + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નયન.'
**નયનોત્સવ** પું. [સં. नयन + उत्सव] આંખને આનંદ આપનાર પ્રસંગ ['નયન-પ્રાંત.'
**નયનોપાંગ** (નયનોપાઙ્ગ) ન. [સં. नयन + उपाङ्ग] જુઓ
**નય-વાદી** વિ., પું. [સં., પું.] રાજનીતિ-જ્ઞ, મુત્સદ્દી, 'પોલિટિશિયન' [કોવિદ.'
**નય-વિદ** પું. [સં. ० विद्], **નય-વિશારદ** પું. જુઓ 'નય-
**નય-વહેવાર** (-વે:વાર) પું [સં. + જુઓ 'વહેવાર.'], **નય-વ્યવહાર** પું. [સં.] રાજનીતિનો વહેવાર, મુત્સદ્દીગીરી, 'ડિપ્લોમસી' [શાસ્ત્ર, 'પોલિટિક્સ'
**નય-શાસ્ત્ર** ન. [સં.] નીતિ-શાસ્ત્ર. (૨) રાજનીતિ-શાસ્ત્ર, અર્થ-
**નય-શાલી(-ળી)** વિ., પું. [સં., પું.] જુઓ 'નય-કોવિદ.'
**નય-શાસ્ત્ર** ન. [સં.] વિધાનને લગતી વિદ્યા, 'લેજિસ્લેશન' (મ. ન.)
**નય-શીલ** વિ. [સં.] વિનીત, સંસ્કારી, વિનયવાળું
**નયું** ન. આંગળીના નખ પાસેનો ચામડીનો ભાગ. (૨) જુઓ 'નયડું.'
**નયો પૈસો** પું. [હિં. 'નયા પૈસા' દ્વારા] એક રૂપિયાના સોમા ભાગનો દશાંશ પદ્ધતિ સ્વીકારાતાં ચલણમાં આવેલો સિક્કો. (હવે 'નયો' વિશેષણ પ્રચારમાંથી લુપ્ત થયું છે.)
**નર** પું. [સં.] પુરુષ, આદમી. (૨) પુરુષવાચક કોઈ પણ પ્રાણી. (૩) કમાડની સાખમાં બારણાની માદા બેસાડવાનો લોખંડ કે અન્ય ધાતુનો સાખમાંનો તે તે ખૂંટો. (૪) નર-નારાયણ ઋષિઓની જોડીમાંનો નર (જેનો અવતાર અર્જુનને કહ્યો છે; નારાયણ તે કૃષ્ણ.) (સંજ્ઞા.)
**નરક** ન. [સં., પું.] પ્રાણીને એના મરણ પછી પાપની સજા ભોગવવા માટે પૌરાણિક માન્યતા પ્રમાણેનો એક લોક, જહન્નમ, 'હેલ.' (૨) પું. શ્રી કૃષ્ણે જેના નગર પ્રાગ્જ્યોતિષમાં જઈ એના એ રાજાની હત્યા કરી હતી તે અસુર, ભૌમાસુર. (સંજ્ઞા.) (૩) (લા.) ન. વિષ્ઠા, મળ, ગૂ
**નરક-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] નરકરૂપી કુંડ. (૨) (લા.) અતિ અધમ સ્થાન
**નરક-ખાડ,-ડી** સ્ત્રી. [+ જુઓ 'ખાડ'–'ખાડી.'] (લા.) જ્યાં વિષ્ઠા કરવામાં આવે તેવું સાર્વજનિક સ્થાન. (૨) નરક ખાનું [તેવું સ્થળ, ગંદું સ્થળ
**નરક-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] જ્યાં ઘણી ગંદકી હોય
**નરક-ગામી** વિ. [સં., પું.] નરકમાં જનારું [(સંજ્ઞા.)
**નરક-ચતુર્દશી** સ્ત્રી. [સં.] આસો વદિ ચૌદસ, કાળી ચૌદસ.
**નર-કચોળું** ન. એ નામનું એક કરિયાણું
**નરક-દ્વાર** ન. [સં.] (લા.) કામ ક્રોધ લોભ વગેરે અધોગતિ તરફ લઈ જનાર તે તે દૂષણ
**નરક-પુરી** સ્ત્રી. [સં.] જુઓ 'નરક-ખાનું.' [ધકેલનારું
**નરક-પ્રદ** વિ. [સં] નારકીય ગતિ દેનારું, નરક તરફ
**નરક-યાતના** સ્ત્રી. [સં.] નરકમાં રહેવાથી થતી પારાવાર પીડા. (૨) નરકમાં જેવી પીડા ભોગવવી પડે તેવી પીડા, અતિ ભયાનક દુઃખ [અધઃપાત, નીચ ગતિ, દુર્ગતિ
**નરક-વાસ** પું [સં.] નરકમાં જઈને રહેવાનું, (૨) (લા.)
**નરક-સ્થાન** ન. [સં.] જુઓ 'નરક(૧).'
**નરકાગાર** ન. [સં. नरक + आगार] જુઓ 'નરક-સ્થાન.' (૨) અતિ ગંદકીવાળું સ્થાન [(સંજ્ઞા.)
**નરકાસુર** પું. [સં. नरक + असुर] જુઓ 'નરક(૨).'
**નરકાંતર્ગામી** (નરકાન્તર્ગામી) વિ. [સં. नरक + अन्तर् + गामी, પું.] નરકમાં જનારું [સિંહના જેવો, નર-શ્રેષ્ઠ
**નર-કેશ(-સ)રી** પું. [સં.] સિંહના જેવો પુરુષ, પુરુષોમાં
**નર-કોશ(-ષ)** પું. [સં.] સર્વ પ્રકારનાં પ્રાણીઓના વીર્યમાં રહેલો નર-તત્ત્વોનો હિસ્સો
**નરકોશે(-ષે)શ** પું. [+સં. ईश] મુખ્ય નર-કોશ, 'સ્પર્મ'
**નરકોળ** (-ળ્ય) સ્ત્રી. નવેરું, ગાળી
**નરખ** સ્ત્રી. [ફા. निर्ख़] ભાવનો નક્કી કરેલો આંક, દર
**નરખવું** જુઓ 'નિરખવું.' **નરખાવું** કર્મણિ., ક્રિ. **નરખાવવું** પ્રે., સ. ક્રિ.
**નરખાવવું, નરખાવું** જુઓ 'નરખવું'–'નિરખવું'માં.
**નરગિસ** ન. [અર.] એ નામનો એક છોડ અને એનું ફૂલ
**નરગીઝ** ન. એ નામનું એક પક્ષી
**નરગેશ(-સ)** પું. [અર. નર્‌ગિસ] જુઓ 'નરગિસ.'
**નર-ગોટો** પું. [સં. नर + જુઓ 'ગોટો.'] (લા.) ગળાનો હૈડિયો
**નરઘું** ન. તબલું (વાદ્ય)
**નજર** ન. [સં.] એ નામનો મકાનનો એક પ્રકાર. (શિલ્પ.)
**નર-જન્મ** પું. [સં., ન.] પુરુષ તરીકેનો અવતાર

**નર-જાતિ** સ્ત્રી. [સં.] પુરુષ-જાતિ, પુરુષ-વર્ગ. (૨) પુરુષ કે પુંલિંગ બતાવનારી જાતિ, પુંલિંગ. (વ્યા.)
**નરઝી** સ્ત્રી. એ નામનું એક પક્ષી [વાંઢો પુરુષ. (ગાળ.)
**નરડ** પું. લંબાઈવાળો પુરુષ. (તુચ્છકારનો આશય). (૨)
**નરડી**[૧] સ્ત્રી. [જુઓ 'નરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દૂબળા (ભીલ) કોમની સ્ત્રી. (સંજ્ઞા.)
**નરડી**[૨] સ્ત્રી. [જુઓ 'નરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગળાની નળી. (૨) ગળું. (૩) શ્વાસ-નળી. (૪) સોના-રૂપાનો ઢાળિયો
**નરડો**[૧] પું. દૂબળા (ભીલ) કોમનો પુરુષ
**નરડો**[૨] પું. જુઓ 'નરડી.[૨]'
**નરણું** (-ણ્યું) વિ. સવારે ઊંઘમાંથી ઊઠ્યા પછી હજી પેટમાં પાણી કે અન્ય કાંઈ પેય યા ખાદ્ય ન નાખ્યું હોય તેવું, નયણું. [-ણે કોઠે, -ણે પેટે (રૂ. પ્ર.) ભૂખ્યા ખાલી પેટે]
**નર-તત્ત્વ** ન. [સં.] પુરુષ-બીજ. (૨) પુરુષપણું
**નર-તન,-નુ** ન. [સં. नर + तनू સ્ત્રી. नू] પુરુષ-દેહ, પુરુષ-શરીર [ફૂલમાંનો પુરુષતત્ત્વવાળો તાંતણો
**નર-તંતુ** (-તન્તુ) પું., ન., [સં., પું.] ફૂલમાંનું પું-કેસર,
**નરતું** વિ. ખરાબ, દૂષિત, નઠારું, નરસું
**નરદમ** વિ., ક્રિ. વિ. તદ્દન, સાવ, બિલકુલ, તમામ. (૨) શુદ્ધ, ચોખ્ખું, ભેળસેળ વિનાનું
**નર-દુર્ગ** પું [સં.] લશ્કર જ જ્યાં રક્ષણરૂપે ચારે ગમ ગોઠવાઈ ગયું હોય તે સ્વરૂપનો બની ગયેલો કિલ્લો, લશ્કરના રૂપનો કિલ્લો
**નર-દેવ** પું. [સં.] (લા.) બ્રાહ્મણ. (૨) રાજા
**નર-દેહ** પું. [સં] પુરુષ-શરીર
**નર-ધીશ** પું. [સં. नराधीश (नर + अधीश)] રાજા, નર-પતિ
**નરધોલ** ન. ગધાડાસારને મજબૂત કરવા વપરાતું ગરેડીવાળું દોરડું. (વહાણ.)
**નર-નાથ** પું. [સં.] રાજા, નર-પતિ
**નર-નારાયણ** પું., બ.વ. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે એ નામના બે ઋષિ (જેમાંનો 'નર' તે પાંડવ અર્જુન તરીકે અને 'નારાયણ' તે શ્રીકૃષ્ણ તરીકે અવતર્યા.) (સંજ્ઞા.)
**નરનારાયણદેવ** પું. ]સં.] વિષ્ણુનું એ નામથી સ્થાપન થયું હોય તેવા મંદિરના એ દેવ. (સંજ્ઞા.)
**નરનારાયણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] પરમાત્મા નર-નારાયણના સ્વરૂપે બિરાજે છે એ રીતે ભક્તિ કરનારું
**નર-નાળ** (-ળ્ય) સ્ત્રી. [સં. नर + જુઓ 'નાળ.'] એક માણસ ઊંચકી શકે તેવી નાની તોપ [પુરુષાતન
**નર-પણ** ન. [સં. नर + ગુ. 'પણ' ત.પ્ર.] નરપણું, પુરુષ-ત્વ,
**નર-પતિ** પું. [સં.] જુઓ 'નર-નાથ.' [લાપણું
**નરપલાઈ** સ્ત્રી. [જુઓ 'નરપલું' + ગુ. 'આઈ' ત.પ્ર.] નરપ-
**નરપલું** વિ. દૂબળું પાતળું ઝીણું. (૨) (લા.) નમાલું, હોંશ વગરનું
**નર-પશુ** પું., ન. [સં.] બુદ્ધિ-હીન પુરુષ, પશુ જેવો પુરુષ
**નર-પાલ(-ળ)** પું. [સં] જુઓ 'નર-નાથ.' [જેવો માણસ
**નર-પિશાચ** પું. [સં.] અતિ ક્રૂર અને ઘાતકી પુરુષ, પિશાચ
**નરપું** ન. પારકાના દોષ ઉપર ઉપરથી જોઈ લેવા એ
**નર-પુંગવ** (-પુઙ્ગવ) પું. [સં.] આખલા જેવો લોંઠકો પુરુષ, શૂરવીર, મરદ. (૨) ઉત્તમ પુરુષ, 'સુપર-મૅન' (વિ.ક.)
**નર-ફૂલ** ન. [સં. नर + જુઓ 'ફૂલ.'] જેમાં નર-તત્ત્વ છે તેવું ફૂલ, પુંકેસરવાળું ફૂલ
**નરબદ** વિ. સામાન્ય, સાધારણ
**નર-બલિ** પું. [સં.] યજ્ઞમાં હોમવા કે દેવી સમક્ષ ધરવા બલિરૂપે રજૂ કરાતો પુરુષ
**નરબસી** સ્ત્રી. એક સુગંધી વનસ્પતિ
**નર-બંકો** (-બઙ્કો) પું. [સં. नर + જુઓ 'બંકો.'] બહાદુર પુરુષ, વીર પુરુષ, મરદ
**નર-બીજ** ન. [સં.] પ્રાણીઓના વીર્યમાંનું પુરુષ-બિંદુ
**નર-ભક્ષક** વિ. [સં.], **નર-ભક્ષી** વિ. [સં., પું.] પુરુષ કે પુરુષોનો આહાર કરનાર
**નર-ભવ** પું. [સં.] પુરુષ તરીકેનો અવતાર
**નર-ભોજી** વિ. [સં.,પું.] જુઓ 'નર-ભક્ષક.'
**નર-ભ્રમર** પું. [સં.] સુંદર સ્ત્રીઓમાં આસક્ત થઈ ભમરાની જેમ ફરતો પુરુષ
**નરમ** વિ. [ફા. નર્મ્] સુવાળું, મુલાયમ, સુકોમળ, 'માઇલ્ડ.' (૨) પોચું, ઢીલું, 'ટૉન્ડ-ડાઉન.' (૩) સાલસ. (૪) સહેજ-સાજ માંદું. (૫) ભાવ નીચા ગયા હોય તેવું. (૬) લે-વેચ ઢીલી થઈ હોય તેવું, એડેલું. [૦ગરમ (રૂ.પ્ર.) સાજું માંદું. ૦ઘેંશ(-સ) (-ઘેંશ્ય, -સ્ય) (રૂ.પ્ર.) ગુસ્સો શાંત પડી ગયો હોય તેવું, ઘેંશ જેવું પોચું. ૦દોરી (રૂ. પ્ર.) સાવ ઢીલું]
**નર-મણિ** પું. [સં.] મણિના જેવો ઉત્તમોત્તમ પુરુષ, શ્રેષ્ઠ પુરુષ
**નરમાઈ** સ્ત્રી. [જુઓ 'નરમ' + ગુ. 'આઈ' ત.પ્ર.] નરમપણું
**નર-મા(-માં)ખ** (-ખ્ય), -ખી સ્ત્રી., -ખો પું. [સં. नर + જુઓ 'માખ,-ખી,-ખો.'] માખીઓમાંની પુરુષ-બીજવાળી માખી
**નર-માદા** ન., બ.વ. [સં. नर + જુઓ 'માદા'-] નર-તત્ત્વ અને સ્ત્રી-તત્ત્વવાળી તે તે પ્રાણી-પશુ-પક્ષીની જોડી. (૨) બારણાંનાં બરડવાંમાં ખૂંટાવાળો નર અને એમાં મોઢું ઢંકાઈ રહે તે પાટો માદા, બરડવાંની જોડી. (૩) નરઘાંની જોડીમાં તબલું માદા અને બાયું કે ભોણિયું નર,—પખાવજમાં શાહી-વાળો ભાગ માદા અને ભોણવાળો ભાગ નર
**નર-માદી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) મજાગરું
**નરમાવવું** સ.ક્રિ. [જુઓ 'નરમ',-ના.ધા.] નરમ કરવું, ઢીલું કરવું, કૂણવવું. **નરમાવાવું** કર્મણિ., ક્રિ.
**નરમાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'નરમ' + ગુ. 'આશ' ત. પ્ર.]. જુઓ 'નરમાઈ.'
**નર-માંખ** (-ખ્ય). -ખી, -ખો જુઓ 'નર-માખ,-ખી,-ખો.'
**નરમાંગું** વિ. [જુઓ 'નરમ' દ્વારા.] નરમ, પોચું, ઢીલું
**નર-માંસ** (-માંસ) ન. [સં.] પુરુષના શરીરનું માંસ, પુરુષની માટી
**નર-મુંડ** (-મુણ્ડ) ન. [સં] પુરુષના માથાની તૂંબલી
**નર-મેધ** પું. [સં] જેમાં પુરુષનું બલિદાન આપવામાં આવતું તેવો પ્રાચીન કાલનો એક યજ્ઞ
**નરમો** પું. [ફા. નર્મહ્] કપાસની એક જાત, દેવ-કપાસ
**નર-યાન** ન. [સં.] પુરુષોથી ખેંચાતું વાહન, હાથ-લારી

**નર-રત્ન** ન. [સં.] રત્ન જેવો ઉત્તમ પુરુષ, નર-મણિ
**નર-રાક્ષસ** પું. [સં.] રાક્ષસના જેવો ક્રૂર પુરુષ
**નર-લોક** પું. [સં.] મનુષ્ય-લોક, પૃથ્વી-લોક
**નર-વર** પું. [સં.] ઉત્તમ પુરુષ, શ્રેષ્ઠ માણસ. (૨) અતિ-માનવ, 'સુપર-મૅન' (દ.બા.)
**નરવાઈ** સ્ત્રી. [જુઓ 'નરવું' + ગુ. 'આઈ' ત.પ્ર.] નરવાપણું, તંદુરસ્તી [ની જમીન ધરાવનાર
**નરવા-દાર** વિ. [જુઓ 'નરવો' + ફા. પ્રત્યય] નરવા પ્રકાર-
**નર-વાહન** ન. [સં.] જુઓ 'નર-યાન.'
**નર-વીર** પું. [સં.] સર્વોત્તમ બહાદુર પુરુષ
**નરવું** (-વ્યું) વિ. તંદુરસ્ત, નીરોગી, સાજું, આરોગ્યવાળું. (૨) (લા.) વગર ભેળનું, શુદ્ધ, ચોખ્ખું. [-વે પાને (રૂ.પ્ર.) અડયા કે અભડાયા વિના]
**નરવો** (નરવોઃ) પું. [સં. निर्वाह] જમીનનો વંશપરંપરાનો હક્ક. (૨) કાયમી જમાબંધી(નક્કી થયેલી મહેસૂલ)વાળી જમીન. [-વા જમીન (રૂ.પ્ર.) કાયમી જમાબંદીવાળી જમીન. (૨) સહ-ભાગીદારોની સરકારને મહેસૂલ ભરવાની જવાબ-દારીવાળી જમીન. [૦ તોડવો, ૦ ભાગવો (રૂ.પ્ર.) નરવા પ્રકારની જમીનની વહેંચણી કરવી] [પુરુષ, મરદ
**નર-વ્યાઘ્ર, નર-શાર્દૂલ** પું. [સં.] વાઘના જેવો આકરો
**નર-શ્રેષ્ઠ** પું [સં.] ઉત્તમોત્તમ પુરુષ [અધમ
**નરસ** વિ. [ફા. નારસા] નરસું, ગુણ રહિત, નઠારું, ખરાબ
**નરસાઈ** સ્ત્રી. [જુઓ, નરસું + ગુ. 'આઈ' ત.પ્ર.] નરસાપણું
**નરસિયો** પુ. [સં. नरसिंह > પ્રા. नरसी + ગુ. 'ઓ' ત.પ્ર.] જુઓ, 'નરસૈ.' (સંજ્ઞા.)
**નર-સિંહ** (-સિંહ) પું. [સં.] સિંહ જેવો બળવાન 'ઠ્ઠહિ' મરદ. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે વિષ્ણુના દસ અવ-તારોમાંનો ચોથો અવતાર. (સંજ્ઞા.) (૩) જુઓ, 'નરસૈયો.' (સંજ્ઞા.) [-જીની પાલખી (રૂ.પ્ર.) રામ આશરે બેપરવાઈથી ચાલતું કામ] [લક્ષણોવાળો આકાર
**નરસિંહ-રૂપ** (-સિંહ-) ન. [સં.] માણસના આકારમાં સિંહના
**નરસિંહાવતાર** (-સિંહા-) પું. [સં. + સં. अव-तार] જુઓ 'નર-સિંહ(૨).'
**નરસું** વિ. [જુઓ 'નરસ' + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'નરસ.'
**નર-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] પુરુષોના રૂપનું સર્જન [[સં.]
**નરસૈયો**[1] વિ., પું. [જુઓ 'નરસ' દ્વારા] ઓછાધીવાળો શીરો.
**નરસૈ(-સૈં)યો**[2] પું. [સં. नरसिंह > પ્રા. नरसी દ્વારા.] આદિ કવિ નરસિંહ મહેતો (એની છાપ). (સંજ્ઞા.)
**નર-હત્યા** સ્ત્રી. [સં,] પુરુષનું ખૂન
**નર-હરિ** પું. [સં.] સિંહ જેવો કે ઘોડા જેવો બળવાન પુરુષ, મરદ
**નરાજ** (-જ્ય) સ્ત્રી. (ખોદવાની) કોશ, કશી
**નરાજિયું** વિ. [જુઓ 'નરાજ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] કોશના આકારનું મોઢું તાળું, ખંભાતી તાળું
**નરાટો** પું. [સં. नर દ્વારા] નર, પુરુષ
**નરાડ** વિ. ઉજ્જડ [(વાળંદનું એક ઓજાર)
**નરા(-રે)ણી** સ્ત્રી. નખ કાપવાનું સાધન, નેયણી, નેરણી
**નરાત(-તા)ળ** વિ. સદંતર, તદ્દન, સાવ, બિલકુલ
**નરાધમ** પું. [સં. नर + अधम], **-મી** પું. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] અધમ પુરુષ
**નરાધિપ,-પતિ, નરાધીશ,-શ્વર** પું. [સં. नर + अधिप, अधिपति, ईश, ईश्वर] જુઓ 'નર-નાથ.'
**નરાપંખી** (નરાપઙ્ખી) વિ. આધાર કે સહાય વિનાનું, નિરાધાર, અસહાય
**નરારું** વિ. એકલું [આસન. (યોગ.)
**નરાસન** ન. [સં. नर + आसन] યોગના આસનોમાંનું એક
**નરાં**[1] સ્ત્રી ચોરણીની નાડી
**નરાં**[2] ન., બ.વ. જમીન ઉપર પડેલાં અનાજના છોડોનાં ઠૂંઠાં
**નરિયો** પું. એ નામનો એક છોડ
**નરી**[1] સ્ત્રી. [ફા.] બકરાનું ચામડું
**નરી**[2] સ્ત્રી. એ નામનું એક પક્ષી
**નરી**[3] વિ., સ્ત્રી. [જુઓ 'નર્યું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સાવ, તદ્દન ('ગપ' વગેરે)
**નરીમ-ધરીમ** વિ. જાડું અને ઊંચું
**નરું** જુઓ 'નર્યું'.'
**નરેટ** (-ટય), **-ટા** (-ટી) સ્ત્રી. શ્વાસ-નળી. [-ટીનું સૂઝન (રૂ.પ્ર.) ગળાની ઉધરસ] [નરદમ
**નરેડાટ** વિ. તદ્દન ઉજ્જડ (૨) ક્રિ. વિ. સાવ, તદ્દન, બિલકુલ,
**નરેટી** જુઓ 'નરેટ.'
**નરેડી** સ્ત્રી. ચોખ્ખી ચાંદી, શુદ્ધ રૂપું. (૨) સોનાની લગડી. (૩) બરુની પાતળી સોટી. [૦ જેવું (રૂ. પ્ર.) નરવું, તંદુરસ્ત. (૨) ટકે એવું મજબૂત]
**નરેણ** (-ણ્ય) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**નરેણી** જુઓ 'નરાણી.'
**નરેતર** વિ. [સં. नर + इतर] પુરુષ સિવાયનું
**નરે-નરું** જુઓ 'નર્યે-નર્યું.'
**નરેશ** પું. [સં. नर + ईश] જુઓ 'નર-નાથ.'
**નરેશોચિત** વિ. [+ સં. उचित] રાજાને યોગ્ય, રાજાને શોભે તેવું
**નરેંઢી** (નરેંઢી) સ્ત્રી. ભાલાનો એક ભાગ
**નરેંદ્ર** (નરેન્દ્ર) પું. [સં. नर + इन्द्र] જુઓ 'નર-નાથ.'
**નરેંદ્ર-તા** (નરેન્દ્ર-) સ્ત્રી. [સં.] રાજાપણું
**નરેંદ્ર-ભવન** (નરેન્દ્ર-) ન. [સં.] રાજ-મહેલ, રાજ-ભવન
**નરેંદ્ર-મંડલ** (-ળ) (નરેન્દ્ર-મણ્ડલ,-ળ) ન. [સં.] રાજવીઓનો સંઘ [(૨) અતિમાનવ, 'સુપર-મૅન' (ન. દે)
**નરોત્તમ** પું. [સં. नर + उत्तम] ઉત્તમ પુરુષ, શ્રેષ્ઠ પુરુષ.
**નરો-ભાગ** પું. ચણતરનો ચોક્કસ પ્રકારની માંડણીનો ભાગ
**નરો વા કુંજરો વા** (-કુઞ્જરો-) કે. પ્ર. [સં] 'રામ-જાણે' 'મને માહિતી નથી' એ અર્થનો ઉદ્ગાર (ભ્રામક જવાબ)
**નર્ગિસ** ન. [અર.] જુઓ 'નરગિસ.'
**નર્તક** પું. [સં.] નાચવાનું કામ કરનાર પુરુષ કલાકાર
**નર્તકી** સ્ત્રી. [સં.] નાચવાનો ધંધો કરનારી કે નૃત્ય કરી બતાવતી સ્ત્રી કલાકાર, નર્તિકા, તવાયફ
**નર્તન** ન. [સં.] નૃત્ય કે નૃત્ત કરવાની ક્રિયા, નાચવું એ
**નર્તન-ગૃહ** ન. [સં., પું., ન] નૃત્ય-શાળા
**નર્તિકા** સ્ત્રી. [સં.] જુઓ 'નર્તકી.'
**નર્તિત** વિ. [સં.] નચાવેલું, જેની પાસે નૃત્ય કરાવવામાં આવ્યું હોય તેવું

**નર્મ** ન. [સં.] આનંદ, વિનોદ. (૨) હળવી મજાક, મશ્કરી, ટીખળ, વિટ' (ર.મ.)
**નર્મ-ગર્ભ** વિ. [સં.] મજાકથી ભરેલું, હાસ્યમૂલક
**નર્મ-ગોષ્ઠિ,-ષ્ઠી** સ્ત્રી. [સં.] હળવી મજાકવાળી વાતચીત, ગંમત
**નર્મ-ચિત્ર** ન. [સં.] ઠઠ્ઠા-ચિત્ર, 'કાર્ટૂન,' 'કૅરિકેચર'
**નર્મ-દ**[1] વિ. [સં.] મજાક કે હળવો આનંદ આપનારું
**નર્મદ**[2] પું. [સં. नर्मदाशंकरनुं ટૂંકું રૂપ] નર્મદ-દલપત યુગનો સુરતી કવિ નર્મદાશંકર. (સંજ્ઞા.)
**નર્મદા** સ્ત્રી. [સં.] મધ્યપ્રદેશના અમરકંટકના પહાડમાંથી નીકળી ગુજરાતમાં થઈ ભરૂચ પાસે અરબી સમુદ્રને મળતી પવિત્ર ગણાતી નદી, રેવાનદી. (સંજ્ઞા.) [દેવી. (સંજ્ઞા.)
**નર્મદા દેવી** સ્ત્રી. [સં.] નર્મદા નદીની માનેલી અધિષ્ઠાત્રી
**નર્મ-યુક્ત** વિ. [સં.] જુઓ 'નર્મદ[1].'
**નર્મ-લેખક** પું. [સં.] હાસ્ય-રસ સીંચો થાય તેવાં પ્રસંગ-ચિત્રોનો રચનાર વિદ્વાન, 'હ્યુમરિસ્ટ' (બ.ક.ઠા.)
**નર્મ-વાક્ય** ન. [સં.] મજાક-ભરેલું વચન
**નર્મ-વાણી** સ્ત્રી. [સં.] મજાક-ભરેલી ભાષા
**નર્મ-વૃત્તિ** સ્ત્રી. [સં.] મજાક કરવાનું વલણ, 'વિટ' (ર. મ.)
**નર્મ-સચિવ** પું. [સં.] નાટક-રચનામાં નાયક રાજાને આનંદ-પ્રમોદથી રીઝવનારો એનો સહાયક, વિદૂષક. (નાટ્ય.)
**નર્મ-સાચિવ્ય** ન. [સં.] વિદૂષકની હાસ્યોત્પાદક ક્રિયા
**નર્મ-હાસ્ય** ન. [સં.] મજાકવાળું હસવું એ, 'વિટ' (કિ. ઘ.)
**નર્મી** વિ. [સં., પું.] મજાક-ખોર, 'હ્યુમરિસ્ટ' (બ.ક.ઠા.)
**નર્મોક્તિ** સ્ત્રી. [સં. नर्मन् + उक्ति] જુઓ 'નર્મ-વાક્ય.'
**નર્યું** વિ. સાવ, તદ્દન, બિલકુલ, સદંતર, 'ઍબ્સોલ્યૂટ' (જે. હિં.)
**નર્યે-નર્યું** વિ. [જુઓ 'નર્યું,' - દ્વિર્ભાવ.] જુઓ 'નર્યું.'
**નર્સ** સ્ત્રી. [અં.] આયા, દાઈ, પરિચારિકા, 'સિસ્ટર'
**નર્સરી** સ્ત્રી. [અં.] બાળ-ઉછેરનું કેંદ્ર. (૨) ફૂલછોડ અને બીજાં ઉપયોગી ઝાડોના રોપ તૈયાર કરી વેચનારું કેંદ્ર, રોપા-ઉછેર કેંદ્ર
**નર્સિંગ** (નર્સિઙ્ગ) ન. [અં.] માંદાની માવજત, સારવાર
**નર્સિંગ હોમ** (નર્સિઙ્ગ-) ન. [અં.] માંદાની માવજત તેમજ સ્ત્રીઓની પ્રસૂતિની વ્યવસ્થા કરી આપનારું કેંદ્ર
**નલ(-ળ)** પું. [સં.] મહાભારતના નલોપાખ્યાન (આરણ્યક પર્વમાંના)નો મુખ્ય નાયક નૈષધનો રાજા અને દમયંતીનો પતિ. (સંજ્ઞા.) (૨) રામાયણ પ્રમાણે રામચંદ્રની લંકા ઉપરની ચડાઈ વખતે સમુદ્રમાં પાજ બાંધવામાં સહાયક એક વાનર યોદ્ધો. (સંજ્ઞા.) [(૨) પગના નળાનું હાડકું
**નલકાસ્થિ** ન. [સં. नलक + अस्थि] નળના જેવું પોલું હાડકું.
**નલવટ** ન. [સં. ललाट-पट्ट દ્વારા] કપાળ
**ન-લાયક** જુઓ 'ના-લાયક.'
**ન-લાયકી** જુઓ 'નાલાયકી.'
**નલાસ્થિ** ન. [સં. नल + अस्थि] જુઓ 'નલકાસ્થિ.'
**નલિકા** સ્ત્રી. [સં.] નળના આકારની કોઈ પણ પાતળી ભૂંગળી, નળી
**નલિકા-મુખ** ન. [સં.] નળીનું મોં [યંત્ર, નાડિકા-યંત્ર
**નલિકા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] દૂરબીન. (૨) અર્ક કાઢવાનું
**નલિન** ન. [સં.] કમલ (ફૂલ)
**નલિન-દલ(-ળ)** ન. [સં.] કમળના ફૂલની પાંખડી
**નલિની** સ્ત્રી. [સં.] કમળનો છોડ. (૨) કમળોના છોડવાઓથી ભરેલી તળાવડી
**નલિની-પત્ર** ન. [સં.] જુઓ 'નલિન-પત્ર.'
**નવ**[1] વિ. [સં.] નવલ, નવીન, નવું. (૨) તરતનું, તાજું
**નવ**[2] વિ. [સં.] આઠ + એક મળી થતી સંખ્યાનું. [૦ ગજની જીભ હોવી (રૂ.પ્ર.) બહુ બોલા બોલ કરવું. ૦ ગજના નમસ્કાર (રૂ. પ્ર.) દૂરથી જ ટાળવાની વૃત્તિ. ૦ નેજા પાણી ઊતરવું (રૂ. પ્ર.) ભારે મુશ્કેલી નડવી]
**નવ**[3] (-વ્ય) ક્રિ. વિ. [સં. नापि(न + अपि) > પ્રા. नावि > અપ. नावि] નહિ, ન, ના, મા. (પદ્યમાં.)
**નવકાર** પું. [સં. नमस्कार > પ્રા. नमक्कार, नवक्कार] णमो सिद्धाणं णमो आयरियाणं વગેરે પંચ-પરમેષ્ઠી-નમસ્કાર. (જૈન.)
**નવકાર-વ(-વા)ળી** સ્ત્રી. [+ સં. आवलिका > પ્રા. °आवलिआ દ્વારા] નવકાર જપવાની માળા. (જૈન.)
**નવકાર-શી,-સી** સ્ત્રી. [જુઓ 'નવકાર' દ્વારા.] નવકારનો જપ કરનારાં ભાઈબહેનોને આપવામાં આવતું સમૂહ-ભોજન. (જૈન.) [હોય છે તેવી ખાનાંવાળી રમત
**નવ-કાંકરી** સ્ત્રી. [જુઓ 'નવ[2]' + 'કાંકરી.'] જેમાં નવ કાંકરી
**નવ-કાંકરી-બંધ** (-બન્ધ) પું. [+ સં.] નવ-કાંકરીની રમતના ચોકઠાના આકારમાં અક્ષરો ગોઠવાઈ જાય એવી ચિત્ર-કાવ્યની રચના. (કાવ્ય.)
**નવ-કૂકી, નવ-કૂકરી, નવ-કૂંચી, નવ-કૂંડી** સ્ત્રી. [જુઓ 'નવ[2]' + 'કૂકી' – 'કૂકરી' – 'કૂંચી' – 'કૂંડી.'] જુઓ 'નવ-કાંકરી.'
**નવ-કોણ** પું. [સં.] નવ ખૂણા પડતા હોય તેવી આકૃતિ
**નવકોળ** (-ળ્ય) સ્ત્રી. એ નામની માછલીનો એક પ્રકાર
**નવ-ખંડ** (-ખણ્ડ) પું., બ. વ. [સં.] પૌરાણિક ભૂગોળ પ્રમાણે ઇલાવૃત્ત ભદ્રાશ્વ હરિવર્ષ કિંપુરુષ કેતુમાલ રમ્યક ભારત હિરણ્મય ને ઉત્તરકુરુ એવા પૃથ્વીના નવ વિશાળ ભૂ-ભાગ
**નવખંડ-વાસી** (-ખણ્ડ-) વિ. [સં., પું.] સમગ્ર પૃથ્વી ઉપર રહેનાર
**નવ-ગઠન** ન. [જુઓ 'નવ[1]' + 'ગઠન.'] નવું ગઠન થવું એ, 'ડબલ-ડિ-કૉમ્પોઝિશન'
**નવગર** પું. એ નામનો એક ક્ષાર [ચૂડી કે બંગડી
**નવગરી** સ્ત્રી. હાથના કાંડા ઉપર સ્ત્રીઓને પહેરવાની ઘૂઘરીવાળી
**નવ-ગાંઠિયું** વિ. [જુઓ 'નવ[1]' (અહીં અર્થ નથી) + 'ગાંઠિયું.'] ધડા વિનાનું, મનના ઠેકાણા વિનાનું
**નવ-ગ્રહ** પું., બ. વ. [સં.] સૂર્ય ચંદ્ર મંગળ બુધ ગુરુ શુક્ર શનિ રાહુ અને કેતુ એ આકાશીય પદાર્થો. (જ્યો.)
**નવ-ઘરું** ન. [સં. नव + ग्रहक > પ્રા. °घरअ.] જેમાં નવે ગ્રહોનાં નંગ બેસાડયાં હોય તેવું ઘરેણું, દામણી. (૨) (લા.) માથે બાંધવાનું જરિયાની મોળિયું, કસબી ફેંટો
**નવ-ચંડિકા** (-ચણ્ડિકા), **નવ-ચંડી** (-ચણ્ડી) સ્ત્રી. [સં.] દુર્ગા દેવીનાં નવે સ્વરૂપ (શૈલપુત્રી બ્રહ્મચારિણી ચંદ્રઘંટા કૂષ્માંડા સ્કંદ-માતા કાત્યાયની કાલ-રાત્રિ મહા-ગૌરી અને સિદ્ધિ-દાત્રી)
**નવ-ચંદું** વિ. [જુઓ 'નવ[1]' + સં. चन्द्रक- > પ્રા. चंदअ-] (નવા ચંદ્ર જેવું) (લા.) પાવરધું, હોશિયાર, કાબેલ, કુશળ
**નવચંદ્રાકાર** (-ચન્દ્રાકાર) પું., **નવચંદ્રાકૃતિ** સ્ત્રી. [સં. नव + चन्द्र + आ-कार, आ-कृति] બીજના ચંદ્ર જેવો ઘાટ. (૨)

વિ. બીજના ચંદ્ર જેવા આકારનું, અર્ધવર્તુળાકાર

**નવ-ચાંદરી** વિ., સ્ત્રી. [જુઓ, 'નવ²'+'ચાંદરો'+ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] શરીર ઉપર નવ કે વિશેષ ચાંદાંવાળી-તલકાંવાળી (ભેંસ)

**નવચેતન-વંતું** વિ. [સં. नवचेतन + वत्‌- > પ્રા. °वंत + ગુ. 'ઉં' ત. પ્ર.] નવા ચેતનવાળું, પ્રફુલ્લ

**નવ-છકડી** સ્ત્રી. [જુઓ 'નવ¹' + 'છકડી.'] (લા.) દાવપેચ, છળકપટ, કાવતરું

**નવછંદું** (-છન્દું) વિ. [સં. नवच्छन्द + ગુ. 'ઉં' ત. પ્ર.] પોતાનો હેતુ સાધવા નવાં નવાં ઉફાંદ કરનાર. (૨) (લા.) પાવરધું, હોશિયાર [યુવક, નવ-યુવક

**નવ-જ(-જુ)વાન** પું. [જુઓ 'નવ¹' + 'જ(-જુ)વાન.'] ખીલતો

**નવ-જ(-જુ)વાની** સ્ત્રી. [જુઓ 'નવ¹' + 'જ(-જુ)વાની.'] ખીલતી જવાની, વિકસતી યુવાવસ્થા

**નવ-જાત** વિ. [સં.] નવું તાજું જન્મેલું, 'નૅસન્ટ' (અ. ત્રિ)

**નવ-જીવ-કલ્પ** પું. [સં.] જીવ-સૃષ્ટિ પ્રથમ વાર જન્મી તે કાલ, 'કેઇનોઝોઇક એરા' (હ.ગં.શા.)

**નવ-જીવન** ન. [સં.] નવું જીવન, નવું ચેતન. (૨) ગયેલા જીવન-ચેતનનો ફરી વિકાસ

**નવ-જુગ** પું. [સં. नव-युग, અર્વા. તદ્ભવ] નવો યુગ, નવો જમાનો [જોડું, નવ-દંપતી

**નવ-જુગલ** ન. [સં. नव-युगल, અર્વા. તદ્ભવ] નવું પરણેલું

**નવ-જુવાન** જુઓ 'નવ-જવાન.'

**નવ-જુવાની** જુઓ 'નવ-જવાની.'

**નવ-જોત** સ્ત્રી. [સં. नव-ज्योतिस् ન.] પારસી બાળકોને ધર્મની દીક્ષા આપવાની ક્રિયા, કસ્તી (જનોઈ) પહેરવાની ક્રિયા

**નવ-જોબન** ન. [સં. नव-यौवन, અર્વા. તદ્ભવ] નવી જવાની ફૂટતી આવતી યુવાવસ્થા, ખીલતું યૌવન, નવ-યૌવન

**નવ-જોબના** સ્ત્રી. [સં. नव-यौवना, અર્વા. તદ્ભવ] નવ-યૌવના, ખીલતી આવતી યુવાવસ્થાવાળી સ્ત્રી

**નવ-ટાંક** પું. [જુઓ 'નવ²' + 'ટાંક.'] નવ ટંકા (જૂના પૈસા)નું વજન. (૨) વિ. નવટાંક વજનનું, પાંચ રૂપિયાભારના વજનનું

**નવ-ટાંકિયું** ન. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.], **નવટાંકી** સ્ત્રી.[+ ગુ. 'ઈ' ત. પ્ર.] નવટાંક વજનનું કાટલું, પાંચ રૂપિયા-ભારનું તોલું

**નવડ-દાતાર** વિ. [સં. नव નો વિકાસ + જુઓ 'દાતાર.'] દરરોજ નવું નવું દાન આપનાર

**નવડા(-રા)વવું** (ના:વ-) જુઓ 'નાહવું' માં.

**નવડી** સ્ત્રી. [જુઓ 'નવ²' દ્વારા.] નવરાત્રમાં કુંવારી કન્યાએ માટીની બનાવેલી પૂજાની એક દેવી

**નવડૂંજ** ન. એક જાતનું ફૂલઝાડ અને એનું ફૂલ

**નવ-ડે(-દે)રી** (-ડે:(-દે:)રી) સ્ત્રી. [નવ ડેરાંનો કે ડેરીઓનો સમૂહ] નવ ડેરાંવાળી ખંગલી કે જગ્યા

**નવડો** પું. [સં. नव (૯) + ગુ. 'ડો' સ્વાર્થે ત. પ્ર.] નવનો અંક કે ચિહ્ન. [-ડે મીંડે નેવું (-વું) (રૂ.પ્ર.) દુનિયાનો સ્વાર્થી]

**નવણ** (ના:વણ) ન. [જુઓ 'નાહવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] નાહીને કોઈને ન અડવાની સ્થિતિ, નવેદ, અબોટ, સોળું, અપરસ. (૨) નાહવાનું સાધન (તેલ વગેરે). (૩) નાહવાનું સ્થાન, 'બાથ-રૂમ' [પ્રસાદી પાણી

**નવણ-જલ(-ળ)** (ના:વણ-) ન. [સં.] ઇષ્ટદેવને નવડાવ્યાનું

**નવ-તત્ત્વ** ન., બ. વ. [સં.] શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ એ પાંચ તન્માત્રા અને ચાર અંતઃકરણ મળી નવ તત્ત્વ. (સાંખ્ય.)

**નવ-તમ** વિ. [સં.] તદ્દન નવું, નૌતમ

**નવતમ યુગ** પું. [સં.] 'પ્લીસ્ટોસીન એઇજ' (હ.ગં.શા.)

**નવ-તર** વિ. [સં.], -રું વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] તરતનું નવું. (૨) (લા.) નવાઈ ઉપજાવે તેવું, વિચિત્ર. (૩) અજાણ્યું, અજ્ઞાન

**નવતર-યુગ** પું. [સં.] 'પ્લિયોસીન એઇજ' (હ.ગં.શા.)

**નવ-તા** સ્ત્રી. [સં] નવીનતા, તાજું હોવાપણું. (૨) (લા.) નવાઈ, 'નોવેલ્ટી'

**નવ-તેર** વિ. [જુઓ, 'નવ²' + તેર.'] બાવીસની સંખ્યાનું

**નવતેરું** વિ. [સં. नव-तर દ્વારા] જુઓ 'નવ-તર.' [-રી નગરી (રૂ.પ્ર.) નવેસર-થી વસાવાયેલી નગરી]

**ન-વત્સું** વિ. [સં. न-वत्स + ગુ. 'ઉં' ત.પ્ર.] વાછડા વિનાનું. (૨) ઘરમાં બાળક વિનાનું, વાંઝિયું

**નવ-દંડ**, **૦ક**(-દણ્ડ,૦ક) પું. [સં.] એક પ્રકારનું રાજછત્ર

**નવ-દંપતી** (-દમ્પતી) ન., બ. વ. [સં., પું., દ્વિ. વ.] નવું પરણેલું વર-વધૂનું જોડું, નવ-જુગલ

**નવ-દાણી** વિ., સ્ત્રી. [જુઓ 'નવ²' + 'દાણો' + ગુ. 'ઉં' ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નવ દાણાવાળી કોર (જરીની)

**નવ-દિગર** વિ. [જુઓ 'નવ¹' + 'દિગર.'] આલતુ-ફાલતુ, ભળતું-સળતું

**નવ-દીક્ષિત** વિ. [સં.] તાજી નવી દીક્ષા પામેલું

**નવ-દુર્ગા** સ્ત્રી. [સં.] જુઓ 'નવ-ચંડિકા.'

**નવ-દ્રવ્ય** ન., બ વ. [સં.] પૃથ્વી પાણી તેજ વાયુ આકાશ કાલ દિશા આત્મા અને મન એ નવ પદાર્થ. (તર્ક.)

**નવ-દ્વાર** ન., બ.વ. [સં.] બે કાન-બે આંખ-બે નસકોરાં મોઢું-શિશ્ન-ગુદા એ શરીરનાં નવ છિદ્ર

**નવધર્મી** વિ. [સં. પું.] નવો ધર્મ સ્વીકારનારું, ધર્મમાં પહેલી વાર આવેલું, 'નિયોફાઇટ' (મો. હ.)

**નવધા** ક્રિ. વિ. [સં.] નવ પ્રકારે, નવ રીતે

**નવધા-ભક્તિ** સ્ત્રી. [સં.] શ્રવણ કીર્તન સ્મરણ પાદસેવન અર્ચન વંદન દાસ્ય સખ્ય આત્મનિવેદન એ નવ પ્રકારની સાધન-ભક્તિ

**નવનવીન** વિ. [સં., એકાર્થી બે શબ્દોનો દ્વિર્ભાવ] નવું નવું, અવનવું. (૨) ભાતભાતનું, ભિન્ન ભિન્ન

**નવ-નવું** વિ. [જુઓ 'નવ¹' + 'નવું;' એકાર્થીનો દ્વિર્ભાવ.] જુઓ 'નવ-નવીન.'

**નવ-નાગ** પું., બ. વ. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે અનંત વાસુકિ શેષ પદ્મનાભ કંબલ શંખમાલ ધૃતરાષ્ટ્ર તક્ષક અને કાલિય એ નવ કુળના સર્પ, નવકુલ નાગ

**નવ-નાગ(-ગે)લિયો** પું., **નવ-નાગ(-ગે)લી** સ્ત્રી., **નવ-નાઘેરિયો** પું. એ નામની એક દેશી રમત

**નવ-નાડી** સ્ત્રી., બ. વ. [સં.] ઇડા પિંગલા સુષુમ્ણા ગાંધારી ગજજિહ્વા પૂષા પ્રસાદ શનિ અને શંખિની એ નામથી જાણીતી શરીરમાંની મુખ્ય નવ મોટી નસ

**નવ-નિધ** (-ધ્ય) સ્ત્રી. [સં. नव-निधि, પું], **ધિ** પું., બ. વ. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મહાપદ્મ પદ્મશંખ

મકર કચ્છપ મુકુંદ કુંદ નીલ અને ખર્વ એવા નવ ભંડાર કે ખજાના [માંડણી, નવું સર્જન, 'રિકન્સ્ટ્રક્શન'

**નવ-નિર્માણ** ન. [સં.] નવી રચના, નવો આવિષ્કાર, નવી

**નવ-નીક** સ્ત્રી. [જુઓ 'નવ[૨]' + 'નીક.'] જુઓ 'નવ-દ્વાર.'

**નવ-નીત** ન. [સં.] માખણ [કૃષ્ણ. (સંજ્ઞા.)

**નવનીત-પ્રિય** પું. [સં.] જેને માખણ વહાલું છે તેવા શ્રી-

**નવનીત-રૂપ** વિ. [સં.] સાર-રૂપ, તારવણી-રૂપ

**નવ-નૂર** ન. [ફા.] નવું તેજ

**નવ-નેજા** પું., -જાં ન., બ. વ. [ફા. નવ-નેજહ્] નવ ધ્વજ, નવ વાવટા. [૦ પાણી ઉતરાવવાં (રૂ. પ્ર.) તોબા પોકરાવવું. ૦ પાણી ચઢા(-ઢા)વવું (રૂ. પ્ર.) ઘણું જ દુ:ખી કરવું. ૦ થવી (રૂ. પ્ર.) ભારે મુશ્કેલી થવી]

**નવ-પદ** પું. [સં.] એક પ્રકારની જૈનોની ઉપાસ્ય મૂર્તિ. (૨) નવકાર મંત્ર. (જૈન.)

**નવ-પરિણીત** વિ. [સં.] નવું તાજું પરણેલું

**નવ-પરિણીતા** વિ., [સં.] નવી પરણેલી સ્ત્રી, નવવધૂ, નવ-વિવાહિતા [તેવું વૃક્ષ

**નવ-પલ્લવ, -વિત** વિ. [સં.] નવો ફોર આવ્યો હોય

**નવ-પંચક** (-પઞ્ચક) પું. [સં.] એ નામનો એક યોગ (વરની રાશિથી કન્યાની અને કન્યાની રાશિથી વરની રાશિ સુધી ગણતાં નવ કે પાંચની સંખ્યા આવે તેવો). (જ્યો.)

**નવ-પાષાણયુગ** પું. [સં.] જૂનાં અણઘડ હથિયારોને બદલે પથ્થરનાં નવાં સુધારેલાં હથિયાર-ઓજાર બનાવવાં શરૂ કર્યાં એવો યુગ, નવપ્રસ્તરયુગ

**નવ-પુષ્પિત** વિ. [સં.] જેમાં નવાં ફૂલ આવ્યાં હોય તેવું (વૃક્ષ વગેરે) [માદા (કોઈ પણ માદા)

**નવ-પ્રસૂતા** વિ, સ્ત્રી [સં.] તરતમાં પ્રસવ કર્યો હોય તેવી

**નવ-પ્રસ્તરયુગ** પું. [સં.] જુઓ 'નવ-પાષાણયુગ.'

**નવ-પ્રાપ્ત** વિ. [સં.] જમીનને કામ આવે તેવી કરવામાં આવે એવું, 'રિક્લેઇમ્ડ' [ક્રિયા, 'રિક્લેમેશન'

**નવ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] જમીન કામ આવે તે રીતે સમી કરવાની

**નવ-બિંદુ વૃત્ત** (-બિન્દુ) ન. [સં.] એક જાતનું નવ બિંદુ-વાળું વર્તુળ. (ગ.) [(આકૃતિ). (ગ.)

**નવ-ભુજ** વિ. [સં.] નવ ભુજાવાળું (નવ ખૂણાવાળી

**નવમ** વિ. [સં] નવની સંખ્યાએ પહોંચેલું

**નવ-મણિ** પું., બ. વ. [સં.] હીરા મોતી માણેક પરવાળું પાનું(પન્ના) પોખરાજ નીલમ ગોમેદ અને લસણિયો એ ઝવેરાત [માનનારું.

**નવ-મત-વાદી** વિ. [સં., પું.] નવા વિકસેલા મત-સિદ્ધાંતમાં

**નવ-મલ્લિકા, નવ-મલ્લી, નવ-માલતી, નવ-માલિકા, નવ-માલિની** સ્ત્રી. [સં.] ચમેલીનો છોડ (સુગંધી ફૂલો આપતો). (૨) જૂઈ

**નવમાંશ** (નવમાંશ) પું. [સં. नवम + अंश] જન્મકુંડલીમાંનો લગ્નજીવનનો નવમો ભાગ. (જ્યો.)

**નવમી** વિ. સ્ત્રી. [સં.] હિંદુ માસનાં બંને પખવાડિયાંની ૯ મી તિથિ, નોમ. (સંજ્ઞા) [પહોંચેલું, નવમ

**નવમું** વિ. [સં. नवम + ગુ. 'ઉં'' ત. પ્ર.] નવની સંખ્યાએ

**નવ-યુગ** પું. [સં.] નવો યુગ, નવો જમાનો

**નવયુગિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.], **નવયુગી** વિ. [સં., પું.], **નવયુગીન** વિ. [સં.] નવા યુગને લગતું, નવા યુગનું

**નવ-યુવક** પું. [સં.] જુઓ 'નવ-જવાન.'

**નવ-યુવતિ(-તી)** સ્ત્રી. [સં.] નવજવાન સ્ત્રી, નવજોબના

**નવ-યુવા** પું. [સં.] જુઓ 'નવ-જવાન'-'નવ-યુવક.'

**નવ-યૌવન** ન. [સં.] જુઓ 'નવ-જોબન.' (૨) વિ. 'નવ-જવાન'- 'નવ-યુવક.'

**નવ-યૌવના** વિ., સ્ત્રી. [સં.], **-ની** સ્ત્રી. [+ ગુ. 'ઈ'' સ્વાર્થે સ્ત્રીપ્રત્યય] જુઓ 'નવજોબના'-'નવ-યુવતી.'

**નવ-રચના** સ્ત્રી. [સં.] નવું રચી કાઢવું એ, નવ-નિર્માણ, પુનર્નિર્માણ. (૨) નવી ગોઠવણ, નવી વ્યવસ્થા, પુનર્ઘટના, 'રિકન્સ્ટ્રક્શન'

**નવ-રત્ન** ન., બ. વ. [સં.] જુઓ 'નવ-મણિ.'

**નવ-રસ** પું., બ. વ. [સં.] શૃંગાર હાસ્ય કરુણ રૌદ્ર વીર ભયાનક બીભત્સ અને અદ્ભુત એ નાટ્યશાસ્ત્રના આઠ રસ ઉપરાંત શાંત એમ નવ રસ (કાવ્ય., નાટ્ય.)

**નવરસ-લીલા** સ્ત્રી. [સં.] કાવ્યના નવે રસ જ્યાં અનુભવાય છે તેવી ક્રીડા [(સ. ઠાં.)

**નવ-રંગ[૧]** (-રઙ્ગ) પું. [સં.] નૃત્ય-શાળા, 'ડાન્સિંગ હૉલ'

**નવ-રંગ[૨]** (-રઙ્ગ) વિ. [ફા.] નવા ઢંગનું, નવી શોભાવાળું. (૨) ન. એ નામનું એક પક્ષી

**નવરંગી** (-રઙ્ગી). વિ. [ફા.] જુઓ 'નવ-રંગ(૧).'

**નવરંગીલું** વિ. [+ ગુ. 'ઈલું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નવ-રંગ(૧)'- 'નવરંગી.'

**નવરાઈ** સ્ત્રી. [જુઓ 'નવરું + ગુ. 'આઈ'' ત. પ્ર.], **-ત[૧]** (-ત્ય) સ્ત્રી. [+ ગુ. 'આત' ત. પ્ર.] નવરાશ, ફુરસદ, અવકાશ

**નવરાત[૨]**(-ત્ય), ન ,બ.વ.[સં. नव-रात्रि > પ્રા. रत्ति; પરંતુ સં. नवरात्र ન., એ.વ. જ છે.], **-તર** ન , બ. વ. [સં. **नवरात्र**, અર્વા. તદ્ભવ એ. વ.], **નવરાત્ર** ન., બ. વ. [સં., એ.વ.] આસો અને ચૈત્ર માસના શરૂના નવ દિવસોનો માતાજીનો ઉત્સવ, નોરતાં. (સંજ્ઞા.)

**નવરાત્રિ(-ત્રી)** સ્ત્રી. [સં. પરંતુ શુદ્ધ સામાસિક રૂપ **नवरात्र** ન., એ. વ. છે.] જુઓ 'નવરાત્ર.'

**નવરાવવું** (નઃવ.-) જુઓ 'નવડાવવું'-'નાહવું'માં.

**નવરાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'નવરું' + ગુ. 'આશ' ત. પ્ર.] જુઓ 'નવરાઈ.' [(ગ.)

**નવ-રાશિક** વિ. [સં.] જેને નવ સમૂહ છે તેવું. (દાખલો)

**નવરી** સ્ત્રી. જુઓ 'નેવરી.'

**નવરી-નું** વિ. [જુઓ 'નવરું' + ગુ. 'ઈ'' સ્ત્રીપ્રત્યય + 'નું' છ. વિ. નો અનુગ] નવરી સ્ત્રીનું. (એક ગાળ.)

**નવરું** (-ર્યું) વિ. [સં. निर्वृतक- > પ્રા. निवरिअ-] નિરાંત અનુભવતું, કામકાજ વિનાનું. [૦ ઝબક, ૦ ધૂપ, ૦ નાથું, ૦ બાબર (રૂ. પ્ર.) તદ્દન કામ વિનાનું. **-રે દિવસે ઘડેલું** (રૂ. પ્ર.) બહુ સારું બનાવેલું]

**નવરોજ** પું. [ફા. નવરોઝ્] પારસીઓનો જૂના સમયનો બેસતા વર્ષનો દિવસ. (પારસી.)

**નવરોજી** વિ. [+ ગુ. 'ઈ'' ત. પ્ર.] નવરોજને લગતું

**નવલ** વિ. [સં.] નવું. (૨) આશ્ચર્ય-કારક. (૨) સ્ત્રી. (ગુજ.) જુઓ 'નવલકથા'-'નૉવેલ' (બ. ક. ઠા.)

**નવલ-કથા** સ્ત્રી. [અં. 'નૉવેલ'ના સાદશ્યે સં. નવલ સ્વીકારાયો + સં.] ઇતિહાસનાં પાત્રોવાળી કે લૌકિક પાત્રોવાળી ઇતિહાસમૂલક યા કેવળ કાલ્પનિક સમાજચિત્ર રજૂ કરનારી વિસ્તૃત વાર્તા, ઉપન્યાસ, 'નૉવેલ' (ગો. મા.)

**નવલકથા-કાર, નવલ-કાર** વિ. [સં.] નવલ-કથા લખનાર

**નવલકથાવલિ,-લી** સ્ત્રી. [સં.] જુઓ 'નવલ-માલા(-ળા).'

**નવ-લખ** વિ. [સં. નવ(૯) + સં. લક્ષ > પ્રા. લક્ખ] નવ લાખ. (૨) (લા.) અસંખ્ય, ગણનાતીત. (૩) અમૂલ્ય, કિંમતી [(ઉમદા) લક્ષણ ધરાવનારું

**નવલખણું** વિ. [સં. નવ(૯) + લક્ષણક > પ્રા. લક્ખણઅ-] નવ

**નવલખું** વિ. [જુઓ 'નવ-લખ' + ગુ. 'ઉ' ત. પ્ર.] જુઓ 'નવલખ(૨-૩).'

**નવલખો** વિ., પું. [જુઓ 'નવ-લખું.'] નવ લાખ કે એનાથી વધુ નાણાંનો ખર્ચ કરી બંધાવેલું તે તે સ્થાપત્ય. (ઘૂમલીનું શિવ-મંદિર વગેરે એ નામે જાણીતાં છે.) (સંજ્ઞા.)

**નવલ-તા** સ્ત્રી. [સં.] નવીન હોવાપણું, નવીન-તા

**નવલ-નિચોર** વિ., પું. [સં. નવલ-નિચોલ] નવાં વસ્ત્ર પહેર્યાં છે તેવો પુરુષ [કથાવલી

**નવલ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] નવલકથાઓની શૃંખલા, નવલ-

**નવલ-વાદી** વિ. [સં., પું.] જુઓ 'નવમતવાદી.'

**નવલશા** પું. [સં. નવલ + જુઓ 'શાહ.'] (લા.) ઉડાઉ, છેલબટાઉ. [૦ છનેત્તર, ૦ હીરજી (રૂ.પ્ર.) શેઠાઈનો ડોળ ઘાલનાર]

**નવલિકા** સ્ત્રી. [સં., પેલા સં. નવલ-'નૉવેલ' શબ્દની પડછે સં. इका ત.પ્ર. લગાડી ઊભો કરેલો શબ્દ] ઐતિહ્યમૂલક કે કાલ્પનિક ટૂંકી વાર્તા, 'શૉર્ટ સ્ટોરી' (બ.ક.ઠા.)

**નવલિકા-કાર** વિ. [સં.] ટૂંકી વાર્તા લખનાર

**નવલી** સ્ત્રી. એ નામની એક વેલ

**નવલું** વિ. [સં. નવલ + ગુ. 'ઉ' ત.પ્ર.] જુઓ 'નવલ(૧-૨).'

**નવલોજી** પું. [જુઓ 'નવલું'-પું. રૂપ + 'જી.'] જુઓ 'નવલશા.'

**નવલોહિયાળ** વિ. જુઓ 'નવલોહિયું' + ગુ. 'આળ' ત.પ્ર.],

**નવલોહિયું** વિ. [જુઓ 'નવ[૨]' + 'લોહી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેના શરીરમાં નવું ઊકળતું લોહી છે તેવું ઉત્સાહી. (૨) (લા.) ઉછાંછળું

**નવ-વધૂ** સ્ત્રી. [સં.] નવી પરણેલી સ્ત્રી

**નવ-વિધાન** ન. [સં.] જુઓ 'નવ-નિર્માણ.' (૨) નવો ઉલ્લેખ

**નવ-વિવાહિત** વિ. [સં.] નવું પરણેલું [નવ પરિણીતા

**નવ-વિવાહિતા** વિ., સ્ત્રી. [સં.] નવી પરણેલી સ્ત્રી, નવ-વધૂ,

**નવ વૈધવ્ય** ન. [સં.] તાજું જ વિધવા થવાપણું

**નવ-શસ્ય** ન. [સં.] નવું ઊગેલું ઘાસ, નવો લીલાડો

**નવ-શાહ** પું. [ફા.] વર-રાજા

**નવ-શિક્ષણ** ન. [સં.] અર્વાચીન યુગને અનુરૂપ કેળવણી

**નવ-શિક્ષિત** વિ. [સં.] તાજું કેળવાયેલું, 'નિયો-લિટરેઇટ.' (૨) હાલની પદ્ધતિએ કેળવાયેલું

**નવ-શિખાઉ** વિ. [જુઓ 'નવ[૨]' + 'શિખાઉ.'] તાજેતરમાં ભણવા બેઠું હોય તેવું, તદ્દન શિખાઉ

**નવ-શેકું** વિ. [સં. નવ-શેક + ગુ. 'ઉં' ત.પ્ર.] થોડું થોડું ગરમ હોય તેવું, સહેજસાજ ઊનું, કોકરવણું

**નવશો** ન. સ્નાન, નાહવું એ. (પારસી.)

**નવ-શ્રાદ્ધ** ન. [સં.] અવસાનના દિવસથી ત્રીજે પાંચમે સાતમે અને અગિયારમે એમ એકી દિવસે થતું શ્રાદ્ધ

**નવસ** ન. [દે.પ્રા. नवसिअ- મઝા] માનતા, બાધા, નીમ

**નવસમૂહ-વાદ** પું. [સં.] નવસમાજ-વાદ, 'નિયો-કલેક્ટિવિઝમ'

**નવ-સમૃદ્ધ** વિ. [સં.] નજીકના સમયમાં સમૃદ્ધિ પામેલું, તાજેતરમાં આબાદ થયેલું [(૨) પું. નવસેરો હાર

**નવ-સ(-સે)ર** વિ. [જુઓ 'નવ[૨]' + 'સ(-સે)ર.'] નવસેરનું.

**નવસ(-સે)રું** વિ. [જુઓ 'નવ-સ-(-સે)ર' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નવ-સેર(૧).' [કરનારું

**નવ-સર્જક** વિ. [સં.] નવું ઉત્પન્ન કરનાર. (૨) નવું સર્જન

**નવ-સર્જન** ન. [સં.] જુઓ 'નવ-વિધાન'-'નવ-નિર્માણ.'

**નવસલું** વિ. નવું, તાજું

**નવ-સંગમ** (-સઙ્ગમ) પું. [સં.] નવો મેળાપ [સંચાર

**નવ-સંજીવન** (-સઞ્જીવન) ન. [સં.] નવી ઉત્પત્તિ, નવો જીવ-

**નવ-સંધાન** (-સન્ધાન) ન. [સં.] ઉખેડીને નવેસરથી કરવું એ, જીર્ણોદ્ધાર, કાયા-પલટ, 'ઓવર-હોલિંગ

**નવ-સંસ્કરણ** (-સંસ્કરણ) ન. [સં.] નવ-સંસ્કાર આપવાની ક્રિયા, 'રિ-ઓરિયન્ટેશન'

**નવ-સંસ્કૃતિ** (-સંસ્કૃતિ) સ્ત્રી. [સં.] નવી સંસ્કૃતિ

**નવસાર**[૧] પું. [ફા. નવ્સાહર્] ધાતુ ઓગાળવામાં કામ લાગતો એક તીક્ષ્ણ વાસવાળો ક્ષાર

**નવ-સેર,-રું** જુઓ 'નવ-સર(૧)'-'નવ-સેરું.'

**નવ-સેં** (-સૅ) વિ. [સં. नव + शतानि ન., બ.વ. > પ્રા. °सआइं > અપ. °सआइं > જૂ.ગુ. 'સઇ.'], -સો વિ. [સં. शत > પ્રા. सअं > અપ. सउ ન., એ.વ.] નવ સેંકડા જેટલું

**ન-વસ્ત્રું** વિ. [સં. न + वस्त्र + ગુ. 'ઉં' ત.પ્ર.] વસ્ત્રવિહોણું, નાગું-પૂંગું [જૂનું રૂપ] નવ હાથના માપનું

**નવ-હત્થું(-થ્થું)** વિ. [જુઓ 'નવ[૨]' + हस्तक. > પ્રા. हत्थअ-,

**નવાઈ** સ્ત્રી. [જુઓ 'નવું' + ગુ. 'આઈ' ત.પ્ર.] નવું હોવાપણું, નવીન-તા. (૨) તરતની પેદા થયેલી ચીજ. (૩) આશ્ચર્ય, વિસ્મય. [૦ કરવી (રૂ.પ્ર.) કાંઈક નવું જ કરી નાખવું. ૦ થઈ (રૂ.પ્ર.) કાંઈક નવું જ બનવું કે જે અપૂર્વ હોય. ૦ ન હોવી (રૂ.પ્ર.) અનુભવનું હોવું. ૦ લાગવી (રૂ.પ્ર.) આશ્ચર્ય થવું. નવી નવાઈનું (રૂ. પ્ર.) જાણે કે નવું જ ઊપજ્યું હોય એમ. (કટાક્ષમાં.)]

**નવાગત** વિ. [સં. नव + आ-गत] નવું આવેલું. (૨) નવી ભરતી કરવામાં આવી હોય તેવું (સૈનિક)

**નવાગંતુક** (નવાગન્તુક) વિ. [સં. नव + आ-गन्तुक] જુઓ 'નવાગત(૧).'

**નવાજણી** સ્ત્રી. [જુઓ 'નવાજવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.], -ણૂક સ્ત્રી. [+ ગુ. 'ણૂક' કૃ. પ્ર.] નવા જવું એ. (૨) વખાણવું એ

**ન(-નિ)વાજવું** સ. ક્રિ. [ફા. 'નવાઝ,' તત્સમ] મહેરબાની કરવી. (૨) વધાવવું, માન આપવું. (૩) ભેટ સોગાદ આપી ન્યાલ કરવું. ન(-નિ)વાજાવું કર્મણિ., ક્રિ. ન(-નિ)-વાજાવવું પ્રે., સ. ક્રિ.

ન(-નિ)વાજવવું, ન(-નિ)વાજાવું જુઓ 'ન(-નિ)વાજવું'માં.
નવાજિ(-જે)શ સ્ત્રી. [ફા. 'નવાજિશ્'] નવાજવું એ, નવાજણી
નવા-જૂનું વિ. [જુઓ 'નવું' + 'જૂનું.'] આગળ-પાછળનું. (૨) (લા.) નવું અસાધારણ
નવા-જૂની વિ., સ્ત્રી [જુઓ 'નવા-જૂનું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નવી કે જૂની વાતચીત કે પ્રસંગ. (૨) (લા.) તદ્દન તાજી ખબર. (૩) નવી અસાધારણ ખબર. (૪) ભારે ફેરફાર, ઊથલ-પાથલ
નવાજેશ જુઓ 'નવાજિશ.' [ઉચ્છેદ થઈ ગયો હોય તેવું
ન-વારસું[1] વિ. [સં. न-वाडव + ગુ. 'ઉં' ત. પ્ર.] બ્રાહ્મણનો
નવાડ(-ર)વું[2] (નઃવાડ(-ર)વું) જુઓ 'નાહવું'માં.
નવાણ ન. [સં. निपान > પ્રા. निवाण] જલાશય (વાવ કૂવા તળાવ નદી સરોવર વગેરે મીઠા પાણીનું)
ન-વાણિયું વિ. [સં. न-वाणी + ગુ. 'ઉં' ત. પ્ર.] બોલ્યા વિના સહન કરનારું. (૨) વાતમાં ન જાણનારું. (૩) વાંક વિનાનું, બિન-ગુનેગાર
નવા(-વ્વા)ણુ,-ણું વિ. [સં. नवनवति સ્ત્રી. > પ્રા. नवणवइ] નેવુ ઉપર નવની સંખ્યાનું [સંખ્યાએ પહોંચેલું
નવા(-વ્વા)ણું-(-ણું)-મું વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] નવાણુની
નવાન્ન ન. [સં. नव + अन्न] નવું પાકેલું અનાજ
નવાબ પું. [અર. નવ્વાબ્] સૂબો, 'ગવર્નર.' (૨) નાના રાજ્યનો મુસ્લિમ રાજવી
નવાબ-જાદી સ્ત્રી. [+ ફા.] નવાબની પુત્રી
નવાબ-જાદો પું. [+ ફા. જાદહ્] નવાબનો પુત્ર. (૨) પુત્ર. (૨) (લા.) બહુ શોખીન માણસ
નવાબ-શાહી સ્ત્રી. [+ ફા. 'શાહ' + ગુ. 'ઈ' ત. પ્ર.] નવાબની સત્તા. (૨) (લા.) આપખુદી
નવાબી[1] સ્ત્રી. [અર. નવ્વાબી] નવાબનો દરજ્જો
નવાબી[2] વિ. [જુઓ 'નવાબ' + ગુ. 'ઈ' ત. પ્ર.] નવાબને લગતું, નવાબનું
નવાર[1] પું., બ. વ. [સં. नीवार] ખેડ્યા વિનાની જમીનમાં વાવ્યા વિના થતું એક ખડ-ધાન્ય
નવાર[2] સ્ત્રી. [ફા. નિવાર્], ૦પાટી સ્ત્રી. [+ જુઓ 'પાટી.'] પલંગમાં ભરાતી સૂતરની પાટી
નવારવું (નઃવારવું) જુઓ 'નવાડવું[2]'–'નાહવું'માં.
નવારસ વિ. [અર. લા-વારિસ્], -સિયું, વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.], -સુ, -સું વિ. [+ ગુ. 'ઉ' – 'ઉં' ત.પ્ર.] બિન-વારસ, વારસ વિનાનું, નિર્વંશિયું
નવારી સ્ત્રી. જુઓ 'નવરી.' [કોળિયો
નવાલી સ્ત્રી. [જુઓ 'નવાલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો
નવાલો પું. [અર. નવાલહ્] કોળિયો, ગ્રાસ
ન-વાવરું વિ. [સં. न + જુઓ 'વાવરવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] (લા.) રાતનું ભોજન નથી કર્યું તેવું, વાળુ કર્યા વિનાનું
નવાવું (નઃવાવું) જુઓ 'નાહવું'માં.
ન(-ને)વા(-વ્યા)શી જુઓ 'નવાસી.'
ન(-ને)વા(-વ્યા)શી-મું જુઓ 'નવાસી-મું.'
નવાસક્તિ વિ. [સં. नव + आ-सक्ति] નવા પદાર્થો તરફથી લગની
ન(-ને)વા(-વ્યા)સી[1](-શી)વિ.[સં. नवाशीति > પ્રા. नवासीइ] એંશી અને નવ, ૮૯
નવાસી[2] સ્ત્રી. [જુઓ 'નવાસો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દીકરીની દીકરી, દૌહિત્રી
ન(-ને)વા(-વ્યા)સી(-શી)-મું વિ. [જુઓ 'ન(ને)વા(-વ્યા)સી[1]' + ગુ. 'મું.' ત. પ્ર.] ૮૯ ની સંખ્યાએ પહોંચેલું
નવાસો પું. [ફા. નવાસહ્] દીકરીનો દીકરો, દૌહિત્ર
નવાસ્ર વિ. [સં. नव + अस्र] નવ ખૂણાઓવાળું
નવાહ વિ. [સં.] નવ દિવસનું, નવ દિવસમાં પૂરું થતું ('રામાયણ'નું પારાયણ 'નવાહ' હોય છે.)
નવાં ન., બ. વ. [જુઓ 'નવું[2]'] '૯'ના ઘડિયા કે પાડા
નવાંકુર (નવાઙ્કુર) પું. [સં. नव + अङ्कुर] નવો ફણગો, નવો કોંટો
નવાંગ[1] (નવાઙ્ગ) વિ. [સં. नव + अङ्ग] નવાં અંગોવાળું
નવાંગ[2] (નવાઙ્ગ) વિ. [સં. नव + अङ्ग] નવ અંગોવાળું. (૨) ન., બ. વ. સૂંઠ પીપર મરી હરડાં બહેડાં આંબળાં ગજપીપર ચિત્રક અને વાવડીંગ એ નવ ઔષધોપયોગી દ્રવ્યોનો સમૂહ [ખીલેલાં અંગોવાળી રમણી
નવાંગી[1] (નવાઙ્ગી) વિ., સ્ત્રી. [સં.] નવીન અંગોવાળી–
નવાંગી[2] (નવાઙ્ગી) સ્ત્રી. [સં.] જૈન ધર્મનાં મૂળ સૂત્રોમાંના નવ સૂત્રગ્રંથોનો સમૂહ. (જૈન.) [સંપૂર્ણ અંગોવાળું
નવાંગું (નવાઙ્ગું) વિ. [જુઓ 'નવાંગ[2]' + ગુ. 'ઉં' ત. પ્ર.]
ન-વાંધું વિ. [સં. न + જુઓ 'વાંધો' + ગુ. 'ઉં' ત. પ્ર.] વાંધા વિનાનું. (૨) (લા.) કેવળ, તદ્દન, બિલકુલ. (૩) સ્પષ્ટ, ખુલ્લું
નવાંબર (નવામ્બર) ન. [સં नव + अम्बर] નવું વસ્ત્ર, નવું કપડું
નવાંબુ (નવામ્બુ) ન. [સં. नव + अम्बु] નવું પાણી, પાલર પાણી
નવી વિ., સ્ત્રી. [જુઓ 'નવું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એક ઉપર અથવા પૂર્વની પત્ની ગુજરી જતાં પરણી કે ઘરઘી લાવેલી પત્ની
નવી-કરણ ન. [સં.] જૂનાને નવું કરવાની ક્રિયા. (૨) સમ-રામણી, જીર્ણોદ્ધાર. (૩) (લા.) ઉત્સાહ અને અંગની ચલન-શક્તિને નવું રૂપ આપવાના કાર્યરૂપનો આનંદ, 'રિક્રિયેશન' (અ. ક. ઠા.), 'રિન્યુઅલ'
નવી-જૂની વિ., સ્ત્રી. [જુઓ 'નવું + 'જૂનું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય, બેઉને.] (લા.) જાણવા જેવા સમાચાર. (૨) નવી ઊથલ-પાથલ
નવીન વિ. [સં.] નવું, અપૂર્વ. (૨) વિચિત્ર
નવીન-તમ વિ. [સં.] તદ્દન નવું, અભિનવ, નવ-તમ
નવીન-તર વિ. [સં.] બે નવાંની તુલનામાં વધારે નવું, નવ-તર
નવીન-તા સ્ત્રી. [સં.] નવાપણું. (૨) (લા.) વિચિત્રતા
નવીનતા-પૂજક વિ. [સં.] જે કાંઈ નવું થતું આવતું હોય–નવા ફેરફાર થતા હોય તેના તરફ આદર ધરાવનાર
નવીની-કરણ ન. [સં.] નવું ન હોય તેને નવું સ્વરૂપ આપવું એ, 'નોવેશન,' 'રિન્યુઅલ'
નવીનોત્પાદક-તા સ્ત્રી. [સં. नवीन + उत्पादक-ता] મૌલિક હોવાપણું, 'ઓરિજિનાલિટી' (છો. બા.)
–નવીશ(-સ) વિ. [ફા. 'નિવિશ્–' અનુગ કે પ્રત્યય] લખનાર (એ હંમેશાં સમાસને અંતે 'લખનાર'ના અર્થમાં; જેમકે

'અખબાર-નવીસ' 'ખુશ-નવીસ' 'ફડનવીસ' વગેરે)
**નવીસંદો** (નવીસ-ન્દો) પું. [ફા. નિવિશન્દહ્] લહિયો
**નવું**¹ વિ. [સં. नवक-> પ્રા. नवअ-] નવીન, તાજું. (૨) વિચિત્ર. (૩) મહાવરા વિનાનું. (૪) રોજ જોવામાં ન આવતું હોય તેવું (જૂનું પણ). [-વી આંખે જોવું (રૂ. પ્ર.) વર્તમાન સમજથી જોવું. -વી ગેડી નવો દા(૦વ) (રૂ. પ્ર.) બધું નવેસરથી. ૦ જૂનું (રૂ. પ્ર.) ઊથલ-પાથલ. ૦ થવું (રૂ.પ્ર.) ભાંગી પડવું. ૦ નક્કોર, ૦ નોક (રૂ. પ્ર.) ધોયું નથી હોતું તેવું. ૦નોરું (રૂ. પ્ર.) અજાણ્યું, અ-પરિચિત. ૦ લોહી (રૂ.પ્ર.) ઉચ્ચ પ્રકારનો જુસ્સો, જુવાનીનું તાજું ઊછળતું વર્તન. ૦સવું (રૂ. પ્ર.) તરતનું તાજું. (૨) અ-પરિચિત, અજાણ્યું. -વે અવતારે (રૂ. પ્ર.) આફતમાંથી બચેલાં હોય એમ. -વે કોડિયે દીવા (રૂ.પ્ર.) નવા ગામમાં કે નવા લીધેલા મકાનમાં રહેવા જવું એ. -વે નામે (રૂ. પ્ર.) નવેસરથી (જૂનું જતું કરી). -વો જન્મ (રૂ. પ્ર.) મંદવાડમાંથી સાજા થવું એ. -વો જીવ (રૂ.પ્ર.) ઉચ્ચ પ્રકારનો તાજો જુસ્સો. -વો દિવસ (રૂ. પ્ર.) ચડતી, અભ્યુદય. -વો નિશાળિયો (રૂ. પ્ર.) સમજ પાકી નથી તેવું]
**નવું**² ન. [સં. नवक-> પ્રા. नवअ-] '૯' નો સમૂહ. (૨) '૯' નો ઘડિયો કે પાડો
**નવેણ** (ન:વેણ્ય) સ્ત્રી. [જુઓ 'નાહવું' દ્વારા.] જુઓ 'નવેંઢ.'
**નવેણિયું** (ન:વેણિયું) વિ., ના [જુઓ 'નવેણ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'નવેંઢિયું.' ['નવેંઢિયો.'
**નવેણિયો** (ન:વેણિયો) વિ., પું. [જુઓ 'નવેણિયું.'] જુઓ
**નવેતરે** ક્રિ. વિ. [જુઓ 'નવું'¹' દ્વારા.] હમણાંથી
**નવેધિયું** વિ. [જુઓ 'નવું²' દ્વારા.] બીજી જ્ઞાતિનું
**નવેનવું** વિ. [જુઓ 'નવું,'-દ્વિર્ભાવ.] તદ્દન નવું, સાવ તરતનું
**નવેમ્બર** જુઓ 'નવેંબર.' [અત્યારનું
**નવેરું** વિ. [સં. नव तरक-> પ્રા. नव-यरअ] વધુ નવું, તદ્દન
**નવેલી** વિ. સ્ત્રી. [જુઓ 'નવેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) નવી પરણી આવેલી સ્ત્રી, નવોઢા, નવ-વધૂ
**નવેલું** વિ. [જુઓ 'નવું¹' + ગુ. 'એલું' સ્વાર્થે ત.પ્ર.] નવું, તાજું, તરતનું [નહિયું
**નવેલો** પું. [જુઓ 'નવેલું.'] (લા.) નખના મૂળનો ભાગ,
**નવેસર, ૦થી** ક્રિ. વિ. [જુઓ 'નવું¹' દ્વારા + ગુ. 'થી' પાં. વિ. નો અનુગ] ફરીથી શરૂ કરીને, નવે મંડાણે [ભાગ
**નવેહ** (-હ્ય) સ્ત્રી. ઠંડી. (૨) પૈસાની ના, નારમો. (૩) વચલો
**નવેળિયું** [જુઓ 'નવેળું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'નવેળું.'
**નવેળી** સ્ત્રી. [જુઓ 'નવેળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કોઈ પણ બે મકાનની પછીત કે પડખાંની વચ્ચેની સાંકડી ખુલ્લી ગાળી, છીંડરી, ખંચાળી, એવી પાણી જવાની નીક [તફાવત)
**નવેળું** વિ. જુઓ 'નવેળી.' (આ જરા પહોળું હોય એટલો જ
**નવેંઢ** (ન:વેંઢ્ય) સ્ત્રી, [જુઓ 'નાહવું' દ્વારા.] નાહ્યા ધોયા વિના જેમાં કાંઈ ન કરાય તેવી સ્થિતિ, અપરસ, નવેણ. (૨) નાહીને કોઈને સ્પર્શ ન કરાય તેવી રીતે પૂજા સેવા વગેરેમાં રહેવાની સ્થિતિ, પાકી અપરસ. (૩) (લા.) જ્યાં પાકી નવેંઢ વિના ન જવાય તેવું સ્થાન (રસોડું વગેરે)
**નવેંઢિયું** (ન:વેંઢિયું) વિ. જુઓ 'નવેંઢ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નવેંઢને લગતું. (૨) (લા.) નવેંઢમાં પહેરવાનું (વસ્ત્ર). (બંને 'નવેણિયું' પણ.)
**નવેંઢિયો** (ન:વેંઢિયો) વિ., પું. [જુઓ 'નવેંઢિયું.'] નવેંઢમાં રહેતો રસોયો કે પિરસણિયો, નવેણિયો
**નવેંદુ** (નવે-ન્દુ) પું. [સં. नव + इन्दु] નવો બીજનો ચંદ્રમા, સુદિ બીજનો ચંદ્ર, નવો ચાંદ [(સંજ્ઞા.)
**નવેંબર** (નવેમ્બર) પું. [અં.] અંગ્રેજી વર્ષનો ૧૧ મો મહિનો.
**નવૈયા** સ્ત્રી. [જુઓ 'નવું' દ્વારા.] નવાઈ
**નવો** જુઓ 'નવ્વો.' [ખેડવું એ
**નવોઢ** ન. [જુઓ 'નવું¹' દ્વારા.] પડતર ખેતર નવેસરથી
**નવોઢા** વિ, સ્ત્રી. [સં. नव + ऊढा] નવી પરણી લાવેલી સ્ત્રી, નવ-પરિણીતા, નવ-વધૂ
**નવોત્થિત** વિ. [સં. नव + उत्थित] નવું ઊભું થયેલું, 'રિસર્જન્ટ'
**નવોદક** ન. [સં. नव + उदक] વરસાદનું નવું પાણી. (૨) ખોદાને કાઢેલું તાજું પાણી
**નવોદિત** વિ. [સં. नव + उदित] નવું ઊગેલું. (૨) (લા.) નવું વિકસેલું-નવું લખતું થયેલું-નવી રચના કરવાનો આરંભ કર્યો છે તેવું
**નવ્ય** વિ. [સં.] નવું, નવીન, નૂતન
**નવ્યતા** સ્ત્રી. [સં.] નવીનપણું
**ન(-ને)વ્યાશી, -સી** જુઓ 'નવાસી.'
**ન(-ને)વ્યાશી(-સી)-મું** જુઓ 'નવાસી-મું.'
**નવ્વાણુ,-ણું** જુઓ 'નવાણુ.'
**નવ્વાણુ(-ણું)-મું** જુઓ 'નવાણુ-મું.'
**નવ્વો** પું. [સં. नवक-> પ્રા. नवअ-] '૯' નો આંક કે સંખ્યાનો ખ્યાલ આપતું ગંજીફાનું પાનું
**નશ-કેવળું** વિ.[સં. निश्चित-केवलक-> પ્રા. निच्चिअ-केवलअ-] નક્કી ચોખ્ખું, ચોખ્ખે-ચોખ્ખું, ભેળ વિનાનું
**ન-શરમું** વિ. [સં. न + જુઓ 'શરમ' + ગુ. 'ઉં' ત. પ્ર.] શરમ વિનાનું, બેશરમ, નિર્લજ્જ
**નશા-કારક** વિ. [જુઓ 'નશો' + સં. कारक] નશો કરનારું, કેફી
**નશા(-સા)-ખાનું** ન. [જુઓ 'નશો.' + 'ખાનું.'] (લા.) ઠાઠડી (નનામી) રાખવાનું સ્થાન. (પારસી.)
**નશા-ખોર** વિ. [જુઓ 'નશો' + ફા. પ્રત્યય.] નશો કરનારું (ભાંગ ગાંજો દારૂ વગેરે ચીજોના વ્યસનવાળું)
**નશાખોરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નશાખોરપણું, વ્યસન
**નશા(-શો)-પાણી** ન., બ.વ. [જુઓ 'નશો' + 'પાણી.'] ભાંગ દારૂ વગેરે પીણું
**નશા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'નશો' + 'બંધી.'] કોઈ પણ પ્રકારનો નશો કરવાની સરકારી મનાઈ, માદક વસ્તુઓના પ્રચારની સખત બંધી, 'પ્રોહિબિશન' ['નશા-ખોર.'
**નશા(-શે)-બાજ** વિ. [જુઓ 'નશો' + ફા. પ્રત્યય.] જુઓ
**નશા(-શે)બાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'નશાખોરી.'
**નશિયું** જુઓ 'નસિયું.' [હોય તેવું
**નશી** વિ. [જુઓ 'નશો' + ગુ. 'ઈ' ત.પ્ર.] જેણે નશો કર્યો
**-નશીન** વિ. [ફા.] 'બેઠેલું (જેમકે 'ગાદી-નશીન' 'તખ્ત-નશીન' વગેરે)
**નશીલું** વિ. [જુઓ 'નશો' + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'નશી.'

**નશી-બાજ** જુઓ 'નશા-બાજ.'
**નશી-બાજી** જુઓ 'નશાબાજી.'
**નશે(-સે)શા(-સા)લ** પું. મડદું ઊંચકનાર કાંધિયો. (પારસી.)
**ન(-નિ)શો** પું. [ફા.] નશ્શા, નશ્-અહ્] કેફી પદાર્થ લેવાથી ચડતો કેફ. (૨) (લા.) ધન સત્તા વિદ્યા વગેરેનો ગર્વ. [૦ **ઊતરવો** (રૂ.પ્ર.) મદ ચાલ્યો જવો. ૦ **કરવો** (રૂ.પ્ર.) કેફી પદાર્થ લેવો. (૨) મસ્તીમાં આવવું. ૦ **ચડ(-ઢ)વો** (રૂ.પ્ર.) મસ્તીમાં આવવું]
**નશ્ત(-સ્ત)ર** ન. [ફા. નિશ્તર્] શારીરિક ગડ-ગૂમડ ઉપર વપરાતું નાનું તીક્ષ્ણ હથિયાર. (૨) એવા હથિયારથી કરેલી નાની વાઢ-કાપ. [૦ **મૂકવું** (રૂ. પ્ર.) ગડગૂમડ વગેરે પર કાપ મૂકી રસી વગેરે કાઢી લેવું]
**નશ્વર** વિ. [સં.] નાશવંત, ભંગુર, વિનાશી
**નશ્વર-તા** સ્ત્રી. [સં.] નશ્વરપણું, ક્ષણભંગુર-તા
**નષ્ટ**[1] વિ. [સં.] ગુમ થઈ ગયેલું. (૨) નાશ પામેલું. (૩) (લા.) પાયમાલ થઈ ગયેલું
**નષ્ટ**[2] વિ. [સં. नैष्ट નું ગુ. લાઘવ] જુઓ 'નૈષ્ટ.'
**નષ્ટ-ચર્યા** સ્ત્રી. [સં. नैष्ट-चर्या] જુઓ 'નૈષ્ટ-ચર્યા.'
**નષ્ટ-ચિત્ત** વિ. [સં.] જેના ચિત્તનું ઠેકાણું નથી તેવું, ગાંડિયું
**નષ્ટ-ચેતન** વિ. [સં.] મૂર્છા પામેલું, બેહોશ, બેશુદ્ધ. (૨) મરણ પામેલું [પામ્યું છે તેવું, ઝાંખું પડી ગયેલું
**નષ્ટ-તેજ** વિ. [સં. नष्ट-तेजस्, બ.વ્રી.] જેનું તેજ નાશ
**નષ્ટ-દૃષ્ટિ** વિ. [સં.] જેની આંખની જોવાની શક્તિ નાશ પામી છે તેવું. (૨) (લા.) જેની સમઝ-શક્તિ નાશ પામી હોય તેવું.
**નષ્ટ-પુણ્ય** વિ. [સં.] જેનું પુણ્ય ખતમ થઈ ચૂક્યું હોય તેવું
**નષ્ટ-પ્રભ** વિ. [+સં. नष्ट + प्रभा, બ.વ્રી.] જુઓ 'નષ્ટ-તેજ.'
**નષ્ટ-પ્રાય** વિ. [સં.] મોટે ભાગે નાશ પામી ચૂકેલું, લગભગ નાશ પામેલું હોય તેવું. (૨) મરણ-તોલ માર ખાયેલું
**નષ્ટ-બીજ** વિ. [સં.] જેનાં બિયાં કે બી નાશ પામેલ હોય છે તેવું
**નષ્ટ-બુદ્ધિ** વિ. [સં.] જેની બુદ્ધિ મરી ગઈ હોય તેવું, મૂર્ખ, બેવકૂફ [ગયેલું. (૨) (લા.) હેરાન, દુઃખી
**નષ્ટ-ભ્રષ્ટ** વિ. [સં.] સર્વ રીતે રખડી પડેલું, તારાજ થઈ
**નષ્ટ-માર્ગણ** ન. [સં.] નાશ પામી ગયેલાની શોધ કરવી એ
**નષ્ટ-રાજ્ય** વિ. [સં.] જેનું રાજ્ય નાશ પામ્યું હોય કે બીજાથી હરાઈ ગયું હોય તેવું [પામેલું
**નષ્ટ-વત્** ક્રિ. વિ. [સં.] નાશ પામ્યા જેવું, લગભગ નાશ
**નષ્ટ-વીર્ય** વિ. [સં.] જુઓ 'નષ્ટ-શુક્ર.' (૨) જેનું બળ નાશ પામ્યું હોય તેવું. (૩) જેનું પુરુષાતન ખતમ થઈ ચૂક્યું હોય તેવું, બાયલું
**નષ્ટવ્ય** વિ. [સં.] નાશ કરાવા જેવું
**નષ્ટ-શુક્ર** વિ. [સં.] જેની પ્રજનન-શક્તિ નાશ પામી હોય તેવું
**નષ્ટ-સંસ્મૃતિ** (-સંસ્મૃતિ) વિ. [સં.] જેની સ્મરણ-શક્તિ ચાલી ગઈ હોય તેવું [વેશ્યા
**નષ્ટા** વિ., સ્ત્રી. [સં.] (લા.) વ્યભિચારિણી, કુલટા. (૨)
**નષ્ટાગ્નિ** વિ. [સં. नष्ट + अग्नि બ. વ્રી.] જેના જઠરનો અગ્નિ=પાચનશક્તિ નષ્ટ થઈ ગયેલ હોય તેવું
**નષ્ટાત્મા** વિ. [સં. नष्ट + आत्मा બ.વ્રી.] જેનો આત્મા ભાન વિનાનો બન્યો હોય તેવું. (૨) (લા.) દુષ્ટાત્મા
**નષ્ટાર્તવ** પું. [સં. नष्ट + आर्तव] ઋતુ-સ્રાવ બંધ થવાનો એ નામનો રોગ [તેવું
**નષ્ટાર્થ** વિ. [સં. नष्ट + अर्थ] જેની સંપત્તિ નાશ પામી હોય
**નષ્ટાવશિષ્ટ** વિ. [સં. नष्ट + अव-शिष्ट] નાશ પામેલું એ નાશ પામેલી સ્થિતિમાં બચી રહ્યું હોય તેવું, ભંગાર-રૂપ, ખંડિયેર-રૂપ
**નષ્ટાવશેષ** પું. [સં. नष्ट + अव-शेष] ભંગાર, કાટમાળ
**નસ** સ્ત્રી. [સં. स्नसा મજ્જા > પ્રા. नसा] રસવાહિની. રગ, નાડી, ધમની. (૨) પાંદડાં ફળ વગેરેનો પાતળો રેસો. [૦ **ઢીલી પડવી** (રૂ. પ્ર.) શિશ્ન ઇંદ્રિય શિથિલ થવી. ૦ **પકડવી** (રૂ. પ્ર.) મૂળ કારણ શોધી કાઢવું, ભેદ પકડવો. ૦ **ભડકવી** (રૂ. પ્ર.) નસ તૂટી જવી. ૦ **મૂંઢાવી**, ૦ **મૂંઝાવી** (રૂ.પ્ર.) નસમાં ગાંઠ પડવી. (૨) સ્તનમાં પાક થવો, થાન પાકવાં. -**સેનસ** (રૂ. પ્ર.) સમગ્ર શરીરમાં. (૨) તદ્દન જૂઠું]
**નસકોરી** સ્ત્રી. [જુઓ 'નસકોરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નસકોરામાંની કુમળી ચામડી. [૦ **ફૂટવી** (રૂ. પ્ર.) નાકમાંથી લોહી નીકળવું. ૦**ય ન ફૂટવી** (રૂ. પ્ર.) કાંઈ જ ઈજા ન થવી]
**નસકોરું**[1] વિ. [સં. नासा દ્વારા.] (લા.) નસકોરાં ઊંચાં કરનારું, છણકો કરનારું
**નસકોરું**[2] ન. [સં. नासा દ્વારા ગુ.] નાકમાંનાં બે છિદ્રોમાંનું તે તે છિદ્ર, ફણસું, ઘોરણું. [-**રામાં ઊંટ ચાલ્યાં જવાં** (રૂ.પ્ર.) અભિમાનમાં ફુલાઈ જવું. -**રાં ઘોરવાં**, -**રાં બોલવાં** (રૂ. પ્ર.) ગાઢ નિદ્રામાં હોવું. -**રાં ફુલાવવાં**, -**રાં ફૂલવાં** (રૂ. પ્ર.) ગર્વ કરવો]
**નસડ** વિ. બેશરમ, નિર્લજ્જ
**નસ-તરંગ** (-તરઙ્ગ) ન. શરણાઈના ઘાટનું એક છિદ્ર-વાદ્ય
**નસ-ફાડ** પું. [જુઓ 'નસ' + ફાડવું.'] (લા.) હાથીના પગનો સોજાનો રોગ
**નસ-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'નસ' + 'બંધી.'] પુરુષની ઇંદ્રિયના મૂળમાં આવેલી વીર્યવાહિનીને નિષ્ક્રિય બનાવવાની ક્રિયા, પુરુષ-વંધ્યીકરણ, 'વૅ-ઝેક્ટૉમી'
**નસલ** સ્ત્રી. [અર. નસ્લ] વંશ, કુળ, ગોત્ર. (૨) (લા.) મૂળિયું, જડ. [૦ **કાઢવી** (રૂ. પ્ર.) મૂળમાંથી ઉખેડી કાઢવું]
**ન-સવાણ** (-ણ્ય) વિ. [સં. न + જુઓ 'સ(-સુ)વાણ.'] જુઓ 'ન-સુવાણ.' [સ્વાદ વિનાનું, બેસ્વાદ
**ન-સવાદું** વિ. [સં. न + જુઓ 'સવાદ' + ગુ. 'ઉં' ત. પ્ર.]
**નસવું** અ. ક્રિ. [જુઓ 'નસ,'-ના-ધા.] (ઝડપથી હંકાવાને લીધે ધૂંસરીના ઘસારાથી બળદની) કાંધનું સૂજવું. **નસાવું**[1] કર્મણિ., ક્રિ. **નસાવવું** પ્રે., સ. ક્રિ.
**નસંક** (નસઙ્ક) ન. [સં. 'नासा' દ્વારા] નસીકવું એ, નાક સાફ કરવાની ક્રિયા
**ન-સંતાન** (-સન્તાન) વિ. [સં.] સંતાન વિનાનું, વાંઝિયું
**ન-સંદું** (નસન્દું) વિ. કટકા કર્યા વગરનું, આખું
**ન-સાક્ષરી** વિ. [સં., પું.] સાક્ષર વિનાનું, વિદ્વાનો વગરનું
**નસા-ખાનું** જુઓ 'નશા-ખાનું.'
**નસા-જાળ** વિ. [જુઓ 'નસ' + 'જાળ.'] નસોનો સમૂહ, નસોનો જથ્થો, શિરાઓ
**નસાડવું** જુઓ 'નાસવું'માં.

**નસાણું** ન. [જુઓ 'નસાવું^૨' + ગુ. 'અણું' કૃ. પ્ર.] ભાગી છૂટવું એ, નાસી જવું એ, નાસરડું, નાસણું
**નસાયું** વિ. [સં. न-स्वादक- > પ્રા. नस्सायअ-] સ્વાદ વિનાનું
**ન-સાર** વિ. [સં.] સાર વિનાનું, સત્ત્વ વિનાનું, તુચ્છ કોટિનું
**ન-સારા** પું., બ. વ. [અર.] ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ (પેગંબરોની પરંપરાએ ઊતરી આવેલા ધર્મના અનુયાયીઓ)
**નસાવું^૧** જુઓ 'નસવું'માં.
**નસાવું^૨** જુઓ 'નાસવું'માં.
**નસિ(-સીં,-સે)કાવવું,નસિ(-સીં,-સે)કાવું** જુઓ'નસીકવું'માં.
**નસિયત** સ્ત્રી. [અર. નસીહત્] શિખામણ. (૨) સજા
**નસિયું** વિ. [જુઓ 'નસ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) હઠીલું, જિદ્દી, અડિયલ. (૩) ઉદ્ધત. (૪) અભિમાની
**ન-સીધ** વિ. [સં. निषिद्ध > પ્રા. निसिद्धि] નિષિદ્ધ. (૨) ન. નિષિદ્ધ બાબત
**નસી(-સીં,-સે)કવું** અ. ક્રિ. [સં. नासा દ્વારા] નાકમાંથી લીંટ કે સળેખમનું પાણી છીંકીને કાઢવું. **નસિ(-સીં,-સે)કાવું** ભાવે., ક્રિ. **નસિ(-સીં,-સે)કાવવું** પ્રે., સ. ક્રિ.
**નસીબ** ન. [અર.] ભાગ્ય, કિસ્મત, કરમ, દૈવ, તકદીર. [**૦ અજમાવવું** (રૂ. પ્ર.) લાભ થાય એવો પ્રયત્ન કરવો. (૨) ધંધા-રોજગારની અજમાયશ કરવી. **૦ ઊઘડવું, ૦ ખૂલવું, ૦ જાગવું, ૦ જાગી ઊઠવું,** (રૂ. પ્ર.) ભાગ્યોદય થવો, ચડતી થવી. **૦ જોવડાવવું, ૦ દેખાડવું, ૦ દેખડાવવું,** (રૂ. પ્ર.) જોશી પાસે કુંડળીનો ફલાદેશ માગવો. (૨) હસ્તરેખાશાસ્ત્રી પાસે હાથના પંજાની રેખાનો ફલાદેશ માગવો. **૦ ફરવું** (રૂ. પ્ર.) ચડતી થવી. **૦ થવું** (રૂ. પ્ર.) ભાગ્યોદય થવો. **૦ના ભેગ** (રૂ. પ્ર.) કમનસીબી. **૦નું આંગળિયાત, ૦નું આગળું, ૦નું ઊંચું, ૦નું ફૂટેલું, ૦નું બળિયું, ૦નું લીલું** (રૂ.પ્ર.) કમનસીબ, અભાગી. **૦નું પાંદડું ફરવું** (રૂ.પ્ર.) ભાગ્યોદય થવો. **૦નો ખેલ** (રૂ. પ્ર.) ભાગ્યની અલવત્તા હોય તે પ્રમાણે થવું એ] [કિસ્મત-દાર
**નસીબ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] નસીબવાળું, ભાગ્યશાળી,
**નસીબદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ભાગ્યમત્તા, કિસ્મતદારી
**નસીબવાદી** વિ. [+ સં. 'वादी પું.] 'નસીબમાં હશે એમ થશે' એવું માનનારું, કર્મવાદી, દૈવવાદી, 'ફેટાલિસ્ટ' (બ.ક.ઠા.)
**નસીબ-વાન** વિ. [+ સં. वान् પું., ત.પ્ર.] જુઓ 'નસીબ-દાર.'
**નસીબી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'નસીબદારી.'
**નસીલું** વિ. [જુઓ 'નસ' + ગુ. 'ઈલું' ત. પ્ર.] જુઓ 'નસિયું.'
**નસીહત** સ્ત્રી. [અર.] જુઓ 'નસિયત.'
**નસીંકા(-ગા)વું** જુઓ 'નસીકવું.' **નસીંકા(-ગા)વવું,** ભાવે. ક્રિ. **નસીંકા(-ગા)વું** પ્રે., સ.ક્રિ.
**નસીંકા(-ગા)વવું, નસીંકા(-ગા)વું** જુઓ 'નસીકવું'માં.
**ન-સુવાણ** (-ણ્ય) સ્ત્રી. [સં. न + જુઓ 'સુવાણ.'] અ-સુવાણ, અસ્વસ્થ-તા, તબિયતમાં ગરબડ
**નસૂગ** ન. [સં. न + જુઓ 'સૂગ.'] સૂગનો અભાવ. (૨) વિ. ગંદવાડો કે ગંદી વસ્તુઓમાં જેને અણગમો ન થાય તેવું
**નસેકવું** જુઓ 'નસીકવું.' **નસેકાવું** ભાવે., ક્રિ. **નસેકાવવું** પ્રે., સ.ક્રિ.
**નસેકાવવું, નસેકાવું** જુઓ 'નસેકવું'માં.
**નસોડું** ન. [જુઓ 'નસ' દ્વારા.] નસ, રગ. (૨) આંતરડું. (૩) ચિભડાં કારેલાં વગેરેની છાલ ઉપરની ધાર
**નસેસલો, નસેસાલ** પું. જુઓ 'નશેસાલ.'
**નસો** પું. ગંદકી. (૨) બદલો. (૩) અપવિત્ર-તા
**નસોતર** (-રય) સ્ત્રી. એક જાતના વેલાનું મૂળ
**નસોસડું** વિ. અ-વ્યક્ત, છૂપું, પ્રચ્છન્ન
**નસ્ખ** સ્ત્રી. [અર.] અરબી લિપિ અને એનો એક મરોડ
**નસ્તર** જુઓ 'નશ્તર.'
**નસ્તાલિક** પું. [અર.] અરબી લિપિ અને એનો એક મરોડ
**નસ્ય** વિ. [સં.] નાક સંબંધી. (૨) નાસિક્ય, અનુ-નાસિક. (વ્યા.) (૩) ન. બળદની નાથ. (૪) નાક વાટે ધૂણી કે વરાળ લેવાની એક વૈદકીય પ્રક્રિયા. (૫) (લા.) છીંકણી તપખીર, બજર ['એમોનિયમ કાર્બોનેટ'
**નસ્ય-ક્ષાર** પું. [સં.] ઘ્રાણેંદ્રિયને ઉશ્કેરનારો એક ક્ષાર,
**નસ્યા** સ્ત્રી. [સં.] નસકોરું
**નસ્રાની** વિ. [અર.] ખ્રિસ્તી. (૨) પું. ખ્રિસ્તી-ધર્મ
**નસ્રાનિયત** સ્ત્રી. [અર. નસ્રાનિય્યત્] ખ્રિસ્તી સ્ત્રી. (૨) ખ્રિસ્તી-ધર્મ
**નહણુક** ક્રિ. વિ. [ચરો.] તદ્દન, સાવ, બિલકુલ, સદંતર
**નહપાન** પું. [સંસ્કૃતીકરણ 'नरवाहन'] ઈ. સ. ની આરંભની સદીનો ગુજરાતમાં થયેલો એ નામનો એક ક્ષહરાત શક-ક્ષત્રપ રાજવી. (સંજ્ઞા.)
**નહરવાલા** ન. [સં. अणहिल्लपाटक > अणहिल्लवाडअ માટે અરબ મુસાફરોએ પ્રયોજેલું નામ.] અણહિલપુર પાટણ (ગુજરાતની જૂની રાજધાની 'પાટણ'), પાટણ. (સંજ્ઞા.)
**નહરાવવું, નહરાવું** જુઓ 'નાહરવું'માં.
**નહાણી** (નાઃણી) સ્ત્રી. [જુઓ 'નાહવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] નાહવાનું સ્થાન, 'બાથ-રૂમ' ['નાહણું.'
**નહાણું** (નાઃણું) ન. [સં. स्नानक- > પ્રા. ण्हाणअ-] જુઓ
**નહાત** (નાઃત) ક્રિ. પ. જુઓ 'નાહવું'માં.
**નહાતી-ધોતી** (નાઃતી-) સ્ત્રી. [જુઓ 'નાહવું' + ગુ. 'તું' વર્ત. કૃ. – 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'ધોવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ઋતુસ્રાવ થવા લાગ્યો હોય તેવી સ્ત્રી, ઉંમર લાયક સ્ત્રી.
**નહાતું** (નાઃતું) વર્ત. કૃ. જુઓ 'નાહવું'માં.
**નહાય** (નાઃય) વર્ત. કા. અને વિધ્યર્થ., બી. પુ., એ. વ., અને ત્રી. પુ. જુઓ 'નાહવું'માં.
**નહાર^૧** (નાઃર) ન. [સં. अनाहार પું. નું લાઘવ] અનાહાર સ્થિતિ. [**૦ તોડવું** (રૂ. પ્ર.) પાણી પીવું. (૨) સવારે નાસ્તો કરવો કે જમવું. **૦ રહેવું** (-રેઃવું) (રૂ. પ્ર.) ઉપવાસ કરવો]
**નહાર^૨** (નાઃર) ન. વરુ
**નહાર^૩** (નાઃર) ન. [અર.] દિવસ
**નહાર-બોકડી** (નાઃર-) સ્ત્રી. [જુઓ, 'નહાર^૨' + 'બોકડી.'] (લા.) એ નામની એક રમત
**નહારી** (નાઃરી) સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] સવારનો નાસ્તો
**નહા** (નાઃ) આજ્ઞા., બી. પુ., એ. વ. જુઓ 'નાહવું'માં.
**નહાજે** (નાઃજે) ભ. આજ્ઞા., બી. પુ., એ. વ જુઓ 'નાહવું'માં.

**નહાજો** (ના:જો) ભ. આજ્ઞા., બી. પુ., બ. વ. અને ત્રી. પુ. જુઓ 'નાહવું'માં.
**નહારું** (ના:રું) વિ. ખરાબ, ગંદું
**નહાવણ** (ના:વણ) જુઓ 'નાવણ.'
**નહાવું** (ના:વું) જુઓ 'નાહવું.' ['નાહવું'માં.
**નહાશે** (ના:શે) ભવિ., બી. પુ., એ. વ. અને ત્રી. પુ. જુઓ
**નહાશો** (ના:શો) ભવિ., બી. પુ., બ. વ. જુઓ 'નાહવું'માં.
**નહાસ-ભાગ**(ના:સ્ય-ભાગ્ય) સ્ત્રી. [જુઓ 'નાસવું' + 'ભાગવું.'] જુઓ 'નાસ-ભાગ' (બ.ક.ઠા.).
**નહિ** (નૈ:) ક્રિ. વિ. [સં. न + हि] ન, ના, નહીં, માં. (એના ઉપયોગ વિશે જુઓ આ પૂર્વે 'ન'માં.
**નહિ-તર** (નૈ:તર) ઉભ. [સં. नहि + तर्हि, અર્વા. તદ્‌ભવ], **નહિ-તો** (નૈ:તો) ઉભ. [સં. न-हि + જુઓ 'તો.[1]'] એમ ન હોય તો, નકર
**નહિયાં** (નૈ:યાં) ન., બ. વ. [સં. नखिक्कक- > પ્રા. नहिक्कअ-] પગનાં આંગળાંમાં પહેરવાના વીંછુવા. (૨) (લા.) લોખંડના દાંતાના કાણામાં ખોસાતાં વાંસનાં ભૂંગળાં
**નહિયું** ન. [જુઓ 'નહિયાં,' આ એ. વ.] નખનું મૂળ, નૈયું. (૨) (લા.) ફૂટતું આવતું નખના આકારનું ફળ, નૈયું. (૩) દૂધી, નઈ (શાક)
**નહિવત્** (નૈ:વત્) વિ., ક્રિ. વિ. [સં.] નહિ જેવું, નજીવું, જરા-તરા, સહેજ-સાજ, નહિ સરખું
**નહિસ્તો** (નૈ:સ્તો) ક્રિ. વિ. [સં. नहि + જુઓ 'જી' + 'તો,[1]' સંધિથી.] ના નહિ જ
**નહીં** (નૈં:) ક્રિ. વિ. [સં. नहि નો અપ. जहिं कहिं तहिं ના સાદૃશ્યે 'નહિં' થયા બાદ લેખનમાં દીર્ઘાંત] જુઓ 'નહિ.'
**નહીં-તર** (નૈં:તર) ઉભ [+ જુઓ 'નહિ'માં 'તર'નો વિકાસ.],
**નહીં-તો** (નૈં:તો) ઉભ. [+ જુઓ 'તો.[1]'] જુઓ 'નહિ-તર.'
**નહીં-વત્** (નૈં:વત્) વિ. ક્રિ., વિ. [જુઓ 'નહિ-વત્'-આમાં સં. वंत છે.] જુઓ 'નહિ-વત્.' ['નહિસ્તો.'
**નહીંસ્તો** (નૈં:સ્તો) ક્રિ.વિ. [જુઓ 'નહિસ્તો.'] જુઓ
**નહુષ** પું. [સં.] પૌરાણિક વંશાવળી પ્રમાણે ઇક્ષ્વાકુ-વંશના રાજા અંબરીષનો પુત્ર અને યયાતિનો પિતા રાજા. (સંજ્ઞા.)
**નહેર** (ને:ર) સ્ત્રી. [અર. નહ્‌ર્] નદી સરોવર તળાવ વગેરેમાંથી કાઢવામાં આવતી નાની મોટી નીક, કુલ્યા, કાંસ, 'કૅનાલ'
**નહેર-કામ** (ને:ર-કામ) ન. [+ જુઓ 'કામ.[2]'] નહેરો કરવાનું કાર્ય, 'ઇરિગેશન'
**નહેરિયું** (ને:રિયું) ન. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] નાની નહેર
**નહેરી[1]** (ને:રી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નહેરને લગતું, નહેરનું. (૨) વિ., સ્ત્રી. નહેરથી પીત થતું હોય તેવી જમીન
**નહેરી[2]** (ને:રી) સ્ત્રી. માથામાં નાખવાનું તેલ
**નહેરુ** (ને:રુ) પું. [હિં. 'નહેરુ' સંબંધ 'નહેર' સાથે] સારસ્વત બ્રાહ્મણોની એક અટક અને એનો પુરુષ; જેમકે) 'મોતીલાલ નહેરુ' 'જવાહરલાલ નહેરુ' વગેરે)
**નહેરું** (ને:રું) ન. [જુઓ 'નહેર' + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'નહેરિયું.'
**ન-હોત** (નો:ત) ક્રિ. પ. [સં. न + જુઓ 'હોવું'માં.] હોત નહિ
**ન-હોતું** (નો:તું) ભૂ. કા., એ. વ. [સં. न + જુઓ 'હોવું' + ગુ. 'તું' વર્ત. કૃ.નો ક્રિયારૂપે પરોક્ષ ભૂ. કા.નો પ્રયોગ.] અભાવ હતો, હતું નહિ
**ન-હોય** (નો:ય) વિધ્યર્થ., બી. પુ., એ. વ. અને ત્રી. પુ. [સં. न + જુઓ 'હોવું' + ગુ. 'એ' > 'ય' વર્ત. કા. નો પ્રત્યય] અભાવ હોય
**નહોર** (નો:ર) પું. [સં. नखरक- > પ્રા. नहरअ-] હિંસ્ર પશુઓ અને પક્ષીઓના (અણીદાર તીક્ષ્ણ) નખ. [**૦ ભરવા, ૦ મારવા** (રૂ. પ્ર.) નહોરના ઉઝરડા કરવા. **૦ ભરાવવા** (રૂ. પ્ર.) અંદર ઘૂસી પજવવું. (૨) પાળનારાની સામે માથું ઊંચકવું]
**નહોરા** (નો:રા) પું., બ. વ., -રાં ન., બ.વ. [સં. नखरक- > પ્રા. नहरअ-] (લા.) આજીજી, કાલાવાલા. (જુઓ 'નખરાં.')
**નહોરિયું** (નો:રિયું) ન. [જુઓ 'નહોર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] નહોરનો ઉઝરડો. (૨) (લા.) ખેતરમાંથી મગફળી ખોતરીને કાઢવાનું નહોરના ઘાટનું સાધન
**નળ[1]** પું. [સં. नल] જુઓ 'નલ.' (સંજ્ઞા.) (૨) પાણી માટેનો ગોળાકાર પોલો લાંબો ઘાટ, 'પાઇપ.' (૩) પેટમાં દૂંટીની બે બાજુના લગતા ઊભા બેઉ ડાંડાઓમાંનો તે તે. (૪) (લા.) પાઇપને છેડે ભરાવેલી ચકલી. (૫) ન. અમદાવાદ જિલ્લાના ભાલના પ્રદેશને મથાળે આવેલું એ નામનું સરોવર. (સંજ્ઞા.) (૬) પું. નળ સરોવરની બે બાજુ આવેલો નળકાંઠાનો પ્રદેશ. (સંજ્ઞા.) [**૦ આવવા** (રૂ. પ્ર.) નળમાં પાણી આવવાનું શરૂ થવું. **૦ ચલાવવો** (રૂ. પ્ર.) ચોરી પકડવા માટેની એક ખાસ જાદુઈ પ્રકારની રીત અજમાવવી. **૦ છૂટી જવા** (રૂ. પ્ર.) હિંમત હારી જવી. **૦ ના(-નાં)ખવા** (રૂ. પ્ર.) જમીનમાં નળની હાર પાણી જવા માટે ગોઠવવી. **૦ બેસાડવા** (-બેસાડવા) (રૂ. પ્ર.) આંતરડાંના દૂંટી બાજુના ઊભા લાગતા બેઉ ડાંડાઓને મસળી યથાવત્ પોચા કરવા. **૦ ભરાવા** (રૂ. પ્ર.) આંતરડાંના એ ડાંડા કઠણ થઈ જવા]
**નળ[2]** (-ળ્ય) સ્ત્રી. [સં. नली] નળીના ઘાટનો સાંકડો ઊંડાણવાળો રસ્તો, નેળિયું ['પાઇપ–ફિટિંગ'
**નળ-કામ** ન. [જુઓ 'નળ[1]' + 'કામ.[2]'] નળ નાખવાનું કાર્ય,
**નળ-કાંઠો** પું. [જુઓ 'નળ[1]' 'કાંઠો.'] જુઓ 'નળ(૬).'
**નળ-કૂવો** પું. [જુઓ 'નળ[1]' + 'કૂવો.'] જમીનમાં પાઇપ નાખીને કરવામાં આવતો કૂવો, 'ટ્યૂબ-વેલ'
**નળ-ગર** વિ., પું. [જુઓ 'નળ[1]' + ફા. પ્રત્યય.] નળના ફિટિંગનું કામ કરનાર કારીગર
**નળ-ગોટો** પું. [જુઓ 'નળ' + ગોટો.], **નળઢો** પું. [સં. नल દ્વારા] ખાતાં કે પીતાં ઊંચો નીચો થતો ગળાનો ભાગ, હૈડિયો
**નળ-વાયુ** પું. [જુઓ 'નળ[1]' + સં.] દૂંટીની બેઉ બાજુના ડાંડાઓનું કઠણ થઈ જવું (જેને કારણે કબજિયાત કે ઝાડા થાય.) ·[કારણે માંદા પડી ક્ષીણ થવું
**નળવાવું** અ. ક્રિ. [જુઓ 'નળ,[1]' -ના. ધા.] નળવાયુને
**નળ-વેરો** પું. [જુઓ 'નળ[1]' 'વેરો.'] પાણીના નળના કારણે લેવામાં આવતો સુધરાઈનો કર, 'વૉટર-ટૅક્સ'
**નળાકાર** પું., **નળાકૃતિ** સ્ત્રી. [જુઓ 'નળ[1]' + સં. आ-कार, आ-कृति.] નળના જેવો લંબગોળ પોલો ઘાટ, 'સિલિન્ડર.' (૨) વિ. નળના જેવા પોલા લંબગોળ ઘાટનું 'સિલિન્ડ્રિકલ'

**નળિય(-યે)૨** વિ. [જુઓ 'નળિયું' દ્વારા.] [નળિયાંથી છાયેલું
**નળિયા-ખૂટ** વિ. [જુઓ 'નળિયું' + 'ખૂટવું.'] (લા.) અંદર કાંઈ ન રહ્યું હોય તેવું
**નળિયા-પાટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'નળિયું' + 'પાટ.[૨]'](લા.) એ નામની એક રમત, નળ-દડી
**નળિયારી** સ્ત્રી. [જુઓ 'નળ' દ્વારા.] હાથ-કાપડ વણવાની નળી ભરી મૂકવાનું વાસણ. (૨) પોતું પલાળવાનું વાસણ
**નળિયું** ન. [સં. नलिकक- > પ્રા. नलियअ-] છાપરું ઢાંકવાનું અર્ધવર્તુળાકાર ઘાટનું માટીનું પકવેલું કે કાચ યા ધાતુ કે પ્લાસ્ટિકનું બનાવેલું સાધન, કવલું, નાળ. (૨) વણવાની સાળમાં જેની માથે કોકડી વીંટાય તે ભાગ
**નળિયેર, -રી** વિ. [જુઓ 'નળિયર'–અને વૈકલ્પિક + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નાળયેર.'
**નળિયેલ** વિ. [જુઓ 'નળ' દ્વારા.] જુઓ 'નળિયર.'
**નળી** સ્ત્રી. [ સં. नलिका > પ્રા. नलिआ ] નળાકાર પાતળો પકવેલી માટી કાચ ધાતુ પ્લાસ્ટિક વગેરેનો આકાર, ભૂંગળી, 'પાઇપ.' (૨) વણવા માટેનું એક સાધન. (૩) પિત્તળ તાંબું વગેરે ધાતુની નાની નળાકાર કોઠી
**નળો** પું. [સં. नलक- > પ્રા. नलअ-] પગનું તે તે નળાકાર હાડકું. (૨) પિત્તળ તાંબું વગેરે ધાતુનો પાણી માટેનો નળાકાર ઘાટ, પવાલું, પાલું, કોઠી. (૩) વાણાની કોકડી રાખવાનું ઘરું [લાંબો ઊંડો રસ્તો, લાંબું નેળિયું
**નળોકડી** સ્ત્રી. [જુઓ 'નળ' દ્વારા.] (લા.) નેળ, સાંકડો
**નંકાવવું, નંકાવાવું** (નઙ્કા-) જુઓ 'નંકાવું' માં.
**નંકાવું** (નઙ્કાવું) અ.ક્રિ. [રવા.] નંદવાવું, બટકવું. **નંકાવાવું** (નઙ્કાવાવું) ભાવે., ક્રિ. **નંકાવવું** (નઙ્કાવવું) પ્રે., સ. ક્રિ.
**નંખામણ** (નઙ્ખામણ) જુઓ 'નખામણ.'
**નંખાવવું, નંખાવું** (નઙ્ખા-) જુઓ 'નાખવું'–'નાંખવું'માં. [**નંખાઈ જવું** (નઙ્ખાઇ-) (રૂ.પ્ર.) મન સાથે તબિયત ભાંગી પડવી]
**નંગ** (નઙ્ગ) ન. [ફા. નગ્] વસ્તુની એક સંખ્યા. (૨) ઘરેણું, દાગીનો. (૩) પહેલ પાડેલો હીરો. (૪) (લા.) વિ. લુચ્ચું અને ખંધું માણસ, બદમાશ, 'નોટોરિયસ'
**નંગ-દાર** (નઙ્ગ-) વિ. [+ ફા. પ્રત્યય] નંગ ધરાવનારું. (૨) (લા.) પાજી, બદમાશ
**નંગર** (નઙ્ગર) જુઓ 'નાંગર.'
**નંગરાવવું, નંગરાવું** જુઓ 'નાંગરવું'માં.
**નંગિયું** (નઙ્ગિયું) વિ. [જુઓ 'નંગ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં નંગ જડેલું છે તેવું, જડાઉ
**નંતવ્ય** (નન્તવ્ય) વિ. [સં.] જુઓ 'નમ્ય'-'નમનીય.'
**નંદ** (નન્દ) પું. [સં.] શ્રીકૃષ્ણનું બાળપણ વૃંદાવન વગેરેમાં જેને ત્યાં ગયું તે એ નામનો એક અહીર રાજા. (સંજ્ઞા.) (૨) મૌર્યોના પહેલાંનો ઈ. પૂ. ૪ થી સદી આસપાસનો એક રાજ-વંશ. (સંજ્ઞા.). (૩) (લા.) કુશળ યુક્તિબાજ માણસ. [૦નું ગોકુળ (રૂ.પ્ર.) છોકરાં-છૈયાં] [હિકમત
**નંદ-કળા**(-ળા) (નન્દ-) સ્ત્રી. [સં.] યુક્તિથી બીજાને છેતરવાની
**નંદ-કિશોર** (નન્દ-), **નંદ-કુમાર** (નન્દ-) પું. [સં.], **નંદ-કુંવર** (નન્દ-) પું. [+ જુઓ 'કુંવર.'] નંદરાયનો પાલિત પુત્ર વાસુદેવ શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.)
**નંદ-ગોપ** (નન્દ-) પું. [સં.] જુઓ 'નંદ(૧).'
**નંદ-જી** (નન્દજી) પું., બ.વ. [સં. नन्द + જુઓ 'જી.[૨]'] જુઓ 'નંદ(૧)' (માનાર્થે).
**નંદન** (નન્દન) પું. [સં.] પુત્ર, દીકરો. (૨) ન. પૌરાણિક માન્યતા પ્રમાણે એ નામનું સ્વર્ગનું એક ઉપવન કે ઉદ્યાન, ઇંદ્રનું એ નામનું વન. (સંજ્ઞા.)
**નંદન-વન** (નન્દન-) ન. [સં.] જુઓ 'નંદન(૨).'
**નંદ-નંદન** (નન્દ-નન્દન) પું. [સં.] જુઓ 'નંદ-કિશોર.'
**નંદના** (નન્દના) સ્ત્રી. [સં.] પુત્રી, દીકરી
**નંદ-મહોત્સવ** (નન્દ-) પું. [સં.] ભાગવત પુરાણ પ્રમાણે શ્રાવણ વદિ નોમની સવારે શ્રીકૃષ્ણનું યશોદાથી પ્રાકટ્ય થયું છે એમ નંદરાયે કરેલો પુત્રજન્મનો ઓચ્છવ [ખાંચો
**નંદર-બારી** (નન્દર-) સ્ત્રી. હળમાં કોશ તથા ચવડાં વચ્ચેનો
**નંદ-રાણી** (નન્દ-) સ્ત્રી. [સં. नन्द + જુઓ 'રાણી.'] નંદરાય અહીર-રાજની પત્ની—યશોદા ['નંદ(૧).'
**નંદ-રાય** (નન્દ-) પું. [ સં. नन्द + જુઓ 'રાય.'] જુઓ
**નંદ-લાલ** (નન્દ) પું. [સં.] જુઓ 'નંદ-કિશોર.'
**નંદવવું** (નન્દવવું) સ.ક્રિ. [સં. नन्द् તત્સમ + ગુ.. પ્રે. 'અવ' પ્ર. 'આનંદ આપવો એવો 'તોડવું' ન કહેતાં માંગલિક શબ્દપ્રયોગ. સર૦ 'ઘર કે દુકાન વાસવાં.'] ભાંગવું, તોડવું, ખંડિત કરવું (કામની ચીજો અને માટીનાં વાસણ વગેરે) **નંદવાવું** (નન્દવાવું) કર્મણિ., ક્રિ. **નંદવાવવું** (નન્દવાવવું) પ્રે., સ.ક્રિ.
**નંદ-વંશ** (નન્દ-વંશ) પું. [સં.] જુઓ 'નંદ(૨).'
**નંદ-વાયુ** (નન્દ-) પું. [સં.] માથાનો એક જાતનો રોગ, અનંત-વાયુ
**નંદવાવવું, નંદવાવું** (નન્દ-) જુઓ 'નંદવવું'માં.
**નંદવું[૧]** (નન્દવું) અ. ક્રિ. [સં. नन्द् તત્સમ] આનંદ પામવું, રાજી થવું
**નંદવું[૨]** (નન્દવું) સ.ક્રિ. [સં. निन्द्–તત્સમ] જુઓ 'નિંદવું.' **નંદાવું** (નન્દાવું) કર્મણિ., ક્રિ. **નંદાવવું** (નન્દાવવું) પ્રે.,સ.ક્રિ.
**નંદ-સુત** (નન્દ-) પું. [સં.] જુઓ 'નંદ--કિશોર.'
**નંદા** (નન્દા) સ્ત્રી. [સં.] એક પ્રવેશદ્વાર અને ત્રણ કૂટ હોય તેવી વાવ. (સ્થાપત્ય). (૨) ગાંધાર ગામની એક મૂર્છના. (સંગીત.) (૩) હિંદુ મહિનાઓની એકમ છઠ ને અગિયારસ એ પ્રત્યેક તિથિ
**નંદા-તિથિ** (નન્દા-) સ્ત્રી. [સં.] જુઓ 'નંદા(૩).' (સંજ્ઞા.)
**નંદાત્મજ** (નન્દાત્મજ) પું. [સં. नन्द + आत्म-ज], **નંદા-નંદ** (નન્દાનન્દ) પુ. [સં. + आ-नन्द] જુઓ 'નંદ–કિશોર.'
**નંદાલય** (નન્દાલય) નં. [સં. नन्द + आलय] શ્રીકૃષ્ણના પાલક પિતા આભીર-રાજ નંદરાયનું મકાન
**નંદાવર્ત** (નન્દાવર્ત) પું. [સં. नन्दा + आ-वर्त] ચાર ભુંભિવાળો એક ગોખ. (સ્થાપત્ય.) (૨) સાથિયો. (જૈન.). (૩) સાથિયાના આકારે રચાયેલું નગર. (સ્થાપત્ય.)
**નંદાવવું, નંદાવું** (નન્દા-) જુઓ 'નંદવું[૨]' માં.
**નંદિ(-દી)** (નન્દિ, -ન્દી) પું. [સં.] મહાદેવ–શિવનો એ નામનો એક ગણ. (૨) મહાદેવજીનો પોઠિયો. (સંજ્ઞા.)

**નંદિની** (નન્દિની) સ્ત્રી. [સં.] દીકરી, પુત્રી. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે કામધેનુ ગાયની વસિષ્ઠ ઋષિને ત્યાં રહેતી પુત્રી. (સંજ્ઞા.) [પિતા. (સંજ્ઞા.)

**નંદિ-વર્ધન** (નન્દિ-) પું. [સં.] નંદવંશના મહાનંદિ રાજાનો

**નંદી** (નન્દી) જુઓ 'નંદિ.' [સૂત્ર-ગ્રંથ. (જૈન.)

**નંદી-સૂત્ર** (નન્દી-) ન. [સં.] જૈન ધર્મનાં ઉપાંગોમાંનો એક

**નંદુલિયો** (નન્દુલિયો) પું. [સં. नन्द-દ્વારા.] નંદપુત્ર શ્રીકૃષ્ણ

**નંદોઈ**(નન્દોઇ) પું. [ચરો., જુઓ 'નણદોઈ.'] જુઓ 'નણદોઈ.'

**નંબર** (નમ્બર) પું. [અં.] આંકડો, ક્રમાંક. (૨) (લા.) નગરો વગેરેમાં સુધરાઈ તરફથી રાખેલ કચરાપટ્ટીનું તે તે સ્થાન. [૦ આવવો (રૂ.પ્ર.) ક્રમમાં વારો આવવો. ૦ ના(-નાં)ખવો (રૂ.પ્ર.) ક્રમ પ્રમાણે અંક લખવો. ૦ પાડવો (રૂ.પ્ર.) નંબર નાખવો. (૨) ગુણ કે પ્રકાર પ્રમાણે વર્ગીકરણ કરવું. ૦ રાખવો (રૂ.પ્ર.) પરીક્ષા કે કસોટીમાં ઉચ્ચ સ્થાન સાચવવું. ૦ લાગવો (રૂ. પ્ર.) વારો આવવો, જોગ આવવો. (૨) કામ પાર પડવું. (૩) લોટરી વગેરેમાં નંબરનું ઇનામ લાગવું. ૦ વન [અં.] (રૂ.પ્ર.) સર્વોત્તમ, ટચ]

**નંબર-ખરડો** (નમ્બર-) પું. [+ જુઓ 'ખરડો.'] સીમની ખેતરાઉ જમીનની આકારણી નક્કી કર્યાનું પત્રક

**નંબર-દાર** (નમ્બર-) વિ., પું. [+ ફા.પ્રત્યય] સરકારી અમુક નંબરોવાળી જમીનનો ગરાસિયો, જમીન-દાર

**નંબર-પત્રક** (નમ્બર-) ન. [+ સં.] નંબરો પૂરવાનું શાળાનું પત્રક, 'કૅટલોગ'

**નંબર-વાર** (નમ્બર-) ક્રિ. વિ. [+ જુઓ 'વાર.'] નંબર પ્રમાણે, અનુક્રમ સંખ્યા જાળવીને [કરવાની સ્થિતિ]

**નંબરવારી** (નમ્બર-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નંબર-વાર

**નંબરિંગ** (નમ્બરિઙ્ગ) ન. [અં.] આંકડા નાખવા કે પાડવા એ

**નંબરી** (નમ્બરી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] આંકવાળું, નંબર નાખ્યા હોય તેવું. (૨) (લા.) પ્રખ્યાત, પ્રસિદ્ધ

**ના**[1] (નાઃ) સ્ત્રી. [સં. नाभि > પ્રા. नाहि] પું. ગાડાં વગેરેના પૈડાનો આરા જેમાં ખૂત્યા હોય છે તે ધરીમાં ગોઠવાતો ગઠ્ઠો, નાયડી

**ના**[2] કે.પ્ર., ક્રિ.વિ. [સં. न દ્વારા] નહિ. ક્રિ.વિ. તરીકે ચરો. મુખ્યત્વે, અન્યત્ર 'ન.' (૨) સ્ત્રી. નકાર, નિષેધ

**ના**[3] પૂર્વંગ. [ફા. પૂર્વંગ, સમાસના આરંભે; જેમકે 'ના-પસંદ' 'ના-મુકર' વગેરે] નકાર, નિષેધ

**ના-આવડત** સ્ત્રી. [જુઓ 'ના[3]' + 'આવડત.'] બિન-આવડત

**નાઇટ**[1] પું. [અં.] અંગ્રેજી રાજ્યના સમયનો એ એક ઇલ્કાબ, 'સર' [તે તે રાત્રિનો ખેલ

**નાઇટ**[2] સ્ત્રી. [અં.] રાત્રિ. (૨) (લા.) નાટક સિનેમા વગેરેનો

**નાઇટ-ડ્યૂટી** સ્ત્રી. [અં.] રાત્રિની કામગીરી, રાતની નોકરીની ફરજ ['સર'નો ઇલ્કાબ

**નાઇટ-હૂડ** ન. [અં.] અંગ્રેજી રાજ્યના સમયનો 'નાઇટ'–

**નાઇટ્રાઇટ** ન. [અં.] રક્તવાહિનીઓ ઉપર અસર કરનારો એક ક્ષાર

**નાઇટ્રિક ઍસિડ** પું. [અં.] સૂરોખારનો તેજાબ

**નાઇટ્રેટ ઑફ સોડા** પું. [સં.] ખાતરમાં વપરાતો એ નામનો એક ક્ષાર

**નાઇટ્રોજન** પું. [અં.] હવામાં મોટા પ્રમાણમાં રહેલો એક વાયુ. (પ. વિ.)

**નાઇટ્રો-ગ્લિસરીન** ન. [અં.] એ નામનો એક તૈલી પદાર્થ

**નાઇડી**[1] સ્ત્રી. [સં. नाभि પું. > પ્રા. नाहि પું. ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'ના.[1]'

**નાઇડી**[2] સ્ત્રી. ધૂંસરી બાંધવાનો ચામડાનો દોર, ચામડાની દોરીથી ગૂંથેલ દોરડું [પાય, લાચાર

**ના-ઇલાજ** વિ. [ફા. + અર.] જેનો ઉપાય નથી તેવું, નિરુ-

**નાઈ(-વી)** પું. [સં. नापित- > પ્રા. नाविअ-] વાળંદ (હિંદુ 'વાળંદ,' મુસ્લિમ 'હજામ')

**નાઈ-વાડો** પું. [+ જુઓ 'વાડો.'] વાળંદોનો લત્તો

**ના-ઉમેદ** વિ. [ફા.] ઉમંગ કે આશા વિનાનું, નિરાશ

**નાઉમેદી** સ્ત્રી. [ફા.] નિરાશપણું, નિરાશા

**નાક**[1] ન [સં.] સ્વર્ગ

**નાક**[2] ન. [સં. नक्र > પ્રા. नक्क] ઘ્રાણેંદ્રિય, નાસિકા. (૨) (લા.) અગ્રણી, મુખ્ય કે મોખરાનું માણસ. (૩) આબરૂ. [૦ આવવું (રૂ.પ્ર.) સળેખમ થવું. ૦ ઉડાડવું, ૦ ઉતારવું, (રૂ. પ્ર.) આબરૂને કલંક લગાડવું. ૦ ઊંચું રહેવું (-રેઃવું) (રૂ. પ્ર.) આબરૂ રહેવી. ૦ કપાઈ જવું (રૂ. પ્ર.) આબરૂ જવી. ૦ કપાવવું (રૂ.પ્ર.) આબરૂ ખોવી. ૦ કપાવું (રૂ.પ્ર.) આબરૂ જવી. ૦ કાપવું (રૂ.પ્ર) આબરૂ પાડવી. ૦ કાપે તેવું (રૂ. પ્ર.) તદ્દન બુઠ્ઠું. ૦ ઘસવું. ૦ રગડવું (રૂ. પ્ર.) માફી માગવી. ૦ ચડ(ઢ)વું, ચઢા(-ઢા)વવું (રૂ. પ્ર.) અણગમો બતાવવો. (૨) ધિક્કારની લાગણી બતાવવી. ૦ ચૂવું (રૂ.પ્ર.) દારૂ પીવાની હાજત થવી. ૦ચોટી કાપવાં (રૂ.પ્ર.) સખત સજા કરવી. ૦ જવું (રૂ.પ્ર.) આબરૂ જવી. ૦ દાબવું (રૂ. પ્ર) અણગમો બતાવવો. (૨) શરમાવવું. ૦ નીચું જવું (રૂ.પ્ર.) આબરૂ જવી. (૨) માનભંગ થવું. ૦ની દાંડીએ (રૂ પ્ર.) સામે સીધેસીધું. ૦પર મા(-માં)ખ બેસવી (-બેંસવી) (રૂ.પ્ર.) થોડો પણ બટ્ટો લાગે એવું થવું. ૦ પર લીંબુ ઘસવું (રૂ. પ્ર.) હરીફાઈમાં હંફાવવું. ૦ ફાટે તેવું (રૂ. પ્ર.) અત્યંત દુર્ગંધવાળું. ૦ મરડવું (રૂ. પ્ર.) અરુચિ બતાવવી. ૦માં ઊંટ પેસવું (-પેઁસવું) (રૂ.પ્ર.) ગર્વ કરવો. ૦માં ગંધ ન માવી (-ગન્ધ.) (રૂ. પ્ર.) અતિશય ગર્વ કરવો. ૦માં તીર ઘાલવું (રૂ.પ્ર.) બહુ સતાવવું. ૦માં (નાકે) દમ આવવો (રૂ. પ્ર.) હેરાન થઈ જવું, કંટાળી જવું. ૦માં બોલવું (રૂ. પ્ર.) ગૂંગણા બોલવું. ૦ લઈ ને જવું (રૂ.પ્ર.) આબરૂ-ભેર છૂટા પડવું. ૦લીટી તાણવી (રૂ.પ્ર.) તદ્દન તાબે થઈ જવું. ૦ લેવું (રૂ. પ્ર.) આબરૂ પાડવી, હલકું પાડવું. ૦ વહેવું (વેઃવું) (રૂ. પ્ર.) નાકમાંથી સળેખમનું પાણી નીકળવું. ૦ સુધી આવવું (રૂ.પ્ર.) કંટાળી જવું. –કે ચણા ચૂંટાવવા (રૂ. પ્ર.) હેરાન કરવું –કે છરી મૂકવી (રૂ. પ્ર.) આબરૂ જાય એમ કરવું. –કે છીંક (રૂ. પ્ર.) બહુ જ મુશ્કેલ કામ. –કે દમ આણવો (રૂ. પ્ર.) થકવવું. –કે મોતી આવવાં (રૂ. પ્ર.) લીંટ આવવાં]

**નાક-કટી** વિ. સ્ત્રી. [જુઓ 'નાક-કટ્ટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) અપ-કીર્તિ, અપ-જશ

**નાક-કટ્ટું** વિ. [જુઓ 'નાક[2]' + સં. कर्तक > પ્રા. कट्टअ-]

(લા.) પોતે અ-પ્રતિષ્ઠા વહોરી લીધી હોય તેવું. (૨) નિર્લજ્જ, નકટું, બેશરમ

**નાક-ખૂરું** ન. લાકડા કે પથ્થર માંહેનું કાણું

**નાક-ઘસણી** સ્ત્રી. [જુઓ 'નાક$^{૨}$' + 'ઘસવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] (લા.) ખુશામત. (૨) આજીજી, વિનંતિ. (૩) લાચારી

**નાક-છંટ** (-છણ્ટ) વિ. [જુઓ 'નાક$^{૨}$' + 'છાંટવું' દ્વારા.] નાક સોંસરવું પસાર થાય તેવું (દુર્ગંધ વગેરે માટે)

**નાક-છાબી** સ્ત્રી. [જુઓ 'નાક$^{૨}$' દ્વારા.] નાકમાં પહેરવાનું એક ઘરેણું [નામની એક વનસ્પતિ

**નાક-છીંકણી** સ્ત્રી. [જુઓ 'નાક$^{૨}$' + 'છીંકણી'] (લા.) એ

**નાકટ** વિ. [જુઓ 'નકટું' દ્વારા.] (લા.) નિર્લજ્જ, બેશરમ. (૨) કલંકિત [પ્ર.] નાક. (પદ્યમાં.)

**નાકડિયું** ન. [જુઓ 'નાક$^{૨}$' + ગુ. 'ડું' + 'ઇયું' સ્વાર્થે ત.

**ના-કદર** વિ. [ફા. 'ના' + જુઓ 'કદર.'] કદર વિનાનું, ગુણગ્રાહક-તા ન હોય તેવું

**ના-કદરદાની** સ્ત્રી. [ફા. + અર. + ફા. પ્રત્યય], **નાકદરી** સ્ત્રી. [જુઓ 'ના-કદર.' + ગુ. 'ઈ' ત. પ્ર.] કદરદાનીનો અભાવ

**નાક-નમણુ** ન. [જુઓ 'નાક$^{૨}$' + 'નમવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] (લા.) નાક કાન વગેરેનું એક ઘરેણું. [૦ કરવું (રૂ.પ્ર.) નાનો મોટો દાગીનો વેવિશાળમાં ચડાવવા માટે કરાવવો]

**નાક-પટ્ટી(-ટ્ટી)** સ્ત્રી. [જુઓ 'નાક$^{૨}$' + 'પટ્ટી (-ટ્ટી).'] ઘોડાના નાક ઉપર રહેતી મોવડ માંહેની એક પટ્ટી

**નક-પધોર** (-રથ) ક્રિ. વિ. [જુઓ 'નાક$^{૨}$' દ્વારા.] નાકની ડાંડીની સામે સીધું હોય એમ. [૦ જવું (રૂ. પ્ર.) સીધે માર્ગે ચાલ્યા જવું]

**નાક-ફૂળી** સ્ત્રી. [જુઓ 'નાક$^{૨}$' + 'ફૂળી.'] એ નામનું સ્ત્રીઓના નાકનું એક જૂના સમયનું ઘરેણું

**નાક-બંદ(-ધ)** (-બન્દ,-ન્ધ) પું. [જુઓ 'નાક$^{૨}$' + ફા. 'બન્દ્.'] નાક ઉપર રાખવાનો મોરડો કે પટ્ટો (ઘોડા બળદ વગેરેને માટેનો)

**નાક-બુદ્ધિ** વિ. [જુઓ 'નાક$^{૨}$' + સં.] (લા.) નાક સુધી જ જેને વિવેક પહોંચે તેવું તુચ્છ બુદ્ધિવાળું

**ના-કબૂલ** વિ. [ફા. 'ના' + જુઓ 'કબૂલ' અર.] સંમતિ ન આપે તેવું, કબૂલાત ન આપી હોય તેવું

**ના-કબૂલાત** સ્ત્રી. [ફા. 'ના' + જુઓ 'કબૂલાત.'], **ના-કબૂલી** સ્ત્રી. [જુઓ 'ના-કબૂલ' + ગુ. 'ઈ' ત. પ્ર.] સંમતિ ન આપવી એ, વાતનો અ-સ્વીકાર, ઇન્કાર

**ના-કર$^{૧}$** પું. [ફા. 'ના' + સં.] વેરો ન ભરવો એ (એક પ્રકારનો સત્યાગ્રહ)

**નાકર$^{૨}$** પું. સોળમી સદીની વચલી બે પચીશીનો વડોદરાનો એક આખ્યાન-લેખક દસા દિસાવાળ વણિક. (સંજ્ઞા.)

**નાકર$^{૩}$** ન. [જુઓ 'નાકરવું.'] ઢોર બાંધવા માટે ભીંતના પથ્થરમાં કે લાકડામાં પાડેલું કાણું. (૨) ખજૂરિયાને જોડેલા લાકડાના બે ટુકડાઓ માંહેનો તે તે એક. (૩) નાથ પરોવવા માટેનું બળદ પાડા વગેરેના નાકમાં પાડેલું કાણું

**નાકરણુ** ન. [જુઓ 'નાકરવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] કોસના ઉપરના ભાગમાં દોરી બાંધવા પાડેલું કાણું

**નાકરવું** સ. ક્રિ. નાથ પહેરાવવા બળદ-પાડા વગેરેના નાકમાં કાણું પાડવું. **નાકરાવું** કર્મણિ., ક્રિ. **નાકરાવવું** પ્રે., સ.ક્રિ.

**નાકરાવવું, નાકરાવું** જુઓ 'નાકરવું'માં.

**નાક-લંગડી** સ્ત્રી. [જુઓ 'નાક$^{૨}$' + 'લંગડી.'] (લા.) એ નામની એક રમત [નાક. (પદ્યમાં.)

**નાકલિયું** ન. [જુઓ 'નાક$^{૨}$' + ગુ. 'લું' સ્વાર્થે + 'ઇયું' ત. પ્ર.]

**નાક-લિસોટી** સ્ત્રી., **-ટો** પું., **નાક-લીટી** સ્ત્રી., **-ટો** પું. [જુઓ 'નાક$^{૨}$'. + 'લિસોટી, -ટો,' 'લીટી,-ટો'.] જમીન સાથે નાક ઘસવું એ. (૨) (લા.) તોબા પોકારવું એ. [**નાક-લીટી ખેંચવી** (-ખેંચવી), **નાક-લીટી તાણવી** (રૂ. પ્ર.) હાર કબૂલ કરવી. (૨) પસ્તાવું. (૩) હારી માફી માગવી. (૪) કાલાવાલા કરવા] [(લા.) નમાલું. (૩) હલકું

**ના-કસ** વિ. [ફા. 'ના' + જુઓ 'કસ.'] કસ વિનાનું. (૨)

**નાકસી** સ્ત્રી. [ફા.] નાલાયકી, હલકાઈ

**નાક-સૂર** જુઓ 'નાસૂર.'

**નાકસોરી** સ્ત્રી. જુઓ 'નસકોરી.'

**નાકસોરું** ન. જુઓ 'નસકોરું.$^{૨}$'

**નાકા-ચીલો** પું. [જુઓ 'નાકું' + 'ચીલો.'] (લા.) નગર કે ગામની ભાગોળેથી જતા વાહનનો લેવાતો એક જૂનો કર

**નાકા-તૂ(-ત્રૂ)ટ** વિ. [જુઓ 'નાકું' + 'તૂ(-ત્રૂ)ટવું.'] (લા.) વ્યભિચારી, ચારિત્ર્ય-હીન

**નાકા(-કે)-દાર** વિ. પું. [જુઓ 'નાકું' + ફા.પ્રત્યય.] નાકા ઉપરની ચોકી કરનારો સિપાઈ. (૨) નાકા ઉપરની ચોકીએ જકાત વસૂલ કરનાર કર્મચારી, જકાતી કારકૂન, દાણી

**નાકા(-કે)દારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાકાદારની કામગીરી

**ના-કાફી** વિ. [ફા. + અર.] પૂરતું ન હોય તેવું, અપૂર્ણ, સંજોગોને પહોંચી ન વળે તેટલું કે તેવું

**નાકા(-કે)-બંદી(-ધી)** (-બન્દી, -ન્ધી) સ્ત્રી. [જુઓ 'નાકું' + ફા. 'બન્દી.'] રસ્તો બંધ કરવો એ. (૨) (લા.) જકાત વસૂલ કરવાની ક્રિયા, 'બ્લોકેઇડ'

**ના-કાબિ(-બે)લ** વિ. [ફા. + અર. 'કાબિલ્'] આવડત વિનાનું

**ના-કાબિ(-બે)લિયત** સ્ત્રી. [ફા. + અર. 'કાબિલિય્યત્'] આવડતનો અભાવ, બિન-હોશિયારી

**ના-કામ(-મિ)યાબ** વિ. [ફા. + અર. 'કામયાબ્'] સફળ ન થયેલું કે ન થાય તેવું, નિષ્ફળ, અ-સફળ

**ના-કાર(-રો)** પું. [જુઓ 'ના$^{૨}$' + સં. कार + ગુ. 'ઓ' ત.પ્ર.] નન્નો ભણવો એ, નકાર

**નાકાર-ગી** સ્ત્રી. [+ ફા. 'ગી' પ્રત્યય] (લા.) આળસ, સુસ્તી

**નાકારવું** સ.ક્રિ. [જુઓ 'નાકાર,'–ના.ધા.] જુઓ 'નકારવું.' **નાકારાવું** કર્મણિ., ક્રિ. **નાકારાવવું** પ્રે.,સ.ક્રિ.

**નાકારાવવું, નાકારાવું** જુઓ 'નાકારવું'માં.

**નાકારી** સ્ત્રી. [જુઓ 'નાકાર' + ગુ. 'ઈ' ત.પ્ર.] બિન-ઉપયોગીપણું [ખરાબ વૃત્તિ, હલકટ વલણ

**નાકારે-પણુ** ન. [જુઓ 'ના-કાર' + ગુ. 'પણ' ત.પ્ર.] (લા.)

**નાકારો** જુઓ 'નાકાર.'

**નાકા-વેરો** પું. [જુઓ 'નાકું' + 'વેરો.'] ગામ કે નગરના નાકા ઉપર વસૂલ કરવાનો કર, નાકા-કર, જકાત, દાણ, 'ઑક્ટ્રૉઇ,' 'ટૉલ,' 'ટર્મિનલ ટૅક્સ'

**નાકાસ** જુઓ 'નાકિસ.'

**નાકાસ્થિ** ન. [જુઓ 'નાક[૨]' + સં. अस्थि] નાકનું હાડકું
**નાકાં** ન., બ.વ. દાળ ચોખા વગેરે અનાજના કણનાં અણિ-યાંના ટુકડા
**નાકિ(-કા,-કે)સ** વિ. [અર. નાકિસ્] અપૂર્ણ, અધૂરું, અધ-કચરું, અપક્વ. (૨) કસ વિનાનું, ખેડ માટે અનુપયોગી. (૩) ખામીવાળું, ખોડખાંપણવાળું. (૪) તુચ્છ, હલકું
**ના-કુળું** વિ. [જુઓ 'ના[૨]' + સં. कुल + ગુ. 'ઉં' ત. પ્ર.] કુળ વિનાનું, કુટુંબ વિનાનું
**નાકું** ન. [જુઓ 'નાક[૨]' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) કોઈ પણ વસ્તુના છેડા નજીકનું નાનું છિદ્ર. (૨) બટન કે બોરિયાં ભરાવવાનું કાણું, કાચ. (૩) ગલી કે રસ્તાનો આરંભ થતો હોય તે સ્થાન. (૪) એકથી વધુ રસ્તા મળતા હોય તેનું સ્થાન. (૫) ગામ કે નગરની ભાગોળે આવેલું જકાતી થાણું, 'ટોલ-સ્ટેશન.' [૦ ચુકાવવું, ૦ ચૂકવવું, ૦ ભરવું (રૂ. પ્ર.) નાકે જકાત ભરવી. ૦ પરોવવું (રૂ.પ્ર.) સોયના નાકામાં દોરો નાખવો. ૦ બેસાડવું (-બેસાડવું) (રૂ.પ્ર.) જકાત વસૂલ કરવા થાણું નાખવું. ૦ રોકવું (રૂ.પ્ર.) પ્રવેશ-દ્વાર પાસે વાહનને અટકાવવું. ૦ લેવું (રૂ. પ્ર) વેરો કે દાણ વસૂલ કરવાં]
**નાકૂસ** પું. [અર.] દેવળમાં પ્રાર્થના માટે વગાડાતો ઘંટ
**નાકે-દાર** જુઓ 'નાકા-દાર.'
**નાકેદારી** જુઓ 'નાકાદારી.'
**નાકેબંદી(-ધી)** (-બન્દી, -ધી) જુઓ 'નાકા-બંદી.'
**નાકેશ** પું. [સં. नाक + ईश] સ્વર્ગનો સ્વામી-ઇંદ્ર
**નાકેસ** જુઓ 'નાકિસ.'
**નાકોટડો** પું. [જુઓ 'નાક[૨]' દ્વારા.] નાક. (પદ્યમાં.)
**નાકો(-ખો)ડી(-રી)** સ્ત્રી. [જુઓ 'નાક[૨]' દ્વારા.] જુઓ 'નસકોરી.' [૦ ફૂટવી (રૂ.પ્ર.) નાકમાંથી લોહી વહેવું]
**નાકો(-ખો)રું** ન. [જુઓ 'નાક[૨]' દ્વારા.] ઢોરને બાંધવા માટે ભીંતના પથ્થરમાંનું સ્વાભાવિક કે પાડેલું કાણું
**નાકો-નાક** વિ. [જુઓ 'નાક,[૨]'-દ્વિર્ભાવ.] (લા.) પૂરેપૂરું ભરેલું, મથોમથ [નિર્બળ
**ના-કૌવત** વિ. [ફા. + અર. 'કુવ્વત્'] કૌવત વિનાનું, અશક્ત,
**નાકૌવતી** સ્ત્રી. [ફા. + અર 'કુવ્વતી'] કૌવતનો અ-ભાવ, અ-શક્તિ, નિર્બળ-તા
**નાક્ષત્ર(-ત્રિક)** વિ. [સં.] નક્ષત્રને લગતું, નક્ષત્રનું
**નાક્ષત્ર-કાલ(-ળ)** પું. [સં.] નક્ષત્ર ક્ષિતિજમાં ઊગે યા આથમે ત્યાંથી પાછું ઊગે યા આથમે એટલો સમય (એ ૨૪ કલાક-માં થોડો ઓછો રહે છે.) (જ્યો.)
**નાક્ષત્ર-દિન નાક્ષત્ર-દિવસ** પું. [સં.] નક્ષત્ર-બિંદુના આધારે પૃથ્વીનો એની ધરી ઉપરના એક આંટાનો સમય. (જ્યો.)
**નાક્ષત્ર-માન** ન. [સં.] નક્ષત્રના સ્થાનને આધારે નક્કી કર-વામાં આવતું સમયનું માપ. (જ્યો.)
**નાક્ષત્ર-માસ** પું. [સં.] ૨૭ કે ૨૮ નક્ષત્રોમાંનો એકથી શરૂ કરી ફરી તેના તે એક નક્ષત્રના કેંદ્રમાં આવી રહેવાનો ચંદ્રનો લગભગ સવાસત્તાવીસ દિવસોનો સમય. (જ્યો.)
**નાક્ષત્ર-વર્ષ** ન. [સં.] સૂર્યનો એક નક્ષત્રના કેંદ્ર-સ્થાનમાં હોય ત્યાંથી ફરી તેના તે કેંદ્રસ્થાનમાં આવી રહેવાનો ૩૬૫ દિવસથી થોડા કલાક વધુનો સમય, સૌર વર્ષ. (જ્યો.)
**નાક્ષત્ર-સાવન-કાલ(-ળ)** પું. [સં.] જુઓ 'નાક્ષત્ર-કાલ.'
**નાક્ષત્ર-સૌર વર્ષ** ન. [સં.] જુઓ 'નાક્ષત્ર-વર્ષ.'
**નાક્ષત્રિક** જુઓ 'નાક્ષત્ર.'
**નાક્ષત્રી** વિ. [સં. नाक्षत्र + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'નાક્ષત્ર.'
**નાખતી** વિ., સ્ત્રી. [જુઓ 'નાખવું + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) જતું કરવાની વૃત્તિ
**નાખર[૧]** પું. દિલાસો. (૨) મરી ગયેલા માણસનો મોવાળો
**નાખર[૨]** વિ. મશ્કરું [સ. ક્રિ.
**નાખવું** જુઓ 'નાંખવું.' નખાવું કર્મણિ, ક્રિ. નખાવવું પ્રે..
**નાખ(-ખુ)વો** પું. [જુઓ 'નાખુદો,' એનો વિકાર.] ખારવો, (૨) મુખ્ય ખારવો કે ખલાસી, કપ્તાન, ટંડેલ
**નાખાલ** ન. એ નામનું એક માછલું
**નાખુદાઈ** સ્ત્રી. [જુઓ 'નાખુદો' + ગુ. 'આઈ' ત. પ્ર.] નાખુદાપણું, નાખુદાની કામગીરી, કપ્તાન-ગીરી
**નાખુદો** પું. [ફા. ના-ખુદા] વહાણ ચલાવનાર નાવિક, ખારવો ખલાસી. (૨) વહાણનો મુખ્ય અધિકારી, કપ્તાન, ટંડેલ
**નાખુવો** જુઓ 'નાખવો.'
**ના-ખુશ** વિ. [ફા.] અ-પ્રસન્ન. (૨) નારાજ, ક્રુદ્ધ, રુષ્ટ
**ના-ખુશી** સ્ત્રી. [ફા.] અપ્રસન્ન-તા. (૨) નારાજી, ક્રોધની લાગણી. (૩) નામરજી
**નાખોડી** જુઓ 'નાકોડી.'
**નાખોરિયું** વિ. [જુઓ 'નાખોરું + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) થોડી થોડી વારમાં ખિજાઈ જતું [જુઓ 'નાકોડી.'
**નાખોરી** સ્ત્રી. [જુઓ 'નાખોરું' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.]
**નાખોરું** જુઓ 'નાકોરું.'
**નાખ્યાં** ન., બ.વ. [જુઓ 'નાખવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] નાખવાની ક્રિયા. (૨) (લા.) પ્રયત્ન, યુક્તિ
**નાગ** પું, [સં.] હાથી. (૨) એ નામની એક ભારતીય પ્રાચીન જાતિ અને એનો પુરુષ (સૌરાષ્ટ્રમાંથી ખસતી ખસતી દક્ષિણ ગુજરાતમાં થઈ મધ્ય પ્રદેશથી આગળ વધી છેક આસામ સુધી જઈ ઠરેલી જાતિ). (સંજ્ઞા.) (૩) ફેણ-વાળી સર્પોની જાત (બધા સર્પ 'નાગ' નથી કહેવાતા), કાળોતરો સર્પ. (૪) પાતાળમાં રહેતો મનાતો સર્પના પ્રકાર-નો એક ઉપદેવ. (સંજ્ઞા.) (૫) પૌરાણિક માન્યતા પ્રમાણે એક દુનિયા, નાગ-લોક. (સંજ્ઞા.) (૬) ન. સીસું નામની ધાતુ. (૭) કાળું અબરખ
**નાગ-કન્યકા, નાગ-કન્યા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે નાગ-પ્રકારની સર્પ જાતિની કન્યા. (૨) ઉલૂપી નામની નાગ-કન્યા. (સંજ્ઞા.) (૩) (લા.) સુંદર સ્ત્રી, રમણી
**નાગ-કેસર** ન. [સં.] એ નામની એક વનસ્પતિ, કબાબ-ચીની
**નાગ-ખડિયો** પું. એ નામની એક વનસ્પતિ
**નાગ-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] પૌરાણિક ભૂગોળ પ્રમાણે જંબૂ-દ્વીપના નવ ખંડોમાંનો એક ખંડ. (સંજ્ઞા.)
**નાગ-ગાંઠ** (-ઠય) સ્ત્રી. [સં. + જુઓ 'ગાંઠ.'] શિવાલયમાં પોઠિયા અને કાચબા વચ્ચેની સર્પના આકારની પાડેલી પથ્થરમાં કોતરેલી ગાંઠ. (સ્થાપત્ય.)
**નાગ-ચક્ર** ન. [સં.] એ નામની છતની ખાસ કોતરણી.

(સ્થાપત્ય.) [એક સુગંધી જાત

**નાગ-ચંપો** (-ચમ્પો) પું.) પું. [સં. + જુઓ 'ચંપો.'] ચંપાની

**નાગ-ચૂડ** (-ડ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'ચૂડ.'] (લા.) નાગ કે સર્પ ભરડો લે છે તે પ્રકારની સ્થિતિ, સજ્જડ પકડ

**નાગ-ચોલી(-ળી)** સ્ત્રી. [સં. + જુઓ 'ચોલી(-ળી).'] એક ખાસ પ્રકારનો કમખો કે પોલકું

**નાગ-જાતિ** સ્ત્રી. [સં.] હાથીઓનો વંશ-વેલો. (૨) આસામની એ નામના આદિવાસીઓની કોમ. (સંજ્ઞા.) (૩) નાગ-પ્રકારના સર્પોનો વંશ-વેલો. (સંજ્ઞા.) [નાગડડાપણું

**નાગડદાઈ** સ્ત્રી. [જુઓ 'નાગડું' + ગુ. 'આઈ' ત. પ્ર.]

**નાગડદું** વિ. [જુઓ 'નાગું' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. દ્વારા.] (લા.) સ્વભાવથી હાડ, દોંગું, લુચ્ચું [એક છોડ

**નાગ-ડમણ** (-ણ્ય), -ડી સ્ત્રી. [એ જુઓ 'નાગ દવણો.']

**નાગડાઈ** સ્ત્રી. [જુઓ 'નાગડું' + ગુ. 'આઈ' ત. પ્ર.] નાગડાપણું

**નાગડી-શાલા(-ળા)** સ્ત્રી. [જુઓ 'નાગડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + સં.] નાગોડિયાં બાળકોની નિશાળ, બાલ-મંદિર

**નાગડું**[1] વિ. [જુઓ 'નાગું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] કપડાં નથી પહેર્યાં તેવું. (૨) (લા.) શરમ વગરનું, બેશરમ. (૩) લુચ્ચું [નાગલું

**નાગડું**[2] ન. [સં. नाग + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] સાપોલિયું,

**નાગડો** વિ., પું. [જુઓ 'નાગડું.[1]'] રામાનંદી બાવાઓનો એક પ્રકારનો સાધુ, નાગો બાવો

**નાગડોણી** સ્ત્રી. જુઓ 'નાગ-ડમણ.'

**નાગ-ડોદા** (-ડોડા) સ્ત્રી. કડવી દૂધી

**નાગ(-ગે)ણ** (-ણ્ય) સ્ત્રી. [સં. नाग + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રી-પ્રત્યય.] જુઓ 'નાગણી.'

**નાગ(-ગે)ણ-જાયું** (નાગ(-ગે)ણ્ય-) વિ. [+ જુઓ 'જાયું.'] નાગણીને પેટે જન્મેલું

**નાગણી** સ્ત્રી. [જુઓ 'નાગ' + ગુ. 'અણી' સ્ત્રીપ્રત્યય. સં. नागिनिका (= नागिनी).નું તો 'નાયણી' થાય, જે ઊતરી નથી આવ્યું.] નાગની માદા, નાગિની. (૨) (લા.) ગળામાં પહેરવાનું એક ઘરેણું. (૩) સીધી તલવાર

**નાગ(-ય)ણું, નાગણ્યું** જુઓ 'નાગરણું.'

**નાગ-તૂમડી, નાગ-તૂંબડી** સ્ત્રી. [સં. + જુઓ 'તૂમડી'-'તૂંબડી.'] (લા.) એક પ્રકારનો પાણીમાં થતો છોડ

**નાગ-દમણ** ન. [સં. नाग + दमन > પ્રા. °द्मण] ભાગવત પુરાણ પ્રમાણે યમુનાના ધરામાં શ્રીકૃષ્ણે કાલિય નાગનું દમન કર્યું એ વિગત આપતું કાવ્ય. (પ્રેમાનંદના દશમ સ્કંધમાંનું અને નરસિંહ મહેતાનું સ્વતંત્ર). (સંજ્ઞા.)

**નાગ-દવણો** પું. [સં. नाग + दमनक > પ્રા. °द्मणअ- > અપ. °दवँण-] (લા.) એ નામનો એક છોડ

**નાગ-દમન** ન. [સં.] ભાગવત પુરાણ પ્રમાણે યમુનાના ધરામાં શ્રીકૃષ્ણે કરેલું કાલિય નાગને દબાવવાનું કાર્ય

**નાગ-દંત** (-દન્ત) પું. [સં., આકાર-સામ્યે] નાગફણી પ્રકારનો ખીલો કે ભીંતમાં ખોડાતી ખીલી

**નાગદંતી** (દન્તી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) એ નામની એક વનસ્પતિ

**નાગ-દાવનો** પું. જુઓ 'નાગ-દવણો.'

**નાગ-દેવ** પું. [સં.], ૦તા પું. [સં., સ્ત્રી.] દેવ તરીકે પૂજાતો ફણીધર સર્પ અને એની આકૃતિ [એક ઘરેણું

**નાગ-પગલું** ન. [સં. + જુઓ 'પગલું.'] એ નામનું ગળાનું

**નાગ-પંચમી** (-પઞ્ચમી) સ્ત્રી. [સં.] શ્રાવણ માસના અજવાળિયાની પાંચમની નાગપૂજાની તિથિ. (સંજ્ઞા.)

**નાગ-પાશ** પું. [સં.] (લા.) સરકણી ગાંઠ, સરકા-ગાંઠ (નાગના ગૂંચળાના ઘાટની)

**નાગપાશ-પ્રબંધ** (-પ્રબન્ધ) પું. [સં.] નાગના પાસલાના ઘાટની અક્ષરોની માંડણીવાળો ચિત્રકાવ્યનો એક બંધ. (કાવ્ય.)

**નાગપાશ-મોડિયો** (-મૉડિયો) પું. [સં. + જુઓ 'મોડિયો.'] વર-વધૂની રક્ષાની ભાવનાએ કન્યાના સૌભાગ્યની રક્ષા નિમિત્તે કૂવા નજીક કરવામાં આવતું એક ચિતરામણ

**નાગ-પાંચ(-ચે)મ** (-પાંચ(-ચે)મ્ય) સ્ત્રી. [સં. नाग + જુઓ 'પાંચ(-ચે)મ.'] જુઓ 'નાગ-પંચમી.' (સંજ્ઞા.)

**નાગ-પિંગલ(-ળ)** (-પિઙ્ગલ,-ળ) ન. [સં.] શેષ નાગે રચી ગરુડને ભણાવ્યાની અનુશ્રુતિના બળે 'પિંગળશાસ્ત્ર'ને માટે પ્રચલિત સંજ્ઞા. જુઓ 'પિંગળ.'

**નાગપુરી** વિ. [સં., મહારાષ્ટ્રના વિદર્ભ વિભાગનું મુખ્ય શહેર + ગુ. 'ઈ' ત. પ્ર.] નાગપુરને લગતું, નાગપુરનું

**નાગ-પૂજા** સ્ત્રી. [સં.] નાગ-પાંચમને દિવસે નાગની આકૃતિ કરી કરવામાં આવતું પૂજન

**નાગ-ફણી** સ્ત્રી. [સં. नाग-फणा + ગુ. 'ઈ' ત. પ્ર.] (નાગની ફેણના આકારને સામ્યે) અંબોડાનું ગોફણો નામક ઘરેણું. (૨) એક પ્રકારનો ખૂંટો ખીલી કે ખીલો. (૩) એ નામની એક વનસ્પતિ. (૪) હાથલો થોર

**નાગ-ફેણ** સ્ત્રી. [સં. नाग-फणा] નાગની ફેણ

**નાગફેણી** સ્ત્રી. [જુઓ 'નાગ-ફણી.'] (લા.) થોર ઉપર ઊછળતું એ નામનું એક જંતુ

**નાગ-બંધ** (-બન્ધ) પું. [સં.] એ નામનો એક અભિનય. (નાટ્ય.)

**નાગ-બાપા** પું., બ. વ. [સં. + જુઓ 'બાપો.'] નાગ-દેવતા (માનાર્થે) [(એક દવા)

**નાગ-ભસ્મ** સ્ત્રી. [સં., ન.] સીસાની રાસાયણિક ખાખ

**નાગ-મગું** વિ. [સં. + જુઓ 'માગવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] નાગને નામે ભીખ માગનારું, નાગ-મંગું. [બારોટ

**નાગ-મગો** વિ., [જુઓ 'નાગ-મગું.'] નાગની વંશાવળી વાંચનાર

**નાગ-મણિ** પું. [સં.] નાગના માથા ઉપર હોવાનું કહેવાય છે તેવો મણિ (હકીકતે નાગના માથા પરનું ગોળ ચક્ર)

**નાગ-મંગું** (-મઙ્ગું) વિ. [સં. + જુઓ 'માંગવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] જુઓ 'નાગ-મગું.'

**નાગ-મોડી** વિ., પું. [સં. नाग + જુઓ 'મોડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (લા.) શરીરમાંનો એ નામનો એક સ્નાયુ

**નાગયણું** જુઓ 'નાગણું'-'નાગરણું.'

**નાગર** વિ. [સં.] નગરને લગતું, નગરનું, નાગરિક. (૨) ચતુર, કુશલ. (૩) પું. શ્રીકૃષ્ણનું એક નામ: 'નાગર નંદ-કિશોર' (૪) રાજધાનીની સભાનો તે તે સભ્ય, 'સિટી-જન.' (૫) અપભ્રંશ ભાષાના પ્રધાન ત્રણ ભેદોમાંનો શૌરસેની પ્રાકૃત-માંથી વિકસી આવેલો અપભ્રંશ ભાષા-પ્રકાર. (સંજ્ઞા.) (૬)

ઉત્તર ગુજરાતના વડનગરમાં જેમનો વિકાસ થયો છે તેવો બ્રાહ્મણોનો એક પ્રકાર (વડનગરા વિસનગરા સાઠોદરા ચિત્રોડા કૃષ્ણોરા, અને વડનગરથી સ્વતંત્ર પ્રશ્નોરા, આ ૭ પેટા પ્રકાર. એમાં વડનગરા તથા સાઠોદરામાં 'ગૃહસ્થ' અને (એના ગોર) 'બ્રાહ્મણ' એવા આંતરિક બબ્બે ભેદ). (સંજ્ઞા.) (૭) ઉત્તર ગુજરાતની એ નામની એક વણિક કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**નાગર અપભ્રંશ** (-ભ્રંશ) પું. [સં.] જુઓ 'નાગર(૫).'

**નાગરડી** સ્ત્રી. [સં. नागर + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + ગુ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નાગર સ્ત્રી (તુચ્છકારમાં.)

**નાગરણ** (-ણ્ય) સ્ત્રી. [સં. नागर + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'નાગરાણી.'

**નાગરણું** ન. દોરડું

**નાગર-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] નાગરપણું. (૨) (લા.) ચતુરાઈ, ['એલીગન્સ' (ન. લ.) કુશળતા,

**નાગર-બંદી** (-બન્દી) સ્ત્રી. [સં. + ફા.] (લા.) હળ ઉપર લેવામાં આવતો વેરો

**નાગર-મોથ** સ્ત્રી. [સં. + જુઓ 'મોથ.] એ નામનું એક ઘાસ

**નાગર-વટ** ન., (-ટ્ય) સ્ત્રી. [સં. नागर + वृत्ति > પ્રા. वट्टि સ્ત્રી.] જ્ઞાતિ તરીકેનું નાગરપણું

**નાગર-વાડ** (-ડ્ય) સ્ત્રી., -ડો પું. [સં. नागर + જુઓ 'વાડ[2]' -'વાડો.'] નાગર કોમને રહેવાનો લત્તો

**નાગર-વેલ** (-લ્ય), -લી સ્ત્રી. [સં. नागर-वल्ली, વચ્ચે 'ર'નો પ્રક્ષેપ.] મુખવાસને માટે કાથા-ચૂના-સોપારી વગેરે સાથે ખવાતાં પાનનો વેલો

**નાગરશી** સ્ત્રી. ભેંસની એક પ્રકારની ખોડ

**નાગ-રસ** પું. [સં.] પીવાથી વૃદ્ધાવસ્થા ન આવે એવી માન્યતાનો એક કાલ્પનિક રસ. (૨) અમૃત, પીયૂષ, સુધા

**નાગ-રસાયન** ન. [સં.] એક પ્રકારની ઔષધીય ગોળી (પાન-બીડામાં વાપરવાની)

**નાગ-રાજ** પું. [સં.] નાગોનો રાજા, શેષનાગ. (૨) છંદઃશાસ્ત્રનો રચનાર એક ઋષિ, પિંગલ (એને શેષનાગનો અવતાર માનેલ છે.) (સંજ્ઞા.)

**નાગરાણી** સ્ત્રી. [સં.] નાગર ગૃહસ્થ તેમજ બ્રાહ્મણની સ્ત્રી

**નાગરિક** વિ. [સં.] નગરને લગતું, નગરનું, 'અર્બન' (વિ.ક.), 'સિવિલ.' (૨) નગરવાસી (માણસ), શહેરી. (૩) (લા.) સંસ્કારી સભ્ય વિવેકી, 'સિવિલાઈઝ્ડ'

**નાગરિક-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] શહેરીપણું, 'સિટીઝન-શિપ'

**નાગરિક-શાસ્ત્ર** ન. [સં.] નાગરિક જીવનનો ખ્યાલ આપતી વિદ્યા, 'સિવિક્સ'

**નાગરી[1]** સ્ત્રી. [સં.] (નગરમાં વિકસેલી) બાલબોધ લિપિ, દેવનાગરી લિપિ, સંસ્કૃત લિપિ. (૨) નગરોમાં જાણીતી ભાષા, હિંદી. (હિંદીભાષી વિદ્વાનોએ આ નામ અપનાવ્યું છે; સર૦ 'નાગરી-પ્રચારિણી સભા, કાશી.') (૩) જેમાં પાણીનો ઉપયોગ નથી તેવી મિષ્ટાન્ન-સામગ્રી મગદળ, ગોળ-ચોપડી-ગોળપાપડી, પાકના લાડુ, સાથવો વગેરે. (૪) જુઓ 'નાગરાણી.'(૫) (હિંદી કાવ્યોમાં) રાધિકા, સ્વામિની. [૦ ગોઠ (-ઠ્ય) (રૂ.પ્ર.) આપવા લેવામાં નિયમસરનો વહેવાર. (૨) ચતુરાઈવાળી વાતચીત. (૩) સ્પષ્ટવક્તાપણું]

**નાગરી[2]** વિ. [સં., પું.] નાગરને લગતું, નાગરોનું

**નાગરી-કરણ[1]** ન. [સં.] ગ્રામવાસીને સંસ્કાર આપી શહેરી બનાવવાની પ્રક્રિયા. (૨) નાગરિક ન હોય તેને નાગરિક કરવા-પણું, [આપવાની ક્રિયા

**નાગરી-કરણ[2]** ન. [સં.] દેવનાગરી લિપિ જેવો લિપિને મરોડ

**નાગરીય[1]** વિ. [સં.] નગરને લગતું

**નાગરીય[2]** વિ. [સં.] નાગરને લગતું

**નાગરી-લિપિ** સ્ત્રી. [સં.] જુઓ 'નાગરી(૧).'

**નાગર્ય** ન. [સં.] જુઓ 'નાગર-તા'.

**નાગલ[1]** ન. [સં. नाङ्गल] હળ (શેરડી વગેરે વાવવાનું)

**નાગલ[2]** ન. ધૂંસરીની સાંબેલ. (૨) હળને ધૂંસરી બાંધવાનું દોરડું, નાગળ

**નાગલિયાં, ૦ કોહલિયાં** ન., બ. વ. જુઓ 'ઘી-તેલાં.'

**નાગ(-ગો)લિયો** પું. દડે રમવાની એક રમત

**નાગલી** સ્ત્રી. એ નામનું જુવાર જેવું એક ધાન્ય. (૨) કાનમાં પહેરવાનું એક ઘરેણું. (૩) એ નામની એક વનસ્પતિ. (૪) ભેંસની એ નામની એક જાત

**નાગલું** ન. [સં. नाग + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નાગડું.'(૪).' (૨) (લા.) હોકાની નાળ સાથે બાંધેલી દોરી કે સાંકળી

**નાગલું-પૂગલું** વિ. [જુઓ 'નાગું-પૂગું' + બંનેને ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નાગું-પૂગું.' (૨) (લા.) ગરીબ, નિર્ધન

**નાગલો** પું. [જુઓ 'નાગલું.'] જવારા ગોર વગેરેને પૂજતાં એને ચડાવવામાં આવતો રૂનો પૂંભડા કરેલો દોરો. (૨) એ નામનો એક દાવ. (વ્યાયામ.)

**નાગ-લોક** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સર્પજાતિ – નાગની જાતિનો દિવ્ય-પ્રદેશ, પાતાળ. (સંજ્ઞા.) (૨) નાગ કે સર્પોની પ્રજા. (સંજ્ઞા.)

**નાગ-વલ્લી** સ્ત્રી. [સં.] જુઓ 'નાગર-વેલ.'

**નાગ-વાયુ** પું. [સં.] ઓડકાર અને હીલટીમાં કારણરૂપ વાયુ

**નાગ-શય્યા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણેની ભગવાન વિષ્ણુની ક્ષીરસાગરમાંની શેષનાગરૂપી પથારી

**નાગ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] નવું મકાન બનાવતી વેળા કરવામાં આવતો ભૂમિશુદ્ધિનો એક પ્રકાર

**નાગસર, ૦મ, નાગ-સૂર** ન. શરણાઈની જાતનું એક વાજિંત્ર (નાળિયેરની કાચલીના વાટકાનું બનાવેલું)

**નાગ-હાર** પું. [સં.] સર્પના હાર જેવો આકાર

**નાગળ[1]** ન. હળને ધૂંસરી બાંધવાનું દોરડું, નાગલ

**નાગળ[2]** જુઓ 'નાંગલ'.

**નાગા** પું., બ. વ. [સં. नाग-] આસામની પહાડીઓમાં રહેતી એક પ્રાચીન આદિવાસી પ્રજા. (સંજ્ઞા.)

**નાગાઈ** સ્ત્રી. [જુઓ 'નાગું' + ગુ. 'આઈ' ત. પ્ર.] (લા.) લુચ્ચાઈ, હાંડાઈ. (૨) નફટાઈ

**નાગાકાર** પું., **નાગાકૃતિ** સ્ત્રી. [સં. नाग + आ-कार, आ-कृति] નાગ-સર્પના જેવો ઘાટ. (૨) નગ-સર્પના જેવા ઘાટનું

**નાગાલી** સ્ત્રી. ગા-વસૂકણું-એક વનસ્પતિ

**નાગાસ્ત્ર** ન. [સં. नाग + अस्त्र] નાગ-મંત્ર ભણીને ફેંકવામાં આવતું મનાતું એક દિવ્ય અસ્ત્ર, નાગોની શક્તિવાળું અસ્ત્ર

**નાગિણી** સ્ત્રી. [સં. नागिनी], **-ની** સ્ત્રી. [સં.] જુઓ 'નાગણી'–'નાગણ.' [પ્રકારનો કુળ-ગોર. (જૈન.)

**નાગી-પોશાળ** પું. [જુઓ 'નાગું' + 'પોશાળ.'] (લા.) એક

**નાગું** વિ. [સં. नग्नक- > પ્રા. नग्गअ-] શરીર ઉપર વસ્ત્ર કે કોઈ આવરણ નથી તેવું, નવસ્ત્રું. (૨) કેડથી નીચેનો ભાગ ઢાંકેલો નથી તેવું. (૩) (લા.) લુચ્ચું, દોંગું, માથા-ભારે. [-ગાને ફૂલે બાવળિયો (રૂ. પ્ર.) તદ્દન નફ્ફટ. ૦ છક ૦ ટાટ, ૦ ધત્ત, ૦ પૂગું, ૦ બંબ (બમ્મ) (રૂ.પ્ર.) તદ્દન નાગું. ૦ તૂત (રૂ.પ્ર,) બેશરમ ભરેલી વાત. ૦ નાગું બોલવું (રૂ. પ્ર ) નિર્લજ્જપણે બોલવું. -ગો વરસાદ (રૂ.પ્ર.) તડકે પડતો વરસાદ, ગંગા-જમની વરસાદ]

**નાગું-ભૂખ્યું** વિ. [+ જુઓ 'ભૂખ્યું.'] પહેરવા વસ્ત્ર નહિ અને ખાવા અન્ન નહિ તેવું, તદ્દન કંગાળ

**નાગેણ** (-ણ્ય) જુઓ 'નાગણ.'

**નાગેણ-જાયું** (નાગેણ્ય-) જુઓ 'નાગણ-જાયું.'

**નાગેલ** વિ. લીલોતરીવાળું, લીલું

**નાગેલિયો** જુઓ 'નાગલિયો.' [રાવત

**નાગેંદ્ર** (નાગેન્દ્ર) પું. [સં. नाग + इन्द्र] ઇંદ્રનો હાથી—ઐ-

**નાગૈણું** જુઓ 'નાગયણું'-'નાગરણું.'

**નાગો-ગોસો** પું. એ નામની એક રમત

**નાગોડ** વિ. [જુઓ 'નાગું' દ્વારા.] જુઓ 'નાગું.'

**નાગોડિયું** વિ. [+ ગું. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નાગું-પૂગું (બાળક)

**નાગો-બાવો** પું. [જુઓ 'નાગું' + 'બાવો.'] રામાનંદી વગેરે ખાખી બાવાનો એક પ્રકાર

**નાગોરિયો** પું. જુઓ 'નાગલિયો.'

**નાગો(-ઘો)રી** વિ. [મારવાડનું જોધપુર નજીકનું ગામ 'નાગોર' + ગુ. 'ઈ' ત. પ્ર.] નાગોરને લગતું, નાગોરનું. (૨) પું. જામનગર બાજુ વાણિયાની એક કોમ અને એનો પુરુષ (સંજ્ઞા.) (૩) સ્ત્રી. ભેંસની એક જાત

**નાગોવા** સ્ત્રી. લૂંટ

**નાગોશા** સ્ત્રી. એ નામની એક રમત

**નાગોળી** સ્ત્રી. એ નામનું એક ઝાડ [એક. (સંજ્ઞા.)

**નાગ્નજિતી** સ્ત્રી. [સં.] શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓમાંની

**નાઘલું** વિ. જુવાન

**નાઘેર** પું., સ્ત્રી. જૂનાગઢ જિલ્લામાં ઘેડનો પ્રદેશ પૂરો થાય ત્યાંથી માધવપુરથી દક્ષિણ બાજુનો આજક દેવરાણા વગેરેથી લઈ સમુદ્રપ્રાંતનો છેક ઊના-દેલવાડા સુધીનો ફળદ્રુપ પ્રદેશ. (સંજ્ઞા.)

**નાઘોરી** જુઓ 'નાગોરી.'

**નાચ** પું. [સં. नृत्य > પ્રા. नच्च ન.] નૃત્ય અને નૃત્ત. (૨) નૃત્ય-નૃત્તનો મેળાવડો. (૩) (લા.) ચાળા, નખરાં. [૦ દેખાડવો (રૂ. પ્ર.) વિલક્ષણ આચરણ કરવું. ૦ નચાવવો (રૂ. પ્ર.) મરજી પ્રમાણે કામ કરાવવું. (૨) હેરાન કરવું, પજવવું. ૦ સૂઝવા (રૂ. પ્ર.) નકામા તરંગ-તુક્કા ઊભા થવા]

**નાચકણું**[1] વિ. [જુઓ 'નાચવું' + ગું. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર. + મધ્યમાં 'ક' મધ્યગ.] (લા.) વાતવાતમાં ફેરવી બાંધનારું, કોઈ પણ એક વાત ઉપર સ્થિરતા ન રાખનારું

**નાચકણું**[2] ન. [જુઓ 'નાચવું' + ગું 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર. + મધ્યમાં 'ક' મધ્યગ.] નાચવાની ક્રિયા. (તુચ્છકારમાં.)

**નાચ-કૂદ** (નાચ્ય-કૂદ્ય) સ્ત્રી. [જુઓ 'નાચવું' + 'કૂદવું.'] નાચ-તમાશો. (૨) (લા.) ઠેકાઠેક, આપ-બડાઈ. (૩) ક્રોધનો ઉછાળો. (૪) પ્રયત્ન, આ-યોજન

**નાચકો** પું. [જુઓ 'નાચવું' + ગુ. 'કો' કૃ.પ્ર.] (લા.) મગરૂરીભર્યો દેખાવ કે વર્તાવ, ગર્વનો છણકો

**નાચ-ગાન** ન., બ.વ. [જુઓ 'નાચ' + સં.] નૃત્ય અને સંગીત

**નાચણ**[1] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'નાચવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] નાચનારી સ્ત્રી. (૨) (લા.) નખરાં-ખોર જુવાન સ્ત્રી. (૩) વેશ્યા [પ્ર.] નાચવું એ, નાચણું

**નાચણ**[2] ન. [જુઓ 'નાચવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.

**નાચણ-ઘૂઘરી** (નાચણ્ય-) સ્ત્રી. [જુઓ 'નાચણ[1]' + 'ઘૂઘરી.'] (લા.) નખરાંબાજ જુવાન સ્ત્રી. (૨) છિનાળ, વેશ્યા. (૩) વિ. લંપટ, વ્યભિચારી, બદ-ફેલ [વેશ્યાના ચાળા

**નાચણ-વેડા** પું., બ.વ. [જુઓ 'નાચણ[1]' + 'વેડા.'] (લા.)

**નાચણિયું** વિ. [જુઓ. 'નાચણ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નાચનારું. (૨) (લા.) નખરાં-બાજ

**નાચણિયો** પું. [જુઓ 'નાચણિયું.'] (મજાકમાં) અભિનેતા. (૨) નાચવા કૂદવાનો ધંધો કરનાર પુરુષ

**નાચણી** સ્ત્રી. [જુઓ 'નાચવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] નાચવું એ, નાચણ [જુઓ 'નાચણ.[2]'

**નાચણું** ન. [જુઓ 'નાચવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.]

**નાચ-તમાશો(-સો)** પું. [જુઓ 'નાચ' + 'તમાશો(-સો.'] નૃત્ય અને બીજી મોજ-મજાહ

**નાચનારી** વિ., સ્ત્રી. [જુઓ 'નાચવું' + ગુ. 'આરું' કર્તૃવાચક કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાચવાનો ધંધો કરતી સ્ત્રી, નર્તકી, રામ-જણી [વ્યવસ્થિત રજૂઆત

**નાચ-મુજરો** પું. [જુઓ 'નાચ' + 'મુજરો.'] નાચ-ગાનની

**નાચ-રંગ** (-રઙ્ગ) પું [જુઓ 'નાચ' + 'રંગ.'] નાચ-ગાનનો જલસો. (૨) (લા.) આમોદ-પ્રમોદ. (૩) નાટક-ચેટક

**નાચવું** અ. ક્રિ. [સં. नृत्य- > પ્રા. नच्च-] નૃત્ય કે નૃત્ત કરવું, અભિનય સાથે તાલબદ્ધ ચોક્કસ રીતે કૂદવું. (૨) (લા.) બીજાની ઇચ્છા મુજબ કામ કરવું. **નચાવું** ભાવે., ક્રિ. **નચ(-ચા)વવું, નચાડવું** પ્રે., સ.ક્રિ.

**નાચાક** વિ. [ફા.] માંદું, બીમાર. (૨) આળસુ, સુસ્ત. (૩) નાખુશ થયેલું. (૪) વેરઝેરથી ભરેલું

**નાચાકી** સ્ત્રી. [ફા.] નાચાકપણું

**નાચાર** વિ. [ફા.] જુઓ 'લાચાર.'

**નાચારી** સ્ત્રી. [ફા.] જુઓ 'લાચારી.'

**નાચારો(-લો)** પું. [ફા. નાચાર્] જુઓ 'લાચારી.'

**નાચિકેત** પું. [સં.] અગ્નિનું એક નામ. (સંજ્ઞા.)

**નાચીજ** વિ. [ફા.] જેની કોઈ ગણતરી કે લેખું નથી તેવું, તુચ્છ, ક્ષુદ્ર, પામર. (૨) નકામું, સાર વિનાનું

**નાચીજી** સ્ત્રી. [ફા.] નાચીજપણું

**નાચેણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'નાચવું' + ગુ. 'એણ' કૃ. પ્ર.] જુઓ 'નાચણ.[1]' [વિ., પ્ર.] જુઓ 'ન-છૂટકે.'

**ના-છૂટકે** ક્રિ. વિ. [જુઓ 'ના[2]' + 'છૂટકો' + ગુ. 'એ' ત્રી.

**નાજ** સ્ત્રી. [ફા.] લાડ. (૨) નખરાં, હાવભાવ

**નાજ-નખરાં** ન., બ.વ. [+ જુઓ 'નખરું.'] ચેન-ચાળા, હાવ-ભાવ, લટકાં

**નાજની, ૦ન** સ્ત્રી. [ફા. નાઝનીન્] પ્રિયતમા, વહાલી પત્ની. (૨) નવજવાન ખૂબસૂરત સ્ત્રી, રમણી

**નાજમ** સ્ત્રી. શરમ. (૨) લાંછન

**નાજર** પું. [અર. નાઝિર્] દેખરેખ રાખનાર અમલદાર. (૨) કબૂલાતનામાં કરનારાઓનાં સાક્ષી-સિક્કા કરી આપનાર અદાલતી અમલદાર. (૩) અદાલતી જપ્તી લાવનાર અમલ-દાર. (૪) ખોજો, હીજડો, દરવાન

**નાજરી**[1] સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] નાજરની કામગીરી

**નાજરી**[2] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાજરને લગતું

**નાજિમ** પું. [અર.] રાજ્યતંત્ર ચલાવનાર અમલદાર, સૂબો, હાકેમ, 'ઍડમિનિસ્ટ્રેટર'

**નાજુક** વિ. [ફા.] સુકુમાર, સુંવાળું. (૨) બારીક, ઝીણું. (૩) કટોકટી-ભરેલું, તંગ, 'પ્રિકેરિયસ.' (૪) તૂટી જાય તેવું, તકલાદી. [૦ **વખત**, ૦ **સમય** (રૂ.પ્ર.) કટોકટીનો સમય, 'ક્રાઇસિસ']

**નાજુકડું** વિ. [+ ગુ. 'ડું' ત.પ્ર. સ્વાર્થે] ખૂબ નાજુક

**નાજુક-તા** સ્ત્રી. [+ સં., ત.પ્ર.], **નાજુકાઈ, નાજુકી** સ્ત્રી. [+ ગુ. 'આઈ'–'ઈ' ત.પ્ર.] નાજુકપણું

**નાઝણા-સાંકળ** જુઓ 'નાઝણા-સાંકળ.'

**નાઝાદ** સ્ત્રી. [ફા.] જેને પ્રસૂતિ જ ન થઈ હોય તેવી વાંઝણી

**નાઝી** પું. [અં.] નાઝીવાદમાં માનનારો પુરુષ, 'ફૅસિસ્ટ'

**નાઝી-ચળવળ** (-ચળ્વ-વળ્ય) સ્ત્રી. [+ જુઓ 'ચળવળ.'] જર્મની અને નજીકના પ્રદેશમાં બીજા વિશ્વયુદ્ધને ટાંકણે જર્મન સામ્રાજ્યવાદની કરાયેલી હિમાયત

**નાઝી-વાદ** પું. [+ સં.] નાઝીઓનો સામ્રાજ્યવાદ, 'ફૅસિઝમ'

**નાઝીવાદી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાઝીવાદમાં માનનારું

**નાટ**[1] પું. [સં. नाट्य > પ્રા. नट्ट] નાટ્ય. (આ શબ્દ 'નાટા-રંભ' જેમ કવચિત્ પ્રયોજાયેલ છે.)

**નાટ**[2] ન. યુક્તિ. (૨) છાપરા નીચેની લાકડાની ફેરી

**નાટ**[3] ક્રિ. વિ. નક્કી

**નાટ**[4] ન. એ નામનું એક કાપડ

**નાટક** ન. [સં.] મોટે ભાગે ગદ્યમાં અને વચ્ચે ક્યાંક ક્યાંક પદ્યોમાં અને-અથવા સંગીતમાં નિરૂપાયેલા હૂબહૂ જીવનનો અભિનય કરી શકાય તેવો સંવાદાત્મક લેખન-પ્રકાર, દૃશ્ય કાવ્ય. (૨) નાટ્યશાસ્ત્રે નિરૂપેલાં રૂપકોનો દસ પ્રકારમાંનો પાંચથી ઓછા નહિ અને દસથી વધુ નહિ તેવા અંકોવાળો ઇતિહાસમૂલક દિવ્ય અને માનનીય ચરિત્રાલેખન આપતો નાટ્યાત્મક એક પ્રકાર. (નાટ્ય.) [૦ **કરવું** (રૂ.પ્ર.) ગંમત પડે અને હસવું આવે એમ બીજાના ચાળા પાડવા. (૨) રમૂજ અને નવાઈ થાય એવું કરવું–આચરવું. (૩) ફજેતો કરવો]

**નાટક-કર્તા** વિ., પું. [સં. नाटकस्य-कर्ता] જુઓ 'નાટક-કાર(૧).'

**નાટક-કંપની** (-કમ્પની) સ્ત્રી. [સં. + અં.] નાટક ભજવનારા-ઓની મંડળી (ધંધાદારી)

**નાટક-કાર** વિ., પું. [સં.] નાટકનો લેખક અને સર્જક, નાટક-કર્તા. (૨) વેશ ભજવનાર પુરુષ, નટ, અભિ-નેતા

**નાટક-ગૃહ** ન. [સં., પું., ન.] નાટક-શાળા, નાટ્ય-શાળા, રંગ-ભૂમિ, રંગ-ભવન, 'થિયેટર'

**નાટક-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] નાટકનું તે તે પુસ્તક

**નાટક-ઘર** ન. [સં. + જુઓ 'ઘર.'] જુઓ 'નાટક-ગૃહ.'

**નાટક-ચક્ર** ન. [સં.] એક જ કર્તાનાં નાટકોનો સમૂહ કે શ્રેણી

**નાટક-ચેટક** ન. [સં.] હાસ્ય-વિનોદ, નખરાં, ઠીખળ

**નાટકણી** સ્ત્રી. [સં. नाटक દ્વારા] નાટક ભજવનારી સ્ત્રી, નટી

**નાટક-ત્વ** ન. [સં.] નાટકપણું, નાટકનું સ્વાભાવિક લેખન તેમ નિરૂપણ, નાટકની અભિનય-ક્ષમતા

**નાટક-મંડલી(-ળી)** (-મણ્ડલી,-ળી) સ્ત્રી. [સં.] જુઓ 'નાટક-કંપની.'

**નાટક-રચના** સ્ત્રી. [સં.] નાટકનું લેખન-સર્જન

**નાટક-રસિક** વિ. [સં.] નાટક જોવાનો રસ ધરાવનાર

**નાટક-લક્ષણ** ન. [સં.] નાટક ભજવી શકાવાને માટે એમાં જરૂરી સ્વાભાવિક-તા, નાટ્યધર્મી લાક્ષણિક-તા

**નાટક-લેખન** ન. [સં.] જુઓ 'નાટક-રચના.'

**નાટક-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'નાટક-ગૃહ.'

**નાટક-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [સં.] ભજવી શકાય તેવાં નાટકોને ઉત્તેજન આપનાર તેમજ તાલીમ આપવાની વ્યવસ્થા કરનાર વિદ્યા-ભવન

**નાટક-સાહિત્ય** ન. [સં.] વાંચવા તેમજ ભજવવાની યોગ્યતા ધરાવનાર લાક્ષણિક નાટકોનો એકમ (સાહિત્યના એક પ્રકાર લેખે) [નાટક છે એ

**નાટક-સ્વરૂપ** ન. [સં.] ફેવી જાતનું અને કેવા પ્રકારનું

**નાટકાંત-ર્ગત** (નાટકાન્તર્ગત) વિ. [સં. नाटक-अन्तर्गत] નાટક-ની અંદર રહેલું, નાટકમાંનું

**નાટકિયું** વિ. [સં. नाटक + ગુ. 'ઇયું' ત.પ્ર.] નાટકને લગતું, નાટકનું. (૨) (લા.) ડોળી, ઢોંગી, દંભી

**નાટકિયો** વિ., પું. [જુઓ 'નાટકિયું.'] નાટકમાં કામ કર-નાર કલાકાર, અભિ-નેતા, નટ (કાંઈક અનાદરનો અર્થ)

**નાટકી** વિ. [સં. नाटक + ગુ. 'ઈ' ત.પ્ર.], **-કીય** વિ. [સં.] નાટકને લગતું, નાટકનું. (૨) (લા.) ઢોંગથી ભરેલું, દંભવાળું, ડોળવાળું, 'હિસ્ટ્રિયોનિક'

**નાટકોચિત** વિ. [સં. नाटक + उचित] નાટકને બંધબેસતું, નાટકને યોગ્ય હોય તેવું, નાટકને અનુરૂપ

**નાટા-રંગ** (-રઙ્ગ) પું. [સં. नाट्यक-> પ્રા. नट्टअ- + સં.] નાટ્ય-નૃત્ત વગેરેનો આનંદ. (૨) (લા.) નાટકના જેવા ડોળવાળા ઢંગ [નાટ્ય નૃત્ત-નૃત્ય વગેરેની શરૂઆત

**નાટારંભ** (નાટારમ્ભ) પું. [સં. नाट्य > પ્રા. नट्ट + સં. आ-रम्भ]

**નાટિકા** સ્ત્રી. [સં.] નાનું નાટક. (૨) 'નાટક'નાં લક્ષણ ધ-રાવતી ચાર અંકોની નાટ્ય-રચના. (નાટ્ય.) (૩) જેમાં માત્ર એક જ અંક છે તેવી ભિન્ન ભિન્ન દૃશ્યોવાળી રચના. (૪) જેમાં સળંગ એક જ દૃશ્ય હોય કે વધુ દૃશ્ય હોય તેવી રચના (એકાંકી વગેરે)

**નાટ્ય** ન. [સં.] નટનું કાર્ય. (૨) કોઈ પણ ભજવી શકાય તેવી સંવાદાત્મક રચના (એમાં નાટ્યશાસ્ત્રનાં રૂપકો અને ઉપરૂપકો સર્વનો સમાવેશ થઈ જાય છે.), 'પેન્ટોમાઇન' (મ.ન.)

**નાટ્ય-કલા(-ળા)** સ્ત્રી. [સં.] અભિનય દ્વારા નાટ્ય-રચના-ઓને મૂર્ત કરી આપવાની વિદ્યા, 'ડ્રામેટર્જી'

**નાટ્ય-કવિ** પું. [સં.] ભજવી શકાય તેવી રચનાઓ ગદ્ય-પદ્યમાં લખનાર લેખક-સર્જક

**નાટ્ય-કવિતા** સ્ત્રી. [સં.] નાટ્યના રૂપમાં લખેલ કાવ્ય, દૃશ્ય કાવ્ય. (બધી સંસ્કૃત નાટ્ય-રચનાઓ આ પ્રકારની છે.)

**નાટ્ય-કળા** જુઓ 'નાટ્ય-કલા.'

**નાટ્ય-કાર** વિ. [સં.] નટ-નટી. (૨) ભજવી શકાય તેવી નાટક વગેરે રૂપક રચનાઓનું લખવાનું-સર્જવાનું કરનાર

**નાટ્ય-કુટુંબ** ન. [સં.] નાટ્ય ભજવનારાં સર્વ પાત્રોનો સમૂહ

**નાટ્ય-ગત** વિ. [સં.] નાટ્યમાં રહેલું, 'ડ્રામેટિક' (ઉ. જો.)

**નાટ્ય-ગૃહ** ન. [સં., પું. ન.] જુઓ 'નાટક-ગૃહ'.

**નાટ્ય-તત્ત્વ** ન. [સં.] રચનામાં ભજવી શકવાની ક્ષમતા

**નાટ્ય-દક્ષતા** સ્ત્રી. [સં.] ભજવી શકવાની કુશળતા હોવાપણું

**નાટ્ય-ધર્મી** સ્ત્રી. [સં.] લોકમાંના સ્વાભાવિક જીવનને રંગ-મંચ ઉપર હૂબહૂ રીતે રજૂ કરવાની સ્વાભાવિકતા (નાટ્ય-શાસ્ત્રના નિયમોને આધીન રહીને)

**નાટ્ય-પ્રયોગ** પું. [સં.] નાટ્ય ભજવવાનો અખતરો. (૨) નાટ્યનો જલસો, 'સ્ટેઇજ-પર્ફોર્મન્સ'

**નાટ્ય-પ્રવૃત્તિ** સ્ત્રી. [સં.] નાટ્યકૃતિઓ ભજવવાની હિલચાલ

**નાટ્ય-પ્રિય** વિ. [સં.] નાટ્ય જોવા-ભજવવાનો શોખ છે તેવું

**નાટ્ય-ભવન** ન. [સં.] જુઓ 'નાટ્ય-ગૃહ.' [મંડળી

**નાટ્ય-મંડલ(-ળ)** (મણ્ડલ-ળ) ન. [સં.] નાટ્ય ભજવનારાઓની

**નાટ્ય-મંદિર** (-મન્દિર) ન. [સં.] જુઓ 'નાટ્ય-ગૃહ.'

**નાટ્ય-માલા(-ળા)** સ્ત્રી. [સં.] નાટ્ય-રચનાઓની શ્રેણી

**નાટ્ય-યુગ** પું. [સં.] નાટ્ય-રચનાઓ રચવા—ભજવવાનો જમાનો [થતો મનોરંજક ભાવ

**નાટ્ય-રસ** પું. [સં.] નાટ્યરચનાઓ રચવા-ભજવવામાં વ્યક્ત

**નાટ્ય-રંગ** (-રઙ્ગ) પું. [સં.] રંગભૂમિના જે ચોતરા ઉપર નાટ્યો ભજવવામાં આવે છે તે પડથાર, રંગ-પીઠ

**નાટ્ય-રાસક** પું. [સં.] ગાઈને ભજવી શકાય તેવો ઉપ-રૂપકોનો એક પ્રકાર. (નાટ્ય.) [અભિ-નેતા

**નાટ્ય-વિદ** વિ. [સં. °विद] નાટ્ય-કળામાં નિષ્ણાત, કુશળ

**નાટ્ય-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'નાટ્ય-કલા.'

**નાટ્ય-વિધાન** ન., **નાટ્ય-વિધિ** પું. [સં.] નાટ્ય-રચનાનું લેખન અને એનો અભિનય

**નાટ્ય-વિષયક** વિ. [સં.] નાટ્યને લગતું

**નાટ્ય-વૃત્તિ** સ્ત્રી. [સં.] નાટક રચવાની કે ભજવવાની માન-સિક શક્તિ કે વલણ, 'ડ્રામેટિક સેન્સ'

**નાટ્ય-વેદ** પું. [સં.] વેદની કોટિનું આજે અપ્રાપ્ય મનાતું નાટ્ય-શાસ્ત્ર (બ્રહ્માએ રચ્યું હોવાની માન્યતા)

**નાટ્ય-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'નાટક-ગૃહ.'

**નાટ્ય-શાસ્ત્ર** ન. [સં.] રંગભૂમિની રચના સાથે નાટ્યોની રચનાથી લઈ એની વાદ્યો સંગીત-વિદ્યા અને નૃત્ત-નાટ્ય સાથે અભિનય સુધીની બધી જ બાબતોનો જેમાં ખ્યાલ આપવામાં આવ્યો છે તેવું વિદ્યા-શાસ્ત્ર. (૨) મહર્ષિ ભરતનું રચેલું મનાતું એ નામનું શાસ્ત્ર, ભરત-નાટ્ય-શાસ્ત્ર. (સંજ્ઞા.)

**નાટ્ય-શાળા** જુઓ 'નાટ્ય-શાલા.'

**નાટ્ય-શિલ્પ** ન. [સં.] જુઓ 'નાટ્ય-કલા.' (૨) રંગ ભૂમિનું નિર્માણ કરવાની પ્રક્રિયા

**નાટ્ય-સંગીત** (-સઙ્ગીત) ન. [સં.]. નાટ્ય-રચનાઓમાં રજૂ કરાતું સાજ સાથેનું ગાન, 'ઑપેરા' (ન. લ.)

**નાટ્ય-સંઘર્ષ** (-સઙ્ઘર્ષ) પું. [સં.] નાટ્યમાં ઊભી થતી ખાસ પ્રકારની અથડામણ, 'કૉન્ફ્લિક્ટ' (અ. રા.)

**નાટ્ય-સાહિત્ય** ન. [સં.] નાટ્ય-રચનાઓના રૂપમાં લખાયે-લું—છપાયેલું લખાણ [પાત્રો વગેરેની યાદી

**નાટ્ય-સૂચિ(-ચી)** સ્ત્રી. [સં.] નાટ્ય-રચનામાં આવતાં વસ્તુ

**નાટ્ય-હ્રાસ** પું. [સં.] નાટકીય ઢીલાશ, 'ડ્રામેટિક આયરની' (અ. રા.)

**નાટ્યાચાર્ય** પું. [સં. नाट्य + आ-चार्य] નૃત્ત-નૃત્ય અને અભિનય શીખવનાર ગુરુ. (૨) નાટ્યો ભજવવાની વ્યવસ્થા કરનાર, 'ડાયરેક્ટર' [લગતું, 'ડ્રામેટિક'

**નાટ્યાત્મક** વિ. [સં. नाट्य + आत्मन्-क] નાટ્યરૂપ, નાટ્યને

**નાટ્યાલંકાર** (નાટ્યલઙ્કાર) પું. [સં. नाट्य + अलंकार] નાટ્યમાં રજૂ થવાથી એનું સૌંદર્ય અધિક વધે તેવું તે તે વાચિક વિશિષ્ટ નિરૂપણ

**નાટ્યાવિર્ભાવાત્મક** વિ. [સં. नाट्य + आविर्भाव + आत्मन् – क] નાટ્ય જેમાં વ્યક્ત કરવામાં આવ્યું હોય તેવું, અભિ-નયના રૂપમાં રહેલું, 'ડ્રામેટિક'

**નાટ્યાંગ** (નાટ્યાઙ્ગ) ન. + [સં. नाट्य + अङ्ग] નાટ્યને હૂબહૂ રજૂ કરવાને માટે ઉપયોગી દસ પ્રકારનાં એનાં અંગોમાંનું તે તે અંગ (ગેય પદ વગેરે)

**નાટ્યાંતર્ગતવિધિ-હ્રાસ** (નાટ્યાન્તર્ગત-) પું. [સં. नाट्य + अन्तर्गत-विधि-ह्रास] જુઓ 'નાટ્ય-હ્રાસ.'

**નાટ્યોક્તિ** સ્ત્રી. [સં. नाट्य + उक्ति] સંવાદનો જે ભાગ હોય તે તે ગદ્ય-પદ્યાત્મક કથન, પાત્રોની બોલી

**નાટ્યોચિત** વિ. [સં. नाट्य + उचित] નાટ્યને યોગ્ય હોય તેવું, 'ડ્રામેટિક' (અ. રા.)

**નાટ્યોર્મિકાવ્ય** ન. [સં. नाट्य + ऊर्मि-काव्य] નાટ્ય-સ્વરૂપની ઊર્મિ-કવિતા, 'ડ્રામેટિક લિરિક' (ઉ. જો.)

**નાઠા-બારી** સ્ત્રી. [જુઓ 'નાઠું + 'બારી.'] નાસી જવાનું જયાંથી સરળ બને તેવું બારણું કે છીંડું, છટક-બારી

**નાઠી** પું. મહેમાન, પરોણો

**નાઠું** વિ., ભૂ. કા. [સં. नष्टक- > પ્રા. नट्ठअ-; જુઓ 'નાસવું'-માં.] ભાગ્યું, નાસી છૂટ્યું, પલાયન થઈ ગયું

**નાઠેલ, -લું** વિ., બી. ભૂ. કા. [+ ગુ. 'એલ, -લું' બી. ભૂ. કૃ જુઓ 'નાસવું'માં.] ભાગી ગયેલું, નાસી છૂટેલું, પલાયન થઈ ગયેલું

**નાડ**[૧] (-ડ્ય) સ્ત્રી. [સં. नाडी] શરીરની નાડી, નસ, ધમની. (૨) (લા.) નજર, દૃષ્ટિ. (3) બીજભૂત વસ્તુ, મૂળ કારણ. [૦ **કાપવી** (રૂ.પ્ર.) ગળું કાપવું. ૦ **ખસી જવી,** ૦ **ઠેકાણે ન હોવી** (રૂ.પ્ર.) મરણ નજીક પહોંચવું. (૨) મગજ ચસક-વું. (૩) ઉડાઉ થવું. ૦ **જોતા રહેવું** (-રે:વું) (રૂ. પ્ર.) વલણની દેખરેખ રાખવી. ૦ **જોવી** (રૂ. પ્ર.) હાથના કાંડાની નાડીની ચાલ ઉપરથી રોગનું નિદાન કરવું. (૨) ઊભા થયેલા પ્રસંગનું મૂળ તપાસવું. ૦ **દેખાડવી** (રૂ.પ્ર.) રોગનું નિદાન કરાવવા વૈદ્યને કાંડું ધરવું. (૨) ભૂલથી કે જાણી બૂઝીને બીજા સમક્ષ પોતાનું ગુપ્ત વલણ ખુલ્લું કરવું. ૦ **નીચી**

**કરવી** (રૂ.પ્ર.) શરમાવું. ૦નું' **નરવું** (રૂ. પ્ર.) તંદુરસ્ત. (૨) મજબૂત મનવાળું. (૩) કોઈથી ન છેતરાય તેવું. ૦ **પકડવી** (રૂ.પ્ર.) વલણ જાણવું. ૦ **બંધ પડવી** (-બન્ધ-) (રૂ.પ્ર.) મરી જવું. ૦ **મળવી** (રૂ.પ્ર.) ચાવી કે ઉકેલ મળવો. ૦ **હાથમાં આવવી** (રૂ. પ્ર.) બીજ-રૂપે રહેલી વસ્તુ સમઝાઈ જવી. (૨) વલણ પરખાઈ જવું. ૦ **હાથમાં લેવી** (રૂ.પ્ર.) બીજાનું કામ પોતે ઉપાડી લેવું. ૦ **હાથમાં હોવી** (રૂ.પ્ર.) કબજો હોવો, વશમાં હોવું]

**નાડ**[2](-ડુ) પું. [તામિળ.] પ્રદેશ

**નાડણ**[1] (-ણ્ય) સ્ત્રી. નાડ, નસ, રગ, ધમની

**નાડણ**[2] ન. [જુઓ 'નાડવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] નાડું, દોરડો

**નાડવું** સ.ક્રિ. [જુઓ 'નાડું,'-ના.ધા.] દોરડાથી જકડીને બાંધવું. **નડાવું**[2] કર્મણિ., ક્રિ. **નડાવવું** પ્રે., સ.ક્રિ.

**નાડ-વેલો** પું. ઘાણીના માકડા નીચે અને પથ્થર રાખવાની ખાટલી ઉપર ઊભું રખાતું લાકડું, ગધેલામાં બેસતો વાંકો લાકડાનો ટુકડો

**નાડા-છડી** સ્ત્રી. [જુઓ 'નાડું' + 'છડી.'] મંગળ કાર્યને માટે વપરાતું બેવ્રણ રંગવાળું નાડું, કૂંભા-નાડું

**નાડા-છોડ** (-ડ્ય) સ્ત્રી. [ જુઓ 'નાડું' + 'છોડવું.' ] (લા.) પેશાબ કરવાની ક્રિયા (લેંઘા કે ચોરણી યા ઈજારની દોરી છોડીને પેશાબ કરવાનો હોઈ). [૦ **કરવી** (રૂ.પ્ર.) પેશાબ કરવો]

**નાડા-વા** ક્રિ. વિ. [જુઓ 'નાડું' + 'વા.[3]'] સામાન્ય મોટા નાડાના આ છેડેથી લઈ ને બીજો છેડો પહોંચે તેટલા અંતરે

**નાડા-સીંદરું** ન. [જુઓ 'નાડો' + 'સીંદરું.'] (લા.) જેનો છેડો જ ન આવે તેવી વાત

**નાડિ(-ડી)**[1] સ્ત્રી. [સં.] શરીરની રક્તવાહિની, નસ, રગ, ધમની, નાડ. (૨) એક ઘડી જેટલો (૨૪ મિનિટનો) સમય

**નાડિ(-ડી)-કંપાલેખક** (-કમ્પાલેખક) ન. [સં. °कम्प + आलेखक] નાડીના ધબકારા માપવાનું યંત્ર, 'સ્ફીગ્મોગ્રાફ'

**નાડિકા** સ્ત્રી. [સં.] જુઓ 'નાડિ.'

**નાડિકા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] અર્ક કાઢવાનું સાધન, નલિકા-[યંત્ર

**નાડિ(-ડી)-કીટ** પું. [સં.] આંતરડામાં થતો કીડો, કૃમિ, કરમ, 'ટેપ-વર્મ,' 'રાઉન્ડ-વર્મ'

**નાડિ(-ડી)-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] જ્ઞાન-તંતુઓનું મધ્યબિંદુ, ['નર્વસ સેન્ટર'

**નાડિ(-ડી)-કોશ(ષ)** પું. [સં.] જ્ઞાન-તંતુઓનો કોશ, 'નર્વ-સેલ'

**નાડિ(-ડી-ક્ષત)** ન. [સં.] નાડીમાં પડેલો ઘા, નાડીમાંનું ઘારું કે ચાંદું, 'અલ્સર'

**નાડિ(-ડી)-ક્ષય** પું. [સં.] જ્ઞાન-તંતુઓનો ઘસારો—એક રોગ, ['ન્યૂરેસ્થિનિયા'

**નાડિ(-ડી)-ક્ષીણતા** સ્ત્રી. [સં.] નાડીની ચાલમાં ખરાબી, 'ઇરેટિઝમ'

**નાડિ(-ડી)-ક્ષોભ** પું. [સં.] શરીરનાં અંગોની શિથિલતાનો એક રોગ, 'સાઇકો-ન્યૂરોસિસ' (બા.અ.પાઠક)

**નાડિ(-ડી)-ગતિ-માપક** ન [સં.] નાડીના ધબકારાની ગતિ માપવાનું યંત્ર, 'સ્ટેથોસ્કોપ'

**નાડિ(-ડી)-ગતિ-લેખક** ન. [સં.] જુઓ 'નાડિ-કંપાલેખક.'

**નાડિ(-ડી)-ગતિ-વિજ્ઞાન** ન. [સં.] નાડીની ગતિ જાણવાનું શાસ્ત્ર, 'સ્ફીગ્મોગ્રાફી'

**નાડિ(-ડી)-ગંડ** (-ગણ્ડ) પું. [સં.] નાડીમાં થતો ગૂમડા જેવો રોગ, વાત-ગંડ, 'નર્વ-ગેંગલિયન'

**નાડિ(-ડી)-ચક્ર** ન. [સં.] જુઓ 'નાડિ-કેંદ્ર.' (૨) નાભિમાં રહેલું નાડીઓનું કેંદ્ર, 'નર્વ-પ્લેક્સસ.' (૩) ફલિત જ્યોતિષમાં નક્ષત્ર-ભેદ જણાવનારું રેખાવાળું એક ચક્ર. (જ્યો.)

**નાડિ(-ડી)-ચિકિત્સક** વિ., પું. [સં.] નાડીના ધબકારાથી રોગનું નિદાન કરનાર વૈદ્ય

**નાડિ(-ડી)-ચિકિત્સા** સ્ત્રી. [સં.] નાડીના ધબકારાથી રોગ [જાણવાની ક્રિયા

**નાડિ(-ડી)-છૂટ** વિ., પું. [જુઓ 'નાડી[2]' + 'છૂટવું.'] લા.) કાછડી-છૂટ, વ્યભિચારી, વિષયી, લંપટ, છિનાળવો

**નાડિ(-ડી)-તંતુ** (-તન્તુ) પું. [સં.] નાડીનો રેસો, 'નર્વ-ફાઇબર'

**નાડિ(-ડી)તંતુ-ક્ષય** (-તન્તુ-) પું. [સં.] નાડી અને સ્નાયુઓના તંતુઓનો ઘસારો, 'ન્યૂરોથાઇસિસ'

**નાડિ(-ડી)-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] નાડીઓની વ્યવસ્થા સંબંધી તંત્ર, 'નર્વસ-સિસ્ટમ'

**નાડિ(-ડી)-તૂટેલ** વિ. [સં. + જુઓ 'તૂટવું' + ગુ. 'એલ' બી. ભૂ. કૃ.] (લા.) શક્તિ વગરનું, નિર્બળ

**નાડિ(-ડી)-(૦પ્ર)દાહ** પું. [સં.] જ્ઞાન-તંતુઓ ઉપરના સોજાને કારણે થતી બળતરાનો રોગ, 'ન્યૂરાઇટિસ'

**નાડિ(-ડી)-ધર્મ** પું. [સં.] નાડીઓની ક્રિયાશીલતા, 'ન્યૂરેલિટી'

**નાડિ(-ડી)-પરીક્ષક** વિ., પું. [સં.] જુઓ 'નાડિ-ચિકિત્સક.'

**નાડિ(-ડી)-પરીક્ષણ** ન. **નાડિ(-ડી)-પરીક્ષા** સ્ત્રી. [સં.] જુઓ 'નાડિ–ચિકિત્સા.'

**નાડિ(-ડી)-પોષક** વિ. [સં.] નાડીઓને બળ આપનાર

**નાડિ(-ડી)-પ્રદાહ** જુઓ 'નાડિ-દાહ.'

**નાડિ(-ડી)-પ્રોત્સાહન** ન., [સં.] નાડીમાં ઉત્પન્ન થતો આવેગ, 'નર્વ-ઇમ્પાસ'

**નાડિ(-ડી)-બલ(-ળ)** ન. [સં.] નાડીનો વેગ, 'ન્યુરિસિટી'

**નાડિ(-ડી)-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'નાડિ-તંત્ર.'

**નાડિ(-ડી)-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] કરોડ-રજ્જુ, 'સ્પાઇનલ કૉર્ડ.' (૨) નાડીઓમાં ઘૂસેલી વસ્તુ બહાર કાઢવાનું પ્રાચીન પદ્ધતિનું એક સાધન

**નાડિ(-ડી)-રજ્જુ** ન. [સં., સ્ત્રી.] જુઓ 'નાડિ-યંત્ર(૧).'

**નાડિ(-ડી)-રોગ** પું. [સં.] જ્ઞાન-તંતુ સંબંધી કોઈ પણ વ્યાધિ, 'ન્યૂરોપથી'

**નાડિ(-ડી)-લોપ** પું. [સં.] જુઓ 'નાડિ-ક્ષીણતા.'

**નાડિ(-ડી)-વર્ણન** ન. [સં.] જ્ઞાનતંતુઓ વિશેનું બયાન, 'ન્યૂરોગ્રાફી'

**નાડિ(-ડી)-વલય** ન, [સં.] સમય માપવાનું એક યંત્ર

**નાડિ(-ડી)-વિદ્યા** સ્ત્રી. [સં.] જ્ઞાનતંતુ વિશેનું શાસ્ત્ર, 'ન્યૂરોલૉજી'

**નાડિ(-ડી)-વેગ** પું. [સં.] જુઓ 'નાડિ-બલ.'

**નાડિ(-ડી)-વેદના** સ્ત્રી. [સં.] જ્ઞાન-તંતુને લગતી પીડા, 'ન્યૂરોસિસ'

**નાડિ(-ડી)-વૈદ,-દ્ય** પું. [સં. °वैद्य] નાડી જોઈને રોગ પારખનાર ચિકિત્સક

**નાડિ(-ડી)-વ્યથા** સ્ત્રી. [સં.] જ્ઞાન-તંતુઓમાં પીડા થવાનો રોગ, 'ન્યૂરેલજિયા'

**નાડિ(-ડી)-વ્રણ** પું. [સં.] જુઓ 'નાડિ-ક્ષત.'

**નાડિ(-ડી)વ્રણ-વિદ્યા** સ્ત્રી. [સં.] નાડિ-ક્ષત થવાનાં કારણો

અને એના ઉપચારનું શાસ્ત્ર, 'ન્યૂરોલૉજી'

**નાડિ(-ડી)-શક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'નાડિ-બલ.'

**નાડિ(-ડી)-શામક** વિ. [સં.] જ્ઞાન-તંતુઓને શાંતિ આપનાર, 'નર્વાઇન'

**નાડિ(-ડી)-શુદ્ધિ** સ્ત્રી. [સં.] જ્ઞાન-તંતુઓને સાફ થવા કે રાખવાનું કાર્ય, 'નર્વ-પ્યૉરિફિકેશન' ['ન્યૂરોડીનિયા'

**નાડિ(-ડી)-શૂલ(-ળ)** ન. [સં.] સ્નાયુઓમાં થતી કળતર,

**નાડિ(-ડી)-શોથ** પું. [સં.] જ્ઞાનતંતુઓનો સોજો, સ્નાયુઓનો સોજો, 'ન્યૂરાઇટિસ' [પથરાવું એ, 'ઇનર્વેશન'

**નાડિ(-ડી)-સંવેદન** (-સંવેદન) ન. [સં.] નાડીઓનું શરીરમાં

**નાડી**[1] જુઓ 'નાડિ.' [૦ ન છૂટવી, ૦ ન ખોલવી, ૦ ન હોવી (રૂ.પ્ર.) મૂર્છા આવવી. (૨) મરણ થવું.]

**નાડી**[2] સ્ત્રી. [જુઓ 'નાડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દોરડો, દોરડી, વળ ચડાવેલી જાડી દોરી. [૦ ખેંચવી (-ખેંચવી) (રૂ.પ્ર.) સામાને હલકું ચીતરવું. ૦ ખેંચાવી, (-ખેંચાવી), ૦ તૂટવી (રૂ.પ્ર.) કમાવાની શક્તિ જવી. (૨) પાયમાલ થવું. ૦ ધોઈને પીવા જેવું (રૂ.પ્ર.) પવિત્ર આચરણવાળું. ૦ ધોયે આડાં ભાંગે તેવું (રૂ. પ્ર.) ખૂબ જ ચારિત્ર્ય-વાન. ૦ નેફા વગરનું (રૂ.પ્ર.) નાગું, લુચ્ચું. (૨) વ્યભિચારી

**નાડી-કંપાલેખક** (-કમ્પાલેખક) જુઓ 'નાડિ-કંપાલેખક.'

**નાડી-કીટ** જુઓ 'નાડિ-કીટ.'

**નાડી-કેંદ્ર** (-કેન્દ્ર) જુઓ 'નાડિ-કેંદ્ર.'

**નાડી-કોશ(-ષ)** જુઓ 'નાડિ-કોશ.'

**નાડી-ક્ષત** જુઓ 'નાડિ-ક્ષત.'

**નાડી-ક્ષય** જુઓ 'નાડિ-ક્ષય.'

**નાડી-ક્ષીણતા** જુઓ 'નાડિ-ક્ષીણતા.'

**નાડી-ક્ષોભ** જુઓ 'નાડિ-ક્ષોભ.'

**નાડી-ગતિ-માપક** જુઓ 'નાડિ-ગતિ-માપક.'

**નાડીગતિ-લેખક** જુઓ 'નાડિગતિ-લેખક.'

**નાડીગતિ-વિજ્ઞાન** જુઓ 'નાડિગતિ-વિજ્ઞાન.'

**નાડી-ગંડ** (-ગણ્ડ) જુઓ, 'નાડિ-ગંડ.'

**નાડી-ચક્ર** જુઓ 'નાડિ-ચક્ર.'

**નાડી-ચિકિત્સક** જુઓ 'નાડિ-ચિકિત્સક.'

**નાડિ-ચિકિત્સા** જુઓ 'નાડિ-ચિકિત્સા.'

**નાડી-છૂટ** જુઓ 'નાડિ-છૂટ.'

**નાડી-તંતુ** (-તન્તુ) જુઓ 'નાડિ-તંતુ.'

**નાડીતંતુ-ક્ષય** (-તન્તુ-) જુઓ 'નાડિતંતુ-ક્ષય.'

**નાડિ-તંત્ર** (-તન્ત્ર) જુઓ 'નાડિ-તંત્ર.'

**નાડી-તૂટેલ** જુઓ 'નાડિ-તૂટેલ.'

**નાડી-(૦પ્ર)દાહ** જુઓ 'નાડિ-(૦પ્ર)દાહ.'

**નાડી-ધર્મ** જુઓ 'નાડિ-ધર્મ.'

**નાડી-પરીક્ષક** જુઓ 'નાડિ-પરીક્ષક.'

**નાડી-પરીક્ષણ** જુઓ 'નાડિ-પરીક્ષણ.'

**નાડી-પરીક્ષા** જુઓ 'નાડિ-પરીક્ષા.'

**નાડી-પોષક** જુઓ 'નાડિ-પોષક.'

**નાડી-પ્રદાહ** જુઓ 'નાડિ-(૦પ્ર)દાહ.'

**નાડી-પ્રોત્સાહન** જુઓ 'નાડિ-પ્રોત્સાહન.'

**નાડી-બલ(-ળ)** જુઓ 'નાડિ-બલ.'

**નાડિ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) જુઓ 'નાડિ-મંડલ.'

**નાડી-યંત્ર** (યન્ત્ર) જુઓ 'નાડિ-યંત્ર.'

**નાડી-રજ્જુ** જુઓ 'નાડિ-રજ્જુ.'

**નાડી-રોગ** જુઓ 'નાડિ-રોગ.'

**નાડી-લોપ** જુઓ 'નાડિ-લોપ.'

**નાડી-વર્ણન** જુઓ 'નાડિ-વર્ણન.'

**નાડી-વલય** જુઓ 'નાડિ-વલય.'

**નાડી-વિદ્યા** જુઓ 'નાડિ-વિદ્યા.'

**નાડી-વેગ** જુઓ 'નાડિ-વેગ.'

**નાડી-વેદના** જુઓ 'નાડિ-વેદના'

**નાડી-વૈદ,-દ્ય** જુઓ 'નાડિ-વૈદ,-દ્ય.'

**નાડી-વ્યથા** જુઓ 'નાડિ-વ્યથા.'

**નાડી-વ્રણ** જુઓ 'નાડિ-વ્રણ.'

**નાડીવ્રણ-વિદ્યા** જુઓ 'નાડિવ્રણ-વિદ્યા.'

**નાડી-શક્તિ** જુઓ 'નાડિ-શક્તિ.'

**નાડી-શામક** 'નાડિ-શામક.'

**નાડી-શુદ્ધિ** જુઓ 'નાડિ-શુદ્ધિ.'

**નાડી-શૂલ(-ળ)** જુઓ 'નાડિ-શૂલ.'

**નાડી-શોથ** જુઓ 'નાડિ-શોથ.'

**નાડી-સંવેદન** (-સંવેદન) જુઓ 'નાડિ-સંવેદન.'

**નાડુ** જુઓ 'નાડ.[2]'

**નાડું**[1] ન. [સં. नाडि વિકાસ + ગુ. 'ઉં' ત.પ્ર.] દોરડું. (૨) નાડી (ચણિયા ચોરણી ઇજાર વગેરેની તેમ ભમરડાની પણ). (૩) નાડા-છડી, કુંભા-નાડું. [૦ ડાં બાંધવાં (રૂ.પ્ર.) લગ્ન કરવું. (૨) નાતરું કરવું, ઘરઘવું. ૦ છૂટી જવું (રૂ. પ્ર.) હિંમત હારી જવી. ૦ છોડવું (રૂ.પ્ર.) હારી જવું. (૨) સોબત કે સંબંધ છોડી દેવો. ૦ પકડી રાખવું (રૂ.પ્ર.) જિદ્દ પકડવી, હઠીલા રહેવું. ૦ બાંધી રાખવું (રૂ. પ્ર.) અમુક હદ સુધી આગ્રહ રાખવો. ૦ ભાંગવું (રૂ.પ્ર.) દોરડું વણવું. વહોરાવાળું નાડું (વોંરા-) (રૂ.પ્ર.) હઠ, જિદ્દ]

**નાણ** ન. [સં. ज्ञान > પ્રા. नाण, પ્રા. તત્સમ] જ્ઞાન. (૨) એંધાણ. (૩) (લા.) ઋતુ-સ્રાવ, ઋતુ-દર્શન

**નાણ-બળ** ન. [સં. नारायण-बलि નું લાઘવ] જુઓ 'નારાયણ-બલિ.' [(પદ્યમાં.)

**નાણલું** ન. [જુઓ 'નાણું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] નાણું.

**નાણવું**[1] સ.ક્રિ. [જુઓ 'નાણ,[1]'-ના. ધા.] અનુભવ કરી જાણી લેવું. (૨) પરીક્ષા કરવી, તપાસવું. (૩) આંકવું, અંદાજ કરવો. ન(-ના)ણાવું કર્મણિ., ક્રિ. ન(-ના)ણાવવું પ્રે.,સ.ક્રિ. [ન લાવવું, આણવું નહિ

**નાણવું**[2] સ. ક્રિ. [સં. न + જુઓ 'આણવું' સંધિથી ] ન

**નાણાકીય** વિ. [જુઓ 'નાણું' + સં. क + ईय ત.પ્ર.] નાણાંને લગતું, પૈસાને લગતું, આર્થિક, 'ફાઇનાન્શિયલ'

**નાણા(-ણાં)-ખાતું** ન. [જુઓ 'નાણું' + 'ખાતું.'] રાજ્ય - સત્તાનો આર્થિક વહીવટ કરનાર તંત્ર, 'ફાઇનાન્સ મિનિસ્ટ્રી'

**નાણા(-ણાં)-ચલણ** ન. [જુઓ 'નાણું' + 'ચલણ.'] નાણું વપરાશમાં હોવાની પ્રક્રિયા, નાણાંથી માલ-સામાનની સર્વ પ્રકારની આપ-લે કે વિનિમયનો વ્યવહાર

**નાણા(-ણાં)-ટંકામણ** (-ટઙ્કામણ) ન. [જુઓ 'નાણું' +

'ટંકામણ.'] સિક્કા ટંકાવવાની ક્રિયા, 'પ્રાસેઇજ'
**નાણા(-ણાં)-પેટી** સ્ત્રી. [જુઓ 'નાણું' + 'પેટી.'] સિક્કા રાખવાની મંજૂષા, 'કરન્સી-ચેસ્ટ' ['નાણા-ખાતું.'
**નાણા(-ણાં)-તંત્ર** (-તન્ત્ર) ન. [જુઓ. 'નાણું' + સં.] જુઓ
**નાણા(-ણાં)-પ્રકરણ** ન. [જુઓ 'નાણું' + સં.] નાણાના વિષયની બાબત ['ફાઇનાન્શિયલ'
**નાણાંપ્રકરણી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાણા-પ્રકરણને લગતું,
**નાણા(-ણાં)-બજાર** સ્ત્રી., ન. [જુઓ 'નાણું' + 'બજાર.'] પૈસા-ટકાની લેવડ-દેવડ થતી હોય તેવું બજાર, શરાફ-બજાર
**નાણા(-ણાં)-બલ**(-ળ) ન. [જુઓ 'નાણું' + સં.] પૈસાનું જોર
**નાણા(-ણાં)બળિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] પૈસાના જોર ઉપર કૂદતું [ખજાનો
**નાણા(-ણાં)-ભંડાર** (-ભણ્ડાર)-પું. [જુઓ 'નાણું' + 'ભંડાર.']
**નાણા(-ણાં)-ભંડોળ** (-ભણ્ડોળ) ન. [જુઓ 'નાણું' +'ભંડોળ.'] અનામત મૂડી, 'કેપિટલ'
**નાણા(-ણાં)-ભીડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'નાણું' + 'ભીડ.'] પૈસાની તંગી, વ્યવહારમાં હાથનું બંધાઈ રહેવું એ, 'ફાઇનાન્શિયલ સ્ટ્રિન્જન્સી.' 'શોર્ટેઇજ ઑફ ફન્ડ્સ'
**નાણા(-ણાં)-મંડળી** (-મણ્ડળી) સ્ત્રી [જુઓ 'નાણું' + સં. मण्डली] નાણાંનો વહીવટ કરનારું મંડળ, 'ફાઇનાન્સ સોસાયટી'
**નાણા(-ણાં)-મંત્રી** (-મન્ત્રી) પું. [જુઓ 'નાણું' + સં.] રાજ્ય કે રાષ્ટ્રના નાણાં-ખાતાનો પ્રધાન, 'ફાઇનાન્સ મિનિસ્ટર'
**નાણાવટ** ન. [જુઓ 'નાણું' દ્વારા.] જુઓ 'નાણા-બજાર.'
**નાણાવટી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાણાંની ધીરધાર કરનાર આસામી, શરાફ [ધંધો, 'બૅન્કિંગ'
**નાણાવટું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] શરાફનો ધંધો, ધીર-ધારનો
**નાણા(-ણાં)-વર્ષ** ન. [જુઓ 'નાણું' + સં.] હિસાબી વર્ષ, નાણાકીય વર્ષ, 'ફાઇનાન્શિયલ ઇયર'
**નાણા(-ણાં)-વિભાગ** પું. [જુઓ 'નાણું' + સં.] હિસાબોને લગતું ખાતું, 'ફાઇનાન્સ ડિપાર્ટમેન્ટ' [લગતું, આર્થિક
**નાણા(-ણાં)-વિષયક** વિ. [જુઓ 'નાણું' + સં.] નાણાંને
**નાણાવી** વિ. [જુઓ 'નાણું' + સં. पति > પ્રા. वइ પું.] નાણાવાળું, ધનિક, તવંગર, પૈસાદાર, શાહુકાર
**ના(-ન)ણાવવું, ના(-ન)ણાવું** જુઓ 'નાણવું' માં.
**નાણા(-ણાં)-શાસ્ત્ર** ન. [જુઓ 'નાણું' + સં.] નાણાંને લગતી વિદ્યા, અર્થ-શાસ્ત્ર, 'ફાઇનાન્સ' (વિ.કો.)
**નાણા(-ણાં)-શાસ્ત્રી** વિ., પું. [જુઓ 'નાણું' + સં. शास्त्री પું.] નાણાંને લગતી વિદ્યાનો જ્ઞાતા, અર્થશાસ્ત્રી, 'ઇકૉનૉમિસ્ટ'
**નાણા(-ણાં)-સંકટ** (-સઙ્કટ) ન. [સં.] નાણાકીય કટોકટી, 'ફાઇનાન્શિયલ ક્રાઇસિસ' [પરિસ્થિતિ
**નાણા(-ણાં)-સ્થિતિ** સ્ત્રી. [જુઓ 'નાણું' + સં.] આર્થિક
**નાણાં-ખાતું** જુઓ 'નાણા-ખાતું.'
**નાણાં-ચલણ** જુઓ 'નાણા-ચલણ.'
**નાણાં-ટંકામણ** (-ટઙ્કામણ) જુઓ 'નાણા-ટંકામણ.'
**નાણાં-તંત્ર** (-તન્ત્ર) જુઓ 'નાણા-તંત્ર.'
**નાણાં-પેટી** જુઓ 'નાણા-પેટી.'
**નાણાં-પ્રકરણ** જુઓ 'નાણા-પ્રકરણ.'
**નાણાં-પ્રકરણી** જુઓ 'નાણા-પ્રકરણી.'
**નાણાં-બજાર** જુઓ 'નાણા-બજાર.'
**નાણાં-બલ**(-ળ) જુઓ 'નાણા-બલ.'
**નાણાંબળિયું** જુઓ 'નાણા-બળિયું.'
**નાણાં-ભંડાર** (-ભણ્ડાર) જુઓ 'નાણા-ભંડાર.'
**નાણાં-ભંડોળ** (-ભણ્ડોળ) જુઓ 'નાણા-ભંડોળ.'
**નાણાં-ભીડ** જુઓ 'નાણા-ભીડ.'
**નાણાં-મંડળી** (-મણ્ડળી) જુઓ 'નાણા-મંડળી.'
**નાણાં-મંત્રી** જુઓ 'નાણા-મંત્રી.'
**નાણાં-વર્ષ** જુઓ 'નાણા-વર્ષ.'
**નાણાં-વિભાગ** જુઓ 'નાણા-વિભાગ.'
**નાણાં-વિષયક** જુઓ 'નાણા-વિષયક.'
**નાણાં-શાસ્ત્ર** જુઓ 'નાણા-શાસ્ત્ર.'
**નાણાંશાસ્ત્રી** જુઓ 'નાણા-શાસ્ત્રી.'
**નાણાં-સંકટ** (-સઙ્કટ) જુઓ 'નાણા-સંકટ.'
**નાણાં-સ્થિતિ** જુઓ 'નાણા-સ્થિતિ.'
**નાણું** ન. [સં. नाणक- > પ્રા. नाणअ-] ચીજ વસ્તુની લેવડ-દેવડ માટે ચાલતા સિક્કા, 'કરન્સી.' (૨) ધન, દોલત, ફાઇનાન્સ.' (૩) (લા.) મૂલ્ય, કિંમત
**નાત** (-ત્ય) સ્ત્રી. [સં. ज्ञाति, અર્વા. તદ્ભવ] એક કુળ વાડા કે વર્ગનો લોક-સમૂહ, જ્ઞાતિ, ન્યાત. [૦ કરવી (રૂ. પ્ર.) નાતનું જમણ આપવું]
**નાત-જમણ** (નાત્ય-) ન. [+ જુઓ 'જમણ.'] જ્ઞાતિ-ભોજન, નાત-વરો [સામાન્ય જ્ઞાતિ અને વર્ગ
**નાત-જાત** (નાત્ય-જાત્ય) સ્ત્રી. [+ જુઓ 'જાત.[૨]'.] સર્વ-
**નાત-તેડું** (નાત્ય.) ન. [+ જુઓ 'તેડું.'] સમગ્ર નાતને નિમંત્રણ
**નાત-પટ(-ટે)લાઈ** (નાત્ય-) સ્ત્રી. [+ જુઓ 'પટ(-ટે)લાઈ.'] નાતના મુખીનું કાર્ય કે હોદ્દો [પ્રમુખ
**નાત-પટેલ** (નાત્ય-) પું. [+ જુઓ 'પટેલ.'] નાતનો મુખી કે
**નાત-પટેલાઈ** (નાત્ય-) જુઓ 'નાત-પટલાઈ.'
**નાત-બહાર** (નાત્ય-બા:રચ) વિ., ક્રિ.વિ. [+ જુઓ 'બહાર.[૧]'] જ્ઞાતિ-સમુદાયમાંથી દૂર કરેલું, જ્ઞાતિ-બહિષ્કૃત
**નાત-બંધારણ** (નાત્ય-બન્ધારણ) ન. [+ જુઓ 'બંધારણ.'] જ્ઞાતિનાં ધારા-ધોરણ
**નાત-ભાઈ** (નાત્ય-) પું. [જુઓ 'ભાઈ.'] જ્ઞાતિ-જન, નાતીલો
**નાત-ભોજન** (નાત્ય-) ન. [+ સં.] જ્ઞાતિ-સમુદાયની જમણ-વાર, જ્ઞાતિ-ભોજન, નાત-વરો
**નાત-મેળો** (નાત્ય-) પું. [+ જુઓ 'મેળો.'] જ્ઞાતિ-સમુદાયનું એકઠા થવું એ, જ્ઞાતિ-ભાઈઓની સભા [તર.' (પદ્યમાં.)
**ના-તર** ઉભ. [જુઓ 'ના[૨]' + સં. तर्हि દ્વારા] જુઓ 'નહિ.'
**નાતરશ** વિ. [ફા.] અસભ્ય, અવિવેકી, અવિનયી
**નાતરસ** વિ. [ફા. નાતર્સ્] ઘાતકી, ક્રૂર. (૨) પ્રભુના ડર વિનાનું
**નાતરાળ** (-ળ્ય) વિ., સ્ત્રી. [જુઓ 'નાતરું' + ગુ. 'આળ' ત.પ્ર.] જેણે નાતરું (ઘરઘણું) કર્યું હોય તેવી સ્ત્રી
**નાતરિયો** વિ., પું. [જુઓ 'નાતરિયું.'] કન્યાની લેવડ-દેવડ થઈ શકે તેવો જ્ઞાતિ-બંધુ, નાતીલો
**નાતરિયું** વિ. [જુઓ 'નાતરું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પુનર્લગ્ન સમયે વિધવા કે છંડાયેલી સ્ત્રીની સાથે આવેલું, આંગળિયું. (૨) નાતરું કરવાની છૂટવાળું. (૩) ભિન્ન ગોત્ર કે પિતૃ-

કુળનું, ચોખ્ખું જ્ઞાતિજન, નાતીલું. [૦ કાપડું (રૂ. પ્ર.) એક બાય રેશમી અને બીજી સુતરાઉ હોય તેવું કાપડું]

**નાતરું** ન. [જુઓ 'નાત' દ્વારા.] વિધવા કે છંડાયેલી સ્ત્રી સાથેનું પુનર્લગ્ન. (૨) ઉંમર-લાયક કન્યા કે પુનર્લગ્ન કરવા ચાહતી વિધવા યા છંડાયેલી સ્ત્રી. [૦ કરવું (રૂ.પ્ર.) પુનર્લગ્ન કરવું. **-રે જવું** (રૂ. પ્ર.) સ્ત્રીએ પુનર્લગ્નથી પતિને ત્યાં જવું. (૨) જીવતા ધણીને છોડી બીજાને ઘરથી જવું. (૩) નરકમાં જવું. **-રે દેવી** (રૂ. પ્ર.) સ્ત્રીને પુનર્લગ્ન કરાવવું. **-રે લાવવું** (રૂ. પ્ર.) છંડાયેલીને પુનર્લગ્નથી લઈ આવવી]

**નાતલ-પોતલ** (નાઃતલ્ય-પોતલ્ય) વિ., સ્ત્રી. [જુઓ 'નાતું-ધોતું-' + બી. ભૂ. કૃ. નો 'એલ' પ્ર.] સ્ત્રીધર્મમાં આવી ગયેલી સ્ત્રી, નાતી-ધોતી [નાત-જમણ

**નાત-વરો** (નાત્ય-) પું. [જુઓ 'નાત' + 'વરો.'] જ્ઞાતિ-ભોજન,

**નાત-વાન**[1] (નાત્ય-) વિ. [જુઓ 'નાત' + સં. °વાન્ પું., ત.પ્ર.] ખાનદાન, કુલીન, ઉત્તમ જ્ઞાતિનું

**નાતવાન**[2] વિ. [ફા.] અશક્ત, કમજોર, નબળું. (૨) બીમાર. (૩) લાચાર, નિરાધાર

**નાતવાની** સ્ત્રી. [ફા.] અશક્તિ, નબળાઈ, કમજોરી. (૨) બીમારી. (૩) લાચારી, નિરાધાર-તા

**નાતા-દાર** વિ. [જુઓ 'નાતો + ફા. પ્રત્યય.] નાતો રાખનારું. (૨) શાખવાળું, આબરૂદાર

**નાતા-રીત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'નાત' + 'રીત.'] જ્ઞાતિનો રિવાજ, જ્ઞાતિનું બાંધેલું ધોરણ. [૦ કરવી (રૂ.પ્ર.) જ્ઞાતિના બંધારણ પ્રમાણે લગ્નાદિ પ્રસંગે લેવડ-દેવડ કરવી]

**નાતાલ** સ્ત્રી. [પોર્ચું.] ઈસુ ખ્રિસ્તની જન્મ-જયંતીના ઉપલક્ષમાં ડિસેમ્બર ૨૫ થી ૩૧ મી તારીખ સુધીના તહેવારના દિવસ, 'ક્રિસ્ટમસ,' (સંજ્ઞા.) [માનનો અભાવ

**નાતિમાનિ-તા** સ્ત્રી. [સં. न + अति-मानि-ता] પ્રબળ અભિ-

**નાતી-ધોતી** (નાઃતી-ધોતી) વિ., સ્ત્રી. જુઓ 'નાહતી-ધોતી.

**નાતીલું** વિ. [જુઓ 'નાત' + ગુ. 'ઈલું' ત.પ્ર.] પોતાની નાતનું

**નાતો** પું. [જુઓ 'નાત' + ગુ. 'ઓ' ત.પ્ર.] (લા.) સંબંધ. (૨) સ્નેહ, મેળ. (૩) વહેવાર

**નાતો-ઘરોબો** પું. [+ જુઓ 'ઘરોબો.'], **નાતો-મહોબત** (-મોઃબત) સ્ત્રી. [+ જુઓ 'મહોબત.'] ઘરનાં માણસોની સાથે સંબંધ હોય તેવો વહેવાર

**નાથ**[1] પું. [સં.] સ્વામી, પતિ, ધણી. (૨) માલિક. (૩) દશનામી, ગોસાંઈ સંન્યાસી તેમજ અતીત બાવાની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૪) ગોરખનાથના સંપ્રદાયનો સાધુ (આ પંથના સાધુ કાનફટા હોય છે.)

**નાથ**[2] (નાથ્ય) સ્ત્રી. [દે. પ્રા. णत्था] બળદ પાડા વગેરેને નાકમાં કાણું પાડી નાખવામાં આવતી દોરડી

**નાથજી** પું., બ. વ. [+ જુઓ 'જી.'] ગોરખનાથના પંથના ધર્મસ્થાનનો મહંત

**નાથણું** ન. [જુઓ 'નાથવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ પ્ર.] બળદ-પાડા-ઊંટનાં નાક વીંધવાનું અણીદાર લાકડું. (૨) ચિચોડાના માદ ઉપર નાખવાનો ફાચર જેવા આકારનો લાકડાનો ટુકડો. (૩) ખાંભી ઊભી કરી એના ઉપર મુકાતો પથ્થર. (૪) ત્રાજવાની દાંડીના બેઉ છેડે કાણાંમાં પરોવેલી દોરી

**નાથ-તા** સ્ત્રી., -ત્વ ન. સં.] નાથપણું, સ્વામિત્વ, ધણીપદું

**નાથ-દ્વાર, -રા** ન. [સં. नाथ-द्वार] મથુરા પ્રદેશમાં ગિરિ-ગોવર્ધન ઉપરનું શ્રીગોવર્ધન-ધરણ શ્રીનાથજી (શ્રીકૃષ્ણ)ના મંદિરનું સ્થાન. (૨) શ્રીનાથજી ત્યાંથી ઉદેપુર-મેવાડના સિંહાડ ગામમાં પધારતાં ત્યાં વસેલું ગામ, વૈષ્ણવોનું મુખ્ય તીર્થધામ અને વલ્લભ સંપ્રદાયની પ્રધાનગાદીનું સ્થાન. (સંજ્ઞા.)

**નાથ-ધર્મ** પું. [સં.], **નાથ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ'] જુઓ 'નાથ-સંપ્રદાય.' [અનુયાયી

**નાથપંથી** (-પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાથ-સંપ્રદાયનું

**નાથ-બાવો** પું. [+ જુઓ 'બાવો.'] નાથ-સંપ્રદાયનો સાધુ. (૨) એ સંપ્રદાયની પ્રણાલીમાં ઊતરી આવેલો ધંધે ગારુડી બાવો.

**નાથ-વિયોગ** પું. [સં.] પતિ-વિરહ

**નાથવું** સ.ક્રિ. [જુઓ 'નાથ.[2]'-ના.ધા.] બળદ-પાડા-ઊંટને નાકમાં કાણું પાડી દોરડી પરોવવી. (૨) (લા.) તાબામાં લેવું. (૩) પલોટવું. **નથાવું** કર્મણિ., ક્રિ, **નથાવવું** પ્રે., સ. ક્રિ.

**નાથ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] ઈ.સ. ૧૦૦૦ આસપાસ થયા મનાતા ગોરખનાથ નામના કાનફટા સંતે સ્થાપેલો પંથ. (સંજ્ઞા.)

**નાથી** વિ., સ્ત્રી. [જુઓ 'નાથો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] છોકરાં મરી જતાં હોય ત્યારે જન્મેલી ખોટની જીવી ગયેલી છોકરી (જેનું નાક બચપણમાં જ વીંધ્યું હોય છે.)

**નાથો** પું. [જુઓ 'નાથવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] છોકરા મરી જતાં જન્મેલો અને ખોટનો બચી ગયેલો છોકરો (જેનું બચપણમાં નાક વીંધવામાં આવ્યું હોય છે.)

**નાદ** પું. [સં.] અવાજ, ધ્વનિ, ઘોષ, સ્વર, 'સાઉન્ડ.' (૨) ઉચ્ચારણનો એક પ્રયત્ન. (-વ્યા.) (૩) સંગીત-ધ્વનિ, 'ઇન્ટોનેશન.' [૦ ઊતરવો (રૂ.પ્ર.) ગર્વ ઊતરી જવો, તોર ચાલ્યો જવો. **૦માં પડવું, ૦ લાગવો** (રૂ. પ્ર.) લે લાગવી, ધૂન લાગવી **-દે ચડવું** (રૂ.પ્ર.) લત પડવી]

**નાદ-બિંદુ** (-બિન્દુ) [સં., પું.] નાદનું અનુસંધાન કરવાનું કેંદ્ર (યોગ.) [આધાર-સ્થાન

**નાદ-બ્રહ્મ** ન, [સં.] નાદ-રૂપી પરમ તત્ત્વ, નાદનું સૂક્ષ્મ

**નાદ-માધુર્ય** ન. [સં.] અવાજની મધુર-તા, સ્વરની મીઠાશ

**નાદ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] તાવડી-વાજું, 'ગ્રામોફોન' (ન.ભો.)

**નાદર** વિ. [અર. નાદિર્] ઉત્તમ, શ્રેષ્ઠ

**નાદ-લહરી** સ્ત્રી. [સં.] અવાજનું મોજું, ધ્વનિનો તરંગ

**નાદ-શાસ્ત્ર** ન. [સં.] નાદ વિશે સૂક્ષ્મ વિચાર આપનારી વિદ્યા, ધ્વનિ-શાસ્ત્ર, 'એકાઉસ્ટિક્સ' (મ.ન.)

**નાદશાસ્ત્રી** વિ., પું. [સં., પું.] નાદ-શાસ્ત્રનો જ્ઞાતા

**નાદાત્મક** વિ. [સં. नाद + आत्मन् - क] નાદ-રૂપ, અવાજના રૂપમાં રહેલું [(૩) તુચ્છ સ્વભાવનું

**નાદાન** વિ. [ફા.] અણ-સમજુ, અ-વિચારી. (૨) મૂર્ખ, બેવકૂફ.

**નાદાનિયત** સ્ત્રી. [+ અર. 'ઇય્યત્' ત. પ્ર.], **નાદાની** સ્ત્રી. [ફા.] અણ-સમજ, છોકરવાદીપણું. (૨) મૂર્ખાઈ, બેવકૂફી. (૩) માનસિક તુચ્છ-તા

**નાદાનુસંધાન** (-સન્ધાન) ન. [સં. नाद + अनु-संधान] નાદ સાથે એકતાન થઈ જવું એ. (યોગ.)

**નાદાર** વિ. [ફા.] વેપાર-રોજગાર પડી ભાંગતાં બેકાર થઈ ગયેલું, દેવાળિયું, 'ઇન્સૉલ્વન્ટ'

**નાદારી** સ્ત્રી. [ફા.] દેવાળું કાઢવું એ, 'ઇન્સૉલ્વન્સી,' 'બૅન્ક્રપ્ટ્સી.' [૦ **નોંધાવવી** (-નોંધા-) (રૂ.પ્ર.) દેવાળું જાહેર કરવું]

**નાદિત** વિ. [સં.] અવાજથી ભરેલું, અવાજવાળું

**નાદિની** સ્ત્રી. [સં.] મંદ્ર-સ્થાનની ૨૨ શ્રુતિઓમાંની ૧૯ મી આવૃત્તિ. (સંગીત.)

**નાદિરશાહી** વિ. [નાદિરશાહ' નામનો ઈરાનનો એક બાદશાહ કે જેણે હિંદ પર ઈ.સ. ૧૭૩૮ માં ચડાઈ કરી હતી; ફા.] નાદિરશાહના જેવો જુલ્મ કરનારું, બહુ ઉગ્ર અને કઠોર. (૨) સ્ત્રી. નાદિરશાહના જેવો ભારે જુલમ, પ્રબળ અત્યાચાર. (૩) (લા.) આપખુદ રાજ્ય-કારોબાર, સરમુખત્યારશાહી

**નાદિરી** સ્ત્રી. [ફા.] મોગલાઈના જમાનામાં કિનારી ઉપર કારીગરીવાળી બંડી પહેરવામાં આવતી હતી તેવી બંડી કે કબજો

[વાળે તે, દેવાળિયું

**ના-દિહંદ** (-દિહન્દ) વિ. [ફા. ના-દિહન્દહ્] લેણું પાછું ન

**નાદિહંદી** (-દિહન્દી) સ્ત્રી. [ફા.] દેવાળિયાપણું

**નાદી** વિ. [સં., પું.] નાદને લગતું, નાદનું, નાદવાળું. (૨) તોરવાળું, તોરી, ધૂની. (૩) ગર્વીલું

**ના-દુરસ્ત** વિ. [ફા. ના-દુરુસ્ત્] માંદું, બીમાર

**નાદુરસ્તી** સ્ત્રી. [ફા. ના-દુરુસ્તી] માંદગી, બીમારી, અનારોગ્ય, અસ્વસ્થ-તા

**નાદોત્પત્તિ** સ્ત્રી. [સં. नाद + उत्पत्ति] અવાજનું ઉત્પન્ન થવું એ, ગળામાંથી સૂર બહાર નીકળવો એ

**નાદોર્મિ-દર્શક** ન. [સં. नाद + ऊर्मि-दर्शक] અવાજનાં મોજાં જોવાનું યંત્ર, 'એપિડૉસ્કૉપ'

**નાધડિયું, નાધડું** વિ. [જુઓ 'નાનું' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. એમાંના મહાપ્રાણિત સ્વરોચ્ચારણ પ્રમાણે જૂ. ગુ. 'નાનડું' > 'નાધડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનું (પદ્યમાં.)

**નાધવું** સ.ક્રિ. આરંભ કરવો. (૨) જોડવું, બાંધવું. (૩) ગૂંથવું, સામેલ કરવું. **નધાવું** કર્મણિ.,ક્રિ. **નધાવવું** પ્રે.,સ.ક્રિ.

**નાધા** સ્ત્રી. જળાશયમાંથી પાણી ખેંચી લાવી ખેતરમાં જ્યાં ધોરિયા વાટે લઈ જવામાં આવતું હોય તે સ્થાન

**નાન**[1] (નાઃન્ય) સ્ત્રી. [જુઓ 'નાનું' દ્વારા.] કુટુંબમાં મોટી ઉંમરનાં માણસોનો અભાવ. (૨) (લા.) કમીપણું, ઓછપ, ઊણપ

**નાન**[2] ન. [સં. स्नान, અર્વા. તદ્ભવ] પારસીઓમાં લગ્નને દિવસે સવારે કે સાંઝે કરાવવામાં આવતું કન્યાને સ્નાન. (૨) સુવાવડમાં ઊઠતાં ચાલુ સ્નાન કર્યા પછી કરવામાં આવતું સ્નાન. (પારસી).

**નાન**[3] ન. [ફા.] પાઉંના પ્રકારનો રોટલો

**નાનક** પું. શીખ સંપ્રદાયના આદ્ય પ્રવર્તક સંત. (સંજ્ઞા.)

**નાનક-પંથ** (-પન્થ) પું. [જુઓ 'નાનક' + 'પંથ.'] ગુરુ ગોવિંદસિંહે આજના શીખ સંપ્રદાયને રૂપ આપ્યું તે પહેલાંનો આદિ ગુરુ નાનકે સ્થાપેલો સંપ્રદાય (આ 'શીખ-સંપ્રદાય'થી સ્વતંત્ર રીતે હજુ પણ ચાલુ છે.) (સંજ્ઞા.)

**નાનકપંથી** (-પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નાનકપંથનું અનુયાયી

[નાનકે સ્થાપેલ સંપ્રદાયને લગતું

**નાનક-શાઈ,-હી** વિ. [જુઓ 'નાનક' + 'શાહ'+ફા.'ઈ' પ્ર.]

**નાનકી** (નાઃનકી) વિ., સ્ત્રી. [જુઓ 'નાનકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) કૂઢી ભેંસ

**નાનકીન** ન. [અં.] એક પ્રકારનું સુતરાઉ કાપડ

**નાનકું** (નાઃનકું) ન. [જુઓ 'નાનું' + ગુ. 'ક' ત. પ્ર.] ખૂબ નાનું, નાનકડું, નાનકૂડું. (૨) ન. માતાના પિતાનું ઘર, મોસાળ

**નાનકૂડું** (નાઃનકૂડું) જુઓ 'નાનકું'–'નાનકડું.'

**નાન-ખટા(-તા)ઈ** સ્ત્રી. [ફા. નાન-ખતાઈ] એક જાતની મીઠાઈ

**નાનડિયું** (નાઃનડિયું), **નાનડું** (નાઃનડું) જુઓ 'નાનું' + ગુ. વિ. 'ડ' સ્વાર્થે ત. પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નાની ઉંમરનું, નાધડિયું

[નામોશી, હલકાઈ

**નાનત** સ્ત્રી. [જુઓ 'લયાનત.'] ધિક્કાર, ફિટકાર. (૨)

**નાનપ** (નાઃનપ્ય) સ્ત્રી. [જુઓ 'નાનું' + ગુ. 'પ' ત. પ્ર] નાનાપણું. (૨) (લા.) ગૌણ-તા, લઘુ-તા. (૩) લાંછન, ખોટ, કલંક, ખામી

**નાનપણ** (નાઃનપણ) ન. [જુઓ 'નાનું' + ગુ. 'પણ' ત.પ્ર.] નાની ઉંમર હોવી એ, બચપણ, બાલ્યાવસ્થા, બાલ્ય-કાળ

**નાન-પર્વેશી** સ્ત્રી. યુદ્ધના કામમાં રોકાયેલા પુરુષોની સ્ત્રીઓને બાંધી આપવામાં આવેલી રકમ

**નાનપલું** વિ. [જુઓ 'નાનપ' + ગુ. 'લું' ત. પ્ર.] જુઓ 'નાનકડું.'

[વેચનારો

**નાનબાઈ** પું. [જુઓ 'નાન[3]' દ્વારા.] નાન રોટી વગેરે

**નાનમ** (નાઃનમ્ય) સ્ત્રી. [જુઓ 'નાનું' દ્વારા.] જુઓ 'નાનપ.'

**નાનમ-મોટપ** (નાઃનમ્ય-મોઃટપ્ય) સ્ત્રી. [+ જુઓ 'મોટપ.'], **નાન-મોટાઈ** (નાઃન-મોઃટાઇ) સ્ત્રી. [જુઓ 'નાનું[1]' + મોટાઈ.'] નાનાપણું અને મોટાપણું

**નાનરોધની** સ્ત્રી. ઘી ચોપડેલું હોય તેવી રોટલી

**નાનલ** (નાઃનલ), **-લું** વિ. [જુઓ 'નાનું' + ગુ. 'લ' '-લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નાનડિયું.'

**નાન-વડાઈ** (નાનઃ-વડાઇ) સ્ત્રી. [જુઓ 'નાનું[1]' + 'વડાઈ.]' જુઓ 'નાનપ-મોટપ'-'નાન-મોટાઈ.'

**નાના** વિ. [સં.] અનેક, વિવિધ, તરેહ તરેહનું

**નાનાઈ** (નાઃનાઇ) સ્ત્રી. [જુઓ 'નાનું' + ગુ. 'આઈ' ત. પ્ર.] જુઓ 'નાનપ.'

**નાના-જાતીય** વિ. [સં.] અનેક પ્રકારનું, જાતજાતનું

**નાનાણું** (નાઃનાણું) ન. [જુઓ 'નાનો' + ગુ. 'આણું' સ્થળવાચક ત.પ્ર.) માતાના પિતાનું ઘર, મોસાળ, નાનકું

**નાનાત્મ-વાદ** પું. [સં. नाना+आत्मन्+वाद, પું.] આત્મા-જીવાત્મા અનેક પ્રકારના છે એવા પ્રકારનો મત-સિદ્ધાંત, સાંખ્યવાદ

[નારું, સાંખ્યવાદી

**નાનાત્મવાદી** વિ. [વ + સં. वादी પું.] નાનાત્મ-વાદમાં માન-

**નાના-ત્વ** ન. [સં.] અનેક હોવાપણું. (૨) વિવિધ-તા; વૈવિધ્ય. (૩) ભેદ-ભાવ, જુદાજુદાપણું

**નાનાપદાર્થ-સત્તાવાદ** પું. [સં.] મૂલમાં એક કરતાં વધુ તત્ત્વ હોવાનો સિદ્ધાંત, નાનાર્થ-વાદ બહુત્વ-વાદ, 'પ્લ્યુરાલિઝમ'

**નાના-પ્રકાર** પું. [સં.], **નાના-ભાત** (-ત્ય) સ્ત્રી. [સં. नाना + જુઓ 'ભાત.[2]'] અનેક અને વિવિધ ભાત અને રીત, 'વેરાઇટી' [વિધ, ભાતીગળ

**નાનાભાતી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નાના પ્રકારનું, અનેક-

**નાના-મત** પું., બ.વ. [સં., ન.] અનેક પ્રકારના ભિન્ન ભિન્ન મત-સિદ્ધાંત. (૨) વિ. અનેક પ્રકારના ભિન્ન ભિન્ન મત-સિદ્ધાંતવાળું

**નાના-રૂપ** વિ. [સં.] વિવિધ આકારનું, બહુરૂપી

**નાનારૂપ-તા** સ્ત્રી. [સં.] વિવિધ આકાર હોવાપણું બહુરૂપ-તા

**નાનાર્થ,૦ક** વિ. [સં. नाना + अर्थ, ०क] અનેક અર્થ(માઇના-મતલબ)વાળું. (૨) વિવિધ પ્રયોજન(હેતુ, કારણ)વાળું

**નાનાર્થ-વાદ** પું. [સં.] અનેક પ્રકારની સૃષ્ટિ છે એવો મત-સિદ્ધાંત, દરેક પ્રાણી અને માનવ પોતાના મનમાં પોતાની સૃષ્ટિ રચે છે તેથી સૃષ્ટિ અનેક છે એવો મત-સિદ્ધાંત, 'પ્લ્યુરાલિઝમ' ['પ્લ્યુરાલિસ્ટિક' (હી. વ.)

**નાનાર્થવાદી** વિ. [સં., પું.] નાનાર્થ-વાદમાં માનનાર,

**નાના-વર્ણ** પું., બ.વ. [સં.] અનેક પ્રકારના રંગ. (૨) અનેક પ્રકારના અક્ષર. (૩) અનેક પ્રકારની કોમો. (૪) વિ. અનેક પ્રકારના રંગનું, રંગ-બે-રંગી [તરેહનું

**નાના-વિધ** વિ. [સં.] અનેક પ્રકારનું, ભાતભાતનું, તરેહ-

**નાનિયાળ** (ના:નિયાળ) ન. [જુઓ 'નાનો' + ગુ. 'ઇયું' + 'આળ' ત.પ્ર.] જુઓ 'નાનાણું.'

**નાની** (ના:ની) વિ., સ્ત્રી. [જુઓ 'નાનો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] માતાની માતા, નાના દાદાની પત્ની, માતામહી, આજી. [૦નું ઘર (રૂ.પ્ર.) આરામ લેવાનું સ્થાન. (કટાક્ષમાં.)]

**નાની-મિશ** (ના:ની) વિ., પું. [જુઓ 'નાનું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + અં.] (લા.) ચોખાની એક અગાઉની જાત

**નાની-વાડી** (ના:ની-) સ્ત્રી. [જુઓ 'નાનું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય + 'વાડી.'] (લા.) મોટા પંથમાં હરિજનોની સંજ્ઞા. (સંજ્ઞા.)

**નાનું** (ના:નું) વિ. [સં. श्लक्ष्णक > પ્રા. लन्हअ- > જૂ. ગુ. 'નાહાન' – સર૦ મરા. लहान.] (૨) માપમાં ઓછું, ટૂંકું, 'શોર્ટ.' (૩) ઉંમરમાં ઓછું, 'યંગ.' (૪) કક્ષામાં ઓછું, ઊતરતું, ગૌણ, 'માઇનોર.' [-ના બાપનું (રૂ.પ્ર.) હલકા કુળનું. ૦છાંગ (રૂ.પ્ર.) નાની ઉંમરનું. -ને મોંએ (-મોં:યે) (રૂ.પ્ર.) નાની ઉંમરે. (૨) અઘટિત રીતે] [નાનું, નાનકડું

**નાનું-ક** (ના:નુક) વિ. [+ ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] તદ્દન

**નાનું-છાપું** (ના:નું-) ન. બળદની નાથ

**નાનું-શીક** (ના:નું-) વિ. [+ જુઓ 'સરીખડું'માંથી 'સરીખ' દ્વારા.] કદ અથવા ઉંમરમાં કાંઈક સરખું

**નાનું-શીકડું** (ના:નું-) વિ. [+ જુઓ 'સરીખડું'નું લાઘવ.], **નાનું-શું** (ના:નું-) વિ. [+ જુઓ 'શું.[2]'] નાના જેવું લાગતું

**નાનું-સૂનું** (ના:નું-) વિ. [+ જુઓ 'સૂનું.'] ઉપેક્ષા કરી શકાય તેવું, સાધારણ, નજીવું, જેવુંતેવું

**નાનેડું** ન. સર્પના આકારનું એક જાતનું ઝેરી પ્રાણી

**નાનેરું** (ના:નેરું) વિ. [જુઓ 'નાનું' + ગુ. 'એરું' તુલ., ત. પ્ર.] વધુ નાનું, સરખામણીમાં નાનું

**નાનેહ** ન. એ નામનું સુગંધી ફૂલોવાળું એક ઝાડ

**નાનો** (ના:નો) વિ., પું. [જુઓ 'નાનું', 'નાનો દાદો'નું લાઘવ.] માતાનો પિતા, નાનો દાદો, આજો, માતામહ

**નાનો-ઓ** (ના:નો-) પું. [જુઓ 'નાનું' દ્વારા.] જુવાનિયાઓનો સમુદાય [નપુંસક (લિંગ). (વ્યા.)

**ના-પતર** વિ. [સં. न + अन्य-तर] નહિ નર કે નહિ નારી તેવું,

**નાપતું** વિ. [સં. न + आप्त, અર્વા. તદ્ભવ 'નાપત' + ગુ. 'ઉં' ત. પ્ર.] (લા.) લાગુ નથી પડતું તેવું, બંધ બેસે નહિ તેવું

**નાપલું** વિ. [જુઓ 'ના[2]' દ્વારા.] ના પાડવાના સ્વભાવવાળું, ના પાડ્યા કરનારું [આપવું, ન દેવું. (પદ્યમાં.)

**નાપવું** સં. ક્રિ. [સં. न + જુઓ 'આપવું,' સંધિથી.] ન

**ના-પસંદ** (-પસન્દ) વિ. [ફા.] મનને ગમે નહિ તેવું, પસંદ ન પડે તેવું, અણ-ગમતું. (૨) સામાન્ય

**નાપસંદગી** (-પસન્દગી), **નાપસંદી** (-પસન્દી) સ્ત્રી. [ફા.] અપ્રિય-તા, અ-રુચિ, અ-ભાવો, અણ-ગમો (૨) અમાન્ય-તા

**ના-પાક** વિ. ફા.] પાક=પવિત્ર નથી તેવું, અ-પવિત્ર, અ-શુદ્ધ, અ-શુચિ. (૨) (લા.) દુષ્ટ, પાપી. [૦ નજર (રૂ.પ્ર.) બૂરી નજર, ખરાબ ઇરાદો] [(લા.) દુષ્ટ-તા, બદમાશી

**નાપાકી** સ્ત્રી. [ફા.] અપવિત્ર-તા, અ-શુદ્ધિ, અશુચિ-તા, (૨)

**ના-પાય(-યા,-યે)-દાર** વિ. [જુઓ 'ના[2]' + 'પાયો' + ફા. પ્રત્યય.] (લા.) પાયા વિનાનું, અધ્ધરિયું, મૂળ-માથા વિનાનું, બિન-પાયાદાર, 'બેઇઝલેસ' [પરિસ્થિતિ

**નાપાય(-યા,-યે)દારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાપાયાદાર

**ના-પાસ** વિ. [જુઓ 'ના[2]' + અં.] જુઓ 'ન-પાસ.'

**નાપાસિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નપાસિયું.'

**નાપિક,-ત** પું. [સં. नापित] જુઓ 'નાઈ.'

**નાપુડું** વિ. [જુઓ 'ના[2]' દ્વારા.] જુઓ 'નાપલું.'

**ના-પુરવાર** વિ. [જુઓ 'ના[2]' + 'પુરવાર.'] પુરવાર ન થયેલું, સાબિત ન થયેલું

**ના-ફરમાન** વિ. [ફા.] ફરમાનનો ભંગ કરનારું, આજ્ઞા પ્રમાણે ન કરનારું, હુકમનો અનાદર કરનારું

**નાફરમાની** સ્ત્રી. [ફા.] હુકમનો અનાદર, આજ્ઞા-ભંગ, અવ-જ્ઞા, 'ઇન-સબૉર્ડિનેશન'

**ના-ફેર-વાદ** પું. [જુઓ 'ના[2]' + 'ફેરવવું' + સં.] વારંવાર ફેરફાર ન થવો જોઇયે એવો મત-સિદ્ધાંત

**નાફેરવાદી** વિ. [સં. °वादी, પું.] નાફેર-વાદમાં માનનારું

**નાબર[1]** પું. નવો દીક્ષા પામેલો પારસીઓનો ધર્મગુરુ. (પારસી.)

**નાબર[2]** વિ. ઇચ્છા રહી નથી તેવું, ભાંગી ગયેલા દિલવાળું

**ના-બાલિગ** વિ. [ફા.] કાયદા પ્રમાણે ઉંમરે ન પહોંચેલું, સગીર

**નાબાલિગી** સ્ત્રી. [ફા.] સગીર ઉંમર, સગીરાવસ્થા

**નાબૂદ** વિ. [ફા.] હસ્તી જ ન રહે તેવું થયેલું, ઉચ્છિન્ન, ખેદાન-મેદાન, સમૂળું નાશ પામેલું, 'એબૉલિશ્ડ'

**નાબૂદી** સ્ત્રી. [ફા.] ઉચ્છિન્ન-તા, ઉચ્છેદ, તદ્દન નાશ, સમૂળો નાશ, 'રિપીલિંગ,' 'એબ્રોગેશન,' 'ઇરેડિકેશન'

**નાભાગ** પું. [સં.] પૌરાણિક વંશાવળી પ્રમાણે ઇક્ષ્વાકુ-વંશના યયાતિ રાજાનો પુત્ર. (સંજ્ઞા.)

**નાભારત** (-ત્ય) સ્ત્રી. [સં. नाभि દ્વારા.] ઘોડાની ડૂંટી નીચે આવેલી ભમરી (એ ખોડ મનાય છે.)

**નાભિ[1]** પું. [સં.] પૌરાણિક વંશાવળી પ્રમાણે અગ્નીધ્રરાજા-

નો પુત્ર અને ઋષભદેવનો પિતા. (સંજ્ઞા.)
**નાભિ²(-ભી)** સ્ત્રી. [સં.] દૂંટી. (૨) મધ્ય-ભાગ. (૩) પૈડાની નાભ. (૪) મૂલ તત્ત્વ, 'ન્યુક્લિયસ' (ભૌ. સુથાર)
**નાભિ(-ભી)-કમલ(-ળ)** ન. [સં.] જુઓ 'નાભિ-પદ્મ.'
**નાભિ(-ભી)-ચક્ર** ન. [સં.] દૂંટીનું કેંદ્ર-સ્થાન. (૨) (લા.) કોઈ પણ કેંદ્ર-સ્થાન
**નાભિ-ચ્છંદ** (-ચ્છ-દ) પું. [સં.] મધ્ય-ભાગની છત, 'કૅાન્સેન્ટ્રિક સીલિંગ' (મ.ઢાં.)
**નાભિ(-ભી)-જીવા** સ્ત્રી. [સં.] જુઓ 'નાભિ-શિરા.'
**નાભિ(-ભી)-(૰પ્ર)દેશ** પું. [સં.] દૂંટી આસપાસનો ભાગ
**નાભિ(-ભી)-નાલ(-ળ)** ન., (-લ્ય, -ળ્ય) સ્ત્રી. [સં. नाभि-(-भी)-नाल ન.] જન્મતાં બાળકની દૂંટીએ વળગેલો નાયડો
**નાભિ(-ભી)-પદ્મ** ન. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વિષ્ણુની દૂંટીમાંથી ઊગેલું પદ્મ
**નાભિ(-ભી)-પ્રદેશ** જુઓ 'નાભિ-દેશ.'
**નાભિ(-ભી)-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'નાભિ-ચક્ર(૧).'
**નાભિ(-ભી)-મૂલ(-ળ)** ન. [સં.] દૂંટીનું મૂળિયું
**નાભિ(-ભી)-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] પારામાં ગંધકનું જારણ કરવા વપરાતું એક યંત્ર. (વૈદક.)
**નાભિ(-ભી)-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] દૂંટી ફૂલવાનો રોગ
**નાભિ(-ભી)-શિરા** સ્ત્રી. [સં.] દૂંટી સુધી આવતી નસ
**નાભેય** પુ. [સં.] નાભિ રાજાના પુત્ર-ઋષભદેવ. (સંજ્ઞા.)
**નાભ્યંતર¹** (નાભ્ય-તર) ન. [સં. नाभि(-भी) + अन्तर] કાચ અથવા અરીસાના પ્રકાશ-કેંદ્રથી જ્યાં પ્રકાશનાં કિરણ મળતાં હોય તે બિંદુ સુધીનું અંતર, 'ફોકલ લેંગ્થ'
**નાભ્યંતર²** (નાભ્યંતર) ન. [સં. नाभि(-भी) + अन्तर् અવ્યય.] દૂંટીની અંદરનો ભાગ
**નામ¹** અવ્યય. [સં.] એટલે કે, અર્થાત્ (ગુ. માં રૂઢ' નથી. સં. ગ્રંથોના અનુવાદોમાં 'બ્રહ્મ નામ વેદ' જેવો ઉપયોગ.)
**નામ²** ન. [સં.] સંજ્ઞા, ઓળખ, અભિધાન, 'નેઇમ.' (૨) સંજ્ઞાવાચક કોઈ પણ શબ્દ, 'નાઉન.' (વ્યા.) (૩) ખ્યાતિ, પ્રતિષ્ઠા, કીર્તિ, આબરૂ. (૪) ક્રિ.વિ. જરાય, લેશ પણ. [૰ **આપવું** (રૂ.પ્ર.) કિંમત નક્કી કરવી. (૨) ઉલ્લેખ કરવો. ૰ **ઉછાળવું** (રૂ.પ્ર.) કલંક ચડાવવું. ૰ **ઊછળવું** (રૂ.પ્ર.) આબરૂ જવી. ૰ **કમાવું**, ૰ **કરવું**, ૰ **કાઢવું** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા મેળવવી. ૰ **કે નિશાન** (રૂ.પ્ર.) પત્તો, ઠેકાણું. ૰ **ઊઠી જ(-જા)વું** (રૂ.પ્ર.) નિર્વંશ જવો. ૰ **પડ(-ડ)વું** યાદીમાં નામ નોંધાવું. ૰ **પડા(-ડા)વવું** (રૂ.પ્ર.) યાદીમાં નામ દાખલ કરાવવું. ૰ **ચમકવું** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા થવી. ૰ **ચાલવું** (રૂ.પ્ર.) કીર્તિ વ્યાપક થવી. ૰ **જપવું** (રૂ.પ્ર.) સતત યાદ કરવું. ૰ **જવા દેવું** (રૂ.પ્ર.) વાત મૂકી દેવી, વાત જતી કરવી, ટાળવું. ૰ **ડુબાડવું** (રૂ.પ્ર.) અપ-કીર્તિ વહોરવી. ૰ **તારવું** (રૂ.પ્ર.) કીર્તિ વધારવી. ૰ **દેવું** (રૂ.પ્ર.) પડકારવું. (૨) પજવવું. ૰ **ન દેવું**, ૰ **ન પૂછવું**, ૰ **ન લેવું** (રૂ.પ્ર.) લેવા-દેવા ન રાખવી. ૰ **નીકળવું** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા ફેલાવી. ૰**નું** (રૂ.પ્ર.) નકામું, નજીવું, બિન-ઉપયોગી. ૰ **પમાડ(-ડા)વું** (રૂ.પ્ર.) પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની અષ્ટાક્ષર મંત્ર(श्रीकृष्णः शरणं मम)ની દીક્ષા મેળવવી. ૰ **પર જાન દેવા** (રૂ.પ્ર.) આબરૂ મેળવવા જાનની પરવા ન કરવી. ૰ **પર જોડો મારવો** (રૂ.પ્ર.) ખૂબ તિરસ્કાર કરવો, અવ-ગણના કરવી. ૰ **પર પાણી ફેરવવું (કે રેડવું)** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવી. ૰ **પર મરવું** (રૂ.પ્ર.) વારી જવું, આફરીન રહેવું. ૰ **પાડવું** (રૂ.પ્ર.) ચોખ્ખે ચોખ્ખી વાત કરી લેવી. (૨) ગંદું ઉપનામ આપવું. ૰ **પામવું** (રૂ.પ્ર.) મશહૂર થવું. (૨) જુઓ 'નામ પમાડવું.' ૰ **બદનામ કરવું** (રૂ.પ્ર.) આબરૂ ગુમાવવી. ૰ **બાળવું**, ૰ **મૂકવું** (રૂ.પ્ર.) ત્યાગ કરવો. (૨) સંભારવું નહિ. ૰ **બોળવું**, ૰ **બોળાવવું** (-બોળ-) (રૂ.પ્ર.) આબરૂ ખોવી. ૰ **માટે મરવું** (રૂ.પ્ર.) કીર્તિ માટે સખત મહેનત કરવી. ૰ **મોટું કરવું** (-મોટું-) (રૂ.પ્ર.) આબરૂ વધારવી. ૰ **રાખવું** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા જાળવી રાખવી. ૰ **લેવું** (રૂ.પ્ર.) તહોમત મૂકવું, આળ ચડાવવું. (૨) પજવવું. ૰ **સમરવું** (રૂ.પ્ર.) માળા જપવી. ૰ **હોવું** (રૂ.પ્ર.) પ્રખ્યાતિ રહેવી. **-મે કરવું** (રૂ.પ્ર.) નામે ચડાવી સોંપવું, 'એસાઇન.' **-મે લખવું** (રૂ.પ્ર.) કોઇને ખાતે માંડવું. **-મે લાવવું** (રૂ.પ્ર.) ઉધાર લાવવું. **સારું નામ** (રૂ.પ્ર.) સત્કીર્તિ]
**—નામક** વિ. [સં. नामन् + क] નામવાળું, નામથી જાણીતું (સમાસમાં ઉત્તરપદમાં; જેમકે 'કૃષ્ણ-નામક' વગેરે)
**નામ-કડી** સ્ત્રી. [જુઓ 'નામ²' + 'કડી.'] નામના અંત્યાક્ષરથી ઉત્તરોત્તર નામો તારવતા-બોલતા જવાની રમત
**નામ-કરણ** ન. [સં.] નામ પાડવાનું કામ. (એ એક સંસ્કાર છે.)
**નામ-કીર્તન** ન. [સં.] ભગવાનનાં નામોનું ગાન
**નામ(-મુ)કર** વિ. [ફા. 'ના' + અર. 'મુકિર્'] એક વાર હા કહીને ફરી જનારું
**નામ-ગણના** સ્ત્રી. [સં.] નામને ધ્યાનમાં લેવું એ, નામને ગણતરીમાં લેવું એ
**નામચા** સ્ત્રી. [ફા. નામચહ્] નામના, કીર્તિ, આબરૂ, પ્રતિષ્ઠા, પ્રખ્યાતિ
**નામચીન** વિ. [ફા.], **નામ-ચીંધ** વિ. [ફા. 'નામચીન્'–નો જ વિકાસ; 'ચીંધવું' સાથે સંબંધ નથી.] પ્રખ્યાત, વિખ્યાત, સારી રીતે જાણીતું, નામીચું. (૨) ખરાબ રીતે જાણીતું, 'નૉટૉરિયસ'
**નામચું** ન. ખોટું બહાનું
**નામ-જાદું** વિ. [ફા. નામ-જાદહ્] લોકમાં સારી કીર્તિ મેળવી હોય તેવું
**નામ-જોગ** ક્રિ.વિ. [જુઓ 'નામ²' + સં. योग्य > પ્રા. जोग्ग] નામને ઉદ્દેશી
**નામજોગું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] નામને ઉદ્દેશી કહેલું કે લખેલું
**નામ-ઠામ** ન., એ.વ., બ.વ., [જુઓ 'નામ²' + 'ઠામ.'] સરનામું, પતો
**નામ-ડુબાઉ** વિ. [જુઓ 'નામ²' + ડુબાવવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] (લા.) પોતાની અ-પ્રતિષ્ઠા કરાવનારું, આબરૂ ગુમાવનારું
**નામણ-દીવડો, નામણ-દીવો** પું. [જુઓ 'રામણ-દીવડો' - 'રામણ-દીવો.'] જુઓ રામણ-દીવડો'
**નામણી** સ્ત્રી. [જુઓ 'નામવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] જોડેલો બળદ નીચું જોઈ ચાલે એ માટે એનાં શિંગડાં ઉપર લઈ ધૂંસરીના નજીકના ભાગમાં બંધાતો દોરીનો ટુકડો
**નામ-દાતા** વિ., પું. [સં. नाम्नः दाता] નામ આપનાર
**નામ-દાર** વિ. [ફા.] લોક-વિખ્યાત, સુ-પ્રસિદ્ધ. (૨) (લા.) માનવંત પ્રતિષ્ઠિત

**નામદારી** સ્ત્રી. [ફા.] પ્રખ્યાતિ, વિખ્યાતિ. (૨) પ્રતિષ્ઠિત-તા
**નામ-દ્વાદશી** સ્ત્રી. [સં.] માગસર સુદિ ત્રીજનું એક દેવી-વ્રત. (સંજ્ઞા.)
**નામ-ધરાઈ** સ્ત્રી. [જુઓ 'નામ[2]' + 'ધરવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] (લા.) નિંદા, અપ-કીર્તિ, બદનામી
**નામ-ધાતુ** પું. [સં.] નામ સર્વનામ વિશેષણ વગેરે ઉપરથી ક્રિયાપદ તરીકે ઉપયોગમાં આવતો શબ્દ; (જેમકે 'અજવાળું' > 'અજવાળવું'; 'ધોળું' > 'ધોળાવું'–'ધોળકાવું;' હિં. 'અપના' > 'અપનાવવું' વગેરે.) (વ્યા.)
**નામ-ધારક** વિ. [સં.] કોઈ અન્યનું નામ ધારણ કરનારું. (૨) (લા.) ઢોંગી, દંભી, ડોળી
**નામ-ધારણ** ન. [સં.] કોઈ બીજાનું પોતે નામ ધારણ કરવું એ, બીજાના નામે પોતાને ઓળખાવવું એ
**નામ-ધારી** વિ. [સં., પું.] જુઓ 'નામ-ધારક.'
**નામ-ધૂન** (-ન્ય) સ્ત્રી. [જુઓ 'નામ[2]' + 'ધૂન.'] ભગવાનનાં નામોનું મોઢેથી કરવામાં આવતું વારંવાર કથન
**નામ-ધેય** વિ. [સં.] નામવાળું. (૨) ન. નામ, અભિધાન, સંજ્ઞા
**નામના** સ્ત્રી. [સં. नामन् ઉપરથી] ખ્યાતિ, કીર્તિ, આબરૂ, પ્રતિષ્ઠા. (૨) જાહેરાત
**નામ-નિર્દેશ** પું. [સં.] નામનો ઉલ્લેખ
**નામ-નિવેશ** પું. [સં.] જુઓ 'નામ-ઠામ.'
**નામ(-મો)-નિશાન** ન. [ફા. નામો-નિશાન્] નામ અને એંધાણ. [૦ ન રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) બિનવારસ મોત પામવું, નિર્વંશ જવો] [કાગળ, 'લેટર-હેડ'
**નામ-પત્ર** પું. [સં., ન.] છાપેલાં નામ-સરનામાવાળો કોરો
**નામ-પરિવર્તન** ન. [સં.], **નામ-પલટો** પું. [જુઓ 'નામ[2]' + 'પલટો.'] નામમાં કરવામાં આવતો ફેરફાર, નામ-બદલો
**નામ-પૃષ્ઠ** ન. [સં.] ઉપરનું પુસ્તકના નામવાળું પૂંઠું, 'ટાઇટલ-પેઇજ' (મ.રૂ.)
**નામ-ફેર** પું. [જુઓ 'નામ[2]'+'ફેર.'], **નામ-બદલી** સ્ત્રી., -લો પું. [જુઓ 'નામ[2]'+'બદલી,-લો.'] જુઓ 'નામ-પરિવર્તન.'
**નામ-બુડાઉ** વિ. [જુઓ 'નામ[2]' + 'બુડાવવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.], **નામ-બોળું** વિ. [જુઓ 'નામ[2]' + 'બોળવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ 'નામ-ડુબાઉ.'
**નામ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] ઇષ્ટનો નામરૂપી મંત્ર
**નામ-માત્ર** વિ. [સં.] માત્ર નામ પૂરતું, નામનું જ. (૨) (લા.) ખૂબ જ થોડું, સ્વલ્પ. (૩) શક્તિ વિનાનું
**નામ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] શબ્દ-કોશ. (૨) ઇષ્ટના નામની માળા [(૨) નામના વર્ણોવાળું બીબું, 'સીલિંગ'
**નામ-મુદ્રા** સ્ત્રી. [સં.] નામના વર્ણોવાળી વીંટી, 'સીલ.'
**નામ-યજ્ઞ** પું. [સં.] ભગવાનનાં નામોનો જપ-કીર્તન વગેરેના રૂપનો યજ્ઞ, જપ-યજ્ઞ [નોંધ, 'નૉમિનલ રૉલ'
**નામ-યાદી** સ્ત્રી. [જુઓ 'યાદી.'] નામોના અનુક્રમવાળી
**નામ-યોગી** વિ. [સં., પું.] વાક્યમાં નામ-સર્વનામ સાથે વિભક્તિ-અર્થોનું કામ આપતો ક્રિયાવિશેષણની કક્ષાનો શબ્દ (જેમકે 'પાસે' 'નજીક' 'ઉપર' 'માથે' વગેરે). (વ્યા.)
**ના-મરજી** સ્ત્રી. [જુઓ 'ના[2]' + 'મરજી.'] મરજીનો અભાવ, અનિચ્છા, નાખુશી
**ના-મરદ** જુઓ 'ના-મર્દ.'
**નામરદાઈ** જુઓ 'નામર્દાઈ.'
**નામ-રાશિ, -શિયું** વિ. [સં. + ગુ. 'ઇયું' ત.પ્ર.] જ્યોતિષની બાર રાશિના નક્કી કરેલા નામ-વર્ણોમાં તે તે રાશિના નામવર્ણ જેને બીજાની સાથે સમાન હોય તેવું, સમાન રાશિવાળું
**નામ-રૂપ** ન., બ.વ. [સં.] પ્રત્યક્ષ દેખાતું પદાર્થનું સ્વરૂપ કે આકાર અને એને ઓળખવા માટે અપાયેલી સંજ્ઞા–હકીકતે દેખાતું અનુભવાતું જે કાંઈ પદાર્થ-જાત છે તે, 'ફીનોમેનન' (દ.બા.). 'કૅટેગરી' (અ.ક.). (વેદાંત.)
**ના-મર્દ** વિ., પું. [ફા.] નપુંસક, હીજડો. (૨) બાયલો, રંડવો
**નામર્દાઈ** સ્ત્રી. [સ્ત્રી. + ગુ. 'આઈ' ત.પ્ર.], **નામર્દી** સ્ત્રી. [ફા.] નપુંસકપણું, હીજડાપણું. (૨) બાયલાપણું
**નામ-લિંગ** (-લિઙ્ગ) ન. [સં.] સંજ્ઞાઓની પુંલિંગ સ્ત્રીલિંગ નપુંસકલિંગ એ પ્રકારની ઓળખ, નામની જાતિ. (વ્યા.)
**નામ-લીલા** સ્ત્રી. [સં.] ભગવાનની નામ-રૂપે દેખાતી સમગ્ર સૃષ્ટિ. (વેદાંત.)
**નામ-લેણું** ન. [જુઓ 'નામ[2]' + 'લેવું' + ગુ. 'અણું' કૃ.પ્ર]. નામ-કીર્તન, નામ-કથન, ભગવાનનાં નામોનું કથન. (૨) (લા.) સ્મારક, યાદગીરીનું ચિહ્ન
**નામવર** વિ. [ફા.] પ્રખ્યાત, વિખ્યાત, સારી નામનાવાળું
**નામવરી** સ્ત્રી. [ફા.] પ્રખ્યાતિ, વિખ્યાતિ, નામના
**નામ-વાક્ય** ન. [સં.] મોટા વાક્યમાંનું એવું નાનું વાક્ય કે જે સમગ્રરૂપે 'નામ' તરીકે વપરાયું હોય (જેમકે 'આરોપી સાચું બોલે છે એ તમારે ગળે ઊતરે છે!' આમાં 'આરોપી સાચું બોલે છે.') (વ્યા.) [એવું બતાવનાર (વ્યા.)
**નામ-વાચક** વિ., [સં.], **નામ-વાચી** વિ. [સં.,પું.] નામ છે
**નામ-વાદ** પું. [સં.] નામાત્મક હોવાપણું, 'નૉમિનાલિઝમ' (દ.બા.) [એક દરેક નામ આવે એમ
**નામ-વાર** ક્રિ. વિ. [જુઓ 'નામ[2]' + 'વાર'] એક પછી
**નામવારી** સ્ત્રી. [જુઓ 'નામ[2]' + 'વાર' + ગુ. 'ઈ' ત.પ્ર.] નામોની ક્રમવાર યાદી, નામોની ક્રમ પ્રમાણે ગોઠવણી
**નામવું** જુઓ 'નમવું'માં. (૨) નીચા વળી બાળકની ગુદા ધોવડાવવી (નાગરોમાં રૂઢ) [અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**નામ-શૂદ્ર** પું. [સં.] શૂદ્રોમાં ઊંચી-જાતની ગણાતી કોમ
**નામ-શેષ** વિ. [સં.] નામ માત્ર બાકી રહ્યું હોય તેવું, નાશ પામેલું. (૨) મરણ પામેલું
**નામ-શ્રવણ** ન. [સં.] ભગવાનનાં ગવાતાં નામ સાંભળવાં એ
**નામ-સંકીર્તન** (-સઙ્કીર્તન) જુઓ 'નામ-કીર્તન.'
**નામ-સંસ્કાર** (-સંસ્કાર) પું. [સં.] જુઓ 'નામ-કરણ.'
**નામ-સાદૃશ્ય** ન. [સં.] નામોનું સરખાપણું
**નામ-સેવક** પું [સં.] માત્ર કહેવાનો સેવક, સેવાનો ડોળ કરનાર સેવક
**નામ-સેવા** સ્ત્રી. [સં.] પ્રભુના ચરિત-ગ્રંથોનું વાચન-મનન
**નામ-સ્મરણ** ન. [સં.] પ્રભુનાં નામોનું યાદ કરતાં રહેવું એ
**ના-મંજૂર** (-મઞ્જૂર) વિ. [ફા.] મંજૂર ન કરેલું, (૨) રદબાતલ કરેલું
**નામંજૂરી** (-મઞ્જૂરી) સ્ત્રી. [ફા.] મંજૂરીનો અભાવ
**નામાક્ષર** પું., બ.વ. [સં. नामन् + अक्षर] દસ્કત, સહી

**નામાદ્યાક્ષર** પુ. પું. [સં. नामन् + आद्य + अक्षर] નામ કે નામોનો પહેલો વર્ણ

**નામાનુરૂપ** વિ. [સં. नामन् + अनु-रूप] નામને શોભે તેવું, નામ પ્રમાણેનું [(૨) શબ્દ-કોશ

**નામાનુશાસન** ન. [સં. नामन् + अनु-शासन] વ્યાકરણ-શાસ્ત્ર.

**નામાભિધાન** ન. [સં. नामन् + अभि-धान, બંને એકાર્થ શબ્દોની દ્વિરુક્તિ] નામ. (આ પ્રકારની દ્વિરુક્તિ સાચી નથી; એ જતી કરવી જોઈયે.)

**નામાર્થ** પું. [સં. नामन् + अर्थ] કર્તરિ-પ્રયોગે કર્તાનો અને કર્મણિ પ્રયોગે પ્રત્યય-હીન કર્મનો અર્થ. (વ્યા.)

**ના-માલૂમ** કે.પ્ર. [ફા. 'ના' + જુઓ 'માલૂમ.'] 'મને ખ્યાલ નથી' એવો ઉદ્ગાર

**નામાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [સં. नामन् + आवलि,-ली] નામોની હારમાળા, નામોની ટીપ, નામોની યાદી. (૨) હાજરી-પત્રક

**નામાંકિત** (નામાઙ્કિત) વિ. [સં. नामन् + अङ्कित] જેના ઉપર નામ ટાંકેલું હોય કે કોતર્યું યા લખ્યું-છાપ્યું હોય તેવું. (૨) (લા.) પ્રખ્યાત, વિખ્યાત, સુ-પ્રસિદ્ધ, મશહૂર

**નામાંતર** (નામાન્તર) ન. [સં. नामन् + अन्तर] બીજું નામ, બીજી સંજ્ઞા. (૨) (લા.) મોં-બદલો

**નામિક** વિ. [સં.] નામને લગતું. (૨) સંજ્ઞાને લગતું. (વ્યા.)

**નામિકી** વિ., સ્ત્રી. [સં.] જેમાં નામ સર્વનામ વિશેષણ કૃદંતોને પ્રત્યયો કે અનુગો લાગ્યા હોય તેવી (વિભક્તિ).(વ્યા.)

**નામિત** વિ. [સં.] નમાવેલું, ઝુકાવેલું, વાંકું વાળેલું

**નામી**[૧] વિ. [ફા.] પ્રખ્યાત, વિખ્યાત, મશહૂર. (૨) (લા.) સુંદર, શોભીતું. (૩) ઉત્તમ, શ્રેષ્ઠ

**નામી**[૨] વિ. [જુઓ, 'ઇનામી.'] ઇનામી, બારખલી, આવ-ધિયા, દુમાલા (જમીન), 'એલિયનેટેડ' (લૅન્ડ)

**નામીચું** વિ. [ફા. નામ્ચહ્] જુઓ 'નામચીન.'

**ના-મુકરર** વિ. [ફા. મુકરર્] ચોક્કસ નહિ તેવું, અ-ચોક્કસ, અ-નિશ્ચિત

**ના-મુકર** જુઓ 'નામક્કર.'

**ના-મુનાસ(-સિ)બ** વિ. [ફા. 'ના' + 'અર.' 'મુનાસિબ'] અ-યોગ્ય, અ-ઘટિત, અણ-છાજતું

**ના-મુરાદ** વિ. [ફા. + અર.] આશા-ભંગ, ના-ઉમેદ, નિરાશા

**નામું** ન. [ફા. નામહ્] આવક-જાવકનો હિસાબ, જમે-ઉધારનો હિસાબ, 'એકાઉન્ટ્સ,' 'બુક-કીપિંગ.' (૨) નામ લખવાં એ (બારોટના ચોપડામાં). (૩) ઇતિહાસ, ઐતિહાસિક વાત. (૪) ખત, દસ્તાવેજ, 'ડીડ.' [૦ ઉતારવું (રૂ. પ્ર.) લખેલા હિસાબની નકલ કરવી. ૦ કરવું (રૂ. પ્ર.) હિસાબની ચોખવટ કરવી. ૦ ચડી(-ઢી) જવું (રૂ. પ્ર.) હિસાબ ઘણા લખવા બાકી રહેવા. ૦ ચાલવું (રૂ. પ્ર.) કોઈ નો લેવડ-દેવડનો સંબંધ ચાલુ રહેવો. ૦ મંડાઈ જવું (-મણ્ડાઇ-) (રૂ.પ્ર.) બધી રીતે હારી જવું. -મે કરવું (રૂ.પ્ર.) નામે ચડાવી સોંપવું, 'એસાઇન']

**નામું-ઠામું** ન. [+ જુઓ 'ઠામ' + ગુ. 'ઉં' ત. પ્ર.] હિસાબ લખતી વખતે સામા આસામીનું ઠામ-ઠેકાણું વગેરે વિગત પણ લખવી એ

**નામું-લેખું** ન. [+ જુઓ 'લેખું.'] ગણતરી કરતાં જતાં નામું માંડવું એ

**નામેરી** વિ. [જુઓ 'નામ' દ્વારા.] એક-સરખાં નામોવાળું. સમાન નામનું [ન.] નામ બોલી બતાવવું એ

**નામોચ્ચાર** પું., -રણ ન. [સં. नामन् + उच्चार પું., -रण

**નામો-નિશાન** ન. [ફા.] જુઓ 'નામ-નિશાન.'

**નામોલ્લેખ** પું. [સં. नामन् + उल्लेख] જુઓ 'નામ-નિર્દેશ.'

**નામોશી** સ્ત્રી. [અર. નામૂસ્] હીણપત, અ-પ્રતિષ્ઠા, અપ-જશ. (૨) (લા.) શરમ, લજ્જા

**નાયક** પું. [સં.] નેતા, દોરનાર, અગ્રણી, અગ્રેસર, આગેવાન. (૨) વાર્તા કે નાટ્ય-કૃતિનું પ્રધાન પાત્ર. (કાવ્ય) (૩) લશ્કર કે પોલીસ-પાર્ટીમાં અમુક નાની સંખ્યાનો બનાવેલો ઉપરી અધિકારી. (૪) અનાવળા બ્રાહ્મણો તેમ ત્રાગાળા બ્રાહ્મણો વગેરે જ્ઞાતિમાં એવી એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**નાયકડી** વિ., સ્ત્રી. [જુઓ 'નાયકડો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાયકડાની સ્ત્રી-જાતિ

**નાયકડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) ભીલોની એ નામની એક કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**નાયક(-કે)ણ** (-ણ્ય), **નાયકણી** સ્ત્રી. [+ ગુ. 'અણ'-'અણી' સ્ત્રીપ્રત્યય] નાયિકા, નાચવાનો ધંધો કરનાર સ્ત્રી, ગણિકા

**નાયક-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] નાયકપણું

**નાયકી** વિ., પું. કાનડા રાગનો એક પ્રકાર. (સંગીત.)

**નાયકેણ** (-ણ્ય) જુઓ 'નાયકણ.' ['નાયકડો.'

**નાયકો** પું. [સં + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

**નાયકા** સ્ત્રી. [સં. नायिका] જુઓ 'નાયકણ.'

**નાયડી**[૧] (નાઃયડી) સ્ત્રી. [સં. नाभि > પ્રા. नाहि + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'નાભિ(૩).'

**નાયડી**[૨] સ્ત્રી. [જુઓ 'નાયડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જાનવરોને પ્રવાહી પદાર્થ પાવાની નાળ. (૨) ચામડાનું દોરડું. (૩) ધનુષ, કામઠું. (૪) જેના ઉપર સુથાર લાકડું રાખી ઘડે છે તે લાકડાનો જાડો ખાંચાવાળો ટુકડો, વઘેડો

**નાયડું** ન., -ડો પું. [જુઓ 'નાળ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. 'નાયડું' > 'નારડું' અને પ્રવાહી ઉચ્ચાર.] જુઓ 'નારડું.'

**નાય-ફટકી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિનો છોડ

**નાયબ** વિ., પું. [અર. 'નાઇબ'-પ્રતિનિધિ, અવેજીમાં કામ કરનાર] સહાયક અધિકારી, 'ડેપ્યુટી'

**નાયરી** સ્ત્રી. શરણાઈની જાતનું એક વાજિંત્ર (લાકડાનું)

**નાયિકા** સ્ત્રી. [સં.] અગ્રેસર સ્ત્રી. (૨) વાર્તા નાટ્ય-કૃતિ વગેરેમાંનું પ્રધાન સ્ત્રી-પાત્ર. (કાવ્ય.) (૩) ગણિકા, નાચનારી સ્ત્રી, નાયકા, રામજણી

**નાયો** પું. અનાજ વાવવા માટે માણા કે પેરણીમાં ભેરવવામાં આવતો વાંસનો પોલો દંડકો

**નાયોબિયમ** ન. [અં.] એક મૂળ તત્ત્વ. (ર.વિ.)

**નાર**[૧] (-રય) સ્ત્રી. [સં नारी અર્વા., તદ્ભવ] નારી, સ્ત્રી

**નાર**[૨] (-રય) સ્ત્રી. ગિલ્લી-દંડાની રમતનો એ નામનો એક દાવ

**-નાર,**[૩] -રું વિ. [સં. ક્રિયાવાચક °अन કૃ.પ્ર. > પ્રા. °अण + અપ. ह છ. વિ., પ્ર. + સં.° कारक- > પ્રા. °आरअ-] કર્તૃવાચક કૃદંત પ્રત્યય (જેમકે 'કરનાર,-રું' 'મરનાર,-રું' વગેરે)

**નારક, -કિક** વિ. [સં.], **-કી** વિ. [સં., પું.], **-કીય** વિ. [સં.] નરકને લગતું, નરકનું
**ના-રખું** વિ. [જુઓ 'ના^૨' + 'રાખવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] પૈડાની નાયડીમાં ઘાલવામાં આવતી લોખંડની ચૂડી. (૨) ચમરખું
**નારગડું** ન. સ્તન. (૨) છાતી
**નારગોળ** ન. કાળજાના દર્દથી થતું જળોદર (પેટનો એક રોગ)
**નારચડું** ન. એ નામનું એક પક્ષી, કાકરું
**નાર-જિત** (નારય-) વિ., પું. [જુઓ 'નાર^૧' + સં. जित.] નારીએ જીતી લીધેલો, નારીને વશ રહેલો
**નારડું** ન., **-ડો** પું. [જુઓ 'નાળ' + ગુ. 'સ્વાર્થે ત. પ્ર. ઉચ્ચારણની શિથિલતાથી.] બચ્ચું જન્મે ત્યારે એની દૂંટીએ વળગેલ નસ (જેનાથી ગર્ભમાં એને પોષણ મળતું હતું), નાયડું
**નારણ** પું. [સં. नारायणનું લાઘવ.] હિંદુઓમાં એક વિશેષ નામ. (સંજ્ઞા.) [-બલિ
**નારણ-બલિ** ન. [ + સં., પું.] જુઓ 'નાણ-બલિ'–'નારાયણ'-
**નારદ** પું. [સં.] એ નામનો ઉપનિષત્કાલનો એક દાસી-પુત્ર ઋષિ. (સંજ્ઞા.) (૨) પુરાણ પ્રમાણે ભગવાનના નામનો અવતાર ગણાતો જ્ઞાની અને ભક્ત ઋષિ. (સંજ્ઞા). (૩) (લા.) ખટપટી માણસ
**નારદ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'નારદ-વિદ્યા.'
**નારદ-જી** પું., બ. વ. [સં. + જુઓ 'જી.'] જુઓ 'નારદ(૨).'
**નારદ-વિદ્યા, નારદ-વૃત્તિ,** સ્ત્રી. [સં.], **નારદ-વેડા** પું., બ. વ. [ + જુઓ 'વેડા.'] એકબીજાને લડાવી મારવાની કળા કે ટેવ [લગતું, નારદનું
**નારદી** વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર], **-દીય** વિ. [સં.] નારદને
**નારલી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ [શકાય તેવું
**નારવા** વિ. [ફા.] અયોગ્ય. (૨) વિરુદ્ધ. (૩) વેચી ન
**નાર-વેલ** (-વ્ય) સ્ત્રી. એ નામનો એક વેલો
**નારશો** સ્ત્રી. એ નામની માછલીની એક જાત
**નારંગ** (નારઙ્ગ) ન. [સં., પું.] નારંગીનું ઝાડ. (૨) [સં., ન.] નારંગી ફળ ['નારંગ(૨).'
**નારંગડું** (નારઙ્ગ-) ન. [ + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ
**નારંગાકાર** (નારઙ્ગા-) પું., **નારંગા-કૃતિ** (નારઙ્ગા-) સ્ત્રી. [સં. आ-कार, आ-कृति] નારંગી જેવો ગોળ આકાર (૨) વિ. નારંગી જેવા ગોળ આકારનું [રંગ જેવા રંગનું, નારંગી
**નારંગિયું** (નારઙ્ગિયું) વિ. [ + ગુ. 'ઇયું' ત. પ્ર.] નારંગીના
**નારંગી** (નારઙ્ગી) સ્ત્રી. [ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નારંગ વૃક્ષનું ફળ. (૨) (લા.) નારંગ-ફળના જેવા રંગનું
**નારાચ** ન. [સં., પું.] બાણ. (૨) પું. અઢાર અક્ષરનો એક ગણમેળ છંદ. (પિં.)
**નારાચક** પું. [સં.] જુઓ 'નારાચ(૨).'
**નારાચિકા** સ્ત્રી. [સં.] આઠ અક્ષરનો એક ગણમેળ છંદ. (પિં.)
**ના-રાજ** વિ. [ફા. 'ના' + અર. રિઝા] નાખુશ, અ-પ્રસન્ન. (૨) ક્રોધાયમાન, કોપાયમાન. (૩) દુભાયેલું, 'એગ્રીવ્ડ'
**નારાજ-ગી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય], **નારાજી** સ્ત્રી. [+ફા. પ્રત્યય] નાખુશી, અપ્રસન્ન-તા. (૨) ક્રોધ, કોપ, ગુસ્સો, રીસ
**ના-રાજીપો** પું.[ફા. 'ના' + જુઓ 'રાજીપો.'] જુઓ 'નારાજ-ગી.'

**નારાટ** પું. પિત્તદોષથી ઉત્પન્ન થનારો સ્વર. (૨) વિ. કંઠમાં પિત્તના દોષથી ઉત્પન્ન થનારું
**નારાયણ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે 'નર' અને 'નારાયણ' નામના ઋષિ-જોડકામાંનો એક ઋષિ. (સંજ્ઞા.) (૨) ભગવાન વિષ્ણુનું એક નામ. (સંજ્ઞા.) (૩) (લા.) સંન્યાસીનું સંબોધન. [૦દશી ટોળું (રૂ. પ્ર.) નાકકટ્ટાઓની જમાત. ૦ નારાયણ (રૂ. પ્ર.) 'કશી ખબર નથી' 'હું ન જાણું' એવી મતલબનો ઉદ્ગાર]
**નારાયણ-બલિ(-ળિ)** ન. [સં., પું.] આત્મઘાત કરી મરી ગયેલ કે પતિત થઈ ગયેલાના મરણબાદ એની સદ્ગતિ નિમિત્તે હિંદુઓમાં થતી એક શ્રાદ્ધ-ક્રિયા. (સંજ્ઞા.)
**નારાયણાસ્ત્ર** ન. [સં. नारायण + अस्त्र] 'નારાયણ'ના મંત્રથી ફેંકવામાં આવતું મનાતું એક દિવ્ય અસ્ત્ર. (સંજ્ઞા.)
**નારાયણી** સ્ત્રી. [સં.] વિષ્ણુ નારાયણની પત્ની-લક્ષ્મી. (સંજ્ઞા.) (૨) દુર્ગામાતા. (સંજ્ઞા.) (૩) મહાભારત પ્રમાણે દુર્યોધનની સહાયમાં શ્રીકૃષ્ણે આપેલી ગોવાળોની સેના. (સંજ્ઞા.)
**નારાયણીય** વિ. [સં.] નારાયણને લગતું.
**નારાશંસ** (-શંસ) પું. [સં.] યજ્ઞ સમયે અગ્નિ વગેરેની સ્તુતિનો મંત્ર-સમૂહ (ચોક્કસ પ્રકારના ભાટ-વર્ગનાં ગાન)
**નારાશંસીય** (-શંસીય) વિ. [સં.] યજ્ઞ-સમયે અગ્નિ વગેરેની સ્તુતિના મંત્રોને લગતું
**ના-રાસ્ત** વિ. [ફા.] અ-પ્રામાણિક. (૨) અ-યોગ્ય
**નારાસ્તી** સ્ત્રી. [ફા.] અ-પ્રામાણિકતા. (૨) અયોગ્યતા
**નારિકેર(-લ)** ન. [સં.] નાળિયેર ફળ, શ્રીફળ
**નારિકેર(-લ)-પાક** પું. [સં.] ગૂઢ રસ રહેલો હોય તેવો કાવ્યનો એક વિશિષ્ટ ગુણ. (કાવ્ય)
**નારિકેરી(-લી)** સ્ત્રી. [સં.] નાળિયેરી
**નારિય(-યે)ળ** ન. [સં. नारिकेल > પ્રા. नारिएल] જુઓ 'નારિકેર.' [૦ **આપવું** (રૂ. પ્ર.) સગાઈનું કહેણ મોકલવું. (૨) નોકરીમાંથી રુખસદ આપવી. ૦ **ચઢા(-ઢા)વવું** (રૂ. પ્ર.) નારિયેળ કોડી નૈવેદ્ય ધરવું. ૦ **પકડાવવું, પરખાવવું** (રૂ. પ્ર.) નોકરીમાંથી રુખસદ આપવી, બરતરફ કરવું. ૦ **પાલટવાં,** ૦ **બદલાવવાં** (રૂ.પ્ર.) સગપણ કરવું. ૦ **મળવું** (રૂ.પ્ર.) બરતરફી થવી. ૦ **મોકલવું** (રૂ.પ્ર.) સગાઈનું કહેણ મોકલવું. (૨) સગાઈનો સ્વીકાર કરવો. ૦ **સ્વીકારવું** (રૂ. પ્ર.) સગાઈનો સ્વીકાર કરવો. **ભર્યું નારિય(-યે)ળ** (રૂ. પ્ર.) અગમ્ય વાત]
**નારિયેળ-પાક** પું. [ + સં.] નારિયેળના ખમણની બનાવેલી ચાસણીવાળી મીઠાઈ, કોપરા-પાક [યેળનું ઝાડ
**નારિયેળી** સ્ત્રી. [સં. नारिकेलिका > પ્રા. नारिएलिआ] નારિ-
**નારિયેળી-પૂન-(-ને)મ** (-મ્ય) સ્ત્રી. [+જુઓ 'પૂન(-ને)મ.'] શ્રાવણ સુદિ પૂનમની સમુદ્ર-પૂજનની અને બળેવની તિથિ. (સંજ્ઞા.)
**નારિયેળો** પું. [જુઓ 'નારિયેળ' + ગુ. 'ઓ' ત.પ્ર.] નારિયેળનો ડાયો, ઊલકો. (૨) હુક્કાનો ઊલકો. (૩) (લા.) એક જાતનો મોટાં ફળનો આંબો
**નારી** સ્ત્રી. [સં.] નરની માદા, માનવ સ્ત્રી, સ્ત્રી સામાન્ય, વનિતા, અબળા, બાઈડી, બૈરું
**નારી-કુંજર** (-કુઞ્જર) પું. [સં.] પ્રત્યેક અંગ એક એક નારીના રૂપમાં ગોઠવ્યું હોય તેવા હાથીનું બાવલું, (૨) ન.

(લા.) એવા હાથીઓની ભાતવાળો સાડલો

**નારી-જન** ન. [સં., પું.] સ્ત્રીજન, સ્ત્રી સામાન્ય. (૨) સ્ત્રીઓનો સમૂહ

**નારી-જાતિ** સ્ત્રી. [સં.] સ્ત્રી સામાન્ય. (૨) સ્ત્રીલિંગ. (વ્યા.)

**નારી-જીવન** ન. [સં.] સ્ત્રી તરીકેનું જીવન

**નારી-પૂજા** સ્ત્રી. [સં.] સ્ત્રીઓનું સંમાન, 'શિવલરી' (આ.બા.)

**નારી-પ્રતિષ્ઠા** સ્ત્રી. [સં.] સ્ત્રીઓનો મોભો. (૨) જુઓ 'નારી-પૂજા.'

**નારી-મય** વિ. [સં.] સ્ત્રીઓથી ભરેલું કે ઊભરાતું, સ્ત્રીમય

**નારી-યુગ** પું. [સં.] જેમાં સ્ત્રીઓનું વર્ચસ છે તેવો જમાનો

**નારી-રત્ન** ન. [સં.] ઉત્તમ સ્ત્રી

**નારીલો** પું. એ નામની માછલીની એક જાત

**નારી-વાદ** પું. [સં.] સ્ત્રીઓને સત્તા અને સ્વાતંત્ર્ય મળવાં જોઇયે એવો મત-સિદ્ધાંત, 'ફેમિનિઝમ' [(વિ.ક.)

**નારીવાદી** વિ. [સં., પું.] નારી-વાદમાં માનનારું, 'ફેમિનિસ્ટ'

**નારી-વૃંદ** (-વૃન્દ) ન. [સં.] સ્ત્રીઓનો સમૂહ, સ્ત્રી-વૃંદ

**નારીંગ** પું. એક પ્રકારનો ઘોડો

**નારુ** પું. કારીગરોની નાતો સિવાયનો ગામમાં રહેતો વસવાયાંનો વર્ગ (એ નવ ગણાય છે.) [સમૂહ

**નારુ-કારુ** પું., બ.વ. નવ નારુ અને પાંચ કારીગર પ્રકારનો

**નારું**[1] ન. [સર૦ દે.પ્રા. ન્હાર નસ, રગ.] ઊંડે સુધી કાણું ગયું હોય તેવો વ્રણ. (૨) વાળો નીકળવાથી પડેલું ઊંડું કાણું

**નારું**[2] વિ. જુઓ 'નાર' પ્રત્યય.

**નારો** પું. [હિં. નારા] ઘોષણા, હોકારા. (૨) સૂત્રોના બૂમબરાડા (મોટે ભાગે 'નારા' એમ બ.વ.નો વપરાશ), 'સ્લોગાન'

**નારોટ** (-ટય) સ્ત્રી. એ નામની એક વેલ, જલ-દૂધી

**નાલ(-ળ)** (-લ્ય, -ળ્ય) સ્ત્રી. [સં. नालि] પોલી નળી. (૨) કમળ વગેરેની પોલી ડાંડલી. (૩) ગર્ભાશયમાંનું બાળકની દૂંટી સાથેનું નારડું. (૪) જોડાની એડી નીચે તેમજ ઘોડા બળદ પાડા વગેરેની ખરીમાં ખરી ન ઘસાય એ માટે લગાડાતી પોણા વર્તુલની લોખંડની પટ્ટી. (૫) દસ ફૂટથીય વધુ લાંબી જૂના પ્રકારની બંદૂક. (૬) બંદૂકની નળી. (૭) છાપરા પર ચત્તું મુકાતું પ્રત્યેક આખું નળિયું. (૮) નેવાનું પાણી ઝીલવાની પતરાંની બનાવેલી પરનાળ. (૯) સૂતર લપેટી રાખવાની વણકરની નળી. (૧૦) સોનીની ફૂંકણી

**નાલકી** સ્ત્રી. એક પ્રકારની વરરાજા માટે વપરાતી પાલખી

**નાલ-ચ્છેદન** ન. [સં.] બાળક જન્મતાં ગર્ભાશય સાથે દૂંટીને જોડનારા નારડાને કાપી નાખવાની ક્રિયા

**નાલ-બંદ** (-બન્દ) વિ., પું. [ જુઓ 'નાલ' + ફા. પ્રત્યય ] ઘોડા વગેરેની નાળ જડનાર માણસ

**નાલબંદી** (-બન્દી) સ્ત્રી. [ + ફા. 'ઈ' ત.પ્ર.] નાલબંદની કામગીરી. (૨) પૂર્વે નાનાં રજવાડાંઓ પાસેથી લેવાતો હતો તેવો એક કર

**નાલસ્તી** સ્ત્રી. જુઓ 'નાલેશી.'

**નાલંદા** (નાલન્દા) ન. મગધદેશ(બિહાર)માં આવેલું બૌદ્ધ સમયનું એક પ્રાચીન વિદ્યાપીઠનું સ્થાન. (સંજ્ઞા.)

**ના-લાયક** વિ. [ફા. ના-લાયિક્] યોગ્યતા વિનાનું, અ-સક્ષ્ય, લાયકાત વિનાનું, કુ-પાત્ર, ક-પાતર

**નાલાયકી** સ્ત્રી. [ફા.] નાલાયકપણું

**નાલાશી,-સી** જુઓ 'નાલેશી.'

**નાલિ(-ળી, -ળી)** સ્ત્રી. [સં.] નીક, મોરી, ખાળિયો

**નાલિકેર** જુઓ 'નારિકેલ.'

**નાલિકેર-પાક** જુઓ 'નારિકેલ-પાક.'

**નાલિકેરી** જુઓ 'નારિકેલી.'

**નાલી(-ળી)** જુઓ 'નાલિ.' [નિંદા, અવ-જ્ઞા, અવ-ગણના

**નાલેશી, -સી** સ્ત્રી. [ફા. નાલિશ્ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.]

**નાલો** સ્ત્રી. અળવી (એક વનસ્પતિ) [પતિ, ધણી

**નાવ**[1] પું. [સં. नाथः > પ્રા. नाहो- > અપ. नाहु] નાથ,

**નાવ**[2] સ્ત્રી. [સં. नौ > પ્રા. नावा] હોડકું, મછવો. [૦ ચલાવવું, ૦ ઠેલવું (રૂ.પ્ર.) ઘર-વ્યવહાર ચલાવવો. ૦માં ધૂળ ઉડાવવી (રૂ.પ્ર.) વ્યર્થ કલંક લગાડવું. (૨) તદ્દન જૂઠું બોલવું. અધવચ્ચે નાવ ડૂબવું (રૂ.પ્ર.) અડધી ઉંમરે ઘર-ભંગ થવું]

**નાવણું** વિ. સ્વતંત્ર માલિકીનું, સુવાંગ

**નાવડિયો** પું. [જુઓ 'નાવડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નાવ હાંકનારો ખલાસી-ખારવો, નાવિક

**નાવડી** સ્ત્રી. [જુઓ 'નાવડું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું નાવ, હોડી

**નાવડું** ન. [જુઓ 'નાવ[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] હોડકું

**નાવણ** (નાઃવણ) ન. [સં. स्नापन > પ્રા. न्हावण] નાહવું એ, સ્નાન. (૨) નાહવા માટેનું પાણી. (૩) ઋતુ-સ્નાન. [૦ આવવું (રૂ.પ્ર.) ઋતુ આવવું. ૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) સ્ત્રીને ઋતુ આવવું બંધ થવું] [સ્નાન. (પદ્યમાં.)

**નાવણિયું**[1] (નાઃવણિયું) ન. [ + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર. ]

**નાવણિયું**[2] (નાઃવણિયું) ન. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] નાહવા માટેનું પાણી. (૨) નાહવા માટેની જગ્યા. (૩) ઉનામણિયો

**નાવણિયું**[3] (નાઃવણિયું) ન. [જુઓ 'નાવણું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નવરાવવાનું પાણી (લગ્ન-પ્રસંગનું વરકન્યા માટે)

**નાવણિયો**[1] (નાઃવણિયો) પું. [જુઓ 'નાવણિયું.[2]'] જુઓ 'નાવણિયું[2](૩).'

**નાવણિયો**[2] (નાઃવણિયો) પું. [જુઓ 'નાવણિયું.[3]'] લગ્નપ્રસંગે વર-કન્યાને નવરાવવા માટેના પાણીનો ઘડો

**નાવણી** (નાઃવણી) સ્ત્રી. [જુઓ 'નાવણું' + ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાહવા માટેનો નાનો કૂવો

**નાવણું** (નાઃવણું) ન. [ જુઓ 'નાવણ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નાવણ(૧).'

**નાવ-નગરિયો** પું. [જુઓ 'નાવ[2]' + સં. नगर + ગુ. 'ઇયું' ત.પ્ર.] વહાણમાં મુસાફરી કરનારો નાગરિક

**નાવર** પું. પારસી ધર્મ-ગુરુ. (પારસી.)

**નાવર** (-રય) સ્ત્રી. પારસી ધર્મગુરુ થવાની દીક્ષા. (પારસી.)

**નાવલિયો, નાવલો** પું. [જુઓ 'નાવ[1]' + ગુ. 'લું' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નાવ.[1]' (પદ્યમાં.)

**નાવવું** અ.ક્રિ. [સં. न + જુઓ 'આવવું' સંધિથી.] આવવું નહિ. (પદ્યમાં.)

**નાવાકાર** પું., **નાવાકૃતિ** સ્ત્રી. [સ. नौ + आ-कार, आ-कृति] વહાણનો આકાર કે ઘાટ. (૨) વિ. વહાણના ઘાટનું

**ના-વાકેફ** વિ. [ફા. + અર. વાકિફ્ ] માહિતી ન હોય તેવું, જાણ વિનાનું, અણ-વાકેફ, અજાણ્યું, પરિચય વિનાનું

**નાવાકેફી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય], **નાવાકેફિયત** સ્ત્રી. [ફા. + અર. વાકિફિય્યત્] માહિતીનો અભાવ, અણવાકેફી, અ-પરિચય

**નાવાધ્યક્ષ** પું. [સં. नावाध्यक्ष, તેથી જુઓ ગુજ. 'નાવ$^{2}$' + સં. अध्यक्ष, સંધિથી] નૌકાનો ઉપરી અમલદાર, કપ્તાન

**નાવારસ, -સી** વિ. [ફા. + અર. + 'વારિસ્' + ગુ. 'ઈ' ત.પ્ર.] વારસ વિનાનું, બિન-વારસી, નિર્વંશિયું. (૨) ન-ધણિયાતું, ધણી-ધોરી વિનાનું

**ના-વાંધા** વિ. [જુઓ 'ના(નકાર)' + 'વાંધો.'] જેમાં કશી રુકાવટ નથી તેવું, 'નો-ઑબ્જેક્શન'

**નાવિક** પું. [સં.] ખલાસી, ખારવો, વહાણવટી, 'સી-મેન,' 'મૅરિનર.' (૨) સુકાની

**નાવિક-દલ(-ળ)** ન. [સં.] ખલાસીઓનો સમૂહ. (૨) દરિયાઈ લશ્કર

**નાવિક-વિદ્યા** સ્ત્રી. [સં.] નૌકા-શાસ્ત્ર

**નાવી** પું. [સં. नापित- > પ્રા. नाविअ-] જુઓ 'નાઈ.' ('નાવી' ગુ.માં રૂઢ નથી.)

**નાવીન્ય** ન. [સં.] નવીન-તા (જાણવા માણવા જેવી)

**નાવોપજીવન** ન. [સં. नावुपजीवन, તેથી ગુ. 'નાવ$^{2}$ + સં. उप-जीवन] દરિયાઈ જીવન, વહાણોની ખેપ કરીને ચલાવાતું જીવન, હોડકાં ચલાવી કરવામાં આવતો ગુજારો

**નાવ્ય** વિ. [સં.] જેમાંથી વહાણ હોડી આગબોટ વગેરે પસાર થઈ શકે તેટલું (નદી ખાડી વગેરે), 'નેવિગેબલ'

**નાશ** પું. [સં.] દેખાતું બંધ થઈ જવું એ, અ-દર્શન, લોપ. (૨) ઉચ્છેદ, ઉન્મલન, નાબૂદી. (૩) મરણ, મૃત્યુ. (૪) પાયમાલી, ખરાબી

**નાશક, -કારક,** વિ. [સં.], **-કારી** વિ. [સં., પું.] નાશ કરનારું, વિનાશક

**નાશ-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] નકામા કાગળો દફતરો વગેરે બાળી નાખવાનું એક સરકારી ખાતું

**નાશ-ભાગ** (નાશ્ય-ભાગ્ય) જુઓ 'નાસ-ભાગ.'

**નાશ-વત્તા** સ્ત્રી. [સં.] ક્ષણભંગુર-તા, નાશવંત હોવાપણું

**નાશ-વંત** (-વન્ત) વિ. [+ સં. °वत् > પ્રા. °वंत], **નાશ-વાન** વિ. [+ સં.°वान्] નશ્વર, ભંગુર

**નાશન$^{1}$** વિ. [સં.] જુઓ 'નાશક.'

**નાશન$^{2}$** ન. [સં.] જુઓ 'નાશ.'

**નાશાદ** વિ. [ફા.] નાખુશ, નારાજ. (૨) ગમગીન

**નાશાદી** સ્ત્રી. [ફા.] નાખુશી, નારાજી. (૨) ગમગીની

**નાશાધીન** વિ. [સં. नाश + अधीन] નાશ માટે સરજાયેલું, ક્ષણ-ભંગુર, નશ્વર

**નાશિ(-સિ)ક** ન. મહારાષ્ટ્રનું ગોદાવરી નદી ઉપરનું એક તીર્થ-ધામ અને નગર. (સંજ્ઞા).

**-નાશી** વિ. [સં., પું., સમાસને અંતે પ્રયોગ] નાશ કરનારું

**ના-શેહ** સ્ત્રી. [ફા. ના-શહ્] શેહ-શરમમાં ન હોવાપણું. (૨) શતરંજની રમતમાં રાજાને શેહમાંથી ખસેડવો એ

**નાસવું** અ. ક્રિ. [સં. नश्य- > પ્રા. नस्स-] ભાગી છૂટવું, નસાવું ભાવે., ક્રિ. નસાડવું પ્રે., સ. ક્રિ.

**નાસ** પું., (-સ્ય) સ્ત્રી. [સં. नस्य ન. > પ્રા. नस्स] નાક વાટે વરાળ ધૂણી વગેરે લેવાં એ

**નાસણું** ન. [જુઓ 'નાસવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] નાસી-ભાગી છૂટવું એ, નાસ-ભાગ

**નાસ-તપાસ** સ્ત્રી. [સં. न्यास > પ્રા. नास + જુઓ 'તપાસ.'] કોઈ દબાયેલી વસ્તુની તપાસ કરવી એ

**નાસત્ય** પું., બ.વ. [સં.] દેવોના બેઉ વૈદ્ય બંધુઓ—જોડિયા અશ્વિનીકુમારો. (સંજ્ઞા.)

**નાસદીય-સૂક્ત** ન. [સં.] ઋગ્વેદનું ૧૦–૧૨૯ સંખ્યાનું તત્ત્વ જ્ઞાનનું મૂળરૂપ આપતો મંત્ર-સંગ્રહ. (સંજ્ઞા.)

**નાસપાતી** સ્ત્રી., ન. [ફા. નાશ્પાતિ] સફરજનના જેવું એનાથી જરા નાનું એક ઉત્તર હિંદીનું ફળ

**નાસ(-શ)-ભાગ** (નાસ્ય(-શ્ય)-ભાગ્ય) સ્ત્રી. [જુઓ 'નાસવું' + 'ભાગવું..'] ભાગાભાગ, આમ-તેમ નાસી છૂટવાની ક્રિયા

**નાસરડું, -ણું** ન. [જુઓ 'નાસવું' દ્વારા.] ભય કે ત્રાસથી નાસી છૂટવું એ

**નાસરી** સ્ત્રી. [ફા. નાસરહ્] ગુજરાતી હિસાબમાંની બાર બદામ—એટલી કિંમતની ગણતરી

**ના-સવાબ** વિ. [ફા. + અર.] પાપી

**નાસા** સ્ત્રી. [સં.] જુઓ 'નાસિકા.'

**નાસાગ્ર** ન. [+ સં. अग्र] નાકનું ટોચકું

**નાસાગ્ર-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] નાકના ટોચકા ઉપર બેઉ આંખની નજર પડે એ રીતે જોવું એ

**નાસાનાસ(-શ)** (-સ્ય, -શ્ય), **-સી(-શી)** સ્ત્રી. [જુઓ 'નાસવું'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] નાસ-ભાગ, ભાગાભાગ

**નાસા-પુટ** પું., ન. [સં., પું.] બેઉ નસકોરાંનો ભાગ

**ના-સાબિત** વિ. [ફા. + અર.] સાબિત ન થયેલું, સિદ્ધ ન થયેલું, અ-સિદ્ધ

**નાસા-રંધ્ર** (-રન્ધ્ર) ન. [સં.] નાકનું તે તે કાણું, નસકોરું

**નાસા-રોગ** પુ. [સં.] નાકનો રોગ

**નાસાર્બુદ** પું. [+ સં. अर्बुद] નાકમાં થતી ગાંઠ

**નાસાર્શ** પું. [+ સં. अर्शस् ન.] નાકમાંનો મસો

**નાસાવરોધ** પું. [+ સં. अव-रोध] નાકમાં આડચ ઊભી થવાનો રોગ, પીનસ

**નાસા-વંશ** (-વંશ) પું. [સં.] નાકની દાંડી

**નાસા-શૂલ(-ળ)** ન. [સં.] નાકમાં થતી કળતર

**નાસા-શોથ** પું. [સં.] નાકની અંદરનો સોજાનો રોગ

**નાસા-શોષ** પું. [સં.] નાકમાં સુકવાણ પડી જવાનો રોગ

**નાસાશ્મ** પું. [+ સં. अश्मा પું.] નાકમાંનો પથરીનો રોગ

**નાસાસ્થિ** ન. [+ સં. अस्थि] નાકનું હાડકું

**નાસા-સ્રાવ** પું. [સં.] નાકમાંથી પાણી ચાલ્યાં જવાં એ, સળેખમ, શરદી

**નાસિક** જુઓ 'નાશિક.'

**નાસિકા** સ્ત્રી. [સં.] નાક, નાસા

**નાસિકાગ્ર** ન. [+ સં. अग्र] જુઓ 'નાસાગ્ર.'

**નાસિકા-પુટ** પું., ન. [સં., પું.] જુઓ 'નાસા-પુટ.'

**નાસિકા-રંધ્ર** (-રન્ધ્ર) ન. [સં.] જુઓ 'નાસા-રંધ્ર.'

**નાસિકાસ્થિ** ન. [+ સં. अस्थि] જુઓ 'નાસાસ્થિ.'

**નાસિકા-સ્રાવ** પું. [સં.] જુઓ 'નાસા-સ્રાવ.'

**નાસિકાંતરપટ** (નાસિકાન્તરપટ) પું. [સં. नासिका + જુઓ 'અંતર-પટ.'] નાકમાં બેઉ નસકોરાં વચ્ચેનો પડદો

**નાસિક્ય** વિ. [સં.] નાકને લગતું, નાકમાંથી ઉચ્ચારાતું.

(વ્યા.) (૨) પું. અનુસ્વાર. (વ્યા.) (૩) અનુનાસિક ઉચ્ચારણ. (વ્યા.) (૪) ઙ ઞ ણ ન મ આની પૂર્વનો સ્વર અનુનાસિક હોઈ ને આ તે તે વર્ગીય અનુનાસિક વ્યંજન. (વ્યા.) [નાકની ઇંદ્રિય

**નાસિકેંદ્રિય** (નાસિકેન્દ્રિય) સ્ત્રી. [સં. नासिका + इन्द्रिय ન.]

**નાસિક્ય-તા** વિ. [સં.] નાકમાંથી ઉચ્ચરિત થવાપણું

**નાસિક્ય-વિધાન** ન. [સં.] ઉચ્ચારણ નાકની મદદથી કરવાપણું. (વ્યા.)

**નાસિ(-સી)પાસ** વિ. [ફા. નાસિપાસ્] ના-ઉમેદ, નિરાશ

**નાસિ(-સી)પાસી** સ્ત્રી. [ફા. નાસિપાસી] ના-ઉમેદી, નિરાશા

**નાસૂર** ન. [અર.] નાક કાન આંખ વગેરેમાં સદાના દર્દને કારણે પડતું છિદ્ર [જનાર, ભાગેડુ

**નાસેડુ** વિ. [જુઓ 'નાસવું'નો 'ભાગેડુ' ના સાદૃશ્યે.] નાસી

**નાસોદર** પું. [સં. नासा + उदर; સં. માં વપરાયો મળ્યો નથી.] નાકનો એક રોગ

**નાસ્તિ** સ્ત્રી. [સં न + अस्ति, अस् ધાતુનું વર્ત. કા., ત્રી. પુ., એ. વ., ગુ. પ્રયોગ.] અસ્તિત્વનો અભાવ, હસ્તી ન હોવી એ, 'નેગેશન' (મ.ન.)

**નાસ્તિક** વિ. [સં. न + आस्तिक] 'ઈશ્વર જેવું કોઈ નિયામક તત્ત્વ છે' એવું ન માનનાર. (૨) પુનર્જન્મ પરલોક કર્મ-ફળ કે વહેમોમાં ન માન-નાર. (૩) વેદ વગેરે સત્ શાસ્ત્રો તરફ શ્રદ્ધા ન ધરાવનાર. (૪) કોઈ પણ પ્રકારની શ્રદ્ધા કે આસ્થા વિનાનું [શ્રદ્ધા, 'હેરેસી' (મન.૨૧.)

**નાસ્તિક-તા** સ્ત્રી. [સં.] નાસ્તિક હોવાપણું, અનાસ્થા, અ-

**નાસ્તિક-દર્શન** ન. [સં.] નાસ્તિક સિદ્ધાંતવાળું તત્ત્વજ્ઞાન, (૨) ચાર્વાક-દર્શન [નાસ્તિકોનો સંપ્રદાય, (૨) ચાર્વાક-પંથ

**નાસ્તિક-પંથ** (-પન્થ) પું. [સં. नास्तिक + જુઓ 'પંથ.']

**નાસ્તિક-મત** પું. [સં., ન.], **નાસ્તિક-વાદ** પું. [સં.] ઈશ્વર પુનર્જન્મ પરલોક કર્મ-ફળ તેમજ બીજી ધાર્મિક માન્યતાઓમાં માનવાનું નથી તેવો સિદ્ધાંત, 'એથીઝમ' (મન. ૨૧.)

**નાસ્તિકવાદી** વિ. [સં., પું.] નાસ્તિકવાદમાં માનનારું, નાસ્તિક, 'ઍથિસ્ટ'

**નાસ્તિક્ય** ન. [સં.] જુઓ 'નાસ્તિક-તા.'

**નાસ્તિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] 'કશું જ નથી' એવી સ્થિતિ, અ-ભાવ, અ-વિદ્યમાનપણું, હયાતીનો અ-ભાવ

**નાસ્તિ-પક્ષ** પું. [જુઓ 'નાસ્તિ' (સં.) + સં.] અસ્તિત્વ નથી એવું માનનારો તર્ક. (૨) એવો નકાર, 'નેગેશન' (ન. ભો.)

**નાસ્તિ-રૂપ** વિ. [સં.] નકાર-વાચક, 'નેગેટિવ' (બ. ક. ઠા.)

**નાસ્તિરૂપાંતર** (-રૂપાન્તર) ન. [સં.] નકારવાચક બની રહેવું એ, 'ઑબ્વર્ઝન' (રા. વિ.)

**નાસ્તિ-વાક્ય** ન. [સં.] જેમાં 'ન'કાર શબ્દ કે એનો ભાવસ્થિતિ છે તેવું વાક્ય, 'નેગેટિવ પ્રોપોઝિશન' (બ.ક.ઠા.)

**નાસ્તિ-વાચક** વિ. [સં.], **નાસ્તિવાચી** વિ. [સં., પું.] 'નથી' એવો અર્થ બતાવનારું, નકાર-વાચક, 'નેગેટિવ' (રા. વિ.)

**નાસ્તિ-વાદ** પું. [સં.] જુઓ 'નાસ્તિકવાદ.'

**નાસ્તિવાદી** વિ. [સં., પું.] જુઓ 'નાસ્તિક વાદી.'

**નાસ્તો** પું. [ફા. નાશ્તહ્] ચા વગેરે કે અન્ય પીણા સાથે યા એકલી લેવામાં આવતી થોડી જ વાનગી, ઉપાહાર

**નાસ્તો-પાણી** ન. [+ જુઓ 'પાણી.'] થોડો નાસ્તો લઈ એના ઉપર પાણી પીવામાં આવે એ ક્રિયા

**ના-હક(-ક્ક)** ક્રિ. વિ. [ફા. + જુઓ 'હક (-ક્ક).'], **૦નું** વિ. [+ગુ. 'નું' છ. વિ, નો અનુગ] હક-અધિકાર વિનાનું, નાહકનું, મફતિયું [નટખટ

**નાહટ** વિ. [ફા. 'ના' + જુઓ 'હટવું'-'હઠવું'] (લા.) ખરાબ,

**નાહણું** (નાઃણું) ન. [સં. स्नान-क- > પ્રા. न्हाणअ-] જુઓ 'નહાણું.' [ક્રિ. નહેરાવવું પ્રે., સ. ક્રિ.

**નાહરવું** સ ક્રિ શણગારવું, શોભા કરવી. નહેરાવું કર્મણિ,

**નાહવણ** (નાઃવણ-) ન, [સં. स्नापन- > પ્રા. न्हावण] નવડાવવું એ. (૨) (લા.) ઋતુ-સ્રાવ, અટકાવ, અચાલો

**નાહવું** (નાઃવું) અ. ક્રિ. [સં. स्ना- > પ્રા. न्हा > જૂ. ગુ. 'નાહા.'] પાણીથી સમગ્ર શરીરને ઝંખોળવું. ઝંબોળવું. (૨) (લા.) નુકસાન ખમવું, ખોટ આવવી. [**૦ નિચોવવું** (રૂ. પ્ર.) લાગતું વળગતું હોવું, ઘનિષ્ઠ સંબંધ હોવો. **-વાનું આવવું, -વાનું હોવું** (નાઃવાનું-) (રૂ. પ્ર.) સગાંના કે જાણીતાના મરણના સમાચાર આવવા. **નાહી ઊઠવું** (નાઃઇ-) અટકાવવાળી કે પ્રસૂતિવાળી સ્ત્રીનું નાહી પવિત્ર થવું. (૨) ખોટ સહન કરવી. **નાહી ના(-નાં)ખવું** (નાઇઃ-) (રૂ. પ્ર.) આશા-અભિલાષા ખતમ થવી. **નાહી પરવારવું** (નાઃઇ-) (રૂ. પ્ર.) કામકાજ વેપાર વગેરેમાં નિષ્ફળતા મળવી. **નાહી બેસવું** (નાઃઇ બેસવું) (રૂ. પ્ર.) જુઓ 'નાહી ના (-નાં)ખવું' -'નાહી-પરવારવું.'] રૂપાખ્યાન અને સાધિત શબ્દો : 'નાહું' (નાઃઉં), 'નાહિયે' (નાઃઇયે), 'નહાય' (નાઃય), 'નાહો' (નાઃઓ); 'નાહ્યું' (નાઃયું)- 'નાહ્યો' (નાઃયો)- 'નાહી' (નાઃઇ) 'નાહતો' (નાઃતો)- 'નાહતા' (નાઃતા); 'નાહીશ' (નાઃઇશ), 'નાહીશું' (નાઃઇશું) કે 'નાહશું' (નાઃશું), 'નાહશો' (નાઃશો), 'નાહશે' (નાઃશે); 'નહાત' (નાઃત); 'નહાતું -તી-તો-તા-તાં' (નાઃતું વગેરે); 'નાહનાર,-રું (નાઃનાર,-રું), 'નાહવાનો' (નાઃવાનો), 'નાહેલું-લી-લો-લા-લાં' (નાઃયેલું વગેરે) 'નહા' (નાઃ), 'નહાજે, -જો' (નાઃજે,-જો), 'નાહવું' (નાઃવું); 'નવડા (-રા)વવું' (નઃવડા(-રા)વ-વું); 'નવાણું' (નઃવાણું); 'નવાય' (નઃવાય); 'નાવણ' (નાઃવણ); 'નાવણિયું,-યો' (નાઃવણિયું,-યો); 'નવેણ' (નઃવેણ); 'નાણી' (નાઃણી), 'નહાણું' (નાઃણું), 'નાવણી' (નાઃવણી), 'નાવણું' (નાઃવણું) [ભાટડી

**નાહિયણ** (નાઃઇયણ્ય) સ્ત્રી. ભાટની સ્ત્રી, ભાટણ, ભાટિયણ,

**ના-હિંમત** (-હિમ્મત) વિ. [ફા.+ અર.] હિંમત વિનાનું, કાયર

**નાહીં** (નાંઃઇ) જુઓ 'નહિ-નહીં.', (પદ્યમાં.)

**નાહુ(-હો)લિયો** પું. [જુઓ 'નાહ' + ગુ. 'ઉલ' + 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **નાહુલો** પું. [+ ગુ. 'ઉલું' સ્વાર્થે ત. પ્ર.] નાથ, ધણી, પ્રીતમ. (પદ્યમાં.)

**નાહેલ** (-લ્ય) સ્ત્રી. માલિક પોતે ખેડતો હોય તેવી જમીન

**નાહેલ-ધોયેલ** (નાઃયેલ્ય-ધોયેલ્ય) વિ., [જુઓ 'નાહવું' + 'ધોવું' + બેઉને ગુ. 'એલ' બી. ભૂ. કૃ.] (લા.) અટકાવ પછી શુદ્ધ થયેલી સ્ત્રી

**નાહોલિયો** જુઓ 'નાહુલિયો.'

**નાહ્યડી** (નાઃયડી) જુઓ 'નાયડી.[1]'

નાળ (ળ્ય) જુઓ 'નાલ.' (૨) નાની તોપ. (૩) જુઓ 'નેળિયું.'
નાળકું (નાળ્યકું) ન. [+ગુ. 'કું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નાળિયું.'
નાળકોટ પું. જુવાર બાજરી મકાઈ શેરડી વગેરેમાં સાંઠાને લગતો એક રોગ [તોપનો ગોળો
નાળ-ગોળો (નાળ્ય-) પું. [જુઓ 'નાળ' + 'ગોળો.']
નાળચું ન. [+ ગુ. 'ચું' સ્વાર્થે ત. પ્ર.] કળશો કરવો ચંબુ વગેરેની બાજુની નળી, નાળવું
નાળ-છેદન ન. [સં. नाल-च्छेदन] જુઓ 'નાલ-ચ્છેદન.'
નાળ-બંદ (-બન્દ) જુઓ 'નાલ-બંદ.'
નાળ-બંદી (-બન્દી) જુઓ 'નાલ-બંદી.'
નાળવું ન., -વો[1] પું. [જુઓ 'નાળ' + ગુ. 'વું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નાળચું.'
નાળવો[2] પું. ઘઉંના છોડવાઓનો દાણા કાઢી લીધા પછીનો પૂળો
નાળિય(-યે)ર જુઓ 'નારિયેળ.'
નાળિય(-યે)ર-પાક જુઓ 'નારિયેળ-પાક.'
નાળિયું [સં. नालिक-क > પ્રા. नालिअअ-] જુઓ 'નેળિયું.'
નાળિયેરી જુઓ 'નાળિયેરી.'
નાળિયેરી પૂન(-ને)મ (-પૂન(-ને)મ્ય) [જુઓ 'નારિયેળી-પૂન(-ને)મ.'
નાળિયેરો જુઓ 'નારિયેલો.' [પિચરિયો
નાળી સ્ત્રી. [સં. नालिका > પ્રા. नालिआ] નાની નહેર કે
નાળું ન. [સં. नालक- > પ્રા. नालअ-] પાણી જવાનો નાનો થોડા ઊંડાણવાળો માર્ગ, વાયું, નાનું વાંયું, 'એક્વેડક્ટ'
નાળો પું. પાણીમાં થતો એક જાતનો વેલો [વમન
નાંખ (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'નાંખવું'.] (લા.) ઊલટી, બકારી,
નાં(-ના)ખવું સ. ક્રિ. [સં. नक्ष्य- > પ્રા. नक्ख., ભ. કા. દ્વારા] (લા.) ફેંકવું. (૨) પડતું મૂકવું. (૩) દાખલ કરવું. (૪) ઉમેરવું. (૫) કરવા સોંપવું. (૬) સહાયકારક ક્રિયાપદ તરીકે ઝડપનો અર્થ આપવા. [નાં(-ના)ખી મૂકવું, નાં(-ના)ખી રાખવું (રૂ. પ્ર.) કાઢી નાખવા જેવું હોય તોયે પડવું રહેવા દેવું. (૨) સાર-સંભાળ વિના સંઘરાવા દેવું] નંખાવું (નઙ્ખા-) કર્મણિ., ક્રિ. નંખાવવું (નઙ્ખા-) પ્રે., સ. ક્રિ.
નાંગણ (-ણ્ય) સ્ત્રી. સાંકળ
નાંગર(-ળ) ન. [દે.પ્રા. नगर] વહાણ આગબોટ વગેરેને પાણીમાં ઊભા રહેવા માટે વજનવાળું લોખંડનું ખાસ પ્રકારનું સાધન, લંગર. (૨). (લા.) અવરોધ, અટકાવ
નાંગરણ ન. [જુઓ 'નાંગરવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] વહાણ-આગબોટ વગેરેનું પાણીમાં નાંગરવાનું સ્થળ, ઓરવો
નાંગરણું જુઓ 'નાગરણું.'
નાંગર-વાડો પું. [જુઓ 'નાંગર' + 'વાડો.'] વહાણો-આગબોટો વગેરેને નાંગરવાનો ત્રણ બાજુ વાળી લીધેલો પાણીવાળો ભાગ, 'ડૉક-યાર્ડ'
નાંગર(-ળ)વું અ. ક્રિ. [જુઓ 'નાંગર-(-ળ),' ના. ધા.] (વહાણ-આગબોટ વગેરેનું) પાણીમાં નાંગર નાંખી ઊભા રહેવું. (૨) (બળદને) જોતરવું. નંગરાવું ભાવે, ક્રિ. નંગરાવવું પ્રે., સ. ક્રિ.
નાંગળ[1] જુઓ 'નાંગર.'
નાંગળ[2] (-ળ્ય) સ્ત્રી. હળને ધૂંસરી બાંધવાનું દોરડું
નાંગળવું જુઓ 'નાંગરવું.' નંગળાવું ભાવે., ક્રિ. નંગળાવવું પ્રે., સ. ક્રિ.
નાંગળું ન. ઓરિયું-બટન ઘાલવાનું કાણું, કાચ, ગાજ. (૨) હોકાની નાળને મજબૂત રાખવાની દોરી.
નાંગાડવું સ. ક્રિ. આગ લગાડવી. નાંગાડાવું કર્મણિ., ક્રિ. નાંગાડાવવું પ્રે., સ. ક્રિ.
નાંગાડાવવું, નાંગાડાવું જુઓ 'નાંગાડવું'માં.
નાંડ (-ડ્ય) સ્ત્રી. બિનવારસી મિલકત
નાંત (નાન્ત) વિ. [સં. न + अन्त] અંત વિનાનું, વિશાળ. (૨) (લા.) નિરાંતવાળું, મુક્ત
નાંતરીયક (નાન્તરીયક) વિ. [સં. न + अन्तरीयक] જેમાં અંતર પડે એમ નથી તેવું. (૨) વિઘ્ન વિનાનું, અડચણ વિનાનું. (તર્ક.)
નાંતરીયક-તા (નાન્તરીયક-) સ્ત્રી., -ત્વ ન. [સં.] સાતત્ય. (૨) નિર્વિઘ્નતા. (૩) નિત્ય-સંબંધ. (તર્ક.)
નાંથણું ન. નાથવાની દોરી.
નાંદ (-દ્ય) સ્ત્રી. પાણી ભરવાની માટીની મોટી કોઠી. (૨) શેરડીના રસની કોઠી કે કૂંડી (એ ચિચોડા સાથે રાખી હોય છે, જેમાં રસ નિચોવાઈને પડતો હોય છે.)
નાંદર (-રય) સ્ત્રી. પ્રાણીના માંસવાળા કેટલાક ભાગ ઉપર થતું સફેદ રંગનું પાતળું પડ, છારી
નાંદરવું ન. પહેલો વરસાદ પડયા પછી ઊગતું ઝીણું ઘાસ
નાંદરવો પું. ચોમાસામાં ઊગી નીકળતી એક ભાજી, ઢીમડો
નાંદવું અ.ક્રિ. (ચીજ વસ્તુઓ કપડાં વગેરે તૂટી ફાટી ન જતાં) ટકી રહેવું, સચવાવું [-દી.[1]
નાંદિયો પું. [સં નન્દિક-क > પ્રા. नन्दियअ-] જુઓ 'નંદિ,
નાંદી[1] (નાન્દી) સ્ત્રી. [સં.] ખાસ કરીને નાટ્ય-કૃતિ ભજવવાનો આરંભ થાય એની પૂર્વે નૃત્ત-નૃત્યથી કરવામાં આવતું ઇષ્ટ-સ્તુત્યાત્મક મંગલાચરણ. (નાટ્ય.) (૨) નાટ્ય-કૃતિનું મંગલાચરણ. (નાટ્ય.)
નાંદી[2] સ્ત્રી. [સં. नान्दिका > પ્રા. नन्दिआ] (લા.) બળદના મોંના ઘાટનું ભારે અવાજ આપતું એક ચર્મ-વાદ્ય
નાંદી-મુખ, ૦ શ્રાદ્ધ (નાન્દી-) ન. [સં.], નાંદી-શ્રાદ્ધ (નાન્દી-) ન. [સં.] માંગલિક પ્રસંગોએ કરવામાં આવતું વૃદ્ધિ-શ્રાદ્ધ
નાંદોરો પું. [સં. नान्दिपुर > પ્રા. नान्दिउर > ગુ. 'નાંદોર' ('નદિર' ગામ) + ગુ. 'ઓ' ત. પ્ર.] મૂળ નદિર ગામમાંથી નીકળેલી એક બ્રાહ્મણ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
નાંદ્યંત (નાન્દ્યન્ત) પું. [સં. नान्दी + अन्त] નાંદી (મંગલાચરણ) પૂરી થઈ ગયા પછીનો લાગલો જ સમય. (નાટ્ય.)
નાંધડલું, નાંધડિયું, નાંધડું, નાંધલડું વિ. [જુઓ 'નાનું', માંથી '-હાનું' (નાન્હું) વિકસે તેના ઉચ્ચારભેદથી 'નાંધું' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'લ' સ્વાર્થે ત.પ્ર. તેમ + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઉંમરે નાનું. (૨) (લા.) અનાથ, નોધારિયું. (આમાનું 'નાંધલડું' ઉચ્ચારણે અસ્વાભાવિક હોઈ 'નાંધલડું' સ્વીકાર્ય છે.)
નાંધલું વિ. [જુઓ 'નાંધડલું.'] જુઓ 'નાંધલડું(૧).'

**નંધુ** સ્ત્રી. [જુઓ 'નાનું' દ્વારા.] વહાલી સ્ત્રી, પ્રિયતમા

**નાંભ** ન. માસિક ઋતુ આવ્યા વિના રહી જતા ગર્ભનું બાળક

**નિ–** ઉપ. [સં.] ક્રિયા-જન્ય રૂપો અને શબ્દોની પૂર્વે તત્સમ શબ્દોમાં (ક્વચિત્ તદ્ભવોમાં) આવતો એક ઉપસર્ગ—(૧) નીચે-તળે-અંદર : 'નિ-મગ્ન, નિ-પાન.' (૨) અતિશયતા : 'નિ-ગૂઢ' 'નિ-ગ્રહ.' (નીચે અનેક શબ્દ જોવા મળશે.)

**નિ-કટ** વિ. [સં.] પાસેનું. (૨) ક્રિ. વિ. નજીક, સમીપ, પાસે

**નિકટ-તમ** વિ. [સં.] ખૂબ પાસેનું

**નિકટ-તર** વિ. [સં.] વધુ પાસેનું

**નિકટ-તા** સ્ત્રી. [સં.] નિકટપણું

**નિકટ-વર્તી** વિ. [સં., પું.] નજીકમાં રહેલું

**નિકણાવવું** જુઓ 'નીકળવું'માં.

**નિ-કર** પું. [સં.] સમૂહ, જથ્થો. (૨) ઢગલો

**નિકલ** સ્ત્રી., ન. [અં.] એક જાતની સફેદ ચળકતી ધાતુ

**નિ-કષ(-સ)** પું. [સં.] કસોટી કરવાનો પથ્થર

**નિ-કંદક** (-કન્દક) વિ. [સં.] નિકંદન કાઢી નાખનાર, જડમૂળમાંથી ઉખેડી નાખનાર, જડમૂળમાંથી ઉખેડી નાશ કરનાર

**નિ-કંદન** (-કન્દન) ન. [સં.] જડમૂળમાંથી ઉખેડી નાશ થવો -કરવો એ, ભારે વિનાશ, [૦ કાઢવું (રૂ.પ્ર.) સદંતર નાશ કરવો. ૦ જવું, ૦ નીકળી જવું (રૂ. પ્ર.) નિર્વંશ થવું]

**નિકંદન-કારક** (નિકન્દન-) વિ. [સં.], **નિકંદન-કારી** (નિકન્દન-), **નિકંદની** (નિકન્દની) વિ. [સં., પું.] જુઓ 'નિકંદક.'

**નિકા(૦ હ)** પું. [અર. નિકાહ્] લગ્ન-સંબંધ, પરણવાની, ક્રિયા. [૦ પઢવા (રૂ. પ્ર.) મુસ્લિમ વિધિએ લગ્ન કરવાં]

**નિકાય** પું. [સં.] સમૂહ, સમુદાય. (૨) બૌદ્ધ સૂત્રો સુભાષિતો વગેરેનો સંગ્રહ. (બૌદ્ધ.)

**નિકાચું** ન. મકાનની દીવાલમાં ઉપસાવેલો કોઈ પણ આકાર

**નિકાલ** પું. ઉકેલ. (૨) ફેંસલો, નિર્ણય, 'ડિસ્પોઝલ.' (૩) (લા.) છેડો, અંત. (૪) નિકાસ, 'આઉટ-લેટ.' [૦ આણવો, ૦ કરવો, ૦ કાઢવો, ૦ લાવવો (રૂ. પ્ર.) પતાવટ કરવી. ૦ કરી ના(-નાં)ખવો, ૦ કરી દેવો (રૂ.પ્ર.) મારી નાખવું. ૦ થવો (રૂ.પ્ર.) કષ્ટાતી સ્ત્રીને પ્રસવ થવો. (૨) પતાવટ થવી]

**નિકાશ(-સ)** સ્ત્રી. [જુઓ 'નિકાસવું.'] બહાર કાઢવું કે નીકળવું એ. (૨) (માલ-સામાનનું) એક સ્થળેથી બીજા સ્થળ કે દેશાંતરમાં મોકલવું-મોકલાવવું એ, 'એક્સ્પોર્ટ.' (૨) જુઓ 'નિકાલ (૪).' ['એક્સ્પોર્ટર'

**નિકાશ(-સ)-કાર** વિ. [+સં. °कार] નિકાસ કરનાર,

**નિકાશ(-સ)-ક્ષમ** વિ. [ક સં.] નિકાલ કરવા પાત્ર, નિકાસ કરવા જેવું, 'એક્સ્પોર્ટેબલ'

**નિકાશ(-સ)-ગલી** સ્ત્રી [+જુઓ 'ગલી.'] મેલું પાણી વગેરે એના સ્થાનમાંથી બહાર નીકળી શકે એ માટેની સાંકડી નેળ, 'ગટર'

**નિકાસ(-સ)-જકા(-ગા)ત** સ્ત્રી. [+જુઓ 'જકા(-ગા)ત.'] માલ સામાનનું સ્થળાંતર—દેશાંતર કરવા સબબ લેવાતો કર, 'એક્સ્પોર્ટ-ડ્યૂટી', 'એક્સ્પોર્ટ ટૅક્સ'

**નિકાશ(-સ)-બંદી(-ધી)** (-બન્દી,-ન્ધી) સ્ત્રી. [+ફા. 'બન્દી.'] માલ-સામાનનું સ્થાનાંતર—દેશાંતર કરવાની મના

**નિકાશ(-સ)-વેરો** પું. [+જુઓ 'વેરો.'] જુઓ 'નિકાશ-જકાત.' [નિકાશને લગતું

**નિકાશી(-સી)** વિ. [+ગુ. 'ઈ' ત. પ્ર.] નિકાશ માટેનું,

**નિકાસણી** વિ., સ્ત્રી. [જુઓ 'નિકાસવું + ગુ. 'અણું' કૃ-પ્ર- + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બહાર પ્રવાહી કાઢતી નળી, 'ડિલિવરી ટ્યૂબ' (૨-વિ.)

**નિકાસ-બંદી(-ધી)** (બન્દી, -ન્ધી) જુઓ 'નિકાશ–બંદી(-ધી).'

**નિકાસવું** સ. ક્રિ. [સં. निस्-कस् પ્રા. निक्कस] બહાર કાઢવું મોકલવું. (ગુ. માં આ ધાતુ રૂઢ નથી.)

**નિકાસ-વેરો** જુઓ. 'નિકાશ-વેરો'

**નિકાસી** જુઓ 'નિકાશી'.

**નિકાહ** જુઓ 'નિકા.'

**નિકાહ-નામું** ન. [+જુઓ 'નામું.'] મુસ્લિમ લગ્નના કરાર

**નિકાળો** પું. [જુઓ 'નિકાળવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] આંખ ઉપરનો ઊપસેલો ભાગ. (૨) મકાનની દીવાલની બહાર કાઢેલાં છજાં જરૂખા વગેરે

**નિ-કુંજ** (-કુઞ્જ) સ્ત્રી. [સં., પું., ન.] ઝાડ અને વેલાઓની ઘટાવાળી જમીન, કુંજ [ક્રૂરતા

**નિ-કૃતિ** સ્ત્રી. [સં.] દુષ્ટતા. (૨) અપમાન. (૩) દગો. (૪)

**નિ-કૃષ્ટ** વિ. [સં.] હલકી કોટિનું, અધમ, નીચ, ક-પાતર

**નિકૃષ્ટ-તા** સ્ત્રી. [સં.] નિકૃષ્ટપણું, 'ઇન્ફીરિયોરિટી.' [૦ ગ્રંથિ (-ગ્રંથિ) (રૂ. પ્ર.) લઘુતા-ગ્રંથિ, 'ઇન્ફીરિયોરિટી કૉમ્પ્લેક્સ' (આ. બા.)]

**નિકેત** પું., -તન ન. [સં.] ઘર, નિવાસ, રહેઠાણ, આવાસ

**નિકોરી** સ્ત્રી. જુઓ 'નિછારો.'

**નિકોલવું** સં. ક્રિ. [સં. निस् + कोर् > પ્રા. निक्कोर] હલકું ગણી દૂર કાઢી નાખવું. (૨) (લા.) આંબલિયા વગેરેમાંથી ઠળિયા કાઢવા. (૩) પાછળ રાખવું, આગળ વધવા ન દેવું. નિકોલાવું કર્મણિ., ક્રિ. નિકોલાવવું પ્રે., સ. ક્રિ.

**નિકોલાવવું, નિકોલાવું** જુઓ 'નિકોલવું'માં.

**નિકોલી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**નિકોસવું** અ. ક્રિ. [સં. निस् + क्रोस् > પ્રા. निक्कोस] (લા.) દાંત કચકચાવવા, દાંત પીસવા. (૨) હસવું, દાંત કાઢવા. નિકોસાવું ભાવે., ક્રિ. નિકોસાવવું પ્રે., સ. ક્રિ.

**નિકોસાવવું, નિકોસાવું** જુઓ 'નિકોસવું'માં.

**નિ-ક્ષિપ્ત** વિ. [સં.] ફેંકી દીધેલું. (૨) ત્યાગ પામેલું. (૩) ન. થાપણ, ન્યાસ

**નિ-ક્ષેપ** પું [સં.] ફેંકી દેવું એ. (૨) ઉપરથી દાખલ કરવું એ, પ્રક્ષેપ, 'ઇન્ટ્રૂઝ્યુશન,' 'એડલમેન્ટ.' (૩) થાપણ તરીકે મૂકવું એ. (૪) ત્યાગ. (૫) આકાશીય પદાર્થથી ક્રાંતિ-વૃત્ત ઉપર દોરેલો લંબ. (ખગોળ.)

**નિ-ક્ષેપક** વિ. [સં.] નિક્ષેપ કરનાર

**નિ-ક્ષેપણ** ન. [સં.] જુઓ 'નિ-ક્ષેપ.'

**નિક્ષેપ-ધારી** વિ. [સં., પું.] પ્રક્ષેપ કરનાર, 'બેઇલી'

**નિક્ષેપાંશ** (નિક્ષેપાંશ) પું. [સં. निक्षेप + अंश] જુઓ 'નિક્ષેપ(૫).'

**નિ-ક્ષેપિત** વિ. [સં.] નિક્ષિપ્ત કરાવેલું, ફેંકાવેલું
**નિ-ક્ષેપી** વિ. [સં., પું.] થાપણ મૂકી જનાર. (૨) થાપણ રાખનાર—સંગ્રહનાર
**નિ-ક્ષેપ્તા** વિ. [સં., પું.] જુઓ 'નિક્ષેપી(૧).'
**નિ-ક્ષેપ્ય** વિ. [સં.] નિક્ષેપ કરાવવા જેવું
**નિખરાવવું** જુઓ 'નીખરવું'માં.
**નિ-ખર્વ** વિ. [સં., ન.] સો અબજ—દસ હજાર કરોડની સંખ્યાનું. (૨) વામણું, ઠીંગણું, બઠકું
**નિખાર** પું. [જુઓ 'નિખારવું.'] કપડાને ખૂબ ધોઈને ખંખાળી નાખવું એ. (૨) ઓટ પછીની સમુદ્રના પાણીની બાર મિનિટની સ્થિરતા. (૩) ખેળ, કાંજી
**નિખારવું** જુઓ 'નીખરવું'માં.
**નિખારો** પું. [જુઓ 'નિખારવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) સાકર ઉકાળવા માટે રસ ઉકાળવાની કડાઈ. (૨) સળગતો કોયલો, અંગારો
**નિખાલસ** વિ. [અર 'ખાલિસ્.' પૂર્વનો 'નિ' સં. નથી.] ખુલ્લા ચોખ્ખા પવિત્ર હૃદયનું, શુદ્ધ દિલનું, મનમાં કપટ વિનાનું, નિષ્કપટી. (૨) ભેળસેળ વિનાનું
**નિખાલસ-તા** સ્ત્રી [+ સં., ત. પ્ર.], **નિખાલસાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.], **નિખાલસી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નિખાલસપણું, 'કૅન્ડાર' [તમામ
**નિ-ખિલ** વિ. [સં.] બધું, સઘળું, સર્વ, સમસ્ત, સમગ્ર,
**નિખિલેશ, -શ્વર** પું. [+ સં. ઈશ,-ઈશ્વર] સમગ્ર સૃષ્ટિનો સ્વામી, પરમેશ્વર [નિખોડાવવું પ્રે., સ. ક્રિ.
**નિખોડવું** સ. ક્રિ. છાલ ઉતારવી. નિખોડાવું કર્મણિ., ક્રિ.
**નિખોડાવવું, નિખોડાવું** જુઓ 'નિખોડવું'માં.
**નિગડ** સ્ત્રી. [સં., ન.] ગુનેગારને પગે બાંધવાની કે નાખવાની બેડી. (૨) હાથીને પગે બાંધવાની સાંકળ. (૩) બેડી, જંજીર (સામાન્ય) [પગે સાંકળ બાંધવી એ
**નિગડ-બંધન** (-બન્ધન) ન. [સં.] ગુનેગાર તેમ હાથી વગેરેને
**નિગમ** પું. [સં.] વેદ-શાસ્ત્ર. (૨) ઈશ્વર કે મહાપુરુષનું વચન. (૩) તર્ક. (૪) વેપાર. (૫) વણજાર. (૬) કોઈ પણ વિષયનું તંત્ર, 'કૉર્પોરેશન'
**નિ-ગમન** ન. [સં.] પ્રતિજ્ઞાનું ઉપસંહારક વચન, 'કન્ક્લ્યુઝન' (મ.ન.). (તર્ક.) (૨) નિકાલ, 'ડિડક્શન.' (પો.ગો.).
**નિગમન-પદ્ધતિ** સ્ત્રી. [સં.] 'ડિડક્ટિવ મેથડ' (આ.બા.)
**નિગમન-વાક્ય** ન. [સં.] ઉપસંહાર, 'કન્ક્લ્યુઝન'.(ક.પ્રા.)
**નિગમન-વિદ્યા** સ્ત્રી. [સં.] પરમાર્થનું શાસ્ત્ર, 'ડિડક્ટિવ લૉજિક'
**નિગમ-સભા** સ્ત્રી. [સં.] કાર્યાલય, કચેરી (ખાસ કરી 'કૉર્પોરેશન'ની). (૨) નાગરિકોની સભા
**નિગમાગમ** પું., બ.વ. [સં. નિ-ગમ + આ-ગમ] વૈદિક સમગ્ર સાહિત્ય અને ધર્મશાસ્ત્રના ગ્રંથ
**નિગ્રર** વિ. [અં.] કાળા રંગનું (સીદી વગેરે પ્રજા) (નિંદાના અર્થમાં અંગ્રેજો હિંદીઓ માટે વાપરતા.)
**નિ(-ની)ગળાવવું** જુઓ 'ની(-નીં)-ગળવું'માં.
**નિગાહ** સ્ત્રી. [ફા.] દૃષ્ટિ, નજર. (૨) કૃપ-દૃષ્ટિ, મહેરબાની. (૩) (લા.) કાળજી, સંભાળ. [૦ કરવી (રૂ. પ્ર.) કૃપા કરવી. ૦ ખેંચવી (-ખેંચવી) (રૂ. પ્ર.) લાંબા પડી પગે લાગવું. ૦ ફેરવવી, ૦ બદલવી (રૂ. પ્ર.) લાગણી ન બતાવવી. ૦માં લેવું (રૂ. પ્ર.) ધ્યાનમાં લેવું. ૦ રાખવી (રૂ. પ્ર.) કૃપા બતાવવી]
**નિગાહ-બાન** વિ. [ફા.] કૃપા-દૃષ્ટિ કરનાર, મહેરબાની કરનાર
**નિગાહ-બાની** સ્ત્રી. [ફા.] દેખરેખ, સંભાળ. (૨) મહેરબાની
**નિગાળ(-ળો)** પું. [જુઓ 'નિગાળવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] નીગળીને નીચે ઠરતો પદાર્થ, ઓઘરાળો. (૨) ઢોરનો વાગોળતાં પડેલો ઓગાળ
**નિગાળવું** જુઓ 'નીગળવું' માં.
**નિગાળો** જુઓ 'નિગાળ.'
**નિ-ગૂઢ** વિ. [સં.] છુપાયેલું, સંતાડવામાં આવેલું, (૨) (લા.) અ-ગમ્ય, ખૂબ ઊંડું, ન સમઝાય તેવું. (૩) રહસ્યમય, માર્મિક અર્થવાળું
**નિગૂઢ-તા** સ્ત્રી. [સં.] નિગૂઢ હોવાપણું
**નિગૂઢાર્થ** પું. [+ સં. અર્થ] છુપાયેલો અર્થ. (૨) વિ. રહસ્યમય, માર્મિક અર્થવાળું
**નિ-ગૃહીત** વિ. [સં.] પકડમાં લીધેલું. (૨) કેદ કરેલું
**નિગેહ-બાન** જુઓ 'નિગાહ-બાન.'
**નિગેહ-બાની** જુઓ 'નિગાહ-બાની.'
**નિગોહ (-ઢ)** સ્ત્રી. લોઢાની ખાંડણી
**નિ-ગ્રહ** પું. [સં.] પકડી લેવું—પકડી રાખવું એ. (૨) ઇંદ્રિયોનો સંયમ. (૩) અવ-રોધ, અટકાવ, 'એક્ઝિસ્ટન્સ'
**નિગ્રહ-કારક** વિ. [સં.], **નિગ્રહકારી** વિ. [સં., પું.] નિગ્રહ કરનારું
**નિગ્રહ-વૃત્તિ** સ્ત્રી. [સં.] નિગ્રહ કરવાનું વલણ
**નિગ્રહ-સ્થાન** ન. [સં.] પ્રતિપત્તિને કારણે વાદીને જ્યાં અટકાવવો પડે તે સ્થાન કે પ્રસંગ, 'પૉઇન્ટ ઑફ ઑર્ડર' (રા. વિ.). (તર્ક.)
**નિગ્રહી** વિ. [સં. પું.] જુઓ 'નિગ્રહ-કારક.'
**નિગ્રો** પું. [અં.] હબસી, સીદી
**નિઘર-ઘટ** વિ. ઠામ-ઠેકાણા વિનાનું. (૨) નિર્લજ્જ, બેશરમ
**નિઘરાવવું** સ.ક્રિ. ઘંટીએ દળતાં પહેલાં થાળું સાફ કરવું. નિઘરાવાવું કર્મણિ., ક્રિ.
**નિઘંટુ** (નિઘણ્ટુ) પું. [સં.] શબ્દકોશ. (૨) યાસ્કે કરેલો વૈદિક શબ્દોનો કોશ. (સંજ્ઞા.) (૩) વનસ્પતિ-કોશ
**નિઘંટુ-કાર** (નિઘણ્ટુ–) વિ., પું. [સં.] નિઘંટુ-કોશનો કર્તા
**નિઘંટુ-કોશ(-ષ)** (નિઘણ્ટુ-) જુઓ 'નિઘંટુ.'
**નિઘા** જુઓ 'નિગાહ.'
**નિઘાલ** પું. [જુઓ 'ની(-નીં)ઘલવું.'] નીંઘલવું એ, મોલનું પાક ઉપર આવવું એ
**નિઘેબાન** જુઓ 'નિગાહ-બાન'—'નિગેહ-બાન.'
**નિઘેબાની** જુઓ 'નિગાહબાની'—'નિગેહબાની.'
**નિચકાવવું, નિચકાવાવું** જુઓ 'નીચકવું'માં.
**નિ-ચય** પું. [સં.] ઢગલો, સંચય, જમાવ
**નિચવાવવું** જુઓ 'નીચવવું'-'નિચોવવું.'માં.
**નિચાળો** પું. લોટ વગેરે ચાળતાં ચાળતાં ઉપર વધતો ઝાંખડી ગાંગડી કે જાડી ફોતરીવાળો ભાગ

**નિ-ચિત** વિ. [સં.] એકઠું કરેલું, સં-ચિત
**નિ-ચુલ** પું. [સં.] નેતર. (૨) બરુ
**નિચોડ** પું. [જુએ 'નિચોવવું' દ્વારા.] (લા.) નિચોવીને કાઢેલું સત્ત્વ, સાર-ભાગ. (૨) છેવટનો નિર્ણય
**નિચોવણ** ન. [જુએ 'નિચોવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] નિચોવવાની ક્રિયા. (૨) નિચોડ
**નિચોવવું** સ. ક્રિ. [સં. -નિશ્-ચ્યોતય- > પ્રા. નિચ્ચોઅ-] વળ ચડાવી પ્રવાહી બહાર કાઢવું. (૨) (લા.) કસ કાઢી લેવો. (૩) યુક્તિથી ઝૂંટવી લેવું. **નિચોવાવું** કર્મણિ, ક્રિ. **નિચોવાવવું** પ્રે.) સ.ક્રિ.
**નિચોવાવવું, નિચોવાવું** જુએ 'નિચોવવું'માં.
**નિછઠિયું** વિ. ઘંટીમાંથી લોટ કાઢવાનું લૂગડું કે છાલું
**નિછરાવળ** (-ળ્ય) સ્ત્રી. ન્યોછાવર કરવું એ, કુરબાન કરવું એ. (૨) દાન, બક્ષિસ
**નિછવણિયું** ન. પાણીનાં ઠામ લૂછવાનું કપડું
**નિછામણ** ન. વાસણનું લિછામણ
**નિછામણું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] પાણીથી ભીંજાયેલા પદાર્થમાંથી પાણી ટપકી જાય એ માટે બનાવેલું વાંસનું કે એવું છિદ્રાળુ સાધન [મોરી, નીક
**નિછારો** (-ળો) પું. ખાળનું પાણી જવાનું ઠેકાણું, નિકોરી,
**નિચ્છેદ** પું. [સં.] કાપો, છેદ
**નિચ્છેદવું** સ.ક્રિ. [સં. નિચ્છેદ્ તત્સમ] કાપવું, છેદવું. **નિચ્છેદાવું** કર્મણિ., ક્રિ. **નિચ્છેદાવવું** પ્રે., સ.ક્રિ.
**નિચ્છેદાવવું, નિચ્છેદાવું** જુએ 'નિચ્છેદવું'માં.
**નિછાળવું** સ.ક્રિ. [સં. નિ-ક્ષાલય > પ્રા. નિચ્છાલઅ-] લીછળવું. **નિછાળાવું** કર્મણિ., ક્રિ. **નિછાળાવવું**. પ્રે., સ.ક્રિ.
**નિછાળાવવું, નિછાળાવું** જુએ 'નિછાળવું'માં.
**નિછાળો** પું. [જુએ 'નિછાળવું + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુએ 'નિછારો.'
**નિજ** વિ. [સં.] પોતાનું, અંગત, સ્વકીય
**નિજકી** સ્ત્રી. [સં નિજ-ક + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) હવેલી યા મંદિરમાં મુખિયાએ પોતાના અંગત ખર્ચથી કરેલી સામગ્રી. (પુષ્ટિ.) [કે સ્વ-જન
**નિજ-જન** ન. [સં., પું.] પોતાનું અંગત માણસ, આત્મીય
**નિજ-ધામ** [સં.] (લા.)- સ્વ-ધામ, પરમાત્માનું ધામ, પરમ-ધામ
**નિજ-પણ** ન. [+ ગુ. 'પણ' ત.પ્ર.] (લા.) અભિમાન, અહંકાર
**નિજ-પદ** ન. [સં.] જુએ 'નિજ-ધામ.'
**નિજ-મંદિર** (-મન્દિર) ન. [સં.] ઠાકોરજીના મંદિરની અંદરનું ગર્ભગૃહનું સ્થાન (સામાન્ય રીતે જ્યાં બહારનાં દર્શનાર્થીઓ પ્રવેશી ન શકે.) (પુષ્ટિ.)
**નિજ-રૂપ** ન. [સં.] સ્વ-રૂપ, પોતાનું રૂપ
**નિજ-લોક** પું. [સં.] પોતાનાં માણસ. (૨) જુએ 'નિજ-ધામ.'
**નિજ-વાર્તા** સ્ત્રી. [સં.] આત્મ-ચરિત, સ્વ-ચરિત, પોતાની હકીકત, પોતાનો વૃત્તાંત
**નિજ-સમ, -માન** વિ. [સં.] પોતાના જેવું
**નિજાત્મા** પું. [+ સં. आत्मा] પોતાનો આત્મા, પોતાનો જીવ
**નિજાધિક** વિ. [+સં. अधिक] પોતનાના કરતાં વધુ
**નિજાનંદ** (નિજાનન્દ) પું. [+ સં. आनन्द] પોતાના અંતરનો આનંદ, સ્વાત્માનંદ
**નિજાનંદ-સંપ્રદાય** (નિજાનન્દ-સમ્પ્રદાય) પું. [સં.] દેવચંદ્રજી નામના સંતે અને એમના શિષ્ય પ્રાણનાથે પ્રસરાવેલો પરણામી પંથ (એ કૃષ્ણોપાસક છે, પણ મૂર્તિપૂજક નથી. મુખ્ય સ્થાન જામનગરમાં આણદાબાવાનો મઠ). (સંજ્ઞા.)
**નિજાનંદસ્વામી** (નિજાનન્દ-) પું. [સં.] પરણામી સંપ્રદાયના સંસ્થાપક દેવાનંદ નામના સંત. (સંજ્ઞા.)
**નિજાનંદી** (નિજાનન્દી) વિ. [+ સં. आनन्दी પું.] અંતરમાં આનંદનો અનુભવ કરનાર, આત્માનંદી
**નિજામો** પું. ખારવો, ખલાસી, વહાણવટી. (૨) માછી-માર
**નિજારું** વિ. સારી ચાલનું, સદ્ગુણોવાળું
**નિજા(-ઝા)રો** પું. [અર. નિ-ઝારહ્] મોહક નજર, પ્રેમ-દૃષ્ટિ
**નિજાવવું, નિજાવું** જુએ 'નીજવું'માં.
**નિજાશ્રિત** વિ. [સં. निज + आ-श्रित] પોતાને શરણે આવીને રહેલું, આશ્રિત [સ્ત્રી, પત્ની, ભાર્યા
**નિજાંગના** (નિજાઙ્ગના) સ્ત્રી. [સં. निज-अङ्गना] પોતાની
**નિજાંતર** (નિજાન્તર) ન [સં. निज + अन्तर] પોતાનું મન
**નિજી** વિ. [સં., પું.] પોતાનું, અંગત, અંગનું, સ્વકીય
**નિજેચ્છા** સ્ત્રી. [સં. निज + इच्छा] પોતાની ઇચ્છા
**નિઝામ** પું. [અર. નિઝામ્] હાકેમ, સૂબો. (૨) દક્ષિણ હૈદરાબાદના જૂના મુસ્લિમ રાજવંશના હોદ્દો અને રાજા. (સંજ્ઞા.)
**નિઝામત** સ્ત્રી. [અર. નિઝામત્] વ્યવસ્થા, ગોઠવણ. (૨) હાકેમી, સૂબાગીરી [વ્યવસ્થા
**નિઝામશાહી** સ્ત્રી. [અર. + ફા.] નિઝામથી ચાલતી રાજ્ય-
**નિઝામી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વ્યવસ્થાને લગતું
**નિઝારો** જુએ 'નિજારો.'
**નિઝારી-પંથ** (-પન્થ) પું. [ફા. + જુએ 'પંથ.'] સિદ્ધરાજ જયસિંહના સમયમાં ગુજરાતમાં આવેલા સૈયદ નૂરૂદ્દીન-સદ્ગુરુ નૂરનો સ્થાપેલો એક મુસ્લિમ સંપ્રદાય. (સંજ્ઞા.)
**નિટોલ**(-ળ) વિ. [જૂ. ગુ.] નક્કી, નેટ. (અત્યારે પ્રયોગમાં નથી.)
**નિઠાવવું** જુએ 'નીઠવું'માં.
**નિઠાડ**(-વ)**વું** જુએ 'નીઠવું'માં.
**નિડોરવું** સ.ક્રિ. જુએ 'નીકળવું'. **નિડોરાવું** કર્મણિ., ક્રિ. **નિડોરાવવું** પ્રે., સ. ક્રિ.
**નિડોરાવવું, નિડોરાવું** જુએ 'નિડોરવું'માં.
**નિઢી-મેથી** સ્ત્રી. એ નામનો એક છોડ
**નિત** ક્રિ.વિ. [સં. नित्य] નિત્ય, હંમેશાં, દરરોજ
**નિત-નવું** વિ. [+ જુએ 'નવું.'] દરરોજનું નવું, તાજું તાજું
**નિત-નીમ** ન. [+ જુએ 'નીમ.[1]'] દરરોજનું ધર્મ-ધ્યાન પાઠ-પૂજા વગેરે
**નિત-પ્રત** ક્રિ.વિ. [સં. नित्य-प्रति] દરરોજ, હંમેશાં (નર્મદ.)
**નિત-રણું[1]** વિ. [જુએ 'નિત' + સં. ऋण > 'રણ' + ગુ. 'ઉં' ત.પ્ર.] હમેશનું દેવાદાર. [(લા.) સ્વભાવથી શૂરું
**નિત-રણું[2]** વિ. [જુએ 'નિત' + સં. रण + ગુ. 'ઉં' ત.પ્ર.]
**નિતરાણ, -મણ** ન. [જુએ 'નીતરવું' + ગુ. 'આણ'-'આમણ' કૃ.પ્ર.] નીતરેલું પ્રવાહી
**નિતરાવવું** જુએ 'નીતરવું'માં.

**નિત-રોજ** ક્રિ. વિ. [જુઓ 'નિત' + 'રોજ;' સમાનાર્થીઓનો દ્વિર્ભાવ.] દરરોજ, હંમેશ, હર-હમેશ
**નિતલ(-ળ)** ન. [સં.] સાત માહેનું એક પાતાળ. (સંજ્ઞા.)
**નિત(-તે)વાળિયો** જુઓ 'નતવાળિયો.'
**નિતંબ** (નિતમ્બ) પું. [સં.] કાંઠાનો એમાંનો પ્રત્યેક ઊપસેલો ભાગ, કૂલો, ઢગરો
**નિતંબવતી** (નિતમ્બ-) વિ., સ્ત્રી. [સં.] ભારે ઢગરાવાળી સ્ત્રી, નિતંબિની. (૨) (લા.) સ્ત્રી (સામાન્ય)
**નિતંબાસ્થિ** ન. [+ સં. અસ્થિ] કૂલાનું તે તે હાડકું
**નિતંબિની** (નિતમ્બિની) વિ., સ્ત્રી. [સં.] જુઓ 'નિતંબવતી.'
**નિતંબીય** (નિતમ્બીય) વિ. [સં.] નિતંબને લગતું, ઢગરાને લગતું [પ્ર.] જુઓ "નિતરાણ.'
**નિતાર** પું., **-રણ** ન. [જુઓ 'નિતારવું' + ગુ. 'અણ' કૃ.
**નિતારવું** જુઓ 'નીતરવું'માં.
**નિતારો** પું. [જુએ. 'નીતરવું' + 'આરો' કૃ. પ્ર.] જુઓ 'નિતરાણ.' [તદ્દન, સાવ, સદંતર, 'અટર્લી'
**નિતાંત** (નિતાન્ત) ક્રિ. વિ. [સં.] ખૂબ, અતિશય. (૨)
**નિતેવાળિયો** જુઓ 'નતવાળિયો.'
**નિત્ય** ક્રિ.વિ. [સં.] હંમેશાં, દરરોજ, પ્રતિ-દિન, (૨) વિ. નિત્યનું, હંમેશાનું, રોજિંદું, 'હેબિચ્યુઅલ.' (૩) સદા રહેલું, સનાતન, શાશ્વત 'ઇટર્નલ.' (૪) સ્થિર, અચલ
**નિત્ય-કથા** સ્ત્રી. [સં.] દરરોજ થતી ધર્મ-વાર્તા
**નિત્ય-કર્મ** ન. [સં.] હંમેશ કરવાનું (કાર્ય), 'રૂટિન' (મ.ન.). (૨) દરરોજનું ધાર્મિક કાર્ય(-સંધ્યામાળા પાઠ-પૂજા જપ-ધ્યાન વગેરે)
**નિત્ય-કુંવારું** વિ. [+ જુઓ 'કુંવારું.'] (લા.) હંમેશાનું નવું નવું જાણવા સદા તત્પર
**નિત્ય-કૃત્ય** ન. [સં.] જુઓ 'નિત્ય-કર્મ.'
**નિત્ય-ક્રમ** પું. [સં.] રોજનો ક્રમ, 'રૂટિન'
**નિત્ય-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'નિત્યકર્મ(૧).'
**નિત્ય-ક્ષૌર** ન. [સં.] દરરોજની કરાતી હજામત
**નિત્ય-તા** સ્ત્રી. [સં.] અવિનાશીપણું, સનાતન-તા, શાશ્વત-તા, 'ઇટર્નિટી'
**નિત્ય-તૃપ્ત** વિ. [સં.] હંમેશાંને માટે સંતોષી
**નિત્ય-ત્વ** ન. [સં.] જુઓ 'નિત્ય-તા.'
**નિત્યત્વ-વાદ** પું. [સં.] બધા જ પદાર્થ કોઈ અને કોઈ સ્વરૂપમાં સદા હયાતી ધરાવે છે એવો મત-સિદ્ધાંત, અનેકાંત-વાદ. (જૈન.) [વાદી. (જૈન.)
**નિત્યત્વવાદી** પું. [સં.] નિત્યત્વ-વાદમાં માનનારું, અનેકાંત-
**નિત્ય-નવું** વિ. [+ જુઓ 'નવું'.] જુઓ 'નિત-નવું.'
**નિત્ય-નિયમ** પું. [સં.] જુઓ 'નિત-નીમ'-'નિત્ય-કર્મ.'
**નિત્ય-નિવાસ** પું. [સં.] જુઓ 'નિત્ય-વાસ.'
**નિત્યનિવાસી** વિ. [સં., પું.] જુઓ 'નિત્યવાસી.'
**નિત્ય-નૂતન** વિ. [સં.] જુઓ 'નિત-નવું.'
**નિત્ય-નૈમિત્તિક** વિ. [સં.] દરરોજનું તેમજ તે તે વિશિષ્ટ પ્રસંગ ઊભો થતાં કરવાનું (કાર્ય)
**નિત્ય-પદ** ન. [સં.] શાશ્વત, સ્થાન, સ્થિર સ્થાન. (૨) મંદિરમાં દરરોજ ગવાતું તે તે કીર્તન. (પુષ્ટિ.)
**નિત્ય-પાઠ** પું. [સં.] દરરોજ કરવાનો તે તે અભ્યાસ. (૨) દરરોજ કરવાનો ધાર્મિક ગ્રંથોનો પાઠ (વાંચી જવું એ)
**નિત્ય-પૂજા** સ્ત્રી. [સં.] હંમેશાનું નક્કી થયા મુજબનું પૂજન-અર્ચન
**નિત્ય-પ્રતિ** ક્રિ.વિ. [સં.], જુઓ 'નિત્ય(૧).'
**નિત્ય-પ્રલય** પું. [સં.] માણસ નિદ્રા લે છે એ સુષુપ્તિના રૂપનો પ્રલય
**નિત્ય-પ્રવાસ** પું. [સં.] દરરોજની ચાલુ મુસાફરી
**નિત્યપ્રવાસી** વિ. [સં., પું.] દરરોજ મુસાફરી કરનારું
**નિત્ય-ભોજ** પું. [સં.] દરરોજનું ભોજન
**નિત્યભોજી** વિ. [સં., પું.] દરરોજ ભોજન કરનાર
**નિત્ય-મુક્ત** વિ. [સં.] હંમેશાંને માટે મોક્ષ-દશામાં રહેલું, કાળના બંધન વિનાનું. (૨) પું. પરમાત્મા, પરબ્રહ્મ, પરમેશ્વર, ભગવાન [દરરોજ, કાયમ, હર-હંમેશ
**નિત્યમેવ** ક્રિ. વિ. [સં. नित्यम् + एव] અપવાદ વિના
**નિત્ય-યજ્ઞ** પું. [સં.] દ્વિજને ત્યાં થતો હમેશનો યાગ
**નિત્યયાજી** વિ. [સં., પું.] અગ્નિહોત્ર વૈશ્વદેવ વગેરેમાં હંમેશાં પરાયણ રહેનારું
**નિત્ય-યૌવન** ન. [સં.] સતત ચાલુ રહેતી જુવાની
**નિત્ય-લીલા** સ્ત્રી. [સં.] હમેશનો ખેલ (પરમાત્માની સૃષ્ટિ-રૂપી ક્રીડા)
**નિત્યલીલા-વાસ** પું. [સં.] (લા.) (મુખ્ય આચાર્ય-કુટુંબનું માણસ મરણ બાદ ભગવાનની ક્રીડાનો ભાગી બની રહે છે એ માન્યતાએ) અવસાન, મૃત્યુ. (પુષ્ટિ.)
**નિત્યલીલાવાસી** વિ. [સં., પું.], **નિત્યલીલા-સ્થ** વિ. [સં.] (લા.) ભગવવાનની સનાતન ક્રીડાનું સહભાગી—હકીકતે અવસાન પામેલું (ખાસ કરી આચાર્યો અને આચાર્યપત્નીઓના વિષયમાં રૂઢ છે.). (પુષ્ટિ.)
**નિત્ય-વાદ** પું. [સં.] જુઓ 'નિત્યત્વ-વાદ.'
**નિત્યવાદી** વિ. [સં.,પું.] જુઓ 'નિત્યત્વવાદી.'
**નિત્ય-(૦નિ)વાસ** પું. [સં.] કાયમનું નિવાસ-સ્થાન, કાયમી રહેઠાણ
**નિત્ય(૦નિ)વાસી** વિ. [સં.,પું.] કાયમનું રહેનારું
**નિત્ય-વિજોગ(-ગે)ણ** (-ણ્ય) વિ., સ્ત્રી. [+ જુઓ 'વિજોગ-(-ગે)ણ.'] હમેશ માટે પતિનો વિયોગ પામેલી સ્ત્રી
**નિત્ય-વૈકુંઠ** (-વૈકુણ્ઠ) ન. [સં.,પું.] પરમાત્મા-પરમેશ્વરનું શાશ્વત અખંડ ધામ
**નિત્ય-વૈરિણી** વિ., સ્ત્રી. [સં.] હંમેશની શત્રુ (ચિંતા વગેરે)
**નિત્ય-વૈરી** વિ. [સં.,પું.) સદાને માટે પરસ્પર શત્રુ-રૂપ (ઉંદર-બિલાડી, સર્પ-નોળિયો વગેરે પ્રકારનાં)
**નિત્ય-વ્યવહાર** પું. [સં.] દરરોજનું કામકાજ, 'રૂટિન'
**નિત્યશઃ** ક્રિ.વિ. [સં.] નિત્ય, હંમેશા, દરરોજ, પ્રતિદિન, નિત નિત
**નિત્ય-સમાસ** પું. [સં.] જેનાં પદ છૂટાં કરાતાં નથી તેવા પ્રાચીન કાળના સંસ્કૃત શબ્દોનો ગણાતો એક સમાસ. (વ્યા.)
**નિત્ય-સંન્યાસી** (-સન્ન્યાસી) વિ., પું. [સં.,પું.] જેનામાં સાંસારિક કોઈ આસક્તિ નથી તેવો સાધક
**નિત્ય-સંબદ્ધ** (-સમ્બદ્ધ) વિ. [સં.] હમેશાંને માટે જોડાઈ રહેલું

**નિત્ય-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં.] હમેશાંનો સંબંધ,
**નિત્ય-સિદ્ધ** વિ. [સં.] અવિનાશી, સનાતન, શાશ્વત
**નિત્ય-સુખ** ન. [સં.] શાશ્વત સુખ, મોક્ષ, મુક્તિ
**નિત્ય-સ્થિતિ** સ્ત્રી. [સં.] સદા રહેવું એ. (૨) અડગ સ્થિતિ, અવિચળ ભાવ
**નિત્ય-હોમ** પું. [સં.] જુઓ 'નિત્ય-યજ્ઞ.'
**નિત્યાનંદ** (નિત્યાનન્દ) પું [+ સં. आ-नन्द] કદી લોપ ન પામે તેવો શાશ્વત આનંદ, બ્રહ્માનંદ
**નિત્યાનિત્ય** વિ. [+સં. अ-नित्य] અવિનાશી અને વિનાશી, શાશ્વત અને અશાશ્વત
**નિત્યાનિત્યવસ્તુ-વિવેક** પું. [સં.] કયા પદાર્થ ક્ષણભંગુર છે અને શું શાશ્વત છે એનો સાચો ખ્યાલ. (વેદાંત.)
**નિત્યાનુભવ** પું. [+ સં. अनु-भव] હમેશનો અનુભવ, નિત્ય થતો અનુભવ કે ટાગો
**નિત્યાન્ન** ન. [+ સં. अन्न] દરરોજનું અનાજ (દાનમાં અપાતું.) (૨) દરરોજનું ખાવાનું કળેઠું
**નિત્યે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] જુઓ 'નિત્ય(૧).'
**નિત્યોદયાસ્ત** પું. [+ સં. उदय + अस्त] હમેશનો સૂર્યનો ઉદય અને અસ્ત
**નિત્યોપાસન** ન., -ના સ્ત્રી. [+ સં. उपासन,-ना] હમેશની [પૂજા-અર્ચના-ભક્તિ
**નિથરાવવું** જુઓ 'નીથરવું'માં.
**નિ-દર્શક** વિ. [સં.] નિદર્શન કરનાર, જોનાર. (૨) નિદર્શન કરાવનાર, બતાવનાર, 'ડાયરેક્ટર', 'ડેમોન્સ્ટ્રેટર'
**નિ-દર્શન** ન. [સં.] નિરંતર જોવું એ. (૨) બતાવવું એ, 'ડેમોન્સ્ટ્રેશન.' (૩) દૃષ્ટાંત, ઉદાહરણ દાખલો, પુરાવો. (૪) ઉપદેશ
**નિદર્શના** સ્ત્રી. [સં.] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**નિદર્શનાભાસ** પું. [સં. निदर्शन + आ-भास] ખોટું દૃષ્ટાંત આપવું એ. (તર્ક.)
**નિદર્શનાલંકાર** (-લઙ્કાર) પું. [સં. निदर्शना + अलंकार] જુઓ 'નિદર્શના.' (કાવ્ય.)
**નિ-દર્શનીય** વિ. [સં.] નિદર્શનને યોગ્ય
**નિ-દાઘ**, **૦કાલ**(-ળ) પું. [સં.] ઉનાળો, ગરમી અને તાપની ઋતુ, ગ્રીષ્મ-કાલ
**નિદાન** ન. [સં.] મૂળ કારણ. (૨) કાર્ય-કારણનો વિચાર. (૩) ચિકિત્સા. 'ડાયાગ્નોસિસ' (અ.રા.) (૪) (લા.) ક્રિ. વિ. નક્કી, ચોક્કસ, ખચીત, અવશ્ય. (૫) ઓછામાં ઓછું. (૬) અંતે, પરિણામે, છેલ્લે, આખરે
**નિદાન-કાર** વિ.[સં.], **-રી** વિ. [સં.,પું.] નિદાન શોધી કાઢનાર
**નિદાન-ચિકિત્સા** સ્ત્રી. [સં.] રોગનું કારણ અને એની સારવાર
**નિદાન-વિદ્યા** સ્ત્રી. [સં.] રોગનું મૂળ શોધી કાઢવાની વિદ્યા
**નિદાન-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'નિદાન-વિદ્યા.' (૨) નિદાન-વિદ્યાનો ગ્રંથ
**નિદાન-સ્થાન** ન. [સં.] રોગની પરીક્ષા કરવાને માટેનો શરીરનો તે તે નક્કી કરેલો ચોક્કસ ભાગ
**નિ-દિધ્યાસ** પું. [સં.] ઇષ્ટ-દેવ કે પરમ-તત્ત્વનું નિત્ય ચિંતન
**નિ-દિધ્યાસક** વિ. [સં.] નિદિધ્યાસ કરનાર
**નિ-દિધ્યાસન** ન. [સં.] જુઓ 'નિ-દિધ્યાસ.'
**નિ-દિધ્યાસુ** વિ. [સં.,] જુઓ 'નિ-દિધ્યાસક.'
**નિ-દેશ** પું. [સં.] સૂચન, ચીંધવું એ. (૨) આજ્ઞા, આદેશ, હુકમ, ફરમાન
**નિદેશ-કર** વિ. [સં.], **નિદેશ-કારી**, **નિદેશી**, **નિ-દેષ્ટા** વિ. [સં.,પું.] આજ્ઞા કરનાર. (૨) આજ્ઞા પ્રમાણે કરનાર
**નિદ્રા** સ્ત્રી. [સં.] ઊંઘ, નીંદર, સ્વાપ
**નિદ્રા-કર** વિ. [સં.] ઊંઘ લાવી આપનારું
**નિદ્રા-ગ્રસ્ત** વિ. [સં.] આંખોમાં ઊંઘ ઘેરાઈ ગઈ છે તેવું, નિદ્રાધીન
**નિદ્રા-ચર** વિ. [સં.] ઊંઘની દશામાં ફરનારું, 'સોમ્નેમ્બ્યુ-લન્ટ' (વ્યો.જ.)
**નિદ્રા-ચર્યા** સ્ત્રી. [સં.] ઊંઘની દશામાં ફરવાની ક્રિયા, 'સોમ્નેમ્બ્યુલિઝમ' (ભૂ.ગો.)
**નિદ્રા-જનક** વિ. [સં.] જુઓ 'નિદ્રા-કર.'
**નિદ્રા-જિત** વિ. [સં. निद्रा-जित्] ઊંઘ ઉપર વિજય મેળવનારું
**નિદ્રા-ત્યાગ** પું. [સં.] ઊંઘમાંથી ઊઠી જવું એ, જાગ્રત થવું એ
**નિદ્રા-દેવી** સ્ત્રી. [સં.] ઊંઘરૂપી દેવી
**નિદ્રાધિક્ય** ન. [+ સં. आधिक्य] વધુ પડતી ઊંઘ,ઊંઘ બહુ જ આવવી એ
**નિદ્રાધીન** વિ. [+ સં. अधीन] ઊંઘમાં પડેલું, ઘસઘસાટ ઊંઘી રહેલું, ઊંઘને વશ થઈ રહેલું
**નિદ્રા-નાશ** પું. [સં.] અનિદ્રાનો રોગ, ઊંઘ આવે નહિ એ પ્રકારનો વ્યાધિ
**નિદ્રા-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] ઊંઘમાં ખલેલ થવી કે કરવી એ, કાચી ઊંઘમાંથી ઊઠવું કે ઉઠાડવું એ
**નિદ્રા-ભ્રમણ** ન. [સં.] જુઓ 'નિદ્રા-ચર્યા'–'સોમ્નેમ્બ્યુ-લિઝમ' (દ.બા.)
**નિદ્રા-રોગ** પું. [સં.] ઊંઘ સખત આવે એવા પ્રકારનો એક વ્યાધિ. (૨) (લા.) ઊંઘ ન આવવાનો રોગ
**નિદ્રાલ**(-ળ)**વું** વિ. [સં.निद्रालु + ગુ. 'ઉં' ત.પ્ર.], **નિદ્રાલુ**(-ળુ) વિ. [સં.] ઊંઘાળવું, ઊંઘથી ઘેરાયેલું, નિદ્રા-ગ્રસ્ત
**નિદ્રાલુ**(-ળુ)**-તા** સ્ત્રી. [સં.] નિદ્રાળુ હોવાપણું
**નિદ્રા-લોપ** પું. [સં.] જુઓ 'નિદ્રા-ભંગ.' (૨) ઊંઘ ઊડી જવાનો રોગ, 'ઇન્સોમ્નિયા' (ના. દ.)
**નિદ્રાલોપી** વિ. [સં.,પું.] નિદ્રા-ભંગ કરનાર
**નિદ્રા-વશ** વિ. [સં.] જુઓ 'નિદ્રાધીન.'
**નિદ્રાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] ઊંઘ આવી ગઈ હોય એવી દશા
**નિદ્રા-વિક્ષેપ** પું. [સં.] ચાલુ નિદ્રામાં એનો ભંગ કરવાનું કાર્ય
**નિદ્રા-વિક્ષેપક** વિ. [સં.] નિદ્રા-ભંગ કરનારું
**નિદ્રાવિષ્ટ** વિ. [+ સં. आ-विष्ट] આંખોમાં ઊંઘ ઘેરાઈ ગઈ હોય તેવું, ઊંઘે ઘેરાયેલું, નિદ્રા-ગ્રસ્ત
**નિદ્રા-શીલ** વિ. [સં.] ઊંઘણશી, નિદ્રાળુ
**નિદ્રાસન** ન. [+ સં.आसन] ઊંઘતા પડયા હોઇયે એવી યોગની એક પ્રક્રિયા. (યોગ.)
**નિદ્રાહીન-તા** સ્ત્રી. [સં.] ઊંઘનો અભાવ
**નિદ્રાળવું** જુઓ 'નિદ્રાલવું.'
**નિદ્રાળુ** જુઓ 'નિદ્રાલુ.'
**નિદ્રાળુ-તા** જુઓ 'નિદ્રાલુ-તા.'
**નિદ્રિત** વિ. [સં.] ઊંઘી ગયેલું
**નિદ્રોન્મુખ** વિ. [+ સં. उन्मुख] આંખો ઘેરાવા મંડી હોય

તેવું, બગાસાં ખાતું ઊંઘ આવવાની તૈયારીમાં રહેલું

**નિધ** (-ધ્ય) સ્ત્રી. [સં. निधि પું.] નિધિ, ભંડાર

**નિ-ધડક** વિ. [સં. नि + જુઓ 'ધડક.'] ગભરાયા કે ડર્યા વિના

**નિ-ધણિયાતું, નિ-ધણિયું** જુઓ 'ન-ધણિયાતું'–'ન-ધણિયું.'

**નિધન** ન. [સં.] અવસાન, મૃત્યુ, મોત, મરણ, 'ડેથ'

**નિધન-વાદી** વિ. [સં., પું.] અવસાન લાવનારું, મૃત્યુ કરનારું

**નિધનાધીન** વિ. [+ સં. अधीन] મૃત્યુ-વશ

**નિધાન** ન. [સં.] આધાર, આશ્રય-સ્થાન. (૨) ભંડાર, ખજાનો. (૩) પ્રાપ્તિ, 'વિસ્ટિંગ'

**નિધિ** પું., સ્ત્રી. [સં., પું.] ભંડાર, ખજાનો,. (૨) થાપણ, ભંડોળ, અનામત મૂડી, 'ફન્ડ,' 'ટ્રસ્ટ.' (૩) સર્વસ્વ-રૂપ ઠાકોરજી (શ્રીવલ્લભાચાર્યજી અને એમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથ ગુંસાંઈજીએ પોતે જેમની સેવા કરી અને તે તે શિષ્ય ઉપર ઠાકોરજી પધરાવી આપ્યા તે તે સ્વરૂપ.) (પુષ્ટિ.)

**નિધિ-નિક્ષેપ** પું. [સં.] જમીનમાં ધન દાટવું એ. (૨) જમીનમાં દાટેલું ધન. (૩) જમીનમાંથી નીકળેલા દાટેલા ધનને લગતો કાયદો

**નિધિ-પ** વિ. [સં.] અનામત થાપણ કે ફંડનું રક્ષણ કરનાર, ['ટ્રસ્ટી' (ગુ.વિ.)

**નિધિપ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] ટ્રસ્ટીઓનું મંડળ

**નિધિ-શાસ્ત્ર** ન. [સં.] જમીનમાં દાટેલા ધન વિશેની વિદ્યાનો ગ્રંથ

**નિધિ-સંખ્યા** (-સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] જે સંખ્યાના ૧ સહિત બધા અવયવોનો સરવાળો તે તે સંખ્યાની બરોબર હોય તેવી સંખ્યા. (ગ.)

**નિ-ધેય** વિ. [સં.] સ્થપાવાને યોગ્ય, મુકાવાને પાત્ર

**નિ-ન(-ના)દ** પું. [સં.] નાદ, અવાજ, ધ્વનિ

**નિ-નાદિત** વિ. [સં] ગજવી મૂકેલું

**નિનાદી** વિ. [સં., પું.] નાદ કરનારું, ગજવી મૂકનારું

**નિપજણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'નીપજવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] નીપજ, ઊપજ, ઉત્પન્ન

**નિપજાવવું** જુઓ 'નીપજવું'માં.

**નિપટાવવું** જુઓ 'નીપટવું'માં.

**નિ-પતન** ન. [સં.] પડતી દશા. (૨) ભ્રષ્ટ-તા

**નિ-પતિત** વિ. [સં.] પડતી પામેલું, પતન પામેલું. (૨) ભ્રષ્ટ થયેલું, અધઃ-પતિત

**નિ-પાત** પું. [સં.] જુઓ 'નિ-પતન.' (૨) જેનું મૂળ ન મળે તેવો તે તે સ્થાનિક અવ્યય-રૂપ શબ્દ. (વ્યા.)

**નિપાતી** વિ. [સં., પું.] પડતી દશા પામનારું. (૨) નાશ પામનારું

**નિ-પાન** ન. [સં.] નવાણ, જળાશય

**નિપારવું** સ. ક્રિ. ખજૂરી ઉપર બાંધેલા ઘડામાંથી રસ બીજા ઘડામાં ઠાલવવો. **નિપારાવું** કર્મણિ., ક્રિ. **નિપારાવવું** પ્રે., સ. ક્રિ.

**નિપારાવવું, નિપારાવું** જુઓ 'નિપારવું'માં.

**નિપાવવું** સ. ક્રિ. [સં. निष्पादय- > પ્રા. निप्पावअ-] નિપજાવવું. (પદ્યમાં.)

**નિપાળો** પું. તાજી તાડી

**નિ-પીડક** વિ. [સં.] પીડા કરનાર. (૨) નિચોવનાર

**નિ-પીડન** ન. [સં.] દુઃખ આપવું એ, કોચવવું એ. (૨) નિચોવવું એ

**નિ-પીડિત** વિ. [સં.] જેને દુઃખ આપવામાં આવ્યું છે તેવું. [(૩) નિચોવવામાં આવેલું

**નિપુણ** વિ. [સં.] નિષ્ણાત, કુશળ, હોશિયાર, કાબેલ, પ્રવીણ, દક્ષ, 'એક્સ્પર્ટ' (ન. ભો.)

**નિપુણ-તા** સ્ત્રી. [સં.] નિપુણ હોવાપણું

**નિપુણ-વાક્ય** ન. [સં.] નર્મ-વચન, 'વિટ' (દ. બા.)

**નિપુણાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] જુઓ 'નિપુણ-તા.'

**નિફારવું** સ. ક્રિ. ખોલવું, ઉદ્ઘાટિત કરવું, ઉઘાડવું. (૨) સ્પષ્ટ કરવું. (૩) આરપાર પસાર કરવું. **નિફારાવું** કર્મણિ., ક્રિ. **નિફારાવવું** પ્રે., સ. ક્રિ.

**નિફારાવવું, નિફારાવું** જુઓ 'નિફારવું'માં.

**નિ-બદ્ધ** વિ. [સં.] બાંધવામાં આવેલું, બાંધેલું

**નિ-બંધ** (-બન્ધ) પું. [સં.] કોઈ પણ એક વિષયને લગતો ગ્રંથ. (૨) કોઈ પણ મુદ્દાસર લખાયેલો લેખ, 'એસે,' 'મોનોગ્રાફ.' (૩) કાયદો, ધારો, ખરડો, 'એક્ટ'

**નિ-બંધક** (-બન્ધક) વિ. [સં ] વ્યવસ્થા કરી આપનાર, પ્ર-બંધક

**નિબંધ-કાર** (-બન્ધ-) વિ. [સં.] નિબંધ લખનાર, 'એસેઇસ્ટ' (જૈ. હિ.)

**નિ-બંધન** (-બન્ધન) ન. [સં.] બંધન, બંધણી, 'ડિસ્સર્ટેશન,' 'કન્સ્ટ્રક્શન.' (૩) બાંધવાનું સાધન. (૪) રચના, કૃતિ, 'કોમ્પોઝિશન' (ડો. માં.)

**નિબંધ-લેખન** (નિબન્ધ-) ન. [સં.] નિ-બંધ લખવાની ક્રિયા, 'એસે-રાઇટિંગ.'

**નિબંધ-વાચન** (નબન્ધ-) ન. [સં.] નિબંધ વાંચવાની ક્રિયા, ['એસે-રીડિંગ'

**નિબંધ-સમિતિ** (નિબન્ધ-) સ્ત્રી. [સં.] સાહિત્યિક અને બીજી અનેક વિષયોને લગતી પરિષદોમાં વંચાવા માટે મોકલાતા નિબંધો વિશે ગ્રાહ્ય-અગ્રાહ્ય વગેરેનો નિર્ણય કરવા નિમાયેલી કમિટી

**નિબંધિકા** (નિબન્ધિકા) સ્ત્રી. [સં.] નાનો નિબંધ, 'શોર્ટ એસે', ['લાઇટ એસે'

**નિબંધિકા-કાર** (નિબન્ધિકા-કાર) વિ. [સં.] નિબંધિકા કે નિબંધિકાઓ લખનાર ['એસેઇસ્ટ' (ન. લા.)

**નિબંધી** (નિબન્ધી) વિ. [સં., પું.] નિબંધ લખીને લાવનાર,

**નિબાર** (-રચ) સ્ત્રી. જાડા સૂતરનું નાડું

**નિબારવું** સ. ક્રિ. ખેંચી લેવું. **નિબારાવું** કર્મણિ., ક્રિ. **નિબારાવવું** પ્રે., સ. ક્રિ.

**નિબારાવવું, નિબારાવું** જુઓ 'નિબારવું'માં.

**નિબારો** પું. લીમડાની જાતનું પહાડોની ઘાટીમાં થતું એક ઝાડ

**નિબિડ** વિ. [સં.] ગીચ, ઘાટું. (૨) દૃઢ, મજબૂત

**નિબેડવું** સ. ક્રિ. અલગ કરવું. **નિબેડાવું,** કર્મણિ., ક્રિ. **નિબેડાવવું** પ્રે., સ. ક્રિ.

**નિબેડાવવું, નિબેડાવું** જુઓ 'નિબેડવું'માં.

**નિ-બોધ** પું., -ધન ન. [સં.] જ્ઞાન, સમજ, બોધ

**નિભડાવવું** જુઓ 'નીભડવું' – 'નીભડાવું'માં.

**નિ-ભા** સ્ત્રી. [સં.] આભા, પ્રભા, તેજ, પ્રકાશ. (૨) ઓ, પ્રભાવ

**નિભાઉ** જુઓ 'નભાઉ.'

**નિભાવ(-વ)વું** જુઓ 'ન(-ની)ભવું'માં.

**નિભા(-ભા)ડો** જુઓ 'નીભાડો' – 'લીંભાડો.'

**નિભાવ** જુઓ "નભાવ"–'મેઇન્ટેનન્સ.'
**નિભાવણ** જુઓ 'નભાવણ.'
**નિભાવ-ભત્થું**, -ર્થું ન. [જુઓ 'ભત્થું', -શ્થું'.] જુઓ 'નિર્વાહ-ભત્થું.'
**નિભાવવું** જુઓ 'નભવું' – 'ન(-ની)ભવું'માં.
**નિભાવું** જુઓ 'નભાવું' – 'ન(-ની)ભવું'માં.
**નિભાવો** જુઓ 'નભાવો'–'નભાવ.'
**નિ-ભૃત** વિ. [સં.] નિર્જન, એકાંત. (૨) વિશ્વાસુ. (૩) શાંત વૃત્તિવાળું, ધીર
**નિભ્રંછના** (નિભ્રઙ્છના) સ્ત્રી. [સં. निर्भर्त्सना > પ્રા. निब्भंछणा] તિરસ્કાર, ધિક્કાર, તુચ્છકાર
**નિભ્રંછવું** (નિભ્રઙ્છવું) સ. ક્રિ. [સં. निर्भर्त्स् > પ્રા. निब्भंछ-] તિરસ્કારવું. **નિભ્રંછાવું** (નિભ્રઙ્છાવું) કર્મણિ., ક્રિ. **નિભ્રંછાવવું** નિભ્રંછાવવું) પ્રે., સ. ક્રિ. (જૂ. ગુ. માં આ ધાતુ સીમિત છે.)
**નિભ્રંછા** (નિભ્રઙ્છા) સ્ત્રી. [સં. निर्भर्त्सा > પ્રા. निब्भंछा] જુઓ 'નિભ્રંછના.'
**નિભ્રંછાવવું, નિભ્રંછાવું** (નિભ્રઙ્છા) જુઓ 'નિભ્રંછવું'માં.
**નિ-ભ્રાંત** (-ભ્રાન્ત) વિ. [સં.] ભ્રાંતિ વિનાનું. (૨) નિશ્ચિત, નચિંત, બેફિકર
**નિમક** જુઓ 'નમક.'
**નિમક-ખાર** જુઓ 'નમક-ખાર.'
**નિમક-સાર** જુઓ 'નમક-સાર.'
**નિમકસારી** જુઓ 'નમક-સારી.'
**નિમક-હરામ** જુઓ 'નમક-હરામ.'
**નિમકહરામી**[૧-૨] જુઓ 'નમકહરામી.૧-૨'
**નિમક-હલાલ** જુઓ 'નમકહલાલ.'
**નિમકહલાલી** જુઓ 'નમકહલાલી.'
**નિમકીન** જુઓ 'નમકીન.'
**નિમકીની** જુઓ 'નમકીની.'
**નિ-મગ્ન** વિ. [સં.] ડૂબી ગયેલું, ગરક. (૨) મશગૂલ, લીન, રચ્યાપચ્યો રહેલું, એક-તાર, ગરકાવ
**નિમગ્ન-તા** સ્ત્રી. [સં.] નિમગ્ન હોવાપણું
**નિમજાવવું** જુઓ 'નીમજવું'માં
**નિમજ્જક** વિ. [સં.] ડૂબકી મારનાર, મરજીવો
**નિ-મજ્જન** ન. [સં.] ડૂબકી મારવી એ, ડૂબકું
**નિ-મજ્જિત** વિ. [સં.] ડૂબી ગયેલું, ગરક થયેલું. (૨) ગરકાવ થયેલું, લીન થયેલું, મશગૂલ થયેલું
**નિમટાવવું** જુઓ 'નીમટવું'માં.
**નિમડાવવું** જુઓ 'નીમડવું'માં.
**નિમડિયા** વિ., પું [જુઓ 'નીમો,' એનું મૂળ 'નિમાડ' (દેશ) + ગુ. 'ઇયું' ત. પ્ર.] 'ભરચા' અને નિમડિયા' એવા બે ભેદના -શ્રીગોકુલનાથજી મહારાજના શિષ્ય વણિકો.(પુષ્ટિ.) (સંજ્ઞા.)
**નિમણૂક** સ્ત્રી. [જુઓ 'નીમવું' + ગુ. 'ણૂક' કૃ. પ્ર.] નિ-યુક્તિ, કામ કરનારાની ગોઠવણ, 'નૉમિનેશન,' 'એપૉઇન્ટ'
**નિમણૂક-પત્ર** પું. [ + સં., ન.] નિમણૂકના હુકમનો કાગળ, 'એપૉઇન્ટમેન્ટ લેટર'
**નમ-તલ** વિ. વચમાં આવતું

**નિમતાણું** ન., -ણો(-નો) પું. [જુઓ 'નીમવું' દ્વારા.] વેતન, પગાર. (૨) હિસાબની તપાસ [તપાસનાર
**નિમતાન-દાર** વિ. [જુઓ 'નિમતાણું + ફા. પ્રત્યય.] હિસાબ
**નિમતાનદારી** સ્ત્રી. [ફા. 'ઈ' ત. પ્ર.] હિસાબ તપાસવાનું કામ
**નિમતાનો** જુઓ 'નિમતાણો.'
**નિ-મંત્રક** (-મન્ત્રક) વિ. [સં.] નિમંત્રણ આપનાર, નોતરનાર. (૨) આ-વાહક, 'કન્વીનર' (સભા વગેરેનો)
**નિ-મંત્રણ** (-મન્ત્રણ) ન. [સં.] નોતરું આપવું એ, ઇજન, 'ઇન્વિટેશન'
**નિમંત્રણ-પત્ર** (-મન્ત્રણ-) પું [ + સં., ન.], -ત્રિકા સ્ત્રી. [સં.] નોતરું આપતો છાપેલો કાગળ, 'ઇન્વિટેશન-કાર્ડ'
**નિ-મંત્રણીય** (-મન્ત્રણીય) વિ. [સં.] નોતરું અપાવાને યોગ્ય, નોતરવા જેવું
**નિ-મંત્રવું** (નિમન્ત્રવું) સ. ક્રિ. [સં. नि-मन्त्र्, તત્સમ] નિમંત્રણ આપવું, નોતરવું. **નિમંત્રાવું** (નિમન્ત્રાવું) કર્મણિ., ક્રિ. **નિમંત્રાવવું** (-મન્ત્રાવવું) પ્રે., સ. ક્રિ.
**નિમંત્રાવવું, નિ-મંત્રાવું** (નિમન્ત્રા-) જુઓ 'નિ-મંત્રવું'માં.
**નિ-મંત્રિત** (-મન્ત્રિત) વિ. [સ.] જેને નિમંત્રણ આપવામાં આવેલું હોય તેવું, નોતરેલું, નિમંત્રેલું
**નિ-મંત્રી** (-મન્ત્રી) વિ. [સં., પું.] જુઓ 'નિ-મંત્રક.'
**નિમાજ**, -ઝ જુઓ 'નમાજ.'
**નિમાજી**, -ઝી જુઓ 'નમાજી.'
**નિમાડ** પું. [સં. नीवृत् દ્વારા] મધ્યપ્રદેશમાં ઓંકારેશ્વર નજીકનો પ્રદેશ. (સંજ્ઞા.)
**નિમાડી** વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર ] નિમાડ દેશને લગતું. (૨) સ્ત્રી. નિમાડ દેશની બોલી (ગુજરાતી ભાષાની એક ભગિની ભાષા; પાંચસો વર્ષ પૂર્વે એકાત્મક હતી, જેવી મારવાડી-મેવાડી મેવાતી ઢૂંઢાળી માળવી છાડોતી.)
**નિમાડો** જુઓ 'નિભાડો' – 'નીભાડો' – 'લીભાડો.'
**નિમાણું** વિ. [સં निर्मानक- > પ્રા. निम्माणअ-] માન ઊતરી જતાં કે અપમાન થતાં મોઢું ઊતરી ગયું હોય તેવું ગમગીન, ઉદાસ, ખિન્ન. [-ણાં નેણાંવાળું (રૂ. પ્ર.) સાધુ ચરિત્રવાળું]
**નિમાવત** પું. [સં. निम्ब-पुत्र > પ્રા. -उत्त-] નિંબાર્ક સંપ્રદાયનો અનુયાયી રામાનંદી સાધુ અને એની અટક. (સંજ્ઞા.)
**નિમાવવું, નિમાવું** જુઓ 'નીમવુ' માં.
**નિમારી** પું. એ નામની કપાસની એક જાત
**નિમાળી** સ્ત્રી. એ નામની એક વેલ
**નિમાળો** પું. વાળ, કેશ, મોવાળો
**નિમિત્ત** ન. [સં.] કારણ, પ્રયોજન, હેતુ, સબબ. (૨) યોગ, શુકન. (૩) બહાનું. (૪) આળ. (૫) અકસ્માત, 'એક્સિડન્ટ' (દ.ભા.)
**નિમિત્ત-કારણ** ન. [સં.] કોઈ પણ કાર્ય-રૂપ પરિણામ માટેનું અલગ સાધન-રૂપ કારણ (જેમકે સોનાનાં ઘરેણાં માટે સોની અને એનાં સાધન.). (વેદાંત.)
**નિમિત્ત-જ્ઞ** વિ. [સં.] જ્યોતિષી, જોશી
**નિમિત્ત-ભૂત, નિમિત્ત-માત્ર** વિ. [સં.] કારણ-રૂપે થયેલું કે રહેલું, કારણ-ભૂત

**નિમિત્ત-વશાત્** ક્રિ.વિ. [સં.] કારણને લઈ, કારણ-વશાત્
**નિમિત્ત-વાદી** વિ. [સં., પું.] સમગ્ર સૃષ્ટિનું નિમિત્ત કારણ પણ પરબ્રહ્મ પરમાત્મા છે એ પ્રકારના મત-સિદ્ધાંતમાં માનનારુ
**નિમિ(-મે)ષ** પું., સ્ત્રી. [સં., પું.] આંખનો પલકારો, આંખનું મટકું (કાલગણનાનું એક માપ)
**નિમિ(-મે)ષ-કાલ(-ળ)** પું. [સં.] આંખના એક પલકારા જેટલો સમય
**નિમિ(-મે)ષ-માત્ર** વિ. [સં.] પલકારા જેટલા સમયના માપનું
**નિમિ(-મે)ષોન્મેષ** પું., સ્ત્રી. [સં. निमि(-मे)-ष + उन्मेष, પું.] આંખની ઉઘાડ-વાસ અને એટલો સમય
**નિ-મીલક** વિ. [સં.] (લા.) આંખો મીંચીને ગાનાર
**નિ-મીલન** ન. [સં.] બિડાઈ જવું એ, મીંચાવું એ-વીંચાવું એ (૨) (લા.) તારા-મૈત્રક
**નિ-મીલિત** વિ. [સં.] બીડી દીધેલું, મીંચી-વીંચી દીધેલું
**નિમીલનોન્મીલન** ન. [સં. नि-मीलन + उन्मीलन] આંખ મીંચવી અને ઉઘાડવી એ, નિમિષોન્મેષ
**નિમેષ** જુઓ 'નિમિષ.'
**નિમેષ-કાલ(-ળ)** જુઓ 'નિમિષ-કાલ(-ળ).'
**નિમેષ-માત્ર** જુઓ 'નિમિષ-માત્ર.'
**નિમેષોન્મેષ** જુઓ 'નિમિષોન્મેષ.' [(૩) ઊંડું
**નિમ્ન** વિ. [સં.] નીચેનું, નીચે રહેલું. (૨) નીચાણવાળું.
**નિમ્ન-ગા** વિ., સ્ત્રી. [સં.] નદી
**નિમ્ન-તર** વિ. [સં.] ઊતરતી કોટિનું, 'ઇન્ફીરિયર'
**નિમ્ન-તા** સ્ત્રી. [સં.] નીચું હોવાપણું. (૨) નીચાણ. (૩) ઊંડાણ
**નિમ્ન-લિખિત** વિ. [સં.] નીચેની બાજુએ લખેલું
**નિમ્નોક્ત** વિ. [સં. निम्न+उक्त] નીચે પ્રમાણે કહેલું, નીચે જણાવેલું
**નિમ્નોદર** વિ. [સં. निम्न + उदर] અંતર્ગોળ, 'કૉન્કેઇવ'
**નિમ્નોન્નત** વિ. [સં. निम्न + उन्नत] નીચું અને ઊંચું
**નિ-યત** વિ. [સં.] નિયમમાં-કાબૂમાં રહેલું કે રાખેલું, અંકુશમાં રાખેલું. (૨) નક્કી કરેલું, નક્કી થયેલું, નિર્ણીત, નિશ્ચિત,'ફિક્સ્ડ'–'પ્રિસ્કાઇબ્ડ.' (૩) નિમાયેલું, 'એપોઇન્ટેડ'
**નિયતકાલિક, નિયતકાલીન** વિ. [સં.] નક્કી કરેલા સમય પ્રમાણેનું. (૨) ન. (લા.) સામયિક, વર્તમાનપત્ર, 'પિરિયોડિકલ'
**નિયત-તારીખી** વિ. [+ જુઓ 'તારીખ' + ગુ. 'ઈ' ત.પ્ર.] નક્કી કરેલા દિવસનું, 'ડયૂ-ડેઇટ' ['રિટર્ન'
**નિયત-પત્રક** ન. [સં.] ભરી મોકલવાનું તે તે કાગળિયું,
**નિયત-પોશાક** પું. [જુઓ 'પોશાક.'] નક્કી કરેલી વેશ-ભૂષા, 'કૉસ્ચ્યૂમ,' 'યુનિફૉર્મ' (ગ.)
**નિયત-રેખા** સ્ત્રી. [સં.] એક ચોક્કસ પ્રકારની રેખા, દર્શિકા,
**નિયતવાસી** વિ. [સં., પું.] નક્કી કરેલા સ્થાનમાં નક્કી કરેલા સમય માટે રહેનારું
**નિયતાત્મા** વિ. [સં. नियत + आत्मा] જેનો આત્મા નિયમમાં–કાબૂમાં છે તેવું, જિતાત્મા, સંયમી
**નિયતાપ્તિ** સ્ત્રી. [સં. नियत + आप्ति] નાટ્ય-રચનામાં શરૂ કરેલા કાર્યનું ઇષ્ટ પરિણામ. (નાટ્ય.)
**નિયતાર્થ** પું. [સં. नियत + अर्थ] નક્કી કરેલો અર્થ, નિશ્ચિત માઇનો [ખોરાક
**નિયતાહાર** પું. [સં. नि-यत + आ-हार] નક્કી કર્યા મુજબનો
**નિયતાહારી** વિ. [સં., પું.] નક્કી કર્યા મુજબનો ખોરાક લેનાર
**નિયતિ** સ્ત્રી. [સં.] નિયમ, ઈશ્વરી કાયદો, 'ડેસ્ટિની.' (૨) કુદરત, પ્રકૃતિ, 'નેચર.' (૩) ભાગ્ય, નસીબ
**નિયતિ-ભાવ** પું. [સં.] ભાગ્ય, નસીબ, 'ફૉર્ચ્યૂન'
**નિયતિ-વાદ** પું. [સં.] બધું જ કુદરતના ક્રમ પ્રમાણે થયા કરે છે એ પ્રમાણેનો મત-સિદ્ધાંત. (૨) દૈવ-વાદ, કર્મ-વાદ, પ્રારબ્ધ-વાદ, 'ડિટર્મિનિઝમ' (દ.બા.), 'ફૅટેલિઝમ' (મ.હ.)
**નિયતવાદી** વિ. [સં., પું.] નિયત-વાદમાં માનનારું, 'ફૅટેલિસ્ટ'
**નિયતેંદ્રિય (નિયતેન્દ્રિય)** વિ. [સં. नि-यत + इन्द्रिय] જેની ઇંદ્રિયો કાબૂમાં છે તેવું, જિતેંદ્રિય, સંયમી
**નિ-યમ** પું. [સં.] ચિત્તનું દમન, સંયમ. (૨) શૌચ વગેરેનું પાલન. (યોગ.) (૩) ધારો, ધોરણ, દસ્તૂર, રિવાજ 'રૂલ,' 'આર્ટિકલ.' (૪) પ્રણાલી. (૫) વ્રત.[૦ પાળવો (રૂ.પ્ર.) વ્રતનું પાલન કરવું. (૨) ધોરણ જાળવવું. ૦ બાંધવો (રૂ. પ્ર.) રિવાજ કરવો. ૦ રાખવો, ૦ લેવો (રૂ.પ્ર.) વ્રત લેવું]
**નિયમ-ચર્યા** સ્ત્રી. [સં.] નિયમ પ્રમાણેનું આ-ચરણ. (૨) વ્રત-પાલન
**નિયમ-ચારી** વિ. [સં., પું.] વ્રતનું પાલન કરનાર
**નિયમ-જડ** વિ. [સં.] ધારા-ધોરણથી આંધળી રીતે બંધાયેલું, 'રિજિડ'
**નિ-યમન** ન. [સં.] અંકુશમાં રાખવું એ, કાબૂમાં રાખવાપણું, નિ-યંત્રણ, કૉન્ટ્રોલ,' 'ડિસિપ્લિન.' (૨) વ્યવસ્થિત કરવું એ, 'રેગ્યુલેશન.' (૩) શાસન, 'રિપ્રેશન'
**નિયમ-પદ્ધતિ** સ્ત્રી. [સં.] નિયમ દ્વારા બનતી રસમ
**નિયમ-પુરઃસર, નિયમ-પૂર્વક** ક્રિ.વિ. [સં.] નિયમ પ્રમાણે, ધારા-ધોરણને અનુસરીને [કરવાના બંધનવાળું
**નિયમ-બદ્ધ** વિ. [સં.] નિયમોમાં બંધાયેલું, નિયમ પ્રમાણે
**નિયમબદ્ધ-તા** સ્ત્રી. [સં.] નિયમબદ્ધ હોવાપણું, 'રિજિડિટી'
**નિયમ-બાહ્ય** વિ. [સં.] કાયદા વિરુદ્ધ, કાનૂન બહારનું, 'આઉટ ઑફ ઑર્ડર' (આ.બા.)
**નિયમ-ભંગ (-ભઙ્ગ)** પું. [સં.] નિયમનું ઉલ્લંઘન, કાયદા વિરુદ્ધનું વર્તન [નિયમ-બદ્ધ
**નિયમ-મય** વિ. [સં.] નિયમને ચુસ્તપણે-વળગી રહેલું,
**નિયમલક્ષી** વિ. [સં., પું.] નિયમને ધ્યાનમાં રાખી વર્તનારું, નિયમાનુસાર કામ કરનારું, 'ફૉર્મેલિસ્ટિક' (અ.ક.)
**નિયમ-વશ** વિ. [સં.] નિયમોને અધીન રહેલું
**નિયમવશ-તા** સ્ત્રી. [સં.] નિયમ-વશ સ્થિતિ, નિયમોનું પાલન કરવાપણું, શિસ્ત, 'ડિસિપ્લિન' (ન.ભો.)
**નિયમ-વિધિ** પું [સં.] નિયમોથી નક્કી થયેલી ક્રિયા
**નિયમ-વિરુદ્ધ** વિ. [સં.] ધારા-ધોરણનું ઉલ્લંઘન થતું હોય તેવું, ગેરકાયદે, ગેર-બંધારણીય. 'ઇર્-રેગ્યુલર'
**નિયમવિરુદ્ધ-તા** સ્ત્રી. [સં.] નિયમ-વિરુદ્ધ હોવાપણું
**નિયમ-વિરોધ** પું. [સં.] કાયદાને ઉથલાવી નાખવાની ક્રિયા, ગેરકાયદે કાર્ય
**નિયમ-સર** ક્રિ.વિ. [+ જુઓ 'સર.'] નિયમ પ્રમાણે, કાયદાને અનુસરી, ધોરણસર, 'રેગ્યુલર'

**નિયમ-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] ધારા-ધોરણોનો ગ્રંથ, 'મૅન્યુઅલ,' 'કોડ'

**નિયમ-હીન** વિ. [સં.] ધરાર કરેલું, 'આર્બિટ્રરી'

**નિયમાધીન** વિ. [સં. नियम + अधीन] જુઓ 'નિયમ-વશ.'

**નિયામાધીન-તા** સ્ત્રી. [સં.] જુઓ 'નિયમવશ-તા.'

**નિયમાનુસાર** વિ. [સં. नियम + अनुसारम्] નિયમ પ્રમાણે

**નિયમાવલિ(-લી, -ળિ, -ળી)** સ્ત્રી. [સં. नियम + आवलि,-ली] નિયમો એક પછી એક જેમાં આપવામાં આવ્યા છે તેવું લખાણ કે પુસ્તિકા, ધારા-ધોરણનું લખાણ કે પુસ્તિકા

**નિયમાશ્રિત** વિ. [સં. नियम + आ-श्रित] જુઓ 'નિયમ-વશ.'

**નિયમિત** વિ. [સં.] નિયમમાં રહેલું, નિયમ પ્રમાણેનું, નિયમ-બદ્ધ, 'લિમિટેડ,' 'રેગ્યુલર.' (૨) માપસરનું, 'સિમેટ્રિકલ' (કે.હ.). (૩) મુકરર કરેલું

**નિયમિત-તા** સ્ત્રી. [સં.] નિયમ-બદ્ધ હોવાપણું, નિયમસરપણું. (૨) એકસૂત્ર હોવાપણું, 'યુનિફૉર્મિટી (બ.ક.ઠા.)

**નિ-યમ્ય, નિ-યંતવ્ય** (-યન્તવ્ય) વિ. [સં.] નિયમમાં રખાવા–રાખવા યોગ્ય. (૨) કાબૂમાં લેવા પાત્ર

**નિ-યંતા** (નિ-યન્તા) વિ., પું. [સં., પું.] નિયમમાં રાખનાર, કાબૂમાં રાખનાર. (૨) પું. પરમાત્મા, પરમેશ્વર

**નિ-યંત્રક** (-યન્ત્રક) વિ. [સં.] જુઓ 'નિયંતા(૧).'

**નિ-યંત્રણ** (-યન્ત્રણ) ન. [સં.] કાબૂ, અંકુશ, નિ-યમન, 'કૉન્ટ્રોલ,' 'ચેક.' (૨) સામાને કચડીને મૂકેલો અંકુશ, 'કોઅર્સન' (ગ. લ.). (૩) મનાઈ, પ્રતિબંધ, 'રિસ્ટ્રિક્શન.' (૪) તપાસી છાપવાની પરવાનગીનો પ્રકાર, 'સેન્સર-શિપ'

**નિયંત્રણ-પ્રણાલિ(-લી)** (નિયન્ત્રણ-) સ્ત્રી. [સં.] કાબૂમાં રાખવાની રીત-રસમ, 'ચેનલ ઑફ કૉન્ટ્રોલ'

**નિયંત્રણ-મુક્ત** (-યન્ત્રણ-) વિ. [સં.] અંકુશમાંથી છૂટું. (૨) બેકાબૂ

**નિયંત્રણ-સરણિ,-ણી** (નિયન્ત્રણ-) સ્ત્રી. [સં.] જુઓ 'નિયંત્રણ-પ્રણાલિ.'

**નિ-યંત્રણા** (-યન્ત્રણા) સ્ત્રી. [સં.] જુઓ 'નિ-યંત્રણ' – 'ડિસિપ્લિન' (આ. બા.)

**નિ-યંત્રિત** (-યન્ત્રિત) વિ. [સં.] નિયંત્રણમાં લીધેલું, કાબૂમાં લીધેલું, અંકુશમાં રહેલું, 'કૅન્ટ્રોલ્ડ.' (૨) બંધારણીય, 'કૉન્સ્ટિટ્યુશનલ' (હ. મા.)

**નિ-યંત્રી** (-યન્ત્રી) વિ. સ્ત્રી. [સં.] સ્ત્રી નિયંતા

**નિયાણી** સ્ત્રી. [જુઓ 'નિયાણું[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બહેન-દીકરી. (૨) ભાણેજી. (૩) દીકરાની દીકરી

**નિયાણું[1]** ન. બહેન કે દીકરીનું બાળક. (૩) ભાણેજું

**નિયાણું[2]** ન. સકામ ધર્માચરણ, ઉત્તમ કાર્ય કરવાની પાછળ રહેલી સ્વાર્થ-ભાવના, ફળ મળે એ માટે કર્મ કરવાં એ

**નિ-યામક** વિ. [સં.] નિયમમાં રાખનાર, 'કૉન્ટ્રોલર.' (૨) વ્યવસ્થાપક, સંચાલક, 'ડિરેક્ટર.' (૩) પ્રકાશનમાં બાધક લાગતું દૂર કરનાર, 'સેન્સર' (ભૂ. ગો.). (૩) નિર્ણય કરનાર, 'ડિટર્મિનર'

**નિયામક-તા** સ્ત્રી. [સં.] નિયામકની કામગીરી તેમ હોદ્દો

**નિયામક-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન., **નિયામક-સભા** સ્ત્રી. [સં.] નિયામકો–સંચાલકોની સભા, 'સેનેટ'

**નિયામિકા** સ્ત્રી. [સં.] સ્ત્રી નિયામક

**નિયાણું** વિ. નોખું, જુદું, છૂટું

**નિ-યુક્ત** વિ. [સં.] જેની નિમણૂક કરવામાં આવી હોય તેવું, નિમાયેલું, નીમેલું, 'એપૉઇન્ટેડ,' 'નૉમિની'

**નિ-યુક્તિ** સ્ત્રી. [સં.] નિમણૂક, 'નૉમિનેશન,' 'એપૉઇન્ટમેન્ટ'

**નિ-યુત** વિ. [સં., ન.] દસ લાખની સંખ્યાનું

**નિ-યુદ્ધ** ન. [સં.] બાહુ-યુદ્ધ, કુસ્તી. (૨) મલ્લ-યુદ્ધ

**નિયુદ્ધ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] દ્વંદ્વ કે કુસ્તી કરવાની વિદ્યા

**નિ-યોક્તા** વિ., પું [સં.,પું.] નિમણૂક કરનાર શેઠ, 'એમ્પ્લોયર'

**નિ-યોગ** પું. [સં.] સોંપેલું કામકાજ. (૨) આજ્ઞા, હુકમ. (૩) સંતાન વગરની વિધવાથી દિયર કે પાસેના સગા સાથે શાસ્ત્રોક્ત રીતે સંતાન માટે કરવામાં આવતો હતો તે યૌન સંબંધ. (ધર્મ.) (આર્યોમાં પ્રાચીન કાલમાં આ રિવાજ હતો.)

**નિયોગી** વિ. [સં., પું.] જેને ફરજ સોંપવામાં આવી છે તે અમલદાર. (૨) પું. ધર્મ-શાસ્ત્ર પ્રમાણે નિયોગ કરનાર સગો

**નિ-યોજક** વિ. [સં.] યોજના કરનાર. (૨) વ્યવસ્થા કરી આપનાર

**નિ-યોજન** ન., -ના સ્ત્રી. [સં.] યોજના. (૨) પ્રેરણા. (૩) વ્યવસ્થા. (૪) નિમણૂક

**નિ-યોજનીય** વિ. [સં.] નિયોજના કરાવા જેવું, નિયોજ્ય

**નિયોજવું** સં.ક્રિ. [સં. नि-युज्(-योज्-,)तत्सम] નિયોજના કરવી. (૨) નિમણૂક કરવી. (૩) કામે લગાડવું. **નિયોજાવું** કર્મણિ. ક્રિ. **નિયોજાવવું** પ્રે., સ. ક્રિ.

**નિયોજાવવું, નિયોજાવું** જુઓ 'નિયોજવું'માં.

**નિ-યોજિત** વિ. [સં.] જેની નિયોજના કરવામાં આવી હોય તેવું. (૨) જેની નિમણૂક કરવામાં આવી હોય તેવું, નિમાયેલું

**નિ-યોજ્ય** વિ. [સં.] જુઓ 'નિ-યોજનીય.'

**નિ-યોદ્ધા** વિ., પું. [સં., પું.] બાહુ-યુદ્ધ કરનાર. (૨) મલ્લ-કુસ્તી કરનાર

**નિયોન** પું. [અં.] વાતાવરણમાંનો એક વાયુ (વીજળીના દીવા બનાવવાના કામમાં આવતો)

**નિય્યત** સ્ત્રી. [અર.] દાનત, વૃત્તિ, ઇરાદો, ધારણા

**નિર્-** ઉપ. [સં., સ્વરાદિ તેમજ ઘોષ વ્યંજનથી શરૂ થતા સં. શબ્દોને લાગતો ઉપસર્ગ] બહાર બિનાનું મુક્ત વગેરે અર્થ આપે છે: 'નિર્ગત' 'નિર્મળ' 'નિર્દોષ' વગેરે

**નિરક્ષ** વિ. [સં. निर् + अक्ष] અક્ષાંશ વિનાનું, શૂન્ય અક્ષાંશ-વાળું, વિષુવ-વૃત્ત ઉપરનું, જ્યાં સદા રાત્રિ અને દિવસ સરખાં હોય તેવું

**નિરક્ષ-દેશ** પું. [સં.] વિષુવવૃત્ત ઉપર આવેલો ભૂમિનો ભાગ

**નિરક્ષર** વિ. [સં. निर् + अ-क्षर] અક્ષર-જ્ઞાન વિનાનું, લખતાં વાંચતાં નથી આવડતું તેવું, અભણ. (૨) (લા.) મૂર્ખ [૦ ભટ્ટાચાર્ય (રૂ. પ્ર.) તદ્દન મૂર્ખ]

**નિરક્ષર-તા** સ્ત્રી. [સં.] અભણ-પણું

**નિરક્ષરી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'નિરક્ષર.'

**નિરક્ષ-રેખા** સ્ત્રી., **નિરક્ષ-વૃત્ત** ન. [સં.] વિષુવ-વૃત્ત, ક્રાંતિ-વૃત્ત

**નિરખાવવું, નિ(-ની)રખાવું** જુઓ 'નિ(-ની)રખવું'માં.

**નિ(-ની)રખ[1]** (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'નિરખવું.'] નિરખવું એ, નિરીક્ષણ

**નિ(-ની)રખ[2]** પું. [ફા. નિર્ખ્] સરકાર તરફથી વસ્તુઓના મુદ્દત-બંધી ઠરાવવામાં આવતા ભાવ-તાલ

**નિ(-ની)રખવું** સ. ક્રિ. [સં. निर् + ईक्षु-निरीक्ष > પ્રા. निरिक्ख-] તીક્ષ્ણ કે બારીક નજરથી જોવું, ધ્યાનપૂર્વક જોવું. **નિ(-ની)રખાવું** કર્મણિ., ક્રિ. **નિરખાવવું** પ્રે., સ. ક્રિ.

**નિરખાવવું, નિ(-ની)રખાવું** જુઓ 'નિ(-ની)રખવું'માં.

**નિરગ્નિ** વિ. [સં. निर् + अग्नि] અગ્નિ-હોત્ર ન કરનાર, શ્રૌત સ્માર્ત વિધિ પ્રમાણે અગ્નિ-કર્મ ન કરનાર

**નિ-રત** વિ. [સં.] મગ્ન, લીન, મશગૂલ, ગરકાવ

**નિ-રતિ** સ્ત્રી. [સં.] આ-સક્તિ, પ્રબળ લગની, રઢ

**નિરતિશય** વિ. [સં. निर्-अति-शय] જેનાથી કોઈ ચડિયાતું ન હોય તેવું, સર્વોત્તમ, સૌથી ચડિયાતું

**નિરતિશયોક્ત** વિ. [ + સં. उक्त] અતિશય કર્યા વિના કહેલું, જેવું હોય તેવું કહેલું, યથાર્થ રૂપમાં કહી બતાવેલું

**નિરદળવું** સ. ક્રિ. [સં. निर् + दल्, અર્વા. તદ્ભવ] રગદોળવું, ધમોડવું. **નિરદળાવું** કર્મણિ., ક્રિ. **નિરદળાવવું**. પ્રે., સ. ક્રિ.

**નિરદળાવવું, નિરદળાવું** જુઓ 'નિરદળવું'માં.

**નિરદે** વિ. [સં. निर् + दया, બ.વ્રી. અર્વા. તદ્ભવ] નિર્દય, દયાહીન, ઘાતકી [(૨) ક્રિ. વિ. નક્કી, ચોક્કસ

**નિરધાર** પું. [સં. निर्धार, અર્વા. તદ્ભવ] જુઓ 'નિર્ધાર.'

**નિરધારવું** સ. ક્રિ. [સં. निर् + धृ (धार-), અર્વા. તદ્ભવ] જુઓ 'નિર્ધારવું.' **નિરધારાવું** કર્મણિ, ક્રિ. **નિરધારાવવું** પ્રે., સ. ક્રિ.

**નિરધારાવવું, નિરધારાવું** જુઓ 'નિરધારવું'માં.

**નિર-નિરાળું** વિ. [જુઓ 'નિરાળું'-પહેલી બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] અલગ અલગ, ભિન્ન ભિન્ન, જુદું જુદું

**નિરનુકંપ (કમ્પ)** વિ. [સં. निर् + अनु-कम्प], **નિરનુક્રોશ** વિ. [સં. निर् + अनु-क्रोश], નિર્દય, દયા-હીન

**નિરનુનાસિક** વિ. [સં. निर् + अनुनासिक; પરંતુ अनुनासिक વિશે. કોઈ સાચો પ્રયોગ તો अननुनासिक.] જેમાં અનુનાસિક ઉચ્ચારણ ન હોય તેવું, અનનુનાસિક (એવો 'સ્વર'; જેમકે 'આદું' -'આદું'-આમાં 'દું'માં અનનુનાસિક 'ઉ'; 'દું'માં અનુનાસિક 'ઉં'.')

**નિરનુપ્રાસ** વિ. [સં. निर् + अनु-प्रास] જેમાં પ્રાસ ન મેળવવામાં આવ્યા હોય તેવું, 'બ્લૅન્ક'

**નિરનુસ્વાર** વિ. [સં. निर् + अनुस्वार] જેમાં અનુસ્વાર નથી રહ્યો કે દૂર થયો છે તેવું. (એવો 'સ્વર;' જેમકે 'હસવું'-'હંસ,' 'હં' અનુસ્વારવાળો)]

**નિરન્ન** વિ. [સં. निर् + अन्न] જેની પાસે અન્ન રહ્યું ન હોય તેવું, (૨) (લા.) ભૂખ્યું [નિર્વંશ

**નિરન્વય** વિ. [સં. निर् + अन्वय] વંશ રહ્યો ન તેવું,

**નિરપણ** ન. કોતર-કામ, કોતરણી

**નિરપત્ય** વિ. [સં. निर् + अपत्य] બાળક મરી ગયાં છે તેવું, સંતાન-હીન, વાંઝિયું

**નિરપત્ય-તા** સ્ત્રી. [સં.] સંતાનહીન-તા, વાંઝિયાપણું

**નિરપરાધ** વિ. [સં. निर् + अपराध], **-ધી** વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર ] અપરાધ વિનાનું, અનપરાધી, બિન-ગુનેગાર

**નિરપલાઈ** સ્ત્રી. [જુઓ 'નિરપલું' + ગુ. 'આઈ' ત. પ્ર.] નિરપલાપણું, અટકચાળાપણું

**નિરપલું** વિ. અટકચાળું, આળવીતરું

**નિરપવાદ** વિ. [સં. निर् + अप-वाद] અપવાદ ન રહ્યો હોય તેવું, અપવાદ વગરનું, વાંધા-વચકા વિનાનું, 'ઍબ્સોલ્યૂટ'. (૨) ક્રિ. વિ. અપવાદ વિના, વાંધા-વચકા વિના

**નિરપેક્ષ** વિ. [સં. निर् + अपेक्षा, બ.વ્રી.] જેમાં કોઈ જાતની અપેક્ષા-ઇચ્છા-કામના-જરૂર ન હોય તેવું. નિઃસ્પૃહ. (૨) (લા.) તટસ્થ. (૩) સ્વતંત્ર. (૪) અ-વ્યક્ત, 'ઍબ્સોલ્યૂટ' (મ.ન.), 'કેટેગૉરિકલ' (રા.વિ.)

**નિરપેક્ષ-તા** સ્ત્રી. [સં.] નિરપેક્ષપણું. (૨) 'ઍબ્સોલ્યૂટ-નેસ'

**નિરપેક્ષિત** વિ. [સં. निर् + अपेक्षित; સ્વાભાવિક અનપેક્ષિત છે ] જુઓ 'નિરપેક્ષ.'

**નિરપેક્ષી** વિ. [સં. निरपेक्ष પૂરતો છે. આ સં. इन् ત.પ્ર. ઉમેરી ઊભો કરેલો છે.] જુઓ 'નિરપેક્ષ.'

**નિરભિગ્રહ** વિ. [સં. निर् + अभि-ग्रह] ઝૂંટવી લેવાની વૃત્તિ ન હોય તેવું. (૨) અનાસક્ત, નિઃસ્પૃહ

**નિરભિમાન** વિ. [સં. निर् + अभि-मान] અભિમાન ન રહ્યું હોય તેવું, ગર્વ વિનાનું

**નિરભિમાનિ-તા** સ્ત્રી., **-ત્વ** ન.[સં. જુઓ નીચે 'નિરભિમાની.'] અભિમાની ન હોવાપણું

**નિરભિમાની** વિ. [સં., પું.; निरभिमान' પૂરતો છે, આ સં. इन् ત. પ્ર. ઉમેરી માની લીધેલો છે.] જુઓ 'નિરભિમાન.'

**નિરભે** વિ. [સં. निर्भय, અર્વા. તદ્ભવ] જુઓ 'નિર્ભય.'

**નિરભેળ** વિ. [સં. निस् = निर् + જુઓ 'ભેળ.'] જેમાં ભેળ ન હોય તેવું, વિ-શુદ્ધ, ચોખ્ખું

**નિરભ્ર** વિ. [સં. निर् + अभ्र, બ.વ્રી.] વાદળાં વિનાનું

**નિરમવું** સ.ક્રિ. [સં. निर् + मा, અર્વા. તદ્ભવ] નિર્માણ કરવું, રચવું, બનાવવું. **નિરમાવું** કર્મણિ., ક્રિ. **નિરમાવવું** પ્રે., સ.ક્રિ.

**નિરમળ** વિ. [સં. निर्मल ] જુઓ 'નિર્મલ.'

**નિરમળી** સ્ત્રી. [સં. निर्मली] એક વનસ્પતિ (જેનાં બી નાખવાથી ડહોળું પાણી આછરી સ્વચ્છ થાય છે.)

**નિરમાવવું, નિરમાવું** જુઓ 'નિરમવું'માં.

**નિરય** ન. [સં., પું.] નરક-લોક

**નિરયન** વિ. [સં. निर् + अयन] સૂર્ય આસપાસ ફરતાં પૃથ્વી પોતાની ધરી થોડી થોડી ખસેડતી જાય છે એ વસ્તુને જેમાં ગણતરીમાં નથી લેવામાં આવતી તેવું (ગણિત), અયન-ચલનને ગણતરીમાં ન લેતું. (જ્યોતિષ.)

**નિરયન-વર્ષ** ન. [સં.] સૂર્ય અમુક એક નક્ષત્રના તારા પાસે હોય ત્યાંથી ખસતો દેખાઈ પાછો એ જ તારા પાસે આવી ગયેલો દેખાય એટલો સમય. (ખગોળ.)

**નિરર્ગલ(-ળ)** વિ. [સં. निर् + अर्गल] રુકાવટ વિનાનું, પ્રતિબંધ વિનાનું, નિરંકુશ. (૨) અનર્ગળ, પુષ્કળ, અપાર

**નિરર્થ, ૦ક** વિ. [સં. निर् + अर्थ-क] અર્થ-હીન. (૨) નિષ્પ્રયોજન, નિષ્કારણ. (૩) નકામું, બિનજરૂરી. (૪) નિષ્ફળ

**નિરર્થક-તા** સ્ત્રી. [સં.] નિરર્થક હોવાપણું

**નિરલસ** વિ. [સં. निर् + अलस; સાચો શબ્દ अनलस; આ ગુ.માં નવો.] આળસ વિનાનું

**નિરલંકાર** (નિરલઙ્કાર) વિ. [સં. निर् + अलंकार] જેમાંથી

અલંકાર ચાલ્યા ગયા હોય તેવું, અલંકાર વિનાનું (શરીર કે કાવ્ય)

**નિરવકાશ** વિ. [સં. निर् + अव-काश] અવકાશ વિનાનું, ખાલી જગ્યા વિનાનું. (૨) તદ્દન ભરેલું

**નિરવચ્છિન્ન** વિ. [સં. निर् + अवच्छिन्न; સ્વાભાવિક अनवच्छिन्न] સતત ચાલુ રહેલું, નિરંતર

**નિરવદ્ય** વિ. [સં. निर् + अ-वद्य, સ્વાભાવિક अनवद्य] અ-નવદ્ય, અ-નિંદ્ય, નિર્દોષ

**નિરવદ્ય-તા** સ્ત્રી.[સં.] નિરવદ્યપણું, નિર્દોષ-તા

**નિરવધિ** વિ. [સં निर् + अवधि] જેમાં અવધિ ન હોય હોય તેવું, સમય-મર્યાદા વિનાનું, નિરંતર ચાલુ

**નિરવયવ** વિ. [સં. निर् + अवयव], -વી વિ. [ + સં. इन् બિન જરૂર ત.પ્ર.] અવયવ કે અંગ વિનાનું

**નિરવલંબ** (નિરવલમ્બ) વિ. [સં. निर् + अव-लम्ब] અવલંબન વિનાનું, આધાર વગરનું, ટેકા વિનાનું

**નિરવશેષ** વિ. [સં. निर्+अव-शेष] જેમાં કાંઈ બાકી રહ્યું ન હોય તેવું, સમગ્ર, બધું, પૂર્ણ

**નિરવાણ** ન. [સં. निर्वाण, અર્વા. તદ્ભવ.] જુઓ 'નિર્વાણ.' (૨) ક્રિ.વિ. નક્કી, જરૂર, ચોક્કસ, ખરેખાત

**નિરવાણી** પું. [સં. निर्वाणी] દસનામી ગોસાંઈ સંન્યાસીનો એક અખાડો. (સંજ્ઞા.)

**નિરસન** ન. [સં. निर् + असन] નિરાસ, નિરાકરણ, ખુલાસો, સમાધાન [આવ્યો હોય તેવું

**નિરસ્ત** વિ. [સં. निर् + अस्त] જેનો ખુલાસો કરવામાં

**નિરસ્ત્ર** વિ.[સં. निर् + अस्त्र] અસ્ત્ર વિનાનું, હથિયાર વિનાનુ

**નિરસ્થિ** વિ. [સં. निर् + अस्थि] જેમાંથી હાડકાં કાઢી નાખ્યાં હોય તેવું. (૨) હાડકાં વિનાનું, માત્ર સ્નાયુ-રૂપ

**નિરસ્ય** વિ. [સં. निर् + अस्य] ખુલાસો કરવા જેવું, નિરાસ કરાવા પાત્ર

**નિરહંકાર** (નિરહઙ્કાર) વિ. [સં. निर्+अहं-कार] અહંકાર રહ્યો ન હોય તેવું, નિર્માન, નિરભિમાન

**નિરહંકારિ-તા** (નિરહઙ્કારિ-તા) સ્ત્રી. [સં.,જુઓ 'નિરહંકારી.'] અહંકારનો અભાવ

**નિરહંકારી** (નિરહઙ્કારી) વિ. [સં. निरहंकार + સં. इन् ત. પ્ર. ગુ. માં] જુઓ 'નિરહંકાર.'

**નિરહંભાવ** (નિરહમ્ભાવ) પું. [સં. निर् + अहं-भाव] જુઓ નિરહંકાર.' (૨) વિ. નિરભિમાની

**નિરંક** (નિરઙ્ક) વિ. [સં. निर् + अङ्क] જેમાં આંકો ન રહ્યો હોય તેવું, આંકડા વિનાનું. (૨) ડાઘ વિનાનું

**નિરંકુશ** (નરઙ્કુશ) વિ. [સં. निर्+अङ्कुश] અંકુશ ન રહ્યો હોય તેવું, ઉદ્દંડ, મદોન્મત્ત, ઉચ્છૃંખલ, ઉદ્ધત, 'ડિસ્સોલ્યૂટ.' (૨) કાબૂ બહાર જઈ પહોંચેલું. 'ફ્યુજિટિવ.' (૩) મુક્ત, 'ફ્રી' (ન. લા.). (૪) 'ઇન્ડિસ્ક્રિમિનેઇટ'

**નિરંકુશ-તા** (નિરઙ્કુશ-તા) સ્ત્રી. [સં.] નિરંકુશ હોવાપણું

**નિરંકુશ-તા** (નિરઙ્કુશ-) સ્ત્રી. [સં.] કોઈના દાબ વિનાનો અધિકાર, 'ઑટોક્રસી'

**નિરંજન** (નિરઞ્જન) વિ. [સં. निर् + अञ्जन] નિર્લેપ, માયાની કોઈ અસર જેને ન હોય તેવું (બ્રહ્મ). (વેદાંત.) (૨) નિર્દોષ. (વેદાંત).

**નિરંજની** (નિરઞ્જની) વિ., પું. [સં., પું.] ઉદાસી વૈષ્ણવોનો એ નામનો એક સંપ્રદાય (મુખ્યત્વે મારવાડમાં વ્યાપક)

**નિરંતર** (નિરન્તર) વિ. [સં. निर् + अन्तर] જુઓ 'નિરવકાશ.' (૨) ક્રિ. વિ સતત, ચાલુ, અટકયા વિના. (૩) સદા, હંમેશાં

**નિરાકરણ** ન. [સં. निर् + आ-करण] જુઓ 'નિરસન.' (૨) ફેંસલો, ચુકાદો. (૩) ખંડનાત્મક દલીલ, 'કૉન્ફ્યુટેશન.' (૪) પરિણામ, અંત

**નિરાકાર** વિ. [સં. निर् + आ-कार] આકાર વિનાનું, અરૂપી

**નિરાકાંક્ષ** (નિરાકાઙ્ક્ષ) વિ. [સં. निर् +आ-काङ्क्षा, બ.વ્રી.], -ક્ષી વિ. [સં., પું. પરંતુ इन् લગાડવાની જરૂર નથી.] આકાંક્ષા વિનાનું, નિઃસ્પૃહ

**નિરાકૃત** વિ. [સં. निर् + आ-कृत] જેનું નિરાકરણ કરવામાં આવ્યું હોય તેવું, સ્પષ્ટ થઈ ચૂકેલું

**નિરાકૃતિ** વિ. [સં. निर् + आ-कृति] જુઓ 'નિરાકાર.'

**નિરાગસ** વિ. [સં. निर् + आगस् ] પાપ વિનાનું, નિષ્પાપ

**નિરાગ્રહ** વિ. [સં. निर् + आ-ग्रह], -હી વિ. [સં. પું., પરંતુ સં. -इन् પ્ર.ની જરૂર નથી.] આગ્રહ ન કરાવનારું

**નિરાચાર** વિ. [સં. निर् + आ-चार], -રી વિ. [સં.. પું., પરંતુ इन् પ્રત્યયની જરૂર નથી.] આચાર-હીન, આચાર-ભ્રષ્ટ, અનાચારી

**નિરાડંબર** (-ડમ્બર) વિ. [સં. निर् + आ-डम्बर], -રી વિ. [સં., પું., પરંતુ इन् પ્ર. ની જરૂર નથી.] આડંબર વિનાનું, ડોળ-ડમાક વિનાનું, સાદું, સરળ

**નિરાતંક** (નિરાતઙ્ક) વિ. [સં. निर् +आ-तङ्क] જુઓ 'નિરામય.'

**નિરાદર** વિ. [સં. निर् + आ-दर] જેને આદરની પડી ન હોય તેવું

**નિરાધાર** વિ. [સં. निर् + आ-धार] આધાર વિનાનું, ટેકા વિનાનું, 'ડેસ્ટિટ્યૂટ.' (૨) અધ્ધર રહેલું. (૩) નિર્વાહનું જેને કોઈ સાધન ન હોય તેવું

**નિરાધાર-તા** સ્ત્રી. [સં.[ નિરાધાર હોવાપણું

**નિરાનંદ** (-નન્દ) વિ. [સં. निर् +आ-नन्द], -દી વિ. [સં., પું., પરંતુ इन् પ્ર. ની જરૂર નથી.] આનંદ ચાલ્યો ગયો હોય તેવું. (૨) દુઃખી

**નિરાપદ** વિ. [સં. निर् + आपद्] આપત્તિ ટળી ગઈ છે તેવું, આપત્તિ વિનાનું, આપદા વગરનું

**નિરાબાધ** વિ. [સં. निर् + आ-बाध] બાધા ન રહી હોય તેવું, અડચણ વિનાનું

**નિરાભરણ** વિ. [સં. निर् + आ-भरण] આભરણ વિનાનું, ઘરેણાં વગેરે ન પહેર્યાં હોય તેવું

**નિરાભરણા** વિ., સ્ત્રી. [સં.] આભરણ વિનાની સ્ત્રી

**નિરામય** વિ. [સં. निर् + आमय] રોગ ચાલ્યો ગયો હોય તેવું, નીરોગ, નીરોગી

**નિરામિષ** વિ. [સં. निर् + आमिष] જેમાં માંસ નથી તેવું, માંસ વિનાનું (ભોજન.), 'વેજિટેરિયન'(દ.બા.) [(દ. બા.

**નિરામિષ-ભોજી** વિ. [સં., પું.]. શાકાહારી. 'વેજિટેરિયન'

**નિરામિષાહાર** પું. [ + સં. आ-हार] શાકાહાર

**નિરામિષાહારી** વિ. [સં., પું., પણ इन् પ્ર. ની જરૂર નથી.] જુએ 'નિરામિષ-ભોજી.'
**નિરામિષી** વિ. [સં., પું.] જુએ 'નિરામિષ-ભોજી.'
**નિરાયુધ** વિ. [સં. निर् + आयुध] આયુધ વિનાનું, અનાયુધ, હથિયાર જેની પાસે ન હોય તેવું
**નિરાલસ્ય** વિ. [સં. निर् + आलस्य] આળસ ચાલ્યું ગયું હોય તેવું, ઉદ્યોગી
**નિરાલંબ** (-લમ્બ) વિ. [સં. निर् + आ-लम्ब] આલંબન વિનાનું, ટેકા વિનાનું, નિરાધાર. (૨) અધ્ધર રહેલું
**નિરાવરણ** વિ. [સં. निर् + आ-वरण] આવરણ વિનાનું, ખુલ્લું. (૨) આડચ કે અડચણ વિનાનું
**નિરાવવું, નિરાવું** જુએ 'નીરવું'માં.
**નિરાશ** વિ. [સં. निर् + आशा, બ. વ્રી.], **-શંસ** (-શંસ) વિ. [સં. निर् + आ-शंसा, બ.વ્રી.] આશા નષ્ટ થઈ ગઈ હોય તેવું, ના-ઉમેદ, હતાશ, ભગ્નાશ
**નિરાશા** સ્ત્રી. [સં. निर् + आशा; સં. માં નથી.] આશાનો અભાવ, હતાશા, નાઉમેદી, 'ફ્રુસ્ટ્રેશન'
**નિરાશા-ગ્રસ્ત** વિ. [સં.] નિરાશાએ ઘેરાયેલું, તદ્દન હતાશ
**નિરાશા-જનક** વિ. [સં.] નિરાશા ઉપજાવનારું
**નિરાશા-દર્શક** વિ. [સં.] નિરાશા બતાવનારું
**નિરાશા-મય** વિ. [સં.] નિરાશાથી ભરેલું
**નિરાશા-વાદ** પું. [સં.] પરિણામ સારું નહિ આવે એવી નિરાશા રાખવામાં આવે તેવો મત-સિદ્ધાંત, 'પેસિમિઝમ'
**નિરાશાવાદી** વિ. [સં., પું.] નિરાશાવાદમાં માનનારું, 'પેસિમિસ્ટ' (જે. હિ.)
**નિરાશિષ** વિ. [સં. निर् + आशिष्] મંગલમય કામના ભાંગી પડી હોય તેવું, હતાશ, ના-ઉમેદ
**નિરાશી** વિ. [સં., પું., સં. માં નથી.] જુએ 'નિરાશિષ.'
**નિરાશ્રય** વિ. [સં. निर् + आ-श्रय], **-યી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જેને આશરો ન રહ્યો તેવું, હોય નિરાધાર
**નિરાશ્રિત** વિ. [સં. निर् + आ-श्रित; સને ૧૯૪૭માં પાકિસ્તાનમાંથી ભાગી આવેલાં, હકીકતે 'નિર્વાસિતો' માટે નવો ઊભો થયેલો સંસ્કૃતાભાસી શબ્દ, જુએ 'નિર્વાસિત.'] આશ્રય-હીન, નિરાધાર
**નિરાસ** પું. [સં. निर् + आस] જુએ 'નિરસન.'
**નિરાસક્ત** વિ. [સં. निर् + आ-सक्त; સાચો શબ્દ 'અનાસક્ત.'] જુએ 'અનાસક્ત.' [ઘરબાર વગરનું
**નિરાસ્પદ** વિ. [સં. निर् + आस्पद] ઠામ-ઠેકાણા વિનાનું,
**નિરાસ્વાદ** વિ. [સં. निर् + आ-स्वाद] સ્વાદ નષ્ટ થઈ ગયો હોય તેવું, ઊતરી ગયેલું, બે-સ્વાદ
**નિરાહાર** વિ. [સં. निर् + आ-हार], **-રી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર.ની જરૂર નથી.] આહાર છોડી દીધો હોય તેવું, ભૂખ્યું
**નિરાળું** વિ. [સં. निरालय > પ્રા. निरालअ-] (ઘરથી) જુદું પડી ગયેલું, અલગ, ભિન્ન, નોખું, ન્યારું
**નિરાંત** (-ત્ય) સ્ત્રી. નિવૃત્તિ. (૨) નચિંતતા. (૩) શાંતિ. (૪) આરામ. [૦ થવી, ૦ વળવી (રૂ. પ્ર.) ચિંતા દૂર થવી, શાંતિ મળવી]
**નિરાંતે** (-ત્યે) ક્રિ. વિ. [ + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] તદ્દન આરામથી, ઉતાવળ જરાય કર્યા વિના [નિરાકાંક્ષ
**નિરિચ્છ** વિ. [સં. निर् + इच्छा, બ. વ્રી.] ઇચ્છા વિનાનું,
**નિરિંદ્રિય** (નિરિન્દ્રિય), [સં. निर् + इन्द्रिय] ઇંદ્રિયો વિનાનું. 'ઇન-ઑર્ગેનિક' (કે.હ.). (૨) વિ. જડ
**નિરીક્ષક** વિ., પું. [સં. निर् + ईक्षक] દેખ-ભાળ રાખનાર, તપાસ રાખનાર, તપાસનીસ, પરીક્ષક, 'સુપરિન્ટેન્ડન્ટ' (દ બા.), 'ઇન્સ્પેક્ટર,' 'ઍક્ઝામિનર'
**નિરીક્ષણ** ન. [સં. निर्+ईक्षण] ઝીણવટથી દેખ-ભાળ રાખવી એ, બારીક તપાસ, તપાસણી, 'ઇન્સ્પેક્શન'
**નિરીક્ષણ-કાચ** પું. [સં.] દૂરબીનનો આંખ નજીકનો કાચ
**નિરીક્ષણ-શક્તિ** સ્ત્રી. [સં.] બારીકીથી જોવાનું બળ, અવલોકન-શક્તિ
**નિરીક્ષણા** સ્ત્રી. [સં. निर् + ईक्षणा] જુએ 'નિરીક્ષણ.'
**નિરીક્ષણીય** વિ. [સં. निर् + ईक्षणीय] નિરીક્ષણ કરાવાને યોગ્ય, નિરીક્ષણ કરવા જેવું
**નિરીક્ષમાણ** વિ. [સં. निर् + ईक्षमाण] નિરીક્ષણ કરતું
**નિરીક્ષા** સ્ત્રી. [સં. निर् + ईक्षा] જુએ 'નિરીક્ષણ.'
**નિરીક્ષિત** વિ. [સં. निर् + ईक्षित] જેનું નિરીક્ષણ કરવામાં આવ્યું હોય તેવું
**નિરીક્ષ્ય** વિ. [સં. निद् + ईक्ष्य] જુએ 'નિરીક્ષણીય.'
**નિરીશ્વર** વિ. [સં. निर् + ईश्वर] જેમાં ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરવામાં ન આવતો હોય તેવું (સાંખ્ય)
**નિરીશ્વર-વાદ** પું. [સં.] ઈશ્વરના અસ્તિત્વનો જેમાં સ્વીકાર ન હોય તેવો મત-સિદ્ધાંત, 'પૉઝિટિવિઝમ' (દ.બા.), 'એથીઝમ' (દ. બા.) 'નિરીશ્વર.'
**નિરીશ્વરી** વિ. [સં., પું., સં. इन्‌ની જરૂર નથી.] જુએ
**નિરીશ્વરવાદી** વિ. [સં., પું.] નિરીશ્વર-વાદમાં માનનારું, 'નૉન-બિલીવર'
**નિરીહ** વિ. [સં. निर् + ईहा, બ. વ્રી.] ચેષ્ટા વિનાનું, ચેષ્ટા ન કરનારું. (૨) ઇચ્છા ન કરનારું, નિરિચ્છ
**નિરીહ-તા** સ્ત્રી. [સં.] નિરીહ હોવાપણું
**નિરીહા** સ્ત્રી. [સં. निर + ईहा; હકીકતે अनीहा થાય.] ચેષ્ટાનો અભાવ. (૨) ઇચ્છા-આકાંક્ષાનો અભાવ
**નિરુક્ત** ન. [સં. निर् + उक्त] નિર્વચન, વ્યુત્પત્તિ. (૨) સંસ્કૃત વ્યુત્પત્તિ-શાસ્ત્ર (યાસ્કની રચના). (સંજ્ઞા.).
**નિરુક્ત-કાર** પું. [સં.] નિરુક્ત નામના ગ્રંથના કર્તા—યાસ્ક
**નિરુક્તિ** સ્ત્રી. [સં. निर् + उक्ति] વ્યુત્પત્તિ
**નિરુચ્છ્વાસ** વિ. [સં. निर्+उच्छ्वास] શ્વાસ લેતું ન હોય તેવું, મરી ગયેલું
**નિરુત્તર** વિ. [સં. निर् + उत्तर] ઉત્તર આપ્યા વિનાનું, જવાબ દીધા વિનાનું, સામો જવાબ ન આપનારું
**નિરુત્સવ** વિ. [સં. निर् + उत्सव] ઉત્સવ કે ઉમંગ વિનાનું
**નિરુત્સાહ** વિ. [સં. निर् + उत्साह], **-હિત** વિ. [સં., સાચું अनुत्साहित], **-હી** વિ. [સં., પું., પરતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] ઉત્સાહ વિનાનું [ન-પાણિયું
**નિરુદક** વિ. [સં. निर् + उदक] પાણી વહી ગયું હોય તેવું,

**નિરુદ્દેશ** વિ. [સં. निर् + उद्देश] ઉદ્દેશ વિનાનું, કોઈ પણ જાતના ધ્યેય વિનાનું, (૨) નિષ્પ્રયોજન. નિર્હેતુક

**નિ-રુદ્ધ** વિ. [સં.] સારી રીતે અટકાયતમાં લીધેલું, કેદ કરેલું. (૨) સારી રીતે રોકાયેલું. (૩) થંભી ગયેલું

**નિરુદ્ધાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] ચિત્તની સર્વ વૃત્તિઓ ચેષ્ટા-રહિત બની જાય તેવી દશા

**નિરુદ્યમ** વિ. [સં. निर् + उद्यम], **-મી** વિ. [સં., પું., પરંતુ इन् પ્ર. ની જરૂર નથી.] ઉદ્યમ ન રહ્યો હોય તેવું, કામ-ધંધા વિનાનું, બેકાર

**નિરુદ્યોગ** વિ. [સં. निर् + उद्योग], **-ગી** વિ. [સં., પું., પરંતુ इन् પ્ર. ની જરૂર નથી.] ઉદ્યોગ વિનાનું થઈ ગયેલું, નવરું, બેકાર

**નિરુદ્વેગ** વિ. [સં. निर् + उद्वेग] ઉદ્વેગ ચાલ્યો ગયો હોય તેવું, નિશ્ચિંત, બેફિકર, અ-ખિન્ન

**નિરુપક્રમ** વિ. [સં. निर् + उप-क्रम] આરંભ ન કર્યો હોય [તેવું, અ-કર્મણ્ય

**નિરુપદ્રવ** વિ. [સં. निर् + उप-द्रव], **-વી** વિ. [સં., પું., પરંતુ इन् પ્ર. ની જરૂર નથી.] ઉપદ્રવ ન રહ્યો તેવું, સુખી. (૨) ઉપદ્રવ ન કરનારું, તકલીફ ન આપનારું

**નિરુપમ** વિ. [સં. निर् + उपमा, બ.વ્રી.] જેની સરખામણી હોય તેવું, અનુપમ અ-દ્વિતીય, જેનો જોટો ન હોય તેવું

**નિરુપયોગ** વિ. [સં. निर् + उपयोग], **-ગી** વિ. [સં., પું., પરંતુ इन् પ્ર. ની જરૂર નથી.] જેનો ઉપયોગ રહ્યો ન હોય તેવું, નકામું, નિરર્થક

**નિરુપધિ, ૦ક** વિ. [સં. निर् + उपधि, ૦क] જુઓ 'નિરુપાધિ(૨).' (૨) નિર્વ્યાજ

**નિરુપાધિ, ૦ક** વિ. [સં. निर् + उपाधि, ૦क], કોઈ પણ જાતની ઉપાધિ ન રહી હોય તેવું, જેમાં કોઈ અન્ય બાધક તત્ત્વ ન હોય તેવું, 'અન-ક્વૉલિફાઇડ' (ર. વિ.), 'કૅટેગૉરિકલ' (જયેંદ્ર યાજ્ઞિક.) (૨) ગુણ-ધર્મ વિનાનું, નિરંજન, નિર્ગુણ

**નિરુપાધિ-તા** સ્ત્રી. [સં.] ઉપાધિરહિતપણું, નિરુપાધિકપણું

**નિરુપાય** વિ. [સં. निर् + उपाय] કોઈ ઉપાય ન રહ્યો હોય તેવું, ઇલાજ વિનાનું, લાચાર [પ્રખ્યાત, પ્રસિદ્ધ

**નિ-રૂઢ**[1] વિ. [સં.] અત્યંત રૂઢ, ખૂબ જ જામી પડેલું. (૨)

**નિરૂઢ**[2] વિ. [સં. निर् + रूढ] ન પરણેલું અ-પરિણીત, વાંઢું

**નિ-રૂઢ-લક્ષણા** સ્ત્રી. [સં.] પ્રયોજનની અપેક્ષા વિના માત્ર રૂઢિથી જ જ્યાં બીજો અર્થ લેવાતો હોય તેવી લક્ષણા-શક્તિ (જેમ કે 'કુશલ' 'પ્રવીણ' વગેરે.). (કાવ્ય)

**નિ-રૂપક** વિ. [સં.] નિરૂપણ કરનાર, કહી બતાવનાર, વર્ણન કરી બતાવનાર

**નિરૂપક-તા** સ્ત્રી. [સં.] નિરૂપણ કરવાપણું

**નિ-રૂપણ** ન., **-ણા** સ્ત્રી. [સં.] કહી બતાવવું એ, વર્ણન કરી બતાવવું એ, 'ટ્રીટમેન્ટ.' (૨) અવલોકન, સમીક્ષા, વિવેચન

**નિરૂપવું** સ. ક્રિ. [સં. नि-रूप् તત્સમ] નિરૂપણ કરવું, વર્ણન કરી બતાવવું, વર્ણવવું, કહેવું, લેખન કે વાણીથી રજૂ કરવું. **નિરૂપાવું** કર્મણિ., ક્રિ. **નિરૂપાવવું** પ્રે., સ. ક્રિ.

**નિરૂપણાત્મક** વિ. [+ સં. आत्मन्-क] કાંઈક વિસ્તૃત રીતે કહેલું

**નિરૂપાવવું, નિરૂપાવું** જુઓ 'નિરૂપવું'માં.

**નિ-રૂપિત** વિ. [સં.] જેનું નિરૂપણ કરવામાં આવ્યું હોય તેવું, વર્ણિત કરેલું, નિરૂપાયેલું, લખી કે કહી બતાવેલું

**નિ-રૂપ્ય** વિ. [સં.] નિરૂપણ કરવા જેવું, વર્ણન કરી બતાવવા જેવું, નિરૂપવા-નિરૂપાવા જેવું

**નિર્ઋતિ** જુઓ નીચે 'નિરોષ્ઠ્ય' પછી.

**નિ-રોધ** પું. [સં.] અટકાયત, રોકાણ, અવરોધ, 'ઇન્હિબિશન.' (૨) ચિત્તવૃત્તિઓનો નિગ્રહ, મનના વલણ ઉપરનો કાબૂ. (૩) ચિત્તની બધી પ્રવૃત્તિઓ ઇષ્ટદેવમાં પરોવી દેવી એ. (પુષ્ટિ.) (૪) સંતતિ-નિયમન માટે વપરાતું કૃત્રિમ તે તે સાધન

**નિરોધક** વિ. [સં.] નિરોધ કરનારું, થંભાવી દેનારું અટકાવી મૂકનારું

**નિરોધ-બલ(-ળ)** ન. [સં.] સંયમ, જિતેંદ્રિય હોવાપણું

**નિરોધવું** સ. ક્રિ. [સં. निरोध, ના.ધા.] અટકાવવું, થંભાવી દેવું. **નિરોધાવું** કર્મણિ., ક્રિ. **નિરોધાવવું** પ્રે., સ. ક્રિ.

**નિરોધ-સમાધિ** સ્ત્રી. [સં., પું.] મન વાણી અને ઇંદ્રિયો ઉપરનો પૂરો કાબૂ. (યોગ.)

**નિરોધ-સાધન** ન. [સં.] અટકાવવાનું સાધન, 'ચેક'

**નિરોધ-સ્થાન** ન. [સં.] અટકાયતમાં રાખવાનું સ્થળ, 'લૉક-અપ' [વૉરંટ'

**નિરોધાજ્ઞા** સ્ત્રી. [+ સં. आ-ज्ञा] અટકાયત કરવાનો હુકમ,

**નિરોધાવવું, નિરોધાવું** જુઓ 'નિરોધવું'માં.

**નિરોધિત** વિ. [સં.] અટકાયત કરાયેલું, અટકાવેલું

**નિરોધી** વિ. [સં., પું.] જુઓ 'નિરોધક.'

**નિ-રોપ** પું. [સં., મરા.] સંદેશો, પેગામ

**નિરોષ્ઠ્ય** વિ. [સં. निर्+ओष्ठ्य] જેમાં ઓષ્ઠ-સ્થાનના 'પ' વગેરે વર્ણ ન હોય તેવું

**નિર્ઋતિ** પું. [સં.] મૃત્યુદેવ, યમરાજ. (૨) આફત, આપત્તિ. (૩) વિનાશ [**નોંધ :** શબ્દાનુક્રમમાં આ શબ્દનું સ્થાન તો 'નિર્-' વાળા શબ્દ પૂરા થાય ત્યાં 'ની' પછી જ સ્વાભાવિક છે, પરંતુ લેખનમાં 'રેફ' બતાવાતો હોઈ એને શોધવાની સરળતા ખાતર અહીં મૂક્યો છે.]

**નિર્ગત**[1] વિ. [સં.] બહાર નીકળી આવેલું

**નિર્ગત**[2] વિ.[સં. निर्गति] ગતિ વિનાનું, નિશ્ચેષ્ટ. (ક. મા. મુનશી)

**નિર્ગતિ** સ્ત્રી. [સં.] બહાર નીકળી આવવું એ

**નિર્ગમ** પું. [સં.] જુઓ 'નિર્ગતિ.' (૨) બહાર નીકળવાનો ખાંચો કે બારણું, દરવાજો. (૩) નિકાસ

**નિર્ગમ-કોણ** પું.[સં.] વિસર્જન-કોણ, 'ઍંગલ ઑફ ઇમર્જન્સ'

**નિર્ગમ-દ્વાર** ન. [સં.] નીકળવાનું બારણું. (૨) છટકી જવાનું બાકોરું [વિતાવવું એ

**નિર્ગમન** ન. [સં.] જુઓ 'નિર્ગતિ'–'ઇમિગ્રેશન.' (૨) વીતવું એ,

**નિર્ગમન-કાલ(-ળ)** પું. [સં.] બહાર નીકળવાનો સમય. (૨) પસાર કરવાનો સમય

**નિર્ગમન-દ્વાર** ન. [સં.] જુઓ 'નિર્ગમ-દ્વાર.'

**નિર્ગમ-નલી(-ળી)** સ્ત્રી. [સં.] પદાર્થ જેમાંથી નીકળી જાય તેવી નળી, 'એગ્ઝોસ્ટ પાઇપ'

**નિર્ગમ-પથ** પું. [સં.], **નિર્ગમ-પંથ (-પન્થ)** પું. [+ જુઓ 'પંથ.'], **નિર્ગમ-માર્ગ** પું. [સં.] બહાર નીકળવાનો રસ્તો

**નિર્ગમવું** અ. ક્રિ. [સં. निर्-गम्, -તત્સમ] બહાર નીકળવું.

(૨) સ્થાનાંતર કરવું. (૩) પસાર કરવું, ગુજારવું, ગાળવું, વિતાવવું. **નિર્ગમાવું** ભાવે., ક્રિ. **નિર્ગમાવવું** પ્રે., સ. ક્રિ.

**નિર્ગમ-શુલ્ક** ન. [સં.] નિકાસ-જકાત

**નિર્ગમાવવું, નિર્ગમાવું** જુઓ 'નિર્ગમવું'માં.

**નિર્ગર્વ** વિ. [સં.], **-ર્વી** વિ. [સં., પું., સં. इन् પ્ર. ની જરૂર નથી.] ગર્વ ઊતરી ગયો હોય તેવું, ગર્વ વિનાનું, નમ્ર

**નિર્ગલન** ન. [સં.] પ્રવાહીને ગાળવાની ક્રિયા

**નિર્ગલનિકા** સ્ત્રી. [સં. નવો શબ્દ] ગાળવાનું સાધન, ગળણી

**નિર્ગલિત** વિ. [સં.] ટપકેલું, ઝરેલું

**નિર્ગળવું** અ. ક્રિ. [સં. निर्+गल्- તત્સમ 'ળ' કરીને] ટપકવું, ઝરવું. **નિર્ગળાવું** ભાવે., ક્રિ. **નિર્ગળાવવું** પ્રે., સ. ક્રિ.

**નિર્ગળાવવું, નિર્ગળાવું** જુઓ 'નિર્ગળવું'માં.

**નિર્ગંધ** (નિર્ગન્ધ) વિ. [સં.] ગંધ વિનાનું, વાસ વિનાનું, સોડમ વગરનું, ગંધ-રહિત

**નિર્ગામી** વિ. [સં., પું.,] બહારથી આવી વસેલું, નિર્વાસિત, 'ઇમિગ્રન્ટ'

**નિર્ગુણ** વિ. [સં.] જેમાં ગુણ ન રહ્યો હોય તેવું. (૨) ગુણની કદર ન હોય તેવું, નગુણું, કૃતઘ્ન. (૩) સત્ત્વ રજસ્ તમસ્ એ પ્રકૃતિના ગુણ જ્યાં ન હોય તેવું, લૌકિક ગુણ-ધર્મો વિનાનું, ગુણાતીત (બ્રહ્મ.), 'એબ્સૉલ્યૂટ.' (વેદાંત.)

**નિર્ગુણ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] નિર્ગુણપણું, ગુણાતીતપણું

**નિર્ગુણ-ભક્તિ** સ્ત્રી. [સં.] નિઃસ્વાર્થ અને અભેદ-ભાવથી કરેલું, ભજન. (૨) ગુણાતીત પર બ્રહ્મનો અનન્ય આશ્રય

**નિર્ગુણિયું** વિ. [સં. निर्गुण + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **નિર્ગુણી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર.વાળા રૂપની જરૂર નથી.] ગુણહીન, નગુણું. કૃતઘ્ન

**નિર્ગુણોપાસક** વિ. [સં. निर्गुण + उपासक] ગુણાતીત પર બ્રહ્મની ઉપાસના કરનારું

**નિર્ગુણોપાસન** ન., **-ના** સ્ત્રી. [સં. निर्गुण + उपासन, -ना] ગુણાતીત પર બ્રહ્મની આરાધના

**નિર્ગેહ** વિ. [સં.], **-હી** વિ. [સં., પું., સં. इन् પ્ર. વાળા રૂપની જરૂર નથી.] ઘર-બાર છૂટી ગયાં હોય તેવું, અ-પરિગ્રહી

**નિર્ગ્રંથ** (નિર્ગ્રન્થ) વિ. [સં.] માયિક ઉપાધિ વિનાનું. (૨) વૈરાગ્ય પામેલું. (૩) પું. બંધન-મુક્ત, અ-પરિગ્રહી, ક્ષપણક. (બૌદ્ધ, જૈન.)

**નિર્ગ્રંથતા** (નિર્ગ્રન્થ-તા) સ્ત્રી. [સં.] નિર્ગ્રંથ હોવાપણું

**નિર્ગ્રંથી** (નિર્ગ્રન્થી) વિ. [સં., પું., સં. इन् પ્ર.વાળા રૂપની જરૂર નથી] જુઓ 'નિર્ગ્રંથ.'

**નિર્ઘાત** પું. [સં.] ગર્જનાનો કડાકો. (૨) અથડામણ. (૩) પવનનું તોફાન. (૪) નાશ

**નિર્ઘાતક** વિ. [સં.] નિર્ઘાત કરનારું

**નિર્ઘાતન** ન. [સં.] જુઓ 'નિર્ઘાત.'

**નિર્ઘાતી** વિ. [સં., પું.] જુઓ 'નિર્ઘાતક.'

**નિર્ઘૃણ** વિ. [સં. निर् + घृणा, બ.વ્રી.] નિર્દય, દયા-હીન, ક્રૂર

**નિર્ઘૃણતા** સ્ત્રી. [સં.] નિર્ઘૃણ હોવાપણું, નિર્દય-તા, ક્રૂર-તા

**નિર્ઘૃણી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્ઘૃણ.'

**નિર્ઘૃણા** સ્ત્રી. [સં., સં. પ્રમાણે अ-घृणा] નિર્ઘૃણપણું, નિર્દય-તા, ક્રૂર-તા

**નિર્ઘોષ** પું. [સં.] અવાજ, ગળગળાટ, ઘોંઘાટ

**નિર્જન** વિ. [સં.] જ્યાં માણસો ન હોય તેવું, વસ્તી વિનાનું, ઉજ્જડ, વેરાન

**નિર્જન-તા** સ્ત્રી. [સં.] નિર્જન હોવાપણું, 'સેક્લ્યુઝન'

**નિર્જર** વિ. [સં.] ઘડપણ વિનાનું, બુઢ્ઢું નહિ તેવું. (૨) પું. દેવ, સુર

**નિર્જરણ** ન. [સં.] ઘસાવી નાખવું એ, નાશ પામે એમ કરવું એ

**નિર્જર-તા** સ્ત્રી. [સં.] દેવ-ત્વ, દિવ્ય-તા

**નિર્જરવું** સ. ક્રિ. [સં. निर्जर, -ના. ધા.] આત્મ-પ્રદેશમાંથી કર્મને છૂટાં પાડવાં. (જૈન.) **નિર્જરાવું** કર્મણિ., ક્રિ. **નિર્જરાવવું** પ્રે., સ. ક્રિ. (જૈન.)

**નિર્જરા** સ્ત્રી. [સં.] આત્મપ્રદેશમાંથી કર્મને છૂટાં પાડવાં એ.

**નિર્જરાવવું, નિર્જરાવું** જુઓ 'નિર્જરવું'માં.

**નિર્જલ(-ળ)** વિ. [સં.] પાણી વહી ગયું હોય તેવું, પાણી વિનાનું. (૨) પાણી ન પીવાના વ્રતવાળું

**નિર્જલા(-ળા)** વિ. સ્ત્રી. [સં.], **૦ અગિયારસ(-શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી [જુઓ 'અગિયારસ(-શ).'], **૦ એકાદશી** સ્ત્રી. [સં.] જેઠ સુદિ અગિયારસ, ભીમ અગિયારસ (જેમાં પાણી પણ ન પીને તદ્દન કોરું વ્રત કરવાનું વિધાન છે.) (સંજ્ઞા.)

**નિર્જલી-કરણ** ન. [સં.] પાણી કાઢી નાખવાની ક્રિયા, પાણી સૂકવી નાખવાની ક્રિયા

**નિર્જળ** જુઓ 'નિર્જલ.'

**નિર્જળા** જુઓ 'નિર્જલા.'

**નિર્જિત** વિ. [સં.] જીતેલું, જિતાયેલું, હારી ગયેલું

**નિર્જિહ્વ** વિ. [સં. निर्+जिह्वा, બ.વ્રી.] જીભ કપાઈ ગઈ હોય તેવું, જીભ વિનાનું. (૨) કાલું. (૩) (લા.) તદ્દન ઓછા-બોલું

**નિર્જીવ** વિ. [સં.] જીવ નીકળી ગયો હોય તેવું, પ્રાણ-રહિત, મરણ પામેલું. (૨)(લા.) કમ-જોર, કમ-તાકાત.(૩) નિરુત્સાહ

**નિર્જીવ-તા** સ્ત્રી. [સં.] નિર્જીવ હોવાપણું

**નિર્જ્ઞાન** વિ. [સં.] જ્ઞાન વિનાનું, અજ્ઞાની, મૂર્ખ, 'અન-કૉન્શિયસ' (વિ. ક.). (૨) બેભાન, બેશુદ્ધ, 'ફેઇન્ટ'

**નિર્ઝર** પું. [સં., પું., ન.] ઝરણું, ઝરો

**નિર્ઝરવું** અ. ક્રિ. [સં. निर्झर, -ના. ધા.] ટપકવું, ઝરવું. **નિર્ઝરાવું** ભાવે., ક્રિ. **નિર્ઝરાવવું**, પ્રે., સ. ક્રિ.

**નિર્ઝરાવવું, નિર્ઝરાવું** જુઓ 'નિર્ઝરવું'માં.

**નિર્ઝરિણી, નિર્ઝરી** સ્ત્રી. [સં.] નાની નદી, વોકળો

**નિર્ડાઘ** વિ. [સં. निर् + જુઓ 'ડાઘ.'] ડાઘા વિનાનું, નિષ્કલંક

**નિર્ણય** પું. [સં.] પરિણામનો નિશ્ચય, છેલ્લો ઠરાવ, 'કન્ક્લ્યુઝન.' (૨) નિરાકરણ, ફેંસલો, નિવેડો, નિકાલ, 'ડિસિઝન,' 'જજમેન્ટ' (ન.દે.), 'ફાઇન્ડિંગ,' 'વર્ડિક,' 'એવૉર્ડ'

**નિર્ણય-કર્તા** વિ., પું. [સં. निर्णयस्य कर्ता] નિર્ણય કરનાર, નિવેડો લાવનાર માણસ, 'અમ્પાયર,' 'જજ'

**નિર્ણય-કારક** વિ. [સં.] જુઓ 'નિર્ણાયક.'

**નિર્ણય-ગામી** વિ. [સં., પું.] સૂચન તરફ લઈ જનારું, 'ઇન્ડક્ટિવ.' (ચં. ન.)

**નિર્ણય-દોષ** પું. [સં.] ચુકાદાને લગતી ભૂલ, 'એરર ઑફ જજમેન્ટ'

**નિર્ણય-પ્રયોજક** વિ. [સં.] નિર્ણય લાવનારું, 'ડિડક્ટિવ' (મ.ન.)

**નિર્ણય-પ્રાપ્ત** વિ. [સં.] જુઓ 'નિર્ણીત.'

**નિર્ણય-બુદ્ધિ** સ્ત્રી. [સં.] નિવેડો લાવવાની સૂઝ
**નિર્ણયાત્મક** વિ. [સં. निर्णय + आत्मन्-क] નિર્ણય-રૂપ, નિવેડાના રૂપનું. [૦ **મત** (રૂ. પ્ર.) સમાન મતો પડતાં પ્રમુખ તરફથી એક વધુ મત અપાય તે, 'કાસ્ટિંગ 'વોટ'
**નિર્ણાયક** વિ. [સં.] નિર્ણય લાવી આપનાર, નિશ્ચયનું આખરી રૂપ આપનાર, 'રેફરી,' 'અમ્પાયર.' (૨) ફેંસલારૂપ રહેલું, 'કન્ક્લ્યુઝિવ.' (૩) બે પક્ષોના મતોની સમાનતામાં વધુ મતથી એમાંના એક પક્ષને બહુમતીમાં મૂકનાર, 'કાસ્ટિંગ' (મત). [૦ મત(રૂ. પ્ર.) જુઓ નિર્ણયાત્મક મત']
**નિર્ણીત** વિ. [સં.] જે વિશે નિર્ણય કરવામાં આવ્યો હોય તેવું, નિર્ણય-પ્રાપ્ત, નક્કી કરેલું કે થયેલું. (૨) ફેંસલા-રૂપે નક્કી કરેલું, 'રેસ જ્યુડિશિયન'
**નિર્ણીતાધિકાર** પું. [ + સં. अधि-कार] સ્થાપિત હક્ક
**નિર્ણેતા** વિ. [સં., પું.] જુઓ 'નિર્ણય-કર્તા.'
**નિર્ણેય** વિ. [સં] નિર્ણય કરાવા યોગ્ય, જેનો નિર્ણય કરવાનો હોય તેવું
**નિર્દગ્ધ** વિ. [સં.] તદ્દન બાળી નાખેલું, બળી ગયેલું
**નિર્દય** વિ. [સં.] જુઓ 'નિર્ઘૃણ.'
**નિર્દય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'નિર્ઘૃણ-તા.'
**નિર્દંભ** (નિર્દમ્ભ) વિ. [સં.] દંભ વિનાનું, ડોળ વગરનું
**નિર્દંભ-તા** (નિર્દમ્ભ-તા) સ્ત્રી. [સં.] નિર્દંભ હોવાપણું
**નિર્દંભી** (નિર્દમ્ભી) વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર.ની જરૂર નથી.] જુઓ 'નિર્દંભ.'
**નિર્દંશ** (નિર્દંશ) વિ. [સં.] દંશ વિનાનું. (૨) (લા.) વેર-ઝેર ન રાખનારું
**નિર્દાવા** વિ. [સ. निर् + જુઓ 'દાવો.'] ફરીને દાવો કરવામાં ન આવે તેવું (દસ્તાવેજ-ખત)
**નિર્દિષ્ટ** વિ. [સં.] જેનો નિર્દેશ કરવામાં આવ્યો છે તેવું, સૂચિત, દર્શાવેલું, 'નોટિફાઇડ.' (૨) વર્ણવેલું. (૩) નક્કી કરેલું
**નિર્દેશ** પું. [સં.] ઉલ્લેખ, સૂચન. 'ઇન્ડિકેશન.' (૨) વર્ણન, કથન. (૩) ઠરાવવાની ક્રિયા, ફેંસલો, 'જજમેન્ટ' (મ. ન.) (૪) વિધાન, 'પ્રોપોઝિશન' (મ. ન.)
**નિર્દેશક** વિ. [સં.] નિર્દેશ કરનાર
**નિર્દેશન** ન. [સં.] જુઓ 'નિર્દેશ.'
**નિર્દેશ-પત્ર** પું. [સં., ન.] સભામાં કરવાનાં કામકાજનો કાગળ, 'એજેન્ડા-પેપર'
**નિર્દેશ-પાત્ર** વિ. [સં., ન.] નિર્દેશવા જેવું, બતાવવા જેવું
**નિર્દેશ-વાક્ય** ન. [સં.] અમુક નિર્ણય કે નિશ્ચિય બતાવનારું કથન. (તર્ક.)
**નિર્દેશવું** સ. ક્રિ. [સં. [निर्देश, -ની. ધા.] નિર્દેશ કરવો. **નિર્દેશાવું** કર્મણિ., ક્રિ. **નિર્દેશાવવું** પ્રે., સ. ક્રિ.
**નિર્દેશ-વ્યાપાર** પું. [સં.] નિર્ણય લાવી આપવાની ક્રિયા, 'જજિંગ' (મ. ન.)
**નિર્દેશાવવું, નિર્દેશાવું** જુઓ 'નિર્દેશવું'માં.
**નિર્દેશ્ય** વિ. [સં.] નિર્દેશ કરવા-કરાવા જેવું, નિર્દેશપાત્ર
**નિર્દેષ્ટા** વિ. [સં., પું.] જુઓ 'નિર્દેશક.'
**નિર્દોષ** વિ. [સં.] દોષ વિનાનું, વિશુદ્ધ. (૨) નિરપરાધ, બિન-ગુનેગાર. (૩) પું. સંગીતનો એક અલંકાર.(સંગીત.)
**નિર્દોષડું** વિ. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નિર્દોષ.' (પદ્યમાં.)
**નિર્દોષ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] નિર્દોષ હોવાપણું
**નિર્દોષી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર.ની જરૂર નથી.] જુઓ 'નિર્દોષ.'
**નિર્દ્વંદ્વ** (નિર્દ્-દ્વ) વિ. [સં.] અજોડ, અદ્વિતીય. (૨) રાગ-દ્વેષ સુખ-દુઃખ શીત-ઉષ્ણ માન-અપમાન લાભ-અલાભ વગેરે જોડકાંને વટાવી ગયેલું, દ્વંદ્વોથી પર. (વેદાંત.)
**નિર્ધન** વિ. [સં.] ધન-હીન, ધન વગરનું, અ-કિંચન, ગરીબ, કંગાલ, રંક, દરિદ્ર, 'પાઉપર'
**નિર્ધન-તા** સ્ત્રી. [સં.] નિર્ધન હોવાપણું
**નિર્ધનિયું** વિ. [ + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **નિર્ધની** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્ધન.'
**નિર્ધર્મ, ૦ક** વિ. [સં.] જેમાં કોઈ ગુણ-લક્ષણ ન રહ્યાં હોય તેવું, ગુણાતીત, નિર્ગુણ. (વેદાંત.)
**નિર્ધાર** પું. [સં.] નિશ્ચય, ઠરાવ. (૨) મનની દૃઢતા
**નિર્ધારણ** ન. [સં.] જુઓ 'નિર્ધાર.' [-ણે **સપ્તમી** (રૂ. પ્ર.) નિશ્ચયાત્મક અર્થમાં વપરાતી સાતમી વિભક્તિ. (વ્યા.)]
**નિર્ધારણા** સ્ત્રી. [સં.] જુઓ 'નિર્ધાર.'
**નિર્ધારણીય** વિ. [સં.] નિર્ધાર-નિશ્ચિય કરવા-કરાવા જેવું
**નિર્ધારવું** સ.ક્રિ. [સં. निर्+ धृ-धार् તત્સમ] નિર્ધાર કરવો, નિશ્ચય કરવો, નક્કી કરવું, ઠરાવવું. **નિર્ધારાવું** કર્મણિ., ક્રિ. **નિર્ધારાવવું** પ્રે., સ. ક્રિ.
**નિર્ધારાવવું, નિર્ધારાવું** જુઓ 'નિર્ધારવું'માં.
**નિર્ધારિત** વિ. [સં.] નિરધારવામાં આવેલું, નક્કી કરેલું, ઠરાવેલું
**નિર્ધારિતવ્ય, નિર્ધાર્ય** વિ. [સં.] જુઓ 'નિર્ધારણીય.'
**નિર્ધાસ્તી** વિ. [સં. निर् + જુઓ 'ધાસ્તી.'] ધાસ્તી વિનાનું, નીડર
**નિર્ધૂત** વિ. [સં.] સારી રીતે હલાવેલું, ખૂબ હલબલાવેલું. (૨) સાફ કરેલું, રદબાતલ કરેલું, દૂર કરેલું
**નિર્ધૂમ** વિ. [સં.] ધુમાડા વિનાનું
**નિર્ધૂમ-તા** સ્ત્રી. [સં.] ધુમાડા વિનાની સ્થિતિ
**નિર્ધૌત** વિ. [સં.] ધોયેલું, ધોઈ શુદ્ધ કરેલું
**નિર્બદ્ધ** વિ. [સં.] જેની વ્યવસ્થા થઈ હોય તેવું
**નિર્બલ(-ળ)** વિ. [સં.] બળ-હીન, નબળું, દૂબળું, શક્તિ-હીન. (૨) જેને લઈ ગુણ-વૃદ્ધિ ન થાય તેવું (પ્રત્યયો.) (વ્યા.)
**નિર્બલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] નિર્બળ હોવાપણું,
**નિર્બંધ** (નિર્બન્ધ) વિ. [સં.] બંધન વિનાનું. (૨) પું. [સં.] કાલાવાલા આજીજી, વિનંતિ, પ્રાર્થના
**નિર્બંધ-તત્ત્વજ્ઞ** (નિર્બન્ધ-) વિ. [સં.] કાયદાનું જ્ઞાન ધરાવનાર, 'લૉયર' – 'જજ,' 'જ્યુરર' (ઉ. કે.) [મુક્ત-તા
**નિર્બંધ-તા** (નિર્બન્ધ-તા) સ્ત્રી. [સં.] બંધન રહિત હોવાપણું,
**નિર્બંધુ** (નિર્બન્ધુ) વિ. [સં.] ભાઈભાંડુ-સગાં વહાલાં વિનાનું
**નિર્બાધ** વિ. [સં.] બાધા વિનાનું અડચણ વિનાનું, 'ફ્રી' (ઉ. કે.). (૩) ઉપદ્રવ-રહિત
**નિર્બાધ-તા** સ્ત્રી. [સં.] બાધાનો અભાવ, અડચણ ન હોવી એ
**નિર્બીજ** વિ. [સં.] બી વિનાનું, ઠળિયા વિનાનું
**નિર્બુદ્ધિ** વિ. [સં.] બુદ્ધિ વિનાનું, બુદ્ધિ-હીન, કમ-અક્કલ, મૂર્ખ બેવકૂફ

**નિર્બુદ્ધિ-તા** સ્ત્રી. [સં.] બુદ્ધિ-હીન હોવાપણું

**નિર્બોધ** વિ. [સં.] જેને ઉપદેશ ન થયો હોય તેવું, અજ્ઞાની, અણસમજુ, સારા-નરસાનો ખ્યાલ ન હોય તેવું

**નિર્ભય** વિ. [સં.] ભય હટી ગયો હોય તેવું, ભય વિનાનું, નીડર

**નિર્ભય-તા** સ્ત્રી. [સં.] નિર્ભય હોવાપણું

**નિર્ભર** વિ. [સં.] ભરેલું, ભરપૂર. (૨) આધાર રાખનારું, આ-ધારિત, અવ-લંબિત, આ-શ્રિત

**નિર્ભર્ત્સક** વિ. [સં.] નિંદા કરનાર, નિંદક. (૨) તિરસ્કાર કરનાર, ધિક્કારનાર, અવગણના કરનાર

**નિર્ભર્ત્સન** ન., -ના સ્ત્રી. [સં.] નિંદા. (૨) તિરસ્કાર, ધિક્કાર, અવ-ગણના [(૨) ધિક્કાર પામેલું

**નિર્ભર્ત્સિત** વિ [સં.] જેની નિંદા કરવામાં આવી હોય તેવું.

**નિર્ભાગ(-ગિ)ણી** વિ., સ્ત્રી. [સં. निर्भागिनी અર્વા. તદ્ભવ] નિર્ભાગી સ્ત્રી, અભાગણી

**નિર્ભાગિયું** વિ. [સં. निर्भागी + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **નિર્ભાગી** વિ. [સં., પું.], **નિર્ભાગ્ય** વિ. [સં.] ભાગ્ય-હીન, દુર્ભાગી, કમ-નસીબ

**નિર્ભાન** વિ. [સં.] ભાન ચાલ્યું ગયું હોય તેવું, બેભાન, બે-શુદ્ધ. (૨) ભાન વિનાનું, ગમારગંડું, મૂર્ખ, કમ-સમઝ

**નિર્ભાન-તા** સ્ત્રી. [સં.] નિર્ભાન હોવાપણું

**નિર્ભિન્ન** વિ. [સં.] છિન્ન-ભિન્ન, ટુકડે-ટુકડા થઈ ગયેલું. (૨) વીંધાયેલું

**નિર્ભીક** વિ. [સં.] જુઓ 'નિર્ભય.'

**નિર્ભીક-તા** સ્ત્રી. [સં.] નિર્ભીક હોવાપણું, નિર્ભય-તા

**નિર્ભે** જુઓ 'નિરભે.'

**નિર્ભેદ** પું. [સં.] ભાંગી તોડી પાડવું એ. (૨) છૂટું પાડી નાખવું એ. (૩) વીંધ પાડવું એ

**નિર્ભેદ્ય** વિ. [સં.] ભાંગી તોડી ન શકાય તેવું, અભેદ્ય. ('નિર્ભેદ-ના પ્રકારથી તદ્દન ઊલટો અર્થ છે.)

**નિર્ભેદ્ય-તા** સ્ત્રી. [સં.] નિર્ભેદ્ય હોવાપણું, અભેદ્ય-તા

**નિર્ભેળ** વિ. [સં. निर् + જુઓ 'ભેળ.'] જેમાં કોઈ જાતનું મિશ્રણ ન થયું હોય તેવું, ચોખ્ખું, શુદ્ધ, નિખાલસ

**નિર્ભ્રમ** વિ. [સં.] ભ્રમ નથી રહ્યો તેવું, ભ્રાંતિ વિનાનું, નિઃશંક

**નિર્ભ્રંછવું** (નિર્ભ્રંચ્છવું) જુઓ 'નિભ્રંછવું.' **નિર્ભ્રંછાવું** (નિર્ભ્રં-ચ્છાવું) કર્મણિ., ક્રિ. **નિર્ભ્રંછાવવું** (નિર્ભ્રંચ્છાવવું) પ્રે., સ ક્રિ.

**નિર્ભ્રંછા** (નિર્ભ્રંચ્છા) જુઓ 'નિભ્રંછા.'

**નિર્ભ્રંછાવવું, નિર્ભ્રંછાવું** (નિર્ભ્રંચ્છા-) જુઓ 'નિર્ભ્રંછવું'માં.

**નિર્ભ્રાંત** (નિર્ભ્રાન્ત) વિ. [સં.] જુઓ 'નિર્ભ્રમ.'

**નિર્ભ્રાંત-તા** (નિર્ભ્રાન્ત-તા) સ્ત્રી. [સં.] ભ્રાંતિ-ભ્રમનો અભાવ, નિઃશંકતા

**નિર્મક્ષિક** વિ. [સં. निर् + मक्षिका, બ. વ્રી.] જ્યાં એક પણ માખી ન હોય તેવું, માખી વિનાનું. (૨) (લા.) તદ્દન નિર્જન, સાવ ઉજ્જડ

**નિર્મત** વિ. [સં.] મત કે મતાંતર વિનાનું, એક-મત

**નિર્મત-તા** સ્ત્રી. [સં.] મત-મતાંતર ન હોવાપણું, એકમતી

**નિર્મત્સર** વિ. [સં.] મત્સર દોષ વિનાનું, ઈર્ષ્યા દોષ વગરનું, સહિષ્ણુ

**નિર્મત્સર-તા** સ્ત્રી. [સં.] નિર્મત્સર હોવાપણું

**નિર્મત્સરી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્મત્સર.' [તારવી લીધેલું

**નિર્મથિત** વિ. [સં.] સારી રીતે મંથન કર્યું હોય તેવું,

**નિર્મદ** વિ. [સં.] મદ વિનાનું, નિરભિમાન

**નિર્મનસ્ક** વિ. [સં.] ભાંગી પડેલા મનવાળું. (૨) નિષ્ઠા-શૂન્ય. (૩) બેધ્યાન. (૪) ભાન વિનાનું

**નિર્મનસ્ક-તા** સ્ત્રી. [સં.] નિર્મનસ્ક હોવાપણું

**નિર્મનુજ, -ષ્ય** વિ. [સં.] જ્યાં માણસ ન હોય તેવું, નિર્જન

**નિર્મનું** વિ. [સં. निर + मनस् + ગુ. 'ઉં' ત પ્ર.] જુઓ 'નિર્મનસ્ક(૪).' [તેવું, વિરક્ત

**નિર્મમ** વિ. [સં.] મમત્વ વિનાનું, હું-મારું જેને ન હોય

**નિર્મમ-તા** સ્ત્રી., **નિર્મમ-ભાવ** પું. [સં.] નિર્મમ હોવાપણું

**નિર્મર્યાદ** વિ. [સં. निर् + मर्यादा, બ. વ્રી.] બેસુમાર, અપાર. (૨) (લા.) મર્યાદા કે મલાજો ન રાખનારું, બેશરમ

**નિર્મર્યાદ-તા** સ્ત્રી. [સં.] નિર્મર્યાદ હોવાપણું

**નિર્મર્યાદિત** વિ. [સં.] જુઓ 'નિર્મર્યાદ.'

**નિર્મલ(-ળ)** વિ. [સં.] મળ કે કચરા વિનાનું, સ્વચ્છ, ચોખ્ખું, શુદ્ધ, સાફ, 'ક્લિયર.' (૨)(લા.) પાપ વિનાનું. (૩) નિર્લેપ, મુક્ત

**નિર્મલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] નિર્મળ હોવાપણું

**નિર્મવું** સ. ક્રિ. [સં. निर् + मा, તત્સમ] નિર્માણ કરવું રચવું, બનાવવું, આકાર આપવો, સર્જવું. **નિર્માવું** કર્મણિ., ક્રિ. **નિર્માવવું** પ્રે., સ. ક્રિ.

**નિર્મળ** જુઓ 'નિર્મલ.'

**નિર્મળ-તા** જુઓ નિર્મલ-તા.'

**નિર્મળી** સ્ત્રી. [સં. निर्मली] જેનાં બી મેલું પાણી સ્વચ્છ કરવાને વપરાય છે તેવી એક વનસ્પતિ

**નિર્મળું** વિ. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'નિર્મલ(-ળ).'

**નિર્માણ** ન. [સં.] નિર્મવું એ, રચના, સર્જન, બનાવવાનું કામ, બનાવટ, 'પ્રોડક્શન.' (૨) (લા.) ભાગ્ય, નસીબ

**નિર્માણ-કર્તા** વિ. [સં. निर्माणस्य कर्ता, પું.] નિર્માણ કરનાર

**નિર્માણ-વાદ** પું. [સં.] જેમાં પછીથી કશું બદલાતું ન હોય તેવા પ્રકારનો મત-સિદ્ધાંત, 'ફેટેલિઝમ' (બ. ક. ઠા.)

**નિર્માણ-શક્તિ** સ્ત્રી. [સં.] રચનાની સૂઝ, આયોજન-શક્તિ, સર્જન-શક્તિ, 'ક્રિયેટિવ ફેકલ્ટી' (કે. હ.) [જકાત

**નિર્માણ-શુલ્ક** ન. [સં.] ઉત્પન્ન ઉપરની જકાત, આબકારી

**નિર્માતા** વિ. [સં., પું.] બનાવનાર, 'પ્રોડ્યુસર'

**નિર્માત્રિક** વિ. [સં.] જેમાં માત્રા ન હોય તેવું, માત્રા વિનાનું (વર્ણલિપિનો અક્ષર)

**નિર્માદક** વિ. [સં.] કેફ ન ચડાવે તેવું

**નિર્માન** વિ. [સં.] માન વિનાનું, અભિ-માન વિનાનું, નિ-રભિમાન, નિરહં-ભાવ

**નિર્માન-મોહ** વિ. [સં.] જેનામાં ન હોય અભિમાન કે હોય આસક્તિ તેવું

**નિર્માનિ-તા** સ્ત્રી. [સં., જુઓ 'નિર્માની.'] નિર્માનિપણું

**નિર્માની** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્માન.'

**નિર્માનુષ** વિ. [સં.] જુઓ 'નિર્જન,' 'નિર્મનુજ.'

**નિર્માપ** વિ. [સં.] જેનું માપ ન થાય તેવું, નિર્મર્યાદ,

અપાર, અમાપ
**નિર્માપન** ન. [સં.] નિર્માણ કરાવવું એ
**નિર્માપિત** વિ. [સં.] નિર્માણ કરાવવામાં આવ્યું હોય તેવું, રચાયેલું
**નિર્માય** વિ. [સં. निर् + माया, બ. વ્રી.] માયાની અસર ન હોય તેવું, અ-માયિક
**નિર્માલ્ય**[1] ન. [સં.] પૂજન બાદ દેવ દેવી ઉપરથી ઉતારી લીધેલાં ફૂલ વગેરે પ્રસાદી પદાર્થ
**નિર્માલ્ય**[2] વિ. [સં. निर् + જુઓ 'માલ' દ્વારા સં. निर्माल्य, ના સાદૃશ્યે] માલ વિનાનું, શક્તિ-હીન, કમજોર, દમ વગરનું
**નિર્માલ્ય-તા** સ્ત્રી. [જુઓ 'નિર્માલ્ય[2]' + સં. ता ત. પ્ર.] નિર્માલ્યપણું, શક્તિહીનપણું
**નિર્માવવું, નિર્માવું** જુઓ 'નિર્મવું'માં.
**નિર્માંસ** (નિર્માંસ) વિ. [સં.] જેમાં માંસ ન હોય તેવું, નિરામિષ
**નિર્માંસ-ભોજી** (નિર્માંસ-) વિ. [સં.] જુઓ 'નિરામિષાહારી.'
**નિર્માંસી** (નિર્માંસી) વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્માંસ.'
**નિર્મિત** વિ. [સં.] નિર્માણ કરેલું, બનાવેલું, રચેલું, સર્જેલું, તૈયાર કરેલું. (૨) નક્કી કરેલું. (૩) ન. રચના, 'ફૉર્મેશન.' (૪) ક્રિયા, અમલ, 'એક્ઝિક્યુશન'
**નિર્મિતિ** સ્ત્રી. [સં.] નિર્માણ, રચના, સર્જન
**નિર્મિત્ર** વિ. [સં.] મિત્ર રહ્યો ન હોય તેવું, મિત્ર વિનાનું
**નિર્મિમાણ** ન. [સં.] નિર્માણ કરાવું
**નિર્મુક્ત** વિ. [સં.] તદ્દન મુક્ત, છુટકારો પામેલું. (૨) પરિગ્રહ વિનાનું. (૩) બંધન વિનાનું, છૂટું
**નિર્મુક્તિ** સ્ત્રી. [સં.] છુટકારો, છૂટકો, મુક્તિ, મુક્ત-તા
**નિર્મુખ** વિ. [સં.] નિરાશ થઈ પાછું ગયેલું. (૨) (લા.) ભોજન કર્યા વિના પાછું ગયેલું (ભોજન કરવા આવેલું તે)
**નિર્મૂલ**(-ળ) વિ. [સં.] જેનું મૂળ ઊખડી ગયું હોય તેવું. (૨) (લા.) આધાર વિનાનું. (૩) સર્વથા નાશ પામેલું. (૪) નિર્વંશ
**નિર્મૂલ**(-ળ)**તા** સ્ત્રી. [સં.] **નિર્મૂલન** ન. [સં.]. સર્વ રીતે ઉચ્છેદ, સર્વ-નાશ
**નિર્મૂલ્ય** વિ. [સં.] જેનું મૂલ્ય ન થઈ શકે તેવું, અમૂલ્ય, અમૂલખ
**નિર્મૂળ** જુઓ 'નિર્મૂલ.'
**નિર્મૂળ-તા** જુઓ 'નિર્મૂલ-તા.'
**નિર્મોક** પું. [સં.] છુટકારો. (૨) સર્પની કાંચળી. (૩) બખ્તર
**નિર્મોક્ષ** પું. [સં.] છુટકારો
**નિર્મોલ** વિ. [સં. निर् + જુઓ 'મોલ'.] જુઓ 'નિર્મૂલ્ય.'
**નિર્મોહ** વિ. [સં.] મોહ ચાલ્યો ગયો હોય તેવું, મોહ વિનાનું આસક્તિ અને મમતા વિનાનું
**નિર્મોહિ-તા** સ્ત્રી. [સં., જુઓ 'નિર્મોહી.'] મોહનો સર્વ રીતે અભાવ
**નિર્મોહી** વિ. [સં., પું., પરંતુ સં. इन्-પ્ર.ની જરૂર નથી.] જુઓ 'નિર્મોહ.'
**નિર્યાણ** ન. [સં.] બહાર નીકળવું એ, પ્ર-યાણ, પ્ર-સ્થાન. (૨) (લા.) મૃત્યુ, મરણ, અવ-સાન
**નિર્યાસ** પું. [સં.] વનસ્પતિમાંથી ઝરતો રસ. (૨) સત્ત્વ કસ, સાર
**નિર્યાસન** ન. [સં.] ઘોળીને રસ કાઢવાની ક્રિયા
**નિર્યુક્તિ** સ્ત્રી. [સં.] પૃથક્કરણ. (૨) સૂત્રગ્રંથો કે આકર ગ્રંથોમાંનો યોગ્ય અર્થ તારવી આપનાર વિવરણ-પ્રકાર. (જૈન.)
**નિર્યુક્તિ-કાર** વિ. [સં.] 'નિર્યુક્તિ' નામના વિવરણ-પ્રકારનું નિરૂપણ કરનાર
**નિર્યૂષ** પું. [સં.] ક્વાથ, કાઢો, ઉકાળો
**નિર્યોગક્ષેમ** વિ. [સં.] નિર્વાહ માટેનો પ્રયત્ન કરવું ન હોય તેવું, યોગ-ક્ષેમની પરવા ન કરનારું
**નર્લક્ષણ** વિ. [સં.] જુઓ 'નિર્ધર્મ, ૦ક.'
**નિર્લક્ષ્ય** વિ. [સં.] લક્ષ્ય વિનાનું, જેને કોઈ હેતુ કે ધ્યેય ન હોય તેવું. (૨) બે-ધ્યાન
**નિર્લજ્જ** વિ. [સં. निर् + लज्जा, બ.વ્રી.] લજ્જા વિનાનું, લાજ વગરનું. બે-શરમ. (૨) (લા.) અ-વિવેકી, તોફકું, નાગું
**નિર્લજ્જ-તા** સ્ત્રી. [સં.] નિર્લજ્જપણું
**નિર્લાજરું** વિ. [સં. निर् + જુઓ 'લાજ' દ્વારા.] જુઓ 'નિર્લજ્જ.'
**નિર્લાલસ** વિ. [સં. निर् + लालसा, બ. વ્રી.] લાલસા વિનાનું
**નિર્લિપ્ત** વિ. [સં.] ન લેપાયેલું, ન ખરડાયેલું. (૨) (લા.) રાગ-દ્વેષ મોહ-માયા-મમતા વગેરે વિનાનું, અનાસક્ત
**નિર્લિપ્ત-તા** સ્ત્રી [સં.] નિર્લિપ્ત હોવાપણું
**નિર્લિંગ** (નિલિઙ્ગ) વિ. [સં.] (લા.) દેહાભિમાન વિનાનું
**નિર્લેખન**[1] [સં.] મેલ ઉતારવા-ઉખેડવાની ક્રિયા
**નિર્લેખન**[2] વિ., ન. [સં.] મેલ ઉતારવા-ઉખેડવાનું સાધન
**નિર્લેપ, ૦ક** વિ. [સં.] જુઓ 'નિર્લિપ્ત.'
**નિર્લેપ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'નિર્લિપ્ત-તા.'
**નિર્લોભ** વિ. [સં.] લોભ વિનાનું, લાલચ કે લાલસા વિનાનું
**નિર્લોભ-તા** સ્ત્રી. [સં.], **નિર્લોભિ-તા** સ્ત્રી. [સં., જુઓ 'નિર્લોભી.'] નિર્લોભિ હોવાપણું
**નિર્લોભી** વિ. [સં., પું.; પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્લોભ.'
**નિર્વચન** ન. [સં.] ઉચ્ચાર, ઉચ્ચારણ. (૨) કહેવત. (૩) વ્યુત્પત્તિ. (૪) વ્યાખ્યા, વિવરણ, વિવૃતિ, ટીકા-ટિપ્પણ. (૫) વ્યુત્પત્તિ આપતો શબ્દકોશ
**નિર્વચનીય** વિ. [સં.] જેનું વર્ણન થઈ શકે તેવું. (૩) જેની મર્યાદા બાંધી ન શકાય તેવું. (વેદાંત.)
**નિર્વન** વિ. [સં.] તૃષ્ણા વિનાનું. (બૌદ્ધ.)
**નિર્વપન** ન. [સં.] શ્રાદ્ધ-ક્રિયા. (૨) દાન-દક્ષિણા. (૩) વાવણી
**નિર્વર્ણ** વિ. [સં.] કોઈ પણ જાતના રંગ વિનાનું. (૨) હિંદુઓના ચાર વર્ણોની બહારનું
**નિર્વર્ણ્ય** વિ. [સં.] વર્ણવવા જેવું. (૨) જોવા જેવું, જોવા પાત્ર. (૩) અજાયબ
**નિર્વસ્ત્ર** વિ. [સં.] વસ્ત્ર વિનાનું, નવસ્ત્રું, નાગુંપૂગું
**નિર્વસ્ત્ર-તા** સ્ત્રી. [સં.] નવસ્ત્રાપણું
**નિર્વહણ** ન. [સં.] નિર્વાહ, ગુજરો. (૨) ક્રિયા, અમલ, 'એક્ઝિક્યુશન' (કે. હ.) (૩) નાટ્યકૃતિની સમાપ્તિનો ભાગ, એ નામની છેલ્લી પાંચમી સંધિ, 'કૅટેસ્ટ્રૉફી' (બ.ક. ઠા.), 'ડિ-નાઉમેન્ટ' (આ. બા.) (નાટ્ય.)
**નિર્વંશ** (નિર્વંશ) વિ. [સં.] વંશ અટકી પડ્યો હોય તેવું, વાંઝિયું. (૨) પું. વંશનો ઉચ્છેદ
**નિર્વંશ-તા** (નિર્વંશ-તા) સ્ત્રી. [સં.] જુઓ 'નિર્વંશ(૨).'
**નિર્વંશિ-તા** (નિર્વંશિ-તા) સ્ત્રી. [સં., જુઓ 'નિર્વંશી.']

જુઓ 'નિર્વંશ(૨).'

**નિર્વંશી** (નિર્વંશી) વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્વંશ(૧).'

**નિર્વાક** વિ. [સં. निर्वाक्] મૂંગું

**નિર્વાચક** વિ. [સં.] ચૂંટવાનો અધિકાર-ધરાવનાર, મત-દાર

**નિર્વાચક-ક્ષેત્ર** ન. [સં.] તે તે મતદાર-વિભાગ, 'કૉન્સ્ટિટ્યુઅન્સી.'

**નિર્વાચક-સંઘ** (-સઙ્ઘ) પું. [સં.] મતદારોનું મંડલ, 'ઇલેક્ટરેઇટ.'

**નિર્વાચક-સૂચિ**(-ચી) સ્ત્રી. [સં.] મતદારોની છપાયેલી યાદી, 'ઇલેક્ટ્રેઇટ-રૉલ'

**નિર્વાચન** ન. [સં.] વ્યાખ્યા. (૨) ચૂંટણી માટે મત આપવાની ક્રિયા. (૩) ચૂંટણી, પસંદગી

**નિર્વાચન-ક્ષેત્ર** [સં.] જુઓ 'નિર્વાચક-ક્ષેત્ર.'

**નિર્વાચન-પત્ર** પું. [સં., ન.] મત-પત્ર

**નિર્વાચનાધિકાર** પું. [+ સં. अधिकार] મત આપવાનો હક્ક, 'વોટિંગ રાઇટ'

**નિર્વાચની** વિ. [સં., પું.] મતદારીને લગતું

**નિર્વાચિત** વિ. [સં.] ચૂંટાઈ આવેલું, ચૂંટાયેલું, પસંદગી પામેલું, પસંદ થયેલું, 'ઇલેક્ટેડ'

**નિર્વાચ્ય** વિ. [સં.] નિર્વચન કરવા જેવું, ટીકા-ટિપ્પણ-વિવરણ કરાવા યોગ્ય

**નિર્વાણ** ન. [સં.] બુઝાઈ જવું એ, ઠરી જવાની ક્રિયા. (૨) અદૃશ્ય થવું એ, દેખાતું બંધ થવું એ. (૩) મરણ, મૃત્યુ, અવસાન. (૪) મોક્ષ, મુક્તિ, આત્યંતિક શાંતિ. (૫) ક્રિ. વિ. નક્કી, ચોક્કસ, અવશ્ય, ખરેખાત, નિરવાણ

**નિર્વાણ-ગતિ** સ્ત્રી. [સં.] મોક્ષ, મુક્તિ

**નિર્વાણ-પદ** ન. [સં.] મોક્ષનું સ્થાન, મોક્ષની સ્થિતિ

**નિર્વાણ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] મોક્ષ મળવો-મેળવવો એ

**નિર્વાણાભિમુખ** વિ. [+ સં. अभि-मुख] નિર્વાણ તરફ જવાની આકાંક્ષાવાળું

**નિર્વાણી** વિ. [સં., પું.] નિર્વાણ પામેલું

**નિર્વાત** વિ. [સં.] જ્યાં પવનની અવર-જવર ન હોય તેવું (સ્થાન). (૨) (લા.) એકાંત (સ્થાન)

**નિર્વારસ** વિ [સં. निर् + જુઓ 'વારસ.']. **-સી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] વારસ વિનાનું, બિનવારસી

**નિર્વાસન**[૧] વિ. [સં.] વાસના-રહિત, વાસના વિનાનું

**નિર્વાસન**[૨] ન. [સં.] રહેઠાણમાંથી હાંકી કાઢવું એ. (૨) દેશનિકાલ કરવું એ

**નિર્વાસનિક** વિ. [સં.] જુઓ 'નિર્વાસન.[૧]' ['રેફ્યુજી']

**નિર્વાસિત** વિ [સં.] વતનમાંથી હાંકી કાઢવામાં આવેલું,

**નિર્વાહ** પું. [સં.] ભરણ-પોષણ ગુજારો, ગુજરાન, નિભાવ, 'મેઇન્ટેનન્સ' (૨) ટકાવી રાખવું એ. 'અપ-કીપ' (દ.ભા.) (૩) ચાલુ રાખવું એ, 'કન્ટિન્યુઇટી'

**નિર્વાહક** વિ. [સં.] દોરીને કે હંકાવીને લઈ જનાર. (૨) નિર્વાહ કરનારું, ભરણ-પોષણ કરનારું. (૩) જુઓ 'નિયામક.'

**નિર્વાહ-ખર્ચ** પું., ન. [+ જુઓ 'ખર્ચ'] ભરણ-પોષણને લગતો ખરચ, ખોરાકી-ખર્ચ, 'એલિમની'

**નિર્વાહ-જોગું** વિ. [+ જુઓ 'જોગ' + ગુ. 'ઉં' ત. પ્ર.] ભરણ-પોષણ પૂરતું, ગુજરાન જેટલું

**નિર્વાહ-ભથ્થું, -થ્થું** ન. [+ જુઓ 'ભથ્થું,-થ્થું.'] ખાધા-ખોરાકીને લગતી અપાતી વધારાની રકમ, નિભાવ-ભથ્થું, 'સબ્સિસ્ટન્સ એલાઉન્સ.'

**નિર્વાહ-રીતિ** સ્ત્રી. [સં.] જીવન-ધોરણ, 'સ્ટાન્ડર્ડ ઑફ લાઇફ'

**નિર્વાહ-વેતન** ન. [સં.] ખાધા-ખોરાકી માટેનો પગાર, 'લિવિંગ વેઇજ'

**નિર્વાહ-વ્યય** પું. [સં.] ભરણ-પોષણને માટેનો ખર્ચ

**નિર્વાહ્ય** વિ. [સં.] ચલાવી લેવાય તેવું, ચલાવી શકાય તેવું

**નિર્વિકલ્પ, ૦ક** વિ. [સં.] જેમાં કોઈ અપવાદ કે બે પણું ન હોય તેવું, કોઈ પણ જાતના વિકલ્પ વિનાનું, જ્ઞાતા-જ્ઞેય વગેરેના ભેદ વિનાનું, નિરપેક્ષ, 'ઍબ્સોલ્યૂટ' (ન. ભો.)

**નિર્વિકલ્પ-જ્ઞાન** ન. [સં.] અદ્વૈત-પ્રકારની પારલૌકિક સમઝ, 'સેન્સેશન' (ક. પ્રા.)

**નિર્વિકાર** વિ. [સં.] વિકાર વિનાનું, ફેરફાર વગરનું, એક-રૂપે રહેનારું, વિષય-વિકાર-રહિત, શુદ્ધ, અ-વ્યય

**નિર્વિકાર-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.], **નિર્વિકારિ-તા** સ્ત્રી. [સં., જુઓ 'નિર્વિકારી.'] નિર્વિકાર હોવાપણું

**નિર્વિકારી** વિ. [સં., પું.; જુઓ 'નિર્વિકાર-તા.' પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિર્વિકાર.'

**નિ-ર્વિક્ષિપ્ત** વિ. [સં.] વિક્ષેપ વિનાનું, વિઘ્ન વગરનું, અ વિક્ષિપ્ત

**નિર્વિઘ્ન** વિ. [સં.] વિઘ્ન વિનાનું, અડચણ વગરનું, હેમખેમ

**નિર્વિઘ્ન-તા** સ્ત્રી. [સં.] નિર્વિઘ્ન સ્થિતિ

**નિર્વિચાર** વિ. [સં.] વિચારવાનું બાકી રહ્યું ન હોય તેવું, વિચારને વટાવી ગયેલું. (૨) પું. એક જાતની સમાધિ. (યોગ)

**નિર્વિચિકિત્સ** વિ. [સં.] સંશય વિનાનું, નિ:શંક

**નિર્વિચિકિત્સા** સ્ત્રી. [સં.] સંશયનો અભાવ, શંકારહિતપણું, ફળ-પ્રાપ્તિની શંકાનો અભાવ

**નિર્વિચિકિત્સિત** વિ. [સં.] જુઓ 'નિર્વિચિકિત્સ.'

**નિર્વિણ્ણ** વિ. [સં.] નિર્વેદ પામેલું, ખેદનો અનુભવ કરનારું

**નિર્વિતર્ક** વિ. [સં.] તર્કથી મુક્ત, સંકલ્પ-વિકલ્પો જ્યાં ન હોય તેવું

**નિર્વિતર્ક-તા** સ્ત્રી. [સં.] નિર્વિતર્ક હોવાપણું

**નિર્વિત્ત** વિ. [સં.] પૈસા વિનાનું, નિર્ધન

**નિર્વિદ્ય** વિ. [સં. निर् + विद्या, બ. વ્રી.] વિદ્યા ન લીધી હોય તેવું, અભણ. (૨) મૂર્ખ

**નિર્વિવાદ** વિ. [સં.] જેમાં કોઈ ચર્ચા-વિચારણાને સ્થાન ન હોય તેવું, વાંધા વિનાનું, બિન-તકરારી. (૨) ક્રિ. વિ. શંકા વિના, ચોક્કસ, નક્કી, જરૂર

**નિર્વિવાદિત** વિ. [સં.] જુઓ 'નિર્વિવાદ(૧).'

**નિર્વિશેષ** વિ [સં.] જુઓ 'નિરવશેષ.' -'ઍબ્સ્ટ્રેક્ટ' (આ.બા.) (૨) નિરપેક્ષ, નિર્વિકલ્પ. (વેદાંત)

**નિર્વિશેષ-તા** સ્ત્રી. [સં.] નિર્વિશેષ હોવાપણું

**નિર્વિષ** વિ. [સં.] ઝેર વિનાનું. (૨) (લા.) નિખાલસ હૃદયનું

**નિર્વિષય** વિ. [સં.] વિષય વિનાનું. (૨) જાણી ન શકાય તેવું. (૩) વિષય-વાસના વિનાનું

**નિર્વિષય-તા** સ્ત્રી. [સં.] નિર્વિષય હોવાપણું

**નિર્વિષય-પ્રણય** પું. [સં.] પવિત્ર પ્રેમ, 'પ્લેટોનિક લવ'
**નિર્વિષયિ-તા** સ્ત્રી. [સં., જુઓ 'નિર્વિષયી'] જુઓ 'નિર્વિષય-તા.'
**નિર્વિષયી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર.ની જરૂર નથી.] જુઓ 'નિર્વિષય.' [પુરુષો વિનાનું
**નિર્વીર** વિ. [સં.] જ્યાં વીર પુરુષો ન હોય તેવું, પરાક્રમી
**નિર્વીર્ય** વિ. [સં.] શરીરમાં તાકાત વિનાનું, શક્તિહીન, નિર્બળ. (૨) પ્રજનક વીર્ય(રસ.)નો અભાવ હોય તેવું. (૩) (લા.) પુરુષત્વ વિનાનું, નપુંસક, હીજડું
**નિર્વીર્ય-તા** સ્ત્રી. [સં.] નિર્વીર્ય હોવાપણું
**નિર્વૃક્ષ** વિ. [સં.] વૃક્ષો વિનાનું
**નિર્વૃત** વિ. [સં.] સંતુષ્ટ થયેલું. (૨) સુખી. (૩) નિર્વાણ પામેલું
**નિર્વૃતિ** સ્ત્રી. [સં.] સંતોષ. (૨) આનંદ. (૩) સુખ. (૪) શાંતિ. (૫) નિર્વાણ
**નિર્વેગ** વિ. [સં.] વેગ તૂટી ગયો હોય તેવું, વેગ વિનાનું. (૨) સ્થિર. (૩) પું. પાંચે ઇંદ્રિયોના વિષયથી વિરક્તિ. (જૈન.)
**નિર્વેતન** વિ. [સં.] બદલા કે પગાર વિનાનું, અ-વેતન. (૨) (લા.) માનાર્હ, 'ઑનરરી'
**નિર્વેદ** પું. [સં.] ખેદ, સંતાપ. (૨) દિલગીરી, અફસોસ (૩) અણગમો, અભાવો, કંટાળો, 'ડિપ્રેશન.' (૪) પશ્ચાત્તાપ, પસ્તાવો. (૬) વૈરાગ્ય. (૭) શાંતરસનો સ્થાયી ભાવ. (કાવ્ય-)
**નિર્વેદ-વાદી** વિ. [સં., પું.] નિરાશાવાદી, 'પેસિમિસ્ટ' (મહાકાલ.)
**નિર્વેદ-વૃત્તિ** સ્ત્રી. [સં.] વૈરાગ્ય-વૃત્તિ, વૈરાગ્ય તરફનું વલણ
**નિર્વૈર** વિ. [સં.] વેર-વૃત્તિ વિનાનું, વેર-ઝેરની લાગણી વિનાનું
**નિર્વૈર-તા** સ્ત્રી. [સં.] વેર-ઝેરનો અભાવ
**નિર્વ્યસન** વિ. [સં.], **-ની** વિ. [સં., પું., પરંતુ इन् પ્ર.ની જરૂર નથી.] વ્યસન વિનાનું, ખરાબ લત વિનાનું. (૨) દુઃખ વિનાનું, સુખી
**નિર્વ્યાજ** વિ. [સં.] કોઈ પણ જાતના સ્વાર્થ વિનાનું. (૨) કપટ કે છળ વિનાનું. (૩) સરળ, સાલસ
**નિર્વ્યાજ-તા** સ્ત્રી. [સં.] નિર્વ્યાજ હોવાપણું
**નિર્વ્યાપાર** વિ. [સં.] કોઈ પણ જાતની હિલચાલ વિનાનું, નિષ્ક્રિય, કાર્યશૂન્ય, જડ, 'પેસિવ' (જે. હિ.)
**નિર્હેતુ, ૰ક** વિ. [સં.] કોઈ પણ જાતના હેતુ વિનાનું, નિરુદ્દેશ, નિષ્કારણ, નિષ્પ્રયોજન, (૨) નિષ્કામ
**નિર્હેતુકી** વિ., સ્ત્રી. [સં.] નિષ્કામ (ભક્તિ)
**નિલય** ન. [સં., પું.] ઘર, મકાન. રહેઠાણ, રહેવાનું ઠેકાણું
**નિલવટ** ન. [સં. ललाट-पट्ट > પ્રા. निलाड-वट्ट] કપાળ. (પદ્યમાં.)
**નિલાજરું** વિ. [સં. निर्लज्ज > પ્રા. निल्लज्ज દ્વારા] નિર્લજ્જ, બેશરમ [(પદ્યમાં.)
**નિલાટ, -ડ** ન. [સં. ललाट > પ્રા. निलाड] જુઓ 'નિલવટ.'
**નિલામ** ન [પોર્યું. 'લેઇલાઓ' > લિલાઉં] હરાજી, લિલામ
**નિલામી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હરાજીનું, લિલામનું, લિલામી
**નિ-લીન** વિ. [સં.] સંતાઈ રહેલું, લપાઈ રહેલું. (૨) મગ્ન, લીન
**નિવડાવવું** જુઓ 'નીવડવું'માં.
**નિવડુંગ** પું. થોર, થુવેર
**નિવપન** ન. [સં.] પિતૃઓને ઉદ્દેશી કરવામાં આવતી શ્રાદ્ધ-ક્રિયા દાન વગેરે

**નિ-વર્તક** વિ. [સં.] પાછું ફરનારું. (૨) પાછું વાળનારું. (૩) નિવારનારું
**નિવર્તવું** અ. ક્રિ. [સં. नि-वृत् > वर्त्, -તત્સમ] પાછા ફરવું. **નિવર્તાવું** ભાવે., ક્રિ. **નિવર્તાવવું** પ્રે., સ. ક્રિ.
**નિવર્તાવવું, નિવર્તાવું** જુઓ 'નિવર્તવું'માં.
**નિવર્તી** વિ. [સં., પું.] પાછું ફરનારું
**નિ-વસન** ન. [સં.] રહેવું એ, વાસ કરી રહેવું એ, વસવાટ. (૨) વસ્ત્ર, કપડું [પહેરવાનું વસ્ત્ર. (જૈન.)
**નિવસની** સ્ત્રી. [સં.] જૈન સાધ્વીનું કેડથી માંડી જાંઘ સુધી
**નિવસવું** અ. ક્રિ. [સં. नि-वस्, તત્સમ] વાસ કરીને રહેવું. **નિવસાવું** ભાવે., ક્રિ. **નિવસાવવું** પ્રે., સ. ક્રિ.
**નિવસાવવું, નિવસાવું** જુઓ 'નિવસવું'માં.
**નિવળ** વિ. ખર્ચ વગેરે બાદ કરતાં ચોખ્ખું બચેલું
**નિવાજણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'નિવાજવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] નવાજેશ, ભેટ, બક્ષિસ
**નિવાજવું** સ. ક્રિ. [ફા. નવાજ્', -ના. ધા.] જુઓ 'નવાજવું.' **નિવાજાવું** કર્મણિ., ક્રિ. **નિવાજાવવું** પ્રે., સ. ક્રિ.
**નિવાજાવવું, નિવાજાવું** જુઓ 'ન(-નિ)વાજવું'માં.
**નિવાડી** જુઓ 'નિવારી.' [વિનાનું
**નિ-વાત** વિ. [સં.] જ્યાં પવનથી રક્ષણ મળે તેવું, વાયુ-સંચાર
**નિવાત-ખલી** સ્ત્રી. [સં.] યાંત્રિક વાહનોને અટકાવવાની એક યોજના, 'વેક્યૂમ બ્રેક' (જેમાં હવા કાઢી લેવાની પ્રક્રિયા હોય છે.)
**નિવાત-નલિકા** સ્ત્રી. [સં.] હવા કાઢી નાખવા શૂન્યાવકાશ કરવા વાપરવામાં આવતી એક પ્રકારની નળી
**નિવાત-સ્થાન** ન. [સં.] જ્યાં હવાની અસર ન હોય તેવું સ્થાન
**નિ-વાપ** પું. [સં.] જુઓ નિ-વપન.'
**નિવાપાંજલિ** (નિવાપાઞ્જલિ) પું., સ્ત્રી. [+ સં. अञ्जलि પું.] શ્રાદ્ધ વખતે તર્પણમાં અપાતો પાણીનો ખોબો. (૨) (લા.) અવસાન પામેલાની પ્રશસ્તિ કરવી એ, શ્રદ્ધાંજલિ, 'એલીજી'
**નિ-વારક** વિ. [સં.] નિવારનાર, રોકી પાછું વાળનાર. (૨) નિવારણ કરનાર, નિરાકરણ કરનાર
**નિ-વારણ** ન. [સં.] વારવું એ, રોકીને વારવું એ. (૨) ઉપાય, ઇલાજ. (૩) નિરાકરણ, ફેંસલો, ચુકાદો. (૪) નાબૂદી, 'ઇરેડિકેશન'
**નિ-વારણીય** વિ. [સં.] નિવારવા જેવું
**નિવારણોપાય** પું. [+ સં. उपाय] નિવારણ કરવાનો ઇલાજ, અગમચેતી વાપરવી એ
**નિવારવું** સ ક્રિ. [સં. निवार् –તત્સમ] વારવું, રોકીને વારવું. (૨) અટકાવવું, થંભાવવું. (૩) નિરાકરણ કરવું. **નિવારાવું** કર્મણિ., ક્રિ. **નિવારાવવું** પ્રે., સ. ક્રિ.
**નિવારાવવું, નિવારાવું** જુઓ 'નિવારવું'માં.
**નિ-વારિત** વિ. [સં.] જેનું નિવારણ કરવામાં આવ્યું હોય તેવું
**નિવારી** સ્ત્રી. [સં.] જૂઈના જેવી એક ફૂલવેલ
**નિ-વાર્ય** વિ. [સં.] જુઓ 'નિ-વારણીય.'
**નિ-વાસ** પું, [સં.] રહેવું–વસવું એ, વસવાટ. (૨) રહેઠાણ, રહેણાક, મકાન, ઘર, 'ક્વાર્ટર. (૩) વસાહતોનો સમૂહ, 'કૉલોની' (મ. હ.)

**નિવાસ-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] રહેવાનો ઓરડો

**નિવાસ-ગૃહ** ન. [સં., પું., ન.] રહેણાક ઘર, 'લૉજિંગ-હાઉસ'

**નિ-વાસન** ન. [સં.] રહેવાની સગવડ, 'એકૉમોડેશન'

**નિવાસ-સ્થાપના** સ્ત્રી. [સં.] વસાહતી મકાનોની આયોજના, 'કૉલોનિ-ઝેશન' (ર. વા.)

**નિવાસ-સ્થાન** ન. [સં.] રહેવાનું સ્થળ (૨) ઘર, મકાન

**નિવાસી** વિ. [સં., પું.] રહેનારું, રહેવાસી, રહીશ. 'ઇન્મેઇટ.' (૨) રહેવા માટેનું, 'રેસિડેન્શિયલ'

**નિ-વાસ્ય** વિ. [સં.] રહેવા જેવું, રહેવાને અનુકૂળ થાય તેવું (સ્થાન)

**નિ-વિદા** સ્ત્રી. [સં. नि + विद्‌ થી સાધેલો નવો શબ્દ] જાહેરાત, જાહેર-ખબર, 'નોટિસ' [(૨) બેઠેલું

**નિ-વિષ્ટ** વિ. [સં.] દાખલ થઈ ને રહેલું, દાખલ થયેલું, પેઠેલું.

**નિ-વૃત્ત** વિ. [સં.] પાછું ફરેલું. (૨) ફારેક થયેલું. 'રિટાયર્ડ' (ગો. મા.). (૩) પરવારીને બેઠેલું, નવરું

**નિ-વૃત્તિ** સ્ત્રી. [સં.] પાછા ફરવું એ, નિ-વર્તન. (૨) ફારેક થઈ ને બેસવું એ, 'રિટાયર્મેન્ટ.' (૩) પરવારીને બેસવું એ, નવરાશ, ફુરસદ. (૪) નિરાંત, શાંતિ. (૫) વિરામ

**નિવૃત્તિ-જીવન** ન. [સં.] ફારેક થઈ ને ગાળવામાં આવતી જિંદગી [ધર્મનું આચરણ કરવું એ

**નિવૃત્તિ-ધર્મ** પું. [સં.] સાંસારિક પ્રવૃત્તિઓમાંથી ફારેક થઈ

**નિવૃત્તિ-પારિતોષિક** ન. [સં.] નોકરીમાંથી ફારેક થયે મળતો બદલો, 'ગ્રેચ્યુઇટી'

**નિવૃત્તિ-ભથ્થું, -ભથું** ન [+ જુઓ 'ભથ્થું, -થું.'] નોકરીમાંથી ફારેક થયા પછી મળતી જિવાઈની રકમ, 'સુપરૅન્યુઅલ એલાવન્સ' [ભોગવતું

**નિવૃત્તિમાન** વિ. [સં.°માન્ પું.] ફારેક થઈ ને રહેલું, નિવૃત્તિ

**નિવૃત્તિ-માર્ગ** પું. [સં.] જુઓ 'નિવૃત્તિ-ધર્મ,'–'ક્વાએટિઝમ,' 'પૅસિવિઝમ' (મ. ન.)

**નિવૃત્તિમાર્ગી** વિ. [સં., પું.] નિવૃત્તિમાર્ગમાં રહેલું, 'પૅસિવિસ્ટ'

**નિવૃત્તિ-વય** સ્ત્રી. [ + સં. वयस् ન.] નોકરી-ધંધામાંથી ફારેક થવાની ઉંમર, 'રિટાયરિંગ એઇજ,' 'એઇજ સુપરૅન્યુએશન'

**નિવૃત્તિ-વાદ** પું. [સં.] નિવૃત્તિ-જીવન એ જીવનની સફળતાનું શ્રેષ્ઠ સાધન છે એવા પ્રકારનો મત-સિદ્ધાંત

**નિવૃત્તિવાદી** વિ. [સં., પું.] નિવૃત્તિવાદમાં માનનારું

**નિવૃત્તિ-વિનોદ** પું. [સં.] નવરાશના સમયનો આનંદ-પ્રમોદ

**નિવૃત્તિ-વેતન** ન. [સં.] ફારેક થયા પછીનો મળતો અમુક બાંધેલો પગાર, 'પેન્શન' (દ. બા.)

**નિવૃત્તિવેતન-પૂરક** ન., **નિવૃત્તિવેતન-પૂર્તિ** સ્ત્રી., **નિવૃત્તિ-વેતન-સંચય** (-સઞ્ચય) પું. [સં.] નિવૃત્ત થતી વેળા કામ લાગે તેવી પગારમાંથી કપાતી અને એમાં સંસ્થા તરફથી ઉમેરાતી રકમ, 'પ્રોવિડન્ડ ફંડ'

**નિવૃત્તિ-સ્થાન** ન. [સં.] ફારેક થઈ ને રહેવાનું સ્થળ. (૨) વિશ્રામ-ભવન, આરામ-ગૃહ [ગભડાવવું એ

**નિવેડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'નિવેડવું.'] અજમાયેશ, અખતરો,

**નિવેડવું** સ. ક્રિ. અજમાયેશ કરવી, અખતરો કરવો, ગભડાવવું. (૨) પસંદ પડતું વીણી-કાઢવું, તારવી કાઢવું. (૩) નિકાલ લાવવો. (૪) નિભાવ્યે જવું. **નિવેડાવું** કર્મણિ., ક્રિ. **નિવેડાવવું**, પ્રે., સ.ક્રિ.

**નિવેડાવવું, નિવેડાવું** જુઓ 'નિવેડવું'માં.

**નિવેડો** પું. [જુઓ 'નિવેડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] નિકાલ, નિરાકરણ. (૨) ફેંસલો, ચુકાદો. (૩) પરિણામ, અંત (કોઈ એક ચોક્કસ પ્રકારનો). [**૦ આણવો, ૦ કરવો, ૦ લાવવો** (રૂ.પ્ર.) નિરાકરણ કરવું. **૦ આવવો** (રૂ.પ્ર.) નિરાકરણ થવું]

**નિવેદ** ન. [સં. नैवेद्य, અર્વા. તદ્ભવ] દેવદેવીઓને ઉદ્દેશી ધરવામાં આવતી ખાદ્ય સામગ્રી, નૈવેદ્ય. [**૦ કરવાં** (રૂ. પ્ર.) દેવ-દેવીને સામગ્રી ધરવી]

**નિ-વેદક** વિ. [સં.] નમ્રતાથી નિવેદન કરનાર, હકીકત રજૂ કરનાર, વિગતની જાણ કરનાર, પ્ર-સ્તાવક. (૨) અર્પણ કરનાર, ધરનાર

**નિ-વેદન** ન. [સં.] નમ્રતાથી નવો રજૂઆત, પ્રસ્તાવના, કેફિયત, 'રિપોર્ટિંગ' 'રેપ્રીઝેન્ટેશન,' 'સ્ટેઇટમેન્ટ.' (૨) અરજ-હેવાલ, યાદી-પત્ર, 'મેમોરૅન્ડમ.' (૩) જાહેરાત, 'ડેક્લેરેશન.' (૪) અર્પણ કરવું એ. પ્રભુને સમર્પણ, 'ડેડિકેશન.' (પુષ્ટિ.)

**નિવેદન-પત્ર** પું. [સં. ન.], **-ત્રિકા** સ્ત્રી. [સં.] અરજ-હેવાલનો કાગળ, 'પેપર.' (૨) દરખાસ્તનો કાગળ. (૩) જુઓ 'નિવેદન(૨).' [કાર્ડ.' (વિ.ક.).

**નિવેદન-પત્રી** સ્ત્રી. [સં.] નામવાળી ચબરકી, 'વિઝિટિંગ

**નિવેદની** વિ. [સં., પું.] જેણે પ્રભુ સમક્ષ આત્મ-સમર્પણ કર્યું હોય તેવું, નિવેદી, 'ડેડિકેટર.' (પુષ્ટિ.)

**નિ-વેદનીય** વિ. [સં.] નમ્રતાથી નિવેદન કરવા-કરાવા જેવું, જણાવવા જેવું, રજૂઆત કરવા-કરાવા જેવું

**નિવેદવું** સ. ક્રિ. [સં. नि-विद्-वेद्, તત્સમ] નિવેદન કરવું, નમ્રતાથી રજૂઆત કરવી. (૨) અર્પણ કરવું. **નિવેદાવું** કર્મણિ., ક્રિ. **નિવેદાવવું** પ્રે., સ. ક્રિ.

**નિવેદાવવું, નિવેદાવું** જુઓ 'નિવેદવું'માં.

**નિવેદિત** વિ. [સં.] જેની નમ્ર રજૂઆત કરવામાં આવી છે તેવું, નમ્રતાથી જણાવવામાં આવેલું. (૨) દાસભાવે અર્પણ કરેલું, 'ડેડિકેઇટેડ.' (પુષ્ટિ.) (૩) પ્રભુની પ્રસાદી થઈ ને આવેલું, પ્રસાદ-રૂપ. (પુષ્ટિ.)

**નિવેદિયું** ન. [જુઓ 'નિવેદ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નિવેદ ધરાયા પછી પ્રસાદ-રૂપે મળેલ પદાર્થ

**નિવેદી** વિ. [સં., પું.] જુઓ 'નિવેદની.' (પુષ્ટિ.)

**નિ-વેશ** પું. [સં.] પ્રવેશ. (૨) પ્રવેશ-દ્વાર. (૩) ઉતારો. (૪) નિવાસ-સ્થાન, ઘર, મકાન. (૫) છાવણી, શિબિર. (૬) તંબૂ

**નિ-વેશન** ન. [સં.] જુઓ 'નિવેશ.' (૨) પ્રક્ષેપ, ઉમેરો

**નિ-વેશનીય** વિ. [સં.] નિવેશ કરવા-કરાવા જેવું

**નિવેશ-સ્થાન** ન. [સં.] દાખલ થઈ રહેવાનું ઠેકાણું, ઘર, મકાન, નિવાસ-સ્થાન

**નિ-વેશિત** વિ. [સં.] દાખલ કરેલું

**નિશ્** જુઓ 'નિસ્.–'

**નિશ-દિન** ક્રિ.વિ. [સં. निशा + दिनम्], **નિશ-વાસર** ક્રિ. વિ. [સં. निशा-वासरम्] રાત-દહાડો, રાત-દિવસ. (પદ્યમાં.)

**નિશા**[1] સ્ત્રી. [સં.] રાત્રિ, રાત, રજની

**નિશા**[2] (-સા) જુઓ 'નીશા.'

**નિશા-કર** પું. [સં.] ચંદ્ર

**નિશા-કાલિમા** સ્ત્રી. [સં., પું.] રાત્રિની કાળાશ, રાતનો અંધકાર

**નિશા-કુસુમ** ન. [સં.] રાતે ખીલતું તે તે ફૂલ-ચંદ્રમુખી વગેરે. (૨) (લા.) ઝાકળ, ઓસ

**નિશા-ગાન** ન. [સં.] રાત્રિએ કરવામાં આવતું સંગીત

**નિશા-ચર** વિ. [સં.] રાત્રિમાં ફરનારું, રાત્રિ-ચર. (૨) પું. રાક્ષસ. (૩) ચોર. (૪) પું., ન. ભૂત પિશાચ વગેરે મનાતી અવગતિયા યોનિ. (૫) ન. ઘુવડ. (૬) વાગોળ. (૭) ચામાચીડિયું, છીપું, છાપું

**નિશાચર-તા** સ્ત્રી. [સં.] નિશાચર હોવાપણું

**નિશાચર-વૃત્તિ** સ્ત્રી. [સં.] ચોરનો ધંધો, ચોરી

**નિશાચરી** સ્ત્રી. [સં.] રાત્રિએ ફરનારી સ્ત્રી., અભિસારિકા. (૨) રાક્ષસી. (૩) વેશ્યા, ગણિકા

**નિશાણ** જુઓ 'નિશાન.'

**નિશા(-સા)તરો** પું. [જુઓ 'નીસા' દ્વારા.] પથ્થરની નાની પાટ ઉપર પદાર્થ વાટવાને માટેનો પથ્થરનો ઉપર-વટણો

**નિશાન** ન. [ફા.; દે. પ્રા. निस्साण તો 'અવલંબન'ના અર્થમાં છે. એને અને આ 'નિશાન' કે 'નિશાણ'ને સંબંધ નથી. 'ડંકો-નિશાન'માં આ 'નિશાન' ધ્વજવાચક જ છે.] (સૈન્ય તેમજ વરઘોડામાં કે સવારીમાં હાથી-ઘોડા-ઊંટ વગેરે ઉપર નગારાની જોડ સાથે રાખવામાં આવતો) ધ્વજ, 'ફ્લૅગ.' (૨) ચિહ્ન, પ્રતીક, 'એમ્બ્લેમ' (૩) એંધાણ, 'માર્ક,' સાઇન.' (૪, (લા.) ઇશારત, સાન. [૦ ઉડાડવું (રૂ. પ્ર.) ધાર્યું નિશાન તાકીને તોડી પાડવું. ૦ કરવું (રૂ. પ્ર.) ચિહ્નનું ટપકું કરવું. (૨) લક્ષ્ય તરીકે નજરમાં લેવું. ૦ ચઢ(-ઢ)વું (રૂ. પ્ર.) યુદ્ધ માટેનો વાવટો ફરકવો. ૦ તાકવું (રૂ. પ્ર.) ધારેલા લક્ષ્ય-બિંદુ ઉપર અસ્ત્રનું કેંદ્રિત કરવું. ૦ પાડવું, ૦ મારવું (રૂ. પ્ર.) ધાર્યું કામ સિદ્ધ કરવું. ૦ માંડવું (રૂ. પ્ર.) નિશાન તાકવું. ૦ વાગવું (રૂ. પ્ર.) ધાર્યો વિચાર પાર પાડવો]

**નિશાન-ચી** વિ., પું. [+ તુર્કી. 'ચી' પ્ર.], **-દાર** વિ. [ફા.], **-ધારી** વિ. [+ સં. °धारी, પું.] સૈન્ય સવારી વરઘોડા વગેરેના મોખરે વાહન ઉપર બેસી હાથમાં ધ્વજ રાખનાર માણસ

**નિશાન-પટ્ટી** સ્ત્રી. [+ સં.] નાસી ગયેલા ગુલામો વગેરેની વર્ણનાત્મક યાદી

**નિશાન-બાજ** વિ. [ફા.] નિશાન તાકનાર, તાકોડુ

**નિશાનબાજી** સ્ત્રી. [ફા.] નિશાન તાકવાનો મહાવરો, 'મસ્કેટ્રી.' (૨) નિશાન તાકવાની રમત કે લેવાની તાલીમ, 'મસ્કેટ્રી પ્રેક્ટિસ'

**નિશા-નાથ** પું. [સં.] ચંદ્ર

**નિશાની** સ્ત્રી. [ફા.] ચિહ્ન, ઓળખ માટેનું ટપકું, નિશાન, એંધાણ. [૦ આપવી, ૦ કરવી (રૂ. પ્ર.) ઓળખાય એ માટે ટપકું કરવું. ૦ રાખવી (રૂ. પ્ર.) યાદ રહે એ માટે ચિહ્ન કરવું કે કોઈ પદાર્થ રાખવો]

**નિશા-નોંધ** સ્ત્રી. [સં. निशा + જુઓ 'નોંધ.'] રાત્રિએ સૂતી વખતે રોજનીશીમાં લખી લેવામાં આવતી આખા દિવસની કામગીરી. (૨) રોજનીશી, દૈનંદિની, દિનકી, 'ડાયરી'

**નિશા-પતિ** પું. [સં.] ચંદ્ર, નિશા-નાથ, નિશા-કર

**નિશા-પુષ્પ** ન. [સં.] જુઓ 'નિશા-કુસુમ.'

**નિશા-ભાષણ** ન. [સં.] પડદા પાછળથી કહેવાની ક્રિયા, 'કર્ટન-લેક્ચર' (ઇ. કે.)

**નિશા-મણિ** પું. [સં.] જુઓ 'નિશા-પતિ'

**નિશા-મુખ** ન. [સં.] સૂર્યાસ્તનો સમય, સાંઝનો સમય, ગોધૂલિક ટાણું

**નિશા-યુદ્ધ** ન. [સં.] રાત્રિએ લડાતી લડાઈ, રાત્રિ-યુદ્ધ

**નિશા-રત્ન** ન. [સં.] જુઓ 'નિશા-મણિ'-'નિશા-પતિ.'

**નિશાવસાન** ન. [સં. निशा + अव-सान] રાત્રિનો અંત-ભાગ, પરોઢિયું, પ્રભાત, મળસકું, સવાર, પ્રાતઃકાળ

**નિશા-વાસો** પું. [સં. निशा + જુઓ 'વાસો.'] રાત-વાસો

**નિશા-વિહાર** પું. [સં.] રાત્રિએ (આનંદ-પ્રમોદ માટે) ફરવું એ, રાત્રિ-ચર્યા

**નિશાવિહારી** વિ. [સં., પું.] નિશા-વિહાર કરનાર, રાતનો રાજા. (૨) પું. રાક્ષસ, નિશા-ચર

**નિશાવેદી** વિ., પું. [સં. निशा + आ-वेदी] રાત્રિ પૂરી થવા આવ્યાની જાણ કરનાર (કૂકડો)

**નિશાળ** સ્ત્રી. [સં. लेख-शाला > પ્રા. लेह-साला > જૂ. ગુ. 'નેસાલ'] જ્યાં લખવા-વાંચવાનું શીખવવામાં આવે તે સ્થાન, શાળા, 'સ્કૂલ.' [૦ છૂટવી (રૂ. પ્ર.) સમય પૂરો થતાં નિશાળના વિદ્યાર્થીઓએ ઘર તરફ જવા નીકળવું. ૦ બેસવી (-બૅસવી) (રૂ. પ્ર.) ભણાવવાનું કામ શરૂ કરવું. ૦ માંડવી (રૂ. પ્ર.) નવી નિશાળ શરૂ કરવી. -ળેથી ઊઠી જવું (રૂ. પ્ર.) ભણવાનું છોડી દેવું. -ળે બેસવું (-બૅસવું) (રૂ. પ્ર.) નિશાળમાં જઈ પહેલવહેલો અભ્યાસ શરૂ કરવો. -ળે બેસાડવું (-બૅસાડવું) (રૂ. પ્ર.) નવું ભણવા દાખલ કરાવવું]

**નિશાળ-ગણું**, ન. [+ જુઓ 'ગણવું' સા.કૃ.], **નિશાળ-ગયણું, નિશાળ-ગરણું** ન. [+ જુઓ 'ગરવું' (દાખલ થવું) + ગુ. 'અણું' કૃ. પ્ર., પછી પ્રવાહી ઉચ્ચારણ 'ગયણું.'] ભણવા માટે નિશાળમાં બાળકનો પહેલો પ્રવેશ અને એ પ્રસંગનો વિધિ

**નિશાળ-ભાઈ** પું. [+ જુઓ 'ભાઈ.'] સાથે અભ્યાસ કરનાર તે તે વિદ્યાર્થી (એકબીજાને), ગુરુ-ભાઈ, 'સ્કૂલ-મેઇટ'

**નિશાળિયા-વેડા** પું., બ. વ. [જુઓ 'નિશાળિયું' + 'વેડા.'] નિશાળિયાની જેમ કરવામાં આવતા અનુકરણની આદત

**નિશાળિયું** વિ. [+ ગું. 'ઇયુ' ત. પ્ર.] નિશાળને લગતું. (૨) નિશાળમાં મેળવેલું. (૩) નિશાળમાં ભણતું

**નિશાળિયો** વિ., પું. [જુઓ 'નિશાળિયું.'] નિશાળમાં ભણતો વિદ્યાર્થી, 'સ્કૂલ-બૉય'

**નિશાંત** (નિશાન્ત) પું. [સં. निशा + अन्त] જુઓ 'નિશાવસાન.'

**નિશાંધ** (નિશાન્ધ) વિ. [સં. निशा + अन्ध] રાતે જેને નથી સૂઝતું તેવું, રતાંધળું

**નિશાંધ્ય** (નિશાન્ધ્ય) ન. [સં. निशा + आन्ध्य] રતાંધળાપણું

**નિશિત** વિ. [સં.] સજી તીક્ષ્ણ કરેલું, સજેલું, તીક્ષ્ણ ધાર-વાળું, ધાર કાઢેલું

**નિશિ-વાસર** ક્રિ. વિ. [સં. निशि + वासरे બેઉ સા. વિ., એ. વ.], **નિશિ-દિન** ક્રિ. વિ. [સં. निशि + दिने બેઉ સા. વિ., એ. વ.] રાત-દહાડો

**નિશીથ** ન. [સં., પું.] મધ્યરાત્રિ, મધરાત, અધરાત. (૨)

જૈન ધર્મનો આચાર–વિષયક એક સૂત્ર-ગ્રંથ. (સંજ્ઞા.)
**નિશીથિની** સ્ત્રી. [સં.] રાત્રિ, રાત, નિશા, રજની
**નિ-શુદ્ધ** પું. [સં.] કર્ણાટકી સંગીત-પદ્ધતિમાંના ૧૬ સ્વરોમાંનો ૧૪ મો સ્વર. (સંગીત.)
**નિશેશ** પું. [સં. निशा + ईश], **નિશેંદ્ર** (નિશેન્દ્ર) પું. [સં. निशा + इन्द्र] જુઓ 'નિશા-પતિ.'
**નિશો** જુઓ 'નશો.'
**નિશોત** (-ત્ય), **-તર** (-ર્ય) સ્ત્રી. જુઓ 'નસોતર.'
**નિશોત્સર્ગ** પું. [સં. निशा + उत्सर्ग] જુઓ 'નિશાવસાન.'
**નિશ્ચય** પું. [સં.] નિરધાર, સંકલ્પ, નિર્ણયાત્મક ધારણા, 'વિલ,' 'ઍબ્સોલ્યૂટ સ્ટૅન્ડ-પૉઇન્ટ.' (જે. હિ.), 'એસર્શન.' (૨) ક્રિ. વિ [સં. निश्चयेनનું લાઘવ] નિશ્ચયપૂર્વક, નક્કી, ખરેખાત
**નિશ્ચય-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] આત્યંતિક સત્ય, 'ઍબ્સોલ્યૂટ ટ્રુથ'
**નિશ્ચય-નય** પું. [સં.] આત્યંતિક નિર્ધારણા, 'ઍબ્સોલ્યૂટ સ્ટૅન્ડ-પૉઇન્ટ.' 'ઍબ્સોલ્યૂટ ટ્રુથ' (જે. હિ.)
**નિશ્ચય-પત્ર** પું. [સં., ન.] આખરીનામું, 'અલ્ટિમેટમ'
**નિશ્ચય-પૂર્વક** ક્રિ. વિ. [સં.] દૃઢ નિરધારથી, નિશ્ચયથી, નક્કી કરીને, નિશ્ચય-બુદ્ધિથી
**નિશ્ચય-બુદ્ધિ** સ્ત્રી. [સં.] દૃઢ વિચાર, દૃઢ ધારણાવાળી સમજ
**નિશ્ચય-વાચક** વિ. [સં.], **નિશ્ચયવાચી** વિ. [સં., પું.] નિશ્ચયનો અર્થ બતાવનાર (ક્રિયા વિશેષણનો પ્રકાર). (વ્યા.)
**નિશ્ચય-સત્ય** ન. [સં.] અત્યંતિક સાચ,' ઍબ્સોલ્યૂટ ટ્રુથ'
**નિશ્ચય-વાદી** વિ. [સં., પું.] કહી લખી ન બદલનારું, 'નો-ચેઇન્જર'
**નિશ્ચયાત્મક** વિ. [સં. निश्चय + आत्मन् + क] નક્કી કરેલું, નિશ્ચયવાળું [સંદેહ ન હોવાપણું
**નિશ્ચયાત્મક-તા** સ્ત્રી. [સં.] નિશ્ચિત હોવાપણું, લેશ પણ
**નિશ્ચયાર્થ** પું. [સં. निश्चय + अर्थ] જેમાં અર્થને વિશે કોઈ સંદિગ્ધતા ન હોય તેવી સ્પષ્ટ સ્થિતિ (વર્તમાન ભૂત ભવિષ્ય કાળોનો પ્રધાન અર્થ.), નિર્દેશાર્થ. (વ્યા.)
**નિશ્ચયી** વિ. [સં., પું.] નિશ્ચયવાળું, દૃઢ ધારણાવાળું, દૃઢ મનનું
**નિશ્ચલ(-ળ)** વિ. [સં.] ખસે નહિ તેવું, તદ્દન સ્થિર, અ-ચળ
**નિશ્ચલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] નિશ્ચલપણું ['ડિટર્મિનેટિવ'
**નિશ્ચાયક** વિ. [સં.] નિશ્ચય કરી આપનારું, નિર્ણાયક,
**નિશ્ચિત** વિ. [સં.] નક્કી કરેલું, નક્કી કરી રાખેલું, નક્કી. (૨) ખાસ, અમુક ચોક્કસ, 'સ્પેસિફિક'
**નિશ્ચિત-તા** સ્ત્રી. [સં] નક્કી હોવાપણું
**નિશ્ચિતિ** સ્ત્રી. [સં.] જુઓ 'નિશ્ચય.'
**નિશ્ચિંત** (નિશ્ચિન્ત) વિ. [સં. निस् + चिन्ता, બ. વ્રી., સંધિથી] ચિંતા વિનાનું, નચિંત, બેફિકર
**નિશ્ચિંત-તા** (નિશ્ચિન્ત-તા) સ્ત્રી. [સં.] નિશ્ચિંત હોવાપણું, બેફિકરાઈ [(૨) ક્રિ. વિ. જુઓ 'નિશ્ચય(૨).'
**નિશ્ચે** પું. [સં. निश्चय, અર્વા. તદ્ભવ] જુઓ 'નિશ્ચય(૧).'
**નિશ્ચેતક** વિ. [સં.] સ્થિર કે જડ બનાવી દેનારું, સંવેદના-હારક. 'ઍનેસ્થેટિક' (અ. ત્રિ.), 'ઍનેસ્થેટિસ્ટ'
**નિશ્ચેતન** વિ. [સં.] ચેતન વિનાનું, જડ. (૨) મૃત, મરી ગયેલું
**નિશ્ચેતન-તા** સ્ત્રી [સં.] ચેતન વિનાની સ્થિતિ, જડતા. (૨) મરેલી દશા
**નિશ્ચેષ્ટ** વિ. [સં. निस् + चेष्टा, બ. વ્રી., સંધિથી] ચેષ્ટા વિનાનું, હલન-ચલન વિનાનું. (૨) (લા.) સુસ્ત, આળસુ
**નિશ્ચેષ્ટ-તા** સ્ત્રી. [સં.] ચેષ્ટા વિનાની સ્થિતિ. (૨) (લા.) સુસ્તી, આળસ
**નિશ્રા** સ્ત્રી. [સં. नि + श्रि 'આશ્રય કરવો' દ્વારા જૈની પ્રયોગ] આશરો, અવલંબન, આધાર, ઉપક્રમ, 'ઑસ્પિસિસ'
**નિશ્રાણ** ન. [જુઓ 'નિશ્રા;' એનો વિકાસ.] અવ-લંબન
**નિશ્રેણિ, -ણી** જુઓ 'નિઃશ્રેણિ-ણી.'
**નિ-શ્વાસ** પું. [સં.] જુઓ 'નિઃશ્વાસ.'
**નિષ્**-જુઓ 'નિસ્.–'
**નિષધ** પું. [સં.] એ નામનો મધ્ય પ્રદેશમાંનો એક પ્રાચીન દેશ (કે જ્યાં નળ નામનો રાજા હતો.) (સંજ્ઞા.)
**નિષંગ** (નિષઙ્ગ) પું. [સં.] (બાણ રાખવાનો) ભાથો
**નિષાદ** પું. [સં.] રાજસ્થાન અને મધ્યપ્રદેશની ગુજરાત બાજુની સરહદે વિંધ્યની પર્વતમાળાની બેઉ બાજુએ પ્રાચીન કાલમાં રહેતી એક ભીલી પ્રજા. (સંજ્ઞા.) (૨) સંગીતનો 'નિ' સ્વર. (સંગીત.)
**નિ-ષિદ્ધ** વિ. [સં.] જેની વાપરવા-ભોગવવા-ખાવા-કરવા મનાઈ કરવામાં આવી હોય તેવું. (૨) (લા.) નઠારું, ખરાબ, દૂષિત. (૩) અગ્રાહ્ય
**નિષિદ્ધ-તા** સ્ત્રી. [સં.] નિષિદ્ધ હોવાપણું, નિષેધ, મનાઈ
**નિષિદ્ધાન્ન** ન. [+ સં. अन्न] ધર્મ-શાસ્ત્રમાં જે ખાવાની મનાઈ કરવામાં આવી હોય તેવું ધાન્ય-તેવો ખોરાક
**નિષિદ્ધી-કરણ** ન. [સં.] મનાઈ કરવી એ, નિષેધ કરવો એ
**નિ-ષૂ(-સૂ)દન** વિ. [સં.] નાશ કરનાર, સંહાર કરનાર. કતલ કરનાર [વીર્ય-સિંચન
**નિ-ષેક** પું. [સં.] છાંટવું એ, સિંચન. (૨) રેડવું એ. (૩)
**નિષેક-ક્રિયા** સ્ત્રી. [સં.] સંભોગ, મૈથુન
**નિ-ષેચન** ન. [સં.] જુઓ 'નિષેક.'
**નિ-ષેધ** પું. [સં.] નકાર, 'નેગેશન.' (૨) મનાઈ, પ્રતિષેધ કરવો એવા પ્રકારની રુકાવટ, 'પ્રોહિબિશન,' 'વેટો'
**નિ-ષેધક** વિ. [સં.] નિષેધ કરનારું
**નિષેધ-દર્શક** વિ. [સં.] મનાઈ નો અર્થ બતાવનારું, નકારવાચી, 'નેગેટિવ.' (વ્યા.) [(મ. ન.)
**નિષેધ-નિર્દેશ** પું. [સં.] ના કહેવી એ, 'નેગેટિવ પ્રોપોઝિશન'
**નિષેધ-પત્ર** પું. [સં., ન.] મનાઈ-હુકમનો કાગળ
**નિષેધ-મુખ** વિ. [સં.] નકારાત્મક, 'નેગેટિવ'
**નિષેધ-રૂપ** વિ. [સં.] મનાઈવાળું
**નિષેધ-વાક્ય** ન.[સં.] જેમાં નકારનો અર્થ હોય તેવું વાક્ય.(વ્યા.)
**નિષેધ-વાચક** વિ. [સં.], **નિષેધ-વાચી** વિ. [સં., પું.] નિષેધનો અર્થ આપનાર ('ન' 'નહિ' વગેરે). (વ્યા.)
**નિષેધવું** સ. ક્રિ. [સં. नि + सिध् > सेध् (સંધિથી) તત્સમ] નિષેધ કરવો, મનાઈ કરવી, કરવા વગેરે માટે અટકાવવું. **નિષેધાવું** કર્મણિ., ક્રિ. **નિષેધાવવું** પ્રે., સ. ક્રિ.
**નિષેધાજ્ઞા** સ્ત્રી. [+ સં. आ-ज्ञा] મનાઈ-હુકમ
**નિષેધાત્મક** વિ. [+ સં. आत्मन् + क] જુઓ 'નિષેધ-રૂપ'. 'નેગેટિવ' (હી. વ્ર.)
**નિષેધાવયવ** વિ. [સં.] નિષેધમૂલક

**નિષેધાવવું, નિષેધાવું** જુઓ 'નિષેધવું'માં.
**નિષેધિત** વિ. [સં.] મનાઈ કરાવવામાં આવેલું. (૨) (લા.) અ-મંગળ [(૩) નકાર-કારક
**નિષેધી** વિ. [સં., પું.] નિષેધવાળું. (૨) નિષેધ કરનારું.
**નિ-ષેવણ** ન. [સં.] સેવા, ચાકરી. (૨) ઉપ-ભોગ. (૩) પાલન
**નિ-ષેવિત** વિ. [સં.] જેની સેવા ચાકરી કરવામાં આવી હોય તેવું. (૨) જેનું સેવન કરવામાં આવ્યું હોય તેવું, જેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેવું. (૩) પાળેલું
**નિષ્ક** પું. [સં.] વૈદિક કાલનો સોનાનો સરખા માપનો ટુકડો (સમય જતાં જે સિક્કો બન્યો). (સંજ્ઞા.) (૨) મધ્યકાલમાં ૧૬ રૂપિયાની કિંમતનો સોનાનો સિક્કો. (૩) એક વજન (જૂના સમયનું આશરે ૧૬ માસાનું)
**નિષ્કપટ** વિ. [સં.] કપટ વિનાનું
**નિષ્કપટ-તા** સ્ત્રી. [સં.] નિષ્કપટપણું
**નિષ્કપટી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિષ્કપટ.'
**નિષ્ક-મુદ્રા** સ્ત્રી. [સં.] જૂનો સોનાનો સિક્કો
**નિષ્કરુણ** વિ. [સં. निस् + करुणा, બ.વ્રી.] કરુણાનો ત્યાગ કર્યો હોય તેવું, નિર્દય હોય તેવું, અ-કર્મણ્ય
**નિષ્કર્મ** વિ. [સં., निष्कर्मा પું.] કામ કરવા છૂટી ગયાં
**નિષ્કર્મણ્ય** વિ. [સં., સાચો શબ્દ अ-कर्मण्य જ] કામ નહિ કરનારું, અ-કર્મણ્ય.(૨) ધંધા-ધાપા વિના નવરું બેસી રહેનારું, કામકાજ વિનાનું, બેકાર [બેકારી
**નિષ્કર્મણ્ય-તા** સ્ત્રી. [સં.] નિષ્કર્મણ્યપણું, અકર્મણ્ય-તા. (૨)
**નિષ્કર્મ-તા** સ્ત્રી. [સં.] નિષ્કર્મપણું, અ-કર્મણ્યતા
**નિષ્કર્મી** વિ. [સં., પું.] કર્મ ન કરનારું
**નિષ્કર્ષ** પું [સં.] સાર, સાર-તત્ત્વ, સારાંશ, નિચોડ, તાત્પર્ય. (૨) સંગીતમાં એક અલંકાર. (સંગીત.)
**નિષ્કલ** વિ. [સં. निस् + कला, બ. વ્રી., સંધિથી] અખંડ, સંપૂર્ણ ('બ્રહ્મ'નું એક વિશેષણ)
**નિષ્કલંક** (નિષ્કલઙ્ક) વિ. [સં.] ડાઘ વિનાનું, કલંક વિનાનું. (૨) (લા.) જેમાં કોઈ એબ નથી તેવું, નિર્દોષ
**નિષ્કલંક-તા** (નિષ્કલઙ્ક-તા) સ્ત્રી. [સં.] (લા.) નિર્દોષ-તા
**નિષ્ક-વિદ્યા** સ્ત્રી., **નિષ્ક-શાસ્ત્ર** ન. [સં.] જૂના સિક્કા ઉકેલવાને લગતું શાસ્ત્ર, 'ન્યુમિસ્મૅટિક' (ઇ. બા.)
**નિષ્કશાસ્ત્રી** વિ. [સં., પું.] નિષ્ક-વિદ્યામાં નિષ્ણાત
**નિષ્કંટક** (નિષ્કણ્ટક) વિ. [સં.] કાંટા વિનાનું. (૨) (લા.) વિઘ્ન કરનારા શત્રુ વિનાનું [વિનાનું, સ્થિર
**નિષ્કંપ** (નિષ્કમ્પ) વિ. [સં.] ધ્રૂજતું કંપતું ન હોય તેવું, કંપ
**નિષ્કામ** વિ. [સં.] કામના વિનાનું, ફળની ઇચ્છા વિનાનું, અનાસક્ત. (૨) જેના ફળની કોઈ ઇચ્છા નથી તેવું. (કર્મ.)
**નિષ્કામ-કર્મયોગી, નિષ્કામ-કર્મી** વિ. [[સં., પું.] ફળની અપેક્ષા રાખ્યા વિના અનાસક્તિપૂર્વક નિત્ય-નૈમિત્તિક કર્મો કરનાર સંનિષ્ઠ સાધક
**નિષ્કામ-તા** સ્ત્રી. [સં.] નિષ્કામ હોવાપણું
**નિષ્કામ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] નિઃસ્પૃહ-તા
**નિષ્કામ-ભક્તિ** સ્ત્રી. [સં.] કોઈ પણ જાતના બદલાની આશા વિનાની અનાસક્તિવાળી ભક્તિ
**નિષ્કામ-ભાવ** પું., **નિષ્કામ-પ્રવૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'નિષ્કામ- બુદ્ધિ.' [વિનાની હિલચાલ
**નિષ્કામાચરણ** ન. [+ સં. आ-चरण] ફળની અપેક્ષા
**નિષ્કામી** વિ. [સં., પું.; પરંતુ સં. इन् પ્ર.ની જરૂર નથી.] જુઓ 'નિષ્કામ.' [અમથું અમથું, અમસ્તું
**નિષ્કારણ** વિ. ક્રિ. [સં.] કારણ વિના, નિષ્પ્રયોજન, નિર્હેતુક,
**નિષ્કાળજી** વિ. [સં. निस् + જુઓ 'કાળજી,' સંધિથી] કાળજી વિનાનું, બેદરકાર. (૨) સ્ત્રી. બેદરકારી, ઉપેક્ષા
**નિષ્કિંચન** (નિષ્કિઞ્ચન) વિ. [સં.] જેની પાસે કાંઈ જ રહ્યું ન હોય તેવું, સાવ ગરીબ, તદ્દન રાંક, દરિદ્ર
**નિષ્કિંચન-તા** (નિષ્કિઞ્ચન-તા) સ્ત્રી [સં.] નિષ્કિંચન હોવાપણું
**નિષ્કુલ** (-ળ) વિ. [સં.] કુળ-કુટુંબનો સંબંધ રહ્યો ન હોય તેવું, સગાં-સંબંધી વિનાનું [(૩) પ્રાયશ્ચિત્ત
**નિષ્કૃતિ** સ્ત્રી. [સં.] નિવારણ, મુક્તિ, છુટકારો. (૨) ફારગતી.
**નિષ્ક્રમ** પું., **-મણ** ન. [સં.] બહાર નીકળી જવું એ. (૨) બાળકને એના જન્મ પછી ચોથે મહિને ઘરની બહાર લઈ જવું એ. (૩) સંન્યાસ-ગ્રહણ
**નિષ્ક્રમણા** સ્ત્રી. [સં.] જૈન દીક્ષા. (જૈન)
**નિષ્ક્રમણાભિષેક** પું. [સં. निष्क्रमण + अभि-षेक] જૈન દીક્ષા-સમયની ધાર્મિક ક્રિયા. (જૈન.)
**નિષ્ક્રમણિકા** સ્ત્રી. [સં.] જુઓ 'નિષ્ક્રમ(૨).'
**નિષ્ક્રમાભિષેક** પું. [સં. निष्क्रम+अभि-षेक] જુઓ 'નિષ્ક્રમણા-ભિષેક.' [ચેતન, પગાર
**નિષ્ક્રય** પું. [સં.] ખરીદી. (૨) વિનિમય, બદલો. (૩)
**નિષ્ક્રાંત** નિષ્ક્રાન્ત) વિ. [સં.] બહાર નીકળી ગયેલું. (૨) સંન્યાસી
**નિષ્ક્રિય** વિ. [સં. निस् + क्रिया, બ. વ્રી., સંધિથી] ક્રિયા ન કરતું હોય તેવું, કાંઈ પણ પ્રવૃત્તિ ન કરનારું, 'પૅસિવ' (ઇ. બા.). (૨) ધંધા-ધાપા વિનાનું, બેકાર, નવરું, 'ઇન--ઍક્ટિવ'. (૩) તદ્દન મૂંગું, 'સાઇલન્ટ'
**નિષ્ક્રિય-તા** સ્ત્રી. **-ત્વ** ન. [સં.] નિષ્ક્રિય હોવાપણું, 'ઇનર્શિયા,' 'ઇનૅક્શન'
**નિષ્ઠા** સ્ત્રી. [સં.] શ્રદ્ધા, આસ્થા, વિશ્વાસ. (૨) વફાદારી, ભક્તિ. (૩) મનની એકાંત સ્થિતિ, 'વ્યૂ' (ઇ. બા.), 'સિન્સિયરિટી' (વિ. ક.)
**નિષ્ઠા-વાન** વિ. [સં. °वान्, પું.], **નિષ્ઠાળુ** વિ. [સં. निष्ठालु] નિષ્ઠાવાળું [(૩) દુષ્ટ
**નિષ્ઠુર** વિ. [સં.] નઠોર, કઠણ હૃદયનું. (૨) દયા-હીન, ક્રૂર.
**નિષ્ઠુર-તા** સ્ત્રી. [સં.] નિષ્ઠુર હોવાપણું,
**નિષ્ઠુર-ભાષી** વિ. [સં., પું.] નઠોર વચન બોલનારું
**નિષ્ઠુર-શાસન** ન. [સં.] અમર્યાદ સત્તાવાળો રાજ્ય-અમલ, 'ડિસ્પૉટિઝમ' (ભ. ર.)
**નિષ્ણાત** વિ. [સં.] (તે તે વિષયમાં) પારંગત, વિદ્વાન, કુશળ, પ્રવીણ, કાબેલ, હોશિયાર, તદ્વિદ, બાહોશ, 'એક્સ્પર્ટ'
**નિષ્ણાત-તા** સ્ત્રી. [સં.] નિષ્ણાત હોવાપણું
**નિષ્પક્ષ** વિ. [સં] કોઈ પણ પક્ષ કે વાડો જેને ન હોય તેવું, તટસ્થ વૃત્તિનું, ત્રાહિત
**નિષ્પક્ષ-તા** સ્ત્રી. [સં.] નિષ્પક્ષ હોવાપણું, તટસ્થ-તા

**નિષ્પક્ષપાત** વિ. [સં.] કોઈ પણ એક પક્ષ તરફ ન ઢળી પડનારું, સમદૃષ્ટિવાળું

**નિષ્પક્ષપાત-તા** સ્ત્રી. [સં.] પક્ષપાતનો અભાવ, સમ-દૃષ્ટિ

**નિષ્પક્ષપાતી** વિ. [સં., પું., સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'નિષ્પક્ષપાત.' ['નિષ્પક્ષ-વૃત્તિ.'

**નિષ્પક્ષ-બુદ્ધિ** સ્ત્રી., **નિષ્પક્ષ-ભાવ** પું. [સં.] જુઓ

**નિષ્પક્ષવાદી** વિ. [સં., પું.] તદ્દન સ્વતંત્ર, 'ઇન્ડિપેન્ડન્ટ' (ના.દ.) [વર્તનવાળું

**નિષ્પક્ષ-વૃત્તિ** સ્ત્રી. [સં.] તટસ્થ વર્તન. (૨) વિ. તટસ્થ

**નિષ્પત્તિ** સ્ત્રી. [સં.] નીપજ, ઉત્પત્તિ. (૨) સિદ્ધિ. (૩) પ્રાપ્તિ. (૪) નિર્વાહ. (૫) નિશ્ચય. (૬) પરિણામ. (૭) સમાધાન. (૮) ગુણોત્તર, 'રેશિયો.' (ગ.)

**નિષ્પત્તિ-પત્ર** પું., ન. [સં., ન.] સમાધાનનો દસ્તાવેજ

**નિષ્પત્ર** વિ. [સં.] પાંદડાં વિનાનું. (૨) પાંખ વિનાનું. (૩) પીછાં વિનાનું

**નિષ્પન્ન** વિ. [સં.] નીપજેલું, ઊપજેલું. (૨) સિદ્ધ થયેલું. (૩) પ્રાપ્ત થયેલું. (૪) નિશ્ચિત થયેલું. (૫) પરિણામ-રૂપે મળેલું, નીવડેલું

**નિષ્પરિગ્રહ** વિ. [સં.], -હી વિ. [સં., પું., પરંતુ આ સં. इन् પ્ર.વાળા રૂપની જરૂર નથી.] પત્ની ઘર બાર વાડી વજીફા તેમજ લૌકિક સગાં વહાલાં અને સંબંધીઓને છોડી દીધાં હોય તેવું, તદ્દન વિરક્ત, વૈરાગી

**નિષ્પર્ણ, નિષ્પલ્લવ** વિ. [સં.] પાંદડા વિનાનું, બોડું, બૂઠું

**નિષ્પંક** (નિષ્પઙ્ક) વિ. [સં.] કાદવ નથી રહ્યો તેવું, કીચડ વિનાનું, સૂકી જમીનવાળું. (૨) (લા.) નિષ્કલંક

**નિ-ષ્પંદ** (નિ-ષ્પન્દ), -દન (-ન્દન) વિ. [સં.] લેશ માત્ર પણ ન ફરનારું, તદ્દન ગતિહીન, સાવ સ્થિર

**નિષ્પાદક** વિ. [સં.] નિષ્પાદન કરનાર

**નિષ્પાદન** ન. [સં.] જુઓ 'નિષ્પત્તિ.'

**નિષ્પાદનીય** વિ. [સં.] નિષ્પાદન કરવા કરાવા-જેવું

**નિષ્પાદિત** વિ. [સં.] જેનું નિષ્પાદન કરવામાં આવ્યું હોય તેવું

**નિષ્પાદ્ય** વિ. [સં.] જુઓ 'નિષ્પાદનીય.' [પવિત્ર હૃદયનું

**નિષ્પાપ** વિ. [સં.] પાપ વિનાનું, પવિત્ર, નિર્દોષ. (૨)

**નિષ્પાપ-તા** સ્ત્રી. [સં.] નિષ્પાપ હોવાપણું

**નિષ્પાપી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર.વાળાં રૂપની જરૂર નથી.] જુઓ 'નિષ્પાપ.'

**નિષ્પીડન** ન. [સં.] નિચોવવું એ. (૨) દબાવવું એ, દબાવ

**નિષ્પુત્ર** વિ. [સં.] પુત્ર વિનાનું, અ-પુત્ર

**નિષ્પ્રપંચ** (નિષ્પ્રપઞ્ચ) વિ. [સં.] પ્રપંચ વિનાનું, કાવાદાવા ન કરનારું, નિષ્કપટ, નિખાલસ

**નિષ્પ્રભ** વિ. [સં.] પ્રભા વિનાનું, ઝાંખું. (૨) (લા.) શક્તિ વિનાનું, નબળું. (૩) નિમાણું

**નિષ્પ્રભાવ** વિ. [સં.] પ્રભાવ વિનાનું, પ્રતાપ વગરનું

**નિષ્પ્રમાણ** વિ. [સં.] કોઈ માપ વિનાનું, ઢંગ-ધડા વિનાના ઘાટનું. (૨) પુરાવા વિનાનું, આધાર વિનાનું [નિર્ હેતુક

**નિષ્પ્રયોજન** વિ. [સં.] પ્રયોજન કે કારણ વિનાનું, નિર્હેતુક,

**નિષ્પ્રાણ** વિ. [સં.] જેમાંથી પ્રાણ નીકળી ગયા છે તેવું, નિર્જીવ. (૨) (લા.) શક્તિ વિનાનું, નિર્બળ, નબળું, દૂબળું, તાકાત વિનાનું, માયકાંગલું

**નિષ્પ્રાણ-તા** સ્ત્રી. [સં.] નિષ્પ્રાણ હોવાપણું

**નિષ્ફલ(-ળ)** વિ. [સં.] જેનું ફળ નથી આવ્યું તેવું, પરિણામ-રહિત. (૨) નકામું, નિરર્થક

**નિષ્ફલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] નિષ્ફળ હોવાપણું

**નિ-ષ્યંદ(-સ્યંદ)** (નિ-ષ્ય(-સ્ય)ન્દ) પું. [સં.] ઝરીને પડેલો રસ. (૨) (લા.) સાર, સાર-તત્ત્વ, તત્ત્વરૂપ પદાર્થ

**નિસ્** ઉપ. [સં., સ્વર અને ઘોષ વ્યંજનથી શરૂ થતા શબ્દોની પૂર્વે 'નિર્' ઉપ પ્રયોજાય છે; જુઓ 'નિર્;' અન્યત્ર 'નિસ્' ઉપ. છે. અઘોષ પૂર્વે ખાસ કરી કવર્ગના ટવર્ગના અને પવર્ગના અઘોષ વ્યંજનોથી શરૂ થતા શબ્દો પૂર્વે 'નિષ્' થાય છે, ચવર્ગના અઘોષ અને તાલવ્ય 'શ' પૂર્વે 'નિશ્' રૂપ આવે છે; આમાં 'શ' પૂર્વે 'નિઃ' એમ વિસર્ગવાળું વધુ રૂઢ છે. તવર્ગના અઘોષ અને દંત્ય 'સ' પૂર્વે 'નિસ્' રહે છે, પરંતુ આમાં 'સ' પૂર્વે 'નિઃ' એમ વિસર્ગવાળું રૂપ વધુ રૂઢ છે.] જુઓ 'નિર્-'

**નિસબત** જુઓ 'નિસ્બત.'

**નિસબતી** જુઓ 'નિસ્બતી.'

**નિસયણી** સ્ત્રી. [જુઓ 'નિસરણી;' પ્રવાહી ઉચ્ચારણ] જુઓ 'નિસરણી'-'નિસેણી'-'નિસૈણી.'

**નિસરણવું** સ. ક્રિ. [જુઓ 'નિસરણો'.ના. ધા.] નિસરણા [પર ધાર કાઢવી. **નિસરણાવવું** કર્મણિ., ક્રિ. **નિસરણાવવું** પ્રે., સ. ક્રિ.

**નિસરણાવવું, નિસરણાવું** જુઓ 'નિસરણવું'માં.

**નિસરણી** સ્ત્રી. [સં. નિશ્રેણી, અર્વા. તદ્ભવ] જુઓ 'નિશ્રેણી. (૨) મલખમનો એક દાવ. (વ્યાયામ.) [૦ આપવી (રૂ.પ્ર.) તોફાન કરવાની સગવડ કરી આપવી]

**નિસયણો** પું. [જુઓ 'નિસરણો;' પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'નિસરણો.' [ધાર કાઢવા માટેનો પથ્થર

**નિસરણો** પું. [સં. નિશ્રાણ, અર્વા. તદ્ભવ] હથિયારોની

**નિ-સર્ગ** પું. [સં.] સ્વભાવ, કુદરત. (૨) પરિણામ (૩) સૃષ્ટિ, સર્જન, જગત. (૪) દાન

**નિસર્ગ-ક્રિયા** સ્ત્રી. [સં.] નૈસર્ગિક ક્રિયા, કુદરતી રીતે થતું કાર્ય

**નિસર્ગ-દત્ત** વિ. [સં.] કુદરતે આપેલું સ્વાભાવિક

**નિસર્ગ-પ્રાપ્ત** વિ. [સં.] કુદરતી રીતે આવી મળેલું

**નિસર્ગરૂપ-તા** સ્ત્રી. [સં.] કુદરતી સૌંદર્ય, કુદરતી લાવણ્ય

**નિસર્ગ-વાદ** પું. [સં.] બધું જ કુદરતી ક્રમ પ્રમાણે થયા કરે છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'નેચરલાિઝમ' (ઉ. જો.)

**નિસર્ગ-વાદી** વિ. [સં., પું.] નિસર્ગવાદમાં માનનારું, 'ફિઝિયો-ક્રેટ' (વિ. કો.)

**નિસર્ગ-વિદ્યા** સ્ત્રી. [સં.] કુદરતના ક્રમને લગતું શાસ્ત્ર

**નિસર્ગ-વૈરી** વિ. [સં., પું.] કુદરતી રીતે પરસ્પરનું તે તે શત્રુરૂપ (ઉંદર-બિલાડી, સર્પ-નોળિયો જેવાં)

**નિસર્ગ-શક્તિ** સ્ત્રી. [સં.] કુદરતી શક્તિ, મૌલિક નિર્માણ-શક્તિ, પ્રતિભા 'ઓરિજિનાલિટી' (ગો.મા.) (કાવ્ય.)

**નિસર્ગ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'નિસર્ગ-વિદ્યા.'

**નિસર્ગ-ષંઢ** (-ષણ્ઢ) પું. [સં.] કુદરતી રીતે જ નપુંસક

**નિસર્ગ-સાધ્ય** વિ. [સં.] કુદરતી રીતે જ માત્ર મળી શકે તેવું

**નિસર્ગ-સિદ્ધ** વિ. [સં.] કુદરતી ક્રમે જ આવી પડેલું, સ્વાભાવિક, કુદરતી [સુશોભિત અને મનોહર
**નિસર્ગ-સુંદર** (-સુન્દર) વિ. [સં.] સ્વાભાવિક રીતે જ
**નિસર્ગ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] સ્વાભાવિક ક્રમમાં જ વિકસતું સર્જન [સર્જનોનો સ્વાદ લેનારું
**નિસર્ગ-સેવી** વિ. [સં.] કુદરતની વચ્ચે રહેનારું, કુદરતી
**નિસર્ગોપચાર** પું. [સં. निसर्ग + उप-चार] રોગની કુદરતને અનુકૂળ રહેણી-કરણીથી કરવામાં આવતી સારવાર, 'નેચરોપથી'
**નિસા** જુઓ 'નિશાર'–'નીસા.'
**નિસાતરો** જુઓ 'નિશાતરો.'
**નિસાર** (-રય) સ્ત્રી. જુઓ 'નિશાર'–'નીસા.'
**નિસાસણી** વિ., સ્ત્રી. [જુઓ 'નિસાસણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'નિસાસિયણ.' [નિસાસા નાખ્યા કરતું
**નિસાસણું** વિ. [જુઓ 'નિસાસો' + ગુ. 'અણું' ત.પ્ર.]
**નિસાસિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'નિસાસો' + ગુ. 'ઇયું' ત.પ્ર. + 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] નિસાસા નાખ્યા કરતી સ્ત્રી
**નિસાસો** પું. [સં. निःश्वासक- > પ્રા. निस्सासअ- (અને नीसासअ-)] નિઃશ્વાસ (નિરાશા દિલગીરી શોક વગેરેને કારણે લેવાતો લાંબો શ્વાસ). [૦ ના(-નાં)ખવો, ૦ મૂકવો (રૂ.પ્ર.) આહ નાખવી. ૦ લાગવો, ૦ લેવો (રૂ.પ્ર.) શાપની અસર થવી] [(જૂ. ગુ. માં માત્ર
**નિસૂણવું** અ.ક્રિ. [સં. नि-शृणो- > પ્રા. निस्सुण-] સાંભળવું
**નિસૃષ્ટાર્થ** વિ. [સં. नि-सृष्ट + अर्थ] જેનો માયનો સૂઝી આવ્યો હોય તેવું. (૨) પું. પોતાની બુદ્ધિથી કામ કરનારો દૂત. (૩) વકીલ
**નિસે(-સો)ણી** સ્ત્રી. [જુઓ 'નિસયણી'–'નિસરણી.'] જુઓ 'નિસરણી.' ['નિસરણો.'
**નિસે(-સો)ણો** પું. [જુઓ 'નિસયણો'–'નિસરણો.'] જુઓ
**નિસ્તબ્ધ** જુઓ 'નિઃસ્તબ્ધ.'
**નિસ્તબ્ધ-તા** જુઓ 'નિઃસ્તબ્ધ-તા.'
**નિ-સ્તરણ** ન. [સં.] પાર ઊતરવું એ. (૨) મુક્તિ, છુટકારો
**નિસ્તરવું** અ.ક્રિ. [સં. निस्-तृ-तर्] પાર ઊતરવું. (૨) મુક્ત થવું, છુટકારો મેળવવો. **નિસ્તરાવું** ભાવે., ક્રિ. **નિસ્તારવું** પ્રે., સ.ક્રિ. **નિસ્તરાવવું** પુનઃપ્રે., સ. ક્રિ.
**નિસ્તરંગ** (નિસ્તરઙ્ગ) વિ. [સં.] જેમાં તરંગો ન હોય તેવું, તદ્દન સ્થિર. (૨) (માનસિક) ચંચળતા વિનાનું
**નિસ્તરાવવું, નિસ્તરાવું** જુઓ 'નિસ્તરવું'માં.
**નિસ્તલ(-ળ)** વિ. [સં.] તળિયા વિનાનું. (૨) ગોળાકાર
**નિસ્તાપન** ન. [સં.] ભૂંજવાની ક્રિયા, 'કૅલ્સિનેશન' (મ.ત્રિ.)
**નિસ્તાર** પું. [સં.] જુઓ 'નિસ્તરણ.' (૨) નિવેડો, ઉકેલ. (૩) જતું કરવું એ, 'પાસ–ઓવર' (ક્રિ.ધ.)
**નિસ્તારવું** જુઓ નિસ્તરવું'માં. [ઉકેલ આણ્યો હોય તેવું
**નિસ્તારિત** વિ. [સં.] પાર ઉતારેલું. (૨) મુક્ત કરેલું. (૩)
**નિસ્તારો** પું. [સં. निस्तार + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નિસ્તાર'–'નિસ્તારણ.' [દિવસના અજવાળાવાળું
**નિસ્તિમિર** વિ. [સં.] જેમાંથી અંધકાર દૂર થયો છે તેવું,
**નિસ્તીર** વિ. [સં.] કાંઠા વિનાનું. (૨) (લા.) અ-પાર
**નિસ્તીર્ણ** વિ. [સં.] પાર જવાયેલું, ઓળંગાયેલું. (૨) (લા.) છુટકારો પામેલું, મુક્ત
**નિસ્તૃણ** વિ. [સં.] જ્યાં ઘાસ ન હોય તેવું
**નિસ્તૃષ્ણ** વિ. [સં. निस् + तृष्णा, બ. વ્રી.] તૃષ્ણા વિનાનું, (૨) વાસના વિનાનું. (૩) લાલસા-રહિત
**નિસ્તેજ** વિ. [સં. निस्तेजस्] તેજ વિનાનું, તેજોહીન, ઝાંખું. (૨) (લા.) જુસ્સા વિનાનું, પેપું
**નિસ્ત્રૈગુણ્ય** વિ. [સં.] જેમાં સત્ત્વ રજસ્ અને તમસ્ એ પ્રકૃતિના ગુણ ન રહ્યા હોય તેવું, ગુણાતીત. (વેદાંત.)
**નિસ્પંદ**[1] (નિ-સ્પન્દ) જુઓ 'નિઃસ્પંદ.'
**નિ-સ્પંદ**[2] (નિ-સ્પન્દ) વિ. [સં.] સ્થિર, ન હલતું
**નિસ્પૃહ** જુઓ 'નિઃસ્પૃહ.'
**નિસ્પૃહ-તા** જુઓ 'નિઃસ્પૃહ-તા.'
**નિસ્પૃહિ-તા** જુઓ 'નિઃસ્પૃહિ-તા.'
**નિસ્પૃહી** જુઓ 'નિઃસ્પૃહી.'
**નિસ્બત** સ્ત્રી. [અર.] લાગવા-વળગવાની સ્થિતિ, સંબંધ
**નિસ્બતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નિસ્બતવાળું, લાગતું-વળગતું, સંબંધ ધરાવતું, સંબંધિત, 'કન્સર્ન્ડ.' (૨) નાતો
**નિ-સ્યંદ** (નિ-સ્યન્દ) પું. [સં.] ઝરીને પડતો રસ. (૨) સત્ત્વ, અર્ક
**નિ-સ્યંદન** (નિ-સ્યન્દન) ન. [સં.] રસનું ઝરવું–ટપકવું એ
**નિસ્યંદન-વિધિ** (નિસ્યન્દન-) પું. [સં.] ટપકીને ઝરવાની પ્રક્રિયા ઝર્યા કરે તેવી નળી, 'પિપેટ'
**નિસ્યંદિની** (નિસ્યન્દિની) વિ., સ્ત્રી. [સં.] જેમાંથી પ્રવાહી
**નિસ્વન** પું. [સં.] અવાજ, ધ્વનિ
**નિ-હંતા** (-હન્તા) વિ. [સં., પું.] હણનાર, ઘાતક, મારી નાખનાર, વિ-નાશક [(-યે)ણ.'
**નિહાકિય(-યે)ણ** (નિ-સાકિય(-યે)-ણ્ય) જુઓ 'નિસાકિય-
**નિહાકિયું** (નિસાકિયું) વિ. [જુઓ 'નિહાકો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'નિસાસણું.' ['નિહાકિયણ.'
**નિહાકિયેણ** (નિસાકિયેણ્ય) જુઓ 'નિસાકિય(-યે)ણ'–
**નિહાકો** (નિ સાકો) પું. [જુઓ 'નિસાસો' > 'નિસાકો' નું કંઠ્ય અઘોષ 'સ' ઉચ્ચારણ.] જુઓ 'નિસાસો.' [૦ લેવો (રૂ. પ્ર.) કોઈને દુઃખી થાય એવું કરવું. (૨) કોઈના શાપના પાત્ર બનવું]
**નિહાર** જુઓ 'નીહાર.'
**નિહારિકા** જુઓ 'નીહારિકા.'
**નિહારી** સ્ત્રી. [અર.] સવારનો નાસ્તો, નેહારી [-ચાલ
**નિહાલ** વિ. [ફા.] બધી રીતે સંતુષ્ટ અને સમૃદ્ધ, સુખી,
**નિહાળવું** સ.ક્રિ. [સં. नि-भाल- > પ્રા. निहाल-] તાકી તાકીને જોવું, નિરખવું. **નિહાળાવું** કર્મણિ., ક્રિ. **નિહાળાવવું** પ્રે., સ.ક્રિ.
**નિહાળાવવું, નિહાળાવું** જુઓ 'નિહાળવું'માં. [રાખેલું
**નિ-હિત** વિ. [સં.] નીચે મૂકેલું. (૨) રાખી મૂકેલું, સાચવી
**નિહિતાર્થ** પું. [+ સં. अर्थ] લોકમાં ચાલુ હોય તેવા અર્થને બદલે અ-પ્રસિદ્ધ અર્થ હોવાનો દોષ. (કાવ્ય.)
**નિંજરી** (નિઞ્જરી) સ્ત્રી. જમીનનો નાનો કુકડો. (૨) નાનું

મકાન

**નિંદક** (નિન્દક) વિ. [સં.] નિંદા કરનાર, ગીલા કરનાર

**નિંદકાઈ** (નિન્દકાઇ) સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] નિંદા કરવાપણું

**નિંદણી** (નિન્દણી) સ્ત્રી. [જુઓ 'નિંદવું'+ગુ. 'અણું' કૃ. પ્ર. +'ઈ' સ્ત્રીપ્રત્યય.] નિંદા, ગીલા

**નિંદનીય** (નિન્દનીય) વિ. [સં.] નિંદાને પાત્ર, નિંદાવાને પાત્ર, નિંદાવા જેવું, વગોવાવાને યોગ્ય

**નિંદવું** (નિન્દવું) સ.ક્રિ. [સં. निन्द्, તત્સમ] નિંદા કરવી, ગીલા કરવી, બદગોઈ કરવી, વગોવવું. **નિંદાવું** (નિન્દાવું) કર્મણિ., ક્રિ. **નિંદાવવું** (નિન્દાવવું) પ્રે., સ.ક્રિ.

**નિંદા** (નિન્દા) સ્ત્રી. [સં.] ગીલા, બદગોઈ, વગોવણી

**નિંદા-કાર** (નિન્દા-) વિ. [સં.] જુઓ 'નિંદક.'

**નિંદા-ખોર** (નિન્દા-) વિ. [+ફા. પ્રત્યય] નિંદા કરવાની ટેવવાળું, નિંદા કર્યા કરનાર

**નિંદાખોરી** (નિન્દ-) સ્ત્રી. [+ફા. પ્રત્યય] નિંદાખોર હોવાપણું

**નિંદા-જનક** (નિન્દા-) વિ. [સં.] નિંદાપાત્ર બનાવે તેવું

**નિંદા-પત્ર** (નિન્દ-) પું. [સં.,ન.] નિંદા કરતું લખાણ, 'લાઇબલ'

**નિંદા-પાત્ર** (નિન્દા-) વિ. [સં.] જુઓ 'નિંદનીય.'

**નિંદા-પ્રચુર** (નિન્દા-) વિ. [સં.] ભારોભાર નિંદાથી ભરેલું

**નિંદા-યુક્ત** (નિન્દા-) વિ. [સં.] નિંદાવાળું, જેમાં વગોવણી કરી હોય તેવું (વચન)

**નિંદા-વચન** (નિન્દા-) ન. [સં.] જુઓ 'નિંદા-વાક્ય'—'ડાયાટ્રાઇબ.'

**નિંદાવવું** (નિન્દા-) જુઓ 'નિંદવું'માં.

**નિંદા-વાક્ય** (નિન્દા-) ન. [સં.] નિંદાથી ભરેલું વચન, વગોવણીવાળું કથન

**નિંદાવું** (નિન્દા-) જુઓ 'નિંદવું'માં.

**નિંદા-સ્તુતિ** (નિન્દા-) સ્ત્રી. [સં.] વખાણના રૂપમાં કરેલી નિંદા, વ્યાજ-સ્તુતિ

**નિંદાસ્પદ** (નિન્દાસ્પદ) વિ. [+ સં. આસ્પદ] જુઓ 'નિંદનીય.'

**નિંદિત** (નિન્દિત) વિ. [સં.] નિંદાયેલું, વગોવાયેલું. (૨) (લા.) દૂષિત, ખરાબ

**નિંદોક્તિ** (નિન્દોક્તિ) સ્ત્રી. [+સં. उक्ति] જુઓ 'નિંદા-વાક્ય.'

**નિંદ્ય** (નિન્દ્ય) વિ. [સં.] જુઓ 'નિંદનીય'—'સ્કેન્ડેલસ.'

**નિંબ** (નિમ્બ) પું. [સં.], **૦તરુ**, **૦વૃક્ષ** ન. [સં.,પું.] લીંબડાનું ઝાડ

**નિઃ-** જુઓ 'નિર્'—'નિશ્'—'નિષ્'—નિસ્'

**નિઃશત્રુ** (નિશ્શત્રુ) વિ. [સં.] શત્રુ વિનાનું

**નિઃશબ્દ** (નિશ્શબ્દ) વિ. [સં.] જ્યાં જરા પણ અવાજ થતો ન હોય તેવું. (૨) મૂંગેમૂંગું

**નિઃશબ્દ-તા** (નિશ્શબ્દ-) સ્ત્રી. [સં.] અવાજનો સર્વ રીતે અભાવ

**નિઃશસ્ત્ર** (નિશ્શસ્ત્ર) વિ. [સં.] હથિયાર હેઠાં મૂકી દીધાં હોય તેવું યા હથિયાર વિનાનું

**નિઃશસ્ત્ર-તા** (નિશ્શસ્ત્ર-) સ્ત્રી. [સં.] નિઃશસ્ત્ર હોવાપણું

**નિઃશસ્ત્રી-કરણ** (નિશ્શસ્ત્રી-) ન. [સં.] નિઃશસ્ત્ર કરવાની ક્રિયા, શસ્ત્રો હેઠાં મૂકી એનો ઉપયોગ કરી જ ન શકાય એવી વ્યવસ્થા, 'ડિસાર્મિંગ'

**નિઃશંક** (નિશ્શઙ્ક) વિ. [સં.] શંકા ન રહી હોય તેવું. (૨) ક્રિ.વિ. શંકા વિના, સંદેહ વિના, બેલાશક

**નિઃશંક-તા** (નિશ્શઙ્કતા) સ્ત્રી. [સં.] નિઃશંક હોવાપણું, શંકાનો અભાવ

**નિઃશુક્ર** (નિશ્શુક્ર) વિ. [સં.] જુઓ 'નિર્વીર્ય(૨).'

**નિઃશુલ્ક** (નિશ્શુલ્ક) વિ. [સં.] લવાજમ ભર્યા વિનાનું. (૨) વેતન લીધા વિનાનું. (૩) ક્રિ.વિ. લવાજમ ભર્યા વિના. (૪) વેતન લીધા વિના, સેવાભાવે, માનાર્હ

**નિઃશેષ** (નિશ્શેષ) વિ. [સં.] જેમાં કાંઈ બાકી ન રહેતું હોય તેવું. (૨) ક્રિ.વિ. સંપૂર્ણ રીતે

**નિઃશ્રેણિ, -ણી** (નિશ્શ્રેણિ,-ણી) સ્ત્રી. [સં.] નિસરણી, સીડી. (૨) દાદરો

**નિઃશ્રેયસ** (નિશ્શ્રેયસ) ન. [સં.] પરમ કલ્યાણ, મોક્ષની અંતિમ દશા

**નિઃશ્વસન** (નિશ્શ્વસન) ન. [સં.] જુઓ 'નિસાસો.'

**નિઃશ્વસિત** (નિશ્શ્વસિત) વિ. [સં.] શ્વાસ સાથે બહાર કાઢેલું. (૨) ન. જુઓ 'નિસાસો.'

**નિઃશ્વાસ** (નિશ્શ્વાસ) પું. [સં.] જુઓ 'નિસાસો.'

**નિઃસત્ત્વ** (નિસ્સત્ત્વ) વિ. [સં.] સત્ત્વ વિનાનું, બળહીન, તાકાત વગરનું. (૨) રસ નીકળી જતાં કૂચા-રૂપે રહેલું

**નિઃસત્ત્વ-તા** (નિસ્સત્ત્વ-તા) સ્ત્રી. [સં.] નિઃસત્ત્વ હોવાપણું

**નિઃસરણ** (નિસ્સરણ) ન. [સં.] બહાર નીકળી પડવું એ, નીસરવું એ. (૨) પૃથ્વી તત્ત્વનું નીકળવું એ, 'એમેનેશન' (પો. ગો.)

**નિઃસહાય** (નિસ્સહાય) વિ. [સં.] સહાયક કોઈ ન રહ્યું હોય તેવું, નિરાધાર, એકલવાયું

**નિઃસંકોચ** (નિસ્સઙ્કોચ) ક્રિ.વિ. [સં.] સંકોચ વિના, છૂટથી, છૂટી રીતે

**નિઃસંગ** (નિસ્સઙ્ગ) વિ. [સં.] આસક્તિ નષ્ટ થઈ ગઈ હોય તેવું. (૨) સોબતી કોઈ ન રહ્યું હોય તેવું, એકલવાયું

**નિઃસંગ-તા** (નિસ્સંગ-તા) સ્ત્રી. [સં.] નિઃસંગ હોવાપણું

**નિઃસંગ-બુદ્ધિ** (નિસ્સઙ્ગ-) સ્ત્રી. [સં.] અનાસક્ત વૃત્તિ

**નિઃસંજ્ઞ** (નિસ્સઞ્જ્ઞ) વિ. [સં.] સંજ્ઞા વિનાનું, ભાન વિનાનું, બે-ભાન, બે-શુદ્ધ

**નિઃસંજ્ઞ-તા** (નિસ્સઞ્જ્ઞ-) સ્ત્રી. નિઃસંજ્ઞ હોવાપણું, બેશુદ્ધિ

**નિઃસંતાન** (નિસ્સન્તાન) વિ. [સં.] છોકરાં મરી ગયાં હોય તેવું, છોકરાં વિનાનું, વાંઝિયું

**નિઃસંદિગ્ધ** (નિસ્સન્દિગ્ધ), **નિઃસંદેહ** (નિસ્સન્દેહ), **નિઃસંશય** (નિસ્સંશય) વિ. [સં.] જુઓ 'નિઃશંક.'

**નિઃસાધન** (નિસ્સાધન) વિ. [સં.] સાધન વિનાનું. (૨) ગરીબ, રાંક, દીન, કંગાલ, દરિદ્ર

**નિઃસાધન-તા** (નિસ્સાધન-) સ્ત્રી. [સં] નિઃસાધન હોવાપણું

**નિઃસાપત્ન** (નિસ્સાપત્ન) વિ. [સં.] સાવકાં ભાંડુ ન રહ્યાં હોય તેવું. (૨) (લા.) જેના શત્રુ નાશ પામ્યા હોય તેવું

**નિઃસાર** (નિસ્સાર) વિ. [સં.] સાર વિનાનું. (૨) સત્ત્વ વિનાનું. (૩) ફીકું

**નિઃસાર-તા** (નિસ્સાર-તા) સ્ત્રી. [સં.] નિઃસારપણું, અસાર-તા

**નિઃસીમ** (નિસ્સીમ) વિ. [સં.] સીમા ન રહી હોય તેવું, બેહદ, પુષ્કળ, ઘણું જ, અ-પાર, અનંત, અ-માપ

**નિઃસૃત** (નિસ્સૃત) વિ. [સં.] બહાર નીકળેલું, નીકળી આવેલું

**નિઃસ્તબ્ધ** (નિસ્સ્તબ્ધ) વિ. [સં.] સ્તબ્ધ બની ગયેલું, જડ જેવું થઈ ગયેલું

**નિઃસ્તબ્ધ-તા** (નિસ્સ્તબ્ધ-તા) સ્ત્રી. [સં.] નિઃસ્તબ્ધ હોવાપણું. [પદાર્થ વિનાનું, લૂખુ-સૂકું

**નિઃસ્નેહ** (નિસ્સ્નેહ) વિ. [સં.] સ્નેહ-પ્રેમ વિનાનું. (૨) તેલી

**નિઃસ્નેહ-તા** (નિસ્સ્નેહ-તા) સ્ત્રી. [સં.] નિઃસ્નેહ હોવાપણું, સ્નેહનો સર્વથા અભાવ

**નિઃસ્નેહી** (નિસ્સ્નેહી) વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર.ની જરૂર નથી.] જુઓ 'નિઃસ્નેહ.'

**નિઃસ્પંદ** (નિ-સ્પન્દ) વિ. [સં.] ધ્રુજારી વિનાનું, નિષ્કંપ, સ્થિર, નિસ્પંદ [વગરનું, ઇચ્છા-આકાંક્ષા-રહિત

**નિઃસ્પૃહ** (નિસ્સ્પૃહ) વિ. [સં.] સ્પૃહા વિનાનું, ઝંખના

**નિઃસ્પૃહ-તા** (નિસ્સ્પૃહ-તા) સ્ત્રી. [સં.] નિઃસ્પૃહ હોવાપણું

**નિઃસ્પૃહિ-તા** (નિસ્સ્પૃહિતા) સ્ત્રી. [સં. જુઓ 'નિઃસ્પૃહી.'] જુઓ 'નિઃસ્પૃહ-તા.'

**નિઃસ્પૃહી** (નિસ્સ્પૃહી) વિ. [સં., પું.; પરંતુ સં. इन् પ્ર.ની જરૂર નથી.] જુઓ 'નિઃસ્પૃહ.'

**નિઃસ્વ** (નિસ્સ્વ) વિ. [સં.] પોતાનું કાંઈ ટકવું ન હોય તેવું, તદ્દન ગરીબ, રાંક, દરિદ્ર [અવાજ વિનાનું

**નિઃસ્વન** (નિસ્સ્વન) વિ. [સં.] અવાજ ન રહ્યો હોય તેવું,

**નિઃસ્વપ્ન** (નિસ્સ્વપ્ન) વિ. [સં.] સ્વપ્ન વિનાનું, નિદ્રામાં જેને કે જેમાં સ્વપ્ન નથી આવ્યું તેવું

**નિઃસ્વાદ** (નિસ્સ્વાદ) વિ. [સં.] સ્વાદ નષ્ટ થયો હોય તેવું, સ્વાદ વિનાનું [પરોપકારી

**નિઃસ્વાર્થ** (નિસ્સ્વાર્થ) વિ. [સં.] સ્વાર્થ વિનાનું. (૨)

**નિઃસ્વાર્થ-તા** (નિસ્સ્વાર્થ-તા) સ્ત્રી. [સં.] નિઃસ્વાર્થ હોવાપણું

**નિઃસ્વાર્થ-વૃત્તિ** (નિસ્સ્વાર્થ-) સ્ત્રી. [સં.], **નિઃસ્વાર્થિ-તા** (નિસ્સ્વાર્થિ-તા) સ્ત્રી. [સં. જુઓ 'નિઃસ્વાર્થી.'] જુઓ 'નિઃસ્વાર્થ-તા.

**નિઃસ્વાર્થી** (નિસ્સ્વાર્થી) વિ. [સં., પું.; પરંતુ સં. इन् પ્ર.-ની જરૂર નથી] જુઓ 'નિઃસ્વાર્થ.' [ગટર

**નીક** સ્ત્રી. [સં. नीका] ધોરિયો. (૨) ખાળિયો. (૩) ખાળ,

**નીકણવું** સ.ક્રિ. તુવેર વટાણા મગ અડદ વગેરે ગોળ દાણાને પાટલા કે સૂપડા ઉપર ગબડાવીને એમાંથી ચપટા કાંગડુ વગેરે અલગ પાડવા. **નીકણાવું** કર્મણિ., ક્રિ. **નિકણાવવું** પ્રે., સ.ક્રિ. [(૨) નીક સાફ કરવાનું સાધન

**નીકણું** ન. [જુઓ 'નીક' + ગુ. 'અણું' ત.પ્ર.] જુઓ 'નીકિયું.'

**ની-કર** ઉભ. [સં. नहि + ગુ. 'કર–કરે તો'નું લાઘવ] જુઓ 'નહિતર'–'ન-કર.' [અસ્વીકાર

**નીકરાઈ** સ્ત્રી. [જુઓ 'ની-કર' + ગુ. 'આઈ' ત.પ્ર.] (લા.)

**નીકળવું** અ.ક્રિ. [સર૦ 'નિકાલ.'] (અંદરથી) બહાર આવવું. (૨) બહાર દેખાવું. (૩) પસાર થવું. (૪) દૂર થવું. (૫) નવું પ્રચલિત થવું. (૬) નીવડવું. (૭) પ્રસિદ્ધ થવું. (૮) ફૂટીને દેખાવું. (૯) માલૂમ પડી આવવું. (૧૦) સાબિત થવું. [**નીકળી જવું** (રૂ.પ્ર.) લેખામાં ન લેવાવું. (૨) રદ-બાતલ થવું. **નીકળી પડવું** (રૂ.પ્ર.) ઝુકાવવું. (૨) બહાર ધસી કે ચાલી આવવું. **હાથે પગે નીકળવું** (રૂ.પ્ર.) બધું છોડી ઘરનો કે વતનનો ત્યાગ કરવો] **નીકળાવું** ભાવે., ક્રિ. પ્રેરક રૂપ નથી થતું.

**નીકળું** ન. ધોંસરું બાંધી બળદ જોડવાનું એક સાધન

**નીકિયું** ન. [જુઓ 'નીક' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પાણીનો ધોરિયો કરવાનું એક સાધન, નીકણું [પસંદ પડે તેવું

**નીકું** વિ. [દે.પ્રા. निक्कअ-] સ્વચ્છ, ચોખ્ખું. (૨) (લા.)

**નીકો** પું. હદ, મર્યાદા

**નીખ** જુઓ 'લીખ.'

**નીખરવું** અ.ક્રિ. [સં. नि-क्षर्- > પ્રા. निक्खर-] મેળ કે પડ ખરી પડવાં. (૨) ટપકીને નીચે પડવું. (૩) સ.ક્રિ. મેળ કાઢી નાખવી, ધોવું, સાફ કરવું. **નીખરાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **નિખરાવવું** પ્રે., સ.ક્રિ.

**નીખરી** સ્ત્રી. [જુઓ 'નીખરવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] (લા.) ઘીમાં કરેલી પાકી રસોઈ, સુખડું, અનસખડી

**નીખિયું, -યો** જુઓ 'લીખિયું,-યો.' [(જૂ.ગુ.માં માત્ર)

**નીગમવું**[1] અ.ક્રિ. [સં. निर्गम्- > પ્રા. निग्गम] નીકળવું

**નીગમવું**[2] સ.ક્રિ. [સં. निर्गमय- > પ્રા. निग्गम-] કાઢવું, ટાળવું, દૂર કરવું, (આ પણ જૂ. ગુ. માં માત્ર.)

**નીગર** પું. તોલમાં મુકાતો મોતીનો સમૂહ

**ની(-ની)ગળવું** અ.ક્રિ. [સં. निर् + गल् > પ્રા. निग्गल-] ટપકવું, ઝરવું. **ની(-ની)ગળાવું** ભાવે., ક્રિ. **નિ(-ની)ગળાવવું** કર્મણિ., સ.ક્રિ.

**નીઘલ(-ળ)વું** જુઓ 'નીંઘલવું.' **નીઘલા(-ળા)વું** ભાવે., ક્રિ.

**નીચ** વિ. [સં.] ઊતરતા વર્ણ કે વર્ગનું. (૨) ઊતરતી કક્ષા કે સ્થાનનું. (૩) (લા.) હલકું, અધમ, દુષ્ટ

**નીચકાવું** અ. ક્રિ. [સં. नीच, –ના.ધા.] (લા.) ફાટી જવું, તૂટી જવું. (૨) ઉપરનાં ફોતરાં કાઢી નખાવાં. **નિચકાવાવું** ભાવે., ક્રિ. **નિચકાવવું** પ્રે., સ.ક્રિ. [છોકરું

**નીચકું** વિ. [જુઓ 'નીચું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] (લા.)

**નીચ-ગા** વિ., સ્ત્રી. [સં.] (નીચાણ તરફ જતી હોવાને કારણે) નદી. (૨) (લા.) નીચ પુરુષની રખાત

**નીચટ** વિ. દૃઢ, પાકું, મજબૂત [વાળું, ઢાળવાળું

**નીચડું** વિ. [જુઓ 'નીચું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] નીચાણ-

**નીચ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] નીચાપણું. (૨) નીચપણું, હલકાઈ, અધમ-તા, દુષ્ટ-તા

**નીચલું** વિ. [જુઓ 'નીચું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] નીચેના ભાગમાં આવેલું, હેઠેનું, જેના ઉપર બીજું હોય તેવું. (૨) (લા) ઊતરતી કક્ષાનું, 'ઇન્ફીરિયર'

**નીચવવું** જુઓ 'નિચોવવું.' **નીચવાવું** કર્મણિ., ક્રિ. **નિચવાવવું** પ્રે.; સ.ક્રિ. [જમીન

**નીચવાણ** ન. [જુઓ 'નીચું' દ્વારા.] નીચાણ કે ઢાળવાળી

**નીચ-સ્થ** વિ. [સં.] નીચા ભાગમાં કક્ષામાં કે સ્થાનમાં રહેલું

**નીચાઈ** સ્ત્રી. [જુઓ 'નીચું' + ગુ. 'આઈ' ત.પ્ર.] નીચાપણું

**નીચા-જોણું** ન. [જુઓ 'નીચું' + 'જોણું.'] (લા.) નીચું જોવું પડે–શરમાવું પડે એવી સ્થિતિ કે પરિસ્થિતિ

**નીચા-જોયું** વિ. [જુઓ 'નીચું' + 'જોવું' + 'યું' ભૂ.કૃ.] નીચેના ભાગ તરફ નજર રાખનારું. (૨) ન. જુઓ 'નીચા-જોણું.'

**નીચાણ** ન. [જુઓ 'નીચું' દ્વારા.] નીચી જમીન, નીચી

જગ્યા, તળિયા તરફનો ભાગ, 'લો-લાઇંગ એરિયા'

**નીચાણ-વું** વિ. [+ ગુ. 'વું' ત.પ્ર.] નીચાણ તરફ ઢળતું, ઢાળ-પડતું

**નીચાતિનીચ** વિ. [સં. नीच + अति-नीच] ખૂબ નીચું. (૨) (લા.) અત્યંત અધમ, અધમાધમ, ઘણું જ હલકું, અત્યંત દુષ્ટ

**નીચાશય** પું. [સં. नीच + आ-शय] (લા.) અધમ મનોભાવના, હલકો વિચાર. (૨) વિ. અધમ મનોભાવવાળું

**નીચા-સરું** વિ. [જુઓ 'નીચું' + 'સરવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'નીચાણવું.'

**નીચું** વિ. [સં. नीच + ગુ. 'ઉં' ત.પ્ર.] નીચે તરફ રહેલું. (૨) ઓછી ઊંચાઈનું, ઠીંગણું, વામણું. (૩) ધીમું, મંદ. (૪) ભાવ-તાલમાં ઓછું. (૫) ક્રિ.વિ. નીચે. [-ચા બાપનું (રૂ.પ્ર.) હલકી ઓલાદનું. -ચી ગરદને, -ચી મૂંડીએ (રૂ.પ્ર.) કલંક લાગ્યું હોય એ રીતે. (૨) શરમ આવી હોય એ રીતે. -ચી મૂંડી કરવી (રૂ.પ્ર.) શરમાઈ જવું. ૦ ઘાલવું, ૦ જોવું (રૂ.પ્ર.) શરમથી મોં નીચું કરવું. ૦ જોવરાવવું (રૂ.પ્ર.) કલંક લાગે તેવું કામ કર્યું હોવું. ૦ પડવું (રૂ.પ્ર.) હલકા દેખાવું. ૦ લાગવું (રૂ.પ્ર.) શરમાવું]

**નીચે** ક્રિ.વિ. [જુઓ 'નીચું' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] નીચેની બાજુએ, હેઠળ, તળે, નીચું. (૨) ક્રમમાં ઊતરતી કક્ષાએ

**નીચોચ્ચ** વિ. [સં. नीच + उच्च] છેક નીચેનું અને છેક ઊંચેનું (ભાગ કક્ષા અને સ્થાન પરત્વે)

**નીચોચ્ચ-રેખા** સ્ત્રી. [+ સં.] ગ્રહ કે ઉપગ્રહની વધારેમાં વધારે દૂર એવી કક્ષાનાં બે બિંદુઓને જોડનારી સીધી લીટી. (ખગોળ.)

**નીચોચ્ચ-વૃત્ત** વિ., ન. [સં.] મોટા વર્તુળના પરિઘ ઉપર ફરતા મધ્યબિંદુવાળું વર્તુળ, 'એપી-સાઇકલ' (ગ.)

**નીજરું** વિ. [સં. निर्जरक- > પ્રા. निज्जरअ-] જર્જરિત. (૨) ઉજ્જડ, વેરાન, નિર્જન

**નીજવું** અ.ક્રિ. [દે.પ્રા. निज्ज સૂતેલું. —ના.ધા.] સૂવું. નિજાવું ભાવે., ક્રિ. નિજાવવું પ્રે., સ.ક્રિ.

**નીજિયો ધર્મ** પું. [અસ્પષ્ટ+સં.] શાક્ત સંપ્રદાય, વામ-માર્ગ, મોટો પંથ (રામદેવજીનો)

**નીઠ** ક્રિ.વિ. [સં. निष्ठित > પ્રા. निट्ठिअ દ્વારા; જૂ.ગુ.] નક્કી, ચોક્કસ. (૨) પરાણે. (૩) ક્વચિત, ભાગ્યેજ

**નીઠકવું** અ.ક્રિ. નીકળી જવું, ઓછું થવું. નિઠકાવું ભાવે., ક્રિ. નિઠકાવવું પ્રે., સ.ક્રિ.

**નીઠવવું** જુઓ 'નીઠવું' માં.

**નીઠવું** અ.ક્રિ. [સં. निस्था > પ્રા. निट्ठ-] (લા.) અંત આવવો, છેડો આવવો. (૨) ખૂટવું, ઓછું થવું. (૩) પસાર થવું. (૪) જુદું રહેવું, દૂર થવું. નિઠાવું ભાવે., ક્રિ. નિઠાડ(-વ)વું, નીઠવવું પ્રે., સ.ક્રિ. [(૨) (લા.) અછત, તંગી, દુકાળ

**નીઠિયો** પું. [જુઓ 'નીઠવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ઘટ, ઊણપ

**નીડ** પું. [સં.] (પક્ષીનો) માળો [નિર્ભય, નિર્ભીક

**નીડર** વિ. [સં. निर्दर > પ્રા. શક્ય निड्डर] ડર વિનાનું,

**નીડર-તા** સ્ત્રી. [+ સં., ત.પ્ર.] નીડરપણું, નિર્ભય-તા

**નીણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'નીરણ'—ઉચ્ચાર-લાઘવ.] જુઓ 'નીરણ.'

**નીણપ** (-પ્ય), ૦ કૂણપ (-પ્ય) સ્ત્રી. [સર૦ કચ્છી 'નીણાઈ' = સાલસપણું. પછીનો જુઓ 'કૂણપ.'] સરળ સ્વભાવ, નમ્રતા, ભલમનસાઈ

**નીત** ન. પેશાબ. (પારસી.)

**નીતરવું** અ.ક્રિ. ટપકવું, ઝરવું, ગળવું. (૨) ડોળ કચરો વગેરે નીચે ઠરી જઈ (પ્રવાહીનું) સ્વચ્છ થવું. નીતરાવું ભાવે., ક્રિ. નિતરાવવું પ્રે., સ.ક્રિ.

**નીતરો** ક્રિ.વિ. ફક્ત, માત્ર

**નીતિ** સ્ત્રી. [સં.] દોરવણી. (૨) સદાચરણ. (૩) સદાચરણનો ધાર્મિક નિયમ, 'મૉરેલિટી.' (૪) નૈતિક ધોરણ, 'એન્ડોમેન્ટ' (દ.બા.) (૫) આચાર-પદ્ધતિ, 'પૉલીસી.' (૬) રાજનીતિ, 'પૉલિટિક્સ'

**નીતિ-કથા** સ્ત્રી. [સં.] સદાચરણનો બોધ આપનારી વાર્તા

**નીતિ-કર્તવ્ય** ન. [સં.] સદાચારની દૃષ્ટિએ કરવાની ફરજ, 'મૉરલ ઑબ્લિગેશન' (મ.ન.)

**નીતિ-કુશલ**(-ળ) વિ. [સં.] રાજનીતિમાં કુશળ [પુસ્તક

**નીતિ-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] સદાચરણનો બોધ આપતું

**નીતિ-ઘોષણા** સ્ત્રી. [સં.] ચૂંટણી-ઢંઢેરો, 'મૅનિફેસ્ટો'

**નીતિ-ચિંતન** (-ચિન્તન) ન. [સં.] નૈતિકતાનો વિચાર, 'એથિક્સ' (આ.બા.)

**નીતિ-જ્ઞ** વિ. [સં.] જુઓ 'નીતિ-કુશળ.'

**નીતિજ્ઞ-તા** સ્ત્રી. [સં.] નીતિજ્ઞ હોવાપણું [ડોળ

**નીતિ-ઢોંગ** (-ઢોંગ) પું. [+ જુઓ 'ઢોંગ.'] સદાચાર પાળવાનો

**નીતિ-તત્ત્વ** ન. [સં.] સદાચાર વિશેનું રહસ્ય

**નીતિતત્ત્વ-ચિંતન** (-ચિન્તન) ન. [સં.] જુઓ 'નીતિ-ચિંતન.'

**નીતિતત્ત્વ-જ્ઞ** વિ. [સં.] -જ્ઞાતા,-વેત્તા વિ. [સં., પું.] સદાચારની ઝીણવટનું જ્ઞાન ધરાવનાર

**નીતિ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] જુઓ 'નીતિ-શાસ્ત્ર.'

**નીતિ-દોષ** પું. [સં.] સદાચરણમાં પડતી ભૂલ

**નીતિ-ધર્મ** પું. [સં.] ધર્મબુદ્ધિવાળું સદાચરણ

**નીતિ-ધૈર્ય** ન. [સં.] નૈતિક ધીરજ, 'મૉરલ કરેજ'

**નીતિ-નાશ** પું. [સં.] સદાચાર-પ્રવૃત્તિનો વિઘાત, દુરાચરણની અવધિ

**નીતિ-નાશક** વિ. [સં.] સદાચાર-વૃત્તિને આઘાત કરનારું

**નીતિ-નિપુણ** વિ. [સં.] જુઓ 'નીતિ-કુશલ.'

**નીતિનિપુણ-તા** સ્ત્રી. [સં.] રાજ-નીતિમાં-વિશેની કાબેલિયત

**નીતિ-નિયમ** પુ., બ.વ. [સં.] સદાચરણને લગતાં ધોરણ

**નીતિ-નિયંત્રક** (-નિયન્ત્રક) વિ. [સં.] આચાર-પદ્ધતિ કે કાર્ય-પદ્ધતિની ચકાસણી કરનાર અને સચવાવાના વિષયમાં કાળજી રાખનાર, 'સેન્સૉર'

**નીતિ-નિરપેક્ષ** વિ. [સં.] જેને નીતિ સદાચાર વગેરેની પડી ન હોય તેવું, 'એમૉરલ' [નાર, 'મૉરેલિસ્ટ'

**નીતિ-નિયામક** વિ. [સં.] સદાચરણ દ્વારા નિયમમાં રાખ-

**નીતિ-નિયંત્રણ** (-નિયન્ત્રણ) ન. [સં.] નીતિ-નિયંત્રકનું કાર્ય

**નીતિ-નિર્દેશ** પું. [સં.] બધાંને સ્વીકાર્ય બને તેવું કથન, 'યુનિવર્સલ પ્રૉપૉઝિશન' (મ.ન.)

**નીતિ-નિબંધ** (-નિબન્ધ) પું. [સં.] સદાચારની વ્યવસ્થા

**નીતિ-નિર્વેદ** પું. [સં.] નૈતિકતામાંથી ખસવું એ, 'મોરલ રિપલ્સ-સ' [શ્રદ્ધા છે તેવું
**નીતિ-નિષ્ઠ** વિ. [+સં. निष्ठ, બ.વ્રી.] સદાચરણમાં જેને
**નીતિ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] સદાચરણમાંની આસ્થા
**નીતિપટુ-તા** સ્ત્રી. [સં.] રાજનીતિમાંની કુશળતા
**નીતિ-પથ** પું. [સં.] સદાચરણનો માર્ગ [તત્પર
**નીતિ-પરાયણ** વિ. [સં.] સદાચરણી, સદાચરણ રાખવામાં
**નીતિ-પુરઃસર** ક્રિ.વિ [સં.] નીતિને પગલે પગલે ચાલીને
**નીતિ-પુસ્તક** ન. [સં.] જુઓ 'નીતિ-ગ્રંથ.'
**નીતિ-પૂર્ણ** વિ. [સં.] સંપૂર્ણ રીતે સદાચારી
**નીતિ-પ્રયત્ન** પું. [સં.] સદાચરણ માટે કરવામાં આવતો પ્રયત્ન, 'મોરલ એફર્ટ' (મ.ન.)
**નીતિ-પ્રવચન** ન. [સં.] સદાચરણ વિશેનું વ્યાખ્યાન
**નીતિ-બલ(-ળ)** ન. [સં.] સદાચરણનું બળ, 'મોરલ ફોર્સ' (મ.ન.) [જુઓ 'નીતિ-નિયમ.'
**નીતિ-બંધારણ** (-બન્ધારણ) ન. [+જુઓ 'બંધારણ.']
**નીતિ-બાહ્ય** વિ. [સં.] જેણે સદાચરણનો ત્યાગ કર્યો હોય તેવું, અ-નૈતિક
**નીતિ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સદાચરણી વર્તનની વૃત્તિ
**નીતિ-બોધ** પું. [સં.] સદાચરણનો ઉપદેશ [ત્યાગ
**નીતિ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] સદાચરણ-વિષયક નિયમોનો
**નીતિ-ભાવના** સ્ત્રી. [સં.] જુઓ 'નીતિ-બુદ્ધિ'—'મોરલ સેન્ટિમેન્ટ' (મ.ન.) [થયેલું, દુરાચારી
**નીતિ-ભ્રષ્ટ** વિ. [સં.] સદાચારના નિયમોમાંથી ચલિત
**નીતિભ્રષ્ટ-તા** સ્ત્રી. [સં.] નીતિભ્રષ્ટ હોવાપણું, દુરાચારિ-તા
**નીતિમત્તા** સ્ત્રી. [સં.] સદાચારી હોવાપણું, 'મોરલ હેબિટ્યુડ'
**નીતિ-મર્યાદા** સ્ત્રી. [સં.] સદાચારની બાંધેલી હદ, સદાચારનો હેતુલક્ષી ખ્યાલ ['નીતિમાન.'
**નીતિમંત** (-મન્ત) વિ. [સં. °मत् > પ્રા. मंत] જુઓ
**નીતિ-મંત્રણા** (-મન્ત્રણા) સ્ત્રી. [સં.] રાજકીય કાર્ય-પદ્ધતિ વિશેની વિચારણા
**નીતિમાન** વિ. [સં. °मान् પું.] સદાચરણી, સદાચારી
**નીતિ-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] સદાચારના સ્વરૂપ વિશેની વિચારણા, 'એથિક્સ' (દ.બા.)
**નીતિ-મૂઢ** વિ. [સં.] સદાચારના સ્વરૂપને નથી સમઝ્યું તેવું
**નીતિ-યુક્ત** વિ. [સં.] જુઓ 'નીતિ-માન.'
**નીતિ-રત** વિ. [સં.] સદાચારના નિયમોનું ચુસ્તપણે પાલન કરનાર, સદાચારી, 'પ્યોરિટન' (બ.ક.ઠા.)
**નીતિ-રીતિ** સ્ત્રી. [સં.] સદાચાર
**નીતિ-વચન** ન. [સં.] જુઓ 'નીતિ-સૂત્ર.'
**નીતિ-વર્ધક** વિ. [સં.] સદાચારનો ફેલાવો કરનારું, સદાચારી વર્તનમાં વૃદ્ધિ કરનારું
**નીતિ-વાક્ય** ન. [સં.] જુઓ 'નીતિ-સૂત્ર.'
**નીતિ-વાદ** પું. [સં.] સદાચાર પાળવો જ જોઇયે એવા પ્રકારનો મત-સિદ્ધાંત, 'મોરેલિટી' [(બ.ક.ઠા.)
**નીતિવાદી** વિ. [સં., પું.] નીતિવાદમાં માનનાર, 'મોરેલિસ્ટ'
**નીતિ-વિઘાતક** વિ. [સં.] જુઓ 'નીતિ-નાશક.'
**નીતિ-વિદ** વિ. [સં. °विद्] નીતિનિયમોનું જ્ઞાન ધરાવનાર
**નીતિ-વિશારદ** વિ. [સં.] જુઓ 'નીતિ-કુશળ.' (૨) નીતિ-શાસ્ત્રના ગ્રંથોનું જ્ઞાન ધરાવનાર
**નીતિ-વિષયક** વિ. [સં.] નીતિને લગતું
**નીતિ-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'નીતિ-બુદ્ધિ.'
**નીતિ-વેત્તા, નીતિ-વેદી** વિ. [સં., પું.] જુઓ 'નીતિ-વિદ'-'મોરેલિસ્ટ' (મ.ન.)
**નીતિ-વ્યતિક્રમ** પું. [સં.] જુઓ 'નીતિ-ભંગ.' [મનોબળ
**નીતિ-શક્તિ** સ્ત્રી. [સં.] સદાચારનું પાલન કર્યે જવાનું
**નીતિ-શાસ્ત્ર** ન. [સં.] સામાજિક નીતિ-નિયમોનો ખ્યાલ આપતું શાસ્ત્ર, 'એથિક્સ' (મ.રૂ.), 'મોરલ' (મ.ન.) (૨) રાજનીતિનું શાસ્ત્ર, 'પોલિટિક્સ'
**નીતિશાસ્ત્ર-જ્ઞ** વિ. [સં.], **નીતિશાસ્ત્રી** વિ. [સં., પું.] નીતિશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર
**નીતિ-શીલ** વિ. [સં.] સદાચારી [હેબિટ્યુડ' (મ.ન.)
**નીતિશીલ-તા** સ્ત્રી. [સં.] સદાચારી હોવાપણું, 'મોરલ
**નીતિ-શુદ્ધ** વિ. [સં.] સદાચારના નિયમોએ માન્ય રાખેલું
**નીતિ-શૂન્ય** વિ. [સં.] નીતિના ખ્યાલ વિનાનું. (૨) અ-સદાચારી, અ-નીતિમાન
**નીતિ-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] નીતિ-વિષયક નિયમ, સદાચાર વિશેની શુદ્ધ માન્યતા
**નીતિ-સૂત્ર** ન. [સં.] સદાચરણનો બોધ આપનારું વાક્ય, નીતિ-વચન, 'મેક્સિમ'
**નીતિ-હીન** વિ. [સં.] જુઓ 'નીતિ-ભ્રષ્ટ.'
**નીથરવું** અ.ક્રિ. [સં. नि-स्तृ-स्तर्- > પ્રા. नित्थर-] (લા.) ઉફાણો ઊતરવો. (૨) નીતરવું. **નીથરાવું** ભાવે., ક્રિ. **નિથરાવવું** પ્રે., સ.ક્રિ.
**નીની** સ્ત્રી. [સં. निद्रा, બાળકની બોલીમાં] નિદ્રા, ઊંઘ
**નીપ** ન. [સં., પું.] એક પ્રકારનું કદંબનું ઝાડ
**નીપજ** (-જ્ય) સ્ત્રી. [જુઓ 'નીપજવું.'] નીપજવું એ, ઊપજ, પેદાશ, ઉત્પન્ન. (૨) લાભ, ફાયદો, નફો
**નીપજવું** અ.ક્રિ. [સં. निष्पद्य- > પ્રા. निप्पज्ज-] ઊપજવું, ઉત્પન્ન થવું, પેદા થવું, (૨) પરિણામ આવવું, પરિણમવું. (૩) નીવડવું. (૪) લાભ થવો, નફો થવો. **નીપજાવું** ભાવે., ક્રિ. **નિપજાવવું** પ્રે., સ.ક્રિ.
**નીપટ(-ડ)** વિ. ઘણું, અતિશય. (૨) ડાહ્યું, હોશિયાર. (૩) ક્રિ. વિ. તદ્દન, સાવ, બિલકુલ, છેક. (૪) પાસે, નજીક
**નીપટવું** અ. ક્રિ [હિં. निपटना] જંગલ જવું, ઝાડે જવું. (૨) પતાવવું, આટોપવું. **નીપટાવું** ભાવે., ક્રિ. **નિપટાવવું** પ્રે., સ. ક્રિ.
**નીપડ** જુઓ 'નીપટ.'
**નીપણું** વિ. માગણ, યાચક
**નીપનવું** અ. ક્રિ. [સં. निष्पन्न- > પ્રા. निप्पन्न ભૂ. કૃ., જૂ. ગુ.માં ના.ધા.] જુઓ 'નીપજવું.' (ભૂ. કૃ. 'નીપન્યું'-'નીપનું' સં. निष्पन्न-क- > निप्पन्न-अ- એ રીતે)
**નીપવવું** સ.ક્રિ. [સર૦ 'નીપજવું' સં. निष्पद् - > પ્રા निप्पज्ज-નું પ્રે. 'અવ'થી.] નિપજાવવું, ઉત્પન્ન કરવું. (પદ્યમાં.) **નીપવાવું** કર્મણિ., ક્રિ.
**નીભ(-મ)ડવું** જુઓ 'નીવડવું.' **નીભ(-મ)ડાવું** ભાવે., ક્રિ.,

**નિભ(-મ)ડાવવું** પ્રે., સ. ક્રિ.

**નીભવું** જુઓ 'નભવું.' **નિભાવું** ભાવે., ક્રિ. **નિભાડ(-વ)વું** પ્રે., સ.ક્રિ.

**નીભો(-મો)** પું. જુઓ 'લીંભાડો.'

**ની(-ને)મ[1]** પું., ન. [સં. नियम પું., નું લાઘવ] વ્રત, પ્રતિજ્ઞા. આગ્રહ. (૨) રૂઢિ, રીત, ચાલ, રસમ

**નીમ[2]** ન તૂતક. (વહાણ.)

**નીમ[3]** સ્ત્રી. [હિં.] પાયો, ખાત (મકાન વગેરેનું)

**નીમ-ખાઈ** સ્ત્રી. [ફા. 'નીમ્' + જુઓ 'ખાવું'+ગુ. 'યું' ભૂ. કૃ.+'ઈ' સ્ત્રીપ્રત્યય.] ખેતી વેપાર વગેરેમાં અડધી ભાગીદારી [વગેરે')

**નીમ-ગોળ** વિ. [ફા. 'નીમ્'+સં गोल] અર્ધગોળાકાર ('કાનસ'

**નીમગોળાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત. પ્ર.] અર્ધગોળાકાર હોવાપણું, અર્ધગોળાઈ [વપરાતી પટ્ટી

**નીમ-ચક** પું. [અસ્પષ્ટ + સં.] કૂવાનો કઠોડો બનાવવા

**નીમચો** પું. [ફા. નીમ્-ચહ્] નાની તલવાર. (૨) ખંજર

**નીમજવું** સ.ક્રિ. [સં.नि-मृज्-मज् > પ્રા. निम्मज्ज-] માંજવું, સાફ કરવું. **નીમજાવું** કર્મણિ., ક્રિ. **નિમજાવવું** પ્રે., સ. ક્રિ

**નીમટવું** અ. ક્રિ. [સં. नि-वृत-वर्त > પ્રા. निव्वट्ट -] પાછા ફરવું. **નીમટાવું** ભાવે., ક્રિ. **નિમટાવવું** પ્રે., સ.ક્રિ.

**નીમડવું** જુઓ 'નીવડવું' (જૂ. ગુ.માં વપરાયેલ છે.) **નીમડાવું** ભાવે., ક્રિ **નિમડાવવું** પ્રે., સ. ક્રિ.

**નીમ-થલ** ન. [ફા. 'નીમ્' દ્વારા] ખેતરની નીપજમાં માલિક અને ખેડૂત વચ્ચેનો અડધો અડધો ભાગ

**નીમ-ધારી** વિ. [જુઓ 'નીમ[1]'+સં. धारी પું.] વ્રતવાળું, વ્રતી

**નીમદો** પું. ઘોડા ઉપરની ગાદી નીચેની દળી

**નીમવું** સ.ક્રિ. [સં. निर्मा- > પ્રા. नेम्म- સ્થાપન કરવું] કામ કે પદ ઉપર સ્થાપવું. (૨) ધોરણ બાંધી આપવું. **નિમાવું** કર્મણિ., ક્રિ. **નિમાવવું** પ્રે., સ.ક્રિ.

**નીમ-વૈદ, -ઘ** પું. [ફા. 'નીમ્'+ સં. वैद्य, અર્વા. તદ્ભવ 'વૈદ'] અર્ધો વૈદ્ય, ઊંટ-વૈદ્ય ['નિયમ-સર.'

**નીમ-સર** ક્રિ.વિ. [જુઓ 'નીમ[1]'+'સરવું.'] જુઓ

**નીમ-સરકારી** વિ. [સં. નીમ, ફા. 'નીમ્'+ જુઓ 'સરકારી.'] અર્ધ-સરકારી, 'ડેમિ-ઑફિશિયલ'

**નીમ-હકીમ** પું. [ફા. 'નીમ્'+અર. 'હકીમ્'] અડધો હકીમ, હકીમનું અધકચરું જ્ઞાન ધરાવનાર હકીમ, ઊંટ-વૈદ્ય

**નીમહકીમી** સ્ત્રી [+ફા પ્રત્યય] નીમહકીમીની કામગીરી, ઊંટવૈદું

**નીમાસમ** પું. સૂર્યાસ્તનો સમય

**નીમી[1]** સ્ત્રી. ડૂંટી

**નીમી[2]** ન. અંગરખું

**નીમે** વિ. [ફા. 'નીમ્'+ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] અડધું. (૨) ક્રિ. વિ. અડધોઅડધ

**નીમે-નીમ** ક્રિ. વિ. [જુઓ 'નીમે'-દ્વિર્ભાવ.] અડધોઅડધ

**નીમે-પગારી** વિ. [જુઓ 'નીમે'+'પગારી.'] અડધે પગારે કામ કરતું.

**નીમો[1]** પું. [દેશવાચક 'નિમાડ' નો મૂળ વતની.] વાણિયાઓની એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**નીમો[2]** પું. [ફા નીમેહ્] વરરાજાનો જામો

**નીમો[3]** જુઓ 'લીંભાડો.'

**ની(-નૈ)યત** જુઓ 'નિય્યત.'

**નીર** ન. [સં.] પાણી, જલ. (૨) આંસુ

**ની-રક્ત** વિ [સં. निर्+रक्त, સંધિથી] શરીરમાંથી લોહી વહી ગયું હોય તેવું, લોહી વિનાનું

**નીર-ક્ષીર** ન.,બ.વ. [સં.] પાણી અને દૂધ

**નીરક્ષીર-ન્યાય** પું. [સં.] (હંસની જેમ પૃથક્કરણ કરવાની શક્તિનું દૃષ્ટાંત) સારગ્રાહી વૃત્તિ

**નીરક્ષીર-વિવેક** પું. [સં.] પાણી અને દૂધ ઓળખવાનો ખ્યાલ. (૨) (લા.) સારાસારનો ખ્યાલ

**નીરક્ષીરવિવેકી** વિ. [સં., પું.] (લા.) સારાસારના ખ્યાલવાળું

**નીરખ[1]** (-ખ્ય) જુઓ 'નિરખ.[1]'

**નીરખ[2]** જુઓ 'નિરખ.[2]'

**નીરખવું** જુઓ 'નિરખવું.' **નીરખાવું** કર્મણિ.,ક્રિ.

**નીર-ઘોર** પું.[સં.] પાણીના ધોધનો ગંભીર ધ્વનિ

**નીર-જ** ત. [સં.] કમળ, પદ્મ.(૨) ઇંદીવર

**નીરડી** સ્ત્રી. ગોરા શરીર ઉપર કાળા ડાઘવાળી ગાય

**નીરણ** (-ણ્ય) સ્ત્રી. [દે.પ્રા. नीरण ન.] ઢોર સમક્ષ નાખવાનાં ઘાસ ચાર વગેરે

**નીર-દ** પું [સં.] (પાણી આપનારો) મેઘ

**નીર-ધારા** સ્ત્રી [સં.] પાણીની ધાર. (૨) (લા.) આંસુની ધાર

**નીરમ** ન. [હિં.] વહાણ ખાલી હોય ત્યારે વહાણ પાણીમાં ડોલાં ન ખાય એ માટે ભરવામાં આવતો ભાર. (વહાણ.)

**ની-રવ** વિ. [સં. निर्+रव, સંધિથી] અવાજ કે ઘોંઘાટ વિનાનું, શાંત

**નીરવ-તા** સ્ત્રી. [સં.] ઘોંઘાટનો સાવ અભાવ, તદ્દન શાંતિ

**નીરવું** સ. ક્રિ. [દે.પ્રા. नीरण માંનો મૂળ ધાતુ 'नीर' પ્રા. તત્સમ] (ઢોરને) નીરણ નાખવી. (૨) (લા.) મારવું, પીટવું. **નિરાવું** કર્મણિ., ક્રિ. **નિરાવવું** પ્રે., સ. ક્રિ.

**નીર-શાયી** વિ., પું. [સં., પું.] પૌરાણિક માન્યતા પ્રમાણે સમુદ્રનાં પાણી ઉપર પોઢેલા વિષ્ણુ ભગવાન

**ની-રસ** વિ.[સં.निर्+रस, સંધિથી] રસ વિનાનું. (૨) શુષ્ક, સૂકું. (૩) લૂખું. (૪) સ્વાદ વિનાનું

**નીરસ-તા** સ્ત્રી. [સં.] નીરસ હોવાપણું, રસહીન-તા

**ની-રંગ** (નીરઙ્ગ) વિ. [સં. निर् + रङ्ग, સંધિથી રંગ વિનાનું. વર્ણ ઊડી ગયો હોય તેવું, વિવર્ણ- (૨) પ્રકાશને રંગ છૂટા પડ્યા વગર પોતામાંથી પસાર થવા દેતું, 'એક્રોમૅટિક'

**નીરંગ-તા** (-રઙ્ગ-તા) સ્ત્રી. [સં.] વિવર્ણ-તા, રંગ ન હોવાપણું

**ની-રંધ્ર** (-રન્ધ્ર) વિ. [સં. निर्+रन्ध्र, સંધિથી] કાણા વિનાનું. (૨) આખું, ઘન [અનાસક્ત

**ની-રાગ** વિ. [સં. निर्+राग, સંધિથી] આસક્તિ વિનાનું,

**નીરાગ-તા** સ્ત્રી. [સં.], **નીરાગિ-તા** સ્ત્રી. [સં.; જુઓ 'નીરાગી.'] અનાસક્તિ

**નીરાગી** વિ. [જુઓ 'નીરાગ' + સં. इन् પ્રત્યય, એની જરૂર નથી.] જુઓ 'નીરાગ.'

**નીરાજન** ન., -ના સ્ત્રી. [સં.] આરતી ઉતારવાની ક્રિયા

**નીરા-પાન** ન [જુઓ 'નીરો' + સં.] નીરો પીવાની ક્રિયા

**ની-રૂપ** વિ. [સં. निर् + रूप, સંધિથી] રૂપ વિનાનું, અ-રૂપી, નિરાકાર

**નીરો¹** પું. [જુઓ 'નીરવું'+ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'નીરણ.'

**નીરો²** પું. [મરા. નિરા] તાડમાંથી કાઢેલો તાજો રસ, તાજી તાડી

**ની-રોગ** વિ. [સં. निर्+रोग, સંધિથી] રોગ વિનાનું, તંદુરસ્ત

**નીરોગ-તા** સ્ત્રી. [સં.], **નીરોગિ-તા** સ્ત્રી. [સં., જુઓ 'નીરોગી.'] રોગરહિતપણું, તંદુરસ્તી, સ્વાસ્થ્ય

**નીરોગી** વિ. [સં., પું., પરંતુ સં. इन् પ્ર. ની જરૂર નથી.] જુઓ 'ની-રોગ.'

**નીલ¹** વિ. [સં.] વાદળી રંગનું, આસમાની, (૨) કાળા રંગનું, શ્યામ. (૩) પું. ગળીનો છોડ. (૪) સેવાળ. (૫) વાછરડાનું પૂજન. (અ-પરિણીત પુરુષ મરી જતાં એની પાછળ વાછડીને પરણાવવાનો વિધિ). (૬) રામચંદ્રજીના સમયનો રાવણ સામેના યુદ્ધમાં એમનો સહાયક એક વાનર યોદ્ધો. (સંજ્ઞા.) [૦ **પરણાવવો** (રૂ.પ્ર.) જુઓ 'નીલ(૪).']

**નીલ²** સ્ત્રી. પૂર્વ આફ્રિકાની ઇજિપ્તમાંથી પસાર થતી ઉત્તરવાહિની એક મોટી નદી, 'નાઇલ'. (સંજ્ઞા.) (૨) વહેલ નામની એક વિશાળ માછલી

**નીલ-કંઠ** (-કણ્ઠ) પું. [સં.] એ નામનું એક પક્ષી, ચાસપક્ષી. (૨) મોર, મયૂર. (૩) મહાદેવજી, શિવજી, રુદ્ર. (સંજ્ઞા.)

**નીલ-ગિરિ** પું. [સં.] દક્ષિણ ભારતનો એક પહાડ. (સંજ્ઞા.)

**નીલ-ગ્રીવ** પું. [સં. नील+ग्रीवा, બ.વ્રી.] જુઓ 'નીલકંઠ-(૩).' (સંજ્ઞા.)

**નીલજું** વિ. [સં. निर्लज्जक > પ્રા. निल्लज्जअ-] જુઓ 'નિર્લજ્જ.'

**નીલ-તા** સ્ત્રી. [સં.] નીલ રંગ હોવાપણું

**નીલમ** પું. [ફા.] નીલ મણિ, નીલ રંગનો એક જાતનો હીરો, લીલમ

**નીલમેહી** વિ., પું. [સં.] કાળી ઝાંઈના પેશાબનો દર્દી

**નીલરંગી** (-રઙ્ગી) વિ. [સં., પું.] નીલ રંગનું, આસમાની ભૂરા રંગનું

**નીલવ** પું. [સં. नील દ્વારા] ગળીમાંથી વૈજ્ઞાનિક રીતે કાઢવામાં આવતો સફેદ પદાર્થ

**નીલવર** પું. [સં. नील દ્વારા] આફ્રિકા(દક્ષિણ)માં ગળીની ખેતી કરાવનાર અંગ્રેજ (મો.ક.)

**નીલવર-રાજ્ય** ન. [+ સં.] (લા.) જોહુકમીવાળું રાજ્ય (મો.ક.)

**નિલવર્ણું** વિ. [સં., नील-वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] નીલ રંગનું

**નીલ-વલ્ક** ન. [સં.] એ નામનું એક જળચર પ્રાણી

**નીલવો** પું. [સં. नील દ્વારા] તુવેરનો લીલો દાણો, લીલવો

**નીલ-શિર** ન. [સં. नील-शिरस्] એ નામનું એક પક્ષી

**નીલાઈ** સ્ત્રી. [જુઓ 'નીલું' + ગુ 'આઈ' ત.પ્ર.] નીલો રંગ, આસમાની વર્ણ

**નીલાકાશ** ન. [સં. नील + आकाश પું.,ન.] આસમાની રંગનું આભ, વાદળી વર્ણનું ગગન

**નીલાક્ષ** વિ. [સં. नील + अक्ष (< अक्षिन्.) કાળી આંખવાળું

**નીલાક્ષી** વિ., સ્ત્રી. [સં.] કાળી આંખવાળી સ્ત્રી (સૌંદર્યનું પ્રતીક)

**નીલાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'નીલું' + ગુ. 'આશ' ત.પ્ર.] જુઓ 'નીલાઈ.'

**નીલાંગ** (નીલાઙ્ગ) વિ. [સં. नील + अङ्ग] કાળા રંગનાં અંગોવાળું

**નીલાંગી** (નીલાઙ્ગી) વિ., સ્ત્રી. [સં.] શ્યામ રંગનાં અંગો-વાળી સ્ત્રી (સૌંદર્યનું પ્રતીક)

**નીલાંજન** (નીલાઞ્જન) ન. [સં. नील + अञ्जन] કાળો સુરમો. (૨) કાજળ, આંજણ

**નીલાંબર** (નીલામ્બર) ન. [સં. नील + अम्बर] કાળા કે આસમાની રંગનું વસ્ત્ર. (૨) વિ. કાળા કે આસમાની રંગનું વસ્ત્ર પહેર્યું છે તેવું

**નીલાંબુજ** (નીલામ્બુજ) ન. [સં. नील + अम्बु-ज] કાળું કમળ, ઇંદીવર

**નીલિકા** સ્ત્રી. [સં.] ગળી (એક રંગ)

**નીલિન** પું. જેમાંથી અનેક પ્રકારના રંગ બને છે તેવો એક પદાર્થ

**નીલિમા** સ્ત્રી. [સં.,પું.] કાળી કે આસમાની ઝાંઈ

**નીલી** સ્ત્રી. [સં.] જુઓ 'નીલિકા.'

**નીલું** વિ., [સં. नील + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'નીલ(૧-૨).'

**નીલેરું** વિ. [જુઓ 'નીલ' + ગુ. 'એરું' તુલના., ત. પ્ર.] વધુ નીલા રંગનું

**નીલોત્પલ** ન. [સં. नील + उत्पल] જુઓ 'નીલાંબુજ.'

**નીલોત્સર્ગ** પું. [સં. नील + उत्सर्ग], **નીલોદ્વાહ** પું. [સં. नील + उद्वाह] અ-પરિણીત પુરુષ મરી જતાં એની પાછળ હિંદુઓમાં કરાતી વાછડા-વાછડી પરણાવવાની ક્રિયા, નીલ પરણાવવો એ

**નીલોપલ** ન. [સં. नील + उपल] કાળો કે આસમાની પથ્થર. (૨) મોરથુથુ

**નીવડવું** અ. ક્રિ. [દે. પ્રા. निव्वह] નિષ્પન્ન થવું, પરિણમવું, ફળરૂપ થવું (સારું કે ખરાબ બેઉ પ્રકાર) (૨) કસોટીમાંથી પાર ઊતરવું

**નીવળ** ન. [દે. પ્રા. निव्वल- નિષ્પન્ન થવું, દ્વારા] (લા.) દહીંમાંથી કાઢી લીધેલું પાણી

**નીવાર** પું. [સં.] એક ખડ-ધાન્ય, સામો, મોરૈયો

**નીવિ(-વી)** સ્ત્રી. [સં.] ઘાઘરો, ચણિયો. (૨) ઘાઘરા-ચણિયાની દોરીની ગાંઠ

**નીવિ(-વી)-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં., પું.], **નીવિ(-વી)-બંધ** (-બન્ધ) પું. [સં.] જુઓ 'નીવિ(૨).'

**નીસ** પું. એક પ્રકારનો પાસાદાર પથ્થર

**નીસર** વિ. તોલદાર, વજનદાર, ભારે

**નીસરવું** અ. ક્રિ. [સં. निस्-सृ-निस्सर- > પ્રા. नीसर-, પ્રા. તત્સમ] બહાર નીકળવું. (૨) બહાર ફરવું. **નીસરાવું** ભાવે., ક્રિ.

**નીસલ** (-લ્ય) સ્ત્રી. મોટી ગપ, ડિંગ

**નીસા** સ્ત્રી. [દે. પ્રા. नीसा, તત્સમ] નિસાતરાથી જેના ઉપર પદાર્થો વાટવામાં આવે છે તે પથ્થરની નાની પાટ, મસાલો વાટવાનો પથ્થર

**નીહાર** પું. [સં.] ઝાકળ, ઓસ. (૨) ધુમ્મસ

**નીહારિકા** સ્ત્રી. [સં.] આકાશ-ગંગા, 'નેબ્યુલા'

**નીંગઠ** (-ઠ્ય) વિ. એક ઉપર બીજી ગાંઠ વાળી હોય તેવું, ન છૂટે તેવી ગાંઠવાળું

**નીંગળવું** જુઓ 'નીગળવું.' **નીંગળાવું** ભાવે., ક્રિ. **નીંગાળવું** પ્રે., સ. ક્રિ. **નીંગળાવવું** પુનઃપ્રે., સ. ક્રિ.

**નીંગળાવવું, નીંગળાવું** જુઓ 'નીં(-ની)ગળવું'માં.

**નીંગાળ** પું. [જુઓ 'નીંગાળવું.'] પ્રવાહીનો નીચે બેઠેલો રગડો

**નીગાળવું** જુઓ 'નીગળવું'માં.

**નીઘણી** સ્ત્રી. ખાંડણી

**નીંઘ(-ઘા)રણું** ન. [જુઓ 'નીંધરાવવું' દ્વારા.] ઘંટીના થાળા-માંથી લોટ વાળવાનું લૂગડું કે નાળિયેરનું છાલું

**નીંઘરાવવું** સ. ક્રિ. દળણું દળ્યા પછી છેવટે ઘંટીના બે ત્રણ આંટા વધુ ફેરવવા

**નીંઘરોટવું** સ. ક્રિ. [રવા.] પછાડીને માર મારવો. **નીંઘ-રોટાવું** કર્મણિ., ક્રિ. **નીંઘરોટાવવું** પ્રે., સ. ક્રિ.

**નીંઘરોટાવવું, નીંઘરોટાવું** જુઓ 'નીંઘરોટવું'માં.

**નીંઘલ(-ળ)** ન. [જુઓ 'નીંઘલ(-ળ)વું.'] જુવાર બાજરો મકાઈ વગેરેના છોડમાં દેખાવા લાગતી ડૂંડી

**નીંઘલ(-ળ)વું** અ. ક્રિ. ડૂંડામાં દાણા ભરાવા, નીંઘલવું. **નીંઘલા(-ળા)વું** ભાવે., ક્રિ.

**નીંઘવાઈ** સ્ત્રી. ડાંડાઈ, દાધારિંગાઈ

**નીંઘારણું** જુઓ 'નીંધરણું.'

**નીંઘો** પું. તળમાં દાટયા પ્રકારનો ખાંડણિયો, લીસો

**નીંજોડવું** સ. ક્રિ. [રવા.] માર મારવો. **નીંજોડાવું** કર્મણિ., ક્રિ. **નીંજોડાવવું** પ્રે., સ. ક્રિ.

**નીંજોડાવવું, નીંજોડાવું** જુઓ 'નીંજોડવું'માં.

**નીંઝવું** અ.ક્રિ. સૂવું, ઊંઘવું. **નીંઝાવું** ભાવે., ક્રિ. **નીંઝાવવું** પ્રે., સ.ક્રિ.

**નીંઝણ** વિ. [જુઓ 'નીંઝવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. કર્તૃવાચક] સુસ્ત, તંદ્રિલ. (૨) અશક્ત, દૂબળું, નરમ

**નીંઝણહાર** વિ, [જુઓ 'નીંઝવું' + ગુ 'અણ' ક્રિયાવાચક કૃ. પ્ર. + 'હાર' જૂનો કર્તૃવાચક કૃ. પ્ર.] નીંઝનારું

**નીંઝાવવું, નીંઝાવું** જુઓ 'નીંઝવું'માં.

**નીંડાળવું** સ.ક્રિ. ટાંગવું, ટીંગાડવું. (૨) તોળવું, જોખવું. (૩) લાંબું કરવું, લંબાવવું. **નીંડાળાવું** કર્મણિ., ક્રિ. **નીંડાળાવવું** પ્રે., સ.ક્રિ.

**નીંડાળાવવું, નીંડાળાવું** જુઓ 'નીંડાળવું'માં.

**નીંદ** સ્ત્રી. [સં. निद्रा > પ્રા. निद्दा > હિં.'નીંદ'] જુઓ 'નિદ્રા.'

**નીંદ-ડી** સ્ત્રી. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'નિદ્રા.' (પદ્યમાં.)

**નીંદણ** ન. [જુઓ 'નીંદવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] ખેતરમાં ઊગેલું નકામું ઘાસ ઉખેડવું એ. (૨) એવી રીતે ઉખેડેલું નકામું ઘાસ, નેદ, 'વીડિંગ'

**નીંદણ-કામ** ન. [+ જુઓ 'કામ.²'], **નીંદણી** સ્ત્રી., -ણું ન. [જુઓ 'નીંદવું' + ગુ. 'અણું કૃ. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'નીંદણ(૧).'

**નીંદર** સ્ત્રી. [સં. निद्रा, અર્વા. તદ્દ્ભવ] જુઓ 'નિદ્રા.'

**નીંદર-ડી** સ્ત્રી. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર + 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'નિદ્રા.' (પદ્યમાં.)

**નીંદર-લીન** વિ. [+ સં.] નિદ્રાધીન

**નીંદરવું** અ. ક્રિ. [જુઓ 'નીંદર,'-ના. ધા.] નિદ્રા લેવી, ઊંઘવું. (પદ્યમાં.). **નીંદરાવું** ભાવે., ક્રિ.

**નીંદલડી** સ્ત્રી. [જુઓ 'નીંદડી' + ગુ. 'લ' સ્વાર્થે મધ્યગ.] જુઓ 'નિદ્રા.' (પદ્યમાં.)

**નીંદ-લાઉ** વિ. [જુઓ 'નીંદ' + 'લાવવું' દ્વારા હિં.] નિદ્રા લાવનારું, ઊંઘ લાવનારું

**નીંદવું** સ. ક્રિ. [દે. પ્રા. निंदिणी સ્ત્રી.ના મૂળમાં 'निंद' દેશ્ય ધાતુ] ખેતરમાં ઊગેલું નકામું ઘાસ ઉખેડવું, નેદવું. **નીંદાવું** કર્મણિ., ક્રિ. **નીંદાવવું** પ્રે., સ. ક્રિ.

**નીંદાઈ** સ્ત્રી. [જુઓ 'નીંદવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] નેદવાનું કામ. (૨) નેદવાનું મહેનતાણું ['નીંદણ(૨).'

**નીંદાણ** ન. [જુઓ 'નીંદાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] જુઓ

**નીંદાણ-બી** ન. [+ જુઓ 'બી.'] નેદમાં ઊગનારાં મૂળ બી

**નીંદાણું** વિ. [જુઓ 'નીંદ', -ના. ધા. + ગુ. 'આણું' કર્મણિ., ભૂ. કૃ. (સૌ.)] ઊંઘી ગયેલું

**નીંદામણ** ન. [જુઓ 'નીંદવું' + ગુ. 'આમણ' કૃ. પ્ર.] નેદવાનું કામ. (૨) ખેતરમાંથી નીકળેલો નેદ, નીંદણ. (૩) નેદવાનું મહેનતાણું, નીંદાઈ, નીંદામણી

**નીંદામણી** સ્ત્રી. [જુઓ 'નીંદવું' + ગુ. 'આમણી' કૃ. પ્ર.] જુઓ 'નીંદામણ(૧,૩).'

**નીંધણિયું** જુઓ 'ન-ધણિયું.' (પદ્યમાં.)

**નીંધણી** સ્ત્રી. કમાડના ચણિયારા નીચે જમીનમાં બેસાડેલું લાકડું

**નીંધવું** વિ. આળવીતરું, તોફાની

**નીંધૂડું** વિ. ના કહી હોય છતાં કર્યા કરે તેવું. (૨) જેના ઉપર શિખામણની અસર ન થતી હોય તેવું

**નીંભર** વિ. મૂંઝાઈ ગયેલું, મૂઢ

**નીંભરવું** સ. ક્રિ. છાસ કે દહીંના વાસણને ગરમ પાણીથી સાફ કરવું. **નીંભરાવું** કર્મણિ., ક્રિ. **નીંભરાવવું** પ્રે., સ. ક્રિ.

**નીંભરાવવું, નીંભરાવું** જુઓ 'નીંભરવું'માં.

**નીંભાડો, નીંભો** જુઓ 'લીંભાડો.'

**નીંસલો** પું. મોટી ગપ, ડિંગ, જૂઠાણું, નીસલ

**નુકતી** સ્ત્રી. [ફા. નખુદી] રાજગરાના લોટની ખાંડ પાયેલી મમરા જેવી મીઠાઈ

**નુકતો** પું. [અર. નુક્તહ્] અરબી–ફારસી–ઉર્દૂ–સિંધી વગેરે લિપિઓમાં સમાન આકારવાળા વર્ણોને એક-બીજાથી જુદા પાડવા વર્ણ નીચે કરાતું ટપકું. (૨) નવો મુદ્દો, તર્ક. (૩) યુક્તિ, હિકમત. (૪) કૌતુક ઉત્પન્ન કરનારો પ્રસંગ. (૫) ટીખળ, ચાળો, નખરાં. (૬) ઘોડાની આંખ ઉપર બાંધવામાં આવતો ઝાલરવાળો પડદો

**નુકસાન** ન. [અર.] બાધ, તોટો, ખોટ. (૨) ખામી, ઈજા. (૩) બગાડ, ખરાબી, 'ડૅમેઇજ.' (૪) હરકત, અડચણ, વાંધો. (૫) હાનિ, નાશ. [૦ આવવું ૦ જવું, ૦ પહોંચવું (પોં:ચવુ) (રૂ. પ્ર.) ગેરફાયદો સહન કરવો. ૦ કરવું, ૦ પહોંચાડવું (-પોં:ચાડવું) (રૂ. પ્ર.) ગેરલાભ કરવો. (૨) ઈજા કરવી. ૦ થવું (રૂ. પ્ર.) ખોટ આવવી. (૨) ઈજા પહોંચવી. ૦ ભરવું (રૂ. પ્ર.) ખોટ પૂરી કરવી. ૦માં આવવું, ૦માં ઊતરવું, ૦માં પડવું (રૂ. પ્ર.) ગેરલાભ સહન કરવો. (૨) ખોટ સહન કરવી]

**નુકસાન-કર્તા** વિ. [+ સં., પું.], **નુકસાન-કારક** વિ. [+સં.] **નુકસાન-કારી** વિ. [+ સં., પું.] નુકસાન કરનારું

**નુકસાની¹** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નુકસાન.' [૦ ભરવી (રૂ. પ્ર.) થયેલા આર્થિક નુકસાનનું વળતર ભરી આપવું]

**નુકસાની²** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જેને કોઈ પણ

પ્રકારનું નુકસાન થયું હોય તેવું, ખામી-ભરેલુ
**નુક્સો** પું. [જુઓ 'નુકતો.'] પ્રયોગ, અખતરો
**નુક્કડ** પું. અંત, છેડો. (૨) પાતળી અણી, નોક
**નુક્તેચીની** સ્ત્રી. [હિં. નુક્તાચીની] અડપલું, ટીખળ. (૨) ટીકા-ટિપ્પણ. (૩) દોષ કાઢવાનું કામ, છિદ્રાન્વેષણ
**નુ(-નં)છાવવું, નુ(-નં)છાવું** જુઓ 'નૂ(-નં,-લૂ-લં)છવું.'
**નુ(-નં)ઝવવું, નુ(-નં)ઝાવું** જુઓ 'નૂ(-નં)ઝવું'-'નોંઝવું'માં
**નુતિ** સ્ત્રી. [સં.] સ્તુતિ, વખાણ. (૨) નમન, વંદન
**નુનાવવું, નુનાવું** જુઓ 'નૂનવું'માં.
**નુનેર (-રય)** સ્ત્રી. ખારવાળી જમીન
**નુરાબી** સ્ત્રી. ઘોડાની એક જાત
**નુવાર** સ્ત્રી. [ફા. નવાર્] પલંગમાં ભરાતી જાડી અને પહોળી સુતરાઉ પાટી, નવાર
**નુસખો** પું. [અર. નુસ્ખહ્] વૈદ્ય-ડૉક્ટર-હકીમ દવા લખી આપે તે કાગળ, 'પ્રિસ્કિપ્શન.' (૨) ઉપાય, ઇલાજ. (૩) (લા.) યુક્તિ, હિકમત, તદબીર. (૪) ટુચકો
**-નું** અનુગ. [સં. °कर्णक- > પ્રા. °कन्नअ- > °अन्नअ-દ્વારા જ. ગુ. 'નઉં'] છઠ્ઠી વિભક્તિનો અર્થ આપતો વિકારી અનુગ
**નૂકરી** સ્ત્રી જલાશય નજીક રહેનારું સફેદ પાંખ અને કાળી ચાંચવાળું એક પક્ષી
**નૂખ** સ્ત્રી. અટક, અવટંક, સાખ, 'સરનેઇમ'
**નૂગરું** વિ. [જુઓ 'નગુરું.'] જુઓ 'ન-ગુરું.'
**નૂગળો** પું. લૂગડું, કપડું [ચામડા કે દોરડાનો ટુકડો
**નૂધણ** પું. ગાડામાં તરેલાની સમેલને બાંધવામાં આવતો
**નૂ(-નૂં)છવું** જુઓ 'લૂછવું.' **નુ(-નું)છાવું** કર્મણિ., ક્રિ. **નુ(-નૂં)-છાવવું** પ્રે., સ. ક્રિ. [(નૂં)ઝવવું પ્રે., સ. ક્રિ.
**નૂ(-નૂં)ઝવું** જુઓ 'નોઝવું.' **નુ(-નૂં)ઝાવું** કર્મણિ, ક્રિ. નુ-
**નૂણું (નૂહણું)** ન. [જુઓ 'નાહવું' દ્વારા.] લગ્ન સમયે વર-કન્યાને નવરાવવાનું પાણી
**નૂતન** વિ. [સં.] જુઓ 'નવ.¹'
**નૂતન-તા** સ્ત્રી. [સં.] નવું હોવાપણું
**નૂત્ન** ન. [સં.] જુઓ 'નૂતન'-'નવ.¹'
**નૂપુર** ન. [સં., પું.] સ્ત્રીઓના પગનું ઝાંઝર, નેપુર
**નૂપુર-ઝંકાર (-ઝઙ્કાર)** પું. [સં.] ઝાંઝરનો ઝમકાર
**નૂર¹** ન. [મરા.] (માલ-સામાનની હેરફેરનું) ભાડું, લગાત, 'ફ્રેઇટ.' [**૦ બેસવું** (-બેસવું), **૦ લાગવું** (રૂ.પ્ર.)માલસામાનની હેરફેરનું ભાડું થવું. **૦ ભરવું** (રૂ.પ્ર.) એની રકમ ચૂકવવી]
**નૂર²** ન. [અર.] તેજ, પ્રકાશ, પ્રભા, જ્યોતિ [**૦ ઊડી જવું** (રૂ.પ્ર.) ફિક્કું પડી જવું. **૦ ઊતરવું** (રૂ. પ્ર.) શરમાઈ જવું. **૦ વરસવું** (રૂ.પ્ર.) તેજ ખીલી ઊઠવું]
**નૂર-જહાં** સ્ત્રી. [અર. + ફા. 'નૂરે જહાં' જગતનું તેજ] મોગલ શહેનશાહ જહાંગીરની બેગમ. (સંજ્ઞા.)
**નૂરત** સ્ત્રી. [જુઓ 'નૂર.²'] તેજ, પ્રકાશ. (૨) સૌંદર્ય
**નૂરે-નામું** ન. [જુઓ 'નૂર²'+'નામું.'] પીરાણા પંથના સાહિત્યનો એ નામનો એક ગ્રંથ. (સંજ્ઞા.)
**નૂર-બીબી** સ્ત્રી. [જુઓ 'નૂર²'+'બીબી.'] (લા.) ઓરીના પ્રકારનો એક બિન-જોખમી રોગ
**નૂર-માફ** વિ. [જુઓ 'નૂર¹'+'માફ.'], **નૂર-મુક્ત** વિ. [+ સં.] જેનું ભાડું જતું કરવામાં આવ્યું હોય તેવું, 'ફ્રી ઑન રેઇલ્સ'
**નૂર-સારંગ (-સારઙ્ગ)** પું. [જુઓ 'નૂર²'+ સં.] સારંગ રાગની એક જુદી તરજ. (સંગીત.) [જાતનું એક પક્ષી
**નૂરી** વિ. [અર.] પ્રકાશિત, તેજસ્વી, નૂરવાળું. (૨) ન. પોપટની
**નૂરે-ખુદા** ન. [અર + અર., પ્રયોગ ફારસી] ખુદાનું તેજ, ઈશ્વરી તેજ [(૨) (લા.) પુત્ર, દીકરો
**નૂરે-ચશ્મ** ન. [અર + ફા., પ્રયોગ ફારસી] આંખનું તેજ
**નૂહ** પું. [યહૂદી.] એ નામનો એક પ્રાચીન યહૂદી પેગંબર. (સંજ્ઞા.) [છું'માં.
**નૂંછવું, નૂંછાવવું, નૂંછાવું** જુઓ 'નૂ(-નૂં)છવું' – 'નૂ(-નૂં)છ-
**નૂંઝવવું, નૂંઝાવું.** જુઓ 'નૂ(-નૂં)ઝવું' – 'નોંઝવું'માં.
**નૂનવું** સ. ક્રિ. લેખામાં લેવું, ગણતરીમાં લેવું. **નુનાવું** કર્મણિ., ક્રિ. **નુનાવવું** પ્રે., સ. ક્રિ. [પુરુષ. (૨) માનવ
**નૃ-** પું. [સં., ગુ.માં તત્સમ શબ્દોમાં આરંભમાં.] નર,
**નૃ-કુલ(-ળ)** ન. [સં.] માનવ-વંશ, માનવ-જાતિ
**નૃ-કુલ(-ળ)-વિદ્યા** સ્ત્રી. [સં.] માનવ-જાતિની ઉત્પત્તિથી લઈ થયેલા વિકાસની વિચારણા આપતી વિદ્યા, 'એથ્નોલૉજી,' 'ઍન્થ્રૉપોલૉજી' (પો. ગો.) [એ. (નાટ્ય.)
**નૃત્ત** ન. [સં.] તાલ અને લય સાથે અભિનયપૂર્વક નાચવું
**નૃત્ય** ન. [સં.] નાચવું એ, નાચ ('ડાન્સ'). (નાટ્ય.)
**નૃત્ય-કલા(-ળા)** સ્ત્રી. [સં.] નૃત્ય વિશેની વિદ્યા
**નૃત્ય-કાર** વિ., પું. [સં.] નૃત્ય કરનાર, નર્તક
**નૃત્ય-ગીત** ન. [સં.] નૃત્ય સમયે ગાવાનું ગીત
**નૃત્ય-નાટિકા** સ્ત્રી. [સં.] નૃત્ય કરતાં કરતાં ભજવાતી નાટિકા, 'બૅલેટ' [થાય છે તેવું સ્થાન, 'ડાન્સિંગ હૉલ'
**નૃત્ય-મંડપ (-મણ્ડપ)** પું. [સં.] જ્યાં નૃત્ત અને નૃત્ય રજૂ
**નૃત્ય-વાદ્ય** ન. [સં.] નૃત્ય કરતી વેળા સાથ આપતું તે તે વાજિંત્ર
**નૃત્ય-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] નૃત્ત અને નૃત્ય શીખવા-શીખવવાની નિશાળ
**નૃત્ય-સમારંભ (-સમારમ્ભ)** પું. [સં.] નાચ-ગાનનો જલસો
**નૃ-દેવ** પું. [સં.], **૦તા** પું. [સં., સ્ત્રી.] બ્રાહ્મણ
**નૃ-દેહ** પું. [સં.] માનવ-દેહ
**નૃપ, -પતિ** પું. [સં.] નરપતિ, રાજા, રાજવી
**નૃપતિ-ગણ** પું. [સં.] રાજવીઓનો સમૂહ
**નૃપસત્તાક** વિ. [સં.] રાજ્ય ઉપર જ્યાં રાજાની સત્તા છે તેવું
**નૃપાત્મજ** પું. [સં. नृप + आत्म-ज] રાજ-કુમાર
**નૃપાત્મજા** સ્ત્રી. [સં. नृप + आत्मजा] રાજ-કુમારી
**નૃ-પાલ(-ળ)** પું. [સં.] જુઓ 'નૃપ.'
**નૃપાશ્રિત** વિ. [સં. नृप + आ-श्रित] રાજાને આશરે જઈ રહેલું, રાજાનું આશ્રિત
**નૃપાસન** ન. [સં. नृप + आसन] રાજ-ગાદી
**નૃપાંગ (નૃપાઙ્ગ)** ન. [સં. नृप + अङ्ग] રાજ-કારોબારમાં રાજાને ઉપયોગી સ્વામી અમાત્ય મિત્ર કોશ રાષ્ટ્ર દુર્ગ અને સેના એ તે તે અંગ
**નૃપાંશ (નૃપાંશ)** પું. [સં. नृप + अंश] રાજ-ભાગ
**નૃપેંદ્ર (નૃપેન્દ્ર)** [સં. नृप + इन्द्र] મોટો રાજા, મહારાજ, મહારાજા

**નૃપોચિત** વિ. [સં.નૃપ+ઉચિત]રાજાને લાયક, રાજાને શોભે તેવું
**નૃ-મેધ** પું. [સં.] જુઓ 'નર-મેધ.'
**નૃ-યજ્ઞ** પું. [સં.] આતિથ્ય-સત્કાર, મહેમાનગીરી
**નૃ-લોક** પું. [સં.] મનુષ્ય-લોક, મર્ત્ય-લોક, પૃથ્વી ઉપરનો માનવ-સમૂહ [ડુક્કરના રૂપનો અવતાર
**નૃ-વરાહ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વિષ્ણુનો
**નૃ-વંશ** (-વંશ) પું. [સં.] જુઓ 'નૃ-કુલ.'
**નૃવંશ-વિજ્ઞાન** (નૃવંશ-) ન. [સં.] જુઓ 'નૃવંશ-વિદ્યા.'
**નૃવંશવિજ્ઞાની** (નૃવંશ-) વિ. [સં., પું.] નૃવંશવિજ્ઞાનનું જાણકાર,' 'ઍન્થ્રોપોલૉજિસ્ટ'
**નૃવંશ-વિદ્યા** (નૃવંશ-) સ્ત્રી., **નૃવંશ-શાસ્ત્ર** (નૃવંશ-) ન. જુઓ 'નૃકુલ-વિદ્યા'-'ઍથ્નોલૉજી'(ર.વા.)-'ઍન્થ્રોપોલૉજી' (દ.બા.)
**નૃવંશ-શાસ્ત્રી** (નૃવંશ-) વિ. [[સં., પું.] નૃવંશવિદ્યાનો જ્ઞાતા, 'ઍથ્નોલૉજિસ્ટ', 'ઍન્થ્રોપોલૉજિસ્ટ'
**નૃ-શંસ** (નૃ-શંસ) વિ. [સં.] ક્રૂર, ઘાતકી. (૨) પું. નરાધમ
**નૃશંસ-તા** (નૃશંસ-) સ્ત્રી. [સં.] નૃશંસ હોવાપણું
**નૃ-સિંહ** (-સિંહ) પું. [સં.] જુઓ 'નર-સિંહ.'
**નૃસિંહ-ચતુર્દશી** (નૃસિંહ-) સ્ત્રી., **નૃસિંહ-જયંતી** (નૃસિંહ-જયન્તી) સ્ત્રી. [સં.] વૈશાખ સુદિ ચૌદસ (નરસિંહ-અવતારની જન્મ-જયંતીની તિથિ). (સંજ્ઞા.)
**નૃસિંહ-રૂપ** (નૃસિંહ-) ન. [સં.] અડધું માણસનું અને ધડ ઉપરનું સિંહનું સ્વરૂપ
**નૃસિંહાવતાર** (નૃસિંહાવતાર) પું. [+સં. અવ-તાર] જુઓ 'નૃસિંહ.' [૦ લેવો (રૂ.પ્ર.) ખૂબ જ ગુસ્સે થવું]
**ને**[૧] ઉભ. [સં. अन्यानि > પ્રા. अन्नाणि > અપ. अन्नाइं, अन्नइं, अन्नइ > જૂ. ગુ. 'અનઇ,' 'નઇ'] અને, તથા, તેમજ. (વ્યા.)
**ને**[૨] ક્રિ. વિ. [સં. ननु > જૂ. ગુ. નનો વિકાસ] ક્રિયાપદને અને પ્રશ્નાર્થ સૂચવે છે: આવશોને' વગેરે પ્રાંતીય રીતે 'ને' (નેં.') -'નાં.' (૨) ક્વચિત્ 'સંમતિ' સૂચવવા: 'ભલે-ને આવે' 'છોને-આવે' એમ ક્રિ. વિ. પછી. (વ્યા.)
**-ને**[૩] અનુગ. [જુઓ -'નું' + સા. વિ. 'એ' પ્ર.; સૌ.માં. વૈકલ્પિક 'નેં' (-નેં)] મુખ્યત્વે સંપ્રદાનના અર્થમાં (જેમકે 'એ રામને નમસ્કાર કરે છે,' 'રામને રકમ આપે છે.' કર્તરિ-કર્મણિ બેઉ પ્રયોગે સંપ્રદાન સિદ્ધ જ રહે છે.). (વ્યા.) (૨) દ્વિકર્મક ક્રિયાને યોગે ગૌણ કર્મને માટે (જેમકે 'એણે રામને વાત કહી.' આમાં પણ કર્તરિ કર્મણિ પ્રયોગે સંપ્રદાન જેવી સ્થિતિ. (વ્યા.) (૩) શુદ્ધ કર્મના અર્થમાં બી. વી. નો અર્થ આપે છે: 'હું માણસને જોઉં છુ' 'હું એને મળું છું' વગેરે. કર્મણિ થતાં જ્યારે પ. વિ થાય છે ત્યારે 'ને' પ્રયોજાતો નથી.-આની બીજી પણ ઝીણવટ છે.) (વ્યા.)
**-ને**[૪] વિ. અનુગ. [જુઓ 'નું' + ત્રી. વિ. અને સા. વિ. વાળાં વિશેષ્યોની પૂર્વે આવતાં એ.વ.માં વિશેષ્યમાં 'એ' પ્રત્યય અંતર્ગત હોય ત્યારે જ વપરાય છે. અને એ પણ હવે વૈકલ્પિક 'રાજાને ઘોડે' 'રાજાના ઘોડે'-વગેરે. (વ્યા.)]
**ને**[૫] (નેં) સ્ત્રી. [ફા. નય્] હોકાની નળી, નેચો
**નેઉવું** વિ. [જુઓ 'નેવુ-સું'-નું લાઘવ.] જુઓ 'નેવુ-સું.'
**નેઉવો**[૧] વિ., પું. [જુઓ 'નેઉવું.'] સંવતમાં નેવુમા વર્ષનો કોઈ તે તે દુકાળ [નેવાં પડવાથી થતો ખાડો
**નેઉવો**[૨] પું. [જુઓ 'નેવું[૨]' + ગુ. 'ઓ' ત. પ્ર.] વરસાદનાં
**નેક**[૧] વિ. [ફા.] ન્યાયી, પ્રામાણિક, સાચું. (૨) સદ્ગુણી નીતિમાન. (૩) ધાર્મિક. (૪) માન્યવર. (૫) તીર્થ. (૬) પવિત્ર
**નેક**[૨] પું. નિયમ, ધારો. (૨) હદ, મર્યાદા. [૦ ઠરાવવો, ૦ બાંધવો (રૂ. પ્ર.) પ્રમાણ કે ભાવ નક્કી કરવાં. ૦ રાખવો (રૂ. પ્ર.) હદ જાળવવી]
**નેક-ટાઇ** સ્ત્રી. [અં.] ખ્રિસ્તીધર્મીઓ એક ધાર્મિક ચિહ્ન તરીકે ખમીશ ઉપર આગળ લટકતી બે છેડાવાળી ગળા ફરતી બાંધે છે તે ગાંઠવાળી પટ્ટી
**નેક-ટેક** સ્ત્રી. [જુઓ 'નેક[૧]' + 'ટેક.'] પવિત્ર અને પ્રામાણિક સંકલ્પ [કૃપા-દૃષ્ટિ
**નેક-નજર** સ્ત્રી. [જુઓ 'નેક[૧]' + 'નજર.'] પવિત્ર દૃષ્ટિ,
**નેક-નામ** વિ. [જુઓ 'નેક[૨]' + 'નામ.'], **નેક-નામદાર** વિ. [જુઓ 'નેક' + 'નામદાર.'], **નેક-નામવર** વિ. [જુઓ 'નેક' + 'નામવર.'] માન્યવર, નામદાર
**નેકનામી** સ્ત્રી. [ફા.] પવિત્ર ખ્યાતિ, સારી આબરૂ, સુ-યશ
**નેક-નિય્યત, નેક-ની(-નૈ)યત** સ્ત્રી. [જુઓ 'નેક[૧]' + 'નિય્યત' -'ની(-નૈ)યત.'] પવિત્ર દાનત [ણિક ચુકાદો
**નેક-ન્યાય** પું. [જુઓ 'નેક[૧]' + સં.] પવિત્ર ન્યાય, પ્રામા-
**નેક-બખ્ત** વિ. [ફા.] ભાગ્યશાળી, નસીબદાર, સુભાગી. (૨) આજ્ઞાંકિત
**નેકબખ્તી** સ્ત્રી. [ફા.] નેકબખ્ત હોવાપણું
**નેક-લેસ** પું. [અં.] ગળાનું એક ઘરેણું, કંઠનો સોનાનો પટ્ટો
**નેકી** સ્ત્રી. [ફા.] નેકપણું. (૨) ટેક. [૦ પોકારવી (રૂ.પ્ર.) ગુણગાન ગાવાં (છડી હાથમાં રાખી રાજા કે ધર્માચાર્યોની પ્રશસ્તિ પોકારવી)]
**નેકીલું** વિ. [જુઓ 'નેક[૧]' + ગુ. 'ઈલું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નેક[૧].' (૨) ટેકીલું ['નેક.[૨]'
**નેકો** પું. [જુઓ 'નેક[૨]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**નેખમ**[૧] પું ઊંડો દાટેલો ખીલો [એ સ્થાન
**નેખમ**[૨] (-મ્ય) સ્ત્રી. ચણેલા ભાગને જમીનનું તળ અડે
**નેખમ**[૩] ન. નાનું ગામડું
**નેગ** પું. [ફા. નેક્ > વ્રજ.] ઇષ્ટદેવને દરરોજ સામગ્રી કેટલી ધરવી એના માપનો બાંધેલો શિરસ્તો. (પુષ્ટિ.)
**નેગ-ભોગ** પું. [+સં.] નેગને અનુસરી ઇષ્ટદેવને ધરવામાં આવતી સામગ્રી. (પુષ્ટિ.) [દૂત, કાસદ
**નેગિયો** પું. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) સંદેશ-વાહક
**નેગી** પું. [જુઓ 'નેગ' + ગુ 'ઈ' ત.પ્ર.] (લા.) તહેવારના દિવસે ભેટ લેનાર સેવક. (૨) ગામ-નોકર
**નેગુંદલ** પું. સમુદ્ર-કાંઠા નજીક ઊગતો એ નામનો એક છોડ
**નેગેટિવ** પું. [અં.] વીજળીનો ઓછા દબાણવાળો દંડો તાર, ઋણ-તાર. (૨) સ્ત્રી. લીધેલા ફોટોની કાચની કે કચકડાની-સેલ્યુલોઇડની તકતી કે ફિલ્મ
**નેઘરો** પું. સસલાં તેતર વગેરે પકડવાનો ફાંસલો (એક પ્રકારની જાળ) [નિયતિ, પ્રકૃતિ
**નેચર** પું. [અં.] સ્વભાવ, પ્રકૃતિ. (૨) સ્ત્રી. કુદરત, નિસર્ગ,

**નેચરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] નિસર્ગવાદી, પ્રકૃતિવાદી
**નેચરોપથી** સ્ત્રી. [અં.] કુદરતી ઉપચાર-શાસ્ત્ર, નિસર્ગોપચાર
**નેચળ** વિ. પુષ્કળ, ઘણું, અપાર, અનંત
**નેચો** (નૅચો) પું. [ફા. નયચહ્] હુક્કાની ગૂંછળાંવાળી નળી, ને
**નેજ¹** ન. [સં. नैवेद्य- > પ્રા. निइज्ज-] નૈવેદ્ય, ઇષ્ટદેવને ધરવાની ખાદ્ય સામગ્રી [સાથે બાંધેલી દોરી
**નેજ²** પું [ફા. નેજહ્] પીંજણને ઊંચી રાખવા માટે કામઠા
**નેજવું** સ.ક્રિ. [જુઓ 'નેજું,' ના.ધા.] આંખ ઉપર છાપરા જેમ હથેળીઓ રાખી જોવું. **નેજાવું** કર્મણિ, ક્રિ. **નેજાવવું** પ્રે.,સ.ક્રિ.
**નેજવું²** ન. [જુઓ 'નેજ²'+ ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] છાપરાની પાંખ કે મોતિયાનો ટેકો, ફાંસડો. (૨) બારસાખના સોભલા પાસેનું ઢાંકણ, એ ચીકલવટની વચમાં આવતો લાકડાનો ચોરસ ટુકડો, દાંઢો, વાઢ
**નેજા-દાર** વિ. [જુઓ 'નેજું' + ફા. પ્રત્યય], **નેજા-બહાર** વિ. નેજું ઉપાડનાર, ભાલાવાળું. (૨) નેજો ઉપાડનાર, હાથમાં વાવટો રાખનાર
**નેજા-બાજ** વિ [જુઓ 'નેજું' + ફા. પ્રત્યય] ભાલું મારનાર
**નેજા-બાજી** સ્ત્રી. [ફા. પ્રત્યય] ભાલું મારવાની ક્રિયા, ભાલું મારવાની કલા [કટાક્ષ, નેત્ર-બાણ
**નેજારો** પું. [અર. નેઝરહ્] આંખની નખરાંબાજી, ઇશારો,
**નેજાવવું, નેજાવું** જુઓ 'નેજવું'માં. 'નેજા-દાર.'
**નેજાળું** વિ. [જુઓ 'નેજું' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ
**નેજાં** ન.,બ.વ. એક પ્રકારનું વસાણું
**નેજું¹** ન. જૂના સમયનું એક માપ
**નેજું²** ન., **-જો¹** પું. [ફા. નય્જહ્] બરછી. (૨) ભાલાનું ફળું. (૩) ભાલું. (૪) વાવટો. (૫) હુક્કાની ચલમ રાખવાની ઊભી નળી
**નેજો²** પું. આશ્રમ
**નેજો³** પું કલમ બનાવવાનું બરુ, કાહું.
**નેટ¹** ક્રિ.વિ. નક્કી, ખચીત, ચોક્કસ. (પદ્યમાં.)
**નેટ²** વિ. [અં.] બાદ જતા બાકી રહેલું, ચોખ્ખું બચેલું. (૨) સ્ત્રી. જાળીદાર કપડું કે પડદો
**નેટ³** ન [અં.] એક ખાસ પ્રકારનાં વિમાનોની જાત
**નેટ-કોરું** ન. [જુઓ 'નેટ²' + 'કોરું.'] એ નામનું એક કાપડ
**નેટડી** સ્ત્રી. ઓખાના દરિયામાં મળતી માછલીની એક જાત
**નેટવું** અ.ક્રિ. મટવું, ટળવું. (પદ્યમાં.)
**નેટાં¹** ન.,બ.વ. સેડાં, લીંટ
**નેટાં²** ન.,બ.વ. [સં. नैकटयक- > પ્રા. निअट्टय-] (લા.) ખણ-ખોદ. (૨) બારીક તપાસ. [**૦ લેવાં** (રૂ.પ્ર.) ભૂલ શોધવા માટે ભમવું]
**નેટિવ** વિ. [અં.] સ્વદેશનું, સ્વદેશી, દેશનું વતની
**નેટી** સ્ત્રી. [જુઓ 'નેટાં' ('નેટું') + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'નેટાં.²' [હેત, પ્રેમ, સ્નેહ
**નેટું** ન. [સં. नैकटयक- > પ્રા. निअट्टअ-] (લા.) નેડો,
**નેઠમ** ક્રિ.વિ. જરૂર, નક્કી, ચોક્કસ
**નેઠવું¹** અ.ક્રિ. હારી જવું. હઠી જવું, **નેઠાવું¹** ભાવે., ક્રિ. **નેઠાવવું¹** પ્રે.,સ.ક્રિ.
**નેઠવું²** સ.ક્રિ. અટકાવી લેવું. (૨) નાશ કરવો. **નેઠાવું²** કર્મણિ.,ક્રિ. **નેઠાવવું²** પ્રે.,સ.ક્રિ.
**નેઠાવવું,¹⁻² નેઠાવું¹⁻²** જુઓ 'નેઠવું¹⁻²'માં.
**નેઠું** ન., **-ઠો** પું. [સં. निष्ठा- > પ્રા. निट्ठा દ્વારા] ઠામ ઠેકાણું, ધડો. (૨) છેડો, અંત. (૩) દૃઢતા
**નેડ-લો** (નેઃડલો) પું. [જુઓ 'નેડો' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] નેડો. સ્નેહ. (પદ્યમાં.)
**નેડું** વિ. [સં. निकटक - > પ્રા. निअडअ-] પાસેનું, નજીકનું. (૨) ક્રિ.વિ. પાસે, નજીક [પાસે
**નેડે** ક્રિ.વિ. [જુઓ 'નેડું' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] નજીક,
**નેડો¹** (નેઃડો) પું. [સં. स्नेह > પ્રા. नेह + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] સ્નેહ, હેત, પ્રેમ, હેડો. [**૦ લાગવો** (રૂ.પ્ર.) રટ લાગવી]
**નેડો²** પું. [સં. निकटक - > પ્રા. निअडअ] જુઓ 'નેટાં.²' [**૦ લેવો** (રૂ.પ્ર.) ભૂલ શોધવા પ્રયત્ન કરવો]
**નેણ¹** (નૅણ) ન. [સં. नयन > પ્રા. नइण, नयण] નયન, નેત્ર, આંખ, લોચન. (૨) ચિત્ર કે મૂર્તિની આંખ ઉપર ચોડવામાં આવતું સોના ચાંદી માટી (ચાઇના-ચિનાઈ) વગેરેનું આંખનું ચિહ્ન [દોરડું
**નેણ²** (નૅણ) ન. ચામડાની વાધરીઓથી મેળવેલી રાશ કે
**નેણ-કટારી** (નૅણ-) સ્ત્રી. [જુઓ 'નેણ¹' + 'કટારી.'] (આંખરૂપી કટાર) (લા.) નેજારો, નયન-કટાક્ષ, ઇશારો
**નેણ-ચોટ** (નૅણ-ચૉટય) સ્ત્રી. [જુઓ 'નેણ¹' + 'ચોટ.'] (લા.) આંખના ઇશારાની અસર, નયન-કટાક્ષની અસર
**નેણ-ઠાર** (નૅણ-) વિ. [જુઓ 'નેણ¹' + 'ઠારવું.'] આંખને ઠારે-શાંતિ આપે તેવું [બાણ.'
**નેણ-બાણ** (નૅણ-) ન. [જુઓ 'નેણ' + સં.] જુઓ 'નયન-
**નેણલું** (નૅણલું) ન. [જુઓ 'નેણ¹' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] નેણ, નયન, આંખ. (પદ્યમાં.) [જુઓ 'નેરણી.'
**નેણી** સ્ત્રી. [જુઓ 'નેરણી'-'નેયણી'-પ્રવાહી ઉચ્ચારણ.]
**નેતર** ન. [સં. नेत्र -ઝાડનું મૂળ; અર્વા. તદ્ભવ] (લા.) પાણીમાં થતો એક જાતનો વેલો. (૨) એ વેલાનો સોટો કે સોટી-છડી ['નેતરું.' (પદ્યમાં.)
**નેતરડું** ન. [જુઓ 'નેતરું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**નેતર-પામ** ન. [+ અં.] તાડની એક જાત
**નેતર-વેલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] એ નામની એક કાંટાળી વેલ [એક ઝાડ
**નેતર-શિં(-શી)ગ** ન. [ + જુઓ 'શિં(-શી)ગ.'] એ નામનું
**નેતરી** સ્ત્રી. [જુઓ 'નેતરું' + ગુ. 'ઈ ' સ્ત્રીપ્રત્યય.] (લા.) મોઢેથી પૂછડા સુધી મજબૂત બાંધાની કુંભાગરી જાતની ભેંસ
**નેતરું** ન. [સં. नेत्र, અર્વા. તદ્ભવ + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] છાસ કરતી વેળા રવૈયો ફેરવવાનું દોરડું. (૨) ગાય-ભેંસ દોહતી વખતે પાછલા પગે બાંધવાનું દોરડું, નોંઝણું
**નેતવ્ય** વિ. [સં.] લઈ જવા જેવું, દોરી જવા જેવું
**નેતા** વિ. [સં.,પું.] નાયક, દોરનાર, અગ્રણી, અગ્રેસર, આગેવાન. (૨) (લા.) જાસૂસ, ગુપ્ત-ચર [**૦ પહોંચવા** (પૅઃચવા) (રૂ.પ્ર.) છૂપી બાતમી મળવી] [જાસૂસી
**નેતાગીરી** સ્ત્રી. [ + ફા. પ્રત્યય] આગેવાની (૨) (લા

નેતારું ન. ચરબીને ઉકાળી લેતાં વધતો કચરો
નેતિ, ૦ નેતિ ક્રિ.વિ. [સં. न + इति અને દ્વિર્ભાવ] 'આ જે કાંઈ દેખાય છે-સંભળાય છે-જાણવામાં આવે છે કે જાણ-બહારનું પણ જે કાંઈ છે તેનાથી કાંઈક પર બીજું છે એવો ઉદ્ગાર. (વેદાંત.) (૨) આ જેવું લાગે છે તેવું નથી એમ. (વેદાંત.) (૩) કશું જ ન હોય એમ, શૂન્ય
નેતિ-પક્ષ પું. [સં.] નકારવાળો પક્ષ, નાસ્તિ-પક્ષ
નેતિ-વાદ પું. [સં.] શૂન્યવાદ. (વેદાંત.)
નેતિવાદી વિ. [સં.,પું.] શૂન્યવાદી
નેતી સ્ત્રી. [સં.] ખાસ રીતે તૈયાર કરેલી દોરી નાક-વાટે નાખી ગળામાંથી મોઢામાં નાખવાની યૌગિક ક્રિયા (યોગ.)
નેતી-ધોતી સ્ત્રી. [+ જુઓ 'ધોતી.'], નેતી-ધૌતી સ્ત્રી. [સં.] નેતી અને ધોતીની યૌગિક ક્રિયા. (યોગ.)
નેતી-યોગ પું. [સં.] નેતી પ્રકારની યૌગિક ક્રિયા. (યોગ.)
નેતૃ-ત્વ, -પદ ન. [સં.] જુઓ 'નેતા-ગીરી.'
નેત્ર ન. [સં.] નયન, નેણ, આંખ, લોચન. [૦ ભરાવાં (રૂ.પ્ર.) આંખમાં આંસુ આવવાં]
નેત્ર-કટાક્ષ પું., બ.વ. [સં.] જુઓ 'નેણ-કટારી.'
નેત્ર-કમલ(-ળ) ન. [સં.] કમળના જેવી સુંદર આંખ
નેત્ર-કામણ ન. [જુઓ 'કામણ.'] (લા.) આંખનું જાદૂ
નેત્ર-કોટર ન. [સં.,પું.] આંખનો ગોખલો
નેત્ર-કોણ-ક્ષત ન. [સં.] આંખના ખૂણા ઉપરનો વ્રણ, નાસૂર
નેત્ર-કોશ(-ષ) [સં.] આંખનો ડોળો
નેત્ર-ગુહા સ્ત્રી. [સં.] જુઓ 'નેત્ર-કોટર.'
નેત્ર-ગોલક પું. [સં.] આંખનો ડોળો. (૨) આંખનો ગોખલો
નેત્ર-ચ્છદ પું [સં.] આંખની તે તે પાંપણ
નેત્ર-દર્પણ ન. [સં.,પું.] આંખના ડોળાનું ત્રીજું પડ, 'રેટિના'
નેત્ર-નિમીલન ન. [સં.] આંખ મીંચવાની ક્રિયા
નેત્ર-પટ પું., નેત્ર-પટલ(-ળ) ન. [સં.] આંખનો પડદો
નેત્ર-પથ પું. [સં.] આંખ જ્યાં સુધી-જેટલે દૂર સુધી જોઈ શકતી હોય તેટલો વિસ્તાર, નેત્ર-માર્ગ
નેત્ર-પરીક્ષા સ્ત્રી. [સં.] રોગને લઈ બગડેલી આંખોની એના ચિકિત્સક દ્વારા તપાસ
નેત્ર-પર્યંત (-પર્યન્ત) પું. [સં.] આંખનો તે તે છેડો
નેત્ર-પલ્લવી સ્ત્રી [સં.] આંખના ઇશારાથી મૂંગી વાત-ચીત કરવાની વિદ્યા
નેત્ર-પાક પું. [સં.] આંખ આવવા—ઊઠવાનો રોગ
નેત્ર-પિંડ (પિણ્ડ) પું. [સં.] જુઓ 'નેત્ર-ગોલક(૧).'
નેત્ર-પુટ પું. [સં.] આંખનું પોપચું
નેત્ર-પ્રાંત (-પ્રાન્ત) પું. [સં.] જુઓ 'નેત્ર-પર્યંત.'
નેત્ર-મલ(-ળ) પું. [સં.] આંખના ચીપડા [સમગ્ર ભાગ
નેત્ર-મંડલ(-ળ) (-મણ્ડલ,ળ) ન. [સં.] આંખનો તે તે
નેત્ર-માર્ગ પું [સં.] જુઓ 'નેત્ર-પથ.'
નેત્ર-મિલન ન. [સં.] સામસામી આંખો મળવી એ
નેત્ર-યજ્ઞ ,પું [સં.] કામચલાઉ છાવણી નાખી એમાં કરવામાં આવતી આંખોનાં દર્દીઓની સારવાર (એનું સ્થાન તે 'આઇ-રિલીફ કૅમ્પ')
નેત્ર-યુગ, ૦લ, નેત્ર-યુગ્મ ન. [સં.] બેઉ આંખ
નેત્ર-રસ પું. [સં.] આંખમાનું પારદર્શક પ્રવાહી
નેત્ર-રસાયન [સં.] (લા.) આંખનું અંજન, સુરમો, સોયરું
નેત્ર-રોગ પું [સં.] આંખનો વ્યાધિ
નેત્રરોગ-શાસ્ત્ર ન [સં.] માનવીની આંખોના રોગોને લગતી વિદ્યા, 'ઑપ્થૅલ્મૉલૅાજી'
નેત્ર-વિકાર પું., નેત્ર-વિકૃતિ સ્ત્રી. [સં.] આંખમાં થતો કોઈ અને કોઈ ફેરફાર (જે રોગ છે.)
નેત્ર-વિદ્યા સ્ત્રી. [સં.] આંખની પ્રક્રિયા અને એના રોગોને લગતું વિજ્ઞાન, 'ઑપ્થૅલ્મૉલૉજી'
નેત્ર-વિસ્ફાલન ન. [સં.] આંખો ફાડીને જોવું એ
નેત્ર-વૈદ પું [+ સં. वैद्य]. -દ્ય, પું. [સં.] આંખનો ડાક્તર
નેત્ર-વ્યાધિ પું. [સં.] જુઓ 'નેત્ર-રોગ.'
નેત્ર-શૂલ(-ળ) ન. [સં.] આંખનો ચટકો
નેત્ર-શોફ પું. [સં.] આંખનો સોજો
નેત્ર-સમસ્યા સ્ત્રી. [સં] જુઓ 'નેત્ર-પલ્લવી.'
નેત્ર-સંકેત (-સઙ્કેત) પું. [સં.] આંખનો ઇશારો
નેત્ર-સ્રાવ પું. [સં.] આંખમાંથી પાણી વહ્યા કરવાં એ
નેત્ર-હીન વિ. [સં.] આંખ વિનાનું-આંધળું, અંધ
નેત્રાકર્ષક વિ. [+ સં. आ-कर्षक] આંખને ખેંચે તેવું, મનોહર
નેત્રાકર્ષણ વિ. [+ સં. आ-कर्षण] આંખને થતું ખેંચાણ
નેત્રાગ્નિ પું. [+ સં. अग्नि] (આંખનો અગ્નિ-) (લા.) રોષ, ક્રોધ, કોપ, ગુસ્સો
નેત્રાનંદ-દાયક (નેત્રાનન્દ-) વિ. [સં], નેત્રાનંદ-દાયી (નેત્રાનન્દ-) વિ. [સં., પું.] આંખને આનંદ આપનારું
નેત્રાંજન (નેત્રાઞ્જન) ન. [+ સં. अञ्जन] આંખમ આંજવાનું કાજળ, આંજણ, મેસ. (૨) સુરમો, સોયરું
નેત્રાંત (નેત્રાન્ત) પું. [+ સં. अन्त] જુઓ 'નેત્ર-પર્યંત.'
નેત્રાંબુ (નેત્રામ્બુ) ન. [+ સં. अम्बु] આંખમાંથી ઝરતું પાણી, આંસુ
નેત્રિક ન. [સં.] પિચકારી
નેત્રિકા, નેત્રી સ્ત્રી. [સં.] સ્ત્રી નેતા, સ્ત્રી આગેવાન
નેત્રેંદ્રિય (નેત્રેન્દ્રિય) સ્ત્રી. [+ સં. इन्द्रिय ન.] આંખની ઇંદ્રિય
નેત્રોત્સવ પું. [+ સં. उत्सव] આંખને મળતો આનંદ, દર્શનીય વસ્તુ જોવાની મજા
નેત્રોન્મીલન ન. [+ उन्मीलन] આંખો ઉઘાડવી એ
નેત્રૌષધ ન. [+ સં. औषध] આંખનું ઓસડ, આંખની દવા
નેન (નૅન) ન. [સં. नयन > પ્રા. नइण, नयण દ્વારા વ્રજ-હિં.] જુઓ 'નેણ.' [કાપડ, લઠ્ઠો
નેન-કલાક (નૅન-) પું. [અં. લૅાન-ક્લૉથ] એક જાતનું ધોળું
નેન-સૂક, -ખ (નૅન-) [હિં. नैनसूख] ઝીણા વણાટનું એક સુતરાઉ કાપડ
નેપથ્ય ન. [સં] રંગ-મંચ ઉપરનો વેશ-ભૂષા વગેરે માટેનો પાછલો અર્ધભાગ, વેશ-સ્થાન. (૨) (લા.) રંગ-મંચ ઉપરનો પડદો. (૩) પોશાક, વેશ-ભૂષા
નેપથ્યાભિમુખ ક્રિ.વિ. [+સં.अभि-मुख] રંગ-પીઠના પાછલા ભાગની દીવાલ કે પડદા તરફ મોઢું રાખીને
નેપથ્યોક્તિ [+ સં. उक्ति] નેપથ્યમાંથી બોલાતું પાત્રનું વચન
ને-પાર (ને:પાર) વિ. [સં. नहि पार:નું લાઘવ] અ-પાર,અનંત,

ઘણું જ, પુષ્કળ [એક દેશ-વિભાગ. (સંજ્ઞા.)
**નેપાલ(-ળ)** પું. [સં.] ભારતની ઉત્તરે હિમાલયની ગોદમાંનો
**નેપાલી(-ળી)** વિ. [સં.,પું.] નેપાળ દેશને લગતું, નેપાળનું. (૨) સ્ત્રી. નેપાળ દેશની ભાષા. (સંજ્ઞા.)
**નેપાળો** પું. [સં. नेपाल] એ નામની એક વનસ્પતિ અને એના બી. (જુલાબ માટેનું એક તીવ્ર ઔષધ). [૦આપવો, ૦દેવો (રૂ.પ્ર.) ખૂબ ધમકાવવું]
**નેપુર** ન. [સં. नूपुर] જુઓ 'નૂપુર.'
**નેપુરિયું** ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'નૂપુર.' (પદ્યમાં.)
**નેપુરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] પગની ઝાંઝરી
**નેપોલિયન** સ્ત્રી. [અં.] (લા.) ઘણા માણસ સાથે બેસી રમી શકે તેવી એક વિદેશી રમત. (સંજ્ઞા.)
**નૅપ્કિન** પું. [અં.] રૂમાલ, (૨) ટુવાલ
**નૅપ્ચ્યૂન** પું. [અં.] સૂર્યમાળામાંનો એક દૂરનો ગ્રહ. (ખગોળ.)
**નેફત** ન. તેલી બિયું
**નેફરી** સ્ત્રી. એક પ્રકારનું વાજિત્ર
**નેફા** પું. [અં. નોર્થ-ઇસ્ટ-ફ્રન્ટિયર, આસામ–N. E. F. A.] ભારતનો ઈશાન ખૂણાનો આસામની સરહદનો ચીનને અડીને આવેલો દેશ-ભાગ. (સંજ્ઞા.)
**નેફા-તૂટ** વિ. [જુઓ 'નેફો' + 'તૂટવું.'] (લા.) લંપટ, કામી, વિષયી, વ્યભિચારી
**નેફાળ** વિ. ઢંગ-ધડા વગરનું, ગતાગમ વિનાનું
**નેફો** પું. [ફા. નેફહ્] જેમાં નાડી નાખવામાં આવે છે તેવો ચણિયા ચોરણી પડદા વગેરેનો ધાર ઉપરનો પોલાણ-વાળો સીવેલો ભાગ. [-ફા વગરની નાત (-ત્ય) (રૂ.પ્ર.) બંધારણ વિનાની નાત કે કોમ]
**નેબ્યુલા** સ્ત્રી. [અં.] આકાશ-ગંગા, નીહારિકા
**નેમ[1]** (નૅમ) પું., ન. [સં. नियम. પું., અર્વા. તદ્ભવ] જુઓ 'નીમ.[1]'
**નેમ[2]** (-મ્ય) સ્ત્રી. [સં. निमिति > પ્રા. निम्मिइ, રચના.] (લા.) ધારણા, આશય. (૨) હેતુ, લક્ષ્ય. (૩) નિશાન. [૦ ચૂકવી (રૂ.પ્ર.) નિશાન ગુમાવવું. ૦ તાકવી (રૂ.પ્ર.) નિશાન સામે જોઈ રહેવું. ૦ પાર પડવી (રૂ.પ્ર.) ધારણા સફળ થવી. ૦ લેવી (રૂ.પ્ર.) જુઓ 'નેમ તાકવી.']
**નેમકાણો** પું. ગેળાની રમતમાં નવમી વારની ચોટ
**નેમ-ધર્મ** પું. [જુઓ 'નેમ[1]' + સં.] નિયમ-ધર્મ, પાઠ-પૂજા અને જપ-સેવા [વ્રતધારી
**નેમ-ધારી** વિ. [જુઓ 'નેમ[1]' + સં., પું.] નિયમ-ધારી,
**નેમલ** ક્રિ.વિ. જરૂર, અવશ્ય, નક્કી
**નેમ-લક્ષી** વિ. [જુઓ 'નેમ[1]' + સં.,પું.] નક્કી કરેલ કાર્યક્રમને અનુસરનારું, 'ટાર્જેટ-ઓરિયેન્ટેડ'
**નેમિ(-મી)** સ્ત્રી. [સં.] પૈડાનો પરિઘ, પૈડાનો ઘેરાવો. (૨) કૂવા ઉપરનો ગરેડો કે ગરગડી
**નેમિ-કુમાર, નેમિ-જિન, નેમિ-નાથ** પું., બ.વ. [સં.] જૈન સંપ્રદાયના બાવીસમા તીર્થંકર. (સંજ્ઞા.) (જૈન.)
**નેમી** જુઓ 'નેમિ.'
**નેમીશ્વર** પું. [સં. नेमि + ईश्वर] જુઓ 'નેમિ-કુમાર.'
**નેમો** પું. વાળંદ

**નેય** વિ. [સં.] જુઓ 'નેતવ્ય.' ['નેરણી.
**નેયણી** સ્ત્રી. [જુઓ 'નેરણી,'- પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ
**નેયાર્થ-તા** સ્ત્રી. [સં. नेय + अर्थ–ता] કાવ્યનો એ નામનો એક દોષ. (કાવ્ય.) [દોરડું
**નેયું** ન. છાસ કરવાના રવૈયાને ઊંચે લટકાવી રાખવાનું
**નેરડું** (નેઃરડું) ન. [જુઓ 'નેરું[2]' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] નાનો વોકળો, વહેળો, નાનું વાંધું, વાયું [નેયણી
**નેરણી** સ્ત્રી. નખ કાઢવાનું વાળંદનું એક ઓજાર, નેયણી-
**નેરણું** ન. કોઈની ખરાબ નજર ન લાગે એ માટે કાન પાસે કરવામાં આવતું કાજળનું ટપકું
**નેરું[1]** વિ. નજીકનું, પાસેનું. (૨) ક્રિ.વિ. નજીક, પાસે
**નેરું[2]** (નેઃરું) ન. [જુઓ 'નહેર' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નેરડું.'
**નેરે** ક્રિ.વિ. [જુઓ 'નેરું[1]' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] નજીક, પાસે [સંચો
**નેઇલ-કટર** ન. [અં.], **નેઇલ-બ્રશ** પું. [અં.] નખ કાપવાનો
**નેવ** ન. [સં. नीव्र + निम्न] છાપરાની નીચલી કિનારી પરનું મોતિયા કે વાંસ-વળી ઉપરનું તે તે નળિયું. (૨) (લા.) એવા નળિયાંઓમાંથી પડતું વરસાદનું પાણી. [૦નાં પાણી મોભે ચડ(-ઢ)વાં (રૂ.પ્ર.) તદ્દન અશક્ય વાત. -વે મૂકવું (રૂ.પ્ર.) મુલતવી રાખવું, અભરાઈએ ચડાવવું]
**નેવકું** ક્રિ.વિ. બિલકુલ, સાવ, સમૂળગું, તદ્દન [પરોણો
**નેવ-થાળી** વિ. [જુઓ 'નેવ' + 'થાળી.'] (લા.) મહેમાન,
**નેવર[1]** ન. [સં. नूपुर > જૂ.ગુ. નેવર] જુઓ 'નૂપુર.' (૨) ગાંડા માણસને પગે પહેરાવાતું સીસાનું કે કાંસાનું વજન-દાર કડલું. (૩). (લા.) ઘોડાના પગના ડાબલાનું ઉપરના ભાગનું ચામડું
**નેવર[2]** (-રય) સ્ત્રી. [જુઓ 'નેવર.[1]'] (લા.) ઘોડાના બે પગ અથડાવાનો રોગ અને એનાથી પડતું ભાઠું કે ચાંદું
**નેવરી** સ્ત્રી. એ નામની એક ફૂલ-વેલ, નવમલ્લિકા
**નેવલ[1]** (-લ્ય) સ્ત્રી. ગિલોડી, ગરોળી [એક ઘરેણું
**નેવલ[2]**(-ળ) (-લ્ય, -ળ્ય) સ્ત્રી. બેડી, હેડ. (૨) પગનું
**નેવલ[3]** વિ. [સં.] દરિયાઈ લશ્કરને લગતું
**નેવલ-આર્મી** સ્ત્રી., **નેવલ-ફોર્સ** સ્ત્રી. [અં.] દરિયાઈ સેના
**નેવલી** સ્ત્રી. પૈસાની થેલી ['નેવ(૧.)'
**નેવલું** ન. [જુઓ 'નેવું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**નેવળ** (-ળ્ય) જુઓ 'નેવલ.[2]'
**નેવળી** સ્ત્રી. નદી-કાંઠાનો એક છોડ
**નેવંજી** (નેવઞ્જી) સ્ત્રી. એ નામનું એક ફૂલ
**નેવાણી** સ્ત્રી. [જુઓ 'નેવ[1]' દ્વારા.] જેમાં નેવાંનાં પાણી પડતાં હોય તે જગ્યા, નવેરી
**નેવારી** સ્ત્રી. નેપાળી ભાષા. (સંજ્ઞા.)
**નેવાલો** પું. કોળિયો
**નેવા(-વ્યા)શી(-સી)** જુઓ 'નવાશી.'
**નેવા(-વ્યા)શી(-સી)-મું** જુઓ 'નવાશી-મું.'
**નેવાળ** (-ળ્ય) સ્ત્રી. એ નામની એક વેલી, મયાળ, પોઈ
**નેવાળી** સ્ત્રી. એક જાતનું ફળ-ઝાડ
**નેવાં-છપું** વિ. [જુઓ 'નેવું[2]' + 'છપવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.]

કૂળિયામાં સામે ઊભા રહેતાં ઘરના બારણાના ટોડલા ન દેખાય તેવું નીચા છાપરાવાળું (ઘર)

**નેવાં-વળી** સ્ત્રી. [જુઓ 'નેવું' + 'વળી.[1]'] ભીંતથી લઈ નેવાં ચૂતાં હોય ત્યાંસુધીનું એક-ઢાળિયું છાપરું

**નૅવી** સ્ત્રી. [અં.] સર્વ પ્રકારનાં દરિયાઈ સાધનવાળી દરિયાઈ સેના, 'નેવલ-આર્મી,' 'નેવલ-ફોર્સ'

**નૅવી-બ્લ્યૂ** વિ. [અં.] સમુદ્રના પાણીના રંગ જેવા રંગનું

**નેવુ(-વું[1])** વિ. [સં. नवति > પ્રા.नउइ દ્વારા] એંસી અને દસની સંખ્યા [પહોંચેલું

**નેવુ(-વું)-મું[2]** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] નેવુંની સંખ્યાએ

**નેવું[1]** જુઓ 'નેવુ.'

**નેવું[2]** ન. [સં. नीव्रक > પ્રા. निव्वअ-] જુઓ 'નેવ.' [-વાંનાં પાણી મોભે (રૂ.પ્ર.) અશક્ય વાત.-વે મૂકવું (રૂ.પ્ર.) મુલતવી રાખવું]

**નેવું-મું** જુઓ 'નેવુ-મું.'

**નેવ્યાશી(-સી)** જુઓ 'નવાશી.'

**નેવ્યાશી(-સી)મું** જુઓ 'નવાશી-મું.' [રાષ્ટ્ર-પ્રજા

**નૅશન** સ્ત્રી. [અં.] કોઈ એક દેશમાં વસતી સમગ્ર પ્રજા,

**નૅશનલ** વિ. [અ.] રાષ્ટ્રને લગતું, રાષ્ટ્રિય, પ્રજાકીય

**નૅશનાલિ-ઝમ** ન. [સં.] રાષ્ટ્ર-વાદ, પ્રજા-વાદ

**નૅશનાલિ-ઝેશન** ન. [સં., રાષ્ટ્રિયી કરણ

**નૅશનાલિસ્ટ** વિ. [સં.] પ્રજા-વાદમાં માનનારું, રાષ્ટ્રવાદી

**નેષ્ટ** વિ. [સં. न + इष्ट, સંધિથી] ન ઇચ્છેલું. (૨) નિષિદ્ધ. (૩) હીન કોટિનું, નઠારું. (૪) ન. અનિષ્ટ

**નેષ્ટી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સત્યાનાશ, પાયમાલી

**નેસ[1]** પું. [સં. निवेश > પ્રા.निएस] જંગલ પ્રદેશમાં વસતા માલધારીને રહેવાનું ઘાસ-પાલાનું ઝૂંપડું. (૨) એવાં ઝૂંપડાંઓના સમૂહનું નાનું વસેલ ગામડું, ગોઠડું

**નેસ[2]** પું. સમુદ્ર નજીકની ખાડીનો જમીનમાં ઘૂસતો સાંકડો પટો [શુકનિયાળ

**નેસ[3]** વિ. કમનસીબ. (૨) દરિદ્રી, કંજૂસ. (૩) અપ-

**નેસ-ડી** સ્ત્રી. [જુઓ 'નેસડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] થોડા નેસડાનું પરું. (૨) (લા.) નેસડામાં રહેનારી સ્ત્રી-ગોવાલણ

**નેસડું** ન. [જુઓ 'નેસ' + ગુ. 'ડું,' સ્વાર્થે ત.પ્ર.] જંગલનું નાનું એકલવાયું ઝૂંપડું

**નેસ-ડો** પું. [જુઓ 'નેસડું'] જુઓ 'નેસ.[1]'

**નેસલડો** પું. [જુઓ ''નેસડો' + ગુ. 'લ' મધ્યગ.] જુઓ 'નેસ.' (પદ્યમાં.)

**નેસલો** પું. કૂવાની ગરગડીની લોઢાની ધરી

**નેસ-વાસી** વિ. [જુઓ 'નેસ[1]' + સં., પું.] નેસડામાં રહેનારું

**નેસ્ત-નાબૂદ** વિ. [ફા.] જડ-મૂળમાંથી ઊખડી નાશ પામેલું. (૨) (લા.) પાયમાલ, નામ-શેષ [મોદી

**નેસ્તી** પું. ખાદ્ય સામગ્રીને લગતો સામાન વેચતો વેપારી,

**નેહ** પું. [સં. स्नेह > પ્રા. नेह] સ્નેહ, પ્રેમ, હેત, વહાલ

**નેહ-ઘેલું (-ઘેલું)** વિ. [+ જુઓ 'ઘેલું.'] પ્રેમને લઈ ઓછું ઓછું થતું, ખૂબ પ્રેમાળ

**નેહચું** ન. જુઓ 'નેચો.' [પ્રેમની લગની

**નેહ-જડ (-ડ્ય)** સ્ત્રી. [જુઓ 'નેહ' + 'જડ.'] (લા.) પ્રબળ

**નેહ-નમણું** વિ. [જુઓ 'નેહ' + 'નમણું.'] સ્નેહને લઈ શોભા આપતું [ભંગાણ

**નેહ-ભંગ (-ભઙ્ગ)** પું. [જુઓ 'નેહ' + સં.] સ્નેહ-ભંગ, પ્રેમમાં

**નેહ-ભીનું** વિ. [જુઓ 'નેહ' + 'ભીનું.'] (લા.) ખૂબ જ પ્રેમાળ, પ્રેમાતુર ['નેહ.' (પદ્યમાં)

**નેહડો** પું. [જુઓ 'નેહ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

**નેહમી** ક્રિ. વિ. દરરોજ, હંમેશાં, નિત્ય, પ્રતિ-દિન

**નેહરી[1]** સ્ત્રી. જુઓ 'નેરો.' (૨) ઘાઘરી

**નેહરી[2]** સ્ત્રી. માથામાં નાખવાનું એક જાતનું તેલ

**નેહ-વંતું (-વન્તું)** વિ. [જુઓ 'નેહ' + સં. °वत् > પ્રા. वंत + ગુ. સ્વાર્થે 'ઉં' ત. પ્ર.] સ્નેહાળ, પ્રેમાળ

**નેહારી** જુઓ 'નિહારી.' [(વહાણ.)

**નેહાવ** ન. વહાણ ઊંધું ન વળે એ માટે ભરવામાં આવતો ભાર.

**નેહાળ** વિ. [જુઓ 'નેહ'+ગુ. આળ.' ત. પ્ર.] જુઓ 'નેહ-વંતું.'

**નેહી** વિ. [જુઓ 'નેહ' + ગુ. 'ઈ' ત.પ્ર.] પ્રેમી પુરુષ. (પદ્યમાં.)

**નેહી-ડો** પું. [+ 'ડો' સ્વાર્થે ત. પ્ર.] પ્રેમી પુરુષ. (પદ્યમાં.)

**નેળ[1] (નેળ્ય)** સ્ત્રી. [સં. नली] બેઉ બાજુ થોરિયાં કે ખેતરોની વાડ હોય તેવી સાંકડી ગાડા-વાટ, નેળિયું, ગાડાં જવાનો સાંકડો માર્ગ

**નેળ[2]** સ્ત્રી [સં. नाली] હુક્કાની નળી

**નેળિયું (નેળિયું)** ન. [જુઓ 'નેળ[1]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'નેળ.[1]'

**નેળિયો** પું. [જુઓ 'નેળ[2]' દ્વારા.] જેમાં ચલમ ખોસવામાં આવે છે તે હુક્કાની ઊભી નળી, હુક્કાનો મેર

**નેં (નેં)** જુઓ 'ને.[4]'

**નૈકટ્ય** ન. [સં.] નિકટપણું, નિકટતા, નજીક હોવાપણું, સમીપતા

**નૈકૃતિક** વિ. [સં.] અ-પ્રામાણિક, લબાડ. (૨) દુષ્ટ, લુચ્ચું. (૩) નિષ્ઠુર, ક્રૂર. (૪) (લા.) કડવું બોલનારું

**નૈગમ** પું. [સં.] વેદની સમઝૂતી આપનાર, વેદનો જ્ઞાતા. (૨) વૈદિક પ્રણાલી પાળનાર. (૪) વેપારી મહાજન. (૫) સ્થાન. (૬) નગરવાસી, નાગરિક જન

**નૈગમિક** વિ., પું. [સં.] વેદનો જ્ઞાતા

**નૈઠ[1]** વિ. લુચ્ચું, ખળ, શઠ

**નૈડ[2]** પું. પુરુષની જનનેંદ્રિય

**નૈણું[1]** ન. [સં. नयनक- > પ્રા. -नमणअ-,नयणअ-] જુઓ 'નેણ.'

**નૈણું[2]** વિ. જુઓ 'નરણું – 'નયણું.'

**નૈતિક** વિ. [સં.] સદાચારથી ભરેલું. નીતિમય, નીતિથી ભરેલું, નીતિવાળું, 'મોરલ'

**નૈતિક-તા** સ્ત્રી. [સં.] નીતિમત્તા, સદાચાર, પ્રામાણિક-તા

**નૈપુણ્ય** ન. [સં.] નિપુણ-તા, પ્રવીણ હોવાપણું, કાબેલિયત, હોશિયારી, કુશળ-તા, કૌશલ

**નૈમિત્તિક** વિ. [સં.] કોઈ પણ એક નિમિત્તને કારણે થતું-થયેલું, નિમિત્ત-રૂપ. (૨) ન. નિમિત્તને લઈ પ્રસંગવશાત્ કરાતું તે તે કર્મ

**નૈમિષારણ્ય** ન. [સં. नमिष + अरण्य] કુરુદેશમાં આવેલું એ નામનું એક પ્રાચીન વન (જ્યાં સૌનક વગેરે ઋષિઓનો વાસ હતો અને સૂતે પૌરાણિક અનેક પુરાણ-કથા

કહી હોવાનું પુરાણો નિરૂપે છે.)
**નૈચત** જુઓ 'નિશ્ચત.'
**નૈયાયિક** વિ. [સં.] ન્યાય-શાસ્ત્રને લગતું, 'લૉજિકલ' (મ.ર.). (૨) ન્યાય-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, તાર્કિક, ન્યાયશાસ્ત્રી, 'લૉજિશિયન' [કાચું નાનું ફળ
**નૈયું¹** ન. વેલામાં ફૂલ આવ્યા પછી એમાં જામતું જતું તદ્દન
**નૈયું²** ન. છાસ ફેરવતાં ડેરને બાંધવાની દોરી
**નૈયું³** (નૈ:યું) જુઓ 'નહિયું.'
**નૈરપેક્ષ્ય** ન. [સં.] નિરપેક્ષ-તા, નિઃસ્પૃહ હોવાપણું
**નૈરંતર્ય** (નૈરન્તર્ય) ન. [સં.] નિરંતર તા, નિરંતરપણું, સતત ચાલુ હોવાપણું, સાતત્ય [એવું માનવું એ. (વેદાંત.)
**નૈરાત્મ્ય** ન. [સં.] આત્મા જેવી કોઈ વસ્તુ કે તત્ત્વ નથી
**નૈરાશ્ય** ન. [સં.] નિરાશ હોવાપણું, નાસીપાસી, ના-ઉમેદી, 'ડિસ્પેઅર' ['પેસિમિસ્ટ' (ગો.મા.)
**નૈરાશ્ય-દર્શી** વિ. [સં.,પું.] નિરાશપણું જોયા કરનારું,
**નૈરાશ્ય-વાદ** પું. [સં.] નિરાશા-વાદ
**નૈરાશ્યવાદી** વિ. [સં.,પું.] નિરાશા-વાદમાં માનનાર
**નૈઋર્ત** વિ. [સં.] 'નિઋર્ત'-યમદેવની દક્ષિણ-પશ્ચિમ દિશાને લગતું, એ ખૂણામાં આવેલું
**નૈઋર્તી** સ્ત્રી. [સં.] નૈઋર્ત્ય ખૂણો. (૨) યમરાજની પત્ની
**નૈઋર્ત્ય** વિ. [સં.] જુઓ 'નૈઋર્ત.' (૨) પું. દક્ષિણ-પશ્ચિમ વચ્ચેનો ખૂણો [નિસ્ત્રૈગુણ્ય
**નૈર્ગુણ્ય** ન. [સં.] ગુણોનો અભાવ. (૨) ગુણાતીતપણું,
**નૈર્ઘૃણ્ય** ન. [સં.] નિર્દય-તા, ઘાતકીપણું. (૨) કર્મ-વાદનો સ્વીકાર ન કરવામાં આવે તો ઈશ્વર જીવાત્માઓને કોઈને સુખ આપે તો કોઈને દુઃખ આપે એ રીતે નિર્દયતાનો ઈશ્વરમાં ઊભો થતો દોષ. (વેદાંત.)
**નૈર્બલ્ય** ન. [સં.] નિર્બળ-તા, નબળાઈ
**નૈર્મલ્ય** ન. [સં.] નિર્મળ-તા ['નિવેદ.'
**નૈવેદ** ન [સં. નૈવેદ્ય, અર્વા. તદ્ભવ], **-દ્ય** ન. [સં.] જુઓ
**નૈશ્ચિત્ય** (નૈશ્ચિત્ય) ન. [સં.] નિશ્ચિતપણું, નિશ્ચિત-તા
**નૈષધ** વિ [સં.] નિષધ દેશને તેમજ નિષધના રાજા નલને લગતું, નૈષધીય. (૨) (પું.) નિષધ દેશનો રાજા નળ, દમયંતીનો પતિ. (સંજ્ઞા.) [દમયંતીનો પતિ
**નૈષધ-નાથ, નૈષધ-પતિ** પું. [સં.] નિષધ દેશનો રાજા નળ,
**નૈષ્કર્મ્ય** ન. [સં.] નિષ્કર્મ-તા. (૨) એકાંત-વાસ કે જ્યાં કશું જ કરવાનું નથી હોતું. (૩) અનાસક્તિપૂર્વક કર્મત્યાગ
**નૈષ્કર્મ્ય-વાદ** પું. [સં.] કર્મ કરવામાંથી ધીમે ધીમે મન ઉઠાડી કર્મ કરવાનું છોડી દેવાથી કર્મો બંધનાત્મક ન બનતાં અંતે મોક્ષ મળે એવો મત-સિદ્ધાંત
**નૈષ્કર્મ્યવાદી** વિ. [સં.] નૈષ્કર્મ્ય-વાદમાં માનનારુ
**નૈષ્કામ્ય** ન. [સં.] નિષ્કામ હોવાપણું
**નૈષ્કિક** વિ. [સં.] સોના-મહોરોને લગતું. (૨) સોના-મહોરો આપી ખરીદી લીધેલું
**નૈષ્ઠિક** વિ. [સં.] નિષ્ઠાવાળું, શ્રદ્ધાવાળું. (૨) ગૃહસ્થાશ્રમ જ ન માંડી સમગ્ર જીવન બ્રહ્મચર્ય દશામાં ગાળનાર
**નૈષ્ઠિક-તા** સ્ત્રી. [સં.] નૈષ્ઠિક હોવાપણું
**નૈષ્ઠુર્ય** ન. [સં.] નિષ્ઠુરપણું, નિષ્ઠુર-તા
**નૈષ્ફલ્ય** ન. [સં.] નિષ્ફળપણું, નિષ્ફળ-તા
**નૈસર્ગ, -ર્ગિક** વિ. [સં.] નિસર્ગને લગતું, કુદરતી, 'ઇન્નેઇટ' (મ.ન.), 'નૅચરલ'
**નૈસર્ગિક-તા** સ્ત્રી. [સં.] નૈસર્ગિકપણું, કુદરતીપણું, સ્વાભાવિક-તા [(ક્રિયા વગેરે)
**નૈસર્ગિકી** વિ., સ્ત્રી. [સં.] કુદરતી, પ્રાકૃતિક, સ્વાભાવિક
**નૈસ્તેજ્ય** ન. [સં.] તેજનો અભાવ, તદ્દન ઝાંખું હોવાપણું
**નો¹** ક્રિ.વિ. [સં. न+उ] ના, ન, નહિ
**-નો²** અનુગ જુઓ '-નું.'
**નોઈ** સ્ત્રી. જુઓ 'નોંજણું.'
**નોક(-ખ)¹** (નૉક, -ખ) જુઓ 'અનોખું.'
**નોક (-ખ)²** (નૉક, -ખ) સ્ત્રી. [ફા.] હથિયારની અણી. (૨) પું., સ્ત્રી. મોખરો. (૩) (લા.) પ્રતિષ્ઠા, આબરૂ. [૦ **જાળવવી,** ૦ **રાખવી,** ૦ **સા(-સાં)ચવવી** (રૂ.પ્ર.) ટેક જાળવી રાખવી. ૦ **લેવી** (રૂ.પ્ર.) બેઆબરૂ કરવું]
**નોક-દાર** (નૉક-) વિ. [ફા.] અણીવાળું, અણીદાર. (૨) (લા.) આબરૂદાર. (૩) ટેકીલું
**નોકદારી** (નૉક-) સ્ત્રી. [ફા.] નોકદાર હોવાપણું
**નોકર** (નૉકર) પું. [ફા.] સેવક, ચાકર, દાસ, ખિદમતદાર, 'સર્વન્ટ,' 'એમ્પ્લોયી'
**નોકર-ચાકર** (નૉકર-) પું.,ન.,બ.વ.[ફા.] દાસવર્ગ, ખિદમતગારો
**નોકરડી** (નૉકરડી) સ્ત્રી. [ફા. + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] (કાંઈક તુચ્છકારમાં) સ્ત્રી નોકર
**નોકર-નફર** (નૉકર-) પું.,ન.,બ.વ. [ફા.] જુઓ 'નોકર-ચાકર.'
**નોકર-વર્ગ** (નૉકર-) પું. [+ સં.] જુઓ 'નોકર-ચાકર.'
**નોકર-શાહી** (નૉકર-) સ્ત્રી. [ફા.] પગારદાર સેવકો-અધિકારીઓની જ્યાં સત્તા હોય તેવું શાસન-તંત્ર, 'બ્યુરોક્રસી' (ચં.ન.) [સ્ત્રી નોકર, સેવિકા, દાસી
**નોકરાણી** (નૉકરાણી) સ્ત્રી. [+ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય]
**નોકરિયાત** (નૉકરિયાત) વિ. [ફા. 'નોકર' દ્વારા.] નોકરી જેની વૃત્તિ છે તેવું, નોકરી કરનારું. (૨) પગારદાર. (૩) (લા.) પરાધીન, પરવશ
**નોકરી** (નૉકરી) સ્ત્રી. [ફા.] નોકરનો ધંધો. (૨) સેવા, ચાકરી. (૩) (લા.) પગ-ચંપી. (ત્રણે 'સર્વિસ')
**નોકરી-શોધુ** (નૉકરી-) વિ. [+ જુઓ 'શોધવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] નોકરી ગોતવા નીકળેલું, નોકરી શોધનારું
**નોકવું** (નૉકવું) સ. ક્રિ. [જુઓ 'નોક,' ના.ધા.] નિશાન તાકવું, નિશાન લેવું, તાકવું. (૨) ચીંધવું. **નોકાવું** (નૉકાવું) કર્મણિ., ક્રિ. **નોકાવવું** (નૉકાવવું) પ્રે., સ. ક્રિ.
**નોકાર** (નૉકાર), ૦ **મંત્ર** (મન્ત્ર) પું. [સં. नमस्कार > પ્રા. नवक्कार, नउक्कार, + સં.] જુઓ 'નવકાર, ૦ મંત્ર.'
**નોકારાવળી** (નૉકારા-) સ્ત્રી. [+ સં. आवलि-ली,] નવકાર મંત્ર-જપવાની માળા, નૌકારાવળી
**નોકાર-શી(-સી)** (નૉકાર-) સ્ત્રી. [જુઓ 'નોકાર' દ્વારા.] નવકારમંત્ર જપનારાઓને કરાવવામાં આવતું સામૂહિક ભોજન
**નોકાવવું, નોકાવું** (નૉકા-) જુઓ 'નોકવું'માં.
**નોકીલું** (નૉકીલું) વિ. [જુઓ 'નોક²' + ગુ. 'ઈલું' ત. પ્ર.]

તીણી અણીવાળું. (૨) ખૂણાવાળું
**નોખ**[૧-૨] (નોખ) જુઓ 'નોક.[૧-૨]'
**નોખ-દાર** (નોખ-) જુઓ 'નોક-દાર.'
**નોખ-દારી** (નોખ-) જુઓ 'નોક-દારી.'
**નોખ-નોખું** (નોખ-નોખું) વિ. [જુઓ 'નોખું' – દ્વિર્ભાવ.] અલગ અલગ, તદ્દન જુદું, છૂટું છૂટું. (૨) ભાતભાતનું
**નોખાઈ** (નોખાઇ) સ્ત્રી. [જુઓ 'નોખું' + ગુ. 'આઈ' ત. પ્ર.] નોખાપણું, જુદાઈ, ભિન્ન-તા
**નોખુ** ન. ઊલટી, ઓકારી, વમન
**નોખું** (નોખું) વિ. [દે. પ્રા. नवक्खअ- (ન.ભો.), સં. अन्यपक्षक; -> પ્રા. अन्नक्खअ-; સર૦ 'અનોખું.'] અલગ, જુદું, છૂટું
**નોગર** ન. ધૂંસરી સાથે બાંધવાનું દોરડું
**નોગરવું** સ. ક્રિ. [જુઓ 'નોગર,' – ના. ધા.] બળદને હળે જોડી ખેડવા તૈયાર કરવા. **નોગરાવું** કર્મણિ., ક્રિ. **નોગરાવવું** પ્રે., સ. ક્રિ.
**નોગરાવવું, નોગરાવું** જુઓ 'નોગરવું'માં.
**નોચ-ખસોટ** (નોચ્ય-ખસોટય) સ્ત્રી. [જુઓ 'નોચવું' + 'ખસોટવું.'] જબરદસ્તીથી ખેંચવી લેવું એ
**નોચવું** સ. ક્રિ. [રવા.] જામેલી વસ્તુને ઝટકાથી ખેંચી અલગ કરવી. (૨) ઉઝરડો કરવો. **નોચવું** કર્મણિ., ક્રિ. **નોચાવવું** પ્રે., સ. ક્રિ.
**નોચાનોચી** સ્ત્રી. [જુઓ 'નોચવું,' – દ્વિર્ભાવ.] સામસામા ઉઝરડા ભરવા એ. (૨) સામસામાં ઝૂંટવી લેવું એ
**નોછાવર** જુઓ '-ચોછાવર.'
**નોછાવરી** જુઓ '-ચોછાવરી.'
**નો(-નોં)જ(-ઝ)ણા-સાંકળ** સ્ત્રી. [જુઓ, 'નોજ(-ઝ)ણું' + 'સાંકળ.'] કમાડને બાર-સાખ સાથે જોડી રાખનારી શૃંખલા
**નો(નોં)જ(-ઝ)ણું** ન. [સં. नह् ધાતુ દ્વારા] પાછલો પગ ન ઉડાડે માટે દોહતી વખતે ગાયના પાછલા પગોમાં બંધાતું દોરડું, સેલો
**નોજીવ** પું. [સં. न-जीव] નહિ જીવ કે નહિ અજીવ. (જૈન.)
**નો(-નોં)ઝણા-સાંકળ** જુઓ 'નોજ(-ઝ)ણા-સાંકળ.'
**નો(-નોં)ઝણું** જુઓ 'નોજ(-ઝ)ણું.'
**નૉટ** પું. [અં.] માઇલથી થોડું વધુ દરિયાઈ માપ (૬૦૮૦ ફૂટનું) દરિયાઈ માઇલ
**નોટ** સ્ત્રી. [અં.] નોંધ. (૨) ચિઠ્ઠી. (૩) સરકારી નાણું બતાવતી સરકારી ચિઠ્ઠી, 'પેપર-કરન્સી' (૪) નોંધ-પોથી, 'નોટ-બુક'
**નૉટ-આઉટ** વિ. [અં.] રમતમાં હાર ન પામેલું, દાવ ચાલુ રહ્યો હોય તેવું, અ-પરાજિત, 'નૉટાઉટ'
**નૉટ-પે(-પેઇ)ડ** વિ. [અં.] જેના ઉપર ટિકિટ નથી કે ઓછી હોય તેવું ટપાલમાં નખાયેલું
**નોટ-પેપર** પું. [અં.] ચિઠ્ઠી-ચપાટી લખવાનો કાગળ
**નોટ-બુક** સ્ત્રી. [અં.] નોંધ-પોથી, કાગળની બાંધેલી કોરી ચોપડી
**નૉટાઉટ** જુઓ 'નૉટ-આઉટ.'
**નોટિફિકેશન** ન. [અં.] નોટિસ, જાહેરાત કે જાહેરનામું
**નોટિસ** સ્ત્રી. [અં.] પૂર્વ-ખબર, ચેતવણી. (૨) જાહેરાત, નિવિદા, વિજ્ઞાપન [અપાતી લગાત
**નોટિસ-ફી** સ્ત્રી. [અં.] નોટિસ આપવા માટે અગાઉથી
**નોટેશન** ન. [અં.] સંગીતના સ્વરોની નોંધ, સ્વર-રેખાંકન, સ્વર-લિપિ
**નોઢવું** સ. ક્રિ. બાંધવું, બાંધી રાખવું. **નોઢાવું** કર્મણિ., ક્રિ. **નોઢાવવું** પ્રે., સ. ક્રિ.
**નોઢાવવું, નોઢાવું** જુઓ 'નોઢવું'માં.
**નોઢી** સ્ત્રી. [જુઓ 'નોઢવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] સીઢરી
**નોણવું** (નોણવું) સ. ક્રિ. ચીરો પાડી રસ કાઢવો. **નોણાવું** (નોણાવું) કર્મણિ., ક્રિ. **નોણાવવું** (નોણાવવું) પ્રે., સ. ક્રિ.
**નોણાવવું, નોણાવું** (નોણા-) જુઓ 'નોણવું'માં.
**નોણાં** (નોણાં) ન., બ. વ. વરકન્યાવાળાં એકબીજાને ત્યાં આવજા કરે એ
**નોણિયું** (નોણિયું) જુઓ 'નાવણિયું.'
**નોણિયો** (નોણિયો) જુઓ 'નાવણિયું.' [ખપવો
**નોણું** (નોણું) ન. અફીણ ઝરવા માટે ચીરા પાડવાનું હથિયાર,
**નોતર**[૧] (નોતરય) સ્ત્રી. [જુઓ 'નોતરવું.'] નોતરવામાં આવેલ મહેમાનોનો સમૂહ. (૨) મોસાળું લઈને આવતાં મોસાળિયાંનો સમૂહ. (ચરો.)
**નોતર**[૨] (-રય) સ્ત્રી. કાનો-માત્રાની નિશાની, વરદી
**નોતરણું** (નોતરણું) ન. [જુઓ 'નોતરવું.' + ગુ. 'અણું' કૃ. પ્ર.] જુઓ 'નોતરું.'
**નોતરવું** (નોતરવું) સ. ક્રિ. [સં. नि-मन्त्र्, निमन्तर રૂપના વિકાસ દ્વારા] નિમંત્રિત કરવું, નિમંત્રવું. (૨) (લા.) કોઈ હેતુએ ઝાડ છોડ ઉકરડો વગેરેનું પૂજન કરી નોતરું દેવું. **નોતરાવું** (નોતરાવું) કર્મણિ., ક્રિ. **નોતરાવવું** (નોતરાવવું) પ્રે., સ. ક્રિ.
**નોતરાવવું, નોતરાવું** (નોતરા-) જુઓ 'નોતરવું'માં.
**નોતરિયું**[૧] (નોતરિયું) વિ. [જુઓ 'નોતરું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જેને નોતરું પહોંચ્યું હોય તેવું, નોતરું દેવાથી આવેલું, નિ-મંત્રિત [નોતરું દેવા જનાર
**નોતરિયું**[૨] (નોતરિયુ) વિ. [જુઓ 'નોતરવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.]
**નોતરું** (નોતરું) ન. [જુઓ 'નોતરવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] (ખાસ કરી) જમવા આવવાનું નિમંત્રણ. [-રાં કાઢવાં (રૂ. પ્ર.) નોતરાં મોકલવાં. ૦ આપવું, ૦ દેવું, ૦ મોકલવું (રૂ. પ્ર.) જમવા આવવા માટે કહેવડાવવું ૦ કરવું (રૂ.પ્ર.) જમવા તેડું કરવું. ૦ કાપવું (રૂ. પ્ર.) નોતરું મોકલવાનું બંધ કરવું. ૦ ઝીલવું (રૂ. પ્ર.) નોતરાનો સ્વીકાર કરવો]
**નોદના** સ્ત્રી. [સં.] પ્રેરણા
**નોદના-વાક્ય** ન. [સં.] પ્રેરણાનું વચન
**નોધડિયો** જુઓ 'નોંધડિયો.'
**નોધડી** જુઓ 'નોંધડી.'
**નોધડો** જુઓ 'નોંધડો.'
**નોધલિયું** જુઓ 'નોંધલિયું.'
**નોધલું** જુઓ 'નોંધલું.'
**નોધારિયું** વિ. [જુઓ 'નોધારું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.],
**નોધારું** વિ. [સં. अनाधार-દ્વારા + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] આધાર વિનાનું, અનાધાર. (૨) આશ્રય વિનાનું, નિરાધાર

**નૉન-કો-ઑપરેશન** ન. [અં.] સહયોગ ન આપવાની સ્થિતિ, અ-સહકાર

**નૉન-કૉગ્નિ-ઝેબલ** વિ. [અં.] માત્ર મૅજિસ્ટ્રેટ વૉરંટ કાઢી પકડાવી શકે તેવું (ગુનેગારને લગતું)

**નૉન-ગૅ-ઝેટેડ** વિ. [અં.] બિન-રાજપત્રિત

**નોનચાઈ** પું. તણખલાંની રાખમાંથી બનાવેલ એક ક્ષાર

**નૉન-ડિલિવરી** સ્ત્રી [અં.] સોંપણી ન કરવામાં આવે એવી સ્થિતિ

**નોનતેલ** પું., બ.વ. જીવન માટેની જરૂરિયાતો

**નોનેર** (-રય) સ્ત્રી. ખારવાળી જમીન

**નૉ-સેન્સ** કે.પ્ર. [અં.] ભાવ અર્થ કે મતલબ વિનાનું છે એવું કહેવા માટેનો એક ઉદ્ગાર

**નોબત** (નૉબત) સ્ત્રી. [અર. નવ્બત્] પાળી, વારો. (૨) (લા.) નગારાંની જોડ. (૩) માંગલિક નગારાં, ચોઘડિયાં. [૦ વાગવી (રૂ.પ્ર.) ચોઘડિયાં બજવાં. (૨) અગાઉથી સૂચના મળવી]

**નોબત-ખાનું** (નૉબત-) ન. [+ જુઓ 'ખાનું.'] નોબત વગાડવાનું સ્થળ, નગાર-ખાનું, ચોઘડિયા ખાનું, ટકોર-ખાનું

**નોબતી** (નૉબતી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નોબત વગાડનાર

**નોબલ** વિ. [અં.] ઉમદા, ખાનદાન. (૨) પું. ઉમરાવ વર્ગ, અમીર-વર્ગ

**નોબલ પ્રાઇ-ઝ** ન. [અં.] યુરોપમાં આવેલા સ્વીડનના એક આલ્ફ્રેડ બર્નાર્ડ નોબેલે (અવસાન ઈ.સ. ૧૮૯૬) સ્વીડનની રાજસભાને એક ફંડ સોંપ્યું તેમાંથી ભૌતિકશાસ્ત્ર રસાયણ-વિદ્યા શરીરશાસ્ત્ર સાહિત્ય અને જગત-શાંતિ માટે ઉત્તમ કાર્ય કરી જનારને તે તે વર્ષનું માનવાળું ઇનામ મળે છે તે

**નો-બૉલ** પું. [અં.] ક્રિકેટની રમતમાં આડો ગયેલો કે હદની બહાર રહી ફેંકેલો દડો (એનો એક 'રન' નોંધાય છે.)

**નોમ** (નૉમ્ય) સ્ત્રી. [સં. नवमी > પ્રા. नउमी] હિંદુ મહિનાની બેઉ પક્ષની તે તે નવમી તિથિ. (સંજ્ઞા.)

**નોમ-થોમ** (નૉમ્ય-થૉમ્ય) સ્ત્રી. [રવા.] સંગીતના આરંભે કરવામાં આવતી તાન-બાજી

**નોયલો** (નૉયલો) પું. જુઓ 'નાવલો' (પતિ).

**નોયો** પું. દારૂમાંથી કાઢેલો અર્ક

**નોર**[1] પું. [જુઓ 'નૂર.'] નૂર, ભાડું

**નોર**[2] પું. ધોરણ, મર્યાદા. (૨) વ્યવસ્થા. (૩) હાર, પંક્તિ. [૦ પકડવું (રૂ.પ્ર.) ચાલતું થવું, ચાલુ સ્થિતિમાં થવું. ૦ પાડવો (રૂ.પ્ર.) સરળતા કરી આપવી]

**નોર**[3] પું. માણસાઈ [દિવસોનો સમૂહ

**નોરતાં** (નૉરતાં) ન.,બ.વ. [જુઓ 'નોરતું.'] નવરાત્રના નવ

**નોરતું** (નૉરતું) ન [સં. नवरात्रक- > પ્રા. नउरत्तअ-, નવ રાત્રિ-ઓનો સમૂહ] આસો અને ચૈત્રની સુદિ એકમથી નોમ સુધીના માતાના ઉત્સવની તે તે પ્રત્યેક તિથિ. (સંજ્ઞા.)

**નોર-બહારું** (-બાઃરું) વિ. [જુઓ 'નોર[2]' + 'બહાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] હારમાં ન હોય તેવું, હરોળની બહાર રહી ગયેલું. (૨) (લા.) પ્રમાણ કે વિવેક વિનાનું

**નોરવણાં** (નૉઃરવણાં) ન.,બ.વ. [જુઓ 'નોરવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] આજીજી, કાલાવાલા, નહોરાં

**નોરવવું** (નૉઃરવવું) સ.ક્રિ. [જુઓ 'નહોરો,' -ના. ધા.] આજીજી કરવી. (૨) ગરજ બતાવવી. (૩) મનાવવું. **નોર-વાવું** (નૉઃરવાવું) કર્મણિ.,ક્રિ. **નોરવાવવું** (નૉઃર-) પ્રે.,સ.ક્રિ.

**નોરવાવવું, નોરવાવું** (નૉઃર-) જુઓ 'નોરવું'માં.

**નોરાગ** ન. અનાજ મસળવાનું એક ઓજાર. (કણ જુદા પાડવાનું)

**નોરી** સ્ત્રી. એ નામનું એક વૃક્ષ

**નોરો** (નૉઃરો) જુઓ 'નહોરો.'

**નૉર્થ પોલ** પું, [અં.] પૃથ્વીનો ઉત્તર ધ્રુવ

**નૉર્મલ** વિ. [સં.] નિયમિત સ્થિતિનું, સમધારણ

**નોવલાણું** (નૉઃવલાણું) ન. હિંદુ નાગર-જ્ઞાતિમાં લગ્ન પહેલાં સાસરિયાં તરફથી કન્યાને નવડાવ્યા પછી સગાંવહાલાં તરફ-થી એને અપાતું કપડું [નવલ, ઉપ-ન્યાસ

**નૉવેલ** વિ. [અં.] નવું નવાઈ-ભરેલું. (૨) સ્ત્રી. નવલકથા,

**નૉવેલ્ટી** સ્ત્રી. [અં.] નવાઈ ઉપજાવે તેવી કોઈ પણ નવીન વસ્તુ [પ્રકારની)

**નોહાર** (-રય), -રી સ્ત્રી. ગાવાની એક બાની (ધ્રુવપદના

**નોહે** વર્ત.કા. અને વિધ્યર્થ બી.પુ.,એ.વ.,ત્રી.પુ. ['ન + હોય'નું જૂ.ગુ. લાઘવ] ન હોય ['નોળિયો.'

**નોળ** (નૉળ) પું.,ન. [સં. नकुल > પ્રા. नउल] જુઓ 'નોળિયું'-

**નોળ-કોળ** (નૉળકૉળ) ન. કોબીની જાતનું મૂળમાં ગોળ ગઠ્ઠાવાળું એક શાક, આલકૂલ

**નોળવું** (નૉળવું) સ ક્રિ. દહીં છાસનાં વાસણ કાથી વગેરેથી ઘસી સાફ કરવાં. **નોળાવું** (નૉળાવું) કર્મણિ.,ક્રિ. **નોળાવવું** (નૉળાવવું) પ્રે.,સ.ક્રિ.

**નોળ-વેલ** (નોળ-વેલ્ય) સ્ત્રી. [જુઓ 'નોળ' + 'વેલ.'] એક પ્રકારનો વેલો (કહેવાય છે કે જે સૂંઘીને નોળિયો સર્પને મારતો હોવા છતાં એને સર્પનું ઝેર ચડતું નથી.)

**નોળવેલિયો** (નૉળ-) પું. [+ ગુ, 'ઇયું' ત.પ્ર.] (લા.) પુરુષની જનનેંદ્રિય

**નોળાવવું, નોળાવું** (નૉળા-) જુઓ 'નોળવું'માં.

**નોળિયા-નોમ** (નૉળિયા-નૉમ્ય) સ્ત્રી. [જુઓ 'નોળિયું' + 'નોમ.'] જુઓ 'નોળી-નોમ.'

**નોળિયું** (નૉળિયું) ન., -યો પું. [સં. नकुलिक- > પ્રા. नउलियअ-] એ નામનું ઘોના આકારનું શરીરે ઊભા વાળવાળું ખેતરાઉ એક પ્રાણી (જે સર્પનું શત્રુ ગણાય છે.)

**નોળી**[1] (નૉળી) સ્ત્રી. [સં. नकुलिका > પ્રા. नउलिआ] એ નામની એક વેલ [પાણું કાઢવાની ક્રિયા, ધોતી

**નોળી**[2] (નૉળી) સ્ત્રી. પેટમાં મુખ દ્વારા દોરડું વગેરે નાખી

**નોળી-કર્મ** (નૉળી-) ન. [+સં.], **નોળી-ક્રિયા** સ્ત્રી. (નૉળી-) સ્ત્રી. [+ સં.] પેટના નળ હલાવી શુદ્ધ કરવાની એક યૌગિક પ્રક્રિયા. (યોગ.)

**નોળી-નોમ** (નૉળી-નૉમ્ય) સ્ત્રી. [જુઓ 'નોળી' + 'નોમ.'] ભાદરવા વદિ નવમી, અ-વિધવા નોમ, ડોસી નોમ. (સંજ્ઞા.)

**નોણું**[1] (નૉણું) નાનું સાપોલિયું

**નોણું**[2] (નૉણું) ન. ધોવાનો સાબુ

**નોંધાઠવું** (નોંધાઠવું) અ.ક્રિ. ઓછું થવું, ઘટવું. **નોંધાઠાવું** (નોંધાઠાવું) ભાવે.,ક્રિ. **નોંધાઠાવવું** (નોંધાઠાવવું) પ્રે.,સ. .

**નોંધાડાવવું, નોંધાડાવું** (નોંધા-) જુઓ 'નોંધાડવું'માં.

**નોંજ(-ઝ)ણા-સાંકળ** જુઓ 'નોજણા-સાંકળ.'

**નોંજ(-ઝ)ણું** (નોંજ(-ઝ)ણું) જુઓ 'નોજણું.'

**નોંદર** (નોંદર) પું. કુસ્તીનો એ નામનો એક દાવ. (વ્યાયામ.)

**નોંધ** (નોંધ્ય) સ્ત્રી. [જુઓ 'નોંધવું.'] ટાંચણ. (૨) ટીપ, યાદી, 'નોટ.' (૩) ટિપ્પણ, શેરો, 'રિમાર્ક્સ.' (૪) સમજૂતી. (૫) નોંધપોથી, નોંધ કરવાનો ચોપડો. (૬) મોટા થાંભલાઓને કામચલાઉ ટેકો આપવા તેમજ ધાબાંની છતના પાટડાને ટેકો આપવા વળીઓમાં મરાતી ખીલી. [૦ લેવી (રૂ.પ્ર.) ધ્યાનમાં લેવું. (૨) ટપકાવવું]

**નોંધક** (નોંધક) વિ. [જુઓ 'નોંધવું' + સં. अक કૃ.પ્ર.] નોંધ કરનારું, લખી લેનારું, 'રાઇટર'

**નોંધડિયો** (નોંધડિયો) પું. [જુઓ 'નોંધડો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'નોંધડો.' (પદ્યમાં)

**નોંધડી** (નોંધડી) સ્ત્રી. [જુઓ 'નોંધડો' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દીકરી, પુત્રી

**નોંધડો** (નોંધડો) પું. દીકરો, પુત્ર

**નોંધણ**[1] (નોંધણ) ન. [જુઓ 'નોંધવું + ગુ. 'અણ' ન., કૃ.પ્ર.], -ણ[2](-ણ્ય) સ્ત્રી. [+ગુ. 'અણું' કૃ.પ્ર. + 'ઈ' > 'ય' સ્ત્રીપ્રત્યય] કમાડ બંધ કરવા માટેનો નકૂચો. (૨) લાકડાના ડાંડા અને સાંકળવાળું પથ્થરને બાંધી ખસેડવાનું સાધન

**નોંધણિયો** (નોંધણિયો) વિ.,પું. [જુઓ 'નોંધણ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નોંધણ દ્વારા પથ્થર ખસેડનાર માણસ

**નોંધણી** (નોંધણી) સ્ત્રી. [જુઓ 'નોંધવું' + ગુ 'અણી' કૃ.પ્ર.] જુઓ 'નોંધ(૧)' -'રજિસ્ટ્રેશન'

**નોંધણી-અધિકારી** (નોંધણી-) વિ. [+ સં.,પું.] નોંધ કરનાર અમલદાર, 'રજિસ્ટ્રાર'

**નોંધણી-કામ** (નોંધણી-) ન. [+ જુઓ 'કામ.[2]'] નોંધ કરવાની ક્રિયા, 'નોટિંગ,' 'રજિસ્ટ્રેશન'

**નોંધણી-ખાતું** (નોંધણી-) ન. [+ જુઓ 'ખાતું.'] નોંધ કરનારો કચેરીનો વિભાગ, 'રજિસ્ટ્રેશન ડિપાર્ટમેન્ટ'

**નોંધણી-તંત્ર** (નોંધણી-તન્ત્ર) ન. [સં.] સત્તા તરીકે નોંધ કરનાર સરકારી ખાતું, 'રજિસ્ટરિંગ ઑથૉરિટી'

**નોંધણી-નિરીક્ષક** (નોંધણી-) વિ. [+ સં.] નોંધ થતી હોય એની ભાળ રાખનાર, 'ઇન્સ્પેક્ટર ઑફ રજિસ્ટ્રેશન'

**નોંધણી-શાખા** (નોંધણી-) [+ સં.] નોંધ થતું હોય તેવા ખાતાનો વિભાગ, 'રજિસ્ટ્રી'

**નોંધણીસત્તાધિકારી** (નોંધણી-) વિ [+ સં. सत्ता + अधिकारी] સત્તા તરીકે નોંધ કરનાર સરકારી અમલદાર, 'રજિસ્ટરિંગ ઑથૉરિટી' [યક, 'નોટિંગ ઍસિસ્ટન્ટ'

**નોંધ-મદદનીસ(-શ)** (નોંધ-) વિ. ફા.] ટપકાવવામાં સહા-

**નોંધણી-દાર** (નોંધણી-) વિ. [+ ફા. પ્રત્યય] નોંધણી કરનાર અમલદાર, 'રજિસ્ટ્રાર'

**નોંધનીય** (નોંધ-) વિ. [જુઓ 'નોંધવું' + સં. अनीय વિધ્યર્થ-પ્રત્યય; નવો સંસ્કૃતાભાસી શબ્દ.], **નોંધ-પાત્ર** (નોંધ-) વિ. [જુઓ 'નોંધ' + સં., ન.] નોંધ કરવા જેવું, ટપકાવી લેવા જેવું, (૨) ધ્યાનમાં રાખવા જેવું,

**નોંધ-પોથી** (નોંધ્ય-) સ્ત્રી. [જુઓ 'નોંધ' + 'પોથી.'], **નોંધ-બુક** (નોંધ્ય-) સ્ત્રી [+ અં.] નોંધ કરવાની ચોપડી, 'રજિસ્ટર'

**નોંધ-યંત્ર** (નોંધ્ય-યન્ત્ર) ન. [જુઓ 'નોંધ' + સં.] નોંધી લેવાનું યાંત્રિક સાધન

**નોંધરું** (નોંધરું) વિ. [જુઓ 'નોધારું.'] જુઓ 'નોધારું.'

**નોંધલિયું** (નોંધલિયું) વિ. [જુઓ 'નોંધલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **નોંધલું**[1] (નોંધલું) વિ. [જુઓ 'નાંધલું.'] નાનું (બાળક) ['નોંધ-પોથી.'

**નોંધ-વહી** (નોંધ્ય-) સ્ત્રી [જુઓ 'નોંધ' + અર.] જુઓ

**નોંધવું** (નોંધવું) સ.ક્રિ. (કલમ કે પેનથી) ટપકાવવું, લખી લેવું. (૨) ટિપ્પણ કરી લેવું. (૩) નિશાન ટાંકવું. (૪) સ્થિર કરી બેસાડવું. (૫) (લા.) નજર ચોંટાડવી. **નોંધાવું** (નોંધાવું) કર્મણિ.,ક્રિ. **નોંધાવવું** (નોંધાવવું) પ્રે.,સ.ક્રિ.

**નોંધો** (નોંધો) પું. [રવા.] નોબત-નગારાં, ડંકો

**નોંધાઈ** (નોંધાઇ) સ્ત્રી. [જુઓ 'નોંધવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] નોંધણી કરી આપવાનું મહેનતાણું

**નોંધાયેલું** (નોંધાયેલું) વિ. [જુઓ 'નોંધવું' + કર્મણિ પ્ર. 'આ' + 'એલું' ભૂ.કૃ.] જેની નોંધ કરવામાં આવી છે તેવું, 'રજિસ્ટર્ડ'

**નોંધાવવું, નોંધાવું** (નોંધા-) જુઓ 'નોંધવું'માં.

**નૌ** સ્ત્રી. [સં.] જુઓ 'નૌકા.'

**નૌક** પું. પાણીમાં ઊગતો એક પ્રકારનો છોડ, નીરોકંચ

**નૌકો** પું. કોડીની ત્રણ જણાની એક રમત

**નૌકા** સ્ત્રી. [સં.] નાવ, હોડું, મછવો. (૨) વહાણ (મોટું)

**નૌકા-કલા(-ળા)** સ્ત્રી. [સં.] વહાણ-મછવા-હોડકાં બનાવવાની તેમજ ચલાવવાની વિદ્યા

**નૌકા-કાફલો** પું. [સં. + જુઓ 'કાફલો.'] લશ્કરી વહાણો કે આગબોટો વગેરેનો સમૂહાત્મક એકમ, 'ફ્લોટિલા'

**નૌકાકાર** પું. [+ સં. आ-कार], **નૌકાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कृति] વહાણના જેવો ઘાટ. (૨) વિ. વહાણના જેવા ઘાટવાળું, 'નેવિક્યુલર'

**નૌકા-ક્રીડા** સ્ત્રી. [સં.] હોડકામાં બેસી સમુદ્રમાં યા મોટી નદીમાં જલ-વિહાર [તંત્ર, 'નેવી'

**નૌકા-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] દરિયાઈ વાહનો માટેનું

**નૌકા-ગમન** ન. [સં.] વહાણ વગેરે મારફત કરવાની-કરેલી મુસાફરી, સમુદ્ર-યાન [તેવું

**નૌકા-ગમ્ય** વિ. [સં.] વહાણ-હોડકાં વગેરે દ્વારા પહોંચાય

**નૌકા-ગૃહ** ન. [સં.,પું.,ન.] વહાણ આગબોટો વગેરેમાંનો રહેવાનો આ-વાસ

**નૌકા-ચાલન** ન. [સં.] વહાણ વગેરે હંકારવાની ક્રિયા

**નૌકા-દલ(-ળ)** ન. [સં.] દરિયાઈ સેના, 'નેવી'

**નૌકા-દંડ** (-દણ્ડ) પું. [સં.] હલેસું, ચાટવો, સેપણી

**નૌકાધિપતિ** પું. [+ સં. अधि-पति], **નૌકાધ્યક્ષ** પું. [+ સં. अध्यक्ष] વહાણ આગબોટ વગેરેનો મુખ્ય અમલદાર, 'કૅપ્ટન,' 'ઍડ્મિરલ' (પાછલો લશ્કરી)

**નૌકાનિર્માણ-ખાતું** ન. [સં. + જુઓ 'ખાતું.'] વહાણો આગબોટો વગેરે બનાવવા વિશેનું સરકારી તંત્ર

**નૌકાનિર્માણ-સ્થલ(-ળ), નૌકાનિર્માણ-સ્થાન** ન. [સં.] વહાણો આગબોટો વગેરે બનાવવામાં આવતાં હોય તેવું

પાણીવાળું બાંધેલું સ્થાન, ગોદી, 'ડૉક-યાર્ડ'
**નૌકા-પતિ** પું. [સં.] જુઓ 'નૌકાધિપતિ.'
**નૌકા-ફોજ** સ્ત્રી. [+ જુઓ 'ફોજ.'], **નૌકા-બલ(-ળ)** ન. [સં.] જુઓ 'નૌકા-દલ.'
**નૌકા-યુદ્ધ** ન. [સં.] દરિયાઈ લડાઈ, સમુદ્ર-યુદ્ધ, 'નેવલ બૅટલ'
**નૌકાર** જુઓ 'નોકાર.'
**નૌકાર-મંત્ર (-મન્ત્ર)** જુઓ 'નોકાર-મંત્ર.'
**નૌકારાવળી** જુઓ 'નોકારા-વળી.'
**નૌકારશી(-સી)** જુઓ 'નોકારશી.'
**નૌકા-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'નૌકા-કલા.'
**નૌકા-વિહાર** પું. [સં.] જુઓ 'નૌકા-ક્રીડા.'
**નૌકા-વ્યવહાર** પું. [સં.] વહાણો વગેરેથી ચાલતો વહેવાર, 'નૅવિગેશન'
['નેવી સ્કૂલ'
**નૌકા-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] નૌકાવિદ્યા શીખવાનું વિદ્યાલય,
**નૌકા-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'નૌકા-વિદ્યા.'
**નૌકાશાસ્ત્રી** વિ. [સં.,પું.] નૌકા-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર
**નૌકા-શાળા** જુઓ 'નૌકા-શાલા.'
[મિરલ.'
**નૌકા-સેનાપતિ** સ્ત્રી. [સં)] નૌકા-સૈન્યનો અધ્યક્ષ, 'ઍડ-
**નૌકા-સૈન્ય** ન. [સં.] જુઓ 'નૌકા-દલ.'
**નૌકા-સ્થલ(-ળ), નૌકા-સ્થાન** ન. [સં.] બંદર, 'પૉર્ટ'
**નૌ-ગમન** ન. [સં.] જુઓ 'નૌકા-ગમન.'
**નૌ-ચાલન** ન. [સં.] જુઓ 'નૌકા-ચાલન.'
**નૌ-જવાન** પું. [ફા. નવ્‌જવાન્] નવ-જુવાન, નવ-યુવક
**નૌ-જવાની** સ્ત્રી. [ફા. નવ્‌જવાની] ઊગતી જુવાની, નૌ-જુવાની, યૌવન, જોબન
[ભરણપોષણ કરનાર
**નૌ-જીવ(-વિ)ક** વિ. [સં.] વહાણ વગેરે ચલાવી પોતાનું
**નૌ-જુવાન** જુઓ 'નૌ-જવાન.'
**નૌજુવાની** જુઓ 'નૌજવાની.'
**નૌઢ** પું. નાનો છોડ
**નૌતન** વિ [સં. नूतन] જુઓ 'નૂતન.'
**નૌતમ** વિ. [સં. नवतम ] તદ્દન નવું
**નૌ-તાર્ય** વિ. [સં.] હોડકાં વગેરે દ્વારા તરી જવાય તેવું, 'નૅવિગેબલ'
**નૌ-દલ(-ળ)** ન. [સં.] જુઓ 'નૌકા-દલ.'
**નૌ-દંડ (-દણ્ડ)** પું. [સં.] જુઓ 'નૌકા-દંડ.'
**નૌ-પતિ** પું. [સં ] જુઓ 'નૌકા-પતિ.'
[યાંત્રિક સાધન
**નૌ-યંત્ર (-યન્ત્ર)** ન. [સં.] વહાણ આગબોટો વગેરેમાંનું
**નૌ-યાન** ન. [સં.] જુઓ 'નૌકા-ગમન.' (૨) વહાણ વગેરે
**નૌ-યુદ્ધ** ન. [સં.] જુઓ 'નૌકા-યુદ્ધ.'
**નૌલી-કર્મ** ન., **નૌલી-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'નાળી-કર્મ.'
**નૌ-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'નૌકા-વિદ્યા.'
**નૌ-શય** ન. [સં.] એક પ્રકારનું દરિયાઈ જંતુ (વહાણને તળિયે ચોંટનારું), 'બાર્નેકલ'
**નૌ-શાહ** પું. [ફા.] નવો રાજા-વરરાજા
[નાનો કારીગર
**નૌ-શિલ્પી** વિ.,પું. [સં.,પું.] વહાણ આગબોટો વગેરે બાંધ-
**નૌસંગી (-સઙ્ગી)** સ્ત્રી. [સં. नौ-सङ्ग + ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય] વહાણને તળિયે વળગી રહેનારી એક પ્રકારની માછલી
**નૌ-સાધ્ય** વિ. [સં.] વહાણ વગેરેથી જઈ શકાય તેવું, 'નેવિગેબલ'
**નૌ-સેના** સ્ત્રી. [સં.] જુઓ 'નૌકા-દલ.'
**નૌ-સેનાધ્યક્ષ** પું. [+ સં. अध्यक्ष], **નૌ-સેનાધિપતિ, નૌ-સેનાપતિ** પું. [સં.] જુઓ 'નૌકા-સેનાપતિ.'
**નૌ-સૈન્ય** ન. [સં.] જુઓ 'નૌકા-સૈન્ય'-'નૌકા'-'દલ.'
**ન્યક્કાર** પું. [સં.] ધિક્કાર, તિરસ્કાર
**ન્યગ્રોધ** પું. [સં.] વડલાનું ઝાડ, વડ
**ન્યર્બુદ** વિ. [સં.,ન.] દસ અબજ જેટલી સંખ્યાનું
**ન્યસ્ત** વિ. [સં.] નાખી દીધેલું, ફેંકી દીધેલું. (૨) થાપણ તરીકે મૂકેલું, અનામત મૂકેલું
**ન્યા**[1] પું. [સં. न्याय, ગુ. લાઘવ] ઇન્સાફ, ફેંસલો
**ન્યા**[2] પું. [ચરો.] અગ્નિ, દેવતા
**ન્યાત** સ્ત્રી. [સં. ज्ञाति] એક જ પ્રકારના રીતિરિવાજવાળું એક મંડલ, નાત, કોમ
**ન્યાત-ગોર (-ગૉર)** પું. [+ જુઓ 'ગોર.'] આખી નાતનો પુરોહિત, કપાળ-ગોર, શુક્લ
[કોમ
**ન્યાત-જાત (-ત્ય)** સ્ત્રી. [+ જુઓ 'જાત.'] સર્વસામાન્ય નાત,
**ન્યાત-પંચ (-પઞ્ચ)** ન. [જુઓ સં. पञ्चन् વિ., આ पञ्चन्નો વિકાસ કહી શકાય.] નાતમાંથી તારવેલા આબરૂદાર માણસોનું વહીવટી મંડલ. (એ પાંચ માણસ હોય, એનાથી ઓછાં કે વધુ પણ હોય.)
**ન્યાત-બહાર (-બા:ર)** વિ. [+ જુઓ 'બહાર.[1]'] નાતના સમૂહમાંથી બહાર કરાયેલું, જ્ઞાતિ-ભ્રષ્ટ, જ્ઞાતિ-બહિષ્કૃત
**ન્યાત-રીત (-ત્ય)** સ્ત્રી. [+ જુઓ 'રીત.'] જુઓ 'નાતા-રીત.'
**ન્યાતિ** સ્ત્રી. [સં. ज्ञाति] જુઓ 'ન્યાત.'
**ન્યાતિ-ભ્રષ્ટ** વિ. [+ સં.] જુઓ 'ન્યાત-બહાર.'
**ન્યાતીલું** વિ. [જુઓ 'ન્યાત' + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'નાતીલું.'
[નાતો, સંબંધ
**ન્યાતું** ન. [જુઓ 'ન્યાત' + ગુ. 'ઉં' ત. પ્ર.] સગપણ. (૨)
**ન્યામત** સ્ત્રી. [અર. નઅમત્] ધન, દોલત. (૨) દુર્લભ ચીજ. (૩) સુખ
**ન્યાય** પું. [સં.] નીતિ, નય, સદાચાર, 'ફેર-પ્લે.' (૨) દૃષ્ટાંત, કહેવત. (૩) પ્રમાણ દ્વારા વસ્તુની તાર્કિક પરીક્ષા, યોગ્યતા, વાજબીપણું, 'સીલોગિઝમ' (મ.ન.) (૪). તર્કશાસ્ત્ર, ન્યાય-શાસ્ત્ર. (૫) ધારો, રિવાજ. (૬) (નવો અર્થ:) ઇન્સાફ, ફેંસલો, 'જસ્ટિસ.' [૦ આપવો (રૂ.પ્ર.) કોઈ પણ બાબતમાં એને વાજબી રૂપમાં વર્તવું. ૦ કરવો (રૂ.પ્ર.) ખરું ખોટું બરોબર તપાસવું. ૦ ચૂકવવો (રૂ.પ્ર.) ફેંસલો આપવો, ચુકાદો અપાવો. ૦ તોળવો (રૂ.પ્ર.) ખરું ખોટું બરોબર વિચારી જોવું. ૦ મળવો (રૂ.પ્ર.) ખરાખોટાની બરોબર તપાસ થયા પછી યોગ્ય ફેંસલો અપાવો. ૦ મા(-માં)ગવો (રૂ. પ્ર.) ફરિયાદ રજૂ કરવી]
[મેળવવાની અદાલત
**ન્યાય-કચેરી** સ્ત્રી. [જુઓ 'ન્યાય(૬)' + 'કચેરી.'] ઇન્સાફ
**ન્યાય-કર્તા** વિ. [જુઓ 'ન્યાય(૬)' + સં.,પું.] ફેંસલો લાવી આપનાર
[કચેરી.'
**ન્યાય-કોર્ટ** સ્ત્રી. [જુઓ 'ન્યાય(૬)' + અં.] જુઓ 'ન્યાય-
**ન્યાય-ખાતું** ન. [જુઓ 'ન્યાય(૬)' + 'ખાતું.'] સરકારનું ઇન્સાફને લગતું તંત્ર, 'જ્યુડિશિયરી'

**ન્યાય-તત્ત્વ** ન. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ન્યાયનું વિજ્ઞાન, 'જ્યુરિસ્પ્રુડન્સ' [ક્ચર'-'જ્યુડિશિયરી.'
**ન્યાય-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] જુઓ 'ન્યાય ખાતું'-'જ્યુડિ-
**ન્યાય-તુલા** સ્ત્રી. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ઇન્સાફનું ત્રાજવું (સમતોલ ફેંસલાને ઉદ્દેશી)
**ન્યાય-દર્શન** ન. [સં.] સંસ્કૃત તર્ક-શાસ્ત્ર [રીતે જોનાર
**ન્યાયદર્શી** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં.,પું.] ન્યાયની
**ન્યાય-દૃષ્ટિ** સ્ત્રી. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ઇન્સાફી નજર
**ન્યાય-નિર્ણય** પું. [સં.] ફેંસલો, ચુકાદો, 'એડ્જ્યુડિકેશન' 'વર્ડિક્ટ' ['જજ'
**ન્યાય-નિર્ણાયક** વિ. [સં.] ફેંસલો આપનાર, 'એડ્જ્યુડિકેટર',
**ન્યાય-નિર્ણીત** વિ. [સં.] ફેંસલા તરીકે નક્કી કરી આપેલું, 'રેસ-જ્યુડિકેટા' [(દ.ભા.)
**ન્યાય-નિપુણ** વિ. [સં.] કાયદામાં હોશિયાર, 'બૅરિસ્ટર'
**ન્યાય-નિષ્ઠ** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં. निष्ठा, બ.વ્રી.] ન્યાય-પરાયણ [[ + સં.] ન્યાયપરાયણ-તા
**ન્યાયનિષ્ઠ-તા** સ્ત્રી. [+ સં.,ત.પ્ર.], **ન્યાય-નિષ્ઠા** સ્ત્રી.
**ન્યાય-નિષ્ણાત** વિ. [સં.] જુઓ 'ન્યાય-નિપુણ'-'ઑફ લૉજિકલ માઇન્ડ' (મ.ન.)
**ન્યાય-પરાયણ** વિ. [જુઓ ન્યાય(૧)' + સં.] ઇન્સાફ સાચવવામાં તત્પર, પ્રામાણિકતા રાખનાર, નેક, ન્યાયી
**ન્યાયપરાયણ-તા** સ્ત્રી. [+ સં.,ત.પ્ર.] ન્યાયપરાયણ હોવાપણું
**ન્યાય-પરિવર્તન** ન. [જુઓ 'ન્યાય(૧)' + સં.] એક ફેંસલો આપ્યા પછી એમાં ફેરફાર કરવાની ક્રિયા
**ન્યાય-પાલક** વિ. [સં.] કાયદાને રક્ષણ આપનાર, 'કસ્ટોડિયન' (દ.ભા.) [ધીશની બેઠક, ન્યાયાસન
**ન્યાય-પીઠ** સ્ત્રી. [જુઓ 'ન્યાય(૧)' + 'પીઠ' ન.] ન્યાયા-
**ન્યાય-પુરઃસર** ક્રિ.વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં.] **ન્યાય-પૂર્વક** ક્રિ વિ. [ + સં.] ઇન્સાફની દૃષ્ટિથી, ન્યાયી રીતે, 'લૉજિકલ' (જે.હિ.)
**ન્યાય-મય** વિ. [જુઓ 'ન્યાય(૧) + સં., ત.પ્ર.] ઇન્સાફથી ભરેલું, વાજબી [જુઓ 'ન્યાય-પંચ.'
**ન્યાય-મંડલ**(-ળ) (-મણ્ડલ-ળ) ન. [જુઓ 'ન્યાય(૧)' +સં.]
**ન્યાય-મંત્રી** (-મન્ત્રી પું. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ન્યાય-ખાતાનો સલાહકાર અમલદાર, 'લીગલ રિમેમ્બ્રન્સ'
**ન્યાય-મંદિર** (-મન્દિર) ન. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ન્યાયની અદાલત, ન્યાય-કોર્ટ, 'હાઇ-કોર્ટ' (દ.ભા.)
**ન્યાય-માર્ગ** પું. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ખરો તરિકો, પ્રામાણિક રીત
**ન્યાય-મૂર્તિ** પું. [જુઓ 'ન્યાય(૧)' + સં.,સ્ત્રી.] મોટો ન્યાયાધીશ, 'જજ' (હાઇકોર્ટનો.), 'જસ્ટિસ'
**ન્યાય-યુક્ત** વિ. [સં.] તર્ક-શુદ્ધ, 'લૉજિકલ' (જે.સ.)
**ન્યાય-રક્ષક** વિ. [સં.] જુઓ 'ન્યાય-પાલક.'
**ન્યાય-વિજ્ઞાન** ન. [જુઓ 'ન્યાય(૧)' + સં.] જુઓ 'ન્યાય-તત્ત્વ.' [બંધબેસતું ન હોય તેવું
**ન્યાય-વિઘાતક** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ઇન્સાફને
**ન્યાય-વિધાન** ન. [જુઓ 'ન્યાય(૧) + સં.] કાયદો ઘડવાની ક્રિયા

**ન્યાય-વિભવ** પું. [જુઓ 'ન્યાય(૧)' + સં.] પ્રામાણિકતાથી કમાયેલી સમૃદ્ધિ, 'ઑનેસ્ટ અર્નિંગ'
**ન્યાય-વિરુદ્ધ** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ઇન્સાફને પ્રતિકૂળ, અ-પ્રામાણિક, 'ઇલ્લૉજિકલ'
**ન્યાય-વિશારદ** વિ. [સં.] તર્ક-શાસ્ત્રમાં નિષ્ણાત
**ન્યાય-વિષયક** વિ. [સં.] ન્યાયને લગતું, તર્કશાસ્ત્રને લગતું
**ન્યાય-વૃત્તિ** સ્ત્રી. [જુઓ 'ન્યાય' + સં.] ન્યાય વાજબી આપવાનું વલણ
**ન્યાય-શાસ્ત્ર** ન. [સં.] સંસ્કૃત તર્ક-શાસ્ત્ર, 'લૉજિક'. (મ ન.) (૨) (ગુજરાતીમાં) કાયદાનું શાસ્ત્ર, 'જ્યુરિસ્પ્રુડન્સ'
**ન્યાયશાસ્ત્રી** વિ. [સં.,પું.] સંસ્કૃત તર્કશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, નૈયાયિક, 'લૉજિશિયન'
**ન્યાય-શીલ** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં.] જુઓ 'ન્યાય-પરાયણ.' (૨) સહેતુક, હેતવાળું, 'રૅશનલ' (જે.સ.)
**ન્યાયશીલ-તા** સ્ત્રી. [+ સં.,ત.પ્ર.] જુઓ 'ન્યાયપરાયણ-તા.'
**ન્યાય-શ્રેણિ(-ણી)** સ્ત્રી. [સં.] કહેવતોની પરંપરા. (૨) અનુમાન-શૃંખલા, 'સોરાઇટીઝ.' (તર્ક.)
**ન્યાય-સભા** સ્ત્રી. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ઇન્સાફ આપવાનો વિચાર કરનાર મંડળ, સર-અદાલત, 'એપેલેટ કોર્ટ,' 'સુપ્રીમ કોર્ટ' [જુઓ 'ન્યાય-પુરઃસર.'
**ન્યાય-સર** ક્રિ.વિ. [જુઓ 'ન્યાય(૧)' + 'સર' પ્રમાણે)]
**ન્યાય-સંગત** (-સઙ્ગત) વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ઇન્સાફને બંધ બેસે તેવું [કલ' (મન.૨૧.)
**ન્યાય-સંમત** (-સમ્મત) વિ. [સં.] તર્ક-બદ્ધ, તર્ક-શુદ્ધ, 'લૉજિ-
**ન્યાય-સિદ્ધ** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં.] ન્યાયપુરઃસર પુરવાર થયેલું [(સંજ્ઞા.)
**ન્યાય-સૂત્ર** ન. [સં.] ન્યાય-દર્શનનો એ નામનો સૂત્રગ્રંથ.
**ન્યાય-સૂનું** વિ. જુઓ ['ન્યાય(૧)' + 'સૂનું'] અ-પ્રામાણિક
**ન્યાયાચાર્ય** પું. [સં. न्याय + आ-चार्य] તર્ક-શાસ્ત્રની સંસ્કૃતની પારંગત પ્રકારની છેલ્લી પરીક્ષા ઉત્તીર્ણ કરનાર વિદ્વાન (આ એક 'પદવી-ઉપાધિ છે.)
**ન્યાયાધિકારી** પું. [જુઓ 'ન્યાય(૧)' + સં., પું.], **ન્યાયાધીશ** પું. [+ સં. अधीश], ઇન્સાફની અદાલતનો મુખ્ય અધિકારી, ન્યાય આપનાર અમલદાર, 'જજ'
**ન્યાયાધીશી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] ન્યયાધીશીનું કાર્ય તેમજ દરજ્જો [ધિકારી.'
**ન્યાયાધ્યક્ષ** પું. [જુઓ 'ન્યાય(૧)' + સં.] જુઓ 'ન્યાયા-
**ન્યાયાનુસારી** વિ. [ + સં. अनुसारी, પું.] જુઓ 'ન્યાય-સંમત,'-'લૉજિકલ' (ત.મ.) [ઇન્સાફ અને ગેર-ઇન્સાફ
**ન્યાયાન્યાય** પું. [જુઓ 'ન્યાય(૧)' + સં. अ + 'ન્યાય(૧).']
**ન્યાયાર્થી** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં. अर्थी, પું.] ઇન્સાફ માગનાર, 'લિટિજન્ટ' ['બાર'
**ન્યાયાલય** ન. [જુઓ 'ન્યાય(૧)' + સં.] જુઓ 'ન્યાય-કોર્ટ,'
**ન્યાયાવતાર** પું. [જુઓ 'ન્યાય(૧)' + સં. अव-तार] ઇન્સાફના સાક્ષાત્ અવતાર-રૂપ ન્યાયાધીશ
**ન્યાયાસન** ન. [જુઓ 'ન્યાય(૧)' + સં. आसन] ઇન્સાફની અદાલતના ન્યાયાધીશની ખુરશી
**ન્યાયિ-તા** સ્ત્રી. [જુઓ 'ન્યાયી' + સં. ता. ત.પ્ર.] ન્યાયી

હોવાપણું
**ન્યાયી** વિ. [જુઓ 'ન્યાય(૧)' + સં. इन् = ई, પું.] ઇન્સાફ-વાળું, ઇન્સાફી, 'જસ્ટ.' (૨) પ્રામાણિક
**ન્યાય્ય** વિ. [સં] નીતિના માર્ગને લગતું, સદાચારને લગતું. (૨) પ્રામાણિક, વાજબી. (૩) કોર્ટમાં ટકી શકે તેવું, 'જસ્ટિફિયેબલ' [અનેરું, વિચિત્ર
**ન્યારું** વિ. [હિં.,મરા. 'ન્યારા'] જુદું, નોખું, નિરાળું. (૨)
**ન્યાલ** વિ. [ફા. નિહાલ્] જુઓ 'નિહાલ.'
**ન્યાલત** સ્ત્રી. ધિક્કાર, તિરસ્કાર
**ન્યાવ** વિ. [સં. नव] તદ્દન નવું
**ન્યાસ** પું. [સં.] મૂકવું એ. (૨) થાપણ, અનામત. (૩) મંત્રોચ્ચારણપૂર્વક શરીરનાં જુદાં જુદાં અંગો પર પ્રોક્ષણ કરવું એ. (૪) ત્યાગ. (૫) વિભાગ
**ન્યાસ-ધારક** વિ. [સં.], **ન્યાસ-ધારી** વિ. [સં., પું.] અનામત સાચવનાર, 'ટ્રસ્ટી'
**ન્યાસ-પત્ર** પું. [સં., ન.] અનામત મૂક્યાનો દસ્તાવેજ, ન્યાસ-લેખ, 'કેશ-સર્ટિફિકેટ' ['કસ્ટોડિયન'
**ન્યાસ-રક્ષક** વિ. [સં.] થાપણનું રક્ષણ કરનાર અમલદાર,
**ન્યાસ-લેખ** પું. [સં.] જુઓ 'ન્યાસ-પત્ર.'
**ન્યાસ-સ્વર** પું. [સં.] સંગીતની સમાપ્તિનો છેલ્લો સ્વર. (સંગીત.) [પાડવી એ
**ન્યાસાપહાર** પું. [સં. न्यास + अप-हार] થાપણ પચાવી
**ન્યાસિક** વિ. [સં.], **ન્યાસી** વિ. [સં., પું.] થાપણ મૂકનાર
**ન્યાળવું** (ન્યાળવું) જુઓ 'નિહાળવું.' [એ ઠેકાણે
**ન્યાં, ૦ કણે** ક્રિ.વિ. [સં + જુઓ 'કને.'] ત્યાં, એ સ્થળે,
**ન્યૂન** વિ. [સં.] ઓછું, ઊણું. (૨) નબળું, 'વીક' (મ.ન.)
**ન્યૂન-તમ** વિ. [સં.] ઓછામાં ઓછું
**ન્યૂન-તર** વિ. [સં.] વધુ ઓછું [(દ.કા.શા.)
**ન્યૂન-તા** વિ. [સં.] ન્યૂન હોવાપણું, ઊણપ, 'ઇન્સફિશિયન્સી'
**ન્યૂનતા-પૂરક** વિ. [સં.] ઊણપ પૂરનારું, 'કૉમ્પ્લીમેન્ટરી'
**ન્યૂન-પદ** ન. [સં.] વાક્યનો એ નામનો એક દોષ, 'એલિપ્ટિકલ' (ન.પા.) (કાવ્ય.) [(કાવ્ય.)
**ન્યૂનપદ-ત્વ** ન. [સં.] વાક્યમાં પદ ઓછાં હોવાનો દોષ.
**ન્યૂનાકાર** વિ. [+ સં. आ-कार] જેમાં આકારની ન્યૂનતા છતાં સૌંદર્ય છે તેવું, 'કેલિગ્રાફિક' (બ.રા.)
**ન્યૂનાધિક** વિ. [+ સં. अधिक] ઓછું-વત્તું, વધુ-ઘટુ, ઓછું-અદકું, અ-સમાન
**ન્યૂનાધિક-તા** સ્ત્રી., [સં.], **ન્યૂનાધિક્ય** ન. [+ સં. आधिक्य] ન્યૂનાધિક હોવાપણું [(કાવ્ય.)
**ન્યૂનાર્થ** પું. [+ સં. अर्थ] એ નામનો એક વાક્ય-દોષ.
**ન્યૂનાહાર** પું. [+ સં. आ-हार] ઓછો ખોરાક
**ન્યૂનાહારી** વિ. [+ સં. आहारी, પું.] ઓછો ખોરાક ખાનારું
**ન્યૂની-કરણ** ન. [સં.] ઓછું કરવાની ક્રિયા, ઊણું રાખવાની ક્રિયા, 'રિડક્શન' (અ.ત્રિ.) [પૂરતું ન કહેવું એ
**ન્યૂનોક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] કહેવામાં સંકોચ કરવો એ,
**ન્યુમોનિયા** પું [અં.] ફેફસાંના સોજાવાળો જોખમી એક તાવ
**ન્યૂસ** પું.,બ.વ. [અં.] સમાચાર, ખબર, વર્તમાન, વૃત્ત
**ન્યૂસ-આઇટેમ** સ્ત્રી. [અં.] સમાચારને લગતી વિગત
**ન્યૂસ-એજંટ** (-એજન્ટ) પું. [અં.] વર્તમાનપત્રો વેચનારો આડતિયો
**ન્યૂસ-પેપર** ન. [અં.] વર્તમાન-પત્ર, સમાચાર-પત્ર, છાપું, અખબાર, સામયિક
**ન્યૂસ-પ્રિન્ટ** પું. [અં.] વર્તમાનપત્રો છાપવાનો ખાસ જાતનો કાગળ, અખબારી કાગળ
**ન્યો(-નો)છાવર** વિ. [વ્રજ. न्योछावर] ઠાકોરજી ગુરુ રાજા વગેરે ઉપરથી કાંઈ રકમ ઉતારી ભેટ કરાય એ. (૨) પું. ભેટ. (પુષ્ટિ.) (૩) કિંમત, મૂલ્ય, 'પ્રાઇસ.' [**૦ કરવું** (રૂ.પ્ર. વારી જવું]
**ન્યો(-નો)છાવરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ન્યોછાવર કરવાની ક્રિયા. (૨) (લા.) વારી જવાની ક્રિયા



બ્રાહ્મી નાગરી ગુજરાતી

**પ** પું. [સં.] ભારત-આર્ય વર્ણમાળાનો ઓષ્ઠ્ય અઘોષ અલ્પપ્રાણ વ્યંજન. (૨) સાત સ્વરોમાંના 'પંચમ' સ્વરનો આદ્યાક્ષર (સંગીત.)
**પઈ[૧]** (પૈ) જુઓ 'પાઈ.[૩]'
**પઈ[૨]** (પૈ) સ્ત્રી. [જુઓ 'પાઈ.'] છાપખાનાંમાં નકામાં થઈ ગયેલાં બીબાં
**પકડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'પકડવું.'] પકડવું એ. (૨) પકડવાની યુક્તિ કે દાવ, સકંજો, 'ક્લચ.' (૩) બે પાંખિયાંવાળું પકડવાનું એક ઓજાર. [**૦ આવવી** (રૂ.પ્ર.) કાબૂ આવવો. **૦ પકડવી** (રૂ.પ્ર.) રગ પકડવી. **૦માં આવવું** (રૂ.પ્ર.) વશમાં હોવું. **૦માં લેવું** (રૂ.પ્ર.) પૂરા કબજામાં લેવું. (૨) ફસાવવું]
**પકડ-જકડ** (પકડ્ય-જકડ્ય) સ્ત્રી. [જુઓ 'પકડવું' + 'જકડવું.'] સખત રીતે પકડમાં લેવું એ
**પકડ-દાવ** (પકડ્ય-) પું. [+ જુઓ 'દાવ.'] (લા.) એ નામની એક રમત [(લા.) સાબિતી
**પકડ-બંદી** (પકડ્ય-બન્દી) સ્ત્રી. [+ ફા.] પકડવું એ. (૨)
**પકડવું** સ.ક્રિ. [રવા.] ગ્રહવું, ઝાલવું. (૨) ધરવું, ધારણ કરવું. (૩) ખુલ્લું કરવું. (૪) સપડાવવું. (૫) શોધી કાઢવું. [**પકડી પાડવું** (રૂ.પ્ર.) શોધી કાઢવું. (૨) નજીક જઈ રહેવું. **પકડી લેવું** (રૂ.પ્ર.) ઊંચકી લેવું. (૨) કેદ કરવું.] **પકડાવું** કર્મણિ., ક્રિ. **પકડાવવું** પ્રે.,સ.ક્રિ.
**પકડ-હુકમ** (પકડ્ય-) પું. [+ જુઓ 'હુકમ.'] પકડવાની આજ્ઞાવાળું ફરમાન, 'વૉરંટ'

**પકડા-પકડી** સ્ત્રી. [જુઓ 'પકડવું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ઉપરાઉપરી પકડી લેવાની–કબજે કે કેદ કરવાની ક્રિયા. (૨) એ નામની એક રમત

**પકડાવવું, પકડાવું** જુઓ 'પકડવું'માં.

**પક(-ખ)તાણ(-ણ્ય)** જુઓ 'પગતાણ.'

**પક(-ખ)તાશ(-સ)** (-શ્ય, -સ્ય) જુઓ 'પગતાસ.'

**પક(-ખ)તું** જુઓ 'પગતું.'

**પક-પણ** ન. [જુઓ 'પાકું' + ગુ. 'પણ' ત.પ્ર.] પાકું હોવા-પણું. (૨) (લા.) પક્કાઈ, લુચ્ચાઈ [એમ

**પક(-ખ)લક(-ખ)** ક્રિ.વિ. [રવા.] પખાજનો અવાજ થાય

**પકવડું** ન. [જુઓ 'પાકું' + 'વડું.'] ભજિયું

**પક(-કા)વવું** જુઓ 'પાકવું'માં. [વાનું મહેનતાણું

**પકવાઈ** સ્ત્રી. [જુઓ 'પાકવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] રાંધ-

**પકવાન** ન. [સં. पक्वान्न (पक्व + अन्न)] જેમાં પાણીનો ઉપયોગ ન થયો હોય તેવી હરકોઈ મીઠાઈ. (૨) પાકના લાડુ. (૩) ગોળ-પાપડી, ગોળ-ચોપડી. (૪) (સુરત તરફ માત્ર) ઘેબર ખાજાં અમૃત-પાક સુતર-ફેણી વગેરે (ન.મા.)

**પક(-ખ)વાસી** સ્ત્રી. [જુઓ 'પકવાસું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] પાટિયાં જડવામાં કામ લાગતી લોખંડની ચોરસ કે ગોળ ખીલી અને એવી લોખંડની છડી કે પટ્ટી, 'બૅટન.' (૨) સંધાડો, 'લેથ'

**પક(-ખ)વાસું** ન., **-સો** પું. [સર૦ મરા. 'પકાશી.'] છાપરાના સાંકટા ઉપર જડવાનો લોખંડનો કે વાંસનો જાડો ગોળ ખૂંટો. (૨) જળોયું

**પકાઉ** વિ. [જુઓ 'પાકવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] પકવવા જેવું. (૨) પાક ઉપર આવેલું

**પકાડવું** સ.ક્રિ. [જુઓ 'પાકવું;'—એનું એક પ્રેરક રૂપ.] ખોળામાં દાણ લેવા. (૨) દાણ નક્કી કરવા

**પ-કાર** પું. [સં.] 'પ' વર્ણ. (૨) 'પ' વર્ણનો ઉચ્ચાર

**પકારાંત** (પકારાન્ત) વિ. [+ સં. अन्त] જેને છેડે 'પ' વર્ણ આવ્યો હોય તેવું (પદ-શબ્દ). (વ્યા.) [પાચન

**પકાવ** પું. [જુઓ 'પાકવું' + ગુ. 'આવ.'] પચી જવું એ,

**પકવાટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'પાકવું' દ્વારા.] (લા.) શ્રમ, થાક

**પકા(-કે)વવું, પકાવું** જુઓ 'પાકવું'માં.

**પકાશવું** સ.ક્રિ. પાકું કરવું, મોઢે કરવું, ગોખવું

**પકોડાં** ન. [સં. पक्व-वटक- > પ્રા. पक्क-उडअ-] એક પ્રકાર-નાં ભજિયાં

**પકોડી** સ્ત્રી. [જુઓ 'પકોડાં' (– 'પકોડું') + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] તળેલી પૂરી જેવી એક વાની

**પક્કાઈ** સ્ત્રી. [જુઓ 'પક્કું' + ગુ. 'આઈ' ત.પ્ર.] (લા.) ફસાયા સિવાય કામ કાઢી લેવાની ચતુરાઈ, પક્કાપણું. (૨) (લા.) ખંધાઈ. (૩) કાબેલિયત, હોશિયારી

**પક્કું** વિ. [સં. पक्वक- > પ્રા. पक्कअ-; આમાંથી 'પાકું' થયા પછી વિકસેલા 'પક્કું'માં 'પરિપક્વ'નો અર્થ રહ્યો નથી. દે.પા. पक्क આવો વિકાસ મનાયો છે]

**પક્વ** વિ. [સં.] રંધાવાથી પાકેલું, રંધાઈ ચડી ગયેલું. (૨) જીર્ણ થઈ ગયેલું. (૩) પચી ગયેલું. (૪) પાકટ, પુખ્ત

**પક્વ-તા** સ્ત્રી. [સં.] પક્વપણું

**પક્વ-વયસ્ક** વિ. [સં.] પાકી ઉંમરનું, વૃદ્ધ, ઘરડું, બુઢ્ઢું

**પક્વવયસ્ક-તા** સ્ત્રી. [સં.] ઘડપણ, બુઢાપો

**પક્વાતિ(-તી)સાર** પું. [+ સં. अति (-ती)- सार] મરડાનો રોગ

**પક્વાન્ન** ન. [+ સં. अन्न] રંધાયેલું અનાજ. (૨) જુઓ 'પકવાન.' [આવતો ઝાડો

**પક્વામ** પું. [+ સં. आम] પાકી ગયેલો મળ, બંધાઈ

**પક્વાશય** પું. [+ સં. आ-शय] જેમાં અન્ન પચવા ઉપર આવે છે તે અવયવ, જઠર, હોજરી

**પક્ષ** પું. [સં.] પાંખ. (૨) પડખું. (૩) તડ, ભાગ, 'પાર્ટી,' 'સ્કૂલ.' (૪) (મહિનાનું) પખવાડિયું. (૫) સંબંધ. (૬) તરફેણ, બાજુ. (૭) 'ડેટા' (ગુ.વિ.). (૮) 'હાઇપોથીસિસ.' [૦ કરવો, ૦ ખેંચવો (-ખેંચવો), ૦તાણવો, ૦લેવો (રૂ.પ્ર.) ઉપરાણું કરવું, પક્ષપાત રાખવો, પક્ષપાત બતાવવો]

**પક્ષ-કાર** વિ. [સં.] હિત-સંબંધ ધરાવનાર, 'પાર્ટી.' (૨) તરફદારી કરનાર, 'ઍડવોકેટ.' (૩) વાદી કે પ્રતિવાદી

**પક્ષકારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] પક્ષકારપણું

**પક્ષ-ગત** વિ. [સં.] પક્ષમાં રહેલું, તરફદારી કરનાર

**પક્ષ(-ક્ષા)ઘાત** પું. [+ સં. (आ-)घात] પડખું ઝલાઈ જવાનો રોગ, લકવો, અર્ધાંગ-વાયુ, 'પૅરેલિસિસ'

**પક્ષ-જોડાણ** ન. [+ જુઓ 'જોડાણ.'] પક્ષમાં ભળી જવું એ. (૨) જુઓ 'લાઇન-દોરી,' 'એલાઇન્મેન્ટ.'

**પક્ષ-તા** સ્ત્રી. [સં.] તરફદારી

**પક્ષધર્મ-તા** સ્ત્રી. [સં.] પક્ષ (ચર્ચાની બાજુ) ઉપર સાધન કે હેતુનું હોવું એ. (તર્ક.)

**પક્ષ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] (પોતાના) પક્ષ કે સમૂહ તરફની પ્રબળ આસ્થા, (પોતાના) પક્ષ તરફની વફાદારી

**પક્ષ-પદ** ન. [સં.] નાનેરી સંજ્ઞા, 'માઇનોર ટર્મ' (મ.ન.)

**પક્ષ-પલટો** પું. [+ જુઓ 'પલટો.'] એક પક્ષમાંથી ખસી બીજા પક્ષમાં જઈ રહેવું એ, પક્ષાંતર, પક્ષ-બદલો, 'ડિફેક્શન'

**પક્ષ-પાત** પું. [સં.] (પોતાના) પક્ષ તરફનું વલણ, તરફદારી, 'બાયસ' (મ.ન.)

**પક્ષપાતિ-ત્વ** ન. [સં.] પક્ષપાતી હોવાપણું

**પક્ષપાતી** વિ. [સં.,પું.] પક્ષપાત કરનારું

**પક્ષ-બદલો** પું. [+ જુઓ 'બદલો.'] જુઓ 'પક્ષ-પલટો,'- 'ડિફેક્શન.'

**પક્ષ-બંધ** (-બન્ધ) પું. [સં.] નૃત્ત કે નૃત્યમાં ગતિ ભરવાના સોળ પ્રકારોમાંનો એક પ્રકાર. (નાટ્ય.)

**પક્ષ-ભક્તિ** સ્ત્રી. [સં.] પોતાના પક્ષ તરફની વફાદારી

**પક્ષ-મત** પું. [સં.,ન.] (પોતાનો) પક્ષનો અભિપ્રાય

**પક્ષ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] પક્ષનો સિદ્ધાંત. (૨) પક્ષ-વિષયક સલાહ, વકીલાત

**પક્ષ-મંત્રી** (-મન્ત્રી) વિ. [સં.,પું.] પક્ષનો વહીવટ કરનાર. (૨) વકીલ, 'બૅરિસ્ટર' (ગો.મા.)

**પક્ષ-રાગ** પું. [સં.] (પોતાના) પક્ષ તરફની આ-સક્તિ

**પક્ષ-વાદ** પું. [સં.] એક બાજુના પક્ષની ટેક, તકરારની તરફદારી, એકતરફી વલણ, ટોળી-વાદ, 'ગ્રુપિઝમ'

**પક્ષવાદી** વિ. [સં.,પું.] વકીલ, પક્ષ-મંત્રી

**પક્ષ-વિખવાદ** પું. [+ જુઓ 'વિખવાદ.'] પક્ષમાંનો આંતરિક

ઝઘડો, 'પાર્ટી-ફૅક્શન'
**પક્ષ-વિપક્ષ-સમન્વય** પું. [સં.] કોઈ પક્ષ કે પક્ષોની વિરોધી પક્ષ સાથેની સમઝૂતી, 'એન્ટિ-થીસિસ' (દ.બા.)
**પક્ષ-સમર્થક** વિ. [સં.] (લા.) વકીલ
**પક્ષ-સંગઠન** (-સઙ્ગઠન) ન. [+ જુએ 'સંગઠન.'] પક્ષના લોકોનું એકત્રીકરણ
**પક્ષ-સામ્ય** ન. [સં.] પક્ષોની સમતુલા, સત્તાની સમતુલા, 'બૅલેન્સ ઑફ પાવર' (દ.બા.)
**પક્ષ-સ્થ** વિ. [સં.] (પોતપોતાના) પક્ષમાં રહેલું, તરફદાર
**પક્ષ-હીન** વિ. [સં.] પાંખ વિનાનું. (૨) કોઈ પણ પક્ષમાં ન ભળેલું, અ-પક્ષ, તટ-સ્થ
**પક્ષાકાર** પું. [+ સં. आ-कार], **પક્ષાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कृति] પાંખનો આકાર. (૨) વિ.પાંખના જેવા આકારનું
**પક્ષાગ્રહ** પું. [+ સં. आ-ग्रह] (પોતપોતાના) પક્ષ વિશેનું બહુ માન. (૨) પક્ષીય જિદ્દ
**પક્ષાઘાત** જુએ 'પક્ષ-ઘાત.'
**પક્ષાપક્ષ** પું., -ક્ષી સ્ત્રી. [સં. पक्ष,-દ્વિર્ભાવ, + ગુ. 'ઈ' ત.પ્ર.] સામસામા પક્ષ પડી જવા એ, સામસામું પક્ષપાતી વલણ, 'ફૅક્શન.' (૨) (લા.) વિભાગ, ફાટ
**પક્ષાભાસ** પું. [+ आ-भास] કોઈ પક્ષ ન હોવા છતાં પક્ષ છે એવું દેખાવું એ [આપનારું
**પક્ષાભાસી** વિ. [+ સં. आभासी] પક્ષનો માત્ર આભાસ
**પક્ષાભિમાન** ન. [+ સં. अभि-मान પું.] (પોતપોતાના) પક્ષ વિશેનું ગૌરવ [રાખનાર
**પક્ષાભિમાની** વિ. [+ સં., अभिमानी પું.] પક્ષાભિમાન
**પક્ષાવયવ** પું. [+ સં. अवयव] હેતુ-વાક્ય, લઘુ પક્ષ, 'માઇનોર પ્રિમાઇસિસ' (મ.ન.)
**પક્ષાવલંબન** (-લમ્બન) ન. [+ સં. अव-लम्बन], **પક્ષાશ્રય** પું. [+ સં. आ-श्रय] (પોતપોતાના) પક્ષને વળગી રહેવું એ
**પક્ષાંતર** (પક્ષાન્તર) ન. [+ સં. अन्तर] બીજું પખવાડિયું. (૨) બીજો પક્ષ. (૩) (લા.) પક્ષપાત, તરફદારી, પક્ષભેદ. (૪) પક્ષ-પલટો, 'ડિફેક્શન'
**પક્ષાંધ** (પક્ષાન્ધ) વિ. [+ સં. अन्ध] (પોતપોતાના) પક્ષ તરફ આંધળી શ્રદ્ધા રાખનારું, પક્ષની બહાર જેની નજર જ ન હોય તેવું
**પક્ષિણી** સ્ત્રી. [સં.] પક્ષીની માદા, પંખિણી
**પક્ષિ-રાજ** પું. [સં.] ગરુડ પક્ષી. (૨) રામાયણમાંનો જટાયુ (ગૃધ્રરાજ)
**પક્ષિલ** વિ. [સં., આ રૂઢ નથી, પણ શબ્દ-સ્વરૂપ સંભવિત છે.] પાંખવાળું. (૨) પક્ષપાતી
**પક્ષિલ-તા** સ્ત્રી. [સં.] પક્ષપાત, તરફદારી
**પક્ષિ-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] પક્ષીઓની પાંજરાપોળ, ચીડિયા-ખાનું
**પક્ષી** ન. [સં.,પું.] પંખી, ખગ, વિહગ, વિહંગ, વિહંગમ
**પક્ષીકરણ** ન. [સં.] પક્ષ પાડવાનું કાર્ય. (૨) એકબીજાનો પક્ષ ખેંચવો એ [જોડું
**પક્ષી-બેલડી** સ્ત્રી. [+ જુએ 'બેલડી.'] પક્ષી નર-માદાનું
**પક્ષીય** વિ. [સં.] (પોતપોતાના) પક્ષને લગતું, અમુક પક્ષનું
**પક્ષી-લોક** પું. [સં. पक्षि-लोक] પક્ષીઓની સૃષ્ટિ
**પક્ષી-વિજ્ઞાન** ન. [સં.. पक्षि-विज्ञान], **પક્ષી-વિદ્યા** સ્ત્રી. [સં. पक्षि-विद्या] પક્ષીઓ સંબંધી શાસ્ત્ર
**પક્ષી-શાલા**(-ળા) સ્ત્રી. [સં. पक्षि-शाला] જુએ 'પક્ષિ-શાલા.'
**પક્ષોત્પાત** પું. [સં. पक्ष + उत्पात] કોઈ પણ એક પક્ષ તરફથી થતાં ઉત્પાત-તોફાન-ઉપદ્રવ-ઉપાડો
**પક્ષ્મ** ન, [સં.] પાંપણ
**પક્ષ્મ-રોગ** પું. [સં.] પાંપણનો વ્યાધિ કે આજાર
**પક્ષ્માગ્ર** ન. [+ સં. अग्र] પાંપણનો આગલો ભાગ
**પખ** પું. [સં.पक्ष > પ્ર. पक्ख] વહાણની છતેડીનાં પડખાંનાં પાટિયાં, કઠોડો, 'રેલિંગ.' (૨) પક્ષ, તરફેણ
**પખ(-ક)તાણ** (-ણ્ય) જુએ 'પગતાણ.'
**પખ(-ક)તાશ(-સ)** (-શ્ય, સ્ય) જુએ 'પગતાસ.'
**પખ(-ક)તું** જુએ 'પગતું.' [પાખી
**પખતો** પું. [સં. पक्ष > પ્રા. पक्ख દ્વારા] અણજો, અગતો,
**પખપખા** સ્ત્રી. [જુએ 'પખ'-દ્વિર્ભાવ.] જુએ 'પક્ષાપક્ષ.'
**પખરાવવું** જુએ 'પાખરવું'માં. [થવો
**પખરાવું** જુએ 'પાખરવું'માં. (૨) કૂકડીનો કૂકડા સાથે સંયોગ
**પખલખ** જુએ 'ચકલક.'
**પખવાજ** સ્ત્રી. [સં. पक्ष-वाद्य > પ્રા. पक्ख-वज्ज ન.] ઢોલકથી જરા મોટું ખાસ પ્રકારનું બેઉ હાથથી વગાડાતું એક વાદ્ય, પખવાજ, પખાજ [કલાકાર, પખાજી
**પખવાજી** વિ.,પું. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] પખવાજ વગાડનાર
**પખવાડિક** વિ. [સં. पक्ष-वार-દ્વારા ગુ. 'પખવાડ-' + સં. इक ત.પ્ર.] પંદર દિવસોને લગતું. (૨) ન. દર પંદરમે દિવસે પ્રસિદ્ધ થતું સામયિક, પાક્ષિક, 'ફોર્ટનાઇટ્લી'
**પખવાડિયું** ન. [જુએ 'પખવાડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **પખવાડું** ન., -ડો પું. [સં. पक्ष-वार- > પ્રા. पक्खवार-દ્વારા બંને જ.ગુ.] પંદર દિવસનો સમૂહ, પક્ષ, 'ફોર્ટ્નાઇટ'
**પખવાની** સ્ત્રી. કાનનાં વીંધ મોટાં કરવા ઓસાતી સાંઠાની સળી કે લોઢા વગેરે ધાતુની ભૂંગળી
**પખવાસી** જુએ 'પકવાસી.'
**પખવાસું, -સો** જુએ 'પકવાસું,-સો.'
**પખા(૦વ)જ** જુએ 'પખવાજ.'
**પખા(૦વ)જી** જુએ 'પખવાજી.'
**પખાલ**[૧] (-લ્ય) સ્ત્રી. [સં. प्रक्षाल्य- > પ્રા. पक्खल દ્વારા] ફૂલ વગેરે ખસેડી લઈ દેવ-સ્થાન ધોવાની ક્રિયા
**પખાલ**[૨] (-લ્ય) સ્ત્રી, પાણી ભરી લાવવાની ચામડાની મોટી થેલી કે ગુણ, ઓખ
**પખાલચી** વિ.,પું. [જુએ 'પખાલ[૨]' + તુર્કી 'ચી' પ્ર.] પોતાની કાંધ ઉપર પખાલ રાખી પાણી લઈ આપનાર મજૂર, ભિસ્તી
**પખાલ(-લે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુએ 'પખાલી' + ગુ. 'અ-(-એ)ણ.' સ્ત્રીપ્રત્યય.] પખાલીની સ્ત્રી. (૨) સ્ત્રી પખાલચી
**પખાલ-પેટિયું** (પખાલ્ય-) વિ. [જુએ 'પખાલ[૨]' + 'પેટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પખાલના જેવા પેટવાળું, મોટી ફાંદ-વાળું, ફાંદાળું
**પખાલી**[૧] પું. [જુએ 'પખાલ[૧]' + ગુ. 'ઈ' ત.પ્ર.] દેવ-

સ્થાનમાં ધોવાનું કામ કરનાર સેવક　　　　　['પખાલથી.'
**પખાલી²** પું. [જુઓ પખાલ²' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ
**પખાલેણ** (-ણ્ય) જુઓ 'પખાલણ.'
**પખાવજ** જુઓ 'પખવાજ'-'પખાજ.'
**પખાવજી** જુઓ 'પખવાજી'-'પખાજી.'
**પખાળવું** સ.ક્રિ. [સં. પ્ર-ક્ષાલ્-> પ્રા. पक्खाल-] ધોવું, ખંખોળવું. (૨) ધમારવું, નવડાવવું (પશુને). **પખાળાવું** કર્મણિ.,ક્રિ. **પખાળાવવું** પ્રે.,સ.ક્રિ.
**પખાળાવવું, પખાળાવું** જુઓ 'પખાળવું'માં.
**પખિયારું** ન. [સં. પક્ષ > પ્રા. पक्ख દ્વારા] બે ચાપો વચ્ચેનો સાંધો. (૨) ઘરેણાંમાં ખીલી નાખવાનું બાકું. (૩) ચણિયારું
**પખું** ન. [સં. પક્ષક- > પ્રા. पक्खअ-, પું.] પક્ષ, બીજું યથ. (૨) ઓથ, આશ્રય, તરફેણ. (૩) ઓલાદ, કુળ, વંશ
**પખોડવું** સ.ક્રિ. [દે.પ્રા. पक्खोड] ઝાટકી ને ઝંખેરી સાફ કરવું, **પખોડાવું** કર્મણિ.,ક્રિ. **પખોડાવવું** પ્રે.,સ.ક્રિ.
**પખોડાવવું, પખોડાવું** જુઓ 'પખોડવું'માં.
**પગ** પું. [સં. પદ્દાગ્ર કે પાદાગ્ર > પ્રા. पअग्ग > જૂ. ગુ. 'પાગ,' વળી દે.પ્રા. पगअ પણ છે.] ચરણ, ટાંગો, સરાંગો. [**૦ અડાવવો** (રૂ. પ્ર.) વચમાં પડવું. **૦ આગળ ધરવો** (રૂ.પ્ર.) આગળ વધવું, જવું. **૦ આડો અવળો થવો** (રૂ.પ્ર.) અનીતિનું કામ થવું, વ્યભિચાર થવો. **૦ આવવા** (રૂ.પ્ર.) ખોવાઈ જવું, ચોરાઈ જવું. (૨) સ્વાશ્રયી જીવન જીવવાનું શરૂ થવું. **૦ ઉઠાવવા,-વો, ઉપાડવા,-વો** (રૂ.પ્ર.) ઝડપથી ચાલવું. **૦ઉપર પગ ચઢા(-ઢા)વવા, -વો** (-ઉપરય-) (રૂ.પ્ર.) આળસુ થઈ ને બેસી રહેવું **૦ઉપાડો**(રૂ.પ્ર.)ઝપાટાબંધ ચાલવું. **૦ ઊખડવો** (રૂ.પ્ર.) આવવા-જવાનો સંબંધ તૂટી જવો. **૦ ઊતરવો** (રૂ.પ્ર.) પગનું કોઈ હાડકું ખડી પડવું. **૦ ઊંચા-નીચા થવા, ૦ ઊંચો-નીચો થવો** (રૂ.પ્ર.) વ્યભિચારથી સ્ત્રીને ગર્ભ રહેવો. **૦ કપાઈ જવા,-વો** (રૂ.પ્ર.) જુઓ 'પગ ઊખડવો.' **૦ કરવા** (રૂ.પ્ર.) ગૂમ થવું, **૦ કહ્યું કરતા નથી** (રૂ.પ્ર.) ઘણો થાક લાગ્યો છે. **૦ કાઢવા, -વો** (રૂ.પ્ર.) સામાની અવર-જવર બંધ કરવી. (૨) દૂર કરવું, ખસેડવું. **૦ ગહવો** (રૂ.પ્ર.) જુઓ 'પગ ઠરવો.' **૦ ઘસવા** (રૂ.પ્ર.) નકામી આવજા કરવી. (૨) નકામી મહેનત કરવી. **૦ ઘસાઈ જવા** (રૂ.પ્ર.) નિષ્ફળતા મળવી. **૦ઘાલવો** (રૂ.પ્ર.) પારકે કુટુંબ સાથે કે પારકા ઘરમાં વ્યવહાર શરૂ કરવો. **૦ ચ-લાવવા** (રૂ. પ્ર.) ઉતાવળે ચાલવું. **૦ ચંપાવો** (-ચમ્પાવો) (રૂ.પ્ર.) પગ ગઢામાં પડવો. (૨) અનર્થકારી કામ થવું. **૦ ચાલવા** (રૂ.પ્ર.) પગમાં બળ હોવું. **૦ ચૂંથાવા** (રૂ.પ્ર.) પગમાં ગોટલા ચડવા. **૦ છૂટો કરવો** (રૂ.પ્ર.) ફરવા જવું. **૦ છૂટો થવો** (રૂ.પ્ર.) પતિ મરણ પામ્યા પછી વરસી વળાયા બાદ વિધવાએ ઘર બહાર નીકળવું. **૦છૂંદણ** (-ણ્ય) (રૂ.પ્ર.) ઘણી જ હરફર, સખત દેડાદોડ (કામની). **૦ જ-માવવો** (રૂ.પ્ર.) સ્થિર થવું. **૦ જામવો, ૦ ટકવો**(રૂ.પ્ર.) દઢતા રહેવી. **૦ જોઈ ને** (-જોઇને) (રૂ પ્ર.) ગજું વિચારીને. **૦જોવા** (રૂ.પ્ર.) પરીક્ષા કરવી. **૦ ટકવા, ૦ કરવો** (રૂ.પ્ર.) સ્થિર થઈ રહેવું. **૦ ટકાવી રાખવો** (રૂ.પ્ર.) આવવા-જવાનો સંબંધ ચાલુ રાખવો **૦ ટાળવા,-વો** (રૂ.પ્ર.) અવર-જવર બંધ કરાવવી. **૦ ઠરવો, ૦ ઠેરવો** (રૂ.પ્ર.) સ્થિરતા થવી. **૦ ઠોકીને ઊભા રહેવું** (-રેઃવું) (રૂ.પ્ર.) મક્કમતાથી સામનો કરવો. **૦ ડગમગવો, ૦ ડગવો** (રૂ.પ્ર.) હિંમત હારી જવી. **૦ ઢ-સ(૦ર)ડવા** (રૂ.પ્ર.) પરાણે ચાલવું. **૦ ઢીલા પડવા** (રૂ.પ્ર.) નાહિંમત થવું. **૦ તળાંસવા** (રૂ.પ્ર.) ખુશામત કરવી. **૦તળે ઘસી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) માર્ગ પરિચિત હોવો. **૦તળે ઘાલવું, ૦તળે ચાંપવું** (રૂ.પ્ર.) પોતાની સત્તા નીચે રાખવું. **૦તળેની વાટ** (રૂ.પ્ર.) તુચ્છ ગણવું એ. **૦તળે બળતું ને પારકી વાત કરવી** (રૂ.પ્ર.) પોતાની નબળાઈની ઉપેક્ષા કરવી. **૦તળે બળતું હોવું** (રૂ.પ્ર.) પોતાનો જ દોષ હોવો. **૦તળે વાટી ના(-નાં)ખવું** (રૂ. પ્ર.) તુચ્છ ગણવું. **૦ તૂટવા** (રૂ.પ્ર.) પગમાં કળતર થવી. **૦ તો(-ત્રો)ડ(-ડય)** (રૂ.પ્ર.) થાકી જવાય તેવા આંટા-ફેરા. **૦ તોડવા** (રૂ પ્ર.) નકામા આંટા-ફેરા કરવા. **૦તૂટ(-ટય)** (રૂ.પ્ર.) પગમાં થતી કળતર. **૦ થવો, ૦ પેસવો**(-પેસવો)(રૂ.પ્ર.)આવતું જતું થવું, **૦ થાકવા** (રૂ.પ્ર.) હારી જવું, કામ કરતા અટકી જવું, નિરુત્સાહ થવું. **૦થી માથા સુધી** (રૂ.પ્ર.) આખા શરીરે. **૦દોડ** (-ડય) (રૂ. પ્ર.) સખત પ્રયત્ન. **૦ ધોઈ ને પીવા જેવું** (રૂ.પ્ર.) પવિત્ર. **૦ ધોઈ પીવા** (રૂ.પ્ર.) ઉપકાર માનવો **૦ધોડો** (રૂ.પ્ર.) જુઓ 'પગ-દોડ.' **૦ ન ઊપડવા,-વો** (રૂ.પ્ર.) મળવા જવામાં સંકોચ થવો. **૦ ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) વિઘ્ન કરવું. **૦ની આગ માથે જવી** (-આગ્ય-)(રૂ.પ્ર.)સખત ગુસ્સો કરવો. **૦ નીકળી જવો** (રૂ.પ્ર.) જવું-આવવું બંધ થવું. **૦ની ચળ ભાંગવી** (રૂ.પ્ર.) ચાલવું. **૦ નીચે ગડકી જવું** (રૂ.પ્ર.) હાર કબૂલી લેવી. **૦ નીચેથી નીકળી જવું** (રૂ.પ્ર.) વારંવાર આવી અનુભવી થવું, **૦ની ધૂળ** (રૂ.પ્ર.) તુચ્છ, નજીવું, પામર. **૦ની પનોતી ઉતારવી** (રૂ.પ્ર.) કરવા જતાં કામ નિષ્ફળ થવું. **૦ની પનોતી જવી** (રૂ.પ્ર.) જોડા-ચંપલ વગેરે ગૂમ થવાં. **૦નું આખું, ૦નું ભાંગલું** (રૂ.પ્ર.) ચાલવામાં તદ્દન આળસુ. **૦નું ખરું, ૦નું સારું** (રૂ.પ્ર.) ખૂબ ચાલી શકે તેવું. **૦ પકડવા,-વો** (રૂ.પ્ર.) આજીજી કરવી. **૦ પ-ખાળવા** (રૂ. પ્ર.) માન આપવું. **૦ પર (કે માં) કુહાડો મારવો** (રૂ.પ્ર.) પોતાનું બગડે એમ કરવું, પોતાનું હિત બગાડવું. **૦ પર પગ ચઢાવવા** (રૂ.પ્ર.) કામ-ધંધા વિના બેસી રહેવું. **૦ પર (કે માં) માથું મૂકવું** (રૂ.પ્ર.) શરણે જવું. **૦ પસારવો, પગોળા કરવા** (-પોઃળા-) (રૂ.પ્ર.) ધીમેકથી ઘૂસી જવું. **૦ પાછા પડવા** (રૂ. પ્ર.) હિંમત ન ચાલવી. (૨) કામ કરતાં ખચકાવું. **૦ પાણી પાણી થઈ જવા** (રૂ. પ્ર.) હિંમત ન ચાલવી. (૨) હારી જવું. **૦ પાતાળમાં (કે પેટમાં) હોવા** (રૂ.પ્ર.) પ્રપંચી હોવું, પહોંચેલ હોવું. **૦ પાસે ઝાડુ કાઢવું** (રૂ.પ્ર.) ટૂંકી નજરે રાખવી. (૨) ટૂંકું દિલ હોવું. **૦ પૂજવા** (રૂ.પ્ર.) આદર-સત્કાર કરવો **૦ પેસવો** (-પેસવો) (રૂ.પ્ર.) આવતા-જતા થવું. **૦ પેસાડવો** (પેસાડવો) (રૂ.પ્ર.) ઘૂસી જઈ સત્તા હાથ કરવી. **૦ ફૂલવા** (રૂ.પ્ર.) થાકી જવું. (૨) મૂંઝાઈ જવું. **૦ ફેરવવો** (રૂ.પ્ર.) પ્રસવ થયા પછી સ્ત્રીને માવતરે જવું. **૦ ફેલાવીને સૂવું** (રૂ પ્ર.) નિરાંતે સૂવું. **૦ બાંધીને રહેવું** (-રેઃવું) (રૂ.પ્ર.) લાંબા વખત સુધી એક જ સ્થળે ચાટકી રહેવું.

૦ ભરાઈ જવા (રૂ.પ્ર.) થાકી જવું. (૨) ફસાઈ પડવું. ૦ ભાં(-ભાં)ગવા (રૂ.પ્ર.) વચ્ચે અટકી પડવું. (૨) નિરાશા અનુભવવી. (૩) સામાનું બળ તોડી પાડવું. ૦ ભારે થવા, -વો (રૂ.પ્ર.) જવા સંકોચ થવો. ૦ માંડવો (રૂ.પ્ર.) ધંધામાં કે કામમાં દાખલ થવું. ૦માં બેડી પડવી (રૂ.પ્ર.) જંજાળમાં ફસાઈ જવું. ૦ મૂકવો (રૂ.પ્ર.) આવવું, દાખલ થવું. ૦ મોડવા (રૂ.પ્ર.) નાસીપાસ કરવું. ૦ રાખવો (રૂ.પ્ર.) તદ્દન છોડી ન દેવું. ૦ વચમાં હોવો (રૂ.પ્ર.) જોખમદાર હોવું. ૦ વધારવો(રૂ.પ્ર.) હિંમતભેર આગળ વધવું. ૦ વાળવો, ૦ વાળી બેસવું (બેસવું) (રૂ. પ્ર.) નિરાંતે થાક ખાવો. -ગે કમાડ ખોલવાં (રૂ. પ્ર.) યુક્તિથી કામ લેવું. -ગે કીડીઓ ચડ(-ઢ)વી (રૂ.પ્ર.) કામ કરવા ખૂબ ઉત્સુક થવું. (૨) કામ કરતાં કંટાળવું. -ગે પડવું (રૂ.પ્ર.) નમસ્કાર કરવા. -ગે પનોતી બેસવી (-બેસવી) (રૂ.પ્ર.) ઘણા આંટા-ફેરા કરવા. -ગે પરસેવો ઊતરવો (રૂ.પ્ર.) સખત થાક લાગવો. -ગે પાણી ઊતરવું (રૂ.પ્ર.) કામ કરતાં ભારે શ્રમ અનુભવવો. -ગે બેસાડવું (-બેસાડવું) (રૂ.પ્ર.) બાળકને હગવા બેસાડવું. -ગે મેંદી હોવી (-મેંદી-) (રૂ.પ્ર.) ચાલતાં કંટાળવું. -ગે લાગવું (રૂ પ્ર.) નમસ્કાર કરવા. (૨) કંટાળી જવું. -ગે લાગ્યા (રૂ.પ્ર.) તોબાહ પોકાર્યા. એક પગે થવું (રૂ.પ્ર.) અધીરા થવું. ચારે પગે (રૂ.પ્ર.) તદ્દન તૈયાર]

પગ-કેડી સ્ત્રી. [+ જુઓ 'કેડી.'] પગ-રસ્તો, પગ-દંડી

પગ-ચંપી (-ચમ્પી) સ્ત્રી. [+ જુઓ 'ચંપી.'] પગ દબાવવાની ક્રિયા, ચંપી

પગ-ટેકણું ન. [+ જુઓ 'ટેકવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] સંચામાંનું પગ મૂકવાનું સ્થાન, 'પેડલ'

પગડ-બંદ(-ધ) (-બન્દ, --ધ) જુઓ 'પઘડ-બંદ(-ધ).'

પગડબંદી(-ધી) (-બન્દી, --ધી) જુઓ 'પઘડબંદી (-ધી).'

પગડબંદો(-ધો) (-બન્દો, --ધો) જુઓ 'પઘડ-બંદો (-ધો).'

પગ-દંડી (-દણ્ડી) જુઓ 'પગ-દંડી'-'પગ-કેડી.'

પગ-ડંડો (-ડણ્ડો) જુઓ 'પગ-દંડો.'

પગડાં ન.,બ.વ. પાસા ઉપરનાં મીંડાં કે ટપકાં

પગડું ન. ચોપાટની રમતમાં અગિયાર પચીસ કે ત્રીસનો દાવ આવતાં બેસતી સોગઠી

પગ-તળ ન. [+ જુઓ 'તળ.'], -ળી સ્ત્રી. [+ જુઓ 'તળી.'], -ળું ન. [+ જુઓ 'તળું.'] પગનું તળિયું

પગ(-ક,-ખ)તાણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પગતું' + ગુ. 'આણ' ત.પ્ર.], -શ(-સ) (-શ્ય,-સ્ય) સ્ત્રી. [+ ગુ. 'આશ(-સ)' ત.પ્ર.] છૂટ જગ્યા, મોકળાશ

પગ(-ક,-ખ)તું વિ. મોકળાશવાળું, છૂટ જગ્યાવાળું, મોકળું

પગ-થલી,-ળી સ્ત્રી. [+ સં. स्थली] પગની ઘૂંટી

પગ-થાર પું. [જુઓ 'પડ-થાર'; કોઈ સાદૃશ્યે 'ડ' > 'ગ.'] જુઓ 'પડ-થાર.'

પગથારિયું ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મોટા માપનું પગથિયું

પગથિયું ન. [જુઓ 'પગથી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સીડી દાદર વગેરેનું તે તે પડું, પૈડું. (૨) (લા.) ક્રમ, પાયરી

પગ-થી સ્ત્રી. [+ સં. स्थिति > પ્રા. थिइ] જ્યાં લોકોની જ હાલચાલ થાય તેવી બાંધેલી ફરસબંધ (રસ્તાની બેઉ બાજુની), 'ફૂટ-પાથ' (મો.ક.)

પગ-દડો પું. [+ જુઓ 'દડો.'] પગથી લાત મારીને રમાતો દડો, 'ફૂટ-બોલ'

પગ-દં(-ડં)ડી (-દ(-ડ)ણ્ડી) સ્ત્રી. [+ સં. दण्डिका > પ્રા. दं(-डं)डिआ-'દાંડી'ને બદલે] વાહન ન ચાલી શકે તેવો એકી સાથે એક જ માણસ કે પશુને જવાનો રસ્તો, કેડી

પગ-દં(-ડં)ડો (-દ(-ડ)ણ્ડો) પું. [+ જુઓ સં. दण्डक- > પ્રા. दं(-डं)डअ] પગેથી આવવું જવું એ. (૨) (લા.) પગ-પેસારો [પગ ધોવા માટેનું પાણી

પગ-ધોણું (-ધોણું) ન. [+ જુઓ 'ધોવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.]

પગ-પાટલી સ્ત્રી. [+ જુઓ 'પાટલી.'] ઘૂંટી નીચેનો પગનો પંજો. (૨) ટેકવવા રાખવામાં આવતી બાજોઠડી

પગ-પાથરણું ન. [+ જુઓ 'પાથરણું.'] રાજા-મહારાજા કે મોટા અધિકારી યા અધરણિયાત સ્ત્રીને માન આપવા ચાલવાના સ્થળે થતી બિછાત

પગ-પારખુ,-ખું વિ. [+ જુઓ 'પારખવું' + ગુ. 'ઉ'-'ઉં' કૃ.પ્ર.] પગલાં ઓળખી લેનારું

પગ-પાવઠી સ્ત્રી. [+ જુઓ 'પાવઠી.'] વાવ ઉપરનો પગેથી ચલાવવાનો રહેંટ, પાવઠી

પગ-પાળું વિ. [+ જુઓ 'પાળું.'] પગથી ચાલીને જનારું

પગ-પેસાર,-રો પું. [+ જુઓ 'પેસાર,-રો'.] મકાનમાં કે સ્થાનમાં પગ મૂકવો એ. (૨) (લા.) અવર-જવર. (૩) પરિચય, ઓળખાણ

પગ-ભ(-ભે)ર વિ.,ક્રિ.વિ. [+ જુઓ 'ભરવું.'] પોતાના પગ ઉપર ઊભું રહી શકે તેવું. (૨) (લા.) તૈયાર, ઉદ્યત. (૩) કામ કરવાની શક્તિ આવી હોય તેવું. [૦ થવું (રૂ પ્ર.) ગુજરાન ચલાવી શકવું. (૨) સ્વાશ્રયી બનવું]

પગ-માર્ગ પું. [+ સં.] કેડી. (૨) જુઓ 'પગથી,' 'ફૂટ-પાથ' (મ.રૂ.) [પગે દડો ઉડાડવાની એક રમત

પગ-મોતિયો પું. [+ જુઓ 'મોતિયો.'] (લા.) એ નામની

પગર પું. [સં. प्रकर > શૌ.પ્રા. पगर] ફેલો દાણા વગેરેનો ઢગલો

પગરખું ન. [+ જુઓ 'રાખવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.; મૂળમાં સં. रक्षक- > પ્રા. रक्खअ- દ્વારા; બલાત્મક સ્વર 'પ' ઉપરથી ખસી 'ગ' ઉપર.] કાંટા-રખું, જોડો. [-ખામાં પગ ઘાલવો, -ખામાં પગ મૂકવો (રૂ.પ્ર.) બરાબરી કરવી]

પગરણ ન. [સં. प्रकरण > શૌ.પ્રા. पगरण] જનોઈ લગ્ન વગેરે નાનો મોટો સમારંભ. [૦ કરવું, ૦ માંડવું (રૂ. પ્ર.) શરૂઆત કરવી] [લગતું

પગરણિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] માંગલિક પ્રસંગોને

પગરણી સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] (લા.) માંગલિક લૂગડું [સંચળ

પગ-રવ પું. [જુઓ 'પગ' + સં.] પગના ચાલવાનો અવાજ,

પગર-વટ,-ટો પું. [જુઓ 'પગ' + સં. वृत्त-क- > પ્રા. वट्टअ-; વચ્ચે 'પગ-રવ'ના સાદૃશ્યે 'ર'નો પ્રક્ષેપ.] પગના ઘસારાથી પડેલો કેડો. (૨) અવર-જવર

પગરવો પું. [જુઓ 'પગ-રવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર., પરંતુ બલાત્મક સ્વરભાર 'પ' ઉપરથી ખસી 'ગ' ઉપર.]

જુઓ 'પગ-રવ.'

**પગ-રસ્તો** પું. [જુઓ 'પગ'+'રસ્તો.'] પગેથી ચાલીને જવાનો માર્ગ, પગ-દંડી. (૨) (સમુદ્રનો નહિ તેવો) જમીનનો માર્ગ

**પગરો** પું. યાત્રા કે પ્રવાસ શરૂ કરવાનું વહેલું ટાણું, પરોઢ, મળસકું ['આ'] જુઓ 'પગરણ.'

**પગરાણ** ન. [સં. प्रकरण > શૌ પ્રા. पगरण, 'ર'ના 'અ'નો

**પગરી** સ્ત્રી. [જુઓ 'પગર'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તલ વગેરેની પૂળીઓને ગોઠવવાની ક્રિયા

**પગ-લંગરિયાં** (-લઙ્ગરિયાં) ન.,બ.વ. [જુઓ 'પગ'+'લંગર' +'ઇયું' ત.પ્ર.] (લા.) દોરને છેડે ઠીકરું કે કાંકરો બાંધી સામસામી પેચ લગાવી રમવાની રમત

**પગલાં** ન.,બ.વ. [જુઓ 'પગલું.'] ખાસ કરી સંત-મહાત્માઓનાં પગલાંઓના પ્રતીકરૂપે પથ્થર કે આરસ યા ધાતુના પતરામાં કે લૂગડા ઉપર ઉઠાવેલી આકૃતિ. [**૦ પાડવાં** (રૂ.પ્ર.) માનપૂર્વક પધારવું (સ્થળ પવિત્ર કરવાના ઉદ્દેશે)]

**પગલાં-નિષ્ણાત** વિ. [+સં.] પગલાંની પડેલી નિશાની કોની છે એ જાણવાનું જ્ઞાન ધરાવનાર, 'ફૂટ-પ્રિન્ટ-એક્સ્પર્ટ'

**પગલી** સ્ત્રી. [જુઓ 'પગલું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાના બાળકનું પગલું. (૨) એવી પગલીનું ચિહ્ન. [**૦ માંડવી** (રૂ.પ્ર.) ચાલતાં શીખવું (બાળકનું). **પા પા પગલી** (રૂ.પ્ર.) શરૂઆત, આરંભ] [પગલાંઓનું પૂજન

**પગલી-પૂજા** સ્ત્રી. [+સં.] સંત-મહાત્માઓના પ્રતીકરૂપ

**પગ-લુ(-લૂં)છણિયું** ન. [જુઓ 'પગ'+'લુ(-લૂં)છણિયું] ઘર કે ઓરડાના બારણે પ્રવેશ કરનારને માટે પગ લૂછવા માટેનું કાથી કે તારના વણાટનું સાધન

**પગલું** ન. [જુઓ 'પગ'+ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] જમીન દબાવીને મુકાતો પગનો પંજો. (૨) એવા પગલાનું ચિહ્ન. (૩) કંઠમાં પહેરાતું પગલાનું નાનું ચિહ્ન. (૪) (લા.) કાયદેસરની કારવાઈ, કાર્યવાહી, 'ઍક્શન.' [**-લાં ઓળખવાં** (રૂ.પ્ર.) પગલાં ઉપરથી વ્યક્તિનાં ગુણ-લક્ષણનો ખ્યાલ આવવો. (૨) પાછળ રહેલા ગુપ્ત હેતુની જાણ હોવી. **-લાં કરવાં** (રૂ.પ્ર.) પધારવું, માનભેર આવવું. **-લાં ભરવાં** (રૂ.પ્ર.) આગળ કાયદેસર કામ કરવું. (૨) ઉપાય કરવો. **-લાં માપવાં** (રૂ.પ્ર.) હિલચાલની તપાસ રાખવી. (૨) ઝટ ચાલવા માંડવું, તાબડતોબ ખસી જવું. **-લાં માંડવાં** (રૂ.પ્ર.) કોઈ કામનો આરંભ કરવો. **૦ કાઢવું** (રૂ.પ્ર.) પગલાંનાં ચિહ્ન ઉપરથી ચોર વગેરેની ભાળ મેળવવી. **૦ ભરવું** (રૂ.પ્ર.) જુઓ 'પગલાં ભરવાં.' **૦ માપવું** (રૂ.પ્ર.) જુઓ 'પગલાં માપવાં.' **૦ મૂકવા જેટલી જગ્યા ન હોવી** (રૂ.પ્ર.) સંકડાશ હોવી. (૨) તદ્દન નિર્ધન હોવું. **-લે પગલે** (રૂ.પ્ર.) પાછળ પાછળ, અનુસરીને. **કંકુનાં પગલાં** (કઙ્કુનાં-) (રૂ.પ્ર.) શુભ આગમન. **નેસ પગલાંનું** (રૂ.પ્ર.) નેષ્ટ પગલાંનું, અપશુકન કે અનિષ્ટ કરનારું. **સારાં પગલાંનું** (રૂ.પ્ર.) મંગલ કરનારું] ['પગ-લુ(-લૂં)છણિયું.'

**પગ-લુ(-લૂં)છણું** ન. [જુઓ 'પગ'+'લૂ(-લૂં)છણું.'] જુઓ

**પગ-વટી** સ્ત્રી. [જુઓ 'પગ'+'વાટ'+ગુ. 'ઈ' ત.પ્ર.; 'વા'ના "આ'નો 'અ'], **પગ-વાટ** સ્ત્રી. [ઉપર મુજબ] જુઓ 'પગકેડી.'

**પગ-સંચાર** (-સઞ્ચાર) પું [જુઓ 'પગ'+સં.] પગ-દ્વારા અવર-જવર. (૨) (લા.) જુઓ 'પગ-રવ.'

**પગંઠો** (પગણ્ઠો) પું. ઓથ, આધાર

**પગાર**[1] પું. [સં. प्राकार > શૌ.પ્રા. पागार; જૂગુ.] કોટ-કિલ્લાની દીવાલ

**પગાર**[2] પું. [પોર્ચુ.] દરમાયો, વેતન, 'પે.' [**૦ કરવું, -વો** (રૂ.પ્ર.) વેતન ચૂકવવું. **૦ ખાવો** (રૂ.પ્ર.) પગારથી કામ કરતાં રહેવું. **૦ ચડ(-ઢ)વો** (રૂ.પ્ર.) વસૂલ થતાં પગારની રકમ વધતી રહેવી. **૦ ચૂકવવો** (રૂ.પ્ર.) પગારની ચડત રકમ ભરપાઈ કરી આપવી. **૦ થવું** (રૂ.પ્ર.) ચૂકતે થવું. **૦ થવો** (રૂ.પ્ર.) પગારની રકમ નક્કી થવી. (૨) પગારની રકમ ચૂકતે થવી. **૦ બંધ થવો** (-બન્ધ-) (રૂ.પ્ર.) નોકરી છૂટી જવી]

**પગાર-કાપ** પું. [+જુઓ 'કાપ.'] પગારની રકમમાં કરવાની કપાત [કે કાર્યાલય

**પગાર-ખાતું** ન. [+જુઓ 'ખાતું.'] પગાર ચૂકવનારું ખાતું

**પગાર-ચી** વિ. [+તુર્કી. પ્ર.], **-દાર** વિ. [+ફા.,પ્ર.] પગારથી કામ કરનાર, વૈતનિક સેવા આપનાર

**પગાર-ધોરણ** ન. [+જુઓ 'ધોરણ.'] કેવી રીતે પગારમાં રફતે રફતે વધારો મળે એ વગેરે વિષયને લગતું બંધારણ, 'ટાઇપ-સ્કેઇલ,' 'પે-સ્કેઇલ,' 'ગ્રેઇડ'

**પગાર-પત્રક** ન. [+સં.] સેવકોનાં નામ અને પગારની યાદી કે જેમાં સહીઓ લઈ પગાર ચૂકવવામાં આવે, 'પે-રોલ' ['પે-બિલ'

**પગાર-બિલ** ન. [+અં.] પગારની વિગત આપતો આંકડો,

**પગાર-વધારો** પું. [+જુઓ 'વધારો.'] જુઓ 'ઇજાફો,' 'ઇન્ક્રીમેન્ટ.' [ચબરકી, 'પે-સ્લિપ'

**પગાર-સ્લિપ** સ્ત્રી. [+અં.] પગારની રકમ બતાવતી કાગળની

**પગારી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'પગાર-ચી'

**પગારું** ન. છાબ, ટોપલી

**પગાળું** વિ. [જુઓ 'પગ+ગુ. 'આળું' ત.પ્ર.] પગવાળું

**પગી** પું. [જુઓ 'પગ'+ગુ. 'ઈ' ત.પ્ર.] પગે ચાલીને ઘર વાડી વગેરેની સંભાળ રાખતો નોકર, રખોલિયો, ચોકીદાર, ચોકિયાત. (૨) પગલાંની નિશાનીએ પગલે પગલે ચાલી ચોરને પકડી પાડનાર માણસ, 'ફૂટ-પ્રિન્ટ-ટ્રેઇસર'

**પગી-ઘર** ન. [+જુઓ 'ઘર.'] પગીને ચોકી કરવા બેસાડવાનું અને માત્ર સૂઈ રહેવાનું બાંધ-કામ [(પદ્યમાં.)

**પગીડો** પું. [+જુઓ 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પગી.'

**પગુરાવવું, પગુરાવું** જુઓ 'પગૂરવું'માં.

**પગું** ન. [જુઓ 'પગ'+ગુ. 'ઉં' ત.પ્ર.] ખાસ કરીને સીડીનું કે વાહનમાં ચડવા માટેનું પગથિયું [પ્રે.,સ.ક્રિ.

**પગૂરવું** અ.ક્રિ. વાગોળવું. **પગુરાવું** ભાવે.,ક્રિ. **પગુરાવવું**

**પગે-પડણું** ન. [જુઓ 'પગ'+ગુ. 'એ' સા.વિ.,પ્ર.+'પડવું' +'અણું' કૃ.પ્ર.] પગે લાગવાની કે નમન કરવાની ક્રિયા. (૨) (લા.) એ નિમિત્તે વડીલો તરફથી પગે લાગનારને મળતી ભેટ-રકમ

**પગેરું** ન. [જુઓ 'પગ'+'હેરવું'+ગુ. 'ઉં' કૃ.પ્ર.] પગલાં

અને એની છાપનું દર્શન, 'ફૂટ-પ્રિન્ટ-ટ્રેઇસિંગ.' (૨) (લા.) ઉકેલ, 'ક્લ્યૂ'. [૦ કાઢવું (રૂ.પ્ર.) પગલાંની છાપ ઉપરથી જનારા માણસની ભાળ કાઢવી. ૦ મળવું (રૂ.પ્ર.) સગડ દેખાવા, માહિતી મળવી]

પગે-લ(-લા)ગણ ન.,બ.વ. [જુઓ 'પગ' + ગુ. 'એ' સા. વિ.,પ્ર. + 'લાગવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] નમસ્કાર માટે સામાના પગે હાથ લગાડવા એ. (૨) (લા.) નમસ્કાર

પગેલી[1] વિ. [જુઓ 'પગ' દ્વારા.] શુભ પગલાંવાળું. (૨) (લા.) આબરૂદાર

પગેલી[2] સ્ત્રી. સ્ત્રી, બાઇડી, બૈરી

પગો પું. પૂતળી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રાતા રંગનું કપડું

પ(-પં)ગોડા પું. [પોર્ચુ.] બૌદ્ધ પ્રકારનું મંદિર. (૨) ઇસ્ટ ઇન્ડિયા કું.ના સમયનો પેગોડાવાળો એક સિક્કો

પગોર(-ળ) પું. [જુઓ 'પગર.'] હાલરું ફેરવવા ખળામાં મૂકેલો જુવાર-બાજરી વગેરેનાં ઠંડાનો ઢગલો

પગોરા ન. દ્રાક્ષના વેલા ચઢાવવા માટે ડાળીઓ વપરાય છે તેવું એક ઝાડ

પગોળ જુઓ 'પગોર.' [ધંધો કરનાર માણસ

પઘડ-બંદ(-ધ) (-બન્દ, -ધ) પું. [હિં.] પાઘડી બાંધવાનો

પઘડબંદી(-ધી) (-બન્દી, -ધી) સ્ત્રી. [હિં.] પાઘડી બાંધવાનો ધંધાદારી

પઘડબંદો(-ધો) (-બન્દો,-ધો) પું. [જુઓ 'પઘડ-બંદ(-ધ)' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પઘડ-બંદ(-ધ).'

પઘડું ન. સોગઠાં-બાજીની રમતમાં ચારે સોગઠી બેસાડી દીધા પછી દાવ આવતાં સોગઠીને એક ઘર વધુ ચલાવવાની ક્રિયા, પો

પઘર પું. પરસેવો

પચ ક્રિ.વિ. [રવા.] 'પચ' એવા અવાજથી. (૨) ન. પસ, પરુ, રસી. [પીળું પચ (રૂ.પ્ર.) તદ્દન પીળું થઈ ગયેલું. (૨) તદ્દન પાકી ગયેલું. (૩) જેના શરીરમાંથી લોહી ઊડી ગયું હોય તેવું ફિક્કું. ૦ દઈ, ૦ દઈને (રૂ.પ્ર.) 'પચ' એવા અવાજથી]

પચક ક્રિ.વિ. [રવા.] 'પચ' એવા અવાજથી. (૨) (લા.) જલદી, એકદમ. [પીળું પચક (રૂ.પ્ર.) જુઓ ઉપર 'પીળું પચ.']

પચકડી સ્ત્રી [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] શેડ, ધાર. (૨) (લા.) નાની પિચકારી

પચકણ વિ. [જુઓ 'પચ,'–ના.ધા. 'પચકવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] તદ્દન પોચું. (૨) (લા.) ડરપોક, બીકણ

પચખાણ ન. [સં. પ્રત્યાખ્યાન > પ્રા. पच्चक्खाण] પાપના ત્યાગની પ્રતિજ્ઞા. (જૈન.) [સિક્કો, દમડી

પચકી સ્ત્રી. પૈસાના ચોથા ભાગની કિંમતનો એક જૂનો

પચકું વિ. [જુઓ 'પચ,' –ના.ધા. 'પચકવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'પચકણ.'

પચખવું અ.ક્રિ. [સં. પ્રત્યાખ્યા- > पच्चक्ख-] પાપના ત્યાગની પ્રતિજ્ઞા કરવી. પચખાવું ભાવે., ક્રિ. પચખાવવું પ્રે.,સ.ક્રિ. (જૈન.)

પચખાવવું, પચખાવું જુઓ 'પચખવું'માં.

પચખી વિ. [જુઓ 'પચખવું' + ગુ. 'ઈ' ગુ.પ્ર.] પચખનાર. (૨) (લા.) કેવળી (જૈન.)

પચથારી સ્ત્રી. મેંદાના એક પ્રકારના લાડુ [પાચન

પચન ન. [સં.] જમેલું પચી જવું એ, હજમ થવું એ,

પચનક ન. કાબરચીતરી પીઠવાળું એક પ્રકારનું પક્ષી

પચન-ક્રિયા સ્ત્રી. [સં.] જુઓ 'પચન.'

પચન-શક્તિ સ્ત્રી. [સં.] અન્ન પચવાની શક્તિ, પાચન-શક્તિ

પચનીય વિ. [સં.] પચી જાય તેવું, હજમ થઈ જાય તેવું

પચનેંદ્રિય (પચનેન્દ્રિય) સ્ત્રી. [સં. पचन + इन्द्रिय] શરીરમાં ખોરાક વગેરે જ્યાં હજમ થાય છે તે અંગ, જઠર, હોજરી

પચ પચ ક્રિ.વિ. [જુઓ 'પચ'નો દ્વિર્ભાવ.] 'પચ પચ' એવા અવાજથી

પચપચવું અ.ક્રિ. [જુઓ 'પચ પચ,' –ના.ધા.] 'પચ પચ' એવો અવાજ થવો. (૨) પચપચતું થઈ જવું. પચપચાવું ભાવે.,ક્રિ. પચપચાવવું પ્રે.,સ.ક્રિ.

પચપચાટ પું. [+ ગુ. 'આટ' કૃ.પ્ર.] (લા.) ચીકણા-વેડા, ઝીણી રીતે જોવાની અણગમતી ક્રિયા

પચપચાવવું, પચપચાવું જુઓ 'પચપચવું'માં.

પચપચિયાં ન.,બ.વ. [જુઓ 'પચપચિયું.[2]'] 'પચ પચ' થાય એવો અવાજ. [૦ બોલવાં (રૂ.પ્ર.) 'પચ પચ' એવો અવાજ થવો]

પચપચિયું[1] વિ. [જુઓ 'પચપચવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] (લા.) બહુ ચીકણાશ કરતું. (૨) ઢસુપસુ મનનું. (૩) વિશ્વાસુ ['પચપચાટ.'

પચપચિયું[2] ન. [જુઓ 'પચપચવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જુઓ

પચપચી વિ. [જુઓ 'પચ પચ' + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) પોચું, નરમ, પચપચું

પચપચું વિ. [જુઓ 'પચ પચ' + ગુ. 'ઉં' ત.પ્ર.] 'પચ પચ' અવાજ થાય તેવું. (૨) અડધું પાકેલું હોય તેવું. (૩) નહિ ઠરેલું. (૪) કૂચો પ્રવાહીમાં એકરસ ન થયો હોય તેવું. (૫) (લા.) પોચું, નરમ, પચપચી

પચપિચાવવું અ.ક્રિ. [રવા.] પ્રવાહીથી રસકતું કરવું, ભીનું પચપચતું કરવું. પચપિચાવાવું કર્મણિ. ક્રિ.

પચ-બોળિયું (-બોળિયું) વિ. [જુઓ 'પચ' + 'બોળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] અંદરથી કે બીજો પ્રવાહી પદાર્થ વધુ હોય તેવું (ખાદ્ય)

પચરક ક્રિ,વિ. [રવા.] ધાર છૂટતાં-શેડ ફૂટતાં થતા અવાજથી

પચરકવું અ.ક્રિ. [જુઓ 'પચરક,' –ના.ધા.] 'પચરક' એવો અવાજ કરવો. (૨) પ્રવાહીની ધાર કે શેડ છૂટવી. પચરકાવું ભાવે.,ક્રિ. પચરકાવવું પ્રે.,સ.ક્રિ.

પચરકાવવું, પચરકાવું જુઓ 'પચરકવું'માં.

પચરકિયું[1] વિ. [જુઓ 'પચરકવું' + ગુ. 'ઇયું' ક્રિયાવાચક કૃ. પ્ર.] 'પચરક' થાય તેવું. (૨) ધાર કે શેડ થાય તેવું. (૩) પાણી પાણી થઈ ગયેલું

પચરકિયું[2] ન. [જુઓ 'પચરકવું'+ગુ. 'ઇયું' કર્તૃવાચક કૃ.પ્ર.] રંગ કે અન્ય પ્રવાહી ઉડાડવાની પિચકારી

પચરકી સ્ત્રી.[જુઓ 'પચરકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાણીની ધાર કે શેડ. (૨) મોઢામાંથી 'પચરક' અવાજ સાથે કરાતું

આછી શેડવાળું થૂકવું. (૩) પિચકારી

**પચરકો** પું. [જુઓ 'પચરક' + ગુ, 'ઓ' ત.પ્ર.] પાણીની ધાર કે શેડ, પચરકી

**પચ-રંગ** (-રઙ્ગ), **-ગિયું** વિ. [સં. पञ्च+रङ्ग + ગુ. 'ઇયું' ત.પ્ર ], **-ગી** વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર.], **ગું.** વિ. [ + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) અનેક રંગોવાળું, રંગબેરંગી, ભાતભાતના રંગવાળું

**પચરું** વિ. માંદું, આજાર, બીમાર, રુગ્ણ, રોગી

**પચલડી** સ્ત્રી. [હિં. 'પચલડા' વિ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] પાંચ સેરનો છેલ્લી સેર ઘૂંટીએ પહોંચે તેવો હાર

**પચ-લંતર સો** (-લન્તર-) વિ. [સં. पञ्चोत्तर + જુઓ 'સો.'] એકસો પાંચ

**પચ-લોણું** ન. [જુઓ [સં. पञ्च + लवणक- > પ્રા. °लउणअ-] પાંચ પ્રકારના ક્ષારોની બનાવેલી ફાકી

**પચ(-ચા)વવું** જુઓ 'પચવું'માં.

**પચવું** અ.ક્રિ. [સં. पच् , તત્સમ] હજમ થવું, જરવું, પાચન થઈ જવું. (૨) (લા.) અંદર સમાઈ જવું. (૩) મગ્ન થઈ જવું. (૪) અનીતિથી મેળવેલું ઉપભોગ થઈ જવું, હરામનું મળેલું સચવાઈ રહેવું. **પચાવું** ભાવે.,ક્રિ. **પચ(-ચા)વવું** પ્રે.,સ.ક્રિ. [**પચાવી પાડવું** (રૂ.પ્ર.) પારકું પોતાનું કરી ઓળવી લેવું, અથાવી પાડવું]

**પચાઉ** વિ. [જુઓ 'પચવું' + ગુ 'આઉ' કૃ.પ્ર.] પચી જાય તેવું

**પચાઉ-ગીર** વિ. [+ ફા. પ્રત્યય] (લા.) પારકો માલ ઓળવી જનાર

**પચાક** વિ. [રવા.] પોચું, પચપચતું, પચક [પિચકારી

**પચાકડી** સ્ત્રી, [+ ગુ. 'ડું' ત.પ્ર. 'ઈ' સ્ત્રીપ્રત્યય] (લા.)

**પચાચડું** ન. [સં. पञ्च દ્વારા] પાંચ પૂળાનો જથ્થો

**પચાર** (-રય) સ્ત્રી [જુઓ 'પચારવું.'] વાતચીત કરવી એ. (૨) ટીકા-ટિપ્પણ કે નિંદા કરવી એ. (૩) મહેણું મારવું એ, ટકોર કરવી એ

**પચારવું** સ.ક્રિ. [સં. प्र-चार् , અર્વા. તદ્ભવ] વારે વારે કહેવું એ. (૨) યાદ આવે માટે કહેવું. (૩) મહેણાં-ટોણાંના રૂપે કહી બતાવવું. (૪) નજર લાગે તે પ્રમાણે ટોકવું. **પચારાવું** કર્મણિ.,ક્રિ. [હજમ થવું એ

**પચાવ** પું. [જુઓ 'પચવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] પચન, પાચન,

**પચા(-ચ)વવું, પચાવું** જુઓ 'પચવું'માં.[**પચાવી પ(-પા)ડવું** (રૂ.પ્ર.) ઉચાપત કરવું, ઓળખવું, બનાવી પાડવું]

**પચાવો** પું. [જુઓ 'પચવું + ગુ.'આવો' કૃ.પ્ર.] જુઓ 'પચાવ.'

**પચાશ(-સ)** વિ. [સં. पञ्चाशत् > પ્રા. पंचास स्त्री.] ચાળીસ વત્તા દસની સંખ્યાનું

**પચાશ(-સ)-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] પચાસની સંખ્યાએ પહોંચેલું [તોલાનું જૂનું વજનિયું

**પચાસું** ન.. **-સો** પું. [જુએ 'પચાસ' + ગુ. 'ઉં' ત.પ્ર.] પચાસ

**પચિયાતી** સ્ત્રી, [જુઓ 'પચ' દ્વારા.] પીતનો મોલ કરલા માટે ખેડેલી જમીન-પોચી કરેલી જમીન

**પચિયું** ન. [જુઓ 'પચ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ઘઉં શેરડી ચણા વગેરે વાવવા ચોમાસામાં પડતર રાખેલું ખેતર કે જમીન [પચીસનો દાવ

**પચી** સ્ત્રી, [જુઓ 'પચીસ.'] ચોપાટની રમતમાં આવતો

**પચી(-ચ્ચી)ગર** પું. નંગ બેસાડવાનું કામ કરનાર કારીગર, જડિયો [વીસઇ] વીસ અને પાંચની સંખ્યાનું

**પચી(-ચ્ચી)શ(-સ)** વિ. [સં. पञ्च-विंशति > પ્રા. पंच-

**પચી(-ચ્ચી)શ(-સ)-મું** વિ. [+ જુઓ 'મું' ત.પ્ર.] પચીસની સંખ્યાએ પહોંચેલું

**પચીશાં(-સાં)** ન., બ.વ. [જુઓ 'પચી(ચ્ચી)શ,-સ' + ગુ. 'ઉં' ત.પ્ર.] પચીસનો ઘડિયો, પચીસનો પાડો કે ઘાત

**પચી(-ચ્ચી)શી(-સી)** સ્ત્રી. [+ જુઓ 'ઈ' ત.પ્ર.] પચીસ વર્ષોનો સમૂહ. (૩) ઉંમરનાં પ્રથમનાં પચીસ વર્ષ, ગધાપચીસી

**પચી(-ચ્ચી)શે(-સે)ક** વિ. [+ ગુ. 'એક' ત.પ્ર.] લગભગ પચીસ, આશરે પચીસની સંખ્યાનું

**પચુસણ** જુઓ 'પજુસણ.'

**પચૂલાં** ન.,બ.વ. ફુલામણાં, ફુલવણાં, લાડ, આપલાં-ધાપલાં

**પચો(-ચ્ચો,-ચ્યો)તેર** જુઓ 'પંચોતેર.'

**પચો(-ચ્ચો,-ચ્યો)તેર-મું** જુઓ 'પંચોતેર-મું.'

**પચો(-ચ્ચો, -ચ્યો)તેર સો** જુઓ 'પંચોતેર સો.'

**પચોર** ન. [સં. पञ्च દ્વારા] પાંચ પાંચનો જથ્થો

**પચોરી** સ્ત્રી. [સં. पञ्च દ્વારા] બચ્ચાના જન્મથી લઈ ને આવતો પાંચમો દિવસ. (પારસીઓમાં ઊજવાય છે.) (પારસી.)

**પચ્ચી** સ્ત્રી. એક ધાતુના પદાર્થ ઉપર બીજી ધાતુનું પતરું જડવાની ક્રિયા. (૨) વીંટી વગેરેમાં નંગ બેસાડવાની ક્રિયા

**પચ્ચીગર** જુઓ 'પચીગર.'

**પચ્ચીશ(-સ)** જુઓ 'પચીશ.'

**પચ્ચીશ(-સ)-મું** જુઓ 'પચીશ-મું.'

**પચ્ચીશી(-સી)** જુઓ 'પચીશી.'

**પચ્ચીશે(-સે)ક** જુઓ 'પચીશેક.'

**પચ્ચો(-ચ્યો)તેર** જુઓ 'પંચોતેર.'

**પચ્ચો(-ચ્યો)તેર-મું** જુઓ 'પંચોતેર-મું.'

**પચ્ચો(-ચ્યો)તેર સો** જુઓ 'પંચોતેર સો.'

**પચ્છમ** પું. [સં. पश्चिम > પ્રા. पच्छिम] (લા.) કચ્છના રણમાંનો એ નામનો એક ટાપુ. (સંજ્ઞા.)

**પચ્છમ-બુદ્ધિ** સ્ત્રી. [+ સં], પાછળથી સૂઝતી અક્કલ. (૨) વિ. પાછળથી સૂઝતી અક્કલવાળું, અગમચેતી વિનાનું

**પચ્છમ-બુદ્ધિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.], **પચ્છમ-બૂધિયું** વિ. [સં. पश्चिम-बुद्धिक-क > પ્રા. पच्छिम-बुद्धिपअ-] જુઓ 'પચ્છમ-બુદ્ધિ (૨).'

**પચ્યમાન** વિ. [સં.] રંધાતું. (૨) પચતું

**પછટાવવું, પછટાવું** જુઓ 'પાછટવું'માં.

**પછડાટ** પું. [જુઓ 'પછડાવું' + ગ્રુ. 'આટ' કૃ.પ્ર.] પછડાવું એ. (૨) થડકાટ, થડકો. (૩) (લા.) પછડાવાથી શરીરને થતી વેદના

**પછડાટિયું** ન. [જુઓ 'પછડાટ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'પછડાટ. (૧).' [૦ ખાવું (રૂ.પ્ર.) પછડાઈ પડવું]

**પછડાટી** સ્ત્રી. [જુઓ નીચે 'પછડાટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] **-ટો** પું. [જુઓ 'પછડાટ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પછડાટ.'

**પછડાવવું, પછડાવું** જુઓ 'પછાડવું'માં.

**પછતાલ(-ળ)** (-લ્ય, -ળ્ય) જુઓ 'પસ્તાળ.'

**પછવાડી** ક્રિ.વિ. [જુઓ 'પછવાડું' + જૂ.ગુ. 'ઇ' સા.વિ.,પ્ર.;

અર્વા.ગુ.માં લેખનમાં દીર્ઘ] પાછળ, પછવાડે, પછાડી
**પછવાડું** ન. [સં. પશ્ચ-વાટક->પ્રા. पच्छवाडअ-] પાછળનો ભાગ, પીઠ પાછળનો ભૂ-ભાગ, પૂંઠ પાછળનો અવકાશ. (૨) છેવાડું, છેહલે આવેલું સ્થાન (ભૂ-ભાગ)
**પછવાડે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,.પ્ર.] જુઓ 'પછવાડી.' [**૦ પડવું, ૦ મંડવું, ૦ લાગવું** (રૂ.પ્ર.) પાછળ રચ્યા-પચ્યા રહેવું, લગનીથી કામમાં મચ્યા રહેવું. (૨) સતાવવું]
**પછવું** સ.ક્રિ. અફીણ મેળવવા ખસખસના ડોડવા છેદવા. (૨) ખેતર ખેડવું. (૩) નસ્તર મૂકવું. **પછાવું** કર્મણિ.,ક્રિ. **પછાવવું** પ્રે.,સ.ક્રિ.
**પછાટ** પું., (-ટચ) સ્ત્રી. જુઓ 'પછાડ.'
**પછાટી**[1] સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પછાડ.'
**પછાટી**[2] સ્ત્રી. [સં. પશ્ચ- > પ્રા. पच्छ દ્વારા] ઘોડાને પાછલે પગે બાંધવાનું દોરડું
**પછાડ** પું.,(-ડય) સ્ત્રી. [જુઓ 'પછાડવું.'] પછડાટ, પછાડો. [**૦ ખાવી, -ચો** (રૂ.પ્ર.) બેભાન થઈ જવું]
**પછાડવું** સ.ક્રિ. [સં. પ્રચ્છાટ્- > પ્રા. पच्छाड અથડાવવું] (લા.) જમીન ઉપર પટકાય એમ અફળાવવું, પટકવું. (૨) (લા.) રોગે હુમલો કરવો. (૩) નુકસાન કરવું. (૪) હરાવવું. **પછડાવું** કર્મણિ.,ક્રિ. **પછડાવવું** પ્રે.,સ.ક્રિ.
**પછાડી**[1] સ્ત્રી. [જુઓ 'પછાડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) જુઓ 'પછાટી.'
**પછાડી**[2] ક્રિ.વિ. [જુઓ 'પછવાડી.'] જુઓ 'પછવાડી.' [**૦ પડવું, ૦ લાગવું** (રૂ.પ્ર.) જુઓ 'પછવાડે પડવું.']
**પછાડું** જુઓ 'પછવાડું.' ['પછાડ.'
**પછાડો** પું. [જુઓ 'પછાડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**પછાત** વિ. [સં. પશ્ચ- > પ્રા. पच्छ દ્વારા] સંસ્કાર વગેરેમાં પાછળ રહી ગયેલું, પૂરા સંસ્કારનો લાભ નથી મળ્યો તેવું, 'બૅકવર્ડ' [ટ્રાઇબ'
**પછાત-જાતિ** સ્ત્રી. [+ સં.] પછાત રહી ગયેલ કોમ, 'બૅકવર્ડ
**પછાત-જ્ઞાતિ** સ્ત્રી. [+ સં.] પછાત રહેલી નાત, 'બૅકવર્ડ કાસ્ટ'
**પછાત-વર્ગ** પું. [+ સં.] પછાત લોકો, 'બૅકવર્ડ ક્લાસ'
**પછી** ઉભ. [સં. પશ્ચ- > પ્રા. पच्छ- અપ. इं इ સા.વિ., પ્ર. > જૂ.ગુ. 'પછઇ'-'પછઇં'] (સમયની દૃષ્ટિએ) પાછળથી, થોડી વારમાં જ પછીથી, કેડે, પછવાડે. [**૦ 'કેઇસ'** (રૂ.પ્ર.) મુલતવી રાખેલ મુકદ્દમો, 'અવેઇટ કેઇસ'
**પછીત** (-ત્ય) સ્ત્રી. [સં. પશ્ચભિત્તિ > પ્રા. पच्छ हित्ती] મકાનની પાછલી દીવાલ. (૨) (લા.) મકાનની પાછલી દીવાલને અડતો જમીનનો ભાગ
**પછીત-પાટી** સ્ત્રી. [+ જુઓ 'પાટી.'] ઘરનાં આગલાં બારણાંની આસપાસ ટાંગવાનું ભરત-ભરેલું લૂગડું
**પછીતિયું** ન. [+ ગુ. 'ઈયું' ત. પ્ર.] પછીતની દીવાલમાંનું તળિયું. (૨) બંને મકાનોની પછીતો વચ્ચેની સાંકળી ગાળી. (૩) પાલા કે ઢાંકણવાળા ગાડાનું પાછલું પાટિયું
**પછી-થી** ક્રિ.વિ. [જુઓ 'પછી + ગુ. 'થી' પાં.વિ.નો અનુગ.] (સમયની દૃષ્ટિએ) પાછળથી
**પછી-દાન** ન. [જુઓ 'પછી' + સં.] મરનારની પાછળ તેરમાને દિવસે અપાતું દાન
**પછી-નું** વિ. [જુઓ 'પછી' + ગુ. 'નું' છ.વિ.નો અનુગ] (સમય તેમજ ક્રમની દૃષ્ટિએ) પછી આવેલું કે પાછળ રહેલું ('પોસ્ટ-ડેઇટેડ' વગેરે)
**પછે(-છૅ)** જુઓ 'પછી.'
**પછેડા-ભાત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'પછેડો' + ભાત.[2]'] લૂગડાના પછેડામાં જેવી ભાત હોય તેવી લાકડાનર થાળામાં કોતરાતી ભાત
**પ(-પિ)છેડી** સ્ત્રી. [જુઓ 'પછેડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ખેસ, દુપટ્ટો. [**૦ જેવડી (કે પ્રમાણે) સોડ** (-ડ્ય) (રૂ.પ્ર.) ત્રેવડ પ્રમાણે ખર્ચ. **૦ ફાટવી** (રૂ.પ્ર.) જીવન કેટલું લંબાવું]
**પછેડી-ઢંક** (-ઢ ક્) વિ. [+ જુઓ 'ઢાંકવું.'] પછેડી ઢંકાય તેટલું [છેટે રહેલું
**પછેડી-વા** ક્રિ.વિ [+ જુઓ 'વા.[3]'] પછેડીની લંબાઈ જેટલે
**પછેડો** પું. [સં. प्रच्छद-पटक > પ્રા. पच्छय-पडअ] ખભેથી પીઠ ઉપર ઢળતું નાખવાનું વસ્ત્ર, સાદો કે ભાતીગર ઓઢો. (૨) (લા.) સંતાનના જન્મ પ્રસંગે સગાંઓ તરફથી અપાતી વસ્ત્રની ભેટ. (૩) એવા નિમિત્તે અગાઉ રજવાડાંઓ તરફથી નખાતો કર
**પછેલો** પું. સ્ત્રીઓના કાંડામાં પહેરવાનું એક જાતનું ઘરેણું
**પછૅ** ક્રિ.વિ [જુઓ 'પછી.'] જુઓ 'પછી.' ['પછીથી.'
**પછૅ-થી** ક્રિ.વિ. [+ ગુ. 'થી' પાં.વિ.નો અનુગ] જુઓ
**પછેયું** ન. [સં. પશ્ચ > પ્રા. पच्छ- દ્વારા] ખરડાનો ભાગ, પીઠ
**પછોડવું** સ.ક્રિ. વાવલવું. **પછોડાવું** કર્મણિ.,ક્રિ. **પછોડાવવું** પ્રે.,સ.ક્રિ.
**પછોડાવવું, પછોડાવું** જુઓ 'પછોડવું'માં.
**પજવણી** સ્ત્રી. [જુઓ નીચે 'પજવણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], -ણું ન. [જુઓ 'પજવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] પજવવાની ક્રિયા, સતાવણી, હેરાન કરવું એ. (૨) સ્ત્રીની છેડતી, 'મૉલેસ્ટેશન' [ક્રિ. પજવાવવું પ્રે.,સ.ક્રિ.
**પજવવું** સ.ક્રિ. સતાવવું, હેરાન કરવું **પજવાવું** કર્મણિ.,
**પજવાવવું, પજવાવું** જુઓ 'પજવવું'માં.
**પજળવું** જુઓ 'પ્રજળવું ' **પજળાવું** કર્મણિ.,ક્રિ. **પજાળવું, પજળાવવું** પ્રે.,સ.ક્રિ.
**પજળાવવું, પજળાવું** જુઓ 'પજળવું-'પ્રજળવું'માં.
**પજારી** સ્ત્રી. ઓસરી, પડાળી, રવેશી
**પજાળવું** જુઓ 'પજળવું'-'પ્રજળવું'માં.
**પજાવો** પું. [ફા. પજાવહ્] જુઓ 'લીંભાડો.'
**પજૂસણ** ન. [સં. पर्युषण > પ્રા. पज्जुसण] જુઓ 'પર્યુષણ.'
**પટ**[1] પું. [સં.] લુગડાનો વિસ્તારેલો ભાગ. (૨) પડદો, ચક. (૩) નદીના તળનો વિસ્તાર (પહોળાઈની દૃષ્ટિએ). (૪) જમીન ખેતર વગેરેની લંબાઈ–પહોળાઈનો વિસ્તાર. (૫) ખાનાં ચીતરેલું પાટિયું કે કાપડનો લાંબો ચેલો
**પટ**[2] ન. [સં. पट्ट પું.,ન.] વસ્ત્ર, લૂગડું
**પટ**[3] પું. [સં. पुट, અર્વા. તદ્ભવ] પુટ, પાસ. (૨) અસર, પાસ [(રૂ.પ્ર.) તરત જ]
**પટ**[4] ક્રિ.વિ. [રવા.] 'પટ' એવા અવાજથી. [**૦ દઈને**
**પટક** (-કચ) સ્ત્રી. [જુઓ 'પટકવું.'] પટકવું કે પટકાવું એ, પછડાટ, પટકી

**પટક-દડી** (પટક્ય-) સ્ત્રી. [+ જુઓ 'દડી.'] (લા.) એ નામની એક રમત

**પટકવું** સ.ક્રિ. [રવા.] પછાડવું. **પટકાવું** કર્મણિ., ક્રિ. **પટકાવવું** પ્રે.,સ.ક્રિ.

**પટકાવવું** જુઓ 'પટકવું'-'પાટકવું'માં. (૨) (લા.) લહેરથી મોંમાં નાખી ખાવું. (૩) શોખથી પહેરવું

**પટકાવું** જુઓ 'પટકવું'-'પાટકવું'માં.

**પટકી** સ્ત્રી. [જુઓ 'પટકવું + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ પટક.' [૦ પાડવી (રૂ.પ્ર.) સખત ઠપકો આપવો. (૨) અપજશ આપવો]

**પટકું** વિ. પૂરું, પૂર્ણ, આખું　　[મત, પરસી

**પટકૂડાઈ** સ્ત્રી. [જુઓ 'પટકૂડું' + ગુ. 'આઈ' ત.પ્ર.] ખુશા-

**પટકૂડા-વેડા** પું.,બ.વ. [જુઓ 'પટકૂડું' + 'વેડા.'] ખુશામત-ખોરી, પરસી કરવાની આદત

**પટકૂ(-કો)ળ** ન. [સં. पट्ट-कूल, અર્વા. તદ્ભવ] રેશમી વસ્ત્ર. (૨) સ્ત્રીઓની સર્વસાધારણ સાડી

**.ટકૂડું** વિ. [સં. पटु દ્વારા] ખુશામત કરનારું, પરસી કરનારું

**પટકો** પું. [સં. पट + ગુ. 'કો' સ્વાર્થે ત.પ્ર.] લૂગડાનો ફરફરતો ટુકડો, છોગલો. (૨) લૂગડાના ટુકડાની માથે બાંધેલી નાની પાઘડી

**પટકોળ** (-કૉળ) જુઓ 'પટકૂળ.'

**પટ-ગૃહ** ન. [સં.,પું.] તંબુ, પાલ, ડેરો, મોટી રાવટી

**પટ-ચિત્ર** ન. [સં.] પડદા ઉપર ચીતરેલું ચિત્ર

**પટડી** સ્ત્રી. ઘોડાની પીઠ ઉપરનું હલે નહિ તેવું પલાણ

**પટડું** જુઓ 'પડુડું.'

**પટડો** પું. [સં. पट्ट + ગુ. 'ડું. સ્વાર્થે ત.પ્ર.] હાથમાં પહેરવાનો ચૂડો. (૨) દાંતાળ તરીકે વપરાતું લાંબું પાટિયું. (૩) લોટ મસાલા માટેનું પાટિયું

**પટણી** વિ. [ઉત્તર ગુજરાતનું તેમજ સૌરાષ્ટ્રમાં સોમનાથનું 'પાટણ' + ગુ. 'ઈ' ત.પ્ર., પરંતુ અપ. 'पट्टण' (< સં. पत्तन) ને કારણે 'પ'માં 'અ' સચવાઈ રહ્યો છે.] પાટણનું રહેવાસી. (૨) પું. એવી એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)　　[ઝટપટ, જલ્દી

**પટ પટ**[1] ક્રિ.વિ. [રવા.] 'પટ પટ' એવા અવાજથી. (૨)

**પટપટ**[2] (પટચ્-પટચ્) સ્ત્રી. [રવા.] બોલ બોલ કરવું એ

**પટપટવું** અ.ક્રિ. [જુઓ 'પટ પટ,'–ના.ધા.] 'પટ પટ' એવો અવાજ કરવો. (૨) બોલબોલ કર્યા કરવું. (૩) આંખની પાંપણોનું ઉઘાડ-બંધ થવું. **પટપટાવું** ભાવે.,ક્રિ. **પટપટાવવું** પ્રે.,સ.ક્રિ.

**પટપટાટ** પું. [જુઓ 'પટપટવુ' + ગુ. 'આટ' કૃ.પ્ર.] પટપટવું એ. (૨) (લા.) બોલ બોલ કર્યા કરવું એ, બખાળા. (૩) વાક્-પટુતા

**પટપટાટિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] પટપટાટ કરનારું

**પટપટાવવું, પટપટાવું** જુઓ 'પટપટવું'માં.

**પટપટિયું** વિ. [જુઓ 'પટપટવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] 'પટ પટ' એવો અવાજ કરનારું. (૨) પટપટાટ કરનારું. (૩) ન. લાકડાનું એક રમકડું. (૪) લાકડાની બે ચીપનું એક વાદ્ય. (૫) વાળંદનું ટપલું

**પટ-પડ** પું. [સં. + જુઓ 'પડવું.'] વરસાદ પડયા પછીથી સુકાઈ ગયેલી કોરી જમીન (રણ જેવો ઉજ્જડ પ્રદેશ)

**પટ-પડો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] એકસરખાપણું. (૨) લીસાઈ

**પટ-બોરડી** સ્ત્રી. [સં. पट्ट + જુઓ 'બોરડી.'] એક જાતની બોરડી　　[કે મુખ્ય સાથીદાર

**પટ-ભેરુ** પુ. [સં. पट्ट + જુઓ 'ભેરુ.'] રમતમાંનો આગેવાન

**પટ-મંડપ** (-મણ્ડપ) પું., **પટ-મંદિર** (-મન્દિર) ન. [સં.] તંબુ

**પટમોઈ** સ્ત્રી. મકાનમાંની આગલી પડસાળ　　[રાણી

**પટરાણી** સ્ત્રી. [સં. पट्ट-राज्ञिका > પ્રા. पट्ट-राणिआ] મુખ્ય

**પટ-રીંગણી** સ્ત્રી. [સં. पट्ट + જુઓ 'રીંગણી.'] એક જાતની વનસ્પતિ　　[ઢાંકણ

**પટલ**[1] પું.,ન. [સં] પડદો. (૨) પડ. (૩) આચ્છાદન,

**પટલ**[2] (પટ્યલ) જુઓ 'પટેલ.'

**પટલ(-લે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પટેલ' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પટલાણી.'

**પટલવું** સ. ક્રિ. [જુઓ 'પલટવું,'–'લ' 'ટ' નો વ્યત્યય.] બદલવું (ખાસ કરીને કપડું). **પટલાવું** કર્મણિ.,ક્રિ. **પટલાવવું** પ્રે.,સ.ક્રિ.

**પટલાઈ** જુઓ 'પટેલાઈ'

**પટલાણી** જુઓ 'પટેલાણી.'

**પટલાવવું, પટલાવું** જુઓ 'પટલવું'માં.

**પટલિયો** જુઓ 'પટેલિયો.'

**પટલેણ** (-ણ્ય) જુઓ 'પટલણ.'

**પટલોગ** પું. પહોળા પાયજામાવાળો ચોરણો

**પટવ(-વે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પટવો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] પટવાની સ્ત્રી. (૨) માલણ

**પટવારી** પું. [હિં.] તળાટી. (૨) એવી એક મોગલાઈથી ચાલી આવતી અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પટ(-ટા)વવું** જુઓ 'પટવું[1]'માં.

**પટવું**[1] સ.ક્રિ. છેતરવું, ફોસલાવવું, ધૂતવું. **પટાવું**[1] કર્મણિ., ક્રિ. **પટ(-ટા)વવું**[1] પ્રે.,સ.ક્રિ.

**પટવું**[2] અ.ક્રિ. ખેતરને પાણી મળવું. (૨) પૈસા મળવા. (૩) પવિત્ર કારણ માટે પ્રાણ આપવા, શહીદ થવું. **પટાવું**[2] ભાવે.,ક્રિ. **પટાવવું**[2] પ્રે.સ.ક્રિ.

**પટ-વેશ્મ** ન. [સં.] તંબુ

**પટવો** પું. [સં. पट्ट-वाय] કાપડ વણનાર કારીગર. (૨) રેશમી દોરીઓ ગૂંથવાનું તેમજ મોતીની બંગડીઓ રેશમી દોરીથી ગંઠવાનું કામ કરનાર કારીગર. (૩) એવી એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પટહ** પું. [સં.] મોટું નગારું. (૨) મોટો ઢોલ

**પટંતર** (પટન્તર) ન., -રો પું. [સં. पटान्तर (पट + अन्तर) + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) જુદાઈ. (૨) ખાનગીપણું, ચાસન, પરોક્ષ સ્થિતિ

**પટંદે** (પટન્દે) સ્ત્રી. બહુ જ ટાપટીપ કરનારી સ્ત્રી

**પટાઈ** પું. કૂતરાની એક પ્રબળ ઘ્રાણેંદ્રિયવાળી શિકારી જાત

પટાઈ[1] સ્ત્રી. એક જાતની ઘોડી
પટાઈ[2] ન. એક પક્ષી
પટાઉ વિ. [જુઓ 'પટવું[1]' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] પટાવી કે ફોસલાવી જાય તેવું, ધૂર્ત. (૨) (લા.) અવળે રસ્તે દોરનાર. (૩) ખુશામત કરનાર
પટાઉ-જી પું. [જુઓ 'જી' માનવાચક.] વિદૂષક, ડાગલો
પટાક ક્રિ.વિ. [રવા.] 'પટાક'-એવા અવાજ સાથે. [૦ દઈ, ૦ દઈ ને (રૂ.પ્ર.) 'પટાક' એવા અવાજથી. (૨) તરત જ, જલદી]
પટાકડી સ્ત્રી. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] પટાક એવો અવાજ. (૨) એવો અવાજ થાય તેવી યુક્તિ કે કરામત. (૩) ચપટી (અંગૂઠો અને મધ્યમા આંગળીથી વગાડાતી). (૪) નાની પિસ્તોલ
પટા-કામ ન. [જુઓ 'પટો' + 'કામ.[2]'] પટા પાડવાનું કામ
પટાકો પું. [જુઓ 'પટાક' + ગુ. 'ઓ' ત.પ્ર.] 'પટાક' એવો અવાજ. (૨) એવા અવાજવાળી આતશ-બાજી. (૩) તમાચો, થપ્પડ. (૪) (લા.) ગપ્પાં મારવાં એ
પટાટ પું. ઘોડાને તણાતો તંગ
પટાટો પું. [અં. પોટેટો] જુઓ 'બટાકો.'
પટાડવું સ.ક્રિ. સમઝાવીને કામ લેવું. (૨) ઠેકાણે પાડવું. પટાડાવું કર્મણિ.,ક્રિ. પટાડાવવું પ્રે.,સ.ક્રિ.
પટાડાવવું, પટાડાવું જુઓ 'પટાડવું'માં.
પટા(-ટે)દાર વિ. [જુઓ 'પટો' + ફા. પ્રત્યય.] અમુક વર્ષોની બંધણીથી જમીન ઇજારે રાખનાર. (૨) પટાપટાવાળું, અટાપટાવાળું
પટા(-ટે)દારી સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] પટાદારપણું
પટા-ધર વિ. [જુઓ 'પટો' + સં.] જેની પાસે ભોગવટાનો પટો-દસ્તાવેજ હોય તેવું, પટાદાર
પટા(-ટો)-પટ ક્રિ.વિ. [જુઓ 'પટ[4]'-દ્વિર્ભાવ. એક પછી એક તરત જ ઉપાડી લેવાય એમ. (૨) ઝટપટ, જલદી
પટાપટાળું વિ. [ જુઓ 'પટો,'-દ્વિર્ભાવ + ગુ. 'આળું' ત. પ્ર.] પટાપટાવાળું [(૨) (લા.) જીવલેણ
પટાપટી સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] 'પટ પટ' એવો અવાજ.
પટા-ફેર પું. [સં. पट्टक-> પ્રા. पट्टअ- + જુઓ 'ફેરવવું.'] લગ્નમાં ચોરીને સમયે ફેરા ફરતાં ચોથે ફેરે બેસતી વેળા વર-કન્યાનાં આસન બદલવાં એ
પટા(-ટે)-બાજ વિ.,પું. [જુઓ 'પટો' + ફા. પ્રત્યય.] લાકડી કે તલવારના દાવ કરી જાણનાર પુરુષ. (૨) યુક્તિથી કામ લઈ જાણનાર
પટા(-ટે)બાજી સ્ત્રી. [ફા. પ્રત્યય] લાકડી કે તલવારના દાવ ખેલવાની આવડત [જુઓ 'પટામણું'
પટામણિયું વિ. [જુઓ 'પટામણું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]
પટામણી સ્ત્રી. [જુઓ 'પટવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] પટવાની-ફોસલાવવાની ક્રિયા, ફોસલામણી
પટામણું વિ. [જુઓ 'પટવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] પટાવનારું, ફોસલામણી કરનારું
પ(-પે)ટારી સ્ત્રી. [જુઓ 'પ(-પે)ટારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પટારો, પેટી, ઇસ્કોતરો
પ(-પે)ટારો પું. [દે.પ્રા. पेट्ट + સં. आकारक- > પ્રા. °आरअ-, સંધિથી; પેટના જેવો આકાર હોવાથી] લાકડાનાં પાટિયાંની નીચે ચાર નાનાં પૈડાંવાળી ઠીક ઠીક ઊંચી પહોળાઈવાળી મોટી પેટી
પટાવ[1] પું. નળિયાંથી છાપરાને માળવું એ. (૨) છાપરા માટેનાં વળીઓ આડસર ભારવટિયાં વગેરે સાધન
પટાવ[2] પું. ખેતરને પાણી પાવાની ક્રિયા
પટાવત પું. [સં. पट्टक-पुत्र- > पट्टअ-उत्त-] રાજપૂત ગરાસિયો, સામંત [જાગીરદારી
પટાવતી વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર. ] પટાવતને લગતું,
પટા(-ટ)વવું[1]. જુઓ 'પટવું[1]'માં.
પટાવવું[2] જુઓ 'પટવું[2]'માં.
પટાવવું[3] જુઓ 'પાટવું'માં.
પટાવાળી સ્ત્રી. [જુઓ 'પટાવાળું + ગુ. 'ઈ' ત.પ્ર.], -ળું[1] ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] પટાવાળાનો ધંધો કે કાર્ય
પટાવાળું[2] વિ. [જુઓ 'પટો' + ગુ. 'વાળું' ત.પ્ર.] જેમાં પટાના આકાર હોય તેવું, પટાપટાવાળું
પટાવાળો પું. [જુઓ 'પટો' + ગુ. 'વાળું' ત.પ્ર.] (ખભા ઉપર જનોઈ-ઘાટે બિલ્લાવાળો પટો રખાતો હોય છે એ રીતે) કાર્યાલયમાં પરચૂરણ કામ કરનાર પગારદાર, ચપરાસી, 'પિયૂન'
પટાવું[1] જુઓ 'પટવું[1-2]'માં.
પટાવું[2] જુઓ 'પાટવું'માં.
પટાસણ[1] ન. [સં. पट्टासन > પ્રા. पट्टासण] ખેતર કે વાડી-પડામાં ક્યારા બાંધવા માટે એના સરખા માપના ભાગ કરવા એ
પટાસણ,[2] -ણું ન. અસ્ત્રો સફાઈદાર કરવાનો ચામડાનો લાંબો પટ્ટો. (૨) પતરામાં છિદ્રો પાડવાનું એક સાધન. (૩) ખેતીનું એક ઓજાર
પટાસી સ્ત્રી. ચોરસી [(૨) ક્રીડાંગણ
પટાંગણ (પટાઙ્ગણ) ન. [સં. पट + अङ्गण] વિશાળ ચોગાન.
પટાંચલ(-ળ) (પટાઞ્ચલ,-ળ) ન. [સં. पट + अञ्चल, પું.] વસ્ત્રમાંનો બેઉ છેડાનો ભાગ
પટાંતર (પટા-તર) ન. [સં. पट + अन्तर. (લા.); જુઓ 'પટંતર.'] જુદાપણું. (૨) પડદો. (૩) છળકપટ
પટાંતરાય (પટા-તરાય) પું. [સં. पट + अन्तराय] પડદો
પટાંતરો (ઉચ્ચા. 'પટાંતરો' જ) પું. [સં. पटान्तरक > પ્રા. पडंतर-अ-] જુઓ 'પટાંતરાય'. (૨) (લા.) છળકપટ
પટિયાણું ન. [સં. पट्टिका > પ્રા. पट्टिया દ્વારા] ચોઢિયાની ડીંગલીમાં સાથે રાખવામાં આવતી એક જાતની પટ્ટી. (૨) કાચવાળા દરવાજાના ગજની સાંકડી સપાટી
પટિયાપણ ન. [સં. पट्टिका > પ્રા. पट्टिया દ્વારા] માટીનાં વાસણ ટીપવાનું સાધન, ટપલું. (૨) વાસણ ઉતારતી વેળા કાંઠો પડખું વગેરે સાફ કરવાનું કુંભારનું કપડું
પટિયારું ન. [સં. पट्टिकाकारक- > પ્રા. पट्टिआरअ-] કમાન ઉપર અથવા છાજલી નીચે ત્રણચાર ઇંચનો કરવામાં આવતો પટો
પટિયાળું ન. [સં. पट्टिका > પ્રા. पट्टिया દ્વારા] મકાન

બાંધવામાં વપરાતું તે તે ઉપાંગ

**પટિયું** ન. [સં. पाट्टिकक-> પ્રા. पट्टिअअ-] વાળ ઓળીને સફાઈદાર કરવામાં આવતો વાળનો પટો. (૨) વાસણને પોલિશ કરવા માટેની પટી. [**-યાં પાડવાં** (રૂ.પ્ર.) વાળને પટિયાંની રીતે ઓળવા]

**પટિલાવવું, પટિલાવું** જુઓ 'પટીલવું'માં.

**પટી(-ટ્ટી)** સ્ત્રી. [સં. पाट्टिका > પ્રા. पट्टिआ] નાનો પટો. (૨) લાકડું પ્લાસ્ટિક કાગળ કાપડ વગેરેની ચીપ. (૩) ધાતુની ચીપ, પકવાસી, 'બૅટન.' (૪) ચણતરમાં કાનસનો લાંબો સીધો પટો. (૫) જમીનનો સાંકડો લાંબો પટો. (૬) પાનનું ચપટ બીડું. (૭) વણકરનું એક ઓજાર. (૮) (લા.) પાટી, હિસ્સો, ભાગ. (૯) હડી, દોટ. [**૦ પડવી** (રૂ.પ્ર.) કામ સિદ્ધ થવું, ફાવવું. **૦ પાડવી** (રૂ.પ્ર.) કામ સિદ્ધ કરવું. (૨) ધમકાવવું. **૦ મારવી** (રૂ.પ્ર.) પટ્ટી ચોડવી કે લગાવવી. **૦ લગાડ(-વ)વી** (રૂ.પ્ર.) ખુશામત કરવી]

**પટી-માર** વિ.,પું. [+ જુઓ 'મારવું'] લાકડા ઉપર અકીક-ની જડતર કરનાર કારીગર

**પટીલવું** સ. ક્રિ. [જુઓ 'પટવું[૧]'ના વિકાસ.] જુઓ 'પટવું.[૧]' **પટિલાવું** કર્મણિ., ક્રિ. **પટિલાવવું** પ્રે.,સ.ક્રિ.

**પટુ[૧]** વિ. [સં.] ચપળ, ચાલાક, કાબેલ, હોશિયાર

**પટુ[૨]** ન. [સં. पट्टक-> પ્રા. पट्टअ- દ્વારા] ઊનનું બનાવેલું ઓઢવાનું સાધન, એક પ્રકારની રમ

**પટુઈ** સ્ત્રી. [સં. पटु દ્વારા] ઘોડાની એક જાત

**પટુ-કરણ** વિ. [સં.] સતેજ ઇદ્રિયોવાળું, 'સેન્સિટિવ'

**પટુડાઈ** સ્ત્રી. [જુઓ 'પટુડું' + ગુ. 'આઈ' ત. પ્ર.] પટુડા-પણું, ખુશામત

**પટુડા-વેડા** પું., બ.વ. [જુઓ 'પટુડું' + 'વેડો.'] પટુડાઈ કરવાની આદત, ખુશામત કરવાની ટેવ

**પટુ-ડું** વિ. [સં. पटु + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] (લા.) ખુશામત કરનારું, પરસી કર્યા કરતું

**પટુ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] પટુપણું

**પટુશાળી** વિ., ન. સૂતરની એક જાત

**પટૂકડું** વિ. નાનકડું, બટકું, વામણું

**પટેકરી** સ્ત્રી. એ નામની એક રમત

**પટેરું** ન. [અં. પોટેટો] જુઓ 'બટાટું'-'પટાટો.'

**પટે-દાર** જુઓ 'પટા-દાર,' 'લીઝી'

**પટેદારી** જુઓ 'પટાદારી'

**પટે-બાજ** જુઓ 'પટા-બાજ.'

**પટેબાજી** જુઓ 'પટાબાજી.'

**પટેરી** સ્ત્રી. પાન-બાજરિયું, ઘા-બાજરિયું (એક વનસ્પતિ [અને એવું ડૂંડું)

**પટે(-ટે)લ** પું. [દે. પ્રા. पट्टइल्ल] ગામનો મુખી. (૨) જ્ઞાતિનો પ્રમુખ. (૩) ગુજરાત વગેરેની કણબી કોમ અને એનો પુરુષ, પાટીદાર (ગુજ.માં લેઉવા કડવા અને આંજણા, મુસ્લિમોમાં એમાંથી ધર્માંતરિત થયેલી ધંધુકા વગેરેમાં રહેતી કોમ). (સંજ્ઞા.) (૪) (લા.) સર્વસામાન્ય ખેડૂત

**પટે(-ટે)લાઈ** સ્ત્રી. [જુઓ 'પટે(-ટે)લ' + ગુ. 'આઈ' ત.પ્ર.] પટેલપણું, મુખીપણું. (૨) (લા.) ખોટું ડહાપણ અને ધણીપણું

**પટે(-ટે)લાણી** સ્ત્રી. [જુઓ 'પટે(-ટે)લ' + ગુ. 'આણી' સ્ત્રી-પ્રત્યય.] પટેલની પત્ની. (૨) સ્ત્રી-પટેલ

**પટે(-ટે)લિયો** પું. [જુઓ 'પટે(-ટે)લ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પટે(-ટે)લ(૧-૨, ૪).'

**પટેલો** પું. હંતાળ તરીકે વપરાતો લાકડાનો ટુકડો

**પટો** પું. [સં. पट्टक-> પ્રા. पट्टअ-] જમીનનો જરા સાંકડો લાંબે જતો વિસ્તાર. (૨) કાપડ ચામડું પ્લાસ્ટિક ધાતુ વગેરેની પાતળી લાંબી ચીપ (જેમકે ઘડિયાળનો અને ચંદરવા વગેરેનો). (૩) (કેડે બાંધવાનો) કમર-બંધ. (૪) પટાવાળાઓ ખભે નાખે છે તેવો બિલ્લાવાળો પટો. (૫) રંગની કે એવી કોઈ પણ સમાંતર ધારવાળી લાંબી આકૃતિ, 'ફ્રિસિયા' (ગ.વિ.). (૬) (લા.) મેદાનમાં લાકડી કે ઢાલ-તલવારથી ખેલવાની એક પ્રકારની તાલીમ. (૭) પરવાનો, સનદ, દસ્તાવેજ, 'લીઝ.' [**૦ ઉતારવો** (રૂ. પ્ર.) નોકરીમાંથી મુક્ત કરવું. **-ટે લેવું** (રૂ. પ્ર.) અમુક મુદત કે અમુક ભાડા વગેરેની શરતે લેવું. **૦ કરી આપવો** (રૂ. પ્ર.) દસ્તાવેજ કરી આપવો, લખાણ કરી આપવું]

**પટોધર[૧]** જુઓ 'પટ્ટ-ધર.'

**પટોધર[૨]** (-રય) સ્ત્રી. પટરાણી

**પટોપટ** જુઓ 'પટાપટ.'

**પટોળ** ન. [સં. पटोल] જુઓ 'પંડોળું.'

**પટોળી** સ્ત્રી. [જુઓ 'પટોળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ળું** ન [સં. पट्टकूलक > પ્રા. पट्टऊलअ-; સં. पटोलक કોશમાં છે, જે 'પડોળું' આપી શકે, 'પટોળું' નહિ. સં. दुकूल-માંનો 'कूल' અહીં સં. पट्टकूलમાં અભિપ્રેત છે.] વણતરમાં ધારેલી ભાત ઉઠાવવામાં આવી હોય તેવું રેશમી એક વસ્ત્ર

**પટ્ટ** પું. [સં.] પથ્થરની પાટ, ચટાન. (૨) પથ્થર કે લાકડાનો પાટડો. (૩) ધાતુનું લેખ-કામ માટેનું પતરું. (૪) મુખ્ય આસન. (૫) રાજાનું આસન, રાજગાદી. (૬) વિ. મુખ્ય, પ્રથમ, પહેલું

**પટ્ટ-કૂલ(-ળ)** ન. [સં. જુઓ 'પટોળું'માંની નોંધ.] સર્વ-[સામાન્ય વસ્ત્ર. (૨) પટોળું

**પટ્ટણ(-ન)** ન. [સં. पत्तन > પ્રા. पट्टण; અત્યારે હવે રૂઢ નથી.] નગર, શહેર, પુર. (૨) ઉત્તર ગુજરાતનું તેમ સૌરાષ્ટ્રમાં સોમનાથનું પાટણ (શહેર). (સંજ્ઞા.)

**પટ્ટણી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર] જુઓ 'પટણી.'

**પટ્ટ-ધર** વિ., પું. [સં.] મુખ્ય ગાદી ઉપર પ્રતિષ્ઠિત થયેલ

**પટ્ટન** જુઓ 'પટ્ટણ.'

**પટ્ટ-રાજ્ઞી** સ્ત્રી. [સં.] પટરાણી, મુખ્ય રાણી, વડી રાણી

**પટ્ટ-વસ્ત્ર** ન [સં.] જુઓ 'પટ્ટ કૂલ(૧).'

**પટ્ટ-વાયક** વિ., પું. [સં.] રેશમ વગેરેનું વણાટ-કામ કરનાર કારીગર, પટવો

**પટ્ટાભિષેક** પું.[સં. पट्ट+अभि-षेक] રાજગાદી ઉપર બેસાડવાની [ક્રિયા, રાજ્યાભિષેક

**પટ્ટાવલિ(-લી, -ળિ, -ળી)** સ્ત્રી. [સં. पट्ट + आवलि,-ली] ગાદી ઉપર એક પછી એક આવેલા આચાર્યો અને રાજા-ઓની ક્રમ પ્રમાણે ચાલી આવતી વિગત

**પટ્ટા-સલામી** સ્ત્રી. [જુઓ 'પટ્ટો' + 'સલામી.'] જાગીર વગેરે આપતાં લેનાર જે નજરાણું ધરે તે ક્રિયા

**પટ્ટાંશુક** (પટ્ટાંશુક) ન. [સં. पट्ट + अंशुक] જુઓ 'પટ્ટ-કૂલ.'

(૧).' (૨) અંગૂછો, હુવાલ, ધૂમશો [હથિયાર
પટ્ટિ(-ટ્ટી)શ(-સ) ન. [સં.] એક જાતનું પ્રાચીન સમયનું યુદ્ધનું
પટ્ટી સ્ત્રી. [સં. पट्टिका > પ્રા. पट्टिआ] જુઓ 'પટી,' 'બૅટન.'
[૦ આપવી (રૂ. પ્ર.) ભરમાવવું. ૦ પાડવી (રૂ. પ્ર.) ધમકાવીને કામ કાઢવું. (૨) લાભ સાધી લેવો. ૦ લગાડ(-વ)વી (રૂ. પ્ર.) કામ કાઢી લેવા ખુશામત કરવી. (૨) લાભ સાધી લેવો] [પૂંઠું,' 'ફ્લૅપ બૉર્ડ'
પટ્ટી-પૂ(-પૂં)ઠું ન. [+ જુઓ 'પૂ(-પૂં)ઠું.'] આવરણવાળું
પટ્ટીસ જુઓ 'પટ્ટિશ.' [ગયાં હોય તેવી ચિઠ્ઠી
પટ્ટી-હૂંડી સ્ત્રી. [+ જુઓ 'હૂંડી.'] જેમાં નાણાં ચૂકતે થઈ
પટ્ટુ ન. [હિં.] જુઓ 'પટુ.[2]' [રહેલો] જુઓ 'પટો.'
પટ્ટો પું. [સં. पट्टक- > पट्टअ-; 'પાટો' થવાને બદલે સચવાઈ
પટ્ઠું(-ઠ્ઠું) વિ. [સં. पुष्टक- > પ્રા. पुट्ठअ-] અલમસ્ત, હૃષ્ટ-પુષ્ટ. (૨) જુવાની ફૂટી આવી હોય તેવું
પઠણ જુઓ 'પરઠણ.'
પઠન ન. [સં.] વાંચવું એ. (૨) અભ્યાસનું કે પાઠનું મોઢેથી પરિ-શીલન કરવું એ, મુખ-પાઠ, 'રિસાઇટલ.' (૩) અભ્યાસ કરવો એ, શિક્ષા, તાલીમ, ભણતર
પઠન-પાઠન ન. [સં.] વાંચવું અને વંચાવવું એ. (૨) ભણવું અને ભણાવવું એ [(૩) ભણવા જેવું
પઠનીય વિ. [સં.] વાંચવા જેવું. (૨) પાઠ કરવા જેવું.
પઠ(-ઠે)મ (-મ્ય) જુઓ 'પેઠ.'
પઠવું સ. ક્રિ. [સં. पठ्, તત્સમ; પરંતુ ગુ.માં વ્યાપક નથી.] વાંચવું, (૨) પાઠ કરવો. (૩) ભણવું. પઠાવું કર્મણિ., ક્રિ. પઠાવવું[1] પ્રે.,સ.ક્રિ.
પઠંગ, -ગો (પઠઙ્ગ, -ઙ્ગો) પું. સહવાસ, પરિચય, પઠિંગો
પઠાણ[1] ન. [સં. पृष्ठ > પ્રા. पट्ठ દ્વારા] [લા.] નમતા પીઢિયાને ટેકો આપવાને આડું નાખેલું લાકડું. (૨) વહાણની પીઠ. (વહાણ.)
પઠાણ[2] પું. [પુશ્તો. 'પુખ્તાન'—પુશ્તો ભાષા બોલનાર] પુશ્તો ભાષા જ્યાં બોલાય છે તે પ્રદેશનો રહેવાસી (અફઘાનિસ્તાન અને પેશાવરના વિશાળ પ્રદેશ નો), કાબુલી. (સંજ્ઞા.)
પઠાણ-ઘોડો પું. [જુઓ 'પઠાણ[2]' + ઘોડો.'] (લા.) એ નામની સૌરાષ્ટ્રની એક રમત [પઠાણને લગતું
પઠાણી વિ. [જુઓ 'પઠાણ' + ગુ. 'ઈ' ત. પ્ર.] પઠાણનું,
પઠાવવું[1] જુઓ 'પઠવું'માં.
પઠાવવું[2] સ. ક્રિ. [સં. प्रस्थाप- > પ્રા. पट्ठाव-] પ્રસ્થાન કરાવવું, મોકલવું, પાઠવવું. પઠાવાવું કર્મણિ., ક્રિ.
પઠાવું જુઓ 'પઠવું'માં.
પઠિત વિ. [સં.] વાંચેલું. (૨) મોઢેથી પાઠ કરેલું. (૩) ભણવામાં આવેલું
પઠિતવ્ય વિ. [સં.] જુઓ 'પઠનીય.'
પઠિંગો (પઠિઙ્ગો) પું. જુઓ 'પઠંગો' (ન. મા.)
પઠું ન. બકરીનું મોટું બચ્ચું
પઠું ન. [સં. प्रस्थक- > પ્રા. पट्ठअ-] યુદ્ધમાં કે રમતમાં દાવ શરૂ કરવાનું સ્થાન. [૦ બાંધવું (રૂ. પ્ર.) દાવ શરૂ કરવાની જમીન સ્થિર કરવી]

પઠે, પઠે(-ઠ)મ (-મ્ય) જુઓ 'પેઠ.'
પઠાર[1] (-રથ) સ્ત્રી. જુવાન છતાં નહિ વિયાયેલી બકરી
પઠાર[2] ન. ઘેટી બકરી અને મરઘીનું બચ્ચું
પઠ્ઠું જુઓ 'પટ્ઠું.'
પડ[1] ન. [સં. पुट > પ્રા. पुड] સ્તર, થર. (૨) ગડી. (૩) ખોળ. (૪) ઢાંકણ, આચ્છાદન. (૫) પડિયું (ઘંટીનું)
પડ[2] ન. [સં. पट > પ્રા. पड પું., ન.] યુદ્ધનું કે રમતનું મેદાન કે પટું. [૦માં આવવું (રૂ. પ્ર.) યુદ્ધે ચડવું. ૦ જગવવું (રૂ. પ્ર.) ક્લેશ કરવો] [પડતી, પતન
પડ[3] (-ડય) સ્ત્રી. [જુઓ 'પડવું.'] પડવું એ. (૨)
પડ(-ડિ)કમણું ન. [સં. प्रति-क्रमणक- > પ્રા. पडिक्कमणअ-] જુઓ 'પ્રતિ-ક્રમણ.' (જૈન.)
પડ(-ડિ)કમવું અ.ક્રિ. [સં. प्रति-क्रम्- > પ્રા.पडिक्कम-] પ્રતિ-ક્રમણ કરવું. (જૈન.) પડ(-ડિ)કમાવું ભાવે., ક્રિ. પડ(-ડિ)-કમાવવું પ્રે., સ. ક્રિ.
પડ(-ડિ)કમાવવું, પડ(-ડિ)કમાવું જુઓ 'પડ(-ડિ)કમવું'માં.
પડકવું અ. ક્રિ. [સં. प्रति-कृ > પ્રા. पडि-क- ('क' લુપ્ત નથી થયો.) અર્થ 'પ્રતિક્રિયા'નો છે. જ. ગુ.] પ્રતિબિંબ પામવું
પડકાર(-રો) પું. [સં. प्रति-कार-क- > પ્રા. पडिकार-अ-(અહીં क લુપ્ત નથી થયો.)] પ્રતિ-ક્રિયાનો અવાજ. (૨) આહ્વાન. (૩) મોટેથી સંબોધન
પડકારવું સ.ક્રિ. [જુઓ 'પડકાર.' –ના.ધા.] પડકાર કરવો, આહ્વાન કરવું. (૨) સાવચેત કરવું. (૩) ઉશ્કેરવું. પડકારવું કર્મણિ.,ક્રિ. પડકારાવવું પ્રે.,સ.ક્રિ.
પડકારાવવું, પડકારાવું જુઓ 'પડકારવું'માં.
પડકારો જુઓ 'પડકાર.'
પડકી સ્ત્રી. [જુઓ 'પડકવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] (લા.) ચાળા. (૨) (સામાની) નાલેસી, નિંદા, બદગોઈ
પડકું જુઓ 'પરડકું'–'પૈડકું.'
પડખવું સ.ક્રિ. [સં. प्रति-ईक्ष् = प्रतीक्ष् > પ્રા. पडिक्ख-] રાહ જોવી. (૨) ધીરજ ધરવી. (૩) અનુમાન કરવું (આ ધાતુ જ.ગુ.માં મર્યાદિત)
પડખિયું ન. [જુઓ 'પડખું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પડખે રહેનારું, સાથીદાર, સોબતી. (૨) પક્ષ-કાર
પડખું ન. કોઈ પણ ચીજ વસ્તુ પ્રાણી પદાર્થની બેઉ બાજુઓની પ્રત્યેક બાજુ, પાસું. (૨) મકાનની બાજુ, 'જમ્પ' (ગ.વિ.) (૩) (લા.) હૂંફ, સહાય, મદદ. [-ખાં ઊંચકવાં (રૂ. પ્ર.) નિંદા કરવી. -ખાં સેવવાં (રૂ. પ્ર.) આશ્રય રાખવો, સહારો મેળવતા રહેવું. ૦ દેવું (રૂ.પ્ર.) બાળકને ધવડાવવું. (૨) સહાયક બનવું, -ખે ઊભું રહેવું (-રે:વું) (રૂ. પ્ર.) પડોશમાં વસવું. (૨) મદદમાં ઊભા રહેવું. આડે પડખે થવું (રૂ.પ્ર.) લોટતાં આરામ લેવો]
પડખોપડખ (-ખ્ય) ક્રિ.વિ. [જુઓ 'પડખું'–દ્વિર્ભાવ + ગુ., સા.વિ.નો જ.ગુ. 'ઇ' લેખનમાં લુપ્ત છતાં લઘુપ્રયત્ન સ્વરૂપે ઉચ્ચારિત થાય છે.) તદ્દન લગોલગ
પડગી સ્ત્રી. જુઓ 'પડઘી[2].'
પડ-ગૌરવ ન. [સં. प्रति-गौरव > પ્રા. पडि-गोरव; 'ग' સચવાયો છે.] ગૌરવ જમણના બદલામાં સામે પક્ષેથી

આપાતું જમણ

**પડઘમ** ન, [રવા.] બેઉ બાજુએ ચામડે મઢેલું ઢોલના જેવું એનાથી વધુ મોટું અને પહોળું વિદેશી પ્રકારનું વાદ્ય (જે બૅન્ડવાળા રાખે છે.)

**પડઘમ-ચી** વિ.,પું. [+ તુર્કી. પ્રત્યય] પડઘમ વગાડનાર

**પડઘા-પડઘી** સ્ત્રી. [જુએ 'પડઘો'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] સામસામા પડઘા પડયા કરવા એ, પ્રતિ-ઘોષ પડયા કરવાની ક્રિયા

**પડઘ-લી** સ્ત્રી. [જુઓ 'પડધી[૨]' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] પથ્થર માટી વગેરેની બાંધેલી બેઠી પાળ કે ઓટલી

**પડધી[૧]** સ્ત્રી. [જુઓ 'પડઘો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સામો ઊઠતો ધીમો અવાજ. (૨) ઘોડાના પગના ડાબલાની તબકડી

**પડધી[૨]** (-ઘી) સ્ત્રી. [જુઓ 'પડઘો[૨]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વાસણ તળેની બેસણી. (૨) પાણિયારા વગેરે ઉપર હાંડા ઘડા વગેરે મૂકવાનું નાનું ખામણું. (૩) ઠાકોરજીની સેવામાં ઝારી મૂકવાની નાની પેટલી જેવો આકાર. (૪) કુંભી, 'બેઝ-સ્ટોન.' (૪) વૃક્ષ કે છોડના થડિયાની ફરતે કરેલી પાળ. (૫) લાડુ વગેરેનો જમીનને કે ઠામને અડતો ચપટ કરેલો ભાગ (જેથી લાડુ દડી ન જાય.) (૬) એ રીતે કોઈ પણ ગોળ ઘાટ ન દડી જાય એ માટે કરાતો થોડો ચપટ ભાગ (પેપરવેટ વગેરેનો). [૦ પાડવી (રૂ.પ્ર.) લાડુ વાળતી વખતે થાળીમાં થોડા જોરથી લાડુ મૂકવો (કે જેનાથી લાડુ નીચે ચપટ આકાર થાય.)]

**પડઘો[૧]** પું. [સં. प्रति-घात > પ્રા. पडि-घाअ-; 'घ'નો 'ह' નથી થયો.] અવાજની સામે થતો આઘાત, પ્રતિ-ધ્વનિ, પ્રતિ-ઘોષ, પડછંદો, 'ઈકો.' [-ઘા પોકારવા (રૂ.પ્ર.) સમર્થન કરવું. ૦ પડવો (રૂ.પ્ર.) અસર દેખાવી]

**પડઘો[૨]** પું. મંદિરમાં ઇષ્ટદેવ કે ઇષ્ટદેવીની બેઉ બાજુએ તકિયા મૂકવાનું પાટિયું

**પડછટી** સ્ત્રી. ગારાની ભીંત ઉપર નાખેલું સાંઠી વગેરેનું છાજ

**પડછડું** વિ. ઉંમર-લાયક. (૨) સહાયક થઈ પડે તેવું. [૦ થવું (રૂ.પ્ર.) મોટું થવા જવું]

**પડછંગ[૧]** (-છઙ્ગ) વિ. [જુઓ 'પડ-છંદ.[૧]'] જુઓ 'પડ-છંદ.[૧]'

**પડછંગ[૨]** (-છઙ્ગ) વિ. [જુઓ 'પડ-છંદ.[૨]'] જુઓ 'પડ-છંદ.[૨]'

**પડછંડ** (પરછણ્ડ) વિ. [સં. प्रचण्डनो વિકાસ] પ્રચંડ શરીર-નું, મહાકાય, ખૂબ ઊંચું અને મોટું લાગતું

**પડછંદ[૧]** (પડછન્દ) જુઓ 'પડછંડ.'

**પડ-છંદ[૨]** (-છન્દ) પું. [સં. प्रति-च्छन्द > પ્રા. पडिच्छंद] પડઘો, પ્રતિ-ધ્વનિ, પ્રતિ-ઘોષ, 'ઈકો'

**પડછંદવો** (-છન્દવો) પું. [જુઓ 'પડછંદ[૨]' + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પડ-છંદ.[૨]' [ત.પ્ર.] જુઓ 'પડછંદ.[૨]'

**પડછંદો** (-છન્દો) પું. [જુઓ 'પડછંદ[૨]' + ગુ. 'ઓ' સ્વાર્થે

**પડ-છાતી** સ્ત્રી. [સં. प्रति > પ્રા. पडि + જુઓ 'છાતી.'] ઘોડાની છાતીની સામે એના રક્ષણ માટે મુકાતી પડછી

**પડછાયો** પું. [સં. प्रति-च्छायक > પ્રા. पडिच्छायअ-] કોઈ પણ આકાર ઉપર પડતા પ્રકાશને કારણે આકારની બીજી બાજુ જમીન વગેરે ઉપર પડતો એનો ઓળો, પડછંદો

**પડછિયો** પું. [જુઓ 'પડછો[૧]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'પડછો.'

**પડછી** સ્ત્રી. [જુઓ 'પડછો[૧]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ઊનનો થાબડી-ગૂંદી બનાવેલો ગાદીનો આકાર, નમદો. (૨) ઘોડાની પીઠ ઉપર મુકાતી ઊનની ગાદી. (૩) ઘોડાની છાતીએ મુકાતી ઊનની નાની ગાદી

**પડછું** ન., -છો[૧] પું. કોઈ પણ જાતની નાની મોટી વનસ્પતિ-માંથી નીકળેલો અણીદાર સોટો. (૨) શેરડીનો છેડાના પાંદડાનો ભાગ

**પડછો[૨]** પું. [સં. प्रतिच्छाय દ્વારા] સહારો, આધાર. (૨) સરખામણી, તુલના. [૦ ન લેવો (રૂ. પ્ર.) પાસે ન જવું. -છે ના(-નાં)ખવું, -છે મૂકવું, (રૂ.પ્ર.) સરખામણી કરવી]

**પડ-જીભ** સ્ત્રી. [સં. प्रति-जिह्वा > પ્રા पडि-जिब्भा], -ભી સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] ગળામાંની લાળી, પ્રતિ-જિહ્વા, 'ઉવ્યુલા' [નમસ્કાર

**પડણુ** ન. [સં. पतन > પ્રા. पडण, તત્સમ જૂ.ગુ.] (લા.)

**પડત** (-ત્ય) વિ. સ્ત્રી. [જુઓ 'પડવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય; એનું લાઘવ.] પડતર-કિંમત, ખરીદ-કિંમત, મૂળ ભાવ. (૨) પડતર જમીન (ખેડયા વિનાની તેમ વેચ્યા વિનાની)

**પડ(-ર)-તપું** વિ. [સં. प्रति-तप्तक- > પ્રા. पडि-तप्पअ-; 'त' બચી રહ્યો છે.] (લા.) વાવેતર કર્યા વિના રાખી મૂકેલું (ખેતર)

**પડ(-ર)-તપો** પું. [જુઓ 'પડ-તપું.'] છાંયડાવાળી જગ્યામાં આવતી તડકાની ગરમી, તડકાનું પરાવર્તન

**પડતર** વિ. [જુઓ 'પડવું' દ્વારા.] નફો ચડાવ્યા વગરનું, મૂળ ભાવનું. (૨) વાપર્યા ખેડયા કે વેચી નાખ્યા વિનાનું પડેલું (ખાસ કરી જમીન ઘર વગેરે), 'વેઇસ્ટ'

**પડતર-ખર્ચ** પું.,ન. [+ અર.] ઉત્પાદનનો ચોખ્ખો થયેલો ખરચ, 'કૉસ્ટિંગ,' 'કૉસ્ટ-પ્રાઇસ' [ખાવાની ટેવ

**પડતલ** પું. [જુઓ 'પડવું' દ્વારા,] ઘોડાની વારંવાર પછડાટી

**પડતલી** સ્ત્રી. [જુઓ 'પડતલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગડાકુ ભરવાની ચામડાની લાંબી કોથળી. (૨) બજર ભરવાની ડાબલી

**પડતલું** ન. [જુઓ 'પડવું' દ્વારા.] તમાકુનો પડો

**પડતાલ**(-ળ) (-લ્ય, -ળ્ય) સ્ત્રી. [જુઓ 'પડવું' દ્વારા.] ઉપરા-ઉપરી પડતો માર. (૨) (લા.) વાણીથી આપવામાં આવતો સખત ઠપકો. (૩) અકરાંતિયા થઈ ખાવા ઉપર તૂટી પડવું એ. (૪) સરખામણી, મુકાબલો

**પડતાલ(-ળ)વું** સ ક્રિ. [જુઓ 'પડતાલ,' –ના.ધા.] પડતાલ પાડવી. **પડતાલા(-ળા)વું** કર્મણિ.,ક્રિ. **પડતા(-લાળા)વવું** પ્રે.,સ.ક્રિ.

**પડતાલા(-ળા)વવું, પડતાલા(-ળા)વું** જુઓ 'પડતાલવું'માં-

**પડતાલો(-ળો)** પું. [જુઓ 'પડતાલ(-ળ) + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) સરખામણી, મુકાબલો. (૨) તોફાન, ધીંગાણું. (૩) કૂદકો

**પડતાળવું** જુઓ 'પડલાલવું.'

**પડતાળાવવું, પડતાળાવું** જુઓ 'પડતાલવું'માં

**પડતાળો** જુઓ 'પડતાલો.'

**પડતી** વિ.,સ્ત્રી. [જુઓ 'પડવું' + ગુ. 'તું' વર્ત.કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય; 'દશા' અધ્યાહાર.] પડતી દશા, અવનતિ, નઠારી હાલત, અવદશા, પતન

**પડતીજ** (-જ્ય) સ્ત્રી. [જુઓ 'પડતી' દ્વારા.] પડતર જમીન

**પડતેલું** વિ. [જુઓ 'પડવું' + ગુ. 'તું' વર્ત.કૃ. + 'એલું' બી. ભૂ.કૃ.] પડતું, નીચે આવી પડતું

**પડ(-ઘ,-ર)થાર** પું. [જુઓ 'પડસાળ'માંનો 'પડ.' (▷ સં. પટ્ટ > પ્રા. પટ્ટ દ્વારા.] મકાનની અંદરની સપાટીમાં થોડી અમુક ભાગની ઊંચી લીધેલી સપાટી. (૨) કૂવા કે વાવને મથાળે આસપાસ બાંધેલું થાળું. (૩) સીડી દાદર વગેરેમાં વચ્ચે વચ્ચે કરાતું પહોળું પગથિયું. (૪) પ્રસ્તાવના

**પડથારો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) (પડથારને આકારે પડેલો) પાથરો. (૨) પ્રસ્તાવના [પડદો.(પદ્યમાં.)

**પડ(-ર)દલો** પું. [જુઓ 'પડ(-ર)દો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.]

**પડ-દાદો** જુઓ 'પર-દાદો.'

**પડદા-ડાં(-દાં)ડી** જુઓ 'પરદા-ડાંડી.'

**પડદા-દાર** જુઓ 'પરદા-દાર'-'પરદે-નશીન.'

**પડદાદારી** જુઓ 'પરદાદારી'-'પરદેનશીની.'

**પડદા-પરિષદ** જુઓ 'પરદા-પરિષદ.'

**પડદા-બીબી** જુઓ 'પરદા-બીબી.'

**પડદા-દાંડી** જુઓ 'પરદા-ડાં(-દાં)ડી.'

**પડદી** જુઓ 'પરદી.'

**પડદું** ન. કપડામાં બાંધેલું ઘાસ

**પડદા(-દે)-નશીન** જુઓ 'પરદા-નશીન'-'પરદે-નશીન.'

**પડદા(-દે)નશીની** જુઓ 'પરદાનશીની'-'પરદેનશીની.'

**પડદે-પોશ** જુઓ 'પરદે-પોશ.'

**પડદો** જુઓ 'પરદો' અને ત્યાંના રૂઢિપ્રયોગ.

**પડધાર, -રો** પું. [+ જુઓ 'ધારવું' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] ડુંગરની ઢળતી બાજુ, ઢોળાવ, તળેટી

**પડ પડ** ક્રિ.વિ. [રવા.] 'પડ પડ' એવા અવાજથી

**પડપડ-પાટી** ક્રિ.વિ. [+ જુઓ 'પાટી.'] (લા.) ઉપરાઉપરી, એક ઉપર બીજું આવે એમ. (૨) જલદી, તરત, એકદમ, ઝટ

**પડપડવું** અ.ક્રિ. [રવા.] 'પડ પડ' એવો અવાજ કરવો. (૨) મનનો કચવાટ બતાવવા હોઠ ફફડે એમ કરવું. **પડપડાવું** ભાવે.,ક્રિ. **પડપડાવવું** પ્રે.,સ.ક્રિ. [પડવું એ

**પડપડાટ** પું. [જુઓ 'પડપડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] પડ-

**પડપડાવવું, પડપડાવું** જુઓ 'પડપડવું'માં.

**પડપડિયું** ન. [જુઓ 'પડપડ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] 'પડ પડ' અવાજ સાથે પાતળો ઝાડો આવવો એ. (૨) ખાતાં 'પડ પડ' અવાજ થાય તેવી પાપડ વગેરે વસ્તુ. [-યાં બોલવાં (રૂ. પ્ર.) ખૂબ અ-શક્ત થઈ જવું (ઝાડાથી)]

**પડપડી** સ્ત્રી. [જુઓ 'પડ પડ' + ગુ. 'ઈ' ત. પ્ર.] 'પડ પડ' અવાજ સાથેની દોટ. [૦ મૂકવી (રૂ. પ્ર.) એકદમ દોડી જવું]

**પડ(-ડી,-ડો)-પાંદડી** સ્ત્રી. [જુઓ 'પડ-ડી,-ડો' + 'પાંદડી.'] એક જાતની સુગંધી પત્તી [દૂર સુધીનું પિતરાઈ

**પડ-પિતરાઈ** વિ. [સં. પ્રતિ > પ્રા. પડિ + જુઓ 'પિતરાઈ.']

**પડયું** વિ. [જુઓ 'પડવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] (લા.) સુકાઈને સાવ દૂબળું થઈ ગયેલું. (૨) સાવ સૂકું

**પડ-પૂછ** (-છય) સ્ત્રી. [સં. પ્રતિ-પૃચ્છા > પ્રા. પડિ-પુચ્છા,'પ' બચી ગયો છે.] પૂછ-ગાછ. (૨) (લા.) તલાસ, તપાસ. (૩) પંચાત, ચોવટ

**પડ-ભીંત** (-ત્ય) સ્ત્રી. [સં. પ્રતિ-મિત્તિ > પ્રા. પડિ-મિત્તિ, 'મ' બચ્યો છે.] ભીંતની પાછળ થોડે અંતરે અંદરના ભાગમાં કરેલી ભીંત

**પડભીંતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] ભીંત અને પડભીંત વચ્ચે આવેલું. (૨) ન. બે દીવાલો વચ્ચેનો ગુપ્ત ઓરડો કે સંચ. (૩) દીવાલના ટેકા માટે કરેલી નાની ભીંત, પુસ્તો, ચાદર [પક્ષે રમનાર સાથીદાર

**પડ-ભેરુ** પું. [સં. પ્રતિ > પ્રા. પડિ + જુઓ 'ભેરુ.'] સામે

**પડમ** ન. તંબુ માટે વપરાતું સુતરાઉ જાડું કાપડ

**પડ(-ર)માલ** ન. વહાણમાંનો લાકડાનો એક ભાગ. (વહાણ.)

**પડલ** ન. [સં. પટલ > પ્રા. પડલ] ગોચરી વખતે પાતરાં ઢાંકવાનું વસ્ત્ર. (જૈન.)

**પડલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે સ્ત્રીપ્રત્યય.] (લા.) મરણ સમયે કે પછી મોઢા ઉપર આવતો ચળકાટ. (૨) દેવને ધરાવવામાં આવતી સામગ્રી, નૈવેદ્ય

**પડલું** ન. વરના બાપને આપવાની રકમ, દેચ. (૨) સ્ત્રી-ધન, પલ્લું [(૨) બદલો

**પડલો** પું. વરને કન્યાપક્ષ તરફથી અપાતી પહેરામણી.

**પડવરસી** સ્ત્રી. [ફા. પર્વશી] પરોણા-ચાકરી, બરદાસ

**પડવલા** પું., બ.વ. વહાણમાં હમાલા પર સિવાતા કતના વધારાના ત્રિકોણ. (વહાણ.) [થયેલું. (જૈન.)

**પડવાઈ**[1] વિ. [જુઓ 'પડવું' દ્વારા.] સંયમમાંથી પતિત

**પડવાઈ**[2] સ્ત્રી. પડાઈ, પતંગ

**પડવાદ** ન. લગ્ન વખતની દક્ષિણા

**પડવાણ** ન. ઘાણીમાં તલ વગેરે પીલવાના ખાડામાં રાખવામાં આવતી લાકડાની ચીપ

**પડ-વા(-વે)યો** પું. [સં. પ્રતિ-પાદક- > પ્રા. પડિવાયઅ-] ખાટલા કે ઢોલિયાના પાયાઓની નીચે મૂકવાનો તે તે ગોળ કે ચોરસ ટુકડો. (૨) ઘંટી પેટી પેટારા વગેરેની નીચે પાયાઓ તરીકે મુકાતું તે તે સાધન. (૩) ઢીંચણિયો, ગોઠણિયો

**પડવાસ**[1] પું. [સં. પ્રતિ-વાસ > પ્રા. પડિવાસ] (લા.) પછેડીના છેડાથી પવન નાખવો એ. (૨) ખળીમાંનાં ફોતરાં કે ડૂસાં-ને ઉડાડવા લૂગડાંથી પવન નાખવો એ

**પડવાસ**[2] (-સ્ય) એ નામની એક વનસ્પતિ, ફરાસડી સ્ત્રીઓના એક દર્દ ઉપર વપરાતું એક કરિયાણું

**પડવાળો** પું. સરવાળો

**પડવી** સ્ત્રી. ઓસરી, પડાળી. (૨) ઢળતું છાપરું

**પડવું** અ. ક્રિ. [સં. પત્- > પ્રા. પડ-, તત્સમ] નીચેની બાજુ-એ ગબડવું, નીચેની બાજુએ આવી પડવું. (૨) આરામ લેવા લંબાવવું. (૩) અધોગતિ થવી, અવનતિ થવી. (૪) એક જ સ્થિતિમાં રહેવું. (૫) નીપજથી દૃષ્ટિએ દેખાવું. (૬) કિંમત બેસવી. (૭) કોઈના ઉપર આધાર રાખવો. (૮) પડતર હોવું. (૯) ઉપયોગમાં આવ્યા વિના ખાલી

રહેવું. (૯) પળવું, જવું. (૧૦) ટપકવું, ચૂવું. (૧૧) નિશાની થવી. (૧૨) હોવું. (૧૩) લાગવું, અનુભવાવું. (૧૪) તલ્લીન થવું. (૧૪) પ્રતિ-કૃતિ થવી. (૧૫) સહાયક ક્રિ. તરીકે ૧. સામાન્ય કૃદંત સાથે આવશ્યકતા કે લાચારી : 'કરવું પડે છે.' ૨. સંબંધક ભૂ. કૃ. સાથે અચાનકતાનો અર્થ : 'જઈ પડે છે' –'આવી પડે છે.' ૩. સં. ભૂ. કૃ. સાથે ક્રિયા બરોબર થઈ જવાનો ભાવ : 'મરી પડે છે' 'બેસી પડે છે.' [-તી રાત (-ત્ય) (રૂ. પ્ર.) સાંઝ પછીનો તરતનો સમય. (૨) પરોઢ, મળસકું. -તું નાખવું (રૂ. પ્ર.) ભૂસકો મારવો. -તો **બોલ ઝીલવો** (રૂ. પ્ર.) બોલે ત્યાં તો સમઝી કામે લાગી જવું. (૨) આજ્ઞામાં રહેવું, **૦ આખડવું** (રૂ. પ્ર.) અથડાવું. **૦ પાથરવું** (રૂ. પ્ર.) ધામા નાખી રહેવું. **પડી ભાંગવું** (રૂ.પ્ર.) બંધ પડવું. **પડી મૂકવું** (રૂ.પ્ર.) જવા દેવું. **પડી રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) ચોંટકી રહેવું, ખસવું નહિ. **પડયું ઊઠવું** (રૂ. પ્ર.) ભાંગી પડેલાએ ઉન્નતિ પામવી. **પડયું મૂકવું** (રૂ. પ્ર.) ત્યાગ કરી ચાલ્યા જવું. **પડયો બોલ ઝીલવો** (રૂ. પ્ર.) કથન થતાં જ અનુકૂળ થઈ રહેવું] **પડાવું** ભાવે., ક્રિ. **પડાવવું** પ્રે., સ. ક્રિ.

**પડવો** પું. [સં. પ્રતિ-પદા > પ્રા. पडिवआ સ્ત્રી.] હિંદુ મહિનાના બેઉ પખવાડિયાંની પહેલી તિથિ, એકમ. (સંજ્ઞા.)

**પડ(-ર)સાળ** સ્ત્રી. [સં. પટ-શાલા > પ્રા. पडसाला], **-ળિયો** પું. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મકાનની અંદરની બાંધેલી ઓસરી કે જેના આગલા ભાગમાં બારણું હોય ('ઓસરી' આગળના ભાગમાં આડચ વિનાની હોય, 'પડસાળ' આડી દીવાલ હોય અને એમાં બારી-બારણાં હોય.)

**પડ-સાક્ષી** વિ. [સં. પ્રતિ > પ્રા. पडि + સં.,પું.] સહીની પાસે સાક્ષી તરીકે સહી કરનાર. (૨) (લા.) સ્ત્રી. સાક્ષી તરીકે કરેલી સહી

**પડસારવું** સ.ક્રિ. [સં. પ્રતિ-સારય > पडि-सार-] વાસણનાં પડખાં વગેરે ટીપીને સરખાં કરવાં

**પડસુતરિયો** પું. [જુઓ 'પડ-સૂતર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] કાપડનો વેપારી

**પડ-સૂતર** ન. [સં. पट > પ્રા. पड + જુઓ 'સૂતર.'] એક જાતનું સુતરાઉ કાપડ

**પડસૂદી(-દી)** જુઓ 'પરસૂદી.'

**પડહ** પું. [સં. पटह > પ્ર. पडह, તત્સમ; જૂ.ગુ.] ઢોલ, પડો

**પડળ** ન. [સં. पटल > પ્રા. पडल] આંખના ડોળાને છાવરી લેતું આવરણ, પોપચું. (૨).(લા.) આંખે આવતો છારીનો રોગ. [**૦ આવવાં, ૦ ફરી વળવાં** (રૂ.પ્ર.) સમઝ ગુમાવવી. **૦ ઉતરાવવાં, ૦ કઢાવવાં** (રૂ.પ્ર.) ભાન ઠેકાણે લાવવું. **૦ ઊઘડી જવાં** (રૂ.પ્ર.) સાન ઠેકાણે આવવી]

**પડંપડા** (પડમ્પડા), -ડી સ્ત્રી. [જુઓ 'પડવું'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] પડાપડી

**પડા** પું.,બ.વ. [જુઓ 'પડવું' દ્વારા.] (હથેળીના માંગલિક) થાપા

[(લા.) મોટો પતંગ

**પડાઈ** સ્ત્રી. [સં. पताका > પ્રા. पडाया > અ.પ. पडाय]

**પડાક** ક્રિ.વિ. [રવા.] 'પડાક' એવા અવાજથી. [**૦ દઈ, ૦ દઈને** (રૂ.પ્ર.) 'પડાક' એવા અવાજથી]

**પડાણ** વિ. [જુઓ 'પડવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] જુઓ 'પડતર.'

**પડા-દાર** વિ. [જુઓ 'પડો[૨]' + ફા. પ્રત્યય.] પડો વગાડનાર, ઢોલ પીટનાર નિવેદક, ઢંઢેરો પીટનાર

**પડાપડ** (-ડ્ય), -ડી સ્ત્રી. [જુઓ 'પડવું,'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] ઉપરાઉપરી આવી પડવું એ. (૨) (લા.) સરસાઈ, હરીફાઈ

**પડામણી** સ્ત્રી. [જુઓ 'પડવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] ઝાડ મકાન વગેરે પાડી નાખવાનું તેમજ સિક્કા વગેરે અંકિત કરવાનું મહેનતાણું

**પડારો** પું. વડાઈ, શેખી, અભિમાન. (૨) ડોળ, દંભ, આડંબર, દેખાવ [(પારસી.)

**પડાલોકો** પું. શંકુ-આકારનો શરીર પરનો આવતો સોજો.

**પડાવ** પું. [જુઓ 'પડવું' + ગુ. 'આવ.' કૃ. પ્ર.] સેના કે સંઘનો મુકામ, 'કૅમ્પ.' (૨) મોટા ઘાટનું એક વહાણ

**પડાવ-ભૂમિ** સ્ત્રી. [સં.] છાવણી નાખવાની જગ્યા, 'કૅમ્પિંગ ગ્રાઉન્ડ'

**પડાવવું** જુઓ 'પડવું'માં. (૨) (લા.) ઝૂંટવી લેવું, ખૂંચવી લેવું (સામાની મરજી વિરુદ્ધ)

**પડાવિયું** વિ. [જુઓ 'પડાવ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઢાળ પડતું (જેના ઉપરથી વરસાદનું પાણી દડી જાય, ટકે નહિ, તેવું–જમીન ખેતર વગેરે)

**પડાવું** જુઓ 'પડવું'માં.

**પડાળ[૧]** ન. [દે.પ્રા. पडाली સ્ત્રી.] છાપરાનો ઢોળાવવાળો બેઉ બાજુનો ભાગ (એકઢાળિયામાં એક બાજુનો)

**પડાળ[૨]** (-ળ્ય) સ્ત્રી. [ચરો.] જુઓ ઉપર 'પડાળ.'

**પડાળિયું** વિ. [જુઓ 'પડાળ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પડાળવાળું

**પડાળી** સ્ત્રી. [દે.પ્રા. पडालिआ] છજા ઉપર બહાર કાઢેલી ઓસરી, અડાળી, 'ગૅલરી.' (૨) રવેશ, કઠેરો. (૩) એકઢાળિયું

**પડાળો** પું. [જુઓ 'પડવું' દ્વારા.] વાસો, મુકામ

**પડિકમણું** જુઓ 'પડકમણું.'

**પડિકમવું** જુઓ 'પડકમવું.'

**પડિકમાવવું, પડિકમાવું** જુઓ 'પડકમવું'માં. [(જૈન.)

**પડિમા** સ્ત્રી. [સં. प्रतिमा > પ્રા., તત્સમ] (લા.) વ્રત, નિયમ.

**પડિ-માત્રા** સ્ત્રી. [સં. प्रति > પ્રા. पडि + સં.] પ્રાચીન અને મધ્યકાલીન દેવનાગરી લિપિમાં 'એ' 'ઐ' 'ઓ' 'ઔ'ની એક માત્રા ડાબી બાજુ લખાતી તે

**પડિયલ** વિ. [જુઓ 'પડવું' દ્વારા.] કચરો, વાસીદું

**પડિયાણ** વિ. [જુઓ 'પડવું' દ્વારા.] નહિ વાવેલું પડતર પડેલું

**પડિયાર** ન. [જૂ. ગુ.] તલવારનું મ્યાન

**પડિયું[૧]** ન. [જુઓ 'પડ[૧]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઘંટીનું પડ. (૨) તમાકુનાં લીલાં પાન ગોઠવીને બાંધેલી ઝૂડી. (૩) તલવારનું મ્યાન. (૪) ખાવા માટેની ડબલ રોટી

**પડિયું[૨]** ન. કાબર-ચીતરો સર્પ

**પડિયો[૧]** પું. [જુઓ 'પડિયું.'] પાંદડાંનો સળીઓ ખોસી બનાવેલો વાટકાનો આકાર, દડિયો, દૂનો

**પડિયો[૨]** પું. એ નામની એક વનસ્પતિ, રુદંતી

**પડિહાર** પું. [સં. प्रति(-ती)हार > પ્રા. पडिहार, તત્સમ] રાજ-

પૂતોનું એક જાતિ-કુળ, પ્રતીહાર અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**પડી[1]** સ્ત્રી. [સં. पुटिका > પ્રા. पुडिआ] નાનો પડો, પડીકું, મોટી પડીકી. (૨) ચર્મવાદ્યોનું ચામડાનું પડ. (૩) (લા.) ઢોલ (જાહેરાત માટેનો)
**પડી[2]** સ્ત્રી. [જુઓ 'પડવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] (લા.) દરકાર, પરવા, ગરજ. [૦ **પથારી** (રૂ.પ્ર.) ધામો, પડાવ] [હોય તેવું, અકબંધ, 'પૅક'
**પડીકા-બંધ** વિ. [જુઓ 'પડીકું' + સં.] પડીકામાં બાંધેલું
**પડીકી** સ્ત્રી. [જુઓ 'પડીકું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પડીકું, પડી. [૦ **લખવી**, ૦ **લખી આપવી** (રૂ.પ્ર.) દવાની યાદી લખી આપવી] [કરેલો ઘાટ, નાનો પડો
**પડીકું** ન. [જુઓ 'પડ[1]' દ્વારા.] કાગળ કે પાંદડામાં બાંધી
**પડી-દાર** વિ. [જુઓ 'પડી[1]' + ફા. પ્રત્યય.] (લા.) ઢંઢેરો પીટનાર, દાંડી પીટનાર
**પડી-પાંદડી** જુઓ 'પડ-પાંદડી.'
**પડીંછું[1]** ન. ગપ, ખોટી વાત
**પડીંછું[2]** વિ. જાડું, ધીંગું. (૨) ન. જાડો રોટલો
**પડીંબો** પું. માટીની બનાવેલી દાણાની કોઠીનું નીચેનું જાડું તળિયું
**પડું** ન. [સં. पटक- > પ્રા. पडअ-] કૂવાની આજુબાજુની જમીન. (૨) વાડીમાંની વાવેતર કરવાની જમીન
**પડ્કિયાં** ન.,બ.વ. મોજ-મઝા, રંગ-રાગ
**પડેલું** ન. [જુઓ 'પડ[1]' દ્વારા.] પાડરડાં કે વાછરડાં ઉપરથી ઉતારેલું ચામડું
**પડો[1]** પું. [સં. पुटक- > પ્રા. पुडअ-] મોટી પડી, મોટું પડીકું (તમાકુનું તેમજ સાકર વગેરેનું). [૦ **આપવો** (રૂ.પ્ર.) સગાઈની કબૂલત માટે કન્યાવાળાને સાકર વગેરે આપવાં]
**પડો[2]** પું. [સં. पटह > પ્રા. पडह] ઢંઢેરાનો ઢોલ. [૦ **ફેરવવો**, ૦ **વગ(-જ)ડાવવો** (રૂ.પ્ર.) ઢંઢેરો પિટાવી જાહેરાત કરાવવી]
**પડો-પાંદડી** જુઓ 'પડ-પાંદડી.'
**પડોર** ન. આંખે આવતું પડળ
**પડોશ** પું. હાંસી, મશ્કરી. (૨) ફજેતો
**પડોશ** જુઓ 'પાડોશ.'
**પડોશ(-શે)ણ(-ણ્ય)** જુઓ 'પાડોશ(-શે)ણ.'
**પડોશ-ભૂમિ** જુઓ 'પાડોશ-ભૂમિ.'
**પડોશ-હક(-ક્ક)** જુઓ 'પાડોશ-હક(-ક્ક), 'ઈઝમેન્ટ.'
**પડોશી** જુઓ 'પાડોશી.'
**પડોશી-ધર્મ** જુઓ 'પાડોશી-ધર્મ.'
**પડોશેણ(-ણ્ય)** જુઓ 'પડોશણ'–'પાડોશ(-શે)ણ.'
**પડ્યા-ખાઉ** વિ. [જુઓ 'પડવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + 'ખાવું' + 'આઉ' કૃ.પ્ર.] પડ્યાં પડ્યાં ખાનારું. (૨) (લા.) સુસ્ત, આળસુ
**પઢ** પું. વડો મેરુ (રમતમાં)
**પઢવું** સ.ક્રિ. [સં. पठ् > પ્રા. पढ > હિં.; ગુ.માં 'કુરાન પઢવું'–'નમાજ પઢવી'–એવા જ પ્રયોગોમાં ઉપયોગ, બાકી ખાસ વ્યાપક નથી.] વાંચવું. (૨) બોલવું. (૩) શીખવું. **પઢાવું[1]** કર્મણિ.,ક્રિ. **પઢાવવું[1]** પ્રે.,સ.ક્રિ.
**પઢાઈ** સ્ત્રી. [જુઓ 'પઢવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.; ગુ.માં આ વ્યાપક નથી; રૂઢ હિં.માં.] અધ્યયન, ભણવું એ, અભ્યાસ, તાલીમ
**પઢાટ (-ટ્ય)** સ્ત્રી. ગધેડાની પીઠ ઉપર મૂકવાનું બકરાંના વાળનું ગૂંથેલું-વણેલું સાધન
**પઢાર** પું. [સં. प्रति(-ती)हार > પ્રા. पडिहार] ભાલ નળ-કાંઠા બાજુ વસતી એક વનવાસી હિંદુ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**પઢાવવું,[1] પઢાવું[1]** જુઓ 'પઢવું[1]'માં.
**પઢાવવું,[2] પઢાવું[2]** જુઓ 'પાઢવું'માં.
**પઢિયલ** વિ. કદાવર, ખૂબ મોટું
**પઢિયાર** પું. [જુઓ 'પઢાર.'] બ્રાહ્મણો વગેરેની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) (લા.) પૂરેપૂરું જ્ઞાન ન મેળવ્યું હોય તેવો ભૂવો
**પણ[1]** પું. [સં.] શરત, હોડ. (૨) જુગારનો દાવ. (૩) દુકાન, હાટ. (૪) એક પ્રાચીન સિક્કો
**પણ[2]** ઉભ. [સં. पुनः > પ્રા. पुणो > અપ. पुणु] પરંતુ, કિંતુ. (૨) ચ, બી, વળી, સુધ્ધાં
**પણ[3]** ન. [દે. પ્રા.] પ્રણ, પ્રતિજ્ઞા, વ્રત, નીમ. (૨) ટેક. (૩) (લા.) નૂર, પાણી, તેજ [(વહાણ.)
**પણ[4] (-ણ્ય)** સ્ત્રી. વહાણનાં કંઠા-સાંપણનો એક ભાગ.
**પણખ (-ખ્ય)** સ્ત્રી. પરમણના દંઠ ઉપરના છેડાને છ-તેડી સાથે સતાણ રાખવાનું દોરડું. (૨) વણવાની સાળનું એક સાધન. (૩) લૂગડાનો પનો સરખો રાખવાનું સાધન
**પણખું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પણખ(૩).'
**પણગ[1]** પું. મેલ, છારી. (૨) કાદવ, કીચડ, ગારો
**પણગ[2]** ન., **-ગો** પું.[+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] વરસાદનું ફોરું
**પણ-ગોલો** જુઓ 'ગોલો.' (૨) મજૂર
**પણ(-ન)ઘાટ** પું., (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'પાણી' + 'ઘાટ;' પરંતુ હિંદી. વ્રજ. 'પનઘટ.'] પાણીનો આરો
**પણછ** સ્ત્રી. [સં. प्रत्यञ्चा > પ્રા. पडंचा] ધનુષની દોરી
**પણછિયો** પું. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] દોરડાનો છેડો. (૨) નાડીનો છેડો [ભાગ કે પાંદડું
**પણછું** ન. જુવાર બાજરી શેરડી વગેરેના સાંઠાનો ઉપરનો
**પણજો** પું. પર-દાદો, પ્ર-પિતામહ
**પણઝાટવું** સ.ક્રિ. [રવા.] ખૂબ મારવું. **પણઝાટાવું** કર્મણિ. ક્રિ. **પણઝાટાવવું** પ્રે., સ.ક્રિ.
**પણઝાટાવવું, પણઝાટાવું** જુઓ 'પણઝાટવું'માં.
**પણ-ઝાર** પું. [સં. पिण्ड + જુઓ 'જુહાર.'] પિંડ-જુહાર, પિંડને નમસ્કાર
**પણથરી** સ્ત્રી. બરોળ, તલ્લી, પ્લીહા
**પણવ** પું. [સં.] એક જાતનું યુદ્ધ-વાદિત્ર
**પણશાળ** સ્ત્રી. [સં. शाला દ્વારા] નિશાળ
**પણિ** પું. [સં.] વેદકાલની એ નામની એક જાતિ. (આ વેપારી લોક હતા અને વિદેશોમાં જઈ રહ્યા, જેમાંથી યુરોપની મોટા ભાગની ગોરી પ્રજા વિકસી આવી મનાય છે.)
**પણિયારી** જુઓ 'પનિહારી.'
**પણી** સ્ત્રી. [જુઓ 'પણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભાજી

વગેરેનો નાનો પણો, ઝૂડી. (૨) અરીસો, આરસી, દર્પણ, ચાટલું [રાખનારી કામઠી

પણીખ (-ખ્ય) સ્ત્રી. સાળ ઉપર કાપડની કિનારોને ખેંચી

॰પણું[1] ન. [સં. °त्वनक > પ્રા. °प्पणअ-] ભાવવાચક પ્રત્યય (મુખ્યત્વે ગુણ-ધર્મ બતાવનારો): 'માણસ-પણું' 'મૂર્ખપણું' 'કરવા-પણું' વગેરે ('°પણ' આનું જ અંતેસ્વરભાર વિનાનું રૂપ)

પણું[2] (પ:ણું) ન. જુઓ 'પણો.[1]'

પણ્જણું ન. વલોણાની ગોળીને બાંધવાનું ઊંટ કે બકરી વગેરેના વાળનું દોરડું

પણે (પ:ણે) ક્રિ.વિ. સામે ઠેકાણે, ત્યાં, ત્યાં-કણે, વાં, ન્યાં

પણો[1] (પ:ણો) પું. [સં. प्रस्तव > પ્રા. पण्हअ-] પાકાં ફળોની ખાંડ સાકર નાખી કરેલી કચૂંબર

પણો[2] પું. [દે. પ્રા. पणअ-] કાદવ, કીચડ, ગારો. (૨) રેતી અને ધૂળવાળી જગ્યા, દદ. (૩) કેડનો દુપટ્ટો

પણ્ય ન. [સં.] વેચવાની ચીજ. (૨) વેપાર-વ્યવસાય. (૩) બજાર. (૪) દુકાન, હાટ

પણ્ય-સ્ત્રી સ્ત્રી. [સં.], પણ્યાંગના (પણ્યાઙ્ગના) સ્ત્રી. [સં. पण्य + अङ्गना] વેશ્યા, ગણિકા, રામજની

પત[1] ન., (-ત્ય) સ્ત્રી. [સં. पित्त ન., સં. रक्त-पित्तनुं લાઘવ] હાથ-પગનાં આંગળાં પાકી એમાંથી પસ-પાણી નીકળવાનો રોગ

પત[2] (-ત્ય) સ્ત્રી. સાખ, આબરૂ. [॰ કરવી (રૂ.પ્ર.) વિશ્વાસ રાખવો. ॰ કરવું (રૂ. પ્ર.) માન રાખવું. ॰ ખોવી, ॰ જવી (રૂ. પ્ર.) આબરૂ ગુમાવવી, પ્રતિષ્ઠા ગુમાવવી. ॰ રાખવી (રૂ. પ્ર.) આબરૂ સાચવી રાખવી, પ્રતિષ્ઠા ન જવા દેવી]

પતકા(-કો)ળું (-કૉળું) ન. [સં. पीत + જુઓ 'કોળું.'] (ભૂરા કોળાથી જુદું) પીળું કોળું (સામાન્ય)

પતગ-રાજ, પું [સં.], પતગેંદ્ર (પતગેન્દ્ર) પું. [સં. पतग + इन्द्र] પક્ષિ-રાજ ગરુડ

પત-ઝડ (-ડ્ય), -ડી સ્ત્રી. [સં. पत्र > પ્રા. पत्त + 'ઝડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] પાનખર ઋતુ

પતણું ન. [જુઓ 'પતવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] પતી જવું એ, પતવણું, સમાધાન થવું એ, પતાવટ, ચુકવણું, ફડચો, 'લિક્વિડેશન'

પતત્રિ-રાજ પું. [સં.] જુઓ 'પતગ-રાજ.'

પતન ન. [સં.] પડવું એ, પાત. (૨) પડતી, અવનતિ, અધોગતિ. (૩) (લા.) હાર, પરા-જય

પતન-કાલ(-ળ) પું. [સં.] પડતી-દશાનો સમય કે ગાળો

પતન-કોણ પું. [સં.] અ-પારદર્શક વસ્તુ ઉપર કિરણ પડતાં એની સપાટી સાથે થતો ખૂણો, 'ઍંગલ ઑફ ઇન્સિડન્સ'

પતન-ગામી વિ. [સં., પું.] પડતી-દશા તરફ જઈ રહેલું

પતની પું. નાવિક, ખલાસી

પતનોન્મુખ વિ. [સં. पतन + उन्मुख] જુઓ 'પતન-ગામી.'

પતપડી સ્ત્રી. વરસાદ પછી તડકાથી સુકાયેલી પોચી જમીનની સપાટી

પત-પાની સ્ત્રી. [જુઓ 'પત[2]' દ્વારા.] પ્રતિષ્ઠા, માન, આબરૂ

પતમઈ (પતમે) સ્ત્રી. જૂની શેરડી કાપીને નવી વાવવી એ

પત(ત્ત)ર (-રથ), ॰ડી સ્ત્રી. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] મળ-દ્વાર, ગુદા. [॰ આણવી, ॰ ઉખાડવી, ॰ ઓખાણવી (-ઓખણવી), ॰ ખાંડવી, ॰ જધવી, ॰ ઠોકવી, ॰ ધમવી, ॰ ફાડવી, ॰ રગડવી (રૂ. પ્ર.) નકામી મહેનત કરાવવી. (૨) હેરાન કરવું]

પતરણું ન. [સં. प्रतारणक- > પ્રા. पत्तरणअ-, 'ત' સાચવીને] પ્રતારણ, છેતરપિંડી, પટામણી, ફોસલામણી

પતરવું સ. ક્રિ. [સં. प्र-तारनो વિકાસ] છેતરવું, પટાવવું. પતરાવું કર્મણિ., ક્રિ. પતરાવવું પ્રે., સ. ક્રિ.

પત(-ત્ત)ર-વેલિયું ન. [સં. पत्र, અર્વા તદ્ભવ, દ્વારા] અળવીનાં પાનમાં વેસણ લગાવી બાફીને કરેલી વાની, પતરવડિયું, પતેડિયું

પતરાજ (-જ્ય), -જી સ્ત્રી. શેખી, ડંફાસ, બડાઈ, મિથ્યાભિમાન

પતરાજ(-જી)-ખોર, પતરાજ(-જી)-બાજ વિ. [+ફા. પ્રત્યયો], પતરાજિયું વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પતરાજી કરનારું, બડાઈ-ખોર, શેખી-ખોર, મિથ્યાભિમાની

પતરાવળ (-ળ્ય), ળી સ્ત્રી., -ળું ન., પતરાળી સ્ત્રી. પતરાળું ન. [સં. पत्रावलि,॰का > પ્રા. पत्तराउलि, ॰आ] (સર્વસામાન્ય) પાતળ (ભોજન માટે થાળીને બદલે પાંદડાંની બનાવેલી રચના)

પતરાવવું, પતરાવું જુઓ 'પતરવું'માં.

પતરી સ્ત્રી. [જુઓ 'પતરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પતરાની નાની પટ્ટી. (૨) પાતળો ઢોલ. (૩) સ્ત્રીઓને માથામાં પહેરવાનું એક ઘરેણું

પતરું ન. [સં. पत्रक- > પ્રા. पत्तरअ-] કોઈ પણ ધાતુનું પાતળું ચપટું કરેલું પડ કે સપાટ પાટ. (૨) નળિયા-ઘાટનું લોખંડ તેમજ એસ્બેસ્ટોસ વગેરેનું તે તે સાધન (છાપરા માટે વપરાતું). (૩) (લા.) નાની કરવતી. (૪) મીઠાઈ ઠારવાની લોખંડની મોટી થાળી કે ચોકી

પતરેલ વિ. રખડુ, છકેલું (ખાસ કરી ઢોર)

પતલ ન. પાટિયું, ફલક

પતલવું સ. ક્રિ. [જૂ.ગુ.] છળવું, છેતરવું. પતલાવું કર્મણિ., ક્રિ. પતલાવવું પ્રે.,સ.ક્રિ.

પતલાવવું, પતલાવું જુઓ 'પતલવું'માં.

પતલું વિ. [હિં. પતલા, ગુ. 'પાતળું'] પાતળું

પતવણી સ્ત્રી., -ણું ન. [જુઓ 'પતવું' + ગુ. 'અણું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પતણું,'-'લિક્વિડેશન'

પત(-તા)વવું જુઓ 'પતવું'માં.

પતવાળ (-ળ્ય), -ળી સ્ત્રી. [સં. पत्रावलि,॰का > પ્રા. पत्तावळि, ॰आ] જુઓ 'પતરાવળ.'

પતવું[1] અ.ક્રિ. [સં. प्राप्त > પ્રા. पत्त ભૂ. કૃ. દ્વારા] નિકાલ થવો, તોડ આવવો. (૩) સિદ્ધ થવું. (૪) ચૂકતે થવું પત(-તા)વવું પ્રે.,સ.ક્રિ.

પતવું[2] ન. [સં. पत्र > પ્રા. पत्त- + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] ખાદ્ય સહિતની નાની પાતળ (ખાસ કરીને ઘેર મોકલવા-મગાવવામાં આવે તે). (પુષ્ટિ.)

પતળવું અ.ક્રિ. [જુઓ 'પાતળું,'—ના.ધા.] પીગળવું, નરમ થવું. (૨) (લા.) વચન તોડવું. (૩) ગુસ્સે થવું. (૪) પલટવું, બદલવું, છટકવું. પતળાવવું પ્રે.,સ.ક્રિ.

પતણું¹ જુઓ 'પાતળું.'
પતણું² વિ. [સં. पित्तक > પ્રા. पित्तअ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (લા.) ગુસ્સે થયેલું, રૂઠેલું, નારાજ થયેલું
પતંગ (પતઙ્ગ) પું.,ન. [સં.,પું.] પક્ષી. (૨) જેમાંથી ગુલાલ બને છે તે એક વૃક્ષ. (૩) પતંગિયું. (૪) પું., સ્ત્રી નાની પઠાઈ, કનકવો. (૫) બારી-બારણાંની ફરતી જાત, 'આર્કિટ્રેઇવ ઑફ ધ ડૉર' (મ.ઢાં.)
પતંગ-ખા (પતઙ્ગખા) ન. [+ જુઓ 'ખાવું;' નાની જીવાત ખાનારું] એક પ્રકારનું પક્ષી, નાનું ધોળું બગલું
પતંગ-નૃત્ય (પતઙ્ગ-) ન. [સં.] દીવા ઉપર પતંગિયું પડવા આવતું હોય તે પ્રકારનો સાભિનય નાચ
પતંગ-બાજ (પત-)ઙ્ગ-) વિ. [+ ફા. પ્રત્યય] પતંગ ઉડાડવામાં કુશળ
પતંગ-બાજી (પતઙ્ગ-) સ્ત્રી. [ફા. પ્રત્યય] પતંગ ઉડાડવાની કુશળ ક્રિયા [પંખણી
પતંગ-માદા (પતઙ્ગ-) સ્ત્રી. [+ જુઓ 'માદા.'] પક્ષિણી,
પતંગિયું ન. [સં. पतंग + ગુ 'ઇયું' ત. પ્ર., સ્વર અનુનાસિક થઈ જાય છે : 'પતઙ્ગિયું' નહિ.] ખાસ કરીને ચોમાસામાં વિશેષ થતું એક રંગબેરંગી પાંખોવાળું જીવડું, ફૂદું. (૨) આગિયો જીવડો
પતંજલિ (પતઞ્જલિ) પું. [સં.] પાણિનિના અષ્ટાધ્યાયી સંસ્કૃત સૂત્ર-વ્યાકરણના ભાષ્યકાર વિદ્વાન (ઈ. પૂ. ૨ જી સદી). (સંજ્ઞા.) (૨) યોગ-દર્શનના કર્તા એક વિદ્વાન. (બંને કદાચ જુદા જ છે.) (સંજ્ઞા.)
પતાઈ ન. [સં. पत्र > પ્રા. पत्त + ગુ. 'આઈ' ત.પ્ર.] ખરી ગયેલાં પાંદડાં. (૨) નાની નાવ, હોડી
પતાકડું ન. [સં. पत्रक- > પ્રા. पत्तअ + ગુ. 'ક' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.] કાગળનો છાપેલી વિગતવાળો નાનો ટુકડો, પત્રિકા
પતાકા સ્ત્રી. [સં.] નાની ધજા. (૨) નાટય-કૃતિમાં આવતો અવાંતર પ્રસંગ. (નાટય.)
પતાકા-બંધ (-બન્ધ) પું. [સં.] ધ્વજના આકારમાં અક્ષરો ગોઠવાય એ પ્રકારની ચિત્ર-કાવ્યની રચના. (કાવ્ય.)
પતાકા-સ્થાન, ૦ક ન. [સં.] નાટકના કોઈ પાત્રમાં ચિંતાગત ભાવ કે વિષયનું સમર્થન આગંતુક પાત્રના ભાવથી થાય એવો પ્રસંગ. (નાટય.)
પતાકા-હસ્ત પું. [સં.] નૃત્ય કે નૃત્તમાંની હાથની એક પ્રકારની મુદ્રા. (નાટય.)
પતાકિની સ્ત્રી. [સં.] સેના, ધ્વજિની, લશ્કર, સૈન્ય
પતાકિયું ન. [સં. पत्रक- > પ્રા.पत्तअ + ગુ. 'ક' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પતાકડું.'
પતાવટ (-ટય) સ્ત્રી. [જુઓ 'પતાવવું + ગુ. 'અટ' કૃ. પ્ર.] જુઓ 'પતવું'-'પતાવવું'-'કૉમ્પોઝિશન'-'સેટલમેન્ટ.'
પતા(-ત)વવું, જુઓ 'પતવું'માં.
પતાસણી સ્ત્રી. નાનાં સારવાળાં ઓજાર બનાવવાનું સાધન
પતાસી સ્ત્રી. સુતરાઉ સાડી
પતાસું ન. ખાંડની કડક ચાસણીમાં ફટકી નાખી ઢાળવામાં આવતું ચકતું (ચપટા જરપોટા જેવું)
પતાળ જુઓ 'પાતાળ.'
પતાળ-કૂવો જુઓ 'પાતાળ-કૂવો.'
પતાળ-તૂંબડી જુઓ 'પાતાળ-તૂંબડી.'
પતાળિયું જુઓ 'પાતાળિયું.'
પતાળુ ન. એક જાતનું કંદ, ગાજર
પતિ પું. [સં.] સ્વામી, ધણી, કંથ, નાવાલયો. (૨) પ્રભુ, માલિક. (૩) અધ્યક્ષ, ઉપરી
પતિ-ગૃહ ન. [સં.,પું.,ન.] ધણીનું ઘર, સાસરું
પતિ-ચરણ પું.,ન. [સં.,પું.] સ્વામીનો પગ, ધણીનો પગ
પતિજવવું, પતિજાવું જુઓ 'પતીજવું'માં.
પતિત વિ. [સં.] પડેલું. (૨) (લા.) ભ્રષ્ટ થઈ ગયેલું (ધર્મ-ભ્રષ્ટ. (૨) નીતિ-ભ્રષ્ટ. (૩) આચાર-ભ્રષ્ટ. (૪) વર્ણ-શંકર)
પતિત-તા સ્ત્રી. [સં.] પતિત હોવાપણું
પતિત-પાવન વિ. [સં.] પતિતોને પવિત્ર કરનાર
પતિતપાવન-ત્વ ન. [સં.] પતિત-પાવન હોવાપણું
પતિત-પાવની વિ., સ્ત્રી. [સં.] પતિતોને પવિત્ર કરનારી (ગંગા વગેરે નદી)
પતિતા વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પતિત'-એવી સ્ત્રી
પતિતાવસ્થા સ્ત્રી. [સં पतित + अव-स्था] પતિત દશા, પતિત હાલત, પતિત-તા
પતિતોદ્ધાર પું. [સં. पतित + उद्धार] પતિતોને પવિત્ર કરી ઊંચે લાવવાનું કાર્ય [કરનાર
પતિતોદ્ધારક વિ. [સં. पतित + उद्धारक] પતિતોનો ઉદ્ધાર
પતિતોદ્ધારણ ન. [સં. पतित + उद्धारण] જુઓ 'પતિતોદ્ધાર.'
પતિ-ત્વ ન. [સં.] પતિપણું, ધણી-પદ.(૨) સ્વામિ-ત્વ, માલિકી
પતિ-દત્ત વિ. [સં.] ધણી તરફથી મળેલું
પતિ-દેવ પું. [સં.], ૦તા પું. [સં., સ્ત્રી.] દેવ-સ્વરૂપ ધણી
પતિ-દૈવત ન. [સં.] ધણીનાં શક્તિ અને સામર્થ્ય
પતિ-દ્રોહ પું. [સં.] સ્વામીના તરફની બેવફાઈ
પતિ-દ્રોહી વિ. [સં.,પું.] પતિનો દ્રોહ કરનાર, પતિને બેવફા
પતિ-દ્વેષ પું. [સં.] પતિ તરફની શત્રુતા
પતિ-દ્વેષી વિ. [સં.,પું.] પતિનો દ્વેષ કરનાર
પતિ-ધર્મ પું. [સં.] પતિ-સ્વામી-માલિકની પોતાની પત્ની તેમજ આશ્રિત જનો તરફની ફરજ
પતિનિષ્ઠ વિ. [+ સં.निष्ठा, બ.વ્રી.] પતિમાં આસ્થા અને અનન્યતાનો ભાવ રાખનાર, પતિ-પરાયણ [પરાયણ-તા
પતિનિષ્ઠ-તા, પતિ-નિષ્ઠા સ્ત્રી. [સં.] પતિનિષ્ઠપણું, પતિ-
પતિ-પદ ન. [સં.] પતિનું સ્થાન, ધણીપદું
પતિ-પરાયણ વિ. [સં.] જુઓ 'પતિનિષ્ઠ.'
પતિપરાયણ-તા સ્ત્રી. [સં.] પતિપરાયણ હોવાપણું
પતિ-પ્રેમ પું. [સં., પું., ન.] પતિનો પત્ની તરફનો અને પત્નીનો પતિ તરફનો પ્રેમ [ચાહનાર
પતિ-પ્રેમી વિ. [સં.,પું.] પતિ તરફ પ્રેમ ધરાવનાર, પતિને
પતિ-ભક્તિ સ્ત્રી. [સં.] પતિ તરફની લગની અને વફાદારી
પતિ-મિલન ન. [સં.] પતિનો મેળાપ
પતિય(-યે)લ વિ. [જુઓ 'પતિયું' + ગુ. 'અ(-એ)લ' ત.પ્ર.] જુઓ 'પતિયું.'
પતિયાણવું સ.ક્રિ. [જુઓ 'પતવું'નો વિકાસ.] પતી જવું. પતિયાણાવું કર્મણિ.,ક્રિ. પતિયાણાવવું પ્રે.,સ.ક્રિ.

**પતિયાણાવવું, પતિયાણાવું** જુઓ 'પતિયાણવું'માં.

**પતિયાર** પું. [જુઓ 'પત[૨]' દ્વારા.] જુઓ 'પત.[૨]' [**૦ કરવો** (રૂ. પ્ર.) વિશ્વાસ કરવો. **૦ ખાવો, ૦ ગુમાવવો** (રૂ. પ્ર.) પ્રતિષ્ઠા ગુમાવવી. **૦ જવો** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા જવી. **૦ પડવો** (રૂ.પ્ર.) વિશ્વાસ આવવો]

**પતિયું** વિ. [જુઓ 'પત[૧]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રક્તપિત્તનું [રોગી

**પતિયેલ** જુઓ 'પતિયલ'–'પતિયું.' [પક્ષી

**પતિયો** પું. [સં. पत्रिकक- > પ્રા. पत्तिअअ-] એ નામનું એક

**પતિ-લોક** પું, [સં.] સ્વધર્માચરણી સ્ત્રીને પોતાના મરણ બાદ મળતો મનાતો સદ્ગતિવાળો–પતિ જ્યાં રહેતો હોય તેવો–ઉત્તમ લોક

**પતિ-વત્સલા** વિ.,સ્ત્રી. [સં.] પતિને વહાલી સ્ત્રી. (૨) પતિ જેને વહાલો છે તેવી સ્ત્રી

**પતિ-વંચિતા** (-વઞ્ચિતા) વિ.,સ્ત્રી. [સં.] પતિ છેતરીને બીજી સ્ત્રીને ચાહતો હોય તેવી મૂળ પત્ની. (કાવ્ય.) (૨) પતિ મરણ પામતાં એકલી પડેલી સ્ત્રી

**પતિ-વિષયક** વિ. [સં.] પતિને લગતું

**પતિ-વિહીન** વિ. [સં.], **પતિ-વિહોણું** વિ. [+ જુઓ 'વિહોણું.'] પતિ વિનાનું, સ્વામી વિનાનું, ન-ધણિયાતું

**પતિ-વ્રત** ન. [સં.] પતિમાં પત્નીની અનન્ય વફાદારી

**પતિવ્રતા** વિ.,સ્ત્રી. [સં.] પતિમાં અનન્ય વફાદારી રાખનારી પત્ની [(૨) પતિ સાથેનો સંગમ

**પતિ-સંગ** (-સઙ્ગ) પું. [સં.] પતિની સોબત, પતિનો સહવાસ.

**પતિ-સેવા** સ્ત્રી. [સં.] પતિની સાર-સંભાળ રાખવાની ક્રિયા, પતિની ચાકરી

**પતીકું** ન. ફળનું પાતળું, ગોળ ચકદું, ફોડવું. (૨) કાતળીનો નાનો ગોળ ટુકડો

**પતીજ** (-જ્ય) સ્ત્રી. [સં. प्रतीति દ્વારા] વિશ્વાસ, ખાતરી. (૨) દૃઢ શ્રદ્ધા. [**૦ કરવી** (રૂ.પ્ર.) વિશ્વાસ કરવો. **૦ ખોવી, ૦ ગુમાવવી** (રૂ.પ્ર.) આબરૂ ગુમાવવી. **૦ જવી** (રૂ.પ્ર.) આબરૂ જવી. **૦ પડવી** (રૂ.પ્ર.) ખાતરી થવી. **૦ રાખવી** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા સાચવવી]

**પતીજવું** અ.ક્રિ. [જુઓ 'પતીજ' –ના.ધા.] પતીજ પડવી. (૨) સ.ક્રિ. પતીજ કરવી. **પતિજાવું** કર્મણિ.,ક્રિ. **પતિજાવવું** પ્રે.,સ.ક્રિ.

**પતીરું** ન. બકરીની એક જાત (જે જંગલી જાતની નહિ, પણ હરણ જેવા ઘાટની હોય છે.) (૨) (લા.) વિ. ધીંગું, જાડું

**પતીંગો** પું. અણધાર્યું સંકટ, ઉપાધિ

**પતું**(-ત્તું) ન. [સં. पत्रक- > પ્રા. पत्तअ-] પાંદડું. (૨) પાનું (ચોપડી વગેરેનું). (૩) રમત રમવાના ગંજીફાનું પાનું, 'પ્લેઇંગ કાર્ડ.' (૪) ટપાલ લખવાનો પાતળા પૂંઠાનો લંબચોરસ ટુકડો, 'પોસ્ટ-કાર્ડ.' (૫) ધાતુનો વરખ. [**૦ ઊતરવું** (રૂ.પ્ર.) ગંજીફાની રમતમાં હાથમાંનું પતું નાખવું. **૦ લખવું** (રૂ.પ્ર.) પોસ્ટ-કાર્ડ લખવું]

**પતેડિયું** ન. [સં. पत्र > પ્રા. पत्त દ્વારા] જુઓ 'પતરવેલિયું.'

**પતેતી** પું., સ્ત્રી. [ફા.] પારસીઓના વર્ષનો છેલ્લો દિવસ. (ન.મા.) (પારસી.)

**પતેલી** સ્ત્રી. [જુઓ 'પતેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પતીલું, તપેલી, ટોપડી. (૨) સપાટ તળિયાવાળી હોડી. (૩) ચોખા તુવેર અને ચણાના ભરડાની બનાવાતી એક વાની

**પતેલું** ન. [ફા. પતીલહ્] તપેલું, નાનો ચાલુ ટોપ, ટોપડું

**પતૈ** ન. તણખલું. (૨) તાજાં મૂળિયાંનું તડકાથી રક્ષણ કરવા ખેતરમાં નખાતું ઘાસ કે પરાળ

**પત્તન** ન. [સં.] રાજધાનીનું નગર

**પત્તની** સ્ત્રી. બહારથી મગાવેલ માલ-સામાન

**પત્તર[૧]** ન. [સં. पत्र દ્વારા] પાત્ર, ઠામ, વાસણ (સાધુ સંન્યાસીનું)

**પત્તર[૨]** (-રય), **૦ડી** જુઓ 'પતર.' ('પત, પતીજ, આબરૂ, ઇજ્જત' એવા અર્થ રૂ.પ્ર. તરીકે વિકસ્યા છે; આ શબ્દને 'પત' સાથે સંબધ નથી.) (૨) (લા.) સ્ત્રીની જનનેંદ્રિય, યોનિ. [**૦ ફાડવી** (રૂ.પ્ર.) તકલીફ આપવી, કનડવું] [ત.પ્ર.] જુઓ 'પતર–વેલિયું.'

**પત્તર-વડિયું** ન. [સં. पत्र દ્વારા + 'વડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે

**પત્તર-વેલિયું** જુઓ 'પતર–વેલિયું.'

**પત્તિ** પું. [સં.] પગે ચાલનારો સૈનિક, પાયદળનો સૈનિક. (૨) પાયદળનો એક નાનો ઘટક

**પત્તિક** પું. [સં.] ઘોડા હાથી રથ અને પાળા સૈનિક એ બધાંનાં દસ દસનો ઉપરી યોદ્ધો

**પત્તિ-પાલ**(-ળ) પું. [સં.] પાંચ કે છ સૈનિકોનો નાયક

**પત્તી** સ્ત્રી. [સં. पत्रिका > પ્રા. पत्तिआ > હિં.] નાનું પાંદડું. (૨) પાંદડાની પાતળી પટ્ટી—ફૂલના દલની પાતળી પટ્ટી

**પત્તું** જુઓ 'પતું.'

**પત્તો** પું. [હિં. पत्ता] ભાળ કે માહિતીનું સ્થાન. (૨) સમાચાર, ખબર. [**૦ ખાવો, ૦ મળવો, ૦ લાગવો** (રૂ.પ્ર) ભાળ મળવી, ઠેકાણાની માહિતી મળવી. **૦ દેવો** (રૂ.પ્ર.) માહિતી આપવી]

**પત્થ(-થ્થ)ર** પું. [સં. प्रस्तर > પ્રા. पत्थर, તત્સમ] જુઓ 'પથરો(૧).' [**૦ ઉપર પાણી** (-ઉપરય-) (રૂ.પ્ર.) કાંઈ અસર ન થવી એ. **૦ ઉપરની જડ** (-ઉપરયની-) (રૂ.પ્ર.) ક્ષણ-ભંગુર. **૦ ખેંચવો** (-ખેંચવો) (રૂ.પ્ર.) મુશ્કેલીથી ગુજરાન ચલાવવું. **૦ છાતી ઉપર રાખવો** (-ઉપરય-) (રૂ.પ્ર.) હૃદયને કઠણ કરવું, ધીરજ રાખવી. **૦ તરવો** (રૂ.પ્ર.) ન બન્યાનું બનવું. **૦તળે હાથ** (રૂ.પ્ર.) ભારે સંકટ. **૦ થવું** (રૂ.પ્ર.) કઠણ થવું. **૦થી શિર ફોડવું** (રૂ. પ્ર.) મૂર્ખ માણસને ભણાવવું. **૦ની છાતી** (રૂ.પ્ર.) કઠણ હૃદય. **૦ની જડ** (રૂ.પ્ર.) ક્ષણ-ભંગુર. **૦ નિચોવવો** (રૂ.પ્ર.) અ-સંભવિત કે સ્વભાવ વિરુદ્ધનું કામ કરવું. **૦નું કલેજું-દિલ–હૃદય-હૈયું** (રૂ.પ્ર.) કઠણ હૃદય. **૦ને બચકા** (રૂ.પ્ર.) જબરા સાથે કામ. **૦નો ભમરડો** (રૂ.પ્ર.) મૂઢ. **૦ પરના છાંટા** (રૂ.પ્ર.) મૂર્ખને શિખામણ. **૦ પલળવો, ૦ પાણી થઈ જવો, ૦ પીગળવો** (રૂ.પ્ર.) હૃદય નરમ પડવું. (૨) દયા બતાવવી. **૦ સાથે પાનું** (રૂ.પ્ર.) ખરાબ માણસ સાથે કામ]

**પત્થ(-થ્થ)ર-પાટી** સ્ત્રી. [+ જુઓ 'પાટી.'] પથ્થરની લખવાની પાટી, 'સ્લેઇટ'

**પત્થ(-થ્થ)ર-પેન** સ્ત્રી. [+અં.] પથ્થરની લેખણ

**પત્થ(-થ્થ)ર-ફોડો** વિ., પું. [+ જુઓ 'ફોડવું' + ગુ. 'ઉં' કૃ.

પ્ર.] પથ્થર તોડવાનું કામ કરનાર કામદાર

**પત્થ(-ત્થ)ર-બાજી** સ્ત્રી. [+ ફા.] પથરા ફેંકવાની ક્રિયા

**પત્થ(-ત્થ)ર-યુગ** પું. [+ સં.] જે યુગમાં હજી પથ્થરનાં હથિયાર થતાં તેવો સમય, અશ્મ-યુગ

**પત્થ(-ત્થ)ર-હૃદય** વિ. [+ સં.] પથ્થરના જેવા કઠણ હૈયાનું

**પત્થ(-ત્થ)રિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] પથ્થરને લગતું, પથ્થરનું. (૨) (લા.) પથ્થરના જેવું કઠણ. (૩) ન. પથ્થરનું વાસણ

**પત્થ(-ત્થ)રિયો** વિ., પું. [જુઓ 'પત્થરિયું.'] પથ્થરનો વાટકો. (૨) ખાણનો કોલસો.

**પત્ની** સ્ત્રી. [સં.] પરણેલી યા ધરેલી સ્ત્રી (એના પતિને), ભાર્યા, ધણિયાણી

**પત્ની-ધર્મ** પું. [સં.] પતિ તરફની પત્નીની ફરજ

**પત્ની-પરાયણ** વિ. [સં.] પોતાની પત્નીને વફાદાર

**પત્નીપરાયણ-તા** સ્ત્રી. [સં.] પત્ની તરફની વફાદારી

**પત્ની-વિષયક** વિ. [સં.] પત્નીને લગતું

**પત્ની-વ્રત** ન. [સં.] જુઓ 'પત્નીપરાયણ-તા.'

**પત્ર** ન. [સં.] પર્ણ, પાંદડું, પતું, પત્તું. (૨) વર્તમાનપત્ર, છાપું, અખબાર. (૩) કોઠો કે તફસીલ (જેમકે 'અંદાજ-પત્ર.') (૪) પું. [સં.,ન.] લખેલો ટપાલી કે એ પ્રકારના સંદેશાનો કાગળ, કાગળ

**પત્રક** ન. [સં.] કોઠો કે તફસીલ. (૨) આંકેલાં ખાનાંવાળાં પાનાંનું હાજરી પગાર વગેરે ભરવાનું કાગળનું એકથી વધુ પાનાંવાળું સાધન, 'રજિસ્ટર'

**પત્ર-કાર** પું. [સં.] વર્તમાનપત્રમાં લખનાર, 'જર્નાલિસ્ટ,' 'પ્રેસ-મૅન'

**પત્રકાર(-રિ)-ત્વ** ન. [સં.] વર્તમાનપત્રકારનું કાર્ય, વૃત્ત-વિવેચન, 'જર્નાલિઝમ' ('પત્રકારિ-ત્વ' એ સં. पत्रकारिन्‌ના પ્ર.વિ.,એ.વ. पत्रकारी શબ્દને આધારે ઊભો કરેલો શબ્દ છે.)

**પત્રકાર-પરિષદ** સ્ત્રી. [સં. परिषद्] પત્રકારોને વિગતો આપવા માટેની સભા, અખબારી પરિષદ, 'પ્રેસ-કૉન્ફરન્સ'

**પત્રકારિ-ત્વ** જુઓ 'પત્રકાર-ત્વ'-'જર્નાલિઝમ.'

**પત્રકારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'પત્રકાર-ત્વ.'

**પત્ર-ચ્છેદ્ય** ન. [સં.] સ્ત્રીઓને કપાળે ચોડવાનું એક પ્રકારનું પ્રાચીન સમયનું તિલક-પત્ર

**પત્ર-નીતિ** સ્ત્રી. [સં.] વર્તમાનપત્રના અધિપતિએ પોતાના પત્રને માટે સ્વીકારેલી સિદ્ધાંત-પદ્ધતિ

**પત્ર-પદ્ધતિ** સ્ત્રી. [સં.] સંદેશાના કાગળ લખવાની રીત. (૨) વર્તમાનપત્રની કતારો વગેરેનું અમુક ચોક્કસ પ્રકારનું વિષયની દૃષ્ટિએ આયોજન. (૩) ઉપરના વિષયનો તે તે ગ્રંથ

**પત્ર-મંજૂષા** (-મઞ્જૂષા) સ્ત્રી. [સં.] પત્રો રાખવાની પેટી

**પત્ર-મિત્ર** પું. [સં., ન.] માત્ર પત્રો દ્વારા જ જેનો સંબંધ બંધાયો હોય તેવો તે તે મિત્ર (જેઓ નજરોનજર કદી મળ્યા ન હોય.), 'પેન-ફ્રેન્ડ'

**પત્ર-લેખક** વિ., પું. [સં.] સંદેશાના પત્રોનું લેખન કરનાર. (૨) વર્તમાનપત્રોમાં છપાવા પત્ર લખનાર, 'કૉરસ્પૉન્ડન્ટ'

**પત્ર-લેખન** ન. [સં.] સંદેશાના અનેક પ્રકારના પત્ર લખવા એ, 'લેટર-રાઇટિંગ.' (૨) પત્ર-વ્યવહાર, 'કૉરસ્પૉન્ડન્સ'

**પત્ર-લેખા** સ્ત્રી. [સં.] સ્ત્રીઓના કપાળમાં કરવામાં આવતી કંકુ કેસર વગેરેની ભાત

**પત્ર-વ્યવહાર** પું. [સં.] આપસ-આપસમાં એકબીજા વચ્ચે ચાલતું પત્રોનું લખાણ, 'કૉરસ્પૉન્ડન્સ'

**પત્ર-શય્યા** સ્ત્રી. [સં.] પાંદડાં પાથરી કરેલી પથારી

**પત્ર-શિક્ષણ** ન. [સં.] સંદેશાના પત્ર કેમ લખવા એની તાલીમ

**પત્ર-શૈલી** સ્ત્રી. [સં.] સંદેશાના પત્ર લખવાની રીત

**પત્રં-પુષ્પં** (પત્રમ્-પુષ્પમ્) ન. [સં.] (લા.) લાંચ-રુશવત

**પત્રાકાર** પું., **પત્રા-કૃતિ** સ્ત્રી. [સં. पत्र + आ-कार, आ-कृति] પાંદડાનો ઘાટ. (૨) વિ. પાંદડાના ઘાટ જેવા ઘાટવાળું (૩) દરેક પાનું છૂટું હોય તેવું (પુસ્તક)

**પત્રાધિપતિ** પું. [સં. पत्र + अधि-पति] વર્તમાનપત્રનો મુખ્ય અધિકારી, તંત્રી, 'એડિટર'

**પત્રાલય** ન. [સં. पत्र + आ-लय] ટપાલના પત્રની વ્યવસ્થા કરનારું કાર્યાલય, ડાક-ઘર, 'પોસ્ટ-ઑફિસ'

**પત્રાલાપ** પું. [સં. पत्र + आ-लाप] પત્રો દ્વારા કરવામાં આવતી વાત-ચીત

**પત્રાવલિ(-લી, ળિ, -ળી)** સ્ત્રી. [સં.] પાંદડાંઓની હાર. (૨) જુઓ 'પત્ર-લેખા.' (૩) પાતળ

**પત્રાવળું** જુઓ 'પતરાવળું.'

**પત્રાળી** સ્ત્રી. [જુઓ 'પત્રાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ળું** ન. [જુઓ 'પતરાળું', સં. पत्रના વિકાસમાં.] જુઓ 'પતરાવળી.'

**પત્રાંક** (પત્રાઙ્ક) ન. [સં. पत्र + अङ्क] પત્રનો ક્રમાંક, પત્રનો ક્રમિક નંબર

**પત્રિકા** સ્ત્રી. [સં.] પતાકડું, 'લીફ-લેટ.' (૨) નાનું છાપું, થોડાં પાનાંનું સામયિક

**પત્રિકા-પદ્ધતિ** સ્ત્રી. [સં.] સરકારી લખાણોની આવક-જાવક હકીકત એક જ પત્રકમાં સળંગ અનુક્રમે લખાતી રહેવાની રીત, 'સ્લિપ-સિસ્ટમ'

**પત્રિકા-પૂજન** ન. [સં.] જન્મ-પત્રીનું પૂજન

**પત્રિકા-વાચન** ન. [સં.] જન્મ-પત્રી વાંચવી એ

**પત્રી** સ્ત્રી. [સં.] પત્રિકા

**પત્રીક** પું. મુડદાના અડેલા માણસના સંબંધમાં આવેલો માણસ

**પત્રેલ** ન. એક જાતની ખાવાની વાની

**પથ** પું. [સં. पन्थाः નો સમાસમાં 'પથ' થાય છે. એ એકલો પણ ગુ.માં સ્વીકારાયો.] પંથ, માર્ગ, રસ્તો, કેડો

**પથક** પું. [જુઓ 'પથ' + સં. क સ્વાર્થે ત. પ્ર.] (લા.) (મધ્યકાલમાંનો) એ નામનો રાજકીય વહીવટી એક નાનો એકમ, તાલુકો, મહાલ

**પથ-ગામી, પથ-ચારી** વિ. [સં., પું.] રસ્તે ચાલ્યા જનારું પથિક, મુસાફર, વટેમાર્ગુ

**પથ-ચ્યુત** વિ. [સં.] માર્ગ-ભ્રષ્ટ

**પથ-ચ્યુતિ** સ્ત્રી. [સં.] માર્ગભ્રષ્ટ-તા

**પથ-(૦પ્ર)દર્શક** વિ. [સં.] રસ્તો બતાવનાર

**પથ-(૦પ્ર)દર્શન** ન. [સં.] રસ્તો જોવો તેમ બતાવવો એ

**પથ-(૦પ્ર)દર્શિકા** સ્ત્રી. [સં.] રસ્તો કે પ્રકાર બતાવનાર પુસ્તિકા, 'ગાઇડ'

**પથ-ભ્રષ્ટ** વિ. [સં.] જુઓ 'પથ-ચ્યુત.'

**પથભ્રષ્ટ-તા** સ્ત્રી. [સં.], **પથ-ભ્રંશ** (-ભ્રંશ) પું. [સં.] જુઓ 'પથ-ચ્યુતિ.'

**પથરણું** જુઓ 'પાથરણું.'

**પથર-વટ** પું. [જુઓ 'પાથરવું.' + ગુ. 'વટ' કૃ. પ્ર.], **પથ-રાટ** પું. [જુઓ 'પથરાવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] પથરાવું એ, ફેલાવો

**પથરાણ** ન. [જુઓ 'પથરાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] માટી વગેરે પાથરીને કરેલી ઊંચી જમીન. (૨) પાથરી મૂકેલી ચીજ વસ્તુઓ

**પથરાવવું, પથરાવું** જુઓ 'પાથરવું'માં. [પથ્થરવાળું

**પથરાળ, -ળું** વિ. [જુઓ 'પથરો' + ગુ. આળ'–'આળું.']

**પથરી** સ્ત્રી. [સં. प्रस्तरिका > પ્રા. पत्थरिआ] પથ્થરોની ઝીણી ઝીણી ટુકડી. (૨) નિસરણીની પટ્ટી, સહલી. (૩) દાંત ઉપર જામતી પોપડી. (૪) મૂત્ર-માર્ગમાં જામતો પથ્થર જેવો પદાર્થ. (૫) એ નામની એક માછલી

**પથરીલું** વિ. [જુઓ 'પથરો' + ગુ. 'ઈલું' ત. પ્ર.] પથ્થર-વાળું, પથરાળ

**પથરો** પું. [સં. प्रस्तर-क- > પ્રા. पत्थरअ-] પથ્થર, પાષાણ, પહાણ, પહાણો. (૨) (લા.) વિઘ્ન, આડ-ખીલી, હરકત, અડચણ. [-રા **આપવા** (રૂ.પ્ર.) કાંઈ ન આપવું. -રા **આવડવા** (રૂ. પ્ર.) કાંઈ ન આવડવું. -રા **જેવું** (રૂ. પ્ર.) જડ, મંદ-બુદ્ધિ. ૦ **આપવો** (રૂ. પ્ર.) ઝઘડવા ઉશ્કેરવું. ૦ **ના(-નાં)ખવો** (રૂ. પ્ર.) વિઘ્ન કરવું, અડચણ ઊભી કરવી. ૦ **પડવો** (રૂ.પ્ર.) વાંધો આવવો. ૦ **પાકવો** (રૂ.પ્ર.) કપૂત નીવડવો. ૦ **મારવો** (રૂ.પ્ર.) વાંધો-વચકો ઊભો કરવો. ૦ **હોવો** (રૂ.પ્ર.) મૂર્ખ હોવું]

**પથવારી** સ્ત્રી. છાણાં થાપવાની જગ્યા

**પ(-પા)થવું** સ.ક્રિ. (છાણાં) થાપવાં. (૨) (લા.) પીટવું, મારવું. **પથાવું** કર્મણિ.,ક્રિ. **પથાવવું** પ્રે.,સ.ક્રિ.

**પથાણું** ન. જુઓ 'પાથરણું.'

**પથાર** પું. [સં. प्रस्तार > પ્રા. पत्थार] પથારો, ફેલાવો. (૨) ગધેડા વગેરે ઉપર નાખવાનું ગૂણિયાનું પલાણ

**પથારણી** સ્ત્રી. [જુઓ પથારણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ણો** પું. [સં. प्रस्तारण-क- > પ્રા. पत्थारणअ-] પાથરવા માટેનો ચાકળો

**પથારી** સ્ત્રી. [જુઓ 'પથારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પાથરણું, શય્યાનું ગાદલું ગોદડું વગેરે, બિછાનું. [૦એ **પડવું** (રૂ.પ્ર.) માંદગી ભોગવવી. ૦એ **લેવું** (રૂ.પ્ર.) મરણ-પથારી ઉપર સુવાડવું. ૦ **કરવી** (રૂ. પ્ર.) ગોદડાં ગાદલાં કે પાથરણું પાથરવું. (૨) માંદગીને બિછાને પડવું. ૦ **ના(-નાં)-ખીને પડવું** (રૂ.પ્ર.) ધરાર ધામા નાખવા. ૦**વશ** (રૂ.પ્ર.) ભારે માંદગીને બિછાને પડેલું, હાલવા ચાલવા અશક્ત. ૦ **સેવવી** (રૂ. પ્ર.) માંદગી ભોગવવી]

**પથારો** પું. [સં. प्रस्तारक- > પ્રા. पत्थारअ-] જુઓ 'પથાર.' (૨) (લા.) કામ-કાજનો વિસ્તાર. [૦ **કરવો** (રૂ. પ્ર.) આસપાસ જેમ તેમ ચીજ વસ્તુઓ પાથરી રાખવી–મૂકી રાખવી.૦ **ના(-નાં)ખવો**, ૦ **માંડવો**(રૂ.પ્ર.)અડિંગો લગાવવો]

**પથાવવું, પથાવું** જુઓ 'પથવું.' 'પાથવું'માં.

**પથાળું** ન ટોચ ઉપરનો ભાગ. (૨) દાંતનો દેખાતો બહારનો ભાગ

**પથાંકન** (પથાઙ્કન) ન. [સં. पथ + अङ्कन] રસ્તાનાં એંધાણ કરવાની ક્રિયા, રસ્તાની આંકણી

**પથિક, ૦જન** પું., ન. [સં.,પું.] મુસાફર, વટેમાર્ગુ, યાત્રિક

**પથિકાશ્રમ** પું. [સં. पथिक + आ-श्रम] યાત્રિકોને ઊતરવા–રહેવા માટેનું મકાન, 'ગેસ્ટ-હાઉસ'

**પથી** વિ. [જુઓ 'પથ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'પથિક.'

**પથીરો** પું. પદાર્થ, ચીજ, વસ્તુ

**પથ્થર** જુઓ 'પત્થર.'

**પથ્થર-પાટી** જુઓ 'પત્થર–પાટી.'

**પથ્થર-પેન** જુઓ 'પત્થર–પેન.'

**પથ્થર-ફોડો** જુઓ 'પત્થર–ફોડો.'

**પથ્થર-બાજી** જુઓ 'પત્થર-બાજી.'

**પથ્થર-યુગ** જુઓ 'પત્થર-યુગ.'

**પથ્થર-દ્રવ્ય** જુઓ 'પત્થર-દ્રવ્ય.'

**પથ્થરિયું** જુઓ 'પત્થરિયું.'

**પથ્થરિયો** જુઓ 'પત્થરિયો.'

**પથ્ય** વિ. [સં.] હિત કરનારું, આરોગ્યને લાભદાયી. (૨) માફક આવે તેવું. (૩) ન. આરોગ્યને લાભદાયી ખાન-પાન. (૪) પરહેજી, કરી, ચરી [લાભદાયી

**પથ્ય-કર** વિ. [સં.], **પથ્ય-કારી** વિ. [સં.,પું.] આરોગ્યને

**પથ્યા** સ્ત્રી. [સં.] એક પ્રકારનો ચોદ અક્ષરોનો ગણમેળ છંદ. (પિંગળ.) (૨) આર્યા કિંવા ગાથાના એ નામના ભિન્ન ભિન્ન ભેદ. (પિંગળ.) [લેવા જેવું ખાન-પાન

**પથ્યાપથ્ય** ન. [સં. पथ्य + अ-पथ्य] લેવા જેવું અને ન

**પથ્યાશી** વિ. [સં.,પું.] આરોગ્યને લાભદાયી ખોરાક ખાનાર

**પદ** ન. [સં.] પગલું. (૨) સ્થાન, દરજ્જો, હોદ્દો, 'સ્ટેટસ' (આ.બા.), 'ડેઝિગ્નેશન.' (૩) કચેરી, 'ઑફિસ.' (૪) કાળની અને નામિકી વિભક્તિવાળો શબ્દ (વાક્યમાં વપરાયેલો પ્રત્યેક). (વ્યા.) (૫) શ્રેઢીમાંહેની દરેક સંખ્યા. (ગ.) (૬) છંદ કે વૃત્તનું ચરણ. (પિંગળ.) (૭) ગેય ઢાળમાં માર્ગ કે દેશીની રીતે ગવાતું દેશી-બંધની કડીઓનું ઝૂમખું ('ભજન' કે 'કીર્તન.') (પિંગળ.) (૮) હિંદુઓમાં મરેલાં પાછળ અપાતા શય્યાદાનની બધી સામગ્રી

**પદક** ન. [સં.] સિક્કાના ઘાટનો ચંદ્રક, ચાંદ, 'મેડલ.' (૨) અધિકારનો ખ્યાલ આપતો બિલ્લો. (૩) ગળામાં પહેરવાનું એક ઘરેણું

**પદ(-દૂ)કડી** વિ., સ્ત્રી. [જુઓ 'પદ(-દૂ)કડું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘેર ઘેર ભટકનારી વંઠેલ સ્ત્રી

**પદ(-દૂ)કડું** વિ. ઘેર ઘેર ભટકનારું. (૨) સારે પ્રસંગે બોલાવ્યા વિના ખુશામત કરતું દોડી જનારું

**પદ-કમલ(-ળ)** ન. [સં.] કમળના જેવું સુકોમળ ચરણ કે પગલું (પગનો પંજો)

**પદકલી** સ્ત્રી. ગિલોડી

**પદ-કંજ** (-કઞ્જ) ન. [સં.] જુઓ 'પદ-કમલ.'

**પદ-કાર** વિ. [સં.] ગાવામાં કામ લાગે તેવાં દેશી–બંધોમાં કીર્તન-ભજન વગેરે રચનાર [આનુપૂર્વી

**પદ-ક્રમ** પું. [સં.] વાક્યમાં કે પદ્યમાં સાર્થ શબ્દોની

**પદ-ક્ષેપ** પું. [સં.] પગલું ભરવું એ

**પદ-ગત** વિ. [સં.] દેશી-બંધમાં રચાયેલી ગેય રચનાની

અંદર રહેલું [પગલાંની ઝડપ
પદ-ગતિ સ્ત્રી. [સં.] પગલાં ભરવાં એ, ચાલવું એ. (૨)
પદ-ગુચ્છ પું. [સં.] ગેય દેશી-બંધની રચનાઓનો સમૂહ
પદ-ગૌરવ ન. [સં.] હોદ્દા કે દરજ્જાનો મહિમા
પદ-ઘાત પું [સં.] કોઈ પણ પદ જેટલા અક્ષરોનો ગુણાકાર બનેલું હોય તેટલા અક્ષરની સંખ્યા. (ગ.)
પદ-ઘોષ પું. [સં.] પગલાંનો અવાજ, પદ-રવ, પગ-રવ
પદ-ચિહ્ન ન. [સં.] પગલાનું નિશાન, પગલાની છાપ
પદ-ચ્છેદ પું., ન. [સં., પું.] વાક્યમાં કે છંદોબદ્ધ મંત્રમાં યા શ્લોક કે કડીમાં પ્રત્યેક પદને છૂટું પાડી બતાવવાની ક્રિયા. (વ્યા.) (૨) છૂટાં પાડેલાંમાંના પ્રત્યેક પદનો વ્યાકરણની દૃષ્ટિએ પરિચય આપવો એ. (વ્યા.)
પદ-ચ્યુત વિ. [સં.] જુઓ 'પદ-ભ્રષ્ટ.'
પદ-ચ્યુતિ સ્ત્રી. [સં.] હોદ્દા કે દરજ્જા ઉપરથી ખસી જવું એ [પવિત્ર પાણી, ચરણામૃત
પદ-જલ(-ળ) ન. [સં.] દેવ કે પૂજ્યોનાં પગલાં ધોયાનું
પદ-જાત ન. [સં.] વાક્યમાંનાં પદોનો સમૂહ
પદ-જ્ઞ વિ. [સં.] વ્યાકરણનું જ્ઞાન ધરાવનાર, વૈયાકરણ
પદ-ટિપ્પણ ન., -ણી સ્ત્રી. [સં.] જુઓ 'પાદ-ટીપ,' 'ફૂટ-નોટ' (ગો. મા.)
પદ(-દે)ડવું જુઓ 'પદોડવું.' પદ(-દે)ડાવું કર્મણિ. ક્રિ. પદ(-દે)ડાવવું પ્રે.,સ.ક્રિ.
પદ(-દે)ડાવવું, પદ(-દે)ડાવું જુઓ 'પદ(-દે,-દો)ડવું'માં.
પદડી સ્ત્રી. ગડાકુ ભરી રાખવાની ચામડાની લાંબી કોથળી
પદડૂકિયાં ન., બ.વ. મોજ-મઝા, રંગ-રાગ
પદ-તલ(-ળ) ન. [સં.] પગના પંજાનું તળિયું, પગલાંની નીચેની તળી
પગ-તાલી(-ળી) સ્ત્રી. [સ.] પગલાંનો ચાલતાં થતો પટાકો
પદ-ત્યાગ પું. [સં.] હોદ્દા કે દરજ્જાને છોડી જવાની –છોડી દેવાની ક્રિયા. (૨) રાજ-ગાદીને છોડી દેવાની ક્રિયા, 'એબ્ડિકેશન'
પદ-દલિત વિ. [સં.] પગ નીચે કચડાયેલું. (૨) (લા.) નીચી કક્ષાનું ગણાવાને કારણે પરેશાન થયેલું [(કાવ્ય.)
પદ-દોષ પું. [સં.] વાક્યમાંનાં પદોના ઉપયોગને લગતો દોષ.
પદ-ધારી વિ. [સં.,પું.] હોદ્દો કે દરજ્જો ધરાવનાર, અધિકારી, પદાધિકારી, 'ઑફિસ-બેરર'
પદ-ધૂલિ(-ળી) સ્ત્રી. [સં.] ચરણની રજ
પદ-નિક્ષેપ પું. [સં.] જુઓ 'પદ-ન્યાસ(૧).'
પદ-ન્યાસ પું. [સં.] પગલાં એક પછી એક એ રીતે જમીન ઉપર મૂકવાં એ. (૨) વાક્ય-રચના. (વ્યા.)
પદપદવું અ.ક્રિ. [રવા.] 'પદ પદ' એવો અવાજ કરવો. (૨) ફફડવું. પદપદાવું ભાવે.,ક્રિ. પદપદાવવું પ્રે.,સ.ક્રિ.
પદપદાટ પું. [જુઓ 'પદપદવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] પદપદવું એ, ફફડાટ
પદપદાવવું, પદપદાવું જુઓ 'પદપદવું'માં.
પદ-પદ્મ ન. [સં.] જુઓ 'પદ-કમલ.'
પદ-પલ્લવ ન. [સં.] કૂણુગા જેવો કૂણો પગનો પંજો
પદ-પંકજ (-પઙ્કજ) ન. [સં.] જુઓ 'પદ-કમલ.'
પદ-પંક્તિ (-પઙ્ક્તિ) સ્ત્રી. [સં.] પગલાંની હાર
પદ-પાઠ પું. [સં.] વૈદિક સંહિતાઓની ઋચાઓમાંનાં પદોની એઓના સ્વાભાવિક વ્યાકરણી રૂપની દૃષ્ટિએ અલગ અલગ કરી બોલી જવાની ક્રિયા [લાગણ
પદ-પાત પું. [સં.] સામાનાં ચરણોમાં સૂઈ પડવું એ, પગે-
પદ-પીઠ ન. [સં.] પગરખું, કાંટારખું, જોડો, ઉપાન
પદ-પીડન ન. [સં.] પગ-ચંપી [ચરણ-સેવા
પદ-પૂજન ન. [સં.] પગના પંજાની પૂજા કરવી એ,
પદ-પ્રક્ષાલન ન. [સં.] પગલાં ધોવાની ક્રિયા
પદ-પ્રતિષ્ઠા સ્ત્રી. [સં.] હોદ્દા કે અધિકારની આબરૂ
પદ-પ્રવેશ પું. [સં.] દાખલ થવાની ક્રિયા, અંદર આવવું એ
પદ-બદ્ધ વિ. [સં.] ગાઈ શકાય તેવા દેશી-બંધોમાં બંધાયેલાં પદોના રૂપનું ['વર્સ'
પદ-બંધ (-બન્ધ) પું. [સં.], -ધન ન. [સં.] પદ-બદ્ધ સ્થિતિ,
પદ-ભ્રષ્ટ વિ. [સં.] (પોતાનાં) સ્થાન હોદ્દા કે દરજ્જા ઉપરથી ઉતારી મૂકવામાં આવેલું, પદ-ચ્યુત
પદમ ન. [સં. पद्म > શૌ.પ્રા. पदुम] નાગની ફેણ ઉપરનું કે એવું એક ખાસ ચિહ્ન. (સામુદ્રિક.) [એક જાત
પદમ-કીડી સ્ત્રી. [+ જુઓ 'કીડી.'] કીડીની મણી જ ઝીણી
પદમડી, -ણી સ્ત્રી. [સં. पद्मिनी દ્વારા] પદ્મિની સ્ત્રી
પદ-માર્ગ પું. [સં.] પગ-કેડી [ભજન-કીર્તનોનો સંગ્રહ
પદ-માલા(-ળા) સ્ત્રી. [સં.] ગાઈ શકાય તેવાં પદના રૂપનાં
પદમિયો વિ.,પું. [સં. पद्मिक દ્વારા અર્વા., તદ્ભવ] (લા.) વાળંદ, નાઈ
પદ-મૂલ(-ળ) ન. [સં.] પગના પંજાનું તળિયું
પદ-મૈત્રી સ્ત્રી. [સં.] અનુ-પ્રાસ વર્ણ-સામ્ય વર્ણ-સગાઈ -યમક વગેરે. (કાવ્ય.)
પદમું ન. [સં. पद्म દ્વારા] (લા.) નકામું માણસ
પદ-યાત્રા સ્ત્રી. [સં.] પગે ચાલીને જવું એ, પગ-પાળો પ્રવાસ
પદ-યુગ ન.,બ.વ. [સં.,એ.વ.] બંને ચરણ
પદ-યોજના સ્ત્રી. [સં.] વાક્યમાં વપરાવા તૈયાર તેવા શબ્દોની વાક્યમાં કે પદ્યમાં ગોઠવણ
પદર[૧] પું. વસ્ત્રનો છેડો, પાલવ. [-રે પડવું (રૂ. પ્ર.) આશરે આવી રહેવું]
પદર[૨] પું. [ફા. 'પિદર્, પદર્'–પિતા] (લા.) પોતાની અંગત માલિકી. (૨) પંડ, જાત, [-રે બાંધવું (રૂ. પ્ર.) પોતાનું કરી લેવું. ૦નું (રૂ. પ્ર.) પોતીકું]
પદ-રચના સ્ત્રી. [સં.] જુઓ 'પદ-વિચાર'-'સિન્ટેક્સ.'
પદ-રજ સ્ત્રી. [સં. °रजस् ન.] ચરણ ચાલતાં ઊડતી ધૂળ કે ચરણને તળે ચોંટેલી ધૂળ. (૨) (લા.) સેવક, દાસ, નોકર
પદ-રવ પું. [સં.] પગલાંઓનો અવાજ, પગ-રવ
પદ-રાગ પું. [સં.] પગલાંના તળાની લાલશ
પદ-રેખા સ્ત્રી. [સં.] પગના પંજાની તળીમાંની તે તે રેખા (કુદરતી લીટી)
પદ-રેણુ સ્ત્રી. [સં., પું.] જુઓ 'પદ-રજ.'
પદ-લાલિત્ય ન. [સં.] પદ્ય-ખંડ કે ગદ્ય-ખંડમાંનાં પદોની ઉચ્ચારણની દૃષ્ટિએ સુમધુર-તા
પદ(-દા)વવું જુઓ 'પાદવું'માં. (૨) (લા.) કનડવું. (૩)

ખૂંચવવું. (૪) થકવવું
**પદ-વંદન** (-વન્દન) ન. [સં.] જુઓ 'પગે લાગણ.'
**પદવાન** વિ. [સં. पदवान् પું.] સ્નાતક-કક્ષાનું પદવી-ધર, સ્નાતક, 'ગ્રેજ્યુએટ'
**પદવિ** સ્ત્રી. [સં.] જુઓ 'પદવી.'
**પદ-વિક્ષેપ** પું. [સં.] પગલું ભરતાં નડતર થવાની ક્રિયા
**પદ-વિગ્રહ** પું. [સં.] જુઓ 'પદ-ચ્છેદ.'
**પદવિ-ઘેલું** (-ઘેલું) જુઓ 'પદવી-ઘેલું.'
**પદ-વિચાર** પું. [સં.] વ્યાકરણમાં નામિકી ક્રિયાવાચક તેમ અન્ય સિદ્ધ શબ્દોના સ્વરૂપની વિચારણા, 'મોર્ફોલૉજી'
**પદ-વિચ્છેદ** પું. [સં.] જુઓ 'પદ-ચ્છેદ.' (૨) પદમાંનાં શબ્દ-રૂપ અને વિભક્તિ-પ્રત્યયો કે કૃત્ અને તદ્ધિત પ્રત્યયો-ને અલગ કરવાં એ
**પદવિ-દાન** જુઓ 'પદવી-દાન.'
**પદવિ-ધર** જુઓ 'પદવી-ધર.'
**પદવિ-ધારી** જુઓ 'પદવી-ધારી.'
**પદ-વિન્યાસ** પું. [સં.] જુઓ 'પદ-ન્યાસ.' (૨) વાક્યમાં ભિન્ન ભિન્ન પદોની ગોઠવણી, 'ઍક્સિડન્સ.' (૩) ભોંય-તળિયાની રચના, 'ગ્રાઉન્ડ-પ્લૅન'
**પદવિ-પત્ર, ૦ક** જુઓ 'પદવી-પત્ર'-'પદવી-પત્રક.'
**પદ-વિભેદ**[1] પું. [સં.] જુઓ 'પદ-ચ્છેદ.'
**પદવિ-ભેદ**[2] જુઓ 'પદવી-ભેદ.'
**પદવિ-વૃદ્ધિ**[1], સ્ત્રી. [સં.] જુઓ 'પદવી-વૃદ્ધિ.[1]'
**પદવી(-વિ)** સ્ત્રી. [સં.] પગથિયાંની શ્રેણી. (૨) કેડી, પગ-દંડી. (૩) દરજ્જો, ઉપાધિ, 'ડિગ્રી.' (૪) હોદ્દો, પાયરી, અધિકાર-સ્થાન, સત્તા-સ્થાન, 'ગ્રેઇડ'
**પદવી(-વિ)-ઘેલું** (-ઘેલું) વિ. [+ જુઓ 'ઘે .'] દરજ્જો કે હોદ્દો મેળવવા પાછળ ફાંફાં મારતું
**પદવી(વિ)-દાન** ન. [સં.] પરીક્ષામાં પાસ થયેલાંઓને દરજ્જા કે ઉપાધિનું વિતરણ, 'કૉન્વોકેશન' (આ.બા.)
**પદવી(-વિ)દાન-સમારંભ** (-સમારમ્ભ) પું. [સં.] પદવી-દાન કરવાનો મેળાવડો, 'કૉન્વોકેશન'
**પદવી(-વિ)-ધર** વિ. [સં.], **પદવી(-વિ)ધારી** વિ. [સં.,પું.] પરીક્ષા પાસ કરી યા માનથી મેળવેલી ઉપાધિ ધારણ કરી હોય તે (વ્યક્તિ)
**પદવી(-વિ)-પત્ર** પું. [સં.,ન.], ૦ક ન. [સં.] પદવી મેળ-વ્યાનું પ્રમાણ-પત્ર, 'ડિગ્રી-સર્ટિફિકેટ'
**પદવી(-વિ)-ભેદ** પું. [સં.] ઉચ્ચનીચ દરજ્જા કે અધિકાર વચ્ચેનો તફાવત
**પદવી(-વિ)-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] દરજ્જા કે અધિકારમાં મળેલી બઢતી [પદોનો ખુલાસો કરવો એ
**પદ-વ્યાખ્યાન** ન. [સં.] કોઈ પણ અઘરા ગ્રંથનાં મહત્ત્વનાં
**પદ-સમૂહ** પું. [સં.] વાક્યમાંનાં પદોનો જથ્થો. (૨) ગાઈ શકાય તેવાં કીર્તનો-ભજનોનો સંગ્રહ
**પદ-સરણિ, -ણી** સ્ત્રી. [સં.] જુઓ 'પગ-કેડી.'
**પદ-સરોજ** ન. [સં.] જુઓ 'પદ-કમલ.'
**પદ-સંખ્યા** (-સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] વાક્યમાંનાં પદોની સંખ્યા. (૨) દાખલા કે સમીકરણમાંનાં પદોની સંખ્યા. (ગ.)
**પદ-સંગ્રહ** (સઙ્ગ્રહ) પું. [સં.] જુઓ 'પદ-સમૂહ'(૨).'
**પદ-સંચાર** (-સઞ્ચાર) પું. [સં.] હલ-ચલ. (૨) (લા.) પગ-પેસારો
**પદ-સેવા** સ્ત્રી. [સં.] પગ-પૂજા
**પદ-સ્થ** વિ. [સં.] હોદ્દા કે અધિકાર ઉપર રહેલું
**પદ-સ્થાપન** ન. [સં.] હોદ્દા ઉપરની નિમણૂક
**પદ-સ્પર્શ** પું. [સં.] પગના પંજા કે અંગૂઠાનો સ્પર્શ
**પદ-સ્ફોટ** પું. [સં.] શબ્દનું ઉચ્ચારણ (જે પાછળથી તરત જ અર્થ વ્યક્ત કરે છે.)
**પદાકાર**, પું., **પદાકૃતિ** સ્ત્રી. [સં. पद + आ-कार, आ-कृति] પગલાનો ઘાટ. (૨) વિ. પગલાના ઘાટનું
**પદાક્રાંત** વિ. [સં. पद + आ-क्रान्त] પગે ચાલી જઈને સર કરેલું,-જીતી લીધેલું
**પદાઘાત** પું. [સં. पद + आ-घात] પગ પડતાં થતો અવાજ. (૨) પગથી કરવામાં આવતો માર કે ઠોક
**પદાત, -તિ, -તી** પું. [સં.] પગપાળો જનાર માણસ. (૨) પાયદળનો સૈનિક
**પદાધિકાર** પું. [સં. पद + अधि-कार] હોદ્દાની સત્તા
**પદાધિકારી** વિ. [સં.,પું.] હોદ્દેદાર, સત્તાધારી, અમલદાર, પદધારી, 'ઑફિસર,' 'ઑફિસ-બેરર'
**પદાધ્યયન** ન. [સં. पद + अध्ययन] -પદ-પાઠ પ્રમાણે વૈદિક મંત્રોનું ઉચ્ચારણ કરવું એ
**પદાન**[1] સ્ત્રી. પગની મોજડી. (પારસી.)
**પદાન**[2] ન. પારસી ધર્મગુરુની મોઢે બાંધવાની ભૂમતી. [૦ બાંધવું (રૂ. પ્ર.) ધાર્મિક ક્રિયા કરવા-કરાવવા લાયક થવું]
**પદાનુસારી** વિ. [સં. पद + अनु-सारी, પું.] પગલે પગલે પાછળ જનારું
**પદાન્વય** પું. [સં. पद + अन्वय] વાક્યોમાં પદોનો પરસ્પરનો સંબંધ. (૨) વાક્યોમાં પદોનો સ્વાભાવિક ક્રમ, 'પ્રોઝ-ઑર્ડર'
**પદાભિલાષ** પું. [સં. पद + अभि-लाष], **-ષા** સ્ત્રી. [સં. अभि-लाष પું.] દરજ્જો કે હોદ્દો મેળવવાની ઇચ્છા
**પદાભિલાષી** વિ. [સં.,પું.] દરજ્જો કે હોદ્દો મેળવવાની ઇચ્છાવાળું [કરેલું, નીમવામાં આવેલું
**પદાભિષિક્ત** વિ. [સં. पद + अभि-षिक्त] હોદ્દા ઉપર સ્થાપિત
**પદાભિષેક** પું. [સં. पद + अभि-षेक] (લા.) સ્થાપના, નિમણૂક
**પદાર-ખાનું** ન. [ઉત્તરપદ જુઓ 'ખાનું.' પૂર્વ પદ સ્પષ્ટ નથી.] ભઠિયાર-ખાનું [(પદ્યમાં.)
**પદારથ** પું. [સં. पदार्थ, અર્વા. તદ્ભવ] જુઓ 'પદાર્થ.
**પદારવિંદ** (પદારવિન્દ) ન. [સં. पद + अरविन्द] જુઓ 'પદ-કમલ.' [ઉપર ચડવું એ
**પદારોહ**, પું., **-હણ** ન. [સં. पद + आरोह,-हण] હોદ્દા
**પદારોહ-સમારંભ** (-રમ્ભ) પું. [સં.] પદવી-દાન કે પદવી મેળવવાનો મેળાવડો, 'ઇન્વેસ્ટિચ્યોર સેરીમની'
**પદાર્થ** પું. [સં. पद + अर्थ] વાક્યમાંના પ્રત્યેક પૂર્ણ શબ્દનો આશય કે માયનો. (૨) દ્રવ્ય, ચીજ, વસ્તુ 'સબ્સ્ટન્સ'

(આ.બા.) (૩) દ્રવ્ય ગુણ કર્મ સામાન્ય વિશેષ અને સમવાય, 'કૅટેગરી' (મ.ન.) (વૈશેષિક.)
**પદાર્થ-કોશ(-ષ)** પું. [સં.] 'કૉન્કૉર્ડન્સ' (સ્વામી આનંદ)
**પદાર્થ-પાઠ** પું. [સં.] બોધ-પાઠ, દાખલો, દૃષ્ટાંત, ધડો
**પદાર્થ-પૂજા** સ્ત્રી. [સં.] જડ ચેતન કોઈ પણ પદાર્થની અર્ચના
**પદાર્થ-માત્ર** પું.,બ.વ. [સં.] બધા જ પદાર્થ (જડચેતન સૌ કાંઈ) [મેથડ' (હ.દ્વા.)
**પદાર્થ-રીતિ** સ્ત્રી. [સં.] વસ્તુલક્ષી પદ્ધતિ, 'ઑબ્જેક્ટિવ
**પદાર્થ-વાચક** વિ. [સં.] આ પદાર્થ છે—જડ કોઈ પણ દ્રવ્ય છે—વસ્તુ છે એવું બતાવનાર, 'મૅટીરિયલ.' (વ્યા.)
**પદાર્થ-વિજ્ઞાન** ન. [સં.] ભૌતિક બધા જ પદાર્થોના ગુણ-ધર્મોની મીમાંસા જેમાં કરવામાં આવે છે તે વિદ્યા, ભૌતિક-શાસ્ત્ર, 'ફિઝિક્સ'
**પદાર્થવિજ્ઞાન-વિદ** વિ. [સં. °विद्], **પદાર્થવિજ્ઞાન-વેત્તા** વિ. [સં.,પું.] ભૌતિકશાસ્ત્ર જાણનાર, ભૌતિકશાસ્ત્રી, 'ફિઝિ-સિસ્ટ' (મ.ન.)
**પદાર્થવિજ્ઞાન-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'પદાર્થ-વિજ્ઞાન.'
**પદાર્પણ** ન. [સં. पद + अर्पण] પગલાં મૂકવાં એ, પધારવું એ
**પદાવલિ (-લી, -ળિ, -ળી)** સ્ત્રી. [સં.] વાક્ય કે વાક્યોમાંનાં પદોની પંક્તિ, એક પછી એક પદ આવવાં એ. (૨) ગાઈ શકાય તેવાં કીર્તનો—ભજનોનો સંગ્રહ
**પદાવવું** જુઓ 'પાદવું'માં અને 'પદવવું.'
**પદાવું** જુઓ 'પાદવું'માં. [આશરે આવી રહેલું
**પદાશ્રિત** વિ. [સં. पद + आ-श्रित] પગમાં આવીને રહેલું,
**પદાસ્થિ** ન. [સં. पद + अस्थि] ઘૂંટીની નીચેનું પગના પંજાનું હાડકું (જેના ઉપર શરીરનું વજન છે.) [(પારસી.)
**પદાં** ન. મુડદાના મોઢા ઉપર નાખવામાં આવતું કપડું.
**પદાંકિત** (પદાઙ્કિત) વિ. [સં. पद + अङ्कित] પગલાના ચિહ્નવાળું. (૨) (લા.) સ્થાન કે હોદ્દા ઉપર મૂકવામાં આવેલું, 'ડેઝિગ્નેઇટ' [પદ-ચિહ્ન
**પદાંક** (પદાઙ્ક) પું. [સં. पद + अङ्क] પગલાની નિશાની,
**પદાંગુલિ, -લી** (પદાઙ્ગુલિ, -લી) સ્ત્રી. [સં. पद + अङ्गुलि, -ली] પગના પંજાની તે તે આંગળી
**પદાંગુષ્ઠ** (પદાઙ્ગુષ્ઠ) પું. [સં. पद+अङ्गुष्ठ] પગના પંજાનો અંગૂઠો [(૨) બીજો હોદ્દો
**પદાંતર** (પદાન્તર) ન. [સં. पद + अन्तर] બીજું પગલું.
**પદાંબુજ** (પદામ્બુજ), **પદાંભોજ** (પદામ્ભોજ) ન. [સં. पद + अम्बुज, अम्भोज] જુઓ 'પદ-કમલ.'
**પદિયાં** ન.,બ.વ. [સં. पद + ગુ. 'ઇયું' ત.પ્ર.] મરનારની પાછળ બ્રાહ્મણને આપવામાં આવતી પગરખાંની જોડી
**પદિયું** ન. ચકલીની જાતનું જંતુ-ભક્ષક એક નાનું પક્ષી
**પદી** ન. [સં.,પું.] અનેક પદ મળતાં બનતી રકમ, 'એક્સ્પ્રે-શન' (ગ.)
**પદૂકડી** જુઓ 'પદકડી.'
**પદૂકડું** જુઓ 'પદકડું.' [પ્રે.,સ.ક્રિ.
**પદેડવું** જુઓ 'પદોડવું.' **પદેડાવું** કર્મણિ.,ક્રિ. **પદેડાવવું**
**પદેડાવવું, પદેડાવું** જુઓ 'પદેડવું'—'પદોડવું'માં.
**પદેલું** ન. [જુઓ 'પાદવું' દ્વારા.] પાદણિયો જીવડો

**પદો** પું. શરીરે જાડો અને બહુ ફર ફર કરી ન શકે તેવો આદમી
**પદોચ્ચારણ** ન. [સં. पद + उच्चारण] પૂર્ણ શબ્દ બોલવો એ
**પદો(-દ, -દે)ડવું** સ.ક્રિ. થાકી જાય ત્યાં સુધી દોડાવવું. (૨) સખત કામમાં લેવું, રગદોળવું. (૩) ઢીલું થઈ જાય ત્યાંસુધી કામ કરાવવું, થકવી નાખવું. (૪) (લા.) વાપ-રીને બગાડી નાખવું. (૫) હેરાન કરવું. **પદો(-દ, -દે)ડાવું** કર્મણિ.,ક્રિ. **પદો(-દ, -દે)ડાવવું** પ્રે.,સ.ક્રિ. [વું'માં.
**પદો(-દ,-દે)ડાવવું, પદો(-દ,-દે)ડાવું** જુઓ 'પદો (-દ, -દે)ડ-
**પદોત્કર્ષ** પું. [સં. पद + उत्कर्ष], **પદોન્નતિ** સ્ત્રી. [સં. पद + उन्नति] જુઓ 'પદ-વૃદ્ધિ.' [આળસુ
**પદોળ** વિ. [જુઓ 'પાદવું' દ્વારા.] (લા.) પડ્યા-ખાઉ, સુસ્ત,
**પદ્દુ** વિ. [જુઓ 'પાદવું' દ્વારા.] પાદ્યા કરતું
**પદ્ધ(-ધ્ધ)ટિકા, પદ્ધ(-ધ્ધ)ડિકા, પદ્ધ-(ધ્ધ)ડિઆ(-યા), પદ્ધ(-ધ્ધ)ડી** સ્ત્રી. [સં. पद्धतिका] ૧૬ માત્રાનો એક મધ્યકાલીન છંદ. (પિંગળ.) ['પદ્ધતિ.'
**પદ્ધ(ધ્ધ)ત** સ્ત્રી. [સં. पद्धति, અર્વા. તદ્ભવ., મરા.] જુઓ
**પદ્ધ(-ધ્ધ)તિ** સ્ત્રી. [સં.] રીત, પ્રકાર, કામ કરવાની ઢબ, 'સિસ્ટમ,' 'મેથડ,' 'એપ્રિઓરિ' (૨) પ્રકાર-ઢબ-રીત બતાવનાર ગ્રંથ
**પદ્ધ(ધ્ધ)તિકા** સ્ત્રી. [સં.] જુઓ 'પદ્ધટિકા.'
**પદ્ધ(-ધ્ધ)તિ-કાર** વિ. [સં.] પદ્ધતિનો ગ્રંથ રચનાર
**પદ્ધ(-ધ્ધ)તિ-દોષ** પું. [સં.] પદ્ધતિમાં થતી ભૂલ
**પદ્ધ(-ધ્ધ)તિ-પુરઃસર, પદ્ધ(-ધ્ધ)તિ-પૂર્વક** ક્રિ.વિ. [સં.] પદ્ધતિ પ્રમાણે, રીતસર
**પદ્ધ(-ધ્ધ)તિપુરઃસર-નું, પદ્ધ(-ધ્ધ)તિ-પૂર્વક-નું** વિ. [+ ગુ. 'નું' છ.વિ.નો અનુગ] પદ્ધતિ પ્રમાણે, રીતસરનું
**પદ્ધ(-ધ્ધ)તિ-વિદ્યા** સ્ત્રી. **પદ્ધ(-ધ્ધ)તિ-શાસ્ત્ર** ન. [સં.] કાર્યો કેમ કરવાં એની વ્યવસ્થા બતાવનારું શાસ્ત્ર, 'મેથૉડો-લૉજી' (મન.રવ., પો.ગો.)
**પદ્ધ(-ધ્ધ)તિ-સર** ક્રિ.વિ. [સં.] જુઓ 'પદ્ધતિ-પુરઃસર.'
**પદ્ધ(-ધ્ધ)તિસર-નું** વિ. [+ ગુ. 'નું' છ.વિ.નો અનુગ] જુઓ 'પદ્ધતિ-પુરઃસર-નું.'
**પદ્મ** ન. [સં.] રાતું કમળ, અંબુજ, અંભોજ, સરોજ, સર-સિજ. (૨) એક હજાર અબજની સંખ્યા. (૩) પદ્મના જેવી નિશાનીનું ચિહ્ન. (૪) હાથીની સૂંઢ અને કુંભ-સ્થળ ઉપરની રંગવાળી છાંટ. (૫) મંદિર-સ્થાપત્ય ઉપરનો એવો એક ઘાટ, 'સર્ક્યુલર સીમા ચેમ્બર' (મ.ઢાં.) (૬) વિષ્ણુનું એ આકારનું એક આયુધ. (૭) પું. રામચંદ્રજી. (સંજ્ઞા.) (જૈન.) (૮) બળદેવજી. (સંજ્ઞા.) (જૈન.)
**પદ્મ-કેશ(-સ)ર** ન. [સં.,પું.,ન.] કમળનો તે તે પરાગ-તંતુ
**પદ્મ-કોશ(-ષ)** પું. [સં.] પદ્મનો ડોડો
**પદ્મ-ગર્ભ** પું. [સં.] વિષ્ણુ. (૨) બ્રહ્મા
**પદ્મ-જ, -જન્મા, -જાત** પું. [સં.] બ્રહ્મા
**પદ્મ-તંતુ** (-તન્તુ) ન. [સં.,પું.] પદ્મના પરાગનો તે તે તાંતણો, પદ્મ-કેસર [થયેલો પ્રયોગ) બ્રહ્મા. (પ્રેમા.)
**પદ્મનાભ** પું. [+ સં. नाभि, બ.વ્રી.] વિષ્ણુ. (૨) (ભૂલથી
**પદ્મ-નાલ(-ળ)** ન. [સં.] કમલની દાંડી, મૃણાલ

**પદ્મ-પત્ર** ન. [સં.] કમલના ફૂલનું દળ, પદ્મની પાંખડી
**પદ્મપત્રી** વિ. [સં.,પું.] પદ્માકાર, 'સર્ક્યુલર સીમા ચેમ્બર'
**પદ્મ-પરાગ** પું. [સં.] પદ્મના કેસરમાંથી નીકળતું રજ. (૨) એવા રજની સુગંધ
**પદ્મ-પાણિ** પું. [સં.] વિષ્ણુ. (૨) એક બોધિસત્ત્વ. (બૌદ્ધ.)
**પદ્મ-પુરાણ** ન. [સં.] અઢાર પુરાણોમાંનું એ નામનું (ઈ.સ.ની ૭ મી-૮ મી સદી આસપાસ રચાયેલું મનાતું સંસ્કૃત ભાષાનું) એક પુરાણ
**પદ્મ-બંધ** (-બન્ધ) પું. [સં.] પદ્મના આકારમાં અક્ષરો ગોઠવાય એ જાતનું એક ચિત્ર-કાવ્ય, કમળ-બંધ. (કાવ્ય.)
**પદ્મ-મુદ્રા** સ્ત્રી. [સં.] બે હથેળીની એક પ્રકારની આકૃતિ
**પદ્મ-યોગ** પું. [સં.] માઘ સુદિ છઠ અને સાતમનો યોગ (સ્નાન માટે એનું માહાત્મ્ય છે.)
**પદ્મ-યોનિ** પું. [સં.] બ્રહ્મા. (૨) બુદ્ધનું એક નામ
**પદ્મ-રાગ** પું. [સં.] રાતા રંગનું રત્ન, માણેક
**પદ્મ-વ્યૂહ** પું. [સં.] સેનાની-કમળના આકારની એક ગોઠવણી
**પદ્મ-શિલા** સ્ત્રી. [સં.] દેરાને મથાળે દેરું ઢાંકવા મુકાતો પદ્મના આકારનો પથ્થર
**પદ્મશ્રી** પું. [સં., સ્ત્રી.] વર્તમાન ભારત-રાષ્ટ્રના રાષ્ટ્રપતિ તરફથી વિશિષ્ટ વ્યક્તિને અપાતો એક ઇલકાબ [(સંજ્ઞા.)
**પદ્મા** સ્ત્રી. [સં.] લક્ષ્મી, કમળા. (૨) ભાદરવા સુદિ અગિયારસ.
**પદ્માકર** પું. [સં. पद्म + आ-कर] કમળોનો સમૂહ. (૨) જેમાં કમળો ઊગતાં હોય તેવું તળાવ, કમલિની
**પદ્માકાર** પું., **પદ્માકૃતિ** સ્ત્રી. [સં. पद्म + आ-कार, आ-कृति] કમળનો ઘાટ. (૨) વિ. કમળના ઘાટનું
**પદ્માક્ષ** પું. [સં. + સં. अक्ष (अक्षिन्), બ.વ્રી.] વિષ્ણુ
**પદ્માક્ષી** સ્ત્રી. [સં.] કમળલોચની સ્ત્રી
**પદ્મા-પતિ** પું. [સં.] લક્ષ્મી-પતિ વિષ્ણુ
**પદ્માલય** ન. [સં. पद्म + आ-लय] કમળોવાળું તળાવ. (૨) પું. બ્રહ્મા [બાર-અક્ષરી છંદ. (પિંગળ.)
**પદ્માવતી** સ્ત્રી.,પું. [સં.,સ્ત્રી.] એ નામનો એક ગણમેળ
**પદ્માવર્ત** પું. [સં. पद्म + आ-वर्त] બધા ગુરુવાળો દસ-અક્ષરી એક ગણમેળ છંદ. (પિંગળ.)
**પદ્માસન** ન. [સં. पद्म + आसन] પગ ઉપર પગ ચડાવી સ્થિર બેસવાનું એક યોગાસન. (યોગ.) (૨) પું. બ્રહ્મા
**પદ્મિની** સ્ત્રી. [સં.] પદ્મોનો છોડ. (૨) પદ્મોની તળાવડી, કમલિની. (૩) અધિક કે પુરુષોત્તમ માસની સુદિ અગિયારસ. (સંજ્ઞા.) (૪) કામશાસ્ત્રમાંની ચાર સ્ત્રી-જાતિમાંની ઉત્તમ સ્ત્રી. (કામ.)
**પદ્મોદ્ભવ** પું. [સં. पद्म + उद्-भव, બ.વ્રી.] બ્રહ્મા
**પદ્ય** ન. [સં.] છંદો-બદ્ધ રચના તેમ ગેય દેશીઓની રચના
**પદ્ય-કાર** વિ. [સં.] છંદોબદ્ધ રચના કરનાર-ગેય દેશીઓમાં રચના કરનાર [ભવાઈ
**પદ્ય-નાટક** ન. [સં.] નાટકનો એક છંદો-બદ્ધ પ્રકાર. (૨)
**પદ્ય-બદ્ધ** વિ. [સં.] છંદોબદ્ધ-દેશીબદ્ધ રચનાના રૂપનું, 'વર્સિફાઇડ'
**પદ્ય-બંધ** (બન્ધ) પું. [સં.] છંદોબદ્ધ રચનાનું માળખું-દેશીબદ્ધ રચનાનું માળખું, પદ્ય-બંધ, 'વર્સ' (બ.ક.ઠા.)
**પદ્ય-માલા**(-ળા) સ્ત્રી. [સં.] છંદોબદ્ધ કે દેશી-બંધનાં પદોની હારમાળા અને એનો ગ્રંથ
**પદ્ય-યુગ** પું. [સં.] છંદોબદ્ધ-દેશી-બદ્ધ વગેરે પ્રકારની રચનાઓ થતી એ સમય [આવેલી કૃતિ
**પદ્ય-રચના** સ્ત્રી. [સં.] છંદોમાં તેમજ દેશીઓમાં [કરવામાં
**પદ્ય-રીતિ** સ્ત્રી. [સં.] પદ્યોની અમુક ચોક્કસ પ્રકારની રચના-પ્રણાલી, પદ્ય-શૈલી [અને લક્ષણ આપતું શાસ્ત્ર
**પદ્ય-શાસ્ત્ર** ન. [સં.] છંદો દેશીઓ વગેરે પ્રકારનાં લક્ષ્ય
**પદ્યશાસ્ત્રી** વિ. [સં.,પું.] પદ્ય-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર
**પદ્ય-શૈલી** સ્ત્રી. [સં.] જુઓ 'પદ્ય-રીતિ.'
**પદ્ય-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] છંદો તેમજ દેશીઓમાં રચાયેલી કૃતિઓનો સમૂહ
**પદ્યા** સ્ત્રી. [સં.] પદવી, કેડી, પગ-દંડી
**પદ્યાત્મક** વિ. [સં. पद्य + आत्मन् + क] પદ્યના રૂપમાં રહેલું, છંદોબદ્ધ કે દેશીબદ્ધ રચનાના રૂપનું
**પદ્યાનુવાદ** પું. [સં. पद्य + अनु-वाद] છંદોમાં કે દેશીઓમાં કરેલું ભાષાંતર
**પદ્યાભાસ** પું. [સં. पद्य + आ-भास] જેમાં છંદોબદ્ધ કે દેશી-બદ્ધ રચના હોય તેવું લાગવાની સ્થિતિ, 'ડોગરેલ' (બ.ક.ઠા.) (ભાવના અને રચનામાં નબળું કાવ્ય)
**પદ્યાભાસી** વિ. [સં.,પું.] પદ્યાભાસવાળું,'ડોગરેલ' (બ.ક.ઠા.)
**પદ્યાવલિ**, (-લી, -ળિ, -ળી) સ્ત્રી. [સં. पद्य + आवलि, -ली] જુઓ 'પદ્ય-માલા.'
**પદ્રાંક** (પદ્રાઙ્ક) ન. [સં.] નાનું નગર, મોટું ગામ
**પધરાઈ** સ્ત્રી. [જુઓ 'પધરાવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.], **-મણી** સ્ત્રી. [જુઓ 'પધરાવું + ગુ. 'આમણી' કૃ.પ્ર.] આચાર્યો ગુરુઓ વગેરે અનુયાયીઓને ત્યાં પધારે એ ક્રિયા
**પધરાવવું** જુઓ 'પધારવું'માં. (૨) આદરપૂર્વક કાંઈ ધરવું-રજૂ કરવું. (૩) (લા.) ચોરી કરી લઈ જવું
**પધારવું** અ.ક્રિ. [સં. पादौ धारय > જૂ.ગુ. 'પાઉ-ધાર;' 'બે ચરણ મૂકવા' આ મૂળ અર્થ] માનપૂર્વક આવવું. (૨) માનપૂર્વક વિદાય લેવી. **પધારાવું** ભાવે.,ક્રિ. **પધરાવવું** પ્રે.,સ.ક્રિ.
**પધોર** (-રય) ક્રિ.વિ. સીધેસીધું સામું, પાધરું, પાંસરું, ('નાક-પધોર' એવો વ્યાપક પ્રયોગ)
**પધ્ધટિકા, પધ્ધડિકા, પધ્ધડિઆ(-યા),**
**પધ્ધડી** જુઓ 'પદ્ધટિકા.'
**પધ્ધત** જુઓ 'પદ્ધત.'
**પધ્ધતિ** જુઓ 'પદ્ધતિ.'
**પધ્ધતિકા** જુઓ 'પદ્ધતિકા.'
**પધ્ધતિ-કાર** જુઓ 'પદ્ધતિ-કાર.'
**પધ્ધતિ-દોષ** જુઓ 'પદ્ધતિ-દોષ.'
**પધ્ધતિ-પુરઃસર** જુઓ 'પદ્ધતિ-પુરઃસર.'
**પધ્ધતિપુરઃસર-નું** જુઓ 'પદ્ધતિપુરઃસર-નું.'
**પધ્ધતિ-પૂર્વક** જુઓ 'પદ્ધતિ-પૂર્વક.'
**પધ્ધતિ-પૂર્વક-નું** જુઓ 'પદ્ધતિપૂર્વક-નું.'
**પધ્ધતિ-વિદ્યા** જુઓ 'પદ્ધતિ-વિદ્યા.'
**પધ્ધતિ-શાસ્ત્ર** જુઓ 'પદ્ધતિ-શાસ્ત્ર.'

**પધ્ધતિ-સર** જુઓ 'પદ્ધતિ-સર.'
**પધ્ધતિસર-નું** જુઓ 'પદ્ધતિસર-નું.'
**પન-કટો** પું. [જુઓ 'પાણી' + હિં 'કાટના' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] ખેતરમાં પાણી વાળનાર મજૂર કે માણસ
**પન-કપડું** [જુઓ 'પાણી' + 'કપડું.'] ઉપર બંધાતું ભીનું કપડું [નાગ-ચંપો
**પનગ-ચંપો** (-ચમ્પો) પું. [સં. पन्नग–चम्पक > પ્રા. 'चंपअ-]
**પન-ઘટ** પું. [સં. पानीय+घट्ट > 'હિં.' 'પન-ઘટ.'] પાણીનો નદી–સરોવર–વાવ વગેરેનો બાંધેલો આરો
**પન-ડૂબી** સ્ત્રી. [હિં.] ડૂબક કિસ્તી, 'સબમરીન'
**પનડો** પું. [સં. पर्णक- > પ્રા. पन्नअ- + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] સ્ત્રીનું ઉપરના કાનનું પાંદડી જેવું એક ઘરેણું
**પનર** જુઓ 'પંદર'–'પંનર.'
**પનરમું** જુઓ 'પંદર-મું'–'પંનર-મું.'
**પનરવખ** ન. [સં. पुनर्वसु, અર્વા. તદ્ભવ] (પ્રા.) પુનર્વસુ નક્ષત્ર. (ખગોળ.) [પાંડરવો
**પનરવો** પું. [સં. पुनर्नवक] એ નામનું એક વૃક્ષ, પંડરવો,
**પનરોતરો** જુઓ 'પંદરોતરો.'
**પનવાર** પું. એ નામનો એક છોડ
**પનવેલી** વિ. [મહારાષ્ટ્રના થાણા જિલ્લાનું એક ગામ 'પનવેલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] પનવેલને લગતું, પનવેલનું (ચોખા)
**પનાઈ** સ્ત્રી. નાનો મછવો, હોડી
**પના-હાર** વિ. [જુઓ 'પનો' + ફા. પ્રત્યય] પહોળા પનાવાળું, મોટા પનાવાળું, સારી પહોળાઈનું (કાપડ)
**પનામ** જુઓ 'પહાં.' (પારસી.)
**પનારું** ન., -રો પું. [જુઓ 'પાનું.'] ઓથ, આધાર, આશ્રય, આશરો. (૨) પરવશ-તા, પરાધીનપણું, ઓશિયાળાપણું. [૦ પડવું, -રે પડવું (રૂ. પ્ર.) ઇચ્છા વિના સાથે રહેવાનું થવું, પાનું પડવું]
**પનાહ** સ્ત્રી. [ફા.] સંભાળ, રક્ષણ
**પનાહ-ગાહ** સ્ત્રી. [ફા.] સુરક્ષિત સ્થાન
**પનિયા(-હા)રી** સ્ત્રી. [સં. पानीय + आहारिका > હિં. 'પનિહારી'] પનઘટ ઉપરથી પાણી લાવનારી સ્ત્રી
**પનિયું**[1] વિ. [જુઓ 'પનો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'પનાહાર' (ખાસ કરી સાડલો)
**પનિયું**[2] ન. [સં. उपानह् દ્વારા] પગરખું, કાંટારખું, જોડો
**પનિહારી** સ્ત્રી. [જુઓ 'પનિયારી.'] જુઓ 'પનિયારી.'
**પનીર** ન. [ફા.] દહીંમાંથી પાણી કાઢી લઈ બનાવેલી ખાવાની એક
**પનું** (પ:નું) જુઓ 'પણું.[2]'
**પનો** પું. [ફા. પહ્નહ્] વસ્ત્રના પટની પહોળાઈ. (૨) (લા.) ગજું, શક્તિ, તાકાત, પહોંચ
**પનોતિયું** (પનો:તિયું) વિ. [જુઓ 'પનોતી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેને શનિની નાની મોટી પનોતીની અસર છે તેવું. (૨) (લા.) દુખિયું, માઠી દશા ભોગવતું
**પનોતી** (પનો:તી) સ્ત્રી. [સં. पुण्याहवर्त्तिका > પ્રા. पुन्नाहउत्तिआ; પવિત્ર દિવસ હોવાની સ્થિતિ] (લા.) શનિની નાની મોટી દશા. (૨) (સગપણ તરત ન થાય એવી ચિંતાને કારણે) કુમારી, કુંવારી, કન્યા. [૦ ઊતરવી (રૂ.પ્ર.) માઠી દશા પૂરી થવી. ૦ જવી (રૂ.પ્ર.) જોડા ચંપલ ગૂમ થવાં. ૦ બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) માઠી દશા આવવી. (૨) જોડા ચંપલ ગૂમ થવાં]
**પનોતું** (પનો:તું) વિ. [સં. पुण्याहवर्त्तक- > પ્રા. पुन्नाह-उत्तअ-] સારો પવિત્ર દિવસ લાવી આપનારું. (૨) વિસ્તૃત કુટુંબવાળું. (૩) માંગલિક. (૪) ભાગ્યશાળી
**પનોપનિયું** વિ. [જુઓ 'પનો,'–દ્વિર્ભાવ + ગુ. 'ઇયું' ત.પ્ર.] છેડા સુધી સરખા પનાનું (ધોતિયું સાડલો પાઘડી વગેરે)
**પનોઘી** સ્ત્રી. મગની દાળની બનાવેલી એક ખાવાની વાની
**પન્નગ** પું. [સં.] સર્પ [ધારણ કરનાર–મહાદેવ
**પન્નગ-ધર** પું. [સં.], **પન્નગ-ધારી** પું. [સં.] સર્પોને
**પન્નગ-ભૂષણ** પું. [સં.] સર્પો જેમનાં ઘરેણાં છે તેવા મહાદેવ
**પન્નગ-રાય** પું. [+ જુઓ 'રાય.'] શેષનાગ વાસુકિ તક્ષક વગેરે સર્પોનો રાજા [ભગવાન વિષ્ણુ
**પન્નગ-શાયી** પું. [સં.] શેષનાગ ઉપર શયન કરનાર
**પન્નું** ન. લીલા રંગનું એક રત્ન, મરકત-મણિ, પાનું
**પપડવું** અ.ક્રિ. [રવા.] ધીમા અવાજે મન સાથે અરુચિથી બોલવું. **પપડાવું** કર્મણિ., ક્રિ. **પપડાવવું** પ્રે., સ.ક્રિ.
**પપડાટ** પું. [જુઓ 'પપડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] પપડવું એ, પડપડાટ
**પપડાવવું, પપડાવું** જુઓ 'પપડવું'માં.
**પપડી** સ્ત્રી. [સં. पर्पटिका > પ્રા. पप्पडिआ] પાતળી કડક રોટલી. (૨) હલવાની એક જાત
**પપ(-પે)ન(-ના)સ** ન. [વિદેશી.] એ નામનું એક ફળ
**પપમ** ન. જુઓ 'પપૈયું.'
**પપલ(-ળ)વું** અ.ક્રિ. [રવા.] આળ-પંપાળ અનુભવવી, વહાલથી પંપાળાવું.' **પપલા(-ળા)વું** ભાવે.,ક્રિ. **પપલા(-ળા)વવું** પ્રે., સ.ક્રિ.
**પપલા(-ળા)મણ** ન., (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પપલ(-ળ)વું' + ગુ. 'આમણ' (સ્ત્રી.,ન.) કૃ.પ્ર.] આળ-પંપાળ
**પપલા(-ળા)વ** પું. [જુઓ 'પપલ(-ળ)વું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] પપલવું એ
**પપલા(-ળા)વવું, પપલા(-ળા)વું** જુઓ 'પપલ(-ળ)વું'માં.
**પપાઉ** ન. પપૈયાની જાતનું એક ફળ
**પપીતું** ન., -તો પું. [મલય. 'પપીતા'] એ નામનું ઝાડ અને એનું બી [નાનું પપૂડું, પિપોડી
**પ(-પિ)પૂડી** સ્ત્રી. [જુઓ 'પપૂડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**પ(-પિ)પૂડું** ન. [રવા.] પાંદડા વગેરેનું બનાવાતું મોઢાથી વગાડાતું નળી-ઘાટનું વાદ્ય, પિપોડું
**પપૂલી** સ્ત્રી. બાળકની પેશાબની ઇંદ્રિય
**પપેન(-ના)સ** જુઓ 'પપનસ.'
**પ(-પો)પૈયું** ન. [પોર્ચુ.] પપૈયાનું ફળ, અમૃત ફળ, 'પૅાપીન'
**પ(-પો)પૈયો**[1] પું. [જુઓ 'પપૈયું.'] પપૈયાનું ઝાડ (અમેરિકાથી પોર્ચુગીઝ લોકો દ્વારા આ ઝાડ આયાત થયેલું છે.)
**પ(-બ)પૈયો**[2] પું. [દે.પ્રા. पप्पीअ, पप्पीह] બપૈયો, ચાતક પક્ષી
**પપૈયો**[3] પું. સિતારના છ તારોમાંનો છેલ્લો 'પ' સ્વરનો તાર

**પપૈયો[4]** પું. દાઝવાથી થતો ફોલ્લો
**પપ્પા** પું. બ.વ. [અં.] પિતાને માટેનું વિદેશી આયાતનું સંબોધન, પિતા, બાપો, બાપ
**પપ્પાંચ** વિ [જુઓ 'પાંચ;' પૂર્વ અક્ષરનો દ્વિર્ભાવ.] પાંચ પાંચ
**પપ્પો** પું. 'પ' વર્ણ. (૨) 'પ' ઉચ્ચારણ
**પ-ફોડિયો** વિ.,પું. [જુઓ 'પ' + 'ફોડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] 'પ'ના વચ્ચેથી ફોડેલા આકારનો વર્ણ-'ષ' મૂર્ધન્ય ઉષ્માક્ષર. (લિપિમાં.)
**પબ** ન. દારૂનું પીઠું. (પારસી.)
**પબડી** સ્ત્રી. કમળના વેલાનું બી, કમળ-કાકડી. (૨) પબડીના આકારના મણકાની માળા, રાણ-પારાની માળા
**પબાસણ** ન. [સં. आसन દ્વારા] દેરાસરમાં જૈન મૂર્તિને બેસાડવાનું કમળાકાર આસન. (જૈન.)
**પબી** ન. મંદિરમાં ઠાકોરજી બિરાજતા હોય ત્યાંથી એક પગથિયું નીચેની જગ્યા. (૨) પથ્થર
**પબેડવું** અ. ક્રિ. [જુઓ 'પબેડો,' –ના. ધા.] (લા.) ગપ મારવી, ખોટી વાત ચલાવવી. **પબેડાવું** ભાવે., ક્રિ. **પબેડાવવું** પ્રે.,સ.ક્રિ.
**પબેડાવવું, પબેડાવું** જુઓ 'પબેડવું'માં.
**પબેડો** પું. [રવા.] લાકડીનો ફેંકવા માટેનો કતીકો કે બડો. (૨) ઉખાણાના રૂપમાં કે સુભાષિતના રૂપમાં પ્રાસાભાસી ઉક્તિ. (૩) (લા.) ગપ, ગપોડું, બનાવટી ઊભી કરેલી અદ્ભુત પ્રકારની વાત. [**૦ મારવો** (રૂ. પ્ર.) ગપ ચલાવવી]
**પબ્લિક** વિ. [અં.] સાર્વજનિક, જાહેરનું. (૨) સ્ત્રી. આમ વર્ગ, જનતા, પ્રજા-વર્ગ, સૌ લોક
**પબ્લિક કૅરિયર** ન. [અં.] ભાડૂતી વાહન
**પબ્લિક-પાર્ક** પું. [અં.] સાર્વજનિક બગીચો, જાહેર બગીચો
**પબ્લિક પ્રૉસિક્યુટર** પું. [અં.] તહોમત મૂકનાર સરકારી વકીલ, સરકાર પક્ષનો વકીલ
**પબ્લિક રોડ** પું. [સં.] જાહેર માર્ગ, સરિયામ રાજ-માર્ગ, ધોરી-માર્ગ, રસ્તો [(ઇજનેરી વિભાગ)
**પબ્લિક વર્ક્સ** ન. [અં.] સરકારી જાહેર બાંધકામ
**પબ્લિક સેક્યૂરિટી** સ્ત્રી. [અં.] જાહેર સલામતી
**પબ્લિક હેલ્થ** સ્ત્રી. [અં.] જાહેર આરોગ્ય
**પબ્લિકેશન** ન. [સં.] પ્રકાશન (છપાવી જાહેરમાં મૂકવાનું)
**પબ્લિશર** વિ. [સં.] છપાવી પ્રસિદ્ધ કરનાર, પ્રકાશક
**પબ્લિસિટી** સ્ત્રી. [અં.] અનેક લોકો જાણે એ રીતની જાહેરાત, પ્રસિદ્ધિ
**પમરવું** અ. ક્રિ. સુગંધ ફેલાવી, બહેક બહેક થવું. **પમરાવું** ભાવે., ક્રિ. **પમરાવવું** પ્રે.,સ.ક્રિ. [નો ફેલાવો
**પમરાટ** પું. [જુઓ 'પમરવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] સુગંધ-
**પમરાવવું, પમરાવું** જુઓ 'પમરવું'માં.
**પમરો** પું. રોટલા-રોટલીમાં દાઝનો પડતો ભમરો
**પમાડ** પું. કુવાડિયો (એક વનસ્પતિ)
**પમાડ(-વ)વું, પમાવું** જુઓ 'પામવું'માં.(૨) નામ-દીક્ષા લેવી. (પુષ્ટિ.) (૩) પહોંચાડવું
**પય** [સં. ન. पयस्] દૂધ. (૨) પાણી
**પયગંબર** (પયગમ્બર) પું. [ફા. પયગામ્બર્] માણસ માટે ઈશ્વરનો સંદેશો લઈ આવનાર પવિત્ર પુરુષ, પૈગંબર
**પયગંબરી[1]** (પયગમ્બરી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] પેગંબરને લગતું
**પયગંબરી[2]** સ્ત્રી. [ફા. પયગામ્બરી] પેગંબરનું કાર્ય
**પયગામ** પું. [ફા.] પેગામ, સંદેશો
**પયગામ-ચી** વિ. [+ તુર્કી. પ્રત્યય.] સંદેશો લઈ જનાર દૂત
**પયગામી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] સંદેશ-વાહક (દૂત)
**પય-પાક** પું. [સં. पयः-पाक] દૂધ-પાક
**પય-પાન** ન. [સં. पयःपान] દૂધ પીવું એ.
**પયવતી** વિ., સ્ત્રી. [સં. पयस्वती], **પયસ્વતી, પયસ્વિની** સ્ત્રી. [સં.] સ્તનમાં દૂધવાળી. (૨) દૂઝણી. (૩) નદી
**પયસ્વી** વિ. [સં., પું.] દૂધવાળું. (૨) પાણીવાળું
**પય-હારી** વિ. [સં. पयोहारी, પું.] દૂધ પીનાર
**પયઃપાન** ન. [સં.] જુઓ 'પય-પાન.' [કૂંડાળા-દડી
**પયા-દડો** પું. સોરઠ બાજુ રમાતી દડાની એક રમત,
**પયાર** પું. એ નામનો એક છંદ. (પિંગળ.)
**પયું** ન. [સં. पदक- > પ્રા. पयअ-] પગ રાખવાની જગ્યા. (૨) કોશના બેઉ બળદોને આવવા જવાનું થાળા પછીનું લાંબું (થોડા વધુ ઢાળવાળું) તળ
**પયો-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં., પું.] દૂધ પેદા કરનારી સ્તનમાંની ગાંઠ (માંસ-પેશી) [પું. મેઘ, વરસાદ
**પયોદ** વિ. [સં.] દૂઝણું. (૨) ન. [સં., પું.] વાદળ. (૨)
**પયો-ધર** ન. [સં., પું.] સ્તન (સ્ત્રીનું.) (૨) થાન, આઉ (પશુનું.) (૩) વાદળ. (૪) પું. મેઘ, વરસાદ
**પયો-ધારા** સ્ત્રી. [સં.] દૂધની ધાર. દૂધની શેડ. (૨) પાણીની ધાર [દરિયો
**પયો-ધિ, પયો-નિધિ, પયો-રાશિ** પું. [સં.] સાગર, સમુદ્ર,
**પર[1]** સર્વ., વિ. [સં.] બીજું. (૨) પરાયું, અજાણ્યું. (૩) પરમ, શ્રેષ્ઠ, ઉત્તમ. (૪) પછીનું, ઉત્તર. (૫) પરાયણ, તત્પર. (૬) દૂરનું
**પર[2]** પું. [સં.] શત્રુ, દુશ્મન
**પર[3]** ના.યો. [જુઓ 'ઉપર;' આદિ 'ઉ'નો લોપ.] ઉપર, માથે
**પર[4]** ન. [ફા.] પીછું [**૦ આવવાં** (રૂ. પ્ર.) ઊડવાને શક્તિમાન થવું. **૦ મૂકવાં** (રૂ. પ્ર.) પરાક્રમ કરવું. **૦ વિખેરવાં** (રૂ. પ્ર.) ઉદ્ધત થવા માંડવું]
**પર-કનું** વિ. [જુઓ 'પર[1]' + 'કાન' + ગુ. 'ઉં' ત. પ્ર.] બીજાના કાને સાંભળનારું, બીજાનું કહેલું સાંભળી અમલ કરનારું
**પરકમણા** સ્ત્રી. [સં. परि क्रमण ન., પરંતુ परि-क्रमा સ્ત્રી.ના સાદૃશ્યે] જુઓ 'પરિક્રમા.' ['પરકમણું.'
**પરકમણું** ન. [સં. परिक्रमणक- > પ્રા. परिक्कमणअ-] જુઓ
**પરકમવું** અ. ક્રિ, [સં. परि-क्रम् > પ્રા. परिक्कम-] પરિક્રમા કરવી. **પરકમાવું** ભાવે., ક્રિ. **પરકમાવવું** પ્રે.,સ.ક્રિ.
**પરકમાવવું, પરકમાવું** જુઓ 'પરકમવું'માં. ['પરિ-ક્રમા.'
**પરકમા** સ્ત્રી. [સં. परि-क्रमा > પ્રા. परिक्कमा] જુઓ
**પર-કમાઈ** સ્ત્રી. [જુઓ 'પર[1]' + 'કમાઈ.'] બીજાની કમાણી, બીજે મહેનત કરી કમાયેલું હોય તે

પરકંમા (-કમ્મા) સ્ત્રી. [સં. परि-क्रमा-> પ્રા. परिक्कमा]
પરકંમા-વાસી (-કમ્મા-) વિ. [+ સં., પું.] ઘણા દિવસની ધાર્મિક પરિ-ક્રમા હોય એવી પરિ-ક્રમા કરનારું તે તે યાત્રી
પર-કાય પું. [સં.], -યા સ્ત્રી. [સં. °काय પું.] પારકાનો દેહ, બીજાનું શરીર
પરકાય-પ્રવેશ પું. [સં.], પરકાયા-પ્રવેશ પું. [સં. °काय-प्रवेश] બીજાના શરીરમાં દાખલ થવું એ
પરકાર પું. [ફા.] 'કંપાસ.' (૨) 'ડિવાઇડર' (ગ.વિ.)
પરકારી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] કંપાસથી દોરેલું
પર-કાર્ય ન. [સં.] પારકાનું કામ, બીજાનું કામ
પરકીય વિ. [સં.] પારકાનું, બીજાનું. (૨) (લા.) અ-જાણ્યું
પરકીય-ભાવ પું. [સં.] જુદાઈનો ખ્યાલ, સામું માણસ બીજું છે એવો ખ્યાલ, 'ઑબ્જેક્ટિવ ઇમોશન' (હ.દ્વા.)
પરકીયા વિ., સ્ત્રી. [સં.] બીજાની પરણેતર સ્ત્રી. (૨) એવા પ્રકારની નાયિકા. (નાટ્ય.)
પર-કૃતિ સ્ત્રી. [સં.] અન્ય કોઈએ કરેલી રચના
પર-કેંદ્રી (-કેન્દ્રી) વિ. [સં., પું.] કેંદ્ર નજીક ગયેલું, 'પૅરા-સેન્ટ્રલ'
[જ્ઞાતિ-સમૂહ
પર-કોમ સ્ત્રી. [જુઓ 'પર[2]' + 'કોમ.'] બીજી કોમ, ઇતર
પર-ક્રાંતિ (-ક્રાન્તિ) સ્ત્રી. [સં.] ક્રાન્તિ-વૃત્તનો ઝોક. (ખગોળ.)
પરખ[1] સ્ત્રી. [સં. परीक्षा > પ્રા. परिक्खा] પરીક્ષા કરવી એ, કસોટી કરવી એ. (૨) ઓળખ, પિછાણ. [૦ પડવી (રૂ.પ્ર.) પિછાણ હોવી. ૦ હોવી (રૂ.પ્ર.) પરખવાની સૂઝ હોવી]
પરખ[2] (-ખ્ય) સ્ત્રી. જુઓ 'પરુખ.' (વહાણ.)
પરખટી સ્ત્રી. પાણીનાં મોજાંના આકારનાં પાંદડાંવાળું એક જાતનું અંજીરનું ઝાડ
[કરનારું
પરખડું વિ. [જુઓ 'પરખવું' + ગુ. 'ડું' રૂ.પ્ર.] પરખ
પરખણ સ્ત્રી. [સં. परीक्षणा > પ્રા. परिक्खणा] જુઓ 'પરખ.'
[સભા. (જૂ.ગુ.)
પરખદા સ્ત્રી. [સં. परिषदा, पर्षदा, અર્વા. તદ્ભવ.] પરિષદ,
પરખ-નલી (-ળી) સ્ત્રી. [જુઓ 'પરખ[1]' + સં.] કસોટી કરવાની કાચની નળી, 'ટેસ્ટ ટ્યૂબ'
પરખવાઈ સ્ત્રી. [જુઓ 'પરખ[1]' દ્વારા.] સિક્કા પારખવા એ. (૨) સિક્કા પારખી આપવાનું મહેનતાણું
પરખવું સ. ક્રિ. [સં. परीक्ष् > પ્રા. परिक्ख-] પરીક્ષા કરવી, કસોટી કરવી. (૨) ઓળખવું, પિછાણવું. પરખાવું કર્મણિ., ક્રિ. પરખાવવું પ્રે., સ. ક્રિ.
પરખંદું વિ. [જુઓ 'પરખવું' + પંજાબી. 'દું' વર્ત. કૃ.] પરીક્ષા કરનારું, પરીક્ષક
પરખા સ્ત્રી. [જુઓ 'પરખ.[1]'] પરીક્ષા, કસોટી, તપાસ
પરખાઈ સ્ત્રી. [જુઓ 'પરખવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] જુઓ 'પરખવાઈ.' (૨) સિક્કા પારખવાનું સ્થળ
પરખાણ ન. વહાણના વચલા થાંભલાને લગાડેલું લાકડું, પરબાણ. (વહાણ.)
પરખામણી સ્ત્રી. [જુઓ 'પરખવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] જુઓ 'પરખવાઈ.'
[ખખડાવીને આપવા એ
પરખાવ પું. [જુઓ 'પરખવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] રૂપિયા
પરખાવણી સ્ત્રી. [જુઓ 'પરખાવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] પરીક્ષા. (૨) સિક્કાઓની ખાતરી કરાવવી એ
પરખાવવું જુઓ 'પરખવું'-'પારખવું'માં. (૨) ભાળવવું. (૩) મોઢામોઢ કહી નાખવું. (૪) અરુચિથી આપવું
પરખાવું જુઓ 'પરખવું'માં.
પરખાશ સ્ત્રી. [ફા.] ધાંધલ, ધમાલ. (૨) કજિયો, લડાઈ. (૩) જુલમ. (૪) ગેરસમજ
પરખિયું વિ. [જુઓ 'પરખવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] પરખ કરનારું
[કરનારું (૨) પું. પારેખ
પરખી વિ. [જુઓ 'પરખ[1]' + ગુ. 'ઈ' ત.પ્ર.] પરખ
પરખેરો પું. [જુઓ 'પરખવું' દ્વારા.] જુઓ 'પારેખ.'
પરગજુ વિ. પારકાનું ભલું કરનારું, પરોપકારી. (૨) (લા.) દયાળુ
[જુઓ 'પ્રકટ.'
પરગટ વિ. [સં. प्रकट > અર્વા. તદ્ભવ 'પ્રગટ, પરગટ']
પરગટવું અ. ક્રિ. [જુઓ 'પરગટ'-ના.ધા.] જુઓ 'પ્રકટવું'-'પ્રગટવું.'
પરગડુ, -ડું વિ. [જૂ.ગુ.] મોભાદાર, આબરૂદાર, ગૃહસ્થાઈવાળું
પરગણવું સ. ક્રિ. [સં. परि-गण् અર્વા. તદ્ભવ] ગણનામાં લેવું, માન આપવું. પરગણાવું કર્મણિ., ક્રિ. પરગણાવવું પ્રે., સ.ક્રિ.
[અધિકારી, વહીવટદાર
પરગણા-દાર વિ. [જુઓ 'પરગણું' + ફા. પ્રત્યય.] તાલુકાનો
પરગણાવવું, પરગણાવું જુઓ 'પરગણવું'માં.
પરગણું ન. [ફા. પર્ગનહ્] તાલુકો, મહાલ. (૨) પરગણાનું વડું મથક. [૦ કરવું (રૂ.પ્ર.) પરગણાના નાતીલાઓને ભોજન માટે નોતરવા અને ભોજન આપવું]
પર-ગમન ન. [સં.] વ્યભિ-ચાર, છિનાળું, જાર-કર્મ
પરગલ્ભ વિ. [સં. प्रगल्भ; જૂ.ગુ.] પ્રગલ્ભ, હિંમતવાળું, દૃઢ, મજબૂત
પર-ગંધીલું વિ. [સં. पर-गन्ध + ગુ. 'ઈલું' ત.પ્ર.] (લા.) પોતાનાં સગાંવહાલાંને છોડી યા ધ્યાનમાં ન લઈ પારકાંઓને ચાહનારું
પરગામ ન. [સં. पर-ग्राम > પ્રા. परग्गाम] પોતાના ગામ સિવાયનું બીજું ગામ. [૦ જવું (-ગામ્ય-) (રૂ.પ્ર.) મુસાફરીએ જવું]
પરગામી[1] વિ. [સં.] પર-ગમન કરનાર, વ્યભિચારી
પરગામી[2] વિ. [જુઓ 'પરગામ' + ગુ. 'ઈ' ત.પ્ર.] પર-ગામનું, બહાર-ગામનું. (૨) (લા.) અ-જાણ્યું, ત્રાહિત
પર-ગુણ પું. [સં.] પારકાનો-બીજાનો ગુણ
પર-ગૃહ ન. [સં., પું., ન.] બીજાનું ઘર
પર-ગોત્ર ન. [સં.] પોતાના સગોત્રીઓ સિવાયનાઓનું ગોત્ર, બીજાનો વંશ, સમાન પિતૃકુળ બહારનું કુળ
પરગોત્રી વિ. [સં., પું.], -ત્રીય વિ. [સં.] પર-ગોત્રનું, અ-સમાન ગોત્રનું
પરગોલો પું. બાજનો ફાંચાવાળો માંદવો
પર-ગ્રામ ન. [સં., પું.,ન.] જુઓ 'પર-ગામ.'
પરગ્રામ-વાસી વિ. [સં., પું.], પરગ્રામ-સ્થ વિ. [સં.] પર-ગામમાં વસનારું, પર-ગામનું, બહાર-ગામનું
[ઘર
પર-ઘર ન. [સં. पर + જુઓ 'ઘર.'] પારકાનું ઘર, બીજાનું

પર-ઘેર (-રય) ક્રિ. વિ. [સં. पर + જુઓ 'ઘેર.'] પારકે ઘેર, બીજાને ઘેર. [૦ દળવા જવું (રૂ.પ્ર.) વ્યભિ-ચાર કરવો, છિનાળું કરવું]

પર-ચક્ર ન. [સં.] શત્રુ-સેના, દુશ્મનનું લશ્કર. (૨) શત્રુ તરફથી આવનારી આફત [આપત્તિ

પરચક્ર-પીડા સ્ત્રી. [સં.] પરદેશી સેના તરફથી ઊભી થયેલી

પરચક્ર-ભય પું. [સં., ન.] પરદેશી સત્તા તરફથી ઊભી કરવામાં આવતી દહેશત

પરચરું વિ. [સં. परि-चरक – > પ્રા. परि-चरअ-; 'च' સચવાઈ રહ્યો છે.] પોતાની મેળે ફર્યા કરનારું. (૨) પોતાની મેળે ઘાસ ચર્યા કરનારું

પર-ચર્ચા સ્ત્રી. [સં, પારકા વિશે કરવામાં આવતી કૂથલી

પરચાવું અ. ક્રિ. [સં. परि-चय દ્વારા] પરિચય હોવો, ઓળખાણ હોવી. (૨) ટેવ પડવી. પરચાવું ભાવે., ક્રિ. પરચાવવું પ્રે., સ. ક્રિ.

પરચાવવું, પરચાવું જુઓ 'પરચવું'માં.

પરચૂર(-ટ)ણ વિ. [સં. परि-चूर्ण, અર્વા. તદ્ભવ] છૂટું-છવાયું, જુદું જુદું થઈ રહેલું, છૂટક, પ્રકીર્ણ, ફુટકળ. (૨) એક જથ્થે નહિ તેવું છૂટક છૂટક. (૩) પ્રાસંગિક (રજા), 'પ્રિવિલેઇજ.' (૪) ન. નાના મોટા ભિન્ન ભિન્ન સિક્કાઓનું પ્રકીર્ણ નાણું, 'ચિલર.' [૦ રજા (રૂ.પ્ર.) હક્ક-રજા, 'પ્રિવિલેજ લીવ']

પરચૂરણિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'પરચૂરણ (૨).'

પર-ચૈતન્ય ન. [સં.] પરમ ચૈતન્યરૂપ પરબ્રહ્મ–'સુપર-કૉન્શિયસ' (આ.બા.) (વેદાંત.)

પરચો પું. [સં. परि-चय, અર્વા. તદ્ભવ] અદ્ભુત પ્રકારનો પરિચય, ચમત્કાર, પ્રતાપ. (૨) (લા.) કરામત. [૦ આપવો, ૦ દેખાડવો, દેવો, ૦ પૂરવો, ૦ બતાવવો (રૂ.પ્ર.) ચમત્કારનો અનુભવ કરાવવો, પોતાની અસામાન્ય શક્તિનો પરિચય કરાવવો]

પરચો[૨] પું. [ફા. પર્ચહ્] છાપું, વર્તમાન-પત્ર. (૨) પરીક્ષા-પત્ર, પ્રશ્ન-પત્ર. [૦ લેવો (રૂ.પ્ર.) પરીક્ષા લેવી]

પરચોલો પું. સમયની ચોરી કરવાપણું [વાંક

પર-ચ્છિદ્ર ન. [સં.] પારકાની ખામી કે દોષ. (૨) બીજાનો

પરચ્છિદ્રાન્વેષી વિ. [+ સં. अन्वेषी પું.] પારકાં છિદ્ર–દોષ વગેરે શોધનાર. (૨) (લા.) નિંદક

પરછવું સ. ક્રિ. [સં. परीक्ष् > પ્રા. परिच्छ-] (લા.) કન્યા-પક્ષ તરફથી સ્ત્રીઓએ વરની આરતી ઉતારવી. (આરતી પાછળનો મૂળ હેતુ વરની પરીક્ષાનો). પરછાવું કર્મણિ., ક્રિ. પરછાવવું પ્રે., સ. ક્રિ.

પરછંદ (પરછન્દ) જુઓ 'પડછંદ.[૨]'

પરછંદો (પરછન્દો) જુઓ 'પડછંદો.'

પરછાવવું, પરછાવું જુઓ 'પરછવું'માં.

પરછો[૧] પું. પોતાની મેળે ઊગી નીકળતી ડાંગર

પરછો[૨] પું. પાણી ઉકાળવા માટેનું મોટું ઠામ

પરજ[૧] સ્ત્રી. [સં. प्रजा, અર્વા. તદ્ભવ] (લા.) દક્ષિણ ગુજરાતની આદિમ જાતિ ('રાની પરજ,' 'કાળી પરજ')

પરજ[૨] પું. એક રાગ, પરજિયો. (સંગીત.)

પરજ[૩] પું. તલવારની મૂઠ આગળનો ટોપી કે ઢૂંક જેવો ભાગ. (૨) ઢાલની મૂઠ

પર-જન ન. [સં., પું.] પારકું માણસ. (૨) અજાણ્યું માણસ

પરજની વિ. ચારણોને લગતું, ચારણી

પર-જન્મ પું., [સં., પું., ન.] -જન્મારો પું. [+ જુઓ 'જન્મારો.'] મૃત્યુ પછીનો કે પૂર્વેનો ભવ, પર-ભવ

પરજ-પૂત પું. [સં. पर-ज + જુઓ 'પૂત.[૨]'] (લા.) દત્તક લીધેલો પુત્ર. (૨) હરામનો પુત્ર

પરજળવું અ.ક્રિ. [સં. प्र-ज्वल् > પ્રા. पज्जल, ફરી 'ર' કારનું આગમન] પ્રકાશિત થવું. (૨) પ્રજ્વલવું, ભડકે બળવું, સળગી ઊઠવું. (૩) (લા.) રાગદ્વેષથી માનસિક રીતે બળવું. (૪) ગુસ્સે થવું. પરજળાવું ભાવે.,ક્રિ. પરજાળવું, પર-જળાવવું પ્રે.,સ.ક્રિ.

પરજળાવવું, પરજળાવું જુઓ 'પરજળવું'માં.

પરજંક(-ગ) (પરજઙ્ક, -ઙ્ગ) પું. [સં. पर्यङ्क, અર્વા. તદ્ભવ] પલંગ (જ.ગુ.)

પરજાળવું જુઓ 'પરજળવું'માં.

પરજિયો પું. [સોરઠ જિલ્લાનું એક ગામ 'પરજ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (મૂળ પરજ ગામમાંથી નીકળતાં) સૌરાષ્ટ્રના સોની હિંદુઓની એક જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) ચારણની એક જાત અને એવો ચારણ. (સંજ્ઞા.)

પર-જીવક વિ. [સં.] પારકાના આધારે ગુજરાન કરતું

પરજીવિતા સ્ત્રી. [સં.] પારકાના આધારે ચાલતું ગુજરાન

પરજીવી વિ. [સં., પું.] જુઓ 'પર-જીવક' 'પેરાસાઇટ.'

પરજીવી-વિજ્ઞાન ન. [સં.] 'પેરેસિટૉલૉજી'

પરજીવી-વિજ્ઞાની વિ. [સં., પું.] 'પેરેસિટૉલૉજિસ્ટ

પર-જ્ઞાતિ સ્ત્રી. [સં.] જુઓ 'પર-નાત.'

પરટાવવું સ. ક્રિ. [સં. प्रकट ના વિકાસમાં 'પરટ' થયા બાદ પ્રે.] (દીવો વગેરે) પ્રગટાવવું [ફૂ. પ્ર.] પરઠવું એ

પરઠ (-ઠય), -ઠણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પરઠવું' + ગુ. 'અણ'

પરઠવું સ.ક્રિ. [સં. परि-स्थापय > પ્રા. परिट्ठाव, परिट्ठवनुं લાઘવ] સ્થાપિત કરવું. (૨) ગ્રહવું, ઝાલવું. (૩) નક્કી કરવું, ઠરાવવું, કરાર કરવો. (૪) નવું જ ઉપયોગમાં લેવું. પરઠાવું કર્મણિ.,ક્રિ. પરઠાવવું પ્રે.,સ.ક્રિ.

પરઠાવવું, પરઠાવું જુઓ 'પરઠવું'માં.

પરઠો પું. [જુઓ 'પરઠવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'પરઠ.'

પરડ (-ડય) સ્ત્રી. [અં. પેરેડ્] (લા.) આ-વર્તન. (૨) કંટાળો ઉપજાવે એમ બોલ બોલ કર્યા કરવું એ. (૩) લપ કરવી એ. [૦ કરવી (રૂ.પ્ર.) લાંબું ભાષણ કરવું. ૦ મૂકવી (રૂ.પ્ર.) માથાકોડ બંધ કરવી. ૦ હાંકવી (રૂ.પ્ર.) તેની તે વાત વારંવાર કર્યા કરવી]

પરડકું ન. સર્પનું જરા મોટું બચ્ચું, મોટું સાપોલિયું

પરડવવું સ.ક્રિ. તજી દેવું, છોડી દેવું

પરડવું[૧] અ.ક્રિ. ટપકવું, ઝરવું

પરડવું,[૨] પરડિયું ન. [જુઓ 'પરડકું.'] જુઓ 'પરડકું.'

પરડિયો પું. [જુઓ 'પરડું' + ગુ. 'ઇયું.' ત.પ્ર.] જુઓ 'પરડું'–'પરડો.' [અને કૂણો પરડો

પરડી સ્ત્રી. [જુઓ 'પરડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો

**પરડું** ન., **-ડો** પું. બાવળની અને એવી શિંગ
**પરડોતરું** ન. [જુઓ 'પરડકું.'] જુઓ 'પરડકું.'
**પરણ** ન. [જુઓ 'પરણવું.'] પરણવું એ, લગ્ન, વિવાહ. (૨) પરણવાનો ઉમંગ [ન. પરણવું એ
**પરણ(-ણે)ત** વિ. [જુઓ 'પરણવું' દ્વારા.] પરણિયાત. (૨)
**પરણમવું** સ.ક્રિ. [સં. प्र-णम् અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રણમવું.' **પરણમાવું** ભાવે.,ક્રિ. **પરણમાવવું** પ્રે.,સ.ક્રિ.
**પરણમાવવું, પરણમાવું** જુઓ 'પરણમવું'માં.
**પરણવું** સ.ક્રિ. [સં. परि-णय्- > પ્રા. परिण-] લગ્ન-સંબંધથી જોડાવું. ભૂ.કૃ.માં કર્તરિ પ્રયોગ : 'મગન કન્યાને પરણ્યો.' [**પરણે તેનાં ગીત** (રૂ.પ્ર.) ચડતીવાળાનાં વખાણ. (૨) વખત પ્રમાણે વર્તન. **પરણ્યા પહેલાં અઘરણી** (પે:લાં) (રૂ.પ્ર.) અસંભવિત બાબત] **પરણાવું** ભાવે.,ક્રિ. **પરણાવવું** પ્રે., સ.ક્રિ.
**પરણવું-ફરણવું** સ.ક્રિ. [જુઓ 'પરણવું,' દ્વિર્ભાવ.] (લા.) પરણતાં પરણતાં માણવું કે મહાલવું
**પરણામણ** ન. [જુઓ 'પરણવું' + ગુ. 'આમણ' કૃ. પ્ર.] પરણાવવાનું ગોરનું દાપું કે મહેનતાણું
**પરણામિયું** વિ. [સં. प्रमाण દ્વારા] અનુભવ-સિદ્ધ
**પરણામી** વિ. [સં. प्रणामी, પું. અર્વા. તદ્ભવ] દેવચંદ્રજીએ સ્થાપેલા એક વૈષ્ણવ પંથનું અનુયાયી કે એ પંથનું
**પરણા(-ણે)યું** ન. માટીનું શકોરું, ચપણિયું, મોટું કોડિયું
**પરણાવવું** જુઓ 'પરણવું'માં. (૨) (લા.) વળગાડવું, ગળે ઘાલવું, ભળાવવું
**પરણાવું** જુઓ 'પરણવું'માં.
**પરણિયાત, પરણેત** જુઓ 'પરણત.'
**પરણોતર** ન. તે તે લગ્ને પરણવામાં આવેલી સ્ત્રી
**પરણેયું** જુઓ 'પરણાયું.'
**પરણ્યો** વિ., પું. [જુઓ 'પરણવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] (પરણેલો હોઈને) પતિ, ધણી, કંથ
**પરત**[1] ક્રિ.વિ. [સં. परा-वृत्त- > પ્રા. पराअत्त-] પાછું વળવાનું, તરફ મોકલી આપવાનું. [૰ **કરવું** (રૂ.પ્ર.) પાછું મોકલી આપવું. ૰ **ટિકિટ** (રૂ.પ્ર.) પાછું આવવા માટેની ટિકિટ, 'રિટર્ન ટિકિટ' [આછી ધૂળ
**પરત**[2] (-ત્ય) સ્ત્રી. [જુઓ 'પરતવું.'] રજ, ઝીણી ભૂકી,
**પર-તત્ત્વ** ન. [સં.] પરમ તત્ત્વ—પર બ્રહ્મ, પરમેશ્વર, પરમાત્મા. (વેદાંત.)
**પર-તપતી** સ્ત્રી. પારકી તથા, નિંદા
**પર-તપું** જુઓ 'પડ-તપું.'
**પર-તપો** જુઓ 'પડ-તપો.'
**પર-તમ** વિ. [સં.] સૌથી પર રહેલું, સર્વશ્રેષ્ઠ, શ્રેષ્ઠતમ
**પર-તર** વિ. [સં.] તુલનાએ વધુ ઊંચું, ઉચ્ચતર
**પરતલ** પું. બળદ કે ટટ્ટુ ઉપર ઊપડી શકે તેટલો ઘોડેસવારનો સામાન. (૨) એવો સામાન લઈ જનારું ટટ્ટુ. (૩) એ સામાનની ગૂણ કે કોથળો
**પરતવું** સ.ક્રિ. [સં. परावर्त् > પ્રા. पराअत्त-] ફેરવી ફેરવી લસોટવું. **પરતાવું** કર્મણિ.,ક્રિ. **પરતાવવું** પ્રે.,સ.ક્રિ.
**પર-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] પારકાની સત્તા કે સંચાલન. (૨) વિ. પરાધીન, પર-વશ, ઓશિયાળું, તાબેદાર
**પરતંત્ર-તા** (-તન્ત્ર-તા) સ્ત્રી. [સં.] પર-તંત્ર હોવાપણું
**પરતઃપ્રમાણ** ન. [સં.] (લા.) મનુષ્યે રચેલો ગ્રંથ અને એનું પ્રમાણ. (૨) વિ. વેદનું પ્રમાણ ન હોતાં પછીના ધર્મશાસ્ત્રવિદનું પ્રમાણ મળ્યું છે તેવું [પ્રમાણપણું
**પરતઃપ્રમાણ-તા** સ્ત્રી., **પરતઃપ્રામાણ્ય** ન. [સં.] પરતઃ-
**પર-તા** સ્ત્રી. [સં.] બીજાપણું, જુદાઈ, પારકાપણું
**પરતાપ** પું. [સં. प्र-ताप, અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રતાપ.'
**પરતાવવું, પરતાવું** જુઓ 'પરતવું'માં.
**પરતી** સ્ત્રી. રેશમ કે સૂતરની આંટીઓ ઉતારવાની ફાળકી, નાનો ફાળકો, ફીરકી. (૨) પતંગનો દોર વીંટવાની ગરેડી, ફીરકી. (૩) ભૂંસું ઉડાડવાની ચાદર
**પરતીર્થક** વિ. [સં.] ધર્મસ્થાન કે ગુરુ જુદા છે તેવું
**પરતો** પું. [ફા. पर्तव् ] જુઓ 'પરચો.'
**પર-ત્ર** ક્રિ.વિ. [સં.] બીજે સ્થળે, બીજે. (૨) પરલોકમાં
**પર-ત્વ** ન. [સં.] જુઓ 'પર-તા'—'ટ્રાન્સેન્ડસ' (આ.બા.)
**પરત્વાપરત્વ** ન. [+ સં. अपर-त्व] નાનામોટાપણું
**પરત્વે** ના.યો. [સં. + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] વિશે, સંબંધે, બાબતમાં, ઉદ્દેશીને
**પરથાર** જુઓ 'પડથાર.'
**પરથારો** જુઓ 'પડથારો.'
**પર-દર્શન** ન. [સં.] બીજા બીજા મત-સિદ્ધાંતોનું શાસ્ત્ર, પર-સિદ્ધાંત, પર-વાદ, પર-મત
**પર-દલ**[1] (-ળ) ન. [સં.] શત્રુની સેના
**પર-દલ**[2] ન. [સં. + જુઓ 'દલ.'] જુઓ 'પર-દિલ.'
**પરદલો** જુઓ 'પડદલો.'
**પર(-ડ)દા-દાં(-દાં)ડી** સ્ત્રી. [જુઓ 'પર(-ડ)દો' + 'દાં(-દાં)ડી.'] પડદો રાખવા માટેની મથાળાની લાકડા કે લોઢાની દાંડી [નશીન.'
**પરદા-દાર** વિ. [જુઓ 'પરદો' + ફા. પ્રત્યય.] જુઓ 'પરદે-
**પરદાદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'પરદેનશીની.'
**પર-દાદો** પું. [સં. + જુઓ 'દાદો.'] દાદાનો બાપ, પ્રપિતામહ. (૨) દાદાનો તે તે પૂર્વજ
**પરદા-નશીન** જુઓ 'પરદે-નશીન.'
**પરદાનશીની** જુઓ 'પરદેનશીની.'
**પર(-ડ)દા-પરિષદ** સ્ત્રી. [જુઓ 'પર(-ડ)દો' + 'પરિષદ.'] (લા.) સ્ત્રીઓની સભા (કાંઈક કટાક્ષમાં)
**પરદા-પોશ** વિ. [ફા. 'પર્દહ્-પોશ્'] જુઓ 'પરદે-પોશ.'
**પરદાપોશી** સ્ત્રી. [ફા. 'પર્દહ્-પોશી'] જુઓ 'પરદે-પોશી.'
**પર(-ડ)દા-બીબી** સ્ત્રી. [જુઓ 'પર(-ડ)દો' + 'બીબી.'] બુરખાવાળી સ્ત્રી, પરદે-નશીન નારી. (૨) વિ. (લા.) શરમાળ
**પર(-ડ)દાયન** વિ. [જુઓ 'પર(-ડ)દો' દ્વારા.] પરદે-નશીન. (૨) (લા.) શરમાળ
**પર-દાર** સ્ત્રી. [સં.,પું.], **-રા** સ્ત્રી. [સં. °दार પું.] પારકાની સ્ત્રી
**પરદાર(-રા)-ગમન** ન. [સં. परदार-गमन] પારકી સ્ત્રી સાથેનો વ્યભિચાર [સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર
**પરદાર(રા)-ગામી** વિ.,પું. [સં. परदार-गामी પું.] પારકી
**પરદાર(-રા)-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં. परदार-संबन्ध]

પારકી સ્ત્રી સાથેનો અયોગ્ય સંબંધ

**પરદારાભિગમન** ન. [સં. परदार + अभि-गमन] જુઓ 'પરદાર-ગમન.' [છેડતી

**પરદારાભિમર્ષ** પું. [સં. पर-दार + अभि-मर्ष] પારકી સ્ત્રીની

**પરદારા-સંબંધ** (-સમ્બન્ધ) જુઓ 'પરદાર-સંબંધ.'

**પરદારોપસેવન** ન. [સં. परदार + उप-सेवन] જુઓ 'પરદાર-ગમન.'

**પર-દાસત્વ** ન. [સં.] બીજાના ઘરની નોકરી

**પર-દિલ** ન. [સં. + ફા.] પારકાનું દિલ, બીજાનું હૈયું

**પર(-ડ)દી** સ્ત્રી. [જુઓ 'પર(ડ-)દો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પડદો. (૨) પથ્થર ઈંટો કે પાટિયાં વગેરેની નાની સાંકડી ભીંત [દુઃખ

**પર-દુઃખ** ન. [સં.] પારકાંઓને થતી વ્યથા, પારકાંઓનું

**પરદુઃખ-ભંજક** (-ભઞ્જક) વિ. [સં.], **પરદુઃખ-ભંજન** (-ભઞ્જન) વિ. [સં.] પારકાંઓનું દુઃખ દૂર કરનાર

**પર-દૂષણ** ન. [સં.] પારકાંઓનો દોષ કે ખામી

**પર(-ડ)દે-દાર** જુઓ 'પરદા-દાર'–'પરદે-નશીન.'

**પર(-ડ)દેદારી** જુઓ 'પરદાદારી.'–'પરદેનશીની.'

**પર(-ડ)દે-નશીન** વિ. [ફા. પર્દહ્-નશીન્] પરદામાં રહેનારું, ઓઝલમાં રહેનારું [રહેવાપણું

**પર(-ડ)દેનશીની** સ્ત્રી. [ફા. પ્રત્યય] પરદામાં–ઓઝલમાં

**પર(-ડ)દે-પોશ** વિ. [ફા. પર્દહ્-પોશ્] પડદામાં રહેલું

**પર(-ડ)દેપોશી** સ્ત્રી, [ફા-પર્દહ-પોશી] જુઓ 'પરદેનશીની.'

**પર-દેશ** પું. [સં.] પોતાના દેશ સિવાયનો હરકોઈ બીજો દેશ, દેશાંતર, વિદેશ. [**૦ ખેડવો** (રૂ.પ્ર.) કામ-ધંધા અંગે વિદેશમાં જવું. **૦ સેવવો** (રૂ.પ્ર.) કામધંધા અંગે વિદેશમાં રહેવું]

**પરદેશ-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] દેશની સરકારનું અન્ય દેશો સાથેના સંબંધને લગતું ખાતું કે તંત્ર, વિદેશ-ખાતું, 'ફોરીન રિલેશન ડિપાર્ટમેન્ટ'

**પરદેશ-ગમન** ન. સં.] પર-દેશમાં જવું એ, વિદેશ-ગમન

**પરદેશ-ડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] વિદેશ. (પદ્યમાં.)

**પરદેશણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પરદેશી' + ગુ. 'અણ' સ્ત્રી-પ્રત્યય.] પરદેશી સ્ત્રી. (૨) પર-દેશમાં રહેતી સ્ત્રી

**પરદેશ-પ્રસ્થાન** ન. [સં.] પર-દેશ જવા સોઢવું એ, 'ઇમિ-ગ્રેશન' (ગો.મા.)

**પરદેશ-વાસ** પું. [સં.] વિદેશ-વાસ

**પરદેશવાસી** વિ. [સં.,પું.] વિદેશમાં રહેનારું

**પરદેશી** વિ. [સં., પું.], **-શીય** વિ. [સં.] પર-દેશને લગતું, પરદેશનું, વિદેશી

**પર(-ડ)દો** પું. [ફા. પર્દહ્] આંતરો, ટેરો. (૨) ઓઝલ, બુરખો, અવગુંઠન, ઘૂમટો. (૩) કાનનું અંદરનું ધ્વનિ ઝીલતું પડ. (૪) તંતુ-વાદ્યમાંનો સ્વરસ્થાનો માટેનો તે તે આંતરો. (૫) 'વાલ્વ.' (૬) પથ્થર ઈંટો કે પતરાંથી મર્યાદા સાચવી આપનારી નાની દીવાલ. [**-દા પાછળ રહીને** (-રૈ:ને) (રૂ.પ્ર.) છુપાઈ ને. (૨) દગાથી. **-દાની વાત** (રૂ. પ્ર.) છાની વાત. **-દામાં રાખવું, -દે રાખવું** (રૂ.પ્ર.) છુપાવી રાખવું. **-દે ના-(-નાં)ખવું** (રૂ. પ્ર.) મવાયેલા માણસને સારવાર માટે છિપાને રાખવું **૦ ઉઘાડવો, ૦ ખોલવો** (રૂ. પ્ર.) ખુલ્લું કરવું, ઉઘાડું પાડવું. **૦ ઉઘાડો કરવો, ૦ કાઢી ના(-નાં)ખવો** (રૂ. પ્ર.) ખુલાસો કરવો. (૨) વાત છતી કરવી. **૦ ઊંચ-કાવો, ૦ ઊઘડવો, ૦ ખૂલવો** (રૂ. પ્ર.) છૂપી વાત બહાર આવી જવી. **૦ ના(નાં)ખવો, ૦ પાડવો** (રૂ. પ્ર.) વાતને ઢાંકી નાખવી. **૦ પાળવો** (રૂ. પ્ર,) ઓઝલનો રિવાજ રાખવો. **૦ રાખવો** (રૂ, પ્ર,) વાત છુપાવવી]

**પર-દોષ** પું. [સં.] જુઓ 'પર-છિદ્ર.' [(ભૂ. ગો.)

**પરદોષ-પ્રકોપ** પું. [સં.] ભ્રાંત દર્શન, 'પ્રોજેક્શન.'

**પરદોષામર્ષ** પું. [+ સં. अ-मर्ष] જુઓ 'પરદોષ-પ્રકોપ.'

**પર-દ્રવ્ય** ન. [સં.] બીજાનો પદાર્થ, બીજાની ચીજ-વસ્તુ

**પર-ધન** ન. [સં.] પારકાની સંપત્તિ, પારકું ધન

**પર-ધર્મ** પું. [સં.] પોતાનો ન હોય તેવો ધર્મ, વિ-ધર્મ (ધર્મના અર્થ માટે જુઓ 'ધર્મ.')

**પરધર્મ-દૂષણ** ન. [સં.] બીજાનાં ધર્મ-ગુણ-લક્ષણ વગેરેમાંની ખામી. (૨) બીજાનાં ધર્મ-ગુણ-લક્ષણ વગેરેમાં ખામી શોધવાનું કાર્ય [બુદ્ધિ કે સમભાવ

**પરધર્મ-સહિષ્ણુ** વિ. [સં.] અન્યના ધર્મ તરફ આદર

**પરધર્મસહિષ્ણુ-તા** સ્ત્રી. [સં.] પરધર્મસહિષ્ણુ હોવાપણું

**પરધર્માસહિષ્ણુ** વિ. [+ સં. अ-सहिष्णु] બીજાના ધર્મ તરફના સમભાવનો અભાવ

**પરધર્માસહિષ્ણુ-તા** સ્ત્રી. [સં.] પરધર્માસહિષ્ણુ હોવાપણું

**પરધર્મી** વિ. [સં., પું.], **-ર્મીય** વિ. [સં.] બીજા ધર્મ-સંપ્રદાયનું, વિધર્મી

**પરધાન** ન. [સં. परि-धान, અર્વા. તદ્ભવ] (લા.) લગ્નના વિધિ પહેલાં વરના પગ ધોઈ ચાંલ્લો કરી શ્રીફળ સાથે લગ્ન-પત્રી અને ધોતિયું કે રેશમી વસ્ત્ર આપવામાં આવે છે તે

**પર-ધામ** ન. [સં.] પરમ ધામ. (સો સૌની ધાર્મિક માન્યતા પ્રમાણેનું મૃત્યુ પછી મળતું મનાતું ઉત્તમ સ્થાન)

**પરધી** સ્ત્રી. લોઢાના પતરાથી મઢેલી લાકડી

**પર-નગર** ન. [સં.] વતન સિવાયનું શહેર

**પર-નર** પું. [સં.] પતિ ન હોય તેવો અન્ય આદમી

**પર-નાત** (-ત્ય) સ્ત્રી. [સં. + જુઓ 'નાત.'] પોતાની નાતથી જુદી નાત, પર-જ્ઞાતિ

**પર-નાતીલું** વિ. [સં. + જુઓ 'નાતીલું.'] બીજી નાતનું, પોતાનાથી જુદી નાતનું, પરજ્ઞાતિનું

**પર-નારી** સ્ત્રી. [સં.] પોતાની પરણેતર ન હોય તેવી અન્ય સ્ત્રી. (૨) અજાણી સ્ત્રી [ગણનાર સદાચરણી પુરુષ

**પરનારી-સહોદર** પું. [સં.] પારકી સ્ત્રીને પોતાની બહેન

**પરનાલિ(-ળિ)કા** સ્ત્રી. [સં. प्र-णालिका, અર્વા. તદ્ભવ] પરંપરાથી ચાલતી આવેલી રૂઢિ, કુળાચાર

**પરનાળ** (-ળ્ય) સ્ત્રી. [સં. प्र-णाली, અર્વા. તદ્ભવ] નેવાંનાં પાણી ઝીલી એક બાજુ વહેવડાવવા કે એક સ્થળેથી બીજે સ્થળે પાણી લઈ જવા જોડવામાં કે કરવામાં આવતી અર્ધગોળાકાર નળિયા-ઘાટની યોજના. (૨) ઘંટીનો ખીલડો નાખવાની ભૂંગળી

**પરનાળિકા** જુઓ 'પરનાલિકા.'

**પરનાળું** ન. [સં. प्रणालक દ્વારા] ઊંચે રાખેલી કૂંડીના

નાળચામાંથી પાણી પડે એ રીતે નાહવાની નાણી
**પર-નિંદક** (-નિન્દક) વિ. [સં.] બીજાની નિંદા કરનાર
**પર-નિંદા** (-નિન્દા) સ્ત્રી. [સં.] બીજાની બદગોઈ
**પર-પક્ષ** પું. [સં.] સામો પક્ષ, વિરોધ-પક્ષ. (૨) શત્રુ-પક્ષ
**પર-પક્ષી** વિ. [સં., પું.] વિરોધ પક્ષનું. (૨) શત્રુ, દુશ્મન
**પરપરિતાપ-પ્રિયતા** સ્ત્રી. [સં.] પારકાને ઉચાટ કરવાનું પસંદ કરવાની સ્થિતિ, 'સૅડિઝમ' (ભૂ. ગો.)
**પરપખિયું** ન કણજીના ઝાડનું બી
**પરપંચ** (પરપઞ્ચ) પું. [સં. પ્રપઞ્ચ, અર્વા. તદ્ભવ] કાવા-દાવા, છળ-ભેદ. (૨) કાવતરું [ગેરહાજરીમાં
**પર-પારોઠે, પર-પારોઠ** (-પારોંઠ) ક્રિ. વિ. પછવાડેથી,
**પર-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] બીજાનું અન્ન
**પરપિંડોપજીવી** (-પિણ્ડોપજીવી) વિ. [+ उपजीवी, પું.] બીજાના આપેલા અન્ન ઉપર ગુજરાન ચલાવતું
**પરપીડન-પ્રિયતા** સ્ત્રી. [સં.] જુઓ 'પરપરિતાપ-પ્રિયતા.'
**પર-પુરુષ** પું. [સં.] જુઓ 'પર-નર.'
**પરપુરુષ-સ્પર્શ** પું. [સં.] પારકા પુરુષને અડી જવું એ
**પર-પૂંઠે** (-ઠ્યે) ક્રિ.વિ. [સં. + જુઓ 'પૂંઠ' + ગુ. 'એ' સા. વિ.,પ્ર.] પાછળથી, પછવાડે, ગેરહાજરીમાં, પરપારોઠ
**પર-પેઠ** (-ઠ્ય) સ્ત્રી. કોઈ કારણસર હૂંડીનાં નાણાં ન મળે ત્યારે ત્રીજે દસ્તાવેજ કરવામાં આવે તે
**પરપોટિયું** વિ. [જુઓ 'પરપોટો'+ગુ. 'ઇયું' ત.પ્ર.] પરપોટા જેવું. (૨) ક્ષણ-ભંગુર. (૩) ન. તે તે નાનો પરપોટો, બડબડિયું
**પરપોટી** સ્ત્રી. [જુઓ 'પરપોટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો નાનો તે તે પરપોટો, બડબડિયું, પરપોટિયું
**પરપોટો** પું. [રવા.] પ્રવાહીમાં હવાને કારણે થતો કોડા જેવો આકાર, બુદબુદ. (૨) (લા.) ખોટો અને ખાલી દેખાવ, ભરમ. [૦ ફૂટવો (રૂ. પ્ર.) ખોટો આડંબર ખુલ્લો પડી જવો]
**પર-પોલું** વિ. ખીલેલું, વિકસિત. (૨) તંદુરસ્ત, હૃષ્ટ-પુષ્ટ
**પરપ્રત્યય-નેય** વિ. [સં.] પારકાની બુદ્ધિ પ્રમાણે દોરવાઈ જનારું
**પરપ્રત્યય-નેય-બુદ્ધિ** [સં.] બીજા માણસની સમઝ પ્રમાણે દોરવાઈ જાય તેવી મતિ. (૨) ગુલામી મનોદશા 'સ્લેઇવ-મેન્ટાલિટી.' (દ. બા.) (૩) વિ. પારકાથી દોરવાઈ જાય તેવી મતિવાળું, પરમતિયું
**પર-પ્રકાશિત** વિ. [સં.] બીજાના તેજથી પ્રકાશેલું. (૨) બીજાને કારણે પ્રસિદ્ધ થયેલું [કારણે પ્રકાશ પામનારું
**પરપ્રકાશી** વિ. સં.,પું.] બીજાના તેજવાળું. (૨) બીજાને
**પર-પ્રાંત** (-પ્રાન્ત) પું. [સં.] બીજાનો પ્રદેશ, પોતાની જ્યાં સત્તા ન હોય તેવો ભૂ-ભાગ
**પરપ્રાંતી** (-પ્રાન્તી) વિ. [સં., પું.], -તીય વિ. [[સં.] બહારના પ્રાંતનું, બીજા પ્રાંતનું [(જ. ભ. દૂ.)
**પર-પ્રેરક** વિ. [સં.] બીજાને પ્રેરનારું, 'ઇમ્પ્રેશનિસ્ટિક'
**પરબ**[૧] ન. [સં. पर्व, અર્વા. તદ્ભવ] તહેવાર, ઉત્સવ. (૨) તહેવાર-ઉત્સવનો દિવસ
**પરબ**[૨](-વ[૨]) ન. [સં. प्रपा સ્ત્રી. દ્વારા] માર્ગમાં મુસાફરોને પાણી પીવાનું ધર્માદા-સ્થાન
**પરબ-ડી** સ્ત્રી. [જુઓ 'પરબ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.+ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગામના ચોરામાં કે ગોંદરે પક્ષીઓ સલામત રીતે ચણી શકે એ માટેનું બાંધ-કામ
**પરબતડી** સ્ત્રી. કબૂતરો. (પદ્યમાં.) [શત્રુનું સૈન્ય
**પર-બલ**(-ળ) ન. [સં.] બીજાનું બળ, અન્યની શક્તિ. (૨)
**પરબા(-મ, -મા)ણ** ન. સઢને પસારવાની સાકઠી. (વહાણ.)
**પરબા(-ભા)રું** વિ. અંદર આવ્યા સિવાય બારોબાર જનારું
**પરબિ(-વિ)યો** વિ., પું. [જુઓ 'પરબ[૨](-વ)' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પરબ ઉપર પાણી પિવડાવનાર માણસ
**પરબીડિયું** ન. [જુઓ 'પરબીડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.], **પરબીડું** ન. [જુઓ 'બીડું;' 'પર' સ્પષ્ટ નથી.] લખેલો કાગળ બીડવાની કોથળી, લખોટો, 'એન્વલપ,' 'કવર'
**પરબીડો** પું. [જુઓ 'પરબીડું.'] મોટું પરબીડિયું
**પર-બ્રહ્મ** ન. [સં.] અનાદિ અનંત તરીકે કહેવામાં આવતું સૃષ્ટિના આદિ કારણ-રૂપ પરમ તત્ત્વ, પરમાત્મા, પરમેશ્વર, ભગવાન, પુરુષોત્તમ
**પર-ભક્ષી** વિ. [સં., પું.] પારકાનું ખાનારું [પર-જન્મારો
**પર-ભવ** પું. [સં.] પૂર્વનો યા પછીનો અવતાર, પર-જન્મ,
**પરભવવું**[૧] અ. ક્રિ. [સં. प्र-भू-भव्, અર્વા. તદ્ભવ] વિજયી થવું, સફળ થવું, ફાવવું. **પરભવાવું** ભાવે., ક્રિ. **પરભવાવવું** પ્રે., સ. ક્રિ.
**પરભવવું**[૨] સ. ક્રિ. [સં. परि-भू-भव, અર્વા. તદ્ભવ] પરાભવ કરવો. (૨) દુઃખ આપવું, પજવવું, હેરાન કરવું. (૩) થકવવું, કાયર કરવું. (૪) તિરસ્કારવું
**પરભવાવવું,**[૧-૨] **પરભવાવું**[૧-૨] જુઓ 'પરભવવું.[૧-૨]'માં
**પરભવિક** વિ. [સં. पर-भव + इक ત. પ્ર., સં.માં શબ્દ નથી.] બીજા ભવને લગતું, પરભવનું
**પરભાતિયું** જુઓ 'પ્રભાતિયું.'
**પરભારું(-રું)** જુઓ 'પરબારું.'
**પર-ભાર્યા** સ્ત્રી. [સં.] બીજાની પત્ની
**પર-ભાર્યું** જુઓ 'પર-ભારું'–'પરબારું.'
**પર-ભાષા** સ્ત્રી. [સં.] બીજાની ભાષા, પારકી ભાષા
**પરભુ** પું. [સં. प्रभु, અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રભુ.'
**પર-ભુક્ત** વિ. [સં.] બીજાએ ભોગવેલું–ખાધેલું
**પર-ભુક્તા** વિ., સ્ત્રી. [સં.] પર પુરુષે ભોગવેલી સ્ત્રી, વ્યભિચરિત સ્ત્રી
**ભર-ભૃત** સ્ત્રી. [સં.], -તિકા [સં.માં નવો શબ્દ સં. इका ત. પ્ર.થી](લા.) કોયલ [નુકસાન પહોંચાડવું એ
**પર-ભોગ** પું. [સં.] બીજાનો નાશ કરવો એ, બીજાને
**પર-ભોગી** વિ. [સં., પું.] બીજાનો ઉપભોગ કરનાર. (૨) બીજાને પોતાનો લાભ આપનાર (જેમકે 'કેવડો' જેની પાસે હોય તેને સુગંધ ન આપે, સામા માણસને આપે.)
**પરમ**[૧] વિ. [સં.] પર, શ્રેષ્ઠ, ઉત્તમ. (૨) અ-નિર્વાચ્ય, 'ઍબ્સોલ્યૂટ.' (૩) અંતિમ, સર્વોત્કૃષ્ટ સ્થાને રહેલું
**પરમ**[૨] ક્રિ. વિ. ગયે કે પછીને ત્રીજે દહાડે ['પરમ દહાડે' એવો રૂઢ પ્રયોગ] [ઉપર રહેલું (બ્રહ્મ.) (વેદાંત.)
**પરમકાષ્ઠાપન્ન** વિ. સં. परम-काष्ठा+आ-पन्न] સર્વોચ્ચ સ્થાન

**પરમ-ક્રોધી** વિ. [સં., પું.] અત્યંત ક્રોધ ધરાવનારું
**પરમ-ગતિ** સ્ત્રી. [સં.] આત્યંતિક મોક્ષ, આત્યંતિક ભગવત્સા-રૂપ્ય વગેરે અંતિમ ઉચ્ચ ગતિ
**પરમ-જ્ઞાન** ન [સં.] ઉચ્ચ કોટિનું બ્રહ્મ-જ્ઞાન [પરમાત્મા
**પરમ-જ્યોતિ** ન. [સં. જ્યોતિસ્ ન.] પરમ તેજોરૂપ બ્રહ્મ,
**પરમટો** પું. એક જાતનું ચીકણું સુતરાઉ કાપડ
**પરમણ** જુઓ 'પરબાણ'-પર-માણ.'
**પર-મત** પું. [સં., ન.] બીજાનો મત કે અભિપ્રાય
**પરમ-તત્ત્વ** ન. [સં.] જુઓ 'પર-તત્ત્વ.'
***પરમતત્ત્વસત્તા-વાદ*** *પું. [સં.] સર્વોપરિ પરમ તત્ત્વ છે* એવો મત-સિદ્ધાંત, પરમાર્થસત્તા-વાદ, 'એબ્સોલ્યુટિઝમ'
**પરમત-સહિષ્ણુ-તા** સ્ત્રી. [સં.] બીજાના મતને ખમી ખાવો એ, સમભાવ-વૃત્તિ
**પરમ-તા** સ્ત્રી. [સં.] પરમપણું, સર્વોચ્ચ-તા
**પરમતિયું** વિ. સં. પર-મતિ + ગુ. 'ઇયું' ત. પ્ર.] બીજાની બુદ્ધિ પ્રમાણે ચાલનારું, પરપ્રત્યયનેય-બુદ્ધિ
**પરમ-દહાડે** (-દા:ડે) ક્રિ. વિ. [સં. + જુઓ 'દહાડો' + ગુ. 'એ' સા. વિ., પ્ર.], **પરમ-દિવસ(-સે)** ક્રિ. વિ. [ + સં. દિવસ + ગુ. 'એ' સા. વિ., પ્ર.], **પરમ દી** ક્રિ. વિ. [+જુઓ 'દી' ('વસ' લુપ્ત)] ગઈ કાલને આગલે દિવસે કે આવતી કાલને પછીને દિવસે [છેલ્લામાં છેલ્લું બ્રહ્મ-ધામ
**પરમ-ધામ, પરમ-પદ** ન. [સં.] પરમાત્માનું સર્વોચ્ચ ઠેકાણું,
**પરમપદ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરમ-ગતિ.'
**પરમ-પિતા** પું. [સં.] પરમેશ્વર, પરમાત્મા
**પરમ-પુરુષ** પું. [સં.] જુઓ 'પર-બ્રહ્મ.' [મોક્ષ, મુક્તિ
**પરમ-ફલ(-ળ)** ન. [સં.] સર્વથી ઉત્તમ છેલ્લું પરિણામ—
**પરમ-બ્રહ્મ** ન. [સં.] જુઓ 'પર-બ્રહ્મ.'
**પરમ-ભાગવત** વિ. [સં.] પરમ-વૈષ્ણવપણું બતાવનારો એક ઇલકાબ, પરમ-વૈષ્ણવ
**પરમ-માહેશ્વર** વિ. [સં.] માહેશ્વર સંપ્રદાય—શૈવ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હોવા માટેનો એક ઇલકાબ, પરમ-શૈવ
**પરમ-વ્યોમ** ન. [સં.] પર-બ્રહ્મનું વિહાર-સ્થાન (તૈત્તિરીય ઉપનિષદ પ્રમાણે). (૨) ચિદાકાશ
**પરમ-શૈવ** વિ, [સં.] જુઓ 'પરમ-માહેશ્વર.'
**પરમ-હંસ** (-હંસ) પું. [સં.] સંન્યાસની છેલ્લી ચોથી કોટિએ પહોંચેલો સાધક—સર્વ રીતે જિતેંદ્રિય સંન્યાસી
**પરમહંસ-વૃત્તિ** (-હંસ-) સ્ત્રી. [સં.] પરમ-હંસ તરીકેનું વર્તન, પરમ-હંસના જેવું વર્તન, સર્વથા-ત્યાગવૃત્તિ
**પરમા** સ્ત્રી. [સં.] અધિક કે પુરુષોત્તમ માસની વદિ અગિયારસ. (સંજ્ઞા.)
**પરમાક્ષર** ન. [સં. परम + अ-क्षर] અવિનાશી શાશ્વત અક્ષર તત્ત્વ (નિરંજન નિરાકાર બ્રહ્મ). (વેદાંત.)
**પર-માટી** સ્ત્રી. [સં. + જુઓ 'માટી.'] (લા.) માંસ
**પરમાણ**¹ ન. [સં. परिमाण, અર્વા. તદ્ભવ] જુઓ 'પરમાણું.¹'
**પરમાણ**² ન. [સં. प्रमाण, અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રમાણ.'
**પરમાણ**³ જુઓ 'પરબાણ.' (વહાણ.)
**પરમાણ**⁴ ન. પાણીના ખોડ માંહેના ખાડામાં ગોળાકાર બંધબેસતા કરાતા લાકડાનો પાતળો ઊભો ટુકડો
**પરમાણવું** પ.ક્રિ. [જુઓ 'પરમાણ²'—ના. ધા.] પ્રમાણિત કરવું. (૨) માન્ય રાખવું, કબૂલવું. (૩) જાણવું
**પરમાણુ** પું., ન. [સં. परम + अणु પું.] પદાર્થનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ એક સ્વરૂપ કે અંશ કે જેનો પછી વિભાગ કોઈ જ ન શકે, 'એટમ.' (વૈશે.) (૨) કાગળનો સૂક્ષ્મ વિભાગ
**પરમાણુ-ગર્ભીય** વિ. [સં.] જેમાં પરમાણુ રહેલ છે તેનું, 'ન્યુક્લિયર' (હ. ભાયાણી)
**પરમાણુભારાંક** (-ભારાઙ્ક) પું. [+સં. अङ्क] પરમાણુનું વજન *દર્શાવતો આંકડો* [વેઇટ'.(અ.ત્રિ.)
**પરમાણુ-ભાર** પું. [સં.] પરમાણુને લગતું વજન, 'એટમિક
**પરમાણુ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] પરમાણુ હોવાપણું
**પરમાણુ-વાદ** પું. [સં.] મૂલ એક માત્ર પરમાણુમાંથી સૃષ્ટિનો વિકાસ થયો છે એવો મત-સિદ્ધાંત (ન્યાય-વૈશેષિકનો)
**પરમાણુવાદી** વિ. [સં-, પું.] પરમાણુ-વાદમાં માનનાર
**પરમાણું**¹ ન. [જુઓ 'પરમાણ¹' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] માપ કરવું એ (જેમકે શરીરનાં કપડાં સીવવા, જોડા સીવવા વગેરેનું) [જુઓ 'પ્રમાણ.'
**પરમાણું**² ન. [જુઓ 'પરમાણ²' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.]
**પરમાણે** ક્રિ. વિ. [જુઓ 'પરમાણ²' + ગુ. 'એ' ત્રી.વિ., પ્ર.] જુઓ 'પ્રમાણે.'
**પરમાત્મ** ન. [સં. परम + आत्मन् 'બ્રહ્મ'ને કારણે ન.]
**૦ તત્ત્વ** ન. [સં.] પરમાત્મ—તત્ત્વરૂપ બ્રહ્મ. (વેદાંત.)
**પરમાત્મ-દર્શન** ન. [સં.] પ્રભુનો સાક્ષાત્કાર, બ્રહ્મ-સાક્ષાત્કાર. (વેદાંત.) [રહેલ છે એવી સમજ
**પરમાત્મ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સર્વત્ર પરબ્રહ્મ-પરમાત્મા ઓત-પ્રોત
**પરમાત્મા** પું. [સં. परम + आत्मा (आत्मन् નું પ. વિ., એ.વ.)] પરથી પર રહેલું પરમ બ્રહ્મ, પરમેશ્વર
**પરમાત્માંશ** (પરમાત્માંશ) પું. [સં. परमात्मन् + अंश] પર-માત્માનો અંશ
**પરમાદર** પું. [સં. परम + आ-दर] ભારે સંમાન, મોટો સત્કાર
**પરમાદિત્ય** વિ. [સં. परम + आदित्य] મધ્યકાલમાં સૂર્યને પરમ-તત્ત્વ તરીકે માનનારા સંપ્રદાયનો ચુસ્ત અનુયાયી હોવાને કારણેનો એક ઇલકાબ, પરમ સૂર્યભક્ત
**પરમાદ્ભુત** વિ. [સં. परम + अद्भुत] અત્યંત નવાઈ ઉપજાવે તેવું
**પરમાદ્વૈત** ન. [સં. परम + अद्वैत] આત્યંતિક અભેદ. (વેદાંત.) (૨) શુદ્ધ અદ્વૈત. (૩) કેવલ અદ્વૈત
**પરમાદ્વૈત-વાદ** પું [સં.] જડ જીવ અને બ્રહ્મનો આત્યંતિક અભેદ છે એવો મત-સિદ્ધાંત. (૨) શુદ્ધાદ્વૈત-વાદ, અખંડ બ્રહ્મવાદ. (૩) કેવલાદ્વૈતવાદ. (વેદાંત.)
**પરમાદ્વૈત-વાદી** વિ. [સં., પું.] પરમાદ્વૈતવાદમાં માનનાર
**પરમાધાર** પું. [સં. परम + आ-धार] ભારે મોટું અવલંબન કે ટેકો, મોટો આશ્રય
**પર-માનસ** ન. [સં.] પરમ-ચૈતન્યની સ્થિતિ, અધિ-માનસ, 'સુપર-માઇન્ડ,' 'સુપર-કૉન્શિયન્સ'
**પરમાનંદ** (-નન્દ) પું. [સં. परम + आ-नन्द]] ખૂબ ખૂબ મોજ, ઘણી જ પ્રસન્નતા. (૨) સર્વોત્કૃષ્ટ બ્રહ્મનો આનંદ,

આનંદ-રૂપ પરમાત્મા

**પરમાન્ન** ન. [સં. परम + अन्न] સર્વશ્રેષ્ઠ ખોરાક. (૨) (લા.) દૂધ-પાક, પાયસ, ક્ષીરાન્ન

**પરમાપત્તિ** સ્ત્રી. [સં. परम + आ-पत्ति], -દ સ્ત્રી. [સં. आ-पद्], -દા સ્ત્રી. [સં.] ભારે મોટી આફત, અત્યંત મોટી મુશ્કેલી

**પરમાપ્ત** વિ. [સં. परम + आप्त] જેના ઉપર સપૂર્ણ વિશ્વાસ મૂકી શકાય તેવું (એ વેદ, અન્ય શાસ્ત્રો, પ્રાચીન ઋષિઓ અને એમનાં વચન અને ઉચ્ચ કોટિના અન્ય શાસ્ત્રવેત્તાઓ અને એમના ગ્રંથ) [(શાસ્ત્રોક્ત ૧૨૦ વર્ષની)

**પરમાયુ** ન. [સં. परम + आयुस्] અધિકમાં અધિક આવરદા

**પરમાર** પું. મધ્ય કાલના રાજપૂતોની એક શાખા અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) એ શાખામાંથી છૂટા પડી બીજા ધંધા સ્વીકારતાં પડેલી ભિન્ન ભિન્ન જ્ઞાતિઓમાં એ અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પરમારથ** પું. [સં. परम + अर्थ. અર્વા. તદ્ભવ] બીજાનું ભલું થાય એવું કરી છૂટવું એ, પરોપકારનું કામ, પરદુઃખ-ભંજન-તા

**પરમારથી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર. અથવા સં. परमार्थी, અર્વા. તદ્ભવ], -થું વિ. [ + ગુ. 'ઉ' ત. પ્ર.] પરમારથ કરનાર [સર્વશ્રેષ્ઠ (પરમાત્મા)

**પરમારાધ્ય** વિ. [સં. परम + आ-राध्य] આરાધન કરવા માટેનું

**પરમારિ** પું. [સં. परम + अरि] ભારે મોટો શત્રુ

**પરમાર્થ** પું. [સં. परम + अर्थ ] સર્વોત્તમ ભાવાર્થ. (૨) સર્વોત્તમ હેતુ-પ્રયોજન. (૩) (લા.) પરમ-તત્ત્વ, પર-બ્રહ્મ. (૪) મોક્ષ, મુક્તિ. (૫) જુઓ 'પરમારથ.' (૬) વિ. યથાર્થ, તદ્દન સત્ય, સાવ સાચું

**પરમાર્થ-તત્ત્વ** ન. [સં.] જુઓ 'પરમાર્થ(૩-૪).'

**પરમાર્થ-દર્શી** વિ., [સં., પું.] પરમ-તત્ત્વનું દર્શન કરનાર, બ્રહ્મ-દર્શી

**પરમાર્થ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] બધું જ બ્રહ્માત્મક છે એવો ખ્યાલ. (૨) બીજાંનું ભલું કરનારું મનનું વલણ

**પરમાર્થ-પરાયણ** વિ. [સં.] સાર્વત્રિક હિતમાં તત્પર

**પરમાર્થ-પરાયણ સુખવાદ** પું. [સં.] સાર્વત્રિક હિત સાધવાનો સિદ્ધાંત, 'યુનિવર્સલ હેડોનિઝમ' (અ.ત્રિ.)

**પરમાર્થ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] મોક્ષ-પ્રાપ્તિ, બ્રહ્માનન્ય-તા

**પરમાર્થ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] બ્રહ્મની સાથે અનન્યતા સાધવાનો વિચાર. (૨) જુઓ 'પરમાર્થ-દૃષ્ટિ(૨).'

**પરમાર્થ-ભૂત, પરમાર્થ-રૂપ** વિ. [સં.] પરમ અર્થ-રૂપે રહેલું

**પરમાર્થ-વિજ્ઞાન** ન. [સં.] અધ્યાત્મ-વિષયક ઉત્તમ જ્ઞાન, 'મેટાફિઝિક્સ' (મ.ન,)

**પરમાર્થ-વિદ** વિ. [સં. °विद्] પરમ અર્થનું જ્ઞાન ધરાવનાર

**પરમાર્થ-વૃત્તિ** સ્ત્રી. [સં.] બીજાંનું ભલું કરી છૂટવાનું વલણ કે લગની. જુઓ 'પરમાર્થ-બુદ્ધિ'-પરમાર્થ-દૃષ્ટિ.'

**પરમાર્થ** ન. [સં.] આત્મતત્ત્વ-વિદ્યા, અધ્યાત્મ-શાસ્ત્ર, મોક્ષ-શાસ્ત્ર [લ્યુટિઝમ'

**પરમાર્થસત્તા-વાદ** પું. [સં.] પરમતત્ત્વ-સત્તાવાદ, 'એબ્સો-

**પરમાર્થસત્તાવાદી** વિ. [સં., પું.] પરમતત્ત્વસત્તાવાદી, 'એબ્સોલ્યુટિસ્ટ'

**પરમાર્થી** વિ. [સં. परम + अर्थी, પું.], -થું વિ. [સં. परमार्थ + ગુ. 'ઉ' ત. પ્ર.] જુઓ 'પરમારથી, -થું.'

**પરમાર્હત** વિ. [સં. परम + आर्हत] જૈન સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હોવા માટેનો ઇલકાબ, પરમ-જૈન

**પરમાલંબન** (-લમ્બન) ન. [સં. परम+आ-लम्बन] સર્વોત્તમ મોટો આધાર [રૂપે રહેલું

**પરમાલંબન-ભૂત** (-લમ્બન-) વિ. [સં.] પરમ આલંબન-

**પરમાવગાઢ** વિ. [સં. परम + अव-गाढ] ચુસ્તપણે લાગી રહેલું, ચપોચપ થઈ રહેલું

**પરમાવધિ** પું., સ્ત્રી. [સં. परम + अवधि, પું.] છેલ્લામાં છેલ્લી મર્યાદા કે સીમા, પરમ-કાષ્ઠા, પરિ-સીમા

**પરમાવશ્યક** વિ. [સં. परम + आवश्यक] અત્યંત જરૂરી

**પરમાવશ્યક-તા** સ્ત્રી. [સં.] અત્યંત જરૂરિયાત

**પરમાવસ્થા** સ્ત્રી. [સં. परम + अव-स्था] છેલ્લામાં છેલ્લી હાલત. (૨) (લા.) મૃત્યુ, અવસાન. (૩) મોક્ષ, મુક્તિ

**પરમાશય** પું. [સં. परम + आ-शय] અંતિમ હેતુ કે પ્રયોજન-આદર્શ [અચંબો

**પરમાશ્ચર્ય** ન. [સં परम+आश्चर्य] ભારે મોટી નવાઈ, મોટો

**પરમાશ્રય** પું. [સં. परम + आ-श्रय] જુઓ 'પરમાધાર.'

**પરમાસક્ત** વિ. [સં. परम + आ-सक्त] ખૂબ જ લગની લાગી હોય તેવું [આસન કે બેઠક નથી તેવું સ્થાન

**પરમાસન** ન. [સં. परम + आसन] જેનાથી કોઈ બીજું ઊંચું

**પર-માહેશ્વર** વિ. [સં.] જુઓ 'પરમ-માહેશ્વર.'

**પરમાહ્લાદ** પું. [સં. परम + आ-ह्लाद] ભારે પ્રબળ આનંદ, મોટી ખુશાલી

**પરમિટ** સ્ત્રી. [અં. પર્મિટ] જુઓ 'પર્મિટ.'

**પર-મિતિ** સ્ત્રી. [સં.] કોઈ પણ સમ બાજુવાળી આ-કૃતિની બાજુઓના માપનો સરવાળો, 'પેરી-મીટર.(ગ.)

**પરમિયો** પું. [જુઓ 'પરમો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પરમો'-'પ્રમેહ.'

**પરમીલ** પું. સ્વીસર, સવ, મોરો. (વહાણ.)

**પર-મુખ** ન. [સં.] બીજાનું મોઢું, પારકું મોં

**પર-મુલક** પું. [સં. + જુઓ 'મુલક.'] જુઓ 'પર-દેશ.'

**પર-મૂત્રો** વિ., પું. [સં. पर-मूत्र + ગુ. 'ઓ' ત.પ્ર.] (લા.) વ્યભિચારી

**પરમે(-મો)ટો** પું. એક પ્રકારનું સુતરાઉ કાપડ

**પરમેશ** પું. [સં. परम + ईश] પર-બ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર

**પરમેશ્વર** પું. [સં. परम + ईश्वर] જુઓ પરમેશ.' (૨) ચક્રવર્તી રાજાનો એક ઇલકાબ

**પરમેશ્વર-બુદ્ધિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરમાત્મ-બુદ્ધિ.'

**પરમેશ્વરાધીન** વિ. [સં. परमेश्वर + अधीन] પરમાત્માને વશ

**પરમેશ્વરાર્પણ** ન. [સં. परमेश्वर + अर्पण] બધું ભગવાનને સોંપી દેવું એ, ભગવદર્પણ

**પરમેશ્વરી** સ્ત્રી. [સં.] અંબામાતા, દુર્ગામાતા

**પરમેષ્ઠી** પું. [સં.] બ્રહ્મા. (૨) શિવ. (૩) વિષ્ણુ. (૪) તીર્થંકર–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય–સાધુ (એ પાંચે). (જૈન.)

**પરમૈશ્વર્ય** ન. [સં. परम + ऐश्वर्य] ભારે મોટું ઈશ્વરપણું,

અત્યંત ઉચ્ચતમ મહત્તા, સર્વોત્કૃષ્ટ-તા
**પરમૈશ્વર્ય-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] પરમૈશ્વર્યવાળું
**પરમો** પું. [સં. પ્રમેહ, અર્વા. તદ્ભવ] પેશાબ-વાટે બગડેલું વીર્ય જવ્યા કરવાનો મહાપીડાકારી એક સંચારી રોગ, પરમિયો, 'ગોનોરિયા'
**પર-મોક્ષ** પું. [સં.] આત્યંતિક મુક્તિ. (વેદાંત.)
**પરમોચ્ચ** વિ. [સં. परम+उच्च] ઘણે જ ઊંચે રહેલું, (૨) સર્વોત્કૃષ્ટ
**પરમોજ્જવલ** (-ળ) વિ. [સં. परम + उज्ज्वल] અત્યંત ઊજળું
**પરમોટો** જુઓ 'પરમટો.'
**પરમોત્કર્ષ** પું. [સં. परम + उत्कर्ष] મોટામાં મોટી ઉન્નતિ, ભારે મોટો અભ્યુદય, 'આઇડિયાલિ-ઝેશન' (મ.ન.)
**પરમોત્કર્ષક** પું. [સં. परम + उत्कर्षक] પરમોત્કર્ષ કરી આપનાર
**પરમોત્કર્ષ-તા** સ્ત્રી. [સં.] ભારે ઉત્કર્ષની સ્થિતિ
**પરમોત્કૃષ્ટ** વિ. [સં. परम + उत्कृष्ट] સર્વશ્રેષ્ઠ, સર્વોત્કૃષ્ટ, સર્વોત્તમ [ઊલટ
**પરમોત્સાહ** પું. [સં. परम + उत्साह] પ્રબળ ઉમંગ, ભારે
**પરમોત્સાહક** વિ. [સં परम + उत्साहक] ખૂબ જ ઉમંગ લાવી આપનારું, ભારે ઉત્સાહ વધારનારું
**પરમોત્સાહી** વિ. [સં. परम + उत्साही પું.] ભારે ઉમંગી, પ્રબળ ઊલટવાળું
**પરમોદવું** સ.ક્રિ. [સં. प्र–मुद्-मोद्-, અર્વા. તદ્ભવ] પ્રમોદવું, આનંદ પામવું, ખુશ થવું. **પરમોદાવું** કર્મણિ., ક્રિ. **પરમોદાવવું** પ્રે., સ.ક્રિ.
**પરમોદાર** વિ. [સં. परम + उदार] અત્યંત મોટા દિલનું ઘણું જ ઉદાર. (૨) મોટું દાનેસરી
**પરમોદાવવું, પરમોદાવું** જુઓ 'પરમોદવું'માં.
**પરમોદ્ધારક** વિ. [સં. परम + उद्धारक] (લોકોની) અનેક પ્રકારની આપત્તિ દૂર કરનાર
**પરમોપકારી** વિ. [સં परम + उपकारी પું.] (બધાંનું) અનેક રીતે ભલું કરનાર [ભક્તિ કરનાર
**પરમોપાસક** વિ. [સં. परम + उपासक] અત્યંત ભાવે
**પર-મોળિયું** (-મોળ્યું) ન. [સં. + જુઓ 'મોળિયું.'] અંદરનું મોળિયું [(જૈન.)
**પરમૌદારિક** વિ. [સં. परम + औदारिक] જુઓ 'પરમોદાર.'
**પર-રાજ્ય** ન. [સં.] બીજાનું રાજ્ય, બીજાની રાજ્યસત્તા. (૨) પર-મુલક, અન્ય રાષ્ટ્ર
**પર-રૂપ** વિ. [સં.] પછી આવેલાના સ્વરૂપનું
**પરા-લક્ષી** વિ. [સં.,પું.] બીજાને ઉદ્દેશીને રહેલું, પરવિષયક, બાહ્યનિષ્ઠ, 'ઑબ્જેક્ટિવ.' (ન.ભો.) (કાવ્ય.) [(જૈન.)
**પર-લિંગ** (-લિઙ્ગ) ન. [સં.] અન્ય ધર્મ-સંપ્રદાયનું નિશાન.
**પરલી** સ્ત્રી. [સં. पल्ली] ગરોળી
**પરલે** પું. [સં. प्रलय, અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રલય.'
**પર-લોક** પું. [સં.] મૃત્યુ-લોક સિવાયની કોઈ અન્ય દુનિયા. [૦ જવું, પામવું, ૦ વસવું, સિધાવવું (રૂ.પ્ર.) મરણ પામવું. ૦ સુધારવો (રૂ.પ્ર.) સારાં કાર્ય કરવાં]
**પરલોક-ગમન** ન. [સં.], **પરલોક-પ્રાપ્તિ, પરલોક-યાત્રા** સ્ત્રી. [સં.] (લા.) અવ-સાન, દેહાંત, મૃત્યુ, મોત, મરણ
**પરલોક-લક્ષી** વિ. [સં., પું.] ઉત્તમ લોક મળશે એ દૃષ્ટિ રાખતું
**પરલોક-વાસ** પું. [સં.] (લા.) મરણ, અવસાન
**પરલોકવાસી** વિ. [સં.] અવ-સાન પામેલું, મરણ પામેલું, સ્વર્ગ-સ્થ, વૈકુંઠવાસી, ગોલોકવાસી, કૈલાસવાસી, બેહસ્ત-નશીન
**પર-લોયું** વિ. [સં. पर દ્વારા] બીજાની મદદથી કામ કરનારું (૨) બીજું, અન્ય [પરબ
**પરવ**[1] ન. [સં. पर्व, અર્વા તદ્ભવ], પર્વ, ઉત્સવ, તહેવાર,
**પરવ**[2] જુઓ 'પરબ.[2]'
**પરવટ, -ઠ, -ઠડી** જુઓ 'પલવટ.' [પોસાણ, અનુકૂળતા
**પરવડ** (-ડચ) સ્ત્રી. [જુઓ 'પરવડવું.'] પરવડવું એ,
**પરવડવું** અ.ક્રિ. પોસાવું, અનુકૂળ આવવું, પાલવવું
**પરવ-ડી** સ્ત્રી. [જુઓ 'પરવ[2]' + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પરબ-ડી.'
**પરવ(-વા)ણ** જુઓ 'પરબાણ'–'પરમાણ'–'પરમાણ.'
**પરવણી** સ્ત્રી. [સં. पर्वणी, અર્વા. તદ્ભવ] જુઓ 'પર્વણી.'
**પર-વતન** ન. [સં. + જુઓ 'વતન.'] પોતાના વસવાટનું ન હોય તેવું પર-પ્રાંતનું કે પર-દેશનું સ્થાન
**પરવતની** વિ. [સં. + જુઓ 'વતની.'] પરપ્રાંતીય કે પર-દેશી (માણસ)
**પરવત્તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] પરાધીનપણું, પરવશ-તા
**પરવર-દિગાર** વિ.,પું. [ફા. પર્વર્દિગાર્] (બધાંનું) પાલન-પોષણ કરનાર (પરમાત્મા, પરમેશ્વર, અલ્લાહ, ખુદા, 'ગૉડ') [પરવરાવું પ્રે., સ.ક્રિ.
**પરવરવું** અ.ક્રિ. ચાલતાં નીકળવું, સિધાવવું (પગથી).
**પરવરશ(-શી), પરવરિશ** સ્ત્રી. [ફા. પર્વરિશ્] બરદાસ, સેવા-ચાકરી, પરોણાગત
**પરવરાવું** જુઓ 'પરવરવું'માં.
**પર-વર્ણું** વિ. [સં. पर-वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] બીજાના જેવા રંગનું. (૨) બીજી જ્ઞાતિનું, પર-કોમનું
**પર-વર્તી** વિ. [સં.,પું.] પછીના ભાગમાં કે સામે રહેનારું. (૩) પછીના સમયનું
**પરવલી(-લ્લી)** જુઓ 'પરલી.'
**પર-વશ** વિ. [સં.] જુઓ 'પરાધીન.'
**પરવશ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'પરાધીન-તા.'
**પરવશી**[1] વિ. [સં. पर-वश+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પરવશ'-'પરાધીન.'
**પરવશી**[2](-સી) સ્ત્રી. [ફા. પર્વરિશ્] જુઓ 'પરવરશ.'
**પરવશુ** વિ. [સં. पर-वश + ગુ. 'ઉ' ત.પ્ર.], **પર-વશ્ય** વિ. [સં.] જુઓ 'પર-વશ'-'પરાધીન.'
**પરવશ્ય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'પરવશ-તા'-'પરાધીન-તા.'
**પરવસી(-શી**[2]**)** જુઓ 'પરવરશ.'
**પર-વસુ** વિ. [સં. पर-वश > પ્રા. पर-वस + ગુ. 'ઉ' ત.પ્ર.] જુઓ 'પરવશ'-'પરવશુ'-'પરાધીન.'
**પર-વસ્તુ** સ્ત્રી. [સં.,ન.] પારકાની ચીજ, પારકી વસ્તુ
**પરવળ** ન. [હિં. પરવલ] એક પ્રકારના વેલાનું શાકમાં

વપરાતું ફળ
**પરવા¹** ક્રિ.વિ. ગયે વરસે, આગલે વરસે
**પરવા²** જુઓ 'પરવાહ.³' [ગરજ, પરવાહ
**પરવા,³-વાઈ** સ્ત્રી. [ફા. પર્વા] દરકાર, જરૂર, સ્પૃહા,
**પરવાજ** સ્ત્રી. [ફા.] ઊડવું એ, ઊડી જઈ દૂર થવું એ
**પરવાડ (-ડ્ય)** સ્ત્રી. [સં. परि-पाटि > પ્રા. परिवाडि શ્રેણી, પંક્તિ] ગામને ફરતે કરેલી કાંટાની કે થોરની વાડ. (૨) ગામના પાછલા ભાગની હદ કે મર્યાદા
**પરવાણ** જુઓ 'પરવણ'-'પરબાણ.' (વહાણ.)
**પર-વાદ** પું. [સં.] બીજા બીજા મતવાદીઓનો સિદ્ધાંત, પર-દર્શન, પર-સિદ્ધાંત, પર-મત
**પરવાદી** વિ. [સં.,પું.] બીજા વાદવાળું, પરમતિયું
**પરવાન** વિ. [સં. परवान्] જુઓ 'પરાધીન.'
**પરવાનગી** સ્ત્રી. [ફા.] રજા, અનુજ્ઞા. (૨) સંમતિ, અનુમતિ. (૩) મંજૂરી
**પરવાનગી-પત્ર** પું. [+સં.,ન.] મંજૂરીનો પત્ર. (૨) ખસેડવાની રજા આપતો પરવાનો, 'ક્લિયરન્સ સર્ટિફિકેટ'
**પરવાના** પું. [ફા. પર્વાનહ્] પતંગિયું, ફૂદું
**પરવાના-તંત્ર (-તન્ત્ર)** ન. [જુઓ 'પરવાનો' + સં.] 'લાઇસન્સ' આપનારું સરકારી ખાતું, 'લાઇસન્સ ઑથોરિટી'
**પરવાના-દાર** વિ. [જુઓ 'પરવાનો' + ફા. પ્રત્યય.] જેને પરવાનો મળ્યો છે તેવું, પરવાનો ધારણ કરનારું, 'લાઇસન્સી'
**પરવાનો** પું. [ફા. પર્વાનહ્] રજા-ચિઠ્ઠી, સનદ, આજ્ઞા-પત્ર, 'પર્મિટ, 'લાઇસન્સ,' 'લેટર ઑફ ઇન્ટેન્ટ'
**પરવાર¹** પું.,સ્ત્રી. ફુરસદ, નવરાશ
**પરવાર²(-ર)** જુઓ 'પરવા.³'
**પરવારવું** અ.ક્રિ. [જુઓ 'પરવાર,¹'-ના.ધા.] કામમાંથી નવરા થવું, ફુરસદ મેળવવી. [પરવારી ચૂકવું, પરવારી બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) કામ પૂરું થતાં નવરા થવું. (૨) ખોઈ બેસવું, બધુંય ગુમાવવું]
**પરવારી** વિ. [ફા.] તંદુરસ્ત, હૃષ્ટ-પુષ્ટ, અલમસ્ત. (૨) પું. ભરવાડ જેવી એક જ્ઞાતિ અને એનો આદમી. (સંજ્ઞા.)
**પરવાળડું** વિ. [જુઓ 'પરવાળું' + ગુ. 'ડું' ત.પ્ર.] પરવાળાના જેવા રંગનું, પરવાળી [સ્વરૂપ
**પર-વાસુદેવ** પું. [સં] ભગવાન વાસુદેવનું એક ઉચ્ચ કોટિનું
**પરવાહ¹** પું. [સં. प्रवाह, અર્વા. તદ્ભવ-(પ્રા.)] જુઓ 'પ્રવાહ.' [અપાતો શેરડીનો ભાગ
**પરવાહ²** પું. શેરડીનો વાડ ચાલતો હોય ત્યારે ગામનાં છોકરાંને
**પરવાહ³** જુઓ 'પરવા'-'પરવાર.²'
**પરવાળિયો** પું. [જુઓ 'પરવાળું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પરવાળાના રંગનો સૌરાષ્ટ્રનો એક જાતનો ઘોડો. (૨) પરવાળાં વેચનાર વેપારી [રંગનું, પરવાળા જેવું
**પરવાળી** વિ. [જુઓ 'પરવાળું + ગુ. 'ઈ' ત.પ્ર.] પરવાળાના
**પરવાળાં** ન.,બ.વ. [જુઓ 'પરવાળું.'] (લા.) આંખમાં પાંપણના વાળ ખૂંચવાનો રોગ, 'ટ્રિકિઍસિસ'
**પરવાળું** ન. [સં. प्रवाल, અર્વા. તદ્ભવ + 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] રાતી ઝાંઈનું સમુદ્રનાં બારીક જંતુએ બનાવેલું કોટલું (-એ કિંમતી ગણાય છે અને ઘરેણાંમાં મોતીની જેમ વપરાય છે.)
**પર-વિનાશ** પું. [સં.] શત્રુનો નાશ, શત્રુનો સંહાર
**પરવિયો** જુઓ 'પરબિયો.'
**પર-વિષયક** વિ. [સં.] જુઓ 'પરલક્ષી'-'ઑબ્જેક્ટિવ.'
**પરવી** વિ. [જુઓ 'પરવ³' + ગુ. 'ઈ' ત.પ્ર.] પરબ ચલાવનાર ગૃહસ્થ
**પર-વીતી** સ્ત્રી. [સં. + જુઓ 'વીતવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બીજાને વીતેલી દશા, પારકાં વીતક
**પર-વીંટો** પું. [જુઓ 'વીંટો' દ્વારા.] રેંટિયા ઉપરથી સૂતર ઉતારી લેવાનો ફાળકો
**પરવેલ(-લ્ય)** સ્ત્રી. [જુઓ 'વેલ' દ્વારા.] એ નામની એક વેલ
**પર-વૈરાગ્ય** ન. [સં.] પરમ વૈરાગ્ય
**પર-વ્યપદેશ** પું. [સં.] પોતાની વસ્તુ બીજાની છે એમ કહી પોતાની જાતને છૂટી કરી લેવાનું એક વ્રત. (જૈન.)
**પર-શક્તિ** સ્ત્રી. [સં.] પરા શક્તિ, પરમ શક્તિ (૨) લક્ષ્મી
**પર-શાસિત** વિ. [સં.] ત્રાહિતની સત્તા નીચેનું. (૨) પર-વશ, પરાધીન, પર-તંત્ર [મોક્ષ, નિર્વાણ
**પર-શાંતિ (-શાન્તિ)** સ્ત્રી. [સં.] પરા શાંતિ, પરમ શાંતિ,
**પર-શિવ** પું. [સં.] મહાદેવ શિવનું એક ઉચ્ચ કોટિનું સ્વરૂપ
**પરશુ** પું. [સં.] કુહાડો. (૨) સ્ત્રી. [સં.,પું.] કુહાડી, ફરશી
**પરશુ-રામ** પું. [સં.] પૌરાણિક કાલના એક ઋષિ જમદગ્નિ ભાર્ગવનો રેણુકામાં ઉત્પન્ન થયેલો પુત્ર (જેની વિષ્ણુના દસ અવતારોમાં છઠ્ઠા અંશાવતાર તરીકે ગણના થઈ છે.)(સંજ્ઞા.)
**પર-શ્રુતિ** સ્ત્રી. [સં.] પછીની શ્રુતિ. (સંગીત.)
**પરસત્ત્વોપજીવી** વિ. [સં. पर-सत्त्व + उपजीवी, પું.] બીજાં પ્રાણીઓને ખાઈ ને જીવનાર
**પરસ(-સૂ)દી** સ્ત્રી. જુઓ 'પરસૂદી.'
**પર-સવર્ણ** પું. [સં.] પછીના વર્ણ (સ્વર કે વ્યંજન)ના જેવો થઈ જતો વર્ણ. (વ્યા.)
**પરસવું** સ.ક્રિ. [સં. स्पृश्-स्पर्श-, અર્વા. તદ્ભવ] સ્પર્શ કરવો, અડવું, અડકવું. (ભૂ. કૃ.માં કર્તરિ પ્રયોગ). **પરસાવું** કર્મણિ., ક્રિ. **પરસાવવું** પ્રે.,સ.ક્રિ.
**પર-સંગ¹ (-સઙ્ગ)** પું. [સં.] બીજાઓમાં રાખવામાં આવતી આ-સક્તિ. (૨) જુઓ 'પર-સંગત.'
**પરસંગ² (પરસઙ્ગ)** પું. દોરીને ત્રણસેરી કરવી એ. (૨) ખાંટલો
**પર-સંગત¹ (-સઙ્ગત)** વિ. [સં.] બીજાની સાથે જઈ મળેલું
**પર-સંગત² (-સઙ્ગત્ય)** સ્ત્રી. [સં. पर-संगति], **-તિ** સ્ત્રી. [સં.] પારકાની સોબત [છે તેવું (પર-બ્રહ્મ)
**પર-સંજ્ઞક (-સઞ્જ્ઞક)** વિ. [સં.] 'પર' એવી જેની સંજ્ઞા
**પર-સંપર્ક (-સમ્પર્ક)** પું. [સં.] બીજાની સાથે પ્રસંગ પાડવો એ
**પર-સંબંધ (-સમ્બન્ધ)** પું. [સં.] બીજા કે બીજાઓ સાથેનો સંબંધ [લગતું
**પરસંબંધી (-સમ્બન્ધી)** વિ. [સં.,પું.] બીજા કે બીજાંઓને
**પર-સંસ્કાર (-સંસ્કાર)** પું. [સં.] બીજાઓની પડેલી કે પડતી અસર [પારકી અસરવાળું
**પરસંસ્કારી (-સંસ્કારી)** વિ. [સં.,પું.] પર-સંસ્કાર પામેલું,
**પરસાદ** પું. [સં. प्रसाद, અર્વા. તદ્ભવ] ઇષ્ટદેવને ધરાયા પછી ભક્તોને પ્રસાદીરૂપે મળતી ચીજ વસ્તુ ખાદ્ય વગેરે.

[૦ આપવો, ૦ ચખાડવો (રૂ.પ્ર.) માર મારવો]

**પરસાદિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] પરસાદ ખાવાનું બહુ પસંદ કરતું. (૨) ન. ઇષ્ટદેવ કે ગુરુની પ્રસાદીરૂપે મળેલો ઉપરણો

**પરસાદી** સ્ત્રી. [જુઓ 'પરસાદ' + ગુ.'ઈ 'સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પરસાદ.' [ આપવી, ૦ ચખાડવી (રૂ.પ્ર.) માર મારવો]

**પર-સામાન્ય** વિ. [સં.] જે વર્ગમાં અન્ય વર્ગ સમાઈ જાય તેવું, 'જીનસ' (મ.ન.) (તર્ક.)

**પર સાલ** સ્ત્રી. [સં. + જુઓ 'સાલ.[૨]'] આવતું વર્ષ

**પરસાવવું, પરસાવું** જુઓ 'પરસવું'માં.

**પર-સાહિત્ય** ન. [સં] પર-ભાષામાં લખાયેલ સાહિત્ય, અન્ય દેશનું સાહિત્ય, 'ફોરીન લિટરેચર'

**પર-સાળ[૧]** પું. [સં. + જુઓ 'સાળ.'] પાણીઆરામાં આર (ચોખાનેઃ કે ઘઉંનો લોટ) નાખવા વણકર લોકો એડતો વગેરે પાસેથી લે છે તે દાણા

**પરસાળ[૨]** જુઓ 'પડસાળ.'

**પરસાળિયો** જુઓ 'પડસાળિયો.'

**પર-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] બીજા બીજા મતવાદીઓનો સિદ્ધાંત, પર-વાદ, પરમત

**પર-સીમા** સ્ત્રી. [સં.] બીજાની હદ

**પર-સીંગ** પું. સીંદરી ભેળી કરી વળ દેવો એ. (૨) સૂતરની એક પ્રકારની નાડી [તે વૈભવ

**પર-સુખ** ન. [સં.] પારકાનું સુખ, બીજાં ભોગવતાં હોય

**પર-સૂચન** ન. [સં.] બીજા તરફથી થયેલી સૂચના, 'હેટરો-સજેશન' (ભૂ ગો,)

**પર(-ડ)સૂદી(-લી)** સ્ત્રી. ઘઉંને પલાળી સૂકવ્યા પછી કોતરી કાઢી કરવામાં આવતો લોટ, મેંદો, પરસલી

**પર-સેવન** ન. [સં.] પારકાંની ચાકરી, ગોલાપો

**પરસેવવું** અ.ક્રિ. [જુઓ 'પરસેવો,' –ના.ધા.] (શરીરે) પરસેવો થવો. **પરસેવાવું** ભાવે.,ક્રિ. **પરસેવાવવું** પ્રે.સ.ક્રિ.

**પર-સેવા** સ્ત્રી. [સં.] જુઓ 'પર-સેવન.'

**પરસેવાવવું, પરસેવાવું** જુઓ 'પરસેવવું'માં.

**પરસેવો** પું. [સં. प्रस्वेदनो વિકાસ] શ્રમ વગેરેને લઈ ચામડીમાંથી નીકળતું પાણી, પસીનો. [-વાનાં ટીપાંએ (રૂ.પ્ર.) આકરી મજૂરી કરીને. ૦ **ઉતારવો**, ૦ **પાડવો**, ૦ **રેડવો** (રૂ.પ્ર.) સખત મજૂરી કરવી. ૦ **ઊતરવો**, ૦ **પડવો** (રૂ.પ્ર.) સખત મજૂરી થવી. ૦ **છૂટવો** (રૂ. પ્ર.) ગભરાઈ જવું. ૦ **નીકળવો**, ૦ **વળવો** (રૂ.પ્ર.) મહેનત પડવી. **ખરા પરસેવાનું** (રૂ.પ્ર ) સખત શ્રમ કરીને મેળવેલું]

**-પરસ્ત** વિ. [ફા., સમાસના ઉત્તર પદ તરીકે 'ને વળગી રહેનાર' અર્થમાં] પૂજક, ભક્ત. (:'ખુદા-પરસ્ત')

**પરસ્તાર** વિ.,પું. [ફા.] માંદાની ચાકરી કરનાર

**-પરસ્તી** સ્ત્રી. [ફા.; એ પણ સમાસના ઉત્તર પદમાં] ભક્તિ, લગની

**પર-સ્ત્રી** સ્ત્રી. [સં.] બીજાની સ્ત્રી, પારકી સ્ત્રી, પર-નારી

**પરસ્ત્રી-ગમન** ન. [સં.] પારકી સ્ત્રી સાથેનો વ્યભિચાર

**પરસ્ત્રી-ગામી, પરસ્ત્રી-લંપટ** (-લમ્પટ) વિ.,પું [સં.,પું.] પારકી સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર

**પરસ્ત્રી-સેવન** ન. [સં.] જુઓ 'પરસ્ત્રી-ગમન.'

**પર-સ્થિત** વિ. [સં.] પછીના સ્થાનમાં રહેલું

**પરસ્પર** ક્રિ.વિ. [સં.] એકબીજાને, અન્યોન્ય, અરસ-પરસ, 'રેસિપ્રોકલ,' 'મ્યુચ્યુઅલ'

**પરસ્પર-જન્ય** વિ. [સં.] એકબીજાથી ઉત્પન્ન થાય તેવું

**પરસ્પર-જ્ઞ** વિ. [સં.] એકબીજાને જાણનારું

**પરસ્પર-તંત્ર** (-તન્ત્ર) વિ. [સં.] એકબીજા ઉપર આધાર રાખનારું

**પરસ્પર-તંત્ર-તા** (-તન્ત્રતા) સ્ત્રી. [સં.] એકબીજા ઉપર આધાર રાખવાપણું, 'ઇન્ટર-ડિપેન્ડન્સ' (આ.બા.)

**પરસ્પર-પદ્ધતિ** સ્ત્રી. [સં.] વર્ગમાં વડો નિશાળિયો દેખરેખ રાખે એવી રીત, 'મોનિટરી' પદ્ધતિ

**પરસ્પર-વશ** વિ. [સં.] જુઓ 'પરસ્પર-તંત્ર.'

**પરસ્પર-વિઘટ્ટ** પું. [સ ] જુઓ 'પરસ્પર-સંઘટ્ટ.'

**પરસ્પર-વિઘટ્ટક** વિ. [સં ] જુઓ 'પરસ્પર-સંઘટ્ટક.'

**પરસ્પર-વિઘટ્ટન** ન. [સં.] જુઓ 'પરસ્પર-વિઘટ્ટ'–'પરસ્પર-સંઘટ્ટ.'

**પરસ્પર-વિરુદ્ધ** વિ. [સં.], **પરસ્પર-વિરોધી** વિ. [સં., પું.] એકબીજાની સાથે વિરોધવાળું, એકમેકથી ઊલટું, 'રાઇવલ' ['કોન્ટ્રેડિક્ટરી'

**પરસ્પર-વ્યાહત** વિ. [સં.] સામસામા એકબીજાની વિરુદ્ધ,

**પરસ્પર-શિક્ષણ** ન. [સં.] એકબીજું એકબીજાને શીખવે એવી પ્રક્રિયા, 'મોનિટોરિયલ ટીચિંગ' (ન.લ.)

**પરસ્પર-સહકારિતા** સ્ત્રી. [સં.] એકબીજાની સાથે સહકારથી કરવા-ચાલવાપણું

**પરસ્પર-સહાય,[૧]** ૦ક વિ. [સં.] એકબીજાને મદદગાર

**પરસ્પર-સહાય[૨]** સ્ત્રી. [સં. + જુઓ 'સહાય.[૨]'] એકબીજાને કરવામાં આવતી મદદ

**પરસ્પર-સંઘટ્ટ** (-સઙ્ઘટ્ટ) પું. [સં.] એકબીજા સાથેની અથડામણ [મણ કરનારું

**પરસ્પર-સંઘટ્ટક** (-સઙ્ઘટ્ટક) વિ. [સં.] એકબીજામાં અથડા-

**પરસ્પર-સંઘટ્ટન** (-સઙ્ઘટ્ટન) ન. [સં ] જુઓ 'પરસ્પર-સંઘટ્ટ.'

**પરસ્પરાધાર** પુ. [સં. परस्पर + आ-धार] એકબીજા ઉપરનો આધાર

**પરસ્પરાનુકૂલ(-ળ)** વિ. [સં. परस्पर + अनु-कूल] એકબીજાને અનુકૂળ થઈ રહેલું, પરસ્પરાનુવર્તી

**પરસ્પરાનુમતિ** સ્ત્રી. [સં. परस्पर + अनु-मति] એકબીજાની પરવાનગી કે સંમતિ

**પરસ્પરાનુવર્તી** વિ. [સં. परस्पर + अनुवर्ती પું.] એકબીજાને અનુસરનારું, એકબીજાને અનુકૂળ થઈ રહેનારું

**પરસ્પરાવલંબન** (-લમ્બન) ન. [સં. परस्पर + अव-लम्बन] એકબીજાનો આધાર

**પરસ્પરાવલંબી** (-લમ્બી) વિ. [સં. परस्पर + अवलम्बी, પું.] એકબીજા ઉપર આધાર રાખનારું

**પરસ્પરાશ્રિત** વિ. [સં. परस्पर + आ-श्रित ] એકબીજાને આશરે રહેલું [હોવાપણું

**પરસ્પરાશ્રિત-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] એકબીજાનો આશરો

**પરસ્પરોપકાર** પું. [ સં. परस्पर + उप-कार ] એકબીજા

ઉપરનો ઉપકાર
પરસ્પરોપકારી વિ. [સં.,પું.] એકબીજા ઉપર ઉપકાર કરનાર
પરસ્પરોપમા સ્ત્રી. [સં. परस्पर + उप-मा] જુઓ 'ઉપમેયોપમા.' (કાવ્ય.)
પર-સ્પર્શ પું. [સં.] બીજાને અડકવું એ
પરસ્પર્શી વિ. [સં.,પું.] બીજાને અડકનારું, બીજાનો સ્પર્શ કરનારું, બીજાને લાગુ પડતું
પરસ્મૈ-પદ ન. [સં.] સંસ્કૃત ભાષાના ધાતુ કિંવા મૌલિક ક્રિયાવાચક શબ્દના અર્થનો આધાર બીજા ઉપર હોય એ પ્રકારનું એનું સ્વરૂપ. (વ્યા.)
પરસ્મૈપદી વિ. [સં.,પું] પરસ્મૈ-પદવાળું (ધાતુ) (વ્યા.)
પર-સ્વ ન. [સં.] પારકું ધન, પારકી મિલકત
પર-સ્વરૂપ ન. [સં.] બીજાનું સ્વરૂપ. (૨) પરમ સ્વરૂપ, ઈશ્વર-સ્વરૂપ, પરમાત્માનું સ્વરૂપ [ટિવ'
પરસ્વરૂપ-જન્ય વિ. [સં.] પરલક્ષી, બાહ્યનિષ્ઠ, 'ઑબ્જેક્-
પર-સ્વાધીન વિ. [સં.] જુઓ 'પરાધીન.'
પરસ્વાધીન-તા સ્ત્રી. [સં.] જુઓ 'પરાધીન-તા.'
પરસ્વાપહરણ ન. [સં. पर-स्व+अप-हरण] પારકાની મિલકત ઓળવવી એ [સીમા
પર-હદ સ્ત્રી. [સં. + જુઓ 'હદ.'] પારકી હદ, પર-રાજ્યની
પર-હમેલ પું.,બ.વ. [સં. + જુઓ 'હમેલ.'] પર-પુરુષથી રહેલો ગર્ભ. [૦નું (રૂ.પ્ર.) વર્ણ-સંકર]
પરહરવું સ.ક્રિ. [સં. परिह्-हर्, અર્વા. તદ્ભવ] ત્યાગ કરવો, છોડી દેવું, જતું કરવું, તજવું, છોડવું. પરહરાવું કર્મણિ., ક્રિ. પરહરાવવું પ્રે.,સ.ક્રિ.
પરહરાવવું, પરહરાવું જુઓ 'પરહરવું'માં.
પર-હસ્ત પું. [સં.] બીજાનો હાથ, પારકો હાથ. (૨) (લા.) પારકી સત્તા, પારકી માલિકી
પરહસ્ત-ગત વિ. [સં.] પારકા હાથમાં જઈ રહેલું. (૨) (લા.) પારકી સત્તા નીચેનું, પારકી માલિકીનું
પરહિજી સ્ત્રી. [ફા. પહેંર્જ્] (લા.) મૃત્યુના દિવસથી ત્રણ દિવસ સગાં માંસાહાર ન લે એ. (પારસી.)
પર-હિત વિ. [સં.] પારકાનું હિત, બીજાનું ભલું
પરહિત-કર વિ. [સં.] બીજાનું ભલું કરનાર
પરહિત-કામી વિ. [સં., પું] બીજાનું ભલું ઇચ્છનારું
પરહિત-કારી વિ. [સં., પું.] જુઓ 'પરહિત-કર.'
પરહિત-પ્રેમ પું. [સં., પું., ન] બીજાના ભલા તરફ લાગણી
પરહિત-વાદ પું. [સં.] પોતાનું ભલું થાઓ કે ન થાઓ—પારકાનું ભલું થવું જોઇયે એવા પ્રકારનો મત-સિદ્ધાંત, 'યુટિલિટેરિયનિઝમ'
પરહિતવાદી વિ. [સં.. પું.] પરહિત-વાદમાં માનનારું 'ઑલ્ટ્રુ ઇઝમ' (મ.ન.) [ભાવના
પરહિત-વૃત્તિ સ્ત્રી. [સં.] પારકાનું ભલું કરવાનું વલણ કે
પરહિત-વ્રત ન. [સં.] પારકાનું ભલું કરવાની પ્રતિજ્ઞા, બીજાનું ભલું કર્યે જવાનું સતત કાર્ય
પરહિતેચ્છા સ્ત્રી. [સં. पर-हित-इच्छा] પારકાનું ભલું કરવાની ઇચ્છા [ઇચ્છનારું
પરહિતેચ્છુ, ૦ક વિ. [ + સં. इच्छु, ૦क] પારકાનું ભલું
પરહેજ (પરેઃજ) ક્રિ. વિ. [ફા.] કબજામાં—કેદમાં લેવાય એમ. [૦ કરવું (રૂ. પ્ર.) કેદ પકડવું]
પરહેજ-ગાર (પરેઃજ-) વિ. [ફા.] નઠારાં કામોથી બચનાર, સંયમી, 'નેગેટિવ' (ન.લ.)
પરહેજી (પરેઃજી) સ્ત્રી. [ફા.] માંદગી સબબ ખાવાપીવામાં પાળવાનો સંયમ, કરી, ચરી. (૨) કેદ
પરળ ન. ભાંગરાના જેવું નદી-કાંઠે ઊગતું એક ઝાડ
પરં-જ્યોતિ (પરમ્-) ન. [સં. परं-ज्योतिस्] પરાત્પર તેજ—પરબ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર, ભગવાન
પરંડો (પરણ્ડો) પું. પરબની જગ્યા, જાહેર પ્યાઉ
પરંતપ (પરન્તપ) વિ. [સં.] ભારે મોટી તપશ્ચર્યા કરી હોય કે કરે તેવું. (૨) શત્રુઓને મૂંઝવી દે તેવું જબરું
પરંતુ (પરન્તુ) ઉભ. [સં.] કિંતુ, પણ
પરંતુ-ક (પરન્તુ-ક) પું. [સં. માં નથી, ઉભો થયેલો] (કાયદાની કલમમાં) 'પરંતુ' કે 'વિશેષમાં' 'પ્રોવાઇઝો'
પરં(-રિં)દું (પર(-રિ)ન્દું) ન. [ફા. પરન્દહ્] પક્ષી, પંખી, ખગ [નિર્વાણ. (વેદાંત.)
પરં-પદ (પરમ્-) ન. [સં.] સર્વોત્તમ સ્થાન, મોક્ષ-દશા,
પરંપરા (પરમ્-) સ્ત્રી. [સં.] ઉત્તરોત્તર આવવું એ, અનુક્રમ. (૨) અવિચ્છિન્ન ધારા. (૩) પંક્તિ, હાર, શ્રેણી. (૪) પ્રથા, પ્રણાલી, 'ટ્રેડિશન,' 'કન્વેન્શન,' 'કસ્ટમ. (૫) સંતતિ, ઓલાદ, વંશવેલો, 'હેરિડિટી' (મા. ન.)
પરંપરા-ગત (પરમ્-) સ્ત્રી, [સં.] અનુક્રમે ચાલ્યું આવેલું, ક્રમાનુસારી. (૨) પ્રધાન-રૂપમાં ઊતરી આવેલું, 'ટ્રેડિશનલ,' 'કસ્ટમરી.' (૩) પેઢી દર પેઢી ઊતરી આવેલું, 'ઇન્હેરિટેડ'
પરંપરા-પ્રાપ્ત (પરમ્-) વિ. [સં.] અનુક્રમે આવી મળેલું, (૨) પેઢી દરપેઢી આવી મળેલું [આવેલું
પરંપરા-શ્રુત (પરમ્-) વિ. [સં.] પેઢી દર પેઢીથી સંભળાતું
પરંપરા-સાતત્ય (પરમ્-) ન. [સં.] પરંપરાનું સતત ચાલ્યું આવવું એ (વચ્ચે વિચ્છેદ વિના), અવિચ્છિન્ન પરંપરા
પરંપરિત (પરમ્-) વિ. [સં.] જુઓ 'પરંપરા-ગત'-'ઇન્હેરિટેડ' (મ. ન.) ['માલોપમા.' (કાવ્ય.)
પરંપરિતોપમા (પરમ્-) સ્ત્રી. [ + સં. उपमा] જુઓ
પરા[1]- ઉપ. [સં.] 'ઉલટું' 'પાછું' 'ખૂબ' વગેરે અર્થ બતાવનાર ઉપસર્ગ: 'પરા-જય' 'પરા-ભવ' વગેરે
પરા[2] વિ., સ્ત્રી. [સં.] વાણીનાં ચાર સ્વરૂપોમાંની પહેલી લોકોત્તર વાણી. (૨) જીવન-ભૂત પ્રકૃતિ. (વેદાંત.) (૩) ચિત્શક્તિ. (૪) ઉપનિષદ્-વિદ્યા
પરાઈ[1] સ્ત્રી. [દે. પ્રા. पाराई] લોખંડ કે અન્ય કોઈ ધાતુનો દસ્તો. (૨) (સુ.) (ખોદવાની) કોશ, નરાજ
પરાઈ[2] વિ., સ્ત્રી. [જુઓ 'પરાયું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પારકી (ચીજ-વસ્તુ વગેરે)
પરાક્ પું. [સં.] પર-પદાર્થ, 'ઑબ્જેક્ટ' (આ. બા.)
પરાકાશ ન. [સં. पर + आकाश પું., ન.] પાંચ પ્રકારના આકાશમાંનું બીજી કોટિનું આકાશ. (વેદાંત.)
પરા-કાષ્ઠા, પરા-કોટિ(-ટી) સ્ત્રી. [સં.] છેલ્લામાં છેલ્લી કોટિ કે હદ. (૨) સર્વોચ્ચ સ્થિતિ. (૩) છેલ્લી અવધિ 'ક્લાઇમેક્સ' (ડા.માં., (ઉ. જો.)

**પરાક્-ચેતન** ન. [સં.] પરોક્ષે રહેલું ચેતન તત્ત્વ, 'ઑબ્જેક્ટિવ કૉન્શિયસનેસ' (મ. ન.) (૨) બ્રહ્મ

**પરા-ક્રમ** ન. [સં., પું.] શૌર્ય, શૂરાતન, બહાદુરી. વીર્યની તાકાત બતાવવી એ. (૨) બળ, શક્તિ, તાકાત. [૦ કરવું (રૂ. પ્ર.) (વ્યંગમાં) દુષ્ટ કામ કરવું]

**પરાક્રમ-કથા** સ્ત્રી. [સં.] (કોઈની) શૂરવીરતાની વાત

**પરાક્રમ-શાલી(-ળી)** વિ. [સં., પું.] પરાક્રમ કરનાર, પરાક્રમી

**પરાક્રમ-શીલ** વિ. [સં.] પરાક્રમ કરવાની ટેવવાળું

**પરાક્રમી** વિ., [સં., પું.] જુઓ 'પરાક્રમ-શાલી.'

**પરા-ક્રાંત (-ક્રાન્ત)** વિ. [સં.] જેના ઉપર હુમલો થયો હોય તેવું

**પરાગ** પું. [સં.] ફૂલમાંનું રજ, કુસુમ-રજ, પુષ્પ-રજ. (૨) નાહ્યા પછી શરીરે લગાડાતો સુગંધી પદાર્થ

**પરાગ-કણ** પું. [સં.] ફૂલનો રજકણ [બારીક તંતુ

**પરાગ-કેશ(-સ)ર** પું. [સં.] ફૂલમાંના પરાગનો તે તે

**પરાગ-કોશ(-ષ)** પું. [સં.] જેમાં પરાગ રહે છે તે પાંખડીઓનું ડોડા જેવું મધ્ય કેંદ્ર, પરાગની થેલી, 'પૉલિનિયમ'

**પરાગ-ગમન** ન. [સં.] પરાગનું બીજા પુષ્પના પરાગ સુધી જવું (બીજોત્પાદન માટે), 'પૉલિનેશન'

**પરા-ગત** વિ. [સં.] પાછું ગયેલું, પાછું ફરેલું

**પરા-ગતિ**[1] સ્ત્રી. [સં.] પાછું જવું એ, પાછું ફરવું એ

**પરા-ગતિ**[2] સ્ત્રી. [સં.] પરમ-ગતિ, મોક્ષ, મુક્તિ, નિર્વાણ

**પરાગતિ-ક** વિ. [સં.] પાછી ગતિ કરનારું, પાછળ હઠનારું (૨) પ્રતિરોધક 'રિ-ઍક્શનરી'

**પરાગ-મય** વિ. [સં.] પરાગોથી ભરપૂર

**પરાગ-પૂર** ન. [સં.] પરાગોનો નીકળતો પ્રવાહ

**પરાગ-રજ** ન., સ્ત્રી. [+સં. रजस् ન.] પરાગનો તે તે કણ, પુષ્પ-રજ

**પરાગ-રસ** પું. [સં.] પરાગમાંનું મધુર પ્રવાહી

**પરાગ-વંતું (-વન્તું)** વિ. [+સ. °वत् > પ્રા. °वंत + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] પરાગવાળું, પરાગથી ભરેલું, પરાગમય

**પરાગંદુ, -દું, -દે** (પરાગન્દુ, -ન્દું, -ન્દે) વિ. [ફા. પરાગન્દહ્] વિખેરાઈ ગયેલું. (૨) ખેતી છોડીને ચાલ્યું ગયેલું

**પરાગ્-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] પરલક્ષી દર્શન કે અભિપ્રાય, 'ઑબ્જેક્ટિવ વ્યૂ' (ક. હ.)

**પરાઙ્** ક્રિ. વિ. [સં.] સામી બાજુએ, બહારની બાજુએ

**પરાઙ્મુખ** વિ. [સં., જોડણીની દૃષ્ટિએ 'પરાંગ્મુખ' પણ લખી શકાય; ઉચ્ચારણ સર્વથા એકાત્મક છે.] બહારની બાજુ નજર હોય તેવું. (૨) (લા.) વિમુખ, બેદરકાર. (૩) અવળચંડું

**પરાઙ્મુખ-તા** સ્ત્રી. [સં., જુઓ 'પરાઙ્મુખ.'] પરાઙ્મુખ હોવાપણું

**પરાઙ્મુખી** વિ. [સં., પું.] જુઓ 'પરાઙ્-મુખ.'

**પરાચીન** વિ. [સં.] પછીના કાળનું, ભવિષ્યનું. (૨) પરાઙ્મુખ

**પરાજ (-જ્ય)** સ્ત્રી. પરાત, ઊભા કાનાની તાસક જેવી મોટી થાળી, મોટી કોરણવાળી થાળી, પરાશ

**પરા-જય** પું. [સં.] જિતાઈ જવું એ, હાર, પરાભવ, શિકસ્ત

**પરા-જિત** વિ. [સં.] જિતાઈ ગયેલું, હારી ગયેલું શિકસ્ત, પામેલું, પર-ભૂત, વિ-જિત

**પરાજું** ન. વીસ વીઘા જેટલું જમીનનું માપ ['પરા-જય'

**પરાજે** પુ. [સં. परा-जय, અર્વા. તદ્ભવ (પ્રા.)] જુઓ

**પરા-જેતા** વિ., પું. [સં., પું.] પરાજય કરનાર, વિજેતા

**પરાટ (-ટ્ય)** સ્ત્રી. તંગ ભીડવા કે જીન યા ગાદી ખસી ન જાય એ માટે બાંધવા બનાવેલી બકરાના વાળની ગાદી [બળ, તાકાત, શક્તિ

**પરાણ**[1] પું. [સં. प्राण (પ્રા.)] પ્રાણ, જીવ. (૨) (લા.)

**પરાણ**[2] (-ણ્ય) સ્ત્રી. ભીંડીના રેસાને વળ દઈને દોરડું બનાવવું એ. [૦ મૂકવી, ૦ મેળવવી (રૂ. પ્ર.) ભીંડીને ધોઈને અને રેસાને પાસે પાસે વળગાડી વળ દેવો. ઢૂંસાની પરાણ (-ણ્ય) (રૂ. પ્ર.) અશક્ય બાબત. (૨) ન ખૂટે તેવી લપ કે લખાણ]

**પરાણી**[1-2] સ્ત્રી. [જુઓ 'પરાણો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પરોણી.[1-2]'

**પરાણે (-ણ્યે)** ક્રિ. વિ. [સં. प्राणैः ત્રી. વિ., બ. વ.નો વિકાસ] (લા.) બળાત્કારથી, બળજબરીથી. (૨) ઇચ્છા-વિરુદ્ધ. [૦ પરાણે (-ણ્યે) (રૂ. પ્ર.) માંડ માંડ]

**પરાણો**[1] પું. [જુઓ 'પરોણો.[1]'] જુઓ 'પરોણો.[1]'

**પરાણો**[2] પું. [જુઓ 'પરોણો.[2]'] જુઓ 'પરોણો.[2]'

**પરાત**[1] (-ત્ય) સ્ત્રી. જુઓ 'પરાજ.' (૨) પિત્તળની મોટી કડાઈ

**પરાત**[2] (-ત્ય) સ્ત્રી. છાસનું પાણી, પરાશ

**પરાતી** સ્ત્રી. નાની થાળી

**પરાત્પર** વિ. [સં.] પરથી પણ પર, સર્વોત્કૃષ્ટ સ્થાન ઉપર રહેલું. (૨) વિ., ન. પર-બ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર. (વેદાંત.)

**પરાત્મા** પું. [સં. पर + आत्मा] જુઓ 'પરમાત્મા.'

**પરાત્મૈક્ય** ન. [+સં. ऐक्य] પરમાત્મા સાથે એકરૂપતા, પર-મોક્ષ [આ-શ્રય

**પરાધાર** પું. [સં. पर + आ-धार] બીજાનો આ-ધાર, અન્યનો

**પરાધિ** સ્ત્રી. [સં. पर + आधि, પું.] પારકાના મનની પીડા

**પરાધિકાર** પું. [સં. पर + अधि-कार] બીજાની સત્તા, બીજાનો હક

**પરાધીન** વિ. [સં. पर + अधीन] પર-વશ પર-તંત્ર

**પરાધીન-તા** સ્ત્રી. [સં.] પરાધીનપણું, પરવશ-તા, પરતંત્ર-તા

**પરાનંદ (-નન્દ)** પું. [સં. पर + आनन्द] જુઓ 'પરમાનંદ.'

**પરાનુભવ** પું. पर + अनु-भव] બીજાનો અનુ-ભવ

**પરાન્ન** ન. [સં. पर + अन्न] પારકાનું અન્ન, બીજાની માલિકીનું અન્ન કે ખાદ્ય

**પરાન્ન-ભક્ષક** વિ. [સં.] પરાન્ન-ભોગી, પરાન્ન-ભોજી વિ. [સં., પું.], પરાન્નોપજીવી વિ. [+સં. उप-जीवी, પું.] પારકાનું આપેલું કે લીધેલું ખાનાર

**પરા-પતન** ન. [સં. परा+आ-पतन] પાછું આવી પડવું એ, વિવર્તન, પરાવર્તન, 'રિકૉઇલ' (મ. ન.)

**પરાપતિત** વિ. [સં. परा+आ-पतित] પાછું આવી પડેલું, વિવર્તિત, પરાવર્તિત

**પરાપવાદ** પું. [સં. पर + अप-वाद] પારકાની ઉપર આળ

ચડાવવું એ. (૨) પર-નિંદા [લૂંટ, ચોરી
**પરાપહાર** પું. [સં. पर + अप-हार] પારકાનું ઝૂંટવી લેવું એ,
**પરાપહારી** વિ. [સં.,પું.] પારકાનું ઝૂંટવી લેનાર
**પરા-પૂર્વ** પું., ન. [સં.,વિ.] ઘણો પ્રાચીન સળંગ સમય
**પરાપૂર્વ-થી** ક્રિ.વિ. [+ ગુ. 'થી' પાં. વિ. નો અનુગ] લાંબી પરંપરાથી–ઘણા જૂના સમયથી સતત
**પરાપૂર્વ-નું** વિ. [+ ગુ. 'નું' છ.વિ.નો અનુગ] લાંબી પરંપરાવાળું, ઘણા પ્રાચીન સમયથી સતત ચાલ્યું આવતું
**પરા-પ્રકૃતિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરા(૨).' (વેદાંત.)
**પરા-બુદ્ધિ** સ્ત્રી. [સં.] આપોઆપ ઉત્પન્ન થતું જ્ઞાન. (વેદાંત.)
**પરા-ભક્તિ** સ્ત્રી. [સં.] પરમ તત્ત્વમાં સર્વોત્કૃષ્ટ અનુ-રાગ, તદાકાર વૃત્તિવાળી અ-સામાન્ય અનન્ય-ભક્તિ
**પરા-ભવ** પું. [સં.] જિતાઈ જવું એ, હાર, પરાજય. (૨) મન-ભંગ થવું એ
**પરાભવવું** સ.ક્રિ. [સં. परा-भू-भव्, તત્સમ] પરાભવ કરવો, હરાવવું. પરાભવાવું કર્મણિ., ક્રિ. પરાભવાવવું પ્રે.,સ.ક્રિ.
**પરાભવાવવું, પરાભવાવું** જુઓ 'પરાભવવું'માં.
**પરા-ભૂત** વિ. [સં.] પરા-ભવ પામેલું, જિતાઈ ગયેલું, હારેલું, પરા-જિત, વિ-જિત.
**પરા-ભૂતિ** સ્ત્રી. [સં.,] જુઓ 'પરા-ભવ.'
**પરા-મર્શ** પું. [સં.] વિચારણા, 'કૉન્ટેમ્પ્લેશન' (વિ. ર.). (૨) અનુમાન. (તર્ક.) (૩) અર્થ-ગ્રહણ, 'ઇન્ટરપ્રીટેશન'
**પરા-મર્શક** વિ. [સં.] વિચાર કરનાર અને આપનાર વિવેચક
**પરામર્શ-જન્ય** વિ. [સં.] અનુમાનથી થાય તેવું, 'ડિડક્ટિવ' (હી.વ.). (તર્ક.)
**પરામર્શ-જ્ઞાન** ન. [સં.] અનુમાનથી સિદ્ધ થતું જ્ઞાન. (તર્ક.)
**પરામર્શ-દાતા** વિ. [સં.,પું.] જુઓ 'પરામર્શક.'
**પરામર્શ-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] 'ડિડક્ટિવ લૉજિક' (મ.ન.)
**પરા-મર્શન** ન. [સં.] જુઓ 'પરા-મર્શ.'
**પરામર્શાનુમાન** ન. [સં. परा-मर्श + अनु-मान] વિચારણાને અંતે કરવામાં આવેલી ધારણા, સિદ્ધાંતથી પ્રાપ્ત અનુમાન, 'ડિડક્શન' (મ.ન.) (તર્ક.) [સાયન્સ' (મ.ન.)
**પરામર્શ-નિબંધન-શાસ્ત્ર** (-નિબન્ધન-) ન. [સં.] 'ડિડક્ટિવ
**પરામર્શ-શ્રેણિ(-ણી)** સ્ત્રી. [સં.] 'સોરાઇટેસ' (મ ન.)
**પરા-મર્ષ** પું. [સં.] ક્ષમા કરવું એ, માફી આપવી એ. (૨) સહન કરવું એ, ખમી ખાવું એ
**પરા-મૃષ્ટ**[1] વિ. [સં. परा–मृज्નું ભૂ.કૃ.] સાફ કરેલું, લૂછેલું
**પરામૃષ્ટ**[2] વિ. [સં. परा-मृश्નું ભૂ.કૃ.] ખૂબ વિચારેલું, જેની સારી એવી ચર્ચા-વિચારણા થઈ હોય તેવું, સુવિચારિત. (૨) સંબંધ પામેલું [આવી છે તેવું
**પરા-મૃષ્ટ**[3] વિ. [સં. परा–मृष्નું ભૂ.કૃ.] જેને ક્ષમા આપવામાં
**પરાયણ** ન. [સં.] સર્વોત્તમ સ્થાન, પરમ આશ્રય-સ્થાન. (૨) વિ. અભિમુખ, તરફ વળેલું, તત્પર. (૩) એકાગ્ર, તન્મય
**પરાયણ-તા** સ્ત્રી. -ત્વ ન. [સં.] પરાયણપણું, તત્પર-તા. (૨) તલ્લીન-તા, એકાગ્ર-તા, તન્મય-તા
**પરાયતન** ન. [સં. पर + आ-यतन] પારકાનું ઘર. (૨) સર્વોત્કૃષ્ટ ધામ (વૈકુંઠ-ગોલોક વગેરે)
**પરાયત્ત** વિ. [સં. पर + आ-यत्त] પરાધીન, પર-તંત્ર, પર-વશ, અન્યાવલંબી, પરાશ્રિત
**પરાયત્ત-તા** સ્ત્રી. [સં.] પરાયત્ત હોવાપણું
**પરા(-રો'વા)યું** વિ. [સં. पर દ્વારા પ્રા. परायअ-] પારકું, બીજાની માલિકીનું. (૨) (લા.) અજાણ્યું, અજ્ઞાન, 'સ્ટ્રેઇન્જર. (૩) ક્રિ.વિ. બારોબાર, પરબારું
**પરાયો** પું. [જુઓ 'પરાઈ[1]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] લોખંડનો મોટો દસ્તો. (૨) સાંબેલું
**પરાર** (-રય) ક્રિ.વિ. [સં. परारि] ગયાને આગલે વર્ષે. (૨) આવતા વર્ષની પછીના વર્ષે
**પરાર્થ** પું. [સં. पर + अर्थ] ઉત્તમ વસ્તુ. (૨) સ્વાર્થથી ઊલટી વસ્તુ, પારકાનું પ્રયોજન, પરોપકાર, 'ઓલ્ટ્રુઇઝમ.' (૨) ક્રિ.વિ. બીજાને માટે
**પરાર્થક** વિ. [સં.] પારકાના લાભ માટેનું
**પરમાર્થ-તા** સ્ત્રી. [સં.] પરોપકાર
**પરાર્થ-પર** વિ. [સં.] બીજાને લાભ થાય એવી વૃત્તિવાળું, પરોપકારી [વૃત્તિ
**પરાર્થપર-તા, પરાર્થ-વૃત્તિ** સ્ત્રી. [સં.] પરોપકાર કરવાની
**પરાર્થ-સાધક** સ્ત્રી. [સં.] બીજાનું કલ્યાણ કે લાભ સાધી આપવાનું માનસિક વલણ કે ભાવના [પરોપકારી
**પરાર્થ-વૃત્તિ** વિ. [સં.] પારકાને લાભ કરી આપનારું,
**પરાર્થસાધક-તા** સ્ત્રી. [સં.] પરાર્થસાધકપણું, પરોપકાર-વૃત્તિ
**પરાર્થાનુમાન** ન. [સં. परार्थ + अनु-मान], **પરાર્થાનુમિતિ** સ્ત્રી. [+ સં. अनु-मिति] પોતે અનુમાન કર્યા પછી બીજાને સમઝાવવા વાક્યો રચી ફરી બનાવેલું અનુમાન, 'એક્સ્પ્લિસિટ ઇન્ફરન્સ' (મ.ન.) (તર્ક.)
**પરાર્થિ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'પરાર્થ-વૃત્તિ.'
**પરાર્થી** વિ. [સં. पर + अर्थी, પું.] જુઓ 'પરાર્થક.'
**પરાર્ધ** વિ. [સં.,ન.] એકડા ઉપર સત્તર શૂન્ય મૂકવાથી થાય તેટલી સંખ્યાનું
**પરાર્પણ** ન. [સં. पर + अर्पण] પોતાનું બીજાને આપી દેવું એ. (૨) પોતાની જાતને બીજાને સોંપી દેવી એ
**પરાલંબન** (પરાલમ્બન) ન. [સં. पर + आ-लम्बन] જુઓ 'પરાધાર.'
**પરાવર** વિ. [સં. पर+अवर] જુઓ 'પરાત્પર.'
**પરાવરણ** ન. [સં. पर + आ-वरण] ભારે મોટું વિઘ્ન, બહુ મોટી અડચણ
**પરાવર્ત** પું. [સં. परा+आ-वर्त] પાછું ફરી આવવું એ. (૨) બદલો, વિનિમય, સાટું. (૩) પડછાયો, પ્રતિ-બિંબ, 'રિફ્લેક્શન' [વળી આવનાર, 'રિફ્લેક્ટર'
**પરાવર્તક** વિ. [સં. परा+आ-वर्तक] પાછું વાળી આવનાર કે
**પરાવર્તન** ન. [સં. परा+आ-वर्तन] જુઓ 'પરાવર્ત'–'રિફ્લેક્શન' (પો.ગો.)
**પરાવર્તન-વાદ** પું. [સં.] પોતાનું દૂર થઈ કે જઈ એ જ સ્વરૂપમાં પાછું આવે એ જોઈ રાજી થાય એવો મત-સિદ્ધાંત
**પરાવર્તનવાદી** વિ. [સં.,પું.] પરાવર્તનવાદમાં માનનાર (ના.દ.)
**પરાવર્તનીય** વિ. [સં. परा+आ-वर्तनीय] પાછું વાળવા જેવું–પાછું વળી આવે તેવું
**પરાવર્તનીય-તા** સ્ત્રી. [સં.] પરાવર્તનીય હોવાપણું

**પરાવર્તિત** વિ. [સં. परा+आ-वर्तित] પાછું વાળવામાં આવેલું કે વળેલું, 'રિફ્લેક્ટેડ.' (૨) પલટાવેલું. (૩) ન. પરાવર્તન, 'રિફ્લેક્સ' (મ.ન.)

**પરાવર્તી** વિ. [સં. परा+आ-वर्ती,]પાછું વાળનારું, 'રિફ્લેક્ટિંગ'

**પરા-વર્ત્ય** વિ. [સં. परा+आ-वर्त्य] જુઓ 'પરા-વર્તનીય.'

**પરાવલંબન (-લમ્બન)** ન. [સં. पर + अव-लम्बन] જુઓ 'પરાધાર.' [પારકાને વળગી રહેવાપણું

**પરાવલંબિ-તા** (પરાવલમ્બિતા) સ્ત્રી. [સં. पर + अवलम्बिता]

**પરાવલંબી** (પરાવલમ્બી) વિ. [સં. पर + अवलम्बी, પું.] પારકાને વળગી રહેનારું, પરાધીન, પર-તંત્ર, પર-વશ

**પરા-વાક્** સ્ત્રી. [સં. °वाक्], **-ણી** સ્ત્રી. [સં.] મૂલાધાર ચક્રના વાયુ વડે ઉત્પન્ન થતો સૂક્ષ્મ શબ્દ. (૨) (લા.) વેદ-વાણી

**પરાવાસ્તવવાદ** પું. [સં. पर + अ-वास्तववाद] અ-સ્વાભાવિક ચિત્ર-કલ્પના વગેરે રજૂ કરવાની પરિસ્થિતિ,'સર્-રિયાલિઝમ'

**પરા-વિદ્યા** સ્ત્રી. [સં.] જેનાથી પરમાત્મ-તત્ત્વનો બોધ થાય તેવી વિદ્યા, બ્રહ્મ-વિદ્યા

**પરાવૃત્ત** વિ. [સં. परा+आ-वृत्त] પાછું ફરેલું, 'રિફ્લેક્ટેડ.' (૨) ગોળાકાર કરેલું. (૩) (લા.) ઢંકાયેલું, રુંધાયેલું. (૪) કંટાળેલું, મુંઝાયેલું ['રેટ્રોમેશન'

**પરાવૃત્ત-ગતિ** સ્ત્રી. [સં.] વિપરીત ગતિ, પ્રતીપ ગતિ,

**પરાવૃત્ત-વ્યાપાર** પું. [સં.] પ્રતિ-ક્રિયા પામેલી હિલચાલ, 'રિફ્લેક્સ ઍક્શન' (આ. બા.)

**પરાવૃત્તિ** સ્ત્રી. [સં. परा+आ-वृत्ति] જુઓ 'પરાવર્ત.'

**પરાશ**[૧-૨] (-સ્ય) સ્ત્રી. જુઓ 'પરાત.[૧-૨]' [ચિત્શક્તિ

**પરા-શક્તિ** સ્ત્રી. [સં.] પરમાત્માની ઉચ્ચ કોટિની શક્તિ,

**પરાશર** પું. [સં.] મહર્ષિ વ્યાસના પિતા. (સંજ્ઞા.) (એ 'વિષ્ણુપુરાણ'ના અને 'પારાશર સ્મૃતિ'ના કર્તા કહેવાય છે.)

**પરા-શાંતિ** (-શાન્તિ) સ્ત્રી. [સં.] પરમ મોક્ષાત્મક સ્થિતિ, નિર્વાણ

**પરાશ્રય** પું. [સં.पर + आ-श्रय] જુઓ 'પરાધાર.'

**પરાશ્રય-તા, પરાશ્રયિ-તા** સ્ત્રી. [સં.] પરાશ્રયી હોવાપણું

**પરાશ્રયી** વિ. [સં., પું.] જુઓ 'પરાવલંબી.'

**પરાશ્રિત** વિ. [સં. पर + आ-श्रित] બીજાને આશરે જઈ રહેલું, પરાશ્રયી

**પરાસ્ત** વિ. [સં. पर + अस्त] વેર-વિખેર થઈ ગયેલું, પાછું ફેંકાઈ ગયેલું. (૨) જુઓ 'પરા-જિત.'

**પરાહત** વિ. [સં. पर + आ-हत] બીજાએ કે શત્રુએ જેને સખત છક્કડ ખવડાવી છે તેવું, શત્રુનો માર ખાધેલું

**પરાળ**[૧] ન. [દે. પ્રા. पराल] ચોખા વગેરેનું સૂકું ઘાસ, એનું પોચું ઘાસ [હસ્તો, પરાઈ

**પરાળ**[૨] (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'પરાઈ'દ્વારા.] લોખંડનો

**પરાંગ** (પરાઙ્ગ) ન. [સં. पर + अङ्ग] શ્રેષ્ઠ અંગ (માથું વગેરે). (૨) પારકું શરીર. (૩) શત્રુની સેનાનો એક ભાગ

**પરાંગના** (પરાઙ્ગના) સ્ત્રી. [સં. पर + अङ्गना] પારકાની સ્ત્રી કે પારકી સ્ત્રી. (૨) શત્રુની સ્ત્રી

**પરાંઙ્મુખ** જુઓ 'પરાઙ્મુખ.'

**પરાંઙ્મુખ-તા** જુઓ 'પરાઙ્મુખ-તા.'

**પરાંઙ્મુખી** જુઓ 'પરાઙ્મુખી'-'પરાક્-મુખ.'

**પરાંઠવું** અ. ક્રિ. [રવા.] મોટો અવાજ કરવો. **પરાંઠાવું** ભાવે.,ક્રિ. **પરાંઠાવવું** પ્રે., સ ક્રિ.

**પરાંઠાવવું, પરાંઠાવું** જુઓ 'પરાંઠવું'માં.

**પરાંઠી** વિ. નજીકનું, પાસેનું

**પરાંઠું** જુઓ 'પરોઠું.'

**પરાંત** સ્ત્રી. [સં. प्रान्त પું., પાછળથી 'રકમ'નું વિ. થતાં સ્ત્રી.] નામામાં ખાતે પાર કરવામાં આવતી સિલક, પુરાંત,'બૅલેન્સ'

**પરાંત-કાલ(-ળ)** (પરાન્ત-) પું. [સં.] કાળનું એક પૌરાણિક માપ

**પરાંતવું** અ. ક્રિ. [જુઓ 'પરાંત,' -ના. ધા.] (લા.) પૂરું કરવું, પરવારવું, ફારગત થવું. **પરાંતાવું** ભાવે., ક્રિ. **પરાંતાવવું** પ્રે.,સ.ક્રિ.

**પરાંતાવવું, પરાંતવું** જુઓ 'પરાંતવું'માં.

**પરાંબા** (પરામ્બા) સ્ત્રી. [સં. परा + अम्बा] અંબા માતાનું એક સ્વરૂપ [પું.] પરાંઓમાં રહેનારું

**પરાં-વાસી** વિ. [જુઓ 'પરું' + ગુ. 'આં' બ.વ.,પ્ર. + સં.,

**પરાંસી** સ્ત્રી. એક જાતનું એ નામનું ઝાડ

**પરિ-** ઉપ. [સં.] 'ચારે તરફ' એવો અર્થ બતાવતો સં. ઉપસર્ગ: 'પરિ-ક્રમા' 'પરિ-હાસ' વગેરે

**પરિ-કર** પું.[સં.] સમૂહ, જથ્થો. (૨) ટોળું. (૩) પરિ-જન, નોકર ચાકર વગેરે. (૪) સહાયક. (૫) મૂર્તિના મુખ આસપાસનું ફરતું કોતર-કામ. (૬) કંદોરો. (૭) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) (૮) આગામી પ્રસંગનું નાટ્ય-રચનામાં આડકતરું સૂચન. (નાટ્ય.)

**પરિકરાંકુર** (પરિકરાઙ્કુર) પું. [+ સં. अङ्कुर] એ નામનો એક 'પરિકર' સિવાયનો અર્થાલંકાર. (કાવ્ય.)

**પરિ-કલિત** વિ. [સં.] વિચારેલું. (૨) ન. વિચારવું એ

**પરિ-કલ્પન** ન., **-ના** સ્ત્રી. [સં.] કલ્પના કરવી, 'સ્પેક્યુલેશન' (મન. રવ.). (૨) નિર્ણય કરવો એ, ઠરાવ

**પરિ-કલ્પવું** સ.ક્રિ. [સં. परि क्लृप्-कल्प् તત્સમ] કલ્પના કરવી. (૨) નિર્ણય કરવો. **પરિકલ્પાવું** કર્મણિ., ક્રિ. **પરિકલ્પાવવું** પ્રે., સ.ક્રિ.

**પરિકલ્પાવવું, પરિકલ્પાવું** જુઓ 'પરિકલ્પવું'માં.

**પરિ-કલ્પિત** વિ. [સં.] કલ્પના કરી હોય તેવું. (૨) નિર્ણય-રૂપે મૂકેલું

**પરિ-કંપ** (-કમ્પ) પું. **-પન** ન. [સં.] ધ્રુજારી, કંપ, થરથરાટ

**પરિ-કંપિત** (-કમ્પિત) વિ. [સં.] ધ્રુજી ઊઠેલું

**પરિ-કંપી** (-કમ્પી) વિ. [સં., પું.] ધ્રુજી ઊઠનારું

**પરિકંમા** (-કમ્મા) સ્ત્રી. [સં. परि-क्रमा] જુઓ 'પરિ-ક્રમા'-'પરકંમા.'

**પરિકાર** પું. [સં.] વર્તુલ દોરવાનું યંત્ર, 'કમ્પાસ'

**પરિ-કાંક્ષિત** (-કાઙ્ક્ષિત) વિ. [સં.] જેને વિશે ઇચ્છા કરી હોય તેવું

**પરિ-કીર્ણ** વિ. [સં.] છલું-છવાયું, વીખરાયેલું

**પરિ-કીર્ણન** ન. [સં.] હકીકત કે વૃત્તાંતનો પ્રસાર, 'બ્રૉડ-કાસ્ટ'

**પરિ-કીર્તન** ન. [સં.] વિસ્તારથી વર્ણન. (૨) ખૂબ વખાણ

**પરિ-કીર્તિત** વિ. [સં.] વિસ્તારથી વર્ણવેલું. (૨) ખૂબ વખાણેલું

**પરિ-કુપિત** વિ. [સં.] ખૂબ ગુસ્સે થયેલું
**પરિ-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] કોઈ પણ સુરેખ આકૃતિનાં કોણ-બિંદુઓમાંથી પસાર થતા વર્તુલનું મધ્ય-બિંદુ, 'સર્કમ્સેન્ટર' (ગ.)
**પરિ-કોપ** પું. [સં.] ભારે ગુસ્સો
**પરિ-કોશ(-ષ)** પું. [સં.] ફૂલની પાંખડીઓનો ડોડો
**પરિ-ક્રમ** પું., **-મણ** ન. [સં.] ફરતું ફરવું એ, પરિ-ક્રમા. (૨) અનુ-ક્રમ [ભ્રમણ-કાળ
**પરિક્રમણ-કાલ(-ળ)** સ્ત્રી. [સં.] ફરતું ફરી વળવાનો સમય,
**પરિક્રમણ-માર્ગ** પું. [સં.] ફરતું ફરી વળવાનો રસ્તો
**પરિક્રમવું** સ.ક્રિ. [સં. परि-क्रम् તત્સમ] પરિક્રમણ કરવું, ફરતું કરવું. (ભૂ.કૃ.માં કર્તરિ પ્રયોગ.) પરિક્રમાવું ભાવે.,ક્રિ. પરિક્રમાવવું પ્રે.,સ.ક્રિ.
**પરિ(-રી)-ક્રમા** સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-ક્રમ,-મણ.'
**પરિક્રમાવવું, પરિક્રમાવું** જુઓ 'પરિક્રમવું'માં.
**પરિ-ક્રાંતિ** (-ક્રાન્તિ) સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-ક્રમ,-મણ.'
**પરિ-ક્લિષ્ટ** વિ. [સં.] ખૂબ જ અઘરું
**પરિ-ક્લેદ** પું. [સં.] ભીનાશ, ભેજ
**પરિ-ક્લેશ** પું. [સં.] અત્યંત માનસિક દુઃખ થવું એ. (૨) ખૂબ લાગેલો થાક
**પરિ-ક્ષય** પું. [સં.] ચોગમથી ઘસારો. (૨) સંપૂર્ણ વિનાશ
**પરિ-ક્ષાલન** ન. [સં.] ચારે બાજુથી ધોવું એ
**પરિ(-રી)ક્ષિત** પું. [સં. परि(-री)क्षित्] પાંચ પાંડવોમાંના ત્રીજા અર્જુનના પુત્ર અભિમન્યુનો વિરાટ કુંવરી ઉત્તરામાં થયેલો પુત્ર. (સંજ્ઞા.) [ઘેરાઈ રહેલું
**પરિ-ક્ષિપ્ત** વિ. [સં..] તદ્દન ફેંકાઈ ગયેલું. (૨) ચોગમ
**પરિ-ક્ષીણ** વિ. [સં.] સંપૂર્ણ રીતે ઘસાઈ ગયેલું. (૨) વિનાશ પામેલું
**પરિક્ષીણ-તા** સ્ત્રી. [સં] સપૂર્ણ ઘસારો. (૨) સંપૂર્ણ નાશ
**પરિખા** સ્ત્રી. [સં.] કોટ કે કિલ્લાની આસપાસની ખાઈ (રક્ષણ માટેની)
**પરિ-ગણન** ન., **-ના** સ્ત્રી. [સં.] સંપૂર્ણ ગણતરી. (૨) વિધિ-નિષેધ-શાસ્ત્રનું વિવરણ
**પરિ-ગણિત** વિ. [સં.] બરોબર ગણેલું, ગણતરીમાં લીધેલું
**પરિ-ગૃહીત** વિ. [સં.] પોતાના તરીકે સ્વીકારેલું
**પરિ-ગ્રહ** પું. [સં.] પોતાના તરીકે કરવામાં આવતો સ્વીકાર. (૨) (લા.) જંજાળ. (૩) પત્ની, ભાર્યા. (૪) માલ-મિલકત વગેરે સંપત્તિ
**પરિ-ગ્રહણ** ન. [સં.] સ્વીકાર. (૨) (લા.) લગ્ન, વિવાહ
**પરિગ્રહ-પરાયણ** વિ. [સં.] સંઘરો કરવાની વૃત્તિવાળું
**પરિગ્રહવું** સ.ક્રિ. [સં. परि-ग्रह्, તત્સમ] સ્વીકારવું. (૨) ભેટવું. પરિગ્રહાવું કર્મણિ.,ક્રિ. પરિગ્રહાવવું પ્રે.,સ.ક્રિ.
**પરિગ્રહ-વૃત્તિ** સ્ત્રી. [સં.] સંઘરો કરવાનું માનસિક વલણ કે ભાવના, 'પઝેસિવ-નેસ' (પ્રા.વિ.)
**પરિગ્રહાવવું, પરિગ્રહાવું** જુઓ 'પરિગ્રહવું'માં.
**પરિગ્રહી** વિ. [સં.,પું.) પરિગ્રહ કરનારું. (૨) જંજાળી
**પરિ-ગ્રહીતા** વિ.,પું. [સં.] લગ્નમાં કન્યાનો સ્વીકાર. કરનાર (વર)
**પરિ-ગ્રાહ્ય** વિ. [સં.] પરિ-ગ્રહ કરવા જેવું, સ્વીકારવા જેવું
**પરિઘ** પું. [સં.] વર્તુળનો ઘેરાવો, 'સર્કમ્ફરન્સ.' (૨) આગળો, આગળિયો. (૩) ભોગળ જેવું એક હથિયાર
**પરિ-ચય** પું. [સં.] ઓળખાણ, પિછાણ, ટાળો, 'એક્વેઇન્ટન્સ,' 'ઇન્ટ્રોડક્શન.' (૨) ટેવ, આદત
**પરિચય-કાર** વિ. [સં.] ઓળખાણ આપનાર, ઓળખાણ કરાવનાર
**પરિચય-પત્ર** પું. [સં.,ન.], **-ત્રિકા** સ્ત્રી. [સં.] ઓળખ કરાવનારો કાગળ કે ચિઠ્ઠી, ઓળખાણ-પત્ર, 'પરિચાયિકા'
**પરિચય-પદ્ધતિ** સ્ત્રી. [સં.] વસ્તુ ઓળખાવીને એ દ્વારા શિક્ષણ આપવાની રીત, 'ડિરેક્ટ-મેથડ'
**પરિચય-પ્રાપ્ત** વિ. [સં.] વસ્તુની ઓળખાણથી મળેલું
**પરિચયાત્મક** વિ. [+ સં. आत्मन्-क] ઓળખાણના રૂપનું
**પરિ-ચર** પું. [સં.] સેવક, નોકર. (૨) પરિ-ચર્યા કરનાર, 'એટેન્ડન્ટ' [સંભાળ, બરદાસ્ત
**પરિ-ચરણ** ન., **પરિ-ચર્યા** સ્ત્રી. [સં.] સેવા-ચાકરી, સાર-
**પરિ-ચાયક** વિ. [સં.] જુઓ 'પરિચય-કાર'-'ઇન્ટ્રોડ્યૂસર' (દ.ખા.). (૨) ઓળખાણને લગતું, 'ઇન્ટ્રોડક્ટરી'
**પરિ-ચાયિકા** સ્ત્રી. [સં.] જુઓ 'પરિચય-પત્ર'-'ઇન્ટ્રોડ્યૂશન.' (૨) પરિચય કરાવનારી (પત્રિકા તેમ સ્ત્રી વગેરે)
**પરિ-ચારક** વિ.,પું. [સં.] જુઓ 'પરિ-ચર.'
**પરિ-ચારિકા, -ણી** વિ.,સ્ત્રી. [સં.] સ્ત્રી નોકર, સેવિકા, દાસી, દાઈ, 'નર્સ,' 'સિસ્ટર'
**પરિચારી** વિ. [સં.,પું.] જુઓ 'પરિ-ચારક.'
**પરિ-ચાર્ય** વિ. [સં.] પરિ-ચર્યા કરાવવા જેવું
**પરિ-ચાલક** વિ. [સં.] સંચાલન કરનાર, વહીવટ કરનાર
**પરિ-ચાલન** ન. [સં.] સંચાલન, વહીવટ
**પરિ-ચિત** વિ. [સં.] ઓળખીતું, જાણીતું, જ્ઞાત. ('હું પરિચિત છું' = 'જાણું છું'–એ પ્રયોગ ખોટો છે; 'મને પરિચિત છે' એ સાચો પ્રયોગ છે, કારણ કે 'પરિચિત' શુદ્ધ કર્મણિ ભૂતકૃદંત છે.)
**પરિચિત-તા** સ્ત્રી. [સં.] પરિચિત હોવાપણું
**પરિ-ચ્છન્ન** વિ. [સં.] ચારે બાજુથી ઢંકાયેલું, છવાયેલું
**પરિ-ચ્છિન્ન** વિ. [સં.] સાવ છેદાઈ ભેદાઈ ગયેલું. (૨) મર્યાદિત. (૩) સુમેય, 'કોમેન્સ્યુરેબલ' (ગ.)
**પરિ-ચ્છેદ** પું. [સં.] વિભાગ, ખંડ. (૨) ફકરો, 'પેરેગ્રાફ' (ક.મા.) (૩) પ્રકરણ, અધ્યાય. (૪) સીમા, હદ, મર્યાદા
**પરિ-ચ્છેદક** વિ. [સં.] પરિચ્છેદ કરનારું, ભાગ પાડનારું, વિ-ભાજક [ચાકર, દાસ-જન
**પરિ-જન** ન. [સં.,પું.] પરિવાર, કુટુંબી જનો. (૨) નોકર-
**પરિ-જીર્ણ** વિ. [સં.] તદ્દન જર્જરિત થઈ ગયેલું. (૨) ખખડી ગયેલું
**પરિ-જ્ઞાત** વિ. [સં.] સારી રીતે જાણવામાં આવેલું
**પરિ-જ્ઞાન** ન. [સં.] નિશ્ચયાત્મક જ્ઞાન. (૨) સમ્યક્ જ્ઞાન, પૂર્ણ જ્ઞાન
**પરિ-જ્ઞાપક** વિ. [સં.] બોધ કરાવે તેવું
**પરિ-જ્ઞાપન** ન. [સં.] બોધ, ઉપદેશ
**પરિ-ણત** વિ. [સં.] પરિણામ-રૂપે થયેલું, પરિણામ પામેલું.

(૨) પાકી ગયેલું. (૩) નીવડી આવેલું
**પરિ-ણુતિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-ણામ.'
**પરિણમવું** અ.ક્રિ. [સં. परि-नम् = परिणम्, તત્સમ] પરિ-ણામ-રૂપે થવું, ફલિત થવું. (૨) નીપજવું, ઊપજવું. (૩) બદલવું. **પરિણમાવવું** પ્રે.,સ.ક્રિ.
**પરિ-ણય** પું. [સં.] લગ્ન, વિવાહ
**પરિ-ણામ** ન. [સં.] કોઈ પણ કાર્ય કે પ્રવૃત્તિનું છેલ્લું ફળ, નતીજો. (૨) છેડો, અંત. (૩) રૂપાંતર. (૪) વિકાર. (૫) વિકાસ, 'એવોલ્યુશન.' (૬) અસર, 'ઇમ્પેક્ટ.' (૭) પરિ-પાક. (૮) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**પરિણામક, -કારક** વિ. [સં.] પરિણામ લાવનાર. (૨) ફેરફાર લાવનાર
**પરિણામકારિ-તા** સ્ત્રી. [સં.] પરિ-ણામ લાવવાપણું
**પરિણામ-કારી** વિ. [સં.,પું.] જુઓ 'પરિણામક.'
**પરિણામ-દર્શી** વિ. [સં.,પું.] પરિ-ણામ શું આવશે એનો જેને અગાઉથી ખ્યાલ છે તેવું, પરિણામ-દષ્ટિવાળું, અગમ-ચેતીવાળું
**પરિણામ-દાયક** વિ. [સં.] **પરિણામ-દાયી** વિ. [સં.,પું.] પરિ-ણામ આપનાર, ફલદાયી
**પરિણામ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] કોઈ કાર્યનું ફળ અમુક જ આવશે એવી દૃષ્ટિ, અગમચેતી
**પરિણામ-વાચક** વિ. [સં.], **પરિણામ-વાચી** વિ. [સં.,પું.] પરિ-ણામ બતાવનાર
**પરિણામ-વાદ** પું. [સં.] જગતનાં ઉત્પત્તિ સ્થિતિ અને નાશ સત્ય તેમ નિત્ય પરિ-ણામ પામતાં જતાં હોય એવો મત-સિદ્ધાંત 'એવોલ્યુશન' (મ.ન.)
**પરિણામ-વાદી** વિ. [સં.,પું.] પરિણામ-વાદમાં માનનારું
**પરિણામાત્મક** વિ. [+ સં. आत्मन्-क] જુઓ પરિણામિક',— 'કૉન્સિક્વન્ટ'
**પરિણામિક** વિ. [સં.] પરિ-ણામ તરીકે આવી મળતું
**પરિણામિ-તા** સ્ત્રી. [સં.], **-ત્વ** ન. [સં.] ફલરૂપ થવું એ. (૨) રૂપાંતર થવું એ
**પરિણામી** વિ. [સં.,પું.] પરિ-ણામ પામ્યા કરતું, પરિણામ-રૂપે નીપજ્યાં કરતું, ફલરૂપે આવતું
**પરિ-ણાલિકા** સ્ત્રી. [સં.] ગ્રહને ફરતે આવેલી વીંટી જેવી આ-કૃતિ (શનિના ગ્રહને છે તેવી). (ખગોળ.)
**પરિ-ણીત** વિ. [સં.] પરણેલું, જેનાં લગ્ન થઈ ગયાં છે તેવું
**પરિણીતા** વિ.,સ્ત્રી. [સં.] પરણેલી સ્ત્રી
**પરિ-તપ્ત** વિ. [સં.] ખૂબ તપી ઊઠેલું. (૨) (લા.) ભારે દુઃખવાળું, દુઃખથી સબડ્યા કરતું
**પરિ-તર્પણ** ન. [સં.] તૃપ્ત કરવાની ક્રિયા, સંતોષવું એ
**પરિતર્પવું** સ.ક્રિ. [સં. परि-तृप्-तर्प्, તત્સમ] સંતોષવું, તૃપ્ત કરવું, ધ્રવ કરાવવો. **પરિતર્પાવું** કર્મણિ.,ક્રિ. **પરિતર્પાવવું** પ્રે.,સ.ક્રિ.
**પરિતર્પાવવું, પરિતર્પાવું** જુઓ 'પરિતર્પવું'માં.
**પરિ(-રી)-તાપ** પું. [સં.] હૃદયની બળતરા, સંતાપ, પ્રબળ ચિંતા. (૨) પશ્ચાત્તાપ, પસ્તાવો [તેવું, પીડિત
**પરિ-તાપિત** વિ. [સં.] જેને સંતાપ કરવામાં આવ્યો છે
**પરિતાપી** વિ. [સં.] પરિતાપવાળું, સંતપ્ત. (૨) પરિ-તાપ કરનારું (બીજાને) [થયેલું, રાજી રાજી
**પરિ-તુષ્ટ** પું. [સં.] ખૂબ સંતોષ પામેલું, ઘણું જ પ્રસન્ન
**પરિ-તુષ્ટિ** સ્ત્રી. [સં.] ઘણો સંતોષ, પ્રબળ પ્રસન્ન-તા
**પરિ-તૃપ્ત** વિ. [સં.] જેને ધ્રવ થયો છે તેવું, ધરાઈ ગયેલું, સંતુષ્ટ
**પરિ-તૃપ્તિ** સ્ત્રી. [સં.] સારો એવો સંતોષ, પૂરો ધ્રવ
**પરિ-તોષ** પું. [સં.] જુઓ 'પરિ-તુષ્ટિ.'
**પરિ-તોષક** વિ. [સં.] સંતોષ આપનારું. (૨) પ્રસન્ન કરનારું
**પરિ-તોષણ** ન. સં.] જુઓ 'પરિ-તુષ્ટિ.' (૨) બીજાને સંતોષ આપવો એ
**પરિતોષી** વિ. [સં.] સં-તુષ્ટ, સંતોષવાળું. (૨) સંતુષ્ટ કરનારું
**પરિ-ત્યક્ત** વિ. [સં.] જેનો સર્વથા ત્યાગ કરવામાં આવેલો છે તેવું. (૨) મોકળું, છૂટું
**પરિ-ત્યક્તા**[1] વિ. [સં.,પું] પરિ-ત્યાગ કરનાર (પુરુષ)
**પરિ-ત્યક્તા**[2] સ્ત્રી [સં.] પતિએ જેનો ત્યાગ કર્યો હોય તે સ્ત્રી
**પરિ-ત્યાગ** પું. [સં.] સંપૂર્ણ ત્યાગ (ફરી ન સંઘરાય એ રીતનો)
**પરિત્યાગી** વિ. [સં., પું.] પરિ-ત્યાગ કરનાર, પરિ-ત્યક્તા
**પરિ-ત્રાણ** ન. [સં.] સારી રીતે કરેલું રક્ષણ, સંરક્ષણ
**પરિ-દર્શક** વિ. [સં.] તપાસણી કરનાર, પરીક્ષક, 'ઇન્સ્પેક્ટર.' (૨) મુલાકાત લેવા આવનાર, 'વિઝિટર.' (૩) ન. ડૂબ-કિસ્તીમાં રાખવામાં આવતું ચોગમ જોવાનું સાધન, 'પેરિસ્કોપ' [અવલોકન
**પરિ-દર્શન** ન. [સં.] ચોગમ જોવું એ, સમીક્ષણ, નિરીક્ષણ,
**પરિ-દશ્ય** વિ. [સં.] ચારે ગમથી જોવા જેવું. (૨) ન. ચારે તરફથી જોવાય તેવું જોવાનું
**પરિ-દશ્યમાન** વિ. [સં.] ચારે તરફથી જોવામાં આવતું
**પરિ-દૃષ્ટ** વિ. [સં.] ચારે તરફથી જોયેલું કે જોવામાં આવેલું. (૨) માનસમાં આવેલું છતાં બહાર વ્યક્ત નહિ તેવું, 'સબકૉન્શિયસ' (ન.દે.)
**પરિ-દેવન** ન., **-ના** સ્ત્રી. [સં.] શોક, દિલગીરી
**પરિ-ધાન** ન. [સં.] પહેરવાની ક્રિયા. (૨) વસ્ત્ર, કપડાં, પોશાક
**પરિ-ધાનીય** વિ. [સં.] પહેરવા જેવું
**પરિ-ધિ** પું., સ્ત્રી. [સં., પું.] વર્તુળની ફરતી રેખા, પરિઘ, 'સર્કમ્ફરન્સ.' (૨) સૂર્ય ચંદ્રની આસપાસ દેખાતું તેજનું વર્તુળ, પ્રભા-મંડળ. (૩) મોટા વર્તુલના પરિઘ ઉપર ફરતા મધ્યબિંદુવાળું વર્તુલ, 'એપિસાઇકલ.' (ગ.)
**પરિ-નિર્વાણ** ન. [સં.] આત્યંતિક મોક્ષ, અ-પુનર્ભવ, પૂર્ણ નિર્વાણ, પરા શાંતિ. (વેદાંત.)
**પરિ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] પૂરેપૂરી આસ્થા અને શ્રદ્ધા
**પરિ-નિષ્ઠિત** વિ. [સં.] પૂરેપૂરી આસ્થાવાળું. (૨) (લા.) પોતાની વિદ્યામાં નિષ્ણાત
**પરિ-ન્યાસ** પું. [સં.] કાવ્યમાં જ્યાં વિશેષ અર્થ પૂર્ણ થતો હોય તેવું સ્થળ. (કાવ્ય.) (૨) નાટ્ય-રચનામાં મુખ્ય કથાની મૂળભૂત ઘટનાની સંકેતથી કરવામાં આવતી સૂચના. (નાટ્ય.) [બુદ્ધિનું, પ્રૌઢ, પુખ્ત
**પરિ-પક્વ** વિ. [સં.] તદ્દન પાકી ગયેલું. (૨) (લા.) પાકી

પરિપક્વ-તા સ્ત્રી. [સં.] પરિપક્વ-પણું
પરિ-પતિત વિ. [સં.] ચારે ગમથી જેની પડતી થઈ છે તેવું. (૨) (લા.) સર્વથા ભ્રષ્ટ થઈ ચૂકેલું
પરિ-પત્ર પું. [સં., ન.] લાગતાં વળગતાંને જાણ કરવા માટેનો કાગળ, 'સર્ક્યુલર.' [૦ કાઢવો (રૂ. પ્ર.) પરિપત્ર તૈયાર કરી ફેરવવા મોકલવો]
પરિપત્રિત વિ. [સં.] પરિ-પત્ર દ્વારા જાણ કરવામાં આવેલું
પરિ-પંથી (-પ-થી) વિ., પું. [સં., પું.] લુટારો. (૨) શત્રુ
પરિ(-રી)-પાક પું. [સં.] પરિપક્વ થવું એ. (૨) પરિણામ, ફળ
પરિપાટિ, -ટી સ્ત્રી. [સં.] પદ્ધતિ, રીત, 'સિસ્ટમ' (મ. ર.). (૨) ધારો, નિયમ. (૩) ક્રમ, શ્રેણી. (૪) પારંપરિક રિવાજ, પ્રણાલી, કાર્યક્રમ, 'પ્રોગ્રામ.' (૫) રૂઢિ, 'ઇડિયમ' (દ. બા.) [ત્યાં ત્યાં તાલી મારવી એ
પરિપાણિક પું. [સં.] ગાનના ચાલુ તાલથી જરા ખસી
પરિ-પાત પું. [સં.] સંપૂર્ણ પડતી, પૂરો અધઃપાત
પરિ-પાલક વિ. [સં.] ચોગમથી રક્ષણ કરનાર
પરિ-પાલન ન., -ના સ્ત્રી. [સં.] નિભાવવું એ. (૨) ચારે બાજુથી સંરક્ષણ
પરિ-પાલનીય વિ. [સં.] પરિપાલન કરવા જેવું [હોય તેવું
પરિ-પાલિત વિ. [સં.] જેનું પરિપાલન કરવામાં આવ્યું
પરિ-પાલ્ય વિ. [સં.] જુઓ 'પરિ-પાલનીય.' [હૃષ્ટ-પુષ્ટ
પરિ-પુષ્ટ વિ. [સં.] સારી રીતે પોષણ પામેલું. (૨)
પરિ-પુષ્ટ-તા, પરિ-પુષ્ટિ સ્ત્રી. [સં.] પરિ-પુષ્ટ હોવાપણું
પરિ-પૂત વિ. [સં.] ખૂબ જ પવિત્ર
પરિ-પૂરિત, પરિ-પૂર્ણ વિ. [સં] સંપૂર્ણ રીતે ભરેલું
પરિપૂર્ણ-તા, પરિ-પૂર્તિ સ્ત્રી. [સં.] પરિપૂર્ણ હોવાપણું
પરિ-પૃચ્છક વિ. [સં.] જાણવાને માટે પૂછપરછ કરનાર, જિજ્ઞાસુ પૃચ્છક
પરિ-પૃચ્છા સ્ત્રી. [સં.] જિજ્ઞાસાવાળી પૂછપરછ
પરિ-પોષ પું. [સં.] પૂર્ણ પોષણ, પરિ-પોષણ
પરિ-પોષક વિ. [સં.] પૂર્ણ પોષણ આપનાર
પરિ-પોષણ ન. [સં.] જુઓ 'પરિ-પોષ.'
પરિપોષવું સ. ક્રિ. [સં. परि-पुष्-पोष्, તત્સમ] સંપૂર્ણ રીતે પોષણ કરવું, સારી રીતે નિભાવવું. પરિપોષાવું કર્મણિ., ક્રિ. પરિપોષાવવું પ્રે.,સ.ક્રિ.
પરિ-પોષાવવું, પરિપોષાવું જુઓ 'પરિપોષવું'માં.
પરિપોષિત વિ. [સં.] જેનું સારી રીતે પોષણ કરવામાં આવ્યું હોય તેવું, સારી રીતે નિભાવેલું
પરિ-પ્રશ્ન પું. [સં.] જિજ્ઞાસાથી ભરેલો સવાલ, વારંવાર કરવામાં આવતો તે તે સવાલ [તપાસ
પરિ-પ્રેક્ષણ ન. [સં.] ચોગમથી બારીકીથી જોવું એ, પાકી
પરિ-પ્રેક્ષિત વિ. [સં.] ચોગમ બારીકીથી જોયેલું–તપાસેલું. (૨) ન. જુઓ 'પરિ-પ્રેક્ષણ,'–'પર્સ્પેક્ટિવ' (ન. મા.)
પરિ-પ્રેક્ષ્ય વિ. [સં.] ચોગમ બારીકીથી જોવા-તપાસવા જેવું. (૨) ન. જુઓ 'પરિ-પ્રેક્ષણ,'–'પર્સ્પેક્ટિવ.'
પરિ-પ્લાવિત વિ. [સં.] ચોગમથી પાણીએ તરબોળ કરી નાખેલું, રેલમછેલ કરેલું [વગેરે ઉપકરણ
પરિ-બર્હ પું. [સં.] રાજા કે આચાર્ય વગેરેનાં છત્ર ચામર
પરિ-બલ(-ળ) ન. [સં.] પ્રબળ જોર, અતિ-બળ
પરિ-બૃંહણ (-બૃંહણ) ન. [સં.] ઉન્નતિ, ચડતી. (૨) સમૃદ્ધિ. (૩) સમર્થન, પરિ-પુષ્ટિ
પરિ-બૃંહિત (-બૃંહિત) વિ. [સં.] પરિ-બૃંહણ પામેલું
પરિ-બોધ પું., -ધન ન., -ધના સ્ત્રી. [સં.] જ્ઞાન, પાકી સમઝ. (૨) ઉપ-દેશ, બોધ
પરિ-બ્રહ્મ ન. [સં. પર-ब्रह्म] જુઓ 'પર-બ્રહ્મ.'
પરિ-ભવ પું. [સં.] અનાદર, અપ-માન, અવ-ગણના. (૨) તિરસ્કાર. (૩) પરા-ભવ
પરિ-ભાષક વિ. [સં.] નિંદા કરનાર, નિંદક
પરિ-ભાષણ ન. [સં.] વાતચીત કરવી એ. (૨) નિંદા-વચન
પરિ-ભાષા સ્ત્રી. [સં.] તે તે શાસ્ત્રમાં અમુક ચોક્કસ પદાર્થ કે ક્રિયા ગુણ વગેરેને માટે નક્કી કરેલો સાંકેતિક શબ્દ, વ્યાખ્યા-શબ્દ, 'ટેક્નિકલ ટર્મ' (મોટે ભાગે તો એ તે તે પદાર્થ ક્રિયા ગુણ વગેરેનો અર્થ ધરાવતો હોય છે; જેમ કે 'નામ' 'સર્વનામ' 'વિશેષણ' વગેરે, પરંતુ કેટલીક વાર માત્ર સાંકેતિક જ હોય છે; જેમકે પાણિનિ-વ્યાકરણની ભિન્ન ભિન્ન પરિભાષાઓ)
પરિ-ભુક્ત વિ. [સં.] સારી રીતે ભોગવેલું
પરિ-ભુક્તિ સ્ત્રી. [સં.] સંપૂર્ણ ઉપ-ભોગ, પૂરો ભોગવટો
પરિ-ભ્રમણ ન. [સં.] ચોગમ ફર્યા કરવું એ. (૨) ગોળ ગતિમાં ફર્યા કરવું એ, 'રોટેશન' [કે ગાળો
પરિભ્રમણ-કાલ(-ળ) પું. [સં.] ગોળ ગતિમાં ફરવાનો સમય
પરિ-ભ્રષ્ટ વિ. [સં.] જુઓ 'પરિ-પતિત.'
પરિ-ભ્રંશ (-ભ્રંશ) પું. [સં.] સંપૂર્ણ અધઃપાત, પૂરી પતિત-તા
પરિ-મલ(-ળ) પું. [સં.] સુગંધ, સૌરભ, સોડમ, સુવાસ
પરિમલ(-ળ)વું અ. ક્રિ. [સં. परिमल, –ના. ધા.] ચોગમ પરિમલ પ્રસરાવવો (ના.દ.) [(૩) માત્રા, પ્ર-માણ
પરિ-માણ ન. [સં.] માપ, 'ડાઇમેન્શન' (ઉ. જો.) (૨) વજન.
પરિમાણ-વાચક વિ. [સં.] પરિ-માણ બતાવનાર
પરિમાણાનુસાર ક્રિ. વિ. [+ સં. अनु-सार] માપ કે વજન યા માત્રા પ્રમાણે
પરિ-માર્જક વિ. [સં.] સાફ કરનાર, સ્વચ્છ કરનાર
પરિ-માર્જન ન. [સં.] સાફ કરવું એ, સ્વચ્છ કરવું એ
પરિ-માર્જની સ્ત્રી. [સં.] સાવરણી, ઝાડુ
પરિ-માર્જિત વિ. [સં.] સાફ કરાવવામાં આવેલું કે કરવામાં આવેલું [(લા.) અલ્પ, થોડું, મર્યાદિત
પરિ-મિત વિ. [સં.] માપ પ્રમાણેનું, માપસરનું, માપેલું. (૨)
પરિમિત-તા સ્ત્રી. [સં.] પરિમિત હોવાપણું
પરિમિતાધિકાર પું.[સં. परि-मित + अधि-कार] મર્યાદિત સત્તા
પરિમિતાહાર પું. [સં. परि-मित + आ-हार] માપ પ્રમાણેનો ખોરાક લેવો એ, માપસરનું ભોજન
પરિમિતાહારી વિ. [સં., પું.] માપસર ખાનાર, મિતાહારી
પરિ-મિતિ સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-માણ.' (૨) કોઈ પણ આ-કૃતિની બધી બાજુઓની લંબાઈનો સરવાળો, પરિ-મિતિ, 'પેરીમીટર'
પરિ-મૃષ્ટ વિ. [સં.] જુઓ 'પરિ-માર્જિત.'
પરિ-મેય વિ. [સં.] માપ વજન કે અંદાજ કરી શકાય

તેવું. (૨) ન. માન, માપ, 'મૅગ્નિટયૂડ.' (ગ.)
**પરિમેય-તા** વિ. [સં.] પરિ-મેય હોવાપણું
**પરિય(-યે)ટ** પું. [દે. પ્રા. परिअट्ट] ધોબી, રજક
**પરિયાણ** ન. [સં. પ્રયાણ, અર્વા. તદ્ભવ], -ણું ન. [+ ગુ. 'ઉ' સ્વાર્થે ત. પ્ર.] જવાની તૈયારી. (૨) (લા.) આરંભ, શરૂઆત. (૩) ઢીલ, વિલંબ [તે સંતાન
**પરિયું** ન., -યો પું. સંતાન, વંશજ, ભવિષ્યની પેઢીનું તે
**પરિયેટ** જુઓ 'પરિયટ.'
**પરિ-રક્ષણ** ન. [સં.] સં-રક્ષણ
**પરિ-રક્ષિત** વિ. [સં.] સં-રક્ષિત, સારી રીતે રક્ષણ કરવામાં આવ્યું હોય તેવું [એ, ભેટવું એ
**પરિ-રંભ** (-રમ્ભ) પું., -ભણ ન. [સં.] આ-લિંગન આપવું
**પરિ-વર્ત** પું. [સં.] ગોળ ગોળ ફરવું એ. (૨) ફેરફાર, 'કન્વર્ઝન' (મ. ન.). (૨) ક્રાંતિ, 'રેવોલ્યુશન' (આ. બા.). (૪) વિનિમય, બદલો, સાટું. (૫) યુગનો અંત
**પરિ-વર્તક** વિ. [સં.] ગોળ ગોળ ફેરવનાર. (૨) ફેરફાર કે ક્રાંતિ કરનાર. (૩) વિનિમય કરનાર, સાટું કરનાર, બદલો કરનાર [ક્રિયા, 'ઇન્વર્ઝન.' (ગ.)
**પરિ-વર્તન** ન. [સં.] જુઓ 'પરિ-વર્ત.' (૨) રકમ ઉતરાવવાની
**પરિવર્તન-કારી** વિ. [સં., પું.] પરિ-વર્તન કરનાર
**પરિવર્તન-કાલ(-ળ)** પું. [સં.] પરિ-વર્તનનો ગાળો
**પરિવર્તન-ક્ષણ** સ્ત્રી. [સં., પું., ન.] પરિ-વર્તન થવાની પળ, 'ટર્નિંગ પૉઇન્ટ'
**પરિવર્તન-ક્ષમ** વિ. [સં.] ફેરફાર કરવાને પાત્ર, 'ફ્લેક્સિબલ'
**પરિવર્તન-વાદ** પું. [સં.] પરિવર્તન યાને ક્રાંતિ થતી રહેવી જોઇયે એ પ્રકારનો મત-સિદ્ધાંત ['પ્રો-ચેઇન્જર'
**પરિવર્તનવાદી** વિ. [સં., પું.] પરિવર્તન-વાદમાં માનનાર,
**પરિવર્તન-શક્તિ** સ્ત્રી. [સં.] પરિ-વર્તન કરવાની તાકાત કે બુદ્ધિ, 'વર્સેટિલિટી' (ન. ભો.)
**પરિવર્તન-શીલ** વિ. [સં.] વારંવાર ફેરફાર કરવાની ટેવવાળું, વારંવાર બદલાયા કરતું, 'ઇલૅસ્ટિક' (જે. હિ.)
**પરિવર્તનશીલ-તા** સ્ત્રી. [સં.] પરિવર્તન-શીલ હોવાપણું
**પરિ-વર્તના** સ્ત્રી. [સં.] ફેરફાર થવાની ક્રિયા. (૨) શીખેલાનું પર્યાલોચન. (જૈન.)
**પરિ-વર્તનીય** વિ. [સં.] ફેરફાર કરવા યોગ્ય, ફેરફાર કરવા જેવું [તેવું, પલટાવી નાખેલું
**પરિ-વર્તિત** વિ. [સં.] જેમાં ફેરફાર કરવામાં આવ્યો હોય
**પરિ-વર્તી** વિ. [સં., પું.] પરિ-વર્તન કરનારું
**પરિ-વર્ધક** વિ. [સં.] વધારનારું. (૨) પું. ધ્વનિ-વર્ધક યંત્ર, 'ઍમ્પ્લિફાયર'
**પરિ-વર્ધન** ન. [સં.] યોગમથી વધવું એ, સર્વતોમુખી વૃદ્ધિ, 'ઍમ્પ્લિફિકેશન' (ન. મૂ. શા.)
**પરિ-વર્ધિત** વિ. [સં.] સારી રીતે વધારવામાં આવેલું
**પરિ-વત્સર** પું. [સં.] પાંચ સંવત્સરોમાંનો એક
**પરિ(-રી)-વાદ** પું. [સં.] નિંદા, ગીલા, બદગોઈ. (૨) અપ-વાદ. (૩) તહોમત, આ-રોપ. (૪) તિરસ્કાર
**પરિ(-રી)વાદક** વિ. [સં.], **પરિ(-રી)વાદી** વિ. [સં., પું.] નિંદા કરનાર. (૨) વાદી (અદાલતમાંનું)
**પરિ(-રી)-વાર** પું. [સં.] છૈયાં છોકરાં અને કુટુંબ કબીલો
**પરિ(-રી)વાર-પાઠ** પું. [સં.] પરિ-શિષ્ટ
**પરિ(-રી)-વાહ** પું. [સં.] છલકાઈ ભરાઈને વહી જવું એ. (૨) વધારાનું પાણી લઈ જતો પ્રવાહ. (૩) વધારાના પાણીને વહી જવાનો માર્ગ, 'ડ્રેઇનેઇજ' (દ.બા.)
**પરિ-વિદ્ધ** વિ. [સં.] ચારે તરફથી વીંધેલું કે વીંધાયેલું
**પરિ-વીક્ષણ** ન. [સં.] યોગમ નજર રાખી બારીક તપાસ કરવી એ, સૂક્ષ્મ દર્શન
**પરિ-વૃઢ** પું. [સં.] અધિપતિ, સ્વામી, પ્રભુ, માલિક
**પરિ-વૃત** વિ. [સં.] વીંટળાયેલું, ઘેરાયેલું
**પરિ-વૃતિ** સ્ત્રી. [સં.] ઘેરાવાની સ્થિતિ, ઘેરાવો
**પરિ-વૃત્ત** વિ. [સં.] ફેરફાર પામેલું, પલટી ગયેલું
**પરિ-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરિવર્ત'-'કન્વર્ઝન' (રા.વિ.). (૨) ભમરડાની માફક ફરવું એ, 'રોટેશન' (પો.ગો.). (૩) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**પરિવૃત્તિ-શીલ** વિ. [સં.] ફેરફાર પામવા ટેવાયેલું, પરિ-વર્તન-શીલ, 'વેરિયેબલ' [બળવાન. (૩) સ્થૂળ
**પરિ-વૃદ્ધ** વિ. [સં.] ખૂબ ખૂબ વૃદ્ધિ પામેલું. (૨) (લા.)
**પરિ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-વર્ધન.'
**પરિ-વેશ,-ષ** પું. [સં.] ઘેરાવો, ઘેરો. (૨) પરિઘ. (૩) વર્તુલ. (૪) ગોઠવણ, 'સેટિંગ.' (૫) સૂર્ય-ચંદ્રની આસપાસનું તેજનું કુંડાળું. (૬) મૂર્તિનું પ્રભા-મંડળ, 'હેલો' (ગો.મા.)
**પરિ-વેષ્ટન** ન. [સં.] આચ્છાદન, ઢાંકણ. (૨) વીંટો. (૩) ફાટલું, જાડું પડ. (૪) ગૂમડાં ઘા વગેરે ઉપરનો પાટો
**પરિ-વેષ્ટા** વિ., પું. [સં., પું.] ઢાંકનાર. (૨) વીંટનાર. (૩) ગ્રંથાદિલેખન ઉપર દેખરેખ રાખનાર
**પરિ-વેષ્ટિત** વિ. [સં.] ઢાંકી લીધેલું. (૨) વીંટાળી લીધેલું
**પરિ-વ્યય** પું. [સં.] વાપરવું એ, વપરાશ, 'કન્ઝમ્પ્શન' (વિ.ર.) [સંન્યાસી થયેલું
**પરિ-વ્રજિત** વિ. [સં.] જેણે પરિવ્રજ્યા લીધી છે તેવું,
**પરિ-વ્રજ્યા** સ્ત્રી. [સં.] સંન્યાસ, ત્યાગ. (૨) ત્યાગ માટેની દીક્ષા [યતિ
**પરિ-વ્રાજ, ૦ક** વિ., પું. [સં.] સંન્યાસી, વિરક્ત, વૈરાગી,
**પરિવ્રાજક-તા** સ્ત્રી. [સં.] સંન્યાસ, સંન્યસ્ત [મોટો ગુરુ
**પરિવ્રાજકાચાર્ય** પું. [+ સં. आ-चार्य] સંન્યાસીઓનો પણ
**પરિવ્રાજકાશ્રમ** પું. [+ સં. आ-श्रम] સંન્યાસીઓને રહેવાનો આશ્રમ, સંન્યાસાશ્રમ
**પરિવ્રાજિકા** વિ., સ્ત્રી. [સં.] સંન્યાસિની, વિરક્ત સ્ત્રી
**પરિવ્રાજિકાશ્રમ** પું. [+ સં. आ-श्रम] સંન્યાસિનીઓને રહે-વાનો મઠ
**પરિ-શિષ્ટ** વિ. [સં.] બાકી રહેલું, શેષ બચેલું. (૨) ન. ફેરિસ્ત, યાદી, 'શીડયૂલ.' (૩) શેષ-પૂર્તિ, પુરવણી, 'ઍપેન્ડિક્સ,' 'એપિલૉગ'
**પરિ-શીલક** વિ. [સં.] પરિ-શીલન કર્યા કરનાર
**પરિ-શીલન** ન. [સં.] મનનપૂર્વક અભ્યાસ, અનુ-શીલન
**પરિશીલન-વૃત્તિ** સ્ત્રી. [સં.] પરિ-શીલન કર્યા કરવાનું મનનું વલણ [હોય તેવું
**પરિ-શીલિત** વિ. [સં.] જેનું પરિશીલન કરવામાં આવ્યું

**પરિ-શુદ્ધ** વિ. [સં.] તદ્દન શુદ્ધ, સાવ ચોખ્ખું. (૨) તદ્દન પવિત્ર, પૂર્ણપણે પવિત્ર
**પરિ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] સંપૂર્ણ ચોખ્ખાઈ. (૨) પવિત્ર કરવાપણું. (૩) સંપૂર્ણ રીતે દોષ કાઢી નાખવાપણું
**પરિ(-રી)-શેષ** વિ. [સં.] બાકી રહેલું. (૨) પું. જે કાંઈ બાકી રહેલું હોય તે. (૩) સમાપ્તિ, અંત
**પરિ(-રી)શેષ-ઉપપત્તિ** સ્ત્રી. [સં.] **પરિ(-રી)શેષાનુમાન** ન. [+ સં. અનુ-માન] અમુક બાબતોનો કારણ સાથે નિષેધ કરી બાકીની બાબતોને સિદ્ધ કરનાર પ્રમાણ. (વેદાંત.,ગ.)
**પરિ-શોધ** પું. [સં.] જુઓ 'પરિ-શુદ્ધિ.' (૨) ચોગમ ફરીને જૂનું નવું શોધી કાઢવું એ, પાકી ખોજ, 'રિસર્ચ'
**પરિ-શોધક** વિ. [સં.] સં-શુદ્ધ કરનાર. (૨) સં-શોધન કરનાર, ખોજ કરનાર, 'રિસર્ચ સ્કૉલર'
**પરિ-શોધન** ન. [સં.] જુઓ 'પરિ-શુદ્ધિ'–'પરિ-શોધ.'
**પરિ-શોધિત** વિ. [સં.] શુદ્ધ કરાવેલું. (૨) સંશોધિત કરાવેલું
**પરિ-શ્રમ** પું. [સં.] સારી રીતે મહેનત કરવી એ, પ્રબળ ઉદ્યમ, તકલીફવાળો પ્રયાસ. (૨) થાક, થાકોડો
**પરિશ્રમી** વિ. [સં.,પું.] પરિ-શ્રમ કરનારું, મહેનતુ, ઉદ્યોગી
**પરિ-શ્રાંત** (-શ્રાન્ત) વિ. [સં.] જેણે ખૂબ શ્રમ કર્યો છે તેવું. (૨) ખૂબ થાકી ગયેલું
**પરિ-શ્રાંતિ** (-શ્રાન્તિ) સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-શ્રમ.'
**પરિષત્પ્રમુખ** પું. [સં. परिषद् + प्रमुख, સંધિથી] પરિષદના સંચાલક અધ્યક્ષ
**પરિ-ષદ** સ્ત્રી. [સં. °षद्] ઘણા માણસોનું એક કે અનેક વિષયો ઉપર ચર્ચા-વિચારણા કરી નિર્ણયો લેવા મળતું મંડળ, સંસદ, ચર્ચા-સભા, 'કાઉન્સિલ,' 'કૉન્ફરન્સ.' પ. રાજ-સભા. [૦ ભરવી (રૂ.પ્ર.) પરિષદના સભ્યોને એકત્રિત કરી એક સ્થાને બેસી ચર્ચા-વિચારણા કરવી] [પ્રમુખ
**પરિષદધ્યક્ષ** પું. [સં. परिषद् + अध्यक्ष] પરિષદનો કાર્યકારી
**પરિ(-રી)-ષ(-સ)હ** પું. [સં.] ટાઢ તડકો ભૂખ તરસ વગેરે બાવીસ આપત્તિઓમાંની પ્રત્યેકને ખમી ખાવાની ક્રિયા. (જૈન.)
**પરિ-ષિક્ત** વિ. [સં.] ચોગમ છાંટવામાં આવેલું હોય તેવું
**પરિ-ષેચન** ન. [સં.] છાંટવાની ક્રિયા, સિંચન
**પરિ-ષ્કરણ** ન., **પરિ-ષ્કાર** પું. [સં.] શુદ્ધ કરવું એ, સં-શુદ્ધિ, 'રિફાઇન્મેન્ટ.' (૨) સજાવટ કરવી એ, શણગાર કરવો એ. (૨) શાસ્ત્રીય રીતે ગુણ-દોષોની વિચારણા કરી વસ્તુને શુદ્ધ સ્વરૂપમાં મૂકવાની ક્રિયા
**પરિ-ષ્કારક** વિ. [સં.] પરિષ્કાર કરનાર
**પરિ-ષ્કૃત** વિ. [સં.] જેનો પરિ-ષ્કાર કરવામાં આવ્યો હોય તેવું, સં-શુદ્ધ. (૨) માંજેલું, (૩) શણગારેલું. (૪) સંસ્કારેલું. (૫) વાળી ઝૂડી સાફ કરેલું
**પરિ-ષ્કૃતિ, પરિ-ષ્ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-ષ્કાર.'
**પરિ-ષ્વજવું** સ.ક્રિ. [સં. परि-स्वज् = परि-ष्वज्, તત્સમ] ભેટવું, આલિંગન આપવું (ભૂ.કૃ.માં કર્તરિ પ્રયોગ). **પરિષ્વજાવું** કર્મણિ ભાવે.,ક્રિ. **પરિષ્વજાવવું** પ્રે.,સ.ક્રિ.
**પરિષ્વજાવવું, પરિષ્વજાવું** જુઓ 'પરિષ્વજવું'માં.
**પરિ-સમાપન** ન. [સં.] તદ્દન પૂર્ણ કરવાની ક્રિયા, ઉપ-સંહાર
**પરિ-સમાપિત** વિ. [સં.] સંપૂર્ણ રીતે પૂર્ણ કરાવેલું
**પરિ-સમાપ્ત** વિ. [સં.] સંપૂર્ણ રીતે પૂર્ણ થયેલું
**પરિ-સમાપ્તિ** સ્ત્રી. [સં.] સંપૂર્ણ રીતે થયેલી સમાપ્તિ (જેમાં કાંઈ જ હવે કરવાનું બાકી નથી.), સંપૂર્ણ અંત
**પરિ-સર** પું. [સં.] કિનારાનો ભાગ, કાંઠાનો ભાગ. (૨) પડોશનો આસપાસનો પ્રદેશ. (૩) મંદિરની ભમતી
**પરિ-સરણ** ન. [સં.] આંટા મારવા એ, ટહેલવું એ
**પરિ(-રી)-સહ** જુઓ 'પરિ-ષહ.'
**પરિ-સંખ્યા** (-સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] ગણતરી. (૨) અંદાજ, આશરો, અડસટ્ટો. (૩) સરવાળો. (૪) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**પરિસંખ્યા-વિધિ** (-સઙ્ખ્યા-) પું. [સં.] કોઈ પણ વિધાનના બે અર્થ ઊભા થતાં એમાંના એકનું વારણ કરવાનું વિધાન. (વેદાંત.)
**પરિ-સંવાદ** (-સઁવ્વાદ) પું. [સં.] જેમાં એક જ વિષય ઉપર ચર્ચા-વિચારણા ગોઠવવામાં આવે તેવી સંવાદ-સભા, 'સેમિનાર,' 'સિમ્પોઝિયમ'
**પરિસાવવું, પરિસાવું** જુઓ 'પરીસવું'માં. (નાગર જ્ઞાતિમાં રૂઢ) [કરી આપવું એ, દિલાસો
**પરિ-સાંત્વન** (-સાન્ત્વન) ન. [સં.] સારી રીતે મનને શાંત
**પરિ-સીમા** સ્ત્રી. [સં.] છેલ્લી હદ. (૨) ચતુઃસીમા
**પરિ-સેવવું** સ.ક્રિ. [સં. परि-सेव् તત્સમ] આચરવું. **પરિસેવાવું** કર્મણિ.,ક્રિ. **પરિસેવાવવું** પ્રે.,સ.ક્રિ.
**પરિસેવાવવું, પરિસેવાવું** જુઓ 'પરિસેવવું'માં.
**પરિ(-રી)સો** પું. [સં. परि(-री) षह > પ્રા. परि(-री) सह] જુઓ 'પરિ(-રી)-ષહ.' [આચ્છાદન
**પરિ-સ્તરણ** ન [સં.] પાથરવાની ક્રિયા. (૨) પાથરણું. (૩)
**પરિ(-રી,-રૈ)સ્તાન** જુઓ 'પરી-સ્તાન.'
**પરિસ્થિતિ** સ્ત્રી. [સં.] સાંયોગિક સ્થિતિ, આજુબાજુની હાલત, 'સર્કમ્સ્ટન્સ,' 'સરાઉન્ડિંગ્સ' (આ.બા.). (૨) વાસ્તવિક ખ્યાલ, 'એપ્રેઇઝલ'
**પરિસ્થિતિ-શાસ્ત્ર** ન. [સં.] પદાર્થો અને એના સંબંધોને લગતો વિચાર આપનારી વિદ્યા, 'ઇકૉલૉજી'
**પરિ-સ્પર્ધા** સ્ત્રી. [સં.] પ્રબળ હરીફાઈ, પ્રતિ-સ્પર્ધા
**પરિસ્પર્ધી** વિ. [સં.] પ્રતિસ્પર્ધી, મજબૂત હરીફ
**પરિ-સ્પંદ** (-સ્પન્દ) પું., -દન [સં.] ધ્રૂજ્યા કરવું એ, ફરકયા કરવું એ. (૨) હિલચાલ
**પરિ-સ્ફુટ** વિ. [સં.] તદ્દન સ્પષ્ટ, તદ્દન ચોખ્ખું
**પરિ-સ્ફોટ** પું. [સં.] સંપૂર્ણ સ્પષ્ટતા, ચોખ્ખો ખુલાસો
**પરિ-સ્રવ** પું., -વણ ન. [સં.] ટપકયા કરવાની ક્રિયા, ઝરવું એ [થતા ઝાડાનો એક રોગ
**પરિ-સ્રાવ** પું. [સં.] જુઓ 'પરિ-સ્રવ.' (૨) ચીંટ આવી
**પરિ-સ્રુત** વિ. [સં.] ટપકી ચૂયેલું, ઝરી ગયેલું
**પરિ-સ્રુતિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-સ્રવ.'
**પરિ-સ્વેદ** પું. [સં. प्रस्वेद; સં.માં 'परि-स्वेद' નથી, અહીં કોઈ સાદૃશ્યે "प्र > परि."] જુઓ 'પ્ર-સ્વેદ.'
**પરિ-હરણ** ન. [સં.] જુઓ 'પરિ-હાર.'
**પરિ-હરણીય** વિ. [સં.] ત્યાગ કરવા જેવું. (૨) કબજે

કરી લેવા જેવું

**પરિહરવું** સ.ક્રિ. [સં. परि-हृ-हर्, તત્સમ] પરહરવું, તજી દેવું, છોડી દેવું, ત્યાગ કરવો, જતું કરવું. **પરિહરાવું** કર્મણિ.,ક્રિ. **પરિહરાવવું** પ્રે.,સ.ક્રિ.

**પરિહરાવવું, પરિહરાવું** જુઓ 'પરિહરવું'માં.

**પરિ-હર્તવ્ય** વિ. [સં.] જુઓ 'પરિ-હરણીય,'-'પરિ-હાર્ય.'

**પરિ-હસિત** વિ. [સં.] જેની મશ્કરી કરવામાં આવી છે તેવું. (૨) ન. ૭ જાતનાં હાસ્યોમાંનું એક હાસ્ય. (નાટ્ય.)

**પરિ(-રી)-હાર** પું. [સં.] ત્યાગ. (૨) નિરાકરણ, ખુલાસો. (૩) મુક્તિ, છુટકારો. (૪) યુદ્ધમાં વિજય બાદ શત્રુની કબજે કરી લાવવામાં આવેલી વસ્તુઓ. (૫) નવમાંનું એક પ્રાયશ્ચિત્ત તપ. (જૈન.)

**પરિ-હારક** વિ. [સં.] પરિ-હરણ કરનાર. (૨) નિરાકરણ કરી આપનાર. (૩) પાપ કર્મ દૂર કરાવનાર

**પરિ-હાર્ય** વિ. [સં.] જુઓ 'પરિ-હરણીય'-'પરિ-હર્તવ્ય.'

**પરિ(-રી)-હાસ** પું. [સં.] ઠેકડી, મશ્કરી, ઠઠ્ઠા, મજાક, હાંસી

**પરિ-હાસક** વિ. [સં.] પરિ-હાસ કરનાર

**પરિ(-રી)હાસ-પ્રિય** વિ. [સં.] જેને મશ્કરી ગમે છે તેવું

**પરિ(-રી)હાસ-મય** વિ. [સં.] હસવાનું કરી આપે તેવું, 'પૅરોડિકલ'

**પરિ-હિત** વિ. [સં.] પહેરેલું, ધારણ કરેલું

**પરિ-હૃત** વિ. [સં.] હરીને લઈ જવાયેલું, ઝૂંટવી લીધેલું

**પરિ-હૃતિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરિ-હાર.' (૨) નાશ

**પરિંદું** જુઓ 'પરિન્દું.' [અપ્સરા-કોટિની દિવ્ય સ્ત્રી)

**પરી** સ્ત્રી. [ફા.] પાંખવાળી અલૌકિક સ્ત્રી (ઈરાની માન્યતાની

**પરી-કથા** સ્ત્રી. [+ સં.] જેમાં પરીઓના પ્રસંગ આવતા હોય તેવી અદ્ભુત વાર્તા, 'ફેઇરી-ટેઇલ'

**પરીક્ષક** વિ. [સં.] પરીક્ષા કરનાર, કસોટી લેનાર, તપાસ કરનાર, 'એક્ઝામિનર,' 'રેફરી'

**પરીક્ષણ** ન. [સં.] જુઓ 'પરીક્ષા.' [કરાવા પાત્ર

**પરીક્ષણીય** વિ. [સં.] પરીક્ષા કરવા-કરાવા જેવું, પરીક્ષા

**પરીક્ષા** સ્ત્રી. [સં.] સર્વાંગી તપાસ, કસોટી, 'ટેસ્ટ,' 'એગ્ઝામિનેશન.' [**૦માં ઊડી જવું** (રૂ.પ્ર.) નપાસ થવું. **૦માં બેસવું** (-બૅસવું) (રૂ.પ્ર.) પરીક્ષાના પ્રશ્ન-પત્રનો જવાબ આપવા બેસવું. **૦ લેવી** (રૂ.પ્ર.) કસોટી કરવી]

**પરીક્ષા-પત્ર, ૦ક** ન. [સં] જુઓ 'પ્રશ્ન-પત્ર.' (૨) પરીક્ષાનું પરિણામ નોંધ્યું હોય તેવું પત્રક, 'માર્ક-શીટ'

**પરીક્ષા-પદ્ધતિ** સ્ત્રી. [સં.] પરીક્ષા લેવાનો પ્રકાર કે તરિકો, 'એગ્ઝામિનેશન-સિસ્ટમ'

**પરીક્ષા-મંડલ(-ળ)** (-મણ્ડલ, -ળ) ન. [સં.] પરીક્ષણ કરનારાઓની મંડળી, 'એગ્ઝામિનેશન બૉડી'

**પરીક્ષા-સંવેદન** (-સંવેદન) ન. [સં.] કસોટીની ચકાસણી, 'વેરિફિકેશન' (ગો.મા.)

**પરીક્ષાર્થિની** વિ.,સ્ત્રી. [સં. જુઓ 'પરીક્ષાર્થી.'] પરીક્ષા દેવા માગતી સ્ત્રી, ઉમેદવાર (સ્ત્રી કે છોકરી)

**પરીક્ષાર્થી** વિ. [સં. परीक्षा + अर्थी, પું.] પરીક્ષા દેવા માગતું પરીક્ષાનું ઉમેદવાર, 'કૅન્ડિડેઇટ'

**પરીક્ષિત** જુઓ 'પરિક્ષિત.'

**પરીક્ષ્ય** વિ. [સં.] જુઓ 'પરીક્ષણીય.' (૨) પરીક્ષાર્થી ઉમેદવાર

**પરીખ** પું. [સં. परीक्ष् > પ્રા. परिक्ख] (સોના ચાંદીની કસોટી કરવાના ધંધાને કારણે) વાણિયા વગેરે જ્ઞાતિઓમાંની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.) (અત્યારે આ ધંધાવાળા 'પારી' લખે છે; 'પારેખ' પણ જાણીતો શબ્દ છે.)

**પરીઘરો** પું. [સં. परिग्रहक- > પ્રા. परिग्घरअ-] પરિ-ગ્રહ, માલ-મિલકત અને ઘરનું રાચરચીલું

**પરીચાણું** ન. ચિચોડાના દેડમૂડાનો બીજો ભાગ

**પરી-તાપ** જુઓ 'પરિ-તાપ.'

**પરી-પાક** જુઓ 'પરિ-પાક.'

**પરી-બુટ્ટી** સ્ત્રી. [જુઓ 'પરી' + 'બુટ્ટી.'] (લા.) પરીઓની વાર્તા, 'ફેઇરી-ટેઇલ' (બ.ક.ઠા.)

**પરી-વાદ** જુઓ 'પરિ-વાદ.'

**પરી-વાદક** જુઓ 'પરિ-વાદક.'

**પરીવાદી** જુઓ 'પરિ-વાદી.'

**પરી-વાર** જુઓ 'પરિ-વાર.'

**પરી-વાહ** જુઓ 'પરિ-વાહ.'

**પરી-શેષ** જુઓ 'પરિ-શેષ.'

**પરીશેષ-ઉપપત્તિ, પરીશેષાનુમાન** જુઓ 'પરિશેષ-ઉપપત્તિ'-'પરિશેષાનુમાન.'

**પરી-ષહ** જુઓ 'પરિ-ષહ.'

**પરીસવું** સ.ક્રિ. [સં. परि-वेषय > પ્રા. परीस, તત્સમ] જમનારાઓને ભોજન-સામગ્રી એમના વાસણમાં આપવી, પીરસવું. (આ ક્રિયા-રૂપ નાગર જ્ઞાતિમાં રૂઢ છે.) **પરિસાવું** કર્મણિ.,ક્રિ. **પરિસાવવું** પ્રે.,સ.ક્રિ.

**પરી-સહ** જુઓ 'પરિ-ષહ'-'પરિ-સહ.'

**પરીસો** જુઓ 'પરિસો.'

**પરી-સૂરત** વિ. [ફા.] પરીના જેવું ખૂબસૂરત, સુંદર

**પરી-સ્તાન** [ફા.] પરીઓનો દિવ્ય પ્રદેશ (ઈરાની માન્યતા પ્રમાણે). (૨) (લા.) શણગારેલાં સ્ત્રીપુરુષોનો મેળાવડો કે જમાવટ [રંગનું થઈ ગયેલું લોહી)

**પરુ** ન. પચ, પસ, રસી (પાકી જઈ કાંઈક મેલા ધોળા

**પરુષ** વિ. [સં.] કઠોર, આકરું, અપ્રિય લાગે તેવું

**પરુષ-તા** સ્ત્રી. [સં.] પરુષ હોવાપણું

**પરુષા** સ્ત્રી. [સં.] કાવ્યની એક પ્રકારની વૃત્તિ (વીર રૌદ્ર અને ભયાનક રસમાં પ્રયોજાતી.) (કાવ્ય.) [વેણ

**પરુષોક્તિ** સ્ત્રી. [સં. परुष(-षा) + उक्ति] કઠોર-અપ્રિય-આકરું

**પરું૧** (પઃરું)૨ વિ. [જુઓ 'પરે'+ગુ. 'ઉં' ત. પ્ર.] જરા દૂર અલગ રહેલું. (૨) ક્રિ.વિ. દૂર, આઘે, છેટું

**પરું૨** ન. [સં. पुरक > પ્રા. पुरअ-] મોટા પુર કે નગરની હદ નજીક વસેલી નાની નાની વસાહત, ઉપનગર

**પરૂડ** પું. ટૂંકો જાડો ચાઠાંવાળો સર્પ, ધામણું

**પરૂણલી** જુઓ 'પરોણલી.'

**પરૂણલો** જુઓ 'પરોણલો.'

**પરૂણાગત** (-ત્ય) જુઓ 'પરોણાગત.'

**પરૂણા-ચાકરી** જુઓ 'પરોણા-ચાકરી.'

**પરૂણી૧-૨** જુઓ 'પરોણી.૧-૨'

**પરૂણો[૧-૨]** જુઓ 'પરોણો.[૧-૨]'
**પરે[૧]** (પરે.) સ્ત્રી. [સં. પ્રભા > જૂ.ગુ. 'પ્રહ.'] મળસકું, પોહ, પરોઢ. [૦ વાસવી (રૂ.પ્ર.) પરોઢનો પ્રકાશ દેખાવા લાગવો]
**પરે[૨]** (પ:રે) ક્રિ.વિ. [સં. परस्मिन् > પ્રા. परम्हि > અ.પ. परहिं > જૂ.ગુ. 'પરઇ-પરઇ'] જરા દૂર સામે, ત્યાં કણે, પેલે ઠેકાણે [ઉપર. (પદ્યમાં.)
**પરે[૩]** ક્રિ.વિ. [જુઓ 'ઉપર'-'પર' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.]
**પરે[૪]** જુઓ 'પેરે.'
**પરેચ્છા** સ્ત્રી. [સં. पर + इच्छा] બીજાની ઇચ્છા [કરનારું
**પરેચ્છાધીન** વિ. [+ સં. अधीन] પારકાની ઇચ્છા પ્રમાણે
**પરેજ** (પરે:જ) જુઓ 'પરહેજ.'
**પરેજ-ગાર** (પરે:જ-ગાર) જુઓ 'પરહેજ-ગાર.'
**પરેજી** (પરે:જી) જુઓ 'પરહેજી.'
**પરેઠા** સ્ત્રી. યુક્તિ, તદબીર
**પરેડ** (-ડય) સ્ત્રી. [અં. પૅરેઇડ્] કવાયત, લશ્કરી તાલીમ, પૅરેડ. (૨) જુઓ 'પરડ.' [પ્રે.,સ.ક્રિ.
**પરેતવું** સ.ક્રિ., વીંટવું. **પરેતાવું** કર્મણિ.,ક્રિ. **પરેતાવવું**
**પરેતાવવું, પરેતાવું** જુઓ 'પરેતવું'માં.
**પરે-વાસ** (પ:રે-વાસ્ય) સ્ત્રી. [જુઓ 'પરે' + 'વાસવું' હકીકતે 'પરે વાસ્યે' એ સતિ-સપ્તમીના પ્રયોગ ઉપરથી 'પરે-વાસે' મનાયે ઊભો થયેલો શબ્દ.] પરોઢ, મળસકું, પ્રભાત
**પરેશ** પું. [સં. पर + ईश] પરમેશ્વર
**પરેશાન** વિ.,ક્રિ.વિ. [ફા.] ગભરાયેલું, વ્યાકુળ. (૨) હેરાન હેરાન [મુસીબત
**પરેશાની** સ્ત્રી. [ફા.] ગભરામણ, વ્યાકુળતા. (૨) હેરાનગત,
**પરેસાઈ** વિ. વ્યભિચારી, છિનાળકું, છિનાળવું, લંપટ
**પરેંછો** (પરેંછો) પું. માઠું લાગવું એ, ધોખો
**પરો[૧]** પું. ઘોડાના ગળા ઉપરનો લાંબા વાળનો ગુચ્છો. (૨) કૂતરાના પગ ઉપરનો વાળનો ગુચ્છો
**પરો[૨]** પું. ગુનો, વાંક, અપરાધ
**પરોક્ત** વિ. [સં. पर + उक्त] બીજાએ કહેલું
**પરોક્તિ** સ્ત્રી. [સં. पर + उक्ति] બીજાનું વચન
**પરોક્ષ** વિ. [સં.] નજરની બહારનું, જ્યાં નજર ન પહોંચે તેવું, અ-પ્રત્યક્ષ, ગેરહાજરીમાંનું, પૂંઠ પાછળનું, 'ઇન્ડિરેક્ટ'. (૨) ન સંભળાય તે રીતે પછવાડેનું. (૩) મધ્યસ્થ, 'મેડિએઇટ' (મ.ન.). (૪) પરલક્ષી, 'ઑબ્જેક્ટિવ' (આ.બા.). (૫) અંતિમ કે ગુહ્ય, 'અલ્ટીરિયર' ['ઇન્ડિરેક્ટ મૂડ'
**પરોક્ષ-ઉપપત્તિ** સ્ત્રી. [સં.] આડકતરી રીતની સાબિતી,
**પરોક્ષ-જ્ઞાન** ન. [સં.] શાસ્ત્રો કે ઉપદેશો દ્વારા મેળવવામાં આવેલું જ્ઞાન. (યોગ.) (૨) વર્ણનથી મળતી પિછાણ, 'નૉલેઇજ બાઇ ડિસ્ક્રિપ્શન' (હી.વ.)
**પરોક્ષ-તા** સ્ત્રી. [સં.] પરોક્ષ હોવાપણું, ગેરહાજરી
**પરોક્ષ-દર્શન** ન. [સં.] ચર્મ-ચક્ષુઓથી ન જોતાં જ્ઞાન-ચક્ષુથી જોવું એ, અંતર્જ્ઞાન [અનુભવ
**પરોક્ષાનુભવ** પું. [સં. परोक्ष + अनु-भव] જ્ઞાન દ્વારા થતો
**પરોગ** પું. અંત, છેડો [તળેલી રોટલી, પરાંઠું'
**પરોઠું** ન. લોઢી ઉપર નાખી ઘીનો કે તેલનો દોરો આપી

**પરોઢ, -ઢિયું** ન. [જુઓ 'પરોઢ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] વહેલું સવાર, મળસકું, પરે, પોહ, પ્રભાત
**પરો(-રૂ)ણલી** સ્ત્રી. [જુઓ 'પરોણી[૧]' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પરોણી.[૧]' (પદ્યમાં.)
**પરો(-રૂ)ણલો** પું. [જુઓ પરોણો[૧]' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પરોણો.[૧]' (પદ્યમાં.)
**પરો(-રૂ)ણાગત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'પરોણો[૧]' + ગુ 'ગત[૨]' ત.પ્ર.], **પરો(-રૂ)ણા-ચાકરી** સ્ત્રી. [+ જુઓ 'ચાકરી.'] મહેમાનની ખાતર-બરદાસ, અતિથિ-સત્કાર
**પરો(-રા, -રૂ)ણી[૧]** સ્ત્રી. [જુઓ 'પરોણો[૧]' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] સ્ત્રી મહેમાન
**પરો(-રા, -રૂ)ણી[૨]** સ્ત્રી. [જુઓ 'પરોણો[૨]' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] ઝીણી લાકડી, વાંસ કે નેતરની સોટી. (૨) બીપિયાવાળી હળ ચલાવનારાની લાકડી. (૩) સોનીનું એક હથિયાર
**પરો(-રા, -રૂ)ણો[૧]** પું. [સં. प्राघुणक > પ્રા. पाहुणअ; પરંતુ જૂ. ગુ. માં 'ર'નો ફરી પ્રવેશ : 'પરહુણઉ'] મહેમાન, અતિથિ
**પરો(-રા,)ણો[૨]** પું. સોટીથી જરા જાડી વાંસની કે નેતરની લાકડી
**પરોણી-અર** વિ.,પું. [જુએ. 'પરોવું' + ગુ. 'અણી' કૃ.પ્ર. + ફા. પ્રત્યય.] મોતીની બંગડી વગેરે પરોવવાનું કામ કરનાર કારીગર
**પરોત** (પરો:ત) પું. [સં. पुरोहित] (પ્રા.) પુરોહિત, ગોર. (૨) બ્રાહ્મણોની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**પરોત્કર્ષ** પું. [સં पर + उत्कर्ष] પારકાની-બીજાની ચડતી
**પરોદિત** વિ. [સં. पर + उदित] જુઓ 'પરોક્ત.'
**પરોપકાર** પું. [સં. पर + उप-कार] બીજાનું ભલું કરવું એ, પર-હિત
**પરોપકારક** વિ. [સં.] પરોપકાર કરનાર, પરગજુ [વૃત્તિ
**પરોપકાર-બુદ્ધિ** સ્ત્રી. [સં.] પારકાનું–બીજાનું ભલું કરવાની
**પરોપકાર-રસિક** વિ. [સં.] બીજાનું ભલું કરવામાં ઊલટ ધરાવનાર [ઇઝમ' (ઉ.કે.)
**પરોપકાર-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'પરોપકાર-બુદ્ધિ,'–'ઑલ્ટ્રુ-
**પરોપકારિ-તા** સ્ત્રી. [સં.] પરોપકાર કરવાપણું
**પરોપકારી** વિ., [સં.,પું.] જુઓ 'પરોપકારક.'
**પરોપકૃતિ** સ્ત્રી. [સં. पर + उप-कृति] જુઓ 'પરોપકાર.'
**પરોપજીવિ-તા** સ્ત્રી. [સં.] પરોપજીવી હોવાપણું
**પરોપજીવી** વિ. [સં. पर + उप-जीवी, પું.] બીજા ઉપર જેના જીવનનો આધાર છે તેવું, પારકા ઉપર ગુજારો મેળવી રહેલું. (૨) ખુશામત કરી પોષણ મેળવનારું, 'પૅરસિટિક' (બ.ક.ઠા.)
**પરોપદેશ** પું. [સં. पर + उप-देश] બીજાને અપાતી શિખામણ. (૨) બીજા તરફથી મળતી શિખામણ
**પરોવણી** સ્ત્રી. [જુઓ 'પરોવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] સોયમાં દોરો પરોવવો એ
**પરોવવું** સ.ક્રિ. [સં. प्र-वय्; આમાં 'व' > 'उ' થયો છે ને પ્રા. पोइ રૂપ બન્યું; પાછળથી र્ નો પ્રક્ષેપ આથી જૂ.ગુ. 'પ્રોઇ' > અર્વા. ગુ. 'પ્રોય' ત્રી.પુ.,એ.વ રૂપ મળ્યું. એના

વિકાસે 'પરોવું'–'પરોવવું' બે રૂપ મળ્યાં.] સોયના કાણામાં દોરો દાખલ કરવો. (૨) (લા.) મગ્ન થવું, લીન થવું. **પરોવાવું** કર્મણિ.,ક્રિ. **પરોવાવવું** પ્રે.,સ.ક્રિ.

**પરોવાયું** વિ. [સં. पर દ્વારા] જુઓ 'પરાયું.'

**પરોવાવવું, પરોવાવું** જુઓ 'પરોવવું'–'પરોવું'માં.

**પરોવું** સ.ક્રિ. [જુઓ 'પરોવવું' (સૌ.)] જુઓ 'પરોવવું' ('પરોઉં' 'પરોઇયે' 'પરોય' 'પરોઓ(-વો)'; 'પરો' 'પરોઓ(-વો)'; 'પરોઇશ' 'પરોશું' 'પરોશે'. 'પરોશો;' 'પરોયું' 'પરોયેલું';'પરોતું;' 'પરોઈ' વગેરે મોટે ભાગે ઉચ્ચારણ 'પ્રો' વ્યાપક છે. **પરોવાવું** કર્મણિ.,ક્રિ. **પરોવાવવું** પ્રે.,સ.ક્રિ. (મોટે ભાગે ઉચ્ચારણ : 'પ્રોવાવું' 'પ્રોવાવવું')

**પરોંધો** (પરોંધો) પું. કોસ અને વરત બંનેને જોડનારો લાકડાનો ટુકડો

**પર્દા(-ર્દે)-નશીન** જુઓ 'પરદે-નશીન.'

**પર્દા(-ર્દે)નશીની** જુઓ 'પરદેનશીની.'

**પર્દા(-ર્દે)-પોશ** જુઓ 'પરદે-પોશ.'

**પર્દા(-ર્દે)પોશી** જુઓ 'પરદેપોશી.'

**પર્જન્ય** પું. [સં.] મેઘ, વરસાદ

**પર્જન્યાસ્ત્ર** ન. [+ સં. अस्त्र] ફેંકવાથી વરસાદ વરસાવે એમ મનાતું હતું તેવું એક દિવ્ય અસ્ત્ર

**પર્ણ** ન. [સં.] પાંદડું, પાન, પત્ર, પત્તું　[ઝૂંપડી

**પર્ણ-કુટિ,-ટી** સ્ત્રી. [સં.] પાંદડાંની અને તાડાંની બનાવેલી

**પર્ણ-શય્યા** સ્ત્રી. [સં.] પાંદડાં બિછાવ્યાં હોય તેવી પથારી

**પર્ણ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'પર્ણ-કુટિ.'

**પર્ણાશન** ન., [સં. पर्ण + अशन], **પર્ણાહાર** પું. [+ સં. आ-हार] પાંદડાંનો ખોરાક, પાંદડાં ખાઈ રહેવું એ

**પર્ણાહારી** વિ. [સં.,પું.] પાંદડાં ખાઈ જીવનારું

**પર્ણાંકુર** (પર્ણાઙ્કુર) પું. [સં. पर्ण + अङ्कुर] પાંદડાનો ફણગો

**પર્દે-નશીન** જુઓ 'પરદે-નશીન.'

**પર્દેનશીની** જુઓ 'પરદેનશીની.'

**પર્દે-પોશ** જુઓ 'પરદે-પોશ.'

**પર્દેપોશી** જુઓ 'પરદેપોશી.'

**પર્ફ્યૂમ** ન. [અં.] સુગંધ, સોડમ, સુવાસ

**પર્ફ્યૂમરી** સ્ત્રી. [સં.] સુગંધી પદાર્થો

**પર્મિટ** સ્ત્રી. [અં.] રજા, અનુ-જ્ઞા, પરવાનગી　[રહેતું

**પર્મેનન્ટ** વિ. [અં.] કાયમી, કાયમનું, હંમેશનું, તેવું ને તેવું

**પર્મેન્ગેને(ના)ટ ઓફ પોટાશ** પું. [અં.] એક રાસાયણિક પદાર્થ (પાણી જંતુહીન કરવા વપરાતો પાસાદાર કણીવાળો; નાખતાં પાણી જાંબુડિયું બની જાય છે.)

**પર્યટક** વિ. [સં.] સહેલાણી, પ્રવાસી, 'ટુરિસ્ટ'

**પર્યટન** ન. [સં. परि + अटन] પ્રવાસ, મુસાફરી, યાત્રા, 'ટૂર,' 'જર્ની'

**પર્યવસાન** ન. [સં. परि + अव-सान] અંત, છેડો. (૨) પરિણામ, નિકાલ, તોડ. (૩) સારાંશ　[(વિગત વગેરે)

**પર્યવસાયિની** વિ., સ્ત્રી. [સં. परि + अवसायिनी] અંતવાળી

**પર્યવસાયી** વિ. [સં. परि + अवसायी, પું.] અંતવાળું

**પર્યવસ્થા** સ્ત્રી., ૦ન ન. [સં. परि + अव-स्था,०न] આસપાસના સંયોગ, 'સરાઉન્ડિંગ્ઝ.' (૨) વિરોધ, પ્રતીકાર, પ્રતિપક્ષ-વાદ

**પર્યવસ્થિત** વિ. [સં.] ફેલાઈને રહેલું

**પર્યવેક્ષક** વિ. [સં. परि + अव + ईक्षक] નિરીક્ષણ કરનાર, તપાસ રાખનાર, 'સુપરિન્ટેન્ડન્ટ'

**પર્યવેક્ષણ** ન. [સં. परि + अव + ईक्षण] નિરીક્ષણ, તપાસ

**પર્યસ્ત** વિ. [સં., परि + अस्त] ઢીલું પડેલું, ઢીલું થઈ ગયેલું. (૨) ચોગમ ફેંકાઈ ગયેલું

**પર્યસ્તાપહ્નુતિ** સ્ત્રી. [+ સં. अप-ह्नुति] એ નામનો અપહ્નુતિ નામના અર્થાલંકારનો એક ભેદ. (કાવ્ય.)

**પર્યંક** (પર્યઙ્ક) પું [સં. परि + अङ्क] પલંગ, છતવાળો ઢોલિયો

**પર્યંકાસન** (પર્યઙ્કા-) ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**પર્યન્ત** પું. [સં. परि + अन्त] છેક છેડો. (૨) વિ. છેડા સુધી લંબાયેલું. (૩) ના.યો. સુધી, લગણ, લગી

**પર્યાકુલ(-ળ)** વિ. [સં. परि + आ-कुल] ખૂબ વ્યાકુલ. (૨) ખૂબ આતુર, ભારે ઇંતેજાર

**પર્યાપ્ત** વિ. [સં. परि + आप्त] જેટલું જોઇયે તેટલું, પૂરતું, પરિ-મિત, 'એડીક્વેઇટ.' (૨) પુષ્કળ, ઘણું

**પર્યાપ્તિ** સ્ત્રી. [સં. परि + आप्ति] પર્યાપ્ત હોવાપણું

**પર્યાય** પું. [परि + आय] ચકરાવો, ફેરો. (૨) ક્રમ, વારો. (૩) પરિપાટી. (૪) મનોગત ભાવ. (જૈન.) (૫) સમાન અર્થવાળો શબ્દ. (૬) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**પર્યાય-ચિહ્ન** ન. [+ સં.] 'બરોબર' એવો અર્થ બતાવનારું '=' આવું ચિહ્ન

**પર્યાય-વાચક** વિ. [સં.], **પાર્યાય-વાચી** વિ. [સં.,પું.] સમાન અર્થ બતાવનારું, 'સીનોનીમસ' (જે.સ.)

**પર્યાય-વિજ્ઞાન** ન. [સં.] કોશ-શાસ્ત્ર, 'સીનોનીમિક્સ'

**પર્યાયોક્ત** ન. [+ સં. उक्त] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**પર્યાયોક્તિ** સ્ત્રી. [+ [સં. उक्ति] લક્ષણાવાળું ભાષણ. (૨) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**પર્યાલોચન** ન. [સં. परि + आ-लोचन], -ના સ્ત્રી. [સં.] સંપૂર્ણ આ-લોચના, અવ-લોકન, સમીક્ષા

**પર્યુત્થાન** ન. [સં. परि + उत्थान] ઊભું થવું એ

**પર્યુત્સુક** વિ. [સં. परि + उत्सुक] ખૂબ ઉત્સુક, ઘણું ઉત્કંઠિત, ઇંતેજાર

**પર્યુત્સુક-તા** સ્ત્રી. [સં.] ઘણી ઉત્કંઠા હોવાપણું

**પર્યુપાસક** વિ. [સં. परि + उपासक] સેવા કરનાર, પરિચર્યા કરનાર　[ચાકરી, પરિ-ચર્યા

**પર્યુપાસન** ન. [સં. परि + उपासन], -ના સ્ત્રી. [સં.] સેવા-

**પર્યુષણ** ન. [સં. परि + उषण] પૂજા, ઉપાસના, ભક્તિ. (૨) કર્મક્ષય કરવાનો તે તે દિવસ (શ્રાવણ વદિ બારસથી ભાદરવા સુદિ ચોથના આઠ દિવસોમાંનો તે તે, જૈનોનું મોટું પર્વ). (જૈન.)　[વાસી

**પર્યુષિત** વિ. [સં. परि + उषित] ખોરું થઈ ગયેલું. (૨)

**પર્યુષિત-ભોજી** વિ. [સં.] વાસી અને ખોરું અનાજ ખાનાર

**પર્યેષક** વિ. [સં. परि+एषक] શોધ કરનાર, ખોળનાર. (૨) તત્ત્વ-શોધક. (૩) તત્ત્વ-જ્ઞાનને લગતું, 'ફિલોસોફિકલ'

(ગો.મા.). (૪) તપાસ રાખનાર
**પર્યેષક-તા** સ્ત્રી. [સં.] પર્યેષક હોવાપણું
**પર્યેષણ** ન. [સં. परि + एषण], **-ણા** સ્ત્રી. [સં.] શોધ-ખોળ, ખોજ. (૨) તત્ત્વ-ચિંતન, 'ફિલોસૉફી' (ગો.મા.)
**પર્વ** ન. [સં.] આંગળીઓના હરકોઈ બે સાંધા વચ્ચેનો ભાગ, વેઢો. (૨) સાંઠાની હરકોઈ બે ગાંઠ વચ્ચેનો ભાગ, પેરી, પેરાઈ. (૩) મોટા ગ્રંથનો તે તે વિભાગ, કાંડ. (૪) પખવાડિયાની આઠમ ચૌદસ પૂનમ અને અમાસની તે તે તિથિ, પર્વણી. (૫) સૂર્યની સંક્રાંતિનો તે તે દિવસ. (૬) વર્ષ દરમ્યાન આવતો તે તે તહેવાર, ઉત્સવ, પરબ
**પર્વ-કાલ(-ળ)** પું. [સં.] પુણ્ય કરવાનો તે તે પરબના દિવસમાંનો મંગલ સમય, પુણ્ય-કાળ
**પર્વણી** સ્ત્રી. [સં.] જુઓ 'પર્વ (૪–૫–૬).'
**પર્વત** પું. [સં.] મોટો ગિરિ, પહાડ. (૨) નારદ ઋષિનો જોડીદાર મનાતો એક પૌરાણિક ઋષિ. (સંજ્ઞા.)
**પર્વત-ખેડુ** વિ. [+ જુઓ 'ખેડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] પહાડોમાં હંમેશાં ફરનાર, 'માઉન્ટેનિયર'
**પર્વત-માલા(-ળા)** સ્ત્રી. [સં.] એક પછી એક લગોલગ પૂરા થઈ નવા નવા શરૂ થતા પહાડોની હાર, 'રેઇન્જ'
**પર્વત-રાજ** પું. [સં.] પર્વતોમાંનો સૌથી મોટો અને ઊંચો પર્વત-હિમાલય. (૨) સૌથી પ્રાચીન ગણાતો આબુ પર્વત
**પર્વત-વાસ** પું. [સં.] પહાડ ઉપરનું રહેઠાણ અને રહેવું એ
**પર્વતવાસિની** વિ., સ્ત્રી. [સં.] પર્વતવાળા પ્રદેશમાં રહેનારી સ્ત્રી, પહાડી સ્ત્રી
**પર્વતવાસી** વિ. [સં., પું.] પહાડોમાં રહેનારું, પહાડી
**પર્વતારોહણ** ન. [+ સં. आ-रोहण] પહાડ પર ચડવું એ
**પર્વતારોહી** વિ. [+ સં. आरोही પું.] પહાડ ઉપર ચડનારું
**પર્વતાસન** ન. [+ સં. आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.) [એક દિવ્ય અસ્ત્ર
**પર્વતાસ્ત્ર** ન. [સં.] અસ્ત્ર ફેંકતાં પથરા પડે એ જાતનું મનાતું
**પર્વતીય** વિ. [સં.] પહાડને લગતું, પહાડી [થવું એ
**પર્વતોત્પત્તિ** સ્ત્રી. [સં. पर्वत + उत्पत्ति] પહાડોનું ઉત્પન્ન
**પર્વરિશ** સ્ત્રી. [ફા.] જુઓ 'પરવરિશ.'
**પર્વ-સંધિ (-સન્ધિ)** પું. [સં., પું.] પર્વોત્સવની કોઈ પણ તિથિનું આગલી પાછલી તિથિ સાથેનું જોડાણ અને એ જોડાણનો સમય
**પર્સ** સ્ત્રી. [અં.] થેલી, બટવો
**પર્સનલ** વિ. [સં.] અંગત, પોતીકું
**પર્હેજ** જુઓ 'પરહેજ.'
**પર્હેજ-ગાર** જુઓ 'પરહેજ-ગાર.'
**પર્હેજી** જુઓ 'પરહેજી.'
**પલ** ન. [સં.] ચાર તોલા જેટલું માપ. (૨) માંસ. (૩) સ્ત્રી. [સં., ન.] પળ, ક્ષણ, ઘડીનો સાઠમો ભાગ (શ્વાસ છ વખત નીકળતો ચાલતો હોય છે એટલો સમય)
**પલક** સ્ત્રી. [સં.,ન.; ફા. 'પોપચું'] આંખ બંધ થઈ ઊઘડે એટલા સમયની ક્રિયા, મટકું, આંખનો પલકારો. [૦ **વારમાં** (રૂ. પ્ર.) થોડી જ વારમાં]
**પલક પલક** ક્રિ.વિ. [અનુ.] મોં મલક મલક થાય એમ
**પલકવું** અ.ક્રિ. [જુઓ 'પલક,' –ના. ધા.] પલકારો કરવો. (૨) મલકવું, સ્મિત કરવું. **પલકાવું** ભાવે., ક્રિ. **પલકાવવું** પ્રે., સ.ક્રિ.
**પલકાર, -રો** પું. [જુઓ 'પલકવું' + ગુ. 'આર', કૃ.પ્ર. + 'ઓ' (સ્વાર્થે) ત.પ્ર.] (આંખનું) મટકું. (૨) ઇશારો
**પલકાવવું, પલકાવું** જુઓ 'પલકવું'માં.
**પલકો** પું. [જુઓ 'પલકવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'પલકાર.' [પ્રે., સ.ક્રિ.
**પલખવું** અ.ક્રિ. ચમકવું. **પલખાવું** ભાવે., ક્રિ. **પલખાવવું**
**પલખાવવું, પલખાવું** જુઓ 'પલખવું'માં.
**પલટ (-ટ્ય)** સ્ત્રી. [જુઓ 'પલટવું.'] પલટો, પરિ-વર્તન
**પલટકું** ન. છાબડું, પલ્લું
**પલટણ(-ન)** સ્ત્રી. [અં. પ્લૅટૂન] પાયદળ સેનાનો એક નાનો એકમ (આશરે ૧૦૦૦ સૈનિકોનો). (૨) (લા.) ચાહ્યું આવતું ટોળું
**પલટણિ(-નિ)યો** વિ., પુ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પલટણનો સૈનિક. (૨) પલટણમાં પરચૂરણ કામ કરનાર મજૂર
**પલટવું** અ.ક્રિ. [સં. पर्यस्त > પ્રા. पल्हट्ट ભૂ. કૃ., –ના.ધા.] ઊલટાઈ જવું, ઊલટું થઈ જવું. (૨) બદલવું. (૩)(લા.) વચન-ભંગ કરવો. **પલટાવું**[1] ભાવે., ક્રિ. **પલટાવવું** પ્રે., સ.ક્રિ.
**પલટા-પલટી** સ્ત્રી. [જુઓ 'પલટવું,' –દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ. પ્ર.] ઊથલ-પાથલ. (૨) ફેર-બદલી [બોલવું એ
**પલટાવ** પું. [જુઓ 'પલટવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] વિરુદ્ધ
**પલટાવવું, પલટાવું**[1] જુઓ 'પલટવું'-'પલટાવું'માં.
**પલટાવું**[2] જુઓ 'પલટવું.' **પલટાવવું** પ્રે., સ.ક્રિ.
**પલટી** સ્ત્રી. [જુઓ 'પલટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઊથલો. (૨) ફેર-બદલી. (૩) ગાનમાં સ્વરનો પલટો લેવો એ. (૪) પટા-બાજીનો એક દાવ
**પલટો** પું. [જુઓ 'પલટવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ઊથલો. (૨) ફેર-બદલી. (૩) ગાનમાં સ્વરને બદલાવવો એ. (૪) કુસ્તીનો તેમ પટાબાજીનો એક દાવ. [૦ **ખાવો, ૦ મારવો** (રૂ. પ્ર.) પલટાઈ જવું. (૨) ફરી જવું, ફેરવી બોલવું]
**પલડો** પું. છાબડું, પલ્લું, પલટકું
**પલતી** સ્ત્રી. અગોણે, અગતો, પાખી
**પલનું** ન. [વ્રજ. 'પલનો' પું., જુઓ 'પારણું.'] જુઓ 'પારણું.' (પુષ્ટિમાર્ગીય મંદિરોમાં રૂઢ)
**પલ પલ** ક્રિ.વિ. [જુઓ 'પલ,'–દ્વિર્ભાવ.] પળે પળે, ક્ષણે ક્ષણે, પ્રતિ-પળ, પ્રતિ-ક્ષણ
**પલપલવું** અ.ક્રિ. [અનુ.] ચળકવું, ચમકવું. **પલપલાવું** ભાવે., ક્રિ. **પલપલાવવું** પ્રે., સ.ક્રિ.
**પલપલાટ** પું. [જુઓ 'પલપલવું' + ગુ. 'આટ' કૃ. પ્ર. પલપલવું એ, ચમકાટ, ચળકાટ
**પલપલાવવું, પલપલાવું** જુઓ 'પલપલવું'માં.
**પલપ(-વ)લિયાં** ન., બ.વ. ઝળઝળિયાં, આંખનાં ઓછાં આંસુ. [૦ **આવવાં** (રૂ. પ્ર.) આંખમાં ઝળઝળિયાં દેખાવાં. ૦ **પાડવાં** (રૂ. પ્ર.) નજીવી બાબતમાં દુઃખી થવું. ૦ **લાવવાં** (રૂ.પ્ર.) આંખમાં આંસુ આવી જવાં)
**પલમ** પું. નિંદા, અપવાદ

**પલમો** પું. છેતરવાની યુક્તિ

**પલવટ** (-ટ્ય) સ્ત્રી. [સં. पल्लव દ્વારા] કેડ ઉપર પછેડી બાંધવી એ (આ રિવાજ ગામડાંઓમાં પણ હવે લગભગ ઘસાઈ ગયા જેવો છે.)

**પલવટવું** અ. ક્રિ. બદલામાં જવું. **પલવટાવું** ભાવે., ક્રિ. **પલવટાવવું** પ્રે., સ. ક્રિ.

**પલવટાવવું, પલવટાવું** જુઓ 'પલવટવું'માં.

**પલવડી** સ્ત્રી. [સં. पल्ली દ્વારા] ગિલોડી, ગરોળી, પરલી

**પલવલિયાં** જુઓ 'પલપલિયાં.'

**પલવવું** સ. ક્રિ. રાજી કરવું, ખુશ કરવું. (૨) વીનવવું. (૩) મનવવું. **પલવાવું** કર્મણિ., ક્રિ. **પલવાવવું** પ્રે., સ. ક્રિ.

**પલવાવવું, પલવાવું** જુઓ 'પલળવું'માં.

**પલળવું** અ. ક્રિ. પાણીથી ભીનું થવું, ભીંજાવું, (૨) (મન) નરમ પડવું. (૩) દયાર્દ્ર થવું. **પલળાવું** ભાવે., ક્રિ. **પલાળવું** પ્રે., સ. ક્રિ. **પલળાવવું** પુનઃ પ્રે., સ. ક્રિ.

**પલળાવવું, પલળાવું** જુઓ 'પલળવું'માં.

**પલંગ** (પલઙ્ગ) પું. [સં. पर्यङ्क > पल्यक > પ્રા. पल्लंक; ફા.] માથે છતવાળો મોટો લાકડાનો ઢોલિયો. [**૦તોડ** (રૂ.પ્ર.) અતિ સંભોગ કરનાર. (૨) નકામો આદમી, આળસુ. **૦ તોડવો** (રૂ. પ્ર.) બહુ સમય સુધી સંભોગ કરવો. **૦ની નોકરી** (રૂ. પ્ર.) હલકી નોકરી]

**પલંગડી** સ્ત્રી. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય; 'લ'માં માત્ર અનુનાસિક (પોચો)] બહુ નાનો પલંગ

**પલંગ-પોશ** (પલઙ્ગ-) વિ.,પું. [ફા.] પલંગનું ભાતીગર ઢાંકણ. (૨) મચ્છર-દાની

**પલંગી** (પલઙ્ગી) ન. વેલાની માફક ફેલાતું એક ઘાસ

**પલાઈ** સ્ત્રી. મૂર્છના. (સંગીત.)

**પલાકડું** જુઓ 'પલાખડું.'

**પલાકી** જુઓ 'પલાખી.'

**પલાકું** જુઓ 'પલાખું.'

**પલાખ(-ક)ડું** ન. [જુઓ 'પલાખું + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પલાખું.'

**પલાખી(-કી)** સ્ત્રી. [જુઓ 'પલાખું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] આંકના ઘડિયાઓનો પ્રત્યેક કોઠો

**પલાખું(-કું)** ન. આંકના ઘડિયાનો પ્રશ્ન

**પલાણ** ન. [સં. पर्याण > પ્રા. पल्लाण] ઘોડા હાથી વગેરે ઉપર બાંધવામાં આવતી સજાઈ. (૨) એવી સજાઈ બાંધી એના ઉપર કરવામાં આવતી સવારી. [**૦ કરવું** (રૂ.પ્ર.) સવારી કરવી. **૦ માંડવું** (રૂ.પ્ર.) સજાઈની ગાદી-જિન-દળી વગેરે મૂકી બાંધવાં. **૦વાળવું** (રૂ.પ્ર.) સવારી કરવી]

**પલાણવું** સ.ક્રિ. [સં. परि + आनय = पर्याणय > પ્રા. पल्लाण-] ઘોડા વગેરે ઉપર સજાઈ નાખી સવાર થવું. **પલાણાવું** કર્મણિ.,ક્રિ. **પલાણાવવું** પ્રે.,સ.ક્રિ.

**પલાણાવવું, પલાણાવું** જુઓ 'પલાણવું'માં.

**પલાણિયો** પું. [જુઓ 'પલાણવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ઘોડા ઉપર સજાઈ બાંધનારો

**પલાણું** ન. [જુઓ 'પલાણ' + ગુ. 'ઉં' ત.પ્ર.] ગધેડા વગેરે ઉપર નાખવાનું સીંદરીની ગૂંથણીનું સાધન

**પલાણો** પું. [અં. પ્લેનર્] મશીન ઉપર છાપતીવળા બીબાં ઊંચાં નીચાં ન રહે એ માટે દાબ-કામ આપતો લાકડાનો ચોરસ દટ્ટો

**પલાયન** ન. [સં. परा + अयन > पलायन] નાસી જવું એ, ભાગી છૂટવું એ (કોઈ ન જાણે એમ)

**પલાયન-પરાયણ** વિ. [સં.] ભાગી છૂટવા તત્પર

**પલાયમાન** વિ. [સં.] ભાગી છૂટતું, નાસી જતું

**પલાયિત** વિ. [સં.] નાસી છૂટેલું, ભાગી ગયેલું

**પલારિયાં** ન.,બ.વ. ઓરડીનાં જાળાંનો જથ્થો

**પલાવ** પું. [ફા.] જુઓ 'પુલાવ.'

**પલાવટ** પું. ભીલોની એક જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પલાશ** પું. [સં.] ખાખરાનું ઝાડ, કેસૂડો

**પલાશ-પાપડી** સ્ત્રી. [+ જુઓ 'પાપડો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.], -ડો પું., [+ જુઓ 'પાપડો.'] ખાખરાની શીંગ

**પલાસ** પું., **-સી** સ્ત્રી. એ નામનો એક રાગ. (સંગીત.)

**પલાળ** પું. ઘીનું કરેલું માખણ

**પલાળવું** જુઓ 'પલળવું'માં. (૨) (લા.) સમઝાવવું

**પલાળિયું** ન. [જુઓ 'પલાળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] નાહવાનું પંચિયું

**પલાંગવું** અ.ક્રિ. પલાણવું. (૨) પલાણવાની જેમ ગમે તે પદાર્થ ઉપર બેસવું. **પલાંગાવું** ભાવે.,ક્રિ. **પલાંગાવવું** પ્રે., સ.ક્રિ.

**પલાંગાવવું, પલાંગાવું** જુઓ 'પલાંગવું'માં.

**પલાં(-લો,-લોં,-ળાં,-ળો,-ળોં)ઠિયો** પું. [જુઓ 'પલાંઠી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પલાઠી વાળી પાણીમાં મારવામાં આવતો ભૂસકો

**પલાં(-લો,-લોં,-ળાં,-ળો,-ળોં)ઠી** સ્ત્રી. [સં. पर्यस्तिका > પ્રા. पल्लत्थिआ, पल्हत्थिआ] બેઉ પગ સામસામા વાળીને બેસવું એ. [**૦ મારવી, ૦ લગાવવી, ૦ વાળવી** (રૂ.પ્ર.) પલાંઠીનો આકાર કરી બેસવું]

**પલાં(-લો,-લોં,-ળાં,-ળો,-ળોં)ઠી-તર** (-રચ) સ્ત્રી. [+ જુઓ 'તરવું.'] પાણી ઉપર પલાંઠી વાળી તરવાની ક્રિયા

**પલાં(-લો,-લોં,-ળાં,-ળો,-ળોં)ઠો** પું. [જુઓ 'પલાંઠી,' ઊલટી પ્રક્રિયાએ 'ઓ' સ્વાર્થે ત.પ્ર. દ્વારા,] જુઓ 'પલાંઠી.'

**પલાંડુ** (પલાણ્ડુ) સ્ત્રી. [સં.,પું.,ન.] ડુંગળી, કાંદા

**પલિત** વિ. [સં.] પાકીને ધોળું થઈ ગયેલું (વૃદ્ધાવસ્થા તરફ જતાં મોવાળા)

**પલીચો** પું. જંગલી ચણાનો છોડ

**પલીત** વિ. [ફા. પલીદ્] નાપાક, અ-પવિત્ર, ભ્રષ્ટ

**પલીતાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] પલીત હોવાપણું

**પલીતાણ** વિ. અલમસ્ત, લટ્ઠ

**પલીતી**[1] સ્ત્રી. [જુઓ 'પલીતું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પલીતો, ઝીણી સળી, સળેખડું (બત્તી સળગાવવાનું)

**પલીતી**[2] સ્ત્રી. [જુઓ 'પલીત' ગુ. 'ઈ' ત.પ્ર.] વિષ્ઠા, ગૂ, નરક

**પલીતું** ન., **-તો** પું. [ફા. પલીતહ્] દિવેટ. (૨) તેલમાં બોળેલો ચીંથરાનો ટુકડો (સળગાવીને બીજાને પેટાવવા માટેનો). (૩) જામગરી. (૪) ફટાકડો, ફટાકિયો. (૫)

પ્ર-સ્ફોટક, સુરંગ, 'ડિટોનેટર.' [-તો ચાટી જવો (રૂ.પ્ર.) તાળવામાં ભડકો થવો. -તો ચાંપવો, -તો મૂકવો (રૂ.પ્ર.) એ જાણે ઝઘડો પડે એમ કરવું]
**પલીદું** ન. આમલી કે કોકમના પાણીની મસાલાવાળી કઢી
**પલૂક** પું. એ નામનો એક શોભીતો છોડ
**પલૂર** વિ. પાતળું, બારીક, ઝીણું (કાપડ). (૨) ન. લીલી કુમળી ડુંગળી કે લસણ [હોય તેવી જમીન
**પલેઉ(-વ)** વિ., સ્ત્રી. ખેડયા પછી પાણી પાવામાં આવ્યું
**પલેજ** ન. તરબૂચનું વાવેતર કર્યું હોય તેવું ખેતર
**પલેટ** પું.,સ્ત્રી. [અં. પ્લેઇટ્] સીવવામાં આવતી કપડાની પટ્ટી. [૦ ભરવો,-વી, ૦ મારવો,-વી, ૦ લેવો,-વી (રૂ.પ્ર.) પટ્ટીનો કપડામાં આકાર આપવો]
**પલેડો** સ્ત્રી. કણેક ગૂંદવાનું લાકડાનું કે પથ્થરનું વાસણ
**પલેવ** જુઓ 'પલેઉ.'
**પલેવણ** ન. [સં. प्रलेपन > પ્રા. पलेवण, તત્સમ] જીવ-જંતુના રક્ષણ માટે લૂગડાં રજોયણાં વગેરેને પહોળાં કરી તપાસવાં એ
**પલેવણું** ન. [+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ઝાપટિયામાં કે સાવરણી વગેરેમાં ભરાયેલાં જંતુ ખંખેરી નાખવાં એ. (જૈન.)
**પલો(-લ્લો)** પું. [સં. पल्लव- > પા. पल्लअ-] જુઓ 'પલ્લો.' (૨) દાઢીના લાંબા વધેલા વાળ
**પલોખવું** સ. ક્રિ. સોના કે રૂપાના ગરમ થયેલા દાગીનાને પાણીમાં ઠારવો. **પલોખાવું** કર્મણિ., ક્રિ. **પલોખાવવું** પ્રે., સ. ક્રિ.
**પલોખાવવું, પલોખાવું** જુઓ 'પલોખવું'માં.
**પલો(-ળો)ટ (-ટય)** સ્ત્રી. [જુઓ 'પલોટવું'.] કેળવણી, તાલીમ, અભ્યાસ, અનુભવ
**પલો(-ળો)ટવું** સ. ક્રિ. [સં. प्र-लोटय- > પ્રા. पलोट्ट-'ફેંકવું'] (જુવાન ઘોડા ઘોડી બળદ વગેરેને) કેળવવું, તાલીમ આપવી, અનુભવ આપવો. (૨) કામ-કાજમાં જાણીતું કરવું. **પલો(-ળો)ટાવું** કર્મણિ., ક્રિ. **પલો(-ળો)ટાવવું** પ્રે., સ. ક્રિ.
**પલો(-ળો)ટાવવું, પલો(-ળો)ટાવું** જુઓ 'પલો(-ળો)ટવું'માં.
**પલો(-લોં)ઠિયો** જુઓ 'પલાંઠિયો.'
**પલો(-લોં)ઠી** જુઓ 'પલાંઠી.'
**પલો(-લોં)ઠી-તર (-રય)** જુઓ 'પલાંઠી-તર.'
**પલો(-લોં)ઠો** જુઓ 'પલાંઠો.'
**પલોલો** પું. ગળાનો આગળનો ભાગ
**પલોવવું** સ. ક્રિ. વાવ્યા પહેલાં ખેડેલી જમીનને પાણી પાવું. **પલોવાવું** કર્મણિ., ક્રિ. **પલોવાવવું** પ્રે. સ. ક્રિ.
**પલોવાવવું, પલોવાવું** જુઓ 'પલોવવું'માં.
**પલોંટ** (પલૉંટ) પું. ઝીણી રજોટી, બારીક ધૂળ
**પલોં(-લો)ઠિયો** (પલૉંઠિયો) જુઓ 'પલાંઠિયો.'
**પલોં(-લો)ઠી** (પલૉંઠી) જુઓ 'પલાંઠી.'
**પલોં(-લો)ઠી-તર** (પલૉંઠી-તરય) જુઓ 'પલાંઠી-તર.'
**પલોં(-લો)ઠો** જુઓ 'પલાંઠો.'
**પલ્ટન** જુઓ 'પલટણ.'
**પલ્ટનિયો** જુઓ 'પલટણિયો.'
**પલ્લક** ન. પલ્લું, છાબડું
**પલ્લવ** પું. ન. [સં., પું.] તાજાં કૂમળાં પાનનો ગુચ્છો કે નવું કૂમળું પાંદડું. (૨) પું. સાડી કે પછેડીનો છેડો. (૩) એવો ભાતીગર છેડો (જે પછીથી સીવવામાં આવે છે). (૪) બૌદ્ધ કાલમાં એક વિદેશમાંથી આવેલી એક પ્રજા અને એનો રાજવંશ, પાર્થિયન. (સંજ્ઞા.)
**પલ્લવ-ગ્રાહી** વિ. [સં., પું.] (લા.) ઉપર-ચોંટિયું, ઊંડી નહિ તેવી સમઝવાળું, 'સુપરફિશિયલ.' 'સુપરફ્લ્યુઅસ' (બ. ક. ઠા.)
**પલ્લવવું** અ. ક્રિ. [સં., તત્સમ ના. ધા.] નવાં પાંદડાંનો કોર ફૂટવો. **પલ્લવાવું** ભાવે., ક્રિ.
**પલ્લવાલેખન** ન. [સં. पल्लव-आ-लेखन] પલ્લવની આકૃતિ કરવાની ક્રિયા, વેલ-બુટ્ટાનું ચિતરામણ, 'ફોલિયેઇજ ડ્રૉઇંગ' (ગુ. વિ.)
**પલ્લવાવું** જુઓ 'પલ્લવવું'માં.
**પલ્લવાંકુર** (પલ્લવાઙ્કુર) પું. [સં. पल्लव + अङ्कुर] નવા આવેલા કોરનો તે તે ફૂટેલો ફણગો
**પલ્લવિત** વિ. [સં.] જેમાં પાંદડાંઓનો નવો કોર આવ્યો હોય તેવું, નવા કોરથી ખીલી ઊઠેલું, નવ-પલ્લવ
**પલ્લાઉ** વિ. જેને મોટું પલ્લું (પહલું) આપવું પડતું હોય તેવું-(વર, પરણવા આવનાર)
**પલ્લા-કશ** વિ. [ફા. પલ્લહ્-કશ્](લા.) પક્ષ-પાત કરનાર
**પલ્લાકશી** સ્ત્રી. [ફા. 'ઈ' પ્રત્યય] પક્ષ-પાત
**પલ્લિ(-લ્લી)** સ્ત્રી. [સં. पल्लिका > પ્રા. पल्लिआ, पल्लि(-ल्ली) થયા પછી સંસ્કૃતમાં સ્વીકારાયું છે.] નાનું ગામડું. (૨) ચોરો-ધાડપાડુઓ વગેરેનું રહેઠાણ. (૩) ગરોળી, ગિલોડી
**પલ્લિકા** સ્ત્રી. [જુઓ 'પલ્લિ;' સં.માં સ્વીકારાયા પછી સ્વાર્થે સં. क ત. પ્ર.] જુઓ 'પલ્લિ.'
**પલ્લી** જુઓ 'પલ્લિ.' [ઘ્રાણ, શ્રવણ
**પલ્લુક** પું. લાકડું ખોતરી ખાનાર બે-ઇંદ્રિયવાળો એક જીવ,
**પલ્લું** ન. [ફા. પલ્લહ્] છાબડું (ત્રાજવાનું). (૨) વર તરફથી કન્યાને અપાતાં દાગીના અને રોકડ, સ્ત્રી-ધન. [૦ આપવું, ૦ કરવું, ૦ ચડા(-ઢા)વવું, ૦ ભરવું (રૂ.પ્ર.) સ્ત્રી-ધન તરીકે વર તરફથી કન્યાને આપવું. ૦ નમવું (રૂ. પ્ર.) તરફ પક્ષપાત થવો. ૦ ભારે થવું (રૂ. પ્ર.) કુટુંબ મોટું થવું. (૨) વ્યવહાર ચલાવવામાં મૂંઝવણ અનુભવવી]
**પલ્લે-દાર¹** વિ. [જુઓ 'પલ્લો + ફા. પ્રત્યય.] પાલવવાળું ભરેલા છેડાવાળું (વસ્ત્ર) [વજન ઉપાડનાર
**પલ્લે-દાર²** વિ. [ફા. પલ્લહ્-દાર] તોળાટ. (૨) ભારે
**પલ્લેદારી** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] તોળવાનું કામ. (૨) ભારે વજન ઉપાડવાનું મોટલિયાનું કામ (અનાજ વગેરેનું)
**પલ્લો** પું. [સં. पल्लव- > પ્રા. पल्लअ-] જુઓ 'પાલવ.' (૨) (લા.) કોઈ પણ બે સ્થાન વચ્ચેનું અંતર, ટપ્પો. [-લ્લે પડવું (રૂ. પ્ર.) પાછળ ચાલવું. (૨) વળગી રહેવું. ૦ છોડવો (રૂ. પ્ર.) પાછળ આવવાનું બંધ કરવું] [પાણીવાળું)
**પલ્વલ** ન. [સં.] નાનું તળાવ, તળાવડું, ખાબોચિયું (સારા
**પ(-પા)વઈ** (પવૈ) પું., સ્ત્રી. જુઓ 'પવૈયો.'
**પવન¹** પું. [સં.] વાયુ, હવા, વાયરો. (૨) (લા.) તોર, મિજાજ (૩) પરિ-સ્થિતિ, સંયોગ. [૦ ઉપર ચડ(-ઢ)વું

(-ઉપરચ-) (રૂ. પ્ર.) ખોટી ઉમેદ કરવી. ૦ **ચાલવો** (રૂ.પ્ર.) ફૅશન શરૂ થવી. ૦ **છૂટવો** (રૂ.પ્ર.) વા-છૂટ થવી, પાદવું. ૦**ના બાચકા,** ૦**માં બાચકા** (રૂ.પ્ર.) મિથ્યા-પ્રયત્ન, નકામી મહેનત. ૦ **ફૂંકાવો** (રૂ. પ્ર.) વાત વહેતી થવી. ૦ **ભરાવો** (રૂ. પ્ર.) મિજાજી થવું. ૦**માં ઊડતું જવું** (રૂ. પ્ર.) ઝપાટા-બંધ ચાલવું. ૦**માં ઊડી જવું** (રૂ. પ્ર.) તુચ્છ બની રહેવું. ૦ **લાગવો** (રૂ. પ્ર.) સોબતની અસર થવી. ૦ **વાવો** (રૂ.પ્ર.) કોઈ પણ વાત કે ફૅશનનું વ્યાપક થવું]

**પવન[2]** પું. [અં. 'પાઉન્ડ્'-સોનાનો અંગ્રેજી સિક્કો] ૨૦ શિલિંગની કિંમતનો અંગ્રેજી સિક્કો (સોનાનો)

**પવન-આંકડી** સ્ત્રી. [સં. + જુઓ 'આંકડી.'] બારીઓ વગેરેમાં ભરાવાતી ઘોડાના મોઢાના આકારની સળીની સાંકળ

**પવન-કુમાર** પું [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વાયુ-દેવનો પુત્ર ગણાતો—હનુમાન વાનર તેમજ પાંચ પાંડવોમાંનો ભીમસેન

**પવન-ગાડી** સ્ત્રી. [સં. + જુઓ 'ગાડી.'] પવન-વેગે દોડતી ગાડી. (૨) (લા.) વાયુ-યાન, વિમાન, 'ઍરોપ્લેઇન'.

**પવન-ચક્કી** સ્ત્રી. [સં. + જુઓ 'ચક્કી.'] હવાના જોરે ફરતા મથાળે ચક્કરવાળી વાવ-કૂવામાંથી પાણી ખેંચનારી માંડણી, 'વૉટર-વ્હીલ'

**પવન-દડો** પું. [+ જુઓ 'દડો.'] હવા ભરી ખેલવા માટેનો મોટો ગોળો, 'ફૂટ-બૉલ' (દ. બા.)

**પવન-પાવડી** સ્ત્રી. [સં. + જુઓ 'પાવડી.'] એક જાતનું લૌકિક કથાઓમાંનું કલ્પિત વાયુ-યાન

**પવનમુક્તાસન** ન. [સં. + मुक्त + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.) [જેવો વેગ

**પવન-વેગ** પું. [સં] પવનનો ઝડપી વેગ. (૨) પવનના

**પવનવેગી** ત્રિ. [સં., પું.] પવનના જેવા વેગવાળું-અત્યંત ઝડપી

**પવન-સુત** પું. [સં.] જુઓ 'પવન-કુમાર.'

**પવનાશ** વિ. [સં. पवन + अश], **-શી** વિ., પું. [સં., પું.] (પવન ખાઈ જીવતો રહેતો મનાતો હોઈ) સર્પ

**પવનાસન** ન. [સં. पवन + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**પવનાસ્ત્ર** ન. [સં. पवन + अस्त्र] ફેંકવાથી ભારે પવન અને વાવાઝોડું થાય તેવા પ્રકારનું મનાતું એક દિવ્ય અસ્ત્ર

**પવમાન** પું. [સં.] ઘરમાંના અગ્નિહોત્રમાંનો ગાર્હપત્ય અગ્નિ [વ્યંજનોનો સમૂહ, (વ્યા.)

**પ-વર્ગ** પું. [સં.] ઓષ્ઠસ્થાનીય 'પ'થી 'મ' સુધીના સ્પર્શ-

**પવર્ગીય** વિ. [સં] 'પ-વર્ગ'નું

**પવલડી** સ્ત્રી. પરલી, ગિલોડી, ગરોળી

**પવા** જુઓ 'પોંઆ (-વા.)'

**પવાઈ** સ્ત્રી. પગરખું, જોડો. (૨) ચોરાય તો ઓળખી શકાય એ માટે ઘોડાના પગે બાંધવામાં આવતી દોરી. (૩) ગુનેગારને બાંધવામાં આવતી સાંકળ, બેડી

**પવાડવું** જુઓ 'પીવું'માં.

**પવાડિયો** પું. એ નામની એક વનસ્પતિ, કુવાડિયો

**પવાડી** સ્ત્રી અભરાઈ, છાજલી

**પવાડો[1]** પું. [સં. प्रपातक->પ્રા. पवाडअ-, મોટો ભૂસકો] (લા.) (જેમાં ઐતિહાસિક કોઈ યુદ્ધનો પ્રસંગ નિરૂપાયો હોય તેવો) એક કાવ્ય-પ્રકાર (મુખ્યત્વે 'મરાઠી'માં રચાય છે. ગુ.માં 'રુસ્તમ બહાદુરનો પવાડો,' ઉપરાંત ડાકોરના 'રણછોડજીનો પવાડો' વગેરે)

**પવાડો[2]** પું. [સં. प्रवादक દ્વારા] નિંદા, ગીલા, બદગોઈ

**પવાડો[3]** પું. [જુઓ 'પવાડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] (લા.) મરનાર પાછળ કરવામાં આવતું ઉત્તર-ક્રિયાનું જમણ, દહાડો, દહાડો-પાણી (મૂળમાં 'ઉદક-ક્રિયા'-પાણી રેડવાની થતી એ કારણે)

**પવાણ** ન. [જુઓ 'પવાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] થતા બાંધકામને પાણી છાંટવાની ક્રિયા, ભીંજવણ, 'ક્યોરિંગ'

**પવાત** ન. [જુઓ 'પાવું' દ્વારા.] ખેતરમાં પાણી પાવાની ક્રિયા. (૨) કાંજી

**પવાલી** સ્ત્રી. [જુઓ 'પવાલું[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાણી રાખવાનું નાના પીપડા જેવું તાંબા કે પિત્તળનું વાસણ, નળી

**પવાલું[1]** ન. [જુઓ 'પા[1]' દ્વારા.] પાલીના ચોથા ભાગનું માપિયું

**પવાલું[2]** ન. [સર૦ 'પ્યાલું.'] નાનો પ્યાલો, પ્યાલું. (૨) તાંબા પિત્તળનું ઊભું નાની કોઠી જેવું વાસણ (પાણી ભરવા માટેનું), નળો

**પવાંઠ** પું. જુઓ 'પવાડિયો.'

**પવાવું** જુઓ 'પીવું'-'પાવું'માં.

**પવિ** ન. [સં., પું.] ઇંદ્રનું વજ્ર નામનું હથિયાર

**પવિતર** વિ. [સં. पवित्र, અર્વા. તદ્ભવ] જુઓ 'પવિત્ર.' [૦ની પૂ(-પૂં)છડી (રૂ. પ્ર.) પવિત્ર હોવાનો ડોળ કરનારું]

**પવિતરાં-અગિયારસ(-શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'પવિતરું' (બ. વ.) + 'અગિયારસ(-શ)] શ્રાવણ સુદિ અગિયારસ (એ દિવસે શ્રીવલ્લભાચાર્યજીએ ભગવાનને પવિતરું ધરાવ્યાનો ચાલ પાડ્યો તેથી) પવિત્રાં-અગિયારસ. (પુષ્ટિ.)

**પવિતરાં-બારસ(શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'પવિતરું' (બ. વ.) + 'બારસ-(-શ).'] શ્રાવણ સુદિ બારસ (એ દિવસે સવારે શિષ્યોએ શ્રીવલ્લભાચાર્યજી (ગુરુ)ને પવિતરાં ધરાવ્યાં ત્યારથી) પવિત્રાં-બારસ. (પુષ્ટિ.)

**પવિતરી** સ્ત્રી. [જુઓ 'પવિતરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બ્રાહ્મણો પવિત્ર કાર્ય માટે આંગળીમાં વીંટીને સ્થાને પહેરે તે તાંબા અને સોનાના તારની વળ ચડાવેલી મુદ્રિકા. (૨) દર્ભની બનાવેલી એવી વીંટી, પવિત્રી

**પવિતરું** વિ. [જુઓ 'પવિતર' + ગુ. 'ઉં' ત. પ્ર.] ભગવાનને ધરાવવામાં આવતું સૂતર કે રેશમનું ભાતીગર દોરડું, પવિત્રું

**પવિત્ર** વિ. [સં.] શુદ્ધ, નિર્મળ, પાવન, શુચિ, ચોખ્ખું. (૨) નિર્દોષ, શુદ્ધ ચારિત્ર્યવાળું. (૩) શુભ, મંગળ-કારી, પુણ્ય. [૦ **વિવાહ** (રૂ. પ્ર.) એક પત્ની કરવાનું કે જીવનમા એક જ લગ્ન કરવાનું કાર્ય, 'મૉનોગમી' (દ. બા.)]

**પવિત્ર-તા** સ્ત્રી. [સં.], **પવિત્રાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] પવિત્ર હોવાપણું

**પવિત્રાત્મા** વિ., [સં. पवित्र + आत्मा પું.] જેનો જીવ

નિર્દોષ અને નિર્મળ છે તેવું

**પવિત્રાસન** ન. [સં. पवित्र + आसन] નિર્દોષ અને નિર્મળ આસન. (૨) (લા.) દર્ભાસન, ડાભનું આસનિયું

**પવિત્રાં-અગિયારસ(-શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'પવિત્રું' (બ. વ.) + 'અગિયારસ(-શ.')], **પવિત્રાં-એકાદશી** સ્ત્રી. [+ સં.] જુઓ 'પવિતરાં-અગિયારસ.'

**પવિત્રાં-દ્વાદશી** સ્ત્રી. [+ સં.], **પવિત્રાં-બારસ(-શ)** (-સ્ય, -શ્ય) સ્ત્રી. [+ જુઓ 'બારસ(-શ.')] જુઓ 'પવિતરાં-બારસ.'

**પવિત્રિત** વિ. [સં.] પવિત્ર કરેલું-થયેલું.

**પવિત્રી** સ્ત્રી. [સં.] જુઓ 'પવિતરી.'

**પવિત્રી-કરણ** ન. [સં.] અ-પવિત્રને પવિત્ર કરવાનું કાર્ય

**પવિત્રી-કૃત** વિ. [સં.] પવિત્ર કરવામાં આવેલું

**પવિત્રી-ભવન** ન. [સં.] અ-પવિત્રનું પવિત્ર થવું એ

**પવિત્રી-ભૂત** વિ. [સં.] પવિત્ર થયેલું

**પવિત્રું** ન. [સં પવિત્ર + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'પવિતરું.'

**પવિ-ધર** વિ., પું. [સં.] વજ્રધારી-ઇંદ્ર

**પવૈ** પું., સ્ત્રી. પ(-પા)વૈયો પું. જુઓ 'પાવૈયો.'

**પશમ** જુઓ 'પશ્મ.'

**પશમી** જુઓ 'પશ્મી.'

**પશમીનો** જુઓ 'પશ્મીનો.'

**પશિ(-સિ)યું** ન. ઘઉં કે તલ વાવવા માટે ચોમાસામાં નહિ વાવતાં ખાલી રાખેલું ખેતર [મૂર્ખ, બેવકૂફ

**પશુ** ન. [સં., પું.] (ચોપગું) જાનવર, ઢોર. (૨) (લા.)

**પશુ-ઉત્પાદન** ન. [સં.] ઢોર-ઉછેર

**પશુ-ઘાત** પું. [સં.] પશુઓની હિંસા, પશુ-વધ

**પશુઘાતી** વિ. [સં., પું.], **પશુ-ઘ્ન** વિ. [સં.] પશુઓનો સંહાર કરનાર

**પશુ-ચર્યા** સ્ત્રી. [સં.] ઢોરની શુશ્રૂષા-સેવા. (૨) ઢોરની માફક નિર્લજ્જ રીત-ભાત, સ્વેચ્છાચાર

**પશુ-ચિકિત્સક** વિ. [સં.] પશુઓની દવા કરનાર, 'વેટરિનરી સર્જ્યન' [ઉપચાર, 'વેટરિનરી'

**પશુ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] પશુઓના રોગની પરીક્ષા અને

**પશુ-ચિકિત્સાલય** ન. [+ સં. आलय] ઢોરનું દવાખાનું, 'વેટરિનરી ડિસ્પેન્સરી' [વારનું શાસ્ત્ર

**પશુ-ચિકિત્સા-શાસ્ત્ર** ન. [સં.] ઢોરનાં દર્દો અને સાર-

**પશુ-જન્મ** પું.,ન. [સં., પું.] પશુ તરીકેનો અવતાર, પશુનો અવતાર. (૨) પશુઓના પ્રકારનું જીવન

**પશુ-જન્મા** વિ. [સં.] પશુઓમાંથી પેદા થાય તેવું

**પશુ-ડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] ક્ષુદ્ર પશુ. (૨) (લા.) નાનું અણસમજુ બાળક

**પશુ-તા** સ્ત્રી. [સં.] (લા.) ઢોરને છાજે તેવી મૂર્ખતા-ભરેલી સ્થિતિ, હેવાનિયત

**પશુ-તુલ્ય** વિ. [સં.] ઢોરના જેવું, હેવાન

**પશુ-ત્વ** ન. [સં.] જુઓ 'પશુ-તા.'

**પશુ-દવાખાનું** ન. [+ જુઓ 'દવા-ખાનું.] જુઓ 'પશુ-ચિકિત્સાલય.' [દોલત, 'લાઇવ-સ્ટૉક'

**પશુ-ધન** ન. [સં.] ઢોરના રૂપમાં રહેલી મિલકત, પશુરૂપી

**પશુ-ધર્મ** પું. [સં.] જુઓ 'પશુ-તા.'

**પશુપતાસ્ત્ર** ન. [સં, पशुपताक + अस्त्र] મહાદેવનું મનાતું એક દિવ્ય અસ્ત્ર

**પશુ-પતિ, ૦નાથ** પું. [સં.] મહાદેવ, શંકર, શિવ

**પશુ-પાલ(-ળ), પશુ-પાલક** વિ., પું. [સં.] ગોવાળ

**પશુ-પાલન** ન. [સં.] પશુઓનું સંરક્ષણ, ઢોરની લેવામાં આવતી પૂરી સંભાળ. (૨) ઢોર પાળવાં એ, 'એનિમલ-હસ્બન્ડ્રી'

**પશુ-પાળ** જુઓ 'પશુ-પાલ.'

**પશુ-પ્રકૃતિ** સ્ત્રી. [સં.] પશુઓનો સ્વભાવ. (૨) વિ. પશુના જેવા સ્વભાવનું

**પશુ-પ્રજનન** ન. [સં.] પશુઓની ઉત્પત્તિ

**પશુપ્રજનન-શાસ્ત્ર** ન. [સં.] પશુઓની ઉત્પત્તિને લગતું શાસ્ત્ર, 'એનિમલ જેનેટિક્સ'

**પશુપ્રજનનશાસ્ત્રી** વિ. [સં., પું.] પશુ-પ્રજનન-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, 'એનિમલ-જેનેટિસિસ્ટ'

**પશુ-બલ(-ળ)** ન. [સં.] સારા પ્રમાણમાં ઢોર-ઢાંખર હોવાં એ, પશુ-સમૃદ્ધિ. (૨) (લા.) માનવપણાને શરમાવે એ પ્રકારનો જુલ્મ કરવો એ. (૩) ઘોડા જેટલું બળ, 'હૉર્સ-પાવર' (બ. ક.ઠા.)

**પશુ-બલિ** પું. [સં.] યજ્ઞમાં કરાતો પશુનો હોમ

**પશુ-બળ** જુઓ 'પશુ-બલ.'

**પશુ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] ઢોરના જેવી અક્કલ, મૂર્ખ-તા. (૨) વિ. ઢોરના જેવી અવિચારી બુદ્ધિનું, મૂર્ખ-બેવકૂફ

**પશુ-ભક્ષક** વિ. [સં.] ઢોરને મારી એનું માંસ ખાનાર, માંસાહારી

**પશુ-ભાવ** પું. [સં.] જુઓ 'પશુ-તા.'

**પશુ-મરકી** સ્ત્રી. [+ જુઓ 'મરકી.'], **પશુ-મહામારી** સ્ત્રી. [સં.] ઢોરનો પ્રાણ-ઘાતક રોગ,' 'રિન્ડર-પેસ્ટ'

**પશુ-માર** પું. [+ જુઓ 'માર.'] ઢોરને મારે તેવા પ્રકારનો માર, ઢોર-માર

**પશુ-યજ્ઞ, પશુ-યાગ** પું. [સં.] જેમાં પશુને મારી એનાં અંગ હોમવામાં આવતાં તેવો પ્રાચીન સમયનો એક યજ્ઞ

**પશુ-યોનિ** સ્ત્રી. [સં.] ઢોર તરીકેનો જન્મ, પશુ તરીકેનો અવતાર ['વેટરિનરી'

**પશુ-રોગ** પું. [સં.] ઢોરમાં માલૂમ પડતો તે તે વ્યાધિ,

**પશુ-રોગચાળો** પું. [+ જુઓ 'રોગ-ચાળો.'] ઢોરમાં ફેલાતો રોગ, 'એપિઝૂટિક ડિસીઝ'

**પશુરોગ-ચિકિત્સક** પું. [સં.] જુઓ 'પશુ-ચિકિત્સક.'

**પશુરોગ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] જુઓ 'પશુ-ચિકિત્સા.'

**પશુરોગ-ચિકિત્સાલય** ન. [+ સં. आलय] જુઓ 'પશુ-ચિકિત્સાલય.'

**પશુરોગ-વિદ્યાલય** ન. [સં.] જ્યાં પશુઓના રોગ વિશે અને એના ઉપચાર વિશે તાલીમ મળે તેવી શાળા, 'વેટરિનરી કૉલેજ' [શાસ્ત્ર, 'વેટરિનરી સાયન્સ'

**પશુરોગ-વિજ્ઞાન** ન. [સં.] ઢોરોને થતા વ્યાધિઓને લગતું

**પશુ-વત** વિ., ક્રિ. વિ. [સં.°वत्] ઢોરના જેવું

**પશુ-વધ** પું. [સં.] પશુઓની હિંસા, પશુ-ઘાત

**પશુ-વર્ધન** ન. [સં.] પશુઓનો ઉછેર

**પશુ-વાડો** પું. [+ જુઓ 'વાડો.'] પ્રદર્શનને માટે રાખવામાં આવતાં ઢોરોનું સ્થાન, પ્રાણી-સંગ્રહાલય, 'મેનેજરી'

**પશુ-વિદ્યા** સ્ત્રી. [સં.] પશુઓને લગતા બધા વિષયોનું વિજ્ઞાન, પશુ-શાસ્ત્ર, 'ઝુઓલૉજી.' [ક્ષુદ્ર બુદ્ધિનું

**પશુ-વૃત્તિ** સ્ત્રી, [સં.] જુઓ 'પશુ-તા.' (૨) વિ પશુના જેવી

**પશુ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] પશુઓનો વધારો

**પશુ-વૈદ** પું. [+ સં. वैद्य, અર્વા. તદ્ભવ], **-દ્ય** પું. [સં.] ઢોરનો દાક્તર, પશુ-ચિકિત્સક, 'વેટરિનરી સર્જ્યન'

**પશુ-વૈદ્યક** ન. [સં.] જુઓ 'પશુ-ચિકિત્સા'–'પશુરોગ-ચિકિત્સા.'

**પશુ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'પશુ-વિદ્યા.'

**પશુ-સંવર્ધન** (-સઁવ્વર્ધન) ન. [સં] ઢોર ઉછેરવાની ક્રિયા, 'કેટલ-બ્રીડિંગ'

**પશુ-સામાન્ય** વિ. [સં.] સર્વ પશુઓમાં મળી આવતું

**પશુ-સુધાર** પું. [સં. + જુઓ 'સુધાર.'] પશુઓની ઓલાદ સુધારવાનું કાર્ય, 'કેટલ-બ્રીડિંગ.'

**પશુ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] સમગ્ર પશુઓનો વર્ગ

**પશુ-સ્વભાવ** પું., વિ. [સં.] જુઓ 'પશુ-પ્રકૃતિ.'

**પશુ-હિંસા** (-હિઁસા) સ્ત્રી. [સં.] જુઓ 'પશુ-વધ.'

**પશેમાન** વિ. [ફા.] પસ્તાવો કરનારું

**પશેમાની** સ્ત્રી. [ફા.] પસ્તાવો, પશ્ચાત્તાપ, ખેદ, ઓરતો

**પશ્ચ** વિ. [સં.] પાછળનું, પાછળ રહેલું

**પશ્ચાત્કપાલ** ન. [સં.] ખોપરીના પાછળના ભાગનું હાડકું

**પશ્ચાત્કૃત** વિ. [સં.] પાછળથી કરેલું

**પશ્ચાત્કૃતિ** સ્ત્રી. [સં.] પશ્ચાત્કર્મ. (૨) પછીથી કરેલી રચના

**પશ્ચાત્કર્મ** ન. [સં.] પાછળથી કરેલું કે કરવાનું કામ

**પશ્ચાત્કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] પાછળ આવેલો ધ્રુવ, 'પોસ્ટીરિયર પોલ'

**પશ્ચાત્કોણ** પું, [સં] પાછળ આવેલો ખૂણો, 'રેટ્રોફ્લેક્સિયન'

**પશ્ચાત્ખંડ** (-ત્ખણ્ડ) પું. [સં.] પાછળ રહેલો ઓરડો

**પશ્ચાત્તપ્ત** વિ. [સં] પાછળથી પસ્તાવો કરતું

**પશ્ચાત્તાપ** પું. [સં.] કોઈ અજુગતું થયા પછી એ વિશેની થતી ચિંતા કે વસવસો, અનુ-તાપ, અફસોસ, પસ્તાવો, દિલગીરી

**પશ્ચાત્તાપી** વિ. [સં., પું.] પસ્તાવો કરનારું

**પશ્ચાત્સંકોચક** (-ત્સઙ્કોચક) પું. [સં.] જુઓ 'પશ્ચાત્કોણ.'

**પશ્ચાત્સંસ્તુતિ** (-ત્સસ્તુતિ) સ્ત્રી. [સં.] પાછળથી કરેલાં વખાણ. (૨) આવાં વખાણથી લાગતો સાધુને દોષ. (જૈન)

**પશ્ચાદ્-ગમન** ન. [સં.] પાછળ પાછળ જવું એ, અનુ-ગમન

**પશ્ચાદ્ગામી** વિ. [સં., પું.] પાછળ પાછળ જનારું, અનુગામી

**પશ્ચાદ્-દર્શન** ન. [સં.] પૂર્વની વાતોનો ખ્યાલ, 'રિટ્રોસ્પેક્ટ' (ઉ. જો)

**પશ્ચાદ્-દર્શી** વિ. [સં., પું.] પૂર્વની વાતોનો ખ્યાલ રાખનારું, પાછળ નજર રાખનારું, 'રિટ્રોસ્પેક્ટિવ' (હ.દ્વા.)

**પશ્ચાદ્-ભાગ** પું. [સં.] પાછળનો-પૂંઠ બાજુનો ભાગ

**પશ્ચાદ્-ભાવી** વિ. [સં., પું.] પછીથી થનારું, ભવિષ્યમાં થવાનું

**પશ્ચાદ્-ભૂ**, **૦મિ**, **૦મિકા** સ્ત્રી. [સં.] પાછળની સપાટી, 'બૅક-ગ્રાઉન્ડ' (બ. ક. ઠા.) (ન. લો.)

**પશ્ચાદ્-વર્તી** વિ. [સં., પું.] પાછળના ભાગમાં રહેલું

**પશ્ચાનુતાપ** પું. [સં. पश्च + अनु-ताप] જુઓ 'પશ્ચાત્તાપ.'

**પશ્ચાર્ધ** પું. [સં. पश्च + अर्ध વિ.] પાછળનો અર્ધભાગ, ઉત્તરાર્ધ

**પશ્ચિમ** વિ. [સં.] પાછળની બાજુમાંનું. (૨) પાછળથી ઉત્પન્ન થયેલું. (૩) આથમણી દિશાનું. (૪) સ્ત્રી. [સં. पश्चिमा વિ., સ્ત્રી.] આથમણી દિશા. [**૦માં સૂર્ય ઊગવો** (રૂ.પ્ર.) અ-સંભવિત વાત થવી]

**પશ્ચિમ-ઘાટ** પું. [+ જુઓ 'ઘાટ.[૨]'] મહારાષ્ટ્રના થાણા જિલ્લાથી સમુદ્ર કિનારાની પર્વતમાળાનો છેક ત્રાવણકોર સુધીનો પ્રદેશ. (સંજ્ઞા.)

**પશ્ચિમતાન**, **-નાસન** ન. [સં. + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**પશ્ચિમ-દક્ષિણ** વિ. [સં. पश्चिम-दक्षिणा દિશા] પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેનું, નૈઋત્ય ખૂણાનું

**પશ્ચિમદિશાવર્તી** વિ. [સં., પું.] પશ્ચિમ દિશા તરફનું, પશ્ચિમ દિશામાં રહેલું

**પશ્ચિમ-દ્વાર** ન. [સં.] આથમણું બારણું (૨) (લા.) ગુદા

**પશ્ચિમ-બુદ્ધિ** સ્ત્રી. [સં] પછીથી ઊભો થયેલો વિચાર. (૨) વિ. પછીથી જેને વિચાર આવે છે તેવું, પચ્છમબુદ્ધિ

**પશ્ચિમબુદ્ધિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'પશ્ચિમ-બુદ્ધિ(૨).' [રાખીને રહેલું

**પશ્ચિમ-મુખી** વિ. [સં., પું.] પશ્ચિમ દિશા તરફ મુખ

**પશ્ચિમ-વાસી** વિ. [સં., પું.] પશ્ચિમના દેશનું વતની

**પશ્ચિમ-વાહિની** વિ., સ્ત્રી. [સં.] પશ્ચિમ દિશા તરફ વહેનારી (નદી) [તરફ મુખ કે બાજુ રાખીને રહેલું

**પશ્ચિમાભિમુખ** વિ. [સં. पश्चिम + अभि-मुख] પશ્ચિમ દિશા

**પશ્ચિમામ્નાય** પું. [સં. पश्चिम + आम्नाय] પશ્ચિમ દિશામાં રહેલી ધર્મપીઠ (શંકરાચાર્યજીની)

**પશ્ચિમાર્ધ** પું. [સં. पश्चिम + अर्ध વિ.] જુઓ 'પશ્ચાર્ધ.'

**પશ્ચિમાવસ્થા** સ્ત્રી. [સં. पश्चिम + अव-स्था] પાછલી ઉંમર, પાછલી અવસ્થા, ઘડપણ, ઉત્તરાવસ્થા

**પશ્ચિમી** વિ. [સં.,પું.], **-મીય** વિ. [સં.] પશ્ચિમ દિશાને લગતું, પશ્ચિમ દિશાનું

**પશ્ચિમોત્તર** વિ. [સં. पश्चिम + उत्तरा દિશા] પશ્ચિમ અને ઉત્તર વચ્ચેની દિશા, વાયવ્ય ખૂણો

**પશ્ચિમોત્તાન**, **-નાસન** ન. [+ સં. उत्तान + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**પશ્ચિમોદધિ** પું. [સં. पश्चिम + उदधि] પશ્ચિમ દિશાનો સાગર (ભારતને અરબી સમુદ્ર, જૂનો લાટનો સમુદ્ર)

**પશ્તો** સ્ત્રી. [ફા.] પખ્તુનિસ્તાનની નજીકના પ્રદેશની ભારત-આર્ય-કુળની એક ભાષા, પુશ્તુ (ભાષા)

**પશ્મ** ન. [ફા.] રુવાંટી, ઝીણા વાળ. (૨) ઊન

**પશ્માઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] સુકોમળ-તા, કુમાશ

**પશ્મી** ન. [ફા.] ઊની કાપડ (એક જાતનાં કાશ્મીરી બકરાંના વાળમાંથી બનાવેલું)

**પશ્મીનો** પું. [ફા. પશ્મીનહ્] પશમી પ્રકારના વાળની (કાશ્મીરી) શાલ

**પશ્યંતી** (પશ્યન્તી) વિ., સ્ત્રી. [સં. વર્ત., કૃ.] ચાર વાણી૰ માંની એક વાણી (મૂલાધારમાંથી હૃદયમાં પહોંચે ત્યારે કહેવાતી). (યોગ.)

**પસ૧** પું. લગ્ન પ્રસંગે વરરાજાના ખોળામાં નાળિયેર મૂકે છે ત્યારનો ખોબો, પોશ, પસલો. [૰ **ભરવો** (રૂ. પ્ર.) વરના ખોળામાં નાળિયેર આપવું]

**પસ૨** ન. પચ, પરુ, રસી

**પસ૩** પું. પહાણ ઉપર જડવા માટે વપરાતો સાધારણ ખૂણાવાળો ખૂણિયો. (વહાણ.) [પસતાગિયો

**પસતાગિયો** પું. શાકભાજી વેચનારો, કાછિયો, બકાલી,

**પસતાલ૧(-ળ)૧** સ્ત્રી. ઠપકાનો પ્રબળ મારો, વારંવાર લાગલગાટ અપાતો ઠપકો, પસ્તાળ. [૰ **પાડવી** (રૂ. પ્ર.) સખત ઠપકો આપવો] [ઘાસ

**પસતાલ૨** પું. પાણીવાળા પ્રદેશમાં ઊગતું એ નામનું એક

**પસતાલ૩** ન. પ્રતિજ્ઞા, ટેક, પણ

**પસન** ન. [ફા. પસન્દ્] જુઓ 'પસંદ.'

**પસર** પું. [સં. પ્રસર] હથેલીને સંકોચવાથી પડતો ખાડો. (૨) ન. [સં. પ્રસર પું.] પરોઢિયે ઢોરને સીમમાં ચરાવવા લઈ જવું એ

**પસરવું** અ. ક્રિ. [સં. પ્ર-સૃ-સર્-> પ્રા. પસર -તત્સમ] જુઓ 'પ્રસરવું.' **પસરાવું** ભાવે., ક્રિ. **પસરાવવું** પ્રે., સ. ક્રિ.

**પસરાવવું, પસરાવું** જુઓ 'પસરવું'માં.

**પસલિયાત** વિ., પું. [જુઓ 'પસલી' દ્વારા.] બહેનને પસલી આપવા આવનાર (ભાઈ)

**પસલી** સ્ત્રી. ભાઈ તરફથી બહેનને આપવામાં આવતી ભેટ

**પસલો** પું. [જુઓ 'પસ૧' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ખોબો

**પસવારવું** સ. ક્રિ. શરીરને સારું લાગે તે પ્રમાણે હથેળી ફેરવવી, હાથથી પંપાળવું. **પસવારાવું** કર્મણિ., ક્રિ.

**પસવાવવું** સ. ક્રિ. પસવારવું. **પસવાવાવું** કર્મણિ., ક્રિ.

**પસંગો** (પસઙ્ગો) પું. [ફા. પસંગહ] ત્રાજવાનાં બંને પલ્લાંનું વજન સરખું રાખવા ઓછા વજનવાળા પલ્લાને બાંધવામાં આવતું વજન, ધડો

**પસંદ** (પસન્દ) વિ., ક્રિ. વિ. [ફા.] ગમતું, ભાવતું, મનમાનતું, અનુ-કૂળ પડતું. [૰ **આવવું**, ૰ **પડવું** (રૂ. પ્ર.) ગમવું. ૰ **કરવું** (રૂ. પ્ર.) વરણી કરવી, પસંદગી કરવી]

**પસંદગી** (પસન્દગી) સ્ત્રી. [ફા.] ગમવું એ, ગમો, રુચિ, 'પ્રેફરન્સ.' (૨) વરણી, ચૂંટી કાઢવું એ, ચૂંટણી, 'સિલેક્શન,' 'નૉમિનેશન.' (૩) વિકલ્પ, 'ઑપ્શન'

**પસાય** પું. [સં. પ્રસાદ> પ્રા. પસાય તત્સમ; (જૂ. ગુ.)] પ્રસાદ, કૃપા. (૨) કૃપાની ભેટ, નવાજગી, બક્ષિસ

**પસાયતું** વિ. [સં. પ્રસાદ-દત્તક- પ્રા. પસાયત્તઅ-] મહેરબાનીની રાહે આપેલું, બક્ષિસ આપેલું

**પસાયતો** પું. [જુઓ 'પસાયતું.'] ગામડાંમાંનો પોલીસ પટેલનો સહાયક રખેવાળ [પ્રચાર

**પસાર૧** પું. [સં. પ્રસાર> પ્રા. પસાર, તત્સમ] ફેલાવો,

**પસાર૨** ક્રિ. વિ. [પોર્ચુ. પસ્સાર્] બાજુમાંથી ચાલી ગયેલું. (૨) આરપાર નીકળી ગયેલું. (૩) (કસોટીમાં) પાર ગયેલું. [૰ **કરવું** (રૂ. પ્ર.) પરીક્ષા ઉત્તીર્ણ કરવી-પાસ કરવી. ૰ **થવું** (રૂ. પ્ર.) ઉત્તીર્ણ થવું. (૨) નજીકમાંથી નીકળી નજર બહાર જવું. (૩) વચ્ચેના સ્થાને જઈ એને છોડી આગળ વધવું.]

**પસારવું** સ. ક્રિ. [સં. પ્ર-સૃ-સર્નું પ્રે. પ્રસાર્> પ્રા. પસાર, તત્સમ] પ્રસારવું, ફેલાવવું (અત્યારે હવે બહુ વપરાતું નથી. આ 'પસરવું'નું પ્રે. રૂપ છે. એ 'પસરવું' લુપ્ત થયું છે. 'પસરવું'-પસારવું વ્યાપક છે.) ['પસાર.૧'

**પસારો** પું. [જુઓ 'પસાર૧' + ગુ. 'ઓ' સ્વાર્થે.] જુઓ

**પસિજાવવું, પસિજાવું** જુઓ 'પસીજવું'માં.

**પસિયારું** ન. જુઓ 'પખિયારું.'

**પસીજવું** અ. ક્રિ. [સં. પ્ર-સિધ્ય-> પ્રા. પસિજ્જ-] (લા.) રસોઈ લગભગ પાકયા પછી ધીમે ધીમે તાપે પાકવી. (૨) ગળી જવું, ઓસરવું. (૩) દયાર્દ્ર થવું. (૪) પરસેવો થાવો. **પસિજાવું** ભાવે., ક્રિ., **પસિજાવવું** પ્રે., સ. ક્રિ.

**પસીનો** પું. [હિં. પસીના; સં. પ્રસ્વેદની સાથે સંબંધ] પર૰ સેવો, પ્રસ્વેદ. [૰ **ઉતારવો**, ૰ **પાડવો**, **રેડવો** (રૂ. પ્ર.) સખત મહેનત કરવી. ૰ **ઊતરવો**, ૰ **પડવો** (રૂ. પ્ર.) સખત મહેનત થવી. ૰ **છૂટવો** (રૂ. પ્ર.) ગભરાવું]

**પસુજાવવું, પસુજાવું** જુઓ 'પસૂજવું'માં. [પ્રે., સ.ક્રિ.

**પસૂજવું** સ. ક્રિ. સીવવું. **પસુજાવું** કર્મણિ., ક્રિ. **પસુજાવવું**

**પસૂડું** ન. [સં. પશુ > પ્રા. પસુ + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પશુડું.'

**પસૂંદી** જુઓ 'પરસૂદી.'

**પસોર** વિ. સીધું, પાંસરું, (૨) ન. સીધાણ

**પસો-પેશ** સ્ત્રી. [ફા.] મૂંઝવણ, માનસિક ગૂંચ

**પસ્તાગિયો** જુઓ 'પસતાગિયો.'

**પસ્તાનું** ન. [સં. પ્રસ્થાનકનો વિકાસ] સારું મુહૂર્ત કે દહાડો વીતી જવાના વારણ તરીકે એ મુહૂર્તે કે દહાડે એકાદ લૂગડું નજીકના કોઈ ઘેર મૂકી આવવું એ. [૰ **મૂકવું** (રૂ. પ્ર.) પ્રસ્થાનનું મુહૂર્ત સાચવવું]

**પસ્તાલ(-ળ)** જુઓ 'પસતાલ.૧'

**પસ્તાવા-રકમ** સ્ત્રી. [જુઓ 'પસ્તાવો' + 'રકમ.'] કર-ચોરી કે ગુના માટે ભરવી પડતી રકમ, 'કૉન્શિયસ મની'

**પસ્તાવું** અ. ક્રિ. [સં. પશ્ચાત્તાપ-> પ્રા. પચ્છાત્તાવ- દ્વારા જૂ. ગુ., ના. ધા. 'પછતાવું' થયે] પસ્તાવો થવો, ઓરતો થવો, અનુ-તાપ અનુભવવો, અફસોસ કરવો

**પસ્તાવો** પું. [જુઓ 'પસ્તાવું.'] જુઓ 'પશ્ચાત્તાપ.'

**પસ્તાળ** જુઓ 'પસતાલ.૧'

**પસ્તી૧** સ્ત્રી. છાપાં કાગળ વગેરે નકામો રદ્દબાતલ માલ

**પસ્તી૨** સ્ત્રી. [જુઓ 'પસ્તું૧' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પસ્તું.૧' [કરવું]

**પસ્તું૧** ન. પક્ષપાત, ઉપરાણું. [૰ **તાણવું** (રૂ.પ્ર.) ઉપરાણું

**પસ્તું૨** ન. [ફા. પિસ્તહ્] જુઓ 'પિસ્તું.'

**પહાડ** (પાઃડ) પું. પર્વત, મોટો ગિરિ (ડુંગરથી મોટો) [૰ **ઉઠાવવો**, (રૂ. પ્ર) ભારે કામની જવાબદારી લેવી. ૰ **ઘાલવો** (રૂ. પ્ર.) સાંધામાં સોજાની ગાંઠ લિપસી આવવી.

૦ જેવડું (રૂ. પ્ર.) ખૂબ મોટું. ૦ જેવું (રૂ.પ્ર.) ભારે કંટાળો ઉપજાવનારું. (૨) દુસ્તર. ૦ તૂટવો, ૦ તૂટી પડવો (રૂ.પ્ર.) ભારે મોટું સંકટ-આવી પડવું]

**પહાડ-મૂલ(-ળ)** (પા:ડ-) ન. [+ સં.] એ નામની એક વનસ્પતિ, કાળીપાટ

**પહાડવી** (પા:ડવી) પું. [+ સં. पत्ति > પ્રા. वइ] રાની-પરજની રાજપીપળા બાજુની એક કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [પહાડમાં થતી એક વેલ

**પહાડ-વેલ** (પા:ડ-વેલ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] એ નામની

**પહાડિયું** (પા:ડિયું) વિ. [+ ગુ. 'ઇયુ' ત. પ્ર.], **પહાડી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] પહાડને લગતું. (૨) પહાડમાં રહેનારું. (૩) (લા.) કદાવર, હાડેતું

**પહાડી**[2] (પા:ડી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] પહાડવાળો પ્રદેશ, પહાડની ખીણોનો પ્રદેશ, (૨) એ નામની એક રાગિણી. (સંગીત.)

**પહાણ**[1] (પા:ણ) પું. [સં. पाषाण > પ્રા. पासाण > જૂ. ગુ. 'પાહાણ.'] પથ્થર, પથરો, પહાણો

**પહાણ**[2] (પા:ણ) ન. [જુઓ 'પહાણવું.'] કપડામાં કાંજી-નો પાસ આપવો. (૨) કાંજી, ખેળ

**પહાણ-કંદ** (પા:ણ-કન્દ) પું. [જુઓ 'પહાણ[1]' + સં.], **-દો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] ડુંગરાળ પ્રદેશમાં થતો ડુંગળીના જેવો એક કંદ-પ્રકાર

**પહાણ-કુંભો** (પા:ણ-કુમ્ભો) પું. [જુઓ 'પહાણ[1]' + સં., कुम्भक- > પ્રા. कुंभअ-] પથ્થરવાળી જમીનમાં થતી એક વનસ્પતિ

**પહાણ-કૂટ** (પા:ણ-કૂટ) પું. [જુઓ 'પહાણ[1]' + 'કૂટવું.'] (પહાણો ભેદી નીકળી આવતો હોઈ) જુઓ 'પહાણ-કંદ.'

**પહાણકો** (પા:ણકો) પું. [જુઓ 'પહાણ[1]' + ગુ. 'કો' સ્વાર્થે ત. પ્ર.] નાનો પથરો, નાનો ગડો

**પહાણ-કોરી** (પા:ણકોરી) વિ. [જુઓ 'પહાણ-કોરું' + ગુ. 'ઈ' ત. પ્ર.] પહાણ-કોરાનું

**પહાણ-કોરું** (પા:ણ-કોરું) ન. [જુઓ 'પહાણ[2]' + 'કોરું.'] કાંજી પાઈ કોરું કરેલું) ખાદીનું કાપડ

**પહાણ-ખાણ** (પા:ણ-ખાણ્ય) સ્ત્રી. જુઓ 'પહાણ[1]' + 'ખાણ.[2]'] પથ્થરની ખાણ

**પહાણખાણિયો** (પા:ણ-ખાણિયો) વિ., પું. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પથ્થરની ખાણ ઉપર પથ્થર ખોદનાર મજૂર

**પહાણ-ફોડી** (પા:ણ-ફોડી) વિ., સ્ત્રી. [જુઓ 'પહાણ[1]' + 'ફોડવું' + 'ઉ' કૃ. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પથ્થર ફોડીને નીકળતી એક જાતની વનસ્પતિ, પહાણ-ભેદી

**પહાણ-ભેદી** (પા:ણ-ભેદી) સ્ત્રી. [જુઓ 'પહાણ[1]' + 'ભેદવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] જુઓ 'પહાણ-ફોડી.' [તાણો

**પહાણયું** (પા:ણયું) ન. [જુઓ 'પહાણવું.'] કાંજી પાયેલો

**પહાણવું** (પા:ણવું) સ. ક્રિ. રંગવા માટે કોરું કપડું ધોવું, નિખારવું. **પહાણાવું** (પા:ણાવું) કર્મણિ., ક્રિ. **પહાણાવવું** (પા:ણાવવું) પ્રે., સ. ક્રિ.

**પહાણા-કાતર** (પા:ણા-કાતરય) સ્ત્રી. [જુઓ 'પહાણો' + 'કાતરવું.'] પથ્થર ફાડીને જમીનમાંથી ઊગતી એક વનસ્પતિ

**પહાણાટવું,** (પા:ણાટવું) સ. ક્રિ. [જુઓ 'પહાણો,'-ના. ધા.] પથ્થરના મારથી મારવું

**પહાણા-ફાડ** (પા:ણા-ફાડ્ય) સ્ત્રી. [જુઓ 'પહાણો' + 'ફાડવું.'], **પહાણા-ફોડી** સ્ત્રી. [+ જુઓ 'ફોડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] જુઓ 'પહાણ-ફોડી.'

**પહાણાવવું, પહાણાવું** (પા:ણા-) જુઓ 'પહાણવું'માં.

**પહાણી** (પા:ણી) સ્ત્રી. [સં. पश्य > પ્રા. पस्सना મરા. पह-દારા] ખેતરમાંના પાકનો અંદાજ બાંધવો એ, 'સર્વે'

**પહાણી-દાર** (પા:ણી-) વિ., પું. [+ ફા. પ્રત્યય] પહાણી કરી પહાણી-પત્રક તૈયાર કરનાર કારકૂન. તળાટી

**પહાણી-પત્રક** (પા:ણી-) ન. [+ સં.] ખેતરોની મોજણી કરી એમાંનાં ઝાડ અને થનાર મોલના અંદાજની નોંધણીનો ચોપડો [ત. પ્ર.] જુઓ 'પહાણ.'

**પહાણો** (પા:ણો-) પું. [જુઓ 'પહાણ' + ગુ. 'ઓ' સ્વાર્થે

**પહી** પું. [સં. पथिक > પ્રા. पहिअ] પથિક, મુસાફર, યાત્રી, વટેમાર્ગુ [દબ

**પહેરછા** (પે:રછા) સ્ત્રી. [જુઓ 'પહેરવું' દ્વારા.] પહેરવાની

**પહેરણ** (પે:રણ) ન. [સં. परिधान > પ્રા. परिहाण > જૂ. ગુ. 'પહિરણ'-'પિહિરણ.'] સદરા જેવું આખી બાંયું કે અડધી બાંયું પુરુષનું કપડું, બદન

**પહેરણું** (પે:રણું) ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સૌરાષ્ટ્રના લોકવર્ણની સ્ત્રીઓનું ઘાઘરાને સ્થાને પહેરાતું થેપાડાની જેમ સીવ્યા વિનાનું કપડું

**પહેરતલ** (પે:રતલ) વિ. [જુઓ 'પહેરવું' દ્વારા.] પહેરનારું

**પહેર-ફાડ** (પે:રય-ફાડ્ય) સ્ત્રી. [જુઓ 'પહેરવું' + 'ફાડવું.'] પહેર્યા કરવાથી થતો કપડાંનો ઘસારો

**પહેર-વાસ** (પે:રવાસ) પું. [જુઓ 'પહેર-વેશ'; એનો વિકાર.] જુઓ 'પહેર-વેશ.'

**પહેરવું** (પે:રવું) સ.ક્રિ. [સં. परि-धा > પ્રા. परि-हा, पहिर > જૂ. ગુ. 'પિહિર.'] (વસ્ત્ર ઘરેણાં વગેરેનું) ધારણ કરવું. **પહેરાવું** (પે:રાવું) કર્મણિ., ક્રિ. **પહેરાવવું** (પે:રાવવું) પ્રે., સ.ક્રિ.

**પહેર-વેશ** (પે:ર-વેશ) પું. [જુઓ 'પહેરવું + સં.] પહેરવાની રીત. (૨) પહેરવાનો દેખાવ. (૩) પોશાક

**પહેરા(-રે)-ગીર** પું. [જુઓ 'પહેરો' + ફા. પ્રત્યય] પહેરા-વાળો, ચોકી કરનાર ચોકિયાત, સંત્રી, 'વૉચ-મૅન'

**પહેરા(-રે)ગીરી** સ્ત્રી. [ફા. 'ઈ' પ્ર.] પહેરાગીરનું કામ

**પહેરા(-રે)-દાર** પું. [જુઓ 'પહેરો' + ફા. પ્રત્યય] જુઓ 'પહેરા-ગીર.'

**પહેરા(-રે)દારી** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્ર.] જુઓ 'પહેરાગીરી.'

**પહેરામણી** (પે:રામણી) સ્ત્રી. [જુઓ 'પહેરવું'+ગુ. 'આમણી' કૃ.પ્ર.] લગ્ન વગેરે માંગલિક પ્રસંગે કન્યાવાળા તરફથી વર-પક્ષનાં લોકોને અપાતાં કપડાં

**પહેરાવવું** (પે:રા-) જુઓ 'પહેરવું'માં.

**પહેરા-વાળો** (પે:રા-વાળો) પું. [જુઓ 'પહેરો + ગુ. 'વાળું' ત.પ્ર.] જુઓ 'પહેરા-ગીર'-'વૉચ-મેન.'

**પહેરાવું** (પે:રાવું) જુઓ 'પહેરવું'માં.

**પહેરે-ગીર** (પે:રે-ગીર) જુઓ 'પહેરા-ગીર.'

**પહેરેગીરી** (પેઃરેગીરી) જુઓ 'પહેરાગીરી.'

**પહેરે-દાર** (પેઃરે-દાર) જુઓ 'પહેરા-દાર'-'પહેરા-ગીર.'

**પહેરેદારી** (પેઃરેદારી) સ્ત્રી. [+ફા. 'ઈ' પ્ર.] જુઓ 'પહેરાદારી'-'પહેરાગીરી.'

**પહેરો** પું. [ફા. પહ્‌રહ્] ચોકી કરવી એ, જાગતાં જાપ્તો રાખવો એ, રોન, 'રાઉન્ડ.' [-રામાં રાખવું (રૂ.પ્ર.) જાપ્તા નીચે નજર-કેદમાં રાખવું. -માં હોવું (રૂ.પ્ર.) અટકાયતમાં હોવું. ૦ દેવો (રૂ.પ્ર.) ચાલતાં ચોકી કરવી. ૦ બદલવો (રૂ. પ્ર) ચોકીદાર બદલાવા. ૦ બેસવો (-બૅસવો) (રૂ. પ્ર.) ચોકી બેસવી. ૦ બેસાડવો (-બૅસાડવો), ૦ મૂકવો (રૂ.પ્ર.) ચોકી બેસાડવી. ૦ ભરવો (રૂ. પ્ર.) સંત્રી તરીકે ચોકી રાખતા ફરવું]

**પહેલ**[1] (પેઃલ્ય) સ્ત્રી. [સં. પ્રથ દ્વારા પ્રા. पहिल्ल > જૂ. ગુ. 'પિહિલ.'] સૌથી પ્રથમ થઈ રહેવું એ, પ્રાથમ્ય. [૦ કરવી (રૂ.પ્ર.) બીજા કરતાં વધુ આગળ આવવું]

**પહેલ**[2] (પેઃલ) પું. [ફા. પહલુ] (પાસાદાર વસ્તુ હીરા વગેરેનો ઘસીને કરેલો) પાસો. [૦ પાડવા (રૂ. પ્ર.) પાસાનો ઘાટ આપવો. (૨) તાલીમ આપવી]

**પહેલ-ધરો** (પેઃલ-ધરો) વિ.,પું. [જુઓ 'પહેલું' + 'ધરવું'+ગુ. 'ઉં' કૃ.પ્ર.] પ્રથમ વાર જ હજી ધૂંસરી ઉઠાવી છે તેવો બળદ

**પહેલ-પહેલે** (પેઃલ-પેઃલે) ક્રિ.વિ. [જુઓ 'પહેલું'-દ્વિર્ભાવ + ગુ. 'એ' સા.વિ.,પ્ર.], **પહેલ પ્રથમ** (પેઃલ-) ક્રિ. વિ. [+ સં.,વિ.]. **પહેલ-વહેલાં** (પેઃલ-વેઃલાં) ક્રિ. વિ. [+ 'વહેલું' + ગુ. 'આં' ત.પ્ર.] સૌથી પહેલાં આરંભમાં, શરૂમાં

**પહેલ-વહેલું** (પેઃલ-વેઃલું) વિ., ક્રિ. વિ. [જુઓ 'પહેલું' + 'વહેલું.'] સૌથી પ્રથમ, પહેલ-પ્રથમ [શરૂઆત

**પહેલવાડો** (પેઃલ-વાડો) પું [જુઓ 'પહેલું' દ્વારા.] આરંભ,

**પહેલવાન** (પેઃલવાન) પું. [ફા. પહ્‌લવાન્] જોરવાળો જવાન. (૨) કુસ્તીબાજ માણસ. (૩) (લા.) જાડો માણસ

**પહેલવાની** (પેઃલવાની) સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્ર.] કુસ્તીબાજપણું, મલ્લની ક્રિયા. (૨) (લા.) મરદાનગી

**પહેલવારકું** (પેઃલવાર-કું) વિ. [જુઓ 'પહેલું' + 'વાર' (સ્ત્રી.) + 'કું' ત.પ્ર.] પહેલી વારનું

**પહેલવી** (પેઃલવી) સ્ત્રી. [ફા.] ગાથા-અવેસ્તાની ભાષામાંથી ઊતરી આવેલી જૂની ઈરાની એક ભાષા, પ્રાચીનતમ ફારસી ભાષા

**પહેલ-વેતરી** (પેઃલવેતરી) વિ., સ્ત્રી. [જુઓ 'પહેલું' +'વેતર' + ગુ. 'ઉં' ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એક જ વાર હજી પહેલો પ્રસવ થયો છે તેવી (ગાય ભેંસ બકરી ઘોડી વગેરે પશુઓની) માદા

**પહેલ-શક્તિ** (પેઃલ-) સ્ત્રી. [જુઓ 'પહેલ' + સં.] શરૂઆત કરવાની સૂઝ-હિંમત, 'ઇનિશિયેટિવ'

**પહેલાઈ** (પેઃલાઇ) સ્ત્રી. [જુઓ 'પહેલું' + ગુ. 'આઈ' ત. પ્ર.] પહેલાપણું, પ્રથમપણું, પ્રથમ-તા, પ્રાથમ્ય, 'પ્રાયોરિટી'

**પહેલાં** (પેઃલાં) ક્રિ.વિ. [જુઓ 'પહેલું' + ગુ. 'આં' સા.વિ., પ્ર.] પૂર્વે, અગાઉ

**પહેલાં-વહેલાં** (પેઃલા-વેઃલા) ક્રિ.વિ. [જુઓ 'પહેલું' + 'વહેલું' + બેઉને ગુ. 'આં' સા. વિ. પ્ર.] સૌથી પ્રથમ, સૌથી પહેલાં, તદ્દન આરંભમાં

**પહેલી** (પેઃલી) સ્ત્રી. [સં. प्रहेलिका > પ્રા. पहेलिआ] પ્રહેલિકા, ઉખાણું, સમસ્યા, કોયડો. (૨) (લા.) સમઝમાં ન આવે તેવો વિષય

**પહેલું** (પેઃલું) વિ. [સં. પ્રથ દ્વારા પ્રા. पहिल्ल-अ-] પ્રથમ, આદિમ, આરંભનું, 'ઓરિજિનલ,' 'ફર્સ્ટ.' (૨) ખૂલતી વેળાનું, 'અપ-સેટ.' [-લા ખોળાનું (રૂ.પ્ર.) સૌથી પ્રથમ જન્મેલું. (૨) બહુ લાડકું. -લા નંબરનું (નમ્બરનું) (રૂ.પ્ર) શ્રેષ્ઠ પંક્તિનું, સૌ આગળ પડતું]

**પહેલે-થી** (પેઃલેથી) ક્રિ.વિ. [+ગુ. 'એ' સા.વિ, પ્ર + 'થી' પાં. વિ. નો અનુગ] શરૂઆતથી, આરંભથી, અગાઉથી

**પહેવી** (પેઃવી) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**પહો** (પોઃ) સ્ત્રી. [સં. प्रभा > પ્રા. पहा દ્વારા] પરોઢિયાનો પ્રકાશ. (૨) પરોઢિયું, મળસકું. [૦ ફાટવી (રૂ.પ્ર.) મળસકું થવું]

**પહોકાડવું, પહોકાવું** (પોઃકા-) જુઓ 'પહોચવું'માં.

**પહોચ** (પોઃચ્ય) જુઓ 'પહોંચ.'

**પહોચ-બુક** (પોઃચ્ય-) જુઓ 'પહોંચ-બુક.'

**પહોચવું** (પોઃચવું) જુઓ 'પહોંચવું.' **પહોચાવું** (પોઃચાવું) ભાવે., ક્રિ. **પહોચા(-કા)ડવું** (પોઃચા(-કા)ડવું) પ્રે., સ.ક્રિ.

**પહોચા(-કા)ડવું, પહોચા(-કા)વું** (પોઃચા(-કા)) જુઓ 'પહોચવું' -'પહોંચવું'માં.

**પહોચેલ,-લું** (પોઃચેલ,-લું) જુઓ 'પહોંચેલ,-લું.'

**પહોતવું** (પોઃતવું) અ.ક્રિ [સં. प्र-सृत > पहुत्त, ભૂ.કૃ., ના. ધા.] જુઓ 'પહોચવું.' (જૂ. ગુ. અને ગ્રા.) **પહોતાવું** (પોઃતાવું) ભાવે., ક્રિ. **પહોતાડવું** (પોઃતાડવું) પ્રે.,સ.ક્રિ.

**પહોતાડવું, પહોતાવું** (પોઃતા-) જુઓ 'પહોતવું'માં.

**પહોતેલ, -લું** (પોઃતેલ, -લું) વિ. [જુઓ 'પહોતવું' + ગુ. 'એલ, -લું' બી.ભૂ.કૃ.] જુઓ 'પહોચેલ.'

**પહોપ-કચ્છી** (પોઃપ-) વિ. પું. [સં. पुष्प > જૂ.ગુ. 'પુહુપ'- 'પોહોપ' + સં. कच्छी પું.] (લા.) લાલ રંગના શરીર ઉપર ધોળા રંગનાં ટપકાંવાળો ઘોડો

**પહોર** (પોઃર) પું. [સં. प्रहर > પ્રા. पहर > જૂ.ગુ. પોહોર.'] સાડા સાત ઘડી અર્થાત્ ત્રણ કલાકનો સમય. [૦ વીતવો (રૂ.પ્ર.) લાંબો સમય પસાર થઈ જવો. **ટાઢા પહોરની હાંકવી** (-પોઃરની-) (રૂ.પ્ર.) ગપ મારવી. **ટાઢા પહોરનું** (-પોઃરનું) (રૂ.પ્ર.) હડહડતું જૂઠાણું, તદ્દન ગપ]

**પહોરો**[1] (પોઃરો) પું. [જુઓ 'પહોર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) વિસામો, થાક, વિશ્રામ. [૦ ખાવો (રૂ.પ્ર.) થાક ઉતારવા બેસવું, વિસામો લેવો]

**પહોરો**[2] (પોઃરો) જુઓ 'પહેરો.' (પરંતુ આ રૂઢ નથી.)

**પહોળ-ખૂણ** (પોઃળ-) પું. [જુઓ 'પહોળું +'ખૂણ.'] ૯૦ અંશ કરતાં વધુનો ખૂણો. (ગ.). (૨) વિ. ૯૦ અંશ કરતાં વધુ અંશવાળું. (ગ.)

**પહોળ-પણ** (પોઃળ-) ન. [જુઓ 'પહોળું' + ગુ. 'પણ' ત. પ્ર.], **પહોળાઈ** (પોઃળાઇ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર] પહોળાપણું, વિસ્તાર, પનો, પટ, ચોડાઈ, પગતાણ

**પહોળાવવું** (પોઃળાવવું) જુઓ 'પહોળાવું'માં.

**પહોળાવું** (પોઃળાવું) અ.ક્રિ. [જુઓ 'પહોળું'–ના.ધા.] પહોળું થવું. **પહોળાવવું** (પોઃળાવવું) પ્રે., સ.ક્રિ.

**પહોળાશ** (પોઃળાશ્ય) સ્ત્રી. [જુઓ 'પહોળું' + ગુ. 'આશ' ત.પ્ર.] જુઓ 'પહોળ-પણ.'

**પહોળિયું** (પોઃળિયું) ન. [જુઓ 'પહોળું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) કલદાર રૂપિયો

**પહોળું** (પોઃળું) વિ. [સં. पृथुलक > પ્રા. पुहुलअ > જૂ.ગુ. 'પોહોલઅ'] આડે પને વિસ્તારવાળું, ચોડું, વિસ્તૃત, પટ-વાળું, સાંકડું નહિ તેવું, પનાદાર. આડું પથરાયેલું. [**-ળા થઈને ફરવું** (પોઃળા-) (રૂ.પ્ર.) કુલણજી થઈને ફરવું. **૦ કરવું** (રૂ.પ્ર.) પાથરવું. (૨) ખોલવું, ઉઘાડવું. **૦ થઈ જવું** (રૂ.પ્ર.) પાયમાલ થઈ જવું. **૦ થવું** (રૂ.પ્ર.) સૂવા પડવું. (૨) પરિસાવું. (૩) વધુ પડતું ઉદાર થવું. **-ળે હાથે** (રૂ.પ્ર.) ઉદારતાથી. (૨) ઉડાઉપણે]

**પહોં(-હો)ચ** (પોંઃ(પોઃ)ચ્ય) સ્ત્રી. [જુઓ 'પહોંચવું.'] પહોંચવું એ. (૨) મળ્યાનો સ્વીકાર, રસીદ, 'રિસીટ,' 'એક્નોલેજમેન્ટ.' (૩) (લા.) શક્તિ, તાકાત, સામર્થ્ય, ગજું. (૪) બુદ્ધિ, અક્કલ, સમઝ-શક્તિ. [**૦ કાઢવી** (રૂ.પ્ર.) મળ્યાની પાવતી આપવી. **૦ લખવી** (રૂ.પ્ર.) પત્રાદિ પહોંચ્યાનો સ્વીકાર પત્રથી જણાવવો. **૦ હોવી** (રૂ.પ્ર.) ગજું હોવું, તાકાત હોવી]　　　　[ચોપડી, રસીદ-બુક

**પહોં(-હો)ચ-બુક** (-પોંઃ(-પોઃ)ચ્ય-) સ્ત્રી. [+ અં.] પાવતીની

**પહોં(-હો)ચવું** (પોંઃ(-પો)ચવું) અ.ક્રિ. [સં. प्र-भूत > પ્રા. पहुच्च, ભૂ.કૃ., —ના.ધા.] (ધારેલે) ઠેકાણે જવું, પૂગવું, પાસે જઈ લાગવું—પાસે આવી લાગવું. (૨) વખતસર થઈ જવું. (૩) (લા.) પૂરા પડવું, બરાબર ઊતરવું. [**પહોં(-હો)ચી જવું** (પોંઃ(પોઃ)ચી-) (રૂ.પ્ર.) જઈ પહોંચવું. (૨) મરણ પામવું. (પુષ્ટિ.). **પહોં(-હો)ચી વળવું** (પોઃ(પોઃ)ચી-) (રૂ.પ્ર.) કાર્ય બરોબર પાર ઉતારવું. (૨) ટક્કર ઝીલવી, ઘર કઘર પાર ઊતરવું] **પહોં(-હો)ચાવું** (પોંઃ(પોઃ)ચાવું) ભાવે.,ક્રિ. **પહોં(હો)ચાડવું** (પોંઃ(પોઃ)ચાડવું) પ્રે.,સ.ક્રિ.

**પહોં(-હો)ચાડવું, પહોં(-હો)ચાવું** (પોંઃ(-પોઃ)ચા-) જુઓ 'પહોં(-હો)ચવું'માં.

**પહોંચી** (પોઃચી) સ્ત્રી. [જુઓ 'પહોંચો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] (લા.) હાથના પહોંચા ઉપર પહેરવાનું એક ઘરેણું

**પહોંચું** (પોંઃચું) ન. [જુઓ 'પહોંચો.'] જુઓ 'પહોંચો.'

**પહોં(-હો)ચેલ, -લું** (પોંઃ(-પોઃ)ચેલ,-લું) વિ. [જુઓ 'પહોં(-હો)ચવું' + ગુ. 'એલ,-લું' બી.ભૂ.કૃ.] (લા.) કાબેલ, કોઈથી ન છેતરાય તેવું. [**-લ બુટ્ટી** (રૂ.પ્ર.) ભારે પાકું માણસ, ખૂબ કાબેલ]

**પહોંચો** (પોંઃચો) પું. [મરા., હિં. पहुँचा] હાથનું કાંડું

**પહ્લવ** પું. [સં.,ફા.] ઇરાનનું પ્રાચીન એક નામ

**પહ્લવી** સ્ત્રી. [ફા.] જુઓ 'પહેલવી.'

**પળ** સ્ત્રી. [સં. पल ન.] ઘડીનો ૬૦મો ભાગ, ૨૪ સેકંડનો સમય, ક્ષણ

**પળકવું** અ.ક્રિ. [રવા.] ખાવાની લાલચથી મોંમાં પાણી છૂટવું. (૨) ખાવાની આશાએ આવવું, ટળકવું. (૩) લાભ મેળવવાની આદત હોવી. **પળકાવું** ભાવે.,ક્રિ. **પળકાવવું** પ્રે.,સ.ક્રિ.

**પળકાવવું, પળકાવું** જુઓ 'પળકવું'માં.

**પળકો**[1] પું. [જુઓ 'પલકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'પલકો'-'પલ-કાર.'

**પળકો**[2] પું. ભરડકું

**પળત**[1] (-ત્ય) સ્ત્રી. [જુઓ 'પળવું[2]' + ગુ. 'અત' કૃ.પ્ર.] પરોપજીવી વસવાયાં ચારણ ભાટ બ્રાહ્મણ વગેરેને અપાતી જમીન પગાર વગેરે. (૨) કર-મુક્તિ

**પળત**[2] વિ. [જુઓ 'પળવું' + ગુ. 'અત' કૃ.પ્ર.] વેરો કે વેઠ આપવી ન પડતી હોય તેવું, પળાતું

**પળતિયું** વિ. [જુઓ 'પળત[2]' + ગુ 'ઇયું' ત.પ્ર.] પળત જમીન ભોગવનારું

**પળ-ભર-માં** ક્રિ.વિ. [જુઓ 'પળ' + ભરવું' + ગુ. 'માં' સા.વિ.નો અનુગ.] એક પળમાં. (૨) (લા.) થોડી વારમાં

**પળ-માત્ર** ક્રિ.વિ. [સં. पल-मात्र] પળ માટે, ક્ષણ માટે. (૨) (લા.) થોડી વાર માટે　　　　[ઘડીક માત્ર

**પળ-વાર** ક્રિ.વિ. સં. पल+'વાર'] ક્ષણવાર. (૨) જરાવાર,

**પળવું**[1] અ. ક્રિ. [સં. पल् > પ્રા. पल-] (પગે ચાલતું) જવું. **પળાવું**[1] ભાવે., ક્રિ. **પળાવવું**[1] પ્રે., સ. ક્રિ.

**પળવું**[2] અ. ક્રિ. [જુઓ 'પાળવું;' આ ગુ. ક્રિયામૂળ ઉપરથી 'પળાવું' કર્મણિ, સાથોસાથ નવું રૂપ 'પળવું' ઊભું થયું છે.] પાલન થવું, પળાવું. 'પાળવું'નું કર્મણિ. 'પળાવું'[2] ને 'પળવું'નું એ ભાવે., 'પળાવવું'[2] પ્રે., બંનેનું સમાન

**પળશી(-સી)** સ્ત્રી. [દે. પ્રા. पलसु 'સેવા-પૂજા-ભક્તિ' દ્વારા] (લા.) ખુશામત

**પળા**[1] સ્ત્રી. [જુઓ 'પળાવું.'] સેવા-ચાકરી, ખિદમતગારી. (૨) પાળવાં પડે તેવાં ઘરડાં બાળક વગેરે

**પળા**[2] સ્ત્રી. સાથિયાની આડી ઊભી લીટીઓના વાળેલા છેડા　　　　[દુઃખ, આપત્તિ, આફત

**પળા**[3] સ્ત્રી. બળતરા. (૨) કંટાળો આવે તેવું કામ. (૩)

**પળાવવું,**[1] **પળાવું**[1] જુઓ 'પળવું[1]'માં.

**પળાવવું,**[2] **પળાવું**[2] જુઓ 'પળવું[2]'-'પાળવું'માં.

**પળોટાવવું, પળોટાવું** જુઓ 'પળોટવું.'-'પલોટવું'માં.

**પળાં(-ળો, -ળોં)ઠિયો** જુઓ 'પલાંઠિયો.'

**પળાં(-ળો, -ળોં)ઠી** (-ળોં-) જુઓ 'પલાંઠી.'

**પળાં(-ળો, -ળોં)ઠી-તર** (-ળોં-) (રય) જુઓ 'પલાંઠી-તર.'

**પળાંતર** (પળાન્તર) સ્ત્રી. [સં. पल + अन्तर, ન.] બીજી પળ. (૨) ક્રિ. વિ. પળે પળે, વારંવાર, ક્ષણે ક્ષણે, પ્રતિ પળ, પ્રતિ-ક્ષણ

**પળાંતરો** પું. [+ ગુ. 'ઓ' ત. પ્ર., ઉચ્ચારણ અનુનાસિક થઈ ચૂકયું છે.] એક પછીનું બીજું હોવાપણું, જુદાઈ, નોખાપણું, અંતર

**પળાંશી(-સી)** સ્ત્રી. નદી-કિનારે ઊગતો એક છોડ

**પળાંસવું** સ. ક્રિ. તળાંસવું, ચંપી કરવી, ચાંપવું, દાબવું. (૨) (લા.) ખુશામત કરવી. **પળાંસાવું** કર્મણિ., ક્રિ. **પળાંસાવવું** પ્રે., સ. ક્રિ.

**પળાંસાવવું, પળાંસાવું** જુઓ 'પળાંસવું'માં.

**પળિય(-યે)લ** વિ. [જુઓ 'પળિયું' + ગુ. 'અ(-એ)લ' ત.પ્ર.]

માથે પળિયાં થઈ ગયાં હોય તેવું, પળિયાંવાળું, ઘરડું
**પળિયું** ન. [સં. पलितक- > પ્રા. पलियअ-] ઘડપણનો ધોળો થઈ ગયેલો વાળ. [-યાં આવવાં (રૂ. પ્ર.) ઘડપણ શરૂ થવું]
**પળિયેલ** જુઓ 'પળિયલ.'
**પળિયો** પું. એ નામનું એક પુષ્ટિ-કારક ઘાસ
**પળી**[1] સ્ત્રી. [સં. पलिता > પ્રા. पलिआ] જુઓ 'પળિયું.'
**પળી**[2] સ્ત્રી. [સં.માં पल ન. 'પ્રવાહીના ચોક્કસ માપ' માટે પણ છે એનો આ વિકાસ સં. पलिका > પ્રા. पलिआ પ્રકારનો શક્ય.] અઢી તોલા પ્રવાહી સમાય તેટલું માપ. (૨) એટલું માપ ભરવાનું સાધન, મોઢું પાવળું (ઘી તેલ વગેરે કાઢવા વપરાય છે.)
**પળેપળ** સ્ત્રી. [જુઓ 'પળ,'-દ્વિર્ભાવ. વચ્ચે ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] દરેક પળ, દરેક ક્ષણ [કડછો, ડોયો
**પળો** પું. [સં. पलक- > પ્રા. पलअ-] મોટી પળી. (૨)
**પળોઈયું** ન. જુવાર બાજરી વગેરેના સાંઠા વાઢી લીધા પછી થડિયામાંથી નીકળતો તે તે નવો ફણગો
**પળોજણ** (-ણ્ય) સ્ત્રી. ઉપાધિ-રૂપ થઈ પડે તેવાંની સેવા કે સંભાળની જવાબદારી કે ગળે-બંધણી. (૨) સેવા-ચાકરી, બરદાસ
**પળોટ** (-ટ્ય) જુઓ 'પલોટ.'
**પળોટવું** જુઓ 'પલોટવું.' પળોટાવું કર્મણિ., ક્રિ. પળોટાવવું પ્રે., સ. ક્રિ.
**પળોટાવવું, પળોટાવું** જુઓ 'પળોટવું'માં.
**પળો(-ળાં)ઠિયો** (-ળાં) જુઓ 'પળાંઠિયો.'
**પળો(-ળાં)ઠી** (-ળાં-) જુઓ 'પળાંઠી.'
**પળો(-ળાં)ઠી-તર** (-ળાં-) (-ર્ય) જુઓ 'પળાંઠી-તર.'
**પળો(-ળાં)ઠો** (-ળાં-) જુઓ 'પલાંઠો.'
**પંક** (પઙ્ક) પું. [સં.] કાદવ, કીચડ, ગારો [સરસિજ
**પંક-જ** (પઙ્કજ) ન. [સં.] કમળ, પદ્મ, અંબુજ, અંભોજ,
**પંકજ-ચક્ષ, -ક્ષુ** (પઙ્કજ-) વિ. [સં. पङ्कज-चक्षुः પહેલો અર્વા. તદ્ભવ.] કમળના જેવી આંખોવાળું
**પંક-ભૂમિ** (પઙ્ક-) સ્ત્રી. [સં.] કાદવવાળી જમીન, 'બોગ'
**પંક-મય** (પઙ્ક-) વિ. [સં.] કાદવવાળું, કીચડવાળું
**પંકાઉ** (પઙ્કાઉ) વિ. [જુઓ 'પંકાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] પંકાતું, પ્રખ્યાત, પ્રસિદ્ધ, નામી, સુ-વિખ્યાત
**પંકાવવું, પંકાવાવું** (પઙ્ક-) જુઓ 'પંકાવું'માં.
**પંકાવું**, (પઙ્કાવું) અ. ક્રિ. પ્રખ્યાત થવું, સુ-વિખ્યાત થવું, નામી તરીકે પ્રસિદ્ધ થવું, સારી રીતે વખણાવું-**પંકાવાવું** (પઙ્કાવાવું) ભાવે., ક્રિ. **પંકાવવું** (પઙ્કાવવું) પ્રે., સ. ક્રિ.
**પંકિત, -લ** (પઙ્કિત,-લ) વિ. [સં.] જુઓ 'પંક-મય.'
**પંકિલ-તા** (પઙ્કિલ-) સ્ત્રી. [સં.] કાદવવાળું હોવાપણું
**પંક્ચર** (પઙ્ક્ચર) ૧. [અં.] કાણું, છેદ, છિદ્ર
**પંક્ચ્યુઅલ** (પઙ્ક્ચ્યુઅલ) વિ. [અં.] નિયમિત-વખતસરનું આવનારું [આવવાપણું', વખતસર હોવાપણું
**પંક્ચ્યુઆ(-એ)લિટી** (પઙ્ક્ચ્યુ-) સ્ત્રી. [અં.] નિયમિત
**પંક્તિ** (પઙ્ક્તિ) સ્ત્રી. [સં.] ઓળ, હાર, પંગત, શ્રેણી. (૨) લીટી, રેખા. [૦ આપવી (રૂ. પ્ર.) એક પંગતે જમવાનો હક્ક આપવો. ૦માં આવવું (રૂ. પ્ર.) ગણતરીમાં લેખાવું. ૦માં બેસાડવું (-બેસાડવું), ૦માં લેવું (રૂ. પ્ર.) નાતમાં સામેલ કરવું]
**પંક્તિ-ચર** (પઙ્ક્તિ-) ન. [સં.] શિયાળામાં આકાશમાં ઊડતી પક્ષીની જાત, કુંજડી. [(૨) નાતમાં પવિત્ર ગણેલું
**પંક્તિ-પાવન** (પઙ્ક્તિ-) વિ. [સં.] નાતને પવિત્ર કરનારું
**પંક્તિ-બહાર** (પઙ્ક્તિ-બા:રય) ક્રિ. વિ. [+ જુઓ 'બહાર.[1]'],
**પંક્તિ-બાહ્ય** (પઙ્ક્તિ-) ક્રિ. વિ. [સં.] નાત-બહાર
**પંક્તિ-ભેદ** (પઙ્ક્તિ-) પું. [સં.] સાથે હારમાં બેસી ન જમાડવું એ. (૨) ઓછું-વત્તું પીરસવું એ
**પંક્તિ-ભોજન** (પઙ્ક્તિ-) ન. [સં.] સાથે હારમાં બેસીને જમવું એ, સ્વજ્ઞાતીય ભોજન
**પંખ** (પઙ્ખ) ન. [જુઓ 'પંખી,'[3]-ટૂંકું રૂપ.] પક્ષી. (પદ્યમાં.)
**પંખડી** (પઙ્ખડી) વિ. [જુઓ 'પાંખું' + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] પાંખના જેવું દૂબળું પાતળું
**પંખણી** (પંખ્યણી) સ્ત્રી. [સં. पक्षिणी > પ્રા. पंखिणी] પંખીની માદા, પક્ષિણી, પંખિણી
**પંખ-વા** પું. [સં. पक्ष-वात- > પ્રા. पंख-वा] પક્ષાઘાત, લકવો
**પંખા**[1] (પઙ્ખા) સ્ત્રી. [સં. पक्ष > પ્રા. पक्ख પું. નું સ્ત્રી.] પાંખ. (૨) ફટકા સાળમાં છેડાના ભાગ ઉપરની લાકડાની બે માંહેની પ્રત્યેક પટ્ટી
**પંખા**[2] ન. [જુઓ 'પંખ.'] (લા.) કબૂતરની એક જાત
**પંખા-કલ(-ળ)** (પઙ્ખા-) સ્ત્રી. [જુઓ પંખો' + 'કલ(-ળ).'] વીજળીના પંખાની સ્વિચ
**પંખા-પોશ** (પઙ્ખા-) પું. [જુઓ 'પંખો' + ફા.] પંખા ઉપરનો ગલેફ [આકારની લૂગડાંની બાંય
**પંખા-બાંય** (પઙ્ખા-) સ્ત્રી. [જુઓ 'પંખો' + 'બાંય.'] પંખાના
**પંખાસણ, -ન** (પઙ્ખા-) ન. [જુઓ 'પંખો' + સં. आसन > પ્રા. आसण] પંખાના ઘાટની બેઠક
**પંખાળ** વિ. [જુઓ 'પંખ' + ગુ. 'આળ.' ઉચ્ચા. અનુનાસિક.] પાંખવાળું. (૨) (લા.) ઝડપથી દોડનારું
**પંખાળિયો** વિ., પું. [જુઓ 'પંખાળ.' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પક્ષીની ગતિએ તીરની માફક જનારી ઘોડાની એક જાત
**પંખાળી** સ્ત્રી. [જુઓ 'પંખાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) એક જાતની પંખાળા ઘોડાની જાતની ઘોડી. (૨) ત્રણ પાંખવાળી ડાંગરની ખાસ અમદાવાદ જિલ્લામાં થતી એક ઊંચી જાત
**પંખાળું** વિ. [જુઓ 'પંખ' + ગુ. 'આળું' ત.પ્ર.; ઉચ્ચા. અનુનાસિક.] પાંખવાળું. (૨) (લા.) બહુ ઝડપથી દોડનારું
**પંખિણી** (પઙ્ખિણી) સ્ત્રી. [સં. पक्षिणी > પ્રા. पंखिणी, તત્સમ] જુઓ 'પંખણી.'
**પંખી** (પઙ્ખી) ન. [સં. पक्षी > પ્રા. पंखी, પું.] પગથી જમીન ઉપર ચાલે અને પાંખથી આકાશમાં ઊડે તેવું પ્રાણી, પક્ષી, ખગ, વિહગ, વિહંગ, વિહંગમ. [૦નો માળો (રૂ.પ્ર.) કામચલાઉ રહેઠાણ. ૦નો મેળો (રૂ.પ્ર.) અમુક સમયપૂરતાં જ માણસ મળ્યાં હોય તેવો સમાગમ (ટ્રેનમાં જાણીતો)]
**પંખી-ઘર** (પઙ્ખી-) ન. [+ જુઓ-'ઘર' આ પ્રા. તત્સમ.] પક્ષિ-ગૃહ, ચીડિયા-ખાનું ['પંખી'- પક્ષિ-સામાન્ય.'
**પંખીડું** (પઙ્ખી-) ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**પંખેરવું** સ.ક્રિ. પીંખવું. **પંખેરાવું** કર્મણિ., ક્રિ. **પંખેરાવવું** પ્રે.,સ.ક્રિ. ['પંખીડું.'

**પંખેરુ, -રું** (પઙ્ખેરુ, -રું) ન. [જુઓ 'પંખી' દ્વારા] જુઓ

**પંખો** (પઙ્ખો) પું. [સં. पक्षक > પ્રા. पक्खअ-] (પાંખના આકારનો હોઈ) વીંજણો, 'ફૅન.' (૨) પાણી કાપવા માટે આગબોટ લૉંચ વગેરેમાંનો પંખાની જેમ ફર્યા કરતો ભાગ, 'પ્રોપેલર.' (૩) યંત્ર ચલાવવાનું પંખા જેવું તે તે સાધન. (૪) મોટર સાઇકલ વગેરેમાં પૈડાંનું ઢાંકણ, 'મડ-ગાર્ડ.' [૦ કરવો, ૦ ના(-નાં)ખવો (રૂ.પ્ર.) પંખાથી પવન કરવો. ૦ ખાવો (રૂ.પ્ર.) પંખાથી પોતાને શરીર હવા નાખવી]

**પંગત** (પઙ્ગ્ત્ય) સ્ત્રી. [સં. पङ्क्ति, અર્વા. તદ્ભવ] ભોજન કરવા બેસનારાંઓની હાર. [૦ ઊઠવી (રૂ.પ્ર.) જમીને વીખરાઈ જવું. ૦થી બહાર (-બા:રય) (રૂ.પ્ર.) નાત-બહાર. ૦ પડવી (રૂ. પ્ર.) હાર-બંધ જમવા બેસવું. ૦ બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) હારબંધ બેસી ભોજન કરતા રહેવું]

**પંગત-બહાર** (પઙ્ગ્ત્ય-બા:રય) ક્રિ.વિ. [+જુઓ 'બહાર.[૨]'] જુઓ 'પંક્તિ-બહાર.'

**પંગતી** સ્ત્રી. [સં. पङ्क्ति, અર્વા. તદ્ભવ] જુઓ 'પંગત.'

**પંગારો** પું. એ નામનું એક વૃક્ષ

**પંગી[1]** (પઙ્ગી-) સ્ત્રી. કીર્તિ [જીવડું

**પંગી[2]** (પઙ્ગી) સ્ત્રી. ખેતરમાં અનાજ ખાઈ જનારું એક

**પંગુ** (પઙ્ગુ) વિ. [સં.] લંગડું, લૂલું, પાંગળું

**પંગુ-તા** (પઙ્ગુ-તા) સ્ત્રી. [સં.] લંગડાપણું, પાંગળાપણું

**પંગુર** (પઙ્ગુર) વિ. [સં. पङ्गुल], **-લ** વિ. [સં.] જુઓ 'પંગુ.'

**પંગોરું** ન. ઘઉં-મેથીનું વડું—એક વાની

**પંચ[1]** (પઞ્ચ) વિ. [સં.] ચાર વત્તા એક મળી થતી સંખ્યા, પાંચ. (૨) (લા.) ન. કોઈ વાત કે મુકદ્દમાનો નિવેડો લાવવા બેસતી પાંચ માણસોની કે એનાથી વધારે યા ઓછા માણસોની મંડળી (એ એક માણસ પણ હોઈ શકે), 'ટ્રિબ્યુનલ.' (૩) લવાદ, 'આર્બિટ્રેટર.' (૪) નિર્ણાયક મધ્યસ્થ, 'અમ્પાયર,' 'રેફરી.' [૦ નીમવું (રૂ.પ્ર.) લવાદની નિમણૂક કરવી. ૦ બેસવું (-બેસવું), ૦ ભરાવું, ૦ મળવું (રૂ.પ્ર.) જુબાની લેવા પંચે ગામગીરી કરવી. ૦ બોલાવવું, ૦ ભરવું, ૦ મેળવું (રૂ.પ્ર.) પંચના સભ્યોને લવાદી માટે એકઠા કરવા]

**પંચ[2]** (પઞ્ચ) ન. [અં.] કાણાં પાડવાનું યંત્ર, 'પંચિંગ મશીન.' (૨) છાપ પાડવાનું યંત્ર

**પંચ-ઈંટાળી** સ્ત્રી. [+ જુઓ 'ઈંટાળું' + ગુ. 'ઈ' ત. પ્ર.] અપરાધીને બાંધી ઈંટાળાં અને પથરા મારવાની સજા

**પંચક** (પઞ્ચક) ન. [સં.], **૦કું** ન. [+ ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] પાંચનો સમૂહ. (૨) ઢનિયા ધનિષ્ઠા નક્ષત્રથી પાંચ નક્ષત્રોનો અશુભ સમય. (પંચાંગ.). [૦ બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) ઉપરાઉપર આફત આવવી, અશુભ સંયોગ ઊભા થવા]

**પંચ-કણકી** (પઞ્ચ-) સ્ત્રી. [+ જુઓ 'કણકી.'] જુદી જુદી જાતના અનાજનું મિશ્રણ. (૨) (લા.) વિ. મિશ્રિત

**પંચ-કલ** (પઞ્ચ-) વિ. [સં. पञ्च + कला, બ. વ્રી.] જેમાં પાંચ માત્રા છે તેવો ગણ. (પિંગળ.)

**પંચ-કલ્યાણક** (પઞ્ચ-) ન. [સં.] ચ્યવન જન્મ દીક્ષા કેવળીપણું અને અંતિમ મોક્ષ એ તીર્થંકરોની પાંચ સ્થિતિ. (જૈન.)

**પંચ-કલ્યાણી** (પઞ્ચ-) વિ.,પું. [સં.,પું.] ગમે તે રંગનો છતાં ચાર પગ (ઘૂંટણ સુધીના) અને કપાળ ધોળાં હોય તેવો ઘોડો

**પંચ-કામ** (પઞ્ચ-) ન. [અં. + જુઓ 'કામ.'] પંચિંગ કરવાનું —છિદ્ર પાડવાનું યાંત્રિક કામ

**પંચ-કાર** (પઞ્ચ) વિ.,ન. [સં.] (લા.) વણકરનું એ નામનું એક સાધન

**પંચ-કાવ્ય** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] સંસ્કૃત સાહિત્ય ભણનારાઓને ભણવા-વાંચવાનાં કુમારસંભવ રઘુવંશ કિરાતાર્જુનીય શિશુપાલવધ અને નૈષધીયચરિત એ પાંચ સંસ્કૃત કાવ્ય

**પંચ-કુલ(-ળ)** (પઞ્ચ-) ન. [સં.] રાજ્યના પ્રજાકીય વ્યવહાર માટેના જિલ્લા કે તાલુકાના વડા મથકના પાંચ અધિકારીઓનો સમૂહ, પંચોળી

**પંચ-કેશ** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] શરીરનાં પાંચ અંગોમાંના વાળ. [૦ રાખવા (રૂ.પ્ર.) હજામત ન કરાવવી (એક વ્રત છે.)]

**પંચકેશાળો** વિ., પું. [+ ગુ. 'આળું' ત.પ્ર.] પંચકેશ રાખ્યા હોય તેવો વ્રતી માણસ

**પંચ-કોણાકૃતિ** (પઞ્ચ-) સ્ત્રી. [+ સં. कोण + आ-कृति], પાંચ ખૂણાવાળો આકાર. (૨) વિ. પાંચ ખૂણિયું

**પંચકોણી** (પઞ્ચ-) વિ. [સં., પું.] પંચખૂણિયું

**પંચ-કોશ(-ષ)** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] અન્નમય પ્રાણમય મનોમય વિજ્ઞાનમય અને આનંદમય એ દેહમાં રહેલા પાંચ કોશ. (વેદાંત.)

**પંચકોશી** (પઞ્ચ-) સ્ત્રી. [સં. पञ्चक्रोशी, અર્વા. તદ્ભવ] કોઈ પણ એક મોટા તીર્થની આસપાસની પાંચ ગાઉની જમીન. (ભિન્ન ભિન્ન યાત્રાઓમાં આવી 'પંચકોશી' હોય છે.)

**પંચ-કોષ** (પઞ્ચ-) જુઓ 'પંચ-કોશ.'

**પંચકોસી** (પઞ્ચ-) વિ. [સં. + જુઓ 'કોસ' + ગુ. 'ઈ' ત. પ્ર.] જેના ઉપર પાંચ કોસ એકી સાથે ચાલી શકે તેવું (વાવ, મોટો કૂવો વગેરે)

**પંચ-ક્યાસ** (પઞ્ચ-) પું. [સં. + જુઓ 'ક્યાસ.'] કોઈ પણ ગુનાની સ્થળ ઉપર પંચની રૂબરૂ કરવામાં આવતી સ્થાનક-તપાસ

**પંચ-ખંડી** (પઞ્ચ-ખણ્ડી) વિ. [સં.,પું.] પાંચ ખંડો—ઓરડાઓવાળું

**પંચ-ગવ્ય** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] ગાયની દૂધ દહીં ઘી મૂત્ર અને છાણ એ પૂજનમાં ઉપયોગી પાંચ વસ્તુ

**પંચ-ગીત** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] ભાગવત પુરાણના દશમસ્કંધનાં વેણુગીત ગોપીગીત યુગલગીત ભ્રમરગીત અને મહિષીગીત એ પાંચ જાણીતાં સંસ્કૃત ગીત. (સંજ્ઞા.)

**પંચ-ગોરસ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] જુઓ 'પંચ-ગવ્ય.'

**પંચ-ગૌડ** (પઞ્ચ-) પું. [સં.] ગૌડ કાન્યકુબ્જ મૈથિલ સારસ્વત અને ઉત્કલ આ પાંચ પૂર્વદેશીય બ્રાહ્મણોનો વર્ગ. (સંજ્ઞા.)

**પંચ-ચામર** (પઞ્ચ-) પું. [સં.] વીસ અક્ષરનો એક ગણમેળ છંદ. (પિંગળ.)

**પંચ-તત્ત્વ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] આકાશ વાયુ તેજ પાણી અને પૃથ્વી એ ભૌતિક પાંચ દ્રવ્ય, પંચ મહાભૂત. (વેદાંત.)

**પંચ-તન્માત્રા** (પઞ્ચ-) સ્ત્રી., બ. વ. [સં.] શબ્દ સ્પર્શ રૂપ

રસ અને ગંધ એ અનુક્રમે આકાશ વાયુ તેજ પાણી અને પૃથ્વીના વિષય

**પંચતંત્રી** (પઞ્ચતન્ત્રી) સ્ત્રી. [સં] પાંચ તારવાળું એક તંતુ-વાદ્ય

**પંચતીર્થી** (પઞ્ચ-) સ્ત્રી. [સં.] નાનાં મોટાં નજીક નજીકનાં પાંચ તીર્થોનો સમૂહ (યાત્રા નિમિત્તે)

**પંચ-ત્વ** (પઞ્ચ-ત્વ) ન. [સં.] પાંચપણું, એકાત્મકનું પાંચ-રૂપે છૂટા થવાપણું. [૦ પામવું (રૂ.પ્ર.) મરણ પામવું (પાંચે તત્ત્વ છૂટાં પડી જતાં હોઈ)]

**પંચ-દશ** (પઞ્ચ-) વિ. [સં.] પાંચ વત્તા દસ, પંદર

**પંચ-દલ(-ળ)** (પઞ્ચ-) વિ. [સં.] પાંચ પાંખડીવાળું

**પંચ-દિવ્ય** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] સોનામહોર ફૂલ (પાંચ-વર્ણાં) અને વસ્ત્રોની વૃષ્ટિ તથા દેવદુંદુભિનો 'અહોદાન મહાદાન' એવો ધ્વનિ. (જૈન.)

**પંચ-દેવ** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] સૂર્ય રુદ્ર વિષ્ણુ ગણેશ અને દેવી એ પાંચ દિવ્ય તત્ત્વ [ઉપાસના-વિધિ

**પંચદેવોપાસના** (પઞ્ચ-) સ્ત્રી. [+ સં. उपासना] પંચદેવનો

**પંચ-દ્રવિડ** (પઞ્ચ-) પું. [સં.] વિંધ્ય પર્વતની દક્ષિણના મહારાષ્ટ્ર તેલંગ કર્ણાટક ગુર્જર અને દ્રવિડ આ પાંચ દક્ષિણ-પશ્ચિમ દેશના બ્રાહ્મણોનો વર્ગ. (સંજ્ઞા.)

**પંચ-ધા** (પઞ્ચધા) ક્રિ.વિ. [સં.] પાંચ રીતે, પાંચ પ્રકારે

**પંચ-ધાતુ** (પઞ્ચ-) સ્ત્રી.,બ.વ. [સં.,પું.] સોનું રૂપું તાંબું સીસું અને લોઢું [અને મગ એ પાંચ અનાજ

**પંચ-ધાન્ય** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] ચોખા જવ ઘઉં તલ

**પંચનદ** (પઞ્ચ-) પું. [સં.] પાંચ નદીઓનો પ્રદેશ—૧. પંજાબ અને ૨. કચ્છના રણની પૂર્વ-ઉત્તરનો લૂણી બનાસ સરસ્વતી વગેરે પાંચ નદીઓનો પ્રાચીન પ્રદેશ. (સંજ્ઞા.)

**પંચનામું** (પઞ્ચ-) ન. [સં. + જુઓ 'નામું.'] પંચ-કયાસ કરતી વખતે કરવામાં આવતું લખાણ, પંચ સમક્ષ કરેલી તપાસણીની નોંધ

**પંચપદી** (પઞ્ચ-) સ્ત્રી. [સં.] પાંચ પાંચ પદો(શબ્દો)નો સમૂહ. (૨) ગાઈ શકાય તેવાં પાંચ પદો-ભજનો-કીર્તનોનો સમૂહ [(જૈન.)

**પંચપરમેષ્ઠિ-મંત્ર** (પઞ્ચપરમેષ્ઠિ-મન્ત્ર) પું. [સં.] નવકારમંત્ર.

**પંચ-પરમેષ્ઠી** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સાધુ-સાધ્વી એ પુણ્યાત્માઓ. (જૈન.)

**પંચ-પર્વ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] અવિદ્યાનાં દેહાધ્યાસ ઇંદ્રિયાધ્યાસ અંતઃકરણાધ્યાસ પ્રાણાધ્યાસ અને સ્વરૂપ-વિસ્મૃતિ એ પાંચ સ્વરૂપ

**પંચ-પલ્લવ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.,પું.,ન.] પીપળો ઊમરો ખાખરો આંબો અને વડ એ પાંચ વૃક્ષોનાં કૂણાં પાંદડાં (પૂજનમાં ઉપયોગી)

**પંચપાઠી** (પઞ્ચ-) વિ. [સં.,પું.] મધ્યમાં મોટા અક્ષરે મૂળ ગ્રંથનો ભાગ અને ચારે બાજુના હાંસિયામાં ટીકા-ટિપ્પણ લખ્યાં હોય તેવું પત્રાકાર હસ્તલિખિત (ગ્રંથ-સાહિત્ય)

**પંચ-પાતક** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] બ્રહ્મહત્યા ચોરી મદ્યપાન ગુરુસ્ત્રીસંભોગ અને આ ચાર પાપ કરનાર સાથેનો સંબંધ—આ પાંચ પાપ

**પંચપાતકી** (પઞ્ચ-) વિ., [સં.,પું.] પંચપાતક કર્યાં હોય તેવું

**પંચપાત્ર** (પઞ્ચ-) ન. [સં.] (સંધ્યા કરવાનાં દ્વિજોનાં વાસણોમાં નળાકાર પ્યાલો-તરભાણું-આચમની-અરઘિયું-કળશો. એ પાંચ પાત્ર જોઇયે; એ પછી પેલા પ્યાલાને માટે માત્ર રૂઢ) નળાકાર પ્યાલો

**પંચ-પાપ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] ખાંડણી ઘંટી ચૂલો ઘડો અને સાવરણી એને કારણે થતાં પાંચ પાપ. (૨) જુઓ 'પંચ-પાતક.'

**પંચ-પિતા** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] પિતા ગુરુ ભય-ત્રાતા સસરો અને અન્નદાતા એ ધર્મદૃષ્ટિએ પાંચ પિતા કે વડીલ

**પંચપીરિયું** (પઞ્ચ-) વિ. [સં. + જુઓ 'પીર' + ગુ. 'ઇયું.' ત.પ્ર.] (લા.) કોઈ પણ એક ઇષ્ટમાં શ્રદ્ધા ન રાખતાં જ્યાં જાય ત્યાં અજ્ઞાનથી બધા ધર્મોને માને તેવું

**પંચ-પુષ્પ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] ચંપો આંબો ખીજડી કમળ અને કરેણ—એનાં ફૂલ (પૂજામાં ઉપયોગી)

**પંચ-પ્રાણ** (પઞ્ચ-) પું., બ.વ. [સં.] પ્રાણ અપાન વ્યાન ઉદાન અને સમાન એ દેહમાંના પાંચ પ્રાણ

**પંચ-બાણ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.,પું.] અરવિંદ અશોક નવમલ્લિકા આંબા-મોર અને નીલોત્પલ એ વસંત ઋતુનાં પાંચ ફૂલ. (૨) પું. એ પાંચ જેનાં બાણ છે તેવો કામદેવ

**પંચ-ભદ્ર** (પઞ્ચ) વિ.,પું. [સં.] કાળજું મોં પીઠ પડખું અને કેડ આગળ ભમરી હોય તેવો ઘોડો (એ માંગલિક ગણાય છે.)

**પંચ-ભાગ** (પઞ્ચ-) પું. [સં.] પુરોહિત કે ગોરને યજમાનને ત્યાંથી દરરોજ દેવામાં આવતો લોટ ઘી ચોખા દાળ અને મીઠું—એ પાંચ ચાલ્લેનો સીધો

**પંચ-ભૂત** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] જુઓ 'પંચ-તત્ત્વ.'

**પંચભૂતાત્મક** (પઞ્ચ-) વિ. [સં. + आत्मन् + क] પાંચ તત્ત્વોનું બનેલું, ભૌતિક

**પંચમ** (પઞ્ચમ-) વિ. [સં.] પાંચની સંખ્યાએ પહોંચેલું, પાંચમું. (૨) હિંદુઓના ચાર વર્ણ ઉપરાંતની વનવાસી જાતિનું. (૩) પું. સંગીતના સાત સ્વરોમાંનો પાંચમો સ્વર (કોયલનો 'પંચમસ્વર' કહેવાય છે.). (૪) એક રાગ. (સંગીત.)

**પંચમ આરો** (પઞ્ચમ-) પું. [+ જુઓ 'આરો.'] (લા.) કલિ-યુગ. (જૈન.)

**પંચ મકાર** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] મદ્ય માંસ મત્સ્ય મુદ્રા અને મૈથુન—વામમાર્ગના અનુયાયીઓનાં ધર્મરૂપ ગણાતાં પાંચ

**પંચમ કાલ(-ળ)** (પઞ્ચમ-) પું. [સં.] જુઓ 'પંચમ-આરો.'

**પંચમ વેદ** (પઞ્ચમ-) પું. [સં.] (લા.) મહાભારત

**પંચમ-સંવાદી** (પઞ્ચમ-સંવાદી) વિ.,પું. [સં.] પંચમ સ્વર ઉપર ગાનાર ગાયક. (૨) પંચમ સ્વર સાથે મેળ ખાતો ષડ્જ સ્વર. (સંગીત.)

**પંચ મહાકાવ્ય** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] જુઓ 'પંચ-કાવ્ય.'

**પંચ મહાપાતક** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] જુઓ 'પંચ પાતક.'

**પંચ મહાભૂત** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] જુઓ 'પંચ-ભૂત.'

**પંચ મહાયજ્ઞ** (પઞ્ચ-) પું., બ.વ. [સં.] દ્વિજોએ નિત્ય કરવાનાં બ્રહ્મ-યજ્ઞ પિતૃ-તર્પણ દેવ-યજ્ઞ ભૂત-યજન અને અતિથિ-પૂજન એ પાંચ નિત્યકર્મ

**પંચ-મહાલ** (પઞ્ચ-મા:લ) પું. [સં. + જુઓ 'મહાલ.'] પાંચ તાલુકાઓનો બનેલો મહીકાંઠાનો ગુજરાતનો સમગ્ર પૂર્વપ્રદેશ (ગોધરા કાલોલ હાલોલ ઝાલોદ અને દાહોદ એ પાંચ તાલુકાઓનો જિલ્લો.) (સંજ્ઞા.)

**પંચ મહાવિષ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] સોમલ હરતાલ મનઃશિલા વછનાગ અને સર્પવિષ એ પાંચ કાતિલ ઝેર

**પંચ મહાવ્યાધિ** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] મસા ક્ષય કોઢ પ્રમેહ અને ઉન્માદ એ પાંચ ભયંકર રોગ

**પંચ મહાવ્રત** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] અહિંસા સત્ય-ભાષણ અ-સ્તેય બ્રહ્મચર્ય અને અ-પરિગ્રહ એ પાંચ મોટાં વ્રત (સાધુને માટેનાં). (જૈન.) [(સાધુ અને સાધ્વી)

**પંચમહાવ્રતિક** (પઞ્ચ-) વિ. [સં.] પાંચ મહાવ્રત કરનાર

**પંચ મહાશબ્દ** (પઞ્ચ-) પું., બ.વ. [સં.] શિંગી ખંજરી શંખ ભેરી અને જયઘંટા—આ પાંચ ઉત્તમ ગણાતાં વાદ્ય (માંગલિકતાની દૃષ્ટિએ)

**પંચ મહાસાગર** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] આટલાન્ટિક પ્રશાંત હિંદી ઉત્તર અને દક્ષિણ એ પાંચ મોટા સમુદ્ર

**પંચ-માર્ક** (પઞ્ચ-) પું. [અં.] જેના ઉપર જુદા જુદા શાસકોની ઉત્તરોત્તર નિશાની છાપી હોય તેવો ઈ.પૂ. બીજી સદી પહેલાંનો મોટે ભાગે ચાંદીનો ભારતીય તે તે સિક્કો

**પંચમાશિ(-સિ)યું** વિ.,ન. [સં. पञ्चमास + ગુ. 'ઇયું' ત.પ્ર.], **પંચમાશી(-સી)** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ગર્ભ રહે ત્યારથી પાંચ મહિના થાય ત્યારે કરવામાં આવતો મંગલ પ્રસંગ. [**પંચમાશી(-સી)ની છમાશી(-સી) કરવી** (પઞ્ચ-) અવળનું ચવળ કરવું, વિવાહની વરસી કરવી, સારાનું નરસું કરી નાખવું]

**પંચમાંશ** (પઞ્ચમાંશ) પું. [સં. पञ्चम + अंश] પાંચમો ભાગ

**પંચમી** (પઞ્ચમી) વિ.,સ્ત્રી. [સં.] પાંચમી (હરકોઈ વસ્તુ પ્રસંગ વગેરે). (૨) હિંદુ મહિનાના બેઉ પક્ષોની પાંચમી તિથિ. (સંજ્ઞા.) [મોઢાવાળું (મહાદેવ)

**પંચમુખ** (પઞ્ચ-) વિ. [સં.], **-ખી** વિ. [સં.,પું.] પાંચ

**પંચ-મુષ્ટિ** (પઞ્ચ-) સ્ત્રી. [સં.] કેશ ચૂંટી કાઢવાનો એક પ્રકાર. (જૈન.)

**પંચ યજ્ઞ** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] જુઓ 'પંચ મહાયજ્ઞ.'

**પંચર** (પઞ્ચર) જુઓ 'પંક્ચર.'

**પંચ રત્ન** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] સોનું મોતી હીરો માણેક અને નીલમ એ પાંચ કિંમતી પદાર્થ

**પંચરવ** (પઞ્ચરવ) વિ. [સં. पञ्च દ્વારા] પચરંગી

**પંચ રસ** (પઞ્ચ-) પું., બ.વ. [સં.] કડવો તીખો તૂરો ખાટો અને ગળ્યો એ પાંચ રસ

**પંચરસિયું** (પઞ્ચ-) વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પાંચે રસ જેમાં હોય તેવું. (૨) ભિન્ન ભિન્ન રસવાળું

**પંચ રંગ** (પઞ્ચ રઙ્ગ) પું.,બ.વ. [સં.] રાતો લીલો પીળો ધોળો અને કાળો એ પાંચ રંગ

**પંચરંગી** (પઞ્ચરઙ્ગી) વિ. [સં.,પું.] જુઓ 'પચરંગી.'

**પંચ-રાઉ** (પઞ્ચ--) વિ. [સં. पञ्च દ્વારા] ચાર પાંચ જાતના મિશ્રણવાળું, સેળભેળિયું

**પંચ-રાશિ** (પઞ્ચ-) સ્ત્રી. [સં.,પું.] બેવડી ત્રિરાશી. (ગ.)

**પંચલક્ષણી** (પઞ્ચ-) વિ. [સં.,પું.] પાંચ પ્રકારનાં લક્ષણવાળું. (૨) (લા.) સુલક્ષણી

**પંચ લવણ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] સૈંધવ સમુદ્ર-લવણ વડાગરું સંચળ અને બીડ-લવણ એ પાંચ પ્રકારનું મીઠું

**પંચ-વક્ત્ર** (પઞ્ચ- પું. [સં.] જુઓ 'પંચ-મુખ.'

**પંચવટી** (પઞ્ચ-) સ્ત્રી. [સં.] પાંચ વડલાઓનો સમૂહ. (૨) જ્યાં પાંચ વડલા આવ્યા હોય તેવું સ્થળ. (૩) (લા.) નાશિક(મહારાષ્ટ્ર)માંનું એ નામનું એક પ્રાચીન વન. (સંજ્ઞા.)

**પંચવદન** (પઞ્ચ-) વિ., પું. [સં.] જુઓ 'પંચમુખ.'

**પંચવર્ણ** (પઞ્ચ-) વિ. [સં.], **-ર્ણું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] પાંચ રંગોવાળું

**પંચ વર્તમાન** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.,(વિ.] નિષ્કામ નિર્લોભ નિઃસ્વાદ નિર્માન અને નિર્મોહ રહેવાનાં સાધુનાં પાંચ વ્રત. (જૈન.) (૨) માંસ મદિરા ચોરી વ્યભિચાર અને વટાળ એ પાંચના ત્યાગનું વ્રત. (જૈન.)

**પંચવર્ષીય** (પઞ્ચ-) વિ. [સં.] પાંચ વર્ષના સમયને લગતું

**પંચ-વાયકા** (પઞ્ચ-) સ્ત્રી. [સં. पञ्च + જુઓ 'વાયકા'] લોક-વાયકા, લોકોદ્ગાર

**પંચવાર્ષિક** (પઞ્ચ-) વિ. [સં.] દર પાંચ વર્ષે આવતું

**પંચવિધ** (પઞ્ચ-) વિ. [+ સં. विधा, બ.વ્રી.] પાંચ પ્રકારનું, પાંચ રીતનું, પાંચ તરેહનું [જૂ.ગુ.] પચીસ

**પંચ-વીશ(-સ)** (પઞ્ચ-) વિ. [સં. पञ्च + જુઓ 'વીસ;'

**પંચવેણિયું** (પઞ્ચ-) વિ. [સં. पञ्च + જુઓ 'વેણી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જે બારણાંની જોડને પાંચ વેણી હોય-તેવું

**પંચશતી** (પઞ્ચ-) સ્ત્રી. [સં.] પાંચસેં શ્લોક કે કડીઓનો સમૂહ. (૨) પાંચસો શ્લોકો કે કડીઓનો ગ્રંથ

**પંચ-શબ્દ** (પઞ્ચ-) પું.,બ.વ. [સં.] જુઓ 'પંચ મહાશબ્દ.'

**પંચશીલ** (પઞ્ચ-) ન.,બ.વ. [સં.] અહિંસા સત્ય અદત્તાદાન બ્રહ્મચર્ય અને અ-પરિગ્રહ એ સાધુના પાંચ સદાચાર. (જૈન.) (૨) ન. જગતમાં શાંતિ સ્થાપનાર પાંચ સિદ્ધાંત

**પંચ-શ્રુતિ, ૦ક** (પઞ્ચ-) વિ. [સં.] પાંચ શ્રુતિઓ-અક્ષરોવાળું, પંચસ્વરી. (વ્યા.)

**પંચ-સત્તા** (પઞ્ચ-) સ્ત્રી. [સં.] પંચનો અધિકાર

**પંચ સૂના** (પઞ્ચ-) સ્ત્રી. [સં.] જુઓ 'પંચ પાપ(૧).'

**પંચસ્વરી** (પઞ્ચ-) વિ. [સં.,પું.] પાંચ સ્વરોવાળું, પંચશ્રુતિક, પંચાક્ષરી

**પંચ-હત્થું(-થ્થું)** વિ. [સં. पञ्च + સં. हस्तक > પ્રા. °हत्थअ-] પાંચ જણાના હાથમાં ફરનારું, પાંચ જણની સત્તા નીચેનું. (૨) પાંચ હાથના માપનું [સાર્વજનિક

**પંચાઉ** (પઞ્ચાઉ) વિ. [સં. पञ्च + ગુ. 'આઉ' ત.પ્ર.] (લા.)

**પંચાક્ષર મંત્ર** (પઞ્ચાક્ષર મન્ત્ર) પું. [સં.] 'विष्णवे नमः' 'शिवाय नमः' પ્રકારનો પાંચ અક્ષરોનો તે તે જપ-મંત્ર

**પંચાક્ષર** (પઞ્ચાક્ષર) વિ. [સં. पञ्च + अक्षर], **-રી**[1] વિ. [સં.,પું.] પાંચ અક્ષરોનું બનેલું, પાંચ અક્ષરોવાળું, પંચશ્રુતિક

**પંચાક્ષરી**[2] (પઞ્ચાક્ષરી) સ્ત્રી. [સં.] પાંચ અક્ષરોનો સમૂહ

**પંચાગ્નિ** (પઞ્ચાગ્નિ) પું. [સં. पञ्च + अग्नि] ગાર્હપત્ય આહવનીય દક્ષિણ સભ્ય અને આવસથ્ય એમ પાંચ પ્રકારનો

અગ્નિ

**પંચાજીરી** (પઞ્ચાજીરી) સ્ત્રી. [સં. + જુઓ 'જીરું' + ગુ. 'ઈ' ત. પ્ર.] સૂંઠ ખસખસ અજમો કોપરું અને જીરાના ભૂકામાં ખાંડ મેળવી જન્માષ્ટમી જેવા ઉત્સવોમાં ઇષ્ટને ધરાતું નૈવેદ્ય, પંજરી

**પંચાણુ, -ણું** (પઞ્ચાણુ, -ણું) વિ. [સં. पञ्च-नवति > પ્રા. पंच-णउइ] નેવુ ને પાંચની સંખ્યાનું [પહોંચેલું

**પંચાણુ(-ણું)-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] પંચાણુની સંખ્યાએ

**પંચાત** (પઞ્ચાત્ય) સ્ત્રી. [સં. पञ्च દ્વારા, 'પાંચ માણસો વચ્ચેની વાતચીત'] નિવેડો લાવવા મળેલાંઓની ચર્ચા-વિચારણા. (૨) (લા.) નિરર્થક ચર્ચા, ઊહાપોહ, ભાંજ-ગડ, નકામી માથાકૂટ. [૦ કરવી (રૂ.પ્ર.) નકામી વાતચીત ડોળવી. (૨) નકામી સલાહ આપવી. **૦માં પડવું, ૦ વહોરવી** (-વો:રવી) (રૂ.પ્ર.) નકામી માથાકૂટને ડોળવામાં પડવું. **પેટની પંચાત** (-પઞ્ચાત્ય) (રૂ.પ્ર.) ખોરાક મેળવવો એ. **પેટની પંચાત હોવી** (-પઞ્ચાત્ય) (રૂ.પ્ર.) ખાવાનાં ફાંફાં હોવાં]

**પંચાત-ખોર** (પઞ્ચાત્ય-) વિ. [+ ફા. પ્રત્યય] પંચાત કરવાની ટેવવાળું, પંચાતિયું

**પંચાત-નામું** (પઞ્ચાત્ય-) ન. [+ જુઓ 'નામું.'] નિવેડો લાવવા એકઠા મળેલાંઓની ચર્ચા-વિચારણાઓની વિગતનું લખાણ ['પંચાત-ખોર.'

**પંચાતિયું** (પઞ્ચાતિયું) વિ. [+ ગુ. 'ઇયુ' ત.પ્ર.] જુઓ

**પંચાતી**[1] (પઞ્ચાતી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પંચાત(૨).' [ખોર.'

**પંચાતી**[2] (પઞ્ચાતી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'પંચાત-

**પંચાધ્યક્ષ** (પઞ્ચાધ્યક્ષ) પું. [સં. पञ्च + अध्यक्ष] નિમાયેલા પંચનો પ્રમુખ

**પંચાધ્યાયી**[1] (પઞ્ચાધ્યાયી) સ્ત્રી. [સં. पञ्च + अध्याय + ई] પાંચ અધ્યાયોનો સમૂહ (ભાગવત-પુરાણની 'રાસ-પંચાધ્યાયી)

**પંચાધ્યાયી**[2] (પઞ્ચાધ્યાયી) વિ. [સં. पञ्च + अध्यायी, પું.] પાંચ અધ્યાયવાળું (કોઈ પુસ્તક)

**પંચાનન** (પઞ્ચાનન) પું. [સં. पञ्च + आनन, પાંચ મોઢાંવાળું] સિંહ (ચાર પગ અને મોઢું—એ પાંચેનો શિકારમાં ઉપયોગ હોઈ). (૨) મહાદેવ શિવ રુદ્ર (પૌરાણિક માન્યતાએ એમનાં પાંચ મુખ.) ['પંચાગ્નિ.'

**પંચાનલ** (પઞ્ચાનલ) પું.,બ.વ. [સં. पञ्च + अनल] જુઓ

**પંચાપો** (પઞ્ચાપો) પું. હિંદુ હરિજન જાતિનો પુરુષ

**પંચામૃત** (પઞ્ચામૃત) ન. [સં. पञ्च + अमृत] દૂધ દહીં ઘી મધ અને ખાંડ-સાકરનું મિશ્રણ (પૂજનમાં અભિષેક માટે વપરાતું અને પછી પ્રસાદ તરીકે અપાતું)

**પંચામ્લ** (પઞ્ચામ્લ) ન.,બ.વ. [સં. पञ्च + अम्ल] આંબલી, બોર દાડમ અમ્લવેતસ અને બિજોરું એ પાંચ ખાટાં ફળ

**પંચાયણ** (પઞ્ચાયણ) પું. [સં. पाञ्चजन्य > પ્રા. पंचयन्न દ્વારા] શ્રીકૃષ્ણનો પાંચજન્ય નામનો શંખ. (જૂ.ગુ.)

**પંચાયત** (પઞ્ચાયત) સ્ત્રી. [જુઓ 'પંચાત,' એનું સંસ્કારેલું રૂપ માત્ર.] જિલ્લા તાલુકા ગામ વગેરે એકમનો દીવાની વહીવટ કરવાને લોકોમાંથી ચૂંટાઈ ને આવેલા સભ્યોનું મંડળ, પંચાત કરનારી સભા

**પંચાયતન** (પઞ્ચાયતન) ન. [સં. पञ्च + आ-यतन] જુઓ 'પંચ-દેવ.' (૨) એવા અન્ય પાંચ દેવોનો સમૂહ : 'શિવ-પંચાયતન' (શિવ પાર્વતી કાર્તિકેય ગણેશ અને નંદી), રામ-પંચાયતન' (રામ લક્ષ્મણ સીતા અને વિભીષણ) વગેરે

**પંચાયતી** (પઞ્ચાયતી) વિ. [જુઓ 'પંચાયત' + ગુ. 'ઈ.' ત.પ્ર.] પંચાયતને લગતું

**પંચાયુધ** (પઞ્ચાયુધ) પું. [સં.] જુઓ 'પંચ-બાણ.'

**પંચાલ**[1](-ળ) (પઞ્ચાલ, -ળ) પું. [સં.] પ્રાચીન ભારતવર્ષનો હિમાલય અને ચંબલ નદી વચ્ચેનો એક પ્રદેશ. (સંજ્ઞા.) (૨) સૌરાષ્ટ્રમાં ચોટીલા અને મહાવા ડુંગરોની આસપાસનો વર્તમાન પ્રદેશ. (સંજ્ઞા.)

**પંચાલ**[2](-ળ) (પઞ્ચાલ, -ળ) પું. ઉત્તર ગુજરાતમાં સોના-ચાંદીનું કામ કરનારી એક હિંદુ લુહાર જાતિ અને એનો પુરુષ (આ કોમ જનોઈ પહેરે છે.) (સંજ્ઞા.)

**પંચાવન** (પઞ્ચાવન) વિ. [સં. पञ्चाशत् (=પચાસ)નો દે.પ્રા. बावन्न પર્યાય; એની પૂર્વે एक વગેરે આવતાં] પચાસ અને પાંચની સંખ્યાનું [સંખ્યાએ પહોંચેલું

**પંચાવન-મું** (પઞ્ચાવન-) વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] પંચાવનની

**પંચાવયવ** (પઞ્ચાવયવ) વિ. [સં.], **-વી** વિ. [સં.,પું.] પ્રતિજ્ઞા હેતુ ઉદાહરણ ઉપનય અને નિગમન એ પાંચ અંગોવાળું, 'સીલોજિસ્ટિક' (વાક્ય). (તર્ક.)

**પંચાવો** (પઞ્ચાવો) પું. ઈંટોની ભઠ્ઠી નાખવાનો ખાડો

**પંચાશિકા** (પઞ્ચાશિકા) સ્ત્રી. [સં.] પચાસ શ્લોકોનું ઝૂમખું (એવો ગ્રંથ)

**પં(-પિં)ચા(-ચ્યા)શી**[1](-સી[1]) વિ, સં. पञ्च + अशीति > પ્રા. पंचासीइ] એંસી અને પાંચ સંખ્યાનું

**પંચાશી**[2](-સી[2]) (પઞ્ચાશી,-સી) સ્ત્રી. ખજૂરીના પાનની વણેલી દોરી [પંચાસીની સંખ્યાએ પહોંચેલું

**પં(-પિં)ચા(-ચ્યા)શી(-સી)-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.]

**પંચાસરું** (પઞ્ચાસરું) વિ. [સં. पञ्च-सरस् દ્વારા] ઉત્તર ગુજરાતનું મધ્યકાલના ચાવડા વંશની રાજધાનીનું નગર 'પંચાસર' + ગુ. 'ઉં' ત. પ્ર.] પંચાસર નગરને લગતું (ઉ. ત. પંચાસરા પાર્શ્વનાથ)

**પંચા(-ચ્યા)સી**[1] (પઞ્ચા)(-ઞ્ચ્યા)સી જુઓ 'પંચાશી.[1]'

**પંચાસી**[2] (પઞ્ચાસી) જુઓ 'પંચાશી.[2]'

**પંચાસી-મું** (પઞ્ચાસી-મું) જુઓ 'પંચાશીમું.'

**પંચાસ્તિકાય** (પઞ્ચાસ્તિકાય) પું., બ. વ. [સં. पञ्च + अस्ति-काय] ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય એવાં પાંચ અસ્તિકાય દ્રવ્ય. (જૈન.)

**પંચાસ્રવ** (પઞ્ચાસ્રવ) પું., બ. વ. [સં. पञ्च + आ-स्रव] પ્રાણાતિપાત મૃષાવાદ અદત્તાદાન મૈથુન અને પરિગ્રહ એ પાંચ કર્મ. (જૈન.)

**પંચાળ**[1-2] (પઞ્ચાળ) જુઓ 'પંચાલ.[1-2]'

**પંચાળિયો** (પઞ્ચાળિયો) વિ., પું. [જુઓ 'પંચાળ[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પંચાળ (સૌરાષ્ટ્ર)માં થતો એક જાતનો બળદ

**પંચાળી૧** (પઞ્ચાળી) સ્ત્રી. [સં. पाञ्चाली] (પાંચાલ દેશની રાજપુત્રી) પાંચાળી, દ્રૌપદી (પાંચ પાંડવોની પત્ની). (સંજ્ઞા.)
**પંચાળી૨** (પઞ્ચાળી) વિ. [જુઓ 'પંચાળ૨' + ગુ. 'ઈ' ત. પ્ર.] પંચાળ (સૌરાષ્ટ્ર) દેશભાગને લગતું, પંચાળિયું
**પંચાંકી** (પઞ્ચાઙ્કી) વિ. [સં. पञ्च + अङ्की, પું.] પાંચ અંકોવાળું (નાટક)
**પંચાંગ** (પઞ્ચાઙ્ગ) ન., બ. વ. [સં. पञ्च + अङ्ग] ઝાડનાં છાલ પાંદડાં ફળ ફૂલ અને મૂળ એ પાંચ અંગ. (૨) ન., એ. વ. તિથિ વાર નક્ષત્ર યોગ અને કરણ એ પાંચ અંગ બતાવવામાં આવ્યાં હોય તેવું ઓળિયું કે પુસ્તિકા, ટીપણું, 'આલ્મનાક,' 'કૅલેન્ડર'
**પંચાંગ-કર્તા** (પઞ્ચાઙ્ગ-) વિ. [સં., પું.], **પંચાંગ-કાર** (પઞ્ચાઙ્ગ-) વિ. [સં.] તિથિ વાર વગેરેવાળું ટીપણું તૈયાર કરનાર જ્યોતિષી
**પંચાંગ-લેપ** (પઞ્ચાઙ્ગ-) પું. [સં.] ઝાડનાં પાંચે અંગોને વાટી બનાવેલો ઔષધીય મલમ
**પંચાંગ-શુદ્ધિ** (પઞ્ચાઙ્ગ-) સ્ત્રી. [સં.] તિથિ વાર નક્ષત્ર યોગ અને કરણ બરોબર આકાશ સાથે મળી રહે એ પ્રકારની નિર્દોષ-તા [અંગોને લગતું
**પંચાંગિક** (પઞ્ચાઙ્ગિક) વિ. [સં. पञ्च + आङ्गिक] પાંચ
**પંચાંગી૧** (પઞ્ચાઙ્ગી) વિ. [સં., પું.] પાંચ અંગોવાળું
**પંચાંગી૨** (પઞ્ચાઙ્ગી) સ્ત્રી. [સં. पञ्च + अङ्ग + ई] પાંચ અંગોનો સમૂહ
**પંચિક** (પઞ્ચિક) વિ. [સં.] પાંચનું બનેલું [સમૂહ
**પંચિકા** (પઞ્ચિકા) સ્ત્રી [સં.] પાંચ ખંડ કે અધ્યાયોનો
**પંચિયું** ન. નાનું નાહવા માટેનું કે ઘરમાં પહેરવાનું ફાળિયું, ધોતલી
**પંચિંગ** (પઞ્ચિઙ્ગ) ન. [અં.] કાણાં પાડવું (યંત્ર)
**પંચી૧** (પઞ્ચી) સ્ત્રી. [સં. पञ्च + ગુ. 'ઈ' ત. પ્ર.] (પાંચ નંગ જડયાં હોય તેવી) નાકની ચૂની (સ્ત્રીઓની). (૨) (લા.) મશ્કરી, મજાક. (૩) જપ્ત કરી સીલ લગાવવું એ (પંચ રૂબરૂ થતું)
**પંચી૨** (પઞ્ચી) સ્ત્રી. [અં. 'પંચ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] સુતારનું કાણાં પાડવાનું એક ઓજાર
**પંચી૩** (પઞ્ચી) પું. [સં. પ્રપઞ્ચીનું લાઘવ] પ્રપંચી, ઠગ, ધુતારો, લુચ્ચો માણસ
**પંચીકરણ** (પઞ્ચી-) ન. [સં.] સૃષ્ટિના વિકાસમાં થયેલું પાંચ મહાભૂતોનું વિશિષ્ટ પ્રકારનું મિશ્રણ
**પંચી-ગર** વિ., પું. [જુઓ 'પંચી૧' + ફા. પ્રત્યય.] નાકની ચૂની તેમજ વીંટી વગેરેમાં નંગ જડવાનું કામ કરનાર કારીગર [ખીલી કાઢવાનું એક ઓજાર
**પંચી-ઝ** (પઞ્ચીઝ) સ્ત્રી., ન. [અં.] લાકડાં જોડા વગેરેમાંની
**પંચું** ન. [સં. पञ्चक- > પ્રા. पंचअ- ઉચ્ચા. અનુનાસિક 'પાંચનો સમૂહ.'] પાંચનો ઘડિયો કે પાડો
**પંચેંદ્રિય** (પઞ્ચેન્દ્રિય) સ્ત્રી. [સં. पञ्च + इन्द्रिय ન.] આંખ કાન નાક જીભ અને ચામડી એ પાંચ જ્ઞાનેંદ્રિય
**પંચેંદ્રિય-ગમ્ય** (પઞ્ચેન્દ્રિય-) વિ. [સં.] પાંચે જ્ઞાનેંદ્રિયોથી જાણી શકાય તેવું

**પંચો** (પઞ્ચો) પું. [સં. पञ्चक- > પ્રા. पंचअ-] ગંજીફાનું પાંચ દાણાનું પાનું, પંજો. (૨) ગીલીદંડાની રમતમાં દંડાથી ગીલીને ઠોક મારી ગીલી દૂર ફેંકવાની રીત
**પંચોતરો૧** પું. [સં. पंचोत्तरक- > પ્રા. पञ्चोत्तरअ-] સોદા ફેરબદલો વગેરે ઉપર લેવાતો પાંચ ટકાનો દર કે કર. (૨) ભાડું વગેરમાં કાપી અપાતા પાંચ ટકા
**પંચોત્તરી** સ્ત્રી. [સં. पञ्चोत्तरिका > પ્રા. पंचोत्तरिआ] ખેતર ઉપરના લેણામાં પાંચ ટકાનો લેવામાં આવતો વધારો
**પં(-પિં)ચોતરો૨** વિ., પું. [જુઓ 'પં(-પિં)ચોતેર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પંચોતેરિયો.'
**પં(-પિં)ચોતેર** વિ. [સં. पञ्च-सप्तति- > પ્રા. पंचसत्तरि દ્વારા] સિત્તેર અને પાંચની સંખ્યાનું [સંખ્યાએ પહોંચેલું
**પં(-પિં)ચોતેર-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] પંચોતેરની
**પં(-પિં)ચોતેરિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] કોઈ પણ સૈકાના ૭૫ મા વર્ષનો દુકાળ, પંચોતરો
**પંચોપચાર** (પઞ્ચોપચાર) પું. [સં. पञ्च + उप-चार] ગંધ પુષ્પ ધૂપ દીપ અને નૈવેદ્ય ધરવાનો પૂજનમાંનો વિધિ
**પંચોપવિષ** (પઞ્ચોપવિષ) ન., બ. વ. [સં. पञ्च + उप-विष] આકડાનું દૂધ-થોરનું દૂધ-લાંગલી-ધતૂરો-કણેરનું દૂધ એ પાંચ ઊતરતી કોટિનાં ઝેર
**પંચોરી** સ્ત્રી. બાંયું અને ધોંસરીને જોડનાર લાકડાની પટ્ટી
**પંચોલ(-ળ)** ન. [સં. पञ्च દ્વારા] પાંચનો સમૂહ
**પંચોલું(-ળું)** ન. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] એકી સાથે કરાતા પાંચ ઉપવાસ
**પંચોળિયું** (પંચોળિયું) ન. ચિચોડામાં વપરાતું એક સાધન
**પંચોળી૧** (પંચોળી) પું. [સં. पञ्चकौलिक- > પ્રા. पंचोलिअ-] ગામના પંચકુળમાંનો એક અધિકારી. (૨) બ્રાહ્મણ વાણિયા સુતાર આહીર વગેરેમાંની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**પંચોળી૨** સ્ત્રી. ચિચોડાના માળમાં બેલાખડાં ભેગાં રાખનારો લાકડાનો ટુકડો. (૨) ગાડાનાં તરેલાંની અંદરની બાજુએ રાખવામાં આવતો સાંબેલ જેવો લાકડાનો ટુકડો કે ચોરસ પટ્ટી
**પંચોળી-બંધણું** ન. [જુઓ 'પંચોળી૨' + સં. बन्धनक- > પ્રા. बंधणअ-] તરેલાનું ધોંસરું અને કાઠિયું એ બંનેને જોડનારું દોરડું, પંચોળી તથા કાઠિયામાં કાણાં પાડી એ બાંધવાનું દોરડું કે વાધરી
**પંચોળું** (પંચોળું) જુઓ 'પંચોલું.'
**પં(-પિં)ચ્યાશી(-સી)** જુઓ 'પંચાશી.'
**પં(-પિં)ચ્યાશી(-સી)-મું** જુઓ 'પંચાશી-મું.' [માણસ
**પંછાલો૧** પું. નોકર. (૨) સ્ત્રીની પાછળ પાછળ ફરનારો
**પંછાલો૨** પું. કોડલો, કોલ્લો, કોડો. (૨) કોડલામાંનું પાણી
**પંજડી** સ્ત્રી. [સં. पञ्च દ્વારા] પાસાની રમતમાં ત્રણ પાસાનો દાવ
**પંજર** (પઞ્જર) ન. [સં.] પાંજરું, પીંજરું
**પંજરી** સ્ત્રી. [જુઓ 'પંચાજીરી'નું લાઘવ.] જુઓ 'પંચાજીરી.' [૦ આપવી (રૂ.પ્ર.) માર મારવો. ૦ ખાવી (રૂ.પ્ર.) સખત માર]

**પંજા-તોડ** (પઞ્જા-) વિ. [જુઓ 'પંજો' + 'તોડવું.'] સામસામા પંજા લડાવવામાં આવે તેવું (કુસ્તીનો દાવ). (વ્યાયામ.)

**પંજા-ફાકુ** વિ. [જુઓ 'પંજો + 'ફાકવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) ગઢી-દાંડાની રમતમાં પાંચમે ટાપે બોલાતો ઉદ્ગાર

**પંજાબ** (પઞ્જાબ) પું. [ફા. 'પંજ્' – આબ્ '-પાંચ પાણી; પાંચ નદીઓ] પાંચ નદીઓનો ઉત્તર ભારતવર્ષનો રસાળ પ્રદેશ, જૂનો એક પંચનદ. (સંજ્ઞા.)

**પંજાબ(-બે)ણ** (પઞ્જાબ(-બે)ણ્ય) સ્ત્રી. [જુઓ 'પંજાબી' + ગુ. 'અ(-એ)ણ' ત.પ્ર.] પંજાબીની સ્ત્રી, પંજાબ દેશની સ્ત્રી

**પંજા-બલ(-ળ)** (પઞ્જા-) ન. [જુઓ 'પંજો' + સં.; પંજાનું જોર.] સામે આવતી જમીન ઊંચી છે એ બતાવવા પાલખીવાળાઓનો એક ઉદ્ગાર

**પંજાબી** (પઞ્જાબી) વિ. [ફા.] પંજાબને લગતું, પંજાબનું. (૨) (લા.) પહેલવાન જેવું, કદાવર. (૩) સ્ત્રી. પંજાબની ભાષા

**પંજા-બેઠક** (પઞ્જા-) સ્ત્રી. [જુઓ 'પંજો' + 'બેઠક.'] પંજાની મદદથી કરવામાં આવતી એક જાતની બેઠકની કસરત. (વ્યાયામ.)

**પંજાલી** (પઞ્જાલી) સ્ત્રી. બાર-સાખ, બારણાનું ચોકઠું

**પંજાવવું, પંજાવું** (પઞ્જા-) જુઓ 'પાંજવું'માં.

**પંજિકા** (પઞ્જિકા) સ્ત્રી. [સં.] ગ્રંથના પ્રત્યેક પદની ટીકાનો ગ્રંથ

**પંજીર** (પઞ્જીર) ન. એ નામનું એક ઝાડ, પાંડેરવો

**પંજેટવું** (પઞ્જેટવું) સ. ક્રિ. [જુઓ 'પંજેટી,'ના. ધા.] પંજેટીથી એકઠું કરવું. **પંજેટાવું** (પઞ્જેટાવું) કર્મણિ., ક્રિ. **પંજેટાવવું** (પઞ્જેટાવવું) પ્રે., સ. ક્રિ.

**પંજેટાવવું, પંજેટાવું** (પઞ્જેટા-) જુઓ 'પંજેટવું'માં.

**પંજેટી** (પઞ્જેટી) સ્ત્રી. ખેતીના કામનું દાંતાવાળું લાકડાનું એક ઓજાર, ખોતરણી, ખંપારી

**પંજેરો** (પઞ્જેરો) પું. રેણ આપનાર માણસ

**પંજેલવું** (પઞ્જેલવું) સ. ક્રિ. સેંતલા કે સરકાથી ઊંચકીને ફેંકવું. (૨) (લા.) મહેનત લઈને આટોપવું. **પંજેલાવું** (પઞ્જેલાવું) કર્મણિ., ક્રિ. **પંજેલાવવું** (પઞ્જેલાવવું) પ્રે., સ. ક્રિ.

**પંજેલાવવું, પંજેલાવું** (પઞ્જેલા.) જુઓ 'પંજેલવું'માં.

**પંજેલો(-ળો)** (પઞ્જેલો,-ળો) પું. [રવા.] જાહેર ખળભળાટ. (૨) મોટા અવાજ સાથેનું તોફાન. (૩) (લા.) ભવાડો, ફજેતી

**પંજેણું** (પઞ્જેણું) ન. [રવા.] વગોણું, નિંદા, બદગોઈ

**પંજેળો** (પઞ્જેળો) જુઓ 'પંજેલો.'

**પંજો** (પઞ્જો) પું. [ફા. પંજહ્] હથેળીનો આખો ભાગ, પાંચ આંગળી સહિતનો પોંચો. (૨) પશુ પક્ષી વગેરેનો નહોરવાળો પગના તળાનો ભાગ. (૩) જુઓ 'પંચો.' [-જામાં આવવું (રૂ. પ્ર.) પકડાઈ જવું, ફસાવું. -જામાં પડવું (રૂ.પ્ર.) છેતરાવું, -જામાં લેવું (રૂ.પ્ર.) ફસાવવું. (૨) પકડમાં લેવું. -જામાં હોવું (રૂ.પ્ર.) કબજામાં હોવું. ૦ કરવો (રૂ.પ્ર.)પંજો લડાવવો.૦ ખેંચી કાઢવો, (-ખેંચી-), ૦ ચોડી- (-ડી) કાઢવો (રૂ. પ્ર.) લપડાક લગાવી દેવી. ૦ દેખાડવો, ૦ બતાવવો (રૂ. પ્ર.) મારવા હાથ ઉગામવો. ૦ પડવો (રૂ.પ્ર.) અનુકૂળ સમય આપવો. ૦ ફેરવવો (રૂ.પ્ર.) હરાવવું. ૦ ફેલાવવો (રૂ. પ્ર.) આણ વરતાવવી. ૦ મારવો (રૂ.પ્ર.) મારવા તરાપ મારવી]

**પંજો-છક્કો** (પઞ્જો-) પું. [જુઓ 'પંજો' + 'છક્કો.'] (લા.) છક્કો-પંજો, પાનાનો જુગાર

**પંઝેટવું** (પઞ્ઝેટવું) સ. ક્રિ. નિભાવવું, ખમી લેવું, સહન કર્યે જવું, **પંઝેટાવું** (પઞ્ઝેટાવું) કર્મણિ., ક્રિ. **પંઝેટાવવું** (પઞ્ઝેટાવવું) પ્રે., સ. ક્રિ.

**પંઝેટાવવું, પંઝેટાવું** (પઞ્ઝેટા-) જુઓ 'પંઝેટવું'માં.

**પંડ** ન., (-ડ્ય) સ્ત્રી. [સં. पिण्ड, પું.] પોતાની જાત. (૨) પોતાનો દેહ કે શરીર. [૦ સુધીની પથારી (રૂ. પ્ર.) જીવે ત્યાંસુધીની માંદગી]

**પંડ-રખુ, -ખું** (પંડય-) વિ. [જુઓ 'પંડ' + 'રાખવું' + ગુ. 'ઉ' -'ઉં' કૃ.પ્ર.] પોતાની જાતને બચાવી લેવાની વૃત્તિવાળું, શરીર સાચવીને કામ કરનારું

**પંડર-ફળી** (પણ્ડર-) સ્ત્રી. એ નામની એક શિંગ અને એનો છોડ [વૃક્ષ, પંડેરવો, પાંડેરવો

**પંડરવો** (પણ્ડરવો) પું. [સં. पुनर्नवक દ્વારા] પનરવો નામનું

**પંડ-રોગિયું** વિ. [સં. पाण्डु-रोग દ્વારા + ગુ. 'ઇયું' ત. પ્ર.], **પંડ-રોગી** વિ. ['પંડ-રોગ' થતાં + ગુ. 'ઈ' ત. પ્ર.] પાંડુના રોગવાળું [(૨) શાસ્ત્ર-જ્ઞાન

**પંડા** (પણ્ડા) સ્ત્રી. [સં.] બુદ્ધિ, મેધા, ડહાપણ, સમજ.

**પંડાણી** (પણ્ડાણી) સ્ત્રી. [જુઓ 'પંડો + ગુ. 'આણી' સ્ત્રી-પ્રત્યય.] તીર્થના બ્રાહ્મણ પંડયાની પત્ની

**પંડારી** (પણ્ડારી) સ્ત્રી. રાસને લગતી એ નામની એક રમત

**પંડાલ** (પણ્ડાલ) પું. [અં. પેન્ડોલ] મોટો વિશાળ તંબુ, શમિયાનો

**પંડિત** (પણ્ડિત) પું. [સં.] બુદ્ધિમાન માણસ. (૨) શાસ્ત્રોનું જ્ઞાન ધરાવનાર, વિદ્વાન, 'સ્કૉલર' (આ. બા.). (૩) બ્રાહ્મણોમાંની એક અટક અને એનો માણસ. (સંજ્ઞા.)

**પંડિત-તા** (પણ્ડિત-) સ્ત્રી. [સં.] પંડિત હોવાપણું, પાંડિત્ય

**પંડિત-પરિષદ** (પણ્ડિત-) સ્ત્રી, [સં. °परिषद्] પંડિતોની ચર્ચા-સભા, પંડિત-સભા [પંડિત

**પંડિત-પ્રવર** (પણ્ડિત-) પું. [સં.] પંડિતોમાંનો અગ્રણી

**પંડિત-મરણ** (પણ્ડિત-) ન. [સં.] જ્ઞાનાવસ્થામાં થતું મૃત્યુ. (જૈન.) [રહેલ, પંડિતં-મન્ય

**પંડિત-માની** (પણ્ડિત-) વિ. [સં., પું.] પોતાને પંડિત માની

**પંડિત-યુગ** (પણ્ડિત-) પું. [સં.] જે યુગમાં પંડિતોની પ્રચુર-તા હતી તેવો સમય (ગુજરાતી સાહિત્યનો ગોવર્ધનરામ ત્રિપાઠીથી લઈ આનંદશંકર ધ્રુવ સુધીનો સમય)

**પંડિત-વર, -ર્ય** (પણ્ડિત-) જુઓ 'પંડિત-પ્રવર.'

**પંડિત-શિરોમણિ** (પણ્ડિત-) વિ.,) વિ., પું [સં., પું.] બધા પંડિતોમાં મસ્તકના મણિ જેવો અગ્ર-સ્થાનમાં પ્રતિષ્ઠિત થયેલો વિદ્વાન

**પંડિત-સભા** (પણ્ડિત-) સ્ત્રી. [સં.] જુઓ 'પંડિત-પરિષદ.'

**પંડિતં-મન્ય** (પણ્ડિતમ્-) વિ. [સં.] પોતાની જાતને મોટો પંડિત હોવાનો દંભ કરનાર, 'પેડન્ટ' (મ.ન.) (૨) (લા.)

દોકડાભિયું
**પંડિતા** (પણ્ડિતા) સ્ત્રી. [સં.] વિદુષી સ્ત્રી
**પંડિતાઈ** (પણ્ડિતાઇ) સ્ત્રી. [સં. पण्डित + ગુ. 'આઈ' ત.પ્ર.] પંડિતપણું, સાક્ષર-તા, વિદ્વત્તા
**પંડિતાણી** (પણ્ડિતાણી) સ્ત્રી. [સં. पण्डित + ગુ. 'આણી' સ્ત્રી-પ્રત્યય] પંડિતની ઘરવાળી
**પંડિતિયું** (પણ્ડિતિયું) વિ. [સં. पण्डित + ગુ. 'ઇયું' ત.પ્ર.] પંડિતના જેવું [જાતે, પોતે, ખુદ, આપ
**પંડે** (પણ્ડ્યે) સર્વ. [જુઓ 'પંડ' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.]
**પંડેતર** (પણ્ડેતર) વિ. [જુઓ 'પંડ' + સં. इतर, સંધિથી] પોતા સિવાયનું, પરલક્ષી, 'ઑબ્જેક્ટિવ' (બ.ક.ઠા.)
**પંડે-પંડ** (પંડ્યે-પંડ્ય) ક્રિ. વિ. [જુઓ 'પંડ,'-દ્વિર્ભાવ, વચ્ચે ગુ. 'એ' ત્રી વિ., પ્ર.] જાતોજાત, જાતે જ, પંડે જ, પોતે જ, પંડોપંડ
**પં(-પાં)ડેરવો** જુઓ 'પંડરવો.'
**પંડો** (પણ્ડો) પું. [સં. पण्डित-> પ્રા. पंडिअ-> ગુ. 'પંડ્યો,' પણ હિં. 'પંડા'] તીર્થ-ગોર [જુઓ 'પંડે-પંડ.'
**પંડો-પંડ** (પંડ્યો-પંડ્ય) ક્રિ. વિ. [જુઓ 'પંડ,'-દ્વિર્ભાવ-]
**પંડોળી** સ્ત્રી. અર્ધવર્તુલાકાર પૂરણ-પૂરી, અડધી ગોળ વેડમી
**પંડોળું** ન. [સં. पटोलक-> પ્રા. पडोलअ-] એક વેલાનું શાક માટેનું સર્પ જેવા આકારનું તે તે ફળ
**પંડ્યો** પું. [સં. पण्डितक-> પ્રા. पण्डिअअ-] ગામઠી નિશાળ ચલાવતો બ્રાહ્મણ. (૨) કર્મકાંડ કરાવનાર શુક્લ, ગોર. (૩) બ્રાહ્મણોમાં એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**પંઢરીનાથ** પું. [સં. पाण्डुरङ्ग દ્વારા] મહારાષ્ટ્રના પંઢરપુરમાંના આરાધ્ય દેવ પાંડુરંગ વિઠ્ઠલનાથ, વિઠોબા. (સંજ્ઞા)
**પંત** (પન્ત) પું. [સં. पण्डितનું મરા. લાઘવ] પંડિત
**પંત-પ્રધાન** (પન્ત-) પું. [સ., ન.] મુખ્ય પ્રધાન, મુખ્ય-મંત્રી, 'પ્રાઇમ મિનિસ્ટર,' 'ચીફ મિનિસ્ટર.' (મહારાષ્ટ્રના પેશવાઈનો સમયમાં 'પેશવા.')
**પંતિયાળું** વિ. સહિયારું. (૨) ન. સહિયારો વેપાર. (૩) ગણિતમાં આવતી દાખલાઓની એક રીત. (ગ.)
**પંતિયાળો** પું. [જુઓ 'પંતિયાળું.'] જુઓ 'પંતિયાળું (૩).'
**પંતુજી** (પન્તુજી) પું. [જુઓ 'પંત' મરા., એનો વિકાસ + 'જી.'] શિક્ષક. (૨) ભોળા અને સીધા સ્વભાવનો વિદ્વાન (મજાકમાં કે તિરસ્કારમાં)
**પંથ** (પન્થ) પું. [સં. पन्थाः એ पथिन्નું પ. વિ., એ. વ.] પથ, માર્ગ, રસ્તો, કેડો. (૨) ધર્મનો એક ફિરકો કે ફાંટો, સંપ્રદાય. [**૦ ઝાલવો**, **૦ પકડવો**, **૦ લેવો** (રૂ.પ્ર.) રસ્તે આગળ વધવું. **૦ પર આવવું** (રૂ. પ્ર.) સાચા રસ્તે ચડવું. **૦ બતાવવો** (રૂ. પ્ર.) સાચો ઉપાય બતાવવો. **૦ વળાવવો** (રૂ. પ્ર.) મરણ પછી તેરમે દિવસે એક પ્રકારનો શ્રાદ્ધ-વિધિ કરવો. **-થે પડવું** (રૂ. પ્ર.) ચાલતા થવું.]
**પંથક** (પન્થક) પું. [સં. पथक] મહાલ કે તાલુકાનો પ્રદેશ. (૨) પ્રદેશ (સામાન્ય) [મુખ્ય દસ્તૂર. (પારસી.)
**પંથકી** (પન્થકી) પું. પારસીઓની અગિયારીનો મુખી,
**પંથ-ગામી** વિ. [સં. पथगामी, પું.] મુસાફર. (૨) સાચે માર્ગે જનાર
**પંથ-ડો** (પન્થ-) પું. [જુઓ 'પંથ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] પંથ, માર્ગ, રસ્તો. (પદ્યમાં.) [વાર પરણનાર પુરુષ
**પંથ-વર** (પન્થ-) પું. [સં. प्रथम-वरનું લાઘવ] પહેલી જ
**પંથ-વાદી** (પન્થ-) વિ. [જુઓ 'પંથ' + સં. वादी, પું.] અમુક મતનું આગ્રહી [પોતાના મત-સંપ્રદાયનો આગ્રહ
**પંથાભિમાન** (પન્થાભિ-) ન. [જુઓ 'પંથ' + સં. अभि-मान]
**પંથાભિમાની** (પન્થાભિ-) વિ. [સં., પું.] પંથાભિમાનવાળું
**પંથા** (પન્થા) પું. [સં. पन्थाः એ पथिन्‌નું પ.વિ.,એ.વ.] પથ, માર્ગ, રસ્તો, કેડો
**પંથિયો** (પન્થિયો) પું. [જુઓ 'પંથ' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **પંથી** (પન્થી) વિ.,પું. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મુસાફર, પથિક, વટેમાર્ગુ, પ્રવાસી ['પંથિયો.' (પદ્યમાં.)
**પંથી-ડો** (પન્થી-) પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**પંથી-દાન** (પન્થી-) ન. [જુઓ 'પંથી' + સં.] મરણ પામેલાની પાછળ બ્રાહ્મણને આપવામાં આવતું શય્યા-દાન
**પંથી-લોક** (પન્થી-) પું. [જુઓ 'પંથી' + સં.] મુસાફરો, પથિકો, વટેમાર્ગુઓ
**પંથી-વેશ(-ષ)** વિ. [જુઓ 'પંથી' + સં.] પંથીનો સ્વાંગ સજ્યો હોય તેવું, મુસાફરીના સ્વાંગવાળું
**પંદડો** પું. [જુઓ 'પાંદ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] સોનાની ગોળ પાંદડીમાં વાળી નાખીને બનાવાતું સ્ત્રીઓના કાનનું એક ઘરેણું
**પંદ(-ન)ર** (પન્દ(-ન)ર) વિ. [સં. पञ्चदश > અપ. पन्नारह, पन्नरह] પાંચ વત્તા દસની સંખ્યાનું, પનર
**પંદ(-ન)ર-મું** (પન્દ(-ન)ર-મું) વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] પંદરની સંખ્યાએ પહોંચેલું, પનરમું
**પંદ(-ન)રા** (પન્દ(-ન)રા) પું.,બ.વ., **-રાં** ન.,બ.વ. [જુઓ 'પંદ(-ન)-ર' + ગુ. 'ઉં' ત.પ્ર.] પંદરનો ઘડિયો કે પાડો
**પંદરી** સ્ત્રી. પાંચ ઇંચનું માપ
**પંદ(-ન)રોતરો** પું. [સં. पञ्चदश + उत्तरक = पञ्चदशोत्तरक > અપ. पन्नरहोत्तरअ-] સં. ૧૩૧૫નો પડેલો મોટો દુકાળ, પનરોતરો [रहोत्तर-सअ] એકસો પંદર
**પંદ(-ન)રોતેર-સો** વિ. [સં. पञ्चदशोत्तर-शत > અપ. पन्न-
**પંનર** (પન્નર) જુઓ 'પંદર.'
**પંનર-મું** (પન્નર-મું) જુઓ 'પંદર-મું.'
**પંનરા** (પન્નરા), **-રાં** જુઓ 'પંદરા, -રાં.'
**પંન્યાસ** (પન્‌ન્યાસ) પું. [સં. पदन्यासનું લાઘવ] જૈન સાધુને દીક્ષા લીધા પછી દસમે વર્ષે થતી એક વિશેષ દીક્ષાથી પ્રાપ્ત થતું પદ. (જૈન.)
**પંપ** (પમ્પ) પું. [અં.] હવા ભરવાનું પિચકારી જેવું યંત્ર. (૨) સ્ટવ વગેરેમાં હવા ભરવાનો વાઇસરવાળો ખૂંટો. (૩) જમીનમાંથી કે કૂવા-વાવમાંથી પાણી ખેંચવાનું યંત્ર. (૪) મોટર-વાહનોમાં પેટ્રોલ ભરવાનું યંત્ર અને એનું સ્થાન
**પંપ-સિં(-સીં)ચાઈ** (પમ્પ-) સ્ત્રી. [અં.+જુઓ 'સિં(-સીં)ચવું + ગુ. 'આઈ' કૃ.પ્ર.] પંપ દ્વારા જળાશયોમાંથી પાણી ખેંચી ખેતરો વગેરેમાં પહોંચાડવાનું કામ, 'લિફ્ટ-ઇરિગેશન' ('લિફ્ટ ઇરિગેશન'માં 'પાણી ઊંચકવાનો' એટલે કે 'સીંચવા'નો અર્થ છે, 'સિંચવાનો'-'છાંટવા'નો નહિ, તેથી 'પંપ-સિંચાઈ' સાચો

શબ્દ નથી; બેશક, 'લિફ્ટ'ને ધ્યાનમાં ન લઇયે અને પંપ દ્વારા પાણી ખેંચ્યા પછી ખેતરોમાં છાંટવા-પાવાનો અર્થ સ્વીકારિયે તો 'પંપ-સિંચાઈ' ગ્રાહ્ય બની શકે.)

**પંપાળ** (પમ્પાળ્ય) સ્ત્રી. [જુઓ 'પંપાળવું.'] પંપાળવું એ, લાડ લડાવવાં એ. (૨) અ-યોગ્ય લાડ લડાવવાં એ

**પંપાળવું** (પમ્પાળવું) સ.ક્રિ. [જુઓ 'પાળવું'-આદિ શ્રુતિનો દ્વિર્ભાવ.] અત્યંત કાળજીથી સંભાળવું. (૨) પસવાળવું. (૩) અ-યોગ્ય લાડ લડાવવાં. **પંપાળાવું** (પમ્પાળાવું) કર્મણિ.,ક્રિ. **પંપાળાવવું** (પમ્પાળાવવું) પ્રે.,સ.ક્રિ.

**પંપાળાવવું, પંપાળાવું** (પમ્પાળા-) જુઓ 'પંપાળવું'માં.

**પંપૂડી** (પમ્પૂડી) સ્ત્રી., **-ડું** ન. જુઓ 'પપૂડી, -ડું.'

**પંપોરો** (પમ્પોરો) પું. ઈંટનો મોટો ટુકડો, ઈંટાળો, ઢેખાળો

**પંપોળવું** (પમ્પોળવું) સ.ક્રિ. [રવા.] જુઓ 'ફંફોળવું.' **પંપોળાવું** (પમ્પોળાવું) કર્મણિ.,ક્રિ. **પંપોળાવવું** (પમ્પોળાવવું) પ્રે.,સ.ક્રિ.

**પંપોળાવવું, પંપોળાવું** (પમ્પો-) જુઓ 'પંપોળવું'માં.

**પંપ્શૂઝ** (પમ્પ્શૂઝ) પું.,બ.વ. [અં.] બકલવાળા સ્લીપર પ્રકારના જોડા

**પંભે-પંભ** (પમ્ભે-પમ્ભ) ક્રિ.વિ. [જુઓ 'પંભો'-દ્વિર્ભાવ, વચ્ચે 'એ' ત્રી.વિ.,પ્ર.] (લા.) ખોટો ડોળ હોય એમ, પોલે પોલું, ધતિંગ હોય એમ

**પંભો** (પમ્ભો) પું. [રવા.] પથ્થર

**પંસારી** પું. કરિયાણાનો વેપારી, ગાંધી

**પા**[1] વિ. [સં. पाद > પ્રા. पाअ પું., પશુના ચાર 'પાદ' ગણીને એક 'પાદ'] (કોઈ પણ પદાર્થ સંખ્યા વગેરેનો) ચોથો ભાગ, ૧/૪ એક-ચતુર્થાંશ

**પા**[2] પું. [સં. पाटक > પ્રા. पाडअ- > ગુ. 'પાડો'નું લાઘવ] પાડો, લત્તો, મહોલ્લો

**-પા**[3] ક્રિ.વિ. [સં. पार्श्व > પ્રા. पस्स > ગુ. 'પાસે'નું લાઘવ] તરફ, ભણી, ('આણી પા' 'પેલી પા' જેવો માત્ર મર્યાદિત પ્રયોગ)

**પાઇકા** પું. [અં.] જુઓ 'પૈકા.'

**પાઇચો** પું. [સં. पाद > પ્રા. पाय દ્વારા] પગ રાખવાનો ચોરણી લેંઘો સુરવાલ પાટલૂન ચડ્ડી વગેરેનો તે તે ભાગ

**પાઇન** ન. [અં.] ઠંડા અને પહાડી પ્રદેશોમાં થતું એ નામનું એક ઝાડ

**પાઇપ** સ્ત્રી. [અં.] ધાતુની કે સિમેન્ટની પોલી ભૂંગળી, નળ કે નળી. (૨) હુક્કાની નળી. (૩) અંગ્રેજી પદ્ધતિની ચલમ કે ચૂંગી. (૪) શરણાઈના પ્રકારનું એક વાદ્ય

**પાઇપ-ફિટિંગ** (-ફિટિઙ્) ન. [અં.] પાણી વીજળી કે નળને જોડાણ કરી બેસાડવાં એ

**પાઇ(-ય)લ(લો)ટ** વિ. [અં.] આગળ જઈ દોરનાર. (૨) આગબોટ વહાણ વગેરેને આગળ ચાલી માર્ગ બતાવનાર (વાહન). (૩) પું. વિમાનનો સંચાલક

**પાઇલ્સ** પું.,બ.વ. [અં.] હરસ-રોગના મસા

**પાઇંટ** (પાઇન્ટ) ન. [અં.] વીસ ઔંસ અથવા સવા રતલનું પ્રવાહી માપ. (હવે લુપ્ત થયું છે, દશાંશ પદ્ધતિને કારણે.)

**પાઈ**[1] સ્ત્રી. [સં. पादिका > પ્રા. पाइआ; જુઓ 'પા.' -ચોથો ભાગ] દેવનાગરી લિપિમાં વાક્યોનો વિરામ બતાવનાર દંડાકાર ઊભી રેખા. (૨) તાણો ઉખેળવા માટે વણકરો વાપરે છે તે ટાંચણી જેવું એક ઓજાર

**પાઈ**[2] સ્ત્રી.ઘઉંના ગોળચોપડી લાડુ વગેરે માટે ઘી અને ગોળને સાથે ઉકાળી કરવામાં આવતું પ્રવાહી, ઘી-ગોળની ચાસણી

**પાઈ**[3] સ્ત્રી. અંગ્રેજી રાજ્ય-અમલમાં રૂપિયાના ૧૯૨ મા ભાગની કિંમતનો તાંબાનો નાનો સિક્કો (આનાના બારમા અને પૈસાના ત્રીજા ભાગની કિંમતનો), પઈ, પૈ

**પાઈ**[4] સ્ત્રી. [અં.] છાપખાનામાં નકામાં થઈ ગયેલાં બીબાં લેડ વગેરે, પઈ, પૈ

**પાઈ**[5] સ્ત્રી. [ગ્રીક.] ૨૨/૭ ની કિંમત. (ગ.)

**પાઉડર** પું. [અં.] ભૂકો, ચૂર્ણ, ચૂરો. (૨) આટો, લોટ. (૩) દંત-મંજન. (૪) સૌંદર્ય-પ્રસાધન માટે વપરાતો સુગંધી સફેદ પદાર્થ. (૫) ફોડવાનો દારૂ, ગન-પાઉડર

**પાઉડર-વાન** ન. [અં.] સળગી ઊઠે તેવા પદાર્થ જેમાં રાખવામાં આવ્યા હોય તેવો રેલવેનો ડબો

**પાઉન્ડ**[1] જુઓ 'પૌન્ડ'-'સ્ટર્લિંગ.'

**પાઉન્ડ**[2] પું. [સં.] ૪૦ તોલાના વજનનો અંગ્રેજી તોલનો એક એકમ, કાચો શેર

**પાક**[1] પું. [સં.] પાકી જવું એ, પરિપક્વ થવું એ. (૨) ઊપજ, ઉત્પન્ન, નીપજ (ખેતી વગેરેની), ફસલ, વૂલ, 'ક્રોપ.' (૩) પૌષ્ટિક પદાર્થો અને ઔષધોનું બનાવેલું મિષ્ટાન્ન. (૪) ગોરપાપડીના પ્રકારના લાડુ. (૫) હૃદયંગમ અર્થગાંભીર્ય. (કાવ્ય). [૦માં ના(-નાં)ખવું (રૂ.પ્ર.) પાકવા માટે ઘાસ વગેરેમાં ફળ નાખવાં. -કે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) પાકી જવા આવવું. -કે મૂકવું (રૂ.પ્ર.) પાકે એમ કરવું] [ટૂંકું નામ. (સંજ્ઞા.)

**પાક**[2] વિ. [ફા.] પવિત્ર. (૨) પ્રામાણિક. (૩) પાકિસ્તાનનું

**પાક-કર્મ** ન., **પાક-ક્રિયા** સ્ત્રી. [સં.] રાંધવાનું કામ, રસોઈનું કામ, પકવવાનું કાર્ય

**પાક-ગૃહ** ન. [સં.,પું.,ન.] રસોડું, પાક-શાળા, રસોઈ-ઘર

**પાક-ચડ(-ઢ)** વિ. [સં. + 'ચડ(-ઢ)વું.'] પાકે ચડેલું, પાકવા આવેલું, કેટલુંક પાકેલું

**પાકટ** વિ. [જુઓ 'પાકું' દ્વારા.] પુખ્ત ઉંમરનું

**પાકડું** ન. લાગવગ, વગ, પક્ષ, તરફેણ, ટેકો

**પાકડ** ન. અંજીરનું ઝાડ

**પાકડી** સ્ત્રી. [જુઓ 'પાકડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વસૂકી ગયેલી ગાય [ઢોર

**પાકડું** વિ. [જુઓ 'પાકું' દ્વારા.] દોહવા ન દે તેવું ઘરડું

**પાક-ઢાંચો** પું. [+ જુઓ 'ઢાંચો.'] ખેતરાઉ ચીજનો પ્રકાર, 'ક્રૉપ-પૅટર્ન' [(ખેતરમાં) પાક થવો એ

**પાકણી** સ્ત્રી. [જુઓ 'પાકવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.]

**પાકણું** વિ. [જુઓ 'પાકવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] (શરીરમાં વાગી જતાં) પાકી જવાના સ્વભાવનું, પાકી પડે તેવું

**પાક-દામન** વિ. [ફા.] પવિત્ર ચાલચલગતવાળું, સદાચરણી

**પાકદામની** સ્ત્રી. [ફા.] શુદ્ધ ચારિત્ર્ય, સદાચરણ

**પાક-દિલ** વિ. [ફા.] પવિત્ર હૃદયવાળું, નેકીવાળું, નેક-દિલ

**પાકદિલી** સ્ત્રી. [સ્ત્રી.] પવિત્ર હૃદય હોવાપણું, નેકી

**પાક-પરવરદિગાર** પું. [ફા.] ખુદા, અલ્લાહ, પરમેશ્વર, પરમાત્મા

**પાક-યજ્ઞ** પું. [સં.] વૈશ્વદેવ બલિકર્મ નિત્યશ્રાદ્ધ અને અતિથિ-ભોજન એ ચાર કાર્ય ['ક્રોપિંગ-સ્કીમ'

**પાક-યોજના** સ્ત્રી. [સં.] કેવો મોલ લેવો એનું આયોજન,

**પાકરે** પું. વડની જાતનું એક ઝાડ

**પાક-રક્ષણ** ન., **પાક-રક્ષા** સ્ત્રી. [સં.] ખેતરાઉ મોલની માવજત ને સંભાળ, 'ક્રોપ-પ્રોટેક્શન'

**પાક-વરતારો** પું. [+ જુઓ 'વરતારો.'] મોલ કેવો ઊતરશે એની આગાહી, 'ક્રોપ-ફૉરકાસ્ટ' [ફિઝિયૉલૉજી'

**પાક-વિજ્ઞાન** ન. [સં.] વાવેતરને લગતું શાસ્ત્ર, 'ક્રોપ-

**પાક-વિધિ** પું. [સં.] રસોઈ કરવાનું કાર્ય

**પાકવું** અ. ક્રિ. [સં. पक्व- > પ્રા. पक्क ભૂ. કૃ.-ના. ધા.] કાચાપણું જતું રહેવું, પરિપક્વ થવું. (૨) ગરમીથી (રસોઈનું) ગળી જવું. (૩) નીપજવું, ઉત્પન્ન થવું. (૪) લાભ થવો, ફળવું. (૫) લોહીનું પરુ થઈ જવું. (૬) મુદત થઈ જવી. (૭) ઉંમરની વૃદ્ધિ અનુભવવી. (૮) (લા.) પ્રબળ દુઃખ અનુભવવું. (૯) રમતમાં દાવની સફળતા થવી. (૧૦) નીવડવું. પકાવું ભાવે., ક્રિ. પકા(-કા)વવું પ્રે., સ. ક્રિ.

**પાક-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'પાક-ગૃહ.'

**પાક-શાસન** પું. [સં.] ઇંદ્ર

**પાક-શાસ્ત્ર** ન. [સં.] રસોઈ કરવાની વિદ્યા

**પાક-શાસ્ત્રી** વિ., પું. [સં., પું.] નિષ્ણાત રસોયો

**પાક-શાળા** જુઓ 'પાક-શાલા.'

**પાક-સામગ્રી** સ્ત્રી. [સં.] રાંધવા માટેનો સરસામાન

**પાકળ** વિ. પાળનાર, ઉછેરનાર

**પાકાઈ** સ્ત્રી. [જુઓ 'પાકું' + ગુ. 'આઈ' ત. પ્ર.] પક્વતા, પાકી જવાપણું

**પાકાગાર** ન. [સં. पाक + आगार] જુઓ 'પાક-ગૃહ.'

**પાકિસ્તાન** ન. [ફા.] પવિત્ર ભૂ-પ્રદેશ. (૨) હિંદને આઝાદી મળ્યા પછી ભારતને માટેના રહેલા પ્રાંતો સિવાયના અર્ધ-પંજાબ સિંધ બલુચિસ્તાન અને પૂર્વ-બંગાળના પ્રદેશનું બનેલું સ્વતંત્ર રાજ્ય. (૧૯૭૨ માં પૂર્વ. બંગાળ 'બાંગલા દેશ' તરીકે સ્વતંત્ર થઈ જતાં 'પૂર્વ પાકિસ્તાન' ન રહેતાં 'પશ્ચિમ પાકિસ્તાન' એ જ હવે 'પાકિસ્તાન' છે.)

**પાકિસ્તાની** વિ. [ફા.] પાકિસ્તાનને લગતું, પાકિસ્તાનનું

**પાકી** જુઓ 'પાખી.'

**પાકીટ** સ્ત્રી. [અં. પૉકેટ્] પૈસા વગેરે રખાય તેવી નાની ખીસામાં રખાય તેવી ચામડું કાપડ પ્લાસ્ટિક વગેરેની પડોવાળી ઘાટીલી કોથળી, 'બૅગ'

**પાકું** વિ. [સં. पक्वक- > પ્રા. पक्कअ-] પાકી ગયેલું, પક્વ, પરિપક્વ. (૨) પુખ્ત ઉંમરનું. (૩) મિષ્ટાન્ન પણ થઈ શકે તેવી પૂરી સામગ્રીવાળું (સીધું). (૪) ઘીથી તૈયાર કરેલું ખાવાનું. (૫) (લા.) કાયમી પ્રકારના બાંધકામવાળું. (૬) સારું જ્ઞાન ધારણ કરવામાં આવ્યું હોય તેવું. (૭) યાદદાસ્તમાંથી ખસે નહિ તેવું તૈયાર કરેલું. (૮) દૃઢ, અડગ, મક્કમ, 'સબ્સ્ટૅન્ટિવ.' (૯) કોઈથી છેતરાય નહિ તેવું. (૧૦) બેવડા વજનના તોલનું (બંગાળી તોલ,-આજે હવે એ રહ્યો નથી, દશાંશ તોલ આવવાથી). [-કી અવસ્થા (રૂ. પ્ર.) વૃદ્ધાવસ્થા, ઘડપણ. ૦ પાન (રૂ. પ્ર.) તદ્દન વૃદ્ધ, ઘરડું માણસ. ૦ મકાન (રૂ. પ્ર.) ગાર-માટીનું નહિ તેવું ચૂના સિમેન્ટ વગેરેથી કાયમી ટકી શકવાની શક્તિ-વાળું મકાન. ૦ લખાણ (રૂ. પ્ર.) કાયદેસરનું હવે ન ફરે તેવું લખાણ. ૦ વેર (રૂ. પ્ર.) પ્રબળ શત્રુતા. -કે પાયે (રૂ. પ્ર.) ખાતરીપૂર્વક, ચોક્કસ. -કો ગુરુ (રૂ.પ્ર.) ઊંધું ચતું કરી પોતાનું કામ સાધી લેનાર માણસ. -કો ઘંટ (-ઘણ્ટ) (રૂ. પ્ર.) ખૂબ લુચ્ચો, ભારે પહોંચેલ. -કો નકશો (રૂ.પ્ર.) આખરી રેખાંકન, 'બ્લ્યૂ પ્રિન્ટ.' -કો મારવાડી (રૂ પ્ર.) વેપાર રોજગારમાં ન છેતરાય તેવો માણસ. -કો માલ (રૂ.પ્ર.) તૈયાર થયેલો માલ. (૨) મિષ્ટાન્ન, ઘીનો બનાવેલો માલ. -કો રંગ (-રઙ્ગ) (રૂ. પ્ર.) ન ઊડી જાય તેવો રંગ]

**પાકૂડું** વિ. [જુઓ 'પાકું' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] (લા.) લુચ્ચું, ખંધું, પક્કું

**પાકોળી** સ્ત્રી. કાળી ચાંચવાળું એક જાતનું પક્ષી

**પાક્ષિક** વિ. [સં.] પક્ષને લગતું, પક્ષીય. (૨) પખવાડિયાને લગતું. (૩) ન. દર પંદર દિવસે પ્રસિદ્ધ થતું સામયિક. (૪) વિ., પું. પક્ષીઓનો શિકારી

**પાખઠું** જુઓ 'પાગઠડું.'

**પાખડ(-ર²)** ન. વડનું ઝાડ

**પાખડું** ન, [સં. पक्ष- > પ્રા. पक्ख + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] પક્ષ, બાજુ. (૨) ઓથ, આ-ધાર, આ-શ્રય

**પાખર¹** સ્ત્રી. [દે. પ્રા. पक्खरी] ઘોડા હાથી ઊંટ વગેરે ઉપર નાખવાની બેસવા માટેની સજાઈ. (૨) સવારી પશુ ઉપરનું બખતર

**પાખર²** જુઓ 'પાખડ.'

**પાખરવું** સ. ક્રિ. [દે. પ્રા. पक्खर-] ઘોડા હાથી ઊંટ વગેરે પર સજાઈ બાંધવી. પાખરાવું કર્મણિ., ક્રિ. પાખરાવવું, પ્રે., સ. ક્રિ.

**પાખરાવવું, પાખરાવું** જુઓ 'પાખરવું'માં.

**પાખરિયું¹** વિ. [જુઓ 'પાખરવું' + ગુ. 'ઇયું' કર્તૃવાચક કૃ. પ્ર.] પાખર કરી સવાર થયેલું

**પાખરિયું²** વિ. [જુઓ 'પાખર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જેને પાખર કર્યું છે તેવું (ઘોડું હાથી ઊંટ વગેરે)

**પાખરી¹** વિ. [જુઓ 'પાખરવું' + ગુ. 'ઈ' કર્તૃવાચક કૃ. પ્ર.] જુઓ 'પાખરિયું.¹' [વાળું, પાખરેલું

**પાખરી²** વિ. [જુઓ 'પાખર' + ગુ. 'ઈ' ત. પ્ર.] પાખર-

**પાખરી³** સ્ત્રી. [જુઓ 'પાખરવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (પાથરેલી) જાજમ, બૂંગણ ['પાખરિયું.²'

**પાખરું** વિ. [જુઓ 'પાખર' + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ

**પાખલ (-લ્ય)** ક્રિ. વિ. આજુબાજુ. (જૂ. ગુ.)

**પાખળવું** સ.ક્રિ. [સં. प्र-क्षाल- > પ્રા. पक्खाल-] જુઓ 'પખાળવું.' (જૂ. ગુ.) [માર્ગ, 'હાઇપોક્રિસી'

**પાખંડ** (પાખણ્ડ) પું. [સં.] દંભ, ઢોંગ. (૨) ધર્મની વિરુદ્ધનો

**પાખંડ-ધર્મ** (પાખણ્ડ-) પું. [સં.] જુઓ 'પાખંડ (૨).'

**પાખંડ-લીલા** (પાખણ્ડ-) સ્ત્રી. [સં.] ઢોંગ-ધતૂરાવાળી ક્રિયા

પાખંડ-વાદ (પાખણ્ડ-) સ્ત્રી. [સં.] ધર્મવિરુદ્ધ હોય તેવો મત-સિદ્ધાંત

પાખંડવાદી (પાખણ્ડ-) વિ. [સં., પું.] પાખંડવાદમાં માનનાર

પાખંડ-વિદ્યા (પાખણ્ડ-) સ્ત્રી. [સં.] ધર્મમાંથી ચલિત કરે એ પ્રકારે કરવામાં આવતી ધાર્મિક રીતિ-પદ્ધતિ

પાખંડ-શાહી (પાખણ્ડ-) સ્ત્રી. [+ફા.] પાખંડ ચલાવવાની રીતિ-નીતિ, નાસ્તિક-તા

પાખંડિયું (પાખણ્ડિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.], પાખંડી (પાખણ્ડી) વિ. [સં., પું.] પાખંડ ધર્મ ચલાવનારું, 'હાઇપ્રો-ક્રિટ' (જે. હિ.), 'હેરેટિક' (વિ. ક.) (૨) (લા.) કુટિલ, લુચ્ચું. (૩) ધૂર્ત, ઠગાઈ કરનારું

પાખાડો પું. [દે. પ્રા. पक्खड દ્વારા] બૂમ-બરાડા

પાખી[1](-ધી) સ્ત્રી. [સં. पाक्षिकी > પ્રા. पक्खिआ] પખવાડિયાનો કામ બંધ રાખવાનો દિવસ, અણોજો, અગતો. [૦ ખૂલવી (રૂ. પ્ર.) કામ-ધંધે વળગવું. ૦ પડવી (રૂ.પ્ર.) રજા પડવી. ૦ પર જવું, ૦ પાળવી (રૂ. પ્ર.) કામ-ધંધાની રજા પાળવી]

પાખી[2], -ખે ના. યો. [સં. पक्षके > પ્રા. पक्खए] વિના. (જૂ. ગુ.)

પાખે(-ખો)ડ પું. પાડોશ, સંનિધિ

પાખો[1] પું. [સં. पक्षक- > પ્રા. पक्खअ-] પાસેની દીવાલ. (૨) એકઢાળિયું

પાખો[2] પું. કંદેવાળો

પાખોડું ન. [જૂ.ગુ. 'પાગ' દ્વારા] પગ

પાખોડ જુઓ 'પાખેડ.'

પાગ[1] પું. [સં. पादाग्र > પ્રા. पायग्ग] (જૂ. ગુ.) પગ

પાગ[2] (-ગ્ય) સ્ત્રી. જુઓ 'પાજ.'

પાગઠડું ન. [જુઓ 'પાગઠું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] [જુઓ 'પાજ.'], પાગઠું ન. [જુઓ 'પાગ' દ્વારા.] આધારનું ઠેકાણું, આશ્રય-સ્થાન. (૨) પગ મૂકવાનું સ્થાન, આખડ. (૩) પગઠું. (૪) (લા.) વગ-વસીલો

પાગ(-ઘ)ડ (-ડય) સ્ત્રી. કોઈ પણ ખેંચીને લઈ જવાનું દોરડું

પા(-પે)ગડું ન. [જુઓ 'પાગ' દ્વારા.] ઘોડા વગેરે ઉપર સવારી કરતાં બે ઉ બાજુ જેમાં પગનો ફણો રાખવામાં આવે છે તે લોખંડનું પગું

પાગર (-રય) સ્ત્રી. દોરડું બાંધવાના વહાણના સુકાન પાસેનો ખીલો કે આંકડો. (વહાણ.) (૨) પવન પડી જવાથી હોડીને દોરડાં વડે કિનારે ખેંચવા ડોલ સાથે બંધાતું દોરડું. (વહાણ.) (૩) લોઢાની વાધરી

પાગરણ ન. પથારી પાથરવાનો સામાન, બિસ્તર

પાગરોળી સ્ત્રી. એકથી વધુ સ્થળેથી આવતો પગાર

પાગ(-ગે)રી પું. [જુઓ 'પાગ' દ્વારા.] પગે ચાલનાર સૈનિક, પાયદળનો સૈનિક

પાગરોટ ન. ખજૂરનું ઝાડ, ખજૂરી

પાગલ વિ. [હિં.] ચિત્ત-ભ્રમ, ગાંડું. (૨) (લા.) મૂર્ખ, બેવકૂફ

પાગલ-ખાનું ન. [+ જુઓ 'ખાનું.'] ગાંડાઓને રાખવાનું સ્થળ, 'લ્યુનેટિક'

પાગલ-તા સ્ત્રી. [સં.] ગાંડપણ, 'એસાઇલમ' (રા. વિ.)

પાગલ-દાણા પું., બ.વ. પોલા દાણા. (૨) ન. પગનું પોલા દાણાવાળું એક ઘરેણું [કૃ.પ્ર.] જુઓ 'પગે-લગણ.'

પાગ-લાગણું ન. [જુઓ 'પાગ' + 'લાગવું' + ગુ. 'અણું'

પાગલો પું. એક ડગલું પણ આગળ ચાલી ન શકાય એવી સ્થિતિ [ઝુલાવતી વેળાનો ઉદ્ગાર

પાગલો-પા કે.પ્ર. બાળકને પગના બે પંજા ઉપર ઉભાડી

પાગિયો[1] પું. [જુઓ 'પાગ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] કૂવામાં ઊતરતી વેળા પગના અંગૂઠાથી પકડવાનું સહાયક દોરડું. (૨) (લા.) સહાયક સાથીદાર. (૩) જાસૂસ, ગુપ્ત-ચર. (૪) ભેદિયો, કાસદ

પાગિયો[2] પું. ચૂડી ઉપર ચીપ બેસાડવાની કૂદળીવાળી રેખ

પાગુર ન. યાદ કરવું એ

પાગુરાવવું, પાગુરાવું જુઓ 'પાગુરવું'માં.

પાગૂરવું સ. ક્રિ. વાગોળવું. (૨) (લા.) પચાવી પાડવું, ઓળવવું. પાગુરાવું કર્મણિ., ક્રિ. પાગુરાવવું પ્રે., સ.ક્રિ.

પાગેર (-રય) સ્ત્રી. કિનારી, કોર, ધાર. (ક.મા.મુ.)

પાગેરી જુઓ 'પાગરી.'

પાગો પું. એક જાતનું ઘરેણું. (પારસી.)

પાગોડો જુઓ 'પેગોડા.'

પાઘ સ્ત્રી. [વ્રજ.] પાઘડી, માથા-બંધન

પાઘડ (-ડય) જુઓ 'પાગડ.'

પાઘડિયાળું વિ. [જુઓ 'પાઘડી' + ગુ. 'ઇયું' + 'આળું.' ત. પ્ર.] જેણે માથે પાઘડી બાંધેલી છે તેવું, પાઘડીવાળું

પાઘડી સ્ત્રી. [જુઓ 'પાઘડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પાઘ.' (૨) (લા.) સારાં કામ બદલ અપાતી ભેટ. (૩) મકાન ભાડે લેવા જતાં (મુંબઈ જેવામાં) આપવી પડતી હક્ક છોડવાની રકમ, 'પ્રીમિયમ.' [૦ આપવી (રૂ.પ્ર.) દલાલી આપવી. ૦ ઉખાળવી (રૂ.પ્ર.) જાહેરમાં ફજેત થવું. ૦ ઉતારવી (રૂ.પ્ર.) વિનંતિ કરવી. (૨) માફી માગવી. ૦ ઊલટી બાંધવી, ૦ ઊંધી ઘાલવી (રૂ.પ્ર.) ફરી જવું (વચનમાં). (૨) દેવાળું ફૂંકવું. ૦ એ ખેડવું (રૂ.પ્ર.) અમુક રકમ આપી જમીન ખેડવા લેવી. ૦ ઝુમાવવી (રૂ.પ્ર.) બેઆબરૂ થવું. ૦ ખાટમાં આળવી, ૦ ખાટમાં બાંધવી (રૂ.પ્ર.) સોગ ઉતારવો. ૦ ઘાલવી (રૂ.પ્ર.) પાઘડી પહેરવી. ૦ બે હાથે ઝાલીને ચાલવું (રૂ.પ્ર.) વહેવારુ રીતે વર્તવું. ૦ દેવી (રૂ.પ્ર.) જુઓ 'પાઘડી આપવી.' ૦ નીચી કરવી (રૂ.પ્ર.) કાલાવાલા કરવા ૦નો ધણી (રૂ.પ્ર) સારી સફળતા મેળવતો માણસ. ૦નો પેચ સંભાળવો (-સમ્ભાળવો. (રૂ.પ્ર.) આબરૂ સમાલવી, ૦નો વળ છેડે (રૂ.પ્ર.) પરિણામ આખરે સમજાય. ૦ પગે મૂકવી (રૂ.પ્ર.) નમી પડવું, લાચારી બતાવવી. ૦ ફેરવવી (રૂ.પ્ર) નાખુકર જવું, ફેરવી બાંધવું. ૦ બગલમાં મારવી (રૂ.પ્ર.) આબરૂ જવાની દરકાર ન રાખવી. ૦ બદલવી (રૂ. પ્ર.) દેવાળું કાઢવું. ૦ બંધાવવી (-બન્ધાવવી) (રૂ.પ્ર.) જશ અપાવવો. (૨) અપજશ અપાવવો. (કટાક્ષમાં). ૦ મૂકવી (રૂ.પ્ર.) દેવાળું કાઢવું, બોલ્યું ફેરવી બેસવું, નાખુકર જવું. ૦ મૂકીને આવવું (રૂ.પ્ર.) છેતરાઈ આવવું. ૦ લેવી (રૂ.પ્ર.) ઠગવું, છેતરવું. અવળી પાઘડી મૂકવી (રૂ.પ્ર.) દેવાળું કાઢવું. ફેર પાઘડી બાંધવી (રૂ.પ્ર.) બોલ્યું ફરી જવું]

પાઘડી-પને ક્રિ.વિ. [જુઓ 'પાઘડી' + 'પનો' + ગુ. 'એ'

ત્રી.વિ.,પ્ર.] (લા.) પહોળાઈ ખૂબ ઓછી અને લંબાઈ ઘણી
હોય એમ
**પાઘડી-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'પાઘડી' + 'બંધ.']
પુરુષો પૂરતું (નોતરું)
**પાઘડું** ન. [જુઓ 'પાઘ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જરા ઘાટ-
ઘૂટ વિનાની મોટી પાઘડી, ઠફાલું (કાંઈક તિરસ્કારમાં)
**પાઘમ** પું. કાનનો ઢોલ [પહેર્યું હોય તેવું
**પાઘોટા-ધારી** વિ. [જુઓ 'પાઘોટું' + સં.,પું.] મોટું પાઘડું
**પાઘોટી** સ્ત્રી. [જુઓ 'પાઘોટું + ગુ, 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ટું**
ન. [જુઓ 'પાઘ' દ્વારા.] પાઘડી (તિરસ્કારમાં)
**પાચ** જુઓ 'પચ.'
**પાચક** વિ. [સં.] પાચન-ક્રિયાને મદદ કરનારું, પચાવનારું.
(૨) પું. રસોયો, પાકશાસ્ત્રી
**પાચન** ન. [સં.] પચી જવું એ, હજમ થઈ જવું એ, હજમો.
(૨) રસોઈ કરવી એ, પાક-ક્રિયા
**પાચન-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'પાચન(૧).'
**પાચન-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] (લા.) હોજરી, પેટ
**પાચન-રસ** પું. [સં.] પચવામાં સહાયક રસ (આંતરડાંમાંનો)
**પાચન-શક્તિ** સ્ત્રી. [સં.] (ખાધેલું) પચાવવાની તાકાત કે
ગુજાયશ
**પાચ-પાનડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**પાચ-પેચ** પું. [જુઓ 'પેચ' –દ્વિર્ભાવ.] દાવ-પેચ
**પાચવું** જુઓ 'પચવું.' (પદ્યમાં.)
**પાચા-પીરોજા** પું. એ નામનો કિંમતી પથ્થર, પન્નું
**પાચિકા** સ્ત્રી. [સં.] રસોયણ, રાંધણ [માછલી
**પાચીદા** સ્ત્રી. એ નામની સમુદ્ર-કાંઠા નજીક થતી નાની જાતની
**પાચો** પું. પોખરાજ
**પાચ્છા(-છ્છા)** પું. [જુઓ 'પાદશાહ'–એનું લાઘવ.] પાદ-
શાહ, બાદશાહ, શહેનશાહ
**પાચ્છા(-છ્છા)ઈ** સ્ત્રી. [જુઓ 'પાદશાહી,'–એનું લાઘવ.]
પાદશાહી, બાદશાહી, શહેનશાહપણું
**પાચ્ય** વિ. [સં.] પચાવી શકાય–હજમ કરી શકાય તેવું.
(૨) રંધાતાં ચડી જાય તેવું [ટાવવું પ્રે.,સ.ક્રિ.
**પાછટવું** સ.ક્રિ. [રવા.] પછાડવું. **પછટાવું** કર્મણિ.,ક્રિ. **પછ-**
**પાછ(-છો)તર, -રું** વિ. [સ. पश्च + उत्तर = पश्चोत्तर > પ્રા.
पच्छोत्तर + ગુ. 'ઉ'' સ્વાર્થે ત.પ્ર.] મોસમના પાછલા
ભાગમાં થયેલું કે થનારું [ઘા થવા]
**પાછરું** ન. ધસરકો, આછો ઘા, છરકો. [-રાં પડવાં (રૂ.પ્ર.)
**પાછલું¹** વિ. [સં. पश्च > પ્રા. पच्छ ના વિકાસમાં પ્રા. पच्छि-
ल्लअ-] મોઢા આગળ નહિ તેવું, પાછળના ભાગમાં રહેલું,
પૂંઠ પાછળનું. (૨) પૂર્વના સમયનું. (૩) પછીના સમયને
લગતું. [-લી અવસ્થા (રૂ.પ્ર.) ઘડપણ. -લી મત (-ત્ય)
(રૂ. પ્ર.) પછીથી થનારી અક્કલ. -લી રાત (-ત્ય) (રૂ.પ્ર.)
રાત્રિનો ત્રણેક વાગ્યેથી શરૂ થતો સમય. -લા પહોરનું
(-પો:રનુ) (રૂ.પ્ર.) હલકું). ખરાબ. -લે બારણેથી (રૂ. પ્ર.)
ચોરી-ઈરીથી. -લો પહોર (-પો:ર) (રૂ. પ્ર.) વૃદ્ધાવસ્થા,
ઘડપણ] [(પદ્યમાં)
**પાછલું²** વિ. [જુઓ 'પાછુ'' + ગું 'લ' સ્વાર્થ ત.પ્ર.] પાછું
**પાછક્લું** વિ.[ જુઓ 'પાછલું'; અપ. पच्छिल्लिअ-દ્વારા.] જુઓ
'પાછલું.' [એ (નળિયાંનું)
**પાછવું** ન. કાણું પાડવું એ. (૨) સંચારણ કરવું એ, ચાળવું
**પાછળ** ના.યો. [સં. पश्च > પ્રા. पच्छ ના વિકાસમાં અપ.
पच्छिल्लइ સા.વિ. > જૂ.ગુ. 'પાછલિ'] પછવાડે, પૂંઠે, પાછલી
બાજુએ. (૨) પૂર્વના સમયે. (૩) પછીના સમયે. (૪) (લા.)
ગેરહાજરીમાં. [૦ ચાલવું (રૂ પ્ર.) નકલ કરવી. ૦ છોડવું (રૂ.
પ્ર.) આગળ નીકળી જવું. ૦ થવું (રૂ.પ્ર.) પીછો પકડવો. (૨)
ચીડવ્યા કરવું. ૦ પડવું (રૂ.પ્ર.) મચ્યા રહેવું, પ્રયત્ન કર્યા
કરવો. (૨) બીજાને નુકસાન થાય એમ કામ કરવું. ૦ પડી
જવું, ૦ રહી જવું (રૂ.પ્ર.) મોડું પડવું. (૨) સ્થિતિ કે
દરજ્જામાં ઊતરતું હોવું. ૦બુદ્ધિ, ૦મતિયું (રૂ.પ્ર.) વિચારીને
નહિ કરનારું. ૦ મૂકવું (રૂ.પ્ર.) ચડિયાતા થવું. ૦ લગાડવું
(રૂ.પ્ર.) ગુપ્ત બાતમી માટે માણસ (કોઈની પાછળ) મૂકવો.
૦ લાગવું (રૂ.પ્ર.) મચ્યા રહેવું. (૨) સાથે ને સાથે રહેવું]
**પાછું** વિ.,ક્રિ.વિ. [સં. पश्च > પ્રા. पच्छ + ગુ.-'ઉં'' સ્વાર્થે
ત.પ્ર.] ઊલટી કે અવળી દિશામાં, વળતું, પરાવર્તિત. (૨)
વળી, ફરીથી. [-છા પગ (રૂ.પ્ર.) પીછેહઠ. (૨) પરણ્યા
પછી કન્યાને માવતર થોડા દિવસ માટે આવવું એ. -છી
ધરતી (રૂ.પ્ર.) ગુજરાતનો પશ્ચિમ દિશાનો પ્રદેશ-સૌરાષ્ટ્ર.
-છી પાની (રૂ.પ્ર.) પાછા હઠવું એ. -છી મૂકવી (રૂ.પ્ર.)
પાણી ભરેલો કોસ ન ખેંચાતાં બળદોનું પાછુ હઠવું. -છી
લાગવી (રૂ.પ્ર.) મોત આવવું. ૦ આપવું (રૂ.પ્ર.) મજરે
આપવું. ૦ આવવું (રૂ.પ્ર.) ફરીને આવવું. ૦ કરવું (રૂ.પ્ર.)
ખસેડવું. ૦ કાઢવું (રૂ.પ્ર.) અ-સ્વીકાર કરવો. (૨) પેસવા
ન દેવું. ૦ ઠોકાવું (રૂ.પ્ર.) ઊલટી થવી. ૦ પડવું (રૂ.પ્ર.)
નિષ્ફળ થવું. (૨) હારી જવું. (૩) ખોટું ઠરવું. ૦ પગલું
ભરવું (રૂ.પ્ર.) ખચકાવું. (૨) નાસી જવું. ૦ ફરવું,૦ વળવું
(રૂ.પ્ર.) ઊલટી થવી. ૦ ભરવું (રૂ.પ્ર.) વળતર આપવું. ૦ વળીને
જોવું (રૂ.પ્ર.) દીર્ઘ દૃષ્ટિ દોડાવવી, ભવિષ્ય વિચારવું. (૨)
કૃપા-દૃષ્ટિ કરવી. ૦ વાળવું (રૂ.પ્ર.) જાકારો આપવો. (૨)
અ-સ્વીકાર કરવો] [નિષ્ફળ-તા અનુભવવી
**પાછેવાવું** અ.ક્રિ. [જુઓ 'પાછું,' –ના. ધા.] પાછું પડવું,
**પાછોટવું** અ.ક્રિ. [જુઓ 'પાછું,' –ના. ધા.] ઢોરને ઓધાન
ન રહેવું
**પાછોટિયું** ન. [જુઓ 'પાછું' દ્વારા.] ગાડામાં પાછલા ભાગે
રાખવામાં આવતું બારણા જેવું પાટિયું. (૨) પાલાવાળા
ગાડાનું કે સગરામનું પાછલું બારણું. (૩) કપડાની અંદરનું
ખીસું [બાંધવા એ
**પાછોડિયું** ન. [જુઓ 'પાછું' દ્વારા.] પીઠ પાછળ હાથ
**પાછોતર, -રું** જુઓ 'પાછતર,-રું'-'લેઇટ'
**પાછોયું** ન, [જુઓ 'પાછું' દ્વારા.] પાછું વળવું એ, વળી
આવવું એ [ભાગનું -છેવાડાના ભાગનું
**પાછોવાડિયું** વિ. [જુઓ 'પાછું' દ્વારા.] (ગામના) પછવાડેના
**પાછ્છ** જુઓ 'પાચ્છા.'
**પાછ્છાઈ** જુઓ 'પાચ્છાઈ.'
**પાજ¹** સ્ત્રી. [સં. पद्या > પ્રા. पज्जा] પાળ, સેતુ, બંધ, બાંધો.
(૨) મકાન-કામમાં દીવાલોને અડીને યા છતની નીચે

ઢીવાલો–છતોનું કામ કરવા બંધાતી પાટિયાં વગેરેની માંડણી

**પાજ[૨]** સ્ત્રી. ઝીણા પોતનું એક રેશમી કાપડ

**પાજણી[૧]** સ્ત્રી. વ્યસન, ટેવ, આદત, હેવા

**પાજણી[૨]** સ્ત્રી. કાંજી કે ખેળ પાવી એ. (૨) કાંજી કે ખેળ

**પાજણી-ગરો** પું. [જુઓ 'પાજણી[૨]' + સં. °कर-क ▶ શૌ. પ્રા. °गरअ-] ખેળ ચડાવનાર માણસ (સૂતરના તાણા॰ વાણાને) [(૫) હરામખોર

**પાજી** વિ. [ફા.] દુષ્ટ. (૨) નીચ. (૩) લુચ્ચું. (૪) તોફાની.

**પાજી-પરસ્ત** વિ. [સં.] પાજીઓને ઉત્તેજન આપનાર

**પા-જીવ-નું** વિ. [જુઓ 'પા[૧]' + સં. + ગુ. 'નું' છ.વિ.નો અનુગ.], **-વાળું** વિ [+ ગુ. 'વાળું' ત.પ્ર.] (લા.) કૃપણ, લોભિયું, કંજૂસ, બખીલ

**પાજેઠિયું** ન. ગાડાના પાલાનો આગલો ભાગ. (૨) બરડા ઉપર લટકતી નાખેલી ખોળ કે પોટલી

**પા-ઝંદ** (પાઝન્દ) સ્ત્રી. [ફા.] ગાથા-અવેસ્તાની ભાષા (પારસીઓના ધર્મગ્રંથની). (સંજ્ઞા.)

**પાટ[૧]** પું. [સં. पट्ट] વિસ્તારવાળી જમીન. (૨) વિસ્તારવાળું પાથરવાનું કપડું કે કાપડ. (૩) મોટો પાટલો, બાજોઠ. (૪) સિંહાસન (રાજગાદી.) [(-ટ્ય. સા.વિ.નો જૂ.ગુ. ઇ > 'ય') ૰બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) વિધિપૂર્વક દેવની પ્રતિષ્ઠા થવી. (૨) રાજાનો રાજગાદી ઉપર અભિષેક થવો યા બેસવું. ૰ બેસાડવું (-બેસાડવું) (રૂ.પ્ર.) પાટ બેસવાની ક્રિયા કરાવવી]

**પાટ[૨]** (-ટ્ય) સ્ત્રી. [સં. पट्टी] પથ્થરની છાટ. (૨) લાકડાની ચાર પાયાવાળી બેઠક. (૩) ગુરુની બેઠક. (૪) નદીમાંનો લંબાઈવાળો છીછરો ધરો. (૫) ચિચોડાનો ઉપરનો ભાગ. (૬) (સોના-ચાંદીની) ચપટ લગડી. [૰માં પડવું (રૂ.પ્ર.) ખોળ્યું થવું, જતું થવું. -ટે બેસવું (-ટ્યે બેસવું) (રૂ.પ્ર.) લગ્ન પ્રસંગે મંડાયેલી પાટ ઉપર જઈ બેસવું, લગ્નનો લહાવો લેવો. (૨) એ પ્રમાણે મરણ પછી મંડાયેલી પાટ ઉપર જઈ ખરખરો કરવો. (૩) (સ્ત્રીએ) ઋતુમતી થવું]

**પાટ[૩]** (-ટ્ય) સ્ત્રી. [સં. पाटी 'ગણિત'] આંકનો પાડો કે ઘડિયો બોલી જવો એ

**પાટ[૪]** પું. [સં. पाठ] વામમાર્ગમાં કે મોટા પંથમાં (મોટે ભાગે સુદિ બીજને દિવસે) થતી એક ધર્મક્રિયા. [૰ માંડવા (રૂ.પ્ર.) એવી ધર્મ-ક્રિયા કરવી]

**પાટકવું[૧]** અ.ક્રિ. ભટકવું, રખડવું, નકામું ભમ્યા કરવું

**પાટકવું[૨]** સ.ક્રિ. [રવા.] જુઓ 'પટકવું'. **પટકાવું** કર્મણિ., ક્રિ. **પટકાવવું** પ્રે.,સ.ક્રિ.

**પાટ-ગડો** પું. [જુઓ 'પાટ[૧]' + 'ગાડું.'] (ચરો.) લાંબા પાટિયાવાળું ચરોતર અને ઉત્તર ગુજરાતમાં પ્રચલિત ગાડું

**પાટ-ઘાય, -યો** પું. [સં. पट्ट-घात, ૰क > પ્રા. पट्ट-घाय, °अ-] (લા.) રાજપાટ ઉપર કે રાજા ઉપર થયેલો ઘા કે નુકસાન

**પાટ-જોગી** પું. [જુઓ 'પાટ[૧]' + 'જોગી.'] સૌથી મોટો યોગીશ્વર, મોટો યોગી

**પાટડિયો** પું. [જુઓ 'પાટો' + ગુ. 'ડું' + 'ઇયું' ત.પ્ર.] (વ્રણ કે ઘા ઉપરનો કપડાનો) પાટો. (પદ્યમાં.)

**પાટડી** સ્ત્રી. [જુઓ 'પાટી[૧]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ખેતરનો સાંકડો લાંબો ભાગ (પરચૂરણ વાવેતર માટેનો). (૨) લાકડાનું લાંબું સાંકડું પાટિયું (છાપરામાંનું), નાનો પાટડો, ભારવટિયો

**પાટડો** પું, [જુઓ 'પાટ[૧]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] લાકડાનું ઘડેલું લાંબું લંબચોરસ પીઢિયું (ધાબામાં કે છાપરામાં નાખવાનું), ભારવટિયો, 'આર્કિટ્રેઇવ'

**પાટણ** ન. [સં. पत्तन > પ્રા. पत्तण, पट्टण] શહેર, નગર. (૨) અણહિલવાડ પાટણ (ઉત્તર ગુજરાતની જૂની રાજધાની) (સંજ્ઞા.) (૩) (સૌરાષ્ટ્રનું) પ્રભાસ-પાટણ, સોમનાથ-પાટણ. (સંજ્ઞા.)

**પાટણ-વાડું** ન., -ડો પું. [જુઓ 'પાટણ' + સં. पाटक- > પ્રા. वाडअ-] (લા.) ઉત્તર ગુજરાતના પાટણ શહેરની આસપાસનો પ્રદેશ. (સંજ્ઞા.) [પાટણવાડાનું)

**પાટણવાડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] પાટણવાડાને લગતું,

**પાટણવાડિયો** વિ.,પું. [જુઓ 'પાટણવાડિયું.'] વણિક અને બીજી કોમોમાં એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પાટણી** સ્ત્રી. [જુઓ 'પાટ[૧]' દ્વારા.] વિસ્તારનું માપ કરવું એ, મોજણી [પાટલો

**પાટણું** ન. [જુઓ 'પાટ[૧]' દ્વારા.] આસન, બેઠક. (૨)

**પાટ-નગર** ન. [જુઓ 'પાટ[૧]' + સં.] રાજધાનીનું શહેર, 'કેપિટલ'

**પાટ-પથરણું** ન. [જુઓ 'પાટ[૧]' + 'પથરણું.'] લગ્ન-પ્રસંગે ગણેશ-સ્થાપનનું અને કન્યાને બેસવા માટેનું સાથિયાવાળું વસ્ત્ર (સફેદ)

**પાટ-પરંપરા** (-પરમ્પરા) સ્ત્રી. [જુઓ 'પાટ[૧]' + સં.] આચાર્યની ગાદી ઉપર ઉત્તરોત્તર આચાર્યોનું આવવું એ

**પાટ-પાટી** સ્ત્રી. [જુઓ 'પાટો,'–દ્વિર્ભાવ.] પાટો બાંધવો એ

**પાટ-પૂજા** સ્ત્રી. [જુઓ 'પાટ[૪]' + સં.] વામમાર્ગીઓ કે મોટા પંથવાળાઓનો પાટ માંડી કરવામાં આવતો ધાર્મિક એક વિધિ

**પાટ-બંધારો** (-બન્ધારો) પું. [જુઓ 'પાટ[૧]' + 'બાંધવું' દ્વારા.] નહેરમાંથી ખેતરમાં પાણી લઈ જવાનો ધોરિયો, 'કૅનાલ'

**પાટ-બેસાડ** (-બેસાડ) ન. [જુઓ 'પાટ[૧]' + 'બેસાડવું.'] વર અને કન્યાને પીઠી ચોળ્યા પછી પાટલે બેસાડવાની ક્રિયા

**પાટરડી** સ્ત્રી. [જુઓ 'પાટરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પાટરડો, માટીની તોલડી (ખાસ કરી છાસ દહીં વગેરે માટેની)

**પાટરડો** પું. [જુઓ 'પાટિયો.'] માટીનો તોલિયો (દાળ ખીચડી વગેરે કરવાનું માટીનું વાસણ)

**પાટલ** વિ. [સં.] લાલ, રાતું. (૨) ન. [સં.,પું.] એ નામનું એક વૃક્ષ. (૩) [સં.,ન.] પાટલ વૃક્ષનું ફૂલ

**પાટલા-ઘો** પું. [જુઓ 'પાટલો' + 'ઘો.'] પાટલા જેવા પહોળા ઘાટની ઘોની જાત, કાંકચ

**પાટલા-ફાડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'પાટલો' + 'ફાડવું;' આવતાં પાટલા ઉપર બેસાડાતી હોવાથી] (લા.) પત્નીની મોટી બહેન, મોટી સાળી, પાટલા-સાસુ (કટાક્ષમાં)

**પાટલા-ભાજી** સ્ત્રી. [જુઓ 'પાટલો' + 'ભાજી.' દરેક છોડ લઈ એની નાની નાની પૂણી પાટલા ઉપર ચાકુથી કપાતી

હોઈ.] (લા.) તાંદળજાની ભાજી, તાંજળિયો

**પાટલા-મૂળ** ન. [જુઓ 'પાટલો' + મૂળ' પાટલાની જેમ પથરાતાં હોવાથી.] (લા.) કાંકચ, પાટલા-ઘો

**પાટલા-સાસુ** સ્ત્રી. [જુઓ 'પાટલો' + 'સાસુ;' આવતાં બેસવા પાટલો આપવો પડતો હોવાથી] (લા.) પત્નીની મોટી બહેન, મોટી સાળી

**પાટલાં** ન.,બ.વ. [જુઓ 'પાટલું.'] ગાડાના પૈડાંમાંના ગોળાંકવાળા પાટડા. [**૦ ચીરવાં** (રૂ.પ્ર.) એક ઓળ કે ચાસમાં વચ્ચે વાવવું]

**પાટલિ** સ્ત્રી. [સં.] જુઓ 'પાટલ(૨).'

**પાટલિ(-લી)-પુત્ર** ન. [સં.] આજના પટનાના સ્થાન ઉપર મગધ દેશની જૂની રાજધાનીનું નગર, પુષ્પ-પુર, કુસુમ-પુર. (સંજ્ઞા.)

**પાટલિયો** વિ.,પું. [જુઓ 'પાટલું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઓરણીથી પાટલાં મૂકીને વવાતો મોલ

**પાટલી** સ્ત્રી. [જુઓ 'પાટલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની લાકડાની પટ્ટી. (૨) પટ્ટીની બનાવેલી બેઠક. (૩) પાયાવાળી બેઠક, બાંકડો. (૪) પગનો પંજો. (૫) ધોતિયાની કે સાડીની પેટ ઉપરથી લબડતી પટ્ટીઓ. (૬) વાળો ખેંચવાનું કાણાંવાળું સાધન. (૭) મંડાણનું પાટિયું. (૮) ફટકસાળના હાથાનું નીચેનું લાંબું લાકડું. (૮) ઘંટી નીચેની પાટડી. (૯) સ્ત્રીઓના કાંડાનું પટ્ટી-ઘાટનું એક ઘરેણું. (૧૦) લઠાના કાઠાનો ઉપરનો ચપટ ભાગ. (૧૧) ઘાણું ટીપતી વખતે પરોણાની નીચે બેસાતો લાકડાનો ખાંચાવાળો નાનો ચોરસો. (૧૨) ધ્વજ-દંડનું વાંસડો પરોવવાનું નાનું પાટિયું. (૧૩) પૂંઠાના ચપટ ટુકડા ઉપર વીંટાતી હતી તે દોરાની ફેલ. [**૦ વાળવી** (રૂ.પ્ર.) ધોતિયા કે સાડીની પેટની નીચે આગલા ભાગમાં ગેડ પાડવી]

**પાટલી-પુત્ર** જુઓ 'પાટલિ-પુત્ર.'

**પાટલી-બદલુ** વિ. [+ જુઓ 'બદલવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] પક્ષ-પલટો કરનારું [ઑફ ધ ફ્લોર'

**પાટલી-બદલો** પું. [+ જુઓ 'બદલો.'] પક્ષ-પલટો, 'ક્રૉસિંગ

**પાટલી-લેવલ** ન. [+ અં.] સુથારનું લેવલ (સપાટી) જાણવાની શીશીવાળું સાધન, લેવલ-પાટી

**પાટલું** ન. [જુઓ 'પાટ[1]' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ખેતરમાંના પ્રત્યેક બે ચાસ વગેરેનો કોરો ભાગ, વખેડું. (૨) ગાડાનું પૈડું. (૩) ગોળનું ઓડું, માટલું

**પાટલૂન** ન. [અં. પૅન્ટેલૂન] યુરોપીય પદ્ધતિનો સમાંતર પાયજામો, બટનવાળો લેંગો, 'પૅન્ટ' [માણસ

**પાટલૂનિયો** વિ.,પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] પાટલૂન પહેરનાર

**પાટલો** પું. [જુઓ 'પાટલું.'] જુઓ 'પાટલું(૧).' (૨) નાની ઊભણીવાળી લાકડાની બેઠક. (૩) પૈડાની ધરીમાં રહેતો પૈડાનો વચલો ભાગ. (૪) કાંઈ વેચવા માટે યા જુગાર રમવા માટે પાથરેલી નાની પાટ. [**-લા ઉપર ધૂળ ના(-નાં)ખવી** (રૂ.પ્ર.) ભણ્યા હોવું, **-લા પડવા** (રૂ.પ્ર.) જમવા બેસવાની તૈયારી થવી. **-ફાડવા** (રૂ.પ્ર.) ગપ્પાં મારવાં. (૨) નવરા બેસી નખ્ખોદ વાળવું. **૦ ભરવા** (રૂ.પ્ર.) (મહેતાજીએ ઠોઠ વિદ્યાર્થીને) પાટલો મૂકવાની એક પ્રકારની સજા કરવી. **-માં આવી જવું** (રૂ.પ્ર.) ફસાઈ જવું, ફંદામાં આવવું. **૦ માંડવા** (રૂ.પ્ર.) જમવા બેસવાની તૈયારી કરવી. **૦ મૂંડવા** (રૂ.પ્ર.) જુઓ 'પાટલા ફાડવા.' **-લે બેસાડવું** (-બેસાડવું) (રૂ.પ્ર.) સત્કાર કરવો. **-લે બેસાડી પૂજા કરવી** (-બેસાડી-) (રૂ.પ્ર.) આવકાર આપ્યા પછી માર મારવો. **૦ કરવો** (રૂ.પ્ર.) બ્રાહ્મણોને પ્રત્યેક પાટલે બેસાડી પૂજાપૂર્વક દક્ષિણા આપવી. **૦ ગોઠવો** (રૂ.પ્ર.) અનુકૂળતા હોવી, અનુકૂળ પડવું. **૦ નહિ ફરવો** (રૂ.પ્ર.) કામ પાર ન પડવું. **૦ નાં(-નાં)ખવો** (રૂ.પ્ર.) જુઓ 'પાટલા નાખવા.' **૦ પડવો** (રૂ.પ્ર.) જુઓ 'પાટલા પડવા.' **૦ ફરવો** (રૂ.પ્ર.) ભોજનનું નોતરું દેવાતું જવું. **૦ ફોડવો** (રૂ.પ્ર.) ભરમ ખુલ્લો કરવો. **૦ મંડાવવો** (-મણ્ડાવવો) (રૂ.પ્ર.) ભણવાનું શરૂ કરાવવું]

**પાટવ** ન. [સં.] પટુ-તા, કૌશલ, કાબેલિયત, હોશિયારી, ચતુરાઈ. (૨) ચાલાકી, ચપળતા

**પાટ-વડ** પું. [જુઓ 'પાટ[1]' દ્વારા.] મોલાતને પાણી પાવા માટેનો ધોરિયો કે નીક

**પાટવડી** જુઓ 'પારોડી.'

**પાટવ(-વે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પાટવી' + ગુ. 'અ(-એ)ણ' ત.પ્ર.] પાટવી કુમારની પત્ની. (૨) (લા.) પહેલા સંતાન તરીકે અવતરેલી દીકરી

**પાટવી** પું. [સં. पट्ट-पति > પ્રા. पट्टवइ], **૦ કુમાર** પું. [સં.], **૦ કુંવર** પું. [+ જુઓ 'કુંવર.'] રાજગાદીનો ભવિષ્યનો સ્વામી–યુવરાજ, કુમારોમાંનો સૌથી મોટો કુમાર

**પાટવું** સ.ક્રિ. [જુઓ 'પાટ,[1]' –ના. ધા.] પાટિયાંનું છાપરું બનાવવું. (૨) આડું મૂકવું. (૩) ઢગલો કરવો. પટાવું[2] કર્મણિ.,ક્રિ. પટાવવું[3] પ્રે.,સ.ક્રિ.

**પાટવેણ** (-ણ્ય) જુઓ 'પાટવણ.'

**પાટ-સ્થલ(-ળ)** ન. [જુઓ 'પાટ[1]' + 'સ્થળ.'] પાણીનો જેમાં વિસ્તાર છે તેવું સ્થળ–તળાવ

**પાટસ્થળ-જમીન** સ્ત્રી. [+ જુઓ 'જમીન.'] તળાવના પાણીથી પીત કરવામાં આવે તેવી જમીન

**પાટં(-ટાં)બર** (પાટ(-ટા)મ્બર) ન. [જુઓ 'પાટ[1]' + સં.] એક જાતનું રેશમી કાપડ

**પાટા-તૂ(-ત્રૂ)ટ** વિ. [જુઓ 'પાટો' + 'તૂ(-ત્રૂ)ટવું.'] (પેટે પાટો બાંધેલો તૂટી જાય તેવું) (લા.) અકરાંતિયું, ખાઉધર

**પાટા-પિં(-પીં)ડી** સ્ત્રી. [જુઓ 'પાટો' + સં. पिण्ड દ્વારા + ગુ. 'ઈ' ત.પ્ર.], **પાટા-પૂડી** સ્ત્રી. [જુઓ 'પાટો' + સં. पुट દ્વારા + ગુ. 'ઈ' ત.પ્ર.] વ્રણ કે ઘા ઉપર પાટો બાંધવાની ક્રિયા

**પાટાંબર** (પાટામ્બર) જુઓ 'પાટંબર.'

**પાટિયાની** સ્ત્રી. [જુઓ 'પાટિયું' + ગુ. 'નું' છ.વિ.નો અનુગ + ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય; પાટિયા ઉપર વણેલી હોઈ] (લા.) સેવ (હાથની વણેલી). (પુષ્ટિ.)

**પાટિયાળી** વિ.,સ્ત્રી. [જુઓ 'પાટિયું' + ગુ. 'આળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સાત નવ કે અગિયાર સેર લઈ ગૂંથવામાં આવતી નાડી

**પાટિયાં-બર** વિ. [જુઓ 'પાટિયું' + ગુ. 'આં' બ.વ.,પ્ર. + 'બર.'] જેમાંથી પાટિયાં વેરી શકાય તેવું (સાગ વગેરેનું લાકડું)

**પાટિયું[1]** ન. જુઓ 'પાટ[1]' + ગુ. 'ઇયુ' ત.પ્ર.] લાકડામાંથી

વેરીને લાંબા પાટ પાડવા હોય તેવું એક ફડદ. (૨) આવા પાટિયામાંથી કાપીને કરેલો પ્રત્યેક ટુકડો. (૩) જેના ઉપર લખવામાં આવે તેવું ફડદ, 'બ્લૅક બોર્ડ' (શાળાઓમાં હોય છે તેવું). (૪) જેના ઉપર ઓળખનું કે જાહેર-ખબર વગેરેનું લખાણ લખ્યું હોય તેવું ફડદ, 'સાઇન-બોર્ડ.' (૫) જ્યાં માત્ર સ્થાનનો નિર્દેશ કરતું પાટિયું લગાવ્યું હોય તેવું નાનું રેલવે-મથક, 'ફ્લૅગ સ્ટેશન.' (૬) કુંભારનું વાસણ ટીપવાનું ટપલું. (૭) વહાણના સુકાનનું ફડદું. (વહાણ.)(૮) સેવ પાડવાની વચ્ચે બેસાય તેવી કે સાદી પાટડી. [ -યાનું વાવેતર (રૂ.પ્ર.) ખેતરના અમુક ચિરોટિયામાં કરેલું પરચૂરણ વાવેતર. -યાં ઊંચકાવાં (રૂ.પ્ર.) ધંધામાં ખોટ જવી. -યાં ગોઠવવાં (રૂ.પ્ર.) બંધ-બેસતું કરવું. -યાં દેવાવાં, -યાં બેસી જવાં (-બેસી-), -યાં ભિડાવાં (રૂ. પ્ર.) છાતીમાં દુઃખ થવું (પાંસળાંમાં). (૨) હારી જવું-ત્રાસી જવું. (૩) ચાલતું કામ અટકી પડવું. (૪) દેવાળું કાઢવું. -યાં માંજવાં (રૂ. પ્ર.) ખાઈપી એઠ-વાડ સાફ કરવી. -યાં રંગાવાં (-રઙ્ગાવાં), -યાં રંગાઈ જવાં (-રઙ્ગાઇ-) (રૂ. પ્ર.) ખૂબ માર મારવો. (૨) દેવામાં આવી પડવું. -યાં વાળી દેવાં (રૂ.પ્ર.) કામ બંધ કરવું. ૦ ચોઢ-(-ઢ)વું, ૦ મારવું, ૦ લગાડ(-વ)વું (રૂ. પ્ર.) જાહેરાત કરવી]

પાટિયું[2] ન. કઢી

પાટિયો[1] પું. [જુઓ 'પાટિયું.[1]'] ચણતરમાં લંબાઈ એ પથ્થર મુકાય તેવો લંબચોરસ પથ્થર

પાટિયો[2] પું. દાળ ખીચડી વગેરે રાંધવાનો માટીનો તોલિયો. [૦ કલપવો (રૂ. પ્ર.) ધરો વાળતી વેળા માટીના પાટિયામાં અમુક ચીજ વસ્તુ નાખી દાન આપવું]

પાટી[1] સ્ત્રી. [સં.] ગણિત-વિદ્યા

પાટી[2] સ્ત્રી. [સં. पट्टिका > પ્રા. पट्टिआ] પાટ જેવો નાનો આકાર, પટ્ટી. (૨) પથ્થર ધાતુ વગેરેની નાની મોટી ચીપ. (૩) પથ્થર-પાટી, 'સ્લેટ.' (૪) સૂતર રેશમ ઊન વગેરેની ખાટલા ઢોલિયા વગેરેમાં ભરવાની વણેલી લાંબી પટ્ટી. (૫) મજૂરી કરનાર મજૂરની લાકડાની ફડદી કે સૂંડલો. (૬) હાર-બંધ આવેલાં ખેતરોની લાંબી પટ્ટી. (૭) ગિરાસ-દારના ગરાસની જમીન. (૮) ગામની જમીનોનો મુખ્ય સમૂહ. (૯) ઘોડાની કે અન્ય દોડનારની દોડ. (૧૦) ક્રમ, વારો. [૦ ઉકેલવી, ૦ છોડવી (રૂ. પ્ર.) ખાટલા કે ઢોલિયાની પાટી કાઢી લેવી. ૦ પર ધૂળ ના(-નાં)ખવી (-ધૂળ્ય-) (રૂ. પ્ર.) નિશાળે ભણવું શરૂ કરવું. ૦એ ચડ(-ઢ)વું, ૦ કઢાવવી, (રૂ. પ્ર.) કામ કરતા થવું. ૦એ ના(-નાં)ખવું (રૂ. પ્ર.) દોડાવવું. ૦ ભરવી (રૂ. પ્ર.) ખાટલા કે ઢોલિયાને પાટી વીંટવી. ૦ વાળવી (રૂ. પ્ર.) ઉજ્જડ કરવું]

પાટી[3] સ્ત્રી. [અં. પાર્ટી] ટોળી, મંડળી, તડ઼ો. [૦ પડવી (રૂ. પ્ર.) તડા થવા]

પાટી-ગણિત ન. [સં.] ગણિત-શાસ્ત્ર, પાટી

પાટી-દાર વિ., પું. [જુઓ 'પાટી[2]' + ફા. પ્રત્યય.] ગરાસની જમીન ધરાવનાર ગરાસિયો જમીનદાર. (૨) કણબી ખેડૂત (ગુજરાતમાં 'લેઉવા' 'કડવા' અને 'આંજણા' જ્ઞાતિ)

પાટીદાર(-રે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પાટી-દાર' + ગુ. 'અ(એ)ણ' સ્ત્રીપ્રત્યય.] પાટીદારની સ્ત્રી, કણબણ

પાટિદારિયું વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પાટીદારને લગતું, પાટીદારનું [પાટી-દારનો ખેતીનો ધંધો

પાટીદારી સ્ત્રી. [ + ફા. 'ઈ' ત. પ્ર.] પાટીદારપણું. (૨)

પાટીદારેણ (-ણ્ય) જુઓ 'પાટીદારણ.'

પાટી-વણો વિ., પું. [જુઓ 'પાટી[2]' + 'વણવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] પાટી વણવાનું કામ કરનાર કારીગર

પાટી-વા ક્રિ. વિ. [જુઓ 'પાટી[2]' + 'વા.[3]'] એક ખેતર જેટલે દૂર, ખેતર-વા

પાટી-વાળો વિ., પું. [જુઓ 'પાટી[2]' + ગુ. 'વાળું' ત. પ્ર.] માથે પાટી કે સૂંડલો રાખી માલ ઉપાડનારો મજૂર. (૨) રેલ-રસ્તા ઉપર કામ કરનાર મજૂર

પાટુ સ્ત્રી. [દે. પ્રા. पट्टुआ] (પગથી મરાતી) લાત

પાટુડું ન. [જુઓ 'પાટું' દ્વારા.] જુઓ 'પાટુ.' (જ. ગુ.)

પાટૂડી[1] સ્ત્રી. [જુઓ 'પાટુ' + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાટુ.'

પાટૂ(-ટે-)ડી[2] જુઓ 'પાટરડી.'

પાટૂડી[3] જુઓ 'પાટોડી.[2]'

પાટૂડું ન., -ડો પું. જુઓ 'પાટરડો.'

પાટેડી જુઓ 'પાટૂડી[2]' –'પાટરડી.'

પાટો પું. [સં. पट्टक- > પ્રા. पट्टअ-] સાંકડી પહોળાઈનો અને લંબાઈવાળો ચપટ ધાટનો લોખંડનો ચીરા જેવો આકાર. (૨) પૈડાના પરિઘ ઉપર ચોડાતો લોખંડનો ગોળાકાર ચપટ પટ્ટો. (૩) આગગાડી ટ્રામ ટ્રૉલી વગેરેનાં પૈડાં જેના ઉપર ચાલે તે લોખંડનો ચોક્કસ પ્રકારની હાંસ-વાળો આકાર. (૪) વણ ઘા વગેરે ઉપર દવા લગાવી એના ઉપર બંધાતો લૂગડાનો ચીરો. [-ટા બાંધવા (રૂ.પ્ર.) કાન ભંભેરવા. (૨) કાંઈ ન સૂઝવું. -ટે ચડ(-ઢ)વું (રૂ. પ્ર.) વ્યવસ્થિત ગોઠવાવું. -ટે ચડા(-ઢા)વવું (રૂ. પ્ર.) સરળતા કરી આપવી. (૨) ધંધે ચડાવવું. -ટેથી ઊતરવું (રૂ. પ્ર.) આડે માર્ગે ચડી જવું. (૨) રખડી પડવું. (૩) ગુસ્સે થવું. ૦ ખાવો, ૦ ચડ(-ઢ)વો, ૦ બાજવો (રૂ. પ્ર.) અનુકૂળતા થવી. ૦ ગોઠવો (રૂ. પ્ર.) સ્વભાવ મળી જવો. ૦ જામવો (રૂ. પ્ર.) સ્નેહ થવો. (૨) અનુકૂળતા થવી. ૦ બેસવો (-બૅસવો) (રૂ.પ્ર.) સરખાઈ આવવી, ગોઠવાઈ જવું. અવળો-ઊંધો પાટો બંધાવવો (-બન્ધાવવો) (રૂ. પ્ર.) આડું અવળું સમઝાવવું. આંખના પાટા જેવું (રૂ. પ્ર.) પ્રતિકૂળ. આંખે પાટા બંધાવવા (-બન્ધાવવા), આંખે પાટા બાંધી ફરવું (રૂ. પ્ર.) સંપૂર્ણ અજ્ઞાન હોવું. છપ્પનના પાટા (રૂ. પ્ર.) ઘણું જ કષ્ટ]

પાટોડિયું ન. [જુઓ 'પાટોડી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], પાટોડી[1] સ્ત્રી. જુઓ 'પાટરડી.'

પાટોડી[2] સ્ત્રી. ઢોકળાંનો એક પ્રકાર

પાટોડું ન. [જુઓ 'પાટ[1]' દ્વારા.] જેમાં પાણી એકઠું થયું હોય તેવો ખાડો

પાટોત્સવ પું. [જુઓ 'પાટ[1]' + સં, ઉત્સવ] દેવ કે ઠાકોરજી-ની જે દિવસે મંદિરમાં પ્રતિષ્ઠા કરવામાં આવી હોય તે દર વર્ષે ઊજવવામાં આવતો દિવસ [યુવરાજ

પાટોધર પું. [સં. पट्टक- > પ્રા. पट्टअ + સં. धर] પાટવી

**પાટોપાટ** (-ટ્ય) ક્રિ.વિ. [જુઓ 'પાટ,[1]' –દ્વિર્ભાવ.] આ છેડાથી પેલા છેડા સુધી. (૨) જોડાજોડ, હારોહાર

**પાઠ** પું. [સં.] મોઢેથી કે વાંચતાં વાંચતાં બોલી જવું એ. (૨) વાંચવા માટેની વાચના. (૩) પાઠ્યપુસ્તકનો એક દિવસમાં થઈ શકે તેવો એકમ, 'લેશન.' (૪) નાટ્ય-કૃતિમાં પાત્રનું કાર્ય. (૫) (લા.) શિક્ષા, બોધ, ઉપદેશ. [૦ આપવો, ૦ શીખવવો (રૂ. પ્ર.) ભણાવવું. (૨) શિખામણ આપવી. (૩) સમઝણ પાડવી. ૦ કરવું (રૂ. પ્ર.) મોઢે કરવું, યાદ રાખવું. ૦ કરવો (રૂ. પ્ર.) મોઢેથી કે વાંચતાં વાંચતાં ધાર્મિક ગ્રંથનો અમુક ભાગ બોલી જવો. ૦ ભણવો (રૂ. પ્ર.) તાલીમ લેવી. (૨) બોધ કે ધડો લેવો. ૦ મળવો, ૦ શીખવો, ૦ લેવો. (રૂ. પ્ર.) ધડો લેવો, બોધ લેવો. ૦ શીખવવો (રૂ. પ્ર.) સાચી સમઝણ આપવી]

**પાઠક** પું. [સં.] વૈદિક મંત્રો બોલનારો. (૨) વાંચીને મોઢેથી બોલ્યા કરનાર. (૩) સર્વસામાન્ય વાચક, 'રીડર.' (૪) શુકલ યજુર્વેદી બ્રાહ્મણોની એક અટક અને એનો પુરુષ, (સંજ્ઞા.)

**પાઠડું** ન. [જુઓ 'પટ્ટુ.'] ગર્ભ હજી ધારણ ન કર્યો હોય તેવું બકરીનું મોટું બચ્ચું

**પાઠડો** પું. [જુઓ 'પટ્ટુ.'] જુવાન સિંહ

**પાઠ-દોષ** પું. [સં.] વાંચીને બોલવામાં થતો ઉચ્ચારણ કે અશુદ્ધિનો દોષ. (૨) ખામી ભરેલો પાઠ

**પાઠન** ન. [સં.] ભણાવવું એ

**પાઠ-નિર્ણય** પું. [સં.] વાચના ભિન્ન ભિન્ન પડતી હોય તેવા પાઠોમાંથી કયો ખરો હશે એ વિશેનો ઉકેલ

**પાઠ-પૂજા** ન.,બ.વ. [સં.] ધાર્મિક ગ્રંથોનું વાચન અને ઇષ્ટદેવનું પૂજન

**પાઠ-પ્રણાલિ(-લી)** સ્ત્રી.[સં.] પાઠ કરવાની ચાલી આવતી રીત

**પાઠ-ફેર** પું. [+ જુઓ 'ફેર.'], **પાઠ-ભેદ** પું. [સં.] ભિન્ન ભિન્ન વાચનાઓમાં જોવા મળતો તફાવત

**પાઠ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] અભ્યાસના ભિન્ન ભિન્ન એકમને પાઠોની શૃંખલાના રૂપમાં આપતું પુસ્તક

**પાઠ-લેખન** ન. [સં.] પાઠાંતર નોંધવાં એ

**પાઠવવું** સ.ક્રિ. [સં. प्र-स्थापय- > પ્રા. पट्ठव-] મોકલી આપવું. **પાઠવાવું** કર્મણિ., ક્રિ.

**પાઠ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] અધ્યયન કરવાનું સ્થળ, શિક્ષણ લેવાનું સ્થાન, નિશાળ, શાળા (અત્યારે 'સંસ્કૃત શાળા' માટે રૂઢ; હ.દ્વા.એ 'હાઇસ્કૂલ' માટે અને મ.રૂ.એ 'કૉલેજ' માટે સૂચવેલ છે.)

**પાઠ-શોધન** ન. [સં.] વાચનાઓના પાઠની અશુદ્ધિઓ દૂર કરવી એ

**પાઠ-સમાપ્તિ** સ્ત્રી. [સં.] પાઠ પૂરો થવો એ

**પાઠ-સંકલના** (-સઙ્કલના) સ્ત્રી. [સં.] વાચનાની સંકલના– એકઠી કરવાપણું

**પાઠ-સૂચક** વિ. [સં.] નાટયાદિમાં અભિનેતાને એના પાઠની યાદ આપ્યા કરનાર, 'પ્રૉમ્પ્ટર' (એસ. આર. ભટ્ટ)

**પાઠા-ફેર** વિ. [જુઓ 'પાઠું' + 'ફેર.'] સહેજ-સાજ તફાવત હોય તેવું, થોડા ફેરવાળું

**પાઠાવલિ(-લી, -ળિ, -ળી)** સ્ત્રી. [+ સં. आवलि, –ली] જુઓ 'પાઠ-માલા.'

**પાઠાંતર** (પાઠાન્તર) ન. [+સં. अन्तर] બીજો પાઠ, પાઠ-ભેદ (ભિન્ન ભિન્ન વાચનાઓનો)

**પાઠિકા** સ્ત્રી. [સં.] પાઠ કરનારી સ્ત્રી. (૨) સ્ત્રી વાચક

**-પાઠી** વિ., [સં., પું.] પાઠ કરનાર (સમાસમાં વ્યાપક 'વેદ-પાઠી' 'ઘન-પાઠી' વગેરે)

**પાઠું[1]** ન. [સં. पृष्ठक- > પ્રા. पट्ठअ-] પીઠ ઉપર થતું ગૂમડું. (૨) પીલી રસ કાઢી લીધા પછી રહેતા શેરડીના કૂચા. (૩) કૂવા કે વાવ ખોદતી વખતે પાછળ રહેતું કસ્તર

**પાઠું[2]** ન. કુંવારનો છોડ

**પાઠોદ્ધરણ** ન., **પાઠોદ્ધાર** પું. [સં. पाठ+उद्धरण, उद्धार] ભિન્ન ભિન્ન વાચનાઓમાંથી સંગત શુદ્ધ પાઠ તારવી લેવાનું કાર્ય

**પાઠ્ય** વિ. [સં.] મોઢેથી પાઠ કરવા જેવું. (૨) ભણવા જેવું, ભણવા માટેનું. (૩) શાળા–પાઠશાળાઓમાં અભ્યાસ વિષય બનેલું

**પાઠ્ય-તા** સ્ત્રી. [સં.] પઠન કરવાની સ્થિતિ

**પાઠ્ય-પુસ્તક** ન.[સં.] શાળા-મહાશાળાઓના અભ્યાસ-ક્રમમાં સૂચવાયેલો તે તે નાનો મોટો ગ્રંથ, 'ટેક્સ્ટ બુક'

**પાડ[1]** પું. ઉપકાર, આભાર. (૨) મહેરબાની, કૃપા. (૨) પ્રકાર, રીત. [૦ ચડ(-ઢ)વો (રૂ. પ્ર.) ઉપકારી બનવું. ૦ પૂછવો (રૂ. પ્ર.) સાર-સંભાળ લેવી, ભાવ પૂછવો. ૦ માનવો (રૂ. પ્ર.) ઉપકારની લાગણી બતાવવી. (૪) ધાટ આપવો]

**પાડ[2]** સ્ત્રી. લંબાયેલ મૂળિયું, જડ (ખાસ કરી વડનું). (૩) એ નામની એક વનસ્પતિ, કાળીપાડ

**પાડ-કઢું** વિ. [જુઓ 'પાડ[2]' + 'કાઢવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] મૂળ ખેંચી કાઢનાર, વનસ્પતિનાં મૂળિયાં કાઢી આપનાર

**પાડ-તોડ** (પાડ્ય-તોડ્ય) સ્ત્રી. [જુઓ 'પાડવું' + તોડવું.'] પાડવું-પછાડવું અને ભાંગી નાખવું એ

**પાડ(-ડા)-પ(-પા)ડોશ** પું. [જુઓ 'પાડો[1]'+'પ(-પા)ડોશ.'] એક જ લત્તામાં અને પડોશમાં વાસ

**પાડ(-ડા)-પ(-પા)ડોશી** વિ. [જુઓ 'પાડો' + 'પ(-પા)-ડોશી.'] એક જ લત્તામાં વસતું પડોશી

**પાડમ-પાડા** સ્ત્રી. [જુઓ 'પાડવું,'–દ્વિર્ભાવ.] ગલી-દાંડા પ્રકારની કડી બાજુ રમાતી એક રમત

**પાડરડું** ન. [જુઓ 'પાડરું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.], **પાડરું** ન. [જુઓ 'પાડું' + ગુ. 'ર' સ્વાર્થે ત. પ્ર.] ભેંસનું વધુ નાનું બચ્ચું, નાનું પાડું

**પાડલ(-ળ)** ન. [સં. पाटल] જુઓ 'પાટલ.'

**પાડલી(-ળી)** સ્ત્રી. [સં. पाटलिका > પ્રા. पाडलिआ] એ નામનું એક ઝાડ

**પાડવું** જુઓ 'પડવું'માં. (૨) છાપ ઉઠાડવી. (૩) કરવું, બતાવવું.

**પાડસણવું** સ.ક્રિ. [જુઓ 'પાડસણું,' –ના. ધા.] ઉપકાર માનવો, એહસાન માનવું. **પાડસણાવું** કર્મણિ., ક્રિ. **પાડસણાવવું** પ્રે.,સ. ક્રિ.

**પાડસણાવવું, પાડસણાવું** જુઓ 'પાડસણવું'માં.

**પાડસ(-સો)ણું** જુઓ 'પાડોશણું.'

**પાડ-સપાડું** ન. [જુઓ 'પાડ[1]' + 'સપાડું.'] પાડસણું, પાડ, ઉપકાર, એહસાન

**પાડસી** સ્ત્રી. બડાશ, પતરાજી, ફટાકી, ગર્વ

**પાડસો(-સ)ણું** જુઓ 'પાડોશણું.'
**પાડળ** જુઓ 'પાડલ.'
**પાડળી** જુઓ 'પાડલી.'
**પાડળ-મૂલ(-ળ)** ન. [સં. पाटलमूल > પ્રા. पाडलमूल] એ નામની એક વનસ્પતિ, ઝીંગરિયો ખાખરો
**પાડા-ખરો** પું. સમુદ્રકાંઠે રેતી અટકાવનારું એક ઝાડ
**પાડા-ખાર** પું. [જુઓ 'પાડો[૨]' + 'ખાર.'] પાડાઓમાં હોય છે તેવી ઈર્ષ્યા, પ્રબળ અંટસ, સામસામે જોતાં જ ઝેર ઊભું થાય તેવો દ્વેષ
**પાડા-ખીલો** પું. [જુઓ 'પાડો[૨]' + 'ખીલો.'] (પાડા જેવો મજબૂત હોવાને કારણે) ઘંટીનો ખીલડો
**પાડા-ગાંડું** વિ. [જુઓ 'પાડો[૨]' + 'ગાંડું.'] (પાડાના જેવું) ગમાર, મૂર્ખ, બેવકૂફ
**પાડાચાર** વિ. [જુઓ 'પાડો[૨]' + સં. आ-चार] (પાડાના જેવી રીતભાતવાળું) ગમાર, મૂર્ખ, બેવકૂફ, પાડા-ગાંડું
**પાડા-જૂડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'પાડો[૨]' + 'જૂડવું.'] (લા.) એ નામનો એક વેલો
**પાડા-પ(-પા)ડોશ** જુઓ 'પાડ-પડોશ.'
**પાડા-પ(-પા)ડોશી** જુઓ 'પાડ-પડોશી.'
**પાડા-પોળ** જુઓ 'પાડા-ખીલો.'
**પાડા-મૂંડ** વિ. [જુઓ 'પાડો[૨]' + 'મૂંડવું.'], **-ડિયું** વિ. [+ ગુ. 'ઇયું' કૃ. પ્ર.] (અસ્ત્રેથી પાડાના વાળ ઉતારવા જેવું) (લા.) આવડત વિનાનું, અણઘડ, મૂર્ખ
**પાડિયું[૧]** ન. [જુઓ 'પાડ[૨]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (ખાસ કરીને) ઓરડીનું મૂળિયું [એક નાનો ભાગ, ફળિયું
**પાડિયું[૨]** ન. [જુઓ 'પાડો[૨]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પાડાનો
**પાડી** સ્ત્રી. [દે. પ્રા. पड्डिआ] ભેસનું માદા બચ્ચું
**પાડીલું** વિ. [જુઓ 'પાડ[૨]' + ગુ. 'ઈલું' ત. પ્ર.] પાડ કે ઉપકાર થયો છે એમ સમજનારું, કૃત-જ્ઞ, ઉપકૃત, ઉપકાર-વશ, આભારી
**પાડું** ન. [દે. પ્રા. पड्डुअ-] ભેસનું બચ્ચું, પાડરડું. [**-ડાં મૂંડવાં** (રૂ. પ્ર.) નવરા રહી નકામું કામ કર્યે જવું]
**પાડૂવલો** પું. જુઓ 'પાળંભડો.'
**પાડે(-રે)ખડો** પું. એ નામનો એક છોડ
**પાડો[૧]** પું. [સં. पाटक- > પ્રા. पाडअ-] મહોલ્લો, લત્તો, પા
**પાડો[૨]** પું. [દે. પ્રા. पड्डुअ-] ભેસનું નર બચ્ચું. (૨) ભેંસનો નર સામાન્ય, મહિષ. (૩) (લા.) મૂર્ખ અને અણઘડ માણસ. (૪) જાડો મસ્તાન માણસ. (૫) આળસુ માણસ. [**-ડા ઉપર પાણી** (-ઉપરય-) (રૂ.પ્ર.) ઉપદેશની કોઈ અસર નહિ. **-ડા જેવું** (રૂ.પ્ર.) મૂર્ખ અને જડ. **-ડા મૂંડવા** (રૂ.પ્ર.) નવરા પડી નકામું કામ કરવું. **-ડા મૂંડે તેવું** (રૂ. પ્ર.) જુએ 'પાડા જેવું.' **-ડે આવવું** (રૂ. પ્ર.) ભેંસનું ઋતુમાં આવવું]
**પાડો[૩]** પું. [સં. पाटक- > પ્રા. पाडअ-] આંકનો ઘડિયો. (૨) રૂઢિ, રિવાજ (સુ.)
**પાડો[૪]** પું. [જુઓ 'પાડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] મિશ્રણ. [**૦ મેલવો** (રૂ. પ્ર.) મિશ્રણ કરવું, ભેળ કરવો (ખાસ કરી સોના-ચાંદીમાં)] [ત.પ્ર.] પડોશી
**પાડો-વાડિયું** વિ. [જુઓ 'પાડો[૧]' + 'વાડો' + ગુ., 'ઇયું'
**પાડોશ** જુઓ 'પડોશ.'
**પાડોશ(-શે)ણ** (-ણ્ય) જુઓ 'પડોશ(-શે)ણ.'
**પાડોશ(-સ)ણું** ન. [જુઓ 'પાડોશ' દ્વારા.] પાડોશી-દાવે રાખ-રખાપું, પાડોશી-ધર્મ. (૨) ઉપ-કાર, આભાર, એહસાન
**પા(-પ)ડોશ** પું. [દે. પ્રા. पाडोस] નજીક નજીકના મકાનમાં રહેવાપણું
**પા(-પ)ડોશ(-શે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પાડોશી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] પાડોશીની પત્ની, પાડોશમાં રહેનારી સ્ત્રી [નજીકની જગ્યા
**પા(-પ)ડોશ-ભૂમિ** સ્ત્રી. [જુઓ 'પાડોશ.' + સં.] ઘરની
**પા(-પ)ડોશ-હક(-ક્ક)** પું. [જુઓ 'પાડોશ' + 'હક(-ક્ક).'] પાડોશી તરીકેનો અધિકાર
**પા(-પ)ડોશી** વિ. [જુઓ 'પાડોશ' + ગુ. 'ઈ' ત. પ્ર.] પાડોશમાં રહેનારું, એક જ મહોલ્લા કે ફળિયામાં રહેનારું
**પા(-પ)ડોશી-ધર્મ** પું. [+ સં.] પાડોશી તરીકેની ફરજ
**પા(-પ)ડોશેણ** (-ણ્ય) જુઓ 'પાડોશણ.'
**પાઢ[૧]** પું. માંચડો. (૨) કૂવાના મોઢા ઉપરનું લાકડું
**પાઢ[૨]** પું. સોનીની કામ કરવાની જગ્યા. (સુ.) (૨) સોનીનું નકશી કરવાનું એક ઓજાર [પ્રે., સ.ક્રિ.
**પાઢવું** સ.ક્રિ. તૈયાર કરવું. **પઢાવું[૨]** કર્મણિ., ક્રિ. **પઢાવવું[૨]**
**પઢિયારું** ન. [સં. प्रातिहारिक- > પ્રા. पाडिहारिअ-] સાધુથી અમુક સમય રાખ્યા પછી પાછું આપવા જેવું. (જૈન.)
**પાણ[૧]** (-ણ્ય) પું. [સં. पाणि] હાથ. (પદ્યમાં.)
**પાણ[૨]** ન. [સં. पान > પ્રા. पाण] (ખેતરમાં) પાણી પાવું એ, પાણેત
**પાણ[૩]** (-ણ્ય) સ્ત્રી. સંસ્કૃત લિપિમાં વિરામ બતાવનાર દંડ. (૨) એકનો ચોથો ભાગ, ચતુર્થાંશ. [**૦ મૂકવી** (રૂ.પ્ર.) પૂરું કરવું]
**પાણ[૪]** (પાઃણ) જુઓ 'પહાણ.[૧]'
**પાણ[૫]** (પાઃણ) જુઓ 'પહાણ.[૨]'
**પાણ-કંદ, -દો** (પાઃણ-કન્દ, -ન્દો) જુઓ 'પહાણ-કંદ.'
**પાણ-કુંભો** (પાઃણ-કુમ્ભો) જુઓ પહાણ-કુંભો.'
**પાણ-કૂટ** (પાઃણ-કૂટ) જુઓ 'પહાણ-કૂટ.'-'પહાણ-કંદ.'
**પાણકો** (પાઃણકો) જુઓ 'પહાણ-કો.'
**પાણકોરી** (પાઃણકોરી) 'પહાણકોરી.'
**પાણકોરું** (પાઃણકોરું) જુઓ 'પહાણ-કોરું.'
**પાણા-કાતર** (પાઃણા-કાતરય) જુઓ 'પહાણા-કાતર.'
**પાણ-ક્ષેત્ર** ન. [જુઓ 'પાણ[૨]' + સં.] સિંચાઈનો ખેતરાઉ વિસ્તાર, 'ઇરિગેશબલ એરિયા'
**પાણ-ખાણ** (પાઃણ-ખાણ્ય) જુઓ 'પહાણ-ખાણ.'
**પાણખાણિયો** (પાઃણખાણિયો) જુઓ 'પહાણખાણિયો.'
**પાણ(-ણી)-ચક્કી** સ્ત્રી. [જુઓ 'પાણી' + 'ચક્કી.'] પાણીથી ચાલનારું યંત્ર
**પાણ(-ણે)ત** (પાણ(-ણે)ત્ય) સ્ત્રી. [જુઓ 'પાણી' દ્વારા.] ખેતરમાં ધોરિયાઓમાંથી ક્યારાઓમાં પાણી વાળી પાવાની ક્રિયા
**પાણ(-ણે)તિયો** વિ.,પું. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] **પાણતી** વિ.,પું. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] પાણતનું કામ કરનાર મજૂર

કે ખેડૂત
**પાણ-થળ** ન. [જુઓ 'પાણી' + સં. स्थल > પ્રા. थल] છીછરા પાણીવાળી કાદવિયા જમીન
**પાણ-પોટલિયો** પું. [જુઓ 'પાણી' + 'પોટલું' ગુ. 'ઇયું' ત.પ્ર.] પાણી ભરવાનું ચામડાનું સાધન, બોખ
**પાણ-ફોડી** (પાઃણ-ફોડી) જુઓ 'પહાણ-ફોડી.'
**પાણ(-ન)-બાજરિયું** ન. [જુઓ 'પાણી' + 'બાજરિયું.'] નદીના ભાઠામાં થતી એક વનસ્પતિ, ઘા-બાજરિયું
**પાણ-બૂડી** વિ. [જુઓ 'પાણી' + 'બૂડવું + ગુ. 'ઈ' કૃ. પ્ર.] પાણીમાં ડૂબકી મારનાર
**પાણ-ભેદી** (પાઃણ-ભેદી) જુઓ 'પહાણ-ભેદી.'–'પહાણ-ફોડી.'
**પાણ-મહુડો** (-મ્હૉઃડો) પું. [જુઓ 'પાણી' + 'મહુડો.'] પાણીમાં ઊગનારો એક જાતનો મહુડો
**પાણસું** (પાઃણસું) જુઓ 'પહાણ-સું.'
**પાણવી** સ્ત્રી. મૂત્રાશયમાં જામેલી ક્ષાર વગેરેની ગઠ્ઠી, પથરી (એક રોગ)
**પાણ-હરી** વિ.,પું. [જુઓ 'પાણી' + 'હરવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] પાણી ખેંચવાનું કામ કરનાર માણસ
**પાણા-ફાડ** (પાઃણા-ફાડ્ય) જુઓ 'પહાણા-ફાડ.'
**પાણા-ફોડી** (પાઃણા-ફોડી) જુઓ 'પહાણા-ફોડી.'
**પાણિ** પું. [સં.] હાથ
**પાણિ-ગ્રહણ** ન. [સં.] લગ્નમાં કન્યાના હાથનો સ્વીકાર કરવો એ, હસ્ત-મેળાપ. (૨) લગ્ન, વિવાહ, ઉદ્વાહ
**પાણિ-તલ**(-ળ) ન. [સં.] હથેળી
**પાણિ-દ્વય** પું., બ.વ. [સં., ન., એ.વ.] બેઉ હાથ
**પાણિનિ** પું. [સં.] સંસ્કૃત ભાષાના અષ્ટાધ્યાયી વ્યાકરણનો કર્તા (ઈ.પૂ. ૬ ઠ્ઠી સદીનો એક સમર્થ પંડિત)
**પાણિનીય** વિ. [સં.] વ્યાકરણકાર પાણિનિને લગતું, પાણિનિએ બનાવેલું કે રચેલું
**પાણિ-પત્રિકા** સ્ત્રી. [સં.] હાથની લખેલી ચિઠ્ઠી-પત્રી
**પાણિયાર-સેર** (પાણિયાઃર-) પું. [જુઓ 'પાણિયારી' + 'સેર.'] જુઓ 'પાણી-સેરડો.'
**પાણિયારી**[1] (પાણિયાઃરી) સ્ત્રી. [સં. पानीय + आ-हारिका= पानीयाहारिका > પ્રા. पाणीआहारिआ] જુઓ 'પનિહારી.'
**પાણિયારી**[2] સ્ત્રી. [જુઓ 'પાણિયારું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] પાણિયારાની નાની માંડણી, નાનું પાણિયારું
**પાણિયારું** ન. [સં. पानीय + आगारक-=पानीयागारक- > પ્રા. पाणीआरअ-] પાણીની કોટડી. (૨) પાણીનાં વાસણ રાખવાની માંડણી કે નાનો પડથાર (ખામણાંવાળો)- [-રાનો મુનસફ, -રાનો મુતરી (રૂ. પ્ર.) ઘર-કૂકડો માણસ. (૨) ઘરમાં સ્ત્રીઓ સમક્ષ બડાઈ મારનારો માણસ]
**પાણિયારો** (પાણિયાઃરો) વિ.,પું. [સં. पानीय–आ-हारक= पानीयाहारक > પ્રા. पाणीआहारअ-] પાણી સારવાનું કામ કરનાર માણસ
**પાણિયાળ,-ળું** વિ. [જુઓ 'પાણી' + ગુ. 'આળ,-ળું' ત.પ્ર.] પાણીવાળું, જ્યાં પાણીની બહોળપ છે તેવું. (૨) (લા.) તેજસ્વી. (૩) શૂર, બહાદુર, શક્તિશાળી
**પાણી** ન. [સં. पानीय > પ્રા. पाणीअ, पाणिअ] (પ્રાણીઓને પીવાનું) કુદરતી પ્રવાહી, જલ. (૨) (લા.) નૂર, તેજ. (૩) શૌર્ય. (૪) ટેક. [૦ આવવું (રૂ.પ્ર.) સ્વાદ લાગવો. (૨) રોઈ પડવું. ૦ ઉતરાવવું, ૦ ઉતારવું (રૂ.પ્ર.) હરાવવું. (૨) છોભીલા પાડવું. ૦ ઊતરવું (રૂ.પ્ર.) આંખમાં મોતિયો આવવો. (૨) જુસ્સો ઓછો થઈ જવો. (૩) તીક્ષ્ણતા દૂર થવી. (૪) મહેનત પડવી. (૫) આબરૂ જવી. ૦એ દીવા બળવા (રૂ.પ્ર.) સહેલાઈથી કામ થવું. ૦એ મગ ચડ(-ઢ)વા (રૂ.પ્ર.) સફળતા મળવી. ૦ કરવું (રૂ. પ્ર.) બરબાદ કરવું. (૨) વેડફી નાખવું. ૦ કાઢવું (રૂ.પ્ર.) સંભોગ કરવો. ૦ ખોવું, ૦ ગુમાવવું (રૂ. પ્ર.) આબરૂ ખોવી. ૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) શૂરાતન આવવું. (૨) સખત રીતે ઉશ્કેરાવું. ૦ ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) શૂર ચડાવવું. (૨) સખત રીતે ઉશ્કેરવું. (૩) ઢોળ ચડાવવો. (૪) હથિયારને તેજીલું કરવું. ૦ ચોરવું (રૂ.પ્ર.) કાંટો વગેરે વાગ્યા પછી પાણીમાં પગ વગેરે મુકાતાં પાકવું. ૦ છાંટવું (રૂ.પ્ર.) શાંત કરવું. (૨) ઝઘડો શમાવવો. ૦ છૂટવું (રૂ.પ્ર.) થાકી જવું. ૦ છોડાવવું (રૂ.પ્ર.) એકદમ ગભરાવી દેવું. ૦ જવું (રૂ.પ્ર.) ટેક ઊતરી જવી, વટ હેઠો પડવો. ૦ જોઈ લેવું, ૦ જોવું (રૂ.પ્ર.) સામાના બળનો ખ્યાલ લઈ લેવો. ૦ થવું (રૂ.પ્ર.) ખર્ચ માથે પડવો. (૨) વેડફાઈ જવું. -થી પણ પાતળું થવું (રૂ.પ્ર.) કંજૂસ થવું. ૦થી પાતળું (રૂ.પ્ર.) નિર્માલ્ય. (૨) અત્યંત ભોળું. ૦થી પાતળું કરવું (રૂ.પ્ર.) શરમિંદું કરવું. ૦ દેખાડવું, ૦ બતાવવું (રૂ. પ્ર.) શૌર્યનો પરિચય કરાવવો. ૦ના પાણીમાં ને દૂધના દૂધમાં (રૂ.પ્ર.) બિન-હક્કનું નષ્ટ. ૦ના(-ને) મૂલે (રૂ.પ્ર.) તદ્દન સોંઘું. ૦ના(-ને) રેલે (રૂ.પ્ર.) એકદમ ઝડપથી. ૦ની પખાલ (રૂ. પ્ર.) જાડું માણસ. ૦નું પતાસું (રૂ.પ્ર.) ક્ષણ-ભંગુર વસ્તુ. ૦ને પાર (રૂ.પ્ર.) (રૂ.પ્ર.) તદ્દન સસ્તું. ૦ને પૂરે (રૂ. પ્ર.) ખૂબ ઝડપથી. ૦નો પરપોટો (રૂ.પ્ર.) ક્ષણ-ભંગુર. ૦ પચવું, (રૂ.પ્ર.) જુસ્સો નરમ પડવો. (૨) મુકાઈ જવું. ૦ પડવું (રૂ. પ્ર.) સખત મહેનત થઈ હોવી. ૦ પહેલાં પાળ (-પે:લાં પાળ્ય) (રૂ. પ્ર.) અગમચેતી. ૦ પાડવું (રૂ.પ્ર.) રોવું. ૦ પાણી કરવું (રૂ.પ્ર.) સખત રીતે થકવવું. (૨) ખૂબ પ્રસન્ન કરવું. ૦ પાણી થઈ જવું (રૂ.પ્ર.) સખત થાકી જવું. (૨) ખૂબ ખૂબ પ્રસન્ન થવું. ૦ પાય તેટલું પીવું (રૂ.પ્ર.) કોઈ કહે તેટલું કરવું. ૦ પાવું (રૂ. પ્ર.) ઢોળ ચડાવવો. (૨) હથિયારને તેજ કરવું. ૦ પીને કોસવું (રૂ.પ્ર.) સખત શ્રમ કરવો. ૦ પીને ઘર પૂછવું (રૂ. પ્ર.) કોઈ કામ પતાવ્યા પછી એની યોગ્યતાનો વિચાર કરવો. ૦ ફરવું, ૦ ફરી વળવું (રૂ.પ્ર.) નિષ્ફળતા મળવી, નકામું થવું. ૦ ફેરવવું (રૂ.પ્ર.) કરેલું નષ્ટ કરી નાખવું. ૦ બચાવવું (રૂ.પ્ર.) કોઈની આબરૂ બચાવવી. ૦બદલો કરવો (રૂ.પ્ર.) બીજા હવાપાણીમાં જવું. ૦ બાળવું (રૂ. પ્ર.) ખોટી ચિંતા કરવી. ૦ ભરવું (રૂ.પ્ર.) સરખામણીમાં નબળાં દેખાવું. (૨) વટ માર્યો જવો. ૦ ભરાઈ ચૂકવું (રૂ. પ્ર.) મૃત્યુ-સમયના છેલ્લા શ્વાસ લેવા. ૦ મરવું, ૦ મરી જવું (રૂ.પ્ર.) જુસ્સો નરમ પડવો. ૦ માપવું (રૂ.પ્ર.) સામાની તાકાતનું માપ કાઢવું. ૦માં આગ લગાડવી (રૂ.પ્ર.) અંદરોઅંદર લડાવી મારવું.

**૦માં આગ લાગવી** (-આગ્ય-) (રૂ.પ્ર.) અંદરોઅંદર કરેલો ઝઘડો ફરી થવો. **૦માં ઉતારવું** (રૂ. પ્ર.) જોખમમાં નાખવું, મુશ્કેલીમાં મૂકવું. **૦માં જવું** (રૂ. પ્ર.) એળે જવું, નિરર્થક થવું. **૦માં દાંગ મારવી** (રૂ.પ્ર.) લઢાવવા મિથ્યા શ્રમ કરવો. (૨) સગામાં આથડી પડવું. **૦માં ડૂબી મરવું** (રૂ.પ્ર.) શરમાવું. **૦માં તરવું** (રૂ. પ્ર.) ટેકામાં રહેવું. **૦માં પડવું** (રૂ. પ્ર.) પૈસા છૂટી પડવા. **૦માં બેસવું** (-બૅસવું) (રૂ.પ્ર.) મંદ પડવું. **૦માં બોળવું** (રૂ. પ્ર.) રદ કરવું, નકામું કરી નાખવું. **૦માં મૂઠી ભરવી** (રૂ. પ્ર.) ખાલી મહેનત કરવી. **૦માં મૂઠીઓ ભરાવવી** (રૂ. પ્ર.) ખાલી મહેનત કરાવવી. **૦માં મોં જોવું** (રૂ.પ્ર.) કાયમ હતાશ થઈ રહેવું. **૦માંથી પોરા** (રૂ.પ્ર.) સામાન્ય વાતમાં ખણખોદ. **૦માં(-ન્નું) પાણી** (રૂ.પ્ર.) શાંતિથી રહેવા ન દેવું. **૦માં(-નું) પાણી ન છલવું-હલવું** (રૂ.પ્ર.) પેટમાંથી વાત બહાર ન જવી. (૨) મનમાં ઉદ્વેગ ન થવો. **૦માં પાણીયે ન ટકવું** (રૂ. પ્ર.) વાત છાની ન રાખી શકાવી. **૦ લાગવું** (રૂ. પ્ર.) (કોઈ સ્થળનાં) હવા-પાણી માફક ન આવવાં, હવા-પાણીની તબિયત ઉપર અસર થવી. **૦ લેવું** (રૂ. પ્ર.) ગુદા ધોવી. (૨) સામાને માન-ભંગ કરવું. **૦ વલોવવું** (રૂ. પ્ર.) નિરર્થક શ્રમ કરવો. **૦ વિનાનું** (રૂ.પ્ર.) નમાલું. **ઊંડા પાણીમાં ઊતરવું–પેસવું** (-પૅસવું) (રૂ. પ્ર.) ભારે જોખમ ખેડવું. **ગરમ પાણી** (રૂ. પ્ર.) ચા. (૨) દારૂ. **ગોળના પાણીએ નવરાવવું** (-ન:વરાવવું) (રૂ.પ્ર.) ભૂલ-થાપ ખવડાવવી. (૨) નુકસાનમાં ઉતારવું. **ગોળના પાણીએ નાહવું** (-ના:વું) (રૂ.પ્ર.) નુકસાન થવું. **ગોળાનું પાણી** (રૂ. પ્ર.) રહેઠાણની થતી અસર. **ગોળાનું પાણી સુકાવું** (રૂ. પ્ર.) ઘરમાં ઝઘડા થવા. **છાશ(-સ)માં પાણી સમાવું** (રૂ. પ્ર.) સારી વસ્તુમાં નરસી વસ્તુનું મિશ્રણ થવું. **ટાઢે પાણીએ ખસ કાઢવી** (રૂ.પ્ર.) મહેનત વિના કામ પતાવવું. **ટાઢે પાણીએ ખસ જવી** (રૂ. પ્ર.) કામ કાઢવા આવેલા માણસને વિના શ્રમે કામ પતાવ્યા વિના ધકેલી દેવો. **દે દામોદર દાળમાં પાણી** (રૂ.પ્ર.) મોટી વાતને નાનું રૂપ આપવું. **નરમ પાણી** (રૂ.પ્ર.) કમ-તાકાત. **પત્થ(-થ્થ)ર પર પાણી, પારા પર પાણી** (રૂ.પ્ર.) કુપાત્રને ઉપદેશ. **પરિયાનું પાણી** (રૂ.પ્ર.) બાપદાદાની આબરૂ. **પાકું પાણી** (રૂ.પ્ર.) ઉકાળેલું પાણી. **પાય તેટલું પાણી પીવું** (રૂ.પ્ર.) બીજાના કહ્યા પ્રમાણે કર્યા કરવું, **પાંદડે પાણી પાવું** (રૂ.પ્ર.) હેરાન કરવું. **પેટ પાણી પડવા ન દેવું** (રૂ.પ્ર.) શાંતિથી રહેવા ન દેવું. **પૈસાનું પાણી** (રૂ.પ્ર.) પુષ્કળ ખર્ચ. **બે પાણીનું**(રૂ.પ્ર.)વ્યભિચારથી ઉત્પન્ન થયેલું. **ભારે પાણી** (રૂ.પ્ર.) પચવામાં ભારે પડે તેવું પાણી. **માથે પાણી ચાલવું** (રૂ.પ્ર.) બિમારીમાંથી ઊઠવું. **સુસાભાઈનાં વા ને પાણી** (રૂ.પ્ર.) પરાયો માલ પોતાનો કરી મહાલવું એ. **મોંમાં પાણી આવવું** (રૂ. પ્ર.) સ્વાદ થવાની લાલચ થવી, લાલચુ થવું. **લાલ પાણી** (રૂ.પ્ર.) લોહી. **લીંબુનું પાણી** (રૂ. પ્ર) મળતાવડું, બધે ભળી જાય તેવું. **લોહીનું પાણી કરવું** (રૂ. પ્ર.) સખત મહેનત કરવી. **લોહીનું પાણી થવું** (રૂ.પ્ર.) સખત મહેનતા થવી. (૨) પાંડુરોગની અસર થવી. **વળતાં પાણી** (રૂ.પ્ર.) નબળો વખત. **સો ગળણે ગાળી પાણી પીવું** (રૂ.પ્ર.) પાકી પરીક્ષા કર્યા પછી પગલું ભરવું. **હલકું પાણી** (રૂ. પ્ર.) પચવામાં ફોરું પાણી]

**પાણી-કળો** વિ.,પું. [+ જુઓ 'કળવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] જમીનના પેટાળમાં ક્યાં પાણી છે એ શોધી આપનાર માણસ [પાણીનું એક પક્ષી

**પાણી-કાગ, ૦ડો** પું. [+ જુઓ 'કાગ,૦ડો.'] કાગડાના જેવું

**પાણી-ખર્ચ** પું., ન. [ + જુઓ 'ખર્ચ.'] પાણી પૂરુ પાડવા માટે લેવાતો—અપાતો દર, 'વૉટર-ચાર્જીસ'

**પાણી-ખાતું** ન. [ + જુઓ 'ખાતું.'] શહેર ગામ કે સીમને પાણી પૂરું પાડનાર તંત્ર, 'ઇરિગેશન ડિપાર્ટમેન્ટ'

**પાણી-ચક્રી** જુઓ 'પાણ-ચક્રી.' [દેખાતું એક પક્ષી

**પાણી-ચાલ** ન. [ + જુઓ 'ચાલવું.'] પાણી ઉપર ચાલતું

**પાણીચું** વિ. [જુઓ 'પાણી' દ્વારા.] પાણીથી ભરેલું (નાળિયેર). [**૦ આપવું, ૦ દેવું, ૦ પકડાવવું, ૦ પરખાવવું** (રૂ.પ્ર.) નોકરીમાંથી રુખસદ દેવી. **૦ મળવું** (રૂ.પ્ર.) નોકરીમાંથી રુખસદ મળવી]

**પાણી-છલું** વિ. [ + જુઓ 'છલવું' + 'ઉં' કૃ. પ્ર.] પાણીથી ભરેલું, પાણીચું (નાળિયેર). [**૦ કરી આપવું, ૦ કરી ના-(-નાં)ખવું** (રૂ.પ્ર.) શરમિંદું કરવુ. (૨) ઉતારી પાડવું]

**પાણી-છંટાઈ** (-છણ્ટાઇ) સ્ત્રી. [ + જુઓ 'છાંટવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] પાણી છાંટવાની ક્રિયા, પવાણ, ભીંજવણ, 'ક્યોરિંગ'

**પાણી-છાણી** ન. [જુઓ 'પાણી,'–દ્વિર્ભાવ.] પાણી વગેરે જોઈતી ચીજ. (૨) (લા.) સ્ત્રીનું દૈનિક ઘર-કામ

**પાણી-જન્મ** વિ. [ + સં.] પાણીમાંથી ઉત્પન્ન થાય તેવું

**પાણી-જાજરૂ** ન. [ + જુઓ 'જાજરૂ.'] 'ફ્લશ'નું સંડાસ, 'વૉટર-ક્લોઝેટ' [ઝાડ

**પાણી-ઝૂમ** ન. [જુઓ 'પાણી' દ્વારા.] નદી-કાંઠે થતું એક

**પાણી-ઝૂલ** (-લ્ય) સ્ત્રી. [ + જુઓ 'ઝૂલવું.'] (લા.) નાસ્તા કે ભોજન પછી પાણી પીવું એ

**પાણી-ડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર,] પાણી. (પદ્યમાં.)

**પાણી-ઢાળ** પું. [+જુઓ 'ઢાળ.'] પાણી વહી જાય તેવો ઢોળાવ, 'વૉટર-શેડ.' (૨) જેમાંથી નદી-નાળાંમાં પાણી આવે તેવો પ્રદેશ. (૩) પાણીના બે હોજ વચ્ચેની દીવાલ

**પાણી-ઢોળ** ન. [+ જુઓ 'ઢોળવું.'] મરણ પછી ૧૧ મે દિવસે શ્રાદ્ધ-ક્રિયામાં પાણી રેડવાનો વિધિ. (૨) (લા.) કરેલા કામની નિષ્ફળતા. (૩) ઉપકારને સ્થાને અપકાર. (૪) વિ. વ્યર્થ, નકામું [(૩) તીક્ષ્ણ ધારવાળું

**પાણી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] તેજીલું, તેજી. (૨) શૂરવીર.

**પાણી-નિકાલ** પું. [+ જુઓ 'નિકાલ.'] ગટર-કામ, ડ્રેઇનેજ-કામ, 'ડ્રેઇનેજ વર્ક્સ'

**પાણી-પચું** જુઓ 'પાણી–પોચું.'

**પાણીપત** ન. ઉત્તર પ્રદેશમાં દિલ્હી અને અંબાલા વચ્ચેનું એ નામનું એક જૂનું યુદ્ધક્ષેત્ર અને નજીકનું ગામ. (સંજ્ઞા.)

**પાણી-પત્રક** (પા:ણી-) જુઓ 'પહાણી-પત્રક.'

**પાણી-પંથ** (-પન્થ) વિ. [+ જુઓ 'પંથ.'] (પાણીના જેવો

વહેતો માર્ગ તેવું) ઝડપથી ચાલનારું, પાણીપંથું

**પાણી-પંથાર** (-પન્થારય) સ્ત્રી. [જુઓ 'પાણી-પંથ' દ્વારા.] નહેર, સારણ

**પાણીપંથું** (-પન્થું) વિ. [જુઓ 'પાણી-પંથ' + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પાણી-પંથ.'

**પાણી-પુરવઠો** પું. [જુઓ 'પાણી' + 'પુરવઠો.'] પાણી પૂરું પાડવા માટેનો સંગ્રહ, 'વૉટર-સપ્લાઈ'

**પાણી-પો(-પ)ચું** વિ. [+ જુઓ 'પોચું.'] જેમાં હજી થોડું પાણી રહી ગયું હોય તેવું, ગદગદું

**પાણી-પોળ** (-પૉળ્ય) સ્ત્રી. [+ જુઓ 'પોળ.'] ગામને પીવા માટેની નદી કે તળાવ યા મોટો કૂવો કે વાવ હોય તે તરફનો ઝાંપો કે દરવાજો

**પાણી-ફેર** પું. [+ જુઓ 'ફેર.'], **પાણી-બદલો** પું. [+ જુઓ 'બદલો.'] (લા.) તબિયત સુધારવાની દૃષ્ટિએ સ્થાનાંતર કરવું એ. [**૦ થવું** (રૂ. પ્ર.) પર પુરુષથી ઉત્પન્ન થવું (બાળકનું)]

**પાણી-બાણી** ન. [જુઓ 'પાણી,'–દ્વિર્ભાવ.] જુઓ 'પાણી-[પાણી.'

**પાણી-ભરો** વિ.,પું. [+ જુઓ 'ભરવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] પાણી ભરવાનું કામ કરનાર માણસ, જલધરિયો

**પાણી-ભીનું** વિ. [+ જુઓ 'ભીનું.'] પાણીથી ભીંજાયેલું

**પાણી-મરું** વિ. [+ જુઓ 'મારું'નું લાઘવ.] (લા.) જેમાં પાણી ઓછું રહી ગયું હોય તેવું (ખાદ્ય)

**પાણી-માપક** ન. [+ સં.] પાણી કેટલું વપરાયું એ જાણવાનું યંત્ર, જલ-માપક, 'વૉટર-મીટર'

**પાણી-મૂલું** વિ. [+ જુઓ 'મૂલ' + ગુ. 'ઉ' ત. પ્ર.] (લા.) પાણીના ભાવનું, બહુ જ સોંઘું

**પાણી-લું** ન. [+ જુઓ 'લું' સ્વાર્થે ત.પ્ર.] પાણી. (પદ્યમાં.)

**પાણીવાળી** વિ.,સ્ત્રી. [+ જુઓ 'વાળું' ત.પ્ર. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] પાણી ભરવાનું કે પાવાનું કામ કરનારી સ્ત્રી

**પાણી-વાળું** વિ. [+ જુઓ 'વાળું' ત.પ્ર.] (લા.) તેજીલું, તેજી. (૨) શૂર-વીર

**પાણી-વાળો** વિ.,પું. [જુઓ 'પાણીવાળું.'] પાણી પાવાનું કામ કરનાર માણસ, 'વૉટર-બેરર,' 'વૉટર-મૅન'

**પાણી-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] સુધરાઈ વગેરેનો કર, 'વૉટર-ટૅક્સ'

**પાણી-વેલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] (લા.) એ નામની [એક વેલ

**પાણી-શેરડો** પું. [+ જુઓ 'શેરડો.'] નદી કે તળાવ સુધીનો પાણી ભરવા જનારાં માટેનો કેડો

**પાણું** ન. મગનાં ફાંખળાંનો ભૂકો

**પાણેયો** પું. [જુઓ 'પાણી' દ્વારા.] વહાણમાંથી પાણી કાઢવાનો લાકડાનો ખાળિયો. (વહાણ.)

**પાણેત** (પાણૅત્ય) જુઓ 'પાણત.'

**પાણેતિયો** જુઓ 'પાણતિયો.'

**પાણેરું** ન. એ નામનો એક છોડ

**પાણો** (પાઃણો) જુઓ 'પહાણો.' [હાર

**પાત** પું. [સં.] પડવું એ. (૨) પડતી, અવનતિ. (૩) પરા-જય,

**પાતક** ન. [સં.] પાપ, દુષ્કર્મ

**પાતકી** વિ. [સં.,પું.] પાપી, દુષ્કર્મી

**પાતકોચ્ચારણ** ન. [સં. पातक + उच्चारण] ગુરુ કે ઇષ્ટદેવ સમક્ષ પાપની મોઢેથી કરાતી કબૂલાત કે જાહેરાત

**પાત-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] ખરતા તારાના દેખીતા માર્ગ જ્યાં ભેગા થાય તે સ્થળ, 'રેડિયન્ટ'

**પાતર**[1] સ્ત્રી. [હિં.] ગણિકા, વેશ્યા

**પાતર**[2] સ્ત્રી. ખાટલામાં વાણની ચાર ચાર સેરની પાંતી

**પાતર-વાડિયું** ન. [સં. पत्र અર્વા. તત્સમ + 'વડું' દ્વારા] જુઓ 'પતર-વેલિયું.'

**પાતર-વાડો** પું. [જુઓ 'પાતર[1]' + 'વાડો.'] વેશ્યા-વાડો

**પાતરવું** અ.ક્રિ. ખસીને ચાલવું. (૨) ઓલીને ફરી જવું. **પાતરાવું** ભાવે., ક્રિ. **પાતરાવવું** પ્રે., સ. ક્રિ.

**પાતરાવવું, પાતરાવું** જુઓ 'પાતરવું'માં.

**પાતરી** સ્ત્રી. [જુઓ 'પાતરું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મગ મઠ અડદ વગેરે કઠોળના છોડનાં પાંદડાંનો ભૂકો. (૨) ફૂલોનો નાનો પડો કે પડીકું

**પાતરું**[1] ન. [સં. पत्रक- > પ્રા. पत्तरअ-] પાંદડું, પાન. (૨) જુઓ 'પતર-વેલિયું.' [**-રાં પડવાં** (રૂ. પ્ર.) જાત-મહેનત કરવી. **-રે પાણી પાવું** (રૂ પ્ર.) ચીડવવું. (૨) પજવવું. (૩) ધાર્યું-કામ કરાવવું. (૪) કાબૂમાં લેવું]

**પાતરું**[2] ન. [સં. पत्रकक- > પ્રા. पत्तरअ-] (ખાસ કરીને જૈન સાધુઓનું) લાકડાનું તે તે વાસણ

**પાતલડું** વિ. [જુઓ 'પાતળું' + 'ડ' સ્વાર્થે ત. પ્ર.] પાતળુ (પદ્યમાં.)

**પાતવાર** ન. વહાણનું સુકાન. (વહાણ.)

**પાતવ્ય**[1] વિ. [સં.] પીવા યોગ્ય

**પાતવ્ય**[2] વિ. [સં.] રક્ષણ કરાવા યોગ્ય

**પાતળ** સ્ત્રી. [સં. पत्र દ્વારા પ્રા. पत्तल ન.] જુઓ 'પતરાળું.' (૨) ખાદ્ય પદાર્થોવાળી મંદિરમાંથી આવતી પતરાવળી

**પાતળ-ચટ્ટું** વિ. [+ જુઓ 'ચાટવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] પતરાવળાંમાંથી એઠું ખાનારું. (૨) (લા.) ખુશામતિયું. (૩) ધૂર્ત, ફોકી ખાનાર

**પાતળ-પેટું** વિ. [જુઓ 'પાતળું' + 'પેટ' + ગુ. + 'ઉ' ત. પ્ર.] પાતળા પેટવાળું. (૨) (લા.) થોડું ખાનાર

**પાતળ-ભાજી** સ્ત્રી. [જુઓ 'પાતળું' + 'ભાજી' (હિં.) અર્થ 'શાક.'] પાણીવાળું શાક

**પાતળાઈ** સ્ત્રી. [જુઓ 'પાતળું' + ગુ. 'આઈ'], **-શ** (-શ્ય) સ્ત્રી. [+ ગુ. 'આશ' ત. પ્ર.] પાતળાપણું

**પાતળિયું** વિ. [જુઓ 'પાતળું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પાતળા દેહવાળું. (૨) (લા.) સુંદર, દેખાવડું

**પાતળું** વિ. [સં. पत्र દ્વારા દે. પ્રા. पत्तलअ-] ભર્યું નહિ તેવું, કૃશ. (૨) ઘટ્ટ નહિ તેવું, નરમ. (૩) ઘાટું નહિ તેવું, પાંખું. (૪) સૂક્ષ્મ, બારીક. [**પાણીથી પાતળું કરવું** (રૂ. પ્ર.) શરમાવવું. **આછું પાતળું** (રૂ. પ્ર.) થોડું ઘણું. (૨) સાધારણ પ્રકારનું. (૩) નહિ જેવું]

**પાતંજલ** (પાતઞ્જલ) વિ. [સં.] પતંજલિ નામના વિદ્વાનને લગતું, પતંજલિનું રચેલું (પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપરનું મહાભાષ્ય; પતંજલિનું રચેલું 'પાતંજલ યોગસૂત્ર')

**પાતા**[1] વિ., પું. [સં., પું.] પીનાર પુરુષ-દૂધ) પાણી

વગેરેનો)
**પાતા²** વિ., પું. [સં., પું.] પાલક, પાલન કરનાર (પુરુષ)
**પાતારી** સ્ત્રી. ઠેઠ સૌથી ઉપરની સાપણનું પાટિયું. (વહાણ.)
**પાતાલ(-ળ)** ન. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે પૃથ્વીની નીચેના સાત લોકમાંનો છેલ્લો લોક કે દુનિયા. (૨) સિંધમાંનો કચ્છના રણની ઉત્તર સરહદ નજીકનો એક પ્રાચીનતમ દેશ અને એનું પાટનગર, સિંધ હૈદરાબાદ અને એનો પ્રદેશ. (સંજ્ઞા.) [**૦નાં પૂતળાં લાવવાં** (રૂ. પ્ર.) બહુ મુશ્કેલ કામ ધીરજ અને ચુસ્ત રીતે સાધવું. **૦ ફોડવું** (રૂ. પ્ર.) મહા મુશ્કેલ કામ કરવું. **૦માંથી વાત લાવવી** (રૂ. પ્ર.) ગમે તે રીતે છૂપી બાતમી મેળવવી. **૦માં પગ હોવા** (રૂ. પ્ર.) ઉપરથી સાધારણ લાગતું બાહોશ અને ખંધું. **૦માં પેસાડવું** (-પૅસાડવું) (રૂ.પ્ર.) શરમાવી દેવું. **૦માં પેસી જવું** (-પૅસી-) (રૂ. પ્ર.) બહુ ઊંડે ઊતરવું. (૨) શરમિંદું બનવું. (૩) અ-દૃશ્ય થવું]
**પાતાલ(-ળ)-કૂવો** પું- [+ જુઓ 'કૂવો.'] જમીનમાં શારડી નાખીને ઊંડે સુધી લઈ જવાતો કૂવો, 'બોર'
**પાતાલ(-ળ)-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] જુઓ 'પાતાલ-લોક.'
**પાતાલ(-ળ)-જંત્રી¹** (-જન્ત્રી) સ્ત્રી. [+ જુઓ 'જંત્રી.'] (લા.) ઊંડી મસલત
**પાતાલ(-ળ)-જંત્રી²** (-જન્ત્રી) વિ. [+ જુઓ 'જંત્ર' + ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) ગમે ત્યાંથી ગમે તે રીતે બાતમી મેળવનાર [ખટપટી અને ઊંડા હૈયાની સ્ત્રી
**પાતાલ(-ળ)-દેડકી** સ્ત્રી. [+ જુઓ 'દેડકી.'] (લા.) બહુ
**પાલ(-ળ)-નિવાસ** પું. [સં] પાતાળમાં જઈ રહેવું એ
**પાતાલ(-ળ)નિવાસી** વિ., [સં., પું.] પાતાળનું નિવાસી, પાતાળમાં રહેનારું
**પાતાલ(-ળ)-પાણી** ન. [+ જુઓ 'પાણી.'] પાતાળ—પૃથ્વીના પેટમાં રહેલું પાણી. (૨) બોરિંગનું પાણી
**પાતાલ(-ળ)-પ્રદેશ** પું. [સં.] જુઓ 'પાતાલ-લોક.'
**પાતાલ(-ળ)-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] વૈદ્યકીય એક સાધન
**પાતાલ(-ળ)-લોક** પું. [સં.] પાતાળનો પ્રદેશ
**પાતાલ(-ળ)-વાસ** વિ., [સં.] જુઓ 'પાતાલ-નિવાસ.'
**પાતાલ(-ળ)વાસી** વિ., [સં., પું.] જુઓ 'પાતાલનિવાસી.'
**પાતાળિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પાતાળને લગતું, પાતાળનું. (૨) પાતાળમાં ઘણે ઊંડે પહોંચેલું
**પાતિત** વિ. [સં.] પાડેલું, પડાવેલું
**પાતિવ્રત, -ત્ય** ન. [સં.] એક જ પતિને વફાદાર રહેવું એ
**પાતું** ન. [સં. पत्रक- > પ્રા. पत्तअ-] પાંદડું [ટોપડી
**પાતેલી** સ્ત્રી. [જુઓ 'પાતેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] તપેલી,
**પાતેલું** ન. જુઓ 'તપેલું'—ટોપ.
**પાત્ર¹** ન. [સં.] ઠામ, વાસણ. (૨) નદી કે તળાવ વગેરેનું પટવાળું તળ (જેમાંથી પાણી વહી જતું હોય). (૩) (લા.) કથા કે વાત (નાટકાદિ)માં આવતી કોઈ પણ વ્યક્તિ. (૪) નાટ્ય-રચનામાં તે તે કૃતિમાંની તે તે વ્યક્તિનો સ્વાંગ (અભિનય માટેનો). (૫) વિ. [સં., ન.] યોગ્ય, લાયક, અધિકારી, હકદાર, 'ડિઝર્વિંગ,' 'એલિજિબલ'
**પાત્ર²** સ્ત્રી. [જુઓ 'પાતર.²'] જુઓ 'પાતર.²'
**પાત્ર-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] યોગ્ય હોવાપણું, યોગ્ય-તા, લાયકાત. (૨) હક્ક, અધિકાર, 'એલિજિબિલિટી'
**પાત્ર-નિરૂપણ** ન. [સં.] પાત્રોની રજૂઆત
**પાત્ર-નિર્માણ** ન. [સં.] નાટ્ય-કૃતિઓમાં તે તે પાત્રનું કાર્ય નક્કી કરી આપવું એ [(બ.ક.ઠા.)
**પાત્ર-લક્ષી** વિ. [સં., પું.] નાટ્યને ઉદ્દેશીને રહેલું, 'ડ્રામેટિક'
**પાત્ર-વિધાન** ન. [સં.] કલા-દૃષ્ટિએ પાત્રોનું આ-લેખન
**પાત્ર-વૈવિધ્ય** વિ. [સં.] નાટ્ય-રચનામાં પાત્રોની ભાત ભાતની સ્થિતિ
**પાત્ર-શુદ્ધિ** સ્ત્રી. [સં.] જુઓ 'પાત્ર-સંસ્કાર.' નાટ્ય-રચનામાં પાત્રનાં નિરૂપણ હાવ ભાવ વગેરેની એકરૂપ-તા
**પાત્ર-સર્જન** ન. [સં.], **પાત્ર-સંકલના** (-સઙ્કલના) સ્ત્રી. [સં.] જુઓ 'પાત્ર-વિધાન.' [પાત્ર-શુદ્ધિ
**પાત્ર-સંસ્કાર** (-સંસ્કાર) પું. [સં.] ઠામ સાફ કરવાં એ,
**પાત્રાલેખન** ન, [સં. पात्र + आ-लेखन] જુઓ 'પાત્ર-વિધાન.'
**પાત્રોપકરણ** ન., બ.વ. [સં. पात्र.+ સં. उप-करण] વાસણોની માંડણીને શોભા આપે તેવાં સાધન
**પાથણ** (-ણ્ય) સ્ત્રી. ઝીણું ઘાસ સરી ન પડે એ માટે મેળા ઉપર પૂળાઓનો થર કરવાની ક્રિયા
**પાથણ-ચૂર** (-રથ) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**પાથરડી** સ્ત્રી. એ નામનો એક છોડ
**પાથરણ** ન. [જુઓ 'પાથરવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] પાથરવાની ક્રિયા. (૨) પથારી, બિસ્તરો, પાથરવાનું કપડું. (૩) (લા.) પૈસાનું રોકાણ. (૪) મિલકત (સ્થાવર-જંગમ)
**પાથરણું** ન. [જુઓ 'પાથરવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] પાથરવું એ. (૨) (ખાસ કરી) મરણના શોક માટે આવનારાંઓને માટેની બિછાત. (૩) (લા.) બેસણું. [**-ણે જવું** (રૂ. પ્ર.) ખરખરો કરવા જવું. **-ણે બેસવું** (-બૅસવું) (રૂ. પ્ર.) મરનાર પાછળ બેસણું કરવું]
**પાથરવું** સ. ક્રિ. [સં. प्र-स्तृ-स्तर्- > પ્રા. पत्थर-] (જમીન ઉપર પહોળું કરી ફેલાવવું. (૨) બિછાવવું. (૩) (લા.) રોકાણ કરવું (નાણાંનું). (૪) સ્થાવર જંગમ મિલકત ઊભી કરવી. **પથરાવું** કર્મણિ., ક્રિ. **પથરાવવું** પ્રે., સ. ક્રિ.
**પાથરો** પું. [સં. प्रस्तरक- > પ્રા. पत्थरअ-] પાથરવું એ, (જમીન પર) ફેલાવવું એ. (૨) ચામડાના જૂના કોસનો ટુકડો. (૩) મોલ કાપ્યા પછી ખેતરમાં નાખેલો—પાથરેલો ત્યાં ત્યાંનો વાઢ
**પાથેય** ન. [સં.] (પ્રવાસમાં ખાવા માટેનું) ભાતું
**પાથો** સ્ત્રી. નાનો ફૂલ-છોડ
**પાદ¹** પું. [સં.] ચરણ, પગ, ટાંગો, 'લેગ.' (૨) શ્લોક કે કડીનો ચરણ-રૂપ એકમ, 'ફૂટ.' (૩) ચોથો ભાગ, ચોથો અંશ (અધ્યાય પ્રકરણ વગેરેનો). (૪) સમાસમાં માન આપવા ઉત્તર પદમાં 'ગુરુ-પાદ' 'આચાર્ય-પાદ' વગેરે
**પાદ²** પું. [જુઓ 'પાદવું.'] પૂંઠમાંથી પવન છૂટવો એ, 'વા-છૂટ'
**પાદકણું** વિ. [જુઓ 'પાદવું.' + ગુ. 'કું' સ્વાર્થે + 'અણું' કૃ. પ્ર.] (લા.) ડરપોક, બીકણ ('ભયથી પાદી રહે તેવું' કહેવા)

**પાદ-કંદુક** (-કન્દુક) પું. (સં.) પગના પંજાની મદદથી રમવા માટેનો દડો, 'ફૂટ-બૉલ' (ચં.ન.)

**પાદ-ગ્રહણ** ન. [સં.] જુઓ 'પગે-લાગણ.'

**પાદ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં., પું.] પગની ઘૂંટી

**પાદ(-દા)ઘાત** પું. [સં. पाद + (आ)घात] લાત, પાટુ, પગની ઠોક

**પાદ-ચાંચલ્ય** (-ચાઞ્ચલ્ય) ન. [સં.] પગની ચપળતા, પગ આમતેમ ફેરવવાની ક્રિયા. (૨) (લા.) ફરવા કરવાની હોંશ

**પાદ-ચિહ્ન** ન. [સં.] જુઓ 'પદ-ચિહ્ન.'

**પાદ-ચુંબન** (-ચુમ્બન) ન. [સં.] પગલાંની પાટલીએ નમી ચૂમી લેવી એ. (૨) (લા.) ખુશામત

**પાદ-ટીપ** સ્ત્રી. [સં. + જુઓ 'ટીપ.'] દરેક પાના નીચે યા પ્રકરણ વગેરેને છેડે ગ્રંથ ઉપરનું તે તે સ્થળના નિર્દેશવાળું ટિપ્પણ, પાદ-નોંધ. 'ફૂટ-નોટ'

**પાદણુ**[1] ન. [જુઓ 'પાદવું' + 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] પાદવું એ, પાદ

**પાદણુ**[2] વિ. [જુઓ 'પાદવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] પાદ્યા કરનારું. (૨) (લા.) ડરપોક, બીકણ

**પાદણ-કીડો** પું. [+ જુઓ 'કીડો.'] એ નામનો એક પાદણિયો કીડો [પાદણ(ર)-'

**પાદણિયું** વિ. [જુઓ 'પાદણ[2]' + 'ઇયું.' ત. પ્ર.] જુઓ

**પાદણું**[1] ન. [જુઓ 'પાદવું' + ગુ. 'અણું.' ક્રિયાવાચક કૃ.પ્ર.] જુઓ 'પાદણ.[1]' [કૃ.પ્ર.] જુઓ. 'પાદણ.[2]'

**પાદણું**[2] વિ. [જુઓ 'પાદવું.' + ગુ. 'અણું' કર્તૃવાચક

**પાદ-તલ(-ળ)** ન. [સં.] પગના પંજાનું તળું, પાટલીનું તળું

**પાદ-ત્રાણ** ન. [સં.] પગરખું, કાંટા-રખું, જોડો, 'શૂ,' 'બૂટ' [ચલાવવાની ધમણ

**પાદ-ધીંકણી** સ્ત્રી. [સં. पाद + જુઓ 'ધીંકણી.'-] પગેથી

**પાદ-નોંધ** (-નૉંધ્ય) સ્ત્રી. [સં. पाद + જુઓ 'નોંધ.'] જુઓ 'પાદ-ટીપ.' [(૨) નૃત્ય કરનારના પગનો ઠેકો

**પાદ-ન્યાસ** પું [સં.] પગ મૂકવો એ, પગલું ભરવું એ.

**પાદ-પ** વિ. પું. [સં.] વૃક્ષ, ઝાડ

**પાદ-પતન** ન. [સં.] પગમાં પડવું એ, દંડવત્પ્રમાણ

**પાદ-પદ્મ** ન. [સં.] પગરૂપી કમળ, ચરણ-કમળ

**પાદપદ્મોપજીવી** વિ. [+ સં. उपजीवी, પું.] ચરણ-કમળમાં આશ્રય પામી ગુજરાન મેળવનારું, આશ્રિત

**પાદ-પલ્લવ** પું. [સં.] (લા.) પગની તે તે આંગળી

**પાદ-પંકજ** (-પઙ્કજ) ન. [સં.] જુઓ 'પાદ-પદ્મ.'

**પાદપાર્શ્વચાલનાસન** ન. [સં. पादपार्श्व-चालन + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**પાદપાર્શ્વાસન** ન. [સં. पादपार्श्व + आसन] એક નામનું યોગનું એક આસન. (યોગ.) [આસન, બાજોઠ

**પાદ-પીઠ** ન. [સં.] ઊંચે આસને બેઠેલાને પગ મૂકવાનું

**પાદ-પૂજન** ન. [સં.], **પાદ-પૂજા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણો કે મહેમાનોનાં ચરણનું વિધિપૂર્વક અર્ચન

**પાદ-પૂરણ** ન. [સં.] કોઈ શ્લોક કે ખૂટતું ચરણ રચી દાખલ કરવું એ

**પાદ-પૂરક** વિ. [સં.] શ્લોકના કે કડીના ચરણમાં ખૂટતું (વર્ણ કે પદ)

**પાદ-પૂર્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'પાદ-પૂરણ.'

**પાદ-પૃષ્ઠ** ન. [સં.] પગના પંજાની એડી

**પાદ-પ્રક્ષાલન** ન. [સં.] પગના પંજા ધોવા એ

**પાદ-પ્રહાર** પું. [સં.] લાત, પાટુ, પાદાઘાત

**પાદ(-ધ)ર** ન. [સં. पद्र- > પ્રા. पद्दर] ગામ કે નગરના દરવાજાની બહારનો ખુલ્લો સપાટ ભૂભાગ, ભાગોળ આગળનું મેદાન, ગોંદરો. [૦ જવું (પાદરય-) (રૂ. પ્ર.) શૌચ જવું, ઝાડે-જંગલ જવું. ચિત્તળનું પાદર (રૂ. પ્ર.) તદ્દન ઉજ્જડ જમીન]

**પાદ-રજ** સ્ત્રી. [સં. पाद-रजस् ન.] જુઓ 'પાદ-રેણુ.'

**પાદર-જમણ** (પાદરય-) ન. [+ જુઓ 'જમણ.'] આવેલી કે જતી જાનને ગામને ગોંદરે કરાવવામાં આવતું ભોજન

**પાદ(-ધ)રડું** વિ. [+ ગુ. 'ડું' ત. પ્ર.] પાદરમાં આવેલું

**પાદર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પાદરી' + ગુ. '(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.], **પાદરિયાણી** સ્ત્રી. [જુઓ 'પાદરી' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] પાદરીની કે પાદરી સ્ત્રી

**પાદરી** પું. [પોર્ચુ. પાદ્રે] ખ્રિસ્તી ધર્મોપદેશક, 'ફાધર,' 'મોન્ક'

**પાદરી-વેડા** પું. [+ જુઓ 'વેડા.'] પાદરીઓની જેમ જ્યાં ત્યાં ઉપદેશ કે શિખામણ આપવાની ટેવ, 'ક્લેરિકલિઝમ' (વિ. ક.)

**પાદરેણ** (-ણ્ય) જુઓ 'પાદરણ.'

**પાદ-રેણુ** સ્ત્રી. [સં., પું.] પગ નીચેની રજ, પાદ-રજ

**પાદ-લેપ** પું [સં.] પગે કરવાનો ખરડ

**પાદ-વંદન** (-વન્દન) ન. [સં.], **-ના** સ્ત્રી. [સં.] જુઓ 'પાદ-પ્રણામ.'

**પાદ-વિન્યાસ** પું. [સં.] જુઓ 'પાદ-ન્યાસ.'

**પાદવું** અ. ક્રિ. [સં. पर्द- > પ્રા. पद्द-] વા-છૂટ કરવી, અધોવાયુ છોડવો. [પાદી જવું, પાદી પડવું (રૂ. પ્ર.) હારી જવું. (૨) થાકી જવું. (૩) ગભરાઈ જવું.] **પદાવું** ભાવે., ક્રિ. **પદાવવું** પ્રે., સ. ક્રિ. [શહેનશાહ, સમ્રાટ

**પાદશાહ** પું. [ફા.] તખ્તનો સ્વામી, મોટો રાજા, બાદશાહ

**પાદશાહ-જાદી** સ્ત્રી. [ફા.] પાદશાહની કુંવરી, શાહ-જાદી, રાજ-કુમારી, કુંવરી [જાદો, રાજ-કુમાર, કુંવર

**પાદશાહ-જાદો** પું. [+ ફા. 'જાદહ્'] પાદશાહનો કુંવર, શાહ-

**પદાશાહત, પાદશાહી**[1] સ્ત્રી. [ફા.] પાદશાહની સત્તા, રાજ્યાધિકાર, રાજ્ય-સત્તા, સલતનત

**પાદશાહી**[2] વિ. [જુઓ 'પાદશાહ' + ગુ. 'ઈ' ત. પ્ર.] પાદશાહને લગતું, પાદશાહનું, શાહી. (૨) પાદશાહને શોભે તેવું

**પાદ-શુશ્રૂષા** સ્ત્રી. [સં.] પગ-ચંપી, ચરણ-સેવા [કે ટેકરો

**પાદ-શૈલ** પું. [સં.] મોટા પર્વતની તળેટીનો નાનો ડુંગરો

**પાદ-શોથ** પું. [સં.] પગના સોજાનો રોગ

**પાદ-શૌચ** ન. [સં.] પગને ધોઈ પવિત્ર કરવાની ક્રિયા, પગ ધોવા એ [સંચાર.'

**પાદ-સંચાર** (-સઞ્ચાર) પું. [સં.] જુઓ 'પગ-રવ'-'પદ-

**પાદ-સેવન** ન., **પાદ-સેવા** [સં.] જુઓ 'પાદ-શુશ્રૂષા.' (૨) (લા.) આશરે આવી નોકરી કરવી એ

**પાદ-સ્પર્શ** પું, [સં.] પગને અડકવું એ, પગે હાથ અ-ડાડવો એ [એક આસન. (યોગ.)

**પાદહસ્તાસન** ન. [સં. पाद-हस्त+आसन-] એ નામનું યોગનું

**પાદાકુલ(-ળ), -લક** પું. [સં.] ૧૬ માત્રાનો એ નામનો એક માત્રામેળ છંદ, ચરણાકુળ. (પિં.)

**પાદાકાર** પું., **પાદાકૃતિ** સ્ત્રી. [સં. पाद + आ-कार, आ-कृति] પગલાનો ઘાટ. (૨) વિ. પગલા-ઘાટનું (તિલક)

**પાદાક્રાંત** (-ક્રાન્ત) વિ. [સં. पाद + आ-क्रान्त] પગથી હલ્લો કરી કચડી નાખેલું, હરાવેલું, હાર ખાયેલું [પંજો

**પાદાગ્ર** ન. [સં. पाद+ अग्र] પગનો આગલો ભાગ, પગનો

**પાદાઘાત** જુઓ 'પાદ-ઘાત.' [સૈનિક

**પાદાત, -તિ, -તિક** પું. [સં.] પાયદળનો સૈનિક, પાળો

**પાદાનુધ્યાત** વિ. [સં. पाद + अनु-ध्यात] (વડીલ કે ગુરુના) ચરણોનું જેણે ધ્યાન કર્યા કર્યું છે તેવું

**પાદાબ્જ, પાદારવિંદ** ન. [સં. पाद + अब्ज, अरविन्द] જુઓ 'ચરણ-કમળ.'

**પાદાર્થિક** વિ. [સં.] પદાર્થને લગતું, પદાર્થનું

**પાદાર્ધ** પું., ન. [સં. पाद + अर्ध वि.] આઠમો ભાગ

**પાદાસન** ન. [સં. पाद + आसन] જુઓ 'પાદ-પીઠ.'

**પાદાસ્થિ** ન. [સં. पाद + अस्थि] પગનું તે તે હાડકું

**પાદાહત** વિ. [સં. पाद + आ-हत] જેને લાત મારવામાં આવી હોય તેવું

**પાદાંગુલિ(-લી)** (પાદાઙ્ગુલિ,-લી) સ્ત્રી. [સં. पाद + अङ्गुलि,-ली] પગના પંજાની તે તે આંગળી

**પાદાંગુષ્ઠ** (પાદાઙ્ગુષ્ઠ) પું. [સં. पाद + अङ्गुष्ठ] પગના પંજાનો અંગૂઠો ['ચરણ-કમળ.'

**પાદાંબુજ** (પાદામ્બુજ) ન. [સં. पाद + अम्बु-ज] જુઓ

**પાદુકા** સ્ત્રી. [સં.] ચાખડી, પાવડી, ખડાઉ (લાકડાની)

**પાદોદક** ન. [સં. पाद + उदक] પગ ધોયા હોય એનું પાણી, ચરણોદક, ચરણામૃત

**પાદ્ય** ન. [સં.] પગ ધોવા માટેનું પાણી

**પાદ્ય-પાત્ર** ન [સં.] પગ ધોવા માટેના પાણીનું વાસણ

**પાદ્યાર્ઘ** પું. [+સં. अर्घ] પૂજાની સામગ્રી (દેવ કે ગુરુના ચરણ ધોવાની અને સત્કાર કરવાની)

**પાધર**[1] જુઓ 'પાદર.' [સરળ જમીન

**પાધર**[2] ન. [દે. પ્રા. पद्धर હિં.] સપાટ જમીન, સીધી

**પાધરડું**[1] જુઓ 'પાદરડું.'

**પાધરડું**[2] વિ [જુઓ 'પાધરું + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાધરું.' [ઉજ્જડ, વેરાન

**પાધર-પટ** વિ. [જુઓ 'પાધરું' + 'પટ.'] તદ્દન સપાટ. (૨)

**પાધરું** વિ. [દે. પ્રા. पद्धरअ-] ઋજુ, સરળ, સીધું. (૨) નાક-પધોર, આંખ સામે લાંબે સુધી રહેલું

**પાધરું-દોર** વિ. [+ જુઓ 'દોર.'] દોરાની જેમ તદ્દન સીધું અને સપાટ, પાંસરું

**પાન**[1] ન. [સં.] પીવું એ. (૨) પીણું, પેય

**પાન**[2] ન. [સં. पर्णक- ▶ પ્રા. पन्नअ-] પાંદ, પાંદડું, પત્ર. (૨) નાગરવેલનું પાંદ. (૩) (લા.) પુસ્તક વગેરેનું પત્તું, પાનું, 'લીફ,' (હસ્તલિખિત ગ્રંથોમાં બંને પૃષ્ઠોથી એક), 'ફોલિયો.' (૪) પૃષ્ઠ, 'પેઇજ.' (૫) માથાની પાંથી. [**૦ અડી જવું, (-આ)ભડવું** (રૂ.પ્ર.) સર્પદંશ થવો. **૦ આપવું** (રૂ. પ્ર.] સત્કાર કરવો. **૦ ઉઠાવવું** (રૂ. પ્ર.) કોઈ કામ કરવાનું માથે લેવું. **૦ કરવું, ૦ બનાવવું** (રૂ. પ્ર.) પાન-બીડું તૈયાર કરવું. **૦ ખવરાવવું** (રૂ.પ્ર.) વર-કન્યાના સગ-પણના વિષયમાં વચન-બદ્ધ થવું. **૦ ચાવવું** (રૂ. પ્ર.) ખુશાખુશાલીથી કામ કરવું. **૦ચીરવું**(રૂ.પ્ર.) કોઈ પણ કામમાં રોકાવું. (૨) નકામું કામ કરવું. **૦ ન હાલવું** (રૂ.પ્ર.) તદ્દન નીરવતા હોવી. **૦માં આણવું, ૦માં લાવવું, ૦માં લેવું.** (રૂ. પ્ર.) દાવમાં લેવું. (૨) અધિકાર નીચે લેવું **૦માં આવવું** (રૂ. પ્ર.) દાવમાં આવવું]

**પાન**[3] (-ન્ય) સ્ત્રી. [જુઓ 'પાની.[2]'] નદીમાં થતું એક પ્રકારનું ઘાસ. (૨) આવળની પત્તી. (૩) બારી-બારણામાં કાચ વગેરે બેસાડવાનો સીધો સાંકડો લાંબો ખાંચો. [**૦ મૂકવી** (રૂ. પ્ર.) તથા છોડી દેવી]

**પાન-આરકા** પું., બ.વ., **-કાં** ન., બ. વ. [જુઓ 'પાન[2]' + 'આરકું' બ. વ.] પાનની આકૃતિની (કાપડ ઉપરની કે દીવાલમાંની) છાપ કે ચિતરામણ

**પાનક** ન. [સં.], **૦ રસ** પું. [સં.] પીણું, પેય

**પાન-કરિયાતું** ન. [જુઓ 'પાન'[2] + 'કારિયાતું' (એક ઓષધિ).] દેશી કરિયાતું

**પાન-કોથળિયું** ન. [જુઓ 'પાન[2]' + 'કોથળો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] કોથળી-ઘાટનાં પાનના આકારનું તોરણ

**પાન-કોબી** સ્ત્રી. [જુઓ 'પાન[2]' +'કોબી.'] જુઓ 'કોબીજ.'

**પાન-કૌઓ,-વો** પું. [જુઓ 'પાન[2]' + કૌઓ,'-વો.'] એ નામનું એક વિદેશી પક્ષી

**પાન-ખર** (-રય) સ્ત્રી. [જુઓ 'પાન[2]' + 'ખરવું.'] (જેમાં વૃક્ષો ઉપરથી પાંદડાં ખરી પડે છે તેવી) શિશિર ઋતુ. (સંજ્ઞા).

**પાન-ગુલાબ** ન., બ. વ. [જુઓ 'પાન[2] + 'ગુલાબ.'] સત્કાર-સમારંભમાં આપવામાં આવતાં નાગરવેલનાં પાનનાં બીડાં અને ફૂલ-ગુચ્છા

**પાન-ચૂર્ણ** ન. [સં., પું., ન.] (લા.) દારૂનું પીઠું

**પાન-ગોષ્ઠિ, -ષ્ઠી** સ્ત્રી. [સં.] પીણું પીતાં પીતાં કરાતી વાતચીત [ખલતો

**પાન-ચમચી** સ્ત્રી. [જુઓ 'પાન[2]' + 'ચમચી.'] પાનનો

**પાન-ચરાઈ** સ્ત્રી. [જુઓ 'પાન[2]' + ચરાઈ.'] સીમમાં પાંદડાં ચરવા દેવા માટે લેવામાં આવતો સરકારી લાગો

**પાન-ચાળણી** સ્ત્રી. [જુઓ 'પાન[2]' + 'ચાળવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] નાગરવેલના પાનને ફેરવવાની ક્રિયા. (૨) (લા.) ઊંધું ચત્તું રમવા આવડવું એ, કપટ-દ્યૂત. (૩) ચાલાકી, હોશિયારી

**પાન-ચેવલી** પું. એ નામનો એક છોડ

**પાન-જાંબુ** ન. એ નામનું એક નાનું ઝાડવું

**પાન(-નો)ઠ** (-ઠય) સ્ત્રી. [જુઓ 'પાન[2]' દ્વારા.] જુવાર બાજરી મકાઈ વગેરેના સાંઠાનું લાંબું પાંદડું. (૨) ઝાડ ઉપર આવતો નવો ફોર

**પાનડ** ન. [જુઓ 'પાન' ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] પાનડું. (પદ્યમાં.)

**પાનડિયું** ન. [જુઓ 'પાનડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] કાનમાં પહેરવાનું એક ઘરેણું [ઘાસ

**પાનડિયો** વિ., પું. [જુઓ 'પાનડિયું.'] એ નામનું એક

**પાનડી** સ્ત્રી. [જુઓ 'પાનડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું કુમળું પાંદડું. (૨) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું, પાંદડી

**પાનડું** ન. [જુઓ 'પાન²' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.] પાંદડું

**પાન-તંબોલ(-ળ)** (-તમ્બોલ,-ળ) પું. [જુઓ 'પાન²' + 'તંબોલ,-ળ.'] (લા.) એ નામનો એક છોડ

**પાન-થરા** સ્ત્રી. ચોખૂણ ઘડેલી પથ્થરની લાદી

**પાન-દાન** ન. [જુઓ 'પાન²' + ફા.],- **ની** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્ર.], -**નિયું** ન. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] નાગરવેલનાં પાન વગેરે રાખવાની પેટી

**પાન-દોષ** પું. [સં.] પીવાની આદત, દારૂનું વ્યસન

**પાન-પટી,-ટ્ટી** સ્ત્રી. [જુઓ 'પાન²' + 'પટી, ટ્ટી.'] નાગરવેલના પાનની ચૂનો-કાથો-સોપારી ને સુગંધી દ્રવ્યવાળી બીડી. (૨) છાપરાનાં નેવાં નીચેની લાકડાની કાંઈક આતીગર પટ્ટી, મોતિયો

**પાન-પડો** પું. [જુઓ 'પાન²' + 'પડો.'] નાગરવેલનાં પાનનો કેળનાં કે એવાં બીજાં પાંદડાંમાં બાંધેલો વીંટો

**પાન-પાત્ર** ન. [સં.] પ્રવાહી પીવાનું કોઈ પણ વાસણ

**પાન-પેટી** સ્ત્રી. [જુઓ 'પાન²' + 'પેટી.'] જુઓ 'પાન-દાન.'

**પાન-ફળિયું** વિ. [જુઓ 'પાન²' + 'ફળ' + ગુ. 'ઇયું.' ત. પ્ર.] (લા.) ખૂબ લાડકું, ઘણું લાડકવાયું

**પાન-ફૂઈ (-ફૂ)** સ્ત્રી. એ નામનો એક છોડ, જેવંતી

**પાન-ફૂલ** ન.,બ.વ. [જુઓ 'પાન²' + 'ફૂલ.'] (લા.) જુઓ 'પાન-ગુલાબ.' (૨) સામાન્ય ભેટ

**પાન-ફૂલિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] ફૂલની પાંખડી જેવું સુકોમળ. (૨) (લા.) લાડકોડમાં ઊછરેલું. (૩) ન. ચોમાસામાં સફેદ ફૂલ આપતી એક વનસ્પતિનું તે તે ફૂલ (ખાવાથી નાગરવેલનાં પાન જેવો સ્વાદ આપે છે.)

**પાન-બાજરિયું** જુઓ 'પાણ-બાજરિયું.'

**પાન-બીડી** સ્ત્રી. [જુઓ 'પાન²' + 'બીડી.'] નાગરવેલના પાનની ચૂના-કાથા-સોપારી-સુગંધવાળી વીંટાના આકારની પટ્ટી. (૨) જુઓ 'પાન-ગુલાબ.'

**પાન-બીડું** ન. [જુઓ 'પાન²' + ગુ. 'બીડું.'] જુઓ 'પાન-બીડી(૧).' (૨) એક બીડી અને છૂટાં ચાર કે વધુ પાન હોય તેવું (મંદિરોમાં ઠાકોરજીને ધરાતું) વીંટલું

**પાન-બૂડ્યો** વિ., પું. [+ જુઓ 'બૂડવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] (લા.) મોતી માટે ડૂબકી મારનારો, મરજીવો

**પાન-ભાત (-ત્ય)** સ્ત્રી. [જુઓ 'પાન²' + 'ભાત.²'] પાંદડાંની ભાત ('ડિઝાઇન'). (૨) એક પ્રકારનું પાટણનું રેશમી વસ્ત્ર (પટોળું)

**પાન-ભૂમિ** સ્ત્રી. [સં.] દારૂનું પીઠું

**પાન-ભોજય** ન. [સં.] પીવાનું અને જમવાનું

**પાન-મહાલ** (-મા:લ) પું. [જુઓ 'પાન²' + 'મહાલ.'] (લા.) નાગરવેલના પાનની ખેતી ઉપરનો વેરો

**પાન-વાળો** વિ., પું. [જુઓ 'પાન²' + 'વાળું' ત. પ્ર.] નાગરવેલનાં પાન કોરાં તેમજ કાથા-ચૂનાવાળાં વેચનાર વેપારી, તંબોળી

**પાનસારી** પું. દેશી દવા ને ઓસડિયાં વેચનાર વેપારી

**પાન-સાંકળ** સ્ત્રી. [જુઓ 'પાન²' + 'સાંકળ.'] નાના પાંદડાના આકારની નાની સાંકળ (બારણાં વાસવા માટેની)

**પાન-સૂરે** ન. કઠળનાં સૂકાં પાંદડાં

**પાન-સૂંઘામણુ (-ણ્ય), -ણી** સ્ત્રી. [જુઓ 'પાન²' + 'સૂંઘવું' + ગુ. 'આમણ,-ણી' કૃ. પ્ર.] (લા.) એ નામની અમરેલી બાજુ ખેલાતી એક રમત

**પાન-સોપારી** ન., બ.વ. [જુઓ 'પાન²' + 'સોપારી.'] પાન અને સોપારી. (૨) જુઓ 'પાન-ગુલાબ.' (૩)(લા.) નાની બક્ષિસ. (૪) લાંચ

**પાનાં-પુસ્તક** ન., બ.વ. [જુઓ 'પાનું' + ગુ. 'આં' બ.વ., પ્ર. + સં.] ધર્મશાસ્ત્રના ગ્રંથ

**પાનિયું** ન. [જુઓ 'પાનું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] છૂટું એક પાનું. (૨) બે પાંદડાં વચ્ચે કણક દબાવી કરેલી રોટલી. (૩) (લા.) જિંદગીભરનો સંબંધ. [૦ **ઊઘડવું** (રૂ. પ્ર.) નસીબ ખીલવું. ૦ **ખસી જવું**, ૦ **તૂટી પડવું** (રૂ. પ્ર.) પડતી થવી. ૦ **ફરવું** (રૂ. પ્ર. બુદ્ધિ ફરી જવી. (૨) નસીબ ફૂટવું, દુર્ભાગ્ય શરૂ થવું]

**પાની¹** (પા:ની) સ્ત્રી. [સં. पार्ष्णिका > પ્રા. पण्हिआ] પગના તળિયાનો એડી તરફનો સપાટીનો ભાગ, પેની

**પાની²** સ્ત્રી. [સં. पर्णिका > પ્રા. पन्निआ] (ખાસ કરીને) બાવળનાં પાંદડાં. (૨) મગફળીની ડાંખળી. (૩) શેરડીનું પણછું

**પાની-ઢંક** (પા:ની-ઢક્ક) વિ. [જુઓ 'પાની¹' + 'ઢાંકવું.'] પગની પાની ઢંકાય તેટલું. (૨) (લા.) મર્યાદાથી ઢાંકેલું

**પાનું** ન. [સં. पर्णक- > પ્રા. पन्नअ-] જુઓ 'પાન(૩, ૪).' (૨) ગંજીફાનું પત્તું. (૩) (આકારસામ્યે લા.) હથિયાર -ઓજારનું ફળું, 'બ્લેઇડ.' (૪) ચાકીઓ ફેરવવાનું નાનું મોઢું ઓજાર. 'સ્પૅનર.' [૦ **ઉકેલવું** (રૂ. પ્ર.) એક ને એક વાત કે માણસ વિશે વારંવાર કહ્યા કરવું. ૦ **ઉઘાડવું** (રૂ. પ્ર.) કોઈની વાત કે નિંદા શરૂ કરવી. ૦ **કાઢવું** (રૂ.પ્ર.) હથિયારની ધાર સજવી. (૨) અંત લેવો. (૩) વાત ઉખેળવી. ૦ **ખોલવું** (રૂ. પ્ર.) બદલો લેવા સામાનો અગાઉનો ઇતિહાસ જોવો. ૦ **પડવું** (રૂ. પ્ર.) જિંદગી સુધીનો સંબંધ રહેવો, પનારું પડવું. ૦ **ફરવું** (રૂ. પ્ર.) ચડતી શરૂ થવી. **શોધવું** (રૂ. પ્ર.) કોઈના વાંક શોધવા-પાછલી વાત શોધવી. (૨) મોત મોકલવું]

**પાનેતર** ન. પરણતી વેળા હિંદુઓમાં કન્યાને પહેરવાની રાતી કે કેસરી કિનારની (અને કવચિત્ વચ્ચે વચ્ચે એ રંગનાં ધાબાંવાળી) સુતરાઉ કે રેશમી સફેદ સાડી

**પાનેરી** વિ. [જુઓ 'પાન³' દ્વારા.] (બારી-બારણાંમાં પાનમાં તકતી મુકાય છે તેવું) તકતીવાળું

**પાનેલ** સ્ત્રી. [અં. 'પૅનલ્'] કમાડની પાનમાં નાખવામાં

આવતી તકતી. (૨) દીવાલમાં ચણતરમાં બતાવાતી લંબ-ચોરસ તકતી

**પાનો**[1] (પાન્હો) પું. [સં. प्रस्नवक- > પ્રા. पन्हअ-] બચ્ચાંને જોઈ સ્ત્રીનાં કે ગાય-ભેંસ વગેરેનાં સ્તન-થાનમાં દૂધનો વેગ આવવો એ. (૨) (લા.) આવેગ, જુસ્સો, શૌર્ય. [૦ ચઢ(-ઢ)વો (રૂ. પ્ર.) ધવરાવવાની ઇચ્છા થવી. (૨) શૂરાતન ઊભરાવું. ૦ ચઢા(-ઢા)વવો (રૂ. પ્ર.) ઉશ્કેરવું, શૂર ચડાવવું. ૦ ચોરવો (રૂ. પ્ર.) ગાય ભેંસ વગેરેનું દૂધને ચોરી જવું. ૦ છૂટવો (રૂ. પ્ર.) દૂધ છૂટવું. ૦ મૂકવો (રૂ.પ્ર.) ગાય ભેંસ વગેરેનું દૂધ દોહવા દેવું]

**પાનો**[2] પું. [જુઓ 'પાનું.'] (લા.) પનારું

**પાનોઠ** (-ઠ્ય) જુઓ 'પાનઠ.'

**પાનોતરી** સ્ત્રી. [સં. पर्ण-पत्रिका > પ્રા. पन्न-उत्तरिआ] પાનાંની યાદી, ફેરિસ્ત, અનુક્રમણી

**પાનોલી** સ્ત્રી. [જુઓ 'પાન' દ્વારા.] પલાળેલી મગની દાળની ખાખરાના પાનમાં થેપલી વીંટી કરવામાં આવતી એક વાની [(૨) દારૂની મહેફિલ

**પાનોત્સવ** પું. [સં. पान + उत्सव] પીણાં પીવાનો સમારંભ.

**પાપ**[1] ન. [સં.] ધર્મ-વિરુદ્ધ કાર્ય, દુષ્કર્મ, દુષ્કૃત્ય, દુરિત, પાતક. (૨) વિ. અધર્મી, પાપી, પાતકી, દુષ્ટ. [૦ કમાવું (રૂ. પ્ર.) દુષ્કર્મ કરવાં. ૦ કરતાં પાછું જોવું (રૂ. પ્ર.) પાપ ન થાય એની સાવધાની રાખવી. ૦ ચઢા(-ઢા)વવું (રૂ. પ્ર.) આળ ચડાવવું. ૦ જવું, ૦ ટળવું (રૂ. પ્ર.) પીડા કે નુકસાન કરનાર માણસનું દૂર જવું. ૦ ધોવું (રૂ. પ્ર.) નિંદા કરવી. (૨) પ્રાયશ્ચિત્ત કરવું. ૦ની હસૂંદ (રૂ. પ્ર.) પાપ કર્મની ભાગીદારી. ૦નું પોટલું (રૂ. પ્ર.) ઘણાં ઘણાં પાપ. ૦નો ઘડો ફૂટવો (રૂ. પ્ર.) દુષ્કર્મોની જાહેરાત થઈ જવી. ૦નો ઘડો ભરાવો (રૂ. પ્ર.) દુષ્કર્મો ખુલ્લાં પડતાં સજા થવાની પરિસ્થિતિ ઊભી થવી. ૦ ફરી વળવું (રૂ. પ્ર.) દુષ્કર્મનાં ફળ ભોગવવાં. ૦ ફૂટી નીકળવું (રૂ.પ્ર.) દુષ્ટ કાર્ય ખુલ્લાં થવાં. (૨) દુષ્કર્મનાં ફળ ભોગવવાં. મનમાં પાપ (રૂ. પ્ર.) ગુનાહિત વિચાર]

**પાપ-ઋણ** ન. [સં., સંધિ વિના] પાપના રૂપમાં ઊભી થયેલી જમાવટ (જે ભવિષ્યમાં દુઃખ ભોગવી ભરપાઈ કરવાની રહે એ માન્યતાથી)

**પાપ-કર્તા** વિ. [સં., પું.] પાપ કર્મ કરનાર

**પાપ-કર્મ** ન. [સં.] જુઓ 'પાપ(૧).'

**પાપ-કર્મા** વિ., પું, [સં., પુ.],-**મી** વિ. + ગુ. 'ઈ' ત.પ્ર.], **પાપ-કારી** વિ. [સં., પું.] જુઓ 'પાપ-કર્તા.'

**પાપ-કોટિ(-ટી)** સ્ત્રી. [સં.] પાપીનો દરજ્જો

**પાપ-ક્રિયા** સ્ત્રી [સં.] જુઓ 'પાપ(૧)'-'પાપ-કર્મ.'

**પાપ-ક્ષય** પું. [સં.] પાપોનું ઘસાતા જવું એ, પાપનો નાશ

**પા-પગલી, પા-પગી** સ્ત્રી. ['પગલી,-'પગી' (='પગ' + ગુ. 'ઈ' ત. પ્ર.) ના 'પ'નો દ્વિર્ભાવ] જુઓ 'પાપા-પગલી.' [કરનાર

**પાપ-ઘ્ન** વિ. [સં.] પાપનો નાશ કરનાર, પાપને દૂર

**પાપ-છૂટું** વિ. [સં. + જુઓ 'છૂટવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જેમાં પાપ નથી રહ્યું તેવું, નિખાલસ મનનું, કપટ-રહિત

**પાપ-જન્ય** વિ. [સં.] દુષ્કૃત્યોને કારણે થાય તેવું

**પાપ-જીવી** વિ. [સં., પું.] દુષ્કૃત્યો અને હિંસાનાં કામ કરી ગુજરાન કરનાર

**પાપડ** પું. [સં. पर्पट > પ્રા. पप्पड] મગ અડદ મઠ જેવા કઠોળના લોટની હીંગ મરી ખારો મીઠું નાખી વણેલી પાતળી એક વાની (જે શેકી યા તેલમાં તળીને ખવાય). [૦ ન ભાંગવો (રૂ. પ્ર.) સહેલું કામ પણ ન થઈ શકવું. ૦ ભાંગવો (રૂ. પ્ર.) નવાઈનું કામ કર્યું હોય એવો અનુભવ કરવો. ૦ વણવા (રૂ. પ્ર.) સખત મહેનત કરવી. ૦વડી વંઠી જવાં (-વણ્ઠી-) (રૂ. પ્ર.) કોઈ પણ કાર્યના પરિણામને બહુ મહત્ત્વ ન આપવું]

**પાપડ-ખાઉ** વિ. [જુઓ 'પાપડ + 'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર,] (લા.) જુઓ 'પાપડ-પાદું.'

**પાપડ(-ડા)-ખાર** પું. [જુઓ 'પાપડ' + 'ખાર.'] પાપડ બનાવતાં નાખવામાં આવતો ખારો, પાપડિયો ખારો. (૨) કેળના પાણીમાંથી કાઢેલો ક્ષાર (પાપડ માટેનો). (૩) અક્કલકરાનું મૂળ

**પાપડ-પાદું** વિ. [જુઓ 'પાપડ + 'પાદવું' ગુ. 'ઉ'' કૃ.પ્ર.] (લા.) કૌવત વિનાનું, નબળું

**પાપડ-પીઠી** સ્ત્રી. [જુઓ 'પાપડ' + 'પીઠી.' (પાપડનો પીઠી વખતે મહિમા હોઈ)] (લા.) નાગર જ્ઞાતિનો લગ્ન-વિધિ

**પાપડ-પૌંઆ(-વા)** પું., બ.વ. [જુઓ 'પાપડ + 'પૌંઆ-(-વા).'] પાપડ અને પૌંઆની બનાવેલી એક વાની

**પાપડા-ખાર** જુઓ 'પાપડ-ખાર.'

**પાપડિયું** વિ. [જુઓ 'પાપડ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પાપડને લગતું, પાપડનું. (૨) પાપડ બનાવવામાં કામ લાગે તેવું (સફેદ ખારો તેમજ કેળના પાણીમાંથી કાઢેલો ક્ષાર). (૩) પાપડિયા ખારાની સાથે પાપડમાં પડતા મસાલાના સંમિશ્રણની બનાવેલી ફાકી (અજીર્ણ માટેની) (ન.મા.)

**પાપડી** સ્ત્રી. [સં. पर्पटिका > પ્રા. पप्पडिआ] ગોળની પાઈ કરી ઘઉં તલ મગફળી રાજગરો ધાણી મમરા વગેરેની ઢાળીને બનાવેલી વાની (સમાસમાં ઉત્તરપદમાં રૂઢ, 'ગોળ-પાપડી' 'તલ-પાપડી' વગેરેમાં.) (૨) વાલ કે ઓળિયા નામના કઠોળની ચપટ ઘાટની શિંગ, પાંદડી. (૩) ધાબામાં પીઢિયાં ઉપર પાથરવામાં આવતી સફેદ પથ્થરની નાની મોટી ચોરસ કે લંબચોરસ તકતી. [૦ જેવું (રૂ. પ્ર.) તદ્દન પાતળું ને સુકાઈ દૂબળું પડેલું. ૦ ભેળી ઇયળ બફાવી (રૂ. પ્ર.) સૂકા ભેગું લીલાનું બળવું. (૨) દુષ્ટ સાથે નિર્દોષનું દંડાવું. કતારગામની પાપડી (રૂ. પ્ર.) ભારી જમણ]

**પાપડું** ન. [સં. पर्पटक- > પ્રા. पप्पडअ-] બહુ જાડું નહિ તેવું પથ્થરનું ચપટ ઘાટનું નાનું બેલું, કનેરું

**પાપણી** સ્ત્રી. [સં. पापिनी અર્વા. તદ્ભવ] પાપ કરનારી સ્ત્રી, પાપી સ્ત્રી

**પાપ-દર્શી** વિ. [સં., પું.] બીજાનાં પાપ જોયા કરનારું

**પાપ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] પાપ જોયા કરવું એ, કુ-દૃષ્ટિ. (૨) કામ-વાસનાવાળી નજર, અન્ય સ્ત્રીને કામ-વાસનાનો ભોગ બનાવવાની નજર. (૩) વિ. પાપી નજરવાળું, કુ-દૃષ્ટિથી

જોનારું
પાપ-ધન નં. [સં.] પાપકર્મોથી મેળવેલી સંપત્તિ
પાપ-નિવારક વિ. [સં.] પાપોમાંથી છોડાવનાર
પાપ-નિવારણ ન. [સં.] જુઓ 'પાપ-મુક્તિ.'
પાપ-પંથ (-પન્થ) પું. [સં.+જુઓ 'પંથ.'] પાપી રસ્તો
પાપ-પાવની વિ., સ્ત્રી. [સં.] પાપોમાંથી પવિત્ર કરનારી (દેવી) [પાપ
પાપ-પુંજ (-પુઞ્જ) પું. [સં.] પાપોનો ઢગલો, ઘણાં ઘણાં
પાપ-પૂર્ણ વિ. [સં.] પાપોથી ભરેલું, સર્વ રીતે પાપી
પાપ-બંધ (-બન્ધ) પું. [સં.] અશુભ ભાવથી થતું પાપનું બંધન. (જૈન.) [પાપી વૃત્તિવાળું
પાપ-બુદ્ધિ સ્ત્રી. [સં.] પાપ કરવાની વૃત્તિ. (૨) વિ.
પાપ-ભય પું. [સં., ન.] પાપ કર્મ કરવાથી અનર્થ થશે એ પ્રકારની બીક
પાપ-ભીરુ વિ. [સં.] પાપ-ભય રાખનારું, પાપથી ડરનારું
પાપભીરુ-તા સ્ત્રી. [સં.] પાપથી ડરવાપણું
પાપ-મતિ સ્ત્રી., વિ. [સં.] જુઓ 'પાપ-બુદ્ધિ.'
પાપ-મય વિ. [સં.] પાપથી પૂરેપૂરું ભરેલું, પાપી
પાપ-માર્જન ન. [સં.] પાપ ધોવાની ક્રિયા [બનેલું
પાપ-મુક્ત વિ. [સં.] પાપોમાંથી છૂટું થયેલું, નિષ્પાપ
પાપ-મુક્તિ સ્ત્રી. [સં.] પાપોમાંથી છૂટું થવું એ, નિષ્પાપ બનવું એ [જુઓ 'પાપ-છૂટું.'
પાપ-મૂકયું વિ. [સં.+જુઓ 'મૂકવું'+ગુ. 'યું' ભૂ. કૃ.]
પાપ-મૂર્તિ સ્ત્રી. [સં.] પાપનું સાક્ષાત્ સ્વરૂપ, પાપાત્મા
પાપ-મૂલ(-ળ) ન. [સં.] પાપરૂપી મૂળિયું. (૨) વિ. જેના મૂળમાં એટલે કે કારણ-રૂપ પાપ છે તેવું, પાપમાંથી જન્મેલું
પાપ-મૂલક વિ. [સં.] જુઓ 'પાપ-મૂલ(૨).'
પાપ-મૂળ જુઓ 'પાપ-મૂલ.'
પાપ-મોચની વિ., સ્ત્રી. [સં.] ફાગણ વદિ અગિયારસ. (સંજ્ઞા.) [૦ પત્રિકા (સં. પ્ર.) 'ઇન્ડલ્જન્સ' (આ.બા.)]
પાપ-યોનિ સ્ત્રી. [સં.] હિંસક વગેરે પ્રકારની જાતિમાં જન્મ. (૨) વિ. પાપી અધમ હિંસક વગેરે પ્રકારની જાતિમાં જન્મેલું
પાપ-રત વિ. [સં.] પાપકર્મ કરવામાં આનંદ લેનારું
પાપ-રતિ સ્ત્રી. [સં.] પાપકર્મ કરવામાં લેવામાં આવતો આનંદ
પાપ-રાશિ પું. [સં.] જુઓ 'પાપ-પુંજ.'
પાપ-રુચિ સ્ત્રી. [સં.] પાપ કરવાની ઇચ્છા. (૨) વિ. પાપ કરવાની ઇચ્છાવાળું
પાપ-લજ્જા સ્ત્રી. [સં.] પાપ કરવાને લીધે આવતી શરમ
પાપલિન જુઓ 'પોપલિન.'
પાપલી સ્ત્રી. ઝીણી ચામડી
પાપ-લીલા સ્ત્રી. [સં.] પાપનાં કામ, પાપના ખેલ, પાપી કાર્યો, દુષ્કૃત્ય [નકામું
પાપલું(-ળું) વિ. માલ વિનાનું, નમાલું, નિર્માલ્ય. (૨)
પાપ-લોક પું. [સં.] (પૌરાણિક માન્યતા પ્રમાણે) નરક
પાપ-વાસના સ્ત્રી. [સં.] પાપકર્મથી ભરેલી કામના, પાપી ઇચ્છા
પાપ-વૃત્તિ સ્ત્રી., વિ. [સં.] જુઓ 'પાપ-બુદ્ધિ.'
પાપ-શમન ન. [સં.] પાપ શમી જવાં એ, પાપ-મુક્તિ
પાપ-શમની વિ., સ્ત્રી. [સં.] પાપ શમાવનારી (દેવી)
પાપ-શંકી (-શઙ્કી) વિ. [સં., પું.] પાપ થઈ જતું હશે એવો મનમાં સંદેહ રાખનારું
પાપશાળી વિ. [સં. पापशाली, પું] દુર્ભાગી, કમનસીબ
પાપ-શોધન ન. [સં.] પાપોમાંથી શુદ્ધ થવા-કરવાની ક્રિયા
પાપ-સંકલ્પ (-સઙ્કલ્પ) પું. [સં.] પાપ કરવાનો વિચાર. (૨) વિ. પાપ કરવાનો વિચાર કરનારું
પાપ-સંતાપ (-સન્તાપ) પું. [સં.] પાપ કર્યાનો પશ્ચાત્તાપ
પાપ-સંભાવના (-સમ્ભાવના) સ્ત્રી. [સં.] પાપ થઈ જવાની શક્ય-તા
પાપ-સ્થાન ન. [સં.] પાપ બાંધવાનું તે તે ઠેકાણું. (જૈન.)
પાપ-સ્વીકાર પું. [સં.] પોતે પાપ કર્યાં છે એની જાહેરાતમાં કરવામાં આવતી કબૂલત, 'કન્ફેશન'
પાપ-હૃદય ન. [સં.] પાપ કરવાની વૃત્તિવાળું હૈયું. (૨) વિ. પાપી હૃદયવાળું
પાપણું જુઓ 'પાપલું.'
પાપા પું. [રવા.] (બાળ-ભાષામાં) રોટલો. (૨) કે. પ્ર. બાળકને પગલાં મંડાવવાનો ઉદ્ગાર
પાપાગાર ન. [સં. पाप+आगार] જ્યાં પાપ થયાં કે થતાં હોય તેવું મકાન કે સ્થાન
પાપાચરણ ન. [સં. पाप+आ-चरण] જુઓ 'પાપ-કર્મ.'
પાપાચરણી વિ. [સં., પું.] પાપાચરણ કરનાર, પાપકર્મી
પાપાચાર પું. [સં. पाप+आ-चार] જુઓ 'પાપ-કર્મ'-'પાપાચરણ'-'સૅક્રિલેજ.'
પાપાચારી વિ. [સં., પું.] જુઓ 'પાપાચરણી.'
પાપાત્મા પું. [સં. पाप+आत्मा] પાપોથી ભરેલો જીવાત્મા, પાપી પુરુષ [બંધાવનાર. (જૈન.)
પાપાનુબંધી (-બન્ધી) વિ. [સં. पाप+अनु-बन्धी, પું.] પાપ
પાપાનુશય પું. [સં. पाप+अनु-शय] દબાઈ રહેલ પાપોની મિલાવટ. (બૌદ્ધ.)
પાપાનુશયી વિ. [સં., પું.] પાપાનુશયવાળું
પા-પા-પગલી, પા-પા-પગી સ્ત્રી. [જુઓ 'પગલી'-'પગ' + ગુ. 'ઈ' ત.પ્ર.] પહેલી શ્રુતિનો દ્વિર્ભાવ. નાનાં બચ્ચાંઓને ચાલતાં શીખવવું એ. (૨) (લા.) આરંભ, શરૂઆત
પાપાપાપ ન. [સં. पाप+अ-पाप] પાપ-પુણ્ય
પાપાભિમાન ન. [સં. पाप+अभि-मान પું.] પાપો કર્યાનું ગૌરવ અને એનો તેથી કરવામાં આવતો ગર્વ
પાપાભિમાની વિ. [સં., પું.] પાપાભિમાન કરનારું
પાપાશય પું. [સં. पाप+आ-शय] પાપી ઇરાદો. (૨) વિ. પાપી ઇરાદાવાળું
પાપાશયી વિ. [સં., પું.] જુઓ 'પાપાશય(૨).'
પાપાસક્ત વિ. [સં. पाप+आ-सक्त] પાપકર્મો કરવામાં રાચી રહેલું, પાપો કર્યા કરનારું
પાપાસક્તિ સ્ત્રી. [સં. पाप+आ-सक्ति] પાપકર્મો કરવામાં લગની. (૨) વિ. પાપ કર્મો કરવામાં લગનીવાળું
પાપાસંભવ (-સમ્ભવ) પું. [સં. पाप+अ-संभव], પાપા-

સંભાવના (-સમ્ભાવના) સ્ત્રી. [+ સં. અ-સંભાવના] જ્યાં પાપની શક્ય-તા નથી તેવી સ્થિતિ
પાપાસ્મિતા સ્ત્રી. [સં. પાપ + અસ્મિ-તા] પોતે પાપી છે એવો ખ્યાલ, પાપની ઇચ્છા, પાપ કરવા તરફની લગની, પાપાશય, 'સેન્સ ઑફ સિન' (બ.ક.ઠા.)
પાપાસ્રવ પું. [સં. પાપ+આ-સ્રવ] પાપકર્મોનું બંધન. (જૈન.)
પાપિણી વિ., સ્ત્રી. [સં. પાપિની, અર્વા. તદ્ભવ] જુઓ 'પાપણી.'
પાપિ-તા સ્ત્રી. [સં.] પાપી હોવાપણું
પાપિની વિ. સ્ત્રી. [સં.] જુઓ 'પાપણી.' [કરનારું
પાપિયું વિ. [સં. પાપ + ગુ. 'ઇયું' .ત.પ્ર.] પાપી, પાપ
પાપિષ્ઠ વિ. [સં.] ઘણું જ પાપી
પાપી વિ. [સં., પું.] પાપકર્મ કરનાર, પાપિયું
પાપેચ્છ વિ. [સં. પાપ + इच्छा, બ. વ્રી.] પાપ કરવાની ઇચ્છાવાળું, પાપાશય
પાપેચ્છા સ્ત્રી. [સં. પાપ + इच्छा] પાપ કરવાની મરજી
પાપોત્પાદક વિ, [સં. पाप + उत्पादक] દુષ્કૃત્યો ઊભાં કરનાર
પા-પોશ સ્ત્રી, [ફા.] એડી વિનાની સપાટ મોજડી. (૨) પગરખું. (૩) જોડા લૂંછવાનું સાધન
પા-પોશી સ્ત્રી. [ફા.] પગરખાં કે મોજડી પહેરવી એ
પા-બંદ(-ધ) (-બન્દ,-ન્ધ) વિ. [ફા. પાબન્દ્] નિયમસર કામને વળગી રહેનારું. (૨) નિયમનું પાલન કરનાર. (૩) પું. કેદી. (૪) નોકર. (૫) પહેરેગીર. [૦ થવું (રૂ. પ્ર.) પરણવું. ૦ હોવું (રૂ.પ્ર.) કાયદો કે આજ્ઞાને વળગી રહેવું]
પાબંદી (-ધી) (-બન્દી,-ન્ધી) સ્ત્રી. [ફા. પાબન્દી] નિયમસર કામને વળગી રહેવું એ. (૨) નિયમનું પાલન. (૩) કેદ. (૪) નોકરી. (૫) પહેરેગીરનું કામ. (૬) બંધાઈ રહેવાની સ્થિતિ, પરવશતા
પા-બોળ (-બોળ) પું. [સં. पाद > પ્રા. पाअ + 'બોળવું'] ઘૂંટણ સુધી પહોંચે તેટલા પાણીવાળું સ્થળ
પા-બોસ પું., -સી સ્ત્રી. [ફા.] ચરણ ચૂમવાની ક્રિયા
પામ ન. [અં.] તાડનું ઝાડ. (૨) તાડનાં પાન જેવા પાન-વાળો ફેરોટિન પ્રકારનો નાનો છોડ [ચમત્કાર
પામડું ન ચિહ્ન. (૨) પરીક્ષા. (૩) ગુપ્ત ભેદ. (૪) પરચો,
પામડી જુઓ 'પામરી.'
પામણ (-ણ્ય) જુઓ 'પાપણી.'
પામણહાર, -રું વિ. [સં. प्रापण > પ્રા. पामण + અ.પ. હ છ. વિ.નો પ્ર. + સં. °कार > પ્રા. °आर + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] (જૂ.ગુ.) પામનાર
પામર વિ. [સં.] તુચ્છ, ક્ષુદ્ર, હલકા સ્વભાવનું. (૨) કંગાળ, રાંક, ગરીબ. (૩) (લા.) નીચ, હીન, અધમ, દુષ્ટ, પાજી. (૪) જંગલી, 'વલ્ગર'
પામર-તા સ્ત્રી., -ત્વ ન. [સં.] પામર હોવાપણું
પામરી(-ડી) સ્ત્રી. [સં. प्रावारिका > પ્રા. पावारिआ] રેશમી કે ઊની શાલ. (૨) પછેડી, એસ, દુપટ્ટો, ઉપરણો
પા-મર્દ વિ. [ફા.] બહાદુર, શૂર
પામર્દી સ્ત્રી. [ફા.] બહાદુરી, શૂરવીર-તા, શૌર્ય, પરાક્રમ. (૨) દૃઢ નિશ્ચય
પામવું સ.ક્રિ. [સં. प्र + आप् = प्राप् > પ્રા. पाव-, पाम, પ્રા. તત્સમ] પ્રાપ્ત કરવું, મેળવવું. (૨) (લા.) સમઝવું, ખ્યાલ લેવો, કળી જવું. (૩) ભોગવવું. (૪) સહન કરવું. (ભૂ. કૃ.-માં કર્તરિ પ્રયોગ : 'હું ફળ પામ્યો'. [-વું (રૂ.પ્ર.) પૈસે ટકે સુખી. (૨) દિવેલ પામી શકે એમ ગોઠવાતું] પમાડવું ભાવે., કર્મણિ., ક્રિ. પમાડ(-વ)વું પ્રે., સ.ક્રિ.
પામસ (-સ્ય) સ્ત્રી. [જુઓ 'પામવું દ્વારા.] ભેટ, બક્ષિસ
પામા સ્ત્રી. [સં., પું.] ખસનો રોગ
પામીર ન. કાશ્મીરની ઉત્તરે (અત્યારે અફઘાનિસ્તાનના કબજાનો) મધ્ય એશિયાની દક્ષિણનો પહાડી સંધિ-પ્રદેશ (કહેવાતી આર્ય પ્રજાનું જ્યાં આદિ-સ્થાન હોવાનો એક મત છે.)
પામેટો જુઓ 'પરમટો.'
પામેડી સ્ત્રી. એ નામનું એક દરિયાઈ પ્રાણી [કબૂતર
પામોજ પું. પગની આંગળીઓ સુધી પીંછાંવાળું એક જાતનું
પાય પું. [સં. पाद > પ્રા. पाय, પ્રા. તત્સમ; ફા. 'પાય્'] પગ. [૦ (-યે) પડવું, ૦ (-યે) લાગવું (રૂ.પ્ર.) નમસ્કાર કરવા. (૨) માફી માગવી]
પાયક પું. [સં. पायिक] જુઓ. 'પાયિક.'
પાય-કંબલ (-કમ્બલ) પું. [જુઓ 'પાય' + સં.] પગે પા-થરવાનો કામળો, ગરમ પાથરણું
પાય-કાશ્ત પું. [ફા.], -શ્ત પું. પોતાની જમીન ઉપરાંત બહાર ગામની પણ જમીન ખેડનાર ખેડૂત
પાય-કિશ્ત વિ. [ફા.], -શ્ત વિ. ઉજ્જડ, વેરાન
પાય-ખાનું ન. [ફા. 'પાય્' + જુઓ 'ખાનું.'] જાજરૂ, સંડાસ
પાયગા સ્ત્રી. [ફા. પાય્-ગાહ્] ઘોડેસવાર લશ્કરની ટુકડી. (૨) ઘોડા રાખવાની જગ્યા, તબેલો, ઘોડાર
પાય-ગાડી સ્ત્રી. [જુઓ 'પાય' + 'ગાડી.'] પગથી ચલાવવાની ગાડી, 'સાઇકલ' [હારનો અધિકારી અમલદાર
પાયગા-સુપરિન્ટેન્ડન્ટ પું. [જુઓ 'પાયગા'.+ અં.] ઘો-
પાય-ચાલી સ્ત્રી. [જુઓ 'પાય' + 'ચાલવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] વિચારતાં વિચારતાં આંટા મારવા એ
પાય-ચો પું. [ફા. પાય્-ચહ્] લેંઘા સુરવાલ પાટલૂન ચડ્ડી વગેરેનો પગ નાખવાનો ઊભો પોલો ભાગ
પાય-જંજીર (-જઞ્જીર) સ્ત્રી. [ફા.] પગમાં નાખવાની બેડી. (૨) વિ. બેડીથી જકડાયેલું. (૩) (લા.) કુટુંબ-જાળથી ફસાયેલું [પહોળો ચોરણો
પાય-જામો પું. [ફા. પાય્-જામહ્] પહોળો લેંઘો, સૂંથણો,
પાય-ઠ પું., (-ઠ્ય) સ્ત્રી. ફાંસીનો માંચડો, ફાંસી
પાય-ઠમકો પું. [જુઓ 'પાય' + 'ઠમકો.'] પગની એડી જમીન સાથે અથડાવી બાંધેલા ઘૂઘરાઓનો કરવામાં આવતો અવાજ ['પારડી.'
પાયડી સ્ત્રી. [જુઓ 'પારડી'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ
પાયણું ન. [જુઓ 'પારણું.'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'પારણું.[૧]' [રાજધાનીનું નગર, પાટનગર
પાય-તખ્ત ન. [ફા.] રાજગાદી, રાજ-સિંહાસન. (૨)
પાય-દલ(-ળ) ન. [જુઓ 'પાય' + સં.] પગે ચાલીને લડનારું સૈન્ય, પેદળ, 'ઇન્ફન્ટ્રી'

**પાય-દસ્ત** સ્ત્રી. [ફા.] (મરેલાંના શબની કાઢેલી) સ્મશાન-યાત્રા

**પાય-દાન** ન. [સં.] પગથિયું, પગું

**પાય-દાર** વિ. [ફા.] જુઓ 'પાયા-દાર.'

**પાયદારી** સ્ત્રી. [ફા.] સ્થિર-તા. (૨) દૃઢ-તા, મજબૂતી

**પાય-નમન** ન. [જુઓ 'પાય' + સં.], **પાય-પડણ** ન. [+ જુઓ 'પડવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] જુઓ 'પગે-લગણ.'

**પાય-પાંદડી** સ્ત્રી. [જુઓ 'પાય' + 'પાંદડી.'] પાંદડી જેવો સુકોમળ પગ (ના. દ. ક.)

**પાય-પીઠ** ન. [જુઓ 'પાય' + સં.] જુઓ 'પાદ-પીઠ.'

**પાય-પુંછણ** (-પુચ્છણ) ન. [જુઓ 'પાય' + સં. प्रोञ्छन > પ્રા. पुंछण, પ્રા. તત્સમ] પગ-લૂછણું

**પાય-પોશ** પું. [ફા.] પગ સુધીનો પોશાક. (૨) જુઓ ['પાપોશ.'

**પાય-બંદ(-ધ)** (-બન્દ,-ન્ધ) પું. [ફા. પાય્-બન્દ્], **પાય-બંધણ** (-બન્ધણ) ન. [જુઓ 'પાય + સં. बन्धन > પ્રા. बंधण, પ્રા. તત્સમ.] પગે બાંધવાનું દોરડું, ડામણ

**પાય-બાકી, ૰ની** સ્ત્રી. [ફા. + ગુ.'નું. છ. વિ.નો અનુગ + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) બાકી રહેલું મહેસૂલ

**પાય-બોસી** સ્ત્રી. [ફા.] જુઓ 'પાદ-ચુંબન.'

**પાય-માલ** વિ. [ફા.] નાશ પામેલું. (૨) તારાજ, વેરાન, (૩) દુર્દશામાં આવી પડેલું, બેહાલ

**પાયમાલી** સ્ત્રી. [ફા.] પાયમાલ દશા

**પાયર૧** ન. એક જાતનું ઇમારતી લાકડું

**પાયર૨** પું. ખેતીનું એક સાધન, દંતાળ

**પાય-રક્ષક** વિ. [જુઓ 'પાય' + સં.] પગનું રક્ષણ કરનાર

**પાયરાસ** ન. [સં. प्रातस् + आश = प्रातराश > पायरास પું., પ્રા. તત્સમ] સવારનું ભોજન, શિરામણ

**પાયરી૧** સ્ત્રી. [જુઓ 'પાય' દ્વારા.] પગથી, 'ફૂટ-પાથ.' (૨) (લા.) પદવી, દરજ્જો, હોદ્દો

**પાયરી૨** સ્ત્રી. [પોર્ચુ. પેરેસ્] પાકથા પછી તરત બગડી જાય એ પ્રકારની ચીરિયાં કરી ખાવાની કેરીની જાત

**પાયરી-ઉતાર** પું. [જુઓ 'પાયરી૧' + 'ઉતારવું.'] હોદ્દા વગેરે ઉપરથી નીચે ઊતરી પડવાની સ્થિતિ, 'ડિગ્રેશન,' 'ડિમોશન'

**પાયલ** ન. [ફા.] નૂપુર, ઝાંઝર (પગનું)

**પાયલ(-લો)ટ** જુઓ 'પાઇલ(-લો)ટ.'

**પાય-લ(-લા)ગણ,-ણું** ન. [જુઓ 'પાય' + 'લાગવું' + ગુ. 'અણ' -'અણું' કૃ. પ્ર.] જુઓ 'પગે-લગણ.'

**પાયલી** સ્ત્રી. [જુઓ 'પાય' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.], -લું ન. ચાર આનીનો–પચીસ નવા પૈસાનો સિક્કો, પાવલી, પાવલું

**પાયલો** જુઓ 'પાયલું' (જૂ. ગુ.)–પગ.

**પાયલોટ** જુઓ 'પાયલટ'-'પાઇલ(-લો)-ટ.'

**પાય-વંદ** (-વન્દ) પું. મુડદાના ઓરડામાં અને મરનારની પાછળ બબ્બેની જોડીમાં જનારાઓ રૂમાલ પકડીને જાય છે તે સુતરાઉ પાટી. (પારસી).

**પાય-વંદણ, -ન** (-વન્દણ,-ન) ન. [જુઓ 'પાય' + સં. वन्दन > પ્રા. वंदण, પ્રા. તત્સમ] જુઓ 'પગે-લગણ.'

**પાય-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'પાય' + 'વેલ.'] વેલી જેવો સુકોમળ પગ (ના. દ. ક.). (૨) (લા.) નૂપુર, ઝાંઝર, પાયલ

**પાયસ** પું. [સં.], **-સાન્ન** ન. [+ સં. अन्न] દુગ્ધાન્ન, દૂધપાક. (૨) ખીર

**પાયસો** પું. પડોશ

**પાયા-ગત** વિ. [જુઓ 'પાયો' + સં.] પાયામાં રહેલું, પાયાનું, મૂળ-ભૂત

**પાયા(-યે)-દાર** વિ. [જુઓ 'પાયો' + ફા. પ્રત્યય] પાયા-વાળું (૨) સાધાર, ભરોસાપાત્ર, વિશ્વસનીય

**પાયા-રહિત** વિ. [જુઓ 'પાયો' + સં.] પાયા વિનાનું બિન-પાયાદાર. (૨) (લા.) આધાર-શૂન્ય, અ-વિશ્વસનીય

**પાયા-નું** વિ. [જુઓ 'પાયો' + ગુ. 'નું' છ. વિ. નો અનુગ.] મૂળ-ભૂત, મૂળમાં રહેલું, સમૂળું, બુનિયાદી, 'ફન્ડામેન્ટલ,' 'બેઝિક'

**પાયા-રૂપ** વિ. [જુઓ 'પાયો' + સં.] પાયામાં રહેલું, મૂળ-ભૂત, પાયાનું, પાયા-ગત

**પાયાળુ, -ળું** વિ. [જુઓ 'પાય' + ગુ. 'આળુ'-'આળું' ત.પ્ર.] જન્મતી વખતે પગ પહેલાં આવ્યા હોય તેવું બાળક

**પાયાં** ન., બ.વ. [જુઓ. 'પાયું.'] ૧/૪ ના ઘડિયા કે પાડા

**પાયિક** પું. [સં. पादिक દ્વારા] પગથી ચાલનારી સેનાનો સૈનિક, પાયદળનો સિપાઈ. (૨) દૂત, સંદેશ-વાહક

**પાયું** ન. [સં. पादक- > પ્રા. पायअ-] ૧/૪ અને એનો ઘડિયો (૦૧)

**પાયેદાર** જુઓ 'પાયા-દાર.'

**પાયો** પું. [સં. पादक- > પ્રા. पायअ-, ફા. 'પાયહ્'] ખાટલો ઢોલિયો પલંગ ખુરસી મેજ તિપાઈ પાટ વગેરેનું ઊભું પગું. (૨) ભીંતના તળનું ચણતર વગેરે, નીમ, 'ફાઉન્ડેશન,' 'બેઇઝ.' (૩) (લા.) મૂળ કારણ. (૪) આરંભ, શરૂઆત. [-યા ઊખડી જવા, -યા ઊખડી પડવા (રૂ. પ્ર.) જળ-મૂળમાંથી ફેંકાઈ જવું, સંપૂર્ણ નાશ થવો. -યા ખખડવા (રૂ.પ્ર.) જોર નરમ પડવું. -યા પાડવા (રૂ.પ્ર.) કપડાને ધોવા ધોકણે ધીબવું. -યામાંથી ઈંટ ખેંચવી (-ખેંચવી) (રૂ.પ્ર.) થયેલા કાર્યને ઢીલમાં નાખવું. -યામાંથી ઊખડી જવું (રૂ. પ્ર.) સર્વનાશ થવો. -યામાં હોવું (રૂ. પ્ર.) કારણ-રૂપ હોવું. ૦ ઉખેડી ના(-નાં)ખવો (રૂ. પ્ર.) જડમૂળમાંથી કાઢી ફેંકી દેવું. ૦ ઓછો હોવો (રૂ.પ્ર.) મગજ થોડું ચસકેલું હોવું. ૦ ચણવો (રૂ.પ્ર.) કામની શરૂઆત કરવી. ૦ ટેરવવો (રૂ.પ્ર.) ઉત્તેજન આપવું. (૨) ભલામણ કરવી. (૩) સહમત થવું. ૦ ના(-નાં)ખવો (રૂ. પ્ર.) આરંભ કરવો. (૨) મૂળ ઘાલવું, દૃઢ થવું. અઢી પાયા (રૂ.પ્ર.) ચસકેલ મગજનું. ઓછો પાયો (રૂ.પ્ર.) ઓછી સમજ. ત્રણ પાયાનું, સાડા ત્રણ પાયાનું (રૂ.પ્ર.) મૂર્ખ. દોઢ પાયો (રૂ. પ્ર.) દાધા-રિંગું. પાકે પાયે કામ કરવું (રૂ. પ્ર.) પૂર્વભૂમિકા મજબૂત કરીને કામ કરવું]

**પાયોરિયા** પું. [અં.] દાંતમાં રસી થઈ સડવાનો રોગ

**પાર૧** પું. [સં.] અંત, છેડો. (૨) સીમા, હદ. (૩) કાંઠો, કિનારો, આરો. [૦ આવવો (રૂ. પ્ર.) નિકાલ થવો, પૂરું થવું. ૦ ઉતારવું (રૂ. પ્ર.) ઉદ્ધાર કરવો. (૨) પૂર્ણ કરવું. ૦ ઊતરવું (રૂ. પ્ર.) સફળતા મળવી. ૦ કરવું (રૂ. પ્ર.)

વટાવી જવું. ૦ કાઢવો (રૂ. પ્ર.) ભેદ કે રહસ્ય જાણવા મથવું. ૦ જવું (રૂ.પ્ર.) વટાવી જવું. (૨) સફળ થવું. ૦ પડવું (રૂ. પ્ર.) સફળતા મળવી, સિદ્ધ થવું. ૦ પાડવું (રૂ. પ્ર.) સફળતા મેળવવી, સિદ્ધ કરવું. ૦ પામવો (રૂ.પ્ર.) ભેદ જાણવો. (૨) પૂરું કરવું. ૦ મૂકવું, ૦ મેલવું (રૂ.પ્ર.) ફડચો લાવવો. (૨) ખતમ કરવું. ૦ લાવવું (રૂ.પ્ર.) ઉદ્ધારવું. (૨) પૂરું કરવું. ૦ લાવવો (રૂ.પ્ર.) મુક્ત કરવું. ૦ લેવો (રૂ.પ્ર.) ભેદ જાણવા પ્રયત્ન કરવો. ૦ હોવું (રૂ.પ્ર.) પૂરું થઈ જવું. બેડો પાર (રૂ.પ્ર.) સફળતા, વિજય. વારના પાર થવા (રૂ.પ્ર.) ઘણી જ વાર લાગવી]

પાર[2] પું. [સં. प्रकर > પ્રા.पअर] જુવાર બાજરી વગેરેનાં કણસલાંમાંથી દાણા છૂટા પાડી કચડવાની ક્રિયા. (૨) કણસલાં કાપી તડકે નાખવાની ક્રિયા

પાર[3] ક્રિ.વિ. [અં.] કોઈ વ્યાજ કે બીજી વધ ઘટ કે ખર્ચ ચડાવ્યા વિના, 'એટ પાર'

પારકેત ન. પૂજાનું વાસણ [કરનારું, વટાવી જનારું

પાર-કરું વિ. [સં. पार-कर + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] પાર

પારકું વિ. [સં. परकीय- > પ્રા. पारक्कअ-] બીજાનું, ઇતરનું, અન્ય કોઈનું, પરાયું. [-કાં કરવાં (રૂ. પ્ર.) સગપણ કરવું. -કી જણી (રૂ. પ્ર.) વહુ. -કી માના (રૂ. પ્ર.) શત્રુ. ૦ ધન (રૂ. પ્ર.) દીકરી. -કો દેશ (રૂ. પ્ર.) પરદેશ. -કો પહેલો (રૂ. પ્ર.) ભૂતનો વળગાડ]

પારખ[1] (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'પારખવું;' ક્રિયાવાચક.] પરખ, વરતારો, ઓળખ [પરીક્ષક

પારખ[2] વિ. [જુઓ 'પારખવું;' કર્તૃવાચક.] પારખનાર,

પારખવું સ. ક્રિ. [જુઓ 'પરખવું.'] જુઓ 'પરખવું(૨).' પરખાવું કર્મણિ., ક્રિ. પરખાવવું પ્રે., સ. ક્રિ.

પારખંદું (પારખ-દું) વિ. [જુઓ 'પારખવું' + પંજા. 'અંદું' વર્ત. કૃ.] પારખનારું, પરીક્ષા કરનારું, પરીક્ષક

પારખાણ (-ણ્ય) સ્ત્રી [જુઓ 'પારખવું' + ગુ. 'આણ' કૃ. પ્ર.] ઓળખાણ, પિછાણ

પારખીતું વિ. [જુઓ 'પારખવું' + જૂ. ગુ. 'ઈતું' કર્મણિ., વર્ત કૃ.] ઓળખીતું સાથે જોડિયો પ્રયોગ : 'ઓળખીતું પારખીતું') ['પારખ'-'પારખંદું.'

પારખું વિ. [જુઓ 'પારખવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] જુઓ

પારખું ન. [જુઓ 'પારખવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] કસોટી, પરીક્ષા. (૨) (લા.) ચમત્કાર, પરચો. (૩) નિશાન, એંધાણ. [ખરાં પારખાં કરવાં (રૂ. પ્ર.) સત્ય શોધી કાઢવું. ઝેરનાં પારખાં (રૂ. પ્ર.) દુષ્ટનો સંગ]

પાર-ગત વિ. [સં.] પાર પામેલું [પામવો એ

પાર-ગમન ન. [સં.] સામે પાર જઈ રહેવાનું. (૨) છેડો

પારગલો જુઓ 'પાળંભડો.'

પાર-ગામી વિ૦ [સં., પું.] પાર જઈ પહોંચનારું, વિશારદ

પારઘડો, -લો જુઓ 'પાળંભડો.'

પાર-જાંબલી વિ. [જુઓ 'જાંબલું' દ્વારા.] ઘેરા જાંબૂડિયા રંગનું, 'અલ્ટ્રા-વાયોલેટ'

પાર(-રૈ)ઠ (-ઠ્ય) વિ., સ્ત્રી. વિયાયા પછી લાંબા સમય સુધી દૂધ દેનારું (ગાય ભેંસ વગેરે)

પાર(-ય)ડી સ્ત્રી. દોણી, હાંડલી. (૨) ઘી ભરવાની પાટરડી

પારણાતી વિ. [જુઓ 'પારણું[1]' દ્વારા.] વ્રત-ઉપવાસ ને બીજે દિવસે જેને પારણું કરવાનું છે તેવું

પારણિયું ન. [જુઓ 'પારણું[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પારણું.[2]' (પદ્યમાં.) [ક્રિયા

પારણી સ્ત્રી. [સં. पारणिका > પ્રા. पारणिआ] પાર કરવાની

પારણીય વિ. [સં.] પાર કરવા જેવું

પારણું[1] ન. [સં. पारणक > પ્રા. पारणअ-] વ્રત-ઉપવાસને બીજે દિવસે કરવામાં આવતું ભોજન

પાર(-ય)ણું[2] ન. [સં. पर्यङ्कक- > પ્રા. पल्लंकअ-દ્વારા વ્રજ. 'પલનો'-હિં. 'પલના'; 'પલનું' થઈ 'પારણું.'] હિંડોળાના પ્રકારની હાંસવાળી ખાટલીનું ઘોડિયું. [-ણાં બંધાવાં (-બન્ધાવાં) (રૂ. પ્ર.) છોકરાં થવાની આશા ન હોય અને સંતાન થવું. -ણાં-વિવાહ (રૂ. પ્ર.) બાળ-લગ્ન]

પારતંત્ર્ય (-તન્ત્ર્ય) ન. [સં.] પરતંત્રતા, પરાધીનતા, પરવશતા

પારતી સ્ત્રી. [સં. પ્રાર્થનાનો વિકાર] પ્રાર્થના, સ્તુતિ

પારત્રિક વિ. [સં.] પરલોકને લગતું, પરલોકનું

પારદ પું. [સં.] પારો નામની એક પ્રવાહી ધાતુ, 'મર્ક્યુરી.'

પારદ-ભસ્મ સ્ત્રી. [સં., ન.] પારાની ખાખ (રસાયણરૂપ એક દવા)

પારદ-યંત્ર (-યન્ત્ર) ન. [સં.] પારાશીશી, 'બેરોમીટર' (ન.લ.)

પાર-દષ્ટ વિ. [સં.] છેડા સુધી જોવામાં આવેલું

પારદષ્ટાલેખન ન. [ + સં. आ-लेखन] વિગતોથી પૂર્ણ રેખાંકન, 'ફેઇસિંગ' (ગ. વિ.)

પારદર્શિ-તા સ્ત્રી. [સં.] પારદર્શી હોવાપણું

પાર-દર્શક વિ. [સં.] આરપાર જોનારું, પારદર્શી. (૨) [ગુ. અર્થ] જેની આરપાર જોઈ શકાય તેવું, 'ટ્રાન્સ્પેરન્ટ'

પારદર્શક-તા સ્ત્રી. [સં.] પારદર્શક હોવાપણું

પાર-દર્શી વિ. [સં., પું.] આરપાર જોનારું. (૨) (લા.) પરિણામને અગાઉથી જોઈ-જાણી લેનારું

પારદેશિક વિ. [સં.] પરદેશને લગતું

પાર-દ્રષ્ટા વિ. [સં., પું.] જુઓ 'પાર-દર્શી.'

પાર(-રા)ધી પું. [સં. पापर्द्धिक- > પ્રા. पारद्धिअ-] (પાપની વૃદ્ધિ કરનાર) શિકારી. વ્યાધ. (૩) આર્દ્રાનો તારો (મૃગશીર્ષ નક્ષત્રના ચાર તારાઓ વચ્ચેના ત્રણ આડા તારારૂપી બાણ ફેંક્યું છે એ માન્યતાએ). [૦ પડવું (રૂ. પ્ર.) છુપાઈ ને જોવું-સાંભળવું] [(પદ્યમાં.)

પારધી-ડો પું. [ + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પારધી.'

પારપત ન. ઠાકોરજીનાં વાસણ માંજવાની ક્રિયા. (પુષ્ટિ.)

પારમહંસ્ય (-હંસ્ય) વિ. [સં.] પરમહંસ-સંબંધી, પરમહંસને લગતું ['સુપર-હ્યુમન'

પારમાનવ વિ. [સં.] મનુષ્ય પ્રાણીથી પરનું, અતિ-માનવ,

પારમાર્થિક વિ. [સં.] પરમાર્થને લગતું, શુદ્ધ, સત્ય, વાસ્તવિક. (૨) પારકાના કલ્યાણને લગતું. પરોપકારક

પારમાર્થિક-તા સ્ત્રી. [સં.] પારમર્થિકપણું. (૨) ગંભીર-તા, 'સીરિયસ-નેસ' (દ. બા.) [પહોંચેલું, પાર-ગત

પારમિત વિ. [સં.] પાર પામેલું, છેક અંત સુધી જઈ

પારમિતા સ્ત્રી. [સં.] કોઈ પણ ગુણ કે જ્ઞાનની છેલ્લી કોટિએ

જઈ પહોંચવું એ. (બૌદ્ધ.) [દરજ્જો. (૨) રાજ-ત્વ
**પારમેષ્ઠ્ય** ન. [સં.] ઊંચામાં ઊંચો 'પરમેષ્ઠી' બ્રહ્માનો
**પારમૈશ્વર્ય** ન. [સં.] પરમેશ્વરનો દરજ્જો, પરમ સામર્થ્ય
**પારલાઈ** પું. ચુકાદો, ફેંસલો, નિકાલ, નિર્ણય
**પારલૌકિક** વિ. [સં] પરલોકને લગતું. (૨) ન. મરણ પાછળ મૃતાત્માને ગતિ થાય એ ભાવે કરવામાં આવતી ઉત્તર ક્રિયા વગેરે ધાર્મિક ક્રિયા
**પારવ** જુઓ 'પારેવું.' (પદ્યમાં.)
**પાર-વનું** વિ. [સં. पार + विना + ગુ. 'ઉં' ત. પ્ર.] પાર વિનાનું, અત્યંત, પુષ્કળ, ઘણું
**પારવવું** સ. ક્રિ. [સં. पारय- દ્વારા] છૂટું પાડવું, અલગ કરવું. (૨) ઓપ ચડાવવો. **પારવાવું** કર્મણિ., ક્રિ. **પારવાવવું** પ્રે., સ. ક્રિ.
**પારવાવવું, પારવાવું** જુઓ 'પારવવું'માં.
**પારવશ્ય** ન. [સં.] પરવશતા, પરાધીનતા
**પારવાણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પારવવું' + ગુ. 'આણ' કૃ. પ્ર.] છૂટા છૂટા થવાની ક્રિયા કે સ્થિતિ, પગતાણ
**પાર-વિદ** વિ. [સં. °विद्], **પાર-વેત્તા** વિ. [સં., પું.] પાર જાણનાર, પારંગત
**પારવું¹** વિ. [જુઓ 'પારવવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] છૂટું છૂટું, નોખું નોખું, અલગ અલગ, અલગ પડેલું
**પારવું²** ન. બચ્ચું
**પારસ¹** પું. [વૈ. पर्शु > સં. पारस, ફા. પાર્સ્-પારસ્] ઈરાન દેશનું પ્રાચીન એક નામ. (સંજ્ઞા.)
**પારસ²** પું. [સં. स्पर्श, અર્વા. તદ્ભવ] સ્પર્શ-મણિ (સ્પર્શ થતાં લોખંડનું સોનું બની જાય એવી માન્યતાવાળો)
**પારસ³** પું. જુઓ 'પારસ-પીપળો.' ('પારસ'નું મૂળ જ્ઞાત નથી.)
**પારસ⁴** (-સ્ય) સ્ત્રી. ઊંચા ઝાડની ટોચ. (૨) જમણની વિવિધ વાનીઓ. (૩) મોટી એરંડી
**પારસ-ખસ** સ્ત્રી. [જુઓ 'પારસ²' + 'ખસ.'] ચેપી ગણાતી મોટા ફોલ્લાવાળી ખસ [જાત, રામણું
**પારસ-જાંબુ** ન. [જુઓ 'પારસ³' + 'જાંબુ.'] મોટાં જાંબુની
**પારસ(-સે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પારસી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] પારસી કોમની સ્ત્રી
**પારસણું** જુઓ 'પાડસણું.'
**પારસ-નાથ** પું. [સં. पार्श्व, અર્વા. તદ્ભવ + સં.] જૈન ૨૩ મા તીર્થંકર-પાર્શ્વનાથ ['પારસ.²'
**પારસ-પથ્થર** પું. [જુઓ 'પારસ²' + 'પથ્થર.'] જુઓ
**પારસ-પીપળો** પું. [જુઓ 'પારસ³' + 'પીપળો.'] પીપળાના જેવું એક છાયા-વૃક્ષ. (૨) (લા.). છૈયાં છોકરાં વિનાનો લાપરવા માણસ
**પારસ-પૂતળી** વિ. સ્ત્રી. [જુઓ 'પારસ²' + 'પૂતળી.'] (લા.) ખૂબ સુંદર સ્ત્રી [વિશિષ્ટ જાત
**પારસ-બોર** ન. [જુઓ 'પારસ³' + 'બોર.'] બોરની એક
**પારસ-મણિ** પું. [જુઓ 'પારસ²' + સં.] જુઓ 'પારસ.²'
**પારસલી** સ્ત્રી. કોથમીર જેવાં પાનવાળી એક શાકભાજી
**પારસા** વિ. [ફા.] અપરાધોથી પોતાની જાતને બચાવી લેનાર, નિષ્કલંક. (૨) પવિત્ર, શુદ્ધ. (૩) પું. સાધુ પુરુષ, સંત પુરુષ, ઓલિયો
**પારસાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] પવિત્રતા, શુદ્ધતા. (૨) બ્રહ્મચર્ય. (૩) સંતપણું, સાધુતા
**પારસિક** પું. [સં.] જુઓ 'પારસીક.' (સંજ્ઞા.)
**પારસી¹** સ્ત્રી. [સ.] ઈરાની ભાષા (ગાથા અવેસ્તા પહેલવી વગેરે). (સંજ્ઞા.) (૨) (વિદેશી ભાષા કોઈ ન સમઝાતી તેથી પછી એ સંજ્ઞાથી) સાંકેતિક શબ્દોમાં થતી વાતચીત
**પારસી²** વિ. [જુઓ 'પારસ¹' + ગુ. 'ઈ' ત. પ્ર.] પારસ દેશમાંથી ભારતમાં આવી વસેલી જરથુસ્ત્રની અનુયાયી કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**પારસી(-સી)ક** પું. [સં.] ઈરાન દેશનું પ્રાચીન એક નામ. (સંજ્ઞા.) (૨) પારસ દેશનો વતની, પારસી. (૩) પારસ દેશનો ઘોડો, ઈરાની ઘોડો [પદ્ધતિનું
**પારસી-શાઈ** વિ. [જુઓ 'પારસી²' + 'શાઈ.'] પારસીઓની
**પારસેણ** (-ણ્ય) જુઓ 'પારસણ.'
**પારસો** પું. [સં. प्रस्नव નો વિકાસ] ન. [+ ગુ. 'ઉ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પ્રાસવો.'
**પારસોવું** અ. ક્રિ. [જુઓ 'પારસો' -ના. ધા.] પ્રાસવો મૂકવો, આઉ કે થાનમાંથી દૂધ મળે એમ કરવું
**પારસ્પરિક** વિ. [સં.] પરસ્પરને લગતું, એકબીજાને લગતું, અંદરોઅંદરનું, અરસ-પરસનું
**પારં-ગત** (પારઙ્ગત) વિ. [સં.] પાર પામેલું, નિષ્ણાત, વિદ્વાન, વિશારદ. (૨) ગુજરાત વિદ્યાપીઠની એમ. એ.ની સમકક્ષ પદવી
**પારંગત-તા** (પારઙ્ગત-તા) સ્ત્રી. [સં.] પારંગત હોવાપણું
**પારંગલો** જુઓ 'પાળંભડો.'
**પારંપરિક** (પારમ્પરિક), **પારંપરીણ** (પારમ્પરીણ), **પારંપરીય** (પારમ્પરીય) વિ. [સં.] પરંપરાને લગતું, પરંપરાથી ચાલ્યું આવતું, પરંપરા-ગત, 'સક્સેસિવ.' (૨) પેઢી-ઉતાર ચાલ્યું આવતું, પેઢી-દર-પેઢીનું, 'હેરિડિટરી'
**પારંપર્ય** (પારમ્પર્ય) ન. [સં.] જુઓ 'પરંપરા.'
**પારા-કજલી** સ્ત્રી. [જુઓ 'પારો' + 'કજલી.'] પારો અને ગંધકની મેળવણીથી તૈયાર થતી એક દવા
**પારા-ઘડી** સ્ત્રી. [જુઓ 'પારો + 'ઘડી.'] પારાની આયોજનાવાળી જૂની પદ્ધતિની ઘડિયાળ
**પારાધી** પું. [સં. पापर्द्धिक-> પ્રા. पारद्धिअ-] જુઓ 'પારધી.'
**પારાધીન્ય** ન. [સં.] પરાધીનતા, પરવશપણું
**પારા-પોણી** સ્ત્રી. [જુઓ 'પારો' + 'પોલું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] (લા.) કિંમતની રકઝક, ભાવની ખેંચતાણ
**પારાપ(-વ)ત** ન. [સં., પું.] પારેવું, કબૂતર, કપોત
**પારાયણ** ન., સ્ત્રી. [સં., ન.] ગ્રંથની વાચનાનું મૂળનું યા વિવેચનપૂર્વક આવર્તન કરવું એ (નિયત સમયનું). (૨) (લા.) કટાળો ઊપજે તેવું લાંબું કથન કે નિરૂપણ
**પારાયણ-કાર** વિ. [સં.] પારાયણ કરનાર (વક્તા)
**પારાવત** જુઓ 'પારાપત.'
**પારાવાર** વિ. [સં. पार+अपार > પ્રા. पारावार, પ્રા. તત્સમ] અપાર, અગાધ. (૨) (૨) ઘણું, પુષ્કળ, અઢળક. (૩) પું. સમુદ્ર, સાગર, દરિયો

**પારાશર, -રિ, -ર્ય** પું. [સં.] પરાશર મુનિના પુત્ર કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ. (સંજ્ઞા.)

**પારા-શીશી** સ્ત્રી. [જુઓ 'પારો' + 'શીશી.'] ગરમી માપવાનું યંત્ર, 'થર્મોમીટર.' 'બૅરોમીટર.' (૨) (લા.) છેલ્લી કોટિ

**પારિ(-રી)ક્ષિત** પું. [સં.] પાંડવ અર્જુનના પૌત્ર રાજા પરિક્ષિતનો પુત્ર મહાભારતનો શ્રોતા રાજાજનમેજય. (સંજ્ઞા.)

**પારિજાત, ૦ક** ન. [સં., પું.] હારશણગારનું ઝાડવું. (૨) [ન.] હારશણગારનું ફૂલ

**પારિત** વિ. [સં.] પાર કરેલું, છેડા સુધી જઈ પહોંચેલું

**પારિતોષિક** ન. [સં.] ઉપહાર, ભેટ, ઇનામ, પુરસ્કાર, 'પ્રાઇઝ,' 'ફીઝ.' (૨) માનદ વેતન, 'ઑનોરેરિયમ'

**પારિદ-વરણું** વિ. ['પારિદ' અસ્પષ્ટ + જુઓ 'વરણ' + ગુ. 'ઉં' ત. પ્ર.] આસમાની રંગનું

**પારિપન્થ્ય** ન. [સં.] હુમલા કરીને પરાજય આપવાનું કાર્ય. (૨) નિવારણ, પશ્ચાત્તાપ. (૩) શિક્ષા, સજા, નસિયત

**પારિપંથિક (-પન્થિક)** પું. [સં] જુઓ 'પરિ-પંથી.'

**પારિપા(-યા)ત્ર** પું. [સં.] વિંધ્ય પર્વતની ગુજરાતને ઈશાન ખૂણે આડા પહાડને અડયા પછી રાજસ્થાનમાં આગળ વધતી પર્વતમાળા, અરવલ્લીની ઉત્તરનો પહાડ. (સંજ્ઞા.)

**પારિપાર્શ્વ(૦ક), પારિપાર્શ્વિક** પું. [સં.] નાટ્યારંભે સૂત્રધારનો સહાયક એના પછીનો મુખ્ય નટ. (નાટ્ય.)

**પારિબર્હ** ન. [સં., પું.] લગ્ન-પ્રસંગની વર-કન્યાને મળતી ભેટ, વધાનું, ચાંલ્લો, ચાંદલો, હાથ-ઘરણું

**પારિભાષિક** વિ. [સં.] પરિભાષાને લગતું, 'ટેક્નિકલ'

**પારિભાષિક-કોશ(-ષ)** પું [સં.] ભિન્ન ભિન્ન તે તે વિષયના શાસ્ત્રીય પરિભાષા આપતા શબ્દોનો કોશ

**પારિભાષિક-તા** સ્ત્રી. [સં.] પારિભાષિકપણું, 'ટેક્નિકૅલિટી'

**પારિયાત્ર** જુઓ 'પારિપાત્ર.'

**પારિયું** ન. [સં. पारी સ્ત્રી. વાસણ, ઘડો] બજારમાં વેચાવા આવતા ઘીનું માટીનું વાસણ (ઘી સહિતનું). (૨) પગલું. [**-યાં ભરવાં** (રૂ.પ્ર.) સમય માપવા જૂના-સમયમાંનું પગલાંથી માપ લેવું]

**પારિયો**[૧] પું. [સં. पारितक- ➤ પ્રા. पारियअ-] (લા.) દીકરો

**પારિયો**[૨] પું. [જુઓ 'પારો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પાણીનું પૂર, પારી

**પારિવારિક** વિ. [સં.] પરિવારને લગતું, સગાં-સંબંધીઓને લગતું, કૌટુંબિક [ન. મહેનતાણું

**પારિશ્રમિક** વિ. [સં.] પરિશ્રમના બદલામાં મળતું. (૨)

**પારિહારિક** વિ. [સં.] પરિહાર કરવાને લગતું

**પારિહાર્ય** ન. [સં.] હાથે-કાંડે પહેરવાનું એક કડા જેવું ઘરેણું

**પારી**[૧] પું. [સં.] દીકરો, પુત્ર, પારિયો

**પારી**[૨] પું. [સં.] ઘડો (પાણીનો), પારિયો. (૨) પાણીનું પૂર

**પારી**[૩] સ્ત્રી. [દે. પ્રા. पाराई] પથ્થર તોડવાની કોશ, પથ્થર તોડવાની કશી, નરાજ {(ટૂંકી સંજ્ઞા)

**પારી**[૪] પું [જુઓ 'પરીખ'-'પારેખ.'] શરાફનો ધંધો કરનાર

**પારીક્ષિત** જુઓ 'પારિક્ષિત.'

**પારુષ્ય** ન. [સં.] પરુષતા, કઠોરતા, આકરાપણું. (૨) નિષ્ઠુરપણું, ક્રૂરતા. (૩) સખતાઈ

**પારૂગ(-ઘ)લો** જુઓ 'પાળંભડો.'

**પારેખ** પું. [સં. परीक्ष ➤ પ્રા. परिक्ख ➤ ગુ. 'પરીખ' અને 'પારેખ' બેઉ મૂળમાં સોના ચાંદી મોતી પરવાળાં અને ઝવેરાતના ધંધાદાર શરાફ] ઝવેરાતની પરીક્ષા કરનાર વેપારી, ઝવેરી. (૨) (લા.) વાળંદ. (૩) વેપારી કોમની એક અટક અને એનો માણસ. (સંજ્ઞા.)

**પારેખડો** જુઓ 'પાડેખડો.'

**પારેટ, -ડું, -ઠ, -ઠું** વિ. વિયાયા પછી લાંબા સમય સુધી દૂધ આપનાર (ગાય-ભેંસ)

**પારેડ (-ડ્ય)** સ્ત્રી. કોહી ગયેલી બાવળની જૂની શૂળ

**પારેડું** ન. થોરિયાનું કે કાંટાવાળા ઝરડાનું ઝૂમખું, પાલોરું

**પારેવ** પું. [જુઓ 'પારેવું.'] નર પારેવું, કબૂતરો

**પારેવડું, -લું** ન. [જુઓ 'પારેવું' + ગુ. 'ડ' -'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પારેવું.' (પદ્યમાં.) [કબૂતર, કપોત

**પારેવું**[૧] ન. [સં. पाराप(-व)त- ➤ પ્રા. पारावअ-, पारेवअ-]

**પારેવું**[૨] જુઓ 'પારેડું.'

**પારેંડું (પારેંડું)** ન. પીછો ન છોડનાર માણસ

**પારો**[૧] પું. [સં. पारद- ➤ પ્રા. पारअ-] ખૂબ જ વજનદાર એક પ્રવાહી ધાતુ. [**૦ (ઊંચે) ચડ(-ઢ)વો** (રૂ. પ્ર.) ગુસ્સે થવું. **કાચો પારો** (રૂ. પ્ર.) પચી ન શકે તેવી વાત. (૨) ફૂટી નીકળે તેવું પાપ. **ચડ(-ઢ)તો પારો** (રૂ. પ્ર.) ગુસ્સે થયેલું]

**પારો**[૨] પું. મણકો, કાણા કે વીંધાવાળું નંગ. (૨) પેડું, અવાળું. (૩) સ્ત્રીઓનું એક ઘરેણું. (૪) બંદૂકની ગોળી

**પારો**[૩] પું. સ્થાનક, સ્થાન

**પારો**[૪] પું. [અં. પેરા] એકથી વધુ વાક્યોનો બનેલો વાક્યખંડ, પરિચ્છેદ, 'પૅરેગ્રાફ'

**પારોગડું** ન., **પારોઘલો** ન., જુઓ 'પાળંભલો.'

**પારોઠ (-ઠ્ય)** સ્ત્રી. પીઠ, પૂંઠ. (૨) પીઠ બતાવી નાસી છૂટવું એ. (૩) અવાવરુ. (૪) અવાવરુ પડી રહેવાથી બરડ થઈ ગયેલું. (૫) પાણીમાં કે ભેજમાં પડી રહેવાથી પોચું પડી ગયેલું

**પારોપાર (-રય)** ક્રિ. વિ. [જુઓ 'પાર,'[૨] -દ્વિર્ભાવ + જૂ. ગુ. 'ઈ' ➤ 'ય' લુપ્ત] બે કાંઠે, કાંઠોકાંઠ, કંઠોકંઠ

**પારોસ** ન. ગલકું (શાક)

**પારોસા** સ્ત્રી. રકાબી, તબકડી [માટેનો)

**પાર્ક** પું. [અં.] મોટો વિશાળ બગીચો (લોકોને હરવા-ફરવા

**પાર્ટ** પું. [અં.] ભાગ, હિસ્સો. (૨) ખંડ, ટુકડો. (૩) નાટ્ય-રચના ભજવનારને ભજવવાનો પાઠ

**પાર્ટ-ટાઇમ** વિ. [અં.] આખાથી કોઈ પણ ઓછા સમયનું

**પાર્ટનર** ન. [અં.] ભાગીદાર. (૨) જોડીદાર

**પાર્ટિશન** ન. [અં.] વિભાગ કરવા એ. (૨) પડદી, આડચ

**પાર્ટી** સ્ત્રી. [અં.] મંડળ, મંડળી, ટોળી, સમુદાય, ટુકડી. (૨) (૨) પક્ષ, બાજુ, તડ. (૩) ઉજાણી પ્રકારની મહેફિલ

**પાર્થ** પું. [સં.] પાંડુરાજાની પત્ની પૃથા-કુંતીનો તે તે પુત્ર યુધિષ્ઠિર ભીમ અને અર્જુન. (૨) (ગીતામાં માત્ર) અર્જુન

**પાર્થક્ય** ન. [સં.] અલગ હોવાપણું, 'સેગ્રેગેશન.' (૨) જુદાઈ, વિયોગ. (૩) પૃથક્કરણ

**પાર્થિયન** પું. [અં.] ઈ. પૂર્વે ગુજરાતમાં આવેલી એ જાતિ અને એનો પુરુષ, પહ્‌લવ. (સંજ્ઞા.)

**પાર્થિયા** પું. [અં.] ઈરાનના એક વિભાગનું પ્રાચીન નામ (જ્યાંથી 'પાર્થિયન' કે 'પહ્‌લવો' ભારતવર્ષમાં આવ્યા.)

**પાર્થિવ** વિ. [સં] પૃથ્વીને લગતું, પૃથ્વીનું. (૨) ભૌતિક, પ્રાકૃતિક, 'ફિઝિકલ' (દ. બા.) (૩) માટીમાંથી બનાવેલું, માટીનું. (૪) નક્કર, 'કૅાન્ક્રીટ' (દ. બા.)

**પાર્થિવ-તા** સ્ત્રી. [સં.] પાર્થિવ હોવાપણું

**પાર્થિવ-પૂજન** ન., **પાર્થિવ-પૂજા** સ્ત્રી. [સં.] માટીનું શિવલિંગ કરી એની કરવામાં આવતી અર્ચા

**પાર્થિવેશ્વર** પું. [+સં. ईश्वर] માટીનું બનાવેલું શિવલિંગ

**પાર્લ(-ર્લા)મેન્ટ** સ્ત્રી. [અં.] લોક-સભા, આમ-સભા, લોક-પ્રતિનિધિસભા સંસદ

**પાર્લ(-ર્લા)મેન્ટરી** વિ. [સં.] પાર્લમેન્ટ પ્રમાણે જેનો વહીવટ થાય છે તેવું. (૨) પાર્લમેન્ટને લગતું

**પાર્લ(-ર્લા)મેન્ટ-વાદ** પું. [+સં.] લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિ-ઓ દ્વારા શાસન થવું જોઇયે એ પ્રકારનો મત-સિદ્ધાંત

**પાર્લ(-ર્લા)મેન્ટ-વાદી** વિ. [+સં., પું.] પાર્લમેન્ટ-વાદમાં માનનાર

**પાર્વણ, -ણિક** વિ. [સં.] પર્વના દિવસને લગતું

**પાર્વતી** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મહાદેવની પત્ની ઉમાના દક્ષના યજ્ઞમાંના નાશ પછી હિમાલય પર્વતને ત્યાં પુત્રીરૂપે અવતાર લઈ મહાદેવની બનેલી પત્ની. (સંજ્ઞા.)

**પાર્વતી(-તે)ય, પાર્વત્ય** વિ. [સં.] પર્વતને લગતું, પહાડી. (૨) પહાડી પ્રદેશમાં રહેનારું

**પાર્શ્વ** ન. [સં.] પડખું, પાસું

**પાર્શ્વક** વિ. [સં.] નોકર, પાસવાન

**પાર્શ્વ-ગત** વિ. [સં.] નજીકમાં રહેલું

**પાર્શ્વ-ચર** વિ., પું. [સં.] જુઓ 'પાર્શ્વક.'

**પાર્શ્વ-ચિત્ર** ન. [સં.] માણસનું કે પદાર્થનું એક જ પડખું જેમાં દેખાય તેવું ચિતરામણ કે ફોટો,' 'સાઇડ-પોઝ'

**પાર્શ્વ-નાથ** પું. [સં.] જુઓ 'પારસ-નાથ.'

**પાર્શ્વ-પરિવર્તન** ન. [સં.] પાસું બદલવું એ [ભાગ

**પાર્શ્વ-ભાગ** પું. [સં.] કોઈ પણ પ્રાણી—પદાર્થનો પડખાનો

**પાર્શ્વ-ગાન** ન. [સં.] પડદાની વિંગમાંથી ગવાતું ગાયન

**પાર્શ્વ-વર્તી** વિ. [સં., પું.] બાજુમાં પડખા પાસે રહેલું

**પાર્શ્વાસન** ન. [સં. पार्श्व + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**પાર્શ્વાસ્થિ** ન. [સં. पार्श्व + अस्थि] પડખાનું તે તે હાડકું

**પાર્ષદ** પું. [સં.] અનુચર, નોકર, પાસવાન, પાર્શ્વક

**પાર્સલ** ન. [અં.] ટપાલ રેલવે વહાણ—આગબોટ વિમાન વગેરે દ્વારા મોકલાતું પોટકું કે બંડલ—એવી ગાંસડી વગેરે. (૨) સ્ત્રી. રેલવેનું ભારખાનું, 'ગુડ્ઝ'

**પાલ[1]** પું. [સં.] શિખરબંધ મંદિરની ઉપલી ડેરીમાં ટેકરાની ઉપરનો થર

**પાલ[2]** પું. [સં.] એ નામનો બંગાલનો એક મધ્યકાલીન રાજ-વંશ. (સંજ્ઞા.) (૨) એક બંગાળી અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પાલ[3]** પું. [સં. पद्र > પ્રા. पल्ल] પહાડી પ્રદેશમાં પ્રત્યેક ટેકરી ઉપર એક કે વધુ ઝૂંપડાં કે ખોરડાં હોય તેવી રીતે વસેલું તે તે નાનું ગામડું કે વાસ. (૨) ગુજરાતની પૂર્વ સરહદે અત્યારે રાજસ્થાનમાં આવેલા વાગડ પ્રદેશનો ભીલી વિસ્તાર. (સંજ્ઞા.)

**પાલ[4]** [વ્રજ.] નાના તંબુની કનાત, નાની રાવટી

**પાલ[5]** (-લ્ય) સ્ત્રી. પાણીને લીધે રોગીલો બનેલો પ્રદેશ. [૦નાં પાણી (રૂ. પ્ર.) લીલના કોહવાણથી બગડેલું પાણી. ૦ પાકવી, ૦ પાસે રહેવી. (-રે:વી) (રૂ. પ્ર.) ઘરનાં ઘણાં માણસ માંદાં પાડવાં]

**પાલક[1]** વિ., પું. [સં.] પાલન કરનાર, રક્ષણ કરનાર, રક્ષક. (૨) ભરણ-પોષણ કરનાર, અન્નદાતા. (૩) પુત્ર

**પાલક,[2] -ખ[1]** સ્ત્રી. [સં. पालक्या > પ્રા. पालक्का એકવડા 'લ' નો 'ળ' નથી થયો.] એ નામની એક ભાજી (શાક)

**પાલખ[2]** (-ખ્ય) સ્ત્રી. [સં. पर्यङ्की > પ્રા पल्लंकी] મકાનના ચણતર વગેરે કામ વખતે ઊભી ખોડેલી વળીઓ કે વાંસડાઓ સાથે બંધાતાં પાટિયાંવાળી માંડણી

**પાલખડી** સ્ત્રી. [જુઓ 'પાલખી' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાલખી.' (પદ્યમાં.)

**પાલખી** સ્ત્રી. [સં. पर्यङ्किका > પ્રા. पल्लंकिआ] ખુલ્લા કે ઢાંકેલા ખાટલા ઘાટનું સામસામે બેસી શકાય તેવી બેઠક-વાળું માણસો બેઉ બાજુના દાંડા ખભે ઉપાડીને ચાલે તેવું રાજશાહી વાહન, સુખપાલ, મિયાનો. (૨) સાધુ સંન્યાસી વગેરે મરણ પામતાં શબને લઈ જવાનું ઢાંકેલું એવું વાહન

**પાલખી-વાળો** વિ., પું. [+ગુ. 'વાળું' ત. પ્ર.] પાલખી ઉપાડનાર મજૂર કે ભોઈ

**પાલખું** ન. [સં. पर्यङ्कक- > પ્રા. पल्लंकअ-] નાની પાલખી

**પાલખો** પું. [જુઓ 'પાલખું.'] ઝૂલતી પાલખ. (૨) દેવનું સુખાસન (જે ઊંચકી બીજે લઈ શકાય). (૩) અઢેલીને બેસી શકાય તેવો પાટલો

**પાલટવું** જુઓ 'પલટવું.'

**પાલટો** જુઓ 'પલટો.' [પહ્‌લું

**પાલડું** ન. [જુઓ 'પહ્‌લું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] ત્રાજવાનું

**પાલણ(-ન)પુર** ન. [સં. प्रह्लादन > પ્રા. पल्हाअण + સં.] વાઘેલા-કાલના પ્રહ્‌લાદનદેવે વસાવેલું ઉત્તરગુજરાતનું એક નગર. (સંજ્ઞા.)

**પાલણ(-ન)પુરિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.], **પાલણ(-ન)પુરી** વિ. [+ગુ. 'ઈ' ત. પ્ર.] પાલણપુરને લગતું, પાલણપુરનું

**પાલણ-પોષણ** ન [સં. पालन > પ્રા. पालण, 'લ' નો 'ળ' નથી થયો + સં.] પાલન—પોષણ, ભરણ-પોષણ, ગુજરાન

**પાલણ-હાર** વિ. [સં. पालन > પ્રા. पालण + અપ. ह છ. વિ.નો પ્રત્યય + સં. °कार > પ્રા. °आर] પાલન કરનાર, પાલક

**પાલથી** સ્ત્રી. જુઓ 'પલાઠી.' [૦ લગાવવી (રૂ. પ્ર.) પલાંઠી વાળી બેસીને તરતા રહેવું]

**પાલન** ન. [સં.] પાળવું એ. (૨) જુઓ 'પાલણ-પોષણ.'

**પાલન-કર્તા** વિ., પું. [સં. पालनस्य कर्ता, પું.] પાલન કરનાર

**પાલન-પુર** જુઓ 'પાલણ-પુર.'

**પાલનપુરિયું, પાલનપુરી** જુઓ 'પાલણપુરિયું'-'પાલણપુરી.'

**પાલન-પ્રથા** સ્ત્રી. [સં.] ઉછેરવાની રીત
**પાલન-શક્તિ** સ્ત્રી. [સં.] ભરણ-પોષણ કરવાનું બળ
**પાલન-હાર** જુઓ 'પાલણ-હાર.'
**પાલનાધિકાર** પું. [સં. पालन + अधि-कार] પાલણ-પોષણ કરવાનો હક્ક, વાલીપણાનો હક્ક [આચરવા જેવું
**પાલનીય** વિ. [સં.] પાળવા જેવું, પળાવા યોગ્ય. (૨)
**પાલયિતા** વિ., પું. [સં., પું.] જુઓ 'પાલક.[1]'
**પાલર** વિ. નવા વરસાદનું પાણી વહી આવતું હોય તે. [૦ ઉતારવું (રૂ.પ્ર.) કામ પાર ઉતારવું. (૨) પેટ ભરવું, પોષણ કરવું. (૩) ટકી રહેવું]
**પાલવ** પું. [સં. पल्लव] જુઓ 'પલ્લવ' (૨,૩).' [૦ ઢાળવો, ૦ પાથરવો (રૂ. પ્ર.) બહુ આજીજી કરવી (ખાસ કરી સ્ત્રીઓ તરફથી). -વે પડવું (રૂ. પ્ર.) આશરે આવી રહેવું]
**પાલવ-ખોલી** સ્ત્રી. [+ જુઓ 'ખોલવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) છૂટા છેડા રાખી ચાલતી હોય તેવી સ્ત્રી, નિર્લજ્જ સ્ત્રી
**પાલવ-ગાંઠણ** ન. [+ જુઓ 'ગાંઠવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] છેડાછેડીની ગાંઠ વાળવી એ, છેડા-ગાંઠણ (વર-કન્યા કે માંગલિક પ્રસંગોમાં પતિ-પત્નીનું)
**પાલવડી** જુઓ 'પરવી.'
**પાલવ-ડું** ન. [જુઓ 'પાલવ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] (પાલવવાળી) સાડી. (પદ્યમાં.) (૨) (લા.) સ્ત્રીનું તે તે કપડું. (પદ્યમાં.)
**પાલવડો** પું. [જુઓ 'પાલવ-ડું.'] જુઓ 'પાલવ.' (પદ્યમાં.)
**પાલવણી** સ્ત્રી. ડિંગળનાં ગીતોનો એક પ્રકાર
**પાલવવું[1]** અ.ક્રિ. [સં. पल्लव > ગુ. 'પાલવ,'–ના.ધા.] પલ્લવિત થવું, નવાં કૂંપળ આવવાં
**પાલવવું[2]** અ.ક્રિ. પરવડવું, પોસાવું, અનુકૂળ આવવું, ગોઠતું થવું
**પાલ-વાસી[1]** વિ. [જુઓ 'પાલ[3]' + સં., પું.] ભીલનાં ગાંમડાંમાં વસનારું. (૨) ગુજરાતની સરહદે રાજસ્થાનના વાગડ પ્રદેશના પાલ-વિસ્તારમાં રહેનારું
**પાલ-વાસી[2]** વિ. [જુઓ 'પાલ[4]' + સં., પું.] નાના નાના તંબુમાં વસનારું (યાત્રિક)
**પાલવું** ન. [જુઓ 'પાલ[3]' + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] ભીલી પ્રકારનું ઝૂંપડું હોવાને કારણે એવો ટેકરો
**પાલવો** સ્ત્રી. એ નામની મધદરિયે થતી એક માછલી
**પાલા-ખાધ (-ધ્ય)** સ્ત્રી. [જુઓ 'પાલો' + 'ખાધ.'] વાવેતર ન થવું એ, પાલો ન ઊગવો એ. (૨) ઘાસની ખેંચ કે તાણ
**પા-લાગણ** ન. [જુઓ 'પાય' > 'પા' + 'લાગવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ 'પગે-લગણ.'
**પા-લાગે** કે.પ્ર. [જુઓ 'પા-લાગણ'માં. 'પાય'-'લાગવું' + 'એ' વર્ત. કા., ત્રી.પું.] પગે લાગવા માટેનો ઉદ્ગાર
**પાલા-પરીખ** સ્ત્રી. ચોકસીને આપવામાં આવતું મહેનતાણું
**પાલ-બાણ** ન. ટાઢની સિસકારી
**પાલિ(-લી[1])** સ્ત્રી. [સં. प्राकृतिका-> સર૦ પ્રા. पाअडिआ] બૌદ્ધ ધર્મના ઉપદેશની મગધની મધ્યકાલીન ભારત-આર્ય ભૂમિકાની ભાષા, મગધ ભાષા. (સંજ્ઞા.) ['વેઠ'
**પાલિકા** સ્ત્રી. [સં.] રક્ષણ કરનાર સ્ત્રી, રખેવાળ સ્ત્રી,

**પાલિત** વિ. [સં.] પાળવામાં આવેલું, રક્ષિત, પાલ્ય. (૨) સગીર
**પાલિતાણું** ન. [સં. पादलिप्तानक- > પ્રા. पाअलित्ताणअ, पालित्ताणअ-] સૌરાષ્ટ્રના ગોહિલવાડમાં શેત્રુંજા ડુંગરની તળેટીમાં આવેલું એક જૂનું નગર (એ જૈન તીર્થ છે.), પાદલિપ્તપુર (જૂનું ગામ). (સંજ્ઞા.)
**પાલિયું** વિ. [જુઓ 'પાલો' + ગુ. 'ઇયું[1]' ત.પ્ર.-] ઝાડપાલા અને લીલને લઈ કોહાઈ ગયેલું (પાણી). (૨) (લા.) ભાંભરું અને કડછું (પાણી)
**પાલિસ** સ્ત્રી. [અં. 'પૉલિશ્'] પદાર્થોની સપાટીને ઘસી ચળકાટ આપવાની ક્રિયા અને એ સ્વરૂપ
**પાલી[1]** જુઓ 'પાલિ.' [પાંદડાં
**પાલી[2]** સ્ત્રી. [જુઓ 'પાલો[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઝીણાં
**પાલી[3]** સ્ત્રી. [દે. પ્રા. તત્સમ; 'લ'નો 'ળ' નથી થયો.] સૌરાષ્ટ્રમાંનું બશેરથી અઢી શેરના અંદાજનું જૂનું, માપ ચાર પોવાલાં. (૨) એ માપનું માપિયું. (૩) રેંટિયાનાં પાખા અને લાઠનો સંબંધ જોડનારું રેંટિયાનું એક અંગ
**પાલી[4]** સ્ત્રી. [જુઓ 'પાલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પવાલું, પ્યાલી. [૦ લેવી (રૂ.પ્ર.) દારૂ પીવો]
**પાલી(-લિ)સ** સ્ત્રી. [અં. પૉલિશ્] જુઓ 'પૉલિશ.'
**પાલુરો** જુઓ 'પાળંભડો.'
**પાલું[1]** ન. [સં. पल्लव- > પ્રા. पल्लअ-] ઝાડપાન વાંસની ચીપો વગેરેનું બાંધીને કરેલું ટાઢું (વરસાદથી માટીની ભીંત ન ભીંજાય એ માટે કરેલું). (૨) લીંપેલી ટાટાની ભીંત. (૩) (લા.) આશરો, આશ્રય. (૪) ખપરડાનો કે માટીનો અનાજ ભરવાનો નાનો કોઠલો ['કપ'
**પાલું[2]** ન. [ફા. પિયાલહ્] પ્યાલું (પાણી ચા વગેરે (પીવાનું)
**પાલૂડો** પું. [જુઓ 'પાલવ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.; 'વ'–ના સંપ્રસારણથી.] જુઓ 'પાલવ.' (પદ્યમાં.)
**પાલૂદો** પું. [ફા. પાલૂદહ્] ઘઉંના મેદાની રમજાન મહિનામાં ખાવા બનાવાતી સેવના પ્રકારની એક વાની
**પાલેરું** ન. [જુઓ 'પાલ[5]' દ્વારા.] પાંદડું. (૨) ચણી-બોર. (૩) બોરડીનું ઝાંખરું
**પાલેરો** પું. [જુઓ 'પાલેરું.'] બોરડીનાં ઝાંખરાંઓનો ઢગલો
**પાલેસ** સ્ત્રી. [જુઓ 'પાલીસ.'] (લા.) છેડા જેવો દેખાય અને ગાંઠની ખબર ન પડે તેવી સરસ વાળેલી ગાંઠ કે મેળવેલો વળ
**પાલો[1]** પું. [સં. पल्लव- > પ્રા. पल्लअ-] ઝાડ વેલ વગેરેનાં લીલાં પાંદડાં. (૨) આશરો, આશ્રય
**પાલો[2]** પું. [જુઓ 'પાલ[4]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ગાડી ગાડાં ઉપર નાખેલાં વાંસની પટ્ટી કે તાડછાંનો સાંકળીને તૈયાર કરેલો ઓઢો કે છત્રી
**પાલો[3]** પું. [જુઓ 'પાલું.[1]'] અનાજ ભરવાની કોઠી કે કોઠલો. (૨) દાણા વગેરે વેચવાનું નાનું ઝૂંપડું
**પાલો[4]** પું. [સં. प्रालेय દ્વારા] (વરસાદનો) કરો
**પાલો[5]** પું. [ફા. પિયાલહ્] પ્યાલો, પાણીનો સાંકડો ઊંડો વાટકો, 'કપ' [કાંટાનું ઝરડું
**પાલોરિયું** ન. [જુઓ 'પાલોરું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર

**પાલોરું[1]** ન. [જુઓ 'પાલો[1]' દ્વારા.] કાંટો, શૂળ. (૨) કાંટાનું ઝરડું

**પાલોરું[2]**, -રો પું. સગર્ભાવસ્થાને લઈ આવતું પાતળું ધાવણ. [૦ લાગવું (રૂ.પ્ર.) પાળંભડો લાગવો]

**પાલોળો** જુઓ 'પાલોરો'–'પાળંભડો.'

**પાલ્પિટેશન** ન. [અં.] હૃદયનું કંપન, હાંફ

**પાલ્ય** વિ. [સં.] જુઓ 'પાલનીય.' (૨) ન. બીજાના વાલીપણા નીચે ઊછરતું બાળક

**પાવઈ** (પાવૈ) જુઓ 'પવૈ.'

**પાવક** વિ. [સં.] પવિત્ર કરનારું. (૨) પું. અગ્નિ, વહ્નિ, દેવતા

**પાવટ** પું., (-ટય) સ્ત્રી. [સં. पाद्वर्त्म > પ્રા. पाअवट्ट] પગ-રસ્તો. (૨) તળાવમાં ઢોરને જવાનો માર્ગ

**પાવઠડું** ન., [જુઓ 'પાવઠી' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાવઠી.' (પદ્યમાં.). (૨) પગથિયું. (૪) પેગડું

**પાવઠડો** પું. [જુઓ 'પાવઠડું.'] જુઓ 'પાવઠડું(૧).'

**પાવઠાં** ન., બ.વ. [જુઓ 'પાવઠું.'] અંદુલમાંથી પાણી કાઢવા માટે ઊતરવા કરેલી નિસરણીના ઊભા છોકા. (વહાણ.)

**પાવઠી** સ્ત્રી. [સં. पाद-स्थिति > પ્રા. पाअट्ठिअ; જેના ઉપર પગ મુકાય છે તે] લંબચોરસ ઘાટના કૂવા ઉપરનો રહેંટ

**પાવઠું** ન. [સં. पाद-स्थक- > પ્રા. पाअट्ठअ-] (પગને રહેવાનું સ્થાન-) પગું, પગથિયું. (૨) સોનીનું તાર ખેંચવાનું એક ઓજાર

**પાવઠો** પું. [જુઓ 'પાવઠું.'] કૂવા ઉપરના મંડાણના પાયા-રૂપ બે લાકડાં કે પથ્થર માંહેનો પ્રત્યેક, (ગરેડાનો) આધાર. (૨) કૂવાની ચારે બાજુ કરેલી આડચ. (૩) જુઓ 'પાવઠું(૨).'

**પાવડર** જુઓ 'પાઉડર.'

**પાવડિયું[1]** ન. [જુઓ 'પાવડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] પગથિયું [નાનો પાવડો

**પાવડિયું[2]** ન. [જુઓ 'પાવડો + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**પાવડિયો[1]** વિ. પું. [જુઓ 'પાવડિયું.[2]'] પાવડો લઈ મજૂરી કરનાર મજૂર, પાવડાવાળો. (૨) ભવૈયાના ટોળામાં ઝાડુ વગેરેનું કામ કરનાર નોકર

**પાવડિયો[2]** પું. હિંદુઓનોનો એક ધાર્મિક પંથ. (સંજ્ઞા.)

**પાવડી[1]** સ્ત્રી [સં.पादुका > પ્રા. पाउआ દ્વારા] પાદુકા, ચાખડી. (૨) વણકરનું પગ રાખવાનું સાળમાંનું એક અંગ. (૩) યોગીઓને ધ્યાનમાં બેસવાની વેળા બેઉ બગલને આધાર આપતું T આકારનું સાધન. (૪) બે લાંબા વાંસથી ચાલવા માટે વાંસની વચ્ચે રાખવામાં આવતું પગું. (૫) પટારાના પેડાની આડે આગલી દીવાલના નીચલા ભાગમાં જડવામાં આવતું ગોળાઈવાળું લાકડું. (૬) નાની હોડી. (૭) નમણી ધરી. (વહાણ.). [૦ કરવી (રૂ.પ્ર.) બળદે પાછલે પગે ધૂળ ઉડાડવી]

**પાવડી[2]** સ્ત્રી. [જુઓ 'પાવડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પાવડો. (૨) દંડ પીલવાનું સાધન

**પાવડું** ન [સં. पाद > પ્રા. पाअ દ્વારા] પગથિયું, પગું. (૨) પેગડું. (૩) માર્ગ, રસ્તો, કેડો. (૪) ઠેકાણું

**પાવડો[1]** પું. [સં. पाद > પ્રા. पाअ દ્વારા] પેગડું, પાવડું

**પાવડો[2]** પું. માટી કચરો વગેરે ખેરવી દૂર નાખવા માટેનું લાકડાના હાથાવાળું લોઢાના જાડા પતરાનું સાધન. (૨) રેલવેના એંજિનનો મોઢાનો દંતાળ-ઘાટનો ખરપડો. (૩) હલેસું

**પાવતી** સ્ત્રી. [હિં.] પહોંચ, રસીદ, 'રિસીટ.' [૦ ફાડવી (રૂ.પ્ર.) લખીને પહોંચનું અડધિયું ફાડી આપવું]

**પાવધું** વિ. [જુઓ 'પાવરધું' દ્વારા.] (લા.) લુચ્ચું, કપટી, પ્રપંચી

**પાવન** વિ. [સં.] પવિત્ર થયેલું, શુદ્ધ થયેલું, નિષ્પાપ બનેલું

**પાવન-કર** વિ. [સં.] પવિત્ર કરનાર

**પાવનકારિણી** વિ., સ્ત્રી. [સં.] પવિત્ર કરનારી (સ્ત્રી દેવી નદી વગેરે)

**પાવનકારિ-તા** સ્ત્રી. [સં] પવિત્ર કરવાપણું

**પાવન-કારી** વિ. [સં.,પું.] જુઓ 'પાવન-કર.'

**પાવન-તા** સ્ત્રી. [સં.] પવિત્ર-તા, પવિત્ર હોવાપણું, શુદ્ધ-તા

**પાવર** પું. [અં.] શક્તિ, તાકાત, બળ. (૨)(લા.)ખુમારી, ગર્વ, મિજાજ. (૩) સત્તા, અધિકાર. (૪) વીજળીની બત્તીને પૂરક થતી બળવાની શક્તિ. (૫) બેટરીનો શેલ

**પાવરધાઈ** સ્ત્રી. [જુઓ 'પાવરધું' + ગુ. 'આઈ' ત.પ્ર.] પાવરધાપણું, કૌશલ, હોશિયારી

**પાવરધું** વિ. [ફા. પર્વર્દહ્] નિષ્ણાત, કાબેલ, કુશળ, હોશિયાર

**પાવર-ફુલ** વિ. [અં.] પાવરવાળું, શક્તિવાળું

**પાવર-હાઉસ** ન. [અં.] બળતણની વીજળી તૈયાર કરવાનું યંત્રોવાળું મકાન, વીજળી-ઘર

**પાવરો** પું. ઘોડાનું ખાણ, ચંદી. (૨) ઘોડાનું ખાણ ભરી ઘોડાને મોઢે બંધાતો ચામડાનો થેલો, તોબરો

**પાવલા-કંઠી** (-કણ્ઠી), **પાવલા-કાંઠલી** સ્ત્રી. [જુઓ 'પાવલું' + 'કંઠી'–'કાંઠલી.'] સ્ત્રીઓના કંઠનું એક ઘરેણું

**પાવલિયો** પું. [જુઓ 'પાવલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] પગ. (પદ્યમાં.) (૨) ડાકલું વગાડનારો માણસ

**પાવલી** સ્ત્રી. [જુઓ 'પાવલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પાવલું(૫).' (૨) (લા.) એક પ્રકારનું રેશમી વસ્ત્ર (ન.મા.). (૩) (કટાક્ષમાં) વિ. બુદ્ધિ-હીન, કમ-અક્કલ, બે-સમઝ (ન.મા.)

**પાવલી-છાપ** વિ. [+ જુઓ 'છાપ.'] જેના ઉપર પાવલીના આકારની છાપ હોય તેવું (વાસણ તેમજ મોસંબી)

**પાવલી-ભાર** વિ. [+ જુઓ 'ભાર.'] પાવલીનું વજન થાય તેટલું, ચાર આનીભાર, ૧/૪ તોલો કે રૂપિયાભાર

**પાવલી-હાર** પું. [+ સં.] પાવલીના ઘાટની સોનાની ચકતી-ઓનો હાર

**પાવલું** ન. [સં पाद > પ્રા.पाअ + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] પગ. (૨) ચાખડી, પાવડી. (૩) ચંપલ. (૪) સપાટ. (૫) ચાર આનીનો જૂનો સિક્કો [કદનો નાનો પતંગ

**પાવલો** પું [જુઓ 'પાવલું.'] પગ. (પદ્યમાં.) (૨) ચોથિયા

**પાવલો-પા** પું. [+ ઉદ્ગારવાચક] બે પગના પંજાઓ ઉપર બાળકને ઉભાડી ઊંચેનીચે ઝુલાવવાની ક્રીડા

**પાવસ[1]** સ્ત્રી. [સં. प्रावृषा > પ્રા-पावस, પ્રા. તત્સમ, વ્રજ., હિં.] ચોમાસાની ઋતુ, વર્ષાઋતુ. (૨) (લા.) ન. મેઘ

**પાવસ[૨]** ન. હળના તુંગામાં આગલા ભાગમાં પહોળું અને પાછલા ભાગમાં સાંકડું પાડેલું કાણું [(૧).'
**પાવસ-કાલ(-ળ)** પું. [જુઓ 'પાવસ[૧]' + સં.] જુઓ 'પાવસ
**પાવળિયો[૧]** જુઓ 'પાળિયો.'
**પાવળિયો[૨]** પું. ડાકલું વગાડનાર માણસ
**પાવળું** ન. [જુઓ 'પળી.'] નાની પળી. (૨) વિ. થોડું.
**પાવળું-ક** વિ. [+ ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] પાવળા જેટલું માંડ
**પાવંડી** (પાવણ્ડી) સ્ત્રી. [જુઓ 'પાવંડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પગરખું, જોડો. (૨) વેલ-બુટ્ટા વણવાનું એક ઓજાર
**પાવંડો** (પાવણ્ડો) પું. [સં. पाद > પ્રા. पाअ દ્વારા] પગલું. (૨) માર્ગ, રસ્તો
**પાવા-ગઢ** પું. [સં. पावक > पावअ- + જુઓ 'ગઢ.'] વડોદરાની પૂર્વદિશાએ આવેલો એ નામનો એક નાનો પહાડ. (સંજ્ઞા.)
**પાવા-વાળી** વિ., સ્ત્રી. [જુઓ 'પાવા-ગઢ'માં 'પાવા' + ગુ. 'વાળું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાવાગઢ ઉપર આવેલાં અંબામાતા
**પાવિત** વિ. [સં.] પવિત્ર કરેલું
**પાવિત્ર્ય** ન. [સં.] પવિત્ર-તા, પવિત્ર હોવાપણું
**પાવી[૧]** જુઓ 'પાવૈયો.'
**પાવી[૨]** સ્ત્રી. પારસીઓના સ્મશાન-સ્થળમાંના ઓટાનો એક ભાગ. (પારસી.) (૨) એની ધાર્મિક ક્રિયા કરવાનો નાનો ખાડો. (પારસી.) (૩) વાડ કરેલી જગ્યા. [૦ કરવી (રૂ.પ્ર.) મૃતાત્માની પાછળ ધાર્મિક ક્રિયા કરવી. (પારસી.)]
**પાવી-મઠ** પું. [જુઓ 'પાવી[૧]' + 'મઠ.'] પાવૈયાઓનો મઠ
**પાવું** જુઓ 'પીવું'માં. **પવાવું** કર્મણિ., ક્રિ.
**પાવેહું** નિ. ખપવગરનું (માણસ ઢોર વગેરે)
**પાવૈ** જુઓ 'પાવૈયો.'
**પાવૈ-પુરાણ** ન. [+ સં.] અગાઉ થઈ ગયેલ રાજાઓનાં પરાક્રમોનું વર્ણન કરી ભજવાતો ભવૈયાઓનો એક ખેલ
**પાવૈયો** પું. [સં. प्रावादिक-क- > પ્રા.पावाइयअ-; બોલ બોલ કરનારો] (લા.) પંઢ, કૂલીબ, હીજડો, ફાતડો, પવૈ, પાવઈ
**પાવો** પું. [દે. પ્રા. पावअ-] વાંસળી (વાંસની તેમ ધાતુની પ્લાસ્ટિક વગેરેની પણ). (૨) આગબોટ રેલવે-એંજિન વગેરેનો પિપોડી જેવો અવાજ
**પાશ[૧]** પું. [સં.] પાસલો, ફાંસા માટેનું દોરડું, ફાંસલો. (૨) પક્ષીઓને પકડવાની જાળ. (૩) (લા.) ફસામણી, 'ડાઇલેમા' (મ. ન.) (તર્ક.). (૨) ફસાવનાર વસ્તુ. (૪) (લા.) સમૂહ, જથ્થો
**પાશ[૨]** પું. રાંપડી [પાસલો રાખ્યો હોય તેવું
**પાશ-ધર** વિ. [સં.], **પાશ-ધારી** વિ. [સં., પું.] હાથમાં
**પાશ-પાશ** વિ. કટકા થઈ ગયેલું [ફસાઈ ગયેલું
**પાશ-બદ્ધ** વિ. [સં.] પાસલામાં બંધાયેલું. (૨) જાળમાં
**પાશ-બંધ** (-બન્ધ) પું., **-વન** ન. [સં.] પાસલાનું કે જાળનું બંધન, પાસલો [નાનો પાસલો
**પાશલી[૧]** સ્ત્રી. [જુઓ 'પાશલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**પાશલી[૨]** સ્ત્રી. જુઓ 'પાશ.[૨]'
**પાશ(-સ)લો** પું. [સં. + ગુ. 'લું' સ્વાર્થે ત પ્ર.] જુઓ 'પાશ.[૧]'
**પાશવિક** વિ. [સં.] પશુને લગતું, પશુનું. (૨) પશુ જેવું
**પાશવિક-તા** સ્ત્રી. [સં] પશુપણું, પશુ-તા

**પાશવી[૧]** વિ., સ્ત્રી. [સં.] પશુને લગતી, પશુ જેવી (વૃત્તિ)
**પાશવી[૨]** વિ. [સં. पाशव + ગુ. 'ઈ' ત. પ્ર.] પશુને લગતું, પશુ જેવું
**પાશવીય** વિ. [સં.] જુઓ 'પાશવી.[૨]'
**પાશંગ** (પાશઙ્ગ) જુઓ 'પાસંગ.'
**પાશા** પું. [તુર્કી.] તુર્કસ્તાનમાં અમીરનો ઇલકાબ. (૨) હાકેમ, સૂબો, 'ગવર્નર'
**પાશા-તાણિયો** જુઓ 'પાસા-તાણિયો.' [સંજ્ઞા.]
**પાશાંકુશા** (પાશાઙ્કુશા] સ્ત્રી. [સં.] આસો સુદિ અગિયારસ.
**પાશિયું** જુઓ 'પાસિયું.
**પાશુપત** પું. [સં.] મધ્યયુગનો એક શૈવ(=લકુલીશ) સંપ્રદાય અને એનો સિદ્ધાંત તેમ અનુયાયી. (સંજ્ઞા.)
**પાશુપત-દર્શન** ન. [સં.] પાશુપત સંપ્રદાયનું તત્ત્વશાસ્ત્ર, લકુલીશ -સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન
**પાશુપતાકાસ્ત્ર, પાશુપતાસ્ત્ર** ન. [સં. पाशुपताका, पाशुपत + अस्त्र] જે પશુપતિ-મહાદેવનું ધ્યાન ધરી ફેંકવાનું હોય છે તેવું મનાતું એક દિવ્ય અસ્ત્ર
**પાશુપતી** વિ. [સં.,પું.] પાશુપત સંપ્રદાયને લગતું
**પા-શેર** વિ. [જુઓ 'પા[૧]' + 'શેર.'] શેરના ચોથા ભાગનું
**પાશેરિયો** પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **પાશેરી** સ્ત્રી. [જુઓ 'પા-શેરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **પાશેરો** પું [+ ગુ. 'ઉં' ત.પ્ર.] શેરના ચોથા ભાગના વજનનું કાટલું. [-રામાં **પહેલી પૂણી** (-પૅ:લી-] (રૂ.પ્ર.) તદ્દન શરૂઆત]
**પાશ્ચાત્ય** વિ. [સં.] પશ્ચિમ દિશાને લગતું, પશ્ચિમ દિશાનું
**પાશ્ચાત્ય ન્યાય** પું. [સં.] પશ્ચિમનું તર્કશાસ્ત્ર, 'લૉજિક' (આ.બા.)
**પાશ્ચિમાત્ય** વિ. [સં.માં दाक्षिणात्य જેમ पश्चिम ઉપરથી નહિ, પણ 'पश्चात्' ઉપરથી पाश्चात्य થતો હોઈ, 'पाश्चिमात्य વ્યાકરણશુદ્ધ નથી.] જુઓ 'પાશ્ચાત્ય.'
**પાષંડ** (પાષણ્ડ) પું [સં.] જુઓ 'પાખંડ.' (હકીકતે સં.માં પણ पाखण्ड ઉચ્ચારણ છે.)
**પાષાણ** પું. [સં.] પહાણો, પથ્થર, પથરો, શિલા
**પાષાણ-ભેદ** પું. [સં.] એ નામની એક પહાડી વનસ્પતિ
**પાષાણ-યુગ** પું. [સં.] જેમાં હજી લોકો પથ્થરનાં જ હથિયાર વાપરતા હતા તેવો અ-સંસ્કૃત પ્રાચીનતમ કાલ, 'સ્ટોન એઇજ'
**પાષાણ-હૃદય** વિ. [સં.], **-યી** વિ. [સં., પું.] પથ્થરના જેવા કઠોર હૃદયનું, નિષ્ઠુર, નઠોર
**પાષાણાવશેષ** પું. [સં. पाषाण + अव-शेष] પથ્થરરૂપ થઈ ગયેલો તે તે પ્રાચીન જડ કે ચેતનનો અવશેષ, અશ્માવશેષ, 'ફૉસિલ' ['ફૉસિલાઇઝ્ડ.'
**પાષાણી-ભૂત** વિ. [સં.] પથ્થર થઈ ગયેલું, અશ્મીભૂત,
**પાસ[૧]** પું. [સં. स्पर्श > પ્રા. पस्स] સ્પર્શ, સંપર્ક. (૨) અસર, રંગ. [૦ બેસવો -(બૅસવો), લાગવો (રૂ. પ્ર.) અસર થવી]
**પાસ[૨]** પું. [સં. प्रस्रव > પ્રા. पस्सअ] જુઓ 'પ્રાસવો.'
**પાસ[૩]** ન. [સં. पार्श्व > પ્રા. पस्स] નજીક હોવાપણું, નિકટતા
**પાસ[૪]** ન. જુઓ 'પસ'-'પચ'-પાચ.'
**પાસ[૫]** ક્રિ. વિ. [અં.] પસાર, ઉત્તીર્ણ. (૨) પસંદ, ગમ્યું'

(૩) મંજૂર. (૪) પું. પરવાનગી આપતી ચિઠ્ઠી, રજા-ચિઠ્ઠી, 'કૉમ્પ્લિમેન્ટરી ટિકેટ.' (રેલવે બસ વગેરેની બાંધી મુદ્દતની આવી ચિઠ્ઠી, 'સિઝન પાસ.'). (૫) પહાડી ઘાટીનો માર્ગ

**પાસ-ચિટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [જુઓ 'પાસ[4]' + 'ચિટ્ઠી(-ઠ્ઠી).'] રજા-ચિઠ્ઠી, પરવાનો [જાય.)

**પાસટવું** સ. ક્રિ. સૂપડાથી સોવું (જેથી કાંકરી વગેરે નીકળી

**પાસટો** પું. [જુઓ 'પાસટવું' + ગુ. 'ઓ.' કૃ. પ્ર.] કાંકરી વગેરે નીકળી જાય એ પ્રમાણેની સૂપડાની સોવાની ક્રિયા

**પાસ-દોષ** પું. [જુઓ 'પાસ[1]' + સં.] સંપર્ક-દોષ, સાથે રહેવાથી થતી માઠી અસર

**પાસ-ધારી** વિ. [જુઓ 'પાસ[4]' + સં., પું.] જેની પાસે રજા-ચિઠ્ઠી છે તેવું, 'પાસ-હોલ્ડર'

**પાસ-પડોશ** ક્રિ. વિ. [જુઓ 'પાસ[3]' + 'પડોશ.'] આજુ-બાજુ, આસપાસ, ચારે બાજુ, ચો-ગમ'

**પાસ-પોર્ટ** પું. [અં.] વિદેશમાં પ્રવેશ કરવાની રજા આપતું પ્રમાણપત્ર (મૂલમાં દરિયાઈ મુસાફરીને કારણે બંદરમાંથી પસાર થવાને કારણે, પછી હવે બધા જ પ્રકારની વિદેશી મુસાફરી માટે) [જમા-ખાતાવાળી નોંધ-બુક

**પાસ-બુક** સ્ત્રી. [અં.] બૅન્કમાં મૂકેલાં નાણાંની-ચેક્સ વગેરેની

**પાસલું** ન. કરબડી વગેરેમાં પરોવવાનું લોખંડનું એક સાધન

**પાસ(-શ)લો** પું. [સં. पाश > પ્રા. पास + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાશ.[1]' (૨) સોના-ચાંદીની લગડી. (૩) સોની લોકોનું સોના-ચાંદીનાં પતરાં ખોલવાનું એક ઓજાર

**પાસવણી** સ્ત્રી. [જુઓ 'પાસવવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] પાસા પાડવાની ક્રિયા, 'ક્રિસ્ટેલિઝેશન.'

**પાસવવું** સ. ક્રિ. [જુઓ 'પાસો,' -ના. ધા.] પાસા પાડવા

**પાસવાન** પું. [ફા.] નોકર, હજૂરિયો

**પાસં(-સ)ગ** (પાસ(-સ)ઙ્ગ) પું. [ફા. પાસંગ્] ત્રાજવાનાં બંને પાસાં સરખાં રાખવા માટે એક બાજુ મુકાતું વજન, ધડો

**પાસા-ખેલ** પું. [જુઓ 'પાસો' + સં.] જુગાર, દ્યૂત

**પાસા-જળ** ન. [જુઓ 'પાસો' + સં. जल] પાસા પડતાં પદાર્થમાં રહી જતું પાણીનું તત્ત્વ, 'વૉટર ઑફ ક્રિસ્ટેલિઝેશન'

**પાસા(-શા)-તાણિયો** પું. [જુઓ 'પાસો' + 'તાણવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] સોના-રૂપાની સળીઓને જંતરડામાંથી ખેંચી તાર બનાવનાર કારીગર

**પાસા-દાર** વિ. [જુઓ 'પાસો' + ફા. પ્રત્યય.] પાસાવાળું, પહેલ પાડયા હોય તેવું, 'ક્રિસ્ટેલાઇઝ્ડ.'

**પાસા-બંડી** (-બણ્ડી) સ્ત્રી. [જુઓ 'પાસું' + 'બંડી.'] છાતીએ એક ઉપર બીજું પડ આવે તેવી કસો-વાળી બંડી, બેઉ પડખે કસો બંધાય તેવી આંગડી

**પાસા-બંધી** (-બન્ધી) વિ. [જુઓ 'પાસું' + 'બંધ' + ગુ. 'ઈ' ત. પ્ર.] બેઉ પડખે કસો બંધાય તેવું

**પાસા-શૂળ** ન. [જુઓ 'પાસું' + સં. शूल] પડખામાં નીકળતું શૂળ. (૨) (લા.) નજીકની ઉપાધિ. (૩) હેરાનગત. (૪) દુઃખરૂપ થાય તેવું નજીકનું માણસ

**પાસિફિક** જુઓ 'પૅસિફિક.'

**પાસિ(-શિ)યું** ન. [જુઓ 'પાસું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] એક જ પડખે ધાર હોય તેવું દાતરડું. (૨) કરબડી કે રાંપડીમાં મુકાતું ધારવાળું લોખંડનું ફણું, પાસલું. (૩) રાંપડી

**પાસિંજર** (પાસિઞ્જર) જુઓ 'પૅસેન્જર.'

**પાસીલી** સ્ત્રી. તાણાનો છેલ્લો છેડો અને ખીલો

**પાસું** ન. [સં. पार्श्वक- > પ્રા. पस्सअ-] પડખું. (૨) (લા.) નડતર, પાસા-શૂળ. (૩) પક્ષ, તરફ-દારી, તરફેણ. (૪) મુદ્દો, 'આસ્પેક્ટ.' [-સામાં ઘાલવું (રૂ. પ્ર.) ખોળવવું. (૨) મહેર-બાની બતાવવી. ૦ દેવું (રૂ. પ્ર.) સહાયક બનવું. ૦ ફેરવવું, ૦ બદલવું, ૦ સરકવું (રૂ. પ્ર.) પક્ષ બદલવો. (૨) વલણ બદલવું. ૦ વાળીને સૂવું (રૂ. પ્ર.) નિરાંતે સૂવું. ૦ સેવવું (રૂ. પ્ર.) તાબેદારી ઉઠાવવી. (૨) અનુભવ લેવો]

**પાસૂળિયું** વિ. [સં. पाद-शूलिक-क- > પ્રા. पाअसूलिअअ-] પગમાં શૂળ ભોંકાય તેવી નડતર કરનારું

**પાસે** ક્રિ. વિ., ના. યો. [સં. पार्श्वके > પ્રા. पासम्मि > અપ. पस्सइ] પડખામાં, પડખે. (૨) નજીક, નિકટ ઢૂકડે. (૩) (લા.) સત્તામાં, તાબામાં, કબજામાં

**પાસેટી** સ્ત્રી. વીંધણાની ધાર કાઢવા માટેનું સાધન

**પાસે-થી** ક્રિ. વિ. [જુઓ 'પાસે' + ગુ. 'થી' પાં. વિ.નો અનુગ.] પડખેથી. (૨) નજીકથી. (૩) સત્તામાંથી

**પાસે-નું** વિ. [જુઓ 'પાસે + ગુ. 'નું' છ. વિ. નો અનુગ.] પડખેનું. (૨) નજીકનું. (૩) સત્તાનું, માલિકીનું

**પાસે-રખું** વિ., ન. [જુઓ 'પાસે'+'રાખવું'+ગુ. 'ઉં' કૃ.પ્ર.] પાસે રાખવાનું કપડું, ખેસ, પછેડી

**પાસો[1]** પું. [સં. पाशक > પ્રા. पासअ-] દ્યૂત રમવા માટેનો હાથીદાંત વગેરે ચોરસ કે લંબચોરસ ઘાટનો અંક-ચિહ્નવાળો નાનો ટુકડો. (૨) ધાતુનો એવો પાસલો, લગડી. (૩) પહેલ-વાળો કોઈ પણ ઘાટ, 'ક્રિસ્ટલ.' (૪) (લા.) દાવ, હોડ. [-સા ઢાળવા (રૂ. પ્ર.) જુગારનો દાવ લેવો. -સા પોબાર (રૂ.પ્ર.) સફળતા. -સા સવળા (રૂ. પ્ર.) નસીબની અનુકૂળતા. ૦ અવળો પડવો (રૂ. પ્ર.) નિષ્ફળતા મળવી. ૦ ચડ(-ઢ)તો હોવો (રૂ. પ્ર.) ભાગ્યોદય થવો. ૦ જાણવો, ૦ સમજવો (રૂ.પ્ર.) યુક્તિ જાણી લેવી. ૦ ઢળવો, ૦ પડવો. ૦ સવળો પડવો (રૂ. પ્ર.) સારું ભાગ્ય હોવું. ૦ નાં(-નાં)ખવો (રૂ.પ્ર.) દાવ-પેચ કરવા. (૨) તક લેવી. ૦ પેશ કરવો (રૂ. પ્ર.) આનાકાની કરવી. અવળો પાસો, ઊલટો પાસો (રૂ. પ્ર.) દુર્ભાગ્ય. સવળો પાસો (રૂ. પ્ર.) સફળતા]

**પાસો[2]** પું. [સં. प्रस्नव- > પ્રા. पस्सअ-] જુઓ 'પ્રાસવો.'

**પાસો[3]** [જુઓ 'પાસું.'] જુઓ 'પાસું.'

**પાસો[4]** પું. ઝાટકવાની ક્રિયા, પાસટો. (૨) ઊણપવાની ક્રિયા. (૩) નવી ખેડવા આપેલી જમીનનો શરૂઆતમાં અપાતો પહેલો હપતો કે ભાગ

**પાસોટિયું** ન. વહેરી કાઢેલું લાકડું

**પાસોટી** સ્ત્રી. ગાડાનાં ઊંચ ઇસોટા (કે ઊપળી)ને ખૂણે જડવામાં આવતી લોઢાની પાટી

**પાસોડું** ન. [જુઓ 'પાસ[3]' દ્વારા.] પડખું, પાસું

**પાસ્તરો** પું. [ફા. 'પસ્તર્' તેમ જુઓ 'તાશ્તર.'] પાછળથી થતો ફરી વારનો પાક, પાછતરો પાક. (૨) શિયાળુ પાક

**પાહણ** વિ. પાકની ઋતુ વીત્યા પછી પાકતું, પાછતર

**પાહંગળો** (પાહઙ્ગળો) જુઓ 'પાળંભડો.'

**પાહિ,** ૦ પાહિ કે. પ્ર. [સં., આજ્ઞાર્થ બી. પુ., એ. વ. પા સં. ધાતુનું] 'રક્ષણ કર' એવો ઉદ્ગાર
**પાહિ મામ્** કે. પ્ર. [જુઓ 'પાહિ' + સં. माम्-મને.] 'મારું રક્ષણ કર' એવો ઉદ્ગાર. (૨) (લા.) તોબાહ
**પાહેલી** સ્ત્રી. ચાખડી, પાદુકા, પાવડી
**પાહોટ** પું. [રવા.] જુસ્સો

**પાળ[1]** (-ળ્ય) સ્ત્રી. [દે. પ્રા. पाली, પંક્તિ, શ્રેણી] તળાવ સરોવર વગેરેનો બાંધેલો કિનારો. (૨) પાણી વગેરે રોકવા કરાતો બંધ, સેતુ. [૦ તોડવી (રૂ. પ્ર.) મર્યાદા છોડવી. ૦ બાંધવી (રૂ.પ્ર.) ઉપાય કરવો. (૨) મર્યાદા વિચારવી]
**પાળ[2]** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'પાળવું.'] રખોપું, રખેવાળી
**પાળ[3]** ન. દળ, સૈન્ય, લશ્કર. (૨) ગાયોના ધણમાં ભળીને આવતો લુટારો
**પાળણું** જુઓ 'પારણું.'
**પાળખીતું** વિ. [જુઓ 'ઓળખીતું'-એની સાથે જ વપરાય છે. એ હકીકતે 'પારખીતું' છે અને 'પારખવું'નું જૂ. ગુ. કર્મણિ., વર્ત. કૃ. છે.] જુઓ 'પારખીતું.'
**પાળણ-પોષણ** જુઓ 'પાલણ-પોષણ.'
**પાળણિયું** ન. [જુઓ 'પાળણું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાળણું'-'પારણું.'
**પાળ-બંધ** (પાળ્ય-બન્ધ) પું. [જુઓ 'પાળ[1]' + સં. પાણીને રોકવા માટી વગેરેની કરેલી આડચ, આડ-બંધ, 'બ્રેક-વૉટર'
**પાળવણું** જુઓ 'પાળવું' માં.
**પાળવું[1]** સ.ક્રિ. [સં. पालय- > પ્રા. पालअ-] રક્ષણ કરવું. (૨) (બીજાનું) ભરણ-પોષણ કરવું, ગુજરો આપવો. (૩) માન્ય રાખવું. (૪) જાળવવું. (૫) અનુ-વર્તન કરવું. (૬) ભંગ ન કરવો. પળાવું કર્મણિ., ક્રિ. પળાવવું પ્રે., સ.ક્રિ. પાળવવું પણ પ્રે., સ.ક્રિ.
**પાળંભડો** (પાળમ્ભડો) પું. [સં. प्रारम्भक-द्वारा] માતા ગર્ભવતી થતાં આગલા નાના બાળકને લાગતો સુકાવાનો રોગ
**પાળા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'પાળો[2]' + જુઓ 'બાંધવું' + 'ઈ' કૃ.પ્ર.] ખેતરો વગેરેમાં પાણી રોકવા કરેલી માટી વગેરે નાખી બંધ બાંધવાની ક્રિયા, 'બન્ડિંગ'
**પાળિયો[1]** પું. [સં. पालि સ્ત્રી. ચિહ્ન + ગુ. ઇયું' ત. પ્ર.] વીરતાથી લડનારા પાછળ એનાં તિથિ વાર ગામ અને મૃતાત્માની પોતાની થોડી પણ વિગત આપતી ખાંભી, 'હીરો-સ્ટોન,' 'સેનોટાફ.' (૨) રક્ષક સમૂહ કે કાફલો
**પાળિયો[2]** પું. [જુઓ 'પાળ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ધોરિયો, બાંધેલી માટી વગેરેની નીક

**પાળી[1]** સ્ત્રી. [સં. पालिका > પ્રા. पालिआ] છરી, મોટી ચાકુ. (૨) નાની પાળ કે પેડલી. (૩) કઠાણ, કોર, ધાર. [પેટમાં પાળી (રૂ.પ્ર.) દગો. (૨) છેતરામણી. હૈડકામાંની પાળી (રૂ.પ્ર.) ઊંડી ઊંડી ખોટી બીક]
**પાળી[2]** સ્ત્રી. [સં. पालिता > પ્રા. पालिआ] કારખાનાં નિશાળ વગેરેમાં કામ કરવાનો સમય, 'શિફ્ટ.' (૨) વારો. (૩) પાખી, અણોજો. [૦ ઉતરાવવી (રૂ.પ્ર.) હજામત કરાવવી] [ભાગ
**પાળીસાંઢો** પું. નીભાડો પકવવાની જગ્યાનો બહારનો રસ્તો
**પાળી-પદ્ધતિ** સ્ત્રી. [જુઓ 'પાળી[2]' + સં.] કારખાનાં વગેરેમાં દિવસ-રાતના ત્રણ ભાગ કરી તે તે ભાગમાં કામ કરવા-કરાવવાની રીત, 'શિફ્ટ-સિસ્ટમ'
**પાળું** વિ. પગે ચાલીને જનારું
**પાળેડું** ન. અણસમજુ માણસ. (૨) ઉપાધિરૂપ માણસ
**પાળો[1]** પું. સ્વામિનારાયણ સંપ્રદાયનો વિરક્ત બ્રહ્મચારી
**પાળો[2]** પું. [જુઓ 'પાળ[1]'નો પું. શબ્દ] ખેતર વગેરેના શેઢે કરવામાં આવતી નાની પાળ, બંધ, બંધારો. 'એમ્બૅન્કમેન્ટ.' (૨) હરણના શિકાર વખતે કરવામાં આવતી આડચ. (૩) તાજાં વાઢેલાં કણસલાંનો ઢગલો
**પાંઉ[1]** પું. કૂવાના થાળા ઉપરનો ગરેડો રાખવાનું ખાંચાવાળું લાકડું
**પાંઉ[2]** પું., ન. [પોર્ચુ. પાઓ], ૦ રોટી ભઠ્ઠીમાં શેકી ફુલાવેલો યુરોપીય પદ્ધતિનો રોટલો, ડબલ-રોટી
**પાંક(-ખ)ડ, -ડું** વિ. ગર્ભ ધારણ કરવાની ઉંમર થયા છતાં ગર્ભ ધારણ ન કર્યો હોય તેવું (ઢોર)
**પાંકવું** સ.ક્રિ. ઉત્કટ ઇચ્છા કરવી. (૨) જાણવું. સમજવું, કળવું
**પાંક્તેય** (પાઙ્ક્તેય) વિ. [સં.] પંક્તિમાં બેસવા પાત્ર, સપંક્ત, નાતીલું

**પાંખ** સ્ત્રી. [સં. पक्ष પું. > પ્રા. पंख પું., पंखा સ્ત્રી.] પક્ષીનું ઊડવાનું તે તે અંગ (બેમાંનું). (૨) અધ્ધર રાખવામાં સહાયક થાય તેવાં વિમાનનાં બેઉ પડખાંનાં પતરાંમાંનું દરેક. (૩) છાપરાનો બંને બાજુના કરાઓની બહાર નીકળતો ભાગ. (૪) લશ્કરની બંને બાજુની તે તે હરોળ. (૧ થી ૪ અર્થ માટે અં. 'વિંગ') (૫) (લા.) આશરો, આશ્રય. [૦માં ઘાલવું. ૦માં લેવું (રૂ.પ્ર.) ઓથમાં લેવું, રક્ષણમાં લેવું. -ખો આવવી (રૂ.પ્ર.) કમાવા શક્તિમાન થવું. ૦માં ભરાવું (રૂ.પ્ર.) ઓથ લેવી, આશરો લેવો. -ખો કાપી ના(-નાં)ખવી (રૂ.પ્ર.) જોર કાપી નાખવું. (૨) સહાયકોને દૂર કરવાં. -ખો ફફડાવવી (રૂ.પ્ર.) કામકાજ કરવાની શક્તિ વિકસવી. -ખો ફૂટવી (રૂ.પ્ર.) ઉંમર-લાયક થવું. -ખો વિસ્તારવી (રૂ.પ્ર.) પરિવારનો વિસ્તાર થવો. -ખો વીંઝવી (રૂ.પ્ર.) ધાંધલ મચાવવી. (૩) આફતમાંથી ઊગરવા પ્રયાસ કરવો]
**પાંખડ** જુઓ 'પાંકડ.'
**પાંખડલી** સ્ત્રી. [જુઓ 'પાંખડી' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] પાંખ. (પદ્યમાં.) (પરંતુ ઉચ્ચારણની દૃષ્ટિએ સ્વાભાવિક રૂપ 'પાંખલડી.')
**પાંખડી** સ્ત્રી. [જુઓ 'પાંખ' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર. પ્રા. પું. पंखुडिआ મળે છે.] જુઓ 'પાંખ(૧)'-(પદ્યમાં.). (૨) ફૂલની પત્તી. (૩) ખભાથી કોણી સુધીનો ભાગ, પીંખડી, પગોઠું. [ફૂલની પાંખડી (રૂ.પ્ર.) અલ્પ ભેટ]
**પાંખડું[1]** ન. [જુઓ 'પાંખ' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ડાળની બાજુમાંથી ફૂટતી નાની ડાળી. (૨) પાંદડાંના ઝૂમખાવાળું

નાનું ડાળું. (૩) જુઓ 'પાંખડી(૩).' (૪) માછલાંનો પાંખ જેવો અવયવ. (૫) ચક્કરનો દાંતો, પાંખું

**પાંખડું²** જુઓ 'પાંકડું.'

**પાંખર** (-રય) સ્ત્રી. પક્ષીઓની પ્રેમ કરવાની અને ગર્ભ ધારણ કરવાની ઋતુ

**પાંખરવું** અ ક્રિ. પક્ષી માદાએ ગર્ભ ધારણ કરવો

**પાંખરું** ન. બખ્તર

**પાંખલડી** સ્ત્રી. [જુઓ 'પાંખડી' + 'લ' મધ્યગ.] જુઓ 'પાંખડલી.'

**પાંખવું** જુઓ 'પોંખવું.' **પાંખાવું¹** કર્મણિ, ક્રિ. **પાંખાવવું** પ્રે., સ.ક્રિ.

**પાંખળિયું** વિ. હલકું, અધમ

**પાંખાવવું, પાંખાવું¹** જુઓ 'પાંખવું'માં.

**પાંખાવું²** અ.ક્રિ. દાણાથી ડૂંડાં ભરાઈ જવાં

**પાંખાળ** વિ. [જુઓ 'પાંખ' + ગુ. 'આળ' ત.પ્ર.] પાંખવાળું

**પાંખાળી** વિ., સ્ત્રી. [જુઓ 'પાંખાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સૌરાષ્ટ્રની ઘોડાની એક જાત

**પાંખાળું** વિ. [જુઓ 'પાંખ' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ 'પાંખાળ.'

**પાંખિયું** ન. [જુઓ 'પાંખ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પક્ષ, તડ. (૨) નાની શાખા. (૩) કાતર સૂડી ચીપિયા સાણસી વગેરેનું ફણસું. (૪) દેશી તાળાનો છૂટો પડતો સળિયાવાળો ભાગ. (૫) રેંટિયાનો ડામણ ચક્કર ઉપર વીંટાય છે તે ભાગ

**પાંખી** સ્ત્રી. [સં. पक्षिका > પ્રા. पक्खिआ] તડ, પક્ષ, એકડો, ગોળ. (૨) ફૂલની શાખા. (૩) વહાણની પંખાનું પાટિયું મૂક્યું હોય તે જમણી બાજુ. (વહાણ.) (૪) જુઓ 'પાખી.'

**પાંખું¹** ન. [સં. पक्षक- > પ્રા. पक्खअ-, पंखअ-] જુઓ 'પાંખિયું(૩).' (૨) કઢામણાના બેમાંનું એક લાકડું. (૩) ચક્કરનો દાંતો. (૪) રેંટિયાના ચક્કરની અણી

**પાંખું²** વિ. નજીકમાં નજીકમાં અલગ અલગ, પારવું

**પાંખોટું** ન. [જુઓ 'પાંખ' દ્વારા.] ખભાથી કોણી સુધીનો ભાગ, પીંખડું, બાવડું

**પાંખોળ** (-ળ્ય) સ્ત્રી. પ્રદેશ, પંથક

**પાંગ** (-ગ્ય) સ્ત્રી. વણકરનું વાણાનું ચોકઠું

**પાંગ(-ગે)ત,-થ** (-ત્ય, -થ્ય) સ્ત્રી. [સં. पङ्क्ति અર્વા. તદ્ભવ] ખાટલાના વાણને સતાણ રાખવા નીચેના લગભગ ચોથા ભાગમાં બંધાતી કાથી કે ભાગ (ખાટલાનો). (૩) (લા.) ઢોલિયા પલંગ વગેરેનો પગ રહે એ બાજુનો ભાગ

**પાંગતિયું** ન. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પાંગતે બાંધવાની કાથી કે દોરી

**પાંગરવું** અ. ક્રિ. [દે. પ્રા. पंगुर] છવાઈ જવું, ઢંકાવું. (૨) કોર આવવો, અંકુર ફૂટવા. (૩) વંશ-વૃદ્ધિ થવી. (૪) વિકસવું. (૫) સ. ક્રિ. (ઘોડા ઉપર) પલાણ નાખવું. **પાંગરાવું** ભાવે., કર્મણિ, ક્રિ. **પાંગરાવવું** પ્રે., સ. ક્રિ.

**પાંગરાવવું, પાંગરાવું** જુઓ 'પાંગરવું'માં.

**પાંગરાળ** વિ. [જુઓ 'પાંગરવું' દ્વારા.] જેના શરીરના અવયવ યોગ્ય પ્રકારના લાંબા હોય તેવું

**પાંગરું** ન., **-રો** પું. ઘોડિયાના અર્ધવર્તુલાકાર ધાતુના સળિયા કે સીધા દાંડવા કે જેના છેડે ઝોળી બંધાય તે બેમાંનું દરેક. (૨) ગોફણના હાથમાં રહેતા બે છેડાઓ ઉપરનું તે તે નાકું અને દોરી. (૩) ત્રાજવાની સેર. (૪) વહાણનો સુકાન તરફનો છેડો. (વહાણ.)

**પાંગળવું** સ. ક્રિ. ગળી જવું

**પાંગળા-ગાડી** સ્ત્રી. [જુઓ 'પાંગળું' + 'ગાડી.'] બાળકની કે લંગડા માટેની ચાલણ-ગાડી, ઠેલણ-ગાડી

**પાંગળા-દોરી** સ્ત્રી. [જુઓ 'પાંગળું' + 'દોરી.'] બાળકને ચાલતાં શિખવાડતી વખતે વપરાતી દોરી

**પાંગળી-વાડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'પાંગળું + 'વાડ.²'] (લા.) ઘરમાં કોઈ વડીલ ન બચ્યું હોય તેવી છોકરાંઓની સ્થિતિ. (૨) ખરાબ હાલત

**પાંગળું** વિ. [સં. पङ्गुलक- > પ્રા. पंगुलअ-] પગે ખોડવાળું, લંગડું, લંગડાતું, લૂલું. (૨) (લા.) આધાર કે આશ્રય તૂટી ગયો છે તેવું. (૩) અ-પ્રમાણ

**પાંગુરણું** ન. [દે. પ્રા. पंगुरण] વસ્ત્ર, કપડું, (૨) ચૂંદડી

**પાંગુલ્ય** (પાઙ્ગુલ્ય) ન. [સં.] પંગુલ-તા, લંગડાપણું, લૂલાપણું

**પાંગું** ન. ઢોર

**પાંગેત,-થ.'** (-ત્ય, -થ્ય) જુઓ 'પાંગત.'

**પાંગોઠું** જુઓ 'પાંખોટું.' [-ઠાં ચાલવાં (રૂ. પ્ર.) કામ કરવાની શક્તિ હોવી. -ઠાં ભાંગવાં (રૂ. પ્ર.) કામ કરવાની અશક્તિ હોવી]

**પાંચ** વિ. [સં. पञ्च] ચાર વત્તા એકની સંખ્યાનું. [૦ આંગળીએ પૂજવું (રૂ. પ્ર.) પૂરા ભક્તિ-ભાવથી પૂજવું. ● (-ચે) આંગળી ઘીમાં હોવી (રૂ. પ્ર.) બધા પ્રકારનું સુખ હોવું. ૦ આંગળી સરખી ન હોવી (રૂ. પ્ર.) બધાં માણસોના સ્વભાવ સરખા ન હોવા. ૦ પાંચ શેરની ઝીંકવી (રૂ. પ્ર.) બહુ ભૂંડી ગાળો આપવી. ૦ પૈસા હોવા (રૂ. પ્ર.) પૈસે-ટકે સુખી હોવું. ૦(૦ માણસ)માં પુછાય તેવું (રૂ. પ્ર.) બુદ્ધિશાળી, ડાહ્યું. ૦ લોકમાં (રૂ.પ્ર.) સારા માણસો વચ્ચે. ૦ વરસનું હોવું (રૂ.પ્ર.) જુવાન હોવું. ૦ વસાનું આદમી અને વીસ વસાનું વસ્તર (રૂ.પ્ર.) ચારિત્ર્ય કરતાં પોશાક વધુ અસરકારક. ૦ શેરની સંભળાવવી (રૂ. પ્ર.) બહુ ભૂંડી ગાળો દેવી]

**પાંચ-કંડાળી** સ્ત્રી. [જુઓ 'કંડાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હ્રસ્વ અજ્જુનું ચિહ્ન

**પાંચ-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] ધર્મ-શાળા. (૨) હોટેલ

**પાંચ-છ** વિ. [જુઓ 'પાંચ' + 'છ.'] પાંચ કે છ, આશરે પાંચ. (૨) (લા.) થોડાં

**પાંચજન્ય** (પાઞ્ચજન્ય) પું. [સં.] મહાભારત પ્રમાણે શ્રીકૃષ્ણનો શંખ. (સંજ્ઞા.)

**પાંચ-ડો** પું. [જુઓ 'પાંચ' + ગું 'ડો' સ્વાર્થે ત.પ્ર.] પાંચનો અંક '૫.'

**પાંચ-તાઈ** સ્ત્રી. બરસમના પાંચ તાર. (પારસી.)

**પાંચ-તારો** પું. [જુઓ 'પાંચ' + 'તાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] પાંચ તારવાળો સિતાર

**પાંચ-થરું** વિ. [જુઓ 'પાંચ' + 'થર' + ગુ. 'ઉં' ત. પ્ર.] પાંચ થરવાળું. (૨) ન. પાંચ થરનો જથ્થો

**પાંચ-દશ, -સ** વિ. [જુઓ 'પાંચ' + 'દશ,-સ.'] આશરે દસ સુધીનાં. (૨) (લા.) થોડાંક

**પાંચ-દાણિયું** વિ., ન. [જુઓ 'પાંચ' + 'દાણો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સોનાના મોટા પાંચ મણકાવાળું એક ઘરેણું

**પાંચ-ધારી** વિ., સ્ત્રી. [જુઓ 'પાંચ' + 'ધાર' + ગુ. 'ઉં' ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રૂપાના પાંચ વાળાનું ગૂંથેલું એક ઘરેણું

**પાંચ-પગાળું** વિ. [જુઓ 'પાંચ' + 'પગ' + ગુ. 'આળું' ત. પ્ર.] પાંચ પગવાળું (ગાયને ગળે વાછરડાનો પગ ચોટાડી બાવા ભીખ માગે છે.)

**પાંચ-પચાશ,-સ** વિ. [જુઓ 'પાંચ' + 'પચાશ,' **પાંચ-પચીશ,-સ** વિ. [+ જુઓ 'પચીશ,-સ.'] (લા.) બહુ મોટી સંખ્યાના નહિ તેટલા, કેટલાક

**પાંચ-પટો** પું [ જુઓ 'પાંચ' + પટો.'] પાંચ પટાવાળી મશરૂની એક જાત

**પાંચ-પર્વી** સ્ત્રી. [જુઓ 'પાંચ' + 'પર્વ' + ગુ. 'ઈ' ત.પ્ર.] દરેક પખવાડિયાની બીજ પાંચમ આઠમ અગિયારસ અને પાખી એ પાંચ તહેવારના દિવસોનો સમૂહ

**પાંચ-પનર, પાંચ-પંનર** (-પન્નર), **પાંચ-પંદર** (-પન્દર) વિ. [જુઓ 'પાંચ' + 'પનર'–'પંનર'–'પંદર.'] (લા.) થોડા

**પાંચ-પનરે, પાંચ-પંનરે** (-પન્નરે), **પાંચ-પંદરે** (-પન્દરે) ક્રિ.વિ. [+ ગું. 'એ' સા.વિ., પ્ર.] (લા.) અમુક થોડાં વર્ષ પસાર થતાં

**પાંચ-પાન** (-ન્ચ) સ્ત્રી. [જુઓ 'પાંચ' + 'પાન.'] (લા.) પટોળાની પાંચ પાંદડાની એક જાત

**પાંચ-પાંખડું** ન. [જુઓ 'પાંચ' + 'પાંખડું.'] જેના કાલાના કોચલામાં પાંચ રેખા પડતી હોય તેવો કપાસ

**પાંચભૌતિક** (પાઞ્-ચ-) વિ. [સં.] પંચ મહાભૂતો-આકાશ વાયુ તેજ પાણી અને પૃથ્વી-ને લગતું, ભૌતિક

**પાંચ(-ચે)મ** (-મ્ય) સ્ત્રી. [સં. पञ्चमी] મહિનાના તે તે પખવાડિયાની પાંચમી તિથિ. (સંજ્ઞા.)

**પાંચમણવું** સ.ક્રિ. ખળામાંના દાણાને વધુ સાફ કરવા, [ઊપણવા

**પાંચ-મણિયું** વિ. [જુઓ 'પાંચ' + 'મણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પાંચમણના વજનનું

**પાંચ-મંગળો** (-મઙ્ગળો) વિ., પું. [જુઓ 'પાંચ' + 'મંગળ' + ગુ. 'ઉં' ત.પ્ર.] જેમાં પાંચ મંગળવાર આવતા હોય તે મહિનો

**પાંચમી-કતારિયું** વિ. [જુઓ 'પાંચમું' + ગુ. 'ઈ'. સ્ત્રીપ્રત્યય. + 'કતાર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'પાંચમું'માં 'પાંચમી કતાર.'

**પાંચમુખી** વિ.,પું. [જુઓ 'પાંચ' + સં. मुख + ગુ. 'ઈ' ત. પ્ર.] પાંચ છેદવાળા એક રુદ્રાક્ષનો પારો

**પાંચ-મું** વિ. [જુઓ 'પાંચ' + ગુ. 'મું' ત. પ્ર. તેમ સં. पञ्चमक-> પ્રા. पंचमअ-] પાંચની સંખ્યાએ પહોંચેલું. [-મી કતાર (રૂ.પ્ર.) દુશ્મનના પાળિયા, શત્રુના ગુપ્ત-ચર. 'ફિફ્થ કૉલમ'–'ફિફ્થ કૉલમિસ્ટ' (ન.મા.). (૨) દેશદ્રોહી. (આ માટે 'પાંચમી-કતારિયું' પણ રૂઢ છે.) ૦ સુખ (રૂ.પ્ર.) પૂરું સુખ. -મો આરો (રૂ.પ્ર.) કળિયુગ. -મો વરણ (રૂ.પ્ર.) હિંદુઓમાં અસ્પૃશ્ય ગણાતી હતી તે જાત (આજે હવે છૂતાછૂત જાહેરમાં ખાસ રહી નથી.)]

**પાંચરાત્ર** (પાઞ્-ચ-) પું. [સં.] ભાગવત-ધર્મનું પ્રાચીન સ્વરૂપ, એકાયન કે સાત્વત સંપ્રદાય. (સંજ્ઞા.)

**પાંચરું** ન. લોહી કાઢવાનું સાધન

**પાંચવટિયું** વિ. [જુઓ 'પાંચવડું' + ગુ. 'ઇયું સ્વાર્થે ત.પ્ર.], **પાંચવડું** વિ. [જુઓ 'પાંચ' + ગુ. 'વડું' ત.પ્ર.] પાંચગણું કરેલું. [-ડિયે બાંધવું (રૂ.પ્ર.) દોરડેથી પીઠ ઉપર રાખી હાથ બાંધવા]

**પાંચ-શેરી** સ્ત્રી. [જુઓ 'પાંચ' + 'શેર' + ગુ. 'ઉં'+'ઈ' સ્ત્રીપ્રત્યય., -રો પું. [ + ગુ. 'ઉં' ત.પ્ર.] પાંચ-શેરના વજનનું કાટલું [-રી ફૂટવી (રૂ.પ્ર.) નકામી માથાકૂટ કરવી. -રી થવું (રૂ.પ્ર.) ભારરૂપ થવું. -રી બાંધવી (રૂ.પ્ર.) નકામી પંચાત વહોરવી. કોથળામાં પાંચશેરી (રૂ.પ્ર.) જોઈ ન શકાય તેવો ગુપ્ત પ્રહાર. દેડકાંની પાંચશેરી (રૂ.પ્ર.) વિચિત્ર સમૂહને એકઠા કરવાની અશક્ય લાગતી યોજના]

**પાંચ-સ(-સે)રી** વિ., સ્ત્રી. [જુઓ 'પાંચ' + 'સ(-સે)ર' + ગુ. 'ઈ' ત.પ્ર.] પાંચ સેરવાળી માળા (કંઠી)

**પાંચ-સાત** વિ. [જુઓ 'પાંચ' + 'સાત.'] અંદાજે પાંચ કે સાત. (૨) (લા.) થોડા જ [ભાગમાં મિશ્રિત થયેલું

**પાંચ-સાદુ** વિ. [જુઓ 'પાંચ' દ્વારા.] ત્રણ અને બેના

**પાંચ-સાલી** વિ. [જુઓ 'પાંચ' + 'સાલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] પાંચ પાંચ વર્ષે આવતું

**પાંચા** પું., બ.વ. [જુઓ 'પાંચું.'] પાંચના ઘડિયા, પાંચાં

**પાંચાદુ** વિ. [જુઓ 'પાંચ' દ્વારા.] બે-પંચમાંશ

**પાંચાલ(-ળ)** (પાઞ્-ચાલ,-ળ) પું. [સં.] જુઓ 'પંચાલ.[૧]'

**પાંચાલી(-ળી)** (પાઞ્-ચાલી, -ળી) [સં.] જુઓ 'પંચાળી.' (૨) એ નામની એક પ્રાકૃત ભાષા. (સંજ્ઞા.) (૩) એ નામની કાવ્યની એક રીતિ. (કાવ્ય.).

**પાંચાં** ન., બ.વ. [જુઓ 'પાંચું'] જુઓ 'પાંચા.'

**પાંચિયું** ન. [જુઓ 'પાંચ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મધ્યકાલનો પાંચ કોરીની કિંમતનો ચાંદીનો એક સિક્કો. (૨) (અત્યારે) નયા પાંચ પૈસાનો સિક્કો. (સૌ.)

**પાંચિયો** પું. [જુઓ 'પાંચિયું.'] કચ્છી પાંચ કોરીનો ચાંદીનો સિક્કો (અત્યારે પ્રચારમાંથી લુપ્ત)

**પાંચી** સ્ત્રી. [જુઓ 'પાંચો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ચાર દીકરીઓ ઉપર જન્મેલી પાંચમી દીકરી. (સંજ્ઞા.) (૨) તળાવ અને ખાબોચિયાંમાં ઊગતો એ નામનો એક છોડ

**પાંચીકો** પું. [જુઓ 'પાંચ' + ગુ. 'ઈકો' ત.પ્ર.] રમવા માટેનો ગોળ કાંકરો (હાલમાં 'પાંચ'ની કિંમતમાંથી વિકસેલો)

**પાંચું** ન. [સં. पञ्चक > पंचअ-] પાંચનો પાડો કે ઘડિયો

**પાંચે, ૦ય** વિ. [જુઓ 'પાંચ' + 'એ'(=ય) + 'ય.'] બધાં મળી પાંચ

**પાંચેક** વિ. [જુઓ 'પાંચ' + એક' (સંભાવ્ય)] લગભગ પાંચ

**પાંચેમ** (-મ્ય) જુઓ 'પાંચમ.'

**પાંચો** પું. [જુઓ 'પાંચ' + ગુ. 'ઉ.'] ચાર પુત્રો ઉપર જન્મેલો પાંચમો પુત્ર. (સંજ્ઞા.) (૨) દસા વીસાની જેમ વાણિયાઓમાંનો વિકસેલો એક ગોળ કે એકડો. (સંજ્ઞા.)

**પાંચોટિયો** પું. [જુઓ 'પાંચ' દ્વારા.] ખેતીનું પાંચ દાંતાવાળું ખેડવાનું એક સાધન [શેરના માપનું કે વજનનું

**પાંચ્છે(-છ્ છે)ર** વિ. [જુઓ 'પાંચ' + 'શેર' સંધિથી.] પાંચ

**પાંચ્છેરી** સ્ત્રી., -રો પું. [જુઓ 'પાંચ્છેર' + ગુ. 'ઉં' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાંચ્છેરના વજનનું તોલું (હવે પ્રચારમાંથી

લુપ્ત). (૨) (લા.) માથાકૂટ. [-રી **હલાવવી** (રૂ.પ્ર.) ના પાડવી.(૨) અ-સંમતિ બતાવવી]

**પાંછોડિયું** ન. પીઠ પાછળ હાથ બાંધવા એ

**પાંછ્છેર** જુઓ 'પાંચ્છેર.'

**પાંછ્છેરી, -રો** જુઓ 'પાચ્છેરી, -રો.'

**પાંજણ** (-ણ્ય) સ્ત્રી. દોરાને કાંજી કે આર પાવાની ક્રિયા. (૨) દોરાને કાંજી પાવાનો સંચો. (૩) (લા.) ટેવ, આદત, હેવા, લત

**પાંજણી** સ્ત્રી. કાંજી પાયેલો તાણો અને એનો વીંટો (સુતરાઉ રેશમી વગેરે). (૨) જુઓ 'પાંજણ(૩).'

**પાંજણી-ગર** પું. [+ ફા. પ્રત્યય] પાંજણી બનાવનાર કારીગર

**પાંજર** ન. [સં. पञ्जर] પાંજરું. (૨) અદાલતમાંનો સાક્ષીને ઊભા રહેવાનો કઠેડો. (૩) છાતીની પાંસળીઓનું માળખું. (૪) (લા.) (ઢોરને ઊભાં રહેવાની સગવડ હોઈ) પાદર

**પાંજરા-પોળ** ન., (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'પાંજરું' + 'પોળ' સ્ત્રી.] જ્યાં માંદાં અને નિરાધાર પશુઓ અને પક્ષીઓને આશ્રય આપવામાં આવે છે તેવું ધર્માદા-સ્થાન. [૦માં **મોકલવું** (રૂ. પ્ર.) બીજાની દયા ઉપર મૂકવું]

**પાંજરાં** ન., બ. વ. કરેલાં કાંધાં ચૂકતે ન થાય તો વ્યાજ સાથે એનાં ફરી કરાતાં કાંધાં, કાંધાં-પાંજરાં. [૦ **કરવાં** (રૂ. પ્ર.) ભલોભલ ભરી દેવું. (ચરો.)]

**પાંજરિયાં** ન., બ. વ. [જુઓ 'પાંજરિયું.'] પાંજરાં. (૨) (લા.) છૈયાં-છોકરાં, બાળબચ્ચાં, કચ્ચાં-બચ્ચાં

**પાંજરિયું**[1] ન. [જુઓ 'પાંજરું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાંજરું.'

**પાંજરિયું**[2] વિ. [જુઓ 'પાંજરું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પાંજરાને લગતું. (૨) કામઠાની ઊંચી ડફીવાળું

**પાંજરી**[1] સ્ત્રી. [સં. पञ्जरिका > પ્રા. पंजरिआ તેમ 'પાંજરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; બેઉનો વિકાસ એક જ છે.] ગાડામાં કરેલી ઘાસ સાંઠી વગેરેની ફરતી આડચ. (૨) ગાદાની નીચેનું ભંડારિયું. (૩) શાળમાં વપરાતો લાકડાનો ગૂંથીને કરેલો તરાપો. (૪) હાથીની અંબાડી

**પાંજરી**[2] વિ., પું. [જુઓ 'પાંજર' + ગુ. 'ઈ' ત. પ્ર.] શઢની દોરડી લઈ બાંધવાને કૂવા ઉપર ચઢનાર ખારવો. (વહાણ.)

**પાંજરું** ન. [સં. पञ्जरक- > પ્રા. पंजरअ-] પશુ પક્ષી સર્પ ઉંદર વગેરેને પકડીને પૂરવા કે માંદાં પશુ-પક્ષીને રક્ષણ આપવા કરેલું સળિયાઓનું જાળીવાળું ઘર, પીંજરું. (૨) જુઓ 'પાંજર(૨).' (૩) ઘી ખાંડ ખોરાક વગેરેને હવા મળે તેવું સળીનું બનાવેલું ઘરું કે કોઠલો. [-રા નો પોપટ (રૂ. પ્ર.) પરાધીન માણસ. -**રામાં ઊભા રહેવું** (-રૅ:વું) (રૂ.પ્ર.) આરોપી તરીકે રજૂ થવું. -**રામાં બોલાવવું** (રૂ. પ્ર.) સાક્ષી તરીકે અદાલતમાં આવવા કહેવું]

**પાંજવું** સ. ક્રિ. ધાતુઓની બનાવટોને જોડવા કે સાંધા મેળવવા રેણ દેવું. **પંજાવું** (પઞ્-જાવું) કર્મણિ., ક્રિ. **પંજાવવું** (પઞ્-જાવવું) પ્રે., સિ. ક્રૂ.

**પાંજી** સ્ત્રી. ટેવ, આદત, હેવા, પાંજણ, પાંજણી. (૨) નદી પાર કરી શકાય તેટલું સાથળ કે ઘૂંટણ સુધીનું પાણી થઈ જવું એ

**પાંટરીગાર** પું. એક પ્રકારનો પથ્થર

**પાંટ્રી** સ્ત્રી. ઢાળિયાઓમાં પડેલાં કાણાં કે દર પૂરવાની ક્રિયા

**પાંઠું** ન. કૂવામાંથી ગાળ કાઢવાની બે બાજુ દોરડાવાળી ટોપલી. (૨) રીંગણી વગેરેના છોડવાઓને આજુ-બાજુના ચાસની પાટી લઈ કરવામાં આવતી પાળ

**પાંઠું** ન. ઘોડાના કાઠડાનું બાજુનું લાકડું

**પાંઢ**[1] પું. [સં. पण्ढ] નપુંસક, હીજડો, ક્લીબ, ષંઢ

**પાંઢ**[2] (-ડ્ય) સ્ત્રી. ખેડયા પછી જેને પાણી પાવામાં આવ્યું હોય તેવી જમીન. (૨) સંભોગને યોગ્ય ન હોય તેવી નાની યોનિવાળી સ્ત્રી. (૩) વિ. (લા.) નિષ્ફળ જાય તેવું

**પાંઢ(-ઢે)રવો** જુઓ 'પનરવો.'

**પાંઢરી** વિ. સ્ત્રી. [જુઓ 'પાંડરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ખડીનાં પડોવાળી ધોળી દેખાતી જમીન

**પાંઢરું** વિ. [સં. पाण्डुरक- > પ્રા. पंडुरअ-] ધોળા ફિક્કા રંગનું

**પાંડવ** (પાણ્ડવ) પું. [સં.] ઐલવંશી શંતનુના પુત્ર વિચિત્રવીર્યના બીજા પુત્ર પાંડુ રાજાના કુંતી અને માદ્રી નામની રાણીઓમાં થયેલ યુધિષ્ઠિર ભીમ અર્જુન તથા નકુલ અને સહદેવ એ પાંચે પુત્રોમાંનો તે તે પુત્ર. (સંજ્ઞા.) (૨) અકબરના સમયનો એક સિક્કો

**પાંડવીય** (પાણ્ડવીય) વિ. [સં.] પાંડવોને લગતું

**પાંડવેય** પું. [સં.] જુઓ 'પાંડવ.' (૨) તે તે પાંડવ અને પાંડવોનો તે તે વંશજ. (સંજ્ઞા.)

**પાંડિત્ય** (પાણ્ડિત્ય) ન. [સં.] પંડિતપણું, પંડિતાઈ, વિદ્વત્તા

**પાંડિત્ય-દર્પ** (પાણ્ડિત્ય-) પું. [સં.] પંડિતાઈનો ભારે ગર્વ

**પાંડિત્ય-દર્શક** (પાણ્ડિત્ય-) વિ. [સં.], **પાંડિત્ય-દર્શી** (પાણ્ડિત્ય-) વિ. [સં., પું.] પોતાની પંડિતાઈ બતાવનાર

**પાંડિત્ય-દંભ** (પાણ્ડિત્ય-દમ્ભ) પું. [સં.] પંડિતાઈનો ડોળ (હકીકતે બહુ ઓછો પંડિત હોય કે ન પણ હોય), 'પેડન્ટ્રી' (મ. ર.)

**પાંડિત્ય-દંભી** (પાણ્ડિત્ય-દમ્ભી) વિ. [સં. પું.] પંડિતાઈનો [ડોળ કરનાર

**પાંડિત્ય-વેતન** (પાણ્ડિત્ય-) ન. [સં.] વિદ્વત્તાને માટે મળતી આર્થિક વૃત્તિ, 'સ્કોલરશિપ' (ગો. મા.)

**પાંડિત્ય-સૂચક** (પાણ્ડિત્ય-) વિ. [સં.] પંડિતાઈનો નિર્દેશ કરનાર, 'પેડેન્ટિક' (દ. બા.)

**પાંડી** સ્ત્રી. સૌંદર્ય. (૨) શરમ. (૩) આબરૂ. (૪) ઓપ, 'ફિનિટ.' (૫) ચળકાટ, તેજ (૬) વીર્ય, ધાત

**પાંડુ** (પાણ્ડુ) વિ. [સં.] જુઓ 'પાંડરું.' (૨) પીળી ઝાંયનું, ફિક્કું પીળું. (૩) પું. ઐલવંશી શંતનુના પુત્ર વિચિત્રવીર્યનો બીજો પુત્ર અને પાંચ પાંડવોનો પિતા. (સંજ્ઞા.) (૪) એ નામનો રોગ (જેમાં શરીરના લોહીના લાલ કણ ફિક્કા પડી જતાં શરીર ફિક્કું પડી જાય છે.), 'એનીમિયા.' (૫) કમળાનો રોગ, 'જોન્ડાઇસ.' [ચિકિત્સા. (વૈદ્યક.)

**પાંડુ-કર્મ** (પાણ્ડુ-) ન. [સં.] વ્રણને લગતી એક વૈદ્યકીય

**પાંડુ-તા** (પાણ્ડુ-તા) સ્ત્રી. [સં.] શરીરની ફિક્કાશ

**પાંડુ-નંદન** (પાણ્ડુ-નન્દન), **પાંડુ-પુત્ર** (પાણ્ડુ-) પું. [સં.] જુઓ 'પાંડવ.'

**પાંડુર** (પાણ્ડુર) વિ. [સં.] જુઓ 'પાંડરું.'

**પાંડુર-તા** (પાણ્ડુરતા) સ્ત્રી. [સં.] જુઓ 'પાંડુ-તા.'
**પાંડુરંગ** (પાણ્ડુરઙ્ગ) વિ. [સં.] વિષ્ણુનું એક નામ. પંઢરપુરમાંના ભગવાન વિઠોબા, વિષ્ણુ, વિઠ્ઠલનાથ. (સંજ્ઞા.)
**પાંડુરિમા** (પાણ્ડુરિમા) સ્ત્રી. [સં., પું.] જુઓ 'પાંડુર-તા'–'પાંડુ–તા.'
**પાંડુ-રોગ** (પાણ્ડુ-) પું. [સં.] જુઓ 'પાંડુ(૩,૫).'
**પાંડુરોગી** વિ. [સં., પું.] પાંડુરોગવાળું, 'એનીમિક'
**પાંડુ-લિપિ** (પાણ્ડુ-) સ્ત્રી. [સં.] મૂળ લખાણ, અસલ મુસદ્દો, 'ડ્રાફ્ટ.' (૨) હસ્ત-પ્રત, હાથ-પ્રત, 'મેન્યુસ્ક્રિપ્ટ.' (૩) છાપવા માટે તૈયાર કરેલું લખાણ, 'પ્રેસ-કોપી'
**પાંડુ-લેખ** (પાણ્ડુ-) પું., -ખ્ય ન.[સં.] જુઓ 'પાંડુ-લિપિ(૧).'
**પાંડુ-વર્ણ** (પાણ્ડુ-) પું. [સં.] ધોળો કે પીળો ફિક્કો રંગ
**પાંડુ-વર્ણું** વિ. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] ધોળા કે પીળા ફિક્કા રંગનું, પાંડુ, પાંડુર
**પાંડુવા** (પાણ્ડુવા) વિ., સ્ત્રી. [સં. पाण्डु + ગુ. 'આ' ત.પ્ર.] ધોળા-પીળા ઝાંખા રંગની (જમીન)
**પાંડેરવો** જુઓ 'પાંઢરવો'–'પનરવો.'
**પાંડ્ય** (પાણ્ડ્ય) પું. [સં.] દક્ષિણ ભારતવર્ષનો એ નામનો એક ચોલ દેશની નજીકનો પ્રાચીન દેશ, તેલંગણ. (સંજ્ઞા.)
**પાંઢરવો** જુઓ 'પનરવો'–'પાંડરવો.'
**પાંઢવડી** સ્ત્રી. [જુઓ 'પાંઢો' દ્વારા.] વાટવા કૂટવામાં કામ લાગતો કાળો કઠણ પથ્થર
**પાંઢેરું** વિ. [જુઓ 'પાંઢો' દ્વારા.] કાળા -રંગનું બરછટ
**પાંઢો** પું. [સં. पाषाणक > પ્રા. पासाणअ– पाहाणअ–; (સૌ.)] પહાણ, પહાણો, પથરો
**પાંત** (-ત્ય) સ્ત્રી. [સં. पङ्क्ति > પ્રા. पंत्ति] પંક્તિ, હાર, પંગત, (૨) રેખા, લીટી. (૩) સુરત તરફ શરીરના પાક ઉપર ડામ દઈ રસી કાઢવાની ક્રિયા
**પાંતર** (-રય) સ્ત્રી. [જુઓ 'પાંત' દ્વારા.] ખાટલામાં થોડા થોડા અંતરે ભરેલી ચાર સેરની ભાત
**પાંતરવું** અ.ક્રિ. ઋતુ પૂરી થવી. (૨) મોળું પડવું. (૩) ઓછું થવું. (૪) ખસી જવું (૫) સ.ક્રિ. ભૂલી જવું (ભૂ-કૃ. કર્તરિપ્રયોગ). **પાંતરાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **પાંતરાવવું** પ્રે., સ.ક્રિ.
**પાંતરાવવું, પાંતરાવું** જુઓ 'પાંતરવું'માં.
**પાંતરી** સ્ત્રી. [સં. पत्री, અર્વા. તદ્ભવ] લાંબું પાતળું પાંદડું. (૨) કૂણો કોર. (૩) પાંદડાંઓની સુકાયેલી તૂટેલી પત્તીઓ
**પાંતરીશ,-સ** વિ. [સં. पञ्चत्रिंशत् દ્વારા.]. ત્રીસ અને પાંચની સંખ્યાનું, પાંત્રીશ, પાંત્રીસ
**પાંતરીશ(-સ)-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] પાંતરીસની સંખ્યાએ પહોંચેલું, પાંત્રીશમું, પાંત્રીસમું
**પાંતિયું** ન. [જુઓ 'પાંત' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પંગત બેસવાને માટે પાથરવામાં આવતું પાથરણું. (૨) ભાગ, હિસ્સો
**પાંતી** સ્ત્રી. [સં. पङ्क्तिका > પ્રા. पंत्तिआ] જુઓ 'પાંત(૧).' (૨) પક્ષ, બાજુ. (૩) ભાગ, હિસ્સો. (૪) પરિણામના વિભાગ પાડીને ગણવાની એક રીત. (ગ.) (૫) જુઓ 'પાંથી.'
**પાંતી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] ભાગીદાર, હિસ્સેદાર, ભાગિયું, 'પાર્ટનર'
**પાંતીદારી** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્ર.] ભાગીદારી, હિસ્સેદારી, ભાગ હોવો એ, 'પાર્ટનર-શિપ'
**પાંતે** (પાંત્યે) ક્રિ. વિ. [જુઓ 'પાંત' + ગુ. 'એ' સા. વિ., પ્ર.] (લા.) તલ્લીનતાથી
**પાંત્રીશ, -સ** જુઓ 'પાંતરીશ,-સ.'
**પાંત્રીશ(-સ)-મું** જુઓ 'પાંતરીશ(-સ)-મું.'
**પાંથ**[1] (પાન્થ) પું. [સં.] પથિક, યાત્રી, મુસાફર, વટેમાર્ગુ
**પાંથ**[2] (-થ્ય) સ્ત્રી. [જુઓ 'પાંત.'] ભીંડી ખજૂરી વગેરેનાં દોરડાં વણતી વેળા વારંવાર ઉમેરવામાં આવતા રેસા કે ફેલું
**પાંથક** (પાન્થક) વિ. [સં.] મરનારને ઉદ્દેશી અપાતું (પિંડ-દાન વગેરે)
**પાંથ-ગૃહ** (પાન્થ-) ન. [સં., પું.ન.], **પાંથ-નિવાસ** (પાન્થ-) પું., **પાંથ-શાલા(-ળા)** (પાન્થ-) સ્ત્રી. [સં.] જુઓ 'પથિક-નિવાસ.'
**પાંથી** સ્ત્રી. [જુઓ 'પાંત.'] માથાના વાળ ઓળી વચ્ચે પાડવામાં આવતી સેંથી (કોરી લીટીનો આકાર). [૦ **પાડવી** (રૂ.પ્ર.) સેંથી કરવી. ૦ **પૂરવી** (રૂ.પ્ર.) સેંથીના આગલા ભાગમાં કંકુ પૂરવું]
**પાંથી-દાર** જુઓ 'પાંતી–દાર.'
**પાંથુ** પું. [સં. पान्थक > પ્રા. पंथअ- > અપ. पंथड] (લા.) ચારણ, બારોટ
**પાંદ** ન. [સં. पर्ण > પ્રા. पन्न] જુઓ 'પાન,'
**પાંદડલું** ગ. [જુઓ 'પાંદડું.'] જુઓ 'પાંદડું.' (પદ્યમાં.) (ઉચ્ચારણની દૃષ્ટિએ સ્વાભાવિક 'પાંદલડું']
**પાંદડિયો** વિ., પું. [જુઓ 'પાંદડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પત્તી પત્તીવાળો સુગંધી ધૂપ. (૨) પાંદડાંવાળી જાતનો એક થોર. (૩) પાંદડા જેવા દેખાવનો એક મોટો વીંછી. (૪) એ નામની એક વનસ્પતિ
**પાંદડી** સ્ત્રી. [જુઓ 'પાંદડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મગફળીના છોડનાં પાંદડાં. (૨) શેરડીના આગળા ઉપરનાં સૂકાં પાંદડાં. (૩) (ફૂલની) પાંખડી. (૪) જાર-બાજરીની પત્તી. (૫) પાંદડાની ભાત કે કોતરકામ. (૬) વાલ-ઓળિયાના ડોડવા. (૭) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું. (૮) પાંદડિયા ધૂપનો છોડ અને પત્તી. (૯) ઘોડીનાં આંચળ
**પાંદડું** ન. [જુઓ 'પાંદ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (વૃક્ષ વેલા વગેરેનું) પાનડું. પત્તું. [૦ **ફરવું** (રૂ.પ્ર.) ભાગ્ય ફરવું. ૦**યે ન હલવું** (રૂ.પ્ર.) હવા તદ્દન પડી જવી. (૨) કાંઈ પણ ન કરી શકવું. -**ડે પાણી પાવું** (રૂ.પ્ર.) હેરાન કરવું, દુઃખી કરવું. **કરમ આડે પાંદડું** (રૂ.પ્ર.) નડતર. **બે પાંદડે થવું** (રૂ.પ્ર.) સમૃદ્ધ થવું, સુખી થવું]
**પાંદરી** સ્ત્રી. ચાક જેવી ધોળી માટી. (૨) એ નામની એક વનસ્પતિ
**પાંપણ** (-ણ્ય) સ્ત્રી. [સં. पक्ष्म > પ્રા. पम्ह દ્વારા] આંખનાં પોપચાંના વાળ. [-**ણે પાણી** (રૂ. પ્ર.) વાત વાતમાં રોવું એ]
**પાંપણિયું** ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] (પાંપણના સંબંધે) (લા.) આંસુ, રૂંગું
**પાંપલાં** (-ળાં) ન.,બ.વ. [જુઓ 'પાંપલું (-ળું).'] ફાંફાં, ફાંફલાં

**પાંપલિ(-ળિ)યાળું** વિ. [જુઓ 'પાપલું(ળું) + ગુ. 'ઇયું' + 'આળું' ત.પ્ર.] પાંપલું, નમળું, નિર્માલ્ય

**પાંપલું(-ળું)** વિ. [રવા.] નમળું, પોચું, પાંપલિયાળું. (૨) કાયર. (૩) ન. ફાંફું, ફાંફલું

**પાંરેટી** સ્ત્રી. [જુઓ 'પારેટ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પારેટ'–'પારેઠ.' ['પાંસરાઈ.'

**પાંશરાઈ** સ્ત્રી. [જુઓ 'પાંશરું' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ

**પાંશરું** જુઓ 'પાંસરું.' [૦ દોર (રૂ.પ્ર.) જુઓ 'પાંસરું-દોર.']

**પાંશુ** (પૅાંશુ) સ્ત્રી. [સં.] જુઓ 'પાંસુ.'

**પાંશુલ** (પૅાંશુલ) વિ. [સં.] જુઓ 'પાંસુલ.'

**પાંશુલા** (પૅાંશુલા) સ્ત્રી. [સં.] જુઓ 'પાંસુલા.'

**પાંશુ-વર્ષા** (પૅાંશુ-) સ્ત્રી. [સં.] જુઓ 'પાંસુ-વર્ષા.'

**પાંસ** પું. [સં. पांशु > પ્રા. पंसु સ્ત્રી.] સૂકી ધૂળનું પડ. (૨) ખાતર (કોહેલું). (૩) દારૂ કાઢી લીધો હોય તેવો મહુડો. (૪) ઉકરડો. (૫) ખેડી પોચું કરેલું ખેતર. [૦ થઈ જવું (રૂ.પ્ર.) સડી જવું]

**પાંસ(-સે)ઠ** (-ઠ્ય) વિ. [સં. पञ्चषष्टि > પ્રા. पंचसट्ठि] સાઠ અને પાંચ સંખ્યાનું [પહોંચેલું

**પાંસ(-સે)ઠ-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] પાંસઠની સંખ્યાએ

**પાંસ(-શ)રાઈ** સ્ત્રી. [જુઓ 'પાંસ(-શ)રું' + ગુ. 'આઈ' ત.પ્ર.] પાંસરાપણું, સરળતા, સરખાઈ

**પાંસ(-શ)રું** વિ. સીધે સીધું, નાક-પધોર, પાધરું. (૨) વિઘ્ન વિનાનું, અડચણ વિનાનું. (૩) અળવીતરું નહિ તેવું. (૪) ટટ્ટાર ઊભું રહેલું. (૫) સરળ. [૦ ઊતરવું, ૦ થવું, ૦ પડવું (રૂ.પ્ર.) વિઘ્ન વિના પાર પડવું. ૦ કરવું (રૂ.પ્ર.) માર મારવો. (૨) સવળે રસ્તે વાળવું. ૦ દોર (રૂ.પ્ર.) તદ્દન સીધું અને ધાંધલ વિનાનું, આડાઈ વિનાનું, સરળ

**પાંસળી** સ્ત્રી. [દે.પ્રા. पंसुलिआ] માણસ વાનર પશુ વગેરેની છાતીના ચાપડાનું પ્રત્યેક હાડકું. (૨) (લા.) ગાડાના ઠાંઠા હેઠળનું આડું લાકડું. [૦ ખસવી, ૦ ચસકવી (રૂ.પ્ર.) ડાગળી ખસવી, ગાંડપણ આવવું. ૦ ચસકેલ (રૂ.પ્ર.) ગાંડું. ૦ ઠેકાણે ન હોવી (રૂ.પ્ર.) ગાંડું કે ચસકેલ હોવું. અધ-પાંસળી, ત્રણ-પાંસળી, સાડીત્રણ પાંસળી (રૂ. પ્ર.) અડધું ગાંડા જેવું]

**પાંસળું** ન. [જુઓ 'પાંસળી'–આનું ન. રૂપ વિકસ્યું છે.] જુઓ 'પાંસળી(૧).' [-ળાં ખોખરાં કરવાં (રૂ. પ્ર.) સખત માર મારવો. અદક-પાંસળું (રૂ. પ્ર.) કોઢ-ડાહ્યું]

**પાંસુ(-શુ)** (પૅાંસુ,-શુ) સ્ત્રી. [સં.] ધૂળ

**પાંસુ(-શુ)લ** (પૅાંસુ(-શુ)લ) વિ. [સં.] ધૂળવાળું. (૨) (લા.) વ્યભિચારી, છિનાળવું [કુલટા, છિનાળ

**પાંસુ(-શુ)લા** (પૅાંસુ(-શુ)લા) સ્ત્રી. [સં.] વ્યભિચારિણી,

**પાંસુ(-શુ)-વર્ષા** (પૅાંસુ(-શુ)-) સ્ત્રી. [સં.] ધૂળનો વરસાદ

**પાંસેઠ** (-ઠ્ય) જુઓ 'પાંસઠ.' [રહેલાં ઠામ

**પાંસોટ** ન. વાસણ પકવતી વખતે હેઠે રાખેલા નળ ઉપર

**પાંસોલાં** ન., બ. વ. [જુઓ 'પાંસળી' દ્વારા.] પાંસળાં

**પિક**[૧] પું. [સં.] નર કોયલ, કોકિલ

**પિક**[૨] જુઓ 'પીક.'

**પિક-દાની** જુઓ 'પીક-દાની.'

**પિકેટ** પું. [અં.] કોઈ કામ થતું રોકવા માટેનો પહેરો, 'પિકેટિંગ'

**પિકેટર** વિ. [સં.] પિકેટિંગ કરનાર

**પિકેટિંગ** (પિકેટિઙ્ગ) ન. [અં.] જુઓ 'પિકેટ.'

**પિક્ચર** ન. [અં.] ચિત્ર, છબી. (૨) 'સિનેમા-શો'

**પિક્ચર-ગૅલેરી** સ્ત્રી. [અં.] ચિત્રોની પ્રદર્શનીવાળું સ્થળ

**પિક્નિક** સ્ત્રી. [અં.] ઉજાણી, ગોઠ

**પિખાડો** પું. [જુઓ 'પીખવું' દ્વારા.] પીંખવાની ક્રિયા. (૨) (લા.) બદગોઈ, નિંદા

**પિખાળવું, પિખાળું** જુઓ 'પી(-પીં)ખવું'માં.

**પિગ** ન. [અં.] એક જાતનું લોખંડ

**પિગલિયું** ન. એક જાતની વનસ્પતિ, દારૂડી

**પિગળણ** ન. [જુઓ 'પીગળવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] પીગળવું એ. (૨) પીગળીને થતું પ્રવાહી

**પિગળાટ** પું. [જુઓ 'પીગળવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] જુઓ 'પિગળણ (૧).'

**પિગળાવવું, પિગાળવું** જુઓ 'પીગળવું'માં.

**પિચ** સ્ત્રી. [અં.] ક્રિકેટ વગેરેના મેદાનમાં સામસામી વિકેટોની વચ્ચેની બૅટ્સ-મૅનને દોડવાની જરા સખત કરેલી જમીન. (૨) દડાનો ટપ્પો

**પિચકારી** સ્ત્રી. [રવા.] ધાતુનું પ્રવાહીની સેડ છોડવાનું ભૂંગળી જેવું સાધન, 'સ્પ્રેયર.' [૦ આપવી (રૂ. પ્ર.) ગુદા વાટે એનિમા આપવો. ૦ મારવી (રૂ. પ્ર.) પિચકારીથી પાણી છાંટવું. (૨) પાન વગેરે ખાઈ મોઢેથી લાંબી સેડ જેમ થૂંકવું. ૦ છૂટવી, ૦ નીકળવું (રૂ. પ્ર.) પિચકારીમાંથી નીકળે તેમ છિદ્રાળુ ભાગમાંથી પ્રવાહી છૂટવું. ૦ લેવી (રૂ. પ્ર.) એનિમા લેવો]

**પિચકાવવું** જુઓ 'પીચકવું'માં.

**પિચરકી** જુઓ 'પચરકી.'

**પિચાવવું, પિચાવું** જુઓ 'પીચવું'માં.

**પિચા(-ચ્યા)શી(-સી)** જુઓ 'પંચાશી.[૧]'

**પિચા(-ચ્યા)શી(-સી)-મું** જુઓ 'પંચાશી-મું.'

**પિચેડા** સ્ત્રી. એક જાતની માછલી

**પિચોટી, -ડી** જુઓ 'પેચોટી.'

**પિચોર** (-રય) સ્ત્રી. તળાવની પાછળના બગીચાની જમીન

**પિચ્છ** ન. [સં.] પીંછું

**પિચ્છ-કલાપ** પું. [સં.] પીંછાંઓનો ઝૂડો

**પિચ્છ-ધર** વિ. [સં.] (મોરનાં) પીછાં ધારણ કરનાર, મોર-મુગટ પહેરનાર

**પિચ્છાકાર** પું., **પિચ્છાકૃતિ** સ્ત્રી. [+ સં. आकार, आकृति] પીંછાંના જેવો ઘાટ કે દેખાવ. (૨) વિ. પીંછાના જેવા ઘાટનું કે દેખાવનું

**પિચ્છિલ** વિ. [સં.] પીંછાંવાળું

**પિચ્યાશી(-સી)** જુઓ 'પિચાશી' –'પંચાશી.[૧]'

**પિચ્યાશી(-સી)-મું** જુઓ 'પિંચાશી-મું.'

**પિછડાવવું** જુઓ 'પીછડવું'માં.

**પિછવાઈ** સ્ત્રી. [વ્રજ., હિં.] પુષ્ટિ-માર્ગીય મંદિરોમાં ઠાકોરજીની પાછળનો ચિત્રોથી મંડિત પટ કે પડદો

પિછાણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પિછાણવું.'] ઓળખાણ, પરિચય, ટાળો. (૨) જાણ, જાહેરાત. (૩) માહિતી, ખબર. (૪) (લા.) સ્નેહ-સંબંધ

પિછાણવું સ.ક્રિ. [સં. प्रति + अभिजाना – = प्रत्यभिजाना-> પ્રા. पच्चहिआण-] પિછાણ હોવી, ઓળખવું, પિછાનવું, પરિચય હોવો. પિછાણાવું કર્મણિ., ક્રિ. પિછાણાવવું પ્રે., સ.ક્રિ.

પિછાણાવવું, પિછાણાવું જુઓ 'પિછાણવું'માં.

પિછાન સ્ત્રી. [જુઓ 'પિછાનવું'–હિં.]

પિછાનવું સ.ક્રિ. [જુઓ 'પિછાણવું'; પરંતુ હિં.માં થઈ ને ઉછીકો.] જુઓ 'પિછાણવું.' પિછાનાવું કર્મણિ., ક્રિ. પિછાનાવવું, પ્રે., સ.ક્રિ.

પિછાનાવવું, પિછાનાવું જુઓ 'પિછાનવું'માં.

પિછોટી સ્ત્રી. કેડે બાંધવાની લૂગડાની લાંબી સાંકડી પટ્ટી, [લંગોટી

પિછોડી જુઓ 'પછેડી.'

પિછોડો જુઓ 'પછેડો.'

પિછોલું ન. લોહીથી ભરેલું કાંઈક પાતળું દેખાવમાં સુંદર [માણસ

પિચોરી[1] સ્ત્રી. એક જાતની ભાજી

પિચોરી[2] સ્ત્રી. તરેલામાં ચિપટિયાના થરમાં નખાતી લાકડાની ફાડ [(પારસી.)

પિચોરી[3] સ્ત્રી. કેડ ઉપર વીંટાળવાનો શેળી શણનો પટો.

પિછોળિયું ન. તીવ દંશવાળું એક નાનું પાંખવાળું જંતુ. (૨) (લા.) લુચ્ચું દૂબળું માણસ

પિજૂડી સ્ત્રી. ગોરાડુ જમીન

પિટક પું. [પાલિ.] પેટી, પેટારો. (૨) બૌદ્ધધર્મીઓનું એક પ્રકારનું ગ્રંથસાહિત્ય–ત્રિપિટક વગેરે. (બૌદ્ધ.)

પિટ-ક્લાસ પું. [અં.] નાટક-શાળા સિનેમા-ગૃહ વગેરેમાં છેક છેલ્લા દરજ્જાનો વર્ગ. (૨) (લા.) અધમ કે હલકા લોકોનો સમૂહ

પિટડાવવું જુઓ 'પીટડવું'માં.

પિટાઈ સ્ત્રી. [જુઓ 'પીટવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] પીટવાનું -મારવા માટેનું મહેનતાણું

પિટા-પીટ (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'પીટવું'– દ્વિર્ભાવ.] વારં-વાર છાતી પીટવાની ક્રિયા. (૨) સખત મારામારી, મારફૂટ

પિટાવવું, પિટાવું જુઓ 'પીટવું'માં.'

પિટ્ઠુ(-ઠ્ઠુ) પું. [હિં. પિટ્ઠુ] અનુયાયી. (૨) સોબતી, મિત્ર. (૩) સહાયક, મદદગાર. (૪) જોડીદાર રમનારો, ભેરુ

પિઠવણ પું. એ નામનો એક છોડ, નાનો સમેરવો

પિઠિયાળું વિ. [જુઓ 'પીઠી' + ગુ. 'ઇયું' + 'આળું' ત. પ્ર.] પીઠીનો લેપ કર્યો છે તેવું (વર–કન્યા કે બડવો)

પિઠોરી, ૦ અમાસ સ્ત્રી. [+ જુઓ 'અમાસ.'] શ્રાવણ વદિ અમાસનો દિવસ (કે જ્યારે હિંદુ સૌભાગ્યવતીઓ માતાજીના પૂજનનું વ્રત કરે છે.) (સંજ્ઞા.)

પિઠોરી-વ્રત ન. [+ સં.] પિઠોરી અમાસનું સ્ત્રીઓનું માતાજીના [પૂજનનું વ્રત

પિઠ્ઠુ જુઓ 'પિટ્ઠુ.'

પિડવન સ્ત્રી. પિલૂડી

પિડોળું ન. ધોળા ફૂલવાળો એક જાતનો વેલો

પિતકોડી સ્ત્રી. એ નામનું એક પક્ષી

પિતર પું., બ. વ. [સં. पितरः, પ. વિ., બ. વ.] પિતૃઓ, ગુજરી ગયેલા પૂર્વજો

પિતરાઈ વિ. [સં. पितृ > અર્વા. તદ્ભવ 'પિતર' + ગુ. 'આઈ' ત. પ્ર.] એક જ પિતૃકુળમાં ઉત્પન્ન થયેલું સગું, સમાન પિતૃવંશનું, સગોત્ર

પિતર(-રા,-રે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પિતરાઈ' + ગુ 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] પિતરાઈ બહેન, પિતરાણી

પિતરાણ (-ણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'પિતરાઈ' + ગુ. 'આણ' –ણી' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પિતરણ.' [જુઓ 'પિતરાઈ.'

પિતરાયું વિ. [જુઓ 'પિતરાઈ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.]

પિતરાં ન., બ. વ. [સં. पितृ > અર્વા. તદ્ભવ. 'પિતર' + ગુ. 'આં' પ. વિ., બ. વ.] (લા.) નવું ધાન્ય ખાવાનો દિવસ (રાનીપરજમાં જાણીતો)

પિતવન પું. એ નામનો એક છોડ

પિતવાડું ન., -ડો પું. [જુઓ 'પીત' દ્વારા.] જ્યાં કૂવાના પાણીથી શિયાળુ-ઉનાળુ પાક તૈયાર થતો હોય તેવું ખેતર

પિત(-ત્ત)ળિયું વિ., ન. [જુઓ 'પિત્તળ'–'પીતળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પિત્તળનું નાનું વાસણ. (૨) (લા.) હલકા સોનાનું ઘરેણું

પિતા પું. [સં.] જનક, બાપ, તાત [બાપા, બાપાજી

પિતા-જી પું., બ. વ. [+જુઓ 'જી' (માનાર્થે).] પિતા, પૂજ્ય

પિતાંબરી સ્ત્રી. [સં. पीताम्बरिकामां ઉત્તરપદ સં. अम्बरिका > પ્રા. अंबरिआ] જુઓ 'પીતાંબરી.'

પિતા-મહ પું. [સં.] પિતાનો પિતા, દાદો

પિતામહી સ્ત્રી. [સં.] પિતાની માતા, દાદી, દાદી-મા

પિતા-શ્રી પું., બ. વ. [+ સં. માનાર્થે માત્ર] જુઓ 'પિતાજી.'

પિતુ પું. [સં. पिता] જુઓ 'પિતા.' (પદ્યમાં.)

પિતૃ પું., બ. વ. [સં. રૂપ વિનાનો શબ્દ] જુઓ 'પિતર'

પિતૃ-ઋણ ન. [સં., સંધિ વિના] પિતા તેમજ પૂર્વજોનું ઋણ, વડીલો તરફની વંશજોની ફરજ. (૨) બાપ-દાદા મૂકી ગયા હોય તેવું કરજ

પિતૃ-કર્મ ન. [સં.], પિતૃ-કારજ ન. [+ જુઓ 'કારજ.'] પિતૃ-કાર્ય ન. [+ સં.] બાપ-દાદાને લગતી શ્રાદ્ધ-ક્રિયા વગેરે કાર્ય

પિતૃ-કુલ(-ળ) ન [સં.] પોતાનો જે પિતાને ત્યાં જન્મ [થયો હોય તેનો સીધો વંશ-વેલો

પિતૃ-કૃત્ય ન., પિતૃ-ક્રિયા સ્ત્રી. [સં.] જુઓ 'પિતૃ-કર્મ.'

પિતૃ-ગણ પું. [સં] મૃત પૂર્વજોનો પિતૃ-લોકમાંનો સમૂહ

પિતૃ-ગત વિ. [સં.] પિતા કે બાપ-દાદાઓ તરફથી વારસામાં મળેલું

પિતૃ-ગામી વિ. [સં., પું.] પિતાને લગતું, પિતા-સંબંધી, [વડીલોના સંબંધનું

પિતૃ-ગૃહ ન. [સં., પું., ન.] બાપનું ઘર, પિયર

પિતૃ-ગૌરવ ન. [સં] બાપ-દાદાઓની ચાલી આવતી પ્રતિષ્ઠા

પિતૃ-ઘાત પું. [સં.] બાપનું ખૂન, પિતૃ-હત્યા

પિતૃ-ઘાતક વિ. [સં.], પિતૃ-ઘાતી વિ. [સં., પું.], પિતૃ-ઘ્ન વિ. [સં.] બાપનું ખૂની, પિતૃ-હત્યારું

પિતૃ-તર્પણ ન. [સં.] પિતૃઓને ઉદ્દેશી કરવ માં આ વતાં પાણી રેડવાની ધાર્મિક ક્રિયા

પિતૃ-તિથિ સ્ત્રી. [સં.] પિતાના મરણની મિતિ, પિતાના [સાંવત્સરિકનો દિવસ

**પિતૃ-તા** સ્ત્રી. [સં.] પિતાપણું, વડીલપણું
**પિતૃ-ત્રય** પું., બ. વ. [સં., ન., એ. વ ], **-યી** સ્ત્રી. [સં.] પિતા પિતામહ અને પ્રપિતામહ, બાપ-દાદો અને પર-દાદો
**પિતૃ-ત્વ** ન. [સં.] જુઓ 'પિતૃ-તા' – 'પેરન્ટેઇજ'
**પિતૃ-દાય** પું. [સં.] પિતાનો વારસો
**પિતૃ-દિન, પિતૃ-દિવસ** પું [સં.] અમાસનો દિવસ. (૨) પંદર તિથિનો કાળ [પ્રત્યેક પૂર્વજ
**પિતૃ-દેવ** પું. [સં.] પિતારૂપી દેવ. (૨) દેવરૂપ પિતૃઓમાંનો
**પિતૃ-દ્રોહ** પું. [સં.] પિતા પ્રત્યેની બેવફાઈ
**પિતૃ-દ્રોહી** વિ. [સં., પું.] પિતા પ્રત્યે બેવફા
**પિતૃ-ધર્મ** પું. [સં.] પિતા કે વડીલોની પોતાની પ્રજા તરફની ફરજ. (૨) સંતાનોની પિતા અને પૂર્વજો તરફની ફરજ
**પિતૃ-પક્ષ** પું. [સં.] પિતા તરફનાં સગાં-વહાલાં વગેરે. (૨) પિતૃઓને નિમિત્તે શ્રાદ્ધ વગેરે કરવાનું પખવાડિયું, ભાદરવાનું અંધારિયું. શ્રાદ્ધ-પક્ષ
**પિતૃ-પક્ષી** વિ. [સં., પું.], **-ક્ષીય** વિ. [સં.] પિતૃપક્ષ-સંબંધી, એક વડવાને લગતું, 'ઍગ્નેટ'
**પિતૃ-પદ** ન. [સં.] પિતાનું સ્થાન, પિતાનો દરજ્જો
**પિતૃ-પરંપરા** (-પરમ્પરા) સ્ત્રી. [સં.] બાપ-દાદાઓથી ચાલ્યું આવવું એ, વંશ-પરંપરા
**પિતૃ-પર્યાગત** વિ. [સં.] બાપદાદાના વારાથી ઊતરી આવેલું, વારસામાં ચાલ્યું આવેલું, વારસા-ગત
**પિતૃ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં., પું.] પિતાપણાનો ગર્વ—ભરોસો –ભાવ, 'ફાધર કૉમ્પ્લેક્સ' (મ્રૂ.)
**પિતૃ-પિતા** પું. [સં.] બાપનો બાપ, દાદો [દાદાઓ
**પિતૃ-પિતામહ** પું. [સં.] બાપનો દાદો, (૨) બ. વ. બાપ-
**પિતૃ-પ્રાપ્ત** વિ. [સં.] પિતાથી કે બાપ-દાદાથી ઊતરી આવેલું, પૂર્વજોએ મેળવેલું ચાલ્યું આવતું
**પિતૃ-પ્રિય** વિ. [સં.] બાપને વહાલું કે ગમતું
**પિતૃ-પ્રેમ** પું. [સં., પું., ન.] બાપનું વહાલ. (૨) બાપ તરફની લાગણી
**પિતૃ-બંધુ** (-બન્ધુ), **પિતૃ-બાંધવ** (-બાન્ધવ) પું [સં.] પિતાનો સગો તેમજ પિતરાઈ ભાઈ. (૨) પિતાની કોઈ માસી કે ફોઈ કે મામા યા કાકાનો દીકરો
**પિતૃ-ભક્ત** પું. [સં.] પિતાને વફાદાર પુત્ર, પિતાની સેવા કરનાર પુત્ર [પરાયણતા
**પિતૃ-ભક્તિ** સ્ત્રી. [સં.] પિતા પ્રત્યેની વફાદારી અને સેવા-
**પિતૃ-ભૂમિ** સ્ત્રી. [સં.] બાપ-દાદાની જન્મભૂમિ, વતન
**પિતૃ-ભોજન** ન. [સં.] પિતૃઓને નિમિત્ત કરી કરાવવામાં આવતું ભોજન, મરનાર પિતૃઓની પાછળનું જમણ
**પિતૃ-મંદિર** (-મન્દિર) ન. [સં.] બાપનું ઘર. (૨) (લા.) સ્મશાન [ન પડે એવી સ્થિતિ)
**પિતૃ-મુક્તિ** સ્ત્રી. [સં.] પિતૃઓનો મોક્ષ (ફરી જન્મ લેવો
**પિતૃ-મેધ, પિતૃ-યજ્ઞ** પું. [સં.] પિતૃઓને નિમિત્ત કરી એમની સદ્‌ગતિ થાય એ ઉદ્દેશે કરવામાં આવતી નિત્ય નૈમિત્તિક શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ
**પિતૃ-યાન** ન. [સં.] સૂર્યનું દક્ષિણાયન, ધૂમ-માર્ગ (જેમાં મરણ થતાં ફરી જન્મ લેવો પડે એવી પૌરાણિક માન્યતા)
**પિતૃ-રેખા** સ્ત્રી. [સં.] હથેળીમાંની પિતાને લગતી રેખા
**પિતૃ-લોક** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે અવસાન પછી સદ્‌ગતિ પામેલા સર્વ પિતૃઓને રહેવાની વિશિષ્ટ દુનિયા
**પિતૃ-વચન** ન. [સં.] પિતાનું કહેણ કે આજ્ઞા
**પિતૃ-વધ** પું. [સં.] જુઓ 'પિતૃ-ઘાત.'
**પિતૃ-વંશ** (-વંશ) પું. [સં.] પિતાની પરંપરા. (૨) પિતાના પૂર્વજોની પરંપરા [બાપનું સંતતિ તરફનું હેત
**પિતૃ-વાત્સલ્ય** ન. [સં.] પિતાની સંતાનો તરફની વત્સલતા,
**પિતૃવ્ય** પું. [સં.] પિતાનો ભાઈ, કાકો (સૌરાષ્ટ્રમાં પિતાના મોટા ભાઈને 'કાકો' ન કહેતાં 'મોટા બાપા' કહેવામાં આવે છે.)
**પિતૃ-શ્રાદ્ધ** ન. [સં.] જુઓ 'પિતૃ-તર્પણ.'
**પિતૃ-સત્તાક** વિ. [સં.] કુટુંબના વડાની જેમાં કુલ સત્તા રહેલી હોય તેવી વ્યવસ્થાવાળું (તંત્ર), 'પેટ્રિયાર્કલ'
**પિતૃ-સ્થાન** ન. [સં.] જન્મ-કુંડળીમાંનું પિતા વિશે ભવિષ્ય ભાખે તેવું ઘર (દસમું). (જ્યો.)
**પિતૃ-સ્વસા** સ્ત્રી. [સં.] પિતાની બહેન, ફોઈ, ફુઈ
**પિતૃ-હત્યા** સ્ત્રી. [સં.] જુઓ 'પિતૃ-ઘાત.'
**પિતૃ-હા** પું. [સં.] જુઓ 'પિતૃ-ઘાતક.'
**પિતૃ-હીન** વિ. [સં.] જેનો બાપ મરી ગયેલ છે તેવું
**પિત્ત** ન. [સં.] ખોરાકને પચાવનારો કલેજામાંથી ઝરતો એક રસ. [૦ ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) ગુસ્સે થવું]
**પિત્ત-કર** વિ. [સં.], **પિત્ત-કારી** વિ. [સં., પું.] પિત્ત વધુ પડતું પેદા કરે તેવું
**પિત્ત-(૦ પ્ર)કોપ** પું. [સં.] શરીરમાં પિત્તનું વધી પડવું એ
**પિત્ત-કોશ(-ષ)** પું. [સં.] કલેજામાંની પિત્તની કોથળી
**પિત્ત-ઘ્ન** વિ. [સં.] વધુ પડતા પિત્તનો નાશ કરનારું (ઔષધ) [પિત્તને દબાવે છે.)
**પિત્ત-ઘ્ની** વિ., સ્ત્રી. [સં.] પિત્તઘ્ન દવા. (૨) ગળો (એ
**પિત્ત-જનક** વિ. [સં.] પિત્તનું વધુ પડતું પ્રમાણ કરનારું
**પિત્ત-જન્ય** વિ. [સં.] પિત્તને કારણે થાય તેવું
**પિત્ત-જ્વર** પું. [સં.] પિત્તના વધુ પડતા વધારાને કારણે આવતો તાવ ['બિલિન'
**પિત્ત-તત્ત્વ** ન. [સં.] પિત્તમાં રહેલું એક રાસાયણિક દ્રવ્ય,
**પિત્ત-પથરી** સ્ત્રી. [+ જુઓ 'પથરી.'] પિત્તના પ્રકોપને લીધે થતો મૂત્રાશયમાંનો પથરીનો રોગ
**પિત્ત-પાપડો** પું. [સં. + જુઓ 'પાપડો.'] એ નામની એક વનસ્પતિ, ખડસલિયો
**પિત્ત-પ્રકૃતિ** સ્ત્રી. [સં.] વાત પિત્ત અને કફ એ શરીર-માંનાં ત્રણ તત્ત્વોમાં પિત્તની પ્રધાનતાવાળી શરીરની તાસીર. (૨) વિ. પિત્તપ્રકૃતિવાળું
**પિત્ત-પ્રકોપ** જુઓ 'પિત્ત-કોપ.' [ખાદ્ય કે પદાર્થ)
**પિત્તપ્રકોપી** વિ. [સં., પું.] પિત્ત-પ્રકોપ કરનારું (કોઈ પણ
**પિત્ત-રક્ત** ન. [સં.] લોહીમાં રક્તકણોનો વધારો થવાથી થતો એક રોગ, રક્ત પિત્તનો રોગ, 'પ્લેથૅારા'
**પિત્ત-રસ** પું. [સં.] કલેજામાંથી આંતરડામાં જતું પાચનોપ-યોગી પિત્તનું પ્રવાહી
**પિત્ત-વાયુ** પું. [સં.] પિત્તના વિકારથી થતો એક વાત-રોગ

**પિત્ત-વિકાર** પું. [સં.] પિત્તનો રોગ

**પિત્ત-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] પિત્તનો વધુ પડતો વધારો

**પિત્ત-વ્યાધિ** ન. [સં.] જુઓ 'પિત્ત-કોપ.' [(ઔષધ)

**પિત્ત-શામક** વિ., ન. [સં.] પિત્તના પ્રકોપને શાંત કરનારું

**પિત્ત-શૂલ(-ળ)** ન. [સં.] પિત્તના પ્રકોપને કારણે શરીરમાં થતું કળતર ચૂંક વગેરે

**પિત્ત-હર** વિ. [સં.] વધુ પડતા પિત્તને દૂર કરનાર (ઔષધ)

**પિત્તળ** ન. [સં. पित्तल] તાંબા અને જસતના મિશ્રણથી થતી વાસણ તેમજ રાચરચીલામાં ઉપયોગી એક ઝાંખા પીળા રંગની ધાતુ. (૨) (લા.) વિ. નકલી. (૩) ગરમ સ્વભાવનું. (૪) દગાખોર, ભરોસો રાખી ન શકાય તેવું

**પિત્તળ-કાંટો** પું. [+ જુઓ 'કાંટો.'] પિત્તળની જથ્થા-બંધ તેમજ છૂટક ચીજ-વસ્તુઓ વજનથી વેચાતી હોય તેવું બજાર

**પિત્તળ-ગરો** પું. [+ ફા. પ્રત્યય + ગુ. 'ઉ' ત.પ્ર.] પિત્તળનાં વાસણ તેમજ ચીજવસ્તુ બનાવનાર ધંધાદારી કારીગર, કંસારો

**પિત્તળિયું** જુઓ 'પિતળિયું.'

**પિત્તાતિ(-તી)સાર** પું. [સં. पित्त + अति(-ती)-सार] પિત્ત-પ્રકોપને લીધે થતો ઝાડાનો રોગ

**પિત્તાપસ્માર** પું. [સં. पित्त + अप-स्मार] પિત્તના પ્રકોપને લીધે થતો વાઈનો રોગ, ફેફરું

**પિત્તાશય** ન. [સં. पित्त + आ-शय] કલેજું, કાળજું, યકૃત

**પિત્તાશય-શોથ** પું. [સં.] કાળજાનો સોજો

**પિત્તાશ્મરી** સ્ત્રી. [સં. पित्त + अश्मरी] જુઓ 'પિત્ત-પથરી.'

**પિત્તાળું** વિ. [સં. पित्त + ગુ. 'આળું' ત.પ્ર.] જેના શરીરમાં પિત્તનું પ્રમાણ વધુ પડતું હોય તેવું

**પિત્તું** ન. [સં. पित्तक- ▷ પ્રા. पित्तअ-] જુઓ 'પિત્તાશય.'

**પિત્તો** પું. [જુઓ 'પિત્તું.'] જુઓ 'પિત્તું' – 'પિત્તાશય.' (૨) (લા.) સ્વભાવનું આકરાપણું. [**૰ ઊકળવો, ૰ ઊછળવો, ૰ ખસવો, ૰ ચડ(-ઢ)વો, ૰ ફાટવો, ૰ હાથમાંથી જવો** (રૂ. પ્ર.) ભારે ગુસ્સે થવું. **૰ કાઢવો** (રૂ. પ્ર.) ગુસ્સો કરી બડબડાટ કરવો, સખત ઠપકો આપવો. **૰ મરવો** (રૂ.પ્ર.) ગુસ્સો ઊતરી જવો. (૨) હિંમત હારી જવી. **૰ મારવો** (રૂ. પ્ર.) ક્રોધ દબાવવો, ચિત્તને શાંત રાખવું]

**પિત્તોદર** ન. [સં. पित्त + उदर] પિત્તના પ્રકોપથી થતો પેટનો એક રોગ

**પિત્તોન્માદ** પું. [સં. पित्त + उन्माद] પિત્તના પ્રકોપથી થતું ગાંડપણ [ચાલ્યું આવેલું

**પિત્રાગત** વિ. [સં. पितृ + आ-गत, સંધિથી] બાપ-દાદાથી

**પિત્રાજ્ઞા** સ્ત્રી. [સં. पितृ + आज्ञा, સંધિથી] પિતાનો હુકમ

**પિત્રાઈ** જુઓ 'પિતરાઈ.'

**પિત્રાણ, -ણી** જુઓ 'પિતરાણ, -ણી.'

**પિત્રી** જુઓ 'પિતૃ' – 'પિતર.'

**પિત્ર્ય** વિ. [સં.] પિતા કે પિતૃઓને તેમ બાપ-દાદાઓને લગતું

**પિ-ધાન** ન. [સં.] ઢાંકણ, આવરણ

**પિન** સ્ત્રી. [અં.] ટાંચણી, ટાંકણી. (૨) લોઢા પિત્તળ વગેરેની નાની ખીલી કે ખૂંટી. (૩) સ્ત્રીઓ માથામાં ખોસે છે તે પાતળી ક્લિપ

**પિન-કોડ** પું. [અં.] ટપાલ-ઑફિસોનો તે તે ક્રમાંક

**પિન-પોઇન્ટ** ન. [સં.] તેલના કૂવાનું જમીન ઉપર કાણું કરવાનું સ્થાન

**પિનાક** ન. [સં.] મહાદેવનું ધનુષ. (સંજ્ઞા.)

**પિનાક-પાણિ, પિનાકી** પું. [સં.] (જેમના હાથમાં પિનાક ધનુષ છે તે) મહાદેવ, શિવ

**પિન્ટ** પું. [અં.] જુઓ 'પિંટ.'

**પિપરડી** સ્ત્રી. [જુઓ 'પીપર' + ગુ. 'ડું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પીપરની જાતનું એક નાનું વૃક્ષ [મિન્ટ.'

**પિપર-મી(-મીં)ટ** સ્ત્રી. [અં. 'પીપર-મિન્ટ'] જુઓ 'પીપર-

**પિપાસક** વિ. [સં.] પીવાની ઇચ્છાવાળું, તરસ્યું

**પિપાસા** સ્ત્રી. [સં.] પીવાની ઇચ્છા, તરસ

**પિપાસાકુલ(-ળ)** ન. [+ સં. आ-कुल] ખૂબ તરસ્યું

**પિપાસિત** વિ. [સં.], **પિપાસી** વિ. [સં., પું.], **પિપાસુ** વિ. [સં.] જુઓ 'પીપાસક.'

**પિપીલક** પું. [સં.] મોટો કીડો

**પિપીલિકા** સ્ત્રી. [સં.] કીડી. [**૰માર્ગ** (રૂ. પ્ર.) ધીમે ધીમે ખંત-પૂર્વક કામ કરવાની રીત. **૰વૃત્તિ** (રૂ.પ્ર.) સંગ્રહ કરવાની ભાવના]

**પિપૂ(-પો)ડી** સ્ત્રી. [જુઓ 'પપૂ(-પો)ડું.' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] ફૂંકીને વગાડવાની ભૂંગળી. (૨) ગોળ વીંટો. [**૰ વગાડવી** (રૂ. પ્ર.) એકની એક વાત કર્યા કરવી]

**પિપૂ(-પો)ડું** ન. [રવા.] પિપૂડી કરતાં જરા પહોળું અને થોડું વધુ લાંબું ફૂંકીને વગાડવાનું ભૂંગળું કે વીંટો

**પિપેર (-રય)** સ્ત્રી. [જુઓ 'પીપર.'] જુઓ 'પીપર.'

**પિપોડી** જુઓ 'પિપૂડી.'

**પિપોડું** જુઓ 'પિપૂડું.'

**પિપ્પલ** પું. [સં.] પીપળાનું ઝાડ

**પિપ્લુ** પું. [સં.] શરીર ઉપરનો તલ. (૨) મસો. (૩) રસોળી

**પિમળાટ** પું. [જુઓ 'પીમળવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] જુઓ 'પરિમલ.'

**પિમળાવવું** જુઓ 'પીમળવું'માં.

**પિય(-યે)ર** (પિ:ય(-યે)ર) ન. [સં. पितृगृह- ▷ પ્રા. पिअहर] પિતાનું ઘર. (૨) પિતાનું કુટુંબ, માવતર. [**૰ પનોતી** (રૂ. પ્ર.) ભાઈભાંડુવાળી સ્ત્રી]

**પિય(-યે)ર-વટ** (પિ:ય(-યે)ર-) ન., (-ટય) સ્ત્રી. [+ [સં. वर्त्मा ▷ પ્રા. वट्टा પું.] માવતરને ત્યાં જવાનો માર્ગ. (૨) (લા.) માવતરનું ઘર

**પિય(-યે)ર-વાસું** (પિ:ય(-યે)ર-) ન., **-સો** પું. [+ સં. वासक- ▷ પ્રા. वासअ-] માવતરને ઘેર જઈને રહેવું એ

**પિય(-યે)રિયું** (પિ:ય(-રે)રિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પિયરને લગતું, માવતરને લગતું (સગું). (૨) ન. માવતરનું ઘર, પિયર

**પિયળ** સ્ત્રી. [સં. पीतक- ▷ પ્રા. पीअ- દ્વારા] જુઓ 'પીયળ.'

**પિયાજ** સ્ત્રી. [ફા.] ડુંગળી, પ્યાજ [નીકળવું એ

**પિયાણું** ન. [સં. प्रयाणक ▷ પ્રા. पयाणअ-] પ્રયાણ, પ્રસ્થાન,

**પિયાનો** પું. [અં.] હાર્મોનિયમને મળતું એક વિદેશી વાજિંત્ર

**પિયારું** વિ. પરકીય, પારકું, બીજાનું

**પિયાવો** પું. [જુઓ 'પીવું' દ્વારા.] પાણી પીવાનું સ્થળ, પરબ. (૨) ખેતરમાં પાણેત કરનારો મજૂર. (૩) પાણેત કરવાનું મહેનતાણું. (૪) કૂવાનું પાણી લેવાનો કર જે લાગો (સરકારી), 'વૉટર-રેઈટ' (જ. પ્ર.) [વરસ

**પિયાસ** સ્ત્રી. [સં. पिपासा > પ્રા. पिवासा] પિપાસા, પ્યાસ,

**પિયાળ** પું. અંત-કાળ, અવસાન [નાથ

**પિયુ** પું. [સં. प्रियक- > પ્રા. पियअ-] પ્રિય પતિ, નાવલિયો,

**પિયુ-જી** પું., બ.વ. [+ માનવાચક 'જી.'] (માનાર્થે) પ્રિયતમ

**પિયુ-ડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પિયુ.' (પદ્યમાં.)

**પિયું** જુઓ 'પયું.'

**પિયેર** (પિ:યેર) જુઓ 'પિયર.'

**પિયેર-વટ** (પિ:યેર૦) જુઓ 'પિયર-વટ.'

**પિયેર-વાસું, -સો** (પિ:યેર-) જુઓ 'પિયર-વાસું.'

**પિયેરિયું** (પિ:યેરિયું) જુઓ 'પિયરિયું.'

**પિયો** જુઓ 'પીયો.'

**પિરસણ** ન. [જુઓ 'પીરસવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] પીરસવું એ. (૨) જમવા ન આવનારાંને ત્યાં મોકલાતું જમણ, પીરસ્યું

**પિરસણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **-યો** વિ., પું. પીરસવાનું કામ કરનાર ['પિરસણ (૧).'

**પિરસણી** સ્ત્રી. [જુઓ 'પીરસવું + ગુ. 'અણી' કૃ.પ્ર.] જુઓ

**પિરસણું** ન. [જુઓ 'પીરસવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] જુઓ 'પિરસણ.' (૨) પીરસવાનું વાસણ. (૩) પીરસવાની ચીજ

**પિરસાવવું** જુઓ 'પીરસવું'માં. ['પિરસણિયો.'

**પિરસૈયો** પું. [જુઓ 'પીરસવું' + ગુ. 'ઐયો' કૃ.પ્ર.] જુઓ

**પિરાઈ** જુઓ 'પેરાઈ.'

**પિરામિડ** પું. [અં.] શંકુ-આકાર. (૨) ઇજિપ્તના પ્રાચીન રાજાઓની ત્રિશંકુ-આકારની તે તે કબર. (સંજ્ઞા.)

**પિરાયો** પું. ગીત બોલી ઢોલ વગાડનાર માણસ

**પિરોજ** જુઓ 'પીરોજ.'

**પિરોજી** જુઓ 'પીરોજી.'

**પિરોજું** જુઓ 'પીરોજું.' [જગ્યા

**પિરોટણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પીર' દ્વારા.] મુસ્લિમ પીરની

**પિલ** સ્ત્રી. [અં.] (દવાની) ગોળી, ગુટિકા

**પિલચાવવું** જુઓ 'પીલચવું'માં.

**પિલપિલાવું** અ.ક્રિ. [જુઓ 'પિલાવું,' આદિ બેઉ શ્રુતિઓનો દ્વિર્ભાવ.] નબળું થઈ જવું, નરમ બની જવું

**પિલવણ** ન. એ નામનું એક વૃક્ષ, પિલૂડી [નવો કોર

**પિલવણી** સ્ત્રી. પાનખર ઋતુ પૂરી થતાં વૃક્ષોમાં આવતો

**પિલાઈ, -મણ** (-ણ્ય), **-મણી** સ્ત્રી. [જુઓ 'પીલવું' + ગુ. 'આઈ' – 'આમણ' – 'આમણી' કૃ.પ્ર.] પીલવું એ. (૨) પીલવાનું મહેનતાણું

**પિલાવવું, પિલાવું** જુઓ 'પીલવું'માં.

**પિલુ** ન. [સં.] જુઓ 'પીલુ.'

**પિલોટિયું** ન. જુવાર – બાજરીનો પીલો

**પિલ્લું** ન., **-લ્લો** પું. દોરાનો વીંટો, ફીંડલું, દોરાનો દડો

**પિવડાવવું, પિવાડવું, પિવાવું** જુઓ 'પીવું'માં,

**પિશંગ** (પિશઙ્ગ) વિ. [સં.] બદામી રંગનું

**પિશંગ-તા** (પિશઙ્ગ-) સ્ત્રી. [સં.] બદામી રંગ હોવાપણું

**પિશંગિત** (પિશઙ્ગિત) વિ. [સં.] જુઓ 'પિશંગ.'

**પિશાચ** પું. [સં.] પાંડય કેકય કુંતલ સુદેષ્ણ વાટ ગાંધાર અને કનોજનો બનેલો પ્રાચીન કાલનો એક દેશ (કાશ્મીર -બલુચિસ્તાન-અફઘાનિસ્તાન એવી મથાળ ભાષા 'દર્દ' કિંવા 'પિશાચ' ભાષા હતી – ભારત-આર્ય કુલની). (૨) અવગતિયો જીવ [યોનિની સ્ત્રી

**પિશાચણી** સ્ત્રી. [+ ગુ. 'અણી' સ્ત્રીપ્રત્યય] પિશાચ

**પિશાચ-તા** સ્ત્રી., **-ત્વ** ન, [સં.] પિશાચપણું, પિશાચ-યોનિ

**પિશાચ-વૃત્તિ** સ્ત્રી, [સં.] પિશાચના જેવું હલકું વલણ. (૨) રાક્ષસી વૃત્તિ

**પિશાચિની** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પિશાચણી.'

**પિશિત** ન. [સં.] માંસ

**પિશિતાશન** વિ. [+ સં. अशन], **પિશિતાશી** વિ. [+ સં. आशी, પું.] માંસાહારી, માંસ-ભક્ષક [(૪) લુચ્ચું

**પિશુન** વિ. [સં] ક્રૂર. (૨) નિષ્ઠુર. (૩) કઠોર, કર્કશ.

**પિશુન-તા** સ્ત્રી. [સં.] પિશુન હોવાપણું

**પિષ્ટ** વિ. [સં.] વાટેલું, પીસેલું. (૨) દળેલું, ભરડેલું, કચડેલું. (૩) ન. લોટ. (૪) ભૂકો, ચૂરો

**પિષ્ટ-પશુ** ન. [સં.,પું.] હોમ કરવા લોટનું કરેલું પશુ

**પિષ્ટ-પેષણ** ન. [સં.] દળેલાને ફરી દળવું એ. (૨) (લા.) વારંવાર એની એ વાત કહેવી એ, પુનરુક્તિ

**પિચ્છું** ન. પાંખડું, છીંડું

**પિસાવવું, પિસાવું** જુઓ 'પીસવું'માં.

**પિસાઈ** સ્ત્રી. [જુઓ 'પીસવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] પીસવું એ. (૨) પીસવાનું મહેનતાણું

**પિસુજાવવું, પિસુજાવું** જુઓ 'પીસૂજવું'માં. [પ્રે., સ.ક્રિ.

**પિસૂજવું** સ.ક્રિ. સીવવું. પિસુજાવું કર્મણિ., ક્રિ. પિસુજાવવું

**પિસ્ટન** પું., ન. [અં.] એંજિનનો દટ્ટો [કડી

**પિસ્ટન-રિંગ** (-રિઙ્ગ) સ્ત્રી. [અં.] પિસ્ટન સાથે જોડાયેલી

**પિસ્ટન-રૉડ** પું. [અં.] એંજિનના દટ્ટા સાથે જોડાયેલો લોખંડનો દાંડો [બનેલી પિસ્તાંની એક મીઠાઈ

**પિસ્તા-પાક** પું. [જુઓ 'પિસ્તું + સં.] ખાંડની ચાસણીમાં

**પિસ્તાલ(-ળ)** જુઓ 'પસતાલ.'

**પિસ્તાલિ(-ળિ)યું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) મફતિયું

**પિસ્તાલી(-ળી)શ(-સ)** વિ. [સં.] पञ्च-चत्वारिंशत् > પ્રા. पंच-तालीस] ચાળીસ અને પાંચની સંખ્યાનું

**પિસ્તાલી(-ળી)શ(-સ)-મું** વિ. [ + ગુ. 'મું' ત. પ્ર.] પિસ્તાળીસની સંખ્યાએ પહોંચેલું

**પિસ્તાલો(-ળો)**[1] પું. [જુઓ 'પિસ્તાલ' + ગુ. 'ઓ' ત. પ્ર.] જુઓ 'પિસ્તાલ' – 'પસતાલ.'

**પિસ્તાલો(-ળો)**[2] પું. [જુઓ 'પિસ્તાળી(-ળી)શ(-સ)' દ્વારા] કોઈ પણ સૈકડાના પિસ્તાળીસમા વર્ષનો દુકાળ

**પિસ્તું** ન. [ફા. પિસ્તહ્] લીલી ઝાંયનું એક સૂકા મેવાનું બીજ, પસ્તું

**પિસ્તોલ** સ્ત્રી. [અં.] ખીસામાં પણ રહી શકે તેવો તમંચો

**પિહ(-હે)રિયું** વિ. [જુઓ 'પિય(-યે)રિયું.'] જુઓ 'પિય-

(-યે)રિયું.'

પિ-હિત વિ. [સં.] ઢાંકી દીધેલું. (૨) બંધ કરેલું, વાસેલું

પિહુડો પું. [દે. પ્રા. पिहुला] પાવા જેવું એક વાદ્ય, પીહવો, પીસવો

પિહેર ન. [સં. पितृ-गृह પું., ન. > પ્રા. पिअ-हर] જુઓ 'પિય(-યે)ર.' [૦ પનોતી (રૂ. પ્ર.) જુઓ 'પિયર-પનોતી.']

પિહેર-વટ ન., (-ટચ) સ્ત્રી. [જુઓ 'પિય(-યે) ર-વટ.'] જુઓ 'પિય(-યે)ર-વટ.'

પિહેર-વાસું ન., -સો પું. [જુઓ 'પિય(-યે)રવાસું, -સો.'] જુઓ 'પિય-(-યે)ર-વાસું.'

પિહેરિયું જુઓ 'પિહરિયું' - 'પિય(-યે)રિયું.'

પિળાવવું, પિળાવું જુઓ 'પીળવું'માં.

પિંગ, ૦લ[1] (પિङ्ग, ૦લ)વિ. [સં.] આછા-પીળા માંજરા રંગનું

પિંગલ[2](-ળ) (પિङ्गલ,-ળ) પું. [સં.] જેમણે સાહિત્ય-યુગના છંદઃશાસ્ત્રની રચના કરી મનાય છે તેવા એક મધ્યયુગીન ઋષિ. (સંજ્ઞા.) (૨) ન. (એમના નામ ઉપરથી) છંદઃશાસ્ત્ર. [૦ કરવું (રૂ. પ્ર.) લાંબું ટાયલું કરવું]

પિંગલ(-ળ)-કાર (પિङ्गલ, -ળ-) વિ. [સં.] છંદઃશાસ્ત્રનો ગ્રંથ રચનાર, છંદઃશાસ્ત્રી

પિંગલ(-ળ)-શાસ્ત્ર (પિङ्गલ-, -ળ-) ન. [સં.] પિંગળ ઋષિનું બનાવેલું છંદઃશાસ્ત્ર. (૨) સર્વસામાન્ય છંદઃશાસ્ત્ર

પિંગલા(-ળા) (પિङ्गલા,-ળા) સ્ત્રી. [સં.] હઠયોગમાંની ત્રણ-નાડીઓમાંની એક નાડી. (યોગ.) (૨) મધ્યકાલના એક રાજા ભર્તૃહરિની રાણી. (સંજ્ઞા.)

પિંગાણી જુઓ 'પીંગરણી.'

પિંગ્પોંગ (પિङ्ग्पॉङ्ग) ન. [અં.] ટેનિસ જેવી મેજ ઉપર રમાતી એક યુરોપિયન રમત. (સંજ્ઞા.)

પિંજર (પિञ्जर) ન. [સં.], -રું ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પાંજરું.' [માપ

પિંટ (પિન્ટ) પું. [અં.] ૧/૮ ગેલનનું પ્રવાહીનું એક વિદેશી

પિંડ (પિण्ड) પું. [સં.] ઘટ્ટ લોંદો, ગોળો (૨) હિંદુઓની શ્રાદ્ધ-ક્રિયામાં અપાતી ઘઉંના લોટની મોટી ગોળી. (૩) (લા.) શરીર, 'ઑર્ગેનિઝમ' (હ.દ્વા.). (૪) માનવીય શરીર, 'માઇક્રોકૉઝમ' (દ. બા.). (૫) શારીરિક ઘટક, 'સેલ' (ન. દે.). (૬) ન. સંતાન. [૦ પડવો (રૂ. પ્ર.) મરણ થવું]

પિંડ-તંત્ર (પિण्ड-तन्त्र) ન. [સં.] શરીરની યોજના

પિંડ-(ઓ)દાન (પિण्ड-) ન. [સં.] શ્રાદ્ધ-ક્રિયામાં પિંડ આપવાની ક્રિયા

પિંડ-પાતિક (પિण्ड-) વિ. [સં.] ભિક્ષા ઉપર જીવનાર

પિંડ-પોચું (પિण्ड-) વિ. [સં. पिण्ड દ્વારા] (લા.) સ્વાર્થી

પિંડ-પોષક (પિण्ड-) વિ. [સં.] પેટનો ગુજારો કરનારું. (૨) (લા.) પેટભરું, સ્વાર્થી [ભરણ-પોષણ

પિંડ-પોષણ (પિण्ड) ન. [સં.] પેટનો ગુજારો, ગુજરાન,

પિંડ-પોષુ (પિण्ड-) વિ. [સં. पिण्ड + જુઓ 'પોષવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] જુઓ 'પિંડ-પોષક.'

પિંડ-પ્રદાન (પિण्ड-) જુઓ 'પિંડ-દાન.'

પિંડ-બ્રહ્માંડ (પિण्ड-ब्रह्माण्ड) ન. [સં.] શરીરરૂપી જગત. (૨) અસ્થિર અને વિકાર પામ્યે જતું જગત

પિંડરુ જુઓ 'પીંડરુ.'

પિં(-પીં)ડલી સ્ત્રી. [જુઓ 'પિં(-પીં)ડલું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પિંડલું. (૨) લગ્ન-પ્રસંગે વર-કન્યાનાં દોઈ તથા મામાને અપાતી લહાણુ ['ફીંડલું.'

પિં(-પીં)ડલું ન. [સં. पिण्ड + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

પિં(-પીં)ડલો પું. [જુઓ 'પિં(-પીં)ડલું.'] વીંટીને બનાવેલો દડા જેવો આકાર. (૨) પિંડો, લોંદો

પિંડાકાર (પિण्डा-) પું., પિંડાકૃતિ (પિण्डा-) સ્ત્રી. [સં. पिण्ड + आ-कार, आ-कृति] ગોળમટોળ પિંડાનો ઘાટ. (૨) વિ. ગોળમટોળ પિંડાના ઘાટનું

પિંડાર (પિण्डार) પું. [સં.] જુઓ 'પીંડાર.'

પિંડારક (પિण्डारक) ન. [સં.] સૌરાષ્ટ્રમાં જામનગર જિલ્લામાં દ્વારકાથી પૂર્વે કચ્છના અખાત ઉપરનું પ્રાચીન તીર્થ, પીંડારા. (સંજ્ઞા.)

પિં(-પીં)ડાર(-રે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પિંડારો' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ગોવાળણ, ગોવાલણી

પિં(-પીં)ડારિયો પું. [જુઓ 'પિં(-પીં)ડારો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પિં(-પીં)ડારો.'

પિં(-પીં)ડારી[1] સ્ત્રી. [જુઓ 'પિં(-પીં)ડારો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] જુઓ 'પિં(-પીં)ડારણ.'

પિં(-પીં)ડારી[2] વિ. [જુઓ 'પિં(-પીં)ડારો' + ગુ. 'ઈ' ત. પ્ર.] પિંડારાને લગતું, પિંડારાનું

પિં(-પીં)ડારી-વેરો પું. [જુઓ 'પીંડારી[2]' + 'વેરો.'] ગોવાળ ઢોર ચરાવવા જાય એના ઉપરનો સરકારી લાગો

પિં(-પીં)ડારેણ (-ણ્ય) જુઓ 'પિંડારણ.'

પિં(-પીં)ડારો પું. [સં. पिण्डार + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પીંડાર.' [થતો આશયનો, વાક્યાર્થ

પિંડાર્થ (પિण्डार्थ) પું. [સં. पिण्ड + अर्थ] પદ-સમુદાયનો મળીને

પિં(-પીં)ડાળો પું. [સં. पिण्ड દ્વારા] જુઓ 'પિંડલો.'

પિંડિત (પિण्डित) વિ. [સં.] ગોળમટોળ સ્વરૂપનું, પિંડાકાર, 'ક્યુમ્યુલેટિવ' [કણકનું મૂઠીથી બાંધેલું મૂઠિયું

પિં(-પીં)ડિયું ન. [સં. पिण्ड + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] કઠણ

પિંડિ(-ડી)[1] (પિण्डि,-ण्डी) સ્ત્રી. [સં.] શિવ-લિંગ

પિં(-પીં)ડી[2] સ્ત્રી. [સં. पिण्डिका > પ્રા. पिंडिआ] ઘૂંટણથી ઘૂંટી સુધીનો પગનો પાછળનો માંસલ ભાગ

પિં(-પીં)ડું ન. [સં. पिण्डक- > પ્રા. पिंडअ-] નાનો પિંડલો

પિં(-પીં)ડો પું. [જુઓ 'પિંડું.'] મોટો પિંડલો (માટી વગેરેનો)

પિંડોદક (પિण्डोदक) ન. [સં. पिण्ड + उदक] શ્રાદ્ધ-ક્રિયામાં પિંડ સાથે પિતૃઓને ઉદ્દેશી રેડવામાં આવતું પાણી

પિંડોદક-ક્રિયા (પિण्डोदक-) સ્ત્રી. [સં.] પિંડ સહિત પાણી રેડવાની શ્રાદ્ધ-ક્રિયા

પિં(-પીં)ડોરણ ન. માટીનું ચણતર (માટીનાં ઢેફાંનું)

પિંડોલ (-લ્ય) સ્ત્રી. રંગ તરીકે છાંટવા કામ લાગતી પીળી કે ધોળી માટી

પિંઢારો જુઓ 'પીંઢારો.'

પિં(-પીં)ઢેરી વિ. માટીનાં ઢેફાંથી ચણેલું

પિં(-પીં)ઢેરિયું, પિં(-પીં)ઢેરું ન. માટીનાં ઢેફાંની ચણતરનું ઘર, પિંઢેરી મકાન

પિં(-પીં)ઢોર ન. માટીનાં ઢેફાં મૂકી બનાવેલી ભીંત

પી[1] ક્રિ. વિ. [રવા.] પિપૂડીનો અવાજ થાય એમ

પી[2] ક્રિ. વિ. [રવા.] તુચ્છકાર, ધિક્કાર. [૦ કરવી, ૦ બોલાવવી (રૂ. પ્ર.) હુરિયો બોલાવવો]

પીઈઈઈ કે. પ્ર. [રવા.] હુરિયો (ક. મા. મુ.)

પી(-પિ)ક[1] ન. [રવા.] થૂંક

પીક[2] સ્ત્રી. [અં.] ટોચ, શિખર, શૃંગ

પી(-પિ)ક-દાની સ્ત્રી. [+ ફા.] થૂંક-દાની

પીખ (-ખ્ય) સ્ત્રી. ગરજ, સ્વાર્થ

પી(-પીં)ખડી સ્ત્રી. [જુઓ 'પી(-પીં)ખડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], -ડું ન. ખભાથી કોણી સુધીનું બાવડું

પી(-પીં)ખવું સ. ક્રિ. પાંખો ચૂંથી નાખવી. (૨) વીંખી નાખવું. (૩) ફેંદવું. (૪) (લા.) ગભરાવી મૂકવું. પિ(-પીં)ખાવું કર્મણિ., ક્રિ. પિ(-પીં)ખાવવું પ્રે., સ. ક્રિ.

પીગવી સ્ત્રી. એ નામની એક વનસ્પતિ, માલકાંકણી

પીગળવું અ. ક્રિ. ઘનનું પ્રવાહી થઈ જવું, ઓગળવું. (૨) (લા.) દયા આવવી, કરુણાવાળું હૃદય થવું. (૩) નરમ થઈ જવું. પીગળાવું ભાવે., ક્રિ. પિગાળવું પ્રે., સ. ક્રિ. પિગળાવવું પુનઃ પ્રે., સ. ક્રિ.

પીચ ન. એ નામનું એક-વૃક્ષ

પીચકવું અ. ક્રિ. [રવા.] ગોબો પડવો. (૨) સંકોચાવું. (૩) દબાવું. (૪) નિચોવાવું. પીચકાવું ભાવે., ક્રિ. પિચકાવવું પ્રે., સ. ક્રિ.

પીચવું સ. ક્રિ. [રવા.] પગ નીચે કચડવું, ચીપવું. પિચાવું કર્મણિ., ક્રિ. પિચાવવું પ્રે., સ. ક્રિ.

પી(-પીં)છ ન. [સં. पिच्छ] જુઓ 'પીછું.'

પીછડ સ્ત્રી. લપસી જવાય એવું હોય એ. (૨) (લા.) ભૂલ, ચૂક

પીછડવું અ. ક્રિ. [હિં. 'પીછડા' દ્વારા] પાછળ રહી જવું. (૨) (લા.) નાસીપાસ થવું. પીછડાવું ભાવે., ક્રિ. પિછડાવવું પ્રે., સ. ક્રિ.

પી(-પીં)છડું ન. [જુઓ 'પી(-પીં)છું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] શેરડીના આગળાની પત્તી

પી(-પીં)છડો પું. [જુઓ 'પી(-પીં)છો' + ગુ. 'ડ' ત. પ્ર.] ધોળવા કે રંગ કરવા માટેનો ભીંડીના રેસા કે તાડછાં વગેરેનો કૂચડો

પી(-પીં)છ-ધર વિ. [જુઓ 'પી(-પીં)છ' + સં.] જુઓ ['પિચ્છ-ધર.'

પી(-પીં)છી સ્ત્રી. [જુઓ 'પી(-પીં)છું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પીછું. (૨) પીંછાંની ઝૂડી, ચામર. (૩) (અસલ પીંછાની બનતી તેથી) (લા.) ચિત્ર-કામ કરવાની છેડે વાળવાળી સળી કે કલમ. (૪) ઘરેણાં ધોવાનો નાનો બ્રસ. [૦ મારવી (રૂ. પ્ર.) ચિત્ર-કામમાં પીંછીથી રંગ પૂરવો]

પી(-પીં)છી-ઊંજણી સ્ત્રી. [+ જુઓ 'ઊંજણી.'] પીંછીથી રોગી ઉપર પાણી મંત્રી છાંટવું એ

પી(-પીં)છી-કામ ન. [+ જુઓ 'કામ[2].'] ચિત્ર-કામ

પી(-પીં)છું ન. [સં. पिच्छक-> પ્રા. पिच्छअ-] પક્ષીની પાંખમાંનું બારીક વાળવાળું પત્રાકાર પ્રત્યેક અંગ. [-છાનું પારેવું કરવું (રૂ. પ્ર.) નજીવી વાતને મોટું રૂપ આપવું. -છાનો કાગડો (રૂ. પ્ર.) રજનું ગજ, વાત ખૂબ વધારી દેવી એ, કાગનો વાઘ. -છાં ઘેરાઈ જવાં (રૂ. પ્ર.) માર્યા જવું. ૦ ખેંચવું (-ખેં ચવું), ૦ ફેરવવું, ૦ મારવું (રૂ. પ્ર.) ઝટ ઝટ સહીઓ કરવી]

પીછે-કૂચ, પીછે-હઠ સ્ત્રી. [હિં.] પાછા હઠી જવું એ

પી(-પીં)છો[1] પું. [જુઓ 'પી(-પીં)છું.'] ધોળવા તેમ રંગ કરવા માટે ભીંડીના રેસા કે તાડછાં વગેરેનો બનાવેલો ઝૂડો, પીછડો, કૂચડો. [૦ મારવો (રૂ. પ્ર.) પીંછા વતી ચૂનો દીવાલે લગાડવો]

પીછો[2] પું. [સં. पिच्छक-> पिच्छअ-] પિચ્છને કારણે પૂંઠનો ભાગ] (લા.) પછવાડે જવું એ, પૂંઠ પાછળ પડવું એ. [૦ છોડવો, ૦ મૂકવો (રૂ. પ્ર.) કોઈ વાતનો આગ્રહ જતો કરવો. ૦ દેખાડવો (રૂ. પ્ર.) પૂંઠ બતાવવી. ૦ ધરવો, ૦ પકડવો, ૦ લેવો (રૂ. પ્ર.) કામની વાંસે લાગવું, સતત મંડ્યા રહેવું. (૨) સતાવવું]

પીટ (-ટય) સ્ત્રી. [જુઓ 'પીટવું.'] પીટવું એ, માર મારવો એ. (૨) (લા.) રમઝટ, ઝડી. [૦ કાઢવી, ૦ દેવી (રૂ. પ્ર.) માર મારવો. ૦ પડવી (રૂ. પ્ર.) માર પડવો. (૨) વાણીના પ્રહાર થવા. (૩) ગ્રાહક વધતા આવવા. ૦ પાડવી (રૂ.પ્ર.) ઠપકો આપવો]

પીટડવું સ. ક્રિ. [જુઓ 'પીટવું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] પીટવું, મારવું, લમધારવું. પીટડાવું કર્મણિ., ક્રિ. પિટડાવવું પ્રે., સ. ક્રિ.

પીટણ ન. [જુઓ 'પીટવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] પીટવું એ, માર. (૨) વિ. પીટવા પાત્ર. [૦ કાળ(-ળ) (રૂ. પ્ર.) રોગચાળાનો સમય]

પીટણી સ્ત્રી. [જુઓ 'પીટણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પીટણ.' (૨) (લા.) મરનાર પાછળની રડારોડ, રોકકળ. [૦ પાડવી (રૂ. પ્ર.) છાતી કૂટતાં કૂટતાં રોકકળ કરવી]

પીટણું ન. [જુઓ 'પીટવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] જુઓ 'પીટણી.' (૨) (લા.) કજિયો

પીટવવું જુઓ 'પીટવું'માં.

પીટવું સ. ક્રિ. [દે. પ્રા. पिट्ट-] ખૂબ મારવું, ટીપવું, ઝૂડવું, લમધારવું. (૨) (મરનારની પાછળ) છાતી કૂટવી. (૩) વગાડવું. પિટાવું કર્મણિ., ક્રિ. પીટવવું, પિટાવવું પ્રે., સ. ક્રિ.

પીટિયું વિ. [જુઓ 'પીટવું' 'જૂ. ગુ. 'ઇયું' ભૂ. કૃ.; અર્થ 'પીટેલું.'] એક ગાળ તરીકેનું વિશેષણ. ('પીટ્યું' એ જોડણી કરતાં 'ય' પૂર્ણપ્રયત્ન તો ઉચ્ચારવો જ પડે; હકીકતે એ 'ઇયું' જ છે, જેમાં 'ઇ' લઘુપ્રયત્ન છે કે જેવો 'કડિયો' 'રૂપિયો' 'ઘોડિયું 'કડિયું' વગેરેમાં છે.)

પીઠ[1] ન., સ્ત્રી. [સં., ન.] કોઈ પણ પાયાવાળું ઊંચું આસન. (૨) દેવ આચાર્ય વિદ્યા વગેરેનું સ્થાન (જેમકે 'શારદાપીઠ'). (૩) સ્ત્રી. બજાર, ક્રય-વિક્રય-સ્થાન, 'માર્કેટ,' 'એક્સ્ચેઇંજ.' (૪) બજાર-ભાવ, રૂખ. [૦ ઊઘડવી (રૂ. પ્ર.) પહેલો બજાર-ભાવ જાહેર થવો. ૦ ટકી રહેવી (-રેઃવી) (રૂ. પ્ર.) બજાર-ભાવ ટકી રહેવો]

પીઠ[2] સ્ત્રી. [સં. पृष्ठि> पिट्ठि] શરીર પાછળનો વાંસાનો ભાગ. [૦ આવવી, ૦ ઊપડવી (રૂ. પ્ર.) વાંસો છોલાઈ ને પાકવો. ૦ ઉઘાડી પડવી (રૂ. પ્ર.) અસહાય થઈ જવું.

૦ ખાલી હોવી (રૂ.પ્ર.) કોઈ મદદગાર ન હોવું. **૦ ચોરવી** (રૂ. પ્ર.) બીવું, ડર ખાવો. (૨) પાછા પડવું. **૦ ઠોકવી, ૦ થાબડવી** (રૂ. પ્ર.) ઉત્તેજન આપવું. (૨) વખાણ કરવાં. **૦ ઢાંકવી** (રૂ. પ્ર.) સહાય કરી સામાની આબરૂ બચાવી લેવી. **૦ દેખાડવી, ૦ બતાવવી** (રૂ. પ્ર.) નાસી જવું. **૦ દેખાડીને જવું** (રૂ. પ્ર.) સબંધ તોડી નાખવો. **૦ દેવી** (રૂ. પ્ર.) મદદ કરવી. (૨) વિમુખ થવું. **૦ ધરવી** (રૂ. પ્ર.) મદદ માટે સામેલ થવું. **૦નું જોર, ૦બળ** (રૂ. પ્ર.) પાછળ રહેલા સાથીદારોનું બળ. **૦નો કાચો ઘોડો.** (રૂ. પ્ર.) સારો છતાં સવારીને માટે નકામો ઘોડો. **૦ પર હાથ ફેરવવો** (રૂ. પ્ર.) ધીરજ આપવી, આશ્વાસન આપવું. **૦ પાછળ મૂકવું** (રૂ. પ્ર.) ઉપયોગમાં ન લેવું, ન વાપરવું. **૦ પાડવી** (રૂ. પ્ર.) ઘોડાને સવારી માટે પલોટવો. **૦ પૂરવી** (રૂ. પ્ર.) પાછળ રહી મદદ કરવી. **૦ ફેરવવી** (રૂ. પ્ર.) અનિચ્છા બતાવવી. (૨) તજી દેવું. (૩) વલણ બદલવું. **૦ ભાંગવી** (રૂ. પ્ર.) જુવાન પુત્ર મરણ પામવો. **૦ લેવી** (રૂ. પ્ર.) પાછળ ધસવું. (૨) હેરાન કરવું. **૦વાળી** (રૂ. પ્ર.) ઢાંગ, ઢંગોરું. **-ઠે કરવું** (રૂ. પ્ર.) મફત લેવું. **-ઠે કાળજું હોવું** (રૂ. પ્ર.) બહાદુર અને હિંમતવાળું હોવું. **-ઠે પેટ ચો(-ચોં)ટવું** (રૂ. પ્ર.) દૂબળા-પાતળા થઈ જવું, સુકાઈ જવું]

**પીઠક** સ્ત્રી. [સં. पोठिका, અર્વા. તદ્ભવ] જુઓ 'પીઠિકા.'

**પીઠડ** પું. હોળી વખતે કરેલું માણસનું પૂતળું. (૨) વિ. મૂર્ખ, બેવકૂફ

**પીઠડો** પું. [સં. पिष्टक->પ્રા. पिट्ठअ + ગુ. 'ડ' ત. પ્ર.] ચણાનો લોટ પાણીમાં ખદખદાવી શાક-બદલ કરવામાં આવતી એક વાની, પીઠલું [ઠેકાણું

**પીઠણી** સ્ત્રી. [સં. पीठ + ગુ. 'અણી' ત. પ્ર.] સ્થાનક, સ્થળ,

**પીઠ-દેવતા** પું. [સં., સ્ત્રી.] આધાર-શક્તિરૂપી દેવી

**પીઠ-બળ** ન. [જુઓ 'પીઠ[2]' + સં. बल] લાગણીભર્યું ઉત્તેજન, હૂંફ, 'બૅકિંગ.' (૨) (લા.) મંજૂરી, 'સૅન્ક્શન'

**પીઠ-ભૂમિ** સ્ત્રી. [જુઓ 'પીઠ[2]' + સં.] પૃષ્ઠ-ભૂમિ, અંતર્ભૂ-પ્રદેશ, 'હિન્ટર-લૅન્ડ'

**પીઠ-ભાવ** પું. [સં.] બજારની રૂખ, બજારનો ભાવ

**પીઠ-મર્દ** પું. [સં] નાટ્ય-રચનાનો સહાયક—મોટે ભાગે વિદૂષક. (નાટ્ય.) [વાંસો મસળવાની ક્રિયા

**પીઠ-મર્દન** ન. [જુઓ 'પીઠ[2]' + સં.] પીઠ ચોળવી એ,

**પીઠ-મર્દિકા** સ્ત્રી. [સં.] નાટ્ય-રચનામાં નાયિકાની સખી. (નાટ્ય.) [જુઓ 'પીઠડો.'

**પીઠ-લું** ન. [સં, पिष्टक->પ્રા. पिट्ठअ- + ગુ. 'લ' ત. પ્ર.]

**પીઠ-સ્થાન** ન. [સં.] ભિન્ન ભિન્ન સ્થળે આવેલાં અંબા કે દુર્ગા માતાનાં સ્થાનોમાંનું તે તે સ્થાન (જેમકે મોટાં અંબાજી, પાવાગઢનું કાળકાનું, બહુચરાજી વગેરે). (૨) તીર્થ દેવ ધર્માચાર્ય વગેરેની ગાદીનું સ્થાન

**પીઠાધિકારી** વિ., પું. [સં. पीठ + अधिकारी, પું.] ધર્મ-સ્થાનનો અધિકારી—આચાર્ય કે વહીવટદાર

**પીઠાધિપતિ, પીઠાધીશ, -શ્વર** પું. [સં. पीठ + अधिपति, अधीश,-श्वर] ધર્મ-સ્થાનનો વડો ધર્મ-ગુરુ કે પ્રધાન આચાર્ય

**પીઠિકા** સ્ત્રી. [સં.] બેઠક. (૨) મકાનનું ખડસલ (પાયાથી તળ સુધીનો ભાગ). (૩) મૂર્તિ થાંભલા વગેરેની બેસણી, 'પ્લિન્થ.' (૪) ગ્રંથનો ખંડ કે ભાગ. (૫) પ્રસ્તાવના, ભૂમિકા

**પીઠિયું** ન. [સં. पिष्ट>પ્રા. पिट्ठ + ગુ. 'ઇયું' ત. પ્ર] જુઓ 'પીઠડો'–'પીઠલું.'

**પીઠી[1]** સ્ત્રી. [સં. पिष्टक->પ્રા. पिट्ठअ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] જનોઈ લેનારા બટુકને અને પરણનારાં વર-કન્યાને સૌંદર્ય-પ્રસાધનના એક ભાગ તરીકે હળદરના પાણીનો કરવામાં આવતો લેપ અને એ પાણી. (૨) કચોરી વડાં વગેરે માટે પીસેલી દાળ. [-ચઢ(-ઢ)વી (રૂ. પ્ર.) ચોળેલ પીઠીનો રંગ ઊઘડવો]

**પીઠી[2]** સ્ત્રી. ગલ્લી-દાંડાની રમતનો એક દાવ

**પીઠું[1]** ન. [સં. पीठ + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] બજાર (જેમકે 'દાણા-પીઠું' 'ઘીનું પીઠું'). (૨) દુકાન (જેમકે 'દારૂનું પીઠું')

**પીઠું[2]** ન. [સં. पिष्टक->પ્રા. पिट्ठअ-] અડદ ચણા ચોળા વગેરેના લોટનું ખીરું. (૨) અડદની દાળનું વાટીને કરેલું ખીરું. (૨) જુઓ 'પીઠડો.'

**પીઠું[3]** ન. [સં. पृष्ठक->પ્રા. पिट्ठअ-] (ખાસ કરી) ગોળ બાંધવાની ચોકડી. [**૦ ઉખેડવું** (રૂ. પ્ર.) ગોળને માટે શેરડીનો રસ ગરમ કરતાં પહેલાં કડા ઊભા કરી છાસ ખારો એરડિયું વગેરેથી તળું ઘસી સાફ કરવું]

**પીઠો-પીઠી** પું. [જુઓ 'પીઠ,[2]' – દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] હોળીને સમયે કરાતું અશ્લીલ પૂતળું, વાલમ

**પીડ[1]** સ્ત્રી. [સં. पीडा, અર્વા. તદ્ભવ] (પેટમાં) ચૂંક, આંકડી, વીંટ. (૨) પ્રસવની વેદના, વેણ

**પીડ[2]** સ્ત્રી. [સં. पिण्ड દ્વારા] ગૂંદેલી કણક, બાંધેલો લોટ

**પીડ[3]** સ્ત્રી. હાંતે મૂકવાની રંગની લૂગડી. (૨) ઘડો વગેરે વાસણના ઘાબા ઉપાડવા ટીપતી વખતે અંદરના ભાગમાં રાખવામાં આવતું સાધન

**પીડન** ન. [સં.] પીડા કરવી એ. (૨) સતામણી, પજવણી

**પીડક** વિ. [સં.], **પીડતલ** વિ. [જુઓ 'પીડવું' દ્વારા] પીડા કરનારું

**પીડનીય** વિ. [સં.] પીડવા જેવું

**પીડવું** સ. ક્રિ. [સં. पीड् તત્સમ] પીડા કરવી, દુઃખ દેવું, કષ્ટ આપવું. (૨) પજવવું, સતાવવું. **પીડાવું** કર્મણિ., ક્રિ. **પીડાવવું** પ્રે., સ. ક્રિ.

**પીડા** સ્ત્રી. [સં.] વ્યથા, દુઃખ, કષ્ટ. (૨) પજવણી, સતાવણી. (૩) (લા.) કાળજી, ચિંતા. (૪) નડતર. (૫) પંચાત, માથા-ફોડ [પીડા કરનારું, પીડક

**પીડા-કર, પીડા-કારક** વિ. [સં.], **પીડાકારી** વિ. [સં., પું.]

**પીડાવવું, પીડાવું** જુઓ 'પીડવું'માં.

**પીડા-શામક** વિ. [સં.] પીડા શમાવનારું

**પીડા-સ્થાન** ન. [સં.] જન્મકુંડળીમાં ત્રીજા છઠ્ઠા દસમા અગિયારમા સિવાયનું તે તે જન્મ-ગ્રહનું સ્થાન. (જ્યો.)

**પીડિત** વિ. [સં.] પીડા પામેલું, પીડવામાં આવેલું

**પીડિતક** ન. [સં.] એક પ્રકારનું આલિંગન. (કામ.)

**પીડિતાર્તવ** પું. [સં. पीडित + आर्तव] સ્ત્રીને પીડા સાથે થતો ઋતુના લોહીનો સ્રાવ [એને આશ્રયનું સ્થાન

**પીડિતાશ્રમ** પું., ન. [સં. पीडित + आश्रम પું.] દીન દુઃખી-

**પીઢું** ન. યોનિનો ઓષ્ઠ

**પીઢ<sup></sup>** [1] વિ. [સં. प्रवृद्ध > પ્રા. पड्ढ; સર૦ દે. પ્રા. पिड्ढइअ-પ્રશાંત] પાકેલી ઉંમરનું, પ્રૌઢ, ઠરેલ. (૨) અનુભવથી ઘડાયેલું

**પીઢ** [2] ન. [સં. पीठ > પ્રા. पीढ- આધાર-સ્થાન] છતની પાપડીઓના આધાર માટેની લાકડાની ઘડેલી તે તે વળી, પીઢિયું

**પીઢડી** સ્ત્રી. [જુઓ 'પીઢડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પીઢડો, ઘડેલી પાપડી

**પીઢડો** પું. [જુઓ 'પીઢ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] છતની પાપડીઓના અને પીઢિયાંના આધાર માટેનો લાકડાનો ઘડેલો કે લોખંડનો પાટડો, મોટું પીઢિયું, ભાલ

**પી(-પીં)ઢર** જુઓ 'પીઠર.'

**પીઢાઈ** સ્ત્રી. [જુઓ 'પીઢ[1]' + ગુ. 'આઈ' ત. પ્ર.] પીઢપણું, પ્રૌઢિ, પાકટપણું

**પીઢા-બંધ** (-બન્ધ) પું. [જુઓ 'પીઢો' + સં.] ગ્રંથની પીઠિકા, ભૂમિકા, પ્રસ્તાવના

**પીઢિયું** ન. [જુઓ 'પીઢ[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પીઢ.[2]' (૨) પેઢું, અવાળુ. (૩) ડાઢ

**પીઢી** સ્ત્રી. [સં. पीठिका > પ્રા. पीढिआ] જુઓ 'પેઢી.'

**પીઢો** પું. [સં. पीठक- > પ્રા. पीढअ-] આધાર-સ્થાન, પેઢો. (૨) મકાનના ટેકાનો બાંધો

**પીણ** (-ણ્ય) સ્ત્રી. ઇચ્છા, અભિલાષા, કામના, વાંછના, [આકાંક્ષા

**પીણી** સ્ત્રી. [જુઓ 'પીણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પીવાની ક્રિયા. (૨) સૌરાષ્ટ્રના મૂંગી માતાઈના મઢના અનુયાયી રબારીઓનું ઘી-ચોખાનું જમણ, પેણી

**પીણછ** જુઓ 'પણછ.'

**પીણું[1]** ન. [જુઓ 'પીવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] પીવાની ક્રિયા. (૨) પીવાનો પ્રવાહી પદાર્થ

**પીણું[2]** ન. [જુઓ 'પિંડલું'નું લાઘવ.] જુઓ 'પિંડલું.'

**પીત** વિ. [સં.] પીળા રંગનું, પીળું. (૨) જેનું પાન કરવામાં આવ્યું હોય તેવું. (૩) ન. ખેતરમાં પાણી પિવડાવવું એ. (૪) (લા.) પાણી પાઈ ઉછેરેલો મોલ કે પાક, 'ઇરિગેઇટેડ ક્રૉપ' ['એનિમિક'

**પીત-કાય** વિ. [સં.] જેનું શરીર પીળું પડી ગયેલું છે તેવું,

**પીતકાવું** અ.ક્રિ. [સં. पीत, -ના.ધા.] પીળા રંગની ઝાંય દેખાવી. (૨) પીળું—ફિક્કું પડી જવું

**પીત-ક્ષેત્ર** ન. [સં.] પાણી પાયેલો ખેતરોનો વિસ્તાર, સિંચિત વિસ્તાર, 'એરિયા ઇરિગેઇટેડ'

**પીત-જ્વર** પું. [સં] પીળો તાવ, 'યલો-ફીવર' (પ્રાણઘાતક છે)

**પીત-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] પીળાશ

**પીત-પથરી** સ્ત્રી. [સં. पित्त + જુઓ 'પથરી.'] જુઓ 'પિત્ત-પથરી.' ['પિત્ત-પાપડો.'

**પીત-પાપડો** પું. [સં. पित्त + [જુઓ 'પાપડો.'] જુઓ

**પીત-મોલ** પું., **-લાત** સ્ત્રી. [જુઓ 'પીત' + જુઓ 'મોલ' -'મોલાત.'] જમીન પિવડાવતાં વાળી ઉપજાવેલો પાક, બાગાયત મોલ [પીળા રંગનું, પીળું

**પીત-વર્ણ** વિ. [સં.], **-ર્ણું** વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.]

**પીત-વાડો** પું. [સં. + જુઓ 'વાડો.'] બાગાયત ખેતર, જેમાં પાણી પાઈ ને મોલ ઉછેરાય તેવું ખેતર

**પીતળ** ન. [સં. पित्तल] જુઓ 'પિત્તળ.'

**પીતળ-કાંટો** પું. [+ જુઓ 'કાંટો.'] જુઓ 'પિત્તળ-કાંટો.'

**પીતળ-ગરો** પું. [+ ફા. પ્રત્યય + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'પિત્તળ-ગરો.'

**પીતાંબર** (પીતામ્બર) ન. [સં. पीत + अम्बर] પીળું વસ્ત્ર (સુતરાઉ કે રેશમી). (૨) પીળા કે રાતા યા વાદળી કે લીલા રંગનો મુગટો. (૩) વિ., પું. ભગવાન શ્રીકૃષ્ણ

**પીતાંબરી** (પીતામ્બરી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીત્યય] નાનું પીતાંબર, નાનો મુગટો, મુગટી

**પીતું** ન. ભજિયાં માટેના શાકનું પતીકું. (૨) ગાજર કાપતાં એમાંથી શંકુ—આકારનો નીકળતો મથાળેનો ખૂંટો. (૩) (શેરડીની) કાતળી, પૈતું, પૈતો. (૪) લખોટીની રમતમાં નાખનારાનું નક્કી કરેલું ઊભા રહેવાનું કૂંડાળું, પીથું

**પીતો** પું. [જુઓ 'પીતું.'] જુઓ 'પીતું(૩).'

**પીથું** ન. જુઓ 'પીતું(૪).'

**પીધું** વિ., ભૂ.કા. (કર્મણિ) [સં. पीतक- > અપ. पिद्धअ-] પાન કર્યું (વ્યાકરણમાં 'પીવું'નું ભૂ. કૃ. અને ભૂ. કા. બેઉ કર્મણિ)

**પીધેલ, -લું** વિ., ભૂ. કા. (કર્મણિ.) [જુઓ 'પીધું.' + ગુ. 'એલ, -લું' બી. કૃ.] પાન કરવામાં આવેલું. (૨) વિ. જેણે દારૂ પીધો હોય તેવું, દારૂના નશાવાળું. (૩) (લા.) છાકટું, નિર્લજ્જ

**પીન** વિ. [સં.] જાડું, લઠ્ઠ, પુષ્ટ, માતું

**પીનણું** ન. માગણી

**પીનમ** પું. ભીલ. (ભીલી.)

**પીનલ** વિ. [અં.] ફોજદારી ગુનાને લગતું

**પીનલ-કોડ** પું. [અં.] ફોજદારી ગુનાની સજાને લગતો કાયદો

**પીનસ** પું., ન. [સં., પું.] સળેખમ, શરદી. (૨) સળેખમને લીધે થયેલી ઉધરસ

**પીપ[1]** ન. [હિં. पीब] પચ, પસ, રસી

**પીપ[2]** ન. [પોર્ચુ. પીપા] લાકડાનાં પાતળાં નાનાં પાટિયાં કે પટ્ટીઓથી બનાવેલું કોઠી જેવું જરા પહોળા પેટવાળું વાસણ. (૨) લોખંડ જસત વગેરેનું રંગ વગેરે રાખવાનું પેક થઈ શકે તેવું નળાકાર વાસણ

**પીપડી** સ્ત્રી. [જુઓ 'પીપડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) પેટનો હોજરીવાળો ભાગ [નાનું પીપ

**પીપડું** ન. [જુઓ 'પીપ[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.]

**પી(-પીં)પર(-ળ)** (-રચ, -ળ્ય) સ્ત્રી. [સં. पिप्पली > પ્રા. पिप्परी પણ.] પીપરી-મૂળની શિંગ. (૨) પીપળાના પ્રકારનું એક છાયા-વૃક્ષ (જેમાં મીઠી પેપડીઓ થાય છે.)

**પીપર-મિન્ટ** સ્ત્રી. [અં.], **પીપર-મીંટ** સ્ત્રી. [જુઓ 'પીપર-મિન્ટ.'] બાળકો વગેરેને ખાવા કામ લાગતી ખાંડની એક પ્રકારની ગોળી કે ચકતી

**પીપર-મેટ** ન. [જુઓ 'પીપર-મિન્ટ.'] અજમાનું તત્ત્વ

**પીપરા(-રી,-ળા,-ળી)-મૂલ(-ળ)** ન [જુઓ 'પીપર' + સં.] પીપરી-મૂળના ગંઠોડા

**પીપરી** સ્ત્રી. જુઓ 'પીપડી.'

**પીપરી(-ળા,-ળી)-મૂલ(-ળ)** જુઓ 'પીપરા-મૂલ.'

**પી(-પીં)પળ** (-ળ્ય) **સ્ત્રી** [સં. पिप्पली] જુઓ 'પીપર(૨).'

**પી(-પીં)પળ-પટ્ટી** (પીપળ્ય-) સ્ત્રી [+ જુઓ 'પટ્ટી.'] પીપળના પાનના આકારનું સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું—એવી બુટ્ટી

**પીપળા(-ળી)-મૂલ(-ળ)** જુઓ 'પીપરા(-રી,-ળા)મૂલ.'

**પી(-પીં)પળો** પું. [સં. पिप्पलक- > પ્રા. पिप्पलअ-] પિતૃ-કર્મ માટે લીલાં બદામ-ઘાટનાં અણીદાર ઘાટીલાં પાનવાળું એક વૃક્ષ, અશ્વત્થ. [-ળે **દીવો કરવો** (રૂ. પ્ર.) જાહેરાત કરવી. -ળે **પરણાવવું** (રૂ. પ્ર.) કન્યાનું ન પરણ્યાનું મહેણું પીપળા સાથે પરણાવીને ટાળવું. ૦ **ઊગવો** (રૂ. પ્ર.) નિઃસંતાન થવું, નિર્વંશ જવો. ૦ **ફાટવો** (રૂ.પ્ર.) ઘણા માણસોનું આવી પડવું. **ભૂતને પી(-પીં)પળો મળવો** (રૂ.પ્ર.) જેવાને તેવું મળી રહેવું. **ભૂતનો વાસ પી(-પીં)પળે** (રૂ. પ્ર.) જેવો માણસ તેવો વાસ]

**પીપિયાં** ન., બ. વ. [જુઓ 'પીપિયો'ના મૂળમાં 'પીપિયું.'], **-યો** પું. [રવા.] અછતની બૂમ, તંગીનું બુમ-રાણ

**પીપી[1]** સ્ત્રી. [જુઓ 'પીપર-મિન્ટ.'] (બાળ ભાષામાં) પીપર-મિન્ટ [ફજેતી

**પીપી[2]** સ્ત્રી. [રવા.] મોઢે વગાડવાની ભૂંગળી. (૨) (લા.)

**પીપું** ન. [જુઓ 'પીપ[2]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] 'પીપ.[2]'

**પીપ-પીપ** ક્રિ. વિ. [રવા.] રેલવે-ગાડી મોટરગાડી વગેરેના પાવાનો અવાજ થાય એમ

**પીપિયા-દાસ** પું. [જુઓ 'પીપ[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર. + સં.] (લા.) દારૂનાં પીપનાં પીપ પી જાય તેવો દારૂડિયો (કટાક્ષમાં) (ન. મા.)

**પી-ભાઈ** પું. [જુઓ 'પીવું' – એનું આજ્ઞા., બી. પુ., એ. વ. + 'ભાઈ' સંબોધન.] (લા.) પાકો દારૂડિયો (ન. મા.)

**પીમળ** પું. [સં. परिमलનું લાઘવ] જુઓ 'પરિમલ.'

**પીમળવું** અ. ક્રિ. [જુઓ 'પીમળ,' – ના. ધા.] સુવાસ નીકળવી કે ફેલાવી. **પીમળાવું** ભાવે., ક્રિ. **પિમળાવવું** પ્રે., સ. ક્રિ.

**પીયર** (પીઃયર) જુઓ 'પિયર.'

**પીયર-પનોતી** (પીઃયર-) જુઓ 'પિયર-પનોતી.'

**પીયર-વટ** (પીઃયર-) જુઓ 'પિયરવટ.'

**પીયર-વાસું,-સો** (પીઃયર-) જુઓ 'પિયર-વાસું.'

**પીયળ** સ્ત્રી. [સં. पीतक > પ્રા. पीयअ + ગુ. 'લ' > 'ળ' સ્વાર્થે ત. પ્ર.] સ્ત્રીના કપાળમાં કંકુ વગેરેનો કરાતો લેપ, પિયળ

**પીયૂષ** ન. [સં.] અમૃત, સુધા, અમી

**પીયૂષ-પાણિ** વિ. [સં.] જેના હાથમાં અમૃત છે તેવું. (૨) (લા.) જિવાડી આપનાર (વૈદ્ય કે ડૉક્ટર માટે)

**પીયો[1]** પું [સં. पीतक- > પ્રા. पीयअ-] આંખમાંથી નીકળતો (જરા પીળા રંગનો) ચીપડો. (૨) ગૂમડાં ખીલ વગેરેમાં પાકી જતાં નીકળી આવતી કણી કે બી. (૩) જળોદરનો રોગ. [૦ **વળવો** (રૂ. પ્ર.) આંખમાં ચીપડો વળવો]

**પીયો[2]** પું. કોદરા વગેરે ભરડવા ઘંટીના પડ ઉપર કરાતો રાખનો થર

**પીર** પું. [ફા.] ઘરડો પુરુષ. (૨) પવિત્ર ગણાતો પુરુષ, ઓલિયો, (સામાન્ય રીતે મુસ્લિમોમાં, છતાં કચ્છમાં હિંદુ સાધુ કે મઠધારી પણ). [૦ **આવવા** (રૂ. પ્ર.) શરીરમાં ભૂતની જેમ પીરનો આવેશ આવવો]

**પીર-જાદો** પું. [ફા. પીર્ઝાદહ્] પીર કે ઓલિયાનો પુત્ર કે વંશજ (મુસ્લિમોમાં એક અટક પણ)

**પીર-મુરશિદ** પું. [ફા.] પવિત્ર પુરુષ અને ગુરુ

**પીરસવું** સ. ક્રિ. [સં. परि-विष् > પ્રા. परीस-, વ્યત્યયથી] જુઓ 'પરીસવું.' **પીરસાવું** કર્મણિ., ક્રિ. **પિરસાવવું** પ્રે., સ. ક્રિ. [જુઓ 'પિરસણ.'

**પીરસુ'**, **-સ્યું** વિ. [જુઓ 'પીરસવું' + ગુ. 'યું' ભૂ. કૃ.]

**પીરાણા-પંથ** (-પન્થ) પું. [ફા. 'પીરાન્' + જુઓ 'પંથ.'] ઇમામશાહનો સ્થાપેલો એક અર્ધ-હિંદુ અર્ધ-મુસ્લિમ સંપ્રદાય, કાકા-પંથ, મતિયા-પંથ, સતપંથ. (સંજ્ઞા.)

**પીરાણાપંથી** (-પન્થી) વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] પીરાણા-પંથનું અનુયાયી

**પીરાન-પીર** પું. [ફા. પીરે-પીરાન્] પીરોના પણ પવિત્ર પીર, સુન્ની મુસ્લિમોના મોટા પીર

**પીરિયડ** પું. [અં.] સમયનો ગાળો, મુદત. (૨) તાસ

**પીરો** પું. છોકરાના માબાપ તરફથી કન્યાને અપાતો પોશાક

**પીરોજ** પું. [ફા.] એક જાતનું કિંમતી રત્ન, પિરોજ

**પીરોજી** વિ. [ફા.], **-જું** વિ. [ફા. + ગુ. 'ઉં' ત. પ્ર.] પીરોજના જેવા રંગનું, આસમાની, નીલું

**પીલચવું** અ. ક્રિ. લીન થવું. (૨) તત્પર હોવું. (૩) સ. ક્રિ. ચોટવું, વળગવું. **પીલચાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **પિલચાવવું** પ્રે., સ. ક્રિ.

**પીલણ** ન. [જુઓ 'પીલવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] પીલવું એ

**પીલ-પાયો** પું. [ફા. + જુઓ 'પાયો.'] હાથીનો પગ. (૨) હાથીના પગ જેવો મજબૂત થાંભલો. (૩) મજબૂત પાયો, મજબૂત નીમ

**પીલ-પીલું** વિ. મૃદુ, કોમળ [પીલુડીનું ફળ, પીલુ

**પીલવું[1]** ન. [જુઓ 'પીલું' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.]

**પીલવું[2]** સ. ક્રિ. [દે. પ્રા. पेल्ल-] ભાર આપી દબાવી કચડવું, પીસવું, મસળવું. (૨) પીસીને રસ કાઢવો. (૩) દબાવ મસળી બી છૂટાં પાડવાં. (૪) (લા.) દુઃખ દેવું. **પિલાવું** કર્મણિ., ક્રિ. **પિલાવવું** પ્રે., સ. ક્રિ.

**પીલવો** પું. [જુઓ 'પીલવું.[1]'] પિલૂડી, પીલુનું ઝાડ, પીલવું

**પીલિયું** ન. કેળના મૂળમાંથી ફૂટી નીકળતું તે તે પોયું

**પીલુ[1]** સ્ત્રી. [સં., પું., ફા. 'પીલ્.'] પિલૂડી, જાર, ખારી જાર. (૨) ન. પિલૂડીનાં ફળ

**પીલુ[2]** પું., એ નામનો એક રાગ

**પીલુડી** સ્ત્રી. [જુઓ 'પીલુડું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પીલુ[1]'(૧) – 'પિલૂડી.'

**પીલુડું** ન. [જુઓ 'પિલું + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] પિલૂડીનું ફળ, પિલૂડું. (૨) (લા.) આંખનાં છૂટક છૂટક પડતાં આંસૂડાં

**પીલુ-થાટ** પું. [જુઓ 'પીલુ[2]'+'થાટ.'] પીલુ રાગના મૂળભૂત સ્વરોની માંડણી. (સંગીત.)

**પીલું** ન. મરઘીનું બચ્ચું

**પીલ્** ન. [ફા. જુઓ 'પીલુ.'] જુઓ 'પીલુ[1]'

**પીલો** પું, [સં. पल्लव- > પ્રા. पल्लअ-] જુઓ 'પલ્લવ.'
**પીવર** વિ. [સં.] પીન, જાડું, પુષ્ટ, ભરાઉ, માંસલ
**પીવું** સ. ક્રિ. [સં. पिव् > પ્રા. पिअ-] કોઈ પણ પ્રવાહીને મોઢામાં નાખી ગળે ઉતારવું, પાન કરવું. (૨) ચૂસવું, ધાવવું. (૩) ધુમાડો ચૂસી પેટમાં નાખવો. (૪) શોષી લેવું. (૫) (લા.) ખમી ખાવું (ભૂ. કૃ. તરીકે 'પીધું' 'પીધેલ,-લું' ઊતરી આવેલ છે.) [**પી જવું** (રૂ. પ્ર.) ગાંઠવું નહિ, ગણકારવું નહિ. (૨) અપમાન સહન કરી લેવું. **છાશ(-સ) પીવી** (રૂ. પ્ર.) બપોરનું ભોજન કરવું. **છાશ(-સ) પીવા કહેવું (-કે:વું)** (રૂ. પ્ર.) જેને ત્યાં મરણ થયું હોય તેના ઘરનાંને સગાંઓ તરફથી જમવા આવવા કહેવું. **દૂધ પીતી કરવી** (રૂ. પ્ર.) છોકરી જન્મતાં દૂધના ઠામમાં ડુબાડી મારી નાખવી]
**પીશવી૧** સ્ત્રી. [મરા.] થેલી
**પીશવી૨** સ્ત્રી. મુસ્લિમ સ્ત્રીઓની ચોરણી, ઈજાર
**પીસ૧** (-સ્ય) સ્ત્રી. [જુઓ 'પીસવું.'] ગંજીફાનાં પાનાં પીસવાનો દાવ, ફીસ
**પીસ૨** પું. [અં.] ટુકડો
**પીસણી** સ્ત્રી. [જુઓ 'પીસણું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (પીસવાનું [સાધન) ઘંટી
**પીસણું૧** ન. [જુઓ 'પીસવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર.] પીસવાનું સાધન
**પીસણું૨** ન. [જુઓ 'પીસવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ. પ્ર.] પીસવું એ, પીસવાની ક્રિયા. (૨) પીસવાની ચીજ
**પીસલી** સ્ત્રી. એક જાતની ભાજી, લૂણી
**પીસવું** સ. ક્રિ. [સં. पिष्- > પ્રા. पिस्स-] દબાવીને કચડવું, પીલવું. (૨) ખાંડવું. (૩) દળવું. (૪) (ખંજીફાનાં પાનાંને) ફીસવું, ચીપવું. (૫) વાટવું, લસોટવું. [**દાંત હોઠ પીસવા** (રૂ. પ્ર.) મિજાજ ગુમાવવો, ગુસ્સે થવું] **પિસાવું** કર્મણિ, ક્રિ. **પિસાવવું** પ્રે., સ. ક્રિ.
**પીસવો** પું. [રવા.] ફૂંકવાથી શંખની જેમ વાગતું એક વાદ્ય. (૨) મોટી પિપૂડી. [**૦ તાણવો, ૦ વગાડવો** (રૂ. પ્ર.) બૂમ પાડવી. (૨) હોઠ બંધ રાખી અવાજ શરૂ કરવો]
**પીસળ** વિ. દેહાભિમાની
**પીસું** વિ. બારીક. (૨) ન. ઝીણો જીવ
**પીહર** ન. [સં. पितृ-गृह પું.,ન. > પ્રા. पिअ-हर] જુઓ 'પિહેર'-'પિય(-યે)ર.' [**૦ પનોતી** (રૂ. પ્ર.) જુઓ 'પિય(-યે)ર-પનોતી.'
**પીહર-વટ** ન., (-ટચ) સ્ત્રી. [જુઓ 'પિયર-વટ.'] જુઓ 'પિહેર-વટ.' - 'પિય(-યે)ર-વટ.'
**પીહર-વાસું** ન., **-સો** પું. [જુઓ 'પિય(-યે)ર-વાસું.' જુઓ 'પિહેર-વાસું' -'પિય(-યે)ર-વાસું'
**પીળ** જુઓ 'પિયળ'- 'પીયળ.'
**પીળક** (-કચ) સ્ત્રી. [જુઓ 'પીળું' દ્વારા.] પીળાશ, પીળપ
**પીળ-ચટ, -ટું** વિ. [જુઓ 'પીળું' દ્વારા.] ફિક્કું પીળું
**પીળપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'પીળું' + ગુ. 'પ' ત. પ્ર.] પીળાશ
**પીળવું** સ. ક્રિ. [જુઓ 'પીળું,' -ના. ધા.] પીળા રંગનું કરવું, પીળો રંગ કરવો. (૨) કપાળ પર પિયળ કરવી. **પિળાવું** કર્મણિ., ક્રિ. **પિળાવવું** પ્રે., સ. ક્રિ.
**પીળા-પણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પીળું' + ગુ. 'પણ' ત. પ્ર.], **પીળાશ** (-શ્ય) સ્ત્રી. [ + ગુ. 'આશ' ત. પ્ર.] જુઓ 'પીળક.'
**પીળિયું** વિ. [જુઓ 'પીળું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] પીળા રંગનું, પીળું. (૨) ન. નાગર વગેરે જ્ઞાતિઓમાં લગ્ન-સમયે વરકન્યાને પહેરવાનું વસ્ત્ર
**પીળિયો** વિ., પું. [જુઓ 'પીળિયું.'] કમળાનો રોગ. (૨) એક જાતની ઉધરસ. (વૈદક.)
**પીળું** વિ. [સં. पीतक- > પ્રા. पीअलअ-] જુઓ 'પીત(૧).' [**૦ એટલું સોનું નહિ** (રૂ. પ્ર.) બધી વસ્તુ સારી જ હોય એવું નહિ. **૦ ચક, ૦ ધમ્મક,** (રૂ. પ્ર.) તદ્દન પીળા રંગનું. **૦ પચ(૦ ક)** (રૂ. પ્ર.) ફિક્કું પીળું, (૨) 'એનિમિક.' **-ળે પાને** (રૂ. પ્ર.) માંદી વાળવાનું થાય એમ. **હાથ પીળા કરવા** (રૂ. પ્ર.) પરણાવવું]
**પીળેરું** વિ. [+ગુ. 'એરું' (તુલનાત્મક) ત. પ્ર.] વધારે પીળું
**પીં** ક્રિ. વિ. [રવા.] ગાવાનો અવાજ થાય એ. (૨) પું. મગરૂરી, ગર્વ
**પીંખ** ન. [જુઓ 'પીંખવું.'] પીંખવું એ
**પીંખડી** સ્ત્રી., **-ડું** ન. જુઓ 'પીખડી,-ડું.'
**પીંખણી** સ્ત્રી. [જુઓ 'પીંખવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] 'પીંખ.'
**પીંખણું** ન. [જુઓ 'પીંખવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] જુઓ 'પીંખ.' (૨) (લા.) નિંદા, બદગોઈ
**પીંખવું** જુઓ 'પીખવું.' **પીંખાવું** કર્મણિ., ક્રિ. **પીંખાવવું** પ્રે., [સ. ક્રિ.
**પીંખાઈ** સ્ત્રી. [જુઓ 'પીંખવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર..] જુઓ 'પીંખ.' (૨) પીંખવાનું મહેનતાણું
**પીંખા-પીંખી** સ્ત્રી. [જુઓ 'પીંખવું', - દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ. પ્ર.] તદ્દન પીંખી નાખવું એ, વીંખાવીંખી, ફેંદાફેંદી
**પીંખામણ** ન. [જુઓ 'પીંખવું' + ગુ. 'આમણ' કૃ. પ્ર.] જુઓ 'પીંખાઈ.'
**પીંખાવવું, પીંખાવું** જુઓ 'પીંખવું' – 'પીખવું'માં.
**પીંગલ, -લું૧(-ળું)** ન. પારણું
**પીંગલું૨** ન. પગ-ચંપી
**પીંગળું૧** જુઓ 'પીંગલ,-લું.૧'
**પીંગળું૨** વિ. [સં. पिङ्गलक- > પ્રા. पिंगलअ-] જુઓ 'પિંગલ.૧'
**પીંગાણી** સ્ત્રી. ધુપેલ તેલની વાટકી
**પીંછ** જુઓ 'પીછ' – 'પીછું.'
**પીંછડું** જુઓ 'પીછડું.'
**પીંછડો** જુઓ 'પીછડો.'
**પીંછ-ધર** જુઓ 'પીછ-ધર'–'પિચ્છ-ધર.'
**પીંછાવ** વિ. [જુઓ 'પીંછું' + ગુ. 'આવ' ત. પ્ર.] પીંછાંવાળું
**પીંછાવવું** સ. ક્રિ. [જુઓ 'પીંછો.' -ના. ધા.] હથોડાના પીંછથી ઘડવું. **પીંછાવાવું** કર્મણિ., ક્રિ.
**પીંછાળ, -ળું** વિ. [જુઓ 'પીંછું' + ગુ. 'આળ, -ળું' ત. પ્ર.] જુઓ 'પીંછાવ.'
**પીંછી** જુઓ 'પીછી.'
**પીંછી-ઊંજણી** જુઓ 'પીછી-ઊંજણી.'
**પીંછી-કામ** જુઓ 'પીછી-કામ.'
**પીંછું** જુઓ 'પીછું.'
**પીંછો** જુઓ 'પીછો.'
**પીંજણ૧** ન. [જુઓ 'પીંજવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.], (-ણ્ય)

સ્ત્રી. [+ ગુ. 'અણ' (સ્ત્રી.) કૃ. પ્ર.] પીંજવું એ. (૨) (લા.) વાતને નકામી ચોળવી એ, ટાહેલું

**પીંજણ[3]** વિ., ન. [જુઓ 'પીંજવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર.] પીંજવાનું સાધન

**પીંજણ[4]** ન. પગનું એક ઘરેણું

**પીંજણ-વેરો** પું. [જુઓ 'પીંજણ[1]' + 'વેરો.'] પીંજારા પાસેથી પીંજવા સબબ લેવાતો ધંધા-કર

**પીંજણ-સાદડી** સ્ત્રી. [જુઓ 'પીંજણ[1]' + 'સાદડી.'] પીંજવા સમયે વપરાતી એક જાતની ચટાઈ

**પીંજણી[1]** સ્ત્રી. [જુઓ 'પીંજવું' + ગુ. 'અણી' ક્રિયાવાચક કૃ. પ્ર.] પીંજવાની ક્રિયા, પીંજણ

**પીંજણી[2]** વિ., સ્ત્રી. [જુઓ 'પીંજણું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.], **-ણો** પું. [જુઓ 'પીંજવું' + ગુ. અણું' કર્તૃવાચક કૃ. પ્ર.] પીંજવાનું યંત્ર, 'કાર્ડિંગ મશીન'

**પીંજરા-ગાડી** સ્ત્રી. [જુઓ 'પીંજરું'+'ગાડી.'] જવા આવવાનું એક બારણું હોય તેવી ગાડી. (૨) હિંસ્ર પશુઓ તેમજ કૂતરાંને પૂરવાની ગાડી

**પીંજરિયો** વિ., પું. [જુઓ 'પીંજરું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] વહાણના કૂવા ઉપર રહી તપાસ રાખનાર અધિકારી નાખુદો. (વહાણ.)

**પીંજવું** સ. ક્રિ. [સં. पिञ्ज्] (ખાસ કરી રૂના) રેસા છૂટા પાડવા. (૨) (લા.) એકની એક વાત વારંવાર કહ્યા કે ચર્ચા કરવી. **પીંજાવું** કર્મણિ., ક્રિ. **પીંજાવવું** પ્રે., સ. ક્રિ

**પીંજાઈ** સ્ત્રી. [જુઓ 'પીંજવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.], **-મણ** ન. [+ ગુ. 'આમણ' કૃ. પ્ર.], **-મણી** સ્ત્રી. [+ ગુ. 'આમણી' કૃ. પ્ર.], પીંજવાની ક્રિયા. (૨) પીંજવાનું પીંજારાનું મહેનતાણું

**પીંજાર** (-રય) સ્ત્રી. [જુઓ 'પીંજવું' દ્વારા.] પીંજવાનું યંત્ર કે સાધન, પીંજણી

**પીંજાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પીંજારો' + ગુ. 'અ(એ)-ણ' સ્ત્રીપ્રત્યયય.] પીંજારાની સ્ત્રી (જે પોતે પણ પીંજવાનું કામ કરતી હોય છે.)

**પીંજારાં** ન. બ., વ. લેલાં-લેલાડાં કે સાત-ભાયાથી જાણીતાં પક્ષી (એ સાતેક જેટલાં હંમેશાં સાથે જ હોય છે.)

**પીંજારી[1]** સ્ત્રી. [જુઓ 'પીંજારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'પીંજારણ.' [લેલાડાની માદા

**પીંજારી[2]** સ્ત્રી. [જુઓ 'પીંજારું,' ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**પીંજારું** ન. લેલું, લેલાડું

**પીંજારો** પું. [સં. पिञ्जकारक- > પ્રા. पिंजारअ-] પીંજવાનો ધંધો કરનાર કારીગર. (૨) મુસ્લિમોમાં એ ધંધો કરનારી જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પીંડરુ** જુઓ 'પિંડરુ.'

**પીંડલી** સ્ત્રી. [જુઓ 'પીંડલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પિંડલી.'

**પીંડલું** જુઓ 'પિંડલું.'

**પીંડલો** જુઓ 'પિંડલો.'

**પીંડાર** પું. [સં. पिण्डार] ઢોર ચરાવનાર ગોવાળ (જૂના સાહિત્યમાં આહીર ભરવાડ રબારી વગેરે માટે વપરાયો છે), પિંડાર

**પીંડાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પીંડારો' + ગુ. 'અ(-એ)-ણ' સ્ત્રીપ્રત્યય.] પીંડારાની સ્ત્રી, ગોવાળણ, પિંડારણ, પિંડારેણ, પિંડારી [જુઓ 'પિંડારિયો.'

**પીંડારિયો** પું. [જુઓ 'પીંડારો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.]

**પીંડારી[1]** સ્ત્રી. [જુઓ 'પીંડારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પિં(-પીં)ડારણ.' ['પિંડારી.[2]'

**પીંડારી[2]** વિ. જુઓ 'પીંડારો' + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ

**પીંડારી-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] જુઓ 'પિંડારી-વેરો.'

**પીંડારેણ** (-ણ્ય) જુઓ 'પીંડારણ' – 'પિંડારણ.'

**પીંડારો** પું. [સં. पिण्डारक- > પ્રા. पिंडारअ-] જુઓ 'પીંડાર'-'પિંડાર.' [જુઓ પિંડો'-'પિંડાળો.'

**પીંડાળો** પું. [જુઓ 'પીંડો' + ગુ. 'આળું' સ્વાર્થે ત. પ્ર.]

**પીંડિયું** ન. [સં. पिण्डिक- > પ્રા. पिंडियअ-] જુઓ 'પિંડિયું.'

**પીંડી** સ્ત્રી. [સં. पिण्डिका > પ્રા. पिंडिआ] જુઓ 'પિંડી.[2]'

**પીંડું** ન. [સં. पिण्डक- > પ્રા. पिंडअ-] જુઓ 'પિંડું.'

**પીંડો** પું. [જુઓ 'પીંડું.'] જુઓ 'પિંડો.'

**પીંડોરણ** જુઓ 'પિંડોરણ.'

**પીંડોલ** જુઓ 'પિંડોલ.'

**પીંઢર** (-રય) સ્ત્રી. માટીની ભીંત [અમલ

**પીંઢારા-શાહી** સ્ત્રી. [જુઓ 'પીંઢારો' + ફા.] લૂંટી લેવાનો

**પીંઢારો** પું. અંગ્રેજોના આરંભના ભારતીય શાસનના સમયની મધ્યપ્રાંતના પ્રદેશની લુટારુ જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પીંઢેરી** જુઓ 'પિંઢેરી.'

**પીંઢોર** જુઓ 'પિંઢોર.'

**પીંઢોરિયું, પીંઢોરું** જુઓ 'પિંઢોરિયું' – 'પિંઢોરું.'

**પીંપણ** (-ણ્ય) સ્ત્રી. વાજવાના પાંગરે તથા છરી વગેરેના મ્યાન પર પડાતી અટપટી ગાંઠ

**પીંપર(-ળ)** (-રય,-ળ્ય) જુઓ 'પીપર.'

**પીંપળ-પટ્ટી** (પીંપળ્ય-) જુઓ 'પીપળ-પટ્ટી.'

**પીંપળો** જુઓ 'પીપળો.'

**પુકાર** જુઓ 'પોકાર.' [પ્રે., સ. ક્રિ.

**પુકારવું** જુઓ 'પોકારવું.' **પુકારાવું** કર્મણિ., ક્રિ. **પુકારાવવું**

**પુકારાવવું, પુકારાવું** જુઓ 'પુકારવું' – 'પોકારવું'માં.

**પુકુર** ન. [સં. पुष्कर > પ્રા. पुक्कर, બંગા.] તળાવડું

**પુખ્ત** વિ. [ફા. પુખ્તહ્] પાકી બુદ્ધિ કે સમજનું, પ્રૌઢ, (૨) મુખ્ય, મોટું. (૩) કાયદેસર ઉંમર-લાયક, 'મેજર.' 'એડલ્ટ.' [○ **વિચાર** (રૂ. પ્ર.) ઠરેલો વિચાર]

**પુખ્તગી** સ્ત્રી. [ફા.], **પુખ્તાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] દુનિયાનો અનુભવ, પ્રૌઢિ

**પુગરાવવું** જુઓ 'પૂગરવું'માં.

**પુગાડવું** જુઓ 'પૂગવું'માં.

**પુગાણ** ન. [જુઓ 'પુગાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] પહોંચી વળવાની શક્તિ કે સમય

**પુચકારવું** સ. ક્રિ. [રવા.] (બાળકને) છાનું રાખવું. **પુચકારાવું** કર્મણિ., ક્રિ. **પુચકારાવવું** પ્રે., સ. ક્રિ.

**પુચકારાવવું, પુચકારાવું** જુઓ 'પુચકારવું'માં.

**પુચકારી** સ્ત્રી. [જુઓ 'પુચકારવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (બાળકને) છાનું રાખવાની ક્રિયા

**પુચ-પુચ** પું. [રવા.] (કોઈ ને) બોલાવવાનો કે શાંત રાખવાનો અવાજ

**પુચારો** પું. [હિં. પુચારા] ચૂનો છાંટવાનો પીંછો, કૂચડો

**પુચ્છ** ન. [સં.] પૂછડું. (૨) (બાણ વગેરેનો) છેડો

**પુચ્છ-પ્રહાર** પું. [સં.] પૂંછડાની ઝાપટ

**પુચ્છાગ્ર** ન. [+ સં. अग्र] પૂંછડીની ટોચ, પૂંછડાનો છેડો

**પુચ્છાસ્થિ** ન. [+ સં. अस्थि-] (કોઈ પણ પ્રાણીનું) કરોડ-રજ્જુનું છેલ્લું હાડકું

**પુ(-પૂં)છડલું** ન. [જુઓ 'પૂ(-પૂં)છડું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર. પરંતુ સ્વાભાવિક 'પુ(-પૂં)છલડું.'] પૂછડું. (પદ્યમાં.)

**પુ(-પૂં)છાડિયું** વિ. [જુઓ 'પૂ(-પૂં)છડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પૂંછડાના ભાગમાં રહેલું. (૨) (લા.) છેક છેલ્લે રહેલું. (૩) કપાસ પીલવાના લાકડાના ચરખાની બેસણીની બીજી બાજુનું લાકડું. (૪) વૃદ્ધાવસ્થાનું છેલ્લું બાળક

**પુ(-પૂં)છડિયો** વિ., પું. [જુઓ 'પુ(-પૂં)છડિયું.'] દંતાળના સાંબડામાં પાછળના ભાગમાં નખાતો લોઢાનો ખીલો. (૨) હાલને લૂંગા સાથે બેસાડવા નાખેલી જડ. (૩) સંઘાડાના આડા લાકડાનો બાયાથી બહાર પડતો ભાગ. (૪) ધૂમકેતુ. (ખગોળ.) [૦ ચેરો (રૂ. પ્ર.) ઢોર-દીઠ લેવાતો કર]

**પુછવૈયો** પું. [જુઓ 'પૂછવું' + ગુ. 'ઐયો' કૃ. પ્ર.] પૂછ-પરછ કરનાર માણસ [સાથે સાંકળી લેવાની દોરી

**પુ(-પૂં)છાટ** પું. [જુઓ 'પૂ(પૂં)છ' દ્વારા.] સજાઈ ને પૂછડા

**પુછાણ** ન. [જુઓ 'પુછાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] પુછાવું એ (બહારથી પુછાતું હોય તે રીતનું). (૨) સંદર્ભ, 'રેફરન્સ'

**પુછારણ** ન. [જુઓ 'પૂછવું' દ્વારા.] પૂછ-પરછ, પૂછ-પાછ. (૨) તપાસ, જાંચ

**પુછારી** સ્ત્રી. [જુઓ 'પૂછવું' દ્વારા.] (માંદા વિશે) પૂછ-પરછ

**પુછામણ** ન. [જુઓ 'પૂછવું' + ગુ. 'આમણ' કૃ. પ્ર.] પૂછવા જેવાપણું. (૨) પૂછવા સબબનું મહેનતાણું

**પુછારણ** ન. [જુઓ 'પૂછવું' દ્વારા.] પૂછવું એ, પૃચ્છા

**પુછાવવું,**[1] **પુછાવું** જુઓ 'પૂછવું'માં.

**પુ(-પૂં)છાવવું**[2] સ. ક્રિ. [જુઓ 'પૂંછ,' - ના. ધા.] ગાય ભેંસ દોહવા ન દેતી હોય તો એની યોનિમાં પૂછડું ઘાલવું (જેથી એ ઊભી રહે અને દૂધનો પ્રાસવો છોડે.)

**પુ(-પૂં)છાળ, -ળું** વિ. [જુઓ 'પૂ(-પૂં)છ' + ગુ. 'આળ'-'આળું' ત. પ્ર.) પૂછડાવાળું

**પુ(-પૂં)છેટિયું** ન. [જુઓ 'પૂછ' દ્વારા.] ગાડાનું ઠાઠું

**પુ(-પૂં)છેવાળ** ન. [જુઓ 'પૂ(-પૂ)છ' દ્વારા.] જુઓ 'પુ(-પૂં),-છડિયું(૪).'

**પુટ** પું. [સં.] દાબડાનો આકાર. (૨) દાબડો, સંપુટ. (૩) પાસા-પટ (એક પદાર્થનું પ્રમાણમાં થોડું મિશ્રણ લોટમાં થતું કે દીવાલ ઉપર રંગતું). (૪) ઔષધ બનાવતાં બીજા પદાર્થનો પટ આપી ઢાંકવું એ. (૫) એને ભઠ્ઠીમાં અપાતી આંચ. [૦ આપવો (રૂ. પ્ર.) પાસ આપવો]

**પુટ-પાક** પું. [સં.] જુઓ 'પુટ(૪,૫).'

**પુટ-ભેદન** ન. [સં.] નગર, શહેર

**પુટાકાર** પું., **પુટાકૃતિ** સ્ત્રી. [સં. पुट + आ-कार, आ-कृति] દાબડાના જેવો અંતર્ગોળ આકાર. (૨) વિ. દાબડાના જેવા આકારનું

**પુટાવલિ, -લી** સ્ત્રી. [સં. પુટ + आवलि-ली] વીજળીનો વેગ ઉત્પન્ન કરનાર યંત્ર

**પુ(-પૂં)ઠેવાળ** જુઓ 'પુછેવાળ.'

**પુ(-પૂં)ઠોતરું** વિ. [સં. पृष्ठ + उत्तरक = पृष्ठोत्तरक > પ્રા. पुट्ठोत्तरअ-] પાછળનું, પછીનું, પાછલું

**પુડકું** ન. [સં. पुट > પ્રા. पुड + ગુ. 'કું' સ્વાર્થે ત. પ્ર.] પડીકું. (૨) થોકડો, થોડો, થાપો

**પુડિંગ** (પુડિઙ્ગ્) પું. [અં.] ઘેંશ

**પુણ-ચવડું, પુણ-ચોંટું** વિ. [સં. पुनः > પ્રા. पुणो દ્વારા] ફેરવી ફેરવીને કહેનારું, બોલવામાં વારંવાર બદલી જનારું. (૨) (લા.) અસત્ય બોલનારું, જૂઠું

**પુણ-વીશી(-સી)** સ્ત્રી. [જુઓ 'પોણું'+'વીશી,' -સી.'] (લા.) ઊણપ, અધૂરાપણું

**પુણાવવું, પુણાવું** જુઓ 'પૂણવું'માં.

**પુણિયામણ** ન. [જુઓ 'પૂણી,' -ના. ધા. બનાવી ગુ. 'આમણ' કૃ. પ્ર.] પૂણીઓ બનાવવાનું મહેનતાણું

**પુણ્ય** વિ. [સં.] પવિત્ર, પાવન. (૨) પવિત્રકર્મવાળું, પુણ્ય-શાળી. (૩) શુભ ફળવાળું. (૪) ન. ધર્મનું કામ. (૫) દાન-ધર્મનું કામ. (૬) શુભ અદૃષ્ટ ફળ. [૦ પરવારવું (રૂ. પ્ર.) કમનસીબી થવી] [કરનાર

**પુણ્ય-કર્તા** વિ., પું. [સં. पुण्यस्य कर्ता, पुं.] પુણ્યનું કામ

**પુણ્ય-કર્મ** ન. [સં.] ધાર્મિક તેમજ પરોપકારનું કામ, પુણ્યનું કામ

**પુણ્યકર્મા** વિ., પું.]; **-ર્મી** વિ. + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ જેણે પૂર્વે પવિત્ર કાર્યો કર્યાં છે તે ['પુણ્ય-કર્તા.'

**પુણ્ય-કારક** વિ. [સં.], **પુણ્ય-કારી** વિ. [સં., પું.] જુઓ

**પુણ્ય-કાર્ય** ન. [સં.] જુઓ 'પુણ્ય-કર્મ.'

**પુણ્ય-કાલ(-ળ)** પું. [સં.] પુણ્ય કર્મો કરવાનો સમય (ગ્રહણ છૂટતી વખતે મનાય છે તેવો) [તેવું, પુણ્ય-શ્લોક

**પુણ્ય-કીર્તિ** વિ. [સં.] જેની પુણ્ય-કાર્યોથી કીર્તિ પ્રસરી હોય

**પુણ્ય-કૃત**[1] વિ. [સં. °कृत्] જુઓ 'પુણ્ય-કર્તા.'

**પુણ્ય-કૃત**[2] વિ. [સં.] પુણ્ય-કાર્યોને કારણે થયેલું

**પુણ્ય-કૃત્ય** ન. [સં.] જુઓ 'પુણ્ય-કર્મ.'

**પુણ્ય-ચરિત** (-ત્ર) વિ. [સં.] પવિત્ર આચરણવાળું

**પુણ્ય-ચિત્ત** વિ. [સં.] પવિત્ર મનોભાવનાવાળું

**પુણ્યજન** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે કોઈ એક આર્યેતર લોક (કે જેમણે કુશસ્થલીનો નાશ કર્યો અને પછી જેનાં ખંડિયેરો ઉપર શ્રીકૃષ્ણે દ્વારકા વસાવી ). (સંજ્ઞા.)

**પુણ્ય-(૦વિ)જિત** વિ. [સં.] પુણ્યોથી જે મેળવવામાં આવેલ છે તે

**પુણ્ય-તિથિ** સ્ત્રી. [સં.] માંગલિક દિવસ. (૨) (મહાપુરુષોની) સાંવત્સરિક—સમછરીનો દિવસ, અવસાન-તિથિ

**પુણ્ય-તા** સ્ત્રી. [સં.] પવિત્ર-તા

**પુણ્ય-તીર્થ** ન. [સં.] પવિત્ર તીર્થ-સ્થાન. (૨) પું. પવિત્ર વડીલ (પિતા દાદા વગેરે)

**પુણ્ય-દર્શન** વિ. [સં.] જેનું દર્શન કરતાં પવિત્રતા સાંપડે તેવું

**પુણ્ય-દર્શી** વિ. [સં., પું.] પવિત્ર કાર્યો તરફ જેની હંમેશ

નજર છે તેવું

**પુણ્ય-દાન** ન. [સં.] ધર્મ અને પરોપકાર નિમિત્તે અપાતી ભેટ

**પુણ્ય-દાયક** વિ. [સં.], **પુણ્યદાયી** વિ. [સં., પું.] કરવાથી જે પુણ્ય-કાર્ય બની રહે છે તેવું

**પુણ્ય-ધામ** ન. [સં.] જુઓ 'પુણ્ય-તીર્થ(૧).' (૨) પુણ્યો કરવાથી મળતું ઉત્તમ સ્થાન (મોક્ષ વગેરે)

**પુણ્ય-નામ** વિ. [સં.] જુઓ 'પુણ્ય-કીર્તિ.'

**પુણ્ય-પથ** પું. [સં.] ધર્મ તેમજ પરોપકારનો માર્ગ

**પુણ્ય-પદ** ન. [સં.] પુણ્ય-કાર્યો કરવાથી મળતું (મોક્ષ વગેરે)

**પુણ્ય-પરિપાક** પું. [સં.] પવિત્ર કાર્યો કર્યાં હોવાને કારણે થતો ઉદય

**પુણ્ય-પંખાળું** (-પઙ્ખાળું) વિ. [સં. पुण्य + જુઓ 'પંખાળું.'] પુણ્ય-રૂપી પાંખોવાળું, પુણ્યશાળી

**પુણ્ય-પંથ** (-પન્થ) પું. [સં. पुण्य + જુઓ 'પંથ.'], **પુણ્ય-પાવડી** સ્ત્રી. [સં. पुण्य+જુઓ 'પાવડી.'] જુઓ 'પુણ્ય-પથ.'

**પુણ્ય-પુરુષ** પું. [સં.] ધર્માત્મા. (૨) પરોપકારી માણસ

**પુણ્ય-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] પુણ્યકાર્યોનો ઢગલો

**પુણ્ય-પ્રકર્ષ** પું. [સં.] પુણ્યો ખીલી ઊઠવાં એ

**પુણ્ય-પ્રકોપ** પું. [સં.] અયોગ્ય કાર્ય કરનાર તરફ ભભૂકી ઊઠતો ક્રોધ [કામોનો પ્રભાવ

**પુણ્ય-પ્રતાપ** પું. [સં.] કરેલાં ધાર્મિક અને પરોપકારી

**પુણ્ય-પ્રદ** વિ. [સં.] સત્ફળ આપનારું

**પુણ્ય-ફલ(-ળ)** ન. [સં.] કરેલાં પવિત્ર કાર્યોનું સત્પરિણામ

**પુણ્ય-બલ(-ળ)** ન. [સં.] જુઓ 'પુણ્ય-પ્રતાપ.' [વૃત્તિ

**પુણ્ય-બુદ્ધિ** સ્ત્રી. [સં.] ધાર્મિક અને પરોપકારી કામ કરવાની

**પુણ્ય-ભૂમિ** સ્ત્રી. [સં.] જ્યાં પવિત્ર કાર્યો કરાતાં હોય તેવી જમીન

**પુણ્ય-મય** વિ. [સં.] પવિત્ર

**પુણ્ય-યોગ** પું. [સં.] કરેલાં પુણ્ય-કાર્યોને કારણે મળેલો સંયોગ કે સંપર્ક [તેજ પ્રસારતું

**પુણ્ય-રંગી** (-રઙ્ગી) વિ. [સં., પું.] પવિત્ર રંગોવાળું માંગલિક

**પુણ્ય-લોક** પું. [સં.] પુણ્ય-કાર્યો કરવાથી મળતી મનાય છે તેવી તે તે ઉપરની દુનિયા (સ્વર્ગ વૈકુંઠ વગેરે)

**પુણ્ય-વરો** પું. [સં. पुण्य + જુઓ 'વરો.'] ધાર્મિક અને પરોપકારની દૃષ્ટિએ કરેલાં પુણ્યદાન અને કરાવેલાં ભોજન વગેરે

**પુણ્ય-વંતું** (-વન્તું) વિ. [સં. पुण्य + સં. °वत् > પ્રા. °वंत ત. પ્ર. + 'ઉં' સ્વાર્થે ત. પ્ર.], **પુણ્યવાન** વિ. [+ સં. °वान् પું., પ. વિ., એ. વ.] પુણ્યશાળી

**પુણ્ય-વિજિત** જુઓ 'પુણ્ય-જિત.' [કરવાના વ્રતવાળું

**પુણ્ય-વ્રત** વિ. [સં.], **-તી** વિ. [સં., પું.] પવિત્ર કાર્ય

**પુણ્ય-શાલી(-ળી)** વિ. [સં., પું.] પૂર્વે અનેક પુણ્ય-કાર્ય કર્યાં હોય તેવું પુણ્યવાન [કરવાની ટેવવાળું

**પુણ્ય-શીલ** વિ. [સં.] ધાર્મિક અને પરોપકારી કાર્યો કર્યાં

**પુણ્ય-શ્લોક** વિ. [સં.] જુઓ 'પુણ્ય-કીર્તિ.'

**પુણ્ય-સ્થલ(-ળ)** ન. [સં.] પવિત્ર સ્થાન

**પુણ્ય-સ્થાન** ન. [સં.] જુઓ 'પુણ્ય-સ્થલ.' (૨) જન્મ-કુંડળીમાં નવમું સ્થાન (જે પુણ્ય કાર્યો કરવાનો યોગ બતાવે છે.) (જ્યો.) [પવિત્ર કાર્યોની યાદગીરી

**પુણ્ય-સ્મરણ** ન., **પુણ્ય-સ્મૃતિ** સ્ત્રી. [સં.] પુણ્યોનું સંભારણું,

**પુણ્ય-હીન** વિ. [સં.] દુર્ભાગી, કમનસીબ. (૨) દુઃખી

**પુણ્ય-હારક** વિ. [સં.], **પુણ્યહારી** વિ. [સં., પું.] પુણ્યોનો નાશ કરનારું [વર્તન

**પુણ્યાચાર** પું. [સં. पुण्य + आ-चार] ધાર્મિક અને પરોપકારી

**પુણ્યાચારી** વિ. [સં., પું.] ધાર્મિક અને પરોપકારી

**પુણ્યાત્મા** વિ., પું. [સં. पुण्य + आत्मा પું.] ધાર્મિક અને પરોપકારી વૃત્તિવાળું

**પુણ્યાનુબંધ** (-બન્ધ) પું. [સં. पुण्य + अनु-बन्ध] પુણ્યોનો સંબંધ

**પુણ્યાનુબંધી** (-બન્ધી) વિ. [સં., પું.] પુણ્યોના સંબંધવાળું

**પુણ્યાસ્રવ** પું. [સં. पुण्य + आ-स्रव] શુભ યોગથી બંધાતું પુણ્ય. (જૈન.) [દિવસ, માંગલિક અને ધાર્મિક દિવસ

**પુણ્યાહ** ન., પું. [સં. पुण्य + अहन् = पुण्याह ન.] પવિત્ર

**પુણ્યાહ-વાચન** ન. [સં.] પવિત્ર દિવસ નિમિત્તે બ્રાહ્મણો તરફથી આશીર્વાદ-મંત્રોનો પાઠ, સ્વસ્તિ-વાચન

**પુણ્યાળુ, -ળું** વિ. [સં. पुण्यालु; पुण्य + ગુ. 'આળું' ત. પ્ર.] જુઓ 'પુણ્ય-શાળી' – 'પુણ્યવંતું.'

**પુણ્યાંશ** (પુણ્યાંશ) પું. [સં.] પુણ્ય-કાર્યોનો હિસ્સો

**પુણ્યેચ્છુ,૦ક** વિ. [સં.] પુણ્ય-કાર્યો કરવા ઇચ્છનારું

**પુણ્યોજ્જ્વલ(-ળ)** વિ. [સં. पुण्य + उज्ज्वल] પોતાનાં પવિત્ર કાર્યોને લઈ પ્રકાશી રહેલું

**પુણ્યોદક** ન. [સં. पुण्य + उदक] પવિત્ર તીર્થનું તેમજ ચરણા-મૃત સંધ્યા વગેરેનું પાણી

**પુણ્યોદય** પું. [સં.] પુણ્ય-કાર્યોને લઈ થનારી-થતી ચડતી

**પુણ્યોપાર્જન** ન. [સં.] ધાર્મિક અને પરોપકારનાં કામ એકઠાં કરવાં એ

**પુતર** પું. [સં. पुत्र, અર્વા. તદ્ભવ. (ગ્રા.)] જુઓ 'પુત્ર.'

**પુતળિયું** વિ. [જુઓ 'પૂતળું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જેમાં પૂતળાં હોય તેવું, પૂતળાવાળું. (૨) સોનારૂપાની પૂતળાની છાપવાળું ચકદું. (૩) પૂતળાની છાપવાળો સિક્કો. (૪) ઘઉં વગેરે સાફ કરતાં ખળામાં રહી ગયેલો ફોતરાવાળો દાણો

**પુત્તલ-વિધાન** ન. [સં.] સગું-વહાલું પરદેશમાં મરી જતાં શબ લાવી શકાય એવી સ્થિતિ ન હોય ત્યારે લોટનું પૂતળું બનાવી એનો અગ્નિદાહ કરવાનો વિધિ

**પુત્તિકા** સ્ત્રી. [સં.] ઊધઈ

**પુત્ર** પું. [સં.] દીકરો, બેટો, આત્મજ, તનય

**પુત્રક** પું. [સં.] વહાલો દીકરો

**પુત્ર-કામ** વિ. [સં.] પુત્રો કે પુત્ર થાય એવી કામનાવાળું

**પુત્રકામેષ્ટિ** સ્ત્રી. [+ સં. इष्टि] પુત્રો કે પુત્ર થાય એ હેતુથી કરવામાં આવતો એક યજ્ઞ

**પુત્ર-કામ્યા** સ્ત્રી. [સં.] પુત્રો કે પુત્ર થવાની કામના, પુત્રેચ્છા

**પુત્ર-જન્મ** પું. [સં., ન.] પુત્રની ઉત્પત્તિ, પુત્ર થવો એ

**પુત્ર-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] પુત્રપણું

**પુત્ર-(૦એ)દ** વિ. [સં.] પુત્ર આપનારું [(સંજ્ઞા.)

**પુત્રદા** સ્ત્રી. [સં.] પોષ મહિનાની ઊજળી અગિયારસ.

**પુત્ર-દાયક** વિ. [સં.], **પુત્ર-દાયી** વિ. [સં., પું.] જુઓ 'પુત્ર-દ.'

**પુત્ર-ધર્મ** પું. [સં.] પુત્ર કે પુત્રોની વડીલો તરફની ફરજ

**પુત્ર-પ્રદ** જુઓ 'પુત્ર-દ.'

**પુત્ર-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] ઘેર પુત્ર-જન્મ થવો એ

**પુત્ર-પ્રિય** વિ. [સં.] જેને દીકરા વહાલા છે તેવું. (૨) પુત્ર કે પુત્રોને વહાલું કે ગમતું
**પુત્ર-પ્રેમ** પું. [સં. પું., ન.] પુત્ર કે પુત્રો તરફનો ચાહ. (૨) પુત્ર કે પુત્રોનો વડીલો તરફનો ચાહ
**પુત્ર-ભવન** ન. [સં.] જુઓ 'પુત્ર-ભાવ(૨).'
**પુત્ર-ભાવ** પું. [સં.] પુત્ર તરીકેનો એના તરફનો ભાવ કે લાગણી. (૨) જન્મ-કુંડળીમાં પાંચમું સ્થાન. (જ્યો.)
**પુત્ર-લાલસા** સ્ત્રી. [સં.] પુત્ર કે પુત્રો થવાની પ્રબળ કામના
**પુત્ર-વત્** ક્રિ. વિ. [સં.] પુત્રને રાખે તેમ, દીકરાની જેમ
**પુત્રવતી** વિ., સ્ત્રી. [સં.] જેને પુત્ર સંતાન છે તેવી સ્ત્રી
**પુત્ર-વત્સલ** વિ. [સં.] પુત્ર કે પુત્રો વહાલા છે તેવું
**પુત્રવત્સલ-તા** સ્ત્રી. [સં.] પુત્રવત્સલ હોવાપણું
**પુત્ર-વધૂ** સ્ત્રી. [સં.] દીકરાની વહુ
**પુત્ર-વાત્સલ્ય** ન. [સં.] જુઓ 'પુત્રવત્સલ-તા.'
**પુત્ર-વાન** વિ., પું. [સં. °वान् पुं.] પુત્રવાળું
**પુત્ર-વાસના** સ્ત્રી. [સં.] જુઓ 'પુત્ર-લાલસા.'
**પુત્ર-વ્યસન** ન. [સં.] દીકરા ઉપર આવી પડેલું દુઃખ. (૨) દીકરાના વિનાશથી પડેલું દુઃખ
**પુત્ર-સપ્તમી** સ્ત્રી. [સં.] માઘ સુદિ સાતમની તિથિ. (સંજ્ઞા)
**પુત્ર-સ્થાન** ન. [સં.] જુઓ 'પુત્ર-ભાવ(૨).'
**પુત્રાયિત** વિ. [સં.] પુત્ર વગેરે સંતતિ ઉપર આધાર રાખી રહેલું. (૩) પુત્ર થવાની ઇચ્છા કરતું. પુત્ર-કામ, પુત્રાર્થી
**પુત્રાર્થી** વિ. [સં. पुत्र + अर्थी, पुं.] જુઓ 'પુત્ર-કામ.'
**પુત્રિકા** સ્ત્રી. [સં.] પુત્રી, દીકરી, બેઠી, આત્મજા, તનયા
**પુત્રી-કૃત** વિ. [સં.] પુત્ર ન હોય તેને પુત્ર તરીકે માનેલ
**પુત્રિણી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પુત્રવતી.'
**પુત્રેચ્છા** સ્ત્રી. [સં. पुत्र + इच्छा] જુઓ 'પુત્ર-કામ્યા.'
**પુત્રેચ્છુ,૦ક, પુત્રેપ્સુ** વિ. [સં.] જુઓ 'પુત્ર-કામ.'
**પુત્રે(-ત્રૈ)ષણા** સ્ત્રી. [સં. पुत्र + एषणा] જુઓ 'પુત્ર-કામ્યા.'
**પુત્રેષ્ટિ,૦કા** સ્ત્રી. [સં. पुत्र + इष्टि,०का] પુત્ર ઉત્પન્ન થાય એ હેતુથી કરવામાં આવતો એક યજ્ઞ
**પુત્રૈષણા** જુઓ 'પુત્રેષણા.'
**પુત્રોત્પત્તિ** સ્ત્રી. [સં. पुत्र + उत्पत्ति] જુઓ 'પુત્ર-જન્મ.'
**પુત્રોત્પાદન** ન. [સં.] એક પછી એક પુત્ર પેદા કર્યે જવા એ
**પુત્રોત્સવ** પું. [સં. पुत्र+उत्सव] પુત્ર-જન્મ થવાનો આનંદ
**પુદ્ગલ(-ળ)** પું. [સં.] પરમાણુ. (૨) કણ, અણુ. (૩) વર્ણ ગંધ રસ અને સ્પર્શવાળું મૂર્ત દ્રવ્ય. (જૈન.) (૪) શરીર. (બૌદ્ધ.) (૫) આત્મા. (જૈન.) [લિટી' (બ. ક. ઠા.)
**પુદ્ગલ-ત્વ** ન. [સં.] આભા ભરેલું વ્યક્તિત્વ, 'ઓ.' 'પર્સના-
**પુદ્ગળ** જુઓ 'પુદ્ગલ.'
**પુન(-ને)મિયું** વિ. [જુઓ 'પૂન(-ને)મ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] મહિનાની પૂનમને લગતું, (૨) પૂનમે પૂર્ણ થતું (જેમકે ઉત્તરહિંદમાં હિંદુ માસ પૂનમે પૂરો થાય છે.). (૩) પૂનમથી શરૂ થતું. (૪) દરપૂનમે યાત્રાએ જનારું. [-યા ઘઉં(ઘૌં) (૨. પ્ર.) ઘઉંની એક જાત]
**પુનર્** વિ. [સં.] (અંત્ય ર્ સ્વરો પૂર્વે આવતાં એમાં ભળી જશે, ઘોષ વ્યંજન પહેલાં 'રેફ' તરીકે અને અઘોષ વ્યંજન પૂર્વે વિસર્ગના રૂપમાં; આમ છતાં 'શ' 'ષ' 'સ' પૂર્વે વિકલ્પે 'શ્' 'ષ્' 'સ્' અનુક્રમે લખાય.)
**પુનરપિ** ઉભ. [સં. पुनर् + अपि] ફરી વાર પણ, ફરીથી પણ
**પુનરવતાર** પું. [સં. पुनर् + अव-तार] ફરી અવતાર લેવો એ, પુનર્જન્મ
**પુનરવલોકન** ન. [સં. पुनर् + अव-लोकन] ફરી જોઈ જવું એ
**પુનરાક્રમણ** ન. [સં. पुनर् + आ-क्रमण] ફરીથી કરવામાં આવેલો હુમલો કે ચડાઈ
**પુનરાગત** વિ. [સં. पुनर् + आ-गत] ફરીથી આવેલું
**પુનરાગમન** ન. [સં. पुनर् + आ-गमन] ફરીથી આવવું એ, બીજી વાર આવવું એ
**પુનરાધાન** ન. [સં. पुनर् + आ-धान] અગ્નિનું ફરી સ્થાપન. (૨) પત્ની મરી જતાં બીજી વારનાં લગ્ન
**પુનરાલોચના** સ્ત્રી. [સં. पुनर् + आ-लोचना] ફરીથી વિચારી લેવું એ, બીજી વાર વિચારી લેવું એ
**પુનરાવર્ત** પું., -ર્તન ન. [સં.] ફરીને આવવું એ, 'રિકરન્સ.' (૨) પુનર્જન્મ, 'રિ-બર્થ'
**પુનરાવર્તી** વિ. [સં. पुनर् + आवर्ती, पुं.] ફરીને આવનારું 'રિકરન્ટ' [વાર આવેલું
**પુનરાવૃત્ત** સ્ત્રી. [સં. पुनर् + आ-वृत्त] ફરી આવેલું, બીજી
**પુનરાવૃત્તિ** સ્ત્રી. [સં. पुनर् + आ-वृत्ति] ફરીને આવવું, એ, ફરી ફરીને આવવું એ. (૨) ગ્રંથનું ફરી તેના તે સ્વરૂપનું મુદ્રણ-પ્રકાશન
**પુનરુક્ત** વિ. [સં. पुनर् + उक्त] ફરી કહેલું, ફરી ફરી કહેલું
**પુનરીક્ષણ** ન. [સં. पुनर् + ईक्षण] ફરી જોઈ જવું એ, 'રિવિઝન' (વિ. મ.)
**પુનરુક્તિ** સ્ત્રી. [સં. पुनर् + उक्ति] ફરી કહેવું એ, ફરી ફરીને કહેવું એ. (એ એક પ્રકારનો દોષ પણ છે. કાવ્ય.)
**પુનરુચ્ચાર** પું., -રણ ન. [સં. पुनर् + उच्चार,-रण] ફરીથી બોલવું એ
**પુનરુજ્જીવન** ન. [સં. पुनर् + उज्जीवन] પુનર્જીવન, જીવનમાં ફરીથી આવતું ચેતન. (૨) પુનર્જન્મ. (૩) પુનરુત્થાન, 'રિનેસાં' (ક.પ્રા.) (૪) જીર્ણોદ્ધાર
**પુનરુજ્જીવિત** વિ. [સં. पुनर् + उज्जीवित] પુનરુજ્જીવન પામેલું. (૨) ન. જુઓ 'પુનરુજ્જીવન.'
**પુનરુત્કર્ષ** પું. [સં. पुनर् + उत्कर्ष] ફરીથી ચડતી થવી એ, બીજી વાર થતી ચડતી
**પુનરુત્થાન** ન. [સં. पुनर् + उत्थान] ફરી ખડા થઈ જવું એ. (૨) પુનર્જાગૃતિ, 'રિનેસાં' (દ.બા.). (૩) જીર્ણોદ્ધાર
**પુનરુત્પત્તિ** સ્ત્રી. [સં. पुनर् + उत्पत्ति] ફરીથી પેદા થવું એ, પુનરુજ્જીવન, 'રિપ્રોડક્શન' ['રિપ્રોડક્ટિવ' (કે.હ.)
**પુનરુત્પાદક** વિ. [સં. पुनर् + उत्पादक] ફરી પેદા કરનારું,
**પુનરુત્પાદન** ન. [સં. पुनर् + उत्पादन] ફરી પેદા કરવું એ, બીજી વારનું ઉત્પાદન, 'રિપ્રોડક્શન'
**પુનરુદય** પું. [સં. पुनर् + उदय] ફરીથી ઉદય થવો એ, ફરીથી ઊગવાનું. (૨) ફરીથી ચડતી -દશા [દ્ધાર
**પુનરુદ્ધાર** પું. [સં. पुनर् + उद्धार] ફરીથી ઊભું કરવું, જીર્ણો-
**પુનરુદ્ભવ** પું. [સં. पुनर् + उद्भव] ફરી પેદા થવું એ
**પુનરુદ્વાહ** પું. [સં. पुनर् + उद्वाह] ફરીથી લગ્ન કરવાં એ.

(૨) પુનર્વિવાહ પુનર્લગ્ન
**પુનરૂપોઢા, પુનરૂઢા** વિ., સ્રી. [સં. પુનર્ + ઉપોઢા (ઉપ + ઊઢા), ઊઢા] જેણે પુનર્લગ્ન કર્યું હોય તેવી સ્રી (છાંડેલી યા વિધવા હોય તેવી)
**પુનરેવ** ક્રિ.વિ. [સં. પુનર્ + एव] ફરીથી, વળી પાછું, ફરી વાર, બીજી વાર, બીજી વખત
**પુનર્ગણના** સ્રી. [સં.] ફેર-ગણતરી
**પુનર્ગમન** ન. [સં.] ફરીથી જવું એ, બીજી વાર જવું એ
**પુનર્ગ્રહણ** ન. [સં.] ફરી પકડવું એ, બીજી વાર પકડી લેવું એ
**પુનર્ઘટના** સ્રી. [સં.] ફરી વારની રચના. (૨) ફરી વારનો બનાવ
**પુનર્ઘનીકરણ** ન. [સં.] ફરીથી જમાવવું એ (દહીં વગેરે)
**પુનર્ઘોષણા** સ્રી. [સં.] ફરી વાર કરવામાં આવેલી જાહેરાત
**પુનર્જનન** ન. [સં.], **પુનર્જન્મ** પું. [સં.,પું.] ફરીથી ઉત્પન્ન થવું એ, બીજો થયેલો જન્મ, પુનરવતાર
**પુનર્જન્મવાદ** પું. [સં.] ફરી ફરી જીવાત્માને જન્મવાનું થાય એ પ્રકારનો મત-સિદ્ધાંત
**પુનર્જન્મવાદી** વિ. [સં., પું.] પુનર્જન્મના સિદ્ધાંતમાં માનનાર
**પુનર્જાગૃતિ** સ્રી. [સં. પુનર્ + जागृतिः—સં.માં 'જાગૃતિ' શબ્દ નથી.] ફરી વાર જાગ્રત થવું એ, પુનરુત્થાન, 'રિનેસાં'
**પુનર્જીવન** ન. [સં.] જુઓ 'પુનરુજ્જીવન'–'રિનેસાં' (બ. ક.ઠા.), 'રિ-જનરેશન' (મન.રવ.)
**પુનર્જીવિત** વિ. વિ., ન. [સં.] જુઓ 'પુનરુજ્જીવિત.'
**પુનર્દર્શન** ન. [સં.] ફરી વાર દેખાવું એ
**પુનર્નિર્માણ** ન. [સં.] ફરીથી રચના કરવી એ, પુનઃસર્જન, 'રિ-કન્સ્ટ્રક્શન' [મકાન નગર વગેરે)
**પુનર્નિવેશ** પું., -શન ન. [સં.] ફરી વસાવવું એ (સ્થાન
**પુનર્ભવ** પું. [સં.] જુઓ 'પુનર્જન્મ.'
**પુનર્ભવી** વિ. [સં.,પું.] ફરીને જન્મ પામેલું
**પુનર્ભૂ** સ્રી. [સં.] જેણે પુનર્લગ્ન કરેલું હોય તેવી સ્રી
**પુનર્મિલન** ન. [સં.] ફરી વાર મળવું એ, બીજી વારનું મળવાનું
**પુનર્મુદ્રણ** ન. [સં.] ફરીથી કરવામાં આવેલું છાપકામ, 'રિ-પ્રિન્ટ'
**પુનર્મૂર્ત** વિ. [સં. પુનર્+મૂર્ત] જુઓ 'પુનર્ભવી.'
**પુનર્મુદ્રિત** વિ. [સં.] ફરીથી છાપેલું, 'રિ-પ્રિન્ટેડ'
**પુનર્મૃત્યુ** ન. [સં., પું.] જન્મે જન્મે વારંવાર થતું મોત
**પુનર્યોજન** ન. [સં.] ફરી વાર જોડાવું એ
**પુનર્-રચના** સ્રી [સં. પ્રમાણે પુના-રચના; આ ગુ. સમાસ] જુઓ 'પુનર્ઘટના(૧).' (૨) ફરી કરવામાં આવેલી વ્યવસ્થા
**પુનર્લગ્ન** ન. [સં.] છંડાયેલી કે વિધવાનું ફરી વારનું લગ્ન, પુનર્વિવાહ, ઘરઘણું
**પુનર્લેખન** ન. [સં.] ફરીથી લખવું એ, નકલ કરવી એ
**પુનર્વસવાટ** પું. [સં. પુનર્ + જુઓ 'વસવાટ.'] ફરી વસવાનું કરવું એ, પુનર્નિવેશન, 'રિ-હેબિલિટેશન' [(ખગોળ.)
**પુનર્વસુ** પું., ન. [સં.,પું.] અશ્વિની નક્ષત્રથી સાતમું નક્ષત્ર-
**પુનર્વાસન** ન. [સં. પુનર્ + वासन] જુઓ 'પુનર્વસવાટ'–'રિન્હેબિલિટેશન'
**પુનર્વિચાર** પું., -રણા સ્રી. [સં.] ફરીથી વિચારવું એ
**પુનર્વિધાન** ન. [સં.] જુઓ 'પુનર્ઘટના'–'પ્રિમેસિસ' (ન.પા.)
**પુનર્વિનિયોગ** પું. [સં.] ફરી વાર સરખું કે ઠીકઠાક કરવાની ક્રિયા, 'રિ-એપ્રોપ્રિયેશન'
**પુનર્વિલોકન** ન. [સં.] જુઓ 'પુનરીક્ષણ'–'રિવ્યૂ.'
**પુનર્વિવાહ** પું. [સં.] જુઓ 'પુનર્લગ્ન.'
**પુનર્વ્યવસ્થા** સ્રી. [સં.] જુઓ 'પુનર્વિનિયોગ.'
**પુનશ્શંકિત** (-શઙ્કિત) વિ. [સં.] જેને વિશે ફરી શંકા કરવામાં આવી હોય તેવું [થવો એ, પુનર્મિલન
**પુનસ્સમાગમ** પું. [સં.] ફરી એકઠા થવું એ, ફરી મેળાપ
**પુનસ્સર્જન** ન. [સં.] ફરી સર્જન, પુનર્ઘટના
**પુનસ્સંપર્ક** (-સમ્પર્ક), **પુનસ્-સંસર્ગ** (-સંસર્ગ) પું. [સં.] ફરી સંબંધમાં આવવું એ [થવું એ
**પુનસ્-સંયોગ** (-સંયોગ) પું., -જન ન. [સં.] ફરી મળવાનું
**પુનસ્-સ્થાપન** ન., -ના સ્રી. [સં.] ફરી સ્થાપના કરવી એ, 'રિ-હેબિલિટેશન,' (૨) ફરી પ્રતિષ્ઠા કરવી એ, 'રિસ્ટોરેશન' (બ.ક.ઠા.)
**પુનસ્-સ્વીકાર** પું. [સં.] ફરી સ્વીકારવું એ
**પુનઃ** વિ. [જુઓ પુનર્-] ફરીથી (સમાસમાં આરંભમાં પણ)
**પુનઃકથન** ન. [સં.] જુઓ 'પુનરુક્તિ.'
**પુનઃપરીક્ષણ** ન., **પુનઃપરીક્ષા** સ્રી. [સં.] ફરીથી પરીક્ષા લેવી એ, ફેર-તપાસ
**પુનઃપુનઃ** ક્રિ.વિ. [સં. પુનર્—દ્વિર્ભાવ] ફરી ફરીને
**પુનઃપૃચ્છા** સ્રી. [સં.] ફરીથી કરાતી પૂછપરછ
**પુનઃપ્રતિષ્ઠા** સ્રી. [સં.] મૂર્તિ વગેરેને ફરી સ્થાપવાં એ
**પુનઃપ્રબોધ** પું. [સં.] ફરીથી ખ્યાલ આપવો એ. (૨) ફરીથી થતી જાગૃતિ, પુનર્જાગૃતિ, (૩) ફરીથી થયેલી ક્રાંતિ, 'રિનેસાં' [(બ.ક.ઠા)
**પુનઃપ્રબોધ-કાલ(-ળ)** પું. [સં.] જુઓ 'પુનરુત્થાન'-'રિનેસાં'
**પુનઃપ્રમાણન** ન. [સં.] પ્રમાણિત કરવાની ક્રિયા, 'રિ-વેલિડેશન'
**પુનઃપ્રવેશ** પું. [સં.] ફરીથી દાખલ થવાનું
**પુનઃપ્રાપ્ત** વિ. [સં.] ફરીથી મળી આવેલું
**પુનઃપ્રાપ્તિ** સ્રી. [સં.] ફરીથી મળી આવવું એ
**પુનઃશંકિત** (-શઙ્કિત) વિ. [સં.] જુઓ 'પુનશ્શંકિત.'
**પુનઃસમાગમ** પું. [સં.] જુઓ 'પુનસ્સમાગમ.'
**પુનઃસર્જન** ન. [સં.] જુઓ 'પુનર્-રચના'–'પુનસ્સર્જન.'
**પુનઃસંપર્ક** (સમ્પર્ક) પું. [સં.] જુઓ 'પુનસ્સંપર્ક.'
**પુનઃસયોગ** (-સંયોગ) પું. [સં.] જુઓ 'પુનસ્સંયોગ.'
**પુનઃસંયોજન** (-સંયોજન) ન. [સં.] જુઓ 'પુનસ્સંયોજન.'
**પુનઃસંસર્ગ** (-સંસર્ગ) પું. [સં.] જુઓ 'પુનસ્સંસર્ગ.'
**પુનઃસ્થાપન** ન., -ના સ્રી. [સં.] જુઓ 'પુનસ્સ્થાપન.'
**પુનઃસ્વીકાર** પું. [સં.] જુઓ 'પુનસ્સ્વીકાર.'
**પુનાઈ** સ્રી. [સં. पुण्य > પ્રા. पुन्न + ગુ. 'આઈ' ત. પ્ર.] પુણ્ય. (૨) કૃપા, મહેર, દયા
**પુનીત** વિ. [સં.] પવિત્ર. (૨) શુદ્ધ, ચોખ્ખું
**પુનીત-કર** વિ. [+ સં.] પવિત્ર કરનારું
**પુનીત-તા** સ્રી. [+ સં., ત. પ્ર.] પુનીત હોવાપણું
**પુનીત-હૃદય** વિ. [+ સં.] પવિત્ર હૃદયવાળું

**પુનીતાત્મ, -ત્મા** વિ. [ + સં. आत्मन् > आत्मा પ. વિ., એ. વ.] પવિત્ર આત્માવાળું

**પુનેમ** (-મ્ય) જુઓ 'પૂનમ.'

**પુનેમિયું** જુઓ 'પુનમિયું.'

**પુનેરી** વિ. [મહારાષ્ટ્રનું એક શહેર 'પૂના' + ગુ. 'એરી' ત. પ્ર.] પૂનાનું, પૂનાને લગતું

**પુપલાવવું** સ. ક્રિ. [રવા.] ચાવવાની શક્તિ ન હોઈ અનાજને મોઢામાં આમતેમ ફેરવવું. **પુપલાવાવું** કર્મણિ., સ. ક્રિ.

**પુફાણ** (-ણ્ય) સ્ત્રી. ઓખા પાસે મળતી એ નામની માછલીની એક જાત

**પુમાડ** ન. એ નામની એક વનસ્પતિ, કુવાડિયો

**પુમેલું** વિ. દત્તક

**પુયાણી** ન. એક જાતનું ઘાસ

**પુર[1]** ન. [સં.] પુરી, નગર. (૨) નાનું ગામ. (૩) પડું

**પુર[2]** વિ. [ફા., સમાસમાં પૂર્વપદ તરીકે : 'પુરજોસ' વગેરે] પૂરું, પૂર્ણ

**પુર-ખૂન** વિ. [ફા.] શરીરમાં લોહીવાળું. (૨) મજબૂત

**પુરગો** વિ. [ફા.] વાતોડિયું

**પુરગોઈ** સ્ત્રી. [ફા.] વાતોડિયાપણું

**પુર-જન** પું., ન. [સં., પું.] નગરવાસી, નાગરિક

**પુર-જોર** ન. [ફા.] પૂરું બળ. (૨) ક્રિ. વિ. પૂરા બળથી

**પુર-જોશ** ન. [ફા], **-સ** ન. [ + ફા. જોશ્ ] પૂરી ગતિ, પૂરો વેગ, પ્રબળ વેગ. (૨) ક્રિ. વિ. પૂરા વેગથી

**પુર-તોરણ** ન. [સં.] નગર કે ગામના દરવાજાના માઢ નીચેનો સુશોભિત કરેલો ભાગ (હવે કમાનવાળો)

**પુર-દંતિયો** (-દન્તિયો) પું. [જુઓ 'પૂરું' + 'દંત' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ખેતરમાં ઓરણી કરવાનું સાધન, દંતાળ

**પુર-દેવતા** સ્ત્રી. [સં.] પુરનું રક્ષણ કરતી મનાતી અધિષ્ઠાત્રી દેવી

**પુર-દ્વાર** ન. [સં.] પુર નગર કે ગામનો દરવાજો

**પુર-નૂર** વિ [ફા. + અર.] પૂર્ણ રીતે પ્રકાશતું, ખૂબ તેજવાળું

**પુર-પતિ** પું. [સં.] નગર-પતિ, નગર-શેઠ. (૨) સુધરાઈનો પ્રમુખ, 'મેયર'

**પુર-પથ** પું. [સં.] રાજ-માર્ગ

**પુર-બહાર** (પુર-બાઃર) પું. [ફા.] વસંત ઋતુનો પૂર્ણ જમાવ. (૨) ક્રિ. વિ. વનસ્પતિ ખીલી ઊઠી હોય એમ. (૩) (લા.) પૂરા હૃદયના ઉલ્લાસથી

**પુરબિયો** પું. [હિં. 'પુરબિયા' પૂર્વ ઉત્તરના દેશનો વતની] ઉત્તર હિંદનો ભૈયો. (૨) મધ્યકાલમાં ગુજરાત–સૌરાષ્ટ્રમાં આવેલા પૂર્વીય બ્રાહ્મણોની એક લડાયક જ્ઞાતિ અને એનો પુરુષ (સંજ્ઞા.)

**પુર-માર્ગ** પું [સં.] જુઓ 'પુર-પથ.' [કરનાર

**પુર-રક્ષક** વિ. [સં.], **પુર-રક્ષી** વિ. [સં., પું.] પુરની રક્ષા

**પુરવઠો** પું. [જુઓ 'પૂરવું' દ્વારા.] ભરી મૂકેલી જીવન-જરૂરિયાતની ચીજ-વસ્તુ અનાજ વગેરે. (૨) લશ્કરોને માટેની તૈયાર રાખેલી શસ્ત્ર-સામગ્રી. (૩) ખેતીને પાવા સાચવી રાખેલો બંધારો કે ધરો. (ત્રણે માટે અં. 'સપ્લાઇ')

**પુરવણી** સ્ત્રી. [જુઓ 'પૂરવું' + ગુ. 'અવણી' કૃ. પ્ર.] વધારાનું ઉમેરણ, પૂર્તિ, પરિશિષ્ટ 'ઍપેન્ડિક્સ,' 'સપ્લીમેન્ટ,' 'એડેન્ડા.' (૨) (લા.) ઉશ્કેરણી ['લોડેડ'

**પુરવત** વિ. [જુઓ 'પૂરવું' દ્વારા.] માલથી ભરેલું (વહાણ),

**પુર-વધૂ** સ્ત્રી. [સં.] શહેરની વહુવારુ, નગરની યુવતિ

**પુર-વાડી** સ્ત્રી. [સં. + જુઓ 'વાડી.'] નગર નજીકનો કે નગરમાંનો બાગ

**પુરવાર** ક્રિ. વિ. [પોર્તુ. પ્રોવાર] સાબિત, સિદ્ધ

**પુરવારી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર ] સાબિતી

**પુર-વાસી** વિ. [સં., પું.] નગરવાસી, નાગરિક

**પુરશ્ચરણ** ન. [સં. પુરસ્+ચરણ, સંધિથી] આગળથી કરવામાં આવતી તૈયારી. (૨) અમુક કાર્યની સિદ્ધિ માટે કરવામાં આવતો માંત્રિક ધાર્મિક વિધિ (યજ્ઞ પ્રકારનો)

**પુરસારો** પું. મહેમાનને પીરસેલી થાળી

**પુરસ્** પૂર્વ., [સં. પૂર્વનું, પૂર્વે આવેલું, આગળ રહેલું, આગલું, (સમાસના પૂર્વપદ તરીકે ઘોષ વ્યંજન પહેલાં 'પુરો-' 'મૂર્ધન્ય-અઘોષ (ટ્-ઠ્) પહેલાં 'પુરષ્', તાલવ્ય અઘોષ (ચ્-છ્) પૂર્વે 'પુરશ્ — જુઓ 'પુરશ્ચરણ,' દંત્ય અઘોષ (ત્-થ્) પૂર્વે 'પુરસ્' અને 'શ્ ષ્-સ્' પહેલાં 'શ્-ષ્-સ્' અનુક્રમે)

**પુરસિ(-સી)સ** સ્ત્રી. [ફા. પુર્સિસ્ ] પૂછ-પરછ, તલાશ. (૨) જુબાનીના જવાબની નોંધ ['સ્પોન્સરિંગ'

**પુરસ્કરણ** ન. [સં.] આગળ કરવું એ, ધપાવવું એ, પ્રેરણા,

**પુરસ્કરણ-શાખા** સ્ત્રી. [સં.] જ્યાં આગળ કામ ચાલુ રાખવાનું હોય તેવો વિભાગ, 'ટેબલ ઑફિસ બ્રાન્ચ,' 'પ્રોપોનન્ટ,' 'એક્સ્પોનન્ટ,' 'સ્પોન્સર'

**પુરસ્કરણીય, પુરસ્કર્તવ્ય** વિ. [સં.] આગળ કરવા જેવું

**પુરસ્કર્તા** વિ., પું. [સં., પું.] આગળ ધપાવનાર, હિમાયતી, રજૂઆત કરનાર, 'ઍડવોકેટ'

**પુરસ્કર્તૃત્વ** ન. [સં.] આગળ ધપાવવાપણું

**પુરસ્કાર** પું. [સં.] જુઓ 'પુરસ્કરણ.' (૨) સંમાન, પૂજા, 'ઍવૉર્ડ.' (૩) ઈનામ. (૪) માનદ વેતન, 'ઑનોરેરિયમ' (દ. બા.). (૫) કંપનીની ભાગીદારીનું વળતર, 'બૉનસ.' (૬) વિદ્વાન માણસને એના લેખન-કાર્ય માટે ગ્રંથ-પ્રકાશક તરફથી અપાતી રકમ, 'રેમ્યુનરેશન,' 'રૉયલ્ટી'

**પુરસ્કૃત** વિ. [સં.] આગળ ધપાવેલું, આગળ કરેલું, પ્રેરિત, 'સ્પોન્સર્ડ' [કરવું એ

**પુરસ્કૃતિ** સ્ત્રી. [સં.] આગળ ધપાવવાની ક્રિયા, આગળ

**પુર-સ્ત્રી** સ્ત્રી. [સં.] નગરની સ્ત્રી, શહેરી નારી

**પુરસ્ત્વ** ન. [સં.] આગળ હોવાપણું, મોખરે હોવાપણું, અગ્રેસર-તા. (૨) પ્રધાન-તા, મુખ્ય-તા

**પુર-સ્વામી** પું. [સં.] જુઓ 'પુર-પતિ.'

**–પુરસ્સર** વિ. [સં.] આગળ ચાલનાર, મોખરે રહેનાર, પુરઃસર. (૨) ક્રિ. વિ. (સમાસમાં, જેમકે ન્યાયપુરઃસર)-પૂર્વક

**પુરસ્સ્થિત** વિ. [સં.] સામે આગળ ઊભેલું [જીવાત્મા

**પુરંજન** (પુરન્જન) પું. [સં.] (લા.) શરીરરૂપી પુરમાં રહેનાર

**પુરંદર** (પુરન્દર) પું. [સં.] ઇંદ્ર

**પુરંદરી** (પુરન્દરી) સ્ત્રી. [સં.] ઇંદ્રની પત્ની—ઇંદ્રાણી

**પુરંધ્રિ,-ધ્રી** (પુરન્ધ્રિ,-ન્ધ્રી) સ્ત્રી, [સં.] મુખ્ય દાસી. (૨) સૌભાગ્યવતી સ્ત્રી—પતિ અને સંતાનોવાળી

**–પુરઃસર** વિ. [સં.] જુઓ 'પુરસ્સર.'

**પુરઃસ્થિત** વિ. [સં.] જુઓ 'પુરસ્સ્થિત.'
**પુરા** પૂર્વગ. [સં.] (સમાસમાં પૂર્વપદ તરીકે) પૂર્વે, પહેલાં, અગાઉ, જૂના સમયમાં
**પુરાકલ્પ-જીવવિદ્યા** સ્ત્રી. [સં.] પ્રાચીનતમ સમયને લગતું જીવ-શાસ્ત્ર, 'પેલિયો-ન્ટોલૉજી' (પ્રા. વિ.)
**પુરાજીવન-શોધક** વિ. [સં. पुरा + जीवन-शोधक] જુઓ 'પુરાતત્ત્વવિદ' – 'આર્કિયોલૉજિસ્ટ.'
**પુરાણ**[1] વિ. [સં.માં સ્વીકૃત છે, છતાં એ સં. पुरातन > પ્રા. पुराअण, पुराण છે.] પુરાતન, પ્રાચીન, પૂર્વનું, અગાઉનું. (૨) ન. દંતકથાઓ દ્વારા માનુષ અર્ધ-માનુષ દિવ્ય પ્રકારની પ્રચલિત થયેલી આખ્યાયિકાઓનો તે તે સંગ્રહ-ગ્રંથ (સં. ભાષામાં ભિન્ન ભિન્ન સમયે લખાયેલાં આવાં ૧૮ પુરાણ મળે છે.), 'મીથ' (બ. ક. ઠા.) [**૦ કાઢવું, ૦ માંડવું** (રૂ. પ્ર.) કંટાળા-ભરેલી વાત કરવી. (૨) એકની એક વાત કર્યા કરવી]
**પુરાણ**[2] ન. [જુઓ 'પુરાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] (ખાડા વગેરેમાં) કસ્તર કાંકરા માટી વગેરે પૂરવાં એ, ભરતી
**પુરાણ-કથા** સ્ત્રી. [સં.] પ્રાચીન કાલની વાત
**પુરાણ-કલ્પન** ને. [સં.] જુઓ 'પુરાણ(૨)' – 'મીથ.'
**પુરાણ-કાર** વિ [પું.] પુરાણની રચના કરનાર
**પુરાણ-કાલ(-ળ)** પું. [સં.] પુરાણો રચાયાનો સમય (ઈ. સ.ના આરંભથી ૧૦મી સદી સુધીનો)
**પુરાણ-જ્ઞ** વિ. [સં.] પુરાણ-ગ્રંથોનો વિદ્વાન
**પુરાણ-તમ** વિ. [સં.] અતિ પ્રાચીન
**પુરાણ-પઠન** ન. [સં.] પુરાણ કે પુરાણોનું વાચન
**પુરાણ-પંથી (-પન્થી)** વિ. [સં. + જુઓ 'પંથી.'] પ્રાચીન મતનું અવલંબન કરનાર, 'ઑર્થોડૉક્સ' (વિ. મ.)
**પુરાણ-પુનીત** વિ. [સં. + જુઓ 'પુનીત.'] પ્રાચીન સમયથી પવિત્ર મનાતું
**પુરાણ-પુરુષ** પું. [સં.] પરમાત્મા, પરમેશ્વર, પરબ્રહ્મ
**પુરાણ-પ્રસિદ્ધ** વિ. [સં.] પુરાણોમાં જે વિશે ઘણું કહેવામાં આવ્યું હોય તેવું
**પુરાણ પ્રિય** વિ. [સં.] પ્રાચીન વસ્તુઓ જેને પ્રિય હોય તેવું
**પુરાણપ્રિય-તા** સ્ત્રી. [સં.] જૂનાને વળગી રહેનાર હોવાપણું, 'કૉન્ઝર્વેશન' [ડૉક્સ' (વિ.ક.)
**પુરાણ-મતવાદી** વિ. [સં.,પું.] જુઓ 'પુરાણ-પંથી'–'ઑર્થો-
**પુરાણ-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં પુરાણોની કથાઓ રહેલી હોય તેવું, પુરાણોમાં મળતું
**પુરાણ-વસ્તુ-શાસ્ત્ર** ન. [સં.] પુરાવસ્તુ-શાસ્ત્ર, 'આર્કિયોલૉજી' [યોલૉજિસ્ટ'
**પુરાણવસ્તુશાસ્ત્રી** વિ. [સં., પું.] પુરાણવસ્તુશાસ્ત્રી, 'આર્કિ-
**પુરાણવસ્તુ-સંશોધક (-સંશોધક)** વિ. [સં.] પુરાવસ્તુ-સંશોધક [સંશોધન
**પુરાણવસ્તુ-સંશોધન (-સંશોધન)** ન. [સં.] પુરાવસ્તુ-
**પુરાણ-શાસ્ત્ર** ન. [સં.] દંતકથાઓની વિદ્યા, અનુશ્રુતિઓનું શાસ્ત્ર, 'માઇથોલૉજી' (ચં.ન.)
**પુરાણાંતર (પુરાણાન્તર)** ન. [+अन्तर] બીજું બીજું પુરાણ
**પુરાણાંતર્ગત (પુરાણા-તર્ગત)** વિ. [સં.] પુરાણોમાંનું, પુરાણોમાં જોવા મળતું
**પુરાણિક** વિ. [સં. पौराणिक] જુઓ 'પૌરાણિક.'
**પુરાણી** વિ. [સં. पौराणिक > પ્રા. पोराणिअ] પુરાણોની કથા કહેનાર, પૌરાણિક. (૨) પું. બ્રાહ્મણોની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા)
**પુરાણું** વિ, [સં. पुराणक- > પ્રા. पुराणअ-] જુઓ 'પુરાણ(૧).' (૨) (લા.) જીર્ણ થઈ ગયેલું
**પુરાણોક્ત** વિ. [+ સં. उक्त] પુરાણોમાં કહ્યું હોય છે તે. (૨) પુરાણોમાં કહ્યા કે બતાવ્યા પ્રમાણેનું. (૩) પુરાણના શ્લોકોથી કરવામાં આવતું (કર્મકાંડ)
**પુરા-તત્ત્વ** ન. [સં.] પ્રાચીન સમયનો તે તે પદાર્થ, 'ઍન્ટિક્વિટી' (જિનવિજયજી). (૨) પ્રાચીન કાલને લગતી વિદ્યા, 'આર્કિયોલૉજી'
**પુરાતત્ત્વ-જ્ઞ** વિ. [સં.], **-વિદ** વિ. [સં. °विद्] પ્રાચીન વસ્તુઓની વિદ્યાઓનું જ્ઞાતા, 'આર્કિયોલૉજિસ્ટ,' 'ઍન્ટિક્વેરિયન' (દ.બા.) [યોલૉજી'
**પુરાતત્ત્વ-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'પુરાતત્ત્વ(૨)'–'આર્કિ-
**પુરાતત્ત્વ-વેત્તા** વિ., પું. [સં,પું] જુઓ 'પુરાતત્ત્વજ્ઞ'–'આર્કિયોલૉજિસ્ટ' ['આર્કિયોલૉજિકલ સર્વે'
**પુરાતત્ત્વ-સર્વેક્ષણ** ન. [સં.] પ્રાચીન પદાર્થોની મોજણી,
**પુરાતત્ત્વ-સંશોધક (-સંશોધક)** વિ. [સં.] પ્રાચીન પદાર્થોની ખોજ કરનાર, 'ઍન્ટિક્વેરિયન' (હ.ગં.શા.)
**પુરાતત્ત્વ-સંશોધન (-સંશોધન)** ન. [સં.] પ્રાચીન પદાર્થોની શોધ કરવાનું કાર્ય [પુરાણું, 'ઍન્ટિક્વેરિયન'
**પુરા-તન** વિ. [સં.] ખૂબ જ પ્રાચીન, અતિ પ્રાચીન સમયનું,
**પુરાતન-પ્રેમી** વિ. [સં., પું.] જૂની વાતોને વળગી રહેનાર, રૂઢિ-ચુસ્ત, 'કૉન્ઝર્વેટિવ'
**પુરાતન-શાસ્ત્ર** ન. [સં.] પ્રાચીન પદાર્થોની સમજ આપનારું શાસ્ત્ર, 'આર્કિયોલૉજી,' 'ઍન્ટિક્વિટી' (ચં.ન.)
**પુરાતની** વિ. [સં. + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.], **-નીય** વિ. [સં.] જુઓ 'પુરાતન.'
**પુરા-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] પ્રાચીન પદાર્થોને ઓળખી લેવાની નજર અને સમજ, 'ઍન્ટિક્વેરિયનિઝમ'
**પુરાધ્યક્ષ** પું. [સં. पुर + अध्यक्ष] જુઓ 'પુર-પતિ.'
**પુરામાનવ-વિજ્ઞાન** ન. [સં.] પ્રાચીનતમ માણસ-જાતિને લગતી વિદ્યા, 'પેલિયો-ન્થ્રોપોલૉજી' (હ.ગં.શા.)
**પુરાલય** ન. [સં. पुर + आ-लय] નગરનું મુખ્ય સભા-ગૃહ. 'ટાઉન-હૉલ' (મ.સૂ.)
**પુરારિ** પું. [સં. पुर + अरि] ત્રિપુરાસુરના શત્રુ-શિવ, મહાદેવ
**પુરા-લેખ** પું [સં.] જૂનું કોતરેલું કે લખેલું લખાણ, 'એપિગ્રાફ'
**પુરાલેખ-વિદ** વિ. [+ સં. °विद्], **પુરાલેખ-વેત્તા** વિ. [સં., પું.] પ્રાચીન લખાણ ઉકલનાર, 'એપિગ્રાફિસ્ટ'
**પુરાવશેષ** પું. [સં. पुरा+अव-शेष] પ્રાચીનકાલનો તે તે પદાર્થ, પુરા-વસ્તુ, 'ઍન્ટિક,' 'એન્શિયન્ટ રિમેઇન' (હ.ગં.શા.)
**પુરાલેખ-સંગ્રહ (-સઙ્ગ્રહ)** પું. [સં.] પ્રાચીન કોતરેલાં-લખાયેલાં સાધનોનો સંઘરો, 'આર્કાઇવ'
**પુરાલેખસંગ્રહ-નિયામક (-સઙ્ગ્રહ-)** વિ. [સં.,પું.] પુરાલેખસંગ્રહનો મુખ્ય અધિકારી, 'આર્કાઇવિસ્ટ'

પુરાવવું જુઓ 'પૂરવું'માં.

પુરાવશેષ-વિદ્યા સ્રી. [સં.] જુઓ 'પુરાવસ્તુ-વિદ્યા'–'આર્કિ-યોલૉજી' (હ.ગં.શા.)

પુરા-વસ્તુ સ્રી. [સં.,ન.] પ્રાચીન કાલની તે તે વસ્તુ, 'ઍન્ટિક' 'ઍન્ટિક્વિટી' [જુઓ 'પુરાતત્ત્વ.'

પુરાવસ્તુ-વિદ્યા સ્રી. [સં.] પુરાવસ્તુ-શાસ્ત્ર ન. [સં.]

પુરાવસ્તુ-સંશોધક (-સંશોધક) વિ. [સં.] પ્રાચીન વસ્તુઓની શોધ-ખોળ કરનાર [ની શોધ-ખોળ

પુરાવસ્તુ-સંશોધન (-સંશોધન) ન. [સં.] પ્રાચીન વસ્તુઓ-

પુરા-વાદ પું. [સં.] જુઓ 'પુરા-દૃષ્ટિ'–'ઍન્ટિક્વેરિયનિઝમ'

પુરાવા-વસ્તુ સ્રી. [જુઓ 'પુરાવો' + સં.] મુદ્દા-માલ, 'એ-ક્ઝિબિટ'

પુરા-વિદ વિ. [સં. पुरा-विद्] પુરાતત્ત્વ-જ્ઞ,' ઍન્ટિક્વેરિયન' (કે.હ.), 'આર્કિયોલૉજિસ્ટ' (દ.બા.)

પુરા-વિદ્યા સ્રી. [સં.] જુઓ 'પુરાવસ્તુ-વિદ્યા.'

પુરાવું જુઓ 'પૂરવું'માં.

પુરા-વૃત્ત ન. [સં.] પ્રાચીન કાલની હકીકત

પુરાવૃત્ત-વિદ વિ. [સં. °विद्], પુરા-વેત્તા વિ. [સં.,પું.] પ્રાચીન-કાલના ઇતિહાસનું જ્ઞાન ધરાવનાર

પુરાવો પું. [પોર્ચું. પ્રોવાર] દાખલો, ખાતરીવાળું વચન. (૨) સાબિતી, પ્રમાણ, (બંને માટે અં. 'પ્રૂફ' અને 'એવિ-ડન્સ.') [૦ લેવો (રૂ.પ્ર.) સાક્ષીની જુબાની લેવી]

પુરાંત સ્રી. [સં. प्रान्त પું., અર્વા તદ્ભવ] દરરોજના કે માસિક હિસાબનાં બેઉ ખાતાં મંડાઈ ગયા પછી ખાતે પાર રહેતી સિલક, જણસ બાકી, તારણ, 'બૅલૅન્સ'

પુરાંત-અંદાજપત્ર (-અન્દાજ-) ન. [+ જુઓ 'અંદાજ-પત્ર.'] વધારાના અડસટ્ટાની તફસીલ, 'સર્પ્લસ બજેટ'

પુરી[1] સ્રી. [સં.] નગરી, મોટું શહેર. (૨) ઓરિસ્સામાંનું તીર્થ–જગન્નાથપુરી. (સંજ્ઞા.) [ફિરકો. (સંજ્ઞા.)

પુરી[2] પું. [સં.] દસનામી સંન્યાસીઓનો એ નામનો એક

પુરીષ ન. [સં.] વિષ્ઠા, મળ, ગૂ, નરક. (૨) છાણ લીંડાં વગેરે મળ [જવું એ

પુરીષોત્સર્ગ પું. [+ સં. उत्सर्ग] મળ-શુદ્ધિ કરવી એ, ઝાડે

પુરુ પું. [સં.] ચંદ્રવંશના યયાતિ રાજાનો શર્મિષ્ઠામાં થયેલો પુત્ર રાજવી. (સંજ્ઞા.)

પુરુ-વંશ (-વંશ) પું. [સં.] પુરુરાજાનો ઐલવંશી વંશ (કે જેમાં કૌરવ-પાંડવ થયા.)

પુરુવંશી (-વંશી) વિ. [સં., પું.] પુરુવંશમાં ઉત્પન્ન થયેલ

પુરુ-વિવાહ પું. [સં.] એકથી વધુ સ્રીઓ સાથેનાં લગ્ન, 'પોલીગમી' (ર.વા.)

પુરુષ પું. [સં.] નર, મરદ. (૨) પતિ, ધણી, વર. (૩) જીવ અક્ષર અને પરમેશ્વર-એમાંનો દરેક. (૪) કાળનાં રૂપાખ્યાનોમાં પહેલો બીજો અને ત્રીજો એ દરેક. (વ્યા.) [૦માં ન રહેવું (-રૅ:વું), ૦માં ન હોવું (રૂ. પ્ર.) નામર્દ સ્થિતિ હોવી] [ઇચ્છા, 'ફ્રી-વિલ' (દ.બા.)

પુરુષ-કાર પું. [સં.] ઉદ્યમ, પુરુષાર્થ, ઉદ્યોગ. (૨) મુક્ત

પુરુષકાર-વાદ પું. [સં.] જેમાં પુરુષાર્થ ઉપર આધાર હોય તેવો મત-સિદ્ધાંત

પુરુષકારવાદી વિ. [સં., પું.] પુરુષકાર-વાદમાં માનનાર

પુરુષ-જાતિ સ્રી. [સં.] નર-ત્વ, નર-જાતિ, 'મેઇલ સેક્સ'

પુરુષ-ટોટી સ્રી [+ જુઓ 'ટોટી.'] ગર્ભ-નિરોધ માટે પુરુષના લિંગને ઢાંકવાનું સાધન, 'કૉન્ડોમ'

પુરુષ-તા સ્રી., -ત્વ ન. [સં.] પુરુષપણું, મરદાઈ

પુરુષ-દ્વેષિણી વિ., સ્રી. [સં.] પુરુષ કે પુરુષોનો દ્વેષ કર-નાર સ્રી [નાર અભિનેતા

પુરુષ-પાત્ર ન. [સં.] નાટ્ય-રચનામાં પુરુષનો વેશ ભજવ-

પુરુષ-પ્રણીત વિ. [સં.] માણસે જેની રચના કરી છે તેવું, પુરુષ-કૃત, પૌરુષેય [પુરુષકાર, પુરુષાર્થ

પુરુષ-પ્રયત્ન પું. [સં.] માણસની મહેનત, ઉદ્યોગ, ઉદ્યમ,

પુરુષ-બીજ ન. [સં.] બાળકની ઉત્પત્તિમાં નિયામક શુક્રાણુ

પુરુષભાવારોપ પું. [સં. पुरुष-भाव+आ-रोप] પુરુષ ન હોય તેમાં પુરુષપણું ચડાવવું એ, 'ઍન્થ્રોપોમૉર્ફિઝમ' (દ.બા.)

પુરુષ-માત્ર વિ. [સં.] માણસની ઊંચાઈનું, માણસના માપનું, માથોડા જેટલું

પુરુષ-મેધ પું. [સં.] અતિ પ્રાચીન કાલમાં થતો મનાતો એક યજ્ઞ કે જેમાં માણસનું બલિદાન આપવામાં આવતું હતું

પુરુષ-રત્ન ન. [સં.] પુરુષોમાં રત્નરૂપ માણસ

પુરુષ-રાશિ સ્રી. [સં., પું.] મેષ મિથુન સિંહ તુલા ધન અને કુંભ એ પ્રત્યેક રાશિ. (જ્યો.)

પુરુષ-વર્ગ પું. [સં.] જુઓ 'પુરુષ-જાતિ.'

પુરુષ-વાચક વિ. [સં.], પુરુષ-વાચી વિ. [સં., પું.] પહેલો બીજો અને ત્રીજો એ ત્રણે પુરુષોનો બોધ કરે તેવું (સર્વ-નામ). (વ્યા.) [અ સામાન્ય માણસ

પુરુષ-વિશેષ પું [સં.] વિશિષ્ટ માણસ, ખાસ માણસ,

પુરુષ-વેશ(-ષ) પું. [સં.] પુરુષનો પોશાક, મર્દાના પોશાક

પુરુષ-સિંહ (-સિંહ) પું. [સં.] પુરુષોમાં સિંહ જેવો પ્રબળ માણસ

પુરુષ-સૃષ્ટિ સ્રી. [સં.] જુઓ 'પુરુષ-જાતિ.'

પુરુષાકાર પું., પુરુષાકૃતિ સ્રી. [સં. पुरुष + आ-कार, आ-कृति] માણસનો ઘાટ. (૨) વિ. માણસના ઘાટનું

પુરુષાતન ન. [સં. पुरुष દ્વારા. સર૦ 'શૂરાતન.'] શૂરવીરતા, શૂરાતન. (૨) મરદાઈ, પુરુષપણું, પૌરુષ (પ્રજીવક તત્ત્વવાળું)

પુરુષાધમ વિ. [સં. पुरुष + अधम] અધમ માણસ, નીચ અને હલકટ માણસ

પુરુષાયિત ન. [સં.] સંભોગનું એક આસન. (કામ.)

પુરુષાયુષ ન. [સં. पुरुष + आयुस्] માણસની સો વર્ષ જેટલી આવરદા

પુરુષાર્થ પું. [સં. पुरुष + अर्थ] માણસે પ્રાપ્ત કરવાનો તે તે હેતુ : ધર્મ અર્થ કામ અને મોક્ષ. (૨) ઉદ્યોગ, ઉદ્યમ, પુરુષકાર, પુરુષ-પ્રયત્ન. (૩) શક્તિ, સામર્થ્ય, બળ

પુરુષાર્થ-વાદ પું. [સં.] ઉદ્યમ-વાદ

પુરુષાર્થવાદી વિ. [સં., પું.] ઉદ્યમવાદી

પુરુષાર્થી વિ. [સં. पुरुष + अर्थी, પું.] પુરુષાર્થ કરનાર, ઉદ્યોગી, ઉદ્યમી, પ્રયત્ન-શીલ

પુરુષાવતાર પું. [સં. पुरुष + अव-तार] જેમાં સાક્ષાત્ પરમ-પુરુષ પરમાત્મા પોતે જ અવતર્યા હોય એવો અવતાર-પ્રકાર

**પુરુષાવસ્થા** સ્ત્રી. [સં. પુરુષ + अव-स्था] યૌવનનો આરંભ થઈ ચૂક્યો હોય તેવી ઉંમર, 'મૅચ્યોરિટી'

**પુરુષાંતર** (પુરુષાન્તર) ન. [સં. પુરુષ + अन्तर] એકને બદલે બીજા પુરુષ તરીકે ખપવું એ

**પુરુષીકરણ** ન. [સં.] પુરુષ ન હોય તેમાં પુરુષ કરવાની ક્રિયા, 'પર્સોનિફિકેશન' (ચં. ન.)

**પુરુષોચિત** વિ. [સં. પુરુષ + उचित] પુરુષને શોભે તેવું, મરદને છાજતું [એવા પરમાત્મા, પરમેશ્વર

**પુરુષોત્તમ** પું. [સં. પુરુષ + उत्तम] જીવ અને અક્ષરથી પર

**પુરુષોત્તમ-ક્ષેત્ર** ન. [સં.] ઓરિસ્સામાંની જગન્નાથપુરી. (સંજ્ઞા.)

**પુરુષોત્તમ-માસ** પું. [સં.] હિંદુકાલગણનામાં લગભગ દર અઢી વર્ષે ઉમેરાતો એક ચાંદ્રમાસ, અધિક માસ, મળ-માસ

**પુરુ-હૂત** વિ., પું. [સં.] અગ્નિ

**પુરૂરવા** પું. [સં. पुरूरवाः] પૌરાણિક માન્યતા પ્રમાણે ચંદ્ર-પુત્ર બુધને ઇલા નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર, ઐલ રાજા. (સંજ્ઞા.)

**પુરોગ** વિ. [સં. पुरस् + ग, સંધિથી] જુઓ 'પૂર્વગ.' (વ્યા.)

**પુરો-ગામી** વિ. [સં. पुरस् + गामी, પું., સંધિથી] આગળ જનારું, અગ્ર-ગામી, અગ્રે-સર [ગયેલ

**પુરો-જીવી** વિ. [સં. पुरस् + जीवी, પું., સંધિથી] પૂર્વે જીવી

**પુરોડાશ** પું. [સં.] યજ્ઞમાં હોમ માટે બનાવેલ હોમ-દ્રવ્ય તરીકેનો પાક, હવિ. (૨) યજ્ઞની પ્રસાદી

**પુરોતો** પું. લગ્ન વખતે વસવાયાંને અપાતાં લોટ સાકર હળદર વગેરે તે તે પદાર્થ [આવેલો ખ્યાલ

**પુરો-દર્શન** ન. [સં. पुरस् + दर्शन, સંધિથી] અગાઉથી

**પુરોધા** પું. [સં. पुरोधाः] જુઓ 'પુરોહિત.'

**પુરો-વચન** ન. [સં. पुरस् + वचन, સંધિથી] પુસ્તકનું પ્રાક્-કથન, આમુખ, ભૂમિકા, પ્રસ્તાવના

**પુરો-વર્તી** વિ. [સં. पुरस् + वर्ती, પું. સંધિથી] સામે રહેલું, આંખ સામેનું [કરાવનાર અધ્વર્યુ, ગુરુ, ગોર

**પુરો-હિત** પું. [સં. पुरस् + हित, સંધિથી] ધર્મ કર્મ વગેરે

**પુરોહિત-પદ** ન. [સં.] ગોરપદું

**પુરોહિત-વૃત્તિ** સ્ત્રી. [સં.] ગોરપદું કરીને ચલાવવામાં આવતું ગુજરાન, પુરોહિતનો ધંધો [વ્યવસ્થા

**પુરોહિત-શાહી** સ્ત્રી. [+ ફા.] ગોરવર્ગનું શાસન-તંત્ર હોય તેવી

**પુરોહિતાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] પુરોહિતપણું, ગોરપણું, ગોરપદું

**પુલ** પું. [ફા.] ગરનાળાંવાળો સેતુ. [૦ કરવો, ૦ના(-નાં) ખાંધા, ૦ બાંધવો (રૂ. પ્ર.) ઘણું દાન આપવું. ૦ તૂ(-તૂ)ટવો (રૂ. પ્ર.) ટોળે વળવું. ૦તળે ગુજારો (રૂ. પ્ર.) ગરીબ સ્થિતિમાં રહેવું એ]

**પુલક** ન. [સં.] રોમ, રુવાડું, રૂંવું, રુવાંટી

**પુલકવું** અ. ક્રિ. [સં. पुलक, –ના. ધા.] રુવાડાં ખડાં થવાં (ખૂબ હર્ષથી). **પુલકાવું** ભાવે., ક્રિ. **પુલકાવવું** પ્રે., સ. ક્રિ.

**પુલકાઈ** સ્ત્રી. [સં. पुलक + ગુ. 'આઈ' ત. પ્ર.] પુલકિત થવાપણું, રોમ-હર્ષ, રુવાડાં ખડાં થવાં એ

**પુલકાવવું, પુલકાવું** જુઓ 'પુલકવું'માં.

**પુલકિત** વિ. [સં.] હર્ષથી રુવાડાં ખડાં થઈ ગયાં હોય તેવું, રોમાંચિત

**પુલપુલાવવું, પુલપુલાવાવું** જુઓ 'પુલપુલાવું'માં.

**પુલપુલાવું** અ. ક્રિ. [રવા.] બીકથી ધ્રૂજવું. (૨) ચુસાવું. (૩) પોચી ચીજ દબાવી. (૪) મોઢામાં અનાજ મમળાવું. **પુલ-પુલાવાવું** ભાવે., ક્રિ. **પુલપુલાવવું** પ્રે., સ ક્રિ

**પુલસ્તિ** પું. [સં.] માથા ઉપર વાળ રાખવાની ઋષિઓની એક પદ્ધતિ. (૨) સપ્તર્ષિઓમાંનો એ નામનો એક તારો અને ઋષિ, પુલસ્ત્ય. (સંજ્ઞા.) [(૨) જુઓ 'પુલસ્તિ.'

**પુલસ્ત્ય** પું. [સં.] એ નામનો એક પૌરાણિક ઋષિ. (સંજ્ઞા.).

**પુલહ** પું. [સં.] સપ્તર્ષિઓમાંનો એક તારો અને એ નામનો એક પ્રાચીન ઋષિ. (સંજ્ઞા.) [એક પ્રકાર. (જૈન.)

**પુલાક-નિર્ગ્રંથ** (-નિર્ગ્રન્થ) પું. [સં.] નિર્ગ્રંથોના પાંચમાંનો

**પુલાક-લબ્ધિ** સ્ત્રી. [સં.] વીર્યાંતરાયના ક્ષય કે ક્ષયોપશમથી પ્રાપ્ત થતી એક પ્રકારની શક્તિ. (જૈન.)

**પુલાવ** પું. [ફા. પલાવ્] જુઓ 'પલાવ.'

**પુલાવ-કુરમાં** ન., બ. વ. [+ જુઓ 'કુરમું.'] ચોખાની બનાવેલી એક વાની

**પુલિન** પું. [સં.] કાંઠો, કિનારો, તટ, તીર

**પુલિયું** ન. [ફા. 'પુલ્' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નાનો પુલ, ગરનાળું

**પુલિંગ** (પુલિઙ્ગ) ન. [અં.] ધક્કો મારી ગોળ ગોળ ફેરવવું એ (જેમકે છાપ-યંત્રની નકલો કાઢવી એ). (૨) ભાર વગેરે ખેંચવો એ

**પુલિંગ-ઍગ્રીમેન્ટ** ન [અં.] એકબીજી રેલવેને ભાર ખેંચવામાં નુકસાન ન થાય એ પ્રમાણેનું પરસ્પરનું કરારનામું

**પુલિંદ** (પુલિન્દ) પું. [સં.] એક પ્રકારની વનવાસી જાતિ, ભીલોનો એક પ્રકાર. (સંજ્ઞા.) (૨) પુલિંદ જાતિના નિવાસનો એક પ્રાચીન દેશ. (સંજ્ઞા.)

**પુલિંદી** (પુલિન્દી) સ્ત્રી. [સં.] પુલિંદ-સ્ત્રી

**પુલી** સ્ત્રી [અં.] ધીસીવાળી ગરેડી, ગરગડી. (૨) યંત્રમાં જેના ઉપર પટ્ટા ફરે છે તે તે સપાટ મથાળાવાળું ચક્ર

**પુલેજ** ન. દર સાલ ખેડાતી જમીન

**પુલેટ** (-ટય) સ્ત્રી. નાની મુરઘી

**પુલોમા** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ઇંદ્રાણીનો પિતા. (સંજ્ઞા.) (૨) સ્ત્રી. ભૃગુ ઋષિની પત્ની અને ચ્યવન ઋષિની માતા. (સંજ્ઞા.) [(સંજ્ઞા.)

**પુલ્કસ** પું. [સં.] ભારતવર્ષની એક વનવાસી પ્રાચીન જાતિ.

**પુલ્લો** જુઓ 'પૂડલો.'

**પુવાડિયો** જુઓ 'કુવાડિયો.'

**પુશ્તી, -સ્તી** સ્ત્રી. [ફા. પુસ્ત્] સહાય, મદદ

**પુશ્તુ॰ -સ્તો**[1] સ્ત્રી. [ફા.] પુષ્તો ભાષાને નજીકની અફઘાનિસ્તાનના અને પશ્ચિમ પાકિસ્તાનના પેશાવર વગેરે વિભાગની ભારત – આર્ય કુલની એક ભાષા. (સંજ્ઞા.)

**પુશ્તો**[2] (-સ્તો) પું. [ફા. પુશ્તહ્] ટેકો. (૨) આધાર આપતી સહાયક દીવાલ, બાંધો, 'બ્રેસ્ટ-વૉલ'

**પુષ્કર** ન. [સં.] નીલ કમળ, વાદળી કમળ. (૨) રાજસ્થાનમાં અજમેર પાસેનું એ નામનું એક તીર્થ. (સંજ્ઞા.). (૩) એ

નામનું એક વાદ્ય [જુઓ 'પોકરણો.'
**પુષ્કરણો** પું. [ગુ. 'પોકરણો,' એનું અર્વા. સંસ્કૃતીકરણ]
**પુષ્કરાવર્ત** પું. [+ સં. आ-वर्त] પ્રલયને સમયે પડતો મેઘ
**પુષ્કરિણી** સ્ત્રી. [સં.] નીલ કમળનો છોડ. (૨) (જેમાં નીલ કમળો ઊગે છે તેવી) તળાવડી. (૩) હાથણી [અત્યંત
**પુષ્કળ** વિ. [સં. पुष्कल] ઘણું જ ઘણું, ખૂબ, અતિશય,
**પુષ્કળ-તા** સ્ત્રી. [સં.] બહુ હોવાપણું, છત
**પુષ્ટ** વિ. [સં.] પોષણ પામેલું, પોષાયેલું. (૨) જેને સમર્થન મળ્યું છે તેનું. (૩) (લા.) જાડું, હૃષ્ટ-પુષ્ટ
**પુષ્ટ-તા** સ્ત્રી. [સં.] પુષ્ટ હોવાપણું
**પુષ્ટાવવું** સ. ક્રિ. [સં. पुष्ट, – ના. ધા. પ્રે. નો 'આવ' પ્ર. લગાડી] આચાર્ય દ્વારા પોતાને સેવવાના ઠાકોરજીની સાંપ્રદાયિક પ્રકારની પ્રતિષ્ઠા કરાવવી. (પુષ્ટિ.)
**પુષ્ટાંગ** (પુષ્ટાઙ્ગ) વિ. [સં. पुष्ट + अङ्ग] ભરેલાં અંગોવાળું, લોંઠકું
**પુષ્ટિ** સ્ત્રી. [સં.] પોષવું એ, પોષણ. (૨) (લા.) ઉત્તેજન. (૩) સમર્થન, ટેકો. (૪) અનુગ્રહ, કૃપા, પ્રસાદ. [૦ આપવી ૦ કરવી, ૦ દેવી (રૂ. પ્ર.) ટેકો આપવો, સમર્થન કરવું. ૦ મળવી (રૂ. પ્ર.) ટેકો મળવો, સમર્થન મળવું]
**પુષ્ટિ-કર, પુષ્ટિ-કારક** વિ. [સં.], **પુષ્ટિ-કારી** વિ. [સં.,પું.] જુઓ 'પોષક.' [આપનાર, પૌષ્ટિક
**પુષ્ટિ-દાયક** વિ. [સં.], **પુષ્ટિ-દાયી** વિ. [સં.,પું.] પોષણ
**પુષ્ટિ-પથ** પું. [સં.], **પુષ્ટિ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'] જુઓ 'પુષ્ટિ-માર્ગ.'
**પુષ્ટિ-ભક્તિ** સ્ત્રી. [સં] જેમાં કેવળ પરમાત્મા–પરમેશ્વર–પરબ્રહ્મ–ભગવાનની કૃપા ઉપર જ આધાર રાખી નિષ્કામ રીતે કરવામાં આવે તે શરણની સતત ભાવનાવાળી ભક્તિ કે લગની. (પુષ્ટિ.)
**પુષ્ટિ-માર્ગ** પું. [સં.] પરમાત્મા–પરમેશ્વર–પરબ્રહ્મ–ભગવાન કિંવા પ્રભુની કૃપા જ જીવના ઉદ્ધારમાં હેતુ છે એવી દૃઢ શરણ-ભાવનાનો શ્રીવલ્લભાચાર્યજી(ઈ.સ. ૧૪૭૨–૧૫૩૦)એ વિકસાવેલો એક ભક્તિ-માર્ગ. (પુષ્ટિ.) (સંજ્ઞા.)
**પુષ્ટિમાર્ગી** વિ. [સં., પું.], **-ર્ગીય** વિ. [સં.] પુષ્ટિ-માર્ગને લગતું, પુષ્ટિ-માર્ગનું
**પુષ્ટિ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં] જુઓ 'પુષ્ટિ-માર્ગ.'
**પુષ્ટિ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] જેમના ઉપર ભગવાનની હંમેશાં કૃપા છે યા કૃપા ઊતરી આવે છે તેવી જીવ–સૃષ્ટિ. (પુષ્ટિ.) (૨) પુષ્ટિ-માર્ગની જેને જેને દીક્ષા મળી છે તેવા જીવો–વૈષ્ણવોનો સમગ્ર સમૂહ. (પુષ્ટિ.) [નીકળતું લોહી)
**પુષ્પ** ન. [સં.] ફૂલ. (૨) સ્ત્રીનું આર્તવ (છેટે બેસતી વખત
**પુષ્પક** ન. [સં] પૌરાણિક માન્યતા પ્રમાણે કુબેરનું રાવણે કબજે કરેલું દૈવી વિમાન. (સંજ્ઞા.)
**પુષ્પ-કલિકા, પુષ્પ-કલી** સ્ત્રી. [સં.] ફૂલની કળી
**પુષ્પ-કુંજ** (-કુઞ્જ) સ્ત્રી. [સં.,પું.,ન.] ઘણાં પુષ્પ થતાં હોય તેવી ઘટાદાર નાની વાડી
**પુષ્પ-કોશ(-ષ)** પું. [સં.] ફૂલનો ડોડો
**પુષ્પ-ગંધ(-ગન્ધ)** પું. [સં.] પુષ્પની સુવાસ
**પુષ્પ-ગુચ્છ** પું. [સં.] ફૂલોનો ગુચ્છો
**પુષ્પ-ચક્ર** ન. [સં.] માળા, 'રીધ'
**પુષ્પ-તા** સ્ત્રી. [સં.] ફૂલોનો ગુણધર્મ—સૌરભ સુકોમળતા વગેરે
**પુષ્પ-દલ(-ળ)** ન. [સં.] ફૂલની પાંખડી
**પુષ્પ-દામ** ન. [સં.] ફૂલનો હાર
**પુષ્પ-દ્રવ** પું. [સં.] ફૂલોનો રસ
**પુષ્પ-ધન્વા** પું. [સં.] કામદેવ
**પુષ્પ-ધારી** વિ. [સં.,પું.] ફૂલો ધારણ કર્યાં હોય તેવું, ફૂલના શણગાર કર્યા હોય તેવું
**પુષ્પ-પટ્ટિકા** સ્ત્રી. [સં.] કોઈ પણ મકાન જેવા સ્થાપત્યની ભૂમિ-સપાટીની કિનારી
**પુષ્પ-પરાગ** પું. [સં.] ફૂલનું રજ—પુંકેસર અને સ્ત્રીકેસર
**પુષ્પ-પાત્ર** ન. [સં.] ફૂલ-દાની
**પુષ્પ-મંજરી** (-મઞ્જરી) સ્ત્રી. [સં.] ફૂલોની માંજર
**પુષ્પ-મંડપ** (-મણ્ડપ) પું. [સં.] ફૂલોનો માંડવો, જેના ઉપર ફૂલ-વેલ ચડાવવામાં આવી હોય તેવો માંડવો
**પુષ્પ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] ફૂલોની માળા, પુષ્પ–દામ
**પુષ્પ-મુકુટ** પું. [સં.] ફૂલોનો બનાવેલો મુગટ
**પુષ્પ-રજ** ન. [સં. °रजस्] ફૂલોનો પરાગ, પુષ્પ–પરાગ. (૨) સ્ત્રીઓનું આર્તવ
**પુષ્પ-રસ** પું. [સં.] ફૂલોનો રસ [મણિ
**પુષ્પ-રાગ** પું. [સં.] ફૂલોનો રંગ. (૨) પોખરાજ નામનો
**પુષ્પ-રાશિ** પું. [સં.] ફૂલોનો ઢગલો
**પુષ્પ-લતા** સ્ત્રી. [સં.] ફૂલ-વેલ
**પુષ્પવતી** વિ., સ્ત્રી. [સં.] રજસ્વલા સ્ત્રી, અભડાયેલી સ્ત્રી
**પુષ્પ-વર્ષા** સ્ત્રી. [સં] ફૂલોનો ઉપરથી વરસાદ વરસાવવો એ, ઉપરથી ફૂલો ફેંકવાં એ
**પુષ્પ-વાટિકા** સ્ત્રી. [સં.] ફૂલ-વાડી
**પુષ્પ-વૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'પુષ્પ-વર્ષા.' [પથારી
**પુષ્પ-શયન** ન. [સં.], **પુષ્પ-શય્યા** સ્ત્રી. [સં.] ફૂલોની
**પુષ્પ-શર** પું. [સં.] 'પુષ્પ-ધન્વા.'
**પુષ્પ-શોભા, પુષ્પ-શ્રી** સ્ત્રી. [સં.] ખીલેલાં ફૂલોનું સૌંદર્ય
**પુષ્પ-હાર** પું. [સં.] જુઓ 'પુષ્પ-માલા.'
**પુષ્પાકાર** પું., **પુષ્પાકૃતિ** સ્ત્રી. [સં. + आ-कार, आ-कृति] ફૂલનો ઘાટ. (૨) ફૂલના ઘાટવાળું [ચોખા
**પુષ્પાક્ષત** ન.,બ.વ. [+ સં. अ-क्षत] (પૂજામાંનાં) ફૂલ અને
**પુષ્પાયુધ** પું. [+ સં. आयुध] જુઓ 'પુષ્પ-ધન્વા.'
**પુષ્પાવરણ** ન. [+ સં. आ-वरण] ફૂલોની ચાદર, ફૂલોનું ઢાંકણ
**પુષ્પાસન** ન. [+ સં. आसन] ફૂલોનું બનાવેલું આસન
**પુષ્પાસવ** પું. [+ સં. आसव] ફૂલોમાંથી કાઢેલો રસ
**પુષ્પાસ્તરણ** ન. [+ સં. आ-स्तरण] ફૂલોની બિછાયત
**પુષ્પાંજલિ(-ળિ)** (પુષ્પાઞ્જલિ,–ળિ) પું., સ્ત્રી. [+ સં. अञ्जलि पुं] ખોબો ભરીને ફૂલો, ફૂલોનો ખોબો. [૦ આપવી (રૂ.પ્ર.) સખત માર મારવો]
**પુષ્પિકા** સ્ત્રી. [સં.] પુરુષની જનનેંદ્રિયની ટોપી. (૨) જૂની પદ્ધતિના ગ્રંથોના અંતે इतिश्रीથી શરૂ થતી ગ્રંથકાર ગ્રંથ લહિયો ગામ વર્ષ માસ પક્ષ તિથિ વાર વગેરેની અપાતી વિગત, ઇતિશ્રી
**પુષ્પિત** વિ. [સં.] ફૂલ્યું–ફાલ્યું

**પુષ્પિતા** વિ.,સ્ત્રી. [સં] જુએ 'પુષ્પવતી.'
**પુષ્પિતાગ્રા** સ્ત્રી. [ + સં.अग्र, બ. व्री.] એ નામનો એક અર્ધસમ-ગણ મેળ (અક્ષરમેળ) છંદ. (પિંગળ.)
**પુષ્પોત્પત્તિ** સ્ત્રી. [સં. पुष्प + उत्पत्ति] ફૂલોની પેદાશ
**પુષ્પોત્પાદન** ન. [સં. पुष्प+ उत्पादन] ફૂલો ઉછેરવાં એ
**પુષ્પોદ્ગમ, પુષ્પોદ્ભવ** પું. [સં. पुष्प + उद्गम, उद्भव] વૃક્ષ–વેલીમાં ફૂલો ફૂટવાની ક્રિયા
**પુષ્પોદ્યાન** ન. [સં. पुष्प+उद्यान] જુએ 'પુષ્પ-વાટિકા.'
**પુષ્ય** ન. [સં.] અશ્વિનીથી આઠમું આકાશીય નક્ષત્ર. (ખગોળ.)
**પુષ્ય-સ્નાન** ન. [સં.] પોષ મહિનામાં ચંદ્ર પુષ્ય નક્ષત્રમાં આવે ત્યારે (મોટે ભાગે પૂનમે) વિઘ્ન-શાંતિ માટે કરવામાં આવતું નદી સમુદ્ર વગેરેમાંનું પવિત્ર ગણાતું સ્નાન
**પુષ્યાર્ક** પું. [ + સં. अर्क] કર્ક-સંક્રાંતિ વખતે આકાશમાં સૂર્ય પુષ્ય નક્ષત્રના ઝૂમખામાં આવે ત્યારનો ગણાતો પવિત્ર સમય (મોટે ભાગે શ્રાવણમાં દસ દિવસોનો) (જ્યો.)
**પુસા-ઘઉં** પું.,બ. વ. 'પુસા' નામથી જાણીતી ઘઉંની જાત
**પુસ્તક** ન. [સં.] મોટી પોથી. (૨) ચોપડી, ગ્રંથ. [૦ **ચાલવું** (૨) પાઠ્ય પુસ્તક તરીકે પુસ્તકનું હોવું. ૦ **બનાવવું** (રૂ. પ્ર.) પુસ્તકની રચના કરવી. ૦ **બાંધવું** (રૂ. પ્ર.) છૂટાં પાનાંને ભેળાં કરી ગ્રંથાકારે જિલ્દ કરવી. ૦ **રચવું** (રૂ. પ્ર.) ગ્રંથની નવી રચના કરવી. ૦ **લખવું** (રૂ. પ્ર.) પુસ્તક બનાવવું. (૨) પુસ્તકની નકલ માત્ર કરવી] [મેળવવાપણું
**પુસ્તક-પર-તા** સ્ત્રી. [સં.] પુસ્તકમાંથી પોપટિયું જ્ઞાન
**પુસ્તક-પંડિત** (-પણ્ડિત) પું. [સં.] (લા.) અનુભવ વગરનો માત્ર વાંચી તૈયાર થયેલો વિદ્વાન [મળેલી વિદ્વત્તા
**પુસ્તક-પાંડિત્ય** (-પાણ્ડિત્ય) ન. [સં.] ગ્રંથોના વાચનથી માત્ર
**પુસ્તક-પ્રકાશક** વિ. [સં.] ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરનાર
**પુસ્તક-પ્રકાશન** ન. [સં.] ગ્રંથો છપાવી બજારમાં વેચવા મૂકવાની ક્રિયા
**પુસ્તક-પ્રેમ** પું. [સં., પું., ન.] ગ્રંથો તરફની લગની
**પુસ્તક-બદ્ધ** વિ. [સં.] ગ્રંથસ્થ-લેખસ્થ થયેલું
**પુસ્તક-ભંડાર** (-ભણ્ડાર) પું. [ + જુએ 'ભંડાર.'] પુસ્તકોનો મોટો સંગ્રહ અને એ રાખવાનું સ્થળ [ગ્રંથ-માળા
**પુસ્તક-માલા**(-ળા) સ્ત્રી. [સં.] છપાતાં પુસ્તકોની પરંપરા,
**પુસ્ત-કર્મ** ન. [સં.] રંગ દેવાનું કામ
**પુસ્તક-લેખન** ન. [સં.] ગ્રંથ-લેખન
**પુસ્તક-વાચન** ન. [સં.] પુસ્તકો વાંચવાં એ, ગ્રંથ-વાચન
**પુસ્તક-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] પુસ્તકાલય, 'લાઇબ્રેરી'
**પુસ્તકવર્ણન-વિદ્યા** સ્ત્રી. [સં.] પુસ્તકોનાં કર્તા વિષય સમય પ્રકાશક પ્રકાશન-વર્ષ પ્રકાશન-સ્થાન વગેરેનો ખ્યાલ આપતું શાસ્ત્ર, 'બિબ્લિયોગ્રાફી' (મન. ૨વ.),' 'લાઇબ્રેરી-સાયન્સ'
**પુસ્તક-સમિતિ** સ્ત્રી. [સં.] પાઠ્ય-પુસ્તકો વગેરેમાંથી પસંદ કરી અભ્યાસ કે વાચનની ભલામણ કરનારી મંડળી
**પુસ્તકાકાર** પું., **પુસ્તકાકૃતિ** સ્ત્રી. [સં. पुस्तक + आ-कार, आ-कृति] ગ્રંથનો ઘાટ. (૨) ગ્રંથના ઘાટનું
**પુસ્તકાધ્યક્ષ** પું. [સં. पुस्तक + अध्यक्ष] પુસ્તકાલયનો વડો, ગ્રંથપાલ, 'લાઇબ્રેરિયન'
**પુસ્તકારૂઢ** વિ. [સં. पुस्तक + आ-रूढ] ગ્રંથમાં ચડાવેલું, ગ્રંથમાં લખી લીધેલું, ગ્રંથ-સ્થ ['પુસ્તક-શાલા.'
**પુસ્તકાલય** ન. [સં. पुस्तक + आ-लय, પું., ન.] જુઓ
**પુસ્તકિયું** વિ. [સં. पुस्तक + ગુ. 'ઇયું' ત. પ્ર.] પુસ્તકને લગતું, પુસ્તકનું, પુસ્તક પૂરતું મર્યાદિત
**પુસ્તકી** વિ. [સં., પું.] જેની પાસે ગ્રંથો હોય તેવું
**પુસ્તકીય** વિ. [સં.] જુએ 'પુસ્તકિયું.'
**પુસ્તિકા** સ્ત્રી [સં.] પોથી. (૨) નાની ચોપડી, ચોપાનિયું, 'હેન્ડ-બુક,' 'બ્રોકયોર[૨]'
**પુસ્તી** જુએ 'પુશ્તી.'
**પુસ્તો** જુએ 'પુશ્તો.'–'પીઢ્ર.'
**પું-કેશ(-સ)ર** (પુઙ્કેશ(-સ)ર ન. [સં., પું., ન.] ફૂલોના અંદરના ભાગની જીવક રજ ('નર' પ્રકારની), નરબીજવાળો ફૂલનો ભાગ
**પુંખ** (પુઙ્ખ) ન. [સં., પું., ન.] બાણના છેડા ઉપરનો પીછા-વાળો ભાગ. (૨) છાપરાના બેઉ કરાની બહાર નીકળતી પાંખ
**પુંખાર** (પુઙ્ખાર) પું. [સં. पुङ्खारकार > પ્રા. पुंखार પ્રા. તત્સમ] જુએ 'પુંખ(૧).'
**પુંખિત** (પુઙ્ખિત) વિ. [સં.] પુંખવાળું (બાણ)
**પુંગ-પુંગ** (પુઙ્ગ-પુઙ્ગ) ક્રિ. વિ. [રવા.] એવો ઢોલનો અવાજ થાય એમ
**પું-ગવ** (પુઙ્ગવ) પું. [સં.] આખલો, ખૂંટ, ખૂંટડો, ખૂંટિયો
**પુંજ** (પુઞ્જ) પું. [સં.] ઢગલો, રાશિ, જથ્થો
**પુંજાન** (પુઞ્જાન) વિ. સાધક દશામાં રહેલું
**પુંજિક** (પુઞ્જિક) પું. [સં.] મોટો સભા-ખંડ. (૨) (લા.) જામેલો બરફ
**પુંજેરી** પું. જુએ 'પીંજરિયો.'
**પુંડરીક** (પુણ્ડરીક) ન. [સં.] ધોળું કમળ
**પુંડરીકાક્ષ** (પુણ્ડરીકાક્ષ) પું. [+ સં. अक्षिनुं બ.વ.માં अक्ष] કમળ જેવાં નેત્રવાળા વિષ્ણુ
**પુંડ્ર** (પુણ્ડ્ર) ન. [સં., પું., ન.] કપાળમાં ધાર્મિક ચિહ્ન તરીકે કરવામાં આવતું આડું કે ઊભું તિલક. (૨) પું. એ નામની એક પ્રાચીન વનવાસી પ્રજા. (સંજ્ઞા.)
**પુંતાર** (પુન્તાર) પું. હાથીનો મહાવત, પૂંતાર
**પુંનાગ** (પુન્નાગ) પું. [સં.] નાગકેસરનું ઝાડ
**પું(-પૂં)બી** સ્ત્રી. [ફા. 'પુંબહ્' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] રૂના તોલની ગણતરી માટે છૂટક મુકાતું જતું રૂ
**પું-ભાવ** (પુમ્ભાવ) પું. [સં.] પુરુષપણું, પુરુષનો ગુણ-ધર્મ
**પુંલિંગ** (પુંલ્લિઙ્ગ) ન. [સં.] પુરુષનું ચિહ્ન, પુરુષ-જાતિ, નરજાતિ. (વ્યા.) (૨) વિ. નરજાતિનું. (વ્યા.)
**પુંલિંગ-વાચક** (પુંલ્લિઙ્ગ-) વિ.[સં.] **પુંલિંગ-વાચી** (પુંલ્લિઙ્ગ-), વિ. [સં., પું. **પુંલિંગી** (પુંલ્લિઙ્ગી) વિ. [સં.,પું.] નર-જાતિ બતાવનાર. (વ્યા.)
**પું(-પૂં)વાડિયો** જુએ 'પુવાડિયો.'
**પું(-પૂં)વાવું** અ. ક્રિ. મૂંઝાવું
**પુંશ્ચલ** (પુંશ્ચલ) વિ., પું. [સં] વ્યભિચારી પુરુષ
**પુંશ્ચલી** (પુંશ્ચલી) વિ., સ્ત્રી. [સં.] વ્યભિચારિણી સ્ત્રી, કુલટા
**પું-સવન** (પુંસવન) ન. [સં.] હિંદુઓના સોળ સંસ્કારોમાંનો

સીમંત સંસ્કાર કે અધરણી

**પુંસ્કોકિલ** (પુંસ્કોકિલ) પું. [સં.] નર-કોયલ

**પુંસ્-ત્વ** (પુંસ્ત્વ) ન. [સં.] પુરુષપણું, મરદાઈ તત્ત્વ

**પૂ** ન. [રવા.] બાળભાષામાં પેશાબ. (૨) ક્રિ.વિ. હુરિયો કરાય એમ [ધ્વનિ

**પૂ-કાર** પું. [રવા.] 'પૂ' એવો અવાજ, હુરિયો, તિરસ્કારનો

**પૂખડું** ન. મંદ પવનની લહેરકી

**પૂગ** ન [સં.] સોપારી. (૨) શેતૂર. (૩) પરસ્પર સહાયક મંડળ, 'ગિલ્ડ' (દ.બા.), 'કૉર્પોરેશન'

**પૂગડી** સ્ત્રી. દાસી

**પૂગરવું** સ.ક્રિ. ઓગાળવું, વાગોળવું. (૨) પચાવવું. **પૂગરાવું** કર્મણિ., ક્રિ. **પુગરાવવું** પ્રે.,સ.ક્રિ.

**પૂગણ** ન. [જુઓ 'પૂગવું' દ્વારા] પહોંચવાનું સ્થળ

**પૂ(-પો)ગવું** સ. ક્રિ. પહોંચવું, આંબવું. (ભૂ. કૃ.માં કર્તરિ પ્રયોગ). પુ(-પો)ગાવું કર્મણિ., ક્રિ. પુ(-પો)ગાડવું પ્રે., સ.ક્રિ.

**પૂગી** સ્ત્રી., ૦ **ફલ(-ળ)** ન. [સં.] જુઓ 'પૂગ(૧).'

**પૂચકી** સ્ત્રી. નાના બાળકની મૂત્રેંદ્રિય

**પૂચી** સ્ત્રી. સ્ત્રીની યોની

**પૂછ¹** (-છ્ય) સ્ત્રી. [જુઓ 'પૂછવું'; મોટે ભાગે સમાસના પૂર્વ પદ તરીકે; જેમકે 'પૂછ-ગાછ'] પૂછવું એ

**પૂ(-પૂં)છ²** ન. [સ પુચ્છ > પ્રા. પુચ્છ, પુંછ] પશુ પક્ષી વગેરેનો વધારાનો પીઠનો અવયવ, પૂછડું, પૂછડી

**પૂછ-ગા(-તા, -પા)છ** (પૂછ્ય ગા(-તા, -પા) છ્ય) સ્ત્રી. [જુઓ 'પૂછ,¹'–દ્વિર્ભાવ.] પૂછ-પરછ, પરિ-પૃચ્છા, સૂક્ષ્મ તપાસવાળું પૂછવું એ

**પૂ(-પૂં)છ-ટાળ** પું. [જુઓ પૂછ²' + 'ટાળવું.'] બળદ કે ગાયના પૂછડાને છેડેના કાળા વાળ. (૨) ઘોડાની એક એબ. (૩) વિ. ઢાંઢા ઉપર પૂછડું રાખતું (ભેંસની એબ). (૪) (લા.) ખુશામતિયું

**પૂ(-પૂં)છડા-નું** વિ. [જુઓ 'પૂ(-પૂં)છડું' + 'નું' ષ. વિ. નો અનુગ] પૂછડાની બાજુનું. (૨) છેડેનું પાછલું

**પૂ(-પૂં)છડા-વેરો** પું. [જુઓ 'પૂ(-પૂં)છડું' + 'વેરો.'] ઢોર ઉપર લેવાતો કર

**પૂ(-પૂં)છડી** સ્ત્રી. [જુઓ 'પૂ(-પૂં)છડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પૂછડું. [**૦ લઈને નાસવું** (રૂ. પ્ર.) બીકણ બની નાસી છૂટવું. **વિદ્વાનની પૂ(-પૂં)છડી** (રૂ. પ્ર.) દંભી વિદ્વાન]

**પૂ(-પૂં)છડું** ન. [જુઓ 'પૂ(-પૂં)છ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] પશુઓનો પૂંઠ ઉપર લટકતો થોડા કે ઝાઝા વાળ-વાળો સ્નાયુ, પુચ્છ. (૨) કોઈ પણ પદાર્થનો એવો વધારાનો લટકતો કે લંબાતો ભાગ. [**-ડામાં પેસવું** (-પેસવું) (રૂ. પ્ર.) મોટાનો આશ્રય લેવો. **-ડાં આમળવાં** (રૂ. પ્ર.) આગ-આવડતનું કામ કરવું. **-ડાં વધવાં** (રૂ. પ્ર.) નામની પાછળ પદવીઓના અક્ષર વધવા. **૦ એકલું બાકી રહેવું** (કે હોવું) (-રે:વું) (રૂ.પ્ર.) પશુ જેવું મૂર્ખ હોવું. **૦ છૂટી જવું** (રૂ. પ્ર.) ઝાડા થઈ જવા. **૦ પકડવું** (રૂ. પ્ર) હઠ પકડવી, જિદ કરવી. **૦ પછાડવું** (રૂ.પ્ર.) ગુસ્સાની ધમપછાડ કરવી. (૨) ધમકાવવું. **૦ ફાટવું** (રૂ. પ્ર.) બીવું. (૨) ગભરાવું. **૦ બળવું** (રૂ. પ્ર.) માઠું લાગવું. **૦ મળવું** (રૂ. પ્ર.) પદવી મળવી (કટાક્ષમાં). **૦ મેળવવું** (રૂ.પ્ર.) લાયકાત મેળવવી (કટાક્ષમાં). **-ડે કડિયાળી કરવી** (રૂ. પ્ર.) પાછળથી ખૂબ હેરાણ થાય એમ કરવું. **-ડે તણાવું** (રૂ. પ્ર.) કોઈની પાછળ ખેંચાવું. **-ડે પડવું** (રૂ. પ્ર.) તાકાત ગુમાવી લથડી પડવું]

**પૂ(પૂં)છડો** પું. [જુઓ 'પૂછડું.'] વણકરનું દોરાને પાણ કરવાનું પુચ્છ જેવું સાધન. (૨) ઘી,ળવા વગેરેનો કૂચડો

**પૂછણું** ન. [જુઓ 'પૂછવું' + ગુ. 'અણું' કૃ. પ્ર] પૂછવું એ, પુછાણ

**પૂછ-તાછ** (પૂછ્ય-તાછ્ય) જુઓ 'પૂછ-ગાછ.'

**પૂછ-પરછ** (પૂછ્ય-પરછ્ય) સ્ત્રી. [જુઓ 'પૂછવું' + સમાનાર્થ સં. પૃચ્છાનું અર્વા. તદ્ભવ, દ્વિરુક્તિ] જુઓ 'પૂછ-ગાછ'–'ઇન્ક્વાયરી.'

**પૂછ-પાછ** (પૂછ્ય–પાછ્ય) જુઓ 'પૂછ-ગાછ.'

**પૂછ-પુછારણ** (પૂછ્ય-) ન. [જુઓ 'પૂછવું' + સમાનાર્થી 'પુછારણ.'] માહિતી ખાતરની પૂછ-પરછ

**પૂ(-પૂં)છ-પ્રવેશ** પું. [જુઓ 'પૂછ' + સં.] દૂધ મેળવવા ગાય ભેંસની યોનિમાં પૂછડું ઘાલવાની ક્રિયા

**પૂ(-પૂં)છલ** વિ. [જુઓ 'પૂ(-પૂં)છલવું.'] (પૂંછડેથી ઉપાડવું પડે એવું નબળું થતાં) પૂછલી ગયેલું, તાકાત વિનાનું (આવું ઢોર બેસી પડ્યું હોય છે.)

**પૂ(-પૂં)છલવું** અ. ક્રિ. [સં. પૃચ્છ > પ્રા. પુચ્છ. પુંછ ના વિકાસમાં ના. ધા.] ઊઠી ન શકાય એ રીતનું (ઢોરનું) નિર્બળ થઈ જવું (આવા ઢોરને પૂંછડેથી ઉપાડવાનો પ્રયત્ન થાય છે.)

**પૂ(-પૂં)છ-વરતી** વિ. [જુઓ 'પૂ(-પૂં)છ' + 'વરતવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] પૂછડા ઉપર બે ભમરી હોય તેવું (ઘોડાનો પ્રકાર)

**પૂછવું** સ. ક્રિ. [સં. પૃચ્છ્ > પ્રા. પુચ્છ] પ્રશ્ન કરવો, સવાલ કરવો, જવાબ માગવો, હકીકત કહાવવી. (૨) આદર કરવો. (૩) લેખામાં લેવું. (૪) સલાહ લેવી. **પુછાવું** કર્મણિ., ક્રિ. **પુછાવવું** પ્રે., સ. ક્રિ.

**પૂછવું-ગા(-પા)છવું** સ. ક્રિ. [જુઓ 'પૂછવું,' – દ્વિર્ભાવ.] માહિતી માટે તલાસ કરવી. (૨) સલાહ માગવી.) [**પૂછ્યા ગાછ્યા વિના કે વગર** (રૂ. પ્ર.) સલાહ-સૂચન લીધા વિના]

**પૂછા** સ્ત્રી. [સં. પુચ્છા > પ્રા. પૃચ્છા] પૃચ્છા

**પૂછાપૂછ** (-છ્ય), **-છી** સ્ત્રી. [જુઓ 'પૂછવું,' – દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ. પ્ર.] વારંવાર પૂછવું એ

**પૂછવું-પાછવું** જુઓ 'પૂછવું'–'ગાછવું.'

**પૂ(-પૂ)છી-વેરો** પું. [જુઓ 'પૂછ' + ગુ. 'ઈ' ત. પ્ર. + 'વેરો.'] ઢોર રાખવા લેવાતો કર

**પૂજ¹** સ્ત્રી. [સં. પૂજા, અર્વા. તદ્ભવ] (ખાસ કરીને) સૌરાષ્ટ્રના દરિયાકાંઠાના માતાઈના ભક્તખારીઓનો નવરાત્રને અંતે જુદા જુદા મઢોમાં થતો ઉત્સવ

**પૂજ²** વિ., પું. [સં. પૂજ્ય > પ્રા. પુજ્જ] જૈન લોકાગચ્છના આચાર્ય (હંમેશાં 'શ્રીપૂજ' તરીકેનો પ્રયોગ). (જૈન.)

**પૂજક** વિ. [સં.] પૂજા કરનાર

**પૂજન** ન. [સં.] પૂજા, અર્ચા, અર્ચન. (૨) આદર-સંમાન

**પૂજન-થાળ** પું. [+ જુઓ 'થાળ.'] જેમાં પૂજનની સામગ્રી રાખી હોય તેવી મોટી થાળી કે છાબડી

**પૂજન-સાજ** પું. [ + જુઓ 'સાજ.'], **પૂજન-સામગ્રી** સ્ત્રી. [ + સં.] પૂજાનો સરસામાન

**પૂજનિક** વિ. [ + સં. इक त. प्र.; પરંતુ આ માત્ર સંસ્કૃતાભાસીરૂપ; સંસ્કૃતમાં નથી.] જુઓ 'પૂજનીય' – 'પૂજ્ય.'

**પૂજનીય** વિ. [સં.] પૂજા કરાવા પાત્ર, પૂજ્ય. (૨) માનનીય, માન્ય, સંમાન્ય

**પૂજનીય-તા** સ્ત્રી. [સં.] પૂજનીય હોવાપણું, પૂજ્ય-તા

**પૂજવું** સ. ક્રિ. [સં. पूज्, તત્સમ] પૂજા કરવી, અર્ચવું, અર્ચા કરવી. (૨) આદર આપવો, માન આપવું. (૩) (લા.) માર મારવો, લમધારવું. પૂજાવું કર્મણિ., ક્રિ. **પૂજાવવું** પ્રે., સ. ક્રિ.

**પૂજા** સ્ત્રી. [સં.] જુઓ 'પૂજન.' (૨) (લા.) માર. [૦ **કરવી** (રૂ. પ્ર.) માર મારવો. ૦ **લેવી** (રૂ. પ્ર.) સત્કારનો સ્વીકાર કરવો. ૦ **વાળવી** (રૂ. પ્ર.) લાંબા સમયની પૂજાને સંકેલવી]

**પૂજા-દ્રવ્ય** ન., બ. વ. [સં.] દેવ વગેરેને ચડાવવાનાં ગુલાલ અબીલ ફૂલ પંચામૃત ધૂપ દીપ નૈવેદ્ય વગેરે [સામગ્રી

**પૂજા-પત્રી** સ્ત્રી. [સં. + સં. पत्र + ગુ. 'ઈ' ત. પ્ર.] પૂજાની

**પૂજા-પાઠ** ન., બ. વ. [સં.,પું.] દેવાદિનું પૂજન તેમ ધાર્મિક ગ્રંથોનો મૌખિક કે વાંચીને પાઠ [જુઓ 'પૂજા-પત્રી.'

**પૂજા-પાત્રી** સ્ત્રી. [સં. + સં. पात्र + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**પૂજાપો** પું. [સં. पूजा દ્વારા] દેવ વગેરેને ચડાવવાનું પૂજા-દ્રવ્ય

**પૂજાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પૂજારી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] પૂજારીની સ્ત્રી

**પૂજારિણી** વિ. સ્ત્રી. [જુઓ 'પૂજારી' + સં. इन् + ई સ્ત્રી. પ્રત્યય; સંસ્કૃતાભાસી નવો શબ્દ.] જુઓ 'પૂજારણ.'

**પૂજારી** પું. [સં. पूजा દ્વારા] પૂજા કરનાર ધંધાદારી સેવક. (૨) (લા.) વ્યસની

**પૂજારેણ** (-ણ્ય) જુઓ 'પૂજારણ.'

**પૂજારો** પું. [જુઓ 'પૂજારી.'] જુઓ 'પૂજારી.' (૨) લુહાણામાં એ નામનું એક કુળ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**પૂજાર્હ** વિ. [સં. पूजा + अर्ह] પૂજા થવા કે કરવાને યોગ્ય, પૂજનીય, પૂજ્ય

**પૂજાવવું, પૂજાવું** જુઓ 'પૂજવું'માં.

**પૂજાસક્ત** વિ. [સં. पूजा + आ-सक्त] પૂજામાં લગનીવાળું

**પૂજાસક્તિ** સ્ત્રી. [સં. पूजा+आ-सक्ति] પૂજામાં લાગેલી લગની

**પૂજિત** વિ. [સં.] પૂજેલું, અર્ચેલું, અર્ચિત

**પૂજિતવ્ય, પૂજ્ય** વિ. [સં.] જુઓ 'પૂજનીય.'

**પૂજ્ય-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] જુઓ 'પૂજનીય-તા.'

**પૂજ્ય-પાદ** વિ. [સં.] જેમના ચરણ પૂજવા લાયક છે તેવું

**પૂજ્ય-બુદ્ધિ** સ્ત્રી., **પૂજ્ય-ભાવ** પું. [સં.] વડીલ કે દેવ વગેરે પૂજા-સંમાનને પાત્ર છે એ પ્રકારની સમઝ

**પૂજ્યારાધ્ય** વિ. [સં. पूज्य + आ-राध्य] પૂજન અને આરાધન –ઉપાસન કરવા યોગ્ય. (૨) સંમાન્ય

**પૂ(-પૂં)ઠ(-ઠય)** સ્ત્રી. [સં. पृष्ठि > પ્રા. पुट्ठि] શરીરનો પાછળનો ભાગ, પીઠ. (૨) (લા.) ગુદા. (૩) પીછો. [૦ **કરવી** (રૂ.પ્ર.) વિમુખ થવું. (૨) હારી નાસી જવું. ૦ **જોવી** (રૂ. પ્ર.) પાછળથી નિંદા કરવી. (૨) છૂપી તપાસ રાખવી. ૦ **ટેકાણું** (રૂ.પ્ર.) શ્વશુર-પક્ષ. ~ **દેખાડવી**, ૦ **બતાવવી** (રૂ.પ્ર.) હારીને નાસી જવું. ૦ **પકડવી** (રૂ. પ્ર.) પાછળ ધસી જવું, વાંસે લાગવું. ૦ **પાછળ** (-ળ્ય) (રૂ. પ્ર.) પરોક્ષમાં, ગેરહાજરીમાં. ૦ **પાછળ ઘા** (-પાછળ્ય-) (રૂ. પ્ર.) વિશ્વાસ-ઘાત. ૦ **પૂરવી** (રૂ. પ્ર.) ઉત્તેજન આપવું. ૦ **ફેરવીને બેસવું** (-બેસવું) (રૂ. પ્ર.) વિમુખ થવું. ૦ **વાળવી** (રૂ.પ્ર.) આરામ લેવો. ૦ **વાળીને ન જોવું** (રૂ. પ્ર.) સતત કામ કર્યા કરવું]

**પૂ(-પૂં)ઠ-પિચકારી** (-પૂ(-પૂં)ઠય-) સ્ત્રી, [ + જુઓ 'પિચકારી.'] પિચકારી લેવી એ

**પૂ(-પૂં)ઠ-રખું** (પૂ(-પૂં)ઠય-) વિ., ન. [+ જુઓ 'રાખવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] કોસિયાના ઢાંઢાનું રક્ષણ કરનાર બાંધેલું (ચામડું). (૨) (લા.) અંગ-રક્ષક. (૩) સેવક

**પૂ(-પૂં)ઠ-સરાકી** (પૂ(-પૂં)ઠ્ય-) સ્ત્રી. [ + જુઓ 'સરકવું' દ્વારા] વણકરને વેજું વણવામાં ઉપયોગી એક ઓજાર

**પૂ(-પૂં)ઠળ** (-ળ્ય) ક્રિ. વિ. [જુઓ 'પૂ(-પૂં)ઠ' દ્વારા.] પાછળના ભાગમાં

**પૂ(-પૂં)ઠળ-થી** (પૂ(પૂં)ઠળ્ય-થી) ક્રિ. વિ. [ + ગુ. 'થી' પાં. વિ. નો અનુગ] પાછળથી, પછીથી

**પૂઠાં** ન., બ વ. છોડાં સહિત દાળ, ફોતરાંવાળી દાળ

**પૂ(-પૂં)ઠિયું** ન. [જુઓ 'પૂ(પૂં)ઠ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] પાછલો ભાગ, પૂંઠ. (૨) બંને બાજુ પૂંઠાવાળું સાધન, 'પૉર્ટફોલિયો.' (૩) કુંભારના ચાકડાનો ફરતો ભાગ. (૪) ગાડાનો આરો. (૫) પાછોટિયું. (૬) પૈડાનું તે તે પાટલું. (૭) વેરવાના લાકડાનું ઉપરનું બેઉ બાજુનું તે તે લાકડું. [**-યાં ફાટવાં,-યાં વછૂટી જવાં, -યાં વેરાઈ જવાં** (રૂ.પ્ર.)ભય લાગવો, ડરી જવું. (૨) ડરથી ચહેરો ફિક્કો પડી જવો. **-યાં ભાંગવાં,-યાં રંગવાં**(-રંગ્વાં)(રૂ. પ્ર.) સખત માર મારવો]

**પૂ(-પૂં)ઠી** સ્ત્રી. [જુઓ 'પૂ(-પૂં)ઠું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પત્રાકાર પાનાની બેઉ બાજુની સપાટીની એ પ્રત્યેક સપાટી, પૃષ્ઠ

**પૂ(-પૂં)ઠું** ન. [સં. पृष्ठक > પ્રા. पुट्ठअ-] જુઓ 'પૂઠ.' (૨) કઠોળનું તે તે છોડું. (૩) ચોપડીનું ઢાંકણ. (૪) બાંધણો થાપો. (૫) ઢોરનો ઢાંઢાનો ભાગ. (૬) 'ફાઇલ.' [૦ **બંધાવું** (-બન્ધાવું), ૦ **બાજવું** (રૂ. પ્ર.) શરીરની મજબૂતી થવી]

**પૂડલો** પું. [જુઓ 'પૂડો' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પૂડો(૧).'

**પૂડિયો** પું. [જુઓ 'પૂડો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] રોટલા રોટલી પૂરી વગેરેનું ઉપરનું પડ. (૨) ખીચડી દહીં છાશ વગેરેનાં માટીનાં ઠામમાં દીવાલે બાઝેલ પડ

**પૂડી** સ્ત્રી. [સં. पुटिका > પ્રા. पुडिआ] પડી. (૨) પડીકી. મૃદંગ તબલાં ડફ વગેરે વાદ્યોની ચામડાની પડી

**પૂડો** પું. [સં. पुटक- > પ્રા. पुडअ-] ડાબડાના આકારની તળેલી ખાવાની વાની. (૨) જુઓ 'પૂડિયો.' (૩) મધપૂડો

**પૂણવું** અ. ક્રિ. [સં. पूनय- > પ્રા. पूण, પ્રા. તત્સમ] (લા.) ફળફળ-રૂપે પરિણમવું, માઠા રૂપે થવું. (૨) સ. ક્રિ. પજવવું, ખરાબ કરવું. પુણાવું ભાવે., કર્મણિ., ક્રિ. પુણાવવું પ્રે., સ.ક્રિ

**પૂણિયું**[1] ન. [જુઓ 'પૂણી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] ત્રાસ કે ચાર બાંધવાનું લૂગડું, ચારિયું

**પૂણિયું**[2] જુઓ 'પોણિયું.'

**પૂણી** સ્ત્રી. [દે.પ્રા. पूणिआ] કાંતવા માટે પીંજેલા રૂની બના-

વેલી વાટ, 'કૉટન-રોલ.' [૦ જેવું (રૂ. પ્ર.) તદ્દન સફેદ (માંદલું). ૦નો વાત્ર (રૂ. પ્ર.) વાત વધારીને કહેવી, રજનું ગજ. ૦ વાળવી (રૂ.પ્ર.) પૂણી બનાવવી. પાશેરામાં પહેલી પૂણી (-પૅ:લી-) (રૂ. પ્ર.) માત્ર શરૂઆત]

**પૂણી-પાટલી** સ્ત્રી. [ + જુઓ 'પાટલી.'] પીંજતી વખતે વપરાતું પાટિયાનું નાનું સાધન

**પૂણી-ફેરિયો** પું. [જુઓ 'પૂણી' દ્વારા.] પૂણીઓ વેચનારો વેપારી

**પૂણું** જુઓ 'પોણું.'

**પૂત¹** વિ. [સં.] પવિત્ર, શુદ્ધ કરેલું

**પૂત²** પું. [સં. પુત્ર > પ્રા. પુત્ત] પુત્ર, દીકરો. (અત્યારે ખાસ વ્યાપક નથી.)

**પૂતના** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મથુરાના રાજા કંસની એક દાસી. (સંજ્ઞા.)

**પૂતની-કરણ** ન. [સં.] ગંધાઈ ઊઠવું એ

**પૂત-પાપ** વિ. [સં.] પાપ ધોવાઈ ગયે પવિત્ર થયેલું

**પૂતર** પું. [સં. પુત્ર, અર્વા. તદ્ભવ] જુઓ 'પૂત' – 'પુતર.'

**પૂતળ-વિધાન** ન. [સં. પુત્તલ + વિધાન] જુઓ 'પુત્તલ-વિધાન.'

**પૂતળા** સ્ત્રી. [સં. પુત્તલા] તલવારની મૂઠનો એક ભાગ

**પૂતળી** સ્ત્રી. [સં. પુત્તલિકા > પ્રા. પુત્તલિઆ] ધાતુ લાકડું પ્લાસ્ટિક વગેરેની સ્ત્રી-આકૃતિ. (૨) આંખમાંની કીકી, 'રેટિના.' (૩) ઢૂંઢી લૅન્સ. (૪) કૂવા કે કોસનો એક ભાગ. (૫) (લા.) ખૂબસૂરત સ્ત્રી. [૦નો તારો (રૂ. પ્ર.) બહુ જ વહાલું. ૦ ફરી જવી (રૂ. પ્ર.) મરતી વેળા આંખ ફરી જવી. ૦ બાંધવી (રૂ. પ્ર.) અપકીર્તિ ફેલાવવી. ઊંધી પૂતળીનું (રૂ. પ્ર.) ચૂંસું]

**પૂતળું** ન. [સં. પુત્તલક- > પ્રા. પુત્તલઅ-] ધાતુ માટી લાકડું પ્લાસ્ટિક વગેરેની માનવાકૃતિ. (૨) (લા.) અણસમજુ, જડ, ભોટ. (૩) નામનું, દેખાવનું. (૪) પ્રતીક. (૫) બાવલું, 'સ્ટૅચ્યૂ,' 'એફિજી.' [-ળા જેવું (રૂ. પ્ર.) બોથડ, જડ]

**પૂતાત્મા** પું. [સં. પૂત + आत्मा] જેનો આત્મા પવિત્ર હોય તેવો પુરુષ. (૨) વિ. પવિત્ર આત્માવાળું

**પૂતિ, ૦ગંધ** (-ગન્ધ) વિ. [સં.] દુર્ગંધવાળું

**પૂતી-કરણ** ન. [સં.] જુઓ 'પૂતની-કરણ.'

**પૂત્કાર** પું. [સં.] પોકાર, બૂમ

**પૂનમ** (-મ્ય) સ્ત્રી. [સં. पूर्णिमा > પ્રા. पुन्निमा] હિંદુ મહિનાનો પંદરમો દિવસ (ગુજરાત અને મહારાષ્ટ્રમાં), પુનેમ. (સંજ્ઞા.) ['ઈ' ત.પ્ર.] પુણ્યશાળી

**પૂનિયું,¹ પૂની** વિ. [સં. पुण्य > પ્રા. पुन्न + ગુ. 'ઇયું'–

**પૂનિયું²** ન. ફાટેલા કપડાને ચડાવવામાં આવતું નવું કપડું

**પૂપ¹** પું. [સં.] જુઓ 'અપૂપ.'

**પૂપ²** ન. [સં. पूय નો વિકાસ] જુઓ 'પચ'–'પસ.'

**પૂપૂ** ક્રિ.વિ. [રવા.] 'પૂ' એવા અવાજથી

**પૂમ** સ્ત્રી. [ફા. પુમ્બહ્] રૂ પીંજતાં ઊડતી ઝીણી રુવાંટી. (૨) કાપડ ઉપરનો સુંવાળો અંશ. (૩) બારીક રુવાડું

**પૂમડી** સ્ત્રી. [જુઓ 'પૂમડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પૂમડું, નાનું પોતું (કપડાનું કે રૂનું)

**પૂમડું** ન. [જુઓ 'પૂમ' + ગુ. 'ડું' ત.પ્ર.] [જુઓ 'પૂભડું.'

**પૂર¹** વિ. [સં.] પૂરેપૂરું, પૂરું, પૂર્ણ. (૨) ન. પાણીની રેલ, છેલ. [૦ પહેલાં પાળ (-પૅ:લાં પાળ્ય) (રૂ.પ્ર.) આપત્તિ આવે એ પહેલાં ઈલાજ. કીડીને કોગળે પૂર (રૂ. પ્ર.) અશક્ય વસ્તુ] [(જેમકે 'ચોખા-પૂર' વગેરે)

**-પૂર²** વિ. [જુઓ 'પૂરવું.'] (સમાસમાં ઉત્તરપદમાં) માપનું

**પૂરક** વિ. [સં.] પૂર્તિ કરનારું, 'સપ્લીમેન્ટરી' (દ. બા.), 'સબ્સિડિયરી.' (૨) પું. એક પ્રાણ-વાયુ (પ્રાણાયામનો)

**પૂરણ** ન. [સં.] પૂરવું એ, દાખલ કરવું એ, ભરવું એ, (૨) પૂરણ-પોળી વગેરેમાં ભરાતો દાળનો લોદો. (૩) ખાડા વગેરેમાં પૂરવાનાં માટી કચરો વગેરે

**પૂરણ** વિ. [સં. पूर्ण, અર્વા. તદ્ભવ] જુઓ 'પૂર્ણ.' (પદ્યમાં.)

**પૂરણ-પૂરી, પૂરણ-પોળી** (-પોળી) સ્ત્રી. [જુઓ 'પૂરણ¹' + 'પૂરી,' 'પોળી.'] મોટે ભાગે તુવેરની દાળનો ગળ્યો લોંદો પડમાં નાખી કરેલી રોટલી, વેડમી

**પૂરણી** સ્ત્રી. [જુઓ 'પૂરવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] પૂરવું એ, પૂરણ. 'કૉમ્પ્લીમેન્ટ.' (૨) (ખાડા વગેરેમાં) માટી કસ્તર વગેરે પૂરવાનું ઉમેરણ

**પૂરત** (-ત્ય) સ્ત્રી. [સં. પૂર્તિ, અર્વા. તદ્ભવ] (લા.) પહેરામણીમાં અધૂરું પૂરું કરવું એ. (૨) એવું પૂરું કરવાની રકમ

**પૂરતલ** વિ. [જુઓ 'પૂરવું' દ્વારા] પૂરનારું

**પૂરતું** વિ. [જુઓ 'પૂરવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] જોઇયે તેટલું, પર્યાપ્ત. (૨) સંપૂર્ણ

**પૂર-પાટ** ક્રિ.વિ [જુઓ 'પૂર¹' + 'પાટ.'] (લા.) પ્રબળ વેગથી, ઝપાટા-બંધ [હોય એમ

**પૂર-બહાર** (-બા:ર) પું. [ફા.] પૂર્ણ રીતે ખીલી ઊઠયું

**પૂરવ-છાયો** જુઓ 'પૂર્વ–છાયો.' [કર્મણિ., સ.ક્રિ.

**પૂરવવું** સ.ક્રિ. [જુઓ 'પૂરવું.'] પુરવણી કરવી. પૂરવાવું

**પૂરવું** સ.ક્રિ. [સં पूरय- > પ્રા. पूर- પ્રા. તત્સમ] (અધૂરું) પૂર્ણ કરવું, ભરવું, દાખલ કરવું. (૨) પૂરું પાડવું. (૩) દાખલ કરી બંધ કરવું. (૪) ટૂંક ભરવી. (૫) કેદ કરવું, અટકાયતમાં રાખવું. પુરાવું કર્મણિ., ક્રિ. પુરાવવું પ્રે., સ. ક્રિ.

**પૂરા** જુઓ 'પોરા.'

**પૂરિયા** પું., સ્ત્રી. [હિં.,પું.] એ નામનો એક રાગ. (સંગીત.)

**પૂરી** સ્ત્રી. તળેલી નાની રોટલી, પોળી

**પૂરી-પકોડી** સ્ત્રી. આંબલી વગેરેના ખાટા મસાલેદાર ઉકાળામાં બોળીને અપાતી પૂરી

**પૂરુ** પું. [સં.] ઐલ(ચંદ્ર)-વંશના રાજા યયાતિનો પુત્ર કે જેમાંથી કૌરવ પાંડવો ઊતરી આવેલા. (સંજ્ઞા.)

**પૂરુ-વંશ** (-વંશ) પું. [સં.] પૂરુ રાજાનો રાજવંશ. (સંજ્ઞા.)

**પૂરુષ** પું. [સં.] જુઓ 'પુરુષ.' (સં.માં પણ વેદની જેમ વૈકલ્પિક રૂપ)

**પૂરું** વિ. [જુઓ 'પૂરવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] પૂર્ણ, 'ફુલ.' (૨) પૂરતું, પર્યાપ્ત. (૩) (લા.) કાબેલ, હોશિયાર, કુશળ, પાકું. [૦ ઊતરવું (રૂ.પ્ર.) માન-સહિત પાર આવવું. (૨) સફળ થવું. (૩) ધર-કધર થવું. ૦ કરવું (રૂ. પ્ર.) અંત લાવવો. (૨) મારી નાખવું. ૦ થવું (રૂ. પ્ર.) ગુજરાન ચાલવું. ૦ પડવું (રૂ.પ્ર.) પહોંચી વળવું, પૂરું ઊતરવું.

૦ પાડવું (રૂ.પ્ર.) પુરવઠો પૂરવો. (૨) જરૂરિયાત પૂરી કરવી] [સફળ. (૩) બરાબર
પૂરું-પાધરું વિ. [+જુઓ 'પાધરું.'] (લા.) સરળ. (૨)
પૂરેપૂરું વિ. [જુઓ 'પૂરું'–દ્વિર્ભાવ + પૂર્વપદમાં ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] સંપૂર્ણ, તદ્દન પૂરું, 'ઇન–ટોટો.' (૨) પૂરતું, પર્યાપ્ત. (૩) (લા.) ચોક્કસ સ્વરૂપનું
પૂરો જુઓ 'પોરો.[૨]'
પૂર્ણ વિ. [સં.] પૂરું, પૂરેપૂરું. (૨) સમાપ્ત
પૂર્ણ-કામ વિ. [સં.] જેની કામના પૂરી રીતે સિદ્ધ થઈ ચૂકી હોય તેવું
પૂર્ણ-તા સ્ત્રી., -ત્વ ન. [સં.] પૂર્ણ હોવાપણું. (૨) સમાપ્તિ
પૂર્ણપાદ-ત્રિકોણાસન ન. [સં. + °कोण + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.) [એક આસન. (યોગ.)
પૂર્ણપાદાસન ન. [સં. + °पाद + आसन] એ નામનું યોગનું
પૂર્ણ-પુરુષોત્તમ પું. [સં.] સંપૂર્ણ કળાઓથી યુક્ત પરમેશ્વર, પરમ-પુરુષ, સંપૂર્ણ અવતારી ઈશ્વર. (૨) શ્રીકૃષ્ણ
પૂર્ણ-માસી સ્ત્રી. [સં.] જુઓ 'પુનેમ.'
પૂર્ણ-વિરામ ન. [સં.,પું.] વાક્ય પૂર્ણ થતાં બિંદુના આકારનું વર્ણની જમણી બાજુ નીચેના ભાગમાં મુકાતું વિરામ સૂચવતું ચિહ્ન. (વ્યા.) (૨) (લા.) અંત
પૂર્ણ-સ્વરૂપ વિ. [સં.] સંપૂર્ણ, પૂરેપૂરું
પૂર્ણાનુમાન ન. [સં. पूर्ण + अनु-मान] અનુમિતિ, 'સીલોજિઝમ.' (તર્ક.) [સો વર્ષનું જીવન
પૂર્ણાયુ ન. [સં. पूर्ण + आयुस्] (સો વર્ષનું) પૂરું આયુષ,
પૂર્ણાવતાર પું. [સં. पूर्ण + अव-तार] ઈશ્વરનું સંપૂર્ણ સ્વરૂપે અવતરવું એ [પૂરું દેખાવાનો ભ્રમ
પૂર્ણાવભાસ પું. [સં. पूर्ण + अव-भास] પૂરું ન હોય છતાં
પૂર્ણાવભાસી વિ. [સં.,પું.] પૂર્ણાવભાસ આપતું
પૂર્ણાવસ્થા સ્ત્રી. [સં. पूर्ण + अव-स्था] પાકી ગયેલી ઉંમર. (૨) પાકી ગયેલું છેલ્લું સ્વરૂપ
પૂર્ણાહુતિ સ્ત્રી. [સં. पूर्ण + आ-हुति] યજ્ઞ યાગ વગેરેની પૂર્ણતા બતાવતો છેલ્લો હોમ. (૨) (લા.) કાર્યની સમાપ્તિ
પૂર્ણાંક (પૂર્ણાઙ્ક) પું. [સં. पूर्ण + अङ्क] આખો આંકડો (૧ ૨ ૩ ૪ ૫ વગેરે)
પૂર્ણાંગ (પુર્ણાઙ્ગ) ન. [સં. पूर्ण + अङ्ग] અખંડ અંગ કે અવયવ. (૨) વિ. અખંડ અંગોવાળું
પૂર્ણાંજલિ (પૂર્ણાઞ્જલિ) પું., સ્ત્રી. [સં. पूर्ण + अञ्जलि पुं.] આખો ખોબો, ભરેલો ખોબો
પૂર્ણિમા સ્ત્રી. [સં.] જુઓ 'પુનેમ.'
પૂર્ણિમાંત (પૂર્ણિમાન્ત) વિ. [+ સં. अन्त] પુનેમને દિવસે પૂરું થતું (ઉત્તર હિંદના હિંદુ મહિના) [ચંદ્ર, પૂર્ણ ચંદ્ર
પૂર્ણેંદુ (પૂર્ણેન્દુ) પું. [સં. पूर्ण + इन्दु] પુનેમનો આખો
પૂર્ણોદય પું. [સં. पूर्ण + उदय] પૂરેપૂરું ઉદિત થવું એ. (૨) પૂરેપૂરી ચડતીની પરાકાષ્ઠા
પૂર્ણોપમા સ્ત્રી. [સં. पूर्ण + उपमा] ઉપમા ઉપમેય વાચક અને ધર્મ ચારે જેમાં સ્પષ્ટ અપાયાં હોય તેવો ઉપમા અલંકારનો પ્રકાર. (કાવ્ય.)
પૂર્ત ન. [સં.] વાવ કૂવા તળાવ કુંડ મંદિર બાગ–બગીચા વગેરે ધર્માદા નિમિત્તે કરવાનું તે તે કાર્ય
પૂર્ત-કર્મ ન. [સં.] વાવ કૂવા વગેરે કરવાનું કાર્ય
પૂર્તિ સ્ત્રી. [સં.] પૂર્ણ કરવાની ક્રિયા, પુરવણી, 'સપ્લીમેન્ટ.' (૨) પરિ-શિષ્ટ, ગ્રંથના અંત-ભાગનું કોઈ વિશિષ્ટ ઉમેરણ, વધારાનું ઉમેરણ. (૩) વધારાનું વેતન કે મહેનતાણું, 'કોમ્પેન્સેશન' (ભૂ.ગો.)
પૂર્તિ-કારક વિ. [સં.] પૂર્તિ કરનારું, પૂરનારું
પૂર્દ્વાર ન. [સં. पुर् + द्वार, સંધિમાં દીર્ઘ-તા] નગરનો દરવાજો
પૂર્વ વિ. [સં.] પ્રાચીન, પુરાણું. (૨) અગાઉનું. (૩) ઉગમણું, ઈશાન અને અગ્નિ ખૂણા વચ્ચેનું, સૂર્યોદયની દિશાનું. (૪) પહેલું, આદ્ય. (૫) અગાઉથી રજૂ થયેલું, 'ઍડવાન્સ'
-પૂર્વક ક્રિ. વિ. [સં.] (સમાસમાં મુખ્યત્વે 'સાથે' એવો અર્થ બતાવે છે.) સાથે (જેમકે 'ભાવ-પૂર્વક' 'માન-પૂર્વક' વગેરે)
પૂર્વ-કર્મ ન. [સં.] આ ભવનું કે અગાઉના જન્મ યા જન્મોમાં કરવામાં આવેલું કામ. (૨) પૂર્વનું નિશ્ચિત ભાગ્ય
પૂર્વકર્મ-વાદ પું. [સં.] કરેલાં કર્મો પ્રમાણે સુખ દુઃખ ભોગવવાં પડે છે એ પ્રકારનો મત-સિદ્ધાંત
પૂર્વકર્મવાદી વિ. [સં., પું.] પૂર્વકર્મ-વાદમાં માનનારું
પૂર્વ-કાય પું. [સં.] શરીરનો આગળનો ભાગ
પૂર્વ-કાલિક, પૂર્વ-કાલીન વિ. [સં.] અગાઉના સમયનું, પ્રાચીન સમયનું
પૂર્વ-કાંડ (-કાણ્ડ) પું. [સં.] વૈદિક સમગ્ર સાહિત્યમાંનું ચારે વેદોનું સંહિતા-સાહિત્ય [જન્મોમાં કરેલું
પૂર્વ-કૃત વિ. [સં.] આ જન્મનું કે પહેલાંના જન્મ યા
પૂર્વ-ગ પું. [સં.] શબ્દોનો વિશેષ અર્થ આપવા શબ્દની પૂર્વે આવતો તે તે અવિકારી શબ્દ (ઉપસર્ગો 'પૂર્વગ' છે, ઉપરાંત आविस् तिरस् अत् વગેરે). (વ્યા.)
પૂર્વગામિ-ત્વ ન. [સં.] પૂર્વગામી હોવાપણું
પૂર્વગામી વિ. [સં., પું.] મોખરા ઉપર પહેલું ચાલનારું
પૂર્વ-ગ્રહ પું. [સં.] (લા.) અગાઉથી બાંધવામાં આવેલો મત કે અભિપ્રાય (જે પછી છૂટતો નથી હોતો), 'બાયસ'
પૂર્વ-ચર વિ. [સં.] મોખરે ચાલનારું, 'ઍન્ટીસીડન્ટ'
પૂર્વગ્રહ-યુક્ત વિ. [સં.] પૂર્વ-ગ્રહથી ભરેલું. 'બાયસ્ડ'
પૂર્વ-છાયો પું. [+ગુ. 'ઓ' ત.પ્ર.] (લા.) આખ્યાન કાવ્યોમાંના તે તે કથા-ભાગનો અંત આવતાં ત્યાં છંદ પલટાવી અપાતી મોટા ભાગે 'દોહરા'ની છેલ્લી એક કડી. (કાવ્ય.)
પૂર્વ-જ વિ. [સં.] નજીકથી લઈ પ્રાચીન કાલ સુધીના તે તે પૂર્વે જન્મેલા વડીલ બાપદાદા વગેરે
પૂર્વ-જન્મ પું. [સં., પું., ન.] આ જન્મ પહેલાંનો જન્મ, આગલો ભવ
પૂર્વજિયું ન. [સં.पूर्वज + ગુ. 'ઇયું' ત. પ્ર.] પૂર્વજોની તૃપ્તિ માટે કરવામાં આવતું શ્રાદ્ધાદિ અને બ્રહ્મ-ભોજન
પૂર્વ-જ્ઞાન ન. [સં.] આ ભવનો કે પૂર્વના ભવનો ખ્યાલ અને એની વિદ્યા
પૂર્વ-તપાસ સ્ત્રી. [+જુઓ 'તપાસ.'] છપાય કે જાહેર કરાય

એ પહેલાં જ જાંચ, 'પ્રી-સેન્સર' (ક. મહેતા)
**પૂર્વતર્કાસન** ન. [+ સં. आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)
**પૂર્વ-તાલીમ** સ્ત્રી. [જુઓ 'પૂર્વ' + 'તાલીમ.'] અગાઉથી [મળેલી કેળવણી
**પૂર્વ-તૈયારી** સ્ત્રી. [સં. + જુઓ 'તૈયારી.] અગાઉથી કરવામાં આવેલું સાબદાપણું, 'ઍડ્વાન્સ ઍક્શન'
**પૂર્વ-દક્ષિણ** વિ. [સં.] પૂર્વ અને દક્ષિણ દિશાએ વચ્ચેનું, અગ્નિ ખૂણાને લગતું [અપાયેલું (દાન)
**પૂર્વ-દત્ત** વિ., ન. [સં.] આ જન્મ કે પૂર્વના જન્મમાં અગાઉથી
**પૂર્વ-દિશા** સ્ત્રી. [સં.] સૂર્ય જે બાજુ ઊગતો જણાય છે તે દિશા, ઉગમણી દિશા [લગતું, પૂર્વના દેશોનું
**પૂર્વ-દેશી** વિ. [સં., પું.], **-શીય** વિ. [સં.] પૂર્વના દેશોને
**પૂર્વધર** પું. [સં.] પ્રાચીન કાલ વિશેનું જ્ઞાન ધરાવનાર.(જૈન.)
**પૂર્વ-ધારિત** વિ. [સં.] અગાઉથી ધારેલું, 'ઍન્ટિસિપેટરી'
**પૂર્વ-નિપાત** પું. [સં.] સમાસમાં પૂર્વપદમાં શબ્દનું અ-નિયમિત રૂપે આવેલા હોવાપણું. (વ્યા.). (૨) પૂર્વ-ગ્રહ, 'પ્રેજ્યુડાઇસ' (મ.ન.), 'બાયસ'
**પૂર્વ-નિવૃત્તિ** સ્ત્રી. [સં.] કામ-ધંધા નોકરી વગેરેમાંથી ફારેક થયા પહેલાંનો નજીકનો ગાળો, 'ટર્મિનલ'
**પૂર્વ-નિશ્ચિત** વિ. [સં.] અગાઉથી નક્કી કરવામાં આવેલું
**પૂર્વ-પક્ષ** પું. [સં.] ઉત્તર આપવા માટે વાદીએ પ્રથમ પ્રતિવાદીના લાભની વાતોની જે રજૂઆત કરી હોય તે, લાભ વિરુદ્ધની વાતોની રજૂઆત. (૨) હિંદુ મહિનાનું અજવાળિયું [(મ.સ્.)
**પૂર્વપક્ષી** વિ., [સં., પું.] પૂર્વપક્ષ રજૂ કરનાર, 'કૉન્ઝર્વેટિવ'
**પૂર્વ-પરિચય** પું. [સં.] અગાઉની ઓળખાણ
**પૂર્વ-પીઠિકા, પૂર્વ-ભૂમિકા** સ્ત્રી. [સં.] ભૂમિકા, પ્રાસ્તાવિક, પ્રસ્તાવના
**પૂર્વ-પૃષ્ઠ** ન. [સં.] અગાઉનું પાનું, 'ઍક-પેઇજ'
**પૂર્વ-પ્રયોગ** પું. [સં.] જાહેરમાં રજૂ કરવાના પ્રયોગની પહેલાં અજમાયેશ, પૂર્વાભ્યાસ, 'રિહર્સલ' (ન.ભો.)
**પૂર્વ-પ્રસૂતિ** વિ. [સં.] પ્રસવ પહેલાંનું, 'ઍન્ટી-નૅટલ'
**પૂર્વ-પ્રાથમિક** વિ. [સં.] પ્રાથમિક ભૂમિકાની પણ પહેલાં, 'પ્રી-પ્રાઇમરી'
**પૂર્વ-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] કર્મકાંડની પ્રધાનતા-વાળું હિંદુ આસ્તિક છ દર્શનોમાંનું એક દર્શન, ધર્મ-મીમાંસા, કર્મ-મીમાંસા
**પૂર્વ-રંગ** (-રઙ્ગ) પું. [સં.] નાટ્ય-કૃતિઓની રજૂઆતની પૂર્વે નેપથ્યમાં થતી નૃત્ય-નૃત્ત વગેરેની શાસ્ત્રીય રજૂઆત, 'ઓવર-ચર' (ગો. મા.). (નાટ્ય.)
**પૂર્વ-રાગ** પું. [સં.] પૂર્વના જન્મોનો પ્રેમ. (નાટ્ય.)
**પૂર્વ-રાત્ર** ન. [સં.] આગલી રાત, રાતનો આગલો ભાગ
**પૂર્વ-રૂપ** ન. [સં.] પૂર્વના સ્વર કે વ્યંજનના સ્વરૂપનો ખ્યાલ. (૨) વિ. પૂર્વના સ્વર વ્યંજનોના જેવું પરિવર્તન પામનારું. (વ્યા.)
**પૂર્વરૂપ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] પૂર્વે આવેલા સ્વર કે વ્યંજનનો પૂર્વના સ્વર કે વ્યંજન સાથે એકાત્મ-ભાવ, 'ઍસિમિલેશન.' (વ્યા.)
**પૂર્વ-લેખ** પું. [સં.] મુસદ્દો, 'ડ્રાફ્ટ'
**પૂર્વ-વત્** ક્રિ. વિ. [સં.] અગાઉની જેમ, આગળ હતું તેમ
**પૂર્વ-વય** સ્ત્રી. [સં. पूर्व-वयस् ન.] બચપણ વગેરે કુમારાવસ્થા સુધીનો તે તે કાલ
**પૂર્વ-વર્તિ-ત્વ** ન. [સં.] અગાઉ હોવાપણું
**પૂર્વ-વર્તી** વિ. [સં., પું.] અગાઉ થઈ ચૂકેલું, પૂર્વનું. (૨) આગલા ભાગમાં રહેલું ['પ્રી-ઍક્સ્ટેન્શન'
**પૂર્વ-વિસ્તરણ** ન. [સં.] વિસ્તાર કરવાનો થાય તે પહેલાનું,
**પૂર્વ-વૃત્તાંત** (-વૃત્તાન્ત) પું. [સં.] અગાઉના પ્રસંગોનું બયાન, પૂર્વની થયેલી બીનાની વિગત [વેર, જૂની દુશ્મનાવટ
**પૂર્વશત્રુ-તા** સ્ત્રી. [સં] અગાઉથી ચાલ્યું આવતું વેર, જૂનું
**પૂર્વ-શરત** સ્ત્રી. [ + જુઓ 'શરત.'] અગાઉથી કરવામાં આવેલ કરાર, 'પ્રી-રેક્વિઝિટ'
**પૂર્વ-શ્રુતિ** ન. [સં.] પૂર્વના સમયનું જ્ઞાન. (જૈન.). (૨) શબ્દમાંની શ્રુતિની પહેલાંની શ્રુતિ કે અક્ષર. (વ્યા.)
**પૂર્વ-સંકેત** (-સઙ્કેત) પું. [સં.] અગમચેતી
**પૂર્વ-સંસ્કાર** (-સંસ્કાર) પું., બ. વ. [સં.] અગાઉથી મળેલા સંસ્કાર, બચપણના સંસ્કાર. (૨) પૂર્વ જન્મના સંસ્કાર
**પૂર્વ-સંસ્કૃત-કાલ(-ળ), પૂર્વ-સંસ્કૃત-યુગ** (-સંસ્કૃત.) પું. [સં.] સંસ્કૃત સાહિત્યની જાહોજલાલીનો ઈ. પૂ. છઠ્ઠી સદી પાણિનિના સમયથી લઈ ઈ. સ.ની દસમી સદી સુધીનો સમય
**પૂર્વ-સિદ્ધ** વિ. [સં.] અગાઉથી સાબિત થઈ ચૂકેલું. (૨) અગાઉથી નક્કી થઈ ચૂકેલું, અગાઉથી રહેલું, 'ઍક્સ્પેક્ટન્ટ' (મ. ન.)
**પૂર્વ-સીમા** સ્ત્રી. [સં.] પૂર્વ દિશાની હદ
**પૂર્વ-સૂરિ** પું. [સં.] પૂર્વે થઈ ગયેલો તે તે વિદ્વાન
**પૂર્વ-સ્થિતિ** સ્ત્રી. [સં.] અગાઉની હાલત કે પરિસ્થિતિ
**પૂર્વ-સ્નાતક** વિ. [સં.] સ્નાતક (બી.એ. વગેરે) પરીક્ષાની પૂર્વની પરીક્ષાઓ આપી તે તે કક્ષામાં રહેલું, 'અન્ડર-ગ્રેજ્યુએટ,'
**પૂર્વ-હિંદ** (-હિન્દ) પું., ન. [+ જુઓ 'હિંદ.'] ભારતનો પૂર્વ બાજુનો બિહાર ઓરિસ્સા બંગાળ અને આસામનો વિશાળ પ્રદેશ. (સંજ્ઞા.)
**પૂર્વ-હિંદી** (-હિન્દી) સ્ત્રી. [+ જુઓ 'હિંદી.'] ખાસ કરીને હિંદીભાષી પ્રદેશોમાંના પૂર્વ તરફના અયોધ્યા વગેરે પ્રદેશની ભાષા, 'ઇસ્ટર્ન હિંદી.' (સંજ્ઞા.)
**પૂર્વાકાશ** ન. [સં. पूर्व + + आकाश, પું., ન.] આકાશમાંનો પૂર્વ ગોળાર્ધનો પણ પૂર્વ બાજુનો વિસ્તાર
**પૂર્વાચાર** પું. [સં. पूर्व + आ-चार-] અગાઉની રીત-ભાત અને રિવાજ, જૂની ચાલતી આવતી પ્રણાલી
**પૂર્વાચાર્ય** પું. [સં. पूर्व + आचार्य] અગાઉ થઈ ચૂકેલ તે તે ધર્માચાર્ય
**પૂર્વાદર્શ** પું. [સં. पूर्व + आ-दर्श] ચાલુ સમયની ક્યાંય પહેલાંના સમયની પાળવા જેવી રીત-રસમો વગેરેનો ખ્યાલ
**પૂર્વાદું** વિ. [સં. पूर्व + आदि ઉપરથી + ગુ. 'ઉં' ત. પ્ર.] પૂર્વ દિશા તરફનું [ચાલી આવતી હક્ક-સત્તા
**પૂર્વાધિકાર** પું. [સં. पूर्व + अधि-कार] અગાઉથી મળેલી કે
**પૂર્વાધિકારી** વિ. [સં., પું.] અગાઉથી જેની સત્તા ચાલી આવે છે તે.(૨)અધિકાર ઉપરથી ઊતરી ગયેલ-નિવૃત્ત,'રિટાયર્ડ'
**પૂર્વાનુભવ** પું. [સં. पूर्व + अनु-भव] અગાઉનો પરિચય,

પહેલાંથી ચાલ્યો આવતો કે થઈ ચૂકેલો ટાળો
**પૂર્વાનુભૂત** વિ. [સં. पूर्व + अनु-भूत] અગાઉથી જેનો અનુભવ થયેલો છે તેવું
**પૂર્વાનુભૂતિ** સ્ત્રી. [ + સં. अनु-भूति] જુઓ 'પૂર્વાનુભવ.'
**પૂર્વાનુયોગ** પું. [સં. पूर्व + अनुयोग] પાંચ માંહેનો એક દૃષ્ટિવાદ
**પૂર્વાનુરાગ** પું. [સં. पूर्व + अनु-राग] મળ્યાં હોય અથવા તો મળ્યાં ન હોય છતાં સાંભળ્યું વાંચ્યું હોય ત્યારથી થયેલી એકબીજા પ્રત્યેની પ્રીતિ
**પૂર્વાપર** વિ. [સં. पूर्व + अपर] આગલું અને પાછલું, આગળનું અને પાછળનું. (૨) ક્રિ. વિ. આગળ-પાછળ
**પૂર્વાપર-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં.] આગળ પાછળનો સંબંધ, આગળ પાછળનો મેળ
**પૂર્વાભાવ** પું. [સં. पूर्व + अ-भाव] અગાઉનું ન હોવાપણું
**પૂર્વાભિનય** પું.[સં. पूर्व + अभि-नय] તાલીમને માટેની નાટ્યની ભજવણી, 'રિહર્સલ' [મોઢું હોય તેમ
**પૂર્વાભિમુખ** ક્રિ. વિ. [સં. पूर्व + अभि-मुख] પૂર્વ દિશા તરફ
**પૂર્વાભ્યાસ** પું. [સં. पूर्व + अभ्यास] અગાઉથી મળેલી તાલીમ, 'રિહર્સલ.' (૨) અગાઉથી ચાલી આવતી આદત
**પૂર્વાર્ધ** પું. [સં. पूर्व + अर्ध वि.] પૂર્વ બાજુનો અર્ધ ભાગ (૨) કોઈ પણ સમય પદાર્થ કે ગ્રંથના બે ભાગોમાંનો પહેલો અડધો ભાગ
**પૂર્વાલાપ** પું. [સં. पूर्व + आ-लाप] થયેલ વાતચીતનો આગલો ભાગ. (૨) વાટાઘાટ પહેલાંની માંડણી-રૂપ વાતચીત, પ્રાક્-કથન, પૂર્વ-કથન, ઉપોદ્ઘાત, પ્રાસ્તાવિક
**પૂર્વાવર્તન** ન. [સં. पूर्व + आ-वर्तन] પ્રથમ કરવામાં આવેલું ફેર-વાચન. (૨) જુઓ 'પૂર્વાભિનય.' [-સ્ટ્રક્ચરલ'
**પૂર્વાવશ્યક** વિ. [સં. पूर्व + आवश्यक] અગાઉથી જરૂરનું,'ઇન્ફ્રા-
**પૂર્વાવસ્થા** સ્ત્રી. [સં. पूर्व + अव-स्था] આગલી હાલત કે પરિસ્થિતિ. (૨) જુવાનીનો સમય
**પૂર્વાશ્રમ** પું. [સં. पूर्व + आ-श्रम] વાનપ્રસ્થ અને સંન્યસ્ત લીધા પૂર્વેની બાલ્ય અને ગૃહસ્થ દશા
**પૂર્વાષાઢા** સ્ત્રી. [સં. पूर्व + आषाढा] અશ્વિની નક્ષત્રથી વીસમું આકાશીય નક્ષત્ર. (ખગોળ.) [આસન. (યોગ.)
**પૂર્વાસન** ન. [સં. पूर्व + आसन] એ નામનું યોગનું એક
**પૂર્વાહ્ણ** પું. [સં. पूर्व + अहन् સમાસથી, ન.] દિવસનો પહેલો અડધો ભાગ
**પૂર્વાહ્ણિક** વિ. [સં.] દિવસના પહેલા અડધા ભાગને લગતું
**પૂર્વાંગ** (પૂર્વાઙ્ગ) ન. [સં. पूर्व + अङ्ग] આગલો ભાગ, 'એન્ટીસીડન્ટ' (મ. વ.)
**પૂર્વી** સ્ત્રી. [સં.] એ નામની એક રાગિણી. (સંગીત.)
**પૂર્વી-થાટ** પું. [ + જુઓ 'થાટ.'] સંગીતના નવા સ્થિર કરેલા બાર થાટોમાંનો એક થાટ કે જેમાંથી પૂર્વી વગેરે રાગ-રાગિણીઓ ઊભાં થતાં હોય છે. (સંગીત.)
**પૂર્વીય** વિ. [સં.] પૂર્વના સમયનું. (૨) પૂર્વ દિશાનું. (૩) પૂર્વ દિશાના દેશનું
**પૂર્વે** ક્રિ. વિ. [સં. पूर्व + ગુ. 'એ' સા. વિ., પ્ર.; સં. માં તો पूर्वस्मिन् રૂઢ] અગાઉ, પહેલાં, ભૂતકાળમાં. (૨) પૂર્વ દિશા તરફ
**પૂર્વોક્ત** વિ.[સં. पूर्व + उक्त] અગાઉ કહેવાઈ ગયેલું, પૂર્વે કહેલું
**પૂર્વોત્તર** વિ. [સં. पूर्व + उत्तर] પૂર્વ અને ઉત્તર દિશા વચ્ચેનું, ઈશાન ખૂણાનું. (૨) આગલું-પાછલું. (૩) પૂર્વથી લઈ ઉત્તર દિશા સુધીનું
**પૂર્વોત્પત્તિ** સ્ત્રી. [સં. पूर्व + उत्पत्ति] અગાઉથી થયેલું ઉત્પાદન
**પૂર્વોદિત**[1] વિ. [સં. पूर्व + उदित, उद् + इ નું ભૂ. કૃ.] પૂર્વે ઊગેલું. (૨) પૂર્વ દિશામાં ઊગેલું [ગયેલું
**પૂર્વોદિત**[2] વિ. [સં. पूर्व + उदित, वद् નું ભૂ. કૃ.] પૂર્વે કહેવાઈ
**પૂર્વોપચાર** પું. [સં. पूर्व + उप-चार] અગાઉની કરેલી સારવાર. (૨) મહેમાન આવતાં કરેલી પ્રાથમિક આગતા-સ્વાગતા
**પૂર્વોપાય** પું. [સં. पूर्व + उपाय] પ્રથમ લીધેલો ઉપાય કે કરેલો પ્રયત્ન યા ઇલાજ.(૨)સાવધાની, સાવચેતી, અગમચેતી
**પૂર્વોપાર્જન** ન. [સં. पूर्व + उपार्जन] પ્રથમથી કરેલી પ્રાપ્તિ, પહેલાંની કમાણી [મેળવેલું યા પેદા કરેલું
**પૂર્વોપાર્જિત** વિ. [સં. पूर्व + उपार्जित] પ્રથમથી કમાયેલું કે
**પૂલિયો** પું. એ નામનો એક બાળ-રોગ. (આ અં. 'પોલિયો' નથી.) [(સંજ્ઞા.)
**પૂષા** પું. [સં.] વૈદિક કાલનો એક દેવ. (સંજ્ઞા.) (૨) સૂર્ય.
**પૂળા-ચોર** પું., સ્ત્રી. [જુઓ 'પૂળો' + સં.] [લા.) એ નામની એક દેશી રમત
**પૂળા-છૂટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'પૂળો' + 'છૂટ.'] ધીરેલ રકમ તથા વ્યાજ-વટાવ વગેરેના બદલામાં ઠરાવેલી મુદત સુધી જમીનનો સંપૂર્ણ ભોગવટો થાય એ જાતના કરાર. (૨) ઠરાવેલી મુદત પછી વધારે પૈસા આપ્યા સિવાય મિલકત છૂટે એવો દસ્તાવેજ, અમુક મુદત માટેનું કબજાવાળું ગીરો-ખત
**પૂળિયું** ન. [જુઓ 'પૂળો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] નાનો પૂળો, મોટી ઝૂડી [પૂળો, ઝૂડી
**પૂળી** સ્ત્રી. [જુઓ 'પૂળો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તદ્દન નાનો
**પૂળો** પું. [સં. पूलक- > પ્રા. पूलअ-] ઘાસ ચાર વગેરેનો બાંધેલો ઝૂડો, મોટું પૂળિયું. [૦ ઊડવો (રૂ. પ્ર.) અગડી જવું. (૨) નાશ પામવું. (૩) નામ ઊખડી જવું. ૦ મૂકવો (રૂ. પ્ર.) જતું કરવું, છાલ છોડવી. (૨) ઉપેક્ષા કરવી. ૦ વાળવો (રૂ. પ્ર.) મોટી મોટી વાતો કરવી]
**પૂં** ક્રિ. વિ. [રવા.] પાદવાનો અવાજ થાય એમ
**પૂંખ** સ્ત્રી. [સં. पुङ्ख પું., ન.] જુઓ 'પુંખ(૨).'
**પૂંખ-ડું** ન. [ + 'ડું' સ્વાર્થે ત. પ્ર.] કૂંપળિયું, નાનો ફણગાનો છોગો. (૨) ધાતુના પતરાની ઘણી નાની પતરી. (૨) (લા.) પવનનું લહેરકું, લેરખું
**પૂંખલું** ન. [ + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] તીરનો પીંછાવાળો છેડો
**પૂંખવું** જુઓ 'પોંખવું' [પ્રા.]. **પૂંખાવું** કર્મણિ., ક્રિ. **પૂંખાવવું** પ્રે., સ. ક્રિ
**પૂંખાવવું, પૂંખાવું** જુઓ 'પૂંખવું'માં.
**પૂંખાળું** વિ. [ + ગુ. 'આળું' ત. પ્ર.] પાંખવાળું, પીંછાંવાળું
**પૂંખિયાં** ન., બ. વ. [ + ગુ. 'ઇયું' ત. પ્ર.] પસની પડખે જડવામાં આવતા લાકડાના ચંદ્રાકાર ટુકડા. (વહાણ.)
**પૂંખી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] કપાસ કેટલો થશે એની અટકળ કરવા માટે ખજમ્ ઢગલામાંથી જુદો પાડેલો થોડો કપાસ

**પૂંખેણી** સ્ત્રી. [જુઓ 'પૂંખવું' દ્વાર-] પોંખણાની ક્રિયા, પોંખણું
**પૂંગ-વેલ** (-લ્ય) સ્ત્રી. એ નામનો એક વેલો. (૨) નાડાની ભાજી
**પૂંગડું** ન. [સં. પૂગ + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] સોપારી, પૂગીફળ
**પૂંગળ** વિ. [દે. પ્રા. પુંગલ] શ્રેષ્ઠ, ઉત્તમ. (૨) મોટું, મહાન
**પૂંગળ-વેલ** (-લ્ય) જુઓ 'પૂંગ-વેલ.'
**પૂંગી** સ્ત્રી. વાંસળી, પાવો. (૨) જાદુગરની મોરલી
**પૂંગી-ફલ(-ળ)** ન. [સં. પૂગી-ફલ] જુઓ 'પૂગી-ફળ.'
**પૂંચલો** પું. [સં. પુઙ્ખ + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] માથા ઉપર લાકડાનો ડકો જડેલો હોય તેવું તીર
**પૂંચી** (પૂઃચી) જુઓ 'પોચી.'
**પૂંછ** જુઓ 'પૂછ.'
**પૂંછ-ટાળ** જુઓ 'પૂછ-ટાળ.'
**પૂંછડ-નું** જુઓ 'પૂછડ-નું.'
**પૂંછડલું** જુઓ 'પુછડલું.'
**પૂંછડા-વેરો** જુઓ 'પૂછડા-વેરો.'
**પૂંછડિયું** જુઓ 'પુછડિયું.'
**પૂંછડિયો** જુઓ 'પુછડિયો.'
**પૂંછડી** જુઓ 'પૂછડી.'
**પૂંછડું** જુઓ 'પૂછડું.'
**પૂંછડો** જુઓ 'પૂછડો.' [(૨) સાવરણી
**પૂંછણી** સ્ત્રી. [જુઓ 'પૂંછણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પૂંજણી
**પૂંછણું** ન. [જુઓ 'પૂંછવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] મોટી પૂંજણી, રજોહરણ, ઓઘો
**પૂંછ-પ્રવેશ** જુઓ 'પૂછ-પ્રવેશ.'
**પૂંછલ** જુઓ 'પૂછલ.'
**પૂંછલવું** જુઓ 'પૂછલવું.'
**પૂંછ-વરતી** જુઓ 'પૂછ-વરતી.'
**પૂંછવું** જુઓ 'પોંછવું'. **પૂંછાવું** કર્મણિ., ક્રિ. **પૂછાવવું** કર્મણિ.,
**પૂંછાટ** જુઓ 'પુછાટ.'
**પૂંછાવવું**¹, **પૂંછાવું** જુઓ 'પૂંછવું'–'પોંછવું'માં.
**પૂંછાવવું**² જુઓ 'પુછાવવું²'માં.
**પૂંછાળ, -ળું** જુઓ 'પુછાળ.'
**પૂંછી-વેરો** જુઓ 'પૂછી-વેરો.'
**પૂંછેટિયું** જુઓ 'પુછેટિયું.'
**પૂંછેવાળ** જુઓ 'પુછેવાળ.'
**પૂંજ(-જ્ય)** સ્ત્રી. [સં. પુઞ્જિ] બીબામાં બીબા ઉપરની લાગતી અનુસ્વાર અર્ધચંદ્ર અજા માત્રા વગેરેની સળી
**પૂંજણી** સ્ત્રી. [જુઓ 'પૂંજવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] જુઓ 'પૂંછણી.'
**પૂંજવું** સ. ક્રિ. [સં. પુઞ્જ્, તત્સમ] એકઠું કરવું. (૨) ધ્યાન રાખી ઝાડુ કાઢવું. **પૂંજાવું** કર્મણિ., ક્રિ. **પૂંજાવવું** પ્રે., સ. ક્રિ
**પૂંજાવવું, પૂંજાવું** જુઓ 'પૂંજવું'માં.
**પૂંજિયો** પું. [જુઓ 'પૂંજવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] (એકઠું કરી) વેચનાર વેપારી
**પૂંજી** સ્ત્રી. [સં. પુઞ્જિકા > પ્રા. પુંજિઆ] નાનો ઢગલો. (૨) નાણાંનો સમૂહ, મૂડી, 'એસેટ' (વિ. કો.)
**પૂંજી-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] ચોપડામાં મૂડીનું જમા-ખર્ચીનું ખાતું
**પૂંજી-પતિ** પું. [+ સં.] પોતા પાસે નાણાંની મોટી અનામત હોય તેવો-ધનિક, ધનપતિ, તવંગર
**પૂંજી-ભાગ** પું. [+ સં.] પૂંજીનો હિસ્સો, પૂંજીની ફાળવણી
**પૂંજી-વાદ** પું. [+ સં.] જુઓ 'મૂડી-વાદ.'
**પૂંજીવાદી** વિ. [+ સં. °વાદી, પું.] જુઓ 'મૂડીવાદી.'
**પૂંજું** ન. [સં. પુઞ્જક > પ્રા. પુંજઅ-] (ખાસ કરી) ડાંગરનું પરાળ
**પૂંજો** પું. [જુઓ 'પૂંજું.'] વાળી ઝૂડી કરેલો કચરા વગેરેનો ઢગલો.
**પૂંઠ** (-ઠ્ય) જુઓ 'પૂઠ.'
**પૂંઠણ** જુઓ 'પૂઠળ.'
**પૂંઠ-પિચકારી** (પૂંઠ્ય-) જુઓ 'પૂઠ-પિચકારી.'
**પૂંઠ-રખું** (પૂંઠ્ય-) જુઓ 'પૂઠ-રખું.'
**પૂંઠ-સરાકી** (પૂંઠ્ય-) જુઓ 'પૂઠ-સરાકી.'
**પૂંઠળ** (-ળ્ય) જુઓ 'પૂઠળ.'
**પૂંઠળ-થી** (પૂંઠળ્ય-) જુઓ 'પૂઠળ-થી.'
**પૂંઠિયું** જુઓ 'પૂઠિયું.'
**પૂંઠી** જુઓ 'પૂઠી.'
**પૂંઠું** જુઓ 'પૂઠું.'
**પૂંઠે** (પૂંઠ્યે) ક્રિ.વિ. [જુઓ 'પૂ(-પૂં)ઠ' ગુ. 'એ' સા.વિ., પ્ર.] પાછળ પાછળ
**પૂંઠેવાળ** જુઓ 'પુઠેવાળ.'
**પૂંઠોતરું** જુઓ 'પુઠોતરું.'
**પૂંતાર** જુઓ 'પુંતાર.' [મરાઠું મોટું થીગડું
**પૂંધિયું** જુઓ 'પૂંઠ-રખું'–'પૂ-રખું.' (૨) ધોતિયામાં વચ્ચે
**પૂંપરું** ન. છોકરું, બાળક
**પૂંબડી** જુઓ 'પૂંભડી'–'પૂમડી.'
**પૂંબડું** જુઓ 'પૂંભડું'–'પૂમડું.'
**પૂંબી** જુઓ 'પુંબી.'
**પૂંભડિયો** પું. અફીણનો કસૂંબો
**પૂંભડી** સ્ત્રી. [જુઓ 'પૂંભડું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પૂંભડું, પૂમડી [નાનો પિંડ, પૂમડું
**પૂંભડું** ન. [ફા. પુંબહ્ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] રૂનો બહુ
**પૂંવળ** ન. ઘઉંની ડંડી વિનાની સળી
**પૂંવાડિયો** જુઓ 'પુંવાડિયો.'
**પૂંવાળું** જુઓ 'પૂંવાળું.'
**પૂંવો** જુઓ 'પટવો.'
**પૃચ્છક** વિ. [સં.] પૂછનાર [જિજ્ઞાસા
**પૃચ્છક-બુદ્ધિ** સ્ત્રી. [સં.] પૂછવાની વૃત્તિ, પ્રશ્નના ઉત્તરની
**પૃચ્છા** સ્ત્રી. [સં.] પૂછવું એ, પૂછ-પરછ
**પૃચ્છા-પત્ર** પું. [સં., ન.] જુઓ 'પ્રશ્ન-પત્ર.'
**પૃચ્છનીય, પૃચ્છય** વિ. [સં.] પૂછવા જેવું
**પૃતના** સ્ત્રી. [સં.] સેના, ફોજ, લશ્કર
**પૃથક્** વિ., ક્રિ.વિ. [સં.] જુદું, અલગ, છૂટું, છૂટું
**પૃથક્કરણ** ન. [સં.] અલગ અલગ કરવાની ક્રિયા, વિશ્લેષણ, 'એનેલિસિસ.' (૨) વાક્યના ભાગ કરી પદો અલગ તારવી તે તેની કોટિનાં કરેલાં ખાનાંઓમાં મૂકવાં એ, 'એનેલિસિસ.' (વ્યા.)

**પૃથક્કાર** વિ. [સં.] પૃથક્કરણ કરનાર, અલગ અલગ પાડી બતાવનાર, 'ઍનેલાઇઝર,' 'ઍનેલિસ્ટ'

**પૃથક્-કૃત** વિ. [સં.] અલગ અલગ છાંટી લીધેલું, જુદું જુદું તારવેલું

**પૃથક્-કૃતિ, પૃથક્-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'પૃથક્કરણ(૧).'

**પૃથક્-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] અલગ થવા-હોવાપણું

**પૃથક્-શિક્ષણ** ન. [સં.] છોકરા છોકરીઓને અલગ અલગ રાખી કેળવવાં એ

**પૃથક્-સેચન** ન. [સં.] વિશિષ્ટ-તા, 'સ્પેશિયાલિઝેશન' (ર.મ.)

**પૃથગ્જન** પું., ન. [સં. पृथक् + जन, સંધિથી] સામાન્ય માણસ, સાધારણ લોક, જનતા. (૨) (લા.) મૂર્ખ માણસ

**પૃથગ્બુદ્ધિ** સ્ત્રી. [સં.] ખાનગી નિર્ણય, 'પ્રાઇવેટ જજમેન્ટ' (ન.લ.)

**પૃથગ્ભાવ** પું. [સં. पृथक् + भाव, સંધિથી] અલગ સ્થિતિ, 'આઇસોલેશન'

**પૃથગ્લક્ષણ** ન. [સં. पृथक् + लक्षण, સંધિથી] અલગ-વ્યક્તિત્વ, 'ઇન્ડિવિજ્યુઆલિટી' (ર.મ.)

**પૃથગ્વિધ** વિ. [સં. पृथक् + विधा, બ. વ્રી.] અલગ અલગ પ્રકારનું, ભાતભાતનું, તરેહવારનું

**પૃથગ્વેણિ, -ણી** વિ., પું. [સં., સ્ત્રી., પરંતુ સમાસથી] સંગીતના ૫૮ માંહેનો એક વર્ણાલંકાર. (સંગીત.)

**પૃથા** સ્ત્રી. [સં.] પહેલા ત્રણ પાંડવોની માતા, કુંતી. (સંજ્ઞા.)

**પૃથિવી** સ્ત્રી. [સં.] જુઓ 'પૃથ્વી.' ('પૃથ્વી'ના સમાસના બીજા શબ્દ પણ ત્યાં ત્યાં જુઓ.)

**પૃથુ** વિ. [સં.] પહોળું, પૃથુલ. (૨) પું. પૌરાણિક માન્યતા પ્રમાણે વેન રાજાનો પુત્ર રાજા. (સંજ્ઞા.)

**પૃથુ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] પહોળાઈ, પૃથુલ-તા

**પૃથુ-રાજ** પું. [સં.] મધ્યકાલનો અજમેરનો ચૌહાણ રાજવી (પછીથી દિલ્હીનો પણ થયેલો), પૃથ્વીરાજ. (સંજ્ઞા.)

**પૃથુલ** વિ. [સં.] જુઓ 'પૃથુ(૧).'

**પૃથુલ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'પૃથુ-તા.'

**પૃથ્વી** વિ. [સં.] જુઓ 'પૃથ્વી તત્ત્વ.' (૨) મહી, ધરા, ધરણી, ક્ષિતિ. (૩) પું. ['છંદ'ને કારણે] એ નામનો એક ગણમેળ છંદ (પિંગળ.). [**૦નો છેડો આવવો** (રૂ.પ્ર.) હદ થઈ જવી, ગજબ થવો. (૨) ભારે મોટું અપકર્મ થવું. **૦ રસાતલ જવી** (રૂ.પ્ર.) ભારે મોટું અપકર્મ થવું]

**પૃથ્વી-કાય** પું. [સં.] સ્થાવર જીવોનો એક પ્રકાર. (જૈન.)

**પૃથ્વી-તત્ત્વ** ન. [સં.] પંચમહાભૂતોમાંનું જડ ભૌતિક તત્ત્વ. (વેદાંત.)

**પૃથ્વી-તલ(-ળ)** ન. [સં.] પૃથ્વીની સપાટી, ધરાતળ, ક્ષિતિતલ

**પૃથ્વી-દ્રવ્ય** ન. [સં.] પૃથ્વીરૂપી જડ તત્ત્વ કે પદાર્થ. (તર્ક.)

**પૃથ્વી-નાથ, પૃથ્વી-પતિ** પું. [સં.] રાજા, રાજવી

**પૃથ્વી-પરિક્રમા** સ્ત્રી. [સં.], **પૃથ્વી-પર્યટન** ન. [સં.] પૃથ્વીનાં વિવિધ સ્થળોમાં જવાની ક્રિયા

**પૃથ્વી-પાલ(-ળ)** પું. [સં.] જુઓ 'પૃથ્વી-નાથ.'

**પૃથ્વી-રાજ** પું. [સં.] જુઓ 'પૃથુ-રાજ.'

**પૃથ્વી-વર્ણન** ન. [સં.] પૃથ્વીને લગતી હરેક હરેક વિગતનું બયાન

**પૃથ્વી-વલ્લભ** પું. [સં.] જુઓ 'પૃથ્વી-નાથ.'

**પૃથ્વી-વાસી** વિ, [સં.] પૃથ્વી ઉપર રહેનાર (સૌ કોઈ ચેતન પ્રાણી)

**પૃથ્વીશ, -શ્વર** પું. [+ સં. ईश, ईश्वर] જુઓ 'પૃથ્વી-નાથ.'

**પૃષોદરાદિ-સમાસ** પું. [સં., આ માત્ર સં. વ્યાકરણનો વિષય છે.] 'અશ્વત્થામન્' જેવા કોઈ નિયમથી ન થાય તેવા સં. શબ્દોનો સમાસ. (વ્યા.)

**પૃષ્ટ** વિ. [સં.] પુછાયેલું

**પૃષ્ઠ** ન. [સં.] શરીરનો પાછળનો ભાગ, પીઠ, પૂંઠ. (૨) પશુનો-પૃથ્વીનો-પદાર્થોનો ઉપરનો ભાગ, સપાટી. (૨) પાનાની બેઉ બાજુની સપાટી, પૂંઠી, 'પેઇજ'

**પૃષ્ઠ-ટિપ્પણ** ન. [સં.] પાદ-ટીપ, 'ફૂટ-નોટ' (ક.પ્રા.)

**પૃષ્ઠ-તલ(-ળ)** ન. [સં.] ઉપરની સપાટી, નીચેનું તળિયું

**પૃષ્ઠ-દર્શન** ન. [સં.] પાછલા ભાગનો દેખાવ, 'બૅક વ્યૂ' (મ.હાં.)

**પૃષ્ઠ-દેશ** પું. [સં.] પીઠનો ભાગ, પૂંઠ, પૃષ્ઠ-ભાગ

**પૃષ્ઠ-ફલ(-ળ)** ન. [સં.] સપાટીનું ક્ષેત્રફળ, 'એરિયા'

**પૃષ્ઠ-ભાગ** પું. [સં.] જુઓ 'પૃષ્ઠ-દેશ.'

**પૃષ્ઠ-ભૂમિ** સ્ત્રી. [સં.] પાછળની સપાટી, 'બૅક-ગ્રાઉન્ડ'

**પૃષ્ઠ-વંશ** (-વંશ) પું. [સં.] પીઠમાંની કરોડ-રજ્જુ, 'બૅક-બોન'

**પૃષ્ઠવંશી** (-વંશી) વિ. [સં., પું.] કરોડરજ્જુ ધરાવનાર (પ્રાણી), 'વર્ટીબ્રેઇટ'

**પૃષ્ઠવંશીય** (-વંશીય) વિ. [સં.] કરોડરજ્જુને લગતું, કરોડ-રજ્જુનું

**પૃષ્ઠ-સ્વર** પું. [સં.] મોઢાની અંદરના પાછલા ભાગમાંથી ઊઠતો તે તે સ્વર, 'બૅક-વોવેલ.' (વ્યા.)

**પૃષ્ઠાસન** ન. [સં. पृष्ठ + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**પૃષ્ઠાસ્થિ** ન. [સં. पृष्ठ + अस्थि] પીઠનું હાડકું, કરોડનું હાડકું

**પૃષ્ઠાંક** (પૃષ્ઠાઙ્ક) પું. [સં. पृष्ठ + अङ्क] પાનાનો આંક, પાનાંની સંખ્યા બતાવનારો તે તે આંકડો, 'પેઇજ-નંબર'

**પે**[1] (પૅ) ક્રિ. વિ. [જૂ. ગુ. 'પાહિ > પાઈ > પઈ' 'દ્વારા'] જુઓ 'પૈ.'

**પે**[2] પું. [અં.] પગાર, વેતન

**પેઇજ** ન. [અં.] પૃષ્ઠ, પાનું

**પેઇજ-નંબર** (-નમ્બર) પું. [સં.] જુઓ 'પૃષ્ઠાંક.'

**પેઈજ-પ્રૂફ** ન. [અં.] ગોઠવાયેલાં બીબાંની ગેલીઓનાં માપ પ્રમાણે પાનાં પાડી એનાં કાઢેલાં પ્રૂફ

**પેઇજ-લાઇન** સ્ત્રી. [અં.] ગ્રંથમાં પાનાને મથાળે યા નીચેના ભાગમાં પાનાનો આંક બતાવનારી લીટી (જેમાં ગ્રંથ-નામ વગેરે પણ હોઈ શકે.)

**પેઈંટિંગ** (પેઇન્ટિઙ્ગ) ન. [અં.] ચિત્ર-કામ. (૨) ચિત્ર

**પે-ઑર્ડર** પું. [સં.] રકમ ચૂકતે આપવાનો હુકમ કે પરવા-નગી

**પૅક** ક્રિ. વિ. [અં.] સલોસલ બંધ થઈ જાય એમ. (૨) વિ. (લા.) છેતરાય નહિ તેવું, પક્કું. (૨) ખંધું

**પૅકર** વિ. [અં.] પૅક કરનાર

**પેકાન** (પેકાન) ન. [ફા. પય્કાન્] બાણનું ફળું

**પૅકિંગ** (પૅકિઙ્ગ) ન. [અં.] પૅક કરવું એ. (૨) પૅક થયેલી સ્થિતિ, બંધન

**પૅકે(૦ઇ)જ** ન. [અં.] પૅક કરેલો દાગીનો કે પાર્સલ

**પૅકેટ** ન. [અં.] કાગળ પ્લાસ્ટિક ચામડા વગેરેની કોથળી, બીડો

**પેખણ**[1] ન. [સં. प्रेक्षण > પ્રા. पेक्खण, (જૂ. ગુ.)] જોવું એ, પેખણું
**પેખણ**[2] ના.યો. જેમ, જેવી રીતે, પેઠે
**પેખણું** ન.[સં. प्रेक्षणक > પ્રા. पेक्खणअ- કે જુઓ 'પેખણ[1]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પેખણ.[1]'
**પેખવું** સ. ક્રિ. [સં. प्र + ईक्ष-प्रेक्ष् > પ્રા. पेक्ख-] જોવું, નિહાળવું, દેખવું. પેખાવું કર્મણિ., ક્રિ.
**પેખંદું** (પેખ-દું) વિ. [જુઓ 'પેખવું' + પંજા. 'અંદુ' વર્ત. કૃ.] પેખતું, જોયા કરતું
**પેખાવું** જુઓ 'પેખવું'માં.
**પે(-પૅ)ગડું** જુઓ 'પાગડું.'
**પેગંબર** (પૅગમ્બર) જુઓ 'પયગંબર.'
**પેગંબરી**[1-2] (પૅગમ્બરી) જુઓ 'પયગમ્બરી.[1-2]'
**પેગામ** (પૅગામ) જુઓ 'પયગામ.'
**પેગામ-ચી** (પૅગામ-ચી) જુઓ 'પયગામ-ચી.'
**પેગામી** (પૅગામી) જુઓ 'પયગામી.'
**પૅગોડા** પું. [અં.] ભારતવર્ષ બહાર આવેલું બુદ્ધનું ચોક્કસ ઘાટનું તે તે મંદિર
**પેચ** પું. [ફા.] ખીલાનો ચાકી ચડાવવા કરેલો આંટો. (૨) આંટાવાળી ખીલી કે ખીલો, 'સ્ક્રૂ.' (૩) પતંગની દોરીઓનું જોડાવું એ. (૪) (લા.) દાવ-પેચ, તદબીર, યુક્તિ, પ્રપંચ. [૦ **ખાવો** (રૂ. પ્ર.) મૂંઝાવું. ૦ **ખૂલવો** (રૂ. પ્ર.) વળ ઊખળવો. ૦ **ખેલવા,** ૦ **રમવા** (રૂ. પ્ર.) દાવ-પેચ લગાવવો, કાવાદાવા કરવા. ૦ **ઘવાઈ જવા** (રૂ.પ્ર.) આંટા ઘસાઈ જવા. ૦ **છોડવા** (રૂ. પ્ર.) બેઉ પતંગોની દોરી છૂટી પાડવી. ૦ **ઢીલો થવો** (રૂ. પ્ર.) ડાગળી ખસી જવી. ૦ **દેવો** (રૂ. પ્ર.) છેતરવું. ૦ **પડવો** (રૂ. પ્ર.) મુશ્કેલ બનવું. ૦ **બાંધવો** (રૂ. પ્ર.) કુસ્તી કરવી. ૦**માં આવવું** (રૂ. પ્ર.) ફસાવું. ૦ **લડાવવા** (રૂ. પ્ર.) પતંગના પેચ નાખવા. ૦ **હાથમાં હોવો** (રૂ.પ્ર.) સામાની પ્રવૃત્તિ વગેરે બદલાવવાનું બળ હોવું]　　[વચ્ચેનો ભાગ
**પેચ-કલી** સ્ત્રી. ચોરણી કે સુરવાલમાં કલી અને ઝોળા
**પેચ-ચક્ર** ન. [+ સં.] પેચની જેમ ફરતું પૈડું
**પેચ-દાર** વિ. [ફા.] આંટાવાળું, પેચવાળું. (૨) (લા.) યુક્તિબાજ, પ્રપંચી
**પેચ-પાચ** પું. [જુઓ 'પેચ,' –દ્વિર્ભાવ.] (લા.) સંકટની પરિસ્થિતિ　　[ઓઝાર
**પેચ-પાટલી** સ્ત્રી. [+ જુઓ 'પાટલી.'] પેચ પાડવાનું લોઢાનું
**પેચવણ** (-ણ્ય) સ્ત્રી. એક જાતની રમત
**પેચ-વેલ** (-લ્ય) સ્ત્રી. એ નામની એક વેલ　　[આંટાવાળું
**પેચાળું** વિ. [+ગુ. 'આળું' ત. પ્ર.] પેચવાળું, પેચદાર,
**પેચિયું** ન. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પેચ ખોલવા–ભીડવાનું સાધન
**પેચી, -ચીલું** વિ. [+ ફા. 'ઈ' પ્રત્યય' –ગુ. 'ઈલું' ત.પ્ર.] (લા.) કાવાદાવાવાળું, યુક્તિબાજ, પ્રપંચી
**પેચો** પું. [રવા.] ચીપો, છૂંદો, પીચો
**પેચોટી** સ્ત્રી. [જુઓ 'પિચોટી.'] જુઓ 'પિચોટી.'
**પેજ** જુઓ 'પેઇજ.'　　[તે ખાતું
**પેજ-ખાતું** ન. મિલમાં કપડાંને જ્યાં પવાત કરવામાં આવે
**પેજ-નંબર** (-નમ્બર) જુઓ 'પેઇજ-નંબર.'
**પેજ-પ્રૂફ** જુઓ 'પેઇજ-પ્રૂફ.'
**પેજ-લાઇન** જુઓ 'પેઇજ-લાઇન.'
**પેજાર** (પૅજાર) સ્ત્રી. [ફા. પયજાર્], -રું ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] પગની મોજડી
**પેજારી** સ્ત્રી. ઘરમાં ભોંય-તળિયે પાછલી બાજુ આવેલો છાપરાવાળો ભાગ. (૨) છજું, ઝરૂખો
**પેટ** ન. [દે. પ્રા. पेट्ट] ઉદર, હોજરું, અન્નાશય. [૦ (-ટ્ય) **અવતાર લેવા જેવું** (રૂ.પ્ર.) પરમ પવિત્ર. ૦ **આપવું** ૦ **ખોલવું,** ૦ **દેવું** (રૂ.પ્ર.) ખાનગી વાત કહેવી. ૦ **આવવું** (રૂ.પ્ર.) ઝાડા થવા. ૦ (-પેટ્ય) **આવવું** (રૂ. પ્ર.) (સ્ત્રીને પેટે) જન્મ લેવો. ૦ **ઉઘાડીને જોવું** (રૂ. પ્ર.) પારકાના મનની વાત જાણી લેવી. ૦ **ઉપર છરી મૂકવી,** ૦ **ઉપર પગ દેવો** (કે **મૂકવો**), **ઉપર પાટુ મારવી.** (-ઉપરય-) (રૂ.પ્ર.) આજીવિકા તોડવી. ૦ **ઉપર પોટલું બાંધવું** (-ઉપરય-) (રૂ. પ્ર.) હદ કરતાં વધારે લેવું. કે ખાવું. ૦ **ઊંચું આવવું** (રૂ. પ્ર.) તૃપ્તિ મળવી. (૨) ફતેહ મેળવવી. ૦ **કાપવું** (રૂ. પ્ર.) પેટમાં ગરબડાટ થવો. ૦ **ખોલવું,** (રૂ. પ્ર.) મનની વાત કહેવી. ૦ **ખોલીને વાત કરવી** (રૂ. પ્ર.) ખુલ્લા દિલે વાત કહેવી. ૦ **મણે આવવું** (રૂ. પ્ર.) અકરાંતિયા થઈ ખાવું. ૦ **ઘરાણે મૂકવું,** ૦ **ઘરેણે મૂકવું** (રૂ. પ્ર.) ખાવાનીયે દરકાર ન કરવી. ૦ **ચડ(-ઢ)વું** (રૂ. પ્ર.) મનમાં વાત છૂપી ન રાખવી. **ચાલવું** (રૂ. પ્ર.) ઝાડા થઈ જવા. ૦ **ચોરવું** (રૂ. પ્ર.) વાત છૂપી રાખવી. ૦ **ચોળી પીડ ઊભી કરવી,** ૦ **ચોળીને શૂળ ઉપજાવવું** (રૂ. પ્ર.) જાતે દુઃખ ઉત્પન્ન કરવું. ૦ **છૂટવું,** ૦ **છૂટી જવું** (રૂ. પ્ર.) ઝાડા થવા. (૨) ગભરાઈ જવું. ૦**છૂટી વાત** (રૂ. પ્ર.) સાવ સાચી વાત. ૦ **જુદાં થવાં** (રૂ. પ્ર.) ભેદ પડવો. ૦ **ટાઢું કરવું** (રૂ. પ્ર.) જમવું. (૨) નિરાંત કરવી. ૦ **ટાઢું** (કે **ઠંડું**) **થવું** (-ઠણ્ડું-) (રૂ.પ્ર.) નિરાંત થવી. ૦ **ઢાંકવું** (રૂ. પ્ર.) પાપ-કર્મ છુપાવવું. ૦ **તણાવું** (રૂ. પ્ર.) હદથી વધારે ખવાવું. ૦ **તાણીને ખાવું** (રૂ. પ્ર.) ખૂબ ખાવું. ૦ **તાણીને મરવું** (રૂ. પ્ર.) ભૂખે મરવું. ૦ **થવું,** ૦ **નીકળવું** (રૂ. પ્ર.) પેટનો ફાંદો હોવો. ૦ **દાબીને રહેવું** (-રૅ:વું) (રૂ.પ્ર.) સહન કરવું. ૦ **દુખવું,** ૦**માં દુખવું** (રૂ. પ્ર.) દ્વેષ થવો, ઈર્ષ્યા થવી. (૨) લાંચ મેળવવા ઇચ્છા કરવી. ૦ **દેખાડવું** (રૂ. પ્ર.) ભૂખ્યા હોવાનો સંકેત કરવો. ૦**નાં પાંપળાં** (રૂ. પ્ર.) ગુજરાન મેળવવાની ઉપાધિઓ. ૦**ની આગ** (-ગ્ય) (રૂ. પ્ર.) ચિંતા. (૨) ભૂખ. ૦**ની પતરાવળી થવી** (રૂ. પ્ર.) ભૂખ લાગવી. ૦**ની પીડા** (રૂ. પ્ર.) મનનું દુઃખ. ૦**ની પૂજા** (રૂ. પ્ર.) ભોજન. ૦**ની વરાળ** (રૂ. પ્ર.) રોષ, ગુસ્સો. ૦**ની વાત** (રૂ. પ્ર.) ખાનગી વાત. ૦**ની વેઠ** (-ઠ્ય) (રૂ. પ્ર.) આજીવિકા માટેનાં ફાંફલાં. ૦**ની સગાઈ** (રૂ. પ્ર.) પેટ ભરવા પૂરતો સંબંધ. (૨) માતા પિતાનો સંબંધ, સંતાનોનો સંબંધ. ૦**નું કાચું** (રૂ. પ્ર.) છાની વાત જાળવી ન રાખનારું. ૦**નું ખોટું** (રૂ. પ્ર.) સાચું બોલવાનો દંભ કરનારું. ૦**નું છોકરું** (રૂ. પ્ર.) પોતાનું સંતાન. ૦**નું પાણી ન હલવું** (રૂ. પ્ર.) જરા જેટલી પણ અસર ન થવી. ૦**નું બળ્યું** (રૂ. પ્ર.) દુભાયેલું. ૦**નું મેલું** (રૂ. પ્ર.) દગા-

ખોર, કપટી. (૨) ખરાબ આશયવાળું. ૰નું હલકું (રૂ. પ્ર.) ક્ષુલ્લક સ્વભાવનું. ૰ને ખાતરે (રૂ. પ્ર.) ગુજરાન ચલાવવા માટે ૰ને દુઃખ દેવું (રૂ. પ્ર.) ભૂખ સહન કરવી. ૰ને ભાડું (રૂ. પ્ર.) ભોજન. ૰નો કૂતરો (રૂ. પ્ર.) ભોજનનો માત્ર લાલચુ. ૰નો ખાડો પૂરવો (રૂ. પ્ર.) ગુજરાન મેળવવું. ૰નો પડદો (કે મેલ) (રૂ. પ્ર.) છાનો કે ગુપ્ત વિચાર. ૰નો ચેલો (રૂ. પ્ર.) પોતાનાં સંતાન. ૰ પકડીને હસવું (રૂ. પ્ર.) ખૂબ હસવું. ૰(-ટય) પડવું (રૂ. પ્ર.) (સ્ત્રીને પેટે) જન્મ લેવો. ૰ (-ટય) પહાણ કે પથરો પડવો (-પા:ણ-) (રૂ. પ્ર.) દુષ્ટ પુત્ર જન્મવો. ૰ પાકવું (રૂ. પ્ર.) અંતરનું માણસ દગાખોર નીવડવું. ૰ પાકવું (પેટ્ય-) (રૂ. પ્ર.) સંતાનરૂપે જન્મ લેવો. ૰ પાટણ (કે પેટલાદ) જવું (રૂ. પ્ર.) ખૂબ ભૂખ લાગવી. ૰ પીઠ એક થવાં (રૂ. પ્ર.) (રૂ. પ્ર.) બહુ જ દૂબળું થઈ જવું, સખત પરિશ્રમ કરવો. ૰પૂરતું (રૂ. પ્ર.) ગુજરાન ચાલે તેટલું. ૰ પોયણી વળી જવું (રૂ. પ્ર.) ખૂબ ભૂખ લાગવી. ૰ પોષવું (રૂ. પ્ર.) માત્ર પોતાના ગુજરાનનો જ વિચાર કરવો. ૰ ફાટવું (રૂ. પ્ર.) અંગત માણસ ખૂટી જવું. ૰ ફોડવું (રૂ. પ્ર.) છૂપી વાત કહી દેવી. ૰ બળવું (રૂ. પ્ર.) મનમાં ખૂબ ચિંતા થવી. ૰બળેલું (રૂ. પ્ર.) અંતરમાં ખૂબ ચિંતાએ ભરેલું. ૰ બાળવું (રૂ. પ્ર.) ચિંતા કરવી. ૰ ભરવું (રૂ. પ્ર.) આજીવિકા ચલાવવી, ગુજરાન મેળવવું. ૰ ભરાવું (રૂ. પ્ર.) તૃપ્તિ થવી. ૰માં આગ (-ગ્ય) (રૂ. પ્ર.) અંતરનો રોષ. (૨) ભૂખ. ૰માં આમળો (રૂ. પ્ર.) કીનો, દ્વેષ, ઝેર. ૰માં કરમ બોલવાં (રૂ. પ્ર.) ખૂબ ભૂખ લાગવી. ૰માં કાતી, ૰માં છરી, ૰માં પાળી (રૂ. પ્ર.) અંદરનું વેર, શત્રુતા. ૰માં કૂવો (રૂ. પ્ર.) ઘણી ભૂખ લાગવી. ૰માં ખાડા પડવા (રૂ. પ્ર.) ભૂખ લાગવી. ૰માં ખૂંચવું (રૂ. પ્ર.) અણગમો હોવો. (૨) દ્વેષ થવો. ૰માં ગલૂડિયાં (કે બિલાડાં) આળોટવાં (રૂ.પ્ર.) ખૂબ ભૂખ લાગવી એ. ૰માં ઘૂસવું, ૰માં પેસવું (-પેસવું) (રૂ. પ્ર.) ખુશામત કરવી. (૨) વિશ્વાસ પ્રેળવવા પ્રયત્ન કરવો. ૰માં ટાંટિયા હોવા (રૂ. પ્ર.) બહાર જણાવા ન દેવું. ૰ માંડવું (રૂ. પ્ર.) છોકરાં છૈયાં થવાં. ૰માં તેલ રેડાવું (રૂ. પ્ર.) ઈર્ષ્યાથી ગુસ્સે થવું. (૨) ધ્રાસકો પડવો. ૰માં દાઢી હોવી (રૂ. પ્ર.) બચપણથી શાણપણ હોવું. ૰માં દાંત હોવા (રૂ. પ્ર.) અંતરમાં વેર હોવું. ૰માં ધાડ પડવી (રૂ.પ્ર.) ખૂબ ભૂખ લાગેલી હોવી. ૰માં ધ્રાસકો પડવો, ૰માં ફાળ પડવી, ૰માં શેરડો પડવો (રૂ. પ્ર.) બીકથી ચોંકી ઊઠવું. ૰માં ન સમાવું (રૂ. પ્ર.) પરવા ન કરવી. (૨) ગાંઠવું નહિ. ૰માં ના(-નાં)ખવું (રૂ. પ્ર.) ખાવું. ૰માં પગ હોવા (રૂ. પ્ર.) દુષ્ટ હોવું, લુચ્ચું હોવું. ૰માં પાણી ન હલવું (રૂ. પ્ર.) જરા પણ તકલીફ ન થવી. (૨) ચિત્તની સ્થિરતા હોવી. ૰માં પાળી મારવી (રૂ. પ્ર.) પોતે પોતાનું બૂરું કરવું. ૰માં પૂળો ઊઠવો (રૂ. પ્ર.) મનમાં બળતરા થવી. ૰માં પેસવું (-પેસવું) (રૂ. પ્ર.) વિશ્વાસ ઉપજાવવો. (૨) સામાની વાત જાણી લેવી. ૰માં પેસી નીકળવું (-પેસી-) (રૂ. પ્ર.) સામાનો ભેદ કે મર્મ જાણી લેવો. ૰માં બળવું (રૂ.પ્ર.) ચિંતા કરવી. ૰માં બાર વાગવા, ૰માં બિલાડાં આળોટવાં (કે બોલવાં) (રૂ.પ્ર.) સખત ભૂખ લાગવી. ૰માં ભરાઈને બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) શરણ લેવું. (૨) ખાનગી વાતચીતથી વાકેફ થવું. ૰માં રાખવું, ૰માં સમાવવું (રૂ. પ્ર.) ગુપ્ત વાત છાની રાખવી, ભેદ ખુલ્લો ન થવા દેવો. ૰માં રોગ હોવો (રૂ. પ્ર.) મનમાં દગો હોવો. ૰માં સમાઈ જવું (રૂ. પ્ર.) વાતને ગળી જવી. ૰માં હાથ હાથના ખાડા (રૂ. પ્ર.) કડકડીને લાગેલી ભૂખ. ૰માં હોવું (રૂ. પ્ર.) ગુપ્ત રીતે મનમાં રહેવું. ૰માંથી ઓકી કઢાવું (રૂ. પ્ર.) ખાનગી વાત ખુલ્લી કરી દેવી. ૰માંથી પગ કાઢવા (રૂ. પ્ર.) કુમાર્ગે વળવું. (૨) દગો કરવો. ૰ મોટું રાખવું (રૂ. પ્ર.) ઉદારતા રાખવી, ઉદાર મનના થવું. ૰ લેવું (રૂ.પ્ર.) છાની વાત જાણી લેવી. ૰ વાંસા સાથે ચોટવું (રૂ. પ્ર.) ખૂબ ભૂખ્યા થવું. -ટે આવવું, -ટે પડવું (રૂ.પ્ર.) જન્મ લેવો. -ટે પથરો (કે પાણો) પડવો (રૂ. પ્ર.) કુસંતાન થવું. -ટે પહોળું (-પૉ:ળું) (રૂ. પ્ર.) ઘણાં સંતાન. -ટે પાટા બાંધવા (રૂ. પ્ર.) ભૂખમરો વેઠવો. (૨) ઓછું ખાઈને પણ આબરૂ સાચવવી. -ટે પાન છૂટવાં (રૂ. પ્ર.) બાળકને જોઈ માને હર્ષ થવો. ઊંડું પેટ (રૂ. પ્ર.) વાત ન ફોડે તેવું. ઠંડે (કે ટાઢે) પેટે (-ઠણ્ડે-) (રૂ.પ્ર.) નિશ્ચિતપણે. (૨) ક્રૂરતાપૂર્વક. પાપે પેટ ભરવું (રૂ. પ્ર.) ખોટાં કામ કર્યા કરવાં. બે પેટ કરવાં (રૂ. પ્ર.) હદ ઉપરાંત જમવું. મોટું પેટ (રૂ. પ્ર.) વિશાળ હૃદય, ઉદાર ચિત્ત. સાંકડા પેટનું (રૂ. પ્ર.) કંજૂસ, લોભી]

પેટ-કશ પું. [+ ફા.] હાથીને પેટે બાંધવાનું દોરડું

પેટ-કુટણિયું વિ. [+ જુઓ 'કૂટવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર. + 'ઇયું' ત.પ્ર.] પેટ કૂટવાની ટેવવાળું. (૨) જેનું પૂમડું ઢીંચણની ઉપર જ પૂરું થતું હોય તેવું (ઢોર). (૩) (લા.) સ્વાર્થી [ખાધા-ખર્ચી

પેટ-ખાઈ સ્ત્રી. [+ જુઓ 'ખાવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.]

પેટ-ગુજારો પું. [+ જુઓ 'ગુજારો'.] ભરણ-પોષણ, ગુજરાન

પેટ-ઘસણી સ્ત્રી. [+ જુઓ 'ઘસવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્ય.] પેટ ઘસીને ચાલવાની ક્રિયા. (૨) (લા.) ખુશામત [ઝાડાનો રોગ

પેટ-ચલી સ્ત્રી. [+ જુઓ 'ચાલવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] (લા.)

પેટ-ચૂંક સ્ત્રી. [+ જુઓ 'ચૂંક.'] પેટમાં થતી આંકડી. (૨) (લા.) મન-દુઃખ [છુપાવ્યા વિનાનું

પેટ-છૂટું વિ. [+ જુઓ 'છૂટું.'] મુક્ત મનનું, કાંઈ પણ

પેટડિયું વિ. [+ ગુ. 'ડું' + 'ઇયું' ત.પ્ર.] પોતાનું પેટ ભરવાના ખ્યાલવાળું. (૨) (લા.) સ્વાર્થી

પેટ-તરોડો પું. ઘોડાં વગેરેના પેટનો એક રોગ

પેટ-તોડ, -ડો પું. [+ જુઓ 'તોડવું' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] ઢોરનો આફરાનો રોગ

પેટન્ટ પું. [અં.] નવી શોધ વગેરેનો માલિકી-હક્ક. (૨) એવા માલિકી-હક્કનો સરકારી પરવાનો

પેટ-પાળું વિ. [+ જુઓ 'પાળવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'પેટ-વડિયું.'

પેટ-પીડ સ્ત્રી. [+ જુઓ 'પીડ.'] પેટમાં થતી વ્યથા. (૨) (લા.) ઈર્ષ્યા અસૂયા વગેરે
પેટ-પૂજા સ્ત્રી. [+ સં.] (લા.) ભોજન કરવું એ
પેટ-પૂર, -રણ, -રતું વિ. [+ જુઓ 'પૂર'-'પૂરણ'-'પૂરતું.'] પેટ ભરાઈ જાય તેટલું
પેટ-પોસું વિ. [+ જુઓ 'પોસવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] પેટનું પોષણ કરવાની વૃત્તિવાળું. (૨) (લા.) અકરાતિયું
પેટ-બળતરા સ્ત્રી. [+ જુઓ 'બળતરા.'] (લા.) અંદરની વ્યકળામણ [માં ને મનમાં મૂંઝાયેલું
પેટ-બળ્યું વિ. [+ જુઓ બળવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] મન-
પેટ-ભર ક્રિ.વિ. [+ જુઓ 'ભરવું.'] જુઓ 'પેટ-પૂર.'
પેટ-ભરાઉ વિ. [જુઓ 'ભરવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] જુઓ 'પેટ-ભરું.' [માત્ર પેટ ભરવાની જ આદતવાળું
પેટભરા-વેડા પું., બ.વ. [જુઓ 'પેટ-ભરું' + 'વેડા.']
પેટ-ભરું વિ. [+ જુઓ 'ભરવું.' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] માત્ર પોતાના ગુજરાનની જ ચિંતા કરનારું. (૨) (લા.) સ્વાર્થી
પૅટર્ન સ્ત્રી. [અં.] નમૂનો, આકાર, આકૃતિ, 'ડિઝાઇન.' (૨) બીબું
પેટ-વડિયું વિ. [જુઓ 'પેટ' + 'વડે' + ગુ. 'ઇયું' ત. પ્ર.] મહેનતાણામાં માત્ર ખાવાનું મળે તેવું (મજૂર)
પેટ-વરાળિયું જુઓ 'પેટ-ભરું.'
પેટ-વરો પું. [જુઓ 'પેટ' + 'વરો.'] ખાવાપીવામાં થતો ખર્ચ
પેટ-વલૂરો પું. [જુઓ 'પેટ' + 'વલૂરવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] (લા.) અદેખાઈ, ઈર્ષ્યા, દ્વેષ
પેટવવું જુઓ 'પેટવું'માં.
પેટવું અ.ક્રિ. સળગવું, બળતું થવું. પેટાવું ભાવે., ક્રિ. પેટ(-ટા)વવું પ્રે.,સ.ક્રિ.
પેટ-વેદના સ્ત્રી. [જુઓ 'પેટ' + સં.] જુઓ 'પેટ-પીડ.'
પેટા વિ. [જુઓ 'પેટું,' વિ.ના સ્વરૂપે સર્વથા 'આકારાંત.' જ વપરાય છે.] મોટાની અંદર સમાતું નાનું કે ગૌણ, અંતર્ગત, 'સબ્સિડિયરી.' (૨) તાબાનું
પેટા-ગીરો વિ. [+ જુઓ 'ગીરો.'] ગીરો લેનારે પાછું બીજાને ત્યાં ગીરો મૂક્યું હોય તેવું
પેટા-ચાટું વિ. [જુઓ 'પેટ' + 'ચાટવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] પૂરતું ખાવાનું ન મળ્યું હોય તેવું
પેટા-તારણ ન. [જુઓ 'પેટા' + 'તારણ.'] નુકસાની બદલ કાંઈ આપવાનું થાય તે
પેટારો જુઓ 'પટારો.'
પેટાવવું, પેટાવું જુઓ 'પેટવું'માં.
પેટાળ ન. [જુઓ 'પેટ' દ્વારા.] અંદરનો પોલો ભાગ
પેટાળિયું ન. [+ ગુ. 'ઇયું' ત પ્ર.] ઘોડાના પેટ ઉપર નાખવાનો સામાન [ફાંદવાળું
પેટાળું વિ. [જુઓ 'પેટ' + ગુ. 'આળું' ત.પ્ર.] પેટવાળું,
પેટા(-ટાં)-ફોડ ન. [જુઓ 'પેટું' + 'ફોડવું.'] (લા.) મોટી રકમમાં નાની રકમ સમાવીને ગણાતું વ્યાજ, કાપતું વ્યાજ
પેટિય(-યે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'પેટિયું[1]' + ગુ. 'અ(-એ)ણ.' સ્ત્રીપ્રત્યય.] પેટિયું લઈ ને મજૂરી કરનાર સ્ત્રી
પેટિયું[1] વિ. [જુઓ 'પેટ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ખાવા-ખર્ચ લઈને કામ કરનારું (મજૂર)
પેટિયું[2] ન. [જુઓ 'પેટ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પેટ ભરવા માટે થતો ખર્ચ કે અનાજ (કાચું કે રાંધેલું.) (૨) ગુજરાન
પેટી સ્ત્રી. [સં.] ચીજવસ્તુ કપડાં વગેરે રાખવાનો ઢાંકણવાળો ધાતુ લાકડું પ્લાસ્ટિક વગેરેનો ઘાટ, મંજૂષા, 'બૉક્સ.' (૨) 'હાર્મોનિયમ.' (૩) ફટાકડાની લૂમોનો બીડો. (૪) દિવાસળીનું ખોખું. (૫) ચૂનો કાંકરી માટી વગેરે માપવાનું વીસ ઘન-ફૂટનું માપિયું. (૬) હાથે પહેરવાનું પુરુષનું એક ઘરેણું. (૭) છાતી ઢંકાય તેવો કબજો, અંદરનું જાકીટ. (૮) પક્ષીને ઊડતાં શીખવાની દોરી. [૦ જેવું (રૂ. પ્ર.) સુરક્ષિત. ૦ પૅક (રૂ.પ્ર.) ખોલ્યું ન હોય તેવું બંધ]
પેટી-જાજરૂ ન. [+ જુઓ 'જાજરૂ.'] પેટીની જેમ ઢાંકણ વસાતું હોય તેવી ખુરશીવાળું કે ચીનાઈ માટીનું જાજરૂ માટેનું ટબ, 'કોમોડ'
પેટી-વાજું ન. [+ જુઓ 'વાજું.'] હાર્મોનિયમની પેટી
પેટુ ન. [જુઓ 'પેટ' દ્વારા.] હલાલ કરેલ પશુની હોજરી
પેટું ન. [જુઓ 'પેટ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] કોઈ પણ ચીજ લખાણ વગેરેનો અંદરનો ભાગ કે અંશ. (૨) ગૌણ ભાગ. [-ટામાં લખવું (રૂ. પ્ર.) લખાતા નામાની આખી વિગતમાં નીચે એક સળ મૂકી અંદર લખવું. ૦ પાડવું (રૂ.પ્ર.) ચાલુ લખાતી ચોપડાની વિગતના કોઠાની રકમો વધુ એક સળ મૂકીને લખવી. ૦ પૂરવું (રૂ.પ્ર.) પેટામાંની રકમનો સરવાળો કરવો]
પેટૂડું વિ. [જુઓ 'પેટ' દ્વારા.] (લા.) મતલબી, સ્વાર્થી
પેટે ક્રિ. વિ. [જુઓ 'પેટું' + ગુ. 'એ' સા. વિ., પ્ર.] ખાતે, હિસાબે. (૨) બદલામાં, સાટે
પેટ્રન પું. [અં.] આશ્રય-દાતા, સંરક્ષક (મંડળ કે સંસ્થામાંનો એવો એક આશ્રયદાતાનો વર્ગ હોય છે.)
પેટ્રોમૅક્સ સ્ત્રી. [અં.] વીજળીના દીવા જેવો ઝગઝગતો પ્રકાશ આપે તેવી ઘાસલેટની બળતી બત્તી
પેટ્રોલ[1] સ્ત્રી. [અં.] પહેરો ભરનારી સિપાઈઓ કે સૈનિકોની ટુકડી [વપરાતું શુદ્ધ ખનિજ તેલ
પેટ્રોલ[2] ન. [અં.] મોટર વિમાન વગેરે યાંત્રિક વાહનોમાં
પેટ્રોલાઇન ન. [અં.] એક જાતનું ખનિજ તેલ
પેટ્રોલિયમ ન. [અં.] જુઓ 'પેટ્રોલ.[2]'
પેટ્રોલિંગ (-લિઙ્ગ) ન. [અં.] પહેરો ભરવા એ, ચોકી કરવાની અને રોન કરવાની ક્રિયા
પેઠ,૦મ ના. યો. પેઠે, જેમ, -ની માફક
પેઠું[1] (પેઠું) વિ. [સં. प्रविष्टक > પ્રા. पइट्ठअ-] દાખલ થયું. (ગુ. વ્યાકરણમાં 'પેસવું'ના ભૂ. કૃ. અને અદ્ય. ભૂ. કા.નું રૂપ)
પેઠું[2] ન. [પ્રા., હિં. 'પેઠા.'] ભૂરા કોળાની એક જાતી બનાવેલી વાની
પેઠેલ, -લું વિ. [+ ગુ. 'એલ, -લું' કૃ. પ્ર.] દાખલ થયેલું. (ગુ. વ્યાકરણમાં 'પેસવું' ના બી. ભૂ. કા. નું રૂપ)
પેઠે જુઓ 'પેઠ,૦મ.'
પૅડ ન. [અં.] લખવાના કાગળની બાંધેલી થોકડી. (૨) રબર-સ્ટૅમ્પની શાહીવાળી કુશનની ડબી. (૩) ક્રિકેટની રમતમાં પગે બાંધવાનું બખ્તર
પેડછો પું. જળતરો. (વહાણમાં.)

**પેડલ** ન. [અં.] કોઈ પણ પગેથી ચલાવવાના યંત્રમાં પગનો પંજો મૂકવાનું સાધન (જેમકે સાઇકલનાં). (૨) હલેસું, ચાટવો. [૦ મારવું (રૂ. પ્ર.) પેડલ ઉપર પંજો અડાડી ફેરવવું] [પેડલવાળી હોડી

**પેડલ-બોટ** સ્ત્રી. [અં.] હલેસાં વડે તેમ સાઇકલના પ્રકારનાં

**પેડલી** સ્ત્રી. વાડ બનાવવાને કામ લાગે તેવી એક વનસ્પતિ

**પેડવું** સ. ક્રિ. પીલવું, દબાવી કચડવું. (૨) નિચોવવું. **પેડાવું** કર્મણિ., ક્રિ **પેડાવવું** પ્રે., સ. ક્રિ

**પેડાર** ન. એ નામનું એક વૃક્ષ

**પેડારું** ન. અળવીની ગાંઠ

**પેડાવવું, પેડાવું** જુઓ 'પેડવું'માં.

**પેડુ(-ડું)** ન. ડૂંટીની નીચેની જનનેંદ્રિયના મૂળ સુધીની સપાટી અને એનો અંદરનો ભાગ. [૦ની આંચ (રૂ. પ્ર.) સ્ત્રીની વિષય-વાસના. ૦ ફાટવું (રૂ. પ્ર.) પેડુમાં ચૂક આવવી]

**પેડું¹** ન. દહીં જમાવવાનું માટીનું દોણું [એની ટોળી

**પેડું²** ન. [સં. पेटक-પ્રા. पेडअ-] ટોળું, સમૂહ. (૨) ભવૈયા-

**પેડો¹** પું. દૂધના માવાની ખાવાની વાની, પેંડો

**પેડો²** પું. રાંધવા માટેનું મોટું વાસણ—કડાઈ

**પેઢ** ન. કુંભારનું ગારિયું

**પેઢલી** સ્ત્રી. [જુઓ 'પેઢલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મકાનમાં ભોંયતળિયા ઉપરની નાની પાળી કે ઓટલી. (૨) આભરાઈ, કાંધી [કયાંય નાનો એવો ઓટલો

**પેઢલો** પું. [જુઓ 'પેઢો' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] પેઢાથી

**પેઢવું¹** ન. [જુઓ 'પેઢું' + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પેઢું.'

**પેઢવું²** અ. ક્રિ. ફળવું. **પેઢાવું** ભાવે., ક્રિ. **પેઢાવવું** પ્રે., સ. ક્રિ

**પેઢાન-પેઢી** ક્રિ. વિ. [જુઓ 'પેઢી,'– દ્વિર્ભાવ.] પેઢી-દર-પેઢી, પેઢી-ઉતાર

**પેઢાવવું, પેઢાવું** જુઓ 'પેઢવું'માં.

**પેઢી** સ્ત્રી. નાણાંનો વહીવટ થતો હોય તેવી બજારની દુકાન, શરાફની દુકાન. (૨) વેપારીનું મોટા પાયા પરના વેપારનું કાર્યાલય. (૩) વંશ-પરંપરા, વંશાવળી. (૪) વંશાવળીનું પૂર્વજ-રૂપ પ્રત્યેક પગથિયું, શ્રેણી. ૦ **ઉપર જવું** (-ઉપરચ) (રૂ.પ્ર.) દત્તક લેવાવું. ૦ **ઊપડી જવી** (રૂ. પ્ર.) દેવાળું કાઢવું. (૨) નિર્વંશ જવો. ૦ **તૂટવી** (રૂ. પ્ર.) દેવાળું કાઢવું]

**પેઢી-ઉતાર** ક્રિ. વિ. [+ જુઓ 'ઉતારવું.'] વંશપરંપરા-ગત ચાલ્યું આવતું, આનુવંશિક, બાપદાદાનું ઊતરી આવતું, 'હેરિડિટરી' [આંબો

**પેઢી-નામું** ન. [+ જુઓ 'નામું.'] વંશપરંપરાનાં નામોનો

**પેઢી-પંચક** (-પચ્ચક) ન. [+ સં.] (લા.) પેઢીનો નાશ કે નિકંદન. (૨) વિ. પેઢીનું નિકંદન કાઢનાર માણસ

**પેઢી-વંચો** (-વચ્ચો) પું. [+ જુઓ 'વાંચવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] પેઢીઓ વાંચનાર ચારણ કે ભાટ, વહી-વંચો

**પેઢુ** જુઓ 'પેડુ.'

**પેઢું** ન. મોઢામાં દાઢ અને દાંતનાં મૂળ જેમાં વળગેલાં છે તે ઉપર-નીચેનો પેઢલીનો (ઘોડાના ડાબલાનો) ઘાટ, 'ગમ'

**પેઢો** પું. [સં. पीठक-> પ્રા. पीढअ-) ઝાડના થડની આસપાસ બાંધી લીંપેલો ચોતરો કે ઓટો. (૨) પક્ષીઓને માટે ચણ નાખવાનો ઊંચો સપાટ ઓટલો

**પેણ¹** (પેણ્ય) ક્રિ. વિ. જુઓ 'પણે.'

**પેણ²** (પેણ્ય) સ્ત્રી. [અં. પેન્] પેન, કલમ

**પેણી** (પેણી) સ્ત્રી. [જુઓ 'પેણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભજિયાં પૂરી મૂઠિયાં વગેરે તળવાનું સાધન, મોટી તવી. [૦ **ચાલવી** (રૂ.પ્ર.) એક પછી એક ભોજનની પંગતો બેઠયે જવી. ૦ **માંડવી** (રૂ. પ્ર.) ભોજન કરવા પંગત બેસાડવી]

**પેણો** (પેણો) પું. મોટો તાવડો, મોટી કડાઈ

**પેતર** પું. ભરોસો, વિશ્વાસ

**પેથો** પું. [સં. पृथु દ્વારા] (મશ્કરીમાં અપાતું) જરા વેવલા માણસનું નામ. [૦ **ફેરવો** (રૂ. પ્ર.) છુપાવી લઈ જવું. ૦ **મારવો** (રૂ. પ્ર.) લૂંટ ચલાવવી] [(૨) ગેર-વ્યવસ્થા

**પેદ** (-દચ) સ્ત્રી. થાકી જવાય એવી મહેનત કરવી એ, ઠૂશ.

**પેદર** પું. [ફા. પિદર્] પિતા, બાપ

**પેદર-પે** ક્રિ. વિ. હળવે હળવે, ધીમે ધીમે

**પેદરી** વિ. [જુઓ 'પેદર' + ગુ. 'ઈ' ત. પ્ર.] પિતાને લગતું, પિતાના વિષયનું

**પેદરુ-બઝાર** સ્ત્રી. બકરીના પેટમાંથી નીકળતી ઔષધ તરીકે કામ લાગતી એક જાતની કાંકરી [ચાલીને જતું, પગપાળું

**પેદલ, -ળ** (પેદલ,-ળ) ક્રિ. વિ. [જુઓ 'પાય-દલ,-ળ.'] પગે

**પેદા** (પેદા) ક્રિ. વિ. [ફા. પય્દા] ઊપજેલું, નીપજેલું. (૨) જન્મેલું, નવું, થયેલું. (૩) કમાયેલું

**પેદા-ગર, -રું** (પેદા-) વિ. [+ ફા. પ્રત્યય, + ગુ. 'ઉ' ત.પ્ર.] પેદા કરનાર, કમાણી કરનાર

**પેદાયશ** (પેદા-) સ્ત્રી. [ફા. પય્દાઈશ્], **પેદાવાર,-રી** (પેદા-) સ્ત્રી. [જુઓ 'પેદા' + ફા. 'વાર,-રી' પ્રત્યય.], **પેદાશ** (પેદાશ્ય) સ્ત્રી. [ફા. પય્દાઇશ્] ઉત્પન્ન, ઊપજ, નીપજ. (૨) કમાઈ, પ્રાપ્તિ, આવક [ઉપરનો વેરો

**પેદાશ-કર** (પેદાશ-) પું. [જુઓ 'પેદાશ' + સં.] ઊપજ

**પે(-પેં)ધવું** (પે(-પેં)ધવું) અ. ક્રિ. સારી રીતે અનુભવ કે પરિચય મેળવી લેવો. (૨) ટેવાઈ જવું. **પે(-પેં)ધાવું** (પે-(-પેં)ધાવું) ભાવે., ક્રિ. **પે(-પેં)ધાડવું** (-પે-(પેં)ધાડવું) પ્રે., સ. ક્રિ.

**પે(-પેં)ધાડવું, પે(-પેં)ધાવું** (પે(-પેં)-ધા-) જુઓ 'પેધવું'માં.

**પે(-પેં)ધું** (પે(-પેં)ધું) વિ. [જુઓ 'પે(-પેં)ધવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] પેધી ગયેલું

**પેન¹** સ્ત્રી. ઘોડાને પગે બાંધવાનું ડામણ

**પેન²** સ્ત્રી. દારૂની મહેફિલ

**પેન³** ન. સાગને મળતું આવતું એક જાતનું ઇમારતી લાકડું

**પેન⁴** સ્ત્રી. [અં.] કલમ, હોલ્ડર. (૨) પથ્થર-પેન (પાટી ઉપર લખવાની). (૩) (શાહી ભરીને લખવાની) 'ઇન્ડિપેન,' 'ફાઉન્ટન પેન' [(૨) ચાદી

**પેનલ** સ્ત્રી. [અં.] બારી-બારણાનાં કમાડમાંની તે તે તકતી.

**પેનલ્ટી** સ્ત્રી. [અં.] સજા, શિક્ષા, દંડ

**પેનિસિલીન** ન. [અં.] અનેક દર્દો ઉપર અકસીર ગણાતી એક અર્વાચીન દાક્તરી દવા (ઇજેક્શન તેમજ ખોરાક તરીકે અપાતી). (એલોપથી.)

**પેની¹** (પેંની) જુઓ 'પાની.'

**પેની²** સ્ત્રી. પઠાણનો પાછલો છેડો જરા લાંબો કરીને

રાખવામાં આવતું ઠોડું. (વહાણ.)
**પેની૩** સ્ત્રી. [અં.] શિલિંગના બારમા ભાગની અને પાઉન્ડના ૨૪૦ મા ભાગની કિંમતનો તાંબાનો એક અંગ્રેજી સિક્કો, પેન્સ
**પેની-ઢંક** (પેની-ઢકું) જુઓ 'પાની-ઢંક.'
**પેન્ટ** ન. [અં. 'પેન્ટેલૂન'નું લાઘવ.] યુરોપીય પદ્ધતિનો બટન-વાળો લેંઘો, પાટલૂન
**પેન્ટર** જુઓ 'પેઇન્ટર.'
**પેન્ટિંગ** (પેન્ટિઙ્ગ) જુઓ 'પેઇન્ટિંગ.'
**પેન્ડોલ** પું. [અં.] મોટો સપાટ છતનો તંબુ, મંડપ
**પેન્શન** ન. [અં.] નિવૃત્તિ પછીનું વેતન, બેઠો પગાર. [**૦ લેવું, ૦ પર ઊતરવું, ૦ પર જવું** (રૂ. પ્ર.) પેન્શન મળે એ રીતે નોકરીમાંથી ફારેક થવું]
**પેન્શનર** વિ. [અં.], **પેન્શનિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] પેન્શન ઉપર ઊતરેલું, નિવૃત્તિ-વેતન મેળવનાર
**પેન્શનેબલ** વિ. [અં.] જેમાં નિવૃત્તિ બાદ પેન્શન મળવાનું હોય તેવું (નોકરી કામ-ધંધો વગેરે)
**પેન્સ** પું., બ. વ. [અં.] જુઓ 'પેની.૩'
**પેન્સિલ** સ્ત્રી. [અં.] સીસા-પેન
**પેપચીલા-વેડા** પું., બ. વ. [જુઓ 'પેપચીલું' + 'વેડા.'] પેપચીલા થવાની આદત
**પેપચીલું** વિ. [જુઓ 'પેપચું' + ગુ. 'ઈલું' ત. પ્ર.], **પેપચું** વિ. [રવા.] કચપચ કરનારું, વહેમીલું, અવિશ્વાસુ. (૨) લાપી, ચીકણાશ કર્યા કરનારું
**પેપડી** સ્ત્રી. [જુઓ 'પેપડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પીપરના ઝાડનું ફળ. [**પડી પેપડીનું ખાનાર** (રૂ. પ્ર.) બીજાના ઉપર આધાર રાખી ગુજરાન મેળવનાર]
**પેપડી-ખાં** વિ., પું. [+ જુઓ 'ખાન.'] (લા.) મામૂલી માણસ
**પેપડું** વિ. [જુઓ 'પેપું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પેપું.'
**પેપડો** પું. [જુઓ 'પેપો' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પેપો.'
**પેપર** પું., ન. [અં.] પ્રશ્ન-પત્ર. (૨) પું. પરિષદો વગેરેમાં વાંચવાનો નિબંધ કે લેખ. (૩) ન. છાપું, વર્તમાન પત્ર. [**૦ કાઢવું** (રૂ. પ્ર.) પ્રશ્ન-પત્ર તૈયાર કરવો. (૨) છાપું પ્રસિદ્ધ કરવું. **૦ કાઢવો** (રૂ. પ્ર.) પ્રશ્ન-પત્ર તૈયાર કરવો. **૦ ફૂટવું, -વો** (રૂ. પ્ર.) પ્રશ્ન-પત્ર જાહેર થઈ જવો]
**પેપર-કરન્સી** સ્ત્રી. [અં.] કાગળ પર છાપેલી કિંમતવાળું ચલણ, છાપેલી નોટોનું ચલણ
**પેપર-વેઇટ** ન. [અં.] મેજ વગેરે ઉપરના કાગળ ઊડી ન જાય એ માટેનો પથ્થર કાચ વગેરેનો તે તે દડો. (૨) (લા.) લાંચ, રુશવત
**પેપલી** સ્ત્રી. કોકડું વળી સુકાઈ ગયેલી ચોખા ઘઉં વગેરેની પાપડી કે રોટલી ['પેપડું' – 'પેપું.'
**પેપલું** વિ. [જુઓ 'પેપું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ
**પેપ્ટોન** ન. [અં.] શરીર માંહેનું એક પોષણકારક તત્ત્વ
**પેપ્સિન** ન. [અં.] જઠરમાંનું એક પાચક દ્રવ્ય [પેપલું
**પેપું** વિ. [રવા.] સ્ફૂર્તિ વિનાનું, કામમાં ઢીલું પોચું, પેપડું,
**પેપો** પું. [રવા.] પીપળાનું ફળ. (૨) (લા.) ચેવડો
**પેમક** (-ક્ય) સ્ત્રી. સોનેરી કે રૂપેરી કોર-કિનાર, સોનેરી કે રૂપેરી લેસ
**પેમલું** (પેમલું) વિ. [સં. પ્રેમી + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] વધુ પડતો પ્રેમ બતાવનારું, આનંદમાં આવી ગયેલું, પ્રેમ-ઘેલું
**પેમાએશ** (પેમાએશ) સ્ત્રી. [ફા. પયમાઇશ્] જમીનની માપણી. (૨) પ્રમાણ, માપ
**પેમાન** (પેમાન) ન. [ફા. પયમાન્] વાયદો, શરત, કોલ-કરાર
**પેમ્ફલેટ** ન. [અં.] ચોપાનિયું, પતાકડું (છાપેલું)
**પેય** વિ. [સં.] પીવા જેવું, પીવાનું. (૨) ન. પીણું, 'ડ્રિન્ક'
**પેયણી** સ્ત્રી. [જુઓ 'પેરણી' – પ્રવાહી ઉચ્ચારણ.] દાણા વાવવાનું સાધન, ઓરવાનું સાધન, ઓરણી
**પેયણું** ન. [જુઓ 'પેરણું,'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'પેરણું.'
**પેયમેન્ટ** ન. [અં.] ચુકવણું
**પેયાપેય** વિ. [સં. પેય + અ-પેય] પીવા જેવું અને ન પીવા જેવું
**પેયી** સ્ત્રી. નાની કોથળી
**પેર૧** (પેરય) સ્ત્રી. [સં. પ્રકાર > પ્રા. પયાર > જૂ. ગુ. 'પયરિ' સ્ત્રી.] પ્રકાર, રીત, ઢબ. (૨) તદબીર, યુક્તિ. (૩) ના. યો. પેરે, પ્રકારે
**પેર૨** (પેરય) સ્ત્રી. પેરાઈ, કાતળી [ઓરણી
**પેર૩** (-રય) સ્ત્રી. જુઓ 'પેરવું.' વાવવું એ, વાવણી, ઓરણું,
**પેર૪** ન. જામફળ
**પેરઓ** પું. વહાણનો લાકડાનો કાંઠો. (વહાણ.)
**પેરણી** સ્ત્રી. [જુઓ 'પેરવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પેરવું એ, પેર, પેયણી, વાવણી, ઓરણી
**પેરણું** (પેરણું) જુઓ 'પહેરણું'–'પેયણું.'
**પેરવાઈ** (પેરવાઇ), **પેરવી** (પેરવી) સ્ત્રી. [ફા. પયરવી] તજવીજ, તૈયારી, સોઈ, ગોઠવણ, પ્રયત્ન. (૨) દરજ્જો
**પેરવું** સ. ક્રિ. વાવવું, ઓરણીથી ઓરવું, વાવેતર કરવું, વાવણી કરવી. પેરાવું કર્મણિ., ક્રિ. પેરાવવું પ્રે., સ. ક્રિ.
**પેરવો** પું. [દે. પ્રા. પેરુઅ-] મેવો વેચવાવાળો માણસ
**પેરા** પું. [અં.] વાક્યખંડ, ફકરો, કંડિકા, પરિચ્છેદ, 'પેરો, 'પેરેગ્રાફ'
**પેરાઈ૧** સ્ત્રી. જુઓ 'પેર.૨' ['પેર.૩'
**પેરાઈ૨** સ્ત્રી. [જુઓ 'પેરવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] જુઓ
**પેરાવવું, પેરાવું** જુઓ 'પેરવું'માં.
**પેરિટોનિયમ** ન. [અં.] પેટમાંના અવયવોને આવરીને રહેલું એક રસ-પડ ['પેર.૨'
**પેરિયું** ન. [જુઓ 'પેર૨' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ
**પૅરિસ** ન. [અં.] ફ્રાન્સની સુવિખ્યાત રાજધાની. (સંજ્ઞા.)
**પૅરિશેબલ** વિ. [અં.] નાશ પામી જાય તેવું (શાક બકાલું વગેરે રેલવેનો સામાન)
**પેરિસ્કોપ** પું. [અં.] સબમરીન વગેરેમાંથી પાણીમાં જોવાનું કાચનું યંત્ર ['પેર.૨'
**પેરી** સ્ત્રી. [જુઓ 'પેર૨' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ
**પેરું૧** ન. [જુઓ 'પેર૨' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પેર.૨'
**પેરું૨** ન. [જુઓ 'પેરવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] જુઓ 'પેર.૩'
**પેરે** (પેરયે) ના. યો. [જુઓ 'પેર૧' + ગુ. 'એ' ત્રી. વિ. પ્ર.] જુઓ 'પેર૧(૨).'
**પૅરેગ્રાફ** પું. [અં.] જુઓ 'પેરા.'

**પેરૅફિન** ન. [અં.] જુલાબ ભીણબત્તી વગેરેમાં વપરાતો એક તેલી પદાર્થ

**પૅરૅલલ** વિ. [અં.] સમાંતર [દાંડાવાળી ખોડેલી યોજના

**પૅરૅલલ-બાર્સ** પું., બ. વ. [અં.] કસરત માટેની બે સમાંતર

**પૅરૅલિસિસ** ન. [અં.] પક્ષાઘાત, લકવો

**પૅરૅશૂટ** ન [અં.] વિમાનમાંથી અધ્ધરથી નીચે ઊતરવા વપરાતું છત્રી જેવું સાધન [પુરુષ કે સૈનિક

**પૅરૅશૂટિયો** પું. [ + ગુ. 'ઇયું' 'ત. પ્ર.] પૅરૅશૂટથી ઊતરનાર

**પૅરૅસોલ** સ્ત્રી. [અં.] સ્ત્રીઓને રાખવાની છત્રી

**પેરો** પું. [જુઓ 'પેરા' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પેરા.'

**પૅરોલ** સ્ત્રી. [અં.] નાસી ન જવાની શરત પાળે એ રીતે કેદ-માંથી બહાર રહેવાનું, શરતી છુટકારો

**પેલ**[1] પું. [સં., ન.] વૃષણ, પેલિયો

**પેલ**[2] (પેલ) ન. [દે. પ્રા. पेलु] રૂની પૂણી

**પેલ-પાલ** પું. ધક્કા મારવા એ, ધક્કા-મુક્કી

**પેલવું** (પેલવું) ન. [દે. પ્રા. पेलु + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પેલ.[2]'

**પેલિયો**[1] પું. [સં. पेल + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પેલ.[1]'

**પેલિયો**[2] પું. ચિચોડામાં શેરડી ઓરનાર માણસ

**પેલુ** સ્ત્રી. [દે. પ્ર.] જુઓ 'પેલ.[2]'

**પેલું** સર્વ., વિ. સામે રહેલું, ઓલ્યું. (૨) ગયેલા કે આવતા પરમ દિવસનું. (૩) ગયા કે આવતા સમયનું

**પૅલેડિયમ** સ્ત્રી. [અં.] એક મૂળ ધાતુ (ર. વિ.)

**પૅલેસ** પું. [અં.] મહેલ, મોટી આલીશાન ઇમારત

**પેલોઠી** (પે:લોઠી) સ્ત્રી. પ્રથમ વાર ગર્ભ રહ્યો હોય તેવી સ્ત્રી

**પેલ્લો** પું. [ઉ. ગુજ.] (કડી તરફ) જુઓ 'પેહલો.'

**પેવડી** સ્ત્રી. પીળા રંગની ધૂળ કે રજ, રામ-રજ

**પેવસ** પું. તાજી વિયાયેલી ગાયનું દૂધ

**પેશ** ક્રિ. વિ. [ફા.] મોખરે, આગળ. (૨) રજૂઆત થાય એમ. [૦ કરવું (રૂ. પ્ર.) રજૂ કરવું. ૦ જવું, ૦ પહોંચવું (પોંચવું) (રૂ. પ્ર.) (ધંધામાં) સફળ થવું. ૦ પહોંચાડવું (પોંચાડવું) (રૂ. પ્ર.) ઠેઠ પહોંચાડવું. (૨) સફળતા અપાવવી. (૩) ઠેકાણે લાવવું.]

**પેશ-ઈમામ** પું. [ + અર.] મસીદમાં નિમાજ પઢાવનાર મૌલવી

**પેશ-ઈમામી** સ્ત્રી. [ + ફા. 'ઈ' પ્રત્યય] પેશ-ઈમામનું કામ

**પેશ-કદમી** સ્ત્રી. [ + અર. 'કદમ્' + ફા. 'ઈ' પ્રત્યય] સામે લેવા જવું એ. (૨) ચડાઈ, હલ્લો. હુમલો. (૩) રજા વિના બીજાની જમીન વગેરેમાં દાખલ થવું એ

**પેશ-કર** વિ., પું. [ + જુઓ 'કરવું.'] બીજાના વતી કામ કરવા નિમાયેલ માણસ. (૨) દલાલ [દલાલનો ધંધો

**પેશકરી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] પેશ-કરનું કામ. (૨)

**પેશ-કશ** વિ., પું. [ફા.] અગાઉથી ખંડણી કે વેરો ઉઘરાવનાર માણસ [(૩) નજરાણું

**પેશકશી** સ્ત્રી. [ફા.] પેશકશની કામગીરી. (૨) ખંડણી.

**પેશ-કાર** વિ., પું. [+સં.] કારભારી, મંત્રી, 'સેક્રેટરી.' (૨) શિરસ્તેદાર, મુખ્ય કારકુન. (૩) હજૂરિયો, ખવાસ. (૪) પેશ-કર, દલાલ

**પેશકારી** સ્ત્રી. [ગુ. 'ઈ' ત. પ્ર.] પેશકારની કામગીરી

**પેશકો** પું. પરણવા આવનાર વરને સાસુ સસરા તરફથી મળતો પહેલો આવકાર કે સત્કાર [પાથરેલું વસ્ત્ર

**પેશગા** સ્ત્રી. [ફા.] આંગણું. (૨) આંગણામાં કે તખ્ત ઉપર

**પેશ-ગાર** વિ૦ પું [ફા.] જુઓ 'પેશ-કાર.'

**પેશગારી** જુઓ સ્ત્રી૦ [ફા.] 'પેશકારી.'

**પેશગી** સ્ત્રી. [ફા.] કામ કરવા બદલ અગાઉથી અપાતું મહેનતાણું, 'ઍડવાન્સ.' (૨) પરચૂરણ ખર્ચ માટેની અલાયદી રકમ, 'ઇમ્પ્રેસ્ટ'

**પેશગી-દાર** વિ., પું. [ફા.] પેશગી મેળવનાર માણસ

**પેશ-ગોઈ** સ્ત્રી. [ફા.] ભવિષ્ય-વાણી, આગાહી

**પેશ-દસ્તી** સ્ત્રી. [ફા.] ચાલાકી. (૨) આગળ થવું એ, પહેલ

**પૅશન્ટ** ન. [અં.] દવા લેવા આવનારું દર્દી, સારવાર લેનારું દર્દી

**પેશ-બંદ** (બન્દ) પું. [ફા.], -ધ (-બન્ધ) પું. [ + સં.] ઘોડાની છાતીએ જિન ન ખસી જાય માટે બંધાતી દોરી

**પેશલ** વિ. [સં.] કોમળ. (૨) મનોહર, સુંદર

**પેશલ-તા** સ્ત્રી. [સં.] પેશલ હોવાપણું

**પેશવા** જુઓ 'પેશ્વા.'

**પેશવાઈ** જુઓ 'પેશ્વાઈ.'

**પેશવા-ગીરી** જુઓ 'પેશ્વા-ગીરી.'

**પેશવાજ** પું.. સ્ત્રી. [ફા.] નર્તકીનો ઘેરાવવાળો કસબ-ભરેલો ઘાઘરો [નસીબ, ભાગ્ય

**પેશાની** સ્ત્રી. [ફા.] કપાળ, તાલ, લલાટ. (૨) ચહેરો. (૩)

**પેશાબ** પું. [ફા.] મૂત્ર, મૂતર, શિવાંબુ. (૨) (લા.) સંતાન. [૦ કરવો (રૂ.પ્ર.) તુચ્છ સમઝવું. ૦ ચોરવો (રૂ.પ્ર.) પેશાબ-ની હાજત રોકવી. ૦ થઈ જવો, ૦ નીકળી પડવો (રૂ.પ્ર.) ડરી જવું. -બે દીવા બળવા (રૂ.પ્ર.) પ્રભાવશાળી હોવું]

**પેશાબ-ખાનું** ન. [ + જુઓ 'ખાનું.'] મુતરડી

**પેશાબ-દાન** ન., -ની સ્ત્રી. [ફા.], **પેશાબિયું** ન. [ + ગુ. 'ઇયું' ત. પ્ર.] પેશાબ ઝીલવાનું વાસણ

**પેશિ, -શી**[1] સ્ત્રી. [સં.] માંસનો નાનો લોચો કે સળ, 'ટિસ્યૂ.' (૨) ફણસ ખજૂર મોસંબી નારંગી વગેરેના ગરની વાટ આકારની સળી [ચાલવો એ

**પેશી**[2] સ્ત્રી. [ફા.] કેસની સુનાવણી, મુકદ્દમો આગળ

**પેશીનગોઈ** સ્ત્રી. [ફા.] જુઓ 'પેશગોઈ.'

**પેશી-વિજ્ઞાન** ન. [સં.] શારીર વિજ્ઞાનની એક શાખા, 'હિસ્ટોલૉજી'

**પેશો** [ફા. પેશહ્] ધંધો, વૃત્તિ, કસબ, ઉદ્યોગ

**પેશ્તર** વિ. [ફા.] આગામી. (૨) ક્રિ વિ. તદ્દન અગાઉથી

**પેશ્ય** ન. એક જાતનું રણ-વાદ્ય

**પેશ્વા** પું. [ફા.] મુખ્ય પ્રધાન કે અમાત્ય. (૨) સતારાની ચક્રવર્તી શિવાજીની ગાદી-પરંપરાનો બ્રાહ્મણ પ્રધાન (પછીથી પૂનામાં સત્તાધીશ બનેલો વંશ), પેશવા. (સંજ્ઞા.)

**પેશ્વાઈ, પેશ્વા-ગીરી** સ્ત્રી. [ફા.] પેશવાની કામગીરી, પેશ્વાની સત્તા કે અમલ, પેશવાઈ [ખરલ

**પેષણિ, -ણી** સ્ત્રી. [સં.] પીસવાનું યંત્ર, ઘંટી, ઘંટૂડો. (૨)

**પેસ-નીકળ** (પેસ્ય-નીકળ્ય) સ્ત્રી. [જુઓ 'પેસવું' + 'નીકળવું.'] અંદર આવવું અને બહાર નીકળવું એ. (૨) (લા.) ગાઢ પરિચય

**પેસરી** (પૅસરી) સ્ત્રી. [જુઓ 'પેસવું' દ્વારા.] ગર્ભ રહેતો અટકાવવા સ્ત્રીની યોનિમાં પહેરવાની રબરની કોથળી કે આંટી, 'ડાયાફ્રામ' કે 'લૂપ'

**પેસવું** (પૅસવું) અ.ક્રિ. [સં. પ્રવિશ્-> પ્રા. પઇસ-] અંદર દાખલ થવું, ગરવું. (૨) ઘૂસવું. **પેસાવું** (પૅસાવું) ભાવે., ક્રિ. **પેસાડ(-ર)વું** (પૅસાડ(-ર)વું) પ્રે.,સ.ક્રિ.

**પેસાર** (પૅસાર) પું. [જુઓ 'પેસારવું.'] પ્રવેશ કરાવવો એ. (૨) પ્રવેશ કરવો એ. (૩) (લા.) ગાઢ પરિચય

**પેસાર(-ડ)વું** (પૅસાર(-ડ)વું) જુઓ 'પેસવું'માં.

**પેસારો** (પૅસારો) પું. [જુઓ 'પેસારવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'પેસાર.' (૨) વળી વગેરે ઘાલવા માટેનું દીવાલમાંનું બાકું (ન.મા.)

**પેસાવું** (પૅસાવું) જુઓ 'પેસવું'માં.

**પૅસિફિક** પું. [અં.] પાસિફિક મહાસાગર, પ્રશાંત મહાસાગર–એશિયા અને અમેરિકા વચ્ચે આવેલો સાગર.(સંજ્ઞા.)

**પૅસેન્જર** ન. [અં.] ચઢિયું, ઉતારુ, મુસાફર, યાત્રી, પ્રવાસી. (૨) સ્ત્રી. દરેક સ્ટેશને ઊભી રહે તેવી ઉતારુઓની રેલગાડી

**પેસ્ટ** સ્ત્રી., ન. [અં.] દાંત માટેનું નરમ દંતમંજન

**પેસ્તર** જુઓ 'પેશ્તર.'

**પે-સ્લિપ** સ્ત્રી. [અં.] પગારની ચિઠ્ઠી, બૅંકના ખાતામાં રકમ ભરવાની ચબરખી

**પેહલવી** (પૅ:લવી) જુઓ 'પહલવી.'

**પેળ** (પૅળ), **ળ્યો** પું. [+ ગુ. 'યું' સ્વાર્થે ત. પ્ર.], -ળિયો પું. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'પેલ.[૧]'

**પેં[૧]** (પૅં) ના.યો. [જૂ. ગુ. 'પાંહિ' > 'પાંઈ'] –થી કરતાં. (૨) ઉપર

**પેં[૨]** (પૅં) ક્રિ. વિ. [રવા.] 'પેં' એવા અવાજથી

**પેંગટ** (પૅંગટય) સ્ત્રી. લંબાણ, વધારે પડતું કથન, અત્યુક્તિ

**પેંગડું** (પૅંગડું) જુઓ 'પેગડું'–'પાગડું.'

**પેંગલો** (પૅંગલો) પું. કુંભારનું વાસણને બહાર ટપલો ઠોકતાં અંદર રાખવાનું સાધન

**પેંગું** (પૅંગું) વિ. ચાલવામાં નબળું, કાંઈક પાંગળું

**પેંચે-પેંચે** (પૅંચે-પૅંચે) ક્રિ.વિ. છાનાંમાનાં, છુપાઈને

**પેંજની** (પૅંજની) સ્ત્રી. કબૂતર અને બાળકને પગે બંધાતી ઘૂઘરી

**પેંજાર,-રું** (પૅંજાર,-રું) જુઓ 'પેજાર,-રું.'

**પેંટ** (પેન્ટ) જુઓ 'પેન્ટ.'

**પેંટર** જુઓ 'પેઇન્ટર.'

**પેંટિંગ** (પેન્ટિંગ)જુઓ 'પેઇન્ટિંગ.'

**પેંઠ** (પૅંઠ) સ્ત્રી. [અરા.] બજાર, પીઠ

**પેંડો[૧](-ઢો)** (પૅંડો,-ઢો) પું. [સં. पिण्डक- > પ્રા. पिंडअ, पेंडअ-] જુઓ 'પેંડો.'

**પેંડો[૨]** (પૅંડો) પું. [વ્રજ.] મર્યાદા, મલાજો, ઓઝલ. (પુષ્ટિ.)

**પેંડ્યુલમ** (પેન્ડ્યુલમ) ન. [અં.] ઘડિયાળનું લોલક

**પેંત[૧]** (પૅંત્ય) સ્ત્રી. કોડીની લૂંનાની રમતમાં ચત્તી પડવાની સ્થિતિ

**પેંત[૨]** (પૅંત) વિ. (રમતમાં) પહેલું

**પેંતરો** (પૅંતરો) પું. [સર૦ હિં. 'પૈંતરા.'] યુક્તિ, તદબીર, પ્રપંચ. (૨) કુસ્તી કરવા ઊભા રહેવાના ચોક્કસ પ્રકારની ક્રિયા. (વ્યાયામ.)

**પેંતાન** (પૅંતાન) ન. પાખંડ, ઢોંગ. (૨) ડોળ, ચાળા. (૩) ઓઠી બડાઈ, ડંફાસ [પહેલો દાવ લેનાર

**પેંતિયાર** (પૅંતિયાર) વિ. [જુઓ 'પેંત[૨]' દ્વારા.] રમતમાં

**પેંથી** (પૅંથી) જુઓ 'પાંથી' –'સેંથી.'

**પેંદ** (પૅંદ) પું. જોડાનો પછવાડાનો ટુકડો

**પેંધવું** (પૅંધવું) જુઓ 'પેધવું'. **પેંધાવું** (પૅંધાવું) ભાવે., ક્રિ. **પેંધાડવું** (પૅંધાડવું), **પેંધાવવું** (પૅંધાવવું) પ્રે.,સ.ક્રિ.

**પેંધાડ(-વ)વું, પેંધાવું** (પૅંધા-) જુઓ 'પેંધવું'માં.

**પેંધું** (પૅંધું) જુઓ 'પેધું.'

**પેંપી** (પૅંપી) સ્ત્રી. [રવા.] મગરૂરી, ગર્વ, અભિમાન, બડાઈ

**પેંફ્લેટ** જુઓ 'પેમ્ફ્લેટ.'

**પૈ[૧]** જુઓ 'પાઈ.[૩]'

**પૈ[૨]** જુઓ 'પાઈ.[૪]'

**પૈ[૩]** સ્ત્રી. ચરખીની ગોળ પાટલી

**પૈ[૪]** ન. પૈડું

**પૈકી** ના.યો. –માંનું, –માંથી. ['પૈકી.'

**પૈકી-નું** વિ. [+ ગુ. 'નું' છ. વિ.ના અર્થનો અનુગ] જુઓ

**પૈગંબર** (પૈગમ્બર) જુઓ 'પયગંબર.'

**પૈગંબરી** (પૈગમ્બરી) જુઓ 'પયગંબરી.'

**પૈઠણ** ન., (-ણ્ય) સ્ત્રી. લગ્ન વગેરેમાં અપાતી પહેરામણી. (૨) કરાર, સાટું ['પરડ.'

**પૈડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'પરડ,'–ઉચ્ચારણ–લાઘવ,] જુઓ

**પૈડા-વેરો** પું. [જુઓ 'પૈડું' + 'વેરો.'] વાહન-કર, 'વ્હીલ-ટૅક્સ.' (૨) કૂવાનો કોસ ચલાવવાનો કર

**પૈડા-સિંચણ** ન. [જુઓ 'પૈડું' + સં. સિઞ્ચન > પ્રા. સિંચણ, પ્રા. તત્સમ] જાનને વિદાય દેતી વેળા વરના વાહનના પૈડાને નાળિયેરનું પાણી છાંટવાની ક્રિયા

**પૈડી** સ્ત્રી. કૂવાનું થાળું. (૨) કૂવાનું પૈડું. (૩) નિસરણી

**પૈડું** ન. [જુઓ 'પૈ[૪]' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] વાહન વગેરેનું ચક્ર, 'વ્હીલ.' (૨) કોઈ પણ યંત્રનો પૈડાના આકારનો ભાગ. [૦ ચાલવું, ૦ ફરવું (રૂ. પ્ર.) કામ શરૂ રહેવું]

**પૈડો** પું. [જુઓ 'પરડો,'–ઉચ્ચારણ–લાઘવ.]જુઓ 'પરડો.'

**પૈડાતરું** વિ. [જુઓ 'પરડ' દ્વારા.] વાતની પરડ કર્યા કરે તેવું

**પૈણારું** ન. એક જાતનું માટીનું વાસણ

**પૈતરી** સ્ત્રી. ક્ષીર વીંટવાનું સાધન

**પૈતી-દાન** જુઓ 'પદાન.' [કરેલું સ્થાન, પડું

**પૈતુ** ન. ગબીમાં નાખવા માટે ઊભા રહેવા માટે નક્કી

**પૈતું** ન. બાળકોની રમતમાં વાપરવામાં આવતો લોઢાનો કે માટીનો ગોળ કટકો. (૨) ગોળ ચકતું, પીતું, કોડવું (શાક ફળ વગેરેનું)

**પૈતૃક, પૈત્રિક, પૈત્ર્ય** વિ. [સં.] પિતૃઓને લગતું. (૨) બાપીકું, વારસાગત, કુલક્રમાગત. પેઢી-ઉતાર

**પૈ-પરોણો** (પૈ:-) પું. [સં. पथिक- > પ્રા. पहिअ + જુઓ 'પરોણો.[૧]'] મહેમાન અને મુસાફર

**પૈ-પ(-પા)ડોશણ** (પૈ-પ(-પા)ડોશણ્ય) સ્ત્રી. [સં. पथिक- > पहिअ + જુઓ 'પ(-પા)ડોશણ.'] પડોશની અજાણી આગં-

તુક સ્ત્રી

**પૈયું** ન. [સં. पदिक > પ્રા. पइय] કોસ ખેંચવા માટેની બળદોને ચાલવાની જગ્યા. (૨) ઘાણીના બળદને ફરવાની જગ્યા. (૩) (લા.) પડું. (૪) અંતર, છેટું

**પૈશાચ** વિ. [સં.] પિશાચને લગતું. (૨) પિશાચ દેશને લગતું. (૩) વિ., પું., મનુએ બતાવેલા આઠ પ્રકારના વિવાહોમાંનો કન્યાને બળાત્કારે લઈ જઈ કરાતો વિવાહ

**પૈશાચિક** વિ. [સં.] જુઓ 'પૈશાચ(૧-૨).'

**પૈશાચિક, પૈશાચી** વિ., સ્ત્રી. [સં.] પિશાચ દેશની જૂની ભાષા (પ્રાકૃત ભાષાનો એક પ્રકાર કે જેમાં ગુણાઢ્યે 'બૃહત્કથા'ની રચના કરી હતી.)

**પૈશુન, -ન્ય** ન. [સં.] પિશુનપણું, ક્રૂરતા [સંપત્તિ

**પૈસા** પું., બ.વ. [જુઓ 'પૈસો.'] ધન, દોલત, રોકડ

**પૈસા-ખાઉ** વિ. [જુઓ 'પૈસો + ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] (લા.) લાંચિયું, રુશવતખોર

**પૈસા-ઘડુ** વિ. [જુઓ 'પૈસો' + 'ઘડવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] પૈસા કમાઈ જાણનારું

**પૈસા-દાર** વિ. [જુઓ 'પૈસો' + ફા. પ્રત્યય], **પૈસા-પાત્ર** વિ [+સં.] પૈસાવાળું, દોલત-મંદ, ધનિક, તવંગર

**પૈસા-ભાર** વિ. [જુઓ 'પૈસો' + સં.] જૂના એક પૈસાના વજનનું. (૨) (લા.) લેશ, થોડુંક

**પૈસો** પું. [ફા. પયૂસહ્] ધન, દોલત, રોકડ સમૃદ્ધિ. (૨) રૂપિયાના જૂના ૬૪ મા ભાગનો તાંબાનો સિક્કો. (૩) રૂપિયાના સોમા ભાગનો નવો પૈસો. [**-સા ઉડાડ(-વ)વા** (રૂ.પ્ર.) લખલૂટ ખર્ચ કરવો. **-સા ઉડાવી જવા** (રૂ.પ્ર.) કિંમત આપવી. **-સા કૂદવા** (રૂ. પ્ર.) વધારા પડતું માલદાર હોવું. (૨) ખર્ચ કરવા તત્પર હોવું. **-સા ખાવા** (રૂ.પ્ર) પૈસા ઓળવવા. (૨) લાંચ લેવી. **-સા ખોટા કરવા** (રૂ.પ્ર.) લેણું ડુબાવવું. **-સા ખોટા થવા** (રૂ.પ્ર.) ધીરેલું નાણું વસૂલ ન થવું. **-સા ખોવા** (રૂ.પ્ર.) વેપાર-ધંધામાં ખોટ આવવી. **-સા ઘલાવા** (રૂ.પ્ર.) વસૂલાત ન આપવી. **-સા ચાંપવા** (રૂ.પ્ર.) લાંચ આવવી. **-સા જોડવા** (રૂ.પ્ર.) સામાના નુકસાન બદલ રકમ આપવી. **-સા ડૂબવા** (રૂ.પ્ર.) નાણાની વસૂલાત ન આવવી. (૨) લેણું ખોટું થવું. **-સા ના(-નાં)ખવા** (રૂ.પ્ર.) લાભની આશાએ રકમનું રોકાણ કરવું. **-સા પાડવા** (રૂ.પ્ર.) સિક્કા બનાવવા. (૨) રકમ મેળવવી. **-સાના કાંકરા કરવા** (રૂ.પ્ર.)ખૂબ ખર્ચ કરવો. **-સાના ખેલ, -સાના ચાળા** (રૂ.પ્ર.) સંપત્તિને કારણે મોજ-શોખ. **-સાની છૂટ** (રૂ.પ્ર.) વાપરવા માટે નાણાની બહોળપ. **-સાની ધૂળ કરવી** (રૂ.પ્ર.) નાણાં બરબાદ કરવાં, નકામો ખર્ચ કરવો. **-સાનું** (રૂ.પ્ર.) કિંમત વિનાનું, તુચ્છ. **-સાનું પાણી** (રૂ પ્ર.) નકામો ખર્ચ. **-સાનું પૂતળું** (રૂ. પ્ર.) નમાલો માણસ. **-સાનું સૌ સગું** (રૂ.પ્ર.) માલદારને સૌ ચાહે. **-સાને પાંખો આવવી** (રૂ. પ્ર.) પૈસો વેડફાવો. **-સાને બરચાઓ કરવી** (રૂ.પ્ર.) કંજૂસાઈ કરવી. **-પૈસા પાણીમાં જવા** (રૂ.પ્ર.) પૈસા વેડફાવા. **-સા પાણીમાં ના(-નાં)ખવા, -સા બગાડવા** (રૂ.પ્ર.) નકામો ખર્ચ કરવો. **-સા બચવા** (રૂ.પ્ર.) સિલક રહેવી. **-સા ભરવા** (રૂ. પ્ર.) ફાળામાં રકમ આપવી. (૨) પૈસા જોડવા. **-સા મારવા** (રૂ.પ્ર.) રકમ ઓળવવી. **-સા માંડવા** (રૂ. પ્ર.) રકમ જુગારમાં મૂકવી. **-સા મૂકવા** (રૂ.પ્ર.) રકમ વ્યાજે કે થાપણ તરીકે મૂકવી. **-સા લગાવવા** (રૂ.પ્ર.) નાણું ખર્ચવું. (૨) જુગાર રમવો **-સા વરસવા** (રૂ.પ્ર.) નાણાંની ખૂબ છત થવી. **-સા વાપરવા** (રૂ.પ્ર.) ખર્ચ કરવો. **-સા વેડફવા, -સા વેડફી ના(-નાં)ખવા** (રૂ.પ્ર.) નકામો ખર્ચ કરવો. **-સા વેરવા** (રૂ.પ્ર.) ઘણાને લાંચ આપવી. (૨) છૂટે હાથે દાન કરવું. **૦સો કૂદવો** (રૂ.પ્ર.) નાણાંની વિપુલતા હોવી. **૦ ખાવો** (રૂ.પ્ર.) લાંચ લેવી. **પાંચ પૈસા હોવા** (રૂ.પ્ર.) સારી પહોંચતી સ્થિતિ હોવી] [સંપત્તિ

**પૈસો-ટકો** પું. [+ જુઓ 'ટકો.'] ધન, મૂડી, પૂંજી, દોલત,

**પો**[1] (પોઃ) સ્ત્રી., પું. [સં. प्रभा > પ્રા. पहा, સ્ત્રી.] પરોઢનો પ્રકાશ. (૨) પરોઢ. [**૦ ફાટવી** (રૂ. પ્ર.) પરોઢિયું થવું]

**પો**[2] (પો) વિ. રમતમાં 'એક.' (૨) સ્ત્રી., ન. પાસાની રમતમાં 'એક'નો દાવ. (૩) ચોપાટમાંનું પહેલું ખાનું. (૪) દાવમાં મુબારકબાદીનો વધારાનો એક અંક. (૫) (લા.) રુઆબ, ઓ, રોફ, પ્રભાવ

**પોઇન્ટ, પોઈંટ** ન. [અં.] બિંદુ, નિશાન. (૨) અણી. (૩) શિખર, ટોચ. (૪) રેલવેના માર્ગનો સાંધો. (૫) છાપવાનાં બીબાંઓનો નાનામાં નાનો એકમ. (૬) (મુકદ્દમા ચર્ચા વગેરેમાં) મુદ્દો

**પોઇન્ટ ઑફ ઑર્ડર** પું. [અં.] ચર્ચા-સભાઓમાં મર્યાદા-ભંગનું કારણ લાગતાં ઉઠાવાતો વાંધો, કાયદાનો મુદ્દો

**પોઇન્ટ-બૉક્સ** સ્ત્રી. [અં.] રેલવેના સાંધા ઉપરની પેટી

**પોઇન્ટર** ન. [અં.] અણીવાળી પાતળી દાંડી (સૂચવવા વપરાતી)

**પોઈસ** વિ. સીધું દોર કીધેલું. (૨) કે. પ્ર. રસ્તામાંથી ખસવા માટે કહેવા વપરાતો ઉદ્ગાર. [**૦ થઈ જવું** (રૂ.પ્ર.) નાસી જવું]

**પોઈ**[1] સ્ત્રી. [દે. પ્રા.] એ નામની એક વેલ (પાતરાં બનાવવામાં વપરાય છે - પાંદડાં) [બકરાંની લીંડી

**પોઈ**[2] સ્ત્રી. [જુઓ 'પોવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] ગાદર અને

**પોઈ**[3] સ્ત્રી. અંકુર, ફણગો. (૨) ઘઉં જુવાર બાજરી વગેરેના નરમ અને નાના છોડ. (૩) શેરડીની ગંડેરી

**પોઈ-સાગ** ન. ચોમાસામાં થતી એક ભાજી

**પોક** સ્ત્રી. [સં. पूत् + कृ > પ્રા. पोक्क ક્રિયારૂપ દ્વારા] મરણ પામેલાંની પાછળ નામ આપી રડવું એ. [**૦ પાડવી, ૦ મૂકવી** (રૂ. પ્ર.) નામ પાડી રોવું]

**પોકર** પું. અગ્નિ સંકોરવાનો હાથાવાળો સળિયો

**પોકરણો** પું. [પશ્ચિમ મારવાડનું 'પોકરણ' ગામ + ગુ. 'ઉ' ત. પ્ર.] પોકરણ ગામમાંથી–પુષ્કર તીર્થમાંથી નીકળી આવેલ બ્રાહ્મણોનો એક ફિરકો અને પુરુષ

**પોકર-મૂલ(-ળ)** ન. એ નામની એક વનસ્પતિ

**પોકરાણ** ન. [સં. पूत्कर > પ્રા. पुक्कर, पोक्कर દ્વારા] પોક મૂકીને રડવું એ. (૨) ભારે બુમારો, બૂમાબૂમ

**પોકરાવવું** જુઓ 'પોકારવું'માં. [**તોબા પોકરાવવું** (રૂ. પ્ર.) અતિશય સતાવવું.]

**પોકરી** વિ., પું. હલકો માણસ

**પોકરો** પું. એ નામનો તાંદળજાનાં જેવાં પાનવાળો અને રાતી ડાંડલીવાળો એક છોડ (શાકનો પ્રકાર)

**પોકળ** વિ. પોલું, અંદરથી અવકાશવાળું, ખાલી. (૨) (લા.) ખોટું, જૂઠું. (૩) અર્થવગરનું, નકામું. (૪) ન. ગપોડું, જૂઠાણું, ખોટી વાત

**પોકળ-કાય** ન. [+ સં.] પોલી કાયાવાળું એક પ્રાણી

**પોકળ-તા** સ્ત્રી. [+ સં., ત. પ્ર.] પોકળ હોવાપણું

**પોકળ-આક્રંદ** ન. [+ સં.] (લા.) દેખાવ કરવા કે ભારે દુઃખને લઈ મોટે બરાડી રોવું એ

**પોકણી** સ્ત્રી. ખાલી જગ્યા, અવકાશ, પોલાણ

**પોકળો** પું. એ નામની એક ભાજી, ઢીમડો

**પોકંડી** (પોકણ્ડી) ન. રેતીમાં રહેતું ચિતરામણવાળું એક પક્ષી

**પોકાપોક** સ્ત્રી. [જુઓ 'પોક,' – દ્વિર્ભાવ.] વારંવાર પોક મૂકવી એ

**પોકાર** પું. [સં. પૂત્કાર > પ્રા. पोक्कार] મોટેથી કરેલો અવાજ. (૨) નામ લઈ બોલાવવું એ. (૩) (લા.) ફરિયાદ

**પોકારણ** ન. [જુઓ 'પોકારવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] પોકારવું એ, પોકરાણ

**પોકારવું** સ. ક્રિ. [સં. પૂત્કૃ > પ્રા.पुक्कर–, पोक्कर, पोक्कार-] નામ પાડી બૂમ પાડવી. (૨) મોઢેથી મોટો અવાજ કરવો. પોકારાવું કર્મણિ., ક્રિ. પોકરાવવું પ્રે., સ. ક્રિ.

**પોકે-પોક** સ્ત્રી. [જુઓ 'પોક,' – દ્વિર્ભાવ.] વારંવાર મૂકવામાં આવેલી પોક. (૨) ક્રિ. વિ. વારંવાર પોક મૂકીને

**પૉકેટ** ન. [અં.] ખીસું

**પૉકેટ-બુક** સ્ત્રી. [અં.] ખીસામાં રહી જાય તેવી નાના માટની ચોપડી. (૨) દિનકી, રોજનીશી, 'ડાયરી'

**પોખર** ન. [સં. पुष्कर > પ્રા. पुक्खर, पोक्खर] તળાવ

**પોખરાજ** પું. પીળા રંગની હીરાની એક જાત

**પોખરો** પું. પાયખાનામાંની બેઠક (વચ્ચે ખાંચાવાળી)

**પોગર** ન. [સં. पुद्गल > પ્રા. पुग्गल, पोग्गल] જુઓ 'પુદ્‌ગલ.'

**પોગવું** જુઓ 'પૂગવું,' પોગાવું ભાવે., ક્રિ. પોગાડવું પ્રે., સ. ક્રિ.

**પોગથ** ન. સોપારું, ભૂત, જૂઠાણું. (૨) દંભ. [૦ નીકળવું, બહાર પડવું (-બા:ર-) (રૂ. પ્ર.) જૂઠાણું જાહેર થવું]

**પોગળી** સ્ત્રી. ગાંસડી. (૨) પગથી પીંડી ઉપર પહેરવાનું મોજું. (૩) ઊધડ રકમે એક વર્ષ માટે ખેડવા આપવું એ

**પોગાડવું, પોગાવું** જુઓ 'પોગવું' – 'પૂગવું'માં.

**પોચ** (-ચ્ય) સ્ત્રી. [જુઓ 'પોચું' દ્વારા.] નરમપણું, ઢીલાપણું. (૨) દાણા વિનાનો છોડ. (૩) કઠણ દાણા વિનાની ડાંગર. (૪) (લા.) કમીપણું, ઓછપ

**પોચકણ** વિ. [જુઓ 'પોચકું[1]' દ્વારા.] પોચા સ્વભાવનું. (૨) (લા.) બીકણ, ડરપોક

**પોચકણ-દાસ** વિ., પું. [+ સં.] ડરપોક માણસ, પોચકીદાસ

**પોચકાણું** વિ. [જુઓ 'પોચકું[1]' દ્વારા.] જુઓ 'પોચકણ.'

**પોચ-કપાળિયો** પું. [+ જુઓ 'કપાળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) ઉંમર-લાયક થયા પહેલાં દાઢી-મૂછ ઊગી ગયાં હોય તેવો છોકરો

**પોચકી-દાસ** જુઓ 'પોચકણ-દાસ.'

**પોચકું[1]** વિ. [જુઓ 'પોચું' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] પોચા સ્વભાવનું. (૨) બીકણ, ડરપોક

**પોચકું[2]** ન. [રવા.] છાણનો નાનો લોંદો. [-કાં ના(-નાં)ખવાં (રૂ. પ્ર.) ડરવું, બીવું]

**પોચટ, -ડ** વિ. [જુઓ 'પોચું' દ્વારા.] જુઓ 'પોચકણ.'

**પોચરડું** ન. [જુઓ 'પોચું' દ્વારા.] (લા.) બીજ ન થયું હોય કે અંદર જ મરી ગયું હોય તેવી શિંગ

**પોચવું** સ. ક્રિ. [રવા.] જમવું, ખાવું. પોચાવું કર્મણિ., ક્રિ. પોચાવવું પ્રે., સ. ક્રિ

**પો(-પોં)ચા-ખાનું** ન. ભોજનાલય, વીશી

**પોચાવવું, પોચાવું** જુઓ 'પોચવું'માં.

**પોચિયો** પું. પાંખની નીચે ધોળી લીટીવાળી ચકલીની એક જાત

**પોચી** સ્ત્રી. બુરાઈ, દુષ્ટતા, નીચતા

**પોચું** વિ. [દે. પ્રા. पोच्चअ-] કૂણું, કોમળ, (૨) દબાવતાં દબાય તેવું, નરમ. (૩) (લા.) બીકણ, ડરપોક. [-ચા કાળજાનું, -ચી છાતીનું (રૂ. પ્ર.) બીકણ, ડરપોક. ૦ પડવું (રૂ. પ્ર.) ટકી ન શકવું. ૦ પીણું (રૂ પ્ર.) દારૂ સિવાયનું પીણું]

**પોચું-પચ, ૦ક** વિ. [+ રવા.] તદ્દન પોચું

**પોજવું** સ. ક્રિ. ધીમેથી જાળવીને સાફ કરવું. પોજાવું કર્મણિ., ક્રિ. પોજાવવું પ્રે., સ. ક્રિ

**પોજાવવું, પોજાવું** જુઓ 'પોજવું'માં.

**પૉઝિટિવ** વિ. [અં.] નિઃસંશયાત્મક, નિશ્ચયાત્મક. (૨) હકારાત્મક, અસ્તિત્વવાચક. (૩) વીજળીના પ્રવાહનો એક પ્રકાર [મોભો

**પૉઝિશન** ન. [અં.] સ્થાન હોવું એ, સ્થિતિ. (૨) દરજ્જો,

**પોટકી** સ્ત્રી. [જુઓ 'પોટકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પોટકું, પોટલી [બચકો

**પોટકું** ન. [દે. પ્રા. पोट्ट + ગુ. 'કું' સ્વાર્થે ત. પ્ર.] પોટલું,

**પોટ-ગી** સ્ત્રી. [દે. પ્રા. पोट्ट + ફા. પ્રત્યય.] ખાધા-ખર્ચ, ભથ્થું, ખોરાકી

**પૉટર[1]** પું. [અં.] કુંભાર

**પૉટર[2]** પું. [અં. પૉર્ટર્] રેલવે સ્ટેશન વગેરે સ્થાનનો મજૂર, કૂલી [કારખાનું

**પૉટરી** સ્ત્રી. [અં.] માટીના પદાર્થો-વાસણો વગેરે બનાવવાનું

**પોટલિયા** પું., બ. વ. [જુઓ, 'પોટલિયું.'] એક પ્રકારના ઘઉં

**પોટલિયું** વિ. [જુઓ 'પોટલું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] પોટલીના આકારનું. (૨) ડોકમાં પહેરવાનું એક પ્રકારનું ઘરેણું. -યે જવું (રૂ પ્ર.) ઝાડે જવું]

**પોટલિયો** પું. [જુઓ 'પોટલિયું.'] પોટલું ઉપાડનાર માણસ. (૨) ઘરેણાંને મુકાતી ચપટી લટકતી પોલી ઘૂઘરી. (૩) ડોકમાં પહેરવાનું એક ઘરેણું. (૪) ઘી ભરવાનું એક ઠામ. (૫) ઘોડેસવારની પાણીની મશક

**પોટલી** સ્ત્રી. [જુઓ 'પોટલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પોટકી.' [૦ પકડવી (રૂ. પ્ર.) વૈદું કરવું]

**પોટલું** ન. [દે.પ્રા. पोट्ट + ગુ 'લું' ત.પ્ર.] જુઓ 'પોટકું.'

**પોટલો** પું. [જુઓ 'પોટલું.'] મોટું પોટલું, ગાંસડો, બચકો

**પોટાશ,-સ** પું. [અં. પોટાશ્] એક જાતનો રાસાયણિક ક્ષાર

**પોટાશ(-સ) પરમૅંગેનેટ** (-પરમેઙ્ગેનેટ) પું. [અં.] એક

પ્રકારની જંતુનાશક દવા [રાસાયણિક ક્ષાર

**પોટાશિયમ કાર્બોનેટ** પું. [અં.] પેશાબ લાવનાર એક

**પોટાશિયમ નાઇટ્રેટ** પું. [અં.] મૂત્ર-વિરેચક એક રાસાયણિક ક્ષાર

**પોટાસ** જુઓ 'પોટાશ.'

**પોટિન** પું. [અં. પોટેન્] તાંબું જસત સીસું અને કલાઈના મિશ્રણવાળો જૂના યુગનો એક સિક્કો

**પોટીસ** સ્ત્રી. [અં. પોલ્ટીસ્] શરીર પરનાં ગડગૂમડ પકવવા માટે ઘઉંના લોટ વગેરેની ગરમ લૂગદી

**પોટો**[1] પું. [દે.પ્રા. पोट्टअ-] (લા.) પેટના જેવા આકારનો, ફાનસનો કાચનો ગોળો, ચિમની. (૨) (આકાર-સામ્યથી) પક્ષીનું નાનું બચ્ચું [થાય છે.)

**પોટો**[2] પું. ઘઉંનો એક પ્રકાર (જેના ટૂંકડા જાડા દાણા

**પોદ્દી** સ્ત્રી. [જુઓ 'પોદ્દો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; (સુ.)] છોકરી

**પોદ્દો** પું. [દે.પ્રા. पोट्टअ-પેટ, (સુ.)] (લા.) છોકરો

**પોઠ** (-ઠય) સ્ત્રી. [સં. पृष्ठि > પ્રા. पुट्ठि] (લા.) બળદ ગધેડાં વગેરેની પીઠ ઉપર નાખેલી ભાર-ભરેલી બેવડી ગૂણ. (૨) એવી રીતે ભાર ભરીને ચાલ્યા આવતા બળદોનો સમૂહ. (૩) (લા.) વણજાર. [૦ **પડવી** (રૂ.પ્ર.) વણજારનો મુકામ થવો]

**પોઠિયો** પું. [જુઓ 'પોઠ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (પીઠ ઉપર ભાર ભરાતો હતો એ કારણે) પોઠ ઉપાડનાર બળદ. (૨) મહાદેવનો નંદી. (૩) (લા.) ભારવાહક માણસ

**પોઠી** પું. [જુઓ 'પોઠ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'પોઠિયો. (૧).' (૨) પોઠનો માલિક વણજારો. (૩) વણજારનો સંઘ

**પોઠીડો** પું. [જુઓ 'પોઠી' ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પોઠિયો.' (પદ્યમાં.) [(સંજ્ઞા.)

**પોડા-બારશ, -સ** (-શ્ય,-સ્ય) સ્ત્રી. આસો વદિ બારસ.

**પોડી** સ્ત્રી. મજબૂત અને કઠણ જમીન

**પોડું** ન. લીંપણનો જાડા થરનો પડેલો પોપડો. (૨) (લા.) ચોટવાના સ્વભાવવાળું લપિયું માણસ. (૩) ચામડાં ચોંટી ગયાં હોય તેવું દૂબળું માણસ, ઓડું

**પોઢણ** ન. [જુએ. 'પોઢવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.], **-ણિયું** ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] પોઢવું એ. (૨) પોઢવાનું સાધન

**પોઢવું** અ.ક્રિ. [દે. પ્રા. पवढ्ढ- > पडढ्ढ-] સૂતા પડી ઊંઘ કરવી (સામાન્ય રીતે સુખી અને સમૃદ્ધ લોકોને માટે). (૨) દેવ ઠાકોરજી વગેરેને શયન કરવું. **પોઢાવું** ભાવે.,ક્રિ. **પોઢાડવું**, પ્રે., સ.ક્રિ

**પોઢાડવું, પોઢાવું** જુઓ 'પોઢવું'માં.

**પોઢું** ન. [સં. प्रौढक- > પ્રા. पोढअ-] જુઓ 'પ્રૌઢ.' (૨) (લા.) મોટું, જબરું, મહાન

**પોણ** (પૅાણ) ન. પણ, પ્રતિજ્ઞા

**પોણા** (પૅાણા-) વિ. [જુઓ 'પોણું'-સમાસમાંનું અંગ.] પોણું (સામાન્ય રીતે છેલ્લા આંકડાનું જ 'પોણું' બતાવે છે; જેમકે 'પોણાત્રણ' એટલે 'બે આખા' + 'પોણું'=૨॥।, જ્યારે સો વગેરે સેંકડાવાચક શબ્દ પૂર્વે આવે ત્યારે સેંકડાના છેલ્લા ચોથા ભાગની પહેલાંના ત્રણ ભાગ બતાવે છે; જેમકે, 'પોણા સો' એટલે 'સો'નો ચોથો ભાગ '૨૫' બાદ જતાં '૭૫'; 'પોણા બસ્સો' એટલે '૧૦૦ + ૭૫=૧૭૫.')

**પોણાં** ન., બ.વ. [જુઓ 'પોણું.'] ૩/૪ ના ઘડિયા કે પાડા

**પોણિયાં** (પૅાણિયાં) ન., બ.વ. [જુઓ 'પોણિયું.'] આખી ચૂડીના પોણા ભાગ જેવડાં બલોયાં

**પોણિયું** (પૅાણિયું) વિ. [જુઓ 'પોણું + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] આખાના પોણા ભાગનું, ૩/૪ ભાગનું

**પોણિયો** (પૅાણિયો) વિ., પું. [જુઓ 'પોણિયું.'] (લા.) બાયલો, હીજડો, ક્લીબ, નપુંસક

**પોણી** (પૅાણી-) વિ. [જુઓ 'પોણું' દ્વારા.] જુઓ 'પોણું'-'પોણા.'-(આ વિશેષણ અંકની આગળ આવી એ છેલ્લા એક અંકના ત્રણ ભાગ કહે છે; જેમકે 'પોણી ચાળીસ' એટલે ૩૯ આખા + પોણું = ૩૯॥।; 'પોણીસો ૯૯ આખા + પોણું = ૯૯॥।; સામાન્ય રીતે આમ છતાં 'પોણીસો' = '૭૫' પણ ક્વચિત્ કહેવાય છે.)

**પોણું** વિ. [સં. पाद + ऊन = पादोनक > પ્રા. पाओणअ > જ. ગુ. 'પઓણઅ' -'પઉણઅ-] આખાના ત્રણ ભાગનું ૩/૪ ભાગનું. **-ણુ-ચૌદું** (રૂ.પ્ર.) બોલીને ફરી જનારું. **-ણા આડ** (રૂ.પ્ર.) નામર્દ, નપુંસક, પોણિયો. **-ણા ત્રણ એક આને** (રૂ.પ્ર.) તદ્દન મફત, વિનામૂલ્ય, પિસ્તાલ. **-ણી વીશ(-સ)** (રૂ.પ્ર.) કાંઈ પણ ન્યૂનતાવાળું, ખામીવાળું. **-ણી સોળ આની** (રૂ.પ્ર.) ખામીવાળું. (૨) ચસકેલ મગજનું]

**પોણો-સો** (પૅાણો) વિ [જુઓ 'પોણું' + 'સો'] પોણાસો, '૭૫'

**પોત**[1] ન. [સં.] (પશુ-પક્ષીનું) બચ્ચું. (૨) નાનો મછવો. (૩) ઓઢવાનું વસ્ત્ર. (૪) વસ્ત્રનો વણાટ, 'ટેક્સ્ચર.' (બ.રા.) (૫) મરનાર પાછળ શ્રવણી સરાવી ઊભા થતાં સગાંઓ તરફથી શ્રાદ્ધ કરનારને ઓઢાડવામાં આવતું વસ્ત્ર. (૬) જમીનના માપનો એક પેટા વિભાગ

**પોત**[2] ન. [સં. आत्मवत्त्व > પ્રા. अप्पउत्त] પોતાનું ખરું સ્વરૂપ, પોતાપણું. (૨) તાકાત, પાણી. (૩) ફસ ખોલવી એ

**પોત**[3] પું. ખેડાતી જમીન ઉપરનો વેરો, જમીન-મહેસૂલ. (૨) કાકડો, વાટ, બત્તી. (૩) અંડ, વૃષણ

**પોત**[4] ન. સ્ત્રીઓને પહેરવાની દોરામાં મોતી પરોવીને તૈયાર કરેલી એક જાતની માળા [ઇશારત

**પોત**[5] (-ત્ય) સ્ત્રી. [જુઓ 'પોત.[1]'] (લા.) વાવડીથી થતી

**પોતકાર** પું. [સં પૂત્કાર] પોકાર, અવાજ

**પોત-જ** વિ. [સં.] ઓગ વીંટળાઈ ન હોય એ રીતે જેનો જન્મ થાય છે તેવું (હાથી નોળિયું સસલું ઉંદર વગેરે પ્રાણીઓ)

**પોતડી** સ્ત્રી. [જુઓ 'પોતડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પોતલી, નાનું ફાળિયું, નાનું પંચિયું

**પોતડી-દાસ** પું. [+ સં.] (લા.) નમાલો માણસ

**પોત-તલ(-ળ)** ન. [સં.] વહાણમાં બેસવાના ભાગનાં પાટિયાંની જડતર, 'ડેક-પ્લેન્કિંગ.'

**પોત-દાર** વિ., પું. [ફા.] સરકારી ખજાનાનો ઉપરી (પેશ્વાઈ જમાનાનો એક સરકારી હોદ્દો), ખજાનચી

**પોતદારી** સ્ત્રી. [ફા.] પોતદારની કામગીરી

**પોત-નંબર** (-નમ્બર) પું. [જુઓ 'પોત[3]' + અં.] માપણી

કરી ખેતરનો જુદો પાડેલો ભાગ

**પોત-નીસ** વિ., પું. [ફા.] જુઓ 'પોત-દાર.'

**પોતનું** ન. [જુઓ 'પોતવું' દ્વારા. સર૦ મજ. 'પોતનો.'] ભોજન કરતાં પહેલાં પાતળ મૂકવાના સ્થળે અને પછી ઉપાડ્યા બાદ કરવામાં આવતું પાણીથી લીંપણ. (પુષ્ટિ.)

**પોત-પતિ** પું [સં.] વહાણનો માલિક

**પોત-પોતાનું** વિ. [જુઓ 'પોતે,'-દ્વિર્ભાવ + ગુ. 'નું' છ. વિ.ના અર્થનો અનુગ.] સૌ સૌના પંડનું, સૌનું પોતીકું

**પોત-પોતા-માં** ક્રિ વિ. [જુઓ 'પોતે,'-દ્વિર્ભાવ + ગુ. 'માં' સા.વિ.ના અર્થનો અનુગ.] સૌ સૌની અંદર અંદર, સૌમાં પોતામાં, દરેકમાં [કે પંડ, સૌ જાતે, સ્વયં

**પોત-પોતે** સર્વ [જુઓ 'પોતે,'-દ્વિર્ભાવ.] દરેક જણની જાત

**પોત-બંદર** (-બન્દર) ન. [જુઓ 'પોત[૪]' + 'બંદર.'] આડ-બંદર, ગૌણ બંદર, 'સબૉર્ડિનેટ પૉર્ટ' ['પોતડી.'

**પોતરડી** સ્ત્રી. [જુઓ 'પોતડી' + ગુ. 'ર' મધ્યગ.] જુઓ

**પોતરી** સ્ત્રી. [જુઓ 'પોતરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પુત્રની પુત્રી, પૌત્રી [ત.પ્ર.] પુત્રનો પુત્ર, પૌત્ર

**પોતરો** પું. [સં. પૌત્ર, અર્વા. તદ્‌ભવ + ગુ. 'ઓ' સ્વાર્થે

**પોતલી** સ્ત્રી. [જુઓ 'પોત[૧]' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પોતડી.'

**પોતલો** પું [જુઓ 'પોતવું' દ્વારા.] પોતનું

**પોતવું[૧]** અ.ક્રિ. [સં. प्राप्तक- > પ્રા. पत्तअ-દ્વારા] પહોંચવું.

**પોતાવું[૧]** ભાવે., ક્ર. **પોતાડવું** પ્રે., સ.ક્રિ

**પોતવું[૨]** સ.ક્રિ. [સં. पू ધાતુના વિકાસમાં] પોતનું કરવું. (૨) પાણીથી સાફ કરવું. (૩) દીવાલે ચૂનો ખડી વગેરેનું પ્રવાહી લગાવવું (કૂચડાથી કે પોતાથી). **પોતાવું[૨]** કર્મણિ., ક્રિ. **પોતાવવું** પ્રે.,સ.ક્રિ. ['સબ-ડિવિઝન'

**પોત-હિસ્સો** પું. [જુઓ 'પોત[૫]' + 'હિસ્સો.'] ગૌણ ભાગ,

**પોતાડવું** જુઓ 'પોતવું[૧]'માં.

**પોતાની મેળે** ક્રિ. વિ. [જુઓ 'પોતે' + ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ + 'એ' ત્રી. વિ., પ્ર. + 'મેળે.'] પોતે, જાતે, પંડે, સ્વયં

**પોતાનું** વિ. [જુઓ 'પોતે' + ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ.] પોતીકું, જાતનું, પંડનું, સ્વકીય

**પોતાપું** ન. [જુઓ 'પોતે' + ગુ. 'પું' ત. પ્ર.] પોતાપણું. અસ્મિ-તા, અહં-ભાવના. (૨) વ્યક્તિ-ત્વ

**પોતારો** પું. [જુઓ 'પોતાવું[૨]' દ્વારા.] પોતું ફેરવવાની ક્રિયા

**પોતા-વટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'પોતે' + ગુ. 'વટ' ત. પ્ર.] પોતાપણું, પોતાપું, પોતીકાવટ

**પોતાવવું** જુઓ 'પોતવું'માં.

**પોતાવું[૧-૨]** જુઓ 'પોતવું[૧-૨]'માં.

**પોતિયા-છોડ** વિ. [જુઓ 'પોતિયું' + 'છોડવું.'] (લા.) બાયલું, નમાલું, નામર્દ

**પોતિયા-દાસ** પું. [જુઓ 'પોતિયું' + સં.] પોતડી-દાસ

**પોતિયું** ન. [સં. पोत + ગુ. 'ઇયું' ત. પ્ર.] નાનું ધોતિયું, પંચિયું, પોતડી. [**-યાં કાઢવાં, -યાં કાઢી ના(-નાં)ખવાં, -યાં છૂટવાં, -યાં છૂટી જવાં, -યાં ફાટી જવાં, -યાં હાથમાં રહેવાં (કે લેવાં)** (-રે:વાં) (રૂ. પ્ર.) હિંમત જતી રહેવી.(૨) ડરવું, બીવું. **૦ કાઢી ના(-નાં)ખવું, ૦ છૂટી જવું, ૦ ફાટી જવું** (રૂ. પ્ર.) હિંમત ગુમાવવી. **૦ કાઢીને ઊભાં રહેવું** (-રે:વું), **૦ માથે લેવું** (રૂ. પ્ર.) નાગાઈ કે ઠાંડાઈ કરવી] [સ્ત્રીપ્રત્યય.

**પોતી** સ્ત્રી. [જુઓ 'પોત[૧]' + ગુ. 'ઈ'] ધોતી, ધોતિયું

**પોતીકડી** સ્ત્રી. [જુઓ 'પોતીકું[૧]' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'પોતડી.'

**પોતીકા-વટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'પોતીકું' + ગુ. 'વટ' ત. પ્ર.] જુઓ 'પોતા-વટ.'

**પોતીકું[૧]** ન. [સં. पोत ગુ. 'ઈકું' ત. પ્ર.] જુઓ 'પોતિયું.'

**પોતીકું[૨]** વિ. [જુઓ 'પોતે' + ગુ. 'ઈકું' ત. પ્ર.] જુઓ 'પોતાનું.'

**પોતું[૧]** ન. [સં. पोत + ગુ. 'ઉં' ત. પ્ર.] પોતવા માટેનો કપડાનો ટુકડો, લૂછણું. (૨) (લા.) ખાંડનો કોથળો. (૩) નાળિયેરની ચોટલી. (૪) તેલનું ચીથરું. [**૦ કરવું** (રૂ.પ્ર.) રંગવા-ધોળવા પોતું ફેરવવું. **૦ ફેરવવું, ૦ મારવું, ૦ ભરવું** (રૂ. પ્ર.) કરેલું ધૂળમાં મેળવવું]

**પોતું[૨]** ન. [સં. पौत्रक > પ્રા. पोत्तअ-] પોતરું, પુત્રનું બાળક

**પોતું[૩]** ન. [જુઓ 'પોત[૩]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] મહેસૂલ તરીકે ઉઘરાવેલી રકમનું ભરણું

**પોતું[૪]** ન. જુઓ 'પીતું'-'પૈયું.'

**પોતે** સર્વ. [જુઓ 'પોત[૨]' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] જાતે, પંડે, સ્વયં, ખુદ, આપો-આપ. (પ. વિ અને ત્રી. વિ. બંનેમાં આ રૂપ સમાન)

**પોતૈયું** ન. ખીચડી કે ભાતમાં નાખી બાંધી કરવામાં આવતું થેપલું. (૨) ઘી કે તેલનો લોઢીમાં દોરો આપી કરાતું ઘઉંના લોટનું થેપલું

**પોથકી** સ્ત્રી. [સં.] આંખનો એક રોગ, આંજણી

**પોથણું** ન. ધોંસરીમાં ઘસીને સમભાગે રાખવા માટેનો લોખંડનો ખીલો

**પોથવું** સ. ક્રિ. ગળામાં પહેરવાનું ઘરેણું દોરીથી ગૂંથવું. **પોથાવું** કર્મણિ., ક્રિ. **પોથાવવું** પ્રે.,સ.ક્રિ.

**પોથા-જ્ઞાન** ન. [જુઓ 'પોથું' + સં.], **પોથા-પાંડિત્ય** (-પાણ્ડિત્ય) ન. [+ સં.] પુસ્તકિયું જ્ઞાન, પોપટિયું જ્ઞાન

**પોથાવવું, પોથાવું** જુઓ 'પોથવું'માં.

**પોથાળવું** અ ક્રિ. નાસી જવું, ભાગી છૂટવું, પલાયન થઈ જવું. **પોથાળાવું** ભાવે., ક્રિ

**પોથી[૧]** સ્ત્રી. [સં. पुस्तिका > પ્રા. पुत्थिआ, पोत्थिआ] છૂટાં પાનાંની (જૂની) હસ્ત-લિખિત પુસ્તિકા. (૨) એવી પોથીને લૂગડામાં વીંટી બાંધી કરેલી બંધનાત્મક સ્થિતિ. [**૦ માંનાં રીંગણાં** (રૂ. પ્ર.) પારકાને માત્ર કરવાનો ઉપદેશ (પોતાને માટે નહિ)]

**પોથી[૨]** સ્ત્રી. પોઈની વેલ

**પોથી[૩]** સ્ત્રી. રંગારાની રાતા રંગની જૂના પ્રકારની પડી. [**૦ મૂકવી** (રૂ. પ્ર.) દાંત રાતા કરવા પોથીનું રૂ મૂકવું]

**પોથી-જ્ઞાન** ન. [જુઓ 'પોથી[૧]' + સં.] જુઓ 'પોથા-જ્ઞાન.'

**પોથી-જ્ઞાની, પોથી-પંડિત** (-પણ્ડિત) વિ. [+ સં. પું.] માત્ર પુસ્તકિયા જ્ઞાનવાળું, વેદિયું

**પોથી-ચિત્ર** ન. [જુઓ 'પોથી[1]' + સં.] પુસ્તકમાંનું તે તે ચિત્ર, 'બુક-ઇલસ્ટ્રેશન' (ગ.વિ.)
**પોથી-બંધન** (-બન્ધન) ન. [જુઓ 'પોથી[1]' + સં.], **પોથી-બાંધણુ** ન. [+ સં. बन्धन > પ્રા. बंधण] હસ્ત-લિખિત કે મુદ્રિત પુસ્તકને વીંટી બાંધવાનો નાનો ચોરસો કે ચલાકો
**પોથી-વેલ** (-વ્હય) સ્ત્રી. [જુઓ 'પોથી[1]' + 'વેલ.'] જુઓ 'પોથી.[2]'
**પોથું** ન. [સં पुस्तक- > પ્રા. पुत्थअ-, पोत्थअ-] (તુચ્છકારમાં) મોટું પુસ્તક. [**-થાં ફેરવવાં** (રૂ. પ્ર.) ખૂબ જ વાંચ્યા કરવું (પરિણામ વિના)]
**પોદળો** પું. [દે. પ્રા. पोद्द દ્વારા.] ગાય ભેંસ બળદ પાડાનું ઘટ્ટ છાણ (એકી સાથે થઈ પડેલું). [**-ળા જેવું** (રૂ. પ્ર.) સ્થૂલ અને પડ્યું-બેઠું ઊભું ન થઈ શકે તેવું. **-ળામાં સાંઠો ના(-નાં)ખવો** (રૂ. પ્ર.) આડ-ખીલી કરવી, વિઘ્ન કરવું. **પોતાના પોદળા ઉપર ધૂળ વાળવી** (રૂ.પ્ર.) પોતાનું જ કામ કરવું. (૨) પાપ છુપાવવું]
**પોદિયું** ન. એ નામનું એક પ્રકારનું પક્ષી
**પોપ** પું. [અં.] ખ્રિસ્તી રોમન કૅથલિક સંપ્રદાયના વિયેનામાં રહેતા પરંપરાગત ધર્મગુરુઓનો ઇલકાબ. (સંજ્ઞા.) (૨) (લા.) છેતરપીંડી અને દંભથી છેતરનાર માણસ
**પોપ-ગીરી** સ્ત્રી. [+ ફા.] પોપનું ધર્માચાર્ય તરીકેનું કામ. (૨) પોપનો દરજ્જો કે પદવી
**પોપચું** ન. આંખનું પાંપણવાળું ઢાંકણ. (૨) વનસ્પતિનો દાણા બાઝ્યા વિનાનો ડોડો કે શિંગ. (૩) પોપડી. (૪) મૂઠિયાં કે ઢોસા ભાંગી ચાળ્યા પછી બાકી રહેતાં કોઠાં ને ગોઠાં [(૨) ક્રોડલો
**પોપચો** પું. [જુઓ 'પોપચું.'] ઊપસેલો ભાગ, ઢીચો.
**પોપટ** પું. લીલા રંગનું એક રમણીય પક્ષી, શુક, સૂડો, તોતો. (૨) લીલા રંગનું એક જાતનું તીડના જેવું પતંગિયું. (૩) આકડાનું એ આકારનું ફળ. (૪) બોગીરની આગળનું અર્ધચંદ્રકાર સાધન (ઘોડાની પીઠ ઉપરનું). (૫) જુવારનું ડૂંડું નીકળતી વખતનો મથાળાનો પોચો ભાગ. (૬) (લા.) પુરુષની તેમ સ્ત્રીની જનનેંદ્રિય. [**૦ કરી ના(-નાં)ખવું, ૦ બનાવવું** (રૂ. પ્ર.) સામાને પોતે કહે તેમ કરતું કરી દેવું. **૦ કરી રાખવું** (રૂ.પ્ર.) અધીન કરી રાખવું **૦ પાળવો** (રૂ.પ્ર.) આંગળી કે હાથને ઈજા થવાથી હાથ ઊંચો રાખવો. **૦ બોલવો** (રૂ.પ્ર.) થાકી જવું, ખલાસ થઈ જવું]
**પોપટડી** સ્ત્રી. [જુઓ 'પોપટી' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] પોપટની માદા [પોપટ. (પદ્યમાં.)
**પોપટડો** પું. [જુઓ 'પોપટ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર]
**પોપટ-પંછી** (-પઞ્છી) સ્ત્રી. [જુઓ 'પોપટ' + હિં.] (લા.) પોપટની જેમ કાંઈ મોઢે કરવું એ, ગોખણ-પટ્ટી
**પોપટ-પંડિતાઈ** (-પણ્ડિતાઇ) સ્ત્રી. [જુઓ 'પોપટ' + સં. पण्डित + ગુ. 'આઈ' ત. પ્ર.] માત્ર પોપટિયું જ્ઞાન, ગોખણ-પટ્ટિયું જ્ઞાન (સમઝ વિનાનું) [એક જાતનું વાજિંત્ર
**પોપટ-પાવો** પું. [જુઓ 'પોપટ' + 'પાવો.'] વાદી લોકોનું
**પોપટ-લાકડી** સ્ત્રી. [જુઓ 'પોપટ' + 'લાકડી.'] છેડે પોપટનો આકાર જડેલો હોય તેવી રમકડાની એક લાકડી
**પોપટ-વિદ્યા** સ્ત્રી. [જુઓ 'પોપટ' + સં.] પોપટના જેવું માત્ર પુસ્તકિયું જ્ઞાન, પોપટ-પંડિતાઈ
**પોપટ-વેલ** (-વેલ્ય) સ્ત્રી. [જુઓ 'પોપટ' + 'વેલ.'] પોપટના આકારનાં ફૂલોવાળી એ નામની એક વેલ [જાત
**પોપટિયા** વિ., પું., બ.વ. [જુઓ 'પોપટિયું.'] ઘઉંની એક
**પોપટિયું** વિ. [જુઓ 'પોપટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પોપટના જેવું, પોપટના પ્રકારનું. (૨) પોપટના જેવા લીલા રંગનું. (૩) પોપટના જેવા નમણા નાકવાળું. (૪) (લા.) ગોખણિયા પ્રકારનું. (૫) બોલવા પૂરતું જ. (૬) ન. (લા.) શેરડીનો જમીનમાંથી ફૂટતો પોપટના આકારનો ફણગો
**પોપટી** સ્ત્રી. [જુઓ 'પોપટ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પોપટની માદા. (૨) એ નામની એક વેલ. (૩) એરંડાના છોડમાં થતો એક રોગ
**પોપટી કાંગ** સ્ત્રી. અઘાડીનો છોડ
**પોપટી છોડ** પું. પીલુડીનો છોડ
**પોપટું** ન. [જુઓ 'પોપટ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] પોપટી નામની વેલનું ફળ. (૨) પોપટના આકારની કોઈ પણ શિંગ
**પોપટો** પું. [જુઓ 'પોપટું.'] પોપટના રંગનો અને કાંઈક દેખાવનો ચણા વગેરેનો તે તે ડોડવો. [**-ટા પાડવા** (રૂ. પ્ર.) ચણાના પોપટાને શેકવા]
**પોપડી** સ્ત્રી. [જુઓ પોપડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું પોપડું, કપોટી. (૨) ઘાસનું ખેતર
**પોપડું** ન. નાનો પોપડો, પોડું. (૨) ઘાસનું ખેતર
**પોપડો** પું. મોટું પોડું. (૨) વ્રણ કે ઘારા ઉપર જામેલું ઢાંકણ, ભીંગડું. (૨) માત્ર ઘાસ ઊગે તેવી જમીન
**પોપરો** પું સારી ચરબી-ભરેલું માછલું
**પોપલાં** ન.,બ.વ. [જુઓ 'પોપલું.'] ફાંફલાં. (૨) ખોટાં લાડ
**પોપલિન** સ્ત્રી., ન. [અં.] એક જાતનું કોટ ઝભ્ભા વગેરે માટેનું જરા કડક કાપડ [ત. પ્ર.] જુઓ 'પોપલાં.'
**પોપલિયાં** ન.,બ.વ. [જુઓ 'પોપલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે
**પોપ-લીલા** સ્ત્રી. [જુઓ 'પોપ' + સં.] (લા.) છેતરપીંડી અને દંભી વર્તન, ઠગારી વિદ્યા
**પોપલું** વિ. [જુઓ 'પોપું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પોપું.' (૨) ન. વનસ્પતિ વગેરેનો ટોચ તરફનો પોચો ભાગ
**પોપ-શાહી** સ્ત્રી. [જુઓ 'પોપ' + ફા.] જેમાં પોપની સત્તા હોય તેવી વ્યવસ્થા. (૨) વિ. પોપને લગતું ['પોપું.'
**પોપળ-ગાણું, પોપા-ગાણું** વિ. [જુઓ 'પોપું' દ્વારા.] જુઓ
**પોપાં-બાઈ** સ્ત્રી. [જુઓ 'પોપું' + 'બાઈ.'] ઢીલી પોચી સ્ત્રી (ખિજવણું). [**૦ નું રાજ્ય** (રૂ.પ્ર.) તદ્દન ગેરવ્યવસ્થા]
**પોપિંગ-ક્રીઝ** (પોપિઙ્ગ-) સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં દાવ-લેનારની ઊભા રહેવાની મર્યાદાની લીટી
**પોપી** ન. ખસખસનો ડોડવો
**પોપું** વિ. [દે. પ્રા. पोप्पअ-, હાથથી મર્દન કરવું એ, પું.,ન.] પંપાળીને રાખેલું. (૨) પોચું, નરમ સ્વભાવનું. (૩) કાંઈ બને નહિ તેવું ફાંફલાં મારતું. (૪) ન. પોચાપણું
**પોપૈયું, -યો** જુઓ 'પપૈયું, -યો.'
**પોપો[1]** પું. નજર ન લાગે એ માટે કરાતું બાળકના ગાલ

વગેરે ઉપરનું આંજણનું ટપકું. (૨) (લા.) (બાળકને બિવડાવવા માટેનો) અજાણ્યો માણસ

**પોપો**[3] સ્ત્રી. [રવા.] મળ-ત્યાગ કરવાની ઇંદ્રિય, ગુદા

**પોબાર** (પૉબાર) પું. દ્યૂતમાં તેર દાણાનો દાવ. (૨) (લા.) સફળતા. [પાસા પોબાર **પડવા** (રૂ.પ્ર.) ધારેલી યુક્તિમાં ફાવવું]

**પોબારા** પું., બ.વ. [+ ગુ. 'ઉ'' સ્વાર્થે ત.પ્ર.] (લા.) નાસી છૂટવું એ. [-ગણવા (રૂ.પ્ર.) નાસી છૂટવું]

**પોબારુ** વિ. [જુઓ 'પોબાર' + ગુ. 'ઉ' ત. પ્ર.] નાસી છૂટનાર, ભાગી છૂટનાર

**પોમચું** ન. સ્ત્રીઓને ઓઢવાનું એક રંગીન લૂગડું, નાની ચૂંદડી

**પોમચો** પું. સ્ત્રીઓને ઓઢવાની રંગીન પ્રકારની એક ચૂંદડી

**પોમલું** વિ. [જુઓ 'પોમાવું' દ્વારા.] હરખ-ઘેલું. (૨) પોપલું. (૩) વડોદરામાં વસતી દક્ષિણી હિંદુઓની એક જાત અને એનું માણસ. (સંજ્ઞા.) [હરખ, આનંદ

**પોમાઈ** સ્ત્રી. [જુઓ 'પોમાવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.]

**પોમાવું** અ.ક્રિ. હરખાઈ જવું, રાજી રાજી થવું

**પોયણ** (-ણ્ય) સ્ત્રી. [સં. पद्मिनी > પ્રા. पउमिणी, पोमिणी] જુઓ 'પોયણી.'

**પોયણ-પત્ર** (પોયણ્ય-) ન. [+ સં.], **પોયણ-પાન** (પોયણ્ય-) ન. [+ જુઓ 'પાન.'] પોયણીનું પાન

**પોયણી** સ્ત્રી. [સં. पद्मिनिका > પ્રા. पउमणिआ, पोमिणिआ] કમળનો પાણીમાં ઊગતો છોડ [ફૂલ, પદ્મ, કમળ

**પોયણું** ન. [જુઓ 'પોયણી' + ગુ. 'ઉં' ત.પ્ર.] પોયણીનું

**પોયરાત** (-ત્ય) સ્ત્રી. લગ્ન વગેરે પ્રસંગે કામકાજ કરવા માટે રાખવામાં આવતી બાઈ

**પોયરું** વિ. [સં. पुत्र દ્વારા; (સુ.)] છોકરું

**પોયું** ન. જુઓ 'પીતું'-'પૈયું.'

**પોર** (પૉર) ક્રિ.વિ. [સં. परुत्] ગયે વર્ષે, પૂર્વના વર્ષે. (૨) આવતે વર્ષે

**પોરડું** વિ. [સં. पुत्र દ્વારા. (સુ.)] જુઓ 'પોયરું.'

**પોરબંદરી** (-બન્દરી) વિ. ['પોરબંદર' એ સૌરાષ્ટ્રનું એક જાણીતું બંદર + ગુ. 'ઈ' ત.પ્ર.] પોરબંદરને લગતું, પોરબંદરનું (ઘી પથ્થર વગેરે) [**વાવવું** પ્રે., સ.ક્રિ.

**પોરવવું** જુઓ 'પરોવવું.' **પોરવાવું** કર્મણિ., ક્રિ. **પોર-**

**પોરવાડ** પું. [સં. प्राग्वाट સંસ્કૃતીકરણ માત્ર. મૂળ અજ્ઞાત છે.] પશ્ચિમ મારવાડના ભિન્નમાળના પ્રદેશની અસલ વણિક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા)

**પોરવાવવું, પોરવાવું** જુઓ 'પોરવવું'-'પરોવવું'માં.

**પોરશી**[1](-સી)[1] (પૉરશી,-સી) સ્ત્રી. [સં. प्रहर > ગુ. 'પહોર' દ્વારા] ત્રણ કલાકનો સમય, પહોર. (૨) પહોર દિવસ ચડે ત્યાંસુધી ચોવિહારનાં પચખાણ કરવાં એ. (જૈન)

**પોરશી**[2](-સી)[2] સ્ત્રી. [સં. पुरुष દ્વારા] પુરુષની છાયા

**પોરશી**[3](-સી)[3] વિ. [જુઓ 'પોરસ' + ગુ. 'ઈ' ત. પ્ર.], **પોરશી(-સી)લું** વિ. [જુઓ 'પોરસ' + ગુ. 'ઈલું' ત. પ્ર.] પોરસવાળું, ઉમંગી, ઉત્સાહી. (૨) આત્મશ્લાઘી. (૩) ફુલણજી

**પોરસ** (પૉરસ) પું. [સં. पौरुष ન.નો વિકાસ] શૌર્ય, શૂરાતન. (૨) (લા.) ગૌરવ. (૩) ઉત્સાહ, ઉમંગ. [૦ **ચડા(-ઢા)વ-વો** (રૂ.પ્ર.) ઉમંગ વધારવો] [જુઓ 'પોરશીલું.'

**પોરસાઉ** વિ. [જુઓ 'પોરસાવું' + ગુ. 'આઉ.' કૃ. પ્ર.]

**પોરસાવવું** જુઓ 'પોરસાવું'માં.

**પોરસાવું** અ.ક્રિ. [જુઓ 'પોરસ,'-ના. ધા.] પોરસ કરવો, ગૌરવ લેવું. (૨) ઉત્સાહિત થવું, ઉમંગી બનવું. **પોરસાવવું** પ્રે., સ.ક્રિ.

**પોરસી**[1-2-3] જુઓ 'પોરશી.[1-2-3]'

**પોરસીલું** જુઓ 'પોરશીલું.' [જીવાત

**પોરા** પું., બ.વ. [જુઓ 'પોરો.[1]'] પાણીમાં પડતી ઝીણી

**પોરિયું** વિ. [સં. पुत्र દ્વારા] જુઓ 'પોયરું.'

**પોરી** સ્ત્રી. [જુઓ 'પોરિયુ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પોયરી.

**પોરૂકું** (પૉરૂકું) વિ., ક્રિ.વિ. [જુઓ 'પોર' + ગુ. 'ઉ' + 'કું' સ્વાર્થે ત.પ્ર.] ગયા વર્ષનું. (૨) આવતા વર્ષનું

**પોરો**[1] પું. [દે.પ્રા. पोरअ-] પાણી સડતાં એમાં થતી જીવાત

**પોરો**[2] પું. કૂવામાંથી પાણી કાઢવાની ડોલ

**પોરો**[3] પું. ઈંડાનો પૂડલો [(સંજ્ઞા.)

**પોર્ચુ(-ર્તુ)ગલ** પું. [અં.] યુરોપનો પશ્ચિમ તરફનો એક દેશ.

**પોર્ચુ(-ર્તુ)ગીઝ** (પોર્ચું(-ર્તું)ગીઝ) વિ. [અં.] પોર્ચુગલ દેશનું

**પૉર્ટ** ન. [અં.] સમુદ્ર કે મોટી નદીમાંનું કાંઠે આવેલું બંદર. (૨) પું. દ્રાક્ષનો બનાવેલો એક પ્રકારનો દારૂ

**પૉર્ટ-ઑફિસ** સ્ત્રી. [અં.] બંદરખાતાનું બંદર ઉપરનું કાર્યાલય

**પૉર્ટ્ટ્રસ્ટ** ન. [અં.] બંદરી વિકાસને માટે સ્થપાયેલો એક નિગમ

**પૉર્ટ-ફોલિયો** પું. [અં.] કાગળ રાખવાની ફાઇલ. (૨) મંત્રી કે સચિવની પદવી અને એનું કાર્ય, દફતર

**પૉર્ટર** પું. [અં.] સામાન ઉપાડનાર મજૂર, કૂલી (રેલવે સ્ટેશન વગેરે પરનો)

**પૉર્ટ-વાઇન** પું. [અં.] જુઓ 'પૉર્ટ(૨).' [તે તે બાકું

**પૉર્ટ-હોલ** ન. [અં.] આગબોટમાં હવા ઉજાશ માટે રાખેલું

**પોર્તુગલ** જુઓ 'પોર્ચુગલ.'

**પોર્તુગીઝ** (પોર્તુગીઝ) જુઓ 'પોર્ચુગીઝ.' [શકાય તેવું

**પૉર્ટેબલ** વિ. [અં.] એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસેડી

**પોર્સલેન** સ્ત્રી. [અં.] ચીનાઈ માટી

**પોલ**[1] (પૉલ) [દે.પ્રા. पिउली, સ્ત્રી., પૂણી.] પીંજેલું રૂ. (૨) પીંજેલા રૂનું પોલવું

**પોલ**[2] (લ્ય) સ્ત્રી. [જુઓ 'પોલું.'] જુઓ 'પોલાણ.' (૨) (લા.) ગેર-વ્યવસ્થા, અંધાધૂંધી. [૦ **કરી જવું**, ૦ **થઈ જવું** (રૂ.પ્ર.) નાસી છૂટવું. ૦ **કાતરવી** (રૂ.પ્ર.) ગફલતનો લાભ લેવો. ૦ **ખૂલવી**, ૦ **છતી થવી** (રૂ. પ્ર.) છૂપો દોષ જાહેર થવો. **ખોલવી** (રૂ. પ્ર.) છૂપો દોષ ખુલ્લો કરવો. ૦ **ચલાવવી**, ૦ **હાંકવી** (રૂ. પ્ર.) જૂઠાણું ફેલાવવું]

**પોલ**[3] પું. [અં.] (ઉત્તર અને દક્ષિણ) ધ્રુવનો પ્રદેશ. (૨) વાંસડો, ડાંડો

**પોલકાર** ન. [જુઓ 'પોલું' દ્વારા.] જુઓ 'પોલાણ.'

**પોલકારવું** સ.ક્રિ. [જુઓ 'પોલું'-ના.ધા.] પોલું કરવું, કોચી કાઢવું, કોરી કાઢવું. (૨) (લા.) ફોસલાવવું, છેતરવું

**પોલકારિયું** ન. [જુઓ 'પોલકાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પોલ

કારીને કરેલું બાકું

**પોલકારું** ન. [જુઓ 'પોલકાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] બાકું, કાણું. (૨) (લા.) ગેર-વ્યવસ્થા, અંધેર, પોલાણ

**પોલકું** ન. [જુઓ 'પોલું' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] ખૂલતા દેખાવની સ્ત્રીઓની ચોળી

**પોલકો** પું. વાવેલી ગદબમાં ભોંપાથરીના જેવો થતો એક છોડ

**પોલડી** સ્ત્રી. [જુઓ 'પોલડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની નાની ગોળ આકારની હગાર, લીંડી

**પોલડો** પું. ઊંટ ઘોડા વગેરેનું લીંડું

**પોલરિયું** ન. [જુઓ 'પોલરું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.],

**પોલરું**¹ ન. [જુઓ પોલું' દ્વારા.] પગમાં પહેરવાનું પોલાણ-વાળા ઘાટનું કડલું

**પોલરું**² ન. શેરડીની આંખ

**પોલવું** ન. [જુઓ 'પોલ¹' + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'પોલ.¹' (૨) રૂનો પોચો તકિયો

**પોલંપોલ, -લા** (પોલમ્પોલ,-લા) ન. [જુઓ 'પોલું,'–દ્વિર્ભાવ.] સાવ પોલું હોવું એ. (૨) (લા.) તદ્દન ગેર-વ્યવસ્થા, સાવ અંધેર. (૩) વિ. ગોટાળાવાળું

**પોલાણ** ન. [જુઓ પોલું' દ્વારા.] અંદરથી પોલાપણું. (૨) પોલો ભાગ. (૩) બખોલ, કોતર, બો, ગુફા ['સ્ટીલ'

**પોલાદ** (પૉલાદ) ન. [ફા. પૂલાદ્] ખરું લોઢું, ગજવેલ,

**પોલાદી** (પૉલાદી) વિ. [ફા.] પોલાદનું બનેલું, પાલાદનું. (૨) (લા.) અત્યંત સખત અને ખૂબ જ મજબૂત મનો-બળવાળું. (૩) કદી તૂટે નહિ તેવું

**પોલાર** ન. [જુઓ 'પોલું' દ્વારા.] પોલ, બાકું, કાણું

**પોલારવું** સ.ક્રિ. [જુઓ 'પોલાર,'–ના.ધા.] પોલું કરવું, પોલકારવું. (૨) (લા.) કોલી ખાવું. **પોલારાવું** કર્મણિ., ક્રિ.

**પોલારિયું** વિ. [જુઓ 'પોલાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) અંધેર, ગેર-વ્યવસ્થા, ગોટાળો. (૨) ન. બાળકના પગનું પોલરું. (૩) સોનીનું કાણું પાડવાનું ઓજાર. (૪) ગાડા-ગાડીમાં કૂદડાં જડવાનું સુતારનું એક ઓજાર

**પોલારી** સ્ત્રી. [જુઓ 'પોલારું' + ગુ. 'ઈ-' સ્ત્રી પ્રત્યય.] સોનીનું એક ઓજાર

**પોલારું** વિ. [જુઓ 'પોલાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ પોલું.' (૨) (લા.) અ-સાર. (૩) કાણું. (૪) ન. પોલ. (૫) ગોલું. (૬) સાંઠા ઉપરની આંખ [જુઓ 'પોલું.'

**પોલાળ, -ળું** વિ. [જુઓ 'પોલ²' + ગુ. 'આળ,-ળું' ત.પ્ર.]

**પોલિટિકલ** વિ. [અં.] રાજ્ય-પ્રકરણી [રાજ-નીતિ

**પોલિટિક્સ** સ્ત્રી, ન. [અં.] રાજ્ય-પ્રકરણ. (૨)રાજ્ય-નીતિ,

**પોલિટિશિયન** વિ. [અં.] રાજ્યદ્વારી માણસ, મુત્સદ્દી

**પોલિયું** ન. [જુઓ 'પોલું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પગમાં પહેર-વાનું પોલું ઘરેણું, પોલરું, પોલારિયું [રૂપિયો

**પોલિયો**¹ પું. ટીપણાંવાળો જોશી (૨) મુંબઈગરો કલદાર

**પોલિયો**² પું. [અં.] બાળ-લકવાનો રોગ

**પોલિશ** સ્ત્રી. [અં.] જુઓ 'પાલિસ.'

**પોલિસી** સ્ત્રી. [અં.] નીતિ, તંત્ર ચલાવવાની આચાર-પદ્ધતિ. (૨) રાજ્ય ચલાવવાની આચાર-પદ્ધતિ. (૩) હેતુ, ઇરાદો. (૪) વીમાનો કરાર-પત્ર. [૦ **કઢાવવી** (રૂ.પ્ર.) વીમો ઉત-રાવવો. ૦ **કરવી**, ૦ **રમવી** (રૂ. પ્ર.) કાવાદાવા કરવા. ૦ **પાકવી** (રૂ.પ્ર.) (રૂ.પ્ર.) વીમો પાકવો (મુદત પૂરી થતાં)]

**પોલિસી-હોલ્ડર** વિ. [અં.] જેણે વીમો ઉતરાવ્યો છે તેવું

**પોલિંગ** (પૉલિઙ્ગ) ન. [અં.] મત-પ્રદાન

**પોલિંગ-બૂથ** (પૉલિઙ્ગ-) પું.,ન. [અં.] મત-પ્રદાન કરવાનું સ્થળ

**પોલિંગ-સ્ટેશન** (પૉલિઙ્ગ-) ન. [સં.] જ્યાં પોલિંગ-બૂથો રાખવામાં આવ્યા હોય તે મથક

**પોલીસ** પું. [અં.] શહેર અને ગામનું રક્ષણ કરનાર સિપાઈ, ચોકિયાત [નારી અદાલત

**પોલીસ-કોર્ટ** સ્ત્રી. [અં.] ફોજદારી ગુનાના મુકદ્દમા ચલાવ-

**પોલીસ-કબજો** પું. [+ જુઓ 'કબજો.'] ફોજદારી ગુનાના આરોપીનું પોલીસના કબજામાં હોવું એ, પોલીસ-કસ્ટડી

**પોલીસ-કમિશનર** પું. [અં.] પોલીસોનો સૌથી વડો અમલ-દાર, દંડાધ્યક્ષ, દંડ નાયક

**પોલીસ-કસ્ટડી** સ્ત્રી. [અં.] જુઓ 'પોલીસ-કબજો.'

**પોલીસ-ગુનો** પું. [+ જુઓ 'ગુનો.'] ફોજદારી ગુનો

**પોલીસ-ગેઇટ** સ્ત્રી. [અં.], **પોલીસ-ચાવડી** સ્ત્રી. [+ જુઓ 'ચાવડી.'], **પોલીસ-ચોકી** (-ચોકી) સ્ત્રી. [+ જુઓ 'ચોકી.'], **પોલીસ-થાણું** ન. [+ જુઓ 'થાણું.'] દરવાજા ઉપરની કે ચકલાઓ નજીકની પોલીસોની ચોકી, ચાવડી

**પોલીસ-દળ** ન. [અં. + જુઓ 'દળ.']પોલીસોનું સૈન્ય, 'કૉન્સ્ટેબ્યુલરી' [કામગીરી

**પોલીસ-પટલાઈ** સ્ત્રી. [+ જુઓ 'પટલાઈ.'] પોલીસ-પટેલની

**પોલીસ-પટેલ** પું [+ જુઓ 'પટેલ.'] ગામડાંમાંનો પોલીસનું અને ગામના મુખીપણાનું કામ કરનાર માણસ

**પોલીસ-પાર્ટી** સ્ત્રી. [અં.] પોલીસની ટુકડી, હથિયાર-બંધ કે દંડા-ધારી સિપાઈઓની મંડળી

**પોલીસ-મૅન** પું. [અં.] જુઓ 'પોલીસ(૧).'

**પોલીસ-રાજ** ન. [+ જુઓ 'રાજ.'], **-જ્ય** ન. [સં.] માત્ર પોલીસોની જ્યાં સત્તા હોય એવી પરિસ્થિતિ

**પોલીસ-રિપૉર્ટ** પું. [અં.] ગુનેગાર આરોપીના ગુનાને લગતો પોલીસ-તપાસનો અહેવાલ

**પોલીસ-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] ગામડાંઓમાં પોલીસ-પટેલનો ખર્ચ કાઢવા લોકો પાસેથી લેવાતો કર

**પોલું** વિ. [દે.પ્રા. પોલ્લ-] અંદર અવકાશવાળું, વચ્ચે પો-લાણવાળું, ખાલી, ઠાલું. (૨) (લા.) અર્થ વગરનું, નિરર્થક. (૩) બહારના ભપકાવાળું, ખોટો દેખાવ કરનારું [૦ **જોઈ ને પેસી જવું** (-પૅસી-) (રૂ.પ્ર.) ગેર-વ્યવસ્થાનો લાભ લેવો. **પોલે પાને** (રૂ.પ્ર.) ખોટા દેખાવથી]

**પોલો** સ્ત્રી. [અં.] હૉકીને મળતી ઘોડા ઉપર બેસી રમાતી એક અંગ્રેજી રમત

**પોલો-ગ્રાઉન્ડ** ન. [અં.] પોલોની રમત રમવાનું મેદાન

**પોલોનિયમ** ન. [અં.] જેમાંથી રેડિયમ નામની ધાતુ મળે છે તે ખનિજ

**પોલ્લક** વિ. [દે.પ્રા.] જુઓ 'પોલું.'

**પોવડાવવું** જુઓ 'પોવું¹'માં.

**પોવર** પું. આંચળ, આઉ

**પો(-પુ,-પોં)વાડિયો** જુઓ 'કુવાડિયો.'

પોવાડો જુઓ 'પવાડો.'

પોવાલું (-લ્યું) ન જૂના અર્ધા શેર અનાજ વગેરે માપવાનું સાધન. (૨) એટલા માપનું અનાજ

પોવાવું¹⁻² જુઓ 'પોવું¹⁻²'માં.

પોવું¹ અ.ક્રિ. (ગાય ભેંસે) પોદળો કરવો. પોવાવું¹ ભાવે., ક્રિ. પોવડાવવું પ્રે.,સ.ક્રિ

પોવું² સ.ક્રિ. ગળીમાં નાખવું, ઈંચવું. પોવાવું² કર્મણિ., ક્રિ.

પોશ (પોશ) પું., (-શ્ય) સ્ત્રી. ખોબો. (૨) વિ. ખોબો ભરીને થાય તેટલું. [૦ પોશ (-પોશ્ય) (રૂ.પ્ર.) ચોધાર (આંસુ). ૦ ભરવી (રૂ.પ્ર.) વધાઈ લેવી. ૦ ભરાવવી (રૂ. પ્ર.) ખોબો ભરી મંગલના દાણા નાળિયેર વગેરે આપવું]

પોશ(-ષ)ધ પું. [સં. पौषध] શ્રાવકે કરવાનું એક વ્રત, પોસો. (જૈન.)

પોશ(-ષ)ધ-શાળા સ્ત્રી. [સં. पौषध-शाला] પોસો કરવાનું અલગ સ્થાન, અપાસરાનો એ માટેનો એક ભાગ. (જૈન.)

પોશાક પું. [ફા.] શરીરના ઢાંકણ-રૂપ પૂરાં કપડાં, પહેરવેશ, લેબાસ. [૦ આપવો, ૦ પહેરાવવો (-પેરાવવો) પોશાક આપી બહુમાન કરવું] [જાણ-કાર

પોશાક-નવીસ વિ. [ફા.] પોશાકની પદ્ધતિ ફેશન વગેરેનું

પોશાકી સ્ત્રી. [ફા.] પહેરવાનાં પૂરાં કપડાં માટેનું અપાતું ખર્ચ. (૨) કપડાં પહેરવા વિશેની તજવીજ

પોશા-ગીર વિ. [ફા.] તાલીમબાજ, કસરતી

પોશાલય ન. [સં. पौषध > પ્રા.पोसह + સં. आलय પું., ન.], પોશા(-સા)ળ સ્ત્રી. [સં. पौषध-शाला > પ્રા. पोसह-साला.' ગુ. 'માં ફરી 'શ.'] જુઓ 'પોશધ-શાળા.' [કદરદાન

પોશિંદું (પોશિન્દું) વિ. કદર કરનારું, કદર બૂજનારું,

પોશી(-સી)¹ વિ., સ્ત્રી. [સં. पौषिकी > પ્રા. पोसिई] પોષ મહિનાની (મોટે ભાગે પૂનેમ), પોષી

પોશી(-સી)² સ્ત્રી. [ફા. પાસ્તીન્] ચામડાનું બનાવેલું ઠંડા મુલકોમાં કામ લાગતું કપડું [૩ જો મહિનો, પોષ

પોષ(-સ¹) પું [સં. पौष > પ્રા. पोस] હિંદુ કાર્તિકી વર્ષનો

પોષક વિ. [સં.] પોષણ આપનારું, પુષ્ટિકર. (૨) પાલક, રક્ષક

પોષક-તા સ્ત્રી. [સં.] પોષક હોવાપણું

પોષણ ન. [સં.] પોષવું એ, પુષ્ટિ. (૨) (લા.) ખોરાકી, ગુજરાન, ખાધા-ખોરાકી. (૩) (લા.) ટેકો, અનુ-મોદન

પોષણ-કારક વિ. [સં.], પોષણ-કારી વિ. [સં., પું.] જુઓ 'પોષક(૧).' [(ગો. મા.)

પોષક-વાયુ પું. [સં.] જુઓ 'પ્રાણ-વાયુ'-'ઑક્સિજન'

પોષણ-ક્ષમ વિ. [સં.] પુષ્ટિ-કારક

પોષણ-ન્યૂનતા સ્ત્રી. [સં.] અપૂરતું પોષણ, 'માલ-ન્યુટ્રિશન'

પોષણિયું વિ. [સં. पोषण + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'પોષક (૧).' (૨) ન. પોષક વસ્તુ

પોષણીય વિ. [સં.] પોષણ કરાવા પાત્ર, પોષણ કરવા જેવું

પોષણું ન. [સં. पोषण + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પોષણ(૧).'

પોષધ જુઓ 'પોશધ.'

પોષધ-શાળા જુઓ 'પોશધ-શાળા.'

પોષવું સ. ક્રિ. [સં. पुष्-पोष् તત્સમ] પોષણ આપવું, પોસવું. (૨) ખવડાવી પિવડાવી તૃપ્ત કરવું. (૩) (લા.) તૃપ્ત કરવું. પોષાવું કર્મણિ., ક્રિ

પોષિત વિ. [સં.] જેને પોષણ આપવામાં આવ્યું છે તેવું

પોષી સ્ત્રી. [સં. पौषी, અર્વા. તદ્ભવ] જુઓ 'પોશી(-સી).¹'

પોષ્ય વિ. [સં.] જુઓ 'પોષણીય.' (૨) નોકર-ચાકર અને આધારિત કુટુંબીઓમાંનું પ્રત્યેક

પોસ¹ જુઓ 'પોષ.'

પોસ² ન. [ફા. 'પોસ્ત્' ચામડી, છોડું] ખસખસનો ડોડો

પોસ³ પું. [ફા. પોસ્ત્] વધાઈની બક્ષિસ

પોસ-ડો(-દો)ડો પું. [જુઓ 'પોસ²' + 'ડો(-દો)ડો.'] ખસખસનો ડોડો

પોસવું સ. ક્રિ. [સં. पुष्-पोष्- > પ્રા. पोस, પ્રા. તત્સમ] જુઓ 'પોષવું (૧-૨).' પોસાવું¹ કર્મણિ., ક્રિ. [લાકડું

પોસારિયું વણવાની સાળમાં રાચની નીચે બાંધવામાં આવતું

પોસાવું¹ જુઓ 'પોસવું'માં

પોસાવું² અ. ક્રિ. પાલવવું માફક આવવું. અનુકૂળ આવવું પરવડવું. [-તું (રૂ.પ્ર.) મોટું, પ્રૌઢ]

પોસાપોસ્ય સ્ત્રી. સંખેડા તરફ રમાતી એ નામની એક રમત

પોસાળ જુઓ 'પોશાળ.'

પોસો પું. [સં. पौषध- > પ્રા. पोसह] જુઓ 'પોષધ.'

પોસ્ટ પું. [અં.] થાંભલો, ખંભો. (૨) સ્ત્રી. (હોદ્દા કે નોકરીની) જગ્યા, હોદ્દો. (૩) ટપાલ-ખાતું. (૪) (લા.) ટપાલ, ડાક. [૦ કરવું (રૂ. પ્ર.) ટપાલના ભૂંગળામાં નાખવું]

પોસ્ટ-ઑફિસ સ્ત્રી. [અં.] ટપાલની કચેરી, ડાક-ખાનું

પોસ્ટ-કાર્ડ ન. [અં.] ટપાલ લખવાનું પત્તું

પોસ્ટ-ક્લાર્ક વિ. [અં.] ટપાલ-કચેરીનો કોઈ પણ કારકુન

પોસ્ટ-ખાતું ન. [+ જુઓ 'ખાતું.'] ટપાલનું સમગ્ર તંત્ર, ટપાલ-ખાતું

પોસ્ટ-માર્ક પું., ન. [અં.] ટપાલ-ખાતાની લાગેલી છાપ

પોસ્ટ-માસ્ટ(-સ્ત)ર પું. [અં. પોસ્ટ્-માસ્ટર્] ટપાલની કચેરીમાં-નો વડો અધિકારી

પોસ્ટ-માસ્ટ(-સ્ત)ર-જનરલ પું. [અં.] પ્રાંતની બધી ટપાલ-કચેરીઓ ઉપર દેખરેખ રાખનાર વડો અધિકારી, વિભાગીય ઉપરી અમલદાર

પોસ્ટ-મૅન પું. [અં.] (ઘેર ઘેર તેમ ગામડે ગામડે પણ ટપાલ પહોંચાડનાર) બેપિયો, ટપાલિયો, ટપાલી

પોસ્ટ-મૉર્ટ(-ટે)મ ન. [અં.] અકસ્માત કે ખૂનના પ્રકારના મરણની મરણોત્તર તપાસ. [૦ કરવું (રૂ. પ્ર.) નુકસાનમાં ઉતારવું]

પોસ્ટર ન. [અં.] દીવાલ ઉપર લગાવવાનું તે તે માહિતીવાળું (અ-ચિત્ર કે સ-ચિત્ર) પતાકડું (નાનું કે મોટું). (૨) જાહેરનામું

પોસ્ટલ વિ. [અં.] પોસ્ટને લગતું, ટપાલને લગતું

પોસ્ટલ વાન ન., સ્ત્રી. [અં.] ટપાલ લઈ જનારું વાહન (મોટે ભાગે રેલ-ગાડીનો ડબો કે ઢાંકેલી નાની ટ્રક)

પોસ્ટે(૦ઈ)જ ન. [અં.] ટપાલ મારફત મોકલાતી ચીજ વસ્તુઓ ઉપરનું ખાતાનું નૂર. (૨) એટલા નૂરની ટિકિટો

પોહ¹ (પોઃ) જુઓ 'પો.¹'

પોહ², ૦ પોહ (પોઃ -પોઃ) કે. પ્ર. [રવા.] ગાય ભેંસ

ઘોડા વગેરેને નવાણ વગેરેમાં પાણી પાતી વખતે બોલાતો ઉદ્ગાર
પોહાલ (-લ્ય), -લય સ્ત્રી. નવી ખેડાયેલી જમીન
પોહે કે.પ્ર. [રવા.] જુઓ 'પોહ.[૨]'
પોળ (-ળ્ય) સ્ત્રી. [સં. प्रतोली> પ્રા. पओली, पोली] નાની કે મોટી શેરીનો દરવાજો. (૨) (લા.) એવા દરવાજાવાળી હોય તે દરેક શેરી. [-ળે જવું. (-ળ્યે-) (રૂ. પ્ર.) (પહેલાં પોળને નાકે જાજરૂ રહેતાં એટલે) જાજરૂ જવું]
પોળવું અ.ક્રિ. ધરવ થવાથી (પશુનું) સ્થિર થઈ જવું
પોળિયો વિ., પું. [સં. प्रतोलिक-क-> પ્રા. पओलिअअ-पोलिअअ-] પોળને દરવાજે રક્ષણ કરનાર નોકર, દ્વારપાળ, દરવાન
પોળી સ્ત્રી. [સં. पोलिका> પ્રા. पोलिआ] જુઓ 'પૂરી.'
પોં (પૉં) સ્ત્રી. [રવા.] અધોવાયુ છૂટવાનો અવાજ. (૨) લાંબી નળીના આકારનું એક વાદ્ય. (૩) એવા વાદ્યનો અવાજ
પોંક(-ખ) (પૉંક,-ખ) પું. [સં. पृथुक-> પ્રા. पुहुक्क-] ઘઉં બાજરી જુવાર વગેરેનાં કણે ચડેલાં ડૂંડાં-ડૂંડી શેકીને દાણા છૂટા પાડ્યા હોય તે ખાદ્ય. [૦ ઉતારવો, ૦ પાડવો (રૂ.પ્ર.) માર મારવો]
પોંકણું (પૉંકણું) જુઓ 'પોંખણું.'
પોંકવું (પૉંકવું) જુઓ 'પોંખવું.'
પોંક(-ખ)લું (પૉંક(-ખ)લું) ન. [જુઓ 'પોંક(-ખ)' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] કણે ચડેલું ડૂંડું
પોંકાવવું, પોંકાવું (પૉંકા-) જુઓ 'પોંખ(-ક)વું'માં.
પોંકિ(-ખિ)યું (પૉંકિ(-ખિ)યું) ન. [જુઓ 'પોંક(-ખ)' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પોંક પાડવા માટેનું તે તે તાજું ડૂંડું કે ડૂંડી. (૨) કાંટિયા-વરણને મહેસૂલ વિના આપવામાં આવતી જમીન. (૩) શાક વગેરે વઘારવામાં વપરાતું એક જાતનું છરું
પોંખ(-ક)ણું (પૉંખ(-ક)ણું) ન. [જુઓ 'પોંખ(ક)વું' + ગુ. 'અણું' ત.પ્ર.] લગ્નાદિ માંગલિક પ્રસંગે વરકન્યા કે જનોઈમાં બળવાને નાનાં ધૂંસરી મુસળ રવૈ અને ત્રાકથી પ્રોક્ષણ કરી વધાવવું એ. (૨) પોંખવાનું ધૂંસરી વગેરે સાધન. [૦ ઉતારવું, ૦ કરવું (રૂ.પ્ર.) સખત માર મારવો]
પોંખલું (પૉંખલું) જુઓ 'પોંકલું.'
પોંખ(-ક)વું (પૉંખ(-ક)વું) સ.ક્રિ. [સં. प्रोक्ष्-> પ્રા. पोक्ख-] પોંખણું કરવું. [પોંખી(-કી) નાખ(-ના)ખવું (પૉંખી(-કી)-) (રૂ.પ્ર.) સખત માર મારવો]. પોંખા(-કા)વું (પૉંખા(-કા)વું) કર્મણિ, ક્રિ. પોંખા(-કા)વવું (પૉંખા(-કા)વવું) પ્રે., સ.ક્રિ.
પોંખા(-કા)વવું, પોંખા(-કા)વું (પૉંખા(-કા)-) જુઓ 'પોંખ(-ક)વું'માં.
પોંખિયું (પૉંખિયું) જુઓ 'પોંકિયું.' [વાંસની નળી
પોંગી (પૉંગી) સ્ત્રી. પેરાઈ. (૨) ચાર-પાંચ આંગળની
પોંગું (પૉંગું) વિ. મૂર્ખ
પોંચા-ખાનું (પૉંચા-) જુઓ 'પોચા-ખાનું.'
પોંછવું (પૉંછવું) સ.ક્રિ. [સં. प्रोक्ष-> પ્રા. पोक्ख, पोच्छ-] (લૂગડાથી) લોહવું, લૂછવું. પોંછાવું (પૉંછાવું) કર્મણિ., ક્રિ. પોંછાવવું (પૉંછાવવું.) પ્રે., સ.ક્રિ.
પોંછાવવું, પોંછાવું (પૉંછા-) જુઓ 'પોછવું'માં.
પોંઢી (પૉંઢી) સ્ત્રી. એ નામની માછલીની એક જાત
પોંતરવું (પૉંતરવું) અ.ક્રિ. ખસી જવું. (૨) સ.ક્રિ ભૂલી જવું. પોંતરાવું (પૉંતરાવું) ભાવે, કર્મણિ., ક્રિ પોંતરાવવું (પૉંતરાવવું) પ્રે.,સ.ક્રિ.
પોંદવું (પૉંદવું) અ.ક્રિ. [રવા.] કાદવમાં ચાલવું. (૨) સ.ક્રિ. ખૂંદવું, કચડવું, ગૂંદવું. પોંદાવું (પૉંદાવું) ભાવે., કર્મણિ, ક્રિ. પોંદાવવું (પૉંદાવવું) પ્રે., સ.ક્રિ.
પોંદાવવું, પોંદાવું (પૉંદા-) જુઓ 'પોંદવું'માં.
પોંદી (પૉંદી) સ્ત્રી. ગુદા [છૂંદાયેલી ચીજ
પોંદો (પૉંદો) પું. [જુઓ 'પોંદવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.]
પોંધો (પૉંધો) પું. વરત તથા કોસને સાંધનારો લાકડાનો ટુકડો. (૨) કુંભાર લોકનું ગધેડું બાંધવાનું સાધન. (૩) (લા.) ખોટું બોલવું એ, ગપાટો
પોંવાડિયો જુઓ 'પોવાડિયો'-'કુવાડિયો.'
પૌ[૧] સ્ત્રી. [સં. प्रभा> પ્રા. पहा] પ્રકાશની રેખ, કિરણ, જ્યોત [પાણીથી છલકાઈ જવું એ
પૌ[૨] જુઓ 'પ્યાઉ.' (૨) વરસાદની ઋતુમાં નીચી જમીનનું
પૌ[૩] સ્ત્રી. પાનાં અને પાસાની રમતનો એક દાણો
પૌઆ(-વા) જુઓ 'પૌંઆ.'
પૌગંડ (પૌગણ્ડ) વિ. [સં.] પાંચથી દસ વર્ષની ઉંમરનું. (૨) ન. પાંચથી દસ વર્ષ વચ્ચેની ઉંમર
પૌગંડ-વય (પૌગણ્ડ-) ન., સ્ત્રી. [+ સં. वयस् ન., પૌગંડાવસ્થા (પૌગણ્ડાવ.) સ્ત્રી. [+ સં. अव-स्था] જુઓ 'પૌગંડ(૨).'-'પચુબટી' (કિ.મ.) [છે તે આસન
પૌંડી સ્ત્રી. મદારી રમત વખતે જેના ઉપર વાંદરાને બેસાડે
પૌત્ર પું. [સં.] પુત્રનો પુત્ર, પોતરો
પૌત્રી સ્ત્રી. [સં.] પુત્રની પુત્રી, પોતરી
પૌદ્ગલિક વિ. [સં.] પુદ્ગલને લગતું, જીવ-સંબંધી. (જૈન.)
પૌનઃપુન્ય ન. [સં.] વારંવાર બનવું એ, 'ફ્રિક્વન્સી'
પૌર વિ. [સં.] પુર કે નગરને લગતું, નગર સંબંધી, 'સિવિલ' (મ.ર.). (૨) નગરવાસી, શહેરી, નાગરિક
પૌર-જન પું. [સં.] નગરવાસી, નાગરિક, શહેરી જન
પૌરવ વિ. [સં.] ઐલવંશી યયાતિ રાજાના પુત્ર પુરુના વંશનું
પૌરવી સ્ત્રી. [સં.] પૌરવ સ્ત્રી. (૨) મધ્ય ગ્રામની સાતમાંની એક મૂર્છના. (સંગીત.) [નગર-શેઠ
પૌર-વૃદ્ધ વિ.,પું. [સં.] નગરનો સૌથી વડો આગેવાન,
પૌર-શાસ્ત્ર ન. [સં.] નાગરિક શાસ્ત્ર, 'સિવિક્સ' (પો.ગો.)
પૌરસ્ત્ય વિ. [સં.] પૂર્વ દિશાને લગતું, પૂર્વ દિશાનું
પૌર-સ્ત્રી સ્ત્રી. [સં.] નગરની સ્ત્રી, શહેરી સ્ત્રી
પૌરાણિક વિ. [સં.] પુરાણ-ગ્રંથોને લગતું, પુરાણોમાંનું. (૨) પું. પુરાણો વાંચી ગુજરાન ચલાવનાર બ્રાહ્મણ, પુરાણી
પૌરાતત્ત્વિક વિ. [સં.] પુરાતત્ત્વ-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર, 'આર્કિયોલૉજિસ્ટ' (કે. હ.)
પૌરાધિકાર પું. [સં. पौर + अधि-कार] નાગરિક તરીકેનો હક
પૌરાધ્યક્ષ પું. [સં. पौर + अध्यक्ष] જુઓ 'નગર-પતિ.'
પૌરાંગના (પૌરાઙ્ગના) સ્ત્રી. [સં. पौर + अङ्गना] જુઓ 'પૌર-સ્ત્રી.'

**પૌરુષ** વિ. [સં.] પુરુષને લગતું. (૨) ન. પુરુષાતન, શૂરાતન, મરદાઈ. (૩) (લા.) ઉદ્યોગ, ઉદ્યમ, પુરુષાર્થ. (૪) સાહસ કર્મ

**પૌરુષ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [+ સં., પું.] મૂત્રાશયની નજીકની [એક ગાંઠ, 'પ્રોસ્ટેટ ગ્લૅન્ડ'

**પૌરુષ-ભાવ** પું. [સં.] પુરુષપણું, મરદાઈ

**પૌરુષેય** વિ. [સં.] પુરુષને લગતું, પુરુષે—માણસે રચેલું

**પૌરુષેય-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] પૌરુષ હોવાપણું

**પૌરોહિત્ય** ન. [સં.] પુરોહિતનું કાર્ય, ગોરપણું, ગોરપદું

**પૌર્ણમાસ** પું. [સં.] પૂનમને દિવસે વેદ કાલમાં થતો એક યજ્ઞ

**પૌર્ણમાસિક** વિ. [સં.] પૂનમને લગતું, પૂનમને દિવસે થતું

**પૌર્ણમાસી, પૌર્ણિમા** સ્ત્રી. [સં.] જુઓ 'પૂનમ.'

**પૌર્વ-દેહિક** વિ. [સં.] પૂર્વજન્મ સંબંધી, પૂર્વજન્મના દેહ સંબંધી

**પૌર્વાત્ય** વિ. [જેમ સં. पश्चिम પરથી पाश्चिमात्य ન થતાં पश्च ઉપરથી पाश्चात्य થાય છે તે જ રીતે पूर्व ઉપરથી पौर्वात्य ન થતાં पुरस् ઉપરથી पौरस्त्य થાય છેઃ તેથી આ पौर्वात्य સં.માં સ્વીકાર્ય નથી.] જુઓ 'પૌરસ્ત્ય.'

**પૌર્વાપર્ય** ન. [સં.] પૂર્વાપર હોવાપણું, આગળ-પાછળ હોવાપણું, અનુક્રમ, 'સિક્વન્સ' (આ. બા.)

**પૌર્વિક** વિ. [સં.] પૂર્વ દિશાને લગતું. (૨) પૂર્વ સમયને લગતું, પ્રાચીન

**પૌલસ્ત્ય** પું. [સં.] પુલસ્ત્ય ઋષિનો તે તે પુત્ર—કુબેર રાવણ કુંભકર્ણ વિભીષણ. (સંજ્ઞા.)

**પૌલોમી** સ્ત્રી. [સં.] પુલોમાની પુત્રી ઇંદ્રાણી. (સંજ્ઞા.)

**પૌવા** જુઓ 'પૌંઆ.'

**પૌષ** પું. [સં.] હિંદુ કાર્તિકાદિ વર્ષનો ત્રીજો મહિનો. (સંજ્ઞા.)

**પૌષધ** પું. [સં.] જુઓ 'પોશધ.'

**પૌષધ-ક્રિયા** સ્ત્રી. [સં.] પોસો કરવો એ. (જૈન)

**પૌષધ-વ્રત** ન. [સં.] પોસો કરવાનું વ્રત. (જૈન.)

**પૌષધ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'પોશધ શાળ.'

**પૌષધિક** વિ. [સં.] પોસો કરનારું, પૌષધ કરનારું. (જૈન.)

**પૌષી** વિ., સ્ત્રી. [સં.] પોસી પૂનમ

**પૌષ્ટિક** વિ. [સં.] પુષ્ટિ કરનારું, સારું પોષણ કરનારું, [બળ દેનારું

**પૌંઆ(-વા)** પું., [સં. पृथुकक- > પ્રા. पुहुअअ-] શેકેલી કાચી ડાંગર (ફોતરાં વિનાની). [૦ ખંડાવા (-ખણ્ડાવા) (રૂ. પ્ર.) માર પડવાથી કચ્ચર થવી. (૨) નુકસાનમાં આવી પડવું]

**પ્યાઉ** ન. [હિં. પું., સં. पिब > પ્રા. पिव નો વિકાસ] પાણીનું પરબ

**પ્યાજ** સ્ત્રી. [ફા. પિયાજ્] ડુંગળી, કાંદા

**પ્યાજી** વિ [ફા.] ડુંગળીના જેવા રંગવાળું, હલકા ગુલાબી રંગનું. (૨) (લા.) મિજાજી અને હલકા સ્વભાવનું. (૩) ન ઘઉં સાથે ઉત્પન્ન થતું એક ધાન્ય

**પ્યાદી(-દે)-મહાત** (-માત્ત), **પ્યાદી(-દે)-માત** વિ [ફા. પ્યાદહ્-માત્] શેતરંજની રમતમાં મહાત થયેલું (બાદશાહ વગેરે મહોરું)

**પ્યાદું** વિ. [ફા. પિયાદહ્] પગપાળું ચાલનારું. (૨) ન. પાયદળનો સિપાઈ (૩) શેતરંજની રમતમાં સિપાઈનું મહોરું

**પ્યાર** પું. [સં. प्रिय- > પ્રા. पिअ દ્વારા અપ. पिआर, पियार વિ] પ્રેમ, પ્રીતિ, ચાહ, સ્નેહ

**પ્યાર-પત્રિકા** સ્ત્રી [+ સં.] પ્રેમ-પત્રિકા

**પ્યારી** વિ., સ્ત્રી. [જુઓ 'પ્યારું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વહાલી સ્ત્રી, પ્રિયતમા

**પ્યારું** વિ. [જુઓ 'પ્યાર;' અપ. पिआरअ-, पियारअ-] પ્રિય, વહાલું

**પ્યાલા-બાજી** સ્ત્રી. [જુઓ 'પ્યાલું, + ફા.] (લા.) દારૂની [મહેફિલ

**પ્યાલી** સ્ત્રી. [જુઓ 'પ્યાલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પ્યાલો, નાનું પવાલું, કટોરી. [૦ **અડાડવી, ૦ ચઢા(-ઢા)વવી,** ૦ પીવી, ૦ લેવી (રૂ. પ્ર) દારૂ પીવો]

**પ્યાલી-ઉત્સવ** પું. [+ સં], **પ્યાલી-પાર્ટી** સ્ત્રી. [+ અં.] જુઓ 'પ્યાલા-બાજી.'

**પ્યાલું** ન., **-લો** પું. [ફા. પિયાલહ્] પવાલું, ઠીબો કટોરો. [**-લો પીવો** (રૂ. પ્ર) (કોઈના) શિષ્ય થવું. (૨) ધર્મ-ભ્રષ્ટ થવું. **-લો ફાટવો** (રૂ પ્ર.) ખૂબ જ ખુશી થવું, **-લો ભરાઈ જવો** (કે રહેવો) (-રેઃવો) ((રૂ. પ્ર.) મોત આવવું]

**પ્યાસ** સ્ત્રી. [સં. पिपासा > પ્રા. पिआसा > હિં.] તૃષા, તરસ, પાણીની ઘખ

**પ્યાસું** વિ. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] તૃષાતુર, તરસ્યું

**પ્યુનિટિવ** વિ. [અં.] ગુના માટે શિક્ષા-રૂપ સજા તરીકેનું

**પ્ર-** ઉપ. [સં.] આગળ-મોખરે-પ્રકર્ષ-ઘણું-બહાર-મોટું-ઊતરતી કે ચડતી કક્ષાનું વગેરે અર્થ આપનારો સં. ઉપસર્ગ (નીચે અનેક તત્સમ સં. શબ્દો મળ્યા છે)

**પ્ર-ક(-ગ)ટ** વિ. [સં. प्र-कट] ખુલ્લું, ઉઘાડું. (૨) પ્રત્યક્ષ. (૩) પ્રસિદ્ધ, પ્રકાશિત, બહાર પડેલું. (૪) ક્રિ. વિ. ખુલ્લી રીતે, જાહેર રીતે, બધા જાણે જુએ એ રીતે. (૫) સાક્ષાત્

**પ્રકટ-તા** સ્ત્રી. [સં.] પ્રગટ હોવાપણું, પ્રાકટ્ય

**પ્રક(-ગ)ટવું** અ. ક્રિ. [જુઓ 'પ્રક(-ગ)ટ,' ના. ધા.] જાહેર થવું, ખુલ્લામાં આવવું. (૨) (પુસ્તકનું) પ્રસિદ્ધ થવું. **પ્રક(-ગ)ટાવું** ભાવે., ક્રિ. **પ્રક(-ગ)ટાવવું** પ્રે., સ ક્રિ

**પ્રક(-ગ)ટાવવું, પ્રક(-ગ)ટાવું** જુઓ 'પ્રક(-ગ)ટવું'માં.

**પ્રકટિત** વિ. [સં.] પ્રગટ થયેલું, ખુલ્લામાં દેખાતું

**પ્રકટી-કરણ** ન. [સં.] પ્રગટ કરવું એ, વ્યક્ત કરવું એ. (૨) ગૂઢ વાતની જાહેરાત. (૩) વસ્તુની રજૂઆત, 'એક્સ્પ્રેશન'. (અ.રા.) (૪) વિકાસ, 'એવોલ્યુશન'

**પ્ર-કથન** ન. [સં.] જાહેરાત

**પ્ર-કર** પું. [સં.] સમૂહ, જથ્થો, ઢગલો

**પ્ર-કરણ** ન. [સં.] પ્રસંગ, વિષય, બાબત. (૨) કોઈ પ્રસંગ કે બાબત વિશેનો પૂરો મામલો. (૩) બનાવ, પ્રસ્તાવ. (૪) ગ્રંથનો વિષય-વાર કે પ્રસંગ-વાર વિભાગ (૫) અંગ-પ્રતિપાદક વાક્યની અપેક્ષાવાળું પ્રધાન વાક્ય. (વેદાંત.) (૬) કલ્પિત પાત્રો અને પ્રસંગોવાળું સંસ્કૃત નાટક, સામાજિક સંસ્કૃત નાટક. (નાટ્ય.) [૦ **ઉકેલવું, ૦ ઉઘાડવું, ૦ કાઢવું, ૦ માંડવું** (રૂ પ્ર) લંબાણથી વાત કરવી]

**પ્રકરણ-બાહ્ય** વિ. [સં.] વિષય કે બનાવથી બંધાયેલું

**પ્રકરણિકા, પ્રકરણી** સ્ત્રી. [સં.] કાલ્પનિક પ્રસંગો અને પાત્રોવાળું ચાર અંકોનું સ્ત્રીપ્રધાન સંસ્કૃત નાટક. (નાટ્ય.)

**પ્રકરિકા, પ્રકરી** સ્ત્રી [સં.] નાટકમાંની એક નાની ઉપ-

કથા. (નાટ્ય) (૨) નાટ્યની વસ્તુના પ્રાસંગિક બે વિભાગોમાંનો એક વિભાગ. (નાટ્ય.) (૩) નાટકમાં પ્રયોજન-સિદ્ધિમાંનાં પાંચમાંનું એક. (નાટ્ય.)

**પ્ર-કર્ષ** પું. [સં.] ઉત્તમતા, શ્રેષ્ઠતા. (૨) અત્યંતપણું, 'ઇન્ટેન્સિટી.' (૩) ઉદય, અભ્યુદય, ચડતી

**પ્ર-કલ્પ** પું. [સં.] વ્યવસ્થા, ગોઠવણ. (૨) આયોજન, 'સ્કીમ.' (૩) ઉત્તમ આચરણ. (જૈન.)

**પ્ર-કલ્પના** સ્ત્રી. [સં.] નક્કી વહેંચી આપવું એ, વિ-તરણ

**પ્ર-કલ્પિત** વિ. [સં.] કલ્પેલું, ગોઠવેલું, રચેલું. (૨) નક્કી કરેલું, ઠરાવેલું

**પ્ર-કંપ** (-કમ્પ) પું., -પન ન. [સં.] પ્રબળ ધ્રુજારો

**પ્ર-કંપિત** (-કમ્પિત) વિ. [સં.] ખૂબ જ ધ્રૂજી ઊઠેલું

**પ્ર-કંપી** (-કમ્પી) વિ. [સં., પું.] પ્રબળ રીતે ધ્રૂજ્યા કરનારું

**પ્રકંમા** સ્ત્રી. [સં. परिक्रमा, ઉતાવળું ઉચ્ચારણ] જુઓ 'પરિ-ક્રમા.' [મરજી માફક

**પ્ર-કામ** વિ., ક્રિ.વિ. [સં.] અત્યંત, અતિશય. (૨) યથેચ્છ,

**પ્ર-કાર** પું. [સં.] રીત, તરેહ, વિધા. (૨) ભેદ, જાત, વર્ગ, 'ટાઇપ.' (૩) બનાવટ, 'પ્રોસેસ.' (૪) ઢાંચો, ઢાળો, 'પૅટર્ન'

**પ્રકાર-ભેદ** પું. [સં.] જુદો પ્રકાર, જુદી રીત. (૨) જુદી બનાવટ [ભેદ બતાવનારું

**પ્રકાર-વાચક** વિ. [સં.] રીત કે તરેહ બતાવનારું. (વ્યા.) (૨)

**પ્રકારાંતર** (પ્રકારાન્તર) પું. [સં. प्रकार + अन्तर ન.] બીજો પ્રકાર, બીજી રીત

**પ્ર-કાશ** પું. [સં.] જ્યોતિ, તેજ, દીપ્તિ, રોશની. (૨) ઉજાશ, અજવાળું. (૩) ચળકાટ, ભભક. (૪) પ્રગટ થવું એ. (૫) પ્રસિદ્ધિ, જાહેરાત. (૬) સંગીતનો એક અલંકાર. (સંગીત.) (૭) (લા.) ખુલાસો. [**૦ પડવો** (રૂ.પ્ર.) સ્પષ્ટતા થવી. **૦ પાડવો** (રૂ.પ્ર.) છાનું કે અલક્ષ્ય અથવા ન સમજાય તેવું ખુલ્લું કરી બતાવવું **૦ મારવો** (રૂ. પ્ર.) પ્રકાશનાં કિરણ નાખવાં. **૦માં મૂકવું, ૦માં લાવવું** (રૂ. પ્ર.) જાહેરમાં લાવવું, ખુલ્લું કરી બતાવવું]

**પ્રકાશક** વિ. [સં.] પ્રકાશ પાથરનાર, ઉજાશ કરનાર. (૨) પ્રસિદ્ધ કરનાર, પ્રગટ કરનાર, પ્રસિદ્ધિ-કર્તા

**પ્રકાશ-કણ** પું. [સં.] તેજનો નાનો અંશ, પ્રકાશનો નાનો અણુ, 'ફોટોન'

**પ્રકાશક-તા** સ્ત્રી. [સં.] પ્રકાશક હોવાપણું

**પ્રકાશ-કાર** વિ. [સં.] જુઓ 'પ્રકાશક' (૨) 'પ્રકાશ' નામની ટીકાનો તે તે ગ્રંથ લખનાર

**પ્રકાશ-કિરણ** ન. [સં.] પ્રકાશની છૂટતી રેખા

**પ્રકાશ-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] જેના ઉપર પ્રકાશ પડતો હોય તે બિંદુ, 'ફોકસ'

**પ્રકાશ-તરંગ** (-તરઙ્ગ) પું. [સં.] પ્રકાશનું તે તે મોજું

**પ્રકાશ-ત્વ** ન. [સં.] પ્રકાશ હોવો યા આપવો એ 'લ્યુમિનોસિટી'

**પ્ર-કાશન** ન. [સં.] પ્રસિદ્ધ કરવું એ, પ્રગટ કરવું એ, જાહેર કરવું એ. (૨) પ્રસિદ્ધ થયેલું તે તે પુસ્તક, 'પબ્લિકેશન'

**પ્રકાશન-કાર્ય** ન. [સં.] જુઓ 'પ્રકાશન(૧).'

**પ્રકાશન-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] પુસ્તક વગેરે પ્રસિદ્ધ કરવાનું અને જાહેરાતનું કામ કરનારું તંત્ર, પ્રકાશન-વિભાગ

**પ્રકાશન-પ્રવૃત્તિ** સ્ત્રી. [સં.] પુસ્તકો વગેરેની પ્રસિદ્ધિનું અને જાહેરાતનું કામકાજ

**પ્રકાશન-મંદિર** (-મન્દિર) ન. [સં.] ગ્રંથ-પ્રસિદ્ધિ અને જાહેરાતનું કામકાજ જ્યાં થતું હોય તે સ્થાન

**પ્રકાશન-વિભાગ** પું. [સં.] જુઓ 'પ્રકાશન-ખાતું.'

**પ્રકાશન-સમિતિ** સ્ત્રી. [સં.] કયા ગ્રંથ છાપવા અને કયા ન છાપવા વગેરેનો વિચાર કરનારી કમિટી

**પ્રકાશનીય** વિ. [સં.] છપાવી પ્રસિદ્ધ કરવા જેવું

**પ્રકાશનીય-તા** સ્ત્રી. [સં.] પ્રકાશ કરવા જેવી સ્થિતિ

**પ્રકાશ-પટ** પું. [સં.] પ્રકાશનો પટ્ટો, તેજનો પટ્ટો

**પ્રકાશ-મય** વિ. [સં.] તેજોમય, પ્રકાશથી ઝળાંઝળાં થયેલું

**પ્રકાશમય-તા** સ્ત્રી. [સં.] પ્રકાશની વ્યાપકતા

**પ્ર-કાશમાન** વિ. [સં.] પ્રકાશતું, પ્રકાશ પાથરી રહેલું

**પ્રકાશમાન-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] પ્રકાશતું હોવાપણું

**પ્રકાશ-માપ** ન. [+ જુઓ 'માપ.'] તેજની ગણતરી, દ્યુતિ-માન, 'કૅન્ડલ-પાવર'

**પ્રકાશ-માપક** ન. [સં.] પ્રકાશ માપવાનું યંત્ર, 'ફોટો-મીટર'

**પ્રકાશ-માપન** ન. [સં.] પ્રકાશ માપવો કે માપવાની વિદ્યા, 'ફોટોમિટ્રી'

**પ્રકાશ-માર્ગ** પું. [સં.] પ્રકાશના પથરાવાનો રસ્તો

**પ્રકાશ-યુગ** પું. [સં.] (લા.) જાગૃતિનો સમય

**પ્રકાશ-રશ્મિ** ન. [સં., પું.] તેજનું કિરણ

**પ્રકાશ-રેખા** સ્ત્રી. [સં.] પ્રકાશની લીટી

**પ્રકાશ-લેખ** પું. [સં.] છબી, 'ફોટો' [(દ.ભા.)

**પ્રકાશ-લેખન** ન. [સં.] છબી પાડવાની કળા, 'ફોટોગ્રાફી'

**પ્રકાશ-વર્ષ** ન. [સં.] એક સેકંડમાં હવામાં આશરે ૧,૮૬,૦૦૦ માઇલની ગતિએ જતું પ્રકાશનું કિરણ એક **વર્ષમાં** કાપે એ અંતર (પ્રકાશ-વર્ષ=૧૮૬,૦૦૦ × ૬૦ × ૬૦ × ૨૪ × ૩૬૫ ૧/૪. ૧ પ્રકાશવર્ષ=૫૮૦૦ અબજ માઇલ અથવા ૯૨૮૦ અબજ કિ.મી.)

**પ્રકાશ-વાન** વિ. [+ સં. °वान् પું.] પ્રકાશવાળું

**પ્રકાશ-વિકિરણ** ન. [સં.] પ્રકાશનું વેર-વિખેર થઈ જવું એ

**પ્રકાશ-વિઘટન** ન. [સં.] પ્રકાશનું પૃથક્કરણ

**પ્રકાશ-વિજ્ઞાન** ન., **પ્રકાશ-વિદ્યા** સ્ત્રી. [સં.] પ્રકાશ સંબંધી વિદ્યા, 'ઑપ્ટિક્સ'

**પ્રકાશ-વિષયક** વિ. [સં.] પ્રકાશને લગતું

**પ્રકાશવું** અ. ક્રિ. [સં. प्र-काश् તત્સમ] તેજ પાથરવું, ઉજાશ આપવો, પ્રકાશિત થવું. (૨) જાહેરમાં આવવું. (૩) (લા.) શોભી ઊઠવું [હેરફેર

**પ્રકાશ-વ્યાપાર** પું. [સં.] પ્રકાશની હિલચાલ, પ્રકાશની

**પ્રકાશ-શક્તિ** સ્ત્રી. [સં.] તેજનું બળ

**પ્રકાશ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'પ્રકાશ-વિજ્ઞાન.'

**પ્રકાશ-શૂન્ય** વિ. [સં.] પ્રકાશ વિનાનું

**પ્રકાશાત્મક** વિ. [+ સં. आत्मन् + क] જુઓ 'પ્રકાશ-મય.'

**પ્રકાશાભાવ** પું. [+ સં. अ-भाव] પ્રકાશનું ન હોવાપણું

**પ્રકાશાભેદ્ય** વિ. [+સં. अ-भेद्य] પ્રકાશથી ભેદી ન શકાય તેવું

**પ્રકાશાવરણ** ન. [+સં. આ-વરણ] પ્રકાશનું ઢાંકણ, તેજનું આચ્છાદન

**પ્ર-કાશિત** વિ. [સં.] ઊજળું કરેલું. (૨) છપાવી પ્રસિદ્ધ કરેલું

**પ્રકાશિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] પ્રકાશવાળી સ્થિતિ

**પ્રકાશી** વિ. [સં., પું.] પ્રકાશવાળું, પ્રકાશ-વાન

**પ્રકાશોત્પાદક** વિ. [+સં. उत्पादक] પ્રકાશ પ્રગટાવનારું

**પ્રકાશોપચાર** પું. [+સં. उप-चार] સૂર્યનાં કિરણ દર્દી ઉપર પડે એ રીતની અપાતી સારવાર

**પ્ર-કાશ્ય** વિ. [સં.] જુઓ 'પ્ર-કાશનીય.'

**પ્રકાશ્ય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રકાશનીય-તા.'

**પ્ર-કાંડ** (-કાણ્ડ) પું. [સં.] ડાળું. (૨) વિ. મોટા વિસ્તારવાળું, વિસ્તીર્ણ. (૩) (લા.) મહાન, મોટું, પ્રખર. (૪) ઉત્તમ, શ્રેષ્ઠ, વખણાયેલું

**પ્ર-કીર્ણ** વિ. [સં.] વિખેરાઈ છૂટું પડી ગયેલું. (૨) (લા.) જુદી જુદી જાતનું, પરચૂરણ, 'મિસેલેનિયસ.' (૩) સેળભેળ થયેલું [ઉશ્કેરાયેલું

**પ્ર-કુપિત** વિ. [સં.] ખૂબ ગુસ્સે થયેલું. (૨) ખૂબ

**પ્ર-કૃત** વિ. [સં.] અ-વિકૃત, વિકાર ન પામેલું, મૂળ-ભૂત. (૨) પ્રકરણ-પ્રાપ્ત, પ્રાસંગિક, જેની વાત ચાલતી હોય તેવું, પ્ર-સ્તુત, ચાલુ

**પ્રકૃત-તા** સ્ત્રી. [સં.] પ્રાસંગિક-તા, પ્રસ્તુત-તા

**પ્ર-કૃતિ** સ્ત્રી. [સં.] સ્વભાવ, તાસીર, મૂળભૂત સ્થિતિ. (૨) કુદરતી બંધારણ, સ્વરૂપાવસ્થા, 'કૉન્સ્ટિટ્યુશન' (દ. બા.). (૩) ગુણ-લક્ષણ, ધર્મ. (૪) કુદરત. (૫) જગતના ઉપાદાન કારણરૂપે રહેલું જડ તત્ત્વ. (સાંખ્ય.) (૬) જીવભૂત પરા અને જડરૂપ અપરા એવા બે સ્વરૂપવાળું જીવ-જગતનું એક કારણ. (ગીતા.) (૭) માયા. (શાંકર વેદાંત.). (૮) અમાત્ય-વર્ગ, પ્રધાનો. (૯) પ્રજા. (૧૦) જેને પ્રત્યયો અનુગો વગેરે લાગે છે તેવું શબ્દનું મૂળ સ્વરૂપ, અંગ, 'બેઇઝ.' (વ્યા.)

**પ્રકૃતિ-કારણ-વાદ** પું. [સં.] જડ-ચેતન સમગ્ર સૃષ્ટિનું મૂળ કારણ સાંખ્યની જડ પ્રકૃતિ છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, જડ દ્રવ્યમાંથી વિશ્વની ઉત્પત્તિનો સિદ્ધાંત, સાંખ્ય-સિદ્ધાંત, 'નેચરાલિઝમ' (ન. દે.), 'મૅટીરિયાલિઝમ' (ન.દે.). (સાંખ્ય.)

**પ્રકૃતિકારણવાદી** વિ. [સં., પું.] પ્રકૃતિકારણ-વાદમાં માનનારું, સાંખ્યવાદી

**પ્રકૃતિ-કાવ્ય** ન. [સં.] કુદરતની લાક્ષણિકતાઓને મૂર્ત કરતી કવિતા [કૃપણતાની તાસીરવાળું

**પ્રકૃતિ-કૃપણ** વિ. [સં.] સ્વભાવથી જ સંકુચિત દિલવાળું,

**પ્રકૃતિ-કોપ** પું. [સં.] કુદરતનો કોપ, કુદરત રૂઠવી એ

**પ્રકૃતિ-ગુણ** પું. [સં.] સ્વભાવથી પ્રાપ્ત ગુણ-લક્ષણ, સ્વાભાવિક ધર્મ કે ગુણ-લક્ષણ

**પ્રકૃતિ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] કુદરતી નિયમોને અધીન રાખી કરવામાં આવતી સારવાર [સ્વાભાવિક

**પ્રકૃતિ-જ, -જન્ય** વિ. [સં.] સ્વભાવ-જન્ય, કુદરતી, નૈસર્ગિક,

**પ્રકૃતિ-તત્ત્વ** ન. [સં.] જુઓ 'પ્રકૃતિ (૫,૬,૭).' [સ્વભાવનું

**પ્રકૃતિ-તરલ** વિ. [સં.] સ્વાભાવિક રીતે ચપળ, ચંચળ

**પ્રકૃતિ-દત્ત** વિ. [સં.] કુદરતી રીતે આવી મળેલું

**પ્રકૃતિ-દર્શન** ન. [સં.] કુદરતે વિસ્તારેલી વનસ્પતિ વગેરેની સ્વાભાવિક રમણીયતા જોવી એ, 'નેચરલ સાઇટ-સીઇંગ'

**પ્રકૃતિદર્શનાલેખ** પું. [+સં. આ-લેख] પ્રકૃતિદર્શનનું રેખાંકન, 'લૅન્ડ-સ્કેઇપ' (ગુ. વિ.)

**પ્રકૃતિ-દેવી** સ્ત્રી. [સં.] કુદરત

**પ્રકૃતિ-દ્રવ્ય** ન. [સં.] મૂળભૂત પદાર્થ (જેમાંથી વિકાસ થયો હોય), 'કૉસ્મિક સબ્સ્ટન્સ'

**પ્રકૃતિ-દ્વિત્વ-વાદ** પું. [સં.] 'ડિયોથેલિટિઝમ'

**પ્રકૃતિ-ધર્મ** પું. [સં.] સ્વાભાવિક ગુણ-લક્ષણ. (૨) કુદરતનો કાયદો [નૈસર્ગિક

**પ્રકૃતિધર્મી** વિ. [સં., પું.] કુદરતના કાયદા પ્રમાણે ચાલતું,

**પ્રકૃતિ-નિરીક્ષણ** ન. [સં.] કુદરતનું દર્શન, 'નેચર-સ્ટડી'

**પ્રકૃતિપરાયણ-તા** સ્ત્રી. [સં.] પ્રકૃતિ—કુદરત તરફની એકાગ્રતા, 'નેચરાલિઝમ' (દ. બા.)

**પ્રકૃતિ-પુરુષ-વાદ** પું. [સં.] ચેતન અકર્મણ્ય પુરુષની મદદથી જડ પ્રકૃતિમાંથી સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે એવો મત-સિદ્ધાંત, સાંખ્ય-સિદ્ધાંત. (સાંખ્ય.)

**પ્રકૃતિપુરુષવાદી** વિ. [સં., પું.] પ્રકૃતિપુરુષ-વાદમાં માનનારું, પ્રકૃતિવાદી, સાંખ્યવાદી [આદર

**પ્રકૃતિ-પૂજન** ન., **પ્રકૃતિ-પૂજા** સ્ત્રી. [સં.] કુદરત તરફનો

**પ્રકૃતિ-પૂર્તિ** સ્ત્રી. [સં.] સ્વાભાવિક રીતે થતું આવતું હોય તેમાં થતો રહેતો ઉમેરો [સૌંદર્ય તરફની પ્રીતિ

**પ્રકૃતિ-પ્રેમ** પું. [સં., પું., ન.] કુદરત તરફની લગની, કુદરતી

**પ્રકૃતિ-પ્રેમી** વિ. [સં., પું.] પ્રકૃતિ—કુદરતને ચાહનારું

**પ્રકૃતિ-ભાવ** પું. [સં.] સંસ્કૃત ભાષામાં સામસામા આવેલા શબ્દોના અંત્ય સ્વર અને આદિ સ્વરની સંધિ ન થતાં એમના એમ રહેવાની સ્થિતિ. (વ્યા.)

**પ્રકૃતિ-ભેદ** પું. [સં.] એકબીજા માણસ કે પશુઓનો સ્વભાવ-ભેદ, ભિન્ન રૂપનો ખવાસ [મંડળ, 'કૅબિનેટ'

**પ્રકૃતિ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] પ્રધાન-મંડળ, મંત્રી-

**પ્રકૃતિ-રમ્ય** વિ. [સં.] કુદરતી રીતે જ સુંદર

**પ્રકૃતિ-વર્ણન** ન. [સં.] કુદરતી સૌંદર્યનું આ-લેખન

**પ્રકૃતિ-વશ** વિ. [સં.] સ્વભાવને કે તાસીરને અધીન. (૨) ક્રિ. વિ. સ્વભાવને અધીન રહીને

**પ્રકૃતિ-વશાત્** ક્રિ.વિ. [સં.] જુઓ 'પ્રકૃતિ-વશ(૨).'

**પ્રકૃતિ-વાદ** પું. [સં.] સમગ્ર સૃષ્ટિનો વિકાસ જડ પ્રકૃતિમાંથી થયો છે એવો મત—સિદ્ધાંત, પ્રકૃતિકારણ-વાદ, સાંખ્ય-મત, 'નેચરાલિઝમ'

**પ્રકૃતિવાદી** વિ., [સં., પું.] પ્રકૃતિવાદમાં માનનારું, સાંખ્યવાદી

**પ્રકૃતિ-વિજ્ઞાન** ન., **પ્રકૃતિ-વિદ્યા** સ્ત્રી. [સં.] ભૌતિક-વિજ્ઞાન, 'ફિઝિક્સ,' 'નેચરલ સાયન્સ'

**પ્રકૃતિ-વિન્યાસ** પું. [સં.] પદાર્થોને પ્રથમના સ્વરૂપમાં રજૂ કરવા એ, 'રિડક્શન ઑફ ધ મૂડ' (મ. ન.). (તર્ક.)

**પ્રકૃતિ-વિપર્યાસ** પું. [સં.] નાટ્યમાં પાત્રના સ્વાભાવિક ગુણ-ધર્મમાં પોતાના ન હોય તેવા સ્વભાવનો અભિનય. (નાટ્ય.)

**પ્રકૃતિ-વિવેચક** વિ. [સં.] કુદરતના ગુણ-ધર્મોનો વિચાર કરનાર [એવું શાસ્ત્ર ન. [સં.] નેચરલ સાયન્સ' (અ. ક.)]

**પ્રકૃતિવિશેષ-તા** સ્ત્રી. [સં.] વ્યક્તિમાં રહેલી વિશિષ્ટ-તા, 'આઇડિયો-સિન્ક્રસી'

**પ્રકૃતિ-વૃત્તાંત** (-વૃત્તાંત) પું. [સં.] મૂળ સ્વરૂપનો ખ્યાલ આપનાર વિગત, કુદરતની લીલાનું નિરૂપણ
**પ્રકૃતિ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'પ્રકૃતિ-વિજ્ઞાન.' [વિદ્વાન
**પ્રકૃતિશાસ્ત્રી** વિ. [સં., પું.] પ્રકૃતિ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર
**પ્રકૃતિ-સંક્રમ** (-સઙ્ક્રમ) પું. [સં.] એકબીજાના સ્વભાવનું એકબીજામાં સંક્રમણ, એકના સ્વભાવનું બીજામાં જઈ રહેવું એ. (જૈન.) [ક્રિયા, 'નેચર-કૉન્ઝર્વન્સી'
**પ્રકૃતિ-સંરક્ષણ** (-સંરક્ષણ) ન. [સં.] કુદરતને જાળવી રાખવાની
**પ્રકૃતિ-સિદ્ધ** વિ. [સં.] સ્વભાવ-સિદ્ધ, કુદરતી, નૈસર્ગિક, 'ઇન્સ્ટિન્ક્ટિવ.' (દ. બા.)
**પ્રકૃતિસિદ્ધ-તા** સ્ત્રી. [સં.] કુદરતી રીતે થવાપણું, નૈસર્ગિક-તા
**પ્રકૃતિ-સૌંદર્ય** (-સૌન્દર્ય) ન. [સં.] કુદરતી રમણીયતા, કુદરતી શોભા [સ્વસ્થ
**પ્રકૃતિ-સ્થ** વિ. [સં.] કુદરતી, નૈસર્ગિક, સ્વાભાવિક. (૨)
**પ્ર-કૃષ્ટ** વિ. [સં.] ઉત્તમ, શ્રેષ્ઠ, ઉમદા. (૨) પ્રબળ. મજબૂત. (૩) અતિશય, ખૂબ
**પ્રકૃષ્ટ-તા** સ્ત્રી. [સં.] પ્રકૃષ્ટ હોવાપણું
**પ્ર-કીર્તન** ન., **પ્ર-કીર્તિ** [સં.] વર્ણન. (૨) વખાણ, પ્રશંસા
**પ્ર-કીર્તિત** વિ. [સં.] વર્ણવેલું. (૨) જેનાં વખાણ કરવામાં આવ્યાં હોય તેવું [(૨) પ્રબળ ખળભળાટ
**પ્ર-કોપ** પું., **-પન** ન. [સં.] અત્યંત ગુસ્સો, ભારે ક્રોધ.
**પ્ર-કોપિત** વિ. [સં.] ભારે ગુસ્સે કરેલું. ખૂબ ખીજવેલું, ઘણું જ કોપાવેલું [ભાગ
**પ્ર-કોષ્ઠ** પું. [સં.] હાથની કોણીથી નીચેનો કાંડા સુધીનો
**પ્રકોષ્ઠાસ્થિ** ન. [+ સં. अस्थि] પ્રકોષ્ઠનું તે તે હાડકું (એ બે છે.)
**પ્ર-ક્રમ** પું. [સં.] આગળ વધવું એ. (૨) ક્રમ. વ્યવસ્થા. (૩) અવસર, પ્રસંગ. (૪) આરંભ, શરૂઆત, ઉપ-ક્રમ
**પ્રક્રમ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] સ્વાભાવિક ક્રમનો ભંગ, ક્રમ-ભેદ. (એ કાવ્યનો એક દોષ. કાવ્ય.)
**પ્ર-ક્રિયા** સ્ત્રી. [સં.] ક્રિયા, અનુષ્ઠાન. (૨) કાર્ય-સરણી, કાર્ય-પદ્ધતિ, 'પ્રોસેસ' (સ્વામી આનંદ). (૩) વ્યવસ્થા, ગોઠવણ. (૪) વર્તન, વર્તાવ, 'ટ્રીટમેન્ટ.' (૫) ભાષામાં શબ્દપ્રયોગની આયોજના. (વ્યા.)
**પ્રક્રિયા-ભેદ** પું. [સં.] કાર્ય-પદ્ધતિમાંનો પ્રકાર-ભેદ
**પ્ર-ક્ષાલક** વિ. [સં.] પ્ર-ક્ષાલન કરનાર, ધોવાનું કામ કરનાર
**પ્ર-ક્ષાલન** ન. [સં.] ધોઈ સાફ કરવાનું કાર્ય
**પ્ર-ક્ષાલિત** વિ. [સં.] ધોઈને સાફ કરેલું
**પ્ર-ક્ષિપ્ત** વિ. [સં.] નવું રચી પાછળથી અંદર દાખલ કરેલું, ક્ષેપક, 'ઇન્ટર-પોલેટેડ.' (૨) ન. નવું રચી કરેલો ઉમેરો, પ્રક્ષેપ, 'ઇન્ટર-પોલેશન'
**પ્ર-ક્ષીણ** વિ. [સં.] તદ્દન ઘસાઈ ગયેલું
**પ્ર-ક્ષુબ્ધ, પ્ર-ક્ષુભિત** વિ. [સં.] ખૂબ જ ખળભળી ઊઠેલું
**પ્ર-ક્ષેપ** પું. [સં.] દૂર ફેંકવું એ. (૨) થાપણ. (૩) બહાર નીકળતો ભાગ, 'પ્રોજેક્ટ' (૪) જુઓ 'પ્ર-ક્ષિપ્ત(૨)'-'ઇન્ટર-પોલેશન'
**પ્ર-ક્ષેપક** વિ. [સં.] પ્રક્ષેપ કરનારું. (૨) દૂર સુધી ફેંકનારું
**પ્ર-ક્ષેપણ** ન [સં.] દૂર ફેંકવાની ક્રિયા
**પ્રક્ષેપાસ્ત્ર** ન. [સં. प्र-क्षेप + अस्त्र] મંત્ર-બળથી કે યંત્ર-બળથી દૂર સુધી ફેંકી શકાય તેવું હથિયાર, 'મિસાઇલ'
**પ્ર-ક્ષોભ** પું. [સં.] પ્રબળ ખળભળાટ
**પ્ર-ક્ષોભક** વિ. [સં.] પ્રબળ ખળભળાટ મચાવી દેનારું
**પ્ર-ક્ષોભણ** ન. [સં.] જુઓ 'પ્ર-ક્ષોભ'-'એજિટેશન' (વ. ઑ.)
**પ્રખદા** સ્ત્રી. [સં. परिषदा, અર્વા. તદ્ભવ] પરિષદ, સભા. (જૈન.) [(૨) ઉગ્ર, તીક્ષ્ણ
**પ્ર-ખર** વિ. [સં.] અત્યંત આકરું લાગે તેવું, પ્રચંડ, સખત.
**પ્રખર-તા** સ્ત્રી. [સં.] પ્રખર હોવાપણું [તેજ, કાંતિ
**પ્ર-ખ્યા** સ્ત્રી. [સં.] ખ્યાતિ, પ્રસિદ્ધિ, નામના. (૨) (લા.)
**પ્ર-ખ્યાત** વિ. [સં.] ઘણી ખ્યાતિ પામેલું, નામાંકિત, પંકાયેલું, પ્રસિદ્ધ [પ્રસિદ્ધિ, નામના
**પ્ર-ખ્યાતિ** સ્ત્રી. [સં.] પ્રબળ ખ્યાતિ, નામાંકિત-તા, કીર્તિ,
**પ્ર-ખ્યાન** ન. [સં.] નાટ્યના ત્રણ પ્રકારના વસ્તુમાંનું એક. (નાટ્ય.) [કહેનાર
**પ્ર-ખ્યાપક** વિ. [સં.] પ્રસિદ્ધિ આપનાર, પ્રખ્યાપન કરનાર,
**પ્ર-ખ્યાપન** ન. [સં.] સારી રીતે કહેવું એ, સારી રીતે જાહેરાત કરવી એ, પ્રસિદ્ધિ આપવાની ક્રિયા
**પ્રગટ** જુઓ 'પ્રકટ.' [પ્રે., સ.ક્રિ.
**પ્રગટવું** જુઓ 'પ્રકટવું'. પ્રગટાવું ભાવે., ક્રિ. **પ્રગટાવવું**
**પ્રગટાવવું, પ્રગટાવું** જુઓ 'પ્રક(-ગ)ટવું'માં.
**પ્ર-ગતિ** સ્ત્રી. [સં.; પરંતુ સં. માં આ શબ્દ વપરાયેલો નથી, મરાઠીમાં જાણીતો છે.] આગળ વધવું એ, 'પ્રોગ્રેસ' (બ.ક.ઠા.). (૨) ઉન્નતિ તરફ જવું એ, ઉત્કર્ષ. (૩) વિકાસ, 'એવોલ્યુશન'
**પ્રગતિ-કર** વિ. [સં.] પ્રગતિ કરનારું [ઉત્કર્ષ ચાહનારું
**પ્રગતિ-કામી** વિ., પું.] આગળ વધવાની ઇચ્છા કરનારું,
**પ્રગતિ-કારક, પ્રગતિ-કારી** વિ. [સં., પું.] જુઓ 'પ્રગતિ-કર.'
**પ્રગતિ-પત્રક** ન. [સં.] અભ્યાસ વગેરેમાં કરેલી ગતિનો ખ્યાલ આપનારી નોંધ, 'પ્રોગ્રેસ-રિપોર્ટ'
**પ્રગતિ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'] પ્રગતિનો માર્ગ
**પ્રગતિ-પ્રિય** વિ. [સં.] જુઓ 'પ્રગતિ-કામી.'
**પ્રગતિ-માન** વિ. [+ સં. °मान् પું.] પ્રગતિવાળું, પ્રગતિ કર્યે જતું [અડચણ કરનારું
**પ્રગતિ-રોધક** વિ. [સં.] પ્રગતિને અટકાવી દેનારું, પ્રગતિમાં
**પ્રગતિ-વાદ** વિ. [સં.] વિકાસ-વાદ, 'ઇવોલ્યુશન' (હી.વ.)
**પ્રગતિવાદી** વિ. [સં., પું.] વિકાસ-વાદના સિદ્ધાંતમાં માનનારું
**પ્રગતિ-વિરોધી** વિ. [સં., પું.] પ્રગતિમાં ન માનનારું, સ્થિતિ-ચુસ્ત, રૂઢિ-ચુસ્ત, રૂઢિવાદી, 'કૉન્ઝર્વેટિવ' (દ.બા.)
**પ્રગતિ-શીલ** વિ [સં.] પ્રગતિ કરવાની ટેવવાળું, પ્રગતિ કર્યે જનારું [બતાવનારું
**પ્રગતિ-સૂચક** વિ. [સં.] પ્રગતિનો ખ્યાલ આપનારું, પ્રગતિ
**પ્ર-ગલ્ભ** વિ. [સં.] પ્રૌઢ, પીઢ, ઠરેલ બુદ્ધિનું, ગંભીર. (૨) નીડર, નિર્ભય. (૩) ધૃષ્ટ, નિર્લજ્જ. (૪) અભિમાની, ઉદ્ધત. (૫) આગ્રહી
**પ્રગલ્ભ-તા** સ્ત્રી. [સં.] પ્રગલ્ભપણું, પ્રૌઢિ, ગંભીર-તા
**પ્ર-ગળ** વિ. [સં. प्र-गल] ચોખ્ખું, સ્વચ્છ, ગાળેલું
**પ્ર-ગંડ** (-ગણ્ડ) પું. [સં.] કોણીથી ખભા સુધીનો હાથ, બાવડું

**પ્રગંડાસ્થિ** (પ્રગણ્ડાસ્થિ) ન. [+સં. अस्थि] બાવડાનું તે તે હાડકું (એ ત્રણ છે.) [ખૂબ. (૩) દ૯, મજબૂત
**પ્ર-ગાઢ** વિ. [સં.] અત્યંત ગાઢ, ખૂબ જ ઘાટું. (૨) ઘણું,
**પ્ર-ગાતા** પું. [સં.] ઉત્તમ ગવૈયો
**પ્ર-ગાધ** વિ. [સં.] ખૂબ ઊંડાઈવાળું. (૨) વિદ્વત્તામાં ખૂબ ઊંડે ગયેલું [(કો.વિ.મ.)
**પ્રગામિતા** સ્ત્રી. [સં.] પ્રગતિ કરવાપણું, 'પ્રોગ્રેસિવ-નેસ'
**પ્ર-ગુણિત** વિ. [સં.] એકઠું કરવામાં આવેલું, 'ક્યુમ્યુલેટિવ'
**પ્ર-ગુરુ** પું. [સં.] ગુરુનો ગુરુ, દાદા-ગુરુ
**પ્ર-ગૃહીત** વિ. [સં.] સારી રીતે ગ્રહણ કરેલું. (૨) સ્વીકારેલું (૩) મંજૂર કરેલું, કબૂલ, કબૂલ રાખેલું. (૪) પ્રકૃતિભાવ-વાળું, સંધિ ન પામ્યું હોય તેવું. (વ્યા.)
**પ્ર-ગૃહ્ય** વિ. [સં.] ગ્રહણ કરવા જેવું (૨) સ્વીકારવા જેવું. (૩) મંજૂર કરવા જેવું, કબૂલવા જેવું. (૪) સંધિ ન પામે તેવું, પ્રકૃતિભાવવાળું. (વ્યા.)
**પ્ર-ગોપન** ન. [સં.] છુપાવવાની ક્રિયા, સંતાડવું એ. (૨) રક્ષણ
**પ્ર-ગ્રહ** પું. [સં.] લગામ (બળદ ઘોડા વગેરેની). (૨) ચાબુક
**પ્રઘલ** વિ. [સં. प्रगल्भ દ્વારા; જૂ. ગુ.] જુઓ 'પ્રગલ્ભ(૧).' (૨) ઘણું, અતિશય
**પ્ર-ઘાત** પું. [સં.] ચીલો, ગાડાં-ગાડીનાં પૈડાંઓથી થયેલો રસ્તા ઉપરનો શેરડો. (૨) (લા.) રિવાજ, રીત, ચાલ, શિરસ્તો, ધારો, પ્રથા
**પ્ર-ચય** પું. [સં.] ઢગલો, રાશિ (૨) સમૂહ, જથ્થો, 'ક્વૉન્ટિટી' (મ.ન.) [(૨) ચાલુ
**પ્ર-ચરિ(-લિ)ત** વિ. [સં.] પ્રચાર પામેલું, ફેલાવો પામેલું.
**પ્ર-ચંડ** (-ચણ્ડ) વિ. [સં.] ઉગ્ર, પ્રખર, આકરું. (૨) અસહ્ય. (૩) બહુ ગુસ્સે થયેલું. (૪) કદાવર, ખૂબ વિશાળ, જાજર-માન. (૫) રૌદ્ર. (૬) ભયંકર, ભયાનક
**પ્રચંડ-કાય** (-ચણ્ડ-) વિ. [સં.] કદાવર શરીરવાળું, પ્રચંડ-મૂર્તિ
**પ્રચંડ-તા** (-ચણ્ડ-) સ્ત્રી. [સં.] પ્રચંડ હોવાપણું
**પ્રચંડ-મૂર્તિ** (-ચણ્ડ-) વિ. [સં.] જુઓ 'પ્રચંડ-કાય.'
**પ્ર-ચાર** પું. [સં.] પ્રસાર, ફેલાવો. (૨) ચાલ, રિવાજ, રસમ, પ્રથા, રૂઢિ. (૩) ઉપયોગ, વપરાશ.(૪) જાહેરાત, 'પ્રોપેગેન્ડા'
**પ્ર-ચારક** વિ. [સં.] પ્રચાર કરનાર, 'પ્રોપેગેન્ડિસ્ટ' (નૃ.ભ.વિ.) 'મિશનરી' (ન.લ.)
**પ્રચાર-કામ**[1] વિ. [સં.] પ્રચારની ઇચ્છાવાળું
**પ્રચાર-કામ**[2] ન. [સં.+જુઓ 'કામ[2].'] જુઓ 'પ્રચાર-કાર્ય.'
**પ્રચાર-કામી** વિ. [સં., પું.] જુઓ 'પ્રચારક'-'પ્રોપેગેન્ડિસ્ટ' (વિ. ક.)
**પ્રચાર-કાર્ય** ન. [સં.] જુઓ 'પ્રચાર(૧).' (૨) 'પ્રોપેગેન્ડા'
**પ્રચાર-ક્ષેત્ર** ન. [સં.] પ્રચાર કરવા માટેનો પ્રદેશ કે વર્તુળ, પ્રચાર-પ્રદેશ [કરવાની ધૂનવાળું
**પ્રચારઘેલું** (ઘેલું) વિ. [+ જુઓ 'ઘેલું.'] (લા.) પ્રચાર
**પ્ર-ચારણા** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રચાર-કાર્ય'-'પ્રોપેગેન્ડા' (બ. ક. ઠા.) [કાગળ યા પતાકડું
**પ્રચાર-પત્રિકા** સ્ત્રી. [સં.] પ્રચાર-કાર્ય માટેનો છાપેલો
**પ્રચાર-પરાયણ** વિ. [સં.] પ્રચાર-કાર્યમાં મંડી પડેલું, 'મિશનરી' (દ. બા.)
**પ્રચાર-પ્રદેશ** પું. [સં.] જુઓ 'પ્રચાર-ક્ષેત્ર.'
**પ્રચાર-પ્રવૃત્તિ** પું. [સં.] જુઓ 'પ્રચાર-કાર્ય.'
**પ્રચાર-વિભાગ** પું. [સં.] જ્યાંથી સમાચાર વગેરેનો ફેલાવો કરવામાં આવે તે તંત્ર, પ્રકાશન-ખાતું 'પબ્લિસિટી-બ્રાંચ'
**પ્રચાર-શક્તિ** સ્ત્રી. [સં.] પ્રચાર કરવાની તાકાત કે હિકમત
**પ્ર-ચારિત** વિ. [સં.] ફેલાવેલું, પ્રસારેલું, વ્યાપક કરેલું
**પ્રચારિયું** વિ. [સં. प्र-चार + ગુ. 'ઇયું' ત. પ્ર.] કેવળ પ્રચાર પૂરતું, પ્રચારને લગતું. (૨) પ્રચાર કરનારું
**પ્ર-ચાર્ય** વિ. [સં.] પ્રચાર કરાવા જેવું, ફેલાવો કરવા જેવું
**પ્ર-ચાલક** વિ. [સં.] વ્યવસ્થાપક, સંચાલક
**પ્ર-ચુર** વિ. [સં.] ઘણું, પુષ્કળ. (૨) મોટા વિસ્તારવાળું
**પ્ર-ચુરતા** પું. [સં.] પ્રચુર હોવાપણું [(સંજ્ઞા.)
**પ્રચેતા** પું.[સં. प्रचेताः] એ નામનો એક ઐલવંશી પ્રાચીન રાજા.
**પ્ર-ચ્છન્ન** વિ. [સં.] ઢાંકી દીધેલું. (૨) તદ્દન છાનું, છૂપું, છુપાયેલું, ગુપ્ત, ગૂઢ રહેલું
**પ્રચ્છન્ન-તા** સ્ત્રી. [સં.] પ્રચ્છન્ન હોવાપણું
**પ્ર-ચ્છર્દન** ન. [સં.] વમન, ઊલટી
**પ્રચ્છાદક** વિ. [સં.] ઢાંકી દેનારું
**પ્ર-ચ્છાદન** ન. [સં.] આવરણ, ઓઢો. (૨) ઢાંકણ
**પ્ર-ચ્છાદિત** વિ. [સં.] છૂપું રાખવામાં આવેલું. (૨) ઢાંકવામાં આવેલું હોય તેવું
**પ્રચ્છ્વાસ** પું. [સં.] ઉતાવળે શ્વાસ લેવાની ક્રિયા
**પ્ર-ચ્યુત** વિ. [સં.] ખરી પડેલું, નીચે પડી ગયેલું. (૨) પદ-ભ્રષ્ટ થયેલું
**પ્ર-ચ્યુતિ** સ્ત્રી. [સં.] ખરી પડવાની ક્રિયા. (૨) પદભ્રષ્ટતા
**પ્ર-જનક** વિ. [સં.] ઉત્પન્ન કરનાર, પેદા કરનાર ઉત્પાદક
**પ્ર-જનન** ન., [સં.] ઉત્પન્ન થવું એ, પેદા થવું એ. (૨) પ્રસૂતિ-ક્રિયા. (૩) સંતતિ, સંતાન
**પ્રજનન-શક્તિ** સ્ત્રી. [સં.] પ્રજનન કરવાનું બળ, ઉત્પાદક શક્તિ
**પ્રજનન-શાસ્ત્ર** ન. [સં.] પ્રજાની ઉત્પત્તિને લગતી વિદ્યા, 'યુજેનિક્સ' ['જેનેટિસિસ્ટ' (દ.કા.શા.)
**પ્રજનનશાસ્ત્રી** વિ. [સં., પું.] પ્રજનન-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર,
**પ્રજનનેચ્છા** સ્ત્રી. [+ સં. इच्छा] પ્રજનન કરવાની મરજી. (૨) જણવાની ઇચ્છા [શિશ્ન. (૨) સ્ત્રીની યોનિ
**પ્રજનનેંદ્રિય** (પ્રજનનેન્દ્રિય) સ્ત્રી. [+ સં. इन्द्रिय ન.] પુરુષનું
**પ્ર-જલ્પન** ન. [સં.] બડબડાટ, નકામું બોલ બોલ કરવું એ
**પ્રજવાળવું** સ. ક્રિ. [સં. प्र + ज्वल् નું પ્રે. प्रज्वाल દ્વારા; અર્વા. તદ્ભવ] ચેતાવવું, સળગાવવું, સંધૂકવું
**પ્ર-જળવું** અ. ક્રિ. [સં. प्र + ज्वल् > પ્રા. उज्जल; 'प्र' સચવાઈ રહેલો છે] બળવું, પેટાવું
**પ્ર-જા** સ્ત્રી. [સં.] સંતતિ, સંતાન. (૨) લોક-સમૂહ, જનતા. (૩) રૈયત, વસ્તીનાં માણસ. (૪) એક જ વંશનાં સંતાન, 'રેઇસ' (આ. બા.). (૫) એક જ સત્તા નીચેનો લોક-સમૂહ, 'નેશન.' [૦ થવી (રૂ. પ્ર.) સંતાન જન્મવું. ૦ હોવી (રૂ. પ્ર.) ઘેર સંતાન હોવું] [કામનાવાળું
**પ્રજા-કામ** વિ. [સં.], -મી વિ. [સં., પું.] સંતતિ થવાની
**પ્રજાકીય** વિ. [સં.] પ્રજાને લગતું, જનતાના સંબંધનું, લોકસમૂહનું

પ્રજા-ક્ષોભ પું. [સં.] લોકોમાં થયેલો ખળભળાટ, 'સિવિલ કૉમોશન' [આવવાનો રોગ
પ્રજાગરે પું. [સં.] રાતનું જાગરણ, ઉજાગરો. (૨) ઊંઘ ન
પ્રજા-ગીત ન. [સં.] રાષ્ટ્ર-ગીત
પ્રજા-જન ન. [સં., પું.] સર્વસામાન્ય પ્રજાનો સમૂહ, 'મૅસ'
પ્રજા-જીવન ન. [સં.] લોકોની રહેણી-કરણી વગેરે સમગ્ર વ્યવહાર, લોક-જીવન
પ્રજા-તંતુ (-તન્તુ) પું. [સં.] સંતાન, છોકરું
પ્રજા-તંત્ર (-તન્ત્ર) ન. [સં.] પ્રજાસત્તાક રાજ્ય-વ્યવસ્થા, લોકશાહી, ગણ-તંત્ર, 'ડેમૉક્રસી,' 'રિપબ્લિક' (દ. બા.)
પ્રજાતંત્ર-રાજ્ય ન. [સં.] લોકશાહીવાળું રાજ્ય
પ્રજાતંત્ર-વાદ (-તન્ત્ર-) પું. [સં.] લોકશાહીનો મત સિદ્ધાંત
પ્રજાતંત્રવાદી (-તન્ત્ર) વિ. [સં., પું.] પ્રજા તંત્ર હોવું જોઈએ એવો મત સિદ્ધાંત ધરાવનારું ['સિવેકુસ' (ક. પ્રા.)
પ્રજાતંત્ર-શિક્ષણ (-તન્ત્ર-) ન. [સં.] લોકશાહીની તાલીમ,
પ્રજાત્મક વિ. [+ સં. आत्मन् + क] પ્રજા-રૂપ
પ્રજાત્મા પું. [+ સં. आत्मा] પ્રજાનો સમગ્ર રૂપમાં રહેલ પ્રાણ
પ્રજા-દ્રોહ પું. [સં.] પોતાના લોકોનું બૂરું ઇચ્છવું એ
પ્રજાદ્રોહી વિ. [સં., પું.] પોતાની પ્રજાનું બૂરું ઇચ્છનાર અને કરનાર
પ્રજા-ધર્મ પું. [સં.] સંતાનોની ફરજ. (૨) પ્રજામાં એક-બીજા તરફની વફાદારી અને ફરજ
પ્રજાધીન વિ. [+ સં. अधीन] પ્રજા-મતને અધીન રહેલું, લોક-મતને અધીન, 'રિસ્પૉન્સિબલ' (બ.ક.ઠા.)
પ્રજા-નાથ પું. [સં.] રાજા, રાજવી
પ્રજાનુગ્રહ પું. [+ સં. अनु-ग्रह] પ્રજા ઉપરની કૃપા. (૨) પ્રજાની કૃપા ['પીપલ્સ પાર્ટી'
પ્રજા-પક્ષ પું. [સં.] લોકોનો પક્ષ (રાજકારણમાં),
પ્રજા-પતિ પું. [સં.] રાજા. (૨) વૈદિક માન્યતા પ્રમાણે હિરણ્ય-ગર્ભ. (૩) પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્મા અને એમના ૨૧ અત્રિ દક્ષ વગેરે પુત્રોમાંનો પ્રત્યેક. (૪) 'યુરેનસ' નામનો સૂર્યમાળાનો દૂરનો ગ્રહ. (સંજ્ઞા.). (૫) (લા.) કુંભાર (અત્યારે 'કુંભાર' પોતાને 'પ્રજાપતિ' જ્ઞાતિના તરીકે ઓળખાવે છે.) [રહેનારું
પ્રજા-પરાયણ વિ. [સં.] પ્રજાની સેવા કરવામાં રચ્યું પચ્યું
પ્રજા-પાલ(-ળ),૦ક પું. [સં.] જુઓ 'પ્રજા-નાથ'
પ્રજા-પાલન [સં.] પ્રજાનું રક્ષણ અને સંભાળ
પ્રજા-પાળ,૦ક જુઓ 'પ્રજાપાલ,૦ક.'
પ્રજા-પીડક વિ. [સં.] પ્રજાને પીડા કરનાર, લોકો ઉપર જુલમ ગુજારનાર
પ્રજા-પીડન ન. [સં.] પ્રજા ઉપરનો જુલમ
પ્રજા-પ્રિય વિ. [સં.] લોકોમાં પ્રેમનું પાત્ર, લોક-પ્રિય. (૨) પ્રજા જેને વહાલી છે તેવું
પ્રજાપ્રેમી વિ. [સં., પું., ન.] પ્રજાનો ચાહ મેળવનાર
પ્રજા-બંધુ (-બન્ધુ) પું. [સં.] જુઓ 'પ્રજા-હિતૈષી.'
પ્રજા-ભાવ પું. [સં.] પોતે પ્રજા છે એવી ભાવના, રાષ્ટ્રિય-તા, પ્રજાસ્મિ-તા, 'નૅશનાલિઝમ' (ના.દ.ક.)
પ્રજાભિમાન ન. [+ સં. अभि-मान, પું.] પોતાના દેશની પ્રજા હોવાનું ગૌરવ
પ્રજા-મત પું. [સં., ન.] લોક-મત
પ્રજા-મંડલ(-ળ) (-મણ્ડલ, -ળ) ન. [સં.] પ્રજામાંથી ચૂંટાયેલા સભ્યોની મંડળી [માનસિક વલણ
પ્રજા-માનસ ન. [સં.] લોકોનું મન, લોક-માનસ, લોકોનું
પ્રજા-માન્ય વિ. [સં.] પ્રજા મંજૂર રાખે તેવું, લોક-માન્ય
પ્રજા-યત્ત વિ. [સં.] લોકશાહી રૂપનું, 'ડેમોક્રેટિક' (આ.બા.)
પ્રજા-રંજન (-રઞ્જન) ન. [સં.] પ્રજાને ખુશ રાખવાની ક્રિયા
પ્રજા-રાજ્ય ન. [સં.] લોક-તંત્ર, ગણ-તંત્ર, 'રિપબ્લિક'
પ્રજાવતી વિ., સ્ત્રી. [સં.] સંતાનવાળી સ્ત્રી
પ્રજા-વત્સલ વિ. [સં.] જુઓ 'પ્રજા-પ્રિય.'
પ્રજા-વાદ પું. [સં.] રાજ્યનું સંચાલન પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં હોય એવો મત-સિદ્ધાંત, લોકશાહી, 'નૅશનાલિઝમ'
પ્રજાવાદી વિ. [સં., પું.] પ્રજાવાદમાં માનનારું, 'નૅશનાલિસ્ટ'
પ્રજા-વાન વિ. [સં. °वान् પું.] પ્રજાવાળું, સંતાનવાળું
પ્રજા-વિગ્રહ પું. [સં.] લોકોનો આંતરિક બળવો, 'સિવિલ વૉર' (ન.લ.)
પ્રજા-શાસન ન. [સં.] જુઓ 'પ્રજા-રાજ્ય.'
પ્રજાશાસન-વાદ પું. [સં.] જુઓ 'પ્રજા વાદ.'
પ્રજાશાસનવાદી વિ. [સં., પું.] જુઓ 'પ્રજાવાદી.'
પ્રજા-વૃદ્ધિ સ્ત્રી. [સં.] વસ્તીનો વધારો. (૨) સંતાનોનો વધારો
પ્રજા-વ્યક્તિત્વ ન. [સં.] પ્રજા તરફની તે તે દેશની આગવી લાક્ષણિક-તા [(બ. ક. ઠા.)
પ્રજા-શાસન ન. [સં.] જુઓ 'પ્રજા-રાજ્ય'-'ડેમોક્રસી'
પ્રજા-શાહી સ્ત્રી. [+ ફા.] લોકશાહી, 'રિપબ્લિક'
પ્રજા-શોષક વિ. [સં.] કર-વેરા દ્વારા લોકોને ચૂસનાર (તંત્ર)
પ્રજા-શોષણ ન. [સં.] કરવેરા દ્વારા લોકોને ચૂસવાની ક્રિયા
પ્રજા-સત્તા સ્ત્રી. [સં.] જુઓ 'પ્રજા-શાસન'-'ડેમોક્રસી.'
પ્રજાસત્તાક વિ. [સં.] જેમાં પ્રજાના પ્રતિનિધિઓ ચૂંટાઈ આવી રાજ્ય ચલાવે તેવી પદ્ધતિવાળું (રાજ્ય), 'ડેમોક્રેટિક' (૨) ન. લોક શાહીવાળું રાજ્ય તંત્ર, 'રિપબ્લિક'
પ્રજાસત્તાકવાદી વિ. [સં., પું.] જુઓ 'પ્રજાસત્તાવાદી'-'રિપબ્લિકન' (શ્રીધરાણી)
પ્રજાસત્તા-વાદ પું. [સં.] જુઓ 'પ્રજા-વાદ.'
પ્રજાસત્તાવાદી વિ. [સં., પું.] જુઓ 'પ્રજાવાદી.'
પ્રજા-સેવક પું. [સં.] લોક-સેવક
પ્રજા-સેવા સ્ત્રી. [સં.] લોકોની સેવા
પ્રજાસેવી વિ. [સં., પું.] પ્રજાની સેવા કરનાર
પ્રજાસ્મિતા સ્ત્રી. [+ સં. अस्मि-ता] જુઓ 'પ્રજા-ભાવ'-'નૅશનાલિઝમ' (બ. ક. ઠા.)
પ્રજા-સમષ્ટિ સ્ત્રી. [સં.] પ્રજાનો સમૂહ
પ્રજાસ્મિતા વાદ પું. [સં.] જુઓ 'પ્રજા-વાદ.'-'નૅશનલ-કૉન્શિયસનેસ' (બ.ક ઠા)
પ્રજાસ્મિતા-વાદી પું., [સં., પું.] જુઓ 'પ્રજાવાદી.' 'નૅશનાલિસ્ટ' (બ.ક ઠા.) [લોકશાહી સત્તા
પ્રજા-સ્વાતંત્ર્ય (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] પ્રજાની સાર્વભૌમ
પ્રજાસ્મિ-વાદ પું. [સં.] જુઓ 'પ્રજાસ્મિતા-વાદ'—'નૅશ-

નાલિઝમ' (બ.ક.ઠા.) [ચોક્કસ પ્રકારનો આગ્રહ
**પ્રજા-હઠ** પું. [+જુઓ 'હઠ.'] પ્રજાની જિદ્દ, પ્રજાનો
**પ્રજા-હિત** ન. [સં.] લોક-હિત
**પ્રજા-હિતૈષી** વિ. [સં.] પ્રજાનું ભલું ઇચ્છનાર
**પ્રજાળવું** સ.ક્રિ. [સં. प्र-ज्वाल्, અર્વા. તદ્દભવ; હકીકતે प्र-ज्वल् ના પ્રે. નું રૂપ] જુઓ 'પ્રજળાવવું.'
**પ્રજાંતરે** ન. [+સં. अन्तर] અન્ય દેશની પ્રજા
**પ્ર-જીવક** વિ. [સં.] જીવન-તત્ત્વ આપનાર, પ્રાણદાયી. (૨) ન. 'વિટામિન'
**પ્રજેપ્સુ** વિ. [+સં. ईप्सु] સંતાન થવાની ઇચ્છા કરનાર
**પ્રજેશ** પું. [+સં. ईश] બ્રહ્મા [ચડતી દશા
**પ્રજોત્કર્ષ** પું. [+સં. उत्कर्ष] લોકોનો અભ્યુદય, લોકોની
**પ્રજોત્પત્તિ** સ્ત્રી. [+સં. उत्पत्ति] સંતાન પેદા થવાં એ
**પ્રજોત્પાદક** વિ. [+સં. उत्पादक] સંતાનની ઉત્પત્તિ કરનારું
**પ્રજોત્પાદન** ન. [+સં. उत्पादन] જુઓ 'પ્રજોત્પત્તિ.'
**પ્રજોદ્ધાર** પું. [+સં. उद्धार] પ્રજાની ઉન્નતિનું કાર્ય, પ્રજાઓની મુશ્કેલીઓ દૂર કરવી એ [આવે તેવું
**પ્રજોપયોગી** વિ. [+સં. उपयोगी, પું.] લોકોને કામમાં
**પ્ર-જ્ઞ** વિ. [સં.] બુદ્ધિમાન, ડાહ્યું, શાણું
**પ્રજ્ઞ-તા** સ્ત્રી. [સં.] બુદ્ધિમત્તા, ડહાપણ, શાણપણ
**પ્ર-જ્ઞા** સ્ત્રી. [સં.] બુદ્ધિ, મેધા, મતિ, અક્કલ, સમઝ-શક્તિ, 'કૉન્શિયસનેસ'
**પ્રજ્ઞા-ચક્ષુ** વિ. [સં. °चक्षुः] (લા.) આંધળું
**પ્ર-જ્ઞાત** વિ. [સં.] જાણવામાં આવેલું
**પ્રજ્ઞા-દાયક** વિ. [સં.], **પ્રજ્ઞા-દાયી** વિ. [સં.,પું.] શિખામણ દેનારું, બુદ્ધિ આપનારું [ઊંડી સમઝ
**પ્ર-જ્ઞાન** ન. [સં.] ઉચ્ચ પ્રકારનું જ્ઞાન, ઝીણવટવાળી ભારે
**પ્રજ્ઞાન-ઘન** વિ. [સં.] જાગ્રત સ્વપ્નનું જેને જ્ઞાન ઘનીભૂત થઈ ચૂક્યું હોય તેવું, ઉચ્ચ કોટિની જ્ઞાનદશા પામેલું. (વેદાંત.)
**પ્ર-જ્ઞાપના** સ્ત્રી. [સં.] અરજ, વિનંતિ, આજીજી, કાલાવાલા. (૨) નિરૂપણ, પ્રરૂપણા. (૩) શિષ્યવર્ગને ઉપદેશ. (જૈન.)
**પ્રજ્ઞા-પારમિતા** સ્ત્રી. [સં.] પ્રજ્ઞાની પરમ સિદ્ધિની પ્રાપ્તિ (બુદ્ધની દસ પારમિતાઓમાંની એક). (બૌદ્ધ.)
**પ્ર-જ્ઞાપિત** વિ. [સં.] જણાવેલું, સમઝાવેલું
**પ્રજ્ઞા-માંદ્ય** (-મા-દ્ય) ન. [સં.] બુદ્ધિની જડતા
**પ્રજ્ઞા-વંત** (-વન્ત) વિ. [+સં °वत् > પ્રા. वंत] બુદ્ધિશાળી, મેધાવી, ઊંડી સમઝ ધરાવનાર
**પ્રજ્ઞા-વાદ** પું. [સં.] ડહાપણની વાત, ડાહી ડાહી વાત
**પ્રજ્ઞાવાદી** વિ. [સં.,પું.] બુદ્ધિવાદી
**પ્રજ્ઞા-વાન** વિ. [સં. °वान्, પું.] જુઓ 'પ્રજ્ઞા-વંત.'
**પ્રજ્ઞા-વૃદ્ધ** વિ. [સં.] પરિપક્વ બુદ્ધિવાળું
**પ્ર-જ્વલન** ન. [સં.] સળગી ઊઠવું એ
**પ્રજ્વલન-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] જે બિંદુએ કોઈ પણ તેલ વાયુરૂપ બની સળગી ઊઠે તે બિંદુ
**પ્રજ્વલન-શીલ** વિ. [સં.] સળગી ઊઠે તેવું, દહન-શીલ
**પ્ર-જ્વલમાન** વિ. [સં.] સળગતું
**પ્ર-જ્વલિત** વિ. [સં.] સળગી ઊઠેલું. (૨) પ્રકાશમાન
**પ્રજ્વળવું** અ.ક્રિ. [સં. प्र-ज्वल्, તત્સમ. 'ળ' થયો.] સળગી ઊઠવું. (૨) પ્રકાશવું. **પ્રજ્વળાવું** ભાવે., ક્રિ. **પ્રજ્વળાવવું** પ્રે., સ.ક્રિ.
**પ્રજ્વળાવવું, પ્રજ્વળાવું** જુઓ 'પ્રજ્વળવું'માં.
**પ્ર-જ્વાલિત** વિ. [સં.] સળગાવી મૂકેલું, બાળવામાં આવેલું
**પ્રજ્વાળવું** સ.ક્રિ. [સં. प्र-ज्वाल् પ્રે., તત્સમ 'ળ' થયો] સળગાવવું. (૨) પ્રકાશિત કરવું
**પ્રણ** ન. જુઓ 'પણ.[૩]' (હવે બહુ વ્યાપક નથી.)
**પ્ર-ણત** વિ. [સં.] નમી પડેલું, નમન કરી રહેલું. (૨) વાંકું વળેલું. (૩) (લા.) વિનયી
**પ્રણત-પાલ(-ળ)** વિ.,પું. [સં.] નમી પડેલા ભક્તોનું પાલન કરનાર-પ્રભુ, પરમેશ્વર
**પ્રણતાર્તિ-ભંજક,-ન** (-ભઞ્જક,-ન) વિ. [+સં. आर्ति-भञ्जक,-न] ભક્તોનું દુઃખ દૂર કરનાર (પ્રભુ)
**પ્ર-ણતિ** સ્ત્રી. [સં.] પ્રણામ, નમસ્કાર, વંદન
**પ્રણતિ-તતિ** સ્ત્રી. [સં.] પ્રણામોની પરંપરા, અનેક પ્રણામ
**પ્રણમવું** સ. ક્રિ. [સ. प्र+नम् > प्रणम्, તત્સમ] પ્રણામ કરવા, નમન કરવું, વંદના કરવી. (ભૂ. કૃ. માં કર્તરિ પ્રયોગ.)
**પ્રણમાવું** ભાવે., ક્રિ. **પ્રણમાવવું** પ્રે., સ. ક્રિ
**પ્રણમાવવું, પ્રણમાવું** જુઓ 'પ્રણમવું'માં.
**પ્ર-ણમન** ન. [સં.] જુઓ 'પ્રણતિ.'
**પ્ર-ણમ્ય** વિ. [સં.] પ્રણામ કરવા પાત્ર, નમનને યોગ્ય
**પ્ર-ણય** પું. [સં.] પ્રેમ, સ્નેહ, વહાલ, પ્રીતિ (મુખ્યત્વે સ્ત્રી-પુરુષની)
**પ્રણય-કોપ** પું. [સં] પ્રિયતમ અને પ્રિયા વચ્ચેનો (એક-બીજાની ઇચ્છા પૂરી ન પડતાં થતો) ક્રોધ
**પ્રણય-ગીત** ન. [સં.] પ્રેમને લગતું ગાયન,' 'મૅડ્રિગલ'
**પ્ર-ણયન** ન. [સં.] રચના કરવી એ (ખાસ કરી કાવ્ય નાટક અને અન્ય રચનાઓ માટે રૂઢ)
**પ્રણય-પક્ષપાત** પું. [સં.] યૌન પ્રેમની પસંદગી, 'સેક્સ્યુઅલ સિલેક્શન' (મ. ન. મહેતા)
**પ્રણય-પૂર** ન. [સં.] પ્રેમનો પ્રવાહ (દાંપત્ય-પ્રેમનો ખાસ)
**પ્રણય-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] દાંપત્ય-પ્રેમમાંનું ભંગાણ
**પ્રણય-મૂર્તિ** સ્ત્રી. [સં.] પ્રેમ-પાત્ર (આશક યા માશૂક)
**પ્રણય-વચન** ન. [સં.] (દાંપત્ય-વિષયક) પ્રેમનો બોલ
**પ્રણયાર્દ્ર** વિ. [+સ. आर्द्र] (દાંપત્ય-વિષયક) પ્રેમ-ઘેલું
**પ્રણયિની** વિ., સ્ત્રી. [સં.] પ્રિયતમા, પ્રેમ-પાત્ર સ્ત્રી. (૨) પ્રેમી સ્ત્રી. (૩) (લા.) પત્ની (સામાન્ય)
**પ્રણયી** વિ., પું. [સં.] પ્રિયતમ, પ્રેમપાત્ર પુરુષ. (૨) પ્રેમી પુરુષ. (૩) પું. પતિ
**પ્ર-ણવ, ૦ મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] ઓંકાર—એક અક્ષરરૂપ મંત્ર
**પ્રણવોપાસના** સ્ત્રી. [+સં. उपासना] પ્રણવ-મંત્રનો સતત જપ કરવો એ [થઈ ગયેલું
**પ્ર-ણ(-ન)ષ્ટ** વિ. [સં.] સર્વથા નાશ પામેલું, ખેદાન-મેદાન
**પ્ર-ણાડી** સ્ત્રી. [સં.] જુઓ 'પ્ર-ણાલી.'
**પ્ર-ણામ** પું. [સં.] જુઓ 'પ્ર-ણતિ.' (ભાષામાં મોટે ભાગે આ શબ્દ બ. વ. માં)
**પ્રણામાંજલિ** (પ્રણામાઞ્જલિ) પું., સ્ત્રી. [+ સં. अञ्जलि પું.] બે હથેળી સાથે રાખી લાંબા બેઉ હાથે કરવામાં આવતા

પ્રણામ

**પ્રણામી** વિ. [સં., પું.] પ્રણામ કરનાર. (૨) પું. એ નામનો એક વૈષ્ણવ પંથ, ધીંગરિયો પંથ, પરણામી પંથ—આ પંથ અને એના અનુયાયી. (સંજ્ઞા.)

**પ્ર-ણા(-ના)લિકા** સ્ત્રી. [અં.] રીત-રિવાજ, પરંપરાથી ચાલી આવતી રૂઢિ, 'કન્વેન્શન' (ક. મા.), 'ટ્રેડિશન'

**પ્રણા(-ના)લિકા-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] પરંપરાથી ચાલી આવતી રૂઢિનો લોપ ['ટ્રેડિશન'

**પ્ર-ણાલી** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રણાલિકા' — 'કન્વેન્શન' અને

**પ્ર-ણા(-ના)શ** પું. [સં.] ભારે વિનાશ, સર્વ-નાશ

**પ્ર-ણિધાન** ન. [સં.] પરમાત્માને સર્વ ઇંદ્રિયો આત્મા આદિનું સમર્પણ. (૨) ભક્તિ, ઉપાસના. (૩) ધ્યાન, સમાધિ (યોગ.)

**પ્ર-ણિધિ** પું. [સં.] ગુપ્તચર, છૂપો જાસૂસ

**પ્રણિપત** (-ત્ય) સ્ત્રી. [સં. પ્ર-णिपत्ति] વિવેકપૂર્વકની નતિ, આજીજી, કાલાવાલા

**પ્ર-ણિ-પાત** પું. [સં.] પગમાં પડી નમન કરવું એ, પગે લાગણ

**પ્રણિપાતી** વિ. [સં., પું.] પ્રણિપાત કરનારું

**પ્ર-ણિ-હિત** વિ. [સં.] બરોબર મૂકેલું, સારી રીતે ગોઠવેલું. (૨) નિર્ણીત, નિશ્ચિત [અન્ય ગ્રંથાદિ)

**પ્ર-ણીત** વિ. [સં.] રચેલું (ખાસ કરી કાવ્ય નાટક અને

**પ્રણીતા** સ્ત્રી. [સં.] યજ્ઞમાં ઉપયોગી એક પાત્ર

**પ્ર-ણેતા** વિ., પું. [સં., પું.] રચના કરનાર (ગ્રંથ વગેરેની). (૨) પ્રેરક, 'સ્પોન્સર' (વિ. ક.)

**પ્રત**[૧](-તિ) સ્ત્રી. [સં. પ્રતિ ઉપ. સાથે. કશો સંબંધ નથી. સં. પ્રતીકનો અર્થ સં. માં 'પ્રત' જેવો થતો નથી.] ખાસ કરી હાથથી લખેલી ગ્રંથની નકલ (પત્રાકારે કે પોથી યા ગુટકાના આકારે), 'મૅન્યુસ્ક્રિપ્ટ'

**પ્રત**[૨] વિ. [સં. પ્રતિ ઉપ.] ભાવ-મૂલ્ય-કિંમત લેખે થતું (જેમકે અમુક ચીજવસ્તુ, પ્રત રૂા. લેખે). (૨) સ્ત્રી. પ્રકાર, જાત, વર્ગ. (૩) નકલ, ફરદ, (છાપેલી) નંગ-સંખ્યા

**પ્રતપવું** અ. ક્રિ. [સં. પ્ર-તપ્, તત્સમ] ખૂબ તપવું. (૨) (લા.) કીર્તિ પ્રસરવી, પ્રતાપ વિકસવો

**પ્ર-તપ્ત** વિ. [સં.] ખૂબ તપી ઊઠેલું. (૨) (લા.) ખૂબ દુઃખી

**પ્રત-બંદી-(-ધી)** (-બન્દી, -ધી) સ્ત્રી. [જુઓ 'પ્રત[૨]' + ફા. 'બન્દી.'] હદ નક્કી કરવી એ. (૨) વર્ગીકરણ, પ્રતવારી, 'ક્લાસિફિકેશન'

**પ્રત-વારી** સ્ત્રી. [જુઓ 'પ્રત[૨]' + 'વાર' + ગુ. 'ઈ' ત. પ્ર.] પ્રતબંધી, વર્ગવારી, 'ક્લાસિફિકેશન' [શૌર્ય, શક્તિ

**પ્ર-તાપ** પું. [સં.] પ્રભાવ, ઓજ. (૨) સામર્થ્ય, પરાક્રમ,

**પ્રતાપ-વાન** વિ. [સં. °वान्, પું.], **પ્રતાપ-શાલી(-ળી)** વિ. [સં., પું.] પ્રતાપવાળું [પ્રબળ પ્રતાપ

**પ્રતાપાગ્નિ** પું. [+ સં. अग्नि] પ્રભાવરૂપી અગ્નિ, ભારે

**પ્રતાપિક** વિ. [સં.] જુઓ 'પ્રતાપી.'

**પ્રતાપિ-તા** સ્ત્રી. [સં.] પ્રતાપી હોવાપણું

**પ્રતાપી** વિ. [સં., પું.] પ્રતાપવાળું

**પ્ર-તારક** વિ. [સં.] છેતરનારું

**પ્ર-તારણ** ન., -ણા સ્ત્રી. [સં.] છેતર-પીંડી, વંચના

**પ્રતિ**[૧] ઉપ. [સં.] મુખ્યત્વે 'તરફ' 'વિરુદ્ધ' 'સામે' વગેરે અર્થનો સં. ઉપસર્ગ (નીચે આવતા અનેક તત્સમ શબ્દ પ્રચલિત છે. (૨) ના. યો. [ગુ. પ્રયોગ] પ્રત્યે, તરફ

**પ્રતિ**[૨] જુઓ 'પ્રત.[૧]'

**પ્રતિ-ઉત્તર** પું. [સં., ન., સંધિ નથી કરી.] જુઓ 'પ્રત્યુત્તર.'

**પ્રતિ-કરણ** ન. [સં.] જુઓ 'પ્રતી-કાર.'

**પ્રતિ-કર્મ** ન. [સં.] એક કાર્યની સામે કરવામાં આવતું બીજું કાર્ય. (૨) ઇલાજ, ઉપાય. (૩) પ્રતીકાર, સામનો

**પ્રતિ-કામી** વિ., પું. [સં., પું.] સંદેશ-વાહક, દૂત

**પ્રતિ(-તી)-કાર** પું. [સં.] ઇલાજ, ઉપાય. (૨) સામનો, વિરોધ. (૩) બદલો લેવો એ, બદલો વાળવો એ

**પ્રતિ-કારક** વિ. [સં.], **પ્રતિ-કારી** વિ. [સં., પું.] પ્રતીકાર કરનારું

**પ્રતિ(-તી)-કાર-સંધિ** (-સન્ધિ) પું., સ્ત્રી. [સં., પું.] ઉપકારના બદલામાં ઉપકાર કરવાના કરાર

**પ્રતિ-કાર્ય** વિ. [સં.] પ્રતીકાર કરાવા જેવું, સામનો કરવા જેવું. (૨) ન. જુઓ 'પ્રતિ-કર્મ.'

**પ્રતિ-કાવ્ય** ન. [સં.] ઉપ-હાસ કરવા નિમિત્તે સારા કાવ્યની મજાક ઉડાવે તેવી સામી રચના, 'પૅરોડી' (અ. ક.)

**પ્રતિ-કૂલ(-ળ)** વિ. [સં.] અનુકૂળ ન હોય તેવું, વિરુદ્ધ, ઊલટા પ્રકારનું, અગવડ-કારક, 'ઇન્કન્વીનિયન્ટ,' 'એડ્વર્સ.' (૨) માફક ન આવે તેવું. (૩) અણગમતું. (૪) વિઘ્નકારક

**પ્રતિકૂલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] પ્રતિકૂળ હોવાપણું

**પ્રતિ-કૃત** વિ. [સં.] પ્રતિ-ક્રિયા પામેલું, 'રિફ્લેક્સ' (પ્રા. વિ.)

**પ્રતિ-કૃતિ** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રતિ-કાર.' (૨) છબી, ચિત્ર, તસવીર. (૩) પ્રતિ બિંબ, છાયા-ચિત્ર, 'ઇમેઇજ.' (૪) અદલો-અદલ નકલ, 'ઍડાપ્ટેશન' (ર. મ.) [ઍંગલ.' (ગ.)

**પ્રતિ-કોણ** પું. [સં.] સામી બાજુનો ખૂણો, 'ઑપોઝિટ

**પ્રતિ-કોપ** પું. [સં.] ગુસ્સે થયેલાની સામે કરવામાં આવતો ગુસ્સો, ગુસ્સાનો ગુસ્સાથી સામનો. (૨) રોગનો પ્રબળ ઉપદ્રવ

**પ્રતિ-ક્રમણ** ન. [સં.] જૈનોની અરિહંત વગેરેને ઉદ્દેશી કરવામાં આવતી નમસ્કાર વગેરે પ્રકારની ધાર્મિક ક્રિયા, પડકમણું. (જૈન.)

**પ્રતિ-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રતિ-કાર.' 'રિ-ઍક્શન' (અ. ત્રિ.). (૨) બદલો. (૩) રોગની ચિકિત્સા. (૪) વિરોધક ક્રિયા, 'રિ-ઍક્શન.'

**પ્રતિ-ક્ષણ** ક્રિ. વિ. [સં.] ક્ષણે, પ્રત્યેક પળે, વારંવાર

**પ્રતિ-ગમન** ન. [સં.] તરફ જવું એ, સામે પહોંચવું એ

**પ્રતિ-ગર્જન** ન., -ના સ્ત્રી. [સં.] ગર્જનાની સામે કરાતી કે થતી ગર્જના, પડઘો

**પ્રતિ-ગામી** વિ. [સં., પું.] પ્રગતિની સામે થનારું, કાર્યનો વિરોધ કરનારું. (૨) (લા.) અવળચંડું

**પ્રતિ-ગૃહીત** વિ. [સં.] ગ્રહણ કરવામાં આવેલું, સ્વીકારવામાં આવેલું, સ્વીકારેલું. (૨) લગ્નમાં જેનો સ્વીકાર કરવામાં આવ્યો છે તે (પત્ની)

**પ્રતિ-ગ્રહ** પું. [સં.] દાન તરીકે કરવામાં આવતો સ્વીકાર

**પ્રતિ-ગ્રહણ** ન. [સં.] સ્વીકાર. (૨) લગ્ન, વિવાહ

**પ્રતિગ્રહી** વિ. [સં., પું.] પ્રતિગ્રહ કરનાર

**પ્રતિ-ગ્રહીતા** વિ., પું. [સં., પું.] સ્વીકાર કરનાર
**પ્રતિ-ગ્રાહ્ય** વિ. [સં.] સ્વીકારવા જેવું (દાનમાં કે એમ ને એમ)
**પ્રતિ(-તી)-ઘાત** પું. [સં.] આઘાત સામે થતો આઘાત, પ્રત્યાઘાત. (૨) પડઘો, પ્રતિ-ધ્વનિ. (૩) રુકાવટ
**પ્રતિ-ઘાતક** વિ. [સં.], **પ્રતિઘાતી** વિ. [સં., પું.] પ્રતિ-ઘાત કરનાર, પ્રત્યાઘાતી
**પ્રતિ-ઘોર, પ્રતિ-ઘોષ** પું. [સં.] પ્રતિ-શબ્દ, પ્રતિ-ધ્વનિ, પડઘો
**પ્રતિ-ઘોષિત** વિ. [સં.] સામે પડઘો પડયો હોય તેવું, પડઘાથી ગાજી ઊઠેલું [સાઇક્લોન'
**પ્રતિ-ચક્રવાત** પું. [સં.] વંટોળ સામેનો વંટોળ, 'ઍન્ટિ-
**પ્રતિ-ચર્યા** સ્ત્રી. [સં.] ઊલટું કાર્ય, 'રિફ્લેક્સ ઍક્શન' (કે.હ.)
**પ્રતિ-ચિત્ર** ન. [સં.] કૅમેરાથી લીધેલી છબી, 'ફોટોગ્રાફ'
**પ્રતિ-ચ્છંદ** (-ચ્છન્દ) પું. [સં.] પ્રતિ-બિંબ, પડછાયારૂપ આકૃતિ. (૨) પડછંદો, પડઘો
**પ્રતિ-ચ્છાયા** સ્ત્રી. [સં.] પડછાયો, પ્રતિબિંબ. (૨) જુઓ 'પ્રતિ-ચિત્ર.' (૩) સમાનતા, સાદૃશ્ય, મળતાપણું
**પ્રતિ-જિહ્વા** સ્ત્રી. [સં.] તાળવાના મૂળમાં ગળાની બારી ઉપરની લાળી, પડ-જીભ [(દ. કા. શા.)
**પ્રતિજૈવિક** વિ [સં] જંતુ-વિનાશક, 'ઍન્ટિબાયોટિક'
**પ્રતિ-જ્ઞા** સ્ત્રી. [સં.] પણ, નિયમ, નીમ, સંકલ્પ. (૨) શપથ, સોગંદ, સમ, કસમ. (૩) નિશ્ચય, 'ઍફર્મેશન' (મ.ર.). (૪) સિદ્ધ વસ્તુનું કથન, 'પ્રી-માઇસ'–'પ્રીમિસ' (મ. સૂ.). (૫) સિદ્ધ કરવાની વાતનું કથન. (ગ.) (૬) વાક્યના પાંચ માંહેનો પહેલો અવયવ (જેમાં સાધ્યનો પક્ષ ઉપર નિર્દેશ કરવાનો હોય છે.), 'હાઇપોથીસિસ' (હી.વ.). (તર્ક.) [૦ કરવી, ૦ લેવી (રૂ. પ્ર.) નીમ લેવું. (૨) શપથ લેવા]
**પ્રતિજ્ઞા-કર્તા** વિ., પું. [સં.] પ્રતિજ્ઞા કરનારું
**પ્રતિ-જ્ઞાત** વિ. [સં.] કબૂલેલું, સ્વીકારેલું. (૨) જે વિશે પ્રતિજ્ઞા લેવામાં આવી હોય તેવું. (૩) વચન તરીકે અપાયેલું. (૪) સાધ્ય. (ગ., તર્ક.)
**પ્રતિ-જ્ઞાતવ્ય** વિ. [સં.] પ્રતિજ્ઞા કરવા જેવું
**પ્રતિજ્ઞા-ત્યાગ** પું. [સં.] જુઓ 'પ્રતિજ્ઞા-ભંગ.'
**પ્રતિજ્ઞાત્યાગી** વિ. [સં., પું.] પ્રતિજ્ઞાનો ત્યાગ કરનાર
**પ્રતિજ્ઞા-નિષ્ઠ** વિ. [સં.] પ્રતિજ્ઞા પૂરી કરવાને વળગી રહેનારું
**પ્રતિજ્ઞા-પત્ર** પું., ન. [સં., ન.] વાંચીને પ્રતિજ્ઞા લેવાનો–શપથ લેવાનો પત્ર
**પ્રતિજ્ઞા-પાલક** વિ. [સં.] પ્રતિજ્ઞાનું પાલન કરનાર કર્તા
**પ્રતિજ્ઞા-પૂર્વક** વિ. [સં.] સિદ્ધ નિશ્ચયના સ્વરૂપમાં, 'સોલમ્નલી'
**પ્રતિજ્ઞા-બદ્ધ** વિ. [સં.] પ્રતિજ્ઞાનું પાલન કરવા બંધાયેલું
**પ્રતિજ્ઞા-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ, પ્રતિજ્ઞા–ત્યાગ
**પ્રતિજ્ઞાભંગી** (-ભઙ્ગી) વિ. [સં., પું.] પ્રતિજ્ઞા-ત્યાગી
**પ્રતિજ્ઞા-લેખ** પું. [સં.] (અદાલતી) સોગંદ-નામું
**પ્રતિજ્ઞા-વાક્ય** ન. [સં.] જુઓ 'પ્રતિજ્ઞા(૧).'
**પ્રતિજ્ઞા-હાનિ** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રતિજ્ઞા-ભંગ.'
**પ્રતિજ્ઞાંતર** (પ્રતિજ્ઞા-ન્તર) ન. [સં.] બીજી પ્રતિજ્ઞા. (૨) વાદીએ કરેલા દૂષણનો ઉદ્ધાર કરવા પોતાની પ્રતિજ્ઞા બદલી નાખવી એ એક નિગ્રહસ્થાન, 'ફૅલસી ઑફ્ શિફ્ટ કન્ક્લ્યુઝન' (મ. ન.). (તર્ક.)
**પ્રતિ-ઝેર** ન. [+ જુઓ 'ઝેર.'] ઝેરનો પ્રતીકાર કરતું દ્રવ્ય, 'ઍન્ટિ-ટૉક્સિન' (દ. હા.) (સંગીત.)
**પ્રતિ-તાલ** પું. [સં.] આઠ માત્રાનો સંગીતનો એક તાલ.
**પ્રતિ-દત્ત** વિ. [સં.] બદલામાં આપેલું
**પ્રતિ-દસ્કત** પું., બ. વ. [જુઓ 'દસ્કત.'] બીજાની સહી સાચી કહેવા કરાતી સહી, 'કાઉન્ટર-સિગ્નેચર'
**પ્રતિ-દિન** ક્રિ.વિ. [સં.] દરરોજ, નિત્ય, હમેશ
**પ્રતિદ્વંદ્વિ-તા** (-દ્વન્દ્વિતા) એ. [સં.] શત્રુતા, દુશ્મનાવટ, વેર
**પ્રતિદ્વંદ્વી** (-દ્વન્દ્વી) વિ. [સં., પું.] શત્રુ. દુશ્મન, વેરી
**પ્રતિ-દ્વાર** ક્રિ વિ. [સં.] દરેક બારણે, આંગણે આંગણે
**પ્રતિ-ધ્વનક** વિ. [સં.] પ્રતિ-ધ્વનિ આપનારું [પડછંદો
**પ્રતિ-ધ્વનિ** પું. [સં.] અવાજની સામે થતો અવાજ, પડઘો,
**પ્રતિ-ધ્વનિત** વિ. [સં.] પ્રતિ-ધ્વનિ પામેલું
**પ્રતિધ્વનિ-શાસ્ત્ર** ન. [સં.] પ્રતિ-ધ્વનિ પડવાને લગતી વિદ્યા
**પ્રતિ-નમસ્કાર** પું. [સં.] નમસ્કાર કરાતાં કરવામાં આવતો સામો નમસ્કાર
**પ્રતિ-નંદન** (-નન્દન) ન. [સં.] આભાર-દર્શન
**પ્રતિ-નાદ** પું. [સં.] જુઓ 'પ્રતિ-ધ્વનિ.'
**પ્રતિ-નાદિત** વિ. [સં.] જુઓ 'પ્રતિ-ધ્વનિત.'
**પ્રતિનાદી** વિ. [સં., પું.] પ્રતિ-નાદ કરનારું, પ્રતિ-ધ્વનક
**પ્રતિ-નાયક** પું. [સં.] નાટયમાં નાયકની સામે ગોઠવાયેલો વિરુદ્ધ પ્રકૃતિનો બીજો પ્રતિકૂળ નાયક, ખલ-નાયક. (નાટય.)
**પ્રતિ-નાયિકા** સ્ત્રી. [સં.] નાટયમાં નાયિકાની સામે ગોઠવાયેલી વિરુદ્ધ પ્રકૃતિની બીજી પ્રતિકૂળ નાયિકા, ખલ-નાયિકા. (નાટય.)
**પ્રતિ-નિધિ** પું. [સં.] એકની અવેજીમાં મુકાતો બીજો માણસ કે પદાર્થ વગેરે. (૨) આડતિયો, દલાલ. (૩) મુખત્યાર, 'ડેલિગેટ,' 'પ્રૉક્સી' [હોવાપણું, 'રેપ્રિઝેન્ટેશન'
**પ્રતિનિધિ-ત્વ** ન. [સં.] પ્રતિનિધિ કરવાપણું, પ્રતિનિધિ
**પ્રતિનિધિ-ભવન** ન. [સં.] રાજ્ય કે રાષ્ટ્રના પ્રતિનિધિનું નિવાસ-સ્થાન, 'લિગેશન'
**પ્રતિનિધિ-પત્ર** પું., ન [સં., ન] મુખત્યારનામું
**પ્રતિનિધિ-ભૂત** વિ. [સં.] પ્રતિનિધિ તરીકે રજૂ થયેલું
**પ્રતિનિધિ-મંડલ**(-ળ) (-મણ્ડલ, ળ) ન. [સં.] અવેજી વ્યક્તિઓનો સમૂહ કે મંડળી, 'ડેપ્યુટેશન'
**પ્રતિનિધિ-સભા** સ્ત્રી. [સં.] ચૂંટાઈ ને સભ્યો તરફથી આવેલા મુખત્યાર સભ્યોની બનેલી સભા, 'ડેલિગેટ-મીટિંગ'
**પ્રતિ-નિયમ** પું. [સં.] નિયમનો અપવાદ આપતો નિયમ
**પ્રતિ-નિર્દેશ** પું. [સં.] સામસામું હુકમનામું, 'ક્રૉસ ડિક્રી'
**પ્રતિ-નિર્દેશ્ય** વિ. [સં.] પ્રથમ દર્શાવેલ પદાર્થનો ફરી અન્ય ગુણ સ્થાપવા માટે નિર્દેશ કરવા જેવું. (તર્ક.)
**પ્રતિ-નિર્માણ** ન. [સં.] નષ્ટ થઈ ગયેલું પાછું ઊભું કરવું એ, પુનઃસર્જન [બુદ્ધિ
**પ્રતિનિર્માણ-શક્તિ** સ્ત્રી. [સં.] પ્રતિનિર્માણ કરવાની સર્જન
**પ્રતિ-નિષેધ** પું. [સં.] વિરોધી રજૂઆત, 'ઍન્ટિ-થીસિસ'
**પ્રતિ-પક્ષ** પું. [સં.] સામો પક્ષ, પ્રતિવાદી. (૨) શત્રુ,

દુશ્મન. (૩) ક્રિ. વિ. પ્રત્યેક પખવાડિયે
**પ્રતિપક્ષ(-ક્ષિ)તા** સ્ત્રી. [સં.] પ્રતિપક્ષી હોવાપણું. (૨) શત્રુતા
**પ્રતિપક્ષી** વિ. [સં., પું.] સામા પક્ષનું, પ્રતિવાદી, 'ઓપોનન્ટ.' (૨) શત્રુ
**પ્રતિ-પત્તિ** સ્ત્રી. [સં.] પ્રતિ-પાદન. (૨) સંપ્રાપ્તિ, લાભ. (૩) પ્રતીતિ, સમ્યગ્જ્ઞાન, સમઝ. (૪) શું કરવું છે એનું ભાન. (૫) સાબિતી, પુરાવો. (૬) પ્રભાવ. (૭) યુક્તિ. (૮) સ્વીકાર, સંમતિ, કબૂલાત. (૯) ખાતરી, નિશ્ચય. (૧૦) ખંડનાત્મક રજૂઆત, 'કન્વિક્શન' (ર. છો. પ.)
**પ્રતિ-પત્રક** ન. [સં.] પત્રકનું સામેનું અડધિયું
**પ્રતિ-પદ**[1] ક્રિ. વિ. [સં.] પગલે પગલે. (૨) વાકયમાંના દરેક શબ્દે, શબ્દે શબ્દે
**પ્રતિ-પદ**[2] સ્ત્રી. [સં. °પદ્], **-દા** સ્ત્રી. [સં.] હિંદુ મહિનાનાં બે પખવાડિયાંની પહેલી પહેલી તિથિ, એકમ. (સંજ્ઞા.)
**પ્રતિ-પન્ન** વિ. [સં.] આવી મળેલું. (૨) સમઝાયેલું. (૩) સ્વીકાર કરવામાં આવેલું. (૬) પ્રતિષ્ઠાનપાત્ર બનેલું
**પ્રતિ-પલ(-ળ)** ક્રિ. વિ. [સં.] જુઓ 'પ્રતિ-ક્ષણ.'
**પ્રતિપળાવવું, ·પ્રતિપળાવું** જુઓ 'પ્રતિપાળવું'માં.
**પ્રતિ-પાદક** વિ [સં.] પ્રતિપાદન કરનારું, (મન. ર૧.). 'કન્સ્ટ્રક્ટિવ.' (૨) સમર્થન કરનારું.. (૩) સમઝાવનારું
**પ્રતિ-પાદન** ન. [સં.] રજૂઆત-પૂર્વકનું સમર્થન, સિદ્ધ કરી બતાવવું એ, સ્થાપન, 'થીસિસ,' 'પ્લીડિંગ'
**પ્રતિપાદન-પદ્ધતિ** સ્ત્રી. [સં.] સમર્થન કરવાની રીત
**પ્રતિપાદન-શૈલી** સ્ત્રી. [સં.] સમર્થન કરવાની ચોક્કસ પ્રકારની રીત કે છટા [આપવા યોગ્ય, સ્થાપનીય
**પ્રતિ-પાદનીય** વિ. [સં.] સમર્થિત કરવા જેવું, સાબિત કરી
**પ્રતિ-પાદિત** વિ. [સં.] જેનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય તેવું, સમર્થિત
**પ્રતિ-પાદ્ય** વિ. [સં.] જુઓ 'પ્રતિ-પાદનીય.'
**પ્રતિ-પાલ(-ળ)ક** વિ. [સં.] પાલન કરનાર, રક્ષણ કરનાર, પોષણ કરનાર
**પ્રતિ-પાલન** ન. [સં.] રક્ષણ અને પોષણની ક્રિયા
**પ્રતિ-પાલનીય** વિ. [સં.] પ્રતિ-પાલન કરાવા યોગ્ય, પ્રતિ-પાલ્ય
**પ્રતિ-પાલિત** વિ. [સં.] જેનું પ્રતિ-પાલન કરવામાં આવ્યું હોય તેવું
**પ્રતિ-પાલ્ય** વિ. [સં.] જુઓ 'પ્રતિ-પાલનીય.'
**પ્રતિ-પાળ,૦ક** પું. [સં. પ્રતિ-પાલ,૦ક] જુઓ 'પ્રતિ-પાલક.'
**પ્રતિપાળવું** સ. ક્રિ. [સં. પ્રતિ-પાલ્; 'ળ'થી તત્સમ] પાલન-પોષણ કરવું. **પ્રતિપળાવું** કર્મણિ., ક્રિ. **પ્રતિપળાવવું** પ્રે., સ. ક્રિ.
**પ્રતિ-પૂરણ** ન. [સં.] અંદર દાખલ કરવું એ, 'ઇન્જેક્શન'
**પ્રતિ-પૃચ્છના, પ્રતિ-પૃચ્છા** સ્ત્રી. [સં.] ઊલટ તપાસ, પડપૂછ
**પ્રતિ-પ્રકાશ** પું. [સં.] પરાવર્તન પામેલો પ્રકાશ, પડછાયો, 'રિફ્લેક્શન' ['ફ્લુરેસન્ટ'
**પ્રતિ-પ્રકાશક** વિ. [સં.] પ્રકાશને ઝીલી પરાવર્તન કરનારું,
**પ્રતિ-પ્રકાશન** ન. [સં.] પ્રકાશ ઝિલાયા પછીનું એનું પરાવર્તન, 'રિફ્લેક્શન'
**પ્રતિ-પ્રણામ** પું. [સં.] નમસ્કારની સામે નમસ્કાર કરવા એ
**પ્રતિ-પ્રત્યક્ષ** પું. [સં.] માનસ ઉપર પડેલી છાપ, 'મેન્ટલ ઇમેઇજ,' 'આફ્ટર ઇમેઇજ' [કરેલો સામો પ્રશ્ન
**પ્રતિ-પ્રશ્ન** પું. [સં.] સવાલની સામેનો સવાલ, પ્રશ્ન સામે
**પ્રતિ-પ્રસવ** પું. [સં.] (લા.) અપવાદનો અપવાદ
**પ્રતિ-પ્રિય** ન. [સં.] બદલાનો અપાયેલો સારો બદલો
**પ્રતિ-ફલ(-ળ)** ન. [સં.] સામો બદલો, પ્રતિ-ક્રિયા, પ્રતિ-કાર
**પ્રતિફલક** વિ. [સં.] પ્રતિ-બિંબ આપનારું, 'રિફ્લેક્ટર'
**પ્રતિ-ફલન** ન. [સં.] સામો બદલો મળવો એ. (૨) પ્રતિ-કાર
**પ્રતિ-ફળ** જુઓ 'પ્રતિ-ફલ.'
**પ્રતિ-બદ્ધ** વિ. [સં.] બંધાયેલું. (૨) પ્રતિબંધવાળું. (૩) (૪) રક્ષિત, 'પ્રોટેક્ટેડ' (આ. બા.) [સામનો
**પ્રતિ-બલ(-ળ)** ન. [સં.] બળની સામે રજૂ થતું બળ, પ્રબળ
**પ્રતિ-બંધ (-બન્ધ)** પું. [સં.] મનાઈ, અટકાયત, રુકાવટ, પ્રતિરોધ, 'પ્રોસ્ક્રિપ્શન,' 'રિસ્ટ્રિક્શન,' 'બાર'
**પ્રતિ-બંધક** (-બન્ધક) વિ. [સં.] પ્રતિ-બંધ કરનારું, 'એસ્કયુ-ઝિવ' (બ. ક. ઠા.)
**પ્રતિબંધક-તા** (-બન્ધક-) સ્ત્રી. [સં.] પ્રતિબંધ હોવાપણું
**પ્રતિબંધ-કારક** (-બન્ધ-)વિ. [સં.], **પ્રતિબંધ-કારી** (-બન્ધ-) વિ. [સં., પું.] જુઓ 'પ્રતિ-બંધક.'
**પ્રતિ-બંધિત** (-બન્ધિત-) વિ. [સં. प्रतिबन्ध દ્વારા સં. ॰इत થી] જ્યાં જવા આવવાની મનાઈ કરી હોય તેવું (સ્થાન). (૨) પીણાં વગેરે પીવા લેવાની મનાઈ કરી હોય તેવું. (૩) જે પદાર્થોની આયાત કરવાની મનાઈ હોય તેવું, 'કોન્ટ્રાબૅન્ડ'
**પ્રતિ-બાધ** પું., **-ધા** સ્ત્રી. [સં.] બાધ, મુશ્કેલી, અડચણ
**પ્રતિ-બિંબ** (-બિમ્બ) ન. [સં.] ચળકતી કે પારદર્શક યા અરીસા જેવી સપાટીમાં દેખાતી પ્રતિકૃતિ, પ્રતિચ્છાયા. (૨) પડછાયો, ઓળો, 'ઇમેઇજ' (હી. વ.)
**પ્રતિ-બિંબક** (-બિમ્બક) વિ. [સં.] પ્રતિ-બિંબ આપનારું. (૨) (લા.) અનુયાયી ['એંગલ ઑફ રિફ્લેક્શન'
**પ્રતિબિંબ-કોણ** (-બિમ્બ-) પું. [સં.] પતન-કોણ, 'એંગલ
**પ્રતિબિંબ-વાદ** (-બિમ્બ-) પું. [સં.] અવિદ્યામાં પરબ્રહ્મનું પ્રતિ-બિંબ પડતાં જગત ભાસે છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, માયા-વાદ. (વેદાંત.)
**પ્રતિબિંબવું** (-બિમ્બવું) સ. ક્રિ. [સં. प्रतिबिम्ब, -ના. ધા.] પ્રતિ-બિંબ ઝીલવું. **પ્રતિબિંબાવું** (-બિમ્બાવું) કર્મણિ., ક્રિ. **પ્રતિબિંબાવવું** (-બિમ્બાવવું) પ્રે., સ. ક્રિ.
**પ્રતિબિંબાવવું, પ્રતિબિંબાવું**(-બિમ્બા-)જુઓ 'પ્રતિબિંબવું'માં
**પ્રતિ-બિંબિત** (-બિમ્બિત) વિ. [સં.] સામી બાજુએ પ્રતિ-બિંબરૂપે પડેલું. (૨) પ્રતિચ્છાયા પડી હોય તે રૂપનું, 'રિફ્લેક્ટેડ'
**પ્રતિ-બુદ્ધ** વિ. [સં.] ઉપદેશ પામેલું. (૨) જ્ઞાનથી જાગ્રત થયેલું. (૩) શાણું, ડાહ્યું, સમઝુ
**પ્રતિ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] શત્રુ-તા, દુશ્મનાવટ
**પ્રતિ-બોધ** પું. [સં.] જાગૃતિ, જ્ઞાનની દશા, સમઝણ. (૨) ઉપદેશ, શિખામણ, બોધ
**પ્રતિ-બોધક** વિ. [સં.] પ્રતિબોધ કરનારું
**પ્રતિ-બોધન** ન., **-ના** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રતિ-બોધ.'
**પ્રતિબોધવું** સ. ક્રિ. [સં. પ્રતિ+બુધ-બોધ્- (પ્રે.). તત્સમ] પ્રતિ-બોધ આપવો. **પ્રતિબોધાવું** કર્મણિ., ક્રિ. **પ્રતિબોધાવવું**

પ્રે., સ. ક્રિ.

**પ્રતિબોધાવવું, પ્રતિબોધાવું** જુઓ 'પ્રતિબોધવું'માં.

**પ્રતિ-બોધિત** વિ. [સં.] જેને પ્રતિબોધ કરવામાં આવ્યું હોય તેવું. (૨) જે વિશે પ્રતિબોધ કરવામાં આવ્યો હોય તેવું

**પ્રતિ-ભટ** પું. [સં.] સામા પક્ષનો યોદ્ધો, હરીફ યોદ્ધો

**પ્રતિ-ભા** સ્ત્રી. [સં.] બુદ્ધિ-બળની સ્વાભાવિક અભિવ્યક્તિ, તેજસ્વિ-તા, પ્રભાવ, 'ઓ,' 'ઇન્સ્પિરેશન' (બ. ક. ઠા.). (૨) સાહિત્ય-સર્જન વગેરેમાં નવું નવું સર્જનારી અસામાન્ય પ્રકારની સ્વાભાવિક બુદ્ધિ-શક્તિ. (કાવ્ય.)

**પ્રતિ-ભાગ** પું. [સં.] (આવક કે ઊપજનો) ભાગ, હિસ્સો, પાંતી [પ્રતિભાના ફલ-સ્વરૂપ

**પ્રતિભા-જન્ય** વિ. [સં.] પ્રતિભાથી ખડું થઈ શકે તેવું, ઉચ્ચ

**પ્રતિભા-દર્શન** ન. [સં.] આંતરિક સૂઝ, 'વિઝન' (ન. ભો.)

**પ્રતિભા-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] તર્ક-શક્તિનો પ્રભાવ, કલ્પના-શક્તિ, 'ઇમેજિનેશન' (આ. બા.) ['ઇન્ટયુશન'

**પ્રતિ-ભાન** ન. [સં.] સમઝણ-શક્તિ, ભાન, સૂઝ, સમઝ,

**પ્રતિભાન્વિત** વિ. [+ સં. अन्वित], **પ્રતિભા-યુક્ત** વિ. [સં.] પ્રતિભાવાળું, પ્રતિભાશાળી

**પ્રતિ-ભાવ** પું. [સં.] સામી અસર, પ્રત્યાઘાત, 'રિ-એક્શન' (ડો. માં.). (૨) અનુમોદનરૂપ અસર, 'રિસ્પોન્સ'

**પ્રતિભા-વંત** (વ-ન્ત) વિ. [+સં. °वत् > પ્રા. वंत], **પ્રતિભા-વાન** વિ. [+ સં. °वान्, પું.] જુઓ 'પ્રતિભાન્વિત.'

**પ્રતિભા-શક્તિ** સ્ત્રી. [સં.] કલ્પના-શક્તિ, સર્જન-શક્તિ, 'ઇમેજિનેશન' (કે. હ.)

**પ્રતિભા-શાલી(-ળી)** વિ. [સં., પું.] જુઓ 'પ્રતિભાન્વિત.'

**પ્રતિ-ભાસ** પું [સં.] આ-ભાસ, પ્રતિ-બિંબ, ઝાંખી. (૨) ખ્યાલ, 'આઇડિયા' (કે. હ.), 'ઇન્ટયુશન' (બ. ક. ઠા.)

**પ્રતિભાસવું** અ. ક્રિ. [સં. प्रति-भास्, તત્સમ] એકમાં બીજાના સ્વરૂપની છાયા પડી છે એવો ભ્રામક ખ્યાલ થવો, આ-ભાસ થવો. **પ્રતિભાસાવું** ભાવે., ક્રિ

**પ્રતિભા-સંપન્ન** (-સમ્પ-ન) વિ. [સં.] જુઓ 'પ્રતિભાન્વિત.'

**પ્રતિભાસાત્મક** વિ. [સં. प्रति-भास + ગુ- आत्मन् + क] આભાસ-રૂપ

**પ્રતિભાસાવું** જુઓ 'પ્રતિ-ભાસવું'માં.

**પ્રતિ-ભાસિત** વિ. [સં.] આભાસ-રૂપે દેખાયેલું

**પ્રતિભા-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] કવિ ચિત્રકાર કે શિલ્પીની અંતઃસ્ફુરણામાંથી નીકળતું સર્જન. (૨) પ્રતિભાથી ઊપજતી મનોમય સૃષ્ટિ [જવાપણું

**પ્રતિભા-હાનિ** સ્ત્રી [સં.] પ્રતિભાનું કોઈ કારણે કુંઠિત થઈ

**પ્રતિભા-હીન** સ્ત્રી. [સં.] પ્રતિભાના અભાવવાળું

**પ્રતિ-ભુજ** પું. [સં.] ચતુષ્કોણ આકૃતિમાં સામસામેની બાજુ. (ગ.) ['ઍન્ટિ-પોડિઝ'

**પ્રતિ-ભૂમિ** સ્ત્રી. [સં.] એકબીજાની સામે આવેલો પ્રદેશ,

**પ્રતિ-ભ્રમણ** ન. [સં.] ઊલટી દિશાનું ફરવું એ, ઊલટું ચક્કર

**પ્રતિ-મધ્યમ** પું [સં.] તીવ્રતર 'મ' સ્વર. (સંગીત.)

**પ્રતિ-મર્શ** પું. [સં.] નસ્યના પાંચ માંહેનો એક ભેદ (નાકમાં તેલનાં ટીપાં નાખવાનો) [શત્રુપક્ષનો યોદ્ધો

**પ્રતિ-મલ્લ** પું. [સં.] સામા પક્ષનો મલ્લ, પ્રતિપક્ષી મલ્લ. (૨)

**પ્રતિ-મંઠ** (-મણ્ઠ), **-ઠ** (-મણ્ઠ) પું. [સં.] સંગીતનો એક તાલ. (સંગીત.) [પાસ થતું કૂંડાળું, પરિ-વેષ, પરિધિ

**પ્રતિ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] સૂર્ય વગેરેની આસ-

**પ્રતિ-મા** સ્ત્રી. [સં.] મૂર્તિ, પૂતળું, 'સ્ટેચ્યૂ,' 'આઇડોલ.' (૨) પ્રતિ-બિંબ, છાયા, 'ઇમેઇજ.' (૩) અભિ-ગ્રહ, નિયમ. (જૈન.) [મૂર્તિ તૈયાર કરવી એ

**પ્રતિમા-કરણ** ન. [સં.] માટી પથ્થર લાકડું ધાતુ વગેરેમાંથી

**પ્રતિમા-ગૃહ** ન. [સં., પું., ન.] મૂર્તિ કે મૂર્તિઓ રાખવાનું ઘર કે મંદિર, દેરું, દેવળ, 'ટેમ્પલ', 'શ્રાઇન'

**પ્રતિમા-ચિત્ર** ન. [સં.] છબી, 'પૉર્ટ્રેટ'

**પ્રતિમા-દર્શન** ન. [સં.] મૂર્તિને જોવી એ

**પ્રતિમા-દાન** ન. [સં.] મૂર્તિનું દાન કરવું એ

**પ્રતિમા-ધારી** વિ., પું. [સં., પું.] અમુક જાતના નિયમ ધારણ કરનાર સાધુ

**પ્રતિ-માન** ન. [સં.] નમૂનો, પ્રતિ-રૂપ, 'કાઉન્ટર પાર્ટ.' (૨) છબી, નકલ. (૩) પ્રતિઘાતમાપક, 'ઍન્ટિલૉગેરિધમ.' (ગ.)

**પ્રતિમા-પૂજક** વિ. [સં.] મૂર્તિ-પૂજક

**પ્રતિમા-પૂજન** ન., **પ્રતિમા-પૂજા** સ્ત્રી. [સં.] મૂર્તિ-પૂજા

**પ્રતિમા-લેખ** પું. [સં.] પથ્થર કે ધાતુની મૂર્તિઓની પાછળના ભાગમાં અથવા/અને નીચેની બેસણીની ધારમાં કોતરેલ અભિલેખ, 'આઇડોલ-ઇન્સ્ક્રિપ્શન'

**પ્રતિમા-લેખન** ન. [+ સં. आ-लेखन] પ્રતિમા જોઈ ને એની પ્રતિ-કૃતિ ઊભી કરવી યા ચીતરવી એ ક્રિયા, 'મૉડેલ-ડ્રૉઇંગ'

**પ્રતિમા-વિદ્યા** સ્ત્રી. [સં.] મૂર્તિઓ કોતરી-ઘડી બનાવવાનું શાસ્ત્ર, 'આઇકોનોગ્રાફી' [મૂર્તિ-વિધાન

**પ્રતિમા-વિધાન** ન. [સં.] મૂર્તિઓ કોતરવા-ઘડવાની ક્રિયા,

**પ્રતિમા-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'પ્રતિમા-વિદ્યા.'

**પ્રતિ-માસ** ક્રિ. વિ. [સં.] માસિક, દર મહિને, મહિને મહિને, 'પર મેન્સમ'

**પ્રતિ-મિત્ર** પું. [સં., ન.] શત્રુ [સંધિ. (નાટ્ય.)

**પ્રતિ-મુખ** ન. [સં.] નાટ્ય-રચનાની પાંચ સંધિઓમાંની બીજી

**પ્રતિ-મૂર્ત** વિ. [સં.] પ્રતિબિંબિત, નકલ-સ્વરૂપે થયેલું

**પ્રતિ-મૂર્તિ** સ્ત્રી. [સં.] આબેહૂબ નકલ, સરખા દેખાવનું સ્વરૂપ

**પ્રતિ-યોગ** વિ. [સં.] વિરુદ્ધ સંબંધ, વિરોધી પદાર્થોનો સંયોગ. (૨) વિરોધ, શત્રુ-તા, દુશ્મનાવટ [(૩) હરીફાઈ

**પ્રતિયોગિ-તા** સ્ત્રી. [સં.] શત્રુ-તા, દુશ્મનાવટ. (૨) સંઘર્ષ.

**પ્રતિયોગી** વિ. [સં., પું.] વિરોધાત્મક, 'કૉમ્પ્લીમેન્ટરી' (કે. હ.). (૨) પ્રતિ-પ્રત્યક્ષ, 'નેગેટિવ.' (૩) શત્રુ, દુશ્મન. (૪) હરીફ, 'ઍન્ટેગૉનિસ્ટ' (દ. બા.)

**પ્રતિ-યોધ** પું. [સં.] શત્રુનો યોદ્ધો

**પ્રતિ-રક્ષ** પું. [સં.] સામે રહી લડનાર (ગો. મા.)

**પ્રતિ-રક્ષણ** ન., **પ્રતિ-રક્ષા** [સં.] સંરક્ષણ

**પ્રતિ-રથ, -થી** પું. [સં.] સામા પક્ષનો પ્રથમ કક્ષાનો યોદ્ધો, બરોબરિયો લડનારો

**પ્રતિ-રવ** પું. [સં.] જુઓ 'પ્રતિ-ધ્વનિ.'

**પ્રતિ-રાત્ર** ક્રિ. વિ. [સં.] દરેક રાત્રિએ, પ્રત્યેક રાતે

**પ્રતિ-રુદ્ધ** વિ. [સં.] અટકાવવામાં આવેલું. (૨) ઘેરી લેવામાં આવેલું

**પ્રતિ-રૂપ** ન. [સં.] સમાન આકૃતિ, સમાન ગુણલક્ષણ હોવાપણું, 'ટાઇપ,' 'ઇમેઇજ.' (૨) 'કાઉન્ટર પાર્ટ.' (૩) વિ. મળતું આવતું, સમાન અદલોઅદલ, આબેહૂબ

**પ્રતિ-રોધ** પું. [સં.] અટકાવ, અટકાયત, રોકાણ, રુકાવટ, 'રેઝિસ્ટન્સ' (મ. ન.)

**પ્રતિ-રોધક** વિ. [સં.] અટકાવનાર, રોકી રાખનાર. (૨) સૈન્ય વગેરેથી ઘેરો ઘાલનાર. (૩) અડચણ કરનાર, 'ઑબ્સ્ટ્રક્ટિવ'

**પ્રતિ-રોધન** ન. [સં.] જુઓ 'પ્રતિ-રોધ.'

**પ્રતિ-રોધિત** વિ. [સં.] અટકાવવામાં આવેલું, 'રિપ્રેસ્ડ' (ડૉ. માં.). (૨) વિઘ્ન કરવામાં આવેલું હોય તેવું

**પ્રતિરોધી** વિ. [સં., પું.] જુએ 'પ્રતિ-રોધક.'

**પ્રતિ-લહરી** સ્ત્રી. [સં.] જતી લહરીની સામે પાછી ફરતી તે તે લહરી, ઓટનો તે તે તરંગ

**પ્રતિ-લિપિ** સ્ત્રી. [સં.] નકલની નકલ, બીજી નકલ, 'ડુપ્લિકેટ'

**પ્રતિ-લેખ** પું. [સં.] એક લેખનો વિરોધ કરનારો સામો લેખ, ઉત્તરરૂપનો લેખ. (૨) નકલ, ઉતારો

**પ્રતિ-લેખક** વિ. [સં.] નકલ કરનાર લહિયો

**પ્રતિલેખક યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] નકલ કરવાનું યંત્ર, 'સાઇક્લોસ્ટાઇલ મશિન' [તપાસ. (જૈન.)

**પ્રતિ-લેખન** ન., -ના સ્ત્રી. [સં.] બારીકીથી કરવામાં આવતી

**પ્રતિ-લેખિત** વિ. [સં. પ્રતિલેખ + સં. इत त. પ્ર.] બારીકીથી તપાસેલું. (જૈન.)

**પ્રતિ-લોમ** વિ. [સં.] અવળા કે ઊલટા ક્રમનું. (૨) નિયમ વિરુદ્ધનું. (૩) ઊલટી દિશાનું (ગો.મા.)

**પ્રતિલોમ વિવાહ** પું. [સં.] હિંદુ વર્ણપ્રથા પ્રમાણે ઊતરતા વર્ણના ગણાતા પુરુષનું ઉચ્ચ વર્ણની સ્ત્રી સાથેનું લગ્ન

**પ્રતિ-વચન** ન. [સં.] ઉત્તર, જવાબ. (૨) સામે બોલવું એ. તોછડાઈ [(ક. મા. મુ.)

**પ્રતિ-વમન** ન. [સં.] વમન, ઊલટી, બકારી. (૨) પરાવર્તન

**પ્રતિ-વર્તુલ(-ળ)** ન. [સં.] જુએ 'પ્રતિ-વૃત્ત.'

**પ્રતિ-વર્ષ** ક્રિ.વિ. [સં.] દર વર્ષે, વર્ષે વર્ષે, વર્ષોવર્ષ

**પ્રતિ-વસ્તુ** સ્ત્રી. [સં., ન.] સમાન રૂપની ચીજ

**પ્રતિવસ્તૂપમા** સ્ત્રી. [ + સં. ઉપમા] બે ભિન્ન વાક્યોમાં થતી તુલનાના પ્રકારનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**પ્રતિ-વાદ** પું. [સં.] વિરોધી જવાબ. (૨) વિરોધાત્મક ખંડન, 'ઍન્ટિ-થીસિસ' (આ. બા.). (૩) સામો દાવો, ઊલટો દાવો. (૪) કલંક. (બૌદ્ધ.) [આપનાર, પ્રતિવાદી

**પ્રતિ-વાદક** વિ. [સં.] પ્રતિ-વાદ કરનાર, સામો જવાબ

**પ્રતિવાદ(-દે)ણ** (-ણ્ય) સ્ત્રી. [સં. પ્રતિવાદી + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] (મુકદ્દમામાં) પ્રતિવાદી સ્ત્રી

**પ્રતિવાદી** વિ. [સં., પું.] વિરુદ્ધ વાદ કરનાર, વાદીની વાતનો વિરુદ્ધ જવાબ આપનાર, વાદીના મુદ્દાનું ખંડન કરનાર. (તર્ક.) (૨) મુકદ્દમામાં ફરિયાદીનો પ્રતિપક્ષી 'ડિફેન્ડન્ટ,' 'રિસ્પૉન્ડન્ટ'

**પ્રતિ-વાદેણ** (ણ્ય) જુએ 'પ્રતિવાદણ.'

**પ્રતિ-વારણ** ન. [સં.] વારી લેવું એ, નિવારણ

**પ્રતિવાર્ષિક** વિ. [સં.] દર વર્ષે આવતું કે થતું

**પ્રતિ-વિધાન** ન. [સં.] ઉપાય કરવો એ. (૨) બદલો લેવો એ. (૩) રજૂઆત, 'રેપ્રિઝેન્ટેશન' (ન.પા.)

**પ્રતિ-વિધિ** પું [સં.] પ્રતિ-કાર, સામનો-(૨) ઉપાય, ઇલાજ

**પ્રતિ-વિષ** ન. [સં.] ઝેરનો પ્રતિ-કાર કરનારું બીજું ઝેર

**પ્રતિ-વૃત્ત** ન.[સં.] સામી બાજુનું વર્તુલ, ગ્રહોનું પ્રતિ-વર્તુલ

**પ્રતિ-વૃત્તિ** સ્ત્રી. [સં.] લયની માત્રા. (સંગીત.) [ગુપ્ત-ચર

**પ્રતિ-વેદક** વિ.[સં.] બાતમી મેળવી પહોંચાડનાર—બાતમીદાર,

**પ્રતિ-શત** ક્રિ.વિ.[સં.] દર સેંકડે ['રિસ્પૉન્સ'

**પ્રતિ-શબ્દ** પું. [સં.] જુએ 'પ્રતિ-ધ્વનિ'. (૨) હકારાત્મક ટેકો,

**પ્રતિ-શયન** ન. [સં.] ઇષ્ટ વસ્તુ મેળવવા માટે યા સ્વપ્ન દ્વારા ઇષ્ટ અર્થનું પવિત્ર જ્ઞાન થાય એ માટે સ્થાનમાં સૂવું એ

**પ્રતિ-શરીર** વિ. [સં.] પ્રતિનિધિ-રૂપ

**પ્રતિ-શાખા** સ્ત્રી.[સં.] શાખામાંથી ફૂટતી તે તે પેટા-શાખા

**પ્રતિ-શાપ** પું. [સં.] શાપની સામે આપેલો શાપ

**પ્રતિ-શોધ** પું., -ધન ન. [સં.] વેર વાળવું એ, વેરનો બદલો લેવો એ

**પ્રતિ-શ્રુત** વિ. [સં.] મંજૂર કરેલું, સ્વીકારેલું. (૨) જેના વિશે વચન આપ્યું હોય તેવું. (૩) ન. સ્વીકાર. (૪) આપેલું વચન, કોલ

**પ્રતિ-શ્લોક** ક્રિ. વિ. [સં.] શ્લોકે શ્લોકે, દરેક શ્લોકે

**પ્રતિ-ષિદ્ધ** વિ. [સં.] જેનો નિષેધ કરવામાં આવ્યો હોય તેવું, નિ-ષિદ્ધ, મનાઈ કરી હોય તેવું

**પ્રતિષિદ્ધ-સેવન** ન. [સં.] નિષિદ્ધ વસ્તુઓનો ઉપયોગ

**પ્રતિષિદ્ધ-સેવી** વિ. [સં., પું.] નિષિદ્ધ વસ્તુઓનો ઉપયોગ કરનાર

**પ્રતિ-ષિધ્યમાન** વિ. [સં.] જેનો નિષેધ કરવામાં આવતો હોય તેવું, મનાઈ કરવામાં આવતું

**પ્રતિ-ષેધ** પું. [સં.] મનાઈ, નિષેધ. (૨) અવરોધ, અટકાયત, 'વીટો' (ર. વા.). (૩) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**પ્રતિ-ષેધક** વિ.[સં.] પ્રતિ-ષેધ કરનાર, નિ-ષેધક, મનાઈ કરનાર

**પ્રતિ-ષ્ઠા** સ્ત્રી. [સં.] સ્થાપના. (૨) સ્થિતિ, સ્થિર-તા. (૩) પાયો, મંડાણ. (૪) આબરૂ, યશ, કીર્તિ, ખ્યાતિ. (૫) ગૌરવ, મહત્તા. (૬) માન, મોભો, 'ઑનર'

**પ્રતિષ્ઠા-દાયક** વિ. [સં.], **પ્રતિષ્ઠા-દાયી** વિ. [સં., પું.] પ્રતિષ્ઠા અપાવનારું

**પ્રતિ-ષ્ઠાન** ન. [સં.] આરામ લેવાનું સ્થાન. (૨) ઈ. સ. ૧ લી સદી આસપાસનું મહારાષ્ટ્રમાં ગોદાવરીને કાંઠે આવેલા પૈઠણ નગરનું રાજા શાલિવાહન કે સાતવાહનની રાજધાનીનું પ્રાચીન સ્થાન. (સંજ્ઞા.) (૩) પૌરાણિક માન્યતા પ્રમાણે હસ્તિનાપુર નજીકનું વર્ધમાનપુર. (સંજ્ઞા.)

**પ્રતિ-ષ્ઠાપક** વિ. [સં.] પ્રતિષ્ઠા કરાવી આપનાર, સ્થિર-તા લાવી આપનાર

**પ્રતિષ્ઠા-પત્ર** પું. [સં., ન.] સંમાન-પત્ર, માન-પત્ર

**પ્રતિષ્ઠા-પદવી** સ્ત્રી. [સં.] વિદ્યાપીઠ તરફથી મળતી, સ્નાતક વગેરે પદવી કે ઉપાધિ, 'ડિગ્રી' (ક. પ્રા.)

**પ્રતિ-ષ્ઠાપન** ન., -પના સ્ત્રી. [સં.] પ્રતિષ્ઠા કરાવવાની ક્રિયા. (૨) પ્રતિ-પક્ષ તરીકેનું સ્થાન [તેવું, સ્થાપન કરાયેલું

**પ્રતિ-ષ્ઠાપિત** વિ. [સં.] જેની પ્રતિષ્ઠા કરવામાં આવી હોય

**પ્રતિષ્ઠા-મહોત્સવ** પું.[સં.] દેવ દેવી તીર્થંકર આદિની મૂર્તિની

મંદિરમાં સ્થાપના કરવાનો મોટો સમારંભ
**પ્રતિષ્ઠા-લેખ** પું.[સં.] વિદ્યાપીઠની પદવીનું પ્રમાણ-પત્ર. (૨) ડિપ્લોમા પરીક્ષાનું પ્રમાણ-પત્ર, 'ડિપ્લોમા' (ક.પ્રા.)
**પ્રતિષ્ઠા-વંતુ** (-વન્તું) વિ.[સં. °वत्> પ્રા. वंत+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.], **પ્રતિષ્ઠા-વાન** વિ.[+સં °वान् .પું.] પ્રતિષ્ઠાવાળું, આબરૂદાર, પ્રતિષ્ઠિત
**પ્રતિષ્ઠા-હાનિ** સ્ત્રી. [સં.] આબરૂને પહોંચતો ધક્કો
**પ્રતિષ્ઠા-હીન** વિ. [સં.] આબરૂ વિનાનું, બે-આબરૂ
**પ્રતિ-ષ્ઠિત** વિ. [સં.] જેની પ્રતિષ્ઠા-સ્થાપના કરવામાં આવી હોય તેવું. (૨) આબરૂદાર. (૩) મોભાદાર, 'ડિસ્ટિંગ્વિશ્ડ.' (૪) વિખ્યાત, પંકાયેલું
**પ્રતિષ્ઠિત-તા** સ્ત્રી. [સં.] પ્રતિષ્ઠિત હોવાપણું, પ્રતિષ્ઠા
**પ્રતિષ્ઠોત્સવ** પું. [+ સં. उत्सव] જુઓ 'પ્રતિષ્ઠા-મહોત્સવ.'
**પ્રતિ-સપ્તાહ** ક્રિ.વિ. [સં.] દર સાત દિવસે, અઠવાડિયે એક દિવસ
**પ્રતિ-સર્ગ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માએ ઉત્પન્ન કરેલી સૃષ્ટિ સામે બ્રહ્માના માનસ પુત્રોએ ઉત્પન્ન કરેલી સમાંતર સૃષ્ટિ. (૩) ક્રિ.વિ. સૃષ્ટિ ઉત્પન્ન કરવાના તે તે સમયે, દરેક સૃષ્ટિ ને સમયે
**પ્રતિ-સહકારવાદી** વિ. [સં., પું.] સહકાર ન આપવાનો મત ધરાવનું, 'એન્ટિ-કો-ઓપરેટિવ'
**પ્રતિ-સહકારી** વિ. [સં., પું.] સહકારનો સામનો કરનારું, સહકારથી વિરુદ્ધ કામ કરનારું
**પ્રતિ-સંખ્યા** (-સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] ચેતના, જાગ્રત સ્થિતિ. (૨) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**પ્રતિ-સંધાન** (-સન્ધાન) ન. [સં.], **પ્રતિ-સંધિ** (-સન્ધિ) પું. સ્ત્રી. [સં., પું.] અગાઉની પ્રતીતિને જોડનારો વિષય, અનુ-ચિંતન. (૨) અનુ-સંધાન. (૩) આત્મ-નિગ્રહ. (૪) શોધ, સંશોધન, 'રિસર્ચ'
**પ્રતિ-સંપ્રસારણ** (-સમ્પ્રસારણ) ન. [સં.] 'ય' 'વ' ના અનુક્રમે 'ઇ' 'ઉ' થયા બાદ પાછા 'ય' 'વ' થવાની પ્રક્રિયા. (વ્યા.)
**પ્રતિ-સંબંધી** (-સમ્બન્ધી) વિ. [સં., પું.] વિરોધી
**પ્રતિ-સંલીન** (-સંલ્લીન) વિ. [સં.] ઇંદ્રિયોનો નિગ્રહ કરનારું. (જૈન.)
**પ્રતિ-સંલીન-તા** (-સંલ્લીનતા) સ્ત્રી. [સં.] ઇંદ્રિયોના વિષયો અને કષાયોનો ત્યાગ કરવાની ક્રિયા. (જૈન.)
**પ્રતિ-સંસ્કરણ** (-સંસ્કરણ) ન. [સં.] સુધરેલી નવી આવૃત્તિ (ગ્રંથની) [કે વિદ્વાન
**પ્રતિ-સંસ્કર્તા** (-સંસ્કર્તા) પું. [સં.] સુધારા કરનાર વ્યક્તિ
**પ્રતિ-સંસ્કૃત** (-સંસ્કૃત) વિ. [સં.] સારી રીતે સુધારેલું
**પ્રતિ-સારક** વિ. [સં.] પાછું હઠાવનારું. (૨) ઊલટી દિશાએ બેસનારું [દિશાએ જવું એ
**પ્રતિ-સારણ** ન. [સં.] પાછું હઠવાની ક્રિયા. (૨) ઊલટી
**પ્રતિ-સારિત** વિ. [સં.] દૂર કરેલું, ખસેડેલું
**પ્રતિ-સારી** વિ. [સં.] જુઓ 'પ્રતિ-સારક.'
**પ્રતિ-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] ચાલુ સિદ્ધાંતથી ઊલટા પ્રકારનો નિયમ, 'કૉન્વર્સ થિયેરમ.' (ગ.)

**પ્રતિ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રતિ-સર્ગ(૧).'
**પ્રતિ-સેવના** સ્ત્રી. [સં.] વિરાધના. (જૈન.)
**પ્રતિસેવના-કુશીલ** વિ. [સં.] ઇંદ્રિયો ઉપર કાબૂ ન હોવાને કારણે આડે રસ્તે ચડી ગયેલ (સાધુ.). (જૈન.)
**પ્રતિ-સ્પર્ધા, -ર્ધિ-તા** સ્ત્રી. [સં.] સ્પર્ધા, હરીફાઈ, પ્રતિયોગિતા
**પ્રતિસ્પર્ધી** વિ. [સં.] સ્પર્ધા કરવા માગતું, હરીફાઈમાં ઊભું રહેનાર, હરીફ, પ્રતિયોગી
**પ્રતિ-સોગંદનામું** (-સોગન્દ-) ન. [ + જુઓ 'સોગંદ-નામું.'] બીજાએ કરેલા સોગંદનામા સામે કરાતું સોગંદ-નામું, 'કાઉન્ટર ઍફિડેવિટ'
**પ્રતિસ્વરોત્પાદન** ન. [સં. प्रति-स्वर + उत्पादन] કપૂરની તાવડી ઉપર ધ્વનિ ઉતારી લેવાની ક્રિયા, 'ફોનોગ્રાફી' (બ. ક. ઠા.), 'ટેપ-રેકૉર્ડિંગ'
**પ્રતિ-હત** વિ. [સં.] પ્રતિ-ઘાત પામેલું, આ-ઘાત થયો હોય તેવું. (૨) હરાવેલું. (૩) હઠાવેલું. (૪) જેનો મનો-ભંગ થયો હોય તેવું
**પ્રતિ(-તી)-હાર** પું. [સં.] ચોકી-પહેરો કરનાર, સંત્રી, ચોકિયાત, 'ઑર્ડર્લી.' (૨) દ્વારપાળ, દરવાન
**પ્રતિહારિકા, પ્રતિહારિણી, પ્રતિ(-તી)હારી**[1] સ્ત્રી. [સં.] ચોકિયાત સ્ત્રી
**પ્રતિહારી**[2] વિ., પું. [સં., પું.; પણ સં.માં 'પ્રતિહાર' રૂઢ.] જુઓ 'પ્રતિહાર'–'ઑર્ડર્લી' (દ. બા.)
**પ્રતિ(-તી)હારું** ન. [સં. प्रति(-ती) हार + ગુ. 'ઉં' ત.પ્ર.] પ્રતિહારનો ધંધો, ચોકીદારી [મશ્કરીની મશ્કરી
**પ્રતિ(-તી)-હાસ** પું. [સં.] હસનારની સામે હસવું એ. (૨)
**પ્રતિ-હિંસા** (-હિંસા) સ્ત્રી. [સં.] હિંસા સામે હિંસા, ખૂન સામે ખૂન
**પ્રતિ-હૃદય** ન. [સં.] હૃદયનું પ્રતિ-બિંબ. (૨) અસલ વસ્તુની આબેહૂબ છાયા
**પ્રતીક** ન. [સં.] ચિહ્ન, નિશાન, 'સિમ્બોલ,' 'એમ્બ્લેમ.' (૨) નમૂનો, આદર્શ, 'મૉડલ.' (અ.રા.). (૩) મૂર્તિ, પ્રતિમા. 'ઇમેઇજ' (વિ.ર.). (૪) પ્રતિ-રૂપ, પ્રતિ-બિંબ. (૫) ખાતરી -ચિહ્ન, 'ટૉકન'
**પ્રતી-કાર** જુઓ 'પ્રતિ-કાર.'
**પ્રતીક-વાદ** પું. [સં.] જેમાં પ્રતીકોનો ઉપયોગ કરી સ્પષ્ટતા કરવામાં આવી હોય તેવો મત-સિદ્ધાંત, 'સિમ્બૉલિઝમ' (ઉ. જો.)
**પ્રતીકાર-સંધિ** (-સન્ધિ) જુઓ 'પ્રતિકાર-સંધિ.'
**પ્રતીકોપાસના** સ્ત્રી. [સં. प्रतीक + उपासना] ઇષ્ટ-દેવ કે ઇષ્ટદેવના સ્વરૂપની ભાવનાએ બનાવેલી મૂર્તિની વિધિ-પૂર્વકની ભક્તિ
**પ્રતીક્ષક** વિ. [સં. प्रति + ईक्षक] પ્રતીક્ષા કરનાર, રાહ જોનાર
**પ્રતીક્ષણ** ન. [સં. प्रति-+ ईक्षण] પ્રતીક્ષા, રાહ જોવી એ. (૨) આશા રાખવી એ
**પ્રતીક્ષણીય** વિ. [સં. प्रति + ईक्षणीय] પ્રતીક્ષા કરવા જેવું, રાહ જોવા જેવું. (૨) વિચારવા યોગ્ય
**પ્રતીક્ષા** સ્ત્રી. [સં. प्रति + ईक्षा] રાહ જોવી એ, વાટ જોવી એ, મળવા કે જોવા યા મેળવવા માટે ખોળરવું એ

**પ્રતીક્ષિત** વિ. [સં. प्रति + ईक्षित] જેની પ્રતીક્ષા કરવામાં આવી હોય તેવું

**પ્રતીક્ષી** વિ. [સં. प्रति + ईक्षी, પું.] જુઓ 'પ્રતીક્ષક.'

**પ્રતી-ઘાત** જુઓ 'પ્રતિ-ઘાત.'

**પ્રતીચી** સ્ત્રી. [સં.] પશ્ચિમ દિશા, આથમણી દિશા

**પ્રતીચીન** વિ. [સં.] પશ્ચિમ દિશાને લગતું, પશ્ચિમ દિશાનું, પાશ્ચાત્ય, પ્રતીચ્ય. (૨) મોઢું ફેરવી લેનારું, પરાઙ્મુખ

**પ્રતીચ્છક** વિ. [સં. प्रति + इच्छक] જ્ઞાન લેવાની ઇચ્છા કરનાર સાધુ. (જૈન.)

**પ્રતીચ્ય** વિ. [સં.] જુઓ 'પ્રવીચીન(૧).'

**પ્રતીત**[1] વિ. [સં. प्रति + इत] સ્પષ્ટ રીતે જાણવામાં આવેલું, બરોબર સમઝાયેલું. (૨) અનુભવ-ગોચર. (૩) વિશ્વાસ ઉપજાવે તેવું ['પ્રતીતિ.'

**પ્રતીત**[2] (-ત્ય) સ્ત્રી. [સં. प्रतीति, અર્વા.તદ્ભવ] જુઓ

**પ્રતીત-તા** સ્ત્રી [સં.] પ્રતીત થવાપણું [થઈ ચૂકેલું

**પ્રતીત-સિદ્ધ** વિ. [સં.] પ્રતીતિ થવાને કારણે સાબિત

**પ્રતીતિ** સ્ત્રી. [સં. प्रति + इति] આવેલો સ્પષ્ટ ખ્યાલ, સ્પષ્ટ સમઝણ, 'કૉન્શિયસ-નેસ.' (૨) ખાતરી, નક્કીપણું. (૩) અનુભવ. (૪) છાપ, સંસ્કાર. (૫) વાસ્તવિક-તા, 'ફિનોમિનન.' (૬) વિશ્વાસ, પતીજ, શ્રદ્ધા, ભરોસો. [૦ પડવી (રૂ. પ્ર.) ખાતરી થવી]

**પ્રતીતિ-કર, પ્રતીતિ-કારક** વિ. [સં.], **પ્રતીતિ-કારી** વિ. [સં., પું.], **પ્રતીતિ-જનક** વિ. [સં.] પ્રતીતિ કરાવનારું, 'કન્વિન્સિંગ'

**પ્રતીતિ-સિદ્ધ** વિ. [સં.] પ્રતીતિ થવાથી સાબિત થઈ ચૂકેલું

**પ્રતીપ** વિ. [સં.] ઊલટું, ઊંધું, અવળું. (૨) જક્કી. (૩) પું. એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**પ્રતીપ-ગતિ** સ્ત્રી., **-મન** ન. [સં.] ઊલટી દિશા તરફ જવું એ. (૨) વિરુદ્ધ વર્તન [વિરુદ્ધ રીતે વર્તનારું

**પ્રતીપ-ગામી** વિ. [સં., પું.] ઊલટી દિશા તરફ જનારું. (૨)

**પ્રતીપોક્તિ** સ્ત્રી. [+સં. उक्ति] વિરુદ્ધ વચન. (૨) સામાના વચનનું ખંડન કરનારો બોલ

**પ્રતીયમાન** વિ. [સં. प्रति + ईयमान] સ્પષ્ટ રીતે જોવામાં આવતું. (૩) સ્પષ્ટ રીતે અનુભવ થતો હોય તેવું

**પ્રતીયમાનાર્થ** પું [+સં. अर्थ] સમઝાતો અર્થ, વ્યંજનાથી ખડો થતો અર્થ. (કાવ્ય.)

**પ્રતી-હાર** જુઓ 'પ્રતિ-હાર.'

**પ્રતી-હારી** જુઓ 'પ્રતિહારી.'

**પ્રતીહારું** જુઓ 'પ્રતિહારું.'

**પ્રતી-હાસ** જુઓ 'પ્રતિ-હાસ.'

**પ્ર-તૃપ્ત** વિ. [સં.] ખૂબ જ તૃપ્ત થયેલું, ખૂબ ધરાયેલું

**પ્રતોલિકા, પ્રતોલી** સ્ત્રી. [સં.] નગર ગામ કે પોળનો દરવાજો. (૨) નગર કે ગામનો રાજમાર્ગ. (૩) પોળ, વાડ, વાડો

**પ્રત્ન** વિ. [સં.] પુરાતન, પુરાણું, અસલનું, પ્રાચીન

**પ્રત્ન-તત્ત્વ** ન. [સં.] પુરા-તત્ત્વ

**પ્રત્ન-વિદ્યા** સ્ત્રી. [સં.] પુરાતત્ત્વ-વિદ્યા, 'આર્કિયોલૉજી'

**પ્રત્યક્(-ગ્)** વિ. [સં.] પશ્ચિમ દિશાનું. (૨) પછીનું, મોડેનું (૩) સામેનું. (૪) પાછું ફરેલું

**પ્રત્યક્-ચેતન** પું. [સં.] પ્રત્યગાત્મા, ચેતન જીવાત્મા, 'સબ્જેક્ટિવ કૉન્શિયસ-નેસ' (મ.ન.)(યોગ.). (૨) ન. વિષય, 'સબ્જેક્ટ' (આ.બા.).(૩) સાંખ્યસિદ્ધાંતનો પુરુષ. (સાંખ્ય.). (૪) સ્વાનુભવ [તત્ત્વ, બ્રહ્મ

**પ્રત્યક્-તત્ત્વ** ન. [સં.] દરેકમાં રહેલું એક અખંડ સમાન

**પ્રત્યક્તત્ત્વ-વિવેક** પું. [સં.] શરીરમાં રહેલા પ્રત્યેક તત્ત્વનો અલગ અલગ પાડી વિચાર. (વેદાંત.)

**પ્રત્યક્-તાદાત્મ્ય** ન. [સં.] પ્રત્યક્-તત્ત્વોની એકરૂપતા

**પ્રત્યક્ષ** વિ. [સં. प्रति + अक्षि, સમાસમાં °अक्ष] આંખથી સામે દેખાતું, આંખની સામે રહેલું, 'વિઝિબલ,' 'પ્રેઝ-ન્ટેટિવ' (મ.ન.). (૨) ઇંદ્રિય-ગ્રાહ્ય, ઇંદ્રિય-ગોચર, અનુભવ-ગમ્ય. (૩) વાસ્તવિક 'ઍક્સ્યુઅલ'. (૪) સીધેસીધું, 'ડિરેક્ટ' (અ.રા.). (૫) સ્પષ્ટ, 'કૉન્ક્રીટ' (બ.ક.ઠા.). (૬) ન. ઇંદ્રિયોથી થતું જ્ઞાન. (૮) તર્ક-શાસ્ત્રમાંનું એક પ્રમાણ. (તર્ક.)

**પ્રત્યક્ષ-કામ** ન. [+ જુઓ 'કામ.[2]'] આંખ સામે થતું યા કરાતું કામ, 'પ્રેક્ટિકલ વર્ક'

**પ્રત્યક્ષ-ગ્રહણ** ન. [સં.] સૌ જુએ એમ લેવું એ

**પ્રત્યક્ષ-જ્ઞાન** ન, [સં.] ઇંદ્રિય અને અર્થના સંબંધથી આવતી સમઝ, 'પ્રેક્ટિકલ નૉલેજ'

**પ્રત્યક્ષ-તા** સ્ત્રી. [સં.] પ્રત્યક્ષ થવાપણું, નજરે નજર હોવાપણું

**પ્રત્યક્ષ-દર્શન** ન. [સં.] નજરોનજર જોવું એ

**પ્રત્યક્ષ-દર્શી** વિ. [સં.] નજરોનજર જોનાર-સાક્ષી

**પ્રત્યક્ષ-દાન** ન. [સં.] પોતે સામાને જોઈ ને બક્ષિસ આપવા-ની ક્રિયા

**પ્રત્યક્ષ-નિર્વાચન** ન. [સં.] સૌ જુએ એ રીતે થતી ચૂંટણી

**પ્રત્યક્ષ-પદ્ધતિ** સ્ત્રી. [સં.] પદાર્થ ચિત્રો વગેરે દ્વારા જેમાં શિક્ષણ અપાય છે તે પ્રકારની રીત, 'ડિરેક્ટ મેથડ'

**પ્રત્યક્ષ-પુરાવો** પું. [+ જુઓ 'પુરાવો.'] આંખે દીઠું પ્રમાણ, નજરે જોયેલાની વાત કહેવી એ

**પ્રત્યક્ષ-પ્રમા** સ્ત્રી. [સં.] જ્ઞાન-વિષયક-સાક્ષાત્ અનુભવ. (તર્ક.)

**પ્રત્યક્ષ-પ્રમાણ** ન. [સં.] જુઓ 'પ્રત્યક્ષ-પુરાવો.'

**પ્રત્યક્ષપ્રમાણ-વાદ** પું. [સં.] નજરે જે કાંઈ જોવામાં-અનુભવવામાં આવે તેટલું જ પ્રમાણ એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'પૉઝિટિવિઝમ.' [હોય તેવું

**પ્રત્યક્ષ-ભૂત** વિ. [સં.] પ્રત્યક્ષ થયેલું, નજરોનજર થયું

**પ્રત્યક્ષ-ભોગ** પું. [સં.] સાક્ષાત્ ભોગવટો, શારીરિક કબજો-ભોગવટો [કે કરાતી માગણી

**પ્રત્યક્ષ-માંગ** (-ગ્ય) સ્ત્રી. [+ જુઓ 'માંગ.' રૂબરૂ કરેલી

**પ્રત્યક્ષ-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં રૂબરૂ હોવાપણું હોય તેવું, અનુભવ-મૂલક, અનુભવ-સિદ્ધ

**પ્રત્યક્ષ-યોગ્યતા** સ્ત્રી. [સં.] પ્રત્યક્ષ થવા-જોવા-અનુભવવાની ક્ષમતા, 'જનરલ સેન્સિબિલિટી' (મ,ન.)

**પ્રત્યક્ષરે,-રૈ** ક્રિ. વિ. [સં. प्रति + अक्षर+ગુ. 'એ' સા.વિ.,પ્ર.] અક્ષરે અક્ષરે, દરેક અક્ષરે

**પ્રત્યક્ષ-લિંગ** (-લિઙ્ગ) ન. [સં.] પ્રત્યક્ષ છે એમ માની લેવા તરીકે સ્વીકારાયેલ વસ્તુ [પ્રત્યક્ષ ગણી લેવાય એમ

**પ્રત્યક્ષ-વત્** વિ., ક્રિ.વિ. [સં.] પ્રત્યક્ષ ન હોય તેને પણ

**પ્રત્યક્ષ-વાદ** પું. [સં.] જુઓ 'પ્રત્યક્ષ-પ્રમાણ-વાદ.'
**પ્રત્યક્ષવાદી** વિ. [સં.] જુઓ 'પ્રત્યક્ષ-પ્રમાણવાદી'-'રૅશનાલિસ્ટ' (બ.ક.ઠા.), 'રિયાલિસ્ટ'
**પ્રત્યક્ષ-વ્યાપાર** પું. [સં.] સંવેદન-વ્યાપાર, 'પર્સીવિંગ'
**પ્રત્યક્ષ-શિક્ષણ** ન. [સં.] પ્રત્યક્ષ-પદ્ધતિથી અપાતી તાલીમ, દાર્શનિક શિક્ષણ
**પ્રત્યક્ષ-સિદ્ધ** વિ. [સં.] પ્રત્યક્ષ-પ્રમાણથી સાબિત થયેલું
**પ્રત્યક્ષ-સ્વીકાર** પું. [સં.] જુઓ 'પ્રત્યક્ષ-ગ્રહણ.'
**પ્રત્યક્ષાનુભવ** પું. [+સં. अनु-भव] સાક્ષાત્ અનુભવ
**પ્રત્યક્ષાનુભવી** વિ. [+સં., પું.] સાક્ષાત્ અનુભવ કરનારું
**પ્રત્યક્ષાંશ** (પ્રત્યક્ષાંશ) પું. [+સં. अंश] ઐહિક કે ભૌતિક પદાર્થ, દશ્ય જગત, 'ફિનોમિનન' (બ. ક. ઠા.)
**પ્રત્યક્ષી-કરણ** ન. [સં.] પ્રત્યક્ષ ન હોય તેને પ્રત્યક્ષ કરવાની ક્રિયા, 'રિયાલિઝેશન' (બ. ક. ઠા.)
**પ્રત્યક્ષી-કૃત** વિ. [સં.] પ્રત્યક્ષ ન હોય તેવું પ્રત્યક્ષ કરેલું
**પ્રત્યક્ષી-ભૂત** વિ. [સં.] પ્રત્યક્ષ ન હોય તેવું પ્રત્યક્ષ થયેલું
**પ્રત્યક્-સંજ્ઞા** (-સઞ્જ્ઞા) સ્ત્રી. [સં.] ભેદ-ભાવવાળી આંતર-સંવેદનરૂપ સંજ્ઞા. (બૌદ્ધ.) [▷ 'ग्.']
**પ્રત્યગ્** જુઓ 'પ્રત્યક્' (સ્વર અને ઘોષ વ્યંજન પૂર્વે 'क्
**પ્રત્યગંશ** (પ્રત્યગંશ) પું. [સં. प्रत्यक् + अंश, સંધિથી] પ્રત્યેક જડ ચેતન પદાર્થમાં રહેલો બ્રહ્મથી ઇતર પ્રકારનો અંશ. (વેદાંત.)
**પ્રત્યગાત્મ-જીવન** ન. [જુઓ 'પ્રત્યગાત્મા' + સં.] પ્રત્યેક જીવ પોતાની ભિન્ન ભિન્ન ક્રિયાઓ ઇચ્છાનુસાર કરવા શક્તિમાન હોય છે એ પ્રકારનો સિદ્ધાંત. (વેદાંત)
**પ્રત્યગાત્મ-ભાવ** પું. [જુઓ 'પ્રત્યગાત્મા' + સં.] સર્વત્ર જીવોમાં બ્રહ્મ રહેલું છે એ પ્રકાર, બ્રહ્મચૈતન્ય ભાવ. (વેદાંત.)
**પ્રત્યગાત્મ-સ્વરૂપ** વિ., પું. [સં.] પરમાત્મા, પરબ્રહ્મ. (વેદાંત.)
**પ્રત્યગાત્મા** પું. [સં. प्रत्यक् + आत्मा, સંધિથી] જીવાત્મા. (૨) પરમાત્મા, પરબ્રહ્મ (વેદાંત.)
**પ્રત્યગ્દર્શન** ન. [સં. प्रत्यक् + दर्शन, સંધિથી] અંતર્મુખ ચક્ષુથી જોવાની ક્રિયા
**પ્રત્યગ્દર્શી** વિ. [સં., પું.] પ્રત્યગ્દર્શન કરનાર, અંતર્મુખ દૃષ્ટિવાળું
**પ્રત્યગ્દૃષ્ટિ** સ્ત્રી. [સં. प्रत्यक् + दृष्टि, સંધિથી] પ્રત્યગાત્મામાં રહેલી ચિત્તવૃત્તિ. (વેદાંત.) (૨) વિશ્વની આંતરિક રચના જોવાની સમઝ, 'સેલ્ફ-કૉન્શિયસ-નેસ' (રા. વિ.). (૩) સહજ-બુદ્ધિ. (૪) વિ. પ્રત્યગ્દર્શી
**પ્રત્યગ્ભિન્ન** વિ. [સં.] પ્રત્યેકમાં એકરૂપ (બ્રહ્મ.) (વેદાંત.)
**પ્રત્યગ્ર** વિ. [સં. प्रति + अग्र] નવીન, નૂતન, તાજું. (૨) શુદ્ધ
**પ્રત્યગ્ર-તા** સ્ત્રી. [સં.] નવીનતા, નૂતનતા
**પ્રત્યગ્ર-વય** સ્ત્રી. [સં. °वयस्, ન.] ફૂટતી જુવાની
**પ્રત્યનીક** પું. [સં.] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**પ્રત્યનુમાન** ન. [સં. प्रति + अनु-मान] બીજાના અનુમાનનું ખંડન કરવા કરાતું અનુમાન, વિરુદ્ધ અનુમાન
**પ્રત્યપકાર** પું. [સં. प्रति + अप-कार] અપકારની સામે કરવામાં આવતો અપકાર
**પ્રત્યભિજ્ઞા** સ્ત્રી. [સં. प्रति + अभिज्ञा] સરખા સ્વરૂપની વસ્તુ જોઈ પૂર્વની વસ્તુનું સ્મરણ થઈ આવવું એ. (૨) ઓળખ, પિછાન, 'આઇડેન્ટિફિકેશન' (મ ન.), 'રેકૉગ્નિશન' (મ. ન.) (૩) જીવ અને ઈશ્વરને એકરૂપ માનવા એવી સમઝ. (૪) સંસ્કાર અને ઇંદ્રિયોથી થતું જ્ઞાન. (વેદાંત.)
**પ્રત્યભિજ્ઞાત** વિ. [સં. प्रति + अभि-ज्ञात] જેની પ્રત્યભિજ્ઞા થઈ છે તેવું. (૨) ઓળખાયેલું
**પ્રત્યભિજ્ઞા-દર્શન** ન. [સં.] જેમાં મહેશ્વરને જ સર્વ સૃષ્ટિનું નિમિત્ત તેમજ ઉપાદાન કારણ માનવામાં આવે છે તેવો મત-સિદ્ધાંત [(૨) ઓળખાણની નિશાની
**પ્રત્યભિજ્ઞાન** ન. [સં. प्रति + अभि-ज्ञान] જુઓ 'પ્રત્યભિજ્ઞા.'
**પ્રત્યભિનંદન** (-નન્દન) ન. [સં. प्रति + अभि-नन्दन] મળેલાં અભિનંદનની સામે બદલામાં અભિનંદન કરવું એ, પ્રત્યભિવાદન
**પ્રત્યભિયોગ** પું. [સં. प्रति + अभि-योग] દાવો કર્યો હોય તેની સામે વળતો કરવામાં આવતો દાવો
**પ્રત્યભિયોગી** વિ. [સં.] પ્રત્યભિયોગ કરનારું
**પ્રત્યભિવાદ** પું., -દન ન. [સં. प्रति + अभि-वाद,-दन] જુઓ 'પ્રત્યભિનંદન.'
**પ્રત્યય** પું. [સં. प्रति + अय] અનુભવ-જન્ય જ્ઞાન, 'ઇમ્પ્રેશન' (ગો. મા.). (૨) પ્રતીતિ, ખાતરી, 'કન્સેપ્ટ,' (ન. પા.) 'પર્સેપ્શન' (કે. હ.) (૩) વિશ્વાસ, ભરોસો. (૪) જેનું મૂળ રૂપ પકડી ન શકાય તેવું વ્યાકરણી રૂપ કરવા લાગતું વર્ણાત્મક વળગણ, 'એફિક્સ.' (વ્યા.) [ખાતરીનું કારણ
**પ્રત્યય-કારણ** ન. [સં.] જ્ઞાન થવાનો હેતુ કે પ્રયોજન. (૨)
**પ્રત્યય-કારી** વિ. [સં., પું.] વિશ્વાસ કરાવે તેવું
**પ્રત્યય-રહિત** વિ., -તા સ્ત્રી. [સં.] જે ભાષાના બંધારણમાં 'આ પ્રકૃતિ અને આ પ્રત્યય' એવું કશું નથી—શબ્દો જ સ્થાન પરત્વે નામ સર્વનામ વિશેષણ ક્રિયારૂપ વગેરે બનતા હોય તેવી ભાષા, જેમાં પૂર્વગો પ્રત્યયો અંત્યગો વગેરે નથી તેવી (ભાષા), 'સિન્ટેક્ટિકલ' (વ્યા.)
**પ્રત્યય-લુપ્ત** વિ., -પ્તા સ્ત્રી. [સં.] જેમાં કાલક્રમે પ્રત્યયો ઘસાઈ ખરી પડ્યા છે – નાશ પામી ગયા છે તેવી ભાષા, વ્યસ્ત સ્વરૂપની (ભાષા), 'ઍનૅલિટિકલ' (વ્યા.)
**પ્રત્યય-વિદ્યા** સ્ત્રી. [સં.] વિચાર-સરણી, 'આઇડિયોલૉજી'
**પ્રત્યય-સાધિત** વિ. [સં.] પ્રત્યયો લાગી તૈયાર થયેલું (ભાષાસ્વરૂપ.) (વ્યા.)
**પ્રત્યયાત્મક** વિ. [સં, સં. प्रत्यय + आत्मन् + क] જેમાં પ્રત્યયો લાગ્યા હોય છે તેવું (ભાષા-સ્વરૂપ કે ભાષાનો તે તે શબ્દ), 'ઇન્ફ્લેક્શનલ.' (વ્યા.)
**પ્રત્યયાત્મિકા** વિ., સ્ત્રી. [સં.] જેમાં પ્રત્યેક શબ્દસ્વરૂપ વાક્યમાં પ્રત્યયોવાળું જ હોય છે તેવી પ્રત્યયાત્મક ભાષા. (સંસ્કૃત કુલની તે તે પ્રાચીન ભાષા), 'ઇન્ફ્લેક્શનલ' (ક. પ્રા.), 'સિન્થેટિક' (ક. પ્રા.) (વ્યા.)
**પ્રત્યયાંતર** (પ્રત્યયાન્તર) ન. [સં. प्रत्यय + अन्तर] બીજા પ્રકારનું જ્ઞાન. (૨) એકને બદલે બીજો આવી લાગેલો પ્રત્યય. (વ્યા.)
**પ્રત્યયી** વિ. [સં., પું.] વિશ્વાસવાળું. (૨) ખાતરીવાળું.

(૩) જેને પ્રત્યય લાગ્યો છે તેવું (પદ). (વ્યા.)
**પ્રત્યર્થિક** વિ. [સં. प्रति + अर्थिक], **પ્રત્યર્થી** વિ. [સં. प्रति + अर्थी પું.] શત્રુ, દુશ્મન
**પ્રત્યર્પક** વિ. [સં. प्रति + अर्पक] પ્રત્યર્પણ કરનાર
**પ્રત્યર્પણ** ન. [સં. प्रति + अर्पण] અર્પણ થયેલું કોઈપણ પાછું બક્ષિસ આપી દેવું એ. (૨) પકડાયેલા લશ્કરીઓને પાછા સોંપી દેવાનું કામ [આવ્યું હોય તેવું
**પ્રત્યર્પિત** વિ. [સં. प्रति + अर्पित] જેનું પ્રત્યર્પણ કરવામાં
**પ્રત્યવસ્થાન** ન. [સં. प्रति + अव-स्थान] પ્રતિપક્ષરૂપે ઊભા રહેવું એ. (૨) સ્થાનભ્રષ્ટ થવું એ. (૩) (લા.) ખંડન
**પ્રત્યવાય** પું. [સં. प्रति + अव + आय] વિઘ્ન, અડચણ, નડતર, અંતરાય. (૨) વાંધો-વચકો. (૩) પાપ, ક્ષતિ, દોષ
**પ્રત્યવેક્ષક** વિ. [સં. प्रति + अव + ईक्षक] મુલાકાત લેનાર, મુલાકાતી
**પ્રત્યવેક્ષણ** ન., **પ્રત્યવેક્ષા** સ્ત્રી. [સં. प्रति + अव + ईक्षण, ईक्षा] આગળ પાછળનો વિચાર કરી લેવું-વિચારવું એ, પાછી જાંચ [ફોટો
**પ્રત્યંકુર** (પ્રત્યઙ્કુર) પું. [સં. प्रति + अङ्कुर] અંદરનો કૂણો
**પ્રત્યંગ** (પ્રત્યઙ્ગ) ન. [સં. प्रति + अङ्ग] શરીરમાંનું તે તે ગૌણ અંગ, ઉપાંગ. (૨) તાલનું એક અંગ. (સંગીત.) (૩) ક્રિ. વિ. દરેકે દરેક અંગમાં, અંગેઅંગમાં, પ્રત્યેક અંગમાં
**પ્રત્યંચા** (પ્રત્યઞ્ચા) સ્ત્રી. [સં. प्रति-अञ्चा] ધનુષની દોરી, પણછ, જયા, જીવા
**પ્રત્યંત** (પ્રત્યન્ત) પું. [સં. प्रति + अन्त] છેલ્લી સીમા, સરહદ, 'બાઉન્ડરી.' (૨) વિ. નજીકનું, પાસેનું. (૩) સરહદને અડીને આવેલું, સરહદી
**પ્રત્યંતર**[1] પું. [સં. प्रति + अन्तर] આસપાસનો સંબંધ. (૨) વિ. ક્રમમાં પછીનું. (૩) સમીપનું
**પ્રત્યંતર**[2] (પ્રત્યન્તર) ન. [જુઓ 'પ્રતિ[2]' + સં.] બીજી હાથપ્રત, બીજી નકલ (હસ્તલિખિત ગ્રંથની)
**પ્રત્યંત-વાસ** (પ્રત્યન્ત-) પું. [સં.] સરહદ ઉપરનું નિવાસ-સ્થાન [નજીક રહેતું
**પ્રત્યંતવાસી** (પ્રત્યન્ત-) વિ. [સં.] સરહદ ઉપર રહેતું, સીમા
**પ્રત્યાકર્ષક** વિ. [સં. प्रति + आ-कर्षक] સામું ખેંચાણ કરનાર
**પ્રત્યાકર્ષણ** ન. [સં. प्रति + आ-कर्षण] સામું ખેંચાણ, સામેની બાજુનું ખેંચાણ
**પ્રત્યાખ્યાત** વિ. [સં. प्रति + आ-ख्यात] તરછોડી નાખેલું, તિરસ્કારેલું. (૨) નહિ સ્વીકારેલું. (૩) પાછું વાળેલું. (૪) જેનું નિરાકરણ કરવામાં આવ્યું છે તેવું
**પ્રત્યાખ્યાન** ન. [સં. प्रति + आ-ख्यान] તિરસ્કાર. (૨) અ-સ્વીકાર, 'રિજેક્શન,' 'નેગેશન' (મ.ર.) (૩) પાછું વાળવું એ. (૪) નિરાકરણ, ખુલાસો. (૫) (લા.) ઠપકો. (૬) ઉપેક્ષા. (૭) કબૂલત, પચખાણ, 'ડિટર્મિનેશન' (જે. હિ.) (જૈન.)
**પ્રત્યાગત** વિ. [સં. प्रति + आ-गत] પાછું આવેલું
**પ્રત્યાગતિ** સ્ત્રી., **-મન** ન. [સં. प्रति+आ-गति,-मन] પાછું આવવું એ [આવતો સામો આગ્રહ
**પ્રત્યાગ્રહ** પું. [સં. प्रति + आ-ग्रह] આગ્રહની સામે કરવામાં
**પ્રત્યાગ્રહી** વિ. [સં., પું.] પ્રત્યાગ્રહ કરનારું

**પ્રત્યાઘાત** પું. [સં. प्रति + आ-घात] આઘાતની સામે થયેલો કે થતો આઘાત, સામેથી આવતો ધક્કો, પ્રતિ-ભાવ, પ્રતિ-ક્રિયા, 'રિ-એક્શન.' (૨) પડઘો, પડછંદો
**પ્રત્યાઘાતક** વિ. [સં. प्रति + आ-घातक], **પ્રત્યાઘાતી** વિ. [સં.,પું.] પ્રત્યાઘાત કરનારું, 'રિએક્શનરી'
**પ્રત્યાત્મ, -ત્મા** ક્રિ. વિ. [સં. प्रति + आत्मन्=प्रत्यात्मा] પ્રત્યેક આત્માને ઉદ્દેશી
**પ્રત્યાદેશ** પું. [સં. प्रति મનાઈ-હુકમ. (૨) તિરસ્કાર. (૩) હરીફ, પ્રતિસ્પર્ધી. (૪) નમૂનો
**પ્રત્યાપ્તિ** સ્ત્રી. [સં. प्रति + आप्ति] પોતાની વસ્તુ પાછી મળવી એ (કાયદામાં અદાલતમાંથી)
**પ્રત્યાયક** વિ. [સં. प्रति + आयक] વિશ્વાસ ઉપજાવનાર
**પ્રત્યાયન** ન. [સં. प्रति + आ-अयन] વ્યવહાર, 'કૉમ્યુનિકેશન' (વિ. ર.) [બીજો આરંભ
**પ્રત્યારંભ** (-રમ્ભ) પું. [સં. प्रति + आ-रम्भ] આરંભની પાછળ
**પ્રત્યારંભક** (-રમ્ભક) વિ. [સં. प्रति + आ-रम्भक] પ્રતિવાદી
**પ્રત્યારોપ** પું., -પણ ન. [સં. प्रति + आ-रोप,-पण] આળની સામે ચડાવેલું સામું આળ, સામો આરોપ
**પ્રત્યાલિંગન** (-લિઙ્ગન) ન. [સં. प्रति + आ-लिङ्गन] ભેટવા આવનારને સામે જઈ ભેટવું એ
**પ્રત્યાલેખ** પું. [સં. प्रति + आ-लेख] નકશો
**પ્રત્યાલોચન** ન., **-ના** સ્ત્રી. [સં. प्रति + आ-लोचना] આલોચના —સમીક્ષાની સામી ટીકા
**પ્રત્યાવર્તક** વિ. [સં. प्रति + आ-वर्तक] અથડાઈ ને પાછું ફરતું (પ્રવાહ વગેરે) [વળવું એ
**પ્રત્યાવર્તન** ન. [સં. प्रति + आ-वर्तन] અથડાઈ ને પાછા
**પ્રત્યાવર્તી** વિ. [સં. प्रति + आ-वर्ती, પું.] જુઓ 'પ્રત્યાવર્તક.'
**પ્રત્યાવલોક** પું., **-કન** ન. [સં. प्रति + अव-लोक,-कन] પાછું વળી જોવું એ, સિંહાવલોકન, 'રિટ્રોસ્પેક્ટ.' (કિ. ઘ.) (૨) પાછળથી ફરી વિચારી જવું એ
**પ્રત્યાવૃત્ત** વિ. [સં. प्रति + आ-वृत्त] પાછું વળી આવેલું
**પ્રત્યાવૃત્તિ** સ્ત્રી. [સં. प्रति + आ-वृत्ति] જુઓ 'પ્રત્યાવર્તન.'
**પ્રત્યાવેગ** પું. [સં. प्रति + आ-वेग] આવેગ સામેનો આવેગ, પ્રતિક્રિયારૂપે આવતો આવેગ
**પ્રત્યાસત્તિ** સ્ત્રી. [સં. प्रति + आ-सत्ति] સંબંધ
**પ્રત્યાસન્ન** વિ. [સં. प्रति + आ-सन्न] ખૂબ નજીક આવી રહેલું. (૨) સબંધ પામેલું
**પ્રત્યાહાર** પું. [સં. प्रति + आ-हार] પાછું ખેંચી લેવું એ. (૨) યોગનાં આઠ માંહેનું પાંચમું અંગ – ઇંદ્રિયોના વિષયોમાં નિવારવાનું. (યોગ.) (૨) સંક્ષેપમાં થોડા વર્ણ લખવાની કળા. (ઉ. ત. પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણમાં अइउण् ऋलृक् एओङ् ऐऔच् વગેરે हल् સુધીના મૂળ સ્વર વ્યંજન આપ્યા છે; આમાં अल् પ્રત્યાહારથી अ થી ह સુધીના સ્વર વ્યંજનો, अण् કહેવાથી अ इ-उ માત્ર, एच् કહેવાથી ए ओ ऐ અને औ માત્ર. આ સંકેતો તે 'પ્રત્યાહાર' છે.)
**પ્રત્યુક્ત** વિ. [સં. प्रति + उक्त] ઉત્તર-રૂપે કહેલું, જવાબ-રૂપે આવેલું
**પ્રત્યુક્તિ** સ્ત્રી. [સં. प्रति + उक्ति] ઉત્તર, જવાબ

**પ્રત્યુત** ઉભ. [સં. प्रति + उत्त] પરંતુ, કિંવા. (૨) ઊલટી રીતે
**પ્રત્યુત્તર** પું. [સં. प्रति + उत्तर] ઉત્તરનો ઉત્તર
**પ્રત્યુત્થાન** ન. [સં. प्रति + उत्थान] માનમાં સામે ઊભા થવું એ
**પ્રત્યુત્થિત** વિ. [સં. प्रति + उत्थित] માનમાં સામે ઊભું થયેલું
**પ્રત્યુત્પન્ન** વિ. [સં. प्रति + उत्पन्न] તરતાતરત ઊપજી આવેલું
**પ્રત્યુત્પન્ન-મતિ** સ્ત્રી. [સં.] પ્રશ્ન થતાંની સાથે જ ઉત્તર દેવાની શક્તિવાળી બુદ્ધિ, હાજર-જવાબની સૂઝ. (૨) વિ. પ્રશ્ન થતાંની સાથે જ ઉત્તર દેવાની બુદ્ધિવાળું, હાજરજવાબી
**પ્રત્યુત્પન્નમતિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] હાજરજવાબીપણું
**પ્રત્યુદાહરણ** ન. [સં. प्रति + उदा-हरण] ઉદાહરણની સામે આપેલું સામું ઉદાહરણ
**પ્રત્યુપકાર** પું. [સં. प्रति + उप-कार] ઉપકારની સામે ઉપકાર, ઉપકારના બદલામાં કરાતો ઉપકાર
**પ્રત્યુપકારી** વિ. [સં., પું.] પ્રત્યુપકાર કરનારું
**પ્રત્યુપાય** પું. [સં. प्रति + उपाय] ઉપાયની સામે કરવામાં આવતો કે કરેલો ઉપાય, ઈલાજનો ઈલાજ. (૨) પ્રતિક્રિયા
**પ્રત્યૂષ, ૦કાલ(-ળ)** પું. [સં. प्रति + ऊष + સં.] પરોઢિયું, પ્રભાત, વહેલું સવાર, પહો
**પ્રત્યે** ના.યો. [સં. प्रति] જુઓ 'પ્રતિ.'
**પ્રત્યેક** વિ. [સં. प्रति + एक] દરેક, હરેક
**પ્રત્યેક-બુદ્ધ** પું. [સં.] એ નામનો એક બુદ્ધ. (બૌદ્ધ.) (૨) કોઈ નિમિત્તને જોઈ બોધ પામનાર વ્યક્તિ. (જૈન.)
**પ્રથમ** વિ. [સં.] પહેલું, આદિમ, અગ્રિમ
**પ્રથમ-તઃ** ક્રિ. વિ. [સં.] સૌથી પહેલાં, આરંભમાં
**પ્રથમ-તા** સ્ત્રી. [સં.] પહેલાપણું, આદિપણું, પ્રાથમ્ય. (૨) પ્રધાનતા, મુખ્યતા [હોય તે પ્રકારનું, 'પ્રાઇમાફેસી'
**પ્રથમ-દર્શનીય** વિ. [સં.] પહેલી જ નજરે જોવામાં આવ્યું
**પ્રથમા** વિ., સ્ત્રી. [સં.] પહેલી વિભક્તિ. (વ્યા.)
**પ્રથમાક્ષર** પું. [સં. प्रथम + अ-क्षर, ન.] પહેલો વર્ણ. (૨) પહેલી શ્રુતિ. (વ્યા.) [પહેલો જન્મ
**પ્રથમાવતાર** પું. [સં. प्रथम + अव-तार] પહેલો અવતાર,
**પ્રથમાવસ્થા** સ્ત્રી. [સં. प्रथम + अव-स्था] પહેલી અવસ્થા કે સ્થિતિ. (૨) બચપણ
**પ્રથમાવૃત્તિ** વિ. [સં. प्रथम+आवृत्ति] પહેલું આવર્તન. (૨) પહેલી આવૃત્તિ કે સંપાદન (મુદ્રિત ગ્રંથનું)
**પ્રથમાશ્રમ** પું. [સં. प्रथम + आ-श्रम] હિંદુઓના ચાર આશ્રમોમાંનો પહેલો-બ્રહ્મચર્યાશ્રમ
**પ્રથમાસન** ન. [સં. प्रथम + आसन] પહેલી બેઠક કે ગાદી
**પ્રથમાંગુલિ (પ્રથમાઙ્ગુલિ)** સ્ત્રી. [સં. प्रथम + अङ्गुलि] પહેલી આંગળી, તર્જની. (૨) અંગૂઠો
**પ્રથમોપચાર** પું. [સં. प्रथम + उप-चार] પહેલી સારવાર, પ્રાથમિક સારવાર [પહેલી શીખ
**પ્રથમોપદેશ** પું. [સં. प्रथम + उप-देश] પહેલો બોધ,
**પ્રથા** સ્ત્રી. [સં.] રીતરિવાજ, પ્રણાલી, ચાલ, પરંપરા, 'કન્વેન્શન' (બ. ક. ઠા.), 'પ્રેક્ટિસ,' 'ટ્રેડિશન.' (૨) (લા.) ખ્યાતિ, કીર્તિ. [૦ પડવી (રૂ. પ્ર.) રિવાજ પ્રચલિત થવો]
**પ્રથા-જડ** વિ. [સં.] પ્રથાને ચુસ્તપણે વળગી રહેનારું, રૂઢિચુસ્ત
**પ્રથાનુસાર** ક્રિ. વિ. [ + સં. अनु-सार] રીતરિવાજ પ્રમાણે, રૂઢિ પ્રમાણે
**પ્રથિત** વિ. [સં.] પ્રસિદ્ધ, જાણીતું. (૨) કહેવામાં આવેલું
**પ્રથી-નાથ** પું. [સં. पृथ्वी + नाथ] જુઓ 'પૃથ્વી-નાથ.'
**-પ્રદ** વિ. [સં.] આપનારું (સામાન્ય રીતે 'સુખ-પ્રદ' વગેરે જેમ સમાસમાં ઉત્તર પદે)
**પ્ર-દક્ષિણા** સ્ત્રી. [સં.] પદાર્થને કેંદ્રમાં જમણે હાથે રાખી કરવામાં આવતી પરિક્રમા
**પ્ર-દત્ત** વિ. [સં.] આપી દીધેલું, દાન કરેલું, અર્પિત. (૨) બદલેલું, 'ટ્રાન્સ્ફર્ડ' (ચં. ન.)
**પ્ર-દર** પું. [સં.] સ્ત્રીઓની યોનિમાંથી સફેદ પાણી ઝરવાનો અસાધ્ય ગણાતો એક રોગ
**પ્ર-દર્શ** પું. [સં.] પુરાવા માટેની વસ્તુ, મુદ્દામાલ, 'એક્ઝિબિટ'
**પ્ર-દર્શક** વિ. [સં.] બતાવનાર
**પ્ર-દર્શન** ન. [સં.] બતાવવું એ. (૨) હુન્નર વિદ્યા કલા તેમજ પ્રાચીન વસ્તુઓ વગેરે બતાવવાની થયેલી આયોજના, 'એક્ઝિબિશન'
**પ્રદર્શન-કબાટ** ન. [ + જુઓ 'કબાટ.'] દેખાડવા લાયક પદાર્થોની આલમારી, 'શો-કેઇસ'
**પ્રદર્શન-ક્ષેત્ર** ન. [સં.] દેખાડવા લાયક પદાર્થોની જ્યાં માંડણી કરવામાં આવી હોય તે વિસ્તાર, 'ડેમોન્સ્ટ્રેશન ફાર્મ' (વ. આ.) [વૃત્તિ
**પ્રદર્શન-ભાવ** પું. [સં.] પોતાની જાતને દેખાડયા કરવાની
**પ્રદર્શન-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રદર્શન-ભાવ' – 'એગ્ઝિબિશનિઝમ' (ભૂ. ગો.)
**પ્રદર્શન-સમિતિ** સ્ત્રી. [સં.] ખાસ ગોઠવવાના પ્રદર્શનની આયોજના કરનારા સભ્યોનું મંડળ
**પ્રદર્શની** સ્ત્રી. [ + હિં. 'ई' સ્ત્રીપ્રત્યય] જુઓ 'પ્રદર્શન(૨).'
**પ્ર-દર્શિત** વિ. [સં.] બતાવવામાં આવેલું. (૨) જાહેર કરવામાં આવેલું
**પ્ર-દાતા** વિ., પું. [સં., પું.] દાન આપનાર, દાતા, 'ડોનર'
**પ્ર-દાન** ન. [સં.] આપવું એ, દાન, બક્ષિસ, 'કૉન્ટ્રિબ્યુશન' (બ.ક.ઠા.)
**પ્ર-દાયક** વિ. [સં.] આપનાર જુઓ '-પ્રદ.'
**પ્ર-દિગ્ધ** વિ. [સં.] ખરડાયેલું, લેપાયેલું
**પ્ર-દિષ્ટ** વિ. [સં.] દેખાડવામાં આવેલું, ચીંધેલું
**પ્ર-દીપ** પું. [સં.] દીવો, દીપ
**પ્ર-દીપક** વિ. [સં.] પ્રકાશ કરનારું, અજવાળું કરનારું. (૨) (લા.) ઉત્તેજિત કરનારું
**પ્ર-દીપન** ન. [સં.] દીવો વગેરે ચેતાવવાની ક્રિયા. (૨) (લા.) ઉત્તેજના [થયેલું
**પ્ર-દીપ્ત** વિ. [સં.] પ્રકાશિત થયેલું. (૨) (લા.) ઉત્તેજિત
**પ્ર-દીપ્તિ** સ્ત્રી. [સં.] પ્રકાશ. (૨) (લા.) ઉત્તેજના
**પ્ર-દુષ્ટ** વિ. [સં.] ઘણું બગડેલું. (૨) ઘણું દુષ્ટ, પાજી, નીચ
**પ્ર-દૂષક** વિ. [સં.] ખરાબ કરનાર. (૨) (લા.) નષ્ટ કરનાર
**પ્ર-દૂષણ** ન. [સં.] કુ-લક્ષણ. (૨) ગંદકી
**પ્ર-દેય** વિ. [સં.] આપવા જેવું, દાન કરવા જેવું
**પ્ર-દેશ** પું. [સં.] વિષય, મુલક, ભૂ-ભાગ, 'કન્ટ્રી.' (૨)

મોટા દેશનો તે તે અમુક ભાગ, પ્રાંત, 'રીજિયન.' (હ. મં. શા.), 'ટેરિટરી.' (૩) વિસ્તીર્ણ જગ્યા, નિશ્ચિત સ્થળ. (૪) સ્થળ-સીમા, આંતરો. (૫) ક્ષેત્ર, કાર્ય-ક્ષેત્ર, 'એરિયા'

**પ્ર-દેશની** વિ., સ્ત્રી. [સં.] હથેળીમાંની તર્જની આંગળી (અંગૂઠા પછીની પહેલી), પ્રદેશિની

**પ્રદેશ-ભૂખ** સ્ત્રી. [ + જુઓ 'ભૂખ.'] બીજાના ભૂ-ભાગ દબાવી લેવાની પ્રબળ ઇચ્છા, 'એક્સ્પાન્શનિઝમ' (ઉ. જો.)

**પ્રદેશ-વર્ણન** ન. [સં.] ક્ષેત્રવિસ્તારનું ધ્યાન, 'ટોપોગ્રાફી'

**પ્રદેશ-વિવરણ** ન. [સં.] જુઓ 'પ્રદેશ-વર્ણન' – ટોપોગ્રાફી' (દ. બા.)

**પ્રદેશ-વાર** ક્રિ. વિ. [ +જુઓ 'વાર.'] તે તે પ્રદેશને ગણતરીમાં લઈ, એક એક પ્રદેશ પ્રમાણે

**પ્ર-દેશિની** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પ્રદેશની.'

**પ્ર-દોષ** પું. [સં.] સૂર્ય આથમવાનો સમય, સંધ્યાકાળ, સાંઝ. (૨) સોમવારનું સાંઝનું વ્રત. (૩) એવું દરેક તેરસની તિથિનું સાંઝનું વ્રત. [૦ કરવો (રૂ. પ્ર.) પ્રદોષનું વ્રત કરવું]

**પ્રદોષ-કાલ**(-ળ) પું. [સં.] સૂર્યાસ્તથી રાત્રિની ચાર ઘડીનો સમય

**પ્રદોષ-વ્રત** ન. [સં.] જુઓ 'પ્રદોષ(૨–૩).'

**પ્રદ્યુમ્ન** પું. [સં.] ચંદ્રવંશી યદુકુળના શ્રીકૃષ્ણનો રુક્મિણીમાં થયેલો પુત્ર (જેને પૌરાણિક માન્યતા પ્રમાણે કામદેવનો અવતાર કહ્યો છે). (સંજ્ઞા.)

**પ્રદ્યુમ્ન-વ્યૂહ** પું. [સં.] પાંચરાત્ર સિદ્ધાંત પ્રમાણે ભગવાનના ચાર વ્યૂહોમાંનો બીજો વ્યૂહ (=સ્વરૂપ-પ્રકાર)

**પ્ર-દ્યોત** પું. [સં.] પ્રકાશ, તેજની ઝલક, પ્રભા, ઉદ્દ્યોત

**પ્ર-દ્વેષ** પું. [સં.] પ્રબળ દ્વેષ, ઘણો ખાર. (૨) પ્રબળ શત્રુતા

**પ્ર-ધર્ષિત** વિ. [સં.] જેનો તિરસ્કાર કરવામાં આવ્યો હોય તેવું, તરછોડી નાખેલું. (૨) પરાભવ પમાડેલું. (૩) જેના ઉપર બળાત્કાર કરવામાં આવ્યો હોય તેવું

**પ્ર-ધાન** ન. [સં.] પ્રકૃતિ. (સાંખ્ય.). (૨) માયા. (વેદાંત.) (૩) પું. રાજ્યનો દીવાન. (૪) રાજ્યનો તે તે વહીવટી ખાતાનો મંત્રી 'મિનિસ્ટર.' (૫) વિ. મુખ્ય

**પ્રધાન-પદ** ન. [સં.], -દું ન. [ + ગુ. 'ઉં' ત. પ્ર.] મંત્રી-પદ, પ્રધાનનો હોદ્દો

**પ્રધાન-તા** સ્ત્રી. [સં.] મુખ્યતા. (૨) ઉપરીપણું

**પ્રધાન-મંડલ**(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] મંત્રી-મંડળ, 'કેબિનેટ' (બ.ક.ઠા.) [જુઓ 'પ્રધાન-પદ.'

**પ્રધાન-વટું** ન. [ + જુઓ 'વટ[2]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.]

**પ્રધાન-સમિતિ** સ્ત્રી [સં.] જુઓ 'પ્રધાન-મંડલ.'

**પ્રધાન-વિવર્ત** પું. [સં.] દીવાન કે કારભારીને બદલવો એ. (ગો. મા.) [ચાલતો રાજ્ય-કારોબાર

**પ્રધાન-શાહી** સ્ત્રી. [ + જુઓ 'શાહી.'] મંત્રી-મંડળ દ્વારા

**પ્ર-ધ્વંસ** (-ધ્વંસ) પું. [સં.] ભારે વિનાશ

**પ્ર-ધ્વંસક** (-ધ્વંસક) વિ. [સં.] ભારે વિનાશ કરનારું

**પ્રધ્વંસાભાવ** (પ્રધ્વંસાભાવ) પું. [ +સં. અ-ભાવ] પાંચ અભાવોમાંનો એક – નાશ થવાથી થતો અભાવ. (તર્ક.)

**પ્ર-ધ્વંસિની** (-ધ્વંસિની) વિ., સ્ત્રી. [સં.] વિનાશકારિણી (શક્તિ)

**પ્ર-ધ્વંસી** (-ધ્વંસી) વિ. [સં., પું.] જુઓ 'પ્રધ્વંસક.'

**પ્ર-નષ્ટ** જુઓ 'પ્ર-ણષ્ટ.'

**પ્ર-નાલિકા** જુઓ 'પ્ર-ણાલિકા.'

**પ્રનાલિકા-ભંગ** (-ભઙ્ગ) જુઓ 'પ્રણાલિકા-ભંગ.'

**પ્ર-નાલી** જુઓ 'પ્રણાલી.'

**પ્ર-નાશ** જુઓ 'પ્ર-ણાશ.' ['પરનાળ.'

**પ્રનાળ** (-ળ્ય) સ્ત્રી. [સં. પ્ર-નાલી, અર્વા. તદ્ભવ] જુઓ

**પ્ર-પત્તિ** સ્ત્રી. [સં.] શરણની ભાવના

**પ્રપત્તિ-માર્ગ** પું. [સં.] શરણની ભાવનાવાળો ભક્તિમાર્ગ

**પ્રપત્તિ-યોગ** પું. [સં.] ભગવાનમાં શરણની ભાવનાની એકાગ્રતા, ભક્તિ-યોગ

**પ્ર-પન્ન** વિ. [સં.] શરણે ગયેલું, આશ્રય કરીને રહેલું

**પ્રપન્નાત્મા** વિ., પું. [ + સં. આત્મા પું.] પ્રભુના અનન્ય-શરણની ભાવનાવાળો જીવ, અનન્યાશ્રયી ભક્ત

**પ્ર-પંચ** (-પઞ્ચ) પું. [સં.] સૃષ્ટિના રૂપનો વિસ્તાર, સમગ્ર જગત. (વેદાંત.) (૨) માયાનો વિસ્તાર, સંસાર. (વેદાંત.) (૩) સાંસારિક વ્યવહારની ખટપટ. (૪) (લા.) કાવાદાવા, છળકપટ, કાવતરાબાજી, ચાલબાજી (૫) આડંબર, ડોળ. (૬) ઢોંગ. [૦ રચવો (રૂ. પ્ર.) છટકું ગોઠવવું, છેતરવાની યુક્તિ કરવી. ૦ રમવો (રૂ. પ્ર.) દગો કરવો]

**પ્રપંચ-કુશલ**(-ળ) (પ્રપઞ્ચ-) વિ. [સં.] કાવાદાવામાં હોશિયાર, પ્રપંચ-પટુ [ખટપટ

**પ્રપંચ-જાળ** (પ્રપઞ્ચ-) સ્ત્રી. [સં.] છળકપટની ચાલબાજી,

**પ્રપંચ-પટુ** (પ્રપઞ્ચ-) વિ. [સં.] જુઓ 'પ્રપંચ-કુશલ.'

**પ્રપંચ-બાજી** (પ્રપઞ્ચ-) સ્ત્રી. [ + ફા.] જુઓ 'પ્રપંચ-જાળ.'

**પ્રપંચ-વાદ** (પ્રપઞ્ચ-) પું. [સં.] ભૌતિક પદાર્થોની ઉપર અન્ય કશું જ નથી એવો મત-સિદ્ધાંત, જડ-વાદ, ભૌતિક-વાદ, 'મેટરિયાલિઝમ' (ઉ. કે.)

**પ્રપંચવાદી** (પ્રપઞ્ચ-) વિ. [સં., પું.] પ્રપંચ-વાદમાં માનનાર

**પ્રપંચી** (પ્રપઞ્ચી-) વિ. [સં., પું.] જુઓ 'પ્રપંચ-કુશલ.'

**પ્ર-પા** સ્ત્રી. [સં.] પાણીનું પરબ, પ્યાઉ

**પ્ર-પાઠ** પું. [સં.] પાઠ્ય વસ્તુઓનો તે તે પેટા-વિભાગ

**પ્ર-પાઠક** પું. [સં. વૈદિક સંહિતાઓ તેમજ ઉપનિષદોમાંનું તે તે પ્રકરણ

**પ્ર-પાત** પું. [સં.] ખૂબ ઊંચેથી નીચે પડવું એ. (૨) મોટો ભૂસકો. (૩) (પાણીનો) ધોધ

**પ્રપા-દાન** ન. [સં.] પરબ બેસાડી લોકોને પાણી પીવાની વ્યવસ્થા કરવા માટે આપેલું દાન

**પ્ર-પિતામહ** પું. [સં.] પિતાનો દાદો, પરદાદો

**પ્ર-પિતામહી** સ્ત્રી. [સં.] પિતાની દાદી, પરદાદી

**પ્ર-પિતૃવ્ય** પું. [સં.] દાદા કાકો

**પ્ર-પૂર્ણ** વિ. [સં.] સંપૂર્ણ રીતે ભરપૂર

**પ્રપોડો** પું. ફાયડો

**પ્ર-પૌત્ર** પું. [સં.] પુત્રનો પૌત્ર

**પ્ર-પૌત્રી** સ્ત્રી. [સં.] પુત્રની પૌત્રી

**પ્ર-ફુલ્લ** વિ. [સં.] જેમાં ફૂલ આવ્યાં હોય તેવું, કુસુમિત. (૨) ખીલેલું, વિકસેલું. (૩) (લા.) પ્રસન્ન, આનંદિત

**પ્રફુલ્લ-ચિત્ત** વિ. [સં.] પ્રસન્ન મનવાળું

**પ્રફુલ્લ-તા** સ્ત્રી. [સં.] પ્રફુલ્લ હોવાપણું
**પ્ર-ફુલ્લન** ન. [સં.] ખીલવટ, વિકાસ
**પ્રફુલ્લ-નેત્ર** વિ. [સં.] ખીલેલી પ્રસન્ન આંખોવાળું
**પ્રફુલ્લ-વદન** વિ. [સં.] આનંદિત મોઢાવાળું
**પ્રફુલ્લવું** અ. ક્રિ. [સં. પ્ર-फुल्ल, -ના.ધા.] ખીલી ઊઠવું, વિકસવું. (૨) પ્રસન્ન થવું
**પ્ર-ફુલ્લિત** વિ. [સં.] જુએ 'પ્ર-ફુલ્લ.'
**પ્રફુલ્લિત-તા** સ્ત્રી. [સં.] જુએ 'પ્રફુલ્લ-તા.'
**પ્ર-બલ(-ળ)** વિ. [સં.] ઘણું બળવાન. (૨) ઉગ્ર, આકરું. (૩) ખૂબ, ઘણું. (૪) પ્રચંડ
**પ્રબલ(-ળ)-તમ** વિ. [સં.] ખૂબ જ પ્રબળ
**પ્રબલ(-ળ)-તર** વિ. [સં.] વધુ પ્રબળ
**પ્રબલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] બલિષ્ઠ હોવાપણું
**પ્રબલ(-ળ)-રેખ** વિ. [સં.] ચિરસ્થાયી, શાશ્વત
**પ્ર-બંધ** (બન્ધ) પું. [સં.] ગોઠવણ, વ્યવસ્થા. (૨) ગ્રંથ-રચના, 'કૉમ્પોઝિશન' (૩) ગ્રંથનો પેટા-વિભાગ. (૪) વર્ણ્ય-સિદ્ધાંત-નિબંધ, 'થીસિસ.' (૫) ઐતિહાસિક દંતકથાઓનો સંગ્રહ-ગ્રંથ. (૫) ચિત્રકાવ્ય. (૬) ધારો, કાયદો
**પ્ર-બંધક** (-બન્ધક) વિ. [સં.] વ્યવસ્થા કરી આપનાર, વ્યવસ્થાપક, 'મૅનેજર.' (૨) શાસન-કર્તા. 'ઍડ્મિનિસ્ટ્રેટર'
**પ્રબંધ-કર્તા** (પ્રબન્ધ-) પું. [સં. प्रबन्धस्य कर्ता, ગુ. સમાસ], **પ્રબંધ-કાર** (પ્રબન્ધ-) વિ., પું. જુએ 'પ્રબંધક.' (૨) ઐતિહાસિક દંતકથાઓના ગ્રંથનો રચનાર
**પ્રબંધકારિણી** (પ્રબન્ધ-) વિ., સ્ત્રી. [સં.] પ્રબંધ કરનાર (સ્ત્રી) (સમિતિ વગેરે), વ્યવસ્થાપક સમિતિ
**પ્રબંધ-સમિતિ** (પ્રબન્ધ-) સ્ત્રી. [સં.] વ્યવસ્થાપક સમિતિ. કારોબારી
**પ્રબંધાત્મક** (પ્રબન્ધાત્મક) વિ. [સં. प्रबन्ध+आत्मन्+क] પ્રબંધના રૂપમાં રહેલું. (૨) ગેય રચનાવાળાં પ્રકરણવાળું (કાવ્ય.)
**પ્ર-બુદ્ધ** વિ. [સં.] સારી રીતે બોધ પામેલું. (૨) જ્ઞાનની ઉચ્ચ કક્ષાએ પહોંચેલું. (૩) (લા.) ખીલેલું
**પ્ર-બોધ** પું. [સં.] જાગૃતિ. (૨) જ્ઞાન. (૩) ઉપદેશ, બોધ, શિખામણ. (૪) (લા.) ખીલી ઊઠવું એ
**પ્ર-બોધક** વિ. [સં.] પ્રબોધ કરનારું. (૨) જગાડનારું.
**પ્રબોધ-કાલ(-ળ)** પું. [સં.] (સવારે) જાગવાનો સમય. (૨) જાગૃતિનો સમય, 'રેનેસાં' (બ. ક. ઠા.)
**પ્ર-બોધન** ન. [સં.] જુએ 'પ્ર-બોધ,'-'સર્મન' (ન. લ.)
**પ્ર-બોધની** વિ., સ્ત્રી. [સં.] કાર્તિક સુદિ એકાદશી, દેવ-ઊઠી અગિયારસ, પ્રબોધિની
**પ્રબોધવું** સ. ક્રિ. [સં. પ્ર-बोध्, તત્સમ, પ્રે.] પ્રબોધ કરવો, ઉપદેશ આપવો. શિખામણ આપવી. **પ્રબોધાવું** કર્મણિ., ક્રિ. **પ્રબોધાવવું** પ્રે., સ. ક્રિ.
**પ્રબોધાત્મક** વિ. [સં. प्रबोध + आत्मन् + क] ઉપદેશાત્મક
**પ્રબોધાવવું, પ્રબોધાવું** જુએ 'પ્રબોધવું'માં.
**પ્ર-બોધિત** વિ. [સં.] જેને પ્રબોધ કરવામાં આવ્યો હોય તેવું. (૨) જાગ્રત કરવામાં આવ્યું હોય તેવું, 'એન્લાઇટન્ડ' (મન. ૨વ.)
**પ્રબોધિની** વિ. સ્ત્રી. [સં.] જુએ 'પ્ર-બોધની.'

**પ્રબોધોળી** સ્ત્રી. વાલોળની એ નામની એક મોટી જાત
**પ્ર-ભવ** પું. [સં.] ઉત્પત્તિ, જન્મ. (૨) ઉત્પત્તિ-સ્થાન
**પ્રભવ-સ્થાન** ન. [સં.] ઉત્પત્તિ-સ્થાન. પેદા થવાનું સ્થળ
**પ્ર-ભા** સ્ત્રી. [સં.] દ્યુતિ, તેજ, કાંતિ, પ્રકાશ. (૨) ઓપ, દમામ, પ્રભાવ. (૩) મુખની ફરતું તેજ, 'હેલો'
**પ્રભા-કર** વિ., પું. [સં.] તેજ પ્રસરાવનાર-સૂર્ય
**પ્રભા-ચક્ર** ન. [સં.] તેજો-મંડલ, પ્રભા-મંડળ, કિરણ-માળા
**પ્ર-ભાત** ન. [સં.] (ખીલતા આવતા પ્રકાશવાળું હોઈ) સવારનો સમય, પ્રાતઃકાલ. (૨) પું. એ નામનો એક રાગ. (સંગીત.)
**પ્રભાત-કાલ(-ળ)** પું. [સં.] સવારનો સમય, પરોઢિયું. વહાણું
**પ્રભાત-ફેરી** સ્ત્રી. [+ જુએ 'ફેરી.'] સવારમાં નગર-કીર્તન કરનારી મંડળી અને એનું કાર્ય
**પ્રભાતિયું** વિ., ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **પ્રભાતી** વિ., સ્ત્રી. [+ 'ઈ' ત.પ્ર.] સવારમાં મોટે ભાગે 'પ્રભાત' રાગમાં ગાવાનું સ્તુતિ-પદ કે વિષ્ણુ-પદ
**પ્રભા-તીવ્રતા-માપક** ન. [સં.] પ્રકાશ માપવાનું યંત્ર, 'લ્યુસિ-મીટર'
**પ્રભા-નાથ** પું. [સં.] સૂર્ય
**પ્રભા-ન્યૂનતા** સ્ત્રી. [સં.] પ્રભાની ઊણપ. (૨) અપારદર્શક-તા
**પ્રભા-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] પ્રકાશનો સમૂહ, તેજનો અંબાર
**પ્રભા-મય** વિ. [સં.] તેજોમય
**પ્રભા-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] તેજો-મંડળ, પ્રભા-ચક્ર, 'કૅરોના,' 'હેલો' (દ. બા.)
**પ્રભા-યુક્ત** વિ. [સં.] તેજસ્વી, પ્રકાશિત
**પ્ર-ભાવ** પું. [સં.] રુઆબ, દમામ. (૨) ઓપ. (૩) (લા.) અસર, 'ઇન્ફ્લ્યુઅન્સ.' (૪) પ્રતાપ, તેજ. [**૦ પડવો** (રૂ. પ્ર.) તેજની સામા ઉપર અસર થવી]
**પ્ર-ભાવક** વિ. [સં.] બીજા ઉપર પ્રભાવ પાડનાર. (૨) દીપાવનાર, શોભાવનાર. (૩) ઉત્તેજના આપનાર
**પ્રભાવક-તા** સ્ત્રી. [સં.] પ્રભાવક હોવાપણું
**પ્રભાવતી** વિ., સ્ત્રી. [સં.] પ્રભાવવાળી સ્ત્રી. (૨) એ નામનો એક ગણમેળ છંદ. (પિંગળ.)
**પ્રભાવ-દર્શી** વિ. [સં. પું.] પ્રભાવ બતાવનાર
**પ્ર-ભાવના** સ્ત્રી. [સં.] પ્રભાવ પ્રસરાવવો એ. (૨) ધર્મપ્રચાર. (૩) (લા.) પતાસાં વગેરેની લહાણી. (જૈન.)
**પ્રભાવ-લક્ષી** વિ. [સં., પું.] પ્રભાવ તરફ ધ્યાન દોરનારું
**પ્રભા-વર્ધક** વિ. [સં.] તેજ વધારનારું
**પ્રભાવ-વાન** વિ. [સં. °वान्, પું.] પ્રભાવવાળું
**પ્રભાવ-વાહી** વિ. [સં., પું.] પ્રભાવ પાડનારું
**પ્રભાવ-શાલી(-ળી)** વિ. [સં., પું.] પ્રભાવવાળું. (૨) અસર-કારક. (૩) શક્તિશાળી
**પ્રભાવ-શીલ** વિ. [સં.] જ્યાં જાય ત્યાં પ્રભાવ પાડવાની લાક્ષણિકતાવાળું
**પ્રભાવશીલ-તા** સ્ત્રી. [સં.] પ્રભાવશીલ હોવાપણું
**પ્રભાવ-શૂન્ય, પ્રભાવ-હીન** વિ. [સં.] પ્રભાવ પાડવાની શક્તિ વિનાનું, નિસ્તેજ, નિર્માલ્ય
**પ્રભા-વંતું** વિ. [સં. प्रभा + वत् > પ્રા. °वंत + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.], **પ્રભાવાન** વિ. [+ સં. °वान्, પું.] તેજસ્વી. (૨) પ્રભાવશાળી

**પ્ર-ભાવિત** વિ. [સં.] જેના ઉપર પ્રભાવ પડ્યો હોય કે પાડવામાં આવ્યો હોય તેવું, પ્રભાવની અસરમાં આવેલું

**પ્રભાવિ-તા** સ્ત્રી. [સં.] પ્રભાવી હોવાપણું

**પ્રભાવી** વિ. [સં.] જુઓ 'પ્રભાવ-શાલી.' [પ્રભાવક

**પ્રભાવોત્પાદક** વિ. [સં. प्रभाव + उत्पादक] પ્રભાવ પાડનારું,

**પ્ર-ભાસ** પું. [સં.] પ્રકાશ, તેજ. (૨) ન. સૌરાષ્ટ્રમાં સોમનાથનું પ્રાચીન કાલથી જાણીતું તીર્થ. (સંજ્ઞા.)

**પ્રભા-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] તેજસ્વી

**પ્ર-ભુ** વિ. [સં.] સમર્થ, શક્તિમાન. (૨) કાર્ય કરવાની શક્તિવાળું. (૩) પું. સ્વામી, ધણી, માલિક. (૪) ભગવાન, પરમેશ્વર, પરમાત્મા. [**૦ના ઘરની ચિટ્ઠી(-ઠ્ઠી), ૦ના ઘરનું તેડું** (રૂ. પ્ર.) મોત, મૃત્યુ. **૦નું માણસ** (રૂ. પ્ર.) ભોળું માણસ. **૦નો ચોર** (રૂ. પ્ર.) નીતિમય અને આસ્તિક જીવન ન જીવનાર માણસ]

**પ્રભુ-કૃતિ** સ્ત્રી. [સં.] ભગવાનની રચના, ઈશ્વરની બનાવટ

**પ્રભુ-જી** પું., બ. વ. [+ જુઓ 'જી.'] (માનાર્થે) ભગવાન, પરમેશ્વર, પરમાત્મા

**પ્રભુ-તા** સ્ત્રી. [સં.], **-તાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત. પ્ર.] સામર્થ્ય, શક્તિમત્તા. (૨) ઐશ્વર્ય. (૩) જાહોજલાલી, વૈભવ. (૪) મોટાઈ, વડાઈ, ગૌરવ. (૫) કાબૂ. (૬) શાસનાધિકાર. [**૦માં પગલાં માંડવાં** (રૂ. પ્ર.) લગ્ન કરી ઘર-સંસાર શરૂ કરવો]

**પ્રભુ-ત્વ** પું. [સં.] જુઓ 'પ્રભુ-તા(૧, ૪, ૫, ૬.).' (૨) માલિકી, સ્વામિત્વ. (૩) પ્રમાણ-બદ્ધતા [મળેલું

**પ્રભુ-દત્ત** વિ. [સં.] પરમેશ્વરે આપેલું. (૨) કુદરતી રીતે

**પ્રભુ-દીક્ષિત** વિ. [સં.] ભગવાનને માટે સર્વસ્વનું નિવેદન કરી ચૂકેલું, પ્રભુભક્તિને માટે વ્રત લીધું હોય તેવું

**પ્રભુ-દ્વેષ** પું. [સં.] પોતાના શેઠ તરફની ખારીલી વૃત્તિ

**પ્રભુ-ધામ** ન. [સં.] ભગવાનનું મંદિર, દેવાલય. (૨) અવસાન પછી મળતું મનાતું અંતિમ ભગવદ્ધામ

**પ્રભુ-નૂર** ન. [+ ફા.] માણસમાં દેખાતું દિવ્ય તેજ, દેવતાઈ તેજ [સાન પછીની પરમ સદ્ગતિ

**પ્રભુપદ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] ઈશ્વરનું પદ મેળવવું એ, અવ-

**પ્રભુ-પરાગ-વંતું** વિ. [સં. °वत् > પ્રા. वंत + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] પ્રભુના તેજવાળું, પ્રભુની સુવાસથી ભરેલું (ના. દ.)

**પ્રભુ-પરાયણ** વિ. [સં.] ભગવાનમાં ભક્તિવાળું, પ્રભુ તરફ પ્રબળ આસક્તિવાળું, ભગવદીય [દીયતા

**પ્રભુપરાયણ-તા** સ્ત્રી. [સં.] પ્રભુપરાયણ હોવાપણું, ભગવ-

**પ્રભુ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'] પ્રભુનો માર્ગ, પ્રભુ-પદ પામવાનો માર્ગ, ભક્તિનો પંથ

**પ્રભુ-પ્રતાપ** પું. [સં.] ભગવાનનો પ્રભાવ. (૨) (લા.) ભગવાનની કૃપા. (૩) કુશળતા. (૪) સુખ-સમૃદ્ધિ

**પ્રભુ-પ્રસાદ** પું. [સં.] ભગવાનની કૃપા. (૨) ભગવાનને ધરેલા નૈવેદ્યનો પ્રસાદી-રૂપે મળતો ભાગ

**પ્રભુ-પ્રાર્થના** સ્ત્રી. [સં.] ભગવાનને ઉદ્દેશી કરવામાં આવતી સ્તુતિ, ઈશ્વર-પ્રાર્થના, ઈશ્વર-સ્તુતિ, ખુદાની બંદગી

**પ્રભુ-પ્રીત્યર્થ, -ર્થે** ક્રિ. વિ. [+ સં. प्रीति + अर्थ + ગુ. 'એ' સા. વિ., પું.] પ્રભુ પ્રસન્ન થાય એ ઉદ્દેશે, ઈશ્વરાર્પણ બુદ્ધિથી

**પ્રભુ-પ્રેમ** પું. [સં., પું., ન.] પ્રભુ તરફથી સૂચવાતો સ્નેહ. (૨) પ્રભુ તરફની ભક્તની લગની

**પ્રભુ-પ્રેરિત** વિ. [સં.] પ્રભુની પ્રેરણાથી થયેલું કે કહેલું

**પ્રભુ-ભક્ત** પું. [સં.] ભગવાનનો આશ્રય કરનારો સેવક, ઈશ્વરને ભજનારો

**પ્રભુ-ભજન** ન. [સં.] ભગવાનનો અનન્ય આશ્રય. (૨) ભગવાનનાં ગુણગાન, હરિ-કીર્તન

**પ્રભુ-ભાવ** પું. [સં.] જુઓ 'પ્રભુ-ત્વ.'

**પ્રભુ-મય** વિ. [સં.] ભગવાનથી વ્યાપ્ત. (૨) પ્રભુમાં ઓતપ્રોત, ભક્તિમાં તરબોળ

**પ્રભુમય-તા** સ્ત્રી. [સં.] પ્રભુમય હોવાપણું

**પ્રભુ-લીલા** સ્ત્રી. [સં.] ભગવાનનો સૃષ્ટિરૂપી ખેલ, પ્રભુનો અદ્ભુત ખેલ [અવસાન, મોત

**પ્રભુ-શરણ** ન. [સં.] ભગવાનનો આશરો. (૨) (લા.)

**પ્ર-ભૃતિ** ના. યો. [સં.] વગેરે, ઇત્યાદિ

**પ્ર-ભેદ** પું. [સં.] પ્રકારનો પ્રકાર, પેટા-ભેદ. (૨) ભિન્નતા, તફાવત [લગનીવાળું

**પ્રભ્વાસક્ત** વિ. [સં. प्रभु + आ-सक्त] પ્રભુ-ભગવાનમાં

**પ્રભ્વાસક્તિ** સ્ત્રી. [સં. प्रभु + आ-सक्ति] પ્રભુમાં લગની, ઈશ્વર-નિષ્ઠતા [(૩) પ્રમાદી, ગાફેલ

**પ્ર-મત્ત** વિ. [સં.] મદોન્મત્ત, છકી ગયેલું. (૨) ગાંડું, ઘેલું.

**પ્રમત્ત-તા** સ્ત્રી. [સં.] પ્રમત્ત હોવાપણું

**પ્રમત્ત-દશા** સ્ત્રી. [સં.] ઉન્મત્ત અવસ્થા. (૨) ગાંડપણ. (૩) ગાફેલપણું [એક સમૂહ. (સંજ્ઞા.)

**પ્ર-મથ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે શિવના ગણોમાંનો

**પ્ર-મથન** ન. [સં.] ખૂબ વલોવવું એ. (૨) (લા.) પીડવું એ. (૩) વધ, નાશ [મહાદેવ, રુદ્ર

**પ્રમથ-નાથ, પ્રમથ-નાયક, પ્રમથ-પતિ** પું. [સં.] શિવ,

**પ્રમથવું** સ. ક્રિ. [સં. प्र-मथ्, તત્સમ] વલોવવું. (૨) (લા.) પીડવું. (૩) નાશ કરવો. **પ્રમથાવું** કર્મણિ., ક્રિ. **પ્રમથાવવું** પ્રે., સ. ક્રિ.

**પ્રમથાવવું, પ્રમથાવું** જુઓ 'પ્રમથવું'માં. [કરી નાખેલું

**પ્ર-મથિત** વિ. [સં.] વલોવેલું. (૨) (લા.) પીડેલું. (૩) નાશ

**પ્ર-મદ** પું. [સં.] પ્રબળ મદ, ભારે ગર્વ

**પ્રમદ-વન** ન. [સં.] મોજ-મઝા માણવા માટેનો બગીચો. (૨) રાણી-વાસ નજીકનો બાગ, રાણી-બાગ

**પ્રમદા** સ્ત્રી. [સં.] યુવતિ, જુવાન સ્ત્રી, નવયૌવના, લલના

**પ્ર-મંગલ** (-મઙ્ગલ) પું. [સં.] ખેતર ખેડવાનો દિવસ. (બૌદ્ધ.)

**પ્ર-મા** સ્ત્રી. [સં.] સભાનતા, સાવધતા. (૨) અ-વિસંવાદી અનુભવ. (૩) યથાર્થ જ્ઞાન. (તર્ક.) (૪) તર્કરહિત અનુભવ. (વેદાંત.)

**પ્ર-માણ** ન. [સં.] માપ, 'મેઝર' કે 'પ્રોપોર્શન.' (૨) દાખલો, ઉદાહરણ, દૃષ્ટાંત. (૩) પુરાવો, સાબિતી, આધાર, 'ઑથોરિટી.' (૪) યથાર્થ જ્ઞાનનું સાધન, 'ક્રાઇટેરિયન.' (૫) ધોરણ (૬) ગુણોત્તર, 'રેશિયો.' (ગ.) [**૦ આપવું** (રૂ. પ્ર.) આધાર કે પુરાવો બતાવવો. **૦ કરવું** (રૂ. પ્ર.) માન્ય રાખવું **૦ કરી આપવું** (રૂ. પ્ર.) સાબિત કરી બતાવવું.

પ્રકારનો. (તર્ક.)

**પ્રાગલ્ભ્ય** ન. [સં..] જુઓ 'પ્રગલ્ભ-તા.'

**પ્રાગ-વડ** પું. [જુઓ 'પ્રાગ' + 'વડ'.] જુઓ 'પ્રયાગ-વડ.'

**પ્રાગિતિહાસ** પું. [સં. પ્રાક્ + इतिहास, સંધિથી] ઇતિહાસ-કાલની પૂર્વનો પ્રાચીન ઇતિહાસ

**પ્રાગૈતિહાસિક** વિ. [સં. પ્રાક્ + ऐतिहासिक, સંધિથી] ઇતિહાસ-કાલની પૂર્વના અતિ પ્રાચીન સમયને લગતું, 'પ્રી-હિસ્ટોરિક' (ના.દે.), 'પ્રી-હિસ્ટોરિકલ'

**પ્રાગ્જ્યોતિષ, ૦પુર** ન. [સં.માં આ સ્વીકારાયો છે, પરંતુ મૂળમાં એ આર્યેતર શબ્દ છે, જેમાં 'પ્રાગ્ પૂર્વનું' એવો શબ્દ નથી.] કૌરવ પાંડવોના સમયમાં સૌરાષ્ટ્રના પશ્ચિમ સમુદ્રકાંઠાના કોઈ સ્થળનું નરકાસુર કિંવા ભૌમાસુરનું રાજધાનીનું નગર. આજનું સંભવિત ઘૂમલી. (સંજ્ઞા.) (૨) પછીથી આસામના ગૌહત્તીને સ્થાને હતું તે પ્રાચીન નગર. (સંજ્ઞા.)

**પ્રાગ્યુદ્ધ** ક્રિ. વિ. [સં. પ્રાચ્ + युद्ध, સંધિથી] યુદ્ધની પૂર્વે

**પ્રાગ્રિમ** વિ. [સં. प्र + अग्रिम] સૌથી આગળનું. (૨) સૌથી આગળ આવી કામ કરનારું [કથન.'

**પ્રાગ્વક્તવ્ય** ન. [સં. પ્રાક્ + वक्तव्य, સંધિથી] જુઓ 'પ્રાક-

**પ્રાગ્વાટ** પું. [સં.માં ભિન્નમાલના પૂર્વે પ્રદેશના વાસી તરીકે શબ્દ મધ્યકાલમાં ખડો થયો છે, જેમાંથી 'પોરવાડ' કહ્યો છે. હકીકતે 'પોરવાડ' પરથી સંસ્કૃતીકરણ લાગે છે.] પશ્ચિમ મારવાડ કિંવા પ્રાચીન ગુર્જર પ્રદેશની મધ્યકાલની એક વૈશ્ય કોમ અને એનો પુરુષ, પોરવાડ. (આજે ગુજરાત-માં પણ દસા-વીસા આ વણિકોની મોટી વસ્તી છે.) (સંજ્ઞા.)

**પ્રાગ્વિદ** વિ. [સં. પ્રાક્ + विद्, સંધિથી] પૂર્વની બાબતો કે વિગતોનું જાણકાર

**પ્રાઘુણ(૦ક), પ્રાઘુણિક, પ્રાઘૂર્ણ(૦ક), પ્રાઘૂર્ણિક** પું. [સં.] પરોણો, મહેમાન [પૂર્વે.] જુઓ 'પ્રાક્–.'

**પ્રાઙ્** વિ. [સં. પ્રાક્નું અનુનાસિક વ્યંજનથી શરૂ થતા શબ્દો

**પ્રાઙ્-મુખ** વિ. [સં.] પૂર્વ દિશા તરફ મોઢું રાખી રહેલું

**પ્રાચાર્ય** પું. [સં. प्र + आचार्य, નવો ઘરા. માં] મહાવિદ્યાલય કે કૉલેજનો વડો અધ્યાપક અધિકારી, 'કૉલેજ–પ્રિન્સિપાલ.' (ગુ.માં પણ ચાલુ થયો છે.)

**પ્રાચી** સ્ત્રી. [સં.] પૂર્વ દિશા, ઉગમણી દિશા. (૨) સૌરાષ્ટ્રમાં ગીરપંથકમાં સરસ્વતી નદીના કાંઠે આવેલું એક પિતૃ-તીર્થ. (સંજ્ઞા.)

**પ્રાચીન** વિ. [સં.] પૂર્વ દિશાનું. (૨) પૂર્વના દેશનું. (૩) પુરાણા કાલનું, પુરાણું, ખૂબ જૂનું. (૪) ભાષાની દૃષ્ટિએ પુરાણું, 'આર્કેઇક' (ન. લે.)

**પ્રાચીન-તમ** વિ., [સં.] ઘણા જ જૂના સમયનું

**પ્રાચીન-તર** વિ. [સં.] સરખામણીએ વધુ પ્રાચીન

**પ્રાચીન-તા** સ્ત્રી. [સં.] ખૂબ પુરાણું હોવાપણું

**પ્રાચીન-પંથી (-પન્થી)** વિ. [ + જુઓ 'પંથી.'] જુઓ 'પ્રાચીનાભિમાની'–'કૉન્ઝર્વેટિવ' (ઉ. કે.)

**પ્રાચીન-વસ્તુ-શાસ્ત્રી** વિ. [સં., પું.] પુરાતત્ત્વવિદ, 'આર્કિયોલૉજિસ્ટ' (આ. બા.)

**પ્રાચીન-વસ્તુ-શોધ** પું. [સં.] પુરાણી વસ્તુઓની ખોજ, 'આર્કિયોલૉજી' (આ. બા.)

**પ્રાચીનાભિમાની** વિ. [ + સં. अभिमानी, પું.] પ્રાચીન રીતરિવાજો તેમજ પોતાના દેશના પ્રાચીન પદાર્થો વગેરેનું ગૌરવ ધરાવનાર, 'ઑર્થોડૉક્સ'

**પ્રાચુર્ય** ન. [સં.] જુઓ 'પ્રચુર-તા.'

**પ્રાચેતસ** પું. [સં.] દક્ષ પ્રજાપતિ. (સંજ્ઞા.)

**પ્રાચ્ય** વિ. [સં.] પૂર્વ દિશા કે દેશને લગતું

**પ્રાચ્ય-ભાષા-વિશારદ** વિ. [સં.] પૂર્વના દેશની ભાષાઓનું જ્ઞાન ધરાવનાર નિષ્ણાત, 'ઑરિયન્ટલિસ્ટ'

**પ્રાચ્ય-વિદ્યા** સ્ત્રી [સં.] પૂર્વના દેશની વિદ્યા, 'ઑરિયેન્ટલ સ્ટડીઝ' (આ બા.) [વિદ્યાઓમાં નિષ્ણાત

**પ્રાચ્યવિદ્યા-કોવિદ** વિ. [સં.] પૂર્વના દેશની (ભારતીય)

**પ્રાચ્યવિદ્યા-પરિષદ** સ્ત્રી. [સં. °षद्] પૂર્વના દેશની વિદ્યાઓની ચર્ચા-વિચારણા કરતી સભા, 'ઑરિયેન્ટલ કૉન્ફરન્સ'

**પ્રાચ્યવિદ્યા-વિશારદ** વિ. [સં.] જુઓ 'પ્રાચ્યવિદ્યા-કોવિદ.'

**પ્રાછીત** ન. [સં. प्रायश्चित्त, અર્વા. તદ્ભવ. (ગ્રા.)] જુઓ 'પ્રાયશ્ચિત્ત'

**પ્રાજાપત્ય** વિ. [સં.] પ્રજાપતિને લગતું. (૨) પું. એ નામનો હિંદુઓના આઠ વિવાહોમાંનો વર પાસેથી કશું ન લઈ કન્યા આપવાનો એક વિવાહ

**પ્રાજું** વિ. [સં. प्राज्यक- > પ્રા. पज्जअ; ફરી 'ર'નો પ્રક્ષેપ] ઘણું, પુષ્કળ. (૨) ઊંચું, ભવ્ય. (૩) ન. આશરે દસ એકર જમીનનો પટ

**પ્રાજ્ઞ** પું. [સં.] જુઓ 'પ્રજ્ઞ.'

**પ્રાજ્ઞ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રજ્ઞ-તા.'

**પ્રાજ્ઞચક્ષુ** વિ. [સં.] જુઓ 'પ્રજ્ઞાચક્ષુ'

**પ્રાજ્ઞ-દેહ** પું. [સં.] વિદ્યારૂપી માનવ-દેહ

**પ્રાજ્ઞાનિક** વિ. [સં.] પ્રજ્ઞાનને લગતું, ઉચ્ચ જ્ઞાનને લગતું, આધ્યાત્મિક જ્ઞાનને લગતું

**પ્રાજ્ય** ન. [સં.] ઉત્તમ પ્રકારનું ઘી

**પ્રાણ** પું. [સં. प्र + अन] શ્વાસનો વાયુ, શ્વાસ. (૨) જીવન-શક્તિ. (૩) જીવ, આત્મા. [૦ **આવવો** (રૂ. પ્ર.) ભય ઓછો થવો. ૦ **ઊડી જવા** (રૂ. પ્ર.) ડરી જવું. (૨) બહુ ગભરાવું. ૦ **ઊડી જવા, ૦ નીકળી જવા** (રૂ. પ્ર.) મરણ થવું. ૦ **કાઢી ના(-ના)ખવા** (રૂ. પ્ર.) કુરબાની આપવી. (૨) ઘણું જ આતુર રહેવું. ૦ **ખરચવા–ખર્ચવા** (રૂ. પ્ર.) જિંદગીનો ભોગ આપવો. ૦ **ખાવો** (રૂ. પ્ર.) બહુ સતાવવું. ૦ **ગળા સુધી આવવા** (રૂ. પ્ર.) હેરાન પરેશાન થઈ જવું. ૦ **ઘૂંટવો** (રૂ. પ્ર.) મરણ થવું. ૦ **પડીકે બાંધવા** (રૂ. પ્ર.) અમૂંઝણથી હેરાન થવું. ૦ **પાથરવા** (રૂ. પ્ર.) પ્રેમથી આગતા-સ્વાગતા કરવી]

**પ્રાણ-કષ્ટ, પ્રાણ-કૃચ્છ્ર** ન. [સં.] મરણ વખતની પીડા. (૨) મરણ વખતે પીડા થાય તેવી પીડા

**પ્રાણ-ગ્રંથિ (-ગ્રન્થિ)** સ્ત્રી. [સં., પું.] બરડાની કરોડ આગળની પ્રાણના આધારરૂપ એક ગાંઠ

**પ્રાણ-ઘાત** પું. [સં.] વધ, મૃત્યુ

**પ્રાણ-ઘાતક** વિ [સં.] મૃત્યુ કરનારું, જીવ-લેણ

**પ્રાણ-ઘોષ** પું. [સં.] કાન રૂંધતાં સંભળાતો શરીરમાંનો

પ્રાણ-ચલનનો અવાજ
**પ્રાણ-ઘ્ન** વિ. [સં.] જીવ-લેણ, પ્રાણ-ઘાતક
**પ્રાણ-ચેતના** સ્ત્રી. [સં.] પ્રાણમાં રહેલી ચૈતન્ય-શક્તિ
**પ્રાણ-જીવન** વિ. [સં.] જીવાદોરી ટકાવી રાખે તેવું. (૨) (લા.) ઘણું વહાલું. (૩) પું. પ્રિયતમ, વહાલો પતિ
**પ્રાણ-તત્ત્વ** ન. [સં.] શરીરમાં રહેલું ચૈતન્ય-તત્ત્વ, જીવ, જીવાત્મા
**પ્રાણ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] કુદરતી બળમાંથી પરિણમતા વસ્તુતત્ત્વનો વિચાર આપતી મત-સિદ્ધાંત-શાખા, 'ડાઇનેમિઝમ' (ઉ. જો.)
**પ્રાણ-તુલ્ય** વિ. [સં.] પ્રાણના જેવું વહાલું
**પ્રાણ-ત્યાગ** પું. [સં.] મરણ, મૃત્યુ, અવસાન
**પ્રાણ-ત્વ** ન. [સં.] શ્વાસ અને ઉચ્છ્વાસ લેવાની ક્રિયા
**પ્રાણ-દંડ** (-દણ્ડ) પું. [સં.] મોતની સજા, દેહાંત-દંડ
**પ્રાણ-દાતા** વિ., પું. [સં.] જીવન-દાન કરનાર. (૨) (લા.) પોષણની વ્યવસ્થા કરી આપનાર [મહેરબાની
**પ્રાણ-દાન** ન. [સં.] જીવિત-દાન. જાન બચાવી લેવાની
**પ્રાણ-દાયક** વિ. [સં.], **પ્રાણદાયી** વિ. [સં., પું.] જુઓ 'પ્રાણ-દાતા.'
**પ્રાણ-દીપ્તિ** સ્ત્રી [સં.] આત્માનું તેજ
**પ્રાણ-ધન** ન. [સં.] પ્રાણરૂપી ધન (૨) (લા.) અત્યંત આત્મીય વ્યક્તિ [દેહમાં ટકાવી રાખવો એ
**પ્રાણ-ધારણ** ન. [સં.] જીવનું દેહમાં ટકી રહેવું એ, જીવને
**પ્રાણ-ધારી** વિ., પું.] પ્રાણીમાત્ર, સમગ્ર ચેતન પ્રાણીઓ
**પ્રાણ-નાથ** પું. [સં.] (લા.) પ્રિયતમ પતિ
**પ્રાણ-નાશક** વિ. [સં.] જીવ-લેણ, પ્રાણ-ઘાતક
**પ્રાણ-નિગ્રહ, પ્રાણ-નિરોધ** પું [સં.] શ્વાસને થંભાવવાની ક્રિયા, પ્રાણ-રોધ [સટ્ટાસટનું સાહસ
**પ્રાણ-પણ** પું. [સં.] પ્રાણને જોખમમાં મૂકવા એ, જીવ-
**પ્રાણ-પતિ** પું. [સં.] જુઓ 'પ્રાણ-નાથ.' [પંખી
**પ્રાણ-પંખેરું** (-પઙ્ખેરું) ન. [+ જુઓ 'પંખેરું.'] પ્રાણરૂપી
**પ્રાણ-પૂર્ણ** વિ. [સં.] પ્રાણશક્તિથી ભરેલું, તરવરાટવાળું, સશક્ત
**પ્રાણ-પોક** સ્ત્રી. [+ 'પોક.'] સંબંધીનું મરણ થતાં ચોકા ઉપર શબ મૂક્યા બાદ નજીકના સંબંધી તરફથી શબના જમણા કાન પાસે પોતાનું મોઢું રાખી રડવાની કરાતી ક્રિયા
**પ્રાણ-પોષક** વિ. [સં.], **પ્રાણ-પોષી** વિ. [સં., પું.] પ્રાણને પોષણ આપનારું. જીવતું રાખનારું [ખૂબ વહાલું
**પ્રાણ-પ્યારું** વિ. [+ જુઓ 'પ્યારું.'] પ્રાણથી પણ વહાલું,
**પ્રાણ-પ્રતિષ્ઠા** સ્ત્રી. [સં.] ધાર્મિક વિધિથી મૂર્તિમાં તે તે દેવના આવાહનથી તે તે દેવની ભાવના સિદ્ધ કરવાની ક્રિયા
**પ્રાણ-પ્રદ** વિ. [સં.] જુઓ 'પ્રાણ-દાતા.' [કે મુદ્દો
**પ્રાણ-પ્રશ્ન** પું. [સં.] સૌથી અગત્યનો સવાલ, મુખ્ય સવાલ
**પ્રાણ-પ્રિય** વિ. [સં.] જુઓ 'પ્રાણ-પ્યારું.'
**પ્રાણપ્રિયા** વિ., સ્ત્રી [સં.] પ્રાણોથી વહાલી પત્ની, દયિતા
**પ્રાણ-બલ**(-ળ) ન. [સં.] આત્માની શક્તિ
**પ્રાણ-મય** વિ. [સં.] જુઓ 'પ્રાણ-પૂર્ણ.' (૨) પું. શરીરમાંનો એ નામનો એક કોશ. (વેદાંત.)

**પ્રાણમય-તા** સ્ત્રી. [સં.] પ્રાણવાનપણું, પ્રાણ-પૂર્ણતા
**પ્રાણ-મુક્ત** વિ. [સં.] અવસાન પામેલું, મરણ પામેલું
**પ્રાણ-મુદ્રા** સ્ત્રી. [સં.] અંગૂઠો ટચલી અને અનામિકા એ ત્રણ આંગળી ભેગી કરવાથી કરાતી એક મુદ્રા
**પ્રાણ-યાત્રા** સ્ત્રી. [સં.] જીવન-નિર્વાહ
**પ્રાણ-યુક્ત** વિ. [સં.] જીવતું
**પ્રાણ-યોગ** પું [સં.] પ્રાણાયામનો એક પ્રકાર. (યોગ.)
**પ્રાણ-રક્ષણ** ન., **પ્રાણ-રક્ષા** સ્ત્રી. [સં.] જીવ બચાવવાનું કાર્ય
**પ્રાણ-રસ** પું [સં.] શરીર વનસ્પતિ વગેરેમાંનું ચેતન ટકાવી રાખનાર પ્રવાહી
**પ્રાણ-રહિત** વિ. [સં.] મરણ પામેલું
**પ્રાણ-રોધ** પું. [સં.] જુઓ 'પ્રાણ-નિગ્રહ.'
**પ્રાણ-વલ્લભ** પું. [સં.] જુઓ 'પ્રાણ-પ્રિય,' એવો પતિ.
**પ્રાણવલ્લભા** સ્ત્રી. [સં.] પ્રાણપ્રિય પત્ની, દયિતા
**પ્રાણ-વહા** વિ., સ્ત્રી. [સં.] ચાલક યંત્ર. 'મોટર.' (ન. દે.)
**પ્રાણ-વંતું** (-વન્તું) વિ. [+ સં. °વત્ > પ્રા. વંત + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.], **પ્રાણ-વાન** વિ. [+ સં. °વાન્, પું.] પ્રાણવાળું. (૨) (લા.) સશક્ત, બળવાન
**પ્રાણ-વાયુ** પું. [સં.] એ નામનો એક શુદ્ધ વાયુ કે જે ચેતન પ્રાણીઓને જીવવાનું બળ આપે છે, 'ઓક્સિજન'
**પ્રાણ-વાહક** વિ. [સં.], **પ્રાણ-વાહી** વિ. [સં., પું.] ચેતન-તત્ત્વ ટકાવી રાખનાર
**પ્રાણ-વિદ્યા** સ્ત્રી. [સં.] પ્રાણનું વર્ણન કરનારી અને એના રક્ષણની માહિતી આપનારી વિદ્યા
**પ્રાણ-વિધાન** ન. [સં.] સજીવન કરવાની ક્રિયા. (૨) મહાપ્રાણ તત્ત્વ, 'એસ્પિરેશન' (કે.હ.) (વ્યા.)
**પ્રાણ-વિનિમય** પું. [સં.] જાદૂઈ વિદ્યાનો એક પ્રકાર, 'મેસ્મેરિઝમ' (મ.ન.)
**પ્રાણ-વિષયક** વિ. [સં.] પ્રાણને લગતું
**પ્રાણ-વિસર્જન** ન. [સં.] જુઓ 'પ્રાણ-ત્યાગ.'
**પ્રાણ-વિહીન** વિ. [સં.] મરણ પામેલું. (૨) (લા.) નિર્બળ
**પ્રાણ-શક્તિ** સ્ત્રી. [સં.] જીવી રહેવાનું બળ, જીવન-શક્તિ, શરીરનું ચૈતન્ય-બળ
**પ્રાણ-શોષણ** ન. [સં.] શરીરને આપવામાં આવતી ભારે તકલીફ. (૨) અવસાન, મૃત્યુ
**પ્રાણ-સખા** પું [સં.] પ્રાણપ્રિય મિત્ર
**પ્રાણ-સંકટ** (સઙ્કટ)ન. [સં.] મરણ થઈ જાય એવા પ્રકારની આપત્તિ, જીવનું જોખમ
**પ્રાણ-સંચાર** (-સઞ્ચાર) પું. [સં.], દેહમાં ચૈતન્યનો સળવળાટ, જીવ-સંચાર
**પ્રાણ-સંદેહ** (-સન્દેહ), **પ્રાણ-સંશય** (-સંશય) પું. [સં.] જીવ જવાનો—મરણ થવાનો ડર
**પ્રાણ-સ્પર્શી** વિ. [સં., પું.] જીવને અસર કરે તેવું
**પ્રાણ-હર** વિ [સં.] મરણ ઉપજાવે તેવું
**પ્રાણ-હાનિ** સ્ત્રી. [સં.] જીવનું જોખમ ['પ્રાણ-હર.'
**પ્રાણ-હારક** વિ. [સં.] **પ્રાણ-હારી** વિ. [સં., પું.] જુઓ
**પ્રાણ-હીન** વિ. [સં.] જુઓ 'પ્રાણ-રહિત.' (૨) (લા.) નિર્બળ
**પ્રાણાકર્ષણ-વિદ્યા** સ્ત્રી. [+ આ-કર્ષણ૦] આકર્ષણ કરનારી

શક્તિથી બીજાંને વશ કરવાની વિદ્યા, 'હિપ્નોટિઝમ'

**પ્રાણઘાત** પું. [+ સં. आ-घात] જીવનું જોખમ

**પ્રાણાચાર્ય** પું. [+ સં. आ-चार्य] આયુર્વેદના અભ્યાસની 'આચાર્ય'-પદવી ધર વૈદ્ય [પહેલું વ્રત. (જૈન.)

**પ્રાણાતિપાત** પું. [+ સં. अति-पात] અહિંસા નામના વ્રતનું

**પ્રાણાત્મક** વિ. [+ સં. आत्मन् + क] પ્રાણમય

**પ્રાણાત્મ-વાદ** પું. [+ સં. आत्म-वाद] જીવની હલચાલનો આધાર પ્રાણના અસ્તિત્વ ઉપર છે એવો મત-સિદ્ધાંત, 'વાઇટાલિઝમ' (હી. વ્ર.)

**પ્રાણાત્મવાદી** વિ. [સં., પું.] પ્રાણાત્મ-વાદમાં માનનારું

**પ્રાણાત્મા** પું. [+ સં. आत्मा] પ્રાણરૂપે રહેલો આત્મા, જીવાત્મા, લિંગાત્મા

**પ્રાણાત્યય** પું. [+ સં. अत्यय] પ્રાણ-વિનાશ

**પ્રાણાધાર** પું. [+ સં. आ-धार] પ્રાણોને ટકાવી રાખનાર સંબંધી, હિતૈષી માણસ. (૨) (લા.) પ્રાણપ્રિય પતિ

**પ્રાણાધિક** વિ. [+ સં. अधिक] પ્રાણોથી વધુ પ્રિય (પતિ)

**પ્રાણાધ્યાસ** પું. [+ સં. अध्यास] પ્રાણ એ જ આત્મા છે એ પ્રકારનું ભ્રમ-જ્ઞાન. (વેદાંત.)

**પ્રાણાપહારી** વિ. [+ સં. अप-हारी, પું.] જુઓ 'પ્રાણ-હર.'

**પ્રાણાયામ** પું. [+ સં. आ-याम] દેહમાંના વાયુનો નિરોધ કરી શુદ્ધ કરવાની સર્વસામાન્ય એક યૌગિક ક્રિયા. (યોગ.)

**પ્રાણાર્પણ** ન. [+ સં. अर्पण] પ્રાણ અર્પી દેવા એ, જીવ આપવો એ, પ્રાણોની આહુતિ

**પ્રાણાંત** (પ્રાણા-ન્ત) પું [+ સં. अन्त] પ્રાણોનો અંત આવવો એ, અવસાન. (૨) જીવનું જોખમ [ઘાતક.'

**પ્રાણાંતક** (પ્રાણા-ન્તક) વિ. [+ સં. अन्तक] જુઓ 'પ્રાણ-

**પ્રાણિ-જ** વિ. [સં.] પ્રાણીઓમાંથી નીપજેલું કે નિપજાવેલું

**પ્રાણિત** વિ. [સં.] પ્રાણવાળું, જીવવાળું

**પ્રાણિ-દ્યૂત** ન. [સં.] મેંઢા તેતર આખલા હાથી વગેરેની દોડ લડાઈ વગેરે ઉપર ખેલાતો જુગાર

**પ્રાણિયો** વિ., પું. [સં. प्राण + ગુ. 'ઇયું' ત. પ્ર.] પ્રાણધારી જીવાત્મા. (પદ્યમાં.)

**પ્રાણિલ** ન. [સં. द्वारा નવો] કોઈ પણ તત્ત્વ અને પ્રાણ-વાયુના સંયોગથી ઉત્પન્ન થતો પદાર્થ, 'ઑક્સાઇડ'

**પ્રાણી** પું., ન. [સં., પું.] પ્રાણધારી માનવ પશુ પક્ષી જંતુ જીવડાં વગેરે પ્રત્યેક ચેતન (ઉદ્ભિજ્જ સ્વેદજ અંડજ અને જરાયુજ) (નોંધ: ઉપયોગ તરીકે સર્વસામાન્ય રીતે 'માનવ' સિવાયનાં સજીવ માટે 'પ્રાણી' શબ્દ રૂઢ છે.)

**પ્રાણી-ઉછેર** પું. [+ જુઓ 'ઉછેર.'] પ્રાણીઓને ઉછેરવાની ક્રિયા

**પ્રાણી-ગૃહ** ન. [સં. प्राणि-गृह પું., ન.; આ ગુ. સમાસ], **પ્રાણી-ઘર** ન. [+ જુઓ 'ઘર.'] પશુ પક્ષી સર્પો ઉંદર વગેરે પ્રાણીઓનું સંગ્રહ-સ્થાન

**પ્રાણી-જગત** ન. [સં. प्राणि-जगत्; આ ગુ. સમાસ] પ્રાણીઓની દુનિયા, જાનવરોની દુનિયા, પ્રાણી સૃષ્ટિ

**પ્રાણી-જન્ય** વિ. [સં. प्राणि-जन्य; આ ગુ. સમાસ] જુઓ 'પ્રાણિ-જ.'

**પ્રાણી-જીવન** ન. [સં. प्राणि-जीवन; આ ગુ. સમાસ] પ્રાણીઓની જીવવા-રહેવાની પદ્ધતિ

**પ્રાણી-દેહ-વિદ્યા** સ્ત્રી. [સં. प्राणि-देह०; આ ગુ. સમાસ] પ્રાણીઓના શરીરને લગતું શાસ્ત્ર

**પ્રાણી-ભૂગોળ** સ્ત્રી. [સં. प्राणि-भूगोल પું.; આ. ગુ. સમાસ] પ્રાણીઓને લગતી ભૂગોળ-વિદ્યા

**પ્રાણી-મમી-વિદ** વિ. [જુઓ 'પ્રાણી' + 'મમી' + સં. °विद्] પ્રાણીઓનાં મડદાં સાચવી રાખવાની વિદ્યાનું જ્ઞાન ધરાવનાર

**પ્રાણી-મમી-વિદ્યા** સ્ત્રી. [જુઓ 'પ્રાણી' + 'મમી' + સં.] પ્રાણીઓનાં મડદાં સાચવી રાખવાની હિકમત આપતું શાસ્ત્ર

**પ્રાણી-મિતિ** સ્ત્રી. [સં. प्राणि-मिति; આ ગુ. સમાસ] પ્રાણીઓનાં શરીરના ભાગો અને એના સાપેક્ષ મહત્ત્વના નિશ્ચયનું શાસ્ત્ર [હોમીને કરવામાં આવતો યજ્ઞ-પ્રકાર

**પ્રાણી-મેધ** પું. [સં. प्राणि-मेध; આ ગુ. સમાસ] પશુપક્ષીઓને

**પ્રાણી-રસાયનવિદ્યા** સ્ત્રી. [સં. प्राणि-रसा°; આ ગુ. સમાસ], પ્રાણીઓને લગતું રસાયનશાસ્ત્ર ['પ્રાણી-જગત.'

**પ્રાણી-રાજ્ય** ન. [સં. प्राणि-राज्य; આ ગુ. સમાસ] જુઓ

**પ્રાણી-વર્ગ** પું. [સં. प्राणि-वर्ग; આ ગુ. સમાસ] જડ-ચેતન પદાર્થોમાંનો ચેતન પદાર્થોનો સમૂહ કે પ્રકાર

**પ્રાણી-વર્ણન** ન. [સં. प्राणि-वर्णन; આ. ગુ. સમાસ] પ્રાણીઓની વિગત

**પ્રાણી-વાચક** વિ. [સં. प्राणि-वाचक; આ ગુ. સમાસ] આ પ્રાણી છે એમ બતાવતું (નામ). (વ્યા.)

**પ્રાણી-વિજ્ઞાન** ન., **પ્રાણી-વિદ્યા** સ્ત્રી., **પ્રાણી-શરીરશાસ્ત્ર** ન. [સં. प्राणि-विज्ञान. प्राणि-विद्या, प्राणि-शरीरशास्त्र; આ ગુ. સમાસ] જુઓ 'પ્રાણી-દેહ-વિદ્યા.'

**પ્રાણી-શરીરશાસ્ત્રી** વિ., પું. [સં. प्राणि-शरीरशास्त्री; આ ગુ. સમાસ] પ્રાણીઓના શરીરને લગતા શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન

**પ્રાણી-શાસ્ત્ર** ન. [સં. प्राणि-शास्त्र; આ ગુ. સમાસ] જુઓ 'પ્રાણી-દેહવિદ્યા.' ['પ્રાણી-શરીરશાસ્ત્રી.'

**પ્રાણીશાસ્ત્રી** વિ., પું. [સં., પું.; આ ગુ. સમાસ] જુઓ

**પ્રાણી-સંગ્રહસ્થાન** (-સઙ્ગ્રહ-), **પ્રાણી-સંગ્રહાલય** (-સઙ્ગ્રહા-) ન. [સં. प्राणि-संग्रह°; આ ગુ. સમાસ] જુઓ 'પ્રાણી ગૃહ.'

**પ્રાણી-સંરક્ષણ** (-સંરક્ષણ) ન. [સં. प्राणि-संरक्षण; આ ગુ. સમાસ] પ્રાણીઓની સાર-સંભાળ

**પ્રાણી-સંવર્ધન** (-સંવર્ધન) ન. [સં. प्राणि-संवर्धन; આ ગુ. સમાસ] જુઓ 'પ્રાણી-ઉછેર.' ['પ્રાણી-જગત.'

**પ્રાણી-સૃષ્ટિ** સ્ત્રી. [સં. प्राणि-सृष्टि; આ ગુ. સમાસ] જુઓ

**પ્રાણી-હિંસા** (-હિંસા) સ્ત્રી. [સં. प्राणि-हिंसा; આ ગુ. સમાસ] પ્રાણીઓનો વધ [(પત્નીને)

**પ્રાણેશ, -શ્વર** પું. [સં. प्राण + ईश,-ईश्वर] (લા.) પતિ, ધણી

**પ્રાણેશ્વરી** સ્ત્રી. [સં. प्राण + ईश्वरी] (લા.) પત્ની (પતિને)

**પ્રાણૈષણા** સ્ત્રી. [સં. प्राण + एषणा] જીવવાની ઇચ્છા, જિજીવિષા

**પ્રાણોત્ક્રમણ** ન., **પ્રાણોત્સર્ગ** પું. [સં. प्राण + उत्क्रमण, उत्सर्ग] જુઓ 'પ્રાણ-ત્યાગ.'

**પ્રાણોપહાર** પું. [સં. प्राण+उप-हार] જુઓ 'પ્રાણાર્પણ.'

**પ્રાણોપાસના** સ્ત્રી. [સં. प्राण + उपासना] જુઓ 'પ્રાણાયામ.'

**પ્રાણ્યંગ** (પ્રાણ્યઙ્ગ) ન [સં. प्राणिन् + अङ्ग] પ્રાણીઓનું

તે તે અંગ હાથ-પગ વગેરે

**પ્રાતર્-** અ. [સં.; સ્વર અને ઘોષ વ્યંજનથી શરૂ થતા શબ્દો પૂર્વે; અઘોષ વ્યંજનથી શરૂ થતા શબ્દો પૂર્વે વિસર્ગ-રૂપે પ્રચલિત છે: 'પ્રાતરુત્થાન' 'પ્રાતર્ગમન' 'પ્રાતઃકાલ' વગેરે] સવારે

**પ્રાતરભિવાદન** ન. [+ સં. અભિ-વાદન] સવારમાં ઊઠીને કરવામાં આવતું નમન [માંની આહુતિ

**પ્રાતરાહુતિ** સ્ત્રી. [+ સં. આ-હુતિ] સવારમાં અપાતી અગ્નિ-

**પ્રાતરુત્થાન** ન. [+ સં ઉત્થાન] સવારમાં ઊઠી જવું એ

**પ્રાતર્ભોજન** ન. [+ સં ભોજન] સવારનું જમણ, શિરામણ, નાસ્તો [રભિવાદન.'

**પ્રાતર્વંદન** (પ્રાતર્વન્દન) ન. [+ સં. વન્દન] જુઓ 'પ્રાત-

**પ્રાતઃ** જુઓ 'પ્રાતર્-.'

**પ્રાતઃકર્મ, પ્રાતઃકાર્ય** ન. [સં.] સવારનું કામ

**પ્રાતઃકાલ(-ળ)** પું. [સં.] સવારનો સમય (પ્રભાત મળસકું પરોઢથી લઈ સૂર્યોદય સુધીનો), સવાર

**પ્રાતઃકાલિક, પ્રાતઃકાલીન** વિ. [સં.] સવારને લગતું

**પ્રાતઃકાળ** જુઓ 'પ્રાતઃકાલ.'

**પ્રાતઃકૃત્ય** ન. [સં.] જુઓ 'પ્રાતઃકર્મ.' [એની અર્ચા

**પ્રાતઃપૂજન** ન., **પ્રાતઃપૂજા** સ્ત્રી. [સં.] સવારની દેવદેવી-

**પ્રાતઃસમય** પું. [સં.] જુઓ 'પ્રાતઃકાલ.'

**પ્રાતઃસવ** પું., **-વન** ન. [સં.] સવારમાં કરવામાં આવતો હતો તે એક યજ્ઞ (સોમયાગ વગેરેના અંગનો)

**પ્રાતઃસંધ્યા** (-સન્ધ્યા) સ્ત્રી. [સં.] દ્વિજોનો સવારનો સંધ્યાવિધિ

**પ્રાતઃસામગ્રી** સ્ત્રી. [સં.] સવારનાં કાર્ય કરવા માટેનાં સાધન (સ્નાન સંધ્યા દેવપૂજન વગેરેનાં)

**પ્રાતઃસ્તવન** ન., **પ્રાતઃસ્તુતિ** સ્ત્રી, **પ્રાતઃસ્તોત્ર** ન. [સં.] સવારમાં ઊઠીને કરવામાં આવતું દેવ દેવીઓ ભગવાન વગેરેનું ગુણવર્ણન તેમ પ્રાર્થના (મંત્રાત્મક શ્લોકાત્મક કે કીર્તન-ભજનના રૂપની)

**પ્રાતઃસ્નાન** ન. [સં.] સવારનું નાહવાનું

**પ્રાતઃસ્નાયી** વિ. [સં., પું.] સવારમાં નાહનારું

**પ્રાતઃસ્મરણ** ન. [સં.] દેવ દેવી ઇષ્ટ વગેરેનું સવારમાં ઊઠી કરવામાં આવતું સ્મરણ (જપ નામ-કીર્તન ભજન સ્તવન વગેરે રૂપનું)

**પ્રાતઃસ્મરણીય** વિ. [સં.] સવારમાં સ્મરણ કરવા જેવું (પૂજ્ય અને પવિત્ર આચાર્ય ગુરુ વડીલ વગેરેને ઉદ્દેશી)

**પ્રાતિકામી** વિ., પું. [સં., પું.] સેવક, નોકર

**પ્રાતિકૂલ્ય** ન. [સં.] પ્રતિકૂળતા, અનુકૂળ ન હોવું એ, અગવડ

**પ્રાતિજૈવિક** ન. [સં.] જન્તુવિનાશક તત્ત્વ, 'એન્ટિબાયોટિક' (હ. ભા.)

**પ્રાતિપદિક** ન. [સં.] જેને વિભક્તિના પ્રત્યય હજી નથી લાગ્યા તેવું મૂળ શબ્દરૂપ (નામ-સર્વનામ-વિશેષણનું). (વ્યા.)

**પ્રાતિભાસિક** વિ. [સં.] માત્ર ભાસ થતો હોય તેવું (હકીકતે માત્ર ભ્રમ-રૂપ), આભાસ-રૂપ, ભ્રામક. (૨) કુદરતી તત્ત્વ-રૂપ, 'ફિનોમિનલ' (મ. ન.)

**પ્રાતિભાસિકી** વિ., સ્ત્રી. [સં.] પ્રાતિભાસિક પરિસ્થિતિ

**પ્રાતિમોક્ષ** પું. [સં.] પ્રતિબિંબ કરનારા નિયમોનો ખ્યાલ આપતો ગ્રંથ. (બૌદ્ધ.)

**પ્રાતિવેશિક, પ્રાતિવેશ્મિક, પ્રાતિ-વેશ્ય** વિ. [સં.] પડોશી

**પ્રાતિશાખ્ય** ન. [સં.] ચારે વેદોની તે તે શાખાની સંહિતાના ઉચ્ચારણને લગતો તે તે વિશદ સૂત્રગ્રંથ. (વ્યા.)

**પ્રાતીતિક** વિ. [સં.] પ્રતીતિને લગતું, 'ફિનોમિનલ' (ન. દે.)

**પ્રાત્યક્ષિક** વિ. [સં.] નજર સામેનું, નજરોનજરનું. (૨) ઇંદ્રિયોને લગતું, 'સેન્સરી.' (૩) ન. અમુક કાર્ય જાહેર જનતાના અમુક વર્ગ સમક્ષ કરી બતાવવું એ

**પ્રાથમિક** વિ. [સં.] આરંભનું, શરૂઆતનું, પ્રારંભિક, પહેલા પગથિયા-રૂપ, 'પ્રાઇમરી' ['પ્રાયોરિટી'

**પ્રાથમિક-તા** સ્ત્રી., **પ્રાથમ્ય** ન. [સં.] પ્રથમ હોવાપણું,

**પ્રાદિ** વિ. [સં. प्र + आदि] જેમાં 'પ્ર' વગેરે ઉપસર્ગો પ્રથમ પદમાં યા શરૂઆતમાં છે તે (ઉપસર્ગો प्र થી उप સુધીના, તેમ સમાસો – તત્પુરુષ અને બહુવ્રીહિ). (વ્યા.

**પ્રાદુર્** પૂર્વ. [સં. प्रादुस्; સં.માં પણ થોડા જ શબ્દ છે: ઘોષ વ્યંજનથી શરૂ થતા શબ્દો પૂર્વે स् > र् છે, 'પ્રાદુર્ભાવ' વગેરે.] પ્રગટ, ખુલ્લું

**પ્રાદુર્ભાવ** પું. [સં. प्रादुस् + भाव, સંધિથી] પ્રગટ થવું એ (ઈશ્વર આચાર્યો વગેરેના થતા-થયેલા જન્મ માટે પણ આ શબ્દ રૂઢ છે.) ['પ્રાદુર્ભાવ'માં.)

**પ્રાદુર્ભૂત** વિ. [સં. प्रादुस् + भूत, સંધિથી] પ્રગટ થયેલું (જુઓ

**પ્રાદુર્ભૂતિ** સ્ત્રી. [સં. प्रादुस् + भूति, સંધિથી] જુઓ 'પ્રાદુર્ભાવ.'

**પ્રાદેશ** પું. [સં. प्र + आ-देश] અંગૂઠાથી તર્જની સુધીના ભાગનો ઉઘાડેલો આકાર

**પ્રાદેશ-માત્ર** વિ. [સં.] અંગૂઠાથી તર્જની સુધી ઉઘાડેલા ભાગના માપનું (પોતપોતાનાં દસ આંગળાંના માપનું)

**પ્રાદેશિક** વિ. [સં.] પ્રદેશને લગતું, પ્રદેશનું, 'રીજિયોનલ,' 'ટેરિટોરિયલ.' (૨) પું. અશોકના રાજ્યકાલનો મહેસૂલ ઉઘરાવનારો તે તે પ્રદેશ કે પ્રાંતનો અમલદાર, રાષ્ટ્રિય, (પછીનો) સૂબેદાર, વહીવટદાર

**પ્રાધાન્ય** ન. [સં.] પ્રધાન-તા, મુખ્યતા, મુખ્યપણું

**પ્રાધાન્ય-તઃ** ક્રિ. વિ. [સં.] પ્રધાનપણે, મુખ્યત્વે

**પ્રાધાન્ય-પદ** ન. [સં.] મુખ્ય અધિકાર કે સ્થાન, ઊંચામાં ઊંચો અધિકાર કે સ્થાન

**પ્રાધ્યાપક** પું. [સં. प्र + अध्यापक; સં.માં નથી, મરા. માં ઊભો થયો છે.] મહાવિદ્યાલય-કૉલેજ અને યુનિવર્સિટી વગેરેમાં તે તે વિષયનો અધ્યક્ષ, મુખ્ય અધ્યાપક, 'પ્રોફેસર'

**પ્રાધ્યાપિકા** સ્ત્રી. [સં.] પ્રાધ્યાપક સ્ત્રી, મુખ્ય અધ્યાપિકા

**પ્રાપંચિક** (પ્રાપઞ્ચિક) વિ. [સં.] ખટપટને લગતું. (૨) પ્રપંચ-જગતને લગતું, જાગતિક, ભૌતિક. (વેદાંત.) (૩) ઔપાધિક, માયિક (વેદાંત.) (૪) સાંસારિક, વ્યાવહારિક

**પ્રાપ્ત** વિ. [સં. प्र + आप्त] મેળવેલું, મેળવાયેલું, મળેલું, 'એક્વાયર્ડ' (આ. બા.) (૨) ઉપસ્થિત, રજૂ થયેલું

**પ્રાપ્ત-કામ** વિ. [સં.] જેની કામના પૂર્ણ થઈ હોય તેવું

**પ્રાપ્ત-કાલ** વિ. [સં.] સમયને બંધ બેસતું, સમયે બરોબર આવી પહોંચેલું. (૨) સમયોચિત, પ્રસંગોચિત

**પ્રાપ્ત-ક્રમ** વિ. [સં.] ક્રમાનુસાર આવી મળેલું, રિવાજ મુજબનું

**પ્રાપ્ત-બાધ** પું. [સં.] પરિસંખ્યામાં જણાતો એ નામનો એક દોષ. (મીમાંસા.) [(દ. બા.)

**પ્રાપ્ત-યુદ્ધ** ન. [સં.] પ્રતીકારાત્મક લડાઈ, 'ડિફેન્સિવ વૉર'

**પ્રાપ્તવ્ય** વિ. [સં.] મેળવવા જેવું, પ્રાપ્ય

**પ્રાપ્તાધિકાર** વિ. [ + સં. अधि-कार] જેને હક મળ્યો હોય તેવું, પુખ્ત વયનું, ઉંમરે પહોંચેલું

**પ્રાપ્તિ** સ્ત્રી. [સં. प्र + आप्ति] લાભ થવો એ, મળવું એ, પામવું એ, 'પ્રોક્યોરમેન્ટ.' (૩) બનાવ, 'અકરન્સ' (અ. ત્રિ.) (૨) લાભ, ફાયદો, મળતર. (૩) આવક, આમદાની

**પ્રાપ્તિ-ક્રમ** પું. [સં.] પામવા કે મળવાનો ક્રમ. (જૈન.)

**પ્રાપ્તિ-સ્થાન** ન. [સં.] પામવા કે મળવાનું ઠેકાણું, સંપાદન-સ્થાન, 'ફાઇન્ડ સ્પૉટ'

**પ્રાપ્તિ-સ્વીકાર** પું. [સં.] મળ્યાની પહોંચ, રસીદ

**પ્રાપ્ત્યાશા** સ્ત્રી. [ + સં. आशा] પામવા કે મળવાની આશા. (૨) નાટચરચનામાં ઇષ્ટ ફળ મળવામાં વિઘ્ન આવ્યા પછી મળવાની બંધાતી આશાનું નિરૂપણ (એ એક અંગ છે.). (નાટચ)

**પ્રાપ્ય** વિ. [સં.]જુઓ 'પ્રાપ્તવ્ય.'(૨) વર્તમાન, 'એગ્ઝિસ્ટિંગ'

**પ્રાપ્ય-કારી** વિ. [સં., પું.] ગ્રાહ્ય વિષયો સાથે સંયુક્ત થઈ ને જ ગ્રહણ કરનાર

**પ્રાબલ્ય** ન. [સં.] પ્રબળતા, સામર્થ્ય, જોર, બળ. (૨) તીવ્રતા, પ્રચંડતા. (૩) પ્રાધાન્ય, પ્રધાનતા. (૪) ઘણું ચલણ હોવું એ [ન. પ્રભાતિયું

**પ્રાભાતિક** વિ. [સં.] પ્રભાતને લગતું, સવારને લગતું. (૨)

**પ્રાભૃત, ૦ક** ન. [સં.] ભેટ, બક્ષિસ, ઉપહાર. (૨) નજરાણું

**પ્રામાણિક** વિ. [સં.] પ્રમાણરૂપ, પ્રમાણભૂત, સાધાર, સાબિતી મળી હોય તેવું, પ્રમાણને અનુસરતું, 'ઑથેન્ટિક. (૨) વ્યવહાર કે વેપાર વગેરેમાં નીતિ પ્રમાણે ચાલતું, 'ઑનેસ્ટ' [પ્રિટી' (ઉ જો.)

**પ્રામાણિક-તા** સ્ત્રી. [સં.] પ્રામાણિકપણું, 'ઑનેસ્ટી,' 'ઇન્ટી-,

**પ્રામાણ્ય** ન. [સં.] પ્રમાણભૂત હોવાપણું. (૨) પ્રમાણ પુરાવો, સાબિતી, આધાર, 'ઑથૉરિટી'

**પ્રામાણ્ય-બુદ્ધિ** સ્ત્રી. [સં.] પ્રમાણનો નિશ્ચય કરવાની શક્તિ-વાળી સમઝ. (૨) પ્રમાણિત ગ્રંથ છે એવું નક્કી કરનારી બુદ્ધિ

**પ્રામાણ્ય-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] જુઓ 'પ્રમાણ-મીમાંસા' – 'એપિસ્ટેમોલૉજી' (દ.બા.)

**પ્રામાણ્ય-વિષયક** વિ. [સં.] આધારભૂત હોવા સંબંધી

**પ્રામાદિક** વિ. [સં.] પ્રમાદથી થયેલું, પ્રમાદને લગતું. (૨) ગાંડપણથી થયેલું

**પ્રામુખ્ય** ન. [સં.] પ્રમુખતા, મુખ્ય હોવાપણું, પ્રધાનતા

**પ્રાયમસ** જુઓ 'પ્રાઇમસ.'

**પ્રાયશઃ** ક્રિ. વિ. [સં.] જુઓ 'પ્રાયઃ.'

**પ્રાયશ્ચિત્ત** ન. [સં.] કરેલા પાપકર્મના ક્ષય માટે શાસ્ત્ર વગેરેમાં પશ્ચાત્તાપ સાથે કરવાનું નિવારક કૃત્ય, 'એટોન્મેન્ટ' (૨) (લા.) પાપ

**પ્રાયશ્ચિત્ત-કાલ**(-ળ), **પ્રાયશ્ચિત્ત-યુગ** પું. [સં.] પ્રાયશ્ચિત્ત કરવાના સમયનો ગાળો. (ના દ.)

**પ્રાયશ્ચિત્ત-વિધિ** પું. [સં.] પ્રાયશ્ચિત્ત કરવાની ધાર્મિક પ્રક્રિયા

**પ્રાયશ્ચિત્તી** વિ. [સં., પું.] પ્રાયશ્ચિત્ત કરનારું

**પ્રાયઃ** ક્રિ. વિ. [સં.] મોટે ભાગે, ઘણે અંશે, બહુધા

**પ્રાયોગિક** વિ. [સં.] પ્રયોગને લગતું, પ્રયોગ કરીને કરવા જેવું. (૨) જેનો પ્રયોગ થયે જતો હોય તેવું, 'એક્સ્પેરિમેન્ટલ' (અ. ત્રિ.)

**પ્રાયોપગમન** ન. [સં. प्राय + उप-गमन] જુઓ 'પ્રાયોપવેશન.'

**પ્રાયોપવિષ્ટ** વિ. [સં. प्राय + उप-विष्ट] આહાર-પાણી છોડી મરણ માટે બેઠેલું, મરણ-કાલ સુધી આહાર-પાણી છોડી ઈશ્વર-સ્મરણ વગેરે કરતું બેઠેલું

**પ્રાયોપવેશન, ૦વ્રત** ન. [સં. प्राय + उप-वेशन + સં.] આહાર-પાણી છોડી ઈશ્વર-સ્મરણ કરતાં મરણ માટે રાહ જોતાં બેસવું એ, પ્રાયોપગમન [કરનારું

**પ્રાયોપવેશી** વિ. [સં. प्राय + उपवेशी, પું.] પ્રાયોપવેશન

**પ્રારબ્ધ** વિ. [સં. प्र + आ-रब्ध] સારી રીતે આરંભેલું, અગાઉથી શરૂ કરેલું. (૨) કર્મના ત્રણ પ્રકારોમાંનું એક કે જેમાં આ ભવનાં કે પૂર્વના ભવ કે ભવોનાં સંચિત કર્મોનો ભોગ શરૂ થઈ ચૂક્યો હોય. (૩) નસીબ, ભાગ્ય, દૈવ

**પ્રારબ્ધ-કાર્ય** ન. [સં.] જુઓ 'પ્રારબ્ધ(૨).'

**પ્રારબ્ધ-પંથ** (-પન્થ) પું. [ + જુઓ 'પંથ.'] નસીબનો માર્ગ.

**પ્રારબ્ધ-યોગ** પું. [સં.] નસીબનું આવી મળવું એ, ભાગ્ય-યોગ. [-ગે (રૂ. પ્ર.) પ્રારબ્ધવશાત્, નસીબ-યોગે]

**પ્રારબ્ધ-રેખા** સ્ત્રી. [સં.] હથેળીમાંની ભાગ્ય બતાવતી મનાતી ઊર્ધ્વ રેખા

**પ્રારબ્ધ-વશ** વિ. [સં.] નસીબને અધીન, દૈવાધીન

**પ્રારબ્ધવશાત્** ક્રિ વિ. [સં.] પ્રારબ્ધ-યોગે, ભાગ્ય-યોગે નસીબ-યોગે, દૈવ-યોગે

**પ્રારબ્ધ-વાદ** પું. [સં.] નસીબમાં લખાયું હશે તે પ્રમાણે થશે એવા પ્રકારનો મત-સિદ્ધાંત, 'ફેટેલિઝમ' (ગો.મા.)

**પ્રારબ્ધવાદી** વિ. [સં., પું.] પ્રારબ્ધવાદમાં માનનારું, કર્મવાદી

**પ્રારબ્ધાધીન** વિ. [ + સં. अधीन] જુઓ 'પ્રારબ્ધ-વશ.'

**પ્રારબ્ધાનુસાર** ક્રિ. વિ. [ + સ. अनु-सार] પ્રારબ્ધના યોગ પ્રમાણે, દૈવ-યોગે

**પ્રારબ્ધી** વિ. [સં., પું.] ભાગ્યવાન, નસીબદાર

**પ્રારંભ** (-રમ્ભ) પું. [સં. प्र + आ-रम्भ] આરંભ, શરૂઆત, 'બીગિનિંગ,' 'ટેઇક-ઑફ'

**પ્રારંભક** (-રમ્ભક) વિ. [સં. प्र + आ-रम्भक] શરૂ કરનાર, "પાયોનિયર' (અ. રા.), પ્રોમોટર.' (૨) મુકદ્દમો માંડનાર વાદી [સમય

**પ્રારંભ-કાલ**(-ળ) (-રમ્ભ-) પું. [સં.] શરૂ કરવાનો કે કર્યાનો

**પ્રારંભ-બિંદુ** (-રમ્ભ-બિન્દુ) ન. [સં.] જ્યાંથી શરૂઆત કરવાની યા થવાની હોય તે કેંદ્ર, 'સ્ટાર્ટિંગ પૉઇન્ટ'

**પ્રારંભ-કામ** (પ્રારમ્ભ-) ન [ + જુઓ 'કામ.[2]'] શરૂઆતનું નમૂના માટેનું કામ-કાજ,' 'સ્પેઇક વર્ક'

**પ્રારંભવું** (-રમ્ભવું) સ. ક્રિ. [સં. प्र + आ-रम्भ्, તત્સમ] પ્રારંભ કરવો, શરૂ કરવું, માંડવું. **પ્રારંભાવું** (-રમ્ભાવું) કર્મણિ., ક્રિ. **પ્રારંભાવવું** (-રમ્ભાવવું) પ્રે., સ. ક્રિ.

**પ્રારંભ-શૂર** (-રમ્ભ-) વિ. [સં.], -રું વિ. [ + ગુ. 'ઉ' ત. પ્ર.] શરૂમાં ખૂબ ઉત્સાહ બતાવી પાછળથી ઢીલું પડી જનારું

**પ્રારંભ-સ્થાન** (-રમ્ભ-) ન. [સં.] જ્યાંથી શરૂઆત કરવામાં આવી હોય તે સ્થળ, 'સ્ટાર્ટિંગ સ્પૉટ'

**પ્રારંભાવવું, પ્રારંભાવું** (-રમ્ભા-) જુઓ 'પ્રારંભવું'માં.

**પ્રારંભિક** (-રમ્ભિક) વિ. [સં. प्र + आ-रम्भिक] પ્રારંભને લગતું, આરંભનું, શરૂઆતનું, 'ઇનિશિયલ.' (૨) પ્રાથમિક, 'એલિમેન્ટરી.' (૩) અસલનું, આદિમ, 'પ્રિમિટિવ.' (૪) પ્રાવેશિક, પ્રાસ્તાવિક, 'ઇન્ટ્રોડક્ટરી'

**પ્રારીપ્સિત** વિ. [સં.] આરંભમાં કરવા ઇચ્છેલું, સારી રીતે જેનો આરંભ કરવાની ઇચ્છા કરી હોય તેવું

**પ્રાર્થક** વિ. [સં. प्र + अर्थक] પ્રાર્થના કરનાર, પ્રાર્થયિતા, પ્રાર્થી. (૨) યાચક, ભિક્ષુક, માગણ

**પ્રાર્થન** ન. [સં. प्र + अर्थन] પ્રાર્થના કરવી એ, માગવું એ, માગણી [ઇષ્ટદેવની સ્તુતિ

**પ્રાર્થના** સ્ત્રી. [સં.] પ્રાર્થન. (૨) નમ્ર વિનંતિ અરજ. (૩)

**પ્રાર્થનાગાર** ન. [+ સં. आगार] પ્રાર્થના-ગૃહ, પ્રાર્થના-મંદિર (જ્યાં બેસી પ્રાર્થના કરવામાં આવે.)

**પ્રાર્થના-ગીત** ન. [સં.] ઈશ્વર-પ્રાર્થના વગેરેનું ગીત

**પ્રાર્થના-ગૃહ** ન. [સં., પું., ન.] જુઓ 'પ્રાર્થનાગાર.'

**પ્રાર્થના-નિષ્ઠ** વિ. [સં.] ઇષ્ટદેવ વગેરેની પ્રાર્થનામાં નિષ્ઠા કે આસ્થાવાળું

**પ્રાર્થના-પત્ર** પું. [સં., ન.] કોઈ પણ માગણી કરવાનો કાગળ, નિવેદન-પત્ર [ગીતોની પુસ્તિકા

**પ્રાર્થના-પોથી** સ્ત્રી. [સં.] પ્રાર્થનાઓની પુસ્તિકા, પ્રાર્થના-

**પ્રાર્થના-મંદિર** (-મન્દર) ન. [સં.] જુઓ 'પ્રાર્થનાગાર.'

**પ્રાર્થના-શીલ** વિ. [સં.] ઇષ્ટદેવ વગેરેને પ્રાર્થના કરવાની ટેવ કે વૃત્તિ ધરાવતું

**પ્રાર્થના-સભા** સ્ત્રી. [સં.] ઇષ્ટદેવ વગેરેની પ્રાર્થના કરવાને મળેલો કે મળતો માનવ-સમૂહ (૨) એ પ્રાર્થના કરવાનું સ્થળ

**પ્રાર્થના-સમાજ** પું. [સં.] જેમાં મૂર્તિપૂજા નથી તેવો માત્ર ઈશ્વર-પ્રાર્થનાઓમાં માનનારો એક અર્વાચીન હિંદુ સંપ્રદાય. (સંજ્ઞા) [સભ્ય કે અનુયાયી

**પ્રાર્થનાસમાજી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] પ્રાર્થના-સમાજનું

**પ્રાર્થના-સ્થલ(-ળ)** ન. [સં.] પ્રાર્થના કરવાનું સ્થાન. (૨) જુઓ 'પ્રાર્થનાગાર.'

**પ્રાર્થનીય** વિ. [સં. प्र + अर्थनीय] પ્રાર્થના કરાવા યોગ્ય

**પ્રાર્થયિતા** વિ. [સં., પું.] જુઓ 'પ્રાર્થક.'

**પ્રાર્થવું** સ. ક્રિ. [સં. प्र + अर्थ्, તત્સમ] પ્રાર્થના કરવી, સ્તુતિ કરવી. (૨) યાચવું, માગવું. **પ્રાર્થાવું** કર્મણિ, ક્રિ.

**પ્રાર્થિત** વિ. [સં. प्र + अर्थित] જેની પાસે પ્રાર્થના કરવામાં આવી છે તે. (૨) જે વિશે પ્રાર્થના કે માગણી કરવામાં આવી છે તે

**પ્રાર્થી** વિ. [સં. प्र + अर्थी] જુઓ 'પ્રાર્થક.'

**પ્રાલબ્ધ** ન. જુઓ 'પ્રારબ્ધ.'

**પ્રાવરક** પું. [સં. प्र + आ-वरक], **પ્રાવરણ** ન. [સં. प्र+आ+वरक] ઓઢવાનું વસ્ત્ર. (૨) પછેડી, દુપટ્ટો

**પ્રાવાહિકી** વિ., સ્ત્રી. [સં.] મોક્ષાદિની ઇચ્છાએ કરેલી શ્રવણ વગેરે સાધન ભક્તિ. (પુષ્ટિ.)

**પ્રાવીણ્ય** ન. [સં.] પ્રવીણ-તા, કુશલ, હોશિયારી, દક્ષતા

**પ્રાવૃટ** સ્ત્રી. [સં. प्रावृट्], **-ટ્કાલ(-ળ)** પું. [સં.] ચોમાસું, વર્ષાઋતુ, વરસાદની મોસમ

**પ્રાવેશિક** વિ. [સં. प्र + आ-वेशिक] પ્રવેશને લગતું. (૨) પ્રાથમિક. (૩) પ્રારંભિક, 'ઇન્ટ્રોડક્ટરી'

**પ્રાવેશિકી** વિ., સ્ત્રી. [સં.] પ્રવેશને માટેની (પરીક્ષા)

**પ્રાશ** પું., **-શન** ન. [સં. प्र + अश,-शन] ખાવું એ અન્ન ખોટવું એ

**પ્રાશવું** સ. ક્રિ. [સં. प्र + अश्, તત્સમ] પ્રાશન કરવું, ખાવું, અન્ન ખોટવું. (૨) ભોગવવું

**પ્રાશસ્ત્ય** ન. [સં.] પ્રશસ્તપણું, પ્રશસ્તતા

**પ્રાશંસિક** (-શંસિક) વિ. [સં.] પ્રશંસાને લગતું

**પ્રાશાવલેહ** પું. [સં. प्र + अश + अव-लेह] (ઔષધીય) ચાટણ. (વૈદક.)

**પ્રાશિત** વિ. [સં. प्र + अशित] ખાધેલું, ખોટેલું

**પ્રાશ્ચિત** ન. [સં. प्रायश्चित्तનું ગુ. લાઘવ] જુઓ 'પ્રાયશ્ચિત્ત.'

**પ્રાશ્નિક** વિ. [સં.] પ્રશ્ન (કાઢીને) પૂછનાર, 'પેપર-સેટર.' (૨) (લા.) સભ્ય, સભાસદ

**પ્રાસ** પું. [સં. प्र + अस] જૂના સમયનું ભાલાના પ્રકારનું એક વાંકી અણીવાળું હથિયાર. (૨) (ગુ. અર્થ) અંત્યાનુપ્રાસ (પદ્ય-વૃત્ત-છંદ-ગીતમાં એકીબેકી ચરણના છેલ્લા બે અક્ષરોમાંના પહેલાના સ્વર સહિતની અને બીજાના સ્વર સહિતની સમાનતા), 'રાઇમ' (ર. મ.). (કાવ્ય.) [**૦ બેસવો** (-બૅસવો), **૦ મળવો** (રૂ. પ્ર.) ચરણના છેલ્લા બે સ્વરોની છેલ્લાને છેડે હોય તો વ્યંજન સહિતની સમાનતા હોવી. **૦ મેળવવો** (રૂ. પ્ર.) એવી સમાનતા કરવી]

**પ્રાસ-બદ્ધ** વિ. [સં.] એકીબેકી ચરણોમાં પ્રાસવાળું

**પ્રાસ-મુક્ત** વિ. [સં.] અપદ્યાગદ્ય, છંદોબંધન-રહિત, 'બ્લેન્ક' (મન. હરિ.)

**પ્રાસ-રહિત** વિ. [સં.] જુઓ 'પ્રાસ-મુક્ત'–'બ્લૅન્ક' (ર. મ.)

**પ્રાસવું** સ. ક્રિ. [સં. प्र + अस् નું અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રાશવું (૧).' [પ્રમાણે ગોઠવવા એ

**પ્રાસ-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] પદ્યમાં પ્રાસ ઇચ્છા

**પ્રાસંગિક** (-સઙ્ગિક) વિ. [સં.] પ્રસંગને લગતું, 'કૅઝ્યુઅલ,' 'ઇન્સિડેન્ટલ'

**પ્રાસંગિક-તા** (-સઙ્ગિક-) સ્ત્રી. [સં.] પ્રાસંગિક હોવાપણું

**પ્રાસાત્મક** વિ. [સં. प्रास + आत्मन् + क] ચરણોમાં પ્રાસ-મળ્યા હોય તેવું [મોટું ભવ્ય મકાન

**પ્રાસાદ** પું. [સં. प्र + आ-साद] મહાલય, મહેલ, મોટી હવેલી,

**પ્રાસાદિક** વિ. [સં.] ઈશ્વરીય કે દૈવી કૃપાવાળું. (૨) કાવ્યના પ્રસાદ ગુણથી ભરેલું (કાવ્ય). (૩) (લા.) સરળ અને હળવું

**પ્રાસાદિક-તા** સ્ત્રી. [સં.] કાવ્યની વાણીનું પ્રાસાદિક હોવાપણું

**પ્રાસાનુપ્રાસ** પું. [સં. प्रास + अनु-प्रास] અનુપ્રાસના ભિન્ન ભિન્ન પ્રકારોનો ઉપયોગ કરવામાં આવ્યો હોય એવી યોજના. (કાવ્ય.) [(કાવ્ય.)

**પ્રાસાનુપ્રાસી** વિ. [સં., પું.] પ્રાસ અને અનુપ્રાસવાળું

**પ્રાસ્તાવિક** વિ. [સં.] પ્રસ્તાવ કે પ્રસંગને લગતું, પ્રાસંગિક,

પ્રસ્તુત. (૨) પ્રાવેશિક, આરંભિક. (૩) ન. ભૂમિકા, પ્રસ્તાવના, 'પ્રી-ઍમ્બલ,' 'પ્રી-ફેઇસ'
**પ્રાંગણ** (પ્રાઙ્ગણ) ન. [સં. प्र + अङ्गण] ઘર વગેરેનું આંગણું, ફળિયું, 'કૉર્ટ-યાર્ડ'
**પ્રાંજલ** (પ્રાઞ્જલ) વિ. [સં. प्र + अञ्जलि, સમાસમાં.] બે હાથ જોડીને ઊભેલું. (૨) (લા.) નમ્ર, વિનયી, વિવેકી. (૩) પ્રામાણિક
**પ્રાંજલિ** (પ્રાઞ્જલિ) પું. [સં. प्र + अञ्जलि] અંજલિ, ખોબો. (૨) વિ. જુઓ 'પ્રાંજલ.'
**પ્રાંજુ** વિ. ચકોર. (૨) પહોંચેલું, ચાલાક
**પ્રાંત**[1] (પ્રાન્ત) પું. [સં. प्र + अन्त] છેડો. (૨) રાજ્યને ફરતો એની સરહદમાં સમાતો તે તે પ્રદેશ, મોટો જિલ્લો, 'ડિસ્ટ્રિક્ટ'
**પ્રાંત**[2] (-ન્ય) સ્ત્રી. [સં. प्रान्तनો ગુ. વિકાસ] રોજમેળ કે આવરા પ્રકારના દેશી ચોપડામાં જમણી બાજુના સરવાળાથી જણાતો વધારો, જણસ, પુરાંત, સિલક, 'બૅલેન્સ'
**પ્રાંતક** (પ્રાન્તક) પું. [સં.] નવો શોધાયેલો ગ્રહ પ્લૂટો. (સંજ્ઞા.).
**પ્રાંત-ભૂમિ** (પ્રાન્ત-) સ્ત્રી. [સં.] સરહદનો પ્રદેશ, સીમાડો
**પ્રાંત-પતિ** (પ્રાન્ત-) પું. [સં.] રાજ્યપાલ, 'ગવર્નર' (મ.સ.)
**પ્રાંત-ભેદ** (પ્રાન્ત-) પું. [સં.] જુદા જુદા પ્રાંતોને લીધે પડતો તફાવત, પ્રાંતીય ભેદ
**પ્રાંતિક** (પ્રાન્તિક) વિ. [સં.] પ્રાંત કે પ્રદેશને લગતું, પ્રાંતીય, પ્રાદેશિક [પ્રાંતીયતા, પ્રાદેશિકતા
**પ્રાંતિક-તા** (પ્રાન્તિક-) સ્ત્રી. [સં.] પ્રાંતિક હોવાપણું,
**પ્રાંતીય** (પ્રાન્તીય) વિ. [સં.] જુઓ 'પ્રાંતિક.'
**પ્રાંતીય-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] જુઓ 'પ્રાંતિક-તા.'
**પ્રાંત્ય** (પ્રાન્ત્ય) વિ. [સં.] છેડે આવેલું. (૨) પ્રાંત કે પ્રદેશને લગતું, પ્રાંતિક, પ્રાંતીય
**પ્રિછાવવું, પ્રિછાવું** જુઓ 'પ્રીછવું'માં.
**પ્રિન્ટ** જુઓ 'પ્રિંટ.'
**પ્રિન્ટર** જુઓ 'પ્રિંટર.'
**પ્રિન્ટરી** જુઓ 'પ્રિંટરી.'
**પ્રિન્ટિંગ** (પ્રિન્ટિઙ્ગ) જુઓ 'પ્રિંટિંગ.'
**પ્રિન્ટિંગ-પ્રેસ** (પ્રિન્ટિઙ્ગ-) જુઓ 'પ્રિંટિંગ-પ્રેસ.'
**પ્રિન્ટિંગ-મશીન** (પ્રિન્ટિઙ્ગ-) જુઓ 'પ્રિંટિંગ-મશીન.'
**પ્રિન્સ** પું. [અં.] રાજકુમાર. (૨) ખંડિયો રાજા, સામંત
**પ્રિન્સિપલ**[1] પું. [અં.] સિદ્ધાંત [મુખ્ય આચાર્ય
**પ્રિન્સિપ(-પા)લ**[2] પું. [અં.] મોટી શાળા કે કૉલેજનો
**પ્રિય** વિ. [સં.] વહાલું. (૨) ગમતું. (૩) પું. પતિ, પ્રીતમ. (૪) ન. પ્રેમ-પાત્ર [પ્રિય કરનારું
**પ્રિય-કર, પ્રિય-કારક** વિ. [સં.], **પ્રિય-કારી** વિ. [સં.,પું.]
**પ્રિય-તમ** વિ. [સં.] ખૂબ વહાલું. (૨) પું. વહાલો પતિ
**પ્રિયતમા** સ્ત્રી. [સં.] વહાલી પત્ની, પ્રેયસી
**પ્રિય-તર** વિ. [સં.] વધુ પ્રિય, વહાલેરું
**પ્રિય-તા** સ્ત્રી. [સં.] ગમતું હોવાપણું, ગમો
**પ્રિય-દર્શન** ન. [સં.] પ્રિય પાત્રને જોવું એ, પ્રેમીનું દર્શન. (૨) વિ. ગમતું છે દર્શન જેનું તેવું,, દર્શનીય, જોવું ગમે તેવું
**પ્રિયદર્શના** વિ., સ્ત્રી. [સં.] જેનું દર્શન ગમે છે તેવી સ્ત્રી
**પ્રિયદર્શિકા** વિ., સ્ત્રી. [સં.] પ્રેમપૂર્વક જોનારી સ્ત્રી
**પ્રિયદર્શી** વિ. [સં., પું.] પ્રેમપૂર્વક જોનાર
**પ્રિયભાષિણી** વિ., સ્ત્રી. [સં.] સામાને ગમતું બોલનારી, મીઠા-બોલી (સ્ત્રી)
**પ્રિયભાષિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] પ્રિય કે ગમતું બોલવાપણું
**પ્રિયભાષી** વિ. [સં., પું.] સામાને ગમતું બોલનારું, મીઠી વાણી કહેનારું, મીઠા-બોલું
**પ્રિયવચના** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પ્રિયભાષિણી.'
**પ્રિયવચની** વિ. [સ્ત્રી.,પું.] જુઓ 'પ્રિયભાષી.'
**પ્રિયવાદિતા** સ્ત્રી., -ત્વ ન. [સં.] પ્રિયવાદીપણું, પ્રિયભાષિત્વ
**પ્રિયવાદિની** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પ્રિયભાષિણી.'
**પ્રિયવાદી** વિ. [સં.,પું.] જુઓ 'પ્રિયભાષી.'
**પ્રિય-સમાગમ, પ્રિય-સંગમ** (-સઙ્ગમ) પું. [સં.] પ્રિય જનનો મેળાપ, વહાલાને મળવાનું [તરફથી આવેલું કહેણ
**પ્રિય-સંદેશ** (-સન્દેશ) પું. [સં.] પ્રિયજનનો સંદેશો, વહાલા
**પ્રિય-સંવાસ** (-સંવાસ) પું. [સં.] પ્રિયજન સાથેનું રહેવાનું
**પ્રિયંગુ** (પ્રિયઙ્ગુ) સ્ત્રી. [સં.] એ નામની એક વેલ. (૨) કાંગ નામનું ધાન્ય
**પ્રિયં-વદ** (પ્રિયં-વદ) વિ. [સં.] જુઓ 'પ્રિય-ભાષી.'
**પ્રિયં-વદા** (પ્રિયમ્વદા) વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પ્રિયભાષિણી.'
**પ્રિયા** વિ., સ્ત્રી. [સં.] વહાલી સ્ત્રી, પ્રિય પત્ની, પ્રિયતમા
**પ્રિયા-ગતિ** સ્ત્રી. [સં.] વહાલી સ્ત્રીની હિલચાલ
**પ્રિયારાધન** ન. [સં. प्रिय + आराधन] પ્રેમપાત્રનું એક-બીજા પ્રત્યેનું રટણ તેમજ સેવનન, અનુનય, 'કૉર્ટશિપ'
**પ્રિયોદિત** વિ. [સં. प्रिय + उदित] વહાલાંનું કહેલું, પ્રિય-પાત્રનું બોલેલું. (૨) ન. વહાલાંનાં વચન, પ્રિય-વચન
**પ્રિવી** ન. [અં.] જાજરૂ, સંડાસ, પાયખાનું
**પ્રિવી-કાઉન્સિલ** સ્ત્રી. [અં.] રાજાનું આપ્ત સલાહકાર મંડળ (ઇંગ્લૅન્ડમાં માત્ર છે.) ['પ્રિવીલેજ લીવ'
**પ્રિવીલેજ** સ્ત્રી. [અં.] વિશેષ અધિકાર. (૨) હક્કની રજા,
**પ્રિસ્ક્રિપ્શન** ન. [અં.] દવાને માટે ડાક્તર કે વૈદ્ય તરફથી સૂચવવામાં આવતી દવાની યાદી
**પ્રિંટ** (પ્રિન્ટ) સ્ત્રી. [અં.] છાપ
**પ્રિંટર** (પ્રિન્ટર) વિ., પું. [અં.] છાપનાર, મુદ્રક. (૨) લૂગડાં પર છાપ મારનાર
**પ્રિંટરી** (પ્રિન્ટરી) સ્ત્રી. [અં.] છાપખાનું, મુદ્રણાલય
**પ્રિંટિંગ** (પ્રિન્ટિઙ્ગ) ન. [અં.] છાપકામ, છાપણી, છપાઈ
**પ્રિંટિંગ-પ્રેસ** (પ્રિન્ટિઙ્ગ-) [અં.] જુઓ 'પ્રિંટરી.'
**પ્રિંટિંગ-મશીન** (પ્રિન્ટિઙ્ગ-) ન. [અં.] છાપવાનું યંત્ર, મુદ્રાયંત્ર
**પ્રીછ** (-ચ્છ) સ્ત્રી. [જુઓ 'પ્રીછવું.'] ઓળખ, પિછાન, ઓળખાણ
**પ્રીછવવું** જુઓ 'પ્રીછવું'માં.
**પ્રીછવું** સ. ક્રિ. ઓળખવું, પિછાનવું. પ્રિછાવું કર્મણિ., ક્રિ. **પ્રીછવવું, પ્રિછાવવું** પ્રે., સ. ક્રિ.
**પ્રીત** (-ત્ય) સ્ત્રી. [સં. प्रीति, અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રીતિ.' [૦ ઊભરાવી (રૂ.પ્ર.) ખૂબ વહાલ થવું. ૦ કરવી, ૦

જોડવી, ૦ બાંધવી, ૦ લગાડવી (રૂ.પ્ર.) પ્રેમ કરવો, પ્રેમ બાંધવો. ૦ ચોરવી (રૂ.પ્ર.) દ્રોહ કરવો, દગો દેવો. ૦ રાખવી (રૂ.પ્ર.) ચાહવું] [(પદ્યમાં.)

**પ્રીતડી** સ્ત્રી. [+ ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પ્રીતિ.'

**પ્રીતમ** પું. [સં. પ્રિયતમ નું ગુ. લાઘવ, અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રિય-તમ.' [જુઓ 'પ્રીતિ.' (પદ્યમાં.)

**પ્રીતલડી** સ્ત્રી. [જુઓ 'પ્રીતડી' + ગુ. 'લ' મધ્યગ સ્વાર્થે.]

**પ્રીતાત્મા** વિ. [સં. પ્રીત + આત્મા પું.] જેનો આત્મા આનંદિત છે તેવું, પ્રસન્ન-ચિત્ત

**પ્રીતાળ, -ળું** વિ. [જુઓ 'પ્રીત' + ગુ. 'આળ'-'આળું' ત. પ્ર.] પ્રીતિવાળું, પ્રેમાળ [ભાવ

**પ્રીતિ** સ્ત્રી. [સં.] પ્રેમ, હેત, સ્નેહ, અનુરાગ. (૨) રુચિ,

**પ્રીતિ-કર, પ્રીતિ-કારક** વિ. [સં.] સ્નેહ કરનારું

**પ્રીતિ-દાન** ન. [સં.] સ્નેહથી આપવું એ, ખુશીની ભેટ

**પ્રીતિ-પાત્ર** વિ. [સં., ન.] સ્નેહનું પાત્ર, સ્નેહને લાયક, જેની સાથે સ્નેહ કરવાનું મન થાય તેવું

**પ્રીતિ-પૂર્વક** ક્રિ. વિ. [સં.] પ્રીતિથી, સ્નેહથી

**પ્રીતિ-ભીંજ્યું** વિ. [+ જુઓ 'ભીંજવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] પ્રેમથી તરબોળ, ખૂબ ખૂબ પ્રેમ કરનારું

**પ્રીતિ-ભોજ** પું., **-જન** ન. [સં.] (મોટે ભાગે) વર્ગ કે નાતજાતના ભેદ વિનાનું પ્રેમપૂર્વક આપેલું જમણ

**પ્રીતિ-મંદિર** (-મન્દિર) ન. [સં.] જુઓ 'પ્રીતિ-પાત્ર.'

**પ્રીતિ-માન** વિ. [+ સં. °માન્, પું.] પ્રીતિવાળું, સ્નેહાળ

**પ્રીત્યર્થ, -ર્થે** ક્રિ. વિ. [સં. પ્રીતિ + અર્થ, ગુ. 'એ' સા. વિ., પ્ર.] સામાના સંતોષને માટે, સામાને રાજી કરવા માટે

**પ્રી-પેઇડ** વિ. [અં.] અગાઉથી જેનું નૂર કે લવાજમ ચૂકવી આપ્યું હોય તેવું [ભ્રામક નવી સંજ્ઞા)

**પ્રી-ફિક્સ** પું. [અં.] પૂર્વગ. (વ્યા.) ('પૂર્વ-પ્રત્યય' એ

**પ્રીમળ** પું. [સં. परिमल, અર્વા. તદ્ભવ] જુઓ 'પરિમલ.'

**પ્રીમિયમ** ન. [અં.] જિંદગી કે અકસ્માત વગેરે માટે ઉતરાવેલા વીમાનો અગાઉથી ચૂકવાતો તે તે હપ્તો. (૨) શેરની મૂળ કિંમતમાં થયેલો વધારો. [૦ ભરવું (રૂ. પ્ર.) વીમા કે શેરનો હપ્તો ચૂકવવો. ૦ બોલાવું (રૂ.પ્ર.) શેરના ભાવનો વધારો જાહેર થવો]

**પ્રી-મૅચ્યોર** વિ. [અં.] કાચા દહાડાનું, પાકવાના સમય પહેલાંનું. (૨) સગીર [(૨) સ્ત્રી. પ્રવેશ-પરીક્ષા

**પ્રીલિમિનરી** વિ. [અં.] શરૂઆતનું, આરંભનું, પ્રાથમિક.

**પ્રીવિયસ** વિ. [અં.] અગાઉનું, આગલું, પૂર્વનું. (૨) પું. મહાવિદ્યાલયનો જૂની પદ્ધતિનો પહેલા વર્ષનો વર્ગ કે ધોરણ (હાલનો 'પ્રી.યુનિવર્સિટી')

**પ્રૂફ** ન., સ્ત્રી. [અં.] સાબિતી, પ્રમાણ, પુરાવો. (૨) છાપકામ ફોટો વગેરેની સુધારવાની દૃષ્ટિએ કઢાતી નકલ. [૦ કાઢવું (રૂ.પ્ર.) ગેલીઓમાં ગોઠવાયેલાં બીબાંની છાપ પાડવી. ૦ જોવું, ૦ વાંચવું ૦ સુધારવું (રૂ. પ્ર) છપાઈ આવેલી ગેલીઓમાં સુધારો કરવો]

**પ્રૂફ-કરેક્શન** ન. [અં.] સુધારવા માટે આવેલી બીબાંની છાપ સુધારવાનું કાર્ય (વાંચવાનું તેમજ ગોઠવાયેલાં ખોટાં બીબાંને ઊંચકી સુધાર્યાં પ્રમાણે મૂકવાનું)

**પ્રૂફ-રીડર** વિ. [અં.] છાપ્યા પહેલાં કમ્પોઝ થઈ ગેલીના રૂપમાં આવેલા કાગળમાંની ભૂલો સુધારનાર

**પ્રૂફ-રીડિંગ** (-રીડિઙ્ગ) ન. [સં.] છાપેલાં પ્રૂફ સુધારવાનું કાર્ય

**પ્રૂફ-વાચક** વિ. [+ સં.] જુઓ 'પ્રૂફ-રીડર.'

**પ્રૂફ-વાચન** ન. [+ સં.] જુઓ 'પ્રૂફ-રીડિંગ.'

**પ્રૅક્ટિકલ** વિ. [અં.] અનુભવ કરવામાં આવતો હોય તેવું. (૨) અનુભવ-સિદ્ધ, જેણે અનુભવ મેળવ્યો હોય તેવું, વહેવારુ. (૩) ન. વૈજ્ઞાનિક પ્રયોગ. ('પ્રૅક્ટિકલ્સ' એ બ.વ. પ્રયોગ)

**પ્રૅક્ટિસ** સ્ત્રી. [અં.] તાલીમ. (૨) આદત, મહાવરો. (૩) વકીલાત દાક્તરી વૈદું વગેરે કામકાજ

**પ્રૅક્ટિસ-બંધી** (-બન્ધી) સ્ત્રી. [+ જુઓ 'બંધી.'] ધંધાકીય કામકાજની મનાઈ, 'નૉન-પ્રૅક્ટિસિંગ' [ટોરિયમ.'

**પ્રેક્ષક-ગૃહ** ન. [સં., પું., ન.] જુઓ 'પ્રેક્ષાગાર'-'ઑડિ-

**પ્રેક્ષક** વિ. [સં. પ્ર + ईक्षक] જોવાનું કામ કરનાર, દર્શક (એ નાટક સિનેમા પ્રદર્શની સમક્ષસ્થાન વગેરેનું)

**પ્રેક્ષણ** ન. [સં. प्र + ईक्षण] જોવું એ, દર્શન

**પ્રેક્ષણ-ક** ન. [સં.] ખેલ, તમાશો, જોણું

**પ્રેક્ષણીય** વિ. [સં. प्र + ईक्षणीय] જોવા જેવું, દર્શનીય

**પ્રેક્ષણીય-ક** ન. [સં.] જુઓ 'પ્રેક્ષણક.'

**પ્રેક્ષાગાર** ન. [સં. प्रेक्षा + आगार], **પ્રેક્ષા-ગૃહ** ન. [સં., પું., ન.] નાટક કે સિનેમાનું પ્રેક્ષકોને બેસવાનું સ્થાન. (૨) નાટક-શાળા તેમ સિનેમાગૃહ, થિયેટર

**પ્રેજ્યુડિસ** પું. [અં.] પૂર્વગ્રહ, 'બાયસ'

**પ્રેત** વિ. [સં. प्र + इत] અવસાન પામેલું. (૨) ન. મડદું, શબ, લાસ. (૩) (લા.) અવગતિયો જીવ. (૪) પિશાચ ભૂત ખવીસ વગેરે જેવી મનાતી એક સૃષ્ટિ અને એનો વ

**પ્રેત-કર્મ, પ્રેત-કાર્ય** ન. [સં.] મૃતાત્માની પાછળ કરવામાં આવતો શ્રાદ્ધ-વિધિ

**પ્રેત-દહન** ન., **પ્રેત-દાહ** પું. [સં.] શબનો અગ્નિ-દાહ

**પ્રેત-દેહ** પું. [સં.] પ્રેતયોનિમાં મળતું મનાતું શરીર

**પ્રેત-ભૂમિ** સ્ત્રી. [સં.] સ્મશાન

**પ્રેત-ભોજન** ન. [સં.] મરણ પામેલા પાછળ કરવામાં આવતું જમણ, મરણ પાછળ કરાતો નાતવરો વગેરે

**પ્રેત-યોનિ** સ્ત્રી. [સં.] મરણ પછી થતો મનાતો પ્રેત તરીકેનો જન્મ [પ્રકારનો લોક

**પ્રેત-લોક** પું. [સં.] અવગતિયાંને મળતો મનાતો નરકના

**પ્રેત-વિધિ** પું., સ્ત્રી. [સં., પું.] મડદાને બાળવાની યા દાટવાની કરવામાં આવતી ક્રિયા

**પ્રેત-સંસ્કાર** (-સંસ્કાર) પું. [સં.] મડદાને કરવામાં આવતી આખરની શુદ્ધિની ક્રિયા. (૨) અગ્નિ-દાહ

**પ્રેતાન્ન** ન. [+ સં. अन्न] મરણ પામેલા પાછળ કરાતી ભોજન-સામગ્રી [પ્રેતને બોલાવવાની ક્રિયા

**પ્રેતાવાહન** ન. [+ સં. आ-वाहन] મૃતાત્માને બોલાવવો એ,

**પ્રેતાશૌચ** ન. [+ સં. आशौच] મરણ પામેલાની પાછળ પાળવામાં આવતું સૂતક, મૃત્યુ-સૂતક

**પ્રેતાસન** ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન, શબાસન. (યોગ.)

**પ્રેતાસ્થિ** ન. [+સં. अस्थि] મડદું બળી ગયા પછી તીર્થોમાં પધરાવવા માટેની હાડકાંની તે તે કરચ

**પ્રેફરન્સ** ન. [અં.] પસંદગી

**પ્રેફરન્સ-શેર** પું. [અં.] વ્યાજ નિમિત્તે અપાતો શેર

**પ્રેમ** પું. [સં. प्रेमन्‌નાં प्रेमा પું., प्रेम ન.] પ્રીતિ, સ્નેહ, મહોબત, ચાહ, અનુરાગ, 'એરોસ' (ગ્રીક ભાષામાં એ 'દેવ' છે.) (૨) આસક્તિ, લગની. (૩) રુચિ

**પ્રેમ-કથા** સ્ત્રી. [સં.] જેમાં પ્રેમને લગતા પ્રસંગ અપાયા હોય તેવી વાર્તા, 'લવ-સ્ટોરી' [ઝઘડો

**પ્રેમ-કલહ** પું. [સં.] પ્રેમને કારણે હાંસી કે મજાકના પ્રકારનો

**પ્રેમ-કહાણી** (-કાઃણી) સ્ત્રી. [+ જુઓ 'કહાણી.'] જુઓ 'પ્રેમ-કથા.' [પ્રેમ ચેષ્ટા

**પ્રેમ-કેલિ** સ્ત્રી. [સં., પું., સ્ત્રી.], **પ્રેમ-ક્રીડા** સ્ત્રી. [સં.]

**પ્રેમ-ગાંઠ** (-ઠય) સ્ત્રી. [+ જુઓ 'ગાંઠ.'] પ્રેમનો ઘનિષ્ઠ સબંધ

**પ્રેમ-ગોષ્ઠિ, -ષ્ઠી** સ્ત્રી. [સં.] પ્રેમ-ભરેલી વાતચીત, સ્નેહની વાત

**પ્રેમ-ઘેલું** (-ઘેલું) વિ. [+ જુઓ 'ઘેલું.'] પ્રેમને લઈ ઓછું ઓછું થતું, પ્રેમને કારણે વારી જતું, પ્રેમ-વિહ્વલ

**પ્રેમ-તંતુ** (-તન્તુ) પું. [સં.] પ્રેમરૂપી તાંતણો

**પ્રેમ-દા** સ્ત્રી. [સં. प्रमदा; આ શબ્દને 'પ્રેમ' સાથે કશો જ સંબંધ નથી.] મદભરેલી સ્ત્રી, લલના, કામિની

**પ્રેમ-દીવાનું** વિ. [+ જુઓ 'દીવાનું.'] જુઓ 'પ્રેમ-ઘેલું.'

**પ્રેમ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] હેતાળ નજર

**પ્રેમ-ધર્મ** પું. [સં.] પ્રાણીમાત્ર તરફ આત્મીયતાની ભાવનાથી વર્તવું એ. (૨) અહિંસા-ધર્મ [કરનાર

**પ્રેમધર્મી** વિ. [સં., પું.] સર્વત્ર પ્રેમધર્મનું આચરણ

**પ્રેમ-પત્ર** પું. [સં, ન.], **-ત્રિકા** સ્ત્રી. [સં] એકબીજાને ચાહનારાં પ્રેમપાત્રોનો એકબીજાને લખાયેલો તે તે પ્રેમથી ભરેલ કાગળ

**પ્રેમ-પાત્ર** વિ. [સં., ન.] પ્રેમ કરવા યોગ્ય. (૨) જેની સાથે પ્રેમ કરી શકાય તેવું (માણસ-પ્રિય કે પ્રિયતમા)

**પ્રેમ-પાશ** પું. [સં.] પ્રેમનું બંધન, પ્રેમ-ગાંઠ

**પ્રેમ-પૂર્વક** ક્રિ. વિ. [સં.] પ્રેમથી, હેતથી, સ્નેહપૂર્વક

**પ્રેમ-પ્રતિજ્ઞા** સ્ત્રી. [સં.] લગ્ન વગેરે બાંધવાને માટે અપાયેલો કૉલ

**પ્રેમ-બદ્ધ** વિ. [સં.] પ્રેમથી બંધાયેલું ['પ્રેમ-પાશ.'

**પ્રેમ-બંધ** (-બન્ધ) પું., **-ધન** ન. [સં.] જુઓ 'પ્રેમ-ગાંઠ'-

**પ્રેમ-બીજ** ન. [સં.] સ્નેહરૂપી બી

**પ્રેમ-ભક્તિ** સ્ત્રી. [સં.] જેના મૂળમાં પ્રેમ છે તેવો ભક્તિનો એક પ્રકાર, પ્રેમલક્ષણા ભક્તિ (જેમાં સ્નેહ-આસક્તિ વ્યસન અને તન્મયતા ક્રમિક રીતે સિદ્ધ થતાં હોય છે.)

**પ્રેમ-ભગ્ન** વિ. [સં.] પ્રેમમાં નિરાશા મળી હોય તેવું

**પ્રેમ-ભાવ** પું. [સં.] પ્રેમની લાગણી, સ્નેહ-ભાવ

**પ્રેમ-ભીનું** વિ. [+ જુઓ 'ભીનું.'] જુઓ 'પ્રેમાર્દ્ર.'

**પ્રેમ-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં પ્રેમ-ભાવ રહેલો હોય તેવું

**પ્રેમ-રસ** પું. [સં.] પ્રીતરૂપી રસ, (૨) પ્રેમભક્તિની મીઠાશ

**પ્રેમલ(-ળ)** વિ. [સં. प्रेमन्‌ દ્વારા] જેના મૂળમાં પ્રેમ રહ્યો હોય તેવું, પ્રેમમૂલક. (૨) દૈવી પ્રકારના પ્રેમવાળું, દૈવી પ્રેમ વરસાવતું

**પ્રેમ-લક્ષણા** વિ., સ્ત્રી. [સં.] જેમાં પ્રેમ એના ગુણધર્મ તરીકે રહેલો હોય તેવી ભક્તિ, પ્રેમ-ભક્તિ

**પ્રેમ-લગ્ન** ન. [સં.] પરસ્પરને થયેલા સ્નેહને લઈ થયેલો વિવાહ, સ્નેહ-લગ્ન

**પ્રેમલ(-ળ)-તા** સ્ત્રી. [જુઓ 'પ્રેમલ'+સં., ત. પ્ર.] પ્રેમલપણું

**પ્રેમલું** વિ [જુઓ 'પ્રેમલ' + ગુ. 'ઉ'' સ્વાર્થે ત. પ્ર.] પ્રેમમાં આંધળિયાં કરીને પડેલું, (૨) વધુ પડતો પ્રેમ બતાવવાનો દંભ કરતું. (૨) પ્રેમી (તિરસ્કારમાં)

**પ્રેમ-વશ** વિ. [સં.] પ્રેમને અધીન, સ્નેહાધીન

**પ્રેમ-વાર્તા** સ્ત્રી. [સં] જુઓ 'પ્રેમ-ગોષ્ઠિ.'

**પ્રેમ-વિહીન** વિ. [સં.] પ્રેમ વિનાનું, સ્નેહ વગરનું

**પ્રેમ-વિહ્વલ** વિ. [સં.] જુઓ 'પ્રેમ-ઘેલું.'

**પ્રેમ-વીર** વિ. [સં.] પ્રેમશૌર્યવાળું

**પ્રેમ-શૂન્ય** વિ. [સં.] જુઓ 'પ્રેમ-વિહીન.'

**પ્રેમ-શૂર** વિ. [સં.], **-રું** વિ. [+ ગુ. 'ઉ'' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પ્રેમ-વીર.'

**પ્રેમ-શૌર્ય** ન. [સં.] પ્રેમાળ શૂરાતન

**પ્રેમશૌર્ય-ભક્તિ** સ્ત્રી. [સં.] શૂરવીરતા, 'શિવલ્રી'

**પ્રેમ-સેવા** સ્ત્રી. [સં.] જુઓ 'પ્રેમશૌર્યભક્તિ'-'શિવલ્રી' (ર.ક્ષા.)

**પ્રેમળ** જુઓ 'પ્રેમલ.'

**પ્રેમળ-તા** જુઓ 'પ્રેમલ-તા.' [સ્નેહ હોવાપણું

**પ્રેમાધિક્ય** ન. [+ સં. आधिक्य] પ્રેમની વિપુલતા, વધારે

**પ્રેમાનંદ** (-નન્દ) પું. [+ સં. प्रेमन्‌ + आ-नन्द] ભગવાન સાથેના પ્રેમવાળો આનંદ-ભાવ, પ્રેમવાળો હર્ષ. (૨) એ નામનો ગુજરાતનો પ્રથમ કક્ષાનો આખ્યાનકાર કવિ (૧૭ મી-૧૮ મી સદીના સંધિભાગનો). (સંજ્ઞા.)

**પ્રેમાનંદી** (-નન્દી) વિ. [સં., પું.] પ્રેમયુક્ત આનંદથી ભરેલું, સ્નેહાળ આનંદી. (૨) પ્રેમાનંદ કવિને લગતું

**પ્રેમાનંદીય** (-નન્દીય) વિ. [સં] કવિ પ્રેમાનંદને લગતું

**પ્રેમાનંદીય-તા** (-નન્દીયતા) સ્ત્રી. [સં.] કવિ પ્રેમાનંદના પ્રકારનું કે જેવું હોવાપણું

**પ્રેમાભાસ** પું. [+ સં. आ-भास] દેખાવા પૂરતો પ્રેમ, ઉપર-ચોટિયો પ્રેમ [પ્રેમથી ગદ્‌ગદ થયેલું, પ્રેમ ભીનું

**પ્રેમાર્દ્ર** વિ. [+ સં. आर्द्र] પ્રેમથી તરબોળ, પ્રેમથી ભરેલું,

**પ્રેમાર્દ્ર-તા** સ્ત્રી. [સં.] પ્રેમાર્દ્ર હોવાપણું

**પ્રેમાલાપ** પું. [+ સં. आ-लाप] જુઓ 'પ્રેમ-ગોષ્ઠિ.'

**પ્રેમાલિંગન** (-લિઙ્ગન) ન. [+ સં. आ-लिङ्गन] પ્રેમને કારણે ભેટી પડવું એ

**પ્રેમાશ્રુ** ન., બ. વ. [+ સં. अश्रु] પ્રેમનાં આંસુ

**પ્રેમાસ્પદ** વિ. [+ સં आस्पद ન.] જુઓ 'પ્રેમ-પાત્ર (૧).'

**પ્રેમાળ** વિ. [+ ગુ 'આળ' ત. પ્ર.] પ્રેમપૂર્ણ, પ્રેમવાળું, સ્નેહાળ [સ્નેહનો ફણગો

**પ્રેમાંકુર** (પ્રેમાઙ્‌કુર) પું. [+ સં. अङ्कुर] પ્રેમનો ફણગો,

**પ્રેમાંશ** (પ્રેમાંશ) પું. [+ સં. अंश] પ્રેમનો કણમાત્ર

**પ્રેમાંશી** (પ્રેમાંશી) વિ. [સં., પું.] પ્રેમાંશવાળું

**પ્રેમિક** વિ., પું. [સં. प्रेमिन्‌ + क] પ્રેમી, પ્રિયતમ, આશક

**પ્રેમિકા** સ્ત્રી. [સં.] પુરુષને ચાહનારી સ્ત્રી. માશૂક, પ્રિયતમા

**પ્રેમી** વિ. [સં., પું.] પ્રેમ ધરાવનાર. (૨) પું. પ્રિયતમ, પ્રેમિક

પ્રેમીલું વિ. [+ગુ. 'ઈલું' ત. પ્ર.] જુઓ 'પ્રેમાળ.'
પ્રેમોત્કંઠા (પ્રેમોત્કણ્ઠા) સ્ત્રી. [+ સં. उत्कण्ठा] પ્રેમની તીવ્ર ઇચ્છા, સ્નેહની ઉત્કટ આકાંક્ષા
પ્રેમોત્થ વિ. [+ સં. उत्थ] પ્રેમમાંથી ખડું થયેલું
પ્રેમોત્સવ પું. [+સ. उत्सव] સ્નેહમૂલક આનંદ
પ્રેમોદ્ગાર પું. [+ સં. उद्गार] પ્રેમ-વચન
પ્રેમોદ્દીપન ન. [+ સં. उद्दीपन] પ્રેમની જાગૃતિ, પ્રેમની લાગણીનો વિકાસ
પ્રેમોન્મત્ત વિ. [+સં. उन्मत्त] પ્રેમમાં ભાન ભૂલેલું
પ્રેમોન્માદ પું. [+સં. उन्माद] પ્રેમમાં ભાન ભુલાઈ જવાપણું
પ્રેમોર્મિ સ્ત્રી. [+ સં. ऊर्मि] પ્રેમનું મોજું, પ્રેમનો તરંગ, પ્રેમનો ઊભરો
પ્રેય ન. [સં. प्रेयस्] આ લોકનું સુખ, મનગમતું સુખ, લૌકિક ભૌતિક પ્રકારની એશ-આરામી, ઇન્દ્રિયસુખ
પ્રેયસી વિ., સ્ત્રી. [સં.] પ્રિયતમા (સ્ત્રી), વહાલી સ્ત્રી
પ્રેયાર્થી વિ. [જુઓ 'પ્રેય' + સં. अर्थी, પું., સં. રૂપ 'પ્રેયોર્થી' થાય.] પ્રેયને માત્ર ચાહનારું, ઐહિક સુખ મેળવવા ઇચ્છતું
પ્રેરક વિ. [સં. प्र + ईरक] પ્રેરણા કરનાર; પુરસ્કર્તા, પુરસ્કારક, 'મોટિવેટર,' 'સ્પોન્સર,' 'પ્રોમ્પ્ટર' (ન. ભો.) (૨) પું. પ્રયોજકનો અર્થ આપનારો ક્રિયાનો એક પ્રક્રિયાભેદ, પ્રેરકભેદ, 'કૉઝલ.' (વ્યા.)
પ્રેરણ ન. [સં. प्र + ईरण], -ણા સ્ત્રી. [સં. प्र + ईरणा] કામ કરવાની આંતરિક ઊભી થતી એક લાગણી કે ભાવના; 'ઇન્સ્ટિન્ક્ટ,' 'અર્જ,' 'મોટિવેશન,' 'સ્પોન્સરિંગ,' 'ઇમ્પલ્સ' (પ્રા. વિ.), 'ઇન્સ્પિરેશન.' (૨) સાદી ઉત્તેજના
પ્રેરણા-જનક વિ. [સં.] પ્રેરણા ઊભી કરનારું
પ્રેરણા-દાયક વિ. [સં.], પ્રેરણા-દાયી વિ. [સં., પું.] પ્રેરણા આપનારું
પ્રેરણા-મૂર્તિ સ્ત્રી. [સં.] પ્રેરણા આપનાર માણસ
પ્રેરણાત્મક વિ. [સં. प्रेरण + आत्मन्-क] પ્રેરણારૂપ, 'સેન્સરી' (દ. બા.)
પ્રેરણાર્થ પું. [સં. प्रेरणा + अर्थ] પ્રેરણાનો હેતુ
પ્રેરણાર્થ-ક વિ. [સં.] પ્રેરણાનો અર્થ આપનાર, 'કૉઝલ.' (વ્યા.) (મ. ન.)
પ્રેરણા-શક્તિ સ્ત્રી. [સં.] પ્રેરણા થવાનું બળ, 'ઇન્સ્ટિન્ક્ટ'
પ્રેરણીય વિ., [સં. प्र + ईरणीय] પ્રેરણા કરાવા જેવું
પ્રેરયિતા વિ., [સં. प्र-ईरयितृ] પ્રેરણા કરનાર, પ્રેરક
પ્રેરવું સ. ક્રિ. [સં. प्र + ईर्-प्रेर्, તત્સમ] પ્રેરણા કરવી, સલાહ-સૂચના આપવી. (૨) શાંત રીતે ઉત્તેજવું. પ્રેરાવું કર્મણિ., ક્રિ. પ્રેરાવવું પ્રે., સ. ક્રિ.
પ્રેરાવવું, પ્રેરાવું જુઓ 'પ્રેરવું'માં.
પ્રેરિત વિ. [સં. प्र + ईरित] જે વિશે પ્રેરણા કરવામાં આવી હોય તેવું, પુરસ્કૃત, સંચાલિત, 'સ્પોન્સર્ડ,' 'ગાઇડેડ,' 'ઇન્ડ્યૂસ્ડ.' (૨) જેને પ્રેરણા કરવામાં આવી હોય તેવું
પ્રેષક વિ. [સં.] મોકલનાર
પ્રેષણ ન., -ણા સ્ત્રી. [સં.] મોકલવું એ
પ્રેષણીય વિ. [સં.] મોકલવા જેવું
પ્રેષવું સ. ક્રિ. [સં. प्रेष्, તત્સમ] મોકલવું, ધકેલવું,
પ્રેષિત વિ. [સં.] મોકલી આપેલું.
પ્રેષિતવ્ય વિ. [સં.] જુઓ 'પ્રેષણીય.'
પ્રેષ્ઠ વિ. [સં.] સૌથી પ્રિય, વહાલામાં વહાલું, પ્રિયતમ
પ્રેષ્ય વિ. [સં.] જુઓ 'પ્રેષણીય.' (૨) ન. નોકર-ચાકર
પ્રેષ્ય-મંત્ર (-મન્ત્ર) પું. [સં.] સંન્યાસી બનતી વેળા અપાતો સંન્યાસ-દીક્ષાનો મંત્ર
પ્રેષ્યા વિ., સ્ત્રી. [સં.] દાસી, નોકરડી, ચાકરડી, ગોલી
પ્રેસ પું. [અં.] કપાસની ગાંસડી ભરવાનું કારખાનું, જીન પ્રેસ. (૨) છાપખાનું, મુદ્રણાલય. (૩) વર્તમાનપત્ર-વિષયક સંચાલન. [૦માં મોકલવું (રૂ. પ્ર.) છાપવા આપવું. ૦માં હોવું (રૂ. પ્ર.) છપાતું હોવું]
પ્રેસ-ઍક્ટ પું. [સં.] છાપખાનાંઓને લગતો કાયદો
પ્રેસ-કીપર વિ. [અં.] છાપખાનાનો રખેવાળ
પ્રેસ-કૉપી સ્ત્રી. [અં.] છાપવા માટે કરેલી લખાણની નકલ
પ્રેસ-કૉન્ફરન્સ સ્ત્રી. [અં.] અખબારી પરિષદ, પત્રકાર પરિષદ
પ્રેસ-ટેલિગ્રામ પું. [અં.] વર્તમાનપત્રમાં છાપવા માટેનો તારનો સંદેશો
પ્રેસ-દોષ પું. [+ સં.] છાપકામ સંબંધી ભૂલ-ભાલ
પ્રેસ-માર્ક પું. [અં.] ગ્રંથાલયમાંનું પુસ્તક ક્યા છાપખાનામાં છપાયું છે એનું લખાણ. (૨) કાપડ વગેરેની ગાંસડી ઉપરનું નિશાન
પ્રેસ-મૅટર સ્ત્રી. [અં.] છાપવા માટેનું લખાણ [પ્રિન્ટર
પ્રેસ-મૅન પું. [અં.] છાપવાના યંત્ર ઉપર કામ કરતો માણસ,
પ્રેસર ન. [અં.] દાબ, દબાણ
પ્રેસિડન્ટ પું. [અં.] પ્રમુખ
પ્રેસિડન્સી સ્ત્રી. [અં.] પ્રમુખનું પદ
પ્રેંખ (પ્રેઙ્ખ) પું. [સં.] ઝૂલો. (૨) પારણું
પ્રેંખણ (પ્રેઙ્ખણ) ન. [સં.] ઝૂલવાની ક્રિયા
પ્રેંખા (પ્રેઙ્ખા) સ્ત્રી. [સં.] જુઓ 'પ્રેંખ.'
પ્રૉક્ટર પું. [અં.] યુનિવર્સિટી તંત્રનો એક અધિકારી. (૨) એક અદાલતી વહીવટદાર
પ્રોક્ત વિ. [સં. प्र+उक्त] કહેલું
પ્રોક્લેમેશન ન. [સં.] જાહેરાત, ઢંઢેરો, ઘોષણા
પ્રોક્ષણ ન. [સં. प्र + उक्षण] પવિત્ર કરવા પાણી છાંટવું એ
પ્રોક્ષણી સ્ત્રી. [સં.] પવિત્ર કરવા પાણી છાંટવાનું સાધન
પ્રોક્ષણીય વિ. [સં.] પ્રોક્ષણ કરવા જેવું
પ્રોક્ષિત વિ. [સં.] છાંટી પવિત્ર કરેલું
પ્રોક્સી પું. [અં.] મુખત્યાર. (૨) સ્ત્રી. મુખત્યારનામું, 'અવેજ-પત્ર
પ્રોગ્રામ પું. [અં.] કાર્યક્રમ
પ્રોગ્રેસ પું. [અં.] પ્રગતિ
પ્રોચ્છ્રિત વિ. [સં. प्र + उच्छ्रित] ઊંચું થયેલું, ઊંચું કરેલું
પ્રોજ્જ્વલ(-ળ) વિ. [સં. प्र + उज्ज्वल] ખૂબ ઊજળું, ઝળહળતું [તત્ત્વ
પ્રોટીન ન. [અં.] ખોરાકમાંનું માંસને પોષણ આપતું એક
પ્રૉટેક્ટરેટ ન. [અં.] વાલીપણું
પ્રૉટેસ્ટ પું. [અં.] વાંધો
પ્રૉટેસ્ટન્ટ પું. [અં.] રોમન કૅથોલિક ખ્રિસ્તી ધર્મની સામે

ઊભો થયેલો સુધારવાદી એક ખ્રિસ્તી સંપ્રદાય
**પ્રોટો-કૉલ** પું. [અં.] રાજદ્વારી શિષ્ટાચાર
**પ્રોટોન** પું. [અં.] પરમાણુનો ઘન, વીજાણુ
**પ્રોટોપ્લ(-પ્લે)ઝ્મ** ન. [અં.] જીવનને પોષનાર રસ
**પ્રોડક્ટ** સ્ત્રી. [અં.] પેદાશ, ઊપજ, નીપજ, ઉત્પન્ન
**પ્રોડક્શન** ન. [અં.] ઉત્પાદન [કરનાર
**પ્રોડ્યૂસર** પું. [અં.] ફિલ્મ બતાવનાર, ચલચિત્રનું નિર્માણ
**પ્રોઢું** વિ. [સં. प्रौढ, અર્વા. તદ્ભવ] જુઓ 'પ્રૌઢ.'
**પ્રોત**[1] વિ. [સં. प्र + ऊत] પરોવેલું, પરોવાયેલું, પ્રોયેલું
**પ્રોત**[2] જુઓ 'પરોત' – 'પુરોહિત.'
**પ્રોત્સાહક** વિ. [સં.प्र + उत्साहक] ઉત્સાહ આપનારું, 'સ્ટિમ્યુલસ' (મ. ન.) [ઉત્તેજન, 'ઇન્સેન્ટિવ'
**પ્રોત્સાહન** ન. [સં. प्र + उत्साहन] ઉત્સાહ આપવાની ક્રિયા,
**પ્રોત્સાહિત** વિ. [સં. प्र + उत्साहित] જેને ઉત્સાહ આપવામાં આવ્યો હોય તેવું, ઉત્તેજિત [ઉમંગી
**પ્રોત્સાહી** વિ. [સં. प्र + उत्साही, પું.] ઉત્સાહવાળું, ઉત્સાહી,
**પ્રોન્નત** વિ. [સં. प्र+ उन्नत] સારી રીતે ઊંચું
**પ્રોપેગૅન્ડા** પું. [અં.] પ્રચાર-કાર્ય
**પ્રોપેલર** ન. [અં.] ગતિ આપનાર યંત્ર
**પ્રોપોઝલ** સ્ત્રી. [અં.] દરખાસ્ત, પ્રસ્તાવ
**પ્રોપ્રાયટર** પું. [અં.] સંચાલક માલિક
**પ્રોફિટ** પું. [અં.] નફો, હાંસલ, લાભ, ફાયદો
**પ્રોફેશનલ** વિ. [અં.] ધંધાદારી
**પ્રોફેસર** પું. [અં.] મહાવિદ્યાલયનો અધ્યાપક, પ્રાધ્યાપક
**પ્રોબે(૦ ઇ)ટ** પું., સ્ત્રી. [અં.] વસિયતનામાના ખરાપણાનો દાખલો [ઉપરનો સરકારી કર
**પ્રોબે(૦ ઇ)ટ-વેરો** પું. [ + જુઓ 'વેરો.'] મરનારની મિલકત
**પ્રોબેશન** ન. [અં.] અજમાયશ, હંગામી નિમણૂક
**પ્રોબેશનર** પું. [અં.] અજમાયશ પર નોકરી કરનાર, અજમાયશી, હંગામી
**પ્રોબેશનરી** વિ. [અં.] પ્રોબેશનને લગતું
**પ્રોમિસરી** વિ. [સં.] કબૂલત આપનારું, લખાણથી બંધણી સ્વીકારનારું
**પ્રોમોશન** ન. [અં.] ઉપરના દરજ્જામાં ચડવું એ. (૨) હોદ્દાની બઢતી. [**૦ આપવું** (રૂ. પ્ર.) ઉપરનો દરજ્જો આપવો. (૨) ઉપરના ધોરણમાં મૂકવું. **૦ મળવું** (રૂ. પ્ર.) ઉપરનો દરજ્જો કે હોદ્દો મળવો]
**પ્રોલિટેરિયેટ** પું., ન. [અં.] મજૂર વગેરે આમપ્રજા
**પ્રોવાવું** જુઓ 'પ્રોવું'માં.
**પ્રોવિઝન** ન. [અં.] જોગવાઈ. (૨) ખાદ્ય સામગ્રી
**પ્રોવિઝનલ** વિ. [અં.] કામચલાઉ, હંગામી
**પ્રોવિડન્ટ ફંડ** (-ફણ્ડ) પું. [અં.] ભવિષ્ય માટે પગારમાંથી કપાઈ ને ભેગું કરાતું અને રોકનાર તરફથી ઉમેરાતું ભંડોળ
**પ્રોવિન્સ** પું. [અં.] પ્રાંત, દેશ-વિભાગ
**પ્રોવું** જુઓ 'પરોવવું.' **પ્રોવાવું** કર્મણિ., ક્રિ.
**પ્રોષિત** વિ. [સં. प्र + उषित] પરદેશમાં જઈ વસેલું
**પ્રોષિત-પતિકા** વિ., સ્ત્રી. [સં.] જેનો પતિ પરદેશ જઈ વસેલો હોય તેવી સ્ત્રી
**પ્રોષિત-પત્નીક** વિ., પું. [સં.] જેની પત્ની પરદેશ જઈ વસેલી હોય તેવો પુરુષ
**પ્રોષિત-ભર્તૃકા** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'પ્રોષિત-પતિકા.'
**પ્રોસિક્યૂટર** પું. [અં.] અદાલતમાં સરકાર વતી મુકદ્દમાઓની રજૂઆત કરતો વકીલ, સરકારી વકીલ
**પ્રોસિક્યૂશન** ન. [અં.] કામ ચલાવવું એ (અદાલતમાં)
**પ્રોસિડિંગ** (પ્રોસિડિઙ્ગ) ન. [અં.] સભા મુકદ્દમો વગેરેની કારવાઈ
**પ્રોસેશન** ન. [અં.] સરઘસ
**પ્રોસેસ** સ્ત્રી. [અં.] ગતિ. (૨) પ્રક્રિયા. (૩) અદાલતમાં હાજર થવાનો હુકમ. (૪) છાપવાના બ્લૉક બનાવવાની ક્રિયા
**પ્રોસ્ટેટ** સ્ત્રી. [અં.] મૂત્રાશયમાં થતી એક પ્રકારની ગાંઠ ('ગ્લૅન્ડ') [પ્રસિદ્ધિ-પત્ર
**પ્રોસ્પેક્ટસ** ન. [અં.] વિવરણ-પત્ર, વિજ્ઞાપન-પત્ર,
**પ્રોંછન** (પ્રોઞ્છન) ન. [સં.] પોંછવાની ક્રિયા
**પ્રોંછની** (પ્રોઞ્છની) સ્ત્રી. [સં.] પૂંજણી. (૨) સાવરણી
**પ્રૌઢ** વિ. [સં. प्र + ऊढ] ઉંમરે પહોંચેલું, પીઢ, પુખ્ત ઉંમરનું, 'મેજર' (ઉ. જો.) 'ઍડલ્ટ.' (૨) વિદ્યા ડહાપણ વગેરેમાં પાકું થયેલું. (૩) ગંભીર [(જૈ. હિં.)
**પ્રૌઢ-તા** સ્ત્રી. [સં.] પ્રૌઢપણું, પુખ્તપણું, 'મેચ્યોરિટી'
**પ્રૌઢ-પ્રતાપ** વિ. [સં.] મહાપ્રતાપી
**પ્રૌઢ-ત્વ** ન. [સં.] જુઓ 'પ્રૌઢ-તા' – 'સબ્લિમિટી' (ફૂ. ભો.)
**પ્રૌઢા** વિ., સ્ત્રી. [સં.] પ્રૌઢ ઉંમરની સ્ત્રી, આધેડ સ્ત્રી, પીઢ સ્ત્રી. (૨) ત્રણ વૃત્તિઓમાંની ગંભીર પ્રકારની એક વૃત્તિ. (કાવ્ય.) (૩) ત્રણ પ્રકારની નાયિકાઓમાંની ઉંમરે પહોંચેલી પ્રૌઢ નાયિકા. (નાટ્ય.)
**પ્રૌઢાવસ્થા** સ્ત્રી. [સં. प्रौढ + अव-स्था] પીઢ ઉંમર, આધેડ વય, શરીર અને મનનું પુખ્તપણું
**પ્રૌઢાસન** ન. [સં. प्रौढ + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)
**પ્રૌઢિ** સ્ત્રી. [સં. प्र + ऊढि] જુઓ 'પ્રૌઢાવસ્થા.' (૨) વિચાર અને ભાષાની પ્રૌઢતા. (૩) ચમત્કારપૂર્ણ સંક્ષિપ્ત યા વિશદ સાભિપ્રાય કથન. (કાવ્ય.)
**પ્રૌઢિ-વાદ** પું. [સં.] ત્રણે કાલમાં બ્રહ્મસ્વરૂપ કેવળ સત્ય છે (જેમાં કોઈ કોઈનું કારણ નથી, કોઈ થતુંયે નથી ને થનારે નથી, બધું જેમ છે તેમ છે) એવા પ્રકારનો મત-સિદ્ધાંત
**પ્રૌઢિવાદી** વિ. [સં., પું.] પ્રૌઢ-વાદમાં માનનારું
**પ્રૌઢું** વિ. [સં. प्रौढ + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'પ્રૌઢ.
**પ્રૌઢોક્તિ** સ્ત્રી. [સં. प्रौढ+उक्ति] ગંભીર અને ઠરેલ વચન. (૨) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) [ભાદ્રપદ
**પ્રૌષ્ઠ-પદ** પું. [સં.] ભારતીય પ્રણાલીનો ભાદરવો મહિનો,
**પ્લક્ષ** પું., ન. [સં., પું.] અંજીરનું ઝાડ. (૨) પીપળો. (૩) એ નામનો પૌરાણિક માન્યતા પ્રમાણેનો સાત માંહેનો એક દ્વીપ. (સંજ્ઞા.)
**પ્લગ** પું. [અં.] દાટો, ડૂચો. (૨) દાંતો. (૩) વીજળીબત્તી માટેનું બે કે ત્રણ કાણાંવાળું જેમાં દટ્ટો નખાય છે તે દીવાલમાંનું સાધન. (૪) જેમાંથી વીજળીનો પ્રવાહ વહે છે

તેવું મોટરમાંનું નાની નળી જેવું એક સાધન

**પ્લમ્બર** વિ. [અં.] પાણીના નળ ગોઠવવા વગેરેનું કામ કરનાર

**પ્લમ્બેગો** સ્ત્રી. [અં.] સીસાપેન બનાવવામાં કામ લાગતી એક ધાતુ [હોડી, મછવો

**પ્લવ** પું. [સં.] કૂદકો, ઠેકડો, છલાંગ, બલાંગ. (૨) નાની

**પ્લવન** ન. [સં.] જુઓ 'પ્લવ(૧).'

**પ્લવંગ** (પ્લવઙ્ગ) પું. [સં.] વાનર, વાંદરો, કપિ, લંગૂર, માકડું. (૨) દેડકો

**પ્લવં-ગમ** (પ્લવઙ્ગમ) પું. [સં.] જુઓ 'પ્લવંગ.' (૨) એ નામનો એક માત્રામેળ ગેય કોટિનો છંદ. (પિંગળ.)

**પ્લાઇ-વૂડ** ન. [અં.] ત્રણ કે એનાથી વધુ પાતળાં પાટિયાં સરેસ વગેરેથી ચોંટાડયાં હોય છે તેવો પાટિયાંનો પ્રકાર

**પ્લા(-પ્લૅ)ન** પું. [અં.] યોજના. (૨) રેખાંકન. (સ્થાપત્ય.)

**પ્લાન્ટ** પું. [અં.] કારખાનું [ઉગાડવાની જગ્યા

**પ્લા(-પ્લૅ)ન્ટેશન** ન. [અં.] રોપણી, વાવણી. (૨) ઝાડપાલો

**પ્લાવક** વિ. [સં.] તરાવ્યા કરનારું, ડૂબવા ન દે તેવું

**પ્લાવન** ન. [સં.] તરાવી રાખવાની ક્રિયા. (૨) પ્રવાહી પદાર્થોનું ઊભરાઈ જવું એ. (૩) સ્નાન

**પ્લાવિત** વિ. [સં.] નવડાવેલું. (૨) પલાળેલું, ભીનું થયેલું કે કરેલું, તરબોળ

**પ્લાસ્ટર** ન. [અં.] રેલ્લો કે ગૂમડા ઉપર પટ્ટી ચોંટાડવી એ. (૩) એવી પટ્ટી. (૪) દીવાલ છત સપાટી વગેરે ઉપર કરાતી છો

**પ્લાસ્ટર-ઑફ-પૅરિસ** ન. [અં.] સિમેન્ટના જેવો સુકાઈ જતાં દુર્ભેદ્ય બની જતો એક ધોળો ભૂકો

**પ્લાસ્ટિક** ન. [અં.] કચકડાના જેવો એક રાસાયણિક રીતે બનાવેલો પદાર્થ કે જેના આજે અનેક પદાર્થ–રમકડાં–સાધનો–વાસણો–જોડા વગેરે બને છે.

**પ્લાસ્ટિક-સર્જરી** સ્ત્રી. [અં.] દાક્તરી વાઢ-કાપનો એક પ્રકાર કે જેમાં દર્દીની ચામડી એક સ્થળેથી ઉતારી ખૂટતે સ્થળે ઉમેરી અપાય છે.

**પ્લાસ્ટિસીન** સ્ત્રી. [અં.] એક જાતની 'પ્લાસ્ટર ઑફ પૅરિસ' જેવી રમકડાં વગેરે બનાવવા વપરાતી માટી

**પ્લાસ્તર** જુઓ 'પ્લાસ્ટર.'

**પ્લિન્થ** સ્ત્રી. [અં.] મકાન વગેરેના ભોંતળિયા સુધીની પાયાની બેસણી કે ઊભણી, ખડસલ, આંટ

**પ્લીડર** પું. [અં.] વકીલ

**પ્લીડિંગ** (પ્લીડિઙ્ગ) ન. [અં.] વકીલની દલીલ [બરોળ

**પ્લીહા** સ્ત્રી. [સં.] પેટમાં ડાબે પડખે રહેતી એક માંસગ્રંથિ,

**પ્લીહોદર** ન. [+ સં. उदर] બરોળનો થતો એક રોગ. (વૈદક.)

**પ્લુટો** પું. [અં.] એ નામનો નવો શોધાયેલો એક ગ્રહ. (સંજ્ઞા.)

**પ્લુત** વિ. [સં.] લંબાયેલું (ઉચ્ચારણ). (૨) ત્રણ માત્રા કે એનાથી વધુ સમય સુધી લંબાયેલું (ઉચ્ચારણ). (વ્યા.) (૩) ન. કૂદકો, ઠેકડો

**પ્લુતિ** સ્ત્રી. [સં.] જુઓ 'પ્લવન.'

**પ્લૂરસી** સ્ત્રી. [અં.] ફેફસાંના પડમાં સોજાનો અને પાણી ભરાઈ જવાનો એક રોગ. [તૈલી રસપડ

**પ્લુરા** સ્ત્રી. [અં.] ફેફસાં અને પાંસળીની દીવાલમાંનું એક

**પ્લેઅ(-ય)ર** પું. [અં.] ખેલાડી. (૨) વાદક, વગાડનાર

**પ્લેઇટ** સ્ત્રી. [અં.] કોઈ પણ જાતનું સપાટ પતરું. (૨) ફોટો માટેનો રસાયણ લગાડેલો કાચ. (૩) રકાબી

**પ્લેઇન** ન. [અં.] વિમાન

**પ્લેગ** પું. [અં.] ગાંઠિયો તાવ, મહામારી, મરકી. (૨) (લા.) વળગણ. [૰ **ચાલવો** (રૂ. પ્ર.) મરકીના રોગનો વાયરો રહેવો. ૰ **ફાટી નીકળવો** (રૂ. પ્ર.) મરકીનો રોગ પ્રબળતાથી વ્યાપક થવો]

**પ્લે-ગ્રાઉન્ડ** ન. [અં.] રમતનું મેદાન

**પ્લેટ** જુઓ 'પ્લેઇટ.'

**પ્લૅટ-ફૉર્મ** ન. [અં.] વ્યાસપીઠ, મંચ. (૨) રંગપીઠ, નાટ્યભૂમિ, 'સ્ટેઇજ.' (૩) રેલવે-મોટર-બસ-ટ્રામવે વગેરેનાં ઉતારુઓને વાહનમાં બેસવા માટે ઊભા રહેવા વગેરે માટેનો વિસ્તૃત ઓટલો કે પડથાર

**પ્લૅટિનમ** સ્ત્રી., ન. [અં.] ચાંદીના રંગની બહુ કિંમતી એક ધાતુ (જેનું ટપકું ઇન્ડિપેનની ટાંપને છેડે લગાડવામાં આવે છે.)

**પ્લેન** જુઓ 'પ્લેઇન.'

**પ્લૅન** જુઓ 'પ્લાન.'

**પ્લૅનેટોરિયમ** ન. [અં.] ગ્રહો નક્ષત્રો વગેરેની ગતિ બતાવનારી પ્રદર્શનીનું સ્થાન

**પ્લૅન્ટેશન** જુઓ 'પ્લાન્ટેશન.'

**પ્લેબિસાઇટ, પ્લેબિસિટ** સ્ત્રી. [અં.] કોઈ પ્રશ્ન કે મુદ્દા ઉપર લેવાતો તે તે દેશની સમગ્ર પ્રજાનો મત

**પ્લેયર** જુઓ 'પ્લેઅર.'

**પ્લૉટ** પું. [અં.] જમીનનો નાનો મોટો ટુકડો. (૨) નાટ્યરચનાનું વસ્તુ. (૩) કાવતરું



બ્રાહ્મી નાગરી ગુજરાતી

ફ પું. [સં.] ભારત-આર્ય વર્ણમાળાનો ઓષ્ઠ્ય અઘોષ મહાપ્રાણ વ્યંજન. [નોંધ: અંગ્રેજી તત્સમ શબ્દોમાં જ્યાં 'પીએચ' છે તે આ 'ફ' છે. 'એફ'માંનો 'ફ' દંત્યોષ્ઠ્ય છે; જેમકે 'ફૉર્મ.' એ તદ્ભવ થતાં ઓષ્ઠ્ય બની રહે છે; જેમકે 'ફારમ.')

ફઇયારું (-ફૈયારું) જુઓ 'ફૈયારું'–'ફોઇયારું.'

ફઈ (ફૈ) જુઓ 'ફોઈ.'

ફઈ-જી (ફૈ-) જુઓ 'ફોઈ-જી.'

ફઈ-બા (ફૈ-) જુઓ 'ફોઇ-બા.'

ફઉડી (ફૌડી) જુઓ 'ફાઉડી.'

ફક(-ગ) વિ. [જુઓ 'ફિક્કું.'] ફિક્કું, ઝાંખું. [૦ થઈ જવું, ૦ પડી જવું (રૂ. પ્ર.) ધોળું કે પીળું ઝાંખું થવું. ધોળું ફક (રૂ. પ્ર.) સાવ ફિક્કું ધોળું]

ફકડી સ્ત્રી. [રવા.] દુર્દશા, દુર્ગતિ, ખરાબ હાલત. (૨) નિંદા, બદગોઈ. (૩) હાંસી, મશ્કરી

ફક્કી સ્ત્રી. [રવા.] હાંસી, મશ્કરી. (૨) ફજેતી

ફકત ક્રિ. વિ. [અર.] માત્ર, કેવળ, બસ, ફક્ત

ફક-દંડ, ફક(-ગ)-દંડ (-દણ્ડ) વિ. [રવા. + સં. दण्ड] ઉદ્ધત. (૨) લુચ્ચું, બદમાશ. (૩) બેશરમ. (૪) બેફિકરું, લાપરવા. (૫) ખર્ચાળ, ઉડાઉ

ફકર સ્ત્રી. [જુઓ 'ફિકર.' (ગ્રા.)] જુઓ 'ફિકર.'

-ફકરું વિ. [અર. 'ફકીર'નું બ. વ. 'ફુકરા' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] ફકીર. (આ શબ્દ–'ફકીર–ફકરાં' એમ સાથે જ દ્વિરુક્ત થાય છે.)

ફકરો પું. [અર. ફિક્રહ્] ગદ્ય લખાણનો વાક્ય-ખંડ, વાક્ય-કંડિકા, કંડિકા, પરિચ્છેદ, 'પેરેગ્રાફ'

ફકળ-વાયું વિ. નવરોકું

ફકાદ(-વ)વું જુઓ 'ફાકવું'માં.

ફ-કાર પું. [સં.] 'ફ' વર્ણ. (૨) 'ફ' ઉચ્ચારણ

ફકારાંત (ફકારાન્ત) વિ. [+ સં. अन्त] 'ફ' વર્ણ જેના અંતમાં આવેલો હોય તેવું. (વ્યા.)

ફકાવ(-ડ)વું, ફકાવું જુઓ 'ફાકવું'માં.

ફકીકો પું. નીતિ-વચન, નીતિ-સૂત્ર, નીતિ-વાક્ય

ફકીર વિ. પું. [અર.] પરમેશ્વરને યાદ કરનાર, તપસ્વી માણસ, ઓલિયો. (૨) ત્યાગી, વેરાગી. (૩) પવિત્ર જિંદગી ગાળનાર માણસ. (૪) મુસલમાન માગણ

ફકીર(-રે)ણ (-ણ્ય), ફકીરણી સ્ત્રી. [જુઓ 'ફકીર' + ગુ. 'અ-(-એ)ણ' – 'અણી' સ્ત્રીપ્રત્યય.] ફકીરાણી, ફકીરિયાણી

ફકીર-ફકરાં ન., બ. વ. [જુઓ 'ફકરું.'] ફકીર અને એવાં બીજાં માગણ, ભગત–ભિખારી

ફકીર-ફકરું ન. [+ જુઓ 'ફકરું.'] યાચક, માગણ, ભિખારી

ફકીરાણી સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય] ફકીરની પત્ની, ફકીરણ [ફકીરોનો સમૂહ]

ફકીરાત સ્ત્રી. [અર. 'ફકીર' + બ. વ. નો પ્રત્યય 'આત્']

ફકીરી સ્ત્રી. [અર.] ફકીરપણું. (૨) ફકીરની હાલત, દરિદ્રાવસ્થા, કંગાલિયત. (૩) ભિક્ષા-વૃત્તિ

ફકોડિયું વિ. [રવા.] અસભ્યતાથી વાત કરનાર (માણસ)

ફકોડો પું. [જુઓ 'ફાકવું' દ્વારા.] જુઓ 'ફાકડો.' (૨) ખાવાનું ન મળવાથી થતું અનશન, ફાકા. (૩) ઝીણો ઝીણો ગોળાકાર ગાંઠિયો, ફુલવડીનો ગાંઠિયો

ફક્કડ વિ. [રવા.] વરણાગિયું, છેલ. (૨) બેફિકરું. (૩) ઉડાઉ. (૪) લોકલાજની પરવા વિનાનું. (૫) (લા.) પું. બ્રહ્મચારી. (૬) ભવાઈમાંનો રંગલો [રહેણીકરણી

ફક્કડ-વેડા પું., બ. વ. [જુઓ 'વેડા.'] ફક્કડ પ્રકારની

ફક્કડાઈ સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર] ફક્કડપણું

ફક્કં-ફક્કા (ફક્કમ્–ફક્કા) પું., બ. વ. [જુઓ 'ફાકવું,' દ્વિર્ભાવ.] ખાઈપી ઉડાવી દેવાની ક્રિયા. (૨) ફાકા, ખાલીપણું

ફક્કિકા સ્ત્રી. [સં.] દલીલ તરીકે મૂકેલી પંક્તિ કે વાક્યખંડ. (૨) વાક્ય, ઉક્તિ

ફક્કી[1] સ્ત્રી. બદનામી, શરમ [તૈયાર ચૂનો

ફક્કી[2] સ્ત્રી. [જુઓ 'ફાકવું.'] (લા.) પાન ખાવામાં વપરાતો

ફક્કો પું. [જુઓ 'ફાકવું.' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] પરણવા ગયેલી જાન વિદાય લીધા પછી એક દિવસ વધુ રોકાઈ ઘરનું જમે એવો દિવસ

ફગ[1] જુઓ 'ફક.'

ફગ[2] ન. રંગ, પાસ. (૨) જાળ, બંધન. (૩) વાંકડી પાઘડી

ફગ-દણ વિ. [જુઓ 'ફક-દંડ.'] જુઓ 'ફક-દંડ.'

ફગણો પું. ટોચનો ભાગ. (૨) કાંટો, ફણગો

ફગ-દંડ (-દણ્ડ) જુઓ 'ફક-દંડ.'

ફગ-ફગ પું., સ્ત્રી. [રવા.] ધજા ઊડવાનો અવાજ. (૨) (લા.) ક્રિ.વિ. છૂટથી, મુક્તપણે, પુષ્કળ રીતે

ફગફગવું અ. ક્રિ. [રવા.] ફરકવું, ફરફરવું. (૨) સૂજી જવું. (૩) ફદફદવું, કહોવાઈ જવું. (૪) ગૂમડાં વગેરેનું પાકી જવું. (૫) આમતેમ ટહેલ્યા કરવું. ફગફગાવું ભાવે., ક્રિ. ફગફગાવવું પ્રે., સ. ક્રિ.

ફગફગાવવું, ફગફગાવું જુઓ 'ફગફગવું'માં.

ફગફગિયું વિ. [જુઓ 'ફગફગવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] ફગફગ્યા કરે તેવું [ક્રિ. ફગમગાવવું પ્રે., સ. ક્રિ.

ફગમગવું અ. ક્રિ. [રવા.] ધ્રૂજવું, કંપવું. ફગમગાવું ભાવે.,

ફગમગાવવું, ફગમગાવું જુઓ 'ફગમગવું'માં.

ફગર (-રય) સ્ત્રી. ફૂલોની મંજરી. (૨) પરાગ, પુષ્પરજ. (૩) ફાલ. (૪) ઢગ, રાશિ. (૫) ભેંસના દૂધનું વધવું એ

ફગલાવવું, ફગલાવાવું જુઓ 'ફગલાવું'માં.

ફગલાવું અ. ક્રિ. [રવા.] હર્ષ-ઘેલું થવું, ફુલાવું. ફગલાવાવું

ભાવે., ક્રિ. ફગલાવવું પ્રે., સ. ક્રિ.
**ફગ(-ગા)વવું** સ. ક્રિ. ફેંકી દેવું, દૂર ઘા કરી ફેંકવું. (૨) ઉશેટવું, ઉછાળી નાખવું
**ફગવા** પું., બ. વ. [સં. फल्गुकक- > પ્રા. फग्गुअअ-; વસંત ઋતુને લગતું. (વ્રજ.)] ઘાણી (ખાસ કરીને જુવારની)
**ફગવું** અ. ક્રિ. [સં. फल्गु – તુચ્છ > પ્રા. फग्गु ના વિકાસમાં] તુચ્છ શબ્દો બોલવા, ફાગફટાણાં ગાવાં. (૨) છકી જવું, (૪) બોલીને ફરી જવું. (૫) વાંકું બોલવું. (૬) ફુલાવું. ફગાવું ભાવે., ક્રિ. ફગાવવું[૨] પ્રે., સ. ક્રિ.
**ફગફ-ફગફ** ક્રિ. વિ. [રવા.] જુઓ 'ફગફગ(૨).'
**ફગળાવવું, ફગળાવાવું** જુઓ 'ફગળાવું'માં.
**ફગળાવું** અ. ક્રિ. [રવા.] બેશુદ્ધ બનવું, બેભાન થવું. ફગળાવાવું ભાવે., ક્રિ. ફગળાવવું પ્રે., સ. ક્રિ.
**ફંગફગા[૧]** (ફગમ્-ફગા) સ્ત્રી. [જુઓ 'ફગવવું'–દ્વિર્ભાવ.] ફેંકાફેંકી
**ફંગફગા[૨]** (ફગમ્-ફગા) સ્ત્રી. [જુઓ 'ફગવું' – દ્વિર્ભાવ.] (લા.) બોબડું બોલવું એ
**ફગાવવું[૧]** જુઓ 'ફગવવું.'
**ફગાવવું[૨]** જુઓ 'ફગવું'માં.
**ફગિયો** પું. એક જાતનું ઝાડ, વિદારી-કંદ
**ફગેરો** પું. [જુઓ 'ફગવું' દ્વારા.] કોલાહલ, ખળભળાટ. (૨) ખુલ્લું અપમાન. (૩) પજવણી
**ફગોટ(-ળ)વું** સ. ક્રિ. જુઓ 'ફગવવું.' ફગોટા(-ળા)વું કર્મણિ., ક્રિ. ફગોટા(-ળા)વાવું પ્રે., સ. ક્રિ.
**ફગોટા(-ળા)વવું, ફગોટા(-ળા)વાવું** જુઓ 'ફગોટ(-ળ)વું'માં.
**ફગોડું** વિ. [જુઓ 'ફગવું' દ્વારા.] (લા.) ઢોંગી
**ફગોલવું** સ. ક્રિ. [જુઓ 'ફગવવું.'] જુઓ 'ફગવવું.' (૨) જોરથી ડોંચોળવું. ફગોલાવું કર્મણિ., ક્રિ. ફગોલાવવું પ્રે., સ. ક્રિ.
**ફગોલાવવું, ફગોલાવું** જુઓ 'ફગોલવું'માં.
**ફગોળવું** જુઓ 'ફગોટવું.' ફગોળાવું કર્મણિ., ક્રિ. ફગોળાવવું પ્રે., સ. ક્રિ.
**ફગોળાવવું, ફગોળાવું** જુઓ 'ફગોટ(-ળ)વું'માં.
**ફગોળિયું** ન. [જુઓ 'ફગોળવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] ફગોળવાની ક્રિયા, ગુલાંટ ખવડાવી ઉશેટવું એ
**ફગોળો** પું. [જુઓ 'ફગોળવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'ફગોળિયું..' (૨) (લા.) ચકડોળ, ચરખો
**ફચ, ૦ ફચ** ક્રિ. વિ. [રવા.] 'ફચ' એવા અવાજથી, ભોંકાયા જેવા અવાજથી
**ફચાક** ક્રિ. વિ. [રવા.] 'ફચ' એવા અવાજથી, ફચ
**ફજર** સ્ત્રી. [અર. ફજ્ર્] સવાર, પ્રાતઃકાળ, પ્રભાત
**ફજલ** વિ. [અર. ફજ્લ્] સુખી, આનંદી. (૨) સ્ત્રી. આબાદી. (૩) કૃપા, મહેરબાની. (૪) શ્રેય, હિત. (૫) બક્ષિસ
**ફજલો-કરમ** ન. [અર.] ખુદાની મહેરબાની
**ફજરું** વિ. કજિયાળુ
**ફજીત** જુઓ 'ફજેત.'
**ફજીત-ખોર** જુઓ 'ફજેત-ખોર.'
**ફજીત-ફાળકો** જુઓ 'ફજેત-ફાળકો.'
**ફજીતી** જુઓ 'ફજેતી.'
**ફજીતો** જુઓ 'ફજેતો.'
**ફજેટવું** સ.ક્રિ. જુઓ 'ફગવવું.' ફજેટાવું કર્મણિ., ક્રિ. [ફજેટાવવું. પ્રે., સ.ક્રિ.
**ફજેટાવવું, ફજેટાવું** જુઓ 'ફજેટવું'માં.
**ફજેત** ક્રિ.વિ. [અર. ફજીહત્] બદનામ, કલંકિત, બેઆબરૂ, વગોવાયેલું. (૨) (લા.) હેરાન પરેશાન
**ફજેત-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] પોતાની ફજેતી કરાવે તેવું. (૨) બીજાની ફજેતી કર્યા કરનારું. (૩) (લા.) નઠોર, નફ્ફટ, બેશરમ
**ફજેત-ફાળકો** પું. [+ જુઓ 'ફાળકો.'] (લા.) ચકડોળ, ચરખો. (૨) (લા.) ફજેતો, ભવાડો
**ફજેતી** સ્ત્રી. [અર. 'ફજેહતી'] બદનામી, વગોવણી. (૨) હેરાનગત, પરેશાની
**ફજેતો** પું. [અર. 'ફજીહતહ્'] જુઓ 'ફજેતી.' (૨) (લા.) પાકી કેરીની છાલ તેમજ ગોટલાને નિચોવી એના પાણીનો કરવામાં આવતો ઉકાળો, અમૃતિયો
**ફટ[૧]** અવ્ય. [રવા.] 'ફટ' એવા અવાજથી. (૨) કે. પ્ર. ફિટકાર-ધિક્કારનો ઉદ્ગાર, ફટચ
**ફટ[૨]** વિ. [સં. स्फुट દ્વારા] સ્પષ્ટ, ચોખ્ખેચોખ્ખું. (નોંધ: 'ઉઘાડું ફટ' જેવા પ્રયોગમાં)
**ફટક[૧]** ક્રિ.વિ. [રવા.] 'ફટ' એવા અવાજથી
**ફટક[૨]** (-ક્ય) સ્ત્રી. જુઓ 'ફડક.' (૨) અચાનક
**-ફટક[૩]** વિ. [સં. स्फटिक દ્વારા] (લા.) સફેદ (નોંધ: 'ધોળું ફટક' જેવો માત્ર પ્રયોગ) [જુઓ 'ફટકી.'
**ફટકડી** સ્ત્રી. [જુઓ 'ફટકી' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.]
**ફટક-દલાલ** પું. [જુઓ 'ફટક[૧]' + 'દલાલ.'] જોખમ કે જવાબદારી વિના દલાલી કરતો માણસ
**ફટક-દિ(-દે)વાળિયો** વિ., પું., [જુઓ 'ફટક[૧]' + દિ(-દે)-વાળિયો.'] પાકો દિવાળું ફૂંકનારો
**ફટક-નળી** સ્ત્રી. [જુઓ 'ફટક[૧]' + 'નળી.'] છોકરાંને રમવા માટેની નાની બંદૂકડી, 'પોપ-ગન'
**ફટક ફટક** ક્રિ. વિ. [જુઓ 'ફટક,[૧]'–દ્વિર્ભાવ.] 'ફટ' એવા વારંવાર થતા અવાજથી
**ફટક-ફળી** સ્ત્રી. [જુઓ 'ફટક[૧]' + 'ફળી.'] (લા.) પિચકારીના આકારની એક નળી
**ફટકવું** અ.ક્રિ. [દે.પ્રા. फिट्ट–ભ્રષ્ટ થયું, ખખડી પડવું દ્વારા] (લા.) માનસિક રીતે ખસી પડવું, ચસકવું. (૨) વંઠી જવું. (૩) (રંગનું) ઊડી જવું. (૪) તોફાને ચડવું. (૫) ભડકવું. ફટકાવું ભાવે., ક્રિ. ફટકાવવું[૧] પ્રે.સ.,ક્રિ.
**ફટકા-કાંઠલો** પું. [જુઓ 'ફટકો[૧]' + 'કાંઠલો.'] કાપડ વણવાનું યંત્ર, 'ફ્લાઇંગ શટલ' [ક્રિયા
**ફટકા-બાજી** સ્ત્રી. [જુઓ 'ફટકો[૧]' + ફા.] ફટકા મારવાની
**ફટકાર[૧]** પું. [રવા.] 'ફટાક' એવા અવાજ સાથે પડતો માર. (૨) ચોંક, ચમક, ભય
**ફટકાર[૨]** પું. [જુઓ 'ફિટકાર.'] જુઓ 'ફિટકાર.'
**ફટકારવું** સ.ક્રિ. [જુઓ 'ફટકાર,[૧]'-ના.ધા.] ચાબુક વતી માર મારવો. (૨) લાકડી વગેરેથી માર મારવો. (૩) પથ્થર ઉપર પછાડી (લૂગડું) ધોવું. (૪) (લા.) સજા કરવી, જેલમ

મોકલવું. (૫) કરડવું, દંશ દેવો. ફટકારાવું કર્મણિ., ક્રિ.
ફટકારી[૧-૨] સ્ત્રી. [જુઓ 'ફટકારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ફટકાર[૧-૨]'-'ફટકારો'.
ફટકારો[૧-૨] પું. [જુઓ 'ફટકાર[૧-૨]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફટકાર.[૧-૨]'
ફટકાવવું[૧]. જુઓ 'ફટકવું'માં.
ફટકાવવું[૨] સ.ક્રિ. [જુઓ 'ફટકો,'-ના.ધા.] જુઓ 'ફટકારવું.' (૨) કરડવું, દંશ દેવો
ફટકાવું જુઓ 'ફટકવું'માં.
ફટકા-સાળ સ્ત્રી, [જુઓ 'ફટકો' + 'સાળ.'] હાથમાં ફટકા કે ઝટકાથી ચાલતો કાપડ વણવાનો સંચો
ફટકિયું[૧] ન. [જુઓ 'ફટક' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ફટક દઈ ઊઘડે તેવું આખું બારણું, ફડકિયું. (૨) વિ. ઝટ ફૂટી જાય તેવું. (૩) ફટ ફટ અવાજ કરતું
ફટકિયું[૨] વિ. [જુઓ 'ફટકવું' + ગુ - 'ઇયું' કૃ. પ્ર.] દઢ કે સ્થિર ન રહે તેવું. (૨) (લા.) માથે જવાબદારી ન લેનારું
ફટકિયું[૩] વિ., ન. [જુઓ 'ફટક[૩]' + ગુ.'ઇયું' ત. પ્ર.] ચળકતું ધોળા રંગનું (કાચનું નાનું તે તે) મોતી, ચીકિયું. (૨) મોતીના આકારનો શરીર ઉપર થતો તે તે ચેપી નાનો ફોલ્લો (એ એક પ્રકારનો વાત-રોગ છે.)
ફટકી[૧] સ્ત્રી. [સં. स्फटिकी, અર્વા.તદ્ભવ] એક પ્રકારની માટીમાંથી નીકળતો પાસાદાર સફેદ પદાર્થ, ફટકડી
ફટકી[૨] સ્ત્રી. [રવા.] એ નામના પક્ષીની એક જાત, સાત-ભાયા, લેલાડાં. (૨) ટોકરીના આકારનું નાના મોંવાળું પાંજરું. (૩) પારધીની જાળ. (૪) પક્ષીઓને બિવડાવવા માટે ઘૂઘરા સાથે બાંધેલું દોરડું
ફટકો[૧] પું. [રવા.] ચાબુકનો માર. (૨) સોટી લાઠી વગેરે-નો માર. (૩) ચાબુક. (૪) (લા.) નુકસાની, ખોટ, હાનિ. (૫) નસિયત, સજા, શિક્ષા. [૦ પડવો, ૦ વાગવો (રૂ. પ્ર.) હાનિ થવી, નુકસાન થવું. ૦ મારવો (રૂ, પ્ર.) નુકસાનમાં ઉતારવું]
ફટકો[૨] જુઓ 'પટકો.'
ફટ ફટ[૧] ક્રિ. વિ- [રવા.] 'ફટ ફટ' એવો અવાજ
ફટ ફટ[૨] ક્રિ.વિ. [રવા.] ફિટકાર, ધિક્કારનો ઉદ્ગાર
ફટફટિયું વિ., ન. [જુઓ 'ફટ ફટ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.], ફટફટી સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ('ફટ ફટ' અવાજ કરતી હોઈ) મોટર સાયકલ. (૨) સ્કૂટર
ફટ-બારું વિ. [જુઓ 'ફટ[૧]' + 'બાર[૧]' + ગુ. 'ઉં' ત.પ્ર.] ઉઘાડાં બારણાંવાળું, ફટા-બાર
ફટ(-ટા)વવું જુઓ 'ફાટવું' માં.
ફટંટી (ફટણ્ટી) સ્ત્રી. ફેર આવવો એ, ચક્કર
ફટાઉ વિ. [જુઓ 'ફાટવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] સુકાઈને ફાટવાના સ્વભાવવાળું, 'ડેહિસન્ટ' (વ. વિ.)
ફટાક ક્રિ. વિ. [રવા.] 'ફટ' એવા અવાજથી. (૨) વિ. ખીલેલું. (૩) ખૂલેલું. (નોંધ : 'ફૂલ-ફટાક' એવો માત્ર પ્રયોગ) [બાળકોને રમવાની નાની બંદૂકડી
ફટાકડી સ્ત્રી. [જુઓ 'ફટાકડું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
ફટાકડું વિ. [જુઓ 'ફટાક' + ગુ. 'ડું' ત. પ્ર.] ફટાક અવાજ કરે તેવું. (૨) (લા.) નાજુક અને સુંદર હોય તેવું
ફટાકડો પું. [જુઓ 'ફટાકડું.'] (ફટ અવાજથી ફૂટતો) ફટાકિયો, ગલબો (દારૂખાનાની બનાવટ), ટેટો
ફટાક ફટાક ક્રિ. વિ. [જુઓ 'ફટાક,'-દ્વિર્ભાવ.] 'ફટાક' એવા વારંવાર અવાજથી
ફટાકિયો પું. [જુઓ 'ફટાક' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'ફટાકડો.' (૨) (લા.) નાજુક અને સુંદર છોકરો કે જુવાન
ફટાકી સ્ત્રી. [જુઓ 'ફટાકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ખોટી પતરાજી. (૨) (લા.) ફટાકડી સ્ત્રી ['ફટાકડો.'
ફટાકો પું. [જુઓ 'ફટાક' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ
ફટાટોપ પું. [સં. फट + आ-टोप] (સર્પની ફેણના જેવો) આડંબર. (૨) (લા.) અભિમાન, ગર્વ, હુંકાર
ફટાડ(-વ)વું જુઓ 'ફાટવું'માં.
ફટાણું ન. [જુઓ 'ફટ[૧]' દ્વારા.] લગ્ન વગેરે પ્રસંગે સામ-સામા પક્ષની સ્ત્રીઓનાં ગાળના પ્રકારનાં ગીતોમાંનો તે તે અશ્લીલ શબ્દ
ફટાફટ ક્રિ. વિ. [જુઓ 'ફટ'[૧]-દ્વિર્ભાવ.] 'ફટ ફટ' એવા અવાજથી. (૨) (લા.) તરતાતરત, ઝટપટ, જલદી, એકદમ
ફટા(-ટો)-બાર વિ. [જુઓ 'ફટ[૧]' + 'બાર.[૧]'] જુઓ 'ફટ-બારું.'
ફટાયત સ્ત્રી. [જુઓ 'ફટાયું' દ્વારા.] ફટાયાપણું
ફટા(-ટે)યો પું. રજવાડાંઓમાં જેને રાજ્ય ન મળતાં જાગીર આપવામાં આવે કે ન આવે તેવો રાજવીનો ભાઈ કે પાટવીથી નાનો તે તે રાજકુમાર
ફટાર વિ. [જુઓ 'ફટ[૧]' દ્વારા.] ઉઘાડું, ફટા-બાર. (૨) (લા.) નફ્ફટ
ફટારવું સ. ક્રિ. [જુઓ 'ફાટવું' દ્વારા.] આંખ પહોળી કરવી, આંખ ફાડેલી કરવી (મરણ-સમયે)
ફટારિયું વિ. [જુઓ 'ફટાર' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] ફાટેલું. (૨) (લા.) શોભાવાળું
ફટારું ન. [જુઓ 'ફટાર' + ગુ. 'ઉં' ત. પ્ર.] આંખનું ફાટી જવું એ (મરણ સમયે). (૨) વિ. તદ્દન મોકળું, ફટાર, ખુલ્લું. (૩) (લા.) વંઠી ગયેલું
ફટાવ પું. [જુઓ 'ફાટવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] ફાટવું એ, જુદું પડવું એ
ફટાવ(-ડ)વું જુઓ 'ફાટવું'માં.
ફટાશ (-શ્ય) સ્ત્રી. [જુઓ 'ફાટવું' + ગુ. 'આશ' કૃ. પ્ર.] ફાટ, તરડ [(સુતારનું એક હથિયાર)
ફટાશી(-સી) ન. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) વીંધણું
ફટૂર ન. હળવું અને તડવાળું સોપારી
ફટેરાં ન., બ. વ. દાણા કાઢી લીધેલાં ડૂંડાં
ફટેયો જુઓ 'ફટાયો.'
ફટોફટ ક્રિ. વિ. [જુઓ 'ફટ,[૧]'-દ્વિર્ભાવ.] જુઓ 'ફટાફટ.'
ફટોળ વિ. [જુઓ 'ફાટવું' દ્વારા.] પવનથી તૂટી પડેલ. (૨) પછડાયેલું. (૩) પાકી ન જતાં બગડી જાય તેવું.

(૪) પોચું અને મીઠા સ્વાદનું. (૫) ફટકેલું, વંઠી ગયેલું
**ફડા-બાર** જુઓ 'ફટા-બાર.'
**ફટ્થ** કે. પ્ર. [રવા.] જુઓ 'ફટ(૨).' [ઉતાવળથી
**ફડ**[1] ક્રિ. વિ. [રવા.] 'ફડ' એવા અવાજથી. (૨) (લા.)
**ફડ**[2] ન. [જુઓ 'ફાડવું' દ્વારા.] સંગીતના ગાનારા બે પક્ષોનો તે તે પક્ષ. (૨) અમુક પક્ષનું ટોળું
**ફડ**[3] ન. બજાર, માર્કેટ. (૨) પોલીસનું થાણું. 'પોલીસ-કવાર્ટર્સ.' (૩) તોપની ગાડી. (૪) દારૂ ગાળવાની ભઠ્ઠીનું સ્થાન
**ફડક** (-ક્ય) સ્ત્રી. [રવા.] ધડક, બીક, ધ્રાસકો, ડર. (૨) ચિંતા, ફિકર. (૩) સડ. (૪) બારણાનું પ્રત્યેક કમાડ. (૫) પહેરેલા કપડાનો ઝૂલતો છેડો. (૬) ઢાલ
**ફડકલાં** ન., બ. વ. [જુઓ 'ફડકવું' દ્વારા.] માનસિક કંપારો
**ફડકવું** અ. ક્રિ. [રવા.] ધડકવું ડરથી કંપવું. (૨) બીવું, ડરવું. (૩) ફરકવું (આંખ વગેરેનું). **ફડકાવું** ભાવે., ક્રિ. **ફડકાવવું**[1] પ્રે., સ. ક્રિ.
**ફડકાર(-વ)વું** જુઓ 'ફટકાર(-વ)વું.'
**ફડકાવવું**[1] જુઓ 'ફડકવું'માં.
**ફડકાવવું**[2] જુઓ 'ફટકારવું.'
**ફડકાવું** જુઓ 'ફડકવું'માં.
**ફડકિયું** ન. [જુઓ 'ફડક' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફડક (૪, ૫).' [યાનો ખસેલો છેડો
**ફડકું** ન. [જુઓ 'ફડક' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ચણિ-
**ફ(ફર)ડકો**[1] પું. [રવા.] પક્ષી ઊડવા માંડતાં પાંખનો થતો અવાજ. (૨) કપડાંના છેડાનો અવાજ. (૩) ખાવા વખતનો સબડકો
**ફડકો**[2] પું. [જુઓ 'ફડકું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ધ્રાસકો
**ફડકો**[3] પું. ચિચોડાનો નીચેનો ભાગ. (૨) ખેતરમાં અનાજ ઓરવાનું સાધન, વાવણિયું. (૩) સીવવાનો સંચો
**ફડચા-અધિકારી** વિ. [જુઓ 'ફડચો' + સં., પું.] ફડચો કરવાની સત્તા ધરાવનાર અમલદાર, 'લિક્વિડેટર'
**ફડચ(-શ)** (-ચ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'ફાડચું.'] ફળ લાકડું વગેરેની ચીર [ત. પ્ર.] ફાડિયાં, ફાડચાં
**ફડચાડિયાં** ન.,બ.વ. [જુઓ 'ફાડચું' + ગુ. 'ડું' + 'ઇયું'
**ફડચા-દાર** વિ., પું. [જુઓ 'ફડચો' + ફા. પ્રત્યય] બે પક્ષો વચ્ચે સમાધાન કરાવનાર અમલદાર, 'લિક્વિડેટર'
**ફડચો** પું. [જુઓ 'ફાડવું' દ્વારા.] તોડ, નિકાલ, સમાધાન. (૨) કરજની પતાવટ, દેવાની માંડવાળ, નાદારી, 'લિક્વિડેશન.' (૩) કપડાનો ટુકડો. [-ચામાં જવું (રૂ. પ્ર.) કારખાનું આર્થિક રીતે કાચું પડતાં સરકારમાં દેવાની પતાવટની પ્રવૃત્તિ કરવી. -ચામાં લઈ જવું (રૂ.પ્ર.) એવી રીતે સરકારમાં પતાવટ માટે સોંપી દેવું. ૦ આણવો, ૦ લાવવો (રૂ.પ્ર.) સમાધાન કરવું, નિવેડો લાવવો]
**ફડડડ-ફટ** ક્રિ.વિ. [રવા.] અચાનક 'ફડ ફડ' અવાજ સાથે
**ફડ-તાળ** (-ળ્ય) જુઓ 'ફડે-તાળ.'
**ફડદ, -દિયું, -દું** ન. [અર. 'ફર્દ્' + ગુ. 'ઇયું'-'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (ધોતી સાડી ટુવાલ વગેરેના) જોટાનું એક નંગ. (૨) તુમારનું એક પાનું. (૩) ફાડચું, ફાડું, છોડું. [-દાં મારવાં (રૂ.પ્ર.) નકામું અને અર્થહીન બોલવું]

**ફડ-નવીસ, ફડનીસ** ત્રિ., પું. [અર. 'ફર્દ-નિવીસ્-'] મહાલકારીનો મુખ્ય કારકૂન, અવલ-કારકૂન, શિરસ્તેદાર
**ફડનવીસી, ફડનીસી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] અવલકારકૂની
**ફડ ફડ** ક્રિ.વિ. [રવા.] ઊડવાનો અવાજ થાય એમ. (૨) ઉપરાઉપરી. (૩) ધબકારના અવાજ જેમ. (૪) ધાંધલની જેમ. (૫) એકદમ, ફટોફટ
**ફડફડવું** અ. ક્રિ. [રવા.] 'ફડ ફડ' અવાજ કરવો. (૨) (લા.) ધડકવું, કંપવું (બીકથી). (૩) ગુસ્સામાં બોલવું. **ફડફડાવું** ભાવે., ક્રિ. **ફડફડાવવું** પ્રે., સ.ક્રિ.
**ફડફડાટ** પું. [જુઓ 'ફડફડવું + ગુ. 'આટ' કૃ. પ્ર.] ફડફડવાનો અવાજ (પક્ષીની પાંખ વગેરેનો). (૨) (લા.) ધડક, બીક, કંપ. (૩) ગુસ્સાનો બબડાટ
**ફડફડાવવું, ફડફડાવું** જુઓ 'ફડફડવું'માં.
**ફડફડિયું** વિ. [જુઓ 'ફડફડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] (લા.) ઉતાવળિયું, ધાંધલિયું
**ફડડું** વિ. [રવા.] ધાક બેસાડે તેવું
**ફડ-ફોજદાર** પું. [જુઓ 'ફડ,[3]' + 'ફોજદાર.'] થાણાના હવાલાવાળો ફોજદાર
**ફડ-બખતર, ફડ-બખ્તર** ક્રિ.વિ. [જુઓ 'ફડ[1]' + ગુ. 'બખતર,'-'બખ્તર.'] ખુલ્લી રીતે, ઉઘાડે છોગે. (૨) તડ ને ફડ
**ફડ-બાજી** સ્ત્રી. ફટ [જુઓ ફડ[3]' + ફા.] જુગાર, દ્યૂત
**ફડવું** ન. બાજરાની કડબ કે ચારનો ભૂકો
**ફડશ** (-શ્ય) જુઓ 'ફડચ.'
**ફડશિ(-સિ)યું** ન. [ + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] ફડચ, ચીરી
**ફડશી(-સી)** સ્ત્રી. [જુઓ 'ફડશ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] સુતારનું એક ઓજાર, ફરસી [ચીરી
**ફડસવું** ન. [જુઓ 'ફડશ' + ગુ. 'વું' સ્વાર્થે ત. પ્ર.] ફડચાની
**ફડસિયું** જુઓ 'ફડશિયું.'
**ફડસી** જુઓ 'ફડશી.'
**ફડાક** ક્રિ વિ. [રવા.] 'ફડ' એવા અવાજથી
**ફડાકિયું** વિ. [જુઓ 'ફડાકો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ફડાકા મારનાર, ગપ્પાં મારનાર. (૨) મોટી મોટી વાતો કરનાર
**ફડાકી** સ્ત્રી. [જુઓ 'ફડાકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ગપ. (૨) બડાઈ
**ફડાકી-દાસ** પું. [+ સં.] ગપ્પી-દાસ. (૨) બડાઈ-ખોર
**ફડાકો** પું. [જુઓ 'ફડાક' + ગુ. 'ઓ' ત. પ્ર.] ગપ્પું. (૨) બડાઈ, પતરાજી, (૩) ફડક, ધ્રાસકો. (૪) ફટાકિયો, ટેટો, ગલબો. [-કા મારવા (રૂ.પ્ર.) ગપ્પાં મારવાં]
**ફડા(-ડ)-તાળ** (-ળ્ય) જુઓ 'ફડે-તાળ.'
**ફડા-ફડ** (-ડ્ય) ક્રિ.વિ. [જુઓ 'ફડ,[1]'-દ્વિર્ભાવ.] 'ફડ ફડ' અવાજ સાથે. (૨) ઝપાટાબંધ, સપાટે
**ફડાફડી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.] (લા.) સોટીનો માર. (૨) લડાઈ, મરામારી
**ફડાવવું, ફડાવું** જુઓ 'ફાડવું'માં.
**ફડાશિ(-સિ)યું** જુઓ 'ફડશિયું.'
**ફડાં-ભેર** (-રય) ક્રિ. વિ. [જુઓ 'ફડું' + 'ભરવું.'] પગનાં ચાપવાંને આધારે, ફણાભેર (બેસવાના વિષયમાં)
**ફડિણી** સ્ત્રી. ગોફણ

**ફડિયો** પું. [જુઓ 'ફડ[૩]' + ગુ. 'ઇયું' ત. પ્ર] પરચૂરણ અનાજ વેચનાર વેપારી. (૨) દારૂ ગાળનાર વેપારી, કલાલ. (૩) જુગારી. (૪) (લા.) ગમે તેમ કરી ધારેલું કામ પાર પાડનાર માણસ

**ફડી[૧]** વિ., પું. [જુઓ 'ફડ' + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'ફડિયો(૨).' [ફે પથ્થરની પાળ

**ફડી[૨]** સ્ત્રી. એક ગજ ઓરસ-ચોરસ અને એક એક ઊભી ઈંટ

**ફડું** વિ. ફાંગી આંખવાળું, ફાંગું

**ફડે-કાર** ન. જુઓ 'ફડે-તાળ.'

**ફડેકાટ** ક્રિ. વિ. [રવા.] ફડફડાટ કરતુંક. (૩) સુસવાટ કરતુંક

**ફડે-તાળ** (-ળ્ય) સ્ત્રી. વાંસ ફાલાં પાટિયાં વગેરેની પડદી, આંતરો

**ફડો** પું. અડચણ, મુશ્કેલી. (૨) બીજાંને ખબર ન પડે એમ પાછું ફરવું એ. (૩) લોંચી મારવી એ, ગોથું મારી પાછા ફરવું એ. (૪) આંટો

**ફડોફડ** (-ડ્ય) ક્રિ. વિ. જુઓ 'ફડાફડ.'

**ફણ** (-ણ્ય) સ્ત્રી. [સં. फणा] સાપનું પહોળું થયેલું ભોડું, ફેણ. (૨) ગાય કે બળદનું શિંગડું. (૩) પગના પંજાનો આગલો ભાગ, ફણો. (૪) હોડી. (૫) ત્રાંબાના કોડિયા ઉપરની જીભ

**ફણ-ગર** પું. [સં.फणा-कर > શૌ. પ્રા. फणा-गर] ફણીધર સર્પ

**ફણગલી** સ્ત્રી. શરીર ઉપર થતી નાની નાની ફોલ્લી

**ફણગાળું** વિ. [જુઓ 'ફણગો' + ગુ. 'આળું' ત. પ્ર.] ફણગાવાળું

**ફણગી** સ્ત્રી. [જુઓ 'ફણગો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ફણગો, નાનો અંકુર. (૨) નાની ફોલ્લી

**ફણગો** પું. અંકુર, કોંટો, પીલો. (૨) આડી ફૂટાયેલી નાની ડાળી. [૦ ફૂટવો (રૂ. પ્ર.) નવી બાબત કે પ્રસંગ ઊભો થવો]

**ફણ-ધર** પું. [સં. फणा-धर] જુઓ 'ફણ-ગર.'

**ફણ-ફણતું** ક્રિ. વિ. [રવા.] બળબળતું હોય એવું ગરમ, સસણતું, ખદખદતું [હોવું

**ફણફણવું** અ. ક્રિ. [રવા.] બહુ ગરમાગરમ હોવું, બળબળતું

**ફણ-ભર** પું. [સં. फणा-भर] જુઓ 'ફણ-ગર.'

**ફણશ** પું. ફડશ, અધકચિયું

**ફણશી(-સી[૧])** સ્ત્રી. વાલોળ જેવી ચપટ શિંગવાળી એક વનસ્પતિ (શાકની)

**ફણસ** ન. [સં. पनस > પ્રા. पणस] કાંગરાં કાંગરાંવાળી તદ્દન ખડબચડી છાલવાળું એક મધુર ફળ

**ફણસ-પોળી** સ્ત્રી. [+ જુઓ 'પોળી.'] ફણસના ગરમાંથી બનાવેલી પાતળી પૂરી [કંઠી

**ફણસ-માલા(-ળા)** સ્ત્રી [+ સં.] (લા.) રાણપારાની સોનાની

**ફણસલું** ન. શાખા, ડાળી

**ફણસવો** પું. જુઓ 'ફણગો.'

**ફણસી[૧]** જુઓ 'ફણશી.'

**ફણસી[૨]** સ્ત્રી. [સં. पनसिका > પ્રા. पणसिआ] ફણસનું ઝાડ

**ફણંગ** (ફણઙ્ગ) પું. [સં. फणाङ्ग (फणा+अङ्ग)] જુઓ 'ફણ-ગર.'

**ફણંગો** (ફણઙ્ગો) પું. ૨રસાદનો છાંટો

**ફણા** સ્ત્રી. [સં.] સર્પની ફેણ. (૨) દેવની લાકડાની પ્રતિમા

**ફણા-ધર, ફણા-ભર** પું. [સં.] જુઓ 'ફણ-ગર.'

**ફણા-મણિ** પું. [સં.] સર્પની ફેણને માથે મનાતો કાલ્પનિક મણિ

**ફણા-મર્મ** ન. [સં.] નસકોરાંની અંદર આવેલ સુકુમાર શિરા-મર્મ (બારીક નસનું તે તે જાળું) [ઘેરાવો

**ફણા-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] સર્પની ફેણનો

**ફણિયું** ન. [જુઓ 'ફણી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] બાણની અણી. (૨) ભાલાની અણી

**ફણી[૧]** પું. [સં.] સર્પ, ફણી-ગર

**ફણી[૨]** સ્ત્રી. [દે. પ્રા. फणीह પું] કાંસકી. (૨) સાળમાંનો લાંબી કાંસકી જેવો એક ભાગ કે જેમાં તાર પરોવાય. (૩) ત્રાક. (૪) નાગની ફેણના આકારના માથાવાળો ખીલો, નાગફણી

**ફણી-ધર** પું. [સં. फणा-धर] જુઓ 'ફણ-ધર.'

**ફણી-રાજ** પું. [સં. फणि-राज, ગુ. સમાસ] સર્પોનો રાજા—શેષનાગ

**ફણીંદ્ર** (ફણીન્દ્ર) પું. [સં. फणिन् + इन्द्र] જુઓ 'ફણી-રાજ.'

**ફણું** ન. [સં. फणा દ્વારા] ભાલા બાણ વગેરેનું ફણું, અણી

**ફણો** પું. [જુઓ 'ફણું.'] કાંસકો, (૨) પગના પંજાનો નીચેનો આગળનો ભાગ. (૩) વહાણના સૌથી આગળના તૂતકની નીચેનું તૂતક. (વહાણ.)

**ફતન** વિ. ઉડાઉ. [૦ દિવાળિયું (રૂ. પ્ર.) ઉડાઉગીર

**ફતનિયું** વિ. [જુઓ 'ફતન' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ફતન.' [ઢોંગી, પાખંડી

**ફતવા-ખોર** વિ. [અર. + ફા. પ્રત્યય] (લા.) ફિતૂર કરનારો,

**ફતવો** પું. [અર. ફત્વા] મુસલમાની ધર્મશાસ્ત્રનો હુકમ. (૨) હુકમ. (૩) (લા.) ફિતૂર, પાખંડ, દંભ, ઢોંગ. [૦ કરવો ૦ માંડવો (રૂ. પ્ર.) ઢોંગ કરવો. ૦ કાઢવો (રૂ. પ્ર.) જોહુકમીવાળો વટહુકમ બહાર પાડવો]

**ફતંગ** (ફતઙ્ગ) જુઓ 'ફતન.' ['ફતનિયું.'

**ફતંગિયું** (ફતઙ્ગિયું) વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

**ફતે(૦હ)** સ્ત્રી. [અર. ફત્હ્] વિજય, જય, જીત

**ફતે(૦હ)મારી[૧]** સ્ત્રી. [અર. 'ફત્હ્' દ્વારા] વિજયની કીર્તિ, વિજયનો જશ

**ફતેમારી[૨]** સ્ત્રી. [પોર્ચુ. પાતામાર્] એક જાતનું નાનું વહાણ (કિનારા નજીક સફર કરી શકે તેવું)

**ફતેહ** જુઓ 'ફતે.'

**ફતેહ-મંદ** (-મન્દ) વિ. [+ ફા. પ્રત્યય] વિજયી, જીતેલું

**ફતેહમંદી** (-મન્દી) સ્ત્રી. [ફા. પ્રત્યય] વિજયી હોવાપણું

**ફતો** પું. ખીચડી અને કઢીનું મિશ્રણ. (૨) બાજરીના રોટલાના જાડા ભૂકામાં કઢી મેળવી કરેલો લોંદો

**ફતોઈ, -ડી** સ્ત્રી. બાંય વગરનો કબજો

**ફદકે** ક્રિ. વિ. મફત. [૦ ચડ(-ઢ)વું (રૂ. પ્ર.) તોફાને ચડવું]

**ફદકો** પું. [રવા.] ગોળનો વધુ ઘટ્ટ ન થયેલો રસ. (૨) (લા.) અહંકાર. (૩) માર

**ફદકક-ફદકક** ક્રિ. વિ. [રવા.] ચારે પગે દોડતું હોય એમ. (૨) કૂદકા મારીને દોડતું હોય એમ

**ફદક ફદક** ક્રિ.વિ. [રવા.] ચારે પગે દોડતું હોય એમ

**ફદ ફદ** ક્રિ. વિ. [રવા.] 'ફદ ફદ' એવા અવાજથી

**ફદફદવું** અ. ક્રિ. [જુઓ 'ફદ ફદ,' -ના. ધા.] 'ફદ ફદ'

અવાજ કરવો. (૨) અથાઈને ઊભરાઈ જવું. (૩) ખદ-ખદવું. (૪) ફીણાં થવાં. (૫) ગૂમડાં વગેરેનું પાકી જવું. (૬) (લા.) ગર્વ કરવો. **ફદફદાવું** ભાવે., ક્રિ. **ફદફદાવવું** પ્રે., સ. ક્રિ.

**ફદફદાટ** પું. [જુઓ 'ફદફદવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] ફદ-ફદવું એ, ફદફદવાનો અવાજ

**ફદફદાવવું, ફદફદાવું** જુઓ 'ફદફદવું'માં.

**ફદાક** ક્રિ.વિ. [રવા.] 'ફદ' એવા અવાજથી

**ફદાફૂદ** (-દ્ય) સ્ત્રી. [રવા.] ઊંચાનીચા થવું એ. (૨) ઠેકા-ઠેક. (૩) દોડાદોડ

**ફદિયું** ન. [અં. 'ફાર્ધિંગ'નો વિકાસ] ચાર પાઈ. (૨) જૂનો એક પૈસો. (૩) (લા.) બળિયા કાકાને માનતામાં ધર-વામાં આવતી જૂના પૈસા જેવડી ગળી પૂરી

**ફદી** વિ. ઢોંગી

**ફદીયન** પું. બદનામી, શરમ. (૨) કજિયો

**ફદૂકિયું** વિ. મફતિયું

**ફદો** પું. અતિશય સ્થૂળ શરીરવાળો પુરુષ

**ફનફનાવું** અ.ક્રિ. ફેણ પહોળી કરીને (સર્પે) અવાજ કરવો. (૨) (લા.) એકદમ ઊભા થવું

**ફનસી** સ્ત્રી. નાની કોઠલી, ખીલની કોડકી

**ફના** વિ. [અર.] નાશ પામેલું, વિનષ્ટ થયેલું. (૨) પાય-માલ થયેલું. [૦ **કરવું** (રૂ.પ્ર.) નષ્ટ કરવું. ૦ **થવું** (રૂ. પ્ર.) નાશ પામવું. (૨) પાયમાલ થવું] [ઉડાઉગીરી

**ફના-ગીરી** સ્ત્રી. [+ ફા.] સર્વનાશ. (૨) પાયમાલી. (૩)

**ફના-ફાતિયા** વિ. [અર. ફનાફાતિહહ્] સર્વનાશ પામેલું. (૨) પાયમાલ થઈ ગયેલું. [૦ **કરવું** (રૂ. પ્ર.) નષ્ટ કરી નાખવું. ૦ **થવું** નાશ પામવું. (૨) પાયમાલ થવું]

**ફના-ફિલશાહ** વિ. [અર. ફનાફિલ્શયૂખ્] ગુરુના ધ્યાનમાં લીન થઈ ગયેલું

**ફના-ફિલ્લાહ** વિ૦ [અર. ફના-ફિલ્લહ્] ઈશ્વરમાં તલ્લીન થઈ ગયેલું [રૂપ ખેલ

**ફના-બાજી** સ્ત્રી. [+ ફા.] નાશકારક રમત. (૨) પાયમાલી-

**ફનેલ** સ્ત્રી. [અં.] ગળણી. (૨) ધુમાડિયું ભૂંગળું

**ફનોસ** [અર. ફનૂસ્] વહાણમાં હોકાયંત્ર તથા દીવો રાખવાનો ગોખલો, ફાનસ

**ફપતી** સ્ત્રી. મશ્કરી, ઠેકડી, મજાક, ટોળ

**ફપૂંદી** સ્ત્રી. ફૂગ, ફફૂંડી, ફફૂંદી

**ફપોલો** પું. ફોલ્લો

**ફફડવું** અ.ક્રિ. [રવા.] જુઓ 'ફડફડવું.' **ફફડાવું** ભાવે., ક્રિ. **ફફડાવવું** પ્રે., સ.ક્રિ. [જુઓ 'ફડફડાટ.'

**ફફડાટ, -ટો** પું. [જુઓ 'ફડફડવું' + ગુ. 'આટ, -ટો' કૃ.પ્ર.]

**ફફડાવવું, ફફડાવું** જુઓ 'ફફડવું'-'ફડફડવું'માં.

**ફફળવું** જુઓ 'ફળફળવું.' **ફફળાવું** ભાવે, ક્રિ. **ફફળાવવું** પ્રે., સ.ક્રિ.

**ફફળાવવું, ફફળાવું** જુઓ 'ફફળવું'-'ફળફળવું'માં.

**ફફારી** વિ. નાસી છૂટેલું

**ફફુ**[૧] પું. [રવા.] પેશાબ, મૂત્ર

**ફફુ**[૨] સ્ત્રી. [સં. पितृ-ष्वसा દ્વારા હિં. 'फुफा.'] જુઓ 'ફોઈ.'

**ફફૂંડી, -દી** સ્ત્રી. [રવા.] જુઓ 'ફપૂંદી.'

**ફફેડવું** સ. ક્રિ. [રવા.] વીંખી પીંખી નાખવું, લોહીલુહાણ કરી નાખવું. **ફફેડાવું** કર્મણિ., ક્રિ. **ફફેડાવવું** પ્રે., સ. ક્રિ.

**ફફેડાવવું, ફફેડાવું** જુઓ 'ફફેડવું'માં.

**ફફેયો, ફફોલો** પું. [રવા.] ફોલ્લો. (૨) ગૂમડું

**ફફોળવું** સ. ક્રિ. [રવા.] વીંખવું. (૨) ઉખેડવું. **ફફોળાવું** કર્મણિ., ક્રિ. **ફફોળાવવું** પ્રે., સ. ક્રિ.

**ફફોળાવવું, ફફોળાવું** જુઓ 'ફફોળવું'માં.

**ફફ્ફો** પું જુઓ 'ફ-કાર.'

**ફબ** (-બ્ય) સ્ત્રી. શણગાર, શોભા, વરણાગી

**ફબતી** સ્ત્રી. મશ્કરી. [૦ **ઉડાવવી** (રૂ. પ્ર.) મશ્કરી કરવી]

**ફબવું** અ. ક્રિ. શોભવું. **ફબાવું** ભાવે., ક્રિ. **ફબાવવું** પ્રે. સ. ક્રિ.

**ફબા** ન. ઝૂંપડું

**ફબાવવું, ફબાવું** જુઓ 'ફબવું'માં.

**ફરક**[૧] ક્રિ. વિ. [જુઓ 'ફરકવું.'] ફરકયા કરે એ રીતે, ફર ફર

**ફરક**[૨] પું. [અર. ફર્ક્] તફાવત, અસમાનતા, ફેર, પાર્થક્ય, જુદાપણું, 'વેરિયેશન,' 'ડિફરન્સ'

**ફરકડી** સ્ત્રી. [જુઓ 'ફરવું' દ્વારા.] ચામડાની કે પતરાની ગોળ ચકરડી (એક રમકડું). (૨) કાંતવાની ફીરકી. (૩) દોરા વગેરે વણવાનું કે ઠરડવાનું સાધન. (૪) ગરેડી. (૫) ઢોર દાખલ ન થાય એ માટેનું ફરતું રહે તેવું બોડીબારું

**ફરકડો** પું. [જુઓ 'ફરવું' દ્વારા.] કૂદડી ફરવી એ. (૨) મોટી ફરકડી. (૩) (લા.) ખોટો પ્રયત્ન. (૪) જાળ

**ફરકણુ**[૧] ન. [જુઓ 'ફરકવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ. પ્ર.] ફરકવું એ [પ્ર.] ફરક ફરક કરનારું

**ફરકણુ**[૨] વિ. [જુઓ 'ફરકવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.

**ફરક-ફૂદડી** સ્ત્રી. [જુઓ 'ફરક[૧]' + 'ફૂદડી.'] ફેર-ફુદરડી

**ફરકવાસી** વિ., સ્ત્રી. સરડકણી ગાંઠ, છૂટી જાય તેવી ગાંઠ

**ફરકવું** અ. ક્રિ. [દે. પ્રા. फरक्क] આછું કંપન થવું (આંખ હાથ વગેરેનું). (૨) સ્થળ પર આમતેમ આછી રીતે ફરવું. (૩) મુલાકાતે અચાનક આવી ચાલ્યા જવું. (૪) હવામાં ફરફરવું. **ફરકાવું** ભાવે., ક્રિ. **ફરકાવવું** પ્રે., સ. ક્રિ.

**ફરકાટ** પુ. [જુઓ 'ફરકવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ફરકવું એ

**ફરકારો** પું, [જુઓ 'ફરકવું' + ગુ. 'આરો' કૃ. પ્ર.] ફરકાટ. (૨) (લા.) ફંદ, ઉફાંદ

**ફરકી** સ્ત્રી. [જુઓ 'ફરવું' દ્વારા.] ફીરકી, ગરેડી

**ફરખૂંદું** વિ. નસીબદાર [ખૂણો. (વહાણ.)

**ફરગત** (-ત્ય) સ્ત્રી. ધ્રુવકાંટા ઉપર પૂર્વ અને ઉત્તર વચ્ચેનો

**ફરગંટી** (ફરગણટી) સ્ત્રી. ફરેબ, દગો, છળ

**ફરગુલ(-ળ), ફરગોલ, ફરઘુલ** પું. [ફા. ફર્ગૂલ્] રૂવાળું અંગરખું (૨) ઊનનો કાશ્મીરી ઝભ્ભો

**ફરચ** (-ચ્ય) સ્ત્રી. પથ્થરમાં પડેલી ફાટ, ચિરાડ

**ફરજ** સ્ત્રી. [અર. ફર્ઝ્] કર્તવ્ય, ધર્મ, 'ડયૂટી.' [૦ **અદા કરવી** (રૂ. પ્ર ) કર્તવ્ય અમલમાં મૂકવું. ૦ **પડવી** (રૂ. પ્ર.) આવી પડેલું કામ નિશ્ચિત રીતે કરવું. ૦ **પાડવી** [રૂ. પ્ર.) આવી પડેલું કામ નિશ્ચિત રીતે કરાવવું ૦ **બજાવવી** (રૂ. પ્ર.) ફરજ અદા કરવી, કર્તવ્ય કરી બતાવવું] [ધર્મ-યુદ્ધ

**ફરજ-જંગ** (-જઙ્ગ) પું. [ફા.] ફરજ તરીકે આવી પડેલું યુદ્ધ,

**ફરજન, ફરજંદ** (ફરજન્દ) ન. [ફા. ફર્ઝન્દ] સંતાન, સંતતિ
**ફરજંદ-દારી** (ફરજન્દ-) સ્ત્રી. [+ ફા.] પેઢી-દર-પેઢી સંતતિ ચાલુ રહેવાપણું
**ફરજિયાત** વિ. [અર. 'ફર્ઝ' દ્વારા.] ફરજ તરીકે કરવાનું, કરવું જ પડે એ રીતે કરવાનું, 'કમ્પલ્સરી,' 'ઓબ્લિગેટરી.' (૨) આદેશાત્મક, 'મૅન્ડેટરી'
**ફરજો** પું. ઢોર બાંધવાનું ભાળી ઢાંકેલું ખુલ્લું મકાન
**ફરડકો** પું. [જુઓ 'ફરડું' દ્વારા.] નાનાં ઝડપી પક્ષી ઊડતાં થતો અવાજ, ફેડકો. (૨) ઘોડાના શ્વાસનો અવાજ
**ફરડ-ફું** ક્રિ. વિ. [રવા.] 'ફરડ-ફું' એવા અવાજથી (ઢોરના શ્વાસના) [બાજરીના સાંઠાનો ભૂકો
**ફરડવું¹** ન. પાન સહિતનો બાજરીનો સાંઠો, (૨) જુવાર
**ફરડવું²** સ. ક્રિ. [રવા.] બાજરીનાં ડૂંડાંમાંથી દાણા કાઢવા. **ફરડાવું¹** કર્મણિ., ક્રિ. **ફરડાવવું** પ્રે., સ. ક્રિ.
**ફરડવું³** સ. ક્રિ. [રવા.] જુઓ 'ફરોડવું(૨)' **ફરડાવું²** કર્મણિ., ક્રિ.
**ફરડાવવું, ફરડાવું¹** જુઓ 'ફરડવું²'માં.
**ફરડાવું²** જુઓ 'ફરડવું³'માં.
**ફરડો** પું. સૂતરના તારનું દોઢાઈ જવું એ
**ફરણી** સ્ત્રી. [જુઓ 'ફરવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] ચકરડી, ફરકડી, (૨) ફરકી, ફીરકી. (૩) (લા.) નાની ચાનકી કે પૂરી. (૪) ગુદા. (૫) ઊંટના નાકની નકેલ
**ફરણું¹** વિ. જુઓ ['ફરવું' + ગુ. 'અણું' કર્તૃવાચક ત. પ્ર.] ફરવાના સ્વભાવનું, ફરતિયાન
**ફરણું²** ન. નસકોરું
**ફરતા-ફરતી** ક્રિ. વિ. [જુઓ 'ફરવું' + ગુ. 'તું' વર્ત. કૃ. – દ્વિર્ભાવ દ્વારા.] વારાફરતી
**ફરતા-રામ** પું. [જુઓ 'ફરવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + સં.] (લા.) એક જગ્યાએ બેસી ન રહેતાં હમેશાં જુદે જુદે સ્થળે ફરતો રહેતો સાધુ કે માણસ, નિત્ય-પ્રવાસી
**ફરતિયલ, ફરતિયાન(-ળ)** વિ. [જુઓ 'ફરવું' + ગુ. 'તું' વર્ત. કૃ. દ્વારા] ફરવાની ટેવવાળું. (૨) નિત્ય-પ્રવાસી
**ફરતિયું** વિ. [જુઓ 'ફરવું' + ગુ. 'તું' વર્ત. + 'ઇયું' ત. પ્ર.] ફરવાની ટેવવાળું. (૨) ન. ચણિયારાવાળા કમાડને છેડે જડેલું લાકડું
**ફરતી** વિ., સ્ત્રી [જુઓ 'ફરવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મુસાફરી, પ્રવાસ, યાત્રા
**ફરતી-ફુલા** સ્ત્રી. [જુઓ 'ફરતી' + 'ફુલાવું' દ્વારા.] (લા.) ઘરેઘર રખડતી સ્ત્રી
**ફરતી-હૂંડી** સ્ત્રી. [જુઓ 'ફરતી' + 'હૂંડી.'] કોઈ સ્વીકારતું ન હોઈ બધે ફરતી રહેતી હૂંડી
**ફરતું** વિ. [જુઓ 'ફરવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] જુઓ 'ફરવું'માં, 'મોબાઇલ' [બાજુ, ચોગરદમ
**ફરતે** ક્રિ. વિ. [જુઓ 'ફરતું' + ગુ. 'એ' સા. વિ., પ્ર] ચારે
**ફરદ** ન. [અર. ફર્દ્] જુઓ 'ફડદ.'
**ફરફડવું** અ. ક્રિ. [રવા.] જુઓ 'ફડકવું.' **ફરફડાવું** ભાવે., ક્રિ. **ફરફડાવવું** પ્રે., સ. ક્રિ.
**ફરફડાવવું, ફરફડાવું** જુઓ 'ફરફડવું'માં.

**ફર-ફર¹** (-રય) સ્ત્રી. [જુઓ 'ફરફરવું.'] વરસાદની ઝીણી છાંટ. (૨) પાપડ જેવી એક કોરી વાની, ફરફર-વડી
**ફર ફર²** ક્રિ. વિ. [રવા.] પવનમાં ફરફરતું હોય એમ
**ફરફરવું** અ. ક્રિ. [રવા.] ફરકવું, ધીમી ગતિએ વાવું. (૨) ધ્રૂજવું. (૩) વીખરાવું. (૪) (લા.) ગરમ હોવું. **ફરફરાવું** ભાવે., ક્રિ. **ફરફરાવવું** પ્રે., સ. ક્રિ.
**ફરફરાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' કૃ. પ્ર.], **-ટ** પું. [+ ગુ. 'આટ' કૃ. પ્ર.], **-ટી** સ્ત્રી. [+ ગુ. 'આટ' કૃ. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] ફરફરવું એ. (૨) (લા.) ચપળતા, ચંચળતા, (૩) હોશિયારી
**ફરફરાવવું, ફરફરાવું** જુઓ 'ફરફરવું'માં.
**ફર-ફરિયાદ** સ્ત્રી. [જુઓ 'ફરિયાદ,' – પૂર્વની બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] ફરિયાદ. (૨) બૂમરાણ. (૩) અરજ-હેવાલ
**ફરફરિયું¹** ન. [જુઓ 'ફરફરવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] વરસાદની ઝીણી છાંટ. (૨) કાગળનું પતાકડું. (૩) હાથમાં ફરે તેવું કાગળનું રમકડું. (૪) કાનનું એક ઘરેણું
**ફર-ફરિયું²** ન. [જુઓ 'ફરવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર. અને પહેલી બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] ઢોર ન પેસે એ માટેનું ગોળ ચક્કર ફરતું રહે તેવું ખોડીબારું
**ફરફરું** વિ. [જુઓ 'ફરવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર., પહેલી બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] વધારે ફેલાવાવાળું
**ફર-ફંદ** (-ફન્દ) પું. [જુઓ 'ફંદ.' પૂર્વપદ રવા.] છેતરપીંડી, છળકપટ. (૨) નખરાં [કરનારું. (૨) નખરાંબાજ
**ફર-ફંદિયું** (-ફન્દિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] છેતરપીંડી
**ફરફાડો** પું. ઢીમણું. (૨) પરપોટો
**ફર-ફોલો** પું. ફોડલો, ફોલ્લો, જાળો, 'બ્લિસ્ટર'
**ફરબે** વિ. [ફા. ફર્બેહ્] ચરબીદાર, તાજું
**ફરમાન** ન. [ફા.] હુકમ, આજ્ઞા, આદેશ, 'ડિરેક્ટિવ,' 'ફિયાટ.' (૨) સનદ, પરવાનો. [૦ **ઉઠાવવું** (રૂ. પ્ર.) હુકમ પ્રમાણે કરવું. ૦ **કાઢવું** (રૂ. પ્ર.) હુકમ જાહેર કરવો. ૦ **નીકળવું** (રૂ. પ્ર.) હુકમ જાહેરમાં આવવો]
**ફરમાન-બરદાર** વિ. [+ ફા.] હુકમ પ્રમાણે ચાલનાર, આજ્ઞાંકિત [આજ્ઞા ઉઠાવવી એ
**ફરમાન-બરદારી** સ્ત્રી. [+ ફા.] હુકમ પ્રમાણે ચાલવું એ,
**ફરમાયશ** સ્ત્રી. [ફા. ફર્માઇશ્] આજ્ઞા, હુકમ
**ફરમાયશી** વિ. [ફા. ફર્માઇશી] હુકમ પ્રમાણેનું, વરધી આપી હોય એવું, સૂચના આપ્યા પ્રમાણેનું
**ફરમાવવું** સ. ક્રિ. [ફા. 'ફર્મૂદન્' દ્વારા] ફરમાન કરવું, હુકમ કરવો, આજ્ઞા કરવી. (૨) સૂચવવું, ચીંધવું, બતાવવું. **ફરમાવાવું** કર્મણિ., ક્રિ.
**ફરમાશ(-સ)** જુઓ 'ફરમાયશ.'
**ફરમાશી(-સી)** જુઓ 'ફરમાયશી.' ['ફરમાયશી.'
**ફરમાસુ** વિ. [જુઓ 'ફરમાસ' + ગુ. 'ઉ' ત. પ્ર.] જુઓ
**ફરમું** ન. [અં. 'ફૉર્મ્' > ગુ. ફારમ + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] ખાસ કરી જોડાનું ઓઠું, કાલબૂત
**ફરમો** પું. [જુઓ 'ફરમું.'] આકારનું ખોખું, ઓઠું. (૨) ગોઠવેલાં બીબાંનો તે તે કદનો અમુક અમુક પાનાંનો એકમ. (૩) નમૂનો. [૦ **ઊતરવો** (રૂ. પ્ર.) ...

બીબાં ખસેડાવાં. ૦ ચઢ(-ઢ)વો (રૂ. પ્ર.) યંત્ર પર બીબાં છપાવા મૂકવાં. ૦ છાપવો (રૂ.પ્ર.) યંત્ર પર બીબાં છાપવાં]
**ફરરર** ક્રિ. વિ. [રવા.] પક્ષીનો ઊડવાનો અવાજ થાય એમ
**ફરરર-ફૂસ** ક્રિ. વિ. [+ રવા.] ઊડતાં પક્ષીઓના ઊતરવાનો અવાજ થાય એમ. (૨) 'ફરરર' એવા અવાજ સાથે તૂટી પડાય એમ
**ફરવું** અ. ક્રિ. [સં. स्फुर्-સ્ફૂર્તિમાં હોવું, ગતિમાં હોવું] આમતેમ ટહેલવું. (૨) ગોળ ગોળ ચાલવું, ચક્કર લેવું. (૩) પલટવું, ગુલાંટ ખાવી. (૪) બદલાવું. (૫) પાછા વળવું. (૬) બોલેલું નથી બોલાયું એમ કહેવું (૭) વ્યાપકતા મળવી. (૮) ઘેરી વળવું. (૯) ભમવું, પ્રવાસ કરવો. [-તા ફરતી છાંયડી, -તી છાંયડી (રૂ.પ્ર.) ચડતી પડતી. -નું ઘોસું દેવું (કે મારવું) (રૂ. પ્ર.) જુદે જુદે ઠેકાણે છિનાળું કરવું] ફરાવું ભાવે., ક્રિ. ફેરવવું પ્રે. સ. ક્રિ.
**ફરશ(-સ)બંદી** (-બન્દી) સ્ત્રી. [ફા.] સપાટી પર પથ્થર લાદી ટાઇલ્સ વગેરેની બિછાવટ, 'ફ્લૅગ,' 'ફ્લૅગ-સ્ટોન'
**ફરશી(-સી)** સ્ત્રી. [સં. परशु > પ્રા. फरसु પું. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કુહાડી, કોદી. (૨) સુતારની ચોરસી. (૩) નાનો ધારદાર ટુકડો [ફરસો સ્વાદ
**ફરસાટ** પું [જુઓ 'ફરસું' + ગુ. 'આટ' ત.પ્ર.] ફરસાપણું,
**ફરસાણ** ન. [જુઓ 'ફરસું' દ્વારા.] ફરસા સ્વાદનું કોઈ પણ ખાદ્ય-ભજિયાં ગાંઠિયા પૂરી-પકોડી વગેરે (મોટે ભાગે ચણાના લોટમાં ખારાં ખાટાં તીખાં વસાણાં મેળવેલ)
**ફરસી** જુઓ 'ફરશી.'
**ફરસુ** સ્ત્રી. [સં. परुषक- > फरुसअ-] ચણાના લોટની દહીંની કરેલી ફરસા સ્વાદની કઢી
**ફરસું** વિ. [જુઓ 'ફરસુ.'] ખારા ખાટા તીખા મળીને કરેલું કે થયેલું (જે ખાતાં જીભને કંઈક કર્કશતા પણ અનુભવવી પડે છે.) [ચોરસી
**ફરસો** પું. [સં परशुक- > પ્રા. परसुअ.] કુહાડો. (૨) ફરસી,
**ફર-હર** (ફરય-હરય) સ્ત્રી. [જુઓ 'ફરવું' + 'હરવું.'] હરફર, આમ તેમ ફરવું એ
**ફરહરવું** અ.ક્રિ. [રવા.] ફરકવું, ફરફરવું. ફરહરાવું ભાવે., ક્રિ. ફરહરાવવું, પ્રે., સ. ક્રિ.
**ફરહરાવવું, ફરહરાવું** જુઓ 'ફરહરવું'માં.
**ફરહંગ** (ફરહઙ્ગ) પું. [ફા.] શબ્દકોશ, શબ્દાર્થકોશ, 'ડિક્શનેરી' [ફેર, વમળ, ભમરી
**ફરંગટી** (ફરઙ્ગટી), **ફરંટી** (ફરણ્ટી) સ્ત્રી. [જુઓ 'ફરવું' દ્વારા.]
**ફરંદુ** (ફરન્દુ) વિ [જુઓ 'ફરવું' + પંજા. 'અંદુ' વર્ત કૃ] ફરતિયાન, ફર્યા કરનારું. (૨) (લા.) પહોંચેલ, હોશિયાર. (૩) હરાયું ભટક્યા કરતું
**ફરાક** ન. [અં. 'ફ્રૉક' દ્વારા] છોકરીઓને પહેરવાનું યુરોપીય પદ્ધતિનું ઝભ્ભા જેવું કપડું [મોટા વિસ્તારવાળું
**ફરાકત, ફરાખ** વિ. [ફા. ફરાખ્] લાંબું પહોળું અને સમતલ
**ફરાખી** સ્ત્રી. [ફા.] સારી લંબાઈવાળો વિસ્તાર
**ફરાગત** વિ. [અર.] કામમાંથી નવરું પડેલું, મુક્ત. (૨) સ્ત્રી. નવરાશ, ફુરસદ. (૩) મળત્યાગ કરવા જવું એ
**ફરાગતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત પ્ર.] નવરું, ફુરસદવાળું
**ફરાટો**[1] પું. [રવા.] ધજાના ફરફરાટથી થતો અવાજ
**ફરાટો**[2] પું. વાંસનો ટુકડો [ફરવી એ
**ફરાફર** (-રય) સ્ત્રી. [જુઓ 'ફરવું,' – દ્વિર્ભાવ-] આવજા
**ફરાફરા** ક્રિ. વિ. ધૂંઆફૂંઆ [સ્મૃતિ
**ફરામોશી(-સી)** સ્ત્રી. [ફા. ફરમોશી] ભુલકણાપણું, વિ-
**ફરાર** વિ. [અર.] ભાગી ગયેલું, નાસી ગયેલું. (૨) છૂ થઈ ગયેલું, અદૃશ્ય થઇ ગયેલું, 'ઍબ્સ્કૉન્ડર'
**ફરારી** વિ. [અર.] નાસી જનારું, ભાગેડુ. (૨) છૂ થઈ જનારું, અદૃશ્ય થઈ જનારું
**ફરાવી** ન. શિયાળ જેવું એક પ્રાણી, ફાલુ, લોંકડી
**ફરાવું** જુઓ 'ફરવું'માં.
**ફરા(-રાં)શી**[1] (-સી) સ્ત્રી. ઊંચી જાતનું લોખંડ, ગજવેલ
**ફરાશી**[2](-સી) સ્ત્રી. [અર. ફર્રાશી] ફરાસની કામગીરી
**ફરાસ** પું. [અર. ફર્રાશ] દીવાબત્તી વગેરે ઘરકામ કરનાર નોકર, 'સેક્ક ઍટેન્ડન્ટ'
**ફરાસ-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] દીવાબત્તી વગેરે ઉપયોગી સામાન રાખવાનો અને નોકરને બેસવાનો ઓરડો
**ફરા(-રાં)સી**[1] જુઓ 'ફરાશી.[1]'
**ફરાસી** જુઓ 'ફરાશી.'
**ફરાળ** ન. [સં फल + आ-हार = फलाहार પું. 'લ્-ર્'ના વ્યત્યયથી] વ્રત ઉપવાસ વગેરે માટેનો ફળોનો ખોરાક (આમાં દૂધ અને રાજગરો-સામો-મોરૈયો વગેરે ખડધાન્ય પણ ઉપયોગમાં લેવાય છે.)
**ફરાળિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **ફરાળી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ફરાળમાં કામ લાગે તેવું. (૨) ફરાળ કરનારું. (૩) માત્ર ફરાળ ઉપર જ જીવનારું
**ફરાંશી(-સી)** જુઓ 'ફરાશી.'
**ફરિયાદ** સ્ત્રી. [ફા. ફર્યાદ્] પોતાને કોઈ પણ પ્રકારના થયેલા દુઃખની દાદ માગવી એ, 'કમ્પ્લેઇન્ટ.' (૨) દાવા-અરજ. [૦ માંડવી (રૂ.પ્ર.) દાવો કરવો]
**ફરિયાદ(-દે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ફરિયાદી[2]' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ફરિયાદ કરનારી સ્ત્રી
**ફરિયાદ-નામું** ન. [+ જુઓ 'નામું.'] ફરિયાદની અરજી
**ફરિયાદ-પક્ષ** પું. [+સં.] દાવો રજૂ કરનાર પક્ષ, વાદી
**ફરિયાદ-પક્ષી** વિ. [+ સં.] ફરિયાદી પક્ષનું માણસ
**ફરિયાદી**[1] સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફરિયાદ.'
**ફરિયાદી**[2] વિ. [ફા.] ફરિયાદ કરનાર, 'કમ્પ્લેઇનન્ટ'
**ફરિયાદેણ** (-ણ્ય) જુઓ 'ફરિયાદણ.'
**ફરી** [જુઓ 'ફરવું' + ગુ. 'ઈ' સં. ભૂ. કૃ.] વળી પાછું, બીજી વાર, પુનઃપુનરપિ, ફેર
**ફરીતો** પું. [જુઓ 'ફરવું' દ્વારા.] રેશમ કે સૂતર વીંટવાનો વાંસની ચીપોનો ફળતા પાટનો બનાવેલો ફાળકો
**ફરી-થી** ક્રિ.વિ [+ ગુ.'થી' પાં. વિ.,અનુગ.], **-ને** ક્રિ.વિ. [+ જુઓ 'ને[1]' (= અને)] જુઓ 'ફરી.'
**ફરીફરીને** ક્રિ.વિ. [+ જુઓ 'ફરીને,'–દ્વિર્ભાવ.] વારંવાર, વખતોવખત, પુનઃપુનઃ
**ફરું** ન. ભેંસના આગલા પગનો ઢીંચણનો ઢેચો
**ફરૂકડો** પું. [જુઓ 'ફરૂકો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.], ફરૂકો

પું. [જુઓ 'ફરકવું' દ્વારા.] પલકારો. (૨) (લા.) ઇશારો, ચાળો [એક રમત, ખોલિકલ્લુ

**ફરડિયાં** ન., બ.વ. [જુઓ 'ફરવું' દ્વારા.] (લા.) એ નામની

**ફરર** ક્રિ.વિ. [રવા.] 'ફરરર' કરતાં ઊડી જવાય એમ

**ફરર-ફૂસ** ક્રિ.વિ. [રવા.] 'ફરરર' અવાજ સાથે અચ(-ટ)કી પડાય એમ

**ફરરિયું** ન. જુઓ 'ફરડિયાં.'

**ફરરિયો** પું. બારી બંધ રાખવાની આંકડી

**ફરેકાળ** જુઓ 'ફડે-તાળ.'

**ફરેઠી**[1] સ્ત્રી. બારી કે બારણામાં પાટિયાંને બદલે જડેલી ઊંચી નીચી થાય તેવી ચીપો

**ફરેઠી**[2] સ્ત્રી [અં. પેરેઇડ] લશ્કરી કવાયત

**ફરેડ ફરેડ** ક્રિ.વિ. [રવા.] ભાંગતૂટ વગેરેનો અવાજ થાય એમ

**ફરેડાટી** સ્ત્રી. [+ ગુ. 'આટી' ત.પ્ર.] 'ફરેડ ફરેડ' એવો અવાજ, મોટો ફરડકો

**ફરેડી**[1](-ણી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ફેરો, આંટો. (૨) બારીનો પડદો. (૩) ઉઘાડ-વાસ થાય તેવી ચીપોવાળી બારી

**ફરેડી**[2](-ણી) સ્ત્રી. [જુઓ 'ફરેઠી.[2]'] લશ્કરી કવાયત બાદ કરવામાં આવતા બંદૂકના અવાજ

**ફરેબ** સ્ત્રી., પું. [ફા.] ભૂલ-થાપ ખવડાવવી એ, ધોખો, પ્રપંચ, છળ, કપટ, ઠગ-બાજી, દગો. (૨) ચાલાકી, ચતુરાઈ

**ફરેબ-બાજ** વિ. [ફા.] ફરેબ કરવામાં કુશળ

**ફરેબિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **ફરેબી**[1] વિ. [ફા.] ફરેબ કરનારું, દગાખોર

**ફરેબી**[2] સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફરેબ.'

**ફરે-મુક્ત** ક્રિ.વિ. [જુઓ 'ફરવું + 'મુક્ત.'] પાયમાલ થઈ જવાય એમ. (૨) છૂટા થઈ જવાય એમ

**ફરેરું** ન., -રો પું. [જુઓ 'ફરફરવું' દ્વારા.] શેરડીનું પીછડું. (૨) ફૂમતું, (૩) નનામી કે ઠાઠડીને બાંધવામાં આવતી તે તે નાની ધજા

**ફરેલ** વિ. [જુઓ 'ફરવું' + ગુ. 'એલ' બી. ભૂ.કૃ.] (લા.) પ્રવાસ કરી કાઢેલ થયેલું, અનુભવી. (૨) ચસકેલ મિજાજનું, ક્રોધી

**ફરો** પું. ચૂનો કાંકરી રેતી વગેરે માપવાનું બે ફૂટ લાંબું પહોળું અને ઊંડું લાકડાનું ચોકઠું (ઘન-માપ લેવા માટેનું). (૨) સોળ પાલીનું જૂનું માપ [દાવું[1] કર્મણિ., ક્રિ.

**ફરોડવું**[1] સ.ક્રિ. [રવા.] નિદ્રામાં નસકોરાં બોલાવવાં. ફરો-

**ફરોડવું**[2] સ.ક્રિ. ખરાબ રીતે વાપરવું. ફરોડાવું[2] કર્મણિ., ક્રિ. **ફરોડાવવું** પ્રે., સ.ક્રિ.

**ફરોડાવવું** જુઓ 'ફરોડવું[2]'માં.

**ફરોડાવું**[1-2] જુઓ 'ફરોડવું[1-2]'માં.

**ફરો-દસ્ત** પું. સંગીતનો એક રાગ. (સંગીત.) (૨) સંગીતનો એક તાલ. (સંગીત.)

**ફરોળો** પું. ફોડલો, ફોલ્લો, જળોળો, ફરફોલો

**ફર્નિચર** ન [અં.] ઘરનું કે કાર્યાલય વગેરેનું મુખ્યત્વે લાકડાનું રાચરચીલું (ખુરશી મેજ કબાટ સોફા પલંગ વગેરે)

**ફર્નિ(-ર્ને)સ** સ્ત્રી. [અં.] ભઠ્ઠી

**ફર્મ** સ્ત્રી. [અં.] વેપારી પેઢી

**ફર્મો** પું. [અં. ફૉર્મ] નમૂનાનો આકાર, ઢાળો, બીબું, 'પેટર્ન.' (૨) છાપેલા પુસ્તક માટે કાગળના માપની દૃષ્ટિએ અમુક બેકી સંખ્યાનો કાગળ અને એને વાળીને બનાવેલી થકડી, 'ફૉર્મ'

**ફર્લાં(-લાૅં)ગ** (ફર્લાં(-લાૅં)ઙ્ગ) પું. [અં] જૂના એક માઇલના આઠમા ભાગનું માપ

**ફર્લો** સ્ત્રી. [અં.] સરકારી નોકરોને અને ખાસ કરી લશ્કરના માણસોને ગેરહાજરીની એક ખાસ પ્રકારની અપાતી રજા

**ફર્શ** જુઓ 'ફરસ.'

**ફર્શ-બંદી** (-બન્-દી) જુઓ 'ફરશબંદી.'

**ફર્સ્ટ** વિ. [અં.] પહેલું પ્રથમ

**ફર્સ્ટ-એઇડ** સ્ત્રી, [અં.] ઘવાયેલાંને અપાતી પાટા-પીંડી દવા વગેરેની પ્રાથમિક સારવાર

**ફર્સ્ટ ક્લાસ** પું. [અં.] પહેલો વર્ગ, પ્રથમ દરજ્જો. (૨) (૨) વિ. ઉત્તમોત્તમ કોટિનું, શ્રેષ્ઠતમ

**ફલ**(-ળ) ન. [સં.] વનસ્પતિનું બી કે બી વિનાનું કોટલું. (૨) પરિણામ (સારું યા નરસું). (૩) દાખલાનો જવાબ, યોગફળ. [૦ આવવું (રૂ.પ્ર.) પરિણામ દેખાવું. ૦ બેસવું (બેસવું) (રૂ.પ્ર.) વનસ્પતિ ઉપર ફળ લાગવાનો આરંભ થવો. ૦ મળવું (રૂ.પ્ર.) કાર્યનું સારું કે નરસું પરિણામ અનુભવવું]

**ફલક**[1] ન. [સં.] સપાટ પાટિયું. (૨) પટલ, તખ્તો, 'ફિલ્મ.' (૩) હથિયારનું પાનું, ફણું. (૪) આધાર-બિંદુ, 'ફલ્ક્રમ.' (૫) મણકા વગેરેની માંડણી, 'ઍબૅક્સ'

**ફલક**[2] ન. [અર.] આકાશ. (૨) સ્વર્ગ

**ફલક-દંતી** (-દન્તી) વિ. [સં.,પું.] ફળના જેવા દાંતવાળું (એક જાનવર)

**ફલક-યંત્ર** (યન્ત્ર) ન. [સં.] ખગોળશાસ્ત્રને લગતું એક પ્રાચીન પરિપાટીનું યંત્ર ('જ્યા' વગેરેનો નિર્ણય લેવાનું)

**ફલક-શયન** ન. [સં.] પાટિયાંની કે કંતાન વગેરેની ઝોળી બે દાંડાવાળી બનાવેલી પથારી, 'સ્ટ્રેચર'

**ફલ-કામ** પું. [સં.] કરેલાં કર્મોના ફળની ઇચ્છા, ફલેચ્છા. (૨) વિ. કરેલાં કર્મોના ફળની ઇચ્છા રાખનારું, ફલેચ્છુ

**ફલ-કામના** સ્ત્રી. [સં] જુઓ 'ફલ-કામ(૧).'

**ફલકામી** વિ. [સં, પું.] ફળની કામના રાખનારું, ફલેચ્છુ

**ફલફૂડું** વિ. વખાણથી ફુલાઈ જાય તેવું

**ફલ-કોશ(-ષ)** પું. [સં.] ફળનું કોટલું. (૨) સ્ત્રીના બીજને ઉત્પન્ન કરનારો અવયવ

**ફલ-ગ્રાહી** વિ. [સં., પું] ફળનું ગ્રહણ કરનાર

**ફલ-જિઘત્સા** સ્ત્રી. [સં.] (લા.) ફળ માટેની લાલસા, ફળ માટેનો પુરુષાર્થ [વિભાગ, 'એસ્ટ્રોલોજી'

**ફલ-જ્યોતિષ** ન. [સં.] ભવિષ્ય જોવાનો જ્યોતિષનો એક

**ફલ-તઃ** ક્રિ. વિ. [સં.] પરિણામે, આખરે. (૨) ધારી લઈ ને, માની લઈ ને

**ફલ-ત્યાગ** પું. [સં.] કર્મના ફળના ત્યાગની ભાવના, ફળની ઇચ્છાનો અભાવ [કર્મ કરનાર

**ફલત્યાગી** વિ. [સં.] ફળનો ત્યાગ કરનારું, નિષ્કામ

**ફલ-દ** વિ. [સં.] ફળ-દાયક

**ફલ(-ળ)-દર્શન** ન. [સં.] પરિણામ જોવું એ
**ફલ(-ળ)-દાતા** વિ. [સં., પું.], **-દાયક** વિ. [સં.] કરેલાં કર્મોનું ફળ આપનારું. (૨) લાભ-દાયક, ફાયદા-કારક
**ફલદાયિ-તા** સ્ત્રી.,**-ત્વ** ન. [સં.] ફળદાયી હોવાપણું
**ફલ(-ળ)દાયી** વિ. [સં., પું.] જુઓ 'ફલદ.'
**ફલ(-ળ)દ્રુપ** વિ. [સં.] વનસ્પતિ પુષ્કળ ઊગી શકે તેવું, રસાળ, ફળદ્રૂપ, 'ફર્ટાઇલ' ['ફર્ટિલિટી'
**ફલ(-ળ)દ્રુપ-તા** સ્ત્રી. [સં.] ફળદ્રુપ હોવાપણું, રસાળપણું,
**ફલ(-ળ)દ્રૂપ** વિ.[સં.ફલત્+रूप, સંધિથી] ફળતું રહે તેવું. રસાળ
**ફલદ્રૂપ-તા** સ્ત્રી. [સં.] રસાળપણું
**ફલન** ન. [સં.] ફળવું એ. (૨) પાક. (૩) પરિણામ
**ફલ-નિષ્પત્તિ** સ્ત્રી. [સં.] ફળ આવવું એ, ફળ-પ્રાપ્તિ
**ફલ-પરિણામી** વિ. [સં., પું.] આખરે ફળ મળવાનું હોય તેવું
**ફલ-પ્રદ** વિ. [સં.] જુઓ 'ફલ-દ.'
**ફલ(-ળ)-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'ફલ-નિષ્પત્તિ.'
**ફલ(-ળ)-ફલા(-ળા)દિ** વિ. [+ સં. आदि] ફળો અને ફળો જેવી અન્ય (ખાદ્ય ચીજો)
**ફલ(-ળ)-ભાગી** વિ. [સં., પું.] નફા કે બક્ષિસમાં ભાગ લેનાર
**ફલ-ભૂમિ** સ્ત્રી. [સં.] કરેલાં કર્મ ભોગવવાનો પ્રદેશ (આ મર્ત્ય-લોક, પૃથ્વી)
**ફલ(-ળ)-ભેદ** પું. [સં.] કરેલાં કર્મોનાં પરિણામોમાં દેખાતો તરતમ ભાવ, ફલાંતર, પરિણામમાંનો તફાવત
**ફલ(-ળ)-ભોક્તા** વિ. [સં., પું.] કર્મનું પરિણામ ભોગવનાર
**ફલ(-ળ)-ભોગ** પું. [સં.] કરેલા કર્મનું પરિણામ ભોગવવું એ
**ફલ(-ળ)ભોગી** વિ. [સં., પું.] ફળ ભોગ કરનાર, ફળ-ભોક્તા
**ફલ(-ળ)-મૂલ(-ળ)** ન., બ. વ. [સં.] ફળો અને કંદ-મૂળ
**ફલ(-ળ)-યોગ** પું. [સં.] કર્મનાં ફળ મેળવવાની પરિસ્થિતિ
**ફલ-રૂપ** વિ. [સં.] પરિણામના રૂપમાં રહેલું, 'પેસિવ' (મ. ન.)
**ફલ-લક્ષણા** સ્ત્રી. [સં.] પ્રયોજનરૂપી હેતુવાળી લક્ષણા. (કાવ્ય.)
**ફલ-વત્** વિ. [સં.] ફળવાળું, ફળોથી ભરેલું. (૨) પરિણામવાળું
**ફલ-વતી** વિ., સ્ત્રી. [સં.] ફળવાળી, સફળ
**ફલ-વાદી** વિ. [સં., પું.] કરેલાં કર્મોનાં ફળ મળે જ છે એ પ્રકારના મત-સિદ્ધાંતમાં માનનારું
**ફલ-વિપાક** પું. [સં.] સારાં-નરસાં કર્મોનું ફળ મેળવવું એ
**ફલ(-ળ)-વૃક્ષ** ન. [સં., પું.] ફળાઉ ઝાડ
**ફલ-શ્રુતિ** સ્ત્રી. [સં.] કર્મનું ફળ જણાવનારું કથન. (૨) પરિણામ [વિપુલતા હોવી એ
**ફલ(-ળ)-સમૃદ્ધિ** સ્ત્રી. [સં.] વૃક્ષ વેલી વગેરેમાં ફળોની
**ફલ-સંપત્તિ** (-સમ્પત્તિ) સ્ત્રી. [સં.] જુઓ 'ફલ-સમૃદ્ધિ.'
**ફલ(-ળ)-સંપન્ન** (સમ્પન્ન) વિ. [સં.] ફળવાળું, ફળોથી ભરપૂર
**ફલ-સંસ્કાર** (-સંસ્કાર) પું. [સં.] ફળજ્યોતિષમાં ચંદ્ર અને સૂર્યની સ્પષ્ટ સ્થિતિ કરી લેવાની પ્રક્રિયા. (જ્યો.)
**ફલ(-ળ)-સિદ્ધિ** સ્ત્રી. [સં.] જુઓ 'ફલ-પ્રાપ્તિ.'
**ફલ-હીન** વિ. [સં.] ફળ વિનાનું
**ફલ-હેતુ** પું. [સં.] ફળ મળશે એ હેતુ (એ માટે કર્મ-પ્રવૃત્તિ)
**ફલંગ** (ફલઙ્ગ) જુઓ 'ફલાંગ.'
**ફલંગિયું** ન. [+ ગુ. 'ઇયું.' ત. પ્ર.] (લા.) ખોબિલ્લુની રમત
**ફલાકાંક્ષા** (-કાઙ્ક્ષા) સ્ત્રી. [સં. फल+आ-काङ्क्षा] ફળની ઇચ્છા
**ફલાકાંક્ષી** (-કાઙ્ક્ષી) વિ [સં., પું.] ફળની ઇચ્છા રાખનારું, ફલેચ્છુ, ફલ-કામી
**ફલાગમ** પું. [સં. फल + आ-गम] વૃક્ષો-વનસ્પતિમાં ફળ આવવાં એ. (૨) નાટ્યરચનામાંની પાંચ અવસ્થાઓમાંની છેલ્લી અવસ્થા. (નાટ્ય.)
**ફલાણું** વિ. [અર. ફલાન્ + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] અમુક, કોઈ એક (નામ ગુણ વગેરેથી ઓળખાતું)
**ફલાત્મક** વિ. [સં. फल + आत्मन् + क] ફળરૂપ, જેમાં ફળ રહેલું છે તેવું, ફલ-પરિણામી [(ભક્તિ વગેરે)
**ફલાત્મિકા** વિ., સ્ત્રી. [સં. फल + आत्मिका] ફળાત્મક
**ફલા(-ળા)દેશ** પું. [સં. फल + आ-देश] ફલજ્યોતિષ પ્રમાણે કુંડળી જોઈ કહેવામાં આવતું ભવિષ્ય. (જ્યો.)
**ફલાધ્યાય** પું. [સં. फल + अध्याय] કોઈ પણ ગ્રંથનો છેવટનો ભાગ (જેમાં પરિણામ બતાવવામાં આવ્યું હોય છે.)
**ફલાપેક્ષા** સ્ત્રી. [સં. फल + अपेक्षा] ફળની જરૂર, ફલેચ્છા
**ફલાપેક્ષી** વિ. [સં., પું.] ફલાપેક્ષા રાખનારું
**ફલાફલ** ન. [સં. फल + अ-फल] ઇષ્ટ કે અનિષ્ટ ફળ
**ફલાભિસંધિ** (-સન્ધિ) સ્ત્રી. [સં. फल + अभि-संधि] ફળનું અનુસંધાન
**ફલામણી** સ્ત્રી. ગામડી નિશાળમાં આંક પૂરા કરાવ્યા પછી અક્ષર-જ્ઞાન માટે કક્કો શીખવવો એ
**ફલાલીન** ન. [અં. ફ્લેનલ્] એક પ્રકારનું ઊની કાપડ
**ફલાશા** સ્ત્રી. [સં. फल + आशा] ફળ મળશે એવી અપેક્ષા, ફલાપેક્ષા, કામ્ય બુદ્ધિ, સકામ બુદ્ધિ
**ફલાસ** (-સ્ય) સ્ત્રી. કૂદકો, ફાળ
**ફલાસક્ત** વિ. [સં. फल + आ-सक्त] ફળમાં આસક્તિવાળું, ફળ મેળવવા ઉત્સુક [લગની, ફલેચ્છા
**ફલાસક્તિ** સ્ત્રી. [સં. फल + आ-सक्ति] ફળ મેળવવાની
**ફલા(-ળા)હાર** પું. [સં. फल + आ-हार] જુઓ 'ફરાળ.'
**ફલા(-ળા)હારી** વિ. [સં., પું.] ફળનો આહાર કરનારું. (૨) ફલાહાર કરી જીવનારું
**ફલાંગ** સ્ત્રી. ફાળ, લાંબો કૂદકો, બલાંગ, ફલંગ
**ફલાંગવું** અ. ક્રિ. [જુઓ 'ફલાંગ,'-ના. ધા.] ફાળ ભરવી, લાંબા કૂદકા મારવા, બલાંગવું, ફલંગ
**ફલાંત** (-લાન્ત) પું. [સં. फल + अन्त] ફળનો છેડો. (૨) પરિણામ ભોગવવાનો અન્ત
**ફલિત** વિ. [સં.] ફળેલું, નીપજેલું, પરિણત. (૨) ન. ફળ, પરિણામ, નિષ્કર્ષ, 'કન્ક્લ્યુઝન'
**ફલિત-જ્યોતિષ** ન. [સં.] જુઓ 'ફલ-જ્યોતિષ.'
**ફલિત-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] ઉપસિદ્ધાંત, ઉપ-ન્યાસ, 'કોરોલરી.' (ગ., દ. બા.)
**ફલિતાર્થ** પું. [+ સં. अर्थ] ગર્ભિત અર્થ, પરિણામ-રૂપે આવેલો અર્થ. (૨) પરિણામ, ફળ
**ફલી(-ળી)-ભૂત** વિ. [સં.] ફળવાળું થયેલું, સફળ થયેલું, ફળરૂપે પરિણામ પામેલું
**ફલું¹** ન. એંજિનમાં લાકડાં કે કોલસા સળગાવવાની જગ્યા
**ફલું²** વિ. અસમાન, સરખું ન હોય તેવું (૨) ત્રાંસું

**ફલેચ્છા** સ્ત્રી. [સં. फल + इच्छा] ફળની ઇચ્છા, ફલ-કામના, ફલૈષણા

**ફલેચ્છુ, ૦ક** વિ. [સં. फल + इच्छु, ०क] ફળની ઇચ્છા કરનારું, ફલ-કામી

**ફલૈષણા** સ્ત્રી. [સં. फल + एषणा] જુઓ 'ફલેચ્છા.'

**ફલોત્પત્તિ** સ્ત્રી. [સં. फल + उत्पत्ति] જુઓ 'ફલાગમ.'

**ફલોત્પાદક** વિ. [સં. फल + उत्पादक] ફળ ઉત્પન્ન કરનારું. (૨) (લા.) અકસીર, રામબાણ

**ફલોત્પ્રેક્ષા** સ્ત્રી. [સં. फल + उत्प्रेक्षा] એ નામનો ઉત્પ્રેક્ષા નામના અર્થાલંકારનો ભેદ. (કાવ્ય.)

**ફલોદક** ન. [સં. फल + उदक] ફળ અને પાણી. (૨) (લા.) લેણાદેણી, અન્નોદક, અંજળ-પાણી

**ફલોદય** પું. [સં. फल + उदय] પરિણામ દેખાવા લાગવું એ

**ફલોદ્ગમ** પું. [સં. फल + उद्गम] જુઓ 'ફલાગમ.'

**ફલોદ્દેશ** પું. [સં. फल + उद्देश] ફળ મળે એવો હેતુ

**ફલોદ્ભવ** પું. [સં. फल + उद्-भव] જુઓ 'ફલાગમ.'

**ફલોદ્યાન** ન. [સં. फल + उद्यान] ફળઝાડવાળો બગીચો

**ફલોન્મુખ** વિ. [સં. फल + उन्मुख] ફળ દેવાને તૈયાર

**ફલોપભોગ** પું. [સં. फल + उप-भोग] ફળનો ભોગવટો

**ફલોફલ** ક્રિ. વિ. [સં. फल-द्विर्भाव] પરસ્પર કાંઈ લેવા દેવા ન રહે એમ

**ફલ્ગુ** વિ. [સં.] તુચ્છ. (૨) નાનું. (૩) સુંદર. (૪) પું. વસંત ઋતુ

**ફલ્ગુન** પું. [સં.] જુઓ 'ફાલ્ગુન.'

**ફલ્ગુની** સ્ત્રી. [સં.] જુઓ 'ફાલ્ગુની.'

**ફલ્લું** વિ. ભોળું, બહુ ખુલ્લા દિલનું, નિખાલસ. (૨) બહુ આનંદ પામેલું. (૩) વલ્લું, વિસ્તરેલું, પહોળું. (૪) છીછરું. (૫) વાંકું વળી જાય તેવું

**ફવડાવવું** જુઓ 'ફાવવું'માં.

**ફશ(-સ)¹** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [ફા. ફશ્] પરાજય, હાર. [**૦ થઈ જવી, ૦ બોલાવવી** (રૂ. પ્ર.) હારી જવું]

**ફસ²** સ્ત્રી. [અર. ફસ્દ્] નસ, શિરા, નાડી, રગ

**ફસ³** ક્રિ.વિ. [રવા.] ફસકવાનો અવાજ થાય એમ

**ફસકવું** અ.ક્રિ. [અર. 'ફસ્ખ્'-વિચાર બદલવો] વિચાર બદલવો. (૨) બોલ્યા પછી ફરી જવું. (૩) ખસી જવું, સરકીને છૂટી જવું. (૪) શરૂ કર્યા પછી મંદ પડવું, ના-હિંમત થવું. **ફસકાવું** ભાવે. ક્રિ. **ફસકાવવું** પ્રે., સ. ક્રિ.

**ફસકાવવું, ફસકાવું** જુઓ 'ફસકવું'માં.

**ફસકી** સ્ત્રી. [જુઓ 'ફસ³' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ફસ.³'

**ફસડક** ન. બાકોરું, કાંકું. (૨) ફેર, તફાવત

**ફસડાવવું ફસડાવાવું** જુઓ 'ફસડાવું'માં.

**ફસડાવું** અ. ક્રિ. [રવા.] ફસડઈને પડી જવું. પછડાઈ પડવું. ફસડાવાવું પ્રે., સ. ક્રિ. **ફસડાવવું** પ્રે., સ. ક્રિ.

**ફસ-ફસ** (ફસ્ય-ફસ્ય) સ્ત્રી. [રવા.] કાનમાં ધીમેથી બોલવું એ. (૨) હસવાથી થતો અવાજ. (૩) ઢીલા પડવું એ

**ફસફસવું** અ. ક્રિ. [રવા.] ચૂલા ઉપર ચોખા જેવું ધાન્ય પાકતું હોય ત્યારે એનો અવાજ થવો

**ફસલ** સ્ત્રી. [અર. ફસ્લ્] ઋતુ, મોસમ. (૨) મોસમનો પાક 'ક્રૉપ' [**૦ ભરવી** (રૂ.પ્ર.) બારે માસ ચાલે તેટલો અનાજનો સંગ્રહ કરવો. **૦ લેવી** (રૂ. પ્ર.) પાક લેવો]

**ફસલી** વિ. [અર.] મોસમને લગતું. (૨) મોગલ શહેનશાહ અકબર જલાલુદ્દીને હિજરી સન ૯૭૧—ઈ.સ. ૧૫૫૫ ની ૧૦ મી સપ્ટેમ્બરે શરૂ કરેલ વર્ષ (ફસલી સન, ફસલી વર્ષ, ફસલી સાલ)

**ફસ(-સા)વું** અ.ક્રિ. [દે. પ્રા. फंस-અપ્રમાણ સાબિત થવું] સપડાવું, સાણસામાં આવવું, ભરાઈ પડવું. (૨) ઠગાવું, છેતરાવું. **ફસાવવું** પ્રે., સ. ક્રિ.

**ફસામણ** ન. [જુઓ 'ફસવું' + ગુ. 'આમણ' કૃ. પ્ર.], **-ણી** સ્ત્રી. [ + ગુ. 'આમણી' કૃ. પ્ર.] ફસાઈ પડવું એ, સપડામણ. (૨) જાળ, પ્રપંચ, છળ

**ફસાવ** પું. [જુઓ 'ફસવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] (જાળમાં) ફસાવું એ

**ફસાવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'ફસવું' + 'આવટ' કૃ. પ્ર.] જુઓ 'ફસામણ.'

**ફસાવવું** જુઓ 'ફસ(-સા)વું'માં.

**ફસાવું** જુઓ 'ફસવું.'

**ફંસિયારો** પું. [જુઓ 'ફાંસો' દ્વારા.] ગળે ફાંસો નાખી લૂંટી લેનાર ઠગ, ગળાચીપ દેનારો ઠગ

**ફળ** જુઓ 'ફલ.'

**ફળ-ઝાડ** ન. [ + જુઓ 'ઝાડ.'] ફળાઉ ઝાડ

**ફળ-ડીં(-ડી)ટી** સ્ત્રી. [ + જુઓ 'ડીં(-ડી)ટી.'] ફળનું ડીંટિયું, ફળની ડાંડલી

**ફળ-દર્શન** જુઓ 'ફલ-દર્શન.'

**ફળ-દાતા** જુઓ 'ફલ-દાતા.'

**ફળ-દાયક** જુઓ 'ફલ-દાયક.'

**ફળ-દાયી** જુઓ 'ફલદાયી.'

**ફળ-ડીંટી** જુઓ 'ફલ-ડીંટી.'

**ફળદ્રુ-પ** જુઓ 'ફલદ્રુપ-તા.'

**ફળદ્રુપ-તા** જુઓ 'ફલદ્રુપ-તા.'

**ફળદ્રુપ** જુઓ 'ફલદ્રુપ.'

**ફળદ્રુપતા** જુઓ ,ફલદ્રુપ-તા.'

**ફળ-પ્રાપ્તિ** જુઓ 'ફલ-પ્રાપ્તિ.'

**ફળ-ફળાદિ** જુઓ 'ફલ-ફલાદિ.'

**ફળ-બાગ** પું. [સં.फल + જુઓ 'બાગ.'] ફળ આપનારો બગીચો, 'ઑર્ચાર્ડ'

**ફળ-ભાગી** જુઓ 'ફલ-ભાગી.'

**ફળ-ભેદ** જુઓ 'ફલ-ભેદ.'

**ફળ-ભોક્તા** જુઓ 'ફલ-ભોક્તા.'

**ફળ-ભોગ** જુઓ 'ફલ-ભોગ.'

**ફળ-ભોગી** જુઓ 'ફલ-ભોગી.'

**ફળ-મૂળ** જુઓ 'ફલ-મૂલ.'

**ફળ-યોગ** જુઓ 'ફલ-યોગ.'

**ફળ-વિજ્ઞાન** ન. [સં.] વૃક્ષોમાં ફળ થાય છે એને લગતું શાસ્ત્ર, 'પૉમોલૉજી'

**ફળવું** અ. ક્રિ. [સં. फल्] ફળ આપતા થવું, ફળરૂપે પરિણમવું. (૨) લાભદાયી થવું. (૩) સફળ થવું. ફળાવું ભાવે., ક્રિ. **ફળાવવું** પ્રે., સ. ક્રિ.

**ફળ-વૃક્ષ** જુઓ 'ફલ-વૃક્ષ.'

**ફળ-સમૃદ્ધિ** જુઓ 'ફલ-સમૃદ્ધિ.'

**ફળ-સંપન્ન** (-સમ્પન્ન) જુઓ 'ફલ-સંપન્ન.'

ફળ-સિદ્ધિ જુઓ 'ફલ-સિદ્ધિ.'

ફળાઉ વિ. [જુઓ 'ફળવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] ફળ આપે તેવું, પોતામાં ફળને ઉગાડનારું

ફળાદેશ જુઓ 'ફલાદેશ.'

ફળાર (ફળાઃર) પું., ન. [સં. फलाहार] જુઓ 'ફલાહાર.'

ફળારી (ફળાઃરી) વિ. [+ વિ. ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'ફલાહારી.' (૨) ફળોને લગતું

ફળાવવું, ફળાવું જુઓ 'ફળવું'માં.

ફળાહાર જુઓ 'ફલાહાર.'

ફળાહારી જુઓ 'ફલાહારી.' [જ પાડોશમાં રહેનારું

ફળિયા-પાડોશી વિ. [જુઓ 'ફળિયું'+'પાડોશી.'] ફળિયામાં

ફળિયું[1] ન. [જુઓ 'ફળી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મકાનની આગળનો મર્યાદા બાંધી લીધી હોય તેવો ખુલ્લો ભાગ. (૨) નાનો મહોલ્લો, નાની પોળ, 'કોર્ટ-યાર્ડ'

ફળિયું[2] ન. [જુઓ 'ફળું' + ગુ. 'ઇયું' સ્વાર્થ ત.પ્ર.] જુઓ 'ફળું.'

ફળિયેલ વિ. [જુઓ 'ફળવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર. + 'એલ' ત.પ્ર.] જુઓ 'ફળાઉ.' (૨) (લા.) ફતેહમંદ, (૩) સિદ્ધ થઈ ચૂકેલું

ફળી[1] સ્ત્રી. [સં. परिधि > પ્રા. फलिहि] મકાનના આંગણામાંની વંડી કરી લીધેલી ખુલ્લી જગ્યા

ફળી[2] સ્ત્રી. [સં. फलिका > फलिआ] શિંગ. (૨) (લા.) લાકડી, દંડ

ફળી-ભૂત જુઓ 'ફલી-ભૂત.'

ફળું ન. [સં. फलक- > પ્રા. फलअ-] નાનું ફલક, પાટિયું. (૨) બાણ ભાલા ત્રિશૂળ વગેરેનું અણીદાર ટોચકું. (૩) મેલડી વગેરેના થાનકમાં રાખેલું ત્રિશૂળ

ફળોળવું અ.ક્રિ. [રવા.] મૂતરવું, પેશાબ કરવો. ફળોળાવું ભાવે., ક્રિ. ફળોળાવવું પ્રે.,સ.ક્રિ.

ફળોળાવવું, ફળોળાવું જુઓ 'ફળોળવું'માં.

ફંકાવવું, ફંકાવું (ફઙ્કા-) જુઓ 'ફાંકવું'માં.

ફંક્શન (ફઙ્ક્શન) ન. [અં.] કાર્ય, વિધિ. (૨) મેળાવડો, ચા-પાણી વગેરેનો ભીલટવાળો કાર્યક્રમ

ફંગરાવવું, ફંગરાવાવું જુઓ 'ફંગરાવું'માં.

ફંગરાવું અ.ક્રિ. [રવા.] ઉશ્કેરાવું. (૨) ગુસ્સે થવું. ફંગરાવાવું ભાવે., ક્રિ. ફંગરાવવું પ્રે., સ.ક્રિ.

ફંગ-વેલ (-લ્ય) સ્ત્રી. એ નામની એક વેલ

ફંગસ (ફઙ્ગસ) ન. [અં.] ફૂગ, ભીખ

ફંગોટવું સ.ક્રિ. [રવા.] જોર કરી ફેંકવું. (૨) અફાળવું. ફંગોટાવું કર્મણિ., ક્રિ. ફંગોટાવવું પ્રે.,સ.ક્રિ.

ફંગોટાવવું, ફંગોટાવું જુઓ 'ફંગોટવું'માં.

ફંગોળવું સ.ક્રિ. [રવા.] જુઓ 'ફંગોટવું(૧).' ફંગોળાવું કર્મણિ., ક્રિ. ફંગોળાવવું પ્રે.,સ.ક્રિ.

ફંગોળાવવું, ફંગોળાવું જુઓ 'ફંગોળવું'માં.

ફંગોળિયું ન. [જુઓ 'ફંગોળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ફંગોળવું એ, ફંગોળી

ફંગોળિયો પું. [જુઓ 'ફંગોળિયું.'] વગર વિચાર્યે (કોઈ ચીજ) દૂર ફેંકવું એ. (૨) હીંચકાનો ઠેલો

ફંગોળું ન. [જુઓ 'ફંગોળવું' + 'ઉં' કૃ. પ્ર.] (લા.) ફળમાંથી નીકળતો પોટો (એ ચીસ જેવા અવાજથી એકાએક નીકળતો હોય છે.)

ફંગોળો પું. [જુઓ 'ફંગોળું.'] હાથમાં પકડી હિલોળીને ફંગાવવાની ક્રિયા. (૨) (લા.) મોટો હીંચકો ખાવો એ, હીંચકાનો મોટો ઠેલો મારવો એ

ફંટાયું (ફણ્ટાયું) વિ., ન. [જુઓ 'ફંટાવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] (વસ્તીથી અલગ પડીને કરાતું હોઈ) બહારવટું. [-યે નીકળવું (રૂ.પ્ર.) બહારવટે ચડવું]

ફંટાવું (ફણ્ટાવું) અ.ક્રિ. [જુઓ 'ફાંટો,' -ના.ધા.] ફાંટો થવો, ફાંટો પડવો, અલગ થઈ આગળ વધવું. (૨) દિશા કે મારગ અલગ પડવો. (૩) શાખા તરીકે અલગ પડવું. ફંટાવાવું (ફણ્ટાવાવું) ભાવે., ક્રિ. ફંટાવવું (ફણ્ટાવવું) પ્રે., સ.ક્રિ.

ફંટાવવું, ફંટાવાવું (ફણ્ટા-) જુઓ 'ફંટાવું'માં.

ફંડ (ફણ્ડ) પું., ન. [અં.] જમા રકમ, ભંડોળ. (૨) ફાળો, ઉઘરાણું, ટીપ

ફંદ (ફન્દ) પું. [ફા. 'ફન્દ્'-અર. 'ફન્'] ધાંધલ ભરેલું કાર્ય. (૨) કારસ્તાન. (૩) ફેલ-ફિતૂર, ઢોંગ. [૦ માંડવો (રૂ.પ્ર.) ધાંધલિયું કામ ઉપાડવું. ૦માં પડવું (રૂ.પ્ર.) વ્યસનનો ભોગ બનવું, લત લાગવી. ૦ રચવો (રૂ.પ્ર.) ઢોંગ-ધતૂરો કરવો]

ફંદ-ફેલ (ફન્દ-) પું. [+ જુઓ 'ફેલ.'] ઢોંગ અને પાખંડ. (૨) દગો-ફટકો, છળ. (૩) વ્યસન

ફંદા-બેડી સ્ત્રી. [જુઓ 'ફંદો' + 'બેડી.'] હાથીને અંકુશમાં રાખવા માટેની એક મજબૂત સાંકળ [ફંદ-કરનારું

ફંદી (ફન્દી) વિ. [ફા.], -દીલું વિ૦ [+ ગુ. 'ઈલું' ત.પ્ર.]

ફંદો (ફન્દો) પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફંદ.' (૨) વહેવાર તોડી ધાંધલ કરવી એ [રખાતી જમીન

ફંય (ફમ્ફય) સ્ત્રી. અમુક સમય સુધી ખેડ્યા વિના પડતર

ફંફેડવું (ફમ્ફેડવું) સ. ક્રિ. [રવા.] વિખેરી નાખવું. ફંફેડાવું (ફમ્ફેડાવું) કર્મણિ., ક્રિ. ફંફેડાવવું (ફમ્ફે-) પ્રે., સ. ક્રિ.

ફંફેડાવવું, ફંફેડાવું (ફમ્ફેડા-) જુઓ 'ફંફેડવું'માં.

ફંફેરો (ફમ્ફેરો) પું. [રવા.] સામાની નિંદ્ય ખાનગી વાત જાહેર કરવી એ, ફજેતો કરવો એ

ફંફોસવું (ફમ્ફોસવું) સ. ક્રિ. [રવા.] ખાંખા-ખોળા કરવા, હાથ ઘાલી ઘાલીને શોધવું. ફંફોસાવું (ફમ્ફોસાવું) કર્મણિ., ક્રિ. ફંફોસાવવું (ફમ્ફોસાવવું) પ્રે., સ. ક્રિ.

ફંફોસાવવું, ફંફોસાવું (ફમ્ફો-) જુઓ 'ફંફોસવું'માં

ફંફોળ (ફમ્ફોળ) પું. [જુઓ 'ફંફોળવું.'] ફંફોળવું એ

ફંફોળવું (ફમ્ફોળવું) સ. ક્રિ. [રવા.] શોધવા માટે ફાંફાં મારવાં, ફંફોસવું. ફંફોળાવું કર્મણિ., ક્રિ. ફંફોળાવવું (ફમ્ફોળાવવું) પ્રે., સ. ક્રિ.

ફંફોળાવવું, ફંફોળાવું (ફમ્ફો-) જુઓ 'ફંફોળવું'માં.

ફાઇટન સ્ત્રી. એક પ્રકારની જૂનવાણી ઘોડાગાડી (બે ઘોડાની)

ફાઇટર ન. [અં.] એક પ્રકારનું લશ્કરી વિમાન

ફાઇન વિ. [અં.] સુંદર, રમણીય. (૨) દંડ, પૈસાની સજા

ફાઇનલ વિ. [અં.] છેવટનું, આખરનું, છેલ્લું

**ફાઇન(-ના)ન્સ** ન. [અં.] ખર્ચની વ્યવસ્થા (૨) સરકારી નાણાંતંત્ર

**ફાઇબર** પું. [અં.] તાંતણો, રેસો

**ફાઇબ્રિન** ન. [અં.] માંસની રચનામાં વપરાતો એક રેસાદાર [પદાર્થ

**ફાઇલ** સ્ત્રી. [અં.] કાગળો પતાકડાં વગેરે રાખવાનો નાનો પાતળા પૂંઠાનો બીડો. [૦ ઉપર લેવું (-ઉપરય-) (રૂ. પ્ર.) રજૂ કરવું. ૦ કરવું (રૂ. પ્ર.) તુમારનું કામ પતી જતાં દફતરે દાખલ કરી નાખવું, મુદ્દો બંધ કરવો]

**ફાઇલેરિયા** પું., ન. [અં.] હાથીપગાના પ્રકારનો સૂઝેલા ભાગમાંથી રસી જેવું પાણી ઝરે એવો એક રોગ

**ફાઉ(-વ)ડી** સ્ત્રી. ફાલુ, લોંકડી

**ફાઉન્ટન** પું. [અં.] ઝરો. (૨) ફુવારો. [૦ પેન (રૂ. પ્ર.) (રૂ. પ્ર.) 'ઇન્ડિપેન']

**ફાઉન્ડરી, ફાઉન્ડ્રી** સ્ત્રી. [સં.] ધાતુનું કામ કરનાર નાનું કારખાનું. (૨) છાપવાનાં બીબાં બનાવવાનું યાંત્રિક સાધનોવાળું સ્થાન કે કારખાનું

**ફાઉન્ડેશન** પું. [અં.] પાયો, નીમ

**ફાક (-કય)** સ્ત્રી. [જુઓ 'ફાકવું.'] ફાકવાની ક્રિયા. (૨) ફાકવાની વસ્તુ, ફાકી. (૩) પાતળો કકડો, ચારો. (૪) ભૂકો

**ફાકડી** સ્ત્રી. [જુઓ 'ફાકડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તદ્દન નાનો ફાકડો. (૨) હથેળીમાં રાખી શકાય તેટલો ભૂકો કે ચૂર્ણ

**ફાકડો** પું. [જુઓ 'ફાક' + ગુ. 'ડો' સ્વાર્થે ત. પ્ર.] હથેળીમાં સમાય તેટલો કોઈ પણ પ્રકાર ભૂકો)

**ફાકવું** સ. ક્રિ. [રવા.] હથેળીમાં કોઈ પણ ચૂર્ણ લઈ મોઢામાં નાખવાની ક્રિયા. **ફકાવું** કર્મણિ., ક્રિ. **ફકાવવું** પ્રે. સ. ક્રિ.

**ફાકી** સ્ત્રી. [જુઓ 'ફાકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ચૂર્ણ, ભૂકો (ફકાય તેટલા થોડા માપનો ઔષધ વગેરેનો)

**ફાકો**[1] પું. [જુઓ 'ફાકવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ફાકવાની ક્રિયા, ફાકડો ભરવો એ. (૨) ફાકવા માટેનું ચૂર્ણ. (૩) ઉપવાસનો દિવસ. [૦ મૂકી આપવી (રૂ. પ્ર.) થોડો મારવો]

**ફાકો**[2] પું. [અર. ફાકા] ઉપવાસ. [૦ પડવો (રૂ. પ્ર.) ખાવાનું ન મળવું]

**ફાકો-ફૂકી** સ્ત્રી., બ. વ. [જુઓ 'ફાકો[1]' + 'ફૂકવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] ખાવાની પરચૂરણ યોજના એક બે ફાકડા ભરવા એ

**ફાગ** પું. [સં. फल्गु > પ્રા. फग्गु] વસંત ઋતુનો ઉત્સવ. (૨) આરંભ અને મધ્યકાલના ગુજરાતી સાહિત્યમાં મુખ્યત્વે વસંત ઋતુના વિહારને મૂર્ત કરતો એક સાહિત્ય-પ્રકાર. (૩) ફાગુઓમાં પ્રયોજાતો એક માત્રામેળ છંદ. (પિંગળ) (૩) બ. વ. હોળીના તહેવારોમાં બોલાતા અશ્લીલ બોલ. [૦ બોલવો, ૦ ખેલવા (રૂ. પ્ર.) હોળીનાં અશ્લીલ ગાન ગાવાં. (૨) હોળી નિમિત્તે રંગ ઉડાડવો]

**ફાગ-ફટાણાં** ન., બ. વ. [+જુઓ 'ફટાણું.'] ફાગણના હોળીના દિવસોમાં ગવાતાં અશ્લીલ અને મહેણાંટોણાંવાળાં ગીત

**ફાગણ** પું. [સં. फाल्गुन > પ્રા. फग्गुण] માઘ અને ચૈત્રની વચ્ચેનો હિંદુ વર્ષનો કાર્તિકી પાંચમો મહિનો (જેની પૂર્ણિમાએ હોળી ઊજવાય છે, એને બીજે દિવસે ધુળેટી અને ફૂલ-દોલનો ઉત્સવ)

**ફાગણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] ફાગણ મહિનાને લગતું. (૨) સ્ત્રીઓને વસંતઋતુમાં શોભે તેવું આછા પોતનું એક વસ્ત્ર કે સાડી

**ફાચર** સ્ત્રી. [ફા. પચ્ચડ], **-રી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] લાકડાની તડમાં કે કુહાડી પાવડો વગેરેના હાથામાં ભરવામાં આવતી ફાડ, ફાંસ. [૦ મારવી (રૂ. પ્ર.) વિઘ્ન કરવું, નડતર ઊભી કરવી. -રી મારવી (રૂ. પ્ર.) સોણ લગાવવું]

**ફાચરું** વિ. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] પહોળું, વચમાં બહુ અંતર પડ્યું હોય તેવું. (૨) છીછરું. છાછરું. (૩) રાંટું, વાંકું. (૪) ન. જુઓ 'ફાચર.'

**ફાચરો** પું. [જુઓ 'ફાચરું.'] જુઓ 'ફાચર.'

**ફાજલ** વિ. [અર. ફાજિલ્-મોટી પદવીવાળું] (લા.) બાકી રહેલું, વધેલું. (૨) કામ ન આવતું. (૩) નવરું. (૪) ફાલતુ

**ફાજલ-વસૂલ** ન. [+ જુઓ 'વસૂલ.'] વધારે પડતી વસૂલાત, 'ઓવર-કલેક્શન' (જૂ. પ્ર.)

**ફાજેલ** વિ. [અર. ફાજિલ્] વિદ્વાન

**ફાટ (-ટય)** સ્ત્રી. [જુઓ 'ફાટવું.'] ફાટવું એ. (૨) તરડ, આછો આંતરો. (૩) (લા.) કજિયો. (૪) ભેદ, ફૂટ. (૫) મદ, ગર્વ. [૦ આવવી (રૂ. પ્ર.) ઘણું અભિમાન આવવું. ૦ ઊપડવી, ૦ થવી (રૂ. પ્ર.) શરીરમાં કળતર થવી. ૦ પડવી (રૂ. પ્ર.) કુસંપ થવો. ૦ પૂરવી, ૦ સાંધવી (રૂ. પ્ર.) સાંધો પૂરવો. ૦ પાડવી ૦ પડાવવી (રૂ. પ્ર.) કુસંપ કરાવવો. ૦ હોવી (રૂ. પ્ર.) મતભેદ હોવો]

**ફાટક** ન. સર્વસામાન્ય ઝાંપો, દરવાજો. (૨) રેલવે અને બીજો માર્ગ એકબીજાને આંતરતા હોય ત્યાંનો દરવાજો. (૩) એવું સ્થળ. (૪) દરવાજાની ઉપરની બેઠકનું સ્થાન

**ફાટક-દાર** વિ., પું. [+ ફા. પ્રત્યય] દરવાજાનો ચોકીદાર, દરવાન

**ફાટક-બંદી (-બન્દી)** સ્ત્રી. [+ ફા.] કેદમાં કે અટકમાં રાખવું એ, અટકાયત

**ફાટક-વાળો** વિ., પું. [+ ગુ. 'વાળું' ત. પ્ર.] રેલવેના ફાટક ઉપરનો રખેવાળ

**ફાટકા-બાજ** વિ., પું. [જુઓ 'ફાટકો[2]' + ફા. પ્રત્યય] સટ્ટોડિયો [ખોર, સટોડિયો

**ફાટકો**[1] પું. [જુઓ 'ફાટવું' દ્વારા.] ભાગ, ભાગલો, હિસ્સો, ખંડ

**ફાટકો**[2] પું. સટ્ટો

**ફાટ-ચૂસ** (ફાટય-ચૂસ્ય) સ્ત્રી. [જુઓ 'ફાટવું' + 'ચૂસવું.'] (લા.) અંગોમાંનો દુખાવો અને સ્નાયુઓમાંનું ખેંચાણ, કળતર

**ફાટ-તૂટ** (ફાટય-તૂટય) સ્ત્રી. [જુઓ 'ફાટવું' + 'તૂટવું.'] ફાટવાની અને તૂટવાની એકી સાથે થતી ક્રિયા

**ફાટ-ફાટ, -ટાં** વિ. [જુઓ 'ફાટવું'-દ્વિર્ભાવ.] તંગ, તસતસતું. (૨) (લા.) પૂર બહારમાં ખીલતું

**ફાટલ** (ફાટયલ) વિ. [જુઓ 'ફાટવું' + ગુ. 'એલ' બી. ભૂ. કૃ., લાઘવ] (લા.) છકી ગયેલું, મદ-મસ્ત, ઉદ્ધત. (૨) ઉન્મત્ત, દીવાનું. [૦ સુતારું (રૂ. પ્ર.) નમાલાપણું. (૨) વિ. બધી રીતે છૂટછાટવાળું]

**ફાટલ-તૂટલ** (ફાટયલ-તૂટયલ) વિ. [+ જુઓ 'તૂટવું' + ગુ. 'એલું' બી. ભૂ. કૃ., લાઘવ] ફાટેલું અને તૂટેલું

**ફાટવું** અ. ક્રિ. [સં. स्फट्य- > પ્રા. फट्ट] ચિરાવું, તરડાઈ ને પહોળું થવું. (૨) (લા.) (ખટાશ ઉત્પન્ન થવાથી દૂધનું) બગડી

જવું. (૩) કળતર થવી. (૪) છકી જવું, ગર્વ આવવો. (૫) ખીલવું, વિકસવું. (૬) ઊભરાઈ જવું. (૭) એકદમ ચાલુ થવું. [ **ફાટી આંખે** (-આંખ્યે) (રૂ.પ્ર.) આશ્ચર્યથી. **ફાટી જવું** (રૂ.પ્ર.) મદમસ્ત થવું. (૨) વંઠી જવું. **ફાટીને ધુમાડે જવું** (રૂ. પ્ર.) બહુ છકી જવું. **ફાટી પડવું** (રૂ. પ્ર.) વિપુલતા થવી. (૨) મરણ પામવું. **ફાટયા ફરવું** (રૂ. પ્ર.) ગર્વથી ફરવું. **ફાટયામાં પગ ઘાલવો** (રૂ. પ્ર.) દુઃખમાં ઉમેરો કરવો. **આભ ફાટવું(-વો)** (રૂ.પ્ર.) ધોધમાર વરસાદ પડવો. (૨) ભારે આપત્તિ આવી પડવી. **આંખ ફાટવી** (આંખ્ય-)(રૂ.પ્ર.) ગુસ્સે થવું. **આંખ ફાટી રહેવી** (આંખ્ય-) (રે:વી) (રૂ.પ્ર.) નવાઈ પામવું. **ગાંઠ ફાટવી** (ગાંઠય-) (રૂ.પ્ર.) ડર લાગવો, બીક લાગવી. **કૂખ ફાટવી** (કૂખ્ય-) (રૂ. પ્ર.) છોકરાં થવાં. **પેટ ફાટવું** (રૂ. પ્ર) સ્વજનમાં કુસંપ થવો. **બરડો (કે વાંસો) ફાટવો** (રૂ.પ્ર.) ભારે બોજ સહન કરવો. (૨) ભારે આર્થિક નુકસાન થવું. **ફાડું ફાડું થવું** (રૂ.પ્ર.) થોડી વારમાં ફાટી જશે એમ થવું]

**ફાટં-ફાટા** (ફાટમ્–ફાટા), **ફાટા-ફાટ** (-ટ્ય), -ટી સ્ત્રી. [જુઓ 'ફાટવું,' –દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ. પ્ર.] મારામારી, કાપાકાપી. (૨) (લા.) કુસંપ, વિરોધ, ઝઘડો

**ફાટી** ન. વહાણના સોખવાણમાં પોલાઈનું લાકડું. (વહાણ.)

**ફાટી-ચાંચ** સ્ત્રી. [જુઓ 'ફાટવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'ચાંચ.'] બગલાને મળતું એક પક્ષી, ચમચા–ચાંચ

**ફાડું** વિ. [જુઓ 'ફાટવું' + ગુ. 'યું' ભૂ. કૃ., (પ્રા.)] ફાટવું, ફાટેલું. (૨) ખુલ્લું, ઉઘાડું. (૩) (લા.) અવિવેકી. (૪) છકી ગયેલું

**ફાડું-તૂડું** વિ. [+ જુઓ 'તૂટવું' + 'તૂટવું' બેઉને + ગુ. 'યું' ભૂ. કૃ. (પ્રા.)] ફાટેલું, ફાટલ-તૂટલ. (૨) (લા.) જૂનું

**ફાટું-ફાટું** વિ. [જુઓ 'ફાટું,'–દ્વિર્ભાવ.] (લા.) બહુ હર્ષવાળું. (૨) ભય ને ચિંતાથી અકળાયેલું. (૩) અસભ્ય, ભૂંડું, અમર્યાદ

**ફાટેલ** જુઓ 'ફાટલ.'

**ફાટયું** જુઓ 'ફાટું.'

**ફાટયું-તૂટયું** જુઓ 'ફાટું–તૂટું.'

**ફાડ**[1] [જુઓ 'ફાડવું.'] (લા.) ઉચાપત કરવું એ. [**૦ કરવો, ૦ મારવો** (રૂ. પ્ર.) નફો કરવો]

**ફાડ**[2] (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'ફાડવું.'] ફાટેલો કે ફડાયેલો અર્ધો ભાગ. (૨) ચીરો, કટકો. (૩) આંતરો. (૪) (લા.) અડધો રૂપિયો. [**૦ મારવી** (રૂ.પ્ર.) કોઈની વાતમાં વચ્ચે પડવું]

**ફાડકું** ન. વસ્ત્ર, લૂગડું. [**-કે આવવું** (રૂ. પ્ર.) સ્ત્રીને ઋતુસ્રાવ થવો]

**ફાડ-ખાઉ** વિ. [જુઓ 'ફાડવું' + 'ખાવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] ફાડી ખાનારું. (૨) (લા.) ભયાનક. (૩) ક્રોધી

**ફાડચું** ન. [જુઓ 'ફાડવું' દ્વારા.] ફાડિયું, ફાડ, ચીરિયું

**ફાડવું** સ. ક્રિ. [સં. स्फाटय-> પ્રા. फाड] બે ટુકડા છૂટા પડે એમ ચીરવું. (૨) પહોળું કરવું, વિકાસ કરવો. (૩) ચોરી કરવા ઘૂસી જવું. (૪) વાપરીને ઘસી નાખવું. [**ફાડી ખાવું** (રૂ. પ્ર.) લૂંટી લેવું. **ફાડી મૂકવું** (રૂ. પ્ર.) વહેવડાવી મૂકવું. **આભ ફાડવું** (રૂ. પ્ર.) પરાક્રમ કરવું. **ખત ફાડવું** (રૂ. પ્ર.) કરજ માફ કરવું. **ઘર ફાડવું** (રૂ.પ્ર.) ચોરી કરવી. **ચીંથરાં ફાડવાં** (રૂ. પ્ર.) મોટી બાબતમાં નિરર્થક દલીલ કરવી. **છેડો ફાડવો** (રૂ. પ્ર.) સંબંધ તોડી નાખવો. **છોડાં ફાડવાં** (રૂ. પ્ર.) ઠપકો દેવો. (૨) મહેણાં મારવાં. **જોડા ફાડવા** (રૂ. પ્ર) ઉઘરાણી કરવી. (૨) ખુશામત કરવી. (૩) ધક્કા ખાવા. **ડોળા ફાડવા** (રૂ. પ્ર.) ગુસ્સે થવું]

**ફાડિયું** ન. [જુઓ 'ફાડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ફાડાનો ટુકડો, ફાડચું. (૨) (લા.) અડધો રૂપિયો, ફાડ

**ફાડું** ન. [જુઓ 'ફાડવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ફાડીને અલગ કરેલ ટુકડો, મોટું ફાડચું. (૨) (લા.) ચાલાક, હોશિયાર. (૩) લુચ્ચું, ખંધું

**ફાણું** ન. [સુ.] દીવાલની અંદરનું બાકું

**ફાતડાઈ** સ્ત્રી. [જુઓ 'ફાતડો' + ગુ. 'આઈ' ત.] ફાતડા-પણું, હીજડા-વેડા

**ફાતડો** પું. હીજડો, પવૈ, વ્યંઢળ

**ફાતિયા** પું., બ.વ. [જુઓ 'ફાતિયો.'] પાયમાલી. ('ફના-ના ફાતિયા' એવો માત્ર પ્રયોગ)

**ફાતિયો** પું. [અર. ફાતિહહ્] કુરાને-શરીફના આરંભમાંનો અધ્યાય (એ મરેલાંની શાંતિ માટે પઢવામાં આવે છે.). (૨) મરણ પામેલાનો દર સંવત્સરે કરાતો ધાર્મિક વિધિ. (૩) સંવત્સરીનો દિવસ (ઇસ્લામ.). [**૦ દેવો** (રૂ. પ્ર.) પવિત્ર સંતોની ભક્તિ કરવી. **૦ પઢવો** (રૂ. પ્ર.) મરણ પામેલાની પાછળ સંવત્સરીને દિવસે કુરાને-શરીફનો પહેલો અધ્યાય વાંચવો]

[પાદરી

**ફાધર** પું. [અં.] બાપ, પિતા. (૨) ખ્રિસ્તી ધર્મનો સાધુ,

**ફાનસ** ન. [ફા ફાનૂસ્] પવન લાગે નહિ એ પ્રકારનો કાચના પોટાવાળો અને વાટવાળો દીવો, કંડીલ. (૨) હોકાયંત્ર તથા દીવા રાખવાની પેટી, ફનોસ. (વહાણ.)

**ફાની** વિ. [અર.] નાશવંત, નશ્વર, ભંગુર

**ફાફડ** પું, [રવા.] જુઓ 'ફાફડો.' ('ફાફડ ફાડવું' એમ રૂ.પ્ર. તરીકે માત્ર રૂઢ છે: મોટો ગલ્લો મેળવવો, મહેનત કર્યા વિના સંપત્તિમાન થવું)

**ફાફડા-વાલ** પું., બ.વ. [જુઓ 'ફાફડો' + 'વાલ.'] ફાફડાના આકારની વાલોળના દાણા

**ફાફડા-શિ(-શીં, -સિં, -સીં)ગ** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'ફાફડો' + 'શિં(-શીં)ગ.'] એ નામની વનસ્પતિની શિંગ. (૨) ફર-સાણની, ચોરાફળી

**ફાફડિયો કલાર** પું. [જુઓ 'ફાફડો' + ગુ. 'ઇયું' ત. પ્ર. + ''કલાર.'] એ નામની એક વનસ્પતિ, ગોરખ-મૂડી

**ફાફડિયો થોર** પું. [જુઓ 'થોર.'] ફાફડા ઘાટનાં લેબાં-વાળી થોરની એક જાત

**ફાફડો** પું. [રવા] ચણાના લોટની ફરસાણ પ્રકારની મોટી પૂરી. (૨) જુઓ 'ફાફડિયો થોર,' થાપડો. [**-ડાની ફાંટ** (-ફાંટય) (રૂ.પ્ર.) બટકી જાય તેવા પદાર્થ. (૨) વજન ઓછું હોય છતાં ફાંટ મોટી થાય એવી વસ્તુઓનો સમૂહ

**ફાકી** સ્ત્રી. [રવા.] તરસ, તૃષા, પિપાસા, ધખ

**ફામ** સ્ત્રી. [અર. ફહ્મ્] સ્મૃતિ, યાદ. (૨) બુદ્ધિ, સમજ. (૩) સાવચેતી

**ફાયદા-કારક** વિ. [જુઓ 'ફાયદો' + સં.], **ફાયદા-કારી** વિ. [+ સં., પું.], **ફાયદા(-દે)-મંદ** (-મન્દ) વિ. [+ ફા.] ફાયદો કરનારું, લાભકારી, ફાયદાવાળું

**ફાયદો** પું. [અર. ફાઇદહ્] નફો, લાભ, પ્રાપ્તિ. (૨) ગુણ, સારી અસર, પ્રભાવ. [૦ ઉઠાવવો (રૂ.પ્ર.) કમાવું. ૦ કરવો (રૂ.પ્ર.) સારી અસર કરવી. ૦ કાઢવો (રૂ.પ્ર.) લાભ મેળવવો]

**ફાયર** સ્ત્રી. [અં.] આગ. (૨) બંદૂક તોપ વગેરેના બાર થાય એ. [૦ કરવું (રૂ.પ્ર.) બંદૂક વગેરે ફોડવાં]

**ફાયર-આર્મ** ન. [અં.] દારૂ કે સળગી ઊઠે તેવા બીજા પદાર્થોની મદદથી ફૂટતું તે તે હથિયાર

**ફાયર-એક્સિડન્ટ** પું. [અં.] આગને લીધે થયેલો અકસ્માત

**ફાયર-એલાર્મ** પું. [અં.] આગની ખબર આપે તેવું યંત્ર

**ફાયર-એંજિન** (-એન્જિન) ન. [સં.] આગનો બંબો (આગ ઠારવા માટેનો)

**ફાયર-પ્રૂફ** વિ. [અં.] જેને આગ ન લાગે તેવું, આગની અસર ન થાય તેવું

**ફાયર-પ્રૂફિંગ** (-પ્રૂફિઙ્ગ) ન. [અં.] આગમાં સળગે નહિ કે આગની અસર થાય નહિ એવું કરવું એ

**ફાયર-બ્રિગેડ** સ્ત્રી. [અં.] આગ બુઝાવનારા માણસોની મંડળી કે ટુકડી. (૨) આગનો બંબો રાખવાનું સ્થળ

**ફાયર-મૅન** પું [અં] એંજિનમાં કોલસા પૂરનાર માણસ

**ફાયો** પું. [હિં. ફાયા] સુગંધી તેલ કે અર્કમાં બોળેલું યા અત્તરવાળું પૂમડું

**ફાર(-રે)ક(-ગ)** વિ. [અર. ફારિગ્] નિવૃત્ત, મુક્ત, નવરું પડેલું

**ફારગત** સ્ત્રી. [અર. ફ઼રાગત્] મુક્તિ, છુટકારો. (૨) (વિ.) મુક્ત થયેલું, છુટકારો પામેલું

**ફારગતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'ફારગત(૧).' (૨) છૂટા-છેડા લેવા એ, 'ડાયવૉર્સ.' (૨) છૂટાછેડાનો દસ્તાવેજ, 'ડીડ ઑફ ડાયવૉર્સ,' 'સેપરેશન-ડીડ'

**ફારગતી-પત્ર** પું. [+ સં.,ન.] છુટકારાનું લખાણ. (૨) છૂટા-છેડાનું લખાણ

**ફાર-ફેર** (-રય) સ્ત્રી. [જુઓ 'ફેરવવું' દ્વારા.] ફેરફાર

**ફારમ**[1] ન. [અં. ફૉર્મ્] વિગત માગતો ખાનાંવાળો કે કોરામાં લખાણ ભરવાનો કાગળ. (૨) જુઓ 'ફરમો(૨).' [૦ ભરવું (રૂ.પ્ર.) ફારમમાં પૂરતી વિગત લખવી]

**ફારમ**[2] ન. [અં. ફાર્મ્] ખેતર

**ફારશા-સાંકળી** સ્ત્રી. ડોકમાં પહેરવાનું એક જાતનું ઘરેણું

**ફારસ**[1] પું. [વૈ. સં. પર્શુ, અર્વા. તદ્ભવ..સં.માં પારસ વપરાયો છે, ફા. 'ફાર્સ્.'] પર્શિયા, ઈરાન દેશ. (સંજ્ઞા.)

**ફારસ**[2] પું., બ. [અં. ફાર્સ્] હસવા જેવું કામ કે વર્તન. (૨) પ્રહસન (નાટ્ય-પ્રકાર)

**ફારસિયો** પું. [જુઓ 'ફારસ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ફારસ કરનારો માણસ, વિદૂષક, ઠાગલો, 'જોકર'

**ફારસી** સ્ત્રી. [ફા. ફ઼ાર્સી] પર્શિયાની ભાષા, ઈરાની ભાષા, 'પર્શિયન'

**ફારેક(-ગ)** જુઓ 'ફારક.'

**ફાર્ધિંગ** (ફાર્ધિઙ્ગ) પું. [અં.] ઇંગ્લૅન્ડનો એક પેનીના ચારની કિંમતનો સિક્કો

**ફાર્મ** ન. [અં.] જુઓ 'ફારમ.[2]'

**ફાર્મ-નિરીક્ષક** વિ. [+ સં.] ખેતરોની દેખરેખ અને તપાસ રાખનાર, 'ફાર્મ-ઇન્સ્પેક્ટર.'

**ફાર્મસી** સ્ત્રી. [અં.] દવાઓ બનાવવાનું સ્થળ કે કારખાનું, ઔષધશાળા

**ફાર્મસી-વિજ્ઞાન** ન. [+ સં.] ફાર્મસીને લગતી વિદ્યા, 'ફાર્માસ્યુટિક'

**ફાર્મા-કૉપિયા** પું. [અં.] ભિન્ન ભિન્ન પ્રકારની દવાઓ બનાવવાની વિગતો આપતો ગ્રંથ

**ફાર્માસ્યુટિકલ** વિ. [અં.] ફાર્મસીને લગતું

**ફાર્સ** પું. [અં.] જુઓ 'ફારસ.[2]'

**ફાલ**[1] પું. [જુઓ 'ફાલવું.'] હરેક પ્રકારની વનસ્પતિમાં પાંદડાં ફળો વગેરેની સમૃદ્ધિ થવી એ. [૦ આવવો (રૂ.પ્ર.) પાંદડાં ફળ ફૂલ વગેરેની સમૃદ્ધિ થવી] ૦ ઊતરવો (રૂ.પ્ર.) ખેતરમાં ફળ અનાજ વગેરેની સમૃદ્ધિ મળવી]

**ફાલ**[2] ન. પાટિયું. (૨) નાંગર નાખવાનું દોરડું. (વહાણ.)

**ફાલ**[3] (-લ્ય) સ્ત્રી. હળના આગળના ભાગમાં રહેતું લોઢાનું ફળું

**ફાલકું** ન., **-કો** પું. આગબોટ કે વહાણમાં ઉતારુઓને બેસવા માટેનો પાટિયાં બિછાવેલો ભાગ. (વહાણ.)

**ફાલશું** વિ. [અર. 'ફ઼ાલ્'–શુકન, ભાવિ દ્વારા] પ્રશ્ન લઈ ભાવિ કહેનાર કે જાણનાર

**ફાલતુ** વિ. [હિં. ફાલતૂ] મુખ્ય કે અગત્યનું નહિ તેવું, નિરુપયોગી, બિનજરૂરી. (૨) પરચૂરણ. (૩) સામાન્ય, સાધારણ, મામૂલી.'(૪) સ્ત્રી. ઉતારુઓ અને માલસામાનની હેરફેર કરનાર નાની આગબોટ

**ફાલનામું** ન. [અર. + ફા. નામહ્ > ગુ. 'નામું.'] ભવિષ્ય જોવા માટેની કુંડળી, જન્મપત્રી

**ફાલવું** અ.ક્રિ. [સં. ફલ્ય > પ્રા.फल्ल-] (વનસ્પતિમાં પાંદડાં ફળફૂલોની સમૃદ્ધિ થવી, પ્રફુલ્લ થવું. (૨) (લા.) કદમાં આડા વિસ્તરવું

**ફાલસી** સ્ત્રી. ફાલસાનો છોડ

**ફાલસું** ન. ઉનાળામાં ઠંડક માટે વપરાતું ફાલસીનું તે તે બી (બિયાં પલાળી એનું પાણી પીવામાં આવે છે.)

**ફાલુ** ન. શિયાળની એક જાત. ફોલુ

**ફાલુડો** પું. લાપસી, કંસાર, બાંટ (ઘઉંની વાની)

**ફાલુ-નાદ** પું. [જુઓ 'ફાલુ' + સં.] શિયાળવાંનો અવાજ, શિયાળી

**ફાલ્ગુન** પું. [સં.] ફાગણ મહિનો (કાર્તિકી હિંદુ વર્ષનો પાંચમો મહિનો). (૨) (ફાલ્ગુની નક્ષત્રમાં જન્મેલો હોઈ) પાંડુ-પુત્ર અર્જુન. (સંજ્ઞા.)

**ફાલ્ગુની** સ્ત્રી. [સં.] પૂર્વા ફાલ્ગુની અને ઉત્તરા ફાલ્ગુની એ નક્ષત્રમાળામાં અશ્વિનીથી ૧૧ મું–૧૨ મું તે તે નક્ષત્ર. (ખગોળ.). (૨) ફાગણની પૂનમ

**ફાવ** (-વ્ય) **-વી** (-વ્ય) સ્ત્રી [જુઓ 'ફાવવું.'] ફાવવું એ, અનુકૂળ આવવું એ, માફક થવું. એ, સરખાઈ. (૨) આવડત

**ફાવડી** સ્ત્રી. શિયાળ (માદા), શિયાવડી

**ફાવવું** અ. ક્રિ. [દે.પ્રા. फव्वीह-અનુકૂળ આવવું, માફક આવવું, સરખાઈ આવવી. ફવડાવવું પ્રે., સ. ક્રિ.

**ફાવો** પું. [જુઓ 'ફાવવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'ફાવ.'

**ફાશી-વાદ** જુઓ 'ફાસી-વાદ.'

**ફાશી-વાદી** જુઓ 'ફાસી-વાદી.'

**ફાસ-ફૂસ** (ફાસ્ય-ફૂસ્ય) સ્ત્રી. [રવા.] નકામો, રદ્દી માલ.

(૨) (લા.) દમ, જીવ. [૦ની તાપણી (રૂ.પ્ર.) કાયર માણસોની ઉપલવાત્મક મંડળી]
**ફાસફૂસિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] નકામું, રદ્દી. (૨) (લા.) નમાલું, માલ વિનાનું, સત્ત્વહીન
**ફાસલો** પું. [અર. ફાસિલહ્] મેદાન. (૨) અંતર
**ફાસિઝમ** ન. [અં.] જુઓ 'ફાસી-વાદ.'
**ફાસિસ્ટ** વિ. [અં.] જુઓ 'ફાસીવાદી.'
**ફાસી(-શી)-વાદ** પું. [અં. 'ફાસિસ્ટ' દ્વારા + સં.] સર-મુખત્યારીનો એક સિદ્ધાંત
**ફાસી(-શી)વાદી** વિ. [+ સં., પું.] ફાસીવાદમાં માનનારું
**ફાસ્ટ** વિ. [અં.] ઝડપી, વેગીલું. (૨) રંગ ચાલ્યો ન જાય તેવું, પાકું. (૩) પું. ઉપવાસ. (૪) સ્ત્રી. ઉતારુઓની ઝડપી ગાડી, 'એક્સ-પ્રેસ ટ્રેઇન'
**ફાળ**[1] પું. [સં. फल ન.] કાપડનો એકવડો લાંબો પટ્ટો (એવા ચાર સાંધ્યે ચોફાળ થાય છે.)
**ફાળ**[2] સ્ત્રી. ધ્રાસકો, બીક, ડર, દહેશત. [૦ પડવી (રૂ.પ્ર.) ડર લાગવો, બીક લાગવી]
**ફાળ**[3] (-ળ્ય) સ્ત્રી. ફલાંગ, બલાંગ, છલાંગ. [૦ભરવી (રૂ.-પ્ર.) મોટી ફલાંગ લગાવવી
**ફાળકા-સાંકળી** જુઓ 'ફારશા-સાંકળી'.
**ફાળકિયું** વિ. [જુઓ 'ફાળકો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ફાળકાને લગતું, કાંતવાના ચરખાને લગતું. (૨) ચકડોળને લગતું
**ફાળકી** સ્ત્રી. [જુઓ 'ફાળકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ફાળકો. (૨) દોરાની આંટી [નાનો ફાળકો
**ફાળકું** ન. સૂતરની આંટી. (૨) ફાળકાનું એક અંગ. (૩)
**ફાળકો** પું. દોરા ઉતારવાનો નાનો ચરખો. (૨) ચકડોળ. (૩) જુઓ 'ફાલકું.' (વહાણ.)
**ફાળવણી** સ્ત્રી. [જુઓ 'ફાળવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ફાળવવું એ, વાંટા પાડી આપવા એ, વહેંચણી, વિભાજન, 'એલોકેશન,' 'એલોટમેન્ટ'
**ફાળવવું** સ. ક્રિ. વરાડે પડતું અલગ વાંટી આપવું
**ફાળવાં** ન., બ.વ. લાકડાના દાંતાને છેડે જડેલા ફાચરના આકારના ચારપાંચ તસુ લાંબા લોઢાના ટુકડા, લોઢિયાના દાંતની આળી સાથે જડેલા લોઢાના ટુકડા
**ફાળવું** ન. દંતાળના દાંતાના જમીનમાં જતા ભાગ ઉપર જડેલો લોઢાનો ત્રિકોણાકાર ટુકડો, વાવણિયાના દાંતાની અણીએ લગાડેલું લોઢું
**ફાળિયું** ન. [જુઓ 'ફાળ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ટૂંકું ધોતિયું, પંચિયું. [૦ ઓઢવું (રૂ. પ્ર.) પોક મૂકવી. ૦ ખંખેરવું (ખઙ્ખેરવું) (રૂ. પ્ર.) કામમાંથી નીકળી જવું]
**ફાળી** સ્ત્રી. [જુઓ 'ફાળ[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એક-ફાળી સાડી
**ફાળું** જુઓ 'ફાળકું.'
**ફાળો** પું [જુઓ 'ફાળવવું' દ્વારા.] ઉઘરાણું, ટીપ, 'કૉન્ટ્રિ-બ્યુશન,' 'સબ્સ્ક્રિપ્શન.' (૨) ભાગ, હિસ્સો. (૩) વહેંચણી. [૦ ના(-નાં)ખવો (રૂ. પ્ર.) ટીપ માટે સૌનો હિસ્સો નક્કી કરવો. ૦ પાડવો (રૂ.પ્ર.) ફાળવવું. ૦ ભરવો (રૂ.પ્ર.) ટીપમાં હિસ્સો આપવો. -ળે પડવું (રૂ. પ્ર.) ભાગે આવવું]

**ફાંક** (-ક્ય) સ્ત્રી. [જુઓ 'ફાંકવું.'] કપડાની ફાટ. [૦ ભરવી, ૦ મારવી (રૂ. પ્ર.) (કપડાને) દોરો ભરવો, ત્રીખ ભરવી]
**ફાંકડાઈ** સ્ત્રી. [જુઓ 'ફાંકડું' + ગુ. 'આઈ' ત. પ્ર.] ફાંકડા-પણું
**ફાંકડું** વિ. [જુઓ 'ફક્કડ' દ્વારા.] ફક્કડ. (૨) વરણાગિયું, છેલ. (૩) ખુશમિજાજી. (૪) સુંદર, દેખાવડું
**ફાંકવું** અ.ક્રિ. સીવતાં ટેભા ભરવા. (૨) (લા.) અટક્યા વગર બોલ્યે જવું. (૩) બડાશ મારવી. ફંકાવું (ફઙ્કાવું) કર્મણિ,. ક્રિ. ફંકાવવું (ફઙ્કાવવું) પ્રે., સ. ક્રિ.
**ફાંકાળ** વિ. [જુઓ 'ફાંકું[1]' + ગુ. 'આળ' ત. પ્ર.] ગપ્પાં મારનાર, ગપોડી [ખોટી વાત
**ફાંકું**[1] ન. [જુઓ 'ફાંકવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ગપ્પું, ગપ,
**ફાંકું**[2] ન. છિદ્ર, કાણું, બાકું, બાકોરું
**ફાંકું**[3] ન. લીટો, (૨) હાથ-ચાલાકી
**ફાંકે-બાજ** વિ. [જુઓ ફાંકું[1] + ફા.] ગપ્પાં મારનાર, ગપોડી
**ફાંકો** પું. [જુઓ 'ફાંકવું + ગુ. 'ઓ' કૃ.પ્ર.] અભિમાન, તોર, ગર્વ, આડંબર, ગુમાન. (૨) હુંપણાનો આગ્રહ. (૩) બડાશ મારવી એ
**ફાંગ**[1] પું. એ નામનો એક છોડ
**ફાંગ**[2] પું. સમુદ્ર અને નદીના સંગમ આગળનો પ્રદેશ, નદીનો એવો મુખ-ત્રિકોણ, 'ડેલ્ટા'
**ફાંગડું(-ણું)** ન. પક્ષી પકડવાનો ફાંસલો. (૨) (લા.) ઝઘડો ઊભો થાય તેવી બાબત. (૩) પ્રપંચ, છળ, કપટ, કાવાદાવા. [-ડામાં ના(-નાં)ખવું (રૂ.પ્ર.) છેતરવું, ફસાવવું]
**ફાંગણો** પું. એ નામનો એક જંગલી છોડ
**ફાંગી** સ્ત્રી. શાકમાં વપરાતી એક વનસ્પતિ
**ફાંગું**[1] વિ. એક આંખ સીધી હોય અને બીજી આંખ કાન બાજુ ઢળતી લાગે તેવી આંખોવાળું, ત્રાંસી આંખો-વાળું
**ફાંગું**[2] ન. મોટું ડગલું, ડાંફ
**ફાંજી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**ફાંજેટિયું** ન. [ચરો.] લૂગડાની કામચલાઉ કરી લેવામાં આવતી જોળી. (૨) ખોઈ
**ફાંટ**[1] સ્ત્રી. ઘાસ ચાર વગેરે ના બેઉ બાજુના છેડા ખુલ્લા રહે તેવી રીતે લૂગડું બાંધવું એ. (૨) એવી રીતે કરેલો બાંધો. (૩) બખિયા, નાના નાના સળંગ ટેભા. [૦ ભરવી દોરા ભરવા]
**ફાંટ**[2] સ્ત્રી. એ નામની એક ભાજી
**ફાંટ**[3] સ્ત્રી. ખાઈ
**ફાંટ**[4] સ્ત્રી. કીનો, ફાંટો
**ફાંટ-બંદી** (-બન્દી) સ્ત્રી. [+ ફા.] જે કાગળમાં જમીનદારો-ના હિસ્સા મુજબ ગામની આવક વગેરેની વાટણી લખી હોય તે કાગળ
**ફાંટવવું** જુઓ 'ફાંટવું'માં.
**ફાંટવું** સ. ક્રિ. ફાંટિયા મારવા, બખિયા લેવા, ટેભા ભરવા. ફાંટવવું પ્રે., સ. ક્રિ.
**ફાંટા-દાર, ફાંટા-બાજ** વિ. [જુઓ 'ફાંટો' + ફા. પ્રત્યયો.] મગજની ખુમારીવાળું, મનસ્વી. (૨) દગો-ફટકો કરનાર

**ફાંટાબાજી** સ્ત્રી. [ + ફા. પ્રત્યય] ફાંટાબાજ હોવાપણું
**ફાંટા-મૂળ** ન. [જુઓ 'ફાંટો' + સં. मूल] મુખ્ય મૂળમાંથી ફૂટતું તે તે શાખા–મૂળ [બાંધવાનું કપડું
**ફાંટિયું** ન. [જુઓ 'ફાંટ[૧]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ફાંટ
**ફાંટિયો** પું. [જુઓ 'ફાટિયું.'] આછો દોરો ભરી સીવવું એ, સીધો લાંબો બખિયો, સળંગ લાંબો ટેભો. (૨) ખેતરમાંનો મૂકેલો ચાસ. (૩) વાવતાં વાંકો થયેલો ચાસ
**ફાંટું** ન. [જુઓ 'ફાંટ[૧]'+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] વાંસો, શાખા
**ફાંટો[૧]** પું. [જુઓ 'ફાંટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ગૌણ વિભાગ, શાખા. (૨) આડ-વહેણ. (૩) આડ-કથા. [૦ **નીકળવો** (રૂ.પ્ર.) શાખા-માર્ગ જુદો પડવો. ૦ **પડવો** (રૂ.પ્ર.) શાખા જુદી પડવી]
**ફાંટો[૨]** પું. કીનો, મનનો મેલ, આંટી, આંટો. (૨) તરંગ, બુટ્ટો, કલ્પના. (૩) ખેતરની સૂકેલી સાંઠી ભેળી કરવાનું ઝરડાંનું સાધન. [૦ **ઊઠવો** (રૂ.પ્ર.) તરંગ ખડો થવો. ૦ **રાખવો** (રૂ.પ્ર.) કીનો બતાવવો]
**ફાંઠિયું** ન. નિસરણીનું પગું, પગથિયું
**ફાંડી** સ્ત્રી. શેરડીનો ભારો
**ફાંડું** ન. ફાંકું, કાણું, ગાબડું, બાકું, બાંકોરું
**ફાંદ[૧]** (-દ્ય) સ્ત્રી. [સં. फाण्ड- ન. પેટ] (પેટની નીકળેલી) કાત, દૂંદ. [૦ **વધારી જાણવું** (રૂ.પ્ર.) માત્ર ખાવાનું જ ભાન હોવું]
**ફાંદ[૨]** (-દ્ય) સ્ત્રી. એ નામનો એક વેલો. (૨) શેરડીનો ભારો
**ફાંદ[૩]** પું. જુઓ 'ફાંદો.[૨]'
**ફાંદવું** અ. ક્રિ. કંદવું. **ફાંદાવું[૧]** ભાવે., ક્રિ. **ફાંદાવવું** પ્રે.,સ.ક્રિ.
**ફાંદાવવું, ફાંદાવું[૧]** જુઓ 'ફાંદવું'માં.
**ફાંદાવું[૨]** અ. ક્રિ. [જુઓ 'ફાંદ,[૧]' – ના. ધા.] ફાંદ વધવી. (૨) જાડું થવું
**ફાંદાળું[૧]** વિ. [જુઓ 'ફાંદ[૧]' + ગુ. 'આળું' ત. પ્ર.] મોટી કાત કે દૂંદ ધરાવનારું [કરનારું
**ફાંદાળું[૨]** વિ. [જુઓ 'ફાંદ[૩]' + ગુ. 'આળું' ત. પ્ર.] ફંદો
**ફાંદી** સ્ત્રી. [જુઓ 'ફાંદો[૨]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભારો વગેરે બાંધવાની દોરી. (૨) શેરડી વગેરેનો ભારો
**ફાંદો[૧]** પું. [જુઓ 'ફાંદ[૧]' + ગુ. 'ઓ' ત. પ્ર.] (પેટની) મોટી કાત, મોટી દૂંદ
**ફાંદો[૨]** પું. [જુઓ 'ફંદ' દ્વારા.] અડચણ. (૨) ગૂંચવણ. (૩) શેરડીનો ભારો. (૪) ફસાવવાની તરકીબ, ફસામણી, ચાલબાજી
**ફાંફ[૧]** (-ફ્ય) સ્ત્રી. ફોતરું, ફોફું
**ફાંફ[૨]** (-ફ્ય) સ્ત્રી. [રવા.] ફાંફું, વ્યર્થ પ્રયત્ન
**ફાંફર** ન. કાણું, બાકું. (૨) દર, બોણ
**ફાંફરવું** સ. ક્રિ. [રવા.] પીંખી નાખવું. (૨) કરડી ખાવું
**ફાંફળ[૧]** (-ળ્ય) સ્ત્રી. [રવા.] કોઈ પણ વસ્તુના સમૂહમાંથી થોડું કાઢી લેવાથી થયેલો ઊણો ભાગ
**ફાંફળ[૨]** ન. કોઈ બે વસ્તુ સ્થાન કે વસ્તુ વચ્ચેનો લાંબો ખાલી વિસ્તાર. (૨) ઉજ્જડ જગ્યા. (૩) ગાબડું. (૪) હથિયારનો પહોળો ઘા [વળતી છારી
**ફાંફી** સ્ત્રી. દૂધ ઉપરનું મલાઈનું જાડું પડ. (૨) આંખ ઉપર
**ફાંફું** ન. [જુઓ 'ફાંફ[૨]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] વલખું, વલગું. (૨) (લા.) ખોટી આશા. (૩) જાદુ, જંતર-મંતર. (૪) ડાંગરની ધાણી
**ફાંસ[૧]** પું. [સં. पाश > પ્રા. पास] ફાંસલો, ફાંસો. (૨) જાળ
**ફાંસ[૨]** સ્ત્રી. લાકડા વગેરેની પાતળી કરચ. (૨) હળનો નીચેનો હળતો ભાગ. (૩) ચણતરનો કાઢી નાખવાનો ભાગ. (૪) (લા.) નડતર, અડચણ. (૫) ગૂંચવણ, મૂંઝવણ, ગભરાટ. [૦ **કાઢવી** (રૂ. પ્ર.) નડતર દૂર કરવી. ૦ **મારવી** (રૂ. પ્ર.) વિઘ્ન કરવું]
**ફાંસ[૩]** (-સ્ય) સ્ત્રી. કપડાં ભરવાની સાદડીની પેટી
**ફાંસલો** પું. [જુઓ 'ફાંસ[૧]' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ફાંસ.[૧]'
**ફાંસવું** સ. ક્રિ. [જુઓ 'ફાંસ,[૧]' – ના. ધા.] ફાંસો નાખવો. (૨) (લા.) નડતર કરવી. (૩) ફસાવવું, સપડાવવું. (૪) ગૂંગળાવી મારવું. (૫) ઉઝરડી અલગ પાડવું. (૬) પડતર જમીન ખેડવી. **ફાંસાવું** કર્મણિ., ક્રિ. **ફાંસાવવું** પ્રે., સ. ક્રિ.
**ફાંસાવવું, ફાંસાવું** જુઓ 'ફાંસવું'માં.
**ફાંસિયારો** પું. [જુઓ 'ફાંસિયું' + ગુ. 'આરો' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ફાંસી-ગર.'
**ફાંસિયું** વિ. [જુઓ 'ફાંસો + ગુ. 'ઇયું' ત. પ્ર.] ફાંસો આપી મારી નાખનારું. (૨) (લા.) લટકટી. (૩) ઠગારું
**ફાંસી** સ્ત્રી. [જુઓ 'ફાંસો' + 'ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગળામાં દોરડાનો નાખવામાં આવતો ફાંસો. (૨) એવા ફાંસાનું દોરડું. [૦એ **ચઢા(-ડા)વવું** (રૂ. પ્ર.) તકલીફમાં મૂકવું. ૦ **દેવી** (રૂ. પ્ર.) ગુનેગારને માંચડે લટકાવી મારી નાખવું. ૦**ની સજા** (રૂ. પ્ર.) ફાંસીએ ચડાવી મારી નાખવાનો દંડ. ૦ **મળવી** (રૂ. પ્ર.) ફાંસીની સજાનો હુકમ થવો]
**ફાંસી-ખોર, -રો** પું. [ + ફા પ્રત્યય + ગુ. 'ઓ' ત. પ્ર.] જુઓ 'ફાંસી-ગર.'
**ફાંસી-ગર, -રો** પું. [ + ફા. પ્રત્યય + ગુ. 'ઓ' ત. પ્ર.] ફાંસીએ ચડાવવાનું કામ કરનાર સરકારી માણસ. (૨) (લા.) જલ્લાદ
**ફાંસી-ખોલી** સ્ત્રી. [ + જુઓ 'ખોલી.'] ફાંસીની સજા થઈ હોય તેવા કેદીને રાખવાની જેલની ખાસ ઓરડી
**ફાંસું** વિ. [જુઓ 'ફાંસ[૧]' + ગુ. 'ઉં' ત. પ્ર.] (લા.) કપટવાળું. (૨) નકામું, અમસ્તું, કામ વિનાનું, અર્થ વિનાનું
**ફાંસો** પું. [સં. पाशक > પ્રા. पासअ-] જુઓ 'ફાંસલો.'
**ફાંસોટિયું** ન. [જુઓ 'ફાંસ[૩]' દ્વારા.] જુઓ 'ફાંટ.[૧]'
**ફિકર** સ્ત્રી. [અર. ફિક્ર] વિચાર. (૨) કાળજી, દરકાર, પરવા. (૩) ચિંતા (૪) સંભાળ, 'કન્સર્ન.' (લા.) જંજાળ
**ફિકર-મંદ** (-મન્દ) વિ. [ + ફા. પ્રત્યય] ફિકરવાળું
**ફિકર-મંદી** (-મન્દી) સ્ત્રી. [ફા.] ફિકરવાળું હોવું એ
**ફિક્કાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'ફિક્કું' + ગુ 'આશ' ત. પ્ર.] ફિક્કાપણું
**ફિક્કું** વિ. ઝાંખું, નિસ્તેજ. (૨) શરીરમાંથી લોહી ઊડી ગયું હોય તેવું. (૩) નીરસ, સત્ત્વ વિનાનું. (૪) સ્વાદ વિનાનું. [૦ **ફચ(-સ)** (રૂ. પ્ર.) સાવ ફિક્કું, સ્વાદ વિનાનું]
**ફિક્સ્ડ ડિપૉઝિટ** સ્ત્રી. [અં.] બેંકમાં બાંધી મુદતની મુકાતી અનામત કે થાપણ

**ફિગર** ન. [અં.] અંક, આંક, આંકડો. (૨) આકૃતિ, આકાર
**ફિગર-લાઇન** સ્ત્રી. [અં.] ગ્રંથ વર્તમાનપત્ર વગેરેમાં આવતી મથાળા ઉપરની પાનાનો આંક તારીખ વગેરે આપતી લીટી
**ફિચાવવું, ફિચાવું** જુઓ 'ફીચવું'માં. [ડાક્ટર
**ફિઝિશિયન** પું. [અં.] દવા દ્વારા સારવાર કરનાર વૈદ્ય કે
**ફિટ**[1] કે. પ્ર. [રવા.] ફિટકારનો ઉદ્ગાર, ફટ
**ફિટ**[2] વિ. [અં.] ચપોચપ બંધબેસતું. (૨) યોગ્ય, પાત્ર, લાયક. (૩) સ્ત્રી. મૂર્છા, વાઈ, ફેફરું (બે ભાન થઈ જવાનો રોગ)
**ફિટ-કાર** પું. [જુઓ 'ફિટ[1]' + સં.] 'ફટ' એવો ઉદ્ગાર. (૨) ધિક્કાર, ધુતકાર, તિરસ્કાર
**ફિટકારવું** સ. ક્રિ [જુઓ 'ફિટકાર,' – ના. ધા.] ધિક્કારવું, ધુતકારવું, તિરસ્કારવું, **ફિટકારાવું** કર્મણિ., ક્રિ. **ફિટકારાવવું** પ્રે., સ. ક્રિ.
**ફિટકારાવવું, ફિટકારાવું** જુઓ 'ફિટકારવું'માં. [માણસ
**ફિટર** વિ. [અં.] ફિટિંગનું કામ કરનાર, યંત્રસામગ્રી જોડનાર
**ફિટાડ(-વ)વું, ફિટાવું** જુઓ 'ફીટવું'માં.
**ફિડલ** સ્ત્રી., ન. [અં.] એક પ્રકારનું વિદેશી તંતુવાદ્ય (ચાર તારનું)
**ફિણાવવું, ફિણાવું** જુઓ 'ફીણવું'માં.
**ફિણોટો** પું. [જુઓ 'ફીણ' દ્વારા.] ફીણનો સમૂહ, ફીણનો લોંદો
**ફિતના, -નો** પું. [અર. ફિત્નહ્] ફેલ, ફિતૂર, ધતિંગ. (૨) ઢોંગ. (૩) દગો · [(૩) બળવો
**ફિતૂર** ન. [અર. ફુતૂર્] જુઓ 'ફિતના.' (૨) તોફાન.
**ફિતૂર-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] ફિતૂર કરનાર, ફિતૂરી
**ફિતૂરખોરી** સ્ત્રી. [+ ફા.] ફિતૂર કરવાપણું
**ફિતૂર-ફાંદો** પું. [+ જુઓ 'ફાંદો.'] કાવતરું, કાવાદાવા. (૨) રાજદ્રોહ [કપટી. (૩) ઢોંગી
**ફિતૂરી** વિ. [અર. ફુતૂરી] જુઓ 'ફિતૂર-ખોર.' (૨) દગાબાજ,
**ફિદવી** પું. [અર.] નોકર, ચાકર, સેવક, દાસ
**ફિદા** વિ., ક્રિ. વિ. [અર.] આત્મભોગ આપનારું. કુરબાન થનારું. (૨) વારી જનારું, નોછાવર થઈ જનારું. (૩) અતિ ખુશ થનારું
**ફિદા-ગીરી** સ્ત્રી. [+ ફા.] આત્મભોગ, કુરબાની, સ્વાત્માર્પણ
**ફિનાઇલ** ન. [અં.] જંતુનાશક એક પ્રવાહી
**ફિનિશ**[1] વિ. [અં.] યુરોપના ફિનલૅન્ડને લગતું કે એનું વતની
**ફિનિશ**[2] ક્રિ. વિ. [અં.] પૂરું કર્યું હોય એમ. (૨) મરણ પામ્યું હોય એમ
**ફિનિશ-બાકી** વિ. [જુઓ 'ફિનિશ[2]' + 'બાકી.'] જેનું ફિનિશિંગ કામ હજી અધૂરું છે તેવું
**ફિનિશિંગ** (ફિનિશિઙ્ગ્) ન. [અં.] સજાવટ વગેરેનું કામ
**ફિ-બાદ** સ્ત્રી. નકામી વાતો [કરનારું, વાતોડિયું
**ફિબાદી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નકામી વાતો કર્યા
**ફિયાઉ** ક્રિ. વિ. [રવા.] ફિયાવડી અવાજ કરે એમ
**ફિયાવડી** સ્ત્રી. [રવા.] 'ફિયાઉ' એવો અવાજ કરનારું લોંકડીના જેવું એક પ્રાણી [વગોણું
**ફિયાસ્કો** પું. [અં.] ફજેતી, બદનામી, ભવાડો, અપ્રતિષ્ઠા,
**ફિરો** પું. બરોળ
**ફિરકો** પું. [અર. ફર્કહ્] એક જ રાજ્યનાં લોક. (૨) એક ધર્મ કે એક સમાજનો વર્ગ. (૩) ફાંટો, સંપ્રદાય

**ફિરદોસ** સ્ત્રી. [અર. ફિર્દવ્સ્] સ્વર્ગ [કવિ. (સંજ્ઞા.)
**ફિરદોસી** પું. [અર.] મધ્યકાલનો એ નામનો એક ફારસી
**ફિરસ્તો** પું. [અર. ફિરિશ્તહ્] દેવદૂત. (૨) પેગંબર
**ફિરંગ** (ફિરઙ્ગ્) પું. [સં.માં સ્વીકારાયેલો છે.] યુરોપનો ફિરંગીઓનો દેશ, પોર્તુગલ. (૨) ચાંદીનો રોગ, 'સિફિલિસ'
**ફિરંગી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર. ફારસીમાં પણ સ્વીકારાયેલો છે.] ફિરંગ દેશને લગતું, ફિરંગ દેશનું, 'પોર્તુગીઝ.' (૨) (લા.) યુરોપ ખંડનું [રંદા જેવું ઓજાર, ફીલફી
**ફિલફીલ** સ્ત્રી. સુથારનું પટ્ટીઓની ધારમાં ઘીસી પાડવાનું
**ફિલસૂફ** વિ. [ફા.] તત્ત્વજ્ઞ, તત્ત્વજ્ઞાની, તત્ત્વશોધક, 'ફિલોસૉફર'
**ફિલસૂફી** સ્ત્રી. [ફા.] તત્ત્વજ્ઞાન, 'ફિલોસૉફી'
**ફિલ્ટર** ન. [અં.] પ્રવાહી ગાળવાનું સાધન
**ફિલ્ટર-પેપર** પું. [અં.] પ્રવાહી ગાળવા વપરાતો એક ખાસ જાતનો કાગળ
**ફિલ્ડ-બુક** સ્ત્રી. [અં.] જમીનની માપણીની નોંધપોથી
**ફિલ્ડ-માર્શલ** પું. [અં.] મુખ્ય સેનાપતિનો એક ખાસ માનવાચક મોટો ઇલકાબ
**ફિલ્ડર** પું. [અં.] ક્રિકેટની રમતમાં ફિલ્ડિંગ કરનાર ખેલાડી
**ફિલ્ડિંગ** (ફિલ્ડિઙ્ગ્) સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં મેદાન ઉપર પોતપોતાને સ્થાને ઊભા રહી દડા પકડવાનું કામ કરવાની ક્રિયા
**ફિલ્મ** સ્ત્રી. [અં.] ચિત્ર ઉતારવાની તેમ બતાવવા માટેની સેલ્યુલોઇડની પટ્ટી. (૨) એ પ્રમાણે ઉતારેલું ચલચિત્ર. [**૦ ઉતારવી** (રૂ. પ્ર.) ફિલ્મ પર ફોટોગ્રાફીની રીતે ચિત્રો લેવાં. (૨) છેતરવું. (૩) મશ્કરી કરવી. **૦ પાડવી**, **૦ લેવી**, (રૂ. પ્ર.) ફિલ્મ પર ચિત્ર લેવાં]
**ફિલ્મ-કૅમેરા** પું. [અં.] કાચની પ્લેઇટને બદલે નાની મોટી ફિલ્મ-પટ્ટીઓ પર ચિત્ર લેતું યંત્ર
**ફિલ્મી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ફિલ્મને લગતું, ફિલ્મનું
**ફિશ-પ્લેઇટ** સ્ત્રી. [અં.] રેલવેના બે પાટાઓને જોડનારી એના આધારરૂપ પટ્ટી (મુખ્યત્વે હવે લોખંડની)
**ફિશ-બૉલ્ટ** પું. [અં.] રેલવેના બે પાટાઓને જોડતો સ્ક્રૂ
**ફિશ-માર્કેટ** સ્ત્રી. [અં.] મચ્છી-બજાર ·[કારી તંત્ર
**ફિશરી** સ્ત્રી. [અં.] માછલાં પકડી વિદેશ મોકલવાનું સર-
**ફિશિ(-સિ)યારી** સ્ત્રી. [રવા.] બડાઈ, પતરાજી, 'ઑંવૅડો.' [**૦ મારવી** (રૂ.પ્ર.) બડાઈ કરવી]
**ફિશિ(-સિ)યારી-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] બડાઈખોર
**ફિસફિસાવવું, ફિસફિસાવાવું** જુઓ 'ફિસફિસાવું'માં.
**ફિસફિસાવું** અ. ક્રિ. [રવા.] ઢીલું પડવું, શિથિલ થવું. (૨) જોરથી ન ચાલવું. (૩) કાંઈ ન હોવું. **ફિસફિસાવાવું** ભાવે. ક્રિ. **ફિસફિસાવવું** પ્રે., સ. ક્રિ.
**ફિસલાવવું** જુઓ 'ફીસલવું'માં.
**ફિસવાવવું, ફિસવાવાવું** જુઓ 'ફીસવાવું'માં.
**ફિસાદ** સ્ત્રી. [અર. ફસાદ] તોફાન, મસ્તી
**ફિસાદ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય], **ફિસાદી** વિ. [અર.] તોફાની, મસ્તીખોર
**ફિસાવવું, ફિસાવું** જુઓ 'ફીસવું'માં.

**ફિસિયારી** જુઓ 'ફિશિયારી.'

**ફિસિયારી-ખોર** જુઓ 'ફિશિયારી-ખોર.'

**ફિસોટો** પું. [રવા.] થાક વગેરેને કારણે મોઢા અને નાકમાં આવતાં ફીણ. (૨) પાણી કે પ્રવાહી ડહોળાવાથી કે ગરમ થવાથી સપાટી પર આવતાં ફીણ. [-ટા કાઢી ના(-નાં)ખવા (રૂ.પ્ર.) થકવી દેવું]

**ફિસ્સી** વિ. ક્રમ મર્યાદા કે વખતમાં છેલ્લું

**ફિસ્સું** વિ. ફિક્કું. (૨) લાસું, લીસું. (૩) અક્કડ ન રહે તેવું. (૪) ઓછા જોરવાળું

**ફી** સ્ત્રી. [અં.] લવાજમ. (૨) મહેનતાણું. (૩) હકસી. [૦ ભરવી (રૂ.પ્ર.) લવાજમ ચૂકવવું]

**ફીક, -કાશ** સ્ત્રી. [જુઓ 'ફિક્કું,' 'ફીકું' + ગુ. 'આશ' ત.પ્ર.] ફીકાપણું, ફિક્કાશ

**ફીકું** વિ. [જુઓ 'ફિક્કું.'] જુઓ 'ફિક્કું. [૦ ફચ(-સ) (રૂ.પ્ર.) જુઓ 'ફિક્કું-ફચ(-સ).']

**ફી(-ફીં)ચ** સ્ત્રી. [સં. स्फिच] જાંઘનો ઉપરનો ભાગ

**ફીચર** ન. [અં.] લક્ષણ. (૨) વાયદાનું કામકાજ. (૩) વર્તમાન પત્રોમાંનો તે તે વિશિષ્ટ પ્રસંગ કે બનાવ

**ફીચવું** સ.ક્રિ. [રવા.] (કપડાં) પછાડી સાફ કરવાં-ધોવાં. **'ફિચાવું'** કર્મણિ., ક્રિ. **ફિચાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફીટણ**[1] ન. [જુઓ 'ફીટવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] નાશ

**ફિટણ**[2] વિ. [જુઓ 'ફીટવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] [નાશ પામનારું

**ફીટણ-કાલ(-ળ)** પું. [જુઓ 'ફીટણ[1]' + સં.] નાશનો સમય

**ફીટવવું** સ.ક્રિ. લાંચ આપવી, ફોડવું. (૨) ફિટાવવું. **ફીટવાવું** કર્મણિ., પ્રે.

**ફીટવું** અ.ક્રિ. [દે. પ્રા. फिट्ट] નાશ પામવું. (૨) બંધ પડવું. (૩) અપાઈ જવું, પતવું. (૪) મરવું. (૫) વંઠી જવું. **ફિટાવું** ભાવે., ક્રિ. **ફિટાડ(-વ)વું** પ્રે., સ.ક્રિ.

**ફીણ** ન. [સં. फेन > પ્રા. फेण પું.,ન.] પ્રવાહી ઉપર ગતિને કારણે થતો પરપોટાઓનો ઘેરો સમૂહ, ફિસોટો. [૦ **આવવું** (રૂ.પ્ર.) થાકી જવું. ૦ **કાઢી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) થકવી નાખવું. ૦ **ચઢ(-ઢ)વું** (રૂ.પ્ર.) આવેશ આવવો]

**ફીણવું** સ.ક્રિ. [જુઓ 'ફીણ,'-ના.ધા.] પ્રવાહીને વલોવી ફીણ કરવાં. (૨) (લા.) નશો મેળવવો. **ફિણાવું** કર્મણિ., ક્રિ. **ફિણાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફીણી** સ્ત્રી. લોઢાની તવી, કડાઈ

**ફીત** સ્ત્રી. [પોર્યુ.] ગૂંથેલી કાંગરાવાળી કોર, સાડીની કોર મૂકવાની કિનાર. (૨) નાડું, પટ્ટી. (૩) માપવાની પટ્ટી

**ફીફરું**[1] ન. [રવા.] નાકનું ફણસું, નસકોરું, ફોણવું, ફોયરું

**ફીફલું** ન. એ નામનું એક જીવડું, વાંદું

**ફીફાં-ખાંડુ** વિ. [જુઓ 'ફીફું' + ગુ. 'આં' બ.વ. + 'ખાંડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] ફોતરાં ખાંડનારું. (૨) (લા.) અર્થ વિનાનું-ખોટું બોલનાર

**ફીફું** ન. [રવા.] અનાજ વગેરેનું ફોતરું. [**-ફાં ખાંડવાં** (રૂ.પ્ર.) સાર વિનાનો ખાલી શ્રમ કરવો. (૨) ખોટી વાતને ખરી ઠરાવવા મથવું]

**ફીરકી** સ્ત્રી. નાની ફાળકી, ગરેડી, 'રીલ.' (૨) તકલી. (૩) ચકરડી. (૪) જરી વણવાનું એક સાધન

**ફીલફી** જુઓ 'ફિલફીલ.'

**ફીવર** પું. [અં.] તાવ, બુખાર

**ફીસ (-સ્ય)** સ્ત્રી. [જુઓ 'ફીસવું.'] પાનાં રમવાની રમતમાં પાનાં ફીસવાનો-ચીપવાનો આવતો દા

**ફીસણ (-ણ્ય)** સ્ત્રી. ઘાણાની ખાટલીમાંથી શરૂ થતાં ગયેલું અને જાંગી નામનાં બે લાકડાંને જોડનારું ખોડની પાસેનું લાકડું

**ફીસલવું** અ.ક્રિ. [રવા.] લપસવું. (૨) (લા.) પ્રવૃત્ત થવું. **ફીસલાવું** ભાવે.,ક્રિ. **ફિસલાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફીસવાવું** અ.ક્રિ. [રવા.] જુઓ 'ફીસલવું.' **ફિસવાવાવું** ભાવે., ક્રિ. **ફિસવાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફીસવું** સ.ક્રિ. [રવા.] (પાનાંની રમતમાં પાનાં) ચીપવાં. **ફિસાવું** કર્મણિ., ક્રિ. **ફિસાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફીસી** જુઓ 'ફિશિયારી.'

**ફીસું**[1] જુઓ 'ફિસ્સું.'

**ફીસું**[2] ન. ઢોરના આગલા પગના સાંધાનો ઢેચો

**ફીંચ** જુઓ 'ફીચ.'

**ફીંદલ, -લું** ન. દોરી-દોરડાંનો વીંટલો. (૨) (લા.) પાયડું

**ફીંદો** પું. લાભ, ફાયદો, હાંસલ, પ્રાપ્તિ

**ફીંદવું** જુઓ 'ફેંદવું.' **ફીંદાવું** કર્મણિ., ક્રિ. **ફીંદાવવું** પ્રે., સ. ક્રિ.

**ફીંદાવવું, ફીંદાવું** જુઓ 'ફીંદવું'-'ફેંદવું'માં.

**ફીંફડી** સ્ત્રી. ગોળ ગોળ ફરવું એ, ફેરફૂદડી

**ફુઆ(-વા)જી** પું., બ.વ. [જુઓ 'ફુઓ(-વો)' + 'જી' માનવાચક.] ફોઈના પતિ, (૨) પતિ કે પત્નીના ફુઆ, ફુઓ સસરો

**ફુઇયારું** જુઓ 'ફઇયારું'-'ફૈયારું'-'ફોઇયારું.'

**ફુઈ** સ્ત્રી. [દે.પ્રા. पुप्फा] જુઓ 'ફોઈ.'

**ફુઓ(-વો)** પું. [જુઓ 'ફઈ'-'ફુઈ' દ્વારા.] ફોઈનો પતિ

**ફુક્કું** ન. [રવા.] ગળું ફુલાવનાર કબૂતરની જાત

**ફુક્કો** પું. [રવા.] દડાના આકારની ફૂલેલી વસ્તુ, ફૂલકો. (૨) પેશાબની કોથળી. (૩) કેટલાંક જળચર પ્રાણીના ગળા આગળની હવા ભરવાની કોથળી, ચૂઈ. (૪) હવા ભરીને બનાવેલો ચીકણા પ્રવાહીનો કે પાતળા પડનો પરપોટો. (૫) વધારે દૂધ મેળવવા ગાય ભેંસની યોનિમાં ફૂંક મારવાની ક્રિયા

**ફુગરાવવું, ફુગરાવું** જુઓ 'ફૂગરાવું'માં.

**ફુગાઉ** વિ. [જુઓ 'ફુગાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] નરમ, પોચું. (૨) ઉત્સાહ વિનાનું, નિરુત્સાહી

**ફુગારો** પું. [જુઓ 'ફુગાવું' + 'આરો' કૃ.પ્ર.] ફૂલવું એ, ફુલાવો. (૨) પરપોટો. (૩) આફરો. (૪) ફોલ્લો. (૫) ફુક્કો, મૂત્રાશય

**ફુગાવવું** જુઓ 'ફુગાવું'-'ફૂગવું'માં. (૨) ઉશ્કેરવું, ઉત્તેજિત કરવું. (૩) વિસ્તારવું, ફેલાવવું

**ફુગાવું** અ.ક્રિ. [જુઓ 'ફૂગ,'-ના.ધા.] માથે ફૂગ વળવી. (૨) ફોગાઈ જવું, પાણીને લઈ ફિક્કું પડવું. (૩) (લા.) ફુલાવું, હરખાવું. (૪) પુરવઠા કરતાં ચલણનો વધારો

થવો. ફૂગવવું, ફુગાવવું પ્રે.,સ.ક્રિ.

**ફુગાવો** પું. [જુઓ 'ફુગાવું' + ગુ. 'આવો'' કૃ.પ્ર.] (લા.) જોઈયે તે કરતાં ચલણી નોટો કે સિક્કાઓનો વધારો થઈ પડવો એ, કાગળના ચલણમાં અતિ ઘણો વધારો, 'ઇન્ફ્લેશન'

**ફુગ્ગો** પું. [રવા.] પાતળા રબ્બરની નાની ટોઠી (ફુલાવવાથી મોટી થાય તે—રમકડા તરીકે ઉપયોગી). (૨) પરપોટો

**ફુજૂલ** વિ. [અર.] વધી પડે તેવું, વધારાનું. (૨) (લા.) નકામું, વ્યર્થ, નિરર્થક [ફાલતુ

**ફુટકળ** વિ. [મરા., હિં. 'ફુટકર'] પરચૂરણ, મેળ વિનાનું,

**ફુટડિયું** વિ. [જુઓ 'ફૂટડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ફૂટડું.'

**ફૂટાવું** જુઓ 'ફૂટવું'માં.

**ફુરદો** જુઓ 'ફુરજો.'

**ફુરસલ** પું. ત્રિકોણ સઢ; કાતરો. (વહાણ.)

**ફુત્કાર** પું. [સં.] સર્પનો ફૂંફાડો, 'ફૂ' એવો અવાજ

**ફુત્કારવું** સ.ક્રિ. [સં. फुत्कार, ના. ધા.] ફૂંફાડો મારવો, ફૂંફારવું. **ફુત્કારાવું** કર્મણિ., ક્રિ.

**ફુત્કૃતિ** સ્ત્રી. [સં.] જુઓ 'ફુત્કાર.'

**ફુદડિયું** ન, [જુઓ 'ફૂદડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] એક ઘાસ (ફૂદડી જેવાં ફૂલવાળું)

**ફુદડિયો** પું. [જુઓ 'ફુદડિયું.'] તાણાનો એક પ્રકાર

**ફુદીનો** જુઓ 'ફોદીનો.'

**ફુદેડો**[૧] પું એક જાતનું ઘાસ

**ફુદેડો**[૨] પું. ફૂદડો, ઊડતો વંદો

**ફુદ્દી** સ્ત્રી, નાનો પતંગ, ફૂદી [બિયત

**ફુનેર** (-રય) સ્ત્રી. કુશળતા, હોશિયારી, પ્રવીણતા, કાબે-

**ફુન્સી** સ્ત્રી. નાની ફોડકી, ફોલ્લી

**ફુપ્ફુ(-ફ્ફુ)સ** ન. [સં.,પું.,ન.] ફેફસું

**ફુફકાર** પું. [રવા.] જુઓ 'ફુત્કાર.'

**ફુફકારવું** સ.ક્રિ. [જુઓ 'ફુફકાર,'-ના.ધા.] જુઓ 'ફુત્કારવું.' **ફુફકારાવું** ભાવે. ક્રિ.

**ફુફવાટો**, -ડો પું. [જુઓ 'ફૂફવાવું' + ગુ. 'આટો'–'આડો' કૃ.પ્ર.] જુઓ 'ફુત્કાર.' (૨) (લા.) ગુસ્સાનો આવેશ

**ફુફાટો**, -ડો પું. [રવા.] 'ફૂંફાટો-ડો.'

**ફુફારવું** અ.ક્રિ. [રવા.] મોંમાં પાણી ભરી કોગળો કરવો. **ફુફારાવું** ભાવે., ક્રિ. **ફુફારાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફુફારાવવું** **ફુફારાવું**, જુઓ 'ફુફારવું'માં.

**ફુફ્ફુસ** જુઓ 'ફુપ્ફુસ.'

**ફુમતડી** સ્ત્રી. આજુબાજુ જોનારી આંખ

**ફુમતડું** ન. [જુઓ 'ફૂમતું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફૂમકું'–'ફૂમતું.' [ફૂમતાવાળું, ફૂમકાવાળું

**ફુમતિયાળું** વિ. [જુઓ 'ફૂમતું' + ગુ. 'ઇયું' + આળું' ત.પ્ર.]

**ફુમરાવવું**, **ફુમરાવાવું** જુઓ 'ફુમરાવું'માં.

**ફુમરાવું** અ.ક્રિ. [રવા.] છંછેડાવું, ઉશ્કેરાવું. **ફુમરાવાવું** ભાવે., ક્રિ. **ફુમરાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફુમાડી** સ્ત્રી. નાચનો એક પ્રકાર

**ફુરકત** સ્ત્રી. [અર.] જુદા પડવું એ, વિયોગ. (૨) દિલગીરી. (૩) પરોપકાર. (૪) દવા

**ફુરકાવવું** સ. ક્રિ. હલાવવું, ચલિત કરવું. (૨) ઉમંગ આપવો. **ફુરકાવાવું** કર્મણિ., ક્રિ.

**ફુરગૂલ**, **ફુરઘૂલ** પું. [ફા. ફુર્‌ઘૂલ્] ઝળ્ળો

**ફુરચી** સ્ત્રી. [જુઓ 'ફુરચો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની નાની કરચ

**ફુરચે-ફુરચા** પું., બ.વ. [જુઓ 'ફુરચો,'–દ્વિર્ભાવ.] ટુકડે ટુકડા. [૦ ઊડી જવા (રૂ.પ્ર.) ટુકડે ટુકડા થઈ જવા, નાની કરચમાં ફેલાઈ જવું] [પાતળા ઘાટનો ટુકડો

**ફુરચો** પું. [ફા. 'પૂર્જહ્' ભાગ, ટુકડો] નાની મોટી કરચ,

**ફુરજો** પું. [અર. ફુર્જહ્] દરિયાઈ માલ-સામાનની જકાત લેવાનું કાંઠા ઉપરનું મથક કે જ્યાં વહાણો આગબોટો વગેરે આવી ઠરે, ધક્કો, જેટી, ફુરદો

**ફુરદ-વેલ** (-લ્ય) સ્ત્રી. ઢોરના ખાવાના કામનો એક છોડ, ચણક-ભીંડો

**ફુરતીલું** વિ. [જુઓ 'ફૂરતી' + ગુ. 'ઈલું' ત.પ્ર.] સ્ફૂર્તિવાળું

**ફુરફુરાવવું**, **ફુરફુરાવાવું** જુઓ 'ફુરફુરાવું'માં.

**ફરફુરાવું** અ.ક્રિ. [સં. स्फुर् > પ્રા. फुर નો વિકાસ] ઊડતાં પંખીના ઊડવાથી પાંખોનો ફફડાટ થવો. **ફુરફુરાવાવું** ભાવે., ક્રિ. **ફુરફુરાવવું** પ્રે., સ.ક્રિ.

**ફુરસત**, -દ સ્ત્રી. [અર. ફુર્સત્] નવરાશ, નિરાંત, નિવૃત્તિ. [૦ કાઢવી (રૂ.પ્ર.) નવરા રહેવાનો સમય રાખવો]

**ફુરસતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) સગવડ, અનુકૂળતા

**ફુરસદ-ગી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] ભરપગારી રજા

**ફુરસા**, **ફુર્સાં** પું. એક જાતનો પાતળો નાનો ઊડણ ઝેરી સાપ

**ફુરાવવું**[૧] જુઓ 'ફૂરવું'માં. [કર્મણિ., ક્રિ.

**ફુરાવવું**[૨] સ.ક્રિ. સાચું ઠેરવવું, પ્રમાણિત કરવું. **ફુરાવાવું**

**ફુરાવું** જુઓ 'ફૂરવું'માં. [રુવાડાં ખડાં થવાં એ

**ફુરેરી** સ્ત્રી. [હિં. ફુરહરી] પાંખનો ફફડાટ. (૨) (લા.)

**ફુલકણું**[૧] વિ. [જુઓ 'ફૂલવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + 'ક' મધ્યગ] ફુલાયા કરતું, ફુલણજી

**ફુલકણું**[૨] ન. [જુઓ 'ફૂલ' દ્વારા.] ફરે તેવું ફૂલ જેવું રમકડું

**ફુલકાવવું** સ.ક્રિ. ઉશ્કેરવું, વકરાવવું. **ફુલકાવાવું** કર્મણિ.,ક્રિ.

**ફુલ-બેંચ** સ્ત્રી. [અં.] વરિષ્ઠ અદાલતના બધા ન્યાયમૂર્તિઓ સાથે બેસી મુકદ્દમો ચલાવે એ પ્રકારની મંડળી

**ફુલવણી** સ્ત્રી. [જુઓ 'ફૂલવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ફૂલવવું એ

**ફુલ-વારો** પું. મહુડાનું ઝાડ, મહુડો

**ફુલારો** પું. [જુઓ 'ફૂલવું' + ગુ. 'આરો' કૃ.પ્ર.] ફુલાઈ જવું એ, બડાઈ, પતરાજી. [૦ મારવો (રૂ.પ્ર.) શેખી કરવી] [ફુલાવવું એ, ફુલાવવાની ક્રિયા

**ફુલાવટ** (-ટય] સ્ત્રી. [જુઓ 'ફૂલવું' + ગુ. 'આવટ' કૃ.પ્ર.]

**ફુલાવવું** જુઓ 'ફુલાવું'–'ફૂલવું'માં.

**ફુલાવું** જુઓ 'ફૂલવું.' **ફુલાવવું** પ્રે., સ.ક્રિ.

**ફુલાવો** પું. [જુઓ 'ફૂલવું' + ગુ. 'આવો' કૃ.પ્ર.] ફુલાવું એ, 'એક્સ્પાન્શન.' (૨) જુઓ 'ફુગાવો.'

**ફુલાવો**[૨] પું. [જુઓ 'ફૂલ' દ્વારા.] સ્ત્રીઓના માથાના વાળ

બાંધવાની છેડે ફૂલવાળી દોરી

**ફુલીચો-ખાર** પું. રંગની મેળવણીમાં વપરાતો એક ક્ષાર

**ફુલૂરિયું** ન. બાળકનાં મળમૂત્ર ઝીલવાનું કપડું, બાળોતિયું

**ફુલેકું** ન. હિંદુઓમાં માંડવો નખાયા પછી દ્વિજ બટુનું જનોઈના તેમ હિંદુ વર કે કન્યાનું લગ્નના દિવસના પૂર્વના દિવસોમાં ગામમાં ફેરવવામાં આવતું સરઘસ. [-કે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ફજેત થવું]

**ફુલેરો** પું., [જુઓ 'ફૂલ' દ્વારા.] દેવ-દેવીની મૂર્તિ ઉપર ઓઢાડાતી ફૂલોની છત્રી કે વરણાગી

**ફુલેલ** ન. [જુઓ 'ફૂલ' દ્વારા.] ફૂલો નાખી ઉકાળી તૈયાર કરેલું માથામાં ઘસવાનું સુગંધી તેલ

**ફુલેલી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ફુલેલ તેલ રાખવાની કાચ કે ધાતુની વાટકી, પીંગાણી

**ફુલેવર** ન. [અં. ફ્લાવર્] ગંજીફાનાં પાનામાંની 'ફૂલો'ની છાપવાળું તે તે પાનું. [૦નો એક્કો (રૂ.પ્ર.) રૂડો રૂપાળો લાયકાત વિનાનો માણસ]

**ફુલ્લસ** પું. [અર.] નાણું, પૈસો-ટકો

**ફુલ્લી** સ્ત્રી. જુઓ 'ફુલેવર.'

**ફુવાજી** જુઓ 'ફુઆ-જી.'

**ફુવારો** પું. [અર. ફવ્વારહ્] જેમાંથી પાણીની એક કે અનેક શેડ છૂટયા કરતી હોય તેવું સાધન કે સ્થાન યા હોજ

**ફુવેડ** (-ડચ) સ્ત્રી. ગંદી અને અલેકરી ઢંગધડા વિનાની સ્ત્રી, ફૂવડ

**ફુવો** જુઓ 'ફુઓ.'

**ફુશિ(-સિ)યારું** ન. એ નામનો એક ચોમાસુ છોડ, બ્રહ્મદંડી

**ફુસકાવવું** સ.ક્રિ. [રવા.] ફૂંક મારવી. ફુસકાવાવું ભાવે., ક્રિ.

**ફુસફુશિ(-સિ)યું** વિ. [જુઓ 'ફુસફુસ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] કાનમાં વાત કરવાની ટેવવાળું. (૨) (લા.) દમ વગરનું, નિર્માલ્ય. (૩) ન. કાનમાં વાત કરવી એ

**ફુસ-ફુસ** ક્રિ.વિ. [રવા.] કાનમાં કહેવામાં આવે એમ

**ફુસફુસવું** અ.ક્રિ. [જુઓ 'ફુસફુસ,'–ના.ધા.] કાનમાં કહેવું. ફુસફુસાવું ભાવે., ક્રિ.

**ફુસાંડી** સ્ત્રી. કચરો

**ફુસફુસિયું** જુઓ 'ફુસફુશિયું.'

**ફુસિયારું** જુઓ 'ફુશિયારું.'

**ફૂ** ક્રિ. વિ. [સં. ફુત્] 'ફૂ' એવો અવાજ થાય એમ, ફૂંફાડાના અવાજની જેમ. [૦ કરવું (રૂ. પ્ર.) અલોપ કરી દેવું. ૦ થઈ જવું (રૂ. પ્ર.) ખાલી થઈ જવું]

**ફૂઈ** સ્ત્રી. ઘીને ગરમ કરતાં સપાટીએ આવતા પરપોટા

**ફૂકિયું** ન. [રવા.] બહુ ઝાડા થવાનો રોગ, અતીસાર

**ફૂકું** વિ. સહેજ ગરમ, નવશેકું, કોકરવરણું

**ફૂગ** સ્ત્રી. સેંદ્રિય પદાર્થો ઉપર ભીનાશને લીધે થતો એક સફેદ પ્રકારનો વિકાર, ઊબ. (૨) બિલાડીનો ટોપ (વરસાદમાં જમીનમાંથી નાની નાની છત્રીના આકારનો સફેદ-એક વનસ્પતિ-પ્રકાર), 'ફંગી' [ક્રિ. ફુગરાવવું પ્રે., સ. ક્રિ.

**ફૂગરાવું** અ. ક્રિ. ઊપસી આવવું, ફૂલવું. ફુગરાવાવું ભાવે.,

**ફૂગવવું** જુઓ 'ફુગાવું'માં. (૨) પવનથી ફુલાવું. (૩) ગર્ભવંત થવું. (૪) સૂજવવું

**ફૂગ-વિજ્ઞાન** ન. [+ સં.] ફૂગ ઊગવાના પ્રકારના જ્ઞાનની વિદ્યા, 'માઇકોલૉજી'

**ફૂગવું** અ.ક્રિ. [જુઓ 'ફૂગ,' – ના.ધા.] જુઓ 'ફુગાવું.' (૨) ઊપસી આવવું. (૩) સૂજી જવું (૪) બહેકવું, ગર્વિત થવું, ચડવું. ફૂગવવું, ફુગાવવું પ્રે., સ.ક્રિ

**ફૂગિયો** પું. [જુઓ 'ફૂગ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ફૂગના પ્રકારનો શેરડીને લાગુ પડતો એક રોગ

**ફૂગી**[1] વિ. [જુઓ 'ફૂગ' + ગુ. 'ઈ' ત. પ્ર.] ફૂગવાળું

**ફૂગી**[2] સ્ત્રી. [જુઓ 'ફૂગ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફૂગ.' (૨) પ્રવાહી પદાર્થ ઉપર આવતી છારી કે મેલ

**ફૂગો** પું. [જુઓ 'ફુગ્ગો.'] જુઓ 'ફુગ્ગો.'

**ફૂચડો** પું. કપડાં સાદડી જાજમ વગેરેમાંથી છેડાના ભાગમાંથી નીકળેલો રેસો

**ફૂજું** ન. કાગળની કાપલીઓનો પતંગની નીચે બાંધવાનો [ગુચ્છો

**ફૂટ**[1] (-ટચ) સ્ત્રી. [જુઓ 'ફૂટવું.'] ફૂટી નીકળવું એ. (૨) ફાટ ભંગાણ, કુસંપ, ગેરસમજ

**ફૂટ**[2] પું., સ્ત્રી. [અં.] બાર ઇંચનું માપ. (૨) બાર ઇંચના માપની પટ્ટી, ફૂટ-પટ્ટી [જાતનું મોટા ઘાટનું ફળ

**ફૂટ**[3] ન. [અં. ફ્રૂટ] (લા.) ટેટી જેવું એક ફળ, ચીભડાની

**ફૂટક** પું. કોઈ પણ દ્રાવ્ય પદાર્થનો નહિ ઓગળેલો ભાગ

**ફૂટકી** સ્ત્રી. કાપડની કિનારી ઉપર વણ્યો દેખાય એવી ખામી. (૨) નાનો જામેલો કણ. (૩) લોહી કે પરુનો છાંટો. (૪) ડાઘો. (૫) એ નામનું એક પક્ષી

**ફૂટકો** પું. અનાજનું થૂલું. (૨) ફોલલો, ફરોળો

**ફૂટડું** વિ. સુંદર, રૂપાળું, દેખાવડું. (૨) ચિત્તાકર્ષક, મનોહર

**ફૂટણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ફૂટવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] ફૂટી-ફાટી અલગ થયેલો ટુકડો. (૨) (લા.) કળતર. (૩) ગેર-સમજૂતી

**ફૂટણી** સ્ત્રી. [જુઓ 'ફૂટવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] (લા.) નાની ફોલ્લી. (૨) પરપોટો

**ફૂટ-હાંડી** સ્ત્રી. [અં. + જુઓ 'હાંડી.'] (લા.) વ્યર્થતા

**ફૂરદો** પું. [અર. ફુર્જહ્] જુઓ 'ફુરજો.'

**ફૂટ-નોટ** સ્ત્રી. [અં.] પુસ્તક વગેરેમાં પાના નીચે મુકાતી નોંધ કે ટિપ્પણ, પાદ-ટીપ, પાદ-નોંધ

**ફૂટ-પટી,-ટ્ટી** સ્ત્રી. [અં. + 'પટી,-ટ્ટી.'] બાર ઇંચના માપની પટ્ટી

**ફૂટ-પાથ** પું. [અં.], **ફૂટ-પાયરી** સ્ત્રી. [અં. + જુઓ 'પાયરી.'] શહેરમાંના મોટા રસ્તાઓની બંને ધાર ઉપર માણસોને ચાલવા માટેની ફરસબંદીવાળી પગથી

**ફૂટ-બૉલ** પું. [અં.] પવન ભરી ફુલાવેલો અસ્તરવાળો એક યુરોપિયન રમત માટેનો રબરનો દડો. (૨) (લા.) ફૂટબૉલની રમત

**ફૂટલ** (ફૂટયલ) વિ. [જુઓ 'ફૂટવું' + ગુ. 'એલ' બી. ભૂ.કૃ., લાઘવ] (લા.) દગો દેનારું, ખૂટેલું

**ફૂટ-લાઇટ** ન. [અં.] નાટકના તખ્તાની કે શહેરના રાજમાર્ગોની માત્ર સપાટી ઉપર પથરાતો પ્રકાશ

**ફૂટવું** અ.ક્રિ. [સં. સ્ફુટ્ય > પ્રા. ફુટ્ટ-] તૂટી કે ફાટીને અલગ થવું. (૨) અંકુર કે કોંટો નીકળવો. (૩) અંદરનું બહાર નીકળવું (એક રહસ્યની વાત બીજાને કહી દેવી

કે શત્રુના શત્રુ સાથે મળી જવું). (૪) ઉઘાડું પડી જવું, જાહેર થઈ જવું. (૫) તૂટવું. [**ફૂટી બદામ** (રૂ.પ્ર.) નાણાંનો અભાવ. **ફૂટી બદામનું** (રૂ.પ્ર.) હલકી કિંમતનું ગણતરીમાં ન લેવા જેવું. **ફૂટેલા કપાળનું** (રૂ.પ્ર.) કમનસીબ. **ફૂટેલા કાળજાનું** (રૂ.પ્ર.) યાદ ન રાખી શકે તેવું (૨) ભાન વગરનું. **ઘર ફૂટવું** (રૂ.પ્ર.) ઘરમાં કુસંપ થવો. (૨) ઘરનાં માણસો દ્વારા વાત બહાર જવી. **નસીબ ફૂટવું** (રૂ. પ્ર.) દુર્દશા થવી. **પાંદડાં ફૂટવાં** (રૂ.પ્ર.) નવપલ્લવિત થવું. **ફૂટ પડવી** (રૂ.પ્ર.) કુસંપ થવો.] **ફુટાવું** ભાવે., ક્રિ. **ફોડવું** પ્રે.સ. ક્રિ.

**ફૂટા-ફૂટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'ફૂટવું,' -દ્વિર્ભાવ] વારંવાર ફૂટયા કરવાની ક્રિયા. (૨) ભંગાણ, ઝઘડો

**ફૂણગી** સ્ત્રી. જુઓ 'ફુન્સી.' (૨) પ્રવાહી ઉપરની પરપોટી

**ફૂદકી**[1] સ્ત્રી. સ્ક્રૂની ચકરી ફેરવવાનું સાધન, 'ડિસમિસ'

**ફૂદકી**[2] સ્ત્રી. ફોદો

**ફૂદકો** પું. એ નામનો સાપનો પ્રકાર

**ફૂદડી** સ્ત્રી. [જુઓ 'ફૂદડું[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું ફૂદડું, ચક્કર, 'ઍસ્ટરિસ્ક.' (૨) તારા કે ફૂલના જેવી પતરી. (૩) જોડા વગેરેમાં નખાતી ધાતુની નાની કડી, 'શૂ-આઇલેટ.' (૪) એક ઘાસ

**ફૂદડું**[1] ન. ફરવામાં આવતું ચક્કર, મોટી ફૂદડી. (૨) તારા કે ફૂલના આકારનું જરા મોટું પતરું (ખીલાના મથાળા નજીક શોભા માટે મુકાતું)

**ફૂદડું**[2] ન. [જુઓ 'ફૂદું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] એક પ્રકારનું પતંગિયું, ફૂદું

**ફૂદડો**[1] પું. [જુઓ 'ફૂદડી.'] એ નામનું એક ઘાસ

**ફૂદડો**[2] પું. [જુઓ 'ફૂદડું.[2]'] પતંગિયાનો એક પ્રકાર

**ફૂદી**[1] સ્ત્રી. જુઓ 'ફૂદડી(૧).'

**ફૂદી**[2] સ્ત્રી. [જુઓ 'ફૂદું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાંખોવાળું નાનું એક જીવડું

**ફૂદું** ન. ફુદેડાના પ્રકારનું એક જીવડું (ડાંગરમાં પડતું). (૨) પતંગિયું

**ફૂફકાવું** અ. ક્રિ. [રવા.] ફૂંફાડો મારવો. **ફુફકાવાવું** ભાવે., ક્રિ.

**ફૂફવવું** અ. ક્રિ. [રવા.] ફૂંફાડો મારવો. **ફૂફવાવું** ભાવે., ક્રિ.

**ફૂમકી** સ્ત્રી. [જુઓ 'ફૂમકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) મોજાંની ટોચ, 'ક્રિસ્ટ.' (વહાણ.)

**ફૂમકું** ન. ફૂલના ઘાટનું નાનું છોગું કે છેડો, ફૂમતું (રેશમ કે કસબનો ગુચ્છો પણ)

**ફૂમતી** સ્ત્રી. [જુઓ 'ફૂમતું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું ફૂમતું. (૨) અંબોડે લટકાવાતું ઘૂઘરીઓવાળું એક ઘરેણું

**ફૂમતું** ન. જુઓ 'ફૂમકું.'

**ફૂમતે-દાર** વિ., પું. [+ ફા. પ્રત્યય] ચોખંડો ન હોય તેવો એક પ્રકારનો કનકવો

**ફૂયારું** ન. [જુઓ 'ફુઇયારું' – લાઘવ.] જુઓ 'ફુઇયારું'

**ફૂર**[1] પું. [રવા.] પક્ષીનો ફરરર કરી ઊડવાનો અવાજ

**ફૂર**[2] વિ. સાચું, ખરું, વાજબી

**ફૂરતી** સ્ત્રી. [સં. સ્ફૂર્તિ] અર્વા. તદ્ભવ] જુઓ 'સ્ફૂર્તિ.'

**ફૂરતું** વિ. [સં. સ્ફુરત્, અર્વા. તદ્ભવ + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] સ્ફૂર્તિવાળું

**ફૂર-ફૂર** (-રય) સ્ત્રી. [રવા.] ઊડવામાં પાંખોના ફફડાટથી થતો અવાજ

**ફૂરવું** અ. ક્રિ. [સં. સ્ફુર્, અર્વા. તદ્ભવ] જુઓ 'સ્ફુરવું.' **ફુરાવું** ભાવે., ક્રિ. **ફુરાવવું** પ્રે., સ. ક્રિ.

**ફૂરી** સ્ત્રી. એ નામનો વાંસનાં પાન જેવાં પાનવાળો એક છોડ

**ફૂર્તિ** સ્ત્રી. [સં. સ્ફૂર્તિ] જુઓ 'સ્ફૂર્તિ'–'ફૂરતી.'

**ફૂર્તીલું** વિ. [જુઓ 'ફૂર્તિ' + ગુ. 'ઈલું' ત. પ્ર.] જુઓ 'ફુરતીલું.'

**ફૂલ**[1] ન. [સં. फुल्ल] ખીલી ઊઠેલું કુસુમ, પુષ્પ. (૨) ફૂલ જેવો કોઈ પણ આકાર. (૩) ફટકડી વગેરેના ફુલાવથી છૂટો પડતો ફૂલેલો ઝેરો. (૪) કાનમાં પહેરવાનું પુરુષોનું એક ઘરેણું. (૫) રવાઈનો ચાર પાંખિયાવાળો ભાગ. (૬) શબને બાળ્યા પછી રહી જતી હાડકાંની તે તે કરચ. (૭) આંખમાં પડતું ફૂલું. (૮) કાતરેલી સોપારી. [**૦ આવવું** (રૂ. પ્ર.) આશા બંધાવી. **૦ ખરવાં** (રૂ. પ્ર.) મોઢાંમાંથી અપશબ્દ નીકળવા. **૦ ગૂંથવાં** (રૂ. પ્ર.) નવરું બેસી રહેવું. **૦ ચઢા(-ઢા)વવાં** (રૂ. પ્ર.) સેવા કરવી. **૦ ઝરવું** (રૂ. પ્ર.) મધુર અને સુંદર વાણી નીકળવી. **૦ ઠારવાં** (રૂ. પ્ર.) સંતોષવું. **૦ તુલસી છાંટવાં** (રૂ. પ્ર.) મધુર વચન કહેવાં. **૦ નહિ તો ફૂલની પાંખડી** (રૂ. પ્ર.) સ્વલ્પ ભેટ. **૦ની માફક રાખવું** (રૂ. પ્ર.) ખૂબ સંભાળીને સાચવવું. **૦ને ઘોડે ચડ(-ઢ)વું** (રૂ. પ્ર.) ખોટો ભપકો બતાવવો. **૦ પધરાવવાં** (રૂ. પ્ર.) શબનાં હાડકાંની કરચ તીર્થમાં નાખવી. **૦ પાડવાં** (રૂ. પ્ર.) ગરમી આપી ફુલાવવું. **૦ ફરક** (રૂ. પ્ર.) નુકસાન થવું. **૦ બેસવું** (-બૅસવું) (રૂ. પ્ર.) ફૂલનો વનસ્પતિમાં કોટો ફૂટવો. **૦ લેવું** (રૂ. પ્ર.) રાજા કે મોટા માણસની હજામત કરવી. **૦ સૂંઘીને રહેવું** (-રૅ:વું) (રૂ. પ્ર.) બહુ થોડું ખાવું. **આવળનું ફૂલ** (રૂ. પ્ર.) દેખીતું રૂપાળું છતાં ગુણહીન. **-લે વધાવવું** (રૂ. પ્ર.) પ્રેમપૂર્વક આદર આપવો. **-લોની સેજ** (રૂ. પ્ર.) આનંદવાળી પથારી. **ધોળું ફૂલ જેવું** (રૂ. પ્ર.) ઘણું જ સ્વચ્છ. (૨) તદ્દન સફેદ. **શૂળીનું ફૂલ** (રૂ. પ્ર.) દેખાવમાં સુંદર છતાં પ્રાણઘાતક. **હલકું ફૂલ** (રૂ. પ્ર.) તદ્દન હળવું]

**ફૂલ**[2] (-લ્ય) સ્ત્રી. [જુઓ 'ફૂલવું.'] (લા.) બડાઈ, પતરાજી. [**૦ મારવી** (રૂ. પ્ર.) બડાઈ કરવી]

**ફૂલ-ઉછેર** પું. [જુઓ 'ફૂલ[1]' + 'ઉછેર.'] ફૂલો ઉછેરવાની ક્રિયા, 'ફ્લોરિ-કલ્ચર'

**ફૂલ-ક(૦ર)ણી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[1]' + 'કરવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] સળગાવ્યા પછી પોતામાંથી ફૂલ જેવાં નાનાં ચકદાં પાડે તેવું એક દારૂખાનું. [**૦ મૂકવી** (રૂ. પ્ર.) સળગાવી મૂકવું]

**ફૂલ-કર** (-રય) સ્ત્રી. [જુઓ 'ફૂલ[1]' + 'કરવું.'] સળગાવતાં ફૂલ ઊડે એવી એક આતશબાજી

**ફૂલ-કરણી** જુઓ 'ફૂલ-કણી.'

**ફૂલ-કાજલી(-ળી)** સ્ત્રી. [જુઓ 'ફૂલ[1]' + 'કાજલી, -ળી.'] શ્રાવણ સુદિ બીજનું સધવાએ કરવાનું હિંદુ વ્રત

**ફૂલ-કાતરી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[1]' + 'કાતરવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] આખી સોપારીનો કરેલો ચૂરો

**ફૂલ-કાપો** પું. [જુઓ 'ફૂલ[1]' + 'કાપો.'] બે પાટિયાંની સાંધ મેળવવા કરવામાં આવતી ઘીસી

**ફૂલકાં** ન., બ. વ. [જુઓ 'ફૂલકું.[1]'] જુઓ 'ફૂલકું[1](૧).' (૨) નાડીનાં ફૂમકાં. (૩) ફોફલા, ફફોળા. (૪) ખાંડના કારખાનામાં વપરાતાં બકડિયાં

**ફૂલકી** સ્ત્રી. [જુઓ 'ફૂલકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગૂંથણ-

કામમાં ફૂલના જેવો આકાર. (૨) વટાણાના લોટની ફૂલકા-પૂરી

**ફૂલકું**[૧] ન. [જુઓ 'ફૂલવું' દ્વારા] ફૂલીને દડા જેવી થતી નાની રોટલી. (૨) (લા.) જમવાનું નોતરું

**ફૂલકું**[૨] વિ. [જુઓ 'ફૂલવું' દ્વારા.] ફૂલેલું. (૨) વખાણતાં વાયે ચડે તેવું, ફુલણજી [ઘાટો બગીચો

**ફૂલ-કુંજ** (-કુઞ્જ) સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + કુંજ.'] ફૂલનો

**ફૂલકો** પું. [જુઓ 'ફૂલવું' દ્વારા.] કોઈ પણ વસ્તુનો ફુલાવ. (૨) ફૂલેલી રોટલી. (૩) ફુગ્ગો

**ફૂલ-કોબી,૦જ** સ્ત્રી- [જુઓ 'ફૂલ[૧]' + 'કોબી,૦જ'] વિદેશ-માંથી આયાત થયેલું ભરેલા વિશાળ ઘટ્ટ મોટા ફૂલના આકારનું એક શાક, કોબી [ક્યારડો

**ફૂલ-ક્યારો** પું. [જુઓ 'ફૂલ' + 'ક્યારો.'] ફૂલ-છોડનો

**ફૂલ-ખર, -રણી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'ખરવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] જુઓ 'ફૂલ-કણી.'

**ફૂલ-ખંડી** (-ખણ્ડી) સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'ખંડ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ફૂલ-કણી.'

**ફૂલ-ગજરો** પું. [જુઓ 'ફૂલ[૧]' + 'ગજરો.'] ઘણાં ફૂલો ગૂંથી કરેલો મોટો ગુચ્છો, ગજરો

**ફૂલ-ગર** પું. પગનાં કાંડાં સુધી પહોંચતો મોટો ઝભ્ભો

**ફૂલ-ગુલાબી** વિ. [જુઓ 'ફૂલ[૨]' + 'ગુલાબી.'] ખીલેલા ગુલાબી રંગનું. (૨) (લા.) યૌવનથી મદમાતું

**ફૂલ-ગૂંથણિયું** વિ. [જુઓ 'ફૂલ[૧]' + ગૂંથણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] એકમેકમાં ફૂલોની જેમ ગૂંથાયેલું, ફૂલ-ગૂંથણીવાળું

**ફૂલ-ગૂંથણી** સ્ત્રી. [જુઓ 'ફૂલ' + 'ગૂંથણી.'] ફૂલોની માળા ગજરા વગેરે રૂપમાં ગૂંથણી. (૨) ફૂલોના પ્રકારની ગૂંથણી-વસ્તુની બંધબેસતી ગોઠવણી

**ફૂલ-ગોટો** પું. [જુઓ 'ફૂલ[૧]' + 'ગોટો.'] ગજરો. (૨) (લા.) એ નામની એક રમત, ધમાલ-ગોટો

**ફૂલ-ઘર** ન. [જુઓ 'ફૂલ[૧]' + 'ઘર.'] મંદિરોમાં જ્યાં ફૂલની સેવા કરનારાં બેસી ફૂલની માળા કરે તે સ્થાન

**ફૂલ-ઘરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] મંદિરોમાં ફૂલઘરની સેવા કરનાર (સ્ત્રી કે પુરુષ)

**ફૂલ-ચકલી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'ચકલી.'] સુગરીના પ્રકાર-નો માળો બાંધી વસનારું એક ચકલીના પ્રકારનું પક્ષી

**ફૂલ-ચક્કર** ન. [જુઓ 'ફૂલ[૧]' + 'ચક્કર.'] ઘડિયાળમાં બાલ-ચક્કરની બાજુનું એક ચક્ર

**ફૂલ-ચુંગી(-ચૂંગી)** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'ચુંગી(-ચૂંગી).'] ફૂલ ચૂસનારું એક પક્ષી [થોડાં ફૂલોનો નાનો ગજરો

**ફૂલ-છડી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + છડી.'] સળી ઉપર બાંધેલાં

**ફૂલ-છાબ** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + છાબ.'] ફૂલો રાખવાની વાંસની કે નાળિયેરી વગેરેનાં પત્તાની થાળીના આકારની ટોપલી

**ફૂલ-છાબડી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'છાબડી.'] નાની ફૂલ-છાબ. (૨) પાટણનું એક જાતનું ભાતીગળ પટોળું

**ફૂલ-છોડ** પું. [જુઓ 'ફૂલ[૧]' + 'છોડ.'] ફૂલો આપનારો છોડવો

**ફૂલ-ઝડી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'ઝડી.'] (લા.) એક જાતનું દારૂખાનું કે આતશબાજી. (૨) કુસ્તીનો એક દાવ. (વ્યાયામ.)

**ફૂલ-ઝર** (-રય) સ્ત્રી. [+ જુઓ 'ઝરવું.'] જુઓ 'ફૂલ-કણી.'

**ફૂલ-ઝાડ** ન. [જુઓ 'ફૂલ[૧]' + 'ઝાડ.'] ફૂલો આપનારું તે તે વૃક્ષ

**ફૂલ-ઝાડી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'ઝાડી.'] (લા.) ફુવારાની જેમ ફૂલો વેરતી એક આતશબાજી કે દારૂખાનું

**ફૂલડાં** ન., બ.વ. [જુઓ 'ફૂલ[૧]' + ગુ. 'ડું.'] ફૂલના આકાર-નું છાસ વલોવવાનું એક સાધન

**ફૂલડાં-સાત(-તે)મ** (-મ્ય) સ્ત્રી. [જુઓ 'ફૂલડું' + 'સાત(-તે) મ.'] શ્રાવણ સુદિ સાતમ. (સંજ્ઞા.)

**ફૂલડી** સ્ત્રી. એક પ્રકારનો એ નામનો છોડવો

**ફૂલડું** ન. [જુઓ 'ફૂલ[૧]' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ફૂલ. (પદ્યમાં.). (૨) ફૂલના ઘાટનું નાકમાં પહેરવાનું એક ઘરેણું. (૩) ધાણીનો દાણો

**ફૂલ-ડોલ(-ળ)** પું. [જુઓ 'ફૂલ[૧]' + 'ડોલ(-ળ).'] હોળીના બીજા દિવસનો ફૂલના હિંડોળાનો પુષ્ટિમાર્ગીય મંદિરોમાંનો વસંતનો છેલ્લો ઉત્સવ. (પુષ્ટિ.)

**ફૂલણ, ૦જી, ૦શી** [જુઓ 'ફૂલવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર. + જુઓ 'જી,' 'શી' (સં. सिंह > પ્રા. सीह.)] ફુલાવાના સ્વભાવનું, બીજા તરફનાં વખાણોથી પોરસ અનુભવતું

**ફૂલ-તોડો** પું. [જુઓ 'ફૂલ[૧]' + 'તોડો.'] પગનો એક ખાસ પ્રકારનો તોડો (મહલોને ભેટ અપાતો)

**ફૂલ-દડો** પું. [જુઓ 'ફૂલ[૧]' + 'દડો.'] વરકન્યા પરણી ઊતર્યા પછી એકબીજાને ફૂલ ઉડાડે એ ક્રિયા

**ફૂલ-દાન** ન., -ની સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + ફા.] ફૂલ મૂક-વાનું કે ભરાવવાનું વાસણ [(૨) જલદ દારૂ

**ફૂલ-દારૂ** પું. [જુઓ 'ફૂલ[૧]' + 'દારૂ.'] દારૂનો અર્ક, મદ્યાર્ક

**ફૂલ-દોલ** પું. [જુઓ 'ફૂલ[૧]' + સં.] જુઓ 'ફૂલ-ડોલ.'

**ફૂલ-ધાર** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + 'ધાર.'] અસ્ત્રાના પાના જેવી તીક્ષ્ણ ધાર. (૨) વિ. (લા.) પ્રામાણિક, ચોખ્ખું. (૩) શાખવાળું, આબરૂદાર

**ફૂલની** સ્ત્રી. એક પ્રકારનું બારમાસી ઘાસ

**ફૂલ-પાત્ર** ન. [જુઓ 'ફૂલ[૧]' + સં.] જુઓ 'ફૂલ-દાન.'

**ફૂલ-પાત્રી** સ્ત્રી. [જુઓ 'ફૂલ[૧]' + ગુ. 'ઈ' ત.પ્ર.] ફૂલની પાતરી, ફૂલનો નાનો પડો

**ફૂલ-ફગર** વિ. [જુઓ 'ફૂલ' + રવા.] ઘેરાવાળું, ઘેરદાર

**ફૂલ-ફટાક, ૦ડું, -કિયું** વિ. [જુઓ 'ફૂલ[૧]' + 'ફટાક' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર., ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ફૂલની જેમ શોભા કરીને રહેલું, વરણાગિયું. (૨) રંગીલું, શોખીન. (૩) ચોખ્ખું. (૪) નાજુક. (૫) તદ્દન ઊજળું. (૫) ઉડાઉ [ફળો વગેરે

**ફૂલ-ફેશ** પું, અરડૂસાનું ઝાડ

**ફૂલ-ફળાદિ** વિ. [જુઓ 'ફૂલ[૧]' + 'ફળ' + સં. आदि] ફૂલો

**ફૂલ-ફૂલ્યું(-લ્યું)** વિ. [જુઓ 'ફૂલ[૧]' + 'ફૂલવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] ફૂલની માફક ખીલેલું. (૨) (લા.) લાડકોડમાં ઊછરેલું

**ફૂલ-બરડી** સ્ત્રી., -ડો પું. [જુઓ 'ફૂલ[૧]' દ્વારા.] સેવર્ધની જાતની સોપારી

**ફૂલ-બલોયું** ન. [જુઓ 'ફૂલ[૧]' + 'બલોયું.'] સ્ત્રીઓને કાંડે પહેરવાનો એક ખાસ જાતનો ચૂડો

**ફૂલ-બંગડી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'બંગડી.'] જેમાં ફૂલની આકૃતિઓ જડેલી હોય તેવી કામડી

**ફૂલ-બાગ** પું [જુઓ 'ફૂલ$^{1}$' + 'બાગ.'] જેમાં માત્ર ફૂલ-છોડ ફૂલ-વેલા અને ફૂલ-ઝાડ હોય તેવો બગીચો

**ફૂલ-બાજરિયું** ન. [જુઓ 'ફૂલ$^{1}$' + 'બાજરી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) સોનાની પાટી અને વચમાં બાજરીના દાણાના ઘાટનાં ફૂલોની હાર હોય તેવું સ્ત્રીના હાથનું એક ઘરેણું

**ફૂલ-બેસણી** (-બૅસણી) સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'બેસણી.'] ફૂલનો નીચેનો પાંખડીઓને આધાર આપતો ભાગ, 'રિસેપ્ટેકલ' (વ.વિ.)

**ફૂલ-ભાત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'ભાત.$^{2}$'] જેમાં ફૂલની ચિતરણી કે છાપ મારી હોય તે પ્રકાર. (૨) અમદાવાદી કિનખાબની એક જૂની જાત

**ફૂલ-મણિ** પું., સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + સં.,પું.] ફૂલના કેસર-ની ફરતી પાંખડીનો ભાગ

**ફૂલ-મંજરી** (-મઞ્જરી) સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + સં.] ફૂલની કળીઓનો કુદરતી ગુચ્છો

**ફૂલ-મંડલી(-ળી)** (-મણ્ડલી,-ળી) સ્ત્રી. (જુઓ 'ફૂલ$^{1}$' + સં.] મંદિરોમાં ઠાકોરજીના શૃંગાર તેમજ આસપાસની બધી શોભા ફૂલોની કરી હોય તેવી યોજના. (પુષ્ટિ.)

**ફૂલ-માછલી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'માછલી.'] માછલીના અને ફૂલના આકારનું પગના પંજાના ઉપરના ભાગનું સ્ત્રીઓનું એક ઘરેણું

**ફૂલ-માણેકિયો** વિ.,પું. [જુઓ 'ફૂલ$^{1}$' + 'માણેક' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ઘોડાની એક જાત

**ફૂલ-માર** (-ર્ય) સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'મારવું.']-સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત [ની બનાવેલી માળા કે હાર

**ફૂલ-માલા**(-ળા, -ળ્ય) સ્ત્રી [જુઓ 'ફૂલ$^{1}$' + સં. माला] ફૂલો-

**ફૂલ-માળિયો** વિ., પું. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ઘોડાની એક જાત [ઘરેણું

**ફૂલરી** સ્ત્રી. સ્ત્રીઓનું પગનાં આંગળાંમાં પહેરવાનું એક

**ફૂલરું** ન. [જુઓ 'ફૂલ$^{1}$' દ્વારા.] ત્રાજવાંની દાંડીની વચ્ચેની દોરીની ફૂલના ઘાટની ગાંઠ. (૨) ફૂંદણું

**ફૂલ-લતા** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + સં.] ફૂલો આપનારી વેલ

**ફૂલ-લીમડો, ફૂલ-લીંબડો** પું. [જુઓ 'ફૂલ$^{1}$' + 'લીમડો'-'લીંબડો.'] લીમડાના પાનનાં જેવાં પાનવાળું ઝૂમખાબંધ થતાં ફૂલોવાળું એક ઝાડ

**ફૂલ-વડી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'વડી.'] ચણાના લોટની ફરસી વડી (જે કાચી સૂકવી રાખી મૂકવામાં આવે છે અને જરૂર પડતાં તળીને અથવા શાક તરીકે ઉપયોગમાં આવે છે.)

**ફૂલવવું** જુઓ 'ફૂલવું'માં.

**ફૂલ-વાઈ** સ્ત્રી. જુઓ 'ફૂલ-વાડી.'

**ફૂલ-વાટકો** પું. [જુઓ 'ફૂલ$^{1}$' + 'વાટકો.'] કોર વાળેલો છાલિયા-ઘાટનો વાટકો

**ફૂલ-વાડી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'વાડી.'] ફૂલોના છોડ અને વેલોવાળી બગીચી. (૨) વરઘોડામાં ફૂલોની માંડણીવાળી એક વરણાગી. (૩) એ નામની એક રમત. (૪) (લા.) સંતતિ, સંતાનો, છોકરાં-છૈયાં

**ફૂલ-વાવણાં** ન., બ.વ. [જુઓ 'ફૂલ$^{1}$' + 'વાવણું.'] (લા.) વરસાદ વરસવાનો અવાજ

**ફૂલ-વાળિયું** ન. [જુઓ 'ફૂલ$^{1}$' + 'વાળી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] કાનના ઉપરના ભાગમાં પહેરવાનું એક ફૂલના આકારનું ઘરેણું

**ફૂલ-વાળી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + ગુ. 'વાળી.'] 'ફૂલના ઘાટની કાનની એક જાતની વાળી કે કડી

**ફૂલવું** અ.ક્રિ. [સં. फुल्ल-] ખીલવું, પ્રફુલ્લિત થવું. (૨) ફૂલો આવવાં. (૩) હવા લોહી વગેરે ભરાવાથી પહોળા થવું, ઊપસવું. (૪) (લા.) આનંદ પામવો. (૫) બડાઈ મારવી. [ફૂલીને ઘોડે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ખાલી ભપકો કરવો, મિથ્યા આડંબર કરવો. ફૂલીને ટેટો(-કે દેડકો) થવું (રૂ.પ્ર.) વખાણ સાંભળી ફુલાવું. (૨) ગજા વિનાની ફાળ ભરવી. (૩) આંખ વગેરેનો સોજો આવવો. ફૂલીને ફાળકે ચડ(-ઢ)વું, ફૂલીને ફાળકો થવું (રૂ.પ્ર.) ફુલણજી થવું] ફુલાવું$^{1}$ ભાવે, ક્રિ. ફૂલવવું, ફુલાવવું પ્રે. સ.ક્રિ.

**ફૂલવું-ફાલવું** અ.ક્રિ. [ + જુઓ 'ફાલવું.'] સારી રીતે યોગમથી ખીલવું, વિકસવું

**ફૂલ-વેણી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + સં.] અંબોડામાં ભરાવવાની ફૂલોની ગૂંથેલી વેણી [નારી વેલી

**ફૂલ-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'વેલ.'] ફૂલો આપ-

**ફૂલ-વેલડી** સ્ત્રી. [ + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] ફૂલ-વેલ. (પદ્યમાં.)

**ફૂલ-શય્યા** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + સં.] ફૂલોની પથારી

**ફૂલ-સ(-સે)ર** (-રથ) સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'સ (-સે)ર.'] એકવડી ફૂલમાળા

**ફૂલ-સળી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'સળી.'] (લા.) જમીન ઉપર જૂના સમયમાં લેવાતો એક વેરો

**ફૂલ-સંપેલ** વિ. એક શિંગડું ઊંચેની બાજુ અને બીજું શિંગડું નીચેની બાજુ હોય તેવું (પશુ) [પ્રકાર

**ફૂલ-સાકર** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'સાકર.'] સાકરનો એક

**ફૂલ-સાંકળું** ન. [જુઓ 'ફૂલ$^{1}$' + 'સાંકળું.'] ફૂલ જેવા ચકદાવાળું રૂપાની નક્કર ગોળ કડીઓથી ગૂંથેલું પગમાં પહેરવાનું એક ઘરેણું, ફૂલની ભાતવાળું સાંકળું

**ફૂલ-સૂંઘણું** ન. [જુઓ 'ફૂલ$^{1}$' + 'સૂંઘવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ., ફૂલ સૂંઘનારું] (લા.) નાક

**ફૂલ-સૂંઘી** સ્ત્રી. [જુઓ 'ફૂલ$^{1}$' + 'સૂંઘવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] (લા.) એ નામનું એક પક્ષી

**ફૂલ-હાર** પું. [જુઓ 'ફૂલ$^{1}$' + સં.] જુઓ 'ફૂલ-માલા.'

**ફૂલિયું** ન. [જુઓ 'ફૂલ$^{1}$' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ફૂલના આકારનું કાનમાં પહેરવાનું એક ઘરેણું. (૨) ફૂલના ઘાટનું પ્યાલું. (૩) દિવાસળીની પેટી (ફૂલની છાપને કારણે પડેલું નામ). (૪) એ નામનું એક ઘાસ

**ફૂલિયો** પું. [જુઓ 'ફૂલિયું.'] ફૂલના આકારનો વાટકો. (૨) બાળકોને મોઢામાં થતો એ નામનો એક વા

**ફૂલી** સ્ત્રી. [જુઓ 'ફૂલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) આંખમાં થતું ફૂલું. (૨) એક પ્રકારનો ખારો, સાજીખાર. (૩) ફૂદડી. (૪) ફૂલ છાપનું ગંજીફાનું પાનું. (૫) માથાના

સેંથાનું એક ફૂલના આકારનું ઘરેણું, શીશફૂલ. (૬) મકાઈની ધાણી

**ફૂલું** ન. [જુઓ 'ફૂલ[1]'+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] આંખના રતનમાં પડતો નાનો ફૂલ જેવો સફેદ ડાઘ

**ફૂલ્સ-કૅપ** પું. [અં.] ૧૩"×૧૬"ના કદના માપનો (મુખ્યત્વે લેખન-કામમાં વપરાતો) કાગળ

**ફૂવડ** (-ડચ) જુઓ 'ફુવેડ.'                [ત.પ્ર.] ફૂવડપણું

**ફૂવડ-તા** સ્ત્રી. [+સં., ત.પ્ર.], **ફૂવડાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ'

**ફૂશ** (-શ્ય) સ્ત્રી. અપજશ, અપકીર્તિ. (૨) નાનાં છોકરાંઓનું ટોળું                ['ફૂસલું.' (૨) ફૂસ-ફાસ [૧,૨)'

**ફૂશિ(-સિ)યું** વિ. [જુઓ 'ફૂસ'+ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ

**ફૂસ** (-સ્ય) સ્ત્રી. [રવા.] થાક, થકાવટ. (૨) (લા.) હાર, પરાજય. (૩) નાનું નાનું ફૂટેલું ઘાસ, ફૂસલું. (૪) થાક કે પરાજયનો ઉદ્ગાર, ઠૂસ. (૫) પવન છૂટવાના અવાજની જેમ. [**૦ થવું** (રૂ.પ્ર.) થાકી જવું, કંટાળી જવું. (૨) નિષ્ફળ જવું]

**ફૂસકું[1]** ન. ફોતરું                [ભગરું

**ફૂસકું[2]** વિ. [જુઓ 'ફૂસ' દ્વારા.] ભૂકો થઈ જાય તેવું,

**ફૂસ-ફાશિ(-સિ)યું** જુઓ 'ફૂસફાસ.'

**ફૂસ-ફાસ** વિ., ક્રિ.વિ. [રવા.] વેરણ-છેરણ થયેલું. (૨) હલકું. (૩) આમતેમથી એકઠું કરેલું

**ફૂસ-ફાસિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ફૂસ-ફાસ.'

**ફૂહણી** સ્ત્રી. લોઢાની ચાકમાં રાખવાની ચકરડી

**ફૂં** ક્રિ.વિ. [રવા.] સર્પના ફૂંફાડના અવાજ થાય એમ. [**૦ ફૂં થવું** (રૂ.પ્ર.) ગુસ્સે થવું]

**ફૂંક** સ્ત્રી. [દે. પ્રા. फूंका] હોઠ ભીડી એમાંથી હવા બહાર કાઢવાની ક્રિયા. (૨) (લા.) પ્રાણ. [**૦ નીકળી જવી** (રૂ.પ્ર.) મરણ પામવું. **૦ મારવી** (રૂ.પ્ર.) કાનમાં મંત્ર ભણવો. (૨) ચેતવવું. (૩) શિખામણ આપવી. (૪) ઉશ્કેરવું. **-કે ફાટવું** (રૂ.પ્ર.) ભય પામવું]

**ફૂંકણ** વિ. [જુઓ 'ફૂંકવું'+ગ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] ફૂંક મારનારું. (૨) (લા.) સશક્ત

**ફૂંકણી** સ્ત્રી. [જુઓ 'ફૂંકણું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ફૂંકવું એ, ફૂંકવાની રીત. (૨) ફૂંકવાનું નાનું સાધન, ફૂંકવાની ભૂંગળી. (૩) બીડી અને સિગારેટ

**ફૂંકણું** ન. [જુઓ 'ફૂંકવું'+ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] ફૂંક મારવી એ. (૨) ફૂંક મારવાનું જરા મોટું સાધન–વાંસની કે ધાતુની ભૂંગળી. [**-ણાં ફૂંકવાં** (રૂ.પ્ર.) (તિરસ્કારમાં) રાંધવાનો ધંધો કરવો. (૨) બીડી કે સિગાર પીવી]

**ફૂંકવું** સ.ક્રિ [જુઓ 'ફૂંક,'–ના.ધા.] ફૂંક મારવી. (૨) (લા.) ધૂમપાન કરવું. (૩) ભૂંગળીના આકારમાં મોઢેથી હવા ભરી વગાડવું. (૪) (ચૂલો) ફૂંકથી સળગાવવું. (૫) રસોઈ કરવી. (૬) રાસાયણિક રીતે ધાતુઓની ખાખ બનાવવી. [**ફૂંકી ખાવું** (રૂ.પ્ર.) વાપરી નાખવું. (૨) ફોસલાવીને કામ કઢાવવું. **ફૂંકી દેવું** (રૂ.પ્ર.) ઉડાડી દેવું. (૨) ગોળીએ દેવું, ઠાર મારવું. (૩) દેવાળું કાઢવું. (૪) છૂપી વાત જાહેર કરી દેવી. **ફૂંકી ફૂંકીને** (રૂ.પ્ર.) ખૂબ સાવચેતીથી. **ફૂંકી ફૂંકીને-ખાવું** (રૂ.પ્ર.) સામાને અંધારામાં રાખી સ્વાર્થ સાધી લેવો. **ફૂંકી બેસવું** (-બૅસવું)(રૂ.પ્ર.)ઉડાડી નાખવું. **ફૂંકી મારવું** (**કે મૂકવું**) (રૂ.પ્ર.) સળગાવી દેવું. (૨) મિલકત સોંઘા ભાવે વેચી નાખવી. **ફૂંકી રાખવું** (રૂ. પ્ર.) પંપાળતા રહેવું. **કાન ફૂંકવા** (રૂ. પ્ર.) શિષ્યને મંત્ર આપવો. (૨) શિખામણ આપવી. (૩) ઉશ્કેરવું. **ચૂલો ફૂંકવો** (રૂ. પ્ર.) રસોઈ કરવી. **દેવાળું ફૂંકવું** (રૂ. પ્ર.) દેવાળું જાહેર કરવું. **બણગું ફૂંકવું** (રૂ. પ્ર.) બડાઈ કરવી.] **ફૂંકાવું** કર્મણિ; ક્રિ. **ફૂંકાવવું** પ્રે., સ.ક્રિ.                [ફૂંફાડો

**ફૂંકાર** પું. [સં. फुत्कार > પ્રા.फुंकार] 'ફૂં' એવો અવાજ,

**ફૂંકારવું** સ.ક્રિ. [જુઓ 'ફૂંકાર,'–ના.ધા.] ફૂંફાડો મારવો. (૨) સૂતરના દરેક તાંતણાને ફૂંકથી ભેજ લગાવવો. (૩) વધુ દૂધ મેળવવા ગાય–ભેંસની યોનિમાં ફૂંક મારવી. **ફૂંકારાવું** કર્મણિ., ક્રિ. **ફૂંકારાવવું** પ્રે., સ.ક્રિ.

**ફૂંકારાવવું, ફૂંકારાવું** જુઓ 'ફૂંકારવું'માં.

**ફૂંકારો** પું. [જુઓ 'ફૂંકાર'+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ફૂંકાર.'

**ફૂંકાવવું, ફૂંકાવું** જુઓ 'ફૂંકવું'માં.

**ફૂંકિયું** ન. [જુઓ 'ફૂંક'+ગુ. 'ઇયું' ત.પ્ર.] ધમણનો પવન નીકળવાનો ભૂંગળીવાળો ભાગ. (૨) ચામડાના કોસને વરત બંધાય છે તે છેલ્લો મોઢાનો ભાગ

**ફૂંગર** (-રચ) સ્ત્રી. નસકોરું

**ફૂં(-ફું)ગરાવવું** જુઓ 'ફૂંગરાવું'માં.

**ફૂં(-ફું)ગરાવું** અ.ક્રિ. [રવા.] ફુલાવું, બહેકાવું. (૨) ખોટું સમઝાવું. (૩) ઉશ્કેરાવું, ગુસ્સે થવું

**ફૂંદણું** ન. ફૂમતું. (૨) ફૂલના આકારની ગાંઠ. (૩) ચાબખાની ડાંડી વચ્ચેની ગાંઠ. (૪) ચાબુક કે લાકડીના છેડાની ગાંઠ. (૫) ઘાઘરા કે ઇજારની ગાંઠ

**ફૂંદી** સ્ત્રી. ગાંઠ, ગ્રંથિ

**ફૂંદું** ન. જુઓ 'ફૂંદણું(૧,૫).' (૨) ધનેડાના પ્રકારનું દાણાની કોઠીમાં થતું એક જીવડું

**ફૂંદોટ** વિ. [જુઓ 'ફૂં'+'દોડવું:'] ફૂંકાર કરી દોડનાર

**ફૂંદોટો** પું. [+જુઓ 'ઓ' ત.પ્ર.] ફિસોટો

**ફૂંફવું** અ. ક્રિ. [જુઓ 'ફૂં,'–દ્વિર્ભાવ, ના.ધા.] ફૂંફાડો મારવો, ફૂંકારવું. **ફૂંફવાવું** ભાવે., ક્રિ.

**ફૂંફવાટો(-ડો), ફૂંફાડ(-ડો)** પું. [જુઓ 'ફૂંફવું' દ્વારા.] ફૂંફવવું એ, ફૂંકારવું એ. [**ફૂંફાડો મારવો** (**કે રાખવો**) (રૂ.પ્ર.) વ્યક્તિત્વનો દેખાવ કરવો]

**ફૂંવાર** પું. ઝીણો વરસાદ, ઝરમરિયો વરસાદ

**ફૂંસકું** ન. ચીંથરું. (૨) વિ. છોકરું, બચ્ચું, બાળક

**ફૂંસરી** સ્ત્રી. ફોડલી, ફોડલું, ફુન્સી

**ફે[1]** (-ફે) સ્ત્રી. [રવા.] ધાક, ડર, હાક. [**૦ ફાટવી** (રૂ.પ્ર.) ડર લાગવો]                [હોય એમ

**ફે[2]** (ફે) ક્રિ. વિ. [રવા.] થાક કે ડરથી શ્વાસ નીકળી જતો

**ફેઇટન** સ્ત્રી. [અં.] ચાર પૈડાંવાળી હળવા વજનની ઘોડાગાડી, બગી, ફેટન                [અનુત્તીર્ણ

**ફેઇલ** વિ. [અં.] નાપાસ, નિષ્ફળતા પામેલું કે નિષ્ફળ ગયેલું,

**ફેઇલ્યોર** સ્ત્રી. [અં.] નાપાસ થવાપણું, નિષ્ફળતા

**ફેઇસ** પું. [અં.] આગળનો કે આગળની સપાટીનો ભાગ.

(૨) ચહેરો [પ્રસાધનનો સફેદ ભૂકો

**ફેઇસ-પાઉડર** પું. [અં.] ચહેરા ઉપર લગાડવાનો સૌંદર્ય-

**ફેઇસ-વેલ્યૂ** સ્ત્રી. [અં.] છાપેલી કે ચાલુ કિંમત, ચાલુ મૂલ્ય

**ફેકન** સ્ત્રી. મગદળની જોડની એક કસરત. (વ્યાયામ.)

**ફેક્ટરી** સ્ત્રી. [અં.] કારખાનું

**ફેક્ટો-મીટર** ન. [અં.] પ્રકાશનું પ્રમાણ જાણવાનું તેમ તંદુરસ્તીને માટે એ પ્રકાશ કેટલો ઉપયોગી છે એ જાણવાનું ઓરડા વગેરેમાં રાખવાનું એક યંત્ર

**ફેચો, -ચ્ચો** પું. [રવા.] જુઓ 'ફીચ' [-ચા(-ચ્ચા) **નીકળી જવા** (રૂ. પ્ર.) માંસના લોચેલોચા બહાર છૂટા પડી જવા. (૨) છિન્નભિન્ન થવું. -**ચા(-ચ્ચા) રહી જવા** (-રૈ·) (રૂ.પ્ર.) જાંઘ થાકી જવી] [ખરાબી, દુર્દશા

**ફેજ** પું. [અર. ફ્યૂજ્] હાલત, સ્થિતિ, દશા, હાલ. (૨)

**ફેઝ-કેપ** સ્ત્રી. [તુર્કી. + અં.] તુર્કસ્તાનમાં વપરાતી ઊભા ઘાટની રાતા રંગની ઊની બનાવટની ટોપી (મુસ્લિમોમાં પહેલાં વપરાતી)

**ફેટ** સ્ત્રી. [અં.] ચરબી

**ફેટન** જુઓ 'ફેઇટન.'

**ફેટવું** સ. ક્રિ. [રવા.] દૂર કરવું. (૨) ખસેડવું. (૩) મટાડવું

**ફેડ (-ડ્ય)** સ્ત્રી. [જુઓ 'ફેડવું.'] નિકાલ, ફડચો, પતાવટ

**ફેડ (ફેડ)** ક્રિ. વિ. [રવા.] 'ફેડ' એવા અવાજથી

**ફેડણ** વિ. [જુઓ 'ફેડવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર.]- **૦હાર** વિ. [+ અપ. हૢ ષ.વિ., પ્ર. +સં. °कार > પ્રા. °आर] ફેડવાની ક્રિયા કરનાર (પદ્યમાં)

**ફેડણી** સ્ત્રી. [જુઓ 'ફેડવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] છોડવણી, 'રિડેમ્પ્શન' [શાસન

**ફેડરેશન** ન. [અં.] એકથી વધુ રાજ્યોનું સમવાયી તંત્ર, સંઘ-

**ફેડ(-ડા)વવું** જુઓ 'ફેડવું'માં.

**ફેડવું** સ. ક્રિ. [સં. स्फेटय- > પ્રા. फेड-] દૂર કરવું, મટાડવું. (૨) નિકાલ કરવો. (૩) અદા કરવું. **ફેડાવું** કર્મણિ., ક્રિ. **ફેડ(-ડા)વવું** પ્રે., સ. ક્રિ.

**ફેડા(-ડ)વવું, ફેડાવું** જુઓ 'ફેડવું'માં.

**ફેણ (ફેણ્ય)** સ્ત્રી. [સં. फणा] જુઓ 'ફણ.'

**ફેણ (ફેણ)** ન. [સં. फेन > પ્રા. फेण] જુઓ 'ફીણ.' ('ફેણ' માત્ર ચરો.) [સૂતરફેણી નામની મીઠાઈ

**ફેણી, ૦ની** (ફેણી, ૦ની) સ્ત્રી. [સં. फेन > પ્રા. फेण દ્વારા]

**ફેદર, -રું** ન. જુગારમાં જીતેલા માણસ પાસેથી લેવામાં આવતી દાવની રકમ

**ફેદરડો** પું. [જુઓ 'ફેદરડું.'] માણસને છેતરી કે મારીને બધી વસ્તુ ખૂંચવી લેવાની ક્રિયા

**ફેદરણું** જુઓ 'ફેદરડું.'

**ફેદરું** ન. દૂધમાં છાસ નાખી બનાવવામાં આવતું પીણું

**ફેદો** પું. જુઓ 'ફેચો.' [-**દા ઊડી જવા** (રૂ. પ્ર.) લોચેલોચા છૂટા પડી જવા. (૨) છિન્નભિન્ન થઈ જવું]

**ફેધમ** પું. [અં.] છ ફૂટનું માપ. (૨) વાંભ

**ફેધો-મીટર** ન. [અં.] દરિયાના પાણીની ઊંડાઈ માપી આપનારું એક યંત્ર

**ફેન-ફુ(-ફિ)તૂર** ન. [જુઓ 'ફતૂર' દ્વારા.] જુઓ 'ફિતૂર.'

**ફેનિલ** વિ. [સં.] ફીણવાળું

**ફેન્સિંગ** (ફેન્સિઙ્) [અં.] જમીનના ટુકડાને કે ખેતર યા બાગ બગીચાને લોખંડના તારની કે એવી વાડ કરી લેવી એ. (૨) એવી વાડ [ફેશનવાળું

**ફેન્સી** વિ. [અં.] ભાતીગર, તરેહવારનું. (૨) અનેક પ્રકારની

**ફેફડી(-રી)**[1] સ્ત્રી. [રવા.] જીભ. (૨) ચોપગાં પ્રાણીને થતો ફેફસાં સુકાઈ જવાનો એક રોગ. [**૦ ફાટવી** (રૂ. પ્ર) મોઢેથી કાંઈ ઉચ્ચારણ થવું યા જવાબ આપવો]

**ફેફર (-રય)** સ્ત્રી. મોઢું પગ વગેરે ઉપરનો સોજો, થોથર. [**૦ આપવી** (રૂ. પ્ર.) સોજો થવો, સૂજી જવું]

**ફેફરાવું** અ. ક્રિ. [જુઓ 'ફેફર,'—ના. ધા.] મોઢા વગેરે ઉપર સોજો આવવો, સૂજી જવું [-**યેલ** (રૂ. પ્ર.) ફિક્કા ચહેરાવાળું, ઝાંખું પડી ગયેલું, નિસ્તેજ બની ગયેલું]

**ફેફરી**[1] સ્ત્રી. જુઓ 'ફેફડી.'

**ફેફરી**[2] સ્ત્રી. [જુઓ 'ફેફરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ફેફરું.'

**ફેફરું** ન. [રવા.] વાઈનો રોગ, અપસ્માર, 'ફિટ,' 'હિસ્ટિરિયા'

**ફેફરેલ** વિ. [જુઓ 'ફેફરાવું' + ગુ. 'એલ' કૃ. પ્ર] ફેફરવાળું, થોથરવાળું

**ફેફસું** ન. [સં. फुप्फुस > પ્રા. फेप्फुस પું., ન.] છાતીમાંનો શ્વાસને સંઘરી લોહીને શુદ્ધ કરનારો ધમણના પ્રકારનો સ્નાયુઓનો બનેલો તે તે અવયવ (બે ફેફસાં છે.)

**ફેબ્રુઆરી** પું. [અં.] ખ્રિસ્તી વર્ષનો બીજો માહનો. (સંજ્ઞા.)

**ફેમર** ન. [અં.] સાથળનું હાડકું, થાપો

**ફેમિન** પું. [અં.] દુષ્કાળ, દુર્ભિક્ષ

**ફેમિન રિલીફ ફંડ (-ફણ્ડ)** ન. [અં.] દુષ્કાળ-રાહત માટેની એકઠી કરેલી કે કરાતી રકમ

**ફેમિલી** સ્ત્રી. [અં.] કુટુંબ. (૨) પત્ની

**ફેર**[1] પું. [જુઓ 'ફેરવવું.'] ફારફેર, તફાવત, ફરક, જુદાપણું, ભિન્નતા. (૨) સ્ક્રૂનો તે તે આંટો. (૩) એવા આંટાવાળો બંગડી લવીંગડાં વગેરેમાંનો નાનો સ્ક્રૂ. (૪) ચક્કર, ઘૂમરી, તમ્મર. (૫) પલટો. (૬) મોટો ચકરાવો લઈને કે વધુ અંતર કાપીને આવવું એ. [**૦ આવવો** (રૂ. પ્ર.) ચક્કર આવવાં. **૦ ખાવો** (રૂ. પ્ર.) લાંબે રસ્તે ઘૂમરો ખાઈને જવું. કે આવવું. **૦ ચઢ(-ઢ)વો** (રૂ. પ્ર.) જુઓ 'ફેર આવવો.' **૦ પડવો** (રૂ. પ્ર.) તફાવત હોવો કે થવો. **૦ પાડવા** (રૂ.પ્ર.) ખીલા વગેરેને આંટા પાડવા. **૦ ભાંગવો** (રૂ. પ્ર.) તફાવત ઓછો કરવો. **૦માં આવવું** (રૂ. પ્ર.) જુઓ 'ફેર ખાવો.' **૦માંના(-નાં)ખવું** (રૂ.પ્ર.) કોઈના કામકાજમાં વિઘ્ન નાખવું]

**ફેર**[2] ક્રિ. વિ. [જુઓ 'ફરવું' દ્વારા.] ફરીથી. [**૦ ફેરક** (રૂ. પ્ર.) અવળું-સવળું]

**ફેર**[3] પું. [અં.] રેલવે આગબોટ વિમાન વગેરેમાં માલસામાન વગેરે લઈ જવા માટેનું તેમ ટિકિટનું નૂર-ભાડું—લગાત

**ફેર**[4] (ફેર) પું. [અં. 'ફાયર્,' હિં. 'ફૈર'] બંદૂક રાયફલ પિસ્તોલ વગેરેમાંથી ગોળી ફેંકવાની ક્રિયા, ગોળી-બાર. [**૦ કરવું** (રૂ. પ્ર) ગોળીથી ઠાર કરવું]

**ફેરકણી** સ્ત્રી. [જુઓ 'ફેરકણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સાળમાં તૈયાર થતું લૂગડું વીંટવા માટે તરને ફેરવવા માટેનું ખેરના લાકડાનું સાધન. (૨) પતંગ વગેરેને માટેની ફીરકી, ગરેડી.

(૩) એક રમકડું

**ફેરકણું** ન. [જુઓ 'ફેરવવું' દ્વારા.] એક રમકડું. (૨) ચરખામાં લાકડાની બે પટ્ટી વચ્ચેના ભાગમાં રાખવામાં આવતું એક ચક્કર

**ફેર-કૂંડાળું** ન. [જુઓ 'ફેર[૧]' + 'કૂંડાળું.'] ચકરડું, ચક્કર. (૨) (લા.) ગૂંચવણ, ગૂંચવાડો, ગોટાળો

**ફેર-કોપી** સ્ત્રી. [અં.] ચોખ્ખી નકલ

**ફેરકિયું** ન. જુઓ 'ફેર.[૧]'

**ફેરણી** સ્ત્રી. [જુઓ 'ફેરવવું' દ્વારા.] ફેરી. (૨) રખડપટ્ટી. (૩) ફૂદડી

**ફેરણું** ન. [દે. પ્રા. ફેરણઅ-ફેરવવું એ] ફેરવવાની ક્રિયા, ચક્કર મરાવવું એ. (૨) જુગારમાં દા પડવાથી બીજાએ માંડેલા પૈસા ભેગા કરી લઈ લેવા એ. [૦ કરવું (રૂ. પ્ર.) ભારે લૂંટ ચલાવવી. ૦ મારવું (રૂ. પ્ર.) જેટલું મળે તેટલું ઉઠાવી જવું]

**ફેર-તપાસ** પું., સ્ત્રી. [જુઓ 'ફેર[૨]' + 'તપાસ.'], **૦ણી** સ્ત્રી. [+ જુઓ 'તપાસણી.'] ફરીથી જાંચ કરવી એ, ઊલટ-તપાસ, 'ક્રૉસ એક્ઝામિનેશન'

**ફેર-પાઘડી** સ્ત્રી. [જુઓ 'ફેર[૨]' + 'પાઘડી.'] (લા.) ફરી જવાની-પલટો ખાઈ જવાની ક્રિયા. [૦ બાંધવી (રૂ. પ્ર.) તદ્દન નામુક્કર જવું, જુબાનીમાં આપેલા વચન વગેરેમાં ફરી બેસવું]

**ફેર-પાળી** સ્ત્રી. [જુઓ 'ફેર[૨]' + 'પાળી.[૧]'] ફરી વાવવાની ક્રિયા. (૨) એકની એક જમીનમાં જુદા જુદા પાક લેવાની ક્રિયા

**ફેર-ફટક** ક્રિ. વિ. [જુઓ 'ફેર[૨]' દ્વારા.] અવળું-સવળું

**ફેર-ફાર** પું. [જુઓ 'ફેરવવું' દ્વારા.] તફાવત, ફરક, ભેદ, ભિન્નતા, 'વેરિયેશન.' (૨) બદલવાની ક્રિયા, પરિવર્તન, ફેરબદલો, 'મૉડિફિકેશન.' (૩) ઊલટપાલટ કરવું એ (આડું અવળું ભમતું હોય એમ)

**ફેરફારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'ફેરફાર(૨).'

**ફેર-ફુદરડી** સ્ત્રી. [જુઓ 'ફેર-ફૂદડી' + ગુ. 'ર' મધ્યગ.] જુઓ 'ફેર-ફૂદડી.' [એ, ઘૂમરી

**ફેર-ફૂદડી** સ્ત્રી. [જુઓ 'ફેર[૨]' + 'ફૂદડી.'] ચક્કર ચક્કર ફરવું

**ફેર-બદલ** પું. [જુઓ 'ફેર[૨]' + 'બદલવું.'] જુઓ 'ફેરબદલો.' (૨) ક્રિ. વિ. બદલેલું હોય એમ

**ફેર-બદલી** સ્ત્રી. [+ જુઓ 'બદલી.'] નોકરીમાં એક સ્થાનેથી બીજા સ્થાને જવાનો પલટો

**ફેર-બદલો** પું. [જુઓ 'ફેર[૨]' + 'બદલો.'] એકબીજી વસ્તુનો કરવામાં આવતો પલટો, વસ્તુ-વિનિમય

**ફેરમ** ન. [અં.] લોખંડ, લોઢું

**ફેરવણી** સ્ત્રી. [જુઓ 'ફેરવણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ફે-રવવ.ની ક્રિયા, બદલો કરવો એ. (૨) પલટો કરવો એ

**ફેરવણું** ન. [જુઓ 'ફેરવવું' + ગુ. 'અણું' કૃ. પ્ર.] (લા.) વીજળીનું 'ટ્રાન્સફૉર્મર'

**ફેરવવું** જુઓ 'ફરવું'માં.

**ફેર-વાદી** વિ. [જુઓ 'ફેર[૧]' + સં., પું.] ફેરવવાના મતનું, પરિવર્તનવાદી, 'પ્રો-ચેઇન્જર'

**ફેરવા-ફેરવ** (-વ્ય) સ્ત્રી. [જુઓ 'ફેરવવું,'-દ્વિર્ભાવ.] વારંવાર ફેરવવું એ, ફેર્યા કરવું એ

**ફેર-વેલ** સ્ત્રી. [અં.] છેલ્લી વિદાય વખતની સલામ

**ફેરવો** પું. [જુઓ 'ફેરવવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] આંગળીએ પહેરવાનો કરડો. (૨) સુતારનું એક સાધન

**ફેરા(-રો)-ફાંટો** પું. [જુઓ 'ફેરો' + 'ફાંટો.'] ધક્કા ખાવા એ. [૦ કરવો, ૦ ખાવો (રૂ.પ્ર.) અહીં તહીં કામ સબબ જવું]

**ફેરા-ફેરી** સ્ત્રી. [જુઓ 'ફેરો,'-દ્વિર્ભાવ. + ગુ. 'ઈ' ત.પ્ર.] વારંવાર ફેરા ખાવા એ [લાંબા રસ્તાનો ચકરાવો

**ફેરાવો** પું. [જુઓ 'ફેરવવું' દ્વારા.] ઘેરાવો, વિસ્તાર. (૨)

**ફેરિયો** પું. [જુઓ 'ફેરી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ફેરી કરનાર વેપારી, 'વેન્ડર' [(૨) તારીજો

**ફેરિસ્ત** સ્ત્રી. [અર. ફિહ્રિસ્ત] યાદી, ટીપ, 'ઇન્વેન્ટરી.'

**ફેરી** સ્ત્રી. [જુઓ 'ફેરો' + ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (ગામમાં વિશિષ્ટ કારણે) ફરવું એ. (વેપારીની તેમ પ્રભાત-ફેરી વગેરે) [૦ કરવી (રૂ.પ્ર.) ગામમાં ફરી વેપાર કરવો]

**ફેરી-બોટ** સ્ત્રી. [અં.] ઉતારુઓ માલ વગેરેને પાર ઉતાર-વાની નાની હોડી ['ફેરિયો.'

**ફેરી-વાળો** પું. [જુઓ 'ફેરી' + ગુ. 'વાળું' ત.પ્ર.] જુઓ

**ફેરો[૧]** પું. [જુઓ 'ફેર[૧]' + ગુ. 'ઓ' ત.પ્ર.] જઈને આવવું કે આવીને જવું એ, આંટો. (૨) ખેપ. (૩) ચકરાવો. [-રે જવું (રૂ.પ્ર.) જાજરૂ જવું. ૦ આપવો (રૂ.પ્ર.) જવા આવવાના કામ માટે મહેનતાણું આપવું. ૦ ખાવો (રૂ.પ્ર.) કામ સિદ્ધ થયા વિના જઈ આવવું કે આવીને જવું, ધક્કો ખાવો. ૦ થવો (રૂ.પ્ર.) નકામો ફેરો પડવો. (૨) ઝાડો થવો. ૦ પડવો (રૂ.પ્ર.) નકામો ધક્કો થવો. ૦ ફળવો (રૂ.પ્ર.) જવાનો હેતુ પાર પડવો. ૦ લાગવો (રૂ.પ્ર.) ઝાડો થઈ જવો. ચોરાશી(-સી)નો ફેરો (રૂ.પ્ર.) લાંબું ચક્કર]

**ફેરો[૨]** પું. [જુઓ 'ફેરવવું' દ્વારા.] ફેરવવાની ક્રિયા. [હાથ-ફેરો (રૂ.પ્ર.) ચોરી કરવી એ] [કરનાર

**ફેરો-પ્રિન્ટર** વિ. [અં.] લોખંડની અડીથી છાપવાનું કામ

**ફેરો-ફાંટો** જુઓ 'ફેરા-ફાંટો.'

**ફેલ[૧]** (ફેલ્ય) સ્ત્રી. દોરાની આટલી. (૨) સેર, લટ

**ફેલ[૨]** (ફેલ) પું. [અર. ફઅલ] પાખંડ, ફિતૂર, ઢોંગ (૨) જૂઠાણું. (૩) ગુનો, અપરાધ

**ફેલ[૩]** જુઓ 'ફેઇલ.'

**ફેલ-ખોર** (ફેલ-) વિ. [જુઓ 'ફેલ[૨]' + ફા. પ્રત્યય.] પાખંડી, ફિતૂરી, ઢોંગી. (૨) જૂઠાણા ભરેલું. (૩) ગુનેગાર

**ફેલ-જામિન** વિ. [જુઓ 'ફેલ[૨]' + 'જામિન.'] ફેલ ન કરે એ માટેનું જામિન પડનાર [પાખંડીપણું

**ફેલ-ફ(-ફિ)તૂર** (ફેલ-) ન., બ.વ [જુઓ 'ફેલ[૨]' + 'ફિતૂર.'

**ફેલ-ફિસાદ** (ફેલ-) સ્ત્રી. [જુઓ 'ફેલ[૨]' + 'ફિસાદ.'] જૂઠી ધાંધલ, જૂઠાણાં ભરેલ તોફાન

**ફેલાવ** પું. [જુઓ 'ફેલાવું.'], **-વણી** સ્ત્રી. [જુઓ 'ફેલાવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ફેલાવું એ, પ્રસાર

**ફેલાવવું, ફેલાવાવું** જુઓ 'ફેલાવું'માં.

**ફેલાવું** અ.ક્રિ. [દે.પ્ર. ફઅલ્લ] પ્રસરવું. ફેલાવાવું ભાવે., ક્રિ. ફેલાવવું પ્રે., સ.ક્રિ.

**ફેલાવો** [જુઓ 'ફેલાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

'ફેલાવ.' ['ફેલ-ઓર.'

**ફેલી** (ફેલી) વિ. [જુઓ 'ફેલ²' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ

**ફેલું** (-ફેલું) ન. [જુઓ 'ફેલ¹' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] દોરાનું ગૂંચળું. (૨) દોરડું વણતાં મુકાતી તારની સેર. (૩) (લા.) મુશ્કેલી. (૪) ફાંસ. [૦ **પેસવું** (-પૅસવું) (રૂ.પ્ર.) ગૂંચવણ થવી. ૦ **મૂકવું** (રૂ.પ્ર.) વિઘ્ન કરવું.]

**ફેલો** પું. [અં.] વિદ્યામંડળીનો સભ્ય. (૨) ઉચ્ચ કક્ષાએ સ્નાતક પરીક્ષામાં પ્રથમ આવતાં થતો તે તે મહાવિદ્યાલયનો વિદ્યાર્થી શિક્ષક

**ફેલો-શિપ** સ્ત્રી. [અં.] ફેલો થવાપણું

**ફેલ્ટ** ન. [અં.] એક જાતનું બનાત જેવું ઊની કાપડ

**ફેશન** સ્ત્રી. [અં.] રહેણી અને પહેરવેશનો લાક્ષણિક વિશિષ્ટ પ્રકાર

**ફેશનેબલ** વિ. [અં.] ફેશન કરનારું

**ફેસલ** (ફેસલ) વિ. [અર. ફય્સલ્] અંત આવ્યો હોય તેવું, છેવટનું. (૨) ક્રિ.વિ. અંત આવ્યો હોય એમ, છેવટે

**ફેસલો** (ફેસલો) પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] નિકાલ, નિવેડો, નિર્ણય, ચુકાદો, 'વર્ડિક્ટ,' 'એવોર્ડ.' (૨) છૂટકો, ફડચો, ફેંસલો [ક્રિ. **ફેસાવવું** પ્રે., સ.ક્રિ.

**ફેસવું** સ.ક્રિ. ઉતારી પાડવું. (૩) હણવું. **ફેસાવું** કર્મણિ,

**ફેસાવવું, ફેસાવું** જુઓ 'ફેસવું'માં.

**ફૅસિઝમ** ન. [અં.] જુઓ 'ફાસિઝમ' 'ફાસીવાદ.'

**ફૅસિસ્ટ** વિ. [અં.] જુઓ 'ફાસિસ્ટ.'

**ફૅસિસ્ટ-વાદ** પું. [+ સં.] જુઓ 'ફાસી-વાદ.'

**ફૅસિસ્ટવાદી** વિ. [+ સં. પું.] જુઓ 'ફાસીવાદી.'

**ફેસ્ટિવલ** પું. [અં.] તહેવારનો દિવસ, ઉત્સવ–દિન

**ફેસ્તો** પું. [પોર્ચુ. ફેસ્તા] તહેવાર, ઉત્સવ. (૨) (લા.) ફજેતો, ધાંધલ

**ફેળ** વિ. ચારે બાજુથી ખુલ્લું. (૨) રક્ષણ વિનાનું. [૦ **કરવું** (રૂ.પ્ર.) પાડીને પહોળું કરવું. ૦ **થવું** (રૂ.પ્ર.) પહોળું થવું, મેદાન જેવું થવું]

**ફેળાણુ** વિ. [જુઓ 'ફેળ' દ્વારા.] ફેળ થયેલું

**ફેં** (-ફેં) ક્રિ.વિ. [રવા.] થાકની હાંફનો અવાજ થાય એમ

**ફેંક** (ફેંક્ય) સ્ત્રી. [જુઓ 'ફેંકવું.'] ફેંકવાની ક્રિયા. (૨) (લા.) પૈસા ઉડાવવા એ [ફેંકવાની ક્રિયા

**ફેંકણી** (ફેંકણી) સ્ત્રી. [જુઓ 'ફેંકવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.]

**ફેંકવું** (ફેંકવું) સ.ક્રિ. સહેજ દૂર નાખવું. (૨) (લા.) વેડફી નાખવું. (૩) ગપ લગાવવી. **ફેંકાવું** (ફેંકાવું) કર્મણિ., ક્રિ. **ફેંકાવવું** (ફેંકાવવું) પ્રે., સ.ક્રિ.

**ફેંક-ફેંકા** (ફેંકમ્-ફેંકા), **ફેંકા-ફેંક** (ફેંકા-ફેંક્ય), **ફેંકાફેંકી** (ફેંકા-ફેંકી) સ્ત્રી. [જુઓ 'ફેંકવું,'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] સામસામે વારંવાર ફેંકવા કરવાની ક્રિયા. (૨) (લા.) દ્વંદ્વ-યુદ્ધ

**ફેંકારવું** (ફેંકારવું) સ.ક્રિ. [જુઓ 'ફેંકવું' દ્વારા.] વીંખી નાખવું, ફેંદી નાખવું, પીંખી નાખવું. (૨) ફગોળવું. **ફેંકારવું** (ફેંકારાવું) કર્મણિ., ક્રિ. **ફેંકારાવવું** (ફેંકારાવવું) પ્રે., સ.ક્રિ.]

**ફેંકારાવવું, ફેંકારાવું** (ફેંકા-) જુઓ 'ફેંકારવું'માં.

**ફેંકાવવું, ફેંકાવું** (ફેંકા-) જુઓ 'ફેંકવું'માં.

**ફેંકુ-દાસ** (ફેંકુ-) પું. [જુઓ 'ફેંકવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર. + સં.] (લા.) ગપ મારનાર, તડાકા મારનાર

**ફેંગ** (ફેંગ) પું. [અં.] સાપનો મોટો પોલો અણીદાર ઝેરી દાંત

**ફેંચું** (ફેંચું) વિ. પહોળા પગ કરી ચાલનારું

**ફેંટ¹** (ફેંટ્ય) સ્ત્રી. [રવા.] થપ્પડ, થપાટ. [૦ **ઝાલવી** (રૂ.પ્ર.) કાંઠલો પકડવો. ૦ **મારવી** (રૂ.પ્ર.) લપાટ લગાવી દેવી]

**ફેંટ²** (ફેંટ) સ્ત્રી. [હિં.] કેડે બાંધેલું-વીંટાળેલું લૂગડું, કમર-બંધ. [૦ **પકડવી** (રૂ.પ્ર.) પાછળ દોડી કમર પકડી લેવી. (૨) પાછળ પાછળ જવું. ૦ **બાંધવી** (રૂ.પ્ર.) તૈયાર થવું, કમર કસવી]

**ફેંટવું** (ફેંટવું) સ.ક્રિ. [જુઓ 'ફેંટ,²' –ના.ધા.] દોડતાં કે જતાંને પકડી પાછું ફેરવવું. **ફેંટાવું** (ફેંટાવું) કર્મણિ., ક્રિ. **ફેંટાવવું** (ફેંટાવવું) પ્રે.,સ.ક્રિ.

**ફેંટાવવું, ફેંટાવું** (ફેંટા-) જુઓ 'ફેંટવું'માં.

**ફેંટિયું** (-ફેંટિયું) ન. [જુઓ 'ફેંટો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનો ફેંટો, હાથથી બાંધેલી નાની પાઘડી

**ફેંટિયો** (ફેંટિયો) પું. કૂકડાની એક જાત

**ફેંટો** (ફેંટો) પું. [જુઓ 'ફેંટ²' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ખાસ પ્રકારે બંધાતી એક પ્રકારની પાઘડી (બેઠી સાફા–ઘાટની). (૩) તાડ તરસાડ વગેરેનાં પાંદડાંની વચલી નસ. (૪) ઠગાઈ, કપટ, દગો

**ફેંડલું** (ફેંડલું) ન. જીંડલું

**ફેંદલ** (ફેંદલ) વિ. ખૂબ સ્થૂળ શરીરનું

**ફેંદવું** (ફેંદવું) સ.ક્રિ. [રવા.] જેમ તેમ છૂટું કરતાં શોધવું, પીંખવું, વીંખવું, ચૂંથવું. **ફેંદાવું** (ફેંદાવું) કર્મણિ.ક્રિ. **ફેંદાવવું** (ફેંદાવવું) પ્રે.,સ.ક્રિ.

**ફેંદ-ફેંદા** (ફેંદમ્-ફેંદા), **ફેંદા-ફેંદ** (ફેંદા-ફેંદ્ય), **-દી** સ્ત્રી. [જુઓ 'ફેંદવું'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] વારંવાર ફેંદા કરવાની ક્રિયા, વીંખાવીંખી

**ફેંદાવવું, ફેંદાવું** (ફેંદા-) જુઓ 'ફેંદવું'માં.

**ફેંફલું** (ફેંફલું) વિ. [રવા.] ફેં ફેં કરનારું

**ફેંફાટ** (ફેંફાટ) ક્રિ.વિ. [રવા.] છૂટે મોઢે, બેફાટ. (૨) ચારે ગમ. (૩) પૂરપાટ

**ફેં ફેં** (ફેં ફેં) ક્રિ.વિ. [રવા.] થાકની હાંફ થાય એમ. (૨) (લા.) નરમ ભેંસ જેવું હોય એમ. [૦ **થઈ જવું** (રૂ.પ્ર.) થાકીને લોથપોથ થઈ જવું. (૨) ખૂબ હાંફી જવું]

**ફેંલો** (ફેંલો) પું. દડો

**ફેંસલા-દાર** (ફેંસલા–દાર) વિ. [જુઓ 'ફેંસલો' + ફા. પ્રત્યય] જેની પાસે ફેંસલાનો હુકમ મળી ગયાનો પત્ર હોય તેવું

**ફેંસલો** (ફેંસલો) જુઓ 'ફેસલો.'

**ફેંસવું** (ફેંસવું) અ.ક્રિ. કાદવમાં ચોંટી જવું. (૨) જાળમાં ફસાઈ જવું. (૩) સ.ક્રિ. તોડી પાડવું. (૪) ઉતારી પાડવું. (૫) પોતાનો કક્કો ખરો કરવો. **ફેંસાવું** (ફેંસાવું) ભાવે., કર્મણિ, ક્રિ. **ફેંસાવવું** (ફેંસાવવું) પ્રે.,સ.ક્રિ.

**ફેંસાવ** (ફેંસાવ) પું. [જુઓ 'ફેંસવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.]

પકડ. (૨) (લા.) મૂંઝવણ, મુશ્કેલી. (૩) સંકડાશ. (૪) ગાળિયો

**ફેંસાવવું, ફેંસાવું** (ફેંસા-) જુઓ 'ફેંસવું'માં.

**ફૈ** જુઓ 'ફઈ'–'ફોઈ.'

**ફૈ-જી** જુઓ 'ફઈ-જી'–'ફોઈ-જી.'

**ફૈટો** પું. ગુવાર વગેરે વાઢયા પછી ખેતરમાંની ઊભેલી સાંઠી

**ફૈકફો** જુઓ 'ફડકો[1]'–'ફરડકો.'

**ફૈડા-ફૈડ** (-ડચ) સ્ત્રી. [રવા.] આમતેમ જવું એ, હૈડફૈડ

**ફૈણા** સ્ત્રી. દરદનું શમી જવું એ, આરામ, સુવાણ

**ફૈ-બા** જુઓ 'ફઈ-બા'–'ફોઈ-બા.'

**ફૈયારું** જુઓ 'ફઇયારું'–'ફોઇયારું.'

**ફોઇયાઈ, -ત** વિ. [જુઓ 'ફોઈ' દ્વારા.] ફોઈને લગતું ફોઈનું. (૨) ફોઈનું તે તે સંતાન

**ફોઇયારું** ન. [જુઓ 'ફોઈ' દ્વારા.] ફઇયારું, ફૈયારું (ફોઈએ આપેલી ભેટ–દરદાગીના કપડાં વગેરે)

**ફોઈ** સ્ત્રી. [દ.પ્રા.પુપ્ફા-] પિતાની બહેન, ફઈ

**ફોઈ-જી** સ્ત્રી. [+ જુઓ 'જી' માનવાચક.] વર-કન્યાને એક-બીજાંની ફોઈ [પિતાની બહેન

**ફોઈ-બા** સ્ત્રી., ન., બ.વ. [+ જુઓ 'બા.'] (માન સાથે)

**ફોક** વિ., ક્રિ. વિ. [દે.પ્રા. फुक्का સ્ત્રી.] ફોગટ, નકામું, મિથ્યા, વૃથા, વ્યર્થ, નિરર્થક, રદ, 'નલ એન્ડ વોઇડ'

**ફોક(-ગ)ટ** ક્રિ.વિ. [જુઓ 'ફોક' દ્વારા.] જુઓ 'ફોક.'

**ફોક(-ગ)ટિયું** વિ. [+ જુઓ ગુ. 'ઇયું' ત.પ્ર.], **ફોક(-ગ)ડું** વિ. [+ ગુ, 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] નકામું. (૨) (લા.) મફતિયું

**ફોકડી** સ્ત્રી. હરણી, મૃગલી

**ફોકડો** પું. જૂના ચલણનો દોકડાનો સોમો ભાગ

**ફોકસ** ન. [અં.] બાહ્ય-ગોળ કાચ કે આંતર-ગોળ દર્પણ મારફતે કિરણો એકઠાં મળે તે બિંદુ (દૂરબીન કેમેરા વગેરેમાં). [૦ મળવું (રૂ.પ્ર.) ઉપર પ્રકારનું બિંદુ ગોઠવાવું. ૦ મેળવવું, ૦ લેવું (રૂ.પ્ર.) એવું બિંદુ ગોઠવવું]

**ફોકાની** વિ. ચડિયાતું [આત્મ-શ્લાઘા

**ફોકિયત** (-ત્ય) સ્ત્રી. ગર્વ, અહંકાર, અભિમાન. (૨) બડાઈ,

**ફોકિયાત[1]** (-ત્ય), **-તી[1]** સ્ત્રી. જુઓ 'ફોકિયત.'

**ફોકિયાત[2]** (-ત્ય), **-તી[2]** સ્ત્રી. [જુઓ 'ફોકી' દ્વારા.] સ્ત્રી, નારી. (અશ્લીલ શબ્દ)

**ફોકી** સ્ત્રી., **-કો[1]** પું. [રવા.] સ્ત્રીની જનનેંદ્રિય. (અશ્લીલ)

**ફોકો[2]** પું. ઢોર ચારનાર ગોવાળ (એ 'રબારી' 'ભરવાડ' 'મતવો' વગેરે)

**ફૉગ** ન. [અં.] ધુમ્મસ, ઝાકળ

**ફોગટ** જુઓ 'ફોકટ.'

**ફોગટિયું** જુઓ 'ફોકટિયું.'

**ફોગડું** જુઓ 'ફોકડું.' [એક યંત્ર

**ફૉગ-હૉર્ન** ન. [અં.] ધુમ્મસનો ખ્યાલ આપવા વાગનારું

**ફોગો** પું. ફગ, ઊબ

**ફોજ** (ફૉજ) સ્ત્રી. [અર. ફવ્જ્] સેના, સૈન્ય, લશ્કર

**ફોજ-દાર** વિ., પું. [+ફા.પ્રત્યય] ફોજનો નાયક. (૨) પોલીસ ફોજનો એક હોદ્દેદાર, 'સબ-ઇન્સ્પેક્ટર ઑફ પોલીસ.' (૩) (ગામ કે નગરનો) કોટવાલ

**ફોજદારી[1]** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] ફોજદારની કામગીરી. (૨) કરેલા ગુના સામેની ફરિયાદ. [૦ **કરવી**, ૦ **માંડવી** (રૂ.પ્ર.) ફોજદારી ગુનાની ફરિયાદ રજૂ કરવી]

**ફોજદારી[2]** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ફોજદારને લગતું. (૨) ગુનાને લગતું, 'ક્રિમિનલ' (આમાં ચોરી છિનાળી લૂંટ-ધાડ ખૂન વગેરે ગુનાઓનો સમાવેશ છે.)

**ફોજી** (ફૉજી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ફોજને લગતું, લશ્કરી

**ફોટાવલિ, -લી** સ્ત્રી. [જુઓ 'ફોટો' + સં. आवलि,-ली] ફોટાઓના સંગ્રહની પોથી, 'ફોટો-આલ્બમ'

**ફોટો[1]** જુઓ 'પોટો.'

**ફોટો[2]** પું. [અં.] ખાસ પ્રકારના રસાયણવાળા કાચ કે ફિલ્મમાં યંત્રથી–કેમેરાથી-પ્રતિકૃતિ લઈ એ ધોઈ ખાસ પ્રકારના રસાયણવાળા કાગળ પર લીધેલી છાપ–પ્રતિકૃતિ. (૨) પ્રતિબિંબ, પ્રતિકૃતિ

**ફોટો-આર્ટિસ્ટ** વિ., પું. [અં.] ફોટો પાડયા પછી એના ઉપર પછીથી વધુ સુરેખ છાપ ઉઠાવી આપનાર કલાકાર

**ફોટો-એન્લાર્જમેન્ટ** ન. [અં.] નાના ફોટોની નેગેટિવ ઉપરથી છાપને મોટી કરવાની ક્રિયા

**ફોટો-ગ્રાફ** પું. [અં.] જુઓ 'ફોટો.[2]'

**ફોટો-ગ્રાફર** વિ., પું. [અં.] ફોટો પાડવાનું કામ કરનાર ધંધાદારી કલાકાર

**ફોટોગ્રાફિક** વિ. [અં.] ફોટોગ્રાફીને કે ફોટોગ્રાફને લગતું

**ફોટોગ્રાફી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ફોટો પાડવાની વિદ્યા-કળા

**ફોટો-ઝિન્કોગ્રાફી** સ્ત્રી. [અં.] ફોટો દ્વારા જસત ત્રાંબા વગેરેની તકતી ઉપર છાપ લેવાની વિદ્યા (બ્લૉક બનાવવાની વિદ્યા)

**ફોડ** પું. [સં. स्फोट > પ્રા. फोड], (-ડચ) સ્ત્રી. ખુલાસો, ચોખવટ. [૦ **પાડવી,-વો** (રૂ. પ્ર.) વિગતવાર ખુલાસો કરવો, ચોખવટ કરવી]

**ફોડકી** સ્ત્રી. [જુઓ 'ફોડકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ફુન્સી, ફોલ્લી, ફોડલી [ફુન્સી, ફોડલો, ફોલ્લો

**ફોડકો** પું. [જુઓ 'ફોડ' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] મોટી

**ફોડચી** સ્ત્રી. ઝેરી સાપની એક જાત

**ફોડણી** સ્ત્રી. [જુઓ 'ફોડવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ફોડવાની ક્રિયા. (૨) વધારવાની ક્રિયા

**ફોડલી** સ્ત્રી. [જુઓ 'ફોડલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ફોડકી.'

**ફોડલો** પું. [જુઓ 'ફોડો' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ગંડ, સ્ફોટ, ફોડકો, ફોલ્લો. [૦ **ફૂટી જવો** (રૂ.પ્ર.) સંશયનું નિરાકરણ થવું. (૨) પીડા ટળવી. ૦ **ફોડવો** (રૂ.પ્ર.) નિંદા કરવી]

**ફોડ-વાર** ક્રિ.વિ. [જુઓ 'ફોડ' + સં.] વિગતે ખુલાસા-વાર, એક એક વસ્તુનો ખુલાસો થતો જાય એમ

**ફોડવું[1]** ન. ફળ શાક વગેરેનો ટુકડો, પતીકું

**ફોડવું[2]** જુઓ 'ફૂટવું'માં. [**ફોડી ફોડીને કહેવું** (-કે:વું) (રૂ.પ્ર.) સ્પષ્ટ રીતે સમઝાવવું. **ફોડી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) બગાડી નાખવું. **ફોડી લેવું** (રૂ.પ્ર.) માથે પડેલું ઉઠાવી લેવું. **આંખ ફોડવી** (આંખ્ય-)(રૂ.પ્ર.) નીચા રહી ધારી ધારીને જોવું. (૨) અર્થહીન વાંચવું, સમઝયા વિના વાંચ્યા કરવું. **ઘડો**

ફોડવો (રૂ.પ્ર.) મરણનું સૂતક કાઢવું. (૨) મરી ગયું સમજી ઢધા કાઢવી. કાન ફોડવા (રૂ.પ્ર.) નકામ । બખાળા કાઢવા. ઘર ફોડવું (રૂ.પ્ર.) કુટુંબમાં કુસંપ કરવો. (૨) દગો દેવો. તોપ ફોડવી (રૂ. પ્ર.) મોટી ગપ મારવી. પેટ ફોડવું (રૂ.પ્ર.) કાયર થવું. ફોલ્લા ફોડવા (રૂ.પ્ર.) નિંદા કરી હલકું પાડવું. માથું ફોડવું (રૂ.પ્ર.) વિવાદ કરવો] ફોડાવું કર્મણિ., ક્રિ. ફોડાવવું પુનઃ પ્રે., સ.ક્રિ.

**ફોડા-જમીન** સ્ત્રી. [જુઓ 'ફોડો' + 'જમીન.'] જેમાં પગ ખૂંચી જાય તેવી પોલી ઊપસેલી જમીન

**ફોડાવવું, ફોડવું** જુઓ 'ફોડવું'માં.

**ફોડિ-કર્મ** ન. [સં. સ્ફોટ દ્વારા પ્રા.फोडि + સં.] કૂવા વાવ તળાવ વગેરે ખોદવાનું કાર્ય. (જૈન.)

**ફોડો** પું. [સં. स्फोटक > પ્રા. फोडअ-] જુઓ 'ફોડલો.'

**ફોણસું** (ફોણસું) ન. નસકોરું

**ફોત** (-ત્ય) સ્ત્રી. એક જાતની પોચી ડાંગર

**ફોતરી** સ્ત્રી. [જુઓ 'ફોતરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] આછાં આછાં ફોતરાંની ચીપ. (૨) પોપડી, ભીંગડું

**ફોતરું** ન. [રવા.] (ખાસ કરી) અનાજના કણ ઉપરનું આખું સૂકું આવરણ, પાતળું છોતરું. [-રાં ખાંડવાં (રૂ.પ્ર.) નકામું કામ કરવું. -રાં જેવું (રૂ.પ્ર.) તુચ્છ, હલકું. ૦ ના(-નાં)ખવું (રૂ.પ્ર.) (તુચ્છકારમાં) નોકરી માટે અરજી કરવી]

**ફોદા-ફરડા, ફોદા-ફોદા** પું., બ.વ. [જુઓ 'ફોદો,'-દ્વિર્ભાવ.] (ખાસ કરી દૂધ બગડી જવાં) પાણી અને દહીંનું છૂટું થઈ પડવું એ સ્વરૂપ

**ફો(-ફુ)દીનો** પું. [ફા. પુદીનહ્] એ નામની સ્વાદમાં સહેજ ચરપટી લાગતી ભાજી (જેની ચટણી થાય છે, વળી ભજિયાં પણ.)

**ફોદું**[1] વિ. ઢીલું, પોચું, નરમ

**ફોદું**[2] ન., -દો પું. દૂધ બગડી જતાં પાણી અને દહીંનું ભિન્ન ભિન્ન થતાં થયેલું સ્વરૂપ અને એનો પ્રત્યેક નાનો ગઠ્ઠો. (૨) સૂતર ઉપર ચોટેલું રૂ

**ફોન** પું. [અં.] ટેલિફોનનું યંત્ર. (૨) ટેલિફોન ઉપરની વાતચીત. (૩) ટેલિફોન ઉપરનો સંદેશો. [૦ આવવો (રૂ.પ્ર.) ટેલિફોનની ઘંટડી વાગવી. ૦ કરવો (રૂ.પ્ર.) યંત્ર પર આંકડા મેળવી યંત્ર દ્વારા વાત કરવી. ૦ જોડવો (રૂ.પ્ર.) યંત્ર ઉપર આંકડા મેળવી સંદેશાવ્યવહાર ચાલુ કરવો. ૦ થવો (રૂ.પ્ર.) ટેલિફોન-યંત્ર ચાલુ થયે વાતચીત થવી. ૦ મળવો (રૂ.પ્ર.) ફોન જોડાવો. (૨) ટેલિફોનથી સંદેશો મળવો. ૦ લેવો (રૂ.પ્ર.) ઘંટડી વાગતાં રિસીવર હાથમાં લઈ કાને-મોઢે ધરવું]

**ફોના** ન. [અં.] પ્રાણી માત્ર (ભૌતિક દૃષ્ટિએ)

**ફોનો-ગ્રાફ** પું., ન. [અં.] કચકડાની તાવડીમાં ધ્વનિને મુદ્રિત કરતું યંત્ર, ધ્વનિમુદ્રક યંત્ર

**ફોનો-ગ્રામ** પું., ન. [અં.] બોલનારના વાયુ-તરંગોનું અંકન કરનારું એક યંત્ર

**ફોફડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**ફોફડ** જુઓ 'ફાફડ.' [ઓછા વજનનું સાવ હળવું

**ફોફલું** વિ. [જુઓ 'ફોફું' + ગુ.'લ' સ્વાર્થે ત.પ્ર.] ફોફા જેવું

**ફોફળ** ન. [દે.પ્રા. पोप्फल (દે.પ્રા. फोफल પણ મળે છે.)] સોપારીનું લીલું-સૂકું ફળ, પૂગી-ફળ

**ફોફળિયું** ન. [જુઓ 'ફોફળ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (જેમાં સોપારીની ભાત હોય તેવું) સ્ત્રીઓનું એક વસ્ત્ર

**ફોફળી** સ્ત્રી. [જુઓ 'ફોફળ' +ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સોપારીનું ઝાડ

**ફોફું** વિ. [રવા.] વજનમાં સાવ હળવું. (૨) અંદરથી પોલું. (૩) ન. અંદરથી પોલું કોઈ પણ ફળ. (૪) શિંગનું ફોતરું. (૫) મગફળી, માંડવી. [-ફાં ખાંડવાં (રૂ.પ્ર.) સાર વગરની વાત કરવી] ['પ્લાસ્ટર'

**ફોફૈયો** પું. [રવા.] ફોલ્લો, ફોડો. (૨) ધાગરો (જીવડું),

**ફો(-ફા)મ** (ોમ્ય) સ્ત્રી. યાદ, સ્મરણ, સરત. (૨) ધ્યાન, તાન. (૩) વહેમ, શંકા. (૪) બડાઈ, ડંફાસ

**ફોયારું** જુઓ 'ફોઇયારું'. [વાટ કે પૂંભડું

**ફોયો** પું. બચ્ચાંને દૂધ પાવા માટેની રૂની એક પ્રકારની

**ફોર** (ફોરય) સ્ત્રી. સુગંધ, સૌરભ, સોડમ, ફોરમ. (૨) (લા.) કીર્તિ, જશ, આબરૂ. (૩) બડાઈ, ડંફાસ

**ફોરણું** ન. નસકોરું, ફણસું [તરત

**ફોરન** (ફોરન) ક્રિ.વિ. [અર. ફવ્રન્] જલદી, એકદમ,

**ફોરમ**[1] (ફોરમ્ય) જુઓ 'ફોર.' [૦ મારવી, ૦ આવવી (રૂ.પ્ર.) સુગંધ યા દુર્ગંધનો અનુભવ થવો]

**ફોરમ**[2] (ફોરમ) ન. [અં. ફોર્મ્] જુઓ 'ફારમ.[1]'

**ફોરમ**[3] ન. [અં.] ચર્ચા-વિચારણા કરવા માટેનું જાહેર સ્થાન તેમ એવી મંડળી

**ફોરમવું** (ફોરમવું) અ. ક્રિ. [જુઓ 'ફોરમ,' –ના. ધા.] બહેક બહેક થવું, સુગંધ આવવી. (૨) ખીલવું. (૩) પ્રસરવું

**ફોર-મૅન** પું. [અં.] પંચ કે ડાયરાનો મુખ્ય માણસ, અગ્રણી. (૨) દરેક પ્રકારના કારખાનામાંનો કામનો હવાલો સંભાળનાર વડો કામદાર

**ફોરમૅન-શિપ** સ્ત્રી. [અં.] ફોરમૅનનો હોદ્દો અને દરજ્જો

**ફોર(-રા)વવું** જુઓ 'ફોરવું'માં.

**ફોરવું** (ફોરવું) અ. ક્રિ. [જુઓ 'ફોર,' – ના. ધા.] સોડમ આવવી, સુગંધનો અનુભવ થવો. ફોરાવું (ફોરા-) ભાવે., ક્રિ. ફોર(-રા)વવું (ફોર,-રા-) પ્રે., સ. ક્રિ.

**ફોરા(-ર)વવું, ફોરાવું** (ફોરા-) જુઓ 'ફોરવું'માં.

**ફોરીન** વિ. [અં.] પોતાના દેશના સિવાયના દેશનું, પરદેશી, પરદેશનું, વિદેશનું. (૨) પું. પરદેશ

**ફોરાઈ** સ્ત્રી. [જુઓ 'ફોરું[1]' + ગુ. 'આઈ' ત. પ્ર.] ફોરા-પણું, હળવાપણું. (૨) સ્ફૂર્તિ

**ફોરું**[1] વિ. [સં. स्फुर् > પ્રા. फुर દ્વારા] તદ્દન હળવું (વજનમાં). (૨) (લા.) ચંચળ, ચપળ, ઉતાવળ કરી શકે તેવું

**ફોરું**[2] ન. વરસાદના પાણીનું બિંદુ, ટીપું, છાંટો

**ફોરેસ્ટ** ન [અં.] જંગલ, વન, રાન, અરણ્ય, વગડો

**ફોરો** પું. ગારાવાળી પોચી જમીન. (વહાણ.)

**ફોર્જરી** સ્ત્રી. [અં.] ખોટી સહી કે ખોટો દસ્તાવેજ તેમ ગમે તે પ્રકારની છેતરપીંડી કરવાનો થતો અપરાધ

**ફોર્ટ** પું. [અં.] કિલ્લો. (૨) કિલ્લાની અંદરનો વિસ્તાર

**ફોર્ડ** વિ., સ્ત્રી. [અં.] એ નામના એક અમેરિકને પ્રચલિત કરેલી હોઈ એના નામથી જાણીતી એક પ્રકારની મોટરગાડી

**ફૉર્મ** ન. [અં.] ઘાટ, આકાર, આકૃતિ. (૨) પત્રક, નમૂનો, ફારમ. (૩) (મુદ્રણ માટેનો) ફરમો અને એનું તે તે કદનું માપ

**ફૉર્મ્યુલા** સ્ત્રી. [અં.] સૂત્ર, સૂત્રપાઠ, ગુરુ સૂત્ર, રચના-સંકેત

**ફૉર્સ** પું. [અં.] વેગ, બળ, શક્તિ. (૨) સ્ત્રી. સેના, સૈન્ય લશ્કર, ફોજ

**ફૉર્સ-પંપ** (-પમ્પ) પું. [અં.] (હવાના) દબાણથી ચાલતો પંપ, દાબ-પંપ, ફુવારો, જલોત્ક્ષેપક યંત્ર

**ફૉર્સેપ** પું. [અં.] ચીપિયો [(૨) ફોલામણ

**ફોલ** પું. [જુઓ 'ફોલવું.'] ફોલવાથી નીકળતો તે તે પદાર્થ.

**ફોલવણી** સ્ત્રી. [જુઓ 'ફોલવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] વહેંચણી, ફાળવણી. (૨) ગોઠવણ, રચના

**ફોલવવું** સ.ક્રિ. વહેંચવું, વરાડે આપવું, ફાળવવું. **ફોલવાવું** કર્મણિ., ક્રિ. **ફોલવાવવું** પ્રે..સ.ક્રિ.

**ફોલવાવવું, ફોલવાવું** જુઓ 'ફોલવવું'માં.

**ફોલવું** સ ક્રિ. સૂકાં ફળ વગેરેનાં છોતરાં કે છાલાં દૂર કરવાં. [**ફોલી ખાવું** (રૂ.પ્ર.) પૈસા-ટકા સારવી લેવા, છેતરીને લેવું] **ફોલાવું** કર્મણિ., ક્રિ. **ફોલાવવું** પ્રે.,સ.ક્રિ.

**ફોલાઈ** સ્ત્રી., **-મણ** ન., **-મણી** સ્ત્રી. [જુઓ 'ફોલવું' + ગુ. 'આઈ'–'આમણ'–'આમણી' કૃ પ્ર.] ફોલવાની ક્રિયા કે હિકમત. (૨) ફોલવાનું મહેનતાણું

**ફોલાવવું, ફોલાવું** જુઓ 'ફોલવું'માં.

**ફોલિયો** પું. [અં.] બેવડો વાળેલો કાગળ. (૨) હસ્તલિખિત ગ્રંથનું બે પૃષ્ઠો સહિતનું પાન

**ફૉલ્ટ** પું. [અં.] ગુનો, વાંક. (૨) ખામી. (૩) દોષ. ભૂલ

**ફોલ્ડર** ન. [અં.] જેમાં પત્ર-પત્રિકાઓ રાખેલાં હોય તેવો સભાસ્થાનોમાં સભ્યોને આપવામાં આવતો બીડો

**ફોલ્ડિંગ** (ફોલ્ડિઙ્) ન. [અં.] સંકેલવાની કે વાળવાની ક્રિયા. (૨) બેવડ ['ફોડલી.'

**ફોલ્લી** સ્ત્રી. [જુઓ 'ફોલ્લો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ

**ફોલ્લો** પું. ['ફોડલો,' એનું ઉચ્ચારણ-લાઘવ] જુઓ 'ફોડલો.

**ફોશી(-સી)** જુઓ 'ફોસી.'

**ફોસલામણ** ન. [જુઓ 'ફોસલાવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] **-ણી** સ્ત્રી. [+ ગુ. 'આમણી' કૃ.પ્ર.] ફોસલાવવું એ, એ, છેતરવું-પટાવવું એ, છેતરામણી, પટામણી

**ફોસલામણું** વિ. [જુઓ 'ફોસલાવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] ફોસલાવનાર, છેતરનાર, પટાવનાર

**ફોસલાવું** અ.ક્રિ. છેતરાવું, પટાવું. **ફોસલાવાવું** ભાવે,. ક્રિ. **ફોસલાવવું** પ્રે., સ.ક્રિ.

**ફોસલાવવું, ફોસલાવાવું** જુઓ 'ફોસલાવું'માં.

**ફૉસિલ** પું. [અં.] પથ્થરરૂપ થઈ ગયેલો પ્રાણી પદાર્થો વગેરેનો અવશેષ, અશ્મીભૂત અવશેષ

**ફોસો** પું. [રવા.] અવાજ વગરનું પવનનું ફરકવું એ. (૨) મોઢામાંથી નીકળતો થૂકનો પરપોટો

**ફૉસ્ફરસ** પું. [અં.] હવા લાગતાં સળગી ઊઠે તેવો એક રાસાયણિક પદાર્થ [(૨.વિ.)

**ફૉસ્ફાઇડ** ન. [અં.] ફૉસ્ફરસ સાથેનું મૂળ તત્ત્વનું સંયોજન.

**ફોળ** (ફૉળ્ય) સ્ત્રી. [જુઓ 'ફોળવું.'] (લા.) વૃદ્ધિ, વધારો

**ફોળ(-ળા)વવું** જુઓ 'ફોળવું'માં.

**ફોળવું** (ફૉળવું) સ ક્રિ. ખોદવું. (૨) છૂટું પાડવું, ફેંદવું. (૩) પહોળું કરવું. **ફોળાવું** (ફૉળાવું) કર્મણિ., ક્રિ. **ફોળ(-ળા)વવું** (ફૉળાવવું) પ્રે., સ. ક્રિ.

**ફોળા(-ળી)વવું, ફોળાવું** (ફૉળા-) જુઓ 'ફોળવું'માં.

**ફૌંક** (ફૉંક) વિ. પોલું

**ફૌંકડી** (ફૉંકડી) સ્ત્રી. જંગલમાં રહેતું એક જાનવર

**ફૌંફ઼ડ** (ફૉંફ઼ડ્ય) સ્ત્રી. [રવા.] ફૂંક મારવાની ક્રિયા. (૨) પવનની લહેર (૩) શ્વાસ

**ફૌડી** જુઓ 'ફઉડી' – 'ફાઉડી.'

**ફ્યૂઝ** પું. [અં.] વીજળીનું જોડાણ કરનારો એક પોચી ધાતુનો ઝટ બળી પણ જાય તેવો તાર. [**૦ ઊડી જવો** (રૂ.પ્ર.) ફ્યૂઝ સળગી જવો]

**ફ્રંગટો** પું. નકામો આંટો. (૨) કાંટાનો ગળાયો

**ફ્રાન્ક** (ફ્રાઙ્ક) જુઓ 'ફ્રાંક.'

**ફ્રાન્સ** (ફ્રૅાંસ) જુઓ 'ફ્રાંસ.'

**ફ્રાંક** (ફ્રાઙ્ક) પું. [અં.] ફ્રાંસનો એક સિક્કો. (સંજ્ઞા.)

**ફ્રાંસ** (ફ્રૅાંસ) પું. [અં.] યુરોપનો પશ્ચિમ બાજુનો એક વિશાળ દેશ. (સંજ્ઞા.) [મુક્ત, સ્વતંત્ર, છૂટું

**ફ્રી** વિ., ક્રિ.વિ [અં.] મફત, વિનામૂલ્ય કે લવાજમનું. (૨)

**ફ્રી-ટ્રેઇડ** પું. [અં.] કોઈ પણ જાતના કરવેરા વિનાનો વેપાર, મુક્ત વેપાર

**ફ્રી-પાસ** પું. [અં.] વગર ફીએ કે લવાજમે રેલવે સિનેમા રંગભૂમિ વગેરેમાં જવાની પરવાનગી અને એનું પરવાના-પત્ર

**ફ્રી-મેસન** ન. [અં.] એકબીજા તરફ બંધુભાવ રાખી ધર્મ કે નાતજાતના ભેદભાવ રાખ્યા વિના એકબીજાને સંપૂર્ણ સહાય કરવા કે થવાના સંકેત વાળી એક યુરોપીય સંસ્થા કે મંડળ. (૨) પું. એવી સંસ્થાનો સભ્ય [પદ્ધતિ

**ફ્રી-મેસનરી** સ્ત્રી. [અં.] ફ્રી-મેસનોની સંસ્થા કે સંસ્થા-

**ફ્રી-શિપ** સ્ત્રી. [અં.] અભ્યાસમાં કોઈ પણ જાતની ફી ભરવાની ન હોય એવી સ્થિતિ, ફી-માફી

**ફ્રૂટ** ન. [અં.] ફળ. (૨) લીલો મેવો

**ફ્રૂટ-જ્યૂસ** પું. [અં.] ફળોનો રસ

**ફ્રૂટ-સૉલ્ટ** પું., ન. [અં.] પાણીમાં નાખતાં સોડાની જેમ ઊફાણો આવે તેવી જુલાબની એક ક્ષારવાળી દવા

**ફ્રેઇમ** સ્ત્રી. [અં.] કોઈ પણ પદાર્થનું ચોકઠું. (૨) છબી મઢવાની લાકડા કે ધાતુ વગેરેની પટ્ટી. (૨) ચશ્માનું ચોકઠું

**ફ્રેક્ચર** ન. [અં.] શરીરનાં હાડકાંની ભાંગતૂટ [શાસ્ત્ર

**ફ્રેનોલૉજી** સ્ત્રી. [અં.] મસ્તક-વિદ્યા, મસ્તક-સામુદ્રિક

**ફ્રેન્ક** (ફ્રૅઙ્ક) જુઓ 'ફ્રેંક.' [ફ્રાંસ દેશનું

**ફ્રેન્ચ** (ફ્રેન્ચ), **ફ્રેંચ** (ફ્રેન્ચ) વિ. [અં.] ફ્રાંસ દેશને લગતું,

**ફ્રેમ** જુઓ 'ફ્રેઇમ.'

**ફ્રેંક** (ફ્રૅઙ્ક) જુઓ 'ફ્રાંક.'

**ફ્રૉક** ન., [અં.] જુઓ 'ફરાક.' [એ પ્રકારની એક પદ્ધતિ

**ફ્લશ** ન., ૦ **સિસ્ટમ** [અં.] પાણીથી જાજરૂ સાફ થઈ જાય

**ફ્લાઇ-વ્હીલ** ન. [અં.] યંત્રની ગતિ સમતોલ રાખનાર ચક્ર

**ફ્લાઇંગ-ક્લબ** (ફ્લાઇઙ્ગ-) સ્ત્રી. [અં.] વિમાન ઉડાડવાની તાલિમ આપનારી સંસ્થા [યક વિમાન

**ફ્લાઇંગ-ફોર્ટ્રેસ** (ફ્લાઇઙ્ગ-) સ્ત્રી. [અં.] એક પ્રકારનું લડા-

**ફ્લાઈંગ-બોટ** (ફ્લાઇઙ્ગ્-) સ્ત્રી. [અં.] કિનારે કિનારે ચાલતી નાની લાંબી સાંકડી હોડી

**ફ્લાવર-પૉટ** પું. [અં.] ઘરમાં મેજ વગેરે ઉપર ફૂલનો ગુચ્છો રાખવા માટેનું એક પ્રકારનું ચીનાઈ માટીનું વાસણ

**ફ્લિટ** ન, [અં.] જંતુનાશક એક પ્રવાહી

**ફ્લુ** (-ફ્લ્યૂ) પું. [અં.] 'ઇન્ફ્લુએન્ઝા' નામનો તાવ. (સંજ્ઞા.)

**ફ્લુ(-લ્યૂ)ટ** સ્ત્રી.[અં.] એક જાતનું શરણાઈ જેવું વાદ્ય,વાંસળી

**ફ્લૅગ** પું. [અં.] વાવટો,ધ્વજ, ધ્વજ, ઝંડો

**ફ્લૅગ-સિગ્નલ** પું. [અં.] વાવટાથી અપાતી નિશાની કે સંકેત [મથક, પાટિયું

**ફ્લૅગ-સ્ટેશન** ન. [અં.] અજમાયેશ તરીકેનું નાનું રેલવે-

**ફ્લૅમિંગો** (ફ્લૅમિઙ્ગો) ન. [અં.] બતકની જેવી ચાંચવાળું સારસના જેવું પાણીનું એક પક્ષી, સુરખાબ

**ફ્લોટ** પું. [અં.] દૃશ્ય રચના. (૨) તરતો પદાર્થ

**ફ્લોર-મિલ** સ્ત્રી. [અં.] અનાજ દળવાની યાંત્રિક ઘંટી, આટા-મિલ

**ફ્લોરિન** પું. [અ.] એક વાયુ (મૂળ તત્ત્વ). (સંજ્ઞા). (૨) એ નામનો એક અંગ્રેજી સિક્કો. (સંજ્ઞા.)

**ફ્લ્યૂ** જુઓ 'ફ્લૂ'.

**ફ્લ્યૂટ** જુઓ 'ફ્લૂટ.'

**ફ્લોરા** ન. [અં.] વનસ્પતિ-સામાન્ય, વનસ્પતિ માત્ર



બ્રાહ્મી નાગરી ગુજરાતી

**બ**[1] પું. [સં.] ભારત-આર્ય વર્ણમાળાનો ઓષ્ઠ્ય ઘોષ અલ્પપ્રાણ વ્યંજન

**બ-**[2] વિ. [સં. દ્વિ > પ્રા. બિ., સમાસના પૂર્વ પદમાં ગુ. માં 'બ' મળે છે; જેમકે 'બ-શેર'-'બમણું' વગેરેમાં. થોડા-જ શબ્દ છે.] બે

**-બ**[3]- અવ્યય. [ફા. 'સાથે'ના અર્થનો જેમ 'કદમ-બ-કદમ' 'રૂ-બ-રૂ' વગેરે] સાથે, સહિત

**બક** પું. [સં.] બગલો

**બક(-ખ,-ગ)ચી** સ્ત્રી. [જુઓ 'બક(-ખ,-ગ)ચો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો બકચો, બે ખાનાંવાળી નાની કોથળી

**બક-ચેષ્ટા** સ્ત્રી. [સં.] (લા.) દંભ, ઢોંગ

**બક(-ખ,-ગ)ચો** પું. [તુર્કી. બુક્ચહ્] ખાનાંવાળો થેલો (પ્રવાસમાં કપડાં વગેરે રાખવાનો)

**બકડિયું** ન. [જુઓ 'બ[2]' + કડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] બે કડાં હોય છે તેવું નાનું કડાયું, બખડિયું

**બક-ડેર** વિ. [સં. बक દ્વારા] (લા.) ત્રાંસી આંખવાળું, કાંગું, બાંડું [એ, લવારો

**બકણી** સ્ત્રી. [જુઓ 'બકવું' + ગુ. અણી' કૃ. પ્ર.] બકવું

**બકણું** વિ. થોડું [જોનારું, ધુતારું

**બક-દર્શી** વિ. [સં., પું.] બગલાની માફક ધૂર્ત દૃષ્ટિથી

**બક-ધ્યાન** ન. [સં.] બગલાની જેમ દંભી નજર, ધૂર્તતા

**બક-ધ્યાની** વિ. [સં., પું.] જુઓ 'બક-દર્શી.'

**બક-નળી** સ્ત્રી. [સં. बक-नली] વિજ્ઞાનના પ્રયોગમાં વપરાતી બગલાની ડોકના આકારની એક જાતની કાચની નળી, 'સાઇફન'

**બક-પાત્ર** ન. [સં.] પ્રવાહી સ્વચ્છ કરવામાં વપરાતું નીચલી બાજુએ વળેલા લાંબા નાળચાવાળું વાસણ, બક-યંત્ર, 'રિટૉર્ટ' [એમ

**બક બક**[1] ક્રિ. વિ [રવા.] 'બક બક' એવો અવાજ થાય

**બક-બક**[2] (બકચ-બકચ) સ્ત્રી. [જુઓ 'બકવું,' દ્વિર્ભાવ.] બકબકાટ. [બોલ બોલ કર્યા કરવું

**બકબકવું** અ. ક્રિ. [જુઓ 'બકવું,'-દ્વિર્ભાવ.] બકબકાટ કરવો,

**બકબકાટ,-ટો,-રો** પું. [જુઓ 'બકબકવું' + ગુ. 'આટ'-'આટો'-'આરો.'] જુઓ 'બક-બક.[2]'

**બકબકિયું** વિ. [જુઓ 'બકબકવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] બકબકાટ કર્યા કરનારું

**બકબકોર** પું. [જુઓ 'બકબકવું' દ્વારા.] જુઓ 'બક-બક.[2]'

**બકબદ** (-દ્ય) સ્ત્રી. મૂર્ખાઈ ભરેલી વાત

**બક-ભક્ત** પું. [સં.] જુઓ 'બગ-ભગત.' [જાતની માખી

**બક-માખ** (-ખ્ય) સ્ત્રી. [અસ્પષ્ટ + જુઓ 'માખી.'] એક

**બક-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'બક-પાત્ર.'

**બકર-કૂ(-કૂં)દી** સ્ત્રી. [જુઓ 'બકરું' + 'કૂદવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (લા.) ઉછાંછળાપણું. (૨) સ્વચ્છંદી વર્તન. (૩) કુસ્તીનો એક દાવ. [૦ કરવી (રૂ.પ્ર.) તાગડધિન્ના કરવા]

**બકર-ચારો** પું. [જુઓ 'બકરું' + 'ચારો.'] બકરાં ખાય એ પ્રકારનું એક ઘાસ [હોય તેવું, બાકીદાર

**બકર-દાથી** વિ. [અસ્પષ્ટ+સં., પું.] જેનું લેણું બાકી રહ્યું

**બકરમ** ન. [અં] ખમીશની કૂપટી તેમજ ડગલા વગેરેમાં અસ્તરની અંદર કડકાઈ રહેવા વપરાતું એક ખાસ જાતનું કાપડ, બકરાન

**બકર-મોડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'બકરું' + 'મોડવું'-હિં. મૌડના] (લા.) કુસ્તીનો એક દાવ. (વ્યાયામ.)

**બકરાટો** પું. મેથીના જેવા પાંદડાંવાળો એક છોડ

**બકરાન** ન. જુઓ 'બકરમ.'

**બકરાં-કૂંચી** સ્ત્રી. [જુઓ 'બકરું' +ગુ. 'આં' બ.વ., પ્ર. + 'કૂંચી.'] (લા.) એ નામની એક રમત, બકરાંની ઝાંઝર

**બકરાં-ચારુ** વિ. [જુઓ 'બકરું' + ગુ. 'આં' બ.વ., પ્ર. + 'ચારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] બકરાં ચારવાનો ધંધો કરનારું. (૨) (લા.) અજ્ઞાની

**બકરી** સ્ત્રી. [જુઓ 'બકરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બકરાની

માદા, અજા, છારી. [૦ થવું (રૂ.પ્ર.) તાબે થઈ જવું. ૦નું દુઝાણું (રૂ.પ્ર.) જ્યારે જોઇયે ત્યારે મળ્યા કરે એવી સગવડ. ૦ બેં થઈ જવું (-બેં-) (રૂ. પ્ર.) સાવ ઢીલા થઈ જવું]

બકરી-ઈદ સ્ત્રી. [અર. બકર્ ઈદ = ગાયનું બલિદાન આપવાનો ઉત્સવ (ન.મા.)] મુસલમાની વર્ષના છેલ્લા મહિનાની ૧૦ મી તારીખનો એક તહેવાર (એ દિવસે મક્કાની હજ થાય છે.)

બકરું ન. હરણની જાતનું એક ધરાળુ પ્રકારનું પશુ, ધારું. [૦ કાઢતાં ઊંટ પેસવું (-પેસવું) (રૂ.પ્ર.) સહેજ સગવડ મેળવવા જતાં મોટી પીડા વહોરવી]

બકરો પું. [જુઓ 'બકરું.'] નર બકરું, છારો, અજ, બોકડો. (૨) (લા.) બલિ, શિકાર

બક(-ક્ક)લ ન. [અં.] પટ્ટા-પટ્ટી તંગ કરવા વપરાતી અણીવાળી કડી. (૨) સ્ત્રીઓના માથાના વાળમાં ખોસવાની ક્લિપના આકારની ચાંપ (ન.મા.)

બક(-ક્ક)લ-નંબર (-નમ્બર) પું. [અં.] ચપરાશી સિપાઈ સૈનિક વગેરેના પટ્ટામાંનો બકલ ઉપર આપેલો ક્રમાંક

બકલી સ્ત્રી. [જુઓ 'બકલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (વહાલ કે લાડમાં) દીકરી, બકૂડી

બકલો પું. (વહાલ કે લાડમાં) દીકરો, બકૂડો, બકો

બક-વા પું. [જુઓ 'બકવું' + સં. वाद > પ્રા. वाअ-] -વાટ પું. [+ ગુ. 'આટ' ત.પ્ર.], -વાટી સ્ત્રી. [ + ગુ. 'આટી' ત.પ્ર.], -વાટો પું. [ + ગુ. 'આટો' ત.પ્ર.], બક-વાદ પું. [જુઓ 'બકવું' + સં. वाद.] જુઓ 'બક-બક.[૨]'

બકવાદી વિ. [ + સં वादी પું.] બકવાદ કરનારું, લવારો કર્યા કરનારું

બકવાસ પું. [જુઓ 'બકવા' દ્વારા.] જુઓ 'બક-બક.[૨]'

બક-વિદ્યા સ્ત્રી. [સં.] (લા.) છેતરવાની કળા

બકવું અ.ક્રિ., સ.ક્રિ. [સં. बुक्क-] બોલવું. (૨) લવારો કરવો. (૩) એલફેલ બોલવું. (ભૂ.કૃ. માં કર્તરિ પ્રયોગ.) [હોડ (કે શરત બકવી) (રૂ.પ્ર.) બંધણીવાળી વાત કરવી] બકાવું ભાવે., કર્મણિ., ક્રિ. બકાવવું પ્રે., સ. ક્રિ.

બક-વૃત્તિ સ્ત્રી. [સં.] બગલાના જેવી ધૂર્ત-વૃત્તિ (૨) ધૂર્ત-વૃત્તિવાળું, ધુતારું

બક-સ્થલ(-ળ) ન. [સં.] તળાવના મધ્યના ભાગમાંનો બનાવેલો કૃત્રિમ નાનો બેટ કે જ્યાં બગલાં વગેરે પક્ષીઓ સલામતી માટે બેસી શકે

બકાઈ સ્ત્રી. જુઓ 'બગાસું.' [૦ ખાવી (રૂ.પ્ર.) બગાસું લેવું]

બકાત જુઓ 'બાકાત.' (૨) ઊણપ. (૩) બળ, તાકાત

બકાન, ૦ લીમડો, ૦ લીંબડો પું. [ અસ્પષ્ટ + જુઓ 'લીમડો'-'લીંબડો.'] સ્ત્રી. લીંબડાના પ્રકારનું એક ઝાડ

બ-કાનૂન વિ. [ફા.] કાયદાસરનું, કાનૂન પ્રમાણેનું, કાનૂની

બકાબકી[૧] સ્ત્રી. [જુઓ 'બકવું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ પ્ર ] જુઓ 'બક-બક.[૨]' (૨) તકરાર. ઝઘડો, બોલ-ચાલ. (૩) સ્પર્ધા. હરીફાઈ [લેવી એ

બકાબકી[૨] સ્ત્રી. [જુઓ 'બકી,'-દ્વિર્ભાવ.] વારંવાર ચૂમીઓ

બ-કાર પું. [સં.] 'બ' ઉચ્ચારણ. (૨) 'બ' વર્ણ

બકારત સ્ત્રી. [અર. 'બિકર્' દ્વારા] કુંવારા-પણું

બકારવું અ. ક્રિ. [રવા.] ઊલટી થવી, વમન થવું. બકારાવું ભાવે. ક્રિ.

બકારાંત (બકારાન્ત) વિ. [સં. बकार + अन्त] જેને છેડે 'બ' વર્ણ આવ્યો હોય તેવું [વમન, આહારી

બકારી સ્ત્રી. [જુઓ 'બકારવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ઊલટી,

બકારો પું. [દે.પ્રા. बुक्कारअ-] જુઓ 'બક-બક.[૨]' (૨) મોટો સાદ, ઘાંટો. [૦ પાડવો (રૂ.પ્ર.) મોટે સાદે બોલાવું]

બકાલ પું. [અર. બક્કાલ્] શાકભાજી વેચનાર વેપારી, કાછિયો. (૨) વાણિયો (તુચ્છકારમાં)

બકાલ(-લે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'બકાલ,-લી' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] શાક વેચનારી કે વેચનારની સ્ત્રી, કાછિયણ [હલકા પ્રકારની રકઝક કરવી એ

બકાલ-વેડા પું., બ.વ. [જુઓ 'બકાલ' + 'વેડા.'] (લા.)

બકાલા-પીઠ, બકાલા-બજાર સ્ત્રી. [જુઓ 'બકાલું' + 'પીઠ' અને 'બજાર.'] શાકપીઠ, શાકબજાર

બકાલા-વાડી સ્ત્રી. [જુઓ 'બકાલું' + 'વાડી.'] જેમાં શાકભાજી ઉગાડવામાં આવતાં હોય તેવું ખેતર ['બકાલ.'

બકાલી પું. [જુઓ 'બકાલ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

બકાલું[૧] ન. [અર. બક્લહ્ ] લીલોતરી શાક

બકાલું[૨] ન. [જુઓ 'બકાલ' + ગુ. 'ઉં' ત.પ્ર.] બકાલીનો ધંધો, શાકભાજી વેચવાનો ધંધો

બકાલેણ (-ણ્ય) જુઓ 'બકાલણ.'

બકાવવું, બકાવું જુઓ 'બકવું'માં.

બકાવો પું. દગો, છેતરપીંડી, પ્રપંચ [આસન. (યોગ.)

બકાસન ન [સં. बक + आसन] યોગનાં આસનોમાંનું એક

બકાસુર પું. [સં. बक + असुर] પૌરાણિક માન્યતા પ્રમાણે કૃષ્ણના બાલ્યકાલમાંનો એક અસુર કે જેને બાલક કૃષ્ણે મારી નાખ્યો હતો. (સંજ્ઞા.)

બકી[૧] સ્ત્રી. [સં.] બકાસુરની બહેન પૂતના (જેનું સ્તનપાન કરી શ્રીકૃષ્ણે મારી નાખેલી કહી છે). (સંજ્ઞા.)

બકી[૨] સ્ત્રી. [જુઓ 'બોકી.'] જુઓ 'બોકી.'

બકુ પું. (વહાલ કે લાડમાં) પુત્ર, બકલો, બકૂડો, બકો

બકુર ન. [સં.,પું ] એ નામનું એક વાજિંત્ર

બકુલ ન. [સં.,પું ] બોરસલીનું ઝાડ. (૨) બોરસલીનું ફૂલ

બકુલિકા, બકુલી સ્ત્રી. [સં.] બોરસલીનું ઝાડ

બકુશ પું. [સં.] એક પ્રકારનો નિર્ગ્રંથ સાધુ. (જૈન.)

બકૂડી સ્ત્રી. [જુઓ 'બકૂડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (વહાલ કે લાડમાં) દીકરી, બકલી

બકૂડો પું. (વહાલ કે લાડમાં) દીકરો, બકલો

બકેલું ન. ઘાસનું બનાવેલું દોરડું

બકો[૧] પું. [જુઓ 'બોકી.'] બકી, ચુંબન [ગધેડાને ફૂલે બકો (રૂ.પ્ર.) પાછું પડવા જેવું કામ]

બકો[૨] પું. (વહાલ કે લાડમાં) દીકરો, બકલો, બકૂડો, બકુ

બકોર પું. [જુઓ 'બકવું' દ્વારા.] ઘોંઘાટ. (મોટે ભાગે 'શોર-બકોર' એવો સમાસ જ પ્રયોજાય છે.) (૨) પાટીદારોમાં વિશેષનામ. (સંજ્ઞા.)

બકોરવું સ.ક્રિ. [જુઓ 'બકોર,'-ના. ધા.] મોટે અવાજે

બોલાવવું.' બકોરાવું કર્મણિ., ક્રિ. **બકોરાવવું** પ્રે.,સ.ક્રિ

**બકોરાવવું, બકોરાવું** જુઓ 'બકોરવું'માં. [છોકરું, બચ્ચું

**બકોલિયું** ન. [જુઓ, 'બકુ.'] (વહાલ કે લાડમાં) સંતાન,

**બકોલી** સ્ત્રી. ચોખાના પાકનો નાશ કરનારું એક જીવડું

**બકોળ** વિ. [જુઓ 'બકોળવું.'] ખીલેલું

**બકોળવું** અ. ક્રિ. [જુઓ 'બકોળ,' -ના.ધા.] ખીલવું, પ્રફુલ્લિત થવું. બકોળાવું ભાવે., ક્રિ. **બકોળાવવું** પ્રે.,સ.ક્રિ

**બકોળાવવું, બકોળાવું** જુઓ 'બકોળવું'માં.

**બક્કલ** જુઓ 'બકલ.'

**બક્કલ-નંબર** (-નમ્બર) જુઓ 'બકલ-નંબર.'

**બક્ષવું** સ.ક્રિ. [ફા. બખ્શીદન્] ખુશી થઈ ને આપવું, નવાજવું, અર્પવું. **બક્ષાવું** કર્મણિ., ક્રિ. **બક્ષાવવું** પ્રે.,સ.,ક્રિ.

**બક્ષાવવું, બક્ષાવું** જુઓ 'બક્ષવું'માં.

**બક્ષિશ(-સ)** સ્ત્રી. [ફા. બખ્શિશ્] ખુશીની ભેટ, નજરાણું. (૨) ઈનામ, પારિતોષિક, ઉપહાર, 'ગિફ્ટ,' 'પ્રાઇઝ.' (૩) ઉપદાન, 'ગ્રેચ્યુઇટી'

**બક્ષિશ(-સ)-પત્ર** પું [+ સં., ન.] દાનપત્ર, દાન કે ભેટ આપ્યાનો દસ્તાવેજ, 'ગ્રાન્ટ'

**બક્ષિશ(-સ)-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] ભેટ સોગાદ ઉપર લેવાતો સરકારી કર, 'ગિફ્ટ-ટેક્સ'

**બક્ષી** પું. [ફા. બખ્શી] લશ્કરને પગાર ચૂકવનાર અમલદાર. (૨) હિસાબી કારકૂન. (૩) નાગર વગેરેમાં એક એ કારણે પડેલી અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**બક્ષીગીરી** સ્ત્રી. [જુઓ 'બક્ષી' + ફા. પ્રત્યય.] બક્ષીનો ધંધો અને હોદ્દો

**બખ** (-ખ્ય) સ્ત્રી. બખોલ, પોલાણ, ગપોલ. (૨) બથ, બાથ. (૩) લાગ, દાવ. (૪) ટેવ, હેવા, આદત. (૫) ચાલાકી. (૬) વર્તન. [૦ બૂડવી (રૂ. પ્ર.) લાગ મળવો, મોકો મળવો]

**બખ-ચદ** ન. ઘરનો પરચૂરણ સામાન

**બખચી** જુઓ 'બકચી.'

**બખચો** જુઓ 'બકચો.'

**બખડ-જંતર** (-જન્તર) ન. [રવા. + જુઓ 'જંતર.'] (લા.) આડોઅવળો ગોટાળો કરી નાખવો એ, ધાંધલ-ધમાલ

**બખડિયું¹** જુઓ 'બકડિયું.'

**બખડિયું²** ન. પૈડું ચડાવી વરત ભરાવી કોસ ખેંચવા બળદ તૈયાર થયા હોય એ સ્થિતિ　　[શીખેલું નાનું બાળક

**બ(-બા)ખડું** ન. ધાવણા બાળકથી મોટું અને ચાલતાં

**બખતર** જુઓ 'બખ્તર.'

**બખતર-ગાડી** જુઓ 'બખ્તર-ગાડી.'

**બખતરિયું** જુઓ 'બખ્તરિયું.'

**બખતાવર** જુઓ 'બખ્તર.' [ઓપ ચડાવવાની લાકડાની પટ્ટી

**બખ-પટ્ટી(-ટ્ટી)** સ્ત્રી. [અસ્પષ્ટ+જુઓ 'પટ્ટી,-ટ્ટી.'] દાગીના ઉપર

**બખબખાવવું, બખબખાવાવું** જુઓ 'બખ-બખાવું'માં.

**બખબખાવું** અ. ક્રિ. [રવા.] છલોછલ ભરાઈ જવું. બખબખાવાવું ભાવે, ક્રિ. **બખબખાવવું** પ્રે., સ. ક્રિ.

**બખર** સ્ત્રી [મરા.] તવારીખી-બયાન, ઐતિહાસિક વિગતોનો ગ્રંથ, તવારીખ, ઇતિહાસ-ગ્રંથ

**બખર-કાર** વિ., પું. [+ સં.] બખરનો લેખક, તવારીખકાર

**બખરવું** અ. ક્રિ. સાલવું. (૨) નડતર કરનારું થવું. (૩) ભોગવી શકાવું. બખરાવું ભાવે., ક્રિ. **બખરાવવું** પ્રે.,સ.ક્રિ.

**બખરાવવું, બખરાવું** જુઓ 'બખરવું'માં.

**બખાઈ** વિ. [જુઓ 'બખું²' + ગુ. 'આઈ' ત. પ્ર.] બખાને લગતું. (૨) બખા સુધી મુસાફરી કરી કમાણી કરનારું. (૩) પું. સૌરાષ્ટ્રના વણિકોની આ કારણે પડેલી એક અવટંક અને એનો પુરુષ (સંજ્ઞા.)　　[(વહાણ.)

**બખાઈ-લાલ** પું. [+જુઓ 'લાલ.²'] (લા.) નૈઋર્ત્યખૂણો.

**બખાક-બોલું** વિ. [રવા. + જુઓ 'બોલવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] સામાને માઠું લાગશે કે નહિ એની ચિંતા વિના બોલી નાખનારું, બટક-બોલું

**બખાકો** પું. [રવા.] ઝપાટો, સપાટો. (૨) ધુબાકો

**બખાચરી** સ્ત્રી. કજિયા-રૂપ અથડામણ

**બખાડવું** અ. ક્રિ. [જુઓ 'બખાડો,' –ના. ધા.] ધાંધલ કરવી, આખડી પડવું, બાખડી પડવું. **બખાડાવું** ભાવે., ક્રિ. બખાડાવવું પ્રે., સ. ક્રિ.

**બખાડાવવું, બખાડાવું** જુઓ 'બખાડવું' – 'બાખડવું'માં.

**બખાડો** પું. [રવા.] ધાંધલ, બખેડો

**બખાબખી** સ્ત્રી. [રવા.] બોલાબોલી, બોલચાલ, બખાળા કાઢવા એ (૨) ટંટો, ઝઘડો, કજિયો, લડાલડી, બખેડો

**બખારવું** અ. ક્રિ. [રવા.] ગળામાંથી ખોંખારી બળખો કાઢવો. બખારાવું ભાવે., ક્રિ. **બખારાવવું**, પ્રે., સ. ક્રિ.

**બખારાવવું, બખારાવું** જુઓ 'બખારવું'માં.

**બખારિયું** વિ. [જુઓ 'બખારવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] લવારો કરનારું. (૨) બુમાટા પાડનારું

**બખારું** ન. બાકોરું, મોટું કાણું, ગાબડું

**બખારો** પું. [રવા.] બકબક, લવારો. (૨) બુમાટો

**બખાવડો** પું. કચરો, ગંદકી

**બખાળવું** અ. ક્રિ. [જુઓ 'બખાળો,' -ના.ધા.] બખાળા કાઢવા, મનનો રોષ વાણીમાં વ્યક્ત કરવો. **બખાળાવું** ભાવે., ક્રિ. બખાળાવવું પ્રે., સ. ક્રિ.

**બખાળાવવું, બખાળાવું** જુઓ 'બખાળવું'માં.

**બખાળિયું** વિ. [જુઓ 'બખાળવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] બખાળા કાઢનારું. (૨) (લા.) અસભ્ય, અવિવેકી

**બખાળો** પું. [રવા.] ક્રોધ ભરી વાણી. (૨) (લા.) અસભ્યતા, અવિવેક. [-ળા કાઢવા (રૂ. પ્ર.) ક્રોધભરી વાણી ઉચ્ચરવી]

**બખાં** ન., બ. વ. [જુઓ 'બખું.²'] (લા.) ઘણો નફો, ભારે આમદાની. (૨) નાણાની ભારે છૂટ. [૦ પાકવાં (રૂ. પ્ર.) ઘણી આમદાની થવી]

**બખિયો** પું. [ફા. બખ્યહ્] દોરાની આંટી મારતે જતાં કરવામાં આવતું શીવણ, ટંકો અને ઝીણો ટાંકો, ઝીણો ટેભો. [-યા દેવા, -યા મારવા (રૂ. પ્ર.) કામમાં દિલ ચોટવું. ૦ આમળવો (રૂ. પ્ર.) ચીટિયો ભરવો]

**બ-ખિલાફ** ક્રિ. વિ. [ફા. + અર.] વિરુદ્ધ

**બખી** સ્ત્રી. બગલની નીચેનો શરીરનો ભાગ, બગપાટી

**બખીલ** વિ. [અર.] કંજૂસ, કરપી, સૂમ, ખૂબ લોભિયું

**બખીલ-તા** સ્ત્રી. [+ સં. તા ત. પ્ર.], **બખીલ-વેડા** પું., બ.વ. [+ જુઓ 'વેડા.'], **બખીલાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.

પ્ર.], બખીલી સ્ત્રી. [+ગુ. 'ઈ' ત. પ્ર.] બખીલપણું, કંજૂસાઈ, કરપી-વેડા

**બ-ખુશી** ક્રિ. વિ. [ફા.] ખુશ થઈને, ખુશીથી, રાજીથી

**બખું[1]** ન. બાકું, બાકોરું, મોટું કાણું

**બખું[2]** ન. અરબસ્તાનનું 'મોખા' ગામ (જ્યાં સૌરાષ્ટ્રના વેપારીઓ જતા અને ખૂબ કમાઈ આવતા.). (૨) (લા.) (એ કમાણીને કારણે) વિશાળ સમૃદ્ધિ

**બ-ખૂબી** ક્રિ. વિ. [ફા.] ખૂબીથી, સુંદર હિકમતથી

**બખેડા-ખોર** વિ. [જુઓ 'બખેડો' + ફા. પ્રત્યય.], **બખેડિયું** વિ. [+ગુ. 'ઇયું' ત. પ્ર.] બખેડા કરનારું. ટંટાખોર, કજિયાળું, ઝઘડાળુ

**બખેડું** ન. [રવા.] ધાંધલ, તોફાન. (૨) ગોટાળો

**બખેડો** પું. [રવા.] જુઓ 'બખેડું.' (૨) ઝઘડો, કજિયો. (૩) ગૂંચવણ. ગોટાળો. [**૦ કરવો, ૦ મચાવવો** (રૂ. પ્ર.) ધાંધલ-ધમાલ કરવી. **૦ ચૂકવવો** (રૂ. પ્ર.) ઝઘડો શાંત કરવો, સમાધાન કરી આપવું]

**બખોડ** વિ. બેડોળ, કદરૂપું. (૨) (લા.) મૂર્ખ

**બખોબખ** વિ. [રવા.] ભરપૂર, કાંઠા સુધી ભરેલું, પૂર્ણ. (૨) (લા.) ક્રિ. વિ. વિના વિલંબે, જલદી

**બખોરવું** સ ક્રિ. બહાર કાઢવું. (૨) દેખાડવું, બતાવવું બખોરાવું કર્મણિ., ક્રિ. **બખોરાવવું** પ્રે., સ. ક્રિ.

**બખોરાવવું, બખોરાવું** જુઓ 'બખોરવું'માં.

**બખોરું** જુઓ 'બખું.[1]' [ગપોલ, બખારું

**બખોલ** (-લ્ય) સ્ત્રી. પહાડ જમીન ઝાડ વગેરેમાંનું પોલાણ,

**બખ્ખડ** વિ. ઘરડ, જાડું

**બખ્ત** ન. [ફા.] નસીબ, ભાગ્ય. (ગુ.માં 'કમ-બખ્ત' 'બદ-બખ્ત' એવો પ્રયોગ જાણીતો છે.)

**બખ્ત-તીતર** ન. [+સં. तित्तिर] (લા.) એ નામનું એક પક્ષી

**બખ્ત-બીદાર** વિ. [ફા.] જાગ્રત નસીબવાળું (ન. મા.)

**બખ્તર** ન. [ફા. બક્તર] સૈનિક વગેરેને પહેરવાનું લોઢાના તારનું રક્ષણાત્મક સાધન, કવચ, વર્મ, 'આર્મેચોર'

**બખ્તર-ગાડી** સ્ત્રી. [+જુઓ 'ગાડી.'] બેસનાર સૈનિકને બહારનાં અસ્ત્ર પહોંચે નહિ તેવી ચારે બાજુથી મઢેલી રણગાડી, બખ્તરિયા ગાડી

**બખ્તરિયું** વિ. [+ગુ. 'ઇયું' ત. પ્ર.] બખ્તરવાળું, જેણે બખ્તર પહેરેલું છે તેવું. [**-યો** (રૂ. પ્ર.) નામ ન પાડ્યું હોય તેવો નાનો દીકરો (હુલામણું)]

**બખ્તાવર** વિ. [ફા.] નસીબદાર, ભાગ્યશાળી, કર્મી

**બખ્તાવરી** સ્ત્રી. [ફા.] નસીબદારી, ભાગ્ય, કર્મીપણું

**બગ** પું. [સં. बक > શૌ. પ્રા. बग, શૌ.પ્રા.તત્સમ] જુઓ 'બક.'

**બગચડી** સ્ત્રી. [જુઓ 'બગચી' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બકચી.' [ફેતરનારી ગતિ

**બગ-ચાલ** (-લ્ય) સ્ત્રી. [+જુઓ 'ચાલ.[1]'] બગલાના જેવી

**બગચાં** ન., બ. વ. [રવા.] ફાંફાં

**બગચી** જુઓ 'બકચી.'

**બગચો** જુઓ 'બકચો.'

**બગ-છૂટ** ક્રિ. વિ. કૂદતાં [કપટી ધુતારો

**બગ-ઠગ** પું. [જુઓ 'બગ' + 'ઠગ.'] બગલા જેવો ઠગારો,

**બગડ** પું. ચોખાની એક જાત

**બગડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'બગડવું.'] (લા.) સડી ગયેલું અનાજ. (૨) ખોટો ડોળ. (૩) કપટ, દગો, પ્રપંચ

**બગડવું** અ. ક્રિ. ખરાબ થવું, વિકૃત થવું. (૨) સડી કે ઊતરી જવું. (૩) ચૂંથાઈ જવું. (૪) મેલું થવું. (૫) ભ્રષ્ટ થવું, વટલવું. (૬) અણબનાવ થવો. [**તબિયત બગડવી** (રૂ. પ્ર.) માંદા પડવું. (૨) સ્વભાવ ઉશ્કેરાવો, ગુસ્સે થવું. **દાનત બગડવી** (રૂ. પ્ર.) લલચાવું. (૨) કુદૃષ્ટિએ જોવું. (૩) નીતિ ચૂકવી. **ધોતિયું બગડવું** (રૂ. પ્ર.) ભયથી હગી પડવું. **શરીર બગડવું** (રૂ.પ્ર.) માંદા પડવું] **બગાડવું, બગાડાવવું** પ્રે., સ. ક્રિ.

**બગડિયું** વિ. [જુઓ 'બગડો[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હાથે એ કડાં બગડાં શીખતું હોય તેવું. (૨) જોડીવાળું, જોડીનું. (૩) બેઉ બાજુ ઢળી પડનારું. (૪) (લા.) ઢંગધડા વિનાનું. (૫) ન. વચ્ચે એક ચાસ મૂકી વાવવું એ. (૬) એક જાતની રાંપડી

**બગડિયો** વિ. પું. [જુઓ 'બગડિયું.'] બે સેર ડૂબેલી અને બે સેર ઉપર આવે એ પ્રકારની ગૂંથણીવાળો ખાટલો

**બગડો[1]** પું. [સં. द्विक- > શૌ. પ્રા. बिग + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] '૨'નો અંક. (૨) (લા.) પરણેલો પુરુષ. [**-ડા કરવા** (રૂ.પ્ર.) વચન આપેલા કામમાંથી છટકવા કરવું. **-ડે બે** (રૂ.પ્ર.) કાંઈ માલ ન હોય તેવું. (૨) માત્ર ધણિધણિયાણી બે જ (જેમને બાળક નથી). (૩) નિર્વંશતા

**બગડો[2]** પું. [જુઓ 'બગડવું' + ગુ. 'ઓ.' કૃ.પ્ર.] તેલનો વાસણમાં નીચે જામેલો રગડો કે મેલ, બગદો

**બગડોર** (-ર્ય) સ્ત્રી. ઘોડાને દોરવાનું લાંબું દોરડું

**બગ-ઢીચ** વિ. [જુઓ 'બગ' દ્વારા.] બગલા જેવું. (૨) (લા.) દંભી, ઢોંગી

**બગદાદી** વિ. [ઈરાકનું એ નામનું એક શહેર + ગુ. 'ઈ' ત.પ્ર.] બગદાદને લગતું, બગદાદનું

**બગદો** પું. પાણી તેલ વગેરે પ્રવાહીના વાસણમાં નીચે જામતો રગડો કે મેલ, બગડો. (૨) ગંદવાડ

**બગ-ધર** પું. [જુઓ 'બગ' + સં.] બગલાંને પકડી લેનાર ગરુડ પક્ષી

**બગ-ધ્યાન** ન. [જુઓ 'બગ' + સં.] જુઓ 'બક-ધ્યાન.'

**બગધ્યાની** વિ. [+સં., પું.] જુઓ 'બકધ્યાની.'

**બગનખો** પું. [ફા.] રૂપામાં બેસાડેલો વાઘ-નખ (ન.મા.)

**બગની** પું. જવનો દારૂ

**બગની-ગર** વિ. [+ફા. પ્રત્યય.] જવનો દારૂ બનાવનાર

**બગપાટી** સ્ત્રી. બગલ નીચેનો શરીરનો ભાગ, બખી

**બગપાનતી** સ્ત્રી. [જુઓ 'બગ' દ્વારા.] બગલાની પંક્તિ

**બગ-બગું** જ. સવારનો એકબીજું એકબીજાને આખું આખું જોઈ શકે તેવો પ્રકાશ, મોં-સૂઝણું, ભડકલું, ભળભાંખળું, ભળભળું [ડોળ કરનાર

**બગ-ભગત** પું. જુઓ ['બગ' + 'ભગત.'] ભક્ત હોવાનો

**બગ-ભાવાર્થી** વિ. [જુઓ 'બગ + સં. भाव + अर्थी પું.] ધૂર્ત, ઢોંગી

**બગરું** ન. [હિં. बगरी] તેલ અથવા ઘીનો રગડો. (૨

ઘી તાવતાં રહેલું કીટું. (૩) તુવેર કાપી લીધા પછી ખીપા-માંથી ફૂટતો નવો ફણગો. (૪) એક જાતના ચોખા

**બગરેંડી** (બગરેં'ડી) સ્ત્રી. એ નામનો એક છોડ

**બગલ** સ્ત્રી. [ફા.] ખભાની નીચેનો ખાડો, કાખ. (૨) (લા.) બાજુ, પડખું. [**૦માં ઘાલવું, ૦માં મારવું, ૦માં રાખવું** (રૂ.પ્ર.) દબાવી કબજે કરવું. (૨) ઓથમાં લેવું. શરણે લેવું, **૦માં ઘાલી ઊંડી જવું** (રૂ.પ્ર.) છેતરવું. **૦માંથી વાત કાઢવી** (રૂ. પ્ર.) ઉટંગ વાત ઊભી કરવી. **૦માં હોવું** (રૂ.પ્ર.) સંભાળ નીચે હોવું. **૦ લેવી** (રૂ. પ્ર.) બગલમાંના વાળ અસ્ત્રેથી કાઢી નાખવા. **-લો ઉઘાડી થવી** (રૂ.પ્ર.) માલમતા નાશ પામવી. **-લો ઉઘાડી મૂકવી** (રૂ.પ્ર.) બે-શરમ બનવું. **-લો ઊંચી કરવી, -લો દેખાડવી (કે બતાવવી)** (રૂ.પ્ર.) નિર્લજ્જ થવું. (૨) દેવાળું ફૂકવું. **-લો કૂટવી, -લો બજાવવી, -લો વગાડવી** (રૂ. પ્ર.) રાજી રાજી થઈ જવું] [એક પ્રકાર

**બગલ-કલમ** સ્ત્રી. [+ જુઓ 'કલમ.'] ઝાડની કલમ કરવાનો

**બગલ-ગાંઠ** (-ઠય) સ્ત્રી. [+ જુઓ 'ગાંઠ.'] વસ્ત્રની બગલમાં બાંધવાની ગાંઠ [આપનારું

**બગલ-ગીર** વિ. [+ ફા. પ્રત્યય] (લા.) ભેટનારું, આલિંગન

**બગલ-ગીરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] આલિંગન, ભેટણું

**બગલ-તકિયો** પું. [+ જુઓ 'તકિયો.'] સૂતાં પડખામાં રખાતું ઓશીકું [શકાય તેવી થેલી કે કોથળી

**બગલ-થેલી** સ્ત્રી. [+ જુઓ 'થેલી.'] ખભા ઉપર ભરાવી

**બગલ-થેલો** પું. [+ જુઓ 'થેલો.'] મોટી બગલ-થેલી

**બગલ-દબાવો** પું. [+ જુઓ 'દાબવું' દ્વારા.] (લા.) કસરતનો એક દાવ. (વ્યાયામ.) [(વ્યાયામ.)

**બગલ-દંડ** (-દણ્ડ) પું. [+ સં.] (લા.) કસરતનો એક દાવ.

**બગલ-દાણા** પું., બ. વ. છૂટી છૂટી કડીઓવાળાં સાંકળાં

**બગલ-બચ્ચું** વિ. [+ જુઓ 'બચ્ચું.'] (લા.) બગલમાં સમાઈ જાય તેવું. (૨) પ્રિય, વહાલું (કટાક્ષમાં) (ન. મા.) (હકીકતે 'અણગમતું)

**બગલ-બ(-બિ)લાડી** સ્ત્રી. [+ જુઓ 'બિલાડી.'] (લા.) બગલમાં થયેલું ગૂમડું, બાંબલાઈ

**બગલ-ભાવાર્થી** વિ. [જુઓ 'બગલો + સં. ભાવ-અર્થી, પું.] જુઓ 'બગ-ભાવાર્થી.' [એક પ્રકાર. (વ્યાયામ.)

**બગલ-માર** પું. [જુઓ 'બગલ' + 'મારવું.'] દંડ પીલવાનો

**બગલ-સો** પું. લાઠીની એક જાતની કસરત. (વ્યાયામ.)

**બગલ-સ્વાર્થી** વિ. [જુઓ 'બગલો' + સં. સ્વ + અર્થી પું.] જુઓ 'બગ-ભાવાર્થી.' [સઢ. (વહાણ.)

**બગલા-પાય** ન. [જુઓ 'બગલો' + 'પાય.'] (લા.) વહાણનો

**બગલા-મુખી** સ્ત્રી. [જુઓ 'બગલો' + સં. मुख + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એ નામની એક દેવી. (સંજ્ઞા.)

**બગલિયું** વિ. [જુઓ 'બગલ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) ખુશામતખોર, ખુશામતિયું. (૨) ગમે ત્યારે ગમે તેવું કામ આપનારું

**બગલી**[1] સ્ત્રી. [જુઓ 'બગલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બગલાની માદા. (૨) ચોરી કરવા ખાતર પાડવાનું એક સાધન

**બગલી**[2] સ્ત્રી. [જુઓ 'બગલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] સ્વાર્થે મગદળથી કરાતી એક કસરત. (વ્યાયામ.)

**બગલું** ન. [જુઓ 'બગ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બગ' (નર-માદા કોઈ પણ). (૨) (લા.) સફેદ રંગનો પતંગ

**બગલો**[1] પું. [જુઓ 'બગલું.'] નર બગલું. (૨) (લા.) ધૂર્ત માણસ. [**૦ પાખંડ બેસવો** (-બેસવો)] (રૂ. પ્ર.) ઢોંગ કરવો. (૨) દેવાળું ફૂંકવું]

**બગલો**[2] પું. અરબસ્તાન બાજુનો વહાણનો એક મોટો પ્રકાર

**બગલોલ** પું. કફના રોગવાળો દમિયલ માણસ

**બગવા** સ્ત્રી. લગામ

**બગવાયું** વિ. ગભરાયેલું, ગાભરું બનેલું

**બગવાવવું, બગવાવાવું** જુઓ 'બગવાવું'માં.

**બગવાવું** અ. ક્રિ. [જુઓ 'બગ' -ના. ધા.] (લા.) બાઘા જેવું થવું, બહાવરા જેવું થવું. **બગવાવાવું** ભાવે., ક્રિ. **બગવાવવું** પ્રે., સ. ક્રિ.

**બગવું** ન. સ્ત્રીની કાળા રંગની સાડી કે સાડલો

**બગવો** પું. નાના બાળકના કાનનો મેલ

**બગ-હંસ** (-હંસ) પું. [જુઓ 'બગ' + સં.] ભૂરા રંગનો બગલો

**બગા,-ગાઈ** સ્ત્રી. [દે. પ્રા. बिगाई, बिग्गाइआ], ઢોર અને કૂતરાં ઉપર બેસતી એક જાતની મોટી માખી. (૨) કાનનો એક રોગ

**બગાટ,-ડ** પું. [જુઓ 'બગાડવું.'] વિકાર, સડો. (૨) નુકસાન, ખરાબી. (૩) વણસાડ, 'વેઇસ્ટેઇજ.' (૪) (લા.) કુસંપ, અણબનાવ. (૫) કજિયો, ટંટો

**બગાડક** વિ. [+ ગુ. 'ક' કૃ. પ્ર.] બગાડ કરનારું

**બગાડ-ટાળુ** વિ. [+ જુઓ 'ટાળવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર] બગાડ દૂર કરનારું

**બગાડ-દૃષ્ટિ** સ્ત્રી. [+ સં.] બગાડ જોનારી નજર

**બગાડવું, બગાડાવવું** જુઓ 'બગડવું'માં. ['બગાડ.'

**બગાડો** પું. [જુઓ 'બગાડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

**બગામણું** વિ. [જુઓ 'બગાવું' + ગુ. 'આમણું' કૃ. પ્ર.] બગાવનારું, છેતરનારું, પ્રપંચી, ધુતારું

**બગાર** પું. વેઠ [મશ્કરું

**બગા-રામ** વિ. [જુઓ 'બગાવું'+સં.] (લા.) મશ્કરી કરનારું,

**બગાવત**[1] (-ત્ય) સ્ત્રી. ચીવટ. (૨) નિગાહ, મહેરબાની

**બગાવત**[2] સ્ત્રી. [અર. બધાવત] બંડ, બળવો, બળવાખોરી, રાજદ્રોહ

**બગાવવું, બગાવાવું** જુઓ 'બગાવું'માં.

**બગાવું** અ. ક્રિ. ફોસલાવું, છેતરાવું. **બગાવાવું** ભાવે., ક્રિ. **બગાવવું** પ્રે., સ. ક્રિ.

**બગાસું** ન. [રવા.] ઊંઘ આવવાની થતાં કે આળસ આવતાં મોઢું વિકસતાં લાંબો શ્વાસ લેવાની કુદરતી ક્રિયા. [**-સાં ખાવાં, -સાં મારવાં** (રૂ. પ્ર.) આળસુ થઈ બેસી રહેવું]

**બગી**[1] સ્ત્રી. જિહ્વા, જીભ. [**૦ ફાટવી** (રૂ. પ્ર.) બોલવું. (૨) ગુસ્સો ચડવો, આંખ ફાટવી]

**બગી**[2] સ્ત્રી. [અર. બગ્ગી] ચાર પૈડાંની ઢાંકેલી ઘોડાગાડી

**બગી-ખાનું** ન. [જુઓ 'બગી[2]' + 'ખાનું.'] બગી પ્રકારની ઘોડાગાડી રાખવાનો તબેલો

**બગીચી** સ્ત્રી. [જુઓ 'બગીચો'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો નાજુક બગીચો

**બગીચો** પું. [ફા. બાગ્ચહ્] નાનો બાગ, 'ગાર્ડન'

**બગું**, ન. -ગો[1] પું. બાકું, બાકોરું, મોટું કાણું

**બગો**[2] પું. ગુલાબી તથા પીળાશ પડતો રંગ. (૨) સોગના સમયમાં સ્ત્રીઓને પહેરવાનો સફેદ યા ગળીના રંગનો સાડલો

**બગોતર** વિ. [જુઓ 'બગ' દ્વારા.] બગલાની જેમ ચૂપ બેસી રહેનાર, મીંઢું

**બઘડમ** વિ. ચસકેલ મગજનું, ગાંડા જેવું

**બઘડાટ** પું. [રવા.] ધડહડાટ. (૨) ઘોંઘાટ

**બઘડાટી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] ગડગડાટ. (૨) ધાંધલ-ધમાલ. (૩) મારામારી [સક્ત થવું

**બઘલધાવું** અ. ક્રિ. [રવા.] વિષયવાસના ઉત્પન્ન થવી, કામા-

**બઘલી**[1] સ્ત્રી. ઊંટનો એક જાતનો રોગ

**બઘલી**[2] સ્ત્રી. દાંડિયારાસની એક પદ્ધતિ

**બ(૦ડ)ઘડાટી** સ્ત્રી [રવા.] રમઝટ. (૨) હેકારો. (૩) ધમાલ. (૪) (લા.) મારામારી

**બ-ઘાડું** વિ. [જુઓ 'બ[2]' - + સં. घाट + ગુ. 'ઉં' ત. પ્ર.] ઘાટઘૂટ વિનાનું, બેડોળ. (૨) કદરૂપું

**બઘાડો** પું. એ નામની એક વનસ્પતિ, તનમની

**બઘાર** વિ. [જુઓ 'બાઘું' દ્વારા.] હૈયા-સૂનું, ખરાબ યાદદાસ્તવાળું. (૨) બેબાકળું, વિહ્વલ

**બઘી** સ્ત્રી. [અર.] બંડ, બળવો

**બઘોરડો** પું. એક પ્રકારનું ખંજર કે છરો

**બચકડું**[1] ન. [જુઓ 'બચકું + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] નાનું બચકું (દાંતથી લેવાતું)

**બચકડું**[2] ન. [જુઓ 'બચકો.'] નાનું પોટલું કે થેલી

**બચક બચક** ક્રિ. વિ. [રવા.] 'બચ બચ' અવાજ થાય એમ

**બચકર** (-રય) સ્ત્રી. હલકા પ્રકારની સ્ત્રી

**બચક-વા** પું. [જુઓ 'બચકું' + 'વા.[2]'] જેને તેને બચકાં ભરવાનો એક રોગ

**બચકં-બચકા** (બચકમ્બચકા) સ્ત્રી. [જુઓ 'બચકું,' દ્વિર્ભાવ.] એકબીજાને બચકાં ભરવાની ક્રિયા, બચકા-બચકી

**બચકારવું** સ. ક્રિ. [જુઓ 'બચકું,' -ના. ધા.] બચકાં ભરતાં ખાવું, કરડી ટુકડા પાડતાં ખાવું. બચકારાવું કર્મણિ., ક્રિ.

**બચકાની** સ્ત્રી. [જુઓ 'બચ્ચું' દ્વારા.] ઘરડી વેશ્યાએ દુરાચાર માટે રાખેલી કાચી ઉંમરની છોકરી

**બચકા-બચકી** સ્ત્રી. [જુઓ 'બચકું,' - દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'બચકં-બચકા.'

**બચકારવું** સ. ક્રિ [જુઓ 'બચકારો,' -ના. ધા.] ઢોરને ઊભાં રાખવા 'બચ' જેવો અવાજ કરવો. **બચકારાવું** કર્મણિ., ક્રિ. **બચકારાવવું** પ્રે., સ. ક્રિ.

**બચકારાવવું, બચકારાવું** જુઓ 'બચકારવું'માં.

**બચકારો** પું. [રવા.] 'બચ' એવો અવાજ (ખાતાં તેમજ ઢોરને ઊભાં રાખવા કરાતો)

**બચકાવવું** સ. વિ છલકાવવું. બચકાવાવું કર્મણિ., ક્રિ. **બચકાવાવવું**. પ્રે., સ. ક્રિ

**બચકાવાવવું, બચકાવાવું** જુઓ 'બચકાવવું'માં.

**બચકી** સ્ત્રી. [જુઓ 'બકચી.'] જુઓ 'બકચી.'

**બચકું**[1] ન. [રવા.] 'બચ' એવા અવાજથી કરડીને ફોડું પાડવું એ. (૨) બટકું. [૦ ભરવું (રૂ. પ્ર.) કરડીને ફોડું પાડવું]

**બચકું**[2] ન. [જુઓ 'બકચો.'] જુઓ 'બકચો.'

**બચકો** પું. [જુઓ 'બકચો.'] જુઓ 'બકચો.'

**બચકોરવું**[1] સ. ક્રિ. [જુઓ 'બચકોરું,' -ના. ધા.] બોળવું, ડુબાડવું. **બચકોરાવું**[1] કર્મણિ., ક્રિ. **બચકોરાવવું**[1] પ્રે., સ. ક્રિ.

**બચકોરવું**[2] જુઓ 'બચકારવું.' **બચકોરાવું**[2] કર્મણિ., ક્રિ. **બચકોરાવવું**[2] પ્રે. સ. ક્રિ.

**બચકોરાવવું,**[1-2] **બચકોરાવું**[1-2] જુઓ 'બચકોરવું'[1-2]માં.

**બચકોડું** ન. [રવા.] ડૂબવું એ

**બચ્ચ-ગાન** ન. [જુઓ 'બચ્ચું' દ્વારા.] સંતાન, બાળકો, બચ્ચાં

**બચગી** સ્ત્રી. [ફા.] બચપણ, બાળપણ, શૈશવ

**બચડ(-ર)-વાળ** વિ. [જુઓ 'બચડું' + 'વાળું.'] છોકરાં-છૈયાંવાળું, વસ્તારી [બાળક, બચ્ચું

**બચડું**[1] ન. [જુઓ 'બચ્ચું' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] નાનું

**બચડું**[2] ન. તાળાની અંદરનો ભાગ

**બચત**[1] વિ. [જુઓ 'બચવું' + ગુ 'અત' વર્ત. કૃ.] બચતું રહેલું, વધારા-રૂપ રહેલું

**બચત**[2] (-ત્ય) સ્ત્રી. [જુઓ 'બચવું' + ગુ. 'અત' વર્ત. કૃ.] બચી રહેલું ધન વગેરે, વધારો, 'સેવિંગ્ઝ'

**બચત-ખાતું** (બચત્ય-) ન. [જુઓ 'બચત[2]' + 'ખાતું.'] બચતની રકમ નોંધાય તેવું ખાતું, 'સેવિંગ્ઝ એકાઉન્ટ'

**બચત-દાર** વિ. [+ફા. પ્રત્યય] બચત કરનાર, પ્રોવિડન્ટ ફંડ જમા કરાવનાર, 'સબ્સ્ક્રાઇબર'

**બચત-બૅન્ક** સ્ત્રી. [+અં.] જ્યાં બચત જમા કરાવવામાં આવે છે તેવી પેઢી, 'સેવિંગ્ઝ બૅન્ક'

**બચતી** સ્ત્રી. [જુઓ 'બચવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'બચત.[2]' (૨) છેડો, પરિણામ

**બચપણ** ન. [જુઓ 'બચ્ચું' + ગુ. 'પણ' ત. પ્ર.] બાલ્ય અવસ્થા, બાલપણ, બચગી

**બચ બચ** ક્રિ. વિ. [રવા.] બચ્ચું ધાવતું હોય કે માણસ ખાતું હોય ત્યારે થતા અવાજની જેમ

**બચબચાટ** પું. [જુઓ 'બચ બચ' + ગુ. 'આટ' ત. પ્ર.] 'બચ બચ' એવો અવાજ

**બચર-વાળ** જુઓ 'બચડ-વાળ.'

**બચલી** સ્ત્રી. [જુઓ 'બચલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની દીકરી. (૨) નાની બાળકી, નાની છોકરી

**બચલું** ન. [જુઓ 'બચ્ચું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] નાનું બાળક. (૨) પશુ-પક્ષી વગેરેનું નાનું બચ્ચું. (૩) કેળ વગેરેનું નાનું પોયું

**બચલો** પું. [જુઓ 'બચલું.'] નાનો દીકરો. (૨) નાનો છોકરો

**બચવું** અ. ક્રિ. બાકી રહેવું, ફાજલ પડવું. (૨) ઊગરવું, સલામત રહેવું. (૩) જતું અટકવું. **બચાવું** ભાવે., ક્રિ **બચાવવું** પ્રે., સ. ક્રિ.

**બચાઈ** સ્ત્રી. [જુઓ 'બચવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] જુઓ 'બચત.[૨]' (૨) (લા.) કરકસર
**બચાઉ** વિ. [જુઓ 'બચવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] બચત કરી શકાય તેવું (૨) બચત કરનારું, કરકસરિયું
**બચાડું** જુઓ 'બચારું'–'બિચારું.'
**બચારવું** અ.ક્રિ. [જુઓ 'બચકારવું'.] જુઓ 'બચકારવું.' બચારાવું ભાવે., ક્રિ. બચારાવવું પ્રે., સ.ક્રિ
**બચારાવવું, બચારાવું** જુઓ 'બચારવું'માં.
**બચારું(-ડું)** જુઓ 'બિચારું.'
**બચાવ** પું. [જુઓ 'બચવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] બચવું કે બચાવવું એ, સંરક્ષણ, 'ડિફેન્સ.' [૦ કરવો (રૂ.પ્ર.) પોતાની માથે આવેલી આફતમાંથી ઉગારો કરવો]
**બચાવ-કામ** ન. [+ જુઓ 'કામ.[૨]'] બચાવી લેવાનું કાર્ય
**બચાવ-પટ્ટી** સ્ત્રી. [+ જુઓ 'પડ્ડી.'] રક્ષણાત્મક પતરી, 'વાલ્વ,' 'એસ્કેઇપ-વાલ્વ'
**બચાવવું, બચાવું** જુઓ 'બચવું'માં. [વાદીનો પક્ષ
**બચાવ-પક્ષ** પું. [+ સં.] અદાલત કે ચર્ચાસભામાં પ્રતિ-
**બચાવો** પું. [જુઓ 'બચાવવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'બચાવ.' [લગતું
**બચિયું** વિ. [જુઓ 'બચું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બચ્ચાંને
**બચી[૧](-ચ્ચી[૧])** સ્ત્રી. [રવા.] જુઓ 'બકી'–'બોકી.' (૨) જીભ. [૦ ફાટવી (રૂ.પ્ર.) બોલવાની શક્તિ હોવી]
**બચી[૨](-ચ્ચી[૨])** સ્ત્રી. [જુઓ 'બચું,-ચ્ચું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની દીકરી. (૨) નાની છોકરી
**બચુ** પું. [જુઓ 'બચું.'] દીકરા દીકરીને માટેનો લાડ-વાચક શબ્દ, બેટો
**બચું** જુઓ 'બચ્ચું.'
**બચૂકડું(-લું)** વિ. [જુઓ 'બચું' + ગુ. 'ક' + 'ડ' કે 'લ' સ્વાર્થે ત.પ્ર.] (વહાલમાં) તદ્દન નાનકડું (બાળક કે પશુ પક્ષીનું બચ્ચું). (૨) તદ્દન નાનો કોઈ પણ પદાર્થ
**બચૂડિયું** વિ૦ [જુઓ 'બચૂડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બચૂકડું(૧).' [દીકરી. (૨) નાની છોકરી
**બચૂડી** સ્ત્રી. [જુઓ 'બચૂડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની
**બચૂડું** વિ. [જુઓ 'બચું' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નાનું બચ્ચું [ત. પ્ર.] જુઓ 'બચૂકડું.'
**બચૂલિયું** વિ. [જુઓ 'બચું' + ગુ. 'લ' + 'ઇયું' સ્વાર્થે
**બચેરી** સ્ત્રી. નિંદા, કૂથલી
**બચોલિ(-ળિ)યું** ન. [જુઓ 'બચૂલિયું.'] જુઓ 'બચલું.'
**બચ્ચમ-જી, બચ્ચાજી** પું. [જુઓ 'બચ્ચો' + માનવાચક 'જી.'] (તિરસ્કારમાં સંબોધન) દીકરો
**બચ્ચાં-કચ્ચાં** ન., બ. વ. [જુઓ 'બચ્ચું,' – દ્વિર્ભાવ.] કચ્ચાં-બચ્ચાં, છોકરાં-છૈયાં
**બચ્ચાં-શાહી** વિ. [જુઓ 'બચ્ચું' + ગુ. 'આં' બ. વ., પ્ર. + જુઓ 'શાહી.'] છોકરવાદથી ભરેલું
**બચ્ચી[૧-૨]** જુઓ 'બચી.[૧-૨]'
**બચ્ચું** ન. [સં. अपत्यक- > वच्चअ-; આ વિકાસ શકય, છતાં ફા. 'બચ્ચહ્' વધુ સ્વાભાવિક] બાળક, છોકરું. (આ અર્થમાં 'બાળબચ્ચું'–'બાળબચ્ચાં' એવો જોડિયો પ્રયોગ રૂઢ છે.) (૨) પશુ પક્ષી જંતુ વગેરેનું નાનું ફરજંદ. [-ચ્ચાના ખેલ (રૂ. પ્ર.) સહેલું કામ]
**બચ્ચો** પું. [જુઓ 'બચ્ચું.'] છોકરો. (૨) દીકરો. (ગુ.માં 'બચ્ચો' બહુ રૂઢ નથી.) [નહિ તેવું
**બચ્છ(-છ્છ)ડ** વિ. [રવા.] બરછટ, ખરબચડું, સુંવાળું
**બચ્છ(-છ્છ)ડાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] બરછટપણું
**બ-ન્છડ** વિ. [જુઓ 'બ[૨]' + 'છડવું.'] બેવાર છડેલ હોય તેવું. (૨) (લા.) પું. ચોખાની એક જાત
**બછવું** સ. ક્રિ. પસંદ કરવું. બછાવું કર્મણિ., ક્રિ. બછાવવું પ્રે., સ. ક્રિ. [કરવા જેવું
**બછાઉ** વિ. [જુઓ 'બછવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] પસંદ
**બછાવ** પું. [જુઓ 'બછવું' + ગુ. 'આવ' કૃ. પ્ર.] પસંદગી
**બછાવવું, બછાવું** જુઓ 'બછવું'માં.
**બછ્છડ** જુઓ 'બચ્છડ.'
**બછ્છડાઈ** જુઓ 'બચ્છડાઈ.' [કલાકાર
**બજગી** વિ., પું. [જુઓ 'બજવું' + ફા.] વાદ્ય વગાડનાર
**બજડ** ન. તલવાર
**બજબજાવવું** અ. ક્રિ. [જુઓ 'બજાવવું,'–આદ્ય બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] (લા.) ઘણો અવાજ કરવો. (૨) પાદવું
**બજર** (-રય) સ્ત્રી. સૂંઘવા માટેનો તમાકુનો બારીક ભૂકો, છીંકણી, તપખીર, સૂંઘણી
**બજરબટ્ટું,-ટ્ટું** ન. એ નામનું એક વૃક્ષ અને એનું કાળા રંગનું મણકા જેવું ફળ (જે બાળકોના ગળામાં કોઈની નજર ન લાગે એ માટે બંધાય છે.) (૨) (લા.) માદળિયું. (૩) પોયણીનું મૂળ કે ફળ. (૪) મજબૂત આદમી. (૫) સાપ. (૬) કાળા રંગનો નોકર
**બજર-ભાંગ** પું. તમાકુનો છોડ
**બજરંગ** પું. [સં. वज्र+अङ्ग + =वज्राङ्ग વજના જેવાં અંગોવાળું] (લા.) હનુમાન, મારુતિ. (સંજ્ઞા.) [પ્રકાર. (વ્યાયામ.)
**બજરંગ-દંડ** (બજરઙ્ગ-દણ્ડ) પું. [+ સં.] કસરતનો એક
**બજરંગ-બલી** (બજરઙ્ગ-) પું. [+ સં.], **બજરંગી** (બજ-રઙ્ગી) પું. [સં. वज्राङ्गी] જુઓ 'બજરંગ.'
**બજરિયું** વિ. [જુઓ બજર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] બજરના રંગનું. તપખીરિયું, છીંકણી રંગનું. (૨) ન. બજર ભરવાની દાબડી કે ડબ્બી
**બજરિયો** પું. [જુઓ 'બજરિયું.'] તમાકુના છોડને મળતો એક છોડ. (૨) છીંકણીનો વેપારી
**બજરો** પું. [હિં. બજરા] એક પ્રકારનું વહાણ. (વહાણ.)
**બજ(-જા)વણી** સ્ત્રી. [જુઓ 'બજ(-જા)વવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] બજાવવું એ, અમલમાં મૂકવું કે મુકાવવું એ, અમલ કરવો એ (ખાસ કરી અદાલતના હુકમથી). (૨) ટાંચ, જપ્તી
**બજવવું** જુઓ 'બજવું[૨]'માં.
**બજવું[૧]** અ. ક્રિ. [સં. वाद्य- > वज्ज-] (વાદ્ય વગેરેનો) વગાડવાથી અવાજ થવો, (વાદ્યનું) વાગવું. બજાવું[૧] ભાવે., ક્રિ. બજાવવું[૧] પ્રે., સ. ક્રિ.
**બજવું[૨]** અ. ક્રિ [ફા. બજા આવુર્દન્] અમલમાં આવવું, અમલમાં મુકાવું. બજાવું[૨] ભાવે., ક્રિ. બજવવું, બજાવવું[૨]

પ્રે. સ. ક્રિ.

**બજવૈયું** વિ. [જુઓ 'બજવું[1]' + ગુ. 'ઐયું' કૃ. પ્ર.], **બજંતરી** (બજ-તરી) વિ. [જુઓ 'બજવું[1]' દ્વારા; હિં. 'બજંત્રી.'] વાદ્ય વગાડવામાં નિષ્ણાત, બજગી

**બજાક,-ખ,-ગ** વિ. [મરા.] બેવકૂફ, મૂર્ખ [દેશી

**બજાજ** પું. [અર. બઝ્ઝાજ્] કાપડનો વેપારી, કાપડિયો,

**બજાજી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] બજાજનો ધંધો. (૨) કાપડ વેચવાની ચતુરાઈ. (૩) (લા.) ઠગબાજી, છેતરપીંડી, ફસામણી

**બજાજી-વેડા** પું., બ. વ. [+ જુઓ 'વેડા.'] વેચતી વખતે આનાકાની કરવી એ, માલ વેચવામાં કરાતી ચીકાશ

**બજાણિયો** પું. [જુઓ 'બજવું[1]' દ્વારા.] ઢોલ વાગતાં જતાં દોરડા ઉપર વાંસની મદદથી ખેલ કરનાર ધંધાદારી નટ. (૨) (લા.) કુલણજી, બડાઈખોર

**બજાર** સ્ત્રી., ન., પું. [ફા. બાઝાર્] હરેક પ્રકારનો માલ-સામાન વેચવા-ખરીદવાની દુકાનોનો આખો લત્તો, પીઠ, પીઠું, 'માર્કેટ.' (૨) (લા.) ભાવ. દર, રૂખ. [૦ કરવું (રૂ. પ્ર.) હંમેશની જરૂરી વસ્તુઓ ખરીદ કરવા જવું. ૦ બેસી જવી(-વું) (-બેસી-) (રૂ. પ્ર.) ભાવ નીચા જવા. ૦ ભરાવી (-વું) (રૂ. પ્ર.) માલ-સામાન માટે અનેક દુકાન ગોઠવાવી. ૦ લાવવી (રૂ. પ્ર.) વસ્તુઓ ખરીદી લાવવી. ૦ વધી જવું (રૂ.પ્ર.) ભાવ ઊંચે જવા. ૦ વહોરવા જવું (-વોઃર-વા-), ૦ હોરવા જવું (રૂ. પ્ર.) માલ ખરીદવા જવું]

**બજાર-કામ** ન. [+ જુઓ 'કામ.[2]'] બજારમાં કરવાનું કાર્ય

**બજાર-ગપ** સ્ત્રી. [+ જુઓ 'ગપ.'] બજારમાં આવતી ઊડતી વાત, લોક-વાયકા

**બજાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'બજારી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] (લા.) વેશ્યા, ગણિકા

**બજાર-દર** પું. [+ જુઓ 'દર.'] બજારમાં ચાલતો ભાવ, બજાર-ભાવ, પીઠ-ભાવ

**બજાર-દસ્તૂર** પું. [+ ફા.], **બજાર-ધારો** પું. [+ જુઓ 'ધારો.'] બજારમાં પ્રચલિત રૂઢિ, વેપારી સાધારણ રિવાજ

**બજાર-પાણી** ન., બ. વ. [+ જુઓ 'પાણી.'] (લા.) ચાલતી લેવડ-દેવડ [–'બજાર-ભાવ.

**બજાર-પીઠ** સ્ત્રી. [+ જુઓ 'પીઠ.[1]'] જુઓ 'બજાર-દર'

**બજાર-પૂતળી** સ્ત્રી. [+ જુઓ 'પૂતળી.'] (લા.) બનીઠનીને બજારમાં ફરનારી સ્ત્રી, બજારમાં શણગારી ફરવાની ટેવ-વાળી સ્ત્રી. (૨) વેશ્યા [બજાર-ગપ.'

**બજાર-બણગું** ન. [+ જુઓ 'બણગું.'] (લા.) જુઓ

**બજાર-ભાવ** પું. [+ સં.] જુઓ 'બજાર-દર.'

**બજારિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] બજારને લગતું, બજારુ. (૨) બજારમાં રખડયા કરતું

**બજારી[1]** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] બજારને લગતું

**બજારી[2]** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] બજારમાં માલ આપવા-વેચવાની ચાલાકી. (૨) (લા.) લુચ્ચાઈ, ઢોંગાઈ. (૩) એ નામની એક રમત, બારોપાટ, આટાપાટા

**બજારુ** વિ. [+ ગુ. 'ઉ' ત. પ્ર.] બજારને લગતું. (૨) બજારમાં મળતું. (૩) બજારમાં ચાલતું. (૪) (લા.) હલકા પ્રકારનું, હલકી બનાવટનું. (૫) અસ્થિર, સત્તાવાર નહિ તેવું. (૬) અપવિત્ર

**બજારેણ** (-ણ્ય) સ્ત્રી. જુઓ 'બજારણ.'

**બજાવણી[1]** સ્ત્રી. [જુઓ 'બજાવવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] વગાડવાની ક્રિયા કે રીત

**બજાવણી[2]** સ્ત્રી. [જુઓ 'બજાવવું[2]' + ગુ. 'અણી' કૃ. પ્ર.] સરકારી વૉરન્ટ કે જપ્તી લાવવાની ક્રિયા

**બજાવણી-અમલદાર** પું. [જુઓ 'બજાવણી[2]'+'અમલદાર.'] સરકારી વૉરન્ટ કે જપ્તી લાવનાર અધિકારી, નાજર

**બજાવણી-કામદાર**, **બજાવણી-કારકૂન** પું. [જુઓ 'બ-જાવણી[2]' + 'કામદાર'—'કારકૂન.'] નાજરના હાથ નીચેનો જપ્તી કે વૉરન્ટ લઈ આવનાર કારકૂન, 'પ્રોસેસ-ક્લાર્ક'

**બજાવણી-દરખાસ્ત** સ્ત્રી. [જુઓ 'બજાવણી' + 'દરખાસ્ત.'] બજાવણી થાય એ માટે કરવામાં આવતી અરજ કે અરજી

**બજાવણી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'બજાવણી-કામદાર,' 'પ્રોસેસ-સર્વર'

**બજાવવું,**[1–2] **બજાવું**[1–2] જુઓ 'બજવું[1–2]'માં.

**બજિનસ** વિ. [ફા. બ-જિન્સ્] બરોબર. (૨) જેવું ને તેવું. (૩) પૂર્ણ, સંપૂર્ણ

**બ-જીદ** વિ. [ફા. + અર. જિદ્] હઠીલું, આગ્રહી, જક્કી

**બજીદ-ગી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય], **બજીદાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] બજીદપણું, હઠ, દુરાગ્રહ, જક્ક

**બજી-દાર** વિ. ખેડૂતને ત્યાં દાણા લઈ એના સાટામાં કામ કરનાર મજૂર

**બજીદી** સ્ત્રી. [ફા.] જુઓ 'બજીદગી.'

**બજેટ** ન. [અં.] આવક અને ખર્ચનો અગાઉથી બાંધવામાં આવતો અંદાજ અને એની નોંધ, અંદાજ-પત્ર, આયવ્યય-ગણનાની તપશીલ

**બજેટ-સત્ર** ન. [+ સં.] અંદાજપત્ર રજૂ કરી મંજૂર કરાવ-વાની લોકસભા કે વિધાનસભાની બેઠક, 'બજેટ-સેશન'

**બજૈયો** પું. [જુઓ 'બજવું[1]' + ગુ. 'ઐયો.' કૃ. પ્ર.] જુઓ 'બજવૈયો.'

**બજોટો** પું. કળશિયો, લોટો

**બજોઠો** પું. એ નામનું હાથનું એક ઘરેણું [અનિચ્છાએ

**બ-જોર** ક્રિ. વિ. [ફા.] જોર-જુલમથી, જબરદસ્તીથી, પરાણે,

**બજોરગ** વિ. [ફા. બુઝુર્ગ્] બુઝર્ગ, વૃદ્ધ (ક. દ. ડા.)

**બઝ** ન. એ નામનું એક પંખી [અમેરિકન શસ્ત્ર

**બ-ઝૂર** ન. [અં.] એ નામનું રાઇફલના પ્રકારનું એક

**બઝાડવું** જુઓ 'બાઝવું'માં.

**બઝાર** (-ર્ય) સ્ત્રી. પથ્થરમાંથી બનતી એ નામની એક દવા

**બઝાવું** જુઓ 'બાઝવું'માં.

**બઝુ(-ઝો)ડાવવું**, **બઝુ(-ઝો)ડાવું** જુઓ 'બઝૂ(-ઝો)ડવું'માં.

**બઝૂ(-ઝો)ડવું** સ. ક્રિ. [જુઓ ઝૂડવું,' 'બ' પૂર્વગ ભારદર્શક] પકડીને ઝૂડી નાખવું, રગદોળવું. (૨) પલોટવું. (૩) બરબાદ-અવસ્થા કરવી. બઝુ(-ઝો)-ડાવું કર્મણિ., ક્રિ. બઝુ(-ઝો)ડાવવું પ્રે., સ. ક્રિ. [તીખું

**બટ** વિ. [રવા.] નક્કર, ઘટ્ટ. (૨) બોઠું. (૩) (લા.) આકરું,

**બટક** ક્રિ. વિ. [રવા.] 'બટક' એવા અવાજથી. (૨) (લા.) શરમ રાખ્યા વિના (ખાસ કરી 'બટક બોલું'માં જ માત્ર)

**બટકણ,-ણું[1]** વિ. [જુઓ 'બટકવું' + ગુ. 'અણ,-ણું' કૃ. પ્ર.] બટકી જવાના સ્વભાવનું, બટકી જાય તેવું, તૂટી જાય તેવું, બચડ [(૨) (લા.) કરડકણું

**બટકણું[2]** વિ. [જુઓ 'બટક' દ્વારા.] બહુ બોલ બોલ કરનારું.

**બટકબોલું** વિ. [જુઓ 'બટક'+'બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] શરમ વિના બોલનારું. (૨) મજાકખોર. (૩) અવિવેકી, તોછડું. (૪) મોઢામોઢ કહી દેનારું

**બટકરવડું** વિ. [જુઓ 'બટક' દ્વારા.] જુઓ 'બટક-બોલું.'

**બટકવું** અ. ક્રિ. [રવા.] કાંઈક અથડાતાં તૂટી જવું. (૨) વાળવા જતાં ભાંગી પડવું. બટકાવું ભાવે., ક્રિ. બટકાવવું[1] પ્રે., સ. ક્રિ.

**બટકાડવું** સ. ક્રિ. કામે લગાડવું, કામે વળગાડવું. બટકાડાવું કર્મણિ., ક્રિ. બટકાડાવવું પ્રે., સ. ક્રિ.

**બટકાડાવવું, બટકાડાવું** જુઓ 'બટકાડવું'માં.

**બટકાવડા(-રા)વવું,** જુઓ 'બટકાવવું'માં.

**બટકાવવું[1]** જુઓ 'બટકવું'માં.

**બટકાવવું[2]** સ. ક્રિ. [જુઓ 'બટકું[2]' -ના. ધા.] નાના નાના બટકા કરી ખાવું, પટકાવવું. બટકાવાવું કર્મણિ., ક્રિ. બટકાવડા(-રા)વવું પ્રે., સ. ક્રિ.

**બટકિયા** પું., બ. વ. [જુઓ 'બટકું[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) ઘઉંની ટુકડા દાણાની એક જાત

**બટકી** જુઓ 'બઠકી.'

**બટકું[1]** જુઓ 'બઠકું.'

**બટકું[2]** ન. [જુઓ 'બટક' + ગુ. 'ઉં' ત. પ્ર.] બટક અવાજ સાથે ટુકડો પાડ્યો હોય તે

**બટકું-ક** વિ. [જુઓ 'બટકું[2]' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] એકાદ ટુકડા (ખાવા માટેના) જેટલું

**બટકૂડું** જુઓ 'બઠકૂડું.'

**બટણ** ન. રેતીમાં માળો બાંધી રહેનાર એક પક્ષી, 'ગલવર'

**બટન** ન. [અં.] (કપડામાંનું) બોરિયું, ડોરણું, બોરણું, બુતાન. (૨) વીજળીની સ્વિચના પ્રકારની દબાવીને ઉપયોગમાં લેવાતી કળ

**બટ-મોગરો** પું. ['બટ'નો અર્થ સ્પષ્ટ નથી + જુઓ 'મોગરો.'] ઘણી પાંદડીવાળાં ભરાઉ ફૂલની મોગરાની એક જાત (આમાં અનેક ફૂલ એકમાં બીજું સમાયેલું એ રીતનાં હોય છે.)

**બટર** ન. [અં] માખણ

**બટર-મિલ્ક** ન. [અં.] છાશ

**બટલો** પું. [જુઓ 'બટો' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] (વહાલપમાં) બેટો, પુત્ર, દીકરો

**બટલર** પું. [અં.] ખ્રિસ્તી રસોયો

**બટવો** પું. તમાકુ સોપારી વગેરે રાખવાની નાની કોથળી

**બટવેલ** (-લ્ય) સ્ત્રી. પુલના છેડામાં જમીન ઉપર જતી ત્રાંસી દીવાલ

**બટ-હજારી** સ્ત્રી. એ નામનો એક ફૂલ-છોડ

**બટા** ન. એ નામનું એક પક્ષી. (૨) કલહંસ, ચક્રવાક

**બટાઈ** સ્ત્રી. [હિં.; ગુ. માં 'ભાગ-બટાઈ' એવો સમાસનો પ્રયોગ] ખેડૂત અને જમીનદાર વચ્ચે પાકની થતી વહેંચણી

**બટાઉ** વિ., પું. [હિં.; ગુ. માં 'છેલ-બટાઉ' એવો સમાસ-પ્રયોગ] છેલબટાઉ, ઈશ્કી, રંડીબાજ

**બટાઉલું** વિ. બટક-બોલું. (૨) મીઠા-બોલું

**બટાકા(-ટા)-પૈંઆ(-વા)** પું., બ. વ. [જુઓ 'બટાકો(-ટો)' + 'પૈંઆ(-વા).'] બટાકા અને પૌંઆના મિશ્રણની ખાવાની એક વાની

**બટાકા(-ટા)-વડાં** ન., બ. વ. [જુઓ 'બટાકો(-ટો)'+'વડું.'[1]] બટાકાને બાફી એમાં મસાલો ભરી વેસણની પૂરીમાં વીંટી અને તળીને કરવામાં આવતો ભજિયાનો એક પ્રકાર

**બટાક** ક્રિ. વિ. [રવા.] 'બટાક' એવા અવાજથી

**બટાકિયું[1]** ન. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) તરત તૂટી જાય તેવું પાતળા કાચનું મોતી

**બટાકિયું[2]** [જુઓ 'બટકું'[1] + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બટ(-ઠ)કું.[1]'

**બટાકિયું[3]** ન. [જુઓ 'બટકું[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] કેરીના ટુકડાઓનું કરેલું એક જાતનું અથાણું (૨) વિ. બટકું ભરી લે તેવું

**બટાકી-દાસ** વિ., પું. [જુઓ 'બટ(-ઠ)કું[1]' દ્વારા + સં.] (કટાક્ષમાં) બઠકું, બાંઠિયું, ટુચકી, ઠીંગણું

**બટાકું(-ટું)** ન., -કો(-ટો) પું. [અં. પોટેટો] વિદેશમાંથી આયાત થયેલું એક પૌષ્ટિક કંદ, આલુ, બટેટું

**બટાચૂર** (-રય) સ્ત્રી. ખાધાખાધ [ઝમઝટ

**બટાઝટી** સ્ત્રી. [રવા.] લાકડીઓ કે તલવારોની તડાતડી,

**બટાટું, -ટો** જુઓ 'બટાકું,-કો.'

**બટાટી-કેળ** (-ળ્ય) સ્ત્રી. [અસ્પષ્ટ + જુઓ 'કેળ.'] કેળની એક ખાસ જાત, ખાસડ કેળ

**બટાલિયન** સ્ત્રી. [અં.] લશ્કરી ટુકડી

**બટાવડું** વિ. નાનું અને દેખાવડું. (૨) ન. એક જાતનું તેતર પક્ષી [વાસ આવી જવી

**બટાવું** અ. ક્રિ. ઘણો વખત પડી રહેવાથી નરમ ખાદ્યમાં

**બટાશિ(-સિ)યાં** ન., બ. વ. દાણાનાં ફોફાં. [૦ ઊડવાં (રૂ. પ્ર.) ધન ધાન્ય વગેરે નાશ પામી જવું. (૨) ઘરમાં ઘર-વખરીના સાંસા હોવા]

**બટાશિ(-સિ)યું** ન. અગાસું

**બટુ,૦ક** પું. [સં.] બાળક, છોકરો (આઠેક વર્ષની અંદરનો). (૨) બ્રાહ્મણ બાળ (જનોઈ માટે તૈયાર થયેલો), બડવો

**બટુક-ભૈરવ** પું. [સં.] મહાદેવનું એક રૌદ્ર સ્વરૂપ-બેઠા ઘાટનું

**બટુકાં-પટુકાં** ન., બ. વ. [રવા.] ખુશામત

**બટૂકડું, -લું** વિ. [સં. वटु + ગુ. 'ક' + 'ડું' - 'લું' સ્વાર્થે ત. પ્ર.] નાનું બેઠા ઘાટનું, બઠડું, બાંઠિયું, ઠીંગણું, વામન

**બટૂકું** ન. આકડાનું કૂંપળ

**બટેટું** ન. [અં. પોટેટો] જુઓ 'બટાકું.'

**બટેડો** પું. એ નામનું એક પહાડી વૃક્ષ

**બટેરવું** ન. ભૂખરા રંગનું એ નામનું એક પક્ષી

**બટેરું** ન. (માટીનું) શકોરું, શરાવડું, ચપણિયું, રામ-પાતર

**બટેરો** પું. મોટું શકોરું

**બટો** પું. [જુઓ 'બેટો.'] (વહાલમાં) બેટો, દીકરો, બટલો

**બદો** પું. કલંક, લાંછન, બદનામી. (૨) તહોમત, આળ. [૦ ઉતારવો (રૂ. પ્ર.) કલંક ચડાવવું. ૦ લાગવો (રૂ. પ્ર.)

કલંક ચડવું]
**બટ્ઠું(-ઠ્ઠું)** વિ. જુઓ 'બઠકું.' (૨) ભીંધું, મોં-ભેર
**બઠ¹** પું. (લા.) નીચો મજબૂત ઘોડો. (૨) ગધેડો
**બઠ²** (-ઠ્ય) સ્ત્રી. નજર, દૃષ્ટિ. [૦ **માંડવી** (રૂ. પ્ર.) સામે જોવું. (૨) સામે થવું, સામનો કરવો]
**બઠ(-ટ)કી** સ્ત્રી. [જુઓ 'બઠ(-ટ)કું' +ગુ. 'ઈ ' સ્ત્રીપ્રત્યય.] (લા.) નીચા કદની વેશ્યા. (૨) રખાત, ભોગ-પત્ની
**બઠ(-ટ)કું** વિ. [જુઓ 'બઠ¹' + ગુ. 'કું' સ્વાર્થે ત પ્ર.] બાંઠિયું, ઠીંગણું, વામન, બઠડું
**બઠ(-ટ)કૂડું** વિ. [જુઓ 'બઠકું' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] (વહાલમાં) જુઓ 'બઠકું.' ['બઠકું.'
**બઠડું** વિ. [જુઓ 'બઠ¹' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ
**બઠર** વિ. જડ (૨) ઢીલું, પોચું
**બઠરાવું** અ. ક્રિ. [જુઓ 'બઠર.'] ભડત કરતી વેળા બરોબર ન પાકવું (ન. મા)
**બઠાંગ** ક્રિ. વિ. છાનુંમાનું હોય એમ
**બઠાંગિયો** વિ., પું. [ + ગુ. 'ઇયું' ત. પ્ર.] ચોર, ઉઠાવગીર
**બઠિયાર** ક્રિ. વિ. [જુઓ 'બટ્ઠું' દ્વારા.] ઘણું ઠોકતાં બઠ્ઠું પડે એમ
**બઠિયું** વિ. [જુઓ 'બઠ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'બઠકું.'
**બઠ્ઠું** જુઓ 'બટ્ઠું.'
**બડ-** વિ. [સં. वृद्ध > પ્રા. वड्ढ, बड; હિં. 'બડા.' હિંદીના ઉછીના શબ્દોમાં પૂર્વ પદ તરીકે] વડું, મોટું
**બડકંદાજ** (બડક-દાજ) પું. બંદૂક રાખનાર માણસ
**બડકંદાર** (બડક-દાર) વિ. નિશાનબાજ. (૨) સ્ત્રી. બંદૂક. (૩) તમંચો
**બડખાવવું** સ. ક્રિ. [રવા.] મારવું, ફટકારવું
**બડખાવું** અ. ક્રિ. સડવું, ફાહવું
**બડખું** ન. [રવા.] લીંટ, સેડાં [બલગમ
**બડખો** પું. [રવા.] કફનો મોઢામાંથી નીકળતો લોંદો, ગળફો,
**બડ-ઘતી** સ્ત્રી. ત્રાસ વરતાવવો એ
**બડઘડાટી** જુઓ 'બ(૦ડ)ઘડાટી.'
**બડઘલી¹** સ્ત્રી. ઘડા-ઢાંકણું. (૨) છાજલી. (૩) પડઘલી
**બડઘલી²** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ [પીલો
**બડઘો** પું. મોલ કાપી લીધા પછી ખૂપામાંથી ફરી ફૂટતો
**બડ-ચુ** વિ. વૃદ્ધ, ઘરડું
**બડચો** પું. જુઓ 'બડઓ.' [પ્રયોગ)
**બડછ** વિ., ક્રિ. વિ. ખૂબ ખાટું ('ખાટું બડછ' જેવો માત્ર
**બડછટ** જુઓ 'બરછટ.'
**બડછો** પું. શેરડીનો આખો સાંઠો [ખેલનાર, બહાદુર
**બડ-જંગી** (-જઙ્ગી) વિ. [જુઓ 'બડ' + 'જંગી.'] મોટો જંગ
**બડતાલ** વિ. નિર્બળ, નબળું, લોથ જેવું
**બડથલ** ન. એક જાતની કઢી
**બડથોલ** વિ. અડબા જેવું
**બડદ** ન. પૈસાનો સારો લાભ થાય તેવું સાધન કે વ્યક્તિ. (૨) સારો લાભ
**બડદાળો** પું. ગપ, ગપાટો. [-ળા **મારવા** (રૂ. પ્ર.) ગપ ચલાવવી. (૨) ખોટી આશા આપવી]
**બડ-પેટું** વિ. [જુઓ 'બડ' + 'પેટ' + ગુ. 'ઉં' ત. પ્ર.] મોટા પેટવાળું. (૨) (લા.) ખાઉધર. (૩) લાલચુ
**બડફવું** સ. ક્રિ. ગુપ્ત માર મારવો. **બડફાવું** કર્મણિ., ક્રિ. **બડફાવવું** પ્રે., સ. ક્રિ.
**બડફાવવું, બડફાવું** જુઓ 'બડફવું'માં.
**બડફું** ન. કૂતરાનું ડાચું, વડચકું. (૨) વડચકું ભરવાની માફક છણકો કરવો એ. [-ફાં **ના(-નાં)-ખવાં** (રૂ. પ્ર.) છણકા કરવા. -ફાં **હાંકવાં** (રૂ. પ્ર.) ગપ મારવી]
**બડફો** વિ., પું. જાડી બુદ્ધિનો માણસ, અડબંગ, રેંચો
**બડ-બક** વિ. પત્નીની ભડવાઈ ખાનારો (પુરુષ). (૨) (લા.) મૂર્ખ, બેવકૂફ [કર્મી
**બડબખ્ત** વિ. [જુઓ 'બડ' + ફા.] બડભાગી, નસીબદાર,
**બડ-બડ** (બડ્ય-બડ્ય) સ્ત્રી. [રવા.] બડબડાટ, બકવાટ, લવારો
**બડબડવું** જુઓ 'બબડવું.'
**બડબડાઈ** સ્ત્રી. [જુઓ 'બડબડવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.], **બડબડાટ** પું. [ + ગુ. 'આટ' કૃ. પ્ર.] જુઓ 'બડ-બડ.'
**બડબડાટિયું** વિ. [જુઓ 'બડબડાટ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] બડબડાટ કરનારું, વાતોડિયું [જુઓ 'બડ-બડ.'
**બડબડાટી** સ્ત્રી. [જુઓ 'બડબડવું' + ગુ. 'આટી' કૃ. પ્ર.]
**બડબડિયાં** ન., બ. વ. [જુઓ 'બડબડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] પાણીમાં થતા પરપોટા. [૦ **બોલવાં** (રૂ. પ્ર.) ખુવળું પડી જવું]
**બડબડિયું** વિ. [જુઓ 'બડબડિયાં.'] બડબડાટિયું. (૨) ન. પાણીમાં થતો પરપોટો. (૩) એક જાતનું પક્ષી, 'બૅબ્લર'
**બડબડો** પું. [રવા.] ફદફદતો ગંદવાડો
**બડબવું** સ. ક્રિ. (કણસલાં ઉપર) બૂંધાં મારવાં. (૨) મારવું, ઝીંકવું. (૩) ગડબવું, દબાવવું. **બડબાવું¹** કર્મણિ., ક્રિ. **બડબાવવું** પ્રે., સ. ક્રિ.
**બડબા** પું., બ. વ. શેડાં
**બડબાવવું, બડબાવું¹** જુઓ 'બડબવું'માં.
**બડબાવું²** અ. ક્રિ. બાબડી જવું, (અનાજનું) બગડી જવું
**બડબું** વિ. ખારું [ભાગ્યશાળી
**બડ-ભાગ** વિ. [જુઓ 'બડ' + સં.] નસીબદાર, કર્મી,
**બડભાગિની** વિ., સ્ત્રી. [જુઓ 'બડ' + સં.] ભાગ્યશાળી સ્ત્રી
**બડ-ભાગી** વિ. [જુઓ 'બડ.' + સં , + પું ] જુઓ 'બડ-ભાગ.'
**બડ-ભાગ્ય** ન. [જુઓ 'બડ' + સં.] સારું નસીબ, સદ્ભાગ્ય
**બડ-મૂછિયો, બડ-મૂછો** વિ., પું. [જુઓ 'બડ-' + 'મૂછ' + ગુ. 'ઇયું' - 'ઉં' ત. પ્ર. અર્થ ઊલટો] (લા.) મૂછ વિનાનો પુરુષ [કાણામાં નાખવાનો ખીલો
**બડલ(-લ્ય)** સ્ત્રી. ગાડાનાં પૈડાંની ધરીના બંને છેડાના
**બડ-લગામ** વિ. [જુઓ 'બડ' + 'લગામ.'] (લા.) બહુ-બોલું
**બડવા** પું., બ. વ. છોલેલી શેરડીના ટુકડા, ગંડેરી
**બડવાળ** ન. ભેંગનો બગાડ
**બડવો¹** પું. [સં. बटुक- > बडुअ-] જે દ્વિજને જનોઈના સંસ્કાર ચાલુ છે તેવો બટુક. [૦ **ઉઠાડવો** (રૂ. પ્ર.) બડવાને ગુરુને ઘેર ન જતાં પાછો વાળવાનો વિધિ કરવો. ૦ **દોડાવવો**

(રૂ. પ્ર.) બડવો ગુરુને ઘેર ભણવા દોડી જાય એવો દેખાવ કરવો. ૦ ધુણાવવો (રૂ. પ્ર) ભૂવો ધુણાવવો. ૦ ભોળો (રૂ. પ્ર.) ભૂવાના ધતિંગમાં ફસાઈ જનાર માણસ]

**બડવો[2]** પું. ખાટલો ભરતાં દોરી ખસી ન જાય એ માટેનો દોરીનો ગાંઠ વાળેલો ટુકડો

**બડવો[3]** પું. શેરડીનું તે તે પતીકું, ગંડેરી

**બડવો[4]** પું. એ નામનું એક પક્ષી (દરજીડાના વર્ગનું)

**બડસૂટ** (-ટય) સ્ત્રી. [રવા.] ઝઘડામાં સામસામી જામતી લાકડીઓની તડાતડી, સોથ. (૨) વરસાદની ઝડીનો અવાજ

**બડસ** વિ. જુઓ 'બડછ.'

**બડ-હંસ** (-હંસ) પું. [જુઓ 'બડ' + સં.] માલકોશ રાગનો આઠમાંનો એક પુત્ર રાગ. (સંગીત.) (૨) મેઘ રાગની એક રાગિણી. (સંગીત.) (૩) સારંગ રાગનો એક પ્રકાર. (સંગીત.)

**બડંગ[1]** (બડઙ્ગ) વિ. [જુઓ 'બડ' + સં. अङ्ग] મોટાં અંગોવાળું, મોટું. (૨) સુંદર. (૩) ડાઘાડૂઘી વિનાનું, ઊજળું. (૪) અણસમઝથી કે જાણી બૂજીને તોફાન કરનાર, ઉદ્ધત સ્વભાવનું

**બડંગ[2]** (બડઙ્ગ્ય) સ્ત્રી. બડાઈ, પતરાજી

**બડંગ-નાથ** (બડઙ્ગ-) પું. [જુઓ 'બડંગ[1]' + સં.] (લા.) અડબંગ, જડસુ, રેંચો

**બડંગીય** (બડઙ્ગીય) વિ. [જુઓ 'બડંગ[1]' + સં. ईय ત. પ્ર.] બડાઈ કરનાર, પતરાજી-ખોર

**બડાઈ** સ્ત્રી. [જુઓ 'બડું' + ગુ. 'આઈ' ત. પ્ર.] બડાઈ, પતરાજી, ફિશિયારી, 'બ્રેવેડો.' (૨) ગર્વ, મગરૂરી. [૦ કરવી ૦ મારવી, હાંકવી (રૂ. પ્ર.) પતરાજી કરવી]

**બડાઈ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] બડાઈ કરનારું, શેખી-ખોર, પતરાજી-ખોર

**બડા-કાટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'બડું' + હિં. કાટના.] મોટું વલય, અતિવલય, 'હાઇપરબોલ'

**બડા-કાર** પું. ભડવો, કૂટણો ['બડ-સૂટ.'

**બડા-ઝૂટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'બડું' + 'ઝૂટ' (રવા.)] જુઓ

**બડાદ** પું. અનાજ લાદેલું હોય તેવા પોઠિયાઓનું ટોળું

**બડાપો** પું. [જુઓ 'બડું' + ગુ. 'આપો' ત. પ્ર.] મોટાઈ, બડપણ. (૨) જુઓ 'બડાઈ.'

**બડાફિંગ** (-ફિંગ્ય) સ્ત્રી. એ નામનું એક પક્ષી, 'બેબ્લર'

**બડા-બૂટ,-દ** વિ. શરદી કે એવા રોગથી ઘેરાઈ ગયેલું. (૨) ભડા-ભૂટ

**બડા(-ડે)મિયાં** પું., બ. વ. [જુઓ 'બડું' (હિં.) 'બડા' – 'બડ' + 'મિયાં.'] (મુસલમાનમાં) મોટો ભાઈ

**બડાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'બડું' + ગુ 'આશ' ત. પ્ર.] જુઓ 'બડાઈ – 'બ્રેવેડો.'

**બડિયો** પું. [જુઓ 'બડો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **બડિકું** (બડિક્કું) ન. [જુઓ 'બડો' દ્વારા.], **બડીકો** પું [જુઓ 'બડો' દ્વારા.] લાકડીનો નાનો કકડો, કતીકો, દંડૂકો

**બડુક બડુક** ક્રિ. વિ. [રવા.] 'બડ બડ' એવા અવાજ સાથે

**બડુશ** વિ. બાંડું, ત્રાંસી આંખવાળું

**બડું** વિ. [સં. वृद्धक- > वड्डुअ- > હિં. 'બડા' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] મોટું (ઉંમરમાં કદમાં તેમ સ્વભાવ વગેરેમાં)

**બડૂક** ક્રિ. વિ. [રવા.] મોઢામાં ખાતાં અવાજ થાય એમ

**બડૂકો[1]** જુઓ 'બડિયો.'

**બડૂકો[2]** પું. [રવા.] મોઢામાં ખાતાં થતો અવાજ. [-કા બોલાવવા (રૂ. પ્ર.) બડૂક બડૂક અવાજ થાય એમ ખાવું. ૦ બોલવો (રૂ. પ્ર.) કઠણ પદાર્થ ખાતાં મોઢામાં એવો અવાજ થવો]

**બડૂલી** સ્ત્રી. બોરસલીનું ઝાડ [ગુમાની માણસ

**બડેખાં** પું. [જુઓ 'બડું' હિં., બ. વ. 'બડે' + 'ખાં.' (લા.)

**બડે-જાવ** કે.પ્ર. [હિં. બડે જાઓ] 'વૃદ્ધિ પામો' એવી દુવા-વાળો ઉદ્ગાર. (૨) વિ., પું. (લા.) શ્રીમંત

**બડે-મિયાં** જુઓ 'બડા-મિયાં.'

**બડેલ** (-લ્ય) સ્ત્રી. ગાડામાં પૈડાના ધરાને છેડે પૈડું ન નીકળી જાય એ માટે ભરાતો ખીલો

**બડેલો** પું. એ નામનું એક ઝાડ (શીણના જેવું)

**બડેરી** સ્ત્રી. જુઓ 'બડાશ.'

**બડો** પું. લાકડીનો ટુકડો, બડિયો, બડીકો, બડૂકો, દંડીકો

**બઢ** (-ઢ્ય) સ્ત્રી. હિંસ્ર પ્રાણીએ પોતાને રહેવા કરેલી બખોલ, બોડ [ફણગો

**બઢગો** પું. મોલ કાપ્યા પછી એના ખૂંપામાંથી ફૂટતો નવો

**બઢતી** સ્ત્રી. [હિં.] આબાદી, અભ્યુદય. (૨) પગારમાં કે નોકરીના દરજ્જામાં અપાતો વધારો

**બઢયલ** વિ. ઊંચી જાતનું, ઉમદા પ્રકારનું. (૨) ખુશ, આનંદી (૩) મોંઘું

**બઢર** ન. નારંગીના પ્રકારનું એક ખટમીઠું ફળ

**બઢા** પું., બ. વ. ખળામાં છૂટા છવાયા પડી રહેલા દાણા

**બઢાર** પું. લગ્ન પછીનું જમણ

**બઢાવો** પું. [હિં. બઢાવા] (લા.) ઉત્તેજન. (૨) ખુશામત. (૩) ઉશ્કેરણી. (૪) વસ્તીનો વધારો

**બ-ઢાળિયું** વિ. [જુઓ 'બ-ઢાળું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **બ-ઢાળું** વિ. [જુઓ 'બ[2]' + 'ઢાળ' + ગુ. 'ઉં' ત. પ્ર.] બે બાજુ ઢાળવાળું. (૨) સાથી ભેરુને રમતમાં સાથ આપનારું (એક સાથીની સોગઠીઓ ખતમ થઈ જતાં)

**બઢાળે** ક્રિ. વિ. [+ ગુ. 'એ' સા. વિ., પ્ર.] (લા.) માંડ માંડ, મહા મુસીબતે

**બણ** (-ણ્ય) સ્ત્રી. [રવા.] ગોકીરો, દેકારો, હાકોટો. [૦ ઊઠવી (રૂ. પ્ર.) ભારે ગોકીરો થવો. ૦ માંડવી (રૂ. પ્ર.) અવાજ કરતાં ખરીદ કરવા આવવું]

**બણક** (-કય) સ્ત્રી. [રવા.] થોડોક અવાજ. (૨) (લા.) કરડાટી, રોષવાળી નજર

**બણકવું** અ. ક્રિ. [રવા.] 'બણક' એવો અવાજ થવો. (૨) (લા.) નજરે દેખાવું, બણકાવું ભાવે, ક્રિ. બણકાવવું[1] પ્રે., સ. ક્રિ.

**બણકાવવું[1]** જુઓ 'બણકવું'માં. [બણગાવવું

**બણકાવવું[2]** અ. ક્રિ. ઉતાવળી ગતિએ ચાલ્યા જવું,

**બણકાવું** જુઓ 'બણકવું'માં.

**બણગાવવું** સ. ક્રિ. જુઓ 'બણકાવવું.[2]'

**બણ-શું** ન. [જુઓ 'બણ' દ્વારા.] રણશિંગું. (૨) રણશિંગાનો

અવાજ. (૩) (લા.) મિથ્યા સ્તુતિ, ખોટાં વખાણ. [-ણાં ઊડવાં (રૂ. પ્ર.) ગપ ફેલાવી. (૨) મારામારી થવી. ૦ ફૂંકવાં (રૂ. પ્ર.) ખોટી પ્રશંસા કરવી. (૨) ગપ ચલાવવી]

બણ બણ ક્રિ. વિ. [રવા.] બણબણવાનો અવાજ

બણબણવું અ. ક્રિ. [રવા.] 'બણ બણ' એવો અવાજ કરવો (માખી ભમરી વગેરે કરે છે એ). (૨) માથે માખીઓ ઊડતી હોય તેવું ગંદું કે ગોબરું હોવું. (૩) (લા.) આશામાં ને આશામાં કોઈની પાછળ ફર્યા કરવું

બણબણાટ પું. [જુઓ 'બણબણવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] બણબણવાની ક્રિયા

બણવું અ. ક્રિ. [જુઓ 'બનવું;' જૂ. ગુ.માં 'બણવું' વપરાયો છે, પણ અર્વા. ગુ.માં 'બણવું'-ઠણવું' એવો માત્ર પ્રયોગ જાણીતો છે, 'બનવું-ઠનવું' પણ.] જુઓ 'બનવું.'

બણવું-ઠણવું જુઓ 'બનવું-ઠનવું.'

બણાંગ વિ. ખૂબ ઘોળું ('ઊજળું બણાંગ' એવો માત્ર પ્રયોગ; જુઓ 'બડાંગ.')

બણિયું ન. નાનું લાકડું

બણેણાટ પું. [રવા.] જુઓ 'બણબણાટ.'

બણેણાટી સ્ત્રી. [ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'બણેણાટ.' (૨) (લા.) વેગ, ઝપાટો, પ્રબળ સપાટો. [૦ બોલવી (રૂ. પ્ર.) પ્રબળ ઝપાટાનો અવાજ થવો]

બતક સ્ત્રી., ન. [અર. 'બત' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] જમીન અને પાણી ઉપર ચાલી શકે તેવું એક ચપટી લાંબી ચાંચવાળું ધરાળુ પક્ષી. (૨) બતક કે કાચબાના આકારનું મુસાફરીમાં કામ લાગતું પાણીનું વાસણ

બતક-પગી પું. [ + જુઓ 'પગ' + ગુ. 'ઈ' ત. પ્ર.] બતકના પગના જેવાં ફૂલોનો એક છોડ

બતક-વેલ (-ય્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] બતકના જેવા જ ઘાટનાં ફૂલોવાળી એક વેલ

બતકી સ્ત્રી. [ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] બતક પક્ષીની માદા. (૨) બતકના ઘાટની નાની કુલ્લી

બતખી સ્ત્રી. [હિં. બતખ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાઉડર રાખવાનો બતકના ઘાટનો નાનો શીશો

બતઝખડ વિ. [હિં. 'બાત' (> સં. वार्ता દ્વારા)] વાતોડિયું

બતર (-રય) સ્ત્રી. ખેડવા લાયક જમીન

બતરેડી સ્ત્રી. ઝાંઝ (વાદ્ય)

બતરીશ,-સ જુઓ 'બત્રીશ,-સ.'

બતરીશ(-સ)-લક્ષણું જુઓ 'બત્રીશ(-સ)-લક્ષણું.'

બતરીશી,-સી જુઓ 'બત્રીશી,-સી.'

બતરીસાં જુઓ 'બત્રીસાં.'

બતરીસું જુઓ 'બત્રીસું.'

બતરીસો જુઓ 'બત્રીસો.'

બતલાવવું જુઓ 'બતાવવું.' (ખાસ કરી દક્ષિણ ગુજરાતમાં આ રૂપ જાણીતું છે. સર૦ હિં. 'બતલાના;' જોકે હિં. 'બતાના' વધારે વ્યાપક છે.) બતલાવાવું કર્મણિ., ક્રિ.

બતાસા પું., બ. વ. ચોખાની એક જાત

બતાઈ સ્ત્રી. વણાઈ, વણવાનું મહેનતાણું

બ-તાકું ન. [જુઓ 'બ[૨]' + 'તાકું.'] બે ખાનાંવાળું હાટિયું

બતાડવું જુઓ 'બતાવવું.' બતાડાવું કર્મણિ., ક્રિ.

બતાન પું. ખુલ્લા ખેતરમાં ઢોરને ભેગાં કરવાનું ઠેકાણું

બતાન પું., -નું ન. [+ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] બંને મોરા તથા પઠાણની અંદરની બાજુએ મજબૂતી માટે જડવામાં આવતો લાકડાનો તે તે ટુકડો. (વહાણ.)

બતાબાટ પું. ચકવો નામનું પક્ષી

બતારી વિ., સ્ત્રી. [જુઓ 'બ-તારું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બે તારવાળી (ખાસ કરી ચાસણી—ખાંડની)

બ-તારું વિ. [જુઓ 'બ[૨]' + સં. 'तार' + ગુ. 'ઉં' ત. પ્ર.] બે તારવાળું. (૨) ન. બે તાર ઠરડીને બનાવેલું સૂતર. (૩) બે તારનું વણતર

બ-તાલું વિ. [જુઓ 'બ[૨]' + સં. ताल + ગુ. 'ઉં' ત. પ્ર.] ગાતાં તાલ ચૂકનારું, બેતાલું. (સંગીત.)

બતાવડા(-રા)વવું જુઓ 'બતાવવું'માં.

બતાવણી સ્ત્રી. [જુઓ 'બતાવવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] બતાવવાની ક્રિયા. (૨) અભિનય

બતાવરાવવું જુઓ 'બતાવડાવવું'-'બતાવવું'માં.

બતાવ(-ડ)વું સ. ક્રિ. [સર૦ હિં. 'બતાના.' ગુ.માં. 'દેખવું'નું પ્રે. 'દેખાડવું' છે, પરંતુ 'જોવું'નું નથી; એને સ્થાને 'બતાડ(-વ)વું' વપરાય છે. 'જોવડા(-રા)વવું' તો સ્પષ્ટ રીતે પુનઃપ્રેરક રૂપ છે.] [સામું માણસ) જુએ એમ કરવું, દેખાડવું. (૨) જણાવવું, (૩) સમઝાવવું, શીખવવું. (૪) ઉઘાડું કરી આપવું. (૫) સ્પષ્ટ કરી આપવું. [આંખ બતાવવી (આંખ્ય.) (રૂ. પ્ર.) બિવડાવવું. ડરાવવું. આંબા આંબલી બતાવવાં (રૂ. પ્ર.) મોટા મોટા લાભની વાતો કરવી. ઘોડો બતાવવો (રૂ. પ્ર.) ઘોડીને ઘોડા પાસે ગર્ભાધાન માટે લઈ જવી. દાખલો બતાવવો (રૂ. પ્ર.) દાખલો શિખવાડવો. (૨) લેખી પુરાવો આપવો. દાંત બતાવવા (રૂ. પ્ર.) કાંઈ નહિ બની શકે એવો ભાવ બતાવવો. પહોંચ બતાવવો (રૂ. પ્ર.) ખાતરી કરી આપવી. પાણી બતાવવું (રૂ. પ્ર.) તાકાત—શક્તિનો પરિચય કરાવી આપવો. મોં બતાવવું (મોં:-) (રૂ.પ્ર.) જઈ ને મળવું. હાથ બતાવવો (રૂ.પ્ર.) પરાક્રમ કરી બતાવવું] બતાવા(-ડા)-વું કર્મણિ., ક્રિ. બતાવડા(-રા)વવું પ્રે. સ. ક્રિ.

બ-તાવું વિ. [જુઓ 'બ-[૨]' + 'તાવ[૨]' + ગુ. 'ઉં' ત. પ્ર.] (લા.) બે ધારવાળું

બતૂરી સ્ત્રી. એક જાતના ઝીણા ચણાની જાત

બ-તૂરું વિ. [જુઓ 'બ[૨]' — દ્વારા.] બંને બાજુ ચાલનારું

બતેલું ન., -લો પું. કાંઠે કાંઠે ચાલતું નાનું વહાણ. (વહાણ.)

બતોલી સ્ત્રી. [હિં. 'બતોલા' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] મશ્કરી

બત્તી સ્ત્રી. [સં. वर्तिका > वत्तिआ > હિં. બત્તી] દીવો. (૨) બત્તીવાળી કલગી. (૩) દિવેટ, વાટ. (૪) ઘારામાં દવાવાળી ઘલાતી રૂની વાટ. (૫) પેશાબ બંધ થતાં પુરુષની જનનેંદ્રિયમાં ખોસાતી સળી. (૬) પાતળી વાટ જેવી પાપડી. [૦ આપવી (રૂ. પ્ર.) ઉશ્કેરવું. ૦ કરવી (રૂ. પ્ર.) દિવેટ સળગાવવી. ૦ ઘાલવી (રૂ. પ્ર.) આરપીસી કરવી. ૦ ચઢા(-ઢા)વવી (રૂ. પ્ર.) પેશાબ બંધ થતાં પુરુષની જનનેંદ્રિયમાં સળી નાખવી. ૦ ફાટવી (રૂ. પ્ર.) જુસ્સો ઊપડવો.

૦ **મૂકવી** (રૂ. પ્ર.) પલીતો ચાંપવો. (૨) જખમમાં વાટ નાખવી. ૦ **લાગવી** (રૂ. પ્ર.) હૃદયથી સળગી ઊઠવું]

**બત્તો** પું. [સં. वर्तक->પ્રા. वत्तअ> હિં. 'બત્તાં.'] લાકડાં ફાડવાના કામનું સુતારનું એક ઓજાર. (૨) ઊખળું,, સાંબેલું. (૩) ફૂલહારનો એક ભાગ

**બત્થં(-ઠ્થં)બત્થા(-ઠ્થા)** (બત્થમ્-બત્થા) જુઓ 'બાથોબાથ.'

**બત્થા(-ઠ્થા)** સ્ત્રી. [જુઓ 'બથ' – 'બાથ' દ્વારા.] (લા.) જવાબદારી

**બત્રીશ,-સ** વિ. [સં. द्वात्रिंशत् >પ્રા. बत्तीस; ફરી 'ર'ના પ્રક્ષેપે ગુ. 'બત્રીસ'] ત્રીસ અને બે, બતરીસ, ૩૨. [૦ **કાંઠે** (રૂ. પ્ર.) ચારે બાજુ. (૨) અંદર બધે]

**બત્રીશ(-સ)લક્ષણું** વિ, [ + સં. लक्षण + ગુ. 'ઉં' ત. પ્ર.], **બત્રીશ(-સ)લખણું** વિ. [ + જુઓ 'લખણ' + ગુ. 'ઉં' ત. પ્ર.] પુરુષના ઉત્તમ ગણાતા ૭ ગુણ જેમાં છે તેવું ઉત્તમ લક્ષણો ધરાવનારું

**બત્રીશી,-સી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર ] બત્રીસનો સમૂહ. (૨) (લા.) દાંતનું મોઢામાંનું ઉપર નીચેનું મળી ચોકઠું. [૦**એ ચડ(-ઢ)વું** (રૂ. પ્ર.) વગોવાવું. ૦ **બતાવવી** (રૂ. પ્ર.) હસી કાઢવું, (૨) ધમકાવવું. (૩) અમર્યાદ બનવું. **જમ-બત્રીશી,-સી** (રૂ. પ્ર.) લોકવાયકા] [કે ઘડિયો

**બત્રીસાં** ન. બ. વ. [ + ગુ. 'ઉં' ત. પ્ર.] બત્રીસનો પાડો

**બત્રીસી** જુઓ 'બત્રીશી.'

**બત્રીસું** ન. [ + ગુ. 'ઉં' ત. પ્ર.] શિયાળામાં બનાવવાના પાક માટેનું બત્રીસ જાતનાં વસાણાંનું કાટલું

**બત્રીસો** પું. [ + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'બત્રીશલક્ષણું,'– એવો પુરુષ. (૨) ૩૨ માત્રાનો સમૂહ અને એવો છંદ (જેમકે 'સવૈયો બત્રીસો'). (પિંગળ.)

**બથ**[૧] જુઓ 'બાથ.'

**બથ**[૨] પું. બસ્તીથી જરા આગળનો બંધિયો

**બથ-ગબ(૦ર)ડી** સ્ત્રી. [જુઓ 'બથ[૧]' + 'ગબડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] બાથ ભરીને એકબીજાને ગબડાવવાની ક્રિયા. (૨) (લા.) કુસ્તી [ક્રિયા

**બથ-મર્દન** ન. [જુઓ 'બથ[૧]' + સં.] બાથ ભરીને મસળવાની

**બ-થરું** ન. [જુઓ 'બ[૨]' + 'થર' + ગુ. 'ઉં' ત. પ્ર.] બે થરવાળું, બે વળાં-વાળું. (૨) બે પડવાળું

**બથવો** પું. [હિં. બથુઆ] એ નામની એક ભાજી

**બથામણિયું** વિ. [જુઓ 'બથામણી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] બથાવી પાડનારું, બથામણી કરનારું. (૨) બથાવી પડાનારું, બથામણી કરાઈ હોય તેવું

**બથામણી** સ્ત્રી. [જુઓ 'બથાવવું'માં 'બાથ' મૂળ + ગુ 'આમણી' કૃ. પ્ર.] બથાવી પાડવું એ, ઓળવી કે પચાવી લેવું એ

**બથોડાં** જુઓ 'બાથોડાં.'

**બથોબથ** જુઓ 'બાથોબાથ.'

**બઠ્થં-બઠ્થા** (બત્થમ્-બત્થા) જુઓ 'બત્થં-બત્થા'-'બાથો-બાથ.'

**બઠ્થા** જુઓ 'બત્થા'

**બથાવવું** સ. ક્રિ. [જુઓ 'બથ' – 'બાથ', -ના. ધા.] બાથ ભરવી. (૨) (લા.) હંફાવી નાખવું. (૩) ઓળવી કે પચાવી પાડવું, ઝૂંટવી પોતાનું કરી લેવું. [**બથાવી પ(-પા)ડવું** (રૂ. પ્ર.) ઓળવી–ઝૂંટવી પોતાનું કરી લેવું, અયોગ્ય રીતે લઈ લેવું] **બથાવાવું** કર્મણિ., સ. ક્રિ.

**બદ**[૧] સ્ત્રી. જાંઘમાં સાંધા તરફ થતી ચામડી નીચેની એક પ્રકારની ગાંઠ (જેને પકવી કાઢવી મુશ્કેલ હોય છે.)

**બદ**[૨]– વિ. [ફા.] ખરાબ, ભૂંડું, નઠારું (મોટે ભાગે સમાસના પૂર્વ પદ તરીકે ગુ. માં જાણીતો છે: 'બદ-દાનત' 'બદ-અખ્તર' વગેરે)

**બદકડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**બદ-કામ** ન. [+ જુઓ 'કામ.[૨]'] ખરાબ કાર્ય. (૨) વિ. ખરાબ કાર્ય કરનારું

**બદ-કાર** વિ. [+ સં. °कार], **-રી**[૧] વિ. [+ સં. °कारी, પું.] ખરાબ કાર્ય કરનારું. (૨) વ્યભિચારી

**બદકારી**[૨] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ખરાબ કાર્ય કરવું એ. (૨) વ્યભિચાર, છિનાળું

**બદ-કિસ્મત** ન. [+ જુઓ 'કિસ્મત.'] કમનસીબી, દુર્ભાગ્ય. (૨) વિ. કમનસીબ, દુર્ભાગી [કિસ્મત(૧).'

**બદ-કિસ્મતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદ-

**બદ-ખસલત** સ્ત્રી. [+જુઓ 'ખસલત.'] ખરાબ ટેવ. (૨) ખરાબ ટેવવાળું [(૨).'

**બદખસલતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદ-ખસલત

**બદ-ગો,-ગોઈ** સ્ત્રી. [ફા. બદ્ગોઈ] નિંદા, કૂથલી, ગીબત

**બદ-ચાલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'ચાલ.[૧]'] ખરાબ ચાલચલગત. (૨) વિ. ખરાબ ચાલ-ચલગતવાળું, દુર્વર્તની

**બદચાલી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદ-ચાલ(૨).'

**બદ-જબાન, બદ-જબાં** સ્ત્રી. [ફા.] ખરાબ વેણ, ગાળ. (૨) વિ. ખરાબ વેણ કહેનારું, ગાળો બોલનારું [કમ-જાત

**બદ-જાત** વિ. [ફા.] ખરાબ ઘેર જન્મેલું, નીચ અને હલકું,

**બદ-તમીજ** વિ. [+ ફા.] અવિવેકી, અવિનયી, અસભ્ય

**બદ-તર** વિ. [ફા. + ફા. અને સં. પ્રત્યય] વધુ ખરાબ

**બદ-દાનત** સ્ત્રી. [+ જુઓ 'દાનત.'] ખરાબ આશય, ખરાબ મનોભાવ, બૂરી ભાવના, 'મેલા-ફાઇડ'

**બદ-દુઆ(-વા)** સ્ત્રી. [+ જુઓ 'દુઆ,-વા.'] શાપ

**બદન** ન. [ફા.] શરીર, દેહ, કાયા. (૨) શરીર પર પહેરવાનું એક પ્રકારનું કપડું, પહેરણ ['લાઇબલ'

**બદ-નક્ષી** સ્ત્રી. [ફા.-નક્શી] બદનામી, નાલેશી, 'ડિફેમેશન,'

**બદ-નજર** સ્ત્રી. [ફા.] ખરાબ નજર, ખરાબ દૃષ્ટિ, કુદૃષ્ટિ. (૨) (લા.) બૂરી દાનત, મલિન ભાવના, કામુક ભાવના

**બદ-નસીબ** ન. [ફા.] દુર્ભાગ્ય. (૨) વિ. દુર્ભાગી

**બદનસીબી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદ-નસીબ(૧).'

**બદ-નામ** ન. [ફા.] અપકીર્તિ, બદો. (૨) વિ. અપકીર્તિવાળું, નિંદાપાત્ર

**બદનામી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદ-નામ(૧).'

**બદ-નિયત** સ્ત્રી. [ફા.] ખરાબ દાનત, ખરાબ ભાવના, કામુક ભાવના. (૨) વિ. ખરાબ દાનતવાળું

**બદનિયતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદનિયત(૧).'

**બદનું** ન., **-નો** પું. જાજરૂ જતાં લઈ જવાનું વાસણ. (૨) ચણતી વખતે પાણી નાખવાનું કડિયાનું વાસણ

**બદ-પરહેજ** (-પ:રેજ) વિ. [+ જુઓ 'પરહેજ.'] પરહેજ ન પાળનારું, અમર્યાદ. (૨) ચરી ન પાળનારું, મનાઈ છતાં ગમે તે ખાઈ લેનારું [પાળવાપણું

**બદપરહેજી** (-પ:રેજી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ચરી ન

**બદ-ફેલ** વિ. [+ જુઓ 'ફેલ.'] ખરાબ ચાલ-ચલગતવાળું, દુર્વર્તની, દુરાચરણી [દુર્વતન

**બદ-ફેલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ખરાબ ચાલ-ચલગત,

**બદ-બખ્ત** વિ [+ જુઓ 'બખ્ત.'] દુર્ભાગી, કમનસીબ

**બદ-બખ્તી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દુર્ભાગ્ય, કમનસીબી

**બદ-બદ** સ્ત્રી. [રવા.] છોકરાંઓની એક રમત

**બદબદવું** અ.ક્રિ. [રવા.] (જંતુઓથી) ખદબદવું

**બદબદાવવું** અ.ક્રિ [રવા.] ધીમેથી બોલે એમ કરવું

**બદ-બો** સ્ત્રી. [ફા.] ખરાબ વાસ, દુર્ગંધ

**બદ-બોઈ** સ્ત્રી. [ફા.] નિંદા, નાલેશી, બદગોઈ

**બદમાશ(-સ)** વિ. [ફા. + અર. 'મઆશ્' ] નીચ, લુચ્ચું. બદ ચાલનું, દુર્વર્તની

**બદમાશી(-સી)** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] બદમાશપણું

**બદ-મિજાજ** પું. [+ જુઓ 'મિજાજ.'] ખરાબ સ્વભાવ. (૨) વિ. ખરાબ સ્વભાવનું [(૨).'

**બદમિજાજી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદ-મિજાજ

**બદર** ન. [સં.] બોરનું ફળ

**બદરડી** સ્ત્રી. વાછરડી

**બદ-રસ્તો** પું. [+ જુઓ 'રસ્તો.'] ખરાબ માર્ગ

**બદરિ(-રી), -રિકા** સ્ત્રી [સં.] નાનાં મોટાં બોરનું ઝાડ કે છોડ

**બદરિકાશ્રમ** પું, [સં. बदरिका + आ-श्रम] હિમાલય પ્રદેશમાં ગઢવાલમાં અલકનંદા નદીને પશ્ચિમ કાંઠે આવેલું એક જાણીતું તીર્થ. (સંજ્ઞા.)

**બદરી** જુઓ 'બદરિ.' [એક શૈવ તીર્થ

**બદરી-કેદાર** પું. [સં,] બદરિકાશ્રમ નજીકનું હિમાલયમાંનું

**બદરી-નાથ, બદરી-નારાયણ** પું. [સં.] બદરિકાશ્રમમાં આવેલા મંદિરમાંના અધિષ્ઠાતા વિષ્ણુ નારાયણ. (સંજ્ઞા.)

**બદલ** ક્રિ.વિ. [અર.] અવેજીમાં, -ને બદલે, -ને સ્થાને, અવેજમાં, માટે [કોઈ પણ ચીજ-વસ્તુ

**બદલવાઈ** સ્ત્રી. [જુઓ 'બદલ' દ્વારા.] બદલામાં આપેલી

**બદલવું** અ.ક્રિ. 'બદલાવું.[૨]' (૨) સ ક્રિ. બદલી નાખવું. (૩) બદલી કરવી. **બદલાવું**[૧] ભાવે.,ક્રિ. **બદલાવવું** પ્રે., સ. ક્રિ.

**બદલાઈ** સ્ત્રી. [જુઓ 'બદલવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] બદલો કરવો એ, અદલ-બદલ કરવું એ

**બદલાબદલી** સ્ત્રી. [જુઓ 'બદલવું'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ. પ્ર.] અદલો-બદલો, અદલી-બદલી, ફેર-પલટો

**બદલામ** જુઓ 'બદ-નામ.'

**બદલામી** જુઓ 'બદનામી.' ['બદલો.'

**બદલાવ** પું. [જુઓ 'બદલવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] જુઓ

**બદલાવકું** વિ. [જુઓ 'બદલવું' + ગુ. 'આવ' કૃ.પ્ર. + 'કું' ત.પ્ર.] વારાફરતી ઉપયોગમાં લેવાનું

**બદલાવવું, બદલાવું**[૧] જુઓ 'બદલવું'માં.

**બદલા(-લ)વું**[૨] અ.ક્રિ. [જુઓ 'બદલ,'–ના.ધા.] પલટો લેવો, ફેરબદલો અનુભવવો. (૨) ઊલટ-સૂલટ થવું. (૩ બીજું રૂપ થઈ જવું. (૪) (લા.) ગુસ્સે થવું

**બદલિયું** ન. [જુઓ 'બદલવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] નાહતી વેળા બદલીને નાહવા માટેનો કપડાનો ટુકડો

**બદલી** સ્ત્રી. [જુએ 'બદલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બદલાવું કે બદલાવવું એ, ફેરફાર. (૨) સ્થળાંતર, સ્થાનાંતર. (૩) અવેજી, પદાંતર. હેરફેર, (૫) નોકરીમાં ફેરબદલો, 'ટ્રાન્સ્ફર' [સામાન

**બદલી-માલ** પું. [+ જુઓ 'માલ.'] સટ્ટામાં મળતો માલ-

**બદલે** ના. યો. [જુઓ 'બદલો' + ગુ. 'એ' સા.વિ., પ્ર.] બદલામાં, એકને ઠેકાણે બીજું આવે એમ

**બદલો** પું. [જુઓ 'બદલવું + ગુ. 'ઓ' કૃ.પ્ર.] એકબીજી વસ્તુ ક્રિયા કે વ્યક્તિની હેરફેર, અદલ-બદલ કરવું એ. (૨) કામનું વળતર કે મહેનતાણું આપવું એ, 'કોમ્પેન્સેશન.' (૩) હેરફેર, પલટો. (૪) પ્રતિક્રિયા. [**૦ આપવો, ૦ દેવો** (રૂ.પ્ર.) પ્રત્યુપકાર તરીકે કાંઈક આપવું. (૨) સાટું વાળવું (૩) નુકસાનીનું વળતર આપવું. **૦ કરવો** (રૂ.પ્ર.) વસ્તુની હેરફેર કે અદલાબદલી કરવી. **૦ મળવો** (રૂ.પ્ર.) બદલામાં કર્યા પ્રમાણે સારું કે નરસું ફળ મળવું. **૦ લેવો** (રૂ.પ્ર.) સારા કે નરસા કાર્યનું સાટું વાળવું. (૨) વેર વાળવું. **૦ વાળવો** (રૂ.પ્ર.) સારા નરસા કાર્યના ફળ તરીકે જે તે પ્રવૃત્તિ કરવી]

**બદવી** વિ. ભટકતું [થવું

**બદવું** અ. ક્રિ મચક દેવી, ગાંઠવું, સામાની મરજીને અનુકળ,

**બદશિ(-સિ)કલ** વિ. [ફા. બદ-શક્લ્] નઠારી સૂરત-ચહેરાવાળું, કદરૂપું, વરવું

**બદશિ(-સિ)કલી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] નઠારી કે કદરૂપી સૂરત, ખરાબ ચહેરો, વરવાપણું

**બદ-સલાહ** સ્ત્રી. [ + જુઓ 'સલાહ.'] ખરાબ શિખામણ

**બદ-સિકલ** જુઓ 'બદ-શિકલ.'

**બદસિકલી** જુઓ 'બદશિકલી.'

**બદ-સૂરત** સ્ત્રી. [ + અર.] ખરાબ દેખાવવાળું, બેડોળ, કદરૂપ [પણું, કદરૂપાપણું

**બદસૂરતી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] ખરાબ દેખાવ, બેડોળ-

**બદ-સૂરું** વિ. [ + જુઓ 'સૂર' + ગુ.'ઉં' ત. પ્ર.] (ગળામાંના) ખરાબ સ્વરવાળું, ખરાબ અવાજવાળું

**બદ-સ્વાદ** પું. [ + સં.] ખરાબ સ્વાદ [અજીર્ણ

**બદ-હજમી** સ્ત્રી. [+અર. 'હજમ' + ફા. 'ઈ' પ્રત્યય] અપચો,

**બદ-હવા** સ્ત્રી. [+ જુઓ 'હવા.'] ખરાબ પવન, રોગોત્પાદક વાતાવરણ [હરીફાઈ. (૩) કજિયો, ઝઘડો

**બદાબદી** સ્ત્રી. એ નામની એક દેશી રમત. (૨) સ્પર્ધા

**બદામ** સ્ત્રી. [ફા. બાદામ્ ] જેમાંથી તેલ કાઢી શકાય છે તેવો એક સૂકો મેવો. (૨) પૂર્વે હિસાબમાં વપરાતું એનું એક ચલણ (બદામોનું.) (૩) જેમાંથી મીંજ કાઢી શકાય છે તેવા ગોઠલાવાળું એક સહેજ ખટમધુરું ફળ. (૪) ગંજીફાના પાંનાંમાંનું પાંદડાના આકારનું ચિહ્ન. [**ફૂટી બદામ** (રૂ.પ્ર.) કશું નહિ. **ત્રણ બદામનું** (રૂ.પ્ર.) તદ્દન હલકું]

**બદામડી** સ્ત્રી. [ + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર ] બદામનું ઝાડ

('બદામ (૨)ડું') [એક મીઠાઈ
**બદામ-પાક** પું. [+ સં.] સૂકા મેવાની બદામોની બનાવેલી
**બદામાકાર**, પું., **બદામાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] બદામનો ઘાટ. (૨) વિ. બદામના ઘાટનું
**બદામિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બદામાકાર. (૨) બદામી રંગનું, ભૂખરા લાલ-પીળા રંગનું, 'બફ'
**બદામી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બદામિયું(૨).'
**બદિયાન** ન. [જુઓ 'બદન' દ્વારા.] જુઓ 'બદન(૨).'
**બદી**[1] સ્ત્રી. [મરા. બદ્] લખોટી વગેરેની રમત માટેની ગબી (નાનો ખાડો) [(૩) કુટેવ
**બદી**[2] સ્ત્રી. [ફા.] ખરાબી. (૨) દુર્નીતિ, દુર્વર્તન, દુરાચરણ.
**બદી-દાવ** પું. [ + જુઓ 'દાવ.'] એક મેદાની રમત
**બદીલું** જુઓ 'બદ્દૂડું.'
**બદુ** વિ. [અર 'બદ્'—અરબસ્તાનની, એક સામાન્ય જાતિ] (લા.) માલવગરનું, નબળું. (૨) ગંદુ [વાછરુ
**બદ્દૂડું,-લું** ન. બકરીનું બચ્ચું. (૨) ગાયનું નાનું બચ્ચું,
**બદ્ધ** વિ. [સં.] બાંધેલું, બંધાયેલું
**બદ્ધ-પદ્માસન** ન. [સં. बद्ध-पद्म+आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)
**બદ્ધ-પરિકર** વિ. [સં.] સાધન સામગ્રી તૈયાર છે તેવું, સાબદું
**બદ્ધ-મુખ** વિ. [સં.] (લા.) જરૂર પડચે જ બોલનારું
**બદ્ધ-મુષ્ટ** વિ. [સં. बद्ध-मुष्टि] જુઓ 'બદ્ધમુષ્ટિ.' (સંભવ કે ગો.મા.એ ભૂલથી પ્રયોગ કર્યો હોય.)
**બદ્ધ-મુષ્ટિ** વિ. [સં.] (લા.) જેના હાથમાંથી નાણાં છૂટે નહિ તેવું, કંજૂસ
**બદ્ધ-મૂલ**(-ળ) વિ. [સં.] જેનાં મૂળિયાં નખાયાં છે તેવું. (૨) (લા.) મજબૂત મૂળવાળું. (૩) લાંબા સમયથી જામી પડેલું યા ઘર કરીને રહેલું
**બદ્ધમૂલ-તા** સ્ત્રી. [સં.] બદ્ધમૂળ હોવાપણું
**બદ્ધ-રાગ** પું. [સં.] જામી રહેલો સ્નેહ, મજબૂત પ્રેમ, 'પૅશન' (બ. ક. ઠા). (૨) વિ. પ્રબળ સ્નેહ કે આસક્તિવાળું
**બદ્ધ-રુદ્ધ** વિ. [સં.] બંધાયેલું અને વશ થયેલું
**બદ્ધ-વીર્ય** વિ. [સં.] (લા.) અખંડ બ્રહ્મચર્યવાળું
**બદ્ધ-શિખ** વિ [સં.] જેની ચોટલી બાંધેલી રહી હોય તેવું (દ્વિજ કે દ્વિજ-બાલ) [આસન. (યોગ.)
**બદ્ધાસન** ન. [સં. बद्ध + आसन] એ નામનું યોગનું એક
**બદ્ધાંજલિ** (બદ્ધાઞ-જલિ) સ્ત્રી. [સં. बद्ध + अञ्जलि પું.] જોડેલા બે હાથ. (૨) વિ. બે હાથ જોડેલા છે તેવું
**બધાડવું** જુઓ 'બાધવું'માં. [બે ધારવાળું
**બધારિયું** વિ. [જુઓ 'બ[2]' + 'ધાર' ગુ. 'ઇયું' ત.પ્ર.]
**બધારિયો** પું. [જુઓ 'બધારિયું.'] દાંત સાફ કરવાનું એક સાધન. (૨) સુતારનું એક હથિયાર, રંદો
**બધાવું** જુઓ 'બાધવું'માં.
**બધિર** વિ. [સં.] (કાને) બહેરું
**બધિર-તા** સ્ત્રી. [સં.] બહેરાપણું. બહેરાશ
**બધિર-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] બહેરાંઓને તાલીમ આપવાની નિશાળ કે આશ્રમ
**બધી** સ્ત્રી. જમીન ઉપર પથરાયે જતો એક છોડ
**બધું** વિ. [સં. बद्धकम् > પ્રા. बद्धअं > અપ. बद्धउं > જૂ.ગુ. 'બાધઉં';' 'बद्धउं'માંથી 'બાધઉં'માં સર્વનો અર્થ, 'બધું'માં પદાર્થના સમૂહનો તેમજ વ્યક્તિના સમૂહનો પણ અર્થ છે, જે ગુ. માં. 'સર્વ' શબ્દ ગુમાવ્યો છે ને 'સૌ'નો ભાવ વિકસ્યો છે.] સઘળું, સકલ, તમામ, અશેષ
**બધે** ક્રિ. વિ. [ + ગુ. 'એ' સા. વિ., પ્ર.] બધાં સ્થાનોમાં સર્વત્ર, સઘળે સ્થળે
**બધૈયો** પું. [વ્રજ.] વધાઈ દેનાર પુરુષ, વધૈયો, વધામણિયો
**બનડી** સ્ત્રી. [જુઓ 'બનડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નવી કે પરણતી સ્ત્રી, નવવધૂ
**બનડો** પું. [જુઓ 'બનો' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] નવો પરણેલો કે પરણતો જુવાન, વરરાજા
**બનત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'બનવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય, 'બનત'માં 'ઈ' લુપ્ત.] મેળ, બનાવ, સ્નેહ-સંબંધ. (૨) સંપ [(૨) જુઓ 'બનત.'
**બનતી** વિ., સ્ત્રી. [જુઓ 'બનત.'] બની રહેલો બનાવ.
**બનપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'બનવું' + ગુ. 'પ' કૃ. પ્ર.] જુઓ 'બનત.' [ઘાસ. (યૂનાની.)
**બનફ્શા** પું. [ફા. વનફ્શહ્] એ નામનું એક ઔષધીય
**બનવું** અ. ક્રિ. થવું, ઊપજવું, નીપજવું. (૨) કરી શકાવું. (૩) ફોવવું. (૪) આકાર પામવો. (૫) (લા.) મેળ હોવો. (૬) ફજેતી થવી, ચાટ પડવું. (૭) મશ્કરીપાત્ર થવું. (૮) વેશ ધારણ કરવો. (૯) સુઘડ થઈ શણગારવું. [**બનતાં સુધી (કે લગી)** (રૂ. પ્ર.) શકય હોય ત્યાંસુધી, ઘણું કરીને. **બનતી રાશ** (રૂ. પ્ર.) એકસંપી, એકદિલી, મેળ, બનાવ. **બનવા-કાળ** (રૂ. પ્ર.) ભાવિ, પ્રારબ્ધ, નસીબ. **બનવા જોગ** (રૂ. પ્ર.) સંભવિત. **બની આવવું** (રૂ. પ્ર.) અચાનક થવું. **બની જવું** (રૂ. પ્ર.) છેતરાઈ જવું. **બની રહેવું** (-રૅ:વું) (રૂ. પ્ર.) સારી સ્થિતિમાં રહેવું. **બને તેવું** (રૂ. પ્ર.) શકય, થઈ શકે તેવું. **આવી બનવું** (રૂ. પ્ર.) મોતની સંભાવના થવી.] **બનાવું** ભાવે., ક્રિ. **બનાવવું** પ્રે., સ. ક્રિ. મર્યાદિત અર્થમાં 'બનાડવું' પણ પ્રે., સ. ક્રિ.
**બનવું-ઠનવું** અ. ક્રિ. [જુઓ 'બનવું,' – દ્વિર્ભાવ.] શણગાર સજીને ઠાઠ કરવો, વસ્ત્રાભૂષણની સજાવટ કરવી, બણવું-ઠણવું
**બનાડવું** સ. ક્રિ. [આ 'બનવું'નું મર્યાદિત પ્રે., રૂપ છે.] મેળ મેળવવો, સમાધાન સાધવું, પતાવવું. (૨) હિસાબની લેણદેણ ચોખ્ખી કરવી
**બનાત** સ્ત્રી. એક પ્રકારનું ઊની કાપડ
**બ-નામ** ના. યો. [ફા.] વિરુદ્ધમાં, સામે પક્ષે
**બનામી** વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] બીજાના નામે કરેલું (સોદો વગેરે)
**બનારસ** ન. [સં. वाराणसीનો અંગ્રેજી વિકાર] વારાણસી નગરી, ઉત્તર પ્રદેશની કાશીનગરી. (સંજ્ઞા.)
**બનારસી** વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] કાશીને લગતું, કાશીનું
**બનાવ** પું. [જુઓ 'બનવું' + ગુ 'આવ' કૃ. પ્ર.] થવું એ, કાંઈ ઘટવું-બનવું એ, ઘટના, 'કિસ્સો.' (૨) પ્રસંગ, સંજોગ. (૩) મેળ, સંપ, એકદિલી, સ્નેહ-સંબંધ, બનતી
**બનાવટ** સ્ત્રી. [જુઓ 'બનવું' + ગુ. 'આવટ' કૃ. પ્ર.]

બનાવવાની ક્રિયા, ઘડતર, રચના-પ્રકાર. (૨) કળા-કારીગીરી, (૩) યુક્તિ. પ્રપંચ, તરકટ, 'ફોર્જરી.' (૪) દંભ, ખોટો દેખાવ. (૫) મશ્કરી, ફજેતી

બનાવટી વિ. [જુઓ 'બનાવટ' + ગુ. 'ઈ' ત. પ્ર.] કુદરતી રીતે ન બનાવેલું કે બનેલું, કૃત્રિમ. (૨) પોકળ, મિથ્યા, ખોટું ઊભું કરેલું, 'ફોર્જ્ડ'

બનાવટો પું. [જુઓ બનાવટ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] પૃથ્વીના પોપડાના થરોનો જથ્થો

બનાવવું, બનાવું જુઓ 'બનવું'માં.

બનાસ સ્ત્રી. [સં. वर्णाशा > પ્રા. वन्नासा] મેવાડના પહાડો-માંથી નીકળી ખરેડી (આબુરોડ સ્ટેશન) પાસેથી થઈ બનાસ-કાંઠાને વીંધી કચ્છના રણમાં પડતી પવિત્ર ગણાતી એક નદી, બનાસ સરસ્વતી. (સંજ્ઞા.)

બનાસ-કાંઠો પું. [+જુઓ 'કાંઠો.'] જેમાંથી બનાસ નદી વહે છે તેવો ગુજરાતની ઉત્તર-પશ્ચિમ દિશાનો એ નામનો જાણીતો એક પ્રદેશ. (સંજ્ઞા.)

બનાં(-નો) સ્ત્રી. લાજ, શરમ. (૨) ઇજ્જત, આબરૂ, પ્રતિષ્ઠ

બનિયન ન. [અં.] મુખ્યત્વે પુરુષોનું બાંય વિનાનું ગંજીફરાક જેવું સુતરાઉ કપડું [ધાબળો કે ઓઢો

બનૂ(-ન્નૂ)સ ન. [અર. બુર્નુસ્] ઊનનો કે રૂંછાંવાળો સૂતરનો

બને જુઓ 'બનાં.'

બને(-ના)ટી,-ઠી સ્ત્રી. [હિં. બનેઠી] બંને છેડે ગઠ્ઠાવાળી લાકડીની એક જાતની કસરત. (વ્યાયામ.)

બનેવી (બ:નેવી) પું. [સં. भगिनीपति > પ્રા. बहिणीवइ; ફરી 'બહેન'માંના 'ન' ની જેમ ણ્ > ન્ થયે.] બહેનનો પતિ

બનો પું. [હિં. બના] જુઓ 'બનડો.'

બન્નાટી,-ઠી જુઓ 'બનેઠી,-ઠી.'

બન્ની સ્ત્રી. ઝાડીવાળો પ્રદેશ. (૨) કચ્છનો એની ઉત્તર બાજુનો રણનો વચ્ચે બેટ જેવો નાની બેઠી ખારી વનસ્પતિ-વાળો પ્રદેશ. (સંજ્ઞા.)

બન્નૂસ જુઓ 'બનૂસ.'

બન્ને જુઓ 'બંને.' [(પારસી.)

બપઈ (બપૈ) સ્ત્રી. [જુઓ 'બાપ' દ્વારા.] બાપની મા, બપાઈ.

બ-પટું ન. [જુઓ 'બ[2]' + 'પટ' + ગુ. 'ઉં' ત. પ્ર.] શેરડીનું બે આંખવાળું બી. (૨) એક જાતનું સાંતી, કાંડિયું, ઢોલકું

બપડું ન. [જુઓ 'બ[2]' + 'પડ' + ગુ. 'ઉં' ત. પ્ર.] બે પડવાળું લાકડાનું એક રમકડું

બપા(-પ્પા)ઈ સ્ત્રી. [જુઓ 'બાપ' + ગુ. 'આઈ,' સંધિથી] જુઓ 'બપઈ.'

બપા(-પ્પા)વા, ૦જી પું., બ. વ. [માનાર્થે, જુઓ 'બાપ' દ્વારા.] બાપનો બાપ, દાદો. (પારસી.)

બપુવો પું. ટાંકાની ભાજી

બપૈ જુઓ 'બપઈ.'

બપૈયા-વ્રત ન. [જુઓ 'બપૈયો' + સં.] બપૈયો (ચાતક પક્ષી) જેમ સ્વાતિના વરસાદના પાણીની અપેક્ષા રાખે તે પ્રમાણે અમુક વસ્તુ મળે એ આકાંક્ષાએ કરવામાં આવતું વ્રત

બપૈયું જુઓ 'પપૈયું.'

બ(-બા)પૈયો[1] પું. [દે. પ્રા. बप्पीहअ-] ચાતક પક્ષી

બપૈયો[2] જુઓ 'પપૈયો.' [પોતવાળું

બ-પોતું વિ. [જુઓ 'બ[2]' + 'પોત' + ગુ. 'ઉ' ત. પ્ર.] બે

બપોર પું. [સં. द्वि-प्रहर > પ્રા. बिप्पहर] દિવસના બે પહોર થઈ ચૂકયાનો સમય, મધ્યાહ્ન, 'નૂન.' [ખરા બપોરે (રૂ. પ્ર.) સખત તાપ તપતો હોય તેવા મધ્યાહ્નના સમયે]

બપોરા પું., બ. વ. [જુઓ 'બપોરું.'] બપોરનો સમય. (૨) બપોરના સમયની ક્રિયા. (૩) બપોરના સમયનું ભોજન. [૦ કરવા (રૂ. પ્ર.) બપોરનું ભોજન કરવું]

બપોરિયું વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] બપોરને લગતું, બપોરું. (૨) બપોર સુધી કામ કરનારું (મજૂર). (૩) ન. બપોર સુધી કામ કરનાર માણસ. (૪) બપોરનું કામ. (૫) બપોરનું ભોજન. (૬) બપોરે ખીલતું એક ફૂલ. (૭) આતશબાજી

બપોરિયો પું. [જુઓ 'બપોરિયું.'] એ નામનું એક ફૂલ-ઝાડ. (૨) જુઓ 'બપોરિયું(૭).'

બપોરી[1] સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] બપોરનો સમય

બપોરી[2], -રું વિ. [+ ગુ. 'ઈ' – 'ઉં' ત. પ્ર.] બપોરને લગતું

બપ્પાઈ જુઓ 'બપાઈ.'

બપ્પાવા,૦જી જુઓ 'બપાવા, ૦જી.'

બફ વિ. [અં.] બદામી રંગનું

બફતા-દમબાજી સ્ત્રી. મારામારી. (પારસી.)

બફ બફ ક્રિ. વિ. [રવા.] વસ્તુનો બફાતાં અવાજ થાય એમ

બફર વિ. [અં.] બેઉ બાજુના દબાણને ઝીલી લે તેવું ('બફર રાજ્ય.') (૨) ખૂટી પડતાં કામ લાગે તેવું ('બફર સ્ટૉક'). (૩) ન. રેલવેના બે ડબ્બાઓને જોડનારો તે તે ખૂંટો (સ્પ્રિંગવાળો) [એક સાધન

બફર-પટી,-ટ્ટી સ્ત્રી. [ + જુઓ 'પટી,-ટ્ટી.'] પૉલિશ કરવાનું

બફર-સ્ટેઇટ ન. [અં.] એકબીજાં મોટાં રાજ્યો વચ્ચે અથડામણ રોકનારું બેઉ સીમાઓ વચ્ચેનું સ્વતંત્ર નાનું રાજ્ય (બંનેને સુલેહથી બાંધી રાખનારું)

બફર-સ્ટૉક પું. [અં.] ખૂટી પડવાના સંયોગમાં કામ લાગે તેવો અનાજ વગેરેનો સાચવી રાખેલો જથ્થો

બફર-સ્ટૉપ પું. [અં.] રેલના ડબ્બા આગળ વધી ન શકે એ માટે પાટા પૂરા થાય ત્યાંનો સ્પ્રિંગવાળો બે ખૂંટાવાળો ભાગ

બફલું[1] વિ. રૂના જેવું સફેદ

બફલું[2] ન. [જુઓ 'બાફવું' દ્વારા.] બાફેલી કોઈ પણ વસ્તુ

બફ-કલર પું. [અં.] બદામી રંગ

બફ-લેધર ન. [અં.] બદામી રંગનું ચામડું (ઊંચી જાતનું)

બફલો પું. નકશી કામમાં ઝીણાં કાણાં પાડવાનું એક સાધન

બફ-સાટિન ન. [અં.] રેશમ જેવી લીસાઈવાળું એક જાતનું બદામી રંગનું કાપડ

બફળ (-ળ્ય) સ્ત્રી. ખજૂરીનું ઝાડ

બફાટ પું. [જુઓ 'બાફવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] બફારો. (૨) (લા.) રોષથી ઉચ્ચારેલા શબ્દ

બફાણિયો પું. [જુઓ 'બફાણું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] બાફેલો કરવા જેવાં ફળ આપતો એક જાતનો આંબો

બફાણું ન. [જુઓ 'બાફવું' + ગુ. કર્મણિ 'અણું' કૃ. પ્ર.

બાફેલું.] કોઈ પણ બાફેલી વસ્તુ, બાફલું. (૨) બાફેલું ફેરીનું અથાણું. (૩) (લા.) નબળી મનોદશાવાળું માણસ

**બફાતા** જુઓ 'બાફતા.'

**બફારવું** સ. ક્રિ. ગુણ કરવો, ફાયદો કરવો. **બફારાવું** કર્મણિ., ક્રિ. **બફારાવવું** પ્રે., સ. ક્રિ.

**બફારાવવું, બફારાવું** જુઓ 'બફારવું'માં.

**બફારો** પું. [જુઓ 'બફાવું' + ગુ. 'આરો' કૃ. પ્ર.] બફાવાની ક્રિયા. (૨) બાફ, બામ, ઉકળાટ. (૩) વરાળ. (૪) (લા.) ગૂંગળામણ

**બફાવવું, બફાવું** જુઓ 'બાફવું'માં. [બફાઈ જવું (રૂ. પ્ર.) બોલવામાં ઊંધું ચત્તું થતાં પ્રસંગ બગડી જવો]

**બફોયું** વિ. [જુઓ 'બાફવું' + ગુ. 'ઓયું' કૃ.પ્ર.] (લા.) મૂંઝાયેલું, ગાભરું બની ગયેલું

**બબ** (-બ્ય) સ્ત્રી. સ્ત્રી, નારી

**બબઈ**[1] (બબૈ) પું. બ્રાહ્મણી મેનાનો નર

**બબઈ**[2] (બબૈ) ન. એક જાતની વનસ્પતિનું બી

**બબકો** પું. [રવા.] અણધારી રીતે પૈસાનો થતો લાભ, હલો

**બબડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'બબડવું.'] બબડવું એ, બબડાટ

**બબડચી** સ્ત્રી, એ નામની એક રમત, બમચીકૂંડું

**બબડવું** અ.ક્રિ. [રવા.] 'બડ બડ' એવો અવાજ કરવો. (૨) અણગમાને કારણે ગમે તેવો લવારો કરવો ['બબડ.'

**બબડાટ** પું. [જુઓ 'બબડવું' + ગુ, 'આટ' કૃ.પ્ર.] જુઓ

**બબડાટિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બબડાટ કર્યા કરનારું

**બબણવું** જુઓ 'બણબણવું.' [કે ખ્રિસ્તી)

**બબરચી** પું. [ફા. બાવર્ચી] રસોયો (ખાસ કરી મુસ્લિમ

**બબરચી-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] (ઇસ્લામી કે ખ્રિસ્તી વગેરેનું) રસોડું. (૨) (લા.) ગંદવાડો, ગંદકી

**બબરી** સ્ત્રી. ઘોડાના કાપેલા મોવાળા

**બબલી** સ્ત્રી. [જુઓ 'બબલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની છોકરી, બબી, 'બેબી'

**બબલું** ન. [જુઓ 'બબો[1]' + લું' સ્વાર્થે ત.પ્ર.] નાનું છોકરું

**બબલો** પું. [જુઓ 'બબલું.'] નાનો છોકરો, બાબો

**બબી** સ્ત્રી. [જુઓ 'બબો[1]' + ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'બબલી.'

**બબીનો** પું. એ નામનો એક છોડ

**બબીલા** ન. એ નામનું એક પક્ષી

**બબૂચક** વિ. મૂર્ખ, બેવકૂફ. (૨) ઢંગધડા વિનાનું

**બબૂચો** પું. પોળ પાડા વગેરેમાંનાં મકાનો ઉપરનો સરકારી વેરો

**બબૂડું**[1] ન. [જુઓ 'બબો[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બબલું.' [પટ્ટી, ભંભૂટિયો, બંબૂડું, બંબોડું

**બબૂડું**[2] ન. [રવા.] દોરી બાંધી ફેરવવામાં આવતી વાંસની

**બબૂલ** ન. એક ઝાડ અને એનું ફળ

**બબૂલો-ટબૂલો** પું. એ નામની એક રમત, અબૂલો-ટબૂલો

**બબો**[1] પું. [અં. 'બેબી'નો વિકાસ] નાનો છોકરો, બાબો, બબલો [મદિરા, દારૂ, 'બ્રાન્ડી'

**બબો**[2] પું. [અં. 'બ્રાન્ડી'ના આદ્યાક્ષરનો દ્વિર્ભાવ.] બબ્બો,

**બબ્બી**[1] સ્ત્રી. [રવા.] ચુંબન, ચૂમી

**બબ્બી**[2] સ્ત્રી. સ્તન

**બબ્બે** વિ. [જુઓ 'બે'–દ્વિર્ભાવ.] ઘણાંમાંથી બે બે (વસ્તુ કે વ્યક્તિ). [૦ કટકા (રૂ. પ્ર.) અશ્લીલ ગાળો]

**બબ્બો**[1] પું. 'બ' વર્ણ. (૨) 'બ' ઉચ્ચારણ

**બબ્બો**[2] જુઓ 'બબો.[2]' ['મબ્ભમ.'

**બભમ** વિ. [જુઓ 'મબ્ભમ'નો ઉચ્ચારણ-ભેદ.] જુઓ

**બભ્રુ** વિ. [સં.] ભૂખરા પિંગળા રંગનું. (૨) પું. નોળિયો

**બભ્રુવાહન** પું. [સં.] પાંડવ અર્જુનનો પૌરાણિક કથા પ્રમાણે ગાંધર્વકન્યા ચિત્રાંગદામાં થયેલો પુત્ર. (સંજ્ઞા.)

**બમ**[1] (બમ્) કે. પ્ર. [સં. ब्रह्म > बंम] મહાદેવને માટે વપરાતો વિશેષણાત્મક શબ્દ : 'બમબમ ભોળાનાથ' 'બમ મહાદેવ'

**બમ**[2] ક્રિ. વિ. [રવા.] ઠસોઠસ ભરાયેલું એમ (મોટે ભાગે 'સજડ બમ' એવો પ્રયોગ)

**બમકારો** પું. [રવા.] 'બમ' એવો અવાજ–ગર્જના

**બમકાવવું** સ. ક્રિ. [રવા.] 'બમ બમ' એવો અવાજ કરવો, ગજવવું

**બમ-ગલોલો** પું [જુઓ 'બમ[2]' + 'ગલોલો.'] એક જાતની મોટો અવાજ આપતી આતશબાજી

**બમચી-કૂંડું** ન. એ નામની એક રમત, બબડચી

**બમ-ઠસ** વિ. [જુઓ 'બમ[2]' + 'ઠસવું.'] ઠાંસી ઠાંસીને ભરેલું. (૨) ખોખરું

**બમણુ-બેપો** પું. [જુઓ 'બમણું' + 'બેપ.' સ્ત્રી. + ગુ. 'ઓ' ત. પ્ર.] (લા.) બમણી મહેનત કરવી એ

**બમણવું** અ.ક્રિ. [રવા.] (પાંખનો) ફરફરાટ થવો. (૨) કોઈ ચીજ આસપાસ ભટકવું. **બમણાવું** ભાવે., ક્રિ. **બમણાવવું** પ્રે., સ ક્રિ.

**બમણાટ** પું. [જુઓ 'બમણવું' + ગુ, 'આટ' કૃ. [પ્ર. બમણવું એ. (૨) માખીઓ બણબણે તેવો કચરો

**બમણાવવું, બમણાવું** જુઓ 'બમણવું'માં.

**બમણું** વિ. [સં. द्वि-मानक- > પ્રા. बि-माणअ > જૂ. ગુ.) 'બિમણઉં'] બેવડા માપનું, બે-ગણું. [-ણી બારશ(-સ') (-શ્ય, -સ્ય) (રૂ.પ્ર.) બેવડી માથાકૂટ]

**બમની** સ્ત્રી. ઝાંખી લાલ જમીન [ને થતો ઉદ્ગાર

**બમ બમ** કે.પ્ર. [જુઓ 'બમ,[1]'–દ્વિર્ભાવ.] (મહાદેવને ઉદ્દેશી-

**બમ ભોળા,-નાથ** કે,પ્ર. [+ જુઓ 'ભોળું' + સં.], **બમ મહાદેવ** કે. પ્ર. [+ સં.] 'હે બ્રહ્મરૂપ મહાદેવ' અર્થનો ઉદ્ગાર

**બમાસડી** સ્ત્રી. હાંતનું બનાવટી ચોકઠું, 'ડેન્ચર'

**બમીલ** પું. એ નામનું એક ઘાસ

**બમે-બમ** ક્રિ.વિ. [જુઓ 'બમ.[2]'] હાએ-હા, તદ્દન પોકળ, પોકળ હોય એમ

**બમ્પ, ૦ર** જુઓ 'બંપ, ૦ર.'

**બયાન** ન [અર.] વર્ણન, વિગતવાર હેવાલ, બ્યાન

**બર**[1] પું જાત, વર્ગ, પ્રકાર, ગુણ, 'ક્વૉલિટી'

**બર**[2] ક્રિ.વિ. [ફા.] સફળતા મળે એમ. [૦ આવવું (રૂ.પ્ર.) પાર પડવું, સફળ થવું]

**બર**[3] પૂર્વગ. [ફા.] વિરુદ્ધ, ઊલટું, (જેમકે 'બર-તરફ')

**બરક** પું. [ફા.] ઊંટના વાળ

**બરકત** સ્ત્રી. [અર.] ભરપૂરપણું, પુષ્કળતા, છત, વિપુલતા. (૨) સમૃદ્ધિ. (૩) સિદ્ધિ. (૪) લાભ, ફાયદો

**બરકત-દાર** વિ. [+ ફા. પ્રત્યય] બરકતવાળું, સમૃદ્ધ, ભાગ્યશાળી

**બરકતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બરકત.'

**બરકમ-દાજ** જુઓ 'બરકંદાજ.'

**બરકમ-દાર** જુઓ 'બરકંદાર.'

**બરકવું** સ.ક્રિ. [રવા.] મોટેથી બૂમ પાડી બોલાવવું, હાકલવું. **બરકાવું** ભાવે., ક્રિ.

**બરકંદાજ** (બરક-દાજ) પું. [અર. 'બર્ક્' + ફા. અન્દાજ્] ઝડપથી બંદૂક કે શસ્ત્ર ચલાવનાર યોદ્ધો, બંદૂકિયો. (૨) ઘોડેસવાર. (૩) જેલર

**બરકંદાજી** (બરક-દાજી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર,] બરકંદાજપણું

**બરકી** સ્ત્રી. ફની ગાંસડી [ક્રિયા, જાકારો

**બરકો** પું. [જુઓ 'બરકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] બરક-

**બરખાસ્ત** ક્રિ. વિ. [ફા.] વેરાઈ જાય એમ, છૂટાં થાય એમ, વિસર્જિત, ખલાસ

**બરઘલી** સ્ત્રી. એક જાતની વનસ્પતિ [ઘરેણું

**બરઘલી** સ્ત્રી. ચાંદલા અને પારાવાળું ગળાનું સોનાનું એક

**બરચૂરણ** ન. ['અરચૂરણ-પરચૂરણ'ના સાદૃશ્યે ઊભો થયેલો અર્થહીન શબ્દ] પરચૂરણ

**બરછટ** વિ. [રવા.] જાડું અને આકરું કરકરું, ખરબચડું, 'કોર્સ.' (૨) કઠણ પ્રકારનું. (૩) કઠણ હૈયાનું

**બરછાં** ન., બ.વ. [જુઓ 'બરછી' દ્વારા.] (લા.) તલની સાંઠી, તલસરાં

**બરછી** સ્ત્રી. ભાલાના ફળાના ઘાટની એક પ્રકારની છરી

**બરછો** પું. [જુઓ 'બરછી' દ્વારા.] (લા.) બરછીના ઘાટનો અણીદાર ખીપો, ખૂંપો. (૨) ઊભો સાંઠો. (૩) વહાણનો એક પ્રકાર. (વહાણ) [અછૂત

**બર-જાત** વિ. [હિં. 'બડી જાત.'] (લા.) અસ્પૃશ્ય ગણાતું,

**બર-જોરી** સ્ત્રી. [ફા.] જોરાવરી, જબરદસ્તી

**બરડ** વિ. [રવા.] તરત ભાંગી પડે તેવું, તકલાદી. (૨) (લા.) પાણીની તાણવાળું (વરસ). [૦ બોલી (રૂ.પ્ર.) તોછડી વાણી. ૦ માણસ (રૂ. પ્ર.) કજિયાળું માણસ]

**બરડ-બોલું** વિ. [રવા. + જુઓ 'બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] બટક-બોલું, સાફ સાફ કહી દેનારું. (૨) તોછડું

**બરડવું**[1] ન. મિજાગરું (૨) (લા.) કાંડાનો સાંધો

**બરડવું**[2] જુઓ 'બરાડવું.'

**બરડાઈ,-ઈત** વિ. [સૌરાષ્ટ્રના પશ્ચિમ વિભાગનો એક પહાડ 'બરડો' + ગુ. 'આઈ' + 'ઈત' ત.પ્ર.] બરડા પહાડને લગતું. (૨) બરડા પહાડના આસપાસના પ્રદેશને લગતું (૩) પું. પશ્ચિમ સૌરાષ્ટ્રના બરડા પર્વત આસપાસ રહેતી એક બ્રાહ્મણ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**બરડાવું** અ. ક્રિ. [રવા.] વચમાંથી વાંકું થવું, મરડાવું. (૨) વચ્ચેથી ઊપસી આવવું

**બરડી** સ્ત્રી, [જુઓ 'બરડ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રેતાળ અથવા પથ્થરવાળી હલકી જમીન

**બરડું** વિ. ખૂંધવાળું

**બરડો** પું. પૂંઠની ઉપરનો ગળા સુધીનો શરીરનો કરોડરજ્જુવાળો ભાગ. (૨) 'બરડા'ના આકારનો પશ્ચિમ સૌરાષ્ટ્રનો એક પહાડ અને એની ફરતે આવેલો પ્રદેશ. (સંજ્ઞા.) (૩) વહાણની તળેનું ખોખું. (વહાણ.) [૦ થાબડવો (રૂ.પ્ર.) હિંમત આપવી. ૦ નમવો (રૂ.પ્ર.) સખત કામ કરતા રહેવું. ૦ બેવડ (રૂ.પ્ર.) સખત કામ કરવું એ. ૦ બેવડો કરી ના(-નાં)ખવો (રૂ.પ્ર) સખત મજૂરી કરવી, ગજા ઉપરાંત મહેનત કરવી. ૦ ભારે થવો (રૂ.પ્ર.) દેવું ખૂબ વધી પડવું. ૦ ભાંગી જવો (કે પડવો) (રૂ.પ્ર.) ભારે આપત્તિ આવી પડવી]

**બરણી** સ્ત્રી. ચીનાઈ માટીનું કે પોલિશ કરેલી સપાટીવાળું યા કાચનું અથાણું ઘી તેલ વગેરે ભરવાનું કોઠી કે નળાના આકારનું વાસણ, બૈણી [આવતી મશાલ, બૈણેટી

**બરણેટી** સ્ત્રી. બંને છેડે સળગાવેલી ગોળ ગોળ ફેરવવામાં

**બરણો** પું. [જુઓ 'બરણી;' આ પું.] મોટી બરણી, બૈણો

**બર-તરફ** ક્રિ. વિ. [ફા. + અર.] નોકરીથી દૂર થયેલું, નોકરીમાંથી કાઢી મૂકવામાં આવેલું, 'ડિસ્મિસ્ડ'

**બરતરફી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] નોકરીમાંથી દૂર કરવાપણું, 'ડિસ્મિસલ'

**બરદ** જુઓ 'બિરદ'- બિરુદ.'

**બરદાશ(-સ,-સ્ત)** સ્ત્રી. [ફા. બર્દશ્ત્] સેવા-ચાકરી, કાળજીવાળી સેવા. (૨) પરોણાગત, મહેમાનગીરી. (૩) ક્રિ.વિ. ખમી ખાવામાં આવે એમ. [૦ કરવું (રૂ.પ્ર) ખમી ખાવું]

**બરદાશી(-સી)**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સેવાચાકરી કરનાર

**બરદાશી(-સી)**[2] સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બરદાશ(૧-૨).'

**બરદાસ્ત** જુઓ 'બરદાશ.'

**બરદાળી** વિ. સ્ત્રી. [જુઓ 'બરદ'+ગુ. 'આળું' ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બિરુદ ધરાવનારી. (૨) કૃપા કરવાના વ્રતવાળી

**બરદિયો** વિ. પું. [જુઓ 'બરદ' + ગુ. 'ઇયું.' ત.પ્ર.] બિરુદ ગાવાનું કામ કરનાર ભાટ-ચારણ, બંદીજન. (૨) વરદાન આપનાર માણસ

**બરફ** પું. [અર.] ઠરેલું કે જામી ગયેલું ઘનરૂપ પાણી, હિમ

**બરફ-ગાડી** સ્ત્રી. [ + જુઓ 'ગાડી.'] બરફ ઊંચકનાર વાહન. (૨) બરફ ઉપર ચાલવા માટેની ખાસ પ્રકારની ગાડી, 'સ્લેજ'

**બરફ-પેટી** સ્ત્રી. [+ જુઓ 'પેટી.'] બરફ રાખવાની પેટી, 'આઇસ-બૉક્સ.' [માવાની એક મીઠાઈ

**બરફી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] બરફના દેખાવની દૂધના

**બરફી-ચૂરમું** ન. [જુઓ 'ચૂરમું.'] બરફીની માફક ઠારી નાનાં ચોરસ ચકતાં પાડીને કરેલું ચૂરમું

**બરબઠ** ન. એ નામનું એક હથિયાર [બડબડિયું

**બરબડિયું** ન. [+ ગુ. 'ઇયુ' ત.પ્ર.] 'બડબડાટ. (૩) પરપોટો,

**બરબરાટી** સ્ત્રી. ['બરબર' (રવા.) + ગુ. 'આટી' કૃ.પ્ર.] બડબડાટી [છોડી બોલનારું

**બરબરિયું** વિ. ['બરબર' (રવા.) + ગુ. 'ઇયું' ત.પ્ર.] મર્યાદા

**બરબરી** સ્ત્રી. ['બરબર' (રવા.) + ગુ. 'ઈ' ત.પ્ર.] ઉદ્ધતાઈ

**બરબલો** પું આદુના કંદની નીચે ભોંયમાં રહેલી ગાંઠ

**બરબાકર** પું. ઘઉં તુવેર વાલ ચણા વગેરે બાફેલું અનાજ, બાફલો [વ્યર્થ. (૩) રદ

**બરબાદ** ક્રિ.વિ. [ફા.] પાયમાલ, નષ્ટ, ધ્વસ્ત. (૨) નકામું,

**બરબાદી** સ્ત્રી. [ફા.] પાયમાલી. (૨) નકામો વ્યય

**બરઓટિયો** પું. તેલમાં બોળેલી દોરી [જીવડું
**બરઓટી** સ્ત્રી. ચકચકિત લાલ રંગની પીઠવાળું એક નાનું
**બરઓડો** પું. [રવા.] પરપોટો, બડબડિયું
**બરમ** પું. [સં. भ्रम > અર્વા. તદ્ભવ 'ભરમ' દ્વારા] ભ્રમ, વહેમ, શંકા. (૨) (લા.) સમઝ-ફેર [(પારસી.)
**બરમૂછું** વિ. [જુઓ 'મૂછ' + ગુ. 'ઉં' ત. પ્ર.] મૂછ વિનાનું
**બરફ-બેરૂ** પું. [+ સં.] સમુદ્રમાં અડધાથી ઝાઝો ડુબાવ રહેતો બરફનો તરતો પહાડ, 'આઇસ-બર્ગ' (બ.ક.ઠા.)
**બરમો** પું. સુતારનું એ નામનું એક હથિયાર
**બરલ** જુઓ 'બરોળ.' [કે લવવું
**બરલવું** અ. ક્રિ. [રવા.] ઊંઘમાં બડબડવું, નિદ્રામાં બકવું
**બરવ** પું. માછલી ઉપર જીવતું એ નામનું એક પક્ષી
**બરવાહ** પું. કૂવામાંથી કોસ ખેંચનાર માણસ, કોસિયો
**બરવો**[1] પું. [હિં. 'બરવા.'] એ નામનો એક રાગ. (સંગીત.)
**બરવો**[2] પું. ઘોડાનો એક રોગ
**બરસીમ** (-મ્ય) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**બર-હક,-ક્ક** વિ. [ફા. + જુઓ 'હક-ક્ક.'] સત્ય, સાચું
**બરંગલી** સ્ત્રી. નાની વાટકી
**બ-રંગું**[1] (-રઙ્ગું) વિ. [જુઓ 'બ[2]' + સં. रङ्ग + ગુ. 'ઉં' ત.પ્ર.] બે રંગોવાળું
**બ-રંગું**[2] (-રઙ્ગું) વિ. [ફા. 'બ' વિના + જુઓ 'રંગ(સં., ફા.) + ગુ. 'ઉં' ત.પ્ર.] રંગ ઊપટી ગયેલો હોય તેવું, ઝાંખા રંગનું
**બરંઢિયો** પું. શરપંખાના જેવો એક છોડ
**બરાક** સ્ત્રી. [અં. બૅરેક્] લશ્કરી છાવણીમાંનો તે તે નિવાસ. (૨) કેદીઓને ગોંધવાની તે તે ઓરડી [હાડકું
**બરાખ** (-ખ્ય) સ્ત્રી. ઘેટાં બકરાં વગેરેના જાંઘના સાંધા પાસેનું
**બરાખડો** પું., **બરાખી** સ્ત્રી. સંઘાડિયાનું એક હથિયાર. વરાખડો
**બરાગત,-ળ** (-ત્ય,-ળ્ય) સ્ત્રી. ઝીણો તાવ
**બરા-છક** વિ. [જુઓ 'બરો' + 'છકવું.'] બરાથી છકી જનારું મગરૂરીવાળું, ગર્વીલું
**બરાડવું** અ.ક્રિ. [રવા.] મોઢું ફાટી જાય એ રીતે ઊંચેથી બૂમ પાડવી. (૨) ગાય જેવા ઢોરનું કાંઈક આપત્તિને સમયે રાડ પાડી ઊઠવું
**બરાડિયું** વિ. [જુઓ 'બરાડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] બરાડા પાડયા કરનારું, રાડારાડ કરી મૂકનારું
**બરાડો** પું. [જુઓ 'બરાડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] બરાડવું એ (મોટે ભાગે 'બરાડા' બ.વ.માં પ્રયોગ.) [૦ પાડવા ૦ માર-વા (રૂ.પ્ર.) ઘાંટા કાઢવા, મોટેથી બૂમ પાડવી]
**બરાત** સ્ત્રી. [ફા.] વરની પરણવા માટેની નીકળેલી વરયાત્રા, જાન (આ શબ્દ મુસ્લિમોમાં મર્યાદિત)
**બરાતી** વિ. [ફા.] જાનનું માણસ, જાનૈયું (આ શબ્દ મુસ્લિ-મોમાં મર્યાદિત)
**બરા(-રો)-બર** વિ. [ફા. બરાબર્] સમાન, સરખું, તુલ્ય. (૨) યોગ્ય, વાજબી, ઉચિત. (૩) ભૂલચૂક વિનાનું, સાચું, ખરું. (૪) માપસરનું. (૫) માફક, અનુકૂળ. (૬) જેવી હોય તેવી અસલ સ્થિતિનું. (૭) ક્રિ.વિ. લગોલગ, અડીને પડખોપડખ. [૦ કરવું (રૂ.પ્ર.) ગોઠવીને ઠીકઠાક કરવું. (૨) સજા કે મારથી ઠેકાણે લાવવું. (૩) જમીન દોસ્ત કરવું. (૪) નાશ કરવો. ૦ થવું (રૂ.પ્ર.) સમોવડિયા બની રહેવું. ૦ હોવું (રૂ.પ્ર.) વાજબી હોવું. (૨) સમોવડિયા હોવું]
**બરા(-રો)બરિયું** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સમોવડિયું
**બરાબરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સમોવડિયાપણું, (૨) સરસાઈ, હરીફાઈ
**બરાર** (-રય) સ્ત્રી. ઝીણી માટીવાળી ફળદ્રુપ જમીન
**બરાસ**[1] ન [હિં.] કપૂરની ખાઈ શકાય તેવી એક જાત, ભીમસેની કપૂર
**બરાસ**[2] પું. [પોર્ચુ.] સો ઘનફૂટનું માપ
**બરા(-રો)સી** સ્ત્રી. સગડી
**બરિયત** (-ત્ય) સ્ત્રી. છુટકારો [સળગતી વસ્તુ
**બરિયાન** સ્ત્રી. [ફા. 'બિર્યાન્'-'શેકેલું' વિ.] જામગરી જેવી
**બરી** સ્ત્રી. [ફા. 'બર્' + ગુ. 'ઈ' ત.પ્ર.] અંગરખાનો છાતી ઉપરનો ભાગ, ડોકની આગળની પટ્ટી
**બરુ** પું., ન. [દે. પ્રા. बरुअ-] પાણીમાં ઊગતો શેરડીના ઘાટનો એનાથી ઘણો પાતળો અને પોલો છોડ (જેની લેખણ બનાવાતી)
**બરૂડિયો** પું. વાંસફોડો, ઘાંચો
**બરૂ(-રો)ડી** સ્ત્રી. શરીર ઉપર થતી ઝીણી ફોલ્લી, અળાઈ
**બરેડવું** અ.ક્રિ. [રવા.] જુઓ 'બરાડવું.' બરેડાવું ભાવે., ક્રિ
**બરેલો** પું. એ નામનો એક બારમાસી છોડ
**બરો**[1] પું. [સં. बल–દ્વારા 'ળ' > 'ર' ઉચ્ચારણ] જોર હોવાનો ગર્વ, ખોટી મગરૂરી. [૦ ઉતારવો, ૦ ભાંગવો (રૂ.પ્ર.) અભિમાન તોડવું]
**બરો**[2] પું. તાવના ઉતાર પછી હોઠની આસપાસ થઈ પડતી ફોલ્લીઓ. [૦ ઊઠવો, ૦ ઊઢવો, ૦ મૂતરવો (રૂ.પ્ર.) હોઠની આસપાસ એવી ફોલ્લીઓ થવી]
**બરો**[3] ન. [અં.] કિલ્લેબંદીવાળી જગ્યા. (૨) ગામ
**બરોડી** જુઓ 'બરૂડી.'
**બરોડું** ન. [જુઓ 'બરુ.'] બરુનું કાંડું, મલોખું. (૨) જુવાર બાજરીનો સૂકો સાંઠો
**બરોબર** જુઓ 'બરાબર.'
**બરોબરિયું** જુઓ 'બરાબરિયું.'
**બરોબરી** જુઓ 'બરાબરી.'
**બરોસી** જુઓ 'બરાસી.'
**બરોળ** (-ળ્ય) સ્ત્રી. પેટમાં ડાબે પડખે આવેલો એક સ્નાયુ-મય અવયવ, બરલ, પ્લીહા (ખાસ કરી ટાઢિયા તાવ–મેલેરિયામાં એ વધી મોટી થઈ જાય છે.)
**બરોળ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] ટાઢિયા તાવ–મેલેરિયાને કારણે બરોળનું વધી પડવું એ
**બર્ઝક,-ખ** [અર. બર્ઝખ્] મરણ અને કયામતના દિવસ વચ્ચેનો ગાળો [કે ફાળવેલી જગ્યા
**બર્થ**[1] પું. [અં.] રેલવેના ડબ્બામાં સૂવા-બેસવાનું પાટિયું
**બર્થ**[2] પું. [અં.] પ્રસવ, જન્મ
**બર્થ-કન્ટ્રોલ, બર્થ-કંટ્રોલ** પું. [અં.] વધુ બાળકો ન થવા દેવાં એ, સંતતિ-નિયમન
**બર્થ-રાઇટ** પું. [અં.] જન્મ-જાત હક્ક, તે તે સ્થાને જન્મ

થવાથી મળતો તે તે ભૂમિ ઉપરનો નાગરિક હરજાનો હક્ક, જન્મસિદ્ધ હક્ક

**બર્નર** ન. [અં.] ગૅસના ચૂલાનું મોઢિયું (જેમાંથી જ્યોત નીકળે છે.) (૨) ચીમનીનું મોઢિયું

**બર્બજ** ન. એ નામનું એક ઘાસ

**બર્બત** ન. [ફા.] એક પ્રકારનું તંતુ-વાદ્ય

**બર્બર** પું. [સં.] પ્રાચીન કાલની એક વિદેશી જાતિ—અ-સંસ્કારી અને અજ્જડ. (મૂળ સ્થાન ઉત્તર આફ્રિકા. ફિનિશિયન-વાસીઓને મળતી જાત. આમાંનો એક વર્ગ દક્ષિણ સૌરાષ્ટ્રમાં આવી વસેલો, જે 'બાબરા' તરીકે કહેવાયા અને 'બાબરિયાવાડ' જાણીતો થયો.) (૨) (લા.) વિ. અસંસ્કારી, અનાર્ય. (૩) મૂર્ખ

**બર્બરક** પું. [સં.] સોલંકી કાલમાં સિદ્ધરાજ જયસિંહે જેના ઉપર વિજય મેળવેલો કહેવાય છે તેવો એક વિદેશી કે વિદેશમાંથી આવેલી જાતિનો પુરુષ. (સંજ્ઞા.)

**બર્બર-તા** સ્ત્રી. [સં.] (લા.) અસંસ્કારિતા. (૨) અજ્જડાઈ. (૩) ઉદ્ધતાઈ. (૪) ક્રૂરતા, અધમતા, 'બાર્બેરિઝમ'

**બર્બર-દેશ** પું. [સં.] ઉત્તર આફ્રિકાનો 'બાર્બરી' પ્રાંત. (સંજ્ઞા.)

**બર્મા** પું. [અં.] ભારતની પૂર્વ સરહદ પારનો એક દેશ, બ્રહ્મદેશ. (સંજ્ઞા.) [લગતું

**બર્મી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.], **બર્મીઝ** વિ. [અં.] બ્રહ્મદેશને

**બર્હી** પું. [સં., પું.] મોર. (૨) કૂકડો

**બલ** ન. [સં.] બળ, જોર, તાકાત, શક્તિ. (૨) સેના, લશ્કર. (૩) ભાર કે વજન (ઉચ્ચારણ કે ક્રિયા વિશે), 'સ્ટ્રેસ'

**બલ(-ળ)-કર, બલ(-ળ)કારક** વિ. [સં.], **બલ(-ળ)-કારી** વિ. [સં.,પું.] બળ આપનાર, બલદાયી

**બલકે** જુઓ 'બલ્કે.'

**બલ(-ળ)-ક્ષય** પું. [સં.] શક્તિનો ઘસારો, શક્તિનો નાશ

**બલગમ** ન. [અર.] જુઓ 'બળખો.' (૨) સેડાં

**બલગમી** પું. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ઘોડાનો એક રોગ

**બલગર(-રી)રી** સ્ત્રી. સ્ત્રીઓના ગળા માટેનું એક ઘરેણું

**બલડાં** ન., બ.વ. તલનાં જીંડવાં

**બલતી** સ્ત્રી. મહેલ કે હવેલી ઉપરની નાની બંગલી

**બલ-તોડ** ન. [સં.+જુઓ 'તોડવું.'] શરીરનો વાળ તૂટી જવાથી એના સ્થળે થઈ આવતું ગૂમડું

**બલ-દાણા** પું., બ.વ. એક પ્રકારની વનસ્પતિનાં બી

**બલ(-ળ)-દાયક** વિ. [સં.], **બલ(-ળ)-દાયી** વિ. [સં., પું.] જુઓ 'બલ-કર.'

**બલ(-ળ)-દેવ, ૦જી** પું. [સં+જુઓ 'જી' માનવાચક.] (કૃષ્ણના મોટા ભાઈ) બળરામ. (સંજ્ઞા.)

**બલ(-ળ)-પૂર્વક** ક્રિ.વિ [સં.] પૂરા બલથી, જોરથી

**બલ-પૂર્ણ** વિ. [સં.] બળિયું, બળવાન, લોઠકું

**બલ(-ળ)-પ્રદ** વિ. [સં.] જુઓ 'બલ-કર.'

**બલ(-ળ)-પ્રભાવ** પું. [સં.] શક્તિમાન હોવાપણાનો ઓપ, બલની મહત્તા

**બલ(-ળ)-પ્રયોગ** પું. [સં.] બળ અજમાવવું એ

**બલ-બાહુ** પું. [સં.] બળવાળો હાથ

**બલ(-ળ)-ભદ્ર** પું. [સં.] જુઓ 'બલ-દેવ.'

**બલમ** (-મ્ય) સ્ત્રી. બાફેલી ડાંગર

**બલમર્દી** વિ. [સં., પું.] બલથી બીજાનું મર્દન કરનાર

**બલ(-ળ)-મહત્તા** સ્ત્રી. [સં.] જુઓ 'બલ-પ્રભાવ.'

**બલ(-ળ)-રામ** પું. [સં.] જુઓ 'બલ-દેવ.'

**બલ(-ળ)-રેખા** સ્ત્રી. [સં.] ગુરુત્વાકર્ષણ અથવા વિદ્યુતના બળની દિશા બતાવનારી લીટી

**બલવણ** જુઓ 'બિડ લવણ.' [કોઈ શક્તિ)

**બલ(-ળ)વતી** વિ., સ્ત્રી. [સં.] બળવાન (સ્ત્રી કે અન્ય

**બલ(-ળ)વત્તર** વિ. [સં.] વધુ બળવાન

**બલ(-ળ)વત્તા** સ્ત્રી. [સં.] બળવાન હોવાપણું, શક્તિમત્તા

**બલ(ળ)-વર્ધક** વિ. [સં.] બળ વધારનારું, શક્તિ-વર્ધક

**બલ(-ળ)-વર્ધન**[1] ન. [સં.] બળની વૃદ્ધિ, શક્તિનો વધારો

**બલ(-ળ)-વર્ધન**[2] વિ. [સં.] બળ વધારનાર, શક્તિ-વર્ધક

**બલ(-ળ)-વર્ધિની** વિ., સ્ત્રી. [સં.] બળ વધારનારી (સ્ત્રી કે શક્તિ)

**બલવવું** સ.ક્રિ [સં. बल, -ના. ધા.] શક્તિમાન બનાવવું, બળિયું કરવું. બલવાવું કર્મણિ, ક્રિ.

**બલ(-ળ)-વંત** (-વન્ત), -તું (-વન્તું) વિ. [+સં. °वत् > પ્રા. °वंत, પ્રા. તત્સમ, +ગુ. 'ઉ' સ્વાર્થે ન. પ્ર.], **બલ(-ળ)-વાન** વિ. [+સં. °वान् પું.] બળવાન, બળિયું

**બલવાવું** જુઓ 'બલવવું'માં.

**બલવું** અ. ક્રિ. [રવા.] ઊંઘમાં બબડવું કે બકવું, બરલવું

**બલ-શક્તિ** સ્ત્રી. [સં.] શારીરિક કે યાંત્રિક તાકાત, 'એનર્જી' (આ. બા.)

**બલશાલિ-તા** સ્ત્રી [સં.] બળવાન હોવાપણું

**બલ(-ળ)શાલી,-ળી** વિ. [સં., પું.] જુઓ 'બલ-વંત.'

**બલ(-ળ)-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] જુઓ 'બલ-વંત.'

**બલસાન** પું. એ નામનું એક ઝાડ

**બલસામ** પું. ઝાડમાંથી નીકળતો સુગંધવાળો રસ

**બલ-સામ્ય** ન. [સં.] શક્તિની સમતુલા, 'બૅલેન્સ ઑફ પાવર' (ન. ભો.) [રેતાળ માટીવાળી જમીન

**બલ-સુંદર** (-સુન્દર) વિ., સ્ત્રી. [સં.] (લા.) એક જાતની

**બલ(-ળ)-હીન** વિ. [સં.] બળ વિનાનું, શક્તિહીન, કમજોર

**બલહીન-તા** સ્ત્રી. [સં.] શક્તિહીન હોવાપણું [પરવા

**બલંગ** (બલઙ્ગ) વિ. ઉછાંછળું. (૨) સાહસિક. (૩) બે-

**બલંદ** (બલન્દ્ય) સ્ત્રી. હાથીના પગમાં નાખવાની બેડી

**બલા**[1] સ્ત્રી. [સં.] એ નામની એક અસ્ત્રવિદ્યા. (૨) એ નામની એક વનસ્પતિ

**બલા**[2] સ્ત્રી. [અર.] કસોટી (૨) મુસીબત, મુશ્કેલી. (૩) દુઃખોત્પાદક આફત. (૪) પીડા કરતું વળગણ (ભૂત ડાકણ વગેરે પ્રકારનું.) [૦ જવી, ૦ ટળવી, ૦ દૂર થવી (રૂ. પ્ર) આફત ટળવી. (૨) લપિયા માણસથી મુક્ત થવું. ૦ જાણે (રૂ.પ્ર.) મને જાણવાની પરવા નથી, ભગવાન જાણે. ૦ વળગવી (રૂ.પ્ર.) નઠારી સ્ત્રી સાથે પનારું પડવું]

**બલાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] (લા.) વળગણ. (૨) ગાંઠનો રોગ (કાખમાં થતો), બામલાઈ

**બલાકા** સ્ત્રી. [સં.] બગલી

**બલા-ખાતું** ન. [જુઓ 'બલા²' + 'ખાતું.'] (લા.) આપત્તિ લાવી આપનાર વસ્તુ
**બલાખું** વિ. કોડા જેવી આંખવાળું
**બલાઘાત** પુ. [સં. बल + आ-घात] બળથી થતી અથડામણ. (૨) વર્ણોના ઉચ્ચારણમાં શબ્દમાંના કોઈ વર્ણ ઉપર અપાતું વજન, 'સ્ટ્રેસ'
**બલા-ચટ** ક્રિ. વિ. બધું ખાઈ જવાય એમ, સફાચટ
**બલાડી** જુઓ 'બિલાડી.'
**બલાડું** જુઓ 'બિલાડું.'
**બલાડો** જુઓ 'બિલાડો.'
**બલાઢ્ય** વિ. [સં. बल + आढ्य] જુઓ 'બલ-પૂર્ણ.'
**બલાણો** પું [સં. बलानक- > પ્રા. बलाणअ-] મંદિરનો તોરણ સહિતનો દ્વારવાળો ભાગ
**બલા(-ળા)ત્કાર** પું. [સં.] બળજોરી, જોરાવરી (૨) સ્ત્રી ઉપરનો અત્યાચાર, જબરદસ્તીથી કરાતો સંભોગ, 'રેઇપ'
**બલાત્મક** વિ. [સં. बल + आत्मन् + क] બળથી ભરેલું, બળપૂર્ણ. (૨) જેમાં બોલવામાં વજન આપવામાં આવે છે તેવું (સ્વરભાર). (વ્યા.) [સેનાપતિ
**બલાધિપતિ, બલાધ્યક્ષ** પું. [સં. बल + अधि-पति, अध्यक्ष]
**બલાનક** પું. [સં.] જુઓ 'બલાણો.'
**બલાન્વિત** વિ. [સં. बल + अन्वित] જુઓ 'બલ-વંત.'
**બલા(-ળા)બલ(-ળ)** ન. [સં. बल + अ-बल] બળ અને બળનો અભાવ, સબળાઈ-નબળાઈ
**બલાયાં** ન., બ.વ. [સં. बलि દ્વારા] ઓવારણાં, દુખડાં, મીઠડાં
**બલા-રાત** સ્ત્રી, [જુઓ 'બલા²' દ્વારા.] 'મને ખ્યાલ નથી, ભગવાન જાણે' એવો ખ્યાલ; જુઓ 'બલા જાણે.'
**બલારિયાં** ન., બ.વ. ચોરિયાઓનો સમૂહ
**બલાલ** વિ. [અર.] નીચ કર્મ કરનાર
**બલા-વેડો** પું. તોફાની ટોળું. (૨) ગંદો છોકરો
**બલાહક** પું. [સં.] મેઘ. (૨) વાદળું
**બલાંક** (બલાઙ્ક) પું. [સં. बल + अङ्क] બળનું એકમ, 'ડાઇન'
**બલાંગ** સ્ત્રી. લાંબો હરણફાળ જેવો કૂદકો, છલાંગ
**બલાંગવું** અ. ક્રિ. [જુઓ 'બલાંગ,' -ના. ધા.] છલાંગ મારી (ઘોડા ઉપર) ચડવું
**બલિ(-ળિ)** પું. [સં.] અગ્નિ વગેરેને અપાતું નૈવેદ્ય કે ભોગ. (૨) શ્રાદ્ધ વગેરે પ્રસંગે કાગડા વગેરેને અપાતી વાસ. (૩) પૌરાણિક માન્યતા પ્રમાણે દાનવરાજ અને પરમ વિષ્ણુભક્ત પ્રહ્‌લાદનો પૌત્ર. (સંજ્ઞા)
**બલિ-કર્મ** ન. [સં.] દેવતાને નિમિત્તે નૈવેદ્ય આપવાની ક્રિયા
**બલિ(-ળિ)-દાન** ન. [સં.] અગ્નિ દેવ વગેરેને નૈવેદ્ય ધરવું એ. (૨) (લા.) કુરબાની, આત્મ-ભોગ
**બલિ-પૂજન** ન., **બલિ-પૂજા** સ્ત્રી. [સં.] દિવાળીને દિવસે બલિરાજાને ઉદ્દેશી સ્ત્રીઓથી કરાતું અર્ચન
**બલિયો** પું. [સં.] બળદ
**બલિ(-ળિ)-રાજા** પું. [સં.] જુઓ 'બલિ(૪).'
**બલિ(-લી)વર્દ** પું. [સં.] બળદ
**બલિ(-ળિ)ષ્ઠ** વિ. [સં.] ઘણું જ બળવાન
**બલિ-હરણ** ન. [સં.] બલિ અર્પણ કરવાની ક્રિયા
**બલિ-હાર** ક્રિ. વિ. [સં., બલિ અર્પણ કરવાની ક્રિયા] (લા.) વારી જવું એમ, ઓળઘોળ થવું એમ
**બલિહારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] બલિહાર થવું એ, વારી જવું એ. (૨) વાહ-વાહ, ધન્યવાદ, શાબાશી. (૩) ખૂબી
**બલિ-હોમ** પું. [સં.] અગ્નિની વેદીમાં બલિ હોમવાની ક્રિયા
**બલીક** પું. ઘરના છાપરાનો પાછળનો ભાગ
**બલીતું** ન. જંગલમાં દવથી બળેલું લાકડું
**બલીયસી** વિ., સ્ત્રી. [સં.] વધુ બળવાન સ્ત્રી
**બલીવર્દ** જુઓ 'બલિવર્દ.'
**બલીદો** પું. ઊંચો માણસ. (૨) છાપરા ઉપરનો મોભ
**બલુક** ન. એક પ્રકારનું ઝેર
**બલુવું** વિ. રેતાળ, રેતીવાળું
**બલૂચ(-ચી)** વિ. [તુર્કી 'બલૂચ્' + ગુ. 'ઈ' ત. પ્ર.] બલૂચિસ્તાનને લગતું, બલૂચિસ્તાનનું
**બલૂચિસ્તાન** ન., પું. [+ ફા. 'ઇ' પ્ર.+સ્તાન્] સિંધની પશ્ચિમે આવેલો એક પ્રદેશ (અત્યારે પાકિસ્તાનમાં ગયેલો). (સંજ્ઞા.)
**બલૂચી** જુઓ 'બલૂચ.'
**બલૂન** ન. [સં.] અંદર પાતળી હવા ભરીને હવામાં અધ્ધર ઉડાડી શકાય તેવું એક પ્રકારનું વિમાન
**બલૂનારોહણ** ન. [+ સં. आ-रोहण] બલૂનમાં ચડવું એ, બલૂન દ્વારા આકાશમાં ચડવું એ
**બલેકું** વિ. [સં. बल દ્વારા] જુઓ 'બલ-વંત.'
**બલેલ** વિ. અવિચારી. (૨) બેદરકાર
**બલેસ(-સા)ન** ન. [અર. બલસાન્] એ નામનો એક છોડ અને એનું ફળ
**બલૈ** સ્ત્રી. બામલાઈ
**બલૈયાં** ન., બ.વ. [સં. बलि દ્વારા] જુઓ 'બલાયાં.'
**બલૈયું** ન. જુઓ 'બલોયું.'
**બલો** પું. ગલીદાંડાની રમતમાં ગલીને બે વખત ઊંચી ઉડાડવાની ક્રિયા
**બલોચ** પું. [તુર્કી. બલૂચ્] જુઓ 'બલૂચ.'-ભારતવર્ષમાં આવી વસેલો બલૂચિસ્તાનનો વતની [(સંજ્ઞા.)
**બલોચી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] બલૂચિસ્તાનની ભાષા.
**બલોત્કટ** વિ. [સં. बल + उत्कट] ખૂબ જ બળિયું, બલિષ્ઠ
**બલોત્પાદક** વિ. [સં. बल + उत्पादक] (મુખ્યત્વે યાંત્રિક) શક્તિ ઉત્પન્ન કરનારું
**બલોત્પાદન** ન. [+ સં. बल + उत्पादन] (મુખ્યત્વે યાંત્રિક) શક્તિ ઉત્પન્ન કરવાની પ્રક્રિયા
**બલોદંચ** (બલોદઞ્ચ) પું. [સં. बल + उदञ्च] ઉત્ક્ષેપક યંત્ર, ચોપક યંત્ર, 'ફોર્સ-પમ્પ'
**બલોન્મત્ત** વિ. [સં. बल+उन्मत्त] શક્તિને લીધે ખૂબ છકી ગયેલું, તાકાતની મસ્તીવાળું
**બલોયું** ન. [સં. वलय દ્વારા] હાથી-દાંત કે સીસમ વગેરેનું પહોળી ચીપના આકારનું કાંડાનું સ્ત્રીઓનું વલય, બલૈયું. [-યાં ખેંચવાં (-ખેંચવાં) (રૂ. પ્ર.) ફારગતી આપવી (પુરુષે સ્ત્રીની). -યાં પહેરવાં (-પેરવાં) (રૂ. પ્ર.) નામર્દી બતાવવી]
**બહકે** ઉભ. [અર. बल् દ્વારા ફા. बल्कह्] એના કરતાં વિશેષ. (૨) એટલું જ નહિ પણ, વળી

**બલ્બ** પું. [અં.] વીજળીના દીવાનો ગોળો. [૦ ઊડી જવો (રૂ. પ્ર.) એવા ગોળામાંનો તાર તૂટી જવો કે સળગી જવો]
**બલ્બી** સ્ત્રી. છેતરપીંડી. [૦ રમી જવી (રૂ. પ્ર.) છેતરવું]
**બલ્ય** વિ. [સં.] બલ-પ્રદ. (૨) જુઓ 'બલ-વંત.'
**બલ્લમ**[૧] પું., ન. [સં. मल्लक, હિં.] ભાલો
**બલ્લમ**[૨] પું., બ.વ. ચોખાની એક જાત [માણસ
**બલ્લાઈ** પું. લાકડાં કાપે અને સીમની ચોકી કરે તેવો
**બ-વટો** પું. [જુઓ 'બ[૨]' -દ્વારા.] બે દાંતાની ઓરણી
**બ-વળું** વિ. [જુઓ 'બ[૨]' + 'વળ' + ગુ. 'ઉં' ત. પ્ર.] બેવડું, બંને બાજુ વળવાળું. (૩) જુઓ 'બ-વારું.'
**બવાઈ** સ્ત્રી. પગમાં શિયાળામાં પડતો તે તે ચીરો
**બ-વાડું** ન. [જુઓ 'બ[૨]' + 'વાડો' + ગુ. 'ઉં' ત. પ્ર.] એક પાક લઈ તરત જ ખેતરમાં બીજો મોલ કરવાનું કાર્ય. (૨) નવી ખેડેલી જમીનનું બીજું વર્ષ
**બવારું** વિ. [જુઓ 'બ[૨]' + 'વાર' + ગુ. 'ઉં' ત. પ્ર.] બે વાર લેવામાં આવેલું (ખેતરનો પાક વગેરે)
**બવાસીર** ન. [અર.] હરસ-મસાનો રોગ
**બ-વાળું** ન. [જુઓ 'બ[૨]' + 'વાળવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] જુઓ 'બ-વળું.'
**બવો** પું. (બાળ ભાષામાં) લાડવો. (૨) બાવો
**બશારા** ન. [અર.] ચકલી જેવું એક પક્ષી
**બશી(-સી)** સ્ત્રી. [પોર્ચું.] ચપટ થાળી, રકાબી
**બ-શે(-શ્શે)ર** વિ. [જુઓ 'બ[૨]' + 'શેર.'] બે શેર વજનનું
**બશે(-શ્શે)રિયું** ન., **-યો** પું., **બશે(-શ્શે)રી** સ્ત્રી. [+ ગુ. 'ઇયું,'-'ઈ' સ્ત્રીપ્રત્યય], **બશે(-શ્શે)રો** પું. [+ગુ. 'ઓ' ત. પ્ર.] બશેર વજનનું કાટલું કે તોલું
**બસ**[૧] ક્રિ. વિ., કે પ્ર. [ફા.] હવે વિશેષ નહિ, પૂરતું, પર્યાપ્ત, હાંઉ. [૦ બસ (રૂ. પ્ર.) બહુ થયું બંધ કરો]
**બસ**[૨] સ્ત્રી. [પું.] મનુષ્યવાહક મોટર-ખટારો
**બસ-થોભો** પું. [અં. + જુઓ 'થોભવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ઉતારુ બસ-મોટર ઊભા રહેવાનું વચ્ચેનું તે તે નાનું મથક, 'બસ-સ્ટોપ'
**બસ-બસું** ન જુઓ 'બગબગું.'
**બસરા** પું. [અર.] ઈરાકનું એક નગર. (સંજ્ઞા.)
**બસરાઈ** વિ. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] બસરાને લગતું, બસરાનું [સેરવાળું. (૨) બેવડું
**બ-સરું** વિ. [જુઓ 'બ[૨]' 'સર' + ગુ. 'ઉં' ત. પ્ર. ] બે
**બસ-સ્ટોપ** પું. [અં.] જુઓ 'બસ-થોભો.' [છોકરાં
**બસળાં** ન., બ.વ. [જુઓ 'બચ્ચું' દ્વારા; (ગ્રા.)] નાનાં નાનાં
**બસી** જુઓ 'બશી.'
**બસીર** વિ. [અર.] દીર્ઘદૃષ્ટિવાળું. (૨) દેખતું
**બ-સૂરું** વિ. [સં. वि દ્વારા + 'સૂર + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ 'બે-સૂરું.'
**બસેક** પું. પક્ષીઓનું રહેઠાણ
**બ-સે(-સ્સે)ર** જુઓ 'બ-શેર.'
**બ-સે(-સ્સે)રિયું** જુઓ 'બશેરિયું.'
**બસે(-સ્સે)રિયો** જુઓ 'બશેરિયો.'
**બસે(-સ્સે)રી** જુઓ 'બશેરી.'
**બસે(-સ્સે)રો** જુઓ 'બશેરો.'
**બ-સેં(--સ્સેં)** (-સૅં,-સ્સૅં) વિ. [સં. द्वि-शत- > પ્રા. बि-सअ- > અપ. बि-सई ન., બ વ.], **-સો(-સ્સો)** વિ. [સં. द्विशत- > પ્રા. बिसअ, અપ. बि-सउ ન., બ.વ.] બે વાર સો, ૨૦૦
**બસેં(-સ્સેં-)-મું**, (-સૅં,-સ્સૅં) **બસો(સ્સો)-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] બસ્સોની સંખ્યાએ પહોંચેલું, ૨૦૦ મું
**બસ્ટ** ન. [અં.] કેડના ઉપરના ભાગના શરીરનું ચિત્ર કે બાવલું
**બસ્તિ** સ્ત્રી [સં.] ડૂંટીની નીચેનો પેડુનો ભાગ. (૨) મૂત્રાશય. (૩) (લા.) ગુદા વાટે પાણી ચડાવવાની ક્રિયા, 'એનિમા.' (૪) ગંદવાડો, 'સ્લમ.' [૦ લેવી (રૂ. પ્ર.) એનિમા લેવો (મલશુદ્ધિ માટે)]
**બસ્તિ-કર્મ** ન., **બસ્તિ-ક્રિયા** [સં.] ગુદા વાટે યા યોનિ વાટે દવાવાળું પાણી તે તે સ્થાનની શુદ્ધિ માટે ચડાવવાની ક્રિયા
**બસ્તિ-(૦પ્ર)દેશ** પું. [સં.] જુઓ 'બસ્તિ(૧,૨).'
**બસ્તિ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] બસ્તિ કે એનિમા લેવાનું સાધન
**બસ્તિ-વિધિ** પું., સ્ત્રી. [સં., પું.] જુઓ 'બસ્તિ-કર્મ.'
**બસ્તો** પું. [ફા. બસ્તહ્] ગાંસડી, મોટલો. (૨) મોટલી, પોટલી, પોટલું
**બ-સ્સે(-સે)ર** જુઓ 'બ-શેર.'
**બસ્સે(-સે)રિયું** જુઓ 'બશેરિયું.'
**બસ્(-સે)રિયો** જુઓ 'બશેરિયો.'
**બસ્સે(-સે)રો** જુઓ 'બશેરો.'
**બસ્સેં**, (-સ્સૅં) **બસ્સો** જુઓ બસેં.'
**બસ્સેં-મું**, (-સ્સૅં-) **બસ્સો-મું** જુઓ 'બસેં-મું'
**બહકવું** અ ક્રિ. [રવા.] આથો આવવો. બહકાવું ભાવે., ક્રિ. **બહકાવવું** પ્રે.,સ.ક્રિ.
**બહકાવવું, બહકાવું** જુઓ 'બહકવું'માં.
**બહબહાટી** સ્ત્રી. ['બહ બહ' (રવા.) + ગુ. 'આટી' ત. પ્ર.] ઉપરાઉપર પડતો માર, તડાપીટ. (૨) અતિ ઉતાવળથી કામ કરવું એ.
**બહ(-હે)લાવવું** સ.ક્રિ. આનંદિત કરવું, ખીલવવું. (૨) પાંગરાવવું. (૩) શોભાવવું. (૪) વિસ્તારવું. **બહ(-હે)લાવું** કર્મણિ., ક્રિ. [કૃ.પ્ર.] આનંદ, ખિલવણી
**બહ(-હે)લાવો** પું. [જુઓ 'બહ(-હે)લાવવું' + ગુ. 'ઓ'
**બહસ** સ્ત્રી. [અર.] વાદ-વિવાદ. (૨) તકરાર
**બહસા-બહસી** સ્ત્રી. [જુઓ 'બહસ,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] સતત વાદ-વિવાદ, ચર્ચા-વિચારણા. (૨) સામસામી તકરાર, પરસ્પર ઝઘડવું એ
**બહાઈ** પું. [ફા.] ઈરાનનો એક ધર્મ-સંપ્રદાય
**બહાઈ-સેન્ટર** ન. [+ અં.] બહાઈ ધર્મના અનુયાયીઓને મળવાનું કેંદ્ર [બાઉ, બાઘડો
**બહાઉ** (બા:ઉ) પું (બાળકોને બિવડાવવા માટેનો) હાઉ,
**બહાદરખાની** (બા:દર-) વિ., ન. [ફા. બહાદુરખાન' + ગુ. 'ઈ' ત.પ્ર.] એ નામનું અમદાવાદી એક કાપડ (જૂના સમયનું)
**બહાદુર** (બા:દુર) વિ. [ફા.] શૂર-વીર, વીર, મર્દ. (૨) સાહસિક

**બહાદુરશાહી** (બાઃદુર-) વિ., સ્ત્રી. [ફા. 'બહાદુર-શાહ' + ગુ. 'ઈ' ત.પ્ર.] બહાદુરશાહ સુલતાને જાણીતી કરેલી એક જાતની તોપ

**બહાદુરી** (બાઃદુરી) સ્ત્રી. [ફા.] શૂરવીરતા, વીરતા, મર્દાનગી, 'સ્પોર્ટ્સ-મૅન-શિપ' (સાહસિકતા). [૦ **મારવી**] (રૂ.પ્ર.) પોતાની વડાઈ કરવી, આત્મશ્લાઘા કરવી]

**બહાનું** (બાઃનું) ન. [ફા. 'બહાનહ્મ્-'] મિષ, નિમિત્ત, ઓઠું. (૨) ધંધો કરતાં કે જકાતને થાણે ખાતરી માટે અગાઉથી આપવામાં આવતું. (૩) ખોટું કારણ. [૦ **આપવું** (રૂ.પ્ર.) ખોટું કારણ આપવું. ૦ **કાઢવું** (રૂ.પ્ર.) ખોટું કારણ બતાવવું. ૦ **ખોળવું** (રૂ.પ્ર.) ખોટું કારણ વિચારવું. ૦ **જડવું**, ૦ **મળવું** (રૂ.પ્ર.) ખોટું કારણ હાથ લાગવું. ૦ **શોધવું** (રૂ.પ્ર.) ખોટા કારણની ભાળ રાખવી]

**બહાબહી** સ્ત્રી. કસોટી

**બહાર[1]** (બાઃર) ના.યો., ક્રિ. વિ. [સં. बहिर् > પ્રા. बहिर् ] અંદરની બાજુએ નહિ એમ. બાહ્ય સ્થળે. [૦ **આવવું** (રૂ.પ્ર.) પ્રસિદ્ધિમા આવવું. ૦ **જવું** (રૂ.પ્ર.) ઝાડે જંગલ જવું. ૦ **પડવું** (રૂ.પ્ર.) છપાઈ ને પુસ્તક જાહેર થવું. ૦ **પાડવું** (રૂ.પ્ર.) છપાવી પ્રસિદ્ધ કરવું. (૨) છાનું ઉઘાડું કરવું]

**બહાર[2]** (બાઃર) પું. [ફા. 'બહાર્,'-વસંતઋતુ] (લા.) ભભકો, શોભા, (૨) સુગંધ, સૌરભ. (૩) આનંદ, મજા, ખુશાલી. [૦ **આવવી** (રૂ.પ્ર.) ખુશબો ફેલાવો. ૦ **લૂંટવી** (રૂ.પ્ર.) મોજ માણવી]

**બહાર-કામ** (બાઃર) ન.] + જુઓ 'બહાર[1]' + 'કામ.[2]'] મકાન કે કારખાનાની બહારની બાજુનું કાર્ય, 'આઉટડોર જૉબ'

**બહાર-કોટ** (બાઃર-) પું., ન. [જુઓ 'બહાર[1]' + 'કોટ.'] કોટ-કિલ્લાના વાસની બહાર આવેલી વસાહત

**બહાર-ચલું** (બાઃર-) વિ. [જુઓ 'બહાર[1]' + 'ચાલવું' + ગુ. 'ઉ'' કૃ.પ્ર.] (લા.) વ્યભિચારી, છિનાળવું

**બહાર-જોતરો** (બાઃર-) વિ., પું. [જુઓ 'બહાર[1]' + 'જોતર' + ગુ· 'ઉં'' ત.પ્ર ] ગાડામાં જોડતી વખતે જોતરના બંને છેડા બહારની બાજુએ રહે એ રીતે જોતરવામાં આવતો બળદ

**બહારણ** (બાઃરણ) ન. [ જુઓ 'બહારવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] ખેતરનો મોલ લીધા પછી બાકી રહેલું ઘાસ વગેરે એકઠું કરવાની ક્રિયા. (૨) સોનીની દુકાનનો કચરો

**બહારણિયો** (બાઃરણિયો) વિ.,પું. [જુઓ 'બહારણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઝાડુ કાઢનાર (૨) ધૂળધોયો

**બહાર-નું** વિ. [ + ગુ. 'નું' છ. વિ. ના અર્થનો અનુગ] જેની સાથે સંબંધ ન હોય તેવું ઇતર

**બહાર-ગામ** (બાઃર-) ન. [જુઓ 'બહાર' + 'ગામ.'] ગામની બહારનું તે તે દૂરનું કે નજીકનું ગામ કે સ્થળ, 'આઉટ સ્ટેશન'

**બહારપગું** (બાઃર-) વિ. [જુઓ 'બહાર[1]' + 'પગ' + ગુ. 'ઉં'' ત.પ્ર.], **બહારલટું** (બાઃર-) વિ. [ + જુઓ 'લોટવું' + ગુ. 'ઉ'' કૃ. પ્ર.] (લા.) જુઓ 'બહાર-ચલું.'

**બહારવટિય(-યે)ણ** (બાઃરવટિય(-યે)ણ) સ્ત્રી. [જુઓ 'બહારવટિયો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] બહારવટિયાની (સાથે બહારવટું ખેડનારી) સ્ત્રી કે બહારવટે ચડેલી સ્ત્રી. (૨) (લા.) શત્રુ સ્ત્રી

**બહારવટિયો** (બાઃર-) પું. [જુઓ 'બહારવટું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બહારવટે નીકળેલો માણસ

**બહારવટું** (બાઃર-) ન., -ટો પું. [જુઓ 'બહાર[1]' + 'વાટ' + ગુ. 'ઉં''-ઓ' ત.પ્ર.] સત્તા પાસેથી દાદ મેળવવા કે અન્ય રાજકીય કારણે હથિયાર લઈ સરકારને અને લોકોને ઓચિંતી ધાડ પાડી હેરાન કરવાની ક્રિયા, બહારવટિયા તરફથી કરવામાં આવતી રંજાડ

**બહાર-વાસ** (બાઃર-) પું. [જુઓ 'બહાર[1]' + સં.] ગામ કે નગરની બહારના ભાગમાં કરેલો નિવાસ. (૨) ગામ કે ઘર વિનાનું રહેઠાણ

**બહારવાસિયું** (બાઃર-) વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] ગામની બહાર રહેનારું (ભંગી વગેરે હરિજનો રહેતા તેથી)

**બ(-બુ)હારવું** સ.ક્રિ. [દે.પ્રા. बउहारी બુહારી, (હિં.), સાવરણી, -ના. ધા.] વાસીદું વાળવું. બ(-બુ)હારાવું કર્મણિ., ક્રિ. બ(-બુ)હારાવવું પ્રે., સ.ક્રિ.

**બ(-બુ)હારાવવું,બ(-બુ)હારાવું** જુઓ 'બ(-બુ)હારવું'માં.

**બહારેતરું,બહારેતુ** (બાઃરે-)[1] વિ. [જુઓ 'બહાર' દ્વારા.] પરગામનું, પરગામથી આવેલું [એમ, મંજૂર

**બ-હાલ** (બાઃલ) ક્રિ. વિ. [ફા. 'બ' + અર.] કાયમ રખાય

**બહાલવું** (બાઃલવું) સ.ક્રિ. [જુઓ 'બહાલ' -- ના. ધા.] વિકસવું. (૨) ખીલવું. (૩) પાંગરવું, ફેલાવું, **બહાલાવું** (બાઃલાવું) કર્મણિ, ક્રિ. **બહાલાવવું** (બાઃલાવવું) પ્રે.,સ.ક્રિ.

**બહાલાવવું, બહાલાવું** (બાઃલા-) જુઓ 'બહાલવું'માં.

**બહાલાં** (બાઃલા) ન., બ.વ. આછી આછી ઊંઘમાં એક સ્વપ્ન આવ્યા પછી બીજું બીજું સ્વપ્ન આવે તેવાં સ્વપ્ન

**બહાલી** (બાઃલી) [ફા. + અર.] ચાલુ રાખવાપણું. (૨) મંજૂરી, 'રૅટિફિકેશન,' 'એપ્રુવલ' [તાર

**બહાલેલું** ન. રેશમ ઉપર ચડાવવા જેવો સોનેરી કે રૂપેરી

**બહાવડો** (બાઃવડો) પું. પ્રાણીની કરોડ અને એની દરેક બાજુનાં પાંસળાં સહિતના માંસનો લોચો

**બહાવરું** (બાઃવરું) જુઓ 'બાવરું.'

**બહાશ** (બાઃશ) વિ. ઝઘડો કરનાર, ઝઘડાખોર, તકરારી

**બહાંચ** (બાંઃચ) ન. હાથે પહેરવાનું એક ઘરેણું

**બહિયાર** (બેઃયારથ) સ્ત્રી. [જુઓ સં. बहिर् દ્વારા.] ગામની સીમ બહાર આવેલી જમીન

**બહિર્-** પૂર્વગ. [સં. बहिस्, જેમાં સમાસના પૂર્વપદમાં આવતા સ્વર અને ઘોષ વ્યંજન પહેલાં र् અને અઘોષ વ્યંજન પહેલાં—'ક-ખ' પૂર્વે અને 'પ-ફ' પૂર્વે ष्, 'ચ-છ' પૂર્વે श् અને 'ત-થ' પૂર્વે स्, અને श् ष् स् પહેલાં અનુક્રમે श् ष्-स् કે વિસર્ગ] બહાર

**બહિરંગ** (બહિરઙ્ગ) ન. [સં. बहिस् + अङ्ग, સંધિથી] બહારનું અંગ. (૨) બહારનો દેખાવ, 'ગેટ-અપ' (દ.બા.). (૩) વિ. બહારનું. (૪) બહાર દેખાતું

**બહિરંતર[1]** (બહિર-તર) વિ. [સં. बहिस् + अन्तर्, સંધિથી] બહારનું તેમ અંદરનું

**બહિરંતર[2]** (બહિર-તર) ન. [સં. बहिस्+अंतर्, સંધિથી]

બહારનું દૂરપણું, બહારનું છેટાપણું
**બહિરાવરણ** ન. [સં. बहिस् + आ-वरण, સંધિથી] બહારનું ઢાંકણ, બહારનું પડ
**બહિરિંદ્રિય** (બહિરિન્દ્રિય) સ્ત્રી. [સં. बहिस् + इन्द्रिय, ન., સંધિથી] હાથ પગ નાક કાન ચામડી એ બહારની કર્મેંદ્રિય
**બહિરુપાધિ** સ્ત્રી. [સં. बहिस् + उपाधि પું., સંધિથી] બહારનું વળગણ, (૨) બહારથી આવેલી મુશ્કેલી કે જંજાળ
**બહિર્ગત** વિ. [સં. बहिस् + गत्त સંધિથી] બહાર રહેલું, 'એક્સ્ટીરિયર'
**બહિર્ગમન** ન. [સં. बहिस् + गमन, સંધિથી] બહાર જવું એ
**બહિર્ગામી** વિ. [સં. बहिस् + गामी પું., સંધિથી] બહાર જનારું [ગોળાકારવાળું, 'કો-વેક્સ'
**બહિર્ગોલ(-ળ)** વિ. [સં. बहिस् + गोल, સંધિથી] બહારથી
**બહિર્જગત** ન. [સં. बहिस् + जगत्. સંધિથી] બહારની દુનિયા [જીવન, વ્યાવહારિક જીવન
**બહિર્જીવન** ન. [સં. बहिस् + जीवन, સંધિથી] બહારનું
**બહિર્દર્શન** ન., [સં. बहिस्+दर्शन, સંધિથી]. **બહિર્દૃષ્ટિ** સ્ત્રી. [સં. बहिस् + दृष्टि. સંધિથી] બહારનું દર્શન, બાહ્ય દૃષ્ટિ, વ્યાવહારિક નજર [(૨) બહારનો ભાગ
**બહિર્દેશ** પું. [સં. बहिस् + देश, સંધિથી] બહારનો પ્રદેશ.
**બહિર્દ્વાર** ન. [સં. बहिस् + द्वार, સંધિથી] મકાન વગેરેની બહારની બાજુનો દરવાજો, બહારનું બારણું
**બહિર્નાસિકા** સ્ત્રી. [સં. बहिस् + नासिका, સંધિથી] નાકનો બહાર દેખાતો ભાગ
**બહિર્ભાગ** પું. [સં. बहिस् + भाग, સંધિથી] બહારનો ભાગ, બહારનો હિસ્સો. (૨) બહિર્દેશ
**બહિર્ભાવ** પું. [સં. बहिस् + भाव, સંધિથી] બહારની સ્થિતિ
**બહિર્ભૂત** વિ. [સં. बहिस् + भूत, સંધિથી] બહારની બાજુ રહેલું, બહારની બાજુનું. (૨) બહિષ્કૃત
**બહિર્ભૂમિ** સ્ત્રી. [સં. बहिस् + भूमि,] જુઓ 'બહિર્દેશ' સંધિથી] [(ગ.)
**બહિર્મધ્ય** ન. [સં. बहिस् + मध्य, સંધિથી] જુઓ 'બહિષ્કેંદ્ર.'
**બહિર્મુખ** વિ. [સં. बहिस् + मुख, સંધિથી] બહારની બાજુ મોઢું રાખીને રહેલું. (૨) બહારના વિષયોમાં આસક્ત. (૩) સાંસારિક કાર્યોમાં રચ્યું પચ્યું રહેલું, (૪) નાસ્તિક, 'એક્સ્ટ્રોવર્ટ' (ભૂ. ગો.)
**બહિર્મુખ-તા** સ્ત્રી. [સં.] બહિર્મુખ હોવાપણું
**બહિર્લંબ** (બહિર્લમ્બ) પું. [સં. बहिस् + लम्ब, સંધિથી] નેવુ અંશથી વધુ અને એકસો અંશથી ઓછો એવો ખૂણો. (ગ.)
**બહિર્લાપિકા** સ્ત્રી. [સં. बहिस् + लापिका, સંધિથી] જેના જવાબ બહારથી મેળવવાના રહે તેવો એક પદ્ય-પ્રકાર. (કાવ્ય.) [રહેનારું, બહારની બાજુનું
**બહિર્વર્તી** વિ. [સં. बहिस् + वर्ती, પું., સંધિથી] બહાર
**બહિર્વસ્ત્ર** ન, [સં. बहिस् + वस्त्र, સંધિથી] બહારનું લૂગડું
**બહિર્વિકાર** પું. [સં. बहिस् + विकार, સંધિથી] બહારનો વિકાર, ચામડીની ઉપરનો રોગ
**બિહર્વૃત્ત** ન. [સં. बहिस् + वृत्त, સંધિથી] જુઓ 'બહિર્ગોલ.'
(૨) ત્રિકોણની એક બાજુને એમ ને એમ અને બીજી બે વધારેલી બાજુઓને સ્પર્શે તેવું વર્તુલ, 'એસ્ક્રાઇબ્ડ સર્કલ.'(ગ.)
**બહિર્વૃત્તિ** સ્ત્રી. [સં. बहिस् + वृत्ति, સંધિથી] બહારની બાજુ આવી રહેવું એ, બાહ્ય દેખાવ. (૨) બહારનું વલણ
**બહિશ્ચર** વિ. [સં. बहिस् + चर, સંધિથી] બહાર ફરનારું
**બહિશ્છેદ** પું. [સં.] बहिस् + छेद, સંધિથી] કોઈ લીટીને અમુક બિંદુ સુધી લંબાવવાથી એ બિંદુ આગળ પડતો ભાગ. (ગ.)
**બહિ(-હે)શ્ત(-સ્ત)** ન. [ફા. બિહિશ્ત્] સ્વર્ગ
**બહિ(-હે)શ્ત(-સ્ત)-નશીન** વિ. [ + ફા.] સ્વર્ગવાસી. (૨) મરણ પામેલું
**બહિષ્કાર** પું. [સં. बहिस् + कार, સંધિથી] બહાર કાઢી મૂકવું એ (સામાજિક વગેરે રીતે), 'બૉયકૉટ' (હ.ગં.શા.) (૨) વાપરવા સામે મનાઈ કરવી એ
**બહિષ્કૃત** વિ. [સં. बहिस् + कृत, સંધિથી] જેનો બહિષ્કાર કરવામાં આવ્યો હોય તેવું
**બહિષ્કેંદ્ર** (બહિષ્કેન્દ્ર) ન. [સં. बहिस् + केन्द्र, સંધિથી] બહારનું બિંદુ, 'એક્સ-સેન્ટર.' (ગ.)
**બહિષ્કોણી** પું. [સં. बहिस् + कोणी, પું., સંધિથી] કોઈ પણ આકૃતિને વધારવાથી થતો ખૂણો, 'એક્સ્ટર્નલ ઍંગલ.' (ગ.)
**બહિ(-હે)સ્ત** જુઓ 'બહિશ્ત.'
**બહિ(-હે)સ્ત-નશીન** જુઓ જુઓ 'બહિશ્ત-નશીન.'
**બહિસ્તલ(-ળ)** ન. [સં. बहिस् + तल] બહારની કે ઉપરની સપાટી [ઉપરની ચામડી
**બહિસ્ત્વચા** સ્ત્રી. [સં. बहिस् + त्वचा] બહારની ચામડી,
**બહિસ્સરણ** ન. [સં. बहिस् + सरण] બહાર જવું એ, બહાર ફરવું એ, બહિઃસરણ
**બહિસ્સંબંધ** (બહિસ્સમ્બન્ધ) પું. [સં. बहिस् + संबन्ध] બહારનો સંબંધ, બહિઃસંબંધ
**બહિસ્સીમા** સ્ત્રી. [સં. बहिस् + सीमा] બહારની હદ, બહિઃસીમા
**બહિઃસરણ** જુઓ 'બહિસ્સરણ.'
**બહિઃસંબંધ** (-સમ્બન્ધ) જુઓ 'બહિસ્સંબંધ.'
**બહિઃસીમા** જુઓ 'બહિસ્સીમા.'
**બહિઃસ્તર** પું. [સં. बहिस् + स्तर] બહારનો થર, ઉપરનો થર
**બહિઃસ્થ** વિ. [સં. बहिस् + स्थ] બહાર રહેલું
**બહિઃસ્થાન** વિ. [સં. बहिस् + स्थान] બહારનું ઠેકાણું
**બહિઃસ્થિત** વિ. [સં. बहिस् + स्थित] જુઓ 'બહિઃસ્થ.'
**બહિઃસ્પર્શ** પુ. [સં. बहिस् + स्पर्श] બહારનો સ્પરા, બહારથી અડકવું એ, બાહ્ય સ્પર્શ
**બહિઃસ્વરૂપ** ન. [સં. बहिस् + स्वरूप] બહારનું સ્વરૂપ, બહારનો દેખાવ, બાહ્ય સ્વરૂપ
**બહુ** વિ. [સં.] ઘણું, પુષ્કળ, ખૂબ વિપુલ. (સંખ્યા તેમ જથ્થા કે માપમાં). [૦ કરી (રૂ.પ્ર.) કમાલ કરી. ૦ જ થઇ (રૂ.પ્ર.) હદ આવી ગઈ, બસ. ૦ થયું (રૂ.પ્ર.) બસ, હાંઉં. ૦ સારું (રૂ.પ્ર.) ઠીક, ભલે]
**બહુકારણ-તા** સ્ત્રી. [સં.] ઘણાં કારણ હયાત હોવાપણું, 'ઓવર-ડિટર્મિનેશન' (ભૂ. ગો.)

**બહુકાલસ્થાયી** વિ. [સં., પું.] લાંબા સમય સુધી ટકી રહેનારું

**બહુ-કેશરી** વિ. [સં., પું.] ઘણા વાળવાળું

**બહુ-કેંદ્રી (-કેન્દ્રી)** વિ. [સં., પું.] અનેક બિંદુઓવાળું

**બહુ-કોણ** વિ. [સં.], **-ણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **-ણી** વિ. [સં., પું.] અનેક ખૂણાઓવાળું. (ગ.)

**બહુ-કોશી(-ષી)** વિ. [સં., પું.] અનેક કોશો-ખાનાંઓવાળું

**બહુ-ખંડી (-ખણ્ડી)** વિ. [સં., પું.] અનેક ખંડોવાળું, અનેક વિભાગોવાળું. (૨) અનેક ઓરડાઓવાળું

**બહુ-ખૂણિયું** વિ. [સં. बहु + જુઓ 'ખણો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બહુ-કોણ.'

**બહુ-ગંધા (-ગન્ધા)** સ્ત્રી. [સં.] પીળી જૂઈ. (૨) ચંપાની કળી. (૩) શાહજીરું [સંબંધ રાખનાર

**બહુ-ગામી** વિ. [સં., પું.] અનેક સ્ત્રીઓ કે પુરુષો સાથે

**બહુગુણ,-ણિત** વિ. [સં.] અનેક-ગણું, 'મલ્ટિપલ'

**બહુ-ગોત્રી** વિ. [સં., પું.] અનેક ગોત્રોવાળું, અનેક કુળોનું

**બહુ-ગ્રાહી** વિ. [સં., પું.] અનેક વિષયો ઉપર પકડ ધરાવનારું

**બહુ-ચક્રી** વિ. [સં., પું.] અનેક ચક્રોવાળું, ઘણાં પૈડાંવાળું

**બહુચર,-રા,-રાજી** સ્ત્રી., બ.વ. [સં. बहुचरा + જુઓ 'જી'.] **રી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] ઉત્તર ગુજરાતના ચું-વાળના પ્રદેશમાં આવેલા એક દેવીસ્થાનની એ નામની દેવી. (સંજ્ઞા.)

**બહુજનતા-વાદ** પું. [સં.] સંપૂર્ણ લોકશાહી

**બહુજનતા-વાદી** વિ. [સં., પું.] સંપૂર્ણ લોકશાહીમાં માનનારું

**બહુજન-માન્ય** વિ. [સં.] અનેક લોકો જેને માન આપે તેવું [ક્રિસમ' (આ. બા.)

**બહુજનતા-વાદ** પું. [સં.] લોકશાહી, સમાજવાદ, 'બોલ્શે-

**બહુજનતાવાદી** વિ. [સં., પું.] બહુજનતાવાદમાં માનનારું, 'બોલ્શેવિક' [લોકોનો સમૂહ, આમ જગત

**બહુજન-સમાજ, બહુજન-સમુદાય** પું. [સં.] અનેક

**બહુજન-સાધ્ય** વિ. [સં.] અનેક લોક ભેળા મળીને સાધે તેવું ['પોલિહેડ્રલ' (ગ.)

**બહુ-તલ** વિ. [સં.] અનેક સપાટીવાળું, અનેક પાર્શ્વવાળું,

**બહુતંતુક (-તન્તુક)** વિ. [સં.] અનેક તાંતણાવાળું

**બહુતંતુ(૦ક)-તા** સ્ત્રી. [સં.] અનેક તંતુ કે ગૂંચ હોવાપણું 'કૉમ્પ્લેક્સિટી' (બ.ક.ઠા)

**બહુ-ત્વ** ન. [સં.] બહુ હોવાપણું, પુષ્કળ-તા

**બહુથડિયું** વિ. [સં. बहु + જુઓ 'થડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] અનેક થડોવાળું (ઝાડ)

**બહુદક્ષિણ** વિ. [સં.] વિપુલ પ્રમાણમાં અપાતી કે અપાયેલી દક્ષિણાવાળું (યજ્ઞ વગેરે)

**બહુદર્શન-સિદ્ધ** વિ. [સં.] ઘણું ઘણું જોયા-જાણ્યા-અનુભવ્યા પછી મળેલું કે મેળવેલું, અનુભવ-સિદ્ધ

**બહુદર્શિ-ત્વ** ન. [સં.] બહુદર્શી હોવાપણું

**બહુદર્શી** વિ. [સં., પું.] ઘણું જોયું-જાણ્યું-અનુભવ્યું હોય તેવું, અનુભવી

**બહુ-દલ** વિ. [સં.] અનેક દલોવાળું (ફૂલ)

**બહુદંતી (-દન્તી)** વિ. [સં., પું.] અનેક દાંતોવાળું, જેને ઘણા દાંત છે તેવું [ઘણું જોયું છે તેવું, અનુભવી

**બહુ-દષ્ટ** વિ. [સં.] ઘણી વાર જોવામાં આવેલું. (૨) જેણે

**બહુદેવ-વાદ** પું. [સં.] અનેક દેવ દેવીઓ છે-માત્ર એક જ ઈશ્વર નથી-એવો મત-સિદ્ધાંત, 'પોલીથીઇઝમ' (અ. ક.)

**બહુદેવવાદી** વિ. [સં., પું.] બહુદેવ-વાદમાં માનનારું. 'પોલીથીસ્ટ'

**બહુદેશિ-તા** સ્ત્રી. [સં.] બહુદેશી હોવાપણું

**બહુદેશી** વિ. [સં., પું.], **-શીય** વિ. [સં.] અનેક દેશોને લગતું. (૨) વિસ્તૃત, વિશાળ

**બહુ દેહી** વિ. [સં., પું.] ઘણાં શરીરોવાળું

**બહુ દોષી** વિ. [સં., પું.] ઘણાં દોષોવાળું, અત્યંત દુષ્ટ

**બહુધા** ક્રિ. વિ. [સં.] અનેક રીતે, અનેક પ્રકારે. (૨) મોટે ભાગે. (૩) ઘણું કરીને

**બહુધાન્ય,૦ક** વિ. [સં.] જ્યાં અનેક પ્રકારનાં ધાન્ય ઉત્પન્ન થાય છે તેવું (પ્રદેશ) [કરનારું

**બહુનાદી** વિ. [સં., પું.] ઘણા અવાજવાળું, ભારે ઘોંઘાટ

**બહુનામી** વિ. [સં., પું.] જેમનાં અનેક નામ છે તેવું

**બહુ-નિવાસ** ન. [સં.] વિશાળ પ્રકારનું મકાન. (સ્થાપત્ય.)

**બહુપગી** વિ., સ્ત્રી. [જુઓ 'બહુપગું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) અફવા

**બહુપગું** વિ. [સં. बहु + જુઓ 'પગ' + ગુ. 'ઉં' ત.પ્ર.] અનેક પગોવાળું (ખાન-ખજૂરો વગેરે જંતુ)

**બહુપતિ-ત્વ** ન. [સં.] જ્યાં ઘણા પતિ કરવામાં આવે છે તેવી સ્થિતિ

**બહુપત્ની(૦ક)-ત્વ** ન. [સં.] જ્યાં ઘણી પત્ની કરવામાં આવે છે તેવી સ્થિતિ, 'પોલીગમી' (દ.બા.)

**બહુપત્ની-વાદ** પું. [સં.] ઘણી પત્ની કરવી એ દોષ નથી એવો મત-સિદ્ધાંત, 'પોલીગમી' (લી. મુનશી)

**બહુપત્નીવાદી** વિ. [સં., પ્ર.] બહુપત્ની-વાદમાં માનનારું

**બહુપદી**[1] વિ. [સં., પું.] જુઓ 'બહુ-પગું.' (૨) ઘણાં પદોવાળું, 'મલ્ટિ-નોમિયલ.' (ગ.)

**બહુપદી**[2] સ્ત્રી. [સં.] બહુરાશિ. (ગ.)

**બહુપરમાણુક** સ્ત્રી. [સં.] અનેક પરમાણુ ધરાવતું

**બહુ-પાદ** વિ. [સં.], **-દી** વિ. [સં., પું.] જુઓ 'બહુપગું.'

**બહુપાર્શ્વક** વિ. [સં.] ઘણાં પડખાંઓવાળું

**બહુપુટી** વિ. [સં., પું.] જેને સિદ્ધ કરવા ઘણા પુટ આપવામાં આવ્યા હોય તેવું (દવા માટેની ધાતુઓની ભસ્મ વગેરે)

**બહુ-પ્રજ** વિ. [સં.] ઘણાં સંતાનોવાળું, ઘણાં બચ્ચાંઓવાળું

**બહુફલી(-ળી)**[1] વિ. [સં., પું.] અનેક ફળોવાળું (વૃક્ષ વગેરે)

**બહુફલી(-ળી)**[2] સ્ત્રી. [સં.] એ નામની એક વનસ્પતિ

**બહુબીન** ન. [સં. + ફા.] એક પ્રકારની નળી કે જેમાં પ્રતિબિંબ પડતાં એકની અનેક આકૃતિઓ દેખાય, 'કૅલિડોસ્કોપ'

**બહુ-બોલું** વિ. [સં. बहु + જુઓ 'બોલવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] બહુ બોલ્યા કરનારું, બોલકું

**બહુભાષિક** વિ. [સં.], **બહુભાષી** વિ. [સં., પું.] જ્યાં અનેક ભાષાઓ પ્રચારમાં છે તેવું (દેશ વગેરે) 'પોલીગ્લોટ'

(૨) અનેક ભાષાનું જ્ઞાન ધરાવનાર. (૩) બહુબોલું

**બહુભોજી** વિ. [સં., પું.] બહુ ખાનારું, અકરાંતિયું.

**બહુ-મત** પું. [સં., ન.] મોટા ભાગનો મત

**બહુમતી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] વિશાળ સંખ્યામાં મત હોવાની સ્થિતિ, 'મૅજોરિટી'

**બહુમતી-વાદ** પું. [+સં.] બહુમતીથી રાજ્ય કે કાર્ય થવું જોઈયે એવો મત-સિદ્ધાંત

**બહુમતી-વાદી** વિ. [+સં., પું.] બહુમતી-વાદમાં માનનારું

**બહુ-માન** ન. [સં.] સારો એવો સમાદર કે સત્કાર, એવા સમાદર કે સત્કારની ભાવના [માન આપ્યું છે તેવું

**બહુ-માનિત** વિ. [સં.] ઘણું માન પામેલું, ઘણાંએ જેને

**બહુ-માન્ય** વિ. [સં.] ઘણાંઓએ જેને કબૂલ કરેલું હોય તેવું. (૨) ઘણાં જેને માન આપે તેવું

**બહુમાન્ય-તા** સ્ત્રી. [સં.] બહુમાન્ય હોવાપણું

**બહુમાર્ગી** વિ. [સં., પું.] અનેક બાજુ નીકળવાનાં દ્વાર હોય તેવું, અનેક બાજુ રસ્તા હોય તેવું

**બહુમાળી** વિ. [સં. + જુઓ 'માળો + ગુ. 'ત.પ્ર.] અનેક માળ કે મજલાઓવાળું, 'મલ્ટિ-સ્ટોરીડ'

**બહુમુકામી** વિ. [સં + જુઓ 'મુકામ' + ગુ. 'ઈ' ત.પ્ર.] અનેક સ્થાનો ઉપર મુકામ કરવામાં આવે તેવું, સફરી, 'પેરિપેટિક'

**બહુમુખ** વિ. [સં.], -ખી વિ. [સં., પું.] અનેક મોઢાવાળું. (૨) અનેક બિંદુઓવાળું, 'મલ્ટિ-પૉઇન્ટ' ['પૉલિપ'

**બહુ-મૂલ(-ળ)** ન. [સં.] અનસ્થિવર્ગનું એક પ્રકારનું જંતુ,

**બહુમૂલી** વિ. [સં., પું.] અનેક મૂળિયાંવાળું

**બહુમૂલું** વિ. [સં. बहु + જુઓ 'મૂલ[૨]' + ગુ. 'ઉં' ત.પ્ર.], **બહુમૂલ્ય** વિ. [સં.] કિંમતી, ભારે કિંમતનું

**બહુમૂળ** જુઓ 'બહુ-મૂલ.' [તેવી પૃથ્વી

**બહુરત્ના** વિ., સ્ત્રી. [સં.] જેમાં ઘણાં રત્ન રહેલાં છે

**બહુરંગિયું** (બહુરઙ્ગિયું) ન. [સં बहुरङ्ग + ગુ. 'ઇયું' ત.પ્ર.] બહુરંગી સાધન કે યંત્ર, 'કૅલિડોસ્કોપ' (અ.ક.ઠા.)

**બહુરંગી** (-રઙ્ગી) વિ. [સં., પું.] અનેક રંગોવાળું. (૨) (લા.) અનેક તાલ કરનારું, અનેક રીતભાત બદલનારું. (૩) (લા.) વાતવાતમાં ફરી જાય તેવું

**બહુ-રાશિ** સ્ત્રી. [સં., પું.] ઘણાં પદ અપાયે એક છેલ્લું ખાલી પદ શોધવાની રીત. (ગ.) [(કા. છ.)

**બહુરાષ્ટ્રિય** વિ. [સં.] અનેક રાષ્ટ્રોને લગતું, 'ઇન્ટર-નૅશનલ'

**બહુરૂપક-તા** સ્ત્રી. [સં.] એક જ પદાર્થનું વિભિન્ન રૂપોમાં અસ્તિત્વ ['પર્સનાલિટી' (ભૂ. ગો.)

**બહુરૂપ-જીવી** વિ. [સં.,પું.] અનેક વ્યક્તિત્વવાળું 'મલ્ટિપલ-

**બહુરૂપ-તા** સ્ત્રી. [સં.] એક જ પદાર્થનાં બહુ રૂપ હોઈ શકે યા બની શકે તેવી સ્થિતિ. (૨) એક જ વ્યક્તિના અનેક પ્રકારના દેખાવોની સ્થિતિ, 'વર્સેટિલિટી'

**બહુરૂપિ-તા** સ્ત્રી. [સં.] બહુરૂપી હોવાપણું.

**બહુરૂપી** વિ. [સં., પું] અનેક રૂપ ધારણ કરનારું, તરેહવાર વેશ-પલટા કરનારું. (૨) (લા.) માયાવી

**બહુલ** વિ. [સં.] ઘણું, અધિક. (૨) ન. એકનાં અનેક શબ્દરૂપ હોવાપણું, વિકલ્પ, વિભાષા. (વ્યા.)

**બહુલક્ષી** વિ. [સં.] અનેક હેતુવાળું, વિવિધલક્ષી, 'મલ્ટિ-પર્પઝ'

**બહુલ-તા** સ્ત્રી. [સં.] પુષ્કળ હોવાપણું, (૨) રેલમછેલ

**બહુ-લિંગી** (-લિઙ્ગી) વિ. [સં., પું.] અનેક ચિહ્નોવાળું. (૨) (લા.) જુઓ 'બહુરૂપી.' [વચન. (વ્યા.)

**બહુ-વચન** ન. [સં.] એકથી વધુ બતાવનાર લક્ષણ, અનેક-

**બહુવચની** વિ. [સં., પું.] અનેક વચન બદલીને કહેનારું

**બહુવર્ણ-તા** સ્ત્રી. [સં.] બહુરંગી હોવાપણું

**બહુવર્ણી** વિ. [સં., પું.] અનેક રંગોવાળું, રંગબેરંગી, બહુરંગી. (૨) અનેક જ્ઞાતિઓવાળું

**બહુવર્ષ-જીવી** વિ. [સં, પું.] ઘણાં વર્ષો સુધી જીવનારું, દીર્ઘજીવી, દીર્ઘાયુષી [જ્ઞાન ધરાવનારું

**બહુ-વિદ્ય** વિ. [સં.] ઘણું ભણેલું. (૨) અનેક વિદ્યાઓનું

**બહુ-વિધ** વિ. [સં.] અનેક પ્રકારનું, વિભિન્ન

**બહુવ્યક્તિ-વાચક** વિ. [સં.] અનેકને લાગુ પડે તેવું, સામાન્ય, 'જનરલ' (મ.ન.)

**બહુ-વ્રીહિ** વિ. [સં.] જેમાં ઘણા ચોખા છે તેવું (ખેતર વગેરે). (૨) (લા.) જેમાં ઘણાં પદ છે તેવો વિશેષણાત્મક એક સમાસ. (વ્યા.)

**બહુ-શઃ** ક્રિ. વિ. [સં.] અનેક પ્રકારે, અનેક રીતે. (૨) વારંવાર. (૩) ખૂબ પ્રમાણમાં [(ઝાડ વગેરે)

**બહુ-શાખ** વિ. [સં.] અનેક શાખાઓ-ઉપશાખાઓવાળું

**બહુ-શૃંગી** (-શૃઙ્ગી) વિ. [સં.,પું.] અનેક શિંગડાંવાળું. (૨) અનેક શિખરોવાળું ['ડેમોક્રસી' (મન-રવ.)

**બહુ-શાસન** ન. [સં.] ઘણા લોકોથી ચાલતું રાજ્ય-તંત્ર,

**બહુશાસની** વિ. [સં., પું.] મળીને ઘણાં લોક જ્યાં રાજ્ય-શાસન કરતાં હોય તેવું (રાજ્ય-તંત્ર), 'ડેમોક્રેટિક'

**બહુ-શ્રુત** વિ. [સં.] જેણે ઘણું ઘણું સાંભળ્યું છે તેવું, અનેક શાસ્ત્રોનું શ્રવણ કર્યું છે તેવું અનુભવી, વિદ્વાન, 'વર્સેટાઇલ'

**બહુશ્રુત-તા** સ્ત્રી. [સં.] બહુ-શ્રુત હોવાપણું, 'વર્સેટિલિટી'

**બહુ-સંખ્ય,૦ક** (-સઙ્ખ્ય, ૦ક) વિ. [સં.] ગણતરીમાં ઘણું, ઘણી સંખ્યાવાળું, સંખ્યા-બંધ ['કૉન્સેન્સસ'

**બહુ-સંમતિ** (-સમ્મતિ) સ્ત્રી. [સં.] મોટા ભાગનો અભિપ્રાય,

**બહુસૂત્રી** વિ. [સં., પું.] અનેક તંતુઓ-તાંતણાવાળું. (૨) ઘણા સૂત્રગ્રંથ-શાસ્ત્રગ્રંથોનું જ્ઞાન મેળવ્યું છે તેવું. (૩) (લા.) ગૂંચવાયેલું, 'કૉમ્પ્લેક્સ'

**બહુસ્તરી** વિ. [સં., પું.] એક ઉપર એક એમ અનેક થર આવ્યા હોય તેવું, અનેક પડોવાળું

**બહુસ્ત્રી-પરિણય** પું. [સં.] અનેક પત્નીઓ સાથેનો વિવાહ-સંબંધ, બહુપત્નીત્વ, 'પોલીગમી.' (મન. રવ.)

**બહુહિત-વાદ** પું. [સં.] ઘણાંનું હિત થાય એ જાતની પ્રવૃત્તિ કરવાનો મત-સિદ્ધાંત

**બહુહિતવાદી** વિ. [સં., પું.] બહુહિત-વાદમાં માનનારું

**બહુહેતુક** વિ. [સં.] અનેક હેતુઓવાળું, 'મલ્ટિ-પર્પઝ'

**બહૂક્તિ** સ્ત્રી. [સં. बहु + उक्ति] થોડા શબ્દોએ ચાલે ત્યાં ઘણા શબ્દ કહેવા એ

**બહેક** (બૅઃક્ય) સ્ત્રી. [જુઓ 'બહેકવું.'] ભભક, સુવાસ,

ખુશબો, સુગંધ, સોડમ, મહેક, મઘમઘાટ

**અહેકવું** (બ઼ે:કવું) અ. ક્રિ. મહેકવું, મઘમઘવું. (૨) (લા.) છકી જવું, ગર્વ સાથે તોફાની બનવું. **અહેકાવું** (બ઼ે:કાવું) ભાવે, ક્રિ. **અહેકાવવું** (બ઼ે:કાવવું) પ્રે., સ. ક્રિ.

**અહેકાટ** (બ઼ે:કાટ) પું. [જુઓ 'અહેકવું + ગુ. 'આટ' કૃ.પ્ર.] અહેકવું એ.

**અહેકાવવું, અહેકાવું** '(બ઼ે:કા-) જુઓ 'અહેકવું'માં.

**અહેચરા,૦જી** (બ઼ે:ચરા,૦જી) જુઓ 'બહુચર.'

**અહેડું** (બ઼ે:ડું) ન. [સં. बिभीतक- > પ્રા. बिहीडअ-] અહેડાના ઝાડનું ફળ

**અહેડો** (બ઼ે:ડો) પું. [જુઓ 'અહેડું.'] ત્રિફળામાં કામ લાગતાં હરડાં અને આમળાંમાં ઉમેરાતાં ત્રીજાં ફળ 'અહેડાં'નું ઝાડ [ઠીક. (૨) વધુ યોગ્ય, મુનાસિબ

**અહેતર** (બ઼ે:તર) વિ. [ફા. બહ્તર્] વધુ સારું, વધારે

**અહેતરી** (બ઼ે:તરી) સ્ત્રી. [ફા. બહ્તરી] વધુ સારું હોવાપણું. (૨) મુનાસિબપણું, વધુ યોગ્ય હોવાપણું. (૩). ઉન્નતિ, ચડતી, અભ્યુદય

**અહેન** (બ઼ે:ન) સ્ત્રી, [સં. भगिनी > પ્રા. बहिणी, પણ કોઈ કારણે 'ણ્' > 'ન્'] એક માતા-પિતા મોઈ-ફુવા કાકા-કાકી મામા-મામી માસા-માસીની દીકરી પરસ્પર એવાં ભાઈને અને બહેનને. (૨) પવિત્ર સંબંધે સ્ત્રી સામાન્ય. (૩) કોઈ પણ સ્ત્રીના નામને અંતે આદરાર્થે ('વિદ્યાબહેન' વગેરે)

**અહેન-જી** (બ઼ે:ન-જી) ન., બ.વ. [+જુઓ 'જી' માનાર્થે.] (માનાર્થે) સર્વસામાન્ય નાનીમોટી સ્ત્રી [(પદ્યમાં.)

**અહેનડ,-ડી** સ્ત્રી. [+ ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] (વહાલમાં) બહેન.

**અહેન-પણાં** (બ઼ે:નપણાં) ન., બ.વ. [+ ગુ. 'પણું' ત.પ્ર.] સ્ત્રીઓની પરસ્પર મિત્રાચારી

**અહેન-પણી** (બ઼ે:ન-પણી) સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સ્ત્રી મિત્ર, સહિયર, સખી, સાહેલી

**અહેનાં** (બ઼ે:નાં) ન., બ.વ. [+ ગુ. 'આં' બ.વ., પ્ર.] 'બહેન'ને સંબોધન (માનાર્થે) [સંબોધનમાં) બહેન

**અહેની** (બ઼ે:ની) સ્ત્રી. [ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] (એકવચને

**અહે-બાકળું** (બ઼ે:બાકળું) વિ. [સં. भय-व्याकुलक દ્વારા જૂ.ગુ. 'બિહિ-વાકુલઅ.'] જુઓ 'બે-બાકળું.'

**અહેર** (બ઼ે:રચ) વિ., ક્રિ. વિ. [સં. बधिर > પ્રા. बहिर] બહેરું (કાને ન સંભળાય એમ). [૦ મારવું (રૂ.પ્ર.) નિષ્ક્રિય બનવું. (૨) જડ થઈ જવું. અક(-ક)-**ળ અહેર મારવી** (-બ઼ે:રચ-) લાગણીહીન બનવું]

**અહેરાટ** (બ઼ે:રાટ) પું. [જુઓ 'બહેરું' + ગુ. 'આટ' ત.પ્ર.], **અહેરાશ** (બ઼ે:રાશ્ય) સ્ત્રી. [+ ગુ. 'આશ' ત.પ્ર.] બહેરાપણું

**અહેરી** (બ઼ે:રી) સ્ત્રી. [જુઓ 'બહેરું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત

**અહેરું** (બ઼ે:રું) વિ. [સં. बधिरक- > પ્રા. बहिरअ-] કાને સાંભળવાની ઓછી શક્તિ કે મુદ્દલે શક્તિ ન હોય તેવું. (૨) (લા.) લાગણી ન થાય તેવું (ચામડી વગેરે), જડ. [-રા આગળ શંખ (-શઙ્ખ) (રૂ.પ્ર.) અપાત્રને શિખામણ]

**અહેલાવવું** (બ઼ે:લાવવું) જુઓ 'બહલાવવું.' **અહેલાવાવું** (બ઼ે:લાવાવું) કર્મણિ., ક્રિ.

**અહેલાવો** (બ઼ે:લાવો) જુઓ 'બહલાવો.'

**અહેશ્ત(-સ્ત)** જુઓ 'બહિશ્ત.'

**અહેશ્ત(-સ્ત)-નશીન** જુઓ 'બહિશ્ત-નશીન.'

**અહોડો** (બ઼ો:ડો) પું. કન્યાએ પોતાને સાસરે પાછું આવવું એ

**અહોતરું** (બ઼ો:તરું) જુઓ 'બોતરું.'

**અહો(-હોં)તાળ** (બ઼ો:(-બ઼ોં:)તાળ્ય) સ્ત્રી. [સં. बहुत्व- > પ્રા. बहुत्त નો વિકાસ] બહોળપ, બહોળાપણું, પુષ્કળતા

**અહોરવું** (બ઼ો:રવું) જુઓ 'બહારવું.' **અહોરાવું** (બ઼ો:રાવું) કર્મણિ., ક્રિ. **અહોરાવવું** (બ઼ો:રાવવું) પ્રે., સ. ક્રિ.

**અહોરાવવું, અહોરાવું** (બ઼ો:રા-) જુઓ 'બહા(-હો)રવું'માં.

**અહોરો** (બ઼ો:રો) પું. ઘાસ હાંકવા માટેનું પૈયું

**અહોળ** (બ઼ો:ળ્ય), **-ળાઈ,-ળાશ** (બ઼ો:ળાશ્ય) સ્ત્રી. [જુઓ 'બહોળું' અને + ગુ. '(અ)પ'-'આઈ'-'આશ' ત. પ્ર.] બહોળાપણું

**અહોળું** (બ઼ો:ળું) વિ. [સં. बहुलक > પ્રા. बहुलअ- > જૂ. ગુ. 'બહુલઅ-'] જથ્થામાં પુષ્કળ, વિપુલ, વિસ્તારવાળું. [-ળે હાથે (રૂ.પ્ર.) ઉદારતાથી]

**અહોંતાળ** (બ઼ોં:તાળ્ય) જુઓ 'બહોતાળ.'

**અહ્વર્થ** વિ. [સં. बहु+ अर्थ] ઘણા અર્થવાળું જેના ઘણા અર્થ થાય તેવું. (૨) ઘણાં પ્રયોજનોવાળું, બહુહેતુક. (૩) પૈસાદાર, માલદાર

**અળ** ન. [સં. बल] બલ, જોર, તાકાત, કૌવત, સામર્થ્ય. [૦ ઉમેરવું (રૂ.પ્ર.) મદદ કરવી. ૦ મારવું (રૂ.પ્ર.) બળ એકત્ર કરવું] [થતી બળતરા

**અળક** (-કચ) સ્ત્રી. [જુઓ 'બળવું' + ગુ. 'ક' કૃ.પ્ર.] પેટમાં

**અળકટ** વિ. જુઓ 'બળ' દ્વારા.] બળવાન, બળિયું, જબરું. મજબૂત

**અળકણ** વિ. [જુઓ 'બળવું' + ગુ. 'ક' + 'અણ' કૃ. પ્ર.] બળતરા કરવાના સ્વભાવવાળું, બળતિયું, બળતલ, બળતણિયું

**અળકણું** વિ. [જુઓ 'બળવું' + ગુ. 'ક' + 'ણું' કૃ.પ્ર.] બળવાના ગુણવાળું.' સળગી ઊઠે તેવું. (૨) જુઓ 'બળકણ.'

**અળ-કર, અળ-કારક, અળ-કારી** જુઓ 'બલ-કર'-'બલ-કારક'–'બલ-કારી.'

**અળ-ક્ષય** જુઓ 'બલ-ક્ષય.'

**અળખો** પું. [રવા.] કફનો નીકળતો લોંદો, બલગમ

**અળગ** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'બળવું[૨]' દ્વારા.] (લા.) માનસિક દુઃખ

**અળ-જબરાઈ** સ્ત્રી. [જુઓ 'બળ' + 'જબરું + ગુ. 'આઈ' ત.પ્ર.], **અળ-જબરી** સ્ત્રી. [ ગુ. 'ઈ' ત.પ્ર ], **અળજોરી** સ્ત્રી. [ + જુઓ 'જોર' + ગુ. 'ઈ ' ત.પ્ર.] જબરદસ્તી, જોરાવરી, 'એક્સ્ટોર્શન' [(૨) (લા.) બળની ખુમારી

**અળ-ઠણકાર** પું. [જુઓ 'બળ'+'ઠણકાર.'] બળનો રણકો.

**અળઠી** સ્ત્રી. કાથીની છ સીંદરીની એક બનાવટ (કે જે ગાડામાં માલ બાંધવા વપરાય છે.)

**અળવું** ન. તલના છોડની શિંગ [જ્વલન, જલન

**અળણ** ન. [જુઓ 'બળવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] બળવું એ,

**અળતણ** ન. [જુઓ 'બળવું' દ્વારા.] બાળવાના કામમાં

આવતાં છાણાં લાકડાં કોલસા કોયલા પેટ્રોલ તેલ વગેરે પદાર્થ, ઈંધન, 'ફ્યુઅલ'

**બળતણિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બળકણ.'

**બળતર** (-રય), **-રા** સ્ત્રી. [જુઓ 'બળવું' + ગુ. 'તર,-રા' કૃ. પ્ર.] દાઝવાથી ચામડીને થતી પીડા કરનારી અસર. (૨) (લા.) માનસિક તાપ

**બળતલ** વિ. [જુઓ 'બળવું' દ્વારા.] જુઓ 'બળકણ.'

**બળતાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'બળવું' દ્વારા.] મનનો સંતાપ, માનસિક બળતરા [ત.પ્ર.] જુઓ 'બળકણ.'

**બળતિયું** વિ. [જુઓ 'બળવું' +ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઇયું'

**બળ-તુલા** સ્ત્રી. [જુઓ 'બળ'+સં.] બળની સમતોલ સ્થિતિ, બળનું ધરકધરપણું, 'બૅલૅન્સ ઑફ પાવર' (ન.લ.)

**બળતેરું** વિ. [જુઓ 'બળવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'એરું' ત.પ્ર.] જુઓ 'બળકણ.'

**બળદ(ધ-)** પું. [સં. बलिवर्द > પ્રા. बलिउद्द] (ખાસ કરીને ખસી કરેલો) ગાયનો નર. (૨) (લા.) મૂર્ખ, ગમાર

**બળદ-ગાડી** સ્ત્રી,**-ડું** ન. [+ જુઓ 'ગાડી'-'ગાડું.'] બે બળદ જોડેલું વાહન, બેલ-ગાડી

**બળદ-મુતરણું** ન. [+ જુઓ 'મુતરણું.'] (લા.) વાંકી-ચૂકી લીટી. (૨) વાંકી-ચૂકી આ-કૃતિ [ગમાણ

**બળદ-શાળા** સ્ત્રી. [+ સં. शाला] બળદ કે બળદો રાખવાની

**બળદાયક, બળ-દાયી** જુઓ 'બલ-દાયક' 'બલ-દાયી.'

**બળ-દાર** વિ. [જુઓ 'બળ' + ફા. પ્રત્યય] બળવાન

**બળદિયું** ન. [જુઓ 'બળદ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનો બળદ

**બળદિ(-ધિ)યો** પું. [જુઓ 'બળદિયું.'] જુઓ 'બળદ.' (૨) (લા.) કામનો ઢરડો કરનાર માણસ

**બળ-દેવ** જુઓ 'બલ-દેવ.'

**બળધ** જુઓ 'બળદ.'

**બળધિયો** જુઓ 'બળદિયો.' (૨) થાળા ઉપર ગરેડી ફરવાનો બે ફૂટ જેવડો લાંબો આંકાવાળો લાકડાનો તે તે કટકો

**બળધીંડો** પું. [જુઓ 'બળધ.' + ગુ. 'ઈંડું' સ્વાર્થે ત. પ્ર.] બળદ. (૨) (લા.) લોંઠકો માણસ [મજબૂત

**બળ-પારી** વિ. [જુઓ 'બળ' + સં., પું.] (લા.) ઘણું

**બળપૂર્વક** જુઓ 'બલ-પૂર્વક.'

**બળ-પ્રદ** જુઓ 'બલ-પ્રદ.'

**બળ-પ્રભાવ** જુઓ 'બલ-પ્રભાવ.'

**બળ-પ્રયોગ** જુઓ 'બલ-પ્રયોગ.' [જુઓ 'બળતરા.'

**બળ-બળ** (બળ્ય-બળ્ય) સ્ત્રી. [જુઓ 'બળવું.[૨]'-દ્વિર્ભાવ.]

**બળબળતું** વિ. [જુઓ 'બળવું[૨]' + ગુ. 'તું' વર્ત. કૃ.' પહેલી બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] ખૂબ સળગી ઊઠેલું. (૨) (લા.) પીડાતું, ચિંતા-ગ્રસ્ત [એક ફૂળ

**બળ-બિંબ** (-બિમ્બ) ન. [જુઓ 'બળ' + સં.] એ નામનું

**બળ-ભદ્ર** જુઓ 'બલ-ભદ્ર.'

**બળ-ભંગ** (-ભઙ્ગ) ન. [જુઓ 'બળ' + સં.] બળ ભાંગી પડવાની ક્રિયા. (૨) વિ. જેનું બળ ભાંગી પડ્યું હોય તેવું

**બળ-મહત્તા** જુઓ 'બલ-મહત્તા.'

**બળ-રામ** જુઓ 'બલ-રામ.'

**બળ-રેખા** જુઓ 'બલ-રેખા.'

**બળવજ** પું. એ નામની એક વનસ્પતિ, પાનો

**બળવતી** જુઓ 'બલવતી.'

**બળવત્તર** સઓ 'બલવત્તર.'

**બળવત્તા** જુઓ 'બલવત્તા.'

**બળ-વર્ધક** જુઓ 'બલ-વર્ધક.'

**બળ-વર્ધન[૧-૨]** જુઓ 'બલ-વર્ધન[૧-૨]'

**બળવર્ધિની** જુઓ 'બલવર્ધિની.'

**બળ-વંત** (-વન્ત), **-તું**, (-વન્તું) જુઓ 'બલ-વંત,-તું.'

**બળવા-ખોર** વિ. [જુઓ 'બળવો' + ફા. પ્રત્યય] બળવો કરનાર, બંડ ઉઠાવનાર, બંડખોર ['બળવાખોર'

**બળવા-બાજ** વિ. [જુઓ 'બળવો' + ફા. પ્રત્યય.] જુઓ

**બળ-વાન** જુઓ 'બલ-વાન.'

**બળવું[૧]** વિ. [જુઓ 'બળ' દ્વારા.] જુઓ 'બળવંત.'

**બળવું[૨]** અ ક્રિ. [સં. ज्वल् > પ્રા. वल, बल] સળગવું, દાહ પામવો. (૨) રોશની આપવી, ઝગમગવું. (૩) (લા.) મનમાં જ્વલન અનુભવવું, ચિંતા કર્યા કરવી. [**-તા પર મીઠું ભભરાવવું** (રૂ.પ્ર.) દુઃખમાં ઉમેરો કરવો. **-તામાં ઘી હોમવું** (રૂ.પ્ર.) ઉશ્કેરણી કરવી. (૨) ઝઘડામાં ઉમેરો કરવો. **-તામાં હાથ ઘાલવો** (રૂ.પ્ર.) નિષ્ફળ જવાના કામની જવાબદારી લેવી. **-તી તાપણીએ તાપવું** (રૂ. પ્ર.) અનાયાસે મળતાનો લાભ લેવો. **-તું ઘર કૃષ્ણાર્પણ** (રૂ. પ્ર.) નકામી ચીજનો ધર્માદો. **-તું સંકોરવું** (-સઙ્કોરવું) (રૂ.પ્ર.) ચિંતામાં વધુ ઉમેરો કરવો. **બળી એ વાત** (રૂ. પ્ર.) વાત કે પ્રસંગને છોડી દેવાં. **બળીને ખાખ થઈ જવું** (રૂ.પ્ર.) અદેખાઈથી મનમાં દુઃખ ભોગવવું. **બળી મરો** (રૂ.પ્ર.) દૂર થાઓ. **બળ્યું** (રૂ.પ્ર.) જવા દો. **બળ્યું મારું રૂપ** (રૂ.પ્ર.) રૂપ પ્રત્યે અભાવ.] **બળાવું** કર્મણિ. ક્રિ. **બાળવું** પ્રે., સ.ક્રિ. **બળાવવું** પુનઃ પ્રે.,સ.ક્રિ.

**બળવું-જ(-ઝ)ળવું** અ.ક્રિ [જુઓ 'બળવું[૨]' + 'જ(-ઝ)ળવું.' (લા.) માનસિક રીતે તાપ અનુભવવો

**બળવો** પું. [અર. બલ્વહ્] બંડ, સત્તા સામે હથિયાર લઈ ઊઠવું એ. [**૦ ઊઠવો, ૦ જાગવો** (રૂ.પ્ર.) સત્તા સામે બંડ બખેડા શરૂ થવાં]

**બળ-શાલી,-ળી** જુઓ 'બલ-શાલી.'

**બળ-સંપન્ન** (-સમ્પન્ન) જુઓ 'બલ-સંપન્ન.'

**બળ-સંયોજન** (-સંયોજન) ન. [સં.] અનેક બળોને એકઠાં કરવાનું કાર્ય

**બળ-હીણુ** વિ. [જુઓ 'બળ' + સં. हीन], **-ન** વિ, [+ સં. જુઓ 'બલ-હીન.'

**બળાઈ** સ્ત્રી. તાજી વિયાયેલી ગાય કે ભેંસના ઓર પડયા પહેલાંના ખીરામાં ખાંડ નાખી ગરમ કરી બનાવેલી મીઠાઈ

**બળાક્રમ** વિ. [સં. बलात् + कर्म. (સૌ.)] બળથી આગળ વધેલું, બળિયું

**બળાખો** પું. [જુઓ 'બળવું[૨]' દ્વારા.] (લા.) પેટ-બળતરા

**બળાત્કાર** જુઓ 'બલાત્કાર.'

બળાપો પું. [જુઓ 'બળવું[૨]' + ગુ. 'આપો' કૃ.પ્ર.] જુઓ 'બળતર(૨).' [૦ કાઢવો (રૂ.પ્ર.) મનનું દુઃખ બીજા સમક્ષ કહી બતાવવું]

બળાબળ જુઓ 'બલાબલ.'

બળાવવું, બળાવું જુઓ 'બળવું'માં.

બળિ જુઓ 'બલિ.'

બળિ-દાન જુઓ 'બલિ-દાન.'

બળિયા, ૦ કાકા, ૦ બાપજી પું., બ.વ. [જુઓ 'બળિયું' + 'કાકા'-'બાપજી.'] શીતળા, શીળી, સેયડ (એક ચેપી રોગ.) (૨) શીળી વગેરે ઓખો નીકળે છે તેની શાંતિ માટે મનાતો એક દેવ. [૦ આવવા ૦ નીકળવા, ૦ પધારવા (રૂ.પ્ર.) શીતળાનો રોગ થવો ૦ કઢાવવા, ૦ ટંકાવવા (-ટઙ્કાવવા), ૦ ઓકાવવા (રૂ. પ્ર.) શીતળાની રસી મુકાવવી]

બળિયું વિ. [જુઓ 'બળ + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બલ-વંત.'

બળિયેલ વિ [+ ગુ. 'એલ' ત. પ્ર.] (લા.) મનમાં બળ્યા કરતું. (૨) ચીડિયું. (૩) ઈર્ષ્યા-ખોર

બળિ-રાજા જુઓ 'બલિ(૩)'–'બલિ-રાજા.'

બળિષ્ઠ જુઓ 'બલિષ્ઠ.'

બળી જુઓ 'બળાઈ.' (૨) ચોમાસામાં ઊગતી બિલાડીના ટોપ નામની વનસ્પતિ, ફૂગ

બળુકાઈ સ્ત્રી. [જુઓ 'બળૂકું' + ગુ. 'આઈ' ત. પ્ર.] બળવાનપણું, જોરુકાઈ

બળુ-ઝળુ વિ. [જુઓ 'બળવું' + 'ઝળવું' + બંનેને ગુ. 'ઉ' કૃ. પ્ર.] (લા.) સતત પીડા પામ્યા કરતું

બળુકાં ન., બ.વ. એ નામની એક વનસ્પતિ, કાળી ફૂલડી

બળૂકું વિ. [જુઓ 'બળ' દ્વારા.] લોંઠકું, બળવાન, બળિયું, જોરાવર, અગેતું

બળેડું ન., -ડો પું. [જુઓ 'બળવું[૨]' દ્વારા.] દાઝીને વાસણની અંદરની દીવાલે ચોટેલું અનાજ

બળેલું વિ. [જુઓ 'બળ' દ્વારા.] બળિયું, બળૂકું

બળેવ (-વ્ય) સ્ત્રી શ્રાવણી પૂર્ણિમા, નાળિયેરી પૂનમ (બ્રાહ્મણોને જનોઈ બદલવાનો ધાર્મિક તહેવાર). [-વે બારસું બેસવું (-બેસવું) (રૂ.પ્ર.] નાની ઉંમરનું હોવું]

બળેવિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બળેવને લગતું. (૨) બળેવને દિવસે વવાયેલું

બળેવિયો વિ., પું. [જુઓ 'બળેવિયું.'] આવતા વર્ષનો વરસાદ જાણવા બળેવને દિવસે વિધિ કરનાર માણસ

બળોળવું અ. ક્રિ. [રવા.] (બેટાનું) મરણ સમયે બરાડવું

બળોતિયું જુઓ 'બાળોતિયું.' [જુઓ 'બંકો'

બંકડો (બઙ્કડો) પું. [જુઓ 'બંકો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.]

બંકાવલી (બઙ્કાવલી) વિ. સ્ત્રી. [જુઓ 'બંકો' દ્વારા.] ફાંકડી સ્ત્રી

બંકિમ (બઙ્કિમ) વિ. [જુઓ 'બંકું' દ્વારા., બંગા.) વાંકું- (૨) (લા.) ફાંકડું, બંકું [ચાલનારું, ફાંકડું, છેલબટાઉ

બંકું વિ. [સં. वक्रक- > પ્રા. वंकअ- > હિં 'બંકા'] ટેઢી ચાલ

બંકે-રાવ (બઙ્કે-રાવ) પું. [જુઓ 'બંકું.' + 'રાવ '] (લા.) ફાંકડો વરણાગિયો પુરુષ, બાંકેરાવ, છેલબટાઉ

બંકો (બઙ્કો) વિ., પું. જુઓ 'બંકું.'] જુઓ 'બંકેરાવ.' (૨) (લા.) વિજયી માણસ [પાડવી, બખાળવું

બંખારવું (બઙ્ખારવું) અ. ક્રિ. [રવા.] બંખારો કરવો, બૂમ

બંખારો[૧] (બઙ્ખારો) પું. [જુઓ 'બંખારવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] ઘુમાટો, બૂમ, મોટો ઘાંટો. (૨) ગાય કે બળદે કરેલી મોટી ભાંભર [એ નામનો એક ક્ષાર

બંખારો[૨] (બઙ્ખારો) પું. [જુઓ 'ખારો.' અર્થહીન પૂર્વગ]

બંગ[૧] (બઙ્ગ) ન., સ્ત્રી. [સં., ન.] સીસું [દેશ. (સંજ્ઞા.)

બંગ[૨] (બઙ્ગ) પું. [સં.] પ્રાચીન કાલથી જાણીતો બંગાળ

બંગ[૩] (બઙ્ગ) પું. રીત, તરહ, (૨) તર્ક. (૩) નમૂનો (આ શબ્દ વ્યાપક નથી.) [મજબૂત બંધન

બંગડ (બઙ્ગડ) ન. હાથીના દાંત ઉપર બાંધવામાં આવતું

બંગડી સ્ત્રી. [અં. 'બેન્ગલ'] (ખાસ કરીને) કાચની સળીની કે પ્લાસ્ટિકની સળીની પાતળા ઘાટની ચૂડી, કાંબડી, કામળી. [૦ પહેરવી (-પે :રવી) (રૂ. પ્ર.) નામર્દાઈ બતાવવી]

બંગડી-સાર પું. [જુઓ 'બંગ[૧]' + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર +સં.] સીસાનો ખાર, બંખારો [એક રમત

બંગડી-દા પું. [જુઓ 'બંગડી' + 'દા.'] (લા.) એ નામની

બંગ-દેશ (બઙ્ગ-) પું. [સં.] જુઓ 'બંગ.[૨]'

બંગદેશીય (બઙ્ગ-) વિ. [સં.] બંગાળ દેશનું, બંગાળી

બંગ-ભસ્મ (બઙ્ગ-) સ્ત્રી. [સં.], ન.] રાસાયણિક પ્રક્રિયાથી સીસાની બનાવેલી ખાખ. (વૈદક.)

બંગ-ભંગ (બઙ્ગ-ભઙ્ગ) પું. [સં.] ઈ.સ.૧૯૦૫માં લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા એ ક્રિયા [ભાષા. (સંજ્ઞા.)

બંગ-ભાષા (બઙ્ગ-) સ્ત્રી. [સં.] બંગાળ દેશની ભાષા, બંગાળી

બંગ-ભૂમિ (બઙ્ગ-) સ્ત્રી. [સં.] જુઓ 'બંગ.[૨]'

બંગલા વિ. [સં. वङ्ग દ્વારા, હિં.] બંગાળ દેશને લગતું (ભાષા લિપિ દેશ સાહિત્ય વગેરે) [પીરસવાની વાટકી

બંગલી[૧] સ્ત્રી. [જુઓ 'બંગલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

બંગલી[૨] સ્ત્રી. [જુઓ 'બંગલો[૨]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો બંગલો (૨) અગાશીમાંની નાની ઓરડી

બંગલું ન. [સં. वङ्ग દ્વારા.] કાંસાની તાંસળી, કાંસાનું છાલિયું

બંગલે-દાર વિ. [જુઓ 'બંગલો[૨]' + ફા. પ્રત્યય.] બંગલાવાળું, બંગલાનું માલિક. (૨) બંગલાના ઘાટનું

બંગલો[૧] ન. [સં. वङ्ग દ્વારા] બંગાળમાં મુખ્યત્વે થતી નાગરવેલનાં પાનની એક જાત

બંગલો[૨] પું. [અં. માં સ્વીકારાયો છે, પણ મૂળ બંગાળી 'બંગલા'—ચાર ઓરડાનું ફરતી ખુલ્લી જમીનવાળું ઘાસ-છાયું મકાન] વાડી બાગ વગેરેમાંનું હવા-ઉજાશવાળું એકમાળી એકલું મકાન [સાહિત્ય

બંગ-સાહિત્ય (બઙ્ગ-) ન. [સં.] બંગાળી ભાષામાં રચાયેલું

બંગારવું (બઙ્ગારવું) અ. ક્રિ. [રવા.] પોકારીને બોલવું.

બંગારાવું (બઙ્ગારાવું) ભાવે., ક્રિ. બંગારાવવું (બઙ્ગારાવવું) પ્રે., સ. ક્રિ.

બંગારાવવું, બગારાવું (બઙ્ગા-) જુઓ 'બંગારવું'માં.

બંગાલ (બઙ્ગાલ) જુઓ 'બંગાળ.'

બંગાલ(-લે)ણ (બઙ્ગાલ(-લેણ્ય) જુઓ 'બંગાળ(-ળે)ણ.'

બંગાલી (બઙ્ગાલી) જુઓ 'બંગાળી.'

**બંગાલેણ** (બઙ્ગાલેણ્ય) જુઓ 'બંગાલણ'-'બંગાળ(-ળે)ણ.'
**બંગાળ,-ળા,-ળો** (બઙ્ગાળ,-ળા,-ળો) પું. [સં. बङ्ग દ્વારા] બિહાર અને આસામ વચ્ચેનો ગંગા અને બ્રહ્મપુત્રાનો સમુદ્ર સુધીનો પ્રદેશ, વંગદેશ (અત્યારે પૂર્વ બંગાળ પાકિસ્તાનમાંથી છૂટો પડી સ્વતંત્ર છે, જ્યારે પશ્ચિમ બંગાળ ભારતનો પ્રદેશ છે.) બંગાલ
**બંગાળ(-ળે)ણ** (બઙ્ગાળ(-ળે)ણ્ય) સ્ત્રી. [જુઓ 'બંગાળી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] બંગાળ દેશની સ્ત્રી
**બંગાળિયું** (બઙ્ગાળિયું) ન. [જુઓ 'બંગાળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] (લા.) સુરત તરફ થતી એક જાતની ડાંગર
**બંગાળી** (બઙ્ગાળી) વિ. [જુઓ 'બંગાળ' + ગુ. 'ઈ' ત પ્ર.] બંગાળ દેશને લગતું (ભાષા લિપિ સાહિત્ય લોકો વગેરે), બંગાલી, બંગલા. [૦ ઠગ (રૂ. પ્ર.) જાપકાદાર છેતરનાર. ૦ તોલ (રૂ.પ્ર.) ચાલુ ગુજરાતી જૂના શેરના તોલ કરતાં બમણો તોલ. ૦ બાબુ, બાબી બંગાળી (-બઙ્ગાળી) (રૂ.પ્ર.) લહેરી લાલા]
**બંગાળું** (બઙ્ગાળું) ન. [જુઓ 'બંગાળ' + ગુ. 'ઉં' ત. પ્ર.] ભાતીગર ઘાઘરાપાટ, ઘાઘરા માટે વપરાતું પીળી કે લીલી સપાટી અને વચમાં બીજા રંગની ટપકીવાળું કાપડ
**બંગાળેણ** (બઙ્ગાળેણ્ય) જુઓ 'બંગાળણ.'
**બંગી**[૧] (બઙ્ગી) સ્ત્રી. બે ભમર વચ્ચે કરવામાં આવતી ટીલડી. (૨) બે ભમર વચ્ચે લટકાવાતું એક ઘરેણું
**બંગી**[૨] (બઙ્ગી) સ્ત્રી. [રવા.] અવાજ કરતો ભમરડો
**બંગીડો** (બઙ્ગીડો) પું. [સં.बङ्ग દ્વારા] સ્ત્રીઓનો એક પ્રકારનો સાલ્લો
**બંગીય** (બઙ્ગીય) વિ. [સં.] બંગાળ દેશને લગતું
**બંગું**[૧] (બઙ્ગું) પું. [સં. बङ्ग +ગુ. 'ઉં' ત.પ્ર.] આંબાની એક જાત
**બંગું**[૨] (બઙ્ગું) પું. દારૂનું તેજ માપવા વપરાતું એક યંત્ર
**બંગો** (બઙ્ગો) પું. ચમત્કારિક દેખાવ
**બંગોરું** (બઙ્ગોરું) ન. [સં. बङ्ग દ્વારા.] (લા.) બડાઈ, પતરાજી. (૨) ગપ, ગપોડું
**બંજ** (બઞ્જ) પું. [રવા.] જુઓ 'બંગી.[૨]'
**બંજીડો** (બઞ્જીડો) પું. કાળા રંગની સપાટી તથા રાતાં કોર અને પાલવવાળો હિંદુ વિધવાઓને પહેરવાનો એક જાતનો સાલ્લો
**બંજેટવું** (બઞ્જેટવું) અ. ક્રિ. [રવા.] નાસી છૂટવું, ભાગી જવું, બંજેટાવું (બઞ્જેટાવું) ભાવે, ક્રિ. બંજેટાવવું (બઞ્જેટાવવું) પ્રે.,સ.ક્રિ.
**બંજેટાવવું,બંજેટાવું** (બઞ્જેટા-) જુઓ 'બંજેટવું'માં.
**બંટ(-ટિ)યો** (બણ્ટ(-ણ્ટિ)યો) પું. ડાંગર સાથે ઊગતું એક હલકું અનાજ
**બંટમ** (બણ્ટમ્) પું. એક જાતનો કૂકડો
**બંટા-ભોગ** (બણ્ટા-) પું. [જુઓ 'બંટો' + સં.] નાની દાબડીમાં ઠાકોરજીને ધરાતું નૈવેદ્ય. (પુષ્ટિ.)
**બંટિયો** (બણ્ટિયો) જુઓ 'બંટ.'
**બંટી** (બણ્ટી) સ્ત્રી. સામા જેવું એક હલકા પ્રકારનું ધાન્ય. [૦ નો બાપ (રૂ. પ્ર.) ચાલાક માણસ

**બંટો** (બણ્ટો) પું. [વ્રજ.] વૈષ્ણવ મંદિરોમાં ઠાકોરજી શયન કરે તે વખતે તેમ દર્શન આપે તે વખતે બાજુમાં નૈવેદ્ય ધરવાનો નાનો દાબડો. (પુષ્ટિ.)
**બંઠ** (બણ્ઠ) વિ. બૂઠું. (૨) (લા.) અક્કલ વગરનું
**બંઠસ** (બણ્ઠસ) વિ. [જુઓ 'બમઠસ.'] જોરથી ઠાંસી ઠાંસીને ભરેલું. (૨) ખોખરું. (૩) કર્કશ
**બંઠાવવું, બંઠાવાવું** (બણ્ઠા-) જુઓ 'બંઠાવું'માં.
**બંઠાવું** (બણ્ઠાવું) અ. ક્રિ. નાશ પામવું. બંઠાવાવું (બણ્ઠાવાવું) ભાવે., ક્રિ. બંઠાવવું પ્રે., સ. ક્રિ
**બંડ**[૧] (બણ્ડ) ન. બળવો. (૨) હુલ્લડ. (૨) (લા.) વિ. લુચ્ચું. (૩) તોફાની, બંડખોર
**બંડ**[૨] (બણ્ડ-) ન ઢોરની એકાદ પાંસળી ટૂંકી હોવાનો રોગ
**બંડ**[૩] (-ડ્ય) સ્ત્રી. કપાસનું ખેતર
**બંડ-ખોર** (બણ્ડ) વિ. [જુઓ 'બંડ[૧]' + ફા. પ્રત્યય..] બંડ કરવાની વૃત્તિવાળું, બળવા-ખોર
**બંડખોર-વૃત્તિ** (બણ્ડ-), **બંડખોરી** (બણ્ડ-) સ્ત્રી. [+ સં., ગુ. 'ઈ' ત. પ્ર.] બંડ કરવાનું વલણ
**બંડ-પૂંછ** (બણ્ડ-) વિ. [જુઓ 'બાંડું' + 'પૂછ.'] પૂછડી તૂટી ગઈ હોય તેવું (કોઈ પણ પશુ-પ્રાણી)
**બંડ-ફિસાદ** (બણ્ડ-) ન., બ. વ. [જુઓ 'બંડ[૧]' + 'ફિસાદ.'] ધાંધલ [ધાંધલ-ખોર
**બંડફિસાદ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] ધાંધલ કરનાર,
**બંડફિસાદખોરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] ધાંધલ કરવાની વૃત્તિ
**બંડ-બખેડો** (બણ્ડ-) પું. [જુઓ 'બંડ[૧]' + 'બખેડો.'] જુઓ 'બંડ-ફિસાદ.' ['બંડ-ખોર.'
**બંડ-બાજ** (બણ્ડ-) વિ. [જુઓ 'બંડ[૧]' + ફા. પ્રત્યય.] જુઓ
**બંડબાજ-વેડા** પું. [+ જુઓ 'વેડા.'] જુઓ 'બંડખોર-વૃત્તિ.'
**બંડલ** (બણ્ડલ) ન. [અં.], **બડલું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] મજબૂત રીતે બાંધેલું પોટલું, 'પેકેટ.' (૨) (લા.) ગપગોળો, અફવા. (૩) વિ. લુચ્ચું અને છેતરનારું
**બંડ-વૃત્તિ** (બણ્ડ-) સ્ત્રી. જુઓ 'બંડ[૧]' + સં.] જુઓ 'બંડખોર-વૃત્તિ.' ['બંડ-ખોર.'
**બંડિયું**[૧] [વિ. [જુઓ 'બંડ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ
**બંડિયું**[૨] ન. [જુઓ 'બંડી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] બાં વિનાની નાની બંડી, બાંડિયું
**બંડી** (બણ્ડી) સ્ત્રી. [વ્રજ.], કંઠથી કમર સુધીનું કસવાળું પાસાબંધી મોટું આંગળું, આંગડી (એને બાં ન પણ હોય કે આખી પણ હોય). (૨) ખાદીનું બંધ કૉલરનું જાકીટ-જવાહર જાકીટ
**બંડૂર** (બણ્ડૂરચ) સ્ત્રી. પતંગ, પડાઈ
**બંધિયો** પું. સીંદરી
**-બંદ** (બન્દ) વિ. [ફા.] 'વાળું' અર્થ આપતો ફારસી અનુગ : 'નાલ-બંદ' 'કમર-બંદ.' (સંખ્યાબંધ ગુ. શબ્દોમાં પછી સં. 'बन्ध' પણ વિકલ્પે લખાય છે.)
**બંદગી** (બન્દગી) સ્ત્રી. [ફા.] ઈશ્વર-પ્રાર્થના, ઈશ્વર-સ્તુતિ, ભક્તિ. [૦ ઉઠાવવી (રૂ. પ્ર.) હુકમ પ્રમાણે કરવું. ૦ ગુજારવી (રૂ. પ્ર.) અરજ કરવી. ૦ બજાવવી (રૂ. પ્ર.) સેવા કરવી]

**બંદ-હાલ** (બન્દ-) સ્ત્રી. [ફા. + 'હાલ.'] નહેરને માટે પાણી મેળવવા જલાશયને આડે બંધ બાંધી રોકી લેવાની ક્રિયા

**બંદણી** સ્ત્રી. [સં. वन्दिनी > પ્રા. वंदिणी] બંદીજનની સ્ત્રી, સ્તુતિગાન ગાનારી સ્ત્રી, ચારણ સ્ત્રી [(સંગીત.)

**બંદ-તાન** (બન્દ-) ન. [ફા. + સં.) મગજમાંથી લેવાતું તાન.

**બંદ-તાલ** (બન્દ) જુઓ 'બંદ-હાલ.'

**બંદની** (બન્દની) સ્ત્રી. [હિં.] બે ભમાં વચ્ચે કરાતી કંકુ વગેરેની રેખા કે આડ

**બંદ-ફાંતો** (બન્દ-) પું. ગામદાના ખરચના વરાડનો હિસાબ

**બંદ-બહાઈ** (બન્દ-) સ્ત્રી. [હિં.] ઘણા ઉપરના કરના દરેક ભાગનો હિસાબ [હિસ્તાના ભાગનો હિસાબ

**બંદ-બરદાસી** (બન્દ-) પું. [ફા.] દરેક ખેડૂતે ભરવાના

**બંદર** (બન્દર) ન. [ફા.] સમુદ્ર-કિનારે યા મોટી નદીને કિનારે આવેલું વેપારી નગર, 'પોર્ટ.' (૨) સમુદ્ર-કિનારે કે નદી-કિનારે વહાણો વગેરેને ઊભાં રહેવાની સગવડવાળો બાંધેલો ફુરજો. [૦ કરવું (રૂ. પ્ર.) બંદર પાસે આવી વહાણે કે આગબોટ વગેરેએ લંગર નાખી રોકાવું.]

**બંદર-ગાહ** (બન્દર-) સ્ત્રી. [ફા.] જુઓ 'બંદર(૨).'

**બંદરી** (બન્દરી) વિ. [જુઓ 'બંદર' + ગુ. 'ઈ' ત. પ્ર.] બંદરને લગતું. (૨) વિ., સ્ત્રી. એક જાતનું બુટ્ટીવાળું ઝીણું કાપડ ['બનો.'

**બંદલો** પું. [જુઓ 'બનો' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ

**બંદવો** પું. [જુઓ 'બંદિ' દ્વારા] કેદી, જેલનિવાસી

**બંદા(-દે)-નવાજ** (બન્દા-, બન્દે-) પું. (ફા. બન્દહ્-નવાઝ] મુરબ્બી, વડીલ ['બંદી.'[૧]

**બંદિ-જન** (બન્દિ-) પું., ન. [સં. वन्दिन् + जन] જુઓ

**બંદિની** (બન્દિની) સ્ત્રી. [સં.] ચારણિયાણી. (૨) કેદી સ્ત્રી

**બંદી**[૧] (બન્દી) પું. [સં.] ભાટ ચારણોની ગણાતી એક જૂની જ્ઞાતિ અને એનો પુરુષ. (૨) કેદી

**બંદી**[૨] (બન્દી) પું. [ફા.] મનાઈ, 'બંધી.'

**બંદી-ખાનું** ન. [જુઓ 'બંદી[૧]' + 'ખાનું.'] કેદખાનું, જેલખાનું, 'જેઇલ'

**બંદીગીરી** (બન્દી-) સ્ત્રી. [ફા.] કેદ કરવું એ

**બંદી-વાન** (બન્દી-) પું. [જુઓ 'બંદી[૧]' + સં. °वान् (નિરર્થક)] જુઓ 'બંદી.[૧]'

**બંદી-વાસ** (બન્દી-) પું. [જુઓ 'બંદી[૧]' + સં.] જેલનિવાસ. (૨) જેલખાનું, કેદ-ખાનું

**બંદૂલ** (બન્દૂલ્ય) સ્ત્રી. વહાણમાં ફૂટતા પાણીને ભેગું થવા માટે રાખેલી નીચાણવાળી વચલી જગ્યા કે કૂંડી, 'પમ્પ-વેલ.' (વહાણ.)

**બંદૂ(-ધૂ)ક** (બન્દૂ(-ન્ધૂ)ક) સ્ત્રી. [અર. 'બન્દૂક્'] ગોફણનો ગોળો. (૨) દારૂ ભરી કે કાર્તૂસ ભરી ફોડવાની ઘાતક નળી, 'રાઇફલ.' [૦ ખાવી (રૂ. પ્ર.) આપઘાત કરવો. ૦ છોડવી (રૂ. પ્ર.) બંદૂકનો ધડાકો કરવો. ૦ ભરવી (રૂ. પ્ર.) ખૂબ ઉશ્કેરાવું. ૦ મારવી, ૦ લગાવવી (રૂ. પ્ર.) બંદૂકથી ગોળી છોડી મારવી]

**બંદૂ(-ધૂ)ક-ચી** (બન્દૂ(-દૂ)ક-) પું. [+ ફા. પ્રત્યય] બંદૂક ફોડનાર સૈનિક, બરકંદાજ

**બંદૂ(-ધૂ)ક-ડી** (બન્દૂ(-ન્ધૂ)ક-ડી) સ્ત્રી. [+ ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] નાની બંદૂક

**બંદૂ(-ધૂ)ક-ધારી** (બન્દૂ(-દૂ)ક-) વિ. [+ સં., પું.] બંદૂકવાળું, હાથમાં બંદૂક રાખનારું

**બંદૂ(-ધૂ)ક-નીતિ** (બન્દૂ(-ન્ધૂ)ક-) સ્ત્રી. [+ સં.] (લા.) જુલમથી રાજ્ય કે સત્તા ભોગવવાં એ

**બંદૂ(-ધૂ)ક-બાજ** (બન્દૂ(-ન્ધૂ)ક-) વિ. [ફા. પ્રત્યય] બંદૂક ફોડવામાં નિષ્ણાત

**બંદૂ(-ધૂ)કબાજી** (બન્દૂ(-ન્ધૂ)ક-) [ફા.] સ્ત્રી. બંદૂક ફોડવામાં નિષ્ણાત હોવાપણું. (૨) બંદૂક ફોડવાની ક્રિયા

**બંદૂ(-ધૂ)કિયું** (બન્દૂ(-ન્ધૂ) ('કિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] બંદૂકના આકારનું. (૨) બંદૂકધારી

**બંદૂ(-ધૂ)કિયો** (બન્દૂ(-ન્ધૂ)કિયો પું. [જુઓ 'બંદૂ(-ધૂ)કિયું.'] બંદૂકધારી સિપાઈ કે સૈનિક. (૨) એક પ્રકારનો ફટાકડો, મલબો

**બંદે-નવાજ** (બન્દે-) જુઓ 'બંદા-નવાજ.'

**બંદેરી** (બન્દેરી) સ્ત્રી. ઘરના છાપરાનો મોભ

**બંદો** (બન્દો) પું. [ફા. બન્દહ્] બંધનવાળો માણસ, ગુલામ. (૨) નોકર, સેવક, દાસ. (૩) (લા.) હું પોતે (અભિમાનપૂર્વક)

**બંદોબસ્ત** (બન્દો-) પું. [ફા.] વ્યવસ્થા, ગોઠવણ, તજવીજ, પ્રબંધ. (૨) તોફાન વગેરે ન થાય એની તકેદારી. (૩) (લા.) જાપ્તો

**બંધ**[૧] (બન્ધ) પું. [સં.] બાંધવાની ક્રિયા. (૨) બાંધવાનું દોરડું વગેરે સાધન. (૩) પાળ, સેતુ, પુસ્તો, બંધારો, 'બૅરેઇજ,' 'ડૅમ,' 'એમ્બૅન્કમેન્ટ. (૪) અટકાવ, રુકાવટ. (૫) સંસારમાં જકડાઈ રહેવું એ. (વેદાંત.)

**બંધ**[૨] (બન્ધ) વિ. [ફા. 'બન્દ્'નું સંસ્કૃતાભાસી રૂપ] વાસેલું, ઉઘાડું નહિ તેવું. (૨) ગતિ થંભી જાય તેવું. (૩) અનુકૂળ થઈ રહેલું, [૦ કરવું (રૂ. પ્ર.) વાસી દેવું. (૨) થંભી જવું. ૦ બારણે (રૂ. પ્ર.) ખાનગીમાં, કોઈ ન જાણે એમ, 'ઇન કૅમેરા.' ૦ બેસતું (-બેસતું) (રૂ. પ્ર.) બરોબર ગોઠવાઈ ગયું હોય એમ. ૦ બેસવું (-બેસવું) રૂ. પ્ર.) અનુકૂળ આવવું. (૨) કામમાં આવવું. ૦ બેસાડવું (-બેસાડવું) (રૂ પ્ર.) ઠેકાણે પાડવું. (૨) ગોઠવી દેવું]

**-બંધ**[૩] (બન્ધ) વિ. [ફા. 'બન્દ્'નું સંસ્કૃતાભાસી રૂપ] સાથે સહિતવાળું વગેરે અર્થ આપતો અનુગ : 'શાક-બંધ' 'ઝપાટા-બંધ' 'ધોધ-બંધ' 'હથિયાર-બંધ' વગેરે

**બંધક** (બન્ધક) વિ. [સં.] બંધનકારક, (૨) બાધક

**બંધક-તા** (બન્ધક-તા) સ્ત્રી., -ત્વ ન. [સં.] બંધનકારક હોવાપણું ['બંધક.'

**બંધ-કર્તા** (બન્ધ-) વિ. [સં. बन्धस्य कर्ता, પું.] જુઓ

**બંધકી** (બન્ધકી) સ્ત્રી. [સં.] વેશ્યા, ગણિકા, કુલટા

**બંધ-કોશ(-ષ)** (બન્ધ-) પું. [સં.] કબજિયાત, મળાવરોધ, બાદી

**બંધણી** સ્ત્રી. [જુઓ 'બાંધવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.], ૦ ખત ન. [+ જુઓ 'ખત.'] વચનથી બંધાવાનો કરાર, 'બૉન્ડ'

**બંધન** (બન્ધન) ન. [સં.] બાંધવું કે બંધાવું એ. (૨) બાંધવાનું દોરડું વગેરે સાધન. (૩) પ્રતિબંધ, રુકાવટ. (૪)

અટક, કેદ, 'કન્ફાઇનમેન્ટ.' (૫) પાશ. (૬) જાળ

બંધન-કર્તા (બન્ધન) વિ. [સં. बन्धनस्य कर्ता, પું.] બંધન-કારક (બન્ધન-) વિ. [સં.], બંધન-કારી (બન્ધન-) વિ. [સં., પું.] જુઓ 'બંધક'-'બાઇન્ડિંગ.'

બંધન-મુક્ત (બન્ધન-) વિ. [સં.] કેદ અટકાયત વગેરેમાંથી છૂટું થયેલું [ત.પ્ર.] બાંધી લેવું એ, બધન

બંધનિયું (બન્ધનિયું) ન. [સં. बन्धन + ગુ. 'ઇયું' સ્વાર્થે

બંધ-પર્યાય (બન્ધ-) પું. [સં.] કર્મના સંબંધની અવસ્થા. (જૈન.)

બંધ-પેશાબ (બન્ધ-) પું. [જુઓ 'બંધ[૨]' + 'પેશાબ.'] પેશાબ બંધ થઈ જવાનો રોગ, મૂત્ર-કૃચ્છ્

બંધ-મોક્ષ (બન્ધ-) પું. [સં.] સંસારમાંનું બંધન અને એમાંથી મુક્તિ કે છુટકારો. (વેદાંત.)

બંધરોટી સ્ત્રી. અંગરખાને કસો ટંકાય છે ત્યાં રાખવામાં આવતો વાંકો ભાગ

બંધવ (બન્ધવ) પું. [સં. बान्धव] જુઓ 'બાંધવ.'

બંધ-વાસ (બન્ધ-) પું., (-સ્ય) સ્ત્રી. [સં. बन्ध દ્વારા] જ્યાં પાણીને બાંધી રાખવામાં આવ્યું હોય તેવી જમીન

બંધવો પું. [જુઓ 'બંધવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) મિત્ર, દોસ્ત. (૨) (લા.) કેદી

બંધશ (બન્ધશ) સ્ત્રી. [જુઓ 'બાંધવું' દ્વારા.] રાગને તાલ-લય વગેરે સાથે બાંધી રાખવાની ક્રિયા. (સંગીત.)

બંધ-હેતુ (બન્ધ-) પું. [સં.] સંસારમાં જકડાઈ જવાનું કારણ કે ઉદ્દેશ. (વેદાંત.)

બંધાઈ (બન્ધાઈ) સ્ત્રી. [જુઓ 'બાંધવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] બાંધવાની ક્રિયા, 'બાઇન્ડિંગ.' (૨) બાંધી આપવા માટેનું મહેનતાણું, બંધામણ ['બાઇન્ડરી.'

બંધાઈ-ઘર ન. [+ જુઓ 'ઘર.'] પુસ્તકો બાંધવાનું મકાન,

બંધાણ (બન્ધાણ) ન. [જુઓ 'બાંધવું' + ગુ. 'આણ' કૃ. પ્ર.] (લા.) આદત, ટેવ, વ્યસન, 'એડિક્શન'

બંધાણી (બન્ધાણી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વ્યસની, આ-દતવાળું, 'એડિક્ટ'

બંધામણ (બન્ધામણ) ન., -ણી સ્ત્રી. [જુઓ 'બાંધવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] બાંધવાની રીત. (૨) બાંધ-વાનું મહેનતાણું, બંધાઈ

બંધાર (બન્ધાર) પું. [જુઓ 'બાંધવું' દ્વારા.] બંધારણ, માળખું

બંધારણ (બન્ધારણ) ન. [જુઓ, 'બાંધવું' દ્વારા.] બાંધવાની ક્રિયા. (૨) પેટે ઔષધ બાંધવાની ક્રિયા. (૩) બાંધો, શરીરની બાંધણી. (૪) યોજના, ગોઠવણ, રચના. (૫) ધારો, કાયદો, નિયમ. (૬) ધારાધોરણનું માળખું, 'કૉન્સ્ટિટ્યુશન'

બંધારણ-પક્ષી (બન્ધારણ-) વિ. [+ સં., પું.] ધારાધોરણોને માટે આગ્રહ રાખનાર, બંધારણ-વાદી, 'કૉન્સ્ટિટ્યુશના-લિસ્ટ' (બ.ક.ઠા.)

બંધારણ-પુરઃસર, બંધારણ-પૂર્વક (બન્ધારણ-) ક્રિ.વિ. [+ સં.] ધારા-ધોરણોને ચુસ્તપણે અનુસરીને

બંધારણ-વાદી (બન્ધારણ-) વિ. [+ સં. પું.] ધારા-ધોરણ પ્રમાણે જ બધું થવું જોઇયે એવું માનનાર

બંધારણ-શાસ્ત્રી (બન્ધારણ-) વિ [+સં., પું.] ધારાધોરણ કેવી રીતે ઘડવાં એ વિષયનું જ્ઞાન ધરાવનાર માણસ, 'કૉન્સ્ટિટ્યુશનાલિસ્ટ' (બ.ક.ઠા.)

બંધારણ-સભા (બન્ધારણ-) સ્ત્રી. [+ સં.] દેશના રાજ્ય-તંત્રનાં ધારા-ધોરણ ઘડવાને માટેનું મંડળ, 'કૉન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બ્લી' [વાળું, વ્યવસ્થિત

બંધારણી (બન્ધારણી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] બંધારણ-

બંધારણીય (બન્ધારણીય) વિ. [+ સં. ईय ત. પ્ર.] બંધા-રણ પ્રમાણેનું, ધારાધોરણ પ્રમાણેનું

બંધારો (બન્ધારો) પું. [જુઓ 'બાંધવું' + ગુ. 'આરો.'] સાડલા વગેરેના પ્રકારનાં ચૂંદડી ઘરચોળાં બાંધણી વગેરેમાં ભાત ઉઠાડવા દોરા વીંટીને રંગ-કામ કરનાર કારીગર, એક પ્રકારનો રંગારો, બાંધણીગર. (૨) રેશમનાં કપડાંની કુંદી કરનાર. (૩) તમાકુના પડા બાંધનાર. (૪) (સુ.) પાણીનો રોધ. (૫) જળાશય, જળસંચય. (૬) બંધ, પુસ્તો, સેતુ, 'એમ્બેંક્‌મેન્ટ.' (૭) એ નામની એક જ્ઞાતિ. અને એનો પુરુષ. (સંજ્ઞા.)

બંધાવવું, બંધાવું (બન્ધા-) જુઓ 'બાંધવું' માં.

બંધિત (-બન્ધિત) વિ. [સં.] બાંધેલું. (૨) જેની મનાઈ કરવામાં આવી હોય તેવું. (૩) પરવશ, પરતંત્ર

બંધિયાર વિ. [જુઓ 'બાંધવું' દ્વારા.] બંધનમાંથી છૂટું ન હોય તેવું. (૨) જેમાંથી પાણી વગેરે બહાર ન નીકળી શકે તેવું (તળાવ વાવ કૂવો ધરો વગેરે). (૩) જેમાં હવા-ઉજાશ આવી ન શકે તેવું ચારે બાજુથી બંધ (મકાન વગેરે). [૦ થઈ રહેવું (.ેવું) (રૂ. પ્ર.) હાથ-પગ બંધાઈ ગયા હોય તેવું થઈ રહેવું. ૦ પડવું, ૦ રહેવું (રે:વું) (રૂ.પ્ર.) અવાવરૂ પડી રહેવું, વપરાતું અટકી પડવું]

બંધિયાર-ખાનું ન. [+ જુઓ 'ખાનું.'] કેદ જેવી જગ્યા. (૨) તુરંગ, કેદખાનું, 'જેઇલ'

બંધિયાળ વિ. [જુઓ 'બાંધવું' દ્વારા.] બંધાઈ ને રહેલું, અચળ, સ્થિર થઈ રહેલું

બંધિયો પું. [સં. बन्ध + ગુ. 'ઇયું' ત.પ્ર.] બાંધવાનું દોરડું

બંધી (બન્ધી) સ્ત્રી. [જુઓ 'બાંધવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] મનાઈ, અટકાયત, નિષેધ, 'એમ્બાર્ગો,' 'પ્રોહિબિશન.' (૨) પરહેજી, ચરી. (૩) બંધણી, કરાર. (૪) દામણી. (૫) દોરડાનો બંધ. (વહાણ.)

બંધુ (બન્ધુ) પું. [સં.] ભ્રાતા, ભાઈ. (૨) પિતરાઈ કે માતાનાં સંબંધી સગાંઓમાં થતો ભાઈ. (૩) સગો, બાંધવ. (૪) મિત્ર. (૫) સમાસના ઉત્તરપદમાં ઊતરતી કોટિની વ્યક્તિ: 'બ્રાહ્મણ-બંધુ'—નામ માત્રે, બ્રાહ્મણ

બંધુ-કાર્ય (બન્ધુ-), બંધુ-કૃત્ય (બન્ધુ-) ન. [સં.] બંધુ-ભાવે કે બંધુને ઉદ્દેશી કરેલું કામ [કુટુંબી જન, ભાઈ-ભાંડું

બંધુ-જન (બન્ધુ-) ન. [સં., પું.] સગું વહાલું, આપ્ત-જન,

બંધુ-તા (બન્ધુ-) સ્ત્રી. -ત્વ ન. [સં.] બંધુ હોવાપણું, ભાઈ-ચારો. (૨) દોસ્તી, મૈત્રી, ભાઈબંધી

બંધુ-ધર્મ (બન્ધુ-) પું. [સં.] ભાઈ તરીકેની ફરજ

બંધુ-પ્રીતિ (બન્ધુ-) સ્ત્રી. [સં.] ભાઈની ભાઈ તરફની અનુરક્તિ, બંધુ-પ્રેમ

બંધુપ્રીત્યર્થ,-ર્થે (બન્ધુ-) ક્રિ.વિ. [+ સં. अर्थ,+ગુ. 'એ' સા.

વિ.,પ્ર.] બંધુ-પ્રેમને ખાતર, બંધુને પ્રસન્ન કરવા માટે
**બંધુ-ભાવ** (બન્ધુ-) પું. [સં.] જુઓ 'બંધુ-તા.'
**બંધુ-વત્** (બન્ધુ-) ક્રિ.વિ. [સં.] ભાઈની જેમ
**બંધુ-વત્સલ** (બન્ધુ-) વિ. [સં.] ભાઈને વહાલું કે ભાઈ જેને વહાલો છે તેવું
**બંધુ-વર્ગ** (બન્ધુ-) પું. [સં.] જુઓ 'બંધુ-જન.'
**બંધુ-સમાજ** (બન્ધુ-) પું. [સં.] જુઓ 'બંધુ-વર્ગ.' (૨) પરસ્પર ભાઈચારો સ્થપાય એ દૃષ્ટિએ સ્થાપિત થયેલું મંડળ
**બંધુ-હીન** (બન્ધુ-) વિ. [સં.] ભાઈ-ભાંડુ કે સગાં-સંબંધીઓ વિનાનું
**બંધૂક**[1] (બન્ધૂક), ન. [સં., પું.] બપોરિયાનું ઝાડ
**બંધૂક**[2] (બન્ધૂક) જુઓ 'બંદૂક.'
**બંધૂક-ચી** (બન્ધૂક-) જુઓ 'બંદૂક-ચી.'
**બંધૂક-ડી** (બન્ધૂકડી) જુઓ 'બંદૂક-ડી.'
**બંધૂક-ધારી** (બન્ધૂક-) જુઓ 'બંદૂક-ધારી.'
**બંધૂક-નીતિ** (બન્ધૂક-) જુઓ 'બંદૂક-નીતિ.'
**બંધૂક-બાજ** (બન્ધૂક-) જુઓ 'બંદૂક-બાજ.'
**બંધૂકબાજી** (બન્ધૂક-) જુઓ 'બંદૂકબાજી.'
**બંધૂકિયું** (બન્ધૂકિયું) જુઓ 'બંદૂકિયું.'
**બંધૂકિયો** (બન્ધૂકિયો) જુઓ 'બંદૂકિયો.'
**બંધે** (બન્ધે) વિ. [જુઓ 'બંને,' જૂ. ગુ.] જુઓ 'બંને.'
**બંધેચ** (બન્ધેચ) વિ. [જુઓ 'બાંધવું' દ્વારા.] જુઓ 'બંધિયાર.'
**બંધેજ** (બન્ધેજ) વિ. [જુઓ 'બાંધવું' દ્વારા.] જુઓ 'બંધિયાર'–'બંધેચ. (૨) સ્તંભક, રોકી રાખનાર
**બંધેજ-જડી** (બન્ધેજ-) સ્ત્રી. [+સં.] શરીરમાં વીર્યને વ્યય થતું અટકાવી સ્તંભન કરવાની શક્તિવાળી ઔષધીય ગોળી
**બંધેર** (બન્ધેર) વિ. [જુઓ 'બાંધવું' દ્વારા.] જુઓ 'બંધિયાર.'
**બંધેસ** (બન્ધેસ) પું. [જુઓ 'બાંધવું' દ્વારા.] બંદોબસ્ત, વ્યવસ્થા
**બંધોલ** (બન્ધોલ્ય) સ્ત્રી. [જુઓ 'બાંધવું' દ્વારા.] જુઓ 'બંદૂલ.'
**બંધોલો** (બન્ધોલો) પું. [જુઓ 'બાંધવું' દ્વારા.] ભારી, પોટલી, નાની ગાંસડી
**બંને** (બન્ને) વિ. [સં. *દ્વૌનિ > પ્રા. વિન્નિ] બન્ને, બેઉ
**બંપ** પું. [અં.] રસ્તો ઓળંગવાના સ્થળેનો જરા ઊંચો આડો બાંધો, બમ્પ
**બંપર** (બમ્પર) પું. [અં.] ક્રિકેટની રમતમાં ઊછળતા અને ઝડપી દડા ફેંકનાર બૉલર
**બંબ** (બમ્બ) કે.પ્ર. [સં. બ્રહ્મ > પ્રા. बंभ.; જુઓ 'બમ.'] જુઓ 'બમ' : 'બંબ ભોળા' 'બંબ ભોળાનાથ' 'બંબ મહાદેવ.' [-બે બંબ (-બમ્બ) (રૂ. પ્ર.) અંધેર, અવ્યવસ્થા. (૨) દંભ. -બે બંબ ચલાવવું (-બમ્બ-) (રૂ. પ્ર.) ખોટી અફવા ચલાવવી] [ફૂટે તેવો દારૂ વગેરે પદાર્થનો વીંટો
**બંબ-ગોળો** પું. [અં. બૉમ્બ + જુઓ 'ગોળો.'] પછડાતાં જ
**બંબ-ખાનું** (બમ્બ-) ન. [જુઓ 'બંબો' + 'ખાનું.'] આગ માટેનું 'બંબા-ખાનું,' 'ફાયર-બ્રિગેઇડ' [બંભોળાનાથ
**બંબ-નાથ** [બમ્બ-) પું. [જુઓ 'બંબ' + સં.] મહાદેવ,
**બંબાકાર** (બમ્બાકાર) વિ. [જુઓ 'બંબ' + સં. आ-कार= બ્રહ્માકાર] (લા.) સર્વત્ર એકસરખું (જેમકે 'જળબંબાકાર.') ['બંબ-ખાનું'-'ફાયર-બ્રિગેઇડ'
**બંબા-ખાનું** (બમ્બા-) ન. [જુઓ 'બંબો' + 'ખાનું.'] જુઓ
**બંબા-દળ** (બમ્બા-) ન. [જુઓ 'બંબો' + સં. दल] બંબાવાળાઓની ટુકડી, 'ફાયર-બ્રિગેઇડ'
**બંબારણ** (બમ્બારણ) વિ. [સં. ब्रह्म + अरण्य; સર. 'બંબાકાર.'] (લા.) સર્વત્ર એકસરખું પાણી જ પાણી હોય એવું
**બંબારવ** (બમ્બારવ) પું. [જુઓ 'બંબ' + સં. आ-रव] (લા.) ભારે મોટો માનવીય અવાજ, બૂમ-બરાડા
**બંબા-વાળો** (બમ્બા-) વિ., પું. [જુઓ 'બંબો' + ગુ. 'વાળું' ત. પ્ર.] આગ ઓલવવાના બંબા ઉપર કામ કરનાર, બંબાથી આગ બુઝાવનાર, 'ફાયર-ફાઇટર'
**બંબી**[1] (બમ્બી) સ્ત્રી. [જુઓ 'બંબો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કોથળામાંથી અનાજ કાઢવાનું અર્ધગોળાકાર અણીવાળું લોખંડનું સાધન, બંબૂડી
**બંબી**[2] (બમ્બી) સ્ત્રી. રાફડો. (૨) ઉત્પન્ન થયેલ દાણા, પાક
**બંબુદ** (બમ્બુદ) પું. હાથીને થતો એક રોગ
**બંબૂક** (બમ્બૂક) વિ. [રવા.] વાયડું, ચાવળું, ચબાવલું
**બંબૂડી** (બમ્બૂડી) સ્ત્રી. [જુઓ 'બંબૂડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'બંબી.[1]'
**બંબૂ(-બો)ડું** (બમ્બૂ(-બો)ડું) ન. [જુઓ 'બંબો' + ગુ. 'ડું' ત. પ્ર.] દોરીને છેડે વાંસની ચીપ બાંધી ફેરવવામાં આવે તેવું રમકડું. (૨) બંબૂડાના અવાજથી રોતું એ. (૩) વિ. (લા.) ખૂબ રિસાળ. [-ડાં ઠોકતાં જવું (રૂ. પ્ર.) પતોયે ન લાગે એમ અદૃશ્ય થવું. ૦ વગાડવું (રૂ. પ્ર.) નકામી માથાકૂટ કરવી]
**બંબો** (બમ્બો) પું. [પોર્ચુ. 'પોમ્પા' – પંપ] પંપ પ્રકારની યોજનાથી આગ ઓલવવા પાણી ફેંકવાનું યંત્ર, લાઈ-બંબો. (૨) પાણીનો મોટો નળ. (૩) પાણી ગરમ કરવાનો વચ્ચે ભૂંગળાવાળો અને ભૂંગળા નીચે અગ્નિ રખાય તેવો ચકલીવાળો નગો. [૦ કૂટયા કરવો (રૂ. પ્ર.) બીજાનું સાંભળ્યા સિવાય પોતાની જ વાત કર્યા કરવી]
**બંબોઈ** (બમ્બોઈ) સ્ત્રી. બે મોઢાંવાળો મનાતો એક પ્રકારનો સર્પ. (પૂછડી તદ્દન બુઠ્ઠી હોવાથી મોઢા જેવું લાગતું હોય છે.) (૨) એક બાજુ ગોળ માથાનો અને બીજી બાજુ પીછવાળો કંસારાઓનો હથોડો
**બંબોડું** (બમ્બોડું) જુઓ 'બંબૂડું.'
**બંબોળ** (બમ્બોળ) વિ. [જુઓ 'બોળવું,' – પહેલા વ્યંજનનું દ્વિત્વ.] તરબોળ, બંબાકાર, તદ્દન ભીંજાઈ ગયેલું
**બંભાણું** ન. એ નામની એક ભાજી
**બંશી(-સી)** (બઁશી,-સી) સ્ત્રી. [સં. वंशी > પ્રા. वंसी, વ્રજ. 'બઁસી.'] **બંસ(-સુ)રી** (બંસ(-સુ)રી) સ્ત્રી. [જુઓ 'બંસી' દ્વારા.] વાંસની કે ધાતુની વાંસળી
**બંસરી** સ્ત્રી. જુઓ 'બંસી' દ્વારા.] જુઓ 'બંસી.'
**બંસી** (બઁસી) જુઓ 'બંશી.' (૨) માછલી પકડવાનો સળિયો. (૩) રકાબી [શ્રીકૃષ્ણ
**બંસી-ધર** (બઁસી-) વિ., પું. [+ સં.] વાંસળી ધારણ કરનાર
**બંસી-બ(-વ)ટ** (બઁસી-) પું. [+ સં. वट, વ્રજ. 'બટ.'] ગોકુળ(ઉત્તર પ્રદેશ)ની નજીકનો એક પૌરાણિક વડ (કે

જ્યાં નીચે શ્રીકૃષ્ણ બંસી વગાડતા)

**બા[1]** સ્ત્રી. [સં. अम्बा > પ્રા. अंबा, बाई] (માનાર્થે) માતા, મા. (૨) મોટી જેઠાણી તેમ મોટી નણંદને ઉદ્દેશી દેરાણી અને નાની ભાભીનો ઉદ્ગાર. (૩) માનાર્થે કોઈ માસી કાકી દાદી તેમજ રાજરાણી રાજકુમારી અને રાજપૂતોમાં અને અમલદારો તથા માનવંત સ્ત્રીઓનાં નામો પાછળ : 'કોઈબા' 'માસીબા' 'કાકીબા' 'ગુલાબકુંવરબા' 'મોંઘીબા' 'કસ્તૂરબા' વગેરે

**બા[2]** કે. પ્ર. [અર.] વહાલનો એક ઉદ્ગાર

**બાઇક** સ્ત્રી. [અં. 'બાઇસિકલ'નું ટૂંકું રૂપ] બે પૈડાંની સાઇકલ-ગાડી

**બાઇ(-ય)ડી** સ્ત્રી. [જુઓ 'બાઈ' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] સર્વસામાન્ય સ્ત્રી, નારી, મહિલા. (૨) પત્ની, ભાર્યા. [૦ઓ બેસવી (-બૅસવી) (રૂ. પ્ર.) દુર્દશા થવી. ૦ કરવી (રૂ. પ્ર.) સ્ત્રી સાથે લગ્ન કરવાં. ૦ રાખવી (રૂ. પ્ર.) રખાત રાખવી] [તત્ત્વોનો સંયોગ

**બાઇનરી** પું. [અં.] બે તત્ત્વોનો સંયોગ કે એવા બે સંયુક્ત

**બાઇ-પ્લેઇન** ન. [અં.] એક ઉપર બીજું હોય તેવી વૈમાનિક રચનાવાળું વિમાન [ઉપદેશવાળો ધર્મગ્રંથ. (સંજ્ઞા.)

**બાઇબલ** ન. [અં.] યહૂદી અને ખ્રિસ્તી લોકોનો ઈસુના

**બાઇ(-ય)લાઈ** સ્ત્રી. [જુઓ 'બાઇ(-ય)લું + ગુ. 'આઈ' ત. પ્ર.] બાયલાપણું

**બાઇ(-ય)લા-વિદ્યા** સ્ત્રી. [જુઓ 'બાઇ(-ય)લું) + સં.] સ્ત્રીના હાવભાવ કેવી રીતે કરવા એનું જ્ઞાન

**બાઇ(-ય)લા-વેડા** પું. [જુઓ 'બાઇ(-ય)લું' + 'વેડા.'] સ્ત્રી જેવું વર્તન, સ્ત્રૈણ-ભાવ

**બાઇ(-ય)લું** વિ. [જુઓ 'બાઈ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] બાઈ જેવાં સ્વભાવ-વર્તન વગેરેનું, સ્ત્રૈણ, નામર્દ

**બાઇસિકલ** સ્ત્રી. [અં.] જુઓ 'બાઇક.'

**બાઇ-સેપ્સ** પું. [અં.] ભુજાનો બે માથાવાળો સ્નાયુ

**બાઇન્ડર** વિ. [અં.] પુસ્તકોનું બાંધકામ કરનાર કારીગર

**બાઇન્ડરી** સ્ત્રી. [અં.] જુઓ 'બંધાઈ-ઘર.'

**બાઇન્ડિંગ** (બાઇન્ડિઙ્ગ) ન. સ્ત્રી. [અં.] બંધાણી, બંધન. (૨) પુસ્તકો વગેરેની બંધાઈ

**બાઈ** સ્ત્રી. [જુઓ 'બા,' દે. પ્રા. बाइया] સર્વસામાન્ય સ્ત્રી, નારી, બાઇડી. (૨) સ્ત્રીનાં નામ પછીનો કાંઈક માનાર્થે આવતો શબ્દ : 'વિદ્યા-બાઈ' વગેરે. (૩) નોકર બાઇ, 'મેઇડ.'] ૦ **કલ્યાણ** (રૂ. પ્ર.) બાયલો માણસ. ૦ **કલ્યાણી** (રૂ. પ્ર.) નામર્દાઈ. (૨) ચારિત્ર્ય વિનાની ભોળી સ્ત્રી. ૦ **કલ્યાણી કરવી** (રૂ. પ્ર.) ભીખ માગવી. ૦ **બાઈ ખોબલે ધાણી** (રૂ.પ્ર.) ભીખ માગવી. (૨) એક રમત. ૦ **બેસવી** (-બૅસવી) (રૂ. પ્ર.) નુકસાન થવું]

**બાઈ-ચાલ(-ળ)ણી** સ્ત્રી. [જુઓ 'ચાલ(-ળ)ણી.'] (લા.) એ નામની એક રમત

**બાઈ-જી** ન., બ.વ. [+ માનાર્થે 'જી.'] સર્વસામાન્ય સ્ત્રી (માનાર્થે). (૨) વહુને પોતાની સાસુ

**બાઈ-બથાઈ** પું. સામસામા ધકેલવાનો એક દાવ

**બાઈ-બાવરું** (-બાઃવરું) ન [+ જુઓ 'બાવરું.'] સ્ત્રી અને એના જેવું નિરાધાર ગણાતું માણસ

**બાઈ-માણુસ** ન., સ્ત્રી. [+ જુઓ 'માણસ' પું., ન.] સર્વસામાન્ય સ્ત્રી, બૈરું

**બાઈ-રન** પું. [અં.] ક્રિકેટની રમતમાં દડો બૅટને અટકયા વિના ચાલ્યો જાય એનો લાભ લઈ દોડવાથી મળતો દોડનો આંક

**બાઉ[1]**(૦વો) પું. [રવા.] (બાળભાષામાં) લાડવો

**બાઉ[2]** (બાઃઉ) પું., ન. જુઓ 'બહાઉ.'

**બાઉડી** સ્ત્રી. છોકરી

**બાઉન્ડરી** સ્ત્રી. [અં.] હદ, સીમા. (૨) ક્રિકેટની રમતમાં ફટકારેલો દડો મેદાનની હદને વટાવી જતાં ગણાતા ચાર ગુણ. [૦ **મારવી**, ૦ **લગાવવી** (રૂ. પ્ર.) ક્રિકેટનો દડો મેદાનની હદ વટાવી જાય તેવો બૅટનો ફટકો મારવો]

**બાઉલ** પું. [બંગા.] બંગાળનો એક ભિક્ષુ સંપ્રદાય. (૨) ન. એવા ભિક્ષુકો ગાય છે તે ગીત-પ્રકાર

**બાઉ(-વ)લું** ન. પશુનું આઉ, થાન

**બાઉવો** જુઓ 'બાઉ.'

**બાઉસ** (-સ્ય) સ્ત્રી. મીઠા પાણીની એક જાતની માછલી

**બાઉ-હાઉ** (બાઃઉ-) પું. જુઓ 'બાઉ.[2]' [જાત

**બાકડો** સ્ત્રી. ઓખા પાસે મળી આવતી માછલીની એક

**બાકમી** સ્ત્રી. મમત, જિદ્

**બાકર-ગંધું** (-ગન્ધું) વિ. જુઓ 'બાકરું' + સં. गन्ध + ગુ. 'ઉં' ત. પ્ર.] બકરાંના જેવી ગંધવાળું [ખાદ્ય વડી

**બાકર-વડી** સ્ત્રી. [રવા. + જુઓ 'વડી.'] એક પ્રકારની

**બાકરી** સ્ત્રી. [જુઓ 'બાકરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'બકરી.' [૦ **બાંધવી** (રૂ. પ્ર.) મમત કરવી. (૨) હોડ બકવી, હરીફાઈ કરવી]

**બાકરું** ન. જુઓ 'બકરું.'

**બાકરો** પું. [જુઓ 'બકરું.'] જુઓ 'બકરો.'

**બાકસ** ન. [અં. બૉક્સ્] દિવાસળીની પેટી

**બાકસી** જુઓ 'બાચકી.'

**બાકળા** પું., બ.વ. [અર. બાકિલહ્] બાફેલા કઠોળ. [૦ **બાપવા** (રૂ.પ્ર.) ભૂત વગેરેને બલિ આપવો. (૨) લાંચ આપવી. **ખારા(-સ) બાકળા** (ખારચ,-સ્થ-) (રૂ. પ્ર.) મેળ ન પડે તેવી બાબત. (૨) ગભરામણની સ્થિતિ]

**બાકંદ** (બાકન્દ) પું. ખેડૂતો તરફથી જમીનદારને અપાતો ઊપજનો ૨/૫ ભાગ

**બા(-બ)કાત** વિ. [જુઓ 'બાકી' દ્વારા.] બાકી રહેલું, શેષ રહેલું. (૨) કમી, બાદ, વિનાનું [કાયદેસર

**બા-કાયદા** ક્રિ.વિ. [ફા. + અર. 'કાઇદહ્'] કાયદા પ્રમાણે,

**બાકી** સ્ત્રી. [અર.] શેષ, બચત, 'એરિયર્સ.' (૨) સિલક, પુરાંત. (૩) વિ. ઉપરાંત રહેલું, 'પૅન્ડિંગ.' [૦ **કાઢવી** (રૂ. પ્ર.) છેવટે રહેલી સિલક તારવવી. (૨) ચડેલી રકમ તારવવી (કરજ માટેની કે લેણાની). ૦ **કાઢવું** (રૂ. પ્ર.) જમે-ઉધારના સરવાળા કરી વધ કે ઘટ બતાવવી. ૦ **ખેંચવી** (-ખેંચવી) (રૂ.પ્ર.) હિસાબે નીકળતી લેણાની રકમ ઊભી રાખવી. ૦ **તાકી** (રૂ.પ્ર.) બાકી રહેલું. ૦ **તાણવી** (રૂ.પ્ર.) બાકી ખેંચવી. ૦ **પડવું** (રૂ. પ્ર.) દેવું થવું.

૦ રાખવી (રૂ.પ્ર.) બાકી રાખવી. ૦ વસૂલ કરવી (રૂ.પ્ર.) લેણી રકમ ચૂકતે લેવી. ૦ સાકી (રૂ.પ્ર.) વધ્યું-ઘટ્યું]
**બાકી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] મહેસૂલ કે લેણું ન ભરનાર (માણસ), દેવા-દાર
**બાકીમલ** ન. આંખના ગંદરના ખૂણાઓનું તે તે કોમળ અસ્થિ
**બા(-બાં)કું(-ગું,-કોરું,-ખોરું)** ન. નાનું મોઢું કાણું, મોઢું છિદ્ર. [૦ પાડવું (રૂ.પ્ર.) મોઢું છિદ્ર કરવું]
**બા(-બાં)કો(-ખો)રું** જુઓ 'બાંકું'- [૦ બોલવું (રૂ. પ્ર.) નબળી સ્થિતિ કે સપડાઈ જવી. (૨) આવક અને ખર્ચનાં પાસાં સરખાં ન થવાં]
**બાખ** ન. જુઓ 'બાઉલું.' [ટાવવું, પ્રે.,સ.ક્રિ.
**બાખટલું** જુઓ 'બાખડવું.' બાખટાવું ભાવે., ક્રિ. બાખ-
**બાખટાવવું, બાખટાવું** જુઓ 'બાખડ(-ટ)લું'માં.
**બાખડ** વિ. વિયાયાને ઘણો સમય ગયો હોય તેવું (ઢોર)
**બાખડ(-ટ)વું** અ.ક્રિ. [રવા.] સામસામા ઝઘડી પડવું. બાખડા(-ટા)વું ભાવે.,ક્રિ. બાખડા(-ટા)વવું પ્રે.,સ.ક્રિ.
**બાખડા(-ટા)વવું, બાખડા(-ટા)વું** જુઓ 'બાખડ(-ટ)વું'માં.
**બાખડિયું** વિ. [જુઓ 'બાખડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાખડ'-'બાખડું.' (૨) નાની ઉંમરનું (છોકરું.)
**બાખડી** વિ., સ્ત્રી. [જુઓ 'બાખડું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વિયાયાને લાંબો સમય પસાર થઈ ગયો હોય તેવી (ગાય ભેંસ વગેરે)
**બાખડું** વિ. [જુઓ 'બાખડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાખડ.' (૨) ખાવા શીખેલ ચાલતું-દોડતું બાળક. (૩) ઘઢ સત્ત્વવાળું. (૪) (લા.) કજિયા-ખોર, ઝઘડા-ખોર
**બાખડો** પું. [જુઓ 'બાખડવું + ગુ. 'ઓ' કૃ.પ્ર.] બાખડવું એ, ઝઘડો, કજિયો
**બાખલી** જુઓ 'બાખડી.'
**બાખલું** વિ. નીચા ઘાટનું
**બાખળ** વિ. ગમે તેમ બોલનાર [બાઘું હોવાપણું
**બાઘાઈ** સ્ત્રી. [જુઓ 'બાઘું' + ગુ. 'આઈ' ત. પ્ર.]
**બાઘું** વિ. ગતાગમ વિનાનું. બુદ્ધિશૂન્ય હોય તેવું જણાતું, મૂઢ પ્રકૃતિનું [હેડો હોય તેવું, મા-ઘેલું
**બા-ઘેલું (-ઘેલું)** વિ. [જુઓ 'બા[૧]' + 'ઘેલું.'] માનો ખહુ
**બાઘોર,-રું[૨]** વિ. [જુઓ 'બાઘું' દ્વારા.] જુઓ 'બાઘું.'
**બા-ઘોલું[૨]** ન. [જુઓ 'ઘોલું' દ્વારા.] ઘોલું, ટીડોરું, ઝિલોડું. (૨) (લા.) એક જાતની કાબર-ચીતરી કોડી
**બાચ** ન. તીક્ષ્ણ ગંધવાળું કપડાંમાં નાખતાં જંતુવિનાશક એક મૂળિયું [બાચકો, થેલી, કોથળી
**બાચકી** સ્ત્રી. [જુઓ બાચકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો
**બાચકું** ન. બાચકીથી મોટો છતાં નાનો બાચકો, નાનો થેલો
**બાચકો** પું. ધઉં ચોખા વગેરેની ગૂણ, થેલો. [-કા ભરવા (રૂ.પ્ર.) ફાંફાં મારવાં, વલખાં મારવાં. ૦ લોટ (રૂ. પ્ર.) મૂઠી આટો. ઘુમાડામાં બાચકા (રૂ. પ્ર.) નકામાં વલખાં
**બાચ્છા(-છ્છા)** પું. [જુઓ 'બાદ-શાહ,' આ લાઘવ.] જુઓ 'બાદશાહ.' [શાહી.'
**બાચ્છા(-છ્છા)ઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'બાદ-
**બાજ[૧]** પું. [સં. वाज] સિતારમાંનો પહેલો તાર. (સંગીત.)
**બાજ[૨]** પું. [સં. वाजि, હિં.] ઘોડો
**બાજ[૩]** સ્ત્રી. [નાગરોમાં રૂઢ] પાતળ, પતરાળું
**બાજ[૪]** સ્ત્રી. [પારસી.] જરથોસ્તી ધર્મમાં જમતી વેળા પાજંદ ભાષાની બંદગી મોં ઉઘાડચા વિના બોલવી. [૦ ધરવી (રૂ.પ્ર.) જમતી વેળા મૌન રાખવું. ૦માં બોલવું (રૂ.પ્ર.) હોઠ ઉઘાડચા વિના નાકમાંથી અસ્પષ્ટ બોલવું]
**બાજ[૫]** પું., ન. [ફા.] સમળીની જાતનું એક શિકારી પક્ષી
**-બાજ[૬]** વિ. [ફા.] 'કુશળ' 'નિષ્ણાત' વગેરે અર્થનો ફા. પ્રત્યય : 'કસરત-બાજ' 'દગા-બાજ'
**બાજ-ખેડાવાળ** પું. [સં. वाह्य > પ્રા. वज्झ > જૂ. ગુ. 'બાઝ.' + એક બ્રાહ્મણ જ્ઞાતિ 'ખેડાવાળ.'-ખેડાના પ્રદેશની] ખેડા જિલ્લાના જૂના બ્રાહ્મણોનો એક પ્રકાર. (સંજ્ઞા.)
**બાજ(-જો)ઠ** પું. [સં. पाद-पृष्ठ > પ્રા. पज्ज-उट्ठ] સિંહા-સન વગેરેની આગળ જેની સપાટી ઉપર પગ રાખવામાં આવે તેવો ચાર નાના નાના પાયાનો લાકડાનો ચોરસ પાટલો
**બાજ(-જો)ઠ-ડી** સ્ત્રી. [જુઓ 'બાજોઠ-ડો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.], -ડો પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.], બાજ(-જો)-ઠિયું ન., -યો પું. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનો બાજઠ.
**બાજ-ડું** ન. [જુઓ 'બાજ[૩]' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાજ.[૩]'
**બાજ-ડૂકિયાં** સ્ત્રી. [રવા.] ઘોડાની એક જાતની ચાલ
**બાજણું** ન. [જુઓ 'બાજડું' નાસિકાસ્થાનીય ઉચ્ચારણ] જુઓ 'બાજ-ડું.' [વાવેતર થઈ શકે તેવી જમીન
**બાજરવાડ** સ્ત્રી. [જુઓ 'બાજરો' દ્વારા.] જેમાં બાજરીનું
**બાજર-વાડું** ન. [જુઓ 'બાજરો' દ્વારા.] જમીનનું બાજરો વાવ્યો હોય તે પડું [દાણા-દાર
**બાજર-વાયું** વિ. [જુઓ 'બાજરો' દ્વારા.] બાજરા જેવું
**બાજરિયું** ન. [જુઓ 'બાજરો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બાજરીનું ડૂંડું, બાજરીનું કણસલું. (૨) એ નામનું એક ઝીણું ઘાસ. (૩) (લા.) બાજરીના દાણાની ભાતનું હાથનું એક ઘરેણું. (૪) એક પ્રકારની આતશબાજી. [૦ બાળવું (રૂ. પ્ર.) માઠું લાગવું. ૦ બાળવું (રૂ.પ્ર.) વેર ઊભું કરવું. ૦ વધવું (રૂ. પ્ર.) દાઢીની હજામત વધવી (મજાકમાં)]
**બાજરિયો** પું. [જુઓ 'બાજરિયું.'] બાજરીના લોટની લાપસી. (૨) બાજરો ખાંડી છાશમાં રાંધી બનાવેલી એક ખાદ્ય વાની
**બાજરી** સ્ત્રી. [જુઓ 'બાજરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઝીણા દાણાનો બાજરો. (૨) બાજરો સામાન્ય. (૩) (લા.) બાજરીના દાણા જેવા કણવાળું સ્ત્રીઓના હાથનું એક ઘરેણું, બાજરિયું. [૦ આવી રહેવી (-રે:વી), ૦ ખૂટવી (રૂ. પ્ર.) મૃત્યુ નજીક હોવું. ૦ ખાવી (રૂ.પ્ર.) કમાઈ ખાવું. ૦ બાકી હોવી (રૂ.પ્ર.) આયુષ હજી લાંબું હોવું. ૦ મળવી (રૂ.પ્ર.) ધંધો મળવો. ૦ માંડી હોવી (રૂ. પ્ર.) નસીબમાં લખાયેલું હોવું. ૦ લણવી (રૂ. પ્ર.) નસીબમાં સારાં ફળ ભોગવવાં. ૦ વાવવી (રૂ.પ્ર.) પુણ્ય કર્મ કરવાં]
**બાજરો** પું. [હિં. 'બાજરા.'] જરા બરછટ પ્રકારનું એક ખાદ્ય અનાજ. [-રાનું ભી (રૂ.પ્ર.) ખાસ શ્રેષ્ઠતા]
**બાજળિયો** પું. સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત

બાજંતરી (બાજન્તરી) વિ. [જુઓ 'બજવું' દ્વારા.] વાજાં વગાડનાર, વાદક. (૨) પું. ગાવા-બજાવવાના ધંધાદારીઓનો મહોલ્લો. (૩) સ્ત્રી. વાજાંવાળાઓની ટોળી. (૪) અગાઉ ગાયકો પાસેથી લેવાતો એવો વેરો

બાજં(-જિં)દાઈ (બાજ(-જિ)-દાઇ) સ્ત્રી. [જુઓ 'બાજંદું'+ગુ. 'આઈ' ત.પ્ર.]. -વેડા પું. [જુઓ 'બાજંદું' + 'વેડા.'] ધુતારા-વેડા, ધૂર્તતા

બાજં(-જિં)દું (બાજ(-જિ)-દું) વિ. [ફા. બાજન્દહ્] (લા.) ધૂર્ત, ધુતારું. (૨) (લા.) પહોંચેલું, ઉસ્તાદ

બાજિયા-કાર પું. ભવાડો, ફજેતી. [૦ ગવાવા (રૂ. પ્ર.) સ્ત્રીઓમાં ભવાડાની જાહેરાત થવી]

બાજિંદાઈ (બાજિ-દાઇ), -વેડા જુઓ 'બાજંદાઈ,-વેડા.'

બાજિંદું (બાજિન્દું).' જુઓ 'બાજંદું.'

બાજી સ્ત્રી. [ફા.] રમત, ખેલ. (૨) સોકઠાં પાસા પત્તાં વગેરેની રમત. (૩) (લા.) બાજી ખેલવાનું પાટિયું. (૪) (૪) યુક્તિ, તદબીર. (૫) પ્રપંચ, કાવાદાવા. [૦ ખેલવી, ૦ રમવી (રૂ.પ્ર.) દાવ-પેચ અજમાવવા. ૦ ગોઠવવી, ૦ રચવી (રૂ.પ્ર.) યુક્તિ કરવી. ૦ જીતવી (રૂ.પ્ર.) સફળતા મળવી. ૦ ધૂળ થવી, ૦ બગડવી, ૦ હાથથી જવી (રૂ.પ્ર.) યોજના નિષ્ફળ જવી. (૨) કામ અગડી જવું. ૦ હાથમાં આવવી (રૂ.પ્ર.) સામાનું સારું માઠું કરવાનું પોતાને વશ આવવું. ૦ હારવી, જીતી બાજી હારવી (રૂ.પ્ર.) સિદ્ધ થયેલું કામ માર્યું જવું-નિષ્ફળ થવું. જીતની બાજી (રૂ.પ્ર.) સફળતા આપનારું કાર્ય. હાથમાં બાજી રહેવી (-રે:વી) (રૂ.પ્ર.) કામ કરવાનું સ્વવશ હોવું. હારની બાજી (રૂ.પ્ર.) નિષ્ફળતા. હારી બાજી જીતવી (રૂ.પ્ર.) કામની અનુકૂળતા થવી]

બાજી-ગર વિ. [ફા.] યુક્તિથી રમાડી જાણનાર, ખેલાડી. (૨) (લા.) માકડાં વગેરેનો ખેલ કરનાર, મદારી. (૩) લુચ્ચો માણસ. [૦નું રમકડું (રૂ.પ્ર.) બીજાની દોરવણીથી કામ કરનારું] [(૩) પ્રપંચ, કાવા-દાવા

બાજી-ગરી સ્ત્રી- [ફા.] બાજીગરનું કાર્ય. (૨) યુક્તિ, તદબીર.

બાજીરાવ પું. [એ નામનો પૂનાનો એક પેશવા શાસક] (લા.) જબરો પરાક્રમી માણસ. [૦નો બેટો (રૂ. પ્ર.) જબરો માણસ, અડાબીડ માણસ

બાજુ,-જૂ સ્ત્રી. [ફા. બાજૂ] કોઈ એક તરફનો ભાગ, પડખું. (૨) ક્રિ.વિ. તરફ, ગમ, ભણી, મેર. [૦એ બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) તટસ્થ થઈ રહેવું. ૦ એ રહેવું (-રે:વું), ૦ પકડવી, ૦ લેવી (રૂ.પ્ર.) તરફદારી કરવી. ૦ રાખવી (રૂ.પ્ર.) છેવટને સમયે કારણને મજબૂત બનાવી લેવું]

બાજુ(-જૂ)-બંદ(-ધ) (-બન્દ,-ન્ધ) પું. [ફા. બાજૂ-બન્દ્] બાવડા ઉપર પહેરાતું કે બંધાતું એક ઘરેણું, કોણી ઉપરનું ઘરેણું, કેયૂર

બાજોઠ જુઓ 'બાજઠ.'

બાજોઠ, ૦ઠી, ૦ઠો જુઓ 'બાજઠ, ૦ઠી, ૦ઠો.'

બાજોઠિયું,-યો જુઓ 'બાજઠિયું,-યો.'

બાજોઠી સ્ત્રી. [જુઓ 'બાજોઠ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'બાજઠ-ઠી.'

બાજોડ (-ડય) સ્ત્રી. ઘોડાની એક પ્રકારની ચાલ

બાઝકણું વિ. [જુઓ 'બાઝવું' + ગુ. 'ક' મધ્યગ + 'અણું' કૃ.પ્ર.] બાઝી-વળગી પડનારું. (૨) કજિયાખોર, બાધકણું

બાઝણુ[૧] વિ. [જુઓ 'બાઝવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર.] જુઓ 'બાઝકણું.'

બાઝણુ[૨] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'બાઝણુ[૧]' + સ્ત્રી. નો 'ઈ' લઘુપ્રયત્ન 'ય' રૂપે.] બાધકણી સ્ત્રી

બાઝવું સ. ક્રિ. [સં. बाध ➤ પ્રા. बज्झ-] વળગવું, ચોંટી પડવું. (૨) બંધાવું, જામવું. (૩) ઝઘડવું, કજિયો કરવો. (ભૂ. કૃ.માં કર્તરિ પ્રયોગ.) બઝાવું ભાવે., કર્મણિ, ક્રિ. બઝાડવું પ્રે., સ. ક્રિ.

બાઝં-બાઝા (બાઝમ્-બાઝા), -ઝી સ્ત્રી. [જુઓ 'બાઝવું,' દ્વિર્ભાવ. + ગુ. 'આ' 'ઈ' કૃ. પ્ર.], બાઝા-બાઝ (-ઝય), -ઝી સ્ત્રી. [+ ગુ. 'ઈ' કૃ. પ્ર.] વળગા-વળગી (૨) વળગીને કરવામાં આવતો ઝઘડો [કરવામાં આવતો ઝઘડો

બાઝિયો પું. [જુઓ 'બાઝવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] વળગીને

બાટકવું સ. ક્રિ. [રવા.] "બટક બટક' અવાજ સાથે ખાવું. (૨) વળગવું. (૩) કજિયો કરવો

બાટકળ વિ. [જુઓ 'બાટકવું' દ્વારા.] બહુ ખાનાર, ખા ખા કરનાર. (૨) (લા.) વિવેક વિનાનું, અવિવેકથી બોલ બોલ કરનારું [રૂગ લાગવી એ

બાટ[૧] (-ટય) સ્ત્રી. [જુઓ 'બટાવું' દ્વારા.] બટાઈ જવું એ,

બા(-બાં)ટ[૨] પું. [વ્રજ.] છૂટી લાપસી. (પુષ્ટિ.)

બાટ[૩] જુઓ 'બાંટ.[૩]'

બાટ-છપાઈ જુઓ 'બાંટ-છપાઈ.'

બાટ-છાપ જુઓ 'બાંટ-છાપ.'

બાટમ વિ. પૂછેલા પ્રશ્નોના જવાબ ન આપી શકનારું

બાટલી[૧] પું. આંબાની એક જાત

બાટલી[૨]. સ્ત્રી. [જુઓ 'બાટલો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મધ્યમ માપનો શીશો. ૦ પીવી (રૂ. પ્ર.) દારૂ પીવો. ૦ઘરાક, ૦ભગત (રૂ. પ્ર) દારૂ પીનાર માણસ]

બાટલો પું. [અં. 'બૉટલ' + ગુ. 'ઓ' ત. પ્ર.] કાચની કે ચિનાઈ માટીની મોટી બરણી. [-લા ભરવા (રૂ.પ્ર.) રોજ દવા લાવવી]

બાટવું જુઓ 'બટાવું.' [બાટી જવી (રૂ. પ્ર.) મનદુઃખ થવું, ઊંચાં મન થવાં, વૈમનસ્ય થવું. (૨) સારી રીતે બોલી-ચાલી થવી]

બાટાચૂટ (-ટય) સ્ત્રી. [સૌ.] જુઓ 'બાઝં-બાઝા.'

બાટા-ચૂર ક્રિ. વિ. જુસ્સાથી, આવેશથી. (૨) ખૂબ, ઘણું

બાટી સ્ત્રી. [સં. वर्तिका ➤ પ્રા. वट्टिआ, હિં.] ઘઉંનો લોટ કઠણ બાંધી અગ્નિ આસપાસ મૂકી શેકવામાં આવતો જાડો નાનો રોટલો

બા(-બાં)ઠું ન. કણ ચડ્યા ન હોય તેવા જુવાર બાજરીના સાંઠાઓનો સમૂહ [દાવ

બાઠ (-ઠય) સ્ત્રી. કોડીની રમતમાં બધી કોડી ઊંધી પડે એવો

બાઠું જુઓ 'બાંઠું.'

બાઠો પું. કેરાનો ગોટલો

બાડ (-ડય) સ્ત્રી. કોર, હાંસિયો. (૨) તલવારની ધાર. (૩)

પથ્થર માંહેની સર. (૪) લાકડામાંની પોલ

**બાડ-જર** ન. એ નામનું એક પ્રાણી

**બાડવું** સ. ક્રિ. ઘુસાડવું

**બાડસ** પું. માછલું

**બાડિયો** પું. [જુઓ 'બાડ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] તલવાર છરી ચાકુ વગેરેની ધાર કરનારો માણસ

**બા-ડી** સ્ત્રી. [જુઓ 'બા[1]' + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] (વહાલમાં) મા, માતા, બા

**બાડુલું** ન. બાળક, છોકરું. (પદ્યમાં.)

**બાડું** વિ. બંને આંખની નજર નાખતાં એક આંખ છેડા ઉપર જાય તેવી આંખોવાળું. ('ફાંગું' બીજી આંખ અંદરના ખૂણા તરફ હોય તેવું.) [-ડી આંખે(કે નજરે) જોવું (-આંખયે-) (રૂ. પ્ર.) છાનુંમાનું જોઈ લેવું. (૨) ઉપેક્ષા કરવી. ૦ જોવું (રૂ. પ્ર.) ઉપેક્ષા કરવી. -ડું બત્રીસ-(શ-)લક્ષણું (રૂ. પ્ર.) બધાં કુલક્ષણોવાળું માણસ]

**બાઢ (-ઢચ)** સ્ત્રી. [હિં. 'બાઢ.'] રેલ, છેલ, પૂર

**બાઢમ્** ક્રિ. વિ., કે. પ્ર. [સં.] વારુ, સારું, ભલે, હા

**બાઢમ** ન. [સં. बाढम् અવ્યય] (લા.) કશું જ નથી, શૂન્ય છે. (વ્યંગ્યમાં.)

**બાણ** ન. [સં., પું.] તીર, શર. (૨) હદનું નિશાન, ખાંભો, ખૂંટ, 'બાઉન્ડરી પિલર.' (૩) મહાદેવજીનું લિંગ. (૪) પું. શ્રીકૃષ્ણના સમયનો એ નામનો એક અસુર. (સંજ્ઞા.) (૫) 'કાદંબરી' અને 'હર્ષચરિત' એ સં. ગ્રંથોનો એ નામનો કર્તા (સંજ્ઞા.) [૦ કરવાં (રૂ. પ્ર.) માપી શકાય તેવો મોરમ મરથી કાંકરી વગેરેનો ઢગલો કે ચટ્ટો કરવો. ૦ કાઢવું (રૂ. પ્ર.) પગલું શોધી કાઢવું. ૦ ચઢા(-ડા)વવું, ૦તાણવું (રૂ. પ્ર.) ધનુષ ઉપરથી બાણ ફેંકવાની તૈયારી કરવી. ૦ છોડવું, ૦ મારવું, ૦ મૂકવું (રૂ. પ્ર.) ધનુષ ઉપર બાણ ચડાવી તાણીને ફેંકાય એમ કરવું. ૦ મારવાં (રૂ.પ્ર.) મહેણાં ટોણાં કહેવાં. ૦ વાગવાં (રૂ. પ્ર.) મહેણાંની સખત અસર થવી. વજ્જર બાણ (રૂ. પ્ર.) કલોયું મરણ]

**બાણ-ધારી** વિ., પું. [સં., પું.] બાણ ધારણ કરનાર યોદ્ધો

**બાણ-પથ** પું. [સં.] ફેંકાયેલું બાણ જ્યાંથી નીકળી પહોંચે ત્યાંસુધીનો ગાળો

**બાણ-મોક્ષણ, બાણ-મોચન** ન. [સં.] બાણ ફેંકવાની ક્રિયા

**બાણ-યુદ્ધ** ન. [સં.] બાણોથી કરાતી સામસામી લડાઈ. (૨) બાણાસુર સાથેની શ્રીવિષ્ણુની લડાઈ

**બાણ-વિદ્યા** સ્ત્રી. [સં.] બાણ ફેંકવાની વિદ્યા, શર-વિદ્યા

**બાણવું** અ. ક્રિ. સાટું કરવું, કબાલો કરવો

**બાણ-વર્ષા, બાણ-વૃષ્ટિ** સ્ત્રી. [સં.] વરસાદની જેમ સતત પડે એ રીતે બાણ ફેંકવાં એ

**બાણ-શય્યા** સ્ત્રી. [સં.] જમીન ઉપર ખોડેલાં બાણોનાં ફળાં-રૂપ પથારી, શર-શય્યા

**બાણ-સુતા** સ્ત્રી. [સં.] બાણાસુરની પાલિતા પુત્રી ઉષા (જે શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધને વરેલી)

**બાણાકાર** પું., **બાણાકૃતિ** સ્ત્રી. [સં. बाण + आ-कार, आ-कृति] બાણનો ઘાટ. (૨) વિ. બાણના ઘાટનું

**બાણાવલિ(-લી, -ળિ,-ળી)** પું. [સં. बाण + आवलि,-ली] બાણોની પંક્તિઓ સતત વરસાવવાની શક્તિવાળો ઉચ્ચ કોટિનો યોદ્ધો

**બાણાસુર** પું. [સં. बाण + असुर] જુઓ 'બાણ (૪).' (સંજ્ઞા.)

**બાણિયું** વિ. [સં. बाण + ગુ. 'ઇયું' ત. પ્ર.] બાણના આકારનું, બાણ જેવું

**બાણુ,-ણું** વિ. [સં. द्वानवति > પ્રા. बाणवइ, સ્ત્રી.] નેવુ અને બેની સંખ્યાનું, ૯૨ [પહોંચેલું, ૯૨ મું

**બાણુ(-ણું)-મું** વિ. [ + ગુ. 'મું' ત. પ્ર.] બાણુની સંખ્યાએ

**બાણો-બાણ (-ણ્ય)** ક્રિ. વિ. [જુઓ 'બાણ,' – દ્વિર્ભાવ.] ઉતાવળી ગતિએ. (૨) (લા.) તડાતૂમ, પેટ ફાટ ફાટ થાય એમ [ભાળ, 'ઇન્ટેલિજન્સ'

**બાતમી** સ્ત્રી. [અર. બાત્મી] છૂપી માહિતી, ખાનગી ખબર,

**બાતમી-ખાતું** ન. [ + જુઓ 'ખાતું.'] ખાનગી માહિતી એકઠી કરનારું સરકારી તંત્ર

**બાતમી-દાર** વિ. [ + ફા. પ્રત્યય] બાતમી લાવી આપનાર, જાસૂસ, ભેદી ખબરપત્રી, 'ઇન્ફૉર્મર'

**બાતલ** ક્રિ. વિ. [અર. બાતિલ્] રદ કરાય એમ. (૨) વિ. નકામું, નિરર્થક. (૩) ખરાબ, નીચ

**બાતી** સ્ત્રી. [સં. वर्तिका > પ્રા. वत्तिआ, હિં.] બત્તી

**બાતેન** વિ. [અર. બાતિન્] ખાનગી, છૂપું, ગુપ્ત

**બાથ[1]** સ્ત્રી. બે હાથની ચૂડ, બથ. [૦ ભરવી, ૦ ભીડવી, ૦ લેવી (રૂ. પ્ર.) બે હાથ સામાની પીઠને વીંટી ભેટવું. (૨) હિંમત કરવી. ૦માં ઘાલવું, ૦માં લેવું (રૂ. પ્ર.) જુઓ 'બાથ ભરવી.' (૨) આશ્રયમાં લેવું]

**બાથ[2]** પું. [અં.] સ્નાન, નાહવું એ. (૨) નાહવાની ઓરડી. (૩) નાહવા માટેનો હોજ

**બાથ-ગબડી** સ્ત્રી. [જુઓ 'બાથ[1]' + 'ગબડવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (લા.) એ નામની એક હાલારી રમત

**બાથ-ટબ** ન. [અં.] નાહવા માટેનું લોખંડનું કે ચિનાઈ માટી યા પથ્થરનું વહાણના આકારનું મોટું વાસણ

**બાથડવું** અ. ક્રિ. [જુઓ 'બાથ' દ્વારા, ના. ધા.] (લા.) ઝઘડવું, આખડવું, લડવું. બાથડાવું ભાવે., ક્રિ. બાથડાવવું પ્રે., સ. ક્રિ.

**બાથડાવવું, બાથડાવું** જુઓ 'બાથડવું'માં.

**બાથ-રૂમ** પું. [અં.] નાહવાની ઓરડી કે ઓરડો, નહાણી

**બાથં-બાથ (બાથમ્-બાથ્ય), -થા, -થી** સ્ત્રી. [જુઓ 'બાથ,' –દ્વિર્ભાવ + ગુ. 'આ' – 'ઈ' ત. પ્ર.] સામસામે બાથમાં લઈ કરવામાં આવતી મારામારી

**બાથોટવું** અ. ક્રિ. [જુઓ 'બાથ' દ્વારા, –ના. ધા.] જુઓ 'બાથડવું.' બાથોટાવું ભાવે., ક્રિ. બાથોટાવવું પ્રે., સ. ક્રિ.

**બાથોટાવવું, બાથોટાવું** જુઓ 'બાથોટવું'માં

**બાથોડિયું** ન. [જુઓ 'બાથોડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાથોડું.' [-યાં મારવાં (રૂ. પ્ર.) ફાંફાં મારવાં]

**બાથોડી** સ્ત્રી. [જુઓ 'બાથોડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એકબીજાની સામે બાઝીને લેવાતી ટક્કર

**બાથોડું** ન. [જુઓ 'બાથ' + ગુ. 'ઓડું' ત. પ્ર.] સામસામે બાથ લઈ ઝઘડવું એ. (૨) (લા.) નકામું ફાંફું. [-ડાં મારવાં (રૂ. પ્ર.) બચવા ફાંફાં મારવાં. -ડાં લેવાં (રૂ. પ્ર.)

બાથોબાથ આવી યુદ્ધ કરવું] ['બાથં-બાથ.'
**બાથોબાથ** (-થ્ય) સ્ત્રી. [જુઓ 'બાથ,' – દ્વિર્ભાવ.] જુઓ
**બાથોડું** ન. [જુઓ 'બાથ' દ્વારા.] જુઓ 'આથોડું.'
**બાદ** વિ., ક્રિ. વિ. [અર. બઅદ્] પછી પછીથી, હવે. (૨) કમી, ઓછું. (૩) બાકી રહેલું
**બાદકાંક** (બાદકાઙ્ક) પું. [જુઓ 'બાદ' + સં.; વચ્ચે 'ક'નો પ્રક્ષેપ] બાદ કરવાની સંખ્યા
**બાદ-ખાય** પું. તફાવત, ભેદ, ફેર
**બાદ-ખોર** પું. ઘોડાનો એક પ્રકારનો રોગ (વાળ ખરી જવાનો)
**બાદ-બાકી** સ્ત્રી. [જુઓ 'બાદ' + 'બાકી.'] કમી કરવાની પ્રક્રિયા કે રીત. (ગ.) (૨) કમી કરીને લાવેલી રકમ. (ગ.)
**બાદર** વિ. [સં.] (લા.) સૂક્ષ્મથી ઊલટું, સ્થૂલ, જાડું, મોટું. (જૈન.)
**બાદર-ત્વ** ન. [સં.] સ્થૂલપણું, સ્થૂલતા
**બાદરાયણ** પું. [સં.] ઉત્તર મીમાંસાનાં વેદાંતસૂત્રો-બ્રહ્મસૂત્રોના કર્તા એક બ્રહ્મવેત્તા ઋષિ. (સંજ્ઞા.) (૨) ભાગવત પુરાણ પ્રમાણે કૃષ્ણ-દ્વૈપાયન વ્યાસ. (સંજ્ઞા.)
**બાદરાયણ-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં.] મેળ કે સંબંધ ન હોવા છતાં તાણીતૂસીને ઊભો કરવામાં આવેલો સંબંધ
**બાદરાયણ-સૂત્ર** ન., બ. વ. [સં.] બાદરાયણનાં રચેલાં ઉત્તર મીમાંસાનાં વેદાંતસૂત્ર કે બ્રહ્મસૂત્ર. (સંજ્ઞા.)
**બાદરાયણિ** પું. [સં.] ભાગવત પુરાણ પ્રમાણે બાદરાયણ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના પુત્ર શુકદેવ. (સંજ્ઞા.)
**બાદરિયો** પું. સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત
**બાદલું**[1] ન. [ફા. બાદ્લહ્] સોનાચાંદીની જરી. (૨) એવા કસબવાળી સાડી. (૩) વિ. સોનારૂપાનો ઢોળ ચડાવેલું. (૪) હલકી ધાતુના ભેળવાળું
**બાદલું**[2] વિ. [જુઓ 'બાદ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] (લા.) ઊતરતા પ્રકારનું, સાર વિનાનું. (૨) તકલાદી. [૦ પડવું (રૂ. પ્ર.) તકલાદી નીવડવું]
**બાદલો** પું. [જુઓ 'બાદલું.[1]'] જુઓ 'બાદલું[1](૨).'
**બાદ-શાહ** પું. [ફા.] મુલકનો ધણી, શહેનશાહ, પાદશાહ. (૨) ગંજીફાનાં પાનાંમાંનાં દાઢીવાળાં મહોરાંનું તે તે પાનું
**બાદશાહ-જાદી** સ્ત્રી. [ + ફા.] બાદશાહની કુંવરી
**બાદશાહ-જાદો** પું. [+ ફા. જાદહ્] બાદશાહનો કુંવર
**બાદશાહ(-હે)ણ** (-ણ્ય) સ્ત્રી. [ + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] બાદશાહની બેગમ [હોદ્દો, બાદશાહની હકૂમત
**બાદશાહત** સ્ત્રી. [ફા.] બાદશાહનું સામ્રાજ્ય અને બાદશાહનો
**બાદશાહી**[1] વિ. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] બાદશાહને લગતું. (૨) (લા.) ભારે ઠઠારાવાળું. (૩) ભારે ઉડાઉ પ્રકારનું
**બાદશાહી**[2] સ્ત્રી. [ફા.] મોટું મુસ્લિમ રાજાશાહી રાજ્ય. (૨) બાદશાહનો અમલ. (૩) (લા.) ભારે ઠાઠમાઠ અને એશઆરામ, બાદશાઈ
**બાદશાહેણ** (-ણ્ય) જુઓ 'બાદશાહણ.'
**બાદિયાન** ન. [ફા. બાદ્-યાન્] એક જાતનું વસાણું (ઉંદરાણાના જેવું લાગતું)
**બાદી** સ્ત્રી. [ફા. દવાને લગતું.] (લા.) પેટમાંનો અપચાનો રોગ, અજીર્ણ, બદહજમી. (૨) કબજિયાત, બંધકોશ
**બાદી-બવાસીર** પું. [ + જુઓ 'બવાસીર.'], **બાદી-હરસ** પું. [+ જુઓ 'હરસ.'] બાદીને લઈ થયેલો હરસ-મસાનો રોગ
**બાદેલું** વિ. કોતરેલું. (૨) છાપેલું
**બાદેલો** પું. ઓખામંડળમાં રહેતી ખારવાની એક જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**બાદોર** પું. ખવરાવીને તગડો કરવામાં આવેલો બકરો
**બાધ** પું. [સં.] નડતર, અડચણ. (૨) પ્રતિબંધ, મનાઈ. (૩) એ નામનો એક હેત્વાભાસ. (તર્ક.) [૦ આવવો (રૂ. પ્ર.) નડતર થવી. (૨) વાંધો ઊભો થવો]
**બાધક** વિ. [સં.] નડતર કરનારું. (૨) પ્રતિબંધ કરનારું. (૩) પ્રતિકૂલ, વિરુદ્ધ જતું
**બાધકણું** વિ. [જુઓ 'બાધવું' + ગુ. 'અણું' કૃ. પ્ર. વચ્ચે 'ક'નો પ્રક્ષેપ.] જુઓ 'બાઝકણું.'
**બાધક-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] બાધક હોવાપણું
**બાધ-કર્તા** વિ. [સં. बाधस्य कर्ता, પું.], **બાધ-કારક** વિ. [સં.], **બાધ-કારી** વિ. [સં., પું.] જુઓ 'બાધક.'
**બાધણ** (-ણ્ય) વિ. [જુઓ 'બાધવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર.] ઝઘડો કરનારું, લડકણું, બાધકણું
**બાધવું** સ. ક્રિ. [સં. बधू-बाधू, તત્સમ; અડચણ કરવી.] (લા.) શરીર અથડાય એ રીતે ઝઘડો કરવો. (૨) ઠપકો આપવો, ખિજાવું. (૩) ચોંટી જવું, ચીપકાઈ જવું. (ભૂ. કૃ. કર્તરિ પ્રયોગ.) [બાધ્યે ભરમે (કે ભારે) (રૂ. પ્ર.) નામ નિર્દેશ કર્યા સિવાય, મોઘમ રીતે] બધાવું ભાવે., કર્મણિ., ક્રિ. બધાવવું પ્રે., સ. ક્રિ.
**બાધા** સ્ત્રી. [સં.] જુઓ 'બાધ.' (૨) પીડા, દુઃખ. (૩) (લા.) માનતા, આખડી. [૦ આપવી (રૂ. પ્ર.) અમુક ઇષ્ટ સિદ્ધ ન થાય ત્યાંસુધી અમુક ખાસ કાંઈ ન કરવું એવી પ્રતિજ્ઞા કરાવવી. ૦ આવવી, ૦ નડવી, ૦ પડવી (રૂ.પ્ર.) વિઘ્ન થવું. ૦ કરવી, ૦ છોડવી, ૦ મૂકવી (રૂ. પ્ર.) આખડી પૂરી કરવી] [દ્વિર્ભાવ] જુઓ 'બાધા(૩).'
**બાધા-આખડી** સ્ત્રી. [ + જુઓ 'આખડી.' સમાનાર્થી શબ્દોનો
**બાધા-પ્રતિક્રિયા** સ્ત્રી. [સં.] શરીરનાં અંગ જકડાઈ જાય ત્યારે એનું હલન-ચલન થાય એ પ્રકારની કસરત. (વ્યાયામ.)
**બાધા-ભીડ** સ્ત્રી. કૂતરા-કૂતરીના સંભોગમાં તરત છૂટાં નથી પડી શકતાં એ પરિસ્થિતિ
**બાધિત** વિ. [સં.] જેનો બાધ કરવામાં આવ્યો હોય તેવું, મનાઈ કરેલું. (૨) વાંધા-ભરેલું. (૩) ઉપદ્રવ પામેલું. (૪) અસંગત ઠરેલું
**બાધિત-વિષય-હેત્વાભાસ** પું. [સં.] જે હેતુના વિષયમાં બીજા પ્રમાણથી હરકત ઊભી થાય એ પ્રકારનો હેતુ. (તર્ક.)
**બાધિત-હેત્વાભાસ** પું. [સં.] જે હેતુના સાધ્યમાં બીજા પ્રમાણથી હરકત ઊભી થાય એ પ્રકારનો હેતુ. (તર્ક.)
**બાધિતાનુવૃત્તિ** સ્ત્રી. [ + સં. अनु-वृत्ति] જેવો હોય તેવો વ્યવહાર કર્યા છતાં 'આ સઘળો વ્યવહાર મિથ્યા છે તેમ વ્યવહારની વસ્તુઓ મિથ્યા છે' એવી સમઝ. (તર્ક.)
**બાધિર્ય** ન. [સં.] બધિર-તા, બહેરાપણું
**બાધું** વિ. [સં. बद्धक- > પ્રા. बद्धअ-; જૂ. ગુ.] જુઓ 'બધું.' (પદ્યમાં.) [-ધો રૂપિયો (રૂ. પ્ર.) આખો રૂપિયો-છૂટું પર

ચૂરણ ન કરાવ્યું હોય તેવો]

**બાધેડું** વિ. [જુઓ 'બાધવું' દ્વારા.] બાધ્યા કરવાની ટેવવાળું, ઝઘડાખોર, કજિયાખોર

**બાધ્ય** વિ. [સં.] બાધ કરવા જેવું, મનાઈ કરવામાં આવે તેવું. (૨) બંધનકારક, કર્યા વિના ન ચાલે તેવું, ફરજિયાત કરવું જ પડે તેવું

**બાધ્યતા** સ્ત્રી. [સં.] બાધ્ય હોવાપણું

**બાધ્યતા-મૂલક** વિ. [સં.] જુઓ 'બાધ્ય.'

**બાન¹** વિ. [અર. 'બય્' + ફા. 'આનહ્' પ્રત્યય] જમીન તરીકે રાખેલું કે પકડેલું. (૨) ન. જામીન. [૦ બેસવું (-બેસવું) (રૂ. પ્ર.) લગ્નવિધિ પ્રસંગે નાહવા બેસવું]

**બાન²** વિ. [ફા. પ્રત્યય; સર૦ સં. °વાન્ પ્રત્યય, પું.] સ્વામિત્વવાચક પ્રત્યય 'વાળું'નો અર્થ : 'બાગ-બાન' મહેર-બાન' વગેરે [રચના, ઇમારત

**બાન(-નિ)ક** સ્ત્રી. [સં. વાણી દ્વારા હિં.] વાણી, ભાષા. (૨)

**બાનડી** સ્ત્રી. [જુઓ 'બાંદી' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર. 'બાંદડી' –ઉચ્ચારભેદ] ઊતરતા પ્રકારની દાસી, બાંદી

**બાનદારી** સ્ત્રી. [+ ફા.] પકડાયેલા બાનને છોડાવવા માટે અપાતી રકમ

**બાના-ખત** ન. [જુઓ 'બાનું'+'ખત.'] બાના તરીકે આપવાની રકમની પહોંચના રૂપનો દસ્તાવેજ, 'બૉન્ડ'

**બાનિક** જુઓ 'બાનક.'

**બાની** સ્ત્રી. [સં વાણી, હિં. વિકાસ] વાણી, ભાષા. (૨) ડોલવાની ખાસ પ્રકારની છટા. (૩) સંગીત ગાવાની તે તે ખાસ પદ્ધતિ. (સંગીત.)

**બાનુ(-નૂ)** સ્ત્રી. [ફા. બાનૂ] સ્ત્રી. સામાન્ય નારી, બૈરું. (૨) સારા ઘરની મુસ્લિમ સ્ત્રી, મુસ્લિમ મહિલા

**બાનું** ન. [અર. 'બય્' + ફા. 'આનહ્' પ્રત્યય] જમીન-ગીરીમાં લીધેલ વસ્તુ કે નાણું, સોદાની પક્કાઈ માટે અગાઉ-થી અપાતી રકમ, ઉપન્યાસ 'અર્નેસ્ટ મની,' 'ટૅન્ડર મની'

**બાનૂ** સ્ત્રી. [ફા.] જુઓ 'બાનુ.'

**બાન્સ** ન. [અં.] થનારાં લગ્નની ખ્રિસ્તી દેવળમાં ત્રણ દિવસ સુધી થતી જાહેરાત

**બાપ** પું. [દે.પ્રા. બપ્પ] જનક, પિતા, તાત. (૨) સંતાન, સ્વજન કે પૂજ્ય માટેનું સંબોધન. [૦જન્મારામાં, ૦જન્મારે (રૂ.પ્ર.) આખી જિંદગી દરમ્યાન. ૦ના કૂવામાં ડૂબી મરવું (રૂ.પ્ર.) પરંપરાના રિવાજ પ્રમાણે વર્તવું. ૦ના થાન જેવું (રૂ.પ્ર.) નકામું, નિરર્થક. ૦ના બાપ પાસ(-સે) જ(-જા)વું (રૂ.પ્ર.) મરણ પામવું. ૦ના બાપ બોલાવવા (રૂ.પ્ર.) રડી કકડી મદદ માગવી. ૦ની મોકાણ (-ણ્ય) (રૂ.પ્ર.) નકામી વાતચીત (દુઃખ ભરેલી). ૦નું (રૂ.પ્ર.) પોતાની માલિકીનું. ૦નું તોલકું (રૂ. પ્ર.) કશું જ નહિ. ૦નું નામ (રૂ.પ્ર.) કુળની આબરૂ. ૦નું બારમું (રૂ.પ્ર.) કશું જ નહિ. ૦નું ધુબારું (રૂ.પ્ર.) ભલીવાર વિનાનું. ૦નો કક્કો (રૂ. પ્ર.) કશું જ ન આવડવું એ. ૦નો કૂવો (રૂ.પ્ર.) પરંપરાનું નિવાસ-સ્થાન. (૨) જૂના રિવાજ. ૦નો ગરાસ લૂંટાવો (રૂ.પ્ર.) ભારે નુકસાન થઈ જવું. ૦નો બાપ બોલાવવો (રૂ. પ્ર.) રડી રડીને મદદ માગવી. ૦નો બુધવાર કરવો (રૂ.પ્ર.) કામમાં સફળતા ન મળવી. ૦નો બેટો (રૂ.પ્ર.) વંશપરંપરાના ગુણધર્મ ધરાવતું. ૦નો બોલ (રૂ.પ્ર.) સત્ય પ્રતિજ્ઞા. ૦નો માલ (રૂ.પ્ર.) પોતાની સત્તાની વસ્તુ. ૦નો લાડવો (રૂ.પ્ર.) ફાયદો, નફો. ૦ આવળ ને મા બોરડી (રૂ.પ્ર.) અસં-બદ્ધ વાત. ૦બાપ કરવું (રૂ. પ્ર.) કાલાવાલા કરવા. ૦ માર્યાનું વેર,-રે માર્યાનું વેર (રૂ.પ્ર.) વંશપરંપરાથી ચાલ્યું આવતી શત્રુતા. (૨) પ્રબળ શત્રુતા. ૦ રે (રૂ.પ્ર.) દુઃખનો ઉદ્ગાર. બાર બાપની બેલ (રૂ. પ્ર.) અનેક પ્રકારના સ્વભાવનાં માણસોનો જમેલો]

**બાપ-કમાઈ** સ્ત્રી. [+ જુઓ 'કમાઈ.'] વારસામાં મળેલી માલ મિલકત [મળેલી સંપત્તિ ભોગવનાર

**બાપ-કર્મી** વિ. [+ સં., પું.] બાપ કે બાપદાદાની વારસામાં

**બાપ-જી** પું., બ.વ. [+જુઓ 'જી' માનાર્થે.] ગુરુ સંન્યાસી બ્રહ્મચારી વગેરે પૂજ્ય કોટિના પુરુષો માટેનું એક સંબો-ધન. [૦ બોલાવવા (રૂ.પ્ર.) ત્રાહિ ત્રાહિ બોલી ઊઠવું]

**બાપડાવવું** સ.ક્રિ. [જુઓ 'બાપડું'-ના. ધા.] (લા.) ઊંધું સમઝાવવું, ખોટું ભરાવવું

**બાપડિયું** વિ. [જુઓ 'બાપડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **બાપડું** વિ. [દે.પ્રા. બપ્પુડલ-] 'બાપ બાપ' પોકારે એવું લાચાર, બિચારું, દયા યાચનારું

**બાપ-દાદા** પું., બ.વ. [જુઓ 'બાપ' + 'દાદો.'], **બાપ-બપાવા** પું., બ.વ. [જુઓ 'બાપ'નો વિકાસ- 'બપાવો.'] વડવા, વડીલો, પિતરો, પૂર્વજો

**બાપલિયું** વિ. [જુઓ 'બાપલું + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.) જુઓ 'બાપડું.' [-યાના બાપ (રૂ.પ્ર.) 'બાપ રે' પ્રકારનો ઉદ્ગાર (ભય કે ત્રાસથી)] [વપરાતો ઉદ્ગાર

**બાપલિયો** પું. [જુઓ 'બાપલિયું.'] પાટીદાર પટેલ વગેરેમાં

**બાપલી** સ્ત્રી. [જુઓ 'બાપલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) કુંઢી ભેંસ માટે વપરાતો ઉદ્ગાર

**બાપલું** વિ. [દે.પ્રા. બપ્પ + સં. उल्लक-] જુઓ 'બાપડું.'

**બાપ-વખું** વિ. [દે.પ્રા. બપ્પ + સં. पक्षक- > પ્રા. बप्प-वक्खअ-] બાપનો પક્ષ ખેંચનારું. (૨) બાપને વળગી રહેનારું

**બાપા** પું., બ.વ. [જુઓ 'બાપો.'] કોઈ પણ વૃદ્ધ પુરુષનું સંબોધન [(લા.) પાટીદાર

**બાપા-ભાયડા** પું., બ.વ. [જુઓ 'બાપો' + 'ભાયડો.']

**બાપા-મારી** સ્ત્રી. ['જુઓ 'બાપો' + 'મારવું' + ગુ. 'ઈ' કૃ. પ્ર.] (લા.) શોરબકોર, ધમાલ

**બાપી(-પૂ)કું** વિ. [અપ. बप्पीकअ-] બાપથી વારસામાં ઊતરી આવેલું તેથી પોતાનું

**બાપુ** પું. [દે. પ્રા. बप्पुअ-] બાપ, પિતા. (૨) રાજા દરબાર ગરાસિયો ફકીર વગેરેને માટેનું સંબોધન. (૩) બાળકને માટે પ્યારભર્યું સંબોધન

**બાપુ-જી** પું., બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે.] પિતા (માનાર્થે)

**બાપુ-શાહી¹** સ્ત્રી. [+ ફા.] જૂનાં રજવાડાંઓના રાજવીઓનું રગશિયા પ્રકારનું રાજ્ય-તંત્ર

**બાપુ-શાહી²** વિ. [+ જુઓ 'શાહી' + ગુ. 'ઈ' ત. પ્ર.] રજવાડી રસમનું. (૨) (લા.) ચીડું, ચીડું

**બાપૂકું** જુઓ 'બાપીકું.'
**બાપૂડિયું** વિ. [જુઓ 'બાપૂડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.],
**બાપૂડું** વિ, [જુઓ 'બાપુ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] બાળકને માટેનું વહાલભર્યું સંબોધન
**બાપૈયો** જુઓ 'બપૈયો.[૧]'
**બાપો** પું. [દે.પ્રા. बप्पअ-] 'બાપ' માટેનું સંબોધન. (૨) લાડ વહાલ સંમાન બતાવવા હરકોઈ પુરુષને માટે—અરે બળદ ઘોડા જેવાં પ્રાણીઓ માટે પણ વપરાતો ઉદ્ગાર
**બા-પોકાર** ક્રિ.વિ. [જુઓ 'બા' (રવા.) + 'પોકાર.'] બૂમ બરાડા પાડીને, પોકારી પોકારીને, મોટી મોટી બૂમ પાડીને
**બાપો-જી** પું., બ.વ. [જુઓ 'બાપો' + 'જી' (માનાર્થે)] જુઓ 'બાપો.'
**બાપોતું** [જુઓ 'બાપ' દ્વારા.] જુઓ 'બાપીકું.'
**બાફ** પું. [સં. बाष्प > પ્રા. बप्फ] બફારો, ધામ. (૨) સ્ત્રી. વરાળ. [૦ **આપવી** (રૂ.પ્ર.) વરાળનો શેક દેવો. ૦ **લેવી** (રૂ.પ્ર.) વરાળનો શેક લેવો]
**બાફણ-ક્રિયા** સ્ત્રી. [જુઓ 'બાફવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. + સં.] રાંધવાની ક્રિયા. (૨) બાફ લેવાની ક્રિયા, વરાળનો શેક લેવો એ
**બાફણું** ન. [જુઓ 'બાફવું + ગુ. 'અણું' કૃ.પ્ર.] રાંધવું એ, રસોઈ કરવી એ. (૨) કાચી કેરીને બાફીને બનાવેલું શાક. (૩) ઢોરને માટે ઉકાળી કરેલું ખાણ
**બાફલી** સ્ત્રી. જંગલી ગાજર
**બાફલો** પું. [જુઓ 'બાફવું' દ્વારા.] સ્વાદ વગરની રસોઈ. (૨) જુઓ 'બાફણું(૨).'
**બાફવું** સ. ક્રિ. [જુઓ 'બાફ,'-ના. ધા.] પાણીમાં ઉકાળીને રાંધવું. (૨) રાંધવું, રસોઈ કરવી. (૩) (લા.) વગર વિચાર્યે બોલવું. (૪) બગાડી મૂકવું. [**બાફી ખાવું** (રૂ. પ્ર.) ગેરઉપયોગ કરવો. **બાફી ના(-નાં)ખવું (કે મારવું)** ન બોલવાનું બોલી નાખવું] **બફાવું** કર્મણિ., ક્રિ. **બફાવવું** પ્રે., સ. ક્રિ.
**બાફું** ન. [જુઓ 'બાફવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.) (લા.) ગપ. [**-ફાં ફોકવાં** (રૂ.પ્ર.) ગપાટા મારવા]
**બાબ** પું. [અર.] પ્રકરણ, વિભાગ. (૨) વિષય, મુદ્દા. (૩) સામગ્રી, અસબાબ
**બાબ(-વ)ચી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**બાબચું** વિ. બબૂચક
**બાબચું-બૂચ(-બ)લું** વિ. નમાલું, પાણી વિનાનું
**બાબટ** (-ટચ) સ્ત્રી. ઓખા બાજુ મળતી એ નામની માછલી
**બાબડવું** અ.ક્રિ. (અનાજ વગેરેનું) બગડી જવું. (૨) ચેપડા વગેરેને કારણે આંખનું) ચોંટી જવાનું થવું
**બાબત** સ્ત્રી. [ફા.] વિષય, 'આઇટેમ.' (૨) સંબંધ. (૩) તથ્ય, હકીકત, સાચી બીના. (૪) ના.યો. વિશે. (૫) માટે, સારુ, વાસ્તે [પ્રકરણવાર, વિગતવાર
**બાબત-વાર** ક્રિ. વિ. [+ જુઓ 'વાર.'] પ્રત્યેક વિષય કે
**બાબતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ ' ત.પ્ર.] માલના વેચાણ વગેરે ઉપરનો વટાવ, દલાલી, હકસી. (૨) ખળામાં વસવાયાં વગેરેને અપાતા લાગાનો દાણો
**બાબની** સ્ત્રી. સર્પનું દર, ભોણ
**બાબરકાં** ન., બ.વ. [જુઓ 'બાબરું + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] માથાની બાબરીના ટૂંકા વાળ
**બાબરવું** અ. ક્રિ. [રવા.] (બેટાનું) બરાડવું
**બાબરા-બારશ(-સ)** (-શ્ય.-સ્ય) સ્ત્રી. [જુઓ 'બાબરું' + 'બારશ(-સ).'] (લા.) (માથે વધુ પડતા વાળ હોવાને કારણે) સ્ત્રીઓ તથા બાળક-બાળકીઓનો સમૂહ
**બાબરાં** ન., બ.વ. [જુઓ 'બાબરું.'] માથાના વધુ પડતા વીખરાયેલા વાળ
**બાબરિયાણી** સ્ત્રી. [જુઓ 'બાબરો' + ગુ. 'ઇયું સ્વાર્થે ત. પ્ર. + 'આણી' સ્ત્રીપ્રત્યય.] બાબરિયાઓની સ્ત્રી. (સંજ્ઞા.)
**બાબરિયા-વાડ** પું. [સં. बर्बर > પ્રા. बब्बर + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર., આફ્રિકાના બર્બરિસ્તાનમાંથી સૌરાષ્ટ્રમાં આવેલી પ્રજા, + જુઓ 'વાડ[૧]'–પ્રદેશ.] સૌરાષ્ટ્રમાં ગોહિલવાડ સોરઠ અને મધ્યસૌરાષ્ટ્રની સંધિએ આવેલો પ્રદેશ. (સંજ્ઞા.) [માથામાં બાબરીવાળું
**બાબરિયું** વિ. [જુઓ 'બાબરી[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.]
**બાબરી[૧]** સ્ત્રી. [દે. પ્રા. बब्बरिआ, केश-रचना] માથામાં આગળના ભાગના વધારેલા હોય તે વાળ (બાળકો અને પુરુષોના). [૦ **ઉતરાવવી,** ૦ **લેવરાવવી** (રૂ.પ્ર.) બાધા પૂરી થતાં માથાના વાળ કપાવી નાખવા. ૦ **ઓળવી** (-ઑળવી) (રૂ. પ્ર.) માથાના વાળનાં પટિયાં પાડવાં. ૦ **રાખવી** (રૂ.પ્ર.) માથાના વાળ ન કપાવવા]
**બાબરી[૨]** સ્ત્રી. અમુક અમુક પગથિયે પડથાર અને વિસામાવાળી વાવ [વધેલા અવ્યવસ્થિત વાળ
**બાબરું** ન. [દે. પ્રા. बब्बरी દ્વારા बब्बरअ-न.] માથા ઉપરના
**બાબરો** પું. [સં. बर्बरक- > પ્રા. बब्बरअ-] બર્બરિસ્તાનમાંથી આવેલી પ્રજાનો પુરુષ (અત્યારે સૌરાષ્ટ્રમાં કાઠી અને કારડિયામાં ભળેલ જાતિ) – બાબરિયાવાડનો એવો વતની. (સંજ્ઞા.) (૨) ચૌલુક્ય કાલમાં સિદ્ધરાજ જયસિંહે જેના ઉપર વિજય મેળવ્યો હતો તેવો એક યોદ્ધો કે જે પાછળથી 'ભૂત' મનાયો, બર્બરક. (સંજ્ઞા.)
**બાબલું** ન. [જુઓ 'બાબો' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] નાનું બાળક. (૨) કચકડા વગેરેનું રમકડાનું બાળક
**બાબ-વાર** ક્રિ. વિ. [જુઓ 'બાબ' + 'વાર.'] જુઓ 'બાબત-વાર.'
**બાબવારી** સ્ત્રી. [ + ગુ. 'ઈ ' ત. પ્ર.] તે તે બાબતને અનુસરી કરવાનું કે કરેલું વર્ગીકરણ
**બાબસ્તું** વિ. [ફા. વાબસ્તહ્] સંબંધી, સગું, વાબસ્તું
**બાબા** કે. પ્ર. [ફા., પિતા, બાપ.] સંત સાધુ વડીલ વગેરે માટેનું સંબોધન
**બાબા-ગાડી** સ્ત્રી. [જુઓ 'બાબો' + 'ગાડી.'] (લા.) નાનાં નાનાં બાળકોને બેસવા માટેની નાની ગાડી
**બાબા-જાન્** પું. [ફા.] પિતા, બાપ, જનક (વહાલપમાં)
**બાબાલાલી** વિ., પું. [કબીરપંથનો એક સાધુ 'બાબાલાલ' + ગુ. 'ઈ ' ત. પ્ર ] બાબાલાલે સ્થાપેલો કબીરપંથનો એક ફિરકો. (સંજ્ઞા.)
**બાબા-વાક્ય** ન. [જુઓ 'બાબા' + સં.] પરંપરાથી વડીલો તરફથી મળેલી શિખામણનો બોલ. [**-ક્યં પ્રમાણં** (-ક્યમ્

પ્રમાણમ્) (કૃ. પ્ર.) હામાં હા ભણવી એ]
**બાબાશાહી** વિ., પું. [જૂના વડોદરા રાજ્યના પહેલા સયાજીરાવના એક મુતાલિક ફતેસિંહરાવ 'બાબાસાહેબે' પડાવેલા હોઈ + ગુ. 'ઈ' ત. પ્ર.] વડોદરાનો જૂનો બાર આના(નવા ૭૫ પૈસા)ની કિંમતનો રૂપાનો સિક્કો. (૨) (લા.) વિ. હલકું, નકામું
**બાબાશી(-સી)** જુઓ 'બાબાશાહી.'
**બાબાસણ(-ણ્ય)** સ્ત્રી. કોઇએ આપેલી ખોટી આશા
**બાબાસાઈ, બાબાસી,** જુઓ 'બાબાશાહી.'
**બાબા-સૂટ** પું. [જુઓ 'બાબો' + અં.] બાળકનાં કપડાંનો સેટ
**બાબિલોન** જુઓ 'બૅબિલોન.' [બાળકી, બેબલી
**બાબી¹** સ્ત્રી. [જુઓ 'બાબો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની
**બાબી²** પું. જૂનાગઢ વગેરેનો જૂનો એક મુસલમાની રાજવંશ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**બાબી-ખીચડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'બાબી²' + 'ખીચડ.'], **બાબી-વેરો** પું. [ + જુઓ 'વેરો.'] જૂના જૂનાગઢ રાજ્યનો એક કર
**બાબુ** પું. [બંગા., સર૦ 'બાબા.'] કોઈ પણ બંગાળી ગૃહસ્થ. (૨) (લા.) સરકારી અમલદાર કે કારકૂન તેમ રેલવેના ગાર્ડ કારકૂન વગેરે તે તે વ્યક્તિ. (૩) એક વિશેષ નામ. (સંજ્ઞા.)
**બાબુગીરી** સ્ત્રી. [ + ફા.] અમલદારી, સાહેબી.
**બાબે** ના. યો. [જુઓ 'બાબ' + ગુ. 'એ' સા. વિ., પ્ર.] વિશે. (૨) માટે, વાસ્તે, સારુ
**બાબો¹** પું. [રવા.] રોટલો (બાળ ભાષામાં)
**બાબો²** પું. [અં. 'બેબી' – છોકરા છોકરી બંને માટે એના 'અંત્ય 'ઈ''ને કારણે ઊભો થયેલો ગુ. 'ઓ' પ્ર. થી] નાનો છોકરો. (૨) છોકરાનું હુલામણાનું એક નામ
**બાબોલું¹** ન. મોટી કોઠી, કોઠો
**બા-બોલું²** વિ. [જુઓ 'બોલવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર., અને આદિવ્યંજનનો દ્વિર્ભાવ.] (લા.) કામની અણ-આવડતવાળું
**બામ¹** (બા:મ્ય) સ્ત્રી. [સં. ब्राह्मी] બ્રાહ્મીના વર્ગની એક વનસ્પતિ
**બામ²** (-મ્ય) સ્ત્રી. કોડીનારના દરિયામાં થતી એક માછલી
**બામ³** પું. [અં.] (દવા તરીકે શરીરના કોઈ પણ દુખતા ભાગને મસળીને લગાવવાનો) મલમ
**બામટાં** ન., બ. વ. એક પ્રકારના વેલા
**બામડું** વિ. ગંદું
**બામણ** (બા:મણ) પું. [સં. ब्राह्मण > પ્રા. बम्हण. (ગ્રા.)] બ્રાહ્મણ, વિપ્ર, ભામણ [લગતું, બ્રાહ્મણિયું, ભામણિયું
**બામણિયું** (બા:મણિયું) વિ. [ + ગુ. 'ઇયું' ત. પ્ર.] બ્રાહ્મણને
**બામણી** (બા:મણી) સ્ત્રી. [ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય. (ગ્રા.)] બ્રાહ્મણ સ્ત્રી, ભામણી [બ્રાહ્મણ
**બામણો** પું. [ + 'ઓ' સ્વાર્થે ત. પ્ર. (ગ્રા.)] તિરસ્કારથી)
**બામદાદ** પું. [ફા. બામ્દાદાં] સવારનો સમય, પ્રભાત, પરોઢિયું
**બામલાઈ, બામલી** જુઓ 'બાંબલાઈ.'
**બામ(મા)શી(-સી)** સ્ત્રી. ડાકણ
**બામળ** (-ળ્ય) સ્ત્રી. કાખ

**બામાશી(-સી)** જુઓ 'બામશી(-સી).'
**બા-મા-સાહેબ** ન., બ. વ. [જુઓ 'બા¹' + 'મા²' + 'સાહેબ.'] રાજ્યકર્તા રાજાની માતા (માનાર્થે)
**બામાસી** જુઓ 'બામાશી' – 'બામશી(-સી).'
**બામીન** (-ન્ય) સ્ત્રી. ઓખા પાસે મળતી એક પ્રકારની માછલી
**બામ્બુ** પું. [અં.] વાંસ, બાંબુ
**બાયક** (બા:યક) વિ. [સં. बाह्य દ્વારા] તડ કે સમુદાયમાંથી બહાર કાઢવામાં આવેલું – એ દ્વારા થયેલા સમૂહનું (એનાથી ઊલટું 'આભ્યંતર' – 'ભીતરો' – નાગરો ખેડાવાળ બ્રાહ્મણો વગેરેમાંના 'બાઝ')
**બાયડી** જુઓ 'બાઇડી.' [(-ય)લા-વેડા.'
**બાયડી-વેડા** પું., બ. વ. [ + જુઓ 'વેડા.'] જુઓ 'બાઇ-
**બાયલાઈ** જુઓ 'બાઇલાઈ.'
**બાયલા-વિદ્યા** જુઓ 'બાઇલા-વિદ્યા.'
**બાયલા-વેડા** જુઓ 'બાઇલા-વેડા.'
**બાયલું** જુઓ 'બાઇલું.'
**બાય(-ઇ)સ** પું. [અં.] પૂર્વગ્રહ, 'કૉમ્પ્લેક્સ' [નામર્દ
**બાયા-કાકી** વિ. [જુઓ 'બાઈ' + 'કાકી.'] (લા.) બાયલું,
**બાયું** ન. [સં. वाम દ્વારા હિં. बांया] નરઘાં-તબલાંની જોડમાંનું નાનું ડાબે હાથે વગાડાતું નરઘું, બોળિયું
**બાયો** પું. [જુઓ 'બાઈ' + ગુ. 'ઓ' ત. પ્ર. (સુ.)] બાયલો પુરુષ, હીજડો
**બાયો-કેમિક** વિ. [અં.] જીવન-રસાયણશાસ્ત્રને લગતું
**બાયો-કેમિસ્ટ્રી** સ્ત્રી. [અં.] જીવન-રસાયણશાસ્ત્ર (એ એક પ્રકારની વૈદક વિદ્યા)
**બાયો-સ્કોપ** પું. [અં.] પડદા ઉપર ચલચિત્ર બતાવનારું યંત્ર
**બાર¹** ન. [સં. द्वार > પ્રા. बार, પ્રા. તત્સમ] બારણું, કમાડનું ચોકઠું. (૨) કમાડ. (૩) (લા.) આંગણું. [**૦ દેવું, ૦વાસવું** (રૂ. પ્ર.) કમાડ વાસવાં)
**બાર²** વિ. [સં. द्वादश > પ્રા. बारस > અપ. बारह] દસ+બેની સંખ્યાનું. [**૦ કોળાં ને તેર હાગા** (-કોળાં-) (રૂ.પ્ર.) માલની કિંમત કરતાં વેરો ઝાઝો. **૦ ગાઉએ બોલી બદલાય** (રૂ. પ્ર.) અંતરની સાથે બોલચાલની ભાષામાં ફેર માલૂમ પડે. **૦નું ચોથ કરવું** (-ચોથ્ય-) (રૂ.પ્ર.) અણઘડપણે અયોગ્ય કરી નાખવું. **૦નું ચોથ કરતાં આવડવું** (-ચોથ્ય-) (રૂ.પ્ર.) કાંઈક પણ જાણતા હોવું. **૦નું બારસું કરી ના(-નાં)ખવું** (રૂ. પ્ર.) સારાને બદલે ખરાબ કરી નાખવું. **૦ બજવા, ૦ વાગી જવા** (રૂ.પ્ર.) આફત આવવી. (૨) પડતી દશા થવી. **૦ બંદરનાં પાણી પીવાં** (-બન્દરનાં-) (રૂ.પ્ર.) ઘણી દરિયાઈ મુસાફરી કરવી. (૨) બહોળા અનુભવી બનવું. **૦ બાદશાહી** (રૂ.પ્ર.) સંપૂર્ણ સુખશાંતિ. **૦ બાપની વેલ** (રૂ. પ્ર.) કોઈ કોઈનું ન માને કે ન કરે એવો એકઠો થયેલો સમૂહ. **૦ બાંધિયે ત્યાં તેર તૂટે** (રૂ. પ્ર.) નિરાશાજનક સ્થિતિ થવી. **૦ ભૈયા ને તેર ચોકા** (-ચોકા) (રૂ. પ્ર.) કોઈ કોઈનો મેળ ન ખાય એવી સ્થિતિ. **૦ ભાયાનો વહીવટ** (રૂ. પ્ર.) કુશળ વહીવટ. **૦ મણની બાજરી** (રૂ. પ્ર.) શાંતિ, નિરાંત, ઘરપત. **૦ મણની સંભળાવવી** (રૂ પ્ર.) મોટી ભૂંડી ગાળ આપવી. **૦ મણનું કોળું અને તેર મણનું બી** (-કોળું-)

(રૂ. પ્ર.) તદ્દન અસંભવિત વસ્તુ. ૦ વરસનું (રૂ. પ્ર.) જુવાન ને શક્તિશાળી. ૦ વરસે (રૂ. પ્ર.) ઘણે લાંબે સમયે. ૦ હાથનું ચીભડું ને તેર હાથનું બી (રૂ. પ્ર.) અસંભવિત વાત. ૦ હાથનો વાંસ ફરવો (રૂ. પ્ર.) ઘરમાં ખાવા કશું જ ન હોવું. -રે દરવાજા ખુલ્લા (રૂ.પ્ર.) ગમે ત્યાંથી જવાની અનુકૂળતા. -રે દહાડા ને બત્રીસે ઘડી (-દા:ડા-) (રૂ.પ્ર.) હરહમેશ, દરરોજ. -રે ને ચારે (રૂ.પ્ર.) સદાકાળ. -રે ભાગોળ મોકળી (-ભાગોળ્ય-) (રૂ.પ્ર.) તદ્દન સ્વતંત્રતા. -મેહ ઊલટવા (કે વરસવા) (રૂ. પ્ર.) સખત વરસાદ પડવો. -રે વહાણ ડૂબવાં (-વા:ણ-) (રૂ પ્ર.) સર્વ નાશ થવો. -રે વાટ ખુલ્લી (રૂ. પ્ર.) તદ્દન સ્વતંત્રતા હોવી]

બાર[3] પું. [અં.] અડચણ, (૨) પડદી, જોતરું. (૩) (લા.) ઇન્સાફની અદાલત [પદવીધારી, બૅરિસ્ટર

બાર-ઍટ-લૉ વિ. [અં.] કાયદાશાસ્ત્રની ઇગ્લૅન્ડની ઉચ્ચ

બારકશ(-સ) ન. [ફા. બાર્‌કશ્‌] માલ-સામાન લઈ જનારું સાઢું કે યાંત્રિક વહાણ આગબોટ વગેરે [માણસ

બારકશી(-સી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] માલ લઈ જનાર

બારખલી,-લું વિ. ઓછી આંકણી કે મહેસૂલનું, થોડી વિઘોટીવાળું. (૨) સ્ત્રી. ઈનામી જમીન, માફી જમીન. દુમાલા જમીન, નામી જમીન, સ્વત્વાર્પણની જમીન, આવથિયા જમીન, 'એલિયેનેઇટેડ લૅન્ડ'

બાર-ગાહ સ્ત્રી. [ફા.] મોટા માણસની હજૂર. (૨) દરબારી કચેરી. (૩) જાહેર મુલાકાતની જગ્યા

બાર-ગીર વિ., પું. [ફા.] બોજો ઉઠાવનાર પશુ. (૨) બીજાના ઘોડા ઉપર નોકરી આપનાર સૈનિક. (૩) ઘોડાની સાર-સંભાળ રાખનાર નોકર. (૪) જાસૂસ, બાતમીદાર

બાર-ગોસ પું પરમણના નીચેના છેડા ઉપર બંધાતું દોરડું. (વહાણ.)

બારડ પું. નેતરું. (૨) રાજપૂત ખવાસ કણબી વગેરેની એક શાખા અને એનો પુરુષ ('બારડ' રાજપૂતો 'પર-માર વંશ'ની શાખાના છે.). (સંજ્ઞા.)

બારડી સ્ત્રી. જુઓ 'બારડ(૧).'

બારડોલિયું વિ. [દક્ષિણ ગુજરાતનું 'બારડોલી' ગામ + ગુ. ત.પ્ર.] બારડોલી ગામને લગતું. (૨) (લા.) માલ વિનાનું, નિર્માલ્ય

બારણ (-ણ્ય) સ્ત્રી. સોનાની વાંસીદાની અને અંગીઠીની ભેળી કરી રાખેલી રાખ [(પદ્યમાં.)

બારણિયું ન. [જુઓ 'બારણું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બારણું.

બારણિયો વિ., પું. [જુઓ 'બારણિયું.'] રસ્તો ઝાડનારો માણસ. (૨) સોનીને બારણે એકઠી થતી ધૂળ ધોઈ એમાંથી સોનું-ચાંદી શોધનાર ધૂળ-ધોયો

બારણું ન. [જુઓ 'બાર[1]' દ્વારા.] જુઓ 'બાર.[1]' [-ણાં ઉઘાડાં ને ખાળે ડૂચા (રૂ.પ્ર.) મૂર્ખાઈ-ભરેલી બચત કરવાની પદ્ધતિ. -ણાં ઉઘાડાં રહેવાં (-રે:વાં) (રૂ.પ્ર.) વંશવેલો ચાલતો રહેવો. -ણાં (કે -ણું) ઠોકતાં આવવું (રૂ. પ્ર.) વગર નોતર્યે ખાવા આવવું. ૦ કાળું કરવું (રૂ.પ્ર.) ગુસ્સાથી નકાર બતાવતાં ઘરમાં ચાલ્યું જવું. ૦ ઠોકવું. ૦ તોડી પાડવું (રૂ.પ્ર.) લેણાની સખત ઉઘરાણી કરવી. -ણે (રૂ. પ્ર.) ઘરને દરવાજે, ઘર બહાર. -ણે જવું (રૂ.પ્ર.) ટટ્ટી પેશાબ કરવા જવું. (૨) ઘરની બહાર જવું. -ણે તાળાં દેવાવાં (રૂ.પ્ર.) નિર્વંશ જવું. -ણે થવું (રૂ.પ્ર.) અચાલામાં આવવું. -ણે દીવો (રૂ. પ્ર.) વંશ-વેલો ચાલુ. (૨) ઘરની પ્રતિષ્ઠા. -ણે બારણે (રૂ.પ્ર.) ઘેર ઘેર. -ણે બેસવું (-બૅસવું) (રૂ. પ્ર.) ઉઘરાણીનો તકાદો કરવો. -ણે હાથી ઝૂલવા (રૂ.પ્ર.) ઘણી સમૃદ્ધિ હોવી]

બાર(-રે)ત[1] વિ., સ્ત્રી. ખેતીનો આધાર ચોમાસા ઉપર હોય તેવી જમીન. (૨) ચોમાસુ પાક

બારત[2] સ્ત્રી. હૂંડી

બારદાન ન. [ફા.] માલ-સામાન જેમાં રખાય તે વાસણ કે કોથળો. [૦ ભારે થવાં (રૂ.પ્ર.) મિજાજનો ઉશ્કેરાટ વધવો]

બાર-નીશ(-સ) વિ., પું. [ફા.] નોંધણી-કારકુન

બારનીશી(-સી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] આવતા કાગળ તુમાર વગેરેની નોંધણીનું કામ. (૨) એવી નોંધણીનું પત્રક. (૩) એવી નોંધણીનું કાર્યાલય, 'ફાઇલ-બ્યૂરો'

બાર-પેજી વિ. [જુઓ 'બાર[1]' + અં. 'પેજ' ('પેઇજ') + ગુ. 'ઈ' ત.પ્ર.] ફર્મો વાળતાં એનાં બાર પૃષ્ઠ થાય તેવું (પુસ્તક) [પાકના વાળેલા પૂળા

બાર-બટાઈ સ્ત્રી. પાકને ખળામાં નાખ્યા પહેલાં લણેલા

બાર-બેરી પું આવળને મળતો એક છોડ

બારમાસી[1] વિ. [જુઓ 'બાર[2]' + સં. मास + ગુ. 'ઈ' ત.પ્ર.] બાર મહિનાને લગતું. (૨) બારે મહિના ઉત્પન્ન થનારું—બારે મહિના ફૂલનારું. (૩) બારે મહિના વપરાય તેવું, 'ઑલ-વેધર'

બાર-માસી[2] સ્ત્રી. [જુઓ 'બાર[2]' + સં. मास + ગુ. 'ઈ' ત.પ્ર.] બાર બાર મહિના પૂરા થયે કરવામાં આવતું વાર્ષિક શ્રાદ્ધ, સંવત્સરી, (૨) જેમાં નાયક -નાયિકાના વિરહના બાર મહિનાનું વિપ્રલંભ શૃંગારનું અને છેલ્લે સંયોગ થવાનું વર્ણન હોય તેવો એક કાવ્ય-પ્રકાર. (કાવ્ય.)

બાર-મું વિ, [જુઓ 'બાર[2]' + ગુ. 'મું' ત.પ્ર.] બારની સંખ્યાએ પહોંચેલું, ૧૨ મું. (૨) ન. મરનારના બારમા દિવસની શ્રાદ્ધ-ક્રિયા, દ્વાદશાહ, દહાડો, ઉત્તર ક્રિયા. -મો ચંદ્રમા (-ચન્દ્રમા) (રૂ.પ્ર.) પાકી શત્રુતા]

બાર-વર્ષી વિ. [જુઓ 'બાર[2]' + સં. वर्ष + ગુ. 'ઈ' ત.પ્ર.] બાર વર્ષની મુદતનું, દર બાર વર્ષે પાછું આવતું

બારશ(-સ) (-શ્ય,-સ્ય) સ્ત્રી. [સં. द्वादशी > પ્રા. बारसी] હિંદુ મહિનાના બેઉ પક્ષોની બારમી તિથિ. [૦ ના(-નાં)ખવી (રૂ.પ્ર.) સરવણીને દિવસે સંબંધીઓ તરફથી શ્રાદ્ધ સરાવવા બેઠેલાને રકમ આપવી. ૦ બેસવી (-બૅસવી) (રૂ. પ્ર.) દુર્દશા શરૂ થવી. ૦ વહેંચવી (-વે:ચવી) (રૂ.પ્ર.) સરવણીને દિવસે શ્રાદ્ધ સરાવવા બેઠેલા તરફથી સગાંવહાલાંને રકમ આપવી. ૦ હોવી (રૂ.પ્ર.) કામ કરવાનો કંટાળો હોવો. ભૂખડી બારશ(-સ) (-શ્ય,-સ્ય) (રૂ.પ્ર.) ખા ખા કરનારું, ભુખાળવું]

બાર-શિં(-શીં,-સિં,-સીં)ગું વિ., ન. [જુઓ 'બાર[2]' + 'શિં(-શીં,-સિં,-સીં)ગ + ગુ. 'ઉં' ત. પ્ર.] સાબર નામનું હરણની જાતનું એક પ્રાણી

**બારસ** (-સ્ય) જુઓ 'બારશ.'
**બાર-સાખ** સ્ત્રી. [જુઓ 'બાર¹'+'સાખ.²'] બારણાનું ચોકઠું
**બાર-સિં(-સીં)ગું** જુઓ 'બાર-શિં(-શીં)ગું.'
**બાર-સેં** વિ. [જુઓ 'બાર²' + સં. शतानि > પ્રા. सयाइं > અપ. सइं], **-સો** વિ. [+ સં. शत- > પ્રા. सअ-] બાર-સોની સંખ્યાનું
**બાર-સોપ** પું. [અં.] સાબુનો લાટો
**બારાકુદા** સ્ત્રી. સમુદ્રના વાઘ તરીકે જાણીતી એક માછલીની જાત
**બારાક્ષરી** સ્ત્રી. [જુઓ 'બાર²'+ સં. अक्षर + સં. ई ત. પ્ર.], **બારાખડી** સ્ત્રી. [સં. क्ष > પ્રા. क्ख અને 'ર' > 'ઢ' થઈ] સ્વરોનાં બાર ચિહ્ન મેળવીને પ્રત્યેક વ્યંજનની કરવામાં આવતી માંડણી
**બારા(-રે)ડી** સ્ત્રી., પું. [સં. द्वार-पट्टिका > પ્રા. बारवट्टिआ, बारअट्टिआ, बारवड्डिआ] સૌરાષ્ટ્રની ઉત્તર-પશ્ચિમે ઓખામંડળ અને હાલારની વચ્ચેની જમીનની પટ્ટી. (સંજ્ઞા.)
**બારા-પૂજા** સ્ત્રી. [જુઓ 'બારું + સં.] નાળિયેરી પૂનમથી ભાદરવા સુદિ બારસના દિવસ સુધીમાં કોઈ પણ એક દિવસે કરવામાં આવતું સમુદ્રદ્વાર કે બંદર ઉપરનું સમુદ્ર-પૂજન. (વહાણ.)
**બારા(-રે)-બળિયા** પું., બ.વ. **-યાં** ન., બ.વ. [જુઓ 'બાર²' દ્વારા.] (હિંદુઓમાં બાળક જન્મ્યા પછી બારમે વાસે ફોઈ દ્વારા) બાળકનું નામ આપવાનો માંગલિક વિધિ
**બારા(-રે-)વફાત** સ્ત્રી. [અર.] મહમદ પેગંબર સાહેબના મંદવાડના છેલ્લા દસ દિવસોની યાદમાં છેલ્લે દિવસે ભરાતો મેળો. (રબિઉલ્-અવ્વલ મહિનાની બારમી તારીખ; એ દિવસે પેગંબર સાહેબ બેહસ્તનશીન થયા.)
**બારાં** ન., બ. વ. [જુઓ 'બાર²' + ગુ. 'ઉં' ત. પ્ર.] બારના આંક કે મઢિયા
**બારાંશ** (બારાંશ) પું. [જુઓ 'બાર²' + સં. अंश] દ્વાદશાંશ, બારમો ભાગ કે હિસ્સો (અપૂર્ણાંકમાં)
**બારિટોન** ન. એ નામનું લશ્કરી કવાયતમાં કામ આવતું એક વાદ્ય
**બારિ(-રૈ)યો** પું. પંચમહાલના દેવગઢ-બારિયાની આસપાસ રહેતી એ નામની એક આદિમ ભીલ જાતિનો પુરુષ. (સંજ્ઞા.)
**બારિસ્ટર** પું. [અં. બૅરિસ્ટર] જુઓ 'બાર-ઍટ-લૉ.'
**બારિસ્ટરી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] 'બૅરિસ્ટરનો ધંધો
**બારી** સ્ત્રી. [સં. द्वारिका > પ્રા. बारिआ] મકાનમાં હવાઉજાશ આવવા માટે નાનાં કમાડવાળું અને સળિયા કે જાળી-ભરેલું નાનું બાર. (૨) નગર કે ગામમાં પ્રવેશવાનું તે તે ઉપદ્વાર. (૩) (લા.) તક, અવસર. (૪) લાગ, બહાનું. [૦ ખોળવી (-ખાૅળવી) ૦ શોધવી (રૂ. પ્ર.) છટકવાને માટે ઉપાય ખોળી કાઢવો. ૦ રાખવી (રૂ. પ્ર.) છટકવાને માટે માર્ગ રાખવો]
**બારીક** વિ. [ફા.] સૂક્ષ્મ, ઝીણું. (૨) પાતળા પોતનું. (૩) કદમાં ખૂબ નાનું. (૪) નાજુક, કોમળ, સુકુમાર. (૫) (લા.) કટોકટીનું, અણીનું, ધાસ્તી-ભરેલું. [૦ નજર (રૂ. પ્ર.) ઊંડી તપાસ રહે એવી નજર. ૦ વખત, ૦ સમય (રૂ.પ્ર.) અણીનો કે કટોકટીનો સમય]
**બારીકાઈ** સ્ત્રી. [ + ગુ. 'આઈ' ત. પ્ર.], **બારીકી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] બારીકપણું, સૂક્ષ્મતા. [૦થી જોવું (રૂ. પ્ર.) ઝીણવટ-ભરી તપાસ રાખવી] [ખટપટિયું
**બારીગર** વિ. લુચ્ચું, ખેપાની. (૨) ચોર, ઉઠાવગીર. (૩)
**બારીગરી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] બારીગરપણું
**બારીજ,-જું** વિ. જુવાન
**બારીલો** પું. એ નામનો એક ક્ષાર
**બારું** ન. [સં. द्वारक- > પ્રા. बारअ-] નદી જ્યાં સમુદ્રમાં પ્રવેશ કરતી હોય તે પહોળા પટવાળું એનું મોઢું. (૨) સમુદ્રના કિનારા નજીકની ખાડી
**બારૂત(-દ)** પું. [ફા. 'બારુત્'] ફોડવાનો દારૂ
**બારૂત(-દ)-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] દારૂગોળો રાખવાનું સ્થાન [રાખવાનું શિંગડા જેવું સાધન
**બારૂત(-દ)-દાન** ન. [+ ફા.] દારૂ હવાઈ ન જાય એ માટેનું
**બારૈટો** પું. નવજવાન
**બારેત** જુઓ 'બારત.'
**બારેબળિયા, -યાં** જુઓ 'બારાબળિયાં,-યાં.'
**બારે-વફાત** જુઓ 'બારા-વફાત.'
**બારૈયો¹** જુઓ 'બારિયો.' [-યાનું બારૈવાટ (રૂ. પ્ર.) પર-ભારું ભલું કરવું એ. (૨) છળકપટ, પ્રપંચ]
**બારૈયો²** પું. [જુઓ 'બાર²' દ્વારા.] બાર હાથનો સાકટો
**બારૈયો³** (બાઃરૈયો) પું. ઝાડુ કાઢનાર જાતિનો માણસ
**બારોટ** પું. [સં. द्वार-भट्ट > પ્રા. बार-हट्ट-] મધ્યકાલમાં રાજ-દરબારમાં દરવાજે વૈતાલિક તરીકે કીર્તિ ગાનાર-પાછળથી એવી વ્યાપક બનેલી જ્ઞાતિ અને એનો પુરુષ, મઢવી, દસોંદી
**બારોડો** પું. [જુઓ 'બાર¹' દ્વારા.] હિંદુઓમાં વિવાહ સમયે કન્યાના મકાનના દરવાજે વર આવતાં કરાતો એક વિધિ
**બારોત(-તે)ર-સો** વિ. [સં. द्वादशोत्तर-शत- > પ્રા. बारहुत्तर-सअ-] એકસોબાર, ૧૧૨ (ઘડિયામાં)
**બારોતરું** ન. [જુઓ 'બાર²' દ્વારા.] વ્યાજની રકમનો બારમો ભાગ. (૨) બાર ટકા કરતાં વધુ વ્યાજ
**બારો-બાર** ક્રિ. વિ. [જુઓ 'બાર¹'નો દ્વિર્ભાવ. આ શબ્દને અર્થ પ્રમાણે 'બહાર'ની સાથે સાંકળી શકાય એમ નથી.] ઘરમાં કે સ્થાન ઉપર આવ્યા સિવાય બારણેથી જ વગર પૂછ્યે કે કહ્યા વિના પરબારું
**બારોબારિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] બારોબાર થતું, પૂછ્યા કે કહ્યા વિના કરાતું
**બારોસો** પું. જન્મોત્સવ
**બાર્ક** ન. [અં.] એક પ્રકારનું વહાણ
**બાર્જ** ન. [અં.] માલ-સામાન તથા ઉતારુઓને લઈ જનારી મધ્યમ માટની હોડી, મછવો
**બાર્બેરિયન** વિ. [અં.] જંગલી અને ક્રૂર સ્વભાવનું
**બાર્હસ્પત્ય** વિ. [સં.] બૃહસ્પતિ નામના ઋષિને લગતું
**બાલ¹** પું. [સં.] મોવાળો, કેશ, નિમાળો. (૨) નાની ઘડિયાળમાંનો વાળના જેવો ગૂંચળાવાળો તાર
**બાલ²(-ળ)** ન. [સં., પું.] પશુ પક્ષી માનવ વગેરેનું નાની ઉંમરનું શિશુ-બચ્ચું. (૨) (લા.) નાદાન બાળક કે છોકરું

**બાલ(-ળ)-અવસ્થા** સ્ત્રી. [સં. સંધિ વિના] બચપણ, બાલ્યાવસ્થા [ક્રિયા
**બાલ(ળ)-ઉછેર** પું. [ + જુઓ 'ઉછેર.'] બાળકોને ઉછેરવાની
**બાલ(-ળ)-ક** ન. [સં., પું.] જુઓ 'બાલ(-ળ).'
**બાલ(-ળ)ક-બુદ્ધિ** સ્ત્રી. [સં.] નાનાં છોકરાં જેવી સમઝ, છોકર-મત. (૨) વિ. નાનાં છોકરાં જેવી સમઝવાળું
**બાલ(-ળ)-કલ્યાણ** ન. [સં.] બાળકોનું ભલું થાય એ પ્રકારનું કાર્ય
**બાલ(-ળ)ક-વત્** ક્રિ. વિ [સં.] છોકરાંની રીતે
**બાલ(-ળ)-કવિતા** સ્ત્રી. [સં.] જુઓ 'બાલ-કાવ્ય.'
**બાલ(-ળ)-કવાયત** સ્ત્રી. [ + જુઓ 'કવાયત.'] બાળકોની કવાયત 'ડ્રિલ.' (વ્યાયામ.)
**બા(-ળ)ક-વૃત્તિ** સ્ત્રી. [સં.] બાળક જેવી નિર્દોષતા
**બાલ(-ળ)-કહાણી** (-કા:ણી) સ્ત્રી. [+ જુઓ 'કહાણી.'] બાળકોને ગમે તેવી નાની નાની તે તે વાર્તા કે ટુચકો
**બાલ(-ળ)-કાવ્ય** ન. [સં.] જોડકણું, 'નર્સરી-હ્રાઇમ'
**બાલકીય** વિ. [સં.] છોકરાં જેવું
**બાલ(-ળ)-કુંવારું** વિ. [ + જુઓ 'કુંવારું.'] બચપણથી જ મોટું થયા સુધી જેણે લગ્ન નથી કર્યાં તેવું
**બાલ(-ળ)-કૃમિ** ન. [સં., પું.] નાનાં કરમિયાં
**બાલ(-ળ)-કૃષ્ણ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મથુરા પ્રદેશમાંના ઉછેરનું શ્રીકૃષ્ણનું સ્વરૂપ. (સંજ્ઞા.)
**બાલ-કેલિ,-લી** સ્ત્રી. [સં.] બાળકોની નિર્દોષ રમત
**બાલ(-ળ)-કેળવણી** સ્ત્રી. [ + જુઓ 'કેળવણી.'] બચ્ચાંઓને આપવાની તાલીમ
**બાલ-ક્રીડન** ન. **બાલ-ક્રીડા** સ્ત્રી. [સં.] જુઓ 'બાલ-કેલિ.'
**બાલ-ક્રીડાંગણ** (-ક્રીડાઙ્ગણ)ન. [ + સં. अङ्गण] બાળકોને ખેલવાની જગ્યા
**બાલ-ખેલન** ન. [સં.] જુઓ 'બાલ-કેલિ.'
**બાલ(-ળ)-ગીત** ન. [સં.] બાળકોને ગાવાં સહેલાં પડે તેવાં નિર્દોષ ભાવનાં ગીતોમાંનું તે તે ગીત
**બાલ(-ળ)-ગરબાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [ + જુઓ 'ગરબો' + સં. आवलि,-ली] બાળકોને ઉપયોગી ગરબાઓનો સંગ્રહ ['બાર-ગીર.'
**બાલ-ગીર** [સં. ના સાદૃશ્યે 'બારગીર' > 'બાલ-ગીર.'] જુઓ
**બાલ(-ળ)-ગૃહ** ન [સં., પું., ન.] જુઓ 'બાલ-મંદિર.'
**બાલ(-ળ)-ગોપાલ(-ળ)** પું. [સં.] જુઓ 'બાલ-કૃષ્ણ.' (૨) ન., બ. વ. છોકરાં-છૈયાં
**બાલ(-ળ)-ગોવિંદ** (-ગોવિન્દ) પું. [સં.] જુઓ 'બાલ-કૃષ્ણ.'
**બાલ-ગ્રંથાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [ + સં. ग्रन्थ + आवलि,-ली] બાળકોને વાંચવી ગમે તેવી પુસ્તિકાઓની માળા કે શ્રેણી
**બાલ(-ળ)-ઘાતક** વિ. [સં.] બાળકોની હત્યા કરનારું
**બાલ-ચક્કર** ન. [જુઓ 'બાલ[૨]' + 'ચક્કર.'] નાની ઘડિયાળોમાંનું વાળ જેવા તારવાળું ચક્ર
**બાલ(-ળ)-ચમૂ** ન. [સં., સ્ત્રી.] બાલ-સેના
**બાલ(-ળ)-ચર** પું. [સં.] જાહેરની સેવામાં કામ આવે તેવી તાલીમવાળો બાળક, 'સ્કાઉટ' [બાલ-ચેષ્ટા
**બાલ-ચરિત** ન., **બાલ-ચર્યા** [સં.] બાળકોનું આચરણ,
**બાલ-ચંદ્ર** (-ચન્દ્ર) પું. [સં.] બીજનો ચંદ્રમા
**બાલ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] બાળકોના રોગોની સારવાર
**બાલ-ચેષ્ટા** સ્ત્રી. [સં.] જુઓ 'બાલ-ચરિત.'
**બાલ(-ળ)-જીવન** ન. [સં.] બાળકોની જિંદગીની પ્રક્રિયા
**બાલ(-ળ)-જ્વર** પું. [સં.] બાળકોને આવતો તાવ
**બાલટી** સ્ત્રી. [હિં.] જુઓ 'બાલદી.'
**બાલડો** પું., અનાજનું ડૂંડું
**બાલઢી** સ્ત્રી. દોરડું વણવા બે પરાણ એકઠી કરવાની ક્રિયા
**બાલ(-ળ)-તપ** ન. [+ સં. तपस्] અજ્ઞાનપણે થતું તપ. (જૈન.)
**બાલ(-ળ)-તપસ્વી** વિ., પું., [સં., પું.] નાની ઉંમરમાં તપશ્ચર્યા કરનાર સાધક
**બાલ-તરુ** ન. [સં., પું.] નાનું થોડા સમય પૂર્વે ઊગેલું ઝાડ
**બાલ-તૃણ** ન. [સં.] નાનું નાનું ખસલું, ગીચું ઊગતું આવતું ઘાસ
**બાલ-દશા** સ્ત્રી. [સં.] બચપણ [ડોલ
**બાલદી** સ્ત્રી. [હિં. 'બાલટી'] પતરાની તેમ પ્લાસ્ટિક વગેરેની
**બાલ(-ળ)-દીક્ષા** સ્ત્રી. [સં.] સગીર ઉંમરનાં બાળક-બાળકીઓને સંન્યાસ-પ્રકારની પ્રતિજ્ઞા લેવડાવવી એ
**બાલ(-ળ)-ધન** ન. [સં.] બાળકો-રૂપી સંપત્તિ. (૨) બાળકની માલિકીની સંપત્તિ [સરળ નાટ્ય-રચના
**બાલ(-ળ)-નાટક** ન. [સં.] બાળકો સમઝી શકે તેવા પ્રકારની
**બાલ(-ળ)-પરિચર્યા** સ્ત્રી. [સં.] બાળકોની સાર-સંભાળ, 'ટ્રેઇનિંગ.' (મન. રવ.)
**બાલ-પંડિત** (-પણ્ડિત) પું. [સં.] પાપથી પૂરેપૂરો નિવૃત્ત નથી થયો તેવો શ્રાવક. (જૈન.)
**બાલ-પંડિત-મરણ** (પણ્ડિત॰) ન. [સં.] બાલપંડિત-પ્રકારના શ્રાવકનું મરણ. (જૈન.) [નાર સ્ત્રી સેવક
**બાલ(-ળ)-પરિચારિકા** સ્ત્રી. [સં.] બાળકોની દેખભાળ રાખ-
**બાલ(-ળ)-પુત્રી** સ્ત્રી. [સં.] નાની ઉંમરની દીકરી
**બાલ(-ળ)-પૂજક** વિ. [સં.] બાળકોને સંમાનનારું
**બાલ(-ળ)-પૂજન** ન., **બાલ(-ળ)-પૂજા** સ્ત્રી. [સં.] બાળકોનું સંમાન કરવું એ
**બાલ-પ્રેમી** વિ. [સં., પું.] બાળકોને ચાહનારું
**બાલ(-ળ)-બચ્ચાં** ન., બ.વ. [સં. बाल + જુઓ 'બચ્ચું.'] છોકરાં-છૈયાં
**બાલ(-ળ)બંદી-શાલા(-ળા)** (-બન્દી-) સ્ત્રી. [સં. °बन्दि-शाला] ગુનાહિત બાળકોને સાચવવાની અને સન્માર્ગે દોરવાની નિશાળ
**બાલ(-ળ)-બુદ્ધિ** જુઓ 'બાલક-બુદ્ધિ.'
**બાલ(-ળ)-બોધ** પું. [સં.] બાળકને અપાતો ઉપદેશ
**બાલ(-ળ)બોધ-લિપિ** સ્ત્રી. [સં.] દેવનાગરી લિપિ. (સંજ્ઞા.)
**બાલ(-ળ)બોધિની** વિ., સ્ત્રી [સં.] બાળકોને ઉપદેશ આપનારી, બાળકોને સમઝ આપનારી (પુસ્તિકા વગેરે)
**બાલ(-ળ)બોધી** વિ. [સં., પું.] બચ્ચાં પણ સમઝી શકે તેવું. (૨) બચ્ચાંઓને ઉપદેશ આપનારું
**બાલ(-ળ)-બ્રહ્મચર્ય** ન. [સં.] બચપણથી લઈ પાળવામાં આવતી સંપૂર્ણ સંયમવાળી વૃત્તિ [પાળનારી સ્ત્રી
**બાલ(-ળ)બ્રહ્મચારિણી** વિ., સ્ત્રી. [સં.] બચપણથી બ્રહ્મચર્ય
**બાલ(-ળ)-બ્રહ્મચારી** વિ., પું. [સં., પું.] બચપણથી બ્રહ્મચર્ય પાળનાર પુરુષ

**બાલ(-ળ)-ભાવ** પું. [સં.] બાળકપણું. (૨) (લા.) અબોર-પણું

**બાલ(-ળ)-ભાષા** સ્ત્રી. [સં.] બાળકોને પણ સમજાય તેવી સરળ ઘરગથ્થુ ભાષા. (૨) (લા.) પ્રાકૃત ભાષાઓમાંની તે તે ભાષા [વામાં આવતું નૈવેદ્ય. (પુષ્ટિ.)

**બાલ-ભોગ** પું. [સં.] પુષ્ટિમાર્ગીય મંદિરોમાં મંગળામાં ધર-

**બાલભોગિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] મંદિરમાં પ્રભુને માટે બાલભોગની સામગ્રી કરનાર (સેવક). (પુષ્ટિ.)

**બાલ-ભોગ્ય** વિ. [સં.] બાળકો માણી શકે—ભોગવી શકે તેવું, બાળકોને ખપે તેવું

**બાલ-ભોજ્ય** વિ. [સં.] બાળકો ખાઈ શકે તેવા પ્રકારનું

**બાલમ** [સં. वल्लभ > પ્રા. वल्लह > હિં. 'બાલમ.' (ગુ. 'વાલમ).'] વહાલો પતિ. (૨) (લા.) વરગાણિયો

**બાલ(-ળ)-મનોવિકાસ** પું. [સં.] બાળકોના મનની ખિલવણી

**બાલમ-પેચ** પું. [જુઓ 'બાલમ' + 'પેચ.'] પાઘડી ઉપરનો ફાંકડો દેખાવા માટેનો છટાદાર આંટો

**બાલ(-ળ)-મરણ** ન. [સં.] બાળકોનું મૃત્યુ. (૨) અજ્ઞાના-વસ્થાનું મરણ. (જૈન)

**બાલ-મહેચ્છા** સ્ત્રી. [સં.] બાળકોની મોટા થવાની કામના

**બાલ(-ળ)-મંદિર** (-મન્દિર) ન. [સં.] પ્રાથમિક કક્ષાની પહેલાં ત્રણથી પાંચ વર્ષનાં બાળકોને સંસ્કારવાની શાળા

**બાલ(ળ)-માનસ** ન. [સં.] બાળકોનું મન

**બાલ(-)-માનસ-શાસ્ત્ર** ન. [સં.] બાળકોના મનના વલણને સમજાવનારું શાસ્ત્ર, 'ચાઇલ્ડ-સાઇકોલૉજી'

**બાલ(-ળ)માનસશાસ્ત્રી** વિ. [સં., પું.] બાલ-માનસ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન, 'સાઇકિક'

**બાલ(-ળ)-માસિક** [સં., વિ.] બાળકોને ઉપયોગી થવા સાથે વાંચવું ગમે તેવું દર મહિને બહાર પડતું સામયિક

**બાલ(-ળ)-મિત્ર** પુ. [+ સં., ન.] બચપણનો મિત્ર. (૨) બચપણથી ચાલ્યો આવતો મિત્ર

**બાલ-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] બાળકો વિશેનો હરેક પ્રકારનો વિચાર

**બાલ(-ળ)-મુકુંદ** પું. [સં.] જુઓ 'બાલ-કૃષ્ણ.'

**બાલ(-ળ)-મૃગ** ન. [સં., પું.] હરણનું બચ્ચું

**બાલ(-ળ)-યુગ** પું. [સં.] બાળકોની નાની ઉંમરનો સમય

**બાલ(-ળ)-યોગી** વિ., પું. [સં., પું.] નાની ઉંમરનો યોગ-સાધક. (૨) બચપણથી યોગમાર્ગ તરફ વળેલો સાધક

**બાલ(-ળ)-રક્ષક** વિ. [સં.] બાળકોની સંભાળ રાખનાર

**બાલ(-ળ)-રક્ષણ** ન., **બાલ(-ળ)-રક્ષા** સ્ત્રી. [સં.] બાળ-કોની દેખ-ભાળ

**બાલ(-ળ)-રવિ** પું. [સં.] ઊગતો આવતો સૂર્ય

**બાલ(-ળ)-રાજા** પું. [સં.] ઉંમરે ન પહોંચેલો છતાં રાજા બનેલ શાસક [ટ્રિક.' (હ.કા.શાહ.)

**બાલ(-ળ)-રોગ** પું. [સં.] બાળકોનો તે તે વ્યાધિ, 'પીડિયા-

**બાલ(-ળ)-રોગ-ચિકિત્સક** વિ., પું. [સં.] બાળરોગનું નિદાન તેમજ સારવાર કરનાર વૈદ્ય કે ડૉક્ટર

**બાલ(-ળ)રોગ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] બાળરોગોનું નિદાન અને સારવાર

**બાલ(-ળ)રોગ-શાસ્ત્ર, બાલ(-ળ)રોગ-વિજ્ઞાન** ન. [સં.] બાળ-રોગનું નિદાન તેમ ઉપચાર કરવાની પ્રક્રિયા બતાવ-તું શાસ્ત્ર [એ

**બાલ(-ળ)-લગ્ન** ન. [સં.] ઉંમરે પહોંચ્યા પૂર્વેનું પરણવું

**બાલ(-ળ)લગ્ન-નિષેધક** વિ. [સં.] બાળ-લગ્નોની મનાઈ કરનારું, બાળ-લગ્ન રોકનારું

**બાલ(-ળ)-લીલા** સ્ત્રી. [સં.] જુઓ 'બાલ-કેલિ.'

**બાલવ** પું. [સં.] એ નામનો પંચાગમાંનો એક કરણ. (જ્યો.)

**બાલ-(-ળ)-વત્સ** પું. [સં.] તદ્દન નાનો છોકરો કે વાછડો

**બાલ(-ળ)-વધૂ** સ્ત્રી. [સં.] ઉંમરે ન આવી હોવા છતાં પરણાવવામાં આવતી-આવેલી છોકરી

**બાલ(-ળ)-વર્ગ** પું. [સં.] પાંચ વર્ષ સુધીનાં બાળકોને તાલીમ આપવામાં આવે છે તે કક્ષા

**બાલ(-ળ)-વાટિકા** સ્ત્રી. [સં.] **બાલ(-ળ-)વાડી** સ્ત્રી. [+ જુઓ 'વાડી.'] બાળકોને આનંદ આપે તેવા પ્રકારનો નાનો બગીચો. (૨) 'કિન્ડર.ગાર્ટન.' (મ.ર.)

**બાલ(-ળ)-વાર્તા** સ્ત્રી. [સં.] બાળકોને સમજાય અને વાંચવી ગમે તે પ્રકારની વાત

**બાલ(-ળ)-વિકાસ** પું. [સં.] બાળકોની વ્યવસ્થિત ખિલવણી

**બાલ(-ળ)-વિકાસક** વિ. [સં.] બાળકોની ખિલવણી કરનારું

**બાલ(-ળ)-વિક્રય** પું. [સં.] બાળકોને વેચી નાખવાનું કાર્ય

**બાલ(-ળ)-વિજ્ઞાન** ન. [સં.] બાળકોના વિષયનું શાસ્ત્ર

**બાલ(-ળ)-વિધવા** સ્ત્રી. [સં.] ઉંમરે આવ્યા પહેલાં જ જેનો પતિ મરણ પામ્યો છે તેવી રાંડેલી સ્ત્રી

**બાલ(-ળ)-વિવાહ** પું. [સં.] જુઓ 'બાલ-લગ્ન.'

**બાલ(-ળ)-વીર** વિ., પું. [સં.] વીર બાળક, 'સ્કાઉટ' (રા. વિ.) [(હ. કે.)

**બાલ-સૈનિક** પુ. [સં.] જુઓ 'બાલ-વીર.' 'બૉય-સ્કાઉટ'

**બાલવું** અ.ક્રિ. શરીરે ફૂલી જવું જાડા થવું

**બાલ-વૃક્ષ** ન. [સં., પું.] જુઓ 'બાલ-તરુ.'

**બાલ-વૃદ્ધ** વિ. [સં., પું. + વિ.] નાની ઉંમરનાં અને મોટી ઉંમરનાં સૌ કોઈ

**બાલ(-ળ)-વૃંદ** (-વૃન્દ) ન. [સં.] બાળકોનું ટોળું

**બાલ(-ળ)-વેશ(-ષ)** પું. [સં.] બાળકો પહેરે તેવો પોશાક. (૨) બાળકનો ધરેલો સ્વાંગ

**બાલ(-ળ)-વૈદ** પું. [+ સં. वैद्य] જુઓ 'બાલ-વૈદ્ય.'

**બાલ-(ળ)-વૈદું** ન. [+ જુઓ 'વૈદું.'] બાળકોનાં દર્દોની સારવાર કરવાની વિદ્યા [વૈદ

**બાલ(-ળ)-વૈદ્ય** પું. [સં.] બાળકોનાં દર્દોનો ઈલાજ કરનાર

**બાલ(-ળ)-વૈધવ્ય** ન. [સં.] જુઓ 'બાળ-રંડાપો.'

**બાલ(-ળ)-વ્યાકરણ** ન. [સં.] બચ્ચાંઓને પણ સમજવામાં મુશ્કેલી ન નડે તેવું ભાષાના માળખાની વાત કરતું શાસ્ત્ર

**બાલ(-ળ)-વ્રત** ન. [સં.] અજ્ઞાનપણે કરવામાં આવતું વ્રત

**બાલ(-ળ)-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'બાલ-ગૃહ.'

**બાલ(-ળ)-શિક્ષણ** ન. [સં.] જુઓ 'બાલ-કેળવણી.'

**બાલશિક્ષણ-શાસ્ત્રી** વિ., પું. [સં., પું.] બાળકોને કેવી રીતે તાલીમ આપવી જોઈયે એ વિશેનો વિદ્વાન

**બાલ(-ળ)-શિક્ષા** સ્ત્રી. [સં.] જુઓ 'બાલ-કેળવણી.' (૨)

(લા.) બાળકોને કરવામાં આવતી સજા [બાલ-વર્ગ
**બાલ-શ્રેણિ,-ણી** સ્ત્રી. [સં.] પ્રાક્-પ્રાથમિક શિક્ષણ-કક્ષા,
**બાલ(-ળ)-સખા** પું. [સં.] બચપણમાંનો મિત્ર. (૨) છેક બચપણથી ચાલુ રહેલી મિત્રતાવાળો તે તે માણસ
**બાલ(-ળ)-સખી** સ્ત્રી. [સં.] બચપણની સહિયર. (૨) બચપણથી ચાલુ રહેલી સહિયર
**બાલ(-ળ)-સપ્તાહ** ન. [સં.] બાળકોને સંસ્કાર અને શિક્ષણ મળે એ ઉદ્દેશે વર્ષના કોઈ દિવસોમાં થતી સાપ્તાહિક ઉજવણી
**બાલ(-ળ)-સર્પ** પું. [સં.] સર્પનું પરચ્ચું, નાનો સાપ
**બાલ(-ળ)-સહિયર** સ્ત્રી. [+ જુઓ 'સહિયર.] જુઓ 'બાલ-સખી.' [જુઓ 'બાલ-સખા.'
**બાલ(-ળ)-સંગાથી** (-સઙ્ગાથી) પું. [+ જુઓ 'સંગાથી.']
**બાલ(-ળ)-સંગોપન** (-સઙ્ગોપન) ન. [સં.] બાળકોનું રક્ષણ
**બાલ(-ળ)-સંઘાતી** (-સઙ્ઘાતી) પું. [+ સં. संघात + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બાલ-સખા.'
**બાલ(-ળ)-સંજીવની** (-સઞ્જીવની) વિ., સ્ત્રી. [સં.] બાળકોને જીવવાની શક્તિ આપે તેવી દવા
**બાલ(-ળ)-સંમેલન** (-સમ્મેલન) ન. [સં.] બાળકોનો મેળાવડો [સંભાળ તેમ જતન
**બાલ(-ળ)-સંરક્ષણ** (-સંરક્ષણ) ન. [સં.] બાળકોની સાર-
**બાલ(-ળ)-સંરક્ષણાલય** (-સંરક્ષણ), **બાલ(-ળ)-સંરક્ષાલય** (-સંરક્ષાલય) ન. [+ સં. सं-रक्षण, सं-रक्षा + आ-लय] ગુનાહિત બાળકોની સારસંભાળ અને સન્માર્ગ તરફ વાળવાનું સ્થાન બાળ-બંદીશાળા [સમઝાય તેવી લેખન-સામગ્રી
**બાલ(-ળ)-સાહિત્ય** ન. [સં.] બાળકોને વાંચવાનું ગમે અને
**બાલ(-ળ)-સુલભ** વિ. [સં.] બાળકોને સરળતાથી પ્રાપ્ય હોય તેવું. (૨) બાળકોને સ્વાભાવિક
**બાલ(-ળ)-સૂર્ય** પું. [સં.] જુઓ 'બાલ-રવિ.'
**બાલ(-ળ)-સૈનિક** પું. [સં.] બચપણમાં જરૂરી લશ્કરી તાલીમ લેતો બાળક, 'બૉય-સ્કાઉટ'
**બાલ(-ળ)-સ્નેહ** પું. [સં.] બચપણથી બંધાયેલો પ્રેમ
**બાલ(-ળ)-સ્નેહી** પુ. [સં.] બચપણનો મિત્ર. (૨) બચપણથી ચાહ્યો આવતો મિત્ર
**બાલ-(-ળ)-સ્વભાવ** પું. [સં.] બચપણનો ભોળો સ્વભાવ, બાળક જેવો સ્વભાવ [(માણસની)
**બાલ(-ળ)સ્વરૂપ** ન. [સં.] નાનો આકાર કે આકૃતિ
**બાલ(-ળ)-સ્વાતંત્ર્ય** ન. [સં.] બાળકોની સ્વતંત્રતા
**બાલ(-ળ)-હઠ** પું. [+ જુઓ 'હઠ.'] બાળક સ્વભાવની જિદ્દ
**બાલ(-ળ)-હત્યા** સ્ત્રી. [સં.] બાળકોનો ઘાત, બાળક કે બાળકોનું ખૂન કરવું એ [બાળકોનાં ખૂન કરનારું
**બાલ(-ળ)-હત્યારું** વિ. [+ જુઓ 'હત્યારું.'] બાળક કે
**બાલ(-ળ)-હરડે** સ્ત્રી. [+ જુઓ 'હરડે.'] નાની હરડે, હીમજ
**બાલ(-ળ)-હાસ્ય** ન. [સં.] નિર્દોષ હસવું એ, બાળક જેવું નિખાલસ હાસ્ય
**બાલ(-ળ)-હૃદય** ન. [સં.] બાળકનું સરળ પ્રકારનું હૈયું. (૨) વિ. બાળકના જેવા નિખાલસ હૈયાવાળું
**બાલા(-ળા)** સ્ત્રી. [સં.] બાળકી, છોકરી, કન્યા, કુમારી, બાલિકા (સામાન્ય રીતે ઉંમરે આવ્યા પહેલાંની)
**બાલાઈ** સ્ત્રી. [ફા.] દૂધની તર, મલાઈ. (૨) પગાર ઉપરાંત મળતી દસ્તૂરી, સુખડી. (૩) વિ. પરચૂરણ, વધારાનું
**બાલા-ચમૂ** સ્ત્રી. [સં.,-સ્ત્રી.] છોકરીઓની સેના, 'ગર્લ-ગાઇડ'
**બાલા-ગોળું** વિ. [સં. बाल + જુઓ 'ગોળું.'] (લા.) બાળકના પ્રકારનું દયામણું
**બાલાજી** પું., બ.વ. નારાયણના એક વ્યંકટેશ સ્વરૂપનું નામ. (સંજ્ઞા.) (રામાનુજ-સંપ્રદાયમાં એ નામે 'નારાયણ'ની ખ્યાતિ છે.) [ટોપી
**બાલા-ટોપી** સ્ત્રી. [સં. बाल + જુઓ 'ટોપી.'] બાળકની
**બાલાતપ** પું. [સં. बाल + आ-तप] સવારનો કૂણો તડકો
**બાલા-તંગ** (-તઙ્ગ) પું. [ફા.] ઘોડાની પીઠ ઉપરનું જીન મજબૂત રીતે બંધાઈ રહે એ માટેનું એના પેટ ફરતાં બંધાતો લૂગડાનો કે ચામડાનો પટ્ટો [(સંજ્ઞા.)
**બાલા-ત્રિપુરા** સ્ત્રી. [સં.] દુર્ગાદેવીનું એ નામનું એક સ્વરૂપ.
**બાલાદિત્ય** પું. [સં. बाल + आदित्य] જુઓ 'બાલ-રવિ.'
**બાલાપહર્તા** વિ., પું. [સં., बाल + अप-हर्ता પું.] બાળકોને ઉઠાવી જનાર માણસ
**બાલાબર** પું. [ફા.] કસવાળો લાંબો અંગરખો
**બાલા-બંડી** (-બણ્ડી) સ્ત્રી. [સં. बाल + જુઓ 'બંડી.'] બાંય વિનાની કસવાળી બંડી [નારી એક દવા
**બાલામૃત** ન. [સં. बाल + अ-मृत] બાળકોને પોષણ આપ-
**બાલાર્ક** પું. [સં. बाल + अर्क] જુઓ 'બાલ-રવિ.'
**બાલાવસ્થા** સ્ત્રી. [સં. बाल + अवस्था] બચપણ, બાલ્યાવસ્થા
**બાલાશ,-શી, (-સી)** સ્ત્રી. [ફા. બાલાઈશ, + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] સાર-સંભાળ, જાળવણી
**બાલા(-ળા)શ્રમ** પું. [સં. बाल + आ-श्रम, बाला + आ-श्रम] બાળકો ને બાળકીઓને આશ્રય આપવાની સંસ્થા
**બાલાસ,** ૰ગાડી સ્ત્રી. [અં. બેલાસ્ટ્ + જુઓ 'ગાડી.'] રેલમાર્ગની મરામત માટે સામાન લઈ જનારું ભારખાનું
**બાલાસી** જુઓ 'બાલાશી.'
**બાલાં** ન., બ.વ. ફાંફાં. (૨) બહાનાં
**બાલાંસ** સ્ત્રી. [અં. બૅલૅન્સ] વધારાની બાકી. (૨) પુરાંત
**બાલિકા** સ્ત્રી. [સં.] જુઓ 'બાલા.'
**બાલિકા-વિદ્યાલય** ન. [સં.] છોકરીઓની નિશાળ
**બાલિકાશ્રમ** પું. [+ સં. आ-श्रम] છોકરીઓને આશ્રય આપવાનું સ્થાન
**બાલિકોત્સવ** પું. [સં. उत्सव] બાળાઓનો તહેવાર (છોકરીઓનાં જાગરણ વગેરે) [(૩) હીનબુદ્ધિનું
**બાલિશ** વિ. [સં.] નાદાન, છોકરવાદી. (૨) મૂર્ખ, બુદ્ધિહીન.
**બાલિશ-તા** સ્ત્રી., **-ભાવ** પું. [સં.] છોકર-મત, નાદાની. (૨) મૂર્ખતા. (૩) હીન બુદ્ધિ હોવી એ
**બાલુ(-ળુ)ડું** ન. [સં. बाल + ગુ. 'ઉ' 'ડું' સ્વાર્થે ત. પ્ર.] નાનું બાળક (લાડમાં)
**બાલેચ્છા** સ્ત્રી. [સં. बाल + इच्छा]] બાળકની મરજી
**બાલેશ(-સ)રી** સ્ત્રી. બોરસલીનું ઝાડ
**બાલેંદુ** (બાલેન્દુ) પું. [સં. बाल+इन्दु] બીજનો ચંદ્રમા
**બાલેંદુ-વ્રત** (બાલેન્દુ-) ન. [સં.] ચૈત્ર માસમાં કરવામાં

આવતું એ નામનું હિંદુઓનું એક વ્રત

**બાલોચિત** વિ. [સં. बाल + उचित] બાળકોને યોગ્ય હોય તેવું. (૨) (લા.) અજ્ઞાન માણસને છાજે તેવું

**બાલોઢા** સ્ત્રી. [સં. बाल + ऊढा] બચપણમાં પરણેલી સ્ત્રી, નાની પરણેતર છોકરી

**બાલોદ્યાન** ન. [સં. बाल + उद्यान] જુઓ 'બાલ-વાટિકા.'

**બાલો(-લૌ)પયોગી** વિ. [સં. बाल + उप-योगी, પું.] બાળકોને ખપમાં આવે તેવું, બાળકોના કામનું

**બાલોણું** અ.ક્રિ. ઢોર કે છોડવાઓને ફાલ ન આવવો

**બાલો(-લો)શિ(-સિ)યું** ન. ઓશીકું, બાળશિયું

**બાલો-ચોટો** પું. લખોટીની એ નામની એક રમત

**બાલ્કની** સ્ત્રી. [અં.] છજું, રવેશ, રમણો, ઝરૂખો

**બાલ્ય** ન. [સં.] બચપણ, બાલાવસ્થા, બાળપણ

**બાલ્ય-કાલ**(-ળ) પું. [સં.] બચપણનો સમય

**બાલ્ય-લીલા** સ્ત્રી. [સં.] જુઓ 'બાલ-કેલિ.'

**બાલ્ય-વય** સ્ત્રી. [+ સં. वयस् ન.] ખૂબ નાની ઉંમર

**બાલ્યાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] જુઓ 'બાલાવસ્થા.' (૨) બાલ્ય-વય

**બાલ્લું**[૧] જુઓ 'બાદલું.[૧]'

**બાલ્લું**[૨] જુઓ 'બાદલું.[૨]'

**બાવખું** ન. ઢોરનો શરદીથી થતો એક રોગ

**બાવગ** પું. વાવણીનો સમય

**બાવચ(-ચે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'બાવચો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] બાવચાની સ્ત્રી

**બાવચી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**બાવચેણ** (-ણ્ય) જુઓ 'બાવચણ.'

**બાવચો** પું. ઘોડાવાળાનો ધંધો કરનાર (ખેડા તરફની એક જાતિનો) પુરુષ. (સંજ્ઞા.) [બાવટા-નામક અનાજને લગતું

**બાવટિયું** વિ. [જુઓ 'બાવટો' + ગુ. 'ઇયું' ત. પ્ર.]

**બાવટો** પું. સામાન્ય પ્રકારનું એક ધાન્ય, નાગલી

**બાવડ** (-ડ્ય) સ્ત્રી. એક જાતનું જીવડું. (૨) (લા.) ગંદી છોકરી

**બાવડિયું** ન. ઢોરને થતો એક જાતનો રોગ

**બાવડી** (બાઃવડી) સ્ત્રી. [જુઓ 'બાવડું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] જરા નબળું કે પાતળું લાગતું બાવડું

**બાવડું** (બાઃવડું) ન. [સં. बाहु + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] કોણીથી ખભા સુધીનો બાહુ કે ભુજનો ભાગ. (૨) (લા.) કપાસ પીલવાના દેશી ચરખાના લાઠિયામાં એક છેડે નાખેલું લાકડું. (૩) રેંટિયાનો હાથો

**બાવ(-વે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'બાવો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] બાવાની સ્ત્રી, બાવી

**બાવન** વિ. [સં. द्वापञ्चाशत्, પ્રા. बावन्न, સ્ત્રી.] પચાસ અને બે સંખ્યાનું, ૫૨ [પહોંચેલું

**બાવન-મું** વિ. [+ ગુ. 'મું' ત. પ્ર.] બાવનની સંખ્યાએ

**બાવન-વીર** પું. [જૂ. ગુ. માં 'બાવન' અસ્પષ્ટ અર્થનો + સં.] બહાદુર પુરુષ, ભડ માણસ

**બાવના-ચંદન** (-ચન્દન) ન. [જુઓ 'બાવન-વીર'માં 'બાવન + સં.] ઊંચી જાતની એક સુખડ

**બાવનિયો** પું. [જુઓ 'બાવન' + ગુ. 'ઇયું ત.પ્ર.] ગંજીફાની રમતમાં દાવમાં એક પણ પત્તું ન જિતાતાં મળતી હાર

**બાવની** સ્ત્રી. [જુઓ 'બાવન' + ગુ. 'ઈ' ત. પ્ર.] બાવન કડીઓનો સમૂહ. (કાવ્ય.)

**બાવન્ન-બંધન** (-બન્ધન) ન. [પૂર્વ પદ અસ્પષ્ટ + સં. દરોરાનો સ્ત્રીઓનો એક વિધિ [પ્ર.] બાવરાપણું

**બાવરાટ** (બાઃવરાટ) પું. [જુઓ 'બાવરું' + ગુ. 'આટ' ત.

**બાવરું** (બાઃવરું) વિ. [સં. मयातुरक > પ્રા. मआउरअ-] ભયથી વિહ્વલ બનેલું, ગાભરું, બેબાકળું. (૨) (લા.) ઘેલું

**બાવલિયો** પું. [જુઓ 'બાવો' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] + 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બાવો.' (પદ્યમાં.) ['સ્ટેચ્યૂ'

**બાવલું**[૧] ન. [દે. પ્રા. बाउल्लअ-] માટી પથ્થર વગેરેનું પૂતળું,

**બાવલું**[૨] ન. ઢોરનું આઉ, આઉણ

**બાવળ** પું. [દે. પ્રા. बब्बूल-] જેનાં દાતણ થાય છે તે કાંટાવાળું પાણીવાળા પ્રદેશમાં થતું એક ઝાડ. [૦ ઓવો, ૦ વાવવો (રૂ. પ્ર.) ઝઘડાનાં બી રોપવાં] [જંગલ

**બાવળ-કાંટ** (-ટ્ય) સ્ત્રી. [+ જુઓ 'કાંટો' દ્વારા.] બાવળોનું

**બાવળિયો** પું. [જુઓ 'બાવળ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બાવળ.' (૨) (લા.) એક જાતનું ઝીણું ભરત કામ

**બાવળી** સ્ત્રી. [જુઓ 'બાવળ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બાવળનું જંગલ, બાવળ-કાંટ

**બાવળું** ન. [જુઓ 'બાવળ' + ગુ. 'ઉં' ત. પ્ર.] બાવળ-વાળી જગ્યા. (૨) (લા.) કાળા કે લાલ અને ધોળા રંગનું ઘોડું (સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત)

**બાવંડો** (બાવણ્ડો) પું. ભાઈ સાથે લડનાર માણસ. (૨) (લા.) લુહાણાઓનું એક બિજવણું

**બાવા આદમ** પું., બ.વ. [જુઓ 'બાવો' + 'આદમ.'] ખ્રિસ્તી ધર્મ પ્રમાણે સૃષ્ટિનો પહેલો ઉત્પન્ન થયેલો મા-ય પુરુષ. (સંજ્ઞા.) [૦ના વખતથી (રૂ. પ્ર.) સૃષ્ટિની શરૂઆતથી]

**બાવા-જી** પું., બ.વ. [જુઓ 'બાવો' + ગુ. 'જી' માનાર્થે] બાવો (માનાર્થે). (૨) વડીલ. (પારસી.)

**બાવા-ટોપી** સ્ત્રી. [જુઓ 'બાવો' + 'ટોપી.'] મોઢું ખુલ્લું રહે અને ત્રણ પડખાં સહિત કાન ઢંકાઈ રહે તેવી એક પ્રકારની ટોપી, વ્રજવાસી ટોપી

**બાવી** સ્ત્રી. [જુઓ 'બાવો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'બાવણ.' [અને બેની સંખ્યાનું, ૨૨

**બાવીસ(-શ)** વિ. [સં. द्वाविंशति > પ્રા. बावीसइ સ્ત્રી.] વીસ

**બાવીસ(-શ)-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] બાવીસની સખ્યાએ પહોંચેલું, ૨૨ મું [લાળનું નાનું નાનું જાળું

**બાવું** ન. કરોળિયાનું જાળું. (૨) અનાજમાંની ઈયળની

**બાવો** પું. [જુઓ 'બાપો,' એનો પ્રા. પ્રકારનો વધુ વિકાસ] પિતા, બાપ, બાપો (પારસી.). (૨) વેરાગી સાધુ. (૩) સુકાન ફેરવવાનો દાંડો, બાવો બકરો, વીણો. (વહાણ). [-વા થવું (રૂ. પ્ર.) બધી માલ-મિલકત ગુમાવવી. -વાનાં બંને બગાડવાં (-બન્ને) (રૂ. પ્ર.) તદ્દન પાયમાલ થવું. ૦ ઊઠે ને બગલમાં હાથ (રૂ. પ્ર.) પાસે કશું જ ન હોવું, ખાલીખમ. બાર વર્ષે બાવો બોલ્યો (રૂ. પ્ર.) ઘણી બેદરકારી પછી ધ્યાન આપવું]

**બાવો-બકરો** જુઓ 'બ:વો(૩).'
**બાષ્કલ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મહિષાસુરનો એક સાથીદાર. (સંજ્ઞા.) (૨) પશ્ચિમ સૌરાષ્ટ્રના ધૂમલી-વાળા જયેષ્ઠુક પ્રદેશનો એ નામનો એક સામંત રાજા (ઈ.સ. ૯૮૯). (સંજ્ઞા.) (૩) (લા.) વિ. તદ્દન ભ્રષ્ટ. (૪) નિર્લજ્જ, બે-મર્યાદ [(૩) આંસુ
**બાષ્પ** ન. [સં., પું., ન.] વરાળ. (૨) ધુમ્મસ, ઝાકળ.
**બાષ્પક** વિ. [સં.] વરાળ કાઢતું, 'ઈવેપોરેટર' (અ.ત્રિ)
**બાષ્પ-ઘનતા** સ્ત્રી. [સં.] વરાળનું ઘટ્ટપણું, 'વેપર-ડેન્સિટી'
**બાષ્પ-ઘનીભવન** ન. [સં.] વરાળનું ગઠ્ઠાના રૂપમાં થવું એ
**બાષ્પ-જનક** વિ. [સં.] વરાળ પેદા કરનારું
**બાષ્પ-જનિત** વિ. [સં.] વરાળમાંથી થયેલું
**બાષ્પ-દાબ** પું. [સં. + જુઓ 'દાબ.'] વરાળનું દબાણ, 'વેપર-પ્રેસર' (અ. ત્રિ.) [તે નળી
**બાષ્પ-નલિકા** સ્ત્રી. [સં.] વરાળ જેમાંથી પસાર થઈ શકે
**બાષ્પ-પટ** પું. [સં.] આકાશમાં વરાળનો પથરાટ, વરાળની દેખાતી સપાટી, 'વેપર-પ્લેઇન'
**બાષ્પ-બિંદુ** (બિન્દુ) ન. [સં., પું.] ઊકળવાની અંતિમ હદ, 'બૉઇલિંગ પૉઇન્ટ'
**બાષ્પ-ભાજન, બાષ્પ-ભાંડ** (-ભાણ્ડ) ન. [સં.] વરાળ ઉત્પન્ન કરનારું યંત્ર, 'બૉઇલર'
**બાષ્પ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] વરાળ-યંત્ર
**બાષ્પ-યાન** ન. [સં.] વરાળની મદદથી ચાલતું રેલ-ગાડી આગબોટ વગેરે તે તે વાહન
**બાષ્પ-રોધ** પું. [સં.] વરાળ-યંત્રમાં વરાળને રોકવાની કળ
**બાષ્પ-સ્નાન** ન. [સં.] વરાળની બાફ લેવી એ. (૨) ખૂબ આંસુ પડવાથી શરીરનું ભીનું થવું એ [ધે તેલું
**બાષ્પિત** વિ. [સં.] જેને વરાળ કે બાફ આપવામાં આવેલ
**બાષ્પી-કરણ** ન. [સં.] પ્રવાહીમાંથી વરાળનું રૂપ આપવું એ
**બાષ્પી-ભવન** ન. [સં.] પ્રવાહીમાંથી વરાળરૂપ થવું એ, 'ઇવેપોરેશન' (અ.ત્રિ.), 'સબ્લિમેશન' (રા.વિ.)
**બાષ્પોદક** ન. [+ સં. ઉદક] વરાળમાંથી કરેલું કે થયેલું પાણી, 'ડિસ્ટિલ્ડ વૉટર.' (૨) આંસુ
**બાસ** સ્ત્રી. [સં. વાસ, હિં. 'બાસ'] ખરાબ ગંધ (ગ્ર. અર્થ)
**બાસટી, ૦ઠી** (-ઠ્ય) સ્ત્રી. બાંકડો, પાટલી
**બાસ(-સે)ઠ** (-ઠ્ય) સ્ત્રી. [સં. द्वाषष्टि > પ્રા. बासट्ठि] સાઠ અને બે સંખ્યાનું, ૬૨
**બાસ(-સે)ઠ-મું** (-ઠ્ય-મું) વિ. [+ ગુ 'મું' ત.પ્ર.] બાસઠની સંખ્યાએ પહોંચેલું, ૬૨ મું [સુગંધ આપતી)
**બાસમતી** પું., બ.વ. ચોખાની એક ઉત્તમ જાત (રંધાતાં
**બાસર** સ્ત્રી. સમુદ્ર-કાંઠાની જરા નીચાણવાળી ફળદ્રુપ જમીન (જ્યાં મીઠા પાણીની છત હોય છે.). (૨) કાળી માટી અને રેતાળ ગોરાડુ જમીન [વાસ આપવી
**બાસવું** અ.ક્રિ. [જુઓ 'બાસ', -ના.ધા] ગંધાવું, ખરાબ
**બાસું(-સૂં)દી** સ્ત્રી. [હિં. બસૌંધી] સારી રીતે ઉકાળીને કરેલી દૂધની એક ખાદ્ય-વાની ('માવો' સંપૂર્ણ થઈ હોય છે, અને નરમ રાખવામાં આવે છે.)
**બાસેઠ** (-ઠ્ય), **૦મું** જુઓ 'બાસઠ, ૦મું.'

**બાસ્કેટ** સ્ત્રી. [અં.] ટોપલી
**બાસ્કેટ-બૉલ** પું. [અં.] એ નામની એક વિદેશી રમત
**બાસ્કેટી** ન. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ટોપલી બનાવવાનો ઉદ્યોગ [કિંમતી કાપડ, બાફ્તો
**બાસ્તો** પું. [ફા. બાફ્તહ્] એ નામનું એક ખૂબ જ સફેદ
**બાહલ** (-લ્ય) સ્ત્રી. જુવાન છોકરી
**બાહુ** પું. [સં.] આંગળીનાં ટેરવાંથી ખભા સુધીનો ભુજ, ભુજા, હસ્ત, હાથ
**બાહુક** પું. [સં.] મહાભારતના નલોપાખ્યાન પ્રમાણે કર્કોટક નાગના દંશથી નૈષધપતિ નળરાજા વિકૃત સ્વરૂપ પામ્યો એ સમયનું નામ. (સંજ્ઞા.)
**બાહુ-પટ્ટી** સ્ત્રી. [સં.] બાવડાનો બાંધો, 'આર્મ-બૅન્ડ'
**બાહુ-પાશ** પું. [સં.] બથ, બાથ
**બાહુ-બલ(-ળ)** ન. [સં.] હાથની તાકાત. (૨) જાત-મહેનત. (૩) (લા.) પરાક્રમ, બહાદુરી
**બાહુબલિ(-ળિ)** પું. [સં.] જૈન માન્યતા પ્રમાણે ઋષભ-દેવ આદિનાથના સો પુત્રોમાંનો ભરતથી નાનો પુત્ર. (સંજ્ઞા.)
**બાહુ-બળ** જુઓ 'બાહુ-બલ.'
**બાહુબળિ** જુઓ 'બાહુબલિ.'
**બાહુબળિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બાહુઓના બળવાળું. (૨) જાત-મહેનતથી કમાનારું. (૩) (લા.) બળવાન
**બાહુ-બંધ** (-બન્ધ) પું. [સં.] હાથનાં હાડકાંનો તે તે સ્નાયુ-બંધ [લડાઈ
**બાહુ-યુદ્ધ** ન. [સં.] બથ્થં-બથ્થા, બાથં-બાથા, હાથોહાથની
**બાહુ-લતા** સ્ત્રી. [સં.] બાહુરૂપી વેલ, ભુજ-લતા
**બાહુલ્ય** ન. [સં.] છત, પુષ્કળતા, બહુલતા, બહોળપ
**બાહુ-વીર્ય** ન. [સં.] બાવડાનું બળ, હાથની તાકાત
**બાહુ-શાલી(-ળી)** વિ., પું. [સં.] (લા.) પરાક્રમી
**બાહોશ** વિ. [ફા.] હોશવાળું, હોશિયાર, નિષ્ણાત, પ્રવીણ, કુશળ, ચાલાક
**બાહોશી** સ્ત્રી. [ફા.] હોશિયારી, પ્રવીણતા, કૌશલ, ચાલાકી
**બાહ્ય** વિ. [સં.] બહારનું. (૨) ન. બહિરંગ-તા, 'ઑબ્જેક્-ટિવ' (મ.ન.) [બહિર્ગોળ
**બાહ્ય-ગોલ(-ળ)** વિ. [સં.] ઉપસાટવાળા ગોળાકારનું,
**બાહ્યતઃ** ક્રિ.વિ. [સં.] બહારની બાજુએથી, બહાર બહાર
**બાહ્ય-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] બહાર હોવાપણું
**બાહ્ય-દર્શન** ન. [સં.] બહારનો ખ્યાલ કે દેખાવ, 'એક્-સ્ટર્નલ પર્સેપ્સન' (મ.ન.) [બાજુએ નજર કરનારું
**બાહ્ય-દર્શી** વિ. [સં.,પું.] બહારનું જોયા કરનારું, બહારની
**બાહ્ય-નિષ્ઠ** વિ. [સં.] બહારની બાજુએ રહેલું, બહિર્નિષ્ઠ, પરલક્ષી, પરવિષયક, 'ઑબ્જેક્ટિવ' (ર.મ.)
**બાહ્ય પ્રયત્ન** પું. [સં.] વર્ણોના ઉચ્ચારણમાં કરવામાં આવતો વાયુ વગેરેનો ચોક્કસ પ્રકારનો પ્રયાસ. (વ્યા.)
**બાહ્ય-રૂપ** ન. [સં.] બહારનો દેખાવ, 'એપિયરન્સ'
**બાહ્ય-સ્થિત** ન. [સં.] જુઓ 'બાહ્ય-નિષ્ઠ.'
**બાહ્યાકાર** પું., **બાહ્યાકૃતિ** [+સં. आ-कार, आ-कृति] બહારનો દેખાતો ઢાળો
**બાહ્યાચરણ** ન. [+ સં. आ-चरण] માત્ર બહારનું દેખાવનું

આચરણ, બહારની રીતભાત, આડંબર
**બાહ્યાચાર** પું. [+ સં. आ-चार] જુઓ 'બાહ્યાચરણ.' (૨) બહારથી દેખાડવાની શુદ્ધિ વગેરે. (૩) મિથ્યાચાર, પાખંડ
**બાહ્યાચ્છાદન** ન. [+ સં. आ-च्छादन] બહારનું ઢાંકણ, ઉપરનું પડ [દેખાવનો ભપકો, ડોળ
**બાહ્યાડંબર** (-ડમ્બર) પું. [+ સં. आ-डम्बर] બહારનો
**બાહ્યાભ્યંતર** (બાહ્યાભ્ય-તર) ક્રિ. વિ. [સં. + आभ्यन्तर] બહાર અને અંદર, સર્વત્ર
**બાહ્યારંભ** (-રમ્ભ) પું. [+ સં. आ-रम्भ] હિંસા થાય તેવાં બહારનાં કામ કરવાં એ. (જૈન)
**બાહ્યાર્ધ** પું. [+ સં. अर्ध, વિ.] બહારનો અડધો ભાગ
**બાહ્યાવરણ** ન. [+ સં. आ-वरण] જુઓ 'બાહ્યાચ્છાદન.'
**બાહ્યાવલોકન** ન. [+ સં. अव-लोकन] બહાર બહારથી માત્ર નિહાળવું એ. (૨) પદાર્થ-રીતિ, 'ઑબ્જેક્ટિવ મેથડ' (મ.ન.)
**બાહ્યાસ્થિ** ન. [+ સં. अस्थि] બહાર નીકળતું હાડકું, ઉપર બાજુનું હાડકું [કરવાની નાની સંખ્યા. (ગ.)
**બાહ્યાંક** (બાહ્યાઙ્ક) પું. [+ સં. अङ्क] મોટીમાંથી બાદ
**બાહ્યાંગ** (બાહ્યાઙ્ગ) ન. [+ સં. अङ्ग] બહારનો અવયવ
**બાહ્યાંતર** (બાહ્યાન્તર) ક્રિ. વિ. [સં. अन्तर] જુઓ 'બાહ્યાભ્યંતર.'
**બાહ્યાંતર્લાપિકા** (બાહ્યા-ન્ત-) વિ., સ્ત્રી. [+ સં. अन्तर्लापिका] બહિર્લાપિકા અને અંતર્લાપિકા બંને પ્રકારનો જેમાં પ્રયોગ કરવામાં આવે છે તેવી કવિતા [હિસ્સો
**બાહ્યાંશ** (બાહ્યાંશ) પું. [+ સં. अंश] બહારનો ભાગ કે
**બાહ્યેંદ્રિય** (બાહ્યેન્દ્રિય) સ્ત્રી. [+સં. इन्द्रिय] બહારની તે તે ઇદ્રિય—નાક કાન આંખ જીભ અને ત્વચા (કર્મેદ્રિયો)
**બાહ્યોપકરણ** ન. [+ સં. उप-करण] બહારની સાધન-સામગ્રી રાચરચીલું વગેરે
**બાહ્યોપચાર** પું. [+ સં. उप-चार] બહારની સારવાર—શરીર ચોળવું દબાવવું વગેરે પ્રકારની
**બાહ્યોપાધિ** સ્ત્રી. [+ સં. उपाधि, પું.] બહારની આવી પડેલી આફત, બહારની ધાંધલ [પ્રદેશનું જૂનું નામ. (સંજ્ઞા.)
**બાહ્‌લિ(-લી)ક** પું. [સં.] અફઘાનિસ્તાન નજીકનું બલખ
બાળ જુઓ 'બાલ.[૨]'
**બાળ-અવસ્થા** જુઓ 'બાલ-અવસ્થા.'
**બાળ-ઉછેર** જુઓ 'બાલ-ઉછેર.'
**બાળક** જુઓ 'બાલક.'
**બાળક-બુદ્ધિ** જુઓ 'બાલક-બુદ્ધિ.'
**બાળ-કલ્યાણ** જુઓ 'બાલ-કલ્યાણ.'
**બાળક-વત્‌** જુઓ 'બાલક-વત્‌.'
**બાળ-કવાયત** જુઓ 'બાલ-કવાયત.'
**બાળ-કવિતા** જુઓ 'બાલ-કવિતા.'
**બાળક-વૃત્તિ** જુઓ 'બાલક-વૃત્તિ.'
**બાળ-કહાણી** (-કાઃણી) જુઓ 'બાલ-કહાણી.'
**બાળ-કાવ્ય** જુઓ 'બાલ-કાવ્ય.' [નાની છોકરી
**બાળકી** સ્ત્રી. [સં. बालक + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] ખૂબ
**બાળ-કુંવારું** જુઓ 'બાલ-કુંવારું.'
**બાળ-કૃષ્ણ** જુઓ 'બાલ-કૃષ્ણ.'

**બાળ-કેળવણી** જુઓ 'બાલ-કેળવણી.'
**બાળ-ગરબાવલિ(-લી,-ળિ,-ળી)** જુઓ 'બાલ-ગરબાવલિ.'
**બાળ-ગુનેગારી** (ગુનેઃગારી) સ્ત્રી. [+ જુઓ 'ગુનેગારી.'] બાળક અવસ્થામાં ગુના કરવાનું કાર્ય, 'જુવેનાઇલ ડેલિ-ક્વ-સી'
**બાળ-ગુનો** (-ગુનોઃ) પું. [+ જુઓ 'ગુનો.'] બાળક અવસ્થામાં કરવામાં આવતો અપરાધ
**બાળ-ગૃહ** જુઓ 'બાલ-ગૃહ.'
**બાળ-ગોઠિયો** પું. [સં. बाल + જુઓ 'ગોઠિયો.'] બચપણનો મિત્ર. (૨) બચપણથી ચાલ્યો આવતો મિત્ર
**બાળ-ગોપાલ** જુઓ 'બાલ-ગોપાલ.'
**બાળ-ગોવિંદ** (-ગોવિન્દ) જુઓ 'બાલ-ગોવિંદ.'
**બાળ-ગ્રંથાવલિ(-લી,-ળિ,-ળી)** (ગ્ર-ન્થા-) જુઓ 'બાલગ્રંથાવલિ.'
**બાળ-ઘાતક** જુઓ 'બાલ-ઘાતક.'
**બાળ-ચમૂ** જુઓ 'બાલ-ચમૂ.'
**બાળ-ચર** જુઓ 'બાલ-ચર.'
**બાળ-ચરિત્ર** ન. [+ સં.] જુઓ 'બાલ-ચરિત્ર.'
**બાળ-ચિકિત્સા** જુઓ 'બાલ-ચિકિત્સા.'
**બાળ-જીવન** જુઓ 'બાલ-જીવન.'
**બાળ-જે(૦ઈ)લ** સ્ત્રી. [+ અં.] ગુનેગાર બાળકોને રાખવાનું કેદખાનું, 'રેફર્મેટરી' [તે તે સાદી કવિતા
**બાળ-જોડકણું** ન. [+ જુઓ 'જોડકણું.'] બાળકો માટેની
**બાળ-જ્વર** જુઓ 'બાલ-જ્વર.'
**બાળ-તપ** જુઓ 'બાલ-તપ.'
**બાળ-તપસ્વી** જુઓ 'બાલ-તપસ્વી.'
**બાળ-દીક્ષા** જુઓ 'બાલ-દીક્ષા.'
**બાળ-ધન** જુઓ 'બાલ-ધન.'
**બાળધું** ન. [જુઓ 'બળદ'.+ ગુ. 'ઉં' ત.પ્ર. (સૌ.)] બળદોનું ટોળું. (૨) (લા.) મૂર્ખ લોકોનો સમૂહ
**બાળ-નાટક** જુઓ 'બાલ-નાટક.'
**બાળપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'બાળ'+ગુ. 'પ' ત.પ્ર.] બાળપણ. (૨) (લા.) બચપણની આરોગ્ય-સ્થિતિ. (૩) બાળકો તરફનું લાડ અને અમી-દૃષ્ટિ. [૦ લેવી (રૂ. પ્ર.) નાનાં બચ્ચાંનો હૃષ્ટપુષ્ટ પ્રકારનો ઉછેર થવો]
**બાળ-પણ(-ણું)** ન. [+ ગુ. 'પણ'-'પણું.'] બચપણ
**બાળ-પરિચર્યા** જુઓ 'બાલ-પરિચર્યા.'
**બાળ-પરિચારિકા** જુઓ 'બાલ-પરિચારિકા.'
**બાળપિયું** ન. [જુઓ 'બાળ' દ્વારા.] બાળકને હાથે પહેરવાનું કલઈ કે અન્ય ધાતુનું પોલું તે તે કડું
**બાળ-પુત્રી** જુઓ 'બાલ-પુત્રી.'
**બાળ-પૂજક** જુઓ 'બાલ-પૂજક.'
**બાળ-પૂજન, બાળ-પૂજા** જુઓ 'બાલ-પૂજન'-'બાલ-પૂજા.'
**બાળ-પોથી** સ્ત્રી. [જુઓ 'બાળ'+'પોથી.'] બાળકોને પ્રારંભિક શિક્ષણ આપવા માટેની પુસ્તિકા કે ચોપડી, 'પ્રાઇમર'
**બાળ-પોશાક** પું. [+ જુઓ 'પોશાક.'] બાળકોને માટેનાં કપડાં [યોનિ-રોગ
**બાળ-પ્રદર** [સં.] નબળા બાંધાની છોકરીઓને થતો એક
**બાળ-બચ્ચાં** જુઓ 'બાલ-બચ્ચાં.'

**બાળ-બંદી-શાળા** (-બન્દી-) જુઓ 'બાલ-બંદી-શાલા.'
**બાળ-બુદ્ધિ** જુઓ 'બાલ-બુદ્ધિ.'
**બાળ-બોધ** જુઓ 'બાલ-બોધ.'
**બાળબોધ-લિપિ** જુઓ 'બાલબોધ-લિપિ.'
**બાળ-બોધી** જુઓ 'બાલ-બોધી.'
**બાળ-બોધિની** જુઓ 'બાલ-બોધિની.'
**બાળ-બ્રહ્મચર્ય** જુઓ 'બાલ-બ્રહ્મચર્ય.'
**બાળ-બ્રહ્મચારિણી** જુઓ 'બાલ-બ્રહ્મચારિણી.'
**બાળ-બ્રહ્મચારી** જુઓ 'બાલ-બ્રહ્મચારી.'
**બાળ-ભાવ** જુઓ 'બાલ-ભાવ.'
**બાળ-ભાષા** જુઓ 'બાલ-ભાષા.'
**બાળ-મનોવિકાસ** જુઓ 'બાલ-મનોવિકાસ.'
**બાળ-મરણ** જુઓ 'બાલ-મરણ.'
**બાળ-મંદિર** (-મન્દિર) જુઓ 'બાલ-મંદિર'–'નર્સરી સ્કૂલ.'
**બાળ-માનસ** જુઓ 'બાલ-માનસ.'
**બાળમાનસ-શાસ્ત્ર** જુઓ 'બાલમાનસ-શાસ્ત્ર.'
**બાળ-માસિક** જુઓ 'બાલ-માસિક.'
**બાળ-મિત્ર** જુઓ 'બાલ-મિત્ર.'
**બાળ-મુકુંદ** (-મુકુન્દ) જુઓ 'બાલ-મુકુંદ.'
**બાળ-મુખું** વિ. [સં. बाल+मुख+ગુ. 'ઉં' ત.પ્ર.] બાળકના જેવા મોઢાવાળું. (૨) (લા.) ભોળું
**બાળ-મૃગ** જુઓ 'બાલ-મૃગ.'
**બાળ-મોવાળા** પું., બ.વ. [જુઓ 'બાળ'+'મોવાળો.'] નાના બાળકના એક પણ વાર કાપ્યા ન હોય તેવા વાળ (માંગલિક વિધિથી એ ઉતારવામાં આવે છે.)
**બાળ-યુગ** જુઓ 'બાલ-યુગ.'
**બાળ-યોગી** જુઓ 'બાલ-યોગી.'
**બાળ-રક્ષક** જુઓ 'બાલ-રક્ષક.'
**બાળ-રક્ષણ** જુઓ 'બાલ-રક્ષણ.'
**બાળ-રક્ષા** જુઓ 'બાલ-રક્ષા.'
**બાળરક્ષા-ગૃહ** ન. [+સં., પું.] અનાથ કે ગુનેગાર બાળકોને સાચવવાનું મકાન કે સ્થાન, 'રિમાન્ડ-હોમ.'
**બાળ-રમત** સ્ત્રી. [જુઓ 'બાળ' + 'રમત.'] બાળકો રમી શકે તેવી સહેલી રમત
**બાળ-રવિ** જુઓ 'બાલ-રવિ.'
**બાળ-રંડા** (-રણ્ડા) સ્ત્રી. [+સં.] બાળ-વિધવા
**બાળ-રંડાપો** (-રણ્ડાપો) પું. [+જુઓ 'રંડાપો.'] બાળ-વિધવાપણું
**બાળ-રાજા** જુઓ 'બાલ-રાજા.'
**બાળ-રોગ** જુઓ 'બાલ-રોગ.'
**બાળરોગ-ચિકિત્સક** જુઓ 'બાલરોગ-ચિકિત્સક.'
**બાળરોગ-ચિકિત્સા** જુઓ 'બાલરોગ-ચિકિત્સા.'
**બાળરોગ-શાસ્ત્ર** જુઓ 'બાલરોગ-શાસ્ત્ર.'
**બાળરોગશાસ્ત્રી** વિ. [સં.,પું.] બાળરોગ-ચિકિત્સક, 'પેડિયાટ્રિશિયન'
**બાળરોગ-વિજ્ઞાન** જુઓ 'બાલરોગ-વિજ્ઞાન.' 'પેડિયાટ્રિક્સ.'
**બાળ-લકવો** પું. [જુઓ 'બાળ' + 'લકવો.'] બાળકને થતો પક્ષાઘાતનો રોગ, 'પોલિયો'
**બાળ-લગ્ન** જુઓ 'બાલ-લગ્ન.'
**બાળલગ્ન-નિષેધક** જુઓ 'બાલલગ્ન-નિષેધક.'
**બાળ-લીલા** જુઓ 'બાલ-લીલા,'–'બાલ-કેલિ.'
**બાળ-લોકગીત** ન. [+સં.] બાળકો ગાઈ અને સમજી શકે તેવું તે તે ગ્રામ-ગીત
**બાળ-વજ** પું. [+ જુઓ 'વજ.'] વજ નામની એક વનસ્પતિનો પ્રકાર, ખુરાસાની વજ
**બાળ-વત્સ** જુઓ 'બાલ-વત્સ.'
**બાળ-વધૂ** જુઓ 'બાલ-વધૂ.'
**બાળ-વર્ગ** જુઓ 'બાલ-વર્ગ.'
**બાળ-વાટિકા** જુઓ 'બાલ-વાટિકા.'
**બાળ-વાડી** જુઓ બાલ-વાડી'–'કિન્ડરગાર્ટન.'
**બાળ-વાર્તા** જુઓ 'બાલ-વાર્તા.'
**બાળ-વિકાસ** જુઓ 'બાલ-વિકાસ.'
**બાળ-વિકાસક** જુઓ 'બાલ-વિકાસક.'
**બાળ-વિક્રય** જુઓ 'બાલ-વિક્રય.'
**બાળ-વિજ્ઞાન** જુઓ 'બાલ-વિજ્ઞાન.'
**બાળ-વિધવા** જુઓ 'બાલ-વિધવા.'
**બાળ-વિધુર** પું. [સં.] નાની ઉંમરમાં પરણ્યા પછી તરતમાં જ પત્ની મરી ગઈ હોય તેવો પુરુષ
**બાળ-વિવાહ** જુઓ 'બાલ-વિવાહ.'
**બાળ-વીર** જુઓ 'બાલ-વીર.' [દેવાનું કરવું
**બાળવું** જુઓ 'બળવું'માં. (૨) (લા.) અરુચિથી કાંઈ પતાવી
**બાળ-વૃંદ** (-વૃન્દ) જુઓ 'બાલ-વૃંદ.'
**બાળ-વેશ(-ષ)** જુઓ 'બાલ-વેશ(-ષ).'
**બાળ-વૈદ** જુઓ 'બાલ-વૈદ'–'બાલ-વૈદ્ય.'
**બાળ-વૈદું** જુઓ 'બાલ-વૈદું.'
**બાળ-વૈદ્ય** જુઓ 'બાલ-વૈદ્ય.'
**બાળ-વૈધવ્ય** જુઓ 'બાલ-વૈધવ્ય.'
**બાળ-વ્યાકરણ** જુઓ 'બાલ-વ્યાકરણ.'
**બાળ-શાળા** જુઓ 'બાલ-શાળા.'
**બાળ-શિક્ષક** પું. [જુઓ 'બાળ' + સં.] બાળકોને તાલીમ આપનાર મહેતાજી, 'મોનિટર' (ન.લ.)
**બાળ-શિક્ષણ** જુઓ 'બાલ-શિક્ષણ.'
**બાળશિક્ષણ-શાસ્ત્રી** જુઓ 'બાલશિક્ષણ-શાસ્ત્રી.'
**બાળ-શિક્ષા** જુઓ 'બાલ-શિક્ષા.'
**બાળશિ(-સિ)યું**[1] વિ. [સં. बालिश > પ્રા. बालिस + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] (લા.) નાની ઉંમરનું
**બાળશિ(-સિ)યું**[2] ન. [સં. बाल-शय > પ્રા. बालसय + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] ઓશીકું, બાળોશિયું
**બાળ-શોષ** પું. [+સં.] શરીરમાંથી લોહી ચુસાઈ જાય એ પ્રકારનો એક બાળ-રોગ, 'રિકેટ્સ.'
**બાળ-સખા** જુઓ 'બાલ-સખા.'
**બાળ-સખી** જુઓ 'બાલ-સખી.'
**બાળ-સરતાજ** જુઓ 'બાલ-સરતાજ.'
**બાળ-સર્પ** જુઓ 'બાલ-સર્પ.'
**બાળ-સલાહ-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [જુઓ 'બાળ'+'સલાહ' + સં.] બાળકોને કેમ ઉછેરવાં એ વિશેની સલાહ આપનારું સ્થાન,

'જુવેનાઇલ ગાઇડન્સ સેન્ટર'
બાળ-સહિયર જુઓ 'બાલ-સહિયર.'
બાળ-સંગાથી (-સઙ્ગાથી) જુઓ 'બાલ-સંગાથી.'
બાળ-સંગોપન (-સઙ્ગોપન) જુઓ 'બાલસંગોપન.'
બાળ-સંઘાતી (-સઙ્ઘાતી) જુઓ 'બાલ સંઘાતી.'
બાળ-સંજીવની (-સઞ્જીવની) જુઓ 'બાલ-સંજીવની.'
બાળ-સંમેલન (-સમ્મેલન) જુઓ 'બાલ-સંમેલન.'
બાળ-સંરક્ષણ (-સંરક્ષણ) જુઓ 'બાલ-સંરક્ષણ.'
બાળસંરક્ષણાલય (-સંરક્ષણાલય) જુઓ 'બાલ-સંરક્ષણાલય.'
બાળ-સાહિત્ય જુઓ 'બાલ-સાહિત્ય.'
બાળસુધાર-ગૃહ ન. [સં., પું.] ગુનેગાર બાળકોને સુધારવાનું સ્થાન, 'રેફર્મેટરી'
બાળ-સુલભ જુઓ 'બાલ-સુલભ.'
બાળ-સૂર્ય જુઓ 'બાલ-સૂર્ય.'
બાળસિયું[૧-૨] જુઓ 'બાળશિયું,[૧-૨]'
બાળ-સૈનિક જુઓ 'બાલ-સૈનિક.'
બાળ-સ્નેહ જુઓ 'બાલ-સ્નેહ.'
બાળ-સ્નેહી જુઓ 'બાલ-સ્નેહી.'
બાળ-સ્વભાવ જુઓ 'બાલ-સ્વભાવ.'
બાળ-સ્વરૂપ જુઓ 'બાલ-સ્વરૂપ.'
બાળ-સ્વાતંત્ર્ય (-સ્વાતન્ત્ર્ય) જુઓ 'બાલ-સ્વાતંત્ર્ય.'
બાળ-હઠ જુઓ 'બાલ-હઠ.'
બાળ-હત્યા જુઓ 'બાલ-હત્યા.'
બાળ-હત્યારું જુઓ 'બાલ-હત્યારું.'
બાળ-હરડે જુઓ 'બાલ-હરડે.'
બાળ-હાસ્ય જુઓ 'બાલ-હાસ્ય.'
બાળ-હૃદય જુઓ 'બાલ-હૃદય.'
બાળા જુઓ 'બાલા.'
બાળા-ગોળી સ્ત્રી. [જુઓ 'બાળો' + 'ગોળી.'] બાળકોના આરોગ્ય માટે આપવામાં આવતી ભિન્ન ભિન્ન ઔષધોની મિલાવટની ગુટિકા
બાળાપણ ન. [સં. बालत्वन > પ્રા. बालप्पण] જુઓ 'બાળપણ.'
બાળા-બંધ (-બન્ધ) પું. [જુઓ 'બાળો' + સં.] બાળકને બાંધવાનો ફેંટો
બાળા-ભોળા-તેરશ(-સ) (-શ્ય, -સ્ય) સ્ત્રી. [જુઓ 'બાળો' + 'ભોળું' + 'તેરશ,-સ.'] ભાદરવા વદિ તેરસ, બાળકોના શ્રાદ્ધનો દિવસ. (સંજ્ઞા.)
બાળા-રાજા પું. [જુઓ 'બાળો' + સં.] (લા.) કિલ્લોલ કરતું સર્વસામાન્ય બાળક
બાળા-વજ પું. [જુઓ 'બાળો' + 'વજ.'] જુઓ 'બાળ-વજ.'
બાળા-વર પું. [જુઓ 'બાળો' + સં.] નાની ઉંમરનો પરણનાર
બાળા-વેશ(-ષ) પું. [જુઓ 'બાળો' + સં.] જુઓ 'બાલ-વેશ.'
બાળા-સોગઠી સ્ત્રી [જુઓ 'બાળો' + 'સોગઠી.'] સોગઠીના આકારની બાળા-ગોળી
બાળાશ્રમ જુઓ 'બાલાશ્રમ.'
બાળી સ્ત્રી. [સં. बालिका > बालिआ] બાલિકા. (પદ્યમાં.)
બાળી-ચૂરી સ્ત્રી. [જુઓ 'બાળવું'. + ગુ. 'યું' ભૂકૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'ચૂરી.'] ઢોસા કે રોટલા શેકી કરવામાં આવેલું ચૂરમું
બાળુડું જુઓ 'બાલુડું.'
બાળુવું ન. [સં. बाल દ્વારા] બાળક. (પદ્યમાં.)
બાળું-ભોળું વિ. [સં. बालक > પ્રા. बालअ + જુઓ 'ભોળું.'] નાની ઉંમરનું બાળ-સ્વભાવનું. [-ળાં-ભોળાં જમાડવાં (રૂ.પ્ર.) બાળ-શ્રાદ્ધને દિવસે બાળકોને ભોજન કરાવવું]
બાળોડું વિ. [જુઓ 'બાળ' દ્વારા.], -રું વિ. [સં. बाल-तर-क > પ્રા. बाल-यर-अ-] વધુ બાળક વયનું. (૨) બાળ-સ્વભાવનું. (૩) ભીગતું આવતું (બાળક)
બાળો પું. [સં. बालक- > बालअ-] બાળક. (પદ્યમાં.)
બાળોતિયું ન [સં. बाल દ્વારા] ઝાડો પેશાબ ઝીલવા માટે બાળકની નીચે કે બાળકને ફરતે વીંટવાનું કપડું. [-યાંનું બળેલ (રૂ.પ્ર.) જન્મથી દુખિયારું]
બાળોપયોગી જુઓ 'બાલોપયોગી.'
બાળોપિયું ન. [જુઓ સં. बाल દ્વાર.] બાળકને પગમાં પહેરવાનું એક ઘરેણું
બાળોશિ(-સિ)યું જુઓ 'બાલોશિયું.'
બાં[૧] પું., ન. [રવા.] ગાયના ભાંભરવાનો અવાજ
બાં[૨] (બાંઃ), ૦ય સ્ત્રી. [સં. बाहु પું. દ્વારા] કેડથી ઉપરના ભાગમાં પહેરવાના કપડાના જે ભાગમાં બાહુ ભરાયેલ હોય છે તે ભાગ. (૨) રાજપૂતોમાં સૌભાગ્યવતી સ્ત્રીઓ પહેરે છે તે આઠથી દસ ચૂડીનો સમૂહ. (૩) (લા.) સહાયક. [૦ ચઢા(-ઢા)વી તૈયાર હોવું (રૂ.પ્ર.) અથાગ મહેનત કરવા તત્પર હોવું. ૦ ઝાલવી, ૦ પકડવી (રૂ.પ્ર.) આશરો આપવો. (૨) મદદ કરવી]
બાંક પું. [પોર્ચુ. બાન્કો], ૦ડો પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] બેસવાની ઊંચા પાયાની પાટલી, 'બેન્ચ'
બાંકપણ ન. [જુઓ 'બાંકો' + ગુ. 'પણ' ત.પ્ર.] (લા.) ફાંકડાઈ. (૨) 'નાઇટ-હુડ'. (અ.ક.ઠા.)
બાંકાઈ સ્ત્રી. [જુઓ 'બાંકું[૨]' + ગુ. 'આઈ' ત.પ્ર.] (લા.) ફાંકડાઈ, છેલપણું. (૨) બડાઈ, આત્મ-શ્લાઘા. (૩) નખરાંબાજી
બાંકું[૧] (-ખું, -કોરું, -ખોરું)) જુઓ 'બાકું(-ખું, -કોરું, [-ખોરું.)'
બાંકું[૨] વિ. [સં. वक्रक- > પ્રા.वक्कअ-, હિં. બંકા] (લા.) ફાંકડું, છેલ. (૨) નખરાંબાજ, બાંકેરાવ
બાંકે-રાવ, બાંકે-લાલ પું. [હિં. બંકા + જુઓ 'રાવ'-'લાલ.'] (લા.) ફાંકડું, છેલ. (૨) નખરાંબાજ
બાંકો વિ. પું. [જુઓ 'બાંકું.'] ફાંકડો પુરુષ. (૨) 'નાઇટ' (પ્રાચીન ગ્રીસ વગેરે દેશનો ને ઇંગ્લૅન્ડનો એક માનવંત હોદ્દો). (અ.ક.ઠા.)
બાંકોરિયું વિ. [જુઓ 'બાંકું[૨]' દ્વારા.] વાંકા સ્વભાવનું
બાંકો(-ખો)રું જુઓ 'બાકું(-ખું, -કોરું, -ખોરું).'
બાંકોડી સ્ત્રી. [જુઓ 'બાંકું[૨]' દ્વારા ગુ.] ઉપરથી વાંકી વળેલી લાકડી [આવતો ચિખોડો
બાંખોડિયું ન., -યો પું. નખથી શરીર ઉપર કરવામાં
બાંખોર ન. ખૂબ ઊંચાઈ લેતું એક પ્રકારનું ઝાડ
બાંખું,-ખોરું જુઓ 'બાંકું,-કોરું.'

**બાંગ** સ્ત્રી. [ફા.] મસીદમાંની નિમાજ વખતે કરવામાં આવતો મુલ્લાંનો ધર્મવાક્યરૂપ પોકાર, નિમાજની ચેતવણીનો અવાજ. [૦ **મૂકવી** (રૂ.પ્ર.) પોક મૂકવી]

**બાંગ(-ઘ)ડ** વિ. [હિં. બાંગડ] મૂર્ખ, બેવકૂફ. (૨) ધ્યાન-બહેરું. (૩) ન સાંભળવાનો દેખાવ કરી સાંભળી લેનારું. (૪) તોછડાઈ કરનારું. (૫) લુચ્ચું

**બાંગ(-ગે,-ગૈ,-ઘ,-ઘે,-ઘૈ)ડવું** અ.ક્રિ. [રવા.] ગળું ઘરડાય એ રીતે અવાજ કરવો, ઘાંઘરવું, આરડવું

**બાંગડી** સ્ત્રી. બટેટામાં થતો એક પ્રકારનો રોગ

**બાંગડું** વિ. [હિં. બાંગડા] મૂર્ખ, બેવકૂફ

**બાંગરવું** અ.ક્રિ. [રવા.] બૂમ પાડવી

**બાંગરાઈ** સ્ત્રી. [જુઓ 'બાંગરું' + ગુ. 'આઈ' ત.પ્ર.], **-વેડા** પું., બ.વ. [+ જુઓ 'વેડા.'] બાંગરાપણું

**બાંગરિયું** વિ. [જુઓ 'બાંગરું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **બાંગરું**[1] વિ. [રવા.] નાન-વડાઈ ન રાખતાં સામું બોલનારું, તોછડું. (૨) અવિવેકી [સાંઢી

**બાંગરું**[2] ન. [ચરો-] બાળવા માટેનું તલસરું, તલના છોડની

**બાંગરો** પું. [હિં. બાંગરા] ગોધલો, આખલો

**બાંગલું** ન. ખરબચડું મજબૂત ડાંગોરું

**બાંગલો** પું. [જુઓ 'બાંગલું.'] લાકડાનો નાનો જાડો મજબૂત ટુકડો. ડંડૂકો. (૨) (લા.) ક્રિકેટનો દડો ખૂબ ઊંચે જાય એ રીતનો મજબૂત ફટકો [નાર ખેલાડી

**બાંગલોરી** પું. ક્રિકેટની રમતમાં દડાને જોરથી ફટકો માર-

**બાંગી** વિ., પું. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] બાંગ પોકારનાર મુલ્લાં. (૨) (લા.) ઢંઢેરો પીટનાર માણસ

**બાંગું**[1] વિ. જુઓ 'બાંગડું.' (૨) જુઓ 'બાંગરું.' (૩) ત્રાંસું, વાંકું. (૪) હાથની ખોડવાળું, ઠૂંઠું

**બાંગું**[2] ન. [જુઓ 'બાંગ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાંગ.'

**બાંગું-ગાંગું** વિ. અવ્યવસ્થિત ગોઠવાયેલું, વાંકું-ત્રાંસું રહેલું

**બાંગે(-ગૈ,-ઘે,-ઘૈ)ડવું** જુઓ 'બાંગડવું.'

**બાંગો**[1] પું. મોઈ-દંડાનો એક દાવ

**બાંગો**[2] પું. પાણી ભરવાની કાવડ

**બાંઘડ** જુઓ 'બાંગડ.'

**બાંઘાટ** પું. [રવા.] ગાયનું ભાંભરવું એ

**બાંઘાટવું** અ. ક્રિ. [જુઓ 'બાંઘાટ,' -ના. ધા.] ભાંભરવું, હિંસારવ કરવો

**બાંઘે(-ઘૈ)ડવું** જુઓ 'બાંગ(ગે,-ગૈ,-ઘ)ડવું.'

**બાંજર** (-રય) સ્ત્રી. ખરાબાની જમીન

**બાંટ**[1] ન. સ્ત્રીઓને પહેરવાનું એક પ્રકારનું રેશમી વસ્ત્ર

**બાંટ**[2] જુઓ 'બાટ.[2]'

**બાંટ**[3] [હિં.] વજનિયાંનો સટ

**બાંટ**[4] પું. [સં. वृन्त] કાંટા-ડાખળાં

**બાંટવું**[1] ન. [જુઓ 'બાંટ[4]' + ગુ. 'વું' સ્વાર્થે ત. પ્ર.] એક નાનો કાંટાળો છોડ

**બાંટવું**[2] અ.ક્રિ. થોડા વરસાદને લઈ (જુવાર બાજરીના સાંઠામાં) ડૂંડાં ન બાઝવાં

**બાંઠું** જુઓ 'બાઠું.'

**બાંઠ** વિ. [સર૦ 'બઠડું.'] બાંઠિયું, બઠડું, ઠીંગણું, વામન. (૨) બૂઠું

**બાંઠિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાંઠ.' (૨) ન. (આકારને કારણે) ટૂંકું માથા-બંધન (પાઘડી જેમ બંધાતું)

**બાંઠું** વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાંઠ.' (૨) (લા.) ઘેટાનું ટૂંકી ઊનવાળું ચામડું

**બાંડ** વિ. પૂછડા વિનાનું, બાંડું. (૨) પું. પૂછડી વિનાનો બળદ. (૩) સોપારીના ઝાડને થતો એક રોગ

**બાંડ-કું** વિ. [જુઓ 'બાંડું' + ગુ. 'ક' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બાંડ(૧).'

**બાંડ-રૂંડ** ન. (લા.) ખરાબ માણસ [બીજની તિથિ. (સંજ્ઞા.)

**બાંડા-બીજ** સ્ત્રી. [જુઓ 'બાંડું' + 'બીજ.[2]'] વૈશાખ સુદિ

**બાંડિયું** વિ. [જુઓ 'બાંડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બાંડું.' (૨) (લા.) વરવું, બેડોળ. (૩) ટૂંકી બાંયનું પહેરણ

**બાંડિયો** વિ., પું. [જુઓ 'બાંડિયું.' (સુન્નત કરવામાં આવતી હોઈ) મુસ્લિમ ભાઈનું ખિજવણું

**બાંડી** સ્ત્રી. [જુઓ 'બાંડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) મગફળી કે મરચી વગેરેમાં થતો એક રોગ [માણસ

**બાંડી-ચોર** પું. ['બાંડી' અસ્પષ્ટ + સં.] (લા.) લેભાગુ

**બાંડીજ** (બાન્ડીજ) સ્ત્રી. [અં. બૅન્ડેઇજ્] પગે બાંધવાની ગરમ કે સુતરાઉ લૂગડાની પટ્ટી (લશ્કરી સૈનિક વગેરે બાંધે છે તે પ્રકારની)

**બાંડું** વિ. [જુઓ 'બાંડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] કપાઈ ગયેલા પૂછડાવાળું. (૨) (લા.) વરવું, કદરૂપું. (૩) છોગા વિનાનું. (૪) ઢંગધડા વિનાનું

**બાંડો** વિ., પું. જુઓ 'બાંડિયો.' ['બાંદી'-'બાનડી.'

**બાંદડી** સ્ત્રી. [જુઓ 'બાંદી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**બાંદી** સ્ત્રી. [ફા. 'બન્દહ્'-સેવક = ગુ. 'બાંદો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નોકરિયાણી, ચાકરિયાણી, દાસી, બાનડી, બાંદડી. [૦નો બચ્ચો (રૂ.પ્ર.) આજ્ઞાંકિત માણસ. (૨) વર્ણ-સંકર] [ચણતરનું કાર્ય, 'કન્સ્ટ્રક્શન'

**બાંધ-કામ** ન. [જુઓ 'બાંધવું' + 'કામ.[2]'] મકાન વગેરેના

**બાંધકામ-ખાતું** ન. [જુઓ 'ખાતું'] મકાન વગેરેના બાંધકામની વ્યવસ્થા અને સંભાળ રાખતું તંત્ર

**બાંધ-છૂટ** (બાંધ્ય-છૂટ્ય) સ્ત્રી. [જુઓ 'બાંધવું' + 'છૂટવું.'] જુઓ 'બાંધ-છોડ(૧).' (૨) (લા.) આપલે

**બાંધ-છોડ** (બાંધ્ય-છોડ્ય) સ્ત્રી. [જુઓ 'બાંધવું' + 'છોડવું.'] તોડ, સમાધાન, 'કૉમ્પ્રોમાઇઝ' (બ.ક.ઠા.) (૨) (લા.) સમઝાવટ

**બાંધણ** ન. [સં. बन्धन ▶ પ્રા. बंधण] બાંધવાની ક્રિયા. (૨) બાંધવાની ગાંઠ. (૩) બાંધવાનું દોરડું. (૪) બાંધવાનું કપડું

**બાંધણી** સ્ત્રી. [જુઓ 'બાંધવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] બંધાવું કે બાંધવું એ, 'ફૉર્મેશન.' (૨) ચણતર-કામમાં ઈંટ પથ્થર વગેરેની વ્યવસ્થિત જડતર. (૩) રચના. (૪) વચ્ચે વચ્ચે કપડામાં દોરા બાંધી ભિન્ન ભિન્ન રંગ અપાયે થતી સાડીનો એક પ્રકાર, ચૂંદડી. (૫) બાંધણી તૈયાર કરવાનું મહેનતાણું

**બાંધણી-ગર** વિ., પું. [+ફા. પ્રત્યય] બાંધણી-પ્રકારની સાડી બનાવનાર ખત્રી, ચૂંદડીગર

**બાંધણું** ન. [જુઓ 'બાંધવું' + ગુ. 'અણું' કૃ પ્ર.] બાંધવાની ક્રિયા, બંધન. (૨) બાંધણીના પ્રકારે તૈયાર કરેલું એક પ્રકારનું કપડું. (૩) (લા.) વેર, શત્રુતા, અદાવત. [**-ણાં છોડવાં** (રૂ.પ્ર.) શત્રુતા જતી કરવી] કબ્રસ્તાન)

**બાંધલું** ન. મડદાંને ઠેકાણે પાડવાની જગ્યા (મસાણ કે

**બાંધવ** (બાન્ધવ) પું. [સં.] જુઓ 'બંધુ.'

**બાંધવ-તા** (બાન્ધવ-) સ્ત્રી. [સં.] જુઓ 'બંધુ-તા.'

**બાંધવું** સ. ક્રિ. [સં. बन्ध्] એકઠું કરતાં જઈ સાથે જોડવું કે જકડવું, ગોઠવી એકાત્મક કરવું. (૩) ચૂર્ણ કે ભૂકા યા લોટમાં પ્રવાહી નાખી ઘન પીંડો બનાવવો. (૪) ગાંઠ દેવી. (૫) (લા.) અંકુશમાં લેવું. (૬) કેદમાં નાખવું. (૭) કબૂલતને વળગી રહે એમ કરવું. [**બાંધી આબરૂ, બાંધી પાઘડી, બાંધી ભેટ** (રૂ.પ્ર.) હેમખેમ પાર ઊતરવું એ. **બાંધી હડીનું** (રૂ.પ્ર.) બેવડી હાંડીનું (ભરાઉ અને ગોળ-મટોડ માણસ). **બાંધી મૂઠી** (રૂ.પ્ર.) ગૌરવ સચવાઈ રહે એમ. **બાંધી લેવું** (રૂ.પ્ર.) સામો માણસ જવાબ આપી ન શકે એવી સ્થિતિ કરવી. **બાંધેલી કંમર** (-કમ્મર) (રૂ.પ્ર.) સદા તત્પર. **બાંધેલો માળો વિખાવો** (રૂ.પ્ર.) કરેલી મહેનત નકામી જવી. **બાંધ્યું મોં** (-મોં:) (રૂ.પ્ર.) દિવસમાં એક વાર જમવાનું સ્ત્રીઓનું વ્રત. **બાંધ્યો પગ** (રૂ.પ્ર.) શાંતિથી એક સ્થળે બેસવું એ. **માથું બાંધવું** (રૂ.પ્ર.) દેવનાગરી અક્ષરની શિરોરેખા કરવી. **મુદત બાંધવી** (રૂ.પ્ર.) સમયની મર્યાદા નક્કી કરવી. **મોં બાંધી લેવું** (મોં:-) (રૂ.પ્ર.) બોલતું બંધ કરી દેવું. **હાથ બાંધી લેવા** (રૂ.પ્ર.) પરાણે સહી કરાવી લેવી] **બંધાવું** (બન્ધાવું) કર્મણિ., ક્રિ. **બંધાવવું** (બન્ધાવવું) પ્રે., સ ક્રિ.

**બાંધેડો** પું. ઘુમાટો, મોટો બરાડો

**બાંધો** પું. [સં. बन्धक- > પ્રા. बन्धअ-] બાંધવું એ, બંધન. (૨) બાંધવાનું સાધન. (૩) શરીરનું બંધારણ, કાઠું

**બાંફની**[1] સ્ત્રી. આંખની પાંપણ ખરી જવાનો રોગ

**બાંફની**[2] સ્ત્રી. એક વનસ્પતિ [માછલીનો એક પ્રકાર

**બાંબ** (-બ્ય) સ્ત્રી. એક જાતની વેલ. (૨) એ નામની

**બાંબરડા** પું., બ.વ., -ડાં ન., બ.વ. [જુઓ 'બાંબરવું + ગુ 'ડું' કૃ.પ્ર.] બાંબરવું એ, મોટા બરાડા (ગાય-ભેંસના). [**-ડા (-ડાં) ના(-નાં)ખવા(-વાં)** (રૂ.પ્ર.) મોટા બરાડાથી રોવું]

**બાંબરવું** અ.ક્રિ. [રવા.] (ગાય-ભેંસનું) ભાંભરવું. (૨) ઢોરની જેમ બરાડવું [બામલાઈ

**બાંબલાઈ, બાંબલી** સ્ત્રી. કાખમાં થતી ગાંઠ કે ગૂમડું,

**બાંબળ**[1] ન. પાકેલું ફળ. (૨) (લા.) નફો, લાભ

**બાંબળ**[2] વિ. ખૂબ, ઘણું [ભાંભરે એમ

**બાં-બાં** ક્રિ.વિ. [રવા.] ગાયનો અવાજ થાય એમ, ગાય

**બાંબુ** પું. [પોર્ચુ. બામ્બુ] મોટો પોલો વાંસ

**બાંભ(-ભો)રો** પું. ધોળો પોચો પથ્થર

**બાંય** (બાંઃય) જુઓ 'બાં.[2]'

**બાંય-ડી** (બાંઃયડી) સ્ત્રી. [+ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] બાહુ, બાવડું. (૨) (લા.) સાવરણી

**બાંય-ધર** (બાંઃય-) વિ. [+સં.] હાથ પકડનાર. (૨) જામીન પડનાર, હામીદાર, બાંહેધર

**બાંય-ધરી** (બાંઃય-) સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જામીનગીરી, હામી, બાંહેધરી, ખોળાધરી, 'ગૅરન્ટી.' (૨) સેવા-સંચાલન, જવાબદારી, 'અન્ડર-ટેઇકિંગ'

**બાંયું**[1] ન. [હિં. બાંયા + ગુ. 'ઉં' ત.પ્ર.] (ડાબે હાથે વગાડાતું હોઈ) નરઘાંની જોડીમાંનું નાનું નરઘું, ભોણિયું

**બાંયું**[2] (બાઃયું) ન. [સં. बाहु પું. દ્વારા] કમાડનો આડ-બંધ. (૨) તરેલાનો નીચેનો ભાગ. (૩) બળદગાડીના કઠેડાના પડખા ઉપર જડાતો લોઢાની પટ્ટીનો બંધ. (૪) ઘાણીનો એક ભાગ

**બાંહે-ધર** વિ. [સં. बाहु દ્વારા + સં.] જુઓ 'બાંય-ધર.'

**બાંહેધરી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બાંયધરી.'

**બિચકાવવું** જુઓ 'બીચકવું'માં.

**બિચારું** જુઓ 'બીચારું.'

**બિચારા-પણુ** જુઓ 'બીચારા-પણુ.'

**બિછાત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'બિછાવવું' દ્વારા.] પાથરણું બિછાવવું એ, બિછાવવાની જાજમ શેતરંજી વગેરેની બિછાવટ

**બિછાનું** ન. [જુઓ 'બિછાવવું' દ્વારા.] પથારી

**બિછાવટ** સ્ત્રી. [જુઓ 'બિછાવવું' દ્વારા.] જુઓ 'બિછાત.'

**બિછાવવું** સ.ક્રિ. [સં. वि-च्छाय्- > પ્રા. बिच्छाय-, હિં. બિછા-] પાથરવું., **બિછાવાવું** કર્મણિ., ક્રિ. **બિછાવડા-(-રા)વવું** પ્રે., સ.ક્રિ.

**બિછાવડા(-રા)વવું, બિછાવાવું** જુઓ 'બિછાવવું'માં. [દાણો

**બિજાઈ** સ્ત્રી. ગરીબ લોકોને ખેતરના પાકમાંથી અપાતો

**બિજોરી** સ્ત્રી. [જુઓ 'બિજોરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] બિજોરાનું ઝાડવું, મોટાં લીંબુનું ઝાડવું

**બિજોરું** ન. [સં. बीजपूरक- > પ્રા. बिज्जऊरअ, बिज्जोरअ-] એક પ્રકારનું મોટું લીંબુ

**બિઝનેસ** ન. [સં.] કામ-ધંધો. (૨) વેપાર-રોજગાર

**બિઝિક** સ્ત્રી., ન. [અં.] ગંજીફાની એક પ્રકારની રમત

**બિટ્ટી-પાક** પું. [રવા. + સં.] (મઝાકમાં) મારપીટ, માર ('મેથી-પાક' વગેરે જેમ લા.)

**બિડ, ૦લવણ** ન. [સં.] એક પ્રકારનું બનાવટી મીઠું

**બિડણિયો** પું. [જુઓ 'બીડણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ચણતરમાંનું બીડણ તૈયાર કરી આપનારો કડિયો

**બિડાણ** ન. [જુઓ 'બિડાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] મુખ્ય પત્ર સાથે મોકલવામાં આવતું બીજું છૂટું એક કે એકથી વધુ લખાણ, 'એન્ક્લોઝર'

**બિડાર** (-ર્ય) સ્ત્રી. ઊંચા સ્વરથી શરૂ કરી નીચેના સ્વર તરફ આવવું એ. (સંગીત.)

**બિડારો** પું. ઘરનો સામાન, ઘરવખરી, રાચરચીલું

**બિડાવવું, બિડાવું** જુઓ 'બીડવું'માં.

**બિન**[1] પું. [અર. ઇબ્ન] પુત્ર, દીકરો

**બિન**[2] પૂર્વગ. [સં. विना, ઉર્દૂ 'બિન.'] (સમાસના પૂર્વપદમાં) વગર, સિવાય,' જેમકે 'બિન-રોજગાર' -'બિન-અક્કલ' વગેરે

**બિન-અક(-ક્ક)લ** વિ. [જુઓ 'બિન[2]' + 'અક(-ક્ક)લ.'] બુદ્ધિ વિનાનું, બુદ્ધિહીન, મૂર્ખ, બેવકૂફ, કમબુદ્ધિ,

કમ-અક(-ક્ક)લ [રાખ્યા વિના

**બિન-અટકાવ** વિ. [જુઓ 'બિન[૨]' + 'અટકાવ.'] અટકાવી

**બિન-અદાલતી** વિ. [+ જુઓ 'અદાલતી.'] અદાલતના ક્ષેત્રની બહારનું, 'એક્સ્ટ્રા-જ્યુડિશિયલ'

**બિન-અનુભવી** વિ. [જુઓ 'બિન[૨]' + સં. अनु-भव + ગુ. 'ઈ' ત. પ્ર.] અનુભવ વગરનું [બિન-ગુનેગાર

**બિન-અપરાધ** વિ. [+ સં.] અપરાધ વિનાનું, નિરપરાધ,

**બિન-અમલ** પું. [+ જુઓ 'અમલ.[૧]'] અમલ ન થયો હોય એવી સ્થિતિ

**બિન-અંગત** (-અઙ્ગત) વિ. [+ જુઓ 'અંગત.'] પોતીકું ન હોય તેવું, પારકું. (૨) પરલક્ષી, 'ઑબ્જેક્ટિવ'

**બિન-અંગત-તા** સ્ત્રી. [+ સં., ત. પ્ર.] બિન-અંગત હોવા-પણું. (૨) પરલક્ષિતા, 'ઑબ્જેક્ટિવિટી' (અ. મ ૨૧.)

**બિન-આકારી** વિ. [+ સં. आकार + ગુ. 'ઈ' ત. પ્ર.] જેની મહેસૂલની આકારણી ન કરવામાં આવી હોય તેવું

**બિન-આયોજની** વિ. [જુઓ 'બિન' + સં., પું.] યોજના બહારનું, 'નૉન-પ્લૅન'

**બિન-આવડત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'આવડત.'] આવડતનો અભાવ, અનાવડત [ઉત્પન્ન ન થાય તેવું

**બિન-ઉપજાઉ** વિ. [+ જુઓ 'ઉપજાઉ.'] જેમાંથી કશું

**બિન-ઉપયોગી** વિ. [+સં., પું.] ઉપયોગ વિનાનું, નિરુપ-યોગ, નિરુપયોગી, કામમાં ન આવે તેવું, નકામું

**બિન-કાયદેસર** વિ. [+ જુઓ 'કાયદેસર.'] કાયદા વિરુદ્ધનું

**બિન-ખબરદારી** સ્ત્રી. [+ જુઓ 'ખબરદારી.'] બે-ખબરાઈ, અસાવધતા, સાવચેતીનો અભાવ

**બિન-ખેતી** વિ. [+ જુઓ 'ખેતી.'] ખેતીનું ન હોય તેવું, 'નૉન-ઍગ્રિકલ્ચરલ'

**બિન-ગેઝેટી** વિ. [+ અં. 'ગૅઝેટ' + ગુ. 'ઈ' ત. પ્ર.] સરકારી સામયિક પત્રમાં જાહેરાત ન થઈ હોય તેવું, બિન-રાજપત્રિત, 'નૉન-ગૅઝેટેડ'

**બિન-ખોરાકી** વિ. [જુઓ 'ખોરાક' + ગુ. 'ઈ' ત. પ્ર.] ખોરાકમાં કામ ન લાગે તેવું, ખાવામાં કામ ન આવે તેવું

**બિન-ગુનેગાર** (-ગુનેઃગાર) વિ. [+ જુઓ 'ગુનેગાર.'] ગુનો ન કર્યો હોય તેવું, નિરપરાધ

**બિન-ગુનેગારી** (-ગુનેઃગારી) સ્ત્રી. [+ જુઓ 'ગુનેગારી.'] ગુનો ન હોવાપણું, નિરપરાધ સ્થિતિ [વિનાનું

**બિન-ચૂક** વિ. [+ જુઓ 'ચૂક.'] ભૂલ વિનાનું. (૨) ભૂલ્યા

**બિન-ચુસ્ત** વિ. [+ જુઓ 'ચુસ્ત.'] મોકળું, 'ફ્લેક્સિબલ.' (૨) (લા.) ઉદારતા ભરેલું

**બિન-ચૂકતે** વિ., ક્રિ. વિ. [+ જુઓ 'ચૂકતે.'] ચુકવણી ન થઈ હોય તેવું, 'અન-ડિસ્બર્સ્ડ'

**બિન-ચેપી** વિ. [+ જુઓ 'ચેપી.'] ચેપ લગાડે નહિ તેવું

**બિન-જકા(-ગા)તી** વિ. [જુઓ 'જકા(-ગા)તી.'] જેની જકાત ન આપવી પડે તેવું

**બિન-જમા** વિ. [+ જુઓ 'જમા.'] ચડત કે નોંધાયેલ ન હોય તેવું, 'અન-ડ્યૂ'

**બિન-જરૂરિયાત** સ્ત્રી. [+ જુઓ 'જરૂરિયાત.'] જરૂરિયાતનો અભાવ. (૨) વિ. જરૂરિયાત વિનાનું, બિન-જરૂરી

**બિન-જરૂરી** વિ. [+ જુઓ 'જરૂરી.'] જુઓ 'બિન-જરૂરિયાત(૨).'

**બિન-જવાબદાર** વિ. [+ જુઓ 'જવાબદાર.'] જેણે કે જે વિશે જવાબદારી લીધી ન હોય તેવું, જવાબદારી વિનાનું

**બિન-જવાબદારી** સ્ત્રી. [+ જુઓ 'જવાબદારી.'] જવાબ-દારીનો અભાવ. (૨) બેદરકારી, ગફલત

**બિન-જામિ(-મી)ન,-ની** વિ. [+ જુઓ 'જામિ(-મી)ન' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જેમાં જામીન લેવાના ન હોય તેવું, 'નૉન-બેલેબલ'

**બિન-જુલમી** વિ. [+ જુઓ 'જુલમી.'] જુલમ ન કરનારું

**બિન-જોખમી** વિ. [+ જુઓ 'જુઓ 'જોખમી.'] જેમાં જોખમ નથી તેવું, બિન-મુશ્કેલ

**બિન-તકરાર** ક્રિ. વિ. [+ જુઓ 'તકરાર.'] ઝઘડા વિના

**બિન-તકરારી** વિ. [+ જુઓ 'તકરારી.'] ઝઘડા વિનાનું

**બિન-તકસીરવાર** વિ. [+ જુઓ 'તકસીરવાર.'] બિન-ગુનેગાર ['ક્લિનિકલી અનફિટ'

**બિન-તંદુરસ્ત** (-તન્-દુરસ્ત) વિ. [સં.] માંદું, આજાર,

**બિન-તાક(-કા)ત** વિ. [+ જુઓ 'તાક(-કા)ત.'] તાકાત વિનાનું, શક્તિ-રહિત, અશક્ત

**બિન-તારી** વિ. [+ જુઓ 'તાર[૨]' + ગુ. 'ઈ' ત. પ્ર.] જેમાં તારનાં દોરડાંનો ઉપયોગ ન હોય તેવું (સંદેશો વગેરે), 'વાયર-લેસ'

**બિન-તાલીમ,-મી** વિ. [જુઓ 'તાલીમ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] તાલીમ વિનાનું, નહિ કેળવાયેલું

**બિન-તૈયારી** સ્ત્રી. [+ જુઓ 'તૈયારી.'] તૈયારીનો અભાવ, તૈયારી કરી ન હોવાપણું

**બિન-ધર્મી** વિ. [+ સં., પું.] ધર્મ-સંબંધ વિનાનું, ધર્મના ક્ષેત્રની બહારનું, 'સેક્યુલર'

**બિન-નુકસાનકારક** વિ. [+ જુઓ 'નુકસાન-કારક.'], બિન-નુકસાનકારી વિ. [+ જુઓ 'નુકસાન-કારી' (જેમાં સં. °कारी, પું.)] નુકસાન કરે નહિ તેવું

**બિન-પગારદાર** વિ. [+ જુઓ 'પગારદાર.'], બિન-પગારી વિ. [+ જુઓ 'પગારી.'] જેને પગાર આપવામાં આવતો ન હોય તેવું, અ-વૈતનિક

**બિન-પરવાનગી** સ્ત્રી. [+ જુઓ 'પરવાનગી.'] રજા ન લીધી હોય એવી સ્થિતિ. (૨) ક્રિ.વિ. રજા લીધા વિના

**બિન-પાયા(-યે)દાર** વિ. [+ જુઓ 'પાયા(-યે)દાર.'] જેને આધાર કે સમર્થન ન હોય તેવું (સમાચાર વગેરે), નાપાયેદાર, 'બેઇઝ-લેસ' [પડ્યા નથી કે પડે નહિ તેવું

**બિન-પાસાદાર** વિ. [+ જુઓ 'પાસાદાર.'] જેના પાસા

**બિન-ભાડાનું** વિ. [+ જુઓ 'ભાડું' + ગુ. 'નું' છ. વિ, ના અર્થનો અનુગ.] જેનું ભાડું આપવું પડતું ન હોય તેવું. [૦ ઘર (રૂ.પ્ર.) જેલખાનું, કેદખાનું]

**બિન-મજહબી** વિ. [+ જુઓ 'મજહબી.'] જુઓ 'બિન-ધર્મી, 'સેક્યુલર' ['નૉન-વોટેબલ' (ખર્ચ વગેરે)

**બિન-મતપાત્ર** વિ. [+ સં.] મતદારને લગતું ન હોય તેવું,

**બિન-માલિકી** સ્ત્રી. [+ જુઓ 'માલિકી.'] માલિકી જેના પર ન હોય તેવી સ્થિતિ, ન-ધણિયાતા સ્થિતિ, 'અ

ક્લેઇમ'

બિન-માહિતગાર વિ. [+ જુઓ 'માહિત-ગાર.' જેને કોઈ માહિતી ન હોય તેવું, અજાણ [તેવું, સહેલું, સરળ

બિન-મુશ્કેલ વિ. [+ જુઓ 'મુશ્કેલ.'] મુશ્કેલ ન હોય

બિન-રહીશ (-રૈ:શ) વિ. [+ જુઓ 'રહીશ.'] રહેવાસી કે વતની ન હોય તેવું, 'નૉન-રેસિડેન્શિયલ'

બિન-રાજદ્વારી વિ. [+ જુઓ 'રાજદ્વારી.'] રાજદ્વારી ન હોય તેવું, જેને રાજકારણનો કશો જ સંબંધ ન હોય તેવું, 'નૉન-પૉલિટિકલ'

બિન-રાજપત્રિત વિ. [+ સં.] જુઓ 'બિન-ગૅઝેટેડ.'

બિન-રેકર્ડ વિ. [+ અં.] જેની નોંધ કરવામાં આવી ન હોય તેવું, 'ઑફ-ધ-રેકર્ડ'

બિન-રુકાવટ ન. [+ જુઓ 'રુકાવટ.'] પ્રતિબંધ કે અટકાવ ન હોય એવી સ્થિતિ. (૨) ક્રિ.વિ. પ્રતિબંધ કે અટકાવ વિના [કામ-ધંધા વિનાનું, બેકાર

બિન-રોજગાર,-રી[1] વિ. [+ જુઓ 'રોજગાર' + 'ઈ' ત.પ્ર.]

બિન-રોજગારી[2] સ્ત્રી. [જુઓ 'રોજગારી.'] કામ-ધંધો ન હોવો એ, બેકારી [જેને ન હોય તેવું

બિન-લડાયક વિ. [+ જુઓ 'લડાયક.'] લડવાની પ્રકૃતિ

બિન-લવાજમ વિ. [+ જુઓ 'લવાજમ.'] જેનું કે જેને લવાજમ માફી આપવાની નથી તેવું, માનાર્હ, 'ઑનરરી'

બિન-લવાજમી વિ. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બિન-લવાજમ'–'ઑનરરી' (હી. ત્રિ.)

બિન-લશ્કરી વિ. [જુઓ 'લશ્કરી.'] લશ્કરને લગતું નહિ તેવું

બિન-લાયક વિ. [+ જુઓ 'લાયક.'] લાયકાત વિનાનું, 'અન-ક્વૉલિફાઇડ'

બિન-વપરાશી વિ. [+ જુઓ 'વપરાશી.'] વપરાશમાં ન રહ્યું હોય તેવું, 'ઑબ્સોલિટ' (ઉ.જો.)

બિન-વસિયત,-તી વિ. [જુઓ 'વસિયત' + ગુ. 'ઈ' ત. પ્ર.] બે-વારસ, બેવારસી

બિન-વાકેફ, ૦ગાર વિ. [+ જુઓ 'વાકેફ,૦ગાર.'] જેને માહિતી ન હોય તેવું, જેને જાણકારી ન હોય તેવું, અણવાકેફ, અજાણ

બિન-વારસ,-સી વિ. [+ જુઓ 'વારસ' + ગુ. 'ઈ' ત.પ્ર.] વારસ વિનાનું, નાવારસ. (૨) જેનો કોઈ ધણી કે માલિક ન હોય તેવું [હોય તેવું, 'ક્લિયર'

બિન-વાંધા વિ. [+ જુઓ 'વાંધો.'] જેમાં કોઈ બાધક ન

બિન-શરતી વિ. [+ જુઓ 'શરતી.'] શરત વિનાનું

બિન-શરતે ક્રિ.વિ. [+ જુઓ 'શરત' + ગુ. 'એ' સા.વિ., પ્ર.] કોઈ પણ શરત વિના

બિન-શાકાહારી વિ. [+ જુઓ 'શાકાહારી.'] માંસાહારી કે મત્સ્યાહારી, નૉન-વેજિટેરિયન'

બિન-સત્તાવાર વિ. [+ જુઓ 'સત્તાવાર.'] જેને કોઈ પ્રમાણ ન હોય તેવું, અનધિકૃત, 'અન-ઑથૉરાઇઝ્ડ'

બિન-સરકારી વિ. [+ જુઓ 'સરકારી.'] સરકારને લગતું ન હોય તેવું, 'નૉન-ઑફિશિયલ'

બિન-સલામત,-તી[1] વિ. [+ જુઓ 'સલામત' + ગુ. 'ઈ' ત.પ્ર.] જેની સલામતી ન હોય તેવું, સલામતી વિનાનું, જોખમી [અભાવ. (૨) પૂરું જોખમ

બિન-સલામતી[2] સ્ત્રી. [+ જુઓ 'સલામતી.'] સલામતીનો

બિન-સામ્યવાદી વિ. [+ જુઓ 'સામ્યવાદી.'] સામ્યવાદમાં ન માનનારું, 'નૉન-કૉમ્યુનિસ્ટ'

બિન-સાંપ્રદાયિક (-સામ્પ્રદાયિક) વિ. [+ સં.] જુઓ 'બિન-મજહબી'–'સેક્યુલર.' [લરિઝમ'

બિનસાંપ્રદાયિક-તા સ્ત્રી. [+ સં.] ધર્મ-નિરપેક્ષતા, 'સેક્યુ-

બિન-સ્થાનિક વિ. [+ સં.] સ્થાનિક ન હોય તેવું, બહારનું, આગંતુક [વિનાનું, નિઃસ્વાર્થી

બિન-સ્વાર્થ વિ. [+ સં.], -ર્થી વિ. [+ સં.,પું.] સ્વાર્થ

બિન-હથિયાર,-રી વિ. [+ જુઓ 'હથિયાર' + ગુ. 'ઈ' ત.પ્ર.] હથિયાર વિનાનું, 'અનાર્મ્ડ'

બિન-હરીફ વિ. [+ જુઓ 'હરીફ.'] હરીફ વિનાનું, જેની કોઈ બરાબરી કરે નહિ કે કરી ન હોય તેવું, 'અન-કૉન્ટેસ્ટેડ'

બિન-હિંદી-ભાષી (-હિન્દી-) વિ. [+ જુઓ હિંદી' + સં., પું.] હિંદી માતૃભાષા ન હોય તેવું, 'નૉન-હિંદી-સ્પીકિંગ'

બિનંગત (બિનઙ્ગત) વિ. [+ જુઓ 'અંગત;' ગુ. સંધિ.] અંગત ન હોય તેવું, પારકું, બીજાનું, અન્યનું, બધાનું

બિના સ્ત્રી. [અર.] હકીકત, 'ફૅક્ટ.' (૨) બનાવ, પ્રસંગ

બિનાવવું, બિનાવું જુઓ 'બીનવું'માં.

બિનોત (-ત્ય) સ્ત્રી. વ્યાયામની એક કળા

બિબાક વિ. ભય વિનાનું, નીડર, નિર્ભીક, નિર્ભય

બિબ્બોક પું. [સં.] એક પ્રકારની કામ-ચેષ્ટા. (કાવ્ય.)

બિભાસ પું. [સં. विभास] એ નામનો સવારનો એક રાગ. (સંગીત.)

બિભીષિકા સ્ત્રી. [સં.] ભયની ધમકી, ડારો

બિ-મોઈ (-મોઃઇ) સ્ત્રી. [સં. द्वि-मुखिका > પ્રા. विमुहिआ] બૂઠા પૂછડાને કારણે જેને બે મોઢાં છે એવું લાગે છે તેવો સર્પ, આંધળી ચાકણ, બંબોઈ, ધૂળિયું

બિયાઉ વિ. [જુઓ 'બી' + ગુ. 'આઉ' ત.પ્ર.] બીને લગતું, જેમાંથી બિયારણ કરવાનું હોય તેવું [અપાતો ખ્યાલ

બિયાન ન. [અર. બયાન્] બયાન, વર્ણન, નિરૂપણ, વિગતે

બિયાબાન ન. [ફા.] નિર્જન પ્રદેશ. (૩) વેરાન પ્રદેશ

બિયા-બારું ન. [સં. द्विक- > પ્રા. बिदअ- + જુઓ 'બાર[2]' + ગુ. 'ઉ' ત.પ્ર.] (કોઈ પણ બે રાશિઓ વચ્ચે સીધે અને ઊંધે બારમી રાશિ આવતી હોય એ પ્રકારની ફલાદેશમાં ગણાતી) શત્રુતા, દુશ્મનાવટ. (૨) (લા.) મેળ ન હોવાપણું. [-રાની પ્રીત (-ત્ય) (રૂ.પ્ર.) સામી પ્રીત, અણબનાવ]

બિયાબાં જુઓ 'બિયાબાન.'

બિયામું ન. [જુઓ 'બી' દ્વારા.] બી, બિયાં

બિયારણ ન. [જુઓ 'બી' દ્વારા.] વાવવા માટેનાં બિયાં, બી, 'સીડ'

બિયારું,-ળું ન., -રો પું. [જુઓ 'બી' દ્વારા.] જુઓ 'બિયારણ.' (૨) (લા.) અનેક ચીજોનો સમૂહ

બિયું ન. [સં. बीजक- > પ્રા. बीयअ-] સર્વસામાન્ય બી, બીજ. (૨) ખીલ ગૂમડું વગેરેમાંનો મૂળભૂત પાકેલો કણ, બિયો

**બિયો** પું. [જુઓ 'બિયું.'] જુઓ બિયું.' (૨) એ નામનું એક ઝાડ

**બિરદ** જુઓ 'બિરુદ.'

**બિરદ-દાર** જુઓ 'બિરુદ-દાર.'

**બિરદાઈ** જુઓ 'બિરુદાઈ.'

**બિરદાલ(-ળ)** વિ. [+ ગુ. 'આલ'-'આળ' ત.પ્ર.] જુઓ 'બિરદ-દાર.' 'બિરુદ-દાર.'

**બિરદાવલિ(-લી,-ળિ,-ળી)** જુઓ 'બિરુદાવલિ(-લી,-ળિ, ળી).'

**બિરદાવવું** સ.ક્રિ. [જુઓ 'બિરદ,' -ના. ધા.] ગુણ-ગાન ગાવાં, યશોગાન કરવાં, પ્રશસ્તિ કરવી. **બિરદાવાવું** કર્મણિ, ક્રિ. **બિરદાવાવવું** પ્રે.,સ.ક્રિ.

**બિરદાવાવવું, બિરદાવાવું** જુઓ 'બિરદાવવું'માં.

**બિરદાવળિ,-ળી** જુઓ 'બિરદાવલિ'–'બિરુદાવલિ'

**બિરદાળ** જુઓ 'બિરદાલ.'

**બિરદાળુ** વિ. [+ ગુ. 'ઉ' ત.પ્ર.] બિરુદ ગાનાર

**બિર-મંડી** (-મણ્ડી) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**બિરમોલા** સ્ત્રી. એ નામની એક વગડાઉ વનસ્પતિ

**બિરયાની** સ્ત્રી. [ફા.] ચોખા માંસ વગેરેમાં કેસર વગેરે નાખી કરેલી એક મુસલમાની ખાદ્ય વાનગી

**બિરંજ** (બિરઞ્જ) પું. [ફા. બરંજ્] કેસર વગેરે નાખેલો મીઠો ભાત. (૨) સેવને ઘીમાં શેકી પાણી અને ખાંડ નાખી બનાવેલી એક વાની. (૨) (વ્યંગમાં) ખીચડી

**બિરાજમાન** વિ. [સં. विराजमान વર્ત. કૃ.] સુખપૂર્વક જરા ઊંચે આસને બેસતું (માનપૂર્વક) કે બેઠેલું

**બિરાજવું** અ.ક્રિ. [સં. वि-राज-] માનપૂર્વક ઊંચા આસન ઉપર બેસવું, આસનને બેસી શોભાવવું. **બિરાજાવું** ભાવે., ક્રિ. **બિરાજાવવું** પ્રે., સ. ક્રિ.

**બિરાજાવવું, બિરાજાવું** જુઓ 'બિરાજવું'માં.

**બિરાદર** પું. [ફા.] ભાઈ. (૨) (લા.) મિત્ર

**બિરાદરી** સ્ત્રી. [ફા.] ભાઈ ભાઈનો સંબંધ. (૨) (લા.) ભાઈચારો, મિત્રતા

**બિરુદ** ન. [સં. बिरुद પું., ન ] રાજા વગેરેનું સ્તુતિ-ગાન, બિરદ. (૨) (લા.) ટેક

**બિરુદ-વાક્ય** ન. [+ સં.] સ્તુતિ-વચન. (૨) જીવન-સૂત્ર, મુદ્રાલેખ, 'મૉટો' (દ.બા.)

**બિરુદ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] બિરુદ-ધારી, બિરુદ પાળનાર, બિરદ-દાર

**બિરુદાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] બિરુદને પાળી બતાવવાપણું, બિરદાઈ

**બિરુદાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [+ સં. आवलि,-ली] સતત કરવામાં આવતું સ્તુતિ-ગાન, સ્તુતિ ગાનોની પરંપરા, બિરદાવલિ

**બિલ**[૧] ન. [સં.] દર, છિદ્ર. (૨) કોતર. (૨) રાફડો

**બિલ**[૨] ન. [અં.] ભરતિયું, આંકડો. (૨) નવા દાખલ કરાતા કાયદાનો ખરડો, વિધેયક

**બિલ-કુલ** ક્રિ. વિ. [અર.] તદ્દન, સાવ, સર્વાંશે, સંપૂર્ણ રીતે

**બિલટી** સ્ત્રી. [હિં., અં. 'બિલ્' દ્વારા.] રેલવેમાં માલ-સામાન મોકલતાં મળતી પહોંચ, રેલવે-રસીદ, 'રે-બિલ.' (૨) આગબોટમાંના માલની પહોંચ, 'બિલ ઑફ લેડિંગ'

**બિલ-બુક** સ્ત્રી. [અં.] બિલના કાગળની બાંધેલી થોકડી

**બિલ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] સિક્કા નાખવાના કાણાવાળું સાધન (જેમાંથી વજન કરાવતાં યા ટિકિટ વગેરે જોઇયે ત્યારે પૈસા નાખતાં વજનની કે પ્રવાસની ટિકિટ નીકળી આવે છે.)

**બિલ-સાર** પું. [સં. बिल्व > પ્રા. बिल्ल + સં.] બીલાંનો મુરબ્બો

**બિલંતર-સો** (બિલન્તર-) વિ. [સં. द्व्युत्तर-शत નો વિકાસ] (ઘડિયામાં) એકસો બે

**બિલંદી** (બિલન્દી) પું. દીપચંદી તાલનું બીજું નામ. (સંગીત.)

**બિલંબી** (બિલમ્બી) ન. એ નામનું એક ફળ

**બિલાડી** સ્ત્રી. [જુઓ 'બિલાડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બિલાડાની માદા, મીંદડી. (૨) વાવ-કૂવામાં પડેલી ચીજ કાઢવા માટેનું આંકડાવાળું સાધન, મીંદડી. (૩) લંગર. (૪) સુરત બાજુ આસોના નવરાત્રમાં નીકળતા ઘેરૈયાઓમાંના વિદૂષકનું બિજવણું (ન.મા.) [० આડી ઊતરવી (રૂ.પ્ર.) અપશુકન થવાં. ० ના(-નાં)-ખવી, ० મૂકવી (રૂ.પ્ર.) ભારે જહેમતથી ગૂમ થયેલું શોધવું. ૦નું બચોલિયું (રૂ.પ્ર.) રક્ષણમાં લીધેલ વ્યક્તિ. ૦ને દૂધ ભળાવવું. (રૂ.પ્ર.) જાણી જોઈ ને નુકસાનને આમંત્રવું. કાળી બિલાડી (રૂ.પ્ર.) અપશુકનિયાળ સ્ત્રી. બીકણ બિલાડી (રૂ.પ્ર.) તદ્દન બીકણ]

**બિલાડીનો ટોપ** પું. ચોમાસામાં છત્રી આકારની થતી ફૂગ

**બિલાડું** ન. [સં. विडालक- > પ્રા.बिडालअ-, વ્યત્યયથી અને લ્ > ડ ન થતાં.] વાઘની જાતનું એક ઘણું નાનું જંગલી તેમ ઘરાઉ પ્રાણી, મીંદડું, માંજાર. [-ડાં આવવાં, -ડાં થવાં (રૂ.પ્ર.) આંખે આંજણના લિપોડા થવા. -ડાં ખેંચવાં (-ખેંચવાં), -ડાં ચીતરવાં, -ડાં તાણવાં (રૂ.પ્ર.) નકામા લીટા કરવા. (૨) સહી કરી દેવી. -ડાં બોલવાં (રૂ.પ્ર.) કકડીને ભૂખ લાગવી. ० કરી આપવું (રૂ.પ્ર.) શેરો કે સહી કરી આપવી. ० કાઢવું (રૂ.પ્ર.) અણધારી એવી વાત કાઢવી કે જેનાથી રંગમાં ભંગ જેવું થાય]

**બિલાડો** પું. [જુઓ 'બિલાડું.'] બિલાડીનો નર, મીંદડો. (૨) (લા.) ચાલાક અને લુચ્ચો પુરુષ

**બિલાવલ** પું. [હિં.; ગુ. માં 'વેરાવળ' જ. ગુ. માં.] મધ્યાહ્નનો એક રાગ. (સંગીત.)

**બિલિયર્ડ** ન. [અં.] લાકડાના નાના દડાથી મેજ ઉપર રમવાની એક અંગ્રેજી રમત

**બિલોર** પું. [અર. બિલ્લૂર્] એક પ્રકારનો ઉત્તમ કાચ

**બિલોરી** વિ. [અર. બિલ્લૂરી] એક પ્રકારના ઉતમ કાચનું

**બિલ્લાસ** સ્ત્રી. [ફા. 'બાલિશ્ત્'-તકિયો કે ઓશીકું] (લા.) વેંતનું માપ

**બિલ્લી-પગું** વિ. [હિં. બિલ્લી < સં. बिडाल દ્વારા + જુઓ 'પગ' + ગુ. 'ઉં' ત.પ્ર.] બિલાડીની માફક કોઈને સંભળાય નહિ એ રીતે ચાલી આવતું

**બિલ્લું**[૧] ન. [જુઓ 'બીડલું,' -પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'બીડલું.'

**બિલ્લું**[૨] વિ. [હિં. 'બિલ્લી' દ્વારા] (લા.) લુચ્ચું, કપટી, પ્રપંચી. (૨) હોશિયાર, ચપળ, તેજ, ચાલાક

**બિલ્લો** પું. [હિં. બિલ્લા] ચાંદ કે એવું નાનું મોહ્યું ચકદું, 'બૅજ.' (૨) (લા.) ઉપાધિ, પદવી

**બિલ્વ** ન, [સં., પું.] બીલાંનું ઝાડ, બીલી. (૨) [સં.,ન.] બીલું (ફળ)

**બિલ્વ-પત્ર** ન. [સં.] બીલીનું પાંદડું, બીલી-પત્ર
**બિલ્વ-વન** ન. [સં.] બીલીનાં વૃક્ષોનું જંગલ
**બિલ્વ-વૃક્ષ** ન. [સં.,પું.] જુઓ 'બિલ્વ(૧).'
**બિલ્હ(-હ્લ)ણ** પું. [સં.માં સ્વીકૃત, કાશ્મીરી નામ] સોલંકી કાલનો એક સુપ્રસિદ્ધ કવિ ('વિક્રમાંકદેવચરિત મહા-કાવ્ય' 'ચૌરપંચાશિકા' કાવ્ય અને 'કર્ણસુંદરી' નાટિકાનો કર્તા). (સંજ્ઞા.)
**બિવડા(-રા)મણી** (બિ:વ-) સ્ત્રી. [જુઓ 'બીવું' + ગુ. 'આડ' + 'આમણી' કૃ.પ્ર.] બિવડાવવું એ, ડરામણી
**બિવડા(-રા)વવું** (બિ:વડા(-રા)વવું) જુઓ 'બીવું'માં.
**બિવાડવું** (બિ:વાડવું) જુઓ 'બીવું'માં.
**બિશપ** પું. [અં.] ખ્રિસ્તીધર્મના વડા પાદરીઓને લગતો એક ઊંચો હોદ્દો
**બિસ** ન., ૦તંતુ (-તન્તુ) પું. [સં.] કમળના દાંડાનો રેસો
**બિસમાર** વિ. તદ્દન ભાંગી તૂટી પડેલું, જીર્ણશીર્ણ થઈ ગયેલું, બૂરામાં બૂરા હાલહવાલવાળું
**બિ(-વિ)સાત** સ્ત્રી. [અર. 'બસાત્'-પાથરણું] (લા.) પૂંજી, દોલત, ધન. (૨) શક્તિમત્તા, પહોંચ, તાકાત
**બિસ્તર** ન., **-રો, બિસ્રો** પું. [ફા. 'બિસ્તર્' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] સૂવા નિમિત્તેની પથારી અને એનું સાધન (ખાસ કરીને મુસાફરી માટે)
**બિસ્કિ(-સ્કુ)ટ** ન. [અં.] ઘઉંના લોટની વિદેશી પદ્ધતિની ખાવાની એક વાની
**બિસ્મિલ** વિ. [અર.] તરફડિયાં મારતું. (૨) જેની કુર-બાની કરવામાં આવી હોય તેવું
**બિસ્મિલ્લા** ક્રિ.વિ. [અર. બિસ્મિલ્લહ્] અલ્લાહના નામથી. [૦ કરવું (રૂ.પ્ર.) ખાવાનું શરૂ કરવું. (૨) કુરબાની તરીકે કોઈ પ્રાણીની કતલ કરવી] [એક રાગ. (સંગીત.)
**બિહાગ,** ૦ડો પું. [હિં. + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. સાંઝનો
**બિહામણું** વિ. [સં. भी > જૂ. ગુ. 'બિહ' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] ભય ઉપજાવે તેવું, ભયોત્પાદક, ડરામણું, ભયંકર
**બિહાર** પું. [સં. विहार > હિં.] (મૂળમાં ભગવાન બુદ્ધના અનુયાયીઓના 'વિહાર'-આશ્રયસ્થાનનો પ્રદેશ] બંગાળ અને ઉત્તર પ્રદેશ-મધ્ય પ્રદેશની વચ્ચેનો પ્રદેશ (જેની મુખ્ય નગરી 'પટના' (જનું 'પાટલિપુત્ર') છે.
**બિહારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] બિહાર દેશને લગતું, બિહાર દેશનું
**બિહાવવું** જુઓ 'બિવાડવું.' 'બિહાવવું' જાણીતો નથી.
**બિહ્લણ** જુઓ 'બિલ્હણ.'
**બિંદડી¹** સ્ત્રી. [સં. बिन्दु પું. + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] બિંદી, નાનો ચાંલ્લો, ટપકી, ટીલી, ટીલડી
**બિંદડી²** સ્ત્રી. નાનું પોટકું, બાંદલું
**બિંદી** (બિન્દી) સ્ત્રી. [સં. बिन्दु + ગુ. 'ઈ' ત.પ્ર.] નાનું ટપકું. (૨) ટપકી, ટીલી, ટીલડી, નાનો ચાંલ્લો, બિંદડી, ચોઈ. (૩) શૂન્ય, મીંડું. (૪) અનુસ્વાર અને અનુનાસિક ઉચ્ચારણ માટે વપરાતું ટપકું. (વ્યા.)
**બિંદુ** (બિન્દુ) ન. [સં.] ટપકું. (૨) જુઓ 'બિંદી.' (૩) (લા.) કેંદ્ર-સ્થાન. (૪) નાટકમાં અવાંતર કથાનું બીજ (નાટ્ય.). (૫) અલ્પાંશ, થોડો માત્ર હિસ્સો. (૬) ટીપું
**બિંદુ-કેંદ્ર** (બિન્દુ-કેન્દ્ર) ન. [સં.] નિશાન કરેલું મુખ્ય સ્થાન
**બિંદુ-પથ** (બિન્દુ-) પું. [સં.] બિંદુનો પસાર થવાનો માર્ગ, 'લોકસ' (ગ.)
**બિંદુ-પંક્તિ** (બિન્દુ-પઙ્ક્તિ) સ્ત્રી. [સં.] જુઓ 'બિંદુ-રેખા.'
**બિંદુ-માપક** (બિન્દુ-) ન. [સં.] પ્રવાહીનાં ટીપાં માપવાનું યંત્ર, બિંદુ માપવાની નળી, 'સ્ટેક્રોમીટર'
**બિંદુ-રેખા** (બિન્દુ-) સ્ત્રી. [સં.] નાનાં નાનાં ટપકાંઓની લીટી
**બિંદુ-વેધ** (બિન્દુ-) પું. [સં.] ધનુર્વિદ્યાનો એક પ્રયોગ
**બિંદુ-શ્રેણિ,-ણી** (બિન્દુ-) સ્ત્રી. [સં.] ટપકાંઓની સીધી લીટી
**બિંબ** (બિમ્બ) ન. [સં.] પ્રતિબિંબ પડે તેવો કોઈ પણ ઘન આકાર. (૨) ચંદો, 'ડિસ્ક.' (૩) મૂર્તિ, સ્વરૂપ (ધાતુ પથ્થર વગેરેનું). (૪) એ નામનું એક શાક-ફળ, ગિલોડું, ટીંડોરું, ઘોલું
**બિંબ-પ્રતિબિંબ-ભાવ** (બિમ્બ-પ્રતિબિમ્બ-) પું. [સં.] અમુક પદાર્થનું પાણી અરીસો વગેરેમાં તદ્દન આકાર દેખાય છે એ બેઉનું હોવાપણું
**બિંબ-પ્રતિબિંબ-વાદ** (બિમ્બ-પ્રતિબિમ્બ-) પું. [સં.] પર બ્રહ્મનું માયામાં પ્રતિબિંબ પડે છે તે જગત અને અ-વિદ્યામાં પડે છે તે જીવભાવ-એ જગત અને જીવભાવ મિથ્યા છે—એવું માનનાર મત-સિદ્ધાંત, 'કોરસ્પોન્ડન્સ થીયરી' (દા.ન.)
**બિંબપ્રતિબિંબવાદી** (બિમ્બપ્રતિબિમ્બ-) વિ. [સં., પું.] બિંબ-પ્રતિબિંબ-વાદમાં માનનારું
**બિંબ-ફલ(-ળ)** (બિમ્બ-) ન. [સં.] જુઓ 'બિંબ(૪).'
**બિંબ-ભૂત** (બિમ્બ-) વિ. [સં.] બિંબ તરીકે ઘન આકાર-રૂપે થયેલું [મોટું થઈ દેખાવું એ
**બિંબ-વૃદ્ધિ** (બિમ્બ-) સ્ત્રી. [સં.] સૂર્ય-ચંદ્ર વગેરેના ચંદાનું
**બિંબાકાર** (બિમ્બાકાર) પું., **બિંબાકૃતિ** (બિમ્બાકૃતિ) સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] ગોળાકાર ચંદાનો ઘાટ. (૨) વિ. ગોળાકાર ચંદાના ઘાટનું [જેવા લાલ ચટક હોઠ
**બિંબાધર** (બિમ્બાધર) પું. [+ સં. अधर] પાકેલા ગિલોડા
**બિંબાધરી** (બિમ્બાધરી) સ્ત્રી. [સં.] લાલચટક હોઠવાળી સ્ત્રી
**બિંબિત** (બિમ્બિત) વિ. [સં.] જેનું પ્રતિબિંબ પડ્યું હોય તેવું
**બિંબિસાર** (બિમ્બિસાર) પું. [સં.માં સ્વીકૃત] બુદ્ધનો સમકાલીન મગધ દેશનો એક રાજા. (સંજ્ઞા.)
**બિંબો(-ૌ)ષ્ઠ** (બિમ્બો(-મ્બૌ)ષ્ઠ) પું. [+સં. ओष्ठ, સંધિથી] જુઓ 'બિંબાધર.' ['બિંબાધરી.'
**બિંબો(-ૌ)ષ્ઠી** (બિમ્બો(-મ્બૌ)ષ્ઠી) સ્ત્રી. [સં.] જુઓ
**બી¹** ન. [સં. बीज > પ્રા. बीअ] વનસ્પતિ વગેરેનું બીજ, બિયું, બિયારણ, 'સીડ.' (૨) વીર્ય, શુક્ર. (૩) (લા.) મૂળ કારણ. [૦ ઊગી નીકળવું (રૂ.પ્ર.) પરિણામ આવવું. ૦ ના(-નાં)ખવું, ૦ રોપવું, ૦ વાવવું (રૂ.પ્ર.) દાખલ થવું, મૂળિયાં નાખવાં. ૦નું બગડેલું (રૂ.પ્ર.) આરંભથી જ દુષ્ટ, વારસામાં જેને બગાડ ઊતરી આવ્યો છે તેવું, જન્મજાત ભ્રષ્ટ] [એ, એય, ય
**બી²** ઉભ. [સં. > अ पि, वि. हिं. 'भी.' (સુ.)] પણ,

**બી.આર્ક્.** વિ. [અં. 'બૅચલર ઑફ આર્કિટેક્ચર'નું ટૂંકાક્ષરી રૂપ] સ્થપતિ-વિદ્યાની યુનિવર્સિટીની શાખાનો સ્નાતક

**બી.ઈ.** વિ. [અં. 'બૅચલર ઑફ એન્જિનિયરિંગ'ની ટૂંકાક્ષરી] ઇજનેરી વિદ્યાનો યુનિવર્સિટીનો સ્નાતક

**બી.એ.** વિ. [અં. 'બૅચલર ઑફ આર્ટ્સ'ની ટૂંકાક્ષરી] વિનયન-શાખાનો યુનિવર્સિટીનો સ્નાતક

**બી.એ.,એલએલ.બી.** વિ. [+અં. 'બૅચલર ઑફ લૉ'નું ટૂંકાક્ષરી રૂપ] વિનયન ઉપરાંત કાયદા શાખાનો પણ યુનિવર્સિટીનો સ્નાતક

**બી.એડ્.** વિ. [અં. 'બૅચલર ઑફ એજ્યુકેશન'નું ટૂંકાક્ષરી રૂપ] શિક્ષણ-શાખાનો યુનિવર્સિટીનો સ્નાતક

**બી.એજી.** વિ. [અં. 'બૅચલર ઑફ એગ્રિકલ્ચર'નું ટૂંકાક્ષરી રૂપ] ખેતી-વિદ્યાનો યુનિવર્સિટીનો સ્નાતક

**બી.એસસી.** વિ. [અં. 'બૅચલર ઑફ સાયન્સ'નું ટૂંકાક્ષરી રૂપ] વિજ્ઞાન-શાખાનો યુનિવર્સિટીનો સ્નાતક

**બીક** (બીઃકય) સ્ત્રી. [સં. भीति > પ્રા. भिइ, પરંતુ પ્રા. માં बीह ધાત્વંગ, એના દ્વારા] ભીતિ, ભય, ડર, ધાસ્તી, હદેશત

**બીકણ** (બીઃકણ) વિ. [જુઓ 'બીક' + ગુ. 'અણ' ત.પ્ર.] બીનારું, ભય પામનારું, ભય પામવાના સ્વભાવનું, ડરપોક, ડરકણ. [૦ બિલાડી (રૂ.પ્ર.) બિલાડીના જેવું ડરપોક]

**બીકણ-વૃત્તિ** (બીઃકણ-) સ્ત્રી. [+સં.] ડરપોક સ્વભાવનું, 'મૉરલ કાવર્ડાઇસ' (દ.બા.)

**બીકણું** (બીઃકણું) વિ. [જુઓ 'બીકણ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બીકણ.'

**બીક-બકાર** (બીઃકય-બકારય) સ્ત્રી. જુઓ 'બીક.'

**બીકર** ન. [અં.] કાચનો પ્યાલો

**બીકાળું** (બીઃકાળું) વિ. [જુઓ 'બીક' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ 'બીકણ.'

**બી-કૉમ.** વિ. [અં. 'બૅચલર ઑફ કૉમર્સ'નું ટૂંકું રૂપ] વાણિજ્ય-શાખાનો યુનિવર્સિટીનો સ્નાતક

**બીખું** ન. ફાટી ગયેલી કોડી

**બીચકવું** અ.ક્રિ. [જુઓ 'વચકવું.'] વચકવું, છટકવું. **બીચકાવું** ભાવે., ક્રિ. **બિચકાવવું** પ્રે.,સ.ક્રિ.

**બીચલ** ન. એ નામનું એક હથિયાર

**બીચવો** પું. એક જાતનું ખંજર

**બી(-બિ)ચારું** વિ. [ફા. બી(-બે)ચારહ્] લાચાર, ઉપાય વિનાનું. (૨) (લા.) ગરીબ, દીન, રાંક, બાપડું

**બીછ(-છુ)વા** પું., બ.વ. [સં. वृश्चिक- > પ્રા. विच्छुअ દ્વારા હિં. 'બિછુઆ.'] પગનું 'વીંછિયા' નામનું ઘરેણું

**બીજ**[1] ન. [સં.] બી, બિયું. (૨) મંત્રનો મુખ્ય અક્ષર. (૩) વીર્ય-બિંદુ. (૪) (લા.) ઓલાદ. (૫) નાટક કે કથાવસ્તુનું મૂળ. (નાટ્ય.) (૪) સમીકરણનું મૂળ, 'રૂટ.' (ગ.)

**બીજ**[2] સ્ત્રી. [સં. द्वितीया > પ્રા. बिइज्जा] ચાંદ્ર માસના બંને પખવાડિયાંની બીજી તિથિ. (૨) અજવાળિયાનો બાલ ચંદ્ર, નવો ચાંદ. [૦ લેવી (રૂ.પ્ર.) મંગળ શુકન કરવાં. ૦નો ચંદ(૦મા) (-ચન્દ્ર,૦મા) (રૂ.પ્ર.) ચડતી દશાનો આરંભ]

**બીજક** ન. [સં.] (લા.) ભરતિયું, આંકડો, 'બિલ'

**બીજ-કલા(-ળા)** સ્ત્રી. [જુઓ 'બીજ[2]' +સં.] અજવાળિયાની ચંદ્રની કળા

**બીજ-કારણ** ન. [સં.] મૂળ કારણ કે હેતુ

**બીજ-કાલ(-ળ)** પું. [સં.] વાવણીનો સમય

**બીજ-કોશ(-ષ)** પું. [સં.] બીને રહેવાનું કોટલું. (૨) વીર્ય-બીજને રહેવાનું ગોલક, 'ઓવરી'

**બીજ-ગણિત** ન. [સં.] વર્ણાક્ષરો માંડીને કરવાનું ગણિત, 'અક્ષર-ગણિત, 'એલ્જીબ્રા'

**બીજડી** સ્ત્રી. [જુઓ 'બીજ[2]' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] બીજનો ચંદ્રમા. (પદ્યમાં.)

**બીજ-ડું** ન. [સં. + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નાનું બી. (૨) પ્રાણીના શરીરમાંનો ઉત્પાદક નાનામાં નાનો કણ

**બીજ-દલ(-ળ)** ન. [સં.] જુઓ 'બીજ-પત્ર.'

**બીજ-ન્યાસ** પું. [સં.] નાટ્યમાં વસ્તુના મૂળની રજૂઆત કરવી એ. (નાટ્ય.)

**બીજ-પટ** પું., -ત્ર ન. [સં.] બીજના ઉપરનું પાતળું પડ

**બીજ-પુટ** પું. [સં.] જુઓ 'બીજ-કોશ.'

**બીજ-ફેર** પું. [સં. + જુઓ 'ફેર.'] બી-ફેર, વર્ણ-સંકર પ્રકારનો જન્મ, વર્ણ-સાંકર્ય ['સ્પૉટ' (ભ.સા.)

**બીજ-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] બીનું ટપકું, 'જર્મિનલ

**બીજ-ભૂત** વિ. [સં.] મૂળ કારણરૂપે રહેલું

**બીજ-ભૂમિતિ** સ્ત્રી. [સં.] વર્ણાક્ષરોની મદદથી માપન-વિદ્યાનું ગણિત, 'ઍનૅલિટિકલ જ્યૉમેટ્રી'

**બીજ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] કોઈ દૈવતને પ્રસન્ન કરવા માટેનો મંત્રનો પ્રાણરૂપ વર્ણ (જેમકે ૐકાર)

**બીજ-માર્ગ** પું. [જુઓ 'બીજ[2]' + સં.] વામ-માર્ગનો એક પેટા સંપ્રદાય, મોટો પંથ (આ પંથવાળા દર ચાંદ્ર મહિનાની અજવાળી બીજની રાત્રિએ પાટ માંડી એની ધાર્મિક મનાતી વિધિ કરે છે), કાંચળિયો પંથ. (સંજ્ઞા.)

**બીજ-માર્ગી** વિ. [જુઓ 'બીજ[2]' + સં., પું.] બીજ-માર્ગનું અનુયાયી. (૨) બીજ-માર્ગને લગતું, કાંચળિયા-પંથી

**બીજર** (-રય) સ્ત્રી. જેમાં કઠોળ વાવી શકાય તેવી જમીન

**બીજ-રસ** પું. [સં.] બીજને પોષણ આપતું પ્રવાહી, 'જર્મ-પ્લૅઝમ' (ન.દે.)

**બીજ-રૂપ** વિ. [સં.] બીના સ્વરૂપમાં રહેલું, 'ન્યુક્લીયસ'

**બીજ-લેખા** સ્ત્રી. [જુઓ 'બીજ[2]' + સં.] બીજનો ચંદ્રમા

**બીજ-વર** પું. [જુઓ 'બીજું' + સં.] એક પત્ની મરણ પામતાં યા એનાથી છૂટા-છેડા લેતાં બીજી પત્ની કરનાર પતિ

**બીજ-વાદ** પું. [સં.] કોઈ પણ નવું ઉત્પન્ન થતું પ્રાણી માતા-પિતાના બીજના સંમિશ્રણનું પરિણામ છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'સેમિનિઝમ'

**બીજવાદી** વિ. [સં., પું.] બીજ-વાદમાં માનનારું

**બીજ-વાહક** વિ. [સં.] બીજને લઈ જનારું

**બીજ-વાહિની** વિ., સ્ત્રી. [સં.] બીજને લઈ જનારી શિરા કે નળી, ગર્ભાશયની નળી

**બીજ-વિષયક** વિ. [સં.] બીજને લગતું

**બીજ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] બિયાંનું અનેકગણું થવું એ, 'સીડ-મલ્ટિપ્લિકેશન'

**બીજ-સાંકળી** સ્ત્રી. [જુઓ 'બીજ[2]' + 'સાંકળી.'] બીજના ચંદ્રમાના આકારનાં ચકદાંઓનું બનાવેલું કંઠનું એક ઘરેણું
**બીજ-સ્થાન** ન. [સં.] બીજને રહેવાની જગ્યા (શરીરમાં)
**બીજ-સ્ફોટ** પું. [સં.] બી ફાટવાની ક્રિયા, 'જર્મિનલ વેસિકલ'
**બીજાઈ** સ્ત્રી. [સં. बीज + ગુ. 'આઈ' ત. પ્ર.] ગરીબ લોકોને ખેતરના પાકમાંથી અપાતો દાણાનો ભાગ
**બીજાક્ષર** પું. [સં. बीज + अक्षर, ન.] મંત્રનો મૂળભૂત વર્ણ (જેમ કે (ૐકાર) [બીજ-કોશ
**બીજાણુ,** ૦ક પું. [સં. बीज+अणु, ०क ત પ્ર.] નાનામાં નાનો,
**બીજાત્મા** પું. [સં. बीज + आत्मा] બીજરૂપી મૂળ આત્મા
**બીજાધાન** ન. [સં. बीज +आ-धान] બીજ રોપવાની કે મૂકવાની ક્રિયા. (૨) ગર્ભાધાન, ગર્ભ-ધારણ
**બીજાનયન** ન. [સં. बीज + आ-नयन] સમીકરણના અવ્યક્ત પદની કિંમત શોધી કાઢવી એ. (ગ.) [વાવણી
**બીજારોપણ** ન. [સં. बीज + आ-रोपण] બી વાવવાની ક્રિયા,
**બીજાવયવ** પું. [સં. बीज + अवयव] ગુણક અંક. (ગ.)
**બીજાવરણ** ન. [સં. बीज+आ-वरण] બી ઉપરનું ફોતરું
**બીજાશય** પું. [સં. बीज +आ-शय] જુઓ 'બીજકોશ.' (૨) ગર્ભાશય
**બીજાંકુર** (બીજાઙ્કુર) પુ. [સં. बीज + अङ्कुर] બીમાંથી ફૂટેલો ફોટો, ફણગો, 'જર્મ' (પો.ગો.)
**બીજાંડ** (બીજાણ્ડ) પું. [સં. बीज + अण्ड] જેમાં બી બંધાય છે તે ભાગ કે ઈંડું
**બીજું** વિ. [સં. द्वितीयक-> પ્રા. बिइज्जअ-] ક્રમે પહેલા પછીનું, 'સેકન્ડ.' (૨) ઇતર, અન્ય, પર, 'અધર.' (૩) ક્રિ. વિ. વધારામાં, વળી. [૦ ઘર કરવું (રૂ. પ્ર.) બીજું લગ્ન કરવું કે ઘરઘવું] [જોડલાનું
**બીજૂડું** વિ. [જુઓ 'બીજું' + ગુ. 'ડું' ત. પ્ર.] જોડિયું,
**બીજે** ક્રિ. વિ. [જુઓ 'બીજું' + ગુ. 'એ' સા. વિ., પ્ર.] અન્ય સ્થળે, ઇતર ઠેકાણે. [૦ બેસાડવું (-બેસાડવું) (રૂ.પ્ર.) છૂટી થયેલી કે વિધવા થયેલી સ્ત્રીને બીજાની સાથે ઘર-ઘાવવી]
**બીજોત્પત્તિ** સ્ત્રી., [સં. बीज + उत्पत्ति] બી ઉત્પન્ન થવાં એ
**બીજોત્પાદન** ન. [સં. बीज + उत्पादन] બી ઉત્પન્ન કરવાં એ
**બીટ[1]** (-ટય) સ્ત્રી. [જુઓ 'બીટવું.'] ગંજીફાનાં પાનાંના દાવમાં પાનાં ચીસવાં એ. (૨) પાનાં ચીસવાનો વારો
**બીટર,** ૦રૂટ [અં.] ગાજરના પ્રકારનું એક કંદ
**બી.ટી.** વિ. [અં. 'બેચલર ઑફ ટીચિંગ'ની ટૂંકાક્ષરી.'] જુઓ 'બી-એડ્.' શિક્ષણ-વિષયક સ્નાતક
**બી.ટેક્.** વિ. [અં. 'બેચલર ઑફ ટેક્સ્ટાઇલ'નું ટૂંકાક્ષરી રૂપ] કાપડ અને એના રંગોની શાખાનો યુનિવર્સિટીનો સ્નાતક
**બીડ[1]** ન. ઢોરને ચરવાને માટે ખેડયા વિનાની ઘાસ ઊગવા માટેની જમીન, ચરિયાણ જમીન, 'ગ્રાસ-લૅન્ડ.' [૦નો કૂતરો (રૂ.પ્ર.) પોતે ખાય નહિ અને બીજાને ખાવાં ન દે એવું માણસ] ['પિગ-આયર્ન'
**બીડ[2]** ન. [અં.] કાચું ભરતરનું લોખંડ, 'કાસ્ટ-આયર્ન,'
**બીડણ,** -ણું ન. [જુઓ 'બીડવું' + ગુ. 'અણ' '-અણું' કૃ. પ્ર.] ચણતરમાં થર પૂરો કરવા માટે મૂકવામાં આવતો ખચકાનો તે તે પથ્થર
**બીડલું** ન. [જુઓ 'બીડવું' + ગુ. 'લું' કૃ. પ્ર.] મકાનના ચણતરમાં બાર તેમ બારીઓ ઉપર મુકાતું ચાપણું
**બીડવું** સ. ક્રિ. સામસામું કે ઉપર નીચે મૂકી બંધ કરવું, વાસવું, ભીડવું. [બીડયું-સીડયું (રૂ. પ્ર.) મનમાં સમજવા છતાં કશું બોલી ન શકે તેવું] **બિડાવું** કર્મણિ., ક્રિ. **બિડાવવું** પ્રે., સ.ક્રિ.
**બીડી** સ્ત્રી. [સં. बीटिका, > પ્રા, बीडिआ, बीडिआ] નાગરવેલના એક પાનની શંકુ-આકારની કરેલી વીટલી. (૨) ટીંબરવાનાં પાંદડાંની તમાકુ નાખી કરેલી વીટલી (ધૂમપાન કરવા માટે). [**૦ આપવી** (રૂ. પ્ર.) રજા આપવી. **૦ ખાવી** (રૂ. પ્ર.) પાનની બીડી ચાવવી. **૦ પીવી** (રૂ. પ્ર.) સળગાવીને તમાકુ નાખેલી બીડીનો ધુમાડો ગળવો. **૦ વાળવી** (રૂ. પ્ર.) તમાકુ નાખેલી બીડી બનાવવી]
**બીડું** [સં. बीटक-> પ્રા. वीडअ-, बीडअ-] એક કે એકથી વધુ નાગરવેલનાં પાનમાં કાથો-ચૂનો-સોપારી વગેરે લગાવી-નાખી કરેલો વીંટલો (શંકુ-આકારનો). (૨) (લા.) લગ્ન વગેરે પ્રસંગે અપાતી લહાણી. [**૦ ઉડાવવું, ૦ ઉપાડવું, ૦ ઝડપવું, ૦ ઝીલવું** (રૂ.પ્ર.) સાહસ-કામ કરવા તત્પર થવું. **૦ ફેરવવું** (રૂ. પ્ર.) અમુક કામ કરવાનો પડકાર ગામમાં વ્યાપક કરવો]
**બીડો** પું. [જુઓ 'બીડું.'] જેમાં કાગળો નાખવામાં આવેલ હોય તેવો લખોટો, ભરેલું મોટું પરબીડિયું
**બીદર** પું. ખેતરમાં જમીનમાંનાં ઢેફાં ભાંગવાનું ઓજાર
**બીધું** વિ. [સં. भीत-> પ્રા. भीअ, -बीहना વિકાસમાં ભૂ. કૃ.] ડર્યું, ભય પામ્યું. (ભૂ. કા. તરીકે પણ)
**બીધેલ,** -લું વિ. [+ ગુ. 'એલ, -લું' બી. ભૂ. કૃ.] ડરેલું, ભય પામેલું. (બી. ભૂ. કા. તરીકે પણ)
**બીન** સ્ત્રી. [સં. वीणा > હિં. बीन, ઉછીનો] વીણા-વાદ્ય
**બીન-કાર** વિ., પું. [+ સં.] બીન વગાડનાર ઉસ્તાદ
**બીનડી** સ્ત્રી. [જુઓ 'બીંદડી,' એનો વિકાસ] જુઓ 'બીંદડી.'
**બીનગો** પું. [મરા. બીનગા.] નાનું પ્યાલું
**બીના** જુઓ 'બિના.'
**બીની** [ફા.] લશ્કરનો મોખરાનો ભાગ
**બીની-વાળો** વિ., પું. [+ ગુ. 'વાળું.'] બીની ઉપરનો લશ્કરી અમલદાર [જુઓ 'બીધું.'
**બીનું** (બી:નું) વિ. [જુઓ 'બીધું,' આ વૈકલ્પિક રૂપ]
**બીનેલ,** -લું (બી:નેલ, -લું) વિ. [જુઓ 'બીધેલ,-લું.' આ 'બીનેલ,-લું' વૈકલ્પિક રૂપ 'બીનું' જેટલું વ્યાપક નથી જ.] જુઓ 'બીધેલ,-લું.'
**બીફ** ન. [અં.] ગાય-બળદનું માંસ, ગોમાંસ
**બી.ફાર્મ.** વિ. [અં. 'બેચલર ઑફ ફાર્મસી'નું ટૂંકાક્ષરી રૂપ] દવા બનાવવાની શાખાનો યુનિવર્સિટીનો સ્નાતક
**બીબડી[1]** સ્ત્રી. [જુઓ 'બીબી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છકારમા) બીબી [બીબલી
**બીબડી[2]** સ્ત્રી. ઝીણી મગફળી. (૨) એક જાતની ફૂલવેલ,
**બીબલી[1]** સ્ત્રી. જુઓ 'બીબડી[2](૨).'
**બીબલી[2]** સ્ત્રી. કુગો ફૂટી જતાં એના પડમાંથી બકબ જેવું

બનાવવામાં આવતું રમકડું

**બીબલું** ન. બાવળનું બી

**બીબલો** પું. વાલ કે તુવેરનો લીલો દાણો. (૨) એ નામની એક વનસ્પતિ. (૩) નાગરવેલના પાનની એક જાત

**બીબા(-બાં)-ગર** વિ. [જુઓ 'બીબું' (+ગુ. 'આં પ. વિ., બ. વ., પ્ર.) + ફા. પ્રત્યય] બીબાં તૈયાર કરનાર કારીગર, બીબાં-પાડ, ઢાળ-ગર, 'મોલ્ડર'

**બીબા(-બાં)-ઘડો** વિ., પું. [જુઓ "બીબું' (+ગુ. 'આં' પ. વિ., બ. વ., પ્ર.) + 'ઘડવું' + ગુ. 'ઉ' ' કૃ. પ્ર.] બીબાં ઘડીને તૈયાર કરનાર કારીગર

**બીબા(-બાં)-છાપ** ન. [જુઓ 'બીબું' (+ગુ. 'આ' પ. વિ., બ. વ.) +'છાપવું.'] બીબાંથી પાડેલી છાપ (છાપખાનાની છાપણી તેમ .રંગારા વગેરેની પણ). (૩) (લા.) ભણેલ છતાં ગણેલ નહિ તેવું

**બીબા(-બાં)-ઢાળ** ન- [જુઓ 'બીબું' (+ગુ. 'આં' પ.વિ., બ. વ., પ્ર.) + 'ઢાળવું.'] સીસાના સ્તરામાં ઉપસાવેલી બીબાંઓની ભેળી માંડણી. (૨) વિ. (લા.) જેમાં બુદ્ધિ ચલાવી ન હોય તેવી માંડણીવાળું, અદ્દલોઅદ્દલ, તદ્વત્, 'સ્ટીરિયો-ટાઇપ'

**બીબા(-બાં)-નવીસ** પું. [જુઓ. 'બીબું' ( + ગુ. 'આં' પ. વિ., બ. વ.) + ફા. 'નવીસ.'] બીબાં ગોઠવનાર કારીગર, 'કંમ્પોઝિટર' (દ. બા.)

**બીબા(-બાં)-પાડ** વિ. [જુઓ 'બીબું' (+ગુ. 'આં' પ.વિ., બ. વ., પ્ર.) + 'પાડવું.'] જુઓ 'બીબા-ગર.'

**બીબા(-બાં)-શાળા** સ્ત્રી. [જુઓ 'બીબું' (+ગુ. 'આં' પ. વિ., બ. વ. પ્ર.)+સં. शाला] બીબાં (ટાઇપ) પાડી તૈયાર કરવાનું સ્થાન, 'ટાઇપ-ફાઉન્ડરી'

**બીબી[૧]** સ્ત્રી. ચણોઠી, ગુંજા

**બીબી[૨]** સ્ત્રી. [ફા] મુસ્લિમ સ્ત્રી. (૨) મુસ્લિમ પત્ની

**બીબી-જાયું** વિ. [જુઓ 'બીબી[૨]'+'જાયું.'] (લા.) ખાનદાન ઘરનું સંતાન

**બીબું** ન. [સં. बिम्बक —> પ્રા. बिंबअ-] આકૃતિ ઢાળવાનો ખલો કે ઓઠું, બીડી. (૨) 'ટાઇપ.' (૩) ફરમો, 'મોલ્ડ,' 'ડાઇ.' [-બાં ગોઠવવાં (રૂ.પ્ર.) છાપખાનામાં કમ્પોઝ કરવું. -બાં છોડવાં (રૂ.પ્ર.) ગોઠવેલા ટાઇપ છૂટા કરવાં. -બાં પાડવાં (રૂ.પ્ર.) ટાઇપ ઢાળી યંત્રથી તૈયાર કરવા. અક્કલનું બીબું (રૂ.પ્ર.) મૂર્ખ]

**બીભત્સ** વિ. [સં.] જેને જોતાં ચીતરી ચડે કે ત્રાસ અનુભવાય તેવું અને લોહી-માંસ-પરુ વગેરેના સ્વરૂપમાં રહેલું. (૨) વરવું, ભૂંડું. ('બીભત્સ' અને 'અશ્લીલ'). (૩) પું. કાવ્યના મૂળ આઠ રસોમાંનો જુગુપ્સા ઉપજાવનાર એક રસ. (કાવ્ય.) [સ્થિતિ

**બીભત્સ-તા** સ્ત્રી. [સં.] બીભત્સ હોવાપણું, જુગુપ્સાની

**બીમ** ન. [અં.] મોભ. (૨) સિમેન્ટ વગેરેની મોભના પ્રકારની જમાવટ [રુગ્ણ, આજારી

**બી(-બિ)માર** વિ. [ફા. 'બીમાર્' -ધાસ્તી લાવનાર] માંદું,

**બી(-બિ)મારી** સ્ત્રી. [ફા. બીમારી] માંદગી, રુગ્ણ-તા, આજાર

(-ડય) સ્ત્રી. ડાંગરના છોડનો રોપ

**બીયર** પું. [અં.] એક જાતનો પીવાનો દારૂ

**બીરબી-બંધ** (-બન્ધ) પું. ઘોડાના સામાનનો એક ભાગ

**બીર-બંધની** (-બન્ધની) સ્ત્રી. સ્ત્રીઓને કપાળ ઉપર પહેરવાની એક પ્રકારની સાંકળી

**બીલમ** પું. ડાંગરને બાફી સૂકવીને કાઢેલા ચોખા

**બીલાં-પાક** પું. [જુઓ 'બીલું'+ગુ. 'આં' પ. વિ.,બ. વ., પ્ર.+સં.] બીલાંના ગર્ભની ઘીમાં તળી ચાસણીમાં નાખી કરેલી મીઠાઈ

**બીલી** સ્ત્રી. [સં. बिल्विका > પ્રા. बिल्लिआ-] બીલાંનું વૃક્ષ

**બીલી-પત્ર** ન. [+સં.] બીલાંના ઝાડનું પાંદડું (એ પવિત્ર ગણાતું હોઈ શિવલિંગ ઉપર ચડાવાય છે.)

**બીલી-પાક** પું. [સં.] જુઓ. 'બીલાં-પાક.'

**બિલેસરી** ન. એક જાતનું એ નામનું અફીણ

**બીવર** ન. સસલાને મળતું પાણી નજીક રહેતું એક પ્રાણી

**બીવલો** પું. એ નામની એક વનસ્પતિ, બિયો

**બી-વાઢ** ન. [જુઓ 'બી[૧]'+'વાઢવું.'] મૂળમાંથી ખોદી કાઢવું એ

**બીવું** (બી:વું) અ.ક્રિ. [સં. भी > પ્રા. बीह-] ભય પામવું, ડરવું, ધાસ્તી અનુભવવી. (૨) (લા.) કાયર થઈ રહેવું. [રૂપાખ્યાન 'પી' જેવાં: 'બીધું' પ. ભૂ. કૃ. 'બીધેલ, -લું' બી. ભૂ. કૃ.] **બિવાવું** (બિ:વાવું) ભાવે., ક્રિ. **બિવાડવું** (બિ:વાડવું), **બિવડા(-રા)વવું** (બિ:વ-) પ્રે., સ.ક્રિ.

**બીશલ** સ્ત્રી. ગોવા બાજુ થતી એક જાતની કેરી

**બીસન** ન. ભેંસની જાતનું શરીર પર લાંબા વાળવાળું એક પશુ

**બી.સી.** વિ. [અં. 'બિફોર ક્રાઇસ્ટ'] ઈસવી સન પૂર્વે

**બી.સી.જી.** વિ. [અં. 'બેસિલી કાલ્મેટ ગ્યુરીન'] ક્ષયરોગ અંગેની એક દવાઈય રસી

**બીંગ** (-ગ્ય) સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**બીંજડ** (-ડ્ય) સ્ત્રી. અવ્યવસ્થા [જુઓ 'ડીંટડી.'

**બીંગડી(-ણી)** સ્ત્રી. [જુઓ 'બીંગડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય].

**બીંટડું(-ણું)** ન. જુઓ 'ડીંટડું.' [બંડલ, નાનો વીંટલો

**બીંડલું[૧]** ન. [અં. 'બન્ડલ્' + ગુ. 'ઉં' ત. પ્ર.] નાનું

**બીંડલું[૨]** ન. પાયા ભર્યા વિનાની બે ઓરડા કે ખંડ વચ્ચેની આડી દીવાલ, જોતરું [આવતું દોરડું

**બીંડો** પું. હાથીને કાબૂમાં રાખવા એના પગમાં નાખવામાં

**બુક** સ્ત્રી. [અં.] પુસ્તક, ગ્રંથ

**બુક-કમિટી** સ્ત્રી. [અં.] પુસ્તક છાપવા યા અભ્યાસ માટે મંજૂર કરનારી સમિતિ, ગ્રંથ-સમિતિ

**બુક-કીપર** વિ. [અં.] નામું રાખનાર હિસાબનીસ

**બુક-કીપિંગ** (-કીપિઙ્ગ) ન. [અં.] નામાની વિદ્યા, હિસાબનું શાસ્ત્ર

**બુક-કે(૦ઇ)સ** પું. [અં.] પુસ્તકો રાખવાનો ઘોડો કે છાજલી યા ખાનું

**બુકચો** પું. [તુર્કી.] બકચો, કપડાંની મોટી થેલી

**બુક-પેકેટ** ન. [અં.] પુસ્તકોનું બીડલું

**બુક-પોસ્ટ** ન. [અં.] પુસ્તકો વગેરે ટપાલમાં મોકલવા માટે ઉઘાડી શકાય તેવું કવર કે બીડલું

બુક-બાઇન્ડર, બુક-બાઈંડર (-બાઇન્ડર) પું. [અં.] પુસ્તકોની જિલ્દ બાંધવાનો ધંધો કરનાર

બુક-બાઇન્ડિંગ, બુક-બાઈંડિંગ (-બાઇન્ડિઙ્ગ) ન. [અં.] પુસ્તકોની જિલ્દ બાંધવી એ

બુક(-ગ)મો પું. ઘણો પરસેવો થવાનો ઘોડાનો એક રોગ

બુકરોતી સ્ત્રી. સોનું ચાંદી તાંબું અને સીસું એ ચાર ધાતુઓનું મિશ્રણ કરવાની એક ક્રિયા

બુક-શેલ્ફ સ્ત્રી. [અં.] ચોપડીઓ વગેરે મૂકવાની અભરાઈ

બુક-સેલર વિ. [અં.] પુસ્તકો વેચવાનો ધંધો કરનાર, પુસ્તક-વિક્રેતા, ગ્રંથ-વિક્રેતા

બુક-સ્ટૉલ પું. [અં.] પુસ્તકો વેચાણ માટે રાખવાનું સ્થાન કે દુકાન [ખાવું, બૂકડા ફાકવા

બુકાટવું અ. ક્રિ. [જુઓ 'બૂકવું' દ્વારા.] બૂકડે બૂકડે

બુ(-બો)કાની સ્ત્રી. [જુઓ 'બુ(-બો)કાનું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.],-નું ન. દાઢી અને ગાલ ઉપર થઈ માથા ફરતે વીંટવામાં આવે તેવું કપડું અને એનો આકાર

બુકારો પું. [રવા.] પોકાર, અવાજ

બુકાવવું, બુકાવું જુઓ 'બૂકવું'માં.

બુકાવેક ન. તૈયારીની ધમાલ

બુકિંગ (બુકિઙ્ગ) ન. [અં.] રેલવે સિનેમા નાટયગૃહો વગેરેની ટિકિટ લેવાની ક્રિયા. (૨) રેલવેમાં માલ સામાન રવાના કરવાની ક્રિયા

બુકિંગ કારકુન પું. [અં. + જુઓ 'કારકુન.'], બુકિંગ-ક્લાર્ક (બુકિઙ્ગ-) પું. [અં.] કાઉન્ટર ઉપર બેસી કે ઊભો રહી ટિકિટ વેચનાર માણસ [સિક્કો

બુકિંગ-સ્ટૅમ્પ (બુકિઙ્ગ-) પું. [અં.] ટિકિટ ઉપર મારવાનો

બુખાર પું. [અર.] ઉષ્ણતા, ગરમી. (૨) તાવ, જ્વર. [૦ કાઢવો (રૂ. પ્ર.) ગુસ્સો બતાવવો]

બુખારી વિ., પું. [અર. 'બુખાર' + ફા. 'ઈ' પ્રત્યય] બુખારા શહેરનો રહીશ. (૨) સૈયદોની એક અટક. (સંજ્ઞા.)

બુગદો પું. ખોદી કાઢેલો પહાડની અંદરનો માર્ગ, સુરંગ, 'ટનેલ'

બુગમો જુઓ 'બુકમો.'

બુગલી સ્ત્રી. મગદળની કસરતનો એક દાવ

બુઘેડો પું. ઘસડવાથી થતો લિસોટો

બુચકલું વિ. [જુઓ 'બચ્ચું' દ્વારા.] ખૂબ નાનું, ટપૂકડું

બુચકાર પું. [રવા.] ચુંબનના પ્રકારનો મોઢાનો અવાજ, બુચકારો

બુચકારવું અ. ક્રિ. [જુઓ 'બુચકાર,'-ના.ધા.] હેતનો મોઢેથી બુચકારો કરવો. (૨) (લા.) પંપાળવું. બુચકારાવું ભાવે., ક્રિ. બુચકારાવવું પ્રે., સ. ક્રિ.

બુચકારાવવું, બુચકારાવું જુઓ 'બુચકારવું'માં.

બુચકારો પું. [જુઓ 'બુચકાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બુચકાર.'

બુજગલ ન. રંગવા માટે કામમાં આવતું એક ફળ

બુજ-ગંધ (-ગન્ધ) ન. પિસ્તાનાં ફૂલ. (૨) એ નામનું એક કરિયાણું

બુજ-દાન ન. એ નામનું એક કરિયાણું

બુજ-દિલ વિ. [ફા.] બકરીના જેવા બીકણ હૈયાવાળું, હિંમત વિનાનું, કાયર

બુજદિલી સ્ત્રી. [ફા.] બુજદિલપણું

બુજર્ગ વિ. [ફા. બુ-ઝુર્ગ] ઘરડું, વૃદ્ધ, જઈફ

બુજર્ગી સ્ત્રી. [ફા. બુ-ઝુર્ગી] ઘડપણ, વૃદ્ધાવસ્થા, જઈફી

બુઝાઈ સ્ત્રી. [જુઓ 'બુઝવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] ઓલવવાની ક્રિયા

બુઝાડવું જુઓ 'બૂઝવું'માં. [(૪) ફુટેલું વાસણ

બુઝારું ન. ગોળા-ઢાંકણું, (૨) કૂંડું. (૩) મોટું કોડિયું.

બુઝાવણી સ્ત્રી. [જુઓ 'બુઝાવવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] બુઝાવવાની ક્રિયા, બુઝાઈ. (૨) સમઝાવટ

બુઝાવવું જુઓ 'બુઝાવું' માં.

બુઝાવું અ. ક્રિ. ઓલવાવું, ઠરી જવું. બુઝાવાવું ભાવે., ક્રિ. બૂઝવવું, બુઝાવવું પ્રે., સ. ક્રિ.

બુઝુર્ગ વિ. [ફા.] જુઓ 'બુજર્ગ.'

બુઝુર્ગી સ્ત્રી. [ફા.] જુઓ 'બુજર્ગી.'

બુટ-બાવળી સ્ત્રી એ. નામનું એક ઘરેણું [થઈ ગયેલ

બુટલેલ વિ. [અં. બટ્લર્] (તુચ્છકારમાં) વટલેલ, ભ્રષ્ટ

બુટારી સ્ત્રી. સાવરણી

બુટે(-ટૅ)ડી સ્ત્રી. ખિસકોલી

બુટ્ટા(-ટ્ટે)-દાર વિ. [જુઓ 'બુટ્ટો' + ફા. પ્રત્યય.] બુટ્ટાવાળું, બુટ્ટાના ભરત કે નકશીવાળું

બુટ્ટી સ્ત્રી. [જુઓ 'બુટ્ટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો બુટ્ટો. (૨) કાનની બૂટમાં પહેરવામાં આવતું ડોરણા જેવું કે દાળિયા જેવું નાનું ઘરેણું. (૩) (લા.) અકસીર ઔષધ. (૪) વિ. (લા.) લુચ્ચું, ખેપાની. (૫) કાબેલ, હોશિયાર

બુટ્ટી-ગુચ્છ પું. [જુઓ 'બુટ્ટી.' + સં.] ભરત-કામમાં ઉપસાવેલો ગુચ્છો

બુટ્ટી-ઘર વિ. [જુઓ 'બુટ્ટી' + ફા. પ્રત્યય.] બુટ્ટીવાળું

બુટ્ટેદાર જુઓ 'બુટ્ટા-દાર.'

બુટ્ટો પું. કપડા ઉપર ભરત-કામનો ફૂલ જેવો ઉપસાવેલો આકાર. (૨) (લા.) મનનો તરંગ, તર્ક. (૩) ઉપાય, ઇલાજ. (૪) યુક્તિ. [૦ ઊઠવો, ૦ સૂઝવો (રૂ. પ્ર.) અચાનક વિચાર આવવો]

બુટ્ઠું,-ઠ્ઠું વિ. ધાર ખાંડી કે જાડી થઈ ગઈ હોય તેવું (૩) (લા.) જાડી બુદ્ધિનું. (૪) લાગણીહીન

બુડછટ, બુડથલ(-ળ) વિ. [રવા.] મૂર્ખ, બેવકૂફ, અક્કલ વિનાનું, મંદ બુદ્ધિનું

બુડ-બક પું. ઘરડો અને મૂર્ખ

બુડ-બુડ (બુડ્ય-બુડ્ય) સ્ત્રી. [રવા.] ગણગણાટ. (૨) સંનિપાતમાં કરાતો બકવાટ [જુવાનીનો દેખાવ

બુડ-બ(-બાં)સ (બુડ્ય-બ(-બાં)સ્ય) સ્ત્રી. [રવા.] ઘડપણમાં

બુડાડ(-વ)વું, બુડાવું જુઓ 'બૂડવું'માં.

બુડિયાળ વિ. બૂબિયાળ, બુડથલ

બુડીત (-ત્ય) સ્ત્રી. [જુઓ 'બૂડવું' દ્વારા.] ખોટી પડેલ ઉઘરાણી, ડૂબ-ખાધ. (૨) બરડી. (૩) ફણગો. [૦ બંધાવી (-બન્ધાવી) (રૂ. પ્ર.) જમીનમાં વાવેલી શેરડીની કાતળીમાંથી અંકુર ફૂટવો]

**બુડી-વા** ક્રિ. વિ. એક હાથ જેટલા માપમાં. (૨) વિ. થોડું, સ્વલ્પ

**બુડ્ઢું, -ડ્ઢું** વિ. [સં.. वृद्धक —> પ્રા. वुड्ढअ, હિં. 'બુઢ્ઢા.'] જુઓ 'બૂઢું'.'

**બુઢાપણ** ન. [જુઓ 'બુઢ્ઢું' + ગુ. 'પણ' ત. પ્ર.], **બુઢાપો** પું [ + ગુ. 'પો' ત. પ્ર.] જુઓ 'બુઝર્ગી.'

**બુડ્ઢું** જુઓ 'બુડ્ઢું.'

**બુત** સ્ત્રી. [ફા.] પથ્થર ધાતુ વગેરેની મૂર્તિ, પ્રતિમા. [૦ થવું, ૦ બનવું (રૂ. પ્ર.) મૂર્તિ જેવું જડ થઈ રહેવું] [બઠ્ઠું

**બુત-કું** વિ. [ + ગુ. 'કું' સ્વાર્થે ત. પ્ર.] (લા.) કાળું અને

**બુત-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] (મૂર્તિ જેમાં હોય તેવું) મંદિર, દેવાલય, દેવળ

**બુત-પરસ્ત** વિ. [ફા.] મૂર્તિ-પૂજક

**બુતપરસ્તી** સ્ત્રી. [ફા.] મૂર્તિ-પૂજા

**બુત-શિકની** સ્ત્રી. [ફા.] મૂર્તિ-ખંડન

**બુતાન**[1] ન. [અર. બુહ્‌તાન્ ] દોષ, કલંક, આળ, આરોપ

**બુતાન**[2] ન. [અં. બટન્ ] ડોરણું, બોરિયું, 'બટન'

**બુતાનું** ન., -નો પું. [અર. બિતાનહ્] જુઓ 'બોતાનું.'

**બુતારો** પું. મોટો સાવરણો, મોટું ઝાડુ

**બુતાવવું** સ. ક્રિ. ધાતુને પાણી ચડાવવું. (૨) (લા.) ના. હિંમત કરવું. **બુતાવાવું** કર્મણિ., ક્રિ.

**બુદબુદાકાર** વિ. [સં. बुद्बुद + आ-कार] પરપોટાના આકારનું

**બુદબુદો** પું. [સં. बुद्बुद + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] પરપોટો

**બુદબુદવું** અ.ક્રિ. [જુઓ 'બુદબુદ,' –ના. ધા.] પરપોટા થઈ ઊભરાવું. **બુદબુદાવું** ભાવે., ક્રિ. **બુદબુદાવવું** પ્રે.,સ.ક્રિ.

**બુદબુદાટ** પું. [જુઓ 'બુદબુદવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] પરપોટા થઈ ઊભરાવું એ

**બુદબુદાવવું, બુદબુદાવું** જુઓ 'બુદબુદવું'માં.

**બુદ્ધ** વિ. [સં.] જેને જ્ઞાન થયું હોય તેવું. (૨) પું. બૌદ્ધ ધર્મ-સંસ્થાપક શાકયસિંહ—ગૌતમ બુદ્ધ. (સંજ્ઞા.) (પુરાણોએ 'બુદ્ધ'ને નારાયણ–વિષ્ણુના નવમા અવતાર કથ્યા છે.)

**બુદ્ધ-કાલ(-ળ)** પું. [સં.] શાકયસિંહ ગૌતમ બુદ્ધનો સમય (ઈ. સ. પૂ. ૬ ઠ્ઠી–૫ મી સદીનો ઉત્તર-પૂર્વ સમય)

**બુદ્ધકાલીન** વિ. [સં.] શાકયસિંહ ગૌતમ બુદ્ધના સમયનું

**બુદ્ધ-કાળ** જુઓ 'બુદ્ધ-કાલ.'

**બુદ્ધ-ગયા** સ્ત્રી., ન. [+ જુઓ 'ગયા.'] મગધ દેશમાંનું બુદ્ધનું તપોભૂમિનું સ્થાન. (સંજ્ઞા.)

**બુદ્ધ-જન** પું. [સં.] જ્ઞાની માણસ

**બુદ્ધ-જયંતી** (-જયન્તી) સ્ત્રી. [સં.] શાકયસિંહ ગૌતમ બુદ્ધના જન્મનો દિવસ (આસો-સુદિ દશમી–વિજયા દશમીનો).(સંજ્ઞા.)

**બુદ્ધ-ત્વ** ન. [સં.] જ્ઞાન-દશા. (૨) ગૌતમ બુદ્ધને જ્ઞાન થયું એ સ્થિતિ

**બુદ્ધ-દેવ** પું. [સં ] જુઓ 'બુદ્ધ(૨).'

**બુદ્ધ-દ્રવ્ય** ન. [સં.] સ્તૂપની અંદર રાખેલો ગૌતમ બુદ્ધનો વાળ કે એવો કોઈ અવશેષ. (સંજ્ઞા.)

**બુદ્ધ-ધર્મ** પું. [સં.] ગૌતમ બુદ્ધનો પ્રસરાવેલો પ્રાચીન હિંદુ-ધર્મનો એક સંપ્રદાય, બૌદ્ધ ધર્મ કે સંપ્રદાય. (સંજ્ઞા.)

**બુદ્ધ-નિર્વાણ** ન. [સં.] ગૌતમ બુદ્ધનું અવસાન (ઈ. સ. પૂ. ૪૮૭ નું સામાન્ય રીતે સ્વીકારાયું છે.)

**બુદ્ધ-પદ** ન. [સં.] જ્ઞાનની 'બુદ્ધ' કોટિનો દરજ્જો

**બુદ્ધ-બોધિત** વિ. [સં.] જ્ઞાની માણસે કે બુદ્ધે ઉપદેશેલું

**બુદ્ધ-ભક્તિ** સ્ત્રી. [સં.] ગૌતમ બુદ્ધના શરણની ભાવના

**બુદ્ધ-ભાષિત** વિ. [સં.] ગૌતમ બુદ્ધે કહેલું

**બુદ્ધ-મંદિર** (-મન્દિર) ન. [સં.] જેમાં ગૌતમ બુદ્ધની મૂર્તિ રાખી હોય તેવું સ્થાન [પંડિતં-મન્ય

**બુદ્ધ-માની** વિ. [સં., પું.] પોતાને પંડિત હોવાનું માનનાર,

**બુદ્ધ-માર્ગ** પું. [સં.] જુઓ 'બુદ્ધ-ધર્મ.'

**બુદ્ધ-મૂર્તિ** સ્ત્રી. [સં.] ગૌતમ બુદ્ધની પ્રતિમા (અનેક ઠેકાણે મુખ્યત્વે ગુફાઓમાં મળે છે.)

**બુદ્ધ-યુગ** પું. [સં.] જુઓ 'બુદ્ધ-કાલ.'

**બુદ્ધ-શાસન** ન. [સં.] ગૌતમ બુદ્ધના ઉપદેશરૂપી આજ્ઞા. (૨) જુઓ 'બુદ્ધ-ધર્મ.' [ત્તમ (ગૌતમ બુદ્ધ)

**બુદ્ધ-શ્રેષ્ઠ** વિ. [સં.] પૂર્વના અનેક બુદ્ધ પુરુષોમાં સર્વો-

**બુદ્ધાત્મા** વિ. [+સં. आत्मा] જેના આત્માને જ્ઞાન થયું હોય તેવું

**બુદ્ધાવતાર** પું. [+સં. अव-तार] નારાયણ-વિષ્ણુના દસ મુખ્ય અવતારોમાંનો ગૌતમ બુદ્ધના રૂપનો નવમો અવતાર કે જન્મ. [૦ ધરવો (રૂ. પ્ર.) મૂંગા બેસી રહેવું]

**બુદ્ધિ** સ્ત્રી. [સં.] સમજ, અક્કલ, સાન, 'ઇન્ટિલેક્ટ' (મ. ન.) (૨) વિચાર. (૩) ઇચ્છા. (૪) નિશ્ચયાત્મક વૃત્તિવાળું અંત:કરણ,'કોન્શિયસનેસ'(આ.બા.).(સાંખ્ય.)[૦ **ઊઘડવી**, ૦ **ખીલવી** (રૂ. પ્ર.) સારી સમજ આવવી. (૨) બુદ્ધિની તીવ્રતા થવી. ૦ **ચલાવવી**, ૦ **દોડાવવી**, ૦ **લડાવવી** (રૂ. પ્ર.) સમજવા પ્રયત્ન કરવો. ૦ **ચાલવી** (રૂ. પ્ર.) સમજ પડવી. ૦**ની ખાઈ** (રૂ. પ્ર.) મૂર્ખ, બેવકૂફ. ૦**નું આગળું** (રૂ. પ્ર.) ખૂબ ડાહ્યું. (૨) મૂર્ખ. ૦**નું ખોટું** (રૂ. પ્ર.) (રૂ. પ્ર.) ખરાબ દાનતનું. ૦**નું બારદાન** (રૂ. પ્ર.) મૂર્ખ, બેવકૂફ. ૦**નો ભંડાર** (-ભણ્ડાર), ૦**નો સાગર** (રૂ.પ્ર.) ઘણું જ ડાહ્યું. ૦ **ફરવી**, ૦ **ફરી જવી** (રૂ. પ્ર.) કુબુદ્ધિ થવી, દાનત બગડવી. ૦ **બતાવવી** (રૂ. પ્રે.) ચાલાકી દેખાડવી. ૦ **મારી જવી** (રૂ. પ્ર.) બેવકૂફી બતાવવી]

**બુદ્ધિ-કક્ષા** સ્ત્રી. [સં.] બુદ્ધિ-શક્તિ, ગજું, ગુંજાયેશ, 'કૅલિબર'

**બુદ્ધિ-કૃત** વિ. [સં.] સમજપૂર્વક કરેલું

**બુદ્ધિ-કોશ(-ષ)** પું. [સં.] જ્ઞાનતંતુઓનું ઝૂમખું, 'નર્વસ સિસ્ટમ' (બ.ક.ઠા.)

**બુદ્ધિ-કૌશલ(-લ્ય)** ન. [સં.] શાણપણ, બુદ્ધિમત્તા

**બુદ્ધિ-ગત** વિ. [સં ] સમઝમાં આવેલું, સમઝાયેલું. (૨) વિચારમાં ઊતરેલું

**બુદ્ધિ-ગમ્ય** વિ. [સં.] સમઝમાં આવે તેવું, સમઝાય તેવું, 'રૅશનલ' (જે. હિ.) [હોવાપણું

**બુદ્ધિ-ગાંભીર્ય** (-ગામ્ભીર્ય) ન. [સં.] ગંભીર બુદ્ધિ-પ્રૌઢ બુદ્ધિ

**બુદ્ધિ-ગોચર** વિ. [સં., પું.] જુઓ 'બુદ્ધિ-ગમ્ય.'

**બુદ્ધિ-ગ્રાહી** વિ. [સં , પું.] બુદ્ધિને પકડી રાખનારું, સમઝવાનો પ્રયત્ન ન કરે કે કરવા દે તેવું

**બુદ્ધિ-ગ્રાહ્ય** વિ. [સં.] જુઓ 'બુદ્ધિ-ગમ્ય.'

**બુદ્ધિ-ઘર્ષણ** ન. [સં.] બુદ્ધિશાળીઓમાં પરસ્પરની બુદ્ધિ-પૂર્વકની ચર્ચા-વિચારણા

**બુદ્ધિ(-૦વિ)ઘાતક** વિ. [સં.], **બુદ્ધિ-ઘાતી** વિ. [સં., પું.] બુદ્ધિનો નાશ કરનારું

**બુદ્ધિ-ચમત્કાર** પું. [સં.], **બુદ્ધિ-ચમત્કૃતિ** સ્ત્રી. [સં.], **બુદ્ધિચાતુર્ય** ન. [સં.] બુદ્ધિની ચતુરાઈ, ચતુર બુદ્ધિ, 'વિટ' (મ. ન.)

**બુદ્ધિ-ચાપલ(-લ્ય), બુદ્ધિ-ચાંચલ્ય** (-ચાગ્ચ-લ્ય) ન. [સં.] બુદ્ધિની ચપળતા–ચાલાકી. (૨) બુદ્ધિની ચંચળતા. (૩) (લા.) ચાંપલાઈ [પૂર્વક ઊભું થાય તેવું

**બુદ્ધિ-જન્ય** વિ. [સં.] બુદ્ધિમાંથી ખીલી આવે તેવું, સમજ-

**બુદ્ધિ-જાડ્ય** ન. [સં.] બુદ્ધિની જડતા, જડ બુદ્ધિ હોવાપણું

**બુદ્ધિ-જીવી** વિ. [સં., પું.] બુદ્ધિના ઉપયોગથી ભરણ-પોષણ મેળવનારું (શિક્ષક વકીલ વગેરે), 'ઇન્ટિલેક્ચ્યુઅલ'

**બુદ્ધિ-તત્ત્વ** ન. [સં.] શરીરમાં રહેલો સમજદારી-રૂપ પદાર્થ. (૨) સાંખ્ય તત્ત્વજ્ઞાનનું બીજું તત્ત્વ. (સાંખ્ય.)

**બુદ્ધિ-દાતા** વિ. [સં. बुद्धेः दाता, પું.], **બુદ્ધિ-દાયક** વિ. [સં.], **બુદ્ધિદાયી** વિ. [સં., પું.] સમજ ખીલવે તેવું, જ્ઞાન આપનારું [હોવાપણું

**બુદ્ધિ-દૌર્બલ્ય** ન. [સં.] બુદ્ધિની ઊણપ, નબળી બુદ્ધિ

**બુદ્ધિ-ધન** વિ. [સં.] (બુદ્ધિ જેની મૂડી હોય તેવું,) બુદ્ધિમાન, બુદ્ધિશાળી

**બુદ્ધિ-નાશ** પું. [સં.] સમજ-શક્તિ મારી જવી એ

**બુદ્ધિ-નિધાન** વિ. [સં., ન.] બુદ્ધિમાન, સમજદાર, ડાહ્યું

**બુદ્ધિ-પુરઃસર, બુદ્ધિ-પૂર્વક** ક્રિ. વિ. [સં.] પૂરે-પૂરો વિચાર કરીને, પાકી સમજથી, સમજપૂર્વક, બરોબર સમજીને

**બુદ્ધિ-પ્રતિભા** સ્ત્રી. [સં.] બુદ્ધિનો વૈભવ, તીવ્ર બુદ્ધિ હોવાપણું

**બુદ્ધિ-પ્રધાન** વિ. [સં.] જેમાં બુદ્ધિ નિયામક હોય તેવું, પાકી સમજવાળું

**બુદ્ધિ-પ્રભાવ** પું. [સં.] જુઓ 'બુદ્ધિ-પ્રતિભા.'

**બુદ્ધિ-પ્રયોગ** પું. [સં.] બુદ્ધિ અજમાવવી એ

**બુદ્ધિ-પ્રામાણ્ય** ન. [સં.] સમજમાં આવે તે જ સ્વીકાર્ય એવી વિચાર-પદ્ધતિ, બુદ્ધિવાદ, 'રૅશનાલિઝમ' (મ. હ.)

**બુદ્ધિપ્રામાણ્ય-વાદ** પું. [સં.] સમજમાં આવે તેવું જ સ્વીકાર્ય એવી વિચાર-પદ્ધતિનો સિદ્ધાંત, બુદ્ધિવાદ, 'રૅશનાલિઝમ' [માનનારું, 'રૅશનાલિસ્ટ'

**બુદ્ધિ-પ્રામાણ્યવાદી** વિ. [સં., પું.] બુદ્ધિપ્રામાણ્ય-વાદમાં

**બુદ્ધિ-બલ(-ળ)** ન. [સં.] બુદ્ધિ-શક્તિ, સમજવાની તાકાત, માનસિક શક્તિ [ભિન્ન રીતે સૂઝેલું

**બુદ્ધિ-ભિન્ન** વિ. [સં.] ભિન્ન ભિન્ન વિચારકને ભિન્ન

**બુદ્ધિ-ભેદ** પું. [સં.] બુદ્ધિ કે સમજમાં ડામાડોળપણું, 'આ સાચું કે એ સાચું' એવો ભ્રમ

**બુદ્ધિ-(૦વિ)ભ્રમ** પું. [સં.] બુદ્ધિમાં વિકાર આવી જવો એ કે જેનાથી સાચા-ખોટાનો વિવેક ન રહે.

**બુદ્ધિ-ભ્રંશ** (-ભ્રંશ) પું. [સં.] જુઓ 'બુદ્ધિ-નાશ.'

**બુદ્ધિ-ભાવના** સ્ત્રી. [સં.] જુઓ 'બુદ્ધિ-પ્રામાણ્ય'-'રૅશનાલિઝમ' (વિ. ક્ર.)

**બુદ્ધિ-મત્તા** સ્ત્રી., **-ત્ત્વ** ન. [સં.] બુદ્ધિમાન હોવાપણું, ડહાપણ, શાણપણ, હોશિયારી, કુશળતા, 'ઇન્ટિલેક્ચ્યુઆલિટી' (મ.ન.)

**બુદ્ધિ-મહિમા** પું. [સં.] બુદ્ધિની મહત્તા, બુદ્ધિનું ગૌરવ, 'રૅશનાલિઝમ' (આ. બા.)

**બુદ્ધિ-મંત** (-મન્ત) વિ. [સં. °मत् > પ્રા. °मंत], **બુદ્ધિ-માન** વિ. [સં. °मान् પું.] બુદ્ધિવાળું, શાણું, ડાહ્યું, હોશિયાર, કુશળ

**બુદ્ધિ-માપન** ન. [સં.] બાળક કે માણસોમાં સમજ-શક્તિ કેટલી છે એ માપવાની ક્રિયા, 'ઇન્ટેલિજન્સ-ટેસ્ટિંગ'

**બુદ્ધિ-માંદ્ય** (-માન્દ્ય) ન. [સં.] બુદ્ધિની મંદતા હોવાપણું, નબળી બુદ્ધિ હોવાપણું

**બુદ્ધિ-મૂલક** વિ. [સં.] બુદ્ધિ ઉપર જેનો આધાર છે તેવું

**બુદ્ધિયું** વિ. [સં. बुद्धि + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બુદ્ધિ-માન.'

**બુદ્ધિ-યોગ** પું. [સં.] બુદ્ધિનો ઉપયોગ થઈ શકે એવી પરિસ્થિતિ, વિચાર કરવાની અનુકૂળ સ્થિતિ [એંધાણી

**બુદ્ધિ-લક્ષણ** ન. [સં.] સમજ ધરાવે છે એ પ્રકારની

**બુદ્ધિ-લક્ષણી** વિ. [સં., પું.] બુદ્ધિવાળું, 'ઇન્ટિલેક્ચ્યુઅલ'

**બુદ્ધિ-લાઘવ** ન. [સં.] સૂક્ષ્મ વિચાર-શક્તિ હોવાપણું

**બુદ્ધિ-વર્ધક** વિ. [સં.] બુદ્ધિને વધારનારું

**બુદ્ધિ-વંત** (-વન્ત) વિ. [સં. बुद्धि + ગુ. 'વંત' ત. પ્ર.] જુઓ 'બુદ્ધિ-મંત.'

**બુદ્ધિ-વાદ** પું. [સં.] જુઓ 'બુદ્ધિ પ્રામાણ્ય-વાદ'-'ઇન્ટિલેક્ચ્યુઆલિઝમ' (હી. વ.), 'રૅશનાલિઝમ' (ન. લા.)

**બુદ્ધિવાદી** વિ. [સં. પું.] જુઓ 'બુદ્ધિપ્રામાણ્યવાદી.'

**બુદ્ધિ-વિકાસ** પું. [સં.] બુદ્ધિની ખિલવણી, બુદ્ધિશક્તિમાં વધારો થવો એ

**બુદ્ધિ-વિઘાતક** જુઓ 'બુદ્ધિઘાતક.'

**બુદ્ધિ-વિભ્રમ** જુઓ 'બુદ્ધિ-ભ્રમ.'

**બુદ્ધિ-વિવેક** પું. [સં.] સારું નરસું–સાચું ખોટું–સબળું નબળું,' જાણવાની શક્તિ, 'જજમેન્ટ'

**બુદ્ધિ-વિષય** પું. [સં.] બુદ્ધિની મર્યાદામાં આવતી બાબત

**બુદ્ધિ-વિષયક** વિ. સં.] બુદ્ધિને લગતું, બુદ્ધિ વિશેનું

**બુદ્ધિ-વિષયી-ભૂત** વિ, [સં.] બુદ્ધિનો વિષય બનેલું

**બુદ્ધિ-વૈકલ્ય** ન. [સં.] બુદ્ધિની વ્યવસ્થાનો અભાવ

**બુદ્ધિ-વ્યાપાર** પું. [સં.] બુદ્ધિનો ઉપયોગ કરવો એ, 'રીઝનિંગ' (હી. વ.)

**બુદ્ધિવ્યાપાર-વિદ્યા**, સ્ત્રી., **બુદ્ધિવ્યાપાર-શાસ્ત્ર** ન. [સં.] તર્કશાસ્ત્ર, 'લૉજિક' (બ. ક. ઠા.) [ભ્રમ

**બુદ્ધિ-વ્યામોહ** પું. [સં.] બુદ્ધિનું મૂંઝાઈ જવું એ, (૨) બુદ્ધિ-

**બુદ્ધિ-શક્તિ** સ્ત્રી. [સં.] બુદ્ધિરૂપી શક્તિ, વિચાર-શક્તિ, સમજ, વિવેક. (૨) ગજું, ગુંજાયેશ, 'કૅલિબર'

**બુદ્ધિશાલિની** વિ., સ્ત્રી. [સં.] બુદ્ધિશાળી સ્ત્રી

**બુદ્ધિ-શાલી(-ળી)** વિ. [સં., પું.] જુઓ 'બુદ્ધિ-મંત.'

**બુદ્ધિ-સત્ત્વ** ન. [સં.] બુદ્ધિરૂપ બળ, બુદ્ધિ-શક્તિ

**બુદ્ધિ-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] જુઓ 'બુદ્ધિ-મંત.'

**બુદ્ધિ-સાગર** વિ. [સં., પું.] ઘણું જ બુદ્ધિમાન. (૨) (કટાક્ષમાં) મૂર્ખ, બેવકૂફ

**બુદ્ધિ-સામર્થ્ય** ન. [સં.] જુઓ 'બુદ્ધિ-બલ.' [(ગ.લ.)

**બુદ્ધિ-સિદ્ધ** વિ. [સં.] સમજથી નીવડી આવેલું 'રૅશનલ'

**બુદ્ધિ-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] દરેકને પોતાની રીતે

વિચાર કરવાનો અધિકાર છે એવા પ્રકારની પરિસ્થિતિ, બુદ્ધિ-પ્રામાણ્ય, 'રૅશનાલિઝમ' ['બુદ્ધિ-વાદ.'

**બુદ્ધિસ્વાતંત્ર્ય-વાદ** (-સ્વાતન્ત્ર્ય-) પું. [સં.] જુઓ

**બુદ્ધિસ્વાતંત્ર્યવાદી** (-સ્વાતન્ત્ર્ય-) વિ. [સં. પું.] જુઓ 'બુદ્ધિવાદી.' [વિનાનું, મૂર્ખ, બેવકૂફ

**બુદ્ધિ-હીણું** વિ. [+જુઓ 'હીણું.'], -ન ન. [સં.] બુદ્ધિ

**બુદ્ધિહીન-તા** સ્ત્રી. [સં.] બુદ્ધિ-હીન હોવાપણું, મૂર્ખતા, બેવકૂફી [તેવું, તર્કમૂલક

**બુદ્ધિહેતુક** વિ. [સં.] જેના કારણરૂપે બુદ્ધિ રહેલી હોય

**બુદ્ધુ** વિ. [સં. बुद्धक —▶ પ્રા. बुद्धअ॰, હિં.] (કટાક્ષમાં) મૂર્ખ, બુદ્ધિહીન, ડોબું [બોધ

**બુદ્ધોપદેશ** પુ. [સં. बुद्ध + उप-देश] ગૌતમ બુદ્ધે આપેલો

**બુદ્ધોપાસક** વિ. [સં. बुद्ध + उपासक] ગૌતમ બુદ્ધની ઉપાસના કરનાર

**બુદ્‌બુદ** પું. [સં.] પરપોટો

**બુદ્‌બુદન** ન. [સં. પ્રકારે નવો ઊભો કરેલો શબ્દ] ઊકળવું એ, ઉત્કલન [છેલ્લું બિંદુ, ઉત્કલન-અંક

**બુદ્‌બુદાંક** (બુદબુદાઙ્ક) પું. [સં बुद्‌बुद + अङ्क] ઊકળવાનું

**બુધ** પું. [સં.] ડાહ્યો માણસ, સમજુ. (૨) વિદ્વાન, પંડિત. (૩) એ નામનો સૂર્યની નજીક રહી ફરતો એક ગ્રહ, 'મર્ક્યુરી.' (સંજ્ઞા.) (૪) પૌરાણિક માન્યતા પ્રમાણે ચંદ્રને એની પત્ની રોહિણીમાં થયેલો પુત્ર કે જે પાછળથી ગ્રહરૂપે થયો. (સંજ્ઞા.). (૫) સપ્તાહના સાત વારોમાંનો 'રવિ'-થી ચોથો દિવસ. (સંજ્ઞા.). [બાપનો બુધવાર (રૂ. પ્ર.) કશું નહિ, શૂન્ય]

**બુધ-જન** પું. [સં.] ડાહ્યો માણસ

**બુધરડો** પું. ઉઝરડો

**બુધ-વાર** પું. [સં.] જુઓ 'બુધ(૫).'

**બુધવારિયું** વિ. [+ગુ. 'ઇયું' ત. પ્ર.] બુધવારને લગતું. (૨) ન. બુધવારને દિવસે પ્રસિદ્ધ થતું સામાયિક. (૩) બુધવારને દિવસે મળતું મંડળ. (૪) (લા.) નાદારી કોર્ટ. (૫) વિ. નાદાર, દેવાળિયું

**બુધવારું** વિ. [+ગુ. 'ઉં' ત. પ્ર.] બુધવારે આવનારું, બુધવારે આવે તેવું, બુધવારથી શરૂ થતું

**બુધારવું** સ. ક્રિ. [જુઓ 'બૂધું'-ના. ધા.] ધોકા વડે મારવું

**બુધારિયું** ન. [જુઓ 'બૂધું' દ્વારા.] બૂધું, જાડો ધોકો

**બુધાષ્ટમી** સ્ત્રી. [સં. बुध + अष्टमी] બુધવારવાળી અજવાળી આઠમ (ચૈત્રી આઠમ એવી મંગળ ગણાય છે.) (સંજ્ઞા.)

**બુધાષ્ટમી-વ્રત** ન. [સં.] બુધાષ્ટમીને દિવસે આવતો ઉપવાસ

**બુનિયાદ** વિ. [ફા. બુન્યાદ્] કુલીન, ખાનદાન. (૨) સ્ત્રી. જડ, મૂળ, પાયો. (૩) ઓલાદ, કુળ, વંશ, જાત

**બુનિયાદી**[૧] સ્ત્રી. [ફા.] કુલીનતા, ખાનદાની ['બેઝિક'

**બુનિયાદી**[૨] વિ. [+ગુ. 'ઈ' ત. પ્ર.] પાયાનું, મૂલભૂત,

**બુન્નસ** ન. [અર. બુર્નુસ્] જુઓ 'બનુસ.'

**બુબેલ** ન. સાબરના જેવા શિંગડાવાળું એક આફ્રિકી પશુ

**બુભુક્ષા** સ્ત્રી. [સં.] ખાવાની—ભોજન કરવાની ઇચ્છા, ભૂખ, ક્ષુધા

**બુભુક્ષિત** વિ. [સં.] ખાવાની ઇચ્છા કરી હોય તેવું, ભૂખ્યું, ક્ષુધાતુર, ભુખાળવું. (૨) (લા.) રાંક, ગરીબ [માગતું

**બુભુક્ષુ** વિ. [સં.] ખાવાની ઇચ્છા કરનારું, ભોજન કરવા

**બુમરાણ** ન., **બુમાટ,-ટો** પું. [જુઓ 'બૂમ' દ્વારા.] બુમાબુમ, મોટો ઘોંઘાટ, રાડારાડ, શોરબકોર

**બુમૈયો** જુઓ 'બૂંબિયો.'

**બુરખા-ધારી** વિ. [જુઓ 'બુરખો' + સં., પું.], **બુરખે-પોશ** વિ. [અર. બુર્કઅ + ફા. પોશ્] બુરખો ધારણ કરનારું

**બુરખો** પું. [અર. બુર્કઅ] આંખ સામે કાણાંવાળી જાળી હોય તેવો આખા શરીર ઉપરનો ઓઢો

**બુરજ** પું. [અર. બુર્જ્] કિલ્લાની દીવાલને ચાર ખૂણે બહાર કાઢેલો તે તે ગોળાકાર અને દીવાલમાં અમુક અમુક અંતરે તે તે ચોરસ કે લંબચોરસ કોઠો (જેના ઉપર રહી સૈનિકો કિલ્લા ઉપર આક્રમણ કરનાર શત્રુ સામે અસ્ત્રોથી લડી શકે.), હાથણી, બુરતો

**બુરજ-બંદી(-ધી)** (-બન્દી,-ન્ધી) વિ. [+ફા. 'બન્દી.'] જેને ફરતા બુરજ હોય તેવું કોઠાવાળું (કિલ્લો વગેરે). (૨) સ્ત્રી. બુરજવાળી બાંધણી [એક જાત

**બુરજી** વિ., સ્ત્રી. [+ગુ. 'ઈ' ત પ્ર.] શેતરંજની રમતમાંની

**બુરજી-બંદ(-ધ)** (-બન્દ,-ન્ધ) પું. [+ફા. 'બન્દ્] ઘોડાની પીઠ ઉપરના સામાનનો એક ભાગ

**બુરબેસ(-સ્થ)** સ્ત્રી. ઘડપણમાં જુવાનીનો દેખાવ

**બુરાક** સ્ત્રી. [અર.] તાબૂતના દિવસોમાં કરવામાં આવે છે તેવું એક ચોપગુ પશુ

**બુરાડવું** જુઓ 'બૂડવું.' ('બુડાવવું'ને સ્થાને તળ ગુજરાતમાં ક્વચિત્ સાંભળવા મળતું. સર૦ 'અરાઢ.')

**બુરાની**[૧] ન. છાસમાં કરેલું શાક

**બુરાની**[૨] સ્ત્રી. તળેલું રીંગણું

**બુરાવવું, બુરાવું** જુઓ 'બૂરવું'માં.

**બુરૌજ-કોટ** પું. [અં. બ્રાઉન-કોટ્] આખે શરીરે ઢંકાઈ જાય તેવો કોટ, 'ઓવરકોટ'

**બુર્ઝ્વા** વિ. [અં.] સમાજના મધ્યમ વર્ગનું

**બુલ-ડૉગ** પું. [અં.] ઘાતકી પ્રકારનો વિદેશી એક કૂતરો

**બુલ-ડોઝર** ન. [અં.] પાવડાની જેમ જમીનમાંથી માટી ખોદી જમીનને સરખી કરતું એક યાંત્રિક વાહન, યંત્ર-પાવડો

**બુલબુલ** ન. [ફા.] મીઠા અવાજવાળું એક સુંદર પક્ષી

**બુલબુલાટ** પું. [+ગુ. 'આટ' ત. પ્ર.] બુલબુલના જેવો મધુરો અવાજ

**બુલંદ** (બુલન્દ) વિ. [ફા.] ભવ્ય, મોટું, ઊંચી યોગ્યતાવાળું. (૩) ઊંચેથી ઉચ્ચારાતું કે વ્યક્ત થતું (અવાજ વગેરે)

**બુલંદ-બખ્ત** (બુલન્દ-) વિ. [ફા.] ભવ્ય નસીબવાળું, મહાભાગ્યશાળી [ભાગ્ય, મોટી નસીબદારી

**બુલંદ-બખ્તી** (બુલન્દ-) સ્ત્રી. [ફા.] ઊંચું નસીબ, પરમ

**બુલાક,-ખ** સ્ત્રી, ન. [તુર્કી. 'બુલાક્'] નાકમાં પહેરવામાં આવતું લટકતું વાળીના જેવું ઘરેણું

**બુલાખી** વિ., પું. [+ગુ. 'ઈ' ત. પ્ર.] નાકમાં વાળી પહેરી હોય તેવો છોકરો (ઘણાં છોકરાં મરી જતાં છેલ્લો જન્મતાં એનું નાક વીંધી બુલાખ પહેરાવવામાં આવે છે. સર૦ 'નાથિયો' ગુજરાતી.)

**બુલારુ** પું. અપરાજક, ગાળી
**બુલારું** વિ. બાયલું, સ્રેણ. (૨) નબળું, નિર્માલ્ય
**બુલેટિન** ન. [અં.] જાહેર બનાવ કે બીમારી યા નવા મળેલા પદાર્થો વગેરેની માહિતી આપતી અનિયતકાલીન પત્રિકા
**બુલ્લું** ન ગલીદંડાની રમતમાં દાવ દેનાર ગલી ફેંકે તેને દાવ લેનાર ફટકો મારે એ ક્રિયા
**બુવાર**[૧] ન. [હિં. બુહારી] વાસીદું કાઢવાની ક્રિયા
**બુવાર**[૨] (-રચ) સ્રી. ઓખા પાસે મળતી માછલીનો એક પ્રકાર
**બુવેલી** સ્રી. એક પ્રકારની લાખ
**બુવો** પું. [મરા. બુવા, સર૦ 'બાવો.'] મોટો પંડિત. (૨) મોટો સાધુ કે બાવો
**બુશ-કોટ** પું. [અં.] કફની પૂરી બાંયનો અર્ધો કોટ
**બુશલ** ન. [અં.] આઠ ગૅલનનું એક માપ
**બુશ-શર્ટ** ન. [અં.] બાવડે અડધી બાંયનો અર્ધો કોટ
**બુશામારી** સ્રી. ધમાલ, ધાંધલ, ધમાચકડી
**બુસટિયો** પું [જુઓ 'બૂસટ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] સીમંતમાં અધરણિયાત સ્રીને ખોળામાં બેસી આછી બૂસટ કે તમાચો મારનાર (મુખ્યત્વે દિયર)
**બુહારવું** સ. ક્રિ. [જુઓ 'બુહારી' હિં., ના. ધા.] વાસીદું વાળવું, ઝાડુથી વાળવું, ઝાડવું, બહોરવું. બુહારાવું કર્મણિ., ક્રિ. બુહારાવવું પ્રે., સ. ક્રિ.
**બુહારાવવું, બુહારાવું** જુઓ 'બુહારવું'માં. [વાળવું]
**બુહારી** સ્રી. [હિં.] સાવરણી, ઝાડુ. [૦ કરવી (રૂ.પ્ર.) વાસીદુ
**બુંદ**[૧] ન. [સં. बिन्दु, પું.] ટીપું. (૨) (લા.) વીર્ય, શુક્ર
**બુંદ**[૨] (બુંદ્ય) સ્રી. ચોપાટના અંદરના પાટમાંની નવમી જગ્યા. [૦ બેસવી (-બેસવી) (રૂ.પ્ર.) હાર થયા કરવી. ૦ મારવી, ૦ લાગવી (રૂ. પ્ર.) નુકસાની થવી]
**બુંદ**[૩], ૦દાણા પું., બ. વ. જેની ફોફી બને બે–કાવો બને બે તે એક પ્રકારના અરબસ્તાની દાણા
**બુંદિયાં** ન., બ. વ. [જુઆ 'બુંદ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] વરસાદનાં ટીપાં, ફોરાં
**બુંદી** સ્રી. [જુઓ 'બુંદ[૧]' + ગુ. 'ઈ' ત. પ્ર.] ચણાના લોટના તળેલા દાણા. [૦ના લાડુ (રૂ.પ્ર.) એવા તળેલા દાણા ચાસણીમાં નાખી વાળેલા લાડુ]
**બુંદી-ધાગો** પું. [+ જુઓ 'ધાગો.'] સોય-દોરો
**બુંદેલી** વિ. ['બુંદેલા' એક રાજપૂત જાતિ + ગુ. 'ઈ' ત. પ્ર.] બુંદેલા અને એમના દેશ બુંદેલખંડને લગતું. (૨) સ્રી. બુંદેલખંડની ભારતીય આર્યકુળની એક બોલી. (સંજ્ઞા.)
**બુંબ, ૦ડી** સ્રી. [દે. પ્રા. बुंबा + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.], **બુમાટ, -બાડ.** પું [+ ગુ.'આટ'-'આડ' ત. પ્ર.], **-બાણ** ન. [+ગુ.'આણ' ત. પ્ર.] જુઓ 'બૂમ.' [બુમાટો
**બુંબા-રવ** (બુમ્બારવ) પું. [દે. પ્રા. बुंबा + સં.] ભારે
**બુંબિયો** પું. [જુઓ 'બુંબ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] આવી પડતા યુદ્ધની ખબર આપવાને માટે વગાડવાનો ઢોલ અને એનો ખાસ તાલ, બુમેયો
**બુંબાડું** ન. હાથલા થોરનું સુકાયેલું ઝરડું

**બુંભી** સ્રી. એ નામની એક વનસ્પતિ
**બૂ**[૧] સ્રી. [ફા. બો] ગંધ, વાસ, બાસ
**બૂ**[૨] સ્રી. [ઉર્દૂ.] મુસ્લિમ બાનૂનાં નામોને અંતે વપરાય છે: 'મરિયમ-બૂ' વગેરે
**બૂકટો** પું. ઉઝરડો. (૨) મૂઠી. (૩) મૂઠી મારવાની ક્રિયા
**બૂકુ(-ગ)ડી** સ્રી. કાનનું એક ઝૂલતું ઘરેણું
**બૂકડો** પું. [જુઓ 'બૂકો' + ગુ.'ડો' સ્વાર્થે ત. પ્ર.] ધાણી દાળિયા વગેરેને મોઢામાં નાખવાં એ. (દાણાનો 'બૂકડો' કહેવાય, ચૂર્ણનો 'ફાકડો' કહેવાય.)
**બૂકણી** સ્રી. આખો ભૂકો, આખું ચૂર્ણ
**બૂકલો** પું. ટુકડો, કટકો
**બૂકવું** સ. ક્રિ. [દે. પ્રા. बुक्क ફોતરાં,-કણસલાં,—ના. ધા.] આખા દાણા (ધાણી દાળિયા જેવા) મોઢામાં નાખવા. બુકાવું કર્મણિ., ક્રિ. બુકાવવું પ્રે., સ. ક્રિ.
**બૂકો** પું. [દે. પ્રા. बुक्कअ-] જુઓ 'બૂકડો.'
**બૂગડી** જુઓ 'બૂકડી.' [વખાણ કરવાં]
**બૂગું** ન. [અં. બ્યૂગલ] રણશિંગડું. [-માં ફૂંકવાં (રૂ. પ્ર.)
**બૂઘલી** સ્રી. બરણી
**બૂચ** ન. જાડી પોચી છાલવાળું એક વિશાળ વૃક્ષ. (૨) પું. ન. એ ઝાડની જાડી છાલમાંથી શીશી-શીશાનાં મોઢાં બંધ કરવા કરાતો તે તે ડાટો. [૦ ઉઘાડવું(-ચો), ૦ કાઢવું (-ચો), ૦ ખોલવું(-ચો) (રૂ. પ્ર.) શીશીના મોં માંથી બૂચનો ડાટો દૂર કરવો. ૦ મારવું (રૂ. પ્ર.) શીશી-શીશાનું મોં બૂચનો ડાટો ઘાલી બંધ કરવું]
**બૂચકું** ન. નાના ટૂંકા વાળનો જથ્થો
**બૂચગ** ન. એ નામના પક્ષીની એક જાત, 'ડૂંગો'
**બૂચટ** વિ. બુદ્ધિવગરનું, મૂર્ખ. (૨) છોકરવાદી
**બૂચર** પું. [અં.] કસાઈ, ખાટકી
**બૂચલો** સ્રી. ખારા પાણીમાં થતી એક પ્રકારની માછલી
**બૂચિયું** વિ. [જુઓ 'બૂચું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'બૂચું.' [છોકરી, બચ્ચી. (પારસી.)
**બૂચી** સ્રી. [જુઓ 'બૂચો' + ગુ. 'ઈ' સ્રીપ્રત્યય.] નાની
**બૂચું** વિ. [હિં. બૂચા] કાન ચિમોડાઈ ગયા હોય કે ન હોય તેવું. (૨) બેસી ગયેલા નાકવાળું. [-ચો કારભાર (રૂ. પ્ર.) કમાણી કે ઝાઝી પ્રાપ્તિ વિનાનો વહીવટ. (૨) સત્તા વિનાનો વહીવટ]
**બૂચો** પું. [જુઓ 'બચ્ચું.'] છોકરો. (પારસી.)
**બૂજલો** પું. આંચળ
**બૂઝ** (-ઝય) સ્રી. [જુઓ 'બૂઝવું.'] કદર
**બુઝાવવું** જુઓ 'બુઝાવું'માં. [સમજી એની કદર કરવી
**બૂઝવું** સ. ક્રિ. [સં. बुध्य- > પ્રા. बुज्झ-] સામાના કાર્યને
**બૂટ**[૧] સ્રી. કાનની નીચેની લબડતી ચામડી, બુટ્ટી. [૦ પકડવી (રૂ. પ્ર.) ભૂલનો સ્વીકાર કરવો] [(સંજ્ઞા.)
**બૂટ**[૨] સ્રી. [સં. भूतमाता તરીકે જાણીતી] એક દેવી.
**બૂટ**[૩] પું. [અં.] યુરોપીય પદ્ધતિનો જોડો કે પગરખું
**બૂ(-બૂં)ટ**[૪] પું. બાંધ્યા વિનાનો હવડ કૂવો. (૨) ચિચોડાનો એક ભાગ. (૩) ચણાનો પોપટો
**બૂટકું** ન., -કો પું. વરસાદનું ઝાપટું

**બૂટડી[1]** સ્ત્રી. [જુઓ 'બૂટ[1]' + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બૂટ.[1]'
**બૂટડી[2]** સ્ત્રી. કોસની અંદર ઘાલેલા મેરની આસપાસ આવતા આંબલાવાળા લાકડાના બે ટુકડામાંનો તે તે
**બૂટડું[1]** ન. [જુઓ 'બૂટ[1]'+ગુ. 'ડું' ત. પ્ર.] કાનની બૂટમાં પહેરવાનું એક ઘરેણું, બૂટિયું
**બૂટડું[2]** ન. ઘોરખોદિયું નામ ધરાવતું એક ચોપગું હિંસક [પ્રાણી
**બૂટડું[3]** ન. પાણી વિનાનો ખાડો [એક દેવી. (સંજ્ઞા.)
**બૂટ-દેવી** સ્ત્રી. [જુઓ 'બૂટ[2]' + સં.] બૂટ માતા નામની
**બૂ(-બૂં)ટ પુલાવ** પું. [જુઓ 'બૂ(-બૂં)ટ[4]'+'પુલાવ.'] ચણા અને ચોખાના લોટની એક ખાદ્ય-વાની
**બૂટા(-ટે)-દાર** જુઓ 'બુટ્ટા(-ટ્ટે)-દાર.'
**બૂટાં** ન., બ.વ. નાના છોડ અને ઝાડનાં મૂળિયાંને લઈ સખત થઈ ગયેલી જમીન
**બૂટિ(-ઠિ)યાં** ન., બ.વ. ગાડાના ડાગળાને જડવામાં આવતા લાકડાના અમુક આકારના બે કકડા ['બૂટડું.'
**બૂટિયું[1]** ન. [જુઓ 'બૂટ[1]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ
**બૂટિયું[2]** ન. બુરાઈ ગયેલો કૂવો
**બૂટિયું[3]** ન. [જુઓ 'બૂટ[3]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] જોડાનો વેહ પહોળો કરવા માટેનું લાકડાનું લોળિયું
**બૂ(-બૂં)ટી** જુઓ 'બુટ્ટી.'
**બૂટી-ગુચ્છ** જુઓ 'બુટ્ટી-ગુચ્છ.'
**બૂટી-દાર** જુઓ 'બુટ્ટી-દાર.'
**બૂટે-દાર** જુઓ 'બૂટા-દાર'-'બુટ્ટા-દાર.'
**બૂઠું** જુઓ 'બુઠ્ઠું.'
**બૂડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'બૂડવું.'] બૂડવું એ. (૨) માણસ બૂડી જાય એટલી પાણીની ઊંડાઈ. (૩) એક જાતની મોટી માછલી
**બૂડક** પું. [રવા.] ડૂબવાનો અવાજ
**બૂડકા** સ્ત્રી. કરડ
**બૂડકી** સ્ત્રી. [જુઓ 'બૂડવું' + ગુ. 'કી' કૃ.પ્ર.] જુઓ 'ડૂબકી.'
**બૂડદ** ન. પાણીની ઊંડાઈ માપવાને દોરીને બાંધેલો સીસાનો કે અન્ય પ્રકારનો વજનદાર કકડો. (વહાણ.). (૨) માદળું લાકડું. (૩) પીઢડીથી જરા જાડું લાકડું
**બૂડદું** ન. વહાણનું પડખું, બોરદું. (વહાણ.)
**બૂડધું** જુઓ 'બૂડદ(૧).' [ગોળી
**બૂડમ** (-મ્ય) સ્ત્રી. પાણીની ઊંડાઈ માપવા માટેની સીસાની
**બૂડવું** અ. ક્રિ. [દે. પ્રા. બુડ્ડ-] જુઓ 'ડૂબવું.' બુડાવું ભાવે., ક્રિ. બુડાડ(-વ)વું પ્રે.,સ.ક્રિ. (આમાં 'બુડાવવું' વ્યાપક નથી).
**બૂડી** સ્ત્રી. અણીવાળો ભાગ. (૨) તલવારની મૂઠ પાછળની અણી. (૩) કોસનો ઉપરનો આંકડો ભરાવવા માટેનો ભાગ. (૪) ભાલાનો નીચેનો બોરવાળો છેડો. (૫) બરછી
**બૂડી-વા** ક્રિ. વિ. [+ જુઓ 'વા' (માપદર્શક).] જેના ઉપર ભાલો ઊભો રહે તેટલામાં
**બૂઢ** વિ., પું. [સં. વૃદ્ધ> બુડ્ઢ, બુડ્ઢ-] (લા.) બૂઢો વાંદરો
**બૂઢિયું** વિ. [જુઓ 'બૂઢું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બૂઢું'-'બુડ્ઢું.'
**બૂઢિયો** વિ., પું. [જુઓ 'બૂઢિયું.'] જુઓ 'બૂઢ.'
**બૂઢું** વિ. [સં. વૃદ્ધક->પ્રા. વુડ્ઢઅ-, બુડ્ઢઅ-] જુઓ 'બુડ્ઢું.'
**બૂતકી** સ્ત્રી. બાવળના લાકડાનું બનાવેલું ચિચોડામાં કામ આવતું એક સાધન
**બૂતું** ન. અક્કલ. (૨) સત્ત્વ, બળ, રામ
**બૂથ[1]** (-થ્ય) સ્ત્રી. ખોપરીનો ભાગ, માથું. (૨) માથા કે ગાલ ઉપર મરાતી થપાટ
**બૂથ[2]** વિ. જુઓ 'બોથડ.'
**બૂથ[3]** પું. [અં.] મતદાન આપવાનું ઊભું કરેલું સ્થાન
**બૂદનો** પું. પ્રવાહી પદાર્થ ભરવાનું વાસણ. (૨) પ્યાલો. (૩) વાટકો
**બૂદલી** સ્ત્રી. મશાલ માટે તેલ રાખવાનું વાસણ
**બૂધ** (-ધ્ય) સ્ત્રી. [સં. બુદ્ધિ] જુઓ 'બુદ્ધિ.'
**બૂ(-બૂં)ધું** ન. [સં. બુધ્નક->પ્રા. બુંધઅ-] જાડું ઠંગોરું કે એવું લાકડું. (૨) વાસણની બેસણી કે નીચેની પડઘી. (૩) (ચરો.) મહુડાનો મોર
**બૂન** સ્ત્રી. [જુઓ 'બહેન.'] બહેન (ઉત્તર ગુજરાતમાં)
**બૂબક** વિ. [ફા.] બુદ્ધિહીન, બબૂચક. (૨) પું. ઘરડો મૂર્ખ માણસ
**બૂબડી** જુઓ 'બીબડી.'
**બૂબલું[1]** ન. સ્તન, ધાઈ
**બૂબલું[2]** વિ. મૂર્ખ, બેવકૂફ. (૨) માલ વિનાનું, તુચ્છ
**બૂમ** સ્ત્રી. [દે. પ્રા. બુંબા] ઘાંટો, હોકારો, પોકાર. (૨) અફવા. [૦ **ઊઠવી** (રૂ. પ્ર.) અફવા ફેલાવી. ૦ **કરવી** (રૂ.પ્ર.) ફરિયાદ કરવી. ૦ **પડવી** (રૂ પ્ર.) લૂંટાવાના અવાજ થવા. ૦ **પાડવી**, ૦ **મારવી** (રૂ પ્ર.) બોલાવવું. (૨) ફરિયાદ કરવી. ૦ **ભેગો ચાચિયો** (રૂ. પ્ર.) નજીવી વસ્તુ માટે બૂમાબૂમ કરી મૂકવી] [પોકાર
**બૂમ-બરાડો** પું. [+ જુઓ 'બરાડો.'] ભારે હોકારો, મોટો
**બૂમલા** સ્ત્રી. એ નામની માછલીની એક જાત
**બૂમલું** ન. સૂકવેલું માછલું, બેડું
**બૂમાબૂમ** સ્ત્રી. [જુઓ 'બૂમ,'-દ્વિર્ભાવ], **બૂમા-શોર** પું. [+ જુઓ 'શોર.'] ભારે શોરબકોર, ઘાંટાઘાટ, બુમરાણ
**બૂમિયો** પું. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'બુંબિયો.'
**બૂર[1]**(-ર્ય) સ્ત્રી. [જુઓ 'બૂરવું.'] બુરાયેલી ઉજ્જડ જમીન
**બૂર[2]** (-ર્ય) સ્ત્રી. [સં. ભૂરિ વિ., ખૂબ દ્વારા] જાનની વિદાય વખતે અપાતી ભૂયસી દક્ષિણા. [૦ **વાંટવી** (રૂ.પ્ર.) બ્રાહ્મણો વગેરેને જાનની વિદાયની ભેટ આપવી]
**બૂરટ** (-ટ્ય) સ્ત્રી. ચામડી ઉપર ઉનાળામાં થતી રાતા રંગની ચૂમકી, અળાઈ
**બૂરવું** સ.ક્રિ. (પોલાણમાં કે ખાડામાં) પૂરણ કરવું, ભરવું, દાટવું. બુરાવું કર્મણિ., ક્રિ. બુરાવવું પ્રે., સ.ક્રિ.
**બૂરશી** સ્ત્રી. વરસાદની ઋતુમાં બિલાડીના ટોપ જેવી ઊગતી એક વનસ્પતિ
**બૂરસી** સ્ત્રી. સગડી, સગડી-ચૂલો
**બૂરાઈ** સ્ત્રી. [જુઓ 'બૂરું[2]' + ગુ. 'આઈ' ત. પ્ર.], **-શ** (-શ્ય) સ્ત્રી [+ ગુ. 'આશ' ત. પ્ર.] બૂરાપણું
**બૂરી** વિ., સ્ત્રી. [જુઓ 'બૂરું[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) રૂંડાં વગેરેને છડતાં પડતી છોડાંની ભૂકી, ઝીણી

ફોતરી. (૨) બાવટા વગેરેને છડવાથી નીકળતો છોડાંનો ભૂકો
**બૂરું**[૧] વિ. ખરાબ, નઠારું, નરસું. (૨) દુષ્ટ, નીચ. (૨) ન. બૂરી હાલત, ખરાબ દશા [પડેલી ફોતરી
**બૂરું**[૨] ન. [ફા. બૂરહ્] દળેલી ખાંડ. (૨) ડૂંડાંને છડતાં
**બૂલું** (બૂ:લું) ન. જુઓ 'બૂહલું.' [રૂ. પ્ર. પણ ત્યાં જુઓ.]
**બૂશિ(-સિ)યું** ન. સૂંડલો
**બૂસકું** ન. [જુઓ 'બૂસું[૧]' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] વરસાદનું આવી પડતું સખત ઝાપટું
**બૂસટ,-ઠ (-ટ્ય,-ઠ્ય)** સ્ત્રી. હાથથી મરાતી લપડાક. (૨) અપરણિયાત સ્ત્રીને દિયર એના ખોળામાં બેસી હળવે હાથે મારે છે તે લપાટ
**બૂસલું** ન. લાકડાનો એક છેડે જાડો અને બીજે છેડે પાતળો એવો કકડો, પોકણું
**બૂસિયું** જુઓ 'બૂશિયું.'
**બૂસું**[૧] ન. જુઓ 'બૂસકું.'
**બૂસું**[૨] વિ. રસ કે સ્વાદ વિનાનું, બેસ્વાદ. (૨) મૂર્ખ જડ, જાડી બુદ્ધિનું, બેવકૂફ. (૩) ગામડિયું, રોચું. (૪) ઘણું જાડું ને ચપટું (બાજરા વગેરેનો દાણો)
**બૂસો** પું. મેજની નીચેનો લાકડાનો કે લોખંડનો પાટડો
**બૂહલું** ન. [દે. પ્રા. પોસ, ફોસ + ગુ. 'લું' ત. પ્ર.] કૂલાનો ભાગ, ધગડો. (૨) ગુદા. [૦ છટકી જવું, ૦ વછૂટી જવું (રૂ. પ્ર.) ઝાડા થઈ જવા. (૨) ખૂબ ડરી જવું. ૦ તોડી ના-(-નાં)ખવું, ૦ વછોડી ના(-નાં)ખવું (રૂ. પ્ર.) સખત માર મારવો]
**બૂંક(-ગ)વું** અ. ક્રિ. [રવા.] મોટે અવાજે જેમ તેમ બોલવું, બકવું. બૂંકા(-ગા)વું ભાવે., ક્રિ. બૂંકા(-ગા)વવું પ્રે.,સ.ક્રિ.
**બૂંકારો** પું. [જુઓ 'બૂંકવું' દ્વારા.] બૂમ, રાડ
**બૂંકાવવું, બૂંકાવું** જુઓ 'બૂંકવું'માં.
**બૂંઘડી** સ્ત્રી. ઠંડીના દિવસોમાં શરીરે લપેટવાનું વસ્ત્ર
**બૂંગણ** ન. [જુઓ 'બૂંગવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] બૂંગવાનું સાધન, મોટું પાથરણું, સીવેલી જાજમ (એમાં મોટે ભાગે પાંચ ફાળ ઊભા સીવેલા હોય છે.)
**બૂંગવું**[૧] સ. ક્રિ. પથરાય એમ ઢાંકવું, આવરવું, છાવરવું. (૨) (લાકડાંના પટારાને લોઢાની ચીપોથી) મઢવું. (૩) ભરવું. બૂંગાવું[૧] કર્મણિ, ક્રિ. બૂંગાવવું[૧] પ્રે.,સ.ક્રિ.
**બૂંગવું**[૨] અ.ક્રિ. જુઓ 'બૂંકવું.' બૂંગાવું[૨] ભાવે., ક્રિ. બૂંગાવવું[૨] પ્રે.,સ.ક્રિ.
**બૂંગા** સ્ત્રી. ઘાસની ભારી કે મોટલી
**બૂંગાવવું,**[૧-૨] **બૂંગાવું**[૧-૨] જુઓ 'બૂંગવું[૧-૨]'માં.
**બૂંગિયું** ન. [જુઓ 'બૂંગવું[૧]' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] આવરવાનું કે ભરવાનું તરફાળ જેવું સાધન. (૨) બેઉ બાજુ મોઢાં બાંધેલી ગાંસડી. (૩) (ખાલી) બારદાન ['બૂંગિયો.'
**બૂંગિયો** પું. [જુઓ 'બૂંગવું[૨]' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જુઓ
**બૂંગી** વિ., પું. [જુઓ 'બૂંગવું[૨]' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] બૂંગિયો ઢોલ વગાડનાર
**બૂંચું** ન. ફોતરું. (૨) (લા.) વખાણ
**બૂંચિયું** જુઓ 'બૂચિયું.' [સૌ.]
**બૂંટ** જુઓ 'બૂટ.[૪]'
**બૂંટ-પુલાવ** જુઓ 'બૂટ-પુલાવ.'
**બૂંટી** જુઓ 'બૂટી'-'બુટ્ટી.' [જાડી બુદ્ધિનું
**બૂંઠ** વિ. [જુઓ 'બૂંઠું.'] (લા.) કમઅક્કલ, મૂર્ખ, અબૂધ,
**બૂંડો** પું. કાનમાં પહેરવાનું એક ઘરેણું
**બૂંદ**[૧] ન. (બાજીમાં) સોકઠી પાકવાનું છેલ્લું ઘર
**બૂંદ**[૨] ન. બિંદુ, ટીપું
**બૂંદ**[૩], **૦દાણા** જુઓ 'બુંદ, ૦દાણા.'
**બૂંદિયાળ** જુઓ 'બૂંધિયાળ.'
**બૂંધ (-ધ્ય)** સ્ત્રી. નિસાસો. (૨) (લા.) શાપ
**બૂંધલું** ન. [જુઓ 'બૂંધું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બૂ(-બૂં)ધું.'
**બૂંધા-ચારી** સ્ત્રી. [જુઓ 'બૂંધું' દ્વારા.] પોકાનો માર
**બૂંધાળી** સ્ત્રી. વાસણ તૂટી ન જાય એ માટે એની નીચે ચડાવવામાં આવતું પડ
**બૂંધિ(-દિ)યાળ** વિ. [જુઓ 'બૂંધું' + ગુ. 'ઇયું' + 'આળ' ત. પ્ર.] બૂંધા જેવું જડ બુદ્ધિનું. (૨) કમનસીબ. (૩) અપશુકનિયાળ [(૨) એદી, સુસ્ત
**બૂંધી** વિ. [જુઓ 'બૂંધું + ગુ 'ઈ' ત. પ્ર.] જુઓ 'બૂંધિયાળ.'
**બૂંધું** જુઓ 'બૂંધું.' [વિનાનું
**બૂંસું** ન. લાકડાનો જાડો કકડો. (૨) વિ. અણઘડ, સંસ્કાર
**બૂંહ (-હ્ય)** સ્ત્રી. છત, પુષ્કળતા
**બૃહત્(-દ્)** વિ. [સં.] મોટું
**બૃહત્કાય** વિ. [સં.] મોટી કાયાવાળું, જખ્ખર
**બૃહત્કાવ્ય** ન. [સં.] મોટું લાંબું કાવ્ય, 'એપિક' (ર.છો.પ.)
**બૃહત્કોણ** પું [સં.] મોટો ખૂણો, 'ઑબ્ટ્યૂસ ઍંગલ.'(ગ.)
**બૃહત્તમ** વિ. [સં.] ખૂબ મોટું
**બૃહત્તર** વિ. [સં.] વધારે મોટું
**બૃહદ્** જુઓ 'બૃહત્.' [૦ગુજરાત (રૂ. પ્ર.) ગુજરાતની બહારનો ગુજરાતીઓ વસતા હોય તેવો તે તે પ્રદેશ
**બૃહદરણ્ય** ન. [સં. बृहत् + अरण्य, સંધિથી], મોટું જંગલ
**બૃહદારણ્યક** ન. [સં.] એ નામનું યજુર્વેદનું એક ઉપનિષદ. (સંજ્ઞા.)
**બૃહદ્-ગુજરાત** પું., ન. [+ જુઓ 'ગુજરાત.'] ગુજરાતી. સંસ્કૃતિ અને સભ્યતા જ્યાં જ્યાં ફેલાયેલી છે તેવો 'ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છ' બહારનો તે તે ભૂ-ભાગ
**બૃહદ્-ભારત** પું., ન. [સં.] ભારતીય સંસ્કૃતિ અને સભ્યતા જ્યાં જ્યાં ફેલાયેલી છે તેવો ભારત સિવાયનો તે તે દેશ-વિભાગ, 'પાન-ઇન્ડિયા'
**બૃહદ્-ભારતીય** વિ. [સં.] બૃહદ્ ભારતનું, 'પાન-ઇન્ડિયન'
**બૃહદ્-યોજના** સ્ત્રી. [સં.] વિશાળ રેખાંકન, 'માસ્ટર-પ્લાન'
**બૃહદ્-વન** ન. [સં. बृहत् + वन સંધિથી] જુઓ 'બૃહદરણ્ય.'
**બૃહન્નગર** ન. [સં. बृहत् + नगर, સંધિથી] (ઉત્તર ગુજરાતનું) વૃદ્ધનગર, વડનગર. (સંજ્ઞા.) [વાર. (સંજ્ઞા.)
**બૃહસ્પત-વાર** પું. [સં. बृहस्पति-वार] બૃહસ્પતિ-વાર, ગુરુ-
**બૃહસ્પતિ** પું. [સં.] દેવોના ગુરુ. (સંજ્ઞા.) (૨) એક પ્રાચીન ઋષિ-અંગિરાના પુત્ર અને ભરદ્વાજના પિતા. (સંજ્ઞા.) (૩) એ નામનો એક મોટો ગ્રહ, ગુરુ. (સંજ્ઞા.)
**બૃહસ્પતિ-ચક્ર** ન. [સં.] સાઠ સંવત્સરોનું એક ચક્ર. (જ્યો.)

બૃહસ્પતિ-વાર પું. [સં.] જુઓ 'બૃહસ્પત-વાર.'

બૃંહિત (બૃંહિત) વિ. [સં.] વૃદ્ધિ પામેલું, વધેલું. (૨) ગર્જિત. (૩) ન. ગર્જના

બે[1] (બે) વિ. [સં. द्वे > પ્રા.बे] એક અને એક મળીને સંખ્યાનું, '૨.' [० **આંખની શરમ** (રૂ.પ્ર.) રૂબરૂ હાજરીની અસર. ० **આંગળ ચડે(-ઢે) તેવું** (રૂ.પ્ર.) હરીફાઈમાં ચડિયાતું. ० **આંગળ ભરીને કાપવું** (રૂ. પ્ર.) ટેક ઉતારવી. ० **આંગળ સ્વર્ગ બાકી** (રૂ. પ્ર.) ઘણી મગરૂરી. ० **કાન વચ્ચે માથુ કરવું** (રૂ. પ્ર.) સાન ઠેકાણે લાવવી (બાળકને ઉદ્દેશી). ० **કાન વચ્ચે માથું રાખી ચાલવું** (રૂ. પ્ર.) મર્યાદામાં રહેવું. (૨) પ્રામાણિક બની રહેવું. ०**ગોળી-નો ચઢ(-ઢ)વો** (રૂ. પ્ર.) બેઉ બાજુને સાચવી રાખનાર, અડુકદડુકિયો. ० **ઘડીનો પરોણો** (રૂ. પ્ર.) બેઉ બાજુથી લટકી રહેનારું. ० **ઘોડે ચઢ(-ઢ)વું** (રૂ. પ્ર.) ન થઈ શકે તેવાં એકથી વધુ કામ કરવાં. ० **છાણુંની થવા દેવી** (રૂ. પ્ર.) ઝઘડો કરાવવો. ० **છાંટા ના(-નાં)ખી લેવા** (રૂ. પ્ર.) ઝટ ઝટ સંધ્યામાળા પતાવી લેવાં. ० **છીપનું મોતી** (રૂ. પ્ર.) આદર્શ અને નિષ્કલંક માણસ. ० **જીવવાળી** (રૂ. પ્ર.) સગર્ભા. ० **તરફની (કે બાજુની) ઢોલકી વગાડવી** (રૂ. પ્ર.) બેઉ પક્ષોને રાજી રાખવા. ० **તે કરવું** (રૂ. પ્ર.) અસભ્ય વર્તન કરવું. ० **દાણા અક્કલ ન હોવી** (રૂ. પ્ર.) તદ્દન મૂર્ખ હોવું. ०**ધારની (કે ધારી) તલવાર** (રૂ. પ્ર.) બેઉ પક્ષોને રાજી કરવા એ. (૨) બંને પક્ષોને નુકસાન પહોંચાડવું એ. ० **પાંદડે થવું** (રૂ.પ્ર.) કાંઈક સમૃદ્ધ થવું. ०**પૂર** (રૂ. પ્ર.) બે કાંઠાએ છલકાઈ જાય એમ. ० **પેટ કરવાં** (રૂ. પ્ર.) અકરાંતિયા થઈ જમવું. ० **પૈસા છાંટવા** (રૂ. પ્ર.) લાંચ આપવી. ० **પૈસા બચવા** (રૂ. પ્ર.) રકમ બચત રહેવી. ०**પૈસા-ભાર** (રૂ. પ્ર.) શોહુક. ० **પૈસા વાપરવા** (રૂ. પ્ર.) યોગ્ય સ્થળે ખર્ચ કરવો. ० **બોલ** પ્રાસ્તાવિક લખાણ કે ભૂમિકા. ० **ભણવી** (રૂ. પ્ર.) ઠેંસ ખાવી. ० **ભાગ** (રૂ. પ્ર.) વધુ પડતો હિસ્સો. ० **ભાગ થવા** (રૂ. પ્ર.) હરીફાઈમાં વિજયી થવું. ०**મત** (રૂ. પ્ર.) મતભેદ. ० **માથાનું (કે માથાળું) હોવું**, ० **માથાં હોવાં** (રૂ પ્ર.) માથાભારે થઈ રહેવું (૨) ગર્વ રાખી ફરવું. ० **મોઢાની ચાકળાણ** (રૂ. પ્ર.) બોલવામાં એકવાકયતા ન હોવી. ० **મોઢાં હોવાં** (રૂ.પ્ર.) વચન-ભંગ કરવો. ० **મોઢે** (રૂ. પ્ર.) ખૂબ, પુષ્કળ. ० **મોઢે બોલવું** (રૂ. પ્ર.) ખૂબ વખાણ કરવાં. ० **હાથ જોડવા** (રૂ. પ્ર.) વિનંતિ કરવી. ० **હાથ વચ્ચે પેટ** (રૂ.પ્ર.) સમદૃષ્ટિ. ० **હાથમાં લાડવો (કે લાડુ)** (રૂ. પ્ર.) બંને પક્ષોનો સંતોષ. ०**હાથવાળો** (રૂ.પ્ર.) માણસ. ० **હાથે જમવું** (રૂ. પ્ર.) સંભાળી કામ કરવું. (૨) સારી રીતે કમાવું. ० **હાથે પેટ બતાવવું** (રૂ. પ્ર.) ભૂખ્યું હોવાનું સૂચવવું. ० **હાથે લાડવો (કે લાડુ) ન ખવાય** (રૂ. પ્ર.) બેઉ બાજુનો લાભ ન લેવાય. ०**ના બે ગણવા** (રૂ. પ્ર.) કરતા હોઈયે તેમ કર્યે જવું. **એકના બે ન થવું** (રૂ. પ્ર.) પોતાની વાતને આગ્રહથી પકડી રાખવી]

બે[2] (બે) પૂર્વગ. [ફા.; સં. वि. સાથે સંબંધ] 'વિના'-'ઓછું' વગેરે અર્થ: 'બે-ઇમાન' 'બે-આબરૂ' 'બે-શરમ' વગેરે

બે-અક(-ક્ક)લ (બે-) વિ. [ફા. 'બે[2]'+જુઓ 'અક(-ક્ક)લ.'] [અક્કલ વિનાનું, બુદ્ધિહીન, મૂર્ખ

બે-અખત્યાર (બે-) વિ. [ફા. + જુઓ 'અખત્યાર.'] અધિકાર વિનાનું, બિન-અખત્યાર, અનધિકારી

બે-અખત્યારી (બે-) સ્ત્રી. [ફા. + જુઓ 'અખત્યારી.'] અનધિકાર સત્તા

બે-અદબ (બે-) વિ. [ફા 'બે' + અર.] અસભ્ય, અવિવેકી [(૨) બેશરમ

બે-અદબી (બે-) સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] અસભ્યતા, અવિવેક. (૨) બેશરમી, નિર્લજ્જતા

બે-આની (બે-) સ્ત્રી. [જુઓ 'બે[1]' + 'આની.'] જૂનો બે આનાની કિંમતનો સિક્કો. (૨) વસ્તુનો ૧/૮ ભાગ

બે-આબરૂ (બે-) વિ. [ફા.] આબરૂ વિનાનું, પ્રતિષ્ઠા-હીન, (૨) સ્ત્રી. ફજેતી, અપકીર્તિ

બે-આરામ (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'આરામ.'] આરામ વિનાનું (૨) માંદું, નાદુરસ્ત

બેઇકિંગ પાઉ(-વ)ડર (બેઇકિઙ્-) જુઓ 'બે(૦ઇ)-કિંગ પાઉ(-વ)ડર.'

બે-ઇજ્જત (બે-) વિ., અને સ્ત્રી. [ફા. 'બે' + અર.], જુઓ 'બેઆબરૂ(૨).'

બે-ઇજ્જતી (બે-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ ['બે-આબરૂ(૨).'

બે-ઇન્સાફ (બે-) વિ. [ફે. 'બે' + જુઓ 'ઇન્સાફ.'] અન્યાયી, ઇન્સાફ ન કરનારું

બે-ઇન્સાફી (બે-) સ્ત્રી. [ગુ. 'ઈ' ત. પ્ર.] અન્યાય, [ઇન્સાફ ન કરવાપણું

બે-ઇમાન (બે-) વિ. [ફા. 'બે' + અર.] વિશ્વાસઘાતી., અવિશ્વસનીય. (૨) અપ્રામાણિક. (૩) કૃતઘ્નતા. (૫) અધર્મ

બે-ઇમાની (બે-) સ્ત્રી. [ફા. 'ઈ' પ્રત્યય] વિશ્વાસઘાત. (૨) અપ્રામાણિકતા. (૩) કૃતઘ્નતા, નિમકહરામી. (૪) નાસ્તિકતા. (૫) અધર્મ

બેઉ વિ. [સં. द्वे + अपि > અપ. बे-वि] બેય, બે પણ, બંને

બે-ઉમેદ (બે-) વિ. [ફા. 'બે'+જુઓ 'ઉમેદ.'] 'ઉમેદ વિનાનું, હતાશ, ના-ઉમેદ

બે-ઉમેદી (બે-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] ઉમેદનો [અભાવ, હતાશા ના-ઉમેદી

બે-ઓળિયું (બે-ઓળિયું) ન. [જુઓ 'બે[1]'+'ઓળ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] નાના રોપ થયા હોય તે વખતે વચ્ચે થયેલ ખસલું દૂર કરવાનું ખેતીનું સાધન, બેલી, કરિયું

બેક (બેક) વિ. [જુઓ 'બે[1]' + ગુ. 'ક' અનિશ્ચિતાર્થે ત. પ્ર.] આશરે બે, અંદાજે બે

બૅક-ગૅમન સ્ત્રી. [અં.] પાસા વડે ખેલાતી એક વિદેશી રમત

બૅક-ગ્રાઉંડ (-ગ્રાઉન્ડ), બૅક-ગ્રાઉન્ડ સ્ત્રી. [અં.] પૃષ્ઠભૂમિકા, પાર્શ્વ-ભૂમિકા. (૨) મુખ્ય વિષયના મૂળમાં રહેલી વિગત

બેકટી સ્ત્રી. એ નામની એક માછલી

બેકડ,-ડું નદી તળાવ વગેરેમાં દેખાતો જમીનનો ઊંચો ભાગ, ટેકરો. (૨) નાનું બેટડું

બે-કદર (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'કદર.'] કદર વિનાનું, બૂઝ વિનાનું, ગુણની કિંમત ન કરનાર, અગુણજ્ઞ

બેકદરાઈ, બેકદરી[1] (બે-) સ્ત્રી. [+ ગુ. 'આઈ'-'ઈ' ત. પ્ર.] બેકદર હોવાપણું

બેકદરી[2] વિ. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બે-કદર.'

**બૅક-પ્લે** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં ક્રીઝની અંદર રહી રમવું એ

**બૅક-મ્યુઝિક** ન. [અં.] પડદા પાછળનું સંગીત, પાર્શ્વ-સંગીત

**બે-કરાર** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] બે-ચેન, અ-સ્વસ્થ, બે-આરામ. (૨) માંદું [માંદગી

**બે-કરારી** સ્ત્રી. [+ફા. 'ઈ' પ્રત્યય] બે ચેની, અ-સ્વસ્થતા,

**બેકરી** સ્ત્રી. [અં.] પાંઉ બિસ્કિટ વગેરે બનાવવાનું રસોડું કે ભઠિયારખાનું [ભાગની બત્તી

**બૅક-લાઇટ** ન. [અં.] પાછળથી આવતો પ્રકાશ. (૨) પાછલા

**બેકલિયું** (બૅ-) ન. [જુઓ 'બેકલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] સાથે રહેતું યા નીકળતું બે જણનું જોડું

**બેકલું** (બૅ-) વિ. [સર૦ 'એકલું,'–એના સાદૃશ્યે.] બે જણની જોડી-રૂપ. (૨) દંપતી, પરણેલું જોડું [ભરેલું વજન

**બૅક-લોડિંગ** (-લોડિઙ્ગ) ન. [અં.] પાછળના ભાગમાં

**બે-કસૂર** (-બૅ-) વિ. [ફા. 'બે' + અર.] જેણે ભૂલ ન કરી હોય તેવું, વાંક વિનાનું, નિર્દોષ, નિરપરાધ

**બેકાનૂન** (બે-) વિ. [ફા 'બે' + અર.] કાયદા વિરુદ્ધનું, ગેરકાયદે [સ્થિતિ

**બેકાનૂની** (બૅ-) સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] કાયદા વિરુદ્ધની

**બે-કાબૂ** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] કાબૂ બહારનું, વશમાં ન હોય તેવું. (૨) ઉદ્ધત, ઉદ્દંડ. (૨) અમર્યાદ

**બે-કાયદા,-દે** (બૅ-) ક્રિ. વિ. [ફા. 'બે' + જુઓ 'કાયદો' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] કાયદા વિરુદ્ધ, બે-કાનૂન, ગેરકાયદે, ગેરવાજબી રીતે

**બે-કાર** (બે-) વિ. [ફા.] કામકાજ કે રોજગાર વિનાનું. (૨) ક્રિ. વિ. ખાલી, અમસ્તું. (૩) વ્યર્થ, નિષ્ફળ, નિરર્થક

**બેકારી** (બે-) સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] બેકારપણું, બેરોજગારી, 'અન-એમ્પ્લોયમેન્ટ'

**બે-કાળજી** (બે-) સ્ત્રી. [ફા. 'બે' + જુઓ 'કાળજી.'] કાળજીનો અભાવ, બેદરકારી, ઉપેક્ષા. (૨) વિ. બેદરકાર, કાળજી વિનાનું, ચીવટ વિનાનું

**બે(૦ઇ)કિંગ પાઉ(-વ)ડર** (બેઇકિઙ્ગ-) પું. [અં.] રસોઈ તરત પાકી જાય એ માટેનો એક ક્ષાર, ખારો, સાજીનાં ફૂલ

**બેકી** (બેકી) વિ. [જુઓ 'બે[1]' દ્વારા.] બબ્બેની સંખ્યાનું (જેને બેથી ભાગતાં શૂન્ય વધે તેવી રકમનું). (૨) (લા.) સ્ત્રી. (બે આંગળી રજા લેતી વખતે બતાવાતી હોઈ) ઝાડે જવું એ, હગવા જવું એ. [૦(૦ કરવા) જવું (રૂ. પ્ર.) હગવા જવું. ૦ થવી (રૂ. પ્ર.) ઝાડો આવવો. ૦ની રજા (રૂ.પ્ર.) હગવા જવાની રજા. ૦ મૂંઝાવી (રૂ. પ્ર.) કબજિયાત થવી. (૨) મૂંઝવણમાં મુકાવું. ૦ લાગવી (રૂ. પ્ર.) ઝાડે જવાની હાજત થવી]

**બે-કૂંડી-દાવ** (બે-) પું. [જુઓ 'બે[1]' + 'કૂંડી' + 'દાવ.'] (લા.) એ નામની એક રમત ['બે-કાબૂ.'

**બે-કૈદ** (બે-કૈદ) વિ. [ફા. 'બે' + 'જુઓ' 'કૈદ.'] જુઓ

**બે-કૈદી** (બે-કૈદી) સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.) બેકાબૂ-પણું

**બે-કોલ,-લી[1]** (બે-કૉલ,લી) વિ. [ફા. 'બે' + જુઓ 'કૉલ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] કૉલ ન પાળનારું, આપેલા વચનની દરકાર ન રાખનાર

**બે-કોલી[2]** (બે-કૉલી) સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત. પ્ર.] કૉલ ન પાળવાપણું. (૨) બેવફાઈ [જંતુ

**બૅક્ટેરિયા** ન., બ. વ. [અં.] રોગના કારણરૂપ નાનાં

**બૅક્ટેરિયોલૉજી** સ્ત્રી. [અં.] જંતુ-શાસ્ત્ર

**બૅક્ટેરિયોલૉજિકલ** વિ. [અં.] જંતુશાસ્ત્રને લગતું

**બૅક્ટ્રિયન** વિ. [અં] બૅક્ટ્રિયા દેશને લગતું. (૨) સ્ત્રી. એ દેશની ગુજરાતમાં ઈ. સ.ના આરંભથી આવેલી પ્રજા. (સંજ્ઞા.)

**બૅક્ટ્રિયા** પું. [અં.] અફઘાનિસ્તાનના 'બલખ' નામના પ્રદેશનું અંગ્રેજી નામ. (સંજ્ઞા.)

**બે-ખટક,-કે** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'ખટક.'] ખચકાયા વિના, થંભ્યા વિના, સંકોચ કર્યા વિના

**બે-ખબર,-રું** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'ખબર' + ગુ. 'ઉ' ત. પ્ર.] ખબર વિનાનું, ધ્યાન વિનાનું, બે-ધ્યાન

**બે-ખયાલ** (બે-) વિ. [ફા. 'બે' + અર.] ખ્યાલ વિનાનું, બે-ધ્યાન. (૨) બેદરકાર [નાસ્તિક

**બે-ખુદા** (બે-) વિ. [ફા. 'બે' + 'અર.] ઈશ્વરમાં ન માનનારું,

**બે-ખૂણિયું** (બે-) વિ. [જુઓ 'બે[1]' + 'ખૂણો' + ગુ. 'ઇયું' ત. પ્ર.] બે ખૂણાવાળું [અંતે 'અમીરબેગ' વગેરે)

**બેગ[1]** પું. [તુર્કી.] (માનવાચક શબ્દ) સાહેબ (નામોને

**બૅગ[2]** સ્ત્રી. [અં.] કોથળી. (૨) થેલી. (૩) ટ્રન્ક

**બેગડ** ન. કલઈનું રંગેલું પતરું

**બેગડી** પું. હીરા ઉપર પહેલ પાડનાર કારીગર

**બેગડો** પું. [વ્યુત્પત્તિ શ્રદ્ધેય નથી.] ગુજરાતના સુલતાન મહમૂદશાહનું એક જાણીતું વિશેષણ. (સંજ્ઞા.)

**બેગણિયું** ન. એક પ્રકારનું સુતરાઉ ઝીણું કાળું કાપડ

**બૅગ-પાઇપ** સ્ત્રી. [અં.] મશકવાળી શરણાઈ (બૅન્ડ-વાજાનો એક પ્રકાર)

**બેગમ** સ્ત્રી. [તુર્કી. 'બેગ' + 'મ' પ્રત્યય] મોટા દરજ્જાની મુસ્લિમ સ્ત્રી. (૨) મુસ્લિમ શહેનશાહ બાદશાહ નવાબ વગેરેની રાણી

**બેગર** વિ. [અં.] ભિખારી

**બે-ગરજ,-જાઉ[1], -જી,[1] -જુ** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'ગરજ' + ગુ. 'આઉ' – 'ઈ'–'ઉ' ત. પ્ર.] ગરજ વિનાનું, બેદરકાર, બે-તમા [બેદરકારી

**બે-ગરજી[2]** (બે-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ગરજનો અભાવ,

**બે-ગાના** (બે-) વિ. [ફા.] અજાણ્યું, અપરિચિત. (૨) પારકું, પરાયું, ત્રાહિત

**બે-ગાર** (બે-) પું. [ફા.] પૈસા આપ્યા સિવાય કરાવાતી મજૂરી, વેઠ, મફતિયું વૈતરું [વેઠિયું

**બેગારી** (બે-) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વેઠે મજૂરી કરનારું,

**બેગારું** (બે-) ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બેગાર.'

**બે-ગુના,૦હ** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'ગુના,૦હ.'] વાંક કે અપરાધ વિનાનું, નિરપરાધ, નિર્દોષ

**બે-ગુનાહી** (બે-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] વાંક કે અપરાધ ન હોવાપણું, નિરપરાધતા, નિર્દોષતા

**બે-ઘર** વિ. [જુઓ 'બે[2]' + 'ઘર.'] ઘરબાર વિનાનું, 'હોમ-લેસ'

**બેબસુ** ન., સ્ત્રી. સંભોગને અંતે પુરુષના વીર્ય અને સ્ત્રીના રજનું

મિશ્રણ [(૩) અવિચારી

બેઘાંઘટું (-ઘટ્ઠું) વિ. ન સમઝાય તેવું. (૨) સેળભેળ, મિશ્ર.

બે-ઘાટ (બૅ-) પું. [ફા. 'બે' + જુઓ 'ઘાટ.[૨]'] ઘાટ બંધાયેલો ન હોય તેવું, પગથિયાં વિનાનું (નદી તળાવ વગેરે)

બેચરાવું (બૅ-) અ. ક્રિ. [જુઓ 'બે[૧]' દ્વારા.] (એકથી વધુ માણસોમાં ચર્ચાઈને ચૂંથાઈ જવું, વણસવું

બે-ચાર (બૅ-) વિ. [જુઓ 'બે[૧]' + ચાર.[૨]'], બે-ચારેક (બૅ-) વિ. [+ ગુ. 'એક' ત.પ્ર.] અનિશ્ચિત રીતે બે કે ચાર, આશરે બેથી ચાર [દીવાનું

બે-ચિત્ત (બૅ-) વિ. [ફા. 'બે' + સં.] બે-ધ્યાન. (૨) ગાંડું,

બે-ચિરાગ (બૅ-) વિ. [ફા. પ્રકાશ વિનાનું, તેજોહીન, ઝાંખું. (૨) અંધારિયું. [૦ કરવું (રૂ.પ્ર.) નાશ કરવું]

બે-ચેટું ન. એક પ્રકારનું ઝાડ [મૂંઝવણ અનુભવતું

બે-ચેન (બૅ-ચૅન) વિ. [ફા. 'બે' + જુઓ 'ચેન.'] અ-સ્વસ્થ,

બે-ચેની (બૅ-ચૅની) સ્ત્રી. [ + ગુ. 'ઈ ' ત પ્ર.] બેચેન થવાપણું, અસ્વસ્થતા, માનસિક મૂંઝવણ

બેજ[૧] વિ. હલકું. (૨) ખરાબ [બિલ્લો

બેજ[૨] પું. [અં.] જુઓ 'ચપરાશ.' (૨) પ્રવેશ માટે જોઇતો

બે-જડ (બૅ-) વિ. [ફા. 'બે' + જુઓ 'જડ.[૨]'] જડ વિનાનું, મૂળ કે પાયા વિનાનું [(૨) જુલ્મ ન કરનાર

બે-જફા (બૅ-) વિ. [ફા.] નુકસાન કે જબરદસ્તી ન કરનાર.

બે-જવાબ (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] જવાબ ન આપી શકે તેવું, નિરુત્તર ['ઇર્‌રિસ્પૉન્સિબલ'

બે-જવાબદાર (બૅ-) વિ. [ફા. પ્રત્યય] જવાબદારી વિનાનું

બે-જા (બૅ-) વિ. [ફા.] કન્ડેકાણાનું, યોગ્ય સ્થળે ન હોય તેવું. (૨) અણછાજતું. (૩) ઓછું, ગેરવાજબી

બે-જાન (બૅ-) વિ. [ફા.] જાન વિનાનું, નિર્જીવ, મરણ પામેલું. (૨) કરમાયેલું

બે-જાર (બૅ-) વિ. [ફા.] કંટાળી ગયેલું, કાયર થઈ ગયેલું. (૨) અશક્ત. (૩) દુઃખી. (૪) નાખુશ

બે-જારી (બૅ-) સ્ત્રી. [ફા.] કંટાળો. (૨) અશક્તિ. (૩) દુઃખ, હેરાનગત, પરેશાની. (૪) નાખુશી

બે-જિગર (બૅ-) વિ. [ફા.] જિગર વિનાનું. દિલ વિનાનું. (૨) હિંમત વિનાનું. (૩) બીકણ

બે-જીવ (બૅ-) વિ. [જુઓ 'બે[૧]' + સં.] ગર્ભધારણ કર્યો હોય તેવું (સ્ત્રી તેમજ પશુની માદા)

બેજીવી (બૅ-) વિ., સ્ત્રી. [+ ગુ. 'ઉં' ત. પ્ર + 'ઈ' સ્ત્રી-પ્રત્યય] સગર્ભા સ્ત્રી, ગર્ભવતી સ્ત્રી. (૨) ગાભણી કોઈ પણ પશુ-માદા

બે-જોડ (બૅ-જોડય) વિ. [ફા. 'બે' + જુઓ 'જોડ.'] જેનો જોટો નથી તેવું, અદ્વિતીય, અનુપમ. (૨) કજોડું

બે-જોર (બૅ-) વિ. [ફા.] જોર વિનાનું. (૨) ન. (લા.) શેત-રંજની રમતમાં કોઈ પણ મહોરું બીજા મહોરાના જોર વગરનું મૂક્યું હોય તેવું

બેઝિક વિ. [અં.] મૂળભૂત પાયાનું

બેટ પું. ચારે બાજુ પાણીથી વીંટાયેલો જમીનનો ભાગ, ટાપુ, 'આઇલૅન્ડ.' (૨) દ્વારકા પાસેનો શંખોદ્ધાર બેટ. (રૂઢ સંજ્ઞા.)

બૅટ ન. [અં.] ક્રિકેટની રમતમાં વપરાતો હાથાવાળો ચપટ ઘાટનો પાટડો (લાકડાનો)

બેટકા પું., બ.વ. મોગરીના મોગરા [બેટ. (વહાણ).

બેટ-કું ન. [જુઓ 'બેટ' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] નાનો

બેટડ પું. [જુઓ 'બેટો,'-લાઘવ.] દીકરો, પુત્ર

બેટડાં ન., બ.વ. ડીંટાં [દીકરી, પુત્રી

બેટડી પું. સ્ત્રી. [જુઓ 'બેટી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.]

બેટ-ડું ન. [જુઓ 'બેટ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નાનો બેટ, નાનો ટાપુ [પુત્ર (વહાલમાં)

બેટડો પુ. [જુઓ 'બેટો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] દીકરો,

બેટ-નિવાસી વિ. [જુઓ ''બેટ' + સં.,પું.] બેટમાં વસનારું, ટાપુનું વાસી

બેટ(-ટૂ)મજી પુ. [જુઓ 'બેટો' દ્વારા + 'જી' માનાર્થે.] (કટાક્ષ કે તિરસ્કારમાં કોઈ પણ માણસને) મારો બેટો!

બૅટરી સ્ત્રી. [અં.] ઝડપથી કૂચ કરનારી લશ્કરી ટુકડી. (૨) યાંત્રિક સંચાલક સાધન. (૩) સેલવાળી વિદ્યુતની દીવી, ટૉર્ચ. (૪) મોટર વગેરે યંત્રોમાં સેલવાળી વિદ્યુતની શક્તિનું યંત્ર

બૅટલ-ક્રૂઝર સ્ત્રી. [અં.] ઝડપી લશ્કરી જહાજ, મનવાર

બૅટલ-શિપ ન. [અં.] સર્વસામાન્ય લશ્કરી જહાજ

બેટ-વાસી વિ. [જુઓ 'બેટ'+સં.,પું.] જુઓ 'બેટ-નિવાસી.'

બેટાઈ વિ. [જુઓ 'બેટ[૧]' + ગુ. 'આઈ' ત.પ્ર.] બેટને લગતું, બેટનું

બેટા-ખાઉ વિ., [જુઓ 'બેટો' + ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] પોતે બેઠાં દીકરા મરી ગયા હોય તેવું (માતા કે પિતા)

બેટા-જી પું. [જુઓ 'બેટો' + 'જી' માનાર્થે.] જુઓ 'બેટમજી.'

બેટા-બેટી ન., બ.વ. [જુઓ 'બેટો' + 'બેટી.'] દીકરા–દીકરી, પુત્રો-પુત્રીઓ

બૅટા(-ટૅ)લિયન સ્ત્રી. [અં.] એક હજાર માણસની લશ્કરી ટુકડી [દાવ લેવો એ

બૅટિંગ[૧] (બૅટિઙ્) ન. [અં.] ક્રિકેટની રમતમાં બૅટથી

બૅટિંગ[૨] (બૅટિઙ્) ન [અં.] જુગારમાં પૈસા મૂકવાની ક્રિયા

બેટી સ્ત્રી. [જુઓ 'બેટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; હિં. માં પણ એ જ.] દીકરી, પુત્રી (પરંતુ ગુ. માં આ શબ્દ રૂઢ નથી, અને હિં.નો ઉછીનો છે.)

બેટીક ન. કપડાં રંગવાની એક પદ્ધતિ

બેટી-જી સ્ત્રી. [જુઓ 'બેટી' + 'જી' માનાર્થે.] આચાર્ય ગુરુઓ વગેરેની પુત્રી. (મુખ્યત્વે પુષ્ટિ.)

બેટી-વહેવાર (-વૅ:વાર) પું. [જુઓ 'બેટી' + 'વહેવાર.'], બેટી-વ્યવહાર પું. [+ સં.] દીકરી-દીકરાનો લગ્નમાં આપલે કરવાનો સંબંધ [ભેગણીની લાકડી

બેટીસ ન. લાખની સીલ કરવા માટેની નાની લાકડી,

બેટૂમજી જુઓ 'બેટમજી.'

બૅટૅલિયન જુઓ 'બૅટાલિયન.'

બેટો પું. [હિં. 'બેટા,' ઉછીનો] દીકરો, પુત્ર. (ગુ.માં આ વ્યાપક નથી, માત્ર સંબોધનમાં વપરાય છે : 'બેટા.')

બે-ટોક ક્રિ.વિ. [ફા, 'બે' + જુઓ 'રોકવું.'] રોકયા ટોકયા વિના. (૨) (લા.) સતત ચાલુ

**બૅટ્સ-મૅન** પું. [અં.] ક્રિકેટની રમતમાં બૅટ લઈ રમવાનો દાવ લેવા જનાર ખેલાડી

**બેઠક** (બૅઠકચ) સ્ત્રી. [જુઓ 'બેઠું' દ્વારા.] બેસવાની જગ્યા. (૨) આચાર્યો જે જે સ્થાને બિરાજ્યા હોય તેવી તે તે જગ્યા. (પુષ્ટિ.) (૩) મકાનમાંનો બેસવા-ઊઠવાનો મુખ્ય ઓરડો કે ખંડ. (૪) ઊઠ-બેસ કરવાની કસરત. (વ્યાયામ.) (૫) (લા.) ઘણાં માણસોનું કોઈ એક ઠેકાણે ચર્ચા-વિચારણા વગેરે માટે બેસવું એ, સત્ર, અધિવેશન, 'સેશન.' (૬) તળું, પાયો, બેસણી, 'પ્લિન્થ.' (૭) ગુદામાંનો આમળનો ભાગ (જે નબળાઈ ને કારણે બહાર નીકળી જાય.) [૰ કરવી (રૂ. પ્ર.) કસરતની દૃષ્ટિએ ઊઠ-બેસ કરવી. ૰ થવી (રૂ.પ્ર.) ભેગા મળી બેસવું. ૰ ભરવી (રૂ.પ્ર.) નાની સભા એકઠી કરવી. ૰ હોવી (રૂ.પ્ર.) જઈને બેસવાનું સ્થાન હોવું. (૨) બેસવા જવાની સ્થિતિ હોવી]

**બેઠક-ઊઠક** (બૅઠકચ-ઊઠકચ) સ્ત્રી. [+ જુઓ 'ઊઠવું' દ્વારા. આ 'ઊઠક' શબ્દ એકલો વપરાતો નથી.] બેસવું અને ઊઠવું એ. (૨) અવાર-નવાર આવવું એ

**બેઠક-ખંડ** (બૅઠકચ-ખણ્ડ) પું. [+ સં.] મળવા આવનારાંઓને બેસવાનો ઓરડો, દીવાનખાનું

**બેઠકિયું** (બૅઠકિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બેઠક-ઊઠકનું સાથીદાર [જુઓ 'બેસણી.'

**બેઠણી** (બૅઠણી) સ્ત્રી. [જુઓ 'બેઠું' + ગુ. 'અણી' ત.પ્ર.]

**બેઠ-મલિયું** (બૅઠ-) વિ. [જુઓ 'બેઠું' + સં. मल्ल + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) બેઠાડુ થઈ આળસુ થઈ ગયેલું તેમજ નાજુક થઈ ગયેલું [તળિયાવાળું

**બેઠલું** (બૅઠલું) વિ. [જુઓ 'બેઠું + ગુ. 'લું' ત.પ્ર.] સપાટ

**બેઠા-ખાઉ** (બૅઠા-) વિ. [જુઓ 'બેઠું + 'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] ધંધો-રોજગાર કર્યા વિના બેસી રહી પોતાની જૂની મૂડીનો ઉપભોગ કરનારું. (૨) (લા.) આળસુ. (૩) અલ્પ-શ્રમી, 'પૅરાસિટિક' (વિ.ક.)

**બેઠાગરું** (બૅઠાગરું), **બેઠાડુ** (બૅઠાડુ) વિ. [જુઓ 'બેઠું' દ્વારા.] કામધંધો ન કરતાં બેસી રહેનારું (જે એની બેસી રહેવાની ટેવને લઈ ને કામકાજમાં દિલ પરોવી શકે નહિ.)

**બેઠા-બેઠ** (બૅઠા-બૅઠચ) સ્ત્રી. [જુઓ 'બેઠું,'- દ્વિર્ભાવ.] બેઠાડુ-પણું. (૨) ક્રિ.વિ. બેઠેલું હોય એમ [બેઠ(૧).'

**બેઠા-બેઠી** (બૅઠા-બૅઠી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'બેઠા-

**બેઠારુ** (બૅઠારુ) વિ. [જુઓ 'બેઠું' દ્વારા.] જુઓ 'બેઠા-ગરું' - 'બેઠાડુ.'

**બેઠાં બેઠાં** (બૅઠાં-બૅઠાં) ક્રિ.વિ. [જુઓ 'બેઠું' + ગુ. 'આં' સા.વિ. ના અર્થનો પ્રત્યય; દ્વિર્ભાવ] બેસી રહીને. માત્ર, ઊભા થયા વિના. [૰ ખાવું (રૂ.પ્ર.) નિરાંતે ઉપભોગ કરવો (શ્રમ કર્યા વિના.)]

**બેઠી** (બૅઠી) સ્ત્રી. [જુઓ 'બેઠું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; 'વાત' અધ્યાહારનું વિ.] રોળ, મશ્કરી. [૰ કરવી (રૂ.પ્ર.) ચોપાટ કાંકરીમાં નવી કાંકરી શરૂ કરવી. ૰ ચલાવવી, ૰ હાંકવી (રૂ.પ્ર.) ખોટી વાત ચાલુ કરવી કે કહેવી. બીજા રૂ.પ્ર. જુઓ 'બેઠું'માં.] [(લા.) આળસુ, નિરુદ્યમી

**બેઠીલું** (બૅઠીલું) વિ. [જુઓ 'બેઠું' + ગુ. 'ઈલું' ત.પ્ર.]

**બેઠું** (બૅઠું) વિ. [સં. उपविष्टक- > પ્રા. बइट्ठअ-] ભૂતકાળમાં જેણે બેસવાની ક્રિયા કરી છે તેવું. (૨) નિષ્ક્રિય રહેલું, 'પૅસિવ' (મો.ક.) (૩) મૂળભૂત. (૪) હયાત. (૫) ઠંડું કે ટાઢું પડી ગયેલું. (૬) શાંત ગતિવાળું. (૭) (લા.) કિંમત હોવી કે થવી. (૮) કિંમતની દૃષ્ટિએ પડતર (કિંમતનું). (૯) જેમાં કોઈ હિલચાલ કે ફેરફેર કરવાની ન હોય તેવું. [-ઠા ઘાટનું (રૂ.પ્ર.) ઠીંગણું, વામન. -ઠાં બેઠાં ખાવું (બેઠાં-બેઠાં-)(રૂ.પ્ર.) કામધંધો ન કરવો. -ઠી કિંમત (-કિંમ્મત)(રૂ.પ્ર.) પડતર કિંમત. - ઠી ખાતાવહી (રૂ.પ્ર.) થોડી લેવડદેવડવાળા નાના વેપારીનો રોજમેળ ન રાખતાં જુદા જુદા આસામીના નામના કે વેપારના પદાર્થનાં ખાતાં અલગ રાખી એમાં હિસાબ માંડવામાં આવે એવો ચોપડો. -ઠી ગાર (રૂ.પ્ર.) જૂનાં પોડાં ઉખેડ્યા વિના કરાતી ગાર. -ઠી દડીનું (રૂ.પ્ર.) ભર્યા શરીરનું ઠીંગણું. -ઠી બાંધણીનું (રૂ.પ્ર.) નીચા ઘાટનું (માણસ તેમ મકાન વગેરે). -ઠી હડતાલ (રૂ.પ્ર.) કામ ઉપર જવું અને કામ ન કરવું એ. ૰ કરવું (રૂ.પ્ર.) ઊભું કરવું. ૰ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ધીમા તાપે ઊભરાય નહિ એમ ખદકા સાથે પાકવું. ૰ પાણી ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) ડંફાસ મારવી, બડાઈની વાતો કરવી. ૰ પાણી પડવું (રૂ.પ્ર) ધીમે ધીમે વરસાદ વરસવો. -ઠે ખામણે (રૂ.પ્ર.) ઠીંગણા ઘાટનું. -ઠે પગે (રૂ.પ્ર.) ઉભડક બેસીને. -ઠો પગાર, -ઠો મુસારો (રૂ.પ્ર.) વર્ષાશન, 'પેન્શન'. -ઠો પુલ (રૂ.પ્ર.) ઉપરથી પાણી જઈ શકે તેવો પુલ. -ઠો પોપડો ઉખેલવો (રૂ.પ્ર.) શાંત થયેલો ઝઘડો સંકોરવો. -ઠો બળવો (રૂ.પ્ર.) શાંત અહિંસક વિરોધ. -ઠો ભાત (રૂ.પ્ર.) પહેલેથી જ પૂરતું પાણી નાખી ઓસાવ્યા વિના ધીમે તાપે કરેલો ભાત. -ઠો ભાવ (રૂ.પ્ર.) ટકી રહેલો ભાવ. (૨) પડતર કિંમત. -ઠો મેળ (રૂ.પ્ર.) નાના નાના વેપારી તરફથી આઠ દિવસે કે મહિને લેવડદેવડની જમા-ખર્ચની નોંધ. -ઠો હાથી (રૂ.પ્ર.) નવી કમાણી કર્યા વિના ઘરની જૂની સંપત્તિમાંથી ગુજરાન કર્યે જતો માણસ. રુંવાડાં બેઠાં થઈ જવાં (-બેઠાં-) (રૂ.પ્ર.) આશ્ચર્ય પામવું. (૨) ખૂબ ગુસ્સે થવું]

**બેઠેલ,-લું** (બૅઠેલ,-લું) વિ. [જુઓ 'બેઠું' + ગુ. 'એલ',-લું' બી.ભૂ.કૃ.] જુઓ 'બેઠું' (વિસ્તત ભૂ. કા. માં પણ આ પ્રયોજાય છે.)

**બેઠો પુલ** (બૅઠો-) પું. [જુઓ 'બેઠું + 'પુલ.'] રસ્તાની સપાટી બરોબર યા જરા નીચે જતાં ઢાળમાં બાંધેલો પુલ 'કૉઝ-વે'

**બેડ**[1] (-ડચ) સ્ત્રી જુઓ 'બેળ.' [બિછાનું

**બેડ**[2] ન. [અં.] નદી તળાવ વગેરેનું તળિયું. (૨) પથારી,

**બેડ-કવર** ન. [અં] ઓછાડ

**બેડકું** ન. આંગળાંઓમાં બબ્બે સાંધા વચ્ચેનો ભાગ, 'પેર.' (૨) આંબલીના કાતરામાંનો પ્રત્યેક કચૂકો. (૩) કાનનું ચાપવું. (૪) વરસાદથી ભરાયેલું ખાબોચિયું. (૫) વરસાદથી થયેલો કીચડ

**બે-દખલ** (બે-) જુઓ 'બે-દખલ.'

**બેડગ** પું. વાડો [ફળ વેડવાનું સાધન, બેડિયું

**બેડણી** (બૅડણી) સ્ત્રી. [જુઓ 'બેડું' દ્વારા.] આંબા વગેરેનાં

**બેડ-પૅન** ન. [અં.] માંદાં માણસોને પથારીમાં રહી ઝાડો કરવાનું ટબ

**બૅડમિન્ટન** ન. [અં.] એક વિદેશી રમત (મેજ ઉપર નાનાં રૅકેટથી પીંછાંવાળા દડાથી રમાતી)

**બેડ-રૂમ** પું. [અં.] સૂવાનો ઓરડો, શયનાગાર

**બેડલિયો** પું. [જુઓ 'બેડો + ગુ. 'લું 'સ્વાર્થે ત.પ્ર. + 'ઇયું' ત.પ્ર ] દરિયાઈ બેડામાં કામ કરતો ખલાસી

**બેડલી**[1] (બેડલી) સ્ત્રી. [જુઓ 'બેડલું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] જોડું, જોડકું

**બેડલી**[2] સ્ત્રી. [જુઓ 'બેડો' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું વહાણ કે હોડી

**બેડલું** (બેડલું) ન. [જુઓ 'બેડું + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જોડું, જોડકું. (૨) નાનું બેડું (ઘડો કે ગાગર ને હાંડો) (૩) પાણીનું નાનું ખાબોચિયું, બેડકું

**બેડશાજી, બેડશી(-સી)** સ્ત્રી. બડાઈ કરવી એ, પતરાજી, ફૂં-પદ, અભિમાન, અહંકાર, આત્મ-શ્લાઘા, શેખી

**બેડશી(-સી)-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] બડાઈ કરવાની ટેવવાળું, શેખી-ખોર ['બેડશી(-સી).'

**બેડસાઈ** સ્ત્રી. [જુઓ 'બેડશી(-સી).'] જુઓ 'બેડશાજી'-

**બેડસાઈ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'બેડશી-ખોર.'

**બેડસી** જુઓ 'બેડશી'-'બેડશાજી.'

**બેડસી-ખોર** વિ. જુઓ 'બેડશી-ખોર.'

**બેડા-ચડ(-ઢ)** (બૅડા-ચડય, -ઢય) સ્ત્રી. [જુઓ 'બેડું' + 'ચડ(-ઢ)વું.'] (લા.) ઘોડાના કે બળદના કપાળમાં એક ઉપર સીધી લીટીએ બીજી ભમરી હોય એવી સ્થિતિ. (આ ઉત્તમ ઘોડા અને બળદનું લક્ષણ મનાય છે.)

**બેડા-ઢં(-ઢાં)કણું** (બૅડા-) ન. [જુઓ 'બેડું + 'ઢાંકણું.'] પાણીના બેડાનું ધાતુ કે માટીનું ઢાંકણ

**બેડા-ફોડ** (બૅડા-ફોડય) સ્ત્રી. [જુઓ 'બેડું' + 'ફોડવું.'] (લા.) ઘોડાના કે બળદના કપાળમાં નીચેની ભમરીથી સીધી લીટીએ ન હોતાં ત્રાંસી લીટીએ બીજી ભમરી હોવી એ. (ઘોડાની અને બળદની આ એબ ગણાય છે.)

**બેડાવું** સ.ક્રિ. (ખાસ કરીને સિંહનું) વકરવું, ભારે ગુસ્સામાં આવી જવું [જુઓ 'બેડલિયો.'

**બેડિયાત** પું. [જુઓ 'બેડો + ગુ. 'ઇયું' + 'આત' ત.પ્ર.]

**બેડિયું** (બૅડિયું) ન. [જુઓ 'બેડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] દેવને નૈવેદ્ય વખતે મુકાતું ધાતુનું કે લાકડાનું નાની ગાગર અને હાંડાના રૂપનું બેડું. (૨) બે બળદ ખેંચી શકે તેવું ગાડું. (૩) શેરડીની વાવવાની બે આંખવાળી કાતળી. (૪) આંબા ઉપરથી કેરી વેડવાની બે બે પાંખિયાવાળી વાંસડા ઉપરની ઝોલકી, બેડણી. (૫) (લા.) બે બળદ ગાડામાં ઉપાડી લઈ જઈ શકે તેટલું દાણાનું માપ. [૦ હાંકવું (રૂ.પ્ર.) પડખાં પલટાવ્યા સિવાય બળદ હાંકવા]

**બેડિયો**[1] (બૅડિયો) પું. [જુઓ 'બેડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ચાર બળદના ગાડામાંની પાછલી જોડ

**બેડિયો**[2] પું. [જુઓ 'બેડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બેડલિયો.' (૨) નાનો મછવો

**બેડિંગ** (બેડિઙ્ગ) ન. [અં.] બિછાનાનો વીંટલો, બિસ્તરો

**બેડી**[1] સ્ત્રી. કેદીને તેમ હાથીને પગમાં નખાતી જંજીર. (૩) સ્ત્રીઓનું પગનું મોટે ભાગે ચાંદીનું એક ઘરેણું. (૩) (લા.) અડચણ, આડખીલી. (૪) લગ્નગ્રંથિ. [૦ કાપવી, ૦ તોડવી (રૂ.પ્ર.) બંધન-મુક્ત કરવું. ૦ થાબડવી, ૦ જડવી, ૦ ના(-નાં)ખવી, ૦ પહેરાવવી (-પૅ:રાવવી) (રૂ.પ્ર.) પગમાં બેડી નાખવી. (૨) બંધનમાં નાખવું. (૩) ઉપાધિ નાખવી. ૦પડવી (રૂ.પ્ર.) કેદ થવું. (૨) લગ્નગ્રંથિથી જોડાવું]

**બેડી**[2] સ્ત્રી. [જુઓ 'બેડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું વહાણ, હોડી

**બેડી**[3] સ્ત્રી. ઘણા કાદવવાળી જગ્યા

**બેડી-બંધુ** (-બન્ધુ) પું. [જુઓ 'બેડી[1]' + સં.] કેદખાનાનો સાથીદાર, સાથીદાર કેદી [હાંડાની જોડ

**બેડું**[1] (બૅડું) ન. [જુઓ 'બે[1]' દ્વારા.] ઘડો કે ગાગર અને

**બેડું**[2] વિ. ખાટું કે બેસ્વાદ. (૨) ટૂંકું, ઓછું

**બેડો**[1] પું. [દે.પ્રા. बेडअ.] વહાણ, જહાજ. (૨) વહાણોનો સમૂહ. (૩) (લા.) દરિયાઈ લશ્કરની ટુકડી. (૪) સર્વસામાન્ય લશ્કરી ટુકડી. (૫) સમુદાય, સંઘ, ટોળું. [૦ પાર ઊતરવો, ૦ પાર થવો, ૦ પાર પડવો (રૂ.પ્ર.) સંપૂર્ણ સફળતા મળવી. ૦ પાર કરવો (રૂ.પ્ર.) સંપૂર્ણ સફળતા મેળવવી]

**બેડો**[2] પું. પાણી અને કીચડનું મિશ્રણ હોય એવી સ્થિતિ

**બે-ડોલી** (બૅ-ડોલી) વિ. [જુઓ 'બે' + 'ડોલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] બે કૂવાવાળું (વહાણ) [વિનાનું, કદરૂપું

**બે-ડોળ** (બૅ-ડોળ) વિ. [ફા. 'બે' + જુઓ 'ડોળ.'] ઘાટ-ઘૂટ

**બેડોળ-તા** (બૅ-ડોળ-)સ્ત્રી.[+સં, ત.પ્ર.], **બેડોળાઈ** (બૅડોળાઇ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] બેડોળ હોવાપણું

**બેડોળું** (બૅડોળું) વિ. [જુઓ 'બેડોળ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બે-ડોળ.'

**બે-ઢબ(-બું)** (બૅ-) વિ. [ફા. 'બે' + જુઓ 'ઢબ' + ગુ. ઉ' સ્વાર્થે ત.પ્ર.] રીતભાત વિનાનું, અમર્યાદ. (૨) કઢંગું. (૩) બેડોળ, કદરૂપું

**બે-ઢંગ,-ગું** (બૅ-ઢઙ્ગ,-ઢઙ્ગું) વિ. [ફા. 'બે' + જુઓ 'ઢંગ' + ગુ. 'ઉ'' સ્વાર્થે ત.પ્ર.] ઢંગ વિનાનું, કઢંગું, અવ્યવસ્થિત. (૨) રીતભાત વિનાનું, બે-ઢબ. (૩) બેહાલ

**બે-ઢાળિયું** (બૅ-ઢાળિયું) વિ. [જુઓ 'બે[1]'+'ઢાળ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બે ઢાળવાળું (છાપરું)

**બેણું** (બૅણું) ન. [સં. वहन> પ્રા. वहण, હિં. 'બહન'ના સાદૃશ્યે] પ્રવાહ, વહેણ. (૨) નદીનો પટ

**બેત**[1] (બૅત) પું. જોગવાઈ. (૨) યુક્તિ, તદબીર, વેત. (૩) મનસૂબો, ધારણા. (૪) (લા.) વેશ. [૦ ઉતારવો (રૂ.પ્ર.) યુક્તિ પાર પાડવી. ૦ કરવો, ૦ ઘડવો, ૦ રચવો, ૦ લગાડવો (રૂ. પ્ર.) યુક્તિ કરવી]

**બેત**[2] (બૅત) સ્ત્રી. [અર. બય્ત્ ] કવિતા કે પદ્યની કડી (ઉર્દૂ-ફારસી ધાટીની) [નિરપરાધ, બે-ગુનાહ, નિર્દોષ

**બે-તકસીર** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] અપરાધ વિનાનું.

**બે-તકસીરી** (બૅ-) સ્ત્રી. [ફા. પ્રત્યય] અપરાધ ન હોવાપણું, નિરપરાધતા, બેગુનાહી, નિર્દોષિતા

**બે-તખ્ત** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] રાજગાદીથી પદભ્રષ્ટ

**બેત-બાજી** સ્ત્રી. [જુઓ 'બેત' + ફા.] સામસામે કવિતાની

કડીઓની મુખથી આપલે કરવાની ક્રિયા
**બે-તમા** (બૅ-તમા) વિ. [ફા. 'બે'+જુઓ 'તમા.'] દરકાર વિનાનું, બેદરકાર, બેકાળજી, બેપરવા. (૨) (લા.) નિઃસ્પૃહી
**બે-તમીજ** (બૅ-) વિ. [ફા. 'બે' + અર. તમ્ઈઝ્] વિવેકશૂન્ય, અવિવેકી, અસભ્ય. (૨) મૂર્ખ, કમ-અક્કલ
**બે-તરફ** (બૅ-) વિ. [ફા. 'બે'+જુઓ 'તરફ.'] તરફદારી વિનાનું, પક્ષપાત વિનાનું, નિષ્પક્ષપાત
**બે-તરફી**[1] (બૅ-) સ્ત્રી. [ફા. 'પ્રત્યય] તરફદારી ન હોવી એ, નિષ્પક્ષપાતપણું [બેઉ તરફનું, બંને બાજુનું
**બે-તરફી**[2] (બૅ-) વિ. [જુઓ 'બે[1]'+'તરફ' ગુ. 'ઈ' ત.પ્ર.]
**બે-તાક(-કા)ત** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] તાકાત વિનાનું, શક્તિહીન, નિર્બળ
**બે-તાજ** (બૅ-) વિ. [ફા.] રાજમુગટ ન પહેર્યો હોય એ પ્રકારનું, તાજ વગરનું
**બે-તલબ** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] માગી ન શકનારું
**બે-તાબ** (બૅ-) વિ. [ફા.] અસમર્થ, કમજોર, નિર્બળ. (૨) વ્યાકુળ, ગભરાયેલું, ગભરું. (૩) ધીરજ વિનાનું. (૪) ઝાંખું પડી ગયેલું
**બેતાબી** (બૅ-) સ્ત્રી. [ફા.] બેતાબપણું
**બે-તાર** (બૅ-) વિ. [ફા. 'બે' + જુઓ 'તાર.'] તારનાં દોરડાં વિનાનું, 'વાયર-લેસ'
**બેતારી** (બૅ-) વિ. [જુઓ 'બે[1]' + 'તાર' + ગુ. 'ઈ' ત.પ્ર.] બે તાર કે ધાગાવાળું (ખાદી વગેરે કાપડ તેમ ખાંડની ચાસણી વગેરે)
**બેતારું** (બૅ-) વિ. [જુઓ 'બે[1]' + 'તાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] બે તાર કે ધાગાવાળું, બ-તારું (કાપડ)
**બે-તાલ,(-લું,-ળું)** (બૅ-) વિ. [ફા. 'બે'+સં. તાલ+ગુ. 'ઉં' ત.પ્ર.] જેમાં સાચો તાલ આપવામાં ન આવતો હોય તેવું (ગાણું બજાણુસ વગેરે). (૨) (લા.) કાબૂમાં ન રહેલું, વંઠી ગયેલું. (૩) અસ્ત-વ્યસ્ત
**બેતાળાં(-ળાં)** (બૅ-) ન., બ.વ. [જુઓ 'બેતાળી(-ળી)સ-(-શ)' દ્વારા + ગુ. 'ઉં' ત.પ્ર.] બેતાળીસ વર્ષની આસપાસ આંખે આવતી ઝાંખપ. [૦ **આવવાં,** (રૂ.પ્ર.) દૂરનું ન દેખાતાં યા ઝાંખું દેખાતાં ખાસ નંબરનાં ચશ્માંનો ઉપયોગ કરવાનો સમય આવવો]
**બેતાળી(-લી)સ(-શ)** (બૅ-) વિ. [સં. દ્વાચત્વારિંશત્ સ્ત્રી. > પ્રા. બેઆત્તાલીસ] ચાળીશ અને બેની સંખ્યાનું, ૪૨
**બેતાળી(-લી)સ(-શ)-મું** (બૅ-) વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] બેતાળીસની સંખ્યાએ પહોંચેલું, ૪૨ મું
**બે-તાળું(-લું)** (બૅ-) જુઓ 'બેતાલ,-લું.'
**બેતાળો(-લો)** (બૅ-) પું. [જુઓ 'બેતાળી(-લી)સ(-શ)' દ્વારા + ગુ. 'ઓ' ત.પ્ર.] જૂનો બેતાળીસ શેરનો તોલ
**બેતું** (બૅતું) વિ. [જુઓ 'બે[1]' દ્વારા.] બેવડું ચોટેલું. (૨) રીતભાત વગરનું
**બેથડ** (બૅ) ક્રિ.વિ. બે હાથે જોરથી [જાડું
**બેથડિયું** (બૅ-) વિ. બેવડિયું, બેવડા પોતનું. (૨) (લા.)
**બેથું** ન. એક તારનો ધાબળો, એકતારી કામળો
**બે-દ(-દા)ખલ** વિ. [ફા. 'બે' + જુઓ 'દખલ.'] દખલગીરી વિના, દખલ કર્યા વિના, અડચણ કર્યા વિના
**બે-દમ** (બૅ-) વિ. [ફા.] શ્વાસ ન લેતું હોય તેવું, મૃત કે મૃતપ્રાય. (૨) (લા.) દમ વિનાનું, શક્તિ વિનાનું. (૩) વૃદ્ધ, ઘરડું. (૪) બોદું
**બે-દરકાર** (બૅ-) વિ. [ફા.] દરકાર વિનાનું, પરવા વિનાનું, કાળજી વિનાનું, બે-કાળજી. (૨) ખાલી હૈયાવાળું, પ્રમાદી
**બેદરકારી** (બૅ-) સ્ત્રી. [ફા.] બેદરકારપણું
**બે-દર્દ** (બૅ-) વિ. [ફા.] દયાહીન, નિર્દય, લાગણી વિનાનું
**બેદર્દી** (બૅ-) સ્ત્રી. [ફા.] દયાહીનતા, નિર્દયતા, લાગણી ન હોવાપણું [શિરસ્તાથી ઊલટું
**બે-દસ્તૂર** (બૅ-) વિ. [ફા.] રિવાજ કે ધારા-વિરુદ્ધ,
**બે-દાણા**[1] (બૅ-) વિ. [ફા. બે-દાનહ્] ઓછા દાણાવાળું
**બે-દાણા**[2] (બૅ-) પું., બ.વ. [ફા. બિહ્દાનહ્] સફરજનનાં બી. (૨) ઔષધોપયોગી એક અન્ય વનસ્પતિનાં બી
**બે-દાદ** (બૅ-) વિ. [ફા.] જેની દાદ-ફરિયાદ સાંભળવામાં ન આવે તેવું
**બેદાદી** (બૅ-) સ્ત્રી. [ફા.] દાદ-ફરિયાદ તરફની બેદરકારી. (૨) ગેર-ઇન્સાફ
**બે-દાર** (બૅ-) વિ. [ફા.] જાગ્રત, સભાન
**બેદાર-દિલ** (બૅ-) વિ. [ફા.] સભાન ચિત્તવાળું
**બેદારદિલી** (બૅ-) સ્ત્રી. [ફા.] સભાન ચિત્ત હોવાપણું
**બેદાર-મગજ, બેદાર-મગ્જ** વિ. [ફા. 'બેદાર' + અર. 'મગ્જ્'] સભાન મગજવાળું, ચાલાક, ચપળ
**બેદાં** ન., બ.વ. [જુઓ 'બેદું.'] પાટલામાં ગોળ ઈંડાં જેવો કોતરેલ ભાગ
**બે-દિલ** વિ. [ફા.] દિલ ઊઠી ગયું હોય તેવું, નિરુત્સાહ. (૨) નાસીપાસ થયેલું. (૩) ચિંતા-ગ્રસ્ત
**બેદિલી** (બૅ-) સ્ત્રી. [ફા.] બે-દિલ હોવાપણું
**બેદું** ન. [અર. બદહ્] પક્ષીઓ વગેરેનું ઈંડું, અંડ, 'એગ'
**બે-ધડક** (બૅ-) ક્રિ.વિ. [ફા. 'બે' + જુઓ 'ધડક.'] ધડક વિના, ડર્યા વિના, ધાસ્તી રાખ્યા સિવાય. (૨) (લા.) બેશક, જરૂર
**બે-ધડિયું** વિ. જોરવાળું, જોરકું
**બેધાધરું** વિ. ગોટો કરનારું, ગોટાવાળું
**બે-ધારિયો** (બૅ-) વિ., પું. [જુઓ 'બે[1]' + 'ધાર' ગુ. 'ઇયું' ત.પ્ર.] સુતારનું બે ધારવાળું એક હથિયાર
**બે-ધારું** વિ. [જુઓ 'બે[1]' + 'ધાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] બે ધારવાળું. [-**રી તલવાર** (રૂ.પ્ર.) બંને પક્ષને નુકસાન કરે તેવી બાબત. ૦ **બોલવું** (રૂ.પ્ર.) દ્વિઅર્થી બોલવું]
**બે-ધોરણ** (બૅ-) વિ. [ફા. 'બે' + જુઓ 'ધોરણ.'] ધોરણ પ્રમાણે ન હોય તેવું, અનૌપચારિક, 'ઇન્ફોર્મલ' (બ.ક.ઠા.)
**બે-ધ્યાન** (બૅ-) વિ. [ફા. 'બે' + સં.] ધ્યાન વિનાનું. (૨) બેદરકાર. (૩) ઉપેક્ષા-વૃત્તિવાળું
**બેન** પું. [અં. 'બૅનર્'] હવા કઈ દિશાએ છે એ જાણવા માટે વહાણના સઢ ઉપર ચડાવેલી ઝંડી. (વહાણ.)
**બે-નકાબ** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] પડદા વિના, ઓઝલ વિના, ખુલ્લે મોઢે [અદ્વિતીય, અનુપમ
**બે-નમૂન** (બૅ-) વિ. [ફા.] જેનો જોટો ન મળે તેવું, બે-જોડ,

બૅનર પું. [અં.] ધ્વજ, વાવટો
બે-નવા (બે-) વિ. [ફા.] નિર્ધન, ગરીબ. (૨) કમનસીબ. (૩) પું. એક પ્રકારનો ફકીર
બેનવાઈ (બે-) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] ગરીબાઈ
બે-નસીબ (બે-) વિ. [ફા. 'બે'+અર.] કમનસીબ, દુર્ભાગી, અભાગિયું
બેનસીબી સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] કમનસીબ, દુર્ભાગ્ય
બે-નામ (બે-) વિ. [ફા.] આબરૂ વિનાનું. (૨) નિંદાયેલું, બદનામ
બે-નાળી (બે-) વિ. [જુઓ 'બે²' + 'નાળ' + ગુ. 'ઈ' ત.પ્ર.] બેનાળવાળું (બંદૂકનો પ્રકાર - બે નળી હોય તેવો)
બેનિફિટ પું. [અં.] લાભ, ફાયદો
બૅન્ક (બૅઙ્ક) જુઓ 'બૅંક.'
બૅન્ક-નોટ (બૅઙ્ક-) સ્ત્રી. [અં.] જુઓ 'બૅંક-નોટ.'
બૅન્ક-બિલ (બૅઙ્ક-) ન. જુઓ 'બૅંક-બિલ.'
બૅન્ક-રેઇટ (બૅઙ્ક-) પું. [અં.] જુઓ 'બૅંક-રેઇટ.'
બૅન્ક-હૉલીડે (બૅઙ્ક-) પું. [અં.] જુઓ 'બૅંક-હૉલીડે'
બૅન્કિંગ (બૅઙ્કિઙ્ગ) ન. [અં.] જુઓ 'બૅંકિંગ.'
બૅન્ક્રપ્ટ (બૅઙ્ક્-) વિ. [અં.] જુઓ 'બૅંક્રપ્ટ.'
બૅન્ક્રપ્ટ્સી (બૅઙ્ક્રપ્ટસી) સ્ત્રી. [અં.] જુઓ 'બૅંક્રપ્ટ્સી.'
બૅન્ચ (બૅઞ્ચ) પું. [અં.] જુઓ 'બૅંચ.'
બૅન્ઝાઇન (બૅઞ્ઝાઇન) ન. [અં.] જુઓ 'બૅન્ઝાઇન.'
બૅન્જિન (બૅઞ્જિન) ન. [અં.] જુઓ 'બૅંજિન.'
બૅન્ડ (બૅણ્ડ), ૦વાજું ન. [અં. + જુઓ 'વાજું.'] જુઓ 'બૅંડ, ૦વાજું.'
બૅન્ડ-સ્ટૅન્ડ (બૅણ્ડ-સ્ટૅણ્ડ) ન. [અં.] જુઓ 'બૅંડ-સ્ટૅંડ.'
બૅન્ડેજ (બૅણ્ડેજ) ન. [અં.] જુઓ 'બૅંડેજ.'
બે-પગાળું (બે-) વિ. [જુઓ 'બે²' + 'પગ' + ગુ. 'આળું' ત.પ્ર.], બે-પગું (બે-) વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] બેપગ-વાળું
બેપડિયું (બે-) વિ. [જુઓ 'બે²' + 'પડ' + 'ઇયું' ત.પ્ર.], બે-પડું (બે-) વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.], બે પડવાળું, બેવડું
બે-પણું (બે-) ન. [જુઓ 'બે²' + ગુ. 'પણું' ત.પ્ર.] બે હોવાની સ્થિતિ, દ્વૈત-ભાવ
બે-પત્તા વિ. [જુઓ 'બે³' + 'પત્તો'] જેના સર-સમાચાર ન મળતા હોય તેવું, ગુમ કે ફરાર થઈ ગયેલું
બે-પરવા (બે-) વિ. [ફા.] પરવા વિનાનું, લા-પરવા. (૨) ગરજ વિનાનું
બે-પરવાઈ સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] બેપરવાપણું, લાપરવાઈ. (૨) ગરજ ન હોવાપણું
બે-પાંખિયું (બે-) વિ. [જુઓ 'બે²' + 'પાંખ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બે પાંખડીવાળું. (૨) બે પાંખવાળું
બે-પોતું (બે-) વિ. [જુઓ 'બે²' + 'પોત' + ગુ. 'ઉં' ત.પ્ર.] બે ફાળવાળું, વચ્ચેથી બે પાટ સાંધેલા હોય તેવું, પનિયું
બૅપ્ટિઝમ ન. [અં.] ખ્રિસ્તી ધર્મની નામકરણ-વિધિ—પહેલી દીક્ષા [ઋતુ પાકનારું
બે-ફસલી (બે-) વિ. [જુઓ 'બે²' + 'ફસલ.'] વર્ષમાં બે
બે-ફાક,-ગ (બે-) ક્રિ. વિ. [જુઓ 'બે³' + 'ફાગ.'],-ટ ક્રિ.વિ. [+ જુઓ 'ફાટવું.'] ઘણું અશ્લીલ, સાવ ભૂંડું. (૨) નિરંકુશપણે
બે-ફામ (બે-) ક્રિ.વિ. [ફા. 'બે' + અર. 'ફ્હમ્.'] વિચાર્યા વિના, જેમ આવે તેમ, 'ઇન્ડિસ્ક્રિમિનેઇટ્લી.' (૨) જુઓ 'બે-ફાટ.'
બે-ફાલી (બે-) વિ. [જુઓ 'બે²' + 'ફાલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] વર્ષમાં બે ફાલ આપે તેવું (ખેતર કે વૃક્ષ)
બે-ફિકર (બે-) વિ. [ફા 'બે' + જુઓ 'ફિકર.'] ફિકર વિનાનું, નચિંત, ન-ફિકરું, નિશ્ચિંત [નિશ્ચિંતતા
બેફિકરાઈ (બે-) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] બેફિકરપણું,
બેફિકરું વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બે-ફિકર.' [પ્રકારનું ઘાસ
બેબ (-બ્ય) સ્ત્રી. છાપરા ઉપર નાખવા કામ લાગે તેવું એક
બે-બગલી (બે-) સ્ત્રી. [જુઓ 'બે²' + 'બગલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] લૂગડાનો એક પ્રકારનો કાપ
બેબડી સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
બે-બંધ (બે-બન્ધ) સ્ત્રી. વિ. [ફા. 'બે' + સં.] બંધન વિનાનું, નિરંકુશ [વહીવટ, સરમુખત્યારી
બે-બંધશાહી (બે-બન્ધ-) સ્ત્રી. [+ ફા.] નિરંકુશ રાજ્ય-
બે-બાક¹ (બે-) વિ. [ફા.] કોઈથી ડરે નહિ તેવું, બહાદુર
બે-બાક² (બે-) વિ. [ફા. 'બે' + અર.] કશું જ બાકી ન રહ્યું હોય એમ
બે-બાકળું (બે-બાકળું) વિ. [સં. भय-व्याकुलक દ્વારા] ડર કે ધડકથી વ્યાકુળ થઈ ગયેલું, બાવરું, ગાભરું, ગભરાયેલું
બૅબિલોન ન. [અં.] પ્રાચીન સુમેર દેશની રાજધાનીનું નગર (દક્ષિણ યુરોપ અને એશિયાની ઉત્તર-પૂર્વ સંધિએ આવેલું. (સંજ્ઞા.) [(ગુજ.માં) નાની બાળકી
બેબી સ્ત્રી. [અં. છોકરો-છોકરી ગમે તે નાનું બાળક ન.]
બે-બુનિયાદ (બે-) વિ. [ફા.] પાયા કે આધાર વિનાનું. (૨) ઊતરતા વર્ણનું. (૩) કૃતઘ્ન, નિમક-હરામ
બે-બોલું (બે-) વિ. [જુઓ 'બે' + 'બોલ' ગુ 'ઉં' ત.પ્ર.] બોલીને ફરી જનારું, બે-વચની
બે-ભત્તું (બે-) વિ. [જુઓ 'બે²' + સં. भक्तक- > પ્રા. भत्तअ- દ્વારા] બે ભાતનું. (૨) (લા.) સેળભેળવાળું
બે-ભરમ, -મું (બે-) વિ. સં. वि-भ्रम દ્વારા] ભ્રમવાળું. (૨) (લા.) સ્વાદ વિનાનું, બે-સ્વાદ
બે-ભાન (બે-) વિ. [ફા, 'બે' + સં.] ભાન વિનાનું, બે-શુદ્ધ
બેભાનિયત, બેભાની (બે-) સ્ત્રી. [+ અર. 'ઇય્યત' પ્રત્યય, અને ગુ. 'ઈ' ત.પ્ર]. ભાન વિનાની સ્થિતિ, બેશુદ્ધિ
બે-મજલી (બે-) સ્ત્રી. [ફા. 'બે' + જુઓ 'મજલો' + ગુ. 'ઈ' ત.પ્ર.] બે મજલાવાળું, બે માળનું (મકાન)
બે-મતલબ (બે-) ક્રિ.વિ. [ફા. 'બે' + અર.] હેતુ કે કારણ વિના. (૨) (લા.) સ્વાર્થ વિના. (૩) બેદરકાર રીતે
બે-મતલબી (બે-) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હેતુ કે કારણ વિનાનું. (૨) (લા.) સ્વાર્થ વિનાનું. (૩) બેદરકાર
બે-મના (બે-) વિ. [ફા.] સંકલ્પ-વિકલ્પ કરતારું, મનમાં કોઈ ચોક્કસ નિશ્ચય કરી ન શકનાર. (૨) સ્ત્રી. સંકલ્પ-વિકલ્પ. (૩) ઉદાસી, ઉદાસીનતા. (૪) નારાજી
બે-મરજાદ (બે-) વિ. [ફા. + જુઓ 'મરજાદ.'] મર્યાદા વિનાનું,

બેશરમ, નિર્લજ્જ, ધીટ. (૨) ઉદ્ધત
**બે-માલૂમ** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'માલૂમ.'] જાણ ન હોય તેવું, બિનવાકેફ. (૨) ગુપ્ત, અજ્ઞાન. (૩) ક્રિ.વિ. અજાણ્યે. (૪) છાની રીતે
**બે-મિસલ** (બે-) વિ. [ફા. 'બે' + અર.] જેનો જોટો ન હોય તેવું, અજોડ, અનુપમ. (૨) સેળભેળ, ખીચડા જેવું
**બે-મુનાસિ(-સ)બ** (બે-) વિ. [ફા. 'બે'+અર. 'મુનાસિબ'] અઘટિત, અયોગ્ય, ગેરવાજબી, અનુચિત. (૨) (લા.) સામાને ન ગમે તેવું, દુઃખદ
**બે-મુરવ્વત** (બે-) વિ. [ફા. 'બે' + અર.] નગુણિયું, બેકદર. (૨) અસભ્ય. (૩) ક્રૂર, દયાહીન
**બે-મૂલું** (બે-) વિ. [ફા. 'બે' + સં. मूल्यक- > પ્રા. मुल्लअ-] જેનું મૂલ્ય ન થાય કે હોય તેવું, અ-મૂલ્ય, ભારે કિંમતી
**બે-મોસમ** (બે-) સ્ત્રી. [ફા. 'બે'+જુઓ 'મોસમ.'] ઋતુ-કઋતુ
**બેમોસમી** (બે-) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વર્ષમાં બે વાર પાકે કે ફાલે તેવું (ખેતર ધાન્ય વૃક્ષ વગેરે)
**બે-ય** (બે-ય) વિ. [જુઓ 'બે[1]' + 'ય.'] બેઉ, બંને
**બેયોનેટ** ન. [અં.] રાઇફલનું સંગીન, બંદૂકમાં ભાલાનું કામ આપવા બેસાતું એક હથિયાર, સંગીન
**બેરક[1]** (-કચ) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**બેરક[2]** જુઓ 'બેરક'-'બરાક.'
**બેરખ[1]** (બેરખ) ક્રિ.વિ. વારંવાર, હંમેશાં
**બેરખ[2]** સ્ત્રી. [ફા. બય્રક્] હથિયાર અને વાજાં સહિતની નાની લશ્કરી ટુકડી. (ચોકી કરવા ગયા સૈકામાં આરબોની બેરખ રજવાડાં તેમજ તવંગરોનાં મકાનો આગળ રહેતી]
**બેરખી** (બેરખી) સ્ત્રી. [જુઓ 'બેરખો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] સ્ત્રીઓના કાંડાનું એક ઘરેણું
**બેરખો** (બેરખો) પું. પુરુષોના કાંડાનું એક ઘરેણું. (૨) ચાલુ જાપ કરવાનો (ઘણું કરી અઢાર પારાની નાની માળા)
**બેરજો** પું. એક જાતના પહાડી ઝાડનો ગુંદર, રાજન
**બેરડ** પું. ઘઉં જવનો ભંગારો કે મિશ્રણ
**બેરડાઈ** સ્ત્રી. [જુઓ 'બેરડું' + ગુ. 'આઈ' ત.પ્ર.] બેરડાપણું, હઠીલાઈ. (૨) આડાઈ, ખંધાઈ, લુચ્ચાઈ
**બેરડું** વિ. હઠીલું, જિદ્દી, કદાગ્રહી, દુરાગ્રહી. (૨) આડું, ખંધું, લુચ્ચું [ક-ઋતુ. (૨) વિ. કમોસમનું
**બે-રત[1]** (બે-) સ્ત્રી. [જુઓ 'બે[1]' + સં. ऋतु દ્વારા.] ઋતુ.
**બેરત[2]** વિ. લુચ્ચુ, ખંધું. (૨) ઉદ્ધત [શકે તેવું (ચેક)
**બેરર** વિ. [અં.] ભાર ઉઠાવનારું. (૨) ચેકનાં નાણાં મળી
**બેરલ** ન. [અં.] છત્રીસ ગેલનનું માપ. (૨) પીપ. (૩) ભૂંગળી કે નળી
**બેરવું** વિ. લાપરવા
**બેરવાઈ** સ્ત્રી. [ + ગુ. 'આઈ' ત.પ્ર.] બેપરવાઈ
**બે-રહમ** (બે-) વિ. [ફા. 'બે' + અર. 'રહમ્'] રહેમ વિનાનું, નિર્દય. (૨) ક્રૂર [નિર્દયતા. (૨) ક્રૂરતા
**બે-રહમી** (બે-) સ્ત્રી. [+ ફા. પ્રત્યય] રહેમનો અભાવ,
**બે-રંગ** (બે-રઙ્ગ), **ગી[1]** વિ. [ફા. + ગુ. 'ઈ' ત.પ્ર.] ઊડી ગયેલા રંગવાળું. (૨) (લા.) અનિશ્ચિત મનવાળું
**બે-રંગી[2]** (બેરઙ્ગી), -ગું. વિ. [+ ગુ. 'ઈ'-'ઉં' ત.પ્ર.] ભાતીગર રંગવાળું (મોટે ભાગે 'રંગ-બેરંગી' પ્રયોગ)

**બેરા** પું. [અં. 'બેરર્' દ્વારા બંગા.] ભારવાહક નોકર, પાટીવાળો. (૨) ઘરનો નોકર, રામો
**બેરાક** જુઓ 'બેરેક'-'બરાક.'
**બેરિયમ** ન. [અં.] એક કિંમતી મૂળ ધાતુ. (સંજ્ઞા.) (પ.વિ.)
**બેરિયું** ન. માથે કલગીવાળું એક પક્ષી
**બેરિલ** પું. એક જાતનો કિંમતી પથ્થર [(પ.વિ.)
**બેરિલિયમ** ન. [અં.] એક જાતની કિંમતી ધાતુ. (સંજ્ઞા.)
**બૅરિસ્ટર** પું. [અં.] જુઓ 'બારિસ્ટર' – 'બાર-ઍટ-લૉ.'
**બૅરિસ્ટરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] બૅરિસ્ટરનો ધંધો, બારિસ્ટરી [જાત
**બેરી** સ્ત્રી. સૌરાષ્ટ્રની મૂળી આસપાસ થતી ઘોડીની એક ખાસ
**બેરીજ** સ્ત્રી. સરવાળાની રકમ. (૨) બધી જ આવક
**બેરી-બેરી** પું. [અં.] પોષણના પદાર્થ પૂરતા ન મળવાથી થતો એક ચેપી રોગ
**બૅરે(-ર)ક** સ્ત્રી. [અં. 'બૅરેક્'] જુઓ 'બરાક.'
**બે-રોક** (બે-) ક્રિ.વિ. [ફા. 'બે' + 'રોકવું.'] કોઈ પણ જાતની રુકાવટ વિના, રોકટોક વિના [આ-લેખ
**બૅરો-ગ્રાફ** પું. [અં.] હવાનું વાતાવરણમાં દબાણ બતાવતો
**બે-રોજગાર** (બે-) વિ. [ફા.] કામ-ધંધા વિનાનું, બેકાર
**બેરોજગારી** (બે-) સ્ત્રી. [ફા.] કામ-ધંધો ન હોવો એ, બેકારી, 'અન-એમ્પ્લોયમેન્ટ'
**બૅરોનેટ** પું. [અં.] અંગ્રેજી રાજ્યના વખતનો એક ઇલ્કાબ (પ્રતિષ્ઠિત શહેરી અને જાગીરદારોને અપાતો કે જે 'સર' કહેવાતા.) [નારું યંત્ર, વાયુભાર-માપક યંત્ર
**બૅરો-મીટર** ન. [અં.] હવાનું વાતાવરણમાં દબાણ બતાવ-
**બેલ[1]** (બેલ્ય) સ્ત્રી. [સં. द्वि- > પ્રા. बे દ્વારા] બેલડી, જોડી. (૨) (લા.) મિત્રતા
**બેલ[2]** (બેલ) પું. [દે.પ્રા. बइल्ल; હિં.] બળદ
**બેલ[3]** પું. [અં.] ઘંટ, મોટો ટોકરો. (૨) સ્ત્રી. નાની ટોકરી, ઘંટડી. (૩) ક્રિકેટની સ્ટમ્પો ઉપર મુકાતી નાની ગિલ્લી. [૦ ઊડવી, ૦ પડવી (રૂ.પ્ર.) ક્રિકેટની રમતમાં આઉટ થવું. ૦ પડવો (રૂ.પ્ર.) સમય થતાં કે પૂરો થતાં ઘંટના ટકોરા કરાવા]
**બેલ-ગાડી** (બેલ-) સ્ત્રી. [હિં.] બળદ-ગાડી
**બે-લગાત** (બે-) વિ. [ફા. 'બે' + 'લાગવું' દ્વારા.] કર કે વેરો ન આપવો પડે તેવું (જમીન વગેરે)
**બે-લગામ** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'લગામ.'] લગામ--અંકુશ વિનાનું, નિરંકુશ. (૨) સ્વચ્છંદી
**બેલગારી** પું. ભાર ઉપાડનાર મજૂર, પાટીવાળો
**બે-લગાવ** (બે-) ક્રિ.વિ. [ફા. 'બે' + 'લાગવું' દ્વારા.] રોક-ટોક વિના. (૨) સીધું. (૩) એકદમ
**બૅલ(-લે)ટ** પું. [અં.] ગુપ્ત મત-દાન
**બૅલ(-લે)ટ-પત્ર** પું. [+સં., ન.] ગુપ્ત મતદાનનો કાગળ, બૅલેટ માટેનો મત-પત્ર
**બૅલ(-લે)ટ-પદ્ધતિ** સ્ત્રી. [+ સં.] ગુપ્ત રીતે મતદાન કરવાની પ્રણાલી [નાખવાની પેટી
**બૅલ(-લે)ટ-બૉક્સ** સ્ત્રી. [અં.] ગુપ્ત મત-દાનના કાગળ
**બેલડ** (બેલડચ) એ. [સં. द्वि- > પ્રા. बे. દ્વારા] જુઓ 'બેલડી.'
**બેલડિયો** (બેલડિયો) વિ., પું. [જુઓ 'બેલડું[2]' + ગુ 'ઇયું' ત.પ્ર.] બેલડાનો માણસ, જોડાનો માણસ. (૨) જોટો
**બેલડી** (બેલડી) સ્ત્રી. [જુઓ 'બેલડું[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય]

મિત્ર-મિત્ર પુરુષ-સ્ત્રી સ્ત્રી-સ્ત્રી તેમ પક્ષીનું જોડું. (૨) બે જણાનો સંગાથ ['બેડું' (પદ્યમાં).

**બેલડું[1]** (બેલડું) ન. [જુઓ 'બેડું' + ગુ. 'લ' મધ્યગ.] જુઓ

**બેલડું[2]** (બેલડું) વિ. [જુઓ 'બેલ[1]' + ગુ 'ડું' સ્વાર્થે ત.પ્ર.] માતાના ઉદરમાં સાથે વિકસેલાં બે બાળક. (૨) બે જણાની જોડી

**બેલ-તેલ** ન. [અં. બોઇલ્ડ્' + જુઓ 'તેલ'] લાકડાંને લગાવવા તેમ લાકડાના રંગ તૈયાર કરવા વપરાતું ઉકાળી કરેલું અળશીનું તેલ

**બેલ-દાર** પું. [ફા.] કોદાળી પાવડેથી જમીન ખોદનાર. (૨) કડિયાને મદદ કરનાર [હાથો

**બેલન** પું. ઘાણીની લાઠ. (૨) ડૂબેલી હોડી. (૩) રૂ પીંજવાનો

**બેલપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'બેલી' + ગુ. 'પ' ત.પ્ર.] બેલીપણું, રક્ષણ, સહાય. (૨) ભાઈ-ચારો, ભાઈબંધી

**બેલહળ** (-ળ્ય) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**બેલા-ખર્ચ** પું. [ફા.] દાન નિમિત્તે થતો ખર્ચ, સખાવતી ખર્ચ

**બેલાખિયું** (બે-) વિ. [જુઓ 'બે-લાખું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બે ડાળીવાળું. (૨) ન. બે ડાળી વચ્ચેનો ભાગ. (૩) નકશી-કામનું એક ઓજાર

**બે-લાખું** (બે-) ન. બે પાંખિયાંવાળું લાકડું

**બે-લાગ** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'લાગ.'] લાગ વિનાનું, ટેકા કે આધાર વિનાનું. (૨) અધ્ધરિયું

**બે-લાજિમ** (બે-) વિ. [ફા. 'બે' + અર.] અયોગ્ય, અણ-છાજતું, અણઘટતું, અનુચિત

**બેલાડ[1]** (બે-) ન. [જુઓ 'બેલડ' દ્વારા.] જોડાઈને બેસવાની સ્થિતિ [-ડે બેસાડ(-ર)વું (બેસાડ(-ર)વું) (રૂ. પ્ર.) ઘોડા કે ઊંટ ઉપર એક સવાર સાથે બીજાને બેસાડવું]

**બેલાડ[2]** જુઓ 'બેલેડ.'

**બેલાડોના** જુઓ 'બેલેડોના.'

**બેલા-તાપ** પું. રડવું એ, રુદન

**બેલા-પાટ** પું. એ નામની મેંદીની એક જાત

**બેલા-બરદાર** પું. [ફા.] દાન આપવાનાં નાણાંની કોથળી ઉપાડનાર માણસ [સિંહણની જોડી

**બેલાર** (-રય) સ્ત્રી. [જુઓ 'બેલડ' દ્વારા.] સિંહ અને

**બેલાશક** (બે-) ક્રિ.વિ. [અર. બિલા-શક્] શક વિના, નિઃ-શંક રીતે, નિઃસંદેહ. (૨) સંકોચ વિના

**બૅલાસ્ટ** ન. [અં.] વહાણ વગેરેને સમતોલ રાખવા માટે અંદર રખાતું વજન. (૨) રેલના પાટા નીચેનું કાંકરીનું પુરાણ

**બેલાંટ** (-ટ્ય) સ્ત્રી. પગની આંટી [કારી નોકર

**બેલિફ** પું. [અં.] અદાલતી સમન્સ વગેરે બજાવનાર સર-

**બેલિયું[1]** ન. અશક્તિને લીધે આંગળાંનું ઝલાઈ જવું એ

**બેલિયું[2]** ન. એ નામનું એક ફૂલ અને એનું અત્તર

**બેલી[1]** (બેલી) સ્ત્રી. [સં. દ્વિ- > પ્રા. વે- દ્વારા] જોડી, બેલડી. (૨) મોલમાંનું ઘાસ કાઢવાનું બે કરિયાંવાળું સાધન

**બેલી[2]** સ્ત્રી. ગાડામાંથી પૈડું નીકળી ન જાય એ માટે ધરાને છેડે કાણું પાડી એમાં ઘાલવાનું આશરે બે હાથ લાંબું લાકડું

**બેલી[3]** વિ. સાથી, સાથીદાર. (૨) રક્ષણ કરનાર

**બેલી[4]** સ્ત્રી. [અં.] પેટ, ઉદર, હોજરું

**બેલીડો** પું. [જુઓ 'બેલી' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બેલી.[3]'

**બેલી-તંગ** (-તઙ્ગ) પું. [જુઓ 'બેલી[4]' + 'તંગ.'] ઘોડાના પેટ ઉપર બાંધવામાં આવતો પટો

**બેલું[1]** (બેલું) ન. [સં. દ્વિ- > પ્રા. વે- દ્વારા] જોડું, જોડલું. (૨) કાંતવાની પૂણીનું જોડકું. (૩) (લા.) જોડાવું એ, સંબંધ

**બેલું[2]** ન. પથ્થરનું ચોસલું. [૦ મૂકવું (રૂ.પ્ર.) મોટી ગપ મારવી]

**બૅલેટ** જુઓ 'બૅલટ.'

**બૅલેટ-પત્ર** જુઓ 'બૅલટ-પત્ર.'

**બૅલેટ-પદ્ધતિ** જુઓ 'બૅલટ-પદ્ધતિ.'

**બૅલેટ-બૉક્સ** જુઓ 'જુઓ 'બૅલટ-બૉક્સ.'

**બૅલે(-લા)ડ** સ્ત્રી. [અં.] વીર-પ્રશસ્તિનું કાવ્ય, પવાડો

**બૅલેડોના** ન. [અં.] એક પ્રકારના સૂકા મલમની શરદી વગેરેના રોગ પર ચોડાતી પટ્ટી

**બૅલૅન્સ** ન. [અં.] સમતોલ સ્થિતિ. (૨) ત્રાજવું, વજનનો કાંટો. (૩) હિસાબના ચોપડામાંની પુરાંત, સિલક

**બૅલૅન્સ-શીટ** ન. [અં] હિસાબી સરવૈયું. (૨) એવા સરવૈયાનું પત્રક

**બેલો** (બેલો) પું. [સં. દ્વિ- > પ્રા. વે- દ્વારા] જોડિયો પુત્ર, બેડલાનો દીકરો. (૨) બે દિવસના ઉપવાસ. (જૈન.)

**બેલ્ટ** પું. [અં.] નાનો કે મોટો પટ્ટો. (૨) હદ, મર્યાદા (જમીનની)

**બે-વક(-ક્ક)ર** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'વક(-ક્ક)ર.'] પ્રતિષ્ઠા વિનાનું. (૨) ભાર-બોજ કે મોભા વિનાનું. (૩) રીત-ભાત વિનાનું

**બે-વકૂફ** (બે-) વિ. [ફા. 'બે' + અર. 'વુકૂફ.'] બુદ્ધિ કે જ્ઞાન વિનાનું, મૂર્ખ, અક્કલ વગરનું. [૦નો ગોર, ૦નો બાદ-શાહ, ૦નો સરદાર (રૂ.પ્ર.) મોટો મૂર્ખ, પાકો મૂર્ખ]

**બેવકૂફાઈ, બેવકૂફી** (બે-) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર. અને ફા. 'ઈ' સ્ત્રીપ્રત્યય] બેવકૂફપણું, મૂર્ખતા

**બે-વક્કર** (બે-) જુઓ 'બે-વકર.'

**બે-વખત** (બે-) ક્રિ.વિ. [ફા. 'બે' + જુઓ 'વખત.'] સમય ન હોય તેવે સમયે. (૨) અયોગ્ય સમયે, ક-વખતે. [વખત-બે-વખત (રૂ.પ્ર.) ગમે તે સમયે—સમય જોવા વિના]

**બે-વચની** (બે-) વિ. [જુઓ 'બે[1]' + સં. वचन + ગુ. 'ઈ' ત.પ્ર.] વચન આપ્યા પછી ફેરવી બાંધનારું, બોલીને ફરી જનારું. (૨) વિશ્વાસઘાતી

**બેવજૂ** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'વજૂ.'] જેણે નમાજ વખતે હાથપગ ધોયા ન હોય તેવું, અપવિત્ર, નાપાક

**બે-વજૂદ** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'વજૂદ.'] જેમાં વાસ્તવિકતા ન હોય તેવું, નાપાયાદાર, પ્રમાણ-હીન

**બેવટાવું** (બેવટાવું) જુઓ 'બેવડાવું.' **બેવટાવાવું** (બે-) ભાવે., ક્રિ. **બેવટાવવું** (બે-) પ્રે., સ.ક્રિ.

**બેવટાવવું, બેવટાવાવું** (બે-) જુઓ 'બેવટાવું'માં.

**બેવડ** (બેવડ્ય) સ્ત્રી. [જુઓ 'બેવડાવું.'] વચ્ચેથી વળીને સામસામા છેડા કે પોત નજીક આવી ગયાં હોય તેવી સ્થિતિ. (૨) વિ. ઉપરના જેવી સ્થિતિમાં મુકાયેલું. [૦ વળી જવું, ૦ વળવું (રૂ.પ્ર.) શરીર તદ્દન નબળું પડતાં

વાંકું વળી જવું. (૨) ઝાડા થવા. (૩) પાયમાલ થઈ જવું]

**બેવડણ** (બૅવડણ) ન. [જુઓ 'બેવડવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] ફાટેલા કપડા ઉપર સીવીને મોઢું થીગડું ચડાવવું એ. (૨) જુઓ 'બેવડ.'

**બેવડ-બંધું** (બૅવડ-બન્ધું) વિ. [જુઓ 'બેવડું' + સં. बन्ध + ગુ. 'ઉં' ત.પ્ર.] શરીરના બેવડા બાંધાવાળું, હૃષ્ટ-પુષ્ટ, પૂરા શરીરવાળું

**બેવડ-રાશ** (બૅવડય-રાશ્ય) સ્ત્રી. [જુઓ 'બેવડું' + 'રાશ.'] (લા.) એક દીકરા ઉપર બીજો દીકરો જન્મવો એ

**બેવડવું** (બૅવડવું) સ.ક્રિ. [જુઓ 'બેવડું,'—ના.ધા.] બેવડું કરવું, એક ઉપર બીજું ચડાવવું. **બેવડાવું** (બૅવડાવું) કર્મણિ, ક્રિ. **બેવડાવવું** (બૅવડાવવું) પ્રે., સ.ક્રિ.

**બેવડાવવું, બેવડાવું** (બૅ-) જુઓ 'બેવડવું'માં.

**બેવડિયું** (બૅવડિયું) વિ. [જુઓ 'બેવડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બેવડું.' (૨) ન. ફરાંશ પદ્ધતિનો સિક્કો, ઢબુ. (૩) બેની જોડીવાળો વસાવા ભીલોનો એક નાચ. [-ચા કોઠાનું (રૂ.પ્ર.) જુઓ 'બેવડ-બંધું.'

**બેવડું** (બૅવડું) વિ. [સં. द्वि-पुटक->પ્રા. बेवुडअ-] બે પડવાળું, દુપટ. [-ડા કોઠાનું -ડા બાંધાનું, -ડી પાંસળીનું, -ડી હાંઠીનું (રૂ.પ્ર.) જુઓ 'બેવડ-બંધું.' ० કરવું (રૂ.પ્ર.) સખત માર મારવો. ० થવું (રૂ.પ્ર.) મારથી વાંકું વળી જવું. ० ડું વળી જવું, ० ડું વળવું (રૂ.પ્ર.) અશક્ત થઈ જવું. (૨) ભારે ખર્ચમાં ઊતરી પડવું. -ડે દોરે (રૂ.પ્ર.) પૂરતો વિચાર કરીને. (૨) મજબૂત]

**બે-વતન,-ની** (બૅ-) વિ. [ફા. 'બે' +અર. 'વતન' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જેને વતન ન હોય તેવું. (૨) વતનમાંથી કાઢી મૂકેલું, દેશનિકાલ થયેલું

**બે-વન** (બૅ-) ન. [સં. द्वि->પ્રા. बे- દ્વારા] જુઓ 'બેવડ(૧).'

**બે-વફા** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] માલિક કે વડીલનો દ્રોહ કરનારું, નિમક-હરામ

**બેવફાઈ** (બૅ-) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] બેવફાપણું, નિમકહરામી, વફાદારીનો અભાવ

**બેવલો** (બૅવલો) પું. [સં. द्वि->પ્રા. बे- દ્વારા] કાંટા પકડવાનું બે દાંતા કે પાંખિયાંનું એક સાધન

**બે-વાજિબ** (બૅ-) વિ. [ફા. 'બે' + અર.] ગેરવાજબી, અયોગ્ય, અનુચિત

**બે-વારસ,-સી** (બૅ-) વિ. ફા. 'બે' + જુઓ 'વારસ' ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] વારસ વિનાનું, નિર્વંશિયું, નાવારસી, બિનવસિયતી

**બેવાંઢવું** (બૅ-) સ.ક્રિ. ઘેરી લેવું. **બેવાંઢાવું** (બૅ-) કર્મણિ., ક્રિ. **બેવાંઢાવવું** (બૅ-) પ્રે., સ.ક્રિ.

**બેવાંઢાવવું, બેવાંઢાવું** (બૅ-) જુઓ 'બેવાંઢવું'માં.

**બેશ**[1] ક્રિ.વિ. [સં. वि-वश] પરવશ [ઘણું, પુષ્કળ

**બેશ**[2] (બૅશ) વિ. [ફા.] સારું, રૂડું. ઉત્તમ, મજાનું. (૨)

**બે-શક** (બૅ-) ક્રિ.વિ. [ફા. 'બે' + અર.] શક વિના, શંકા વિના, નિઃસંદેહ, નિઃસંશય. (૨) અલબત્ત, જરૂર

**બે-શરમ** (બૅ-) વિ. [ફા. 'બે'+જુઓ 'શરમ,' (ફા. બે-શર્મ્).] શરમ વિનાનું, નિર્લજ્જ, નિર્મર્યાદ. (૨) ધૃષ્ટ, ધીટ

**બેશરમી** (બૅ-) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શરમનો અભાવ, નિર્લજ્જપણું

**બે-શરમું** (બૅ-) વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બે-શરમ.' [વિરુદ્ધ

**બે-શરા** (બૅ-) વિ. ફા. 'બે' + અર.] શાસ્ત્ર-વિરુદ્ધ, ધર્મ-

**બેશરી** (બૅશરી) સ્ત્રી. નાકની નથ, નથડી

**બે-શુદ્ધ** (બૅ-) વિ. [ફા. 'બે' + સં. शुद्धि દ્વારા] શુદ્ધિ વિનાનું, બેભાન, બેહોશ, મૂર્છિત, અચેત

**બેશુદ્ધિ** (બૅ-) સ્ત્રી. [ફા. 'બે' + સં.] શુદ્ધિ ન હોવી એ, બેભાનપણું, બેહોશી, મૂર્છિત દશા, મૂર્છા

**બે-શુ(-સુ)માર** (બૅ-) વિ. [ફા. બે-શુમાર્] ઘણું જ ઘણું, અપાર [જુઓ 'બેઠ-ઊઠ.'

**બેસ-ઊઠ** (બૅસ્ય-ઊઠ્ય) સ્ત્રી. [જુઓ 'બેસવું' + 'ઊઠવું.']

**બેસ-ક્રોડ** (બૅસ-) વિ. (હાલી ચાલી ન શકે તેવું) ખૂબ ઘરડું

**બે-સખું** (બૅ-) વિ. [જુઓ 'બે[1]' + જુઓ 'સાખ' + ગુ. 'ઉં' ત.પ્ર.] બે સાખવાળું (બારણું)

**બેસડા(-રા)મણ** (બૅસ-) ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'બેસવું' + ગુ. 'આડ' પ્રે., કૃ. પ્ર. + 'આમણ'—'આમણી.' કૃ.પ્ર.] બેસાડવાનું કે જડાવવાનું મહેનતાણું

**બેસડા(-રા)વવું** (બૅસ-) જુઓ 'બેસાડવું.' આ પુનઃપ્રેરક

**બેસણ** (બૅસણ) ન. [જુઓ 'બેસવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. જૂ. ગુ.] બેસવું એ. (૨) બેસવાનું સ્થાન, બેઠક

**બેસણિયું** (બૅસણિયું) ન. [જુઓ 'બેસણું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (જેના ઉપર બેસાય તેવું) પાથરણું, આસનિયું

**બેસણી** (બૅસણી) સ્ત્રી. [જુઓ 'બેસવું' +ગુ. 'અણી' કૃ.પ્ર.] જેના ઉપર બેસાય તે સ્થાન, બેઠક. (૨) ખુરશી માચી વગેરે સાધન. (૩) મકાન વગેરેની ઊભણી, 'પ્લિન્થ.' (૪) શરીરનો ઢાંઢાનો ભાગ. (૫) રેંટિયાની નીચેની પાટલી. (૬) હુક્કાનો જમીન ઉપરનો ભાગ

**બેસણું** (બૅસણું) ન. [જુઓ 'બેસવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] બેસવું એ.(૨) બેઠકનું આસન ગાદી વગેરે. (૩) જૈનોનું એક વ્રત. (જૈન.) (૪) મૃત્યુ થયા બાદ મરનારને ત્યાં લોકો ખરખરો કરવા આવે એ, સાદડી, ઉઠમણું. [ઊંટનું બેસણું (-બૅ-) (રૂ. પ્ર.) સુખદુઃખના ધક્કા]

**બેસત** (બૅસત્ય) સ્ત્રી. [જુઓ 'બેસવું'+ ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય પછીનું રૂપ.] (લા.) પડતર કિંમત, મૂળ કિંમત

**બેસતમ** (બૅ-) વિ. [ફા. બેશતમ્] પુષ્કળ, ઘણું

**બેસતલ** (બૅસતલ) વિ. [જુઓ 'બેસવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'અલ' સ્વાર્થે ત.પ્ર.] બેસતું હોય તેવું, બેસનારું

**બેસતી** (બૅસતું) વિ., સ્ત્રી. [જુઓ 'બેસત.'] (લા.) દોસ્તી, મિત્રતા [મેળ

**બેસતું** (બૅસતું) વિ., ન. જુઓ 'બેસત.'] (લા.) દોસ્તી, મૈત્રી-

**બે-સબૂર** (બૅ-) વિ. [ફા. 'બે' + જુઓ 'સબૂર.'] ધીરજ વિનાનું, ઉતાવળિયું

**બે-સબૂરી** (-બૅ-) સ્ત્રી. [ફા. 'ઈ' પ્રત્યય.] ધીરજનો અભાવ

**બે-સમઝ(-જ)** (બૅ-સમઝ્ય(-જ્ય)) સ્ત્રી. [ફા. 'બે' + જુઓ 'સમઝ(-જ).'] ગેરસમજ. (૨) વિ. સમઝ વિનાનું

**બેસર** જુઓ 'બાસર.'

**બેસરણ** (બેસરણ) ન. [જુઓ 'બેસવું' દ્વારા.] બેસવાની ક્રિયા. (૨) બેસવાનું ભાડું. (૩) બેઠેલી કિંમત. (૪) બદલામાં ગાંઠનું આપવું પડવું એ. (૫) કડિયા તથા સુતારોને સાથે મળી બેસવાની જગ્યા

**બેસરવી** વિ., સ્ત્રી. [જુઓ 'બેસર' + ગુ. 'વી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બેસર'-'બાસર.'

**બેસરણું** (બેસરણું) ન. [જુઓ 'બેસવું' દ્વારા.] બેસીને કામ કરવાનું સ્થાન, નાનું કારખાનું

**બેસરામણ,-ણી** (બેસ-) જુઓ 'બેસડામણ,-ણી.'

**બેસરાવવું** (બેસ-) જુઓ 'બેસડાવવું.'

**બે-સરું** (બે-) વિ. [જુઓ 'બે' + 'સર' + ગુ. 'ઉં' ત.પ્ર.] બે સર કે ફાંટવાળું (માળા વગેરે)

**બેસરો** (બેસરો) પું. [જુઓ 'બેસવું' દ્વારા.] બેસવાનું સ્થાન, આશ્રય-સ્થાન

**બેસવડું** વિ. કુશળ, હોશિયાર

**બેસવું** (બેસવું) અ.ક્રિ. [સં. उप-विश्- > પ્રા. बइस-] શરીરનો નીચેનો ભાગ જમીનને અડી રહે એવી સ્થિતિમાં ચીપકાવું. (૨) ચપોચપ ગોઠવાવું. (૩) સપાટીથી નીચે તરફ જવું. (૪) ભારથી ભાંગી પડવું. (૫) (ફળ ફૂલ વગેરેનો) જન્મ થવો. (૬) જામવું. (૭) ગોઠવાઈ જવું. (૮) કિંમત પડવી, ભાવ થવો. (૯) કિંમત ઓછી થવી. (૧૦) શક્તિ ઓછી થવી. (૧૧) આરંભ થવો. (૧૨) ચોટવું, પાસ લાગવો. (૧૩) અર્થ સમજાવો. (૧૪) પ્રભુત્વ થવું. (૧૫) નબળું પડવું. (૧૬) પત્ની તરીકે ઘર માંડવું. [**બેઠા થવું** (બેઠા-) (રૂ.પ્ર.) ઊભા થવું. **બેસ બેસ** (બેસ્ય,બેસ્ય) (રૂ.પ્ર.) બોલવું બંધ કર. **બેસવા જવું** (બેસવા-) (રૂ.પ્ર.) મરણ પાછળના બેસણામાં જવું. **બેસવાની ડાળ** (બેસવાની ડાળ્ય) (રૂ.પ્ર.) આશ્રયનું સ્થાન. **બેસી જવું** (બેસી-) (રૂ.પ્ર.) ધંધામાં ખોટ અનુભવવી. (૨) દેવાળું ફૂંકવું. (૩) વાસ આવી બગડી જવું. **બેસી પડવું** (બેસી-) (રૂ.પ્ર.) ધંધામાં ખોટ આવવી. **બેસી રહેવું** (બેસી રે:વું) (રૂ.પ્ર.) કાંઈ કામ-ધંધો ન કરવો. **ખૂણે બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) મરણ પામેલા પતિનો સોગ પાળવો. **ગાદીએ બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) રાજ-અમલ શરૂ કરવો. **ઘર બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) નિર્વંશ જવો. **ઘેર બેસવું** (ઘેરય બેસવું) (રૂ. પ્ર.) નોકરી-ધંધો તૂટી જવાં. **છેટે બેસવું, દૂરે બેસવું** (-બેસવું) (રૂ. પ્ર.) સ્ત્રીને અચાલો આવવો. **નિશાળે બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) ભણવાનું શરૂ કરવું. **બારણે બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) ઉઘરાણીનો તકાદો કરવો. **રોજે બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) રોજની મજૂરીથી કામ શરૂ કરવું] **બેસાવું** (બેસાવું) ભાવે., ક્રિ. **બેસાડ(-ર)વું** (બેસા-) પ્રે., સ.ક્રિ.

**બેસાડ(-ર)વું** (બેસા-) જુઓ 'બેસવું'માં.

**બેસામણ** (બેસામણ) ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'બેસવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] બેસાવાની ક્રિયા. (૨) કિંમત પડવી એ, મૂલ બેસવું એ

**બેસામણું** (બેસામણું) ન. [જુઓ 'બેસવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] જુઓ 'બેસામણ.' (૨) જુઓ 'બેસણું.'

**બેસાર(-ડ)વું** (બેસા-) જુઓ 'બેસવું'માં.

**બેસારુ** (બેસારુ) વિ., ન. [જુઓ 'બેસવું' દ્વારા.] વાહનમાં બેસનાર માણસ, ચડિયું, ઉતારુ, મુસાફર

**બેસાલ્ટ** પું. [અં.] રંગમાં ઘેરા ભૂરા રંગનો એક પ્રકારનો પથ્થર

**બેસાવું** (બેસાવું) જુઓ 'બેસવું'માં.

**બે-સિતમ** (બે-) વિ. [ફા.] ઘણું જુલમી. (૨) અત્યંત, ઘણું, બેશુમાર

**બે-સુમાર** (બે-) જુઓ 'બે-શુમાર.'

**બે-સૂર,-રું** (બે-) વિ. [ફા. 'બે' + જુઓ 'સૂર' + ગુ. 'ઉં' ત.પ્ર.] ગાવામાં સ્વરની વ્યવસ્થા ન હોય તેવું, બગડી ગયેલા ઘાંટાવાળું

**બે-સ્વાદ** (બે-) વિ. [ફા. 'બે' + સં.] સ્વાદ વિનાનું. (૨) બગડી ગયેલા સ્વાદવાળું

**બે-હક(-ક્ક)** ક્રિ.વિ. [ફા. 'બે' + જુઓ 'હક(-ક્ક).'] હક વિના, નાહક. (૨) ખાલી મિથ્યા, અમસ્તું. [**બેહક પડવું (કે બેસવું)** (-બેસવું,) (રૂ.પ્ર.) પૂંછલીને બેસી પડવું]

**બે-હત્થુ(-ત્થું)** વિ. [જુઓ 'બે' + સં. हस्तक- > પ્રા. हत्थअ-] બે હાથમાં જેની સત્તા હોય તેવું, બે માણસની સત્તા નીચેનું

**બે-હદ** (બે-) ક્રિ.વિ. [ફા. 'બે' + અર.] જેની હદ ન રહી હોય તેવું, ઘણું જ, પુષ્કળ, અસીમ, બેશુમાર

**બે-હયા** (બે-) વિ. [ફા. 'બે' + અર.] બેશરમ, નિર્લજ્જ

**બે-હયાઈ** (બે-) સ્ત્રી. [ફા. 'બે' + અર.] બે-શરમ હોવાપણું

**બેહ(-હે)સ્ત** જુઓ 'બેહિશ્ત.'

**બે-હ(-હે)સ્ત-નશીન** જુઓ 'બેહિશ્ત-નશીન.'

**બેહ(-હે)સ્તી** જુઓ 'બેહિશ્તી.'

**બે-હાલ** (બે-) વિ. [ફા. 'બે' + અર.] બૂરી હાલતવાળું, દુર્દશામાં સુકાઈ ગયેલું. (૨) બીમાર

**બેહાલી** (બે-) સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] બૂરી હાલત, દુર્દશા. (૨) બીમારી

**બેહિ(-હ,-હે)શ્ત** વિ. [ફા. બિહિશ્ત] સ્વર્ગ

**બેહિ(-હ,-હે)શ્ત-નશીન** વિ. [ફા. બિહિશ્ત-નશીન્] સ્વર્ગ-વાસી. (૨) (લા.) મરણ પામેલું

**બેહિ(-હ,-હે)શ્તી** વિ. [ફા. બિહિશ્તી] સ્વર્ગને લગતું

**બેહી** સ્ત્રી. ખેડૂતની નવી પરણેલ જોડીને ગામના કુંભારે આપેલાં માટીનાં વાસણ

**બેહુ** વિ. [સ. द्वौ खलु > પ્રા. बे क्खु દ્વારા જૂ. ગુ. 'બિહુ'-'બેહુ.'] જુઓ 'બેઉ.'

**બે-હુરમત** (બે-) વિ. [જુઓ 'બે' + અર.] માનભંગ થયેલું, અપમાનિત. (૨) કલંકિત

**બે-હુરમતી** (બે-) સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] અપમાનિત થવું એ. (૨) કલંકિત થવા-હોવાપણું

**બે-હૂદું** (બે-) વિ. [ફા. બેહૂદહ્] નકામું, નિરુપયોગી. (૨) બેવકૂફી ભરેલું. (૩) સ્વતંત્રતાપૂર્વક કરેલું. (૪) અવિવેકી

**બેહે(-હ)સ્ત** જુઓ 'બેહિશ્ત.'

**બેહે(-હ)સ્ત-નશીન** જુઓ 'બેહિશ્ત-નશીન.'

**બેહે(-હ)સ્તી** જુઓ 'બેહિશ્તી.'

**બે-હોશ** (બે-) વિ. [ફા.] હોશ વિનાનું, ભાન વિનાનું, બેભાન, બેશુદ્ધ. (૨) (લા.) ગાંડેલ, મૂર્ખ

**બેહોશી** (બે-) સ્ત્રી. [ફા.] હોશ વિનાની સ્થિતિ, મૂર્છા. (૨) (લા.) મૂર્ખતા

બેળ (બૅળ્ય) સ્ત્રી. ચૂલાનો ઉપરનો છૂટો ભાગ, બેડ. (૨) કન્યાને વળાવતી વેળા અપાતો અનાજનો જથ્થો. (૩) થાંભલી

બેળે, ૰બેળે (બૅળે) ક્રિ.વિ. મહા મુશ્કેલીથી, પરાણે

બેં (બેં) ક્રિ.વિ. [રવા.] બકરાંનો અવાજ થાય એમ

બૅંક (બૅઙ્ક) સ્ત્રી. [અં.] મોટે ભાગે સરકાર તરફથી અધિકૃત થયેલી મોટી શરાફી પેઢી

બેંકણ (બેંકણ) ન. ગાડાની પીંજણીને બાંધવાનું દોરડું

બૅંક-દર (બૅઙ્ક-) પું. [અં + જુઓ 'દર.²'] બૅંકમાં મૂકેલી રકમના વ્યાજનું ધોરણ, 'બૅંક-રેઇટ'

બૅંક-નોટ (બૅઙ્ક-) સ્ત્રી. [અં.] નાણાં આપવા માટેની વાયદા-ચિઠ્ઠી

બૅંક-બિલ (બૅઙ્ક-) ન. [અં.] ચેક, હૂંડી

બૅંક-રેઇટ (બૅઙ્ક-) પું. [અં.] રાષ્ટ્રના સોનાની અનામત ઉપર આધાર રાખતો બૅંકના વ્યાજનો દર, બૅંક-દર

બૅંકર (બૅઙ્કર) પું. [અં.] શરાફ

બૅંક-વ્યવહાર (બૅઙ્ક-) પું. [અં. + સં.], બૅંકિંગ (બૅઙ્કિઙ્ગ) ન. [અં.] બૅંકોમાંની લેવડ-દેવડ

બૅંક-હોલીડે (બૅઙ્ક-) પું. [અં.] બૅંકોની રજાનો દિવસ

બૅંકિંગ (બૅઙ્કિઙ્ગ) ન. [અં.] બૅંકનું કામકાજ, શરાફી

બૅંક્રપ્ટ (બૅઙ્ક્રપ્ટ) વિ. [અં.] દેવાળિયું

બૅંક્રપ્ટ્સી (બૅઙ્ક્રપ્ટ્સી) સ્ત્રી. [અં.] દેવાળું કાઢવું એ

બૅંગી (બૅંગી) સ્ત્રી. [અં. 'બૅંગ્' દ્વારા] સીવેલી નાની પોટકીના રૂપમાં ટપાલ મારફતે મોકલાતું પાર્સલ

બેંચ (બેઞ્ચ) પું. [અં.] બાંકડો, પાટલી. (૨) સ્ત્રી. ન્યાયાધીશોનો સમૂહ

બેંઝાઇન (બેઞ્ઝાઇન] ન. [અં.] પેટ્રોલિયમ સાથે નીકળતું એક પ્રવાહી [આવતો એક અર્ક

બેંઝિન (બેઞ્ઝિન) [અં.] ખનીજ કોલસામાંથી કાઢવામાં

બૅંડ,૰વાજું (બૅણ્ડ-) ન. [અં. જુઓ 'વાજું.'] સમૂહમાં વગાડવાનું યુરોપીય પદ્ધતિનું લશ્કરી વાદ્ય

બૅંડ-સ્ટૅંડ (બૅણ્ડ-સ્ટૅણ્ડ) ન. [અં.] બૅંડ વાજાં વગાડવાનું જાહેર સ્થળ

બૅંડેજ (બૅણ્ડેજ) ન. [અં.] શરીરની તૂટ-ભાંગ તેમ ગૂમડાં કે દાઝ ઉપર દવા લગાડી બંધાતો પાટો

બેંતાળી(-ળી)સ(-શ) (બેંતા-) જુઓ 'બેતાળી(-ળી)સ(-શ).'

બેંતાળી(-ળી)સ(-શ)-મું (બેંતા-) જુઓ 'બેતાળી(-ળી)સ-(-શ)-મું.'

બેંતાળાં (બેંતાળાં) જુઓ 'બેતાળાં.'

બેંદો (બેંદો) પું. [સં. बिन्दु દ્વારા] ચાંદલો, ચાંલ્લો

બેંબી (બેંબી) સ્ત્રી. દૂંટી

બેં-બેં (બેં-બેં) ક્રિ.વિ. [જુઓ 'બેં,'–દ્વિર્ભાવ] જુઓ 'બેં.'

બૈજિક વિ. [સં] બીજને લગતું, મૂળ-ભૂત. (૨) વીર્યનો સંબંધ ધરાવતું. (૩) બીજગણિતને લગતું, 'ઍલ્જિબ્રેકલ'

બૈડક-બોલું વિ. [રવા. + 'બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] તડ અને ફડ કહી દેનારું, બટક-બોલું ['બરડવું.¹'

બૈડવું ન. [જુઓ 'બરડવું'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ

બૈડૂકી સ્ત્રી. એ નામનો એક વેલો

બૈડકું ન. બૈડૂકીના વેલાનું ફળ

બૈણી સ્ત્રી. [જુઓ 'બરણી,'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'બરણી.' ['બરણેટી.'

બૈણેટી સ્ત્રી. [જુઓ 'બરણેટી,'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ

બૈણો પું. [જુઓ 'બરણો,'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'બરણો.'

બૈતુલમાલ પું. [અર.] વારસ ન હોય તેની સરકારમાં ખાલસા થઈ જતી મિલકત

બૈયર સ્ત્રી. [જુઓ 'બૈરી.'] બૈરી, બૈરું, સ્ત્રી. (૨) પત્ની

બૈયાં સ્ત્રી. [સં. बाहु નો વિકાસ] (લા.) બાંહેધરી, જામિનગીરી (૨) મદદ, સહાય, ટેકો. (૩) શક્તિ

બૈરક વિ. [જુઓ 'બૈરું.'] બૈરા જેવું, સ્ત્રીપ્રકૃતિનું, સ્ત્રૈણ

બૈરક-બુદ્ધિ સ્ત્રી. [+સં.] બૈરાંના જેવી સમજ. (૨) વિ. બૈરાંના જેવી સમજવાળું

બૈરક-મંડલ (-ળ) (-મણ્ડલ,–ળ) ન. [+સં.] બૈરાંઓનું ટોળું

બૈરક-શાસ્ત્ર ન. [+સં.] બૈરાંઓની બુદ્ધિએ ઊભા કરેલા રીતરિવાજોને લગતી રૂઢિ [(વહાણ.)

બૈરસ સ્ત્રી. [ફા. બયૂરસ્] સુકાનના ચોકાને વીંટેલું દોરડું.

બૈરી સ્ત્રી. [જુઓ 'બાઈ' દ્વારા.] સ્ત્રી. (૨) પત્ની. [૰ કરવી (રૂ.પ્ર.) સ્ત્રી સાથે લગ્ન કરવાં. (૩) સ્ત્રીને ઘરઘવું]

બૈરી-પ(-વ)ખો પું. [+સં. पक्षक- > પ્રા. पक्खअ-, °वक्खअ-] પત્નીનો પક્ષ લેનાર પુરુષ. (૨) વહુ-ઘેલો

બૈરું ન. [જુઓ 'બાઈ' દ્વારા.] સર્વસામાન્ય સ્ત્રી. (૨) પત્ની. [૰ કરવું (રૂ.પ્ર.) સ્ત્રી સાથે પુરુષે લગ્ન કરવાં]

બૈલ્વ વિ. [સં.] બીલાંને લગતું, બીલાંમાંથી બનાવેલું

બૈંડી સ્ત્રી. તળાવમાંથી ટોપલી વડે પાણી પાવા માટે પાણી ઉડાડવાની ક્રિયા

બો¹ સ્ત્રી. ઘમંડ, અભિમાન, અહંકાર, ગર્વ

બો² સ્ત્રી. [ફા.] બાસ, દુર્ગંધ

બો³ સ્ત્રી. [અં.] સ્ત્રીઓની વાળ બાંધવાની દોરી. (૨). નેકટાઈને બદલે ગળા પાસે ખમીસમાં ચોડાતી ફીત. (૩) વીંટો પાર્સલ વગેરે બાંધવાની દોરી, 'ટ્વાઇન'

બૉઇલર ન. [અં.] ઍન્જિનનો જેમાં વરાળ થાય છે તે ભાગ, પાણીની વરાળ કરવાનું યંત્ર

બૉઇલર-મૅન પું. [અં.] બૉઇલર પર કામ કરનાર કામદાર

બોઇલા સ્ત્રી. ભાવનગર તરફ રમાતી એક રમત

બોઈ સ્ત્રી. એ નામની મુંબઈના દરિયામાં થતી એક માછલી

બોકડ, ૰કંડું (-કણ્ડું) વિ. જાડું. (૨) ખરબચડું

બોકડિયું ન. [જુઓ 'બોકડો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] બકરીનું બચ્ચું [બકરી. (૨) બકરાનું આંતરડું

બોકડી સ્ત્રી. [જુઓ 'બોકડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

બોકડું ન. બકરું (સામાન્ય)

બોકડો પું. બકરો (નર). [-ડાની રીતે મરવું (રૂ.પ્ર.) હલકી રીતે મરણ પામવું. ૰બનાવવો (રૂ.પ્ર.) મશ્કરીનો ભોગ કરવું. ૰ વધેરવો (રૂ.પ્ર.) સજા થવા આગળ ધકેલવું]

બોકતું વિ. ગંધ મારતું, ગંધાતું, દુર્ગંધવાળું

બોકંદું (બોકન્દું) વિ. ઉકરડા ઉપર થતું એક જાતનું ઘાસ. (૨) જુઓ 'બોકડ.' [વપરાતું એક સાધન

બોકા સ્ત્રી. ઊંડાણવાળી જગ્યાએથી પાણી કાઢવા માટે

**ઓકા-ઢીલી** સ્ત્રી. સાતતાળીના પ્રકારની સોરઠમાં રમાતી એક રમત

**ઓકાની** જુઓ 'ઉકાની.'

**ઓકાનું** જુઓ 'ઉકાનું.'

**ઓકાળિયા દાવ** પું. નવસારી તરફ રમાતી એક રમત

**ઓકારું** ન., [સૌ., ૨વા.] રડવાની ભારે મોટી ચીસ

**ઓકી**[1] સ્ત્રી. [જુઓ 'ઓકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બચી, બકી, ચુંબન

**ઓકી**[2] વિ. હોડીને દોરડેથી ખેંચનાર

**ઓકીલું** ન. કુરકુરિયું, ગલૂડિયું, ભોટીલું

**ઓકો** પું. [૨વા.] ઓકી, ચુંબન

**ઑક્સ** સ્ત્રી. [અં.] પેટી. (૨) ખોખું. (૨) નાટક સિનેમા વગેરે જેવા ઊંચા વર્ગના પ્રેક્ષકોને બેસવાની અલગ કાઢી આપેલી જગ્યા [છે તે એક ખનિજ પદાર્થ

**ઑક્સાઇટ** સ્ત્રી. [અં.] જેમાંથી ઍલ્યુમિનિયમ ધાતુ નીકળે

**ઑક્સિંગ (ઑક્સિઙ્ગ)** ન., સ્ત્રી. [અં.] એક કુસ્તી, મુષ્ટિયુદ્ધ. (૨) સિમેન્ટનું બાંધકામ જમાવવા માટે કરવામાં આવતી લાકડાંનાં પાટિયાંની ગોઠવણ

**ઓખ** (-ખ્ય) સ્ત્રી. [સર૦ 'અખોલ.'] પાણી ભરાઈ રહે તેવી નીચાણવાળી જમીનનો વિસ્તૃત પટ. (૨) બકરાં વગેરેના ચામડાની પાણીની નાની પખાલ

**ઓખલું** વિ. [જુઓ 'ઓખું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ઓખું.' [૦ પડવું (રૂ.પ્ર.) પોકળ પુરવાર થવું. (૨) ભોંઠા પડવું]

**ઓખાડો** પું. કાળાં ઊંબરાનું ઝાડ

**ઓખું** વિ. પડી ગયેલા દાંતવાળું. (૨) (લા.) નમાલું

**ઓગદું** ન. [સર૦ 'બુગદો.'] જુઓ 'બુગદો.' (૨) ગાબડું, ભગદાળું

**ઓગન-વેલ** (-લ્ય) સ્ત્રી. એ નામની એક વેલ

**ઓગી** સ્ત્રી. [અં.] મુસાફરોને બેસવાના કામનો રેલવેનો ડબો. (૨) ડબાને વળાંકમાં અટકાવવા કરેલી એક કરામત

**ઓઘડ** વિ. [જુઓ 'ઓઘું.'] જુઓ 'ઓઘું.'

**ઓઘડી** સ્ત્રી. એક પ્રકારની કૂંઢાં શિંગડાંવાળી ભેંસ

**ઓઘડું** ન. [જુઓ 'ઓઘરડું'–માંથી 'ર'નો લોપ],–ણું ન. [જુઓ 'ઓઘરડું'–પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'ઓઘરડું,–ણું.'

**ઓઘની** સ્ત્રી. દિવસનો પહેલો રોકડો વેપાર, બોણી

**ઓઘરડી,-ણી** સ્ત્રી. [જુઓ 'ઓઘરડું,–ણું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાનું ઓઘરડું

**ઓઘરડું,-ણું** ન. દૂધ છાસ વગેરે માટેનું પહોળા પેટ અને મોઢાવાળું ત્રાંસા મોટા કાંઠાનું ધાતુનું એક વાસણ

**ઓઘરાં** ન., બ.વ. ઘરેણાં અને સુંદર કપડાં [સાવરણી

**ઓઘરી** સ્ત્રી. [જુઓ 'ઓઘરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની

**ઓઘરો** પું. રસ્તો વાળવાનો મોટો સાવરણો ['ઓઘું.'

**ઓઘલું** વિ. [જુઓ 'ઓઘું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**ઓઘાણું** જુઓ 'ઓઘરણું'–'ઓઘરડું,–ણું.'

**ઓઘું** વિ. [સર૦ 'ઓથું.'] બુદ્ધિ-હીન, મૂર્ખ. (૨) ભોળા દિલનું, ઓલિયું.' (૩) (લા.) ન. હાથીનું બચ્ચું

**ઓચ**[1] વિ. થોડી બુદ્ધિનું. (૨) સાદું–સાદા સ્વભાવનું

**ઓચ**[2] પું. દાણા આવ્યા વગરનો જુવાર કે બાજરાનો કસદાર સાંઠો. (૨) ડાંગરના છોડવાઓને પાણીના અભાવે ડૂંડી ન આવવી એ

**ઓચ**[3] પું. મગર

**ઓચકું** ન. જુઓ 'અચકો.' (૨) સાવરણી કે ઝાડુનું ઠૂંઠું

**ઓચલો** પું. ઓચીથી લઈ સમગ્ર માથું ઢંકાઈ જાય તેવી બાળકોની એક પ્રકારની ટોપી

**ઓચ્યા** સ્ત્રી. પાલખી [(૨) (લા.) ઢીલા સ્વભાવનું

**ઓચિયું**[1] વિ. [જુઓ 'બૂચું.'] તૂટેલા કાનવાળું, બૂચું.

**ઓચિયું**[2] ન. રસોઈ પીરસવાના કામમાં આવતી વાંસની હલકી ટોપલી. (૨) ગાંઠિયા કરવા માટેની લોખંડની કડાઈ

**ઓચી** સ્ત્રી. ગળાનો બહારનો ગોળાકાર ભાગ, ગળચી. [૦એ કાંકરો મૂકી કામ કરવું (રૂ.પ્ર.) સખત મહેનત લેવી. (૨) કડક નિયમન રાખવું. ૦ ઝાલવી, ૦ પકડવી (રૂ પ્ર.) ફસાવવું. ૦ પર ચડી(-ઢી) બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) સખત દબામણી કરવી]

**ઓચું** વિ. [જુઓ 'બૂચું.'] જુઓ 'બૂચું.' (૨) ન. ગરદન, ગળચી, ઓચી. (૩) તરાપો

**ઓછાડ,-ર** (ઑછાડ,–ર) પું. વરસાદનું સખત ઝાપટું

**ઓજ**[1] પું. [દે.પ્રા. વોજ્ઝ, એમાં મહાપ્રાણ છે.] ભાર, વજન. (૨) (લા.) મોભો, વકર. (૩) શાખ, આબરૂ. (૪) જવાબદારી.[૦ પડવો (રૂ.પ્ર.) ભારે મુશ્કેલીમાં મુકાવું]

**ઓજ**[2] પું. કુમાશ (વસ્ત્રની)

**ઓજ**[3] (ઓજ્ય) સ્ત્રી. આદત, ટેવ

**ઓજ-દાર** વિ. [જુઓ 'ઓજ[1]' + ફા. પ્રત્યય.] બોજવાળું, વજનદાર, ભારે. (૨) (લા.) મોભાદાર. (૩) આબરૂદાર

**ઓજરિયાં** ન., બ.વ. પગમાં પહેરવાનાં રૂપાનાં કડલાં જેવાં ઘરેણાં

**ઓજવું** અ.ક્રિ. પરવડવું, પાલવવું, અનુકૂળ આવવું. **ઓજાવું** કર્મણિ., ક્રિ. **ઓજાવવું** પ્રે., સ.ક્રિ.

**ઓજળિયો** પું. એક પ્રકારનો ઘોડો [આકરું, સખત

**ઓજા-રૂપ** વિ. [જુઓ 'ઓજો' + સં.] ભાર-રૂપ. (૨) (લા.)

**ઓજાવવું** જુઓ 'ઓજવું'માં.

**ઓજાવાળું** વિ. જુઓ 'ઓજો' + ગુ. 'વાળું' ત.પ્ર.] (લા.) કરજવાળું, કર-ગ્રસ્ત

**ઓજાવું** જુઓ 'ઓજવું'માં.

**ઓજિયું** ન. જુઓ 'ભોજિયું.'

**ઓજો** પું. [જુઓ 'ઓજ[1]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ઓજ.' (૨) કરજ વગેરેનો ભાર

**ઓજોત** (-ત્ય) સ્ત્રી. ખેતી, ખેડ

**ઓઝન** ન. એક જાતનું પૂછડી વિનાનું વાંદરું

**ઓઝ-બટાઈ** સ્ત્રી. લણેલા અનાજના પૂળા વાળી એને જુદા પાડવાની રીત

**ઓટ**[1] (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'ઓટવું.'] ઓટવાની ક્રિયા, પ્રવાહી કે ખાદ્યને એઠું કરવાની ક્રિયા

**ઓટ**[2] (-ટ્ય) સ્ત્રી. દૂટી. (૨) માટીનું વાસણ. (૩) એ નામની એક વનસ્પતિ, ગોરખ-મૂંડી

**ઓટ**[3] સ્ત્રી. [અં.] હોડી, મછવો. (૨) આગબોટ, સ્ટીમર

**ઓટ-અબોટ** પું. [જુઓ 'ઓટવું' + 'અબોટ.'] (લા.)

આભડછેટ, વટાળ
**બોટકાલ** (-લ્ય) સ્ત્રી. જુવાન છોકરી
**બોટકો** પું. નાનું હાંડલું
**બોટણ** ન. [જુઓ 'બોટવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] બોટવું એ, પ્રવાહી કે ખાદ્યમાં મોં ઘાલવું એ. (૨) બાળકનું અન્ન-પ્રાશન
**બોટણી** સ્ત્રી. [જુઓ 'બોટવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બોટવાની ક્રિયા. (૨) સ્તનની ડીંટડી. (૩) ડીંટણીના આકારની ચૂસણી [ક્રિયા
**બોટણું** ન. [જુઓ 'બોટવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] બોટવાની
**બૉટ(-ટે)નિસ્ટ** વિ. [અં.] વનસ્પતિશાસ્ત્રી
**બૉટની** સ્ત્રી. [અં.] વનસ્પતિ-વિદ્યા
**બોટ-ભાડું** ન. [જુઓ 'બોટ³' + 'ભાડું.'] આગબોટમાં પ્રવાસ કરવા માટેનું અપાતું નૂર
**બૉટલ** સ્ત્રી. [અં.] શીશી, શીશો, બાટલી
**બોટવું** સ.ક્રિ. [દે.પ્રા. बोट्ट-] પ્રવાહી કે અનાજમાં મોઢું નાખી એઠું કરવું. (૨) (લા.) ખાવું. (૩) અભડાવવું. (૪) પહેલેથી કબજો જમાવવો. **બોટાવું** કર્મણિ., ક્રિ. **બોટાવવું** પ્રે., સ.ક્રિ.
**બોટાટી** ન. કેળાંની એક જાત
**બોટાવવું, બોટાવું** જુઓ 'બોટવું'માં.
**બોટિયું** વિ. [જુઓ 'બોટવું + 'ઇયું' કૃ.પ્ર.] (લા.) બીજાએ વાપરેલું કે અભડાયેલું. (૨) ન. અબોટિયું, રેશમી કે શણનું વસ્ત્ર
**બૉટેનિસ્ટ** જુઓ 'બૉટનિસ્ટ.'
**બોટો** પું. શાહીનો ખડિયો, દવાત
**બોઠ** ન. આંગણું
**બોઠિયું** જુઓ 'બાંઠિયું.'
**બોડ** (-ડ્ય) સ્ત્રી. હિંસ્ર પશુઓ કૂતરાં વગેરેને પડી રહેવાનો પોલાણવાળો ખાંચો-ખચકો, બો, બખોલ, બડ. (૨) (લા.) ન. છાણમૂતર વગેરેની ગંદકી
**બોટિંગ** (બોટિઙ્) ન. [અં.] હોડી ચલાવવાની ક્રિયા. (૨) હોડી ચલાવવાની કસરત
**બોટી** સ્ત્રી. માંસનો ટુકડો. (૨) રુવાંટું. [૦ ઉતારવી (રૂ.પ્ર.) માંસનો ટુકડો પડે એમ કરડી ખાવું. ૦ કાપવી (રૂ.પ્ર.) શરીરના ટુકડે ટુકડા કરવા. ૦ ચડ(-ઢ)વી (રૂ.પ્ર) શરીરે હૃષ્ટ-પુષ્ટ થવું]
**બોટું** ન. [જુઓ 'બોટવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'બોટિયું.'
**બોડકી** વિ., સ્ત્રી. [જુઓ 'બોડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] શિંગડાં ન આવ્યાં હોય તેવી નાની ઉંમરની ગાય. (૨) વાળ વગરની સ્ત્રી. (૩) (લા.) વિધવા, રાંડીરાંડ
**બોડકું** વિ. [જુઓ 'બોડું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બોડું.'
**બોડથલ** વિ. જુઓ 'બોથડ'
**બોડર¹** (-ર્ય) સ્ત્રી. [અં. 'બૉર્ડર્'-કિનારી] (લા.) પાણી ખેંચનારે ઊભા રહેવાની જગ્યા
**બોડર²** ન. રાતા રંગનું એક પક્ષી
**બોડલી** સ્ત્રી. [જુઓ 'બોડલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'બોડકી.' (૨) ફકીર સાથે રહેતી પુરુષવેશધારિણી સ્ત્રી
**બોડલું** વિ. [જુઓ 'બોડું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર]. જુઓ 'બોડું.'
**બોડવું** સ.ક્રિ. [દેપ્રા. बोड-] અસ્ત્રાથી (માથાના) વાળ ઉતારવા, મૂંડવું. **બોડાવું** કર્મણિ, ક્રિ. **બોડાવવું** પ્રે., સ.ક્રિ.
**બોડાક્ષર** પું., બ.વ. [જુઓ 'બોડું' + સં. अक्षर, સંધિથી] બોડિયા અક્ષર, કાનો માત્રા અજ્જુ વરડુ અનુસ્વાર વગેરે ચિહ્‌ન વિનાના સાદા મૂળ અક્ષર
**બોડાર** પું. એક જાતનું ચામડું
**બોડાવવું, બોડાવું** જુઓ 'બોડવું'માં.
**બોડિયું** વિ. [જુઓ 'બોડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બોડું.' [૦ કોડિયું (રૂ.પ્ર.) સાવ બોડું, જરા પણ વાળ ન રહ્યો હોય તેવું, માથે ટકા-મૂંડાવાળું
**બોડી¹** વિ. કેટલીક વનસ્પતિઓનું નિરર્થક વિશેષણ; જેમકે 'બોડી અઘાડી' 'બોડી અજમો' 'બોડી અજમોદી' વગેરે. સર૦ 'બોડિયો કહ્હાર' 'બોડો કહ્હાર' 'બોડો ગરિયો' 'બોડો વાંદો' વગેરે. [માળખું, ખોખું
**બોડી²** સ્ત્રી., ન. [અં.] શરીર, કાયા. (૨) મોટર વગેરેનું
**બોડી-ગાર્ડ** પું. [અં.] અંગ-રક્ષક સિપાઈ
**બોડું** વિ. [દે.પ્રા. बोड्डअ-] માથે વાળ વિનાનું. (૨) માથે શિંગડાં વિનાનું. (૩) ડાળાં પાંદડાં વિનાનું. (૪) માથા ઉપર દેવનાગરી લિપિમાં થતી શિરોરેખા વિનાનું. (૫) કાનો માત્રા અજ્જુ વરડુ અનુસ્વારનાં ચિહ્નો વિનાનું (અક્ષરો.) (૬) ન. ડીંટડી વિનાનું પાન. (૭) વગડાઉ નાનું તળાવ. [૦ કરવું (રૂ.પ્ર.) લૂંટી સાફ કરવું. ૦ટ(-ત)ડોકું, ૦બટ, ૦રણક, ૦ રોડું (રૂ.પ્ર.) તદ્દન બોડું.–ડો ભાત (રૂ.પ્ર.) ઘી વિનાનો લૂખો ભાત]
**બોણવું** (બૉણવું) સ.ક્રિ. [જુઓ 'બોણી,'–ના. ધા.] બોણી આપવી. (૨) કમાણી કરાવવી. (૩) (લા.) ગાળ દેવી. **બોણાવું** (બૉણાવું) કર્મણિ., ક્રિ. **બોણાવવું** (બૉણાવવું) પ્રે., સ.ક્રિ. [ધા.] (લા.) ગાળ દેવી
**બોણાટવું** (બૉણાટવું) સ.ક્રિ. [જુઓ 'બોણવું.'–'બોણી,'–ના.
**બોણાવવું, બોણાવું** (બૉણા-) જુઓ 'બોણવું'માં.
**બોણી** (બૉણી) સ્ત્રી. [અં. બૉનસ્] મહેરબાનીની ભેટ, ખુશબખ્તી. (૨) દુકાનદારની દુકાન ઉઘાડતાં પહેલા સોદાની રકમ. (૩) (લા.) આવડત, પહોંચ. (૪) ગાળ. [૦ કરાવવી (રૂ.પ્ર.) ખૂલતી દુકાને પહેલો માલ લઈ નાણાં ચૂકવવાં]
**બોત** (બૉત) પું. [ફા. 'બુત્'–મૂર્તિ] (લા.) બાઘા જેવો માણસ, જડ માણસ, બોથડ
**બોતડ,-ડું** વિ. જુઓ 'બોથડ.' (૨) ન પલોટાયેલું. (૩) ન. ઊંટનું બચ્ચું [ઊંટ
**બોતડો** વિ., પું. [જુઓ 'બોતડું.'] વણ-પલોટાયેલો જુવાન
**બોતણી** સ્ત્રી. સ્તનની ડીંટડી
**બોતરું¹** ન. [જુઓ 'બોત્તેર + ગુ. 'ઉં' ત.પ્ર.] લાગલગાટ ચોમાસામાં ૭૨ દિવસ સુધી વરસાદનું ન આવવું એ
**બોતરું²** ન. આળ, આક્ષેપ
**બોતાણું** ન. ખોટી વાત, ગપ, અફવા
**બોતાન¹** ન. [અર. બુહ્‌તાન્] કલંક, આળ, તહોમત, આરોપ, આક્ષેપ, બટ્ટો [ત.પ્ર.] પાઘડું, મોટો ફાલો
**બોતાન²**, -ણું ન. -નો પું. [અર. 'બિહતાન્'] + ગુ. 'ઉં'

**બોત્તેર** વિ. [સં. द्वा-सप्तति-> પ્રા. बाहत्तरि] સિત્તેર અને બે સંખ્યાનું, બોંતેર, ૭૨

**બોત્તેર-મું** વિ. [+ ગુ. 'મું' ત.પ્ર.] બોંતેરની સંખ્યાએ પહોંચેલું, બોંતેરમું

**બોત્તેરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] બોંતેરનો સમૂહ

**બોત્તેરું** ન. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] બોંતેર દિવસનો સમય (વરસાદ ખેંચાતાં) [સખત માર મારવો]

**બોથ** (-થ્ય) સ્ત્રી. માથું. (૨) લમણું. [૦ બોલાવવી (રૂ.પ્ર.)

**બોથડ** વિ. કાંઈ ન સમઝે તેવું, જડ બુદ્ધિનું, બોધડ, બુડથલ

**બોથડો** પું. એ નામનો એક છોડ [કસરત

**બોથાટી** સ્ત્રી. એ નામનું એક શસ્ત્ર. (૨) એક પ્રકારની

**બોથાલું** ન.,**-લો** પું. [જુઓ 'બોથ' દ્વારા.] પાઘડું, બોતાનું

**બોથી** સ્ત્રી. [જુઓ 'બોથ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ચોટલી

**બોથું**[1] ન. [જુઓ 'બોથ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] માથું. (૨) પાઘડું

**બોથું**[2] વિ. જુઓ 'બોથડ.'

**બોદબાઈ** સ્ત્રી. ચારણોની એ નામની એક દેવી. (સંજ્ઞા.)

**બોદરાવવું, બોદરાવાવું** જુઓ 'બોદરાવું'માં

**બોદરાવું** અ.ક્રિ. (વેપારમાં) નુકસાન સહન કરવું, ખોટ અનુભવવી, **બોદરાવાવું** ભાવે., ક્રિ. **બોદરાવવું** પ્રે., સ ક્રિ.

**બોદલી**[1] વિ. પારકા ઉપર આધાર રાખનારું

**બોદલી**[2] સ્ત્રી. એક જાતની ઘોડી

**બોદલું** વિ. [જુઓ 'બોદું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બોદું.' [**-લી બાઈ** (રૂ.પ્ર.) બાયલો માણસ]

**બોદલો** પું. લખોટીની એક જાતની રમત. (૨) કપડાનો પતંગ. (૩) લખોટી વગેરે રમવાની ગબી, બદી. (૪) લખોટીની રમતની સમાપ્તિ

**બોદાર, ૦કાંકરો** પું., **૦શિ(-શી',-સિં,-સીં)ગ** સ્ત્રી. [+ જુઓ 'કાંકરો.'-'શિં(-શીં'-સિં,-સીં)ગ.'] સીસાનો ગઠ્ઠાના રૂપમાં મળતો ક્ષાર (એ દવા તરીકે ઘસીને વપરાય છે.), 'લેડ-ઑક્સાઇડ'

**બોદાવું** અ.ક્રિ. [જુઓ 'બોદું,'-ના.ધા.] પાણીમાં ભીંજાવાથી (લાકડાનું) બોદું થઈ વળી જવું. (૨) પાણીમાં ભીંજાવાથી કોહવાઈ જવું

**બોદું** વિ. [રવા.] પોલા અવાજવાળું, દબાવતાં કે ઠોકતાં ઢીલો અવાજ આપતું. (૨) બોદાઈ ગયેલું, ભીંજાઈ જઈ ઢીલું પડી ગયેલું. (૩) સડી ગયેલું, કોહવાઈ ગયેલું. (૪) (લા.) રસકસ વિનાનું. (૫) કામમાં નબળું

**બોદૂલ** ન. એ નામનું એક ઝાડ

**બોદો** પું. ઘીના ડબ્બાનું મોઢું બંધ કરવાને કપડાં માટી વગેરેનો લગાડાતો ડૂચો

**બો-દોરી** સ્ત્રી. [જુઓ 'બો[3]' + 'દોરી.'] જુઓ 'બો.[3]'

**બોદ્ધવ્ય** વિ. [સં.] સમઝવા જેવું. (૨) સમઝાવવા જેવું

**બોધ** પું. [સં.] જ્ઞાન, સમઝ, 'કન્સેપ્ટ' (હી.વ.) (૨) માહિતી. (૩) ઉપદેશ, શિખામણ. (૪) (લા.) ગાંજો. [**૦ લેવો** (રૂ.પ્ર.) ધડો લેવો, શિખામણ લેવી]

**બોધક** વિ. [સં.] બોધ કરનારું. (૨) બોધ લેવા જેવું, દૃષ્ટાંતાત્મક, ઉપદેશાત્મક, 'ડાઇડેક્ટિવ' (મ.ન.), 'પૅરેબલ' (દ.બા.)

**બોધક-તા** સ્ત્રી. [સં.] બોધક હોવાપણું

**બોધ-કથા** સ્ત્રી. [સં.] ઉપદેશ આપનારી વાત, 'પૅરેબલ'

**બોધ-કાવ્ય** ન. [સં.] ઉપદેશાત્મક કાવ્ય

**બોધ-ગમ્ય** વિ. [સં.] ઉપદેશથી જાણી શકાય તેવું. (૨) સમઝણમાં આવે તેવું

**બોધ-ગર્ભ, બોધ-ઘન** વિ. [સં.] જેની અંદર શિખામણ રહેલી છે તેવું, ઉપદેશથી ભરેલું ['બોધક.'

**બોધ-દાયક** વિ. [સં.], **બોધ-દાયી** વિ. [સં.,પું.] જુઓ

**બોધના** સ્ત્રી. [સં.] સમઝ, 'કન્સેપ્ટ,' 'કન્સેપ્શન' (હ.ની.)

**બોધનીય** વિ. [સં.] સમઝવા જેવું. (૨) ઉપદેશ આપવા જેવું

**બોધ-પત્ર** પું., ન. [સં.,ન.], **બોધ-પત્રક** ન. [સં.] રૂપરેખાનો ખ્યાલ આપનારો કાગળ, માહિતી-પત્ર, 'પ્રૉસ્પેક્ટસ'

**બોધ-પરાયણ** વિ. [સં.] બોધ આપવા તત્પર રહેલું. (૨) બોધથી ભરેલું, 'ડાઇડેક્ટિક' (ન.ભો.)

**બોધ-પાઠ** પું. [સં.] નમુના તરીકેનો પાઠ. (૨) પદાર્થ-પાઠ. (૩) શિખામણ, ધડો. [**૦ આપવો** (રૂ.પ્ર.) સજા કરવી, દંડ કરવો] [(૨) ઉપદેય લેનારું

**બોધ-પાત્ર** વિ., [સં.,ન.] ઉપદેશ કે બોધ લેવા જેવું.

**બોધ-પૂર્ણ** વિ. [સં.] બોધથી ભરેલું, ઉપદેશાત્મક

**બોધ-પ્રદ** વિ. [સં.] જુઓ 'બોધક'-'ઇન્સ્ટ્રક્ટિવ'

**બોધ-પ્રધાન** વિ. [સં.] જુઓ 'બોધક'-'ડાઇડેક્ટિક' (ઉ.જો.)

**બોધ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] શિખામણ મળવી એ

**બોધ-ફલ(-ળ)** ન. [સં.] ઉપદેશ કે શિખામણનું પરિણામ

**બોધ-ભાષા** સ્ત્રી. [સં.] શિક્ષણ આપવાને માટે વાપરવામાં આવતી માધ્યમરૂપ ભાષા, 'મીડિયમ' (વિ.ક.)

**બોધ-રૂપ** વિ. [સં.] બોધથી ભરેલું, બોધ-પૂર્ણ, બોધાત્મક

**બોધ-લાયક** વિ. [+જુઓ 'લાયક.'] જુઓ 'બોધ-પાત્ર (૧).'

**બોધલાવવું** સ.ક્રિ [જુઓ 'बोध,-ના.ધા.] (લા.) બોધ-પાઠ આપવો, સજા કરવી

**બોધલું** ન. [+ ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] બોધ, ઉપદેશ. (૨) શિખામણ, સલાહ. (૩) ઉપદેશાત્મક કવિતા. (૪) (લા.) વિ. અણસમઝુ, ભોળું [શિખામણનું વેણ

**બોધ-વચન** ન. [સં.] ઉપદેશનું વચન, ઉપદેશ-વાક્ય,

**બોધવવું** જુઓ 'બોધવું'માં.

**બોધ-વાર્તા** સ્ત્રી. [સં.] જુઓ 'બોધ-કથા'-'પૅરેબલ' (ના.દ.)

**બોધવું** સ ક્રિ. [સં. बोध,-ના.ધા.] બોધ કરવો, સમઝ આપવી. (૨) ઉપદેશ આપવો, શિખામણ આપવી. (૩) સાવધ કરવું. **બોધાવું** કર્મણિ., ક્રિ. **બોધાવવું** પ્રે., સ.ક્રિ.

**બોધ-શક્તિ** સ્ત્રી. [સં.] સમઝવાની શક્તિ. (૨) સમઝાવવાની શક્તિ

**બોધ-સાધન** ન. [સં.) જ્ઞાન મેળવવાનું સાધન કે સામગ્રી

**બોધ-સ્વભાવ** પું. [સં.] સમઝદારી, 'કૉન્શિયસ' (ન.દે.)

**બોધાત્મક** વિ [+ સં. आत्मन् + क] બોધરૂપ, બોધનાં લક્ષણોવાળું, 'ડાઇડેક્ટિક'

**બોધાવવું, બોધાવું** જુઓ 'બોધવું'માં.

**બોધિ** સ્ત્રી. [સં.] સંપૂર્ણ જ્ઞાન, (૨) સમ્યક્ દર્શન, ખરી સમઝ. (૩) આત્મ-જ્ઞાન. (૪) જીવ-મુક્તિ

**બોધિ-ચર્યા** સ્ત્રી. [સં.] જગતનો ઉદ્ધાર કરનાર–તત્ત્વજ્ઞાન માટે પ્રયત્ન કરનાર વ્યક્તિનું એ વિશેનું આચરણ
**બોધિત** વિ. [સં.] જેનો બોધ કરવામાં આવ્યો હોય તેવું. (૨) જેને બોધ કરવામાં આવ્યો હોય તે
**બોધિ-તરુ** ન. [સં.,પું.] જ્યાં ગૌતમ બુદ્ધને જ્ઞાન થયું હતું તે પીપળો (બુદ્ધગયામાં નો)
**બોધિની** વિ., સ્ત્રી. [સં.] બોધ કરનારી સ્ત્રી કે પુસ્તિકા
**બોધિ-વૃક્ષ** ન. [સં.પું.] જુઓ 'બોધિ-તરુ.'
**બોધિ-સત્ત્વ** પું. [સં.] અનેક જન્મોમાં શુભ કર્મો કર્યા પછી ઊંચી કક્ષાએ પહોંચેલો જીવ. (૨) ગૌતમ બુદ્ધ, નો તે તે પૂર્વાવતાર. (૩) પૂર્ણ જ્ઞાનના માર્ગે ઉપરનો સાધુ જીવ
**બોધી** વિ.,પું. [સં.] જેને જ્ઞાન થયું છે તેવું. (૨) જાતિ-સ્મરણથી અથવા અવધિજ્ઞાનથી મોક્ષે જનાર. (૩) બીજાને બોધ કરનારું, બોધક
**બોધેંદ્રિય** (બોધેન્દ્રિય) સ્ત્રી. [સં. बोध + इन्द्रिय ન.] જ્ઞાન મેળવવાની ઇંદ્રિય
**બોધ્ય** વિ. [સં.] જુઓ 'બોધનીય'–'બોદ્ધવ્ય.'
**બોધ્ય-તા** સ્ત્રી. [સં.] જ્ઞાન
**બોન** (બૉન) સ્ત્રી. [જુઓ 'બહેન.'] જુઓ 'બહેન' (તળ-ગુજરાતમાં)
**બોનસ** ન. [અં.] કાયદાના હકથી મળતી રકમ ઉપરાંત કાર્યકરોને અપાતી વધારાની રકમ. (૨) બક્ષિસ, સુખડી. (૩) બોણી
**બોનાફાઇડ** વિ. [અં.] માન્ય, પ્રમાણિત, પ્રમાણ-સિદ્ધ
**બૉનેટ** સ્ત્રી. [અં.] ચિમની ઉપરની વાળાની જાળી. (૨) મોટરના આગળના ભાગમાંનું સંચાનું પતરાનું ઢાંકણ. (૩) સ્ત્રીઓની કોર વિનાની ટોપી
**બૉન્ડ** (બૉણ્ડ) ન. [સં.] જુઓ 'બૉંડ.[૧]'
**બૉન્ડ-પેપર** (બૉણ્ડ-) પું. [અં.] જુઓ 'બૉંડ-પેપર.'
**બોપ** ન. છત. (૨) છાપરું
**બો-પટી,-ટ્ટી** સ્ત્રી. [જુઓ 'બો[૩]' + 'પટી,-ટ્ટી'] સ્ત્રીઓનાં પોલકાં વગેરે કપડાંઓમાં મુકાતી પાતળી અને જુદા જુદા રંગની કપડા કે દોરાની પટ્ટી
**બોપડી** સ્ત્રી. સાવરણી
**બોપલી** સ્ત્રી. તમાકુની એક જાત
**બોપા-ગાળા** પું., બ.વ. [જુઓ 'બોપા-ગાળું' વિ.] પોતા ઉપર ઘણું દુઃખ પડવું હોય એ પ્રકારના ઢોંગ
**બોપા-ગાળું** વિ. પોપલું. (૨) ઢોંગી
**બોબડી** સ્ત્રી. [જુઓ 'બોબડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) જીભ (તિરસ્કારમાં). [**૦ બંધ કરવી** (-બન્ધ-) (રૂ.પ્ર.) બોલતા બંધ થવું (તિરસ્કારથી સામાની અરુચિ.). **૦ વધવી** (રૂ.પ્ર.) સામાને ગમે ન ગમે એનો ખ્યાલ રાખ્યા સિવાય બોલ બોલ કર્યા કરવું]
**બોબડું** વિ. [જુઓ 'બોબું + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] સ્પષ્ટ ઉચ્ચારણ ન કરી શકનારું, જેનાથી ચોખ્ખું બોલી ન શકાતું હોય તેવું ('બોબડું' બ-બ એવા ઉચ્ચારથી, 'તોતડું' ત-ત એવા ઉચ્ચારથી) ['બોબું(૪).'
**બોબલું** ન. [જુઓ 'બોબું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**બોબા(-ભા)ટ** પું. [રવા.] વિરોધનો પોકાર
**બોબ-બાટવું** અ.ક્રિ. બબડાટ કરવો, બબડવું
**બોબિન** સ્ત્રી., ન. [અં.] વાણાનું સૂતર ભરવાની લાકડાની કે ધાતુની કોકડી. [**૦ ભરવું** (રૂ.પ્ર.) બોબિન ઉપર દોરા વીંટવા]
**બોબું** વિ. [રવા.] અંદરથી પોચું અને પોલું. (૨) કોરું. (૩) બોબડું. (૪) ન. સ્તન
**બોબો** પું. [જુઓ 'બોબું.'] મોટું સ્તન
**બોભર** (-રય) સ્ત્રી. ગરમ રાખ
**બોભાટ** જુઓ 'બોબાટ.'
**બોમાઇટ** પું. [અં.] એક પ્રકારનો ક્ષાર
**બૉમ્બ** પું. [અં.] જુઓ 'બૉંબ.'
**બૉમ્બ-ગોળો** જુઓ 'બૉંબ-ગોળો.'
**બૉમ્બ-મૂક** જુઓ 'બૉંબ-મૂક.'
**બૉમ્બ-મારો** જુઓ 'બૉંબ-મારો.'
**બૉમ્બર** ન [અં.] જુઓ 'બૉંબર.'
**બૉમ્બ-વાદ** પું. [અં + સં.] જુઓ 'બૉંબ-વાદ.'
**બૉમ્બવાદી** વિ. [+ સં.,પું.] જુઓ 'બૉંબવાદી.'
**બૉમ્બાર્ડન** ન. [અં.] જુઓ 'બૉંબાર્ડન.'
**બૉમ્બાર્ડમેન્ટ** ન. [અં.] જુઓ 'બૉંબાર્ડમેન્ટ.'
**બૉય** પું. [અં.] છોકરો. (૨) યુરોપીય ઢબની રહેણી-કરણીવાળા મકાનનો નોકર (મોટે ભાગે નાની ઉંમરનો)
**બૉય-કૉટ** પું., **-ટિંગ** (-ટિઙ્) ન [અં.] બહિષ્કાર, ત્યાગ
**બૉય-સ્કાઉટ** પું. [અં.] સેવાભાવી ચારિત્ર્યવાન તાલીમ-બદ્ધ કિશોર
**બોયામ** (-મ્ય) સ્ત્રી. બરણી
**બોયું[૧]** ન. છાલ ઉતારી લીધેલું કરાંઠીનું પોચું લાકડું. (૨) ઝટ ભાંગી જાય તેવું લાકડું. (૩) પોચું અને ઝટ સળગી ઊઠે તેવું લાકડું
**બોયું[૨]** ન. [અં. બૉઈ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ઊંડી નદી કે સમુદ્રમાં ખરાબો બતાવવા તરતું મુકાતું લંગરવાળું લોખંડનું પોલું ગોળાકાર સાધન
**બોર[૧]** ન. [સં. बदर > પ્રા. बोर, પ્રા. તત્સમ] બોરડીનું ફળ, બદરી-ફળ. (૨) સ્ત્રીઓનું માથાનું એક ઘરેણું. (૩) સ્ત્રીઓનો આંગળીએ પહેરવાનો એક ભાતીગર વીંટલો. [**૦ આપી કલ્લીઓ કાઢવી** (રૂ.પ્ર.) નજીવી વસ્તુ આપી મોટું કામ સાધી લેવું. **૦ જેવડાં આંસુ** (રૂ.પ્ર.) મોટા માપનાં આંસુનાં ટીપાં. **૦ના બમણા** (રૂ.પ્ર.) થોડે નકે ઝાઝું વેચાણ. **૦નું ઠી(-ઠીં)ટ** (રૂ.પ્ર.) કશું જ નહિ. **૦ બોર આંસુએ રોવું (કે રડવું)** (રૂ.પ્ર.) પોકે પોક મૂકી રડવું. **૦ મૂકવાં** (રૂ.પ્ર.) કપડા ઉપર બોરના આકારના ગોળ બુટ્ટા મૂકવા. **પોતાનાં બોર વેચવાં** (રૂ.પ્ર.) હલકાઈ પ્રગટ કરવી. **શબરીનાં બોર** (રૂ.પ્ર.) લાગણીપૂર્વકની ભેટ]
**બોર[૨]** પું. [અં.] જમીનમાંથી પાણી વગેરે કાઢવા માટે કરાતો ઊંડો તદ્દન સાંકડો ખાડો. (૨) સારને પહોળું કરવાનું સુતારનું સાધન [ફરી જનારું
**બોર-કદ્દ** વિ [જુઓ 'બોર[૧]' + પ્રા. कट्ट] (લા.) બોલીને
**બોર-કૂટ** ન. [જુઓ 'બોર[૧]' + 'કૂટવું.'] (લા.) અધકચરું

ખાંદવાની ક્રિયા

**બોર-ફૂટો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બોર-ફૂટ.' (૨) (લા.) કચ્ચરઘાણ, સંપૂર્ણ નાશ. [**૦ વાળવો** (રૂ.પ્ર.) પાયમાલ કરવું]

**બોર-ઘંટ** (-ઘણ્ટ) પું. એ નામની એક વનસ્પતિ

**બોર-છો** પું. આંબાની એક જાત

**બોરછૂછ** (-ચ્છ) સ્ત્રી. [જુઓ 'છૂછ.'] છૂંછની ભાજી

**બોર-ઝાપટો** પું. એ નામનો એક છોડ

**બોર-ટાણું** ન. [જુઓ 'બોર[૧]' + 'ટાણું.'] શિયાળામાં આવતી બોર થવાની મોસમ

**બોરડી** સ્ત્રી. [જુઓ 'બોર' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] બોરનું ઝાડ (ચાલુ બોરનું ઝાડ મોટું, ખારેકબોરનું મધ્યમ પ્રકારનું, ચણા બોરનાં તો જમીનાધાટનાં થૂમડાં થાય છે.) [**૦ ખંખેરવી** (-ખઙ્ખેરવી), **૦ ઝંઝેટવી** (-ઝઞ્ઝેટવી), **૦ ઝૂડવી** (રૂ.પ્ર.) ખૂબ માર મારવો]

**બોરડું** ન. [જુઓ બોર' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) બોરના આકારનું એક સોનેરી ઘરેણું (સ્ત્રીઓને માથાનું). (૨) ડોરણું, બુતાન, બોરિયું, 'બટન'

**બોરણું** ન. [જુઓ 'બોર' + ગુ. 'ણું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બોરડું(૨.)'

**બોર-ફૂલ** ન. [જુઓ 'બોર[૧]' + 'ફૂલ.'] જુઓ 'બોરડું.'

**બોર-બપોર** પું. [જુઓ 'બપોર,'-દ્વિર્ભાવ.] અસૂર-સવાર, વેળા-કવેળા

**બોર-માળા** સ્ત્રી. [જુઓ 'બોર[૧]' + સં. माला] બોર જેવા પારાની ગળાની માળા (ઘરેણું) ['ભોરીંગણી.'

**બોર-રીંગણી** સ્ત્રી. [જુઓ 'બોર[૧]' + રીંગણી.'] જુઓ

**બોરવું** સ.ક્રિ. ઉગાડવાને માટે બી કે રોપવા ધરુને જમીનમાં ચોપવા. (૨) (જાજરૂનું મેલું) સાફ કરી લઈ જવું. **બોરાવું** કર્મણિ., ક્રિ. **બોરાવવું** પ્રે., સ.ક્રિ.

**બોર-વેચણિયો** વિ., પું. [જુઓ 'બોર' + 'વેચવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. + 'ઇયું' ત.પ્ર. ] બોર વેચવાનું કામ કરનાર. (૨) (લા.) પુરુષની જનનેંદ્રિય

**બોરસલી(-લ્લી)** સ્ત્રી. [સં· बकुलश्री > પ્રા बउलसिरी દ્વારા] એક ફૂલ-ઝાડ, બોલસરી, બકુલ-વૃક્ષ

**બોરસિયો** પું. એક ઊંચી જાતનો આંબો

**બોરાક** સ્ત્રી. [અર. બુરાક્] તાબૂત આગળ કરવામાં આવતી પાંખવાળી ઘોડાના શરીરવાળી માનવ-પરી

**બોરાવવું, બોરાવું** જુઓ 'બોરવું' માં.

**બોરાં** ન. બ.વ. [જુઓ 'બોરું' + ગુ. 'આં' બ.વ., પ્ર.] બોર (બહુવચને) [સફેદ ભૂકો, કાંસાજણ

**બોરિક** પું., ન. [અં.] દુખતી આંખમાં આંજવાનો એક

**બોરિયું** ન. [જુઓ 'બોર' + ગુ. 'ઇયું' ત.પ્ર., બોરના ઘાટનું હોઈ] (લા.) ડોરણું, બોરણું, બુતાન, 'બટન.' (૨) માથાનું સ્ત્રીઓનું એક ઘરેણું, બોર

**બોરિયો** પું. સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત

**બોરિંગ** (બોરિઙ્ગ) ન. [અં.] જમીનમાં શારડી ઉતારી પાણી તેલ વગેરે કાઢવાની ક્રિયા, શાર-કામ. (૨) એવી રીતે તૈયાર થયેલો કૂવો, 'બોર'

**બોરી** સ્ત્રી. [જુઓ 'બોરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] અનાજની ગૂણ [ચોકડીઓ પાડી હોય તેવો ચોફાળ

**બોરી-ચોફાળ** (-ચૅફાળ) પું. [જુઓ 'ચોફાળ.'] વણાટમાં

**બોરીડું** ન. [જુઓ 'બોર[૧]' + ગુ. 'ઈડું'] જુઓ 'બોરિયું (૧).'

**બોરું[૧]** ન, [સં. बदरक -> પ્રા. बोरअ-] જુઓ 'બોર.[૧]'

**બોરું[૨]** ન. કણસલાનું તે તે ખોખું કે ફોફું

**બોરેટિક ઍસિડ** પું. [અં.] એક જાતની દુર્ગંધનાશક દવા

**બોરો** પું. [ફા. 'બૂર્યહ્' સાદડી] બબ્બે તાણા-વાણાવાળો ઊન કે સાળના વણાટનો પટ

**બોર્ડ** ન. [અં.] પાટિયું. (૨) મંડળ, મંડળી. સમિતિ

**બોર્ડર** સ્ત્રી. [અં.] કિનારી, કોર. (૨) હદ, સીમા, સરહદ. (૩) પું. બોર્ડિંગમાં રહી અભ્યાસ કરનારો વિદ્યાર્થી, છાત્રાવાસી વિદ્યાર્થી

**બોર્ડિંગ** (બોર્ડિઙ્ગ) ન. [અં.] રહેવા ઉતારો કરવો એ. (૨) સ્ત્રી. છાત્રાવાસ, વિદ્યાર્થી-નિવાસ

**બોર્ડિંગ હાઉસ** (બોર્ડિઙ્ગ-) ન. [અં.] જુઓ 'બોર્ડિંગ (૨).'

**બોલ** પું. [જુઓ 'બોલવું.'] શબ્દ, વેણ, વચન. (૨) (લા.) શિખામણ. (૩) આકર્ષણ અને અપકર્ષણથી ઊભો થતો સ્વર. (સંગીત). (૪) મહેણું. [**૦ આપવો** (રૂ.પ્ર.) વચનથી બંધાવું. **૦ કાઢવા** (રૂ.પ્ર.) વિચારીને બોલવું. (૨) તંતુવાદ્યમાં ગાનના શબ્દોની પ્રતિકૃતિ પાડવી. **૦ દેવો** (રૂ.પ્ર.) જવાબ આપવો. (૨) કામમાં આવવું. **૦ બોલવા, ૦ માનવો** (રૂ.પ્ર.) કથા પ્રમાણે કરવું. **૦ લેવા** (રૂ.પ્ર.) મોઢે કરવા અમુક શબ્દ બીજા પાસેથી સાંભળવા. **-લે બંધ ન હોવો** (-બન્ધ) (રૂ.પ્ર.) બોલવામાં ઢંગ-ધડો ન હોવો. **-લે બોલે મોતી ખરવાં** (રૂ.પ્ર.) બોલવામાં સૌંદર્ય હોવું]

**બૉલ** પું. [અં.] દડો. (૨) યંત્રનાં ચક્રોની ગતિની સરળતા માટે ધરી અને ચક્રની નાના સંબંધવાળા ભાગમાં ભરાવાતા ગોળ છરાઓમાંનો તે તે છરો (છરા 'બૅરિંગ'માં ભરાવેલા હોય છે.)

**બોલકણું, બોલકું** વિ. [જુઓ 'બોલવું' + ગુ. 'કું' + 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] બોલ બોલ કર્યા કરનારું, બોલકું. (૨) (લા.) તકરારી

**બોલ-ચાલ** (બોલ્ય-ચાલ્ય) સ્ત્રી. [જુઓ 'બોલવું' + 'ચાલવું.'] બોલવું-ચાલવું એ. (૨) વાતચીતનો સંબંધ. (૩) બોલાચાલી, વાણીથી ઝઘડો

**બોલ-છા** સ્ત્રી. [જુઓ 'બોલવું' દ્વારા.] બોલવાની ઢબ

**બોલડિયો** પું. [જુઓ 'બોલ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઇયું' ત.પ્ર.] જુઓ 'બોલ (૧).' (પદ્યમાં.)

**બોલડું** ન., -ડો પું. [જુઓ 'બોલ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'બોલ(૧).' ['બોલ(૧).'

**બોલણું** ન. [જુઓ 'બોલવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] જુઓ

**બોલ-તાન** સ્ત્રી. [જુઓ 'બોલ' + 'તાન.'] શાસ્ત્રીય સંગીતમાં ગાન-વસ્તુને સ્થાને સારીગમ બોલવી એ. (સંગીત). (૨) તબલાનો બોલ. (સંગીત).

**બોલતાં-માર** પું. [જુઓ 'બોલવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'આં' સા. વિ. નો પ્ર. + 'માર.'] વહાણની એક પ્રકારની

ખાસ ગતિ. (વહાણ.)

**બોલન-શૈલી** સ્ત્રી. [જુઓ 'બોલવું'+સં. અન કૃ.પ્ર. + સં.] બોલવાની ખાસ પ્રકારની ઢબ

**બોલ-પટ** ન. [જુઓ 'બોલ'+સં.] બોલતું ચિત્ર-પટ, 'સિનેમા,' 'મૂવી'

**બોલ-બંધ** (-બન્ધ) પું. [જુઓ 'બોલ'+સં.] વચનથી બંધાવું એ, બોલીના કરાર

**બોલ-બાલા** સ્ત્રી. [જુઓ 'બોલ' + ફા. 'બાલા'] વાહ વાહ, જેજેકાર. (લા.) કીર્તિ, નામના. (૩) આબાદી, ચડતી. (૪) પ્રભાવ, પ્રતાપ. (૫) સફળતા

**બૉલ-બૅટ** ન. [અં.] ક્રિકેટની રમત

**બૉલ-બેરિંગ** (-બેરિઙ્ગ) ન. [અં.] ચક્રની ધરી અને ચક્રની નાભો જ્યાં સંબંધ હોય છે ત્યાં છરા રાખવાની ડાબલી

**બોલ બોલ** ક્રિ.વિ. [જુઓ 'બોલવું,'–દ્વિર્ભાવ.] વારે વારે બોલ્યા કરે એમ

**બોલ-ભાવ** પું. [જુઓ 'બોલ' + સં.] ગીતમાંના બોલ નૃત્ત કે નૃત્યમાં બતાવવાની ક્રિયા

**બૉલર** પું. [અં.] ક્રિકેટની રમતમાં દડો ફેંકનાર ખેલાડી

**બૉલ-રોલ** પું. [અં.] એ નામની દડાની જેમ છોકરાં આળોટે એ પ્રકારની વિદેશી એક રમત

**બોલવું** સ.ક્રિ. [દે.પ્રા. बोल-] વાણી ઉચ્ચારવી, વદવું, કહેવું. (૨) (લા.) ઠપકો આપવો, વઢવું, લઢવું. (૩) હરાજીમાં માગણી લેવી. (ભૂ.કૃ. માં કર્તરિપ્રયોગ.) [-તી ઘંટી (-ઘણ્ટી) (રૂ.પ્ર.) 'ગ્રામોફોન' (હ.બા.). -તું ચાલતું (રૂ.પ્ર.) જીવતું. ૦ચાલવું (રૂ.પ્ર.) વાતચીત કરવી. ૦ થવું (રૂ.પ્ર.) વાણીનો ઝઘડો થવો. ૦બકારવું (રૂ.પ્ર.) જવાબ આપવો. બોલી ઊઠવું (રૂ.પ્ર.) અચાનક શબ્દો કાઢવા. બોલી જવું (રૂ.પ્ર.) ખ્યાલ વિના શબ્દ કાઢવા. (૨) મોઢે કરેલું સંભળાવવું. બોલી દેવું (રૂ.પ્ર.) સંકોચ વિના કહેવું. બોલી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) સંકોચ વિના કહેવું. (૨) ખ્યાલ રાખ્યા વિના કહેવું. બોલી બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) વગર વિચાર્યે કહી દેવું. બોલી મારવું (રૂ.પ્ર.) જેમ તેમ બોલી નાખવું. બોલી રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) બોલતા બંધ થવું. બોલ્યે બંધ ન હોવો (-બન્ધ-) (રૂ.પ્ર.) ગમે ત્યારે ગમે તેમ બોલી નાખવું. સામું બોલવું (સાઃમું-) (રૂ.પ્ર.) વિરુદ્ધ કહેવું. (૨) ઉદ્ધતાઈથી કહેવું]

**બોલસરી** સ્ત્રી. [સં. बकुलश्री > પ્રા. बउलसिरी] જુઓ 'બોરસલી.'

**બોલં-બોલા** (બોલમ્-બોલા) સ્ત્રી. [જુઓ 'બોલવું,'–દ્વિર્ભાવ.] બોલાચાલી, વાણીનો ઝઘડો

**બોલા-ચાલી** સ્ત્રી. [જુઓ 'બોલવું' + 'ચાલવું'+ગુ. 'ઈ' કૃ.પ્ર.] વાતચીતનો સંબંધ. (૨) વાણીથી ઝઘડો, વાગ્યુદ્ધ, તકરાર. [૦ થવી (રૂ.પ્ર.) વાગ્યુદ્ધ થવું, ઝઘડવું]

**બોલા-ચાલો** પું. [+ બંનેને ગુ. 'ઓ' કૃ.પ્ર.] બોલવાનો સંબંધ, બોલી-ચાલીનો સંબંધ

**બોલાણ** ન. [જુઓ 'બોલવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] બોલવું એ

**બોલાબોલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'બોલવું,'–દ્વિર્ભાવ.], **-લી** સ્ત્રી. [+ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'બોલા-ચાલી.'

**બોલામણું** ન. [જુઓ 'બોલવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] બોલાવવા મોકલવું એ, હકારું, તેડું (૨) નોતરું

**બોલાવણું** ન. [જુઓ 'બોલાવવું'+ગુ. 'અણું' કૃ.પ્ર.] બોલાવી મગાવવાની ક્રિયા, 'સમન્સ.' [૦ કાઢવું (રૂ.પ્ર.) સમન્સ મોકલવા]

**બોલાવવું** જુઓ 'બોલવું'માં. (૨) ખબર પૂછવી. (૩) (લા.) તેડાવવું. (૪) સ્પર્શ કરવો, અડવું

**બોલાવું** જુઓ 'બોલવું'માં.

**બોલાશ,-શો** પું. [જુઓ 'બોલવું'+ગુ. 'આશ' કૃ.પ્ર. + 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] માણસોનો અવાજ

**બોલિસ્તાન** ન. [જુઓ 'બોલી' + ફા. 'સ્તાન્.'] સમાન બોલી હોય તેમનું એક રાજ્ય. (ક્રિ.ઘ.મ.)

**બૉલિંગ** (બૉલિઙ્ગ) ન., સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં દડો ફેંકવાની ક્રિયા.

**બોલી** સ્ત્રી. [જુઓ 'બોલવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] બોલવાની ક્રિયા. (૨) બોલવાનું. (૨) બોલવાનું–વાતચીતનું માધ્યમ, 'ડાયાલેક્ટ.' (૩) કબૂલત. (૪) શરત, વચન, કરાર, 'ટર્મ'

**બોલી-ચાલી** સ્ત્રી. [જુઓ 'બોલવું' + 'ચાલવું' + બંનેને ગુ. 'ઈ' કૃ.પ્ર.] વાતચીત કરવાની ઢબ

**બોલી-ટોળી** (-ટૉળી) સ્ત્રી. [જુઓ 'બોલી' + 'ટોળી' (મશ્કરી).] મશ્કરીના બોલ

**-બોલું** વિ. [જુઓ 'બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] બોલનારું (સમાસમાં ઉત્તરપદ તરીકે: 'મીઠા-બોલું' 'ખોટા-બોલું' વગેરે)

**બોલો** પું. [જુઓ 'બોલ + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] મોઢાનો કરાર

**બૉલ્ટ** પું. [અં.] માથું બાંધેલો પેચવાળો ખીલો

**બૉલ્શેવિક** વિ. [અં.] રશિયાના સમાજવાદી રાજ્યને લગતું

**બૉલ્શેવિઝમ** ન. [અં.] બૉલ્શેવિક રશિયાનો સમાજવાદી સિદ્ધાંત

**બોવાવવું, બોવાવું** જુઓ 'બોવું'માં

**બોવું** સ.ક્રિ. [સં. वप् દ્વારા હિં. 'बोना'] વાવવું. (૨) લા.) ગુમાવવું. (રૂપાખ્યાન 'બોઉં, બોઈયે, બોય, બોઓ' નોંધપાત્ર.) બોવાવું કર્મણિ., ક્રિ. બોવાવવું પ્રે., સ.ક્રિ.

**બોશલો** પું. બાળકને પહેરવાની એક જાતની ટોપી, બોસલો

**બૉસ** પું. [અં.] ઉપરી અધિકારી કે શેઠ માલિક

**બોસડું** વિ. ગંધ-મારતું, ગંધાતું

**બોસર** (-રચ) સ્ત્રી. જેના કાન ચીરી એને બદલે ચાર ફાંકાં કર્યાં હોય તેવી ભેંસ

**બોસવું** સ.ક્રિ [જુઓ 'બોસો'–ના.ધા.] ચૂમી લેવી, ચુંબન કરવું, ચૂમવું. બોસાવું કર્મણિ., ક્રિ. બોસાવવું પ્રે.,સ.ક્રિ

**બોસાવવું, બોસાવું** જુઓ 'બોસવું'માં.

**બોસી** સ્ત્રી. [જુઓ 'બોસો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ચૂમી, ચુંબન, બકી, બોકી, બચી

**બોસો** પું. [ફા. 'બોસહ્'] ચુંબન, ચૂમી

**બૉસ્કી** સ્ત્રી., ન. [અં.] એક પ્રકારનું રેશમનું કાપડ

**બોળ**[1] (બૉળ) પું. એ નામનો એક છોડ. (૨) એક જાતનો ગુંદર

**બોળ**[2] (બૉળ) વિ. [જુઓ 'બોળવું.'] શીતળ (એ અર્થ બતાવવા 'ટાઢું-બોળ' એવા પ્રયોગ)

**બોળ-કેરી** (બૉળ-) સ્ત્રી. [જુઓ 'બોળવું' + 'કેરી.'] 'બોળ-ગુંદાં'ની જેમ ખારા અને ખાટા પાણીમાં કરેલું કેરીનાં ચીરિયાંનું અથાણું

બોળ-ગૂંદાં (બોળ-) ન., બ.વ. [જુઓ 'બોળવું' + 'ગૂંદું.'] ગૂંદાના લૂમખા ખારા અને ખાટા પાણીમાં નાખી બનાવેલું અથાણું

બોળ-ચોથ (બોળ-ચોથ્ય) સ્ત્રી. ['બોળ' અસ્પષ્ટ + 'ચોથ.'] શ્રાવણ વદિ ચોથની તિથિનો સ્ત્રીઓનો એક ઉત્સવ. (સંજ્ઞા.)

બોળણ (બોળણ) વિ. [જુઓ 'બોળવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] પાણીમાં બોળનારું. (૨) (લા.) કુળનું નામ કલંકિત કરનાર

બોળ(-ળા)-વાડો (બોળ-) પું. [જુઓ 'બોળવું' + 'વાડો.'] (લા.) ભ્રષ્ટવાડો, ભ્રષ્ટાચાર

બોળવું (બોળવું) સ.ક્રિ. [દે.પ્રા. बोल-] પલળે એ રીતે પ્રવાહીમાં નાખવું, પલળે એટલા પૂરતું ડુબાડવું. (૨) (લા.) કલંક લગાડવું. (૩) વણસાડવું. [બોળી મારવું (બોળી-) (રૂ.પ્ર.) પાયમાલ કરવું. આંગળી (કે ચાંચ) બોળવી (-બોળવી) (રૂ.પ્ર.) ખાવું. જાત બોળવી (-બોલવી) (રૂ.પ્ર.) જાત ગુમાવવી, ભ્રષ્ટ થવું, આબરૂ ગુમાવવી] બોળાવું (બોળાવું) કર્મણિ., ક્રિ. બોળાવવું (બોળાવવું) પ્રે., સ.ક્રિ.

બોળં-બોળ (બોળમ્-બોળ) ક્રિ.વિ. [જુઓ 'બોળવું,'-દ્વિર્ભાવ.] વારંવાર બોળવામાં આવે એમ. (૨) છલોછલ

બોળં-બોળા (બોળમ્-બોળા) સ્ત્રી. [+ ગુ. 'આ' કૃ.પ્ર.] વારંવાર બોળવાની ક્રિયા [પલળે એમ ડુબાડવું એ

બોળાણ (બો-) ન. [જુઓ 'બોળવું' + ગુ. 'આણ' કૃ. પ્ર.]

બોળાબોળ (બોળાબોળ્ય) સ્ત્રી. [જુઓ 'બોળવું,'–દ્વિર્ભાવ.] જુઓ 'બોળં-બોળ.'

બોળાવવું (બોળાવવું) જુઓ 'બોળવું'માં.

બોળા-વાડો (બોળા-) જુઓ 'બોળ-વાડો.'

બોળાવું (બોળાવું) જુઓ 'બોળવું'માં.

બોળિયું (બોળિયું) વિ. [જુઓ 'બોળવું' + ગુ. 'ઇયું' કૃ પ્ર.] બોળવામાં આવેલું હોય તેવું (ગૂંદાં કેરી કેરડાં કોઠીંબાં વગેરે અથાણાં). (૨) એક પણ હજી બચ્ચું ન થયું હોય તેવી ગાય [(૨) વાછરડો

બોળિયો (બોળિયો) પું. [જુઓ 'બોળિયું.'] જુઓ બોળ.[૨]

-બોળુ (-બૉળુ) વિ. [જુઓ 'બોળવું' + ગુ. 'ઉ' કર્તૃવાચક કૃ.પ્ર.] બોળનાર. (ખાસ કરી સમાસમાં: 'ઘર-બોળુ' 'નામ-બોળુ' વગેરે)

બોળો (બોળો) પું. [જુઓ 'બોળવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ખારા અને ખાટા પાણીમાં ગૂંદાં કેરી કેરડાં કોઠીંબાં વગેરે નાખી કરવામાં આવતું તે તે અથાણું. (૨) પલાળી રાખેલો લોટ. (૩) બરડકા જેવી એક ખાદ્ય-વાની. (૪) (લા.) જુઓ 'બોળ-વાડો.'

બોંચી (બોંચી) સ્ત્રી. પાપડી

બોંડ (બોંડ) ન. ભૂંડડું

બોંડ (બૉણ્ડ) ન. [અં.] બંધણી. (૨) બંધણી-પત્ર

બોંડકી (બોંડકી) સ્ત્રી. [જુઓ 'બોંડકું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] ભૂંડણી, ભૂંડણ, ભૂંડની માદા

બોંડકું (બોંડકું) ન. [જુઓ 'બોંડ' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'બોંડ.'

બોંડ-પેપર (બૉણ્ડ-) પું. [અં.] બંધણીનો કરાર-પત્ર. (૨) પત્ર-વ્યવહાર કરવા વપરાતો એક ખાસ જાતનો કાગળ

બોંતેર (બોં-તેર) જુઓ 'બો-તેર.'

બોંતેર-મું (બોં-તેર-મું) જુઓ 'બો તેર-મું.'

બોંતેરી (બોં-તેરી) જુઓ 'બોત્તેરી.'

બોંતેરું (બોં-તેરું) જુઓ 'બોત્તેરું.'

બોંદાર (બોંદાર) પું. એ નામનું એક ઝાડ, આંજણિયો

બોંદી (બોંદી) સ્ત્રી ફૂલ-ખરી ગયા પછીનું છોડનું બી

બૉંબ (બૉમ્બ) પું. [અં.] અથડાવાથી ધડાકા સાથે ફૂટે તેવી દારૂ ગંધક વગેરેની બનાવટ ['બૉંબ(૧).'

બૉંબ-ગોળો (બૉમ્બ) પું. [+ જુઓ 'ગોળો.'] જુઓ

બૉંબ-પ્રૂફ (બૉમ્બ-) વિ. [અં.] બૉંબની જેને અસર ન થાય તેવું [ફેંકવાની ક્રિયા

બૉંબ-મારો (બૉમ્બ-) [અં. + 'મારો.'] સંખ્યાબંધ બૉંબ

બૉંબર (બૉમ્બર) ન. [અં.] બૉંબ નાખવાને માટેનું ખાસ પ્રકારનું વિમાન

બૉંબ-વાદ (બૉમ્બ) પું. [અં. + સં.] યુદ્ધમાં બૉંબ ફેંકવા જ જોઇયે એ પ્રકારનો લશ્કરી મત-સિદ્ધાંત

બૉંબવાદી વિ. [+ સં.,પું.] બૉંબવાદમાં માનનારું

બૉંબાર્ડન (બૉમ્બાર્ડન) ન. [અં.] એ નામનું એક યુરોપીય પ્રકારનું વાદિત્ર

બૉંબાર્ડમેંટ (બૉમ્બાર્ડમેન્ટ) ન. [અં.] બૉંબ વિપુલ સંખ્યામાં ફેંકવાની ક્રિયા. (૨) એ નામની એક યુરોપીય રમત

બોંશ (બોંશ્ય) સ્ત્રી. ચર્ચા, વાદ-વિવાદ. (૨) હરીફાઈ, હોંસા-તંસી. (૩) હઠ. (૪) પતરાજી. (૫) બળાત્કાર

બોંશા-બોંશ (બોંશા-બોંશ્ય) સ્ત્રી. [જુઓ 'બોંશ,' -દ્વિર્ભાવ.] સામસામે ગુસ્સાથી કરાતી તકરાર

બૌઉ(-ણું) ન. કરોળિયાનું જાળું

બૌઓ(-વો) પું. લાડુ, લાડવો

બૌદ્ધ [સં.] ગૌતમ બુદ્ધને લગતું. (૨) બૌદ્ધ ધર્મને લગતું. (૩) બૌદ્ધ ધર્મ પાળનાર

બૌદ્ધ-ધર્મી વિ. [સં.,પું.], બૌદ્ધ-પંથી (-પન્થી) વિ. [+ જુઓ 'પંથી.'], બૌદ્ધ-માર્ગી વિ. [સં.,પું.] બૌદ્ધ ધર્મ પાળનારું, બૌદ્ધ ['રેશનાલિઝમ'

બૌદ્ધ-વાદ પું. [સં.] બુદ્ધિથી નક્કી કરેલો સિદ્ધાંત,

બૌદ્ધિક વિ. [સં.] બુદ્ધિને લગતું, બુદ્ધિસંબંધી, 'ઇન્ટિલેક્ચ્યુઅલ.' (૨) જેમાં બુદ્ધિ ખીલે તેવું, 'એકેડેમિક.' (૩) ન. જ્ઞાન કે સમજ લેવાની ક્રિયા [ન હોય તેવું

બૌદ્ધેતર વિ. [સં. बौद्ध + इतर] બૌદ્ધ સિવાયનું બીજું, બૌદ્ધ

બૌરાવાવવું, બૌરાવાવું જુઓ 'બૌરાવું'માં.

બૌરાવું અ.ક્રિ. વિવેક વિનાનું થવું. બૌરાવાવું ભાવે., ક્રિ. બૌરાવાવવું પ્રે.,સ.ક્રિ.

બૌવું જુઓ 'બૌઉ.'

બૌવો જુઓ 'બૌઓ.' [હકીકત-કથન

બ્યાન ન. [અર. બયાન] વર્ણન, નિરૂપણ, કેફિયત,

બ્યાસી(-શી) વિ. [સં. द्वयशीति > પ્રા. बासीइ] એંશી અને બે સંખ્યાનું, ૮૨ [પહોંચેલું, ૮૨ મું

બ્યાસી(-શી)મું વિ. [+ગુ. 'મું' ત.પ્ર.] બ્યાસીની સંખ્યાએ

**બ્યુરેટ** સ્ત્રી. [અં.] પ્રવાહીનું માપ કરવા માટેની માપના આંકવાળી નળી

**બ્યુરૉક્રસી** સ્ત્રી. [અં.] અમલદારશાહી, નોકરશાહી

**બ્યુરૉક્રેટ** વિ. [અં.] અમલદારશાહીમાં માનનારું. (૨) સખ્તાઈથી અમલદારી કરનાર અમલદાર

**બ્યૂગલ** ન. [અં.] એક પ્રકારનું રણશિંગું

**બ્રધર** પું. [અં.] ભાઈ

**બ્રધર-હૂડ** ન. [અં.] ભ્રાતૃ-ભાવ, ભાઈ-ચારો, બંધુત્વ

**બ્રશ** પું. [અં.] લૂગડાં જોડા ગંદકી વગેરેને ઘસી સાફ કરવાનું અનેક ટૂંકા ઊભા તાંતણા કે વાળનું લાકડા તેમ પ્લાસ્ટિક વગેરેનું અનેક આકારનું તે તે પટ્ટીનું સાધન. (૨) દાંત સાફ કરવાનું દાંડીના છેડે ઊભા ગોઠવેલા વાળવાળું સાધન. (૩) એવી સોના-રૂપાના દાગીના વગેરે સાફ કરવાની પીંછી. [૦ **કરવું** (રૂ.પ્ર.) બ્રશથી સાફ કરવું]

**બ્રહ્મ** ન. [સં. **ब्रह्मन्** ન.: **ब्रह्म**, પું. **ब्रह्मा** બ્રહ્મદેવ.] જીવ જગતના ઉપાદાન અને નિમિત્ત કારણરૂપે સ્વીકારાયેલું અનાદિ અનંત એક પરમતત્ત્વ, પરમાત્મા, પરમેશ્વર. (વેદાંત.) (૨) પરમબ્રહ્મથી ઊતરતી કોટિનું અક્ષર બ્રહ્મ. (વેદાંત.) (૩) મિથ્યા જગતની ઉત્પત્તિમાં કારણભૂત મનાયેલું માયિક એક તત્ત્વ, માયાશબલ બ્રહ્મ. (શાંકર વેદાંત.) (૪) વેદ-શાસ્ત્ર. (૫) જ્ઞાન. (૬) બ્રાહ્મણ. (૭) સત્ય અનુષ્ઠાન. (જૈન.)

**બ્રહ્મ-ઋણ** ન. [સં., સંધિ વિના] બ્રાહ્મણ પ્રત્યેનું ઋણ

**બ્રહ્મ-કટાહ** પું. [સં.] સકળ સૃષ્ટિ, બ્રહ્માંડ, વિશ્વ

**બ્રહ્મ-કન્યા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણની દીકરી

**બ્રહ્મ-કપાલ** ન. [સં.] દિવ્ય કપાળ

**બ્રહ્મ-કર્મ** ન. [સં.] વૈદિક કર્મકાંડને અનુસરી કરવાનું તે તે સંધ્યા વગેરે નિત્યકર્મ, વેદોક્ત કર્મ-કાંડ [સ્વરૂપ

**બ્રહ્મ-કલા** સ્ત્રી. [સં.] ચિત્તમાં રહેલું બ્રહ્મનું અંશાત્મક

**બ્રહ્મ-કલ્પ** પું. [સં. **ब्रह्मन्-** પું. (**ब्रह्मा**) + **कल्प**] પૌરાણિક માન્યતા પ્રમાણે એક બ્રહ્માનો ચૌદ ચોકડી જેટલો સમય

**બ્રહ્મ-કાંડ** (-કાણ્ડ) પું. [સં.] વેદનો અધ્યાત્મજ્ઞાનને લગતો ભાગ—પ્રાચીન ઉપનિષદોનો સમૂહ

**બ્રહ્મ-કિરણ** ન. [સં.] પર બ્રહ્મનો તેજઃકણ

**બ્રહ્મ-કુમાર** પું. [સં. **ब्रह्मन्** પું. (**ब्रह्मा**) + **कुमार**] પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માના પુત્ર—નારદ ઋષિ. (૨) સનક વગેરે ચાર ભાઈઓમાંનો બ્રહ્માનો તે તે પુત્ર. (૩) બ્રાહ્મણનો દીકરો [બ્રહ્માની પુત્રી—સરસ્વતી

**બ્રહ્મ-કુમારી** સ્ત્રી. [સં. **ब्रह्मन्** + પું. (**ब्रह्मा**) + **कुमारी**]

**બ્રહ્મ-કુલ**(-ળ) ન. [સં.] બ્રાહ્મણનું કુળ

**બ્રહ્મકુલાવતંસ** (-તંસ) પું. [+ સં. **अव-तंस**] બ્રાહ્મણ કુળમાં ભૂષણરૂપ ઉત્તમ બ્રાહ્મણ

**બ્રહ્મ-કુળ** જુઓ 'બ્રહ્મ-કુલ.'

**બ્રહ્મ-કૂર્ચ** ન. [સં.] પંચગવ્ય (ગાયનાં દૂધ દહીં ઘી મૂત્ર છાણ). (૨) પંચગવ્યના પાનરૂપી એક વ્રત

**બ્રહ્મ-કૃત** વિ. [સં.] પરમાત્માએ કરેલું. (૨) બ્રહ્માજીએ સરજેલું. (૩) બ્રાહ્મણે કરેલું

**બ્રહ્મ-કોલ** (-કૉલ) પું. [+ જુઓ 'કોલ.'] પરમાત્માએ આપેલું વચન, બ્રહ્મનો બોલ (ના.દ.)

**બ્રહ્મ-ક્ષત્રિય** પું. [સં.] ક્ષત્રિયનો ધર્મ સ્વીકારી લીધેલો તેવી બ્રાહ્મણોમાંથી વિકસી આવેલી એક જ્ઞાતિ અને એનો પુરુષ. (ગુજરાતમાં એક મુત્સદ્દી કોમ છે. સૌરાષ્ટ્ર-કચ્છ-સિંધમાંની એ ખત્રી વગેરેના ધંધામાં છે.)

**બ્રહ્મ-ક્ષેત્ર** ન. [સં.] વિંધ્ય પર્વતમાળા અને સહ્યાદ્રિ વચ્ચેનો જનસ્થાનનો (નાસિક નજીકનો) પ્રદેશ. (સંજ્ઞા.)

**બ્રહ્મ-ખુમારી** સ્ત્રી. [જુઓ 'ખુમારી.'] જ્ઞાનની ઉચ્ચ કોટિએ પહોંચવાની એક સાત્ત્વિક મસ્તી

**બ્રહ્મ-ગતિ** સ્ત્રી. [સં.] બ્રહ્મની પ્રાપ્તિ, મોક્ષ-દશા, મુક્તિ

**બ્રહ્મ-ગાંઠ** (-ગાંઠ્ય) સ્ત્રી. [+ જુઓ 'ગાંઠ.'] જનોઈમાં ત્રણ ત્રાગની જ્યાં આંટી પડે છે તે ગ્રંથિ

**બ્રહ્મ-ગિરા** સ્ત્રી. [સં.] વેદ-વાણી. (૨) આકાશ-વાણી, અદૃશ્ય વાણી [નવ વાડ. (જૈન.)

**બ્રહ્મ-ગુપ્તિ** સ્ત્રી. [સં.] બ્રહ્મચર્યના રક્ષણ માટે યોજવાની

**બ્રહ્મ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] બ્રહ્મની સાથે એકાત્મક થવું એ. (૨) જુઓ 'બ્રહ્મ-ગાંઠ.' (૩) સુષુમ્ણા નાડીમાં રહેલી એક ગ્રંથિ, કરોડરજ્જુ

**બ્રહ્મ-ઘાત** પું. [સં.] બ્રહ્મ-હત્યા [કરનાર

**બ્રહ્મ-ઘાતક** વિ. [સં.], **બ્રહ્મ-ઘાતી** વિ. [સં.,પું.] બ્રહ્મ-હત્યા

**બ્રહ્મ-ઘોષ** પું.,**-ષણા** સ્ત્રી. [સં.] વેદનો ધ્વનિ, વેદોચ્ચાર

**બ્રહ્મ-ઘ્ન** વિ. [સં.] જુઓ 'બ્રહ્મ-ઘાતક.'

**બ્રહ્મ-ચક્ર** ન. [સં.] માથામાં મગજના ભાગ પાસેનું એક યૌગિક ચક્ર, બ્રહ્મરંધ્ર નજીકનું કેંદ્ર. (યોગ.)

**બ્રહ્મ-ચર્ય** ન. [સં.] આઠ પ્રકારના મૈથુનકર્મનો સર્વ રીતે ત્યાગ, ઇંદ્રિય-સંયમ, 'સેલિબસી.' (૨) જીવનના ચાર આશ્રમરૂપ તબક્કાઓમાંનો પહેલો તબક્કો, બ્રહ્મચર્યાશ્રમ

**બ્રહ્મચર્ય-પરાયણ** વિ. [સં.] ચુસ્ત રીતે બ્રહ્મ-ચર્ય પાળનાર

**બ્રહ્મચર્ય-વાસ** પું. [સં.] અખંડ બ્રહ્મ-ચર્ય પાળવાની ક્રિયા

**બ્રહ્મચર્ય-વૃત્તિ** સ્ત્રી. [સં.] બ્રહ્મચારી રહેવાની પ્રબળ લાગણી

**બ્રહ્મચર્ય-વ્રત** ન. [સં.] સતત બ્રહ્મચારી રહેવાનો નિયમ

**બ્રહ્મચર્ય-સ્ખલન** ન. [સં.] બ્રહ્મચર્યમાંથી ભ્રષ્ટ થવું એ

**બ્રહ્મ-ચર્યા** સ્ત્રી. [સં.] બ્રહ્મની પ્રાપ્તિને માટે કરવામાં આવતું આચરણ. (૨) બ્રહ્મ-ચર્ય પાળવાના નિયમોનું પાલન [દશા

**બ્રહ્મચર્યાવસ્થા** સ્ત્રી. [+ સં. **अव-स्था**] બ્રહ્મ-ચર્યના પાલનની

**બ્રહ્મચર્યાશ્રમ** પું. [+ સં. **आ-श्रम**] ભારતીય પ્રાચીન વૈદિક પરિપાટીના જીવનનો અભ્યાસ કરવાનો પહેલાં ૨૫ વર્ષોનો સમય [(સાધક યા વિદ્યાર્થી)

**બ્રહ્મચર્યાશ્રમી** વિ., પું. [સં.,પું.] બ્રહ્મ-ચર્ય આશ્રમમાં રહેલ

**બ્રહ્મચારિણી** વિ., સ્ત્રી. [સં.] સખત રીતે બ્રહ્મ-ચર્યનું પાલન કરનારી સ્ત્રી [કરનાર (સાધક કે વિદ્યાર્થી)

**બ્રહ્મચારી** વિ., પું. [સં.,પું.] બ્રહ્મ-ચર્યનું ચુસ્તપણે પાલન

**બ્રહ્મ-ચિંતન** (-ચિન્તન) ન. [સં.] પર બ્રહ્મ પરમાત્મા વિશેનાં વિચાર મનન વગેરે

**બ્રહ્મ-જન્મ** પું. [સં.,પું.,ન.] બ્રાહ્મણને ત્યાં થયેલો જન્મ (૨) દ્વિજને જનોઈ આપતાં થતો નવ-સંસ્કારરૂપ જન્મ

**બ્રહ્મ-જપ** પું. [સં.] ગાયત્રી-રૂપી બ્રહ્મનું સતત મનનાત્મક આ-વર્તન [પ્રબળ ઇચ્છા

**બ્રહ્મ-જિજ્ઞાસા** સ્ત્રી. [સં.] પર બ્રહ્મના સ્વરૂપને જાણવાની

**બ્રહ્મ-જિજ્ઞાસુ** વિ.,પું. [સં.,પું.] બ્રહ્મ-જિજ્ઞાસા કરનાર

**બ્રહ્મ-જીવી** વિ.,પું. [સં.,પું.] વૈદિક સંહિતાનો પાઠ કરી આજીવિકા મેળવનાર બ્રાહ્મણ. (૨) શ્રૌત-વૈદિક કર્મકાંડ કરાવી જીવન ચલાવનાર બ્રાહ્મણ

**બ્રહ્મ-જ્ઞ** વિ. [સં.] પર બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન ધરાવનાર

**બ્રહ્મ-જ્ઞાન** ન. [સં.] પરમતત્ત્વ બ્રહ્મ અને એના સંબંધનાં જગત-જીવના સ્વરૂપની ઊંડી સમઝ, તત્ત્વ-જ્ઞાન

**બ્રહ્મ-ઠગ** પું [+ જુઓ 'ઠગ.'] આત્મ-જ્ઞાનનો ઢોંગ કરનાર આભાસી સાધક. (૨) મોટો ઠગ [ધરાવીને રહેલું

**બ્રહ્મજ્ઞાન-નિષ્ઠ** વિ. [સં.] બ્રહ્મના જ્ઞાનમાં પૂરી શ્રદ્ધા

**બ્રહ્મજ્ઞાની** વિ. [સં.,પું.] જુઓ 'બ્રહ્મ-જ્ઞ.'

**બ્રહ્મણ્ય** વિ. [સં.] બ્રાહ્મણોની તરફ સંપૂર્ણ આદર રાખનાર તેમજ બ્રાહ્મણોનું ભરણ-પોષણ કરનાર [બ્રાહ્મણ

**બ્રહ્મણ્ય-દેવ** પું. [સં.] બ્રાહ્મણોના પાલક પરમાત્મા. (૨)

**બ્રહ્મ-તત્ત્વ** ન. [સં.] પરમાત્મ-તત્ત્વ. (૨) અક્ષર બ્રહ્મ

**બ્રહ્મ-તનયા** સ્ત્રી. [સં.] જુઓ 'બ્રહ્મ-કન્યા.' (૨) જુઓ 'બ્રહ્મ-કુમારી.'

**બ્રહ્મ-તા** સ્ત્રી. [સં.] બ્રહ્મની સાથેની એકાત્મકતા, બ્રહ્મ-ભાવ, મોક્ષ-દશા, મુક્તિ. (૨) બ્રાહ્મણ હોવાપણું

**બ્રહ્મ-તાલ** પું. [સં.] સંગીતનો એક તાલ. (સંગીત.)

**બ્રહ્મ-તેજ** ન. [સં. °તેજસ્] બ્રાહ્મણમાં રહેલું પરમતત્ત્વનું તેજ, બ્રહ્મ-જ્ઞાનનો ઝળકાટ, બ્રાહ્મણ્ય

**બ્રહ્મ-ત્વ** ન. [સં.] જુઓ 'બ્રહ્મ-તા.'

**બ્રહ્મત્વ-બલ(-ળ)** ન. [સં.] બ્રહ્મ-તેજની શક્તિ

**બ્રહ્મ-દર્શન** ન. [સં.] બ્રહ્મના તાત્ત્વિક સ્વરૂપનું જ્ઞાન, 'રિયાલિઝેશન' [સ્થિતિ

**બ્રહ્મ-દશા** સ્ત્રી. [સં.] બ્રહ્મજ્ઞાનથી મળેલી પરમહંસ-પ્રકારની

**બ્રહ્મ-દંડ (-દણ્ડ)** પું. [સં.] શરીરમાંનું કરોડનું હાડકું. (૨) બ્રાહ્મણ તરફથી મળતો શાપ

**બ્રહ્મ-દંડી (-દણ્ડી)** સ્ત્રી. [સં.] એ નામની એક વનસ્પતિ

**બ્રહ્મ-દાતણ** ન. [+ જુઓ 'દાતણ.'] વડવાઈના દાતણથી કરવાની મળનું નિવારણ કરનારી એક પ્રક્રિયા. (યોગ.)

**બ્રહ્મ-દાતા** પું. [સં.] દ્વિજ-બટુને વેદ ભણાવનાર ગુરુ

**બ્રહ્મ-દાન** ન. [સં.] દ્વિજ-બાળકને પરંપરાથી મળતું વેદ-જ્ઞાન

**બ્રહ્મ-દાય** પું. [સં.] વેદનો અભ્યાસ પૂરો કરતાં મળતી દક્ષિણા. (૨) બ્રાહ્મણની ભૌતિક સંપત્તિ

**બ્રહ્મદાય-હર** વિ. [સં.] બ્રાહ્મણની મિલકતની ચોરી કરનાર

**બ્રહ્મ-દિન** પું. [સં.,પું.,ન.] પૌરાણિક માન્યતા પ્રમાણે એક કાલ. (૨) બેસતે વર્ષે પંચાંગ વાંચી વર્ષની કરવામાં આવતી આગાહીનો એ દિવસ

**બ્રહ્મ-દીક્ષા** સ્ત્રી. [સં.] બ્રહ્મની પ્રાપ્તિ કરવાના માર્ગે આગળ વધવા ગુરુ દ્વારા થતો એક ધાર્મિક વિધિ

**બ્રહ્મ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] બધું જ બ્રહ્મરૂપ છે એવી જ્ઞાન-દશા

**બ્રહ્મ-દેય** ન. [સં.] બ્રાહ્મણને આપવામાં આવેલું જમીન વગેરેનું દાન, ધર્માદા-જમીન

**બ્રહ્મ-દેવ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે આ સમગ્ર સૃષ્ટિના કર્તા, વિશ્વ-કર્મા, પ્રજા-પતિ, બ્રહ્મા. (૨) બ્રાહ્મણ

**બ્રહ્મ-દેશ** પું. [સં.] ભારતવર્ષના આસામ પ્રદેશની પૂર્વ બાજુનો એક દેશ, 'બર્મા.' (સંજ્ઞા.)

**બ્રહ્મ-દ્રોહ** પું. [સં.] બ્રાહ્મણ પ્રત્યેનો દ્રોહ, બ્રાહ્મણ-નિંદા

**બ્રહ્મદ્રોહી** વિ. [સં.,પું.] બ્રહ્મ-દ્રોહ કરનારું, બ્રાહ્મણનું દ્વેષી

**બ્રહ્મ-દ્વાર** ન. [સં.] માથાના ઉપરના ભાગમાંનું એક છિદ્ર, બ્રહ્મ-રંધ્ર

**બ્રહ્મ-દ્વેષ** પું. [સં.] જુઓ 'બ્રહ્મ-દ્રોહ.'

**બ્રહ્મ-દ્વેષી** વિ. [સં.,પું.] જુઓ 'બ્રહ્મ-દ્રોહી.'

**બ્રહ્મ-ધામ** ન. [સં.] પરમ તત્ત્વરૂપ પરમાત્માનરૂપી સ્થાન. (૨) પર બ્રહ્મના આધારરૂપ બનેલું અક્ષર-ધામ. (વેદાંત.)

**બ્રહ્મ-નાડી** સ્ત્રી. [સં.] સુષુમ્ણા નાડી

**બ્રહ્મ-નિદર્શક** વિ. [સં.] બ્રહ્મના પ્રતીક-રૂપે રહેલું. (૨) ન. બ્રહ્મનું પ્રતીક (મૂર્તિરૂપ)

**બ્રહ્મ-નિર્વાણ** ન. [સં.] પર-મોક્ષ, પરમ-મુક્તિ

**બ્રહ્મ-નિષ્ઠ** વિ. [સં.] પરબ્રહ્મ પરમાત્મ-તત્ત્વમાં જેની આસ્થા છે તેવું

**બ્રહ્મનિષ્ઠ-ત્વ** ન., **બ્રહ્મ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] બ્રહ્મ પરમાત્મ-તત્ત્વમાં આસ્થા, બ્રહ્મ-યોગ

**બ્રહ્મ-પથ** પું. [સં.] બ્રહ્મને પ્રાપ્ત કરવાની સરણી, આત્મ-ચિંતનરૂપ માર્ગ [મુક્તિ. (૩) બ્રાહ્મણનો દરજ્જો

**બ્રહ્મ-પદ** ન. [સં.] જુઓ 'બ્રહ્મ-ધામ(૧)'. (૨) મોક્ષ,

**બ્રહ્મ-પર,૦ક** વિ. [સં.] પરબ્રહ્મ તત્ત્વમાં જેની લગની હોય તેવું. (૨) બ્રહ્મને ઉદ્દેશીને રહેલું

**બ્રહ્મપર(૦ક)-તા** સ્ત્રી. [સં.] પરબ્રહ્મ તત્ત્વમાં લગની

**બ્રહ્મ-પરાયણ** વિ. [સં.] જુઓ 'બ્રહ્મ-પર.'

**બ્રહ્મપરાયણ-તા** સ્ત્રી. [પું.] જુઓ 'બ્રહ્મપર-તા.'

**બ્રહ્મ-પંચક (-પઞ્ચક)** ન. [સં.] પુરુષ શ્રોત્ર વાણી શબ્દ તથા આકાશ એ પાંચ તત્ત્વ (જેમાં સર્વત્ર બ્રહ્મ વ્યાપી રહેલું છે.)

**બ્રહ્મ-પુત્ર** પું., -ત્રા સ્ત્રી. [સં.] સ્ત્રી. હિમાલયની ઉપરની બાજુથી નીકળી બંગાળમાં આવી ગંગાની સાથે એક-રૂપ થયેલો એક નદ, બ્રહ્મપુત્રા નદી. (સંજ્ઞા.)

**બ્રહ્મ-પુત્રી** સ્ત્રી. [સં.] જુઓ 'બ્રહ્મ-કુમારી.'

**બ્રહ્મ-પુર** ન. [સં.] જુઓ 'બ્રહ્મ-ધામ(૧).'

**બ્રહ્મ-પુરી** સ્ત્રી. [સં.] બ્રાહ્મણોને રહેવાનો વાસ, બ્રાહ્મણ-વાડો. (૨) બ્રાહ્મણોને સમૂહમાં મળી ભોજન લગ્ન વગેરે કરવાનો વંડો કે મકાન [પુરુષોત્તમ

**બ્રહ્મ-પુરુષ** પું. [સં.] બ્રહ્મનામથી જાણીતો પરમ પુરુષ

**બ્રહ્મ-પ્રલય** પું. [સં.] બ્રહ્માનાં સો વર્ષ પૂરાં થતાં આવતો મનાતો મહાપ્રલય (જે પછી નવેસરથી સૃષ્ટિનું મંડાણ થાય.)

**બ્રહ્મ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] પરમ મોક્ષ

**બ્રહ્મ-બટુ,૦ક** ન. [સં.] બ્રાહ્મણનો બાળક

**બ્રહ્મ-બલ(-ળ)** ન. [સં.] બ્રાહ્મણની શક્તિ, બ્રહ્મ-તેજ

**બ્રહ્મ-બંધુ (-બન્ધુ)** પું. [સં.] માત્ર બ્રાહ્મણગૃહમાં જન્મેલો બ્રહ્મકર્મહીન પુરુષ, બ્રાહ્મણના આચારથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ, ભામટો

**બ્રહ્મ-બંસરી** (-બઁસરી) સ્ત્રી. [+ જુઓ 'બંસરી.'] (લા.) પરમાત્મતત્ત્વનો ખ્યાલ આપતું સાધન

**બ્રહ્મ-બાલ**(-ળ),**૦ક** પું. [સં.] બ્રાહ્મણનો પુત્ર

**બ્રહ્મ-બીજ** ન. [સં.] ૐકાર. (૨) બ્રાહ્મણનો બાળક

**બ્રહ્મ-ભટ્ટ** પું. [સં.] બ્રાહ્મણોમાંથી રાજાઓની સ્તુતિ કરવાનું કાર્ય કરવાને જુદી પડેલી એક જ્ઞાતિ-ભાટ અને એનો પુરુષ. (સંજ્ઞા) ('બારોટ' એ સં. द्वार-भट्ट ▶ પ્રા. वार-हट्ट)

**બ્રહ્મ-ભાગ** પું. [સં.] યજમાનને ત્યાંથી પોતાના બ્રાહ્મણ ગુરુને અપાતો દરરોજનો સીધો

**બ્રહ્મ-ભાટ** પું. [+ જુઓ 'ભાટ.'] જુઓ 'બ્રહ્મ-ભટ્ટ.'

**બ્રહ્મ-ભાવ** પું. [સં.] બ્રહ્મની સાથે એકરૂપતા, બ્રહ્મ-ત્વ

**બ્રહ્મ-ભાષી** વિ. [સં.] બ્રહ્મ વિશે કહેનાર

**બ્રહ્મ-ભીનું** વિ. [+ જુઓ 'ભીનું.'] બ્રહ્મરૂપતાના અનુભવથી તરબોળ

**બ્રહ્મ-ભુવન** ન. [સં.] બ્રહ્માનો ગણાતો એક ઉત્તમ લોક

**બ્રહ્મ-ભૂત** વિ. [સં.] બ્રહ્મરૂપ થયેલું

**બ્રહ્મભૂત-તા** સ્ત્રી. [સં.] બ્રહ્માત્મક સ્થિતિ

**બ્રહ્મ-ભૂય** ન. [સં. °भूयस्] બ્રહ્મની સાથે એકાત્મકતા

**બ્રહ્મ-ભોગી** વિ. [સં.,પું.] બ્રહ્મ-ધામમાં શાશ્વત શાંતિનો અનુભવ કરનાર મુક્તાત્મા

**બ્રહ્મ-ભોજ** પું., **-જન** ન. [સં.] બ્રાહ્મણોને કરાવવામાં આવતું ભોજન, બ્રાહ્મણ-ભોજન

**બ્રહ્મ-ભોમ** (-ભોમ્ય) સ્ત્રી. [+ જુઓ 'ભોમ.'] પરમાત્મતત્ત્વનું ધામ, બ્રહ્મ-ધામ

**બ્રહ્મ-મઠ** પું. [સં.] જુઓ 'બ્રહ્મ-ધામ.' (૨) બ્રાહ્મણોનું આશ્રય-સ્થાન

**બ્રહ્મ-મય** વિ. [સં.] બ્રહ્મરૂપ, બ્રહ્માત્મક

**બ્રહ્મમય-તા** સ્ત્રી. [સં.] બ્રહ્માત્મક સ્થિતિ

**બ્રહ્મ-મહોલ** (-મો:લ) પું. [+ જુઓ 'મહોલ.'] જુઓ 'બ્રહ્મ-ધામ(૧).' [બ્રાહ્મણ-સમાજ

**બ્રહ્મ-મંડલ**(-ળ) (-મણ્ડલ, -ળ) ન. [સં.] બ્રાહ્મણોનો સમૂહ,

**બ્રહ્મ-માતા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણ માતા. (૨) જગતની માતા

**બ્રહ્મમાત્ર-વાદ** પું. [સં.] બ્રહ્મ સિવાય બીજુ કશું જ નથી એવો મત સિદ્ધાંત, કેવલાદ્વૈતવાદ (ક.ધ.)

**બ્રહ્મમાત્રવાદી** વિ. [સં.,પું.] બ્રહ્મ સિવાય બીજુ કશું જ નથી એવા સિદ્ધાંતમાં માનનાર, કેવલાદ્વૈતવાદી

**બ્રહ્મ-મીમાંસા** (-મીમાઁસા) સ્ત્રી. [સં.] જેમાં બ્રહ્મતત્ત્વ વિશે વિચાર કરવામાં આવ્યો છે તેવું શાસ્ત્ર (ષડ્દર્શનનું છઠ્ઠું દર્શન), વેદાંત-શાસ્ત્ર. (૨) બાદરાયણ વ્યાસનાં વેદાંત-સૂત્ર કિંવા બ્રહ્મસૂત્રોની ઉત્તરમીમાંસા. (સંજ્ઞા.)

**બ્રહ્મ-મૂર્તિ** સ્ત્રી. [સં.] બ્રહ્મનું સ્વરૂપ

**બ્રહ્મ-યજન** ન., **બ્રહ્મ-યજ્ઞ** પું. [સં.] બ્રાહ્મણને નિત્ય કરવાના પાંચ યજ્ઞોમાંનો એક યજ્ઞ (ઋષિઓનાં ઋણમાંથી મુક્ત થવા નિમિત્તનો)

**બ્રહ્મ-યુગ** પું. [સં.) સત્યયુગ, કૃતયુગ. (૨) બ્રાહ્મણોની જાહોજલાલીનો સમય [મુક્તિ

**બ્રહ્મ-યોગ** પું. [સં.] બ્રહ્મની સાથે જોડાઈ જવું એ, મોક્ષ,

**બ્રહ્મ-રસ** પું. [સં.] બ્રહ્મનો પરમ આનંદ, બ્રહ્માનંદ

**બ્રહ્મ-રંધ્ર** (-રન્ધ્ર) ન. [સં.] માથામાં તાળવા ઉપરનું એક મનાતું છિદ્ર (જે દ્વારા પણ પ્રાણ નીકળી જાય છે.)

**બ્રહ્મ-રાક્ષસ** પું. [સં.] સ્વભાવે રાક્ષસના જેવો બ્રાહ્મણ. (૨) મરણ પામેલા બ્રાહ્મણોનું તે તે ભૂત [મુહૂર્ત

**બ્રહ્મ-રાત્ર** ન. [સં.] રાત્રિનો શેષ ભાગનો સમય, બ્રાહ્મ

**બ્રહ્મ-રૂપ** વિ. [સં.] બ્રહ્માત્મક, બ્રહ્મમય

**બ્રહ્મર્ષિ** પું. [સં. ब्रह्मन् + ऋषि, સંધિથી] ઋષિની ઉચ્ચ કોટિએ પહોંચેલો બ્રાહ્મણ, પરમ તપસ્વી બ્રાહ્મણ, વેદ-દ્રષ્ટા ઋષિ

**બ્રહ્મર્ષિ-પદ** ન. [સં.] બ્રહ્મર્ષિનો દરજ્જો

**બ્રહ્મ-લક્ષણ** ન. [સં.] બ્રહ્મતત્ત્વનો ગુણધર્મ

**બ્રહ્મ-લક્ષ્મી** સ્ત્રી. [સં.] પરમતત્ત્વરૂપી સમૃદ્ધિ

**બ્રહ્મ-લીલા** સ્ત્રી. [સં.] પર બ્રહ્મની સૃષ્ટિરૂપ ક્રીડા

**બ્રહ્મ-લેખ** પું. [સં.] નસીબમાં જે કાંઈ લખાઈ ચૂકયું હોય તે

**બ્રહ્મ-લોક** પું. [સં.] જુઓ 'બ્રહ્મ-ધામ.' (૨) બ્રહ્માનો લોક

**બ્રહ્મલોક-ગમન** ન. [સં.] (લા.) અવસાન, મૃત્યુ, મરણ

**બ્રહ્મ-વધ** પું. [સં.] બ્રાહ્મણની હત્યા, બ્રાહ્મણનું ખૂન

**બ્રહ્મ-વર્ચસ** ન. [+ સં. वर्चस्] જુઓ 'બ્રહ્મ-તેજ.'

**બ્રહ્મ-વાક્ય** ન. [સં.] બ્રાહ્મણનું વચન

**બ્રહ્મ-વાચક** વિ. [સં.], **બ્રહ્મ-વાચી** વિ. [સં.,પું.] બ્રહ્મનો ખ્યાલ આપતું, બ્રહ્મનો નિર્દેશ કરતું

**બ્રહ્મ-વાડી** સ્ત્રી. [+ જુઓ 'વાડી.'] બ્રહ્મરૂપ બગીચો

**બ્રહ્મ-વાણી** સ્ત્રી. [સં.] બ્રહ્માએ ગાયા મનાતા ચાર વેદ

**બ્રહ્મ-વાદ** પું. [સં.] જડ ચેતન સમગ્ર સૃષ્ટિ બ્રહ્મરૂપ છે એ પ્રકારનો (સિદ્ધાંત), શુદ્ધાદ્વૈતવાદ, 'મોનિઝમ' (વેદાંત), 'પૅન્થીઝમ.' (હી.વ્ર.). (૨) વેદમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તે કથન, વેદ-વચન

**બ્રહ્મવાદિ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] બ્રહ્મવાદી હોવાપણું

**બ્રહ્મવાદિની** વિ., સ્ત્રી. [સં.] બ્રહ્મ વિશે વિચાર-વિમર્શ કરનારી સ્ત્રી [માનનારું, શુદ્ધાદ્વૈતવાદી

**બ્રહ્મવાદી** વિ. [સં.,પું.] અખંડ બ્રહ્મવાદના સિદ્ધાંતમાં

**બ્રહ્મ-વિચાર** પું. [સં.] બ્રહ્મના સ્વરૂપ વિશેની વિચારણા, બ્રહ્મમીમાંસા

**બ્રહ્મ-વિદ** વિ. [+ સં. विद्] જુઓ 'બ્રહ્મ-જ્ઞ.'

**બ્રહ્મ-વિદ્યા** સ્ત્રી. [સં.] બ્રહ્મ જીવ અને જગત એ ત્રણ તત્ત્વોના પરસ્પરના સંબંધ વિશેનો વિચાર આપનારી વિદ્યા, વેદાંત-વિદ્યા, તત્ત્વવિદ્યા, તત્ત્વજ્ઞાન, 'ફિલોસૉફી'

**બ્રહ્મ-વિલાસ** પું. [સં.] જુઓ 'બ્રહ્મ લીલા.'

**બ્રહ્મ-વિષયક** વિ. [સં.] બ્રહ્મતત્ત્વને લગતું

**બ્રહ્મ-વેત્તા,-દી** વિ.,પું. [સં.,પું.] જુઓ 'બ્રહ્મ-જ્ઞ.'

**બ્રહ્મ-વેલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] બ્રહ્મરૂપી લતા કે વેલો

**બ્રહ્મ-શત્રુ** પું. [સં.] જુઓ 'બ્રહ્મ-દ્રોહી.' [કહેવા

**બ્રહ્મ-શાપ** પું. [સં.] બ્રાહ્મણનો આપેલો શાપ, બ્રાહ્મણની

**બ્રહ્મ-શિલા** સ્ત્રી. [સં.] મંદિર-વિધાનમાં શિવલિંગની જલાધારીની પણ નીચે મૂકવામાં આવતી પથ્થરની ચોરસ પાટ. (સ્થાપત્ય.)

**બ્રહ્મ-સત્તા** સ્ત્રી. [સં.] પરમ તત્ત્વરૂપ બ્રહ્મ છે એવી સ્થિતિ, બ્રહ્મનું અસ્તિત્વ [સ્થિતિ, બ્રહ્માસ્તિવાદ

**બ્રહ્મ-સત્યત્વ** ન. [સં.] બ્રહ્મ સત્યસ્વરૂપ છે એવી પરિ-

**બ્રહ્મ-સત્ર** ન. [સં.] વેદનાં પઠન-પાઠનનો ગાળો કે સમય

**બ્રહ્મ-સદન** ન. [સં.] જુઓ 'બ્રહ્મ-ધામ.' (૨) બ્રાહ્મણનું ઘર

**બ્રહ્મ-સભા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણોનો મેળાવડો અને એવું સ્થાન

**બ્રહ્મ-સમર્પણ** ન. [સં.] બધું જ પરમાત્માની માલિકીનું છે એ ભાવનાથી બ્રહ્મ કિંવા પરમતત્ત્વને શરણે જઈ આત્મ-નિવેદન કરવું એ (પુષ્ટિ)

**બ્રહ્મ-સમાજ** પું. [સં.] બ્રાહ્મણોનો સમાજ, બ્રાહ્મણોનું મંડળ. (૨) જુઓ 'બ્રહ્મો-સમાજ'.

**બ્રહ્મ-સમાજી** વિ. [સં.,પું.] જુઓ 'બ્રહ્મો-સમાજી.'

**બ્રહ્મ-સંબંધ** (-સમ્બન્ધ) પું., ન. [સં.,પું.] શ્રીવલ્લભાચાર્ય-જીના પુષ્ટિમાર્ગમાં ભગવાનને શરણભાવનાપૂર્વક સર્વ-સમર્પણની દીક્ષાથી થતો સંસ્કાર. (પુષ્ટિ.)

**બ્રહ્મ-સંબંધી** (-સમ્બન્ધી) વિ. [સં.,પું.] બ્રહ્મને લગતું. (૨) પુષ્ટિમાર્ગીય બ્રહ્મ-સંબંધની દીક્ષા લેવા માગનાર. (પુષ્ટિ.) (૩) જેને આવી દીક્ષા થઈ ચૂકી છે તેવું. (પુષ્ટિ.)

**બ્રહ્મ-સંસદ** (-સંસદ) સ્ત્રી [+ સં. संसद्] બ્રહ્મતત્ત્વ વિશે વિચાર કરવાને માટે મળતી પરિષદ, વેદાંતીઓની સભા

**બ્રહ્મ-સંસ્થ** (-સંસ્થ) વિ. [સં.] લૌકિક વૈદિક બધાં જ કર્મોના ત્યાગપૂર્વક પરમ તત્ત્વ પરમાત્મામાં લીન થયેલું

**બ્રહ્મ-સાક્ષાત્કાર** પું. [સં.] ઈશ્વરનાં સાક્ષાત્ દર્શન અને સંબંધ, 'રિયાલાઇઝેશન' [ત્મક થવું એ, પરમ મોક્ષ

**બ્રહ્મ-સાયુજ્ય** ન. [સં.] બ્રહ્મની સાથે જોડાઈ જઈ એકા-

**બ્રહ્મ-સાવર્ણિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ચૌદ મનુઓમાંનો હવે થનારો દસમો મનુ. (સંજ્ઞા.)

**બ્રહ્મ-સિંહાસન** (-સિંહાસન) ન. [સં.] જુઓ 'બ્રહ્મ-ધામ(૧).'

**બ્રહ્મ-સૂચક** વિ. [સં.] પરમ તત્ત્વ બ્રહ્મનો ખ્યાલ આપનારું, બ્રહ્મ-વિષયક

**બ્રહ્મ-સૂત્ર** ન. [સં.] જનોઈ (૨) દૈવી વાક્ય, 'ગૉસ્પેલ.' (મન. રવ.). (૩) બાદરાયણ વ્યાસનો સૂત્ર-ગ્રંથ, ઉત્તર-મીમાંસા. વેદાંત-સૂત્ર. (સંજ્ઞા.)

**બ્રહ્મ-સ્વ** ન. [સં.] બ્રાહ્મણની માલ મિલકત

**બ્રહ્મ-સ્વરૂપ** ન. [સં.] પરમ તત્ત્વ પરમાત્માનું જે કાંઈ અનિ-ર્વચનીય સ્વરૂપ છે તે. (વેદાંત.) (૨) બ્રાહ્મણનું સ્વરૂપ

**બ્રહ્મ-હત્યા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણનું ખૂન, બ્રાહ્મણોનો ઘાત

**બ્રહ્મ-હત્યારું** વિ. [+ જુઓ 'હત્યારું.'], **બ્રહ્મ-હંતા** (-હન્તા) વિ., પું. [સં. ब्रह्मणः हन्ता, પું.] જુઓ 'બ્રહ્મ-ઘાતક.'

**બ્રહ્મ-હૃદય** પું. [સં.] એ નામનો એક આકાશી તારો. (સંજ્ઞા.)

**બ્રહ્મા** પું. [સં. ब्रह्मन् પું.] જુઓ 'બ્રહ્મ-દેવ(૧).' (સંજ્ઞા.) (જે ચારે વેદોના જ્ઞાતા અને સમગ્ર યજ્ઞકાર્ય ઉપર દેખરેખ રાખે.) [**૦ના અક્ષર** (રૂ.પ્ર.) પાકી વાત. **૦ના લેખ** (રૂ.પ્ર.) ટાળ્યું ન ટળે તેવું ભવિષ્ય. **૦ની ઘડી**, **૦નો દહાડો** (-દા:ડો) (રૂ.પ્ર.) લાંબો અને કંટાળા-ભરેલો સમય]

**બ્રહ્માકાર** વિ. [સં. ब्रह्मन् ન. + आ-कार] બ્રહ્મરૂપ, બ્રહ્માત્મક

**બ્રહ્માક્ષર** પું. [સં. ब्रह्मन् ન. + अ-क्षर, ન.] સમગ્ર વૈદિક કાર્યોમાં મુખ્ય ગણાતો પ્રણવ-મંત્ર, ૐકાર. (૨) [સં. ब्रह्मन् પું. + अक्षर, ન.] બ્રહ્માનું વચન. [**૦ માંડવા** (રૂ.પ્ર.) ભણવાનું શરૂ કરવું]

**બ્રહ્માગ્નિ** પું. [સં. ब्रह्मन् ન. + अग्नि] પાપ પુણ્ય બધું જ બાળી નાખનાર પરમતત્ત્વરૂપી અગ્નિ

**બ્રહ્માણી** સ્ત્રી. [સં.] બ્રહ્માની સ્ત્રી, સાવિત્રી. (૨) દુર્ગાદેવી

**બ્રહ્માત્મક** વિ. [સં. ब्रह्मन् ન. + आत्मन् + क] જુઓ 'બ્રહ્મ-રૂપ.'

**બ્રહ્માત્મૈક્ય** ન. [+ સં. ऐक्य] બ્રહ્મરૂપતા, બ્રહ્મમય-તા

**બ્રહ્માત્મૈક્ય-જ્ઞાન** ન. [સં.] બ્રહ્મની સાથે એકત્વ વિશેનો ખ્યાલ

**બ્રહ્માનંદ** (-નન્દ) પું. [સં. ब्रह्मन् ન. + आ-नन्द] દ્વૈત સ્થિતિના સંપૂર્ણ અભાવે બ્રહ્મની સાથે એકાત્મકતાનો અનુભવ. (વેદાંત.)

**બ્રહ્માનંદી** (-નન્દી) વિ. [સં., પું.] બ્રહ્માનંદનો આસ્વાદ લેનાર પરમજ્ઞાની [સાક્ષાત્કાર.'

**બ્રહ્માનુભવ** પું. [સં. ब्रह्मन् ન. + अनु-भव] જુઓ 'બ્રહ્મ-

**બ્રહ્માર્પણ** ન. [સં. ब्रह्मन् ન. + अर्पण] પરમતત્ત્વના ચરણોમાં સર્વ ધરી દેવું એ. (૨) બ્રાહ્મણને દાનમાં આપવું એ

**બ્રહ્માર્પણ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સર્વસ્વનું પરમાત્માને અર્પણ કરવાની સમજ, ઈશ્વર-પ્રણિધાન

**બ્રહ્માર્પિત** વિ. [સં. ब्रह्मन् ન. + अर्पित] પરમતત્ત્વ પર-માત્માને અર્પણ કરી દીધેલું

**બ્રહ્માવર્ત** પું. [સં. ब्रह्मन् ન. 'વેદ' + आ-वर्त] ઉત્તર ભારત-વર્ષનો સરસ્વતી અને દૃષદ્વતી નદીઓ વચ્ચેનો પ્રદેશ. (૩) જ્યાં વેદ અને બ્રાહ્મણોનો નિવાસ હતો તેવો પ્રાચીન કાલનો ઉત્તર ભારતવર્ષનો ગંગા યમુના પ્રયાગ અને હરદ્વાર વચ્ચેનો પ્રદેશ, અંતર્વેદ. (સંજ્ઞા.) ['બ્રહ્મ-સાક્ષાત્કાર.'

**બ્રહ્માવિર્ભાવ** પું. [સં. ब्रह्मन् ન, + आविर्भाव] [જુઓ

**બ્રહ્માસન** ન. [સં ब्रह्मन् પું. + आसन] બ્રહ્માજીને બેસવાનું સ્થાન. (૨) ધ્યાનમાં બેસવાનું સ્થાન તેમજ ઢબ

**બ્રહ્માસ્તિવાદ** પું. [સં.] બ્રહ્મ એવું એક પરમતત્ત્વ છે અને એમાંથી જડ ચેતન સમગ્ર સૃષ્ટિનો આવિર્ભાવ થયો છે એવો મત-સિદ્ધાંત. (વેદાંત.)

**બ્રહ્માસ્તિવાદી** વિ. [સં.,પું.) બ્રહ્માસ્તિ-વાદમાં માનનારું

**બ્રહ્માસ્ત્ર** ન. [સં. ब्रह्मन् પું. + अस्त्र] બ્રહ્માજીનો ખાસ મંત્ર ભણી એના તેજવાળું ફેંકવામાં આવતું મનાતું દિવ્ય અસ્ત્ર. (૨) (લા.) સચોટ ઘા

**બ્રહ્માસ્વાદ** પું. [સં. ब्रह्मन् ન.+आ-स्वाद] જુઓ 'બ્રહ્માનંદ.'

**બ્રહ્માંજલિ** (બ્રહ્માઞ્જલિ) સ્ત્રી. [સં. ब्रह्मन् ન. + अञ्जलि] વેદનું અધ્યયન કરવા ગુરુ પાસે જઈ જોડવામાં આવતા હાથની મુદ્રા

**બ્રહ્માંડ** (બ્રહ્માણ્ડ) ન. [સં. ब्रह्मन् ન. + अण्ड] ઈંડાના આકારનું સમગ્ર વિશ્વ, સમગ્ર સૃષ્ટિ, 'મૅક્રોકૉઝમ.' (દ.બા.) [**૦ની આશા** (રૂ.પ્ર.) કદી પાર ન પડે તેવી રખાતી આકાંક્ષા. **૦માં ચડી(-ઢી) જવું** (રૂ.પ્ર.) અંતરાશ થવી, ઉનાળ ચડવી] [બ્રહ્માંડ

**બ્રહ્માંડ-કોશ** (-ષ) (બ્રહ્માણ્ડ-) બ્રહ્માંડરૂપી એક મોટો બીડો,

**બ્રહ્માંડ-મીમાંસા** (બ્રહ્માણ્ડ-મીમાંસા) સ્ત્રી. [સં.] બ્રહ્માંડ-સ્વરૂપ

શું એ વિશેની તાત્ત્વિક વિચારણા

**બ્રહ્માંડ-વિજ્ઞાન** (બ્રહ્માણ્ડ-) ન. [સં.] સમગ્ર જગતને લગતી વિદ્યા, 'કૉસ્મોલૉજી' (ન. મૂ. શા.)

**બ્રહ્માંશ-** (બ્રહ્માંશ) પું. [સં. ब्रह्मन् ન. + अंश] પરમ-તત્ત્વનો અંશ કે ભાગ.-(૨) જીવ. (૩) જડ જગત. (વેદાંત.)

**બ્રહ્મિષ્ઠ** વિ. [સં.] બ્રહ્મમાં તલ્લીન, બ્રહ્મના આનંદનો ભોગ કરનાર. (૨) સંપૂર્ણ વેદોનું જ્ઞાન ધરાવનાર

**બ્રહ્મી** વિ. [સં. મા રૂઢ નથી., પું.] બ્રહ્મદેશને લગતું, 'બર્મીઝ'

**બ્રહ્મી-ભૂત** વિ. [સં.] બ્રહ્મરૂપ થઈ ચૂકેલું. (૨) (લા.) અવસાન પામેલ, મરણ પામેલ (સંન્યાસીઓને માટે આ શબ્દ રૂઢ છે.) [રૂપતા, મોક્ષ, મુક્તિ

**બ્રહ્મૈક્ય** ન. [સં. ब्रह्मन् + ऐक्य] પર બ્રહ્મની સાથે એક-

**બ્રહ્મો** પું. [સં. ब्रह्मन् દ્વારા] આસામની કોચારી જાતિનો ભક્તિસંપ્રદાયનો તે તે અનુયાયી. (સંજ્ઞા.)

**બ્રહ્મોદકિયું** વિ. [સં ब्रह्मन् ન. + उदक+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બ્રાહ્મણના પાણીથી રંધાયેલું, બ્રાહ્મણિયું

**બ્રહ્મોપદેશ** પું. [સં. ब्रह्मन् ન. + उप-देश] બ્રહ્મતત્ત્વ વિશે અપાતી સમજ, બ્રહ્મ-જ્ઞાન. [પેગડામાં પગ ને બ્રહ્મોપદેશ (રૂ.પ્ર.) છેક છેવટની ઘડીના શિખામણ (જે નિરર્થક નીવડે .છે)]

**બ્રહ્મોપદેશક** વિ. [સં. ब्रह्मन्+उप-देशक] બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરનાર

**બ્રહ્મોપાસક** વિ. [સં. ब्रह्मन् ન. + उपासक] બ્રહ્મતત્ત્વની ઉપાસના કરનારું, બ્રહ્મતત્ત્વનું આરાધક, પરમાત્મા પરમેશ્વરનો ભક્ત [તત્ત્વની આરાધના

**બ્રહ્મોપાસન** ન., -ના સ્ત્રી. [સં. ब्रह्मन् ન.+उपासन,-ना] બ્રહ્મ

**બ્રહ્મો-સમાજ** પું. [સં. ब्रह्मन् ન. દ્વારા 'બ્રહ્મો'+ સં.] મૂર્તિ-પૂજા અને ક્રિયાકાંડમાં ન માનનારો બંગાળમાં રાજા રામ-મોહનરાય અને કેશવચંદ્ર સેન વગેરેએ સ્થાપેલો એક બ્રહ્મવાદી સંપ્રદાય, બ્રહ્મ-સમાજ. (સંજ્ઞા.)

**બ્રહ્મોસમાજી** વિ. [+ સં., પું.] બ્રહ્મ-સમાજના સિદ્ધાંતોનું અનુયાયી, બ્રહ્મસમાજી, બ્રાહ્મસમાજી

**બ્રાઉન પેપર** પું. [અં.] પૂંઠાં વગેરે ચડાવવાના ઉપયોગ માટેનો ભૂરા કે આછા કથાઈ રંગનો ખાસ કાગળ

**બ્રાન્ચ** (બ્રાન્ચ) સ્ત્રી. [અં.] જુઓ 'બ્રાંચ-ઑફિસ.'

**બ્રાન્ચ-ઑફિસ** (બ્રાન્ચ-) સ્ત્રી. [અં.] જુઓ 'બ્રાંચ-ઑફિસ.'

**બ્રાન્ચ-સ્કૂલ** (બ્રાન્ચ-) સ્ત્રી. [અં.] જુઓ 'બ્રાંચ-સ્કૂલ.'

**બ્રાન્ડી** (બ્રાણ્ડી) સ્ત્રી, [અં.] જુઓ 'બ્રાંડી.'

**બ્રાસો** પું. [અં.] પિત્તળ વગેરેના પદાર્થોને પૉલિશ કરવાનું એક પ્રકારનું વાર્નિશ

**બ્રાહૂઈ** સ્ત્રી. અફઘાનિસ્તાનની બલુચિસ્તાનની બાજુએ આવેલી હદ નજીકના પ્રદેશની દ્રવિડી કુળની બચેલી એક બોલી. (વ્યા., સંજ્ઞા.)

**બ્રાહ્મ** વિ [સં.] બ્રહ્મતત્ત્વને લગતું. (૨) બ્રહ્માને લગતું. [૦કાલ(-ળ), ૦મુહૂર્ત, ૦વેલા(-ળા) (રૂ.પ્ર.) સૂર્યોદય પહેલાંની બે ઘડીનો સમય]

**બ્રાહ્મણ** પું. [સં.] બ્રહ્મ-વેદનું અધ્યયન જેને કરવાનું છે યા બ્રહ્મજ્ઞાનનો જે અધિકારી છે તે (વૈદિક પ્રણાલીના ચાર વર્ણોમાંના પહેલા વર્ણનો) પુરુષ, વિપ્ર. (સંજ્ઞા.) (૨) રાગ દ્વેષ કલહ નિંદા અસંયમ વિષયાસક્તિ કૂડ-કપટ અસત્ય વગેરે દુર્ગુણોથી મુક્ત પુરુષ. (૩) ન. વૈદિક સંહિતાઓ પછી યજ્ઞક્રિયાના અંગમાં વેદમંત્રોને કેંદ્રમાં રાખી એની આસ-પાસ વ્યાપક થયેલું અનુશ્રુતિઓનું પુરાણ-પ્રકારનું ગ્રંથ-સાહિત્ય (જેના એક ભાગમાં આરણ્યકો અને અંતભાગમાં તે તે પ્રાચીન ઉપનિષદ આવતાં)

**બ્રાહ્મણ-કાલ(-ળ)** પું. [સં.] વૈદિક મંત્રસંહિતાઓના યુગ પછી બ્રાહ્મણ-ગ્રંથોના વિકાસનો યુગ (ઈ.પૂ. ૧૫૦૦થી આ બાજુનો સંહિતા-કાલ પછીનો અને ઈ.પૂ. ૫૦૦ ના સૂત્ર-કાલની પહેલાંનો મનાયેલો)

**બ્રાહ્મણ-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] જુઓ 'બ્રાહ્મણ(૩).'

**બ્રાહ્મણ-જન્મ** પું. [સં.,પું.,ન.] બ્રાહ્મણ જ્ઞાતિનાં માતા-પિતાને પેટે અવતાર લેવો એ [જાતિ

**બ્રાહ્મણ-જાતિ** સ્ત્રી. [સં.] બ્રાહ્મણોનો વર્ણ કે જ્ઞાતિ, વિપ્ર-

**બ્રાહ્મણજાતીય** વિ. [સં.] વિપ્રજાતિનું, બ્રાહ્મણ વર્ણનું

**બ્રાહ્મણ-જીવન** ન. [સં.] વૈદિક પ્રણાલી પ્રમાણે બ્રાહ્મણનાં કર્તવ્ય કરતાં જિવાતું જીવન

**બ્રાહ્મણ-જીવિકા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણ તરીકેની વૃત્તિ (યજન યાજન પઠન પાઠન દાન અને પ્રતિગ્રહ પ્રકારની)

**બ્રાહ્મણ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] બ્રાહ્મણપણું [કામ

**બ્રાહ્મણ-દ્રોહ** પું. [સં.] બ્રાહ્મણના દ્વેષનું અને એને કોચવવાનું

**બ્રાહ્મણ-દ્રોહી** વિ. [સં.,પું.] બ્રાહ્મણનો દ્રોહ કરનારું

**બ્રાહ્મણ-ધર્મ** પું. [સં.] વૈદિક પરિપાટી પ્રમાણે આચાર-વિચારનું પાલન જેમાં છે તેવી ધર્મ-પ્રણાલી, વેદ-ધર્મ, હિંદુ-ધર્મ. (સંજ્ઞા.) [દરજ્જો

**બ્રાહ્મણ-પદ** ન. [સં.] બ્રાહ્મણનો અધિકાર, બ્રાહ્મણનો

**બ્રાહ્મણ-પરંપરા** (પરમ્પરા) સ્ત્રી. [સં.] બ્રાહ્મણોની ચાલી આવતી આચાર વગેરે વિશેની પ્રણાલી

**બ્રાહ્મણ-પૂજન** ન., **બ્રાહ્મણ-પૂજા** સ્ત્રી. [સં.] બ્રાહ્મણોનું કર્મકાંડની પદ્ધતિએ કરાતું ષોડશોપચાર પૂજન અને સંમાન

**બ્રાહ્મણ-પ્રિય** વિ. [સં.] જેને બ્રાહ્મણો વહાલા છે તેવું. (૨) બ્રાહ્મણને ગમતું, જેમાં બ્રાહ્મણનું હિત છે તેવું

**બ્રાહ્મણ-બંધુ** (-બન્ધુ) જુઓ 'બ્રહ્મ-બંધુ.'

**બ્રાહ્મણ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] બ્રાહ્મણની સમજ-શક્તિ. (૨) વિ. (લા.) કામ પતી ગયા પછી જેને બુદ્ધિ સૂઝે છે તેવું

**બ્રાહ્મણ-ભાગ** પું. [સં ] વૈદિક સંહિતાઓ પછીનો આરણ્યકો અને ઉપનિષદો સહિતનો વિશિષ્ટ ગ્રંથ-વિભાગ

**બ્રાહ્મણ-ભોજ** પું., -જન ન. [સં.] જુઓ 'બ્રહ્મ-ભોજ.'

**બ્રાહ્મણ-વર્ણ** પું. [સં.] ભારતીય પ્રાચીન ચાર વર્ણોમાંનો પહેલો વર્ણ. વિપ્ર-વર્ણ [ઉચ્ચવર્ણના હિંદુઓ

**બ્રાહ્મણ-વાણિયા** પું., બ.વ. [+જુઓ 'વાણિયો.'] (લા.)

**બ્રાહ્મણશાહી** વિ. [+ જુઓ 'શાહી.[૨]'] બ્રાહ્મણોના વર્તનને લગતું, બ્રાહ્મણોના વર્ચસવાળું. (૨) સ્ત્રી. બ્રાહ્મણો સર્વ-સત્તાધીશ હોય એવી વ્યવસ્થા

**બ્રાહ્મણાતિક્રમ** પું. [+ સં. अति-क्रम] બ્રાહ્મણનું અપમાન

**બ્રાહ્મણાવતાર** પું. [+ સં. अव-तार] જુઓ 'બ્રાહ્મણ-જન્મ.'

**બ્રાહ્મણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બ્રાહ્મણને લગતું, બ્રાહ્મણના સંબંધવાળું

**બ્રાહ્મણિયો** વિ., પું. [જુઓ 'બ્રાહ્મણિયું.'] (લા.) શરીરે ધોળાં અને કાળાં ચાઠાંવાળો ખોડીલો ગણાતો એક પ્રકારનો બળદ

**બ્રાહ્મણી**[1] સ્ત્રી. [સં.] બ્રાહ્મણ સ્ત્રી ['બ્રાહ્મણિયું.'

**બ્રાહ્મણી**[2] વિ. [સં. ब्राह्मण + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ

**બ્રાહ્મણેતર** વિ. [સં. ब्राह्मण + इतर] બ્રાહ્મણ વર્ણ સિવાયનું

**બ્રાહ્મણ્ય** ન. [સં.] બ્રાહ્મણપણું

**બ્રાહ્મ-ધર્મ** પું. [સં.] જુઓ 'બ્રહ્મો-સમાજ.'

**બ્રાહ્મધર્મી** વિ. [સં.,પું.] જુઓ 'બ્રહ્મોસમાજી.'

**બ્રાહ્મ-મત** પું [સં.,ન.] જુઓ 'બ્રહ્મો-સમાજ.'

**બ્રાહ્મ-વિવાહ** પું. [સં.] જેમાં સદાચાર-સંપન્ન વરને બોલાવી કશું જ લીધા વિના શણગારીને અને દાયજા સાથે કન્યા પરણાવવામાં આવે તેવો ઉત્તમ લગ્ન-વિધિ

**બ્રાહ્મ-સમાજ, બ્રાહ્મ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] જુઓ 'બ્રહ્મો-સમાજ.' [જુઓ 'બ્રહ્મો-સમાજી.'

**બ્રાહ્મસમાજી, બ્રાહ્મસંપ્રદાયી** (-સમ્પ્રદાયી) વિ. [સં., પું.]

**બ્રાહ્મી** વિ. [સં.] બ્રહ્માને કે વેદ તેમજ બ્રહ્મને લગતું. (૨) સ્ત્રી. બ્રહ્માની પત્ની, સાવિત્રી. (૩) સરસ્વતી દેવી. (૪) વાણી. (૫) એ નામની એક વનસ્પતિ. (૬) (જેમાંથી ભારતવર્ષની લંકાની સિયામની અને તિબેટની બધી લિપિઓનો વિકાસ થયો છે તે (સૌથી પ્રથમ ઈ.પૂ. ત્રીજી સદીમાં અશોકના અનેક ઉત્કીર્ણ લેખોમાં જોવામાં આવેલી પૂર્ણ સ્વરૂપની) એક લિપિ (ઉચ્ચારાત્મક). (સંજ્ઞા.)

**બ્રાહ્મો-ધર્મ, બ્રાહ્મો-સમાજ** પું. [સં. ब्राह्म દ્વારા.+સં.] જુઓ 'બ્રહ્મો-સમાજ.' [સમાજી.'

**બ્રાહ્મોધર્મી, બ્રાહ્મો-સમાજી** વિ. [+ સં.,પું.] જુઓ 'બ્રહ્મો-

**બ્રાંચ** (બ્રાન્ચ) સ્ત્રી. [અં.] શાખા [કચેરી

**બ્રાંચ-ઑફિસ** (બ્રાન્ચ-) સ્ત્રી. [અં.] શાખા-કાર્યાલય, શાખા-

**બ્રાંચ-સ્કૂલ** (બ્રાન્ચ-) સ્ત્રી. [અં.] પેટા-શાળા, પેટા-નિશાળ

**બ્રાંડી** (બ્રાણ્ડી) સ્ત્રી. [અં.] એક જાતનો દારૂ

**બ્રિગેડ** સ્ત્રી. [અં.] બેથી ત્રણ પલટણનો સમૂહ

**બ્રિગેડિયર** પું. [અં.] બ્રિગેડનો ઉપરી અધિકારી

**બ્રિજ** પું. [અં.] પુલ. (૨) સ્ત્રી. પાનાંની એક પ્રકારની રમત

**બ્રિટન** પું., ન. [અં.] બ્રિટિશરોનો દેશ, અંગ્રેજોનો દેશ, ઇગ્લૅન્ડ, આંગ્લદેશ. (સંજ્ઞા.) [અંગ્રેજ

**બ્રિટન-વાસી** વિ. [+ સં., પું.] બ્રિટનમાં રહેનાર, બ્રિટિશર,

**બ્રિટાનિયા** પું.,ન. [અં.] જુઓ 'બ્રિટન.' (૨) સ્ત્રી. એ નામની એક મિશ્ર ધાતુ

**બ્રિટિશ** વિ. [અં.] બ્રિટન દેશને લગતું, અંગ્રેજી

**બ્રિટિશ-કાલ(-ળ), બ્રિટિશ-યુગ** પું. [અં.+સં.] ભારતવર્ષ ઉપરની અંગ્રેજોની સત્તાના ભોગવટાનો સમય

**બ્રિટિશર** વિ.,પું. [અં.] બ્રિટનનો વતની, અંગ્રેજ. (સંજ્ઞા.)

**બ્રીચ** સ્ત્રી. [અં.] ભંગ, તોડવું એ. [૦ ઑફ ટ્રસ્ટ (રૂ.પ્ર.) વિશ્વાસઘાત]

**બ્રીચીઝ** સ્ત્રી. [અં.] ઘોડેસવારો પહેરે છે તેવી ખાસ પ્રકારની અને પીંડીએ ચપોચપ બેસી જાય તેવી સુરવાલ

**બ્રીડિંગ** (બ્રીડિઙ્ગ) ન. [અં.] ઉછેર

**બ્રીધિંગ** (બ્રીધિઙ્ગ) ન. [અં.] શ્વાસોચ્છ્વાસની ક્રિયા

**બ્રીફ** સ્ત્રી. [અં.] અદાલતી મુકદ્દમાનો સંક્ષિપ્ત હેવાલ અને એનો કાગળ. (૨) (લા.) ઉપરાણું, પક્ષકારી. [૦ મળવી (રૂ.પ્ર.) વકીલતાનું કામ મળવું. ૦ લેવી (રૂ.પ્ર.) બ્રીફનું ટાંચણ કરવું. (૨) વકીલાત લેવી, વકીલ તરીકે કામ કરી આપવાનું સ્વીકારવું] [ઘોડાગાડી

**બ્રૂમ-ગાડી** સ્ત્રી. [અં. + જુઓ 'ગાડી.'] એક પ્રકારની

**બ્રૂક-બૉન્ડ, બ્રૂક-બૉંડ** (-બૉણ્ડ) વિ. [અં.] એ માર્કે કે કંપનીનું (એની ચા જાણીતી છે.)

**બ્રેઇક** સ્ત્રી. [અં.] જુઓ 'બ્રેક.'

**બ્રેઇક્સ** પું. [અં.] જુઓ 'બ્રેક્સ-મૅન.'

**બ્રેઇક-ડ્રમ** ન. [અં.] જુઓ 'બ્રેક-ડ્રમ.'

**બ્રેઇક-વાન** ન. [અં.] જુઓ 'બ્રેક-વાન.'

**બ્લેઇડ** જુઓ 'બ્લેડ.'

**બ્રેઇન** ન. [અં.] મગજ

**બ્રેઇન-ફીવર** પું. [અં.] મગજનો તાવ

**બ્રેઇન-સિક્નેસ** સ્ત્રી. [અં.] મગજના રોગને કારણેની માંદગી [એ (પ્રાણહારક રોગ)

**બ્રેઇન-હૅમરેજ** ન. [અં.] મગજના જ્ઞાનતંતુઓનું તૂટી જવું

**બ્રેઇલ-પદ્ધતિ** સ્ત્રી. [અં. + સં.] આંધળાં માટે બ્રેઇલ નામના યુરોપીય વિદ્વાને શોધેલી લખવા-વાંચવાની રીત

**બ્રેઇલ-પાટી** સ્ત્રી. [અં. + જુઓ 'પાટી.'] બ્રેઇલ-લિપિ માટેનું પાટિયું [માટેની અક્ષર-ન્યાસ-પદ્ધતિ

**બ્રેઇલ-લિપિ** સ્ત્રી. [અં. + સં.] આંધળાંઓને લખવા-વાંચવા

**બ્રેઇસ-લેટ** સ્ત્રી.,ન. [અં.] જુઓ 'બ્રેસ-લેટ.'

**બ્રે(ઇ)ક** સ્ત્રી. [અં.] કોઈ પણ પ્રકારનાં વાહન કે ચક્રો યા યંત્રોની ગતિ થંભાવી દેવા માટેની કળ. (૨) રેલ-ગાડીના ગાર્ડનો બ્રેકવાળો ડબો. [૦ મારવી, ૦ લગાવવી (રૂ.પ્ર.) ગતિવાળાં ચક્રોને થંભાવવાં. ૦ લાગવી, ૦ વાગવી (રૂ.પ્ર.) ગતિવાળાં ચક્રોની ગતિ બંધ થવી]

**બ્રે(ઇ)ક-ડ્રમ** ન. [અં.] બ્રેક લગાડતાં મોટરનાં પૈડાંમાં જેની સાથે બ્રેક ચોંટી જાય છે તેવું લોઢાનું એક સાધન

**બ્રે(ઇ)ક-વાન** ન. [અં.] જેમાં આખી રેલ-ગાડીની બ્રેકોની મુખ્ય ચાવી રહે છે તે ડબો

**બ્રૅકેટ** પું. [અં.] કૌંસ ચિહ્ન. (૨) રવેશ ઝરૂખા છાજલી વગેરેની સપાટીને ટેકો આપવા નાખેલો પથ્થરનો લાકડાનો કે ધાતુનો ઘોડો કે ખૂણિયો

**બ્રે(ઇ)ક્સ-મૅન** પું. [અં.] રેલગાડીમાં મુખ્ય ગાર્ડનો સહાયક ગાર્ડ [રોટી, પાંઉ

**બ્રેડ** પું., સ્ત્રી. [અં.] રોટલો રોટલી વગેરે. (૨) ડબલ

**બ્રેડ-બટર** ન., બ.વ. [અં.] ડબલ રોટી અને માખણ

**બ્રે(ઇ)સ-લેટ** સ્ત્રી., ન. [અં.] કાંડા ઉપર પહેરવાનું એક ઘરેણું

**બ્રોકર** પું. [અં.] દલાલ

**બ્રોકરેજ** સ્ત્રી. [અં.] દલાલી

**બ્રૉન્કાઇટિસ** (બ્રૉઙ્કાઇટિસ) પું. [સં.] જુઓ 'બ્રોંકાઇટિસ.'

**બ્રૉન્કો-ન્યુમોનિયા** પું. (બ્રૉઙ્કો-) પું. [અં.] જુઓ 'બ્રૉંકો-ન્યુમોનિયા'.

**બ્રૉન્ઝે** (બ્રૉન્ઝ) ન. [અં.] જુઓ 'બ્રૉંઝ.'

**બ્રૉડ-કાસ્ટ, -સ્ટિંગ** (-સ્ટિઙ્ગ) ન. [અં.] એકી સાથે ઘણે સ્થળે તાર વિનાનો સંદેશો તેમ વિગતો સાંભળવાની વ્યવસ્થા. [-સ્ટ કરવું (રૂ.પ્ર.) રેડિયો સ્ટેશનથી બોલવું]

**બ્રૉડ-ગેજ** પું., સ્ત્રી. [અં.] સાડાપાંચ ફૂટના માપનો રેલ-માર્ગ

**બ્રોમાઇડ** ન. [અં.] બ્રોમીનનો એક સંયોજનાત્મક પદાર્થ. (પ.વિ.) [શતો એક ખાસ પ્રકારનો કાગળ

**બ્રોમાઇડ પેપર** પું. [અં.] ફોટોગ્રાફીમાં છાપ લેવા વપ-

**બ્રોમીન** ન. [અં.] એક મૂળ તત્ત્વ. (પ.વિ.)

**બ્રૉંકાઇટિસ** (બ્રૉઙ્કાઇટિસ) પું. [અં.] ફેફસાંની નળીઓ ઉપરનો સોજો, ભરણીનો રોગ, 'બૉન્કાઇટિસ'

**બ્રૉંકો-ન્યુમોનિયા** (બ્રૉઙ્કો-) પું. [અં.] ઉધરસવાળો શરદીનો તાવ [ધાતુ, કાંસું

**બ્રૉંઝ** (બૉન્ઝ) ન. [અં.] તાંબું કલાઈ અને જસતની મિશ્ર

**બ્લડ** ન. [અં.] લોહી

**બ્લડ-ટ્રાન્સ્ફ્યૂઝન, બ્લડ-ટ્રાંસ્ફ્યૂઝન** ન. [અં.] એક જીવતા પ્રાણીનું લોહી બીજા જીવતા પ્રાણીના શરીરમાં પિચકારીથી ઘાલવું એ

**બ્લડ-પ્રેસર** ન. [અં.] લોહીનું દબાણ [(સામાન્ય)

**બ્લાઉઝ** ન. [અં.] વિદેશી ફેશનનું પોલકું. (૨) પોલકું

**બ્લિસ્ટર** પું., ન. [અં.] ફોલ્લો, ઝરેળો

**બ્લિસ્ટર-ફ્લાઇ** સ્ત્રી. [અં.] એક જાતનું પાંખોવાળું જીવડું (જેના શરીરનો ઝેરી પદાર્થ માણસોની ચામડીને અડતાં ફોલ્લા થઈ આવે છે.)

**બ્લીચિંગ** (બ્લીચિઙ્ગ) ન. [અં.] કોરું કાપડ રાસાયણિક પ્રક્રિયાથી ધોવું એ [કરવા માટેનો એક ક્ષાર

**બ્લીચિંગ પાઉ(-વ)ડર** (બ્લીચિઙ્ગ-) પું. [અં.] બ્લીચિંગ

**બ્લીચિંગ-સોલ્યુશન** (બ્લીચિઙ્ગ-) ન. [અં.] ફોટોગ્રાફીમાં ફિલ્મ કે પ્લેઇટ ધોવા વપરાતું દ્રાવણ

**બ્લૅક આઉટ** પું. [અં.] રાત્રિએ બત્તીઓ ન બાળી અંધારું રાખવું એ [કે ચોપડો

**બ્લૅક-બુક** સ્ત્રી. [અં.] ગુના સંબંધી હકીકત લખવાની પુસ્તિકા

**બ્લૅક-લિસ્ટ** ન. [અં.] દોષવાળી કામગીરી નોંધાયેલી હોય તેવી યાદી, કાળી યાદી [અસ્થાની)

**બ્લે(૦ઇ)ડ** સ્ત્રી. [અં.] ધારવાળી પતરી (યંત્રોમાંની તેમજ

**બ્લૅડર** સ્ત્રી, [અં.] રબ્બરની ફુલાવી શકાય તેવી કોથળી. (૨) મૂત્રાશય, મૂત્ર રહેવાની કોથળી [કાર્ડ-ટિકિટ.'

**બ્લૅન્ક-કાર્ડ-ટિકિટ** (બ્લેઙ્ક-) સ્ત્રી. [અં.] જુઓ 'બ્લૅંક-

**બ્લૅન્ક-વર્સ** (બ્લેઙ્ક-) સ્ત્રી. [અં.] જુઓ 'બ્લૅંક-વર્સ.'

**બ્લૅન્કો** (બ્લેઙ્કો) પું. [અં.] જુઓ 'બ્લૅંકો.'

**બ્લૅંક-કાર્ડ-ટિકિટ** (બ્લેઙ્ક-) સ્ત્રી. [અં.] જેમાં નૂર લખવું પડે તેવી ખાલી ખાનાવાળી ટિકિટ

**બ્લૅંક-વર્સ** (બ્લેઙ્ક-) સ્ત્રી. [અં.] અપદ્યાગદ્ય કાવ્ય-બંધ

**બ્લૅંકો** (બ્લેઙ્કો) પું. [અં.] બુટ-પોલિશ માટેનો સફેદ પદાર્થ

**બ્લૉક** પું. [અં.] વિભાગ. (૨) મોટા મકાનમાંનો એકમ. (૩) ચોસલું. (૪) છાપણીને માટેનું ચિત્ર વગેરેનું આખું બીબું. (૫) પક્ષ (રાજકીય)

**બ્લૉકેડ** પું. [અં.] ઘેરો ઘાલવો એ

**બ્લૉટર** પું. [અં.] શાહી ચૂસનારો એક પ્રકારનો કાગળ

**બ્લૉટિંગ** (બ્લૉટિઙ્ગ) ન., ૦પેપર પું, [અં.] જુઓ 'બ્લૉટર.'

**બ્લ્યૂ** વિ [અં.] આસમાની રંગનું [ચિતાર

**બ્લ્યૂ-પ્રિન્ટ** સ્ત્રી. [અં.] ઇજનેરી નકશો. (૨) રૂપરેખા,

**બ્લ્યૂ-બુક** સ્ત્રી. [અં.] નિયમાવલીની પુસ્તિકા

**બ્લ્યૂ-બ્લૅક** વિ. [અં.] કાળાશના પાસવાળું આસમાની



બ્રાહ્મી નાગરી ગુજરાતી

**ભ** પું. [સં.] ભારત-આર્ય વર્ણમાળાનો ઓષ્ઠ્ય ઘોષ મહાપ્રાણ વ્યંજન. (૨) નક્ષત્ર. (૩) છંદઃશાસ્ત્રમાંનો 'ગાલલ' પ્રકારનો ત્રિસ્વરી એક ગણ. (પિંગળ.)

**ભ-કક્ષા** સ્ત્રી. [સં.] નક્ષત્રોને ફરવાનો દેખાતો માર્ગ (પૃથ્વી ફરતી હોઈ આપણને નક્ષત્રો ફરતાં દેખાય છે.)

**ભકચરો** પું. આડો અવળો લીટો, ભમ-ચકરડો

**ભક ભક** ક્રિ.વિ. [રવા.] 'ભક ભક' એવા અવાજથી, હવામાંના ભડકાઓનો અવાજ થતો હોય એમ

**ભકભકિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] બોલ બોલ કર્યા કરનારું, આખાબોલું

**ભકભાવ** પું. યુક્તિ, હિકમત. (૨) છેતરપીંડી

**ભકલો** પું. મૂર્ખ માણસ

**ભકસવું** સ. ક્રિ. [રવા.] ખાવા ઉપર તરાપ મારવી. **ભકસાવું** કર્મણિ., ક્રિ. **ભકસાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભકસાવવું, ભકસાવું** જુઓ 'ભકસવું'માં.

**ભકસી** સ્ત્રી. કેદખાનું, 'જેઇલ'

**ભ-કાર** પું. [સં.] 'ભ' ઉચ્ચારણ અને વર્ણ

**ભકારવું** સ.ક્રિ. [રવા.] ભંભેરવું, કાનમાં કહી ઉશ્કેરણી કરવી. **ભકારાવું** કર્મણિ., ક્રિ. **ભકારાવવું** પ્રે., સ.ક્રિ.

**ભકારાવવું, ભકારાવું** જુઓ 'ભકારવું'માં.

**ભકારાંત** (ભકારાન્ત) વિ. [સં. भकार + अन्त] જેને છેડે ભ વર્ણ છે તેવું (શબ્દ)

**ભકાસ** (-સ્ય) સ્ત્રી. એક પ્રકારની માછલીની જાત

**ભકી** સ્ત્રી. [જુઓ 'ભકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] અનાજનાં ફોતરાંની ઝીણી રજ. [૦ ઊડવી (રૂ. પ્ર.) મોઢાનું તેજ વધવું]

**ભકું** ન. [જુઓ 'ભૂકો.'] અનાજનાં ફોતરાંનો ભૂકો

**ભકોટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'ભૂકો.'] ઝીણો ભૂકો

**ભકોડું** ન. [જુઓ 'ભૂકો.'] કઠોળનું ફોતરું

**ભકોલું** ન. મોઢું બાકું, બાકોરું

**ભક્કમ** વિ. [અર. મુહ્કમ્] દૃઢ, મજબૂત
**ભક્કા(-ક્ખા,-ખા,-ઘ્ખા)-બોલું** વિ. [રવા. 'ભક્કું' + 'બોલવું' + ગુ. 'ઉં' કૃ. પ્ર.] મોઢામોઢ જેવું હોય તેવું સંભળાવનારું, આખા-બોલું
**ભક્ખ(-ઘ્ખ)ડ** વિ. સ્થૂલ અને વજનદાર. (૨) અવિવેકી. (૩) ભય વિનાનું, નીડર
**ભક્ખા(-ખા,-ઘ્ખા)-બોલું** જુઓ 'ભક્કા-બોલું.'
**ભક્ત** વિ. [સં.] જેનો વિભાગ કરવામાં આવ્યો છે તેવું, ફાળવેલું. (૨) જેની સેવા કરવામાં આવી છે તેવું. (૩) જેની ભક્તિ કરવામાં આવી છે તેવું. (૪) જેને લગની લાગી છે તેવું. (૫) વફાદાર. (૬) વળગીને રહેનારું. (૭) ભજન કરનાર વ્યક્તિ. (૮) પું. આશરે આવીને રહેલ પુરુષ કે વ્યક્તિ. (૯) ન. પ્રવાસમાં લઈ જવાનું ભાતું, ભાત
**ભક્ત-ઉદ્ધારક, -ણ** વિ. [સં. સંધિ વિના] ભક્તનો ઉદ્ધાર કરનાર (પરમાત્મા ગુરુ વગેરે)
**ભક્ત-કથા** સ્ત્રી. [સં.] પ્રભુના ભક્તોની વાર્તા, ભક્ત-ચરિત
**ભક્ત-ગણ** પું. [સં.] પ્રભુના ભક્તોનો સમૂહ, ભક્ત-મંડળી
**ભક્ત-મણિ** પું. [સં.] ઉત્તમ કોટિનો ભક્ત
**ભક્ત-માલા(-ળા)** સ્ત્રી. [સં.], -ળ સ્ત્રી. [સં. °माळा] ભક્તોનાં ચરિતોનું વર્ણન આપતો ગ્રંથ
**ભક્ત-રાજ** પું. [સં.] ભક્તોમાંનો શ્રેષ્ઠ ભક્ત, ભક્ત-મણિ, ભક્ત-શિરોમણિ [તેવું (પરમાત્મા)
**ભક્ત-વત્સલ** વિ. [સં.] ભક્ત કે ભક્તો જેને વહાલા છે
**ભક્તવત્સલ-તા** સ્ત્રી. [સં.] ભક્તવત્સલ હોવાપણું
**ભક્ત-વર,-ર્ય** વિ., પું. [સં.] ઉત્તમ ભક્ત [ભક્તાધીન
**ભક્ત-વશ્ય** વિ. [સં.] ભક્ત કે ભક્તોને અધીન (ભગવાન),
**ભક્ત-વૃંદ (-વૃન્દ)** ન. [સં.] જુઓ 'ભક્ત-ગણ.'
**ભક્ત-શિરોમણિ** પું. [સં.] જુઓ 'ભક્ત-મણિ.'
**ભક્ત-સમાજ, ભક્ત-સમુદાય** પું. [સં.] જુઓ 'ભક્ત-ગણ.'
**ભક્ત-હૃદય** ન. [સં.] ભક્તિ ભાવનાથી ભરેલું. (૨) વિ. જેનું હૈયું ભક્તિ-ભાવનાથી ભરેલું છે તેવું
**ભક્તાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] ભક્તપણું
**ભક્તાણી** સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય] ભક્ત સ્ત્રી, ભક્તિ-પરાયણ નારી. (૨) (વ્યંગમાં) વેશ્યા
**ભક્તાધીન** વિ. [+ સં. अधीन] જુઓ 'ભક્ત-વશ્ય.'
**ભક્તિ** સ્ત્રી. [સં.] જુદા પડવું એ, વિભાજન, વિભાગ. (૨) આશરાવાળી લગની. (૩) વફાદારી. (૪) ભજન કરવું એ. (૫) પ્રેમ. (૬) આદર. (૭) સ્તુતિ, સ્તવન
**ભક્તિ-કાવ્ય** ન. [સં.] જેમાં ભગવાન કે અન્ય દેવદેવીના પ્રત્યે ભક્તિ ભાવના વ્યક્ત કરવામાં આવી હોય તેવી કવિતા, 'સામ'
**ભક્તિ-તત્ત્વ** ન. [સં.] ભક્તિનું રહસ્યરૂપ સ્વરૂપ
**ભક્તિ-ધારા** સ્ત્રી. [સં.] ભક્તિનો અટક્યા સિવાય ચાલુ રહેતો પ્રવાહ, અવિરત ભક્તિ [લાગી રહેલું
**ભક્તિ-નિષ્ઠ, ભક્તિ-પરાયણ** વિ. [સં.] ભક્તિમાં સતત
**ભક્તિ-પૂર્ણ** વિ. [સં.] જુઓ 'ભક્તિ-માન.'
**ભક્તિ-પૂર્વક** ક્રિ. વિ. [સં.] ભક્તિ-ભાવ સાથે, પૂરી લગનીથી
**ભક્તિ-પ્રધાન** વિ. [સં.] જેમાં ભક્તિ મુખ્ય રહેલી હોય તેવું, ભક્તિની મુખ્યતાવાળું
**ભક્તિ-ભાવ** પું. [સં.] ભક્તિપૂર્વકનો પ્રેમ કે આદર
**ભક્તિ-ભીનું** વિ. [+ જુઓ 'ભીનું.'] ભક્તિ-ભાવથી તરબોળ
**ભક્તિ-માન** વિ. [સં. °मान् પું.] ભક્તિવાળું, ભક્તિથી ભરેલું
**ભક્તિ-માર્ગ** પું. [સં.] અનન્ય શરણભાવનાથી જેમાં ભગવાન-ની ભક્તિ કરવામાં આવે તેવો સંપ્રદાય, ભક્તિ દ્વારા ભગવત્પ્રાપ્તિનો પંથ
**ભક્તિમાર્ગી** વિ., [સં., પું.], **-ર્ગીય** વિ. [સં.] ભક્તિમાર્ગને લગતું. (૨) ભક્તિમાર્ગની રીતે ભક્તિ કરનારું
**ભક્તિ-મીમાંસા (-મીમાંસા)** સ્ત્રી. [સં.] ભક્તિના સ્વરૂપનો અને એના દ્વારા ભગવત્પ્રાપ્તિની શાસ્ત્રીય વિચારણા અને એનું શાસ્ત્ર [ભક્તિ કરવાની પ્રક્રિયા
**ભક્તિ-યોગ** પું. [સં.] અનન્ય-શરણની ભાવનાથી પ્રભુની
**ભક્તિ-યોગી** વિ., પું. [સં., પું.] ભક્તિ દ્વારા ભગવત્પ્રાપ્તિનો પ્રયત્ન કરનાર ભક્ત [રહેનારું, ભક્તિ-પરાયણ
**ભક્તિ-રત** વિ. [સં.] ભગવાનની ભક્તિમાં રચ્યું પચ્યું
**ભક્તિ-રસ** પું. [સં.] પ્રભુના ભજનનો પરમ આનંદ. (૨) મોડેના કાવ્યશાસ્ત્રીઓએ સ્વતંત્ર રસ તરીકે સ્વીકારેલો બારમો રસ. (કાવ્ય.) [(ભગવાન)
**ભક્તિ-વશ,-શ્ય** વિ. [સં.] ભક્તિથી અનુકૂળ થઈ રહેનાર
**ભક્તિ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'ભક્તિ-મીમાંસા.'
**ભક્તિ-સૂત્ર** ન. [સં.] ભક્તિનું સ્વરૂપ અને એના પ્રકારો વિશે વિચારણા આપતો તે તે સૂત્રરૂપ ગ્રંથ (શાંડિલ્ય તેમ નારદને નામે આવો એક એક સૂત્રગ્રંથ જાણીતો છે.)
**ભક્ત્યાસક્ત** વિ. [+ સં. आ-सक्त] ભક્તિમાં આસક્તિ-વાળું, ભક્તિ-રત
**ભક્ત્યુદ્રેક** પું. [+ સં. उद्रेक] ભક્તિનો ઉછાળો
**ભક્ષ** પું. [સં.] ભોજન માટેનો પદાર્થ. (૨) (લા.) શિકારનું પશુ કે પક્ષી
**ભક્ષક** વિ. [સં.] ભક્ષણ કરનાર, ખાઈ જનાર, ખાવાવાળું
**ભક્ષક-નીતિ** સ્ત્રી. [સં.] જુઓ 'ભક્ષણ-નીતિ.'
**ભક્ષણ** ન. [સં.] ખાવું એ, ભોજન કરવું એ.
**ભક્ષણ-નીતિ** સ્ત્રી. [સં.] (લા.) દરેક પ્રસંગ કે યોગમાંથી ખાયકી કરવાની દાનત
**ભક્ષણીય** વિ. [સં.] ખાવા જેવું, ખાવાને યોગ્ય
**ભક્ષવું** સ. ક્રિ. [સં. भक्ष्, તત્સમ] ખાવું, જમવું, ભોજન કરવું. **ભક્ષાવું** કર્મણિ., ક્રિ. **ભક્ષાવવું** પ્રે., સ.ક્રિ.
**ભક્ષાવવું, ભક્ષાવું** જુઓ 'ભક્ષવું'માં.
**ભક્ષિણી** વિ., સ્ત્રી. [સં.] ભક્ષ કરનારી (રાક્ષસી)
**ભક્ષિત** વિ. [સં.] ખાવામાં આવેલું, જમવામાં આવેલું
**ભક્ષિતવ્ય** વિ. [સં.] જુઓ 'ભક્ષણીય.'
**ભક્ષી** વિ. [સં., પું., મોટે ભાગે સમાસના ઉત્તર પદમાં] ખાનારું, ભક્ષક (જેમકે 'શાક-ભક્ષી' 'માંસ-ભક્ષી' વગેરે)
**ભક્ષ્ય** વિ. [સં.] જુઓ 'ભક્ષણીય.' (૨) ન. જુઓ 'ભક્ષ.'
**ભક્ષ્યાભક્ષ્ય** વિ. [+ સં. अ-भक्ष्य] ખાવા જેવું અને ન ખાવા જેવું. (૨) ન. એવી તે તે વસ્તુ
**ભક્ષ્યાભક્ષ્ય-પ્રકરણ** ન. [સં.] શું ખાવું શું ન ખાવું એની

ચર્ચા આપતો ગ્રંથ-વિભાગ, 'ડાયેટિક્સ' (ન. દે.)
**ભખ**[1] પું. [સં. મક્ષ ▶ પ્રા. मक्ख] જુઓ 'ભક્ષ.'
**ભખ**[2] (૦ ભખ) ક્રિ. વિ. [રવા.] 'ભખ' એવા અવાજ સાથે. (૨) (લા.) તરત. [**૦ દઈને** (રૂ. પ્ર.) એકદમ, ઝટ ઝટ]
**ભખ(-ગ)દળ, ભખ-નાળું** ન. મોટું બાકું
**ભખ ભખ** જુઓ 'ભખ.[2]'
**ભખભખાણું** વિ. [+ગુ. 'અણું' ત.પ્ર.] જુઓ 'ભક-ભકિયું.'
**ભખભખાટ** પું. [+ગુ. 'આટ' ત. પ્ર.] ભખ ભખ કરવું એ, ભખ ભખ થવું એ. (૨) બહુ બકવાટ કરવો એ
**ભખભખિયું** વિ. [જુઓ 'ભખ,[2]' -દ્વિર્ભાવ + ગુ. 'ઇયું' ત.પ્ર.] 'ભખ ભખ' એવો અવાજ કરનારું (રેલવે એંજિન). (૨) જુઓ 'ભકભકિયું.'
**ભખર ભખર** ક્રિ.વિ. [રવા.] ઘાસ ખવાતું હોય એમ
**ભખરાવવું, ભખરાવાવું** જુઓ 'ભખરાવું'માં.
**ભખરાવું** અ. ક્રિ. ગભરાઈ જવું. [**ભખરાઈ જવું** (રૂ. પ્ર.) ભ્રષ્ટ થઈ જવું.] **ભખરાવાવું** ભાવે., ક્રિ. **ભખરાવવું** પ્રે., સ.ક્રિ.
**ભખલો** પું. સ્ત્રીની યોનિ (અશ્લીલ)
**ભખવું**[1] સં. ક્રિ. [સં. મક્ષ્-▶ પ્રા. मक्ख] જુઓ 'ભક્ષવું.' (આ તદ્ભવ ધાતુરૂપ વ્યાપક નથી.) ભખાવું[1] કર્મણિ.,ક્રિ. ભખાવવું[1] પ્રે.,સ.ક્રિ. [(જુઓ 'ભાખવું.')
**ભખવું**[2] સ.ક્રિ. [સં. માષ્-▶ ગુ. 'ભાખ'–'ભખ'] કહેવું
**ભખળવું** અ. ક્રિ. આચારથી ભ્રષ્ટ થવું. (૨) ખાઉં ખાઉં કરવું
**ભખા(-ક્ખા,-ખ્ખા)-બોલું** જુઓ 'ભક્કા-બોલું.'
**ભખાયેલું** વિ. [જુઓ 'ભખાવું[1]' + ગુ. 'એલું' બી. ભૂ. કૃ.] (લા.) નિસ્તેજ
**ભખાવવું,[1] ભખાવું[1]** જુઓ 'ભખવું[1]'માં.
**ભખાવવું,[2] ભખાવું[2]** જુઓ 'ભાખવું'માં.
**ભખી** સ્ત્રી. એક પ્રકારનું ઘાસ
**ભખોરું** ન. મોટું બાકું, ગાબડું. (૨) ખાડો. (૩) (લા.) જુઓ 'ભખલો.'
**ભખ્ખડ** જુઓ 'ભક્ખડ.'
**ભખ્ખા(-ક્ખા,-ખા)-બોલું** જુઓ 'ભક્કા-બોલું.'
**ભગ** ન. [સં.] ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ છ ઐશ્વર્ય. (૨) નસીબ. (૩) કાણું, બાકું. (૪) સ્ત્રીની જનનેંદ્રિય
**ભગડ-તૂતી** સ્ત્રી. એ નામની એક રમત
**ભગડું** વિ. [જુઓ 'ભાગેડુ.'] જુઓ 'ભાગેડુ.'
**ભ-ગણ** પું. [સં.] નક્ષત્ર-સમૂહ. (૨) જુઓ 'ભ(૩).' (પિંગળ.)
**ભગત** પું. [સં. मक्त, અર્વા. તદ્ભવ] જુઓ 'ભક્ત(૭, ૮).'
**ભગતડું** વિ. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ભક્ત (તુચ્છકારમાં). (૨) ભક્ત હોવાનો ડોળ કરતું
**ભગત(-તે)ણ (-ણ્ય)** સ્ત્રી. [+ ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'ભગતાણી'–'ભક્તાણી.' (૨) મારવાડમાં નાચનારીઓનો એક વર્ગ
**ભગતાઈ** સ્ત્રી. [+ગુ. આઈ' ત. પ્ર.] જુઓ 'ભક્તાઈ.'
**ભગતાણી** સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય] જુઓ 'ભક્તાણી.'
**ભગતિયા** સ્ત્રી. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] જુઓ 'ભગતણ(૨).'
**ભગતિયો** વિ., પું. [જુઓ 'ભગતિયા'માં 'ભગતિયું.'] નાચનારો છોકરો [(૨) ભગતડું (તુચ્છકારમાં.)
**ભગતું** વિ. [+ ગુ. 'ઉં' ત. પ્ર.] ભક્તિનો ડોળ કરનારું.
**ભગતેણ (-ણ્ય)** જુઓ 'ભગતણ.'
**ભગદડ** પું. આપ-ઘાત. (૨) એકાએક લાગેલો ભય, હબક
**ભગદળ** જુઓ 'ભખ-દળ.' [ઠેકાણા વિનાનું
**ભગ-દંડ (-દણ્ડ)** વિ. નાસભાગ કરનારું. (૨) ગાંડા જેવું,
**ભગદંડી (-દણ્ડી)** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] નાસભાગ
**ભગદાળું** ન. [જુઓ 'ભગદળ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ભખ(-ગ)દળ.'
**ભગ ભગ** ક્રિ. વિ. [રવા.] જુઓ 'ભખ ભખ.'
**ભગભગાવવું, ભગભગાવાવું** જુઓ 'ભગભગાવું'માં.
**ભગભગાવું** અ. ક્રિ. [જુઓ 'ભગ ભગ,' –ના.ધા.] 'ભગ ભગ' એવો અવાજ થવો. **ભગભગાવાવું** ભાવે., ક્રિ. **ભગભગાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભગર** વિ. ભૂરા રંગનું. (૨) સ્ત્રી. કપાળમાં ધોળા ચાંદલાવાળી ભેંસની જાત. (૩) ખોટો ડોળ, ઢોંગ. (૪) છેતરપીંડી. (૫) (લા.) ભેંસ જેવા દેખાવની ભૂરી જાડી સ્ત્રી
**ભગરડી** સ્ત્રી. [+ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] (લા.) કાળા નહિ ને ધોળા યે નહિ એવા રંગની ઝાંખા ભૂરા રંગની ગધેડી
**ભગરાં** ન., બ.વ. [જુઓ 'ભગરું.'] ધોળા વાળ, પળિયાં
**ભગરી** વિ., સ્ત્રી. [જુઓ 'ભગરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ખોટો ડોળ, ઢોંગ, દંભ. (૨) ભેંસ જેવા સ્થૂળ શરીરની ભૂરા રંગની જાડી સ્ત્રી, ભગર
**ભગરું** વિ. [જુઓ 'ભગર' + ગુ. 'ઉં' ત. પ્ર.] ભૂરા રંગના શરીરવાળું. (૨) ઊડી ગયેલા રંગનું, ભભરું. (૩) બરડ. (૪) નઠારી ચાલનું. (૫) ચીકાશ ઊડી ગઈ હોય તેવું
**ભગરો** પું. [જુઓ 'ભગરું.'] ભભરી સુખડી, ઘસિયો. (૨) છૂટા છૂટા કણનો ભૂકો
**ભગલ** વિ. ભૂરા રંગનું. (૨) કપટી, ઢોંગી, દંભી, ડોળી
**ભગલ-ભાવાર્થ** પું. [રવા. + સં. माव + अर्थ] ઢોંગ, ડોળ, દંભ
**ભગલ-ભાવાર્થી** વિ. [રવા + સં. माव + अर्थी પું.] (લા.) બગ-ભગત, ઢોંગી ભક્ત. (૨) કપટી, પ્રપંચી
**ભગલિયું** વિ. [+ ગુ. ઇયું' ત. પ્ર.] ખોટો ડોળ કરનારું, ડોળી, દંભી, ઢોંગી. (૨) બનાવટી, કૃત્રિમ
**ભગલિયો** વિ., પું. [જુઓ 'ભગલિયું.'] (લા.) ઊંટ વૈદું
**ભગલી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'ભગલિયું.'
**ભગલો** પું. [સં. भगवान्‌નું ગુ. ટૂંકું રૂપ + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] (લાઘવ અર્થે) ભગવાનદાસ. (સંજ્ઞા.)
**ભગવચ્ચિંતન (-ચ્ચિન્તન)** ન. [સં. भगवत् + चिन्तन, સંધિથી] ભગવાનનાં સ્વરૂપ અને લીલા વિશેની મનનાત્મક વિચારણા, ભક્તિ [આશરો
**ભગવચ્છરણ** ન. [સં. भगवत् + शरण, સંધિથી] ભગવાનનો
**ભગવચ્છાસ્ત્ર** ન. [સં. भगवत् + शास्त्र, સંધિથી] ભગવાનનું

ઉપદેશોનું અથવા જેમાં ભગવાનના સ્વરૂપ વિશે તેમજ એમની ભક્તિ વગેરે વિશે નિરૂપણ થયું હોય તેવો શાસ્ત્ર-ગ્રંથ [આસ્થા, પ્રભુમાં વિશ્વાસ

**ભગવચ્છ્રદ્ધા** સ્ત્રી. [સં. भगवत् + श्रद्धा, સંધિથી] ભગવાનમાં

**ભગવત** પું. [સં. भगवत् નું સીધું પ્ર. રૂપ] જુઓ 'ભગવાન.'

**ભગવતી**¹ વિ., સ્ત્રી. [સં.] ઐશ્વર્યશાળી સ્ત્રી. (૨) દુર્ગા વગેરે માતાનું તે તે સ્વરૂપ

**ભગવતી**² વિ. [જુઓ 'ભગવત' + ગુ. 'ઈ' ત. પ્ર.] જુઓ 'ભગવદી.' [૦દીક્ષા (રૂ. પ્ર.) જૈન પ્રકારની પ્રવ્રજ્યા. (જૈન.)]

**ભગવત્કીર્તન** ન. [સં.] ભગવાનનાં ગુણ-ગાન. (૨) જેમાં ભગવાનની વિવિધ લીલાઓનું નિરૂપણ હોય તેવું ભિન્ન ભિન્ન રાગો અને તાલોમાં ગવાતું પદ ('ભજન'માં સ્તુતિ પ્રાર્થના તેમ જ્ઞાન વગેરેનું નિરૂપણ હોય છે; 'કીર્તન'માં લીલાઓનું નિરૂપણ હોય છે, જે કીર્તિગાન છે.)

**ભગવત્કૃપા** સ્ત્રી. [સં.] ભગવાનની મહેરબાની, પ્રભુ-કૃપા, ઈશ્વર-કૃપા

**ભગવત્ક્રીડા** સ્ત્રી. [સં.] જુઓ 'ભગવલ્લીલા.'

**ભગવત્પર, ૦ક** વિ. [સં.] ભગવાનને લગતું, ભગવાનને ઉદ્દેશીને રહેલું. (૨) ભગવત્પરાયણ

**ભગવત્પરાયણ** વિ. [સં.] સતત ભગવાનનાં સ્મરણ ચિંતન મનન વગેરેમાં તલ્લીન

**ભગવત્પ્રસાદ** પું. [સં.] જુઓ 'ભગવત્કૃપા.' (૨) ભગવાનને ધરાયેલ નૈવેદ્ય કે સામગ્રી ધરાયા પછી ભક્તોને વાંટવામાં આવે છે તે, પ્રસાદી, પરસાદ

**ભગવત્પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] ભગવાનને પામવું એ, પરમ મોક્ષ. (૨) (લા.) અવસાન, મરણ, મૃત્યુ

**ભગવત્સંગી** (-સઙ્ગી) વિ. [સં., પું.] ભગવાનમાં જેની આસક્તિ છે તેવું, ભગવદ્-ભક્ત [છે તેવો અનુભવ

**ભગવત્સ્ફૂર્તિ** સ્ત્રી. [સં.] જડ ચેતન સર્વ પદાર્થોમાં ભગવાન

**ભગવત્સ્મરણ** સ્ત્રી. [સં.] ભગવાનના સ્વરૂપ અને એની લીલાઓને યાદ કરવાની ક્રિયા. (૨) પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનો પ્રભુને યાદ કરવાનો ઉદ્ગાર. (પુષ્ટિ.)

**ભગવત્સ્વરૂપ** ન. [સં.] ભગવાનનું દિવ્ય રૂપ. (૨) ઠાકોરજીનું કાષ્ઠ ધાતુ કે પથ્થર વગેરેનું બનેલું મૂર્તિ-રૂપ. (૩) વિ. ભગવાનના સ્વરૂપ તરીકે માનપાત્ર (ગુરુ આચાર્ય વગેરે)

**ભગવદધીન** વિ. [સં. भगवत् + अधीन, સંધિથી] પ્રભુને વશ રહેલું. (૨) પ્રભુની ઇચ્છા પ્રમાણેનું. (સં. શબ્દ અધીન હોઈ 'ભગવદાધીન' ખોટું રૂપ છે.) ['ભગવત્સ્ફૂર્તિ.'

**ભગવદનુભવ** પું. [સં. भगवत् + अनु-भव, સંધિથી] જુઓ

**ભગવદર્ચન** ન., -ના સ્ત્રી. [સં. भगवत् + अर्चन,-ना, સંધિથી] ભગવાનના સ્વરૂપનું કે મૂર્તિનું પૂજન

**ભગવદર્થ** પું. [સં. भगवत् + अर्थ, સંધિથી] જેમાં ભગવાન નિમિત્ત છે તેવો કોઈ પણ હેતુ. (૨) વિ. જુઓ 'ભગવદર્થક.'

**ભગવદર્થક** વિ. [સં. भगवदर्थ + क] ભગવાનને નિમિત્ત ગણી કરેલું, ભગવાન જેમાં હેતુરૂપ હોય તેવું, ભગવદ્વિષયક

**ભગવદવલંબન** (-લમ્બન) ન. [સં. भगवत् + अव-लम्बन, સંધિથી] ભગવાનનો આશ્રય, પ્રભુનું શરણ

**ભગવદાકાર** વિ. [સં. भगवत् + आ-कार, સંધિથી] ભગવ-મય, ભગવદ્રૂપ. (૨) ભગવાનમાં તલ્લીન [હુકમ,

**ભગવદાજ્ઞા** સ્ત્રી. [સં. भगवत् + आज्ञा, સંધિથી] ભગવાનનો

**ભગવદારાધન** ન., -ના સ્ત્રી. [સં.] ભગવાનની ભક્તિ

**ભગવદી** વિ. [સં. भगवदीय], -દીય વિ. [સં.] ભગવાનને લગતું. (૨) ભગવાનની ભક્તિમાં રચ્યું-પચ્યું રહેનારું, ભગવત્પરાયણ. (૩) (લા.) ભોળું, નિષ્કપટી

**ભગવદ્-ગીતા** વિ.,-સ્ત્રી. [સં. भगवत्+गीता, સંધિથી] મહાભારતના ભીષ્મપર્વમાંના 'ભગવદ્ગીતા પર્વ'માંનું ભગવાન શ્રીકૃષ્ણ અને પાંડવ અર્જુન વચ્ચેના સંવાદરૂપનું કર્મ જ્ઞાન ભક્તિ વગેરે વિષયોનું એક ઉચ્ચ કોટિનું ૭૦૦ શ્લોકોનું પુસ્તક, ગીતાજી. (સંજ્ઞા.)

**ભગવદ્-દૃષ્ટિ** સ્ત્રી. [સં. भगवत् + दृष्टि, સંધિથી] ભગવાનની નજર કે ભગવાનને જોવું એ. (૨) જગતના જડ-ચેતન બધા જ પદાર્થ ભગવાનનું જ સ્વરૂપ છે એવી સમઝ

**ભગવદ્-ભક્ત** પું. [સં. भगवत् + भक्त, સંધિથી] પ્રભુનો ભક્ત, ભગવદ્-ભક્તિ કરનાર વ્યક્તિ

**ભગવદ્-ભક્તિ** સ્ત્રી. [સં. भगवत् + भक्ति, સંધિથી] શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેની શ્રવણ કીર્તન સ્મરણ પાદસેવન અર્ચન વંદન દાસ્ય સખ્ય અને આત્મ-નિવેદન એ નવ સાધન-ભક્તિ અને દસમી નિઃસાધન પ્રેમ-લક્ષણા ભક્તિ

**ભગવદ્-ભજન** ન. [સં. भगवत् + भजन, સંધિથી] ભગવાનનું ભજન, ભગવદ્-ભક્તિ. (૨) જેમાં ભગવાનની સ્તુતિ પ્રાર્થના વગેરે હોય તેવું ગેય પદ

**ભગવદ્-ભાન** ન. [સં. भगवत् + भान, સંધિથી] સર્વત્ર ભગવાન છે એવી સમઝ, ભગવદ્-દૃષ્ટિ

**ભગવદ્-ભાવ** પું. [સં. भगवत् + भाव, સંધિથી] ભગવાનના ભક્તો ભગવદ્રૂપ છે એવી લાગણી

**ભગવદ્યશ** પું. [સં. भगवत् + यशस् ન.] ભગવાને કરેલા ભક્તોના ઉદ્ધારને લગતાં કાર્યોની મળેલી કીર્તિ

**ભગવદ્વાર્તા** સ્ત્રી. [સં. भगवत् + वार्ता, સંધિથી] ભગવાન સાથેની વાતચીત. (૨) જેમાં ભગવાનના સ્વરૂપ વિશે વિચાર હોય અને જેમાં ભગવાનની લીલાનું નિરૂપણ હોય તેવી ચર્ચા અને તેવા ગ્રંથોનું વાચન. (પુષ્ટિ.)

**ભગવદ્વિભૂતિ** સ્ત્રી. [સં. भगवत् + विभूति, સંધિથી] ભગવાનનું એકાદ ઐશ્વર્ય જેમાં ઊતરી આવેલું હોય તેવી વ્યક્તિ કે અવતારી પુરુષ [લગતું

**ભગવદ્વિષયક** વિ. [સં. भगवत् + विषयक સંધિથી] ભગવાનને

**ભગવન્** કે.પ્ર. [સં. भगवत् નું સંબોધન भगवन्] હે ભગવાન, હે પૂજ્ય પુરુષ, હે મહાનુભાવ—આવા પ્રકારનો ઉદ્ગાર

**ભગવન્નિષ્ઠ** વિ. [સં. भगवत् + निष्ठा, બ.વ્રી., સંધિથી] ભગવાનમાં પરમ આસ્થાવાળું, પ્રભુમાં પ્રબળ શ્રદ્ધાવાળું

**ભગવન્નિષ્ઠા** સ્ત્રી. [સં. भगवत् + निष्ठा, સંધિથી] ભગવાનમાં પરમ આસ્થા, પ્રભુ-નિષ્ઠા

**ભગવન્માર્ગ** પું. [સં. भगवत् + मार्ग, સંધિથી] ભગવાનને પામવાનો રસ્તો, ભક્તિ-માર્ગ, હરિનો મારગ

**ભગવન્મુખારવિંદ** (-મુખારવિન્દ) ન. [સં. भगवत् + मुख + अरविन्द, સંધિથી] ભગવાનનું કમળ જેવું સુકોમળ મોઢું

**ભગવલ્લીલા** સ્ત્રી. [સં. भगवत् + लीला, સંધિથી] ભગવાને ઉત્પન્ન કરેલું આ સૃષ્ટિરૂપ કાર્ય. (૨) અવતાર-દશામાં કરેલી ક્રીડા

**ભગવવું** જુઓ 'ભાગવું[2]' માં.

**ભગવંત** (ભગવન્ત) પું. [સં. भगवत् > પ્રા. °वंत], **ભગવાન** પું. [સં. भगवान्] ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ છ ઐશ્વર્યવાળું પર બ્રહ્મ પરમાત્મા પુરુષોત્તમનું સ્વરૂપ. (૨) ગુરુ આચાર્ય વગેરે તે તે પૂજ્ય પુરુષ. [ભગવાનના ઘરનું કે ભગવાનનું **માણસ** (રૂ.પ્ર.) ભોળું ભલું ને ઓલિયા સ્વભાવનું માણસ. **ભગવાન મળ્યા** (રૂ.પ્ર.) જોઈતું બધું જ મળ્યું]

**ભગવું** વિ. [સં. भगवत्, + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (લા.) સાધુ સંન્યાસી વગેરે પૂજ્ય અને પવિત્ર. (૨) (લા.) સંન્યાસી જે રંગનાં વસ્ત્ર પહેરે ઓઢે છે તેવા ગેરુવા રંગનું. (૩) (તુચ્છકારમાં) ઢોંગી સંન્યાસી. (૪) ન. ભગવા રંગનું કપડું

**ભગ(-ગુ)વો** વિ., પું. [જુઓ 'ભગવું.[1]'] ગેરુવા રંગની સંન્યાસીઓના મઠો અને શિવાલયો ઉપર ઊડતી ધજા કે ઝંડો. (૨) રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘનો એવા રંગનો ધ્વજ. (૩) (લા.) જુઓ 'ભગવું(૩).'

**ભગળ** વિ. જુઓ 'ભગલ(૨).'

**ભગળ-ભાવાર્થ** પું. [રવા. + સં. भाव + अर्थ] જુઓ 'ભગલ-ભાવાર્થ.' ['ભગલ-ભાવાર્થી.'

**ભગળ-ભાવાર્થી** વિ. [રવા. + સં. भाव + अर्थी, પું.] જુઓ

**ભગંદર** (ભગન્દર) ન. [સં., પું.] જનનેંદ્રિય અને ગુદાની વચ્ચેના ભાગમાં થતું એક પ્રકારનું જોખમી ગૂમડું કે નાસૂર. (૨) (લા.) મોટું બાકું, ભગદળ

**ભગાડવું** જુઓ 'ભાગવું[1]'માં.

**ભગા-ભાઈ** પું. [સં. भगवान् 'ભગવાન'નું લઘુરૂપ 'ભગો' + જુઓ 'ભાઈ.'] (લા.) ભલો ભોળો માણસ

**ભગારુ** વિ. [જુઓ 'ભાગવું[2]' દ્વારા.] જુઓ 'ભગેડુ'–'ભાગેડુ.'

**ભગાવું[1-2]** જુઓ 'ભાગવું[1-2]' માં.

**ભગાસ્થિ** ન. [સં. भग + अस्थि] સ્ત્રીની યોનિ આસપાસનું હાડકું [નાની યા સમવયસ્ક સ્ત્રી

**ભગિની** સ્ત્રી. [સં.] બહેન. (૨) (વિવેકમાં) સર્વસામાન્ય

**ભગિની-પતિ** પું. [સં.] બહેનનો પતિ, બનેવી

**ભગિની-ભાવ** પું. [સં.], **ભગિની-પ્રેમ** પું. [સં., પું., ન.] બહેનનો ભાઈ તરફનો અને ભાઈનો બહેન તરફનો પ્રેમ

**ભગિની-સમાજ** પું. [સં.] બહેનોનું મંડળ, મહિલા-મંડળ. (૨) એ નામની પૂર્વે મુંબઈમાં સ્થપાયેલી એક સ્ત્રી-સંસ્થા. (સંજ્ઞા.)

**ભગીરથ** પું [સં.] ઇક્ષ્વાકુ-વંશનો એક પ્રાચીન રાજવી કે જે ગંગા નદીને ભારતવર્ષમાં લાવ્યો હતો. (સંજ્ઞા.) [० **કાર્ય**, ०**પ્રયત્ન** (રૂ.પ્ર.) ભારે મોટા સાહસથી ભરેલી મહેનત]

**ભગુવો** જુઓ 'ભગવો.'

**ભગૂડિયો** વિ. [જુઓ 'ભાગવું' દ્વારા 'ભગૂડું' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ભાગેડુ સ્વભાવનું. (૨) (લા.) ચંચળ, અસ્થિર. (૩) પક્ષ પલટો કરનારું

**ભગેડુ** વિ. [જુઓ 'ભાગવું[2]' દ્વારા.] જુઓ 'ભાગેડુ.'

**ભગો** પું [સં. भगवान् નું લાઘવ] (લા.) મૂર્ખ, બાઘો, કમ-અક્કલ (ન.મા.) [० **ભાઈ** (રૂ.પ્ર.) મૂર્ખ (ન.મા.)]

**ભગોડુ** વિ. [જુઓ 'ભાગવું[2]' દ્વારા] જુઓ 'ભગેડુ'–'ભાગેડુ.'

**ભગોડું** ન. રેશમનો કોશેટો. [० **ડાં પાડવાં** (રૂ.પ્ર.) વણવા માટે રેશમના તાર તૈયાર કરવા]

**ભ-ગોલ**(-ળ) પું. [સં.] ક્રાંતિ-વૃત્તની આસપાસનો નક્ષત્રો અને તારાઓનો સમગ્ર પ્રદેશ. (જ્યો.)

**ભગો(-ગૌ)ષ્ઠ** પું. [સં. भग + ओष्ठ, વૈકલ્પિક સંધિ] સ્ત્રીની જનનેંદ્રિયની બેઉ બાજુની ધાર

**ભ-ગોળ** જુઓ 'ભ-ગોલ.'

**ભગૌષ્ઠ** જુઓ 'ભગોષ્ઠ.' [બચેલું

**ભગ્ન** વિ. [સં.] ભાંગી પડેલું, તૂટી પડેલું. (૨) (લા.) હતાશ

**ભગ્ન-કંઠ** (કણ્ઠ) વિ. [સં.] જેની ડોક ભાંગી પડી હોય તેવું. (૨) જેના કંઠનો સ્વર ફાટી ગયો હોય તેવું. (૩) ભાંગેલા કાંઠાવાળું (નદી તળાવ કુંડ ઘડો વગેરે)

**ભગ્ન-ચિત્ત** વિ. [સં.] જેનું મન ભાંગી પડ્યું હોય તેવું, હતાશ

**ભગ્ન-તા** સ્ત્રી. [સં.] (લા.) હતાશ થઈ જવાપણું

**ભગ્ન-પૃષ્ઠ** વિ. [સં.] જેની પીઠ ભાંગી પડી હોય તેવું, ભાંગેલી કે વાંકી વળેલી પીઠવાળું [દોષ. (કાવ્ય.)

**ભગ્ન-પ્રક્રમ** પું. [સં.] કાવ્યનો એક વાક્ય-દોષ, અન્વય-

**ભગ્ન-પ્રાય** વિ. [સં.] લગભગ ભાંગી પડેલું

**ભગ્ન-મનોરથ** પું. [સં.] જેની ઇચ્છાઓ ભાંગી પડી હોય તેવું, ભગ્ન-ચિત્ત, હતાશ [હચમચી ગયા હોય તેવું

**ભગ્ન-સંધિ,**०**ક** (-સન્ધિ,०ક) વિ. [સં.] જેના શરીરના સાંધા

**ભગ્ન-હૃદય** વિ. [સં.] જુઓ 'ભગ્ન-ચિત્ત.'

**ભગ્નહૃદયા** વિ., સ્ત્રી. [સં.] ભગ્ન-ચિત્ત સ્ત્રી

**ભગ્નહૃદયી** વિ. [સં., પું.] જુઓ 'ભગ્ન-હૃદય'–'ભગ્ન-ચિત્ત.'

**ભગ્નાત્મા** વિ. [સં. भग्न + आत्मा પું.] જેનો આત્મા ભાંગી પડ્યો હોય તેવું, હતાશ, ભગ્ન-ચિત્ત

**ભગ્નાવશિષ્ટ** વિ. [સં. भग्न + अव-शिष्ट] જૂની ઇમારતો વગેરેનું ભાંગી તૂટી બચેલું પડેલું

**ભગ્નાવશેષ** પું. [સં. भग्न + अव-शेष] જૂની ઇમારતો વગેરે-નો ભાંગી તૂટી પડેલો બચેલો તે તે ભાગ. (૨) ખંડેર

**ભગ્નાશ** વિ. [સં. भग्न + आशा, બ્ર. બી.] જેની આશા-આકાંક્ષા ભાંગી પડેલી હોય તેવું, હતાશ

**ભગ્નાંક** (ભગ્નાઙ્ક) પું. [સં. भग्न + अङ्क] જેનો ભાગાકાર કરવામાં આવ્યો હોય તેવો અંક. (૨) અપૂર્ણાંક, અપૂર્ણ સંખ્યા [હિસ્સો, ભગ્નાવશેષ

**ભગ્નાંશ** (ભગ્નાંશ) પું. [સં. भग्न + अंश] ભાંગી પડેલો

**ભગ્નોત્સાહ** વિ. [સં. भग्न + उत्साह] જેનો ઉત્સાહ કે ઉમંગ ભાંગી પડ્યો હોય તેવું, હતાશ [પડ્યું હોય તેવું

**ભગ્નોદ્યમ** વિ. [સં. भग्न + उद्यम] જેનું કામકાજ ભાંગી

**ભચ[1]** ક્રિ. વિ. [રવા.] 'ભચ' એવા અવાજથી

**ભચ[2]** વિ. માલદાર, સારી સ્થિતિનું. (૨) પું. વૈભવ. [० **પાકવો** (રૂ.પ્ર.) ઘણું મળી રહેવું. ०**માં પડવું** (રૂ. પ્ર.) વૈભવશાળી જીવન મળવું] [પામવું એ

**ભચક** (-ક્ય) સ્ત્રી. [રવા.] લંગડાવું એ. (૨) આશ્ચર્ય

**ભચક(-કા)વું** અ. ક્રિ. [રવા.] 'ભચ' એવા અવાજ સાથે ભટકાવું-અથડાવું. (૨) લંગડાવું. (૩) આશ્ચર્યમાં પડવું. **ભચકાવવું** પ્રે.,સ.ક્રિ

**ભચકારો** પું. [જુઓ 'ભચક' દ્વારા.] 'ભચ' એવો અવાજ

**ભચકાવવું, ભચકાવું** જુઓ 'ભચકવું'માં.

**ભચકો** પું. [જુઓ 'ભચક' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) આંખનો ચાળો. (૨) પ્રબળ લાગણી. (૩) સમૂહ, ઢગલો

**ભ-ચક્ર** ન. [સં.] જુઓ 'ભ-ગોલ.'

**ભચડ, ૦ ભચડ** ક્રિ વિ. [રવા.] ભચડવાનો કે ભચડાવવાનો અવાજ થાય એમ, 'ભચડ' એવા અવાજથી

**ભચડવું** સ, ક્રિ. [જુઓ 'ભચડ.'–ના.ધા.] 'ભચડ' એવો અવાજ થાય એમ કચડવું કે પીસવું. (૨) કાચુ કોરું ખાવું. **ભચડાવું** કર્મણિ.,ક્રિ. **ભચડાવવું** પ્રે.,સ.ક્રિ

**ભચડં-ભચડા** (ભચડમ્), **ભચડા-ભચડ** (-ડચ), **ભચડા-ભચડી** સ્ત્રી. [જુઓ 'ભચડવું,'-દ્વિર્ભાવ.] વારંવાર ભચડવું કે ભચડાવું એ, ભીંસા-ભીંસ, કચડા-કચડી

**ભચડામણ** (-ણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'ભચડવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] જુઓ 'ભચડં-ભચડા.'

**ભચડાવવું, ભચડાવું** જુઓ 'ભચડવું'માં. [અવાજથી

**ભચ ભચ** ક્રિ.વિ. [જુઓ 'ભચ,'–દ્વિર્ભાવ.] 'ભચ ભચ' એવા

**ભચરકો** પું. [રવા.] 'ભચ' એવા અવાજ સાથેની ભીંસ

**ભચરડવું** સ.ક્રિ. [રવા.] જુઓ 'ભચડવું.' **ભચરડાવું** કર્મણિ., ક્રિ. **ભચરડાવવું** પ્રે.,સ ક્રિ

**ભચરડાવવું, ભચરડાવું** જુઓ 'ભચરડવું'માં.

**ભચરાવવું, ભચરાવાવું** જુઓ 'ભચરાવું'માં.

**ભચરાવું** અ.ક્રિ. [રવા.] ભચડાવું, 'ભચ' એવા અવાજથી કચડાવું. **ભચરાવાવું** ભાવે., ક્રિ. **ભચરાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભચા(-ચો)-ભચ** ક્રિ.વિ, [જુઓ 'ભચ,'-દ્વિર્ભાવ.] જુઓ 'ભચ ભચ.'

**ભચાં[1]** ન., બ.વ. [જુઓ 'ભચ' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) સંતોષ, આનંદ

**ભચાં[2]** ક્રિ.વિ. બસ, પૂરતું, હાંઉં

**ભચીડ** (-ડચ) સ્ત્રી. પાછું લઈ લેવાની ક્રિયા. (૨) (લા.) લોભ (ભૂંડીનો સંકોચ)

**ભચો-ભચ** (-ચ્ય) જુઓ 'ભચા-ભચ'–'ભચ ભચ.'

**ભચ્ચ** જુઓ 'ભચ.'

**ભજ-કલદાર** વિ. [સં. भज આજ્ઞા. બી.પુ.,એ.વ. + જુઓ 'કલ-દાર.'] (લા.) માત્ર પૈસા ખાતર કામ કરનારું. (૨) નાણું, પૈસો

**ભજન** ન. [સં.] ભક્તિ. (૨) જેમાં ભગવાનની સ્તુતિ પ્રાર્થના તેમ જ્ઞાનની નિરૂપણા હોય તેવી ગેય પદ-રચના. [૦ બેસવું (બેસવું) (રૂ.પ્ર.) નકામું ખર્ચ થવું]

**ભજન-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન., -ળી(-ળી) સ્ત્રી. [સં.] ભજન કરનારાંઓનો સમૂહ [તેવી પુસ્તિકા

**ભજન-માલા(-ળા)** સ્ત્રી. [સં.] જેમાં ભજનોનો સંગ્રહ હોય

**ભજનાનંદ** (-ન-દ) પું. [+સં. आ-नन्द] ભજનની મસ્તી

**ભજનાનંદી** (-ન-દી) વિ [સં.,પું.] ભજનની મસ્તી માણનાર

**ભજનાવલિ**(લી,-ળિ,-ળી) સ્ત્રી. [+ સં. आवलि,-ली] જુઓ 'ભજન-માલા.'

**ભજનિક** વિ. [સં. भजनिन् + क] ભજન કરનાર-ભજનો ગાનાર, ભજન-ધૂન કરનાર, ભગત, ભજની

**ભજનિયું** ન. [સં. भजन + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ભજન-(૨).' (૨) ભજન ગાવામાં વપરાતું કાંસિયાં વગેરે તે તે વાદ્ય. (૩) (વ્યંગમાં) ગાળ. [-યાં સંભળાવવાં (રૂ. પ્ર.) ગાળો બોલવી] [ગાનાર, ભજનિક

**ભજનિયો** વિ., પું. [સં. भजन + ગુ. 'ઇયું' ત. પ્ર.] ભજન

**ભજની[1]** વિ. [સં.,પુ.] જુઓ 'ભજનિક.'

**ભજની[2]** સ્ત્રી. [સં. भजन + ગુ. 'ઈ' ત.પ્ર.] ભજન કરતી વેળા રાખવામાં આવતી માળા

**ભજનીય** વિ. [સં.] જેનું ભજન કરવાનું તે તે (પરમાત્મા)

**ભજનોપદેશ** પું. [સં. भजन + उपदेश] પ્રભુનું ભજન કરવાનો બોધ [ભજન કરવાનો બોધ આપનાર

**ભજનોપદેશક** વિ. [સં भजन + उप-देशक, સંધિથી] પ્રભુનું

**ભજર** ન. એક જાતનું કરિયાણું

**ભજવણી** સ્ત્રી. [જુઓ 'ભજવવું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય], **-ણું** ન. [જુઓ 'ભજવવું' + ગુ. 'અણું' કૃ.-પ્ર.] ભજવવાની ક્રિયા, અભિનય કરવો એ, અભિનયન, 'સ્ટેઇજ–પર્ફોર્મન્સ'

**ભજવવું** સ. ક્રિ. [સં. भज्-, તત્સમ; પ્રે.માં 'પોશાકની સજાવટ કરવી' એવો એક અર્થ છે એનો ગુ. ભાવ] નાટ્ય-પ્રકારમાં તે તે પાત્રનો સ્વાંગ સજી તે તે પાત્રને અનુરૂપ કાર્ય કરી બતાવવું. અભિનય કરી બતાવવો. [નાટક ભજવવું (રૂ.પ્ર.) ટીખળ કરી બતાવવું. **ભાવ ભજવવો** (રૂ.પ્ર.) હિસ્સાનું કામ કરવું. **વેશ ભજવવો** (રૂ.પ્ર.) અનુકરણ કરવું] ભજવાવું કર્મણિ., ક્રિ. **ભજવાવવું** પ્રે.,સ.ક્રિ

**ભજવાટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'ભજવવું' દ્વારા.] (લા.) નુકસાન

**ભજવાવવું, ભજવાવું** જુઓ 'ભજવવું' માં.

**ભજવું** સ ક્રિ. [સં. भज्, તત્સમ] આશ્રય કરી રહેવું, શરણે જઈ રહેવું. (૨) ભજન કરવું, અર્ચન-પૂજન-આરાધન-ઉપાસન કરવું. (૩) જપ કરવો. (૪) ધારણ કરવું. **ભજાવું** કર્મણિ., ક્રિ. ભજાવવું પ્રે.,સ.ક્રિ

**ભજાવટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'ભજવવું'+ગુ. 'આવટ' કૃ.પ્ર., 'ભજાવવું' અંગ થવે] ભજવાની ક્રિયા, ભજવણી

**ભજાવવું, ભજાવું** જુઓ 'ભજવું' માં.

**ભજિયું** ન. [સં. भर्जिक- > પ્રા. भज्जिअअ-; ભૂંજેલું.] વેસણમાં શાક કેળાં વગેરેના ટુકડા નાખી તેલમાં તળવામાં આવતી એક ખાદ્ય વાની

**-ભજુ** વિ. [જુઓ 'ભજવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.; સમાસમાં ઉત્તરપદ મા.] ભજનાર (જેમકે 'પૈસા-ભજુ;' મોટે ભાગે પદમાં)

**ભટ[1]** પું. [સં.] યોદ્ધો, લડવૈયો

**ભટ[2]** પું. [સ. भट्ट (હકીકતે સં. भर्तृ નું પ્રા. રૂપ સં. માં સ્વીકારેલું)] જુઓ 'ભટ્ટ.'

**ભટકણ[1]** ન. [જુઓ 'ભટકવું' + ગુ. 'અણ', ક્રિયાવાચક કૃ પ્ર.] ભટકવું એ, રખડપાટ

**ભટકણ[2]** વિ. [જુઓ 'ભટકવું' + ગુ. 'અણ' કર્તૃવાચક

કૃ.પ્ર.] ભટકનારું, ભટકુ. (૨) અસ્થિર

**ભટકણિયું** ન. [જુઓ 'ભટકાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. + 'ઇયું' ત.પ્ર.] કૂવાના થાળામાંની સામેની પાણી ભટકાઈ ને ધોરિયા તરફ વળે છે તે આડચ ['ભટકણ.[૧]'

**ભટકણું[૧]** ન. [જુઓ 'ભટકણ' + ગુ. 'ઉં' ત. પ્ર.] જુઓ

**ભટકણું[૨]** વિ. [જુઓ 'ભટકણ[૨]' + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'ભટકણ.[૨]' [જુઓ 'ખટક-બોલું.'

**ભટક-બોલું** વિ. [રવા. + જુઓ 'બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.]

**ભટક-ભવાની** સ્ત્રી. [રવા. + સં.] (લા.) આખો દિવસ રખડવા-રઝળવાનું કામ કરતી સ્ત્રી, વગર કામે ઘેર ઘેર રખડનારી સ્ત્રી [માણસ, બટક-બોલો

**ભટક-ભાલો** પું. [રવા. + જુઓ 'ભાલો.'] (લા.) વાચાળ

**ભટક-બોયું** વિ. [રવા. 'ભટક' દ્વારા] રખડુ, રખડાઉ, ભટકુ

**ભટકવું** અ.ક્રિ. [રવા.] રખડવું, રઝળવું, નકામા આંટા-ફેરા કરવા. (૨) ચમકવું. ભટકાવું ભાવે.,ક્રિ, ભટકાવવું પ્રે.,સ.ક્રિ

**ભટકાટવું** સ ક્રિ. [રવા.] મારવું, ઝૂડવું. (૨) ઝૂડીને કણસલાંમાંથી દાણા કાઢવા. ભટકાટાવું કર્મણિ., ક્રિ. ભટકાટાવવું પ્રે.,સ.ક્રિ.

**ભટકાટાવવું** ભટકાટાવું, જુઓ 'ભટકાટવું'માં.

**ભટકામણી** સ્ત્રી. [જુઓ 'ભટકાવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] જેમાં ભટકાઈ પડવાનું થાય તેવી એક રમત, આંધળો પાટો

**ભટકારે, -રો** પું. [જુઓ 'ભટકવું' દ્વારા.] ભટકવું એ. (૨) (લા.) ફાંફાં મારવાં એ

**ભટકાવવું, ભટકાવું** જુઓ 'ભટકવું'માં.

**ભટકાં** ન., બ.વ. [રવા.] વલખાં, ફાંફાં. (૨) (લા.) લોલુપતા. [૦ મારવાં (રૂ.પ્ર.) ફેરા-આંટા મારવા. (૨) મેળવવા નકામી મહેનત કરવી]

**ભટકિયાં** ન., બ. વ. [જુઓ 'ભટકાં'માંનું 'ભટકું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર. + ગુ. 'આં' પ.વિ., બ.વ.] જુઓ 'ભટકાં.' (૨) (લા.) એક પ્રકારનાં તીખાં મરચાં

**ભટકિયું** ન. [જુઓ 'ભટકિયાં.'] એ નામનું એક પ્રકારનું શસ્ત્ર

**ભટકી** ન., બ.વ. [રવા.] એક પ્રકારનાં મરી, તીખાં

**ભટકું** વિ. [જુઓ 'ભટકવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] રખડુ, રઝળુ, ભટકવાની આદતવાળું

**ભટકો** પું. [રવા. 'ભટક' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) મનમાં થતો આંચકો, ચટકો, ભટાકો. [-કા ભોગવાવવા (રૂ.પ્ર.) બરડો ભાંગી પડે તેટલો માર મારવો]

**ભટ-જી** પું., બ. વ. [જુઓ 'ભટ[૨]' + 'જી' માનાર્થે.] ભટ્ટ મહારાજ [તેતર પક્ષી

**ભટ-તી(-તે)તર** ન. [હિં.] ઉત્તર ભારતમાં થતું એક પ્રકારનું

**ભટનાગર** પું. [હિં.] ઉત્તર ભારતના કાયસ્થોનું એ નામનું એક કુળ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભટ-મેવાડો** પું. [જુઓ 'ભટ[૨]' + 'મેવાડો.'] મેવાડમાંના અને મેવાડમાંથી ગુજરાતમાં આવેલા મેવાડા બ્રાહ્મણોનો એક ગોળ (બીજો ગોળ ત્રિવેદી મેવાડાનો) અને એનો પુરુષ (સંજ્ઞા.) [દીકરી, પુત્રી

**ભટલી** સ્ત્રી. [જુઓ 'ભટલો' + ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય] બટલી,

**ભટલો** પું. [જુઓ 'બટલો'] બટલો, દીકરો, પુત્ર

**ભટવણ (-ણ્ય)** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**ભટ-વર્ણું** ન. એ નામનું એક વૃક્ષ, વરણો

**ભટવો** પું. એ નામનો એક છોડ

**ભટાઈ** જુઓ 'ભટ્ટાઈ.'

**ભટાઉલી** સ્ત્રી. [સં. भट्टावलिका > પ્રા. भट्टाउलिआ (જૂ.ગુ.)] યોદ્ધાઓની નામમાળા (જે ભાટ લોકો ભણી બતાવે), ભટાવળી

**ભટાકો** પું. [રવા.] જુઓ 'ભટકો.' [-કા ના(-નાં)ખવા (કે મારવા) (રૂ.પ્ર.) ખિજાઈ જવું, ચિડાવું]

**ભટાણી** સ્ત્રી. [જુઓ 'ભટ[૨]' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] પુરાણીની સ્ત્રી, ભટજી મહારાજની પત્ની

**ભટાર્ક** પુ. [સં.] વલભીપુરના મૈત્રકવંશનો સંસ્થાપક સેનાપતિ. (સંજ્ઞા.)

**ભટાવળી** સ્ત્રી. [જુઓ 'ભટાઉલી.'] જુઓ 'ભટાઉલી.'

**ભટિયો** પું. [જુઓ 'ભટ[૨]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ભટો.'

**ભટૂરિયું[૧]** ન. કૂતરાનું બચ્ચું, ગલૂડિયું, કુરકુરિયું. (૨) (લા.) નાનું બાળક [(૨) ઘાસ અનાજ વગેરેનો ભૂકો

**ભટૂરિયું[૨]** વિ. [રવા.] ભૂકા જેવું, ભૂકો થઈ જાય તેવું.

**ભટો** પું. [જુઓ] 'ભટ[૨]'+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છકારમાં) ઓછું ભણેલો પુરાણી. ભટ્ટો [નાખવાનો રૂમાલ

**ભટોઘ** પું. [હિં.] ઠગ લોકોનો લોકોને ફાંસી નાખી મારી

**ભટોભટ** ક્રિ. વિ. [રવા.] એકદમ, પટોપટ, તરતાતરત

**ભટોળિયું** જુઓ 'ભટૂરિયું.'

**ભટ્ટ** પું. [સં. भर्तृ > પ્રા. भट्ट; એ જ સં. માં સ્વીકારાયો છે] પંડિત, વિદ્વાન (એ અર્થનો ઇલકાબ). (૨) પૌરાણિક કથા વાર્તા વાંચવાનો ધંધો કરનાર બ્રાહ્મણ, પુરાણી. (૩) બ્રાહ્મણ રસોયો. (૪) રાજાઓની પ્રશસ્તિ ગાનાર એક બ્રાહ્મણજ્ઞાતિ અને એનો પુરુષ, ભાટ. (૫) પૌરાણિક વૃત્તિ કરનારા વિદ્વાન 'ભટ્ટ'ને કારણે તે તે બ્રાહ્મણ જ્ઞાતિમાં ઊતરી આવેલી એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભટ્ટા(-ટા)ઈ** સ્ત્રી. [જુઓ 'ભટ્ટ'–'ભટ[૨]' + ગુ. 'આઈ.' ત પ્ર.] પુરાણો વાંચવાની વૃત્તિ

**ભટ્ટાચાર્ય** પું. [સં. भट्ट + आचार्य] બંગાળી બ્રાહ્મણોની એક અવટંક. (૨) (લા.) અભણ, મૂર્ખ

**ભટ્ટારક** પુ. [સં.] સંમાનનીય, પૂજનીય. (૨) રાજા. (નાટ્ય.) (૩) જૈન આચાર્યોનો એક ઇલકાબ

**ભટ્ટિ** પું. [સં. भर्तृ- > પ્રા. भट्ट દ્વારા] મૈત્રક વંશના એક ધરસેન નામના રાજાના સમયમાં વલભીપુરમાં થયેલો 'રાવણ-વધ' કિંવા 'ભટ્ટિકાવ્ય'થી જાણીતા મહાકાવ્યનો કર્તા બ્રાહ્મણ કવિ. (સંજ્ઞા)

**ભટ્ટિ-કાવ્ય** ન. [સં] વલભીપુરના ભટ્ટિ કવિનું એ નામથી જાણીતું મહાકાવ્ય, રાવણવધ મહાકાવ્ય. (સંજ્ઞા.)

**ભટ્ટી** પું. [સં. भट्टिनो જ પ્રકાર] રાજપૂતો તેમ કારડિયા રાજપૂતોની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભટ્ટો[૧]** પું. [સં. भट्टक- > પ્રા. भट्टअ-] ભટ્ટજી (તુચ્છકારમાં.)

**ભટ્ટો[૨]** જુઓ 'ભુટ્ટો.'

**ભટ્ઠ (-ઠ્ઠે)** ક્રિ.વિ. [રવા.] જુઓ 'ભઠ.'

**ભટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [સં. भृष्टिका > પ્રા. भट्ठिआ] નીચેથી આંચ

આપી શકાય તેવો મોટો ચૂલો (માટીનો કે ઈંટ ચૂના પથ્થરનો), 'ફર્નેસ.' (એ યાંત્રિક પણ હવે છે.) [૦ ઉતારવી (રૂ.પ્ર.) ભઠ્ઠી ઠરી ગયા પછી કે ઠર્યા પછી એના ઉપરના પદાર્થ કાઢી લેવા. ૦ કરવી (રૂ. પ્ર.) વેરઝેર વધારવું. ૦ ચઢા(-ઢા)વવી (રૂ.પ્ર.) પદાર્થો પરિપક્વ કરવા ભઠ્ઠી બનાવી એના ઉપર પકવવાનો પદાર્થ ગોઠવવો]

**ભટ્ઠી(-ઠ્ઠી)-દાર** વિ. [+ફા. પ્રત્યય] ભઠ્ઠી કરનાર. (૨) (લા.) દારૂની ભઠ્ઠી દ્વારા દારૂ બનાવી વેચનાર

**ભટ્ઠો(-ઠ્ઠો)** પું. [સં. भृष्टक->પ્રા भट्ठअ-] મોટે ભાગે જ્યાં ઈંટો તૈયાર કરવામાં આવે છે તે ભઠ્ઠીવાળું સ્થાન, 'કિલ્ન.'

**ભઠ[૧]** ક્રિ.વિ. [રવા.] 'ભઠ' અવાજ સાથે [ખાવું એ

**ભઠ[૨]** (-ઠ્ય) સ્ત્રી. [રવા.] ઉતાવળી ક્રિયા. (૨) ઉતાવળેથી

**ભઠ(-ઠે,-ઠો)ડવું** સ.ક્રિ, સારી રીતે દબાવીને ખાઈ લેવું. (૨) (લા.) ઉચાપત કરવું. ભઠ(-ઠે,-ઠો)ડાવું કર્મણિ.,ક્રિ. ભઠ(-ઠે,-ઠો)ડાવવું પ્રે.,સ.ક્રિ. [ઠવું'માં.

**ભઠ(-ઠે,-ઠો)ડાવવું, ભઠ(-ઠે, -ઠો)ડાવું** જુઓ 'ભઠ(-ઠે,-ઠો)

**ભઠવું** અ.ક્રિ, ચિડાવું. (૨) ગુસ્સે થવું, ખીજ ચડાવવી. (૨) ધમકાવવું. (અ ક્રિ. પ્રયોગ : 'હું એને ભઠયો.') ભઠાવું ભાવે.,ક્રિ. ભઠાવવું પ્રે.,સ.ક્રિ. [મારામારી

**ભઠાભઠી** સ્ત્રી. [રવા.] પ્રબળ ધબ્બા લગાવાયે જાય તેવી

**ભઠાવવું, ભઠાવું** જુઓ 'ભઠવું' માં.

**ભઠિયાણી** સ્ત્રી. [જુઓ 'ભાઠિયો' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] ભઠિયારાની સ્ત્રી, ભઠિયારી, ભઠિયારણ

**ભઠિયાર** પું. [જુઓ 'ભઠિયો.'] ધર્મશાળા સાચવનાર માણસ

**ભઠિયાર-ખાનું** ન. [જુઓ 'ભઠિયારું' + 'ખાનું.'] હિંદુઓ સિવાયની કોમોનું મોટું રસોડું. (૨) (લા.) રસોડાનું કામકાજ (અરુચિનો ભાવ)

**ભઠિયાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભઠિયારો' + ગુ. 'અ-(-એ)ણ સ્ત્રીપ્રત્યય.], ભઠિયારી સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય] જુઓ 'ભાઠિયાણી.'

**ભઠિયારું** ન. [જુઓ 'ભઠિયારો' + ગુ. 'ઉં' ત.પ્ર ] રાંધવાની ક્રિયા. (૨) ભઠિયારાનો ધંધો, રસોઈનો ધંધો (હિંદુ સિવાયની કોમોમાં)

**ભઠિયારો** પું. [સં.भृष्टिकारक>પ્રા. भट्ठिआरअ-] રસોયો (હિંદુ સિવાયની કોમોમાં). (૨) રાંધીને રસોઈ વેચનારો ધંધાદારી માણસ. (સંજ્ઞા.)

**ભઠિયાલ** પું. નદીમાંનો હેઠવાસ ['ભઠડવું'માં.

**ભઠે(-ઠો)ડવું, ભઠે(-ઠો)ડાવું. ભઠે(-ઠો)ડાવવું** જુઓ

**ભઠોરવું** સ.ક્રિ. સૂકી જમીનમાં અનાજ વાવવું. ભઠોરાવું કર્મણિ.,ક્રિ. ભઠોરાવવું પ્રે.,સ.ક્રિ.

**ભઠોરાવવું, ભઠોરાવું** જુઓ 'ભઠોરવું'માં.

**ભઠોરું** ન. (ખાસ કરીને ખેતીની) જમીનમાં પડતી ફાટ

**ભઠ્ઠ** જુઓ 'ભટ્ઠ'–'ભઠ.'

**ભઠ્ઠી** જુઓ 'ભટ્ઠી.'

**ભઠ્ઠી-દાર** જુઓ 'ભટ્ઠી-દાર.'

**ભઠ્ઠો** જુઓ 'ભટ્ઠો.' [શાળી, શૂરવીર

**ભડ[૧]** વિ. [સં. भट>પ્રા. भड, યોદ્ધો.] બહાદુર, પરાક્રમ-

**ભડ[૨]** પું. કૂવાના થાળા આગળનો ઊંચો ભાગ (કૂવામાંથી પાણી કાઢવાની સગવડ માટેનું બાંધ-કામ). [૦ બાંધવો (રૂ.પ્ર.) વાતનું મથાળું બાંધવું]

**ભડ[૩]** (-ડ્ય) સ્ત્રી. કોસની વરતમાંની છેડે ભરાવેલી ખીલી (લાકડાની). [૦ કાઢવી (રૂ.પ્ર.) ભોપાળું ખુલ્લું કરવું. ૦ નીકળી જવી, ૦ વેરાઈ જવી (રૂ.પ્ર.) ભોપાળું ખુલ્લું થવું]

**ભડ[૪]** (ડ્ય) સ્ત્રી. જુઓ 'ભઠોરું.'

**ભડ[૫]** ક્રિ.વિ. [રવા.] 'ભડ' એવા અવાજથી

**ભડક** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'ભડકવું.'] મનમાં પેસી ગયેલી ધડક કે બીક. [૦ કાઢવી (રૂ.પ્ર.) મનમાંથી બીક દૂર કરવી. ૦ પેસવી (-પૅસવી) (રૂ.પ્ર.) મનમાં બીક ઘૂસી જવી. ૦ ભાંગવી (રૂ.પ્ર.) ભય દૂર થવો કે કરવો]

**ભડકણ[૧]** ન. [જુઓ 'ભડકવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] ભડકવું એ, ધડકવું એ, ડર, બીક, ધાસ્તી, દહેશત

**ભડકણ,-ણું** વિ. [જુઓ 'ભડકવું' + ગુ. 'અણ'-'અણું' કર્તૃવાચક ત.પ્ર.] ભડકી ઊઠનાર

**ભડક-દાર** વિ. [+ફા. પ્રત્યય] જુઓ 'ભડકણ.[૨]'

**ભડ-કમાડ** વિ. [જુઓ 'ભડ[૧]' + 'કમાડ.'] (લા.) જુઓ 'ભડ.[૧]'

**ભડકલ** પું. મોટું બાકોરું. (૨) મોટો દરવાજો

**ભડકલાં** ન., બ.વ. [જુઓ 'ભડકલ' + ગુ. 'ઉં' ત. પ્ર.] કાણાં, છેદ (કપડામાં પડે છે તે)

**ભડકલું[૧]** ન. ભડદું, ભગદળ. (૨) (લા.) ઘરફોડ ચોરી. [૦ પાડવું (રૂ.પ્ર.) ખાતર પાડવું]

**ભડકલું[૨]** ન. પરોઢ, પરોઢિયું, પ્રાતઃકાળ

**ભડકવું** અ.ક્રિ. [રવા.] ચોંકવું, ચમકવું. (૨) ડરી જવું, ધડક અનુભવવી. ૦ ભડકાવું ભાવે., ક્રિ. ભડકારવું, ભડકાવવું પ્રે.,સ ક્રિ. [એ, ભડક

**ભડકાટ** પું. [જુઓ 'ભડકવું + ગુ. 'આટ' કૃ. પ્ર.] ભડકવું

**ભડકામણું** વિ. [જુઓ 'ભડકવું' + ગુ. 'આમણું' કૃ. પ્ર.] ભડકાવનારું, ચમકાવનારું, ચોંકાવનારું

**ભડકારવું, ભડકાવવું** જુઓ 'ભડકવું'માં.

**ભડકા-વાળુ** ન. [જુઓ 'ભડકો' + 'વાળું.'] (લા.) રાત્રે બળતણને અજવાળે કરવામાં આવતું ભોજન

**ભડકાવું** જુઓ 'ભડકવું'માં.

**ભડકિયું** વિ. [જુઓ 'ભડકો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] તરત ભડકો થાય તેવું, સળગી ઊઠે તેવું. (૨) ન. કાકડી અને ગંધકને ઘી લગાડી બાળી તૈયાર કરવામાં આવતો ચૂઓ. (૩) (લા.) નાનાં છોકરાંને કાંડે બંધાતું કીડિયાંનું ઘરેણું, દર્શનિયું

**ભડકિયો** વિ., પું. [જુઓ 'ભડકિયું.'] (લા.) (મળસકે ઊગતો હોય છે ત્યારે) શુક્રનો તારો. (સંજ્ઞા.)

**ભ(૦ર)ડકી** સ્ત્રી. [જુઓ 'ભ(૦ર)ડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રાબડી કે કાંજીના જેવી પીવાની એક વાની, ઘેંશ

**ભ(૦ ર)ડકું[૧]** ન. [જુઓ 'ભરડવું' દ્વારા.] રાબ કે કાંજી જેવું જરા જાડા લોટનું ઘસિયા પ્રકારનું ખાણું

**ભડકું** ન., -કો પું [રવા.] અચાનક સળગી ઊઠતી લાગતી મોટી જ્વાલા, જોસથી ઊઠતો આગનો ભભૂકો. [૦ ઊઠવો

(રૂ. પ્ર.) મનમાં પ્રબળ દુઃખની લાગણી થવી. ૦ **થવો** (રૂ.પ્ર.) એકદમ ઝપડો થવો]

**ભડછ ભડછ** ક્રિ.વિ. [રવા.] 'ભડછ ભડછ' એવા અવાજ સાથે

**ભડત,-થ** ન. રીંગણાં વગેરેનો ઓળો

**ભડથાવું** અ.ક્રિ. [જુઓ 'ભડથ,' -ના.ધા.] ભડથની જેમ અગ્નિ ઉપર સીઝવું [જુઓ 'ભડત,-થ.'

**ભડથિયું** ન. [જુઓ 'ભડથ' + ગુ. + ઇયું' સ્વાર્થે ત. પ્ર.]

**ભડથું** ન. [જુઓ 'ભડથ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સળગીને કઠણ લોગા જેવું થઈ ગયેલું હોય તે, ભડથાયેલો પદાર્થ. (૨) (લા.) નમાલો આદમી. (૩) શૂળ ઉપર સેકેલું માંસ

**ભડ-દાણ** ન. [જુઓ 'ભડ[1]' + 'દાણ.'] (લા.) તોલ-માપના મહેનતાણાનો વેરો. (૨) આય-વેરો, 'ઑક્ટ્રોય'

**ભડદું** ન. બાકું, બાકોરું, ભમદળ. (૨) છોડું. (૩) ચાઠું. (૪) પંખીએ ટોચેલું ફળ. (૫) વિ. નિર્માલ્ય, મુડદાલ

**ભડ-પૂત** પું. [જુઓ 'ભડ[1]' + 'પૂત.'] બહાદુરનો દીકરો

**ભડ ભડ** ક્રિ.વિ. [જુઓ 'ભડ[5]'-દ્વિર્ભાવ.] 'ભડ ભડ' એવા અવાજથી. (૨) ઝડપથી, ઝટ

**ભડભડવું** અ.ક્રિ. [રવા.] ભભડવું, બડબડવું, ગુસ્સો કે અરુચિથી બોલ બોલ કર્યા કરવું. (૨) મનમાં ભરાયેલો ગુસ્સો બહાર કાઢવો. **ભડભડાવું** ભાવે ,ક્રિ. **ભડભડાવવું** પ્રે.,સ.ક્રિ

**ભડભડાટ[1]** પું. [જુઓ 'ભડભડવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] ભડભડવું એ, બબડાટ

**ભડભડાટ[2]** પું. [રવા.] થતા ભડકાઓનો અવાજ. (૨) ક્રિ.વિ. એવા અવાજથી બળતું હોય એમ

**ભડભડાવવું, ભડભડાવું** જુઓ 'ભડભડવું'માં.

**ભડભડિયું** વિ. [જુઓ 'ભડભડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર ] ખુલ્લા કે ભોળા મનથી બોલ બોલ કરતું. (૨) વાચાળ, બહુભાષી

**ભડ-ભડું** ન. [જુઓ 'ભડ[2]' + 'ભડું.'] વાવ કૂવા વગેરેના થાળા આસપાસના ભાગનું ચણતર

**ભડ-ભાગણું** વિ. [જુઓ 'ભડ[1]' + સં. भाग्य + ગુ. 'ણું' ત.પ્ર.] ભારે નસીબદાર, પરમ ભાગ્યશાળી

**ભડ-ભાટ** પું. [જુઓ 'ભડ[1]' + 'ભાટ' (< સં. भट्ट, વિદ્વાન] સારો વિદ્વાન. (૨) ભડ-ભાદર

**ભડ-ભાદર** વિ. [જુઓ 'ભડ[1]' + સં. भद्र > પ્રા. भद्दर > ભાદર ] મોટા દિલનું બહાદુર અને પ્રતિષ્ઠિત. (૨)(લા.) અડાબીડ, સમર્થ અને પહોંચેલું [મળસકું

**ભડ-ભાંખળું** ન. સવારનો બગબગાનો સમય, પરોઢ, પરોઢિયું,

**ભડ-ભૂંછું** વિ. બરછટ વાળવાળું

**ભડરિયો** પું. જાદૂગર [એક જાતની ડાંગર

**ભડરી** સ્ત્રી. ડૂંડાંને કચર્યા પછી એમાં રહેલો દાણો. (૨)

**ભડલિયાર** પું. એ નામનો એક સુશોભિત છોડ

**ભડલી(-ળી)** સ્ત્રી. અનુશ્રુતિ પ્રમાણે હૂહડ નામના પ્રાચીન એક જ્યોતિષીની પુત્રી (કે જેણે વરસાદ અને વર્ષ કેવાં થશે એના સંયોગ વિશે દોહરા કરેલા લોકમાં 'ભડલી-વાક્ય' તરીકે જાણીતા છે.) (સંજ્ઞા.)

**ભડલી(-ળી)-નોમ** (-નોમ્ય) સ્ત્રી. [+ જુઓ 'નોમ.'] અષાઢ સુદ નોમની તિથિ. (સંજ્ઞા.)

**ભડલી(-ળી)-વાક્ય** ન. [+ સં.], **ભડલી(-ળી)-વાયક** ન. [+ સં. वाक्य, અર્વા. તદ્ભવ] ભડલી નામની જ્યોતિષીની પુત્રીના આગાહીવાળા દોહરા

**ભડવ(-વે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભડવો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ભડવાઈ કરનારી સ્ત્રી, ભડવી

**ભડવાઈ** સ્ત્રી. [જુઓ 'ભડવી' + ગુ. 'આઈ' ત.પ્ર ] ભડવાપણું, ભડવાનું કાર્ય. (૨) ભડવા તરીકે મળતું મહેનતાણું, ભડવાની કમાઈ, ભડવાની દલાલી [જુઓ 'ભડવણ.'

**ભડવી** વિ., સ્ત્રી. [જુઓ 'ભડવો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**ભડ-વીર** પું. [જુઓ 'ભડ[1]' + સં. वीर] બહાદુર યોદ્ધો. (૨) વિ. શૂરવીર, બહાદુર

**ભડવું** અ.ક્રિ. [જુઓ 'ભડ,[1]'-ના.ધા.] યુદ્ધ કરવું, આખડવું, ઝઝૂમવું. **ભડાવું** ભાવે., ક્રિ. **ભડાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભડવો** પું પોતાની સ્ત્રી પાસે વ્યભિચાર કરાવી એ આવક પર જીવનાર પતિ. (૨) વ્યભિચારની દલાલી કરનાર આદમી. (૩) (લા.) પત્નીના કહ્યા પ્રમાણે કરનાર પતિ

**ભડસાઈ** જુઓ 'ભડવાઈ.'

**ભડ-સાળ** સ્ત્રી. ચૂલા કે અગ્નિ-કુંડ આગળની ઊની રાખનો જથ્થો, ચૂલા વગેરેની ઊની રાખવાળો ભાગ

**ભડળી** જુઓ 'ભડલી.'

**ભડળી-નોમ** (-નોમ્ય) જુઓ 'ભડલી-નોમ.' [વાચક.'

**ભડળી-વાક્ય, ભડળી-વાયક** જુઓ 'ભડલી-વાક્ય'-'ભડલી-

**ભડંગ** (ભડઙ્ગ) વિ. ભોળું, નિખાલસ હૈયાવાળું

**ભડાઈ** સ્ત્રી. [જુઓ ભડ[1] + ગુ. 'આઈ.'] બહાદુરી, શૂરવીરતા, મર્દાનગી

**ભડાક[1]** ક્રિ.વિ. [રવા.] 'ભડાક' એવા અવાજથી [એ

**ભડાક[2]** (-ક્ય) સ્ત્રી. મોઢા આડો મુકાતો પડદો, લાજ કાઢવી

**ભડાકલું** જુઓ 'ભડકલું.[1]'

**ભડાકિયો** પું. [જુઓ 'ભડાક' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ફટાકિયો, ફટાકો (દારૂખાનાની એક વસ્તુ)

**ભડાકો** પું. [જુઓ 'ભડાક' + ગુ. 'ઓ' ત.પ્ર ] ભારે મોટો ધડાકા જેવો અવાજ (બંદૂક તોપ વગેરેનો). [**-કા ના-(-નાં)ખવા** (રૂ.પ્ર.) ધુંઆંફૂંઆં થવું. (૨)ગાળ દેવી. ૦ **કરવો** (રૂ.પ્ર.) બંદૂક વગેરેનો અવાજ કરવો. (૨) ચોંકી ઉઠાય તેવું કામ કરવું. ૦ **થવો** (રૂ. પ્ર ) ચોંકી ઊઠે તેવું કામ થવું. ૦ **મારવો** (રૂ.પ્ર.) તદ્દન ગપ મારવી. (૨) નીડર થઈ બોલવું. (૩) પહેલો તરત વિજય મેળવવો **આભમાં ભડાકા** (રૂ.પ્ર.) ધ્યેય વગરની વાત]

**ભડા-પાટલી** સ્ત્રી. [ જુઓ 'ભડું' + 'પાટલી.' ] ઉથાડાને બદલે દીવાલમાં આડો મૂકવામાં આવતો લાકડાનો લાંબો ટુકડો

**ભડા(-ડો)-ભડ** ક્રિ.વિ. [જુઓ 'ભડ,[5]'-દ્વિર્ભાવ.] બારણાં બંધ થતાં અવાજ થાય એમ. (૨) (લા.) એકદમ, તુરતાતુરત, ધડાધડ

**ભડાભડી[1]** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] 'ભડ ભડ' એવો અવાજ

**ભડાભડી[2]** સ્ત્રી. [જુઓ 'ભડવું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] મારામારી. (૨) ધાંધલ [વિરણ-છેરણ થવું એ

**ભડા-ભૂટ** (-ટ્ય) સ્ત્રી. એકદમ લડાલડી થવાની ક્રિયા. (૨)

**ભડાલો** પું. ખારવો

**ભડાવવું, ભડાવું** જુઓ 'ભડવું'માં.
**ભડાસડવું** સ.ક્રિ. બાફવું. (૨) ભારવું. **ભડાસડાવું** કર્મણિ, ક્રિ. **ભડાસડાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભડાસડાવવું, ભડાસડાવું** જુઓ 'ભડાસડવું'માં.
**ભડુ** સ્ત્રી. ખેતરમાં બે ચાસ વચ્ચેની વગર ખેડાયેલી જમીન
**ભડું** ન. [જુઓ 'ભડ[2]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] કૂવાની કે વાવની ભીંત. (૨) ઘરમાં ટૂંકા ઓસારની કરેલી ભીંત. (૩) ગાડીમાં રૂનો ભરેલો ભાર, ધોકડું. (૪) નિઃસંતાન મરી જવું એ
**ભડૂસ** ક્રિ.વિ. [રવા.] 'ભડૂસ' એવા અવાજ સાથે
**ભડૂસવું** સ.ક્રિ. [જુઓ 'ભડૂસ,'-ના.ધા.] ચૂલામાં વધુ પડતાં લાકડાં નાખવાં. (૨) (લા.) પેટમાં નાખવું, ખાવું
**ભડેતી** વિ., [જુઓ 'ભાડું' દ્વારા.] ભાડે રહેનાર, ભાડૂત
**ભડેરી** સ્ત્રી. વાસણોની ઉતરડ
**ભડેલી** સ્ત્રી. [જુઓ 'ભડું' દ્વારા.] કૂવાની ભીંત
**ભડેલો** પું. બેટ દ્વારકા તરફની એક મુસ્લિમ ધર્મી જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**ભડો** પું. [જુઓ 'ભડું.'] કૂવા કે વાવની ભીંત. (૨) કૂવા-વાવ ઉપરની રેંટની યોજના. (૩) રૂની મોટી ગાંસડી, ધોકડું
**ભડો-ભડ** જુઓ 'ભડા-ભડ.' [એ. (૩) ભણતર
**ભણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભણવું.'] બોલવું એ. (૨) વાંચવું
**ભણક** (-ક્ય) સ્ત્રી. [રવા.] ભણકાર, ગુંજન પ્રકારનો અવાજ
**ભણકાર,-રો, ભણકો** પું. [રવા.] કોઈના આવવાનો કે એવા હલન-ચલનનો કાનમાં અથડાતો રણકો. [૦ ર-સંગ (-સઙ્ગ) (રૂ.પ્ર.) સંબંધ, સંપર્ક, 'એસોશિયેશન' (વિ.ર.)]
**ભણણી** સ્ત્રી. [જુઓ 'ભણવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.]
**ભણતર** ન., (-રય) સ્ત્રી. [જુઓ 'ભણવું' + ગુ. 'તર' કૃ.પ્ર.] ભણવાની ક્રિયા, વિદ્યાભ્યાસ, તાલીમ, અધ્યયન, અભ્યાસ, શિક્ષણ [ભણતર પૂરતું
**ભણતરિયું** વિ. [જુઓ 'ભણતર.' + ગુ. 'ઇયું' ત.પ્ર.]
**ભણતિયાળ** વિ. [જુઓ 'ભણવું' + ગુ. 'તું' વર્ત. કૃ.+'ઇયું' ત.પ્ર. + 'આળ' ત.પ્ર.] ભણવામાં ચિત્ત ચોંટાડી રાખનારું
**ભણભણવું** અ.ક્રિ. [રવા.] 'ભણ ભણ' એવો અવાજ કરવો. **ભણભણાવું** ભાવે., ક્રિ. **ભણભણાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભણભણાવવું, ભણભણાવું** જુઓ 'ભણભણવું'માં.
**ભણવું** સ.ક્રિ. [સં. भण् તત્સમ] બોલવું, બોલી જવું. (૨) પાઠ કરવો. (૩) વિદ્યાભ્યાસ કરવો, અભ્યાસ કરવો, શીખવું. (૪) વાંચવું. (ભૂ. કૃ. માં કર્તરિ પ્રયોગ: 'હું પાઠ ભણ્યો-કવિતા ભણ્યો' વગેરે) [૦ ગણવું (રૂ.પ્ર.) વિદ્યાભ્યાસ સાથે વ્યવહાર-કુશળ બનવું.] **ભણાવું** કર્મણિ.,ક્રિ. **ભણાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભણસાલી,-ળી** પું. [સં. भाण्डशालिक > સં. भंड-सालिअ; રજવાડાનો મોટાં વાસણોના કોઠારની દેખરેખ રાખનાર અમલદાર-] વાણિયાઓની એક જ્ઞાતિ અને એનો પુરુષ (અત્યારે 'ભાનુશાલી' શબ્દ કૃત્રિમ ને ભ્રામક છે.) (સંજ્ઞા)
**ભણામણ** ન. [જુઓ 'ભણવું' + ગુ. 'આમણ' કૃ. પ્ર.], **-ણી** સ્ત્રી. [+ ગુ. 'આમણી' કૃ.પ્ર.] ભણાવવાની ક્રિયા. (૨) ભણાવવા બદલ મળતું મહેનતાણું
**ભણાવવું, ભણાવું** જુઓ 'ભણવું'માં. [ભણાવી મૂકવું (રૂ.પ્ર.) સલાહ આપી સાવધાન રાખવું] [વાતચીત
**ભણિત** વિ. [સં.] ભણવામાં આવેલું. (૨) ન. વાર્તાલાપ,
**ભણી** ના.યો. [સં. भण वे., સં.ભૂ.કૃ. > પ્રા. भणिअ., -ને ઉદ્દેશીને] તરફ, પ્રતિ. (જૂ. ગુ. માં 'માટે, સારુ, કાજે, વાસ્તે' તેમ 'ને લીધે' પણ)
**ભણેણવું** અ.ક્રિ. [રવા.] અવાજ સાથે આવી પહોંચવું, **ભણેણાવું** ભાવે.,ક્રિ. **ભણેણાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભણેણાટ** પું. [જુઓ 'ભણેણવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] અવાજ સાથે આવી પહોંચવું કે નાસી જવું એ. (૨) ભણકાર
**ભણેણાવવું, ભણેણાવું** જુઓ 'ભણેણવું'માં.
**ભણોભણ** ક્રિ.વિ. [સં. भानु > પ્રા. भाणु દ્વારા દ્વિર્ભાવથી] સૂર્ય આથમતી વેળાએ [(૨) કરાડ, ભેખડ
**ભત** (-ત્ય) સ્ત્રી. જમીનની જેમાં પાણી ગયું હોય તેવી ફાટ.
**ભતકાટવું** અ.ક્રિ. [રવા.] ખૂબ માર મારવો. **ભતકાટાવું** કર્મણિ.,ક્રિ **ભતકાટાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભતકાટાવવું, ભતકાટાવું** જુઓ 'ભતકાટવું'માં.
**ભતકું** ન., **-કો** પું. ફાંસ, આડ-ખીલી. (૨) લાકડીનો પ્રહાર. [**-કું મૂકવું, -કું મેલવું, -કો મારવો** (રૂ.પ્ર.) ધબ્બો મારવો]
**ભત-ખાતું** ન. વાહન
**ભતરીજા-જમાઈ** જુઓ 'ભત્રીજા-જમાઈ.'
**ભતરીજા-વહુ** (-વૌ:) જુઓ 'ભત્રીજા-વહુ.'
**ભતરીજી** જુઓ 'ભત્રીજી.'
**ભતરીજો** જુઓ 'ભત્રીજો.'
**ભત(-થ)વાર** ન. [સં. भक्त- > પ્રા. भत्त દ્વારા.] ખેડૂતોને માટે ખેતરે લઈ જવાતું ભાત
**ભત(-થ)વારી** સ્ત્રી. [જુઓ 'ભત(-થ)વારું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] ખેતરમાં ભાત લઈ જનારી ખેડૂત-સ્ત્રી
**ભત(-થ)વારું** વિ. [જુઓ 'ભત(-થ)વાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] ખેતરે ભાત લઈ જનારું માણસ
**ભતા(-થા,-તૈ)ણું**, ન. [સં. भक्त > પ્રા. भत्त દ્વારા] ભાત લઈ જવા માટેનું કપડું ['ભતવારી.'
**ભતિ(-થિ)યારી** સ્ત્રી. [સં. भक्त > પ્રા. भत्त દ્વારા] જુઓ
**ભતૈણું,-યું** જુઓ 'ભતાણું'.'
**ભત્થા(-થ્થા)-કારકુન** પું. [જુઓ 'ભત્થું'+'કારકુન.'] ભથ્થું ('એલાવન્સ') ચૂકવનાર કર્મચારી
**ભત્થું(-થ્થું)** ન. [સં. भक्तक- > પ્રા. भत्तअ-] ભોજન-નિમિત્તે આપવામાં આવતી રકમ. (૨) ખાસ કામ માટે પગાર ઉપરાંત અપાતી રકમ, 'એલાવન્સ' [વર
**ભત્રીજા-જમાઈ** પું. [જુઓ 'ભત્રીજો' + 'જમાઈ.'] ભત્રીજીનો
**ભત્રીજા-વહુ** (-વૌ:) સ્ત્રી. [જુઓ 'ભત્રીજો' + 'વહુ.'] ભત્રીજાની પત્ની [ભાઈની દીકરી, ભતરીજી
**ભત્રીજી** સ્ત્રી. [જુઓ 'ભત્રીજો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**ભત્રીજો** પું. [સં. भ्रात्रेयक- > પ્રા. भत्तेज्जअ-; 'र'નો પ્રક્ષેપ થયો] ભાઈનો દીકરો, ભતરીજો
**ભથ** પું. ઢગલો. (૨) જથ્થો
**ભથરણું** જુઓ 'ભતાણું.'
**ભથવાર** જુઓ 'ભતવાર.'

**ભથવારી** જુઓ 'ભતવારી.'
**ભથવારું** જુઓ 'ભતવારું.' [જવું. **ભથાવું** ભાવે ,ક્રિ.
**ભથવું** અ.ક્રિ. ગલીદંડાની રમતમાં બીજાથી આગળ નીકળી
**ભથા(-ત્તા)ણું** જુઓ 'ભતાણું.'
**ભથારવું** સ.ક્રિ. વરસાદ આવતાં પહેલાં ખેતરમાં અનાજ વાવી દઈ ઢાંકી રાખવું. **ભથારાવું** કર્મણિ., ક્રિ. **ભથારાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભથારાવવું, ભથારાવું** જુઓ 'ભથારવું'માં.
**ભથિયારી** જુઓ 'ભતિયારી' - 'ભતવારી.'
**ભથ્થા-કારકુન** જુઓ 'ભત્થા-કારકુન.'
**ભથ્થું** જુઓ 'ભત્થું.'
**ભદ્કારવું** સ.ક્રિ. [જુઓ 'ભદકો', -ના. ધા.] ઘા કરવો. **ભદકારાવું** કર્મણિ., ક્રિ. **ભદકારાવવું** પ્રે., સ.ક્રિ.
**ભદકારાવવું, ભદકારાવું** જુઓ 'ભદકારવું'માં.
**ભદકિયો** પું. જાસૂસ, ગુપ્તચર
**ભદકો** પું. [રવા.] ઘા, પ્રહાર [થાય એમ
**ભદ ભદ** ક્રિ.વિ. [રવા.] પોચી જમીનમાં ચાલવાથી અવાજ
**ભદભદાવવું** સ.ક્રિ. [રવા.] બે વસ્તુઓને ભેળી ભટકાવવી. (૨) ઝાડને હલાવી ફળ પાડવાં. **ભદભદાવાવું** કર્મણિ., ક્રિ.
**ભદવા-પાલી** વિ. [જુઓ 'ભદવું[૨]' + 'પાલી.'] (લા.) માલ વગરનું, નમાલું, બાયલું
**ભદવું[૧]** ન. માટીનો નાનો ઘડો, દોચકું
**ભદવું[૨]** વિ. [સં. मद्रक > પ્રા. मद्दअ દ્વારા.] (લા.) જાડી બુદ્ધિનું. (૨) નપુંસક, હીજડું. (૩) નમાલું, બાયલું
**ભદંત** (ભદન્ત) પું. [પાલી., સંભવતઃ સં. भगवत् દ્વારા] બૌદ્ધોમાં સાધુને માટેનો માનવાચક શબ્દ
**ભદાક** ક્રિ.વિ. [રવા.] પોચી જમીન ઉપર કાંઈ પડવાથી અવાજ થાય એમ
**ભદાહર** પું. અડધા પાકેલા દાણા તૈયાર કરેલું અનાજ
**ભદું** વિ. [સં. मद्रक -> પ્રા- मद्दअ-] જુઓ 'ભદ્દું.'
**ભદૂડો** પું. માટીનું એક નાનકડું વાસણ
**ભદ્દર** પું. [સં. मद्र > પ્રા., હિં 'ભદ્દર.'] મુસ્લિમ કાલમાં અમદાવાદ વગેરેના 'ભદ્ર' કિલ્લાઓને માટેનો શબ્દ. (૨) ન. માંગલ્ય. [**૦ કરાવવું** (રૂ.પ્ર.) મુંડન કરાવવું]
**ભદ્દું** વિ. [સં. मद्रक -> પ્રા. मद्दअ-, હિં. 'ભદ્દા.'] (લા.) જાડું. (૨) કદરૂપું. (૩) કઢંગું. (૪) મૂર્ખ
**ભદ્ર** વિ. [સં.] કલ્યાણકારી. (૨) ઉમદા સાલસ સ્વભાવનું. (૩) કક્ષા હોદ્દા વગેરેની દૃષ્ટિએ મોભાદાર. (૪) શ્રીમંત. (૫) ન. કલ્યાણ. ભલું, શ્રેય, મંગળ. (૬) સુખ, આબાદી. (૭) પું. એક પ્રકારનું મહાલય. (સ્થાપત્ય.) (૮) ચડતા ઊતરતા ખાંચાવાળો અને જેને આઠ હાંસ છે તેવો સ્તંભ, 'સેન્ટ્રલ ઑફ-સેટ' (મ.ઢાં.) (સ્થાપત્ય.) (૯) ચોરસ ઘાટનો કુંડ. (સ્થાપત્ય.) (૧૦) ચોક્કસ આકારનો કિલ્લાનો એક પ્રકાર. (સ્થાપત્ય.)
**ભદ્રક** વિ. [સં.] ભદ્ર, સાલસ. (૨) ન. કલ્યાણ
**ભદ્ર(-દ્રા)-કરણ** ન. [સં.] (લા.) મુંડન
**ભદ્ર-કાય** વિ. [સં.] માંગલિક દેહવાળું (૨) સુંદર શરીરવાળું
**ભદ્રકારી** વિ. [સં.,પું.] ભદ્ર કરનારું, ભલું કરનારું
**ભદ્ર-કાલી(-ળી)** સ્ત્રી. [સં.] દુર્ગાનું એ નામનું એક સ્વરૂપ. (સંજ્ઞા.) [(હાથી ઘોડા વગેરે)
**ભદ્ર-જાતિક** વિ. [સં.] એક ખાસ પ્રકારની ઊંચી નસલનું
**ભદ્ર-તા** સ્ત્રી. [સં.] ભલાઈ, સરળતા. (૨) સભ્યતા, ગૃહસ્થાઈ, 'એટિકેટ'
**ભદ્ર-મુખ** વિ. [સં.] માંગલિક મોઢાવાળું
**ભદ્રમુખી** વિ., સ્ત્રી. [સં.] ભદ્રમુખ સ્ત્રી
**ભદ્ર-લોક** પું. [સં.] સંસ્કારી અને પ્રગતિશીલ સમાજ
**ભદ્ર-શીલ** વિ. [સં.] ખાનદાન આચરણવાળું
**ભદ્રશીલા** વિ., સ્ત્રી. [સં.] ભદ્ર-શીલ સ્ત્રી
**ભદ્રં-ભદ્ર** (ભદ્રમ્ - ભદ્ર) વિ, [સં., પરંતુ ગુ. માં ઊભો કરેલો શબ્દ] (લા.) ભણેલો નહિ તેવો પંડિત, વેદિયો. (ર.મ.)
**ભદ્રંભદ્ર-શાહી** (ભદ્રમ્ભદ્ર-) વિ. [+ ફા.] વેદિયા જેવું
**ભદ્રંભદ્રીય** (ભદ્રમ્ભદ્રીય) વિ. [+ સં. ईय ત.પ્ર.] ભદ્રંભદ્રને લગતું, વેદિયો માણસ કરે તેવું
**ભદ્રા** સ્ત્રી. [સં.] એ નામનું સાતમું કરણ-પંચાંગમાંનું એક મુહૂર્ત. (જ્યો.)
**ભદ્રાકરણ** જુઓ 'ભદ્ર-કરણ.'
**ભદ્રાક્ષ** પું. [સં. मद्र + अक्षि. બ.વ્રી.] જુઓ 'રુદ્રાક્ષ.'
**ભદ્રાત્મા** વિ. [સં. मद्र + आत्मा પું., બ.વ્રી.] મંગળરૂપ આત્મા જેનો છે તેવું
**ભદ્રાવવું** સ.ક્રિ. [સં. मद्र ના. ધા.] (યજ્ઞોપવીત વગેરે પ્રસંગે બટુકના વાળ ઉતારવામાં આવતા હોઈ) (લા.) મુંડન કરાવવું (કટાક્ષમાં). [**ભીંજવ્યું એટલું ભદ્રાવવું** (રૂ.પ્ર.) હાથમાં લીધેલું કામ પૂરું કરવું]
**ભદ્રાસણ** ન. [સં. मद्र+आसन, અર્વા તદ્ભવ. જાન ઉઘલાવતી વેળા બ્રાહ્મણોને આસન ઉપર બેસાડી પૂજન-અર્ચન-દક્ષિણા થતાં એ. પરંપરાએ] જાન વિદાય થતી વેળા ગામના પાધરમાં બ્રાહ્મણોને દેવામાં આવતી દક્ષિણા
**ભદ્રાસન** ન. [સં. मद्र + आसन] માંગલિક આસન. (૨) યોગનાં આસનોમાંનું એક. (યોગ.) (૩) રાજાનું સિંહાસન
**ભદ્રિક** વિ. [સં. मद्र + સંસ્કૃતાભાસી इक ત.પ્ર.] ભદ્ર પ્રકારનું. (૨) ભોળું
**ભદ્રિકતા** સ્ત્રી. [+ સં. ता ત. પ્ર.] ભદ્રિકપણું
**ભનિયો** પું. [સં. मागिनेय દ્વારા] જુઓ 'ભાણિયો' -'ભાણેજ' (હુલામણાંનો શબ્દ) [(લાડમાં) ભાણેજી
**ભની** સ્ત્રી. [સં. मागिनेया દ્વારા 'ભનો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**ભપ(-ફ)** ક્રિ.વિ. [રવા.] 'ભપ' એવા અવાજથી
**ભપ(-ભ)ક(-કા)-દાર** વિ. [જુઓ 'ભપ(-ભ)'કો' + ફા. પ્રત્યય], **ભપ(-ભ)કા બંધ** (-બન્ધ) વિ. [+ ફા. 'બન્દ્'] ભપકાવાળું, શોભી ઊઠેલું, ભારે શોભાવાળું. (૨) સુગંધી, ખુશબોદાર
**ભપ(-ભ)કાવવું** સ.ક્રિ. [રવા.] વેગથી પ્રવાહી રેડવું. (૨) (લા.) સળગાવવું. (૩) ઉશ્કેરવું. (૪) ચોખ્ખે-ચોખ્ખું કહી નાખવું
**ભપ(-ભ)કી** સ્ત્રી. [જુઓ 'ભપ(-ભ)કો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] (લા.) રોફ, દમ, ધમકી. (૨) પતંગ ઉડાડતાં દોરની સે દેવી એ (પતંગો લડાવતાં)

**ભપ(-ભ)કો** પું. [રવા.] એકદમ કરવામાં આવતી શોભા, વરણાગી, સામાને આંજી દે તેવી શોભા કરવી એ. [૦ **મારવો** (રૂ.પ્ર.) રોફ મારવો, ડઘાવવું]

**ભપૂડો** પું. [રવા.] જુઓ 'ભપકો.'

**ભપોલો** પું. ફરફોલો

**ભપ્પ** ક્રિ.વિ. [રવા.] 'ભપ્પ' એવા અવાજથી

**ભપ્પલ** વિ. [રવા.] જાડું, સ્થૂલ, ભફલા જેવું, ભફડું

**ભફ** જુઓ 'ભપ.'

**ભફડું** વિ. [રવા.] જુઓ 'ભપ્પલ.'

**ભફલું** વિ. [રવા.] જુઓ 'ભપ્પલ.' (૨) ન. રૂનું નાનું પોકડું. (૩) ઘાસની ડાળીને વાળેલી ગાંસડી

**ભફાક** ક્રિ.વિ. [રવા.] 'ભફાક' એવા અવાજથી

**ભફાકિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ફાવે તેમ બોલનારું. (૨) સાહસિક. [-**યો પંથ** (-પન્થ) (રૂ.પ્ર.) વામમાર્ગનો એક પ્રકાર, મોટો પંથ. (સંજ્ઞા.)]

**ભફાકો** પું. [રવા.] 'ભફ' અવાજ સાથે પડવાનો અવાજ. (૨) ભૂસકો. ધુબાકો. (૩) (લા.) ગપ, ડિંગ

**ભફાવવું, ભફાવું** જુઓ 'ભાફવું'માં.

**ભફાંગ** ક્રિ.વિ. [રવા.] 'ભફ' એવા મોટા અવાજથી (પડતી વેળા) [(૨) આડ-ખીલી

**ભફાંગિયો** વિ., પું. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) પથરો.

**ભફીડું** વિ. જુઓ 'ભફલું(૧).'

**ભફેડવું** સ.ક્રિ. [રવા.] જોરથી માર મારવો. (૨) (લા.) ખૂબ ખાવું. (૩) ઉચાપત કરવું. (૪) નાશ કરવું. **ભફેડાવું** કર્મણિ., ક્રિ. **ભફેડાવવું** પ્રે., ક્રિ.

**ભફેડાવવું, ભફેડાવું** જુઓ 'ભફેડવું'માં.

**ભબક** (-કય) સ્ત્રી. ઉત્કટ વાસ, આકરી ગંધ. (૨) (લા.) ભડકાનું વધી પડવું એ

**ભબકવું** અ.ક્રિ. [જુઓ 'ભબક,'-ના.ધા.] ગંધાવું. **ભબકાવું** ભાવે.,ક્રિ. **ભબકાવવું** પ્રે.,સ.ક્રિ

**ભબકાવવું, ભબકાવું** જુઓ 'ભબકવું' માં.

**ભબકી** સ્ત્રી. [જુઓ 'ભબક'+ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ભબક.' (૨) (લા.) ધમકી, ડર

**ભબૂકું** વિ. ચકચકતું, (૨) રાતા રંગનું

**ભબ્બડ-ર** પું. [રવા.] ગભરાટ

**ભભ્ભ-ભભ** ક્રિ વિ. [રવા.] 'ભભ' એવા અવાજ સાથે

**ભભક** (-કય) સ્ત્રી. [રવા.] સારી સુવાસ, સુગંધ, સૌરભ, ખુશબો. [૦ **ઊઠવી**, ૦ **મારવી** (રૂ.પ્ર.) બહેક બહેક થવું]

**ભભક(-કા)-દાર** જુઓ 'ભપક(-કા)-દાર.'

**ભભકા-બંધ** (-બન્ધ) જુઓ 'ભપકા-બંધ.'

**ભભકાર** પું. [રવા.] જુઓ 'ભપકો.'

**ભભકારો** પું. [રવા.] ઘેટાં બકરાં બોલાવવા ગોવાળના મોઢામાંથી નીકળતો એક ખાસ અવાજ

**ભભકાવવું** જુઓ 'ભપકાવવું.'

**ભભકી** જુઓ 'ભપકી.'

**ભભકો** જુઓ 'ભપકો.'

**ભ(૦ડ)ભડવું** અ.ક્રિ. [રવા.] બોલ બોલ કર્યા કરવું, બબડવું. **ભ(૦ડ)ભડાવું** ભાવે.,ક્રિ. **ભ(૦ડ)ભડાવવું** પ્રે.,સ.ક્રિ

**ભભડાટ** પું. [જુઓ 'ભભડવું'+ગુ. 'આટ' કૃ.પ્ર.] ભભડવું એ, બબડાટ

**ભ(૦ડ)ભડાવવું, ભ(૦ડ)ભડાવું** જુઓ 'ભ(૦ડ)ભડવું' માં.

**ભભડી** સ્ત્રી. ભૂખરા રંગની ઢળવાળી જમીન

**ભભડો** પું. [જુઓ 'ભભડવું'+ગુ. 'ઓ' કૃ. પ્ર.] જુઓ 'ભભડાટ.'

**ભભર** પું. [રવા.] ભયમાં પાડેલી રાડ

**ભભરવું** અ.ક્રિ. [જુઓ 'ભભર,'-ના.ધા.] ભયમાં રાડ પાડવી. (૨) ડરવું, બીવું

**ભભરાવવું** સ.ક્રિ. [રવા.] કોઈ પદાર્થ ઉપર ઝીણો ભૂકો લોટ વગેરે વેરવાં. (૨) (લા.) શંકા આવવી. [**ધૂળ ભભરાવવી** (રૂ.પ્ર.) બગાડી નાખવું. **મરીમસાલો ભભરાવવાં, મીઠું મરચું ભભરાવવાં** (રૂ.પ્ર.) ઝઘડાને સંકોરવો]

**ભભરું** વિ. જેમાં કણેકણ જુદા હોય તેવું. (૨) ન. જાડું દળેલું અનાજ

**ભભરોટ** (-ટય) સ્ત્રી. ચૂલો ઓલવ્યા પછીની ધગધગતી રાખ

**ભભુકાવવું, ભભુકાવું** જુઓ 'ભભૂકવું' માં.

**ભભૂક** (-કય) સ્ત્રી. [રવા.] જુઓ 'ભભક.'

**ભભૂકવું** અ.ક્રિ. [જુઓ 'ભભૂક,'-ના.ધા.] ઊછળી બહાર આવવું. (૨) ભડકો ઊંચો થવો. (૩) (લા.) એકદમ ગુસ્સે થઈ ફેલફેલ શબ્દો કહેવા. **ભભુકાવું** ભાવે.,ક્રિ. **ભભુકાવવું** પ્રે.,સ ક્રિ

**ભભૂકો** પું. [જુઓ 'ભભૂક'+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (ધરતીના પેટાળમાંથી પ્રવાહીનો) પ્રબળ ઊભરો બહાર આવવો. (૨) ભડકો ઊઠવો એ

**ભભૂત** (-ત્ય) સ્ત્રી. [સં. વિભૂતિ] બાવા સાધુની ધૂણીમાંની રાખ, ભભૂતી. [૦ **ચોળવી** (-ચોળવી), ૦ **લગાવવી** (રૂ.પ્ર.) બાવો થઈ જવું. ૦ **ચોળાવવી** (-ચોળાવવી) (રૂ.પ્ર.) પાયમાલી તરફ ઢસડી જવું]

**ભભૂત-ધારી** (ભભૂત્ય) વિ. [+સં.,પું.], **ભભૂતિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] વૈરાગી બનેલું

**ભભૂતી** સ્ત્રી. [સં. વિભૂતિ] જુઓ 'ભભૂત.'

**ભભ્ભ** જુઓ 'ભભ્ભ.'

**ભભ્ભો** પું. 'ભ' વર્ણ. (૨) 'ભ' ઉચ્ચાર

**ભમ** ક્રિ.વિ. [રવા.] 'ભમ' એવા અવાજથી

**ભમકર્તું** વિ. હૂબહૂ, આબેહૂબ, તાદૃશ, અદલોઅદલ

**ભમ કારો** પું. [રવા.] 'ભમ' એવો અવાજ

**ભમગરો** વિ., પું. ખરાદી કામ કરનાર, સરાણિયો

**ભમ-ગલોલો** જુઓ 'બપ-ગલોલો.'

**ભમતિયાળ** વિ. [જુઓ 'ભમવું'+ગુ. 'તું' વર્ત.કૃ., +'ઇયું' ત.પ્ર. + 'આળ' ત.પ્ર.] ભમ્યા કરનારું, રખડુ, રઝળુ

**ભમતી** સ્ત્રી. [જુઓ 'ભમવું' દ્વારા.] હિંદુ મંદિરોમાં ગર્ભગૃહની ફરતો આવેલો ફરવાનો માર્ગ, પ્રદક્ષિણા-માર્ગ

**ભમ-પખાલ** વિ. [રવા.+જુઓ 'પખાલ.'] (લા.) ખૂબ જાડું (પખાલ જેવું મોટું પોલું ને જાડું) [થયેલું

**ભમ-પતીરું** ન. [રવા.+'પતીરું.'] (લા.) ખાઈ પી તગડું

**ભમ-પાંચશેરી** સ્ત્રી. [રવા.+જુઓ 'પાંચશેરી.'] (લા.) ગુપ્ત સંકેત, ગુપ્ત વસ્તુ કે વાત

**ભમર¹** પું. [સં. ભ્રમર > પ્રા. ભમર, પ્રા. તત્સમ] વમળ, પાણીમાં પડતી ભમરી (ગોળાકાર). (૨) ભમરો. [**કાળું ભમર** (રૂ.પ્ર.) ભમરાના રંગ જેવું તદ્દન કાળું]

**ભમ(-મ્મ)ર²** સ્ત્રી. [સં. ભ્રૂ દ્વારા] આંખ ઉપરનું ભવું, ભમાં, ભ્રૂકુટિ

**ભમર-કડી** સ્ત્રી. [જુઓ 'ભમર¹' + 'કડી.'] ખીલામાં ફર્યા કરે તેવી ગોળ કડી, ખીલાવાળી ગોળ કડી

**ભમર-કડો** પું. [જુઓ 'ભમર¹' + 'કડું'-'પું. રૂપ] ભમર-કડીના પ્રકારનું કૂવામાંથી પાણી કાઢવાના કોસને જડેલી લોખંડની કાંબી ઉપર રખાતું લોખંડનું મોઢું કડું (જેમાં વરત બંધાય છે)

**ભમર-ગરિયો** પું. [જુઓ 'ભમર¹' + 'ગરિયો.'] ભમર-કડી-વાળો ભમરડો

**ભમર-ગાંઠ** (-ઠ્ય) સ્ત્રી. [જુઓ 'ભમર¹' + 'ગાંઠ.'] દોરીને તાણવાથી વધુ સજ્જડ થતી જાય એવી રીતે વાળેલી ગ્રંથિ

**ભમર-ગુફા** સ્ત્રી. [જુઓ 'ભમર¹' + 'ગુફા.'] ડોકની ઉપરના ભાગમાંનું ચક્ર

**ભમર-ગોટીલો** પું. એ નામની એક દેશી રમત, ઘંટી-ખીલડો

**ભમર-ચક્કર** ક્રિ.વિ. [જુઓ 'ભમર¹' + 'ચક્કર.'] ભમરડાની જેમ ગોળ ગોળ ફરતું હોય એમ

**ભમર-છાલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'ભમર¹' + 'છાલ.'] એ નામની એક વનસ્પતિ (ક્વિનાઇન જેવા ગુણ-ધર્મવાળી)

**ભમરડા-દાવ** પું. [જુઓ 'ભમરડો' + 'દાવ.'] એ નામની તરવાની એક ગત

**ભમરડી** સ્ત્રી. [જુઓ 'ભમરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] ગોળ ગોળ કૂદડી ફરવી એ. (૨) એક રમકડું, ચકરડી, ફરકડી. (૩) પતરાંમાંથી ભમરી બનાવવાની શારડી. (૪) એ નામની એક વેલ, ગરિયા-વેલ

**ભમરડું** ન. [જુઓ 'ભમર¹' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] ચક્કર ચક્કર ફરવું એ. [૦ **વળવું** (રૂ.પ્ર.) પરિણામ શૂન્યમાં આવવું]

**ભમરડો** પું. [જુઓ 'ભમર¹' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] આરવાળું કાંઈક શંકુ-આકારનું એક રમકડું, ગરિયો. [-**ડા જેવું** (રૂ.પ્ર.) અસ્થિર જેવું. (૨) શૂન્ય-રૂપ. (૩) મૂર્ખ. ૦ **ફરી વળવો** (રૂ.પ્ર.) ભારે નુકસાન વેઠવું. (૨) શૂન્યમાં પરિણમવું. ૦ **ફેરવવો** (રૂ.પ્ર.) ગમે તેમ અવિચારી રીતે સહી કરવી]

**ભમર-બારી** સ્ત્રી. [જુઓ 'ભમર¹' + 'બારી.'] (લા.) પાણીમાં પડતું વમળ, ભમરી

**ભમ(-મ્મ)ર-ભાલું** ન. [જુઓ 'ભમર¹' + 'ભાલું.'] ભમરાના જેવા તદ્દન કાળા રંગનું ભાલું. (૨) (લા.) કાતિલ પ્રાણહારક ભાલો

**ભમર-ભીંડી** સ્ત્રી. છોકરીઓની એક રમત

**ભમર-ભૂલી** સ્ત્રી. એક દેશી રમત, અક્કલ-ભૂલી

**ભમર-ભોરિંગ** (-ભોરિઙ્ગ) પું. વડોદરા તરફ રમાતી એ નામની એક રમત

**ભમર-ભોળું** વિ. [જુઓ 'ભમર¹' + 'ભોળું.'] (ઉડાડો તોય ભમરો પાછો આવતો હોય-એ સરખામણીએ) તદ્દન ભોળું. નિખાલસ હૈયાનું. (૨) (લા.) સ્નેહાળ

**ભમર-લાલ** પું. [જુઓ 'ભમર¹' + સં.] લાડકો દીકરાનો દીકરો. (૨) બાલ કુમાર

**ભમરલો** પું. [જુઓ 'ભમર¹' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ભમરો.' (પદ્યમાં.)

**ભમર-વા** પું. [જુઓ. 'ભમર¹' + 'વા.²'] ચકરી આવવાનો રોગ

**ભમરાળ,-ળું** વિ. [જુઓ 'ભમર' + ગુ. 'આળ'-'આળું' ત.પ્ર.] (માથામાં કે શરીર પર વાળનું ગૂંચળું અપશુકન ગણાતું હોઈ) (લા.) અપશુકનિયાળ. (૨) કમનસીબ

**ભમરાં-અઢી** સ્ત્રી. કવાયતનો એક પ્રકાર

**ભમરિયાળું** વિ. [જુઓ 'ભમરિયું'+ગુ. 'આળું' સ્વાર્થે ત. પ્ર.] ભમરાની ભાતવાળું. (પદ્યમાં.)

**ભમ(-મ્મ)રિયું** વિ. [જુઓ 'ભમર' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ગોળ ગોળ ફર્યા કરતું. (૨) ભમરાને લગતું. (૩) ભમરાઓએ બનાવેલું. (૪) ચકરીના રોગવાળું. (૫) ન. ચકરીનો રોગ, ભમર-વા. (૬) ભમરાની ભાતનું સ્ત્રીઓનું એક વસ્ત્ર

**ભમરી** સ્ત્રી. [જુઓ 'ભમરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભમરાના પ્રકારની એક રાતા રંગની મોટી માખી. (૨) ભમરાના આકારનું પાણીમાં પડતું નાનું નાનું વમળ. (૩) માથા પરના કે શરીર પરના વાળની નાની ગૂંચળી. (૪) ભમરીના આકારનું ખીલાના માથા નીચે રખાતું નાનું ચકરડું, 'વાયસર.' (૫) ઘોડિયાના મોરવાયા ઉપર જડવામાં આવતું એક રમકડું. (૬) માથાનું સ્ત્રીઓનું એક ઘરેણું. [૦ **આવવી** (રૂ.પ્ર.) ચક્કર આવવાં. ૦ **પડવી** (રૂ.પ્ર.) પાણીમાં કે પ્રવાહીમાં હવાની અસરે નાનાં વમળ થવાં]

**ભમરો** પું. [સં. ભ્રમરક -> પ્રા. ભમરઅ-] ભ્રમર, ષટ્પદ. (૨) પાણીમાં હવાને કારણે પડતું પ્રમાણમાં જરા મોટું વમળ. (૩) માથા પર કે શરીર ઉપર વાળની થતી મોટી ભમરી. (૪) રોટલા રોટલી પરનો દાઝનો ફરફોલો. [૦ **ભૂંસવો** (રૂ.પ્ર.) કામ બગાડવું. ૦ **ભૂંસાઈ જવો** (રૂ.પ્ર.) કમનસીબી થવી. ૦ **હોવો** (રૂ.પ્ર.) (શરીરમાં કોઈ પણ ભાગમાં ભમરાનું ચિહ્ન હોવાના અંદાજે) ક્યાંય ઠરી ઠામ ન બેસવું. (૨) કમનસીબી હોવી]

**ભમલી¹** સ્ત્રી. [જુઓ 'ભમવું' દ્વારા] ચકરીનો રોગ, ભમરી

**ભમલી²** સ્ત્રી. જુઓ 'ભંભલી.'

**ભમવું** અ.ક્રિ. [સં. ભ્રમ્ > પ્રા. ભમ-, પ્રા. તત્સમ] ગોળાકારે નાનાં મોટાં વર્તુલોમાં ફરવું. (૨) ફરવું, આંટા મારવા. (૩) ભટકવું, રખડવું. (૪) (લા.) મગજમાં વિચાર આવવા. (૫) તમ્મર આવવાં. (૬) છેતરાવું. (૭) વહેમાવું. [૦ **તું ભૂત** (રૂ.પ્ર.) આખો દિવસ અહીં તહીં રખડ્યા કરતું માણસ. **ભમી જવું** (રૂ.પ્ર.) કોઈના ચડાવ્યા દોરવાઈ જવું. (૨) તમ્મર આવવાં. (૩) વહેમમાં આવવું] **ભમાવું**., ભાવે., ક્રિ. **ભમાડવું** પ્રે., સ.ક્રિ. રખડાવવું, રઝળાવવું. **ભમાવવું** પ્રે., સ. ક્રિ. ભ્રાંતિમાં નાખવું. (બંને પ્રેરકમાં અર્થભેદ છે.)

**ભ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] નક્ષત્ર-મંડળ

**ભમા** સ્ત્રી. [સં. ભ્રૂ] આંખ ઉપરનું ભવું, ભમર, ભ્રૂકુટિ

**ભમાડવું** જુઓ ''ભમવું'માં.

**ભમાતું** વિ. [જુઓ 'ભમવું' દ્વારા.] રખડાઉ. (૨) લેભાગુ

**ભમાવવું, ભમાવું** જુઓ 'ભમવું'માં.

**ભમી** સ્ત્રી. [સં. भ्रमिका > પ્રા. भमिआ] ચક્કર, તમ્મર, ભમરી ખાવી એ

**ભમોદરું[1]** વિ. અગખામણા મોઢાવાળું. (૨) અપશુકનિયાળ

**ભમોદરું[2]** વિ. મોટી ફાંદ કે ફાંદવાળું

**ભમ્મ** ક્રિ.વિ. [રવા.] 'ભમ્મ' એવા અવાજ સાથે (નક્કર કે ભારે વજન પડતાં)

**ભમ્મર** જુઓ 'ભમર.'

**ભમ્મર-ભાલું** જુઓ 'ભમર-ભાલું.'

**ભમ્મર-ભોળું** જુઓ 'ભમ્મર-ભોળું.'

**ભય** પું. [સં.,ન.] ભીતિ, બીક, ડર, ધાસ્તી, દહેશત. (૨) (લા.) આપત્તિ, આફત, સંકટ (૩) પું. ભયાનક રસનો એ નામનો સ્થાયી ભાવ. (કાવ્ય.) [**૦ દેખાડવો** (રૂ.પ્ર.) બિવડાવવું. (૨) ધમકી આપવી. **૦ પામવું, ૦ લાગવો** (રૂ.પ્ર.) ડરવું, ધાસ્તી અનુભવવી. **૦ રાખવો** (રૂ. પ્ર.) સાવધાન બનવું, સભાન રહેવું]

**ભય-કાર,૦ક** વિ. [સં.], **ભય-કારી** વિ. [સં., પું.] ડર ઊભો કરનારું, બિવડાવનારું [બીધેલું

**ભય-ગ્રસ્ત** વિ. [સં.] બી ગયેલું, ડરી ગયેલું, ભય-ભીત,

**ભય-ચિહ્ન** ન. [સં.] ભયનું એંધાણ

**ભય-ચેષ્ટા** સ્ત્રી. [સં.] ડરી ગયેલ હોય એવી રીતભાત

**ભય-જનક** વિ. [સં.] જુઓ 'ભય-કાર.'

**ભય-જનિત** વિ. [સં.] ડરને લીધે થયેલું

**ભય-ત્રસ્ત** વિ. [સં.] ડરને લઈ ત્રાસી ઊઠેલું, ભય-પીડિત

**ભય-દર્શી** વિ. [સં., પું.] ભયને જોઈ શકનારું, જેને ભયનો ખ્યાલ આવી જાય તેવું

**ભય-દાયક** વિ. [સં.] જુઓ 'ભય-જનક.'

**ભય-પીડિત** વિ. [સં.] જુઓ 'ભય-ત્રસ્ત.'

**ભય-પૂર્ણ** વિ [સં.] ભયથી ભરેલું, ભયાત્મક, ભય-મય

**ભય-પ્રદ** વિ. [સં.] જુઓ 'ભય-દાયક'–'ભય-જનક.'

**ભય-પ્રીતિ** સ્ત્રી. [સં.] ડરને લઈ કરવામાં આવતો પ્રેમ

**ભય-ભરિત** વિ. [સં. भय-भृत, પણ 'भर' પું. ને સં. इत કૃ.પ્ર. લગાડી] ભયથી ભરેલું [ભયમાંથી મુક્ત કરનાર

**ભય-ભંજન** (-ભઞ્જન) વિ. [સં.] ભય ભાંગી નાખનાર,

**ભય-ભીત** વિ. [સં.] બી ગયેલું, ડરી ગયેલું

**ભયભીતાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] ડરની પરિસ્થિતિ, ભયની હાલત [ભયથી બચવા પ્રયત્ન કરનારું

**ભય-ભીરુ** વિ. [સં.] બીકને લઈ ડઘાઈ જનારું. (૨)

**ભય-માર્ગ** પું. [સં.] ભયથી ભરેલો રસ્તો

**ભય-મુક્ત** વિ. [સં.] ભયમાંથી છૂટું થયેલું, ભય-હીન થયેલું

**ભય-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં ભય રહેલો હોય તેવું, ભયને લીધે થયેલું

**ભય-યુક્ત** વિ. [સં.] ભયવાળું, ભયથી ભરેલું

**ભય-રહિત** વિ [સં.] જુઓ 'ભય-મુક્ત.'

**ભય-રૂપ** વિ. [સં.] જુઓ 'ભય-યુક્ત.'

**ભય-વશ** વિ. [સં.] બીધેલું, ડરેલું

**ભયવશાત્** ક્રિ.વિ. [સં.] ભયને લીધે, ડરના કારણે

**ભય-વ્યાકુલ**(-ળ) વિ. [સં.] ભયને કારણે ગભરાયેલું, બાવરું

**ભય-સૂચક** વિ. [સં.] ભયનો ખ્યાલ આપનારું, ધાસ્તીનો સંદેહ બતાવનારું [તેવી જગ્યા

**ભય-સ્થાન** ન. [સં.] જ્યાંથી ભય થવાની શક્યતા હોય

**ભય-હેતુ** પું. [સં.] ભયનું કારણ

**ભયંકર** (ભયઙ્કર-) સ્ત્રી. [સં.] અત્યંત ભય ઉપજાવનારું, ભયાનક, વિકરાળ, ઘોર. (૨) (લા.) જીવ-લેણ

**ભયંકર-તા** (ભયઙ્કર-) સ્ત્રી. [સં.] ભયંકર હોવાપણું

**ભયા** કે.પ્ર. [સં. भ्राता > પ્રા. भाआ, भाय, દ્વારા હિં. 'भैया.'] કોઈ કોઈ જ્ઞાતિમાં 'જમાઈ' માટેનું સંબોધન

**ભયાકુલ**(-ળ) વિ. [સં. भय + आकुल] જુઓ 'ભય-વ્યાકુલ.'

**ભયાક્રાંત** (-ક્રાન્ત) વિ. [સં. भय + आ-क्रान्त] ભયથી ઘેરાઈ ગયેલું, તદ્દન ભયભીત

**ભયાતુર** વિ. [સં. भय + आतुर] જુઓ 'ભય-વ્યાકુલ.'

**ભયાત્મક** વિ. [સં. भय + आत्मन् + क] ભયરૂપ, ભયયુક્ત

**ભયાનક** વિ. [સં.] જુઓ 'ભયંકર.' (૨) પું. જેનો સ્થાયી ભાવ 'ભય' છે તેવો કાવ્યનો એક રસ, (કાવ્ય.)

**ભયાનક-તા** સ્ત્રી. [સં.] જુઓ 'ભયંકર-તા.'

**ભયાન્વિત** વિ. [સં. भय + अन्वित] જુઓ 'ભય-યુક્ત.'

**ભયાર્ત** વિ. [સં. भय + आर्त] જુઓ 'ભય-ત્રસ્ત.'

**ભયાવહ** વિ. [સં. भय + आ-वह] ભય લાવી આપનારું, ભય-દાયક

**ભયાવિષ્ટ** વિ. [સં. भय + आ-विष्ट] જુઓ 'ભય-પૂર્ણ.'

**ભયાસ્પદ** વિ. [સં. भय + आस्पद ન.] ભયના સ્થાનરૂપ, ભયથી ભરેલું

**ભયું** વિ. [સં. भूतक- > પ્રા. भूयअ- > વ્રજ. 'ભયો' (થયું) દ્વારા ગુ.] થયું, થયેલું. (પદ્યમાં.)

**ભયો** કે.પ્ર. [જુઓ 'ભયું,' વ્રજ. 'ભયો.'] (લા.) સારું થયું એ ભાવનો ઉદ્ગાર. [**૦ કરવો** (રૂ.પ્ર.) માનતા પૂરી કરવી. **૦ ભયો** (રૂ.પ્ર.) વાહ વાહ, ઘણું સારું થયું]

**ભયોપશમ** પું. [સં. भय + उप-शम] ભયની શાંતિ, ડર ચાલ્યો જવો એ

**ભર[1]** પું. [સં.] ભાર, બોજ. (૨) લાકડાં કે ઘાસના પૂળા ગાડામાં ભરવામાં આવે તે અથવા એ ભરવાળું ગાડું

**ભર[2]** વિ. [જુઓ 'ભરવું.'] 'ભરેલું' એ અર્થમાં સમાસના પૂર્વ પદમાં: 'ભર-પૂર' 'ભર-જુવાની' 'ભર-જોબન' 'ભર-બજાર' વગેરે.

**–ભર[3]** ક્રિ.વિ. [જુઓ 'ભરવું.'] 'ભરેલું' એ અર્થનો અનુગ સમાસને અંતે : 'સ્નેહ-ભર' 'ક્ષણ-ભર' 'દિવસ-ભર'

**ભર-આકાર** પું. [જુઓ 'ભર[2]' + સં.] પૂરી વિઘોટી (ખેતર માટેનો વેરો)

**ભર-ઉપાડ** પું., (ભરય-ઉપાડય) સ્ત્રી. [જુઓ 'ભરવું' + 'ઉપાડવું.'] ખાતામાં નાણાં વગેરે મૂકવાં અને ઉપાડી લેવાં એ

**ભર-ઊંઘ** સ્ત્રી. [જુઓ 'ભર[2]' + 'ઊંઘ.'] ગાઢ નિદ્રા

**ભર-કૂચ** સ્ત્રી. [જુઓ 'ભર[2]' + 'કૂચ.'] (લા.) પરચૂરણ ચીજ-વસ્તુઓ કે માણસો વગેરેનો સમૂહ ('ભરકૂસ' એ ગ્રા. ઉચ્ચારણ)

**ભરખ** પું., ન. [જુઓ 'ભરખવું.'] આહાર, ખાદ્ય, ખોરાક, ભક્ષ (ખાસ કરી હિંસ્ર પશુઓ કરે છે તે)

**ભરખવું** સ.ક્રિ. [સં. भक्ष् -> પ્રા. भक्ख દ્વારા] (હિંસ્ર

પશુઓએ) આખું અને આખું મોઢામાં ખાઈ ગળી જવું. (૨) (લા.) હેરાન-પરેશાન કરવું. **ભરખાવું** કર્મણિ., ક્રિ. **ભરખાવવું** પ્રે., સ.ક્રિ.

**ભર-ખંડું** ન, [જુઓ 'ભર[2]' + ખંડવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર,] ઢોસા મૂઠિયાં કે ભાખરા ખાંડતાં પૂરા ન ભાંગેલા ટુકડા, ગોઠાં

**ભરખાવવું, ભરખાવું** જુઓ 'ભરખવું'માં.

**ભરખાં ભરખાં** ક્રિ.વિ. [જુઓ 'ભરખવું'-દ્વિર્ભાવ. આમાં 'આં' એ વર્ત. કાળ પ.પુ.,એ.વ.] ખાઉં ખાઉં

**ભર-ખોબલો** પું. [જુઓ 'ભર[2]' + 'ખોબલો.'] ભરેલો ખોબો, આખો ખોબો

**ભરગચ્ચી** જુઓ 'ભરગચ્છી.'

**ભર-ગચ્છ** વિ. [જુઓ 'ભર[2]' + સં. गुच्छ] ગુચ્છાવાળું

**ભરગચ્છી, -ચ્છી** વિ., [ભરત ભરેલું 'ભર-ગચ્છ' + ગુ. 'ઈ'-સ્વાર્થે ત.પ્ર.] ભરત ભરેલું. (૨) સ્ત્રી. સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર (ગુચ્છા-ભરેલું)

**ભરગત** ન. [મરા.] ભરી નાખવાની સ્થિતિ, પૂર્ણતા

**ભર-ગાળો** પું. [જુઓ 'ભર[2]' + 'ગાળો.'] (લા.) ભરતી, ઉમેરણ

**ભર-ચક** વિ. [જુઓ 'ભર[2]' + 'ચકવું' ('મચવું' અર્થ)] પૂરેપૂરું થઈ ગયેલું, તદ્દન ચિકાર. (૨) ઠસોઠસ રહેલું

**ભર-ચટ,-ર** જુઓ 'ભર-ચક.'

**ભર-ચંદ્રી** (-ચ-દ્રી) સ્ત્રી. [જુઓ 'ભર[2]' + 'ચંદ્રી.'] ઘોડા માટેનાં ઘાસપાણીની વિપુલતા. (૨) વિ. જ્યાં પુષ્કળ ઘાસ-પાણી હોય તેવું

**ભર-ચોમાસું** (-ચોમાસું) ન. [જુઓ 'ભર[2]' + 'ચોમાસું.'] જામી પડેલી વરસાદની ઋતુ, ખરું ચોમાસું

**ભર-જરી** વિ. [જુઓ 'ભર[2]' + 'જરી' (સોના-રૂપાની.)] ખીચોખીચ જરીએ ભરેલું [વાળું, નવ-જવાન

**ભર-જુવાન** વિ. જુઓ 'ભર[2]' + જુવાન.'] પૂરેપૂરી જુવાની-

**ભર-જુવાની** સ્ત્રી. [જુઓ 'ભર[2]'-'જુવાની.'], **ભર-જોબન** ન. [જુઓ 'ભર[2]' + જોબન.'] પૂર્ણ યૌવન [તાકાતથી

**ભર-જોર** વિ. [જુઓ 'ભર[2]' + 'જોર.'] પૂરા જોરથી, પૂરી

**ભરડિયું** ન. ઝીપટા નામના છોડનું ફળ

**ભરડ[1]** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'ભરડવું.'] બે પથ્થરો વચ્ચે ભરડાવાની જગ્યા. (૨) કોસ અને વરત એ બંનેને જોડનારી લાકડાની ખીલી, ખોર-સગું

**ભરડ[2]** ક્રિ.વિ. [રવા.] ભરડાતાં થાય તેવા અવાજથી. (૨) વિ. ભરડાઈ જાય તેવું, બરડ

**ભરડક** વિ. [જુઓ 'ભરડવું' દ્વારા.] (લા.) બોલ બોલ કર્યા કરનારું. ગમે તેવું બોલ્યા કરનારું. (૨) પું. ભવૈયો, ભોવાયો

**ભરડક-ભીંજાણું** ન. [જુઓ 'ભરડક' + ભીંજણું.'] અડધું ગળેલું ભરડેલું કોઈ પણ ખાદ્ય

**ભરડકી** સ્ત્રી. [જુઓ 'ભરડકું' + ગુ. 'ઈ' 'સ્ત્રીપ્રત્યય.] ભરડેલી ભૂકી, ભડકી. (૨) રાબડી જેવી એક વાની

**ભરડકું** ન. [જુઓ 'ભરડવું' દ્વારા.] ઘંટૂડા વગેરેમાં ભરડેલો ભૂકો, ભડકું

**ભરડ-ભં** ક્રિ.વિ [રવા.] ભવૈયાનાં ભૂંગળાં વાગે એમ

**ભરડવું** સ.ક્રિ. [રવા.] દાણાના ટુકડા પડે એ રીતે દળવું. (૨) તાણીને બાંધવું. (૩) (લા.) સમજ્યા વિના ગમે તેમ બોલ્યા કરવું. [ભરડી દેવું, ભરડી મારવું (રૂ.પ્ર.) ખાનગી વાત બોલી નાખવી] **ભરડાવું** કર્મણિ., ક્રિ. **ભરડાવવું** પ્રે., સ.ક્રિ [બધું ખાઈ જનારું

**ભરડા-ભૂંસ(-શા)** વિ. [જુઓ 'ભરડવું' + ભૂંસવું.'] (લા.)

**ભરડાવવું, ભરડાવું** જુઓ 'ભરડવું'માં.

**ભર-દોડ** ન. [જુઓ 'ભર[2]' + 'દોડ.'] (લા.) પૂરા જોરથી ચાલવું કે દોડવું એ

**ભરડિયું** ન. [જુઓ 'ભરડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જુવાર ચોખા અને તુવેરની સરખે ભાગે કરેલી એક ખાદ્ય વાની

**ભરડું** વિ. જુઓ 'ભરડવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ભરડકા જેવું

**ભરડો[1]** પું. [સં. भरटक -> भरडअ-] શિવાલય વગેરેનો પૂજારી, તપોધન

**ભરડો[2]** પું. [જુઓ 'ભરડું.'] ભરડીને કરેલો અનાજનો ભૂકો, જાડું દળેલું અનાજ. (૨) કસીને કરવામાં આવતો બીડો કે વીંટો. (૨) છાપરાની વળીઓને કબજામાં રાખવા વાંસ વડે લીધેલો બંધ. (૪) દોરી વણવા માટેનું લાકડાનું એક સાધન. (૫) શેરડી વગેરેના સાંઠાનો એક રોગ. [૦ દેવો, ૦ લેવો (રૂ.પ્ર.) સખત રીતે વીંટી લેવું]

**ભર-ઢોળ** પું [જુઓ 'ભરવું' + 'ઢોળવું.'] (લા.) આવક-જાવક. (૨) નફો-તોટો. (૩) મન-સૂબો

**ભરણ** ન. [સં.] ભરવું એ, પૂરવું એ. (૨) દુખતી આંખમાં ચિમેડ વગેરેનો ભૂકો ભરવો એ. (૩) એવો ભૂકો. (૪) (લા.) જાદુગરનો ટુચકો

**ભરણ-તટ** પું ,ન. [સં ] નદી કે સમુદ્રનો કાંઠાનો કુરજો

**ભરણ-પોષણ** ન. [સં.] આજીવિકા, ખાધા-ખોરાકી, ગુજરાન, નિભાવ, નિર્વાહ, 'મેઇન્ટેનન્સ'

**ભરણ-પોષણ-કર્તા** વિ. [સં.,પું.] ગુજરાન પૂરું પાડનાર

**ભરણ-પોષણા** સ્ત્રી. [સં.માં °पोषणा સ્ત્રી. રૂઢ નથી.] જુઓ 'ભરણ-પોષણ.' [પોષણ મેળવવાનો હક્ક

**ભરણપોષણાધિકાર** પું. [સં.भरण-पोषण + अधि-कार] ભરણ-

**ભરણિયું** ન. [સં. भरण + ગુ. 'ઇયું' ત.પ્ર.] મોટો ટોપલો. (૨) ઘંટીના થાળાના ચોકઠામાં બેસાડેલું લાકડાનું તે તે પાટિયું

**ભરણી[1]** સ્ત્રી. [સં.] સત્તાવીસ નક્ષત્રોમાંનું બીજું નક્ષત્ર. (ખ.) (૨) સ્તંભની ઊંચાઈ વધારવા યા એના બંને વિભાગોને જુદા પાડેલા બતાવવા માટે વચમાં ઉમેરાતી અમુક ભાગની અલંકારેલી શિરા. (સ્થાપત્ય.)

**ભરણી[2]** સ્ત્રી. [જુઓ 'ભરવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + 'ઈ' પ્રત્યય.] ભરવાની ક્રિયા, (૨) ઉમેરણ, પૂરણી. (૩) (શાક કરવાનું) એક જાતનું વાસણ

**ભરણું** ન. [જુઓ 'ભરવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] જુઓ 'ભરણી[2](૧,૨).' (૨) રોકડ નાણાં વગેરે ખાતામાં કે લેણામાં આપવાં એ, 'રેમિટન્સ.' (૩) રાજ-ભાગ, વજે

**ભરત[1]** પું. [સં.] સૂર્યવંશના ઋષભદેવ રાજાનો પાટવી પુત્ર. (સંજ્ઞા.) (૨) ચંદ્રવંશના રાજા દુષ્યંતનો શકુંતલામાં થયેલો પુત્ર. (સંજ્ઞા.) (૩) સૂર્યવંશના દશરથનો કૈકેયી રાણીમાં થયેલો પુત્ર, રામનો સાવકો નાનો ભાઈ. (સંજ્ઞા.) (૪) સંસ્કૃત

નાટ્યશાસ્ત્ર નામના ગ્રંથનો મનાતો આદિ લેખક મુનિ. (સંજ્ઞા.) (૫) નટનો ધંધો કરનારી એક પ્રાચીન જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભરત**[2] ન. [જુઓ 'ભરવું' + ગુ. 'અત' કૃ.પ્ર.] ભરવું એ, ભરણું. (૨) (માટી વગેરેની) પૂરણી. (૩) ગૂંથવું-ખીલવું એ (કપડા ઉપર), વેલ-બુટ્ટા વગેરે ભાત દોરાથી વસ્ત્રમાં ઉઠાવવી એ. (૪) નવ-કાંકરીની રમતમાં ખાનામાં કાંકરી મૂકવી એ. (૫) ધાતુનો રસ બીબામાં રેડીને ઘાટ પાડવો એ. (૬) ખાટલામાં સીંદરી ભરવી એ

**ભરત-કલા**(-ળા) સ્ત્રી. [જુઓ 'ભરત[2]' + સં.] કપડા ઉપર વેલ-બુટ્ટા વગેરે પ્રકારની ભાત ખીલવાની વિદ્યા

**ભરત-કામ** ન. [જુઓ 'ભરત[2]' + 'કામ.[2]'] જુઓ 'ભરત[2]'

**ભરત-કુલ**(-ળ) ન. [સં.] ચંદ્રવંશી દુષ્યંતના પુત્ર 'ભરત'નો વંશ (-પાંડવો અને કૌરવો એ કુળના હતા.) (સંજ્ઞા.)

**ભરત-ક્ષેત્ર** ન. [સં.] જુઓ 'ભરત-ખંડ.'

**ભરત-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] સૂર્યવંશી રાજા ભરતને કારણે અથવા ચંદ્રવંશી દુષ્યંત-પુત્ર ભરતને કારણે આર્યાવર્ત-બ્રહ્માવર્ત સહિતનો વિશાળ પ્રદેશ, ભારતવર્ષ (આજના ભારત-પાકિસ્તાન-બંગલાદેશ-સિલોન-બ્રહ્મદેશ સહિતનો)

**ભરતખંડી** (-ખણ્ડી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ભરતખંડને લગતું, ભારતવર્ષીય

**ભરત-ગૂંથણ** ન. [જુઓ 'ભરત[2]' + 'ગૂંથણ.'] ભરત ભરવાનું અને દોરાથી ગૂંથણી કરવાનું કામ [ટુકડો, ભાતોડિયું

**ભરતણું** ન. ખેતરે ભાત બાંધીને લઈ જવાનો કપડાનો

**ભરત-ભૂમિ** સ્ત્રી. [સં.] જુઓ 'ભરત-ખંડ.'

**ભરત-મત** પું, [સં.,ન.] રાગોના વિષયમાં કહેવાતા નાટ્યશાસ્ત્રકાર ભરત ઋષિનો સિદ્ધાંત

**ભરતર**(-લ,-ળ) ન. [જુઓ 'ભરવું' દ્વારા.] ભરવું કે પૂરવું એ, પૂરણી. (૨) (લૂગડા ઉપરનું) ભરત. (૩) ભરીને આપવાનું માપ. (૪) ઢાળો કરવો એ. (૫) માપણી

**ભરતર-લોખંડ** (-લોખણ્ડ) ન. [+ જુઓ 'લોખંડ'.] ઢાળાનું લોઢું, 'કાસ્ટ-આયર્ન' [(૩) ક્ષેત્રફળ

**ભરતરી** સ્ત્રી. [જુઓ 'ભરવું' દ્વારા.] ભરતર. (૨) માપ.

**ભરતલ**(-ળ) જુઓ 'ભરતર.'

**ભરત-વન** ન. [સં.] ગિરનારની ઉપર ઉત્તર બાજુની ઊંચી ખીણમાં આવેલું જંગલ. (સંજ્ઞા.)

**ભરત-વાક્ય** ન. [સં.] સંસ્કૃત પ્રકારની નાટ્ય-રચનાઓમાં છેક અંતે રજૂ કરાતું આશીર્વાદાત્મક વચન (શ્લોકના રૂપમાંનું). (નાટ્ય.) [એક તંતુ-વાદ્ય

**ભરત-વીણા** સ્ત્રી. [સં.] કચ્છ-વીણાને મળતું પ્રાચીન કાલનું

**ભરતળ**(-લ) જુઓ 'ભરતર.' [પતિ, ધણી, નાથ

**ભરતા**(-થા)ર પું. [સં. भर्ता, અર્વા. તદ્ભવ] ભર્તા, સ્વામી,

**ભરતિયું** વિ. [જુઓ 'ભરત[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં માલ ભરવામાં આવે છે તેવું (ગાડું). (૨) જેમાં નાણાં ભરવા પડે તેવું (વરવિક્રય-કેંદ્ર, વિક્રયમાં 'વર' કે 'કન્યા'). (૩) ન. સમાઈ શકે તેટલું માપ. (૪) ઢાળાનું વાસણ. (૫) ગાડા વગેરેમાં માલ-સામાન ભરવામાં આવતાં એની વેપારીએ લગેલી કિંમત-વાર યાદી, 'ઇન-વૉઇસ' કે 'વે-બિલ'

**ભરતિયો** વિ.,પું. [જુઓ 'ભરતિયું.'] ધાતુના ઢાળા પાડનાર કારીગર. (૨) ભરત ભરવાનું કામ કરનાર કલાકાર. (૩) નાણાંની સામે કન્યા મેળવનાર વર (કન્યાવિક્રયથી)

**ભરતી** સ્ત્રી. [જુઓ ભરવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] ભરવાની ક્રિયા, પૂરણી. (૨) નોકરીમાંના ખાડા પૂરવાને માટેની ક્રિયા, 'રિક્રૂટમેન્ટ.' (૩) આવરો, આવક. (૪) દરિયા કે ખાડીમાં પાણીનો ચડતો જુવાળ, 'ટાઇડ.' [૦ઓટ (રૂ.પ્ર.) ચડતી-પડતી. ૦ કરવી (રૂ.પ્ર.) ખાલી જગ્યા પૂરવા માણસની પસંદગી કરવી. ૦ થવી (રૂ.પ્ર.) પુષ્કળ પ્રમાણમાં આવવું—ઉમેરાવું. ૦ થવું (રૂ.પ્ર.) લશ્કરમાં કે પોલીસમાં નોકરી મેળવવી]

**ભરતી-દાર** વિ.,પું. [+ ફા. પ્રત્યય] લશ્કર પોલીસ વગેરેમાં ખાલી જગ્યા પૂરવા કે નવી જગ્યાઓ પૂરવા યોગ્ય માણસોની પસંદગી કરનાર અમલદાર

**ભરતી-સાંપણ** (-ણ્ય) સ્ત્રી. [+ જુઓ 'સાંપણ.'] વહાણમાં માલ-સામાન પૂરો ભરાતાં જ્યાંસુધી પાણીમાં બેસતું થાય એની સપાટી બતાવતી આંકેલી રેખા. (વહાણ.)

**ભરથરિયો** પું. [જુઓ 'ભરથાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ભરતાર.' (પદ્યમાં.)

**ભરથરી** પું. [સં. भर्तृहरि દ્વારા] અનુશ્રુતિ પ્રમાણે રાજા વિક્રમાદિત્યનો મોટો ભાઈ. (સંજ્ઞા.) (૨) એકતારો વગાડનારી ગોસાંઈ બાવાઓના પ્રકારની એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભરથાર** જુઓ 'ભરતાર.'

**ભર-દરબાર** પું. [જુઓ 'ભર[2]' + 'દરબાર.'] સંપૂર્ણ રીતે ભરાયેલી રાજાની કચેરી

**ભર-દરિયો** પું. [જુઓ 'ભર[2]' + 'દરિયો.'] દૂર સુધી ક્યાંય જમીન ન દેખાતી હોય તેવો સાગરનો ભાગ

**ભર-દાંડ** ન. બહુ જ ઉતાવળે દોડવાની ક્રિયા

**ભર-દોડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'ભર[2]' + 'દોડ.'] બહુ જ ઉતાવળે દોડવું એ, ભરદાંડ. (૨) છલંગ, ફલાંગ

**ભર-દોરી** સ્ત્રી. [જુઓ 'ભર[2]' + 'દોરી.'] પતંગ સાથેની પૂરેપૂરી દોર. [૦એ જવું (રૂ. પ્ર.) ઊંચે ચડેલો પતંગ ઉડાડનારના હાથ પાસેથી તૂટતાં ચાલ્યો જવો]

**ભરદ્વાજ** પું. [સં.] અંગિરા ઋષિના કુલમાં ઉત્પન્ન થયેલો એક પ્રાચીનતમ ઋષિ—'ભરદ્વાજ' ગોત્રનો મૂળ પુરુષ. (સંજ્ઞા.) (૨) ન. [સં., પું.] એ નામનું એક પક્ષી

**ભર-નિદ્રા** સ્ત્રી. [જુઓ 'ભર[2]' + સં.] ગાઢ ઊંઘ

**ભર-નીંગળ** ન. [જુઓ 'ભરવું' + 'નીંગળવું.'] ફૂટીને ભરાયા કરે તેવું આકરું ગૂમડું. (૨) (લા.) ચડતી-પડતી. (૩) ન ખૂટે તેવી ક્રિયા

**ભરપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'ભરવું' + ગુ. 'પ' કૃ.પ્ર.] ભરવાની રીત કે પદ્ધતિ. (૨) માપ

**ભર-પટ્ટે** ક્રિ.વિ. [જુઓ 'ભર[2]' + 'પટ્ટો.' + ગુ. 'એ' સા. વિ.,પ્ર.] જોઇયે તેટલું, પુષ્કળ. (૨) પેટ-પૂર. (૩) (લા.) સ્વચ્છંદપણે, નિરંકુશતાથી [પતાવટના રૂપમાં, ચૂકતે

**ભરપાઈ** ક્રિ.વિ. [જુઓ 'ભર[2]' + હિં 'પાના' દ્વારા.] સંપૂર્ણ

**ભરપાવું**[1] અ.ક્રિ. [જુઓ 'ભર-પાઈ,' —ના.ધા.] ચૂકતે થવું

**ભરપાવું$^2$** અ.ક્રિ. થાકી જવું

**ભર-પૂર** વિ. [જુઓ 'ભર$^2$' + 'પૂર.'] સંપૂર્ણ રીતે ભરેલું, પરિપૂર્ણ. (૨) છલોછલ

**ભર-પેટ** ક્રિ.વિ. [જુઓ 'ભર$^2$' + 'પેટ.'] પૂરેપૂરા ભરેલ પેટે, ધરાઈને, પેટ-ભર

**ભર-પોશાક** ક્રિ.વિ. [જુઓ 'ભર$^2$' + 'પોશાક.'] પૂરેપૂરાં કપડાં પહેરીને

**ભરફોડિયો** પું. હલકી જાતના સર્પની જાત

**ભરભડવું** અ.ક્રિ. [રવા.] જુઓ 'ભડભડવું.' (૨) હેરાન થવું, દુઃખી થવું

**ભરભડિયું** વિ. [જુઓ 'ભરભડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જેમ આવે તેમ બોલી નાખનારું, ભડભડિયું. (૨) (લા.) ભોળા દિલનું

**ભરભર** વિ. [રવા.] છૂટું છૂટું. (૨) કોરું, લૂખું

**ભરભરાટી** સ્ત્રી. [રવા.] જાહોજલાલી, વૈભવ, સમૃદ્ધિ

**ભરભરાવવું** જુઓ 'ભડભરાવવું.'

**ભરભરાવું** અ.ક્રિ. વ્યાકુળ થવું, ગભરાવું

**ભરભરિયું** જુઓ 'ભરભડિયું.'

**ભરભરી** સ્ત્રી. બોજો, ભાર, વજન

**ભરભરું** વિ. [જુઓ 'ભર-ભર'+ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'ભરભર.'

**ભર-ભાદર** જુઓ 'ભડ-ભાદર.'

**ભર-ભાંખળું** ન. સૂર્ય ઊગતાં પહેલાંનો દિવસના આછા પ્રકાશની એંધાણી આપતો સમય, મો-સૂઝણું, બગબગું, મળસકું, 'ડૉન'

**ભર-ભૂરી** સ્ત્રી. સહેજ રેતાળ જમીન

**ભરમ** પું. [સં. ભ્રમ, અર્વા. તદ્ભવ] ભ્રમ, ભ્રાંતિ, સંદેહ, શંકા, વહેમ. (૨) (લા.) રહસ્યવાળી વાત, ભેદ-ભરેલી વાત. [૦ **ઉકેલવો** (રૂ.પ્ર.) સંદેહ ટાળવો. ૦ **ઉઘાડો કરવો,** ૦ **ખોલવો,** ૦ **ભાંગવો** (રૂ.પ્ર.) શંકાનું નિરાકરણ કરવું. (૨) રહસ્ય ઉઘાડું કરવું. ૦ **ખૂલવો** (રૂ.પ્ર.) રહસ્ય ખુલ્લું થવું]

**ભર-મકદૂર** ક્રિ. વિ. [જુઓ ભર$^2$'+ મકદૂર.'] પૂરી તાકાતથી, પૂરેપૂરી શક્તિથી

**ભરમ-ભોળું** વિ. [જુઓ 'ભરમ' + 'ભોળું.'] કપટ વિનાનું નિખાલસ હૈયાનું

**ભર-માર** (-રય) સ્ત્રી. [જુઓ 'ભરવું' + 'મારવું' -લિં.] ખૂબ જ ભરાઈ જવું કે ભરી દેવું એ, અતિશયતા, પુષ્કળતા

**ભરમાવવું, ભરમાવાવું** જુઓ 'ભરમાવું'માં.

**ભરમાવું** અ.ક્રિ. [જુઓ 'ભરમ,'–ના. ધા.] ભ્રમમાં પડવું કે રહેવું, ભ્રમિત થવું. **ભરમાવાવું** ભાવે., ક્રિ. **ભરમાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભરમાવો** પું. [જુઓ 'ભરમાવું' + ગુ. 'આવો' કૃ.પ્ર.) જુઓ 'ભરમ.'

**ભર-મિજલસ** સ્ત્રી. [જુઓ 'ભર$^2$' + 'મિજલસ.'] પૂરી જામેલી સભા. (૨) ક્રિ. વિ. ભરી સભામાં

**ભરમી,-મીલું** વિ. [જુઓ 'ભરમ' + ગુ. 'ઈ' – 'ઈલું' ત.પ્ર.] ભ્રમવાળું, ભ્રાંત, શંકાશીલ, વહેમી

**ભર-મૂલ** ન. [જુઓ 'ભર$^2$' + 'મૂલ.$^2$'] પૂરેપૂરી કિંમત. (૨) ક્રિ.વિ. પૂરી કિંમતે

**ભર-યૌવન** ન. [જુઓ 'ભર$^2$' + સં.] જુઓ 'ભર-જુવાની.'

**ભર-રોષ** ક્રિ. વિ. [જુઓ 'ભર$^2$' + સં.] પૂરા રોષથી, પૂરા ગુસ્સાથી

**ભરલ** (-લ્ય) સ્ત્રી ભૂખનો આભાસ. (૨) ભૂખ

**ભરવવું** જુઓ 'ભેરવવું.' (૨) (લા.) ભંભેરણી કરવી. **ભરવાવું** કર્મણિ., ક્રિ. **ભરવાવવું** પ્રે., સ.ક્રિ.

**ભર-વસતિ** સ્ત્રી. [જુઓ 'ભર$^2$' + સં.] બધાં રહેઠાણ વસી ગયાં હોય તેવી પરિસ્થિતિ

**ભર-વસૂલ** સ્ત્રી. [જુઓ 'ભર$^2$' + 'વસૂલ.'] પૂરે પૂરું મહેસૂલ વસૂલ કરવું એ

**ભર-વસ્તી** સ્ત્રી. [જુઓ 'ભર$^2$ + 'વસ્તી.'] પ્રજા ચિક્કાર રહેતી હોય તેવી પરિસ્થિતિ. (૨) (લા.) ઉઘાડો દિવસ, બધાં જોઈ શકે એવી પરિસ્થિતિ

**ભરવાડ$^1$** પું. [જૂ.ગુ. 'ભરયાડિ.'] મુખ્યત્વે સૌરાષ્ટ્રના પૂર્વ ભાગની એક પશુપાલક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) (લા.) કામળીના જેવાં રૂવાંવાળો એક ચોમાસુ જીવડો

**ભરવાડ$^2$** (-ડય) સ્ત્રી. [જુઓ 'ભરવાડ.'] જુઓ 'ભરવાડણ.'

**ભરવાડ-કૂદકો** પું. [જુઓ 'ભરવાડ' + 'કૂદકો.'] (ભરવાડની કૂદની સરખામણીમાં) ઊંચી કૂદ, 'પોલ-જંપ.'

**ભરવાડ(-ડે)ણ** (-ણ્ય), **ભરવાડણી** સ્ત્રી. [+ સં. 'અ(-એ)ણ'- 'અણી' ત.પ્ર.] જુઓ 'ભરવાડ.$^2$'

**ભરવાડિયો** પું. [જુઓ 'ભરવાડ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભરવાડ.'

**ભરવાડી** વિ. [જુઓ 'ભરવાડ' + ગુ. 'ઈ' ત.પ્ર.] ભરવાડને લગતું. (૨) વિ.,સ્ત્રી. (લા.) (ભરવાડના જેવી) ઘસઘસાટ ઊંઘ. [૦**તાણવી** (રૂ.પ્ર.) ઘસઘસાટ ઊંઘવું]

**ભરવાડું** ન. [જુઓ 'ભરવાડ$^1$' + ગુ. 'ઉં' ત.પ્ર.] ભરવાડનો ધંધો

**ભરવાવવું, ભરવાવું** જુઓ 'ભરવવું'માં.

**ભરવું** સ.ક્રિ. [સં. ભૃ > પ્રા. ભર, પ્રા. તત્સમ] (ખાલી હોય તેમાં) નાખવું, પૂરવું, ઉમેરવું. (૨) રેડવું. (૩) સંઘરવું. (૪) માપ કરવું. (૫) (ડગલું) આગળ ધરવું. (૬) ભરતકામ કરવું. (૭) ચૂકવવું. (૮) ગોઠવવું. (૯) ભીતરડું કરવું કે ખચકું લેવું. (૧૦) (પાણી) સારવાનું કામ કરવું. (૧૧) (લૂગડામાં સીવવા દોરાથી)-ખીલવું. (૧૨) પરિણામ આવવું. (૧૩) નાનાં બાળકોનું દૂધનું ઓકી નાખવું. [**નરતામાં ભરવું** (રૂ.પ્ર.) પુષ્કળ હોય ત્યાં ઉમેરો કરવો. **ભરી આપવું** (રૂ.પ્ર.) મજરે આપવું. **ભરી ઘાલવું** (રૂ.પ્ર.) ઠસાવી દેવું. **ભરી દેવું** (રૂ.પ્ર.) સંપૂર્ણ રીતે પૂરવું કે ચૂકવવું. **ભરી પીવું** (રૂ.પ્ર.) પહોંચી વળવું. **ભરી ભાંગવું** (રૂ.પ્ર.) ખૂબ ખૂબ ભરી આપવું. **ભરી મૂકવું** (રૂ.પ્ર.) સંઘરવું. **ભર્યું ઘર** (રૂ.પ્ર.) જાહોજલાલી. **ભર્યું ભાદર** (રૂ.પ્ર.) પૂરી સમૃદ્ધિ. **ભર્યું-ભાણું** (રૂ.પ્ર.) ખાદ્ય સામગ્રીથી ભરેલ થાળી. **ભર્યે પેટે** (રૂ.પ્ર.) ધરાયું હોય એમ. **આંખ ભરવી** (રૂ.પ્ર.) રડવું. **કર ભરવો** (રૂ.પ્ર.) વેરાના પૈસા ચૂકવવા. **કાન ભરવા** (રૂ.પ્ર.) ભંભેરણી કરવી. **ખોળો ભરવો** (રૂ.પ્ર.) અઘરણીનો પ્રસંગ ઊજવવો. **ઘર ભરવું** (રૂ.પ્ર) અણ-હક્કનું લાવી સંઘરવું. **ચલમ ભરવી** (ચલમ્ય-) (રૂ.પ્ર.) મરણ પામવું. **જમીન ભરવી** (રૂ.પ્ર.) જમીનનું માપ કરવું. **દાણા ભરવા** (રૂ.પ્ર.) અન્નનો સંઘરો કરવો. **દિવસ ભરવા** (રૂ.પ્ર.) રોજ કામ કરવું. **પગલાં ભરવાં** (રૂ.પ્ર.) કારવાઈ કરવી, ઈલાજ કરવો.

**બંદૂક ભરવી** (બન્દૂક-) (રૂ.પ્ર.) તૈયાર થઈ જવું. **પેટ ભરવું** ગુજરાન ચલાવવું. **ટીપ ભરવી, ફાળો ભરવો** (રૂ.પ્ર.) ફાળામાં રકમ નોંધાવવી. **ફસલ ભરવી** (રૂ.પ્ર.) વર્ષનો દાણો ભરી લેવો. **બાથ ભરવી** (રૂ.પ્ર.) ભારે હિંમત કરવી. **રંગ ભરવો** (રઙ્ગ-) (રૂ.પ્ર.) ખીલવવું. (૨) ઉત્તેજવું. **વાડી ભરવી** (રૂ.પ્ર.) વેણીમાં ફૂલ ગૂંથવાં. **હોકો ભરવો** (રૂ.પ્ર.) મરણ પામવું.] **ભરાવું** કર્મણિ., ક્રિ. **ભરાવવું** પ્રે., સ.ક્રિ

**ભર-વેગ** ક્રિ.વિ. [જુઓ 'ભર' + સં.] પૂરે વેગથી, ખૂબ ઝડપથી [ભાગ, ભડકાળ

**ભરસાળ** (-ળ્ય) સ્ત્રી. ચૂલા કે સગડીમાંનો ઊની રાખવાળો

**ભરંટિયો** પું. જુઓ 'ભરૂટ.'

**ભરાઈ** સ્ત્રી. [જુઓ 'ભરવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] ભરવાની કે પૂરવાની ક્રિયા. (૨) ભરવાની રીત. (૩) ભરવા કે પૂરવાનું મહેનતાણું, ભરામણ

**ભરાઉ** વિ. [જુઓ 'ભરવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] અંદરથી ભરેલું. (૨) પુષ્ટ, જાડું, ભરાવદાર [બાળકનું રડવું એ

**ભરાડ-ભરાડ** ન. [રવા.] જન્મ્યે થોડા દહાડા વીતયા તથા

**ભરાણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [જુઓ 'ભરાવું' + ગુ. 'અણ' 'અણી.'] બચ્ચાંને થતો વરાધનો રોગ

**ભ(-ભા)રાડી** વિ. લુચ્ચું., બેપાની. (૨) ઊંધું ચત્તું કરનાર. (૩) અડાબીડ. (૪) સાહસથી કામ કરનાર

**ભરાભર**[1] ક્રિ.વિ. [જુઓ 'ભરવું,'–દ્વિર્ભાવ.] ભરપૂર, સંપૂર્ણ

**ભરાભર**[2] (-રચ) સ્ત્રી. [જુઓ 'ભરવું,'–દ્વિર્ભાવ.] વારંવાર ભર્યા કરવું એ, ભર ભર કર્યા કરવું એ

**ભરામણ**[1] ન. [જુઓ 'ભરવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] જુઓ 'ભરાઈ.'

**ભરામણ**[2] પું. [સં. ब्राह्मण, અર્વા. તદ્ભવ, (ગ્રા.)] બ્રાહ્મણ

**ભરામણી**[1] સ્ત્રી. [જુઓ 'ભરવું' + ગુ. 'આમણી' કૃ. પ્ર.] જુઓ 'ભરાઈ.' (૨) (લા.) કાન ભંભેરવા એ, ચડાવણી, ભંભેરણી ['બ્રાહ્મણી.'

**ભરામણી**[2] સ્ત્રી. [સં. ब्राह्मणी, અર્વા. તદ્ભવ (ગ્રા.) જુઓ

**ભરાવ** પું. [જુઓ 'ભરવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] ભરાવું એ, ભરાવો, જમાવ. (૨) પૂર્ણતા. (૩) સમૂહ, જમેલો. (૪) ભીડ, ગિરદી

**ભરાવ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'ભરાઉ.'

**ભરાવવું** જુઓ 'ભરવું'માં. (૨) ભંભેરણી કરવી, ઊંધું ચત્તું સમઝાવી ઉશ્કેરવું. (૩) ટીંગાડવું, લટકાવવું. ભેરવવું. (૪) ખોસવું. [**ભરવી મારવું** (રૂ.પ્ર.) ભંભેરવું. **ઉચાળા ભરવા** (રૂ.પ્ર.) ઘર-સામાન સાથે સ્થાન છોડી જવું. **ઉચાળા ભરાવવા** (રૂ.પ્ર.) હાંકી કાઢવું, કાઢી મૂકવું. **પાણી ભરાવવું** (રૂ.પ્ર.) સરસાઈ બતાવવી. (૨) છળબાજીથી વધવું. **મુદત ભરાવવી** (રૂ.પ્ર.) વખત પૂરો કરાવવો. **ટાંકા ભરાવવા** (રૂ.પ્ર.) ટેભા લેવડાવવા, ટાંકા મરાવવા]

**ભરાવો-દાર** વિ. [જુઓ 'ભરાવો' + ફા. પ્રત્યય.] જુઓ 'ભરાવદાર'–'ભરાઉ.'

**ભરાવું** જુઓ 'ભરવું'માં. (૨) ફસાઈ જવું. (૪) સપડાઈ જવું. (૩) ઘેરાઈ જવું. (૪) એકઠું થઈ જામવું. (૫) ઊભરાવું, બહાર દેખાવું (૬) થાકથી અકડાવું. (૭) રજ આવવી. (૮) અંત આવવો. (૯) સમૂહમાં એકત્રિત થવું. (૧૦) સમય પૂરો થવો. (૧૧) વળગી રહેવું. (૧૨) શરદીને લઈ વરાધ નામના રોગને વશ થવું (ખાસ કરી બાળકોને લગતો). [**ભરાઈ આવવું** (રૂ.પ્ર.) બાળકને વરાધનો રોગ થવો, રડમસ થવું. **ભરાઈ જવું** (રૂ.પ્ર.) આખર થવું, અંત આવવો. **ભરાઈ પડવું** (રૂ.પ્ર.) ફસાઈ જવું. **ભરાઈ બેસવું** (-બેસવું.), **ભરાઈ રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) છુપાઈ ને જવું]

**ભરાવો** પું. [જુઓ 'ભરાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભરાવ.' [**૦ થવો** (રૂ.પ્ર.) જમાવટ થવી.]

**ભરાંસો** જુઓ 'ભરો(-રોં)સો.'

**ભરિત** વિ. [સં.] ભરેલું, (૨) પોષણ પામેલું

**ભરિયલ** વિ. [સં. भारितक > પ્રા. અપ. भरियल्ल] ભરેલું (પદ્યમાં.)

**ભરિયું** ન. કાંડાનું બાળકનું કીડિયાંનું બનાવેલું એક ઘરેણું

**ભરી** સ્ત્રી. [જુઓ 'ભરવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ભારોટ (૨) છાવણી માટેનાં ઘાસ કે પાલો

**ભરી-પૂરી** સ્ત્રી. [જુઓ 'ભર્યું'-પૂર્યું' + બેઉને ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) સગાંસાગવાં સારાં અને પૈસે ટકે પોતે સુખી હોય તેવી સ્ત્રી. (૨) વિ. ચૂકતે થયેલ (રકમ). (૩) ક્રિ.વિ. પૂરી રીતે

**ભરીમ** વિ. [જુઓ 'ભરવું' દ્વારા.] ભારવાળું, વજનદાર, ભારે

**ભરુ-કચ્છ** ન. [સં.] દક્ષિણ ગુજરાતના નગર ભરૂચનું પ્રાચીન સં. નામ. (સંજ્ઞા.)

**ભરૂચ** ન. [સં. भरुकच्छ > પ્રા. भरुअच्छ] જુઓ 'ભરુકચ્છ.'

**ભરૂચી** વિ. [+ ગુ 'ઈ' ત પ્ર] ભરૂચને લગતું. (૨) પું. વલ્લભ સંપ્રદાયના એક ફિરકાના શ્રીગોકુલેશાનુયાયીઓનો એક પેટા ફિરકો. (ભરૂચમાં વિકસેલો હોઈ) અને એનો પુરુષ. (સંજ્ઞા.). [**૦ ભાજી** (રૂ.પ્ર.) ચીલની ભાજી (ન.મા.)]

**ભરૂટ(-ડ)** પું. જેનાં કાંટાવાળાં નાનાં ફળ કપડાંમાં ચોંટી જાય છે તેવો એક અડબાઉ છોડ, ભરંટિયો, ગાડરિયો

**ભરૂડી** સ્ત્રી. નાની નાની ફેરકલી

**ભરૂદ** પું. પાણી માપવાનો સીસાનો ટુકડો. (વહાણ.)

**ભરેડી** સ્ત્રી. [જુઓ 'ભરેડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ભરેડો(૧).' (૨) શરીરનું તેજ, વાન

**ભરેડો** પું. મોટો પતંગ, પડાઈ. (૨) જુઓ 'ભરોડો.'

**ભરૈ-જડો** પું. [જુઓ 'ભર્યો-જડ્યો,' 'યશ્રુતિ'નો લોપ.] નવ-કાંકરીની રમતમાંનો એક દાવ

**ભરોટિયું** ન. જુઓ 'ભરોટું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.], **ભરોટું** ન. [સં. भरवृत्तक- > પ્રા. भर-उट्टम-] ઘાસ કડબ સાંઠી વગેરેનો ભર (ગાડામાં ભરેલો)

**ભરોડ** પું. સંતોષ

**ભરોડું** જુઓ 'ભરોટું.'

**ભરો(-રોં)સા-દાર** વિ. [જુઓ 'ભરો(-રોં)' + ફા. પ્રત્યય.], **ભરો(-રોં)સા-પાત્ર** વિ. [+ સં.,ન] વિશ્વાસ રાખી શકાય તેવું, વિશ્વાસપાત્ર

**ભરો(-રોં)સો** પું. [જૂ.ગુ. 'વરાંસઉ.'] વિશ્વાસ, શ્રદ્ધા, પતીજ, ઇતબાર, યકીન

**ભરોળ** (-ળ્ય) સ્ત્રી. લાકડી વગેરેના મારથી શરીર ઉપર ઊઠી આવતો સાંકડો લાંબા ઘાટના લાકડી જેવો આકાર, સોળ. (૨) પેટમાંની ભૂખની લાગણી
**ભરોંસા-દાર** જુઓ 'ભરોસા-દાર.'
**ભરોંસા-પાત્ર** જુઓ 'ભરોસા-પાત્ર.'
**ભરોંસો** જુઓ 'ભરોસો.'
**ભર્ગ** ન. [સં. भर्गस्] તેજ, ક્રાંતિ, ઝળહળાટ, પ્રકાશ (ખાસ કરીને સૂર્યનો)
**ભર્તવ્ય** વિ. [સં.] જુઓ 'ભરણીય.'
**ભર્તા** પું. [સં.] ભરણ-પોષણ કરાવનાર. (૨) ધારણ કરનાર. (૩) ધણી, સ્વામી, પતિ. (૪) શેઠ
**ભર્તાર** પું. [સં. भर्ता, અર્વા. તદ્ભવ] જુઓ 'ભરતાર.'
**ભર્તૃહરિ** પું. [સં.] ઉજ્જયિનીનો ઈ.સ.ની આરંભની સદી-ઓમાંનો અનુશ્રુતિમાંનો એક રાજા, ભરથરી. (સંજ્ઞા.) (૨) 'ભર્તૃહરિ શતકત્રય' નામથી જાણીતા સુભાષિત-સંગ્રહનો કહેવાતો કર્તા. (સંજ્ઞા.) (૩) પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપર 'વાક્યપદીય' નામની ટીકાનો કર્તા. (સંજ્ઞા.)
**ભર્ત્રી** વિ., સ્ત્રી. [સં.] માલિક સ્ત્રી, શેઠાણી
**ભર્ત્સન** ન., -ના સ્ત્રી. [સં.] તરછોડી નાખવાની ક્રિયા, તિરસ્કાર, તર્જના. (૨) નિંદા. (૩) ધિક્કાર
**ભર્ત્સવું** સ.ક્રિ. [સં. भर्त्स्, - તત્સમ] ભર્ત્સન કરવું. **ભર્ત્સાવું** કર્મણિ.,ક્રિ. **ભર્ત્સાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભર્ત્સાવવું, ભર્ત્સાવું** જુઓ 'ભર્ત્સવું'માં.
**ભર્મરાસ્થિ** ન. [સં. मर्मर + अस्थि] ખોપરીના તળિયાના ભાગોમાંનું ઘનાકાર એક હાડકું
**ભર્યું-પડ્યું** વિ. [જુઓ 'ભરવું' + 'પડવું' + બંનેને ગુ. 'યું' ભૂ.કૃ.] પૂરેપૂરું ભરેલું
**ભર્યું-પૂર્યું** વિ. [જુઓ 'ભરવું' + 'પૂરવું' + બંનેને ગુ. 'યું' ભૂ.કૃ.] (લા.) ખૂબ સુખી, સમૃદ્ધિવાળું
**ભર્યું-ભાણું** ન. [જુઓ 'ભરવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] ખાવાની સામગ્રીથી ભરેલી થાળી
**ભર્યું-ભાદર્યું** વિ. [જુઓ 'ભરવું' + માત્ર સમાસમાં સં. भद्र પરથી નામધાતુ 'ભાદરવું'=પૂર્ણ થઈ વહેવું + બંનેને ગુ. 'યું' ભૂ.કૃ.] સંપૂર્ણ રીતે સમૃદ્ધ
**ભલકારવું** અ.ક્રિ. [જુઓ 'ભલું' દ્વારા] 'ભલે' એમ કહેવું, સ્વીકારવાની સંમતિ આપવી
**ભલકારો** પું. [જુઓ ભલકારવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] 'ભલે' એવો શબ્દોચ્ચાર, સંમતિનો હકાર
**ભલકિયું**[1] ન. (જુઓ 'ભલકું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] [બાણ
**ભલકિયું**[2] ન.[સં. मल्लुक + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] નાનું શિયાળવું
**ભલકી** સ્ત્રી. [સં. मल्लकी] બરછી
**ભલકું** ન. [સં. भल्लक + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] તીખું અને તેજદાર બાણ કે ભાલું
**ભલ-ઘોડિયો** પું [જુઓ 'ભલું' + 'ઘોડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) સારો કુશળ ઘોડેસવાર
**ભલપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'ભલું' + ગુ. 'પ' ત.પ્ર.], **ભલ-પણ** [+ગુ. 'પણ' ત.પ્ર.] ભલાપણું, ભલમનસાઈ
**ભલ-ભલું** વિ. [જુઓ 'ભલું,'–દ્વિર્ભાવ.] સારું ઉમદા અને પ્રતિષ્ઠિત, ખૂબ મહાન
**ભલમણ** ન. [જુઓ 'ભલું' દ્વારા.] જુઓ 'ભલપણ.'
**ભલમનસાઈ** સ્ત્રી. [સં. भद्र-मनुष्य > પ્રા.-मल्लमणुस्स નું હિં. 'ભલમન + ગુ. 'આઈ' ત. પ્ર.] -ત, (-ત્ય) સ્ત્રી. + ગુ. 'આત' ત.પ્ર.] ભલાઈ, સજ્જનતા
**ભલવાઈ** સ્ત્રી. [જુઓ 'ભલું' દ્વારા.] જુઓ 'ભલમનસાઈ.'
**ભલ-વેરું** વિ. [જુઓ 'ભલું' દ્વારા.] ભલું, સજ્જનતાવાળું
**ભલ-સરું** ન. [જુઓ 'ભલું' દ્વારા.] સુકાળ વર્ષ, સોંઘવારી-વાળો સમય
**ભલા** કે.પ્ર. [જુઓ 'ભલું'નું સંબોધન.] વાતચીત કે વાક્યના આરંભે વપરાતો એક ઉદ્ગાર: 'ભલા, શું કરશો ?' વગેરે
**ભલાઈ** સ્ત્રી. [જુઓ 'ભલું' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'ભલપ'–'ભલમનસાઈ.'
**ભલાડી** સ્ત્રી. [સં. मल्लातिका > પ્રા. मल्लाडिआ] એ નામની એક વનસ્પતિ, ડિકામારી
**ભલાણ** ન. [જુઓ 'ભલું' દ્વારા.] ઘાસ સારા પ્રમાણમાં ઊગતું હોય તેવી જમીન
**ભલાભલી** સ્ત્રી. [જુઓ 'ભલું,–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] સારો સંબંધ રાખવો એ, સારાસારી, મિત્રતા
**ભલામણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભળાવવું'માંના 'ભળ' અંગને 'આમણ' કૃ.પ્ર.] ભળાવવાની ક્રિયા, ભાળવણી, સોંપણી. (૨) સિફારસ, 'રેકમન્ડેશન'
**ભલામણ-પત્ર** (ભલામણ્ય-) પું. [+[સં.,ન.] સિફારસનો કાગળ, 'રેકમન્ડેશન લેટર'
**ભલામણી** સ્ત્રી. [જુઓ 'ભલામણ.' અહીં ગુ. 'આમણી' કૃ.પ્ર.] જુઓ 'ભલામણ.' (૨) (લા.) લવાજમ, 'ફી'
**ભલાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'ભલું' + ગુ. 'આશ' ત. પ્ર.] જુઓ 'ભલાઈ.'
**ભલી** વિ., સ્ત્રી. [જુઓ 'ભલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભલા સ્વભાવની સ્ત્રી. (૨) ભલા સમાચાર. (૩) (લા.) સદ્ગુણ
**ભલું** વિ. [સં. भद्रक- > પ્રા. भल्लअ-] ભદ્ર સ્વભાવનું, ભલ-મનસાઈવાળું, લાગણીવાળા સ્વભાવનું. (૨) ભોળું, સાલસ. (૩) માયાળુ. (૪) ન. કલ્યાણ, હિત, શુભ, કુશળ. (૫) (લા.) ફાયદો, લાભ [-લા ભાઈની પ્રીત (-ત્ય) (રૂ.પ્ર.) ઉપર-ચોટિયો સ્નેહ. -લી કરવી (રૂ. પ્ર.) કામ સરસ રીતે કરવું. (૨) શાબાશીનો બોલ. -લી બજાવવી (રૂ.પ્ર.) સારું કામ કરવું. ભલી બલાઈ એ (રૂ.પ્ર.) ગૃહસ્થની રીતે. -લી ભાત(-ભાં)તે (રૂ.પ્ર.) સારા પ્રકારે, યોગ્ય અને સારી રીતે. -લી બૂરી (રૂ.પ્ર.) જુઓ 'ભલી-બૂરી.' -લીવાર (રૂ.પ્ર.) સફળતા. (૨) આવડત. (૩) ગમ. (૪) સત્ત્વ, સાર. ० બૂરું (કે ભૂંડું) સંભળાવવું (રૂ.પ્ર.) ઠપકો આપવો. ० ભોળું (રૂ.પ્ર.) સરળ હૃદયનું]
**ભલે** કે.પ્ર., ક્રિ.વિ. [સં. भद्रक- > પ્રા. भल्लअ- + જૂ. ગુ. 'ઇ' ત્રી. વિ.,પ્ર. = 'ભલઇ' દ્વારા] વારુ, ભો, ઠીક છે, બહુ સારુ
**ભલે-ને** ક્રિ.વિ. [+જુઓ 'ને.'] ભલેને, બેલાશક
**ભલે ભલે** કે.પ્ર. [જુઓ 'ભલે,'-દ્વિર્ભાવ.] ઘણું સારું. (૨) થાવા દો, ચાલવા દો

**ભલેરું** વિ. [જુઓ 'ભલું' + ગુ. 'એરું' તુલ., ત.પ્ર.] વધુ ભલું. (૨) વધુ ભોળા સ્વભાવનું

**ભલ્લ** પું., ન. [સં.] ભાલો. (૨) બાણ, તીર

**ભલ્લાતક** ન. [સં.પું.] ભિલામાનું ઝાડ. (૨) ભિલામું

**ભલ્લાતકી** સ્ત્રી. [સં.] જુઓ 'ભલ્લાતક(૧).'

**ભલ્લુ(-લ્લૂ)ક** ન. [સં.,પું.] રીંછ

**ભવ** પું. [સં.] અવતાર, જન્મ-પ્રક્રિયા. (૨) જીવનનો સમય, જન્મારો, જિંદગી. (૩) અહંતામમતાત્મક સંસાર. (૪) મહાદેવ, રુદ્ર, શિવ. [૦ **તરવો** (રૂ.પ્ર.) મોક્ષ મેળવવો. ૦ **ની ભાવટ(-ઠ)** (-ટ્ય, -ઠ્ય) (રૂ.પ્ર.) જન્મારાની જંજાળ. ૦ **હારી છૂટવું** (રૂ.પ્ર.) જિંદગીભર પીડા સહન કરવી. **એક ભવમાં બે ભવ** (રૂ.પ્ર.) સ્ત્રીએ પુનર્લગ્ન કરવું]

**ભવ-કટી** સ્ત્રી. [સં. + હિં 'કાટવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] વારંવાર જન્મવામાંથી બચાવ, મોક્ષ, મુક્તિ [જન્મારો

**ભવ-કૂપ** પું. [સં.] સંસારરૂપી અહંતા-મમતાના બંધનવાળો

**ભવ-ગર્ત** પું., -ર્તા સ્ત્રી. [સં.] સંસારરૂપી ખાડો, ખાડા જેવો હાનિકારક જન્મારો

**ભવ-ચક્ર** ન. [સં.] જન્મ-મરણનું સતતપણું. (મો.ક.)

**ભવ-ચ્છેદ** પું. [સં.] પુનર્જન્મ ન થવાપણું

**ભવચ્છેદી** વિ. [સં.,પું.] ફરી જન્મ-લેવો ન પડે એવું કરી આપનાર [જેવો અગાધ સંસાર

**ભવ-જલ(-ળ)ધિ** પું. [સં.] સંસારરૂપી સાગર, સાગરના

**ભવઠાવવું** જુઓ 'ભાવવું'માં.

**ભવ-તરણ** ન. [સં.] ફરી જન્મ થવામાંથી બચી જવાનું

**ભવ-તાણ** (-ણ્ય) સ્ત્રી. [+ જુઓ 'તાણ.[૨]'] સંસારને માટેની મનની આસક્તિ [બચાવી લેનાર

**ભવ-તારક**, -ણ[૧] વિ. [સં.] જન્મ-મરણના ફેરામાંથી

**ભવ-તારણ**[૨] ન. [સં.] જન્મ-મરણના ફેરામાંથી બચાવી લેવાની ક્રિયા [ફેરા ટાળનાર શક્તિ

**ભવ-તારણી, ભવ-તારિણી** વિ., સ્ત્રી. [સં.] જન્મ-મરણના

**ભવ-તૃષ્ણા** સ્ત્રી. [સં.] સંસારની આસક્તિ

**ભવદીય** વિ. [સં.] (વિવેકથી સામા માણસને ઉદ્દેશી) આપને લગતું, આપનું. (ખાસ કરીને પત્રોમાં છેડે; એ અં. 'યોર્સ'નો અનુવાદ) [ભ્રમ' (મ.ઢાં.)

**ભવન-ભૂમા** પું. [સં.] સ્થાપત્યની ભવ્યતા, 'મોન્યુમેન્ટલિ-

**ભવન** ન. [સં.] ઘર, મકાન, રહેઠાણ, વાસ. (૨) સ્મારક-સ્થળ, 'મોન્યુમેન્ટ.' [૦ **ઠેકાણે હોવું** (રૂ.પ્ર.) મગજ સ્થિર હોવું. ૦ **ફરવું**, ૦ **ફરી જવું** (રૂ.પ્ર.) નબળી દશા આવવી]

**ભવન-પતિ** પું. [સં.] એક પ્રકારનો દેવ-સમૂહ. (જૈન.)

**ભવ-નાશ** પું. [સં.] ફરી જન્મવું ન પડે એવી સ્થિતિ

**ભવ-નાશક**, -ન વિ. [સં.] ફરી જન્મવું ન પડે એવી સ્થિતિ લાવી આપનાર [હાર] જુઓ 'ભવ-જલધિ.'

**ભવ-નિધિ** પું. [સં. भव-जलनिधि; વચ્ચેથી 'જલ'નો અધ્યા-

**ભવ-પટ** પું. [સં.] સંસારરૂપી વિસ્તૃત પથરાણું, સંસારનો વિસ્તાર [રુદ્ર. (સંજ્ઞા.)

**ભવ-નાથ** પું. [સં.] જુઓ 'ભવતારક.' (૨) મહાદેવ, શિવ,

**ભવ-બંધ** (-બન્ધ) પું., -ધન ન. [સં.] સંસારનો ફાંસલો

**ભવ-ભટકણ**[૧] ન. [સં. भव + જુઓ 'ભટકણ.[૧]'] સંસારમાં વારંવાર જન્મવા-મરવાની ક્રિયા

**ભવ-ભટકણ**[૨] વિ. [સં. भव + જુઓ 'ભટકણ[૨]'] જન્મ-મરણના ફેરા ફર્યા કરનારું

**ભવ-ભય** પું. [સં., ન] જન્મ-મરણ થયા કરવાની બીક

**ભવભય-ભંજક** (-ભઞ્જક), -ન વિ. [સં.] જન્મ-મરણ થયા કરવાનો ભય ટાળનાર [ટાળનાર

**ભવ-ભંજક** (-ભઞ્જક), -ન વિ. [સં.] જન્મ-મરણના ફેરા

**ભવ-ભાન** ન. [સં.] દુનિયા હયાતી ધરાવે છે એવો ખ્યાલ

**ભવ-ભ્રમણ** ન. [સં.] જન્મ-મરણના ફેરા

**ભવ-મોચક**, -ન વિ. [સં.] જુઓ 'ભવ-તારક.'

**ભવ-યમુનાતટ** પું. [સં.] સંસારરૂપી યમુના નદીનો કાંઠો (જેનો આશ્રય ભગવાનના સતત સંબંધે ભવતારક બની શકે.) (ના.દ.)

**ભવ-રણ** ન. [સં., પું.] સંસારરૂપી યુદ્ધભૂમિ. (ના.દ.)

**ભવ-રોગ** પું. [સં.] જન્મ-મરણરૂપી વ્યાધિ

**ભવ-સમુદ્ર, ભવ-સાગર, ભવ-સિંધુ** (-સિન્ધુ) પું. [સં.] જુઓ 'ભવ-જલધિ.'

**ભવ-હારિણી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'ભવ-તારણી.'

**ભવાઈ** સ્ત્રી. [સં. भाव સાથે સબંધ] લોક-નાટ્ય. (૨) (લા.) ભવાડો, ફજેતો. [૦ **કરવી** (રૂ.પ્ર.) ટીખળ કરવું. ૦ **થવી** (રૂ.પ્ર.) ફજેતી જવી. **ભૂંગળ વિનાની ભવાઈ** (રૂ.પ્ર.) ભવાડો, ફજેતો]

**ભવાટવિ**, -વી સ્ત્રી. [સં. भव + अटवि,-वी] સંસારરૂપી જંગલ, જંગલના જેવો વિકટ સંસાર

**ભવાડવું** સ.ક્રિ. [સં. भू ધાતુનું જૂ.ગુ., પ્રે. રૂપ] બતાવવું

**ભવા(-વે)ડો** પું. [જુઓ 'ભવાઈ.'] (લા.) કોઈ પણ વાતની જાહેરમાં કરાતી ફજેતી. [જગત-ભવાડો (રૂ.પ્ર.) નામોશી, અપજશ. નાગો ભવાડો (રૂ.પ્ર.) ખુલ્લેઆમ ફજેતી]

**ભવાદર્શ** પું. [સં. भव + आदर्श] સંસારરૂપી અરીસો

**ભવાની** સ્ત્રી. [સં.] ભવ-રુદ્રનાં પત્ની, પાર્વતી, ગૌરી. [**અ(-આ)દીભવાનીમા** (રૂ.પ્ર.) ફાતડો, હીજડો, પાવૈયો]

**ભવાબ્ધિ** પું. [સં. भव + अब्धि] જુઓ 'ભવ-જલધિ.'

**ભવાભવ** પું., બ.વ. [સં. भव + अ-भव] સંસાર અને મોક્ષ

**ભવાભાવ** પું. [સં. भव + अ-भाव] સંસાર ન રહેવો એ, જન્મ-મરણનો અભાવ, મોક્ષ

**ભવા(-વૈ)યો** પું. [જુઓ 'ભવાઈ' દ્વારા.] લોક-નાટ્ય કિંવા ભવાઈ કરનાર ધંધાદારી વર્ગ. (૨) એ નામની એ ધંધો કરતી એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભવારણ્ય** ન. [સં. भव + अरण्य] જુઓ 'ભવાટવિ.'

**ભવાર્ણવ** પું. [સં. भव + अर्णव] જુઓ 'ભવ-જલધિ.'

**ભવાર્તિ** સ્ત્રી. [સં. भव + आर्ति] જન્મ-મરણની પીડા. (૨) સાંસારિક કષ્ટ [અંત, મોક્ષ

**ભવાંત** (ભવાન્ત) પું. [સં. भव + अन्त] જન્મ-મરણનો

**ભવાંતર** (ભવાન્તર) ન. [સં. भव + अन्तर] બીજો બીજો જન્મારો

**ભવિક** વિ. [સં.] સિદ્ધ થવા યોગ્ય, ભવ્ય. [જૈન.] (૨) ન. કલ્યાણ, કુશળ, મંગલ. (જૈન.)

**ભવિતવ્ય** વિ. [સં.] ભવિષ્યમાં થવા જેવું, બનવા જોગ.

(૨) ન. નસીબ, ભાગ્ય
**ભવિતવ્ય-તા** સ્ત્રી. [સં.] નસીબ, ભાગ્ય
**ભવિતવ્યતા-વાદ** પું. [સં.] નસીબમાં હોવા પ્રમાણે થયા કરે એવો મત-સિદ્ધાંત, દૈવ-વાદ [દૈવવાદી
**ભવિતવ્યતાવાદી** વિ. [સં.] ભવિતવ્યતા-વાદમાં માનનારું,
**ભવિષ** ન. [સં. भविष्य], -ષ્ય¹ ન. [સં.] નસીબ, ભાગ્ય. [૦ આપી દેવું, ૦ બંધાવવું (-બન્ધાવવું) (રૂ.પ્ર.) કિંમતી વસ્તુ આપી દેવી. ૦ ખાવું (રૂ.પ્ર.) વારસો ભોગવવો]
**ભવિષ્ય²** વિ. [સં. भविष्यत्] હવે પછી બનવાનું, ભાવી. [૦ કહેવું (-કૅ:વું) (રૂ.પ્ર.) હવે પછી બનવાનું હોય તેની આગાહી કરવી. ૦ થવું (રૂ.પ્ર.) મરણ પામવું]
**ભવિષ્ય-કથન** ન. [સં. भविष्यत् + સં.] ભાવી વાત કહી બતાવવી એ, વરતારો
**ભવિષ્ય-કાલ(-ળ)** પું. [સં. भविष्यत् + काल] આવતો સમય, હવે પછીનો સમય (વ્યાકરણના ત્રણે કાળોમાંનો એક) (વ્યા.)
**ભવિષ્ય-કૃદંત** (-કૃદન્ત) ન. [સં. भविष्यत् + कृत् + अन्त] ભવિષ્યકાળનો અર્થ બતાવનારું અપૂર્ણ વિશેષણાત્મક રૂપ. (વ્યા.)
**ભવિષ્ય-ચિંતન** (-ચિન્તન) ન. [સં. भविष्यत् + સં.] ભાવીને લગતો વિચાર, ભવિષ્યમાં શું થશે એનો વિચાર
**ભવિષ્ય-જ્ઞાન** ન. [સં. भविष्यत् + સં.] ભવિષ્યમાં જે કાંઈ થવાનું હોય તેનો પ્રથમથી આવી જતો ખ્યાલ
**ભવિષ્યત** ન. [સં. भविष्यत् ભવિ. કૃ.] ભવિષ્યમાં બનનારો બનાવ. (૨) (લા.) નસીબ, ભાગ્ય
**ભવિષ્યત્કાલ(-ળ)** પું. [સં.] ભાવી સમય
**ભવિષ્યત્કાલીન** વિ. [સં.] ભાવી સમયને લગતું
**ભવિષ્ય-દર્શન** ન. [સં. भविष्यत् + સં.] ભવિષ્યમાં થવાના બનાવની સૂઝ
**ભવિષ્ય-દર્શી** વિ. [સં. भविष्यत् + સં.,પું.] ભાવીમાં થનાર બનાવને પહેલાંથી જોવા-જાણવાની શક્તિવાળું
**ભવિષ્ય-ભાખી** વિ. [સં. भविष्यत् + भाषी, પું. અર્વા. તદ્-ભવ], -ષી વિ. [જુઓ 'ભવિષ્ય-ભાખી.'] ભાવી બનાવનો ખ્યાલ લઈ અગાઉથી કહી બતાવનાર
**ભવિષ્ય-ભૂત** વિ.,પું. [સં. भविष्यत्+સં., ભૂ. કૃ.] વ્યાકરણમાંનો ક્રિયાતિપત્તિને મળતો એક અભૂત-તદ્ભાવી મિશ્ર કાળ ('એ આવવાનો હતો'–બેશક, આવ્યો કે નહિ એ નિશ્ચિત નથી.) (વ્યા.)
**ભવિષ્ય-મલ્લ** પું. [સં.] ચાર પ્રકારના મલ્લોમાંનો એક મલ્લ
**ભવિષ્ય-રેખા** સ્ત્રી. [સં.] હથેળીમાંની નસીબનો ખ્યાલ આપતી રેખા
**ભવિષ્ય-લક્ષી** વિ. [સં. भविष्यत् + સં., પું.] ભવિષ્ય તરફ નજર રાખનારું, 'પ્રૉસ્પેક્ટિવ'
**ભવિષ્ય-વક્તા** વિ., પું. [સં. भविष्यत् + સં., પું.] ભાવી બનાવોની આગાહી કરનાર વિદ્વાન, જ્યોતિષી, જોશી, નજૂમી
**ભવિષ્ય-વર્તમાન** પું. [સં. भविष्यत् + સં., વર્ત. કૃ.] ભવિષ્યનો વર્તમાનકાળની નજીકનો અર્થ બતાવનાર એક મિશ્ર કાળ ('એ આવવાનો છે.') (વ્યા.)
**ભવિષ્ય-વાણી** સ્ત્રી. [સં. भविष्यत् + સં.] ભવિષ્યમાં થવાના બનાવ વિશેનું કથન, આગમ-વાણી, વરતારો
**ભવિષ્યવાદિની** વિ., સ્ત્રી. [સં. भविष्यत्+वादिनी] ભવિષ્ય-વાદી સ્ત્રી
**ભવિષ્યવાદી** વિ. [સં. भविष्यत् + वादी, પું.] ભવિષ્ય વિશે કહેનાર, ભાવીની આગાહી કરનાર, ભવિષ્ય-ભાખી
**ભવિષ્ય-વેત્તા** વિ. [સં. भविष्यत् + સં.,પું.] ભાવી બનાવનો અગાઉથી ખ્યાલ મેળવનાર [અણસાર આપનારું
**ભવિષ્ય-સૂચક** વિ. [સં. भविष्यत् + સં.] ભાવી બનાવનો
**ભવિષ્યાધીન¹** વિ. [સં. भविष्य + अधीन] નસીબને વશ
**ભવિષ્યાધીન²** વિ. [સં. भविष्यत् + अधीन] ભાવીમાં બનનારા બનાવ ઉપર આધાર રાખનારું
**ભવિષ્યાર્થ** પું. [સં. भविष्यत् + अर्थ] હવે પછીના કાળને લગતો અર્થ. (વ્યા.)
**ભવું** ન. [સં. भ्रू સ્ત્રી > પ્રા. भमुह- ન] ભમા, ભમર, ભ્રૂકુટિ (બંને આંખની ઉપર કપાળની ધાર ઉપરની કેશાવલી). [-વાં ચડા(-ઢા)વવાં (રૂ.પ્ર.) ગુસ્સો કરવો, રોષ બતાવવો]
**ભવેડો** જુઓ 'ભવાડો.'
**ભવૈ** જુઓ 'ભવાઈ.'
**ભવૈયો** જુઓ 'ભવાયો.'
**ભવોચ્છેદ** પું. [સં. भव + उच्छेद] જન્મ-મરણનો નાશ, મોક્ષ
**ભવોચ્છેદી** વિ. [સં.,પું.] જન્મ-મરણનો નાશ કરનાર, મોક્ષદાયી
**ભવોદધિ** પું. [સં.भव + उदधि] જુઓ 'ભવ-જલધિ.'
**ભવો-ભવ** (-વ્ય) ક્રિ.વિ. [સં. भव, -દ્વિર્ભાવ + જૂ. ગુ. 'ઈ' સા.વિ., પ્ર. ને પછી યશ્રુતિ] જન્મે જન્મે, દરેક જન્મે
**ભવ્ય** વિ. [સં.] ભવિષ્યમાં થવા જેવું-બનવા જેવું. (૨) ભપકા અને પ્રતિભાવાળું, પ્રભાવશાળી, ગૌરવવાળું, 'ગ્રાન્ડ' (ન.લો.), 'મૅગ્નિફિશન્ટ,' 'સબ્લાઇમ' (મ.ન.) (૩) મોક્ષનું અધિકારી, ભવિક. (જૈન.)
**ભવ્ય-ગંભીર** (-ગમ્ભીર) વિ. [સં.] ભવ્યતાને લીધે ગંભીરતા-વાળું, 'પ્રોફાઉન્ડ' (બ.ક.ઠા.)
**ભવ્ય-તમ** વિ. [સં.] ખૂબ જ ગૌરવવાળું, પ્રબળ પ્રતિભા-વાળું. (૨) અત્યંત રોનકદાર
**ભવ્ય-તા** સ્ત્રી. [સં.] પ્રબળ ગૌરવ, પ્રબળ પ્રતિભાવાળું હોવું એ. (૨) સારી એવી રોનક, ભપકો, 'ગ્રાન્ડ્યોર,' 'સબ્લિમિટી' [દેખાવ, દબદબાભર્યો દેખાવ
**ભવ્યાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कृति] ગૌરવશાળી આકાર કે
**ભવ્યોદાત્ત** વિ. [+ સં. उदात्त] અત્યંત ગૌરવશાળી અને ઉમદા ગુણોવાળું. (નાટ્ય.)
**ભશ(-સ)કો** પું. [સં. बुभुक्षा > પ્રા. बुहुक्खा દ્વારા] ખાવાની ભારે આતુરતા. (૨) (લા.) આતુરતા, આકાંક્ષા, ઇચ્છા
**ભષણ** ન. [સં.] ભસવાની ક્રિયા
**ભસ¹** ન. [સં. भूयस् દ્વારા] વિપુલતા, પુષ્કળતા, છત. (૨) (લા.) ઢીલા લહેર
**ભસ²** ક્રિ.વિ. [રવા.] 'ભસ' એવા અવાજ સાથે
**ભસકવું¹** અ.ક્રિ. [રવા.] 'ભસ' અવાજ સાથે પડી જવું. ભસકાવું¹ ભાવે.,ક્રિ. ભસકાવવું¹ પ્રે.,સ.ક્રિ.

**ભસકવું**[2] અ.ક્રિ. [સં. भक्ष्] ખાવા ઉપર તૂટી પડવું. **ભસકાવું**[2] ભાવે.,ક્રિ. **ભસકાવવું**[2] પ્રે.સ.ક્રિ.

**ભસકાવવું,**[1-2] **ભસકાવું**[1-2] જુઓ 'ભસકવું[1-2]'માં.

**ભસકું** ન. [રવા.] વરસાદનું નાનું ઝાપટું

**ભસકો** જુઓ 'ભશકો.'

**ભસકડ** (-ડય), **ભસકડુ** વિ., સ્ત્રી. [જુઓ 'ભસકવું[2]' દ્વારા.] [ખાઉધર સ્ત્રી

**ભસડવું** સ.ક્રિ. [જુઓ 'ભસકવું.[2]'] ખાધે રાખવું, ખાતા જ રહેવું. **ભસડાવું** કર્મણિ.,ક્રિ. **ભસડાવવું** પ્રે.,સ.ક્રિ

**ભસડાવવું, ભસડાવું** જુઓ 'ભસડવું'માં.

**ભસ-ભસું** વિ. નબળું. (૨) સુંવાળું

**ભસભસિત** વિ. [જુઓ 'ભસભસું' + સં. इत ત.પ્ર.] ઘણું સૂકું. (૨) ભાંગી જાય તેવું

**ભસરાવવું, ભસરાવાવું** જુઓ 'ભસરાવું'માં.

**ભસરાવું** અ.ક્રિ. ફસડાઈ પડવું, એકાએક પટકાઈ પડવું. **ભસરાવાવું** ભાવે.,ક્રિ. **ભસરાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભસવું** અ.ક્રિ. [સ. भष्- > પ્રા. भस-] (કૂતરાનું) બોલવું. (૨) (લા.) નિરર્થક બકવાટ કરવો. [**ભસી ઊઠવું** (રૂ.પ્ર.) ગુસ્સામાં ગમે તેમ બોલી જવું. **ભસી મરવું** (રૂ. પ્ર.) જલદી બોલી નાખવું] **ભસાવું** ભાવે.,ક્રિ. **ભસાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભસં-ભસા** (ભસમ્ભસા), **ભસા-ભસ** (-સ્ય) સ્ત્રી. [જુઓ 'ભસવું,'–દ્વિર્ભાવ.] એક-બીજાની સામે ભસ્યા કરવું, (કૂતરાની) સામસાંમી રડારડ

**ભસારો** પું. [જુઓ 'ભસવું' દ્વારા.] ભસવું એ

**ભસાવન** પું. દાણા લઈ જતી હોડી ઉપર લેવાનો કર

**ભસાવવું, ભસાવું** જુઓ 'ભસવું'માં.

**ભસિત** ન. [સં.] ભસવું એ, ભસારો

**ભસું** ન. મચ્છર

**ભસેલો** પું. મીઠાં પાણીની એક મોટી માછલી

**ભસ્તું**[1] ન., **-સ્તો**[1] પું. [સં. भस्त्रा સ્ત્રી., દ્વારા] ચામડાની થેલી. (૨) (લા.) પેટ, ઉદર

**ભસ્તું**[2] ન., **-સ્તો**[2] પું. [ફા. બેહિસ્ત્] (લા.) દખમું, શ્મશાન (પારસીનું)

**ભસ્ત્રા,-સ્ત્રિકા** સ્ત્રી. [સં.] ધમણ. (૨) ચામડાની થેલી

**ભસ્મ** સ્ત્રી. [સં. भस्मन् ન.] રાખ, રખ્યા, વાની. (૨) યજ્ઞની રાખ, વિભૂતિ, ભભૂત. (૩) (સોના વગેરેની વૈદ્યકીય પ્રક્રિયાથી કરેલી) ખાખ. [૦ **કરી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) સળગાવી મૂકવું. (૨) નાશ કરવો. ૦ **લગાવવી** (રૂ.પ્ર.) બાવા સંન્યાસી થઈ જવું]

**ભસ્મક** વિ. [સં.] બાળીને ખાખ કરી નાખે તેવું. (૨) પું. એ નામનો પેટનો એક રોગ

**ભસ્મ-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] (પૌરાણિક માન્યતા પ્રમાણે) નરકનો એ નામનો એક કુંડ. (સંજ્ઞા.)

**ભસ્મ-ગંધા** (-ગન્ધા) સ્ત્રી. [સં.] એ નામની એક વનસ્પતિ, ખડસલિયો, પિતપાપડો

**ભસ્મ-ચર્ચિત** વિ. [સં.] શરીરે વિભૂતિ લગાવી હોય તેવું

**ભસ્મ-ધારણ** ન. [સં.] બ્રાહ્મણોના સંધ્યાવંદન વગેરે પ્રયોગ વખતે શરીરનાં ભિન્ન ભિન્ન અંગો ઉપર વિભૂતિ ચોપડવી એ

**ભસ્મ-ધારી** વિ. [સં.,પું.] શરીરે વિભૂતિ લગાવી હોય તેવું

**ભસ્મ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] ધાતુઓ વગેરેની વૈદ્યકીય રીતે ખાખ તૈયાર કરવાનું સાધન

**ભસ્મ-યોગ** પું. [સં.] સૂર્ય નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સાતમું હોય એવી આકાશીય પરિસ્થિતિ. (જ્યો.)

**ભસ્મ-રાશિ** પું. [સં.] રાખનો ઢગલો

**ભસ્મ-શેષ** વિ. [સં.] બાકી રાખ રહેવા પામી હોય તેવું

**ભસ્મ-સાત્** ક્રિ.વિ. [સં.] તદ્દન બાળીને ખાખ કરવામાં આવે એમ

**ભસ્મ-સ્નાન** ન. [સં.] આખે શરીરે ભભૂતિ લગાવવી એ

**ભસ્માવશેષ** વિ. [+ સં. अव-शेष] જુઓ 'ભસ્મ-શેષ.'

**ભસ્માસ્ત્ર** ન. [+ સં. अस्त्र] બધું જ બાળી દે તેવું ફેંકવાનું એક હથિયાર, અણુ-બૉમ્બ અને 'હાઇડ્રોજન બૉમ્બ'

**ભસ્માંકિત** (ભસ્માઙ્કિત) વિ. [+ સં. अङ्कित] જેના ઉપર રાખનાં નિશાન હોય તેવું, રાખોડિયું

**ભસ્માંત** (ભસ્માન્ત) વિ. [+ સં. अन्त] સળગીને રાખ થઈ ગયેલું, ભસ્મીભૂત

**ભસ્મિત** વિ. [સં.] સળગી ગયેલું

**ભસ્મીકરણ** ન. [સં.] બાળીને રાખ કરવાની ક્રિયા. (૨) ધાતુ વગેરેને વૈદ્યકીય રીતે ખાખના રૂપમાં કરવું એ

**ભસ્મી-કૃત** વિ. [સં.] બાળીને જેની રાખ કરી નાખવામાં આવી હોય તેવું

**ભસ્મી-ભવન** ન. [સં.] બાળી નખાઈને રાખ થવાની [ક્રિયા

**ભસ્મી-ભૂત** વિ. [સં.] બળીને ખાખ થઈ ગયેલું

**ભસ્મીય** વિ. [સં.] ભસ્મને લગતું

**ભળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ભળવું.'] ભળવું એ, મળવું એ, મિલાપ. [૦ **ભાંગવી** (રૂ.પ્ર.) મળવા વિશેની શરમ છૂટવી]

**ભળકડિયો** જુઓ 'ભડકિયો.'

**ભળકડું** ન. ખસનો એક કાળો મલમ

**ભળકિયું** ન. બાળકના કાંડાનું એક ઘરેણું, ભડકિયું, દર્શનિયું

**ભળકુ(-કૂ)ડું** વિ. [જુઓ 'ભલું' દ્વારા.] (લા.) ભલું, નિખાલસ

**ભળકું**[1] વિ. [જુઓ 'ભળવું' + ગુ. 'કું' કૃ.પ્ર.] ભળી જાય એવા સ્વભાવવું, મળતાવડું

**ભળકું**[2] ન. [સં. मल्लक દ્વારા] નાનું ભાલું

**ભળકું**[3] ન. ભળસકું, પરોઢ

**ભળકૂડું** જુઓ 'ભળકુડું.'

**ભળતું** વિ. [જુઓ 'ભળવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] સરખા ઘાટ કે સ્વરૂપ વગેરે-વાળું, મળતું આવતું હોય તેવું. (૨) આભાસી

**ભળતું-ભળતું** વિ. સેળભેળવાળું

**ભળ-ભળ્યું** વિ. લવારો કર્યા કરનારું, વાચાળ. (૨) (લા.) [અણસમજુ

**ભળભળવું** અ.ક્રિ. સોજો આવવો

**ભળ-ભળામણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભળામણ.' આદિ બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] જુઓ 'ભળામણ.'

**ભળ-ભાંખળું** ન. ભળસકું, મોં-સૂઝણું

**ભળવું** અ.ક્રિ. [સં. मल्- > પ્રા. मल-] એકબીજામાં મિશ્રિત થવું, ભેળાવું, જોડાવું. **ભળાવું** ભાવે., ક્રિ. **ભેળવવું** પ્રે.,

સ.ક્રિ. ભળાવવું પ્રે., સ.ક્રિ. (પણ અર્થભેદ)

ભળામણ (-ણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'ભળાવવું' ને 'ભળ' + ગુ. 'આમણ'–'આમણી' કૃ.પ્ર.] જુઓ 'ભલામણ.'

ભળાવવું જુઓ 'ભળવું'માં. (૨) હવાલો આપવો. (૩) પરિચય કરાવવો

ભશોડું ન. મોટું દર, ભોણ

ભંગ (ભઙ્ગ) પું. [સં.] ભાંગવું એ, તોડી નાખવું એ. (૨) ખલેલ, અટકાવ. (૩) ઉલ્લંઘન, 'બ્રીચ,' 'ઇન-ફ્રિન્જમેન્ટ.' (૪) અંગનો ચોક્કસ પ્રકારનો મરોડ. (૫) વળાંટ. [૦ કરવો (રૂ.પ્ર.) અમાન્ય રાખવું, નિયમનો કે હુકમનો અનાદર કરવો. ૦ પડવો (રૂ.પ્ર.) વચ્ચે અડચણ ઊભી થવી. ૦ પાડવો (રૂ.પ્ર.) અડચણ ઊભી કરી થંભાવી દેવું]

ભંગ(-ગે)ડ (ભઙ્ગ(-ઙ્ગે)ડ) વિ.,પું. [જુઓ 'ભાંગ' દ્વારા.] ભાંગનો વ્યસની, ભંગેડી

ભંગ(-ગે)ડ-ખાનું (ભઙ્ગ(ઙ્ગે)ડ-) ન. [+ જુઓ 'ખાનું.'] ભંગેડીઓને ભેળા મળી ભાંગ પીવાનો અડ્ડો

ભંગડી સ્ત્રી. [જુઓ 'ભંગી[૩]' + ગુ.' ડું' ત.પ્ર. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] ભંગિયણ, મહેતરાણી, ઝાંપડી ['ભંગી.[૨]'

ભંગડો પું. [જુઓ 'ભંગી[૩]'+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

ભંગ-શીલ (ભઙ્ગ૦) વિ. [સં.] ભાંગી પડવાના સ્વભાવનું, બરડ, બટકણું [પણું

ભંગશીલ-તા (ભઙ્ગ-) સ્ત્રી. [સં.] બરડ હોવાપણું, બટકણા-

ભંગાણ ન. [જુઓ 'ભંગાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વચ્ચેથી ભાંગી પડવું એ. (૨) અટકી પડવું એ, ગતિ કે ક્રિયાનો અટકાવ થવો એ. (૩) (લા.) નાસભાગ. [૦ પડવું (રૂ.પ્ર.) સમૂહમાંથી છૂટા પડી નાસી છૂટવું. ૦ પાડવું (રૂ.પ્ર.) શત્રુતા કરાવવી. (૨) નસાડવું]

ભંગાર પું. [જુઓ 'ભાંગવું' દ્વારા.] લાકડાં ધાતુ વગેરેના માલ-સામાનનો તૂટી ફૂટી ગયેલો ભાગ. (૨) (લા.) વિ. તકલાદી, તૂટી જાય તેવું. (૩) નપાવટ, હીન, ઉધાર

ભંગારિયો પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] તાંબા પિત્તળનાં વાસણ દુરસ્ત કરનારો તેમજ તૂટેલાં વાસણ ખરીદવાનો ધંધાદારી કંસારો

ભંગારી સ્ત્રી. એ નામની માછલીની જાત

ભંગારું ન. એ નામનું એક ઘાસ

ભંગારો[૧] પું [જુઓ 'ભંગાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભંગાર(૧).' ['ભંગારિયો.'

ભંગારો[૨] પું. [જુઓ 'ભંગાર' + ગુ. 'ઉ' ત.પ્ર.] જુઓ

ભંગાવવું, ભંગાવું (ભઙ્ગા-[૧-૨]) જુઓ 'ભાંગવું[૧-૨]'માં.

ભંગિ(-ગી[૧]) (ભઙ્ગિ,-ઙ્ગી) સ્ત્રી. [સં ] રીત, પદ્ધતિ, ઢબ. (૨) શરીરનો અંગ-મરોડ. (૩) (લા.) વાણીની ચોક્કસ પ્રકારની લઢણ. (કાવ્ય.) (૪) પગથિયું

ભંગિય(-યે)ણ (-ણ્ય), ભંગિયાણી સ્ત્રી. [જુઓ 'ભંગિયો' + ગુ. 'અ(-એ)ણ'–'આણી' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ભંગડી.'

ભંગિયો પું. [જુઓ 'ભંગી[૩]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભંગી.[૩]'

ભંગી[૧] (ભઙ્ગી) જુઓ 'ભંગિ.' ['ભંગડ.'

ભંગી[૨] (ભઙ્ગી) વિ. [જુઓ 'ભાંગ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ

ભંગી[૩] (ભઙ્ગી) પું. એ નામની ભીલ ઠાકરડા રાજપૂત વગેરેમાંથી મુસ્લિમ કાલમાં લડાઈમાં અશક્ત થતાં મેલાં કામની ફરજિયાત સોંપણીને અંગે હિંદુઓમાં ગણાયેલી એક અસ્પૃશ્ય કોમ અને એનો પુરુષ, રખેસર, મહેતર, ઝાંપડો, સફાઈ–કામદાર (અસ્પૃશ્ય ગણાતી હતી તે કોમોમાં આ કોમ સૌથી ઊતરતી એ માટે ગણાતી હતી કે એમને મેલું ઉપાડી સાફ કરવાનું, મરેલાં કૂતરાં ઢસડી જવાનું, રસ્તાઓ વાળવાનું અને સ્મશાનની ચોકી કરવાનું, એવાં કામ કરવાનાં રહેતાં. ખોરવાનાં જાજરૂ છે ત્યાં મેલું ઉપાડવાનો નિંદ્ય રિવાજ હજી ચાલુ છે.)

ભંગી-ચંગી (ભઙ્ગી-ચઙ્ગી) વિ. [જુઓ 'ભંગી[૨]' + 'ચંગી.'] ભાંગ પી મોજ મારનાર

ભંગી-જંગી (ભઙ્ગી-જઙ્ગી) વિ. [જુઓ 'ભંગી[૨]' + 'જંગી.'] ભાંગ પીને મસ્ત રહેનાર. (૨) (લા.) ઢંગધડા વિનાનું. (૨) તરંગી

ભંગુરું વિ. [સં. મઙ્ગુર + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ક્ષણ-ભંગુર

ભંગુર (ભઙ્ગુર) વિ. [સં.] ભાંગી પડવાના–તૂટી પડવાના સ્વભાવનું. (૨) નાશવંત, વિનશ્વર, ક્ષણ-ભંગુર

ભંગુરતા (ભઙ્ગુર-) સ્ત્રી. [સં.] ભંગુર હોવાપણું

ભંગેડ (ભઙ્ગેડ) જુઓ 'ભંગડ.'

ભંગેડ-ખાનું (ભઙ્ગેડ-) જુઓ 'ભંગડ-ખાનું.'

ભંગેડી વિ. [જુઓ 'ભંગેડ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.], ભંગેરચી (ભઙ્ગેર-ચી) વિ. [જુઓ 'ભંગેડ' + ફા. પ્રત્યય] જુઓ 'ભંગડ.'

ભંગેરણ,-ત (ભઙ્ગેરણ્ય,-ત્ય) સ્ત્રી. [જુઓ 'ભંગેરો' + ગુ. 'અણ' '-અત' સ્ત્રીપ્રત્યય.] ભાંગ વેચવાનો ધંધો કરનારી સ્ત્રી

ભંગેરું (ભઙ્ગેરુ) ન. એ નામનો ઘાસનો એક છોડ

ભંગેરો (ભઙ્ગેરો) પું. [સં. મઙ્ગા દ્વારા] ભાંગ વેચવાનો ધંધો કરનાર વેપારી

ભંગોડું[૧](-ણું) ન. ગલના છોડનું બી

ભંગોડું[૨] ન. એ નામનું એક ઘાસ [મારવાં]

ભંગોરું ન. એ નામનું એક ઘાસ [-રાં ફૂકવાં. (રૂ.પ્ર.) ગપ્પાં

ભંગોણું જુઓ 'ભંગોડું.'

ભંજક (ભઞ્જક) વિ. [સં.] ભાંગી-તોડી નાખનાર. (૨) પું. ભાગાકારમાં ભાગનારી રકમ. (ગ.)

ભંજન[૧] (ભઞ્જન) ન. [સં.] ભાંગવાની ક્રિયા, તોડ-ભાંગ

ભંજન[૨] (ભઞ્જન) વિ. [સં.] જુઓ 'ભંજક.'

ભંજવાડ પું. [સં. મઞ્જ્. 'ભાંગવું' દ્વારા], (-ડ્ય), -ડી સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] નુકસાન. (૨) (લા.) હેરાનગત, પજવણી

ભંજવાડો પું. [જુઓ 'ભંજવાડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર ] નુકસાન. (૨) (લા.) ભવાડો, ફજેતી

ભંજવું (ભઞ્જવું) સ.ક્રિ. [સં. મઞ્જ્ -તત્સમ ] ભાંગવું. ભંજાવું (ભઞ્જાવું) કર્મણિ.,ક્રિ. ભંજાડવું (ભઞ્જાડવું) પ્રે., સ.ક્રિ. (આ ધાતુ ગુ. માં જાણીતો નથી.)

ભંજવેડો પું.[સં. મઞ્જ્- 'ભાંગવું' દ્વારા] ઠેર ઠેર ભંગાર પડચો હોય એવી સ્થિતિ [(૨) (લા.) વિનાશ

ભંજાડ પું. [સં. મઞ્જ્- 'ભાંગવું' દ્વારા] ભાંગ-ફોડ, તોડ-ભાંગ.

**ભંજાડવું, ભંજાવું** (ભઞ્-જા-) જુઓ 'ભંજવું'માં.

**ભંજાતે** (ભઞ્જાતે) ક્રિ. વિ. [સં. भानु> પ્રા. भाणु> ગુ. 'ભાણુ' + જુઓ 'જાવું' + ગુ. 'તું' વર્ત.કૃ. + 'એ' સા. વિ. પ્ર., સતિ સાપ્તમીનો પ્રયોગ અને લાઘવ] સૂર્ય અસ્ત થતો હોય તેવે સમયે, સૂર્યાસ્તને સમયે

**ભંજાવવું** (ભઞ્-જાવવું) જુઓ 'ભાંજવું'માં.

**ભંજાવું**[1] (ભઞ્-જાવું) જુઓ 'ભંજવું'માં.

**ભંજાવું**[2] (ભઞ્-જાવું) જુઓ 'ભાંજવું'માં. [જુઓ 'ભરૂટ.'

**ભંટ(-ઠ)** (ભણ્ટ,-ણ્ઠ), **-ઠિયો** પું. [+ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.]

**ભંડક** (ભણ્ડક) ન. જમીનની સપાટી ઉપરનું મોટા મકાનનું ભોંયરા જેવું બાંધકામ, ભંડકિયું. (૨) આગબોટમાં ત્રીજા વર્ગના મુસાફરોને બેસવાનો કાળકો

**ભંડક-ભંડો** (ભણ્ડક-ભણ્ડો) પું. [રવા.] નાશ

**ભંડકિયું** (ભણ્ડકિયું) ન. [જુઓ 'ભંડક' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભંડક.' (૨) ગાડાં સિગરામ ગાડી વગેરેની બેઠકની સપાટી નીચેનું ભંડારિયું

**ભંડ-ખરાબો** (ભણ્ડ-) પું. જુઓ 'ભંડક-ભંડો.'

**ભંડણ** (ભણ્ડણ) ન. ઊધને છેડે પીંજણી બાંધવા માટે ઘોડિયાના નકૂચા રાખવા માટેનું સીસમના લાકડાનું સાધન

**ભંડન** (ભણ્ડન) ન. [સં.] યુદ્ધ, વિગ્રહ. (૨) ઝઘડો, ટંટો, કજિયો [સાહિત્ય (ર.મ.)

**ભંડ-લેખ** (ભણ્ડ-) પું. [સં.] નિંદા કરનારું લખાણ કે એવું

**ભંડાર** (ભણ્ડાર) પું. [ સં. भाण्डागार> પ્રા.-भंडार, પ્રા. તત્સમ] વાસણો રાચ-રચીલું નાણાં વગેરે રાખવાનું સ્થાન, કોઠાર, 'સ્ટોર.' (૨) સંગ્રહ-સ્થાન, 'એમ્પોરિયમ.' (૩) અનેક વસ્તુ યા એક ચોક્કસ જાતની વસ્તુઓના વેચાણ માટેની મોટી દુકાન. (૪) વહાણમાંનું નીચેનું માલ-સામાન રાખવાનું કાળકું. (વહાણ.)

**ભંડાર(-રે)ણ** (ભણ્ડાર(-રે)ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભંડારી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ભંડારીની સ્ત્રી

**ભંડાર-પંજી** (ભણ્ડાર-પઞ્જી) ન. [જુઓ 'ભંડાર' + 'પંજી' = વહી.] ભંડારનો હિસાબ રાખવાનું પત્રક

**ભંડાર-ભાવના** (ભણ્ડાર-) સ્ત્રી. [જુઓ 'ભંડાર' + સં.] ચીજ-વસ્તુ ભંડારમાં રાખવાથી સચવાય એ પ્રકારનો ખ્યાલ

**ભંડારવું** (ભણ્ડારવું) સ.ક્રિ. [જુઓ 'ભંડાર,' -ના. ધા.] (લા.) જમીનમાં દાટી દેવું. **ભંડારાવું** (ભણ્ડારાવું) કર્મણિ., ક્રિ. **ભંડારાવવું** (ભણ્ડારાવવું) પ્રે., સ.ક્રિ.

**ભંડારાવવું, ભંડારાવું** (ભણ્ડા-) જુઓ ''ભંડારવું'માં.

**ભંડારિયું** (ભણ્ડારિયું) ન. [જુઓ 'ભંડાર' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] છુપાવીને સુરક્ષિત રાખી શકાય તેવું નાનું ભંડકિયું. (૨) ગાડી ગાડાં વગેરે નીચેનું નાની નાની ચીજ રાખવાનું ખાનું. (૩) વહાણ આગબોટ વગેરમાં પરચૂરણ માલ-સામાન રાખવાનું ભોંયરા જેવું સ્થાન, કાળકું

**ભંડારી** (ભણ્ડારી) પું. [સં. भाण्डागारिक> પ્રા. भंडारिअ-] ભંડારનો અધિકારી અમલદાર, ખજાનચી, 'ટ્રેઝરર.' (૨) એ ધંધાને લઈ ઊતરી આવેલી એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભંડારો** (ભણ્ડારો) પું. [જુઓ 'ભંડાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) સાધુ સંન્યાસીના મરણ પછી એની પાછળ કરાવવામાં આવતું બાવા સાધુઓને જમણ

**ભંડાવવું, ભંડાવું** (ભણ્ડા-) જુઓ 'ભાંડવું'માં.

**ભંડાળવું** (ભણ્ડાળવું) સ.ક્રિ. નાશ કરવું. (૨) હેરાન કરવું. **ભંડાળાવું** (ભણ્ડાળાવું) કર્મણિ., ક્રિ. **ભંડાળાવવું** (ભણ્ડાળાવવું) પ્રે.,સ.ક્રિ.

**ભંડાળાવવું, ભંડાળાવું** (ભણ્ડા-) જુઓ 'ભંડાળવું'માં.

**ભંડેર** (ભણ્ડેરય) સ્ત્રી. [સં. भाण्ड द्वारा] વાસણની ઉતરડ

**ભંડો** (ભણ્ડો) પું. [હિં. भंडा] (લા.) રહસ્ય વાત, ગુપ્તતા, ભેદ. [૦ ફૂટવો (રૂ. પ્ર.) ગુપ્ત વાત ખુલ્લી પડી જવી, રહસ્ય પ્રગટ થઈ જવું]

**ભંડોળ** (ભણ્ડોળ) ન. [સં. भाण्ड द्वारा] વેપાર વગેરે માટેની એકત્રિત કરેલી મોટી રકમ, પૂંજી, મૂડી

**ભંડોળ-સમિતિ** (ભણ્ડોળ-) સ્ત્રી. [+ સં.] પૂંજીનો વહીવટ કરનારા પસંદ કરેલા સભ્યોનું મંડળ

**ભંડોળિયું** (ભણ્ડોળિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] ભંડોળને લગતું. (૨) પૈસાદાર

**ભંડોળિયો** (ભણ્ડોળિયો) વિ., પું. [જુઓ 'ભંડોળિયું.'] મોટું ભંડોળ ધરાવનાર વેપારી, મૂડીવાળો માણસ

**ભંત** (ભન્ત) પું. [જુઓ 'ભદંત.'] જુઓ 'ભદંત.'

**ભંપાડું** (ભમ્પાડું) વિ. [જુઓ 'ભમ' + 'પાડું' -લાઘવ.] મોટા પાડા જેવું જાડું

**ભંપોલ** (ભમ્પોલ) વિ. [જુઓ 'ભમ' + 'પોલ.'] ઉપરથી મોટું અને વિશાળ છતાં અંદરથી પોલું એવું. (૨) (લા.) બડાઈ-ખોર, શેખી-ખોર

**ભંબક** (ભમ્બક) ન. મોટું બાકોરું

**ભંભેરી** (ભમ્ભેરી) સ્ત્રી. પતંગિયું

**ભંભો(-ભો)** (ભમ્ભો, -મ્ભો) પું. જાડો પુરુષ કે જાડી સ્ત્રી

**ભંભોડવું** (ભમ્ભોડવું) સ.ક્રિ. કરડવું. **ભંભોડાવું** (ભમ્ભોડાવું) કર્મણિ., ક્રિ. **ભંભોરાવવું** પ્રે., સ.ક્રિ.

**ભંભોડાવવું, ભંભોડાવું** (ભમ્ભોડા-) જુઓ 'ભંભોડવું'માં.

**ભંભ** (ભમ્ભ) વિ. [રવા.] અવાજ કરે તેવા પોલા શરીર-વાળું જાડું

**ભંભલી** સ્ત્રી. [જુઓ 'ભંભ' + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ઘડો, દોસકી. (૨) સાંકડા મોંની બતકના ઘાટની નાની શિરોઈ

**ભંભાડવું** (ભમ્ભાડવું) સ. ક્રિ. [રવા.] ફંફોડવું, ચીંખવું. **ભંભાડાવું** (ભમ્ભાડાવું) કર્મણિ., ક્રિ. **ભંભાડાવવું** (ભમ્ભાડાવવું) પ્રે.,સ.ક્રિ.

**ભંભાડાવવું, ભંભાડાવું** (ભમ્ભાડા-) જુઓ 'ભંભાડવું'માં.

**ભંભા-રવ** (ભમ્ભા-) પું. [રવા + સં.] ગાય ભેંસ વગેરેનું ભાંભરવું એ

**ભંભા-શેક** (ભમ્ભા-) પું. [જુઓ 'ભંભો'+સં.] માટીના વાસણમાં અગ્નિ રાખી શરીરને અપાતો શેક

**ભંભુ** (ભમ્ભુ) પું. [રવા.] એક પ્રકારની આતશ-બાજી

**ભંભૂડી** (ભમ્ભૂડી) સ્ત્રી. [જુઓ 'ભંભૂડો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાનો ભંભૂડો (એક આતશ-બાજી)

**ભંભૂડો** (ભમ્ભૂડો) પું. [જુઓ 'ભંભુ' + ગુ. 'ડું' સ્વાર્થે

ત. પ્ર.] જુઓ 'ભંભુ.'

**ભંભેડવું** (ભમ્ભેડવું) સ.ક્રિ. ખાવું. **ભંભેડાવું** (ભમ્ભેડાવું) કર્મણિ., ક્રિ. **ભંભેડાવવું** (ભમ્ભેડાવવું) પ્રે.,સ ક્રિ.

**ભંભેડાવવું, ભંભેડાવું** (ભમ્ભે-) જુઓ 'ભંભેડવું'માં.

**ભંભેર** (ભમ્ભેર) ક્રિ.વિ. [રવા.] ખૂબ હોય એમ

**ભંભેરણી** (ભમ્ભેરણી) સ્ત્રી. [જુઓ 'ભંભેરવું'+ગુ. 'અણી' કૃ.પ્ર.] ભંભેરવાની ક્રિયા, કહીને કરેલી ઉશ્કેરણી, ચડામણી

**ભંભેરવું** (ભમ્ભેરવું) સ.ક્રિ. [રવા.] કાનમાં વાત કરી બીજાની વિરુદ્ધ ઉશ્કેરવું, ચડાવવું. **ભંભેરાવું** (ભમ્ભેરાવું) કર્મણિ., ક્રિ. **ભંભેરાવવું** (ભમ્ભેરાવવું) પ્રે., સ.ક્રિ.

**ભંભેરા** (ભમ્ભેરા) સ્ત્રી. ભંભેરી, પતંગિયું

**ભંભેરાવવું, ભંભેરાવું** (ભમ્ભેરા-) જુઓ 'ભંભેરવું'માં.

**ભંભેરો** (ભમ્ભેરો) પું. [જુઓ 'ભંભેરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'ભંભેરણી.'

**ભંભો** (ભમ્ભો) પું. [રવા.] અંદરથી અવાજ આવે તેવો માટીનો યા ધાતુનો ઘડો. (૨) (લા.) જાડો પુરુષ કે સ્ત્રી, ભંભો

**ભંભોટ** (ભમ્ભોટ) પું. [જુઓ 'ભંભો' દ્વારા.] માટીનો કૂંજો, ભંભોટિયો. (૨) એક જાતની આતશ-બાજી

**ભંભોટિયો** (ભમ્ભોટિયો) પું. [જુઓ 'ભંભો.'] ઘડો. (૨) એક દારૂખાનું, ભંભુ

**ભંભોડ** (ભમ્ભોડ) પું. [જુઓ 'ભંભો' દ્વારા.] પેટમાં થતો [વાયુનો વિકાર

**ભંભોડાવું** (ભમ્ભોડાવું) અ. ક્રિ. [જુઓ 'ભંભોડ,' -ના. ધા.] પેટમાં વાયુનો ઉપદ્રવ થવો

**ભંભોડી** (ભમ્ભોડી) સ્ત્રી. [જુઓ 'ભંભોડું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાનો ભંભોટિયો—એક આતશ-બાજી

**ભંભોડું** (ભમ્ભોડું) ન. [જુઓ 'ભંભોડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ભંભોડી.' (૨) વિ. અવાજ કરે તેવું પોલું જાડું

**ભંભોલ(-ળ)** (ભમ્ભોલ,-ળ) વિ. [જુઓ 'ભંભો' દ્વારા.] ગોળ-મટોળ. (૨) જાડું, સ્થૂલ. (૩) આફરી ગયેલું

**ભંભોલો** (ભમ્ભોલો) પું. [+ ગુ. 'ઓ ત. પ્ર.] દાઝવા વગેરેથી થતો ફોલ્લો

**ભંભોળ** (ભમ્ભોળ) જુઓ 'ભંભોલ.'

**ભંભોળવું** (ભમ્ભોળવું) સ.ક્રિ. [જુઓ 'ભંભોળ,'–ના. ધા.] (લા.) ખોળંબોળા કરવી, ફંફોળવું. **ભંભોળાવું** (ભમ્ભોળાવું) કર્મણિ., ક્રિ. **ભંભોળાવવું** (ભમ્ભોળાવવું) પ્રે.,સ.ક્રિ.

**ભંભોળાવવું, ભંભોળાવું** જુઓ 'ભંભોળવું'માં.

**ભંભોળી** (ભમ્ભોળી) સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**ભા[1]** સ્ત્રી. [સં.] આભા, કાંતિ, તેજ

**ભા[2]** પું. [જુઓ 'ભાઈ,'–બાંધવ.] (કાઠી રાજપૂત વગેરેમાં) ભાઈ. (૨) કોઈ પણ વડીલ. [૦ **પાસે જવું** (રૂ.પ્ર.) મરણ પામવું]

**ભાઇ(-ય)ડો** પું. [જુઓ 'ભાઈ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] પુરુષ, મરદ. (૨) પતિ, ધણી

**ભાઇયાળી** સ્ત્રી. [+ ગુ. 'આળું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભાઈ-બંધી, ભાઈ-ચારો, મિત્રતા, મૈત્રી, દોસ્તી

**ભાઇલો** પું. [+ ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] (લાડમાં) નાનો ભાઈ. (૨) કોઈ પણ નાનો છોકરો

**ભાઈ** (ભાઇ) પું. [સં. भ्राता > પ્રા. भाया, भाय] એક જ માતા પિતા કે પિતાના પુત્રો એકબીજાને પરસ્પર, ભ્રાતા, બંધુ, બાંધવ. (૨) કાકા–કાકી મામા–મામી માસા–માસી ફોઈ-ફુઆના પુત્રો એક-બીજાને. (૨) લગભગ સમાન વયનો કોઈ પણ પુરુષ–એકબીજાને માટે સંબોધે એ. (૪) કાંઈક માનના ભાવે વિશેષ નામોને અંતે આવતો અનુગ જેવો શબ્દ (ઘરમાં કાકા ફોઈઓ વગેરે હોય અને ભાઈ યા નાના ભાઈ ને 'ભાઈ' કહેતાં હોય તો એનાં સંતાન પણ પિતાને 'ભાઈ' કહેવાનો પણ રિવાજ છે.)

**ભાઈ-ચારો** પું. [+ સં. चारक > પ્રા. चारअ- 'આચરણ'] ભાઈના જેવું વર્તન, દોસ્તી, મિત્રતા, ભાઈ-બંધી

**ભાઈ-જી** પું., બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે.] દેરાણી વગેરેને જેઠ માટેનું સંબોધન. (૨) પિતાના મોટા ભાઈ, મોટા બાપા. (૩) વિવેકનો કોઈ પણ પુરુષ માટેનો ઉદ્ગાર

**ભાઈ-દાવો** પું. [+ જુઓ 'દાવો.'] ભાઈ તરીકેનો હક્ક કે અધિકાર

**ભાઈ-બંધ** (-બન્ધ) પું. [+ સં. बन्धु] મિત્ર, દોસ્ત

**ભાઈ-બંધાઈ** (-બન્ધાઇ), **ભાઈ બંધી** (-બન્ધી) સ્ત્રી. [+ ગુ 'આઈ'–'ઈ' ત. પ્ર.] દોસ્તી, મિત્રાચારી, મૈત્રી

**ભાઈ-બાપા** કે. પ્ર. [+ જુઓ 'બાપો.'] લાચારી બતાવવા સામી વ્યક્તિને ઉદ્દેશી ઉદ્ગાર. [૦ **કરવા** (રૂ. પ્ર.) કાકલૂદી કરવી, વિનંતિ કરવી. (૨) નરમાશથી સમજાવીને કામ લેવું]

**ભાઈ-બીજ** સ્ત્રી. [+ જુઓ 'બીજ.[2]'] હિંદુઓમાં કાર્તિક સુદિ બીજની તિથિ, યમ-દ્વિતીયા. (એ દિવસે નોતરવાથી ભાઈ બહેનને ત્યાં જમવા જાય.) (સંજ્ઞા.)

**ભાઈ-ભાંડુ** ન., બ.વ. [+ જુઓ 'ભાંડુ.'] એક માતા–પિતાનાં સંતાન, ભાંડુ, ભાંડરડાં

**ભાઈ-શ્રી** પું. બ.વ. [+ સં. श्री, માત્ર માનાર્થે] વિવેકમાં કોઈ પણ 'ભાઈ' દરજ્જાના પુરુષનું સંબોધન, શ્રીમાન

**ભાઈ-સલામ** સ્ત્રી. [+ જુઓ 'સલામ.'] 'હે ભાઈ, તમને સલામ છે' એવા આશયનો લટક-સલામનો વ્યવહાર

**ભાઈ-સંગ** કે.પ્ર. [જુઓ 'સંગ' (< સં. सिंह > પ્રા.सिंघ) ] (તિરસ્કારમાં) કોઈ પણ આદમી

**ભાઈ-સા** કે.પ્ર. [+ જુઓ 'સાહેબ'–નું લાઘવ.] સામાન્ય માનવી જોગ વિવેકનો ઉદ્ગાર

**ભાઈ-સાબ** (-સાઃબ), **ભાઈ-સાહેબ** પુ., બ.વ. [+ જુઓ 'સાહેબ.'] (માન સાથે) કોઈ પણ પ્રકારના ભાઈને માટેનું (લાચારીના ભાવવાળું) સંબોધન. [૦ **કહેવા** (-કેઃવા), ૦ **કહેવડાવવા** (-કેઃવડાવવા) (રૂ.પ્ર.) તોબા પોકારવી કે પોકરાવવી]

**ભાઉ** પું. [સં. भ्राता > પ્રા. भाउ મરા.] (મહારાષ્ટ્રમાં) [જુઓ 'ભાઈ.'

**ભાઉ(-વ)ડું** ન. આબુની તળેટીના પ્રદેશની પહાડી પ્રજાનું માણસ. (સંજ્ઞા.)

**ભાકડ[1]** પું. હાથીનું આગલા પગનું લંગર બાંધવાનો ભોંયમાં ખોડેલો પથ્થર કે લાકડાનો મજબૂત ખીલો

**ભાકડ[2]** વિ. વાંઝિયું. (૨) દૂધ દેતાં બંધ થયેલું (ઢોર), પાંકડું-

(૨) ન બને તેવું, અસંભવિત (વાત વગેરે)

**ભાકસી** સ્ત્રી. બંદી-ખાનું, કેદ, હડ. (૨) પારકી ઉપાધિ, લપ. (૩) ભઠ્ઠી

**ભાકાષ્ઠાલેખન** ન. [સં. भा-काष्ठ + भा-लेखन] કોતરનારના ઉપયોગ માટે છબી પાડવાની કળાથી લાકડાની સપાટી ઉપર કોઈ પણ વસ્તુનો ફોટો પાડવાની રીત, 'ફોટો-ઝાઇલોગ્રાફી'

**ભાક(-કો)સવું** સ.ક્રિ. [સં. भक्ष દ્વારા] ખાવું. **ભાક(-કો)સાવું** કર્મણિ., ક્રિ. **ભાક(-કો)સાવવું** પ્રે., સ.ક્રિ,

ભાક(-કો)સાવવું, ભાક(-કો)સાવું જુઓ 'ભાક(-કો)સવું'માં.

**ભા-ક્રિયા** સ્ત્રી. [સં.] યાંત્રિક રીતે છબી પાડવાની ક્રિયા, 'ફોટો-એક્ટિવિટી' [એક પ્રકારનું ડિંગળ-ગીત

**ભાખડી** સ્ત્રી. [સં. भाषा દ્વારા + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.]

**ભાખર** પું. [સં. भक्ष > પ્રા. भक्ख દ્વારા] ખરો કે કડક જાડો રોટલો, ભાખરો, (૨) ઢોસો

**ભાખરિયો** વિ.,પું. [+ ગુ. '-ઇયું' ત.પ્ર.] ભાખરા કે ઢોસા શેકી બનાવેલ લાડુ

**ભાખરી** સ્ત્રી. [જુઓ 'ભાખરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ભાખરો, ઘઉંનો નાનો કડક અને ખરો રોટલો

**ભાખરો** પું. [જુઓ 'ભાખર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભાખર.'

**ભાખવું** સ.ક્રિ. [સં.ક્રિ. भाष् અર્વા. તદ્દભવ.] કલ્પના કે અંદાજથી કહેવું. (૨) ભવિષ્ય-કથન કરવું. **ભખાવું** કર્મણિ, ક્રિ. **ભખાવવું** પ્રે.,સ ક્રિ.

**ભાખા** સ્ત્રી. [સં. भाषा, અર્વા. તદ્દભવ] લોકબોલી (જેમ કે 'વ્રજ ભાખા' 'ગુજર ભાખા')

**ભાખિયું** ન. ખેતરે ભાત લઈ જવા બાંધવાનું કપડું

**ભાખો** પું. એ નામનો એક છોડ

**ભાખોડિયાં-ભ(-ભે)ર (-રથ)** ક્રિ.વિ. [જુઓ 'ભાખોડિયું' + ગુ. 'આં' ન., પ.વિ., બ.વ. + જુઓ 'ભ(-ભે)ર.'] ઘૂંટણિયે ચાલતું હોય એમ, ઘૂંટણિયા-ભર, ગોઠણિયા-ભર

**ભાખોડિયું** ન. (બાળકનું) જમીન સાથે ઘૂંટણ અડકાડી આગલા બે હાથથી પશુ જેમ ચાલવું એ, ઘૂંટણિયું. [-યાં ભરવાં (રૂ.પ્ર.) ઘૂંટણિયે સરકવું]

**ભાગ** પું. [સં.] અંશ, હિસ્સો, પાંતી, ફાળવણી, વાંટો, 'શેર.' (૨) ટુકડો, કટકો, કકડો. (૩) શાખા. (૪) ભાગાકારની ક્રિયા. (ગ.) [૦ **કરવો** (રૂ.પ્ર.) ટુકડા પાડવા. ૦ **કાઢી ના(-નાં)ખવો** (રૂ.પ્ર) ભાગીદારીમાંથી છૂટા થવું. ૦ **પડવો** (રૂ.પ્ર.) હિસ્સો થવો. (૨) રકમનો ભાગાકાર થવો. ૦ **પાડવો** (રૂ.પ્ર.) વાંટા કરવા. ૦ **રાખવો** (રૂ.પ્ર.) ભાગીદારી સ્વીકારવી]

**ભાગગ્રહણ-દોષ** પું. [સં.] ભાગને જ પકડી રાખવાનો દોષ, પૃથક્કરણનો હેત્વાભાસ, 'ફેલસી ઑફ ડિવિઝન' (મ.ર.)

**ભાગ-ગ્રાહી** વિ. [સં.,પું.] પોતાનો હિસ્સો લેનાર

**ભાગ-ચિહ્ન** ન. [સં.] ભાગાકારનું ચિહ્ન (÷). (ગ.)

**ભાગ-જાતિ** સ્ત્રી. [સં.] અપૂર્ણાંકનું સરખા છેદમાં રૂપાંતર કરવાની ક્રિયા. (ગ.) (૨) ભાગાકાર (ગ.)

**ભાગતલ** વિ. [જુઓ 'ભાગવું' દ્વારા.] ભાગી જનારું, નાસી છૂટનારું. (૨) (લા.) ડરપોક, બીકણ. (૩) બાયેલું, નમાલું

**ભાગતી** સ્ત્રી. [જુઓ 'ભાંગવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ખોટ, બાધ. (૨) પડતી, અવનતિ, ઊતરતી દશા

**ભાગ-ત્યાગ** પું. [સં.] પોતાનો હિસ્સો જતો કરવો એ.' 'કૉમ્પ્રોમાઇસ' (રા.વિ.) (૨) લક્ષણાનો એક પ્રકાર, ભાગ-ત્યાગ—લક્ષણા. (કાવ્ય.) [(કાવ્ય.)

**ભાગત્યાગ-લક્ષણા** સ્ત્રી. [સં.] જુઓ 'જહદજહલ્લક્ષણા.'

**ભાગ-દર્શક** વિ. [સં.] ભાગનો ખ્યાલ આપનારું

**ભાગ-દાતા** વિ. [સં. भागस्य दाता, પું.] ભાગ આપનારું

**ભાગ(-ગી)-દાર** વિ. [+ ફા. પ્રત્યય] વેપાર વગેરેમાંનું ભાગિયું, હિસ્સેદાર, 'પાર્ટનર'

**ભાગ(-ગી)-દારી** સ્ત્રી. [ફા.] હિસ્સેદારી, 'પાર્ટનર-શિપ'

**ભાગ-ધારક** વિ. [સં.], ભાગ-ધારી વિ. [સં., પું.] જુઓ 'ભાગ-દાર.'

**ભાગધેય** ન. [સં.] ભાગ્ય, નસીબ, કિસ્મત, તકદીર

**ભાગ-ફલ(-ળ)** ન. [સં.] ભાગાકારના હિસાબમાં આવતો જવાબ, ભાગાકાર. (ગ.)

**ભાગ-બટાઈ** સ્ત્રી. [+ હિં.] જમીનનું મહેસૂલ અનાજના રૂપમાં અપાય એવી પદ્ધતિ [નો આરંભ. (જ્યો.)

**ભાગભરી** સ્ત્રી. સૂર્યનું નવી રાશિમાં દાખલ થવું એ, સંક્રાંતિ-

**ભાગ-ભરું**[1] વિ. કમનસીબ

**ભાગ-ભરું**[2] વિ. નસીબદાર. (૨) સુખી, આબાદ

**ભાગ-મજમૂ** ન. [સં. भाग + જુઓ 'મજમૂ.'] સહિયારી જમીનનો ભાગ ['જહદજહલ્લક્ષણા.' (કાવ્ય.)

**ભાગ-લક્ષણા** સ્ત્રી. [સં.] જુઓ 'ભાગત્યાગ-લક્ષણા'—

**ભા(-ભાં)ગલું** વિ. [જુઓ 'ભા(-ભાં)ગવું[1]' + ગુ. 'એલું' ભૂ.કૃ.નું બોલીનું રૂપ.] ભાંગી પડેલું, તૂટી ગયેલું. (૨) ખોખરું થઈ ગયેલું. [-**લા પગ** (રૂ.પ્ર.) નિરાશા, નાઉમેદી. -**લાં હાડકાં** (રૂ.પ્ર.) આળસ. -**લે પગે** (રૂ. પ્ર.) મનમાં સંદેહ કે નિરાશા સાથે. **ટાંટિયાનું** (કે **પગનું**) **ભા(-ભાં)ગલું** (રૂ.પ્ર.) ચાલવાના કંટાળાવાળું, આળસુ. **હાડકાંનું ભા(-ભાં)ગલું** (રૂ.પ્ર.) આળસુ. **હાથ-પગનું ભા(-ભાં)ગલું** (રૂ. પ્ર.) અશક્ત અને આળસુ]

**ભાગલો** પું. [સં. भाग + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] ભાગ, હિસ્સો, અંશ, ફાળવણી, ખંડ, ટુકડો, 'ફ્રેગ્મેન્ટ.' [-**લા પડવા** (રૂ. પ્ર.) જુદા પડવું, ભાગ જુદા પડવા. -**લા પાડવા** (રૂ. પ્ર.) વહેંચણી કરવી, વાંટા કરવા]

**ભાગવત** વિ. [સં.] ભગવાનને લગતું, ભગવાનના સંબંધનું. (૨) ભગવદ્ભક્ત. (૩) પું. એ નામનો વૈદિક કર્મકાંડના ધર્મ પછી વિકસેલો નારાયણ અને એના અવતારોની ભક્તિનો સંપ્રદાય, ઐકાંતિક સંપ્રદાય, સાત્વત સંપ્રદાય, પાંચરાત્ર સંપ્રદાય. (સંજ્ઞા.) (૪) ન. અઢાર પુરાણોમાંનું વિષ્ણુના અવતારોનું અને એમાંય ખાસ કરી શ્રીકૃષ્ણના જીવન-વૃત્તાંતનું નિરૂપણ આપતું ઈ.સ.ની ૭ મી સદી આસપાસ વિકસેલું વધુ પ્રૌઢ ભાષાવાળું સંસ્કૃત ભાષામાં રચાયેલું એક વિશિષ્ટ પુરાણ. (સંજ્ઞા.) (૫) દેવી ભાગવત. (સંજ્ઞા.)

**ભાગવત-કાર** વિ., પું. [સં.] ભાગવત પુરાણનો કર્તા—સામાન્ય રીતે બાદરાયણ વ્યાસ

**ભાગવત-ધર્મ** પું. [સં.] જુઓ 'ભાગવત(૩).'
**ભાગવત-પાઠ** પું. [સં.] ભાગવત પુરાણના સં.શ્લોક બોલીને સાદ્યંત વાંચવા એ [(પુરાણી)
**ભાગવતપાઠી** વિ. [સં., પું.] ભાગવતનો પાઠ કરનાર
**ભાગવતી** વિ., સ્ત્રી. [સં.] ભગવાનને લગતી (કથા દેહ વગેરે). (૨) ભાગવત ધર્મને લગતી (દીક્ષા વગેરે). (૩) ભાગવત પુરાણને લગતી (કથા). (૪) જૈન ધર્મની સાધુ-સાધ્વીની (દીક્ષા) [હિસ્સો કે કર
**ભાગ-વિભાગ** પું. [સં.] જૂના રાજ્ય-તંત્રમાં અપાતો રાજાને
**ભાગવું**[1] અ.ક્રિ. [સં. मग्न- > પ્રા. मग्ग-, ભૂ. કૃ., ના. ધા.] નાસી છૂટવું. **ભગાવું**[1] ભાવે., ક્રિ. **ભગાડવું** પ્રે.,સ.ક્રિ. (અર્થ 'નસાડવું')
**ભા(-ભાં)ગવું**[2] સ. ક્રિ. [સં. भाग, -ના. ધા., જુઓ 'ભાંગવું.'] ભાગાકાર કરવો. (૨) તોડી નાખવું. (૩) અ.ક્રિ. બંધ થવું, અટકી પડવું. (૪) (લા.) નિરાશ થઈ રહેવું. (૫) સ.ક્રિ. (લા.) વળ ચડાવવો. (૬) ધાડ પાડી લૂંટી લેવું. [**ભા(-ભાં)ગી રાત** (-ત્ય) (રૂ. પ્ર.) મધરાત પછીનો સમય] **ભ(-ભં)ગાવું**[2] (ભગ઼ા-) કર્મણિ., ભાવે., ક્રિ.
**ભાગશી**[1] સ્ત્રી. પાશ, ફાસલો, જાળ. (૨) સંકટ, દુઃખ
**ભાગશી**[2] ન. મસાણ
**ભાગ-સ્વામી** વિ., [સં., પું.] ભાગ ધરાવનાર, હિસ્સેદાર
**ભાગળ** (-ળ્ય) જુઓ 'ભાગોળ.'
**ભાગળિયો** જુઓ 'ભાગોળિયો.'
**ભાગાકાર** પું. [સં. भाग + आ-कार] મોટી રકમને નાની રકમથી ભાગવાની ક્રિયા અને એનું ફળ. (ગ.)
**ભાગાડ**[1] પું. ઢોરનો હાડકાંવાળો ભાગ
**ભાગાડ**[2] (-ડ્ય) સ્ત્રી. ઢોરનાં હાડકાં નાખવાની જગ્યા
**ભાગાધિક** વિ. [સં. भाग + अधिक] ઘરના વ્યાસનો છઠ્ઠો ભાગ લંબાઈમાં વધારીને કરવામાં આવેલું (મકાન.). (સ્થાપત્ય.)
**ભાગાનુબંધ** (-બન્ધ) પું. [સં. भाग + अनु-बन्ध] પૂર્ણાંક સહિત અપૂર્ણાંકનો આંકડો. (ગ.) [પેટાભાગ
**ભાગાનુભાગ** પું. [સં. भाग + अनु-भाग] ભાગ અને એના
**ભાગા-ભાગ** (ભાગાભાગ્ય), -ગી સ્ત્રી. [જુઓ 'ભાગવું,[1]' -દ્વિર્ભાવ + ગુ. 'ઈ.' કૃ. પ્ર.] જુદી જુદી દિશામાં નાસી છૂટવું એ, નાસાનાસ, નાસભાગ
**ભાગામી** વિ. [સં. भाग દ્વારા] ભાગ આપવાની શરતે ખેડવા આપેલું. (૨) પું. એવી રીતે ભાગમાં ખેડનાર ભાગિયો ખેડૂત
**ભાગારું** વિ. [સં. भाग દ્વારા] જુઓ 'ભાગામી.' (૨) ન. વિઘોટીને બદલે ભાગ લેવો એ
**ભાગિની** વિ., સ્ત્રી. [સં.] નસીબદાર સ્ત્રી [ભાણિયો
**ભાગિનેય** પું. [સં.] બહેનનો દીકરો, ભાણેજ, ભાણો,
**ભાગિનેયી** સ્ત્રી. [સં.] બહેનની દીકરી, ભાણજી, ભાણી
**ભાગિય(-યે)ણ** સ્ત્રી. [જુઓ 'ભાગિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ભાગીદાર સ્ત્રી
**ભાગિયું** વિ. [સં. भाग + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભાગ ધરાવનારું હિસ્સેદાર, 'પાર્ટનર.' (૨) ન. ભાગીદારી, 'પાર્ટનર-શિપ'
**ભાગિયેણ** (-ણ્ય) જુઓ 'ભાગિયણ.'
**ભાગી** વિ. [સં., પું.] ભાગ ધરાવનારું, ભાગીદાર
**ભાગી-તૂટી** જુઓ 'ભાંગી-તૂટી.'
**ભાગી-દાર** જુઓ 'ભાગ-દાર'-'પાર્ટનર.'
**ભાગીદારી** જુઓ 'ભાગદારી'-'પાર્ટનર-શિપ.'
**ભાગીરથી** સ્ત્રી. [સં.] ગંગા નદીનું ગઢવાલના પ્રદેશમાંનું જાણીતું નામ. (સંજ્ઞા.)
**ભાગીલું** વિ. [સં. भाग + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'ભાગ-દાર.'
**ભાગુ** વિ. [જુઓ 'ભાગવું[1]' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] ભાગી છૂટનારું, ભાગેડુ. (૨) (લા.) બેઠાખાઉ [**૦ ભાઈ** (રૂ.પ્ર.) બાયલો, નમાલો માણસ]
**ભાગું**[1] ક્રિ.વિ. [સં. भाग દ્વારા; સૌ.] ને લીધે, ને કારણે
**ભાગું**[2] વિ. ભૂખરા રંગનું
**ભાગેડુ** વિ. [જુઓ 'ભાગવું' દ્વારા.] જુઓ 'ભાગુ(૧).'
**ભાગેતું** વિ. [સં. भाग દ્વારા.] ઊપજમાં ભાગ ઠરાવી ખેડવા આપેલું, ભાગારું (ખેતર)
**ભાગોવડ** વિ. વચલા વર્ગનું, વચલા વાગાનું, મધ્યમસરનું
**ભાગો(-ગ)ળ** (-ળ્ય) સ્ત્રી. ગામ નગર કે કિલ્લાનો દરવાજો. (૨) (લા.) દરવાજા બહારનું સામેનું મેદાન, પાદર. [**૦ જેવું** (રૂ.પ્ર.) પહોળું કે વકાસેલું. **-ળે જવું** (-જ્યે-) (રૂ. પ્ર.) ગામ બહાર જાજરૂ જવું. **-ળે દીવા કરવા** (-ળ્યે-) (રૂ.પ્ર.) જાહેરાત કરવી] [પહેરો ભરનાર સૈનિક કે રખેવાળ
**ભાગો(-ગ)ળિયો** વિ.,પું. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભાગોળનો
**ભા(-ભાં)ગી-તૂટી** વિ., સ્ત્રી. [જુઓ 'ભા(-ભાં)ગ્યું'-'તૂટ્યું'+ બેઉને ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જીર્ણ થઈ ગયેલી (વસ્તુ). (૨) બોલવામાં થોથરાય અને શબ્દો તૂટે એવી (વાણી)
**ભાગ્ય** ન. [સં.] નસીબ, કિસ્મત, તકદીર, ભાવિ. [**૦ ઊઘડવું**, **૦ ફળવું** (રૂ. પ્ર.) સુખી થવું. **૦નું ખળિયું** (રૂ.પ્ર.) કમનસીબ. **૦ ફરવું** (રૂ.પ્ર.) નબળીમાંથી સારી સ્થિતિ આવવી. **૦ ફરી વળવું** (રૂ.પ્ર.) ખરાબ સ્થિતિમાં મુકાવું. **૦ ફૂટવું** (રૂ. પ્ર.) દુઃખ આવી પડવું. **૦ રળવું** (રૂ.પ્ર.) મહેનત કરી કમાવું]
**ભાગ્ય-ચક્ર** ન. [સં.] સારા નરસા નસીબનું આવર્તન
**ભાગ્ય-જોગે** ક્રિ.વિ. [+ જુઓ 'જોગ' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] નસીબનો સંયોગ મળતાં, સારે નસીબે
**ભાગ્ય-દૈન્ય** ન. [સં.] કમનસીબી. (ગો.મા.)
**ભાગ્ય-નિર્માણ** ન. [સં.] નસીબમાં નક્કી થઈ ગયેલ પરિસ્થિતિ
**ભાગ્ય-પતિ** પું. [સં.] નસીબનો સ્વામી-ગુરુગ્રહ. (જ્યો.)
**ભાગ્ય-પત્ર** પું. [સં., ન.] જેમાં નસીબ નોંધાઈ ગયેલું છે તેવો કાલ્પનિક કાગળ. (ના.દ.)
**ભાગ્ય-ભવન** ન. [સં.] જન્મકુંડળીમાંનું નવમું ઘર. (જ્યો.)
**ભાગ્ય-યોગ** પું. [સં.] સારા નસીબનો આવી પડેલો સંયોગ
**ભાગ્ય-રેખા** સ્ત્રી. [સં.] હથેળીમાંની નસીબનો ખ્યાલ આપતી વચ્ચેની ઊભી રેખા. (સામુ.)
**ભાગ્ય-લક્ષ્મી** સ્ત્રી. [સં.] ભાગ્યના સ્વરૂપમાં રહેલી સમૃદ્ધિ (ના.દ.) [ગયેલ પરિસ્થિતિ
**ભાગ્ય-લેખ** પું. [સં.] નસીબમાં થવા વિશે નિશ્ચિત થઈ

**ભાગ્ય-વશાત્** ક્રિ.વિ. [સં.] જુઓ 'ભાગ્ય-જોગે.'

**ભાગ્ય-વંત** (-વન્ત) વિ. [+સં. °वत् ▷પ્રા. °वंत] ભાગ્ય-શાળી, નસીબદાર [એવો મત-સિદ્ધાંત

**ભાગ્ય-વાદ** પું. [સં.] નસીબમાં લખ્યા પ્રમાણે જ થાય છે

**ભાગ્યવાદી** વિ. [સં.,પું.] ભાગ્ય-વાદમાં માનનારું

**ભાગ્ય-વાન** વિ. [+સં. °वान् પું.] જુઓ 'ભાગ્ય-વંત.'

**ભાગ્ય-વિધાતા** વિ. [સં., પું.] નસીબ બાંધી આપનાર, ભાગ્ય ઊભું કરી આપનાર, ભાગ્ય ઘડી આપનાર

**ભાગ્ય-વિધાત્રી** વિ., સ્ત્રી. [સં.] ભાગ્યવિધાતા સ્ત્રી (દેવી વિધાતા)

**ભાગ્ય-વિધાયક** વિ. [સં.] જુઓ 'ભાગ્ય-વિધાતા.'

**ભાગ્ય-શાલી(-ળી)** વિ. [સં.,પું.] જુઓ 'ભાગ્ય-વંત.'

**ભાગ્ય-હીણુ** વિ. [+સં. हीन], -ન વિ. [સં.] કમનસીબ, અભાગિયું [(લા.) તંગીમાં આવી પડેલું

**ભા(-ભાં)ગ્યું** વિ. [જુઓ 'ભા(-ભાં)ગવું[૨]'+ગુ. 'યું' ભૂ. કૃ.]

**ભા(-ભાં)ગ્યું-ખોખરું** વિ. [+ જુઓ 'ખોખરું.'] પૂરું ભાંગેલું નહિ તેવું ખોખા જેવું થઈ ગયેલું

**ભા(-ભાં)ગ્યું તૂટ્યું** વિ. [+જુઓ 'તૂટવું'+ગુ. 'યું' ભૂ. કૃ.] (લા.) અડધું-પડધું. (૨) અડધું અશુદ્ધ અને અસ્પષ્ટ. (૩) સમારકામ કરવા જેવું

**ભાગ્યે, ૦જ** ક્રિ.વિ. [સં. भाग्य + ગુ. 'એ' ત્રી.વિ., પ્ર + 'જ'; લેખનમાં આ 'જ' અલગ નથી લખાતો.] (લા.) જવલ્લે, કવચિત્, કદાચ, કદીમદી

**ભાગ્યોદય** પું. [સં.भाग्य + उदय] નસીબનું ખીલી આવવું એ, ચડતી, ઉન્નતિ

**ભાચકી** સ્ત્રી. બાચકી, કોથળી, નાની ગૂણી

**ભાચર** વિ. પહોળું અને મોટું [ઘાટનો ભાચરો

**ભાચરિયું** ન. [જુઓ 'ભાચરો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નાના

**ભાચરો** પું. [જુઓ 'ભાચર' + ગુ. 'ઉં' સ્વાર્થે ત. પ્ર.] પહોળા મોઢાનું મોટું ચરુ જેવું વાસણ. (૨) છાસ ભર-વાનું દહોણું. [-રા જેવું (રૂ.પ્ર.) મોટું પહોળું બેડોળ]

**ભાજક** વિ. [સં.] ભાગનારી સંખ્યા. (ગ.) [લોટ

**ભાજણી[૧]** સ્ત્રી. શાકભાજીમાં નાખવા માટેનો મસાલો નાખેલો

**ભાજણી[૨]** સ્ત્રી. વણતરમાં વાણો વાળવા માટે રખાતો છ થી આઠ હાથ જેટલો ભાગ

**ભાજન** ન. [સં.] ઠામ, વાસણ, પાત્ર. (૨) વિ. [સં.,ન.] પાત્ર, યોગ્ય (સમાસમાં : 'સ્નેહ-ભાજન' વગેરે)

**ભાજન-તા** સ્ત્રી. [સં.] પાત્રતા, યોગ્યતા

**ભાજવું** જુઓ 'ભાંજવું.' (ગુ.માં આ બંને રૂપ વ્યાપકતાથી વપરાતાં નથી.)

**ભાજી** સ્ત્રી. [દે.પ્રા. भज्जिआ] પાંદડાંનો શાક તરીકે ઉપ-યોગ કરવામાં આવે તેવી નાના ઘાટની વનસ્પતિ (તાં-દળજો મેથી પાલખ ધાણા હાંમો વગેરે). [૦ કરી ના-(-નાં)ખવી (રૂ.પ્ર.) ફજેતી કરવી. ૦ખાઉ (રૂ.પ્ર.) કમજોર. ૦નું પાણી (રૂ.પ્ર.) પોચા સ્વભાવનું. ૦ પાકવી (રૂ. પ્ર.) લાભ થવો. ૦મૂળો ગણવાં (રૂ. પ્ર.) તુચ્છ માનવું. ૦ વાંટવી (રૂ.પ્ર.) ભાગ પાડવો]

**ભાજી-પાલો** પું. [+ જુઓ 'પાલો.'] શાક-પાંદડું, તરકારી

**ભાજ્ય** વિ. [સં.] ભાગાકાર કરતાં ભાજકથી જે રકમ ભાંગવાની હોય તે (રકમ)

**ભાટ** પું. [સં. भट्ट (સં. भर्तृ નો વિકાસ)] રજવાડાંઓમાં પ્રશસ્તિ ગાનારી એક બ્રાહ્મણ જાતિ અને એનો પુરુષ, બ્રહ્મભટ્ટ (જેઓ 'વહીવંચા' 'બારોટ' વગેરેથી પણ કવચિત્ ઓળખાય છે.) (સંજ્ઞા.) (૨) (લા.) ખુશામતખોર માણસ

**ભાટકવું** અ.ક્રિ. [જુઓ 'ભટકવું.'] નકામું જ્યાં ત્યાં રખડવું, આથડવું. (૨) અથડાવું, ભટકાવું

**ભાટડી** સ્ત્રી. [જુઓ 'ભાટ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.], -ણુ (-ણ્ય) સ્ત્રી. [+ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય], -ણી સ્ત્રી. [+ગુ. 'અણી' સ્ત્રીપ્રત્યય.] ભાટ જ્ઞાતિની સ્ત્રી

**ભાટલો[૧]** પું. મોટો રોટલો, ભાખરો

**ભાટ(-ઠ,-ઠે)લો[૨]** જુઓ 'ભાટેલો.'

**ભાટ-વેડા** પું., બ.વ. [જુઓ 'ભાટ' + 'વેડા.'], **ભાટાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] ભાટનું કામ. (૨) (લા.) ખોટી ખુશામત

**ભાટિય(-યે)ણુ** (-ણ્ય), **ભાટિયાણી** સ્ત્રી. [જુઓ 'ભાટિયો' + ગુ. 'અ(-એ)ણ'-'આણી' સ્ત્રીપ્રત્યય.] ભાટિયા જ્ઞાતિની સ્ત્રી. (સંજ્ઞા.)

**ભાટિયો** પું. ['ભટ્ટી' રાજપૂતોમાંથી વિકસેલો એક જ્ઞાતિ-પ્રકાર] કચ્છ અને હાલારના પ્રદેશની એક વેપારી કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) (લા.) દૂધ વેચવાનો ધંધો કરનાર. (૩) શાક વેચવાનો ધંધો કરનાર કાછિયો

**ભાટી** પું. ['ભટ્ટી' રાજપૂત <સં. भर्तृ >પ્રા. भट्टि] રાજ-પૂતોની એક જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**ભાટે(-ટ,-ઠે)લો** પું. અનાવળા બ્રાહ્મણોનું એક ખિજવણું

**ભાઠ** (-ઠય) સ્ત્રી. [દે.પ્રા. भट्ठि ધૂળ વિનાનો રસ્તો] સમુદ્ર-કાંઠાની તેમ નદી-કાંઠાની પથ્થરવાળી કરાડ, બેઠો ખડક (નદીકાંઠે જામેલી માટીનો કે રેતીવાળો પણ આ ભાગ હોઈ શકે.)

**ભાઠ(-ટ,-ઠે)લો** જુઓ 'ભાટેલો.'

**ભાઠાળું[૧]** વિ. [જુઓ 'ભાઠું[૧]' + ગુ. 'આળું' ત.પ્ર.] ભાઠા-વાળું, ચાંદું પડયું હોય તેવું. (૨) (લા.) કદરૂપું, બેડોળ

**ભાઠાળું[૨]** વિ. [જુઓ 'ભાઠું[૨]' + ગુ. 'આળું' ત.પ્ર.] ભાઠાની જમીનવાળું, ખડકાળ કાંઠાની જમીનવાળું

**ભાઠિયો** વિ., પું. [જુઓ 'ભાઠો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મારવાના કામમાં વપરાતો દંડૂકો. [-યા દેવા (રૂ. પ્ર.) દંડૂકાથી માર મારવો] [પડતું સૂકું ચાંદું

**ભાઠું[૧]** ન. શરીરની ચામડી ઉપર છોલાવા વગેરેને કારણે

**ભાઠું[૨]** ન. [દે.પ્રા. भट्ठि સ્ત્રી. રેતી વિનાની ટાકર જમીન.] ખડકાળ કે જામેલી કઠણ માટીની જમીનનો ભાગ. (૨) છીછરા પાણીવાળી જગ્યા. [-ઠાની જમીન (રૂ.પ્ર.) દરિયા-કાંઠાની કાંપ ઠર્યો હોય તેવી જમીન. (૨) નદીકાંઠાની એવી જામેલી જમીન. -ઠે ભરાવું (રૂ.પ્ર.) કઠેકાણે ફસાવું. (૨) ખરાબ માણસ સાથે કામ પડવું]

**ભાઠું[૩]** ન. દંડૂકો. [-ઠાં ખાવાં (રૂ. પ્ર.) માર ખાવો. -ઠાં દેવાં (રૂ.પ્ર.) માર મારવો]

**ભાઠેલો** જુઓ 'ભાટેલો.'

ભાઠો પું. ખેતરમાંનો અનાજનો સૂકો સાંઠો કે થડિયું. (૨) દંડૂકો. (૩) ઢેખાળો. [-ઠા ખાવા (રૂ.પ્ર.) માર ખાવો. -ઠા દેવા (રૂ.પ્ર.) માર મારવો]

ભાઠોડ¹ વિ. [જુઓ 'ભાઠું'¹ દ્વારા.] શરીર ઉપર ભાઠાંવાળું, ભાઠાળું. (૨) (લા.) દરિદ્રી

ભાઠોડ² વિ. ખૂબ ખાનારું

ભાઠોડું ન. [જુઓ 'ભાઠું' દ્વારા.] ભાઠાવાળી જમીન

ભાડ¹ (-ડચ) સ્ત્રી. [સં. માટિ > પ્રા. માડિ- મહેનતાણું] ભડવાઈની કમાણી. [૦ ખાવી (રૂ.પ્ર.) કૂટણું ચલાવી રોજી કમાવી]

ભાડ² (-ડચ) સ્ત્રી. [દે. પ્રા.,પું.,ન.] ધાણી દાળિયા શેકવા માટેનો મોટો ચૂલો. (આ શબ્દ ગુ. માં વ્યાપક નથી: 'ભાડભૂંજો' છે.)

ભાડ-ખણું (ભાડય-) વિ. [જુઓ 'ભાડ¹' + 'ખણો' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) કૂટણું ચલાવી ગુજરાન મેળવનારું

ભાડ-ખાઉ, -યું (ભાડય-) વિ. [જુઓ 'ભાડ¹' + 'ખાવું' + ગુ. 'આઉ'-'યું' કૃ.પ્ર.] જુઓ 'ભાડ-ખણું.'

ભાડભૂંજ(-જે)ણ (-ણ્ય), ભાડભૂંજી સ્ત્રી. [જુઓ 'ભાડ-ભૂંજો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ભાડભૂંજાની સ્ત્રી

ભાડ-ભૂંજો પું. [જુઓ 'ભાડ²' + 'ભૂંજવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] મોટા ચૂલા ઉપર તાવડામાં ધાણી દાળિયા પૌંઆ વગેરે ભૂંજવાનો ધંધો કરનાર ધંધાદારી એક જ્ઞાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)

ભાડલું ન. રોટલો. (કાઠી.)

ભાડવાત વિ. [જુઓ 'ભાડું' દ્વારા.] મકાન વગેરે ભાડે લઈ એમાં રહેનાર

ભાડા-કિંમત (-કિમ્મત), ભાડા-કીમત સ્ત્રી. [જુઓ 'ભાડું' + 'કિંમત'–'કીમત.'] મકાન વગેરેનું ભાડાની નજરે કરવામાં આવતું મૂલ્ય, 'રૅન્ટલ વૅલ્યૂ.'

ભાડા-ખત ન. [જુઓ 'ભાડું' + 'ખત²' લખત).] ભાડાને લગતો કરારનો દસ્તાવેજ, ભાડા-ચિઠ્ઠી, 'રૅન્ટ-નોટ'

ભાડા-ખર્ચ પું., ન. [જુઓ 'ભાડું' + 'ખર્ચ.'] ભાડાને લગતો આર્થિક વ્યય

ભાડા-ખાતું ન. [જુઓ 'ભાડું + 'ખાતું.'] ચોપડામાંનું ભાડાની રકમ આપવાનું ખાતું

ભાડા-ચિટ્ઠી(-ઠ્ઠી) સ્ત્રી. [જુઓ 'ભાડું' + ચિટ્ઠી(-ઠ્ઠી).'] જુઓ 'ભાડા-ખત'–'રૅન્ટ-નોટ.'

ભાડાતી વિ. [જુઓ 'ભાડું' દ્વારા.] ભાડું લઈ ગાડું હાંકનાર

ભાડા-નામું ન. [જુઓ 'ભાડું' + 'નામું.'] જુઓ 'ભાડા-ખત.'

ભાડા-પટો(-ટ્ટો) પું. [જુઓ 'ભાડું' + 'પટો(-ટ્ટો).'] લાંબી મુદતને માટે મકાન કે જમીન ભાડે લેવાનો કરાર, 'લીઝ'

ભાડિયો પું. [જુઓ 'ભાડ²'+ગુ. 'ઇયું' ત.પ્ર.] અનાજ શેકવાનું કલાડું કે બકડિયું. (૨) બાંધ્યા વિનાનો ચૂલો, ઓરિયો

ભાડુકાવવું, ભાડુકાવું જુઓ 'ભાડૂકવું'માં.

ભાડું ન. [સં. भाटक- > પ્રા. भाडअ-] મકાન વાહન વગેરે વાપરવા માટે આપવામાં આવતું કે લેવામાં આવતું નૂર, (મકાનનું) 'રૅન્ટ,' (વાહન વગેરેનું) 'ફૅર,' (માલસામાનનું) 'ફ્રેઇટ.' [-ડાની વેલ (-લ્ય) (રૂ. પ્ર.) ગમે ત્યારે ઉચાળા મુકાય તેવી ચીજ-વસ્તુ. -ડાનું ઘર (રૂ.પ્ર.) ગમે ત્યારે સોંપી દેવું પડે તેવું મકાન. -ડાનું ટટ્ટુ (રૂ.પ્ર.) ક્ષણિક ટકે તેવું. (૨) અસ્થિર સ્થાન. ભોં-ભાડું (રૂ.પ્ર.) (ભોં-) સ્મશાનમાં બાળવા નિમિત્તે લેવાતો વેરો. વગર ભાડાની કોટડી (રૂ.પ્ર.) કેદખાનું, 'જેલ']

ભાડું-તોડું, ભાડું-આડું ન. [જુઓ 'ભાડું,' -દ્વિર્ભાવ.] ભાડું અને એને લગતો બીજો ખર્ચ

ભાડૂક (-કચ) સ્ત્રી. [રવા.] સાબરનો અવાજ

ભાડૂકવું અ.ક્રિ. [જુઓ 'ભાડૂક,' -ના.ધા.] સાબરનો અવાજ થવો. ભાડુકાવું ભાવે., ક્રિ. ભાડુકાવવું પ્રે., સ.ક્રિ.

ભાડૂત જુઓ 'ભાડવાત'–'ટેનન્ટ.'

ભાડૂતી વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ભાડે રાખેલું. (૨) પગાર-થી કામ કરતું. (લા.) વેઠિયા પ્રકારનું

ભાડેલિયું વિ. ઊલટી બાજુએ લખવામાં આવતું (નામું)

ભાડો પું. [જુઓ 'ભાડ²' દ્વારા.] સળગતા અગ્નિનો રખ-રખતો ભઠ્ઠો

ભાણ¹ પું. [સં.] દસ પ્રકારનાં નાટચ-રૂપકોમાંનો વિટ વગેરેના આત્મ-વચનોવાળો એક એકાંકી નાટચ-પ્રકાર. (નાટચ.)

ભાણ² પું. [સં. भानु > પ્રા. भाणु] સૂર્ય, સૂરજ

ભાણકી સ્ત્રી. [જુઓ 'ભાણકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભાણજી, ભાણી

ભાણકો પું. [જુઓ 'ભાણો' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] [ભાણેજ, ભાણો, ભાણિયો

ભાણજી સ્ત્રી. [જુઓ 'ભાણજો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ભાણકી.'

ભાણજો પું. [જુઓ 'ભાણેજ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] [જુઓ 'ભાણેજ'–'ભાણકો.'

ભાણા-ભાઈ વિ. [જુઓ 'ભાણો' + 'ભાઈ.'] (જરા માન સાથે) ભાણો, ભાણેજ

ભાણા(-ણાં)-ખડખડ (-ખડચ-ખડચ) સ્ત્રી. [જુઓ 'ભાણું' + ગુ. 'આં' પ.વિ., બ.વ., પ્ર. + 'ખડખડવું.'] વાસણોનો સામસામે અથડાટ. (૨) (લા.) પરસ્પરની અથડામણ કે ઝઘડો

ભાણા(-ણાં)-ભેદ પું. [જુઓ 'ભાણું' + ગુ. 'આં' પ.વિ., બ.વ., પ્ર.] જમનારાંઓને પીરસવામાં ખાદ્ય વાનગીઓનો તફાવત રાખવો (પોતાનાંને સારી વાનીઓ અને પારકાં-નાંને હલકી વાનીઓ પીરસવી એ), ભાણાંતર

ભાણા(-ણાં)-વહેવાર (-વેઃવાર) પું. [જુઓ 'ભાણું' + ગુ. 'આં' પ.વિ., બ.વ., પ્ર. + 'વહેવાર.'], ભાણા(-ણાં)-વ્યવહાર પું. [+સં.] સાથે બેસી એકબીજાને ત્યાં જમવાનો સંબંધ, સપંક્તિપણું

ભાણાં-ખડખડ (-ખડચ-ખડચ) જુઓ 'ભાણા-ખડખડ.'

ભાણાંતર ન. [જુઓ 'ભાણા'+સં. अन्तर] જુઓ 'ભાણાભેદ.'

ભાણાં-વહેવાર (-વે:વાર) જુઓ 'ભાણા-વહેવાર.'

ભાણાં-વ્યવહાર જુઓ 'ભાણા-વ્યવહાર.'

ભાણિકા સ્ત્રી. [સં.] ભાણના પ્રકારની એક એનાથી ઊતરતી કક્ષાની નાટચ-રચના. (નાટચ.)

ભાણિયો પું. [જુઓ 'ભાણો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ભાણેજ'–'ભાણો.' (૨) (લા.) વીંટાળવી પડે તેવી વસ્તુ, સોગાત

ભાણી¹ સ્ત્રી. [સં.] જુઓ 'ભાણિકા.' ['ભાણકી.'

ભાણી² સ્ત્રી. [જુઓ 'ભાણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ

**ભાણી-આ, ૦ઈ** સ્ત્રી. [+જુઓ 'આ,૦ઈ.'] (માન સાથે) ભાણેજી, ભાણકી

**ભાણું** ન. [સં. भाजनक->પ્રા. भाअणअ-, भाणअ-] પીરસેલું વાસણ કે થાળી. [-ણા ઉપરથી ઉઠાડવું (રૂ.પ્ર.) ગુજરાનનાં સાધન ઝૂંટવી લેવાં. -ણામાં ધૂળ ના(-નાં)ખવી (રૂ.પ્ર.) ચાલતું ગુજરાન ઝૂંટવી લેવું. ૦ માંડવું (રૂ.પ્ર.) જમવા બેસવું. ૦ સા(-સાં)ચવવું (રૂ. પ્ર.) કાળજીપૂર્વક જમાડવું. -ણે ખપતું (રૂ.પ્ર.) સપંક્ત, નાતનું. -ણે ભળવું (રૂ.પ્ર.) જમવામાં સાથ આપવો]

**ભાણેજ** પું. [સં. भागिनेय>પ્રા भाइणेज्ज] જુઓ 'ભાણજો.'

**ભાણેજડાં** ન.,બ.વ. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] બહેનનાં બાળક

**ભાણેજ-વર** પું. [જુઓ 'ભાણેજી'+સં.] ભાણીનો પતિ

**ભાણેજ-વહુ** સ્ત્રી. [જુઓ 'ભાણેજ' + 'વહુ.'] ભાણેજની પત્ની

**ભાણેજાં** ન., બ.વ. [જુઓ 'ભાણેજ'+ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'ભાણેજડાં.' [ભાણી

**ભાણેજી** સ્ત્રી. [જુઓ 'ભાણેજો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભાણજી,

**ભાણેજો** પું. [જુઓ 'ભાણેજ'+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભાણજો.'

**ભાણો** પું. [સં. भागिनेय->પ્રા. भाइणेअ.] જુઓ 'ભાણજો.'

**ભાત**[1] પું. [સં. भक्त>પ્રા. भत्त] રાંધેલા ચોખા (હમણાં હમણાં 'ચોખા'ના સાદૃશ્યે બ.વ. પણ). (૨) ન. ખેડૂતને ખેતરે પહોંચાડવામાં આવતું ભોજન

**ભાત**[2] (-ત્ય) સ્ત્રી. [સં. भक्ति>પ્રા. भत्ति] ચિતરામણની તરેહ કે વેલબુટ્ટાવાળી છાપ, 'ડિઝાઇન,' 'પૅટર્ન.' [ભાત વિના ભાત ન પડે (ભાત્ય,-ભાત્ય-) (રૂ. પ્ર.) ઉચ્ચ કુળ વિના સંસ્કાર ન હોય. ભલી ભાતે (-ત્યે) (રૂ.પ્ર.) સારી રીતે]

**ભાત-ખાઉ** વિ. [જુઓ 'ભાત[1]'+'ખાવું'+ગુ. 'આઉ' કૃ.પ્ર.] (લા.) સ્વભાવનું ઢીલું પોચું. (૨) રેંજી-પેંજી

**ભાત-ખાચર** ન. [જુઓ 'ભાત[1]' દ્વારા.] ચોખાનો પાક સારો ઊપજે તેવી જમીન, ક્યારીની જમીન

**ભાતલડું** ન. [જુઓ 'ભાત[1]'+'લું'+'ડું' સ્વાર્થે ત.પ્ર.], **ભાતડિયું** ન. [+ગુ. 'ઇયુ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભાત[1] (૨).' (પદ્યમાં.) ['ભાત.[2]' (૨) ગૂંથણ

**ભાતડી** સ્ત્રી. [જુઓ 'ભાત[2]'+ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**ભાતણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભાત[1]' દ્વારા.] ડાંગર કમોદ વગેરેની કોતરી

**ભાત-દાળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ભાત[1]'+'દાળ.'] દાળ-ભાત. (૨) (લા.) સારો ખોરાક [પાણી

**ભાત-પાણી** ન., બ.વ. [જુઓ 'ભાત[1]'+'પાણી.'] અન્ન-

**ભાત-ભાતનું** (ભાત્ય-ભાત્યનું) વિ. [જુઓ 'ભાત,[2]'-દ્વિર્ભાવ +ગુ. 'નું' છ.વિ.નો અનુગ] તરેહ તરેહનું, ભાતીગર

**ભાતરેડી** સ્ત્રી. ગોવાળિયા-રબારીઓ વગેરેની દહોણી

**ભાતલડી** સ્ત્રી. [જુઓ 'ભાત[1]'+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'લ' મધ્યગ.] ખાવાનું ભાત (પદ્યમાં.)

**ભાતલાં** ન., બ.વ. [જુઓ 'ભાત[1]'+ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ખેતરે લઈ જવાનું ભાત. (૨) રોટલા

**ભાતલો** પું. [જુઓ 'ભાતલાં.'] (લા.) ઘઉંનો મોણવાળો ભાખરો [તરેહ પ્રમાણે, પ્રકાર પ્રમાણે

**ભાત-વાર** (ભાત્ય-) ક્રિ.વિ. [જુઓ 'ભાત[2]'+'વાર' ક્રમ.]

**ભાતિયું** ન. [જુઓ 'ભાત[1]'+ગુ. 'ઇયું' ત.પ્ર.] ખેતરે લઈ જવાનું ભાત રાખવાનું વાસણ, 'ટી-કીન.' (૨) ભાત લઈ જવાનું કપડું. (૩) ભાત ઓસાવવાનું કાણાંવાળું સાધન કે ટોપલો. (૪) ચોખાનાં ખેતરોમાં ભમતું એક પક્ષી

**ભાતીગર, -ળ** વિ. [જુઓ 'ભાત[2]' દ્વારા.] અનેક પ્રકારની ભાતવાળું, ભાતીલું, ભાતભાતનું, તરહેવાર

**ભાતીડું** ન. [જુઓ 'ભાત[1]' દ્વારા.] છાસ પાણી વગેરે રાખવાનું ભરવાડ વગેરેનું વાસણ ['ભાતીગર.'

**ભાતીલું** વિ. [જુઓ 'ભાત[2]'+ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ

**ભાતું** (-થું) ન. [સં. भक्तक->भत्तअ-] પ્રવાસ માટે લઈ જવામાં આવતું ખાવાનું, ટીમણ. (૨) વહાણના માલિક તરફથી ખારવાઓને અપાતો ખોરાક. [૦ બાંધવું (રૂ.પ્ર.) સારું નરસું કામ કરવું. મૂઆનું ભાતું (રૂ.પ્ર.) મૃત્યુ સુધી ચાલે તેટલી મૂડી]

**ભાતું-પોતું** ન. [+જુઓ 'પોતું.'] જુઓ 'ભાતું(૧).'

**ભાતોડિયું** વિ. [જુઓ 'ભાત[1]' દ્વારા.] પ્રવાસમાં ભાતું લઈ જવાનું વાસણ

**ભાથ** પું. [જુઓ 'ભાથો.'] બાણો રાખવાનું સાધન

**ભાથડી** સ્ત્રી. એક પ્રકારનું ઘાસ

**ભાથડો** પું. [જુઓ 'ભાથો'+ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભાથો.' [-ડે ભરાવું (રૂ.પ્ર.) ફસાઈ જવું]

**ભાથરણું** ન. પ્રયાસ, પ્રયત્ન

**ભાથરી** સ્ત્રી. પેઢ

**ભાથરો, -ટ** (-ટ્ય) સ્ત્રી. ફૂવડ સ્ત્રી. (૨) ઘણું ખાનારી સ્ત્રી

**ભાથલું** ન. ઘઉં અને બાજરાનો જરા જાડો આંગળીનાં ટેરવાંથી ખાડા પાડેલો ભાખરો કે રોટલો

**ભાથારો** પું [દે. પ્રા. भत्थ+સં. स कारक-> પ્રા. भत्थआरअ., भत्थारअ-] બાણ રાખવાના ભાથા બનાવનાર કારીગર

**ભાથિયા-દાદા, ભાથિયા-ખતરી** પું., બ.વ. [જુઓ 'ભાથિયો' +'દાદો' -'ખતરી.'] સાપ વીંછી વગેરેના દંશ ઉતારવામાં જેની આણ દેવામાં આવે છે તેવો એક મનાતો દેવી પુરુષ. (સંજ્ઞા.)

**ભાથિયો, ભાથી** પું. [જુઓ 'ભાથો'+ગુ. 'ઇયું' -'ઈ' ત.પ્ર.] ભાથો બાંધી લડનાર યોદ્ધો. (૨) સંગાથી, સાથીદાર, મિત્ર

**ભાથું** જુઓ 'ભાતું.'

**ભાથો** પું. [દે. પ્રા. भत्थअ-] યોદ્ધાનો બાણ રાખવાનો એક પ્રકારનો ખભાની પાછળ રખાતો કોથળો

**ભાદર** સ્ત્રી. [સં. भद्रा ->પ્રા. भद्दरा] સૌરાષ્ટ્રની જસદણ નજીકના મદાવાના ડુંગરમાંથી નીકળી પશ્ચિમ તરફ નવી-બંદર પાસે સમુદ્રમાં પડતી એક નદી. (સંજ્ઞા.) (૨) એવી જ પૂર્વ બાજુ વહી ધંધુકા પાસેથી થઈ કચ્છના અખાતમાં પડતી નદી. (સંજ્ઞા.) -ના ભડ (રૂ. પ્ર.) શૂરવીર માણસ. [-નાં તડ (રૂ.પ્ર.) મુશ્કેલ કામ. -નાં પાણી તરવાં (રૂ.પ્ર.) મુશ્કેલ કામ પાર કરવાં. -ની ભાળ (રૂ.પ્ર.)

પત્તો ન લાગવાની સ્થિતિ. -પટ્ટી ફરવી (રૂ.પ્ર.) ખૂબ ઠપકો આપવો]

**ભાદર(-રે)ડ** ન. ખેડીને પડતર રાખેલું ખેતર, સાંખું

**ભાદરણ** ન. ઘઉં વગેરે શિયાળુ પાક વાવવા ખેડીને રાખી મૂકેલું ખેતર

**ભાદર-કાંઠો** પું. [+ જુઓ 'કાંઠો.'] બેઉ ભાદર નદીઓનાં કાંઠાનો સમગ્ર પ્રદેશ. (સંજ્ઞા.) (૨) જૂનાગઢ જિલ્લામાં કુતિયાણાથી લઈ નવીબંદર સુધીનો ભાદરના બંને કાંઠાનો વિસ્તૃત પ્રદેશ. (સંજ્ઞા.)

**ભાદરવો** પું. [સં. भाद्रपद- > પ્રા. भद्दवअ-] હિંદુ કાર્તિકી વિક્રમી વર્ષનો અગિયારમો મહિનો, ભાદ્રપદ. (સંજ્ઞા.) [-વાની ભેંસ(-શ) (-ભેંસ્ય,-શ્ય) (રૂ.પ્ર.) ખાઈ પી પુષ્ટ થયેલું માણસ. -વાનો ભીંડો (રૂ.પ્ર.) જુવાનીનો નવલોહિયો તોર. (૨) થોડી પ્રાપ્તિથી છકેલો માણસ. ૦ વરસવો (રૂ.પ્ર.) ખૂબ કમાણી થવી]

**ભાદરોડ** જુઓ 'ભાદરડ.' [પુરુષ. (સંજ્ઞા.)

**ભાદેલો** પું. મુસલમાન ખારવાઓની એક જાત અને એનો

**ભાદ્રપદ** પું. [સં.] જુઓ 'ભાદરવો.' (૨) ન., [સં.] પૂર્વા અને ઉત્તરા એમ બે અલગ અલગ એવું અશ્વિનીથી ગણતાં ૨૫ મું અને ૨૬ મું તે તે નક્ષત્ર. (સંજ્ઞા.) (ખગોળ.)

**ભાદ્રપદા** સ્ત્રી. [સં.] જુઓ 'ભાદ્રપદ(૨).'

**ભાન** ન. [સં.] ખ્યાલ, સુધ, સમઝ. (૨). ગમ, લક્ષ્ય, ધ્યાન. કાળજી, સાવચેતી. (૩) હોશ, સૂધી, શુદ્ધિ, 'કૉન્શિયસ-નેસ.' [૦ આવવું, ૦ થવું (રૂ.પ્ર.) સાચી સમઝ થવી. ૦ કરાવવું (રૂ.પ્ર.) સાચી સમઝ આપવી]

**ભાન-ભૂલું, -લ્યું** વિ. [+ જુઓ 'ભૂલવું' + ગુ. 'યું' કૃ.પ્ર.] ગમ વિનાનું, સમઝ વિનાનું [પરખવાની સમઝ

**ભાન-સાન** ન. [જુઓ 'ભાન' + 'સાન.'] ખ્યાલ અને

**ભાન-હીન** વિ. [સં.] ચૈતન્ય કે ખ્યાલ વિનાનું

**ભાનહીન-તા** સ્ત્રી. [સં] ભાનહીન હોવાપણું

**ભાનુ** પું. [સં.] સૂર્ય, સૂરજ

**ભાનુ-કંપ (-કમ્પ)** પું. [સં.] ગ્રહણ સમયે સૂર્યના બિંબ ઉપરના પ્રકાશમાં દેખાતી અસ્થિરતા

**ભાનુમતી** સ્ત્રી. [સં.] સ્ત્રીઓનું પ્રાચીન કાલથી હિંદુઓમાં અપાતું એક નામ. (સંજ્ઞા.) [જેવા રંગવાળું

**ભાનુ-વર્ણું** વિ. [+ સં. वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] સૂર્યના

**ભાનુ-સુત** પું. [સં.] શનિ નામનો ગ્રહ

**ભાનુ-સુતા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે યમુના નદી

**ભાનૂદય** પું. [+ સં. उदय] સૂર્યનું ઊગવું એ, સૂર્યોદય

**ભાનોલી** સ્ત્રી. રોટલીનો એક પ્રકાર

**ભાફ (-ફ્ય)** સ્ત્રી. વરાળ વાયુ કે પદાર્થોનું દબાણ માપતું એક યંત્ર, 'મેનો મીટર' [ક્રિ. ભફાવવું પ્રે., સ.ક્રિ.

**ભાફવું** સ.ક્રિ. અનુમાન કરવું, અંદાજવું. ભફાવું કર્મણિ.,

**ભાફો** પું. [જુઓ 'ભાફવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] અનુમાન, અંદાજ. (૨) (લા.) ગપ્પું

**ભાબર (-રય)** સ્ત્રી. હલકા પ્રકારની કાળી જમીન

**ભા-બાપા** પું., બ.વ. [જુઓ 'ભા' + 'બાપો.'] ભાઈ અને બાપ (મોટે ભાગે કોઈને આજીજી કરવા આ શબ્દ યોજાય છે.) [૦ કરવા (રૂ.પ્ર.) નરમાશથી વિનંતિ કે આજીજી કરવી]

**ભાભડ-ભૂતડું** વિ. [રવા. + 'ભૂત' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.],

**ભાભર, ૦ભૂતડું** વિ. [રવા. + જુઓ ઉપર.] (લા.) ઓછી સમઝનું, ગમ વિનાનું

**ભાભલડી** સ્ત્રી. [જુઓ 'ભાભી' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર. + 'લ' મધ્યગ.] ભાભી (પદ્યમાં.)

**ભાભા-કૂટણી** સ્ત્રી. [જુઓ 'ભાભો' + 'કૂટવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] કુશળ અને લુચ્ચી સ્ત્રી

**ભાભા-જી** પું., બ.વ. [જુઓ 'ભાભો' + 'જી' માનાર્થે.] જુઓ 'ભાભો' (માનાર્થે). [અને બાયલું

**ભાભા-પાડળી** વિ. [જુઓ 'ભાભો' દ્વારા.] (લા.) અશક્ત

**ભાભા-ભૂત** વિ. [જુઓ 'ભાભો' + સં.] (લા.) ચેતન વિનાનું. (૨) ન.,બ.વ. ચોમાસામાં થતાં એક પ્રકારનાં જીવડાં

**ભાભી** સ્ત્રી. [જુઓ 'ભાભો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભાઈની વહુ, ભાભુ, ભોજાઈ. (૨) (કાકા કોઈ ભાભી કહેતાં કોઈ એમને આધારે સંતાન પણ કહેતાં થતાં) મા, માતા

**ભાભી-જી** ન., બ.વ. [+ 'જી' માનાર્થે] 'ભાભી'નું માનથી સંબોધન. (૨) જેઠાણી. (૩) (લા.) હીજડો, પાવૈયો

**ભાભુ** ન., બ.વ. [જુઓ 'ભાભો' + ગુ. 'ઉ' સ્ત્રીપ્રત્યય.] ભાભી (માનાર્થે). (૨) બાપના મોટા ભાઈની પત્ની (માતાના ભાવે)

**ભાભો** પું. [જુઓ 'ભાઈ' + 'ભાઈ'—લાઘવ + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) આદરપાત્ર વડીલ (ઉંમરે ઠીક ઠીક મોટો). (૨) સૌરાષ્ટ્રના કણબી તેમ અન્ય ખેડૂતોમાંનો વડીલ ગણાતો તે તે પુરુષ. (૩) સૌરાષ્ટ્રનાં ગામોમાં સર્વસામાન્ય વૃદ્ધ ડોસો. (૪) બરડા અને બારાડીના પ્રદેશમાં નાનો મોટો પ્રત્યેક બ્રાહ્મણ. (૫) (લા.) સસરો (વહુવારુના વિષયમાં)

**ભામ (-મ્ય)** સ્ત્રી. [જુઓ 'ભામવું.'] વેઠે આવવાનું નોતરું કે કહેણ. (૨) (લા.) બીક, ભય. (૩) મરેલાં ઢોરનું ચામડું. (૫) ભિન્ન ભિન્ન સ્વભાવનાં અને ઉંમરનાં નાનાં બાળકોનો સમૂહ

**ભામચી** સ્ત્રી. નાહવા માટેની માટીની માટલી

**ભામટા(-ઠા)-વેડા** પું., બ.વ. [જુઓ 'ભામટો(-ઠો)' + 'વેડા.'] ધર્મભ્રષ્ટ માણસની હિલચાલ. (૨) (લા.) નીચતા. (૩) લુચ્ચાઈ

**ભામટી(-ઠી)** સ્ત્રી. [જુઓ 'ભામટો(-ઠો)' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) નીચ અને હલકી સ્ત્રી

**ભામટું(-ઠું)** વિ. જુઓ 'ભામટો(-ઠો).'] (લા.) નીચ અને હલકું માણસ

**ભામટો(-ઠો)** પું. [સં. ब्राह्मण દ્વારા ગુ. લાઘવ] ધર્મભ્રષ્ટ બ્રાહ્મણ, બ્રાહ્મણ-બંધુ. (૨) (લા.) નીચ અને હલકો માણસ

**ભામણ[1]** ન. [સં. ब्राह्मण > પ્રા. बम्हण] બ્રાહ્મણ (ગામ-લોકોમાં.)

**ભામણ[2] (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'ભમવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] ભ્રમિત થવાની ક્રિયા, ભ્રમણા, ભ્રાંતિ, ભ્રમ

**ભામણલું** ન. [જુઓ 'ભામણું[1]' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'ભામણું' (પદ્યમાં.)

**ભામણિયું** વિ. [જુઓ 'ભામણ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બ્રાહ્મણને લગતું, બ્રાહ્મણને પણ ઉપયોગમાં આવે તેવું, બ્રાહ્મણિયું. (૨) (લા.) શુદ્ધ, પવિત્ર

**ભામણી** સ્ત્રી. [જુઓ 'ભામણ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (ગામડામાં) બ્રાહ્મણ સ્ત્રી, બ્રાહ્મણી

**ભામણું** ન. [સં. भ्रामणक -> પ્રા भामणअ- (હાથ) ઘુમાવવા એ] આવનાર વ્યક્તિના માથાને બે હાથ લગાડી પોતાના માથા ઉપર મૂઠી વાળી ટાચકા વગાડવાની ક્રિયા, વારણું, ઓવારણું (વારી જવાની ભાવના)

**ભામણું[2]** ન. [જુઓ 'ભામણ[2]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] વહેમ, શંકા, ભ્રમ, ભ્રમણા

**ભામ-દાર** વિ. [જુઓ 'ભામ' + ફા. પ્રત્યય.] મરેલાં ઢોરનાં ચામડાં એકઠાં કરવાનો ઈજારો રાખનાર ['ભામિની.'

**ભામની** સ્ત્રી. [સં. भामिनीનું ઉચ્ચારણ-લાઘવ] જુઓ

**ભામર (-રય)** સ્ત્રી. [સં. भामा દ્વારા] ભામિની, સ્ત્રી, નારી

**ભામલડું** ન. [જુઓ 'ભામણલું, 'ણ'નો સ્થળવ્યત્યય થતાં પૂર્વ સ્વરની અનુનાસિકતા ગઈ અને અનનુનાસિક મૂર્ધન્યતર 'ડ' ઉચ્ચારણ.] જુઓ 'ભામણલું.'

**ભામવું** સ.ક્રિ. [સં. भ्रामय- > પ્રા. भाम-, ફેરવવું, રખડાવવું] વેઠ કરવા આવવાની વરધી આપવી, વેઠે લઈ જવા તેડવું [જુઓ 'ભાંભળ,-ળું.'

**ભામળ, -ળું** વિ. [જુઓ 'ભાંભળ,-ળું' ઉચ્ચારણ-ભેદ માત્ર.]

**ભા-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] તેજનું વર્તુલ (ખાસ કરી વ્યક્તિના મોઢાને ફરતું ચિત્રોમાં બતાવાતું)

**ભામા** સ્ત્રી. [સં.] જુઓ 'ભામિની.'

**ભા-મિતિ** સ્ત્રી. [સં.] પ્રકાશની બનતા માપવાનું શાસ્ત્ર

**ભામિની** સ્ત્રી. [સં.] કાંઈક ગુસ્સો ધરાવતી જુવાન સ્ત્રી, ભામા. (૨) સર્વસામાન્ય સ્ત્રી, નારી

**ભામું** ન., -મો પું. [સં. भ्रमक- > પ્રા. भमअ- દ્વારા] ભ્રમ, ભ્રમણા, વહેમ, શંકા, અંદેશો. (૨) ખોટી આતુરતા. (૩) (લા.) ગાંડપણ. (૪) ભૂલ-થાપ [આકાંક્ષા

**ભામો[2]** પું. ઉલ્લાસ, આનંદ, ઉત્સાહ. (૨) ઓરતો,

**ભાય(-યે)ગ** ન. [સં. भाग्य, અર્વા. તદ્‌ભવ; જૂ. ગુ.] જુઓ 'ભાગ્ય' [ભાયેગજી (રૂ.પ્ર.) પતિ મરી જતાં રોતાં વિધવા તરફથી પતિને માટેનું એને સંબોધન (સુ.) (ન.મા.)]

**ભાયડો** જુઓ 'ભાઈડો.'

**ભાયશદાલેખ** પું., -ખન ન. ['ભાયશદ' અસ્પષ્ટ+સં. आ-लेख] જસતના પતરા ઉપર કોતરવાનો હુન્નર

**ભાયાત** વિ. [જુઓ 'ભાઈ' દ્વારા.] એક જ પિતૃકુળમાં જન્મનારાં પરસ્પર, સગોત્ર, પિતરાઈ

**ભાયાતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ભાયાત કે ભાયાતોને લગતું

**ભાયાતી અદાલત** સ્ત્રી. [+ જુઓ 'અદાલત'], **ભાયાતી કોર્ટ** સ્ત્રી. [+ અં.] રજવાડાંના ભાયાતો વચ્ચેના મુકદ્દમા ચલાવનારી અદાલત (અંગ્રેજી રાજ્યમાં હતી; હવે બંધ થઈ છે.)

**ભાયા-ભાગ** પું. [જુઓ 'ભાયો' + સં.] પિતાની સંપત્તિમાંથી પુત્રોનો પરસ્પરનો પડતો હિસ્સો ['ભાયગજી.']

**ભાયેગ** જુઓ 'ભાયગ'-'ભાગ્ય.' [૰જી (રૂ. પ્ર.) જુઓ

**ભાયો** પું. [જુઓ 'ભાઈ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ભ્રાતા ભાઈ, બંધુ (મોટે ભાગે વહાલમાં)

**ભાર** પું. [સં.] વજન, બોજ, 'લોડ,' 'બર્ડન.' (૨) કપાસના તોલ માટેનું એક માપ (૨૪ મણનું). (૩) જૂની પ્રણાલી પ્રમાણે ૨૦,૨૧,૭૬,૦૦૦ની સંખ્યા (જેમકે 'અઢાર ભાર વનસ્પતિ' એ અંદાજી). (૪) (લા.) અપચો, અજીર્ણ. (૫) દાબ, દબાવ. (૬) ફરજનો બોજ, ભારણ. (૭) જવાબદારી, જુમ્મેદારી, જોખમ. (૮) ગૌરવ, મોટાઈ, ભારેખમપણું, વક્કર. (૯) ઉચ્ચારણમાં સ્વર ઉપર આવતું બલાત્મક તેમજ આરોહાત્મક દબાણ, 'એક્સેન્ટ' (દ.બા.) (૧૦) અર્થાનુદૃષ્ટિએ એવું દબાણ, 'એમ્ફેસિસ.' (૧૧) બ.વ. ગુંજારા, ગજું. [૰ આવવો (રૂ.પ્ર.) જવાબદારી આવી પડવી. (૨) મોટાઈ બતાવવી. ૰ ઉપાડવો (રૂ.પ્ર.) જવાબદારી ઉઠાવવી. ૰ કરવો (રૂ.પ્ર.) કષ્ટરૂપ બનવું. ૰ ખાવો (રૂ.પ્ર.) ભાવ ખાવો, માનની અપેક્ષા રાખવી. ૰ ખોવો, ૰ ગુમાવવો (રૂ.પ્ર.) વક્કર ચાલ્યો જવો, ગૌરવ ગુમાવવું. ૰ ચડ(-ઢ)વો (રૂ.પ્ર.) અહેસાન થવું. ૰ છાંડવો (રૂ.પ્ર.) નરમ બની રહેવું, માન જતું કરવું. ૰ જવો (રૂ.પ્ર.) હલકા દેખાવું. ૰ તાણવો (રૂ.પ્ર.) જવાબદારી ઉઠાવવી. ૰ દઈ ને (રૂ.પ્ર.) આગ્રહપૂર્વક. ૰ દેવો (રૂ.પ્ર.) દબાવવું. ૰ પડવો (રૂ.પ્ર.) જવાબદારી આવી પડવી. (૨) શેહ પડવી. ૰પૂર્વક (રૂ.પ્ર.) જુઓ 'ભાર દઈને.' ૰ ભરવો, ૰ લાદવો (રૂ. પ્ર.) વાહનમાં વજનવાળી માલ-મિલકત વગેરે મૂકવાં. ૰ ભા(-ભાં)ગવો (રૂ.પ્ર.) નિઃસંકોચ બોલાય એવો સંબંધ થવો. ૰માં રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) વટમાં હોવાનો ડોળ કરવો, ૰ મૂકવો (રૂ.પ્ર.) વાતનું સમર્થન કરવું. (૨) જવાબદારી નાખવી. ૰ રહેવો (-રે:વો) (રૂ.પ્ર.) પેટમાં અજીર્ણ થવું. (૨) ગૌરવ સચવાવું. ૰ રાખવો (રૂ.પ્ર.) જુઓ 'ભારમાં રહેવું.' ૰ વગરનું (રૂ.પ્ર.) નિર્માલ્ય, નબળું, ઢીલું, પોચું, માલ વિનાનું. ૰ વધારવો (રૂ.પ્ર.) જવાબદારી વધારવી. ભારે મારવું (રૂ.પ્ર.) હેરાન કરવું]

**ભાર-કારક** વિ. [સં.], **ભાર-કારી** વિ. [સં.,પું.] બોજો વધારનારું

**ભારકી** સ્ત્રી. આયા, દાયણ, નર્સ [તે સ્થાન

**ભાર-કેંદ્ર (કેન્દ્ર)** ન. [સં.] જ્યાં ગુરુત્વ-બિંદુ રહેલું હોય

**ભાર-ક્ષમ** વિ. [સં.] બોજો ઉઠાવી લેવા શક્તિમાન

**ભારક્ષમ-તા** સ્ત્રી. [સં.] બોજો ઉઠાવી લેવાની શક્તિ હોવાપણું, 'લોડ-કેપેસિટી'

**ભાર-ખમ** વિ. [+ જુઓ 'ખમવું.'] ભાર-બોજ સહન કરનાર પ્રતિષ્ઠત અને આબરૂદાર

**ભાર-ખમું** વિ. [+ જુઓ 'ખમવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ભાર-બોજ સહન કરનારું

**ભાર-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] જેમાં માત્ર ભાર સામાનના ડબ્બા હોય તેવી રેલવે-ગાડી, માલ-ગાડી, 'ગૂડ્ઝ ટ્રેઇન.' (૨) ભાર-ખટારો (મોટર-ટ્રક)

**ભાર-ગાડી** સ્ત્રી. [+ જુઓ 'ગાડી.'] જુઓ ભાર-ખાનું (૧).'

**ભાર-ગોળી** સ્ત્રી, [+ જુઓ 'ગોળી.'] બાળકોને પેટમાં અજીર્ણ થાય એની દવાની ગોળી, બાળાગોળી
**ભારજા** સ્ત્રી. [સં. भार्या અર્વા. તદ્ભવ] જુઓ 'ભાર્યા.'
**ભાર-ઝલ્લું** વિ. [સં. भार + જુઓ 'ઝાલવું + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ભાર-બોજ ઝીલનારું, બોજો ઉઠાવી લેનારું, ખમતીધર
**ભાર(-રો)ટિ(-ઠિ)યું** ન., -યો પું, [જુઓ 'ભારોટ' ગુ. 'ઇયું' ત.પ્ર.] ભારોટ, છાપરાનું આડું. (૨) સાળની તોર કે તુરી. (૩) વરાળયંત્રમાંનો લોઢાનો ભાર કે ટેકો
**ભારણ** ન. [સં.] બોજો ભરવાની કે લાદવાની ક્રિયા. (૨) વજનનો દાબ
**ભારણી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભારણ (૧).'
**ભારત** પું., ન. [સં.] બ્રહ્માવર્ત-આર્યાવર્તને સમાવી નેપાળ ભૂતાન સિક્કિમ પાકિસ્તાન અને બાંગલા દેશ સહિતનો સમગ્ર હિંદુસ્તાનનો પ્રદેશ. (સંજ્ઞા.) (૨) (ઈ.સ. ૧૯૪૭માં 'પાકિસ્તાન' 'હિંદુસ્તાન' જુદાં પડતાં તેમ 'નેપાળ' એ પહેલાં જ સ્વતંત્ર બનતાં બાકી બચેલો પ્રદેશ. (સંજ્ઞા.) (૩) પું. ચંદ્રવંશી રાજા દુષ્યંતના પુત્ર ભરતનો વંશજ (પાંડવો કૌરવો વગેરે). (૪) નાટ્ય ભજવનારો પ્રાચીન એક વંશ અને એનો તે તે નટ. (૫) ન. ભારતના વંશનો ઇતિહાસ રજૂ કરતો 'મહાભારત'માંનો ઉપાખ્યાનો અને ઉમેરણો વિનાનો ચોવીસ હજાર શ્લોકનો યુદ્ધવર્ણનો સહિતનો ઇતિહાસ-કાવ્યગ્રંથ. (સંજ્ઞા.) (૬) 'મહાભારત'નું ટૂંકું નામ. (સંજ્ઞા.) [૦ ચલાવવું (રૂ.પ્ર.) લાંબી લપ કરવી, ટાયલાં કરવા. ૦ બળિયા (રૂ.પ્ર.) ખૂબ જોરથી નીકળેલાં શીતળા. ૦ માંડવું (રૂ.પ્ર.) ઝઘડો જમાવવો]
**ભારત-કાલ(-ળ)** પું. [સં.] મહાભારતમાં વર્ણિત યુદ્ધનો સમય. (૨) મહાભારતની કે એમાંની ૨૪૦૦૦ શ્લોકોની ભારતસંહિતાની રચનાનો સમય
**ભારત-ક્ષેત્ર** ન. [સં.] જુઓ 'ભારત(૧).'
**ભારતધર્મ-ભૂષણ** વિ. [સં.,ન.] એ નામની શંકરાચાર્ય વગેરે તરફથી ધાર્મિક પુરુષને અપાતી પદવીની ધારક
**ભારત-પ્રસિદ્ધ** વિ. [સં.] સમગ્ર હિંદુસ્તાનમાં વિખ્યાત થયેલું
**ભારત-ભૂમિ** સ્ત્રી. [સં.] જુઓ ભારત (૧).'
**ભારત-ભૂષણ** વિ. [સં.,ન.] સરકાર તેમ ધર્માચાર્યો તરફથી મોટા દેશસેવકને અપાયેલી પદવીની ધારક (વ્યક્તિ)
**ભારત-મંત્રી (-મન્ત્રી)** પું. [સં.] અંગ્રેજી રાજ્યકાલમાં હિંદુસ્તાનના રાજ્ય-વહીવટ સાથે સંબંધવાળો ઇગ્લૅંડમાં રહેતો અમલદાર, 'સેક્રેટરી ઑફ સ્ટેઇટ ફોર ઇન્ડિયા'
**ભારત-માતા** સ્ત્રી. [સં.] જુઓ 'ભારત(૧) અને (૨).'-એની માનવામાં આવેલી આધ્યાત્મિક શક્તિરૂપ દેવી. (સંજ્ઞા.)
**ભારત-માર્તંડ (-માર્તણ્ડ)** વિ. [સં.,પું.] પંડિત-સભાઓ તરફથી મોટા વિદ્વાનને અપાતી હતી તેવી એક પદવી ધારણ કરનાર (વ્યક્તિ) [(૧, ૨).'
**ભારત-મૈયા** સ્ત્રી. [+ હિં] જુઓ 'ભારત-માતા'-'ભારત
**ભારત-યુદ્ધ** ન. [સં.] મહાભારતમાં વર્ણવેલું પાંડવ-કૌરવોનું યુદ્ધ
**ભારત-યુરોપીય** વિ. [+ જુઓ 'યુરોપીય.'] મૅક્સ મૂલરે સ્વીકારેલા 'આર્યકુળ'ની મથાળ ભાષાનું યુરોપના વિદ્વાનોએ આપેલું વિશેષણ, 'ઇન્ડો-યુરોપિયન' (જર્મનોએ આપેલું 'ઇન્ડો-જર્મનિક')
**ભારત-વર્ષ** પું. ન. [સં] જુઓ 'ભારત(૧).'
**ભારતવર્ષીય** વિ. [સં.] ભારતવર્ષને લગતું, ભારતીય, હિંદુસ્તાની, હિંદી
**ભારત-વાસી** વિ. [સં., પું.] ભારતનું વતની
**ભારત-વિદ** વિ. [+ સં. °विद्] ભારતીય વિવિધ વિદ્યાઓનું જ્ઞાન ધરાવનાર, 'ઇન્ડોલૉજિસ્ટ' [વિદ્યા, 'ઇન્ડોલૉજી'
**ભારત-વિદ્યા** સ્ત્રી. [સં.] ભારતીય વિવિધ વિષયોને લગતી
**ભારત-શાસન-અધિનિયમ** પું. [સં.] ભારત સરકારનો એ એક કાયદો (૧૯૩૫ નો), 'ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ' (૧૯૩૫)'
**ભારત-સચિવ** પું. [સં.] જુઓ 'ભારત-મંત્રી.'
**ભારત-સાધુસમાજ** પું. [સં.] હિંદુસ્તાનના સમસ્ત સાધુ સંન્યાસી બાવાઓનું સંગઠન સાધ્યું છે તેવો સંઘ. (સંજ્ઞા.)
**ભારતસેવાશ્રમસંઘ (-સઙ્ઘ)** પું, [સં.] ઈ.સ. ૧૯૧૬ માં સ્વામી પ્રણવાનંદજીએ સ્થાપેલો જાત-પાંતના ભેદભાવ વિના પ્રજાની સેવા કરવા માટેનો સંઘ. (સંજ્ઞા.)
**ભારતી** સ્ત્રી. [સં.] ભારતવર્ષની ભાષા, વૈદિક ભાષા, ગીર્વાણ ભાષા, દેવભાષા. (૨) સંસ્કૃત ભાષા. (૩) સરસ્વતી દેવી, શારદા. (૪) કાવ્યશાસ્ત્રની હાસ્ય શાંત અને અદ્ભુત રસ આપતી એક વૃત્તિ.(કાવ્ય.) (૫) (લા.) વિ., પું. દશનામી સંન્યાસીઓનો એ નામનો એક ફિરકો. (સંજ્ઞા.)
**ભારતી-મખ** પું. [સં.] વાણીરૂપી યજ્ઞ, સરસ્વતી-યજ્ઞ, શારદા-પૂજન
**ભારતીય** વિ. [સં.] ભારતવર્ષ તેમ ભારત દેશને લગતું, હિંદુસ્તાની, હિંદી. (૨) 'મહાભારત'ને લગતું
**ભારતીય-કરણ** ન. [સં.] ભારતીય ન હોય તેવાંને ભારતીય બનાવી લેવાની ક્રિયા, ભારતીય ન હોય તેને ખસેડી ત્યાં ભારતીયોની ભરતી કરવાની ક્રિયા, 'ઇન્ડિયાનિઝેશન'
**ભારતીય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'ભારતીય હોવાપણું'. 'ઇન્ડિયન નેશનાલિટી.' ['ઇન્ડોલૉજી'
**ભારતીય-વિદ્યા** સ્ત્રી. [સં.] ભારતદેશની પ્રાચીન તે તે વિદ્યા,
**ભારતીય-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'ભારતી(૫).'
**ભાર-તુલા** સ્ત્રી. [સં.] વાસ્તુ-વિદ્યા પ્રમાણે સ્તંભના નવ ભાગોમાંનો પાંચમો મધ્યમાં રહેલો ભાગ, 'આર્કિટ્રેવ' (મ.ઢાં.) (સ્થાપત્ય.)
**ભારતોત્થાન** ન. [સં. भारत + उत्थान] ભારત દેશનો અભ્યુદય, ભારતની જાગૃતિ
**ભારથ** ન. [સં. भारत, જૂ. ગુ.] જુઓ 'ભારત.'
**ભારથી** વિ., પું. [સં. भारती] જુઓ 'ભારતી(૫).'
**ભાર-દર્શક** વિ. [સં.] ભાર બતાવનારું, વજનનો ખ્યાલ આપનારું
**ભાર-દોરી** સ્ત્રી. [સં. भार+જુઓ 'દોરી.'] ગર્ભસ્રાવ ન થાય એ માટે કરાતો એક યાંત્રિક દોરો
**ભારદ્વાજ** વિ. [સં] ભરદ્વાજ ઋષિના વંશનું. (૨) પું. અગસ્ત્ય ઋષિ. (૩) દ્રોણાચાર્ય. (૪) આકાશીય સપ્તર્ષિઓમાંનો ઉપરથી ત્રીજો તારો (ખગોળ.) (૫) ન. એ નામનું એક પક્ષી

**ભારદ્વાજીય** વિ. [સં.] ભરદ્વાજને લગતું
**ભારે-નજરું** વિ. [સં. भार + જુઓ 'નજર' + ગુ. 'ઉં' ત.પ્ર.] સામા ઉપર પ્રભાવ પાડનારી દૃષ્ટિવાળું
**ભાર-પૂર્વક** ક્રિ.વિ. [સં.] નિશ્ચિતતાથી, 'એમ્ફેટિકલી'
**ભાર-ખરદારી** સ્ત્રી. [સં. + ફા.] ભાર ખેંચવાની ક્રિયા. (૨) વિ. ભારે વજન ખેંચનાર (તે તે પશુ). (૩) મજૂરી કરનારું
**ભાર-બોજ** પું. [સં. + જુઓ 'બોજ;' સમાનાર્થી શબ્દોની દ્વિરુક્તિ.] ભાર, બોજો, વજન. (૨) (લા.) જવાબદારી
**ભાર-ભૂત** વિ. [સં.] બોજા-રૂપ થયેલું [ફ્રેરોમીટર.'
**ભાર-માપક યંત્ર** (યન્ત્ર) ન. [સં.] વજન માપવાનું યંત્ર,
**ભાર-મોક** ન. [સં. भार + જુઓ 'મૂકવું' દ્વારા.] બારદાનની અપાતી કપાત, બારદાનનું વળતર, 'ટેર'
**ભાર-યષ્ટિ** સ્ત્રી. [સં.] કાવડ
**ભાર-યુક્ત** વિ. [સં.] વજન ધરાવનારું, ભારવાળું.[૦ ઉચ્ચારણ એક્સેન્ચ્યુએશન.']
**ભાર-વક્કર** પું. [સં. भार + જુઓ 'વક્કર.'] મરતબો, મોભો, વક્કર. (૨) આબરૂ, પ્રતિષ્ઠા, શાખ, ઇજ્જત, ગૌરવ
**ભારવટ, -ટિયો** પું. [સં. भार દ્વારા] જુઓ 'ભારોટ.'
**ભાર-વર્જિત** વિ. [સં.] ભાર વિનાનું, ભાર-હીન
**ભાર-વાઈ** સ્ત્રી. [સં. भार દ્વારા] વજનથી વહાણનું વધુ નીચે દબાવું એ, હેઠાવક [આપતું
**ભાર-વાચક** વિ. [સં.] ભાર બતાવતું, વજનનો ખ્યાલ
**ભાર-વાહક, ભાર-વાહિક** વિ. [સં.], **ભાર-વાહી** વિ. [સં., પું.] ભાર-બોજ ઉઠાવી લઈ જનારું
**ભારવિ** પું. [સં.] ઈ.સ. ૬ ઠ્ઠી-૭ મી સદી આસપાસનો સિદ્ધપુરનો ગણાયેલો વતની એક બ્રાહ્મણ કવિ (કિરાતાર્જુનીય મહાકાવ્યનો કર્તા.) (સંજ્ઞા.)
**ભારવું** સ.ક્રિ. [સં. भार,-તત્સમ.પ્રે. ધાતુ.] અનાજ વગેરે સડી ન જાય એ માટે રાખ ભેળવીને કોઠી વગેરેમાં ભરી રાખવું. (૨) સળગતા અગ્નિને જાળવી રાખવા રાખની નીચે સંઘરી રાખવો. (૩) (લા.) મોહિત કરવું
**ભાર-સહ** વિ. [સં.] જુઓ 'ભાર-ક્ષમ.'
**ભારંગ-મૂળ** (ભારઙ્ગ્-) ન. [સ. भार्गी-मूल] એ નામની એક વનસ્પતિનું ઔષધોપયોગી મૂળિયું. (વૈદ્ય.)
**ભારં(-રું)ડ** (ભાર(રુ)ણ્ડ) ન. [સં., પું.] એ નામનું એક કાલ્પનિક પક્ષી [લદાયેલું
**ભારાક્રાંત** (-ક્રાન્ત) વિ. [સં. भार + आ-क्रान्त] ભારથી
**ભારાડી** જુઓ 'ભરાડી.'
**ભારા-બંધ** (-બન્ધ) પું. [જુઓ 'ભારો' + સં.] ગાડા ઉપરનો ભાર બાંધવાનું એક દોરડું
**ભારાવલંબક-ત્વ** (-લમ્બકત્વ) ન. [સં. भार + अव-लम्बक-त्व] પદાર્થોના પરમાણુઓનું એકબીજા તરફનું ખેંચાણ થવાપણું
**ભારાંક** (ભારાઙ્ક્) પું. [સં. भार + अङ्क] દ્રવ્ય
**ભારી**[૧] સ્ત્રી. [જેઓ 'ભારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ભારો, નાની ગાંસડી
**ભારી**[૨]**(-રે)** વિ. [સં. भारिक-> भारिअ-] ભારવાળું, વજનદાર, 'હેવી.' (૨) ઘણું, ખૂબ. (૩) પ્રબળ. (૪) પ્રચંડ. (૫) મુશ્કેલી ભરેલું, અઘરું. (૬) આશ્ચર્યજનક. [૦ **કરવી** (રૂ.પ્ર.) આશ્ચર્યજનક કે અઘરું કામ કરી બતાવવું. (૨) દુઃખ થાય એવું કરવું. ૦ **થવી** (રૂ.પ્ર.) આશ્ચર્યજનક કે અઘરું કામ થવું. (૨) દુઃખ થાય એવું થવું. **પેટ ભારે થવું** (રૂ.પ્ર.) સગર્ભા થવું]
**ભારુકચ્છ** પું. [સં.] જેની રાજધાની ભરુકચ્છ હતી તેવો નર્મદાનો કેટલોક પ્રાચીન પ્રદેશ (આજનો લગભગ ભરૂચ જિલ્લો). (સંજ્ઞા.)
**ભારુંડ** (ભારુણ્ડ) જુઓ 'ભારંડ.'
**ભારે** જુઓ 'ભારી.[૨]' [૦ **કરવું** (રૂ.પ્ર.) જુઓ 'ભારી કરવું.' ૦**ખમ** (રૂ.પ્ર) વજનદાર. (૨) આબરૂદાર. (૩) ગંભીર. ૦ **થવું** (રૂ.પ્ર.) જુઓ 'ભારી થવું.' ૦ **દિલે** (રૂ.પ્ર.) ખિન્ન હૃદયે. ૦ **પગે હોવું** (રૂ.પ્ર.) સગર્ભા હોવું. ૦ **દિવસ** (રૂ.પ્ર.) મુશ્કેલીનો દિવસ. ૦**માં ભારે** (રૂ.પ્ર.) ખૂબ જ કિંમતી. ૦ **મિજાજ** (રૂ.પ્ર.) કડક સ્વભાવ. ૦ **લાગવું** (રૂ. પ્ર.) વજન અનુભવવું. (૨) અઘરું લાગવું. ૦**વગી, ૦વાઈ** (રૂ.પ્ર.) સગર્ભા સ્ત્રી. ૦**સલ** (રૂ. પ્ર.) ઘણું વજનદાર. **આંખો ભારે થવી** (આંખ્યો.) (રૂ.પ્ર.) ઊંઘ આવવા લાગવી]
**ભારે-સાળ** (-ળ્ય) સ્ત્રી. [+ જુઓ 'સાળ.'] ઊંચી જાતની એક ગુજરાતી ડાંગર
**ભારો** પું. [સં. भारक -> પ્રા. भारअ-] ઘાસ-ચારો લાકડાં વગેરેનો બાંધેલો ઝૂડો, મોટી ભારી. [**દુઃખનો ભારો** (રૂ.પ્ર.) ઘણાં ઘણાં દુઃખ. **સાપનો ભારો** (રૂ. પ્ર.) સાંચવવી મુશ્કેલ નાની નાની ચીજોનો જથ્થો]
**ભારો-ઉભારો** પું. [+ જુઓ 'ઉભારો.'] (લા.) માંદગીનું વારંવાર ઊથલો મારી આવવું એ. (૨) સંકલ્પ-વિકલ્પ
**ભારોટ(-ઠ)** પું. [સં. भार દ્વારા] મોભ, ભારવટિયો, આડસર (મોટે ભાગે લાકડાનું, પણ જયાં લાંબી શિલાઓ પ્રાપ્ય છે ત્યાં પથ્થરની ચાટ પણ.) (૨)કૂવાના મથાળે આવેલા મંડાણની નીચેનું લાકડાનું આડું
**ભારોટિ(-ઠિ)યું, -યો** જેઓ 'ભારટિયું,-યો.'
**ભારોટી** સ્ત્રી. [જેઓ 'ભારોટ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] છાપરાની આડી.(૨) લાકડાની ભારી. (૩) પોટલી, બિંદડી, ઝૂડી
**ભારોઠ** જેઓ 'ભારોટ.'
**ભારોઠિયું, -યો** જુઓ 'ભારોટિયું,-યો'- 'ભારટિયું,'-યો.'
**ભારોડી** જુઓ 'ભરવાડી.' (૨) (લા.) લુટારુ
**ભારોદ્ધરણ** ન. [સં. भार + उद्धरण] ભાર ઊંચકવાની ક્રિયા
**ભારોભાર** ક્રિ.વિ. [સં. भार, -દ્વિર્ભાવ] વજનની દૃષ્ટિએ સરખું વજન થાય એમ. (૨) (લા.) ખૂબ, પુષ્કળ
**ભાર્ગવ** પું. [સં] પ્રાચીન ભૃગુ ઋષિનો કોઈ પણ વંશજ. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે અસુરોના ગુરુ-શુક્રાચાર્ય, ઉશના. (૩) જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામ. (૪) ભરૂચના નિવાસી ભૃગુવંશજ મનાતા બ્રાહ્મણોનો એક ફિરકો અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**ભાર્યા** સ્ત્રી. [સં.] પરણેલી પત્ની, ધણિયાણી, વહુ
**ભાલ**[૧] ન. [સં,] કપાળ, લલાટ. (૨) પું. સંગીતનો એક અલંકાર. (સંગીત.)
**ભાલ**[૨] પું. ધોળકા-નળકાંઠા-ધંધુકા વચ્ચેનો નિચાણનો ઘઉંનો સારો પાક આપનારો કાળી માટીનો પ્રદેશ. (સંજ્ઞા.)

**ભાલકા-તીર્થ** ન. [જુઓ 'ભાલકું + સં.] જુઓ 'ભાલકું.'
**ભાલ-કારી** વિ.,પું. [જુઓ 'ભાલું' + સં.,પું.] હાથમાં ભાલું રાખનાર સૈનિક, ભાલાવાળો
**ભાલકું** ન. [સં. भल्ल + ગુ. 'કું' સ્વાર્થે પ્રત્યય] શ્રીકૃષ્ણને જરા નામના વ્યાધે પગના પંજામાં મારેલા બાણને કારણે વેરાવળ પાસેનું એ તીર્થરૂપ ગણાયેલું સ્થાન. (સંજ્ઞા.)
**ભાલ-ચંદ્ર** (-ચન્દ્ર) પું. [સં.] જેમના લલાટ ઉપર ચંદ્ર હોય છે તેવા મહાદેવ, શિવ, શંકર (પૌરાણિક માન્યતા પ્રમાણે)
**ભાલ-તલ** ન. [સં.] લલાટની સપાટી
**ભાલ-તિલક** ન. [સં.] કપાળમાં કરેલું ટીલું કે ચાંદલો
**ભાલ-દેશ**[1] પું. [સં.] કપાળનો ભાગ, લલાટની સપાટી
**ભાલ-દેશ**[2] પું. [જુઓ 'ભાલ[2]' + સં.] જુઓ 'ભાલ.[2]'
**ભાલ-પટ, -ટ્ટ** પું. [સં.] જુઓ 'ભાલ-દેશ[1]'–'ભાલ-તલ.'
**ભાલ-પત્ર** પું. [સં.,ન.] કપાળરૂપી કાગળ
**ભાલ-પ્રદેશ** પું. [જુઓ 'ભાલ[2]' + સં.] જુઓ 'ભાલ-દેશ.[2]'
**ભાલમ**(-મ્ય) સ્ત્રી. પથ્થરના પડ વિનાની ગોરાડુ જમીન (જેમાં પાણી નજીક હોય છે.) (૨) એક પ્રકારની ભેંસ, ભાલમી
**ભાલમી** સ્ત્રી. જુઓ 'ભાલમ(૨).'
**ભાલ-રેખા** સ્ત્રી. [રવા] કપાળમાં પડતી તે તે કરચલી કે સળ
**ભાલ-લોચન** પું. [સં.] (જેમના લલાટમાં ત્રીજું નેત્ર હોવાનું મનાય છે તેવા) મહાદેવ, શિવ, શંકર
**ભાલાકાર** પું. [જુઓ 'ભાલું' + સં. आ-कार] **ભાલાકૃતિ** સ્ત્રી. [+સં. आ-कृति] ભાલાનો ઘાટ કે દેખાવ. (૨) વિ. ભાલાના ઘાટ કે દેખાવનું ['ભાલ-કારી.'
**ભાલા(-લે)-દાર** વિ. [જુઓ 'ભાલું' + ફા. પ્રત્યય.] જુઓ
**ભાલા-બરદાર** વિ. [જુઓ 'ભાલું' + ફા.] ભાલું ઉપાડીને ચાલનાર નોકર [રુશ્વત
**ભાલા-વેરો** પું. [જુઓ 'ભાલું' + 'વેરો.'] (લા.) લાંચ,
**ભાલા(-લે)-સવાર** પું. [જુઓ 'ભાલું' + 'સવાર.[2]'] ભાલાવાળો ઘોડેસવાર સૈનિક [હાડકું
**ભાલાસ્થિ** ન. [સં. भाल + अस्थि] કપાળનું સપાટીવાળું
**ભાલાળું** વિ. [જુઓ 'ભાલું + ગુ. 'આળું' ત. પ્ર.] ભાલાવાળું. (૨) (લા.) અણીદાર
**ભાલિયા-ઘઉં** પું., બ.વ. [જુઓ 'ભાલ[2]' + ગુ. 'ઇયું' ત. પ્ર. + 'ઘઉં'.'] ભાલ પ્રદેશમાં પાકતા ઊંચી જાતના દાઊદખાની ઘઉં [પ્રદેશને લગતું
**ભાલિયું** વિ. [જુઓ 'ભાલ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભાલ-
**ભાલિ(-ળિ)યો** વિ., પું. [જુઓ 'ભાલિયું.'] (ભાલ પ્રદેશમાં પાણીની અછત હોવાને કારણે મોટો ઘડો વપરાય છે તેથી] મોટો ઘડો, મોટી ગાગર
**ભાલી** સ્ત્રી. [જુઓ 'ભાલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભાલાની ટોચ કે અણી. (૨) (લા.) સાંગ. (૩) બરછી
**ભાલુ** ન. [સં. भल्लुक- > પ્રા. भल्लुअ- પું. રીંછ. (૨) લોંકડી, ફાઉડી, ફાલુ
**ભાલું** ન. [સં. भल्लक- > પ્રા. भल्लअ-] છેડે અણીદાર લોખંડના ફણાવાળી લાંબી ડાંગ કે લાકડી. (૨) હાથીને વશમાં રાખવાનું એક સાધન, અંકુશ. [ઊભું ભાલું (રૂ. પ્ર.) ચિંતા, ફિકર. ઊભે ભાલે (રૂ.પ્ર.) ઉચાટમાં]
**ભાલે-દાર** જુઓ 'ભાલા-દાર.'
**ભાલે-સવાર** જુઓ 'ભાલા-સવાર.'
**ભાલો** પું. [જુઓ 'ભાલું.'] જુઓ 'ભાલું.'
**ભાલોડ** ન. [જુઓ 'ભાલું' દ્વારા.] જુઓ 'ભાલોડું.'
**ભાલોડિયું** ન. [જુઓ 'ભાલોડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનું નાનું તે તે ભાલું
**ભાલોડું** ન. [જુઓ 'ભાલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] નાનું ભાલું. (૨) તીર, બાણ
**ભાલોળિયું** ન. [જુઓ 'ભાલું' દ્વારા.] ભાલાનો આકાર
**ભાવ** પું. [સં.] અસ્તિત્વ, હયાતી, સ્થિતિ. (૨) સ્વત્વ, 'સ્પિરિટ' (દ.બા.) (૩) ગુણવત્તા, 'ક્વૉલિટી' (પો.ગો.) (૪) લાગણી, પ્રેમ, 'ફીલિંગ,' 'ઇમોશન' (બ.ક.ઠા.) (ર. મ.) (૨) આશય, ઇરાદો, ઇચ્છા, મતલબ, ઉદ્દેશ, 'આઇડિયા' (મ.ન.), 'કન્સેપ્શન.' (દ.બા.) (૩) મનની ઊપજતી વૃત્તિ, 'પૅશન' (ન.લા.) (૪) કાવ્ય-નાટ્યના રસોના કારણરૂપ તે તે પરિસ્થિતિ (સ્થાયી તેમજ સંચારીના સ્વરૂપની). (કાવ્ય.) (૫) સૂત્રધાર વગેરેનું માનવંતું વિશેષણ. (કાવ્ય). (૬) બજારની રૂખ, દર, 'પ્રાઇસ.' (૭) ગ્રહોનું શુભાશુભ ફળ. (જ્યો.) (૮) દરકાર, કાળજી. [૦ આવવો, ૦ ઊપજવો (રૂ.પ્ર.) પ્રેમનો ઉદ્ભવ થવો. (૨) સારી કિંમત ઊપજવી. ૦ ઊછળવો (રૂ.પ્ર.) બજારમાં માલની કિંમત વધી જવી. ૦ ઊતરવા (રૂ.પ્ર.) કિંમત ઓછી થવી. ૦ ઊતરવો (રૂ.પ્ર.) પ્રેમ ઓછો થવો. ૦ કરવો (રૂ.પ્ર.) કિંમત નક્કી કરવી. (૨) લાડકાઈ બતાવવી. ૦ ખાવો (રૂ.પ્ર.) માનની ઇચ્છા કરવી. ૦ ચડ(-ઢ)વા (રૂ.પ્ર.) વસ્તુનો દર વધવો. ૦ ચડ(-ઢ)વો (રૂ.પ્ર.) પ્રેમની લાગણી થવી, ગમવું. ૦નું ભૂખ્યું (રૂ.પ્ર.) પ્રેમ અને આદરની ઇચ્છા રાખતું. ૦નો ઉછાળો (રૂ.પ્ર.) એકદમ ઊંચો દર થવો. ૦ પડવો (રૂ.પ્ર.) કિંમત કે દર નક્કી થવો. (૨) દર નીચે જવો. ૦ પડાવવો (રૂ.પ્ર.) કિંમત અંકાવવી. ૦ પૂછવો (રૂ.પ્ર.) સાર સંભાળ લેવી. ૦ ભજવવા (રૂ.પ્ર.) પોતાનું ખરાબ સ્વરૂપ સામાને બતાવવું, નાલાયક થઈ ઊભા રહેવું. ૦માં ચોરી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) ભારે કિંમત લેવી. ૦ રાખવો (રૂ. પ્ર.) હેત-પ્રેમ જાળવવાં. ૦ લેવો (રૂ.પ્ર.) ભારે કિંમત વસૂલ કરવી. (૨) સામાનું મન પારખવું]
**ભાવ-ઉતાર** પું. [સં. + જુઓ 'ઉતાર.'] સરકાર તરફથી ચલણી સિક્કાની કિંમતમાં કરાતો ઘટાડો
**ભાવક** વિ. [સં.] કાવ્યના મર્મનો અનુભવ કરનાર, સહૃદય. (૨) નાટ્યનો પ્રેક્ષક. (નાટ્ય.)
**ભાવક-ત્વ** ન. [સં.] સહૃદય-તા. (નાટ્ય.)
**ભાવ-કર્તૃક** વિ. [સં.] જેમાં ક્રિયાની સ્થિતિ-ગતિ જ માત્ર કર્તાપણાનો અર્થ આપી ક્રિયાપદનું નિયમન કરે તેવું (એ ક્રિયાપદ). (વ્યા.)
**ભાવ-કર્મ** ન. [સં.] કર્મના ત્રણ માંહેનો એક પ્રકાર, ક્રોધ મોહાદિ રાગદ્વેષ અને મોહયુક્ત ભાવ. (જૈન.)
**ભાવ-કોષ્ઠક** ન. [સં.] વેચાણ માટેના દરની તાલિકા કે યાદી

**ભાવ-ક્ષમતા** સ્ત્રી. [સં.] લાગણીને સહન કરવાની પરિસ્થિતિ, 'સેન્સિબિલિટી' (ન.લો.)
**ભાવ-ખોર** વિ. [+ફા. પ્રત્યય] પ્રસંગ મળતાં સંઘરેલી ચીજ-વસ્તુની ઊંચી કિંમત મેળવનાર ['સબ્જેક્ટિવ'
**ભાવ-ગત** વિ. [સં.] આત્મગત, આત્મલક્ષી, સ્વભાવગત,
**ભાવ-ગમ્ય** વિ. [સં.] પ્રેમ અને આદરથી સમઝી શકાય તેવું. (૨) સૈદ્ધાંતિક, 'થિયોરેટિકલ' [આશયવાળું
**ભાવ-ગંભીર** (-ગમ્ભીર) વિ. [સં.] ગંભીર હૃદયવાળું, ગંભીર
**ભાવ-ગીત** ન. [સં.] અંતરની ઊર્મિઓમાંથી નીકળેલી ગેય કાવ્ય-રચના, ગેય ઊર્મિગીત
**ભાવ-ગ્રહણ** ન. [સં.] આશય સમઝી લેવાપણું
**ભાવ-ગ્રાહક** વિ., [સં.], **ભાવ-ગ્રાહી** વિ. [સં.,પું.] ચીજ કે પ્રસંગ યા વિષયના મર્મને પકડી લેનારું, 'સરસેપ્ટિબલ.' (ન.લો.)
**ભાવ-ઘટ** (-ટય) સ્ત્રી., -ટાડો પું. [સં.+જુઓ 'ઘટવું' ગુ. 'આડો' કૃ.પ્ર.] કિંમત ઓછી થવી એ, 'ડેપ્રીસિયેશન'
**ભાવ-ઘટાડો** પું. [+જુઓ 'ઘટાડો.'] કિંમત યા મૂલ્યનું ઓછું થવું એ
**ભાવ-ઘેલડું** (-ઘેલડું) ન. [જુઓ 'ભાવ-ઘેલું'+ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભાવ-ઘેલું.' (પદ્યમાં.)
**ભાવ-ઘેલું** (-ઘેલું) વિ. [+જુઓ 'ઘેલું.'] અત્યંત પ્રેમાર્દ્ર હૃદયવાળું
**ભાવ-ચઢા(-ઢા)વ** પું. [+જુઓ 'ચઢા(-ઢા)વ.'] સરકાર તરફથી ચલણી સિક્કાની કિંમતને ઊંચી લઈ જવાનું કાર્ય
**ભાવ-ચિત્ર** ન. [સં.] હૃદયના આશયને મૂર્ત કરી આપતી તસ્વીર, 'આઇડિયોગ્રાફ'
**ભાવ-જ્ઞ** વિ. [સં.] ભાવ—આશયનો ખ્યાલ મેળવી લેનાર
**ભાવટ, -ઠ** (-ટય, -ઠય) સ્ત્રી. [સં. भाव-वृत्ति > પ્રા. भावट्टि] (લા.) આંતરિક તેમજ બાહ્ય ઉપાધિ, જંજાળ. (૨) અકળામણ, ઉચાટ. [૦ ભાંગવી (રૂ.પ્ર.) મુક્તતા મળવી. (૨) સારી સમૃદ્ધિ મળવી] [દુઃખી સ્થિતિ
**ભાવઠી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] કંગાળ દશા, દરિદ્રતા,
**ભાવડું** જુઓ 'ભાઉડું.'
**ભાવ-તરંગ** (-તરઙ્ગ) પું. [સં.] પ્રેમનું મોજુ
**ભાવ-તાલ** પું., બ.વ. [સં.] બજારની રૂખ, બજારનો દર
**ભાવતું** વિ. [જુઓ 'ભાવવું'+ગુ. 'તું' વર્ત.કૃ.] મનને રુચતું, ગમતું. (૨) બંધ-બેસતું
**ભાવ-તુષ્ટિ** સ્ત્રી. [સં.] માનસિક સંતોષ
**ભાવ-તોડ** વિ. [સં+જુઓ 'તોડવું.'] ચાલુ બજાર-ભાવોને તોડી નાખે તેવું
**ભાવ-ત્વ** ન. [સં.] સ્થિતિ, હોવાપણું. (૨) અભાવરૂપ ન હોય એવી પ્રતીતિ થવાપણું. (તર્ક.)
**ભાવ-દયા** સ્ત્રી. [સં.] સામાનાં દુષ્કૃત્યોથી પોતાનો કિંમતી માનવ-જન્મ ગુમાવે છે એ પ્રકારની કરુણાની લાગણી. (જૈન.)
**ભાવ-દર્શક** વિ, [સં.] અસ્તિત્વ દર્શાવનારું, 'એફર્મેટિવ' (હ.વ.) (૨) પ્રેમ અને આદર બતાવનારું. (૩) (દુકાન વગેરેમાં) ચીજ—વસ્તુઓનો દર બતાવનારું
**ભાવ-દર્શન** ન. [સં.] હૃદયની લાગણી વ્યક્ત કરવી એ
**ભાવ-ધર્મ** પું. [સં.] આત્મ-શુદ્ધિ. (જૈન.)
**ભાવ-ધ્વનિ** પું. [સં.] જેમાં રસના સ્થાયી ભાવનો ખ્યાલ આવે તેવો ગૂઢ અર્થ. (કાવ્ય.)
**ભાવન** ન. [સં.] પર્યાલોચન, સમીક્ષા, વિચારણા. (૨) (લા.) મહેણું. [૦ પાડવાં (રૂ.પ્ર.) મહેણાં મારવાં]
**ભાવનગરી** વિ. [સૌરાષ્ટ્રના ગોહીલવાડનું—આજના ભાવનગર જિલ્લાનું પાટનગર (સંજ્ઞા.)+ગુ. 'ઈ' ત.પ્ર.] ભાવનગરને લગતું
**ભાવ-નમસ્કાર** પું. [સં.] પ્રેમ અને આદરપૂર્વકનું નમન
**ભાવના** સ્ત્રી. [સં.] ધારણા, કલ્પના, 'કૉન્ટેમ્પ્લેશન' (વિ.ર.), 'સેન્ટિમેન્ટ' (ર.મ.) (૨) અભિલાષા, ઇચ્છા, આકાંક્ષા, વાસના, 'ઇમોશન' (પ્રા.વિ.), 'કન્સેપ્શન' (દી.વ.) (૩) આદર્શ, 'આઇડિયાલિઝમ' (ર.મ.), 'આઇડિયા' (મ. ન.) (ર.મ.) (૪) આત્મજ્ઞાનનો અભિનિવેશ, 'રેપ્રેઝન્ટેશન' (મ.ન.) (વેદાંત.) (૫) ચિંતન, અનુશીલન, ધ્યાન. (૬) (દવાનો અપાતો) પુટ, પટ [(મ.ન.)
**ભાવના-જ્ઞાન** ન. [સં.] સાધિત-જ્ઞાન, 'ઍબ્સ્ટ્રેક્ટ નૉલેજ.'
**ભાવ-નાડી** સ્ત્રી. [સં.] લાગણીપ્રધાન નસ, 'સિમ્પેથેટિક નર્વ'
**ભાવનાતિરેક** પું [સં. भावना + अति-रेक] ભાવના કરવામાં હદ વટાવી જવી એ, 'મૉર્બિડિટી' (દ.બા.)
**ભાવનાત્મક** વિ. [સં. भावना + आत्मन्-क] ભાવનાથી પૂર્ણ, આદર્શરૂપ, 'આઇડિયલ' (ઉ.ક.), 'આઇડિયાલિસ્ટિક' (ન.લો.) (૨) લાગણીથી ભરેલું, 'ઇમોશનલ' (ન.દે.)
**ભાવના-દાસ** પું. [સં.] (લા.) કેવળ આદર્શમાં માનનારું, 'આઇડિયાલિસ્ટ' (બ.ક.ઠા.) [ડિયાલિસ્ટ' (વિ.ક.)
**ભાવના-દ્રષ્ટા** વિ. [સં.,પું.] જુઓ 'ભાવના-દાસ'—'આઇ-
**ભાવનાધિગમ** પું. [સં. भावना + अधि-गम] માનસિક વિચાર, 'ઍબ્સ્ટ્રેક્ટ થિન્કિંગ' (મ.ન.)
**ભાવના-પુરઃસર** ક્રિ.વિ. [સં.] ભાવના પ્રમાણે, હૃદયના સદ્ભાવ પ્રમાણે, ભાવનાપૂર્વક [ભાવના-મય
**ભાવના-પૂર્ણ** વિ. [સં.] હૃદયના ઉદાર આશયથી ભરેલું,
**ભાવના-પૂર્વક** ક્રિ.વિ. [સં.] જુઓ 'ભાવના-પુરઃસર.'
**ભાવના-પ્રધાન** વિ. [સં.] જેના હૃદયમાં આશયની જ મુખ્યતા હોય અને બીજું બધું ગૌણ હોય તેવું
**ભાવના-બોધક** વિ. [સં.] હૃદયના ઉદાત્ત આશયનો ખ્યાલ આપનારું ['ભાવ-ભૂખ્યું.'
**ભાવના-ભૂખ્યું** વિ. [સં. भावना + જુઓ 'ભૂખ્યું.'] જુઓ
**ભાવના-મય** વિ. [સં.] જુઓ 'ભાવના-પૂર્ણ'—'આઇડિયલ' (મ.ન.), 'આઇડિયાલિસ્ટિક' (બ.ક.ઠા.)
**ભાવનામય-તા** સ્ત્રી. [સં.] ભાવનાપૂર્ણ હોવાપણું, આદર્શવાદ, આદર્શ-દર્શિતા (બ. ક. ઠા.), 'આઇડિયાલિઝમ' (ચ.ન.) [વાળું, 'રેપ્રેઝેન્ટેટિવ' (મ.ન.)
**ભાવના-મિશ્ર** વિ. [સં.] માનસિક ઉદાત્ત વિચાર-સરણિ-
**ભાવના-યુક્ત** વિ. [સં.] ભાવનાવાળું, પ્રેમ અને આદરવાળું
**ભાવનારૂપ-વૃત્તિ** સ્ત્રી. [સં.] આદર્શ લાગણી, 'આઇડિયલ ફીલિંગ' (મ.ન.)
**ભાવના-લક્ષી** વિ. [સં.,પું.] ધ્યેયલક્ષી [નાથી દોરાતું
**ભાવના-વશ** વિ. [સં.] ભાવનાને વળગીને રહેનારું, ભાવ-

ભાવનાવશ-તા સ્ત્રી. [સં.] ભાવનાને વશ હોવાપણું
ભાવના-વાદ પું. [સં.] ધ્યેયવાદ, આદર્શવાદ, 'આઇડિયા-
લિઝમ' (ન.ભો.) [ડિયાલિસ્ટ' (ન.ભો.)
ભાવનાવાદી વિ. [સં.,પું.] ધ્યેયવાદી, આદર્શવાદી. 'આઇ-
ભાવના-વાન વિ. [સં. भावना–वान् પું.] જુઓ 'ભાવના-
પૂર્ણ.' [આશયને ખુલ્લો કરવાપણું
ભાવનાવિષ્કાર પું. [સં. भावना+आविष्कार] હૃદયના ઉમદા
ભાવના-વ્યાપાર પું. [સં.] લાગણી, 'ફીલિંગ' (કે.હ)
ભાવના-શક્તિ સ્ત્રી. [સં.] લાગણીમય સ્થિતિ, 'ફીલિંગ'
ભાવનાશાલિ-તા સ્ત્રી. [સં.] ભાવનાશાળી હોવાપણું
ભાવના-શાલી(-ળી) વિ. [સં.,પું.] આદર્શોથી ભરેલું, 'આઇ-
ડિયાલિસ્ટિક' (ચં.ન.)
ભાવના-શીલ વિ. [સં.] ભાવનાવાળું
ભાવનાશીલ-તા સ્ત્રી. [સં.] ભાવનાશીલ હોવાપણું
ભાવના-શૂન્ય વિ. [સં.] હૃદયના કોઈ આશય વિનાનું,
ધ્યેય વિનાનું
ભાવનાશૂન્ય-તા સ્ત્રી. [સં.] ભાવના-શૂન્ય હોવાપણું
ભાવના-સુલભ વિ. [સં.] હૃદયના ભાવને લઈ મેળવવું
સહેલું [(દ.બા.)
ભાવના-હત વિ. [સં.] માનસિક રીતે મૂંઝવાયેલું, 'મૉર્બિડ'
ભાવના-સૃષ્ટિ સ્ત્રી. [સં.] કલ્પિત જગત, ભાવ-સૃષ્ટિ
ભાવના-હીન વિ. [સં.] જુઓ 'ભાવના-શૂન્ય.'
ભાવ-નિદર્શન ન. [સં.] હૃદયનો પ્રેમ તેમજ આદર વ્યક્ત
કરવાં એ [રહેનારું, પ્રેમ-પૂર્ણ
ભાવ-નિમગ્ન વિ. [સં.] પ્રેમ અને આદરમાં રચ્યું-પચ્યું
ભાવ-નિયમન ન. [સં.] બજારની રૂખ યા દરને કાબૂમાં
રાખવાની ક્રિયા
ભાવ-નિરૂપણ ન. [સં.] હૃદયની લાગણી અને પ્રેમાદર રજૂ
કરવાં એ. (૨) ગ્રંથનો મર્મ રજૂ કરવો એ
ભાવ-નિવેદક વિ. [સં.] કિંમત બતાવનાર, 'પ્રાઇસ-રિપૉર્ટર'
ભાવનોદ્દીપક વિ, [સં. भावना + उद्दीपक] ભાવનાને સતેજ
કરનારું. (૨) ભાવનાત્મક, 'સેન્ટિમેન્ટલ'
ભાવ-પત્રક ન. [સં.] ચીજ વસ્તુઓ વગેરેની કિંમતની યાદી,
'પ્રાઇસ-રિટર્ન' [નિશ્ચય. (જૈન.)
ભાવ-પાપ ન. [સં.] દ્રવ્ય-પાપના કારણરૂપે રહેલો અશુભ
ભાવ-પુણ્ય ન. [સં.] દ્રવ્ય-પુણ્યના કારણરૂપે રહેલો શુભ
નિશ્ચય. (જૈન) ['ઇમ્પ્રેશન્ડ'
ભાવ-પૂર્ણ વિ. [સં.] પ્રેમ અને આદરથી ભરેલું, ભાવ-મય,
ભાવ-પ્રતીક ન. [સં.] હૃદયની લાગણીના ચિહ્ન તરીકેની
વસ્તુ, અલંકાર, 'ઇમેઇજ' (ઇ.ક.)
ભાવ-પ્રતીકાત્મક વિ. [+ સં. आत्मन्-क] ભાવ પ્રતીકરૂપનું,
'આઇડિયો-ગ્રામેટિક' [બતાવતી એ
ભાવ-પ્રદર્શન ન. [સં.] હૃદયની લાગણી વ્યક્ત કરી
ભાવ-પ્રધાન વિ. [સં.] હૃદયની લાગણી જેમાં મુખ્ય સ્થાને
હોય તેવું, ભાવાત્મક, 'લીરિકલ' (ના.દ.) [૦ કાવ્ય ન. [સં.]
ઊર્મિકાવ્ય. (ના. દ.)]
ભાવ-પલટો પું. [+ જુઓ 'પલટો.'] હૃદયના ભાવનું કે
પ્રેમ તથા આદરનું બદલી જવું એ

ભાવ-પ્રાકટ્ય ન. [સં.] હૃદયની લાગણીને પ્રગટ કરવાની ક્રિયા
ભાવપ્રાકટ્ય-વાદ પું. [સં.] ભાવ-પ્રાકટ્યનો સિદ્ધાંત,
'એક્સ્પ્રેશનિઝમ' (આ. બા.)
ભાવ-ફેર પું. [+ જુઓ 'ફેર.'] કિંમત કે મૂલ્યનો તફાવત,
'ડિસ્પેરિટી ઇન રેઇટ્સ' [રૂખ, 'પ્રાઇસ-માર્કેટ'
ભાવ-બજાર સ્ત્રી. ન. [+ જુઓ 'બજાર.'] કિંમત કે મૂલ્યોની
ભાવ-ભક્તિ સ્ત્રી. [સં.] હૃદયની ઊંડી લાગણીપૂર્વકની
શરણ-ભાવના, ભક્તિ-ભાવ [હૃદયના ભાવથી ભરેલું
ભાવ-ભર્યું વિ. [+ જુઓ 'ભરવું' + ગુ. 'યું' ભૂ. કૃ]
ભાવ-ભંગિ, -ગી (-ભઙ્ગિ,-ગી) સ્ત્રી. [સં.] હૃદયનો ભાવ
બતાવવાનો પ્રકાર. (કાવ્ય.) [પ્રક્રિયા. (પુષ્ટિ.)
ભાવ-ભાવના સ્ત્રી. [સં] હૃદયની લાગણી બતાવવાની
ભાવ-ભીનું વિ. [+ જુઓ 'ભીનું.'] હૃદયના ઉદાત્ત ભાવથી
તરબોળ [લાગણીની ખૂબ અપેક્ષા રાખનારું
ભાવ-ભૂખ્યું વિ. [સં. भाव + જુઓ 'ભૂખ્યું.'] હૃદયની
ભાવ-ભૂલું વિ. [સં. + જુઓ 'ભૂલવું' + ગુ. 'ઉ'' કૃ. પ્ર.]
(લા.) જુઓ 'ભાવ-શૂન્ય.'
ભાવ-મય વિ. [સં.] જુઓ 'ભાવપૂર્ણ.' 'ઇમ્પ્રેશન્ડ' (ન.
ભો.), 'ઇમોશનલ' (ન.પા.)
ભાવમય-તા સ્ત્રી. [સં.] ભાવપૂર્ણ હોવાપણું
ભાવ-મરણ ન. [સં.] પોતાના સ્વરૂપના અજ્ઞાનથી ગાળ-
વામાં આવતું જીવન. (જૈન.) ['પ્રાઇસ-સ્ટ્રક્ચર'
ભાવ-માળખું ન. [+ જુઓ 'માળખું.'] મૂલ્યોનો બાંધો,
ભાવ-મૂઢ વિ. [સં.] હૈયાનું દૂબળું
ભાવમૂઢ-તા સ્ત્રી. [સં.] હૈયાનું દૂબળાપણું
ભાવ-યુક્ત વિ. [સં.] પ્રેમ અને આદરવાળું
ભાવ-રહિત વિ. [સં.] જુઓ 'ભાવ-શૂન્ય.'
ભાવલિયો વિ.,પું. [જુઓ 'ભાવલું' + ગુ. 'ઇયું' ત. પ્ર.]
પ્રેમવાળો પ્રિય
ભાવ-લીન વિ. [સં.] જુઓ 'ભાવ-મગ્ન.'
ભાવલીન-તા સ્ત્રી. [સં.] ભાવ-મગ્ન હોવાપણું
ભાવ-વધ-ઘટ (-વધ્ય-ઘટ્ય) સ્ત્રી. [+ જુઓ 'વધવું' + 'ઘટવું.']
કિંમત કે મૂલ્યનું વધવું અને ઓછું થવું એ, 'પ્રાઇસ-ફ્લક્-
ચ્યુએશન' [વૃદ્ધિ, 'એપ્રીશિયેશન'
ભાવ-વધારો પું. [+ જુઓ 'વધારો.'] કિંમત યા મૂલ્યની
ભાવ-વર્જિત વિ. [સં.] જુઓ 'ભાવ-શૂન્ય.'
ભાવ-વશ વિ. [સં.] લાગણીવાળું, પ્રેમાળ
ભાવવશ-તા સ્ત્રી. [સં.] પ્રેમાળ હોવાપણું
ભાવ-વંદન (-વન્દન) ન. [સં.] પ્રેમ અને આદરપૂર્વકનું નમન
ભાવ-વાચક વિ. [સં.] જેમાં ગુણ કે ક્રિયાનો બોધ હોય
તેવું (નામ.). (વ્યા.) [શકાય તેવું
ભાવ-વાચ્ય વિ. [સં.] હૃદયની ભાવનાથી વ્યક્ત કરી
ભાવ-વાન વિ. [સં. भाव-वान्, પું.] જુઓ 'ભાવ-પૂર્ણ.'
ભાવ-વાહક વિ. [સં.] જુઓ 'ભાવ-દર્શક.'
ભાવવાહિ-તા સ્ત્રી. [સં.] ભાવવાહી હોવાપણું
ભાવ-વાહી વિ. [સં.,પું.] જુઓ 'ભાવ-વાહક'-'ભાવ-દર્શક.'
ભાવ-વિકાસ પું. [સં.] રજૂ કરી શકાય તે પ્રકારનો
વિકાસ, 'રેપ્રીઝેન્ટેટિવ ડેવલપમેન્ટ' (મ.ન.)

**ભાવ-વિક્રિયા** સ્ત્રી. [સં.] મનોવિકાર
**ભાવ-વિશુદ્ધિ** સ્ત્રી. [સં.] હૃદયની પવિત્રતા, ભાવનાની શુદ્ધિ, અંતઃકરણની નિર્મળતા
**ભાવવું** અ.ક્રિ. [સં. भाव्, પ્રે. ધાતુ] સ્વાદનું પસંદ આવવું. (અત્યારે ખાવાના વિષયમાં અર્થ મર્યાદિત છે)
**ભાવ-વ્યક્તિ** સ્ત્રી. [સં.] હૃદયની લાગણી કે વિચાર ખુલ્લાં કરી બતાવવાં એ, 'એક્સ્પ્રેશન' (અ.રા.)
**ભાવ-વ્યંજક** (-વ્યઞ્જક) વિ. [સં.] હૃદયની લાગણી કે આશય પ્રગટ કરનાર [આશય પ્રગટ કરવાં એ
**ભાવ-વ્યંજન** (-વ્યઞ્જન) ન. [સં.] હૃદયની લાગણી કે
**ભાવ-શબલ** વિ. [સં.] જેમાં ઘણા ભાવ હોય તેવું, હૃદયની વિવિધ પ્રકારની પરિસ્થિતિ બતાવતું
**ભાવશબલ-તા** સ્ત્રી. [સં.] ભાવ-શબલ હોવાપણું
**ભાવ-શુદ્ધ** વિ. [સં.] શુદ્ધ ભાવવાળું, પવિત્ર લાગણીવાળું
**ભાવ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] જુઓ 'ભાવ-વિશુદ્ધિ.'
**ભાવ-શૂન્ય** વિ. [સં.] લાગણી વિનાનું, ભાવ-હીન, 'ઇમ્પેસિવ'
**ભાવશૂન્ય-તા** સ્ત્રી. [સં.] ભાવ ભાવના કે લાગણીનો સદંતર અભાવ
**ભાવ-સમગ્રતા** સ્ત્રી. [સં.] લાગણીનું એકાત્મક હોવાપણું, 'યુનિટી ઓફ ઇમ્પેશન' (અ.સ.) [સમાધિ
**ભાવ-સમાધિ** સ્ત્રી. [સં.,પું.] વિચારોની એકાગ્રતા, ધ્યાન-
**ભાવ-સંધિ** (-સન્ધિ) પું. [સં.] એ નામનો રસવદાદિ પ્રકારનો એક અલંકાર. (કાવ્ય.)
**ભાવ-સંશુદ્ધિ** (-સંશુદ્ધિ) સ્ત્રી. જુઓ 'ભાવ-વિશુદ્ધિ.'
**ભાવસાર** પું. હિંદુઓમાં એ નામની એક જ્ઞાતિ અને એનો પુરુષ (લૂગડાં છાપવાનો ધંધો કરનારી ઉત્તર ગુજરાત વગેરેમાં વસતી જ્ઞાતિ) (સંજ્ઞા.)
**ભાવસાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] ભાવસાર જ્ઞાતિની સ્ત્રી. (સંજ્ઞા.) [વિચારોનું સાતત્ય
**ભાવ-સાહચર્ય** ન. [સં.] ભાવ-પ્રેમનું સાથે હોવાપણું. (૨)
**ભાવ-સૂચક** વિ. [સં.] અસ્તિત્વ કે હસ્તી સૂચવનારું, 'પૉઝિટિવ.' (૨) (દુકાન વગેરેમાં ચીજ-વસ્તુઓના) દર બતાવનારું
**ભાવ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'ભાવના-સૃષ્ટિ.' [અનિષ્ટ
**ભાવ-હિંસા** (-હિંસા) સ્ત્રી. [સં.] હૃદયમાં કોઈનું વિચારેલું
**ભાવ-હીન** વિ. [સં.] જુઓ 'ભાવ-શૂન્ય.'
**ભાવંર** ન. જેમાંથી કાગળ બનાવી શકાય તેવું એક ઘાસ
**ભાવાતીત** વિ. [સં. भाव + अतीत] ભાવનાઓને વટાવી ગયેલું, ભાવનાથી પર
**ભાવાત્મક** વિ. [સં. भाव + आत्मन्-क] હયાતી કે સ્થિતિ બતાવનારું, અસ્તિરૂપ, 'પૉઝિટિવ' (આ.બા.), 'એફર્મેટિવ.' (૨) સત્ય, વાસ્તવિક, 'રિયલ' (ઉ.કે.). (૩) અમૂર્ત, અગોચર, 'એબ્સ્ટ્રેક્ટ' (પો. ગો.). (૪) લાગણી ને દયા બનાવનારું, 'પેથેટિક' (ર.મ.), 'ઇમોશનલ.' (૫) ઘનિષ્ઠ, 'ઇન્ટિમેઇટ' (વિ.ર.)
**ભાવાદ્વૈત** ન. [સં. भाव + अ-द्वैत] દ્વૈત હોવા છતાં ભાવનાથી અદ્વૈતનો અનુભવ થવો એ. (વેદાંત.)
**ભાવાધિકરણ** ન. [સં. भाव + अधि-करण] સંસારી મનુષ્યની શુભ કે અશુભ પ્રવૃત્તિ કરતી વેળાની એક અવસ્થા. (જૈન.)
**ભાવાનુકીર્તન** ન. [સં. भाव + अनु-कीर्तन] હૃદયની ભાવનાને વ્યક્ત કરી બતાવવી એ
**ભાવાનુકૂલ(-ળ)** વિ. [+ સં. अनु-कूल] માનસિક લાગણીને બંધબેસતું, 'ઇમ્પેશન્ડ' (ડો.માં.)
**ભાવાનુભૂતિ** સ્ત્રી. [સં. भाव+अनु-भूति] કોઈ પણ લલિત કળાની રચના (એ ચિત્ર હોય તેમ કોતરકામ કે ગદ્ય–પદ્ય રચના પણ હોય તે)નો લેવામાં આવતો આસ્વાદ
**ભાવાનુવાદ** પું. [સં. भाव + अनु-वाद] શબ્દશઃ નહિ તેવો વસ્તુના તાત્પર્યને સમાવી લેતો તરજૂમો, 'ફ્રી ટ્રાન્સ્લેશન'
**ભાવાભાવ** પું., બ.વ. [સં. भाव + अ-भाव] હસ્તી હોવી અને હસ્તી ન હોવી એ
**ભાવાભાવાત્મક** વિ. [+ સં. आत्मन्-क] જેની હસ્તી હોય પણ ખરી અને ન પણ હોય તેવું, 'ડિકોટોમસ' (રા.વિ.)
**ભાવાનુવાદ** પું. [+ સં. अनु-वाद] મૂળ રચનાનો આશય સચવાઈ રહ્યો હોય તેવું ભાષાંતર કે તરજૂમો, 'એડાપ્ટેશન' (દ.બા.)
**ભાવાભાસ** પું. [સં. भाव + आ-भास] એ નામનો એક રસવદાદિ પ્રકારનો અલંકાર. (કાવ્ય.) (૨) એક પ્રકારનો ધ્વનિ. (કાવ્ય.)
**ભાવારોપ** પું., -પણ ન. [સં. भाव + आरोप,-पण] અભિનય વખતે અભિનેતાનું તે તે પાત્રના ગુણધર્મનું પોતામાં મૂર્ત કરી બતાવવાપણું. (નાટ્ય.)
**ભાવાર્થ** પું. [સં. भाव + अर्थ] તાત્પર્ય, રહસ્યાર્થ, સાર. (૨) (લા.) આશય, મતલબ, મનસૂબો
**ભાવાલંકાર** (-લઙ્કાર) પું. [સં. भाव + अलंकार] એ નામનો એક અલંકાર. (કાવ્ય.)
**ભાવાલેખન** ન. [સં. भाव + आ-लेखन] હૃદયની ભાવનાનું પ્રકટીકરણ, ભાવની વ્યક્તિ
**ભાવાવતાર** પું. [સં. भाव + अव-तार] (લા.) સંત-પુરુષ
**ભાવાવસ્થા** સ્ત્રી. [સં. भाव + अव-स्था] જ્ઞાની કે ભક્તની ભગવન્મય અનુભવની પરિસ્થિતિ
**ભાવાવેશ** પું. [સં. भाव + आ-वेश] લાગણી ઊભરાવાની સ્થિતિ, ઉમળકો, ઉત્સાહ, ઉમંગ
**ભાવાશ્રિત** વિ. [સં. भाव + आ-श्रित] જેમાં હૃદયની ભાવનાઓ રહેલી હોય તેવું, ભાવ-પૂર્ણ
**ભાવાસ્તિત્વ-વાદ** પું. [+ સં. अस्तित्व-वाद] વાસ્તવિકતાવાદ, 'રિયાલિઝમ' (મ.ન.)
**ભાવાંક** (ભાવાઙ્ક) પું. [સં. भाव + अङ्क] કુંડલીમાંના લગ્નના સ્થાનને બતાવનાર આંકડો. (જ્યો.) (૨) કિંમતનો આંક, 'પ્રાઇસ-ઇન્ડેક્સ નમ્બર'
**ભાવાંજલિ** (ભાવાઞ્જલિ) સ્ત્રી. [સં. भाव + अञ्जलि, પું.] હૃદયના પ્રેમ અને આદરથી જીવતી કે મરણ પામેલી વ્યક્તિને માટે બોલાતા શબ્દ
**ભાવાંતર** પું. [સં. भाव + अन्तर. ન.] રસનો બીજો બીજો સ્થાયી કે સંચારી ભાવ. (કાવ્ય.)
**ભાવિ** ન. [સં. भाविन् પ.વિ., એ.વ.] નસીબ, ભાગ્ય, તકદીર, કિસ્મત (આ નપુંસકલિંગનું રૂપ કોઈ નામ તરીકે

હ્રસ્વાંત છે. વિશેષણ તરીકે એનો અર્થ હોય તો એ 'ભાવી' દીર્ઘાંત તરીકે ગુ.માં સ્વીકાર્ય છે. માત્ર સમાસમાં પૂર્વપદમાં 'ભાવિ' હ્રસ્વાંત લખી શકાય.)

**ભાવિક** વિ. [સં.] આસ્થાવાળું, શ્રદ્ધાળુ. (૨) કાવ્ય વગેરેના ભાવને સમઝનારું, સહૃદય. (કાવ્ય.) (૩) ન.,પું. એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**ભાવિ-કથન** ન. [સં.] ભવિષ્ય ભાખવું એ

**ભાવિકાલંકાર** (-લઙ્કાર) પું. [સં. भाविक + अलं-कार] જુઓ 'ભાવિક(૩).'

**ભાવિત** વિ. [સં.] જેને વિશે વિચાર કરવામાં આવ્યો હોય તેવું, વિચારેલું, ધારેલું. (૨) પાસ કે પુટ દેવામાં આવ્યો હોય તેવું (ઔષધ વગેરે)

**ભાવિતાત્મા** વિ. [+ સં. आत्मा] જેનો આત્મા ઉચ્ચ આશયવાળો હોય તેવું, સ્થિતપ્રજ્ઞ, ધીર

**ભાવિ-દ્રષ્ટા** વિ. [સં.,પું.] ભવિષ્યનો અગાઉથી ખ્યાલ મેળવનારું, ભવિષ્યના બનાવોને અગાઉથી જોનારું

**ભાવિ-લક્ષી** વિ. [સં.] ભવિષ્યમાં વિકસે તેવું, 'પ્રોસ્પેક્ટિવ'

**ભાવી** [સં. भाविन् પ.વિ., એ.વ., પું.] ભવિષ્યમાં બનવાનું, ભવિષ્યનું. (૨) ભવિષ્યલક્ષી, 'પ્રોસ્પેક્ટિવ'

**ભાવુક** વિ. [સં.] જુઓ 'ભાવક.' (૨) જુઓ 'ભાવિક(૧).'

**ભાવુક-તા** સ્ત્રી. [સં.] ભાવુક-પણું

**ભાવેણું** ન. [જુઓ 'ભાવ-નગર'-નું લઘુ રૂપ.] સૌરાષ્ટ્રના ગોહિલવાડમાંના ભાવનગર જિલ્લાનું પાટનગર—ભાવનગર. (પદ્યમાં.) (સંજ્ઞા.) (૨) વિ. ભાવનગરને લગતું. (પદ્યમાં.)

**ભાવે-પ્રયોગ** પું. [સં.] કર્તા વાક્યનો ઉદ્દેશ્ય ન રહેતાં જ્યારે માત્ર ક્રિયાનો અર્થ જ ઉદ્દેશ્ય બની રહે ત્યારે થતો અકર્મક ક્રિયાપદોનો એક પ્રયોગ (સકર્મકના કર્મણિ પ્રયોગની પ્રક્રિયાનો); જેમકે 'મારાથી જવાય છે' વગેરે. (વ્યા.)

**ભાવો** પું. [સં. भाव + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] ગર્ભવતી સ્ત્રીને અમુક જાતનો ખોરાક ખાવાની થતી ઇચ્છા, દોહદ

**ભાવોત્કંપ** (ભાવોત્કમ્પ) પું. [સં. भाव+उत्कम्प] લાગણીઓનો પ્રબળ આવેગ [વૃત્તિઓનો ત્યાગ. (જૈન.)

**ભાવોત્કર્ષ** પું. [સં. भाव + उत्कर्ष] ક્રોધ વગેરે ખરાબ

**ભાવોદય** પું. [સં. भाव + उदय] એક પ્રકારનો રસવદાદિ કોટિનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**ભાવોદ્દીપક** વિ. [સં. भाव + उद्दीपक] હૃદયની ભાવના કે લાગણીઓને ઉત્તેજિત કરનાર

**ભાવોદ્દીપન** ન. [સં. भाव +उद्दीपन] હૃદયની ભાવના કે લાગણીઓની ઉત્તેજના થવી એ

**ભાવોદ્રેક** પું. [સં. भाव + उद्रेक] ભાવનો ઉછાળો, લાગણીઓનો આવેગ, 'પૅશન' (ન. ભો.), 'એક્સ્ટસી'

**ભાવોર્મિ** સ્ત્રી. [+ સં. ऊर्मि] જુઓ 'ભાવોદ્રેક.'

**ભાવોલ્લાસ** પું. [સં. भाव + उल्लास] લાગણીઓનો આનંદ

**ભાષક** વિ. [સં.] કહેનાર, બોલનાર, વક્તા

**ભાષણ** ન. [સં.] બોલવું એ, કથન. (૨) વ્યાખ્યાન, પ્રવચન. (૩) વાતચીત

**ભાષણ-કર્તા** વિ. [સં. भाषणस्य कर्ता, પું.], **ભાષણ-કાર** વિ. [સં.] વ્યાખ્યાન આપનાર, વ્યાખ્યાતા

**ભાષણ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] ભાષણો પર ભાષણો આપવાની આદતવાળું

**ભાષણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ભાષણ-ખોર.' (૨) ભાષણના ગુનાથી જેલમાં પુરાયેલું (જેલનો શબ્દ)

**ભાષણોપસંહાર** (-સંહાર) પું. [સં.] ભાષણના બધા મુદ્દાઓને સંક્ષેપમાં ફરી મૂકી કરવામાં આવતી સમાપ્તિ

**ભાષા** સ્ત્રી. [સં.] બોલવાની રીત કે ક્રિયા, 'વર્ડિંગ.' (૨) પરસ્પરના વ્યવહાર માટેની બોલી, લોક-ભાષા, ઉપ-ભાષા, વિભાષા. (૩) તે તે દેશમાં શિક્ષણ સાહિત્ય ન્યાયતંત્ર શાસન-વહીવટ વગેરેને માટે સર્વસામાન્ય વ્યવહારનું શિષ્ટ-માન્ય વાણી-રૂપ, 'લૅંગ્વેઇજ.' (૪) લોક સામાન્યમાં સંસ્કૃત ભાષા સિવાયની તે તે ભારતીય દેશ-ભાષા

**ભાષા-કવિ** પું. [સં.] સંસ્કૃત પ્રાકૃત સિવાયનો મધ્યકાલીન ભિન્ન ભિન્ન ભારતીય લોકભાષાઓનો તે તે કવિ

**ભાષાકીય** વિ. [સં. भाषा + क સ્વાર્થે + સં. ईय ત. પ્ર. લગાડી ઊભો કરેલ ગુ. શબ્દ, સં. राजकीयના સાદૃશ્યે. સર૦ 'નાણાકીય..'] ભાષાને લગતું, 'લિંગ્વિસ્ટિક'

**ભાષા-ગત** વિ. [સં.] ભાષામાં રહેલું, 'લિંગ્વિસ્ટિક' (પ્ર.પં.)

**ભાષા-જ્ઞાન** ન. વિ. [સં.] તે તે ભાષા બોલવા-સમઝવાની શક્તિ

**ભાષાડંબર** (-ડમ્બર) પું. [+ સં. आ-डम्बर] ભારે અને સંસ્કૃત વગેરે ભાષાના તત્સમ શબ્દોનો વધુ પડતો ઉપયોગ કરવો એ [તાત્ત્વિક સ્વરૂપ

**ભાષા-તત્ત્વ** ન. [સં] મૂળમાં ભાષા શું છે એ, ભાષાનું

**ભાષાતત્ત્વ-જ્ઞ** વિ. [સં.], **-વિદ** વિ. [+ સં. °विद्] ભાષા-તત્ત્વનું જ્ઞાન ધરાવનાર, ભાષાશાસ્ત્રી

**ભાષા-દોષ** પું. [સં.] વાતચીતમાં કે લેખનમાં અસ્વાભાવિક વર્ણો કે વાક્ય-રચનાની ભૂલ

**ભાષા-નિપુણ** વિ. [સં.] તે તે ભાષાનું શુદ્ધ જ્ઞાન ધરાવનાર

**ભાષા-નિયામક** વિ. [સં.] સરકારી ભાષા-વિષયક તંત્રનો મુખ્ય અમલદાર, 'ડિરેક્ટર ઑફ લૅંગ્વેઇજીસ'

**ભાષા-નિષ્ઠા** સ્ત્રી. [સં.] પોતપોતાની ભાષા તરફની લાગણી

**ભાષા-નિષ્ણાત** વિ. [સં.] જુઓ 'ભાષા-નિપુણ.'

**ભાષાપક્ષી** વિ. [સં., પું.] રાજ્યમાં બીજી કોઈ ભાષા મહત્ત્વ ધરાવતી હોય તો માતૃભાષાનો પક્ષ ખેંચનાર

**ભાષા-પંડિત** (-પણ્ડિત) પું. [સં.] પોતાની તે તે ભાષાનું ઉચ્ચ કોટિનું જ્ઞાન ધરાવનાર

**ભાષા-પ્રભુત્વ** ન. [સં.] લેખન સર્જન અને ભાષણ એ ત્રણેયમાં ભાષા ઉપરની પ્રબળ પકડ

**ભાષા-પ્રયોગ** પું. [સં.] ભાષાનાં લેખન તેમજ વાતચીત કરવામાં ઉપયોગમાં આવતો ભાષાને લગતો તે તે વ્યાકરણી પ્રયોગ, 'ઇડિયમ'

**ભાષા-પ્રવાહ** પું. [સં.] મુખ્યત્વે વ્યાખ્યાનાદિ આપતી વેળા વાણીનો વહેલો સતત વેગ. (૨) સ્વાભાવિક ભાષા, 'ઇડિયમ'

**ભાષા-પ્રિય** વિ. [સં.] પોતાની ભાષાને ચાહનારું

**ભાષા-પ્રેમ** [સં., પું., ન.] પોતાની ભાષા તરફનો અનુરાગ

**ભાષાપ્રેમી** વિ. [સં., પું] જુઓ 'ભાષા-પ્રિય.'

**ભાષા-ફેર** પું. [સં. + જુઓ 'ફેર.'] બોલવામાં પડતો કે પડેલો તફાવત

**ભાષા-બદ્ધ** વિ. [સં.] દેશી ભાષામાં બંધાયેલું કે રચાયેલું
**ભાષા-બલ**(-ળ) ન. [સં.] ભાષાની અભિ-વ્યક્તિ, 'એક્સ્પ્રેશન'
**ભાષા-બંધ** (-બન્ધ) પું. [સં.] દેશી ભાષામાં કરેલી રચના
**ભાષા-ભક્ત** વિ. [સં.] જુએ 'ભાષા-પ્રિય.'
**ભાષા-ભક્તિ** સ્ત્રી. [સં.] જુએ 'ભાષા-પ્રેમ.'
**ભાષા-ભંડાર** (-ભણ્ડાર) પું. [સં. જુએ 'ભંડાર.'] વાપરવા કે ઉપયોગમાં લેવા માટે અનેક શબ્દોનો સમૂહ
**ભાષા-ભાષી** વિ. [સં.,પું.] તે તે ભાષાનું બોલનાર
**ભાષાભિજ્ઞ** વિ. [+ સં. अभि-ज्ञ] તે તે ભાષાનું જ્ઞાન ધરાવનાર
**ભાષાભિજ્ઞ-તા** સ્ત્રી. [સં.] તે તે ભાષાનું જ્ઞાન ધરાવવાપણું
**ભાષાભિમાન** ન. [+ अभि-मान, પું.] પોતાની ભાષા માટેનું ગૌરવ [રાખનાર
**ભાષાભિમાની** વિ, [સં., પું.] પોતાની ભાષા માટેનું ગૌરવ
**ભાષા-ભૂલ** (-લ્ય) સ્ત્રી. [સં. + જુએ 'ભૂલ.'] ભાષાના પ્રયોગ કે પ્રયોગોમાં કરવામાં આવતી ચૂક (વ્યાકરણ-ઉચ્ચારણ વગેરેને લગતી)
**ભાષા-રૂઢિ** સ્ત્રી. [સં.] ભાષામાં પ્રચલિત રૂઢિપ્રયોગો, ભાષાના પ્રયોગની તે તે લાક્ષણિકતા
**ભાષાલક્ષી** વિ. [સં., પું.] ભાષાને લક્ષ્યમાં રાખવામાં આવી હોય તેવું, ભાષાને ઉદ્દેશીને રહેલું
**ભાષા-વર્ગણા** સ્ત્રી. [સં.], -ણી સ્ત્રી. [ગુ.] ભાષાઓનું આનુવંશિક તેમજ સ્વરૂપ પરત્વે કરવામાં આવતું વર્ગીકરણ
**ભાષા-વર્તુલ**(-ળ) ન. [સં.] તે તે ભાષાની પ્રધાનતા સાથેનો પેટા બોલીઓનો સમૂહ [આપવાનો મત-સિદ્ધાંત
**ભાષા-વાદ** પું. [સં.] પોત-પોતાની અમુક ભાષાને પ્રાધાન્ય
**ભાષાવાદી** વિ. [સં.] ભાષાવાદનું આગ્રહી
**ભાષા-વિકાસ** પું. [સં.] તે તે ભાષાની ઉત્તરોત્તર થતી ખિલવણી
**ભાષા-વિજ્ઞ** વિ. [સં.] જુએ 'ભાષાતત્ત્વ-જ્ઞ.'
**ભાષા-વિજ્ઞાન** ન. [સં.] ભાષાનાં ઉત્પત્તિ વિકાસ અને વિભાજનને લગતી વિદ્યા, 'લિંગ્વિસ્ટિક્સ'
**ભાષા-વિદ** વિ. [+સં. °विद्] તે તે ભાષાનું જ્ઞાન ધરાવનાર
**ભાષાવિજ્ઞાની** વિ. [સં., પું.] ભાષાવિજ્ઞાન વિશે પ્રબળ શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર, 'લિંગ્વિસ્ટ' [ધરાવનાર
**ભાષા-વિશારદ** વિ.[સં.] ભાષાના પ્રયોગ વગેરે ઉપર પ્રભુત્વ
**ભાષા-વેગ** પું. [સં.] જુએ 'ભાષા-પ્રવાહ.'
**ભાષા-વૈચિત્ર્ય** ન. [સં.] ભાષાના પ્રયોગની ચમત્કૃતિ
**ભાષા-વૈજ્ઞાનિક** વિ. [સં.] જુએ 'ભાષાશાસ્ત્રી(૨).'
**ભાષા-વૈભવ** પું. [સં.] ભાષા-સમૃદ્ધિ ('ભાષાડંબર' જુદી વસ્તુ છે.) [થવાની તાકાત
**ભાષા-શક્તિ** સ્ત્રી. [સં.] ભાષામાં રહેલી વિચારોને વ્યક્ત
**ભાષા-શાસ્ત્ર** ન. [સં.] ભાષા-તત્ત્વના ઐતિહાસિક સંબંધવાળા વિકાસની વિદ્યા, 'ફાઇલોલૉજી.' (૨) જુએ 'ભાષા-વિજ્ઞાન.'
**ભાષા-શાસ્ત્રી** વિ. [સં., પું.] 'ભાષા-શાસ્ત્ર(૧)'નું જ્ઞાન ધરાવનાર, 'ફિલોલૉજિસ્ટ.' (૨) ભાષાવિજ્ઞાની, લિંગ્વિસ્ટ'
**ભાષાશાસ્ત્રીય** વિ. [સં.] ભાષાશાસ્ત્રને લગતું, 'ફિલોલૉજિકલ,' 'લિંગ્વિસ્ટિક' [મેનિસ્ટિક એજ્યુકેશન'
**ભાષા-શિક્ષણ** ન. [સં.] ભાષાના પ્રયોગોની તાલીમ, 'હ્યુ-
**ભાષા-શુદ્ધિ** સ્ત્રી. [સં.] તે તે ભાષાનાં ઉચ્ચારણ તેમજ પ્રયોગના વિષયમાં સ્વાભાવિકતા
**ભાષા-શૈલી** સ્ત્રી. [સં.] ભાષામાં શબ્દપ્રયોગોની ખાસ પ્રકારની ઢબ, 'ડિક્શન' (ન. મો.)
**ભાષા-સમ** ન., પું. [સં.] એવી જાતની શ્લોક વગેરેની રચના કે જેમાંના અક્ષરો-શબ્દોનાં સ્વરૂપ ઉપરથી એકથી વધુ ભાષાનો તે તે શ્લોક કે લેખન છે એવો અનુભવ થાય. (કાવ્ય.)
**ભાષા-સમિતિ** સ્ત્રી. [સં.] ભાષાના વિષયમાં ઊઠતા પ્રશ્નોનો અભ્યાસ કરી એને યથાસ્થિત કરવાનું કામ સોંપાયું હોય તેવી વિદ્વાનોની મંડળી. (૨) બોલવામાં સાવધાની રાખવી એ. (જૈન.)
**ભાષા-સંકર** (-સઙ્કર) પું. [સં.] એક ભાષાના શબ્દની સાથે સમાસમાં બીજી ભાષાના શબ્દનું જોડાણ યા બીજી ભાષાના કૃદંત કે તદ્ધિત પ્રત્યયોનો પ્રયોગ [હોવાપણું
**ભાષા-સંકરતા** સ્ત્રી., -ત્વ (-સઙ્કર-) ન. [સં.] ભાષા-સંકર
**ભાષા-સામ્ય** ન. [સં.] સમાન કુળની ભાષા કે ભાષાઓના શબ્દોનું તે તેના કુળની દૃષ્ટિએ મળતું સમાન સ્વરૂપ
**ભાષા-સાંકર્ય** (-સાઙ્કર્ય) ન. [સં.] જુએ 'ભાષા-સંકરતા.' (૨) એક ભાષાના પ્રવાહમાં બીજી ભાષાઓના શબ્દો કે ક્વચિત્ વાક્ય-ખંડોનો ઉપયોગ કરવો એ
**ભાષા-સૌષ્ઠવ** ન. [સં.] ભાષાના પ્રયોગોની મધુરતા, મીઠો લાગે તેવો શબ્દસમૃદ્ધ ભાષાપ્રયોગ
**ભાષા-સ્વરૂપ** ન. [સં.] ભાષાનાં અંગોપાંગોની લાક્ષણિક તસવીર [ધરાવનાર
**ભાષા-સ્વામી** વિ. [સં., પું.] તે તે ભાષા ઉપર પ્રભુત્વ
**ભાષાંતર** (ભાષા-તર) ન. [+ સં. अन्तर] એક ભાષામાંથી બીજી ભાષામાં કરાતું રૂપાંતર, અનુવાદ, તરજૂમો, 'ટ્રાન્સલેશન'
**ભાષાંતર-કર્તા** (ભાષા-તર-) વિ. [સં. भाषान्तरस्य कर्ता,- પું.] ભાષાંતર કરનાર, અનુવાદક, 'ટ્રાન્સલેટર'
**ભાષાંતર-કલા**(-ળા) (ભાષા-તર-) સ્ત્રી. [સં.] અનુવાદ-કલા
**ભાષાંતર-કાર** (ભાષા-તર-) વિ. [સં.] જુએ 'ભાષાંતર-કર્તા.'
**ભાષાંતર-ખાતું** (ભાષા-તર-) ન. [+ જુએ 'ખાતું.'] જ્યાં એક ભાષામાંથી બીજી બીજી ભાષામાં અનુવાદ કરવા-કરાવવાનું કામ થતું હોય તેવું તંત્ર (મોટે ભાગે સરકારી)
**ભાષાંતર-શાખા** (ભાષા-તર-) સ્ત્રી. [સં.] ભાષાંતર-ખાતામાં-નો ભાષાંતર કરવાનું કામ સિદ્ધ થતું હોય તે વિભાગ
**ભાષાંતરિત** (ભાષા-તરિત) વિ. [સં.] ભાષાંતરરૂપે થયેલું, અનુવાદ પામેલું, અનૂદિત
**ભાષિત** વિ. [સં.] બોલવામાં આવેલું. કહેલું. (૨) ન. વચન, ઉક્તિ ['કટુ-ભાષી' વગેરે)
**-ભાષી** વિ. [સં., પું.] બોલનાર. (સમાસમાં 'ભાષા-ભાષી'
**ભાષ્ય** ન. [સં.] જેમાં વિષય શંકા પૂર્વપક્ષ ઉત્તરપક્ષ અને છેવટ નિર્ણય એવી રીતે તે તે શાસ્ત્રના ખંડોનું વિવરણ આપવામાં આવ્યું હોય તેવી ટીકા
**ભાષ્ય-કર્તા** વિ. [સં. भाष्यस्य कर्ता, પું.], **ભાષ્ય-કાર** વિ. [સં.] ભાષ્યપ્રકારની ટીકાનું લેખન કરનાર

**ભાષ્ય-ગત** વિ. [સં.] જેનું ભાષ્યમાં બયાન આવી જતું હોય તેવું, ભાષ્યમાં નિરૂપિત કે વર્ણિત, ભાષ્યમાંનું

**ભાસ[1]** પું. [સં.] આછો પ્રકાશ, ઝાંખુ તેજ. (૨) મનમાં આછા જ્ઞાનનું કે આછી સમઝનું પડતું બિંબ. (૩) આભાસ. ભ્રાંતિ. (૪) દેખાવ, 'એપિયરન્સ.' (૫) સંસ્કૃત ભાષાના નાટ્ય-લેખકોમાંનો ઈ. પૂ. ૪ થી-૨ જી સદી વચ્ચે થયેલો જાણવામાં આવેલો પહેલો નાટ્યકાર. (સંજ્ઞા.)

**ભાસ[2]** સ્ત્રી. [સં. भाषा] સંધિ-બંધ કાવ્યોમાં 'કડવા'ના જેવો એકમ, ઢવણી [(૨) કલ્પનામાં આવતું

**ભાસ-માન** વિ. [સં.] જેનો ભાસ થતો હોય તેવું, દેખાતું,

**ભાસવું** અ.ક્રિ. [સં. भास्, તત્સમ] આછું દેખાવું, ઝાંખું જોવાવું [અંત-, વર્ત. કૃ.] જુઓ 'ભાસમાન.'

**ભાસંત** (ભાસન્ત) વિ. [જુઓ 'ભાસવું'+ સં. अत् > પ્રા.

**ભાસુર** વિ. [સં.] દેદીપ્યમાન, તેજસ્વી

**ભાસુર-તા** સ્ત્રી. [સં.] દેદીપ્યમાન હોવાપણું

**ભાસ્કર** પું. [સં.] સૂર્ય, સૂરજ, ભાનુ, રવિ

**ભાસ્કર-લવણ-ચૂર્ણ** ન. [સં.] મહત્ત્વના ક્ષારોના મિશ્રણ-વાળો ઔષધીય ભૂકો. (વૈદક.)

**ભાસ્કર્ય** ન. [સં.] ચિત્રિત મૂર્તિના મોઢાની આસપાસનું તેજો-વર્તુલ [કરનારું, ઝળહળતું

**ભાસ્વત** વિ. [સં. भास्वत्], **ભાસ્વર** વિ. [સં.] પ્રકાશ

**ભાસ્વર-તા** સ્ત્રી. [સં.] પ્રકાશિતતા, તેજસ્વિતા

**ભાળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'ભાળવું.'] નજર રાખી કરવામાં આવતી સંભાળ. (૨) પત્તો, ખબર. [૦ આપવી, ૦ દેવી (રૂ. પ્ર.) ખબર પહોંચાડવા, માહિતી આપવી. ૦ કાઢવી (રૂ. પ્ર.) સંભાળ લેવી. ૦ થવી, ૦ લાગવી (રૂ. પ્ર.) પત્તો લાગવો. (૨) સમાચાર મળવા. ૦ પડવી, ૦ મળવી (રૂ. પ્ર.) માહિતી કે ખબર મળવી. ૦ રાખવી, ૦ લેવી (રૂ. પ્ર.) સંભાળ રાખવી]

**ભાળવણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [જુઓ 'ભાળવવું' + ગુ. 'અણ' -'અણી' કૃ. પ્ર.] જુઓ 'ભલામણ.' (૨) સુપરત, સોંપણી

**ભાળવવું** સ.ક્રિ. [સર૦ 'ભળાવવું.'] ભલામણ કરવી. (૨) સુપરત કરવી, સોંપવું

**ભાળિયો** જુઓ 'ભાલિયો.'

**ભાળું** કે. પ્ર. [જુઓ 'ભાળવું' + ગુ. 'ઉં' વર્ત. કા., પ. પું., એ.વ., પ્ર.=હું જોઉં] (લા.) વારુ, ઠીક, સારું

**ભાં** ક્રિ.વિ. [રવા.] ગાય બળદના ભાંભરવાનો અવાજ થાય એમ. [૦ કરતાં પણ ન આવડવું (રૂ. પ્ર.) વાત કરવાની પણ આવડત ન હોવી. (૨) તદ્દન મૂર્ખ હોવું]

**ભાંકડી** સ્ત્રી. ગોખરુના પ્રકારનો એક છોડ

**ભાંકી** સ્ત્રી. [જુઓ 'ભાંકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ભાણકી.' (પ્રાદે.)

**ભાંકો** પું. [જુઓ 'ભાણકો'-લાઘવ.] જુઓ 'ભાણકો.' (પ્રાદે.)

**ભાંખ** (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'ભાંખવું.'] ધારણા કરવી એ. આંકડો નક્કી કરી આપવો એ, ભાવ નક્કી કરવો એ

**ભાંખ(-ખો)ડ-ભ(-ભે)ર** (-ર્ય), **ભાંખ(-ખો)-ડિયા-ભ(-ભે)ર** (ર્ય) ક્રિ.વિ. જુઓ 'ભાખોડિયા-ભેર.'

**ભાંખરો** પું. ડુંગર, પહાડ

**ભાંખવું** જુઓ 'ભાખવું.'

**ભાંખોડ** (-ડ્ય) સ્ત્રી. ઘૂંટણ, ઢીંચણ, ગોઠણ

**ભાંખોડ-ભ(-ભે)ર** (-ર્ય), **ભાંખોડિયા-ભ(-ભે)ર** (-ર્ય) જુઓ 'ભાખોડિયા-ભેર.' [જુઓ 'ભાંખોડ.'

**ભાંખોડિયું** ન. [જુઓ 'ભાંખોડ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર,]

**ભાંગ[1]** (-ગ્ય) સ્ત્રી. [સં. भङ्गि રીત, પ્રકાર] સેંથો. (૨) (લા.) સૂર્યોદય વખતનો પૂર્વનો આછો પ્રકાશ. [૦નાં પાણી (રૂ. પ્ર.) નાનો જુવાળ. ૦ ફાટવી (રૂ. પ્ર.) સવાર થવું]

**ભાંગ[2]** (-ગ્ય) સ્ત્રી. [સં. भङ्गा] એક પ્રકારના કેફી છોડનાં પાંદડાં, વિજયા. [૦ ચઢ(-ઢ)વી (રૂ.પ્ર.) મદ ચડવો. ૦ પીને બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) વગર વિચાર્યું બોલવું. ઘરમાં ભૂંજી ભાંગ ન હોવી (-ભાંગ્ય-) (રૂ. પ્ર.) અત્યંત દરિદ્રતા હોવી] [તોડવાનું કાર્ય

**ભાંગ-કામ** (ભાંગ્ય-) ન. [જુઓ 'ભાગવું' + 'કામ.[2]'] ભાંગવા

**ભાંગ-છોડ** (ભાંગ્ય-છોડ્ય) સ્ત્રી. [જુઓ 'ભાંગવું' + 'છોડવું.'] બાંધ-છોડ. (૨) (લા.) વાટાઘાટ

**ભાંગ-જડિયો** (ભાંગ્ય-) વિ.,પું. [જુઓ 'ભાંગવું' + 'જડવું' + ગુ. 'ઇયું' કૃ પ્ર.] તોડવાનું અને જડતર કરવાનું કામ કરનાર. (૨) (લા.) લવાદ

**ભાંગડ-તૂગડ** વિ. અણસમઝુ ગામડિયા જેવું

**ભાંગણી** સ્ત્રી. [જુઓ 'ભાંગવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ભાંગવા તોડવાની ક્રિયા

**ભાંગણું** વિ. [જુઓ 'ભાંગવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] ભાંગી પડે તેવું, તૂટી જાય તેવું, બરડ, તકલાદી

**ભાંગ-તૂટ** (ભાંગ્ય-તૂટ્ય) સ્ત્રી. [જુઓ 'ભાંગવું' + 'તૂટવું.'], **ભાંગ-તોડ** (ભાંગ્ય-તોડ્ય) સ્ત્રી. [+ જુઓ 'તોડવું.'] ભાંગી તૂટી પડવું એ, ભાંગ-ફૂટ, ભાંગ-ફોડ

**ભાંગ-ફૂટ** (ભાંગ્ય-ફૂટ્ય) સ્ત્રી. [જુઓ 'ભાંગવું' + 'ફૂટવું.'], **ભાંગ-ફોડ** (ભાંગ્ય-ફોડ્ય) સ્ત્રી. [+ જુઓ ફોડવું.'] જુઓ 'ભાંગ-તૂટ'-'સૅબોટેઇજ.'

**ભાંગફોડિયું** (ભાંગ્ય-) વિ. [+ ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ભાંગ-તોડ કરનારું. (૨) વિદ્રોહકારી, 'સબ્વર્સિવ,' 'સૅબોટર'

**ભાંગરી** સ્ત્રી. એ નામનું એક ઘાસ

**ભાંગરું[1]** વિ. [સં. भङ्गुरक- > પ્રા. भंगुरअ-] જુઓ 'ભાંગણું.'

**ભાંગરું[2]** વિ. [જુઓ 'ભાંગ[2]' દ્વારા.] ભંગેડી, ભાંગનું વ્યસની

**ભાંગરો** પું. [સં. भृङ्गराज- > પ્રા. भंगरअ-] ઔષધોપયોગી એક છોડ. [૦ વાટવો (રૂ.પ્ર.) છૂપો ભેદ ખૂલો પાડવો. (૨) વાતચીતમાં એકનું બીજું કહી નાખવું, બાફી મારવું]

**ભાંગવું[1]** અ.ક્રિ. [જુઓ 'ભાંગવું.[1]'] ભાગી પડવું. [-તો તોલ (રૂ.પ્ર.) ઓછું વજન. ભાંગી પડવું (રૂ. પ્ર.) નાહિંમત થઈ રહેવું. (૨) નિરાશ થવું. (૩) દેવાળું ફૂંકવું. ભાંગ્યાનો ભેરુ (રૂ.પ્ર.) અણીને વખતે મદદ કરનાર માણસ. ચણતર ભાંગવી (રૂ.પ્ર.) ચણતર દોરીમાં ન હોવી. જોર ભાંગવું (રૂ.પ્ર.) કમજોર થવું, શક્તિ ઓછી થવી. ભારે ભાંગવું (રૂ.પ્ર.) પોતાનાં જ કારણે નરમ થઈ જવું. ભૂખ ભાંગવી (રૂ.પ્ર.) ન્યાલ થવું. ભો ભાંગવો (રૂ. પ્ર.) કિંમત આવવી. માથે ભાંગવું (રૂ. પ્ર.) જવાબદારી આવી પડવી. રાત ભાંગવી (રાત્ય-) (રૂ.પ્ર.)

રાતનો પાછલો ભાગ શરૂ થવો. **વચન ભાંગવું** (રૂ.પ્ર.) વચન પાળી દગો દેવો. **સાહુકાર ભાંગવો** (રૂ.પ્ર.) દેવાળું કાઢવું] **ભંગાવું**¹ (ભઙ્ગાવું) ભાવે.,ક્રિ. **ભંગાવવું**¹ (ભઙ્ગાવવું) પ્રે.,સ.ક્રિ.

**ભાંગવું**² સ.ક્રિ. [જુઓ 'ભાગવું.²'] જુઓ 'ભાગવું.²' [**ભાંગી·ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) પરચૂરણ કરાવવું. (૨) નાહિંમત કરી નાખવું. **ચૂડલો ભાંગવો** (રૂ.પ્ર.) વિધવા થવું, **દુઃખ ભાંગવું** (રૂ.પ્ર.) સુખી કરવું. **દોરડું ભાંગવું** (રૂ.પ્ર.) વળ દઈ દોરડું તૈયાર કરવું. **હાડકાં ભાંગવાં** (રૂ.પ્ર.) માર મારવો. **હાંડલા (કે હાંડલાં) ભાંગવાં** (રૂ.પ્ર.) નકામું બેસી રહેવું] **ભંગાવું**² (ભઙ્ગાવું) કર્મણિ, ક્રિ. **ભંગાવવું**² (ભઙ્ગાવવું) પ્રે.,સ.ક્રિ.

**ભાંગળું** વિ. ક્ષારવાળુ, ઉષર

**ભાંગું** ન. તાણાનો બે ઘોડી વચ્ચેનો ભાગ

**ભાંગો** પું. [જુઓ 'ભાંગવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] વપરાસ, વાપર. (૨) વકરો, ખપત, ઉઠાવ. (૩) નિકાસ. (૪) પ્રકાર, ભેદ

**ભાંગ્યું-ખોખરું** જુઓ 'ભાગ્યું-ખોખરું.'

**ભાંગ્યું-તૂટ્યું** જુઓ 'ભાગ્યું-તૂટ્યું.'　　[મોટા મોઢાનું]

**ભાંચરો** પું. માટીનું વાસણ. [-રા જેવું (રૂ.પ્ર.) પહોળા

**ભાંજ-ઘ(-ગ)ડ** (ભાંજ્ય-ઘ(-ગ)ડ્ય) સ્ત્રી. [જુઓ 'ભાંજવું' + 'ઘડવું.'] (લા.) પંચાત, માથાકૂટ, કડાકૂટ. (૨) તકરાર

**ભાંજઘડિય(-યે)ણ** (ભાંજઘડિય(-યે)ણ્ય) સ્ત્રી [જુઓ 'ભાંજઘ(-ગ)ડિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ભાંજ-ઘડ કરનારી સ્ત્રી

**ભાંજઘ(-ગ)ડિયું** (ભાંજ્ય-) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ભાંજઘડ કરનારું, માથાકૂટિયું, પંચાતિયું

**ભાંજણ** ન. [જુઓ 'ભાંજવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] ભાંગવાની ક્રિયા, નાશ

**ભાંજણિયો** પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વેજાં વણવાના તાણાનું ફીંડલું વીંટવાના કામમાં આવતું લાકડાનું એક સાધન

**ભાંજણી** સ્ત્રી. [જુઓ 'ભાંજવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] જુઓ 'ભાંજણ.' (૨) વાટણી, વહેંચણી. (૩) એક જ સંખ્યાને ચડતા ઊતરતા ક્રમનાં રૂપ આપવાની પ્રક્રિયા. (ગ.)

**ભાંજવું** સ.ક્રિ. [સં. भञ्ज्-દ્વારા સીધું] તોડવું, ભાગ કરવા. **ભંજાવું** (ભઞ્જાવું) કર્મણિ., ક્રિ. **ભંજાવવું** (ભઞ્જાવવું) પ્રે.,સ.ક્રિ. (પરંતુ આ 'ધાતુ' ગુ. માં વ્યાપક નથી.)

**ભાંજિયું** ન. તમાકુનું બી

**ભાંટ** પું. એ નામનો એક છોડ

**ભાંડાવાડું** વિ. જુવાર વગેરેના આગતર મોલ ઊપડી ગયા પછી વગર ખેડેલું (ખેતર)

**ભાંડ**¹ (ભાણ્ડ) ન. [સં.] વાસણ, ઠામ, ભાણું

**ભાંડ**² પું. [સં. भण्ड] અશ્લીલ પ્રકારનો અભિનય કરનારી જ્ઞાતિનો પુરુષ (સંજ્ઞા.) (૨) (લા.) અસભ્ય, નિર્લજ્જ. [**૦નો દૂનો** (રૂ પ્ર.) બંને તરફથી રખડી પડેલ માણસ. **૦ બોલવું** (રૂ.પ્ર.) ગાળો કાઢવી]

**ભાંડણ**¹ ન. [જુઓ 'ભાંડવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] ભાંડવાની ક્રિયા, ગાળો દેવાની ક્રિયા

**ભાંડણ**² વિ. [જુઓ 'ભાંડવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] અશ્લીલ ગાળો દેનારું

**ભાંડણ-કલા(-ળા)** સ્ત્રી. [જુઓ 'ભાંડણ¹' + સં.] ગાળો દેવામાં વપરાતી ચતુરાઈ

**ભાંડણું** ન. [જુઓ 'ભાંડવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] જુઓ 'ભાંડણ.¹'　　[જુઓ 'ભાંડુ.'

**ભાંડરડું** ન. [જુઓ 'ભાંડુ + ગુ. 'રુ' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.]

**ભાંડર-વેલો** પું. [જુઓ 'ભાંડરુ' + 'વેલો'] ભાઈઓનો વંશવેલો (ના.દ.)　　[જુઓ 'ભાંડું.'

**ભાંડરુ, -રું** ન. [જુઓ 'ભાંડું' + ગુ. 'રુ' -'રું' સ્વાર્થે ત.પ્ર.]

**ભાંડવલ** (-લ્ય) સ્ત્રી. મૂડી

**ભાંડ-વાદન** (ભાણ્ડ-) ન. [સં.] વાસણ ઉપર તાલ આપી વગાડવું એ (માણભટ્ટ 'ભંભો' વગાડતા એ પ્રકાર)

**ભાંડવું** સ.ક્રિ. [સં. भण्ड] ગાળો દેવી. (૨) (લા.) સખત નિંદા કરવી. **ભંડાવું** (ભણ્ડાવું) કર્મણિ.,ક્રિ. **ભંડાવવું** (ભણ્ડાવવું) પ્રે.,સ.ક્રિ.

**ભાંડ-વેડા** પું., બ.વ. [જુઓ 'ભાંડ²' + 'વેડા.'] ભાંડના જેવું વર્તન, નિર્લજ્જતા, ભાંડપણું　　['ભાંડ.'

**ભાંડવો** પું. [જુઓ 'ભાંડ' + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**ભાંડં-ભાંડા** (ભાંડમ્-ભાંડા) સ્ત્રી. [જુઓ 'ભાંડવું,'–દ્વિર્ભાવ.] ગાળાગાળી　　['ભાંડ-વેડા.'

**ભાંડાઈ** સ્ત્રી. [જુઓ 'ભાંડ²' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ

**ભાંડાગાર** (ભાણ્ડાગાર) ન. [સં. भाण्ड + अगार] જેમાં વાસણો રાખવામાં આવ્યાં હોય તેવો મોટો ઓરડો કે ખંડ, ભંડાર

**ભાંડાગારિક** (ભાણ્ડા-) વિ. [સં.], **ભાંડાગારી** (ભાણ્ડાગારી) વિ. [સં., પું.] જુઓ 'ભંડારી.'

**ભાંડા-ફોડ** (ભાણ્ડા-) વિ. [સં. भाण्ड + જુઓ 'ફોડવું.'] (લા.) ખાનગી વાત ખુલ્લી પાડી દઈ અથડાવી મારનારું

**ભાંડા-ભાંડ** (-ડ્ય), **-ડી** સ્ત્રી. [જુઓ 'ભાંડવું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' સ્વાર્થે કૃ.પ્ર.] જુઓ 'ભાંડં-ભાંડા.'

**ભાંડી-કૂંડી** સ્ત્રી. [સં. भाण्डिका > પ્રા. भंडिआ + જુઓ 'કૂંડી.'] રસોઈનાં વાસણ

**ભાંડીર** (ભાણ્ડીર) પું. [સં.] મથુરા પ્રદેશમાં આવેલા એક સ્થાનનો વડ (પુરાણ પ્રમાણે જ્યાં શ્રીકૃષ્ણ ખેલતા.) (પુષ્ટિ.)

**ભાંડીર-વન** (ભાણ્ડીર-) ન. [સં.] ભાંડીર વડને ફરતે આવેલું એક પ્રાચીન વન. (પુષ્ટિ.) (સંજ્ઞા.)

**ભાંડુ** ન. ભાઈબહેન વગેરે એકબીજાંને પરસ્પર (એક જ માબાપનાં તેમ પિતરાઈ પણ)

**ભાંડો** પું. [જુઓ 'ભાંડ.¹'] (લા.) મોટો ઘડો (માટીનો). (૨) પહોળા મોનું અને પેટવાળું વાસણ, બોઘરડું

**ભાંપુ** પું. તીક્ષ્ણ બુદ્ધિવાળો માણસ

**ભાંબર** (-રય) સ્ત્રી. હિંદુ લગ્નમાં ચોરીમાં ફરવાની ક્રિયા

**ભાંબળી** સ્ત્રી. વણવા માટે વેજું સરખું બાંધવું એ

**ભાંભ** ન. મરેલા ઢોરનું ચામડું. (૨) (લા.) બચરવાળ કુટુંબ

**ભાંભડ** વિ. ઉજ્જડ, વેરાન

**ભાંભર(-ળ)**¹ જુઓ 'ભાંભરું(-ળું).'　　[ઝીણા વાળ

**ભાંભ(-ભે)ર**² (-રય) સ્ત્રી. કપાળના ઉપરના ખૂણાના

**ભાંભર(-ળ)કું** ન. ભર-ભાંખળું, મળસકું
**ભાંભરડો** પું. [જુઓ 'ભાંભરવું' + ગુ. 'ડું' કૃ.પ્ર.] ભાંભરવાનો અવાજ
**ભાંભર-ભોળું** વિ. [દે.પ્રા. भंभल + જુઓ 'ભોળું.'] તદ્દન ભોળું, સાદા સીધા સ્વભાવનું
**ભાંભરવું** અ.ક્રિ. [રવા.] ગાય બળદ મોઢેથી અવાજ કરે છે એમ અવાજ કરવો. [ભાંભરીને ભેળા કરવું (રૂ.પ્ર.) બૂમ-બરાડા પાડી ભેળાં કરવાં]
**ભાંભરું(-ળું)** વિ. નહિ મીઠું કે નહિ ખારું (પાણી)
**ભાંભ-વેરો** પું. [જુઓ 'ભાંભ' + 'વેરો.'] મરેલાં ઢોર ઉપર લેવાતો કર
**ભાંભસું** વ. [રવા.] રાડો પાડવી એ
**ભાંભળ, -ળું** જુઓ 'ભાંભર'–'ભાભરું.'
**ભાંભળકું** જુઓ 'ભાંભરકું.'
**ભાંભણું** જુઓ 'ભાંભળ.'
**ભાંભી** પું. [જુઓં 'ભાંભ' + ગુ. 'ઈ' ત.પ્ર.] મરેલાં ઢોરનાં ચામડાંનું કામ કરનાર, ચમાર, ચામડિયો. (૨) મોચી
**ભાંભેર (-રચ)** જુઓ 'ભાંભર.[૨]'
**ભાંભેરો** પું. શરીર ઉપરનો થોડો સોજો, થોથર
**ભિક્ખુ(-ખ્ખુ)** પું. [સં. भिक्षु > પાલી. भिक्खु] બૌદ્ધ ધર્મનો સાધુ
**ભિક્ખુ(-ખ્ખુ)ણી** સ્ત્રી. [સં. भिक्षुणी > પાલી. भिक्खुणी] બૌદ્ધ ધર્મની સાધ્વી
**ભિક્ષા** સ્ત્રી. [સં.] ભીખ, યાચના, માગવું એ. (૨) ભીખમાં લેવાનો કે દેવાનો દાણો વગેરે. (૩) ગોચરી. (જૈન.)
**ભિક્ષા-કાલ(-ળ)** પું. [સં] ભીખ માગવા જવાનો સમય
**ભિક્ષા-ચરણ** ન, [સં.], **ભિક્ષા-ચર્યા** સ્ત્રી. [સં.], ભીખ માગવા ફરવું એ, ભિક્ષાટન
**ભિક્ષા-જીવી** વિ. [સં.,પું.] ભીખ માગીને ગુજરાન ચલાવનાર
**ભિક્ષાટન(-ણ)** ન. [સં. भिक्षा + अटन (ગુજ. -ण)] જુઓ 'ભિક્ષા-ચરણ.'
**ભિક્ષાન્ન** ન. [+ સં. अन्न] ભીખ માગી મેળવેલું અનાજ
**ભિક્ષા-પાત્ર** નું. [સં] ભીખ માગવાનું વાસણ
**ભિક્ષાર્જિત** વિ. [+ સં. अर्जित] ભીખ માગીને એકઠું કરેલું
**ભિક્ષાર્થ** પું. [+ સં. अर्थ] ભીખ માગવાનો આશય
**ભિક્ષાર્થી** વિ. [સં., પું.] ભીખ માગવા ચાહતું
**ભિક્ષા-વૃત્તિ** સ્ત્રી. [સં.] ભીખ માગીને જીવન-નિર્વાહ કરવાનો ધંધો
**ભિક્ષા-વ્રત** ન. [સં.] ભીખ માગીને જીવવા લીધેલો નિયમ
**ભિક્ષાહાર** પું [+સં. आ-हार] ભીખ માગીને મેળવેલો ખોરાક, ભીખ માગીને લાવેલા દાણામાંથી તૈયાર કરેલું ખાદ્ય
**ભિક્ષાહારી** વિ. [સં., પું.] ભિક્ષાહાર કરનાર
**ભિક્ષિત** વિ. [સં.] ભીખીને લાવેલું
**ભિક્ષુ** પું. [સં.] [જુઓ ભિક્ષુક.' (૨) જુઓ 'ભિક્ખુ.'
**ભિક્ષુક** વિ. [સં.] ભિક્ષા માગીને પોતાનો ગુજારો કરનાર, યાચક, જાચક, ભિખારી
**ભિક્ષુક-ગૃહ** ન. [સં., પું.] માગતા અટકાવવા ભિખારીઓને સાચવવાનું સ્થળ, 'બેગર્સ હોમ'
**ભિક્ષુકી** સ્ત્રી. [સ.] ભિખારણ. (૨) જુઓ 'ભિક્ખુણી.'
**ભિક્ષુગતિક** વિ. [સં.] ભિક્ષુઓની સાથે રહી ભિક્ષુ જેવું આચરણ કરનાર (વિરક્ત ન થયું હોય તેવું)
**ભિક્ષુ-ગૃહ** ન. [સં.,પું., ન.] જુઓ 'ભિક્ષુક-ગૃહ.'
**ભિક્ષુ-ચર્યા** સ્ત્રી. [સં.] ભિક્ષુની વૃત્તિ કરવી એ, સાધુ-સમાચારી
**ભિક્ષુણી** સ્ત્રી. [સં.] ભિક્ષુકી. (૨) જુઓ 'ભિક્ખુણી.'
**ભિક્ષુ-ત્વ** ન. [સં.] ભિક્ષુ થઈ રહેવાપણું
**ભિક્ષુ-સંઘ (-સઙ્ઘ)** પું. [સં.] બૌદ્ધ ભિક્ષુઓનું મંડળ
**ભિક્ષોપજીવી** વિ. [સં. भिक्षा+उप-जीवी, પું.] જુઓ 'ભિક્ષા-જીવી.'
**ભિખાડ(-વ)વું** જુઓ 'ભીખવું'માં.
**ભિખાર-ચટ્ટું** વિ. [સં. भिक्षाचार > પ્રા. भिक्खार + 'ચાટવું' દ્વારા] ભીખ માગીને ખાવાની ટેવવાળું
**ભિખાર-ચોટ** વિ. [+ જુઓ 'ચોટવું.'] વારંવાર આવી ભીખ માગનારું. (૨) ભિખારીની જેમ વળગી રહેનારું
**ભિખારડો** પું. [જુઓ 'ભિખારો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] ભિખારી (તિરસ્કારમાં)
**ભિખાર(-રે)ણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'ભિખારી' + ગુ. 'એ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.], **ભિખારણી** સ્ત્રી. [સં. भिक्षाचारिणिका > પ્રા. भिक्खारिणिआ] સ્ત્રી ભિખારી
**ભિખારવું** વિ. [જુઓ' ભિખારી' + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છકારમાં) જુઓ 'ભિખારી.'
**ભિખાર-વેડા** પું., બ. વ. [જુઓ 'ભિખારી' + 'વેડા.'] જુઓ 'ભિખારી-વેડા.'
**ભિખારી** વિ. [સં. भिक्षाचारिक- > પ્રા. भिक्खारिअ-] ભીખ માગનારું, ભિક્ષુક, યાચક, જાચક
**ભિખારી-વેડા** પું., બ.વ. [+ જુઓ 'વેડા.'] ભિખારીના જેવું માગ્યા કરનારું વર્તન કે આદત
**ભિખારુ, -રું** વિ. [સં. भिक्षाचारक- > પ્રા. भिक्खारअ-] (તુચ્છકારમાં) જુઓ 'ભિખારી.'
**ભિખાવવું, ભિખાવું** જુઓ 'ભીખવું'માં.
**ભિખ્ખુ** જુઓ 'ભિક્ખુ.'
**ભિખ્ખુણી** જુઓ 'ભિક્ખુણી.'
**ભિગાવું** જુઓ 'ભીંજાવું.'
**ભિચડાવવું** જુઓ 'ભીચડવું'માં.
**ભિચાવવું, ભિચાવું** જુઓ 'ભીચવું'માં.
**ભિ(-ભીં)જાવું** જુઓ 'ભી(-ભીં)જવું'માં.
**ભિડકાવવું** સ.ક્રિ. [રવા.] અડપડિયાળું બંધ કરવું
**ભિડાઈ** સ્ત્રી. [જુઓ 'ભીડવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] ભિડાવું એ, સખત ભીંસો, (૨) (લા.) યુદ્ધ, લડાઈ
**ભિડાવવું, ભિડાવું** જુઓ 'ભીડવું'માં.
**ભિ(-ભીં)તરડી** સ્ત્રી. [જુઓ 'ભી(-ભીં)તડી' + ગુ. 'ર' મધ્યગ.] જુઓ 'ભીતડી.'
**ભિતરિયું** વિ. [જુઓ 'ભીતરી' + ગુ. 'ઇયું' ત.પ.] અંદરની બાજુનું (વ્રજ. 'ભિતરિયા') (૨) ન. હૈયું, અંતર
**ભિતરિયો** પું. [વ્રજ.] મંદિરોમાં અંદરની રસોઈની સેવા આપનાર સેવક. (પુષ્ટિ). (૨) રાણીવાસમાં જવા આવવાની છૂટવાળો પુરુષ
**ભિત્તિ** સ્ત્રી. [સં.] ભીંત
**ભિત્તિ-ચિત્ર** ન. [સં.] ભીંત કે દીવાલની સપાટી ઉપર ચીતરેલ ચિત્ર, 'ફ્રેસ્કો'

**ભિત્તિચિત્ર-નિર્માણ** ન. [સં.] દીવાલ ઉપર ચિત્ર ચીતરવાની ક્રિયા [કાગળ, 'પોસ્ટર'
**ભિત્તિ-પત્ર** ન. [સં.] દીવાલ ઉપર ચોડવાનો છાપેલો
**ભિત્તિ-પત્રિકા** સ્ત્રી. [સં.] દીવાલ પર ચોડવાનું નાનું નાનું છાપેલું પતાકડું
**ભિદુર** વિ. [સં.] ભાંગી પડે તેવું, બરડ
**ભિનભિનાણું** અ.ક્રિ. જુઓ 'બમણવું.'
**ભિનાડું** વિ. [જુઓ 'ભીનું' દ્વારા.] વરસાદ પડી જવાથી થયું હોય તેવું (ટાઢોડું.) (૨) ન. ટાઢોડું
**ભિનાવવું** જુઓ 'ભિનાવું'માં.
**ભિનાવું** અ.ક્રિ. [જુઓ 'ભીનું,'-ના. ધા.] ભીનું થવું, ભીંજાવું. **ભિનાવવું** પ્રે., સ.ક્રિ.
**ભિન્ન** વિ. [સં.] ભેદાઈ ગયેલું, છેદાઈ ગયેલું. (૨) અલગ થઈ ગયેલું. (૩) જુદા પ્રકારનું, જુદું, વિલક્ષણ
**ભિન્ન-ક્રમ** પું. [સં.] કાવ્યનો એ નામનો એક દોષ. (કાવ્ય.)
**ભિન્ન-ગોત્ર** વિ., [સં.], -ત્રી વિ. [સં., પું.] જુદા પિતૃકુળનું, અ-સગોત્ર
**ભિન્નજાતીય** વિ. [સં.] અલગ પ્રકારનું. (૨) અલગ કે જુદી જ્ઞાતિનું, બીજા વર્ણનું, પરનાતીલું
**ભિન્ન-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] ભિન્ન હોવાપણું, ભેદ, તફાવત, ફેર
**ભિન્નદેશ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] જુદા દેશનું હોવાપણું
**ભિન્નદેશીય** વિ. [સં.] જુદા દેશને લગતું, જુદા દેશનું
**ભિન્નપાઠીય** વિ. [સં.] જુદા જ પ્રકારના પાઠ કે વાચનાવાળું
**ભિન્ન-ભાવ** પું. [સં.] જુઓ 'ભેદ-ભાવ.'
**ભિન્ન-માર્ગી** વિ. [સં.,પું.], –ર્ગીય વિ. [સં.] જુદા માર્ગે ચાલનારું. (૨) જુદા સંપ્રદાય કે ફિરકાનું
**ભિન્નમાલ(-ળ)** ન. [દે.પ્રા. भिल्लमाल] પ્રાચીન ગુર્જર દેશ(આજના પશ્ચિમ મારવાડ)ની–શ્રીમાળ પ્રદેશની એક સમયની ગુર્જર પ્રતીહારોની રાજધાની, ભિલ્લમાલ, ભીનમાળ (સંજ્ઞા.) [ઇચ્છાવાળું
**ભિન્ન-રુચિ** વિ. [સં.] અલગ પસંદગીવાળું, ભિન્ન ભિન્ન
**ભિન્ન-વર્ણ** વિ. [સં.], -ર્ણી વિ. [સં.,પું.], -ર્ણીય વિ. [સં.] અલગ પ્રકારના અક્ષરોવાળું. (૨) અલગ પ્રકારના રંગોવાળું. જુદા રંગનું. (૩) જુદી જ્ઞાતિનું
**ભિન્ન-વૃત્તિ** વિ. [સં.] જુદા પ્રકારના વર્તન કે વલણવાળું
**ભિન્નવૃત્તિ-તા** સ્ત્રી. [સં.] ભિન્નવૃત્તિ હોવાપણું
**ભિન્નાત્મક** વિ. [+ સં. आत्मन् + क] ભિન્ન પ્રકારના સ્વરૂપવાળું. (૨) ભેદાઈ ગયેલો–દુઃખી છે આત્મા જેનો તેવું
**ભિન્નાભિન્ન** વિ. [+ સં. अ-भिन्न] અલગ રહેલું અને એકરૂપ થઈને રહેલું
**ભિન્નાભિન્ન-તા** સ્ત્રી. [સં.] ભિન્નાભિન્ન હોવાપણું
**ભિન્નાર્થ** પું. [+ સં. अर्थ] જુદો કે જુદા જ પ્રકારનો માઇનો. (૨) વિ. જુદા કે જુદા પ્રકારના માઇનાવાળું
**ભિન્નાર્થક** વિ. [સં.] જુઓ 'ભિન્નાર્થ(૨).'
**ભિન્નાંગ** (ભિન્નાઙ્ગ) ન. [+ સં. अङ्ग] કપાઈને જુદું પડેલું અંગ. (૨) વિ. જેનું અંગ ભેદાઈ ગયેલું છે તેવું
**ભિન્ની-કરણ** ન. [સં.] અલગ અલગ કરી નાખવાની ક્રિયા, પૃથક્કરણ, વિશ્લેષણ-ક્રિયા
**ભિયો** પું. [જુઓ 'ભાઈ.'] જુઓ 'ભાઈ.' (જૂ. ગુ., પદ્યમાં)
**ભિરંડેલ** (ભિરણ્ડેલ) ન. કોકમનું તેલ
**ભિલાડ** પું., સ્ત્રી. [જુઓ 'ભીલ' દ્વારા.] પંચમહાલમાં વસતો ભીલોનો એક ફિરકો [ઝાડ. (૨) એનું ફળ
**ભિલામું** ન. [સં. भल्लातक, પું.] એ નામનું જંગલનું એક
**ભિલામો** પું. [જુઓ 'ભિલામું.'] જુઓ 'ભિલા)મું (૧).'
**ભિલોડી** વિ. [જુઓ 'ભીલ.' દ્વારા.] જુઓ 'ભીલી.'
**ભિલ્લ** પું. [સં. માં સ્વીકારાયો છે.] ભારતવર્ષના પહાડોમાંની કિરાત પુલિંદ પુક્કસ શબર નિષાદ વગેરે આદિમ જાતિ અને એનો પુરુષ, ભીલ
**ભિલ્લ-માલ(-ળ)** ન. [દે. પ્રા.] જુઓ 'ભિન્ન-માલ.'
**ભિલ્લી** સ્ત્રી, [સં., જુઓ 'ભિલ્લ.'] ભિલ્લ સ્ત્રી, ભીલડી
**ભિલ્લુ** પું. રમતનો સાથી, ભેરુ
**ભિશ્તી (-સ્તી)** પું. [ફા. 'બહિશ્તી.' સ્વર્ગને લાયક કામ કરનાર] પાણી ભરવાનો ધંધાદાર મુસ્લિમ
**ભિષક(ગ,-જ)** પું. [સં. भिषज् નાં પ.વિ., એ.વ. भिषक्, -ग् અને મૂળ શબ્દનો ગુ. 'જ'] વૈદ્ય. (અઘોષ વ્યંજન પહેલાં 'क्,' સ્વર કે ઘોષ વ્યંજન પહેલાં ग् મળશે, જુઓ નીચે યથાસ્થાન.)
**ભિષક્-તમ** પું. [સં.] ઉત્તમ પ્રકારનો વૈદ્ય
**ભિષગ** જુઓ 'ભિષક.'
**ભિષગાલય** ન. [સં. भिषज्+आलय, સંધિથી] વૈદ્યનું દવાખાનું, વૈદકીય ઔષધાલય
**ભિષગાચાર્ય** પું. [સં. भिषज् + आचार्य, સંધિથી] વૈદ્યવિદ્યાની ઉચ્ચ પરીક્ષા પસાર કરતાં મળતી પદવી
**ભિષગ્ભાસ્કર** પું. [સં. भिषज् + भास्कर, સંધિથી]. **ભિષગ્ભૂષણ** પું. [+ સં. भूषण ન., સંધિથી], **ભિષગ્રત્ન** પું. [+ સં. रत्न, ન., સંધિથી] ઉચ્ચ સાબિત થયેલા વૈદ્યને મળતી તે તે આદર-પાત્ર પદવી
**ભિષગ્રાજ** પું. [સં. भिषज् + राजा, સમાસમાં સંધિથી], **ભિષગ્વર**, -ર્ય પું. [+ સં. वर,-र्य, સંધિથી] ઉત્તમ વૈદ્ય
**ભિષજ** જુઓ 'ભિષક(-ગ).'
**ભિસાણ** ન. જુઓ 'ભીંસાણ'–'ભીંસ.'
**ભિસાવવું, ભિસાવું** જુઓ 'ભીસવું'–'ભીંસવું'માં.
**ભિસોટી** જુઓ 'ભીંસોટી.'
**ભિસ્તી** જુઓ 'ભિશ્તી.'
**ભિં(-ભીં)ગડિયું** ન. [જુઓ 'ભિં(-ભીં)ગડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] બે પડવાળું મૃદુકાય એક દરિયાઈ જંતુ (છીપવાળું)
**ભિં(-ભીં)ગડું** ન. શરીર ઉપર કાંઈ લાગતાં કે ગૂમડાં વગેરેની રૂઝ આવતાં જામતું પોડું. (૨) માછલાંના શરીર ઉપર પાતળા હાડકાંનું ચકતાં ચકતાં જેવું તે તે છોડું
**ભિં(-ભીં)ગારી** સ્ત્રી. [સં. भृङ्गारिका > પ્રા. भिंगारिआ-] ભમરી
**ભિં(-ભીં)ગારો** પું. [સં. भृङ्गारक- > પ્રા. भिंगारअ-] ભમરો
**ભિં(-ભીં, -ભીં)છરું** વિ. માથા પર ઘણા વાળવાળું, ઝુંથરાંવાળું. (૨) ભૂંડના જેવા દેખાવનું [ગોફણ
**ભિંડ(-ડિ)માળ** સ્ત્રી. [સં. भिन्दिपाल > પ્રા. भिंडिमाल પું.]
**ભિંદિપાલ** (ભિન્દિપાલ) પું. [સં.] જુઓ 'ભિંડમાળ.'

**ભીખ** સ્ત્રી. સ્ત્રી. [સં. भिक्षा > પ્રા. भिक्खा.] યાચના, માગવું એ. (૨) ભીખીને મેળવવામાં આવતી ચીજ-વસ્તુ. ૦ **માગવી** (રૂ.પ્ર.) નિર્ધન થઈ જવું]

**ભીખલું** વિ. [+ ગુ. 'લું' ત.પ્ર.] છોકરાં મરી જતાં નવું છોકરું ન મરી જાય એ દૃષ્ટિએ સ્નેહી સ્વજનોમાંથી ચીજ-વસ્તુ વગેરે લાવી છોકરું મોટું કરવામાં આવે તેવું છોકરું

**ભીખ-વાળી** સ્ત્રી. [+ જુઓ 'વાળી.'] ભીખલાં બાળકો માટે સગાં સાગવાંમાંથી મેળવેલી કાનની વાળી (એ બાળકોને પહેરવાની)

**ભીખવું** સ.ક્રિ. [સં. भिक्ष्- > પ્રા. भिक्ख-] યાચના કરવી, માગવું, જાચવું. (ભૂ.કૃ.માં કર્તરિ પ્રયોગ). **ભિખાવું** ભાવે., ક્રિ. **ભિખાડ(-વ)વું** પ્રે.,સ.ક્રિ.

**ભીચક** વિ. [સં. भी દ્વારા] ગભરાયેલું

**ભીચડવું** સ.ક્રિ. [રવા.] ભચડવું, ભીંસીને દબાવવું. **ભીચડાવું** કર્મણિ.,ક્રિ. **ભિચડાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભીચવું** સ.ક્રિ. [રવા.] દબાવીને નિચોવવું. **ભિચાવું** કર્મણિ., ક્રિ. **ભિચાવવું** પ્રે.,સ.ક્રિ.

**ભી(-ભીં)છરું** જુઓ 'ભિછરું.'

**ભી(-ભીં)છાં** ન., બ.વ. મોવાળા, વાળ, કેશ

**ભી(-ભીં)જવવું** જુઓ 'ભીંજવું'માં.

**ભી(-ભીં)જવું** જુઓ 'ભીંજવું.' **ભિ(-ભીં)જાવું** કર્મણિ.,ક્રિ. **ભી(-ભીં)જવવું** પ્રે.,સ.ક્રિ.

**ભીટો** પું. ટંટો, ઝઘડો

**ભીડ** સ્ત્રી. [જુઓ 'ભીડવું.'] પરસ્પરનો ભીંસો, ગિરદી, ઠઠ, ભરાવો. (૨) (લા.) અડચણ, મુશ્કેલી. (૩) ખેંચ, તંગી, અછત, 'શોર્ટેઇજ.' [૦ **કરવી** (રૂ.પ્ર.) ટોળે મળવું. ૦ **ટાળવી** (રૂ.પ્ર.), ૦ **ભાંગવી** (રૂ.પ્ર.) મુશ્કેલીમાંથી બચાવવું. ૦ **પાડવી** (રૂ.પ્ર.) તંગી અનુભવવી. (૨) મુશ્કેલી ઊભી થવી. ૦**માં હાથ** (રૂ.પ્ર.) આર્થિક સંકોચ]

**ભીડ-ભચડ** (-ડ્ય) સ્ત્રી. [+ જુઓ 'ભચડવું.'] સખત ગિરદી

**ભીડ-ભંજક,-ન** (-ભઞ્જક,-ન). વિ. [+ સં.], **ભીડ-ભાથી** વિ. [+ જુઓ 'ભાથો' + ગુ. 'ઈ' ત.પ્ર.] આર્થિક કે બીજી કોઈ પણ પ્રકારની મુશ્કેલી દૂર કરી આપનાર

**ભીડવું** સ.ક્રિ. [દે.પ્રા. भिड] એકબીજાને ભીંસો આપવો. (૨) બંધ કરવું, વાસવું. (૩) (લા.) ભીંસમાં લેવું, સખત રીતે ઘેરી લેવું. **ભિડાવું** કર્મણિ, ક્રિ. **ભિડાવવું** પ્રે.,સ.ક્રિ

**ભીડં-ભીડા** (ભીડમ્ભીડા), **ભીડા-ભીડ** સ્ત્રી. [જુઓ 'ભીડવું'-દ્વિર્ભાવ.] અતિશય ગિરદી, સખત ભીંસ. (૨) (લા.) ઝઘડો, લડાઈ

**ભીડુડું** વિ. [જુઓ 'ભીડ' + ગુ. 'ડું' ત.પ્ર.] ભીડ કરનારું. (૨) (લા.) ઘણું, ઝાઝું (માણસો એકઠાં થાય એ)

**ભીડો** પું [જુઓ 'ભીડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] સખત ભીંસો. (૨) દાબ આપવાનું લાકડાનું ઓજાર. (૩) (લા.) સકંજો, ફસામણ. (૪) ઝઘડો, લડાઈ. [૦ **ઘાલવો** (રૂ.પ્ર.) વચ્ચે અડચણ ઊભી કરવી. ૦ **લેવો** (રૂ.પ્ર.) સખત બંધ બાંધવો]

**ભીત**¹ વિ. [સં.] બીધેલું, ડરેલું, ભય પામેલું

**ભી(-ભીં)ત**² (-ત્ય) સ્ત્રી. [સં. भित्ति] દીવાલ. રૂ.પ્ર. જુઓ 'ભીંત'માં. [દુલાબ, હાટિયું

**ભી(-ભીં)ત-કબાટ** (ભી(-ભીં)ત્ય-) ન. [+ જુઓ 'કબાટ.']

**ભીત-ચિત્ત** વિ. [સં.] હૈયામાં ડરી ગયેલું [ચિત્ર.'

**ભી(-ભીં)ત-ચિત્ર** (ભી(-ભીં)ત્ય-) ન. [+ સં.] જુઓ 'ભિત્તિ-

**ભી(-ભીં)તડી** સ્ત્રી. [જુઓ 'ભી(-ભીં)તડું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાની ભીંત, નાની દીવાલ

**ભી(-ભીં)તડું** ન. [+ ગુ. ડું' સ્વાર્થે ત.પ્ર.] નહિ જેવી જરા જાડી દીવાલ, જાડી ભીંતડી

**ભી(-ભીં)ત-પત્ર** (ભી(-ભીં)ત્ય-) ન. [જુઓ 'ભી(-ભીં)ત²' + સં.] જુઓ 'ભિત્તિ-પત્ર.'

**ભી(-ભીં)ત-પત્રિકા** (ભી(-ભીં)ત્ય-) સ્ત્રી. [જુઓ 'ભી(-ભીં)-ત.²' + સં.] જુઓ 'ભિત્તિ-પત્રિકા.'

**ભી(-ભીં)ત-ફટાકો** (ભી(-ભીં)ત્ય-) પું. [જુઓ 'ભી(-ભીં)-ત²' + 'ફટાકો.'], **ભી(-ભીં)ત-ભડાકિયો** પું. [જુઓ 'ભી(-ભીં)ત²' + 'ભડાકો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ભી-(-ભીં)તિયો.'

**ભીતર** ક્રિ. વિ. [સં. अभ्यन्तर > પ્રા. भित्तरः વ્રજ.માંથી ઉછીનો] અંદરની બાજુએ. [૦ **દાઝવું** (રૂ.પ્ર.) મનમાં દુઃખ અનુભવવું] [ડરપોક

**ભીત-રું**¹ વિ. [સં. भीत + ગુ. 'રું' સ્વાર્થે ત.પ્ર.] બીકણ,

**ભી(-ભીં)તરું**² વિ. [જુઓ 'ભીતર' + ગુ. 'ઉં' ત. પ્ર.] અંદરનું. (૨) (લા.) પ્રભુની સેવાની અંદરનું

**ભી(-ભીં)તરો** પું. [જુઓ 'ભીતર' + ગુ. 'ઉં' ત.પ્ર.] ખેડા-વાળ નાગર વગેરે બ્રાહ્મણ જ્ઞાતિઓમાં ઉચ્ચ ગણાતા આભ્યં-તર વિભાગનો પુરુષ. (સંજ્ઞા.)

**ભી(-ભીં)ત-વેલ** (ભી(-ભીં)ત્ય-વેલ્ય) સ્ત્રી. [જુઓ 'ભી(-ભીં)ત' + વેલ.'] ભીંતમાં મૂળિયાં ચોંટાડી આગળ વધતી એક વેલ

**ભી(-ભીં)તા-કબાટ** પું. [જુઓ 'ભી(-ભીં)ત' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર. + 'કબાટ.'] જુઓ 'ભી(-ભીં)ત-કબાટ.'

**ભી(-ભીં)તા-લગ** (-લગ્ય) સ્ત્રી. [જુઓ 'ભી(-ભીં)તો' + 'લગ.'] કેંચીના બંને છેડા ભીંતમાં ખોસવામાં આવે છે તે લાકડું

**ભી(-ભી)તા-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [જુઓ 'ભી (-ભીં)-તો.' + સં.] ભીંતમાં અડેલીને ઊભો કરેલો થાંભલો

**ભીતિ** સ્ત્રી. [સં.] ભય, બીક, ડર, દહેશત, ધાસ્તી. (૨) (લા.) સંદેહ, શંકા, શક [પું.] ભયકારક

**ભીતિ-કર, ભીતિ-કારક** વિ. [સં.], **ભીતિ-કારી** વિ. [સં.,

**ભીતિ-ગ્રસ્ત** વિ. [સં.] ભયથી ઘેરાયેલું, ચારે બાજુ ભયવાળું

**ભીતિ-જનક** વિ. [સં.] જુઓ 'ભીતિ-કર.'

**ભીતિ-પ્રદ** વિ. [સં.] જુઓ 'ભીતિ-કર.'

**ભી(-ભીં)તિયું** ન. [જુઓ 'ભી(-ભીં)ત' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ભીંતમાંનું હાટિયું, તાકું, તાકો

**ભી(-ભીં)તિયો** પું. [જુઓ 'ભી(-ભીં) ત' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભીંતમાં પછાડીને ફોડવાનો ખાસ પ્રકારનો ગોળીના આકાર-નો ફટાકડો, ભીત-ફટાકો, ભીત-ભડાકિયો

**ભી(-ભીં)તું** વિ. [જુઓ 'ભી(-ભીં)ત' + ગુ. 'ઉં' ત.પ્ર.] ભીતને લગતું, ભીતને અડેલીને આવેલું

**ભી(-ભીં)તો** પું. [જુઓ 'ભી(-ભીં)તું.²'] ભીંતને અડેલીને

મુકાતો થાંભલો, ભીતા-સ્તંભ. (૨) ભીતમાં ઘાલેલો મોભ કે વળો. (૩) ભીંતમાં ઘાલેલો ખૂણિયો

**ભીત્યંતરે** (ભીત્ય-તર) ક્રિ.વિ. [સં. भित्ति>ગુ. 'ભીતિ' + સં. अन्तर, સંધિથી] દીવાલની અંદર. (૨) ન. બે ઓરડી વચ્ચેની ભીંતની પડદી ['ભિન્નમાળ.'

**ભીનમાળ** ન. [સં., પ્રા. भिल्लमाल>ભિન્નમાળ] જુઓ

**ભીન** વિ. [જુઓ 'ભીનું.'] જુઓ 'ભીનું.' ('ભીન વર્ષ' એવા માત્ર પ્રયોગ) (૨) ન. અતિવૃષ્ટિવાળું એક પ્રકારનું દુકાળિયું વર્ષ

**ભીનલા-વરણું** વિ. [જુઓ 'ભીનલું' + સં. वर्ण. અર્વા તદ્ભવ + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'ભીનલું.'

**ભીનલું(-વું)** [જુઓ 'ભીનું' + ગુ. 'લ' 'વ' સ્વાર્થે ત.પ્ર.] સામળા વર્ણનું કે રંગનું (માણસ) [વાળું કર્મણિ., સ.ક્રિ.

**ભીનવવું** સ.ક્રિ. [જુઓ 'ભીનું,'-ના. ધા.] ભીંજવવું. ભીન-

**ભીનવું** જુઓ 'ભીનલું.'

**ભીનાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'ભીનું' + ગુ 'આશ' ત.પ્ર.] ભીનાપણું, આર્દ્રતા, ભેજ

**ભીનાશ-ભૂમિ** (-શ્ય) સ્ત્રી. [સં.] ભેજવાળી જમીન, 'માર્શ'

**ભીના-સૂકું** વિ. [જુઓ 'ભીનું' + 'સૂકું.'] સહેજ સુકાય કે તરત જરા ભીનું કરવામાં આવે તેવું

**ભીનિયું** વિ. [જુઓ 'ભીનું.' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'ભીનું.' (૨) અતિવૃષ્ટિવાળું. (૩) ન. અતિવૃષ્ટિવાળું વર્ષ, ભીન. (૪) (લા.) તહેવાર

**ભીનું** વિ. [દે. પ્રા. भिंजा સ્ત્રી. નાહવું એ, સ્નાન દ્વારા] ભીંજાયેલું, આર્દ્ર, ભીનાશવાળું, ભેજવાળું, લીલું. (૨) કાળી ઝાંઈ મારતું, આછા કાળા રંગનું. [-ના થઈ દળવા (-ચૈંણ) (રૂ.પ્ર.) સખત શ્રમ પડે તેવી મહેનત કરવી. ૦ કરવું (રૂ.પ્ર.) પથારીમાં ઊંઘમાં મૂતરવું. ૦ થવું (રૂ.પ્ર.) પથારીમાં પેશાબ થઈ જવો. ૦ ભદ્દક (રૂ.પ્ર.) તદ્દન ભીનું, સાવ ભીંજાયેલું. ૦ સંકેલવું (-સઙ્કેલવું) (રૂ.પ્ર.) માંડવાળ કરવી, અધવચ પતાવી લેવું કે ટાળવું. -ને વાન (-વા-ન્ય) (રૂ.પ્ર.) કાળા જેવા રંગના શરીરવાળું, શામળું]

**ભીનું-સૂકું** વિ. [ + જુઓ 'સૂકું.'] જુઓ 'ભીના-સૂકું.'

**ભીમ** [સં.] ભયંકર, ભયાનક. (૨) વિશાળ અને મજબૂત. (૩) જાડું અને કદાવર. (૪) પું. પાંચ પાંડવોમાંનો બીજો ભાઈ, ભીમસેન. (સંજ્ઞા.) (૫) ગુજરાતના સોલંકીકાલનો એક પ્રતાપી રાજા (જેના સમયમાં મહમૂદ ગઝનીએ સોમનાથ ઉપર ચડાઈ કરી ધ્વંસ કરેલો), ભીમદેવ. (સંજ્ઞા.)

**ભીમ-અગિયારશ, -સ** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [+જુઓ 'અગિયારશ,-સ.'] જેઠ સુદિ અગિયારમી તિથિ, નિર્જલા એકાદશી અને એનું વ્રત. (સંજ્ઞા.)

**ભીમક, ૦રાજ** પું. [સં.] રાજા નળની પત્ની દમયંતીનો પિતા—વિદર્ભ-નરેશ. (સંજ્ઞા.) (૨) શ્રીકૃષ્ણની પટરાણી રુક્મિણીનો પિતા-વિદર્ભ દેશનો એક રાજા. (સંજ્ઞા.)

**ભીમ-કર્માં, -ર્મી** વિ. [સં., પું.] મહાન પરાક્રમી

**ભીમ-કાય** વિ. [સં.] વિશાળ કે ભયાનક શરીરવાળું

**ભીમડી** સ્ત્રી. પાંપણનું પોપચું

**ભીમડાં** ન., બ.વ. બાળકો મોઢું બંધ રાખી હોઠના ફફડાટથી ઉડાડે છે તે થૂંક. [૦ ઉડાડવાં (રૂ.પ્ર.) એવી રીતે થૂંક ઉડાડવું]

**ભીમડી** ન. [મરા. ભિવંડી; મુંબઈ નજીકનું એક બંદર. (ત્યાં ઊંચી જાતના ચોખા પાકે છે તે 'ભીમડીના ચોખા' તરીકે ગુ.માં જાણીતા છે.)

**ભીમ-દર્શન** વિ. [સં.] મહાકાય કે ભયાનક દેખાવવાળું

**ભીમ-પલાસ,** સ્ત્રી. -સું., કાફી થાટનો એક જાણીતો રાગ. (સંગીત.)

**ભીમરાવું** અ.ક્રિ. આસપાસ ફરવું કે ચક્કર મારવાં

**ભીમરું** ન. જુઓ 'ભીમડાં.'

**ભીમ-રૂપ** વિ. [સં.] મહાકાય કે ભયાનક સ્વરૂપવાળું

**ભીમ-સેન** પું. [સં.] જુઓ 'ભીમ (૪).'

**ભીમસેની કપૂર** [ + ગુ. 'ઈ' ત.પ્ર.] કપૂરની એક જાત, બરાસ કપૂર (ખાદ્ય સામગ્રી વગેરેમાં વાપરી શકાય તેવો)

**ભીમાષ્ટમી** સ્ત્રી. [સં. भीम + अष्टमी] હિંદુ માઘ સુદિ આઠમની તિથિ. (સંજ્ઞા.) [ખૂબ ખાનારું

**ભીમાહારી** વિ. [ સં. भीम + आहारी, પું.] ભીમના જેવું

**ભીરુ**[1] વિ. [સં.] બીકણ સ્વભાવનું, ડરપોક, ડરકણ. (૨) ઢીલું-પોચું, ઢીલા દિલનું, હૈયા-દૂબળું, 'સ્પાઇન-લેસ'

**ભીરુ** જુઓ 'ભેરુ.'

**ભીરુ-ચિત્ત** વિ. [સં.] બીકણ હૈયાનું

**ભીરુ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] બીકણ હોવાપણું

**ભીરુ-પ્રકૃતિ, ભીરુ-સ્વભાવ** વિ. [સં.] બીકણ સ્વભાવનું

**ભીલ** પું. [સં. भिल्ल] જુઓ 'ભિલ્લ.'

**ભીલ-ડી** સ્ત્રી. [જુઓ 'ભીલી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] ભીલ સ્ત્રી. [૦નાં બોર (રૂ.પ્ર.) પ્રેમથી અર્પણ કરેલી ચીજ-વસ્તુ] [તે નૃત્ય, ભીલોનું લોક-નૃત્ય

**ભીલ-નૃત્ય** ન. [ + સં.] ભીલ લોકોનું ખાસ પ્રકારનું તે

**ભીલ-શાલા,-ળા** સ્ત્રી. [ + સં.] ભીલ બાળકોને ભણવા માટેની નિશાળ [વાંકાં-નીચાં શિંગડાંવાળું

**ભીલિયું** વિ [જુઓ 'ભીલ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.)

**ભીલી**[1] વિ. [જુઓ 'ભીલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] ભીલોને લગતું, ભીલ સંબંધી. (૨) સ્ત્રી. ભીલ લોકોની બોલી. (૩) (લા.) ભેંસનો એક પ્રકાર (ભીલાં શિંગડાંની)

**ભીલી**[2] સ્ત્રી. [અસ્પષ્ટ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] ગોળની ચાકી

**ભીલું**[1] વિ. [ અસ્પષ્ટ + ગુ. 'ઉં' ત. પ્ર.] (લા.) નીચે નમેલાં શિંગડાંવાળું. (૨) વાંકું

**ભીલું**[2] હું. જુઓ 'ભીલી.[2]'

**ભીષણ** વિ. [સં.] દારુણ, ભયાનક, ભયંકર, કરાલ. (૨) (લા.) લડાયક, 'મિલિટન્ટ' (ગ.લ.)

**ભીષણ-તા** સ્ત્રી. [સં.] ભીષણ હોવાપણું

**ભીષ્મ** વિ. [સં.] જુઓ 'ભીષણ.' (૨) પું. કૌરવ-પાંડવોના દાદા વિચિત્રવીર્યના ઓરમાયા મોટા ભાઈ અને વડીલ -પિતામહ (મહાભારત-યુદ્ધના પ્રથમ સેનાપતિ.) (સંજ્ઞા.)

**ભીષ્મક** પું. [સં.] જુઓ 'ભીમક(૧)' (સંજ્ઞા.)

**ભીષ્મ-કર્મ** ન. [સં.] બહુ જ મોટું કામ

**ભીષ્મ-પણ** ન. [સં., પું.] જુઓ 'ભીષ્મ-પ્રતિજ્ઞા.'

**ભીષ્મ-પર્વ** ન. [સં.] મહાભારતનું ભીષ્મ પિતામહના

સેનાપતિ-પદે થયેલા ભારત-યુદ્ધનું બયાન આપતું ૬ ઠું પર્વ. (સંજ્ઞા.)

**ભીષ્મ-પંચક** (-પઞ્ચક) ન. [સં.] કાર્તિક સુદિ અગિયારસથી પૂનમ સુધીના પાંચ દિવસોનું એક હિંદુ પર્વ. (સંજ્ઞા.)

**ભીષ્મ-પ્રતિજ્ઞા** સ્ત્રી. [સં.] પિતા શંતનુ પાછળ પોતે ગાદી ન લે એ મારેની ભીષ્મ પિતામહની આકરી પ્રતિજ્ઞા. (૨) (લા.) ભીષ્મ પિતામહના જેવી ભારે દૃઢ પ્રતિજ્ઞા, બહુ આકરું પણ [આકરું પણ લેનારું

**ભીષ્મવ્રત-ધારી** વિ. [સં.,પું.] ભીષ્મ પિતામહના જેવું

**ભીષ્માચાર્ય** પું. [સં. भीष्म + आ-चार्य] (લા.) માનનીય વયોવૃદ્ધ પુરુષ, વડીલ, 'પેટ્રિયાર્ક' (દ.બા.)

**ભીષ્માષ્ટમી** સ્ત્રી. [સં. भीष्म+अष्टमी] હિંદુ વર્ષની માઘ સુદિ આઠમની તિથિ. (સંજ્ઞા.)

**ભીસ** (-સ્ય) જુઓ 'ભીંસ.'

**ભી(-ભીં)સરાં** ન., બ.વ. ઘણા સમય સુધી માથે હજામત ન કરાવવાથી વધેલાં જટિયાં

**ભી(-ભીં)સરું**[1] ન. પથ્થર

**ભી(-ભીં)સરું**[2] વિ. માથા ઉપર ઘણા વાળવાળું. (૨) ઘણા સમયથી હજામત ન કરતાં વધેલા વાળ, જટિયાં. (બ.વ.-માં 'ભી(-ભીં)સરાં' રૂઢ) [પ્રે., સ.ક્રિ.

**ભીસવું** જુઓ 'ભીંસવું.' **ભિસાવું** કર્મણિ., ક્રિ. **ભિસાવવું**

**ભીંગ** પું. કાચ

**ભીંગડિયું** જુઓ 'ભિંગડિયું.'

**ભીંગડું** જુઓ 'ભિંગડું.'

**ભીંગારી** જુઓ 'ભિંગારી.'

**ભીંગારો** જુઓ 'ભિંગારો.'

**ભીંચ** (-ચ્ય) સ્ત્રી. [રવા.] જુઓ 'ભીંસ.'

**ભીંછરું** જુઓ 'ભિં(-ભી)છરું.' [પ્રે.,સ.ક્રિ.

**ભીંચવું** જુઓ 'ભીંસવું' **ભીંચાવું** કર્મણિ., ક્રિ. **ભીંચાવવું**

**ભીંચાવવું, ભીંચાવું** જુઓ 'ભીંચવું'માં.

**ભીંછ**[1] ન. એ નામનું એક હિંસક પ્રાણી

**ભીંછ**[2] ન. [સં. भृत्य > પ્રા. भिच्च] નોકર, સેવક

**ભીંછડાં** ન., બ.વ. ચીથરાં

**ભીંછરું** ન., બ.વ. 'ભિં(ભી)છરું.' [ભીંજવવાની ક્રિયા

**ભીંજવણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભીંજવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.]

**ભીંજ(-જા)વવું** જુઓ 'ભીંજવું.'

**ભીંજ(-જા)વું** અ.ક્રિ. [દે.પ્રા. भिंजा, સ્નાન, દ્વારા] ભીના થવું, પલળવું. (૨) (લા.) તલ્લીન થવું. **ભીંજ(-જા)વવું** પ્રે., સ.ક્રિ.

**ભીંજેલું** વિ. [જુઓ 'ભીંજવું' + ગુ. 'એલું' બી. ભૂ. કૃ.] (લા.) પીધેલું, દારૂ પીધો હોય તેવું

**ભીંડમાળ** જુઓ 'ભિંડ(-ડિ)માળ.'

**ભીંડલું** ન. ફીંડલું (દોરા કે દોરીનું)

**ભીંડી** સ્ત્રી. સણનો છોડ. [**વેપાર-ભીંડી** (રૂ.પ્ર.) હાંસલ વિનાનો ધંધો] [રાખવાનું મકાન

**ભીંડી-ખાનું** ન. [ + જુઓ 'ખાનું.'] (લા.) દુકાનનો સામાન

**ભીંડી-બજાર** સ્ત્રી. [ + જુઓ 'બજાર.' મુંબઈનો એક લત્તો] (લા.) ખાંજરું, કૂટણખાનું

**ભીંડો** પું. જાડી આછા લીલા પીળા રંગની શાકની એક ખાસ શિંગોનો છોડ અને એની એ શિંગ, 'લેડીઝ ફિંગર.' [**૦ ઘાલવો, ૦ મારવો, ૦ મેલવો** (-મે:લ-) (રૂ.પ્ર.) ગપ મારવી. (૨) આડખીલી કરવી, નડતર કરવી. **બાદરવાનો ભીંડો** (રૂ.પ્ર.) ટકે નહિ તેવો ઉછાળો] [શિંગ

**ભીંડારિયું** ન. [જુઓ 'ભીંડો' દ્વારા.] ભીંડાની કાંટાવાળી

**ભીંત** (-ત્ય) જુઓ 'ભીત.' [**૦ ગરોળી, ૦ ગિલોડી** (રૂ.પ્ર.) ગુપ્ત વાત સાંભળવા સંતાઈને ઊભું રહેનાર માણસ. **૦ને કાન હોવા** (રૂ.પ્ર.) રહસ્યવાત પૂરી સાવધાનીથી કરવી. **૦ ભૂલવી** (રૂ.પ્ર.) ભારે મોટી ભૂલ કરવી. (૨) તદ્દન અવળે રસ્તે ચડી જવું. **૦માં ભડાકા** (રૂ.પ્ર.) ખોટો ડોળ. **૦માં લાત મારવી** (રૂ.પ્ર.) શક્તિનો વિચાર કર્યા વિના સાહસ કરવું (નિરર્થક થાય.). **-તે ચડ(-ઢ)વું** (-ત્યે-) (રૂ.પ્ર.) ફજેત થવું]

**ભીંત-કબાટ** (ભીંત્ય.) જુઓ 'ભીત-કબાટ.'

**ભીંત-ચટી, -ડી(-ઢી)** સ્ત્રી. એ નામનો એક વેલો

**ભીંતચરિયો** પું એ નામનો એક છોડ

**ભીંત-ચિત્ર** (ભીંત્ય-) જુઓ 'ભીત-ચિત્ર.'

**ભીંતડિયાં** ન., બ.વ. [જુઓ 'ભીંતડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નાની નાની દીવાલો. (પદ્યમાં.)

**ભીંતડી** જુઓ 'ભીતડી.'

**ભીંતડું** જુઓ 'ભીતડું.'

**ભીંત-પત્ર** (ભીંત્ય-) જુઓ 'ભીત-પત્ર'- 'ભિત્તિ-પત્ર.'

**ભીંત-પત્રિકા** (ભીંત્ય-) જુઓ 'ભીત-પત્રિકા.'

**ભીંત-ફટાકો** (ભીંત્ય-), **ભીંત-ભડાકિયો** (ભીંત્ય-) જુઓ 'ભીત-ફટાકો'- 'ભીત-ભડાકિયો' -'ભીંતિયો.'

**ભીંતરારિયો** પું. એ નામનો એક છોડ

**ભીંતરું** જુઓ 'ભીતરું.[2]'

**ભીંતરો** જુઓ 'ભીતરો.'

**ભીંત-વેલ** (ભીંત્ય-વેલ્ય) જુઓ 'ભીત-વેલ.'

**ભીંતા-કબાટ** જુઓ 'ભીત-કબાટ'-'ભીતા-કબાટ.'

**ભીંતા-સ્તમ્ભ** જુઓ 'ભીતા-સ્તંભ.'

**ભીંતા-લગ** (-ગ્ય) જુઓ 'ભીતા-લગ.'

**ભીંતિયું** જુઓ 'ભીતયું'-'ભીતડું.'

**ભીંતિયો** જુઓ 'ભીતિયો.'

**ભીંતું** જુઓ 'ભીતું.'

**ભીંતો** જુઓ 'ભીતો.'

**ભીંદી** પું. કાંદાસેરિયો [ઊગતી ઝીણી રુવાંટી

**ભીંભર** (-રય) સ્ત્રી. માથાના વાળની આસપાસ સ્ત્રીઓને

**ભીં(-ભી)સ** (-સ્ય) [જુઓ 'ભીં(-ભી)સવું.'] વધુ માણસો એકઠાં થતાં એકબીજા દબાય એવી ત્રિરદી, બે બાજુનું પ્રબળ દબાણ. (૨) (લા.) મુશ્કેલી, સંકળામણ. [**૦ કરવી** (રૂ.પ્ર.) મુશ્કેલી ઊભી કરવી. **૦માં આવવું** (રૂ.પ્ર.) સાણસામાં કે સંકળામણમાં ફસાઈ જવું. **૦માં ખેંચવું** (-ખેંચવું), **૦માં લેવું** (રૂ.પ્ર.) સંકળામણમાં ફસાવવું, હેરાન કરી મૂકવું]

**ભીંસટ** (-ટય), **-ણ(-ણ્ય)** સ્ત્રી. જુઓ 'ભીંસ.'

**ભીંસરાં** જુઓ 'ભીસરાં.'

**ભીંસરું[૧-૨]** જુઓ 'ભીસરું.[૧-૨]'

**ભીં(-ભી)સવું** સ.ક્રિ. [રવા.] ઘસાય એમ દાબમાં લેવું, ભચરડવું, અપોચપ દબાવવું. **ભીં(-ભિ)સાવું** કર્મણિ., ક્રિ **ભીં(-ભિ)સાવવું** પ્રે., સ.ક્રિ.

**ભીં(-ભિ)સાણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભીં(-ભી)સવું' + ગુ. 'આણ' કૃ. પ્ર.] જુઓ 'ભીંસ.'

**ભીં(-ભિ)સાવવું, ભીં(-ભિ)સાવું** જુઓ 'ભીં(-ભી)સવું'માં.'

**ભીં(-ભિ)સોટી** સ્ત્રી. [જુઓ 'ભી(.ભીં)સ' દ્વારા.] જુઓ 'ભીંસ.'

**ભુકરવો** વિ., પું. ભૂખરો પથ્થર

**ભુકરિયું** ન. પાણી જેવો થતો ઝાડો

**ભુકાવવું, ભુકાવું** જુઓ 'ભૂકવું'માં.

**ભુક્કો** પું. જુઓ 'ભૂકો.' [-ક્કા નીકળી જવા (રૂ. પ્ર.) ખૂબ ખૂબ હેરાન થવું, હેરાન પરેશાન થઈ જવું]

**ભુક્ખ(-ખ્ખ)ડ** વિ. [સં. बुभुक्षु > પ્રા. भुक्खु દ્વારા] ભુખાળવું. (૨) (લા.) દરિદ્ર, કંગાળ

**ભુક્ત** વિ. [સં.] ખાધેલું, જમેલું, (૨) ભોગવેલું. (૩) વાપરેલું. (૪) ન. ભોજન. (૫) ભોગ

**ભુક્ત-ભોગ** વિ. [સં.], -ગી વિ. [સં., પું.] જેણે ભોગ ભોગવી લીધા છે તેવું, ખાઈ-પી ઊતરેલું

**ભુક્ત-ભોગ્ય** ન. [સં.] ગણિત, લેખું. (જ્યો.)

**ભુક્તવું** સ.ક્રિ. [સં. भुक्त, ના. ધા.] ખાવું, જમવું. (૨) ભોગવવું. (૩) વાપરવું. ભુક્તાવું કર્મણિ., ક્રિ. ભુક્તાવવું પ્રે., સ.ક્રિ. [પું. છાંડણ, એઠું

**ભુક્ત-શેષ** વિ. [સં.] ખાધા પછી વધેલું, છંડાયેલું. (૨)

**ભુક્તાવવું, ભુક્તાવું** જુઓ 'ભુક્તવું'માં.

**ભુક્તાવશિષ્ટ** વિ. [સં. भुक्त + अव-शिष्ट], જુઓ 'ભુક્ત-શેષ (૧).' (૨) ન. જુઓ 'ભુક્તશેષ(૨).'

**ભુક્તાવશેષ** પું. [સં. भुक्त + अव-शेष] જુઓ 'ભુક્તશેષ(૨).'

**ભુક્તાવસ્થા** સ્ત્રી. [સં. भुक्त + अव-स्था] ચંદ્ર વગેરેએ તે તે રાશિ કે નક્ષત્ર ભોગવી લીધાં હોય એવી સ્થિતિ. (જ્યો.)

**ભુક્તાંશ** (ભુક્તાંશ) પું. [સં. भुक्त + अंश] ભોગવેલો અંશ

**ભુક્તિ** સ્ત્રી. [સં.] ભોજન. (૨) ભોગ, ઉપભોગ

**ભુક્તિવાદી** વિ. [સં.,પું.] અભિધામાં જ અભિધા અને લક્ષણાનો સમાવેશ થઈ જાય એવો મત-સિદ્ધાંત ધરાવનાર. (કાવ્ય.)

**ભુખડલી** જુઓ 'ભુખલડી.'

**ભુખલડી** સ્ત્રી. [જુઓ 'ભૂખ' + 'ડું' સ્વાર્થે ત. પ્ર. + 'લ' મધ્યગ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; ઉચ્ચારણ સૌ કર્યે 'ભુખડલી' શક્ય નથી.] ભૂખ. (પદ્યમાં.)

**ભુખાવડું** વિ. [જુઓ 'ભૂખ' દ્વારા.], **ભુખાળવું** વિ. [જુઓ 'ભુખાળું' + 'વ' સ્વાર્થે ત. પ્ર.], **ભુખાળું** વિ. [જુઓ 'ભૂખ' + ગુ. 'આળું' ત. પ્ર.] જેને ભૂખ લાગ્યા જ કરે તેવું, વારંવાર ખાઉં ખાઉં કરનારું

**ભુખ્ખડ** જુઓ 'ભુક્ખડ.' [ભૂથાં

**ભુકછાં(-છ્છાં)** ન., બ.વ. ગુહ્યેંદ્રિય આસપાસ ઊગતા વાળ,

**ભુજ** પું. [સં.], -જા સ્ત્રી. [ગુ. માં સ્ત્રી.] આંગળીથી ખભા સુધીનો સંપૂર્ણ હાથ, બાહુ. (૨) ગણિતની કોઈ પણ આકૃતિની તે તે બાજુની પ્રત્યેક રેખા. (ગ.) (૩) કાટખૂણા-ની કર્ણ સિવાયની બાકીની બે બાજુની તે તે રેખા. (ગ.) (૪) આલેખમાં બિંદુનું એક માપ, 'ઓર્ડિનેટ.' (ગ.)

**ભુજ-કોટિ(-ટી)** સ્ત્રી. [સં.] ભુજ અને કોટિ, 'કોઓર્ડિનેટ્સ.' (ગ.)

**ભુજગ** જુઓ 'ભુજંગ.'

**ભુજગેશ, -શ્વર** પું. [+ સં. ईश, -श्वर], **ભુજગેંદ્ર** (ભુજગેન્દ્ર) પું. [+ સં. इन्द्र] સર્પોમાં મોટો સર્પ-શેષનાગ તેમ વાસુકિ નાગ [યંત્ર, ભુજ-યંત્ર

**ભુજ-જંત્ર** (-જન્ત્ર) ન. [સં. + જુઓ 'જંત્ર.'] હાથરૂપી

**ભુજ-જુગ, -ગ્મ** ન. [સં. + જુઓ 'જુગ' -'જુગ્મ.'] બે હાથ, ભુજ-યુગ્મ [દોરી કે જીવા. (ગ.)

**ભુજ-જીવા, ભુજ-જ્યા** સ્ત્રી. [સં.] ત્રિકોણમિતિમાં ભુજની

**ભુજ-તલ(-ળ)** ન. [સં.] હથેળી [પ્રબળ હાથ

**ભુજ-દંડ** (-દણ્ડ) પું. [સં.] હાથરૂપી ડંડો, દંડ જેવો

**ભુજ-પદી** ન. [સં.] હાથના આકારના પગવાળું એક પ્રાણી

**ભુજ-પરિસર્પ** પું. [સં.] હાથ પગ ઉપર ચાલનાર પંચેંદ્રિય પ્રાણી (નોળિયો ઉંદર ઘો ખિસકોલી વગેરે)

**ભુજ-પાશ** પું. [સં.] બેઉ ભુજાઓનો ફાંસલા જેવો કરેલો બાથો

**ભુજ-પિંજર** (-પિઞ્જર) ન. [સં.] બે ભુજાઓ-રૂપી પાંજરું

**ભુજ-બલ(-ળ)** ન. [સં.] હાથની તાકાત, બાહુ-બળ, કાંડા-નું જોર

**ભુજ-બંધ** (-બન્ધ) પું. [સં.] જુઓ 'ભુજ-પાશ.'

**ભુજ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'ભુજ-પાશ.'

**ભુજ-યુગ,-ગ્મ, ભુજ-યુગલ** ન. [સં.] જુઓ 'ભુજ-જુગ.'

**ભુજ-લતા, ભુજ-વલ્લી** સ્ત્રી. [સં.] ભુજારૂપી વેલ, વેલના જેવો સુકોમળ હાથ

**ભુજ-વીર્ય** ન. [સં.] જુઓ 'ભુજ-બલ.'

**ભુજંગ** (ભુજઙ્ગ) પું. [સં.] સર્પ, ભુજગ, ભુજંગમ

**ભુજંગ-પ્રયાત** (ભુજઙ્ગ-) પું. [સં., ન.] ચાર યગણથી બનતો બાર અક્ષરોનો એક ગણમેળ છંદ-અક્ષરમેળ છંદ, ભુજંગી. (પિંગળ.)

**ભુજંગમ** (ભુજઙ્ગમ) પું. [સં.] જુઓ 'ભુજંગ.'

**ભુજંગ-વૃત્તિ** (ભુજઙ્ગ-) સ્ત્રી. [સં.] સર્પના જેવું વલણ

**ભુજંગ-શાયી** (ભુજઙ્ગ-) વિ., પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે શેષનાગ ઉપર શયન કરી રહેલા ભગવાન વિષ્ણુ, શેષશાયી

**ભુજંગાસન** (ભુજઙ્ગાસન) ન. [સં. भुजंग + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**ભુજંગિની** (ભુજઙ્ગિની) સ્ત્રી. [સં.] સાપણ, નાગણી

**ભુજંગી** (ભુજઙ્ગી) પું. [સં.] જુઓ 'ભુજંગ-પ્રયાત.'

**ભુજા** સ્ત્રી. [સં. भुज પું.] જુઓ 'ભુજ(૧).'

**ભુજાલી** સ્ત્રી. [હિં.] ફૂકરીના પ્રકારનું હથિયાર

**ભુજાસ્થિ** ન. [સં. भुज + अस्थि] હાથનું તે તે હાડકું

**ભુજાળું** વિ. [સં. भुज + ગુ. 'આળું' ત. પ્ર.] બાહુઓવાળું

**ભુજાંતર** (ભુજાન્તર) ક્રિ.વિ. [સં. भुज + अन्तर्] બે બાવ-ડાંની વચ્ચે

**ભુજાંશ** (ભુજાંશ) પું. [સં. भुज + अंश] ક્રાંતિ-વૃત્તનો એક ભાગ, 'સોલેસ્ટિયલ લૉંજિટ્યૂડ.' (ખગો.)

**ભુજાંશ-વૃત્ત** (ભુજાંશ-) ન. [સં.] રેખાંશ-વૃત્ત, 'સર્કલ ઑફ લૉંજિટયૂડ'

**ભુટકણ** સ્ત્રી. [જુઓ 'ભૂટકાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] મંડાણનો ભાગ (કે જ્યાં કોસ ખેંચનારા બળદ પાછા આવતાં ઊભા રહે છે.)

**ભુટકણ-પાળો** પું. [+ જુઓ 'પાળો.[૨]'] ધોરિયામાંથી પાણી બહાર ન નીકળી જાય એ માટે કરવામાં આવતી આડચ કે નાની પાળ

**ભુટકાવવું** જુઓ 'ભૂટકાવું'માં. [મકાઈનો ડોડો

**ભુટાકો** પું. [જુઓ 'ભુટ્ટો.'] કામ સાધી લેવું એ. (૨)

**ભુટા-ફેલ** પું. કર-વેરાનો એક પ્રકાર

**ભુટાંગ[૧]** ક્રિ.વિ. [રવા.] સખત રીતે, જોરથી

**ભુટાંગ[૨]** પું. જેમાં ટૂંકાણમાં ઇતિહાસ વગેરેની વાતો લખેલી છે તેવા બારોટોના લખાણના પ્રકારનો એક ગ્રંથ. (સંજ્ઞા.)

**ભુટ્ટા** (-ટ્ઠા, -ઠ્ઠા, -ટ્ટે, -ટ્ટે, -ઠ્ઠે)-ચોર પું. [જુઓ 'ભુટ્ટો, -ટ્ઠો, -ઠ્ઠો' + સં.] (લા.) હલકા પ્રકારની ચોરી કરનાર માણસ (ખેતર વગેરેમાંથી)

**ભુટ્ટો, -ટ્ઠો, -ઠ્ઠો** પું. ગોટા-રીંગણું. (૨) મકાઈનો ડોડો

**ભુડ(-ર)કસ** સ્ત્રી. [હિં. ભુરકસ] પરચૂરણ નકામી વસ્તુઓનો સમૂહ, ભરકૂચ, ભંગાર. (૨) ભૂકો. (૩) (લા.) નાનાં કરચાં-બરચાં. (૪) છોકરાં ને માણસોનો સમૂહ

**ભુડકાવવું** જુઓ 'ભૂડકાવું'માં.

**ભુડાસ** (-સ્ય) સ્ત્રી. ગુસ્સો. (૨) દિલગીરી, અફસોસ

**ભુતડિયું** વિ. [જુઓ ભૂતડું' + ગુ. 'ઇયું' ત. પ્ર.] ભૂતને લગતું. (૨) ભૂતના આવેશવાળું

**ભુતડિયો** વિ., પું. [જુઓ 'ભુતડિયું.'] ભૂત કાઢનારો મનાતો માણસ, ભૂવો. (૨) ઘોડાની એક જાત

**ભુતાર** પું. [સં. સૂત્ર દ્વારા] વળગાડ કાઢનાર ભૂવો

**ભુતારું** ન. [સં. સૂત્ર દ્વારા] ભૂત વગેરેનો વળગાડ

**ભુફાકો** જુઓ 'ભફાકો.'

**ભુભાટ, ભુભાવટ** પું. ડોળ-દમામ

**ભુભુકાર-હુંકાર** પું. [રવા.] વાંદરાઓનો અવાજ

**ભુમરેટ** (-ટય) સ્ત્રી. ચિનગારી, આછો અંગારો, તણખો

**ભુય-ફોડ** (-ડય) સ્ત્રી. એક પ્રકારની વનસ્પતિરૂપ ફૂગ

**ભુય-શિરસ** પું. એ નામનો એક છોડ

**ભુરકસ** જુઓ 'ભુડકસ.'

**ભુરકાવવું** જુઓ 'ભૂરકાવું'માં.

**ભુરછટ** જુઓ 'ભૂરું.'

**ભુરભુરાટ** પું. [રવા.] ભરભર ભૂકા જેવો અવાજ

**ભુરભુરાવવું** જુઓ 'ભરભરાવવું.'

**ભુરભુરાવું** જુઓ 'ભરભરાવું.'

**ભુરરર** ક્રિ. વિ. [રવા.] 'ભુરરર' એવા અવાજથી, ભુરુરુરુ

**ભુરસાવવું** જુઓ 'ભૂરસવું'માં.

**ભુરંડી** (ભુરણ્ડી) સ્ત્રી., પું. એ નામનો એક છોડ. (૨) એ નામનું મધ્ય આફ્રિકામાં આવેલું એક રાજ્ય. (સંજ્ઞા.)

**ભુરાઈ** સ્ત્રી. ભોળપણ, સીધાપણું

**ભુરા(-રાં)ટ** વિ. જુઓ 'ભુરાયું.' [પડતી માટી

**ભુરાટણ** ન. [જુઓ 'ભૂરું' દ્વારા.] ભીંત ધીપવાની રતાશ

**ભુરા(-રાં)ડું, ભુરાયું** વિ. રઘવાયું (હડકયા કૂતરાની જેમ અહીંતહીં વડચકાં નાખતું), વિહ્વળ, બેબાકળું

**ભુરુરુરુ** જુઓ 'ભુરરર.'

**ભુરૂત** ન. એ નામનું એક પક્ષી

**ભુલકણ** વિ. [જુઓ 'ભૂલવું' + ગુ. 'ક' મધ્યગ + 'અણ' કૃ. પ્ર.] જુઓ 'ભુલકણું.' [જવાની આદત

**ભુલકણા-વેડા** સ્ત્રી. [જુઓ 'ભુલકણું' + 'વેડા.'] ભૂલી

**ભુલકણું** વિ. [જુઓ 'ભૂલવું' + ગુ. 'ક' મધ્યગ + 'અણું' કૃ. પ્ર.], **ભુલકણિયું** વિ. [જુઓ 'ભૂલવું' + ગુ. 'અણ' કૃ. પ્ર. + 'ઇયું' ત. પ્ર.] ભૂલી જવાના સ્વભાવવાળું, જેને યાદ નથી રહેતું તેવું, વારંવાર ભૂલી જનારું

**ભુલભુલામ(-વ)ણી** સ્ત્રી. [જુઓ 'ભુલામ(-વ)ણી' -આદિ બે શ્રુતિઓ દ્વિર્ભાવ.] ભુલાવી દે તેવો વાંકોચૂકો માર્ગ. (૨) (લા.) અટપટું કામ. (૩) એ નામની એક દેશી રમત

**ભુલભુલામ(-વ)ણું** વિ. [જુઓ 'ભુલામ(-વ)ણું' -આદિ બે શ્રુતિઓનો દ્વિર્ભાવ.] ભુલાવામાં નાખી દે તેવું. (૨) અટપટું, ગૂંચવણ ભરેલું

**ભુલવણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [જુઓ 'ભૂલવવું' + ગુ. 'અણ' -'અણી' કૃ. પ્ર.] ભુલાવામાં નાખવું એ. (૨) વિસ્મૃતિ. (૩) ગૂંચવણી [કૃ. પ્ર.] જુઓ 'ભુલાવો.'

**ભુલામ(-વ)ણી** સ્ત્રી. [જુઓ 'ભૂલવું' + ગુ. 'આમ(-વ)ણી'

**ભુલામ(-વ)ણું** વિ. [જુઓ 'ભૂલવું' + ગુ. 'આમ(-વ)ણું' કૃ. પ્ર.] ભુલાવામાં નાખનારું. (૨) ભ્રામક

**ભુલારવું** વિ. ચાહનાર, ઝંખનાર

**ભુલાવવું, ભુલાવું** જુઓ 'ભૂલવું'માં.

**ભુલસાવવું** જુઓ 'ભૂલસવું'માં.

**ભુલાવો** પું- [જુઓ 'ભૂલવું' + ગુ. 'આવો ' કૃ.પ્ર.] ભૂલવાની ક્રિયા. (૨) ભૂલવે એવું સ્થાન. [-વામાં પડવું, ૦ ખાવો (રૂ. પ્ર.) ચક્કરમાં પડવું, લાંબા ફેરમાં જવું. (૨) ભ્રમમાં રહેવું]

**ભુવ** સ્ત્રી. [સં. भू દ્વારા] પૃથ્વી, ભૂમિ. (પદ્યમાં.)

**ભુવંગ** (ભુવઙ્ગ) વિ. [સં. भू + अङ्ग, સંધિથી] (લા.) ગામડિયું. (૨) ન. પાયાની માંડણી

**ભુવન** ન. [સં.] દુનિયા, જગત, લોક ('ઘર-મકાન' એ અર્થમાં 'ભુવન' નથી, એ 'ભવન' છે, છતાં અર્થના અજ્ઞાનને લઈ લોકો વાપરે છે : 'વસંત-ભુવન' 'કમળા-ભુવન' વગેરે.) [પુરુષ

**ભુવન-ચંદ્ર** (-ચન્દ્ર) પું. [સં.] જગતમાં ચંદ્રના જેવો સુંદર

**ભુવન-ત્રય** ન., બ.વ. [સં., ન., એ.વ.], -થી સ્ત્રી. [સં.] પાતાળ પૃથ્વી અને સ્વર્ગ એ ત્રણ લોક, ત્રિભુવન, ત્રિલોક, ત્રિલોકી

**ભુવન-પાલ(-ળ)ક** વિ., પું. [સં.] પરમાત્મા–પરમેશ્વર

**ભુવનાધિપતિ** પું. [+ સં. अधि-पति] જન્મકુંડળીમાંનો જન્મ-સ્થાનનો અધિપતિ ગ્રહ. (જ્યો.)

**ભુવનેશ્વર** પું. [+ સં. ईश्वर] ત્રણે લોકના સ્વામી, પરમેશ્વર. (૨) ન. ઓરિસ્સાની રાજધાની (ત્યાંના 'ભુવનેશ્વર' મહાદેવના નામથી). (સંજ્ઞા)

**ભુવનેશ્વરી** સ્ત્રી. [સં.] એ નામની એક દેવી. (સંજ્ઞા.)

વહેરો અંતર જાળવવાં. ૦ લેવો (રૂ.પ્ર.) છૂપી વાત જાણી લેવી]
ભેદક વિ. [સં.] ભિન્ન કરનાર. (૨) કાણું પાડનાર. (૩) કોઈ પણ બે વચ્ચે તફાવત બતાવનાર. (૪) (લા.) તીવ્ર, વેધક. (૫) અસર ઉપજાવનાર. [૦દૃષ્ટિ (રૂ.પ્ર.) તીવ્ર અસર ઉપજાવનાર નજર. (૨) ભેદ-ભાવ. ૦ મત (રૂ.પ્ર.) સમાન મત પડતાં પ્રમુખનો પડતો મત, 'કાસ્ટિંગ વોટ.' ૦ શક્તિ (રૂ.પ્ર.) કોઈ પણ સ્થૂળ પદાર્થમાંથી થનારું બળ]
ભેદક-તા સ્ત્રી., -ત્વ ન. [સં.] ભેદક હોવાપણું
ભેદકાતિશયોક્તિ સ્ત્રી. [+ સં. अतिशय + उक्ति] અતિશયોક્તિ અલંકારનો એક પ્રકાર. (કાવ્ય.)
ભેદ-કારી વિ. [સં.,પું.] ભેદ કરાવનાર, ભેદ કરનાર
ભેદ-ગ્રહ પું. [સં.] તફાવત કે અંતરનો ખ્યાલ
ભેદ-જન્ય વિ. [સં.] ભેદને લઈ ઊભું થાય તેવું
ભેદ-જ્ઞાન ન. [સં.] કોઈ પણ બે વચ્ચેના અંતર કે તફાવતને લગતી ભેદ-દૃષ્ટિ
ભેદડી સ્ત્રી. રાખ. (૨) રબડી
ભેદ-દર્શી વિ. [સં.,પું.] ભેદનો ખ્યાલ આપતું
ભેદ-દૃષ્ટિ સ્ત્રી. [સં.] કોઈ પણ બે વચ્ચે અંતર કે તફાવતનો ખ્યાલ, ભેદ-ભાવ, દૃષ્ટિ-ભેદ
ભેદન ન. [સં.] ભેદવાની ક્રિયા
ભેદન-કલા(-ળા) સ્ત્રી. [સં.] શસ્ત્રોપચારવિદ્યા
ભેદન-શક્તિ સ્ત્રી. [સં.] પદાર્થનો ભેદ કરવાનું બળ
ભેદ-નીતિ સ્ત્રી. [સં.] ફાટ-ફૂટ પડાવવાની રાજનીતિ
ભેદનીય વિ. [સં.] ભેદ કરવા-કરાવા જેવું
ભેદનીય-તા સ્ત્રી. [સં.] ભેદનીય હોવાપણું
ભેદ-પારખુ વિ. [+ જુઓ 'પારખુ.'] ભેદ પામી જવાની શક્તિવાળું, 'ડિટેક્ટિવ' (વિ.ક.) [સમઝ
ભેદ-પ્રત્યય પું. [સં.] દ્વૈત-જ્ઞાન, જુદા જુદા હોવાપણાની
ભેદ-પ્રધાન વિ. [સં.] જેમાં ભિન્નતા મુખ્ય હોય તેવું
ભેદ-પ્રભેદ પું. [સં.] પ્રકાર અને પેટા પ્રકાર, જાત અને પેટા-જાત
ભેદ-બુદ્ધિ સ્ત્રી. [સં.] જુઓ 'ભેદ-પ્રત્યય,'- 'ભિન્ન' (જૈ.હિ.)
ભેદ-ભર્યું વિ. [+ જુઓ 'ભરવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] જુદા-પણાના ભાવવાળું. (૨) રહસ્યમય
ભેદ-ભાવ પું., -વના સ્ત્રી. [સં.] જુદાપણાનો તફાવત હોવાની લાગણી, 'ડિસ્ક્રિમિનેશન.' (૨) વિષમ ભાવ, અસમાનતા
ભેદ-મૂલક વિ. [સં.] જુઓ 'ભેદ-ભર્યું.'
ભેદ-રેખા સ્ત્રી. [સં.] હદ કે મર્યાદા બતાવનાર લીટી, મર્યાદા-રેખા, 'લાઇન ઑફ ડિમાર્કેશન'
ભેદ-વચન ન., ભેદ-વાણી સ્ત્રી. [સં.] કપટવાળું વેણ, કહેવાનું પણ કરવાનું નહિ તેવું વેણ
ભેદ-વાદ પું. [સં.] બ્રહ્મ જીવ અને જગત અલગ છે એવો મત-સિદ્ધાંત, દ્વૈતવાદ
ભેદવાદી વિ. [સં., પું.] ભેદવાદમાં માનનારું, દ્વૈતવાદી (ખાસ કરી મધ્વાચાર્યના દ્વૈત સિદ્ધાંતમાં માનનારું)
ભેદ-વાર્તા સ્ત્રી. [સં.] જેમાં ભેદ-ભરમનું નિરૂપણ હોય તેવી કથા, જાસૂસી વાર્તા, 'ડિટેક્ટિવ સ્ટોરી' (વિ.ક.)
ભેદ-વાસના સ્ત્રી. [સં.] ભેદ હોય તેવી પારંપરિક લાગણી
ભેદ-વિજ્ઞાન ન. [સં.] જીવ અને જડ જુદાં જ છે એ પ્રકારની સમઝ. (જૈન.)
ભેદ-વિભેદ પું. [સં.] જુઓ 'ભેદ-પ્રભેદ.'
ભેદવું સ.ક્રિ. [સં. भेद्,-ના.ધા.] અંદર પેસાડી જુદું પાડવું. (૨) વીંધવું, ખોસવું. (૩) કાણું પાડવું. (૪) આરપાર વીંધવું. (૫) ફાટ પાડવી, તોડવું. ભેદાવું કર્મણિ., ક્રિ. ભેદાવવું પ્રે., સ.ક્રિ.
ભેદ-વૃત્તિ સ્ત્રી. [સં.] ભેદ-ભરેલું વલણ
ભેદ-શક્તિ સ્ત્રી. [સં.] ફાટ-ફૂટ પડાવવાની તાકાત
ભેદ-શૂન્ય વિ. [સં.] જેને ભેદનો વિચાર ન હોય તેવું, ભેદ-રહિત હોય તેવી દૃષ્ટિવાળું [(જૈન.)
ભેદ-સંવેદન (-સંવેદન) ન. [સં.] જુદાપણું હોવાનો ખ્યાલ.
ભેદાત્મક વિ. [+ સં. आत्मन् + क] જુઓ 'ભેદ-ભર્યું.'
ભેદાનુભેદ પું. [+ સં. अनु-भेद] જુઓ 'ભેદ-પ્રભેદ.'
ભેદાભાવ પું. [+ સં. अ-भाव] જીવ-ઈશ્વર જીવ-જડ જડ-ઈશ્વર વચ્ચે અભેદ-બુદ્ધિ. (વેદાંત.) [એકરૂપતા
ભેદાભેદ પું., બ.વ. [+ સં. अ-भेद] અલગ હોવાપણું અને
ભેદાભેદ-વાદ પું. [સં.] વ્યવહારમાં દેખીતો ભેદ કે ભિન્નતા અનુભવાતાં હોવા છતાં આત્યંતિક રીતે એકરૂપતા કે અનન્યતા છે એવો મત-સિદ્ધાંત (મુખ્યત્વે નિંબાર્કાચાર્યનો અને ભાસ્કરાચાર્યનો), દ્વૈતાદ્વૈત-વાદ. (વેદાંત.)
ભેદાભેદવાદી વિ. [સં.,પું.] ભેદાભેદવાદમાં માનનાર (મુખ્યત્વે નિંબાર્ક અને ભાસ્કરના સિદ્ધાંતમાં માનનાર)
ભેદાભેદી સ્ત્રી. [સં. भेद,-द्विर्भाव + ગુ. 'ઈ' ત.પ્ર.] બધું અલગ છે એવી સ્થિતિ, વિવિધતાની સ્થિતિ, 'હીટરોજેનિટી' (બ.ક.ઠા.)
ભેદાવગાહી વિ. [+ સં. अव-गाही, પું.] તફાવત કે ભેદનો અનુભવ કરનારું. 'ડિફરન્શિયેટિંગ' (પ્રા. વિ.)
ભેદાવવું, ભેદાવું જુઓ 'ભેદવું'માં.
ભેદિત વિ. [સં.] જુદું પાડેલું. (૨) આરપાર વીંધેલું. (૩) તોડી ફોડી નાખેલું. [(તંત્ર.)
ભેદિની વિ., સ્ત્રી. [સં.] તંત્ર-શાસ્ત્રમાં જાણીતી એક શક્તિ.
ભેદિયું વિ. [સં. भेद + ગુ. 'ઇયું' ત.પ્ર.] છાની વાત જાણવાનો પ્રયત્ન કરનારું. (૨) ભંગાણ પડાવનારું. (૩) (લા.) તલ્લીન બની રહેલું
ભેદી વિ. [સં.,પું.] જુઓ 'ભેદક.' (૨) રહસ્યમય, છાનું, ગુપ્ત. [૦ વાર્તા સ્ત્રી. [સં.] જાસૂસી કથા, 'ડિટેક્ટિવ-સ્ટોરી,' 'સ્પાઇ-સ્ટોરી' (દ.બા.)
ભેદુ વિ. [જુઓ 'ભેદવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ 'ભેદી.' (૨) અંદરનો ભેદ જાણનાર. (૩) જાસૂસ, ગુપ્તચર, 'સ્પાઈ.' (૪) મળતિયું, સાથીદાર. ભેરુ ['ભેદ-વિભેદ.'
ભેદોપભેદ પું. [સં. भेद + उप-भेद] જુઓ 'ભેદ-પ્રભેદ'-
ભેદ્ય વિ. [સં.] જુઓ 'ભેદનીય.'
ભેદ્ય-તા સ્ત્રી. [સં.] જુઓ 'ભેદનીય-તા.'
ભેખારશ પું. વિચિત્ર વેશ ધારણ કર્યો હોય તેવો માણસ
ભેભ વિ. ભોળું. (૨) આવડત વિનાનું
ભેભટ (-ટય) સ્ત્રી. ગરમ રખ્યા, ઊની વાની, ધગધગતી રાખ,

ભડસાળ [રાખ લગાડવી
**ભેભટાવું** અ.ક્રિ. [જુઓ 'ભેભટ,' -ના. ધા.] શરીરે ઈની
**ભેભૂર** વિ. ક્રોધે ભરાયેલું
**ભેમઠી** સ્ત્રી. પોપચું, ભવાં [ભોડ
**ભેમણજો** (ભેમણજો) પું. એ નામનો એક ઔષધીય
**ભેર**[1] (-રય) સ્ત્રી. [સં. મેરી] પિપૂડીના પ્રકારનું એક લશ્કરી વાદ્ય. [૦ કરવી, ૦ ખેંચવી (ખેંચવી), ૦ તાણવી (રૂ.પ્ર.) મદદે દોડી જવું]
**ભેર**[2] (-રય) સ્ત્રી, [જુઓ 'ભેરુ.'] સહાય, મદદ
**ભેર**[3] (-રથ) ક્રિ.વિ. [જુઓ 'ભરવું' દ્વારા.] સાથે સહિત તેમ માપની દ્રષ્ટિએ સુધી પર્યંત અર્થે આપતો અનુગ: 'હોંશ-ભેર' 'ધોતિયા-ભેર' 'ઘૂંટણ-ભેર' વગેરે.
**ભેરટ** (-ટય) સ્ત્રી. જુઓ 'ભેભટ.'
**ભેરણહાર** વિ. [જુઓ 'ભેળું' દ્વારા.] ભેળું કરનારું
**ભેરવ**[1] (ભેરવ) પું. [સં. મૈરવ] જુઓ 'ભેરવ.'
**ભેરવ**[2] (ભેરવ્ય) સ્ત્રી. [સં. મૈરવી] ચીબરી નામનું પક્ષી, ચીબરી, ખૂશર [દ્વારા.] ભેરવની મૂર્તિ
**ભેરવ-ચડી(-ઢી)** (ભેરવ-ચડી,-ઢી) સ્ત્રી. [+જુઓ 'ચડ(ઢ)વું'
**ભેરવ-જટા** (ભેરવ-) સ્ત્રી. [+સં.] એ નામનું એક વૃક્ષ. (૨) તાડનાં ફૂલોની લાંબી છડી
**ભેરવ-જપ** (ભેરવ-) પું. [સં. મૈરવ-જપ] ગિરનારની બીજી ટૂક-ગૌમુખી પાસે ઉત્તરે આવેલી સેવાદાસની જગ્યા પાસેનો એક ઊભો ખડક. (સંજ્ઞા.) [૦ ખાવો (રૂ.પ્ર.) ભેરવ-જપના ખડક ઉપર ચડી ત્યાંથી સીધી ખીણમાં પડી આપઘાત કરવો. (૨) વિકટ કામમાં આંધળિયાં કરવાં. (૩) ભારે મોટું સાહસ-કર્મ કરવું]
**ભેરવ-જોડી** (ભેરવ-) સ્ત્રી. [+જુઓ 'જોડી.'] કાનમાં પહેરવાનું જૂના પ્રકારનું એક ઘરેણું [ઝોળી
**ભેરવ-ઝોળી** (ભેરવ-ઝોળી) સ્ત્રી, [+જુઓ 'ઝોળી.'] ભિક્ષાની
**ભેરવડી** સ્ત્રી. રેવડી (ખાદ્ય)
**ભેરવવું** સ.ક્રિ. [જુઓ 'ભરવું;' એનું આ પણ પ્રેરક રૂપ સમઝાય છે.] આંટી દઈને કે ઠેરાવીને ભરાવવું-વળગાડવું, લટકતું રહે એમ ટીંગાડવું. (૨) (લા.) ફસાવવું. **ભેરવાવું** કર્મણિ., ક્રિ, **ભેરવાવવું** પ્રે., સ.ક્રિ.
**ભેરવ-શિં(-શીં,-સિં,-સીં)ગ** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'ભેરવ'+શિં(-શીં,-સિં,-સીં)ગ.'] ચોમાસામાં થતા કૌવચના વેલામાં થતી શિંગ
**ભેરવાવવું, ભેરવાવું** જુઓ 'ભેરવવુ'માં.
**ભેરવી** (ભેરવી) સ્ત્રી. [સં. મૈરવી] ભેરવ રાગના સંબંધવાળી એ રાગની ગણાતી એક સવારના સમયની રાગિણી, ભૈરવી. (સંગીત.) [લઈ જવાનું વચલું સાધન
**ભેરવું** ન. [જુઓ સં. મેરી દ્વારા] ધમણમાંથી હવા ચૂલમાં
**ભેરાંટવું** (ભેરાંટવું) અ.ક્રિ. [જુઓ 'ભે' દ્વારા.] આભું થઈ ભયભીત થવું. **ભેરાંટાવું** ભાવે., ક્રિ.
**ભેરિ(-રી)** સ્ત્રી. [સં.] જુઓ 'ભેર.[1]'
**ભેરિ(-રી)-નાદ** પું. [સં.] ભેરીનો અવાજ
**ભેરિયા**[1] પું. [જુઓ 'ભેરુ + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભેરુ, મિત્ર, સાથીદાર (ખાસ કરીને રમતનો)
**ભેરિયા**[2] પું. લીંબડાની જાતનું એક ઝાડ [રાત કરવી]
**ભેરી**[1] સ્ત્રી. [સં.] જુઓ 'ભેરિ.' [૦ ફૂંકવી (રૂ.પ્ર.) જાહે-
**ભેરી**[2] સ્ત્રી. ઈની રાખ, ભેભટ, ભેરટ, ભરસાળ [પક્ષી
**ભેરી**[3] સ્ત્રી. પંજાબ બાજુથી આવતું એક મોસમી શિકારી
**ભેરી-નાદ** જુઓ 'ભેરિ-નાદ.'
**ભેરુ** વિ.,પું. સાથી, સાથીદાર (રમતનો), ભિલ્લુ. [૦નાં હાડકાં (રૂ.પ્ર.) રમતમાં સામસામાં દાવ ખેલતો. ભાંગ્યાનો ભેરુ (રૂ.પ્ર.) અણીને સમયે મદદે આવી પહોંચનાર]
**ભેરુ-ડી** સ્ત્રી. [+ગુ 'ડી' સ્વાર્થે ત.પ્ર.) સાથીદાર સહાયક સ્ત્રી
**ભેરુ-બંધ** (-બન્ધ) પું. [+સં. बन्धु] ભાઈબંધ, સાથીદાર (ખાસ કરી રમતમાં)
**ભેરુબંધાઈ** (-બન્ધાઇ), **ભેરુબંધી** સ્ત્રી. [+ગુ. 'આઈ'-'ઈ' ત.પ્ર] ભેરુબંધ હોવાપણું. ભાઈબંધી (રમતમાંની)
**ભેરુ-ભાવ** પું. [+સં] મિત્ર-ભાવ, મૈત્રી, 'ટીમ-સ્પિરિટ'
**ભેલા-કકુડો** પું [જુઓ 'ભેલું' દ્વારા.] ભીલાનો ગોળ
**ભેલાડ** જુઓ 'ભેળાડ.'
**ભેલાડવું** જુઓ 'ભેળાડવું.' ['ભાલી.[2]'
**ભેલી** સ્ત્રી. [જુઓ 'ભેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ
**ભેલું** જુઓ 'ભીલું.'
**ભેવલ** ન. [અં. બેવલ્] ગમે તેટલો ખૂણો મપાય કે દોરાય એ પ્રકારની યોજનાવાળું એક સાધન, 'બેવલ સ્ક્વેર'
**ભેષજ** ન. [સં.] વનસ્પતિજન્ય દવા, ઔષધ, ઓસડ, ભૈષજ્ય
**ભેષજ-જ્ઞાન** ન. [સં.] ઔષધો વિશેની જાણકારી, ભૈષજ-જ્ઞાન
**ભેષજ-રસાયન** ન. [સં.] દવાને લગતી રસાયન-વિદ્યા, ભૈષજ્ય-રસાયન, 'ફાર્માસ્યૂટિકલ કેમેસ્ટ્રી'
**ભેષજ-વિદ્યા** સ્ત્રી., **ભેષજ-શાસ્ત્ર** ન. [સં.] વૈદક-વિજ્ઞાન, આયુર્વેદ
**ભેસડ** વિ. સેળભેળ થયેલું, ભેગવાળું
**ભે-સત** (ભે-સત્ય) સ્ત્રી. [જુઓ 'ભે' દ્વારા.] જુઓ 'ભે.'
**ભેસું** ન. [જુઓ 'ભેંસ.'] ભેંસનું ચામડું [ક્રૂર
**ભે-સૂર** (ભે-સૂર) વિ. [સં, भय-शूर > પ્રા. भइ-सूर] (લા.)
**ભેળ** (ભેળ) પું. [જુઓ 'ભેળવુ'-'ભેળવવું.'] ભેળવવું એ, મિશ્રણ, ભેગ. (૨) ભેલાડ. (૩) (સેના વગેરેનું) ભંગાણ. (૪) મમરા સેવ ગાંઠિયા વગેરે વાનીઓનું મિશ્રણ, ચવાણું
**ભેળપ** (ભેળાપ) સ્ત્રી. [જુઓ 'ભેળું' + ગુ. 'પ' ત.પ્ર.] ભેળા રહેવાપણું
**ભેળ-ભંજવાડ** (ભેળ-) પું. [+જુઓ 'ભંજવાડ.'] ખેતરમાંના ઊભા મોલમાં ઢોરને ચરવા મૂકી દઈ કરવામાં આવતો બગાડ
**ભેળવણ** (ભેળવણ) ન. [જુઓ 'ભેળવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.], -**ણી** સ્ત્રી. [+ગુ 'અણી' કૃ.પ્ર.] ભેળવવાની ક્રિયા, મિશ્રણ
**ભેળવવું** (ભેળવવું) જુઓ 'ભળવું'માં.
**ભેળવું** (ભેળવું) સ.ક્રિ. [જુઓ 'ભળવું' દ્વારા.] ખાવાની દૃષ્ટિએ (ખેતરના ઊભા મોલમાં) ફરી વળવું. (૨) (લા.) વણસાડવું, બગાડ કરવો. (૩) મિશ્રણ કરવું. **ભેળાવું** (ભેળાવું) કર્મણિ., ક્રિ. **ભેળાવવું** (ભેળાવવું) પ્રે., સ.ક્રિ.

**ભેળસંભેળ** (ભેળ્ય-સમ્ભેળ્ય), **ભેળ-સેળ** (ભેળ્ય-સેળ્ય) સ્ત્રી. [જુઓ 'ભેળવું' દ્વારા.] બે પદાર્થોનું મિશ્રણ, અપ-મિશ્રણ, 'ઍડલ્ટરેશન.' (૨) (લા.) ગોટાળો [ભેળસેળવાળું

**ભેળસેળિયું** (ભેળ્ય-સેળિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.]

**ભેળ-હીન** (ભેળ્ય-) વિ. [+ સં.] ભેળ વિનાનું, ચોખ્ખું, નિખાલસ [ગમે તેવી રીતનું મિશ્રણ

**ભેળં-ભેળા** (ભેળમ્ભેળા) સ્ત્રી [જુઓ 'ભેળવવું,'-દ્વિર્ભાવ.]

**ભેળાઈ-સેળાઈ** (ભેળાઇ-સેળાઇ) ક્રિ.વિ. [જુઓ 'ભેળાવું-સેળાવું,' - + ગુ. 'ઈ' સં. ભૂ. કૃ.] એકમેક થઈને

**ભેળા(-ળા)ડ** (ભેળા(-ળા)ડ) પું. [જુઓ ભેળાવું + ગુ. 'આડ' કૃ.પ્ર.] ખેતરમાંના ઊભા મોલમાં ઢોર ચરવા મૂકી કરવામાં આવતો મોલનો બગાડ

**ભેળા(-ળા)ડવું** (ભેળા (-ળા) ડવું) સ.ક્રિ. [જુઓ 'ભેળા-(-ળા)ડ,'-ના.ધા.] ભેળાડ કરવો, ભેલાણ કરવું

**ભેળાણ** (ભેળાણ) ન. [જુઓ 'ભેળાવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] પરિચય. (૨) સંપીલા બની જવું એ. (૩) જુઓ 'ભેળાડ.'

**ભેળા-ભેળ** (ભેળા-ભેળ્ય) સ્ત્રી. [જુઓ 'ભેળવું,' દ્વિર્ભાવ.] જુઓ 'ભેળ-સંભેળ.' (૨) ક્રિ.વિ. સાથોસાથ, સાથે-લગું

**ભેળામણ** (ભેળામણ) ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'ભેળાવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] ભેળવવાની ક્રિયા. (૨) ભેળવવાનું એટલે કે મિશ્રણ કરવાનું મહેનતાણું

**ભેળાવવું, ભેળાવું** (ભેળા-) જુઓ 'ભેળવું'માં.

**ભેળાવું-સેળાવું** (ભેળાવું-સેળાવું) અ.ક્રિ. [જુઓ 'ભેળાવું,' દ્વિર્ભાવ.] ભેળસેળ થવું, એકબીજામાં મિશ્રિત થવું

**ભેળા(-ળી)-સાડો** પું. [જુઓ 'ભેળું' દ્વારા.] પરસ્પર થઈ ગયેલું મિશ્રણ. (૨) પરસ્પરનો સંબંધ કે સમાગમ. (૩) ભેળો વસવાટ

**ભેળિયો** વિ.,પું. [જુઓ 'ભેળું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ધોળા વાણા ને કાળા તાણાનો કામળો. (૨) ભૂવા ધૂણતી વેળા પહેરે છે તે અડદિયા રંગનું કપડું

**ભેળી** સ્ત્રી. [જુઓ 'ભેળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (મગની કે અન્ય દાળ ને ચોખાનું મિશ્રણ હોઈ) ખીચડી. (પુષ્ટિ.)

**ભેળીડું** વિ. [જુઓ 'ભેળું' + 'ઈડું' ત.પ્ર.] સાથે રહેનારું ભાગીદાર

**ભેળી-સાડો** જુઓ 'ભેળા-સાડો.'

**ભેળું** વિ. [જુઓ 'ભેળવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] સાથે કરેલું, મિશ્રિત, ભેગું, એકઠું, એકત્રિત

**ભેં** (ભેં) ક્રિ.વિ. [રવા.] 'ભેં' એવો અવાજ થાય એમ. [૦ કરવું (રૂ.પ્ર.) મોટેથી બોલવું]

**ભેંકડો** (ભેંકડો), **-ળો** પું. [રવા.] મોટે સાદે રડવાનો અવાજ [૦ તાણવો (રૂ.પ્ર.) મોટો અવાજ કાઢીને રડવું]

**ભેંકવું** (ભેંકવું) અ.ક્રિ. [રવા.] મોટે સાદે રડવું. **ભેંકાવું** (ભેંકાવું) ભાવે., ક્રિ. **ભેંકાવવું** (ભેંકા-) પ્રે., સ.ક્રિ.

**ભેંકાર**[1] (ભેંકાર) જુઓ 'ભેકાર.'

**ભેંકાર**[2] (ભેંકાર) પું. [રવા.] 'ભેં' એવો જાડો સાદો અવાજ

**ભેંકારવું** (ભેંકારવું) અ.ક્રિ. [રવા.] ભેંકડો કાઢી રડવું. **ભેંકારાવું** (ભેંકારાવું) ભાવે., ક્રિ. **ભેંકારાવવું** (ભેંકારાવવું) પ્રે., સ.ક્રિ.

**ભેંચો** (ભેંચો) પું. [રવા.] 'ભચ્ચ' અવાજ સાથે ચિપાયેલો લોંદો. (૨) માંસનો લોચો. (૩) છૂંદાયેલી વસ્તુ. (૪) (લા.) ભરાવો. (૫) કસ, દમ. [૦ ઊડવો, ૦ ઊડી જવો, ૦ નીકળી જવો (રૂ.પ્ર.) ભારે પરેશાનીમાંથી પસાર થવું. ૦ ઉડાવવો (રૂ.પ્ર.) જમીનદોસ્ત કરી નાખવું. ૦ કાઢવો (રૂ.પ્ર.) છૂંદો કરી નાખવો. (૨) થકવી દેવું]

**ભેંઠ** (ભેંઠ) ન. ગરબડ. (૨) લપ

**ભેંડ** (ભેંડ) ન. એ નામની એક વનસ્પતિ

**ભેંડાવ** (ભેંડાવ) પું. [રવા.] ઢોલ વગાડવાની એક ગત. (૨) (લા.) ફજેતો

**ભેંડી** (ભેંડી) સ્ત્રી. પારસ-પીપળાનું એક નામ

**ભેંડો** (ભેંડો) પું. તડાકો, પ્રબળ પ્રાપ્તિ [ગમ

**ભેંત** (ભેંત્ય) ક્રિ.વિ. [જુઓ 'ભીંત' દ્વારા.] તરફ, બાજુ,

**ભેંદું** (ભેંદું), **-દ** (ભેંદ) વિ. મૂર્ખ, બેવકૂફ

**ભેં-ભેં** (ભેંભેં) ક્રિ.વિ. [જુઓ 'ભેં,'-દ્વિર્ભાવ.] જુઓ 'ભેં.'

**ભેંશ** (ભેંશ્ય) જુઓ 'ભેંસ.'

**ભેંશડી,-ડું** (ભેંશડી,-ડું) જુઓ 'ભેંસડી,-ડું.'

**ભેંશ-પૂ(-પું)છો** (ભેંશ્ય-પૂ(પું)છો) જુઓ 'ભેંસ-પૂ(-પું)છો.'

**ભેંશર** (ભેંશર) જુઓ 'ભેંસર.'

**ભેંશલડી** (ભેંશલડી) જુઓ 'ભેંસલડી.'

**ભેંશલાં** (ભેંશલાં) જુઓ 'ભેંસલાં.'

**ભેંશલો** (ભેંશલો) જુઓ 'ભેંસલો.'

**ભેંશ-લેલું** (ભેંશ્ય-લેલું) જુઓ 'ભેંસ-લેલું.'

**ભેંશિયા-જળો** (ભેંશિયા-) જુઓ 'ભેંસિયા-જળો.'

**ભેંશી** (ભેંશી) જુઓ 'ભેંસી.'

**ભેંસ(-શ)** (ભેંસ્ય,-શ્ય) સ્ત્રી. [સં. महिषी > પ્રા. महिसी] ગાયના પ્રકારની જંગલી સ્વભાવની દુધાળા પ્રાણીની એક જાત, ઢોબું. (૨) ચોપાટની રમતમાં કાળા રંગનું સોગઠું. **૦ થઈ જવી** (રૂ.પ્ર.) ભેંસે સગર્ભા થવું. **૦નો ભાઈ** (રૂ.પ્ર.) તદ્દન મૂર્ખ. **૦ પાડે આવવી** (રૂ.પ્ર.) ભેંસનું ઋતુમતી થવું, ગર્ભ ધારણ કરવાની વૃત્તિ થવી. **૦ભડકામણું** (રૂ.પ્ર.) બિહામણું. **૦ ભાંગવી** (રૂ.પ્ર.) ભેંસ સાથે પાડાનો સંયોગ થવો. **૦મૂંડું** (રૂ.પ્ર.) મૂર્ખ, મંદ બુદ્ધિનું, પાડા-મૂંડ. **ભગરી ભેંશ જેવું** (-ભેંશ્ય,-સ્ય-) (રૂ. પ્ર.) મૂર્ખ

**ભેંસ(-શ)ડી** (ભેંસ્ય-(શ્ય)-ડી) સ્ત્રી. **-ડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય] (સામાન્ય.) ભેંસ

**ભેંસ(-શ)-પૂ(-પૂં)છો** (ભેંસ્ય,-શ્ય-) વિ., પું., [+ જુઓ 'પૂ(-પું)છ'+ગુ. 'ઉં' ત.પ્ર.] ભેંશના જેવા પૂંછડાવાળો એક પ્રકારનો છોડ [પાડો, ભેંસો

**ભેંસ(-શ)ર** (ભેંસ(-શ)ર) પું. [જુઓ 'ભેંશ(-સ)' દ્વારા.]

**ભેંસ(-શ)લ-ડી** (ભેંશ(-સ)લ-ડી) સ્ત્રી. [જુઓ 'ભેંસ(-શ)' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'લ' મધ્યગ.] ભેંસ. (પદ્યમાં.)

**ભેંસ(-શ)લાં** ન., બ.વ. [જુઓ 'ભેંસ(-શ)' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ઘણી ભેંસ, ઢોબાં

**ભેંસરું** (ભેંસરું) વિ. મળતાવડું [વચ્ચેનો ટેકરો

**ભેંસલી** (ભેંસલી) સ્ત્રી. ગાડાવાટમાં ઘસારાથી પડેલો

**ભેંસલું**[1] (ભેંસલું) વિ. [જુઓ 'ભેંસો' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) પાડા જેવું મૂર્ખ પ્રકૃતિનું

**ભેંસલું²** (ભેંસલું) ન. કૂવાના પરડાના વર્તુલનાં લાકડાંમાંનું એક લાકડું
**ભેંસ(-શ)-લેલું** (ભેસ્ય(-શ્ય)લેલું) ન. લેલાંની જાતનું એક પક્ષી
**ભેંસલો** (ભેંસલો) પું. ગાડાવાટમાંનો બે ચીલા વચ્ચેનો જરા ઊંચો ભાગ. (૨) ગિરનારનો દામાકુંડ ઉપરનો વાઘેશ્વરી માતાવાળો પૂર્વ-પશ્ચિમ પથરાયેલી ધારવાળો ડુંગર, રૈવતક (સ્કંદપુરાણનો). (સંજ્ઞા.)
**ભેંસા(-સો)-ગૂગળ** (ભેંસા-) પું. [જુઓ 'ભેંસો' + 'ગૂગળ.'] ગૂગળની એ નામની એક જાત [ભેંસનો ગોવાળ
**ભેંસા(૦ય)ત** (ભેંસ(૦ય)ત) પું. [જુઓ 'ભેંસ' દ્વારા.]
**ભેંસાલો** (ભેંસાલો) જુઓ 'ભેંસલો(૧).'
**ભેંસાસણ** (ભેંસાસણ) પું. [જુઓ 'ભેંસ' દ્વારા.] મોટો પાડો
**ભેંસાસુર** (ભેંસા-) પું. [જુઓ 'ભેંસો' + સં. असुर] પૌરાણિક માન્યતાનો 'સપ્તશતી-ચંડીપાઠ'માંનો એક 'મહિષ' નામનો અસુર, મહિષાસુર. (સંજ્ઞા.) (૨) (લા.) પાડા જેવો ડરામણો માણસ. (૩) ગધેડો
**ભેંસા-સૂર** (ભેંસા-) પું [જુઓ 'ભેંસો + 'સૂર.'] પાડાના જેવો મોટો આરડવાનો અવાજ
**ભેંસાસૂરી** (ભેંસા-) વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] કંઠ અને સૂર-તાલ વિના આરડીને ગાનારું
**ભેંસિ(-શ)યા-જળો** (ભેંશિ(-સિ)યા-) સ્ત્રી. [જુઓ 'ભેંસ(-શ)' + ગુ. 'ઇયું' ત.પ્ર. + જળો.'] જળો રી એક મોટી જાત
**ભેંસી(-શી)** (ભેંશી,-સી) સ્ત્રી. [જુઓ 'ભેંસ(-શ)' + ગુ. 'ઈ' ત.પ્ર.] ભેંસનું ચામડું [ચામડું
**ભેંસું** ન. [જુઓ 'ભેંસ' + ગુ. 'ઉં' ત.પ્ર.] ભેંસનું આળું
**ભેંસો** (ભેંસો) પું. [સં. माहिषक > પ્રા. महिसअ- જ. ગુ. 'ભઇસઅ-'] ભેંસનો નર, પાડો. (ગુ. માં 'ભેંસો' શબ્દ રૂઢ નથી; હિં. 'ભેંસા.')
**ભેંસો-ગૂગળ** (ભેંસો-) જુઓ 'ભેંસા-ગૂગળ.'
**ભૈ** પું. [જુઓ 'ભાઈ' > 'ભઈ'નું સ્વાભાવિક ઉચ્ચારણ] જુઓ 'ભાઈ.'
**ભૈકોઈ** ન. એ નામનું એક વૃક્ષ
**ભૈક્ષ(-ક્ષ્ય)** ન, [સં.] ભિક્ષાથી મેળવેલું કે મેળવવાનું અન્ન વગેરે, ભીખ
**ભૈક્ષ(-ક્ષ્ય)-કાલ(-ળ)** પું. [સં.] ભીખ માગવાનો સમય
**ભૈક્ષ(-ક્ષ્ય)-ચર્યા** સ્ત્રી. [સં.] ભીખ માગવા જવું એ. (૨) ભીખ માગીને મળેલા ઉપરનું ગુજરાન
**ભૈક્ષ(-ક્ષ્ય)-જીવિકા** સ્ત્રી. [સં.] ભીખ માગી ચલાવવામાં આવતું ગુજરાન, ભૈક્ષ્ય-ચર્યા [ચલાવનારું
**ભૈક્ષ(-ક્ષ્ય)-જીવી** વિ. [સં.,પું.] ભીખ માગી ગુજરાન
**ભૈક્ષ(-ક્ષ્ય)-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'ભિક્ષા-વૃત્તિ.'
**ભૈક્ષા(-ક્ષ્યા)હાર** પું. [+સં. आ-हार] ભીખથી માગી લાવેલા પદાર્થનું ભોજન
**ભૈક્ષા(-ક્ષ્યા)હારી** વિ. [સં.,પું.] ભૈક્ષાહાર કરનારું
**ભૈડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'ભૈડવું' (= ભરડવું).] ભરડ, ભરડો. (૨) કઠોળ ભરડતાં પડતો ભૂકો. (૩) કોસની વરત અને દોરડાને બાંધનારી લાકડાની મેખ. (૪) (લા.) આબરૂ. [૦ કાઢી ના(-નાં)ખવી (રૂ.પ્ર.) ભોપાળું ખુલ્લું કરવું. (૨) ખૂબ રગદોળવું. ૦ નીકળી જવી, ૦ વેરાઈ જવી (રૂ.પ્ર.) ભોપાળું ખુલ્લું થઈ જવું. (૨) ખૂબ રગદોળાવું. ૦ લાદવી (રૂ.પ્ર.) આફત વળગાડવી, આફતની સ્થિતિમાં મૂકવું]
**ભૈડકી** સ્ત્રી. [જુઓ 'ભૈડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'ભરડકી.' [ભયડકું
**ભૈડકું** ન. [જુઓ 'ભરડકું,'-પ્રવાહી ઉચ્ચારણ.] ભરડકું,
**ભૈડવું** સ.ક્રિ. [જુઓ 'ભરડવું'-પ્રવાહી ઉચ્ચારણ.] ભરડવું, ભયડવું. **ભૈડાવું** કર્મણિ., ક્રિ. **ભૈડાવવું** પ્રે., સ.ક્રિ.
**ભૈડાવવું, ભૈડાવું** જુઓ 'ભૈડવું'–'ભરડવું'માં.
**ભૈમી** સ્ત્રી. [સં.] વૈદર્ભ ભીમક રાજાની પુત્રી 'દમયંતી.' (સંજ્ઞા.). (૨) વૈદર્ભ બીજા ભીમકની પુત્રી 'રુક્મિણી.' (સંજ્ઞા.)
**ભૈય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભૈયો' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ઉત્તર પ્રદેશના ભૈયાની સ્ત્રી ['ભૈયો.'
**ભૈયાજી** પું., બ.વ. [જુઓ 'ભૈયો' + 'જી' માનાર્થે.] જુઓ
**ભૈયો** પું. [સં. भ्रातृ દ્વારા હિં. ભૈયા -વ્રજ. 'ભૈયો.'] ઉત્તર ભારતમાંથી ગુજરાતમાં કામ-ધંધે આવી રહેલ હરકોઈ જ્ઞાતિનો તે તે ઈસમ
**ભૈરવ** પુ. [સં.] શિવ-મહાદેવનું એક રુદ્ર રૂપ, કાળ-ભૈરવ. (૨) એ નામનો એક સવારનો મુખ્ય રાગ, ભેરવ. (સંજ્ઞા.)
**ભૈરવ-ઘાટી** સ્ત્રી. [+જુઓ 'ઘાટી.'[1]] ભયાનક પહાડી માર્ગ
**ભૈરવ-જપ** પું. [સં.] જુઓ 'ભેરવ-જપ.' [(યોગ.)
**ભૈરવાસન** ન. [+ સં. आसन] એ નામનું યોગનું એક આસન.
**ભૈરવી**[1] સ્ત્રી. [સં.] ભૈરવ રાગની એક કોમળ સ્વરોવાળી રાગિણી, ભેરવી. (સંજ્ઞા.)
**ભૈરવી**[2] વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ભૈરવને લગતું. [૦ચક્ર (રૂ.પ્ર.) વામમાર્ગીઓનો સમારંભ]
**ભૈષજ્ય** ન. [સં.] જુઓ 'ભેષજ.'
**ભૈષજ્ય-જ્ઞાન** ન. [સં.] જુઓ 'ભેષજ-જ્ઞાન.'
**ભૈષજ્ય-રસાયન** ન. [સં.] જુઓ 'ભેષજ-રસાયન.'
**ભૈષજ્ય-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'ભેષજ-વિદ્યા.'
**ભૈષજ્ય-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'ભેષજ-શાસ્ત્ર'
**ભો**[1] કે.પ્ર. [સં.] અરે, અહો
**ભો**[2] (ભૉ) પું. [સં. भय > પ્રા. भअ-ન.] ભય, બીક, ભે, દહેશત, ડર, ધાસ્તી
**ભો(-ભોં)ઇય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભો(-ભોં)ઈ' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] ભોઈ જાતિની સ્ત્રી, ભોંયણ
**ભો(-ભોં)ઈ** પું. [સં. भौमिक- > भोइअ-, ગામનો મુખી] પાલખી ઉપાડવાનો મૂળ ધંધો કરનારી કડિયા અને છો કરનારા કારીગરોની દક્ષિણ સૌરાષ્ટ્રની એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) ભરૂચ સુરત વગેરે જિલ્લાઓમાં માછીમારનો ધંધો કરતી એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**ભોક** જુઓ 'ભોંક.'
**ભોકર** (-રચ) સ્ત્રી. એક જાતની વનસ્પતિ
**ભોકરી** સ્ત્રી. એક જાતનું ફૂલઝાડ [પ્રે.,સ.ક્રિ
**ભોકવું** જુઓ 'ભોંકવું.' **ભોકાવું** કર્મણિ., ક્રિ. **ભોકાવવું**
**ભોકારું** ન. અંદરથી પોલાણવાળું બાકોરું, બખારું

**ભોકાવવું, ભોકાવું** જુઓ 'ભોકવું'–'ભોંકવું'માં.
**ભોકૂર** (-રય) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**ભોક્તવ્ય** વિ. [સં.] ભોજન કરવાને યોગ્ય. (૨) ભોગવવા જેવું [કરનાર, ભોગવનાર
**ભોક્તા** વિ. [સં., પું.] ભોજન કરનાર. (૨) ભોગવટો
**ભોક્તુ-કામ** વિ. [સં.] ખાવાની ઇચ્છા કરનારું. (૨) ભોગવવાની ઇચ્છા કરનારું
**ભોક્તૃ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] ભોક્તાપણું
**ભોક્ત્રી** વિ., સ્ત્રી. [સં.] ભોગવટો કરનાર (સ્ત્રી)
**ભોગ** પું. [સં.] ભોજન કરવું એ. (૨) ભોગવવું એ, ભોગવટો. (૩) મોજમજા, મોજશોખ. (૪) ભગવાનને કે ઇષ્ટ દેવ-દેવીને ધરવામાં આવતી ખાદ્ય-સામગ્રી, નૈવેદ્ય. (૫) પુષ્ટિમાર્ગીય મંદિરમાંના આઠ 'ભોગ'માંથી બપોરના ચારમાંનો બીજો ભોગ. (પુષ્ટિ.) (૬) બલિદાન. (૭) રાજ્યનો ખેતી વગેરેમાંથી લેવાતો દાણાના રૂપનો હિસ્સો, રાજ્ય-ભાગ. (૮) વિષય-સુખ. (૯) સર્પની ફેણ. [૦ આપવો, ૦ દેવો (રૂ.પ્ર.) બલિદાન આપવું. (૨) સ્વેચ્છાએ પ્રાણનું અર્પણ કરવું. ૦ આવવું (ભોગ્ય-) (રૂ.પ્ર.) ઉપયોગમાં આવવું. ૦ કરવો (રૂ.પ્ર.) સંભોગ કરવો. ૦ ચડા(-ઢા)વવો (રૂ.પ્ર.) દેવી વગેરેની સમક્ષ પશુહિંસા કરી એ અર્પણ કરવું. ૦ થવું, ૦ થઈ પડવું (રૂ.પ્ર.) સોસવું પડે એ સ્થિતિમાં મુકાવું. ૦ ધરવો, ૦ ધરાવવો (રૂ.પ્ર.) ઇષ્ટ દેવ-દેવીને નૈવેદ્ય ધરવું. ૦ના જોગ (રૂ.પ્ર.) માઠી દશા. ૦ પડવું (ભોગ્ય-) (રૂ.પ્ર.) (કોઈની) માલિકી નીચે જવું. ૦ ફરી વળવા (કે મળવા, લાગવા) (રૂ. પ્ર.) આફતનું આવી પડવું. ૦ લેવો (રૂ.પ્ર.) સામાનો પ્રાણ હરવો.]
**ભોગ-કાલ**(-ળ) પું. [સં.] તે તે નક્ષત્ર કે રાશિમાં તે તે ગ્રહનું રહેવું એ. (જ્યો.)
**ભોગ-કુલ**(-ળ) ન. [સં.] એ નામનું એક પ્રાચીન કુળ (આદિનાથ. ઋષભદેવે પૂજ્યસ્થાને સ્થાપેલાં ચારમાંનું એક) (સંજ્ઞા.) (જૈન.)
**ભોગ-તૃષ્ણા** સ્ત્રી. [સં.] ભોગવવાની પ્રબળ લાલસા
**ભોગ-ચોઘડિયે** (-ચૉઘડિયે) ક્રિ.વિ. [+ જુઓ 'ચોઘડિયું' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.], **ભોગ-જોગે** ક્રિ.વિ. [+ જુઓ 'જોગ' + ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] (લા.) અકસ્માત્, દૈવ-યોગે. (૨) સંયોગ-વશાત્ [વિષય-ત્યાગ
**ભોગ-ત્યાગ** પું [સં.] ભોગ ભોગવવામાંથી ખસી જવું એ,
**ભોગ-દશા** સ્ત્રી. [સં.] ભોગવાની હાલત
**ભોગણી** (ભોગ્યણી) સ્ત્રી. [સં. भोगिनी, અર્વા. તદ્ભવ] ભોગ કરનારી સ્ત્રી [એ, 'એબ્સ્ટિનન્સ'
**ભોગ-ત્યાગ** પું. [સં.] સાંસારિક મોજ-શોખ છોડી દેવાં
**ભોગ-દેહ** પું. [સં.] હિંદુ માન્યતા પ્રમાણે મરણ પછી જીવ જે એક પ્રકારનું શરીર ધારણ કરે છે તે
**ભોગદેહી** વિ. [સં.,પું.] ભોગ-દેહ ધારણ કર્યો હોય તેવું
**ભોગ-પતિ** પું. [સં.] ભોગ કરનારો ઉપપતિ કે યાર
**ભોગ-પદ્ધતિ** સ્ત્રી. [સં.] ખેતીના ઉત્પન્નમાંથી ભોગ વસૂલ કરવાની સરકારી રીત-રસમ
**ભોગ-પરાઙ્મુખ** વિ. [સં.] વિષય-સુખથી વિમુખ થયેલું
**ભોગ-પરાયણ** વિ. [સં.] ભોગ કરવામાં મચી રહેલું
**ભોગ-પિપાસા** સ્ત્રી. [સં.] જુઓ 'ભોગ-તૃષ્ણા.'
**ભોગ-પ્રધાન** વિ. [સં.] સંસાર-સુખને મુખ્ય માનીને જીવન પસાર કરનારું
**ભોગ-પ્રિય** વિ. [સં.] સંસાર ભોગવવાનું પસંદ કરનારું
**ભોગ-ભાવના** સ્ત્રી. [સં.] સંસાર-સુખ માણવાની લગની-વાળી ઇચ્છા
**ભોગ-ભૂમિ** સ્ત્રી. [સં.] જ્યાં કાંઈ કરવાનું નથી અને માત્ર પૂર્વે કરેલાં કર્મોનું ફળ જ ભોગવવાનું હોય તેવી ભૂમિ, અકર્મ-ભૂમિ. (૨) ભક્તિ જ્ઞાન વગેરે સાધનોની સર્વથા ઉપેક્ષા કરી દુન્યવી ભોગો માણવાનું ક્ષેત્ર
**ભોગ-મંદિર** (-મન્દિર) ન. [સં.] ઠાકોરજીને જે ઓરડામાં નૈવેદ્ય ધરાવવામાં આવે છે તેટલો વિભાગ. (પુષ્ટિ.)
**ભોગ-રત** વિ. [સં] દુન્યવી ભોગોમાં રચ્યું પચ્યું રહેલું, કામી, કામ-રત
**ભોગ-રાગ** પું. [સં.] મોજ-શોખ
**ભોગ-લાલસા** સ્ત્રી. [સં.] ભોગો ભોગવવાની ઉત્કટ ઇચ્છા
**ભોગ-લિપ્સા** સ્ત્રી. [સં.] 'ભોગેચ્છા.'
**ભોગવટો** પું. [જુઓ 'ભોગવવું' દ્વારા.] ઉપભોગ, વાપરવું એ. (૨) (લા.) વાપરવાનો હક્ક, કબજા-હક્ક, 'ઑક્યુ-પન્સી-રાઇટ'
**ભોગવટા-હક**(-ક્ક) પું. [જુઓ 'ભોગવટો' + 'હક(-હક્ક).'] ભોગવટાનો અધિકાર, 'ટેન્યોર'
**ભોગવત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'ભોગવવું' દ્વારા.] ભોગવવાની પરિસ્થિતિ, ભોગવટો
**ભોગવવું** સ.ક્રિ. [સં. भोग,-ना.धा] ઉપભોગ કરવો, વાપરતા રહેવું, ઉપયોગમાં લેવું. (૨) વહીવટી સત્તા અમલી બનાવવી. (૩) સ્ત્રીસંભોગ કરવો. (૪) સહન કરવું. **ભોગવાવું** કર્મણિ., ક્રિ. **ભોગવાવવું** પ્રે.,સ.ક્રિ.
**ભોગવાવવું, ભોગવાવું** જુઓ 'ભોગવવું'માં.
**ભોગ-વાસના** સ્ત્રી. [સં.] દુન્યવી ભોગ ભોગવવાની કામના
**ભોગ-વિલાસ** પું. [સં.] દુન્યવી આમોદ-પ્રમોદ માણવાની ક્રિયા, અમન-ચમન [હોવાપણું
**ભોગવિલાસિ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] ભોગવિલાસી
**ભોગવિલાસી** વિ. [સં.,પું.] ભોગ-વિલાસ કરનારું
**ભોગ-વૃત્તિ** સ્ત્રી. [સં.] દુન્યવી ભોગો ભોગવવાનું વલણ કે લગની
**ભોગ-વૈભવ** પું. [સં.] આનંદ-પ્રમોદ અને અમન-ચમન
**ભોગ-શીલ** વિ. [સં.] ભોગ ભોગવવાની આદતવાળું, ભોગ ભોગવ્યા કરતું
**ભોગ-સંજોગે** (-સઞ્જોગે) ક્રિ.વિ. [+ જુઓ 'સંજોગ' + 'એ' ત્રી. વિ.,પ્ર.] જુઓ 'ભોગ-ચોઘડિયે.' [તે ઉપકરણ
**ભોગ-સાધન** ન. [સં.] ભોગ ભોગવવામાં કામ લાગતું તે
**ભોગ-સામગ્રી** સ્ત્રી. [સં.] પ્રભુને ધરવાનું તે તે નૈવેદ્ય. (૨) ભોગનું તે તે સાધન [ક્ષણિક સુખ
**ભોગ-સુખ** ન. [સં.] દુન્યવી ભોગ-વિલાસથી અનુભવાતું
**ભોગસુખ-વાદ** પું. [સં] દુન્યવી ભોગ-વિલાસમાં જ સુખ છે એવો મત-સિદ્ધાંત

**ભોગસુખવાદી** વિ. [સં.,પું.] ભોગસુખ-વાદમાં માનનારું
**ભોગ-સ્થાન** ન. [સં.] ભોગ ભોગવવાનું ઠેકાણું. (૨) (લા.) સ્થૂલ દેહ
**ભોગળ**[૧] સ્ત્રી. [સં. अर्गला દ્વારા.] મોટા કે નાના દરવાજા ખીધડી ન પડે એ માટે અંદરના ભાગમાં રાખવામાં આવતો તે તે આગળો
**ભોગળ**[૨] ન. જુઓ 'ભૂંગળ.'
**ભોગળ-ભટિયો** જુઓ 'ભૂંગળ-ભટિયો.'
**ભોગળ-ભટ,-ટ્ટ** જુઓ 'ભૂંગળ-ભટ(-ટ્ટ).'
**ભોગળિયો** પું. [જુઓ 'ભોગળ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] આગળો, આગળિયો
**ભોગાકર્ષણ** ન. [સં. भोग + आ-कर्षण] ભોગ ભોગવવા તરફનું ખેંચાણ [હક
**ભોગાધિકાર** પું. [સં. भोग + अधि-कार] ભોગવટો કરવાનો
**ભોગાભિલાષ** પું. [સં. भोग + अभि-लाष] જુઓ 'ભોગેચ્છા.'
**ભોગામી** વિ. [સં. भोग દ્વારા] ભોગવટો કરવાની શરતે રાખેલું (જમીન વગેરે)
**ભોગાયતન** ન. [સં. भोग + आ-यतन] ભોગ ભોગવવાનું સ્થાન. (૨) (લા.) સ્થૂલ શરીર
**ભોગાવો**[૧] પું. સળગાવેલા લીંભાડામાં પડતું તે તે બાકોરું
**ભોગાવો**[૨] પું. સૌરાષ્ટ્રની વઢવાણ અને લીંબડી નજીકની તે તે નદીનાં નામ. (સંજ્ઞા.) [વામાં લગનીવાળું
**ભોગાસક્ત** વિ. [સં. भोग + आ-सक्त] એશઆરામ ભોગવ-
**ભોગાસક્તિ** સ્ત્રી. [સં. भोग+आ-सक्ति] એશઆરામ ભોગવવાની લગની
**ભોગાસન** ન. [સં. भोग + आसन] સંભોગ કરતી વેળા દેહનો થતો ઘાટ. (કામ.) [માંનો એક પ્રકાર
**ભોગાંગ** (ભોગાઙ્ગ) ન. [સં. भोग + अङ्ग] અંગસ્થળના ત્રણ-
**ભોગાંતરાય** (ભોગાન્તરાય) પું. [સં. भोग + अन्तराय] ભોગ ભોગવવામાં આવતી અડચણ. (જૈન.)
**ભોગિક** પું. [સં.] ગામનો મુખી રખેવાળ. (૨) ઘોડાનો રખેવાળ, ઠાણિયો
**ભોગિયા** સ્ત્રી. વાવણીનાં બી રાખવાની ટોપલી
**ભોગિયું** વિ. [સં. भोग + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભોગ ભોગવનારું, ભોગી
**ભોગી** વિ. [સં.,પું.] ભોગ કરનાર. (૨) દુન્યવી ભોગમાં રચ્યું-પચ્યું રહેનાર. (૩) (લા.) સંસારી, ગૃહસ્થી. (૪) પું. સર્પ [શેષનાગ
**ભોગીંદ્ર** (ભોગીન્દ્ર) પું. [સં. भोगिन् + इन्द्र] સર્પોનો રાજા
**ભોગેચ્છા** સ્ત્રી. [સં. भोग + इच्छा] ભોગો ભોગવવાની આકાંક્ષા [સત્તા માણવી એ
**ભોગૈશ્વર્ય** ન. [સં. भोग + ऐश्वर्य] ભોગ ભોગવવો અને
**ભોગૈશ્વર્ય-પ્રસક્ત** વિ. [સં.] ભોગ ભોગવવામાં અને સત્તા માણવામાં મસ્ત બનેલું [મદદની રકમ
**ભોગોત્ર** ન. [જુઓ સં. भोग દ્વારા.] ભોગવટા કાજે અપાતી
**ભોગોપભોગ** પું. [સં. भोग+उप-भोग] ભોગનો ભોગવટો, અમન-ચમન કરવાં એ [ન. માલ-મિલકત
**ભોગ્ય** વિ. [સં.] ભોગવવા પાત્ર, ભોગવટો કરવા જેવું. (૨)

**ભોજ** પું. [સં.] ભોજન-સમારંભ. (૨) કૃષ્ણકાલીન યાદવોનો એક ફિરકો. (સંજ્ઞા.) (૩) બારમી સદીનો માળવાનો વિદ્વાન એ નામનો એક પરમાર રાજા, ભોજદેવ. (સંજ્ઞા.)
**ભોજક** વિ. [સં.] ભોજન કરાવનાર. (૨) પું. ઉત્તર ગુજરાતના ત્રાગાળા બ્રાહ્મણોનું એ નામનું એક કુળ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [વ્યાપારોમાંનો એક. (કાવ્ય.)
**ભોજક-ત્વ** ન. [સં.] કાવ્ય અને નાટકમાંના બે માનસિક
**ભોજદેવ** પું [સં.] જુઓ 'ભોજ(૩).'
**ભોજન** ન. [સં.] ખાવું એ, જમવું એ. (૨) ખવડાવવું એ, જમાડવું એ. (૩) (લા.) ખાવાનો પદાર્થ (થાળીમાંનો બધો)
**ભોજન-કાલ**(-ળ) પું [સં.] જમવાનો થયેલો સમય
**ભોજન-ખરચ, ભોજન-ખર્ચ** પું., ન. [સં. + જુઓ 'ખરચ'-'ખર્ચ.'] ખોરાકીને લગતો વ્યય, ધીશી-ખર્ચ
**ભોજન-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] મકાનમાંનો જમવા બેસવા માટેનો ઓરડો, 'ડાઇનિંગ રૂમ' [ભોજનાલય
**ભોજન-ગૃહ** ન. [સં.,પું.] જમણવાર કરવાનું બાંધેલું મકાન,
**ભોજન-ત્યાગ** પું. [સં.] જમવાનું છોડી દેવાની ક્રિયા
**ભોજનત્યાગી** વિ. [સં.,પું.] જમવાનું છોડી દેનાર (વ્યક્તિ)
**ભોજન-દક્ષિણા** સ્ત્રી. [સં.] ભોજન ચાલુ હોય તેવે સમયે બ્રાહ્મણોને અપાતું રોકડ દાન [વાનીઓની તપસીલ
**ભોજન-પત્રક** ન. [સં.] જમવા આવનારાઓને માટેની
**ભોજન-પદાર્થ** પું. [સં.] ખાવાની તે તે વાનગી
**ભોજન-પાત્ર** ન [સં.] ભોજન કરવા માટેનું તે તે વાસણ
**ભોજન-ભટ,-ટ્ટ** પું. [સં. + જુઓ 'ભટ, -ટ્ટ.'] કેવળ ભોજન કરવામાં માનતો બ્રાહ્મણ. (૨) વિ. ખાઉધર. (૩) (લા.) ખુશામતિયું [માટે ઊભો કરેલો માંડવો
**ભોજન-મંડપ** (-મણ્ડપ) પું. [સં.] ભોજન કરવા બેસવા
**ભોજન-વિધિ** પું., સ્ત્રી. [સં.,પું.] જમવાની વ્યવસ્થિત પ્રવૃત્તિ
**ભોજન-વ્યય** પું. [સં.] જુઓ 'ભોજન-ખરચ.'
**ભોજન-વ્યવસ્થા** સ્ત્રી. [સં.] જમવાની ગોઠવણ
**ભોજન-વ્યવહાર** પું. [સં.] એક-બીજાનું રાંધેલું એક-બીજાં ખાઈ શકે એ પ્રકારનો સંબંધ
**ભોજન-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] જ્યાં બેસી સમૂહમાં ભોજન કરાતું હોય તેવું બાંધેલું સ્થાન, ભોજન-ગૃહ
**ભોજન-સમારંભ** (-સમારમ્ભ) પું. [સં.] જમણવાર
**ભોજન-સામગ્રી** સ્ત્રી. [સં.] ભોજન તૈયાર કરવાની કાચી પાકી બધી વસ્તુઓ [પહેરવું એ, અન્ન-વસ્ત્ર
**ભોજનાચ્છાદન** ન. [+ સં. आ-च्छादन] ખાવું અને ઓઢવું
**ભોજનાલય** ન. [+ સં. आलय] જુઓ 'ભોજન-ગૃહ.'
**ભોજનાવશેષ** પું. [+ સં. अव-शेष] જમતાં વધેલું એઠું, જૂઠણ
**ભોજનાવશિષ્ટ** વિ. [+ સં. अव शिष्ट] જમતાં પડયું રહેલું, એઠું, છાંડણ. (૨) ન. જુઓ 'ભોજનાવશેષ.'
**ભોજનાંત** (-ભોજનાન્ત) પું. [+ સં. अन्त] ભોજનની પૂર્ણાહુતિ, જમણવારની કે જમવાની સમાપ્તિ
**ભોજનાંત-દક્ષિણા** (ભોજનાન્ત-) સ્ત્રી. [સં.] ભોજન પૂરું થઈ જતાં બ્રાહ્મણોને અપાતું રોકડ દાન
**ભોજનાંતરાય** (ભોજનાન્તરાય) પું. [+ સં. अन्तराय] ભોજન કરતી વેળા આવતી અડચણ

**ભોજનિયું** ન. [સં. भोजन + ગુ. 'ઇયું' ત. પ્ર.] ભોજન. (પદ્યમાં)

**ભોજનીય** વિ. [સં.] ભોજન કરાવવા જેવું, ખાવા જેવું

**ભોજનોપયોગી** વિ. [સં. भोजन + उपयोगी, વિ.] જમવામાં કામ લાગે તેવું

**ભોજ-પતિ** પું. [સં.] ભોજવંશના યાદવોનો સ્વામી-કંસ

**ભોજ-પત્ર** ન. [સં. भूर्ज – > પ્રા. भुज्ज + સં.] ભૂર્જ નામના વૃક્ષની પાતળી અંતરછાલ. ભૂર્જપત્ર (મધ્ય કાલમાં જેનો કાગળને સ્થાને વિપુલતાથી ઉપયોગ થતો અને હજી પણ નાના યંત્રો લખી માદળિયામાં બંધાય છે.)

**ભોજપરી** વિ., સ્ત્રી. ['ભોજપરું' કોઈ ગામ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] શેરડીની એક જાત

**ભોજ-પરીક્ષક** વિ. [સં.] ભોજનના પદાર્થોની પરીક્ષા કરનાર

**ભોજપરો** પું. ['ભોજપરું' કોઈ ગામ + ગુ. 'ઉં' ત. પ્ર.] માથે બાંધવાના ફેંટાની એ નામની એક જાત

**ભોજપુરી** વિ., સ્ત્રી. [બિહારનું એક ગામ 'ભોજપુર' + ગુ. 'ઈ' ત.પ્ર.] બિહારની એ વિભાગની ભારતીય આર્યકુળની એક પ્રાંતીય સમૃદ્ધ બોલી. (સંજ્ઞા.)

**ભોજ-રાજ** પું. [સં.] જુઓ 'ભોજ(૩).'

**ભોજલું** ન. રાતા મોઢાનું વાંદરું, માંકડું

**ભોજ-વંશી** (-વંશ્યી) વિ. [સં.,પું.], **-શીય** વિ. [સં] ભોજવંશના યાદવોના કુળનું. (સંજ્ઞા.)

**ભોજાઈ** સ્ત્રી. [સં. भ्रातृ–जाया > પ્રા. भाउज्जाया > અપ. भाउज्जाई] ભાઈની પત્ની, ભાભી, ભાબુ

**ભોજાધિપ** પું. [સં. भोज + अधि-प] જુઓ 'ભોજ-પતિ.'

**ભોજાવતારી** વિ. [સં. भोज+अव-तारी, પું.] (લા.) ભોજના જેવું ખૂબ ઉદાર

**ભોજિયું** ન. રાત્રિએ ચળકતું લાગતું એક જાતનું જીવડું

**ભોજિયો**[1] પું. [સં. भोज + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ભોજન. [૦ દેવો (રૂ.પ્ર.) ખાઈ જવું, નુકસાનીમાં નાખવું ૦ ભજવવો (રૂ.પ્ર.) ખરાબ કામ કરવું]

**ભોજિયો**[2] વિ., પું. ગણતરીમાં ન આવે તેવો મામૂલી [માણસ

**-ભોજી** વિ. [સં.,પું., સમાસમાં ઉત્તર પદમાં)] ભોજન કરનાર (જેમકે 'માંસ-ભોજી' 'શાક-ભોજી')'

**ભોજ્ય** વિ. [સં.] જુઓ 'ભોજનીય'–'ભોક્તવ્ય.' (૨) ન. ખાવાનો પદાર્થ, ખાદ્ય. (૩) ભોગવવાની વસ્તુ

**ભોજ્યાભોજ્ય** વિ. [+સં. अ-भोज्य] ખાવા જેવું અને ન ખાવા જેવું, ભક્ષ્યાભક્ષ્ય

**ભોટ(-ઠ)**, **૦ડું** વિ. બુદ્ધિ વિનાનું, કશું ન સમઝે તેવું. [(૨) મૂર્ખ, બેવકૂફ

**ભોટડું** ન. અનાજમાં પડતી એક જાતની જીવાત, કિલ્લું

**ભોટવો** પું. માટીનો કૂંજો

**ભોટં(-ટિં)ગડી** જુઓ 'ભોરીંગણી.'

**ભોટી** સ્ત્રી. કૂતરી

**ભોટીલું** ન. નાનું ગલૂડિયું, કુરકુરિયું. (૨) વરુનું નાનું બચ્ચું

**ભોટો** પું. કમળનો ગોટો. (૨) મકાઈનો ડોડો

**ભોડ**, **૦ડું** જુઓ 'ભોટ,૦ડું'

**ભોડપ** (-પ્ય) જુઓ 'ભોંઠપ.'

**ભોઠામણ** ન., (-ણ્ય) સ્ત્રી. જુઓ 'ભોંઠામણ.'

**ભોઠું** જુઓ 'ભોંઠું.'

**ભોડ** (-ડ્ય) વિ., સ્ત્રી. પાકવા ઉપર આવેલું (ખાસ કરી આંબલીના કાતળા)

**ભોડકું** વિ. બોડું

**ભોડિયાં રીંગણાં** ન. બ.વ. નાની જાતનાં રીંગણાં

**ભોડી** સ્ત્રી. [જુઓ 'ભોડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (તુચ્છકારમાં) મોઢું. [૦ ભૂંસી ના(-નાં)ખવી (રૂ.પ્ર.) નાશ કરવો]

**ભોડું** ન. (ખાસ કરીને) સર્પનું મોઢું. [૦ ફૂટી મરી જવું (રૂ.પ્ર.) માથાકૂટ કરી થાકી જવું]

**ભોણ**[1] (-ભોણ) ન. [સં. भवन > પ્રા. भडण] સર્પ ઉંદર વગેરેને રહેવાનું જમીનમાંનું દર

**ભોણ**[2] (ભોણ) ન. તબલાં પખાજ વગેરેમાં હાથથી વગાડવાના ખાંચા ઉપર લગાડાતી ઘઉંના લોટની કઠણ લૂગદી

**ભોણિયું** (ભોણિયું) ન. [જુઓ 'ભોણ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] તબલાંની જોડમાંનું જેના ઉપર ભોણ લગાડવામાં આવે કે ન આવે તેવું ડાબે હાથે વગાડવાનું નરયું, બાંયું

**ભોણું** (ભોણું) ન. [સં. भोजनक- > પ્રા. भोअणअ-] જમણ, ભોજન [નબળા પ્રકારનું

**ભોતર** વિ. [હિં. 'ભોતા.'] ધાર વગરનું, બૂઠું. (૨) હલકું,

**ભોતી** સ્ત્રી. મજૂરી

**ભોતીદાર** પું. [+ ફા 'દાર' ત.પ્ર.] મજૂર

**ભોથર** જુઓ 'બોથડ.'

**ભોથું** ન. ખેતરમાંના મોલનાં મૂળિયાંનો ઝૂડો. (૨) શેરડીના ગાંઠ ઉપરનાં મૂળિયાંનો ઝૂડો. (૩) સાવરણીનું ઠૂંઠું. (૪) વિ. (લા.) ગમાર, અક્કલ્બૂથ. (૫) ઠોઠ, મૂર્ખ, જડ. (૬) બેડોળ કે બદસિકલ. (૭) કણબી વગેરે ખેડૂતોનું એક ખિજવણું. [૦ ભરવું (રૂ.પ્ર.) પેટ ભરવું]

**ભોથો** પું. ચોટલો

**ભોદું** વિ. ઓછી સમઝવાળું. (૨) ભોળું

**ભોધું** વિ. ઠોઠ. (૨) ઉલ્લુ

**ભોપલું** ન. કાણું (સુંબઈમાં)

**ભોપવું** સ.ક્રિ. તાકી તાકીને જોવું. ભોપાવું કર્મણિ., ક્રિ. ભોપાવવું પ્રે., સ.ક્રિ.

**ભોપળો** પું. એ નામની શાકની એક વનસ્પતિ

**ભોપાળ-સંગ** (-સઙ્ગ) વિ., પું. [સં. भूपाल–सिंह] (લા.) કમ-અક્કલ માણસ

**ભોપાવવું**, **ભોપાવું** જુઓ 'ભોપવું'માં.

**ભોપાળું** ન. પોલ, પોકળ, અંદરનું પોલાણ. (૨) (લા.) તર્કટ, કાવતરું. [૦ કાઢવું (રૂ.પ્ર.) ખાનગી ઉઘાડું પાડવું. ૦ નીકળવું (રૂ.પ્ર.) પોલ ખુલ્લી થઈ જવી]

**ભોપાં** ન., બ.વ. [જુઓ 'ભોપો.' મોટે ભાગે ન, બ.વ. માં] (કાંઈ તુચ્છકારને અર્થે) સૌરાષ્ટ્રના રબારી (માતાજીના ઉપાસક). (સંજ્ઞા.)

**ભોપી** પું. [જુઓ 'ભોપું.' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] મહાદેવનો પૂજારી, ભરડો. (૨) ભૂવો. (૩) ઠગ

**ભોપું** વિ. [જુઓ 'ભોપું.'] (લા.) દેખાવમાં જાડું-મોટું. (૨) અક્કલ વગરનું

**ભોપો** પું. ઊંટ વગેરે વેચવાનો ધંધો કરનાર રબારી. (સૌ.)
**ભોંફીડું** જુઓ 'ભફેલું.'
**ભો-ભટૂકું** વિ. અઠંકું, ઠીંગણું
**ભોભો** પું. સ્તન, બોબો
**ભોમ** (-મ્ય), ૦કા સ્ત્રી. [સં. भूमि,०का] ભૂમિ, જમીન, ધરતી. (૨) જન્મ-ભૂમિ
**ભોમ-વાર** પું. [સં. भौम-वार] મંગળવાર. (સંજ્ઞા.)
**ભોમિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'ભોમિયો' + ગું. 'અ-(-એ)ણ.'] ભોમિયાનું કામ કરતી સ્ત્રી
**ભોમિયું** વિ. [સં. भौमिकक -> પ્રા. भोमियअ-] જમીન રસ્તા વગેરેનું જાણકાર. (૨) (લા.) માહિતગાર
**ભોમિયેણ** (-ણ્ય) જુઓ 'ભોમિયણ.'
**ભોમિયો** વિ.,પું. [જુઓ 'ભોમિયું.'] પ્રદેશ તેમજ પ્રાચીન અર્વાચીન સ્થાનો અને પદાર્થોની જાણકારી ધરાવનાર આદમી. (૨) રાહબર. (૩) ઈડર રાજ્યના જૂના જાગીરદારોનો એક પ્રકાર. (સંજ્ઞા.)
**ભોયડો** પું. બળદનાં મોઢે અને માથે બંધાતું સૂતરનું સાધન
**ભોય-બલા** પું [સં. भूमि-बला] એ નામનો એક છોડ
**ભોય-ભાડું** જુઓ 'ભોંય-ભાડું.'
**ભોય-શિં(-શીં,-સિં,-સીં)ગ** (-ગ્ય) જુઓ 'ભોંય-શિંગ.'
**ભોયો** જુઓ 'ભોંયો.'
**ભોર¹** પું. [સં. भर] ગાડું ભરાય તેટલો ચડાવેલો લાકડાં વગેરેનો જથ્થો, ભર
**ભોર²** પું [વ્રજ.] વહેલી સવાર, મળસકું, પરોઢ
**ભોર-ફૂલ** ન. [જુઓ 'ફૂલ' દ્વારા.] બોરડીની જાતનું એક ઝાડ
**ભોરઠ** વિ. ઉંમરની દૃષ્ટિએ પાકવા આવેલું
**ભોરઠાવું** અ.ક્રિ. [જુઓ 'ભોરઠ,' -ના.ધા.] કૂણી ચામડીનું સુકાઈ તરડી જવું. (૨) કૂણા કણનું સુકાઈ કઠણ થઈ જવું [એક પક્ષી
**ભોરડી** સ્ત્રી. ખેતીના મોલને નુકસાન કરનારું એ નામનું
**ભોરણ** ન. શિયાળ લોંકડી વરુ વગેરેએ જમીનમાં ખોદી બનાવેલ બો, ભોંણ
**ભોરણિયું** જુઓ 'ભોણિયું.'
**ભોરસાલ** ન. એક પ્રકારનું વૃક્ષ, કાલાકડું
**ભોરંગ** (ભોરઙ્ગ) જુઓ 'ભોરિંગ.'
**ભોરંગી** (ભોરઙ્ગી) સ્ત્રી. એ નામનો એક છોડ
**ભોરં-ભોર** (ભોરમ્ભોર) ક્રિ.વિ. તદ્દન ખલાસ, સફા-ચટ
**ભોરિયો** પું. બાજરાનો પૂળો
**ભોરિં(-રં)ગ** (ભોરિ(-ર)ઙ્ગ) પું મોટો સર્પ, નાગ, ભુજંગ
**ભોરિં(-રીં)ગણી,-ણી** સ્ત્રી. એ નામનો એક જંગલી છોડ
**ભોલ** વિ. પોલું છતાં દેખાવમાં સ્થૂળ
**ભોલક,-કું** ન. કોળી વગેરે જ્ઞાતિનું એક ખિજવણું
**ભોલર** ન. ગોંડળ વગેરે બાજુ થતું મોટું અને ઓછાં બી વાળું પોલું જાડી છાલનું મરચું
**ભોલરિયો** પું. [જુઓ 'ભોલરું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ટાંકાની પેઠે મથાળે ખૂબ સાંકડા મોંનો કૂવો
**ભોલરી** સ્ત્રી. [જુઓ 'ભોલરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભોલરિયા કૂવા જેવી વાવ
**ભોલરું** પું. જુઓ 'ભોલરિયો.'
**ભોલવું** ન. ભજિયું
**ભોલુ** પું. વાંદરો
**ભોવન¹** ન. [સં. भुवन] દુનિયા, લોક, જગત
**ભોવન²** ન. [સં. भवन] મકાન, ઘર
**ભોવાયો** જુઓ 'ભવાયો.'
**ભોવાઈ** જુઓ 'ભવાઈ.'
**ભોશ(-સ)**,૦ડી સ્ત્રી., ૦ડો પું. સ્ત્રીની જનનેંદ્રિય. (અશ્લીલ.)
**ભોહ** ન. વેલાની બનાવેલી ઈંઢોણી
**ભોહરાવું** (ભોઃરાવું) અ.ક્રિ. મરણ પામવું
**ભોળ** પું. તમ્મર. (૨) તમ્મરથી થતી ફિલટી
**ભોળપ** (-પ્ય) સ્ત્રી., -પણ ન, [જુઓ 'ભોળું' + ગુ. 'પ'–'પણ' ત.પ્ર.] ભોળાપણું, ભોળાઈ [ભોળવવું એ
**ભોળવણી** સ્ત્રી. [જુઓ 'ભોળવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.]
**ભોળવવું** સ.ક્રિ. [જુઓ 'ભોળું,'-ના. ધા.] ઊંધું-ચતું કહી સમજાવી લેવું, ફોસલાવી લેવું. ફોસલાવી સમઝાવવું, વિશ્વાસ આવી રહે એમ છેતરી સમઝાવવું. ભોળવાવું કર્મણિ., ક્રિ. ભોળવાવવું પ્રે., સ.ક્રિ.
**ભોળવાવવું, ભોળવાવું** જુઓ 'ભોળવવું'માં.
**ભોળાઈ** સ્ત્રી. [જુઓ 'ભોળું' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'ભોળપ.' [જુઓ 'ભોળું.'
**ભોળિયું** વિ. [જુઓ 'ભોળું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]
**ભોળિયો** વિ., પું. [જુઓ 'ભોળિયું.'] ભોળા શંભુ-ભગવાન શિવ [જુઓ 'ભોળિયું'–ભોળું.'
**ભોળીડું** વિ. [જુઓ 'ભોળું' + ગુ. 'ઈડું' સ્વાર્થે ત.પ્ર.]
**ભોળું** વિ. [દે. પ્રા. भोलअ-] સરળ અને નિખાલસ સ્વભાવનું, વિશ્વાસુ સ્વભાવનું. [૦ **ભટ્ટા**, ૦ **ભટ** ૦ **ભટાક**, ૦ **ભા**, ૦ **ભાળું**, ૦ **ભાલું** (રૂ.પ્ર.) તદ્દન ભોળું]
**ભોળો** વિ., પું. [જુઓ 'ભોળું.'] જુઓ 'ભોળિયો.' [૦ **નાથ**, ૦ **શંકર**, (-શઙ્કર) ૦ **શંભુ** (-શમ્ભુ) (રૂ.પ્ર.) નિખાલસ હૃદયના ભગવાન શિવ. ('ભોળાનાથ' 'ભોળાશંકર' માનાર્થે.). ૦ **ભા**, ૦ **ભાઈ**, ૦ **રાજા** (રૂ.પ્ર.) તદ્દન ભોળો માણસ. ('ભોળા-ભા' 'ભોળા-ભાઈ' 'ભોળા-રાજા' માનાર્થે.)]
**ભોં¹** (ભોં) સ્ત્રી. [સં. भूमि દ્વારા] ભોંય, જમીન, ધરતી. (૨) માળ, મજલો. [૦ **ખોતરવી** (રૂ.પ્ર.) શરમાઈ જવું. ૦ **ચાટતું કરવું** (રૂ.પ્ર.) પછાડવું. (૨) મારી નાખવું. ૦ **માપવી** (રૂ.પ્ર.) પટકાઈ પડવું. ૦ **ભારે થવી કે થઈ પડવી** (રૂ.પ્ર.) ખૂબ જ શરમાવું. ૦ **ભેળું** (કે **સરખું**) **કરવું** (રૂ.પ્ર.) પછાડી પાડવું. ૦**માં ભંડારવું** (-ભણ્ડારવું) (રૂ.પ્ર.) દાટી દેવું] [અવાજ થાય એમ
**ભોં²** (ભોં) ક્રિ.વિ. [રવા.] ભૂંગળ મોટર વગેરેનો એવો
**ભોં-આમલી, ભોં-આંબલી** (ભોં-) સ્ત્રી. [જુઓ 'ભોં¹' + 'આમલી'–'આંબલી.'] એ નામની એક વનસ્પતિ
**ભોં-આમળાં, ભોં-આંબળાં** (ભોં-) ન., બ.વ. એક પ્રકારનાં ફળ [આવળની એક જાત
**ભોં-આવળ** (ભોં-આવળ્ય) સ્ત્રી. [જુઓ 'ભોં¹' + 'આવળ.']
**ભોંઈ¹**(-ય) ભોંઇ,-ય) સ્ત્રી. [જુઓ 'ભોં.'] જુઓ 'ભોં(૧)'

**ભોઈ**[૨] (ભોઇ) જુઓ 'ભોઈ.' [(૨) ભોંકાવાની અસર
**ભોંક** (ભોંક) પું. [જુઓ 'ભોંકવું.'] ભોંકવાની ક્રિયા, ભોંકણી.
**ભોંકડું** (ભોંકડું) વિ. બહુ જાડું
**ભોંકર** (ભોંકર) ન. એક જાતનું એ નામનું ઝાડ
**ભોંકવું** (ભોંકવું) સ.ક્રિ. [રવા.] (અણીદાર વસ્તુથી કાણું પડે એમ) ખોસવું, ઘોંચવું. **ભોંકાવું** (ભોંકાવું) કર્મણિ., ક્રિ. **ભોંકાવવું** (ભોંકાવવું), પ્રે.,સ.ક્રિ.
**ભોંકાવવું, ભોંકાવું** (ભોંકા-) જુઓ 'ભોંકવું'માં.
**ભોંકસ** (ભોંકસ) પું. જાદુગર. (૨) ડાકણો માણસ
**ભોંકા-ભોંક** (ભોંકા-ભોંક્ય) સ્ત્રી. [જુઓ 'ભોંકવું,'-દ્વિર્ભાવ.] વારંવાર ભોંકયા કરવું એ, ઘોંચા-ઘોંચી [બાંધકામ
**ભોં-કામ** (ભોં-) ન [જુઓ 'ભોં[૧]' + 'કામ.[૨]'] મકાનનું
**ભોંકાર** (ભોંકાર) પું. [રવા.] અવાજ. (૨) ભૂંકવું એ
**ભોં-કોઠી** (ભોં-કોઠી) સ્ત્રી. [જુઓ 'ભોં[૧]' + 'કોઠી.'] સુરંગ ફોડવા માટેનો જમીનમાં કરેલો ખાડો ['ભોંય-કોળું.'
**ભોં-કોળું** (ભોં-કોળું) ન. [જુઓ 'ભોં[૧]' + 'કોળું.'] જુઓ
**ભોં-ખાળ** (ભોં-) પું. [જુઓ 'ભોં[૧]' + 'ખાળ.'] જુઓ 'ભોંય-ખાળ.' [એક જાત
**ભોં-ચકલું** (ભોં-) સ્ત્રી. [જુઓ 'ભોં[૧]' + 'ચકલું.'] ચકલાંની
**ભોં(-ભો)ઠપ** (ભોં(-ભો)ઠપ્ય) સ્ત્રી. [જુઓ 'ભોંઠું' + ગુ. 'પ' ત.પ્ર.], **ભોં(-ભો)ઠા-પ(-મ)ણુ** (ભોં(-ભો) ઠાપ(-મ)ણુ ન. [+ગુ. 'પણ'–'મણ' ત.પ્ર.] ભોંઠા પડવાપણું, છોભીલાપણું
**ભોંઠી** (ભોંઠી) સ્ત્રી. જુઓ 'ભોં-કોઠી.'
**ભોં(-ભો)ઠું** (ભોં(-ભો)ઠું) વિ. છોભીલું પડેલું, શરમિંદ થયેલું, ભોંઠપવાળું, ખસિયાણું થયેલું
**ભોંડારો** (ભોંડારો) પું. ઉનાળામાં ફાલતો એક છોડ
**ભોંડું** વિ. મૂર્ખ, બેવકૂફ
**ભોં(૦ય)-તળ** ભોં(-ય)-તળ), **-ળિયું** ન. [જુઓ 'ભોં[૧]' + સં. तल + ગુ. 'ઇયું' ત.પ્ર.] જમીનનું તળિયું, -જમીનની સપાટી, ભૂમિ-તલ. (૨) મજલાઓવાળા મકાનનો જમીનને અડીને આવેલો માળ. [**-ળિયા ક્ષેત્રફલ**(-) ન. [+સં.] મકાન વગેરેની સપાટીનું ઓરસ-ચોરસ વગેરે તળું, 'કાર્પેટ-એરિયા'
**ભોંતું** (ભોંતું) વિ. કમ-અક્કલ
**ભોંતો** (ભોંતો) પું. ફળનો ન ખાઈ શકાય તેવો ભાગ
**ભોંદુ** (ભોંદુ) વિ. આળસુ, એદી. [**૦ લાલા** (રૂ.પ્ર.) એદી માણસ]
**ભોંપ** (ભોંપ) પું. [રવા.] (લા.) મોટરનું હોર્ન
**ભોં-પાતરી** (ભોં-) સ્ત્રી. [જુઓ 'ભોં[૧]' + સં. पत्रिका] એ નામની એક ભાજી [એ નામનો એક પથરાતો છોડ
**ભોં-પાથરી** (ભોં-) સ્ત્રી. [જુઓ 'ભોં[૧]' + 'પાથરવું' દ્વારા.]
**ભોંપું** પું. [રવા.] જુઓ 'ભોંપ.' ['મગફળી.'
**ભોં-ફળી** (ભોં-) સ્ત્રી. [જુઓ 'ભોં[૧]' + 'ફળી.'] જુઓ
**ભોં-ભાડું** (ભોં-) જુઓ 'ભોંય-ભાડું.'
**ભોં-ભોં** (ભોં-ભોં) ક્રિ.વિ. [રવા.] મોટરના હોર્ન વગેરેનો અવાજ થાય એમ
**ભોંય** (ભોંય) સ્ત્રી. જુઓ 'ભોં[૧](૧)'–'ભોઈ.[૧]'
**ભોંય-આમલી, ભોંય-આંબલી** (ભોંય-) જુઓ 'ભોં-આમલી'–'ભોં-આંબલી.'
**ભોંય-આમળાં, ભોંય-આંબળાં** (ભોંય-) જુઓ 'ભોં-આમળાં'–'ભોં-આંબળાં.'
**ભોંય-આવળ** (ભોંય-આવળ્ય) જુઓ 'ભોં-આવળ.'
**ભોંય-ઈકડ** (ભોંય-ઇકડ્ય) સ્ત્રી. [જુઓ ''ભોંય' + 'ઈકડ'.] એ નામનો એક વેલો [એ કંદ, રાની કંદ
**ભોંય-કંદ** (ભોંય-કન્દ) પું. [જુઓ 'ભોંય' + સં.] એ નામનો
**ભોંય-કાંકસી** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'કાંકસી.'] એ નામનો એક છોડ, ભોંય-કાંસકી ['ભોંય-કંદ.'
**ભોંય-કાંદો** (ભોંય-) પું. [જુઓ 'ભોંય' + કાંદો.'] જુઓ
**ભોંય-કાંસકી** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય + 'કાંસકી.'] જુઓ 'ભોંય-કાંકસી.' [ખૂંટીવાળું ભોંયરું
**ભોંય-કિલ્લો** (ભોંય-) પું. [જુઓ 'ભોંય' + કિલ્લો.'] મજ-
**ભોંય-કોળું** (ભોંય-કોળું) જુઓ 'ભોં-કોળું.'
**ભોંય-ખપાટ** (ભોંય-ખપાટ્ય) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'ખપાટ.'] એ નામની એક વનસ્પતિ
**ભોંય-ખાળ** (ભોંય-) જુઓ 'ભોં-ખાળ.'
**ભોંય-ગળી** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'ગળી.'] એ નામનો એક પથરાતી જાતનો છોડ
**ભોંય-ચંપો** (ભોંય-ચમ્પો) પું. [જુઓ 'ભોંય' + 'ચંપો.'] એ નામનું એક નાનું ફૂલ-ઝાડ
**ભોંય-જાંબુ** ન [જુઓ 'ભોંય' + 'જાંબુ.'] જાંબુનો એક પ્રકાર
**ભોંય-ડો(-દો)ડી** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'ડો-(-દો)-ડી.'] ડોડી નામની વનસ્પતિનો એક પ્રકાર
**ભોંય-તરવડ** (ભોંય-તરવડ્ય) સ્ત્રી. [જુઓ 'ભોંય' દ્વારા.] એ નામની એક વનસ્પતિ, મીંઢિયાવળ, સોનામુખી
**ભોંય-તળ,-ળિયું** (ભોંય-) જુઓ 'ભોં-તળ,-ળિયું.'
**ભોંય-દડી** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'દડી.] એ નામની એક વનસ્પતિ [નામની એક વનસ્પતિ
**ભોંય-દંડી** (ભોંય-દણ્ડી) સ્ત્રી. [જુઓ 'ભોંય'–'દંડી.'] એ
**ભોંય-દોડી** (ભોંય-) જુઓ 'ભોંય-ડોડી.'
**ભોંય-પત્રિકા** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + સં.] જુઓ 'ભૂમિ-પત્રિકા.'
**ભોંય-પાતરી** (ભોંય-) જુઓ 'ભોં-પાતરી.'
**ભોંય-પાથરી** (ભોંય-) જુઓ 'ભોં-પાથરી.'
**ભોંય-ફટાકો** (ભોંય-),**-કડો,-કિયો** પું. [જુઓ 'ભોંય' + 'ફટાકો,'-કડો,-કિયો.'.] જમીન ઉપર પછાડી ફોડવાનો ફટાકિયો ('ભીંતિયા'ના પ્રકારનો)
**ભોંય-ફૂદડી** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'ફૂદડી.'] છોકરીઓની ફૂદડીની એક રમત
**ભોંય-ફોગ** (ભોંય-ફોગ્ય) સ્ત્રી. [જુઓ 'ભોંય' દ્વારા.] એ નામની એક વનસ્પતિ [એ નામનો એક છોડ
**ભોંય-બલ, -ળ** (ભોંય-બલ્ય, -ળ્ય) સ્ત્રી. [જુઓ 'ભોંય'- દ્વારા]
**ભોંય-બલા** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'સં.'] એ નામની એક વનસ્પતિ [(૨) (લા.) ગરાસ, જાગીર
**ભોંય-ભાઠું** (ભોંય-) ન. [જુઓ 'ભોંય' + 'ભાઠું.'] જમીન.
**ભોંય-ભાડું** (ભોંય-) જુઓ 'ભોં-ભાડું.'
**ભોંય-મગ** (ભોંય-) પું., બ.વ. [જુઓ 'ભોંય' + 'મગ.']

મગફળી, ભોંય-શિંગ, માંડવી

**ભોંય-મધ** (ભોંય૰) ન. [જુઓ 'ભોંય' + મધ.'] જમીનમાંની ફાટમાંના મધપૂડાનું મધ [મયાળનો વેલો

**ભોંય-મયાળ** (ભોંય-) પું. [જુઓ 'ભોંય' + મયાળ.']

**ભોંય-રસ,-સો** (ભોંય-) પું. [જુઓ 'ભોંય' + સં. रस + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ગારના પોપડાઓમાં માટી મીઠું વગેરે નાખી બનાવેલો સોના ઉપર લગાડવાનો એક રગડો

**ભોંય-રીંગડી, -ણી** (ભોંય-] જુઓ 'ભોં-રીંગડી,-ણી.'

**ભોંયરું** ન. [સ. भौमगृहक- > પ્રા. भोम-हरअ-] મકાન વગેરેના તળની નીચેનો ઓરડો, ભૂમિ-ગૃહ, 'બેઇઝમેન્ટ ફ્લોર (ગ. વિ.), 'સેલર' [નામનું એક ઘાસ

**ભોંય-લાંપડો** (ભોંય-) પું. [જુઓ 'ભોંય'+'લાંપડો.'] એ

**ભોંય-વેલ** (ભોંય-વેલ્ય) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'વેલ.'] એ નામની એક વેલ

**ભોંય-શ(-સ)ણ** (ભોંય-શ(-સ)ણ્ય) સ્ત્રી. [ જુઓ 'ભોંય' + 'શણ.'] એ નામની ચોમાસુ એક વનસ્પતિ

**ભોંય-શમી** (ભોંય-) સ્ત્રી. [ જુઓ 'ભોંય' + સં. ] બોરડી, પટકંડી. (૨) બેઠી ખીજડી

**ભોંય-શં(-સં)સલી** (ભોંય-શઁ(-સઁ)સલી) સ્ત્રી. પેટલાદ બાજુ રમાતી એક રમત

**ભોંય-શિં(-શીં, -સિં, -સીં)ગ** (ભોંય-) સ્ત્રી. [જુઓ 'ભોંય' + 'શિં(-શીં,-સિં,-સીં,)-ગ.'] મગફળી, માંડવી, ભોંય-ચણ, ફોફાં

**ભોંય-શીરડ** (ભોંય-શીરડ્ય) સ્ત્રી. [જુઓ 'ભોંય' દ્વારા.] એ નામની એક વનસ્પતિ

**ભોંય-શીં(-સિં,-સીં)ગ** જુઓ 'ભોંય-શિંગ.'

**ભોંય-સણ**-(ભોંય-સણ્ય) જુઓ 'ભોંય-શણ.'

**ભોંય-સમેરવો** (ભોંય-) પું. [જુઓ 'ભોંય' + 'સમેરવો.'] સમેરવા નામની એક વનસ્પતિની જાત

**ભોંય-સંસલી** (ભોંય-સઁસલી) જુઓ 'ભોંય-શંસલી.'

**ભોંય-સિં(-સીં)ગ** (ભોંય-) જુઓ 'ભોંય-શિંગ.'

**ભોંય-સૂંથણિયો** (ભોંય-) વિ., પું. [જુઓ 'ભોંય' + સૂંથણિયું.'] (લા.) જમીનનું માપ કરનાર માણસ, 'સર્વેયર'

**ભોંયાર** (ભોંયાર) ન. [ સં. भौमागार > પ્રા. भोमायार ] જુઓ 'ભોંયરું.' [ભોમિયું, માહિતગાર

**ભોંયું** (ભોં-) વિ. [ સં. भौमिक-क > પ્રા. भोमियअ-દ્વારા]

**ભોંરતિયાં** (ભોંરતિયાં) ન., બ.વ. જમીન ઉપરના રજકણ

**ભોંસવું** (ભોંસવું) સ.ક્રિ. કહેવું, બોલવું, વદવું. **ભોંસાવું** (ભોંસાવું) કર્મણિ., ક્રિ. **ભોંસાવવું** (ભોંસાવવું) પ્રે., સ.ક્રિ.

**ભોંસાવવું, ભોંસાવું** (ભોંસા-) જુઓ 'ભોંસવું'માં.

**ભોઃકષ્ટમ્** કે.પ્ર. [સં.] 'અરે કષ્ટ' 'ભારે આફત' એવો ઉદ્ગાર

**ભૌ(-ભૌં)કવું** સ.ક્રિ. અર્થ વગરનું કે નકામું બોલવું. **ભૌ(-ભૌં)કાવું** કર્મણિ., ક્રિ. **ભૌ(-ભૌં)કાવવું** પ્રે., સ.ક્રિ.

**ભૌ(-ભૌં)કાવવું, ભૌ(-ભૌં)કાવું** જુઓ 'ભૌ(-ભૌં)કવું'માં.

**ભૌગોલિક** વિ. [સં.] પૃથ્વીને લગતું, (૪) ભૂપ્રદેશને લગતું, 'ટેરિટોરિયલ.' (૩) ભૂગોળ સંબંધી

**ભૌ(-ભૌં)ડાં** ન., બ.વ. આબુ આસપાસ રહેતી ભીલ જાતિનાં માણસ. (સંજ્ઞા.)

**ભૌતિક** વિ. [સં.] પ્રકૃતિનાં આકાશ વાયુ તેજ પાણી પૃથ્વી એ તત્ત્વને લગતું, પાર્થિવ. (૩) શરીરને લગતું, શારીરિક, 'ફિઝિકલ.' (આ.બા.) (૪) પદાર્થવિદ્યાને લગતું

**ભૌતિક-વાદ** પું. [સં.] દેખાતાં વાયુ તેજ પાણી અને પૃથ્વી એ ચાર તત્ત્વો સિવાય બીજું કશું જ નથી એવો મત-સિદ્ધાંત, નાસ્તિકવાદ, જડવાદ, ચાર્વાકવાદ, 'મેટીરિયાલિઝમ' ['મેટીરિયાલિસ્ટ'

**ભૌતિકવાદી** વિ. [ સં.પું. ] ભૌતિક-વાદમાં માનનારું,

**ભૌતિક-વિજ્ઞાન** ન., **ભૌતિક-વિદ્યા** સ્ત્રી. **ભૌતિક-શાસ્ત્ર** ન. [સં.] પદાર્થ-વિજ્ઞાન, 'ફિઝિક્સ.'

**ભૌતિકશાસ્ત્ર-વેત્તા, ભૌતિકશાસ્ત્રી** વિ. [ સં.,પું.] ભૌતિક-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર

**ભૌમ** વિ. [સં.] ભૂમિને લગતું, પાર્થિવ. (૨) પું. મંગળનો ગ્રહ અને વાર. (૩) ધૂમકેતુ, પૂંછડિયો તારો, 'કૉમેટ.' (૪) ભૂમિનો પુત્ર—નરકાસુર (જે ભારતવર્ષના પશ્ચિમ ભાગનો, નહિ કે આસામનો– 'પ્રાગ્જ્યોતિષ' નગરનો રાજા હતો અને કૃષ્ણે હણ્યો હતો.) (સંજ્ઞા.) [(જ્યો.)

**ભૌમ-પ્રદોષ** પું. [સં.] મંગળવારે આવતું પ્રદોષનું વ્રત.

**ભૌમ-વાર, -સર** પું. [સં.] જુઓ 'ભોમ-વાર.'

**ભૌમ-વિદ્યા** સ્ત્રી. [સં.] પૃથ્વીના પેટાળમાંના પદાર્થો તેમજ ધરતીકંપ વગેરેને લગતું શાસ્ત્ર, ભૂસ્તર-વિદ્યા, 'જિયોલૉજી'

**ભૌમાસુર** પું. [સં. भौम+असुर] જુઓ 'ભૌમ(૪)'

**ભૌમિક** વિ. [સં.] ભૂમિને લગતું. (૨) ભોમિયું. (૩) પું. જમીનદાર [ક્રિયા. (૨) સ્ત્રી. ભૂસ્તર-વિદ્યા

**ભૌમિકી** વિ., સ્ત્રી. [સં.] ભૂમિને લગતી તે તે વસ્તુ કે

**ભૌમિતિક** વિ. [સં.] ભૂમિતિ શાસ્ત્રને લગતું, 'જ્યોમેટ્રિકલ'

**ભૌંકવું** જુઓ 'ભૌકવું. **ભૌંકાવું** કર્મણિ., વિ. **ભૌંકાવવું** પ્રે., સ.ક્રિ.

**ભૌંકાર** પું. [રવા.] પોકાર

**ભૌંકાવવું, ભૌંકાવું** જુઓ 'ભૌ(-ભૌં)કવું'માં.

**ભૌંડાં** જુઓ 'ભૌડાં.'

**ભ્યાન** પું. ખાડો (શરીરની ચામડી ઉપરનો)

**ભ્રમ** પું. [સં.] ગોળ ગોળ ભમવું એ. (૨) (લા.) ભ્રાંતિ, ભ્રમણા, 'હેલ્યુસિનેશન.' (૩) સંદેહ, શંકા. (૪) ખોટો તર્ક. (૫) અન્યથા જ્ઞાન, 'ઇલ્યૂઝન.' (ન.ભો.) (વેદાંત.)

**ભ્રમક** પું. [સં.] ખોપરીમાંનો એક વિસ્તૃત જ્ઞાનતંતુ, 'વેગસ'

**ભ્રમ-કારક** વિ. [સં.], **ભ્રમ-કારી** વિ. [સં.,પું.] ભ્રમ કરાવનારું, ભ્રામક

**ભ્રમ-જડી** સ્ત્રી. [+ જુઓ 'જડી.'] એ નામની એક વનસ્પતિ

**ભ્રમ-જનક** વિ. [સં.] ભ્રમ ઊભો કરનારું, ભ્રામક

**ભ્રમ-જાળ** એ. [+ જુઓ 'જાળ.'] (લા.) ભ્રમમાં નાખનારી પરિસ્થિતિ

**ભ્રમણ** ન. [સં.] ગોળ ગોળ ફરવું એ. (૨) હરવું ફરવું એ. (૩) ફરવા જવું એ. (૪) ગ્રહોનું સૂર્ય આસપાસ ફરવું એ. (૫) શરીરમાં લોહીનું નસોમાં ફરવું એ

**ભ્રમણ-કક્ષા** સ્ત્રી. [સં.] ગ્રહો અને પૃથ્વીનો પોતપોતાનો સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ

**ભ્રમણ-કારી** વિ. [સં.,પું.] ભટક્યા કરનારું

**ભ્રમણ-કાલ(-ળ)** પું. [સં.] તે તે પ્રજા ક્યાંય સ્થિર થયા વિના ફર્યા કરતી હતી એ યુગ, ભ્રમણ-યુગ. (૨) ગ્રહો અને પૃથ્વીનો પોતપોતાની કક્ષામાં ફરવાનો લાગતો સમય ['રોટેશન'

**ભ્રમણ-ગતિ** સ્ત્રી. [સં.] ચક્રના જેવી ગોળ હિલચાલ,

**ભ્રમણ-માર્ગ** પું. [સં.] જુઓ 'ભ્રમણ-કક્ષા.'

**ભ્રમણ-યુગ** પું. [સં.] જેમાં તે તે પ્રજા ક્યાંય સ્થિર થયા વિના ફર્યા કરતી હતી એ કાલ, ભ્રમણ-કાલ

**ભ્રમણ-શીલ** વિ. [સં.] ભ્રમણ કર્યા કરવાની આદતવાળું. (૨) ગોપ-પ્રકૃતિનું (એક જ સ્થળે ન રહેતાં જુદે જુદે વસતું), 'નોમૅડિક' (ન.લો.)

**ભ્રમણા** સ્ત્રી. [સં. भ्रमण ન.] ભ્રાંતિ, ભ્રમ. (૨) વહેમ, સંદેહ. (૩) મિથ્યા-જ્ઞાન, 'ઇલ્યૂઝન' (જે. હિ.), (૪) ચિત્તભ્રમ સ્થિતિ, ઘેલછા, 'હૅલ્યુસિનેશન' (કે.હ.).

**ભ્રમ-દર્શન** ન. [સં.] ન હોય તેવા સ્વરૂપમાં પદાર્થ જોવો એ, આભાસ, અધ્યાસ, 'ઇલ્યૂઝન.' (ન.લો.)

**ભ્રમ-દંડી (-દણ્ડી)** સ્ત્રી. [સં.] એક પ્રકારનું એ નામનું ઘાસ

**ભ્રમ-દૂરીકરણ, ભ્રમ-નિરસન** ન., **ભ્રમ-નિરાસ** પું., ભ્રમ-નિવારણ ન., ભ્રમ-નિવૃત્તિ સ્ત્રી. [સં.] ભ્રાંતિ દૂર કરવાની–ટાળવાની ક્રિયા

**ભ્રમ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] જુઓ 'ભ્રમણા.'

**ભ્રમ-મય** વિ. [સં.] ભ્રમથી ભરેલું, ભ્રમાત્મક

**ભ્રમમૂલક** વિ. [સં.] ભ્રમને લઈ ઊભું થયેલું

**ભ્રમર**[1] પું. [સં.] ભમરો, ષટ્પદ

**ભ્રમર**[2] સ્ત્રી. [સં. भ्रू] આંખ અને કપાળની સંધિ ઉપરની કંઈક ધનુષાકાર રોમાવલી, ભમર, ભવાં

**ભ્રમર-ગુંજન (-ગુઞ્જન)** ન. [સં.] ભમરાઓનો મધુર ગણગણાટ [સ્ત્રી. [સં.] ભમરાઓની પંક્તિ

**ભ્રમર-પંક્તિ (-પઙ્ક્તિ), ભ્રમરાવલિ(-લી, ળિ, -ળી)**

**ભ્રમરી** સ્ત્રી. [સં.] ભમરી 'વર્ટિગો'

**ભ્રમ-રોગ** પું. [સં.] ચક્કર કે તમ્મર આવવાનો એક રોગ,

**ભ્રમ-વા** પું. [+ જુઓ 'વા.[2]'] જુઓ 'ભ્રમ-રોગ.' (૨) (લા.) રખડપટ્ટી કરવાની આદત

**ભ્રમાત્મક** વિ. [+ સં. आत्मन् + क] ભ્રમથી ભરેલું, ભ્રમમય

**ભ્રમિત** વિ. [સં.] રખડયા કરેલું. (૨) ભ્રમ પામેલું, ભ્રાંત થયેલું. (૩) મગજ ફરી ગયો હોય તેવું, ઘેલછાવાળું

**ભ્રમિત-ચિત્ત** વિ. [સં.] ગાંડું, ઘેલું, દીવાનું

**ભ્રમીલું** વિ. [સં. भ्रम + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'ભ્રમિત.'

**ભ્રમોત્પાદક** વિ. [સં भ्रम+उत्पादक] ભ્રમ ઊભું કરનારું, ભ્રામક

**ભ્રષ્ટ** વિ. [સં.] ઉપરથી નીચે જઈ પડેલું, ખડી પડેલું. (૨) ખસી ગયેલું. (૩) (લા.) વટલી ગયેલું. (૪) નીતિ-ભ્રષ્ટ. (૫) પાપી, દુરાચારી

**ભ્રષ્ટ-ચરિત્ર, ભ્રષ્ટ-ચારિત્ર્ય** વિ. [સં.] ભ્રષ્ટતાને માર્ગે પળેલું, ચારિત્ર્ય-ભ્રષ્ટ, વ્યભિચારી

**ભ્રષ્ટ-તા** સ્ત્રી. [સં.] ભ્રષ્ટ હોવાપણું. (૨) રુશ્વતખોરી, 'કરપ્શન'

**ભ્રષ્ટ-નષ્ટ** વિ. [સં.] ફના-ફાતિયા થઈ ગયેલું

**ભ્રષ્ટ-બુદ્ધિ, ભ્રષ્ટ-મતિ** વિ. [સં.] બગડી ચૂકેલી સમઝવાળું

**ભ્રષ્ટ-રાજ્ય** વિ. [સં.] રાજ્ય ઉપરથી ઊઠી ગયેલું કે ઉઠાડી મુકાયેલું, રાજ્ય-ભ્રષ્ટ થયેલું

**ભ્રષ્ટ-વાડો** પું. [+ જુઓ 'વાડો.'] ભ્રષ્ટાચાર, આભડછેટ

**ભ્રષ્ટા** વિ., સ્ત્રી. [સં., સ્ત્રી.] ભ્રષ્ટ સ્ત્રી

**ભ્રષ્ટાચરણ** ન. [સં. भ्रष्ट + સં. आ-चरण] આચાર-વિચાર છોડી દીધા હોય એવી સ્થિતિ, આચાર-વિચાર વિનાનું જીવન, આચાર-ભ્રષ્ટતા

**ભ્રષ્ટાચરણી** વિ. [સં.,પું.] ભ્રષ્ટાચરણ કરનારું, આચાર-ભ્રષ્ટ

**ભ્રષ્ટાચાર** પું. [- સં. भ्रष्ट + आ-चार] જુઓ 'ભ્રષ્ટાચરણ.'

**ભ્રષ્ટાચારી** વિ. [સં.,પું.] જુઓ 'ભ્રષ્ટાચરણી.'

**ભ્રષ્ટા-ભ્રષ્ટી** સ્ત્રી. [સં. भ्रष्ट,-દ્વિર્ભાવ+ગુ. 'ઈ' ત.પ્ર.] અડકા-બોળો, આભડછેટ

**ભ્રંશ(-સ) (ભ્રંશ,-સ)** પું. [સં.] ઉપરથી નીચેની બાજુએ ખડી પડવું એ, ધસી પડવું એ. (૨) (લા.) પડતી દશા, અધઃપાત

**ભ્રાજવું** અ.ક્રિ. [સં. भ्राज्, તત્સમ] પ્રકાશવું, ઝળહળવું, ઝગમગવું. (૨) શોભાયમાન થવું

**ભ્રાત** પું. [સં. भ्राता], **-તા** પું. [સં.] ભાઈ

**ભ્રાતૃ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] ભાઈચારો, ભાઈબંધી

**ભ્રાતૃ-દ્રોહ** પું. [સં.] ભાઈ તરફ કરવામાં આવતી બેવફાઈ

**ભ્રાતૃ-પ્રેમ** પું. [સં.,પું., ન.] ભાઈ તરફની પ્રીતિ, બંધુ-પ્રેમ

**ભ્રાતૃ-ભક્તિ** સ્ત્રી. [સં.] ભાઈ તરફની વફાદારી

**ભ્રાતૃ-ભવન** ન. [સં.] જન્મકુંડળીમાંનું ત્રીજું ઘર. (જ્યો.)

**ભ્રાતૃ-ભાવ** પું. [સં.] જુઓ 'ભ્રાતૃ-પ્રેમ.'-'ઍલ્ટ્રુઇઝમ' (પ્રા.વિ.)

**ભ્રાતૃ-ભાવના** સ્ત્રી. [સં.] ભાઈચારાની લાગણી

**ભ્રાતૃ-વત્સલ** વિ. [સં.] ભાઈને વહાલું. (૨) જેને ભાઈ વહાલો છે તેવું

**ભ્રાતૃવ્ય** પું. [સં.] કાકાનો કે બાપના મોટા ભાઈનો દીકરો ભાઈ, પિતરાઈ ભાઈ

**ભ્રાતૃ-સૌહાર્દ** ન. [સં.] જુઓ 'ભ્રાતૃ-પ્રેમ.'

**ભ્રાતૃ-સ્થાન** ન. [સં.] જુઓ 'ભ્રાતૃ-ભવન.'

**ભ્રાતૃ-હત્યા** સ્ત્રી. [સં.] ભાઈનું ખૂન

**ભ્રાત્રીય** વિ. [સં.] ભાઈનું સંતાન. (૨) પું. ભત્રીજો

**ભ્રામક** વિ. [સં.] ભમાવનારું. (૨) ભ્રમમાં નાખે તેવું, ભ્રમ ઉપજાવનારું, ભ્રાંતિકારક. (૩) (લા.) મિથ્યા, અવાસ્તવિક

**ભ્રામક-તા** સ્ત્રી. [સં.] ભ્રામક હોવાપણું [ભમાવાતું

**ભ્રામ્યમાણ** વિ. [સં.] ચક્કર ચક્કર ફેરવવામાં આવતું,

**ભ્રાહક** પું. રાંધ્યા પછી રહેલો ચૂલામાંનો ભઠ્ઠો

**ભ્રાંત**[1] (ભ્રાંત) વિ. [સં.] જુઓ 'ભ્રમિત.'

**ભ્રાંત**[2] (ભ્રાંત્ય) સ્ત્રી. [સં. भ्रान्ति] જુઓ 'ભ્રાંતિ.'

**ભ્રાંતચિત્ત** (ભ્રાન્ત-) [સં.] મગજ ઠેકાણે નથી તેવું, ગાંડું, ઘેલું, દીવાનું

**ભ્રાંતચિત્તતા, ભ્રાંત-તા** (ભ્રાન્ત-) સ્ત્રી. [સં.] ભ્રાંત-ચિત્ત હોવાપણું [ચિત્ત.'

**ભ્રાંત-બુદ્ધિ, ભ્રાંત-મતિ** (ભ્રાન્ત-) વિ. [સં.] જુઓ 'ભ્રાંત-

**ભ્રાંતાપહ્નુતિ** (ભ્રાન્તાપ-) સ્ત્રી. [+ સં. अप-ह्नुति] અપહ્નુતિ અલંકારનો એક ભેદ. (કાવ્ય.)

**ભ્રાંતિ** (ભ્રાન્તિ) સ્ત્રી. [સં.] ભ્રમ, ભ્રમણા. (૨) ખોટો કે આભાસરૂપ ખ્યાલ, 'ઇલ્યૂઝન.' (૩) મિથ્યા-જ્ઞાન. (૪) શંકા, સંદેહ, શક. (૫) ભૂલ, 'એરર'

**ભ્રાંતિ-કર, ભ્રાંતિ-કારક** (ભ્રાન્તિ-) વિ. [સં.], **ભ્રાંતિ-કારી** (ભ્રાન્તિ-) વિ. [સં.,પું.], **ભ્રાંતિ-જનક** (ભ્રાન્તિ-) વિ. [સં.] ભ્રમ ઉત્પન્ન કરાવનાર

**ભ્રાંતિ-જ્ઞાન** (ભ્રાન્તિ-) ન. [સં.] ભ્રમમૂલક ખ્યાલ, આભાસ-રૂપ ખ્યાલ, અધ્યાસ

**ભ્રાંતિમાન** (ભ્રાન્તિ-) વિ., પું. [સં. °માન્, પું.] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**ભ્રાંતિ-મૂલક** (ભ્રાન્તિ-) વિ. [સં.] ભ્રમથી ભરેલું, આભાસાત્મક, અ-યથાર્થ

**ભ્રાંતિ-યુક્ત** (ભ્રાન્તિ-) વિ. [સં.] ભ્રમવાળું, ભ્રમથી ભરેલું

**ભ્રાંતિ-વશ** (ભ્રાન્તિ-) વિ. [સં.] મિથ્યા ખ્યાલવાળું

**ભ્રુકુટિ, -ટી** જુઓ 'ભ્રૃકુટિ, -ટી'-'ભ્રૂકુટિ, -ટી.'

**ભ્રૂ** સ્ત્રી., **૦કુટિ, (-ટી** સ્ત્રી. [સં.] જુઓ 'ભ્રુ-કુટિ, -ટી.'

**ભ્રૂ-ક્ષેપ** પું. [સં.] સંકેત જણાવવા ભવાં ઊંચાં ચડાવવાં એ. (૨) આંખનો ઈશારો

**ભ્રૂણ** પું. [સં.] માતાના પેટમાંનો કાચો ગર્ભ

**ભ્રૂણ-કોશ(-ષ)** પું. [સં.] ગર્ભાશય [સ્રાવ

**ભ્રૂણ-સ્રાવ** પું. [સં.] કાચો ગર્ભ ઝરી પડવો એ, ગર્ભ-

**ભ્રૂણ-હત્યા** સ્ત્રી. [સં.] કાચા ગર્ભને પડાવી નાખવો એ, ગર્ભ-હત્યા ['ભ્રૂ-ક્ષેપ.'

**ભ્રૂ-ભંગ** (ભઙ્ગ), **ભ્રૂ-વિકાર, ભ્રૂ-વિક્ષેપ** પું. [સં.] જુઓ

**ભ્રૂ-વિલાસ** પું. [સં.] આંખની સ્નેહભરી હિલચાલ

**ભ્રૂ-સંકેત** (-સઙ્કેત) પું. [સં.] ભવાં ઊંચાં ચડાવી કરવામાં આવતો આંખનો ઈશારો




**મ**[1] પું. [સં.] ભારત-આર્ય વર્ણમાલાનો ઓષ્ઠ્ય ઘોષ અલ્પપ્રાણ અનુનાસિક વ્યંજન. એ જ્યારે શબ્દમાં કોઈ સ્વરની પછી હોય છે ત્યારે એની પૂર્વેનો સ્વર નાકમાંથી ઉચ્ચરિત થાય છે; શબ્દારંભે હોય છે ત્યારે 'મ' અનુનાસિક નથી. (૨) સંગીતના મધ્યમ સ્વરનો સંકેત. (સંગીત.) [આજ્ઞાર્થમાં)

**મ**[2] ક્રિ.વિ. [સં. मा] નહિ, ના, ન, મા, માં (નકારાર્થે

**મઈ** (મૈ) સ્ત્રી. ઊંટડી, સાંઢ, સાંઢણી

**મઉ** (મૌ) વિ. [સં. मृदु > પ્રા. मउ પ્રા. તત્સમ] (લા.) કંગાળ. [**૦ થવું** (રૂ.પ્ર.) દયાવું, નમીને રહેવું. (૨) કંગાળપણું બતાવવું. (૩) કંજૂસાઈ કરવી]

**મઉડા-વેડા** (મૌડા-) પું., બ.વ. [જુઓ 'મઉડું' + 'વેડા.' ભિખારી-વેડા, કંગાલિયત

**મઉડું** (મૌડું-) વિ. [જુઓ 'મઉ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ભૂખે ટળવળતું. (૨) ખાઉધરું

**મકક(-ર)દમ** જુઓ 'મુકાદમ.'

**મકડું** ન. એ નામનું કોઈ એક વેલાનું ફળ

**મકતબ** સ્ત્રી. [અર], **૦ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] મુસ્લિમ નિશાળ, મદ્રેસા

**મક(-ગ)તાશ** (-શ્ય) સ્ત્રી. [સં. मुक्त દ્વારા 'મકતું' + ગુ. 'આશ' ત.પ્ર.] મોકળાપણું, મોકળાશ, પગતાણ, પારવાણ

**મક(-ગ)તું** વિ. [સં. मुक्त + ગુ. 'ઉં' ત.પ્ર.] મોકળું, પગતું, પહોળાઈવાળું [(૨) 'કોંટ્રેક્ટર'

**મકતે-દાર** વિ. [જુઓ 'મકતો[1]' + ફા. પ્રત્યય] ઇજારદાર.

**મકતેદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] ઈજારો રાખવાપણું. (૨) કોંટ્રેક્ટ રાખવાપણું

**મકતો**[1] પું. ઈજારો, ઠેકો. (૨) કરાર, 'કોંટ્રેક્ટ'

**મકતો**[2] પું. [અર. મક્તઅ] જેમાં કવિ કે શાયરના નામની છાપ હોય છે તે ગઝલની છેલ્લી બેત

**મક(-ગ)દૂર, -રી** સ્ત્રી. [અર 'મકદૂર' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] શક્તિ, તાકાત [તોફાને ચડેલો હાથી

**મકન-ઘોટો** પું. [જુઓ 'મકનું' + 'ઘોટો' (મરાઠી).] (લા.)

**મકનું** વિ. કામાતુર, કામાસક્ત. (૨) મસ્ત, મદમત્ત. (૩) લઠ, મજબૂત. [**-નો હાથી** (રૂ.પ્ર.) મદમસ્ત હાથી. (૨) છકી ગયેલો માણસ. (૩) ઢીંગણો લઠ માણસ]

**મકબરો** પું. [અર. મક્બરહ્] રોજો, મકરબો (કબર ઉપરનું છત્રી જેવું બાંધકામ. એને ચારે બાજુ દીવાલ પણ હોય છે.)

**મકર**[1] પું. [સં.] મોટું માછલું. (૨) મગર, મઘર. (૩) સ્ત્રી. આકાશીય બાર રાશિઓમાંની દસમી રાશિ. (જ્યો.)

**મક(-ક્ક)ર**[2] પું. [અર. મક્ર્] દગો, ફરેબ, કપટ

**મકરેક** (-કય) સ્ત્રી. એ નામની એક માછલી, 'મેકરેલ'

**મકર-કુંડલ(-ળ)** (-કુણ્ડલ,-ળ) ન. [સં.] કાનમાં પહેરવાનું માછલીના આકારનું એક નાનું ઘરેણું

**મકર-કેતન, મકર-કેતુ** પું. [સં.] જેના ધ્વજમાં માછલીનું ચિહ્ન છે તેવો કામદેવ

**મકર-જના** સ્ત્રી. [જુઓ 'મકર[2]' + 'જનાન્' ('ઝન્'=સ્ત્રીનું બ.વ.)] દાવપેચ કરનારી કપટી સ્ત્રી. (૨) સ્ત્રીનું કપટ, સ્ત્રી-ચરિત્ર

**મકર-દમ** જુઓ 'મકડ-દમ.' -'મુકાદમ.'

**મકર-ધ્વજ** પું. [સં.] જુઓ 'મકર-કેતન.'

**મક(-ક્ક)-ર-બાજ** વિ. [જુઓ 'મક(-ક્ક)ર[2]' + ફા. પ્રત્યય] ધુતારું, દાવપેચવાળું, કપટી, છેતરનારું [છેતરપીંડી

**મક(-ક્ક)રબાજી** સ્ત્રી. [ફા. પ્રત્યય] ધુતારા-વેડા, દાવ-પેચ,

**મકર-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] પૃથ્વીનો સમશીતોષ્ણ કટિબંધ, 'ટ્રૉપિક ઑફ કૅપ્રિકૉર્ન'

**મકર-રાશિ** સ્ત્રી. [સં.,પું.] જુઓ 'મકર[૨](૩).' [લીટી

**મકર-રેખા** સ્ત્રી. [સં.] સમશીતોષ્ણ કટિબંધની કલ્પિત

**મકરવા** સ્ત્રી. મધમાખીનો એક પ્રકાર

**મકર-વૃત્ત** ન. [સં.] વિષુવ-વૃત્તની દક્ષિણે ૨૩½° ઉપરથી પૂર્વ પશ્ચિમ જતું વર્તુલ

**મકરવો** પું. શેરડીનો ટુકડો, ગંડેરી (ચૂસવા લાયક)

**મકર-વ્યૂહ** પું. [સં.] માછલાના આકારની સૈન્યની એક પ્રકારની ગોઠવણી

**મકર-સંક્રમણ** (-સઙ્ક્રમણ) ન., **મકર-સંક્રાંતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનું ધનરાશિમાંથી મકરરાશિમાં આવવું એ, ઉત્તરાયણ (ડિસેંબરની ૨૨ મી તારીખનો દિવસ. અયન-ચલનને કારણે એ ખસતો આવ્યો છે. પંચાગોમાં અત્યારે જાન્યુ.ની ૧૪ મી બતાવાય છે એ જૂના ગણિતને કારણે.). (જ્યો.)

**મકરંદ** (મકરન્દ) પું. [સં.] ફૂલના પરાગનો રસ, પુષ્પ-રસ

**મકરાકર** પું. [સં. मकर + आ-कर] સાગર, સમુદ્ર, દરિયો

**મકરાકાર** પું. [સં. मकर + आ-कार] માછલાનો ઘાટ. (૨) વિ. માછલાના ઘાટનું

**મકરાકૃત** વિ. [સં. मकर+आ-कृत ] જુઓ 'મકરાકાર(૨).'

**મકરાકૃતિ** સ્ત્રી., વિ. [સં. मकर + आ-कृति ] જુઓ 'મકરાકાર.' [(સંજ્ઞા)

**મકરાણ** પું. સિંધની વાયવ્યે આવેલો એ નામનો એક પ્રાંત.

**મકરાણી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મકરાણ દેશનો વતની. (સંજ્ઞા) (સૌરાષ્ટ્રમાં મુસ્લિમ મકરાણીઓ છે.)

**મકરાર્ક** પું. [સં. मकर + अर्क ] મકરરાશિમાં દાખલ થયેલો સૂર્ય. (જ્યો.)

**મકરાલય** ન. [સં. मकर + आ-लय ] સાગર, સમુદ્ર, દરિયો

**મકરાસન** ન. [સં. मकर + आसन ] એ નામનું યોગનું એક આસન (યોગ.)

**મકરિયો** પું. [સં. मकर + ગુ. 'ઇયું' ત.પ્ર.] મકરસંક્રાંતિને દિવસે બ્રાહ્મણને અપાતું દાન-દ્રવ્ય

**મકરી**[૧] સ્ત્રી. [સં.] માછલી. (૨) મગરની માદા

**મકરી**[૨] ન. વહાણમાં થાંભલા વગેરેને લગાડાતો લાકડાનો કે લોખંડનો ચોરસ ટુકડો. (વહાણ.)

**મકરોડું** ન. એ નામનું એક વૃક્ષ

**મકરોડો** પું ખેતી-કામમાં ઉપયોગી એ નામનું એક વૃક્ષ

**મકલાઈ** પું. અરબસ્તાનનો એ નામનો એક સફેદ પથ્થર. (૨) ગુંદરની એક જાત

**મકલાવવું, મકલાવાવું** જુઓ 'મકલાવું'માં.

**મકલાવું** અ.ક્રિ. જુઓ 'મલકાવું.' **મકલાવાવું** ભાવે., ક્રિ. **મકલાવવું** પ્રે., સ.ક્રિ.

**મકલી** સ્ત્રી. જુવારની એક જાત

**મકવાણો** પું. [અસ્પષ્ટ 'મકવાણ' + ગુ. 'ઉં' ત.પ્ર.] મકવાણ નામના પ્રદેશમાંથી આવેલી એક રાજપૂત જાતિનો પુરુષ. (સંજ્ઞા)

**મકસદ** સ્ત્રી. [અર.] ઈરાદો, ધારણા, હેતુ, આશય, ઉદ્દેશ

**મકાઈ** સ્ત્રી. જુવાર બાજરી જેમ ડૂંડાના રૂપમાં થતું એક કેસરી મોટા દાણાનું વન્ય ધાન્ય

**મકાઈ-ડો(-ડો)ડો** પું. [+ જુઓ 'ડો(-ડો)ડો.'] મકાઈનું ઉપર પાતળી પડી ઢંકાયેલી હોય છે તેવું ડૂંડું

**મકાટી** ન. માખણ [લેવાનો ઈજારો

**મકાત** સ્ત્રી. [અર. મુકાતિઅ્] જકાત, દાણ. (૨) દાણ

**મકાતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જકાત એકઠી કરવાનો ઈજારો લેનાર દાણી

**મકાતું** ન. રૂપિયા વગેરે સિક્કા પારખવાનું કામ

**મકાન** ન. [અર.] રહેવાનું સ્થાન, ઘર, ઇમારત. (૨) સગવડ, 'એકોમોડેશન' [ધણી. (૨) ચોકીદાર

**મકાન-દાર** વિ. [+ ફા. પ્રત્યય] મકાનનો માલિક, ઘર-

**મકાન-નિયમન** ન. [+ સં.] રહેવાની વ્યવસ્થા ઉપરનો કાબૂ, 'એકોમોડેશન કૉન્ટ્રોલ'

**મકાન-નિયામક** વિ. [+ સં.] રહેવાની વ્યવસ્થા કરાવી આપનાર અમલદાર, 'એકોમોડેશન-કન્ટ્રોલર'

**મકાન-ભત્થું(-થ્થું)** ન. [+ જુઓ 'ભત્થું (-થ્થું).'] ઘર-ભાડાને માટેનું પ્રદાન, 'હાઉસ-રેન્ટ એલાવન્સ'

**મકાન-ભાડું** ન. [+ જુઓ 'ભાડું.'] ઘર-ભાડું, 'હાઉસ-રેન્ટ'

**મકાન-માલિ(-લે)ક** પું. [+ જુઓ 'માલિ(-લે)ક.'] જુઓ 'મકાન-દાર(૧)'—'લેન્ડ-લૉર્ડ' [ધણી-પદ

**મકાનમાલિ(-લે)કી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મકાનનું

**મકામ** જુઓ 'મુકામ.'

**મકાયતું** વિ. મલકતું, ધીમું હસતું

**મ-કાર** પું. [સં.] 'મ' વર્ણ. (૨) 'મ' ઉચ્ચારણ. (૩) ૐકારની છેલ્લી અનુસ્વાર-રૂપ 'મ' શ્રુતિ. (૪) વામમાર્ગમાં વપરાતાં મદ્ય-મત્સ્ય માંસ મૈથુન અને મુદ્રા (તે તે શબ્દના આદ્ય અક્ષરને કારણે)—પંચ મકાર

**મકારવું** અ.ક્રિ. [જુઓ 'મ' દ્વારા 'મકાર', -ના. ધા.] 'નહિ' એમ કહેવું, નકારવું, ના પાડવી. **મકારાવું** ભાવે., ક્રિ. **મકારાવવું** પ્રે., સ.ક્રિ.

**મકારાવવું, મકારાવું** જુઓ 'મકારાવું'માં.

**મકારાંત** (-રાન્ત) વિ. [સં. म-कार + अन्त ] 'મ' જેના અંતમાં આવેલ છે તેવું [નીકળતું તેલ

**મકાસર** ન. કોસેબી કે કુસુમ નામની વનસ્પતિમાંથી

**મકીમ** પું. [અર. મુકીમ્] આડતિયો, દલાલ, 'એજન્ટ'

**મકીમી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] આડત, દલાલી, 'કમિશન'

**મકે** જુઓ 'મકાઈ.'

**મકે-ડો(-ડો)ડો** જુઓ 'મકાઈ-ડો(-ડો)ડો.'

**મકેયું** ન. [જુઓ 'મકે + ગુ. 'ઉં' ત.પ્ર.] મકાઈનો ડોડો

**મકોઈ** સ્ત્રી. પીલુડી, જાર (એક વૃક્ષ)

**મકોટો** પું. હાથીના દાંતની બનાવેલી ચૂડી ઉપર બંધાતી શોભાની કલગી [મકોડાની નાની જાત

**મકોડી** સ્ત્રી. [જુઓ 'મકોડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**મકોડો** પું. [દે.પ્રા. मक्कोडअ- ] મોટે ભાગે કાળા રંગનો વૃક્ષો તેમજ ભેજવાળી જમીનમાં થતો એક જીવડો. (કેટલાક મકોડા પાંખવાળા પણ હોય છે.). (૨) ઘરેણામાં નખાતી વાંકા ઘાટની કડી કે આંકડી. (૨) બરડાવાળાં પ્રાણી માત્રના બરડાનો તે તે મણકો

**મકોલ** (-ક્ય) સ્ત્રી. ખડી, ચાક, 'વ્હાઇટિંગ પાઉડર'

**મકૌ** ન. પોપટના પ્રકારનું એક પક્ષી

**મક્કડ** પું. [ સં. मर्कट ▶ પ્રા. मक्कड, વાંદરો, પ્રા. તત્સમ] (લા.) ઊંચો અને પાતળો માણસ

**મક્કડ-બંધ** (-બન્ધ) પું. [ + સં.] હાડકાંના સાંધાનો સ્નાયુઓનો એક પટો. (૨) કંઠનું એક પ્રાચીન સમયનું ઘરેણું [હાથી

**મક્કણ** પું. વીસ વર્ષથી ઓછી ઉંમરનો દંતૂશળ વિનાનો

**મક્કમ** વિ. [અર. મુદ્દક્રમ્] દઢ, મજબૂત. (૨) સ્થિર, અચળ, અડગ. (૩) (લા.) ધીરજવાળું. (૪) નિઃશંક

**મક્કમ-તા** સ્ત્રી. [ + સં., ત.પ્ર. ] મક્કમ હોવાપણું, દઢતા, મજબૂતી

**મક્કર** જુઓ 'મકર.[૨]'

**મક્કર-બાજ** જુઓ 'મકર-બાજ.'

**મક્કરબાજી** જુઓ 'મકરબાજી.'

**મક્કલ** પું. [સં.] પ્રસૂતાનો એક રોગ (ગર્ભાશયનાં ચાંદાંનો)

**મક્કલ-શૂલ**(-ળ) ન, [સં.] પ્રસૂતાની વેણને લગતો એક ગર્ભજ રોગ (જે પ્રસવ થયા પછી કેટલીક વાર ચાલુ રહે છે.)

**મક્કા** ન. [અર. મક્કાહ્ ] અરબસ્તાનનું એક પવિત્ર ગણાતું શહેર (જ્યાં મહંમદ પેગંબર સાહેબનો જન્મ થયેલો).(સંજ્ઞા.)

**મક્કાર** પું. દુભાષિયો. (૨) વેશધારી. (૩) વિ. ઢોંગી, કપટી. (૪) પ્રપંચી, ખટપટી

**મક્કાર-પણ** ન. [+ ગુ. 'પણ' ત.પ્ર.], **મક્કારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર ] કપટ, દગો. (૨) લુચ્ચાઈ

**મક્કા-શરીફ** ન. [+ જુઓ 'શરીફ.'] જુઓ 'મક્કા.'

**મક્કો** પું. એ નામનું એક કરિયાણું

**મક્કોલ** પું. [સં.] ખડી, ચોક,' 'વ્હાઇટિંગ પાઉડર'

**મક્ખી(-ખ્ખી)ચૂસ** વિ. [હિં.] (લા.) ખૂબ લોભિયું, કંજૂસ, કરપી (તેલમાં પડેલી માખીને પણ ચૂસી તેલ જવા ન દે તેવું)

**મક્તો** જુઓ 'મકતો.[૧]'

**મક્ષિ(-ક્ષી)કા** સ્ત્રી. [સં.] માખી. (૨) મધમાખ

**મક્ષિ(-ક્ષી)કા-દંશ** (-દંશ) પું. [સં.] મધમાખનો કરડ

**મખ** પું. [સં.] યજ્ઞ. (૨) ઉત્સવ, તહેવાર

**મખદૂમ** વિ. [અર.] સેવા કરવાને યોગ્ય. (૨) પું. મુસલમાન ધર્મોપદેશક

**મખનાર** સ્ત્રી. જુઓ 'મખાણ.'

**મખ-બલિ** પું. [સં.] યજ્ઞમાં હોમવાનું નૈવેદ્ય

**મખમલ** સ્ત્રી., ન. [અર.] ખાસ પ્રકારનું એક રેશમી કાપડ

**મખમલિયું** ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મખમલના જેવી સુકોમળ રુવાંટીવાળું એક ચોમાસુ જીવડું, ઇંદ્ર-ગોપ

**મખમલી[૧]** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મખમલને લગતું. (૨) મખમલના જેવું સુકોમળ અને મુલાયમ

**મખમલી[૨]** સ્ત્રી. એ નામનો એક છોડ [નશાબાજ

**મખમૂર** વિ. [અર.] દારૂનું વ્યસની, દારૂડિયું, નશાખોર,

**મખ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] યજ્ઞ-શાળા

**મખાણ** પું. એ નામની એક વનસ્પતિ, મખનાર

**મખાણું** ન. એ નામનું એક વનસ્પતિજન્ય ઔષધ

**મખાણો** પું. કમળ-કાકડીનું બી (જેની ધાણી કરી ફલાહારમાં લેવાય છે.) [મિષ

**મખાંતર** ન. [સં. मिष + अन्तर = मिषान्तर] બહાનું, વ્યાજ,

**મખિયરડું** ન. [જુઓ 'માખી' દ્વારા.] આંખ પર બેસતી માખીઓને અટકાવવા બંધાતી એક પ્રકારની પટ્ટી

**મખિયાણ, -ણો, મખિયારડો** પું. [જુઓ 'માખી' દ્વારા.] બળદના માથા ઉપર બાંધવાનો એક સાજ

**મખિયારું** ન. જુઓ 'મખિયરડું.'

**મખેરડો** પું. [જુઓ 'માખી' દ્વારા.] જુઓ 'મખિયાણ.'

**મખેરું** ન. મોઢું, મુખ

**મખ્ખી-ચૂસ** જુઓ 'મક્ખી-ચૂસ.'

**મગ[૧]** પું. [સં. मुद्ग ▶ પ્રા. मुग्ग] અડદના પ્રકારનું લીલા દાણાનું એક કઠોળ. [**૦ ઓરવા, ૦ ભરવા** (રૂ. પ્ર.) બોલવું ઘટે ત્યાં ન બોલવું. **૦ ચઢ(-ઢ)વા** (રૂ.પ્ર.) કામ પાર પડવું. **૦ ચણા ભરડવા** (રૂ.પ્ર.) ગમે તેમ બોલવું, ઢંગધડા વિનાનું કહેવું. **૦ ચોખા ભેગા થવા** (રૂ.પ્ર.) કામ પૂર્ણ થવું. **૦નું નામ (૦ મરી) ન પાડવું** (રૂ.પ્ર.) કશી સ્પષ્ટતા ન કરવી. **૦ ને અડદ ભેગા કરવા. (૦ કે ભરડવો)** (રૂ.પ્ર.) ખરું ખોટું ભેળસેળ કરવું. **૦ને પાપડે મળા કરવી** (રૂ.પ્ર.) કશો ફાયદો ન થવો. **૦માંથી પગ નીકળવા** (રૂ.પ્ર.) નાને મોઢે ઝાઝું બોલવું. **૦ વેરવા, ૦ વેરાઈ જવા** (રૂ. પ્ર.) નાગું કે ઉઘાડું દેખાવું. **મોંમાં મગ ભરવા (મોં:-)** (રૂ.પ્ર.) મૂંગું રહેવું]

**મગ[૨]** ના.યો. [સં. मार्ग ▶ પ્રા. मग्गा] સુધી, લગી, લગણ, ભણી, તરફ (મોટે ભાગે સર્વનામ સાથે : 'એણી મગ' 'આણી મગ' વગેરે)

**મગ[૩]** પું. [વિદેશી 'મગી.'] વિદેશમાંથી આવેલી સૂર્યપૂજક એક બ્રાહ્મણ જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મગ-કૂકડી** સ્ત્રી., [જુઓ 'મગજ[૧]' + 'કૂકડી.'] (લા.) એ નામની ઉત્તર ગુજરાતમાં રમાતી એક રમત

**મગજ[૧]** પું. [જુઓ 'મગદળ.'] ચણાના લોટની દૂધનો ધાબો આપી ઘીમાં સેકી કાચી ખાંડ કે સાકરનો ભૂકો નાખી કરવામાં આવતી એક મીઠાઈ

**મગજ[૨]** ન. [ફા. મગ્ઝ્ ] માથાની ખોપરીમાંનો સમઝણ-શક્તિના જ્ઞાનતંતુઓવાળો એક મુલાયમ ભાગ. (૨) ફળ કોટલાં વગેરેમાંનાં અંદરનાં બીજ અને ગર. (૩) (લા.) બુદ્ધિ, અક્કલ, સમઝ. [**૦ ઉપર છારી વળવી (-ઉપરય-)** (રૂ.પ્ર.) મગજ બહેર મારી જવું, વિચાર-શક્તિ ન હોવી. **૦ ઊંધું ચત્તું થઈ જવું** (રૂ.પ્ર.) મૂંઝાઈ જવું. **૦ કહ્યું ન કરવું** (રૂ.પ્ર.) વિચાર-શક્તિ ન હોવી. **૦ ખસવું, ૦ ખસી જવું** (રૂ.પ્ર.) ગાંડપણ આવવું. **૦ ખાવું, ૦ ખાઈ જવું** (રૂ.પ્ર.) કંટાળો આપવો. **૦ ઠેકાણે ન હોવું** (રૂ.પ્ર.) વ્યગ્ર હોવું. (૨) ગાંડપણ આવવું. **૦નાં બારણાં ઊઘડવાં** (રૂ.પ્ર.) સૂઝ પડવી, સમઝ આવવી. **૦નું ખસેલું, ૦નું ચસકેલું** (રૂ.પ્ર ) ગાંડું. **૦નું ફરેલું, ૦નું ફાટેલું** (રૂ..પ્ર.) ઉદ્ધત. (૨) મગરૂર. **૦નો ખીમો કાઢવો** (રૂ.પ્ર.) મગજ થાકી જાય એવું કામ કરવું. **૦ પાકી જવું** (રૂ.પ્ર.) કંટાળો આવવો. **૦ ફરવું, ૦ ફરી જવું** (રૂ.પ્ર.) અક્કલ ન ચાલવી.

(૨) ગાંડપણ આવવું. ૦ ફેરવવું (રૂ.પ્ર.) માથાકૂટ કરવી, માનસિક શ્રમ લેવો, ૦ બહેર મારી જવું (-બ્હે:ર-) (રૂ.પ્ર.) વિચાર-શૂન્ય થઈ જવું. ૦ ભમી જવું (રૂ.પ્ર.) બુદ્ધિ સ્થિર ન રહેવી. ૦માં આવવું, ૦માં ઊતરવું, ૦માં ઠસવું, ૦માં બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) સમઝાવું. ૦માંથી ખસવું (રૂ.પ્ર.) ભુલાઈ જવું, વિસ્મૃતિ થવી. ૦માં પવન ભરાવો (રૂ.પ્ર.) મગરૂર બનવું. (૨) ગ્રહવું. ૦માં રાઈ હોવી (રૂ.પ્ર.) ભારે ગર્વીલા બની રહેવું]

**મગજ-તરી** વિ., સ્ત્રી. [જુઓ 'મગજ[2]' + 'તરવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મગજને તર કરે તેવી (બદામ વગેરે)

**મગજ-તંતુ** (-તન્તુ) પું. [જુઓ 'મગજ[2]' + સં.] જ્ઞાન-તંતુ

**મગજધ** પું. [જુઓ 'મગજ.[1]'] 'મગજ.[1]' [(બ.ક.ઠા.)

**મગજ-ફલક** ન. [જુઓ 'મગજ[2]' + સં.] મગજરૂપી પાટિયું.

**મગજ-મારી** સ્ત્રી. [જુઓ 'મગજ[2]' + 'મારવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] (લા.) વિચાર કે વિવાદ કરવાની આકરી મહેનત, માથાફોડ, લમણાઝીંક

**મગજ-સોજો** પું. [જુઓ 'મગજ[2]' + 'સોજો.'] મગજના તંતુઓમાં થતો સોજાનો રોગ

**મગજિયું** વિ., ન. [જુઓ 'મગજ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મગજ-શક્તિને પોષણ આપે તેવું (વસાણું વગેરે)

**મગજી** સ્ત્રી. [ફા. મગ્ઝી] કપડામાં કરવામાં આવતી ઝીણી સીવેલી કોર, સંજાબ

**મગજી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] મગજી લગાવેલી હોય તેવું

**મગટ** પું. ઘોડાની એક જાત

**મગડી, -ડી[1]** સ્ત્રી. મગફળીની એક ઝીણી જાત

**મગ-ડી[2]** સ્ત્રી. [જુઓ 'મગ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મગની એક નાની જાત

**મગડો** પું. ગુલઆસનું બી, ગલનું બી

**મગડોળી** સ્ત્રી. મહુડાનાં બી, ડોળી

**મ-ગણ** પું. [સં.] ત્રણે સ્વર કે અક્ષર ગુરુ હોય તેવો પિંગળશાસ્ત્રના આઠ ગણોમાંનો એક ગણ (= 'મીમાંસા' 'કર્તવ્યો'). (પિં.) [૦ જગણ (રૂ.પ્ર.) મેલી વિદ્યા, મંતર-જંતર]

**મગતડું(-રડું, -રું)** ન. [જુઓ 'મગ[1]' + દ્વારા.] મગનું ફોતરું. (૨) મગફળીનું ફોતરું. (૩) (લા.) એક જાતનું બારીક જંતુ, માખીનું નાનું બચ્ચું. (૪) ગાદલાં ગોદડાંનો ડામચિયો. (૫) મચ્છર. (૬) વિ. ક્ષુલ્લક, ક્ષુદ્ર, ફૂસલું

**મગતાશ** (-શ્ય) જુઓ 'મકતાશ.'

**મગતું** જુઓ 'મકતું.' [જેવી મીઠાઈ

**મગદળ[1]** ન. [જુઓ 'મગ[1]' + 'દળ.'] મગના લોટની મગજ

**મગદળ[2]** ન. [સં. मुद्गर, પું.] કસરત કરવાનું હાથથી ઉપાડી ફેરવવાનું લાકડાનું ખાસ ઘાટનું ગચિયું, મુગદળ

**મગદળવું** સ.ક્રિ. [જુઓ 'મગદળ,[2]'—ના. ધા.] મગદળથી કચડી નાખવું. મગદળાવું કર્મણિ.,ક્રિ. મગદળાવવું પ્રે., સ.ક્રિ.

**મગદળાવવું, મગદળાવું** જુઓ 'મગદળવું'માં.

**મગદાળિયું[1]** વિ. [જુઓ 'મગદળ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મગદળ ખાવાનો શોખ ધરાવતું [મગદળ ફેરવનારું

**મગદળિયું[2]** વિ. [જુઓ 'મગદળ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.]

**મગદળિયું[3]** ન. [જુઓ 'મગદળ[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મગદળ.[2]' [તાકાત. (૨) ગજું, પહોંચ

**મગદૂર** સ્ત્રી. [અર.], -રી સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શક્તિ,

**મગધ** પું. [સં.] પૂર્વ ભારતમાંનો બિહારનો પ્રાચીન પ્રદેશ. (સંજ્ઞા.) [થવું (રૂ.પ્ર.) મશગૂલ થઈ રહેવું]

**મગન[1]** વિ. [સં. मग्न, અર્વા. તદ્‌ભવ] જુઓ 'મગ્ન.' [ ૦

**મગન[2]** પું. [સં. मार्ग द्वारा] કોઈ પણ બે પદાર્થ કે સ્થાન વચ્ચેની જગ્યા, 'પૅસેજ,' 'એમ્પ્ટી સ્પેઇસ'

**મગન-રેંટિયો** (-રૅંટિયો) પું. [ 'મગન' વ્યક્તિવાચક નામ + 'રેંટિયો.'] એ નામનો એક રેંટિયો (કોઈ 'મગન' નામના ઉદ્યોગપતિએ વપરાશમાં મૂકેલો)

**મગ-ફળી** સ્ત્રી. [જુઓ 'મગ[1]' + 'ફળ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'ભોંય-શિંગ,'-'ગ્રાઉન્ડ-નટ.'

**મગ-બાફણાં** ન., બ.વ. [જુઓ 'મગ[1]' + 'બાફવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] (લા.) ઈંધણાં, બળતણ, સરપણ

**મગ-બ્રાહ્મણ** પું. [+ જુઓ 'મગ[3]' + સં.] જુઓ 'મગ.[3]'

**મગ-ભાર** વિ. [જુઓ 'મગ[1]' + સં.] એક મગના વજનનું

**મગ-મગ-માછલું** ન. [જુઓ 'મગ[1]'-દ્વિર્ભાવ + 'માછલું.'] (લા.) સંખેડા તરફ રમાતી એક રમત

**મગ-મઠી** સ્ત્રી એ નામનું એક ખેતરાઉ અનાજ

**મગ-માટલી** સ્ત્રી. [જુઓ 'મગ'—'માટલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) એ નામની એક ચકબિલ્લુ પ્રકારની રમત

**મગ-માટલું** ન. જુઓ. 'મગ[1]' + 'માટલું.'] પરણી ઊતરેલી પુત્રીને વિદાય વખતે અપાતું મગ-ચોખા ભરેલું ધાતુનું કે માટીનું માંગલિક વાસણ (હિંદુઓમાં)

**મગ-માટી** સ્ત્રી. [જુઓ 'મગ[1]' + 'માટી.'] નાગપુરના બરાડ પ્રદેશની એક પ્રકારની મગિયા 'માટી—પીળચટા રંગની

**મગ-માળા** સ્ત્રી. [જુઓ 'મગ[1]' + 'માળા.'] મગિયા પારાની સોનાની ગળાની માળા

**મગ-મેથી** સ્ત્રી. [જુઓ 'મગ[1]' + 'મેથી.'] મગમાં મેથી નાખી બનાવેલું આખા કઠોળનું એક શાક

**મગ(-ઘ)ર[1]** પું. [સં. मकर > શા. मगर, ખારા તેમજ મીઠા પાણીનું ગરોળીના દેખાવનું એક મોટું હિંસ્ર પ્રાણી, મગર-મચ્છ

**મગર[2]** ઉભ. [અર.] કિંતુ, પણ, પરંતુ

**મગ(-ઘ)ર-દંડ** (-દણ્ડ) પું. [જુઓ 'મગ(-ઘ)ર[1]' + સં.] કસરતમાં દંડનો એક પ્રકાર. (વ્યાયામ.)

**મગરબ** સ્ત્રી. [અર. મગ્‌રિબ્] જુઓ 'મગરિબ.'

**મગરબી[1]** સ્ત્રી. એ નામનું એક પ્રાચીન કાળનું હથિયાર

**મગરબી[2]** સ્ત્રી. એ નામનો એક વેલો

**મગરબો** પું [જુઓ 'મગરબ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'મગરબ.' ['મગ(ઘ)ર.[1]'

**મગ(-ઘ)ર-મચ્છ** પું. [જુઓ 'મગ(-ઘ)ર[1]' + 'મચ્છ.'] જુઓ

**મગ(-ઘ)ર-મસ્ત** વિ. [જુઓ 'મગ(-ઘ)ર[1]' + 'મસ્ત.] મગરના જેવું ખાઈ પી પડી રહેનારું સુસ્ત. (૨) (લા.) જાડું, સ્થૂલ. (૩) (લા.) છુંપાણાથી છકી ગયેલું

**મગ(-ઘ)-રાઈ** સ્ત્રી. [જુઓ 'મગ(-ઘ)ર[૧]' + ગુ. 'આઈ' ત.પ્ર.] મગરના જેવી સુસ્તી [સાંઝની નમાજ
**મગરિબ** સ્ત્રી. [અર.] પશ્ચિમ દિશા, મઘરબ. (૨) (લા.)
**મગ(-ઘ)રિયું[૧]** ન. [જુઓ 'મગ(-ઘ)ર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (મગરના પ્રકારનું) ખોટા દેખાવની જૂઠી ભલમનસાઈ બતાવનારું
**મગ(-ઘ)રિયું[૨]** ન. છાપરા ઉપર જવાનું બાકું કે બાકોરું
**મગ(-ઘ)રી[૧]** સ્ત્રી. [સં. मकरी > શૌ. मगरी] મગરની માદા
**મગરી[૨]** સ્ત્રી. [જુઓ 'મગરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો ડુંગર, ટેકરો
**મગરી[૩]** સ્ત્રી. ઇતિહાસમાં જાણીતી એ નામની એક તલવાર
**મગરૂબ, -ર** વિ. [અર. મગ્રૂર્] અભિમાની, ગર્વીલું
**મગરૂબી,-રી** સ્ત્રી. [+ફા. 'ઈ' પ્રત્યય] અભિમાન, ગર્વ. (૨) ગૌરવ
**મગરો** પું. ડુંગર. (૨) નદીનો ઊંચો ડુંગર જેવો કિનારો
**મગ(-ગા)વવું** જુઓ 'માગવું'માં. (૨) લઈ આવવાનું કહેવું
**મગ-વીણો** પું. નાળિયેરના કોટલામાંથી બનાવેલું શરણાઈને લગતું એક વાદ્ય [પથ્થર.'
**મગ-શૈલ** પું. [જુઓ 'મગ[૧]' + સં.] જુઓ 'અડદિયો
**મગસ[૧]** પું. [જુઓ 'મગજ;[૧]' (ગ્રા.)] જુઓ 'મગજ.[૧]'
**મગસ[૨]** પું. ઘોડાને થતો એ નામનો એક રોગ
**મગસરાન** ન. [ફા.] માખી ઉડાડવાનો પંખો
**મગહી** સ્ત્રી. [સં. मागधी દ્વારા] મગધ દેશની એક જૂની બોલી. (સંજ્ઞા.)
**મગા** સ્ત્રી. જુઓ 'મગન.[૨]' [પ્રકાર
**મગા-મઠી** સ્ત્રી. [જુઓ 'મઠ.[૨]' દ્વારા.] જંગલી મોઠનો એક
**મગાવવું** જુઓ 'મગાવવું'–'માગવું'માં.
**મગાવું** જુઓ 'માગવું'માં.
**મગિયા-જાળ** સ્ત્રી. [સં. मृगया + 'જાળ.'] (લા.) માણસ વગેરેને લલચાવનારી એક પ્રયુક્તિ
**મગિયું** વિ. [જુઓ 'મગ[૧]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મગનું બનાવેલું. (૨) મગના જેવું. (૩) ન. મગની ભાતનું એક કાપડ. (૪) કડી તરફ રમાતી એક રમત
**મગિયો** વિ., પું. [જુઓ 'મગિયું.'] મગની ભાતનો અને લીલી ઝાંઈનો એક પ્રકારનો પથ્થર
**મગિસ્તાન** ન. [ફા.] ડાહ્યા પુરુષોની સભા
**મગી** સ્ત્રી. [સં. मुद्गिका > પ્રા. मुग्गिआ-] ઝીણા દાણાના મગ. (૨) એ નામની એક વેલ
**મગી-સન** પું. [અસ્પષ્ટ 'મગી' + જુઓ 'સન.'] ઈ.સ. ૬૩૯ થી શરૂ થયેલો એક જૂનો સંવત્સર. (સંજ્ઞા.)
**મગુરી** સ્ત્રી. માછલીની એક જાત
**-મગું** વિ. [જુઓ 'માગવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] માગનારું (સમાસને અંતે: 'ભીખ-મગુ' 'લોટ-મગુ' વગેરે)
**મગો** પું. જથ્થો, ઢગ, ઢળ
**મગોડું,-ડું[૧]** ન. [જુઓ 'મગ[૧]' દ્વારા.] મગનો પાલો, મગનાં ડાંખળાં–પાંદડાં
**મગોડું[૨]** ન. [જુઓ 'મગ[૧]' દ્વારા.] મગની દાળનું વડું
**મગૌરી** સ્ત્રી. સૂકા કઠોળનો લાડવો

**મગ્ન** વિ. [સં.] લીન, મશગૂલ. (૨) ડૂબી ગયેલું
**મઘ-મઘ** (મઘ્ય-મઘ્ય) સ્ત્રી. [જુઓ 'મઘમઘવું.'] મઘમઘાટ
**મઘમઘવું** અ.ક્રિ. [અનુ.] સુગંધ પ્રસરવી, બહેક બહેક થવું. **મઘમઘાવું** ભાવે., ક્રિ. [જુઓ 'મઘ–મઘ.'
**મઘમઘાટ** પું. [જુઓ 'મઘમઘવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.]
**મઘમઘાવું** જુઓ 'મઘમઘવું'માં.
**મઘર** જુઓ 'મગર.[૧]'
**મઘર-દંડ** (દણ્ડ) જુઓ 'મગર–દંડ.'
**મઘર-મચ્છ** જુઓ 'મગર–મચ્છ.'
**મઘર-મસ્ત** જુઓ 'મગર–મસ્ત.'
**મઘરા** સ્ત્રી. એ નામની એક વજનદાર માછલી
**મઘરાઈ** જુઓ 'મગરાઈ.'
**મઘારયું[૧] [૨]** જુઓ 'મગરિયું.[૧–૨]'
**મઘરી** જુઓ 'મગરી.[૧]'
**મઘરું** વિ. [જુઓ 'મઘર' + ગુ. 'ઉં' ત.પ્ર.] મઘરના જેવું સુસ્ત. (૨) (લા.) ધીમું, ધીરું
**મઘવા** પું. [સં.] ઇંદ્ર, શક્ર
**મઘલો** પું. પાણી વહી જવાનો વહેળો
**મઘા** ન. [સં., સ્ત્રી.] સત્તાવીસ નક્ષત્રોમાંનું દસમું આકાશી નક્ષત્ર. (જ્યો.) [ઓનો સમૂહ. (જ્યો.)
**મઘા-પંચક** (-પઞ્ચક) ન. [સં.] મઘા નક્ષત્રના પાંચ તારા-
**મઘિલાપા** પું. કોઈ પણ શબ્દના અક્ષરોનો ઊલટો ક્રમ
**મઘેરું** ન. [સં. मघा દ્વારા] માહ મહિનાનું માવઠું
**મચક** (-ક્ય) સ્ત્રી. [રવા.] પાછું હઠવું એ, અપસરણ, પીછેહઠ. [૦ ન આપવી (રૂ.પ્ર.) ડગવું નહિ, તાબે ન થવું]
**મચ(-જ)કણિયું** ન. કાનનું એક ઘરેણું, લોકરવું, ઝુમખડું
**મચકણિયો** પું. અમદાવાદના વીસા પોરવાડ વૈષ્ણવ વાણિયાઓનું ખિજવણું
**મચકવું** અ.ક્રિ. [રવા.] ખસતું થવું, ખસતાં જગ્યા આપવી. (૨) મચકોડાવું, મરડાવું. (૩) (લા.) લલચાવું. **મચકાવું** ભાવે., ક્રિ. **મચકાવવું** પ્રે., સ.ક્રિ.
**મચકારવું** સ.ક્રિ. [અનુ.] આંખ પટપટાવવી. (૨) ઈશારો કરવો. **મચકારાવું** કર્મણિ., ક્રિ. **મચકારાવવું** પ્રે., સ.ક્રિ.
**મચકારાવવું, મચકારાવું** જુઓ 'મચકારવું'માં.
**મચકારો** પું. [જુઓ 'મચકારવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] આંખને પટાપટાવવી એ. (૨) ઈશારો
**મચકાવવું, મચકાવું** જુઓ 'મચકવું'માં.
**મચકાળું** વિ. [જુઓ 'મચકો' + ગુ. 'આળું' ત.પ્ર.] મચકો કરનારું, લટકાળું. (૨) (લા.) મિજાજી
**મચકો** પું. [જુઓ 'મચકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] શારીરિક એક પ્રકારનો લહેકો, મુખ અંગ અને ગતિની એક પ્રકારની ખાસ હિલચાલ. (૨) (લા.) ગર્વ, અભિમાન. (૩) તરછોડવું એ [મરડાઈ જવું એ. (૨) તરછોડવું એ
**મચકોડ** પું. [જુઓ 'મચકોડવું'] અંગનો મરડ થવો કે
**મચકોડવું** સ.ક્રિ. [રવા.] મરડવું, મચડવું, આમળવું. (૨) (લા.) મોઢું મરડી અરુચિનો ભાવ બતાવવો. [મોં મચકોડવું (મોં:-) (રૂ.પ્ર.) અરુચિ બતાવવી] **મચકોડાવું** કર્મણિ., ક્રિ. **મચકોડાવવું** પ્રે., સ.ક્રિ.

**મચકોડાવવું, મચકોડાવું** જુઓ 'મચકોડવું'માં.
**મચર** પું. [જુઓ 'મચડવું.'] જુઓ 'મચકોડ.'
**મચડ-મચર** (-રય) સ્ત્રી. સમુદ્ર-કિનારે થતી એક ભાજી
**મચડવું** સ.ક્રિ. [અનુ.] જુઓ 'મચકોડવું.' (૨) કચડવું, દાબીને પીસવું. **મચડાવું** કર્મણિ., ક્રિ. **મચડાવવું** પ્રે.સ.ક્રિ.
**મચમચવું** અ.ક્રિ. [અનુ.] (આંખનું) પટપટવું. **મચમચાવું** ભાવે., ક્રિ. **મચમચાવવું** પ્રે., સ.ક્રિ.
**મચમચાવવું** જુઓ 'મચમચાવું'માં. (૨) હલાવવું. (૩) ચાળા કરવા. (૪) છબછબાવું
**મચમચાવું** જુઓ 'મચમચવું'માં.
**મચમચિયું** વિ. [જુઓ 'મચમચવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] (લા.) મસાલા વિનાનું, મોળું
**મચમચી** સ્ત્રી. [જુઓ 'મચમચવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] (લા.) [કામાતુરતા
**મચરક** પું. [રવા.] મરડ, મચકોડ. (૨) વિ. જુઓ 'મચમચિયું.'
**મચરકી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જોરથી લાગેલો [આંચકો, હચરકી
**મચરકો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] આંચકો, હચરકો. (૨) જુઓ 'મુચરકો.'
**મચરડવું** સ.ક્રિ. [રવા.] દબાવીને કચડવું. (૨) મરડવું, મચકોડવું. [ **મારી મચરડીને** (રૂ.પ્ર.) જેમ તેમ કરીને. (૨) તાણી તૂશીને.] **મચરડાવું** કર્મણિ.,ક્રિ. **મચરડાવવું** પ્રે., સ.ક્રિ.
**મચરડાવવું, મચરડાવું** જુઓ 'મચરડવું'માં.
**મચરાળી** વિ., સ્ત્રી. ભેંસનો એક પ્રકાર
**મ-ચલ[1]** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'મ[2]' + 'ચાલવું.'] હઠ, જિદ
**મ-ચલ[2]** વિ. [જુઓ 'મચલ.[1]'] હઠીલું, જિદ્દી
**મ-ચલ[3]** (-લ્ય) સ્ત્રી. એ નામની એક ભાજીનો પ્રકાર
**મચલ-પણ** ન. [જુઓ 'મચલ[2]' + ગુ. 'પણ' ત.પ્ર.] જુઓ 'મચલ.[1]'
**મચલવું** અ.ક્રિ. ઊલટી થવા જેવું થવું, હીબકો આવવો. **મચલાવું** ભાવે., ક્રિ. **મચલાવવું** પ્રે., સ.ક્રિ.
**મચલાઈ** સ્ત્રી. [જુઓ 'મ-ચલ[1]' +ગુ. 'આઈ' ત.પ્ર.]. **-પણ** ન. [+ જુ. 'પણ' ત.પ્ર.] મચલપણું, જિદ, હઠ
**મચલાવવું, મચલાવું** જુઓ 'મચલવું'માં.
**મચલી** સ્ત્રી. સામાન મૂકવા માટેની ચામડાથી મઢેલી પેટી
**મચવવું** જુઓ 'મચાવવું'–'મચવું'માં.
**મચવું** અ.ક્રિ. [રવા.] મંડી પડવું, લાગ્યા રહેવું, જામી પડવું, ગૂંથાઈ પડવું, ભરચક દશામાં થવું. **મચાવું** ભાવે., ક્રિ. **મચ(-ચા)વવું** પ્રે., સ.ક્રિ,
**મચળાવવું, મચળાવાવું** જુઓ 'મચળાવું'માં.
**મચળાવું** અ.ક્રિ. ચૂંથાવું, કેંદાવું. **મચળાવાવું** ભાવે., ક્રિ. **મચળાવવું** પ્રે., સ.ક્રિ. [ઉશ્કેરનાર
**મચાઉ** વિ. [જુઓ 'મચવું' + ગુ. આઉ' કૃ.પ્ર.] મચાવનાર,
**મચાણ** પું. એ નામનો એક રોગ
**મચાન[1]** પું. [સં. मञ्च દ્વારા] મંચ, માંચડો, ઊંચી બેઠક
**મચાન[2]** (ન્ય) સ્ત્રી. [સં. मञ्च દ્વારા] દીવો રાખવાની ઘોડી
**મચા(-ચ)વવું, મચાવું** જુઓ 'મચવું'માં.
**મચિયણ** (-ણ્ય) સ્ત્રી. એ નામનો એક છોડ
**મચિયલ** (--ય) સ્ત્રી. સમુદ્ર-કિનારા નજીક ઊગતી એ નામની એક વનસ્પતિ, મચિયેર
**મચિયાવ** ન. મધ
**મચિયેર** (-રય) સ્ત્રી. જુઓ 'મચિયલ.'
**મચી-ગોટો** પું. કુસ્તીનો એક દાવ. (વ્યાયામ.)
**મચીર** (-રય) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**મચું-મચું** વિ. જુઓ 'મચમચિયું.'
**મચૈયું** વિ. [જુઓ 'મચવું' + ગુ. 'ઐયું' કૃ.પ્ર.] મચાવનાર
**મચોડવું** સ.ક્રિ. [રવા.] જુઓ 'મચકવું.' **મચોડાવું** કર્મણિ., ક્રિ. **મચોડાવવું**, પ્રે., સ.ક્રિ.
**મચોડાવવું, મચોડાવું** જુઓ 'મચોડવું'માં.
**મચ્છ(-ચ્છ)** પું. [ સં. मत्स्य ▷ પ્રા. मच्छ. પ્રા. તત્સમ ] મોટું માછલું. (૨) વિષ્ણુના પૌરાણિક દસ અવતારોમાંનો પહેલો–મત્સ્યાવતાર. (૩) ઘોયડાનો મોરાની બંને બાજુએ જતો જરા ઊંચો ભાગ,·ધરીનો બહાર પડતો ભાગ. (વહાણ.) (૪) કમાનનો વચલો ટેકો. (૫) મેઘ-ધનુષ. [**૦ તાણવો** (રૂ.પ્ર.) મેઘ-ધનુષ દેખાવું]
**મચ્છ(-ચ્છ)-ગંધા** (-ગન્ધા) સ્ત્રી. [+ સં. गन्धा; બ. વ્રી.] ઐલવંશી શંતનુ રાજાની એ નામની બીજી રાણી–ધીવરની પાલિતા પુત્રી સત્યવતી. (સંજ્ઞા.) ·[એઠું
**મચ્છ(-ચ્છ)ણ** ન. [સં. मर्शन ▷ પ્રા. मस्सण દ્વારા] છાંડેલું
**મચ્છ(-ચ્છ)-યંત્ર** (-યન્ત્ર) પું. [જુઓ 'મચ્છ' + સં. ] મત્સ્ય-યંત્ર, હોકા-યંત્ર. (વહાણ.)
**મચ્છ(-ચ્છ)ર[1]** પું. [ સં. मत्सर ▷ પ્રા. मच्छर, પ્રા. તત્સમ ] મત્સર દોષ, માત્સર્ય. (૨) ગર્વ, અભિમાન. (૩) ક્રોધ, કોપ, ગુસ્સો. (૪) ઝનૂન. (૫) ઈર્ષ્યા, દ્વેષ. [**૦ ધરવો, ૦ રાખવો** (રૂ.પ્ર.) ગુમાન રાખવું]
**મચ્છ(-ચ્છ)ર[2]** પું. [ સં. मशक, પણ સંબંધ સ્પષ્ટ નથી.] ચેપી રોગ ફેલાવનારું એક નાનું ઊડતું જીવડું. (૨) ડાંસ
**મચ્છ(-ચ્છ)ર-દાની** સ્ત્રી, [+ ફા. ] મચ્છર ન કરડે એ માટે ખાટલા ઢોલિયા પથારી વગેરેને બાંધવામાં આવતી જાળીવાળી ચાદર
**મચ્છ(-ચ્છ)ર-માર** (-રય) સ્ત્રી. [જુઓ 'મચ્છર[2]' + 'મારવું.'] (લા.) એ નામની એક બાળ-રમત
**મચ્છ(-ચ્છ)રિયું** વિ., ન. [જુઓ 'મચ્છર[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મચ્છર.[2]' [**-યો વરસાદ** (રૂ.પ્ર.) વરસાદની ફરફર]
**મચ્છ(-ચ્છ)રિયો** વિ.,પું. [જુઓ 'મચ્છરિયું.'] એ નામનું ધોળી ભમરવાળું એક પક્ષી, 'ફેન–ટેઇલ'
**મચ્છ(-ચ્છ)રી** વિ. [સં. मत्सरिक- ▷ પ્રા. मच्छरिअ-] મત્સર-દોષવાળું, મત્સરી
**મચ્છ(-ચ્છ)-વેધ** પું. [જુઓ 'મચ્છ' + સં.] મત્સ્ય-વેધ
**મચ્છ(-ચ્છ)-વેધુ** વિ. [+ ગુ. 'ઉ' કૃ.પ્ર.] મત્સ્ય-વેધ કરનાર
**મચ્છં(-ચ્છં)દર, ૦નાથ** (મચ્છ(-ચ્છ)-દર-) પું. [સં. मत्स्येन्द्र ▷ પ્રા.मच्छिंदर., +સં.] ગોરખ-પંથના જૂના સમયના એ નામના એક યોગી, મત્સ્યેંદ્રનાથ. (સંજ્ઞા.)
**મચ્છા(-ચ્છા)ક** ન. [જુઓ 'મચ્છ' દ્વારા.] આફ
**મચ્છા(-ચ્છા)કાર** પું. **મચ્છા(-ચ્છા)કૃતિ** સ્ત્રી. [જુઓ

'મચ્છ' + સં. આ-કાર, આ-કૃતિ] માછલાનો ઘાટ. (૨) વિ. માછલાના ઘાટનું [‘મચ્છ(૨).’
**મચ્છા(-ચ્છા)વતાર** પું. [જુઓ ‘મચ્છ’ +સં. अव-तार] જુઓ
**મચ્છી(-ચ્છી)** સ્ત્રી. [સં. मत्स्यिका > પ્રા. मच्छिआ; હિં.] માછલી. (૨) એવા આકારની એક નાની અનાજમાં પડતી જીવાત [મચ્છી-પીઠ
**મચ્છી(-ચ્છી)-ખાનું** ન. [+ જુઓ ખાનું.'] મચ્છી-બજાર,
**મચ્છી(-ચ્છી)-દંડ** (-દણ્ડ) પું. [+ સં.] કસરતમાં દંડનો એક પ્રકાર. (વ્યાયામ.)
**મચ્છા-મિ-દુક્કડં** જુઓ ‘મિચ્છા-મિ-દુક્કડં.’
**મચ્છી(-ચ્છી)-પાટી** સ્ત્રી. [+ જુઓ ‘પાટી.’] કોડીનાર આસપાસ દરિયામાં થતી માછલીની એક જાત [ખાનું.’
**મચ્છી(-ચ્છી)-પીઠ** સ્ત્રી. [+ જુઓ ‘પીઠ.[૧]’] જુઓ ‘મચ્છી-
**મચ્છી(-ચ્છી)-બજાર** સ્ત્રી. [+ જુઓ ‘બજાર.’] જુઓ ‘મચ્છી-ખાનું.’ (૨) (લા.) ઘોંઘાટવાળું સ્થાન
**મચ્છી(-ચ્છી)-માર** પું. [+ જુઓ ‘મારવું.’] નદી સમુદ્ર વગેરેના પાણીમાં માછલાં મારવાનો ધંધો કરનાર, માછી, માછીમાર, ઢીમર, ‘ફિશર-મૅન’
**મચ્છ(-ચ્છી)-મારી** સ્ત્રી. [+ ગુ. ‘ઈ’ કૃ.પ્ર.] માછીમારનો ધંધો, ‘ફિશિંગ.’ (૨) માછલાં મારવાની એક રમત
**મચ્છી(-ચ્છી)-માંહેલી** સ્ત્રી. [જુઓ ‘મચ્છી’ દ્વારા.] કોડીનારના દરિયામાં મળતી માછલીની એક જાત
**મચ્છી(-ચ્છી)-વાઘ** પું. [+ જુઓ ‘વાઘ.’] (લા.) કલગીવાળું એક જળચર પ્રાણી, ‘કિંગ ફિશર’
**મચ્છી(-ચ્છી)-વાડ** (-ડચ) સ્ત્રી. [જુઓ ‘વાડ.[૨]’] જુઓ ‘મચ્છી-ખાનું.’
**મચ્છુ(-ચ્છુ)** સ્ત્રી. [સં. मत्स्य > પ્રા. मच्छ દ્વારા] ઉત્તર સૌરાષ્ટ્રમાં મોરબી પાસેથી પસાર થતી એ નામની એક નદી. (સંજ્ઞા.)
**મચ્છુ(-ચ્છુ)-કાંઠો** પું. [+ જુઓ ‘કાંઠો.’] ઉત્તર સૌરાષ્ટ્રનો મચ્છુ નદીની ખીણનો વિસ્તૃત પ્રદેશ. (સંજ્ઞા.)
**મચ્છે(-ચ્છે)ર, -રું** ન. [સં. मत्स्यतर,-क- > પ્રા. मच्छयर, -अ-] નાનું માછલું
**મચ્છેં(-ચ્છેં)દર-નાથ, મચ્છેં(-ચ્છેં)દ્ર-નાથ** (મચ્છે-(-ચ્છે)-ન્દ્ર-) પું. [જુઓ ‘મચ્છંદર’ + સં.] મત્સ્યેન્દ્રનાથ નામનો ગોરખપંથનો એક યોગી. (સંજ્ઞા.) [એક દેવી
**મચ્છો(-ચ્છો)** સ્ત્રી. રબારી તથા ભરવાડ લોકોની એ નામની
**મચ્યું-પચ્યું** વિ. [જુઓ ‘મચવું’નો દ્વિર્ભાવ + ગુ. ‘યું’ ભૂ. કૃ.] મંડી રહેલું, મચી પડેલું, રચ્યું-પચ્યું, મગ્ન, લીન
**મછ** પું. [સં. मत्स्य > પ્રા. मच्छ] જુઓ ‘મચ્છ.’
**મછણ** જુઓ ‘મચ્છણ.’
**મછરવું** જુઓ ‘મછરાવું.’
**મછ-રંગો** (-રઙ્ગો) પું. [+ સં. रङ्गक- > પ્રા. रंगअ-] (લા.) માછલીઓને પકડી ખાનારું એ નામનું એક પક્ષી
**મછરા(-રા)વું** અ.ક્રિ. [જુઓ ‘મચ્છર,[૧]’—ના.ધા.] મત્સરવાળું બનવું, ગર્વ કરવો
**મચ્છરાળ, -ળું** વિ. [જુઓ ‘મચ્છર[૧]’ + ગુ. ‘આળ’-‘આળું’ ત.પ્ર.] મસરવાળું, મત્સરી

**મછરાંઠ** (-ઠય) સ્ત્રી. [જુઓ ‘મછ’ દ્વારા.] માછલાંની દુર્ગંધ
**મછરી** સ્ત્રી. [જુઓ ‘મછરું’ + ગુ. ‘ઈ’ સ્ત્રીપ્રત્યય.] જુઓ ‘મછરું.’
**મછરું, -લું** ન. [જુઓ ‘મચ્છર[૨]’ + ગુ. ‘ઉં’ ત.પ્ર. અને ‘ર’ > ‘લ’.] મચ્છરના જેવો કરડ મારતી એક નાની જીવાત. (૨) મગતરું
**મછવો** પું. [સં. मत्स्य-वह- > પ્રા. मच्छवह-] સમુદ્રકાંઠા નજીક ફરે તે પ્રકારનું જરા મોટું હોડું (એક સઢનું માલ-સામાન અને ઉતારુઓ માટેનું)
**મછંદર** (મછન્દર) જુઓ ‘મચ્છંદર.’
**મછાધાળી** સ્ત્રી. સ્ત્રીની નાકમાં પહેરવાની એક જાતની નથડી
**મછી** જુઓ ‘મસી.’ [પ્રકારનો દાગીનો
**મછી-કાંટો** પું. [જુઓ ‘મચ્છી’ + ‘કાંટો.’] (લા.) એક
**મછીંદર-નાથ, મછીંદ્ર-નાથ** જુઓ ‘મચ્છેંદરનાથ.’
**મછુ** સ્ત્રી. જુઓ ‘મચ્છો.’
**મછેંદર-નાથ, મછેંદ્ર-નાથ** જુઓ ‘મચ્છીંદર-નાથ.’
**મછોઈ[૧]** વિ. [જુઓ ‘મચ્છુ’ દ્વારા.] મચ્છુ નદી અને એની આસપાસના પ્રદેશનું
**મછોઈ[૨]** જુઓ ‘મચ્છો.’ [ફૂમતાંવાળી દોરી
**મછોટી** સ્ત્રી. બળદના માથા ઉપર બાંધવાની ચામડાની
**મછોયો** પું. [જુઓ ‘મચ્છુ’ દ્વારા.] મચ્છુકાંઠાનો રહીશ (આહીર તેમજ દરજીની એક પેટા-જ્ઞાતિ અને એનો પુરુષ)
**મછ્છ** જુઓ ‘મચ્છ.’
**મછ્છ-ગંધા** (-ગન્ધા) જુઓ ‘મચ્છ-ગંધા.’
**મછ્છણ** જુઓ ‘મચ્છણ.’
**મછ્છ-યંત્ર** (-યન્ત્ર) જુઓ ‘મચ્છ-યંત્ર.’
**મછ્છર[૧-૨]** જુઓ ‘મચ્છર.[૧-૨]’
**મછ્છર-દાની** જુઓ ‘મચ્છર-દાની.’
**મછ્છર-માર** (-રચ) જુઓ ‘મચ્છર-માર.’
**મછ્છરિયું** જુઓ ‘મચ્છરિયું.’
**મછ્છરિયો** જુઓ ‘મચ્છરિયો.’
**મછ્છરી** જુઓ ‘મચ્છરી.’
**મછ્છ-વેધ** જુઓ ‘મચ્છ-વેધ.’
**મછ્છ-વેધુ** જુઓ ‘મચ્છ-વેધુ.’
**મછ્છંદર, ૦નાથ** (મછ્છન્દર-) જુઓ ‘મચ્છંદર,૦નાથ.’
**મછ્છાક** જુઓ ‘મચ્છાક.’
**મછ્છાકાર, મછ્છાકૃતિ** જુઓ ‘મચ્છાકાર’-‘મચ્છાકૃતિ.’
**મછ્છાવતાર** જુઓ ‘મચ્છાવતાર.’
**મછ્છી** જુઓ ‘મચ્છી.’
**મછ્છી-ખાનું** જુઓ ‘મચ્છી-ખાનું.’
**મછ્છી-દંડ** (-દણ્ડ) જુઓ ‘મચ્છી-દંડ.’
**મછ્છી-પાટી** જુઓ ‘મચ્છી-પાટી.’
**મછ્છી-પીઠ** જુઓ ‘મચ્છી-પીઠ.’
**મછ્છી-બજાર** જુઓ ‘મચ્છી-બજાર.’
**મછ્છી-માર** જુઓ ‘મચ્છી-માર.’
**મછ્છીમારી** જુઓ ‘મચ્છીમારી.’
**મછ્છી-માંહેલી** જુઓ ‘મચ્છી-માંહેલી.’
**મછ્છી-વાઘ** જુઓ ‘મચ્છી-વાઘ.’

મછ્છી-વાડ (-ડય) જુઓ 'મચ્છી-વાડ.'
મછ્છુ જુઓ 'મચ્છુ.'
મછ્છુ-કાંઠો જુઓ 'મચ્છુ-કાંઠો.'
મછ્છેર, -રું જુઓ 'મચ્છેર,-રું.' [નાથ'
મછ્છેંદર-નાથ, મછ્છેંદ્ર-નાથ (મછ્છેન્દ્ર-) જુઓ 'મચ્છેંદ્ર-
મછ્છો જુઓ 'મચ્છો.'
મજ સર્વ. [જુઓ 'મુજ.'] મારું
મજકણિયું જુઓ 'મચકણિયું.'
મજકૂર પું. [અર.] બીના, હેવાલ, હકીકત, વર્ણન. (૨) (૨) વિષય, મતલબ, બાબત. (૩) વિ. પૂર્વે જણાવેલું, સદર
મજદૂર પું., ન. [ફા.] જુઓ 'મજૂર.' [શાહી.'
મજદૂર-શાહી સ્ત્રી. [+ જુઓ 'શાહી.[૨]'] જુઓ 'મજૂર-
મજદૂર-સંઘ (-સઙ્ઘ) પું. [+ સં.] જુઓ 'મજૂર-સંઘ.'
મજદૂરી સ્ત્રી. [ફા.] જુઓ 'મજૂરી.'
મજનૂ વિ.,પું. [અર. મજ્નૂન્] પ્રેમઘેલો. (૨) પું. ફારસી સાહિત્યમાંની એક કથાની નાયિકા 'લયલા'નો આશક. (સંજ્ઞા.)
મજબૂત વિ. [અર.] તૂટી પડે નહિ તેવું, ટકાઉ. (૨) છૂટી પડે નહિ તેવું, સજ્જડ. (૩) ડગે નહિ તેવું, દૃઢ. (૪) બળિયું, જોરાવર. (૫) અસરકારક
મજબૂતાઈ, મજબૂતી સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર., 'ઈ' ત.પ્ર.] મજબૂત હોવાપણું
મજબૂર વિ. [અર.] લાચાર, નિરુપાય [પાયતા
મજબૂરી સ્ત્રી. [અર.] મજબૂર હોવાપણું, લાચારી, નિરુ-
મજમલે ક્રિ.વિ. [અર. મિજ્મૂલહ્] એકંદરે
મજમુ, -મૂ વિ. [અર. મજ્મૂઅ = જમા થયેલું] સહિયારું, ભાગીદારીવાળું, મજિયારું. (૨) સ્ત્રી. જાગીર
મજમુ(-મૂ)-દાર વિ. [+ ફા. પ્રત્યય] પરગણાનો હિસાબ રાખનાર અમલદાર (મોગલાઈનો એક હોદ્દો). (૨) નાગર બ્રહ્મક્ષત્રિય વણિક વગેરેમાં એવી એક એ કારણે અવટંક અને એનો પુરુષ [અને એનો હોદ્દો
મજમુ(-મૂ)દારી સ્ત્રી. [+ ફા. પ્રત્યય-] મજમૂદારનું કાર્ય
મજમૂન પું. [અર.] વિષય, બાબત, બીના
મજમો પું. જમાવ, જથ્થો. (૨) મેળાવડો, સભા
મજરવું સ.ક્રિ. [જુઓ 'મજરે,'-ના. ધા.] મજરે લેવું, વાળી આપવું. મજરાવું કર્મણિ.,ક્રિ. મજરાવવું પ્રે.,સ.ક્રિ.
મજરાબ સ્ત્રી. વીણા વગાડતી વેળા પહેલી અને ટચલી આંગળીઓ પર પહેરવાની નખલી
મજરાવવું, મજરાવું જુઓ 'મજરવું'માં.
મજરે ક્રિ.વિ. [અર. મુજ્રા] પેટે, સાટે, સાટામાં, બદલામાં હિસાબની ગણતરીમાં ગણીને. [૦ આપવું (રૂ.પ્ર.) પાછલા હિસાબ સાથે વાળી આપવું. ૦ આવવું (રૂ.પ્ર.) ફળદાયક થવું. ૦ મા(-માં)ગવું (રૂ.પ્ર.) વરાડે પડતું માગવું. ૦ પડવું (રૂ.પ્ર.) ચૂકતે થવું. (૨) લેખે લગાવું. ૦ લેવું (રૂ.પ્ર.) પાછલા હિસાબ સાથે વાળી લેવું]
મજરો જુઓ 'મુજરો.'
મજલ સ્ત્રી. [અર. મંજિલ્] એક દિવસની મુસાફરી જેટલું અંતર. (૨) એ મજલ પૂરી થાય તે ઠેકાણું. (૩) (લા.) મુસાફરી. [૦ કાપવી, ૦ ખેડવી, ૦ ખેંચવી (-ખેંચવી), ૦ મારવી (રૂ.પ્ર.) અમુક અમુક અંતરની મુસાફરી કરવી]
મજલિન જુઓ 'મસલિન.'
મજલિસ સ્ત્રી. [અર.] મેળાવડો, સભા, બેઠક. (૨) જલસાની બેઠક, મિજલસ [જલસાની જગ્યા
મજલિસ-ખાનું ન. [+ જુઓ 'ખાનું.'] સભા-ખંડ. (૨)
મજલિસિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સભાઓ અને જલસા કરવાની ટેવવાળું [મજલે (રૂ.પ્ર.) હળવે હળવે]
મજલો પું. [અર. મંજિલહ્] (મકાનનો) માળ, ભોં. [-લે
મજહબ પું. [અર.] ધર્મ, પંથ, સંપ્રદાય [સાંપ્રદાયિક
મજહબી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ધર્મને લગતું, ધાર્મિક,
મઝા જુઓ 'મઝા.'
મજાક સ્ત્રી. [અર.] મશ્કરી, ટોળ, ઠઠ્ઠા, ઠીખળ, સૂગલ. [૦ ઉડાવવી, ૦ કરવી (રૂ.પ્ર.) સામું માણસ ચિડાય નહિ એ પ્રકારની મશ્કરી કરવી]
મજાકી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મશ્કરી-ખોર
મજાગરી સ્ત્રી. બંદૂક
મજાગરું જુઓ 'મિજાગરું.'
મજાત ક્રિ.વિ. સુધ્ધાં. (સુ.)
મજા(-ઝા,-જે,-ઝે)દારી જુઓ 'મઝેદારી.'
મજા-નું જુઓ 'મઝાનું.'
મજાર-વાડો પું. [અર. મઝાર્ + જુઓ 'વાડો.'] કબ્રસ્તાન
મજાલ સ્ત્રી. [અર.] શક્તિ, તાકાત, મગદૂર, બળ
મજિ(-ઝિ)યારું વિ. સહિયારું, ભાગીદારીવાળું. (૨) ન. ભાગીદારી, સહિયારું. [૦ કુટુંબ (-કુટુમ્બ) (રૂ.પ્ર.) અવિભક્ત કુટુંબ]
મજિ(-ઝિ)યારા-વાદ પું. [જુઓ 'મજિ(-ઝિ)યારું' + સં.] મજિયારું હોવાનો સિદ્ધાંત
મજિ(-ઝિ)યારો પું. સંયુક્ત વહીવટ, સહિયારો વહીવટ
મજિયો પું. એક પ્રકારનો પથ્થર
મજિષી પું. એ નામનો એક છોડ
મજી સ્ત્રી. પસંદ પડે તેવી છૂપી જગ્યા
મજીઠ સ્ત્રી. [સં. मञ्जिष्ठा > પ્રા. मंजिट्ठा] જેમાંથી રાતો રંગ નીકળે છે તેવી એક વનસ્પતિ [લાલ રંગનું
મજીઠિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મજીઠના જેવા રંગનું,
મજીઠિયો વિ., પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મજીઠનો વેપારી
મજીદ વિ. [અર.] પવિત્ર. [કલામે મજીદ (રૂ.પ્ર.) પવિત્ર કુરાન]
મજૂર પું., ન. [ફા. મજ્દૂર્] મહેનતનું કામ કરનાર માણસ, વેતરું, 'લેબરર' [લત, 'લેબર-કોર્ટ'
મજૂર-કોર્ટ સ્ત્રી. [+ સં.] મજૂરોના ઝઘડા પતાવનારી અદા-
મજૂર(-રે)ણ (-ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] સ્ત્રી-મજૂર, વેતરી
મજૂર-દલ ન. [+ સં.], મજૂર-પક્ષ પું. [+ સં.] મજૂરોનાં હિત જોનારો એક રાજકીય પક્ષ, 'લેબર-પાર્ટી'
મજૂર-પક્ષી વિ. [+ સં.,પું.] મજૂર-પક્ષનું
મજૂર-મહાજન ન. [+ સં.,પું.] મજૂરોનાં હિતની દેખરેખ રાખનારું મંડળ, મજૂર-સંઘ, 'લેબર-યુનિયન,' 'ટ્રેઇડ-યુનિયન'
મજૂર-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [+ સં.] મજૂરોના વ્યવ-

સ્થિત સંઘ, મજૂર-સંઘ
**મજૂર-વર્ગ** પું. [+ સં.] મજૂરી કરનારા લોકો, 'લેબર-ક્લાસ'
**મજૂર-વાદ** પું. [+ સં.] મજૂરોના સ્વાશ્રયનું ગૌરવ સચવાવું જોઈયે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'બોલ્શેવિઝમ' (જૈ.હિ.)
**મજૂરવાદી** વિ. [+ સં., પું.] મજૂરવાદમાં માનનારું
**મજૂર-શાહી** સ્ત્રી. [+ જુઓ 'શાહી.[2]'] સ્વાશ્રયનું ગૌરવ કરનારી પદ્ધતિ, શ્રમજીવી-વાદ, 'બોલ્શેવિઝમ' (દ. બા.)
**મજૂર-શાળા** સ્ત્રી. [+ સં. शाला] મજૂરોનાં સંતાનોને ભણવાની વ્યવસ્થા હોય તેવી નિશાળ
**મજૂર-સંઘ** (-સઙ્ઘ) પું. [+ સં.] જુઓ 'મજૂર-મંડલ,' 'ટ્રેઇડ-યુનિયન' (દ.બા.), 'લેબર-યુનિયન' [વર્ગનું
**મજૂરિયાત, -તી** વિ. [જુઓ 'મજૂર' દ્વારા.] મજૂરી કરનાર
**મજૂરિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મજૂરી કરનારું
**મજૂરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મજૂરનું કામ, 'લેબર' (વિ કો.) (૨) મજૂરનું મહેનતાણું
**મજૂરેણ** (-ણ્ય) જુઓ 'મજૂરણ.'
**મજૂસ** પું. [સં. मञ्जूषा > પ્રા. मंजूसा] લાકડાનો યા માટીનો બનાવેલો ઘી-દૂધ વગેરે રાખવાનો નાના બારણાવાળો ચોરસ કે લંબચોરસ ઘાટનો તાકો કે કોઠલો. (ગામડામાં એના ઉપર ઢામચિયો રાખે.)
**મજે(-ઝે)** જુઓ 'મઝા.'
**મજેઠી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**મજે(-ઝે)-દાર** વિ. [ફા. મઝહ્-દાર] મઝા આપનારું. (૨) લિજ્જતદાર, સ્વાદિષ્ટ. (૩) સુંદર [લિજ્જત
**મજે(-ઝે)-દારી** સ્ત્રી. [ફા' મઝહ્દારી] મજેદાર હોવાપણું,
**મજે(-ઝે)-નું** જુઓ 'મઝા-નું.'
**મજ્જન** ન. [સં.] ડૂબકી મારવી એ. (૨) નાહવું એ, સ્નાન
**મજ્જન-ગૃહ** ન. [સં., પું., ન.] નાહવાનું મકાન, સ્નાન-ગૃહ, 'બાથ-રૂમ'
**મજ્જા** સ્ત્રી. [સં.] હાડકામાંનો માવો. (૨) સ્નાયુ
**મજ્જા-કવચ** ન. [સં.] જ્ઞાનતંતુઓનું આવરણ
**મજ્જા-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] એ નામનો નરકમાં મનાતો એક કુંડ [સ્થાન, 'નર્વ-સેન્ટર'
**મજ્જા-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] મજ્જાતંતુના કોશનું મુખ્ય
**મજ્જા-કોટર** ન. [સં.] નાના મગજને રહેવાનું પોલાણ
**મજ્જા-કોશ(-ષ)** પું. [સં.] જ્ઞાનતંતુઓનો ગુચ્છો
**મજ્જાક્ષક** પું. [સં.] જ્ઞાનતંતુઓની શૃંખલા
**મજ્જા-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં., પું.] મજ્જાઓની એકબીજા સાથે જોડાયેલી સ્થિતિ
**મજ્જા-તંતુ** (-તન્તુ) પું. [સં.] સ્નાયુઓમાંનો તે તે તાંતણો કે રેસો (જે સંકેતને ઝડપથી પસાર કરે છે.), જ્ઞાનતંતુ, 'નર્વ' [સંચાલન, 'નર્વસ સિસ્ટમ'
**મજ્જા-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] જ્ઞાનતંતુઓની વ્યવસ્થા તેમ
**મજ્જા-દ્રવ્ય** ન. [સં.] જ્ઞાનતંતુઓ તેમજ સ્નાયુઓમાં રહેલો પદાર્થ [પાછળ આવેલી એક ખાસ ગ્રંથિ
**મજ્જા-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] મગજના ત્રીજા ખાના
**મજ્જા-પેશી** સ્ત્રી. [સં.] મજ્જાકોશના ઝૂમખાની પેશી
**મજ્જા-રજ્જુ** સ્ત્રી. [સં.] કરોડ-રજ્જુ
**મજ્જા-વ્યૂહ** પું. [સં.] નાડી-તંત્રનો એક અગત્યનો ભાગ, 'ન્યૂરોન' ખાસ પ્રકારનો પદાર્થ, 'મેડ્યુલિન'
**મજ્જિન** ન. કેટલીક વનસ્પતિમાં જોવામાં આવતો એક
**મઝ-ધાર** સ્ત્રી. [સં. मध्य > પ્રા. मज्झ + સં. धारा] નદીના પ્રવાહનો મધ્ય ભાગ. (૨) સમુદ્રનો ઊંડાણવાળો ભાગ. (૩) (લા.) કોઈ એક કાર્યનો મધ્યભાગ
**મઝલું** વિ. [સં. मध्य- > પ્રા. मज्झल्ल-] મધ્યમાં આવેલું, વચ્ચેનું, વચલું
**મઝા(-જા)** સ્ત્રી. [ફા. મઝા.] મોજ, આનંદ. (૨) ગમ્મત, ક્રીડા. (૩) લિજ્જત, રસ, સ્વાદ. (૪) (લા.) મજાક, મશ્કરી. [૦ ઉડાવવી, ૦ કરવી, ૦ મારવી, ૦ લૂંટવી, ૦ લેવી (રૂ.પ્ર.) આનંદ માણવો. ૦ ચખાડવી, ૦ દેખાડવી (રૂ.પ્ર.) વેર વાળવું. ૦ પડવી (રૂ.પ્ર.) આનંદ આવવો. ૦ માણવી (રૂ.પ્ર.) આનંદનો અનુભવ કરવો. ૦ મારી જવી (રૂ.પ્ર.) મુશ્કેલીમાં મુકાવું. ૦ માં રહેવું (-રૅ:વું) (રૂ.પ્ર.) ખુશ રહેવું]
**મઝા(-જા)દારી** જુઓ 'મજે(-ઝે)દારી.'
**મઝા(-જા)નું** વિ. [+ ગુ. 'નું' છ.વિ.નો અનુગ] દિલને ખુશ કરે તેવું, સુંદર, રમણીય, સારું
**મઝિયા** સી. ગાડીને તળિયે લગાડેલી લાકડાની પટ્ટી
**મઝિયારું** જુઓ 'મજિયારું.'
**મઝિયારો** જુઓ 'મજિયારો.'
**મઝે-દાર** જુઓ 'મજે-દાર.'
**મઝેદારી** જુઓ 'મજેદારી.'
**મઝે-નું** જુઓ 'મજે-નું'-'મઝા-નું.'
**મઝેરી** વિ. [સં. मध्य > પ્રા. मज्झ દ્વારા] ખરા બપોરનું
**મઝેરું** ન. [સં. मध्य > પ્રા. मज्झ દ્વારા] વણકરનું એ નામનું એક સાધન
**મઝેલ** સ્ત્રી. એ નામની માછલીની એક જાત
**મઝો** પું., સ્ત્રી. જુઓ 'મઝા.'
**મઝોલું** વિ. [સં. मध्य > પ્રા मज्झ દ્વારા] જુઓ 'મઝેરું.'
**મટ[1]** પું. ગુમાન, અહંકાર, વટ. [૦ મરી જવો (રૂ.પ્ર.) ગર્વ ઊતરી જવો]
**મટ[2]** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'મટવું.'] જંપ, નિરાંત
**મટ[3]** (-ટ્ય) સ્ત્રી. ચાળો. (૨) મટકું, પલકારો. (૩) નજર, દૃષ્ટિ. [૦ મારવી (રૂ.પ્ર.) આંખનો ઇશારો કરવો]
**મટક** (-કચ) સ્ત્રી. મટકો, ચાળો
**મટક-મટક** (મટકચ-મટકચ) સ્ત્રી. [જુઓ 'મટક,'-દ્વિર્ભાવ.] આતુરતાપૂર્વક આંખનાં મટકાં-એ. (૨) ક્રિ.વિ. મટકાં મારતે
**મટકલું** ન., -લો પું. [જુઓ 'મટક' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] આંખનું મટકું. (૨) આંખનો ચાળો
**મટકવું** અ. ક્રિ. [અનુ.] મટકું મારવું, મચકારવું. (૨) અંગ હલાવવું. **મટકાવું** ભાવે., ક્રિ. **મટકાવવું** પ્રે. સ.ક્રિ.
**મટકાવવું, મટકાવું** જુઓ 'મટકવું'માં.
**મટકી[1]** સ્ત્રી. [જુઓ 'મટકું[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] આંખનો મચકારો
**મટકી[2]** સ્ત્રી. [જુઓ 'મટકું[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દાણામાં પડતી એક જાતની નાની જીવાત

**મટકી**[૩] સ્ત્રી. [જુઓ 'મટકું[૨]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઠંડું પાણી રહે તેવું નાનું માટીનું ઠામ, દોચકી
**મટકી-ભંગ** (ભઙ્ગ) પું. [જુઓ 'મટકી[૩]' + સં.] (લા.) એ નામની એક રમત [ચાલનાર
**મટકીલું** વિ. [જુઓ 'મટકું[૧]' + ગુ. 'ઈલું' ત.પ્ર.] નખરાંથી
**મટકું**[૧] ન. [અનુ.] (આંખનો) પલકારો
**મટકું**[૨] ન. કઠોળમાં પડતી એક જીવાત
**મટકું**[૩] ન. [જુઓ 'માટી' દ્વારા, સર૦ દે. પ્રા. मडक्क] (પાણી ઠંડું રાખવા માટેનું) માટલું
**મટકૂડી** સ્ત્રી. [જુઓ 'મટકી[૧]' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] માટીની માટલી, દોચકી, મટકી
**મટકો**[૧] પું. [જુઓ 'મટકું.'] (આંખનો) પલકારો. (૨) અંગનો મોહક મરોડ
**મટકો**[૨] પું. એક પ્રકારના રેશમનું વસ્ત્ર
**મટન** ન. [અં.] ઘેટાં-બકરાંનું માંસ [વેચવાનું બજાર
**મટન-મારકેટ, મટન-માર્કેટ** સ્ત્રી. [અં. મટન-માર્કેટ] માંસ
**મટમટવું** અ.ક્રિ. [અનુ.] આંખનું પટપટવું. (૨) (લા.) ક્ષણ પણ વિયોગ સહન ન કરવો. **મટમટાવું** ભાવે., ક્રિ. **મટમટાવવું** પ્રે., સ.ક્રિ.
**મટમટાવવું, મટમટાવું** જુઓ 'મટમટવું'માં.
**મટ-મંગરો** પું. [જુઓ 'માટી' દ્વારા.] લગ્ન વગેરે માંગલિક પ્રસંગે સ્ત્રીઓનું ગાજતે વાજતે અને ગાતાં વાતાં ગામ બહાર માટી લેવા જવું એ
**મટર** પું., સ્ત્રી. એ નામનું એક કઠોળ (તુવેરના જેવું)
**મટરાકાર** વિ. [જુઓ 'મટર' + સં. आ-कार] મટરના દાણા જેવા આકારનું, ગોળ
**મટવું** અ.ક્રિ. [દે. પ્રા. मिट्ट] (કોઈ પણ રોગ કે દર્દનું કે કોઈ પણ વસ્તુ પ્રસંગ વગેરેનું) જડમૂળથી દૂર થવું. **મટાડવું** પ્રે., સ.ક્રિ.
**મટાણો** પું. એ નામનો એક છોડ
**મટારી** સ્ત્રી. નાની બકરી
**મટાલું** ન. મૃદંગ
**મટિયા-ફૂસ** વિ. અશક્ત, નિર્બળ
**મટિયાલ** પું. [જુઓ 'માટી' દ્વારા.] માટીનો ખાડો
**મટિયો-લટોરો** પું. [+ જુઓ 'લટોરો.'] લટોરા નામનો પક્ષીનો એક પ્રકાર
**મટીલું** વિ. [જુઓ 'માટી' દ્વારા.] માટીના રંગનું. (૨) (લા.) આળસુ, સુસ્ત [નાની મટુકી
**મટુકડી** સ્ત્રી. [જુઓ 'મટકી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.]
**મટુકી** સ્ત્રી. [જુઓ 'મટકી' –આ વ્રજ. ઉછીનો.] નાની મટકી (ખાસ કરી દૂધ દહીં છાસની)
**મટોડી** સ્ત્રી. [જુઓ 'મટોડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઝીણા કાંકરા વગેરેવાળી માટી
**મટોડું** ન. [જુઓ 'માટી' દ્વારા.] કાંઈક મોટા કાંકરા વગેરે કસ્તરવાળી માટી. [**-ડાનું મગજ** (રૂ. પ્ર.) કમ-અક્કલ માણસ. ૦ **ફરી વળવું** (રૂ.પ્ર.) નકામું જવું]
**મટોળ** ક્રિ.વિ. બરોબર ન હોય એમ, રોડબોડ
**મઠાલ** ન. કાનનું એક ઘરેણું

**મઠ**[૧] પું. [સં.,પું.,ન.] સાધુ બાવાઓને રહેવાનો બાંધેલા મકાનના રૂપનો આશ્રમ. (૨) એ પ્રકારનું સાધુ બાવાનું દેવસ્થાન, મઢ. [૦**નો મૂરખ** (રૂ.પ્ર.) સંસ્કારી વાતાવરણમાં ઊછરેલો સામાન્ય માણસ]
**મઠ**[૨] જુઓ 'મોઠ.' [૦**ને છાંયડે મજા(-ઝા) કરવી** (રૂ.પ્ર.) દેખાવમાં માત્ર આનંદ હોય એવી પરિસ્થિતિ હોવી. ૦ **ફાકવા** (રૂ.પ્ર.) નિરુદ્યમી રહેવું. ૦ **મારવું** (રૂ.પ્ર.) બગાડવું]
**મઠઠ** પું. લોભ [એક વાની
**મઠડાં** ન., બ.વ. [સર ૦ 'મઠડી.'] મઠડીના પ્રકારની ખાવાની
**મઠડી** સ્ત્રી. [સં. मिष्ट- > પ્રા. मिट्ठ- દ્વારા] નાનો અને સુકોમળ ઠોર (ખાસ કરી પુષ્ટિમાર્ગીય મંદિરોમાં જાણીતો). (પુષ્ટિ.) (૨) મગફળીનો એક પ્રકાર
**મઠડો** પું. સોનાના મોતી જેવા દાણાનું કંઠનું એક ઘરેણું
**મઠ-તાલ** પું. [અસ્પષ્ટ 'મઠ' + સં.] એ નામનો સંગીતનો એક તાલ. (સંગીત.)
**મઠ-ધારી** વિ. [સં.,પું.], **મઠ-પતિ** પું. [સં.] મઠમાં અધિપતિ તરીકે રહેતો મહંત, મઠાધીશ
**મઠ-પંડિત** (-પણ્ડિત) પું. [સં.] (લા.) પોતાના ઘરમાં રહી વિદ્વત્તાનો દંભ કરનાર માણસ
**મઠ-યજ્ઞ** પું. [સં.] લોકકલ્યાણ નિમિત્તે મઠ કે મઠો રચવાની નિષ્કામ પ્રવૃત્તિ. (ગો.મા.) [પ્રજા. (સંજ્ઞા)
**મઠવાડી** પું. ડુંગરાઉ પ્રદેશમાં રહેતી એ નામની એક ભીલ
**મઠ-વાસ** પું. [સં.] વૈરાગ્ય લઈ મઠમાં જઈ રહેવું એ
**મઠવાસિની** વિ., સ્ત્રી. [સં.] મઠમાં રહેનારી સ્ત્રી-સાધ્વી
**મઠવાસી** વિ. [સં.,પું.] મઠમાં વાસ કરનાર (સાધુ બાવો સંન્યાસી વગેરે)
**મઠ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'મઠ.[૧]'
**મઠ-સત્કાર** પું [સં.] મઠમાં આવનાર સાધુ સંત તેમજ ઇતર જનતાને અપાતી મહેમાનગીરી
**મઠ-સ્થ** વિ. [સં.] મઠમાં રહેનારું
**મઠાકાશ** ન. [+ સં. आ-काश, પું., ન. મઠની અંદરની પોલાણવાળી ખાલી જગ્યા. (વેદાંત.)
**મઠાચાર્ય** પું [સં. + आ-चार्य] મઠનો વિદ્વાન સ્વામી, મઠાધિપતિ, મઠનો મહંત
**મઠાણું** ન. [સં. मृष्ट- > પ્રા. मट्ठ- દ્વારા] લાકડું સાફ કરવાનું એક ઓજાર. (૨) સોની તથા લુહારનું દાગીના સાફ કરવાનું એક સાધન
**મઠાણો** પું. [જુઓ 'મઠાણું.'] જુઓ 'મઠાણું(૨).'
**મઠાધિકારિણી** વિ., સ્ત્રી. [+ સં. अधिकारिणी] મઠ ઉપર જેની સત્તા ચાલે છે તેવી વિરક્ત સ્ત્રી
**મઠાધિકારી** વિ., પું. [+ સં. अधिकारी, પું.], **મઠાધિપતિ** પું. [+ સં. अधि-पति], **મઠા-ધીશ, -શ્વર** પું. [+ સં. अधीश, -श्वर], **મઠાધ્યક્ષ** પું. [+ સં. अध्यक्ष] જુઓ 'મઠ-ધારી.' 'એબટ'
**મઠાની** સ્ત્રી. ખાવાની એક પ્રકારની વાની
**મઠામ્નાય** પું. [+ સં. आम्नाय] મઠની પરંપરા. (૨) મઠ કે મઠોની વ્યવસ્થા માટેનો શાસ્ત્ર-ગ્રંથ
**મઠાર**[૧] (-રય) સ્ત્રી. [જુઓ 'મઠારવું.'] ટીપીને ઘાટ આપવો

એ. (૨) (લા.) લખેલું સુધારી વધારી આપવું એ

**મઠાર[2]** (-રચ) સ્ત્રી. [જુઓ 'માઠું' દ્વારા.] ઓછાપણું, ખેંચ

**મઠારણું** ન. [જુઓ 'મઠારવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] મઠારવાનું સાધન, ટીપી ઘાટ આપવાનું સાધન

**મઠા-રસ** પું.. સ્ત્રી. [જુઓ 'મઠો' + સં.] છાસ

**મઠા(-ઠે)રવું** સ.ક્રિ. [સં. मृष्ट- > પ્રા. मट्ठ- દ્વારા] ટીપી સરખું કરવું. (૨) સફાઈ લાવવી. (૩) ટાપટીપ કરવી. (૪) ઘાટ લાવવો. (૫) સુધારવું. **મઠા(-ઠે)રાવું** કર્મણિ.,ક્રિ. **મઠા(-ઠે)રાવવું** પ્રે.,સ.ક્રિ.

**મઠા(-ઠે)રાવવું, મઠા(-ઠે)રાવું** જુઓ 'મઠા(-ઠે)રવું'માં.

**મઠારિયું** ન. [જુઓ 'મઠારવું' + ગુ. 'ઇયું કૃ.પ્ર.] મઠારવામાં કામ લાગે તેવું સાધન. [-યો પથ્થર (રૂ.પ્ર.) નિસરણો]

**મઠિયું** ન. [જુઓ 'મઠ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મઠના લોટનું બનાવેલું એક પ્રકારનું મૂઠિયું (ખાદ્ય). (૨) મઠના લોટનો પાપડ. (૩) ચણાના લોટનો એક ખાદ્ય પદાર્થ. (૪) કઢી

**મઠિયો** પું. [જુઓ 'મઠિયું.'] (લા.) કપાસની એક જાત

**મઠિયો ભીંડો** પું. એ નામની એક વનસ્પતિ, ફારડિયો ભીંડો (આ 'ભીંડો' નથી.)

**મઠી** સ્ત્રી. એક જાતનો વેલો, (૨) ડાંગરની એક જાત

**મઠેર** (-રચ) સ્ત્રી. [જુઓ 'મઠેરવું.'] મઠેરવાની ક્રિયા. (૨) (લા.) ટાપ-ટીપ [મઠેરવાની ક્રિયા

**મઠેરણી[1]** સ્ત્રી. [જુઓ 'મઠેરણું[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**મઠેરણી[2]** સ્ત્રી. [જુઓ 'મઠેરણું[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મઠેરવાનું નાનું સાધન, લેવણી. (૨) કુંભારનું ટપલું. (૩) કંસારાનું એક ઓજાર. (૪) સફાઈ લાવવાની સોનાની હથોડી. (૫) સુતારનો રંદો

**મઠેરણું[1]** ન. [જુઓ 'મઠેરવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ. પ્ર.] મઠેરવાની ક્રિયા

**મઠેરણું[2]** ન. [જુઓ 'મઠેરવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] મઠેરવાનું સાધન [પ્રે.,સ.ક્રિ

**મઠેરવું** જુઓ 'મઠારવું.' **મઠેરાવું** કર્મણિ.,ક્રિ. **મઠેરાવવું**

**મઠેરાવવું, મઠેરાવું** જુઓ 'મઠા(-ઠે)રવું'માં.

**મઠો** પું. [સં. मृष्टक- > પ્રા. मट्ठअ] માખણ કાઢયા વિનાનો દહીંનો રગડો (સાદો કે મસાલો નાખીને કરેલો)

**મઠોડું(-ડું)** ન. [જુઓ 'મઠ[2]' દ્વારા.] મઠના દાણા કાઢી લીધા પછીનું ડાંખળી તથા પાંદડીનું છાલું

**મઠોરવું** સ.ક્રિ. લાકડાને રંદો મારીને સફાઈ આપવી. (૨) ટીપી ઘરેણાં ઠીક કરવાં. **મઠોરાવું** કર્મણિ.,ક્રિ. **મઠોરાવવું** પ્રે.,સ.ક્રિ.

**મઠોરાવવું, મઠોરાવું** જુઓ 'મઠોરવું'માં.

**મઠોરું** જુઓ 'મઠોડું.'

**મઠોલિયો** વિ., પું. [જુઓ 'મઠોલી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] હસ્ત-મૈથુન કરનાર માણસ

**મઠોલી** સ્ત્રી. હસ્ત-મૈથુન, હાથ-રસ

**મડ** પું. [જુઓ 'મરડ.] મરડાટ, ઉદ્ધતાઈ. (૨) મમત, હઠ

**મડકો** પું. [જુઓ 'મરડકો.'] જુઓ 'મરડકો.'

**મડ-ગાર્ડ** ન. [અં.] મોટર .સાઇકલ વગેરેનાં પૈડાં ઉપરનું પતરાનું ઢાંકણ (કાદવ ધૂળ વગેરે ઊડતાં રોકનારું)

**મડ-ચૂરડિયું** વિ., **મડ-ચૂસિયું** વિ. [બંનેમાં 'મડ'-સં. मृत > પ્રા. मड, પ્રા. તત્સમ. પાછલામાં 'ચૂસવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] (લા.) અત્યંત લોભિયું

**મડછાઈ** સ્ત્રી. શેખી, બડાઈ

**મડતલ** વિ. [સં. मृत > પ્રા. मड દ્વારા] દૂબળું, માંદલું

**મડતલિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] શક્તિ વગરનું, મુડદાલ

**મડદ** જુઓ 'મરદ.'

**મડદાઈ** જુઓ 'મરદાઈ.'

**મડદા-ઓરડી** સ્ત્રી. [જુઓ 'મડદું' + 'ઓરડી.'] હૉસ્પિટલોમાં મડદાં રાખવાની ઓરડી. (૨) મડદાં ચીરી મરણનું કારણ શોધી કાઢવાની ઓરડી, 'પોસ્ટ-મૉર્ટમ રૂમ'

**મડદાલ** જુઓ 'મુડદાલ.'

**મડદાલ-શા** વિ. [+ જુઓ 'શાહ.' વ્યંગમાં.] જુઓ 'મુડદાલ.'

**મડદું** જુઓ 'મુરદું.' [-દાના તાળવામાંથી લોહી ખાનાર (રૂ.પ્ર.) ખૂબ કંજૂસ. (૨) નિર્દય સ્વાર્થી. -દાને મીંઢળ બાંધવો (રૂ.પ્ર.) ઘરડા પુરુષને પરણાવવો] [કાર્બોહ્રાઇડ્રેટ'

**મડ-દ્રવ્ય** ન. ['મડ' અસ્પષ્ટ + સં.] બેળનું દ્રવ્ય, 'કાર્બો-

**મડધી** વિ., સ્ત્રી. [જુઓ 'મડધો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નીચા કદની મજબૂત બાંધાની સ્ત્રી

**મડધીંગ** વિ. [જુઓ 'મડધો.'] મોટું અને જબરું

**મડધો** પું. [સં. मुकुट-बद्धक- > પ્રા. मउड-बद्धअ- > જૂ. ગુ. મુહુડાધઅ-] વીર યોદ્ધો. (૨) મોટો મલ્લ. (૩) કાસદનો ઉપરી. (સર૦ ફા. 'મીરિ-દેહ્', પણ એ 'મીરધો' છે.)

**મડપ** પું. એ નામનો ભાજીના પ્રકારનો એક છોડ

**મડફ** પું. માટીનો ગરબો

**મડ(-ઢ)મ** (-મ્ય) સ્ત્રી. [અં. મૅડમ્] અંગ્રેજ સ્ત્રી

**મડ મડ** ક્રિ.વિ. [રવા.] ભાંભરતાં અવાજ થાય એમ

**મડમડાવવું** સ.ક્રિ. [રવા.] ખૂબ ખાવું

**મડ(-ઢ)મ-ડી** સ્ત્રી. [જુઓ 'મડ(-ઢ)મ' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મડ(-ઢ)મ' (તુચ્છકારમાં).

**મડલા** સ્ત્રી. અનાજ ભરવાની નાની કોઠી

**મડવું** સ.ક્રિ. [જુઓ 'મરડવું.'] જુઓ 'મરડવું.'

**મડસ-ગોટીલા** સ્ત્રી. -લો પું. એ નામની એક રમત

**મડસાઈ** સ્ત્રી. [જુઓ 'મડસું' + ગુ. 'આઈ' ત.પ્ર.] લુચ્ચાઈ

**મડસું** વિ. લુચ્ચું

**મડાઈ-ડો(-દો)ડો** પું. એ નામનો એક છોડ

**મડા-ગાંઠ** (-ઠચ) સ્ત્રી. [જુઓ 'મડું' + 'ગાંઠ.'] (લા.) છૂટે નહિ તેવી આંટી કે પકડ. (૨) ચર્ચા-વિચારણા કે કરાર વગેરેમાં પડતી ગૂંચ, 'ડેડ-લૉક' (ઉ.કે.). [૦ પડવી (રૂ.પ્ર.) સખત રીતે ગાંઠ પડવી. (૨) સમાધાન ન થાય તે રીતની પરિસ્થિતિ થવી. ૦ વળવી (રૂ.પ્ર.) એક જ સ્થિતિમાં વળગી રહેવું. (૨) સમાધાન ન થવું] [કરનાર

**મડા-ચૂંથ** વિ. [જુઓ 'મડું' + 'ચૂંથવું.'] મડદાં ચૂંથવાનું કામ

**મડાદ** પું. નાનું તળાવડું

**મડા-મુખું** વિ. [જુઓ 'મડું' + સં. मुख + ગુ. 'ઉં' ત.પ્ર.] મડદાના જેવા ચીમળાઈ ગયેલા મોઢાવાળું

**મડા-મોઢું** ન. [જુઓ 'મડું + 'મોઢું.'] મડદાનું મોઢું

**મડા-મોં** (-મોં:) ન. [જુઓ 'મડું' + 'મોં.'] જુઓ 'મડા-મોઢું.' (૨) મરણ સમયનું વિકૃત થઈ ગયેલું મોઢું

**મડાલો** પું. ઢોલનો એક પ્રકાર [અશક્ત, દુર્બળ

**મડિયલ** વિ. [જુઓ 'મડું' દ્વારા.] મડદા જેવું સુકડાલ,

**મડિયાં** ન., બ. વ. [જુઓ 'મરડવું'-'મડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] મરડીને પહેરવાનાં પોલાં કડલાં. [૦ ભાંગી જવાં (રૂ. પ્ર.) માર કે આઘાતથી ટાંટિયા ઢીલા થઈ જવા]

**મડિયો** જુઓ 'મરડિયો.'

**મડી** સ્ત્રી. ક્યારો. (૨) ખેતરમાં બે ક્યારા વચ્ચેનો ભાગ. (૩) ચોખાના ખેતરનો એક ભાગ

**મડું** ન. [સં. मृतक->પ્રા.मडअ-] મડદું, શબ. (૨) (લા.) માલ વગરનું. (૩) દૂબળું, અશક્ત, સુકડાલ. (૪) હઠીલું. [-ડા ઉપર વીજળી પડવી (રૂ.પ્ર.) કશી જ અસર ન થવી. -ડાની પેઠે (રૂ.પ્ર.) મડાગાંઠ વાળી. -ડાની સાથે મીંઢળ બાંધવું (રૂ. પ્ર.) ઘરડા સાથે નાની કન્યાને પરણાવવી]

**મડોડવું** સ.ક્રિ. [જુઓ 'મરડવું.'] મરડવું. (૨) ઊંધું વાળવું. (૩) પાછું લેવું. (૪) એકઠું કરવું. મડોડાવું કર્મણિ., ક્રિ. મડોડાવવું પ્રે., સ.ક્રિ.

**મડોડાવવું, મડોડાવું** જુઓ 'મડોડવું'માં. [ખીલો, 'સ્ક્રૂ'

**મડોડી-મેખ** સ્ત્રી. [જુઓ 'મરડવું' + 'મેખ.'] પેચવાળો

**મડોરો** પું. મરડ, વાંક-ચૂક

**મઢ** પું. [સં. मठ> પ્રા. मढ, પ્રા. તત્સમ] (ખાસ કરીને) માતા-દેવીનું મંદિર કે સ્થાન. (૨) જુઓ 'માઢ.'

**મઢણ** ન. સાબરકાંઠામાં ઈડર નજીકની પહાડીમાં થતું એ નામનું એક વૃક્ષ [મઢવાની ક્રિયા, જડતર

**મઢતર** (-રચ) સ્ત્રી. [જુઓ 'મઢવું' + ગુ. 'તર' કૃ. પ્ર.]

**મઢ-તાલ** જુઓ 'મઠ-તાલ.'

**મઢમ** (-મ્ય) જુઓ 'મડમ.'

**મઢમ-ડી** જુઓ 'મડમ-ડી.'

**મઢયો** પું. [જુઓ 'માઢ' દ્વારા.] માઢ, ડેલા ઉપરનો માળ

**મઢવું** સ.ક્રિ. [દે.પ્રા. मढ પ્રા. તત્સમ] અસલ ચીજ સુરક્ષિત રહે એ રીતે પટ્ટી આવરણ વગેરે જડવાં. (૨) (લા.) શણગારવું. મઢાવું કર્મણિ., ક્રિ. મઢાવવું પ્રે., સ.ક્રિ.

**મઢાઈ** સ્ત્રી. [જુઓ 'મઢવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.], -મણ ન. [+ ગુ. 'આમણ' કૃ.પ્ર.], -મણી સ્ત્રી. [+ ગુ. 'આમણી' કૃ.પ્ર.] મઢવાની ક્રિયા. (૨) મઢવાનું મહેનતાણું

**મઢાઈ-કાર** વિ. [+ સં.] મઢનાર કારીગર, 'માઉન્ટર'

**મઢાવવું, મઢાવું** જુઓ 'મઢવું'માં.

**મઢી** સ્ત્રી, [સં. मठिका> પ્રા. मढिआ] નાનો મઠ, બાવા સાધુની ઝૂંપડી. (૨) નાનું કાચું ધાર્મિક સ્થાન. (૩) (લા.) ચિતા, ચેહ. (૪) શબ બેસાડવાની પાલખી

**મઢીઠ** ન. બાવળ જેવું એક ડુંગરાઉ ઝાડ

**મઢૂડી, -લી** સ્ત્રી. [જુઓ 'મઢી'+ગુ. 'ઊડું'-'ઊલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] ઘાસ-પાંદડાની નાની ઝૂંપડી

**મઢો** પું. જાડો રોટલો. (૨) રોગાન

**મણ** પું. [ફા. મન્] જૂનું ચાળીસ શેરનું વજન. [૦ ઢીલો કરવો (રૂ.પ્ર.) સખત મહેનત કરાવવી. ૦નો પાંચશેરો કરી ના(-નાં)ખવો (રૂ.પ્ર.) સખત માર મારવો. ૦ મણની તોળવી (કે સંભળાવવી) (રૂ.પ્ર.) સખત ગાળો આપવી. ૦ મોઢે વાતો (રૂ.પ્ર.) અનેક વાતો]

**મણકો**[1] પું. [સં. मणि દ્વારા ગુ. 'મણ' + ગુ. 'કો' સ્વાર્થે ત.પ્ર.] કોઈ પણ પ્રકારનો પારો, 'બીડ.' (૨) (લા.) ઉરકેરણી [માળાનો મણકો (રૂ.પ્ર.) ઘણું વહાલું]

**મણકો**[2] પું. [સં. मणिलाल શબ્દનું લાઘવ] 'મણિલાલ'નું તુચ્છકારવાળું નામ. (સંજ્ઞા.)

**મણ-ગઢ** વિ. [સં. मणि દ્વારા] મણિ જડ્યા હોય તેવું

**મણ-ગોટો** પું. [સં. मणि + જુઓ 'ગોટો.'] સ્ત્રીઓનું હાથમાં પહેરવાનું એક ઘરેણું

**મણચો** પું. એ નામનું એક ચોમાસુ ઘાસ

**મણ-ઝ(-ધ)ર** પું. [સં. मणि-धर] માથા ઉપર મણિ ધર્યાનું મનાય છે તેવો સર્પ કે નાગ

**મણ-મઢિયો** પું. [સં. मणि + 'મઢવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] (લા.) બાળકોને બિવડાવવાનો હાઉ

**મણ-મણિયું** વિ. [જુઓ 'મણ,'-દ્વિર્ભાવ + ગુ. 'ઇયું' ત.પ્ર.] એક એક મણના વજનવાળું

**મણ-મું(-મૂ)ડો** પું. લાકડામાં થતી કાળા મોંવાળી એક પ્રકારની ઇયળ, મામણ-મુંડો

**મણશીલ** ન., સ્ત્રી. [સં. मनःशिल] પહાડી પથ્થરોની ફાટમાં થતો એક ઉપરસ, મનઃશિલ

**મણ-હર** વિ. [સં. मनोहर> પ્રા. मणोहर] જુઓ 'મનોહર.'

**મણા** સ્ત્રી. [સં. मनाक् અવ્યય> પ્રા. मणा.] (લા.) ખામી, ઊણપ

**મણાવવું, મણાવું** જુઓ 'માણવું'માં.

**મણિ** પું. [સં.] સૌથી ઊંચામાં ઊંચું રત્ન, જવાહર, હીરો (સફેદ રંગનો બહુ કિંમતી પથ્થર). (૨) સર્પના માથા ઉપર મનાતો કિંમતી હીરો. (૩) (લા.) શિશ્નનો અને યોનિનો અગ્ર ભાગ

**મણિ-કર્ણિકા, મણિ-કર્ણી** પું. [સં., સ્ત્રી.] કાશી પાસે ગંગા નદીનો એક સુપ્રસિદ્ધ ઘાટ. (સંજ્ઞા.)

**મણિ-કર્મ** ન. [સં.] હીરાની જડતરનું કામ, જડિયાનું કે મણિયારનું કામ

**મણિ-કાર** પું. [સં.] હીરાનો વેપારી, ઝવેરી, મણિયાર

**મણિ-કુંડલ(-ળ)** (-કુણ્ડલ, -ળ) ન. [સં.] હીરાની જડતર-વાળું કાનનું કુંડળ (એક ઘરેણું)

**મણિ-કોઠો** પું. [+ જુઓ 'કોઠો.'] ઝવેરાત રાખવાનો ઓરડો

**મણિ-ચક** ન. [સં.] એક પ્રકારનું પક્ષી, 'કિંગ-ફિશર'

**મણિ-જ્યોત** (-ત્ય) સ્ત્રી. [સં. मणि + ज्योतिस् ન.] (લા.) આત્મ-જ્યોત, આત્માનો પ્રકાશ. (ક.દ.ડા.)

**મણિ-થંભ** (-થમ્ભ) પું. [+ સં. स्तम्भ> પ્રા. थंभ, પ્રા. તત્સમ] જેમાં મણિ જડવામાં આવ્યા હોય તેવો થાંભલો

**મણિ-ધર** પું. [સં.] જુઓ 'મણ-ઝર.'

**મણિ-ધારી** વિ. [સં., પું.] જેણે મણિ ધારણ કર્યો હોય તેવું

**મણિપુરી** વિ., ન. [સં. मणिपुर આસામનું એક ગામ +

ગુ. 'ઈ' ત.પ્ર.] આસામનો 'મણિપુરી' સંજ્ઞાથી જાણીતો નૃત્ય-પ્રકાર

**મણિ-પૂર, ૦ક, ૦ ચક્ર** ન. [સં.] નાભિ-ચક્ર. (૨) ઉદરમાં આવેલું મનાતું એક નાડી-ચક્ર. (યોગ.)

**મણિ-બંધ (-બન્ધ)** પું. [સં.] હથેળી અને હાથના સાંધાનો ભાગ, કાંડું [હાડકું

**મણિબંધાસ્થિ (-બન્ધાસ્થિ)** ન. [+ સં. અસ્થિ] કાંડાનું

**મણિ-ભૂમિ** સ્ત્રી. [સં.] ફરસબંધી, 'મોઝેઇક' (કે.હ.)

**મણિ-મય** વિ. [સં.] મણિથી પૂર્ણ, મણિથી ભરેલું

**મણિ-મહોત્સવ** પું. [સં.] કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિ કે સંસ્થા સાઠ વર્ષ પૂરાં કરે ત્યારે સ્નેહીઓ તરફથી ઊજવાતો ઉત્સવ, હીરક મહોત્સવ, 'ડાયામન્ડ જ્યુબિલી' (આ.બા.)

**મણિ-મંડપ (-મણ્ડપ)** પું. [સં.] જેમાં મણિ જડવામાં આવ્યા હોય તેવો માંડવો. (૨) શેષનાગને રહેવાનું સ્થાન. (સંજ્ઞા.) [માળા

**મણિ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] કિંમતી જવાહિરોની કંઠની

**મણિ-મુદ્રા** સ્ત્રી. [સં.] હીરો જડયો હોય તેવી વીંટી

**મણિ-મેખલા** સ્ત્રી. [સં.] જેમાં કિંમતી નંગ જડયાં હોય તેવો કંદોરો [જાત

**મણિયા** સ્ત્રી. [જુઓ 'મણિયું.'] સૌરાષ્ટ્રની ઘોડીની એક

**મણિયાર** પું. [સં. મणिकार > પ્રા. मणिआर, પ્રા. તત્સમ] જુઓ 'મણિ-કાર.' (૨) એ નામની ગુજરાતમાં ઝવેરીનો ધંધો કરનાર કુટુંબોની એક અવટંક અને એનો પુરુષ

**મણિયારું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] મણિયારનો ધંધો, ઝવેરીનો ધંધો

**મણિયું** વિ. [જુઓ 'મણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] એક મણના વજનનું. (૨) ન. મણ વજનનું કાટલું

**મણિયો** પું. [જુઓ 'મણિયું.'] જુઓ 'મણિયું(૨.')' [૦ ઢોલો કરવો (રૂ.પ્ર.) સખત મહેનત કરવી]

**મણિ-લક્ષણ** ન. [સં.] મણિનો ગુણ-ધર્મ

**મણિ-સોપાન** ન. [સં.] જેમાં કિંમતી નંગ જડવામાં આવ્યાં હોય તેવું દાદર કે સીડીનું તે તે પગથિયું

**મણીકું** ન., **-કો** પું. [જુઓ 'મણ' + ગુ. 'ઈકું' ત.પ્ર.] મણ વજનનું કાટલું, મણિયું, મણિયો

**મણૂકી** સ્ત્રી. [જુઓ 'મણૂકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'મણીકું' 'મણિયું.' [(લા.) સામટી રીતે

**મણે** ક્રિ.વિ. [જુઓ 'મણ' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.]

**મણેણાટ** જુઓ 'અણેણાટ.'

**મણોર** પું. [સં. मनो-रथ > પ્રા. मणोरह- (જૂ.ગુ.)] મનોરથ

**મણ્ય** સ્ત્રી., વિ. [સં. मणि, પું.] મણિ-રૂપ

**મત[1]** પું. [સં.,ન.] અભિપ્રાય, માન્યતા, મંતવ્ય, 'ઓપિનિયન.' (૨) 'વોટ.' (૩) અનુમોદન, ટેકો. (૪) ધાર્મિક પંથ, 'સ્કૂલ' (દ.બા.)

**મત[2] (-ત્ય)** સ્ત્રી. [સં. मति] બુદ્ધિ, અક્કલ, સાન

**મતક-બાજ** વિ. ધાંધલિયું, ધમાલ કરનારું

**મત-કુટિ(-ટી)** સ્ત્રી [સં.] મત આપવા માટે બંધાયેલી કે કરેલી આડચવાળી ઝૂંપડી, 'મત-કૉમ્પાર્ટમેન્ટ'

**મતકો** પું. વાળંદ, હજામ

**મત-ગણક** વિ.,પું. [સં.] ચૂંટણી પ્રસંગે મત-ગણતરી કરનાર અમલદાર, 'પોલિંગ ઑફિસર'

**મત-ગણતરી** [જુઓ 'મત[1]' + 'ગણતરી.'], **મત-ગણના** સ્ત્રી. [સં.] ચૂંટણી વખતે અપાયેલા મતોની ગણના

**મત-જિલ્લો** પું. [જુઓ 'મત[1]' + 'જિલ્લો.'] જે તે જિલ્લા પૂરતું તે તે મત-દાન નક્કી થયું હોય તેટલો જિલ્લો કે પ્રદેશ, 'કૉન્સ્ટિટયુઅન્સી' (બ.ક.ઠા.)

**મત-તંત્ર (તન્ત્ર)** ન. [સં.] મંતવ્ય, માન્યતા (ગો.મા.)

**મત-તાલિકા** સ્ત્રી. [સં.] મતદારોની યાદી, 'વૉટર્સ લિસ્ટ'

**મત-દર્શન** ન. [સં.] પસંદગીનો મત આપવાની ક્રિયા

**મત-દાતા** વિ. [સં. मतस्य दाता, પું.] મત કે અભિપ્રાય દેનાર, 'વૉટર'

**મતદાતૃ-વર્ગ** પું. [સં.] મત દેનારાઓનો સમૂહ

**મત-દાન** ન. [સં.] ચૂંટણી વખતે મતદારોનું ખાનામાં મતવાળું કાગળિયું નાખવાની ક્રિયા, 'વૉટિંગ,' 'પોલિંગ'

**મતદાન-પદ્ધતિ** સ્ત્રી. [સ.] મત નોંધવાની જુદી જુદી રીત

**મતદાન-મથક** ન. [+ જુઓ 'મથક.'] જુઓ 'મતદાન-સ્થાન.'

**મતદાન-વિધિ** પું. [+ સં.] મત આપવાની પ્રક્રિયા, 'વૉટિંગ-પ્રોસિજર'

**મત-દાન-સ્થાન** ન. [સં.] ચૂંટણી સબબના મત આપવાનું ઠેકાણું, 'પોલિંગ સ્ટેશન,' 'પોલિંગ બૂથ'

**મત-દાર** વિ. [જુઓ 'મત[1]' + ફા. પ્રત્યય.] મત દેવાનો હક ધરાવનાર, 'વૉટર,' 'ઇલેક્ટર'

**મતદાર-પત્ર** પું. [સં.,ન.] જેમાં ઉમેદવારના નામ સામે ચોકડી કરવાની હોય છે તે કાગળ, 'વૉટિંગ પેપર,' 'બૅલેટ પેપર'

**મતદાર-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ)** ન. [સં.] મત આપનારાઓનો વર્ગ કે સમૂહ, 'કૉન્સ્ટિટયુઅન્સી'

**મતદાર-યાદી** સ્ત્રી. [+ જુઓ 'યાદી.'] મત દેનારાંઓની અકારાદિ ક્રમે રખાતી સૂચિ, 'ઇલેક્ટોરલ રૉલ'

**મતદાર-વર્ગ, મતદાર-વિભાગ** પું. [+ સં.] જુઓ 'મતદાર-મંડલ.'

**મતદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મત આપવાની પદ્ધતિ

**મત-દીક્ષા** સ્ત્રી. [સં.] ધર્મ સંપ્રદાય તેમ સામાજિક સંસ્થા વગેરેમાં થતો પ્રચાર, સિદ્ધાંત-બોધન, 'ઇન્ડૉક્ટ્રિનેશન'

**મત-પત્ર** પું., **૦ક** ન. [સં.,ન.], **-ત્રિકા** સ્ત્રી. [સં.] જુઓ 'મતદાર-પત્ર.' [ફાંટો, સંપ્રદાય

**મત-પંથ (-પન્થ)** પું. [જુઓ 'મત[1]' + 'પંથ.'] ધાર્મિક

**મત-પાત્ર** વિ. [સં.,ન.] જેને માટે મત અપાતા હોય તે (વ્યક્તિ) ઉમેદવાર, 'કૅન્ડિડેઇટ'

**મત-પેટી** સ્ત્રી. [જુઓ 'મત[1]' + 'પેટી.'] જેમાં મત-પત્રક નાખવાનાં હોય છે તે પેટી, 'બૅલેટ-બૉક્સ'

**મત-પ્રચાર** પું. [સં.] ચોક્કસ પ્રકારના અભિપ્રાયનો ફેલાવો કરવાની ક્રિયા, 'કૅન્વાસિંગ'

**મત-પ્રવર્તક** વિ. [સં.] ધાર્મિક માન્યતાનો પ્રચાર કરનાર, ધર્મ-સંપ્રદાયની સ્થાપના કરનાર

**મત-ફેર** પું., **-રી** [જુઓ 'મત[1]' + ફેર' + ગુ. 'ઈ' ત.પ્ર.], **મત-ભિન્નતા** સ્ત્રી., **મત-ભેદ** પું. [સં.] બે અભિપ્રાયો

વચ્ચે રહેલો તફાવત, 'ડિસેન્શન' [હોય તેવું
**મતભેદ-મૂલક** વિ. [સં.] જેમાં અભિપ્રાયની ભિન્નતા રહેલી
**મતભેદ-સહિષ્ણુતા** સ્ત્રી. [સં.] જુદા જુદા મત હોવા છતાં એ વિશે સમભાવ બતાવવો એ, મતાંતર-તિતિક્ષા, 'ટૉલરેશન' (મ.ન.)
**મત-મતાંતર** (-મતાન્તર) ન., બ.વ. [સં. मत-मत + अन्तर] ભિન્ન ભિન્ન દૃષ્ટિ, દૃષ્ટિ-ભેદ, મત-ભેદ
**મતમતાંતરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મતમતાંતર દર્શાવનારું, વિરુદ્ધ વિચાર બતાવનારું
**મતરાઈ** સ્ત્રી. [સં. मातृ દ્વારા] સાવકી મા
**મતરાયું** વિ. [+ ગુ. 'આયું' ત. પ્ર.] સાવકી માતાનું, અપરમાતાનું, ઓરમાયું
**મતલબ** સ્ત્રી. [અર.] અર્થ, આશય, તાત્પર્ય. (૨) ઉદ્દેશ, હેતુ, (૩) અભિપ્રાય. (૪) સાર, રહસ્ય. (૫) મજકુર. (૬) સ્વાર્થ. [૦ કાઢી લેવી (રૂ.પ્ર.) પોતાને ગમતું તારવી લેવું. ૦ની મહોબ્બત (રૂ.પ્ર.) સ્વાર્થમય પ્રેમ. ૦નો યાર (રૂ.પ્ર.) સ્વાર્થી. ૦ બર આવવી (રૂ.પ્ર.) ધારણા સિદ્ધ થવી. ૦બહેરું (-બૅ:રું) સ્વાર્થ પૂરતું જ સાંભળનાર. ૦ રાખવી (રૂ.પ્ર.) સંબંધ રાખવો]
**મતલબ-સર** ક્રિ.વિ. [+ જુઓ 'સર' (=થી).] ચોક્કસ હેતુ માટે. (૨) સ્વાર્થથી
**મતલબિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **મતલબી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મતલબ સાધવા ચાહતું, સ્વાર્થી. (૨) (લા.) દગાબાજ, કપટી
**મતલા** પું. [અર. મતલઅ્] કાવ્યની શરૂઆત. (૨) પૂર્વ દિશા. (વહાણ.) [૦ સાફ થવું (રૂ.પ્ર.) મુશ્કેલીઓ દૂર થવી]
**મતલાઈ** સ્ત્રી. [જુઓ 'મતલાવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] ઊબકો આવવો એ (પેટની એક માંદગી)
**મતલાવું** અ.ક્રિ. ઊબકો આવવો
**મતલી** સ્ત્રી. [જુઓ 'મતલવું' + હિં. 'ઈ' કૃ.પ્ર.] ઊબકો, ઉબકો. [૦ થવી (રૂ.પ્ર.) ઊબકો આવવો]
**મત-વાદ** પું. [સં.] સિદ્ધાંત. (૨) પોતાના મતનો આગ્રહ, 'ડૉગ્મૅટિઝમ' [માટે આગ્રહી, 'ડૉગ્મૅટિક'
**મતવાદી** વિ. [સં.,પું.] સિદ્ધાંતવાદી. (૨) પોતાના મત
**મતવારણું** ન. [સં. मत्तवारणक- > પ્રા. मत्तवारणअ-] જેમાં મદોન્મત્ત હાથીઓનાં ચિતરામણ હોય તેવી ઓટલાની કે અગાસીની ધાબાથી લઈ શરૂ થતી બહારની કાંસની દીવાલ
**મતવાલું** વિ, [દે.પ્રા. मत्तवालअ-] મદોન્મત્ત. (૨) નશામાં ચકચૂર
**મત-વિરોધ** પું. [સં.] વિરુદ્ધ મત હોવો એ
**મત-વિશેષ** પું. [સં.] વિશિષ્ટ અભિપ્રાય, ખાસ મત, ચોક્કસ પ્રકારનું મંતવ્ય
**મતવી** સ્ત્રી. [જુઓ 'મતવો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મતવાની સ્ત્રી, મતવા કોમની સ્ત્રી
**મતવેલિયું** ન. સોગના સમયમાં સ્ત્રીઓએ પહેરવાનું કાળું કપડું [જુદાપણું
**મત-વૈચિત્ર્ય** ન. [સં. અભિપ્રાયોની વિભિન્નતા, મતોનું

**મતવો** પું. કચ્છના બન્ની વિસ્તારના મુસ્લિમ ગોવાળનો એક ફિરકો અને એનો પુરુષ. (આ મતવા લોક સૌરાષ્ટ્રમાં પણ ફેલાયેલા છે.)
**મત-સરવણી** જુઓ 'મસવણી.'
**મત-સહિષ્ણુતા** સ્ત્રી. [સં.] અન્ય ધર્મનાં મતમતાંતરોને સાંખવાનો ગુણ [આંકડો
**મત-સંખ્યા** (-સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] આપેલા મતનો કુલ
**મત-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] જુદા જુદા અભિપ્રાયોનો સંગ્રહ, 'સિમ્પોઝિયમ' (આ.બા.) [ફિરકો
**મત-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] અમુક મત કે પંથનો
**મત-સાદૃશ્ય** ન. [સં.] મતોનું સરખાપણું
**મત-સૂચિ, -ચી** સ્ત્રી. [સં.] મતોની યાદી
**મત-સ્થાન** ન, [સં.] જુઓ 'મતદાન-સ્થાન.'
**મત-હીન** વિ. [સં.] કોઈ અભિપ્રાય વિનાનું
**મતંગ**, ૦જ (મતઙ્ગ, ૦જ) પું. [સં.] હાથી
**મતંગો** (મતઙ્ગો) પું. અલેકિયા ખાવાનો માગવા જતી વેળાનો પોશાક. (૨) અલેકિયા ખાવાનું શરીરને વીંટવાનું ઉપરનું દોરડું [પ્રાય મારેલી જિદ્દ
**મતાગ્રહ** પું. [સં. मत + आ-ग्रह] પોતાના બાંધેલા અભિ-
**મતાગ્રહી** વિ. [સં.,પું.] મતાગ્રહ રાખનારું
**મતા** સ્ત્રી. [અર. મતાઅ્] માલ-મિલકત, ધન, સંપત્તિ, પૂંજી
**મતાતીત** વિ. [સં. मत + अतीत] (ધારાસભામાં) જે બાબતને મતની જરૂર નથી ગણવામાં આવતી તેવું, 'ચાર્જ્ડ' (ખર્ચ)
**મતા-દાર** વિ. [જુઓ 'મતું' + ફા. પ્રત્યય] પૈસાદાર, ધનિક, સંપત્તિવાન. (૨) સાક્ષી તરીકે સહી કરવાનો હક્ક ધરાવનાર. (૩) પું. ગામનો વહીવટ ચલાવનારી મંડળીનો સભાસદ
**મતાદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] મતાદારનું કાર્ય
**મતાધિકાર** પું. [સં. मत + अधि-कार] મત આપવાનો હક્ક, મતદાર તરીકેનો હક્ક, 'સેફ્રેઇજ', 'એન-ફ્રેન્ચાઇઝમેન્ટ'
**મતાધિકારી** વિ. [સં.,પું.] મતાધિકાર ધરાવનાર. [૦ મંડલ-(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] મત આપનારાઓનો સમૂહ, 'ઇલેક્ટોરેઇટ']
**મતાનુયાયી, મતાનુવર્તી** વિ. [સં. मत + अनु-यायी, अनु-वर्ती, પું.] કોઈ પણ મત કે પંથ પ્રમાણે ચાલનાર
**મતાનુસાર** ક્રિ.વિ. [સં. मत + अनु-सार] મત પ્રમાણે, અભિપ્રાય મુજબ
**મતાનુસારી** વિ. [સં.,પું.] જુઓ 'મતાનુયાયી.'
**મતાભિમાન** ન. [સં. मत + अभि-मान, પું.] પોતાના અભિપ્રાય વિશેનો આગ્રહ
**મતાભિમાની** વિ. [સં.,પું.] પોતાના અભિપ્રાય વિશેનો આગ્રહ રાખનાર [મેળવવાની ઇચ્છા
**મતાભિલાષ** પું. [સં. मत + अभि-लाष] મત આપવા કે
**મતાભિલાષી** વિ. [સં.,પું.] મત આપવા કે મેળવવાની ઇચ્છાવાળું ['ઈ' સ્વાર્થે ત.પ્ર.] વાદ-વિવાદ
**મતામત** (-ત્ય), -તી સ્ત્રી. [જુઓ 'મત,'-દ્વિર્ભાવ + ગુ.
**મતારા** સ્ત્રી. દોલત, ધન, પૈસો, પૂંજી
**મતારું** ન. લાકડીનો કતીકો દંડૂકો

**મતારો¹** પું. [સં. महत्तरक-> પ્રા. महत्तरअ-] ખાધેલ પીધેલ વૃદ્ધ માણસ
**મતારો²** પું. [ફા. મતારહ્] નાળચાવાળી ઝારી, કરવડો
**મતાર્થી** વિ. [સં. मत + अर्थी પું.] જુઓ 'મતાભિલાષી.'
**મતાલો** પું. [સં. मत्त દ્વારા] આળસની અસર. (૨) તાવની અસર. (૩) બહુ ગરમીને કારણે માટીનાં વાસણોનું તૂટી જવું એ. (૪) માટીના કલાડામાં પડેલું ઝીણું કાણું
**મતાવલંબન** (-લમ્બન) ન. [સં. मत+अव-लम्बन] અમુક મત ધરાવવાની સ્થિતિ
**મતાવલંબી** (-લમ્બી) વિ. [સં. मत + अवलम्बी, પું.] મતને વળગી રહેનારું. (૨) અમુક પંથ કે સંપ્રદાયને વળગી રહેનારું
**મતાંતર** (મતાન્તર) ન. [સં. मत + अन्तर] બીજો મત, મત-ભેદ. (૨) બીજો ધર્મ-સંપ્રદાય કે પંથ
**મતાંતર-ક્ષમતા** (મતાન્તર-) સ્ત્રી. [સં.] અન્ય મત સંપ્રદાયને સાંખી લેવો એ, 'સ્પિરિટ ઑફ ટૉલરેશન'
**મતાંતર-ક્ષમા** (મતાન્તર-) સ્ત્રી. [સં.] અન્ય મત-સંપ્રદાયને સાંખી લેવાની ક્રિયા, 'ટૉલરેશન' (ન.લ.)
**મતાંતર-તિતિક્ષા** (મતાન્તર-) સ્ત્રી. [સં.] જુઓ 'મતાંતર-ક્ષમતા,' 'ટૉલરેશન' (બ.ક.ઠા.) [ખ્યાલ આપતું
**મતાંતર-દર્શક** (મતાન્તર-) વિ. [સં.] અન્ય મત કે પંથનો
**મતાંતર-સહન** (મતાન્તર-) ન. [સં.] બીજાના અભિપ્રાયને ખમી ખાવાની ક્રિયા, 'ટૉલરેશન'
**મતાંતર-સહિષ્ણુ** (મતાન્તર-) વિ. [સં.] અન્ય મત કે સંપ્રદાયને સાંખી લેનારું, સમભાવી
**મતાંતર-સહિષ્ણુતા** સ્ત્રી. [સં.] જુઓ 'મતાંતર-ક્ષમતા.'
**મતાંતિક** વિ. [સં. मत + आन्तिक] કોઈ એક મત કે પંથનો પક્ષપાત ધરાવનારું
**મતાંધ** (મતાન્ધ) વિ. [સં. मत + अन्ध] પોતાના મત કે પંથનું સખત આગ્રહી, 'ડૉગ્મૅટિક'
**મતાંધ-તા** (મતાન્ધ-) સ્ત્રી. [સં.] મતાંધપણું, 'ડૉગ્મૅટિઝમ'
**મતિ** સ્ત્રી. [સં.] બુદ્ધિ. (૨) મનનું વલણ. [૦ કરવી (રૂ. પ્ર.) વિચાર કરવો. ૦ બગડવી (રૂ.પ્ર.) કુબુદ્ધિ સૂઝવી. ૦ સૂઝવી (રૂ.પ્ર.) વિચાર આવવો, સૂઝ પડવી]
**મતિ-ગતિ** સ્ત્રી. [સં.] બુદ્ધિ ચાલવી એ
**મતિ-દૌર્બલ્ય** ન. [સં.] સૂઝ ન પડવી એ
**મતિ-ધીર** વિ. [સં.] ધીરજવાળી બુદ્ધિ ધરાવનાર
**મતિ-ભેદ** પું. [સં.] વિચારનો તફાવત
**મતિ-ભ્રમ** પું. [સં.] ગાંડપણ, ઉન્માદ, ચિત્ત-ભ્રમ. (૨) ઓછી સમઝ. (૩) ભૂલી જવું એ
**મતિ-ભ્રંશ** (-ભ્રંશ) પું. [સં.] બુદ્ધિનો સર્વથા અભાવ, સૂઝ ન પડવી એ [માન, બુદ્ધિમાન, ડાહ્યું
**મતિ-મંત** (-મન્ત) વિ. [સં. मति-मत् > પ્રા. °मंत] મતિ-
**મતિ-મંદતા** (-મન્દતા) સ્ત્રી. [સં.] બુદ્ધિની ખામી, ઓછી બુદ્ધિ
**મતિ-માન** વિ. [સં. मति-मान्, પું.] જુઓ 'મતિ-મંત.'
**મતિ-માંદ્ય** (-માન્દ્ય) ન. [સં.] જુઓ 'મતિ-મંદતા.'
**મતિ-મૂઢ** વિ. [સં.] મૂઢ મતિવાળું, બેવકૂફ
**મતિયું** વિ. [સં. मत + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'મતાગ્રહી.'
**મતિયો** પું. [જુઓ 'મતિયું.'] એ નામનો ગુજરાતનો એક પંથ, પિરાણા-પંથ. (સંજ્ઞા.) ['ક્રે-સી' (બ.ક.ઠા.)
**મતિ-લીલા** સ્ત્રી. [સં.] કલ્પનાનું લાલિત્ય, કલ્પનાનો ખેલ,
**મતિ-વર** વિ. [સં.] ઉત્તમ બુદ્ધિવાળું
**મતિ-વંત** (-વન્ત) વિ. [સં. मतिमत्, ગુ. માં વિકલ્પે પ્રા. °वंत] જુઓ 'મતિ-મંત.'
**મતિ-વિભ્રમ** પું. [સં.] જુઓ 'મતિ-ભ્રમ.'
**મતિ-હીણ** વિ. [સં. + हीन > પ્રા. हीण પ્રા. તત્સમ], -ન વિ. [સં.] બુદ્ધિહીન, મૂર્ખ [સાધન, ટાંકણ
**મતી** સ્ત્રી. સાળ ઉપર કાપડની કિનારીને ખેંચી રાખનારું
**મતીરું** ન. [હિં. મતીરા] ચીભડું. (૨) ચિભોડું, તરિયું
**મતીલા** ન. પરબણની મીટીને કૂવાના મોટ સાથે સતાણ રાખનારું દોરડું. (વહાણ.)
**મતીલું** વિ. [સં. मत + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'મતાગ્રહી.'
**મતું** ન. [સં. मतम् -નો વિકાસ] દસ્તાવેજ લખી આપ-વાની સહી. [૦ મારવું (રૂ.પ્ર.) લખાણમાં સહી કરવી]
**મતૈક્ય** ન. [સં. मत + ऐक्य] અભિપ્રાયોની એકરૂપતા
**મતૌદાર્ય** ન. [સં. मत + औदार्य] મતની ઉદારતા, ઉદારતા ભરેલો અભિપ્રાય
**મત્કુણ** પું. [સં.] માંકડ, માકણ
**મત્ત** વિ. [સં.] મદથી ભરેલું, કેફ કરેલો હોય તેવું. (૨) ગાંડું, ઘેલું. (૩) (લા.) અભિમાની, ગર્વીલું
**મત્ત-ગયંદ** (-ગયન્દ) પું. [સં. मत्त-गजेन्द्र > પ્રા. मत्त-गयंद, પ્રા. તત્સમ] એ નામનો એક સમવૃત્ત ગણમેળ છંદ. (પિં.)
**મત્ત-ચંડ** (-ચણ્ડ) વિ. [સં] અતિ-પ્રચંડ
**મત્ત-તા** સ્ત્રી. [સં.] મત્ત હોવાપણું
**મત્ત-મયૂર** પું. [સં.] એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. (પિં.)
**મત્ત-વારણ** ન. [સં.] જેમાં પંક્તિ સામસામે આવતી હોય તેવા માતેલા હાથી આકારેલા હોય તેવી વંડા ઓટલા વગેરેની ભીંતણીની મોરાની દીવાલ, મતવારણું. (૨) કક્ષાસન, કઠોડો
**મત્તવારણી** સ્ત્રી. [સં.] રંગમંચના ઓટલાની આગળની નીચેની માતેલા હાથીઓનો સમૂહ સામસામો આવતો આકારેલો હોય તેવી મોરાની દીવાલ. (નાટ્ય.)
**મત્તા-ક્રીડા** પું. [સં.] એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. (પિં.)
**મત્તું¹** જુઓ 'મતું.'
**મત્તું²** ન. ચાકરીના બદલામાં અપાતી જમીન
**મત્પર,-રાયણ** વિ. [સં.] મારામાં દિલ ચોટાડ્યું હોય તેવું
**મત્પરાયણ-તા** સ્ત્રી. [સં.] મારામાં પરાયણ હોવાપણું
**મત્પ્રસાદ** પું. [સં.] મારી કૃપા
**મત્વર્થક** વિ. [સં. मतु + अर्थक] 'મત્' 'વત્' પ્રત્યયોવાળું, એવો અર્થ ધરાવતું (પ્રત્યય વગેરે). (વ્યા.)
**મત્સર** પું. [સં.] પારકાની ચડતી સહન ન કરવાપણું, અદેખાપણું, અદેખાઈ
**મત્સર-ગ્રસ્ત** વિ. [સં.] મત્સરદોષથી ભરેલું, મત્સરી
**મત્સર-બુદ્ધિ** સ્ત્રી. [સં.] મત્સરદોષથી ભરેલો વિચાર, દ્વેષ-બુદ્ધિ

**મત્સરી** વિ. [સં.,પું.] જુઓ 'મત્સર-ગ્રસ્ત.'
**મત્સ્ય** પું., ન. [સં.,પું.] માછલું. (૨) પું. જુઓ 'મચ્છા-
વતાર.' (૩) હાલનાં જેપુર અને અલવર જિલ્લાના પ્રદેશનું
એ પ્રાચીન નામ, જૂનો વિરાટ દેશ. (સંજ્ઞા.) (૪) માછ-
લાનું નિશાન
**મત્સ્ય-ઉછેર** પું., -રણી સ્ત્રી. [+ જુઓ 'ઉછેર'–'ઉછેરણી.']
વેપારને ઉદ્દેશે માછલાં ઉછેરવાની ક્રિયા, 'ફિશ-કલ્ચર'
**મત્સ્ય-ઉદ્યોગ** પું [સં., સંધિ વિના] સમુદ્રમાંથી માછલાં
પકડી એની નિકાસ કરવાની વ્યવસ્થિત આયોજના,
'ફિશરી' [ભરેલો વિસ્તાર
**મત્સ્ય-ક્ષેત્ર** [સં.] સમુદ્ર સરોવર યા નદીનો માછલાંઓથી
**મત્સ્ય-ગંધા** (-ગન્ધા) સ્ત્રી. [સં.] જુઓ 'મચ્છ-ગંધા.'
**મત્સ્યજીવી** વિ. [સં.] માછલાં ખાઈ ને ગુજારો કરનારું.
(૨) માછલાં મારી વેચીને ગુજારો કરનારું
**મત્સ્ય-દેશ** પું. [સં.] જુઓ 'મત્સ્ય(૩).' [(સંજ્ઞા.)
**મત્સ્ય-દ્વાદશી** સ્ત્રી. [સં.] માગસર સુદિ બારસની તિથિ.
**મત્સ્ય-બીજ** ન. [સં.] માછલાનું મૂળભૂત તત્ત્વ, 'ફિશ-સીડ'
**મત્સ્ય-ભોગી** વિ. [સં.,પું.] માછલાં ખાનારું
**મત્સ્ય-મુદ્રા** સ્ત્રી. [સં.] બે હથેળીનાં આંગળાંનો માછલી
જેવો બનાવેલો આકાર
**મત્સ્ય-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] મત્સ્ય-વેધ કરવાની તરકીબ
**મત્સ્ય-રંગ** (-રઙ્ગ) પું. [સં.] એ નામનું એક જલચર પક્ષી,
મોટો કલકલિયો, 'કિંગ-ફિશર'
**મત્સ્ય-રાજ** પું. [સં.] મત્સ્ય ગનો રાજા, વિરાટ રાજા.
(સંજ્ઞા.) [પ્રકારનાં સર્વ માછલાંઓની જાત
**મત્સ્ય-વર્ગ** પું. [સં.] જલચર પ્રાણીઓમાં ભિન્ન ભિન્ન
**મત્સ્ય-વિદ્યા** સ્ત્રી. [સં.] માછલાંઓને લગતું શાસ્ત્ર
**મત્સ્ય-વેધ** પું. [સં.] મત્સ્ય-યંત્રમાં ગોઠવાયેલું માછલું
બાણથી વીંધવાની ક્રિયા
**મત્સ્યાકાર** પું., **મત્સ્યાકૃતિ** સ્ત્રી. [સં. मत्स्य + आ-कार,
आ-कृति] માછલાનો ઘાટ. (૨) વિ. માછલાના ઘાટનું
**મત્સ્યાગાર** ન. [+ સં. आगार] માછલી-ઘર
**મત્સ્યાવતાર** પું. [+ સં. अव-तार] જુઓ 'મચ્છાવતાર.'
**મત્સ્યાસન** ન. [+ સં. आसन] એ નામનું યોગનું એક
આસન. (યોગ.)
**મત્સ્યાહાર** પું. [+ સં. आ-हार] ખોરાકમાં માછલાંનો ઉપયોગ
**મત્સ્યાહારી** વિ. [સં.,પું.] માછલાં ખાનાર
**મત્સ્યેંદ્ર** (મત્સ્યેન્દ્ર) પું. [સં.] જુઓ 'મચ્છંદર-નાથ.' (સંજ્ઞા.)
**મત્સ્યેંદ્રાસન** (મત્સ્યેન્દ્રાસન) ન. [+ સં. आसन] યોગનું
એ નામનું એક આસન. (યોગ.)
**મત્સ્યોદ્યોગ** પું. [+ સં. उद्योग] જુઓ 'મત્સ્ય-ઉદ્યોગ.'
**મત્સ્યોપજીવી** વિ. [+સં. उपजीवी, પું.] માછીમારનું જીવન
જીવનાર [લશ્કરી કે સિપાઈઓનું થાણું
**મથક** ન. મુખ્ય સ્થળ, કેંદ્ર, 'સેન્ટર', 'સ્ટેશન.' (૨)
**મથન** ન. [સં.] મથવાની ક્રિયા, વલોવવાની ક્રિયા. (૨)
(લા.) સતત યત્ન કરવો એ. (૩) સતત વિચારવું એ.
(૪) માથાકૂટ, ગડ-મથલ [કસોટીનો સમય
**મથન-કાલ**(-ળ) પું. [સં.] મથન કરવાનો સમય. (૨)
**મથનાચલ**(-ળ) પું. [+ સં. अ-चल] પૌરાણિક માન્યતા
પ્રમાણે મંદરાચળ (પર્વત)
**મથની** સ્ત્રી. [જુઓ 'મથન' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દહીં
મથવાની ગોળી. (૨) પાણી ઠંડું રાખવાની માટલી. (૩)
દહીં મથવાનું નાનું સાધન, નાની રવાઈ
**મથનોત્પન્ન** વિ. [સં. मथन + उत्पन्न] મથન કરવામાંથી
ઉત્પન્ન થયેલું
**મથરાવટી** સ્ત્રી. [જુઓ 'માથું' દ્વારા.] જુઓ 'માથાવટી.'
(૨) શોભા માટે હાથીના કપાળ ઉપર રાખવામાં આવતું
ઝીક ભરેલું મખમલ. (૩) પીંજણના માથા ઉપરની ચામ-
ડાની પટ્ટી
**મથરાવવું** સ. ક્રિ. બિવડાવવું, (૨) કંપાવવું, ધ્રુજાવવું
**મથરી** સ્ત્રી. [જુઓ 'મથવું' દ્વારા.] રવાઈ
**મથવું** સ.ક્રિ. [સં. मथ्, તત્સમ] વલોવવું. (૨) (લા.) યત્ન
કરવો. (૩) સતત વિચારવું. (૪) માથાકૂટ કરવી,
ગડમથલ કરવી. **મથાવું** કર્મણિ., ક્રિ. **મથાવવું** પ્રે., સ.ક્રિ.
**મથામણ** (-ણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'મથવું' + ગુ. 'આમણ,'-
'આમણી' કૃ.પ્ર.] (લા.) ગડ-મથલ, માથા-કૂટ
**મથામથ** (-થ્ય), -થી સ્ત્રી. [જુઓ 'મથવું,'-દ્વિર્ભાવ + ગુ.
'ઈ' કૃ.પ્ર.] વારંવાર મથામણ કરવી એ
**મથાવટી** જુઓ 'માથાવટી.' [૦ મેલી હોવી (રૂ.પ્ર.)
ખરાબ પ્રકારની પ્રતિષ્ઠા હોવી]
**મથાવવું, મથાવું** જુઓ 'મથવું'માં.
**મથાસરું** ન. [જુઓ 'માથું' દ્વારા.] પાઘડી
**મથાસરો** પું. [જુઓ 'મથાસરું.'] (લા.) તોડ્યો તોડાય
નહિ તેવો સંબંધ. [૦ જડાવો (રૂ.પ્ર.) મજબૂત સંબંધ
બંધાવો]
**મથાળ** ન. [સં. मस्त-कुल > પ્રા. मत्थ-अल] નદી વગેરેનું
મૂળનું સ્થાન. (૨) (લા.) મોસાળ-પક્ષ
**મથાળી** સ્ત્રી. [જુઓ 'મથાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
શિખર, ટોચ. (૨) પાઘડી
**મથાળું** ન. [સં. मस्त-तलक- > પ્રા. मत्थ-अलअ-] ટોચનો
ભાગ. (૨) લખાણનું શીર્ષક, 'હેડિંગ.' (૩) પાઘડી. [૦
આપવું (રૂ.પ્ર.) ઉપરનું પાસું સાફ કરવું. (૨) શીર્ષક કરવું.
૦ ઘાલવું, પહેરવું (-પેઃરવું) (રૂ.પ્ર.) માથે પાઘડી બાંધવી.
૦ બાંધવું (રૂ.પ્ર.) શીર્ષક કરવું. (૨) પ્રાસ્તાવિક લખાણ
કરવું. (૩) આપવા-લેવા સંબંધી ઠરાવ કરવો. (૪)
અંદાજ કરવો]
**મથાળો** પું. [જુઓ 'મથાળું.'] ચોડેલા પથ્થરનો ઉપરનો
ભાગ, ચણતરનો મથાળાનો ભાગ
**મથિત** વિ. [સં.] મથવામાં આવેલું
**મથિતાર્થ** પું. [+ સં. अर्थ] સારી રીતે વિચારી તારવેલો
સાર, તાત્પર્ય, રહસ્ય, નિચોડ
**મથુ(-થૂ)રા(-રાં)** ન. [સં. मथु(-थू)रा] પ્રાચીન શૂરસેન દેશ-
(આજના વ્રજપ્રદેશ)નું મૂળ નગર. (પ્રાચીન સાત પવિત્ર
નગરીઓમાંની એક, કૃષ્ણનું જન્મસ્થાન). (સંજ્ઞા.) [-નો
પેંડો ન્યારો (પેંડો) (રૂ.પ્ર.) પોતાનો ચોકો કે કાર્ય-
પદ્ધતિની જુદાઈ]

**મથુ(-થૂ)રિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મથુરાંને લગતું. (૨) હિંદુ પ્રૌઢ સધવાની એક પ્રકારની સાડી

**મથોટી** જુઓ 'માથાવટી.'　　[જાય તેટલું ઊંડું

**મથોડા-પૂર** વિ. [જુઓ 'મથોડું' + 'પૂરવું.'] માથું બૂડી

**મથોડું** જુઓ 'માથોડું.'

**મથોમથ** ક્રિ.વિ. [જુઓ 'માથું,'-દ્વિર્ભાવ.] માથા સુધી પૂરું ભરેલું હોય એમ, છલોછલ. (૨) સંપૂર્ણ, પૂરું

**મદ** પું. [સં.] કેફની પ્રબળ અસર. (૨) હાથીના ગંડ-સ્થળમાંથી ઝરતો ચીકણો રસ. (૩) (લા.) ગર્વ, ભારે ખુમારી. [૦ ઊતરવો (રૂ.પ્ર.) ઢીલું ઢફ થઈ જવું. ૦ ચઢ-(-ઢ)વો (રૂ.પ્રે.) અભિમાની થવું. ૦ ઝરવો (રૂ.પ્ર.) જુવાનીનો કેફ ચઢવો. ૦માં આવવું (રૂ.પ્ર.) ગર્વીલું બનવું]

**મદ-કલ** વિ. [સં.] મદ-ઘેલું

**મદ-કારી** વિ. [સં.,પું.] મદ કરનારું

**મદ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] કેફી પીણું પીનાર. (૨) કોઈ પણ કેફી પદાર્થનું વ્યસની

**મદગલ** જુઓ 'મુદ્ગલ.'

**મદગળ** પું. [સં. मद-गल] હાથી, મેગળ

**મદ-ગળતું** વિ. [+ જુઓ 'ગળવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] જુઓ 'મદ-ઝર.'

**મદ-ગ્રંથિ (-ગ્રન્થિ)** સ્ત્રી. [સં.,પું.] માથાની પાછળ ડોકના ખાડામાંની એક ગાંઠ　　[મદોન્મત્ત

**મદ-ઘેલું (-ઘેલું)** વિ. [+ જુઓ 'ઘેલું.'] મદમાં છકેલું,

**મદ-ઘેંઘ(-ઘૂ)ટ (-ઘેંઘ (-ઘૂ)ટ)** વિ. [+ જુઓ 'ઘેંઘ(-ઘૂ)ટ.'] જેણે નશો કર્યો હોય તેવું. (૨) મદોન્મત્ત

**મદ-જલ(-ળ)** ન. [સં.] (હાથીના) મદના રૂપનું પાણી

**મદ-ઝર** વિ. [+ જુઓ 'ઝરવું.'] (જેના માથામાંથી) મદ ઝરી રહ્યો હોય તેવું ('હાથી'નું વિ.) (૨) પું. હાથી

**મદત** જુઓ 'મદદ.'

**મદતિયું** જુઓ 'મદદિયું.'　　[મસ્તીખોર બનેલું. (ના.દ.)

**મદ-તોફાની** વિ. [સં. मद + જુઓ 'તોફાની.'] મદને કારણે

**મદદ(-ત)** સ્ત્રી. [અર. મદદ્] સહાય. (૨) કુમક. (૩) સહાયરૂપ દાન, દેણગી, 'ગ્રાન્ટ'　　[સ્ટન્ટ'

**મદદ-કારી** વિ. [+ સં.,પું.] મદદ કરનાર, સહાયક, 'એસિ-

**મદદ-ખર્ચ** પું. ન. [+ જુઓ 'ખર્ચ.'] સહાયક થઈ પડવા કરવામાં આવતો આર્થિક વ્યય　　['એઇડર'

**મદદ-ગાર** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'મદદકારી,' 'હેલ્પર,'

**મદદગારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સહાય કરવાની ક્રિયા, સહાયકતા

**મદદ-નીશ** વિ. [+ ફા. પ્રત્યય] સહાયક, 'એસિસ્ટન્ટ'

**મદદિ(-તિ)યું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મદદ આપનાર, સહાયક

**મદન** પું. [સં.] કામદેવ. (સંજ્ઞા.)　　[(ના.દ.)

**મદન-કટારી** સ્ત્રી. [+ જુઓ 'કટારી.'] (લા.) કામોત્તેજના.

**મદન-ગોપાલ(-ળ)** પું. [સં.], શ્રીકૃષ્ણનું એક નામ. (સંજ્ઞા.)

**મદન-ગોર** પું. [+ સં. गौर] (લા.) પોપટને મળતું ભૂરી પાંખવાળું એક પક્ષી. 'પેરેકટ'

**મદન-ગ્રહ** પું. [સં. मदन-ग्रह] એક માત્રામેળ છંદ. (પિં.)

**મદન-ચતુર્દશી** સ્ત્રી. [સં.] ચૈત્ર સુદિ ચૌદસની તિથિ. (સંજ્ઞા.)

**મદન-ચાપ** ન. [સં.,પું.] કામદેવનું પુષ્પો વગેરે રૂપનું બાણ. (ના.દ.)

**મદન-ચોર** પું. [સં.] એક પ્રકારનું પક્ષી, 'એડ્જ્યુટન્ટ'

**મદન-ચ્છત્ર, મદન-છત્ર** ન. [સં.] સ્ત્રીની યોનિનું અંદરનું લિંગ, કામાંકુર, યોનિ-લિંગ, 'ક્લિટોરિસ'

**મદન-જન્ય** વિ. [સં.] કામાતુરતાને લઈ થાય તેવું

**મદન-ત્રયોદશી** સ્ત્રી. [સં.] ચૈત્ર સુદિ તેરસની તિથિ. (સંજ્ઞા.)

**મદન-દુતી** સ્ત્રી. [સં.] કામદેવની દૂતી-રૂપ કોયલ. (કે.હ.)

**મદન-દ્વાદશી** સ્ત્રી. [સં.] ચૈત્ર સુદિ બારસની તિથિ. (સંજ્ઞા.)

**મદન-નવમી** સ્ત્રી. [સં.] માઘ સુદિ નોમની તિથિ. (સંજ્ઞા.)

**મદન-પુષ્પ** ન. [સં.] પુરુષની જનનેંદ્રિયનું ફૂલ

**મદન-પ્રરોહ** પું. [સં.] કામવાસના ખીલવી એ, કામાતુરતા થવી એ. ('વૃક્ષ' કહ્યું છે.)

**મદન-ફલ(-ળ)** ન. [સં.] મીંઢળ

**મદન-બાણ** ન. [સં.,પું.] કામાતુરતા-રૂપી તીર, અત્યંત કામાતુરતા. (૨) આંખનો કામાતુર ઇશારો　　[(જ્યો.)

**મદન-ભવન** ન. [સં.] જન્મકુંડળીમાંનું જન્મથી સાતમું ઘર.

**મદન-ભેર** ન. [સં. °भेरि, સ્ત્રી.], -રિ(-રી) સ્ત્રી. [સં.] એક પ્રકારનું રણશિંગા જેવું વાદ્ય

**મદન-મદ** પું. [સં.] કામાતુરતાની મસ્તી. (કે.હ.)

**મદન-મત્ત** વિ. [સં.] કામાતુરતાને કારણે માતી ગયેલું, અત્યંત કામાતુર　　[મત્ત થયેલું, મદન-ઘેલું

**મદનમદ-માતું** વિ. [+ જુઓ 'માતું.'] કામાતુરતાને લીધે

**મદન-મધુર** વિ. [સં.] કામદેવના જેવું મીઠડું. (કે.હ.)

**મદન-મનોહર** વિ. [સં.] કામદેવના જેવું સુંદર. (કે.હ.)

**મદન-મસ્ત** વિ. [સં.] કામાતુરતાને લઈ મસ્તીમાં ચડેલું, મદન-મત્ત

**મદન-મહોત્સવ** પું. [સં.] હોળીનો ઉત્સવ

**મદન-મોહન** પું. [સં.] કામદેવને પણ મુગ્ધ કરે તેવા શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.)

**મદન-રાજ** પું. [સં.] કામદેવ

**મદન-લેખ** પું. [સં.] પ્રિયા-પ્રિયતમનો પરસ્પરનો પત્ર

**મદન-વૃક્ષ** પું. [સં.] જુઓ 'મદન-પ્રરોહ.' (૨) મીંઢળનું ઝાડ

**મદન-શર** ન. [સં., પું.] જુઓ 'મદન-બાણ.'

**મદનાતુર** વિ. [+ સં. आतुर] કામવેદનાથી વિહ્વલ, કામાતુર

**મદનાંતક (મદનાન્તક)** પું. [+ સં. अन्तक] કામદેવને સળગાવી દેનાર શંકર (શિવ, મહાદેવ)

**મદનિયું** ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] હાથીનું બચ્ચું

**મદનોત્સવ** પું. [+ સં. उत्सव] ચૈત્ર સુદિ તેરસ-ચૌદસનો ઊજવાતો કામદેવનો ઉત્સવ. (સંજ્ઞા.)

**મદ-ભર, -ર્યું** વિ. [સં. मद + ગુ. 'ભરવું' અને + ગુ. 'યું' ભૂ. કૃ.] મદથી ભરેલું, મદ-મસ્ત

**મદ-મત્ત** વિ. [સં.], **-સ્ત** વિ. [+ જુઓ 'મસ્ત.'] જુઓ 'મદ-ઘેલું.'　　[તોફાન, મદોન્મત્તતા

**મદ-મસ્તી** સ્ત્રી. [સં. मद + જુઓ 'મસ્તી.'] મદથી ભરેલું

**મદ-માતું** વિ. [સં. मद + જુઓ 'માતું.'] જુઓ 'મદ-મત્ત.'

**મદ-મીણું** વિ. [સં. मद + જુઓ 'મીણ' + ગુ. 'ઉં' ત.પ્ર.]

મદની ચીકાશવાળું, ખૂબ મદીલું. (ના.દ.)
**મદ-મોચન** વિ. [સં.] મદમાંથી મુક્ત કરાવનારું
**મદ-મોહિની** સ્ત્રી. [સં.] મદરૂપી મોહ કરનારી વસ્તુ. (ના.દ.)
**મદરણી** સ્ત્રી. મદમાતી સ્ત્રી. (ન.લ.) [મદ્રેસા
**મદરેસા, -સો** પું. [અર. મદ્રસહ્] ઇસ્લામી શાળા-નિશાળ,
**મદ-લેખા** પું. [સં.,સ્ત્રી.] એ નામનો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. (પિં.)
**મદ-લોલ** વિ. [સં.] જુઓ 'મદ-મત્ત.'
**મદ-વિકાર** પું. [સં.] કેફની વિકૃતિ, કેફની ખરાબ અસર
**મદ-વિક્ષિપ્ત** વિ. [સં.] મદને લઈ માનસિક રીતે અસ્તવ્યસ્ત થઈ ગયેલું
**મદ-વિહ્વલ** વિ. [સં.] મદને કારણે આકુળ-વ્યાકુળ થયેલું
**મદવું** અ.ક્રિ. [સં. मद्, તત્સમ] મદ કરવો. (૨) અહંકારી બનવું
**મદ-વૃત્તિ** સ્ત્રી. [સં.] અભિમાનની લાગણી
**મદ-શાલી(-ળી)** વિ. [સં.,પું.] મદવાળું, મદીલું
**મદ-હેતુ** પું. [સં.] મદનું કારણ. (૨) અભિમાનનું કારણ
**મદળ (-ળ્ય)** સ્ત્રી. [સં. मदला] બારસાખને મથાળે મુકાતી એક શિલ્પની રચના. (સ્થાપત્ય.)
**મદંતી** (મદન્તી) સ્ત્રી. [સં.] સંગીતની બાવીસમાંથી અઢારમી શ્રુતિ. (સંગીત.)
**મદાકુલ(-ળ)** વિ. [સં. मद + आकुल] જુઓ 'મદ-વિહ્વલ.'
**મદા** ન. લીલું નાળિયેર
**મદાર** પું., સ્ત્રી. [અર.] આધાર, ટેકા-રૂપ સ્થિતિ. (૨) પાયો. [૦ બાંધવો, ૦ રાખવો (રૂ.પ્ર.) ભરોસો કરવો, વિશ્વાસ રાખવો]
**મદારગદા** પું. તડકામાં સૂકવેલું આકડાનું દૂધ (એક ઔષધ)
**મદારત** સ્ત્રી. [અર. મુદારત્] ખાતર-બરદાસ્ત, પરોણાચાકરી, અતિથિ-સત્કાર, મહેમાનનીરી, ખાતરદારી
**મદાર-મુખ** વિ.,પું. [સં.] કુક્કરના જેવા મોઢાવાળા નારદ ઋષિ (પૌરાણિક માન્યતા પ્રમાણે)
**મદારિયું** વિ. [જુઓ 'મદારી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મદારીને લગતું. [-રિયો હુક્કો (રૂ.પ્ર.) લાંબી નળીવાળો હુક્કો]
**મદારી** પું. [અર.] માંકડાં રીંછ વગેરેના ખેલ કરનાર કલંદર
**મદારી-ગત (-ત્ય)** સ્ત્રી. [+ જુઓ 'ગત[2].'] મદારીપણું, મદારીની ચાલબાજી
**મદાલસ** વિ. [સં. मद + अलस] મદને કારણે તંદ્રામાં પડેલું, મદને લીધે સુસ્ત બનેલું
**મદાલસા** સ્ત્રી. [સં.] એ નામની એક પૌરાણિક રાજપત્ની (સંજ્ઞા.) (૨) એક સતી. (સંજ્ઞા.) (૩) એક અપ્સરા. (સંજ્ઞા.)
**મદાંધ** (મદાન્ધ) વિ. [સં. मद + अन्ध] મદને લીધે આંધળું લાગતું, મદને લીધે વિચાર ગુમાવી બેઠેલું, મદ-ઘેલું
**મદિ(-ધિ)યો** પું. [જુઓ 'મધ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] આંબા કપાસ વગેરેને અસર કરતો એક રોગ. (એમાં મધ જેવો મીણો રસ જામે છે.)
**મદિર** વિ. [સં.] કેફ કરાવે તે પ્રકારનું, કેફી
**મદિરા** સ્ત્રી. [સં.] મદ્ય, સુરા, દારૂ (પીવાનો). (૨) એક સમવૃત્ત વર્ણમેળ છંદ. (પિં.)
**મદિરાક્ષી** સ્ત્રી. [સં. मदिरा + अक्षि ન., સમાસમાં अक्ष + સં. 'ई' સ્ત્રીપ્રત્યય] મદિરા પીધાથી ઘેરાયેલી હોય તેવી આંખોવાળી સ્ત્રી, મદની મસ્તીવાળી સ્ત્રી [ઝાડ
**મદિરા-બંધ (-ગન્ધ)** પું. [સં.] દારૂની વાસ. (૨) કદંબનું
**મદિરાગાર** ન. [સં. मदिरा + आगार], **મદિરા-ગૃહ** ન. [સં.,પું.,ન.] દારૂનું પીઠું, કલાલની દુકાન
**મદિરા-પાન** ન. [સં.] દારૂ પીવો એ, મદ્ય-પાન, સુરા-પાન
**મદિરેક્ષણા** સ્ત્રી. [સં. मदिरा + ईक्षण અને સમાસમાં સ્ત્રી. થતાં 'आ' પ્ર.] જુઓ 'મદિરાક્ષી.'
**મદી** વિ. [સં.,પું.] મદવાળું, મદે ભરેલું
**મદીના** ન. [અર. મદીનહ્] અરબસ્તાનમાંનું મુસ્લિમોનું એક તીર્થ-ધામ. (સંજ્ઞા.)
**મદીય** વિ. [સં.] મારું, મારી માલિકીનું
**મદીલું** વિ. [સં. मद + ગુ. 'ઈલું' ત.પ્ર.] મદવાળું, મદોભર્યું
**મદુરા, -રાઈ** ન. [સં. मथुरा નું તામિળ] દક્ષિણ-મથુરા (જ્યાં 'મીનાક્ષી'નું સુપ્રસિદ્ધ મંદિર આવેલું છે.) (સંજ્ઞા.)
**મદોત્કટ** વિ. [સં. मद + उत्कट], **મદોદ્ધત** વિ. [સં. मद + उद्धत], **મદોન્મત્ત** વિ. [+સં. उन्मत्त] મદને કારણે મત્ત થયેલું, મદ-ઘેલું
**મદ્ગુ** ન. [સં.] એક દરિયાઈ પક્ષી
**મદ્દેનજર** વિ. [અર.] નજરમાં લેવા જેવું, ધ્યાનમાં લેવા જેવું. (૨) સ્ત્રી. જાહેર ખબર, વિજ્ઞાપન
**મદ્-ભક્ત** પું. [સં.] મારો ભક્ત
**મદ્-ભાવ** પું. [સં.] મારું અસ્તિત્વ, મારું હોવાપણું
**મદ્ય** ન. [સં.] જુઓ 'મદિરા.'
**મદ્યતા-માપક** ન. [સં.] દારૂમાંનું માદકપણું માપવા વપરાતું યંત્ર, 'ઇનોમીટર'
**મદ્ય-નિષેધ** પું. [સં.] દારૂ-બંધી
**મદ્ય-નિષેધક** વિ. [સં.] દારૂ પીવાની બંધી કરનાર
**મદ્ય-પ** વિ. [સં.] દારૂ પીનાર, દારૂડિયું
**મદ્ય-પાત્ર** ન. [સં.] દારૂની પ્યાલી
**મદ્ય-પાન** ન. [સં.] દારૂ પીવો એ
**મદ્યપાન-નિષેધ** પું. [સં.] જુઓ 'મદ્ય-નિષેધ.'
**મદ્યપાન-નિષેધક** વિ. [સં.] જુઓ 'મદ્ય-નિષેધક.'
**મદ્યપાન-વિકૃતિ** સ્ત્રી., **મદ્યપાન-વિકાર** પું. [સં.] દારૂ પીવાને કારણે થતો વિકાર, 'આલ્કોહોલિઝમ'
**મદ્યપાની** વિ. વિ. [સં.,પું.] જુઓ 'મદ્ય-પ.'
**મદ્યપી** સ્ત્રી. [સં. मद्यप + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મદ્ય-પ.'
**મદ્ય-પ્રતિબંધ (-બન્ધ)** પું. [સં.] જુઓ 'મદ્ય-નિષેધ.'
**મદ્ય-પ્રતિબંધક (-બન્ધક)** વિ. [સં.] જુઓ 'મદ્ય-નિષેધક.'
**મદ્ય-ભોગી** વિ. [સં.,પું.] જુઓ 'મદ્ય-પ.'
**મદ્ય-માપક** ન. [સં.] જુઓ 'મદ્યતા-માપક.'
**મદ્ય-સાર** પું. [સં.] જુઓ 'મદ્યાર્ક.'
**મદ્યાર્ક** પું. [સં. मद्य + જુઓ 'અર્ક[2].'] દારૂમાંથી કાઢેલું સત્ત્વ, 'આલ્કોહોલ,' 'સ્પિરિટ' [પ્રદેશ. (સંજ્ઞા.)
**મદ્ર, ૦દેશ** પું. [સં.] સિયાળકોટની આસપાસનો પ્રાચીન
**મદ્ર-રાજ** પું. [સં.] પ્રાચીન મદ્ર દેશનો રાજા-શલ્ય. (સંજ્ઞા.)

**મદ્ર(-દ્રે)સા** જુઓ 'મદરેસા.' [નગર. (સંજ્ઞા.)

**મદ્રાસ** ન. દક્ષિણ ભારતના તામિળનાડુ પ્રદેશની રાજધાનીનું

**મદ્રાસી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મદ્રાસને લગતું. (૨) મદ્રાસનું વતની. (૩) ન. એક જાતનું મદ્રાસમાં થતું હતું તેવું સફેદ કાપડ, મધરાસી

**મદ્રેસા** જુઓ 'મદ્રસા'-'મદરેસા,' 'કૉલેજ' (મ.રૂ.)

**મધ** ન. [સં. મધુ] મધમાખીઓએ મધપૂડામાં ફૂલોના રસમાંથી બનાવેલું એક ગળ્યું સત્ત્વ. [૦ ઉપર માખ (-ઉપરય માખ્ય) (રૂ.પ્ર.) સ્વાર્થી ભાવથી ભમનારું. ૦ પર (૦ કે માં) આવવું (રૂ.પ્ર.) પુષ્પત ઉંમરનું થવું. ૦માં હાથ મૂકવો (કે મુકાવવો, મેળાવવો) (રૂ.પ્ર.) મોટી મોટી આશાઓ આપવી. ૦ મૂકીને ચાટવું (રૂ.પ્ર.) નિરર્થક રાખી મૂકવું, કામમાં ન આવવું]

**મધદરિયે** ક્રિ.વિ. [જુઓ 'મધ-દરિયો' + ગુ. 'એ' સા.વિ., પ્ર.] (લા.) અધવચ. (૨) મુશ્કેલીમાં

**મધ-દરિયો** પું. [સં. મધ્ય > પ્રા. મજ્ઝ + જુઓ 'દરિયો.'] સમુદ્રનો ઘણે દૂરનો સારી રીતે ઊંડો ભાગ. [-યે મૂકવું (રૂ.પ્ર.) રખડાવી મૂકવું. -યે વહાણ (-વા:ણ) (રૂ.પ્ર.) ભારે જોખમ]

**મધ-પુ(-પૂ)ડો** પું. [જુઓ 'મધ' + સં. પુટક- > પ્રા. પુડઅ-]

**મધ-પોડું** ન. [+ જુઓ 'પોડું.'] મધ-ભરેલો લમખો, મીણનું ઘર, 'હની-કૉમ્બ'

**મધમા(-માં)ખ** (-ખ્ય) સ્ત્રી. [સં. મધુ + જુઓ 'મા(-માં)ખ.'] મધપૂડો તૈયાર કરનારી એક ખાસ જાતની માખી

**મધમા(-માં)ખ-ઉછેર** પું., **-રણી** સ્ત્રી. [+ જુઓ 'ઉછેર'-'ઉછેરણી.'] મધમાખીઓને આશ્રય આપી એને ઉછેરવાની ક્રિયા, 'એપિ-કલ્ચર'

**મધમા(-માં)ખિયું** ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મધમાખીની જેમ ફૂલોનો પરાગ ચૂસી જીવનારું એક પક્ષી

**મધ-મા(-માં)ખી** સ્ત્રી. [સં. મધુ + જુઓ 'મા(-માં)ખી.'] જુઓ 'મધ-માખ.' ['મધ-મા(-માં)ખ ઉછેર.'

**મધમા(-માં)ખી-ઉછેર** પું. [+ જુઓ 'ઉછેર.'] જુઓ

**મધર** સ્ત્રી. [અં.] માતા, મા. (૨) ખ્રિસ્તી વૃદ્ધ સાધ્વી. (૩) મહર્ષિ અરવિંદનાં એક ફ્રેંચ-શિષ્યા મૅડમ મિરાર. (સંજ્ઞા.)

**મધર-ગૉડ** સ્ત્રી. [અં.] પ્રાચીન શક્તિ-સંપ્રદાયની અધિષ્ઠાત્રી દેવી-અંબા કે દુર્ગા, માતા [મધ્ય-રાત્રિ, નિશીથ

**મધરાત** (-ત્ય) સ્ત્રી. [સં. મધ્ય-રાત્રિ > પ્રા. મજ્ઝ-રત્તિ]

**મધરાસિયું** ન. [જુઓ 'મધરાસી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મદ્રાસી પ્રકારના કાપડનું માથાબંધન

**મધરાસી** સ્ત્રી. [જુઓ 'મદ્રાસી.'] જુઓ 'મદ્રાસી(૨).'

**મધરું** ન. માછલાની એ નામની એક જાત (મધદરિયે થતી)

**મધ-લાળ** સ્ત્રી. [જુઓ 'મધ'+'લાળ.'] (લા.) ખોટી લાલસા, ભ્રામક વાસના

**મધવું** વિ. ખાઈપીને તાજું થયેલું, હૃષ્ટ-પુષ્ટ

**મધવો** પું. પાણી વહી જવા માટેનું વહેળિયું. (૨) એ નામનું એક પક્ષી

**મધિયું** વિ. [જુઓ 'મધ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મધના જેવો સ્વાદ આપનારું. (૨) (લા.) લાલચુ

**મધિયો** પું [જુઓ 'મધિયું.'] જુઓ 'મહિડો.'

**મધી** વિ., પું. [જુઓ 'મધ' + ગુ. 'ઈ' ત.પ્ર.] મધ ઝેરવાનું કામ કરનાર, કબાડી

**મધીન** વિ. કટાણું, અનિચ્છાનો ભાવ બતાવતું ખિન્ન

**મધુ** ન. [સં.] જુઓ 'મધ.' (૨) પું. વસંતઋતુ. (૩) ચૈત્ર મહિનો. (૪) એ નામનો એક પ્રાચીન પૌરાણિક અસુર (જેને વિષ્ણુએ મારી નાખેલો). (૫) મદ્ય, દારૂ, મદિરા. (૬) વિ. સ્વાદે મીઠું અને મધુર, ગળપણવાળું

**મધુ(-ધૂ)ક** પું. [સં.] મહુડાનું ઝાડ, મહુડો

**મધુ-કણ** પું. [સં.] મધનું બિંદુ. (૨) ફૂલનો મીઠો પરાગ

**મધુ-કર** પું. [સં.] મધ કરનારી મધમાખીનો નર. (૨) ભ્રમર, ભમરો

**મધુકર-વૃત્તિ** સ્ત્રી. [સં.] જ્યાં ક્યાંય સારું હોય ત્યાંથી એ લઈ સંઘરવાનું વલણ, 'ઇક્લેક્ટિક સ્પિરિટ' (બ.ક.ઠા.), 'ઇક્લેક્ટિસિઝમ'

**મધુકર-વૃંદ** (-વૃન્દ) ન. [સં.] ભમરાઓનું ટોળું

**મધુકર-શાસ્ત્રી** વિ. [સં.,પું.] મધમાખીઓ વિશેની વિદ્યાનું જાણકાર, 'એપિયરિસ્ટ'

**મધુકરિકા, મધુકરી** સ્ત્રી. [સં.] મધમાખી. (૨) ભમરી

**મધુકરી-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'મધુકર-વૃત્તિ.'

**મધુકંઠી** (-કણ્ઠી) વિ., સ્ત્રી. [સં.] મીઠા અવાજવાળી સ્ત્રી. (૨) કોકિલા, કોયલ

**મધુ-કોશ(-ષ)** પું. [સં.] જુઓ 'મધ-પુ(-પૂ)ડો.'

**મધુ-ગર** પું. [સં. મધુ-કર > શૌ. °ગર] જુઓ 'મધુ-કર.'

**મધુ-ગંધ** (-ગન્ધ) પું. [સં.] મધના જેવો મીઠો સુગંધ, મીઠી વાસ

**મધુ-ગંધિ** (-ગન્ધિ) વિ. [સં.], **-ધી** વિ. [સં. મધુ-ગન્ધ + ગુ. 'ઈ' ત.પ્ર.] મધના જેવા મીઠા ગંધવાળું, મીઠી વાસવાળું

**મધુ-ઘોષ** પું. [સં.] મીઠો અવાજ. (૨) વિ. મીઠા અવાજવાળું

**મધુ-ચંદ્રિકા** (-ચન્દ્રિકા) સ્ત્રી. [સં.] લગ્ન થયા પછી નવ-દંપતી યોગ્ય રમણીય સ્થળે રાત્રિ ગાળવા જાય એ સ્થિતિ, 'હની-મૂન' (ઇ.ક.)

**મધુ-તમ** વિ. [સં.] ખૂબ જ મીઠું અને મધુર. (૨) (લા.) ખૂબ જ આનંદ આપનારું (કલાપી.)

**મધુ-તર** વિ. [સં.] વિશેષ મીઠું અને મધુર. (૨) ખૂબ જ આનંદ આપનારું. (કલાપી.)

**મધુ-તા** સ્ત્રી. [સં.] મીઠાશ

**મધુ-ત્રય, મધુ-ત્રિક** ન. [સં.] મધ ઘી અને સાકર

**મધુ-ત્વ** ન. [સં.] જુઓ 'મધુ-તા.'

**મધુની** પું. [સં. મધુ દ્વારા] એક પ્રકારનો ક્ષુપ

**મધુ-પ** વિ.,પું. [સં.] જુઓ 'મધુ-કર.' (૨) દારૂડિયો

**મધુ-પર્ક** પું. [સં.] પરણવા આવનાર તેમજ માનવંતા મહેમાનનો દહીં ઘી પાણી મધ અને સાકરથી કરવામાં આવતો હતો તે એક સત્કાર-વિધિ (હિંદુ લગ્નમાં હજુ સુધી વરને ઉદ્દેશી આ વિધિ થાય છે.)

**મધુ-પાત્ર** ન. [સં.] જુઓ 'મદ્ય-પાત્ર.'

**મધુ-પાન** ન. [સં.] જુઓ 'મદ્ય-પાન.'

**મધુ-પાલક** પું. [સં.] મધના ઉદ્યોગનો રખેવાળ, 'એપિયારિસ્ટ'

**મધુપી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'મધુકરિકા.'

**મધુ-પુર** ન., -રી સ્ત્રી. [સં.] જુઓ 'મથુરા.' (સંજ્ઞા.)

**મધુ-પ્રમેહ** પું. [સં.] મીઠા પેશાબનો રોગ, 'ડાયાબિટિસ'

**મધુ-પ્રાશન** ન. [સં.] નવા જન્મેલા બાળકને મધ ચટાડવાની ક્રિયા [(કલાપી.)

**મધુ-ભર** વિ. [સં. મધુ + ગુ. 'ભરવું.'] મીઠાશથી ભરપૂર

**મધુભાર** પું. [સં.] આઠ માત્રાના પદવાળો એક માત્રામેળ છંદ. (પિં.) [ખુશામત-ખોર

**મધુભાષી** વિ. [સં.,પું.] મીઠી વાણી કહેનારું. (૨) (લા.)

**મધુ-મક્ષિકા** સ્ત્રી. [સં.] જુઓ 'મધ-માખ.'

**મધુમતી** વિ., સ્ત્રી. [સં.] દક્ષિણ સૌરાષ્ટ્રમાં આવેલું મહુવા. (સંજ્ઞા.) (૨) પશ્ચિમ-દક્ષિણ સૌરાષ્ટ્રની એ નામની માધવપુર-ઘેડ પાસે સમુદ્રને મળતી ગિરનારમાંથી નીકળીને આવેલી નદી; મધવંતી. (સંજ્ઞા.)

**મધુ-મલ્લિકા, મધુ-મલ્લી** સ્ત્રી. [સં.] મધુ-માલતીનો વેલો

**મધુ-માધવી** સ્ત્રી. [સં.] સફેદ ફૂલની એક વેલ, અતિમુક્તલતા [મધુ-મલ્લિકા

**મધુ-માલતી** સ્ત્રી. [સં.] સુગંધી સફેદ ફૂલોની એક વેલ,

**મધુ-માસ** પું. [સં.] વસંત ઋતુના બે માસમાંનો પહેલો ચૈત્ર માસ. (સંજ્ઞા.)

**મધુ-મેહ** પું. [સં.] જુઓ 'મધુ-પ્રમેહ.'

**મધુર** વિ. [સં.] સ્વાદમાં મીઠાશવાળું અને હૃદ્ય. (૨) કાનને ગમે તેવું, 'મેલોડિયસ.' (૩) જોતાં મન ઠરે તેવું. (૪) સૂંઘતાં ગમે તેવું. (૫) પ્રિય લાગે તેવું

**મધુ-રજની** સ્ત્રી. [સં.] નવ-દંપતીનો પ્રથમ મિલનનો સમય, મધુ-ચંદ્રિકા, 'હની-મૂન.' (આ પ્રકાર પશ્ચિમના દેશોનો છે.)

**મધુર-તમ** વિ. [સં.] ખૂબ મધુરું

**મધુર-તર** વિ. [સં.] વધુ મધુરું

**મધુર-તા** સ્ત્રી. [સં.], -તાઈ સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત.પ્ર.], ૦પ (-પ્ય) સ્ત્રી. [સં. મધુર + ગુ. 'પ' ત.પ્ર.] મધુરપણું

**મધુર-ભાષિણી** વિ., સ્ત્રી. [સં.] મધુરભાષી સ્ત્રી

**મધુર-ભાષી** વિ. [સં., પું.] મધુરું બોલનાર

**મધુર-મધુરું** વિ. [સં. મધુર, -દ્વિર્ભાવ + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] ખૂબ મધુરું. (ના.દ.)

**મધુર-રસ** પું. [સં.] આઠ કે નવ પ્રધાન રસ ઉપરાંતનો માધુર્ય ગુણવાળો એક રસ. (કાવ્ય.) ['મધુર.'

**મધુરવું** વિ. [સં. મધુર + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**મધુર-સુરખી** સ્ત્રી. [સં. મધુર + જુઓ 'સુરખી.'] મીઠું સૌંદર્ય [આ-કૃતિ] મધુર આકારવાળું

**મધુરાકૃત** વિ. [સં. મધુરાકૃતિ], -તિ સ્ત્રી. [સં. મધુર +

**મધુરિમા** વિ. [સં.,પું.] મધુર-તા ['મધુર.'

**મધુરું** વિ. [સં. મધુર + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**મધુ-લતા** સ્ત્રી. [સં.] મધુ-માલતી પ્રકારની કોઈ પણ મીઠા ગંધનાં ફૂલોવાળી વેલ

**મધુ-લિહ, મધુ-લેહ** પું. [સં. મધુલિ(-લે)હ], -હી વિ. [સં.,પું.] જુઓ 'મધુ-કર.'

**મધુ-વન** ન. [સં.] શ્રીકૃષ્ણના સમયથી જાણીતું મથુરા પ્રદેશનું યમુનાના કિનારા ઉપરનું એક વન. (સંજ્ઞા.) (૨) પશ્ચિમ દક્ષિણ સૌરાષ્ટ્રમાં માધવપુર-ઘેડને ઈશાન-ખૂણે આવેલું રુપેણવન. (સંજ્ઞા.)

**મધુ-વિદ્યા** સ્ત્રી. [સં.] છાંદોગ્ય ઉપનિષદમાંની બ્રહ્મવિદ્યાને લગતી એક વિદ્યા. (વેદાંત.)

**મધુ-વ્રત** વિ. પું. [સં.] જુઓ 'મધુ-કર.'

**મધુ-સૂદન** વિ., પું. [સં.] મધુ નામના અસુરના સંહારક વિષ્ણુ. (સંજ્ઞા.)

**મધૂક** જુઓ 'મધુક.'

**મધૂકડી** સ્ત્રી. નાની નાની જરા જાડી રોટલી, ચાનકી

**મધોમધ** ક્રિ.વિ. [સં. મધ્ય- > પ્રા. મજ્ઝ દ્વિર્ભાવ] વચોવચ, બરોબર મધ્યમાં

**મધ્ય** વિ. [સં.] બરોબર વચ્ચે રહેલું, વચ્ચેનું, વચલું, મધ્યસ્થ, કેંદ્રીય, 'સેન્ટ્રલ.' (૨) ન. બરોબર વચ્ચેનો ભાગ, વચાળો, વચલો ભાગ. (૩) કેડનો ભાગ. (૪) પું. મંદ્રસ્વર. (સંગીત.)

**મધ્યકટિબંધ** (-બન્ધ) પું. [સં.] વિષુવની ઉત્તરે તથા દક્ષિણે ૨૩॥ થી ૬૬॥ સુધીનો પૃથ્વીનો ભાગ, સમશીતોષ્ણ અંશ-કટિબંધ. (ભૂગોળ.)

**મધ્ય-કાલ(-ળ)** પું. [સં.] મધ્યાહ્નનો સમય, બપોર. (૨) પ્રાચીન અને અર્વાચીન વચ્ચેનો મધ્યવર્તી યુગ, વચલો યુગ, 'મિડલ એઇજ'

**મધ્યકાલીન** વિ. [સં.] મધ્યયુગને લગતું

**મધ્ય-કાળ** જુઓ 'મધ્ય-કાલ.'

**મધ્ય-ગુજરાતી** સ્ત્રી., ન. [+ જુઓ 'ગુજરાતી.'] ઈ.સ.ની ૧૫ મી સદીના આરંભથી અખાના પ્રેમાનંદ-પૂર્વકાલ સુધીના સમયની ઉત્તર ગૌર્જર અપભ્રંશમાંથી વિકસી આવેલી ગુજરાતી ભાષા-ભૂમિકા, મધ્યકાલીન ગુજરાતી ભાષા-ભૂમિકા, (ભાલણે કહેલી) ગુર્જર ભાખા. (સંજ્ઞા.)

**મધ્ય-ગુણક** પું. [સં.] એક પરિમાણને બીજા પરિમાણમાં લાવવા માટે જે ગુણક વડે ગુણવાની જરૂર પડે તે ગુણક, ઘાતક. (ગ.)

**મધ્ય-ઘન** ન. [સં.] શ્રેણીનાં પદોમાંનું વચલું પદ. (ગ.)

**મધ્ય-દેશ** પું. [સં.] દિલ્હીથી લઈ પ્રયાગ સુધીનો પ્રાચીન પ્રદેશ, શૌરસેન પ્રદેશ. (સંજ્ઞા.) (૨) હિમાલયથી લઈ વિંધ્યની ગિરિમાળા વચ્ચેનો પ્રદેશ. (સંજ્ઞા.)

**મધ્ય-પદ** ન. [સં.] ત્રિરાશિનાં ત્રણ પદોમાંનું વચલું પદ.(ગ.)

**મધ્ય-પાષાણયુગ** પું. [સં.] પથ્થરોનાં હથિયાર વપરાતાં હતાં એ સમયગાળાનો વચ્ચેનો સમય, 'મેસોલિથિક એઇજ' (હ.ગં.શા.)

**મધ્ય-પ્રદેશ** પું. [સં.] ઉત્તરપ્રદેશ બિહાર મહારાષ્ટ્ર ગુજરાત અને રાજસ્થાનના પ્રદેશો વચ્ચેનો એક રાજકીય પ્રદેશ, 'એમ.પી.' (સંજ્ઞા.) [પ્રોપોર્શન.' (ગ.)

**મધ્ય-પ્રમાણ** ન. [સં.] વચલું કે સરાસરી પ્રમાણ, 'મીન

**મધ્ય-પ્રાકૃત** ન., સ્ત્રી. [સં.] ઋગ્વેદ-કાલમાં ખીલતી આવતી આદિમ પ્રાકૃતના સમય પછીની પાલી અર્ધમાગધી

મહારાષ્ટ્રી શૌરસેની માગધી પૈશાચી અને એના અપભ્રંશો સુધીની (અર્વાચીન નવ્ય ભારત-આર્ય ભાષાના પૂર્વ સમય-ની) પ્રાકૃત ભાષા-ભૂમિકા, 'મિડાઇવલ પ્રાકૃત સ્ટેઇજ.' (સંજ્ઞા.)
**મધ્ય-બંધ** (-બન્ધ) પું. [સં.] વચ્ચેનો બાંધો, 'મીડિયલ બૅન્ડ' (મ.ઢાં.) (સ્થાપત્ય.)
**મધ્ય-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] કોઈ પણ પદાર્થ કે વસ્તુનું ચારે બાજુથી લેખતાં બરોબર વચ્ચે આવતું કેંદ્ર. (૨) કોઈ પણ ગોળ પદાર્થનું બરાબર વચ્ચેનું કેંદ્ર. (ગ.)
**મધ્ય-ભાગ** પું. [સં.] કોઈ પણ પદાર્થ કે વસ્તુ યા પ્રદેશનો ચારે બાજુથી લેખતાં આવતો મધ્ય પ્રદેશ, 'મિડલ પાર્ટ'
**મધ્ય-ભારત** ન.,પું. [સં.,પું.] જુઓ 'મધ્ય-પ્રદેશ.' (સંજ્ઞા.)
**મધ્યમ** વિ. [સં.] બે છેડાની વચ્ચે આવેલું. (૨) વચલા વાંગાનું, વચલા પ્રકારનું, વચલી કોટિનું, (૩) પું. સંગીતના સાત સ્વરોમાંનો વચલો સ્વર, મ. (સંગીત.) (૪) ન. સરાસરી, 'મીન.' (ગ.)
**મધ્યમ-પદ** ન. [સં.] વચ્ચેનું પદ
**મધ્યમપદ-લોપી** વિ. [સં.,પું.] જેમાંનાં ત્રણ પદોમાંનું વચ્ચેનું પદ લુપ્ત થયું હોય તેવું (સમાસનો એક પ્રકાર.) (વ્યા.) ['ઍવરેજ.' (ગ.)
**મધ્યમ-માન** ન. [સં.] સરેરાશ આવતું માપ કે પ્રમાણ,
**મધ્યમ-માર્ગ** પું. [સં.] સામસામા પક્ષો કે સિદ્ધાંતોનો સમ-વય આપે તેવો વચલો માર્ગ કે ઉપાય, સોનેરી માર્ગ
**મધ્યમમાર્ગી** વિ. [સં.,પું.] મધ્યમ-માર્ગને લગતું. (૨) મધ્યમ-માર્ગ સ્વીકારનારું, મવાલપક્ષી, 'લિબરલ'
**મધ્યમ-વર્ગ** પું. [સં.] નહિ તવંગર કે નહિ ગરીબ એ પ્રકારનો માનવ-સમૂહ, 'મિડલ-ક્લાસ'
**મધ્યમ-સર** ક્રિ.વિ. [+જુઓ 'સર.'] વચલો પ્રકાર આપે તે રીતે, વચલા માર્ગનું હોય એમ, મર્યાદિત પ્રમાણમાં
**મધ્યમસરે-નું** વિ. [+ગુ. 'નું' છ.વિ.નો અર્થ આપતો અનુગ] વચલા પ્રકારનું કે માર્ગનું
**મધ્યમા** વિ., સ્ત્રી. [સં.] હાથ-પગનાં આંગળાંઓમાંની બેઉ બાજુથી ગણતાં વચ્ચે આવતી આંગળી. (૨) ચાર પ્રકાર-ની વાણીમાંની પરા પશ્યંતી પછીની અને ચોથી વૈખરી પહેલાંની વાણી. (૩) પહેલ પહેલ રજસ્વલા થયેલી સ્ત્રી, મધ્યમિકા. (૪) નાયિકાનો એક પ્રકાર. (કાવ્ય.)
**મધ્ય-માન** જુઓ 'મધ્યમ-માન.'
**મધ્યમાનુમાન** [સં. मध्यम + अनु-मान] અદૃષ્ટ પદાર્થની સત્તાનું સીધેસીધું નહિ તેવું પરંપરાથી થતું જ્ઞાન, 'મીડિ-યેટ ઇન્ફરન્સ' (મ.ન.)
**મધ્ય-માર્ગ** જુઓ 'મધ્યમ-માર્ગ.'
**મધ્યમિકા** સ્ત્રી. [સં.] જુએ 'મધ્યમા(૩).' (૨) એ નામની પ્રાચીન કાલની (મેવાડમાં આવેલી) એક નગરી. (સંજ્ઞા.)
**મધ્ય-યુગ** પું. [સં.] જુએ 'મધ્ય-કાલ.'
**મધ્યયુગીન** જુઓ 'મધ્યકાલીન.'
**મધ્યરાત્ર** ન., ત્રિ(-ત્રી) સ્ત્રી. [સં.] જુઓ 'મધ-રાત.'
**મધ્ય-રેખા** સ્ત્રી. [સં.] પૃથ્વીના ગોળાના ઉત્તર દક્ષિણ સરખા ભાગ કરતી વચ્ચેની લીટી, વિષુવદ્-વૃત્ત-રેખા, 'ઇક્વે-ટોરિયલ લાઇન'
**મધ્ય-લગ્ન** ન. [સં.] શિરોબિંદુ, 'ઝેનિથ'
**મધ્ય-લય** પું. [સં.] સંગીતનો મધ્યમકોટિનો લય. (સંગીત.)
**મધ્ય-લોક** પું. [સં.] સ્વર્ગ અને પાતાળ વચ્ચેનો-મર્ત્યલોક
**મધ્યવર્તી** વિ. [સં.,પું.] બરોબર વચ્ચેનું, મધ્યસ્થ. કેંદ્રસ્થ
**મધ્યવર્ષી** વિ. [સં.,પું.], -ર્ષીય વિ. [સં.], મધ્યવાર્ષિક વિ. [સં.] વર્ષના વચ્ચેના ભાગને લગતું, 'મિડ-ઇયર્લી'
**મધ્ય-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] મકાનનો બરોબર વચ્ચેનો રહેણાક ભાગ (બેઉ બાજુની પડસાળ વિનાનો). (સ્થાપત્ય.)
**મધ્ય-શિલા** સ્ત્રી. [સં.] ચણતરમાં ચાવી-રૂપ મુકાતો પથ્થર. (સ્થાપત્ય.)
**મધ્ય-શ્રુતિ** સ્ત્રી. [સં.] ત્રણમાંની વચ્ચેની શ્રુતિ. (સંગીત.) (૨) પાંચ પ્રકારની શ્રુતિમાંની છેલ્લી. (સંગીત.)
**મધ્ય-સપ્તક** ન. [સં.] મંદ્ર અને તાર સ્વરો વચ્ચેનું સાતે સ્વરોનું સપ્તક. (સંગીત.)
**મધ્ય-સ્થ** વિ. [સં.] જુએ 'મધ્યવર્તી'-'સેન્ટ્રલ.' (૨) વાદ ઝઘડા વગેરેની પતાવટ માટે નિમાતું તટ-સ્થ (માણસ), 'મેડિયેટર.' (૩) રાગ દ્વેષ રહિત
**મધ્યસ્થ-તા** સ્ત્રી. [સં.], **મધ્યસ્થી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મધ્યસ્થપણું, તટસ્થતા, નિષ્પક્ષપાત વલણ
**મધ્યા** સ્ત્રી. [સં.] જુએ 'મધ્ય-શ્રુતિ.' (૨) મુગ્ધા અને પ્રૌઢા વચ્ચેની નાયિકા. (કાવ્ય.)
**મધ્યાકર્ષી** વિ. [સં. मध्य + आ-कर्षी પું.] કેંદ્ર તરફ પકડી રાખનાર, 'સેન્ટ્રિપેટલ' (ન.લો.)
**મધ્યાન** પું. [સં. मध्याह्न], -હ્ન પું. [સં. मध्य + अहन्-નું સમાસમાં] દિવસનો મધ્ય ભાગ, બપોર. [૦નો સૂર્ય (રૂ.પ્ર.) ચડતીનો સમય, પૂર્ણ આબાદી]
**મધ્યાહ્ન-કાલ**(-ળ) પું. [સં.] સૂર્યોદય પછી ૧૩ થી ૧૭ ઘડી સુધીનો એટલે કે આશરે સાડા અગિયારથી દોઢ સુધીનો સમય, બપોરનો સમય
**મધ્યે** ક્રિ.વિ. [સં. मध्य + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] વચ્ચે, વચમાં. (૨) અંદર, માંહે
**મધ્યોત્સારી** વિ. [સં. मध्य + उत्सारी] કેંદ્રથી વિરુદ્ધ દિશામાં લઈ જનાર, 'સેન્ટ્રિફ્યૂગલ' (ન.લો.)
**મધ્વ** પું. [સં.] દક્ષિણમાં ઈ.સ.ની તેરમી સદી લગભગમાં થયેલા દ્વૈતમાર્ગી એક વૈષ્ણવ માર્ગ-સંસ્થાપક. (સંજ્ઞા.)
**મધ્વ-મત** પું. [સં.,ન.] મધ્વ નામના આચાર્યનો મત-સિદ્ધાંત, દ્વૈત વૈષ્ણવ-માર્ગ. (સંજ્ઞા.)
**મધ્વાચાર્ય** પું. [+સં. आचार्य] જુઓ 'મધ્વ.'
**મન** ન. [સં. मनस्] જ્યાંથી લાગણીઓનો ઉદ્ભવ થાય છે તે અદૃશ્ય એક અવયવ, સંકલ્પ-વિકલ્પ કરનારી ઇંદ્રિય, અંતઃકરણ, ચિત્ત, હૃદય, હૈયું, દિલ. (૨) સાંખ્યનાં તત્ત્વોમાંનું ત્રીજું તત્ત્વ. (સાંખ્ય.) (૩) નવ દ્રવ્યો માંહેનું એક દ્રવ્ય. (તર્ક.) (૪) ઇચ્છા, મરજી. [૦ અટકવું (રૂ.પ્ર.) કરતાં ખચકાવું. ૦ ઉપરથી કાઢી ના(-નાં)ખવું (-ઉપરય-) (રૂ.પ્ર.) વિસારે પાડવું. ૦ ઊઝલવું (રૂ.પ્ર.) પ્રેમ કરવો. ૦ આપવું, ૦ દેવું (રૂ.પ્ર.) પોતાની ઇચ્છા બીજાને બતાવવી. (૨) દિલ ચોટાડવું. ૦ આંધળું થવું(રૂ.પ્ર.)કશું જ સૂઝવું નહિ.

૦ ઉપર ઘાલવું (કે લેવું) (રૂ.પ્ર.) ધ્યાન આપવું. ૦ ઊકલવું (રૂ.પ્ર.) સામાના મતનો ખ્યાલ આવવો. ૦ઊઠવું, ૦ ઊતરવું, ૦ ઓસરવું (ઑસરવું) (રૂ.પ્ર.) અભાવ આવવો. (૨) આસક્તિ ચાલી જવી. ૦ ઊડી જવું (રૂ.પ્ર.) રુચિન રહેવી, બેદિલી થઈ જવી. ૦ ઊપજવું (રૂ.પ્ર.) વિચાર આવવો. ૦ ઊંચું થવું (રૂ.પ્ર.) અણબનાવ થવો, સ્નેહ તૂટવો. ૦ કરવું (રૂ.પ્ર.) ઇચ્છા કરવી. ૦ ખરાબ થવું (રૂ.પ્ર.) અપ્રસન્ન થવું. ૦ ખારું કરવું (રૂ.પ્ર.) નાખુશ થવું. ૦ ખેંચવું (-ખેંચવું), ૦ દોરવું (રૂ.પ્ર.) ધ્યાન દોરવું. ૦ ખોલવું (રૂ.પ્ર.) ખુલ્લા દિલે વાત કરવી, હૈયાની છાની વાત કહેવી. ૦ ગળવું, ૦ પીગળવું (રૂ.પ્ર.) દયા કે અનુકંપાની લાગણી થવી. ૦ ચકડોળે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) વિચારની અસ્થિરતા થવી. ૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) યાદ આવવું. ૦ ચાલવું (રૂ.પ્ર.) ઇચ્છા થવી. (૨) હિંમત થવી. ૦ ચોટવું, ૦ લાગવું (રૂ.પ્ર.) લગની થવી, ધ્યાન ચોટવું. ૦ ચોરવું (રૂ.પ્ર.) કામ ન કરવું. (૨) સામાનું મન મુગ્ધ કરવું. ૦ ચોળવું (-ચોળવું)(રૂ.પ્ર.) આનાકાની કરવી. ૦ જોવું, ૦ વર્તવું (રૂ.પ્ર.) સામાનો ભાવ જોવો, સામાના મનને ઓળખવું, ૦ ટાઢું કરવું (રૂ.પ્ર.) પ્રસન્નતાવાળો સંતોષ અનુભવવો. ૦ ઠરવું (રૂ.પ્ર.) પસંદ પડવું. (૨) સંતુષ્ટ થવું. ૦ ડોલવું (રૂ.પ્ર.) લોભ-લાલચ થવાં. ૦ ડોલાવવું (રૂ.પ્ર.) લાલચ કરવી. ૦ ઢચુપચુ હોવું (રૂ.પ્ર.) કાંઈ કરવા તૈયાર ન હોવું. ૦ તોડવું (રૂ.પ્ર.) ઉત્સાહ ભાંગી નાખવો. ૦ થવું (રૂ.પ્ર.) ઇચ્છા કે મરજી થવી. ૦થી, ૦ દઈને (રૂ.પ્ર.) પૂરી લાગણીથી. ૦થી ઉતારવું (રૂ.પ્ર.) તિરસ્કાર બતાવવો. (૨) ભૂલી જવું. ૦થી ઊતરી જવું (રૂ.પ્ર.) અભાવ થવો. ૦ દોડવું (રૂ.પ્ર.) કલ્પના કરવી. ૦ દોરવું (રૂ.પ્ર.) ધ્યાન ખેંચવું. ૦ નીચું થવું (રૂ.પ્ર.) નીચ વૃત્તિ જાગવી. ૦નું ખોટું (રૂ.પ્ર.) દાનત વિનાનું. ૦નું પાણી ડોળી ના(-નાં)ખવું, (-ડોળી-) (રૂ.પ્ર.) સંશયમાં નાખવું. ૦નું પોચું, ૦મોળું (-મોળું) (રૂ.પ્ર.) દીન સ્વભાવનું, ઢીલા મનનું. ૦નું મનમાં રહી જવું (-રૈ:-) (રૂ.પ્ર.) ઇચ્છા પાર પાડવી. ૦નું મોજી (રૂ.પ્ર.) મરજી માફક ચાલનાર, મન-ચલું. ૦નો આંબળો (રૂ.પ્ર.) વિદ્વેષ. ૦નો મલીદો (રૂ.પ્ર.) નકામી આશા. ૦મેલ (રૂ.પ્ર.) અંદરનું છળકપટ. ૦નો રાજા (રૂ.પ્ર.) મરજી માફક વર્તનાર. ૦ પર આવવું (કે ધરવું, યા લેવું) (રૂ.પ્ર.) ધ્યાનમાં લેવું. (૨) નિશ્ચય કરવો. ૦ પરોવવું (રૂ.પ્ર.) પૂરેપૂરું ધ્યાન આપવું. ૦ પીગળવું (રૂ.પ્ર.) દિલમાં દયાનો ભાવ થવો. ૦ ફરવું (રૂ.પ્ર.) વિચાર-પરિવર્તન થવું. (૨) ઘૃણા થવી. ૦ ફેરવવું (રૂ.પ્ર.) વિચાર બદલવો. ૦ બહેલાવવું (રૂ.પ્ર.) આનંદ માણવો. ૦ બળવું (રૂ.પ્ર.) સંતાપ થવો, ચિંતા થવી. ૦ બાળવું (રૂ.પ્ર.) ચિંતા કરવી. ૦ બેસવું (-બેસવું.), ૦ લાગવું (રૂ.પ્ર.) પસંદ પડવું. ૦ ભમવું (રૂ.પ્ર.) ચિત્તની સ્વસ્થતા ન હોવી. ૦ ભરવું (રૂ.પ્ર.) સંતોષ થવો. ૦ ભંગ થવું (-ભઙ્ગ-) (રૂ.પ્ર.) નાઉમેદ થવું. ૦ ભારી કરવું (રૂ.પ્ર.) ઉદાસ થવું. ૦ ભારે થવું (રૂ.પ્ર.) શોકગ્રસ્ત થવું. ૦ ભાંગી જવું (કે પડવું) (રૂ.પ્ર.) નિરાશ થવું. ૦ મનાવવું (રૂ.પ્ર.) સમઝવું કે સમઝાવવું. (૨) સંતોષ વ્યક્ત કરવો. ૦ મળવું (રૂ.પ્ર.) એકમત થવું. (૨) પ્રેમ થવો. ૦ માનવું (રૂ.પ્ર.) ગમવું. (૨) ખાતરી થવી. ૦માન્યું (રૂ.પ્ર.) ઇચ્છા મુજબનું. ૦ મારવું (રૂ.પ્ર.) સંયમ રાખવો. ૦ મારી રહેવું (-રૅ:વું) (રૂ.પ્ર.) ધીરજથી દુઃખ સહેવું. ૦ મારીને બેસી રહેવું (-બેસી રૅ:વું) (રૂ.પ્ર.) ખામોશી પકડવી. ૦માં આણવું (રૂ.પ્ર.) ખોટું લગાડવું. (૨) લાગણી થવા દેવી. (૩) વિચાર કરવો. ૦માં આવવું, ૦માં ઊતરવું (રૂ.પ્ર.) સમઝમાં આવવું, સમઝાવું, ૦માં ઊગવું (રૂ.પ્ર.) સ્ફુરણા થવી., સૂઝવું. ૦માં ગાંઠ વળવી (-ગાંઠ્ય-) (રૂ.પ્ર.) પાકી રીતે નક્કી કરવું (વિરોધી ભાવથી). ૦માં ઘોળાવું (રૂ.પ્ર.) સતત વિચાર આવ્યા કરવા. ૦માં ચકલું પેસવું (-પૅસવું) (રૂ.પ્ર.) શંકા થવી. ૦માં ચરેડો પડવો (રૂ.પ્ર.) ભારે દુઃખ થવું. (૨) દહેશત થવી. ૦ દોડવું (રૂ.પ્ર.) કલ્પના-વિહાર કરવો. ૦ પેસી નીકળવું (-પૅસી-) (રૂ.પ્ર.) સામાની વાત જાણી લેવી. ૦માં ફુલાવું, ૦માં ફૂલવું (રૂ.પ્ર.) મગરૂરી કરવી. ૦માં બડબડવું (રૂ.પ્ર.) ચિંતાનું કારણ વ્યક્ત ન કરવું. ૦માં બળવું (રૂ.પ્ર.) અદેખાઈ કરવી. (૨) ચિંતા કરવી. ૦માં મહાલવું (-મા:લવું) (રૂ.પ્ર.) આંતરિક ખુશી અનુભવવી. ૦ મૂંઝાવું (રૂ.પ્ર.) નિશ્ચય ન કરી શકવો. ૦માં રાખવું (રૂ.પ્ર.) પ્રગટ ન કરવું. ૦માંથી ઊતરી જવું (રૂ.પ્ર.) પ્રીતિ ગુમાવવી. ૦માંથી કાઢી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) વિસારે પાડવું, -ની દયા છોડવી. ૦માં હુલ્લડ ઊઠવા (રૂ.પ્ર.) વિચાર-તરંગો ઊઠવા. ૦ મિલાવવું (રૂ.પ્ર.)એક સંપથી રહેવું. ૦ મૂકીને, ૦ મેલીને (રૂ.પ્ર.) તદ્દન ખુલ્લા મનથી. ૦ મેલું કરવું (રૂ.પ્ર.) કપટ કરવું. ૦ મેલું હોવું (રૂ.પ્ર.) કપટવાળું વર્તન હોવું. ૦ મોટું કરવું (રૂ.પ્ર.) ઉદાર વર્તન હોવું. ૦ મોળું થવું (કે પડવું) (-મોળું-) (રૂ.પ્ર.) કામ કરવાની અરુચિ થવી. ૦ રાખવું (રૂ.પ્ર.) સામું માણસ કહે તે પ્રમાણે કરવું કે વર્તવું. ૦ લગાડવું (રૂ.પ્ર.) ચિત્તથી કામ કરવું., ધ્યાન આપવું. ૦ લલચાવું (રૂ.પ્ર.) લોભ થવો. ૦ લાગવું (રૂ.પ્ર.) લાગણી થવી. ૦ લેવું (રૂ.પ્ર.) સામાના વિચાર જાણવા. ૦ વળવું (રૂ.પ્ર.) અરુચિ થવી. ૦ વાળવું (રૂ.પ્ર.) સંતોષી થઈ રહેવું. (૨) ઇચ્છા જતી કરવી. ૦ સાંકડું કરવું (રૂ.પ્ર.) લોભ કરવો. ૦ હરવું (રૂ.પ્ર.) મોહ પમાડવો. ૦ હળવું કરવું (રૂ.પ્ર.) મનમાંથી ચિંતા દૂર કરવી. (૨) મનની મૂંઝવણ કહી બતાવવી. ૦ હાથ કરવું (રૂ.પ્ર.) મનનો સંયમ રાખવો. ૦ હાથ ન રહેવું (-રૅ:વું) (રૂ.પ્ર.) ગમે તેમ બોલ્યા કરવું. (૨) ગાળો દેવી. ૦ હિંડોળે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) મનની સ્થિરતા ગુમાવવી. (૨) વિચારે ચડવું. ખરા મનથી (રૂ.પ્ર.) સંપૂર્ણ ચિત્તે, પૂરા ભાવથી. ખુલ્લું મન (રૂ.પ્ર.) નિખાલસ મન. મેલા મનનું (રૂ.પ્ર.) લુચ્ચું અને ખટપટી. મોકળું મન (રૂ.પ્ર.) ઉદારતા. મોટા મનનું (રૂ.પ્ર.) પરોપકારી બુદ્ધિનું અને ઉદાર. મોટું મન (રૂ.પ્ર.) ઉદાર મન]

**મન-ઉકાળો** [+ જુઓ 'ઉકાળો' (લા.] મનમાં થતી બળતરા, ઉદ્વેગ

**મન(:)-કલ્પિત** વિ. [સં. मनःकल्पित] જુઓ 'મનઃકલ્પિત.'

**મનકો** સ્ત્રી. કંઠ-નાળ, ગળાની અવાજ-નળી. (પારસી.)

**મન(:)-કામ** પું., **-મના** સ્ત્રી. [સં. मनःकाम,-मना] જુઓ 'મનઃકામ,-મના.' [(પ્રા.)

**મન(-ની)ખ** ન. [સં. मनुष्य પું., અર્વા. તદ્ભવ] માણસ.

**મનખા-જનમ** (-ખ્ખા-) પું. [જુઓ 'મનખો' + 'જનમ.'] મનુષ્ય-જન્મ, માનવ-અવતાર [દેહ, માનવ-શરીર

**મનખા-દેહ** (-ખ્ખા-) પું. [જુઓ 'મનખો' + સં.] મનુષ્ય-

**મનખો** (-ખ્ખો) પું. [સં. मानुषक- > (ष > ख) माणुखअ-] મનુષ્યનો અવતાર. (૨) મનુષ્ય-સમૂહ. [૦ લેવો (રૂ.પ્ર.) ત્રાસ આપવો. (૨) કીર્તિને ખામી પહોંચાડવી. (૩) પ્રાણ લેવા]

**મન-ગઠ** (-ઠ્ય) સ્ત્રી. એ નામનું એક ઘરેણું

**મન-ગમતું** વિ. [જુઓ 'મન' + 'ગમવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] મનને ગમે તેવું, મન-પસંદ

**મન-ગમાડો** પું. [જુઓ 'મન' + 'ગમતું' દ્વારા.] મનને ગમવું એ, મન-પસંદ હોવું એ. (૨) મનો-રંજન, મન-રમાડો

**મન-ગમી** વિ., સ્ત્રી. [જુઓ 'મન-ગમ્યું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મનને પસંદ પડેલી (ચીજ વાત વગેરે)

**મન-ગમો** પું. [જુઓ 'મન' + 'ગમો.'] જુઓ 'મન-ગમાડો.'

**મન-ગમ્યું** વિ. [જુઓ 'મન' + 'ગમવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] જુઓ 'મન-પસંદ.'

**મન-ગંઠો** (-ગણ્ઠો) પું. [સં. मणि + 'ગંઠો.'] મણકાઓનું બનેલું સ્ત્રીઓના કંઠનું એક ઘરેણું

**મન-ચ(-શ્ચ)ક** ન. [સં. मनश्चक्र] જુઓ 'મનશ્ચક.'

**મન-ચલું** વિ. [જુઓ 'મન' + 'ચાલવું' + ગુ- 'ઉં' કૃ. પ્ર.] મનને ગમે તે રીતનું વર્તન રાખનારું. (૨) (લા.) ભ્રાંત મનવાળું [ઇચ્છા, મરજી, મંછા

**મનછા** સ્ત્રી. [સં. मनीषा > અર્વા. તદ્ભવ 'મનસા'-'મનછા.']

**મન-ડું** ન. [જુઓ 'મન' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (લાલિત્યાર્થે) મન. (પદ્યમાં,)

**મનત** (-ત્ય) સ્ત્રી. વિનંતિ, પ્રાર્થના, આજીજી

**મન-તોરવો** પું. એ નામનું એક પક્ષી

**મન(-નો)-દંડ** (-દણ્ડ) પું. [સં. मनो-दण्ड] જુઓ 'મનો-દંડ.'

**મન-દુરસ્ત** વિ. [જુઓ 'મન' + 'દુરસ્ત.'] મનનું દુરસ્ત, શુદ્ધ મનવાળું [શુદ્ધ મન હોવાપણું

**મન-દુરસ્તી** સ્ત્રી. [જુઓ 'મન' + 'દુરસ્તી.'] મનની શુદ્ધિ,

**મન-દુખ** ન. [સં. मनो-दुःख] સામસામી બેઉ વ્યક્તિ વચ્ચે થયેલો અણબનાવ, કોચવણ. (૨) માનસિક વ્યથા

**મન(-નો)-દુઃખ** ન. [સં. मनो दुःख] જુઓ 'મનો-દુઃખ'-'મન-દુખ.'

**મન-ધાર્યું** વિ. [જુઓ 'મન' + 'ધારવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] મનમાં વિચાર્યું હોય તેવું, મનનું ઇચ્છેલું, મન-વાંછિત

**મનન** ન. [સં.] વારંવાર વિચાર્યા કરવાની ક્રિયા, સતત વિચારણા. (૨) મનમાં ફરીફરીને કરવામાં આવતું સ્મરણ

**મનન-પુરઃસર, મનન-પૂર્વક** ક્રિ.વિ. [સં.] સારી રીતે વારંવાર વિચાર કરીને [વિચાર-શીલ

**મનન-શીલ** વિ. [સં.] વારંવાર મનન કરવાની ટેવવાળું,

**મનનિકા** સ્ત્રી. [સં.] સારી રીતે વિચાર કરીને લખેલી નોંધ

**મનનીય** વિ. [સં.] મનન કરવા-કરાવા જેવું

**મન-પતીજ** (-જ્ય) સ્ત્રી. [જુઓ 'મન' + 'પતીજ.'] મનને થતો કે થયેલો વિશ્વાસ, મનની પ્રતીતિ, મનને થતી કે થયેલી ખાતરી

**મન-પસંદ** (-પસન્દ) વિ. [જુઓ 'મન' + 'પસંદ.'] જુઓ 'મન-ગમતું'-'મન-ગમ્યું.'

**મન-પંગુ** (-પઙ્ગુ) વિ. [સં. मनः-पङ्गु] મનથી પાંગળું, મંદ વિચાર-શક્તિવાળું

**મન-પાયો** પું. [જુઓ 'મન' + 'પાયો.'] મનની સ્થિરતા

**મન(-નઃ)-પૂર્વક** વિ. [સં. मनःपूर्वक] પૂરા દિલથી, મનથી, સ્વેચ્છાએ

**મન(:)-પ્રદુષ્ટ** વિ. [સં. मनः-प्रदुष्ट] જુઓ 'મનઃપ્રદુષ્ટ.'

**મન-ફર** વિ. [જુઓ 'મન' + 'ફરવું.'] વારંવાર જેનું મન ફરી જાય તેવું, અસ્થિર મનનું. (૨) વિચિત્ર માનસવાળું

**મન-ફાવતું** વિ. [જુઓ 'મન' + 'ફાવવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] મનને ફાવે તેવું, મનને માફક આવે તેવું, મનને અનુકૂળ થાય તેવું

**મન-ફેર** પું. [જુઓ 'મન' + 'ફેર.'] મત-ભેદ. (૨) થાકેલા મનને બીજે વાળવું એ. (૩) વિ. થોડાક તફાવતવાળું

**મન-ભર** (-રય) ક્રિ.વિ. [જુઓ 'મન' + 'ભરવું.'] મન ધરાઈ જાય તે રીતે. (૨) ઇચ્છા પ્રમાણે

**મનભરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ભર્યા મનવાળું, જેની ઇચ્છા પૂર્ણ થઈ હોય તેવું. (લલિત.)

**મન(-નો)-ભંગ** (-ભઙ્ગ) પું, વિ. [સં. मनो-भङ्ग] જુઓ 'મનો-ભંગ.' [જુઓ 'મન-ગમતું.'

**મન-ભાવતું** વિ. [જુઓ 'મન' + 'ભાવવું' + ગુ. 'તું' વર્ત કૃ.]

**મન-ભાવન** પું. [જુઓ 'મન' + 'ભાવવું' + ગુ 'અન' કૃ.પ્ર.] મનને ગમ્યો પ્રિય પતિ, હૃદય-નાથ

**મન(-નો)-ભાવિત** વિ. [સં. मनोभावित] જુઓ 'મનોભાવિત.'

**મન-ભાવ્યું** વિ. [જુઓ 'મન' + 'ભાવવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] જુઓ 'મન-ગમ્યું.' [મનનો નિશ્ચય

**મન-મત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'મન' + 'મત.[૨]'] મનનું વલણ,

**મનમતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મન-ચલું.'

**મન-મધુર, -રું** વિ. [સં. मनो-मधुर + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] મનને ગમે તેવું. (ના.દ.)

**મન-મનામણું** ન. [જુઓ 'મન' + 'મનામણું.'] સામાના મનને મનાવી લેવું એ, સામાના મનને વાળી લેવું એ. (૨) સામાના મનને સમઝાવી દેવું એ

**મન-માનતું** વિ. [જુઓ 'મન'+ 'માનવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] જુઓ 'મન-ગમતું.' [જુઓ 'મન-ગમ્યું.'

**મન-માન્યું** વિ. [જુઓ 'મન' + 'માનવું' + ગુ. 'યું' ભૂ.કૃ.]

**મન-મીઠડું** વિ. [જુઓ 'મન' + 'મીઠડું.'] જુઓ 'મન-મીઠું.' (લાલિત્યાર્થે)

**મન-મુખ,-ખી** વિ. [જુઓ 'મન' + સં. मुख, + ગુ. 'ઈ' ત.પ્ર.] કોઈનું ન માનતું, મનસ્વી રીતે કરનારું, સ્વેચ્છાચારી

**મન-મુખ્તાર** વિ. [જુઓ 'મન' + 'મુખ્તાર.'] જુઓ 'મન-મુખ.' (૨) અમર્યાદ. (૩) સ્વતંત્ર

**મન-મુખ્તારિયત** સ્ત્રી. [જુઓ 'મન' + 'મુખ્તારિયત.'] સ્વેચ્છા, સ્વતંત્ર-ઇચ્છા, ઇચ્છાની સ્વતંત્રતા

**મન-મુટાવ** પું. [જુઓ 'મન' દ્વારા.] અણબનાવ, વૈમનસ્ય

**મન-મુદા** ક્રિ.વિ. [સં. मनो-मुदा ત્રી. વિ., એ. વ.] મનના આનંદથી

**મન-મુરાદ** સ્ત્રી. [જુઓ 'મન' + 'મુરાદ.'] મનની ઇચ્છા

**મન-મેલ** પું. [જુઓ 'મન' + 'મેલ.'] કપટ, દગો, છળ

**મન-મેલડું** વિ. [જુઓ 'મન' + 'મેલ' + ગુ. 'ડું' ત.પ્ર.] જુઓ 'મન-મેલું.' (પદ્યમાં.) [કપટી, દગાખોર

**મન-મેલું** વિ. [જુઓ 'મન' + ગુ. 'મેલું.'] મનનું મેલું,

**મન-મેળ, -ળાપ** પું. [જુઓ 'મન' + મેળ,–ળાપ.'] હરકોઈ બે વ્યક્તિના મન વચ્ચે એકરૂપતા થવી એ

**મનમેળાપી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મનનો મેળ કરનારું. (૨) મળતાવડું [મનની પ્રસન્નતા

**મન-મોજ** સ્ત્રી. [જુઓ 'મન' + 'મોજ.'] મનનો આનંદ,

**મનમોજી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મનને આનંદ થાય તેવું કરનારું, આનંદી. (૨) મનની ઇચ્છા પ્રમાણે કરનારું, મનસ્વી

**મન-મોટાવ** પું. [જુઓ 'મન' દ્વારા.] ગેરસમઝ. (૨) નાખુશી

**મન(-નો)-મોદ** પું. [સં. मनो-मोद] જુઓ 'મનો-મોદ.'

**મનમોર** જુઓ 'મનોર.'

**મન(-નો)-મોહ** પું. [સં. मनो-मोह] મનમાં મોહ થવો એ, મનની મુગ્ધતા. (૨) મનનો ભ્રમ

**મન(-નો)-મોહક, મન-મોહન** વિ. [સં. मनो-मोहक,-न] મનને મોહ કરનારું. (૨) મનોહર, સુંદર

**મન-મોં** (-મોઁ) ન. [જુઓ મન' + 'મોં.'] (લા.) પ્રેમ અને આદરનું વલણ

**મન-રખું** વિ. [જુઓ 'મન' + રાખવું.' + ગુ. 'ઉ'' કૃ.પ્ર] સામાના મનની ઇચ્છાને માન આપનારું, કહ્યાગરું

**મન-રમાડો** પું. [જુઓ 'મન' + 'ગુ. 'રમવું' દ્વારા.] જુઓ 'મન-ઝમાડો.' [પ્રસન્નતા

**મન-રળી** સ્ત્રી. [જુઓં 'મન' + 'રળી.'] મનની ઇચ્છા કે

**મન-રંગી** (-રઙ્ગી) વિ. [જુઓ 'મન' + 'રંગ' + ગુ. 'ઈ' ત.પ્ર.] મનની પ્રસન્નતા પ્રમાણે વર્તનારું

**મન(-નો)-રંજન** (-રઞ્જન) ન. [સં. मनो-रञ्जन] જુઓ 'મનો-રંજન.' ['મનો-રંજની.'

**મન(-નો)-રંજની** (-રઞ્જની) વિ- [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ

**મન-રૂપ** ન. [સં. मनो-रूप] જુઓ 'મનો-રૂપ(૧).'

**મનલ** ન. નીરમ. (વહાણ.)

**મનવણિયું** વિ. [જુઓ 'મનવણું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મનનું મનામણું કરનારું, મનાવી લેનારું. (૨) મન વાળવા જેવું. (૩) મનોહર, ચિત્તાકર્ષક

**મનવણું** ન. [જુઓ 'મનવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] મનામણું

**મનવર** (-રય) સ્ત્રી. [હિં. મનુહાર] આગતા, સરભરા, આતિથ્ય, પરોણા-ચાકરી. (૨) (લા.) ખેંચતાણ, આગ્રહ

**મન(-ના)વવું** જુઓ 'માનવું'માં. ['મનવણું.'

**મન-વળામણું** ન. [જુઓ 'મન' + 'વળામણું.'] જુઓ

**મનવાર**[1] (-રય) સ્ત્રી. વિનવણી, 'મનુહાર.'

**મન-વાર**[2] સ્ત્રી. [અં. મૅન-ઑફ઼-વૉર] લશ્કરી વહાણ કે આગબોટ

**મન(-નો)-વાંછા** (-વાઞ્છા) સ્ત્રી. [સં. मनो-वाञ्छा] જુઓ 'મનોવાંછા.'

**મન(-નો)વાંછિત** (-વાઞ્છિત) વિ. [સં. मनो-वाञ्छित] જુઓ 'મનો-વાંછિત.' [(૨) ક્રિ.વિ. ઇચ્છા વિના

**મન-વિહોણું** વિ. [જુઓ 'મન' + 'વિહોણું.'] હૃદય-હીન.

**મન(-નો)-વેગ** પું. [સં. मनो-वेग] જુઓ 'મનો-વેગ.'

**મન(.નો)-વેગી** વિ. [સં. मनोवेगी, પું.] જુઓ 'મનો-વેગી.'

**મનવો** પું. [જુઓ 'મન'–એનો પ્રભાવ.] માણસનો અંતરાત્મા, આંતરિક મન. (પદ્યમાં.) [૦ બોલાવવો (રૂ.પ્ર.) ઝીણા અવાજથી બોલતાં આવડવું]

**મન-વોણું** (-વોઃણું) જુઓ 'મન-વિહોણું.' ['મનઃશાંતિ.'

**મન(ઃ)-શાંતિ** (-શાન્તિ) સ્ત્રી. [સં. मनः-शान्ति] જુઓ

**મન(ઃ)-શિલ** ન. [સં. मनःशिल] જુઓ 'મનઃશિલ.'

**મનશ્ચક્ર** ન. [સં. मनस् + चक्र, સંધિથી] હૃદયની અંદર રહેલું જ્ઞાનતંતુઓનું એક ચક્ર [આંતરિક સૂઝ

**મનશ્ચક્ષુ** ન., સ્ત્રી. [સં. मनस् + चक्षुस्, ન.] મનરૂપી આંખ,

**મન(ઃ)-સદન** ન [સં. मनःसदन] જુઓ 'મનઃસદન.'

**મનસબ** પું. [અર. મન્સિબ્] પદવી, દરજ્જો, હોદ્દો, અધિકાર

**મનસબ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] લશ્કરી ટુકડીનો એક અધિકારી

**મનસબદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય], **મનસબી** સ્ત્રી. [ફા. પ્રત્યય] મનસબદારનું કાર્ય અને અધિકાર

**મન(ઃ)-સંતાપ** (-સન્તાપ) પું. [સં. मनःसंताप] જુઓ 'મનઃ-સંતાપ.' [સંતોષ.'

**મન(ઃ)-સંતોષ** (-સન્તોષ) પું. [સં. मनःसंतोष] જુઓ 'મનઃ-

**મન(ઃ)-સાગર** પું. [સં मनःसागर] જુઓ 'મનઃસાગર.'

**મનસ્** ન. [સં., સમાસના પૂર્વપદમાં ઘોષ વ્યંજન પહેલાં 'મનો' અને અઘોષ વ્યંજન પહેલાં 'મનઃ', પરંતુ 'ચ–છ' પૂર્વે 'મનશ્-'] મન

**મનસા** સ્ત્રી. [સં. मनीषा] જુઓ 'મંછા.' (૨) (લા.) એ નામની એક દેવી

**મનસા-દેવી** સ્ત્રી. [જુઓ 'મનસા' + સં.] જુઓ 'મનસા(૨).'

**મનસા-પંચમી** (-પઞ્ચમી) સ્ત્રી. [જુઓ 'મનસા' + સં.] મનસા દેવીના ઉત્સવની આષાઢ વદિ પાંચમની તિથિ. (સંજ્ઞા.)

**મનસા-પુરી** સ્ત્રી. [સં. मानुष દ્વારા + સં.] મનુષ્યલોક-રૂપી નગરી, મર્ત્ય-લોક

**મનસાણી** સ્ત્રી. વંશ-વૃદ્ધિ

**મનસાયતન** ન. [સં. मनुष्य દ્વારા 'મનસા' + સં. आयतन] મનોરંજનનું સ્થાન. [૦ કરવું, ૦ રાખવું (રૂ.પ્ર.) સામાને એકલવાયાપણું ન લાગે એ રીતે એને આનંદ આપવો]

**મનસિ-કૃત** વિ. [સં.] મનમાં કરેલું કે વિચારેલું

**મનસિ-જ** વિ., પું. [સં.] કામદેવ, મનો-જ

**મનસીલ** ન. [સં. मनःशिल] જુઓ 'મનઃશિલ.'

**મન(ઃ)-સુખ** ન. [સં. मनःसुख] જુઓ 'મનઃસુખ.'

**મનસૂબ-દાર** જુઓ 'મનસબ–દાર.'

**મનસૂબી** સ્ત્રી. [જુઓ 'મનસૂબો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઇચ્છા, મરજી

**મનસૂબો** પું. [અર. મન્સૂબહ્] કામ કરવા માટેનો વિચાર.

(૨) ઇચ્છા, મરજી. (૩) ઇરાદો, ઉદ્દેશ, હેતુ, મતલબ, ધારણા. [૦ બાંધવો (રૂ.પ્ર.) નિશ્ચય કરવો]

**મનસૂર** પું. [અર.] એ નામનો દેહાંત-દંડ પામેલો એક પ્રાચીન બ્રહ્મચારી મુસ્લિમ સંત. (સંજ્ઞા.)

**મનસૂરી** વિ. [+ફા. પ્રત્યય] મનસૂર સંતને લગતું, એના સંપ્રદાયનું અનુયાયી. (૨) પું. મુસ્લિમ પીંજારાઓની એક ઓળખ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મનસ્ક** ન. [સં.] મન, ચિત્ત. (સમાસમાં मनस् + क; જેમકે 'અન્ય-મનસ્ક' બીજામાં જેનું મન છે તેવું)

**મનસ્ક-તા** સ્ત્રી. [સં.] મનની સ્થિતિ, મનો-દશા

**મનસ્તત્ત્વવિદ્યા** સ્ત્રી. [સં. मनस् + तत्त्व-विद्या] માનસ-શાસ્ત્ર, 'સાઇકોલૉજી' (હ.મા.)

**મનસ્તાપ** પું. [સં. मनस् + ताप] મનનો ઉચાટ

**મનસ્તુષ્ટિ** સ્ત્રી. [સં. मनस् + तुष्टि] મનનો સંતોષ, આત્મ-સંતોષ

**મનસ્વિ-તા** સ્ત્રી. [સં.] મનસ્વીપણું, મનચલાપણું

**મનસ્વિની** વિ., સ્ત્રી. [સં.] મનસ્વી સ્વભાવની સ્ત્રી

**મનસ્વી** વિ. [સં., પું.] સ્વાધીન મનવાળું, 'ઇમ્પલ્સિવ.' (હ.દ્વા.) (૨) ઉદાર ચિત્તવાળું. (૩) શાણું, ડાહ્યું. (૪) મનચલું, સ્વચ્છંદી, 'આર્બિટ્રરી'

**મનહર** વિ. [સં. मनो-हर] મનને આનંદ આપે તેવું, ચિત્તાકર્ષક, મનોહર. (૨) પું. આઠ આઠ અક્ષરે વિરામ લેતો ૩૧ અક્ષરોનો છેલ્લે ગુરુ અક્ષર આવે તેવો ચાર ચરણનો એક અક્ષરમેળ છંદ, કવિત્ત. (પિં.)

**મનહૂસ** વિ. [અર.] અપશુકનિયાળ, અમંગળ, અશુભ

**મનઃકલ્પના** સ્ત્રી. [સં. मनस्+कल्पना] મનનો વિચાર, માનસિક ધારણા [કાલ્પનિક

**મનઃકલ્પિત** વિ. [સં. मनस् + कल्पित] મનનું કલ્પેલું,

**મનઃકામ** પું., -મના સ્ત્રી. [સં. मनस्+काम,-मना] મનની ઇચ્છા, મનો-વાંછા [આંતરિક તેજ, મનો-બળ

**મનઃકાંતિ** (-કાન્તિ) સ્ત્રી. [સં. मनस् + कान्ति] મનનું

**મનઃપૂત** વિ. [સં. मनस् + पूत] મનથી પવિત્ર. (૨) મન વડે વિચારી શુદ્ધ કરેલું

**મનઃપૂર્વક** ક્રિ.વિ. [સં. मनस् + पूर्वक] જુઓ 'મન-પૂર્વક.'

**મનઃપ્રણિધાન** ન. [સં. मनस् + प्रणिधान] મનની એકાગ્રતા

**મનઃપ્રદુષ્ટ** વિ. [સં. मनस् + प्रदुष्ट] મનનું અત્યંત દુષ્ટ, ખૂબ જ લુચ્ચું

**મનઃપ્રસાદ** પું. [સં. मनस् + प्रसाद] મનની પ્રસન્નતા

**મનઃશરીર-વિદ્યા** સ્ત્રી. [સં. मनस् + शरीर-विद्या] માનસ સાથે સંબંધવાળી ભૌતિક વિદ્યા, 'સાઇકો-ફિઝિક્સ' (પો.ગો.)

**મનઃશાસ્ત્ર** ન. [સં. मनस् + शास्त्र] માનસ-શાસ્ત્ર, 'સાઇકોલૉજી' (મ.ન.) [ટાઢક, શાંત મન હોવું એ

**મનઃશાંતિ** (-શાન્તિ) સ્ત્રી. [સં. मनस् + शान्ति] મનની

**મનઃશિલ** ન. [સં., પું.] એ નામનું પહાડોમાં પથ્થરની ફાટમાં થતું એક ઘટ્ટ રસવાળું તત્ત્વ

**મનઃસદન** ન. [સં. मनस् + सदन] મનરૂપી ઘર

**મનઃસંતાપ** (-સન્તાપ) પું. [સં. मनस् + संताप] મનમાં થતી બળતરા, મનની કોચવણી

**મનઃસંતોષ** (-સંતોષ) પું. [સં. मनस्+संतोष] મનની પ્રસન્નતા

**મનઃસુખ** ન. [સં. मनस्+सुख] મનનું સુખ, મનની નિરાંત

**મનઃસૃષ્ટિ** સ્ત્રી. [સં. मनस् + सृष्टि] કલ્પનાનું જગત

**મનઃસ્થ** વિ. [સં. मनस् + स्थ] મનમાં રહેલું, મનમાંનું, માનસિક [મનોદશા

**મનઃસ્થિતિ** સ્ત્રી. [સં. मनस् + स्थिति] મનની હાલત,

**મનઃસ્વભાવ** પું. [સં. मनस् + स्वभाव] પ્રકૃતિ, સ્વભાવ

**મનઃસ્વાસ્થ્ય** ન. [સં. मनस् + स्वास्थ्य] મનની તંદુરસ્તી, મનની સ્વસ્થતા, નિરાંત

**મના, ૦ઈ** સ્ત્રી. [અર. મનાહી] નિષેધ, બંધી, અટકાવ, પ્રતિબંધ. (૨) અંકુશ, નિયંત્રણ, 'રિસ્ટ્રિક્શન'

**મનાઈ-પત્ર** પું. [+સં.,ન.] જેમાં નિષેધ કે બંધી કરવામાં આવી હોય તેવો આજ્ઞા-પત્ર, મનાઈ-હુકમ આપતો કાગળ

**મનાઈ-હુકમ** પુ. [+જુઓ 'હુકમ.'] નિષેધ કે બંધીની સરકારી આજ્ઞા, 'ઇન્જક્શન,' 'સ્ટે-ઑર્ડર'

**મનાડી** ન. સ્તન ઉપર થતું એક પ્રકારનું ગૂમડું

**મનાતીત** વિ. [સં. मनोऽतीत] જુઓ 'મનોતીત.'

**મનામ(-વ)ણી** સ્ત્રી., -ણું ન. [જુઓ 'માનવું' + ગુ. 'આમણી' -'આમણું' અથવા 'મનાવવું' + ગુ. 'અણી'-'અણું.'] મનાવી લેવાની ક્રિયા, રીસ કે અણબનાવ દૂર કરવા કાલાવાલા કરી વાળી લેવાની ક્રિયા

**મનાવવું, મનાવું** જુઓ 'માનવું'માં.

**મની** પું. [અં.] પૈસો, રોકડ રકમ, ધન

**મની-ઑર્ડર** પું. [અં.] ટપાલ ઑફિસ દ્વારા મોકલવામાં આવતી એક પ્રકારની હૂંડી

**મનીખ** જુઓ 'મનખ.'

**મની-પર્સ** સ્ત્રી. [અં] પૈસાની કોથળી કે પાકીટ

**મની-બિલ** ન. [અં.] ભરતિયું, આંકડો

**મની-બૅગ** પું., સ્ત્રી. [અં.] પૈસાનો કોથળો કે થેલો

**મની-માર્કેટ** સ્ત્રી. [અં.] નાણાં-બજાર, શરાફ-બજાર

**મનીષા** સ્ત્રી. [સં.] ઇચ્છા, મરજી, મનસા, મનછા, મંછા

**મનીષિકા** સ્ત્રી. [સં.] સમઝણ

**મનીષિણ** વિ. [સં. मनीषिन्, ગુ. પ્રયોગ] જુઓ 'મનીષી.'

**મનીષિત** વિ. [સં.] ઇચ્છેલું, ધારેલું

**મનીષિ-તા** સ્ત્રી. [સં.] મનીષીપણું

**મનીષી** વિ. [સં.,પું.] બુદ્ધિમાન, બુદ્ધિશાળી, 'ઇન્ટિલેક્ચ્યુઅલ.' (૨) વિચારક. (૩) વિદ્વાન

**મનુ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે માનવકુળના આદિ ઉત્પાદક, વિવસ્વાન (સૂર્ય)ના પુત્ર આદિમાનવ. (સંજ્ઞા.) (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે ચૌદે મન્વંતરનો તે તે આદિમાનવ, 'પેટ્રિયાર્ક'

**મનુ-કુલ(-ળ)** ન. [સં.] સમગ્ર માનવ-જાતિ

**મનુકુલોન્નતિ** [+ સં. उन्नति] માનવ-જાતિની ચડતી

**મનુકુલોન્નતિ-વાદ** પું. [સં] સમગ્ર માનવ-જાતિની ચડતી થાય એ પ્રકારનો મત-સિદ્ધાંત. (૨) સત્ય અને અનુભવને માન્ય રાખનારું એક તત્ત્વ-દર્શન, 'પૉઝિટિવિઝમ' (બ.ક.ઠા.)

**મનુકુલોન્નતિવાદી** [સં.,પું.] મનુકુલોન્નતિવાદમાં માનનારું

મનુ-જ પું. [સં.] મનુષ્ય, માનવ, માણસ

મનુ-જંતુડાં (-જન્તુડાં) ન, બ.વ. [+ જુઓ 'જંતુડું.'] મનુએ ઉત્પન્ન કરેલ માણસ માત્ર. (પદ્યમાં.)

મનુજેંદ્ર (મનુજેન્દ્ર) પું. [+ मनुज + इन्द्र] રાજા

મનુ-તુલ્ય વિ. [સં.] રાકવર્તી, 'ઇપૉક-મેઇકિંગ. (દ.બા.)

મનુ-બાલ(-ળ) ન. [સં.,પું.] માનવ, માણસ

મનુબાંધવ-તા (-બાન્ધવ-તા) સ્ત્રી. [સં] માનવતાનો ગુણ, 'હ્યુમૅનિટી' (બ.ક.ઠા.)

મનુ-વંશ (-વંશ) [સં.] માનવ-જાતિ

મનુવાર (-ર્ય) સ્ત્રી. જુઓ 'મનવાર.[1]'

મનુષ્ય પું. ન. [સં.,પું.] માણસ, માનવી, માનવ

મનુષ્ય-ઋણ ન. [સં.] દેવ-ઋણ પિતૃ-ઋણ અને મનુષ્ય-ઋણ એ ત્રણ ઋણોમાંનું એક મનુષ્ય તરીકેનું ઋણ

મનુષ્ય-ગણ પું. [સં.] માણસોનો સમૂહ, માનવ-સમૂહ

મનુષ્ય-ગણના સ્ત્રી. [સં.] માણસોની વસ્તી-ગણતરી

મનુષ્ય-ગતિ સ્ત્રી. [સં.] મનુષ્ય તરીકે અવતરવું એ. (જૈન.)

મનુષ્ય-જાતિ સ્ત્રી. [સં.] જુઓ 'માનવ-વંશ.'

મનુષ્યજાતિ-વિદ્યા સ્ત્રી., મનુષ્યજાતિ-શાસ્ત્ર ન. [સં.] નૃવંશશાસ્ત્ર, 'એથ્નૉલૉજી'

મનુષ્યજાતિશાસ્ત્રી વિ. [સં.,પું.] મનુષ્યજાતિ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, 'એથ્નૉલૉજિસ્ટ' (આ.બા.)

મનુષ્ય-જિંદગી (-જિન્દગી) સ્ત્રી., મનુષ્ય-જીવન [સં.] મનુષ્ય તરીકે જીવવું એ. (૨) મનુષ્યની આવરદા

મનુષ્ય-ડર પું. [+ જુઓ 'ડર.'] માણસ તરફનો ભય

મનુષ્ય-તા સ્ત્રી. -ત્વ ન. [સં.] માણસ તરીકેની સ્થિતિ. (૨) માણસાઈ, સજ્જનતા

મનુષ્ય-દુર્ગ પું. [સં.] સેનાનો એવા પ્રકારનો વ્યૂહ કે જેમાં બહારથી પ્રવેશ ન કરી શકે તેવી રીતે ફરતા યોદ્ધા ગોઠવાઈ ગયા હોય

મનુષ્ય-દેહ પું. [સં.] માનવ-શરીર. (૨) મનુષ્યનો અવતાર

મનુષ્ય-દ્વેષ પું. [સં.] માણસ-જાતિ તરફની શત્રુતા

મનુષ્યદ્વેષી વિ. [સં.,પું.] માણસ-જાતિ તરફ શત્રુતા રાખનાર, લોક-શત્રુ [ફરજ

મનુષ્ય-ધર્મ પું. [સં.] માણસ તરીકે અન્ય માણસ તરફની

મનુષ્ય-નિષ્ઠા-વાદ પું. [સં.] મનુષ્યની બુદ્ધિશક્તિ વગેરે ઉપર નિષ્ઠાપૂર્વક વર્તવું જોઇયે એવા પ્રકારનો મત-સિદ્ધાંત, 'હ્યુમેનિઝમ' [નારું, 'હ્યુમેનિસ્ટ'

મનુષ્યનિષ્ઠાવાદી વિ. [સં.,પું.] મનુષ્ય-નિષ્ઠાવાદમાં માન-

મનુષ્ય-પૂજા સ્ત્રી. [સં.] મનુષ્યનું દેવ તરીકે સંમાન કે પૂજન, 'એપોથિયૉસિસ' [ખાઉ, 'કૅનિબાલ'

મનુષ્યભક્ષી વિ. [સં.,પું.] માણસને ખાઈ જનાર, માણસ-

મનુષ્ય-યજ્ઞ પું. [સં.] ઘેર આવેલા માણસને ભોજન વગેરેથી સત્કારવાની ક્રિયા, અતિથિ-સત્કાર

મનુષ્ય-યોનિ સ્ત્રી. [સં.] માણસ તરીકેનો જન્મ

મનુષ્યરૂપ-ધારી વિ. [સં.,પું.] માણસનું રૂપ ધારણ કરનાર

મનુષ્ય-લક્ષણ ન. [સં.] માણસનો ગુણ-ધર્મ, 'કૅરૅક્ટરિસ્ટિક,' 'કૅરેક્ટર' (ર.મ.)

મનુષ્ય-લોક પું. [સં.] મૃત્યુ-લોક, માનવ-સૃષ્ટિવાળી પૃથ્વી

મનુષ્ય-વધ પું. [સં.] માનવ-હત્યા, 'હોમિસાઇડ'

મનુષ્ય-વર્ગ પું. [સં.] જુઓ 'મનુષ્ય-જાતિ.'

મનુષ્ય-વર્ષ પું. [સં] સૌર વર્ષ અને ચાંદ્ર વર્ષના મેળ-વાળો પૃથ્વી ઉપરના લોકોનો આશરે ૩૬૫ા દિવસનો સમય. (જ્યો.)

મનુષ્ય-વિગ્રહ પું. [સં.] માનવ-દેહ, મનુષ્ય-શરીર

મનુષ્ય-વિજ્ઞાન ન. [સં.] માનવવંશ-શાસ્ત્ર, નૃવંશ-શાસ્ત્ર, 'એન્થ્રોપોલૉજી' [પોલૉજી' (કા.છ.)

મનુષ્ય-વિદ્યા સ્ત્રી. [સં.] જુઓ 'મનુષ્ય-વિજ્ઞાન,'-'એન્થ્રો-

મનુષ્ય-શાસ્ત્ર ન. [સં.] જુઓ 'મનુષ્ય-વિજ્ઞાન,' 'એન્થ્રો-પોલૉજી' (આ.બા.) [સ્વભાવ

મનુષ્ય-વૃત્તિ સ્ત્રી. [સં.] માણસ તરીકેનું વલણ, મનુષ્યનો

મનુષ્ય-સૃષ્ટિ સ્ત્રી. [સં.] જુઓ 'માનવ-જાતિ.'

મનુષ્ય-હત્યા સ્ત્રી. [સં.] માનવ-હત્યા, ખૂન

મનુષ્ય-હરણ ન. [સં.] માણસને ઉપાડી જવાની ક્રિયા, 'કિડનૅપિંગ' [મનુષ્યાવતાર

મનુષ્યાણું ન. [સં. मनुष्य દ્વારા ગુ.] મનુષ્ય-જન્મ,

મનુષ્યાદ વિ.,પું. [સં. मनुष्य + आद] જુઓ 'મનુષ્ય-ભક્ષી.'

મનુષ્યાયુષ [+ સં. आयुस्] માણસની આવરદા

મનુષ્યાહાર પું. [+સં. आ-हार] માણસોના માંસનો ખોરાક તરીકે ઉપયોગ

મનુષ્યાહારી વિ. [સં.,પું.] જુઓ 'મનુષ્યભક્ષી.'

મનુષ્યેતર વિ. [સં. मनुष्य + इतर] માણસ સિવાયનું કોઈ (પશુ પક્ષી જંતુઓ વગેરે)

મનુષ્યેંદ્ર (મનુષ્યેન્દ્ર) પું. [સં. मनुष्य + इन्द्र] જુઓ 'મનુજેંદ્ર.'

મનુષ્યોચિત વિ. [સં. मनुष्य + उचित] મનુષ્યને છાજે તેવું

મનુ-સંહિતા (-સંહિતા), મનુ-સ્મૃતિ સ્ત્રી. [સં.] વિવ-સ્વાનના પુત્ર મનુએ રચેલું મનાતું પ્રાચીન એક ધર્મશાસ્ત્ર. (સંજ્ઞા.)

મનુહાર સ્ત્રી. [હિં.] જુઓ 'મનવાર.[1]' [વીનવનારું

મનુહારી વિ. [હિં.] મનવાર કરનારું, આજીજી કરનારું,

મને[1] (મને) સર્વ., બી.વિ. અને ચો.વિ., એ.વ. [સં. मत्‌ના વિકાસમાં અપ. मुज्झ > मुज्झ દ્વારા જૂ.ગુ મુજ્ઝ + અનુગ नइ (સં. कर्ण > પ્રા. कन्न- > °अन्न દ્વારા)] પહેલા પુરુષના સર્વનામનું કર્મ-વિભક્તિ બીજી અને સંપ્રદાન-વિભક્તિ-ચોથીનું એ.વ.નું રૂપ

મને[2] સ્ત્રી. [અર. મનાહી] જુઓ 'મના.'

મને-કમને ક્રિ.વિ. [જુઓ 'મન' + 'ક-મન' + બેઉને ગુ. 'એ' ત્રી.વિ., પ્ર.] ઇચ્છા કે અનિચ્છાથી, પરાણે

મનો[1] પું. નજર-ચોટથી બચવા વિવાહ વગેરે માંગલિક પ્રસંગે કરવામાં આવતો માટીનો ત્રૂટકો

મનો[2] ન. [સં. मनस्‌નું સમાસમાં ઘોષ વ્યંજનથી શરૂ થતા શબ્દો પૂર્વે સંધિજન્ય રૂપ] મન (જેમકે 'મનોગત' 'મનોરમ' વગેરે)

મનોકામના [શુદ્ધ: 'મનઃકામના'] જુઓ 'મનઃકામના.'

મનો-ગત વિ. [સં. मनस् + गत] મનમાં રહેલું ધારેલું

**મનો-ગતિ** સ્ત્રી. [સં, मनस् + गति] મનનો વેગ, 'ઇમ્પલ્સ.' (૨) મનની ઇચ્છા [પસંદ
**મનો-ગમ** વિ. [સં. मनस् + गम] મનમાં ગમે તેવું, મન-
**મનોગમ-તા** સ્ત્રી. [સં.] મનોગમ-પણું
**મનો-ગમ્ય** વિ. [સં.] જ્યાં મન પહોંચી શકે તેવું. સર્વ જાણી શકે તેવું
**મનોગ્રવેગી** વિ. [સં. मनस् + अग्रवेगी, સંધિથી] મનથી પણ વધુ ગતિથી આગળ વધનારું
**મનો-ગ્રહ** પું. [સં. मनस् + ग्रह] મનમાં રહેલું એકપક્ષી આગ્રહી વલણ, 'બાયસ'
**મનો-ગ્રાહ્ય** વિ. [સં. मनस् + ग्राह्य] ગ્રહણ કરી શકાય તેવું, સમજી શકાય તેવું, મનો-ગમ્ય
**મનો-જ, -જન્મા** પું. [સં. मनस् + ज, -जन्मा] કામદેવ
**મનો-જન્ય** વિ. [સં. मनस् + जन्य] મનમાંથી ઉત્પન્ન થાય તેવું, મનમાં વિકસે તેવું [મનઃસંયમ
**મનો-જય** પું. [સં. मनस् + जय] મન ઉપરનો વિજય,
**મનોજયી** વિ. [સં.,પું.] મનઃસંયમી [ગતિથી દોડનારું
**મનો-જવ** પું. [સં. मनस् + जव] મનનો વેગ. (૨)વિ. મનની
**મનો-જ્ઞ** વિ. [સં. मनस् + ज्ञ] સુંદર, રમ્ય, મનોહર
**મનોજ્ઞ-તા** સ્ત્રી. [સં.] મનોજ્ઞપણું
**મનોતી** સ્ત્રી. [હિં. मनौती] નાણું ધીરનારને વ્યાજ ઉપરાંત આપવામાં આવતી રકમ, 'કમિશન.' (૨) વીમાનો હપ્તો. 'પ્રીમિયમ'
**મનો-દશા** સ્ત્રી. [સં. मनस् + दशा] મનની હાલત, મનની સ્થિતિ, '**મૂડ**' (ચં.ન.), 'સ્ટેઇટ ઑફ માઇન્ડ' (નિ. ભગત.) [વાની ક્રિયા
**મનો-દંડ** (-દણ્ડ) પું. [સં. मनस्+दण्ड] મનને વશ રાખ-
**મનો-દુષ્ટ** વિ. [સં.] માનસિક રીતે દૂષિત, અંતરનું મેલું
**મનો-દુઃખ** ન. [સં. मनस्+दुःख] જુઓ 'મન-દુખ.'
**મનો-દેવતા** પું., સ્ત્રી. [સં. मनस्+देवता સ્ત્રી.] અંતરાત્મા, અંતઃકરણ, 'કૉન્શિયન્સ' (ઉ.કે.) [(૨) લાચારી
**મનો-દૌર્બલ્ય** ન. [સં.] મનની દુર્બળતા, મનની નબળાઈ
**મનો-દ્વાર** ન. [સં.] મનનું બારણું, મનરૂપી બારણું. (૨) સુપ્ત દશામાંથી જ્ઞાન-દશા તરફ જવાનો દરવાજો
**મનો-ધર્મ** પું. [સં. मनस् + धर्म] મનનો ધર્મ, મનનો ગુણ
**મનોધર્મ-વિદ્યા** સ્ત્રી. [સં.] માનસ-શાસ્ત્ર, 'સાઇકોલૉજી' (ન.દે.) [વિતર્ક બંધ થવા એ
**મનો-નાશ** પું. [સં. मनस् + नाश] મનનો નાશ. (૨) તર્ક-
**મનો-નિગ્રહ** [સં. मनस् + निग्रह] જુઓ 'મનઃસંયમ.'
**મનોનુકૂલ(-ળ)** વિ. [સં. मनस् + अनुकूल, સંધિથી] મનને માફક આવે તેવું
**મનોન્મની** સ્ત્રી. યોગની એ નામની એક મુદ્રા. (યોગ.)
**મનો-બલ(-ળ)** ન. [સં. मनस् + बल] મનની શક્તિ, માનસિક તાકાત, 'વિલ-પાવર,' 'મેન્ટલ એનર્જી'
**મનો-ભવ** પું. [સં. मनस् + भव] જુઓ 'મનોજ.'
**મનોભવ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] કામવાસનાની જાગૃતિ. (ગો.મા.)
**મનો-ભંગ** (-ભઙ્ગ) પું. [સં. मनस् + भङ्ग] મન ભાંગી પડવાની સ્થિતિ, ઉત્સાહ-ભંગ, નાસીપાસી
**મનો-ભાવ** પું. [સં. मनस् + भाव] મનનો વિચાર, આશય, ઉદ્દેશ, મતલબ, ઇરાદો, 'આઇડિયા'
**મનોભાવના** સ્ત્રી. [સં. मनस् + भावना] મનની ઇચ્છા, મનની વૃત્તિ, મનની લાગણી
**મનો-ભાવિત** વિ. [સં. मनस् + भावित] મનમાં વિચારેલું
**મનોભિરામ** વિ, [સં. मनस् + अभि-राम] જુઓ 'મનોહારી.'
**મનોભૂ** પું. [સં.] જુઓ 'મનોજ.'
**મનો-ભૂમિ** સ્ત્રી. [સં. मनस् + भूमि] સામાનું સમજવા માટેની મનની પરિસ્થિતિ કે ભૂમિકા
**મનો-ભેદ** પું. [સં. मनस् + भेद] માનસિક મત-ભેદ, કોઈ પણ બેનાં મનો વચ્ચેનો વિચાર-ભેદ
**મનો-ભ્રમ** પું. [સં. मनस् + भ्रम] બુદ્ધિનો ભ્રમ, કાંઈને બદલે કાંઈ સમજવાની પરિસ્થિતિ
**મનો-ભ્રંશ** (-ભ્રંશ) પું. [સં. मनस् + भ्रंश] મગજની શૂન્યતા, ગાંડપણ, દીવાનાપણું
**મનો-મથન** જુઓ 'મનો-મંથન.'
**મનો-મન** ક્રિ.વિ. [જુઓ 'મન,'-દ્વિર્ભાવ.] એકબીજાના મનનો પરસ્પર એકતા હોય એમ
**મનો-મય** વિ. [સં. मनस् + मय ત.પ્ર.] મન-રૂપ, મનો-રૂપ, મનના રૂપનું. (૨) વિ.,પું. એ નામનો એક આંતરિક કોશ (કર્મેન્દ્રિય ઉપર અધિકાર છે તેવો.) (વેદાંત.)
**મનોમય-સૃષ્ટિવાદ** પું. [સં.] આદર્શ-વાદ, 'આઇડિયાલિઝમ' (મન.રવ.)
**મનોમયી** વિ. સ્ત્રી. [સં.] મનમાં તાદૃશ થઈ રહેલી (કોઈ પણ આકૃતિ વિચારણા વ્યક્તિ વગેરે)
**મનો-મં(-મ)થન** (-મન્થ(-થ)ન) ન. [સં.] મનની ગડમથલ, મનમાં થતી વિચારોની ઘડ-ભાંગ [મકાન (રૂપક)
**મનો-મંદિર** (-મન્દિર) ન. [સં. मनस् + मन्दिर] મનરૂપી
**મનો-માપન** ન. [સં. मनस् + मापन] મનની પરીક્ષા
**મનો-માલિન્ય** ન. [સં. मनस् + मालिन्य] મનનું મેલાપણું, કામ ક્રોધ વગેરે છ શત્રુઓથી ઘેરાયેલા મનની પરિસ્થિતિ
**મનો-મિતિ** સ્ત્રી. [સં. मनस् + मिति] જુઓ 'મનો-માપન.' (૨) માનસશાસ્ત્ર ધરાવતી વિભિન્ન ક્રિયાનો ખ્યાલ મેળવવાની વિદ્યા, 'સાઇકોમેટ્રી'
**મનો-મિલન** ન. [સં. मनस् + मिलन] જુઓ 'મન-મેળ.'
**મનો-મુકુર** પું. [સં. मनस् + मुकुर] મનરૂપી અરીસો, સ્વચ્છ મન
**મનો-મુખી** વિ. [સં. मनस् + मुखी, પું.] પોતાની મેળે માનસિક રીતે ખ્યાલ આપતું. [૦ વૃત્તિ (રૂ.પ્ર.) માનસિક દર્દોનું વિજ્ઞાન, 'સાઇકોપથી']
**મનો-મુગ્ધ** વિ. [સં. मनस् + मुग्ध] મનમાં મોહ પામેલું, મોહ પામેલા મનવાળું, મુગ્ધ [સ્વરૂપ, ધ્યાન-મૂર્તિ
**મનો-મૂર્તિ** સ્ત્રી. [સં. मनस् + मूर्ति] મનમાં ચીતરાઈ રહેલું
**મનો-મેલ** પું. [સં. मनस् + જુઓ 'મેલ.'] જુઓ 'મન-મેલ.'
**મનો-મોદ** પું. [સં. मनस् + मोद] મનનો આનંદ, મનની પ્રસન્નતા
**મનો-મોહક** વિ. [સં. मनस् + मोहक] જુઓ 'મન-મોહક.'

**મનો-યત્ન** ન. [સં. मनस् + यत्न पुं.] મનમાં વસ્તુ કે વાત કે પ્રસંગ દૃઢ થાય એ માટે કરવામાં આવતો પ્રયત્ન, અભ્યાસ, 'એક્સરસાઇઝ' (ભ.ક.ઠા.)
**મનો-યંત્ર** (યન્ત્ર) ન. [સં. मनस् + यन्त्र] મનનું આંતરિક તંત્ર, માનસિક બંધારણ. (૨) માનસિક શક્તિ
**મનો-યાત્રા** સ્ત્રી. [સં. मनस् + यात्रा] મનનો પ્રવાસ, માનસિક ગતિ
**મનો-યાયી** વિ. [સં. मनस्+यायी, पुं.] મન દ્વારા દૂર સુધી ગતિ કરનારું. (૨) (લા.) વિચારક
**મનો-યોગ** પું. [સં. मनस् + योग] મનની એકાગ્રતા કરવી એ. (૨) મનનો ચોક્કસ પ્રકારનો વ્યાપાર
**મનો-યોગી** વિ. [સં.,પું.] મનોયોગ કરનારું, મનની ચોક્કસ પ્રકારની એકાગ્રતા સાધનારું
**મનોર** પું. ઘઉંના લોટની બૂંદીનો લાડુ. (૨) અળવી બટાટા આદુ કેરીનો રસ વગેરેથી બનાવાતી એક ખાદ્ય-વાની. (૩) આલૂના છૂંદામાં મસાલો નાખી બનાવેલ ખાદ્ય
**મનો-રચના** સ્ત્રી. [સં. मनस् + रचना] જુઓ 'મનો-યંત્ર.'
**મનો-રથ** પું. [સં. मनस् + रथ] (લા.) ભાવનો કે વિચારનો તરંગ. (૨) ઇરાદો, આશય, ઉદ્દેશ. (૩) હવેલીમાં કે બહાર પણ ઠાકોરજીને ખાદ્ય સામગ્રી અર્પણ કરી કરવામાં આવતો ઉત્સવ. (પુષ્ટિ.)
**મનોરથ-તૃતીયા** સ્ત્રી. [સં.] ચૈત્ર સુદિ ત્રીજની તિથિ (એક વ્રત). (સંજ્ઞા.) [(એ દિવસનું એક વ્રત). (સંજ્ઞા.)
**મનોરથ-દ્વાદશી** સ્ત્રી. [સં.] ચૈત્ર સુદિ બારસની તિથિ
**મનોરથ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'મનઃસૃષ્ટિ.'
**મનોરદા** પું. [હિં. મનૌરા] દિવાળી પછી દીવાલ ઉપર સ્ત્રીઓ તરફથી કરવામાં આવતું રંગબેરંગી ચિત્ર. [૦ **પૂરવા** (રૂ.પ્ર.) ઢંગ-ધડા વિનાનું ચિતરામણ કરવું] [ભિરામ.'
**મનો-રમ,-મ્ય** વિ. [સં. मनस् + रम,-रम्य] જુઓ 'મનો-
**મનો-રંજક** (-રઞ્જક) વિ. [સં. मनस् + रञ्जक] મનને આનંદ આપનારું, મનને બહેલાવનારું, 'લાઇટ.' (જે.હિ.)
**મનોરંજક-તા** (-રઞ્જક-) સ્ત્રી. [સં.] મનોરંજક હોવાપણું
**મનો-રંજન** (-રઞ્જન) ન. [સં. मनस् + रञ्जन] મનને આનંદ આપવાની ક્રિયા, મન બહેલાવવાના સાધનરૂપ ક્રિયા, 'એન્ટર-ટેઇન્મેન્ટ,' 'રિક્રિયેશન,' એમ્યુઝમેન્ટ'
**મનોરંજનાર્થ** (-રઞ્જનાર્થ) પું. [સં.] મનોરંજનનો હેતુ. (૨) વિ., ક્રિ.વિ. મનોરંજન માટેનું ['મનો-રંજક.'
**મનોરંજની** (-રઞ્જની) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ
**મનો-રાગ** પું. [સં. मनस् + राग] મનની આસક્તિ, 'પેશન.' (ર.મ.) ['ઇમોશનલ' (ર.મ.)
**મનોરાગ-વાચક** વિ. [સં.] મનની આસક્તિ બતાવતું,
**મનો-રાજ્ય** ન. [સં. मनस् + राज्य] (લા.) કલ્પના-વિહાર. (૨) શેખચલ્લીના જેવા વિચારની પરિસ્થિતિ
**મનો-રાણી** સ્ત્રી. [સં. मनस् + જુઓ 'રાણી,' ગુ. સમાસ] મનની માની લીધેલી રાણી કે પ્રિયતમા
**મનોરૂપ** ન. [સં. मनस् + रूप] મનનું આંતરિક સ્વરૂપ કે પોત. (૨) વિ. જુઓ 'મનોમય(૧).'
**મનોરો** પું. માંદા માણસે ધોતિયા કે લૂગડાં વગેરેની જગ્યાએ પહેરવાનો કચ્છ [(૨) (લા.) ગાંડપણ
**મનો-રોગ** પું. [સં. मनस् + रोग] માનસિક પ્રબળ ચિંતા.
**મનોરોગ-નિદાન** [સં.] માનસિક રોગનું કારણ શોધવાની ક્રિયા ['આટ્રી' (દ.કા.શા.)
**મનોરોગ-વિજ્ઞાન** ન. [સં.] જુઓ 'મનોરોગ-વિદ્યા,'-'સાઇકિ-
**મનોરોગ-વિદ્યા** સ્ત્રી., **મનોરોગ-શાસ્ત્ર** ન. [સં.] માનસિક રોગ દૂર કરવા માટેનું શાસ્ત્ર, 'સાઇકિઆટ્રી'
**મનોરોગ-શાસ્ત્રી** વિ. [સં.] માનસિક રોગોનું જ્ઞાન ધરાવનાર, 'સાઇકિઆટ્રિસ્ટ.' [અભાવ
**મનો-લૌલ્ય** ન. [સં.], મનની અસ્થિરતા, સ્થિર વિચારનો
**મનો-વર્ગણા** સ્ત્રી. [સં. मनस् + वर्गणा (નવો શબ્દ)] માનસિક સંબંધ, 'એસોસિયેશન' (જે.હિં.)
**મનો-વર્ણન** ન. [સં. मनस् + वर्णन] માનસશાસ્ત્રની દૃષ્ટિએ મનના સ્વરૂપનું ચિત્રણ, 'ફ્રેનોગ્રાફી'
**મનો-વલણ** ન. [સં. मनस् + જુઓ 'વલણ,' ગુ. સમાસ] મનનું વલણ, મનો-વૃત્તિ ['સે-સરી' (ન.દે.)
**મનોવહા** વિ., સ્ત્રી. [સં. मनस् + वहा] ઇંદ્રિયોને લગતું
**મનો-વાંછના** (-વાઞ્છના), **મનો-વાંછા** (-વાઞ્છા) સ્ત્રી. [સં. मनस् + वाञ्छना, वाञ्छा] મનની ઇચ્છા, મનની ભાવના [ઇચ્છેલું
**મનો-વાંછિત** (-વાઞ્છિત) વિ. [સં.मनस् + वाञ्छित.] મનનું
**મનો-વિકાર** પું. [સં. मनस् + विकार] મનનો વિકાર, અપવિત્ર વિચાર
**મનો-વિકાસ** પું. [સં. मनस् + विकास] મનની ખિલવણી
**મનો-વિકૃતિ** સ્ત્રી. [સં. मनस् + विकृति] જુઓ 'મનો-વિકાર.'
**મનો-વિક્ષેપ** પું. [સં. मनस् + विक्षेप] મનને થયેલ કે થતી અડચણ, મનમાં ઊભી થયેલી કે થતી અસ્થિરતા
**મનો-વિજ્ઞાન** ન. [સં.] માનસ-શાસ્ત્ર, ચિત્ત-શાસ્ત્ર, ચિત્તંત્ર-શાસ્ત્ર, 'સાઇકોલૉજી' (મિ.છ.)
**મનો-વિશ્લેષણ** ન. [સં. मनस् + विश्लेषण] મનનું આંતરિક પૃથક્કરણ, મનને લગતા વિષયોનું પૃથક્કરણ, 'સાઇકો-એનેલિસિસ'
**મનો-વૃત્તિ** સ્ત્રી. [સં.] મનનું વલણ, મનનો વ્યાપાર, મનોભાવ
**મનો-વેગ** પું. [સં. मनस् + वेग] જુઓ 'મનો-ગતિ,' 'ઇમ્પલ્સ' (કિ.ઘ.). (૨) મનનું ધાર્યું કરવા માટેની ઉતાવળ કે તાલાવેલી [સાહસિક
**મનોવેગી** વિ. [સં.,પું.] મનના વેગ પ્રમાણે કામ કરનારું,
**મનો-વેદના** સ્ત્રી. [સં.] માનસિક યાતના કે દુઃખ, આર્તિ
**મનો-વેધક** વિ. [સં.] (લા.) ખૂબ આકર્ષક. હૈયું પિગળાવ-નારું, કરુણાજનક, 'પેથેટિક'
**મનો-વૈજ્ઞાનિક** વિ. [સં. मनस् + वैज्ञानिक] માનસ-શાસ્ત્રી, 'સાઇટ્રિક'
**મનો-વ્યથા** સ્ત્રી. [સં. मनस् + व्यथा] જુઓ 'મનો-વેદના.'
**મનો-વ્યવસ્થા** સ્ત્રી. [સં. मनस् + व्यवस्था] માનસિક વલણ કે પરિસ્થિતિ, 'સાઇકોલૉજી' (ન.ભો.)
**મનો-વ્યવહાર** પું. [સં. मनस् + व्यवहार] મનની હિલચાલ, 'થિંકિંગ' (હી.વ.)
**મનો-વ્યાધિ** પું., સ્ત્રી. [સં., मनस् + व्याधि, पुं.] જુઓ

'મનો-વેદના'-'મનો-વ્યથા.'
**મનો-વ્યાપાર** પું. [સં.] સંકલ્પ-વિકલ્પની માનસિક પ્રવૃત્તિ
**મનોવ્યાપાર-શાસ્ત્ર** પું. [સં.] જુઓ 'માનસ-શાસ્ત્ર,'-'સાઈકૉલોજી' (ર.મ.)   [હિલચાલનો સંતોષ
**મનોવ્યાપાર-સંતુષ્ટિ** (-સન્તુષ્ટિ) સ્ત્રી. [સં.] માનસિક
**મનો-વ્યાપી** વિ. [સં. मनस् + व्यापी, પું.] મનમાં ફેલાઈ જનારું, માનસિક પ્રક્રિયામાં ઘૂમી વળનારું, 'એબ્સૉર્બિંગ' (ગો.મા.)
**મનો-હર** વિ. [સં. मनस् + हर] (લા.) સુંદર, રમણીય. (૨) (લા.) ન. માથાનો પહેરવેશ
**મનોહર-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] મનોહર હોવાપણું
**મનોહરું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'મનો-હર.'
**મનોહારિણી** વિ., સ્ત્રી. [સં.] મનહર એવી કોઈ પણ સ્ત્રી વસ્તુ ક્રિયા ચિત્રણા વગેરે
**મનોહારિ-તા** સ્ત્રી. ન. -ત્વ [સં.] મનોહર હોવાપણું
**મનો-હારી¹** વિ. [સં. मनस् + हारी, પું.] જુઓ 'મન-હર.'
**મનોહારી²** સ્ત્રી. [હિં. મનુહાર] જુઓ 'મનુહાર.'
**મન્મથ** પું. [સં.] કામદેવ   ['મન્ય' વગેરે] માનનારું
**-મન્ય** વિ. [સં., સમાસમાં ઉત્તરપદ તરીકે, જેમ કે 'પંડિત-
**મન્યકા, મન્યા, ૦નાડી** સ્ત્રી. [સં.] ડોકની પાછલા ભાગની એક નસ   [(૫) મહાદેવ
**મન્યુ** પું. [સં.] યજ્ઞ. (૨) ક્રોધ. (૩) ગર્વ. (૪) ખમીર.
**મન્વંતર** (મન્વન્તર) ન. [સં. मनु + अन्तर] પૌરાણિક માન્યતા પ્રમાણે ચૌદ મનુઓમાંના કોઈ પણ બે મનુઓ વચ્ચેનો સમય
**મન્વંતર-જૂનું** (મન્વન્તર-) વિ. [+ જુઓ 'જૂનું.'] (લા.) કાળોતરાનું, ઘણું જ જૂનું
**મન્વાદિ-તિથિ** પું., સ્ત્રી. [સં. मनु + आदि संधिथी] પિતૃઓના શ્રાદ્ધની તે તે તિથિ
**મપારો** પું. [જુઓ 'માપવું' દ્વારા.] અનાજ વગેરે જોખનાર કે માપીને આપનાર દાણાનો વેપારી, અનાજનો વેપારી
**મપાવવું, મપાવું** જુઓ 'માપવું'માં.
**મફત** ક્રિ.વિ. [અર. મુફ્ત્] બદલો લીધાદીધા વિના ભેટ હોય તે પ્રમાણે, વિના-મૂલ્ય, 'ગ્રૅટિસ,' 'ફ્રી ઑફ ચાર્જ'
**મફત-માં** ક્રિ.વિ. [+ ગુ. 'માં' સા.વિ.ના અર્થનો અનુગ] (લા.) તદ્દન જૂજ કિંમતથી
**મફત-નું** વિ. [+ ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ] મફતમાં મળેલું. (૨) કારણ વિના
**મફતિયાણી** સ્ત્રી. [જુઓ 'મફતિયું.' + ગુ. 'આણી' સ્ત્રી-પ્રત્યય.] (લા.) લાભ વિના પંચાત કરનારી સ્ત્રી
**મફતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જેનો બદલો લેવા-દેવામાં આવ્યો નથી તેવું, 'ગ્રૅટિસ.' (૨) ફોગટિયું. (૩) (લા.) પારકે પૈસે આનંદ કરનાર. (૪) લાભ વિના પંચાત કરનાર. [-યો મામો (રૂ.પ્ર.) મફત લેનાર કે વાપરનાર માણસ]
**મફેર** સ્ત્રી. [અર. મુફર્રિહ્] મનને આનંદ આપનાર દવા
**મફલર** ન. [અં.] ગળે વીંટાળવાનો ગરમ કે સુતરાઉ પટો, ગલપટો   [ઘણું
**મબલક** વિ. [અર. મબ્લક્] અતિશય, પુષ્કળ, અપાર,
**મબારખી** સ્ત્રી. નાનાં છોકરાંઓને તેમ પશુઓને થતો એક રોગ. (૨) મોઢાનું એક દર્દ
**મભમ** જુઓ 'મબ્ભમ.'
**મમ¹** સર્વ., છ.વિ., એ.વ. [સં. मत् સર્વ.નું રૂપ] મારું
**મમ²** ન. [રવા.] (બાલ ભાષામાં) ખાવાનું, ખાદ્ય, ખોરાક. [૦ મર્મનું કામ (રૂ.પ્ર.) મૂળ મુદ્દાની વાત કે કાર્ય]
**મમઈ** (મમૈ) જુઓ 'મમાઈ.' (સુ.)
**મમત** સ્ત્રી., પું. [સં. मम-त्व > પ્રા. ममत्त ન.] (લા.) દુરાગ્રહ, જિદ. (૨) ચડસ. [૦ પર આવવું (કે જવું, યા ચડ(-ઢ)વું) (રૂ.પ્ર.) હઠીલા થવું, જિદ પકડવી. -તે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) હઠ કરવી]
**મમ-તા** સ્ત્રી. [સં.] મારાપણાનો ભાવ. (૨) (લા.) લાગણી. (૩) તૃષ્ણા. [૦ રાખવી (રૂ.પ્ર.) મારાપણાનો સ્નેહ પાળવો]
**મમતા-મમતી** સ્ત્રી. [જુઓ 'મમત,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] ભારે જિદ. (૨) ચડસા-ચડસી, મમતવાળી હરીફાઈ
**મમતાળુ** વિ. [સં. ममता + ગુ. 'આળુ' ત.પ્ર.] સ્નેહની લાગણીવાળું. (૨) દયાળુ
**મમતી, -તીલું** વિ. [જુઓ 'મમત' + ગુ. 'ઈ'-'ઈલું' ત.પ્ર.] મમતવાળું, જિદ્દી, હઠીલું, દુરાગ્રહી
**મમ-ત્વ** ન. [સં.] જુઓ 'મમ-તા.'
**મમત્વ-ત્યાગી** વિ. [સં.,પું.] મમત્વ છોડી દેનારું, અનાગ્રહી
**મમત્વ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] મારાપણાનો ખ્યાલ. (૨) અહંકાર
**મમત્વી** વિ. [સં.,પું.] મમત્વવાળું. (૨) મમતી
**મમ-ભાવ** પું. [સં.] જુઓ 'મમ-તા.'
**મમ મમ** ન. [જુઓ 'મમ,²'-દ્વિર્ભાવ] જુઓ 'મમ.²'
**મમરી** સ્ત્રી. [જુઓ 'મમરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મમરાના આકારની ચણાના લોટની તળેલી વાની. (૨) ભરચાંના ઝબલા ઉપર મુકાતી મમરાના આકારની ધોળી કોર. [૦ મૂકવી (રૂ.પ્ર.) ઉશ્કેરવું]
**મમરેજ** (-ઝ્ય) સ્ત્રી. ઘોડે-સવારના જોડાની એડીમાંનો લોખંડનો આંકડો (ઘોડાને ગતિ માટે અડાડવાનો)
**મમરો** [રવા.] ચોખાની ધાણીનો દાણો, કુરમુરાનો કણ. (૨) મમરાના આકારની એક જાતની ઈંડાળ, [૦ મૂકવો (રૂ.પ્ર.) બે જણ વચ્ચે ઝઘડવાનો મુદ્દો આપવો. (૨) ઉશ્કેરવું]
**મમળાવવું** સ.ક્રિ. [રવા.] મોઢામાં પદાર્થને આમતેમ ફેરવ્યા કરવો. (૨) વાગોળવું. (૩) (લા.) મનન કરવું. **મમળાવાવું** કર્મણિ.,ક્રિ.
**મમાઈ** સ્ત્રી. [સં. मातामहिका > પ્રા. माआमहिआ] માની મા. (૨) પશ્ચિમ સૌરાષ્ટ્રના રબારીઓની મૂંગી દેવી, માતાઈ. (સંજ્ઞા.)
**મમાવા** સ્ત્રી. [જુઓ 'મમાવો.'] નાનીમા. (પારસી.)
**મમાવો** પું. [સં. मातामह દ્વારા] માનો બાપ, નાનો. (પારસી.)
**મમી** સ્ત્રી. [અં.] સંઘરી રાખેલું પ્રાચીન કાળનું મડદું
**મમીરો** પું. [હિં. મમીરા] આંખની દવા તરીકે વપરાતો એક છોડ
**મમૂલા** ન. એ નામનું એક પક્ષી   [વનસ્પતિ
**મમેક, -ખ** (-કચ, -ખ્ય) સ્ત્રી. વચ્છનાગના પ્રકારની એક

**મમોલો** પું. એ નામનું એક જીવડું
**મમ્મો** પું. 'મ' વર્ણ. (૨) 'મ' ઉચ્ચાર. (૩) માને લગતી ગાળ
**મમ્મો-ચચ્ચો** પું. 'મ' વર્ણ અને 'ચ' વર્ણથી શરૂ થતા શબ્દોવાળી સામાની 'મા'ને ઉદ્દેશી અપાતી ગાળ
**મય**$^{1}$ પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે દાનવોનો શિલ્પી, મયાસુર. (સંજ્ઞા.) (૨) મધ્ય અમેરિકામાંની પ્રાગૈતિહાસિક સમયની એક જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**-મય**$^{2}$ વિ. [સં., 'પૂર્ણતા' 'તદ્રૂપતા' વગેરે બતાવતો ત.પ્ર.] પૂર્ણ. (૨) તદ્રૂપ. (જેમકે 'જલ-મય' 'સ્નેહ-મય' વગેરે)
**મય**$^{3}$ પું. [ફા.] દારૂ, મદ્ય, મદિરા, સુરા [દુકાન
**મય-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] દારૂનું પીઠું, કલાલની
**મયગલ, -ળ** પું. [સં. मद-गल] હાથી, મેગળ
**મયડ** વિ. ખૂબ ઊંડું, ઓબાણ જેવું [મૃત્યુ, મોત
**મયણું** ન. [જુઓ 'મરણું'-પ્રવાહી ઉચ્ચારણ] મરણ,
**મયત** જુઓ 'મૈયત.' [ચંદ્રમા
**મયંક** (મયઙ્ક) પું. [સં. मृगाङ्क > પ્રા. मयंक, પ્રા. તત્સમ]
**મયંદ** (મયન્દ) પું. [સં. मृगेन्द्र > પ્રા. मइंद] મૃગેંદ્ર, સિંહ
**મયા** સ્ત્રી. [સં. माया] સંપત્તિ. (૨) આબાદી. (૩) પ્રેમ, લાગણી. (૪) દયા, કૃપા
**મયા-દત્ત** વિ. [સં. मया-दत्त = 'મેં આપેલું.'] સ્નેહપૂર્વક આપેલું. (૨) ન. ભેટ, બક્ષિસ
**મયાન** જુઓ 'મ્યાન.'
**મયાસુર** પું. [સં. मय + असुर] જુઓ 'મય(૧).'
**મયાળ** પું. [દે.પ્રા. मयाली સ્ત્રી.] એ નામનો એક વેલો, પોથી, પોઈ
**મયૂખ** ન. [સં.,પું.] કિરણ
**મયૂર** પું.[સં.] મોર પક્ષી
**મયૂર-કલા(-ળા)** સ્ત્રી. [સં.] મોરની પીંછાં ઊભાં વિસ્તારી કરેલી સુંદર સજાવટ [(વ્યાયામ.)
**મયૂર-દંડ** (-દણ્ડ) પું. [સં.] દંડની કસરતનો એક પ્રકાર.
**મયૂર-ધ્વજ** પું. [સં.] એક પૌરાણિક રાજા. (સંજ્ઞા.)
**મયૂર-ધ્વનિ** પું. [સં.] મોરનો કેકારવ
**મયૂર-નૃત્ય** ન, [સં.] ચિત્ર નૃત્યનો એક પ્રકાર. (નાટ્ય.)
**મયૂર-પિચ્છ** ન. [સં.] મોરનું પીછું, મોર-પીછ
**મયૂર-બંધ** (-બન્ધ) પું. [સં.] ચિત્રકાવ્યનો એક પ્રકાર. (કાવ્ય.) [છે તેવી સરસ્વતી દેવી
**મયૂર-વાહિની** વિ., સ્ત્રી. [સં.] જેનું વાહન મોર મનાય
**મયૂર-વૃત્તિ** સ્ત્રી. [સં.] (લા.) દેખાવ કર્યા કરવાનું વલણ, 'એક્ઝિબિશનિઝમ'
**મયૂર-શિખા** સ્ત્રી. [સં.] મોરના માથા ઉપરની કલગી
**મયૂરાકાર** પું., **મયૂરાકૃતિ** સ્ત્રી. [સં. मयूर + आ-कार, + आ-कृति] મોરનો ઘાટ. (૨) વિ. મોરના ઘાટવાળું
**મયૂરાસન** ન. [સં. मयूर + आसन] મોરલાના ઘાટનું સિંહાસન. (૨) મુઘલ શહેનશાહ શાહજહાંનું એ નામનું સિંહાસન. (સંજ્ઞા.) (૩) યોગનાં આસનોમાંનું એક આસન. (યોગ.)
**મયૂરી** સ્ત્રી. [સં.] મોરની માદા, ઢેલ
**મયો** પું. [અજ્ઞાત] સોરઠ-જૂનાગઢ જિલ્લાની એક જૂની કાઠિયાવરણ પ્રજા અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**મર** (-રય), (૦ને) ક્રિ.વિ. [જુઓ 'મરવું', એના આજ્ઞા., બી.પુ., એ.વ.નું રૂપ + જુઓ 'ને' (સં.નુ)] (લા.) જતો રહે, ચાલ્યો જા. (૨) ભલે, ભલેને, છો, છોને. (મુખ્યત્વે સૌ.)
**મરક** ન. પરમણના સાંધાને છતેડી સાથે સતાણ રાખવાનું દોરડું, 'વેંગ.' (વહાણ.) [સુકલકડી, દૂબળું
**મરકટ** વિ. [સં. मर्कट ('વાંદરો')-અર્વા. તદ્ભવ] (લા.)
**મરકડો** પું. [જુઓ 'મરકવું' + ગુ. 'ડો' ત.પ્ર. ('મરક' થયા પછી)] મોંનો મલકાટ, મરકલડો, મંદ હાસ્ય
**મરકત, ૦ મણિ** પું. [સં.] એ નામનો એક હીરો, નીલમ, લીલમ [ધીમો મલકાટ થતો હોય એમ
**મરક મરક** (-કય) સ્ત્રી. [જુઓ 'મરકવું,'-દ્વિર્ભાવ.] મોંનો
**મરકલડું** ન., -ડો પું. [જુઓ 'મરકલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] મોંનો મલકાટ. (પદ્યમાં.)
**મરકલું** ન. [જુઓ 'મરકવું' દ્વારા 'મરક' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મરકડો.' (૨) મોંનો ચાળો, કટાક્ષ
**મરકવું** અ.ક્રિ. [અનુ.] (મોઢા ઉપર) ધીમું હાસ્ય કરવું. **મરકાવું** ભાવે.,ક્રિ.
**મરકિયાં** ન.,બ.વ. ઢોરની પીઠનાં હાડકાં
**મરકિયો** પું. [જુઓ 'મરકી.'$^{2}$] કાનનું એક ઘરેણું
**મરકી**$^{1}$ સ્ત્રી. [જુઓ 'મરવું' દ્વારા.] કોઈ પણ પ્રકારનું મરણ ફાટી નીકળવું એ, મહામારી. (૨) ગાંઠિયો તાવ, 'પ્લેગ.' [૦ ચાલવી, ૦ ફાટી નીકળવી (રૂ.પ્ર.) ગાંઠિયા તાવનો પ્રબળ ઉપદ્રવ થવો] [વગેરેમાં જાણીતું)
**મરકી**$^{2}$ સ્ત્રી. સોનાનું કાનના ચાપવાનું એક ઘરેણું (ઠાકરડા
**મરકી**$^{3}$ સ્ત્રી. એ નામની એક મીઠાઈ [દોરી. (વહાણ.)
**મરખ** (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'મરક.'] પરમણ ખેંચવાની નાની
**મરખમ** પું. ખૂંટો
**મરખાના, -ની** વિ. નિશાન માટે અપાયેલું
**મરખો** પું. એ નામનો એક છોડ, જખરિયો ખાખરો
**મરગ**$^{1}$ પું. [સં. मृग, અર્વા. તદ્ભવ] જુઓ 'મૃગ(૨).'
**મરગ**$^{2}$ પું. પાણીની ઊંડાઈ માપવાનું એક સાધન
**મરગજ** પું. [અર., હિં.] એ નામનો એક કિંમતી પથ્થર
**મરગજી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મરગજને લગતું (ખાસ કરી 'ઝાળા'નું વિ.)
**મરગલડી** વિ., સ્ત્રી. [જુઓ 'મરગલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) હરણના જેવી પાતળી અને રૂપાળી (સ્ત્રી.) [મૃગની માદા, મૃગલી
**મરગલી** સ્ત્રી. [જુઓ 'મરગલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**મરગલું** ન., **-લો** પું. [જુઓ 'મરગ$^{1}$' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મૃગ(૨).'
**મરગંગ** (મરગઙ્ગ) પું. નદીનો સૂકો પટ
**મરગા(-ઘા)-નેણી** વિ., સ્ત્રી. [સં. मृग-नयनिका દ્વારા] હરણના જેવી આંખોવાળી સ્ત્રી, મૃગનયના, મૃગલોચના
**મરઘટ** વિ. કદરૂપું. (૨) સુસ્ત, આળસુ
**મરઘડી** સ્ત્રી. [જુઓ 'મરઘડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મુરઘી, કૂકડી [કૂકડું
**મરઘડું** ન. [જુઓ 'મરઘું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] મરઘું,

**મરઘડો¹** પું. [જુઓ 'મરગ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] મૃગલો
**મરઘડો²** પું. [જુઓ 'મરઘડું.'] મરઘો, કૂકડો
**મરઘલી** સ્ત્રી. [જુઓ 'મરઘલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હરણની માદા, મૃગલી [સામાન્ય, હરણિયું
**મરઘલું** ન. [જુઓ 'મરગ¹' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] મૃગ
**મરઘલો** પું. [જુઓ 'મરઘલું.'] હરણ પુરુષ, નર હરણ, મૃગલો. (૨) લાકડાની નાની ગાડલીનો તે તે બળદ
**મરઘા-ચરખો** પું. [જુઓ 'મરઘો' + 'ચરખો.'] એક ખાસ પ્રકારનો કાંતવાનો ચરખો—રેંટિયો
**મરઘા-દોરી** સ્ત્રી. [જુઓ 'મરઘો' + 'દોરી.'] સઢની દિશા બદલવા માટેની દોરી. (વહાણ.)
**મરઘા-નેણી** જુઓ 'મરગા-નેણી.' [સમૂહ, 'પૌલ્ટ્રી'
**મરઘાં** ન., બ.વ. [જુઓ 'મરઘું.'] (સમૂહમાં) કૂકડીઓનો
**મરઘાં-ઉછેર** પું. [+ જુઓ 'ઉછેર.'] કૂકડીઓ પાળી ઈંડાં મેળવવાની ક્રિયા, 'પૌલ્ટ્રી-બ્રીડિંગ' ['પૌલ્ટ્રી-કીપર'
**મરઘાં-પાલક** પું. [+ સં.] કૂકડીઓનો ઉછેર કરનાર,
**મરઘાં-પાલન** ન. [+ સં.] કૂકડાંઓનો ઉછેર
**મરઘાં-સંવર્ધન** (-સંવ્વર્ધન) ન. [+ સં.] જુઓ 'મરઘાં-ઉછેર.'
**મરઘી** સ્ત્રી. [જુઓ 'મરઘો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'મરઘડી.'
**મરઘું** ન. [ફા. મુર્ગ્] કૂકડું (સામાન્ય)
**મરઘો** પું. [જુઓ 'મરઘું.'] કૂકડાનો નર, કૂકડો, મરઘડો
**મરચ** (-ચ્ય) સ્ત્રી. થૂંકનો પડતો તાંતણો, લાળ
**મરચ-કંકોળ** (-કઙ્કોળ્ય) સ્ત્રી. જુઓ 'કંકોળ.' એ નામનો એક વેલો
**મરચી¹** સ્ત્રી. [જુઓ 'મરચું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મરચાંનો છોડ. (૨) (લા.) મરચાંના આકારનું એક દારૂખાનું
**મરચી²** સ્ત્રી. જુઓ 'મરછી.²' [નામનો એક વેલો
**મરચી-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'મરચી¹' + 'વેલ.'] એ
**મરચી-સંવર્ધન** (-સંવ્વર્ધન) ન. [જુઓ 'મરચી¹' + સં.] મરચાંના વાવેતરનો વિકાસ, 'ચિલિ-બ્રીડિંગ'
**મરચું** ન. [સં. मरीच દ્વારા] મરચીનું શિંગના આકારનું એક ફળ. (૨) (લા.) મરચા જેવું તીખું માણસ. [-ચાં **ઊઠવાં (કે લાગવાં)** (રૂ.પ્ર.) રીસ ચડવી. (૨) માઠું લાગવું. **-ચાં લેવાં** (રૂ.પ્ર.) ઈર્ષ્યાથી બળવું. **-ચાં વાટવાં** (રૂ.પ્ર.) પરોક્ષે કોઈની નિંદા કરવી. ૦ **મીઠું ભભરાવવું** (રૂ.પ્ર.) વધારીને વાત કરવી]
**મરચોક** વિ. [જુઓ 'મરચું' દ્વારા.] (લા.) મુડદાલ અને નિર્બળ [બીમારી
**મરજ** પું. [અર. મ-ર્ઝ્] રોગ, દર્દ, વ્યાધિ, મંદવાડ, માંદગી,
**મરજાદ** સ્ત્રી. [સં. मर्यादा, અર્વા. તદ્ભવ] લાજ, શરમ, અદબ. (૨) પુષ્ટિમાર્ગની ત્યાગમૂલક એક આચાર-પ્રણાલી. (પુષ્ટિ.)
**મરજાદ(-દે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મરજાદી' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મરજાદ પાળનારી સ્ત્રી, મરજાદી સ્ત્રી. (પુષ્ટિ.) [એ નામની એક વેલ
**મરજાદ-વેલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] દરિયા-કાંઠે થતી
**મરજાદા** સ્ત્રી. [સં. मर्यादा, અર્વા. તદ્ભવ] જુઓ 'મરજાદ-(૧).' [૦ **જાળવવી**, ૦ **રાખવી**, ૦ **સા(-સાં)ચવવી** (રૂ.પ્ર.) મલાજો રાખવો, અદબ રાખવી]
**મરજાદી** વિ. [સં. मर्यादी, પું., અર્વા. તદ્ભવ] પુષ્ટિમાર્ગીય મરજાદ પાળનાર. (પુષ્ટિ.)
**મરજિયાત** વિ. [અર. મર્જિયાત્] મરજી માફક થતું કે કરાતું, ઐચ્છિક, ઇચ્છા પ્રમાણે થતું આવતું કે કરાતું, 'એટ-રેન્ડમ,' 'વૉલન્ટરી.' (૨) વૈકલ્પિક, 'ઑપ્શનલ' (મો.ક.)
**મરજી** સ્ત્રી. [અર.] ઇચ્છા, ખુશી, ખ્વાએશ, (૨) મુનસફી, મુખત્યારી. (૩) વલણ, સ્વભાવ
**મરજી-રખુ, -ખું** વિ. [જુઓ 'રાખવું' + ગુ. 'ઉ'-'ઉં' કૃ.પ્ર.] સામાની ઇચ્છાને માન આપનારું
**મર-જીવો** પું. [દે.પ્રા. मर-जीवअ-] સમુદ્રમાં ઊંડા પાણીમાં ઊંડી ડૂબકી મારીને વસ્તુ કાઢી લાવનાર માણસ, ડૂબકી-માર, 'ડાઇવર.' (૨) મોતી કાઢવાનો ધંધો કરનાર. (૩) (લા.) મરણિયો માણસ. (૪) સંસારી છતાં માયાપાશથી મુક્ત, જીવન-મુક્ત
**મરડ¹** પું. [જુઓ 'મરડવું.'] મરડવાની ક્રિયા. (૨) અંગ મરડીને ચાલવાની ક્રિયા. (૩) (લા.) મરડાટ, અહંભાવ, અહંકાર, ગર્વ
**મરડ²** પું. ઝીણા કાંકરા અને ચીકણી પીળી માટી, મરડિયો (જમીનમાં એના થર હોય છે.)
**મરડકો** પું. [જુઓ 'મરડ¹' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] મોઢાનો ગર્વીલો વળાંક વાળવો એ
**મરડવું** સ.ક્રિ. [સં. आ-म्रेड् દ્વારા] આમળવું, વળ ચડાવવો. (૨) અ.ક્રિ. -ના તરફ વળીને જવું કે આવવું. **મરડાવું** કર્મણિ., ભાવે., ક્રિ. **મરડાવવું** પ્રે., સ.ક્રિ.
**મરડાઈ** સ્ત્રી. [જુઓ 'મરડાવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] (લા.) મરડાટ, વક્રતા, વાંકાઈ, વાંકા વર્તવાપણું. (૨) ટેકીલાપણું
**મરડાકી** સ્ત્રી. [જુઓ 'મરડાવું' દ્વારા.] કટાક્ષ-વચન, માઠું લાગે તેવો બોલ કહેવો એ
**મરડાટ** પું. [જુઓ 'મરડાવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] (લા.) જુઓ 'મરડાઈ.' (૨) અહંકાર, ગર્વ. [૦ **મોરાટ** (રૂ.પ્ર.) ડોળ-ડમાક, ભભકો, ઠાઠ] [શિંગ.'
**મરડા-ફળી** સ્ત્રી. [જુઓ 'મરડવું' + 'ફળી'.] જુઓ 'મરડા-
**મરડા-મરડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'મરડવું'-દ્વિર્ભાવ.] વારંવાર મરડયા કરવું એ. (૨) ક્રિ.વિ. અંગો મરડીને, લચકાઈને
**મરડાવું** જુઓ 'મરડવું'માં. (૨) રિસાવું. (૩) લટકાં કરવાં
**મરડા-શિં(-શીં,-સિં,-સીં)ગ** (-ગ્ય), **-ગી** સ્ત્રી. [જુઓ 'મરડવું' + 'શિં(-શીં,-સિં,-સીં)-ગ,-ગી.'] આમળાવાળી કઠણ શિંગોવાળી એક વનસ્પતિ, મરડા-ફળી
**મરડિયાળ** વિ. [જુઓ 'મરડિયો' + 'આળ' ત.પ્ર.) મરડિયા-વાળું (જમીનનું તળ વગેરે)
**મરડિયો** પું. જમીનના ઊંડાણમાં કે સપાટી નજીક ઝાંખી પીળી માટી અને એમાં ઘાટઘૂટ વિનાના કાંકરા હોય તેવો મરોડો. (૨) પાણીમાં પડયો રહેવાથી ઘાટ-ઘૂટ વિનાનો થયેલો કાંકરો
**મરડી-ઠરડી** ક્રિ.વિ. [જુઓ 'મરડવું' + 'ઠરડવું' + બેઉને ગુ.

'ઈ' સં. ભૂ. કૃ.] આમ તેમ મરડીને. (૨) (લા.) પરાણે
**મરડી-મચરડી** ક્રિ.વિ. [જુઓ 'મરડવું' + 'મચરડવું' + બેઉને ગુ. 'ઈ' સ. ભૂ. કૃ.] મારીમચડીને
**મરડી-મૂંઝવી** ક્રિ.વિ. [જુઓ 'મરડવું' + 'મૂંઝવવું' + બેઉને ગુ. 'ઈ' સં. ભૂ. કૃ.] ખૂબ મૂંઝવીને
**મરડો** પું. [જુઓ 'મરડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] આંતરડામાં અમળાટ કે ચૂંક આવીને થતો રોગરૂપ ઝાડો, ઝાડા-વાટે આમ તથા લોહી પડવાનો રોગ
**મરણ** ન. [સં.] મૃત્યુ, મોત, અવસાન, દેહાંત. [૦પછેડો ના(-નાં)ખવો (રૂ.પ્ર.) ગૂંગળાવી મારી નાખવું. ૦ બગડવું (રૂ.પ્ર.) ઉત્તરક્રિયા બરોબર ન થવી. (૨) કમોતે મરવું. ૦ સુધરવું (રૂ.પ્ર.) સુખમય રીતે મરવું]
**મરણ-કર** પું. [સં.] મૃત્યુ-વેરો, 'ડેથ-ડ્યૂટી'
**મરણ-કાલ(-ળ)** પું. [સં.] મરણનો સમય, મોતનું ટાણું
**મરણ-ક્રિયા** સ્ત્રી. [સં.] શબને કરવાનો અંતિમ ધાર્મિક વિધિ
**મરણ-ખાટલી** સ્ત્રી. [+ જુઓ 'ખાટલી.'] શબવાહિની, ઠાઠડી, નનામી
**મરણ-ઘંટ (-ઘણ્ટ)** પું. [સં.] (લા.) મરણ થવાની આગાહી
**મરણ-ઘા** પું. [+ જુઓ 'ઘા.'] મોત થાય એવો તાકડો કે પ્રસંગ [વાનો સંયોગ, ઘાત
**મરણ-ઘાત (-ત્ય)** સ્ત્રી. [+ જુઓ 'ઘાત.[૨]'] મરણ પામ-
**મરણ-ચીસ** સ્ત્રી. [+ જુઓ 'ચીસ.'] મૃત્યુ-વખતની ચિચિયારી
**મરણ-તાન** ન. [સં.] મરવા માટેની આનંદી તત્પરતા
**મરણ-તિથિ** સ્ત્રી. [સં.,પું.,] મૃત્યુની તિથિ, મરણનો દિવસ, સાંવત્સરિક તિથિ
**મરણ-તોલ** વિ., ક્રિ.વિ. [+ સં. तुल्य > પ્રા. तुल्ल-દ્વારા] મોત થઈ જાય તેટલું. (૨) મૃતપ્રાય, લગભગ મરવા જેવું થઈ ગયું હોય તેવું કે એમ
**મરણ-ધર્મી** વિ. [સં.,પું.] મરણ થવાના સ્વભાવનું, મરણ થવાનું જ છે એ પ્રકારનું, મરણ-શીલ
**મરણ-પછાડા** પું., બ.વ. [+ જુઓ 'પછાડા.'] મરણ-સમયનો પ્રબળ તરફડાટ વગેરે
**મરણ-પથારી** સ્ત્રી. [+ જુઓ 'પથારી.'] મૃત્યુ-શય્યા. (૨) (લા.) મરણની બીકવાળો મંદવાડ [એ
**મરણ-પરણ** સ્ત્રી. [+ જુઓ 'પરણવું.'] મરવું અને પરણવું
**મરણ-પૂંજી** સ્ત્રી. [+ જુઓ 'પૂંજી.'] જુઓ 'મરણ-મૂડી.'
**મરણ-પોક** સ્ત્રી. [+ જુઓ 'પોક.'] મરી ગયા પછી નજીકનું સગું શબના જમણા કાન પાસે ખૂખલો મૂકે છે એ
**મરણ-પ્રમાણ** ન. [સં.] થતાં મૃત્યુની સરાસરી, 'ડેથ-રેઇટ.'
**મરણ-ભય** પું [સં.,ન.] મોતની બીક
**મરણ-ભાન** ન. [સં.] મૃત્યુને સમયે છેલ્લી પળ સુધી રહેતું સચેતપણું. (૨) મૃત્યુ નજીકમાં છે એ પ્રકારનો મરનારને થતો ખ્યાલ
**મરણ-મૂડી** સ્ત્રી. [+ જુઓ 'મૂડી.'] મરણ સુધી કામ લાગે-ખપમાં લઈ શકાય એમ હોય તેવી રોકડ વગેરે મિલકત, મરણ-પૂંજી
**મરણ-યાતના** સ્ત્રી. [સં.] મૃત્યુ-સમયની પીડા કે થાલાવેલી
**મરણ-વશ** વિ. [સં.] મૃત્યુને અધીન, મરણાધીન
**મરણ-શય્યા** સ્ત્રી. [સં.] જુઓ 'મરણ-પથારી(૧).'
**મરણ-શરણ** ન. [સં.] મોતને વશ થવું એ. (૨) વિ. જુઓ 'મરણ-વશ.'
**મરણ-શીલ** વિ. [સં.] મરવાનો સ્વભાવ છે તેવું, મરણધર્મી
**મરણ-શુલ્ક** ન. [સં.] જુઓ 'મરણ-કર.'
**મરણ-શૌર્ય** ન. [સં.] મરણિયાપણું [આંકડો
**મરણ-સંખ્યા (-સઙ્ખ્યા)** સ્ત્રી. [સં.] મરણ પામેલાંઓનો
**મરણ-સારણી** સ્ત્રી. [સં.] મરણ-પ્રમાણ બતાવનારો કોઠો
**મરણાકાંક્ષી (-કાઙ્ક્ષી)** વિ. [+ સં. आकाङ्क्षी, પું.] મરણની ઇચ્છા રાખનારું
**મરણાધીન** વિ. [+ સં. अधीन] જુઓ 'મરણ-વશ.'
**મરણાભિમુખ** વિ. [+ સં. अभि-मुख] મરણ પામવાની નજીક થઈ રહેલું
**મરણાભિમુખ-તા** સ્ત્રી. [+ સં.] મરણની તૈયારી
**મરણાવસ્થા** સ્ત્રી. [+સં. अव-स्था] મૃત્યુ પામવાની સ્થિતિ
**મરણાશંસા (-શંસા)** સ્ત્રી. [+ સં. आ-शंसा] મરણ ઝટ થઈ જાય એવી ઇચ્છા. (જૈન.) [મરણ
**મરણાસન્ન** વિ. [+ સં. आ-सन्न] મરવા પડેલું, આસન્ન-
**મરણાંત (મરણાન્ત)** વિ. [+ સં. अन्त] મરણ થતાં પૂરું થનારું, મરણ થાય ત્યાંસુધીનું. (૨) કરુણાંત, 'ટ્રેજિક' (આ બા.)
**મરણાંતર (મરણાન્તર)** ક્રિ.વિ. [+ સં. अन्तर] મરણ પછી
**મરણાંતિક (મરણાન્તિક)** વિ. [+ સં. अन्तिक] મરણ-સમયે કરવાનું
**મરણિયું, મરણીક** વિ. [+ ગુ. 'ઇયું'-'ઈક' ત.પ્ર.] મરણની પરવા કર્યા વિના સાહસ કરનારું, જીવ પર આવી ગયેલું. [મરણિયા વૃત્તિ (રૂ.પ્ર.) ઝંપલાવવાનું વલણ, આંધળુકિયા વૃત્તિ]
**મરણીય** વિ. [સં.] જુઓ 'મર્ત્ય.'
**મરણું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મરણ.'
**મરણેચ્છુ, ૦ક** વિ. [+ સં. इच्छु, ०क] મરણની ઇચ્છા-વાળું, મરવા ચાહતું
**મરણોત્તર** વિ. [+ સં. उत्तर] મરણ થયા પછીનું, 'પોસ્થમસ.' (૨) ક્રિ.વિ. મરણ થયા પછી ['મરણાભિમુખ.'
**મરણોન્મુખ** વિ., [+ સં. उन्मुख] જુઓ 'મરણાસન્ન'-
**મરણોન્મુખી** વિ., સ્ત્રી. [સં.] મરણાસન્ન સ્ત્રી [શબ
**મરત, ૦ક** [સં. मृत, ०क અર્વા. તદ્ભવ] મૃતક, મડદું,
**મરતગ** વિ. [સં. मृतक, અર્વા. તદ્ભવ] મરણ પામેલું
**મરતબો** પું. [અર. મર્તબહ્] દરજ્જો, પદવી, અધિકાર. (૨) મોભો, ગૌરવ
**મરત-ભાર** પું. [જુઓ 'મરત' + સં.] મરણ-તોલ માર
**મરતલ** વિ. [જુઓ 'મારવું' દ્વારા.], -લિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મડદા જેવું, મુડદાલ. (૨) (લા.) આળસુ, સુસ્ત
**મરતુક** ન. [સં. मृत्यु દ્વારા] મૃત્યુ, મરણ. (૨) મડદું. શબ
**મરદ** પું [ફા. મર્દ્] પુરુષ, નર. (૨) (લા.) બહાદુર માણસ. [૦નું શિં(-શીં)ગડું (રૂ.પ્ર.) મરદ માણસ]

**મરદનિયું, મરદની** વિ. [સં. मर्दन અર્વા. તદ્ભવ + ગુ. 'ઇયું'-'ઈ' ત.પ્ર.] મર્દન કરનાર ધંધાદારી (માણસ)

**મરદવું** સ.ક્રિ. [સં. मृद्-मर्द्, અર્વા. તદ્ભવ] મર્દન કરવું, માલિશ કરવી, ચોળવું. **મરદાવું** કર્મણિ., ક્રિ. **મરદાવવું** પ્રે.,સ.ક્રિ.

**મરદાઈ** સ્ત્રી. [જુઓ 'મરદ'+ગુ 'આઈ' ત.પ્ર.], **મરદાન-ગી** સ્ત્રી. [ફા.] બહાદુરી

**મરદાના, -ની** વિ. [ફા. મર્દાનહ્] મર્દોને લગતું, પુરુષોને લગતું. (૨) મર્દને છાજે તેવું, વીરતા-ભરેલું. (૩) તાલીમ-બાજ, કસરત-બાજ

**મરદામરદી** સ્ત્રી. [જુઓ 'મરદ,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] બહાદુરીનું કામ, મરદાઈનું કામ. (૨) સાહસ-કામ

**મરદામી** સ્ત્રી. [અર. મર્દુમી] જુઓ 'મરદાઈ.'

**મરદાવવું, મરદાવું** જુઓ 'મરદવું'માં.

**મરદી, મરદુમી** સ્ત્રી. [ફા.] જુઓ 'મરદાઈ.'

**મર-ને** (મરય-ને) જુઓ 'મર.'

**મરફો** વિ.,પું. [ફા.મરફ્ફહ્] સુખી, સારી સ્થિતિનો માણસ. (૨) એ નામનું એક રણ-વાદ્ય

**મરમ** પું [સં· मर्मन्, ન. અર્વા. તદ્ભવ] મર્મ, રહસ્ય, ગુપ્ત અર્થ

**મરમ(-મે)ડ** પું. એ નામની એક વનસપતિ

**મરમાળું** વિ. [જુઓ 'મરમ' + ગુ. 'આળું' ત.પ્ર.] મર્મ-વાળું, રહસ્ય-મય [મર્મવાળું

**મરમી** વિ. [સં. मर्मी, પું.] રહસ્ય જાણનાર. (૨) માર્મિક,

**મરમેડ** જુઓ 'મરમડ.'

**મરમ્મત** સ્ત્રી. [અર.] જુઓ 'મરામત.'

**મરમ્મતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મરામત કરવા જેવું

**મરલ** (-લ્ય) સ્ત્રી. એ નામની એક દરિયાઈ માછલી

**મરવટ**[1] (-ટ્ય) [જુઓ 'મરવું' દ્વારા.] યુદ્ધમાં મરી ગયે-લાનાં કુટુંબીજનોને અપાતી કર વિનાની જમીન

**મરવટ**[2] (-ટ્ય) સ્ત્રી. રામલીલા વગેરેમાં મોઢા ઉપર રંગ વગેરેની કરવામાં આવતી રેખા. (૨) પટુવાની સૂકવેલી કાચી છાલ

**મરવું** અ.ક્રિ. [સં. मृનો ગુણ मर्, તત્સમ] મરણ પામવું, અવસાન પામવું. (૨) કમી થવું. (૩) કરમાઈ જવું. (૪) ઝૂરવું. (૫) રમતમાંથી બાદ થવું. (૬) લેણું ખોટું થવું. (૭) (ધાતુ વગેરેની) રાખ થવી. (૮) ખુવાર થવું. [-તાને મર ન કહેવું (-મરચ ન કે'વું) (રૂ.પ્ર.) નરમ સ્વભાવનું હોવું. -તાં જીવતાં (રૂ.પ્ર.) ભવિષ્યમાં ક્યારેક પણ. -તાં મરતાં ઊઠવું (રૂ.પ્ર.) ગંભીર મંદવાડમાંથી ઊગરવું. -વા (રૂ.પ્ર.) નાહક. (૨) કામ વિના. **મરી જવું** (રૂ.પ્ર.) શાંત પડવું, બંધ થવું. (૨) કરમાઈ જવું. (૩) મરવા જેવું દુઃખ થયું અતાવવું. **મરીને માળવો લેવો** (રૂ.પ્ર.) મર-ણિયા થઈ જવું, ઝૂઝવું. **મરી પડવું** (રૂ.પ્ર.) શરીરનું બધું જ જોર ખર્ચવું. (૨) કુરબાન થવું. **મરી પરવારવું** (રૂ. પ્ર.) ખતમ થઈ જવું. **મરી ફીટવું** (રૂ.પ્ર.) જુઓ 'મરી પડવું.' (૨) મરી પરવારવું] **મરાવું** કર્મણિ., ક્રિ. **મારવું** પ્રે. (કર્મક), સ.ક્રિ. **મરાવવું** પુનઃપ્રેરક, સ.ક્રિ.

**મર-વેલ** (-લ્ય) સ્ત્રી. એ નામનું એક ઘાસ

**મર(-રુ,-ર,)વો**[1] પું. [સં. मरुवक- > પ્રા. मरुअअ-, मरुवअ-] તુલસીની જાતનો એક ઉગ્ર ગંધવાળો છોડ (કબ્રસ્તાનમાં ખૂબ હોય છે.)

**મરવો**[2] પું. તદ્દન કાચી કેરી (હજી થતી આવતી), ખાખડી

**મરશિ(-સિ)યો** પું. [અર. મર્સિયહ્] શોકનું ગીત, મરેલા પાછળ ગવાતું પ્રશસ્તિ-ગીત, રાજિયો-પરજિયો

**મરશિ(-શી,-સિ,-સી)ગી** સ્ત્રી. મરદા-શિંગી

**મરહટ્ઠા(-ઠા, -ઠ્ઠા)** પું. [સં. महाराष्ट्रक- > પ્રા. मरहट्ठअ-] સવૈયાનો ૨૯ માત્રાનો એક પ્રકાર. (પિં.)

**મરહબા** કે. પ્ર. [અર.] ભલે પધાર્યા

**મરહમ** પું. [ફા. અર.] મલમ, લેપ

**મરહૂમ** વિ. [અર.] મરણ પામેલું, સદ્ગત, સ્વર્ગવાસી

**મરંદ** (મરન્દ) પું. [સં.] જુઓ 'મકરંદ.'

**મરાટ** પું. ધાતુનો બળેલો કિટોડો

**મરાઠ(-ઠે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મરાઠો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મહારાષ્ટ્ર દેશની સ્ત્રી, મરાઠાની સ્ત્રી, મરેઠણ, મરેઠી

**મરાઠા-શાહી** સ્ત્રી. [જુઓ 'મરાઠો' + 'શાહી.'] મરાઠા લોકોનો અમલ. (૨) વિ. મરાઠા લોકો પહેરે-વાપરે તેવું

**મરાઠી**[1] વિ. [સં. महाराष्ट्रिक- > પ્રા. मरहट्ठिअ-] મરાઠા દેશને લગતું, મહારાષ્ટ્રિય [ભાષા. (સંજ્ઞા.)

**મરાઠી**[2] [સં. महाराष्ट्रिका > પ્રા. मरहट्टिआ] મહારાષ્ટ્ર દેશની

**મરાઠેણ** (-ણ્ય) જુઓ 'મરાઠણ.'

**મરાઠો** પું. [જુઓ 'મરાઠી.[1]'] મહારાષ્ટ્ર દેશનો વતની, મહારાષ્ટ્રી, મરેઠો

**મરામણું** વિ. [જુઓ 'મારવું' + ગુ. 'આમણ' ખાસ કરી સૃષ્ટિ-વિરુદ્ધ કર્મ કરાવનાર (એક ગાળ)

**મરામત** જુઓ 'મરમ્મત.'

**મરામતી** જુઓ 'મરમ્મતી.'

**મરાલ(-ળ)** પું [સં.] હંસ

**મરાલી(-ળી)** સ્ત્રી. [સં.] હંસી, હંસલી

**મરાલું** વિ. રિસાળ, રિસાળવું

**મરાવવું** જુઓ 'મરવું'માં. (૨) (લા.) સૃષ્ટિ-વિરુદ્ધ કર્મ કરાવવું (એક ગાળ) [સહન કરવું

**મરાવું** જુઓ 'મરવું'માં-'મારવું'માં. (૨) (લા.) નુકસાન

**મરાળ** જુઓ 'મરાલ.'

**મરાળી** જુઓ 'મરાલી.'

**મરાંઘ** પું. ગર્ભ-પાત

**મરિયલ** વિ. [જુઓ 'મરવું' દ્વારા.] મંદવાડથી દૂબળું પડી ગયેલું [૦ ટટ્ટુ (રૂ.પ્ર.) તદ્દન સુસ્ત અને નબળું]

**મરિયાદ-વેલ** (-લ્ય) જુઓ 'મરજાદ-વેલ.'

**મરિયું** વિ. [જુઓ 'મરી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) મરી જેવું તીખા સ્વભાવનું, કડક મિજાજનું

**મરી**[1] ન.,બ વ. [સં. मरि(-री)च- > પ્રા. मरि(-री)अ-] એક જાતનું ગોળ દાણાના સ્વરૂપનું કાળા રંગનું વસાણું, તીખાં. [૦ ફાકવાં (રૂ.પ્ર.) મગરૂરીમાં બોલવું. મગનું નામ મરી ન પાડવું (રૂ.પ્ર.) ઢોંગથી અજાણપણું બતાવવું. મગને ભાવે મરી (રૂ.પ્ર.) સાવ સોંઘું] [ભુંગળી

**મરી**[2] ન. માછલાં પકડવા માટે વાંસની ચીપોની બનાવેલી

**મરીકાની** ન. એક જાતનું કાપડ
**મરીકો** પું. એક જાતનું ઊની કાપડ
**મરીચ-કંકોલ** (-કક્કોલ) ન. [સં.] એ નામનો એક છોડ
**મરીચિકા** સ્ત્રી., ૦ **જલ**(-ળ) ન. [સં.] મૃગ-જળ
**મરીચિ** પું-[સં.] એક પ્રાચીન ઋષિ. (સંજ્ઞા.)
**મરીચી** પું. [સં.] સૂર્ય
**મરીનો** પું. [સ્પે. મેરિનો] ઊન પેદા કરનાર એક જાતનો ઘેટો અને એની જાત. (૨) એવા ઊનનું કાપડ
**મરી-મસાલો** પું. [જુઓ 'મરી[1]' + 'મસાલો.'] મરી વગેરે ગરમ તેજાનાનો ભૂકો. [૦ **પૂરવો, ૦ ભભરાવવો** (રૂ.પ્ર.) ખૂબ ખૂબ વધારીને વાત કરવી. (૨) ઉશ્કેરણી કરવી]
**મરુ** પું. [સં.] મરુ-દેશ, રેતીવાળો રણપ્રદેશ. (૨) મારવાડનો પ્રદેશ. (સંજ્ઞા.)
**મરુજ** ન. [સં.] એ નામનું એક વૃક્ષ, નખ, નખલો
**મરુડી**(-ઢી) સ્ત્રી. ઝાડની બખોલમાંનો ગોખલો. (૨) નાની ઝૂંપડી, મઢલી
**મરુત** પું [સં. मरुत्, मरुत्त] દેવ. (૨) પવન, વાયુ
**મરુત્પતિ** પું. [સં.] ઇંદ્ર. (સંજ્ઞા.)
**મરુત્પથ** પું [સં.] આકાશ, નભ, ગગન, આસમાન
**મરુત્વાન** પું. [સં. मरुत्वान्] જુઓ 'મરુત્પતિ.' (૨) મેઘ
**મરુ-દેવી** સ્ત્રી. [સં.] જૈન ધર્મના પહેલા તીર્થંકર ગણાતા ઋષભદેવની માતા. (સંજ્ઞા.)
**મરુ-દેશ** પું. [સં.] જુઓ 'મરુ.'
**મરુદ્-ગણ** પું. [સં.] દેવોનો સમૂહ
**મરુ-દ્વીપ** પું. [સં.,] રણવાળા પ્રદેશમાંનો બેટ જેવો પાણી-વાળો અને હરિયાળો પ્રદેશ, રણ-દ્વીપ, 'ઓએસિસ'
**મરુ-ધન્વ** પું. [સં. मरु-धन्वा] મારવાડ અને પંજાબ વચ્ચેનો એક પ્રાચીન રણ-પ્રદેશ. (સંજ્ઞા.)
**મરુ-ભૂ, -ભૂમિ(-મી)** સ્ત્રી. [સં.] જુઓ 'મરુ.'
**મરુ-મરીચિકા** સ્ત્રી. [સં.] જુઓ 'મરીચિકા.'
**મરુ-સ્થલ**(-ળ) ન, -લી(-ળી) સ્ત્રી. [સં.] જુઓ 'મરુ.'
**મરુ(-રૂ)વો** જુઓ 'મરવો.[1]' [પ્રદેશ. (સંજ્ઞા.)
**મરૂક** પું. રાજપીપળાના પ્રદેશની આસપાસનો એક પ્રાચીન
**મરૂડિયો** પું. જુઓ 'મણિયાર.'
**મરૂઠ** ન. એક જાતની વનસ્પતિ
**મરૂદ** (-દ્ય) સ્ત્રી. સમુદ્રમાં પાણીની ઊંડાઈ માપવાનો તથા તળિયાની જમીન પારખવાનો સીસાનો કે બીજો ભારે વજનનો ટુકડો
**મરૂ(-રુ)વો** જુઓ 'મરવો.[1]'
**મરેઠ(-ઠે)ણ(-ણ્ય), મરેઠી[1]** સ્ત્રી. [જુઓ 'મરેઠો' + ગુ. 'અ(-એ)ણ'–'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'મરાઠ(-ઠે)ણ.'
**મરેઠી[2]** સ્ત્રી. મોટે ભાગે કૂંડામાં વવાતો નાના ગુચ્છા જેવાં ઘટ ફૂલનો છોડ
**મરેઠેણ** (-ણ્ય) જુઓ 'મરેઠણ'-'મરાઠ(-ઠે)-ણ.'
**મરેઠો** પું. [જુઓ 'મરાઠો.'] જુઓ 'મરાઠો.'
**મરેણી** પું. એક જાતનો ફૂલ-છોડ
**મરે, ૦ મરે, ૦ રે** કે.વિ. [જુઓ 'મરવું' + ગુ. 'એ' વિધ્યર્થ ત્રી.પુ., એ.વ + સં.] (લા.) કોઈનું બૂરું સૂચવતો ઉદ્ગાર
**મરો** પું. [જુઓ 'મરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ભારે વિનાશ. (૨) (લા.) દુર્દશા, પરેશાની, હેરાનગત. (૩) ખાના-ખરાબી, બરબાદી
**મરોડ[1]** પું. [જુઓ 'મરોડવું' દ્વારા.] આકૃતિનો વળાંકવાળો ઘાટ. (૨) અંગોનો સુંદર વળાંક
**મરોડ[2]** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'મરોડવું.'] મરડવાની ક્રિયા. (૨) (લા.). લટકો, ચાળો
**મરોડ-દાર** વિ. [જુઓ 'મરોડ[1]' + ફા. પ્રત્યય.] ઘાટીલા વળાંકવાળું. (૨) (લા.) સુંદર
**મરોડ-બાજ** વિ.,પું. [જુઓ 'મરોડ[1]' + ફા. પ્રત્યય.] (લા.) ફાંકડો, છેલ-છબીલો, વરણાગિયો
**મરોડવું** સ.ક્રિ- [જુઓ 'મરડવું'નો વિકાસ.] અંગને વળાંક આપવો. [**અંગ મરોડવું** (અઙ્ગ-) (રૂ.પ્ર.) વાંકું ચાલવું. **ભવાં મરોડવાં** (રૂ.પ્ર.) નાક-ભાં ચડા(-ઢા)વવાં, અરુચિ બતાવવી] [આકારનું એક જીવડું
**મરોડિયો** પું. [જુઓ 'મરોડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વાળાના
**મરોડી** સ્ત્રી. [જુઓ 'મરોડવું' + ગુ- 'ઈ' કૃ.પ્ર.] કોઈ પણ વાળેલી વસ્તુ. (૨) બૂચ ઉઘાડવાનો સ્ક્રૂ. (૩) કસરતનું એક સાધન. (વ્યાયામ.)
**મરોડો** પું. ઢોરને થતો એક જીવલેણ રોગ
**મરો, ૦ મરો** કે.પ્ર. [જુઓ 'મરવું + ગુ. 'ઓ' આજ્ઞાર્થ-વિધ્યર્થ બી.પુ., બ.વ.] જુઓ 'મરે, ૦ મરે.'
**મર્કટ** પું., ન. [સં.,પું.] માંકડું, વાંદરું. [૦ને **નિસરણી આપવી** (રૂ.પ્ર.) ખૂબ ચડા(-ઢ)વવું-ઉશ્કેરવું]
**મર્કટક** પું. [સં.] ૧૦ અક્ષરનો એક અક્ષરમેળ-ગણમેળ છંદ, નર્કુટક, નર્કટક. (પિં.)
**મર્કટ-વિદ્યા** સ્ત્રી. [સં.] માંકડા જેવા ચાળા, વાનર-વેડા. (૨) (લા.] છેતરપીંડી [આસન. (યોગ.)
**મર્કટાસન** ન. [+સં. आसन] એ નામનું યોગનું એક
**મર્ચન્ટ, મર્ચંટ** (મર્ચન્ટ), પું. [અં.] વેપારી
**મર્જર** ન. [અં.] આમેજ કરવું એ, ભેળવી દેવું એ, વિલીનીકરણ
**મર્ત** પું. [સં.] મૃત્યુ-લોક. (૨) મૃત્યુ-લોકનો જીવ
**મર્તબો** પું. [અર. મર્તબહ્] જુઓ 'મરતબો.'
**મર્તવ્ય** વિ. [સં.] મરણાધીન, મરણીય, મર્ત્ય
**મર્તુ-કામ** વિ. [સં.] મરવાની ઇચ્છા કરનારું
**મર્ત્ય** વિ. [સં.] મૃત્યુ-લોકનું મરણાધીન (માણસ)
**મર્ત્ય-ભૂમિ(-મી)** સ્ત્રી., **મર્ત્ય-લોક** પું. [સં-] મૃત્યુ-લોક, મનુષ્ય-લોક, માનવ-સૃષ્ટિની આ પૃથ્વી
**મર્દ** પું. [ફા.] જુઓ 'મરદ.'
**મર્દાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'મરદાઈ.'
**મર્દાનગી** સ્ત્રી. [ફા.] જુઓ 'મરદાનગી.'
**મર્દાના, -ની** વિ. [ફ. મર્દાનહ્] જુઓ 'મરદાના,—ની.'
**મર્દામી** સ્ત્રી. [ફા. મર્દમી] જુઓ 'મરદામી.'
**મર્દિત** વિ. [સં.] (૨) ચિમોડેલું લગાડેલું, લપેટેલું. (૩) કચડેલું. (૪) વાટેલું, મસળેલું
**મર્દી** સ્ત્રી. [ફા.] જુઓ 'મરદી.'

**મર્દુમી** સ્ત્રી. [ફા.] જુઓ 'મરદુમી.'
**મર્મ** પું. [સં. मर्मन् न.] શરીરનો તે તે સુકોમળ ભાગ. (૨) છૂપી વાત, ખાનગી વાત. (૩) રહસ્ય, તાત્પર્ય, આશય. (૪) (લા.) કટાક્ષ-વચન. (૫) હાસ્ય-યુક્ત વચન, 'હ્યુમર' (ર. મ.)
**મર્મ-ગ્રાહી** વિ. [સં., પું.] રહસ્ય પકડી લેનાર
**મર્મ-ચ્છેદ** પું. -દન ન. [સં.] શરીરના કોમળ ભાગને કાપવાની ક્રિયા
**મર્મ-ચ્છેદી** વિ., [સં, પું.] મર્મચ્છેદ કરનાર
**મર્મ-જ્ઞ** વિ. [સં.] રહસ્ય જાણનાર, મનનો ભેદ જાણી લેનાર
**મર્મજ્ઞ-તા** સ્ત્રી. [સં.] મર્મજ્ઞ હોવાપણું
**મર્મ-પીડા** સ્ત્રી. [સં.] આંતરિક દુઃખ
**મર્મ-પ્રહાર** પું. [સં.] શરીરનાં સુકોમળ અંગ તેમજ હૃદયને કરવામાં આવતો આઘાત
**મર્મ-બાણ** ન. [સં.,પું.] (લા.) મહેણું-ટોણું, કટાક્ષ-વચન
**મર્મ-ભાગ** પું. [સં.] શરીરનું અંદર-બહારનું તે તે સુકોમળ અંગ
**મર્મ-ભાષી** વિ. [સં.,પું.] કટાક્ષ-વચન ઉચ્ચારનાર
**મર્મ-ભિદ** વિ. [સં, °भिद्], **મર્મ-ભેદક** વિ. [સં.] જુઓ 'મર્મ-ચ્છેદી.'
**મર્મ-ભેદન** ન. [સં.] જુઓ 'મર્મ-ચ્છેદન.'
**મર્મભેદી** વિ. [સં., પું.] જુઓ 'મર્મચ્છેદી.'
**મર્મર**[૧] પું. [સં.] પાંદડાં વગેરેનો વાયુ-જન્ય ખખડાટ
**મર્મર**[૨] પું. [અં.] સ્વરોનું તે તે મહાપ્રાણ ઉચ્ચારણ, હશ્રુતિ. (વ્યા.)
**મર્મર-ધ્વનિ** પું. [સં.] જુઓ 'મર્મર.[૧]'
**મર્મરંત** (મર્મરન્ત) વિ. [સં. मर्मरत् વર્ત. કૃ. > પ્રા. °रंत] મર્મર એવો અવાજ કરતું
**મર્મરાટ** પું. [જુઓ 'મર્મર[૧]' + ગુ. 'આટ' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'મર્મર.'
**મર્મ-વચન, મર્મ-વાક્ય** ન. [સં.] કટાક્ષ-વચન. (૨) [મહેણું-ટોણું
**મર્મ-વિદ** વિ. [સં. °विद्], **મર્મ-વેત્તા** વિ. [સં., પું.] જુઓ 'મર્મજ્ઞ.' (૨) ટીખળી, 'હ્યુમરિસ્ટ' (વિ. ક.)
**મર્મ-વેદન** ન. [સં.] વિનોદ-ભાવ, હાસ્યરસજ્ઞ-તા, 'સેન્સ ઑફ હ્યુમર' (વિ.ક.)
**મર્મ-વેદી** વિ. [સં., પું.] જુઓ 'મર્મ-જ્ઞ.'
**મર્મ-વેધ** પું. [સં.] જુઓ 'મર્મ-ચ્છેદ.' (૨) જ્યોતિષનો એક યોગ. (જ્યો.)
**મર્મ-વેધક** વિ. [સં.] જુઓ 'મર્મ-ચ્છેદી.'
**મર્મવેધક-તા, મર્મવેધિ-તા** સ્ત્રી. [સં.] મર્મ-વેધક હોવાપણું
**મર્મવેધી** વિ. [સં.] જુઓ 'મર્મ-ચ્છેદી.'
**મર્મ-સ્થલ(-ળ), મર્મ-સ્થાન** ન. [સં.] શરીરમાંનું તે તે અંદર-બહારનું કોમળ સ્થાન કે અંગ
**મર્મ-સ્પર્શી** વિ. [સં.,પું.] હૃદયને સ્પર્શ કરનારું, હૃદય સુધી અસર ઉપજાવનારું [કાઢવાનું કાર્ય
**મર્માન્વેષણ** ન. [સં. मर्मन् + अन्वेषण] રહસ્ય-વાત શોધી
**મર્માહત** વિ. [સં. मर्मन् + आ-हत] શરીરના કોમળ ભાગને આઘાત પામેલું કે અસર કરી ગયેલું, મર્મ-સ્થાનમાં ઘવાયેલું
**મર્માળ, -ળું** વિ. [જુઓ 'મર્મ'. + ગુ, 'આળ'-'આળું' ત. પ્ર.] રહસ્ય-મય, મર્મથી ભરેલું, 'વિટી' (ન. લ.) (૨) વ્યંગ્ય, કટાક્ષ-યુક્ત ['મર્મચ્છેદી.'
**મર્માંતક** (મર્માન્તક) વિ. [સં. मर्मन् + अन्तक] જુઓ
**મર્મી** વિ. [સં., પું.] જુઓ 'મર્મ-જ્ઞ.'
**મર્મોક્તિ** સ્ત્રી. [સં. मर्मन् + उक्ति] જુઓ 'મર્મ-વચન.'
**મર્યાદ** સ્ત્રી. [સં. मर्यादा] જુઓ 'મરજાદ.'
**મર્યાદ-વલ્લી** સ્ત્રી. [+ સં.], **મર્યાદ-વેલ** (-(-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] જુઓ 'મરજાદ-વેલ.'
**મર્યાદા** સ્ત્રી. [સં.] હદ, સીમા. (૨) ઇયત્તા. (૩) લાજ, શરમ, અદબ. (૪) નિયંત્રણ, પ્રતિબંધ, મનાઈ, અંકુશ, 'રિસ્ટ્રિક્શન.' [૦ ઉલ્લંઘવી (ઉલ્લઙ્ઘવી), ૦ ઓળંગવી, ૦ છોડવી, ૦ તોડવી, ૦ મૂકવી (રૂ.પ્ર,) અદબ છોડવી. ૦ રાખવી, ૦ સા(-સાં)ચવવી (રૂ.પ્ર.) અદબ રાખવી]
**મર્યાદાતિક્રમ** પું., -મણ ન. [+ अति-क्रम સં.] મર્યાદાનું ઉલ્લંઘન [હદ વટાવી જનાર
**મર્યાદાતિક્રમી** વિ. [સં.,પું.] મર્યાદાનું ઉલ્લંઘન કરનાર,
**મર્યાદા-પુરુષોત્તમ** પું. [સં.] લોક અને વેદની પ્રણાલીનું બરોબર પાલન કરનારો પૌરાણિક માન્યતા પ્રમાણેનો પરમાત્માનો પૂર્ણ અવતાર-દશરથ-પુત્ર શ્રીરામ. (પુષ્ટિ.)
**મર્યાદા-પુષ્ટિ** સ્ત્રી. [સં.] જીવાત્મા ઉપર કૃપા પૂર્ણ થઈ હોય અને સામાન્ય ભક્તિમાર્ગને અનુસરવાનું થતું હોય એવી એક પરિસ્થિતિ. (પુષ્ટિ.)
**મર્યાદા-ભક્ત** પુ. [સં.] શાસ્ત્રોક્ત પ્રકારે ભક્તિ કરનાર ભક્ત. (પુષ્ટિ.)
**મર્યાદા-ભક્તિ** સ્ત્રી. [સં.] જેમાં વૈદિક અને સામાન્ય ભક્તિમાર્ગની પ્રણાલીનું અનુસરણ છે તેવી પરમાત્માની ભક્તિ, સાધનવાળી ભક્તિ. (પુષ્ટિ.)
**મર્યાદા-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] એકબીજા વચ્ચેનાં વિવેક-વિનય-વર્તનનું ઉલ્લંઘન, સભ્યતાનો લોપ
**મર્યાદા-માર્ગ** પું. [સં.] વૈદિક તેમજ સામાન્ય ભક્તિમાર્ગનાં સાધનો દ્વારા પ્રભુ-પ્રાપ્તિનો માર્ગ. (પુષ્ટિ.)
**મર્યાદામાર્ગીય** વિ. [સં.] મર્યાદા-માર્ગને લગતું, મર્યાદા-માર્ગનું. (પુષ્ટિ.) [(પુષ્ટિ.)
**મર્યાદા-રીતિ** સ્ત્રી. [સં.] મર્યાદા,માર્ગની પદ્ધતિ કે રસમ.
**મર્યાદા-લોપ** પું. [સં.] જુઓ 'મર્યાદા-ભંગ.'
**મર્યાદા-વાચક** વિ. [સં.] હદનો અર્થ બતાવનાર. (વ્યા.)
**મર્યાદા-વલ્લી**, સ્ત્રી. [સં.], **મર્યાદા-વેલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેલ.'] જુઓ 'મરજાદ-વેલ.'
**મર્યાદા-શીલ** વિ. [સં.] મર્યાદા સાચવવાની ટેવવાળું, વિનય-શીલ, અદબવાળું
**મર્યાદા-સર** ક્રિ.વિ. [+ જુઓ 'સર.'] મર્યાદાને અનુસરી, હદમાં રહીને. (૨) વિવેક-પુરઃસર, વિનય-પૂર્વક
**મર્યાદા-હીન** વિ. [સં.] નિર્લજ્જ, બેશરમ, નફ્ફટ
**મર્યાદિત** વિ. [સં.] અમુક હદ કે સીમામાં સમાઈ રહેલું, પરિમિત, મર્યાદાવાળું, હદવાળું
**મર્યાદિત-તા** સ્ત્રી. [સં.] મર્યાદિત હોવાપણું

**મર્યાદી** વિ. [સં.,પું.] જુઓ 'મરજાદી.'
**મર્સરાઇ-ઝેશન** ન. [અં.] કાપડને ચળકાટ અને કુમાશ આપી મજબૂત કરવાની ક્રિયા
**મર્સરાઇઝ્ડ** વિ. [અં.] કાપડને મજબૂતી આપવા માટે ચળકાટ અને કુમાશ આપ્યાં હોય તેવું (કાપડ)
**મર્હમ** પું. [ફા., અર.] જુઓ 'મરહમ.'
**મર્હૂમ** વિ. [અર.] જુઓ 'મરહૂમ.'
**મલ¹(-ળ)** પું. [સં.] શરીરમાંથી નીકળતો મેલ. (૨) વિષ્ઠા, ગૂ. (૩) ગંદવાડો
**મલ²** જુઓ 'મલ્લ.'
**મલઈ (મલૈ)** જુઓ 'મલાઈ.'
**મલક** પું. [અર. મુલ્ક્] જુઓ 'મુલક.' [ઘણું, પુષ્કળ
**મલક-નું** વિ. [+ ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ] (લા.)
**મલકટ** પું. કાંચળીનો છાતી ઉપરનો ભાગ, તાળું. (૨) કાંચળી વગેરેમાં સિવાતો જરિયેલ કાપડનો ટુકડો
**મલકડું** ન. [જુઓ મલકવું' દ્વારા + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મલકાટ.'
**મલક-મલક** ક્રિ.વિ. [જુઓ 'મલકવું'-દ્વિર્ભાવ.] મોઢું મલકતું હોય એમ [પ્રે., સ.ક્રિ
**મલક(-કા)વું** અ.ક્રિ. [અનુ.] જુઓ 'મરકવું.' **મલકાવવું**
**મલકાઈ** સ્ત્રી., **-ટ** પું. [જુઓ 'મલકવું' + ગુ. 'આઈ' -'આટ' કૃ.પ્ર.] જુઓ 'મલકવું' એ, મરકાટ
**મલકામણું** વિ. [જુઓ 'મલકવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] મોઢું મલકાવતું હોય તેવું, મંદ મંદ હસનારું
**મલકાવવું** જુઓ 'મલક(-કા)વું'માં.
**મલકાવું** જુઓ 'મલકવું.'
**મલકિયાં** ન., બ.વ. [જુઓ 'મલકવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] હસતાં ગાલમાં પડતા ખાડા, મલોકિયાં
**મલ-કુસ્તી** જુઓ 'મલ્લ-કુસ્તી.'
**મલકું** ન. [જુઓ 'મલકવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'મલકાઈ.' (૨) વિ. મરકયા કરતું
**મલ-કૂડું** વિ. [જુઓ 'મલકું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] મલકયા કરતું, સહેજમાં હસી પડતું, મલકું
**મલકૂત** પું. [અર.] દેવલોક, ફિરસ્તાઓનો દેશ
**મલ-કૂંડું** વિ. નહિ ખાટું કે નહિ મોળું તેવું કૂચા-પાણી (છાશ વગેરે). (૨) (લા.) ગંદું
**મલ(-ળ)-ક્ષાલન** ન. [સં.] મળ ધોવાની ક્રિયા
**મલખમ, મલ-ખંભ (-ખમ્ભ)** પું. [સં. मल्ल-स्तम्भ > પ્રા. मल्ल-खंभ] કસરત કરવા માટેનો લાકડાનો લીસો કરેલો થાંભલો અને એની કસરત. (વ્યાયામ.)
**મલ-ગૂગડો** પું એક સુગંધી વૃક્ષ
**મલગોવો** પું. ગોવા તરફના આંબાની એક જાત, માલગોવો
**મલ-ઘ્ન** વિ [સં.] મળ દૂર કરનારું
**મલ-ચક્ર** ન [સં.] પાપના અધિષ્ઠાનરૂપે ગણાતું શરીરમાંનું એક કલ્પિત ચક્ર. (યોગ.)
**મલ(-ળ)-જન્ય** વિ. [સં.] મળમાંથી ઉત્પન્ન થાય તેવું
**મલ-જુદ્ધ(-ધ્ધ)** ન [સં. मल्ल-युद्ध, અર્વા. તદ્‌ભવ] જુઓ 'મલ્લ-યુદ્ધ.'-'મલ્લ-જુદ્ધ(-ધ્ધ).'
**મલદ-વટ (-ટય)** સ્ત્રી. વણેલા બે દોરાને ઉકેલતાં જઈ એમાં ત્રીજો દોરો બેસતો કરવાની ક્રિયા
**મલણું** ન. [જુઓ 'મળવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] મળવા આવતી વેળા સાથે લાવવામાં આવેલી ભેટ
**મલ(-ળ)-ત્યાગ** પું. [સં.] ઝાડે ફરવા જવાની ક્રિયા, મલ-શુદ્ધિ કરવાની ક્રિયા
**મલ(-ળ)-દૂષિત** વિ. [સં.] તદ્દન મેલું. (૨) (લા.) પાપી
**મલ(-ળ)-દોષ** પું [સં.] અશુદ્ધિ
**મલ(-ળ)-દ્વાર** ન. [સં.] ગુદા-દ્વાર
**મલ-ધારી** વિ., પું. [સં.,પું.] શરીર ઉપર મેલાં વસ્ત્ર પહેરનાર જૈન સાધુ. (જૈન.)
**મલપતડું** વિ. [જુઓ 'મલપતું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.], **મલપતું** વિ. [જુઓ 'મલપવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] મોહ પમાડે તેવી ચાલવાળું, મલપતી ચાલતું [તપાસ
**મલ(-ળ)-પરીક્ષા** સ્ત્રી. [સં.] વિષ્ઠાની વૈદ્યકીય કે ડાક્તરી
**મલપવું** અ.ક્રિ. [દે પ્ર. मल्लप- ગર્વ કરવો] (લા.) ઉમંગમાં ઠાઠથી ધીમે ધીમે ચાલવું ['કોપ્રાફિલિયા' (ભૂ.ગો.)
**મલ-પ્રિયતા** સ્ત્રી. [સં.] છાણ વગેરે ગમે એવી સ્થિતિ,
**મલબાર** પું. કેરલનો પ્રદેશ. (સંજ્ઞા.)
**મલબારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મલબારને લગતું, મલબારનું. [૦ ઠોઠું (રૂ.પ્ર.) તદ્દન નમાલું માણસ]
**મલ-બૂટી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**મલ(-ળ)ભેદી** વિ. [સં.,પું.] જુઓ 'મલ-ઘ્ન.'
**મલબોજી** પું. એ નામનો એક છોડ
**મલમ** પું. [અર. મર્હમ્ ] જુઓ 'મરહમ.'
**મલમ-પટી,-ટ્ટી** સ્ત્રી. [+ જુઓ 'પટી,-ટ્ટી.'] લૂગડાની મલમ ચોપડેલી ચીરી. [૦ કરવી (રૂ.પ્ર.) ખુશામત કરવી, પરસી કરવી. ૦ મારવી, ૦ લગાવવી (રૂ.પ્ર.) ગૂમડાં વગેરે ઉપર પટ્ટી ચોડવી. (૨) માર્યા પછી ખુશામત કરવી]
**મલમ-પટો, -ટ્ટો** પું. [+ જુઓ 'પટો,-ટ્ટો.'] મલમનો કાપડનો મોટો ચીરો
**મલમલ** સ્ત્રી. એક પ્રકારનું સફેદ બારીક કાપડ
**મલમલાટ** પું. [જુઓ 'મલમલાવવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] પશ્ચાત્તાપ
**મલમલાવવું** અ.ક્રિ' [અનુ.] પશ્ચાત્તાપ કરવો. (૨) સ.ક્રિ. વારંવાર આલિંગન કરવું. (૩) વારંવાર ખોલવું અને ઢાંકવું
**મલમલી** વિ. [જુઓ 'મલમલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] મલમલનું બનેલું. (૨) (લા.) ઘણું, બારીક
**મલ(-ળ)-માર્ગ** પું. [અં.] ગુદા-દ્વાર, મલ-દ્વાર
**મલ(-ળ)-માસ** પું. [સં.] હિંદુ ચાંદ્ર વર્ષનો સૌર વર્ષ સાથે મેળ મેળવવા લગભગ અઢી વર્ષે આસપાસ સૂર્યની સંક્રાંતિ વિનાનો વધારાનો ગણાતો માસ, અધિક મહિનો, પુરુષોત્તમ માસ. (સંજ્ઞા.)
**મલ(-ળ)-મૂત્ર** ન., બ.વ, [સં.] વિષ્ઠા અને પેશાબ
**મલમેટ** વિ. નાશ પામેલું. [૦ કરવું (રૂ.પ્ર.) નાશ કરવો. ૦ થવું (રૂ.પ્ર.) નાશ પામવું]
**મલમો** પું. લાકડાનાં પાટિયાંનો એક પ્રકાર
**મલય** પું. [સં.] મલબારનો એક પ્રદેશ, કેરલ. (સંજ્ઞા.)

(૨) એ નામનો મૈસૂર બાજુનો એક પર્વત, મલયાચળ. (સંજ્ઞા.) (૩) એ નામનો પ્રશાંત મહાસાગરમાંનો એક બેટ, મલાયા. (સંજ્ઞા.) (૪) મકાનનો એક પ્રકાર. (સ્થાપત્ય.)

**મલય-ગિરિ** પું. [સં.] જુઓ 'મલય(૨).'

**મલય-જ** વિ., ન. [સં.] મલય-ગિરિનાં જંગલોમાં થતું ચંદન

**મલય-દ્રુમ** ન. [સં.,પું.] ચંદનનું વૃક્ષ, સુખડનું ઝાડ

**મલય-ધ્વજ** પું. [સં.] એ નામનો એક પૌરાણિક રાજા. (સંજ્ઞા.)

**મલય-પર્વત** પું. [સં.] જુઓ 'મલય-ગિરિ'-'મલય(૨).'

**મલય-સમીર** પું. [સં.] મલય-ગિરિનો ચંદનની સુવાસવાળો શીતળ પવન. (કાવ્ય.)

**મલયાગુરુ** ન. [+ સં. अगुरु પું.] મલયગિરિમાં થતું અગરનું ઝાડ (ચંદન-વૃક્ષનો એક પ્રકાર)

**મલયા ગિરિ** પું. [સં. मलय गिरि], **મલયાચલ(-ળ)**, **મલયાદ્રિ** પું. [સં. मलय + अ-चल, अद्रि] જુઓ 'મલય(૨).'

**મલયાનિલ** પું. [સં. मलय + अनिल] જુઓ 'મલય-સમીર.'

**મલયાળમ** પું. જુઓ 'મલ-બાર.' (૨) સ્ત્રી. મલબારની ભાષા. (સંજ્ઞા.)

**મલ-યુદ્ધ** ન. [સં. मल्ल + युद्ध] જુઓ 'મલ્લ-યુદ્ધ.'

**મલ(-ળ)-રોધ** પું. [સં.] આંતરડાંમાં થતો મળનો અટકાવ, કબજિયાત, મલ-રોધન [અટકાવનાર

**મલ(-ળ)-રોધક** વિ. [સં.] કબજિયાત કરનાર, મળને

**મલ(-ળ)-રોધન** ન. [સં.] જુઓ 'મલ-રોધ.'

**મલવણી** સ્ત્રી. [જુઓ 'મેળવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] સરખામણી

**મલ(-ળ)-વિકાર** પું. [સં.] પેટમાં બાદી હોવાને લીધે શરીરની ચામડી ઉપર થતી ખૂજલી વગેરે

**મલ(-ળ)-વિસર્ગ** પું., **-ર્જન** ન. [સં.] જુઓ 'મલોત્સર્ગ.'

**મલવું**[૧] જુઓ 'મળવું.'

**મલવું**[૨] જુઓ 'મસળવું.' [કામ કરનાર માણસ

**મલવૈયો** પું. [જુઓ 'મલવું[૨]' + ગુ. 'ઐયો' કૃ.પ્ર.] ઘસવાનું

**મલ(-ળ)-શુદ્ધિ** [સં.] ઝાડો સાફ આવી જવો એ

**મલ(-ળ)-શોધક** વિ. [સં.] મલ-શુદ્ધિ કરાવનાર, આંતરડાંમાંના ચોટેલા મળને બહાર લાવનાર

**મલ(-ળ)-શોધન** ન. [સં.] જુઓ 'મલ-શુદ્ધિ.'

**મલસી** સ્ત્રી. [જુઓ 'મલસો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] માટીનું એક વાસણ

**મલસો** પું. ઘી રાખવાનો માટીનો કૂપો

**મલસૂત** પું. ભારે બોજો ઉઠાવવાનું યંત્ર, ઊંટડો. (૨) એક પ્રકારની જીવાત

**મલસૂતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ગોળ આકારનું. (૨) જીવાતવાળું [લાકડાનો પુલ

**મલસૂતી-પુલ** પું. [જુઓ 'પુલ.'] ખેંચી ખસેડાય તેવો

**મલ(-ળ)-સ્તંભક** (-સ્તમ્ભક) વિ. [સં.] જુઓ 'મલ-રોધક.'

**મલ(-ળ)-સ્તંભન** (-સ્તમ્ભન) ન. [સં.] જુઓ 'મલ-રોધન.'

**મલંગ** (મલઙ્ગ) પું. [ઉર્દૂ.] એક પ્રકારનો મસ્ત-ફકીર

**મલંગી** (મલઙ્ગી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] (લા.) નખરાંબાજ સ્ત્રી

**મલંગો** (મલઙ્ગો) પું. એ નામનું એક તંતુ-વાદ્ય

**મલાઈ**[૧] સ્ત્રી. [જુઓ 'મલવું[૨]' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] માલિશ કરવાની ક્રિયા. (૨) માલિશ કરવાનું મહેનતાણું

**મલાઈ**[૨] સ્ત્રી. [ફા. બલાઈ] દૂધ ગરમ કરતાં તરી આવતી ઘાટી તર, મલઈ, 'ક્રીમ'

**મલાખું** વિ. વાંસી કે ફાંગી આંખવાળું, ફાંગું, બાડું

**મલાજા-દાર** વિ. [જુઓ 'મલાજો' + ફા. પ્રત્યય.] મલાજો રાખનારું, લાજ-મર્યાદા સાચવનારું

**મલાજો** પું. [અર. મુલાહજહ્] અદબ, લાજ, શરમ

**મલાણિયો** પું. [જુઓ 'મલ[૧]' + ગુ. 'આણી' ત. પ્ર. + 'ઇયું' ત. પ્ર.] જુઓ 'મલ્લ.' [ણિયો, મલ્લ

**મલાણી** પું. [જુઓ 'મલ[૧]' + ગુ. 'આણી' ત.પ્ર.] બલા-

**મલાદલી** સ્ત્રી. [જુઓ 'મલવું[૨]' દ્વારા.] ઘસવું કે માલિશ કરવી એ [ન રહેવો એ

**મલાભાવ** પું. [સં. मल + अ-भाव] મળનો અભાવ, ગંદવાડો

**મલામણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મલવું[૧]' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] મળવું એ, મુલાકાત

**મલામણી** (મલાઃવણી) સ્ત્રી. [જુઓ 'મલાવવું'+ગુ. 'આમણી' કૃ.પ્ર.] મીઠી મીઠી વાતો કરવી એ, મલાવવું એ

**મલાયળમ** જુઓ 'મલયાળમ.'

**મલાયા** પું. [સં. मलय-] પ્રશાંત મહાસાગરમાંનો એક પ્રદેશ, મલય-દ્વીપ. (સંજ્ઞા.)

**મલાયો** પું. મુસલમાનો વાપરે છે તે ઓઢવાના કામમાં આવે છે તેનું એક રેશમી વસ્ત્ર કે ઓઢણું

**મલા(-લ્હા)ર** (મઃલાર) પું. [સં. मल्लारिका સ્ત્રી.] એ નામનો ખાસ કરી ચોમાસાના આરંભમાં ગવાતો રાગ, મેઘ રાગની એક રાગિણી. (સંજ્ઞા.) (સંગીત.)

**મલા(-લ્હા)રવું** (મઃલારવું) અ.ક્રિ. [જુઓ 'મલાર.' -ના. ધા.] (લા.) આનંદ કરવો [એક માછલી

**મલારિયું** ન. મધદરિયે કે ઊંડા પાણીમાં થતી એ નામની

**મલારિયો** પું. [જુઓ 'મલારિયું.'] દરિયામાં થતો જળ-ઘોડો, 'વ્હેલ'નો એક પ્રકાર

**મલા(-લ્હા)રી** (મઃલારી) સ્ત્રી. [સં. मल्लारिका > પ્રા. मल्हारिआ] જુઓ 'મલાર.'

**મલાવડાં** (મઃલાવડાં) ન.,બ.વ. [જુઓ 'મલાવવું' + ગુ. 'ડું' કૃ.પ્ર.] મલાવવાની ક્રિયા, મલાવો

**મલાવડું** (મઃલાવડું) ન. [જુઓ 'મલાવડાં.'] (લા.) ખુશામત

**મલાવડો** (મઃલાવડો) પું. [જુઓ 'મલાવો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મલાવો.'

**મલા(-ળા)વરોધ** પું. [સં. मल + अव-रोध] જુઓ 'મલ-રોધ.'

**મલાવવું** (મઃલાવવું) સ.ક્રિ. [દે.પ્રા. मल्ह- મોજ માણવી; એનું પ્રે. 'આવ' પ્ર.થી] લાડ લડાવવું, બહલાવવું. (૨) અત્યુક્તિ કરી વધાવવું

**મલાવો** (મઃલાવો) પું. [જુઓ 'મલાવવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર.] મલાવવાની ક્રિયા, પોરસ ચડાવવો એ. (૨) પોરસ ચડે એવાં વખાણ કરવાં એ

**મલા(-ળા)શય** પું. [સં. मल + आ-शय] આંતરડાંના છેડાને

પોતામાં મળ રાખનારો ભાગ, 'રેક્ટમ'
**મલા(-ળા)હારી** વિ. [સં. मल + आहारी, પું.] મળ-વિષ્ઠા-છાણ વગેરે ખાઈને જીવનારું
**મલિક** પું. [અર.] બાદશાહ. (૨) મુસલમાનોની એવી એક પદવી. (૩) મુસલમાનોની એવી એક અટક. (સંજ્ઞા.)
**મલિન** વિ. [સં.] મેલું, ગંદું. અ-સ્વચ્છ. (૨) રજ કચરા કસ્તર વગેરે-વાળું, ડહોળું. (૩) (લા.) દુષ્ટ વિચારવાળું, નીચ, દૂષિત
**મલિન-તા** સ્ત્રી. [સં.] મલિન હોવાપણું
**મલિની-કરણ** ન. [સં.] મેલું ન હોય તેને મેલું કરવું એ
**માલિની-ભૂત** વિ. [સં.] મેલું ન હોય તેવું મેલું થયેલું
**મલિયાગર** ન. [સં मलयागरु, પું] જુઓ 'મલયાગરુ.'
**મલિયો** પું. સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત
**મલીદો** પું. [અર. માલીદહ્] મસળેલું ચૂરમાના પ્રકારનું એક ખાદ્ય. (૨) સારો ચીકણો સત્ત્વવાળો ખોરાક
**મલીર** ન. [ફા.] કાઠિયાણીનું ઝીણા પોતનું અને રંગનું ઓઢણું
**મલૂક** વિ. [અર.] સારું, ઉત્કૃષ્ટ, ઉત્તમ
**મલૂકી** વિ., સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વ્યભિચારી સ્ત્રી
**મલૂગર** વિ. ઘટાવાળું, ઘટાદાર
**મલૂન** પું, વિષ્ઠામાં થતો એક કૃમિ, કરમિયો
**મલૂની** સ્ત્રી. નારંગીનો એક પ્રકાર
**મલેક** જુઓ 'મલિક.'
**મલેરિયા** જુઓ 'મેલેરિયા.'
**મલૈ** જુઓ 'મલઈ'-'મલાઈ.'
**મલૈ-નાડુ** પું. [તામિ.] જુઓ 'મલબાર.'
**મલોકિયાં** ન., બ.વ. [જુઓ 'મલકવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] (લા.) મલકવાથી ગાલમાં પડતા ખાડા, મલકિયાં
**મલોખું** ન. જુવાર બાજરીના સૂકા સાંઠાનો કલમ થાય તેવો ટુકડો. (૨) મલોખાની કલમ, કિત્તો. (૩) ચરખા ઉપર દોરો બાંધવાનું સરોડું. (૪) રેંટિયાની માળ ન ખસી જાય એ માટે ખોસવામાં આવતી તે તે સળી. [-ખાં ભીડાં કરવાં (રૂ.પ્ર.) મિથ્યા પ્રયત્ન કરવો. -ખાં જેવું, -ખાંનો માળો (રૂ.પ્ર.) દૂબળું]
**મલો(-ળો)ત્સર્ગ** પું [સં. मल + उत्सर्ग] ઝાડે જવું એ, ખર્ચું કરવું એ, હગવું એ, મળ-ત્યાગ [ડિલિયા.'
**મલોત્સર્ગપ્રિય-તા** સ્ત્રી. [સં.] જુઓ 'મલપ્રિયતા', 'કોપ્રો-
**મલોત્સર્જન** ન. [સં. मल + उत्सर्जन] જુઓ 'મલોત્સર્ગ.'
**મલ્લ** પું [સં.] મજબૂત અને કસરતી માણસ, પહેલવાન, કુસ્તીબાજ. (૨) એ નામની પ્રાચીન કાલની એક પ્રજા, (સંજ્ઞા.). (૩) જુઓ 'મલ્લ દેશ.'
**મલ્લઈ માતા** (મલ્લૈ-) સ્ત્રી. [+ સં.] એ નામની એક ગ્રામ-દેવી (મોટે ભાગે નવરાત્રમાં સ્થપાતી)
**મલ્લ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] મલ્લની કુસ્તી કરવાની કુશળતા-ભરેલી વિદ્યા
**મલ્લ-કુસ્તી** સ્ત્રી. [સં. + જુઓ 'કુસ્તી.'], **મલ્લ-ક્રીડા** સ્ત્રી. [સં.] મલ્લ-યુદ્ધ, મલ-કુસ્તી
**મલ્લ-જુદ્ધ(-બ્ધ)** ન. [સં. मल्ल + युद्ध] બે મલ્લો વચ્ચેની અંટસ-ભરેલી લડાઈ, મલ-જુદ્ધ [(સંજ્ઞા)
**મલ્લ-દેશ** પું. [સં] પંજાબનો પ્રાચીન મુલતાનનો દેશ.
**મલ્લ-યુદ્ધ** ન. [સં.] જુઓ 'મલ્લ-જુદ્ધ(-બ્ધ).'
**મલ્લ-રાજ** પું. [સં.] સર્વોત્તમ મલ્લ
**મલ્લ-વિદ્યા** સ્ત્રી. [સં.] મલ્લોનું કુસ્તી કરવાનું શાસ્ત્ર, મલ્લ-કુસ્તીની પૂરી જાણકારી, મલ્લ-કલા [અખાડો
**મલ્લ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] મલ્લોને કુસ્તી કરવાનો
**મલ્લ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'મલ્લ-વિદ્યા.'
**મલ્લિકા** સ્ત્રી, [સં.] માલતીના પ્રકારની એક ફૂલ-વેલ, જૂઈ
**મલ્લિકાક્ષ** પું [+સં. अक्षि, ને બ.વ્રી. સમાસમાં 'अक्ष.'] એક પ્રકારનો હંસ
**મલ્લ-રંગ** (-રઙ્ગ) પું. [સં.] મલ્લોનો અખાડો, મલ્લ-શાલા
**મલ્લિ** સ્ત્રી., ૦નાથ પું. [સં.] જૈનોના ઓગણીસમા તીર્થંકાર (એ પ્રકૃતિથી 'સ્ત્રી' હતી.) (સંજ્ઞા.) (જૈન.)
**મલ્હાર** (મલા:ર) જુઓ 'મલાર.'
**મલ્હારવું** (મલા:રવું) જુઓ 'મલારવું.'
**મલ્હારી** (મલા:રી) જુઓ 'મલારી.'
**મવડા(-રા)વવું** જુઓ 'માવું'માં.
**મવર** (મ:વર) જુઓ 'મહુવર.'
**મવરા(-ડા)વવું** જુઓ 'માવું'માં.
**મવાડવું** જુઓ 'માવું'માં. આ રૂપ વ્યાપક નથી.
**મ-વર્ણ** પું. [સં.] જુઓ 'મકાર.'
**મવાદ** પું. [અર.] શરીરમાંનો એક દૂષિત પદાર્થ
**મવાલ(-ળ)** વિ. [સં. मृदुल > પ્રા. मउल] મોળી પ્રકૃતિનું, સૌમ્ય, 'મોડરેટ'
**મવાલ(-ળ) પક્ષ** પું. [+ સં.] સૌમ્ય પ્રકૃતિ અને કાર્યક્રમ-વાળો રાજકીય પક્ષ, જમણેરી પક્ષ
**મવાલી**[1] (-ળી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ઢીલી અને ગરીબ પ્રકૃતિનું [લોફર, ગુંડો
**મવાલી**[2] વિ., પું. [ફા.] તોફાની અને લુચ્ચો માણસ,
**મવાલો** પું. [જુઓ 'મવાલ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] હાથી-દાંત ફાટી ન જાય એ માટે એને ચડાવવામાં આવતો ખોભરો
**મવાવું** જુઓ 'માવું'માં.
**મવાળ** જુઓ 'મવાલ.'
**મવાળી** જુઓ 'મવાલી.[1]'
**મવાળો** જુઓ 'મોવાળો.'
**મ-વિપુલા** સ્ત્રી. [સં.] અનુષ્ટુભના એકી ચરણમાં ૫-૬-૭ મા અક્ષર ગુરુ આવે તેવો પ્રકાર
**મવેડો** જુઓ 'મહુડો.'
**મ(-મે)શ(સ)**[1] (-શ્ય, -સ્ય) સ્ત્રી. [સં. मशी(-षी,-सी)] દીવાનો કાળો જામતો મેલ, કાજળ
**મશ(-સ)**[2] ન. [સં. मिष > પ્રા. मिस] બહાનું, ખોટું કારણ
**મશક**[1] [સં.] મચ્છર
**મશક**[2] સ્ત્રી. [ફા. मश्क्] પાણી ભરવાની ચામડાની થેલી કે કોથળી (મોટે ભાગે પીઠ પર લઈ જવાય છે.) [૦ છોડવી (રૂ.પ્ર.) પ્રેત કે દેવ-દેવલાંની અસર મટાડવી ]
**મશક-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] જેમાં મચ્છરોનો ભારે ઉપદ્રવ

કહેવાય છે તેવો નરકનો એક કુંડ
**મશક-બેંડ** (-બૅન્) ન. [જુઓ 'મશક[૨]' + સં.] ધમણ-ઘાટનાં ફૂંકીને વગાડાય એ પ્રકારનાં વાદ્યોવાળું બૅંડ-વાજું
**મશ(-સ)કલું** વિ. રીસે ભરાયેલું, કોપેલું, ખિજાયેલું
**મશ(-સ)કલો[૧]** પું. [જુઓ 'મશક[૨]' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] નાની મશક
**મશ(-સ)કલો[૨]** પું. [અર. મિસ્કલહ્] ઓપ ચડાવવાનું લોખંડનું એક હથિયાર, ઓપણી
**મશગૂલ** વિ. [અર.] કામમાં ડૂબેલું. (૨) ધ્યાન-મગ્ન, વિચારમાં લીન, તલ્લીન, નિમગ્ન
**મશર(-રિ)ક** સ્ત્રી. [અર. મશરક્] પૂર્વ દિશા
**મશરૈંગી** (-રઙ્ગી) ન. એક પ્રકારનું તગેલું કઠોળ
**મશરાઈ** સ્ત્રી. જુઓ 'મશરૂ.'
**મશરિક** જુઓ 'મશરક.'
**મશરૂ** ન. [અર. મશ્રૂ] ઇસ્લામે માન્ય રાખેલું એક પ્રકારનું મિશ્ર-રેશમી કાપડ
**મશરૂમ** ન. [અં.] ચોમાસામાં સૂકાં લાકડાં કચરો વગેરેમાં થતી ફૂગ પ્રકારની એક વનસ્પતિ, બિલાડીનો ટોપ
**મશહૂર** વિ. [અર.] પ્રખ્યાત, પ્રસિદ્ધ, નામાંકિત
**મશહૂર-તા** સ્ત્રી. [+ સં, ત. પ્ર.] પ્રખ્યાતિ, પ્રસિદ્ધિ
**મશાગત** [અર. મશાક્કત્] મહેનત, મજૂરી
**મશાલ** સ્ત્રી. [અર. મશ-અલ્] લૂગડાં વીંટી બનાવેલી તેલ નાખી સળગાવાતી દીવી. [**૦ લઈને શોધવું** (રૂ. પ્ર.) બારીક તપાસ કરવી]
**મશાલ-ચી** પું. [+ તુર્કી પ્રત્યય], **મશાલ-દાર** પું. [+ ફા. પ્રત્યય], **મશાલી** પું. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] મશાલ લઈને ચાલનાર માણસ
**મશિ(-સિ)યાઈ** વિ. [જુઓ 'માસી' + ગુ. 'આઈ' ત.પ્ર.] માસીને લગતું, માસીનું [મેસના રંગનું, મેસ જેવું
**મશિ(-સિ)યું** વિ. [જુઓ 'મસ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.]
**મશિ(-સિ)ય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મશિ(-સિ)યાઈ' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] માસીની દીકરી
**મશિ(-સિ)યો** પું. [જુઓ 'મસ[૧]' + ગુ. 'ઇયું' ત. પ્ર.] મેસ જેવો કાળો રંગ. (૨) જુવાર વગેરેમાં પડતો એક રોગ, મસી
**મશી(-સી)** સ્ત્રી. [સં.] મેસ, કાજળ. (૨) શાહી, રુશનાઈ. (૩) દાંતે ઘસવાની એક દવા. (૪) (લા.) જુવાર વગેરે વનસ્પતિમાં પડતી રોગોત્પાદક એક ઝીણી જીવાત. (૫) મસી પડવાનો વનસ્પતિનો રોગ
**મશીન** ન. [અં.] યંત્ર, સાંચો
**મશીન-ગન** સ્ત્રી. [અં.] યાંત્રિક બંદૂક કે તોપ
**મશીન-મૅન** પું. [અં.] જુઓ 'મશીનિયર.' [વહીવટ
**મશીનરી** સ્ત્રી. [અં.] સાધન-સામગ્રી. (૨) (લા.) તંત્ર,
**મશીનિયર** પું. [અં.] યંત્ર-વિદ્યાનો જાણકાર, 'મશીન-મૅન'
**મશો(-સો)ળિયું** વિ. ઊંડા મનવાળું
**મશ્કરી** સ્ત્રી. [અર. મસ્ખરી] મજાક, ટોળ, ટીખળ, ઠઠ્ઠો
**મશ્કરી-ખોર** વિ. [+ ફા. પ્રત્યય], **મશ્કરું** વિ. [અર. મસ્ખરહ્] ટીખળી, ઠઠ્ઠાખોર, મજાક કરનાર

**મષિ(-ષી)** સ્ત્રી. [સં.] જુઓ 'મશી.'
**મ(-મે)સ[૧]** (-સ્ય) જુઓ 'મ(-મે)શ.'
**મસ[૨]**(-સ્ય) જુઓ 'મશ.[૨]'
**મસ[૩]** વિ. [ફા. મસ્ત] ઘણું, પુષ્કળ
**મસ[૪]** પું. [સં. मश > પ્રા. मस પ્રા. તત્સમ] ચામડી ઉપર બાઝેલી કૂણી ગાંઠ, મસો
**મસકલું** જુઓ 'મશકલું.'
**મશકલો[૧-૨]** જુઓ 'મશકલો.[૧-૨]'
**મસકવું** અ.ક્રિ. ચિંતાતુર થવું. (૨) દબાણથી ભાંગી પડવું. (૩) સ.ક્રિ. મસળવું. **મસકાવું** ભાવે., કર્મણિ., **મસકાવવું** પ્રે., સ. ક્રિ.
**મસકાવવું, મસકાવું** જુઓ 'મસકવું'માં.
**મસકો** પું. [ફા. મસ્કહ્] માખણ. (૨) શિખંડ માટેનો દહીંનો તારવેલો લોંદો. [**૦ મારવો, ૦ લગાવવો** (રૂ. પ્ર.) ખુશામત કરવી]
**મસત** વિ. [જુઓ 'મસ્ત.'] મસ્તી, મદોન્મત્ત. (૨) (લા.) ખૂબ જાડું અને લોઠકું. [પું. મોટો તકિયો
**મસનદ** સ્ત્રી. [અર.] તખ્ત, સિંહાસન, રાજગાદી. (૨)
**મસનદ-નશીન** વિ. [+ ફા.] તખ્ત ઉપર બેઠેલું, ગાદી-નશીન
**મસનવી** સ્ત્રી. [અર. મસ્નવી] ઉર્દૂ ઘાટોનો કવિતાનો એક પ્રકાર [ચિકા.'
**મસ-મરીચિકા** સ્ત્રી. [જુઓ 'મસ[૧]' + સં.] જુઓ 'મરી
**મસમસવું** અ.ક્રિ. [રવા.] હોંશ-પૂર્વક ઉતાવળે ચાલવું કે દોડવું. **મસમસાવું** ભાવે., ક્રિ. **મસમસાવવું** પ્રે.,સ.ક્રિ.
**મસમસાવવું, મસમસાવું** જુઓ 'મસમસવું'માં.
**મસમસિયું** વિ. [જુઓ 'મસમસવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] (લા.) સ્વાદમાં ઘણું મોળું. (૨) લોભી
**મસરકું** વિ. ટોણા મારનારું [મર્મ-વચન
**મસરકો** પું. સાંભળનારને આઘાત કરે તેવું. મશ્કરીનું વચન,
**મસરણી** સ્ત્રી. જપ-માળા
**મસરિયું** વિ. માર્મિક
**મસલત** સ્ત્રી. [અર. મસ્લહત્] ખાનગી ચર્ચા-વિચારણા, વાટાઘાટ, પરામર્શ. (૨) (લા.) ગોઠવણ
**મસલત-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] મસલત કરવાનો ઓરડો, મંત્રણા-ગૃહ
**મસલત-મંડલ(-ળ)** (-મણ્ડલ, -ળ) ન. [+ સં.] જુઓ 'મસલત-સમિતિ'. (૨) મંત્રી-મંડળ, 'કૅબિનેટ'
**મસલત-સમિતિ** સ્ત્રી. [સં.] વિષય વિચારણી સભા
**મસલતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત. પ્ર.] મસલત કરનારું, મસલત કરવા આવેલું કે ગયેલું
**મસલું** ન. [સં. मशक > પ્રા. मसअ + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'મછલું.' [સરવણી
**મસવણી** સ્ત્રી. છોકરીઓનું ગોરી-પૂજનનું એક વ્રત, મત-
**મસવાડી** સ્ત્રી. પારકી હદના ગોવાળોને એમનાં ઢોર ચરાવવા ગોચર આપી લેવામાં આવતો વેરો, ચરાઈ-ફી
**મસવાડું** ન., **-ડો[૧]** મકાનનું પછવાડું, નવેરું. (૨) ગામનું પછવાડું [તે તે મહિનો
**મસવાડો[૨]** પું. [સં. मास દ્વારા] મહિનો. (૨) ગર્ભાવસ્થાનો

**મસવાણી** વિ., પું. [સં. मास દ્વારા] એક જગ્યાએ એક માસથી વધારે ન રહેનાર સાધુ. (૨) સ્ત્રી. કોઈ પુરુષ પાસે એક મહિનાથી વધુ ન રહેતી ગણિકા

**મસળવું** સ. ક્રિ. [રવા.] ચોળીને રગડવું, ગહડવું, મર્દન કરવું. **મસળાવું** કર્મણિ., ક્રિ. **મસળાવવું** પ્રે.,સ.ક્રિ.

**મસળાવવું, મસળાવું** જુઓ 'મસળવું'માં.

**મસળિયું** ન. [જુઓ 'મસળવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] અનાજ મસળવાનું એક ઓજાર [ગુદામાંનાં ઝીણાં આંચળ

**મસા** પું., બ.વ. [જુઓ, 'મસો.'] હરસના રોગમાં થતાં

**મસાજ** પું., ન. [અં.] સ્નાયુ અને સાંધાઓને ગતિ-શીલ રાખવા એને મસળવાની ક્રિયા

**મસાણ** ન. [સં. श्मशान > પ્રા. मसाण, પ્રા. તત્સમ] મડદાં બાળવાની જગ્યા ('કબ્રસ્તાન' કે 'દખમું' એને માટે 'મસાણ' જાણીતો શબ્દ નથી.) [૦ જગાવવું (રૂ.પ્ર.) ભૂત–પિશાચને બોલાવવાની ક્રિયા કરવી. ૦માં જવું (રૂ.પ્ર.) મરણ પામવું. ૦માંથી ખેંચી કાઢેલું (-ખેંચી-) (રૂ.પ્ર.) તદ્દન નબળું. -ણે મંગળ (-મઙ્ગળ) (રૂ.પ્ર.) અઘટિત બનાવ] [(૧).'

**મસાણ-ખ(-ખા)ડી** સ્ત્રી. [+ જુઓ 'ખાડી.'] જુઓ 'મસાણ

**મસાણ-ખંભી** (-ખમ્ભી) વિ. [+ જુઓ 'ખંભ' + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) મસાણમાં ઊભો રહી મડદાંનો લાગો ઉઘરાવનાર

**મસાણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મસાણને લગતું. (૨) મસાણમાં રહેનારું. (૩) (લા.) હલકા પ્રકારનું. (૪) ઓછા ઘીનું. (૫) અશુભ, અમંગળ

**મસાણિયો** વિ.,પું. [જુઓ 'મસાણિયું.'] ડાઘુ. (૨) મસાણનો હરિજન. (૩) મસાણમાં જઈ સાધના કરનાર માણસ

**મસાણી**[1] (મસાઃણી) પું. [સં. महासाधनिक- > પ્રા. महासाहणिअ-] ઘોડાઓનો કે પાયગાનો ઉપરી અમલદાર

**મસાણી**[2] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મસાણિયું.' (૨) પું. જુઓ 'મસાણિયો.'

**મસાત** સ્ત્રી. [અર. મિસાહત્] ખેડવાની જમીનની કરવામાં આવતી માપણી. (૨) મહેસૂલ

**મસારો** જુઓ 'મુસારો.'

**મસાલા(-લે)-દાર** વિ. [જુઓ 'મસાલો' + ફા. પ્રત્યય.] મસાલા નાખીને બનાવેલું. (૨) (લા.) સ્વાદિષ્ટ

**મસાલો** પું. [અર. મસાલિહ્] કોઈ પણ વસ્તુ તૈયાર કરવા માટે અંદર નાખવાની સામગ્રી. (૨) રસોઈ સ્વાદિષ્ટ બનાવવા નાખવામાં આવતા તેજાનાના પદાર્થોનો ભૂકો વગેરે. [૦ કાઢવો (રૂ.પ્ર.) થકવી નાખવું. ૦ ચઢ(-ઢ)વો, ૦ થવો (રૂ.પ્ર.) મસાલાની અસર થવી. ૦ પૂરવો ૦ ભભરાવવો, ૦ ભરવો (રૂ.પ્ર.) લહેજતદાર બનાવવું. (૨) રસિક બનાવવું. (૩) ઉશ્કેરવું. ૦ વાટવો (રૂ.પ્ર.) કોઈના વિરુદ્ધ ઉશ્કેરવું]

**મસિ(-સી)** સ્ત્રી. [સં.] જુઓ 'મશી.'

**મસિયાઈ** જુઓ 'મશિયાઈ.'

**મસિયું** જુઓ 'મશિયું.'

**મસિય(-યે)ણ** (-ણ્ય) જુઓ 'મશિય(-યે)ણ.'

**મસિયો** જુઓ 'મશિયો.'

**મસી** જુઓ 'મસિ'–'મશી.'

**મસીદ** સ્ત્રી. [અર. મસ્જિદ્] જુઓ 'મસ્જિદ.' [૦ કોટે વળગવી (રૂ.પ્ર.) સારું કરવા જતાં મુશ્કેલીમાં મુકાવું]

**મસીસો** જુઓ 'માસીસો.'

**મસીહ, -હા** પું. [અર. મસીહા] અવતારી પુરુષ-ઈશુ ખ્રિસ્ત

**મસુ(-સૂ)ર** સ્ત્રી. [સં.,પું.] એક જાતનો કઠોળ અને એની દાળ

**મસૂરિયું** ન. [સં. मसूर, પું. + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઓશીકું [સુંદર, મનોરમ

**મસૃણ** વિ. [સં.] સુકોમળ, કૂણું, સુંવાળું, મુલાયમ. (૨)

**મસેવેરા** પું. માંસની બનાવેલી ચીજ

**મસેળિયું** જુઓ 'મશેળિયું.'

**મસો** પું. [સં. मशक- > પ્રા. मसअ-] જુઓ 'મસ.' (૨) હરસનાં ગુદામાં નીકળતાં ઝીણાં આંચળમાંનું પ્રત્યેક

**મસોડું** ન., **-ડો** પું. [સર૦ હિં. 'મસૂડા.'] દાંતનાં પેઢાં, અવાળુ [જતા મહિના

**મસોઢા** પું., બ.વ. [સં. मास દ્વારા.] ગર્ભવતીને ચડતા

**મસોતું** ન. [જુઓ 'મસ[1]' દ્વારા] ચૂલા ઉપરથી ધગતાં વાસણ ઉતારવાનું મસવાળું થઈ ગયેલું લૂગડું, માલું. (૨) ભીંત પોળવાનું લૂગડું [એમ કરેલું

**મસોયું** વિ. સૂપડા વડે એના મોઢા આગળ કસ્તર આવે

**મસોસવું** અ.ક્રિ. ખેદ કરવો. (૨) મનમાં પીડાવું. (૩) અ.ક્રિ. મરડવું. (૪) ચોરવું, લૂંટવું. **મસોસાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **મસોસાવવું** પ્રે.,સ.ક્રિ.

**મસોસાવવું, મસોસાવું** જુઓ 'મસોસવું'માં.

**મસ્કતી** વિ. [અરબસ્તાનનું 'મસ્કત' નગર + ગુ. 'ઈ' ત.પ્ર.] મસ્કતને લગતું [(૨) (લા.) ખુશામતિયું

**મસ્કા-દાર** વિ. [જુઓ 'મોસ્કો' + ફા. પ્રત્યય.] માખણવાળું.

**મસ્કા-પાલિસ** સ્ત્રી. [જુઓ 'મસ્કો' + અં. પોલિશ] (લા.) ખુશામત, પરસી [ખુશામતિયું

**મસ્કા-બાજ** વિ. [જુઓ 'મસ્કો' + ફા. પ્રત્યય] (લા.)

**મસ્કો** પું. [ફા. મસ્કહ્] જુઓ 'મસકો.'

**મસ્જિદ** સ્ત્રી. [અર.] મુસલમાનોને નમાજ પઢવાનું પવિત્ર સ્થાન

**મસ્ટર, ૦ રોલ** ન. [અં.] હાજરી-પત્રક

**મસ્ટાર્ડ ગૅસ** પું. [અં.] પાંપણ અને ચામડી ઉપર ખરાબ અસર કરનારો એક ઝેરી ગૅસ

**મસ્ત** વિ. [ફા.] મત્ત, માતેલું. (૨) (લા.) ઉલ્લાસી, રંગીલું, 'રોમૅન્ટિક.' (૩) મશગૂલ, તલ્લીન

**મસ્તક** ન. [સં.] માથું, શીર્ષ

**મસ્તક-દાન** ન. [સં.] માથું કાપીને ધરી દેવાની ક્રિયા

**મસ્તક-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] ગર્ભમાંનો બાળકના માથાનો પિંડ, પીયૂષ-ગ્રંથિ

**મસ્તક-પૂજા** સ્ત્રી. [સં.] નાહી ધોઈ શિવલિંગ સમક્ષ પોતાનું માથું તલવારથી વાઢી ચડાવવાની ક્રિયા, કમળ-પૂજા

**મસ્તક-ભ્રમ** પું. [સં.] માથું ભમવાનો રોગ, ઘેલછા, ગાંડપણ

**મસ્તક-માપન** ન. [સં.] ખોપરી માપવી એ, 'ક્રેનિયોમેટ્રી'

**મસ્તક-રેખા** સ્ત્રી. [સં.] હથેળીમાંની ઉપરના ભાગની આડી રેખા

**મસ્તકવિજ્ઞાન-શાસ્ત્ર** ,ન., **મસ્તક-વિદ્યા** સ્ત્રી., **મસ્તક-શાસ્ત્ર** ન. [સં.] મસ્તકને લગતું શાસ્ત્ર,

**મસ્તક-સામુદ્રિકશાસ્ત્ર** ન. [સં.] માથાના આકાર વગેરે ઉપરથી માણસનાં ગુણ-લક્ષણ જાણવાની વિદ્યા, 'ફ્રેનોલૉજી' (ન.લા.)

**મસ્તકાસ્થિ** ન. [+સં. अस्थि] ખોપરીનું હાડકું

**મસ્તકીય** વિ. [સં.] માથાને લગતું

**મસ્તરે** ન. દીવાલ કે છો સમતલ કરવાનું લાકડા યા લોઢાનું સાધન

**મસ્તાઈ** સ્ત્રી. [જુઓ 'મસ્ત' + ગુ. 'આઈ' ત.પ્ર.] મસ્તપણું

**મસ્તાન, -નું** વિ. [ફા. 'મસ્તાન્' + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મસ્ત.'

**મસ્તિષ્ક** ન. [સં.] મગજ, ભેજું, 'સે-સોરિયમ'

**મસ્તિષ્ક-વિદ્યા** સ્ત્રી. [સં.] કપાળ વગેરેના ઘાટ ઉપરથી માનસિક શક્તિનો ક્યાસ કાઢવાની વિદ્યા, 'ફ્રેનોલૉજી' (મ,ન.)

**મસ્તી** સ્ત્રી. [ફા.] ચકચૂર હોવાપણું. (૨) તોફાન, અડપલું, અટકચાળો. (૩) ઉન્મત્તતા. (૪) ઉછાંછળા-વેડા [તોફાની

**મસ્તી-ખોર** વિ. [ફા.], -રું વિ. [+ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.]

**મસ્તૂલ** સ્ત્રી. [પોર્ચુ.] વહાણની કાઠી, કૂવા-સ્તંભ. (વહાણ.)

**મસ્નદ** સ્ત્રી. [અર.] ગાદી-તકિયો, બેઠક. (૨) સિંહાસન-પટ

**મસ્નદ-નશી** સ્ત્રી. [+ફા. પ્રત્યય] ગાદી-નશીન થવું એ

**મસ્નવી** ન. [અર.] જુઓ 'મસનવી.'

**મસ્લહત** સ્ત્રી. [અર.] જુઓ 'મસલત.'

**મહ** પું. [સં.] ઉત્સવ, તહેવાર. (૨) પ્રસંગ, વરો

**મહકવું** જુઓ 'મહેકવું.' **મહકાવું** ભાવે., ક્રિ. **મહકાવવું** પ્રે.,સ.ક્રિ.

**મહકાવવું, મહકાવું** જુઓ 'મહકવું'માં.

**મહકૂબ** વિ. [અર. મુઅક્કબ્] મુલતવી, મોકૂફ

**મહકૂબી** સ્ત્રી. [+ફા. 'ઈ' પ્રત્યય] મુલતવી રાખવાપણું, મોકૂફી

**મહત્**[1] ન. [સં.] સાંખ્યનું એ નામનું ત્રીજું તત્ત્વ, બુદ્ધિ-તત્ત્વ. (સાંખ્ય.) (૨) અવ્યાકૃત બ્રહ્મ. (વેદાંત.)

**મહત્**[2] વિ. [સં. महत्] મોટું [ગૌરવ વડાઈ

**મહતાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] મોટાઈ, મહત્તા,

**મહ(-હે)તાબ** પું. [ફા. મહ્તાબ્] ચંદ્ર, ચંદ્રમા, ચાંદો. (૨) સ્ત્રી. ચંદ્રમાનો પ્રકાશ, ચાંદની. (૩) વહાણમાં રાતે બળતી રખાતી આસમાની બત્તી. (વહાણ.)

**મહતી** વિ., સ્ત્રી. [સં.] એ નામની એક વીણા [(સંજ્ઞા)

**મહતી દ્વાદશી** સ્ત્રી. [સં.] ભાદરવા સુદિ બારસની તિથિ.

**મહત્કર્મ** ન. [સં. महत् + कर्म] મોટું કામ

**મહત્તત્ત્વ** ન. [સં. महत् + तत्त्व] જુઓ 'મહત્ (૧).'

**મહત્તમ** વિ. [સં. महत् + तम] સૌથી મોટું, વધુમાં વધુ લાંબું કે દૂરનું, 'મૅક્સિમમ' (હ.પ્રા.)

**મહત્તર** વિ. [સં. महत् + तर] સામાન્ય કરતાં વધુ મોટું

**મહત્તા** સ્ત્રી. [સં. महत् + ता ત. પ્ર.], -ત્ત્વ ન. [+સં. त्व ત.પ્ર.] જુઓ 'મહતાઈ,' 'સિગ્નિફિકન્સ'

**મહત્ત્વ-દર્શક** વિ. [સં.], **મહત્ત્વ-નું** વિ. [+ગુ. 'નું' છ. વિ.નો અનુગ], **મહત્ત્વ-પૂર્ણ** વિ. [સં.] મહત્ત્વ ધરાવનારું, 'સિગ્નિફિકન્ટ મોડેલ,' 'ઇમ્પોર્ટન્ટ,'-'ક્રુશિયલ'

**મહત્ત્વ-યુક્ત** વિ. [સં.] મહત્ત્વવાળું

**મહત્ત્વાકાંક્ષા** (-કાઙ્ક્ષા) સ્ત્રી. [+સં. आ-काङ्क्षा] મહત્ત્વ કે ગૌરવ યા ઊંચું સ્થાન મેળવવાની ઇચ્છા, 'ઍમ્બિશન'

**મહત્ત્વાકાંક્ષી** (-કાઙ્ક્ષી) વિ. [સં.,પું.) મહત્ત્વાકાંક્ષા રાખનારું

**મહત્ત્વૈષણા** સ્ત્રી. [+સં. एषणा] જુઓ 'મહત્ત્વાકાંક્ષા.'

**મહત્પદ** ન. [સં. महत् + पद] મોટું પદ, મોટું સ્થાન, મોટો હોદ્દો. (૨) પરમ ધામ, વૈકુંઠ

**મહત્પુણ્ય** ન. [સં. महत् + पुण्य] મોટું પુણ્ય

**મહત્પુરુષ** [સં. महत्+ पुरुष] મોટો પુરુષ, ખાનદાન પુરુષ. (૨) પુરુષોત્તમ, પરમાત્મા

**મહદધ** પું [સં. महोदधि] મહાસાગર

**મહદ્-** વિ. [સં. જુઓ 'મહત્' સ્વર અને ઘોષ વ્યંજનથી શરૂ થતા શબ્દ પૂર્વે સંધિ થતાં] મોટું

**મહદંતર** (મહદન્તર) ન. [સં. महत् + अन्तर, સંધિથી] મોટું અંતર, ખૂબ છેટાપણું [ભાગ

**મહદંશ** (મહદંશ) પું. [સં. महत् + अंश, સંધિથી] મોટો

**મહદાકાશ** ન. [સં. महत् + आकाश, પું., ન., સંધિથી] મોટું આકાશ, ઊંડાણમાંનું વિશાળ આકાશ

**મહદાક્ષેપ** પું. [સં. महत् + आक्षेप, સંધિથી] મોટો આક્ષેપ, મોટો આરોપ [પરમાત્મા

**મહદાત્મા** પું. [સં.महत् + आत्मा, સંધિથી] મોટો આત્મા,

**મહદાધાર** પું. [સં. महत् + आ-धार, સંધિથી] મોટો આધાર, પ્રબળ ટેકો

**મહદારંભ** (-રમ્ભ) પું. [સં. महत् + आ-रम्भ] પ્રબળ શરૂઆત

**મહદાશય** પું. [સં. महत् + आ-शय] ઉચ્ચ આશય, મોટો હેતુ

**મહદાશૌચ** ન. [સં. महत्+आ-शौच, સંધિથી] મોટું સૂતક, ભારે અપવિત્ર સ્થિતિ

**મહદુપાસન** ન., -ના સ્ત્રી. [સં. महत् + उपासन,-ना,સંધિથી] મોટી ઉપાસના, પ્રબળ સેવા-પૂજા

**મહદ્-બ્રહ્મ** ન. [સં. महत् + ब्रह्म, સંધિથી] અવ્યાકૃત બ્રહ્મ. (૨) પ્રકૃતિ. (વેદાંત.)

**મહદ્-ભાવ** પું. [સં. महत् + भाव, સંધિથી] વિશ્વવ્યાપી પ્રેમ ભાવ કે ધર્મ ભાવના, 'કૉસ્મિક ઇમોશન' (હ દ્વા.)

**મહદ્-ભ્રમણ** ન. [સં. महत् + भ्रमण, સંધિથી] મોટો ઘૂમરો લેવો એ, મોટું ચક્કર લેવું એ [સ્થાન

**મહદ્-યોનિ** સ્ત્રી. [સં. महत्+योनि, સંધિથી] વિશાલ ઉત્પત્તિ-

**મહદ્-વૃક્ષ** ન. [સં. महत् + वृक्ष, પું., સંધિથી] મોટું વૃક્ષ. (૨) વડનું ઝાડ

**મહદ્-વૃત્ત** ન. [સં. महत् + वृत्त, સંધિથી] મોટું વર્તુળ

**મહનીય** વિ. [સં.] પૂજવા યોગ્ય, માન આપવાને પાત્ર. (૨) વખાણવા યોગ્ય

**મહફિલ** સ્ત્રી. [અર.] જુઓ 'મહેફિલ.'

**મહબૂબ** વિ. [અર.] જુઓ 'મહેબૂબ.'

**મહબ્બત** સ્ત્રી. [અર.] જુઓ 'મહોબત.'

**મહંમદી** વિ. [અર. મુહમ્મદી] જુઓ 'મહમ્મદી.'
**મહમહ** વિ. [દે.પ્રા.] મઘમઘતું, સુગંધીદાર, ખુશબોદાર
**મહમહવું** અ.ક્રિ. [દે.પ્રા.] મઘમઘવું, સુગંધ આપવો. **મહમહાવું** ભાવે.,ક્રિ. **મહમહાવવું** પ્રે., સ.ક્રિ.
**મહમહાટ** પું [જુઓ 'મહમહવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] જુઓ 'મઘમઘાટ.'
**મહમહાવવું, મહમહાવું** જુઓ 'મહમહવું'માં.
**મહ-માનવતા** સ્ત્રી. [સં. મહા-માનવત્તા] મહામાનવ હોવા-પણું, મહાનુભાવપણું. (ના.દ.)
**મહમૂદી** સ્ત્રી. [ગુજરાતનો સુલતાન મહમૂદ (બેગડો) + ગુ. 'ઈ' ત.પ્ર.] મહમૂદ બેગડાનો ચાંદીનો અડધો રૂપિયો
**મહમ્મદ** પું. [અર.] ઇસ્લામના સંસ્થાપક એ નામના પેગંબર. (સંજ્ઞા.)
**મહમ્મદિયાન, મહમ્મદી** વિ. [અર. મુહમ્મદી], **-દીય** વિ. [+સં. ईय ત.પ્ર.] મહમ્મદ પેગંબરને લગતું. (૨) મુસલ-માનને લગતું
**મહર** (-રય) સ્ત્રી. [સૌ.] મહેણું, રોણું
**મહરક** (-કય) સ્ત્રી. જુઓ 'મહેક.'
**મહરકવું** અ.ક્રિ. જુઓ 'મહેકવું,' **મહરકાવું** ભાવે.,ક્રિ. **મહરકાવવું** પ્રે.,સ.ક્રિ.
**મહરકું, મહરું** ન. [જુઓ 'મહર' + ગુ. 'કું' -'ઉં' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'મહર.' [સંપત્તિવાળું
**મહર્દ્ધિક** વિ. [સં. महत् > महा + ऋद्धिक, સંધિથી] વિશાળ
**મહર્લોક** પું. [સં. महस् + लोक] અંતરિક્ષમાંના સાત લોકો-માંનો 'ભૂ' 'ભુવઃ' 'સ્વઃ' પછીનો લોક, ચોથો લોક. (સંજ્ઞા.) [મોટો સમર્થ ઋષિ
**મહર્ષિ** પું. [સં. महत् > महा-ऋषि, સંધિથી] મહાઋષિ,
**મહર્ષિ-પદ** ન. [સં.] મહર્ષિનું સ્થાન કે પદવી
**મહલાવવું, મહલાવું** (મ:લા-) જુઓ 'મહલવું'માં.
**મહંત** (મહન્ત) પું. [સં. महत् > महान् > પ્રા. તત્સમ] મહાન માણસ. (૨) હિંદુ મઠ-મંદિરનો મુખ્ય વિરક્ત સાધુ, 'એબોટ' (ખ્રિસ્તીઓમાં)
**મહંત-પંથ** (મહન્ત-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'] મહંતનો તે તે પેટા-સંપ્રદાય કે ફિરકો
**મહંતાઈ** (મહન્તાઇ) સ્ત્રી, [+ ગુ. 'આઈ' ત.પ્ર.] મહંતપણું
**મહંમદ** (મહમ્મદ) જુઓ 'મહમ્મદ.'
**મહંમદિયાન** (મહમ્મદિયાન) જુઓ 'મહમ્મદિયાન'
**મહંમદી, -દીય** (મહમ્મદી,-દીય) જુઓ 'મહમ્મદી,-દીય.'
**મહા**[1] વિ. [સં. महत्‌નું સમાસના પૂર્વ-પદમાં કેટલાક શબ્દો પૂર્વે महा રૂપ સં. માં થાય છે. ગુ.માં પછી વિ. રૂપે પણ વિપુલતાથી વપરાય છે.] મોટું, મહાન, વિશાળ
**મહા**[2] પું. [સં. माघ > પ્રા. माह] માઘ મહિનો
**મહા-કથા** સ્ત્રી. [સં.] મોટી કથા, મોટી વાર્તા
**મહા-કર્તા** વિ. [સં.,પું.] નિષ્કામ કર્મ કરનાર
**મહા-કર્મ** ન. [સં.] મોટું કામ, મહત્કર્મ
**મહા-કલ્પ** પું [સં.] બ્રહ્માના આયુષનો પૌરાણિક માન્યતા પ્રમાણેનો સમય
**મહા-કવિ** પું. [સં.] મહાકાવ્યનો કર્તા, કવિઓમાં સમાદર પામેલો ઉચ્ચ કોટિનો કવિ [મોટું, ભારે વિશાળ
**મહા-કાય** વિ. [સં.] મોટા શરીરવાળું, કદાવર. (૨) ભારે
**મહા-કાલ(-ળ)** પું. [સં.] કાલાત્મા મહાદેવ. (સંજ્ઞા.)
**મહા-કાલી(-ળી)** સ્ત્રી. [સં.] ઉમા-દુર્ગાનું એક ભીષણ રૂપ. (સંજ્ઞા.)
**મહાકાલે(-ળે)શ્વર** પું. [સં. महाकाल + ईश्वर] માળવાના ઉજ્જનમાંનું મોટા શિવાલયમાંનું મહાદેવનું લિંગ. (સંજ્ઞા.) (એ જ્યોતિર્લિંગ મણાય છે.)
**મહા-કાવ્ય** ન. [સં.] જેમાં સમાજનાં બધાં અંગો પ્રસંગો સૌંદર્યો વગેરેનાં મનોરંજક ચિત્રણ પદ્યમાં બાંધ્યાં હોય તેવું કથા-કાવ્ય, 'એપિક' (મ.ર.) [મહદાકાશ.'
**મહાકાશ** ન. [સં. महत् > महा + आकाश, પું., ન.] જુઓ
**મહા-કાળ** જુઓ 'મહા-કાલ.'
**મહા-કાળી** જુઓ 'મહા-કાલી.'
**મહાકાળેશ્વર** જુઓ 'મહાકાલેશ્વર.'
**મહાકાંક્ષા** (-કાઙ્ક્ષા) સ્ત્રી. [સં. महत् > महा+आ-काङ्क्षा] મોટી ઇચ્છા, મહેચ્છા
**મહાકાંક્ષી** (-કાઙ્ક્ષી વિ. [સં.,પું.] મોટી ઇચ્છા રાખનારું
**મહાકુલીન** વિ. [સં.] મોટા કુળનું, મોટા ખાનદાનનું
**મહાકેત** વિ. [સં. महा-केतु] મોટી ધ્વજવાળું
**મહા-ક્ષત્રપ** પું. [સં. महत् > महा + સં.] ક્ષત્રપ રાજાઓ-માંના તે તે પ્રતાપી રાજાનો એવો ઇલકાબ, શક રાજવીઓનો તે તે પ્રતાપી આગેવાન રાજા
**મહાક્ષપટલિક** પું. [સં.] નોંધણી કરનાર મુખ્ય અમલ-દાર (મધ્યકાલનો રાજ્યોનો એક હોદ્દો).
**મહા-ગુજરાત** પું., ન. [સં. महत् > महा + જુઓ 'ગુજરાત.'] તળ ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છને આવરી લેતો પ્રદેશાત્મક રાજ-કીય એકમ. (સંજ્ઞા.) (૨) વિદેશોમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે તે બધા દેશ. (સંજ્ઞા.) [ભાષા. (સંજ્ઞા.)
**મહા-ગુર્જરી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] ગુજરાતની પ્રધાન
**મહા-છંદ** (-છન્દ) પું. [સં. महत् > महा + छन्दस्, ન.] મહા-કાવ્યને શોભાવે તેવો વ્યાપક છંદ (અનુષ્ટુભ' છંદ)
**મહા-જન** પું. [સં. महत् > महा + સં.] જ્ઞાતિ કે નાગરિકો-માંનો આગેવાન માણસ. (૨) ન. [સં.,પું.] ગામ કે નગરના આગેવાનોનું મંડળ. (૩) જમાત, નાત કે વર્ગનો સમૂહ યા સંઘ, 'ગાઇલ્ડ'
**મહાજન-ગૃહ** ન. [સં.,પું.] મહાજનને બેસવાનું મકાન, 'ગાઇલ્ડ-હૉલ' [હોય તેવું (લોકશાહી તંત્ર)
**મહાજનસત્તાક** વિ. [સં.] જેમાં નગરજનો-લોકોની સત્તા
**મહાજનસત્તાવાદી** વિ. [સં.,પું.] મહાજન-સત્તાક તંત્ર હોવાનું માનનાર, 'સિન્ડિકાલિસ્ટ' (કે. હિં. કામદાર)
**મહાજનિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મહાજનને લગતું, સાર્વજનિક. (૨) (લા.) ધણી વગરનું રખડાઉ (ઢોર)
**મહાજનિયો** વિ., પું. [જુઓ 'મહાજનિયું.'] (લા.) બકરો
**મહાજની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] એ નામની રાજસ્થાનમાં જાણીતી એક લિપિ. (સંજ્ઞા.) (દેવનાગરીનો એક સ્થાનિક પ્રકાર) [સ્વદેશ છોડી જનાર
**મહાજરીન** વિ., પું. [ફા. મુહાજરીન્] જુલ્મથી કંટાળી

**મહા-જવનિકા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] નાટકમાંનો મોટો આગલો મુખ્ય પડદો, મહા-યવનિકા

**મહાડી** (માઃડી) સ્ત્રી. ડાંગરની એક જાત

**મહાઢય** વિ. [સં. महत् > महा + आढ्य] ખૂબ જ સમૃદ્ધ

**મહાત** (માઃત) વિ. [અર. માત્] હારેલું, જિતાયેલું

**મહાતમ** ન. [સં. माहात्म्य, અર્વા. તદ્‌ભવ] જુઓ 'મા-હાત્મ્ય.' (પદ્યમાં.)

**મહા-તલ** (-ળ) ન. [સં. महत् > महा + સં.] સાત પાતાળ કે નીચેની બાજુએ આવેલા પૌરાણિક દેશોમાંનો પાંચમો મનાયેલો પ્રદેશ. (સંજ્ઞા.)

**મહાત્મ-તા** સ્ત્રી. [સં.] મહાત્માપણું

**મહાત્મા** પું. [સં. महत् > महा + आत्मा] ઉદાર અને ઉન્નત ભાવના આત્માવાળો, મહાનુભાવ. સંત, 'એપોસ્ટલ' (ક.મા.)

**મહાત્માજી** પું., બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે.] (લા.) ભા-રતને સ્વરાજ્ય લાવી આપનાર પરમ સંત મોહનદાસ કરમચંદ ગાંધી. (સંજ્ઞા.) [ત્યાગ કરનાર સંત

**મહાત્યાગી** વિ. [સં. महत् > महा + સં., પું.] ભારે મોટો

**મહા-દશા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] મુખ્ય ગ્રહની થતી અસરની પરિસ્થિતિ. (જ્યો.) [સજા કે શિક્ષા

**મહા-દંડ** (-ડણ્ડ) પું. [સં. महत् > महा + સં.] ભારે મોટી

**મહા-દેવ** પું. [સં. महत् > महा + સં.] શિવ, શંકર, રુદ્ર. (સંજ્ઞા.) [મત

**મહાદેવ-મત** પું. [સં.,ન.] સંગીતના ચાર મતોમાંનો એક

**મહા-દ્યુતિ** સ્ત્રી. [સં. महत् > महा + સં.] ભારે તેજ, પ્રબળ કાંતિ. (૨) વિ. ખૂબ તેજસ્વી

**મહા-દ્વાર** ન. [સં. महत् > महा + સં.] મોટો અને મુખ્ય દરવાજો (રાજમહાલય કે કિલ્લાનો)

**મહાન** વિ. [સં. महत् નું પ. વિ., એ.વ. महान्] મોટું

**મહા-નગર** ન. [સં.] રાજધાનીનું શહેર, 'મેટ્રોપોલિટન સિટી'

**મહાન-તા** સ્ત્રી. [જુઓ 'મહાન' +. સં. ता ત.પ્ર.] મહાનપણું મહત્તા, ગૌરવ

**મહા-નદી** સ્ત્રી. [સં.] ઓરિસ્સાની એક મધ્યપ્રદેશમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળતી નદી. (સંજ્ઞા.)

**મહાનલ**(-ળ) પું. [સં. महत् > महा + अनल] મોટો અગ્નિ. (૨) (લા.) પરમાત્મા [નોમની તિથિ. (સંજ્ઞા.)

**મહા-નવમી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] આસો સુદિ

**મહા-નવલ** સ્ત્રી. [સં. महत् > महा + જુઓ 'નવલ.'] મોટી નવલકથા, મહાકાવ્યની કોટિની મોટી ગદ્ય-વાર્તા, 'નોવેલ્' (બ.ક.ઠા.)

**મહાનસ** ન. [સં.] રસોડું, રાંધણિયું, પાક-શાલા

**મહા-નંદ** (-નન્દ) પું. [સં. महत् > महा + સં.] નંદ-રાજ્ય-કાલના નવ નંદોમાંનો મુખ્ય રાજા (મહાન સિકંદરનો સમકાલીન અને ચંદ્રગુપ્ત મૌર્યનો પિતા). (સંજ્ઞા.)

**મહા-નંદિ** (-નન્દિ) પું. [સં. महत् > महा + સં.] શિશુનાગ-વંશનો એક રાજા (સંજ્ઞા.)

**મહા-નાટક** ન. [સં. महत् > महा + સં.] મોટી સંખ્યાના અંકોવાળું નાટક. (૨) હનુમાન્નાટક (એક નાટક). (સંજ્ઞા.)

**મહા-નિબંધ** (-નિબન્ધ) પું. [સં. महत् > महा + સં.] સંશોધનપૂર્વક તદ્દન પહેલી વાર નવી વસ્તુ બતાવી એનું વિવેચન વગેરે આપતો નિબંધ-ગ્રંથ, સંશોધનમૂલક ગ્રંથ, 'થીસિસ' (વિ ક.), 'ડેઝર્ટેશન.'

**મહા-નિર્વાણ** ન. [સં. महत् > महा + સં.] પરમ મોક્ષ

**મહા-નિશા** સ્ત્રી. [સં. महत् > महा+સં.] મધ્યરાત્રિનો સમય. (૨) પ્રલયની રાત્રિ

**મહાનુભાવ** પું. [સં. महत् > महा + अनु-भाव] મોટા મનનો પુરુષ, ઉદારાત્મા પુરુષ, મહાપુરુષ, 'હીરો.' (૨) ભગ-વાનનો પરમ ભક્ત. (૩) મોટો જ્ઞાની. (૪) ભરૂચના ચક્રધર બ્રાહ્મણે ગુરુ ગોડાંબા દ્વારા ચલાવેલો મધ્યકાલનો એક વૈષ્ણવ પંથ. (સંજ્ઞા.) [પણું

**મહાનુભાવ-તા, મહાનુભાવિ-તા** સ્ત્રી. [સં.] મહાનુભાવ-

**મહાનુભાવ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'], **મહાનુ-ભાવ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] જુઓ 'મહાનુભાવ-(૪).'

**મહાનુભાવી** વિ. [સં.,પું.] જુઓ 'મહાનુભાવ.'

**મહા-પથ** પું. [સં. महत् > महा + पथिन्, સમાસમાં 'पथ'] મોટો માર્ગ, રાજમાર્ગ, ધોરી માર્ગ, સરિયામ રસ્તો

**મહા-પદ** ન. [સં. महत् > महा + સં.] જુઓ 'મહત્પદ.'

**મહા-પદ્મ** ન., વિ. [સં. महत्- > महा + સં.,ન.] સહસ્ર અબજની સંખ્યા અને સંખ્યાવાળું

**મહા-પાઠશાલા**(-ળા) સ્ત્રી. [સં.] મોટી શાળા, ઉચ્ચ અભ્યાસની શાળા, 'કૅાલેજ' (હ. દ્વા.)

**મહા-પાતક** ન. [સં. महत् > महा+સં.] બ્રહ્મહત્યા સુરાપાન ચોરી ગુરુપત્નીગમન એ ચાર પાપ અને એ ચારેનો સંગ-એ પ્રકારનું ભારે મોટું ગણાતું તે તે પાપ

**મહાપાતકી** વિ. [સં.,પું.] મહાપાતક કરનાર, મહાપાપી

**મહા-પુરુષ** [સં. महत् > महा + સં.] વિશાળ અને ઉદાર હૃદયનો મહામાનવ, શ્રેષ્ઠ માનવ, 'હીરો' (બ.ક.ઠા.)

**મહા-પૂજા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] મોટી શિવરાત્રિને દિવસે મધ્યરાત્રિએ કરવામાં આવતું શિવ-પૂજન. (૨) નવરાત્રમાં કરાતી દુર્ગાદેવીની પૂજા

**મહા-પ્ર(પ્રા)જ્ઞ** વિ., પું. [સં. महत् > महा + સં.] ખૂબ બુદ્ધિશાળી માણસ [વાળું

**મહાપ્રતાપી** વિ. [સં. महत् > महा + સં.,પું.] ભારે પ્રતાપ-

**મહા-પ્રતિ(-તી)હાર** પું. [સં. महत् > महा + સં.] નગરની રક્ષા કરનાર મોટો અધિકારી [ગ્રંથ

**મહા-પ્રબંધ** (-પ્રબન્ધ) પું. [સં. महत् > महा + સં.] મોટો

**મહા-પ્રભ** વિ. [સં. महत् > महा + સં प्रभा, બ વ્રી. થતાં] મોટા પ્રભાવવાળું, મહાન પ્રભાવવાળું

**મહા-પ્રભુ, ૦જી** પું, બ.વ. [સં. महत् > महा + સં. + ગુ. 'જી' માનાર્થે.] પુષ્ટિમાર્ગના સંસ્થાપક શ્રીવલ્લભાચાર્યજી. (૨) ચૈતન્ય સંપ્રદાયના સ્થાપક ગૌરાંગ

**મહા-પ્રયાણ** ન. [સં. महत् > महा + સં.] મોટી મુસાફરીએ નીકળવું એ. (૨) (લા.) છેલ્લું પ્રયાણ, મૃત્યુ

**મહા-પ્રલય** પું. [સં. महत् > महा + સં.] પૌરાણિક માન્યતા

પ્રમાણે કલ્પને અંતે થતો ભારે વિનાશ

**મહા-પ્રશ્ન** પું. [સં.] મોટી સમસ્યા, 'પ્રોબ્લેમ' (ચં.ન.)

**મહા-પ્રસાદ** પું. [સં. महत् > महा + સં.] (લા.) જગન્નાથ-પુરીમાંનો જગન્નાથજીને ધરાઈ બહાર અપાતો ભાત. (૨) પુષ્ટિમાર્ગીય મંદિરોમાં ઠાકોરજીને ધરાઈ ને બહાર આવેલી પ્રસાદી ખાદ્ય ચીજો. (પુષ્ટિ.) [પ્રયાણ(૨).'

**મહા-પ્રસ્થાન** ન. [સં. महत् > महा + સં.] જુઓ 'મહા-

**મહા-પ્રાજ્ઞ** જુઓ 'મહા-પ્રજ્ઞ.'

**મહા-પ્રાણ** વિ. [સં. महत् > महा + સં.] જેના ઉચ્ચારણમાં શ્વાસ ઊંડેથી ખેંચાય છે તેવો તે તે સ્વર કે વ્યંજન, 'ઍસ્પિરેઇટેડ' 'સ્પાઇરન્ટ' (એવા વ્યંજન તે 'ખ છ ઠ થ ફ ઘ ઝ ઢ ધ ભ શ ષ સ હ' ઉપરાંત કંઠ્ય 'સ' અને વિસર્ગ). (વ્યા.) [હોવાપણું, 'ઍસ્પિરેશન'

**મહાપ્રાણ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] મહાપ્રાણ ઉચ્ચારણ

**મહાપ્રાણિત** વિ. [સં.] જુઓ 'મહા-પ્રાણ.'

**મહા-બલા** સ્ત્રી. [સં. महत् > महा + बला.] એ નામની એક વનસ્પતિ

**મહાબલી(-ળી)** વિ. [સં.,પું.] ભારે બળવાન, બલિષ્ઠ

**મહા-બંધ** (-બન્ધ) પું. [સં. महत् > महा + સં.] એ નામની યોગની એક મુદ્રા. (યોગ.)

**મહા-બાહુ** વિ. [સં. महत् > महा + સં., બ.વ્રી.] મોટી ભુજવાળું. (૨) (લા.) ભારે બળવાન

**મહા-બુદ્ધિ** વિ. [સં. महत् > महा + સં., બ.વ્રી.] ખૂબ બુદ્ધિશાળી, ઘણું શાણું [વક્કર, મોભો

**મહાબો** પું. [અર. મુહાબા] ગાંભીર્યવાળું ગૌરવ, ભાર,

**મહા-બોધિ** ન. [સં. महत् > महा + સં.] શ્રેષ્ઠ જ્ઞાન. (૨) પું. બુદ્ધ ભગવાન

**મહા-બ્રાહ્મણ** પું. [સં. महत् > महा + સં.] (લા.) હલકી કોટિનો બ્રાહ્મણ, બ્રાહ્મણાભાસ, ભામટો

**મહા-ભટ** પું. [સં. महत् > महा + સં.] મોટો યોદ્ધો

**મહા-ભયંકર** (-ભયઙ્કર], **મહા-ભયાનક** વિ. [સં. महत् > महा + સં.] અત્યંત ભય-જનક

**મહા-ભાગ** વિ. [સં. महत् > महा + સં. બ.વ્રી.] મોટા ભાગ્યવાળું, નસીબદાર. (૨) સુવિખ્યાત

**મહા-ભાગવત** વિ. [સં. महत् > महा + સં,] ભાગવતમાર્ગ —પ્રાચીન વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી રાજા કે વ્યક્તિ માટેનો એક ઇલકાબ

**મહા-ભારત** ન. [સં. महत् > महा + સં.] ભરતવંશમાં ઉત્પન્ન થયેલા કૌરવો અને પાંડવોને લગતા વિગ્રહને કેંદ્રમાં રાખી એમનો ઇતિહાસ અને સંગત અનેક પૌરાણિક આખ્યાનો ઉપાખ્યાનો અને આડકથાઓથી ભરેલો સંસ્કૃત ભાષાનો ઐતિહ્યમૂલક કાવ્ય-ગ્રંથ. (સંજ્ઞા.) (૨) ન. (લા.) ભારે મોટો કોઈ કથા-ગ્રંથ. (૩) ભારે મોટું યુદ્ધ. [૦ મંડાવું (-મણ્ડાવું) (રૂ. પ્ર.) ભારે મોટું યુદ્ધ શરૂ થવું. (૨) મોટો ઝઘડો આરંભાવો]

**મહાભારત-કાર** વિ.,પું. [સં.] મહાભારતની રચના કરનાર મનાયેલા કૃષ્ણ દ્વૈપાયન મહર્ષિ વ્યાસ

**મહા-ભાષ્ય** ન. [સં. महत् > महा + સં.] (લા.) પાણિનિનાં અષ્ટાધ્યાયી સંસ્કૃત વ્યાકરણ-સૂત્રો ઉપરનું પતંજલિનું વિશાળ વિવરણ. (સંજ્ઞા.) [કર્તા પતંજલિ

**મહાભાષ્ય-કાર** વિ., પું. [સં.] વ્યાકરણ મહાભાષ્યના

**મહા-ભિક્ષુ** પું. [સં. महत् > महा + સં.] ભગવાન બુદ્ધ

**મહાભિનિષ્ક્રમણ** ન. [સં. महत् > महा+अभि-निष्क्रमण] બુદ્ધ ભગવાનનો સંસારનો ત્યાગ કરી ઘેરથી નીકળી જવાનો મહાન પ્રસંગ, બુદ્ધનો સંન્યાસ

**મહાભિષેક** પું. [સં. महत् > महा + अभि-षेक] શિવરાત્રિની મહાપૂજા વખતનો પંચોપચાર સાથેનો લિંગને સ્નાન કરાવવાનો વિધિ

**મહા-ભૂત** ન. [સં. महत् > महा + સં.] આકાશ વાયુ અગ્નિ પાણી અને પૃથ્વી એ પાંચ તત્ત્વોમાંનું તે તે તત્ત્વ. (સાંખ્ય., વેદાંત.) [ભારતવર્ષની ધરા

**મહા-ભૂમિ(-મી)** સ્ત્રી. [સં. महत् > महा + સં.] (લા.)

**મહા-ભોગ** પું. [સં. महत् > महा + સં.] પુષ્ટિમાર્ગીય મંદિરોમાં મોટા ઉત્સવને દિવસે વિશેષ સામગ્રીનું ધરાતું મોટું નૈવેદ્ય. (પુષ્ટિ.)

**મહા-ભોગી** વિ. [સં., પું.] મોટા ભોગ ભોગવનાર

**મહા-ભ્રમ** પું., **-મણા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] મોટી ભ્રાંતિ. (૨) ગંભીર મિથ્યા જ્ઞાન

**મહા-ભ્રાંત** (-ભ્રાન્ત) વિ. [સં. महत् > महा + સં.] મોટી ભ્રમણામાં પડેલું. (૨) મિથ્યાજ્ઞાની ['મહા-ભ્રમ.'

**મહા-ભ્રાંતિ** (-ભ્રાન્તિ) સ્ત્રી. [સં. महत् > महा + સં.] જુઓ

**મહા-મતિ** વિ. [સં. महत् > महा + સં] જુઓ 'મહા-બુદ્ધિ.'

**મહા-મના** વિ., પું. [સં. महत् > महा + मनस् ન., બ.વ્રી. °मनाः પું.] મોટા અને ઉદાર મનવાળો પુરુષ

**મહામયી** વિ., સ્ત્રી. [સ महत् > महा + मय ત.પ્ર.નું સ્ત્રી.] મહત્તાથી ભરેલી (દેવી)

**મહામહિમોપાધ્યાય** પું. [સં. महात् > मह-महिम+उपाध्याय] સંસ્કૃત ભાષાના ઉચ્ચ કોટિના વિદ્વાનને મળતી એક સંમાનનીય પદવી કે ઉપાધિ

**મહા-મહોપદેશક** વિ. [સં महत् > महा + જુઓ 'મહોપદેશક' (સં.)] સંસ્કૃત ભાષાના વિદ્વાન ઉપદેશકને મળતી એક પદવી

**મહા-મહોપાધ્યાય** પું. [સં. महत् > महा, દ્વિર્ભાવ + उपाध्याय] સંસ્કૃત ભાષાના સર્વાંગીણ જ્ઞાન ધરાવનારને અપાતી એક સંમાનવાળી પદવી કે ઉપાધિ

**મહા-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] સમવાય-તંત્ર, 'ફેડરેશન' [મોટો માંડવો, સમિયાનો

**મહા-મંડપ** (-મણ્ડપ) પું. [સં. महत् > महा + સં.] ભારે

**મહા-મંડલિ(-લી)ક** (-મણ્ડલિ(-લી)ક) પું. [સં. महत् > महा + माण्डलिक] જુઓ 'મહા-માંડલિક.'

**મહા-મંડલે(-ળે)શ્વર** (-મણ્ડલે(-ળે)શ્વર) પું. [સં. महत् > महा + मण्डल + ईश्वर] મોટો ખંડિયો રાજા. (૨) સાધુ સંન્યાસીઓનો એક માનવંત દરજ્જો

**મહા-મંત્ર** (-મન્ત્ર) પું. [સં. महत् > महा + સં.] દીક્ષા માટેનો ગુરુ તરફથી શિષ્યની પાસે ભણાવવામાં આવતો વિશિષ્ટ તે તે મંત્ર, 'મોટિવ' (જૈ. હિ.)

**મહા-મંત્રી** (-મન્ત્રી) વિ.,પું. [સં. महत् > महा + સં.,પું.] પ્રધાન મંત્રી, મુખ્ય મંત્રી, 'ચીફ મિનિસ્ટર'-'ચીફ સેક્રેટરી'
**મહામંત્રી-પદ** (-મન્ત્રી-) ન. [સં., સમાસ ગુ.] મહામંત્રીનો હોદ્દો [(મ. ર.)
**મહા-મંદિર** (-મન્દિર) ન. [સં.] મોટું દેવળ, 'કૅથેડ્રલ'
**મહા-માઈ** સ્ત્રી. [સં. महत् > महा + જુઓ 'માઈ.'] મોટી માતા, કાળિકા માતા
**મહામાત્ય** પું. [સં. महत् > महा + अमात्य] સૌથી પ્રથમ કક્ષાનો પ્રધાન, 'પ્રાઇમ મિનિસ્ટર.' (મધ્યકાલનાં રાજ્યોનો એક પ્રધાન હોદ્દો)
**મહા-માત્ર** પું. [સં. महत् > महा + સં.] મોભાવાળો અધિકારી. (૨) વિશ્વવિદ્યાલયો વગેરેમાંનો મુખ્ય વહીવટી અધિકારી, કુલ-સચિવ, 'રજિસ્ટ્રાર' (ગુ. વિ.) (૩) હાથીખાનાનો મુખ્ય અધિકારી. (૪) (હાથીનો) મહાવત
**મહા-માન્ય** વિ. [સં. महत् > महा + સં.] ભારે માનને માન. (૨) પું. નગરપતિ, 'મેયર'
**મહા-માયા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] શાંકર વેદાંત પ્રમાણે જગતના કારણરૂપે મનાતી અવિદ્યાની અધિષ્ઠાત્રી શક્તિ. (વેદાંત.) (૨) જેનાથી પરમાત્મમય જગત પરમાત્મારૂપે નથી દેખાતું તે મોહિકા-શક્તિ, યોગ-માયા. (૩) દુર્ગાદેવી. (૪) લક્ષ્મી. (૫) બુદ્ધ ભગવાનની માતા. (સંજ્ઞા.)
**મહામારી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] ભારે સંહાર જેમાં થાય તેવો ચેપી મહારોગ (કોગળિયું મરકી વગેરે), 'એપિડેમિક્સ' (દ.કા.) (૨) મરકી, 'પ્લેગ'
**મહા-માંડલિક** (-માણ્ડલિક) વિ., પું. [સં. महत् > महा + સં.] ખંડિયા રાજાનો જૂના સમયનો દરજ્જો
**મહા-મુક્ત** વિ. [સં. महत् > महा + સં.] પરમ મોક્ષ પામેલું
**મહા-મુદ્રા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] એ નામની યોગની એક મુદ્રા. (યોગ) [સમયનો ચાંદીનો રૂપિયો
**મહા-મુદ્રિકા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] બાદશાહી
**મહા-મુનિ** પું. [સં. महत् > महा + સં.] મોટો ઋષિ. (૨) કૃષ્ણદ્વૈપાયન વ્યાસ
**મહા-મૂલું** વિ. [સં. महत् > महा + સં. मूल्यक > પ્રા. °मुल्लअ-] ખૂબ જ કિંમતી, ભારે મોટી કિંમતનું, ઘણું મોંઘું
**મહા-મૂષા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] ધાતુ ગાળવાની મોટી કૂલડી
**મહા-મૃત્યુંજય** (-મૃત્યુઞ્જય) વિ., પું. [સં. महत् > महा + સં.] મૃત્યુ ઉપર વિજય મેળવનારો એક શિવ-મંત્ર
**મહા-મેધા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] તીવ્ર બુદ્ધિ. (૨) ઉત્તમ જ્ઞાન
**મહા-મેરુ** પું. [સં. महत् > महा + સં.] પૌરાણિક માન્યતા પ્રમાણેનો જંબૂદ્વીપનો એ નામનો એક પર્વત. (સંજ્ઞા.)
**મહા-મોજ** ન. [સં. महत् > महा + જુઓ 'મોજું.'] મોટું મોજું, મોટી લહર
**મહા-મોદ** પું. [સં. महत् > महा + સં.] ઘણો આનંદ
**મહામોદ-કારી** વિ. [સં.,પું.] ઘણો આનંદ કરાવનાર
**મહામોલું** વિ. [જુઓ 'મહા-મૂલું.' આમાં વળી જુઓ 'મોલ³' + ગુ. 'ઉં' ત.પ્ર. પણ.] જુઓ 'મહામૂલું.'
**મહા-મોહ** પું. [સં. महत् > महा + સં.] સંસાર અને સાંસારિક પદાર્થોમાંની પ્રબળ આસક્તિ. (૨) વાસ્તવિક અનિષ્ટ વસ્તુઓનો આંધળો રાગ
**મહામોહિની** વિ., સ્ત્રી. [સં.] મહામોહ કરનારી
**મહામોહી** વિ. [સં.,પું.] મહામોહ કરનારું
**મહા-યજ્ઞ** પું. [સં. महत् > महा + સં.] દ્વિજે વૈદિક વિધિ પ્રમાણે દરરોજ કરવાના પાંચ નિત્યયજ્ઞોમાંનો પ્રત્યેક યજ્ઞ
**મહા-યવનિકા** સ્ત્રી. [સં. महत् > महा + સં. હકીકતે સં.-માં जवनिका જાણીતો છે.] જુઓ 'મહા-જવનિકા.'
**મહા-યાત્રા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] મોટી જાત્રા. (૨) (લા.) મરણ, મૃત્યુ. [૦એ સ(-સિ)ધાવવું (રૂ.પ્ર.) મરણ પામવું]
**મહા-યાન** પું. [સં. महत् > महा + સં.] બૌદ્ધ ધર્મનો એ નામનો એક પેટા સંપ્રદાય (સંજ્ઞા.)
**મહાયાની** વિ. [સં.,પું.] બૌદ્ધ મહાયાન સંપ્રદાયને લગતું. (૨) મહાયાન સંપ્રદાયનું અનુયાયી
**મહા-યુગ** પું. [સં. महत् > महा + સં.] સત્ય ત્રેતા દ્વાપર અને કલિ એ ચાર યુગોનો સમૂહ, ચતુર્યુગી
**મહા-યુદ્ધ** ન. [સં. महत् > महा + સં.] ભારે મોટી લડાઈ, 'વર્લ્ડ વૉર'
**મહા-યોગ** પું. [સં. महत् > महा + સં.] યોગનો એક પ્રકાર. (૨) કુલ સરવાળો (ગ.)
**મહાયોગી** વિ., પું. [સં.,પું.] જેણે પ્રબળ યોગ સાધ્યો હોય તે સાધક (આ મહાપુરુષો માટે વપરાય છે.)
**મહાયોગીશ્વર** પું. [સં. महायोगिन् + ईश्वर] મોટામાં મોટો યોગી [સાધનાર યોગેશ્વર (શ્રીકૃષ્ણ વગેરે)
**મહાયોગેશ્વર** પું. [સં. महायोग + ईश्वर] ભારે પ્રબળ યોગ
**મહાર** પું. [મરા.] ભંગી હરિજન
**મહા-રજત** ન. [સં. महत् > महा + સં.] કિંમતી સોનું. (૨) 'પ્લૅટિનમ' નામની મહામૂલી ધાતુ
**મહારત** સ્ત્રી. [અર.] કામ કરવાનો ઉકેલ, આવડત. (૨) ઉસ્તાદી, ચાલાકી
**મહા-રત્ન** ન. [સં. महत् > महा + સં.] ભારે કિંમતી હીરો
**મહારથ,-થી** પું. [સં. महत् > महा + સં., બ. વ્રી., સં., પું.] દસ હજાર ધનુર્ધારીઓ સામે એકલો લડનાર યોદ્ધો
**મહા-રવ** પું. [સં. महत् > महा + સં.] ભારે મોટો અવાજ
**મહાર-વાડો** પું. [જુઓ 'મહાર'+'વાડો.'] ભંગી હરિજનવાસ
**મહારંભ** (-રમ્ભ) પું. [સં. महत् > महा + आ-रम्भ] મોટી શરૂઆત, મોટી પ્રવૃત્તિની શરૂઆત. (૨) મોટી હિંસાનું કામ. (જૈન.)
**મહારંભી** (-રમ્ભી) વિ. [સં., પું.] મોટું હિંસક. (જૈન.)
**મહા-રાજ** પું. [સં. महत् > महा + राजन्, સમાસમાં राज] મોટો રાજા, મહારાજા. (૨) બ્રાહ્મણ આચાર્ય. (૩) કોઈ પણ સંત-મહંત. (૪) પુષ્ટિમાર્ગનો વલ્લભવંશી તે તે આચાર્ય. (૫) (લા.) બ્રાહ્મણ રસોયો, ભટ્ટ. [૦નું મેર બેસવું (-મેરય બેસવું) (રૂ.પ્ર.) સૂર્યાસ્ત થવો]
**મહા-રાજા** પું. [જુઓ 'મહારાજ'-ગુ. સમાસ.] રાજાઓનો રાજા, સમ્રાટ. (૨) દેશી રજવાડાંઓનો અંગ્રેજી રાજ્ય

સમયનો ઇલકાબ. (૩) (લા.) આનંદી, લહેરી. (૪) મૂર્ખ માણસ

**મહારાજાધિરાજ** પું. [સં. महाराज + अधि-राज] મોટા રાજાઓનો રાજા, સમ્રાટ, શાહેનશાહ, સાર્વભૌમ રાજા. (૨) મોટો બ્રાહ્મણ આચાર્ય [મહારાણી

**મહા-રાજ્ઞી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] સમ્રાટની રાણી,

**મહા-રાજ્ય** ન. [સં. महत् > महा + સં.] જેમાં અનેક ખંડિયાં રાજ્ય હોય તેવું વિશાળ સત્તાવાળું રાજ્ય, સામ્રાજ્ય

**મહા-રાણી** સ્ત્રી. [સં. महत् > महा + જુઓ 'રાણી.'] જુઓ 'મહા-રાજ્ઞી.' (૨) યમુના નદી. (પુષ્ટિ.)

**મહારાણી-જી** ન., બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે અને તેથી ન.] જુઓ 'મહારાણી(૨).' (પુષ્ટિ.)

**મહારાણો** પું. [સં. महत् > महा + જુઓ 'રાણો.'] અનેક ખંડિયા રાણા જેની નીચે હોય તેવો રાજા (મેવાડના સિસોદિયાઓનો જૂનો ઇલકાબ)

**મહા-રાત્રિ(-ત્રી)** સ્ત્રી. [સં. महत् > महा + સં.] મધ્ય-રાત્રિ, મધરાત. (૨) શિવ-રાત્રિ, મહા-વદિ ચૌદસની તિથિ. (૩) મહા-પ્રલયની રાત્રિ

**મહા-રામાયણ** ન. [સં. महत् > महा + સં.] (ખાસ કરી) યોગ-વાસિષ્ઠ રામાયણ. (સંજ્ઞા.)

**મહા-રાવ** પું. [સં. महत् > महा + જુઓ 'રાવ.'] દેશી રજવાડાંઓનો એક ઇલકાબ (કચ્છના રાજાનો જાણીતો)

**મહા-રાવળ** પું. [સં. महत् > महा + જુઓ 'રાવળ.'] દેશી હિંદુ રાજાઓનો એક જૂનો ઇલકાબ (જેસલમેર ડુંગરપુર વગેરેના જૂના રાજવીઓનો)

**મહા-રાષ્ટ્ર** ન., પું. [સં. महत् > महा + સં., ન.] જ્યાં મરાઠી ભાષા બોલાય છે તે પ્રદેશ અને (જેની ફરતે ગુજરાત મધ્યપ્રદેશ અને કર્ણાટક કિંવા મૈસૂર રાજ્યના પ્રદેશ આવેલા છે, પશ્ચિમે સમુદ્ર). (સંજ્ઞા.)

**મહારાષ્ટ્રવાદી** વિ. [સં.,પું.] મહારાષ્ટ્રનું સામ્રાજ્ય હોવું જોઇયે એવું માનનાર [વતની

**મહારાષ્ટ્રિય** વિ. [સં.] મહારાષ્ટ્રને લગતું. (૨) મહારાષ્ટ્રનું

**મહારાષ્ટ્રી** સ્ત્રી. [સં.] મુખ્યત્વે મહારાષ્ટ્ર દેશની ઈ.સ.ના આરંભ આસપાસની પ્રાકૃત ભાષા, પ્રધાન પ્રાકૃત. (સંજ્ઞા.)

**મહારાષ્ટ્રીય** વિ. [સં. महाराष्ट्रिय, દીર્ઘ 'ઈ' સં. ના બીજા શબ્દોને 'ईय પ્રત્યય લાગે છે એવા ભ્રમથી પ્રચલિત છે.] જુઓ 'મહારાષ્ટ્રિય.'

**મહા-રાસ** પું. [સં. महत् > महा + સં.] મોટો રાસ. (૨) ભાગવત પુરાણ – દશમસ્કંધમાંની 'રાસપંચાધ્યાયી'માંનો બીજો ઉત્તર રાસ. (સંજ્ઞા.) [અશુભ

**મહારિષ્ટ** ન. [સં. महत् > महा + अरिष्ट] ભારે મોટું

**મહા-રુદ્ર** પું. [સં. महत् > महा + સં.] 'રુદ્ર'ને ઉદ્દેશી ૧૧ લઘુ રુદ્રોનો એક યજ્ઞ (જેમાં ૧૨૧ વખત 'રુદ્રી'નો પાઠ કરવાનો થાય.) (સંજ્ઞા.)

**મહા-રૂખ** ન. [સં. महत् > महा + જુઓ 'રૂખ[1]' મોટું ઝાડ.] શેમળાનું ઝાડ. (૨) ગોરખ-આંબલી, રૂખડો. (૩) થોરનું ઝાડ

**મહા-રૂપક** ન. [સં. महत् > महा + સં.] રૂપકમય દૃષ્ટાંત, 'એલેગોરી' (ન.લ.) (કાવ્ય.)

**મહા-રેખા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] ગુરુરેખા (–)–એક વિરામ-ચિહ્નનો પ્રકાર. (વ્યા.)

**મહા-રોગ** પું. [સં. महत् > महा + સં.] ભગંદર વગેરે તે તે મોટો રોગ. (૨) મરકી, મહામારી

**મહારોગી** વિ. [સં.,પું.] મહારોગનો ભોગ બનેલું

**મહા-રૌરવ** ન. [સં. महत् > महा + સં.] એ નામનું એક નરક

**મહાર્ઘ** વિ. [સં. महत् > महा + अर्घ] જુઓ 'મહામૂલું.'

**મહાર્ઘ-તા** સ્ત્રી. [સં.] મોંઘાઈ

**મહાર્ણવ** પું. [સં. महत् > महा + अर्णव] મહા-સાગર

**મહાલ** (મા:લ) પું. [અર. મહાલ્] તાલુકાનો એક પેટા-ભાગ, નાનો તાલુકો [મહાલ-દાર

**મહાલ-કારી** (મા:લ-) પું. [+ સં.,પું.] મહાલનો વહીવટદાર,

**મહા-લક્ષ્મી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] વિષ્ણુની પત્ની લક્ષ્મી, સમૃદ્ધિ-સંપત્તિની પરમ અધિષ્ઠાત્રી દેવી. (સંજ્ઞા.)

**મહાલક્ષ્મી-વ્રત** ન. [સં.] ભાદરવા સુદિ આઠમથી સોળ દિવસનું મહાલક્ષ્મીના પૂજનનું સ્ત્રીઓનું એક વ્રત

**મહાલ-દાર** (મા:લ-) વિ.,પું. [જુઓ 'મહાલ' + ફા. પ્રત્યય.] જુઓ 'મહાલ-કારી.'

**મહા-લય[1]** પું. [સં. महत् > महा + સં.] મોટો વિનાશ. (૨) ભાદરવા વદિનો શ્રાદ્ધપક્ષ, પિતૃ-પક્ષ

**મહાલય[2]** ન. [સં. महत् > महा + आ-लय, પું., ન.] ભારે મોટું મકાન, હવેલી, મહેલ, માળો, બહુમાળી મકાન, 'મલ્ટિ-સ્ટોરીડ બિલ્ડિંગ'

**મહાલય-પક્ષ** [સં. महा-लय + સં.] જુઓ 'મહા-લય.[1]'

**મહાલ-વારી,** ૦ પદ્ધતિ (મા:લ-) સ્ત્રી. [+ સં.] જેમાં મહેસૂલ વસૂલ કરવાની જવાબદારી ગ્રામજનો ઉપર હોય તેવી શાસન-પદ્ધતિ, ગ્રામપંચાયત-પદ્ધતિ

**મહાલવું** (મા:લવું) અ.ક્રિ. [દે.પ્રા. मल्ह] ખાવું પીવું અને મોજ માણવી–લહેર કરવી. **મહલાવું** (મ:લાવું) ભાવે.,ક્રિ. **મહલાવવું** (મ:લાવવું) પ્રે.,સ.ક્રિ.

**મહા-વજ્ર** પું. [સં. महत् > महा + સં., ન.] એ નામનો એક અલંકાર. (સંગીત.) [હાંકનાર આદમી

**મહાવત** (મા:વત) પું. [સં. महा-पात्र > પ્રા. महावत्त] હાથી

**મહા-વન** ન. [સં. महत् > महा + સં.] મથુરા પ્રદેશમાં ગોકુલ પાસે આવેલું એ નામનું એક વન. (સંજ્ઞા.)

**મહા-વરાહ** પું. [સં. महत् > महा + સં.] વિષ્ણુના દસ અવતારોમાંનો ત્રીજો અવતાર, આદિવરાહ. (સંજ્ઞા.)

**મહાવરો** (મા:વરો) પું. ટેવ, આદત, 'પ્રૅક્ટિસ'

**મહા-વાક્ય** ન. [સં. महत् > महा + સં.] છાંદોગ્ય ઉપનિષદના તત્ત્વમસિવાળું ગંભીર અર્થવાળું વાક્ય. (વેદાંત.) (૨) ઉપસંહાર

**મહા-વાત,** -યુ પું. [સં. महत् > महा + સં.] વંટોળ, વંટોળિયો, તોફાની પ્રચંડ પવન

**મહા-વાદ્ય** ન. [સં.] મોટું વાજું, 'ઑર્ગન'(આ.બા.)

**મહાવારી** વિ. દર માસે પ્રગટ થતું માસિક

**મહા-વાર્તા** સ્ત્રી. [સં., महत् > महा + સં.] વિશાળ વાત, ઇતિહાસ વગેરે કથા

**મહા-વિદ્યાલય** ન. [સં. महत् > महा + સં.,પું.,ન.] ઊંચો અભ્યાસ કરાવનારી શાળા, 'કૉલેજ' (ન.લ.) [(સંજ્ઞા.)

**મહા-વિનાયક** પું. [સં. महत् > महा + સં.] ગણપતિ દેવ.

**મહા-વિરામ** પું. [સં. महत् > महा + સં.] અર્ધ વિરામ કરતાં વિશેષ અને પૂર્ણ વિરામ કરતાં ઓછો વિરામ બતાવનાર (:) વિરામ-ચિહ્ન, 'કોલન.' (વ્યા.)

**મહા-વિષ** ન. [સં. महत् > महा + સં.] ભારે કાતિલ ઝેરો-માંનું તે તે ઝેર [વાન વિષ્ણુ નારાયણ. (સંજ્ઞા.)

**મહા-વિષ્ણુ** પું. [સં. महत् > महा + સં.] શેષશાયી ભગ-

**મહા-વીર** પું. [સં. महत् > महा + સં.] મોટો પરાક્રમી પુરુષ. (૨) હનુમાન, મારુતિ. (સંજ્ઞા.) (૩) જૈન ધર્મના છેલ્લા ૨૪ મા તીર્થંકર, વર્ધમાન સ્વામી. (સંજ્ઞા.)

**મહાવીર-જયંતી** (-જયન્તી) સ્ત્રી. [સં.] હનુમાન-જયંતી. (૨) મહાવીર સ્વામી (૨૪ મા તીર્થંકર)નો ચૈત્ર સુદિ ચૌદસનો આવતો જન્મ-દિવસ. (સંજ્ઞા.)

**મહાવીર-સ્વામી** પું. [સં.] જુઓ 'મહાવીર(૩).'

**મહા-વ્યથા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] જેમાં પ્રાણ જવાનો પૂરો ભય હોય તેવો શારીરિક આઘાત, ગભીર ઈજા, 'ગ્રીવિયસ હર્ટ'

**મહા-વ્યાધિ** પું. [સં. महत् > महा + સં.] જુઓ 'મહા-રોગ.'

**મહા-વ્રણ** પું. [સં. महत् > महा + સં.] મોટો જખમ

**મહા-વ્રત** ન. [સં. महत् > महा + સં.] અહિંસા સત્ય અ-ચૌર્ય બ્રહ્મચર્ય અને અ-પરિગ્રહ એ પાંચ વ્રતોનો સમૂહ

**મહાવ્રત-ધારી, મહાવ્રતી** વિ. [સં.,પું.] મહાવ્રત ધારણ કરનાર વ્રતી [વાળી દુર્ગાદેવી

**મહા-શક્તિ** સ્ત્રી. [સં. महत् > महा + સં.] મોટી શક્તિ-

**મહા-શબ્દ** પું. [સં. महत् > महा + સં.] ભારે મોટો અવાજ

**મહાશય** પું. [સં. महत् > महा + आ-शय] ઉચ્ચ આશય-વાળો માણસ, માનનીય માણસ, ગૃહસ્થ. 'જેન્ટલ-મૅન' (માનવાચક-શબ્દ તરીકે પણ વપરાય છે : 'મંત્રી મહાશય વગેરે)

**મહા-શંકુ** (-શઙ્કુ) ન. [સં. महत् > महा + સં.] દસ મહા-પદ્મની સંખ્યા

**મહા-શાલા(-ળા)** સ્ત્રી. [સં. महत् > महा + સં.] જુઓ 'મહા-વિદ્યાલય'-'કૉલેજ' (મ.સૂ.)

**મહા-શિવરાત્રિ(-ત્રી)** સ્ત્રી. [સં. महत् > महा + સં.] માઘ વદિ ચૌદસની મોટી શિવ-રાત્રિનો ઉત્સવ. (સંજ્ઞા.) [સ્થળ

**મહા-શુભસ્થાન** ન. [સં. महत् > महा + સં.] અત્યંત પવિત્ર

**મહા-શૂદ્ર** પું. [સં. महत् > महा + સં.] આચાર-વિચારમાં ઉચ્ચ કોટિનો શૂદ્ર વર્ણનો માણસ

**મહા-શ્રમણ** પું. [સં. महत् > महा + સં.] ભગવાન બુદ્ધ. (૨) મોટો જૈન સાધુ. (જૈન.)

**મહા-શ્રાવક** [સં. महत् > महा+સં.] ચુસ્ત શ્રાવક. (જૈન.)

**મહાષ્ટમી** સ્ત્રી. [સં. महत् > महा + अष्टमी] આસો સુદિ આઠમ, દુર્ગાષ્ટમી. (સંજ્ઞા.)

**મહા-સતી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] જૈન સાધ્વીજી, આરજા, ગોરણીજી. (જૈન.)

**મહા-સત્તા** સ્ત્રી. [સં. मह > महा + સં.] પૃથ્વીનાં રાજ્યોએ જેની સત્તાને માન આપ્યું હોય તેવી મોટી રાજ્ય-સત્તા —અમેરિકા (યુ.એસ.એ.) અને રશિયા વગેરે

**મહા-સત્ર** ન.,પું. [સં. महत् > महा + સં.] મોટો યજ્ઞ

**મહાસબો** પું. [અર. મુહાસ્બા] હિસાબ. (૨) સમઝૂતી, ખુલાસો

**મહા-સભા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] વિશાળ સભા. (૨) જૂના ભારતવર્ષની રાષ્ટ્રવાદી સભા, 'કૉંગ્રેસ.' (સંજ્ઞા.)

**મહાસભા-વાદ** પું. [સં.] કૉંગ્રેસનો મત-સિદ્ધાંત

**મહાસભાવાદી** વિ. [સં.,પું.] મહાસભા-વાદમાં માનનારું

**મહા-સમિતિ** સ્ત્રી. [સં. महत् > महा + સં.] કોઈ પણ મોટી સભાને લગતું મોટું પેટા-મંડળ

**મહા-સરટી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] પૃથ્વી ઉપરથી નાબૂદ થઈ ગયેલી કાકીંડાના પ્રકારની એક પ્રાણી-જાતિ

**મહા-સરસ્વતી** સ્ત્રી. [સં. महत् > महा + સં.] વિદ્યાની પરમ અધિષ્ઠાત્રી દેવી. (સંજ્ઞા.)

**મહા-સર્ગ** પું. [સં. महत् > महा + સં.] સૃષ્ટિનો સૌથી પહેલો વિશાળ આરંભ, મહાપ્રલય પછીનો સૃષ્ટિનો આરંભ

**મહા-સંકટ** (-સઙ્કટ) ન. [સં. महत् > महा + સં.] ભારે મોટી આપત્તિ. 'કૅટેસ્ટ્રૉફી' [સંસ્કૃત ભાષા

**મહા-સંસ્કૃત** ન. સ્ત્રી. [સં. महत् > महा + સં.] વૈદિક

**મહા-સાગર** પું. [સં. महत् > महा + સં.] મોટો સમુદ્ર, 'ઓશન' (હિંદી પ્રશાંત ઍટલાંટિક વગેરે)

**મહા-સાંતપન** (-સાન્તપન) ન. [સં. महत् > महा + સં.] સાત દિવસ સુધી કરવાનું એક વૈદિક વ્રત. (સંજ્ઞા.)

**મહા-સાંધિવિગ્રહિક** (-સાન્ધિ-) પું. [સં. महत् > महा + સં.] બીજાં રાજ્યો સાથે સંધિ અને કોલ-કરાર કરવાનું કાર્ય કરનાર અમલદાર [મહત્ત્વનો સિદ્ધાંત

**મહા-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં. महत् > महा + સં.]

**મહા-સિદ્ધિ** સ્ત્રી. [સં. महत् > महा + સં.] અણિમા મહિમા ગરિમા લઘિમા પ્રાપ્તિ પ્રાકામ્ય ઈશિત્વ અને વશિત્વની આઠ ઉચ્ચ સિદ્ધિઓમાંની તે તે સિદ્ધિ

**મહા-સેવા** સ્ત્રી. [સં. महत् > महा + સં.] મોટી ઉચ્ચ પ્રકારની સેવા-ચાકરી [વૃદ્ધ ભિક્ષુ

**મહા-સ્થવિર** પું. [સં. महत् > महा + સં.] ઉચ્ચ કક્ષાનો

**મહા-સ્થાન** ન. [સં. महत् > महा + સં.] મોટું સ્થાન, ગૌરવવાળું સ્થળ

**મહા-હંસપદ** (-હંસ-) ન. [સં.] વાક્યમાંની એક નિશાની, 'ગ્રીવ' (ગ.ગો.) [આહાર

**મહાહાર** પું [સં. महत् > महा + સં.] ખૂબ ખાવામાં આવતો

**મહાહારી** વિ. [સં.,પું.] અકરાંતિયું

**મહા-હુતાશ** પું. [સં. महत् > महा + સં.] પ્રબળ અગ્નિ

**મહાંકુશ** (મહાઙ્કુશ) પું. [સં. महत् > महा + अङ्कुश] મોટા ઘાટનો અંકુશ (હાથીનો). (૨) યોગની એ નામની એક મુદ્રા. (યોગ.) [પુરુષ

**મહાંત** (મહાન્ત) પું [જુઓ 'મહંત.'] મોટો પુરુષ, મહા-

**મહાંભોધિ** (મહામ્ભોધિ) પું. [સં. महत् > महा + अम्भोधि] જુઓ 'મહાર્ણવ'-'મહાસાગર.'

**મહિ** જુઓ 'મહી.'

**મહિ-તલ**(-ળ) જુઓ 'મહી-તલ(-ળ).'
**મહિ-દુર્ગ** જુઓ 'મહી-દુર્ગ.'
**મહિ-ધર** જુઓ 'મહી-ધર.'
**મહિ-નાથ** જુઓ 'મહી-નાથ.'
**મહિના(-ને)-દાર** (મૈ:ના(-ને)દાર) વિ. [જુઓ 'મહિનો'+ ફા. પ્રત્યય.] માસિક પગારથી કામ કરનાર
**મહિના(-ને)-દારી** (મૈ:ના(-ને) -દારી) સ્ત્રી. [+ફા. પ્રત્યય] માસિક પગાર, દરમાયો. (૨) જુઓ 'મહિના(-ને)-વારી.'
**મહિના-ભર** (મોઃના-ભર) ક્રિ.વિ. [જુઓ 'મહિનો' + 'ભરવું.'] આખો મહિનો, એક મહિના સુધી
**મહિનાવાળી** (મૈ:નાવાળી) વિ.,સ્ત્રી. [જુઓ 'મહિનો' + ગુ. 'વાળું' ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગર્ભવતી સ્ત્રી, સગર્ભા સ્ત્રી, ભારેવાઈ
**મહિના(-ને)વારી** (મૈ:ના(-ને)વારી) સ્ત્રી. [જુઓ 'મહિનો' દ્વારા.] મહિના મહિનાનો હિસાબનો આંકડો, મહિનેદારી
**મહિને-દાર** (મૈ:ને-દાર) જુઓ 'મહિના-દાર.'
**મહિનેદારી** જુઓ 'મહિનાદારી.'
**મહિનેવારી** (મૈ:ને-વારી) જુઓ 'મહિના-વારી.'
**મહિનો** (મૈ:નો) પું. [ફા. મહીનહ્] માસ (૩૦ દિવસનો સમય) [**-નાનું સ્નાન** (રૂ.પ્ર.) રજસ્વલાએ કરવાનું નાહવાનું. **-ના રહેવા** (-રે:વા) (રૂ.પ્ર.), **-ના ચઢ(-ઢ)વા** (રૂ.પ્ર.) ગર્ભ રહેવો. **૦ આવવો** (રૂ.પ્ર.) રજસ્વલા થવું. **૦ કરવો, ૦ કરાવવો, ૦** બાંધવો (રૂ.પ્ર.) માસિક પગાર નક્કી કરવો. **૦ ચઢ(-ઢ)વો** (રૂ.પ્ર.) મહિનાની મુદત થવી. (૨) રજસ્વલા થવાનો વખત થઈ જવો. (૩) ગર્ભ રહેવો. **૦ ઠરાવવો** (રૂ.પ્ર.) પગાર નક્કી કરવો. **૦ થવો** (રૂ.પ્ર.) રજસ્વલા થયે મહિનો વીતવો. (૨) મહિનાનો પગાર ચડવો]
**મહિનો-માસ** (મૈ:નો-) ક્રિ.વિ. [+સં. સમાનાર્થીની પુનરુક્તિ] એક મહિના પૂરતું, અંદાજે એક મહિનો [(-ળ).'
**મહિ-પ, -પતિ, -પાલ**(-ળ) જુઓ 'મહીપ,-પતિ, -પાલ-
**મહિ-પૃષ્ઠ** જુઓ 'મહી-પૃષ્ઠ.'
**મહિમા** પું. [સં.] મહત્તા, ગૌરવ, મોભો, પ્રતાપ, યશ
**મહિ-માટલું** (મૈ:માટલું) ન. [જુઓ 'મહિયર' + 'માટલું.'] પરણીને કન્યા સાસરે વિદાય થાય ત્યારે માતાના ઘેરથી અપાતું દાણા-ભરેલું માટી કે ધાતુનું વાસણ
**મહિમા-વંત** (-વન્ત), **-તું** (-ન્તું) વિ. [+પ્રા. °વંત + ગુ. 'ઉં' ત.પ્ર.], **મહિમા-વાન** વિ. [+[સં. °વાન્, પું.] મહિમા-વાળું, ગૌરવશાળી. (૨) પરાક્રમી
**મહિમ્નઃસ્તોત્ર** ન. [સં. महिम्नः + स्तोत्र] 'महिम्नः पारं' તેથી શરૂ થતું શિવ-સ્તોત્ર (પુષ્પદંત આચાર્યનું રચેલું). (સંજ્ઞા.)
**મહિય(-યે)ર** (મૈ:ય(-યે)ર) ન. [સં. मातृगृह > પ્રા. महिहर] રિયું ન. [+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] માતાનું ઘર, માવતરનું ઘર, પિયર
**મહિયાર(-રે)ણ** (મૈ:યાર(-રે)ણ) સ્ત્રી. [જુઓ 'મહિયારી' + ગુ. 'અ(-એ)ણ' સ્વાર્થે સ્ત્રીપ્રત્યય.], **મહિયારી** (મૈ:-યારી) સ્ત્રી. [સં. मथितकार > પ્રા. महियार + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય] દહીં છાસ વેચવાનો ધંધો કરનાર સ્ત્રી, ગોવાલણી
**મહિયારું** (મૈ:યારું) ન. [જુઓ 'મહિયારી' + ગુ. 'ઉં' ત. પ્ર.] મહિયારીનો ધંધો
**મહિયેર,-રિયું** (મૈ:યેર,-રિયું) જુઓ 'મહિયર,-રિયું.'
**મહિ-રાવણ** પું [સં.] એ નામનો એક પૌરાણિક રાક્ષસ. (સંજ્ઞા.) ['મહિયર.'
**મહિરું** (મૈ:રું) ન. [સં. मातृगृहक- > પ્રા. माइहरअ-] જુઓ
**મહિ(-હે)લા** સ્ત્રી. [સં.] નારી, સ્ત્રી, બાઇડી, બૈરું
**મહિલા-આશ્રમ** પું. [+સં. आश्रम, સંધિ વિના] જુઓ 'મહિલાશ્રમ.' [મહિલા-વિદ્યાલય
**મહિલા-પાઠશાલા**(-ળા) સ્ત્રી. [સં.] સ્ત્રીઓની નિશાળ,
**મહિલા-વિદ્યાપીઠ** સ્ત્રી, [+જુઓ 'વિદ્યા-પીઠ.'] મહિલા યુનિવર્સિટી
**મહિલા-વિદ્યાલય** ન. [સં., પું.ન.] જુઓ 'મહિલા-પાઠશાલા'
**મહિલા-વિભાગ** પું. [સં.] સ્ત્રીઓનું ખાતું, 'વીમેન્સ સેક્શન.'
**મહિલાશ્રમ** પું. [+સં. आ-श्रम] નિરાધાર કે ધંધો શોધતી સ્ત્રીઓને આશ્રયનું સ્થાન
**મહિષ** પું. [સં.] ભેંસનો નર, પાડો, ભેંસો. (૨) એ નામનો એક પૌરાણિક અસુર-જુઓ 'મહિષાસુર.' (સંજ્ઞા.)
**મહિષ-મર્દિની** વિ., સ્ત્રી. [સં.] મહિષ નામના અસુરનો સંહાર કરનારી દુર્ગા માતા. (સંજ્ઞા.)
**મહિષ-વૃત્તિ** સ્ત્રી. [સં.] પાડાના જેવું ગમાર વલણ, ગમાર-વૃત્તિ. (૨) (લા) મૂર્ખાઈ
**મહિષાસુર** પું. [+સં. असुर] એ નામનો એક પૌરાણિક અસુર કે જેનો મહાશક્તિ દુર્ગાએ સંહાર કર્યો હતો. (સંજ્ઞા.)
**મહિષાસુર-મર્દિની** જુઓ 'મહિષ-મર્દિની.'
**મહિષી** સ્ત્રી. [સં.] પાડાની માદા, ભેંસ. ડોબું. (૨) પટ-રાણી, મુખ્ય રાણી
**મહી**[1](-હિ) સ્ત્રી. [સં.] પૃથ્વી. (૨) મધ્યપ્રદેશમાંથી નીકળી વિંધ્યમાંથી પસાર થઈ ગુજરાતને આરપાર વીંધતી અને ખંભાતના અખાતમાં પડતી એક મોટી નદી. (સંજ્ઞા.)
**મહી**[2] (મૈ:) ન. [સં. मथित- > પ્રા. महिअ] છાસ
**મહી-કાંઠો** પું. [સં. मही + જુઓ 'કાંઠો.'] મધ્ય ગુજ-રાતમાં આવેલો મહી નદીના બંને કાંઠાનો વિસ્તૃત પ્રદેશ, મેવાસ. (સંજ્ઞા.)
**મહી-ગીરી** (મૈ:ગીરી) સ્ત્રી. [જુઓ 'મહી[2]' + ફા.] છાસ વેચવાનો ધંધો, મહિયારું [જુઓ 'મહી.[2]'
**મહી-ડું** (મૈ:ડું) ન, [જુઓ 'મહી[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.]
**મહી(-હિ)-તલ**(-ળ) ન. [સં.] પૃથ્વીનું તળ, જમીનની સપાટી
**મહી-દીપ** પું. [સં.] બાવીસ માત્રાનો એક ગણ-મેળ છંદ. (પિં)
**મહી(-હિ)-દુર્ગ** પું. [સં.] સપાટ પૃથ્વી ઉપરનો કિલ્લો કે ગઢ
**મહી(-હિ)-ધર** પું. [સં.] પહાડ, ગિરિ, પર્વત. (૨) ડુંગરો, મગરો
**મહી(-હિ)-નાથ, મહી(-હિ)-પ, મહી(-હિ)-પતિ, મહી(-હિ)-પાલ**(-ળ) પું. [સં.] રાજા, રાજવી
**મહી(-હિ)-પૃષ્ઠ** ન. [સં.] પૃથ્વીનું ઉપરનું પડ, મહી-તળ
**મહી-વાસી** વિ. [સં.,પું.] મહીકાંઠાનું વતની, મેવાસી
**મહીશ,-શ્વર** પું. [સં. मही + ईश,-श्वर] જુઓ 'મહી-નાથ.'
**મહી-સાગર** પું. [સં.] મહીનો અખાત નજીકનો પટ મોટો હોઈ એ ભાગ. (સંજ્ઞા.) [**૦ પીવો** (રૂ.પ્ર.) સત્યની કસોટી

માટે સોગંદ પર મહીના જલનું આચમન કરવું]

**મહીસાગર-સંગમ** (-સઙ્ગમ) પું. [સં.] મહી નદી જ્યાં અખાતમાં મળે છે તે ગુજરાતનું પવિત્ર એક તીર્થ. (સંજ્ઞા.)

**મહીં** (મૈં:) અનુગ. [સં. मध्यके >પ્રા. मज्झम्हि > જૂ. ગુ. માહિ > માંહિં > ગુ. મહીં.] માં, માંહે, અંદર, વિશે. [૦ જવું (રૂ.પ્ર.) એક ગાળ. ૦ પડવું (રૂ.પ્ર.) કામ સાથે એકાકાર થઈ જવું] [વચ્ચે. (૨) કોઈક વાર

**મહીં-મહીં** (મૈં:-મૈં:) ક્રિ.વિ. [જુઓ 'મહીં,'-દ્વિર્ભાવ.] વચ્ચે

**મહુડી**[1] (મૌ:ડી) સ્ત્રી. [જુઓ 'મહુડો' + ગુ 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] મહુડાનું નાનું ઝાડ. (૨) (લા.) દારૂ. [૦ ચડ(-ઢ)વી (રૂ.પ્ર.) દારૂનો નશો થવો]

**મહુડી**[2] (મૌ:ડી) વિ. [જુઓ 'મહુડું' + ગુ. 'ઈ' ત.પ્ર.] મહુડાનો દારૂ પીનાર. (૨) નશામાં ચકચૂર

**મહુડું** (મૌ:ડું) ન. [સં. मधुक- > પ્ર. महुअ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] મહુડાનું ફૂલ

**મહુડો** (મૌ:ડો) પું. [જુઓ 'મહુડું.'] મહુડાનું વૃક્ષ

**મહુરત** (મૌ:રત) ન. [સં. मुहूर्त, અર્વા. તદ્ભવ] જ્યોતિષની દૃષ્ટિએ પંચાંગમાંથી સારું લગ્ન કે ટાણું શોધી કાઢવામાં આવે છે તે, શુભ મુહૂર્ત. [૦ કરવું (રૂ.પ્ર.) સારા પ્રસંગનો આરંભ કરવો. ૦ જોવડાવવું (રૂ.પ્ર.) જોશી પાસે જ્યોતિષની દૃષ્ટિએ સારું ટાણું શોધાવવું. ૦ જોવું (રૂ.પ્ર.) જ્યોતિષની દૃષ્ટિએ સારું ટાણું પંચાંગમાંથી નક્કી કરવું]

**મહુવર** (મૌ:વર્ય) સ્ત્રી. [જુઓ સં. મુરલીમાંનો 'મુર;' આ શબ્દને સં. मधुकर સાથે કશો સંબંધ નથી.] લાંબી પૂંછડી ને નાના પેટાળવાળા તુંબડાના મોઢે બે નાની નળી વળગાડી ખાવાની પદ્ધતિએ ફૂંકીને વગાડાતું એક વાદ્ય, મોરલી

**મહેક** (મે:ક્ય) સ્ત્રી. [જુઓ 'મહેકવું.'] સુગંધની ફોરણી, સુવાસનો ફેલાવો, બહેક. [૦ મારવી (રૂ.પ્ર.) સુગંધ આવવી]

**મહેકમ** (મે:કમ) પું. [અર. મહેકમા] હિસાબ તપાસનાર અમલદાર, 'ઑડિટર.' (૨) ન. કચેરીની વ્યવસ્થા કરનાર ખાતું. (૩) તંત્ર-રચના, 'સેટ-અપ,' 'એસ્ટાબ્લિશમેન્ટ' (હ. દ્વા.)

**મહેકમી** (મે:કમી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નિયમિત પગાર-દાર, સ્થાયી, 'રેગ્યુલર'

**મહેકવું** (મે:કવું) અ.ક્રિ. [દે.પ્રા. महक्क] સુગંધ ફેલાવી, સુવાસ ફેલાવી. **મહેકાવું** (મે:કાવું) ભાવે.,ક્રિ **મહેકાવવું** (મે:કાવવું) પ્રે.,સ.ક્રિ.

**મહેકાટ,-ર** (મે:કાટ,-ર) પું. [જુઓ 'મહેકવું' + ગુ. 'આટ'-'આર' કૃ.પ્ર.] મહેક મહેક થવાની ક્રિયા, બહેક

**મહેકાવવું, મહેકાવું** (મૅ:કા-) જુઓ 'મહેકવું'માં.

**મહેચ્છા** સ્ત્રી. [સં. महत् > महा + इच्छा] મોટી ઇચ્છા, મહાકાંક્ષા, મહત્ત્વાકાંક્ષા

**મહેચ્છુ, ૦ક** વિ. [સં. महत् > महा + इच्छु,०क] મોટી ઇચ્છાવાળું, મહાકાંક્ષી, મહત્ત્વાકાંક્ષી

**મહેણલિયું, મહેણલું** (મે:ણ-) ન. [જુઓ 'મહેણ' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મહેણું.' (પદ્યમાં.)

**મહેણાં-ઝળ** (મે:ણાં-) વિ. [જુઓ 'મહેણું' + ગુ. 'આં' પ.વિ. બ.વ. + ज्वाला ઝાળ] મહેણાં સાંભળી હૃદયથી બળનારું [મર્મ-વચન

**મહેણું-ટૂં(-ટો)ણું** (મે:ણું-) ન. જુઓ 'મહેણું + ટૂં(-ટો)ણું.']

**મહેતર** (મે:તર) પું. [સં. महत्तर; સર૦ ऋषीश्वर); આ રીતે માનવાચક શબ્દમાંથી] (લા.) ભંગી હરિજન

**મહેતરણ** (મૅ:તરણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'મહેતરાણી.' [ધંધો

**મહેતરાઈ** (મે:તરાઇ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] મહેતરનો

**મહેતરાણી** (મે:તરાણી) સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય] ભંગી હરિજન સ્ત્રી, ભંગિયણ ['મહેતર.'

**મહેતરિયો** (મે:તરિયો) પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ

**મહેતલ** (મે:તલ) સ્ત્રી. [અર. મુહલત: 'લ-ત'નો વ્યત્યય] શરતી મુદત. (૨) (લા.) (શરતી) વાર, ઢીલ, વિલંબ

**મહેતા-ગીરી** (મે:તા-) સ્ત્રી. [જુઓ 'મહેતો' + ફા.] મહેતા કે મુનીમનું કામ, કારકુની, ગુમાસ્તાગીરી. (૨) શિક્ષકનો ધંધો [મહેતો (માનાર્થે)

**મહેતા-જી** પું. બ.વ. [જુઓ 'મહેતો' + ગુ. 'જી' માનાર્થે.]

**મહેતાજી-પદ** ન. [+ સં.] મહેતાજીનો હોદ્દો કે અધિકાર

**મહેતાબ** (મે:તાબ) જુઓ 'મહતાબ.'

**મહેતી** (મે:તી) સ્ત્રી. [જુઓ 'મહેતો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] મહેતાની સ્ત્રી. (૨) મહેતીજી, સ્ત્રી આચાર્યા

**મહેતી-જી** (મે:તી-જી) ન., બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે.] સ્ત્રી મહેતી (માનાર્થે)

**મહેતો** (મે:તો) પુ. [સં. महत्तर; એનું લાઘવ 'महं' મધ્ય-કાલમાં રાજ્યના મોટા અમલદારનો વાચક હતો.] (લા.) નામું લખનાર હિસાબી કારકુન. (૨) શાળાનો મુખ્ય શિક્ષક. (૩) તલાટી. (૪) જૂના સમયમાં અમલદારી હોદ્દા ભોગવ્યાને કારણે નાગર કાયસ્થ બ્રહ્મક્ષત્રી બ્રાહ્મણ વાણિયા વગેરે કોમોમાં ચાલી આવતી અવટંક (સર૦ 'નરસિંહ મહેતો.')

**મહેદવી** (મે:દવી) વિ. [જુઓ 'મહેદી,' એનું ફા. વિશેષણ.] મહેદીપંથને લગતું. (૨) મહેદીપંથનું અનુયાયી

**મહેદી** (મે:દી) પું. [અર.] મુસ્લિમ શિયાપંથના એક મધ્યકાલીન સંત (જેમનો 'મહેદવી' સંપ્રદાય ચાલુ થયો.)

**મહેનત** (મે:નત) સ્ત્રી. [અર. મિહ્નત્] કામ કરવામાં લેવાતો શ્રમ, પરિશ્રમ, જહેમત. (૨) આયાસ, પ્રયાસ, પ્રયત્ન. (૩) વૈતરું, મજૂરી. (૪) બળ, જોર

**મહેનત-કશ** (મે:નત-) વિ. [+ ફા.] મહેનત કરનારું

**મહેનત-મજૂરી** (મે:નત-) સ્ત્રી. [+ જુઓ 'મજૂરી.'] શ્રમ-વાળું વૈતરું

**મહેનતાણું** (મે:નતાણું) ન. [અર. મિહ્નતાનહ્], **મહેનતા-મણ** (મે:નતામણ) ન. [જુઓ 'મહેનત' + ગુ. 'આમણ' ત.પ્ર.] મહેનતનો અપાતો આર્થિક બદલો, રોજી, 'રેમ્યુ-નરેશન'

**મહેનતી** (મે:નતી) વિ. [જુઓ 'મહેનત' + ગુ. 'ઈ' ત.પ્ર.], -ળુ વિ. [+ ગુ. 'ઉ' ત.પ્ર.] -ળૂડું વિ. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] મહેનત કરનાર ઉદ્યોગી, કામગરું, કામઢું

**મહેફિલ** (મેઃફિલ) સ્ત્રી. [અર. મહ્ફિલ્] ગાન-તાનનો મેળાવડો, મિજલસ, જલસો. (૨) ઉજાણી

**મહેફૂજ,-ઝ** (મેઃફૂજ,-ઝ) વિ. [અર. મહ્ફૂઝ્] સહી-સલામત, સુરક્ષિત. (૨) બચાવેલું, બચત રહેલું

**મહેબૂબ** (મેઃબૂબ) [અર. મહ્બૂબ્] પ્રિય, વહાલું, મહબૂબ

**મહેમાન** (મેઃમાન-) પું., ન. [ફા. મહ્માન્] પરોણો, અતિથિ [માટેનું મકાન, અતિથિ-ગૃહ

**મહેમાન-ખાનું** (મેઃમાન) ન. [+ જુઓ 'ખાનું.'] મહેમાનો

**મહેમાન-ગત** (મેઃમાન-ગત્ય),-તી સ્ત્રી. [+ જુઓ 'ગત[૨]' 'રીત'- 'પ્રકાર' અર્થ.] + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર. અહીં સં. ગતિ સીધો લેવાની જરૂર નથી, તેથી 'મહેમાન-ગતિ' અસિદ્ધ શબ્દ છે.] મહેમાની, અતિથિ-સત્કાર, પરોણા-ચાકરી, પરોણાગત, ખાતર, બરદાસ

**મહેમાન-ગીરી** (મેઃમાન-) સ્ત્રી. [+ ફા.] જુઓ 'મહેમાન-ગત.' ['મહેમાન-ખાનું.'

**મહેમાન-ઘર** (મેઃમાન-) ન. [+ જુઓ 'ઘર.'] જુઓ

**મહેમાન-દાર** (મેઃમાન-) વિ. [ફા. પ્રત્યય] જેને ત્યાં મહેમાન આવ્યો હોય તે ગૃહસ્થ, યજમાન 'હોસ્ટ'

**મહેમાનદારી** (મેઃમાન-) સ્ત્રી. [+ ફા. પ્રત્યય], **મહેમાની,** (મેઃમાની) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મહેમાન-ગત.'

**મહેર** (મેઃર) સ્ત્રી. [ફા. મિહ્ર્] કૃ.પા. પ્રસાદ, અનુ-ગ્રહ, મહેરબાની, મયા, 'ગ્રેઇસ' [ગ્રહવાળી નજર

**મહેર-નજર** (મેઃર-) સ્ત્રી. [+ જુઓ 'નજર.'] કૃપા-દૃષ્ટિ, અનુ-

**મહેર-બાન** (મેઃર-) વિ. [+ ફા. પ્રત્યય] મહેર કરનારું, કૃપા બતાવનારું, અનુગ્રહ કરનારું. (૨) હોદ્દેદાર અમલ-દાર વગેરેને માટેનું એક સંબોધન

**મહેરબાની** (મેઃર.) સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'મહેર.'

**મહેરમ** (મેઃરમ) વિ. [ફા. મહ્રમ્] પાસેનું અંગનું વહાલું સગું (પત્ની સિવાયનું) [મણ.'

**મહેરાણ** (મેઃરાણ) પું. [સં. મહાર્ણવ દ્વારા] જુઓ 'મહેરા-

**મહેરાબ** (મેઃરાબ) પું. [અર. મિહ્રાબ્] મસ્જિદમાં બેસીને નમાજ પઢાવવામાં આવે છે તે પગથિયાંવાળી બેઠક (પશ્ચિમ દિવાલમાં કરેલી). (૨) ઘૂમટ

**મહેરાબ-દાર** (મેઃરાબ-), **મહેરાબી** (મેઃરાબી) વિ. [+ ફા. પ્રત્યય; + ગુ. 'ઈ' ત.પ્ર.] મહેરાબવાળું. (૨) અર્ધ-ગોળાકાર

**મહેરામણ** (મેઃરામણ) પું. [સં. મહાર્ણવ દ્વારા] મહાસાગર, મહાસમુદ્ર. (૨) વિ. (લા.) વિશાળ પેટ કે મનનું, ઉદાર દિલનું

**મહેરી** (મેઃરી) સ્ત્રી. [હિં. મેહરી] સ્ત્રી, નારી, બૈરું

**મહેરો** (મેઃરો) પું. પાલખી ઊંચકવાનો ધંધો કરનાર ભોઈ

**મહેલ** (મેઃલ) પું. [અર. મહલ્] મહાલય, રાજ-મહાલ, રાજ-મંદિર [(શાહી કે રાજવીના કુટુંબનું)

**મહેલ-વાસી** (મેઃલ-) વિ. [+ સં., પું.] મહેલમાં રહેનારું

**મહેલા** જુઓ 'મહિલા.'

**મહેલાણ** (મેઃલાણ) ન. [જુઓ 'મહેલવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] મૂકવાની ક્રિયા. (૨) છુટકારો. (૩) મુકામ (પ્રવાસનો)

**મહેલાત** (મેઃલાત) સ્ત્રી. [જુઓ 'મહેલ' + અર. 'આત' બ.વ.; સ્ત્રી.] મહેલોનો સમૂહ, ઘણાં મહાલયોનો સમૂહ

**મહેલ્લા-દાર** (મેઃલ્લા-) વિ. [જુઓ 'મહેલ્લો' + ફા. પ્રત્યય.] મહોલ્લામાં રહેનારું, મહોલ્લાનું પડોશી. (૨) મહેલ્લાનો ઈજારો રાખનાર [પોળ, 'સ્ટ્રીટ'

**મહેલ્લો** પું. [અર. મહલ્લહ્] મોટો વાસ, પાડો, વાડો,

**મહેવાસ** (મેઃવાસ) પું. [સં. મહીવાસ] મહીકાંઠાનો વિશાળ પ્રદેશ, મેવાસ [રહેનારું, મેવાસી

**મહેવાસી** (મેઃવાસી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મહી-કાંઠામાં

**મહેશ, -શ્વર** પું. [સં. મહત્>મહા + ઈશ,-શ્વર] મોટો ઈશ્વર, પરમેશ્વર, પરમાત્મા. (૨) શિવ, મહાદેવ, શંકર, રુદ્ર. (સંજ્ઞા.)

**મહેશ્વરી** સ્ત્રી, [સં.] પાર્વતી દેવી, ગૌરી. (સંજ્ઞા.)

**મહેષ્વાસ** વિ., પું. [સં. મહત્>મહા + ઇષ્વાસ, બ. વ્રી,] મોટા ધનુષવાળો પુરુષ, મોટો ધનુર્ધારી

**મહેસરી** વિ., પું. [સં. માહેશ્વરિક->પ્રા. માહેસરિઅ-] જુઓ 'મેશ્રી.'

**મહેસૂલ** (મેઃસૂલ) સ્ત્રી., ન. [અર. મહ્સૂલ્] પ્રજા તરફથી હર કોઈ પ્રકારના પદાર્થોના ઉત્પન્ન અને બહારથી આવતા માલ ઉપર લેવાતો કર, જકાત, વેરો, લેતરી, 'રેવન્યૂ' 'ટૅક્સ' (વેરો વિઘોટી જકાત – બધાં 'મહેસૂલ' છે.)

**મહેસૂલ-વસૂલ, -લાત** (મેઃસૂલ-વસૂલ,-લાત્ય) સ્ત્રી. [+ જુઓ 'વસૂલ'-'વસૂલાત.'] મહેસૂલ એકઠી કરવાની ક્રિયા

**મહેસૂલ-વિભાગ** (મેઃસૂલ-) પું. [+ સં.] સરકારી આવક-ખાતું, 'રેવન્યૂ ડિપાર્ટમેન્ટ'

**મહેસૂલ-વેરો** (મેઃસૂલ-) પું. [+ જુઓ 'વેરો.'] હરકોઈ જાતમા મહેસૂલના રૂપમાં લેવાતો કર [લગતું, 'ફિસ્કલ'

**મહેસૂલી** (મેઃસૂલી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મહેસૂલને

**મહેંદ્ર** (મહેન્દ્ર) પું. [સં. મહત્>મહા + इन्द्र] સ્વર્ગનો મુખ્ય સત્તાધીશ ગણાતો ઇંદ્ર. (સંજ્ઞા.) (૨) એ નામનો દક્ષિણના પ્રદેશનાંનો એક પર્વત. (સંજ્ઞા.)

**મહેંદ્ર-ગિરિ** (મહેન્દ્ર-), **મહેંદ્રાચલ**(-ળ) (મહેન્દ્ર-) પું. [+ સં. अ-चल] જુઓ 'મહેંદ્ર(૨).'

**મહોચ્છવ** પું. [સં. महोत्सव>પ્રા. मह्वोच्छव, પ્રા. તત્સમ] જુઓ 'મહોત્સવ.' (૨) શ્રીવલ્લભાચાર્યજીના પૌત્ર શ્રી-ગોકુલનાથજીનો માગસર સુદિ છઠની રાત્રિનો જન્મોત્સવ. (પુષ્ટિ.)

**મહોત્પાત** પું. [સં. महत्>महा + उत्पात] મોટો ઉત્પાત, મોટી આફત, 'કૅટૅસ્ટ્રોફી' (ન.બો.)

**મહોત્સવ** પું. [સં. महत्>महा + उत्सव] મોટો ઓચ્છવ, મોટું ઉજવણું, મોટો તહેવાર, મહોચ્છવ

**મહોદધિ** પું. [સં. महत्> महा+उदधि] જુઓ 'મહાર્ણવ.'

**મહોદય** પું. [સં. महत्>महा + उदय] મોટી ચડતી, ભારે ઉત્કર્ષ. (૨) જુઓ 'મહાશય(૨).' (ગૃહસ્થ વગેરેને સંબોધન)

**મહોદય-પર્વ** ન. [સં.] માઘ અથવા પોષ માસમાં સોમવારે સૂર્યોદય સમયે અમાસનો પ્રથમ ભાગ શ્રવણ નક્ષત્રનો અને મધ્યભાગ-વ્યતિપાતનો છેલ્લો ભાગ હોય તેવો એક પુણ્ય યોગ. (જ્યો.)

**મહોદાર** વિ. [સં. महत्>महा + उदार] ખૂબ જ મોટા દિલનું. (૨) સખાવતી, દાનવીર

**મહોન્નત** વિ. [સં. महत्>महा + उन्नत] ખૂબ ખૂબ ઊંચું. (૨) સારી રીતે ચડતી પામેલું

**મહોપાધ્યાય** પું. [સં. महत्>महा + उपाध्याय] સંસ્કૃતના વિદ્વાન પુરુષની એવી એક માનદ પદવી

**મહોબત** (મો:બત) સ્ત્રી. [અર. મહબ્બત્] સ્નેહ, પ્રેમ, પ્યાર. (૨) પિછાન, ઓળખાણ. (૩) મૈત્રી, દોસ્તારી

**મહોબતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મહોબતવાળું, સ્નેહ રાખનારું, પ્રેમી

**મહોર** (મો:ર) સ્ત્રી. [ફા. મુહ્ર્] સોનાનો સિક્કો, સોનૈયો. (૨) સરકારી કે કોઈ સંસ્થાની વિગત કે નિશાની ધરાવતો સિક્કો અને એની છાપ, 'સીલ.' [૦ મારવી, ૦ લગાવવી (રૂ.પ્ર.) કદર તરીકેની નવાજેશ કરવી. (૨) પ્રમાણિત કરવું] [નેતાગીરી, આગેવાની, સરદારી

**મહોરકી** (મો:રકી) સ્ત્રી. [સં. मुखर > પ્રા. मुहर દ્વારા]

**મહોર-છાપ** (મો:ર-) સ્ત્રી. [જુઓ 'મહોર' + 'છાપ.'] દસ્તાવેજ ખત વગેરે ઉપરની સરકારી સિક્કાની છાપ

**મહોર-દાર**[1] (મો:ર-) વિ. [સં. मुखर>પ્રા. + ફા. પ્રત્યય] આગેવાન, અગ્રેસર, નેતા, નાયક

**મહરો-દાર**[2] (મો:ર-) વિ., સ્ત્રી. [જુઓ 'મહોર'+ફા. પ્રત્યય.] (લા.) બેગમ, પત્ની [છાપવાળું, સીલ-બંધ

**મહોર-બંધ** (મો:ર-બન્ધ) વિ. [ફા. मुहर्-बन्द] મહોર-

**મહોરવું** (મો:રવું) સ.ક્રિ. ખળામાં ઊપણતાં દાણા સાથે ડૂસાં પડે તે વાળી દૂર કરવાં. **મહોરાવું** (મો:રાવું) કર્મણિ.,ક્રિ. **મહોરાવવું** (મો:રાવવું) પ્રે.,સ.ક્રિ.

**મહોરાવવું, મહોરાવું** (મો:રા-) જુઓ 'મહોરવું'માં.

**મહોરું** (મો:રું) ન, [ફા. મુહ્રહ્] રમકડું. પૂતળું, બાવલું. (૨) મૂર્તિ ઉપર ચડાવાતા મૂર્તિના આકારનો ખોભરો. (૩) ખેલમાં તે તે માણસને દાનવ પશુ વગેરેનું મોઢે પહેરાવવામાં આવતું ખોખું, 'માસ્ક.' (૪) શેતરંજનું પ્યાદું

**મહોરો** (મો:રો) પું. [સં. मुखरक-> પ્રા. मुहरअ-] કોઈ પણ વસ્તુનો આગલા ભાગનો દેખાવ. (૨) વહાણ આગબોટ બોટ વગેરેનો આગલો ભાગ. (૩) સંગીતમાં ધ્રુવા કે અસ્થાઈની કડી. (૪) કુસ્તીના આરંભનો દાવ કે પેચ. (૫) તલવારનો ઘા. (૬) સર્પના તાળવામાંથી મળતો ગોળ ચપટો પદાર્થ (જે સર્પનું ઝેર ચૂસે છે એમ મનાય છે.) (૭) ઘસીને આપવામાં આવતો ચળકાટ

**મહોલ** (મો:લ) પું, [અર. મહલ્લ્] જુઓ 'મહેલ.'

**મહોલાત** (મો:લાત) સ્ત્રી. [+ અર. 'આત્' બ.વ.નો પ્ર.,સ્ત્રી.] જુઓ 'મહેલાત,'

**મહોલ્કા** સ્ત્રી. [સં. महत् > महा + उल्का] આકાશમાંથી પડતો મોટો ખરતો તારો. (૨) મોટું ઊંબાડિયું

**મહોલ્લા-દાર** (મો:લ્લા-) વિ. [જુઓ (મહો:લ્લો' + ફા, પ્રત્યય.] જુઓ 'મહેલ્લા-દાર.'

**મહોલ્લો** (મો:લ્લો) પું. [અર. મહલ્લહ્] જુઓ 'મહેલ્લો.'

**મહો-વાસો** (મો:વાસો) પું. [સં. मुख > પ્રા. मुह + સં. वासक->પ્રા.वासअ-] ઢોરનો મોઢાનો એક રોગ

**મળ** જુઓ 'મલ.' [૦ કરવો (રૂ.પ્ર.) હગવું, ઝાડે ફરવું]

**મળકવું** જુઓ 'મલકવું.' મળકાવું ભાવે.,ક્રિ. **મળકાવવું** પ્રે.,સ.ક્રિ.

**મળકાવવું, મળકાવું** જુઓ 'મળકવું'-'મલકવું'માં.

**મળકી** સ્ત્રી. [જુઓ 'મળ' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નદીમાં ઘસડાઈ આવેલાં કાંપ કાદવ રેતી વગેરેની ઠરીને બનેલી જમીન

**મળકું** વિ. જરા મોળું, સ્વાદમાં ફિક્કું

**મળ-ક્ષાલન** જુઓ 'મલ-ક્ષાલન.'

**મળ-ગૂગળું** વિ. [જુઓ 'મળ' + 'ગૂગળું.'] તદ્દન મેલું, સાવ ગંદું, મેલ-ગૂગળું

**મળ-ચૂસિયું** વિ. [જુઓ 'મળ' + 'ચૂસવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] મળ ચૂસી લે તેવું. (૨) (લા.) ખૂબ લોભી, મખ્ખી-ચૂસ

**મળ-ચૂંથણું, મળ-ચૂંથિયું** વિ. [જુઓ 'મળ' + 'ચૂંથવું' + ગુ. 'અણું'-'ઇયું' કર્તૃવાચક કૃ.પ્ર.] મળ ચૂંથનારું. (૨) (લા.) લોભી, કંજૂસ. (૩) નાણાં ધીરી વધુ કઢાવનારું. (૪) બહુ લુચ્ચું

**મળ-જન્ય** જુઓ 'મલ-જન્ય.'

**મળ-જળ** ન. [જુઓ 'મળ' + 'જળ.'] મેલું પાણી, ગંદું જળ

**મળણ** ન. [જુઓ 'મળવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] મળવાની ક્રિયા, મેળાપ, મુલાકાત. (૨) મેળ, સંપ, એકતા. (૩) સ્નેહ, પ્રીતિ

**મળત** ન., -તર ન. (-રય) સ્ત્રી. [જુઓ 'મળવું' + ગુ. 'ત' 'તર' કૃ.પ્ર.] બદલામાં કાંઈ મળવું એ, રળવું એ, કમાઈ, કમાણી, 'રિટર્ન,' 'એમોલ્યુમેન્ટ'

**મળતાવડું** વિ. [જુઓ 'મળવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'આવડું' સ્વાર્થે કૃ.પ્ર.] સૌની સાથે આનંદી સ્વભાવથી મળી જનારું, મિલનસાર

**મળતા-વશેક** પું. [જુઓ 'મળવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + સં. વિશેષનો અર્વા. તદ્ભવ.] દંપતીને પરસ્પર ગ્રહોની અનુકૂળતાને કારણે રહેતો સંપ

**મળતિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મળતિયું' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મળતિયા સ્વભાવની સ્ત્રી

**મળતિયાણ** ન. [જુઓ 'મળતિયું' + ગુ. 'આણ' સ્વાર્થે ત.પ્ર.] મળતાવડાપણું

**મળતિયા-પણું** ન. [જુઓ 'મળતિયું' + ગુ. 'પણું' ત.પ્ર.] કપટી સામેલગીરી, કુ-સહયોગ, મેળાપીપણું, મેલી સંતલસ, 'કોલ્યુશન'

**મળતિયું** વિ. [જુઓ 'મળવું' + ગુ. 'તું' કૃ.પ્ર. + 'ઇયું, સ્વાર્થે ત.પ્ર.] હળીમળી સાથે કામ કરનારું, મળતાવડું. (૨) પક્ષકાર. (૩) સાથીદાર

**મળતી** સ્ત્રી. [જુઓ 'મળવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મળતિયણ સ્ત્રી. (૨) સમાનતા. (૩) દોસ્તી

**મળતું** વિ. [જુઓ 'મળવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] લાગુ પડતું, 'મેચિંગ.' (૨) -ના જેવું, 'એનેલોગસ'

**મળ-ત્યાગ** જુઓ 'મલ-ત્યાગ.'

**મળ-દૂષિત** જુઓ 'મલ-દૂષિત.'

**મળ-દોષ** જુઓ 'મલ-દોષ.'

મળ-દ્વાર જુઓ 'મલ-દ્વાર.'
મળ-પરીક્ષા જુઓ 'મલ-પરીક્ષા.'
મળ-ભેદી જુઓ 'મલ-ભેદી.'
મળ-મળવું અ.ક્રિ. [અનુ.] આંકડી આવવી, (પેટમાં) ચૂંકાવું
મળ-માર્ગ જુઓ 'મલ-માર્ગ.'
મળ-માસ જુઓ 'મલ-માસ.'
મળ-મૂત્ર જુઓ 'મલ-મૂત્ર.'
મળ-રોધક જુઓ 'મલ-રોધક.'
મળ-રોધન જુઓ 'મલ-રોધન.'
મળ-વિકાર જુઓ 'મલ-વિકાર.'
મળ-વિસર્ગ, -ર્જન જુઓ 'મલ-વિસર્ગ,-ર્જન.'
મળવું અ. ક્રિ. [સં. મિલ્] એકઠું થવું, ભેદાવું. (૨) એક-રૂપ થવું. (૩) ઘટ્ટ થવું (દૂધનું દહીં-રૂપે). (૪) પ્રાપ્તિ થવી. (૫) મુલાકાત કરવી. (૫) જડી આવવું, લાધવું, ખોવાયેલું પ્રાપ્ત થવું. (૬) વિચારમાં સમાનતા આવવી. (૭) બંધ થવું. (ભૂતકૃદંત કર્તરિ પ્રયોગ : 'હું એને મળ્યો' વગેરે.) [મળતું આવવું (રૂ.પ્ર.) સરખું લાગવું. મળતું કરવું (રૂ.પ્ર.) સમાન કરવું. મળી જવું (રૂ.પ્ર.) ફૂટી સામા સાથે ભળવું. આવી મળવું (રૂ.પ્ર.) દૈવસંયોગે પ્રાપ્ત થવું. જીવ મળવો (રૂ.પ્ર.) મૈત્રી થવી] મળાવું[2] ભાવે.,ક્રિ., મેળવવું પ્રે., સ.ક્રિ.
મળ-શુદ્ધિ જુઓ 'મલ-શુદ્ધિ.'
મળ-શોધક જુઓ 'મલ-શોધક.' [પ્રભાત
મળસકું ન. પરોઢ, પરોઢિયું, વહેલું સવાર, અરુણોદય,
મળ-સ્તંભક (-સ્તમ્ભક) જુઓ 'મલ-સ્તંભક.'
મળ-સ્તંભન (-સ્તંભન) જુઓ 'મલ-સ્તંભન.'
મળાવડો પું. [જુઓ 'મહાલવું' દ્વારા.] જુઓ 'મલાવો.'
મળાવરોધ જુઓ 'મલાવરોધ.'
મળાવવું, મળાવું[1] જુઓ 'માળવું'માં.
મળાવું[2] જુઓ 'મળવું'માં.
મળાશય જુઓ 'મલાશય.'
મળાહારી જુઓ 'મલાહારી.'
મળિયાગર, -રું જુઓ 'મલિયાગર,-રું.'
મળી સ્ત્રી. સંજેરિયા ઉપર રહેતી ગોદડાંની થપ્પી. (૨) રૂની ગાંસડી. (૩) તેલ નીચે જામેલો કીટો. (૪) પૈડાની નામાં થતો તેલિયો કીચડ. (૫) હનુમાનની મૂર્તિ ઉપરનો તેલિયો સૂકો રગડ
મળોત્સર્ગ જુઓ 'મલોત્સર્ગ.'
મંકી-કૅપ (મઙ્કી-) સ્ત્રી. [અં.] વાંદરા-ટોપી (ટાઢના દિવસોમાં માથે પહેરાતી) [જુઓ 'મંકોડી.'
મંકોડી સ્ત્રી. [જુઓ 'મંકોડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
મંકોડો પું. [જુઓ 'મંકોડો.'] જુઓ 'મકોડો.'
મંગરિયું ન. છાપરામાંથી પડતું સૂર્યનું તેજ, હેરિયું
મંગલ(-ળ) (મઙ્ગલ,-ળ) વિ. [સં.] શુભ પવિત્ર, કલ્યાણ-કારી. (૨) પું. એ નામનો આકાશી એક ગ્રહ. (સંજ્ઞા.) (૩) એ ગ્રહનો સોમ અને બુધ વચ્ચેનો વાર, ભોમવાર (સંજ્ઞા.) (૪) ન. ગ્રંથારંભ કે કાર્યારંભના આરંભનું સ્તવન કે ગીત. (૫) કલ્યાણ, ભદ્ર, કુશળ, ક્ષેમ, શુભ
મંગલ(-ળ)-કામના (મઙ્ગલ,-ળ-) સ્ત્રી. [સં.] શુભ કલ્યાણ-કારી ઇચ્છા
મંગલ-કારક (મઙ્ગલ-) વિ. [સં.], મંગલ(-ળ)-કારી વિ. [સં.,પું.] શુભ કરનારું, માંગલિક [કામ
મંગલ(-ળ) કાર્ય (મઙ્ગલ-,-ળ-) ન. [સં.] શુભ અને કલ્યાણકારી
મંગલ(-ળ) ફેરા (મઙ્ગલ-,-ળ-) પું., બ.વ. [+ જુઓ 'ફેરો.'] હિંદુ લગ્ન વખતે વર-કન્યા અગ્નિને ફરતે પ્રદક્ષિણા કરે છે તે ચાર ફેરા
મંગલ(-ળ)-ભોગ (મઙ્ગલ-,-ળ-) પું. [સં.] પુષ્ટિમાર્ગીય મંદિરોમાં સવારે ઠાકોરજીને જગાડતી વેળા ધરાતું નૈવેદ્ય. (પુષ્ટિ.)
મંગલ(-ળ)-વાર (મઙ્ગલ-,-ળ-) પું. [સં.] જુઓ 'મંગલ(૩).'
મંગલ(-ળ)-સૂત્ર (મઙ્ગલ-,-ળ-) ન. [સં.] લગ્ન વખતે હિંદુ-ઓમાં કન્યાના કંઠમાં વરવાળા તરફથી પહેરવા ભેટ અપાતો સોનાનો દોરો
મંગલા(-ળા) (મઙ્ગલા,-ળા) સ્ત્રી. [સં.] પુષ્ટિમાર્ગીય મંદિરોમાં આઠ દર્શનોમાંનાં સવારનાં પહેલાં દર્શન. (પુષ્ટિ.)
મંગલા(-ળા)ચરણ (મઙ્ગલા,-ળા-) ન. [+ સં. आ-चरण] કોઈ પણ માંગલિક કાર્યના આરંભે ઇષ્ટ દેવ કે ગુરુ વગેરેને ઉદ્દેશીને કરવામાં આવતો સ્તોત્ર-પાઠ
મંગલાચાર (મઙ્ગલા-) પું. [+ સં. आ-चार] આરંભની માંગલિક ક્રિયા. (૨) (લા.) આશીર્વાદ
મંગલા(-ળા)ષ્ટક (મઙ્ગલા-,-ળા-) ન. [+ સં. अष्टक] આઠ શ્લોકોનો આરંભનો મંગળ પાઠ. (૨) આશીર્વાદના આઠ શ્લોક (લગ્ન-સમયના)
મંગળ (મઙ્ગળ) જુઓ 'મંગલ.'
મંગળકામના (મઙ્ગળ-) જુઓ 'મંગલ કામના.'
મંગળ-કારી (મઙ્ગળ-) જુઓ 'મંગલ-કારી.'
મંગળ કાર્ય (મઙ્ગળ-) જુઓ 'મંગળ કાર્ય.'
મંગળ ફેરા (મઙ્ગળ-) જુઓ 'મંગલ ફેરા.'
મંગળ-ભોગ (મઙ્ગળ-) જુઓ 'મંગલ-ભોગ.'
મંગળ-વાર (મઙ્ગળ-) જુઓ 'મંગલ-વાર.'
મંગળ-સૂત્ર (મઙ્ગળ-) 'મંગલ-સૂત્ર.'
મંગળા (મઙ્ગળા) જુઓ 'મંગલા.'
મંગળાચરણ (મઙ્ગળા-) જુઓ 'મંગલાચરણ.'
મંગળાષ્ટક (મઙ્ગળા-) જુઓ 'મંગલાષ્ટક.'
મંગળિયું (મઙ્ગળિયું) વિ., ન. [જુઓ 'મંગળ' (વિ.) + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) મકાનમાંનું જાળિયું, કલમદાન, 'વેન્ટિ-લેટર' (ન.મા.)
મંગાવવું, મંગાવું જુઓ 'માંગવું'-'માગવું'માં (પરંતુ આમાં ચીજ વસ્તુ વગેરે બહારથી આવે એવી પ્રવૃત્તિ કરવી એટલો જ અર્થ છે.) [ચલાઉ ચૂલો
મંગાળો પું. પથરા કે ઈંટો વગેરે ગોઠવીને બનાવેલો કામ-
મંચ (મઞ્ચ) પું. [સં.] માંચડો. (૨) પલંગ, માંચો. (૩) કામચલાઉ કે કાયમી પ્રકારની બાંધેલી વ્યાસ-પીઠ, 'પ્લૅટ-ફૉર્મ.' (૪) ન્યાયાસન, 'ફોરમ'
મંચુરિયા (મઞ્ચુરિયા) પું. [અં., ચીનની ઈશાને આવેલો એના તાબાનો એ નામનો એક દેશ. (સંજ્ઞા.)

**મંછા** (મઞ્છા) સ્ત્રી. [સં. मनीषा. અર્વા. તદ્ભવ] જુઓ 'મનીષા.'

**મંજન** (મઞ્જન) ન. [સં.] ચોળીને સ્નાન કરવું એ. (૨) ઘસીને (વાસણ) સાફ કરવાં એ. (૩) દાંતે ઘસવાનું ચૂર્ણ, 'ટૂથ-પાવડર'

**મંજર** (મઞ્જર) પું. [અર.] દેખાવ, દૃશ્ય. (૨) ચહેરો

**મંજરિ(-રી)** (મઞ્જરિ,-રી) સ્ત્રી. [સં.] ઝાડ વેલા વગેરેની ફૂટ, માંજર

**મંજરિત** (મઞ્જરિત) વિ. [સં.], **મંજરિયાળું** વિ. [સં. मञ्जरी + ગુ. 'આળું' ત.પ્ર.] માંજરવાળું

**મંજરી** (મઞ્જરી) જુઓ 'મંજરિ.'

**મંજાની રમત** (મઞ્જાની-) સ્ત્રી. લખોટીની રમત

**મંજામણ** ન., (.ણ્ય). -ણી સ્ત્રી. [જુઓ 'માંજવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] માંજવાની ક્રિયા. (૨) માંજવાનું મહેનતાણું

**મંજાર** (મઞ્જાર) પું. [સં. माञ्जार-) જુઓ 'માંજાર.'

**મંજારી** (મઞ્જારી) સ્ત્રી. [સં. माञ्जारी] જુઓ 'માંજારી.'

**મંજાવવું, મંજાવું** જુઓ 'માંજવું'માં,

**મંજિલ** (મઞ્જિલ) પું. [અર.] માળો, મજલો. (૨) મુસાફરીમાંનો તે તે મુકામ, પડાવ

**મંજિલ-ગાહ** (મઞ્જિલ-) સ્ત્રી. [+ ફા.] મુસાફરખાનું, ઉતારો. (૨) સરાઈ, ધર્મશાળા

**મંજિષ્ઠા** (મઞ્જિષ્ઠા) સ્ત્રી. [સં.] જુઓ 'મજીઠ.'

**મંજીર** (મઞ્જીર) ન. [સં.,પું.ન.] સ્ત્રીઓના પગનું એક ઘરેણું, ઝાંઝર, ઝાંઝરી

**મંજીરાં** (મઞ્જીરાં) ન., બ.વ. ઝાંઝ, કાંસી-જોડાં. (૨) [કાંસિયાં. (૩) ઝાંઝરી, કરતાળ

**મંજુ, ૦લ** (મઞ્જુ-) વિ. [સં.] સુકોમળ રણકાવાળું. (૨) મધુર, સુકોમળ. (૩) રમણીય, સુંદર

**મંજુલ-તા** (મઞ્જુલતા) સ્ત્રી. [સં.] મંજુલ હોવાપણું

**મંજૂર** (મઞ્જૂર) ક્રિ.વિ. [અર.] માન્ય, કબૂલ, બહાલ

**મંજૂરી** (મઞ્જૂરી) સ્ત્રી. [અર.] માન્યતા, બહાલી, 'સૅન્ક્શન.' (૨) (લા.) પરવાનગી, અનુજ્ઞા, અનુમતિ, 'ઍપ્રૂવલ.' (૩) જોડાણ, 'એસેસન'

**મંજૂષા** (મઞ્જૂષા) સ્ત્રી. [સં.] પેટી. (૨) મજૂસ

**મંજો** (મઞ્જો) પું. રમવાની મોટી ગોળી, ઠેરો, લખોટો. [-જા ટીચવા, -જે રમવું (રૂ.પ્ર.) લખોટાની રમત રમવી. ૦ ઉતારવો (રૂ.પ્ર.) મગરૂરી ઉતરાવવી]

**મંઠ-તાલ** (મણ્ઠ-) પું. [સં.] સંગીતનો એક તાલ. (સંગીત.)

**મંડન** (મણ્ડન) ન. [સં.] શણગારવું એ, વિભૂષિત કરવું એ. (૨) સમર્થિત કરવું એ (કોઈ પણ એક મતનું)

**મંડન-પ્રિય** (મણ્ડન-) વિ. [સં.] સાર્થકતાવાળું, મંડનાત્મક, 'કન્સ્ટ્રક્ટિવ.' (ન દે.)

**મંડન-વિધિ** (મણ્ડન-) પું. [સં.] શણગારવાની કે સજાવટ [કરવાની ક્રિયા

**મંડન-વૃત્તિ** (મણ્ડન-) સ્ત્રી. [સં.] ખંડન કરવાને બદલે વિષયને સ્થાપિત કરવાનું વલણ

**મંડનાત્મક** (મણ્ડનાત્મક) વિ. [સં. मण्डन + आत्मन्-क] જેમાં સિદ્ધાંત વગરનું સમર્થન કરવામાં આવે એ પ્રકારનું સમર્થનના રૂપનું, મંડન-પ્રિય, 'કન્સ્ટ્રક્ટિવ' (ચં'ન.)

**મંડપ-કાર** (મણ્ડપ-) વિ. [સં.] માંડવો સજનાર

**મંડપ-ક્ષેત્ર** (મણ્ડપ-) ન. [સં.] જેટલામાં સમિયાણો નાખ્યો હોય તેટલી જગ્યા

**મંડપ** (મણ્ડપ) પું. [સં.] માંડવો. (૨) તંબુ, સમિયાણો. (૩)કુંજ-સદન, 'આર્બર.' (૪) મકાનમાંનો મોટો ખંડ, 'હૉલ' (હ.ગં.શા.)

**મંડપ-મુહૂર્ત** (મણ્ડપ-) ન. [સં.] લગ્નપ્રસંગે માંડવો નાખવાનું સારું લગ્ન કે મૂરત

**મંડપ-વિધાન** (મણ્ડપ-) ન. [સં.] મંદિર કે એવું ધાર્મિક મકાન રચવાની પ્રક્રિયા

**મંડપારોપ(-હ)ણ** (મણ્ડપા-) ન. [+ સં. आ-रोप(-ह)ण] લગ્ન જનોઈ વગેરે પ્રસંગે માંડવો ખડો કરવાનો વિધિ

**મંડપિકા** (મણ્ડપિકા) સ્ત્રી, [સં.] નાનો માંડવો. (૨) ગામ કે નગરનું જકાત લેવાનું જૂના સમયનું નાકું, માંડવી, ચોકી

**મંડરવું** (મણ્ડરવું) સ.ક્રિ. ચારે તરફથી ઘેરવું. **મંડરાવું** કર્મણિ., ક્રિ. **મંડરાવવું** પ્રે., સ.ક્રિ.

**મંડરાવવું, મંડરાવું** જુઓ 'મંડરવું'માં.

**મંડલ(-ળ)** (મણ્ડલ,-ળ) ન. [સં.] ગોળ ચોરસ અથવા કોઈ પણ વ્યવસ્થિત આકૃતિનો ઘેરાવો, વર્તુળ, કૂંડાળું. (૨) સમૂહ, સમુદાય, મોટું ટોળું. (૩) સામાજિક મંડળી, જમાત, 'સોસાયટી,' 'ક્લબ'.(દ.બા.), 'બ્યૂરો' (આ.બા.), 'બૉડી,' 'બોર્ડ,' 'ઇન્સ્ટિટ્યુશન.' (૪) પ્રદેશ, મુલક, મોટો પ્રાંત. (૫) ઋગ્વેદ વગેરેમાં સૂક્તોનો તે તે સમૂહ. (૬) દેવના અવાહન માટે પૂરવામાં આવતું દાણા વગેરેનું યંત્ર

**મંડલ(-ળ)-નૃત્ય** (મણ્ડલ,-ળ-) ન. [સં.] ચક્રાકાર નક્કી કરી એમાં ખેલાતું સમૂહ-નૃત્ય. [(ન.ભો.)

**મંડલ-પ્રયાણ** (મણ્ડલ-) ન. [સં.] સરઘસ, 'પ્રોસેશન'

**મંડલા(-ળા)કાર** (મણ્ડલા-) પું., **મંડલા(ળા-)કૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] ગોળ આકાર. (૨) વિ. ગોળાકાર, 'સર્ક્યુલર.' (મ.દાં.)

**મંડલિ(-ળિ)ક** (મણ્ડલિ(-ળિ)ક) જુઓ 'મંડલીક.'

**મંડલી(-ળી)** (મણ્ડલી,-ળી) સ્ત્રી. [સં.] નાનો સમૂહ કે ટોળું, ટોળી. (૨) સભા, સોસાયટી, 'એસેમ્બ્લી.' (૩) ભગવદ્વાર્તા કરનારો તેમજ કીર્તન કરનારો નાનો વૈષ્ણવોનો સમૂહ. (પુષ્ટિ.) (૪) ભજનિકોનો નાનો સમૂહ, ભજન-મંડળી

**મંડલી(-ળી)ક** (મણ્ડલી(-ળી)ક) પું. [સં.] ખંડિયો રાજા

**મંડલી(-ળી)-નૃત્ય** (મણ્ડલી,-ળી.) ન. [સં.] જુઓ 'મંડલ-નૃત્ય.'

**મંડલે(-ળે)શ્વર** (મણ્ડલે(-ળે)શ્વર) પું. [સં. मण्डल + ईश्वर] જુઓ 'મંડલીક.' (૨) સાધુ-સંન્યાસીઓનો એક માનવાચક હોદ્દો કે પદવી

**મંડવું** અ.ક્રિ. [દે. પ્રા. मंड] મચ્યા રહેવું, લાગ્યા રહેવું, (કામ) કર્યે જવું. (આ અર્થમાં સૌ.માં આ ધાતુ રૂઢ છે.) (૨) શરૂ કરવું. [મંડી પડવું (રૂ.પ્ર.) કર્યે જ જવું]

**મંડળ** (મણ્ડળ) જુઓ 'મંડલ.'

**મંડળ-નૃત્ય** (મણ્ડળ-) જુઓ 'મંડલ-નૃત્ય.'

**મંડળાકાર, મંડળાકૃતિ** (મણ્ડળા-) જુઓ 'મંડલાકાર'.

'મંડલાકૃતિ.'
**મંડળિક** (મણ્ડળિક) જુઓ 'મંડલિક'-'મંડલીક.'
**મંડળી** (મણ્ડળી) જુઓ 'મંડલી.'
**મંડળીક** (મણ્ડળીક) જુઓ 'મંડલીક.'
**મંડળી-નૃત્ય** (મણ્ડળી-) જુઓ 'મંડલી-નૃત્ય.'
**મંડળેશ્વર** (મણ્ડળેશ્વર) જુઓ 'મંડલેશ્વર.'
**મંડાઈ** (મણ્ડાઇ) સ્ત્રી. [જુઓ 'માંડવું + ગુ. 'આઈ' કૃ.પ્ર.] નાણું ધીરનાર વ્યાજ ઉપરાંત કાંઈ લઈને ચોપડામાં ખાતું પાડી આપે છે એ મહેનતાણું, મંડામણ
**મંડાઉ** (મણ્ડાઉ) વિ. [જુઓ 'માંડવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] ચણતરમાં માંડી શકાય તેવું (પથ્થરનું બેલું)
**મંડાણ** (મણ્ડાણ) ન. [જુઓ 'માંડવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] માંડવું એ, શરૂઆત કરવી એ, આરંભ. (૨) વરસવા માટે વાદળોનું ઘેરાઈને ઘૂમવું એ. (૩) મૂળ પાયો. (૪) કૂવા કે વાવ ઉપરનો થાળા ઉપરનો કોસ માટેનો માંચડો. (૫) સારંગીમાં નીચેનો પહોળો ભાગ. (૬) વૈષ્ણવોને ઉતારા અને ભોજનનું સ્થાન. (પુષ્ટિ.)
**મંડાપો** પું. [જુઓ 'માંડવું' + ગુ. '(આ)પું.' કૃ.પ્ર.] ઘર-ઘરણું કરીને ફરી ઘર માંડવું એ
**મંડામણ** (મણ્ડામણ) ન., -ણી સ્ત્રી. [જુઓ 'માંડવું' + ગુ. 'આમણ' 'આમણી' કૃ. પ્ર.] જુઓ 'મંડાઈ.'
**મંડાવવું, મંડાવું** જુઓ માંડવું'માં.
**મંડિત** (મણ્ડિત) વિ. [સં.] શણગારેલું, શોભિત કરેલું
**મંડીલ** (મણ્ડીલ) જુઓ 'મંદીલ'.
**મંડૂક** (મણ્ડૂક) પું. [સં.] દેડકો
**મંડૂક-દૃષ્ટિ** (મણ્ડૂક-) સ્ત્રી. [સં.] દેડકા જેવી સંકુચિત નજર, સંકુચિત ભાવના
**મંડૂક-સંતૃપ્તિ** (મણ્ડૂક-સન્તૃપ્તિ) સ્ત્રી. [સં.] થોડાથી સંતોષ, 'સેલ્ફ-કૉમ્પ્લેસન્સી' (અ.રા.)
**મંડૂકાસન** (મણ્ડૂકાસન) ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)
**મંડૂર** (મણ્ડૂર) ન. [સં.] લોખંડના કાટની દવા તરીકે ઉપયોગમાં આવતી ભસ્મ. (વૈદક.)
**મંતર** (મન્તર) પું. [સં. मन्त्र, અર્વા. તદ્ભવ] જાદુઈ મંત્ર, જંતર-મંતર. [૦ દેવો (રૂ. પ્ર.) ચેલાને દીક્ષા આપવી. ૦ પઢવો (રૂ.પ્ર.) જાદુઈ અસર કરવી. ૦ ફૂંકવો ૦ મારવો (રૂ. પ્ર.) જાદુઈ અસર કરવી. ૦ મૂકવો, ૦ મેલવો (રૂ. પ્ર.) છૂપી સલાહ આપવી] [મેલી વિદ્યા, જાદુગરી
**મંતર-જંતર** (મન્તર-જન્તર) પું., બ.વ. [+ જુઓ 'જંતર.']
**મંતરવું** (મન્તરવું) સ.ક્રિ. [સં. मन्त्र्, અર્વા. તદ્ભવ] મંત્ર બોલી એની અસર ઊભી કરવા પ્રયત્ન કરવો. (૨) (લા.) ભૂરકી નાખવી, ભરમાવવું. (૩) છેતરવું. (૪) સંભોગ કરવો. [ચોથી મંતરવી (ચોથી મન્તરવી) (રૂ. પ્ર.) સંભોગ કરવો (એક ગાળ). **મંતરાવું** કર્મણિ., ક્રિ. **મંતરાવવું** પ્રે.,સ.ક્રિ.
**મંતરાવવું, મંતરાવું** જુઓ 'મંતરવું'માં.
**મંતવ્ય** (મન્તવ્ય) વિ. [સં.] માનવા જેવું, માની શકાય તેવું. (૨) ન. માન્યતા, ધારણા. મત, અભિપ્રાય

**મંત્ર** (મન્ત્ર) પું. [સં.] વિચાર. (૨) મંત્રણા, વિચારણા. (૩) ધારી અસર કરનાર મનાતું રહસ્યપૂર્ણ વાક્ય, (૪) વૈદિક ઋચા. (૫) જાદુઈ ઇલમ, જંતર-મંતર. [૦ આપવો, ૦ દેવો (રૂ.પ્ર.) શિષ્યને દીક્ષા આપવી. ૦ કરવો (રૂ. પ્ર.) રહસ્યમય વિચાર કરવો. ૦ ફૂંકવો (રૂ.પ્ર.) મંત્રપ્રયોગ કરી શક્તિ અર્પવી. ૦ ભણાવવો (રૂ. પ્ર.) ખોટી શિખામણ આપવી. ૦ મારવો (રૂ.પ્ર.) મંતરી આપવું. ૦ મૂકવો, ૦ મેલવો (રૂ. પ્ર.) છૂપી સલાહ આપવી]
**મંત્ર-કર્તા** (મન્ત્ર-) વિ., પું. [સં. मन्त्रस्य मन्त्राणां वा कर्ता, પું.], **મંત્ર-કાર** (મન્ત્ર-) વિ., પું. [સં.] મંત્ર કે મંત્રોનો રચનાર ઋષિ
**મંત્ર-કાલ(-ળ)** (મન્ત્ર-કાલ-ળ), પું. [સં.] વેદોની સંહિતાઓની રચનાનો સમય, સંહિતા-કાલ
**મંત્ર-ગૃહ** (મન્ત્ર-) ન. [+ સં., પું. ન.] ખાનગી મંત્રણા કરવાનું મકાન, મંત્રણાલય
**મંત્ર-જ્ઞ** (મન્ત્ર-) વિ., પું. [સં.] છાની વાત જાણી લાવનાર ગુપ્તચર જાસૂસ. (૨) મંત્રણામાં કુશળ માણસ
**મંત્રણા** (મન્ત્રણા) સ્ત્રી. [સં.] પરસ્પર મળી ખાનગી રીતે કરવામાં આવતી વિચારણા, ખાનગી મસલત. (૨) વાટાઘાટ
**મંત્ર-દ** (મન્ત્ર-) વિ. [સં.] સલાહ-સૂચન-શિખામણ આપનાર, 'કાઉન્સેલર' (મ.સૂ.) [આપનાર ગુરુ
**મંત્ર-દાતા** (મન્ત્ર-) વિ., પું. [સં. मन्त्रस्य दाता પું.] મંત્ર
**મંત્ર-દ્રષ્ટા** વિ., પું. [સં.] હૃદયમાં જેને તે તે વૈદિક મંત્રની સ્ફુરણા થઈ હતી તેવો ઋષિ
**મંત્ર-દોષ** (મન્ત્ર-) પું. [સં.] સાધુને આહાર-પાણી લેતાં લાગતું એક પ્રકારનું પાપ. (જૈન.)
**મંત્ર-ધારી** (મન્ત્ર-) વિ. [સં., પું.] ગુરુ પાસેથી મંત્ર લઈ ધારણ કરનાર (શિષ્ય)
**મંત્ર-પરિષદ** (મન્ત્ર-) સ્ત્રી. [+ સં. परिषद्] ખાનગી મંત્રણા કરવાની સભા કે મંડળી યા સમિતિ
**મંત્ર-પુષ્પાંજલિ** (મન્ત્ર-પુષ્પાઞ્જલિ) પું., સ્ત્રી. [સં., પું.] હથેળીમાં ફૂલ રાખી સ્તુતિના મંત્ર બોલતાં મૂર્તિ ઉપર ફૂલ ચડાવવાનો વિધિ. [૦ કરવી (રૂ. પ્ર.) સારો એવો માર મારવો કે ઠપકો આપવો] [કરવાની ક્રિયા
**મંત્ર-પ્રયોગ** (મન્ત્ર-) વિ. [સં.] મંત્ર ભણી એનો ઉપયોગ
**મંત્ર-પૂત** (મન્ત્ર-) પું. [સં.] મંત્રો ભણી પવિત્ર કરવામાં આવેલું. (૨) (લા.) સારી રીતે મંત્રણા કર્યા પછી નિર્ણીત કરેલું [અક્ષર, બીજ-મંત્ર
**મંત્ર-બીજ** (મન્ત્ર-) પું. [સં.] મંત્રનો આદ્યાક્ષર કે મુખ્ય
**મંત્ર-બ્રાહ્મણ** (મન્ત્ર-) ન. [સં.] છાંદોગ્ય ઉપનિષદનો એ નામનો એક ખંડ. (સંજ્ઞા.)
**મંત્ર-ભાગ** (મન્ત્ર-) પું. [સં.] સમગ્ર વૈદિક સાહિત્યમાંનો ચારે વેદોની સંહિતાનો હિસ્સો (બ્રાહ્મણ આરણ્યક ઉપનિષદ સિવાયનો) [ક્રિયા
**મંત્ર-ભેદ** (મન્ત્ર-) પું. [સં.] ગુપ્ત વાત ખુલ્લી પાડી દેવાની
**મંત્ર-મુગ્ધ** (મન્ત્ર-) વિ. [સં.] (લા.) તદ્દન દિઙ્મૂઢ, દિગ થઈ ગયેલું, ખૂબ નવાઈ પામી રહેલું, આભું

બની ગયેલું
**મંત્ર-યુદ્ધ** (મન્ત્ર-) ન. [સં.] સામસામાં મંત્રો બોલી એક-બીજા ઉપર વિજય મેળવવાની ક્રિયા
**મંત્ર-વિદ** (મન્ત્ર-) વિ. [સં. °विद्] ખાનગી મંત્રણા જાણી લેનાર, મંત્ર-જ્ઞ
**મંત્રવું** (મન્ત્રવું) સ.ક્રિ. [સં. मन्त्र्, તત્સમ] જુઓ 'મંતરવું.' (૨) ખાનગી મંત્રણા કરવી. **મંત્રાવું** (મન્ત્રાવું) કર્મણિ., ક્રિ. **મંત્રાવવું** (મન્ત્રાવવું) પ્રે.,સ.ક્રિ.
**મંત્ર-વેત્તા** (મન્ત્ર-) વિ.,પું. [સં.] જુઓ 'મંત્ર-જ્ઞ.'
**મંત્ર-શાલા(-ળા)** (મન્ત્ર-) સ્ત્રી. [સં.] જુઓ 'મંત્ર-ગૃહ.'
**મંત્ર-શાસ્ત્ર** (મન્ત્ર-) ન. [સં.] વિભિન્ન મંત્રો તેમજ એઓના વિધિનો ખ્યાલ આપતું શાસ્ત્ર [વિદ્વાન
**મંત્ર-શાસ્ત્રી** (મન્ત્ર-) વિ., પું. [સં.,પું.] મંત્રશાસ્ત્રનો જ્ઞાતા
**મંત્ર-શાળા** (મન્ત્ર-) જુઓ 'મંત્ર-શાલા'-'મંત્રગૃહ.'
**મંત્ર-સંસ્કાર** (મન્ત્ર-સંસ્કાર) પું. [સં.] શિષ્યને મંત્ર બોલાવી આપવામાં આવતી દીક્ષા
**મંત્ર-સંહિતા** (મન્ત્ર-સંહિતા) સ્ત્રી. [સં.] ચારે વેદોનો મંત્રો પૂરતો ભાગ (બ્રાહ્મણ આરણ્યક ઉપનિષદ વિનાનો), સંહિતા-ભાગ
**મંત્ર-સાધન** (મન્ત્ર-) ન., **-ના** સ્ત્રી. [સં.] પ્રયોગ કરી મંત્ર ફળદાતા બને એ પ્રકારનો પ્રયત્ન કરવો એ
**મંત્ર-સિદ્ધિ** (મન્ત્ર-) સ્ત્રી. [સં.] મંત્રોની અજમાયેશ કરી એ દ્વારા સાધી લેવાતી ક્રિયા [માયનો કે રહસ્ય
**મંત્રાર્થ** (મન્ત્રાર્થ) પું. [+ સં. अर्थ] વૈદિક તે તે ઋચાનો
**મંત્રાલય** (મન્ત્રાલય) ન. [સં. मन्त्र+आ-लय] મંત્રણા કરવાનું સ્થાન, મંત્રી-કચેરી, 'મિનિસ્ટ્રી'
**મંત્રાવવું, મંત્રાવું** (મંત્રા-) જુઓ 'મંત્રવું'માં.
**મંત્રિણી** (મન્ત્રિણી) વિ., સ્ત્રી. [સં.] સ્ત્રી મંત્રી
**મંત્રિત** (મન્ત્રિત) વિ. [સં.] જે વિશે મંત્રણા કરવામાં આવી હોય તેવું. (૨) મંત્રનો પ્રયોગ કરી સિદ્ધ કરેલું, મંત્રેલું
**મંત્રિ-ત્વ** (મન્ત્રિત્વ) ન. [સં.] મંત્રી-પણું, પ્રધાન-પણું
**મંત્રી** (મન્ત્રી) વિ.,પું. [સં.,પું.] જેની સાથે મંત્રણા કરી શકાય તેવો માણસ. (૨) સંસ્થા કે સરકારી તંત્રનો વહીવટ કરનાર, પ્રધાન, અમાત્ય, 'મિનિસ્ટર.' (૨) એનો સહાયક સચિવ, 'સેક્રેટરી.' (મ.સૂ.) [મુખ્ય મંત્રી (મન્ત્રી) (રૂ પ્ર.) મુખ્ય પ્રધાન, 'ચીફ મિનિસ્ટર.' માનાર્હ મંત્રી (-મન્ત્રી (રૂ.પ્ર.) સંસ્થાનો અવૈતનિક વહીવટદાર, 'ઓનરરી સેક્રેટરી'] [જુઓ 'મંત્રાલય.'
**મંત્રી-કચેરી** (મન્ત્રી-) સ્ત્રી. [ + જુઓ 'કચેરી.' ગુ. સમાસ.]
**મંત્રી-પક્ષ** (મન્ત્રી-) પું. [સં., ગુ. સમાસ] મંત્રીનો પક્ષ, મુખ્ય પ્રધાનનો પક્ષ
**મંત્રી-પદ** (મન્ત્રી-) ન, [સં., ગુ. સમાસ] મંત્રીનો હોદ્દો
**મંત્રી-પરિષદ** (મન્ત્રી-) સ્ત્રી. [સં. °परिषद्. ગુ. સમાસ], **મંત્રી-મંડલ(-ળ)** (મન્ત્રી-મણ્ડલ,-ળ) ન. [સં., ગુ. સમાસ] મંત્રીઓની સમિતિ, પ્રધાનોનું મંડળ, 'મિનિસ્ટ્રી,' 'કૅબિનેટ'
**મંત્રી-રાજ** (મન્ત્રી-) પું. [સં. मन्त्रि-राज; સમાસ ગુ.] મુખ્ય મંત્રી, વડો પ્રધાન [કાજ કે હોદ્દો
**મંત્રી-વટ** (મન્ત્રી-) સ્ત્રી, [+ ગુ. 'વટ' ત.પ્ર.] મંત્રીનું કામ-
**મંત્રી-વર્ય** (મન્ત્રી-) વિ. [સં., ગુ. સમાસ] માનનીય મંત્રી
**મંત્રીશ,-શ્વર** (મન્ત્રીશ,-શ્વર) પું. [સં. मन्त्रिन् + ईश,-श्वर] જુઓ 'મંત્રી-રાજ.'
**મંત્રોપચાર** (મન્ત્રોપચાર) પું. [ સં. मन्त्र + उप-चार ] મંત્ર ભણીને કરવામાં આવતું પૂજન કે પ્રયોગ
**મંથન** (મન્થન) ન. [સં.] જુઓ 'મથન.'
**મંથન-કાલ(-ળ)** (મન્થન-) [સં.] વિચાર કરવાનો સમય. (૨) સંક્રાંતિ-કાલ
**મંથન-દંડ** (મન્થન-દણ્ડ) પું. [સં.] રવાઈ, રવૈયો
**મંથન-યુગ** (મન્થન-) પું. [સં.] જુઓ 'મંથન-કાલ.'
**મંથની** (મન્થની) સ્ત્રી. [સં.] રવાઈ, હાથ-રવાઈ. (૨) છાસ વલોવવાની ગોળી
**મંથર** (મન્થર) વિ. [સં.] ધીમું, સુસ્ત, આળસુ. (૨) કૂબડું. (૩) પું. છાસ વલોવવાનો રવૈયો
**મંથરા** (મન્થરા) સ્ત્રી. [સં.] અયોધ્યાના રાજા દશરથની ત્રીજી રાણી કૈકેયીની કૂબડી દાસી. (સંજ્ઞા.)
**મંથલી** (મન્થ્લી) ન. [અં.] દર મહિને નીકળતું સામયિક, માસિક-પત્ર
**મંદ**[1] (મન્દ) વિ. [સં.] ધીમું, ધીરું. (૨) શિથિલ, ઢીલું. (૩) સુસ્ત, આળસુ. (૪) મૂર્ખ, બેવકૂફ. (૫) પું. શનિ-વાર. (સંજ્ઞા.)
**-મંદ**[2] (મન્દ) પ્ર. [ફા., > સં. मत् > પ્રા. मंत] (-વાળું)નો ભાવ આપતો ફા. પ્રત્યય: 'દોલત-મંદ,' 'ફતેહ-મંદ' વગેરે
**મંદ-ગતિ** (મન્દ-) વિ. [સં.] ધીમી ગતિવાળું
**મંદ-ગામી** (મન્દ-) વિ. [સં.,પું.] ધીમે ધીમે જનારું, ધીમે પગલે ચાલનારું
**મંદ-તા** (મન્દ-તા) સ્ત્રી. [સં.] મંદ હોવાપણું [(ભૂ.ગો.)
**મંદ-ધી** (મન્દ-) વિ. [સં.] મંદ બુદ્ધિવાળું, 'સબ્નોર્મલ'
**મંદન** (મન્દન) ન. [સં., 'સ્તુતિ, પ્રશંસા' અર્થ. ગુ. માં નવી પરિભાષા.] મંદ પડવું એ, 'રિટાર્ડેશન'
**મંદ-બુદ્ધિનું** (મન્દ-) વિ. [સં.] જુઓ 'મંદ-ધી.'
**મંદભાગિની** (મન્દ-) વિ., સ્ત્રી.[સં.] કમનસીબ સ્ત્રી
**મંદભાગી** (મન્દ-) વિ. [સં.,પું.], **-ગ્ય** વિ. [સં.] કમનસીબ
**મંદ-મતિ** (મન્દ-) વિ. [સં.] જુઓ 'મંદ-ધી.'
**મંદર** (મન્દર),**-રાચલ(-ળ)** પું. [સં. मन्दर + अचल] મંદર નામનો એક પૌરાણિક પર્વત (સમુદ્ર-મથનમાં જેનો રવૈયા તરીકે ઉપયોગ થયાનું કહ્યું છે.) (સંજ્ઞા.) [પ્રસ્તપણું
**મંદ-વાડ** પું. [જુઓ 'માંદું' દ્વારા.] માંદગી, બીમારી, વ્યાધિ-
**મંદવાડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વારંવાર માંદું પડી જનારું, માંદું ને માંદું રહેતું [માંદું
**મંદવાડી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મંદવાડનો ભોગ બનેલું,
**મંદ-વાર** (મન્દ) પું. [સં.] જુઓ 'મંદ[1](૫).' (સંજ્ઞા.)
**મંદ-વૃત્તિ** (મન્દ) વિ. [સં.] ઢીલી વૃત્તિવાળું, શિથિલ પ્રકૃતિનું
**મંદા** (મન્દા) વિ., સ્ત્રી. [સં.] સંગીતની બાવીસ શ્રુતિઓ-માંની એક. (સંગીત.)
**મંદાકિની** (મન્દાકિની) સ્ત્રી. [સં.] ગંગાનું એક નામ. (સંજ્ઞા.) (૨) આકાશ-ગંગા, 'નેબ્યુલા.' (સંજ્ઞા.)
**મંદાક્રાંતા** (મન્દાક્રાન્તા) સ્ત્રી., પું. [સં. मन्द + आ-क्रान्ता,

સ્રી.] ૧૭ અક્ષરનો એક ગણમેળ-અક્ષરમેળ છંદ. (પિં.)
**મંદાક્ષ** (મન્દાક્ષ) વિ. [સં. मन्द + अक्षि, સમાસમાં 'अक्ष,' બ.વ્રી.] ઝાંખી દૃષ્ટિવાળું, ઓછી નજરવાળું
**મંદાગ્નિ** (મન્દાગ્નિ) પું. [સં. मन्द + अग्नि] ખાધું ન પચે એવી જઠરની સ્થિતિ, પાચન-શક્તિની મંદતા. (એક પ્રકારનો રોગ) [હૃદય બળવાળું
**મંદાત્મા** (મન્દાત્મા) વિ. પું .[સં. मन्द + आत्मा, પું.] ઢીલા
**મંદાદર** (મન્દાદર) વિ. [સં. मन्द + आदर] આદરમાન આપવામાં ઢીલું, આદર-માન ન આપનારું
**મંદાર** (મન્દાર) ન. [સં.,પું.] સ્વર્ગનાં મનાતાં પાંચ વૃક્ષોમાંનું એક વૃક્ષ. (સંજ્ઞા.) (૨) ન. [સં.,ન.] એનું ફૂલ
**મંદિર** (મન્દિર) ન. [સં.] મકાન, ઘર, ગૃહ. (૨) દેવાલય. (૩) ભંડાર. (વહાણ.) [લગતું
**મંદિરિયું¹** (મન્દિરિયું) વિ. [+ ગુ. 'ઇયું ત.પ્ર.] મંદિરને
**મંદિરિયું²** (મન્દિરિયું) ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનું મંદિર, નાનું મકાન. (પદ્યમાં.)
**મંદી** (મન્દી) સ્રી. [સં. मन्द + ગુ. 'ઈ' ત.પ્ર.] મંદ થવા કે હોવાપણું, મંદતા. (૨) ભાવ કે રૂખની પડતી, 'સ્લમ્પ,' 'ડિપ્રેશન.' (૩) નાણાંના મૂલ્યનો ઘટાડો, અવમૂલ્યન
**મંદીલું** ન. [અર.] કસબી બારીક વણાટનું શેલું. (૨) એવું માથાનું મોળિયું ['મંદ (૧, ૨, ૩, ૪).'
**મંદું** (મન્દું) વિ. [સં. मन्द + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**મંદોત્સાહ** (મન્દોત્સાહ) પું. [સં.मन्द + उत्साह] ઉત્સાહની ઢીલાશ. (૨) વિ. ઢીલા ઉત્સાહવાળું
**મંદોદરી** (મન્દોદરી) સ્રી. [સં.] રામાયણમાં રાવણની પટરાણી. (સંજ્ઞા.) [નવ-શેકું
**મંદોષ્ણ** (મન્દોષ્ણ) વિ. [સં. मन्द + उष्ण] સાધારણ ગરમ,
**મંદ્ર** (મન્દ્ર) વિ. [સં.] ધીમો અવાજ આપતું. (૨) સંગીતના ત્રણ સ્વરોમાંનો નીચેથી બોલાતો સ્વર. (સંગીત.)
**મંદ્ર-તા** (મન્દ્રતા) સ્રી. [સં.] સ્વરનું મંદ્ર હોવાપણું. (સંગીત.)
**મંદ્ર-મધ્ય** (મન્દ્ર-) પું. [સં.] સંગીતનો એક વર્ણાલંકાર. (સંગીત.) [વાળું સપ્તક. (સંગીત.)
**મંદ્ર-સપ્તક** (મન્દ્ર-) ન. [સં.] સાત સ્વરોનું નીચા અવાજ-
**મંદ્ર-સ્થાન** (મન્દ્ર-) ન. [સં.] સંગીતનાં ત્રણ સ્થાનોમાંનું નીચા સ્વરોનું સ્થાન. (સંગીત.)
**મંદ્રસ્થાનીય** (મન્દ્ર-) વિ. [સં.] મંદ્ર સ્થાનને લગતું, મંદ્ર સ્થાનનું [(સંગીત.)
**મંદ્ર-સ્વર** (મન્દ્ર-) પું. [સં.] સંગીતનો તે તે નીચો સ્વર.
**મંદ્રા** (મન્દ્રા) સ્રી. [સં.] સંગીતની ૨૨ શ્રુતિઓમાંની એ નામની એક. (સંજ્ઞા.)
**મંદ્રાદિ** (મન્દ્રાદિ) પું. [સં. मन्द्र + आदि] સંચારી માંહેનો સંગીતનો એક વર્ણાલંકાર. (સંગીત.)
**મંબાઈ** (મમ્બાઇ) સ્રી. [જુઓ 'મા' + બાઈ.'] (લા.) માની મા, નાની મા [જુઓ 'મા-બાપ.'
**મંબાપ** (મમ્બાપ) ન., બ.વ. [જુઓ 'મા' + 'બાપ.']
**મંમાઈ** (મમ્માઇ) સ્રી. [જુઓ 'મા' -દ્વિર્ભાવ] પશ્ચિમ સૌરાષ્ટ્રના રબારીઓની મુખ્ય માતા-ઇષ્ટ દેવી. (સંજ્ઞા.)
**મંમાયા** (મમ્માયા) સ્રી. [સં. माया ના આદ્ય વર્ણનો દ્વિર્ભાવ માતા, દેવી
**મંશા** (મંશા) જુઓ 'મંછા.'
**મા¹** ક્રિ.વિ. [સં.] (આજ્ઞાર્થમાં) ના, નહિ, મ (નિષેધાર્થ)
**મા²** સ્રી. [સં. माता > પ્રા. माआ] માતા, માવડી, જનની. (૨) અંબા મા (દેવી.).'
**માઆઝમા** સ્રી. [અર. મુઅઝ્ઝમ્] મોટા દરજ્જાવાળી સ્રી. (૨) વિ. [ફા.] મોટું, મહાન
**માઇક** ન. [અં.] ધ્વનિવર્ધક યંત્ર, ધ્વનિ-યંત્ર, 'લાઉડ-સ્પીકર,' 'માઇક્રોફોન'
**માઇક્રોન** પું. [અં.] મિલિમીટરનો હજારમો ભાગ (માપ)
**માઇક્રોફોન** ન. [અં.] જુઓ 'માઇક.'
**માઇક્રોસ્કોપ** ન. [અં.] સૂક્ષ્મદર્શક યંત્ર
**માઇનિંગ** (માઇનિઙ્ગ) ન. [અં.] ખનિજ-સંબંધી શાસ્ત્ર
**માઇનોર** વિ. [અં.] ઉંમરે ન પહોંચેલું, સગીર
**માઇનોરિટી** સ્રી. [અં.] સગીર હોવાપણું. (૨) લઘુમતી
**માઇ-ફળ** ન. [સં. मायाफल] માચું, માયું, માજૂ-ફળ
**માઇલ** પું. [અં.] ૫૨૮૦ ફૂટ જેટલા અંતરનો કે લંબાઈનો એકમ (માપ.) (દશાંશ દૃષ્ટિએ '૫ માઇલ : ૮ કિલોમીટર'નું પ્રમાણ છે.)
**માઇલ-સ્ટોન** પ્ર. [અં.] ધોરી માર્ગ ઉપર પ્રત્યેક માઇલે ખોડેલો પથ્થર. (૨) માર્ગ-સૂચક સ્તંભ
**માઇલેજ** પું., ન. [અં.] માઇલને હિસાબે ગણાતું અંતર. (૨) માઇલને હિસાબે ગણાતું ભથ્થું
**માઈ** સ્રી. [સં. माता > પ્રા.माया, હિં.] માતા, મા, જનની. [૦નો પૂત (રૂ.પ્ર.) શક્તિશાળી અને દાનેશ્વરી. (૨) ભારે હિંમતબાજ, મરદ માણસ]
**માઈ-કાંગલું** વિ. [+ 'જુઓ કાંગલું.'] દૂબળું અને અશક્ત, કંગલું. (૨) (લા.) ઈજા ન કરે તેવું
**માઈ-ભાષા** સ્રી. [+સં.] જુઓ 'માતૃ-ભાષા,'- 'મધર-ટંગ.' (ખ.ક.ઠા.) [એક વાજું
**માઉથ-ઓર્ગન** ન. [સં.] મોઢેથી સૂર પૂરી વગાડવાનું
**માઉન્ટ** (માઉન્ટ), **માઉંટ** પું. [અં.] છબી પાછળનું પૂંઠું. (૨) પર્વત [કરનારું, મઢાઈ-કાર
**માઉન્ટર**, **માઉંટર** (માઉન્ટર) વિ. [અં.] મઢનારું, મઢાઈ
**માઉન્ટિંગ**, **માઉંટિંગ** (માઉન્ટિઙ્ગ) ન. [અં.] ફોટો કે છબીને પૂંઠા ઉપર ચોડવાની ક્રિયા
**મા(-માં)કડ** પું. [સં. मत्कुण > પ્રા.मक्कुण, मंकुण] પથારી વગેરેમાં થતું એક રાતું નાનું કરડનારું જંતુ, માકણ, ખટમલ. [૦ને મોં આવવું (-મોં-) (રૂ.પ્ર.) ઓછું બોલનારને બહુ બોલવાનું થવું]
**મા(-માં)કડ-મુખું** વિ. [જુઓ 'મા(-માં)કડું' + સં. मुख + ગુ. 'ઉં' ત.પ્ર.] લાલ મોંના વાંદરા જેવું મોઢું ધરાવનારું, માંકડા જેવા મોઢાનું
**મા(-માં)કડ-મૂછું** વિ. [જુઓ 'મા(-માં)કડું' + 'મૂછ' + ગુ. 'ઉં' ત.પ્ર.] માંકડા જેવી વાંકી મૂછવાળું
**મા(-માં)કડિયું¹** વિ. [જુઓ 'મા(-માં)કડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માકડને લગતું. (૨) જેમાં માકડ પડચા હોય તેવું. (૩) ન. માંકડના જેવી ગંધવાળું એક જીવડું

મા(-માં)કડિયું[2] ન. [જુઓ 'મા(-માં)કડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં માંકડ ભરાઈ રહે તેવું કાણાંવાળું નાનું પાટિયું

મા(-માં)કડી સ્ત્રી. [સં. मर्कटिका > પ્રા. मक्कडिआ, मंकडिआ] રાતા મોંની વાંદરી. (૨) એક જાતનું ઊડતું જીવડું, માકડી-કૂકડી. (૩) ઘંટીના ઉપરના પડના ગાળામાં બેસાડેલું માદા ખરડેલું. (૪) દોરડાનો છેડો ખસી ન જાય એ માટે એમાં ભરાવવામાં આવતી લાકડાની ખીલી. (૫) તુંગા ઉપરની ખીલી. (૬) નાડાને છેડે ખેંચવું સહેલું પડે એ માટે વચમાં રખાતું નાના પૈડાવાળું લાકડાનું ઓજાર. (૭) પાંખી ગોઠવેલી લાઠ ફેરવવાનું સાધન. (૮) રવૈયામાંનું છાસ કરવાની ગોળીનું મોં ઢંકાય એવું લાકડાનું ઢાંકણું. (૯) રેંટિયાના હરસડાની અંદરના ભાગમાં રહેતો લાકડાનો ટુકડો. (૧૦) સાલ બેસે તેવો લાકડાનો ટુકડો. (૧૧) કળ, આંકડી. (૧૨) કાનમાં પહેરવાની એક જાતની કડી. (૧૩) થાંભલી ઉપરની કમાનવાળી રેલિંગ. (૧૪) દીવાલ ઉપર કરવામાં આવતી રાતા રંગની ગાર. (૧૫) ભૂરા રંગની ભેંસ ['માકડી(૨).'

મા(-માં)કડી-કૂકડી સ્ત્રી. [+ જુઓ 'કૂકડી.'] જુઓ

મા(-માં)કડું ન. [સં. मर्कटक- > પ્રા. मक्कडअ, मंकडअ] રાતા મોઢાનું વાંદરું, ભોજલું. (૨) વિ. આછા રાતા રંગનું

મા(-માં)કડો પું. [જુઓ 'મા(-માં)કડું.'] સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત. (૨) પીળાશ પડતા રંગનો બળદ. (૩) ઘાણીમાં લાઠની ઉપર ફરતું વાંકું લાકડું ['માંકડ.'

મા(-માં)કણ પું. [સં. मत्कुण > પ્રા. मक्कुण, मंकुण] જુઓ

મા(-માં)કણિયું[1] વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'માકડિયું.[1]' [ડિયું.[2]'

મા(-માં)કણિયું[2] વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'માક-

માકલ (-લ્ય) સ્ત્રી. ઇંદ્રાયણ નામની વેલ

માકવો પું. લાકડાના ચોરસ ટુકડામાં ખાનાં પાડી એમાં ખીલીઓ વગેરે નાખવાનું બનાવાતું એક સાધન

માકંદ (માકન્દ) પું. [સં.] આંબાનું ઝાડ

મા-કાર, -રો પું. [સં. मा-कार, + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] મનાઈ, ન કરવાની આજ્ઞા

માકૂલ વિ. [અર. મઅ્કૂલ્] યોગ્ય, વાજબી. (૨) અનુકૂળ

માકૂલી સ્ત્રી. જેના બરડાનું શીંગડું સમુદ્રશીંગ કહેવાય છે તે મહાસાગરમાં થતી એક માછલી

માકો પું. ભાંગરા નામની વનસ્પતિ

માકોલિયું ન. ઢોરનું માથું એની ડોક વાળીને ઊંચું કરવું એ. (૨) ડોકનો ઝટકો મારી માથું હલાવતાં સવારને ઉથલાવવાની ઘોડાની ક્રિયા. [-યાં મારવાં (રૂ.પ્ર.) માથું મારી પજવવું]

માક્ષિ(-ક્ષી)ક ન. [સં.] મધ. (૨) એ નામની એક ઉપધાતુ (જેની ભસ્મ દવા તરીકે વપરાય છે.)

મા(-માં)ખ (-ખ્ય) સ્ત્રી. [સં. मक्षिका > પ્રા. मक्खिआ, मंखिआ > 'માખી'નું લાઘવ] નાનું ચેપ ફેલાવતું ધોળી પાંખવાળું ઊડતું જંતુ. [૰ ગળવી (રૂ.પ્ર.) વાત જીરવવી. ૰ છીંકવી (રૂ.પ્ર.) અપશુકન થવું. ૰ નિચોવી લે તેવું (રૂ.પ્ર.) અત્યંત કંજૂસ. ૰બેસણું (-બૅસણું) (રૂ.પ્ર.) ચાંદું. (૨) કંગાલિયત. (૩) લાંછન, કલંક. ૰ મારવી (રૂ.પ્ર.) નવરા બેસી રહેવું. તેલમાં મા(-માં)ખ ડૂબવી (-મા(-માં)ખ્ય-) (રૂ.પ્ર.) સ્વાર્થે પાછળ પાછળ ફરવું. મોઢા ઉપર મા(-માં)ખો ઊડવી (-મા(-માં)ખ્યો) (રૂ.પ્ર.) અતિ આળસુ અને ગંદા હોવું. (૨) શક્તિ ન હોવી]

માખણ ન. [સં. म्रक्षण > પ્રા. मक्खण] દહીંની છાસ કરતાં તારવવામાં આવતું ઘીનું પૂર્વ સ્વરૂપ, દહીંના વલોણાનું સત્ત્વ, નવનીત. [૰ ચોપડવું (-ચોપડવું), ૰ લગાડવું, ૰ વાપરવું (રૂ.પ્ર.) ખુશામત કરવી. ૰દાસ (રૂ.પ્ર.) ખુશામત-ખોર. ૰નું ઘી કરવું (રૂ.પ્ર.) સહેલાઈથી થાય એવું કામ કરવું. ૰ લેવું (રૂ.પ્ર.) ખોટાં વખાણ કરવાં. (૨) ખુશામત કરવી]

માખણિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] માખણ જેવું કોમળ અને સુંવાળું. (૨) (લા.) ખુશામત-ખોર

માખણી[1] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ઢોર રાખનાર ભરવાડ પાસે માખણ પેટે લેવામાં આવતી લેતરી

માખણી[2] સ્ત્રી. એ નામની એક ભાજી, શંખાવલી

માખવું[1] સ.ક્રિ. [સં. म्रक्ष् > પ્રા. मक्ख ઓખામંડળ તરફ] ચોપડવું, લગાડવું

માખવું[2] અ.ક્રિ. અપ્રસન્ન થવું, નારાજ થવું [હિસ્સો

માખળ ન. ખેતરાઉ પાકમાંથી આપવામાં આવતો રાજ્યનો

મા(-માં)ખી સ્ત્રી. [સં. मक्षिका > પ્રા. मक्खिआ, मंखिआ] જુઓ 'મા(-માં)ખ.' [જુઓ 'મા(-માં)ખી(ખીઓ)નો માળો (રૂ.પ્ર.) ઘણું જ ગંદું માણસ. ૰ છીંકાવી (રૂ.પ્ર.) રોષે ભરાવું. ૰ છોડી હાથી ઓગાળવો (રૂ.પ્ર.) નાનાં પાપ ન કરતાં મોટાં પાપ કરવાં. ૰ના ટાંગા જેવું (રૂ.પ્ર.) તદ્દન પાતળું. જીવતી મા(-માં)ખી ગળવી (રૂ.પ્ર.) (રૂ.પ્ર.) પચી ન શકે તેવી વસ્તુ કે વાત આચરવી. તેલમાં મા(-માં)ખી ડૂબવી (રૂ.પ્ર.) ઢીલું થઈ જવું. મધ ઉપર મા(-માં)ખી બબણવી (કે બમણવી) (-ઉપરય) (રૂ.પ્ર.) સ્વાર્થ હોય ત્યાં ભેગા થવું]

મા(-માં)ખી-ખાઉ વિ. [+ જુઓ 'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] માખીનો નાશ કરનારું

મા(-માં)ખી-ઘોચું ન. [+ જુઓ 'ઘોચું'.] ભમરડાના દાવમાં ભમરડાની આરથી હારેલાના ભમરડા ઉપર ઘોંચો મારવો એ પ્રકારની રમત

મા(-માં)ખી-માર વિ. [+ જુઓ 'મારવું.'] માખી મારી નાખનારું [એના જેવું જ એક જંતુ

મા(-માં)ખી-વાઘ પું. [+ જુઓ 'વાઘ.'] માખીઓ મારનારું

મા(-માં)ખી-સાવજ પું. [+ જુઓ 'સાવજ.'; જુઓ 'મા(-માં)ખી-વાઘ.' (૨) (લા.) ગજું થોડું છતાં ગરીબ ઉપર દોર ચલાવનાર

મા(-માં)ખો પું. [સં. मक्षिक- > પ્રા. मक्खिअ-, मंखिअ-દ્વારા] માખીનો નર. (૨) મોટા આકારની એક ખાસ જાતની માખી

માગ[1] પું. [સં. मार्ग > પ્રા. मग्ग] માર્ગ, રસ્તો, કેડો. (૨) વચ્ચેની ખાલી જગ્યા, મગન, ગાળો, આંતરો. (૩) ફાટ,

ચીરો, તડ, તરાડ. [૦ આપવો (રૂ.પ્ર.) જગ્યા કરી આપવી. (૨) તક આપવી. ૦ કરવો (રૂ.પ્ર.) વચ્ચે સ્થાન મેળવવું. ૦ મુકાવવો (રૂ.પ્ર.) સામા ઉપર ચડિયાતાપણું સ્થાપવું. ૦ મૂકવો (રૂ.પ્ર.) સામા પાસે ઊતરતાપણું બતાવવું]

**માગ²** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'માગવું.'] જુઓ 'માંગ.³' ('માંગ'નો અર્થ 'માગ' નથી આપતો; 'માંગ' જ રૂઢ છે.) 'ડિમાન્ડ.'

**માગણ¹** વિ. [સં. માર્ગણ>પ્રા. મગ્ગણ, કર્તૃવાચક] ભીખ માગી જીવનારું, યાચક, જાચક, ભિખારી, ભિખારું

**માગણ²** ન. [સં. માર્ગણ>પ્રા. મગ્ગણ ક્રિયાવાચક] માગવું એ (પરંતુ આ શબ્દ વ્યાપક નથી.)

**માગણિયાત** વિ. [જુઓ 'માગણું' + ગુ. 'ઇયું' + આત' ત.પ્ર.] માગણાવાળું, લેણિયાત, 'ક્રેડિટર'

**માગણી** સ્ત્રી. [જુઓ 'માગવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] માંગ-ક્રિયા, 'ડિમાન્ડ,' 'કૉલ.' (૨) માંગ, ખપત, જરૂરિયાત, 'રેક્વિઝિશન.' (૩) લીલામમાં વધારો કહેવો એ. (૪) ગંજીફાનાં પાનાં રમતમાં ઉઘરાવવાં એ. [**૦ આવવી** (રૂ.પ્ર.) જરૂરિયાતનું કહેણ આવવું. **૦ કરવી** (રૂ.પ્ર.) ઉઘરાણી કરવી. **૦ માગવી** (રૂ.પ્ર.) ખળામાં થયેલો પાકનો બ્રાહ્મણ વસવાયાં વગેરેનો એઓએ દાનનો હિસ્સો માગવો]

**માગણી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] લીલામમાં ખરીદવા ભાવ કહેનાર

**માગણી-પત્ર** પું. [+ સં.,ન.] વિનંતિ-પત્ર

**માગણું** ન. [જુઓ 'માગવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. તેમ સં. માર્ગણક->પ્રા. મગ્ગણઅ- બંને એક જ વસ્તુ છે.] માગવાની ક્રિયા, 'ડિમાન્ડ,' 'કૉલ.' (૨) લેણું, કરજ, દેવું. (૩) પર-હદમાંથી આરોપીને કોર્ટમાં હાજર કરવાનું મોકલાતું કહેણ, 'એક્સ્ટ્રડિશન.' (૪) સરકાર તરફથી મકાનની માગણી, 'રેક્વિઝિશન' ['માગણિયાત.'

**માગતલ** વિ. [જુઓ 'માગવું' + ગુ. 'તલ' કૃ.પ્ર.] જુઓ

**માગધ** વિ. [સં.] મગધ દેશને લગતું. (૨) પું. મગધ દેશનો ભાષા-પ્રકાર, પાલિભાષા. (૩) એક પ્રકારના ભાટ કે ચારણ (પ્રાચીન યુગમાં)

**માગધી** સ્ત્રી. [સં.] મગધ દેશની પ્રાકૃત ભાષા. (સંજ્ઞા.)

**માગ-નિસાર** પું. [જુઓ 'માગ¹' + સં. નિઃસાર] મકાન ને ફળિયા વગેરેમાં બીજાંને જવા આવવાનો રસ્તો

**માગપતું** (માગ્ય-) ન. [જુઓ 'માગ²' + 'પતું.'] ગંજીફાની રમતમાં ખેલવા માટે માગવામાં આવતું પત્તું

**માગ-બાજી** (માગ્ય-) સ્ત્રી. [જુઓ 'માગ²' + 'બાજી.'] ગંજીફાની રમતમાં પત્તું માગીને રમવું એ

**માગરણાં** ન., બ.વ [જુઓ 'માગવું' દ્વારા.] સૌભાગ્યવતી સ્ત્રીઓ વરને વાતો કહે છે એ [માગવું એ

**માગરણું** ન. [જુઓ 'માગવું' દ્વારા.] પતિ પાસે પત્નીએ

**મા(-માં)ગવું** સ.ક્રિ. [સં. માર્ગ્ >પ્રા. મગ્ગ, મંગ] યાચવું, જાચવું. (૨) ભીખવું, ભીખ માગવી. (૩) પાછું આપવાનું કહેવું. (૪) વિનંતિ કરવી, વીનવવું. મ(-મં)ગાવું કર્મણિ., ક્રિ. મ(-મં)ગાવવું પ્રે.સ.ક્રિ.

**માગસ(-શ)ર** પું. [સં. માર્ગ-શિરસ્ >પ્રા. મગ્ગસિર] હિંદુ વર્ષનો કાર્તિક પછીનો મહિનો, માર્ગ-શીર્ષ. (સંજ્ઞા.)

**માગા-સાગા** ક્રિ.વિ. [જુઓ 'માગવું,'-દ્વિર્ભાવ.] માગી કરીને

**માગી-તાગી, ૦ને** ક્રિ.વિ. [જુઓ 'માગવું' + 'તાગવું' + ગુ. 'ઈ' સં. ભૂ.કૃ. + 'ને³'] ગમે તે રીતે મેળવીને

**માગું** ન. [જુઓ 'માગવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] સગાઈ કરવાને વરવાળાં તરફથી કન્યાવાળાં સમક્ષ કન્યાની માગણી કરવી એ. [**૦ આવવું** (રૂ.પ્ર.) સગાઈ માટે કન્યા વિશે માગણી આવવી. **૦ કરવું, ના(-નાં)ખવું, ૦ મોકલવું** (રૂ.પ્ર.) સગાઈ માટે કન્યાની માગણીનું કહેણ મોકલવું.. **૦ ઝીલવું** (રૂ.પ્ર.) સગાઈની કબૂલત આપવી]

**માગ્યું-તાગ્યું** વિ. [જુઓ 'માગવું' + 'તાગવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] જ્યાં ત્યાંથી માગી લીધેલું

**માઘ** પું.[સં.] કાર્તિકાદિ હિંદુ વર્ષનો ચોથો મહિનો, મહા માસ. (સંજ્ઞા.) (૨) પ્રાચીન ગુર્જર દેશની રાજધાની ભિન્નમાલનો છઠ્ઠી-સાતમી સદીનો સંસ્કૃત ભાષાનો કવિ. (સંજ્ઞા.) (૩) (લા.) ન. એ કવિનું શિશુપાલવધ-કાવ્ય, માઘ-કાવ્ય. (સંજ્ઞા.)

**માઘ-મેળો** પું. [+ જુઓ 'મેળો.'] ઉત્તર પ્રદેશના પ્રયાગ-(અલ્લાહાબાદ)માં માઘી પૂનમ ઉપર મળતો માનવ-સમુદાય (ગંગા-યમુનાના સંગમ ઉપરનો)

**માઘ-વટો** પું. [સં. माघ દ્વારા], **માઘ-સ્નાન** ન. [સં.] પોષ સુદિ ૧૫ થી માઘ સુદિ ૧૫ સુધીનું સૂર્યોદય પહેલાં સ્નાન કરવાનું એક હિંદુ વ્રત

**માઘી¹** વિ. [સં.,પું.] માઘ મહિનાને લગતું

**માઘી²** વિ., સ્ત્રી. [સં.] માઘ મહિનાની પૂનમ

**મા-ઘેલડું** (-ઘૅલડું), **મા-ઘેલું** (-ઘૅલું) વિ. [જુઓ 'મા²' + 'ઘેલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] મા વિના રહી ન શકે તેવું, 'મા મા' કર્યા કરતું

**મા(-માં)ચડી** સ્ત્રી. [જુઓ 'માચડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ચણતર-કામના પથ્થર ફેરવવાનું લાકડાનું ચોકઠું

**મા(-માં)ચડો** પું. [સં. मञ्च>પ્રા. मंच + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ગાડાનો આગળનો માલ-સામાન ભરવાનો ભાગ, ગાડાનો સાટો. (૨) લાકડાનો ચાર પાયાનો ઘાટ, માંચો. (૩) 'પ્લૅટ-ફૉર્મ.' (૪) ઝાડ ઉપર આરામ લેવા કરેલો ખાટલા જેવો ઘાટ

**મા(-માં)ચણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માંચી' દ્વારા.] કમાનને મથાળે કમાનના પડખામાં કરાતું ચણતર. (૪) જોવાની બારી કે બાકોરું

**માચર, -લ** વિ. [સં. माचल] લુચ્ચું

**માચવું** અ.ક્રિ. [જૂ.ગુ.] જુઓ 'મચવું.'

**મા(-માં)ચા-તોડ** વિ. [જુઓ 'મા(-માં)ચો' + 'તોડવું.'] પોતાના પલંગ ઉપર જ ચીટકી રહેનારું. (૨) (લા.) અફીણી ને આળસુ

**માચિયારું** જુઓ 'માંચિયારું.'

**માચી** જુઓ 'માંચી.' [દિવાસળીની પેટી

**માચીસ** સ્ત્રી., ન. [અં. માચીસ્] દિવાસળીની દાબડી,

**માચો** જુઓ 'માંચો.'

**માચોલ** પું. એ નામનો એક છોડ

**માછ** ન. [સં. मत्स्य>પ્રા. मच्छ, પું.] માછલું

માછ(-છે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માછી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] માછીની સ્ત્રી [નાની માછલી. (પદ્યમાં.)
માછલડી સ્ત્રી. [જુઓ 'માછલડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
માછલડું ન. [જુઓ 'માછલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'માછલું.' (પદ્યમાં.)
માછલિયાળું વિ. [જુઓ 'માછલિયું' + ગુ. 'આળું.'] માછલાંવાળું. (૨) જેમાં માછલાં ચીતર્યાં હોય તેવું
માછલિયું વિ. [જુઓ 'માછલું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માછલાવાળું. (૨) માછલાના આકારનું [એક જાત
માછલિયો વિ.,પું. [જુઓ 'માછલિયું.'] સૌરાષ્ટ્રના ઘોડાની
માછલી સ્ત્રી. [જુઓ 'માછલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘણું નાનું માછલું. (૨) સર્વસામાન્ય દરિયાઈ માછલું. (૨) માછલીના આકારનો કનકવો. (૩) પગનાં આંગળાંનું માછલી આકારનું એક ઘરેણું. (૪) કમાડના ધોકામાં જડાતો માછલીના આકારનો પિત્તળ વગેરેનો ઘાટ. (૫) ધ્રુવ-કાંટો. (૫) સળિયો ટેકવવા નેવાંમાં નખાતો નકૂચો. (૭) માછલી-ઘાટની એક આતશ-બાજી. (૮) સૌરાષ્ટ્રની એક જાતની ઘોડી
માછલી-પીઠ સ્ત્રી. [+ જુઓ 'પીઠ¹' ન.] જુઓ 'મચ્છી-પીઠ.'
માછલું ન. [સં. मत्स्यक- > પ્રા. मच्छअ- + ગુ. 'લું' ત.પ્ર.] સર્વ-સામાન્ય માછલી. [-લાં ધોવાં (રૂ.પ્ર.) ખૂબ જ ઠપકો આપવો. -લે ગળ ગળવી (રૂ.પ્ર.) લોભે મરવું]
માછલો વિ.,પું. [જુઓ 'માસલો.'] (લા.) ઘાટ. (૨) નમૂનો. (૩) સોનીને ત્યાં સોનું ઘડવા આપતાં ઘડાવનાર સોની પાસેથી એ સોનાનો સરખાવવા ટુકલો લે છે તે
માછિયારું ન. [જુઓ 'માછી' + 'ગુ. 'ઇયું' + 'આરું' ત.પ્ર.] માછલાં પકડવાની નક્કી કરેલી જગ્યા. (૨) જે ગોખલામાં હનુમાન ગણેશ વગેરેને બેસાડયા હોય તેવું તળું
માછી પું. [સં. मात्स्यिक > પ્રા. मच्छिअ] માછલાં પકડવાનો ધંધો કરનાર, માછીમાર, ઢીમર [(પદ્યમાં.)
માછી-ડો પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'માછી.'
માછી-માર વિ., પું. [સં. मत्स्यिका > પ્રા. मच्छिआ + જુઓ 'મારવું.'] જુઓ 'માછી.'
માછીમારી સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] માછીમારનો ધંધો
માછી-વાડ (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'માછી' + 'વાડ.²'] માછી લોકોનો વાસ [(પદ્યમાં.)
માછો પું. [સં. मत्स्यक- > પ્રા. मच्छअ-] મોટો મત્સ્ય.
મા-જણ્યું વિ. [જુઓ 'મા²' + 'જણવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] સગી માતાએ જન્મ આપેલું, ભાંડું (ભાઈ-બહેન), સહોદર
માજન ન. [ફા. મવાઝન્] અંદાજ. (૨) વજન. (૩) હદ, માજા, મર્યાદા
માજમ સ્ત્રી. [અર. મઅજૂન્] ભાંગના સત્ત્વમાં બીજાં વસાણાં નાખી બનાવેલી એક જાતની કેફી લૂગદી [ખાદ્ય
માજમ-પાક પું. [+ સં.] ભાંગનું બનાવેલું એક જાતનું
માજર-વેલ (-લ્ય) સ્ત્રી. ડાંગરનો એક પ્રકાર [બનાવ
માજરો પું. [અર. માજરા] વર્ણન, હકીકત. (૨) ઘટના,
માજલ ન. એ નામનું એક પક્ષી [હદ, સીમા
માજા(-ઝા) સ્ત્રી. [સં. मर्यादा > પ્રા. मज्जाआ] મર્યાદા,
મા-જાયું વિ. [જુઓ 'મા²' + 'જાયું.'] જુઓ 'મા-જણ્યું.'
માજાળ ન. ઘોડાના ગળે બાંધવાનું એક સાધન
માજિયું ન. સોનાના સિક્કાનો એક પ્રકાર
માજિસ્ટ્રેટ જુઓ 'મેજિસ્ટ્રેટ.'
મા-જી¹ ન., બ.વ. [જુઓ 'મા²' સ્ત્રી. + 'જી' માનાર્થે.] કોઈ પણ વૃદ્ધ ડોસીનું સંબોધન
માજી² પું. સુકાની
માજી³ વિ. [અર.] ભૂતકાળનું. (૨) નિવૃત્ત, 'રિટાયર્ડ.' (૩) સદ્ગત, મર્હૂમ, 'લેઇટ'
માજીગળ પું. સમુદ્ર, દરિયો
માજુ, ૦ફળ જુઓ 'માજૂ, ૦ફળ.'
માજુ-ફળી સ્ત્રી. [જુઓ 'માજૂ-ફળ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] માઇફળનો છોડ [-'માજૂ.'
માજૂ ન. [ફા.], ૦ફળ ન. [સં. फल] જુઓ 'માઇફળ'
માજૂમી વિ. [અર, મઅજૂમી] માજમ ખાવાનું વ્યસની
માજૂર વિ. [અર. મઅ્ઝૂર્] આંધળું. (૨) (લા.) ઉન્મત્ત, ગાંડું [મકાન
માજેકું ન. સારા લત્તામાંનું મકાન. (૨) સારી સગવડવાળું
માજેલી સ્ત્રી. બે ટટ્ટુથી ચાલતી બે પૈડાંવાળી નાની ગાડી
માઝમ (-મ્ય) વિ. [સં. मध्यम > પ્રા. मज्झिम] વચ્ચેનું, વચલું
માઝમ-રાત (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'રાત.'] મધ્ય-રાત્રિ
માઝર (-રય) સ્ત્રી. માંજર, સાખતળી (જોડામાંની)
માઝા સ્ત્રી, -ઝો પું. [જુઓ 'માજા' દ્વારા.] જુઓ 'માજા.'
માટ¹ ન. [સં. मृत्तिक- > પ્રા. मट्टिअ- દ્વારા] જુઓ 'માટલું.'
માટ² (-ટ્ય) ના.યો. [જુઓ 'માટે.'] માટે, વાસ્તે. (પદ્યમાં.)
માટમ (-મ્ય) સ્ત્રી. જુઓ 'મોટમ.'
માટરિયું વિ. [જુઓ 'માટી' દ્વારા.] માટીનું બનેલું
માટરિયો વિ., પું. [જુઓ 'માટરિયું.'] થાળું બાંધ્યા વિનાનો કૂવો
માટલિયું ન. [જુઓ 'માટલું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) માટીમાં થનારું એ નામનું એક જીવડું
માટલી સ્ત્રી. [જુઓ 'માટલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું માટલું. (૨) (લા.) એ નામની એક દેશી રમત. (૩) એ નામની એક આતશ-બાજી
માટલું ન. [જુઓ 'માટી' દ્વારા + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] પહોળા મોંનું અને પહોળાઈવાળું માટીનું પાણી ગોળ વગેરેનું વાસણ. [૦ પૂરવું (રૂ.પ્ર.) પરણી વિદાય થતી દીકરીને માઈ-માટલું આપવું] [ત.પ્ર.] માટીવાળું.
માટિયાળ¹ વિ. [જુઓ 'માટી¹' + ગુ. 'ઇયું' + 'આળ'
માટિયાળ² વિ. સ્ત્રી. [જુઓ 'માટી²' દ્વારા.] ધણિયાતી
માટિયાળ³, -ળું વિ. [જુઓ 'માટી²' + ગુ. 'ઇયું' + 'આળ'-'આળું' ત.પ્ર.] વીર પુરુષનું બળ ધરાવનારો. શૂર-વીર, જોરદાર. (૨) માથે ધણીવાળું [લગતું
માટિયું વિ. [જુઓ 'માટી¹' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માટીને
માટી¹ સ્ત્રી. [સં. मृत्तिका > પ્રા. मट्टिआ] પૃથ્વીનું રજરૂપ દ્રવ્ય, મટોડી, 'અર્થ.' (૨) (લા.) માંસ. [૦ અડચે સોનું થવું (રૂ.પ્ર.) ભાગ્ય ખીલવું. ૦ આપવી (રૂ.પ્ર.) કબરમાં

કે ખાડામાં શબ દાટવું. ૦ ઠેકાણે પાડવી (રૂ.પ્ર.) શબની અંતિમ વ્યવસ્થા કરવી. ૦ ઢાંકવી, ૦ વાળવી (રૂ.પ્ર.) ચર્ચા બંધ કરવી. (૨) છુપાવવું. ૦ થવી, ૦ થવું (રૂ.પ્ર.) નાશ પામવું, બગડી જવું. ૦ના મૂલે (રૂ.પ્ર.) સાવ સોંઘું. ૦ ફાકવી (રૂ.પ્ર.) અરેખાઈ કરવી. ૦માં મળી જવું (રૂ.પ્ર.) નષ્ટ થવું. ૦માં મેળવવું (રૂ.પ્ર.) ફના કરવું]

**માટી[2]** પું. મરદ, પુરુષાતનવાળો પુરુષ. (૨) પતિ, ધણી. [૦ થવું (રૂ.પ્ર.) બહાદુરી બતાવવી]

**માટી-કલાકાર** વિ. [જુઓ 'માટી[1]' + સં.] કલાવાળું માટી-કામ કરનાર, 'સેરામિસ્ટ'

**માટી-કામ** ન. [જુઓ 'માટી[1]' + 'કામ.[2]'] માટીમાંથી વાસણો રમકડાં વગેરે બનાવવાં, 'સેરામિક.' (૨) રસ્તા મકાન વગેરેમાં માટી પૂરવાનું કામ [બહાદુર

**માટી-ખાઈ** વિ. [જુઓ 'માટી[1]' + 'ખાવું' દ્વારા.] (લા.)

**માટી-ડો** પું. [જુઓ 'માટી[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ધણી, પતિ. (પદ્યમાં.) [૦ બનવું (રૂ.પ્ર.) મરદાઈ બતાવવી]

**માટી-તેલ** ન. [જુઓ 'માટી[1]' + 'તેલ.'] (લા.) ઘાસલેટ. (૨) પેટ્રોલિયમ

**માટી-પગું** વિ. [જુઓ 'માટી[1]' + 'પગ' + ગુ. 'ઉં' ત.પ્ર.] માટીના જેવા ઢીલા પગવાળું, અસ્થિર અને નરમ પગવાળું

**માટી-માર** પું. [જુઓ 'માટી[2]' + 'મારવું.'] મરદને હરાવે તેવો બહાદુર માણસ, શૂરો, વીર પુરુષ

**માટી-મોલ** વિ. [જુઓ 'માટી[1]' + 'મોલ' (= સં. मूल्य > પ્રા. मुल्ल)] (લા.) માટીના જેવું કિંમત વિનાનું, નિર્માલ્ય

**માટી-વટ** પું. (-ટય) સ્ત્રી. [જુઓ 'માટી[2]' + 'વટ.'] મર-દાઈનો ફાંકો. (૨) પુરુષાતન

**માટે** (-ટયે) ના.યો. [સં. निमित्त દ્વારા જૂ.ગુ. 'માટઇ'-'માટિઇ' ત્રી.વિ., એ.વ.] સારુ, વાસ્તે, ખાતર (એ અર્થનો ચો. વિ.ના ભાવનો ના.યો. કે અનુગ). (૨) ઉભ. એટલે, અર્થાત્ [૦ કરી, ૦ કરીને (રૂ.પ્ર.) એટલે, તેથી]

**માટોડી** સ્ત્રી., -ડું ન. [જુઓ 'માટી' દ્વારા.] મટોડી, માટી

**માઠપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'માઠું' + ગુ. 'પ' ત.પ્ર.] માઠા-પણું, મોળપ. (૨) હીણપ

**માઠવું** સ.ક્રિ. [સં. मृष्ट > પ્રા. मट्ठ. ભૂ.કૃ. સાફ કરેલું., ના. ધા.] સાફ કરવું, માંજવું, ઊટકવું [સ્ત્રીઓનું)

**માઠિયું** ન. એ નામનું હાથનું એક ઘરેણું (હરિજન વગેરેમાં

**માઠી** સ્ત્રી. સ્ત્રીઓનું હાથમાં પહેરવાનું એક ઘરેણું. (૨) કપાસની એ નામની એક જાત

**માઠું** વિ. [દે.પ્રા. मठ्ठ -આળસુ] ઓછું, થાડું. (૨) ખરાબ, ભૂંડું, નરસું, નઠારું. (૩) લાગણી દુભાય તેવું. (૪) નામોશી ભરેલું. [-ઠા દિવસ (રૂ.પ્ર.) પડતીનો સમય કે ગાળો. -ઠા વાવડ (રૂ.પ્ર.) મૃત્યુના સમાચાર. -ઠી ખબર (રૂ.પ્ર.) કોઈના મરણના સમાચાર. -ઠી વેળા (રૂ.પ્ર.) (રૂ.પ્ર.) પડતીનો સમય. ૦ કરવું (રૂ.પ્ર.) કાંઈ પણ ન કરવું. (૨) ખૂબ મંદતાથી કરવું. ૦ તોળવું (રૂ.પ્ર.) વજનમાં ઓછું આપવું. ૦ થવું (રૂ.પ્ર.) અમંગળ થવું. ૦ લગાડવું (રૂ.પ્ર.) અપમાન થયું હોય એ પ્રકારનો ભાવ બતાવવો. ૦ લાગવું (રૂ.પ્ર.) અપમાન લાગવું. (૨) ખોટું લાગવું. બૂરું લાગવું. ૦ વર્ષ (રૂ.પ્ર.) દુકાળિયું વરસ. ૦ સાઠું (રૂ.પ્ર.) સારું નરસું. -ઠે ભાગ્યે (રૂ.પ્ર.) કમનસીબે]

**માઠેરું** વિ. [+ ગુ. 'એરું' ત.પ્ર.] વધારે માઠું

**માઠો** વિ., પું. [જુઓ 'માઠું,'] ધીમો પવન. (વહાણ.)

**માડ** ન. [સં.,પું.] નાળિયેરીનું ઝાડ. (૨) એ નામનું એક બીજું ઝાડ [પિયળ

**માડણ** (-ણ્ય) સ્ત્રી. તારા-ટપકીવાળી સ્ત્રીના કપાળમાંની

**માડ-પામ** ન. [+ અં.] તાડના પ્રકારનું એક ઝાડ

**માડળિયાં** ન., બ.વ. હાથનાં ઘરેણાં

**માડી[1]** સ્ત્રી. [જુઓ 'મા' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] (વહાલ-માં કે તુચ્છતામાં) મા, માતા. (૨) (આદરથી) દેવી, માતા [એક પીણું

**માડી[2]** સ્ત્રી. [જુઓ 'માડ' દ્વારા.] નાળિયેરીના રસનું કેફી

**માડી-જાયું** વિ. [જુઓ 'માડી[1]' + 'જાયું.'] જુઓ 'મા-જાયું.'

**માડી-જાયો** વિ., પું. [જુઓ 'માડી-જાયું.'] (લા.) બહાદુર પુરુષ [બાયલાપણું

**માડી-પણું** ન. [જુઓ 'માડી[1]' + ગુ. 'પણું' ત.પ્ર.] (લા.)

**માડુ** ન. હરણનાં કે એવાં બે શિંગડાંનું બનતું હથિયાર

**માડો** પું. [સં. मण्डक- > मंडअ-] થાપેલી પાતળી રોટલી. (સુ.) (૨) રોટલીનું પડ, પૂડો. (૩) ફૂલકો

**માઢ[1]** પું. પોળ કે નગર યા ગામના દરવાજા ઉપરનું મકાન કે મેડી. (૨) (લા.) મહોલ્લો, શેરી, વાસ. (૩) કેળના ચાર થાંભલા ઊભા ગોઠવી વચ્ચે બાજઠની કરવામાં આવતી માંડણી

**માઢ[2]** પું. ગોળનો એક પ્રકાર. (૨) ગોળની કઢાઈ સરખી રાખવા માટે ચૂલની નાળ ઉપર રાખવામાં આવતો પથ્થર. (૩) શેરડી પીલવાના ચિચોડાની ખૂટડી અને સળની માથેનો ભાગ

**માઢ[3]** પું. એ નામનો એક રાગ. (સંગીત.)

**માઢ-મેડી** સ્ત્રી. [જુઓ 'માઢ[1]' + 'મેડી.'] દરવાજા ઉપરનું માઢવાળું મકાન

**માઢિયું** ન. [જુઓ 'માઢ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મકાનના પ્રવેશ-દ્વાર ઉપરનું નાનું ઢાંકેલું બાંધ-કામ

**માઢુઆં, -ડાં, -વાં** ન. બ.વ. લાડકાં બાળક

**માણ[1]** (-ણ્ય) સ્ત્રી. [સં. माणि, પું. 'પાણીનું વાસણ' એક અર્થ છે.] પાણી ભરવાની કોઠી. (૨) માણભટ્ટ આખ્યાન ગાતાં કરડાવાળાં આંગળાં જેના ઉપર ઠોકી વગાડે છે તે ધાતુનો એક ભંભો કે ધાતુની મોટા પેટની ગાગર

**માણ[2]** (-ણ્ય) સ્ત્રી, [જુઓ 'માણવું.'] મોજ-મજા (ના.દ.)

**માણ[3]** (-ણ્ય) સ્ત્રી. ખટાશ

**માણ[4]** ન. [જુઓ 'મોવું.'] મોવણ

**માણ[5]** ન. કેરી મીણો ચડવો એ

**માણ[6]** જુઓ 'માંડ.' ('માણ' એ હકીકતે 'માંડ' મધ્ય ગુજરાતમાં છે, સૌરાષ્ટ્ર કચ્છમાં '-માંડ.')

**માણ(-ણે)ક-ઠારી** સ્ત્રી [જુઓ 'માણેક' + 'ઠારવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] આસો સુદિ પૂનમની ઠંડી રાત્રિ, શરદ-પૂનમ, રાસ-પૂનેમ. (સંજ્ઞા.)

**માણ(-ણે)ક-કું** વિ., ન. [જુઓ 'માણેક' + ગુ. 'કું' સ્વાર્થે

ત.પ્ર.] (લા.) માણેકના જેવું વહાલું (બાળક). (પદ્યમાં.)

**માણ-કમાઉ** જુઓ 'માંડ-કમાઉ' (જુઓ 'માણ.[6]')

**માણ-કાકડી** સ્ત્રી. એક જંગલી વૃક્ષ

**માણ(-ણે)કિયો** વિ.,પું. [જુઓ 'માણેક' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માણેક જેવો એક કિંમતી ઘોડો

**માણકી[1]** સ્ત્રી. [જુઓ 'માણેક' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) માણેકના જેવી કિંમતી ઘોડી. [૦ ફેરવવી (રૂ.પ્ર.) પાણી ભરવું]

**માણકી[2]** સ્ત્રી. [જુઓ 'માણ[1]' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રી પ્રત્યય. ભાર.] ઘડો

**માણ-ભટ(-ટ્ટ)** (માણ્ય-) પું, [જુઓ 'માણ[1]' + 'ભટ(-ટ્ટ.'] માણ ઉપર કરડાવાળાં આંગળાં વગાડી આખ્યાન ગાનારો કથાકાર, હરિદાસ

**માણ-માટી** (માણ્ય-) સ્ત્રી. [જુઓ 'માણ[1]' + 'માટી.[1]'] માણ બનાવવાની એક ખાસ પ્રકારની માટી

**માણ-માડું** ન. એ નામની આટાપાટાના પ્રકારની એક [રમત

**માણ માણ** ક્રિ.વિ. [જુઓ 'માણ.[6]'] જુઓ 'માંડ માંડ.'

**માણવક** પું. [સં.] ગમ્મતી માણસ, વિદૂષક, ઠાગલો

**માણવું** સ.ક્રિ. [સં. मान्->પ્રા. माण, માનવું] (લા.) મોજમજા કરવી, મજા ભોગવવી, મનની ગમતી રીતે અનુભવવું. મણાવું કર્મણિ.,ક્રિ. મણાવવું પ્રે.,સ.ક્રિ.

**માણસ** પું. ન. [સં. मानुष>પ્રા. माणुस] માનવ, મનુષ્ય, મનુજ. [૦માં હોવું (રૂ.પ્ર.) પુરુષમાં જનન-શક્તિ હોવી. ઘરનું માણસ (રૂ.પ્ર.) પત્ની, ભાર્યા]

**માણસ-ખાઉ** વિ, [+ જુઓ 'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] મનુષ્યાહારી, માણસને ખાઈ જનારું

**માણસ-જાત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'જાત.[2]'] મનુષ્ય-જાતિ, [માનવ-વર્ગ

**માણસ-ડું** ન. [જુઓ 'માણસું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'માણસું.' (પદ્યમાં,)

**માણસ-તૂણસ** ન., બ.વ. [જુઓ 'માણસ'-દ્વિર્ભાવ.] સૌ માણસો (નાનાં મોટાં ભિન્ન ભિન્ન દરજ્જાનાં)

**માણસ-દ્વેષી** વિ [સં.,પું.] માણસ-જાતનો ખાર કરનાર, 'મિસાનથ્રોપ' (દ.બા.)

**માણસ-પણું** ન. [+ ગુ. 'પણું' ત.પ્ર.] પુરુષની જનન-શક્તિ હોવાપણું. (૨) મરદાઈ, પુરુષાતન. (૩) હિંમત. (૪) માણસાઈ, સજ્જનતા

**માણસ-વલું** વિ. [જુઓ 'માણસ' દ્વારા.] માણસોમાં રહેવું [ગમે તેવું માણસીલું

**માણસાઈ** સ્ત્રી. [જુઓ 'માણસ' + ગુ. 'આઈ' ત. પ્ર.] (લા.) સજ્જનતા. (૨) માનવતા, ભલમનસાઈ. (૩) સારી રહેણી-કરણી

**માણસીલું** વિ. [જુઓ 'માણસ' + 'ઈલું' ત.પ્ર.] જુઓ ['માણસ-વલું.'

**માણા** પું., બ.વ. કોદરાની એક જાત

**માણા-બાંધણી** સ્ત્રી. [જુઓ 'માણું' + 'બાંધણી.'] ચાવળના નહિયા અને ઓરણીને બાંધવાની દોરી

**માણા-રાજ** પું. [સં. मानव>પ્રા. माणअ + જુઓ 'રાજ.[1]'] મોટો માનવ (ગીતમાં વરરાજાનું એક સંબોધન)

**માણિ(-ણે)ક** ન. [સં. माणिक्य > પ્રા. माणिक्क], **માણિક્ય** ન. [સં.] લાલ રંગના એક કિંમતી પથ્થરનું નંગ

**માણિયો[1]** પું. [જુઓ 'માણ[1]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઘડો. (૨) ઘીનો ઘાડવો, કૂપો

**માણિયો[2]** વિ., પું. [જુઓ 'મણ' દ્વારા.] એક મણ અનાજ કે પ્રવાહી સમાય તેવું વાસણ. (૨) મણના વજનનું તોલું, મણીકો

**માણિયો[3]** પું. વડોદરા તરફ થતી એ નામની એક વનસ્પતિ

**માણી** સ્ત્રી. [સં. माणिका, જૂનું આ પલનું માપ->પ્રા. माणिआ] બાર કે સોળ મણનું જૂનું તોલ કે વજન

**માણી-ગર** વિ.,પું. [જુઓ 'માણવું' દ્વારા.] સુખ-ભોગ માણી જાણનાર પુરુષ. (૨) મનને ગમે તેવો પતિ કે ધણી. (૩) વિલાસી માણસ. (૪) મોટો પુરુષ, મહાપુરુષ

**માણી-તલ** ન. [જુઓ માણવું' દ્વારા.] વિશ્રામ-સ્થાન

**માણીલો** વિ.,પું. [જુઓ 'માણવું' + ગુ. 'ઈલું' કૃ.પ્ર.] માણનાર માણસ. (૨) સંતોષી માણસ

**માણું** ન. [સં. मानक->પ્રા. माणअ-આ જ છે.] નવ શેર કે દસ શેરનું એક જૂનું માપ અને માપિયું. (૨) વાવણી કરવાનું સાધન, ઓરણી. (૩) શેરડીનો રસ ઉલાવવાનું એક સાધન. [આડે માણે ભરવું (રૂ.પ્ર.) કાંઈ ન આપવું]

**માણું-માણું** ક્રિ.વિ.[જુઓ 'માણું,'-દ્વિર્ભાવ.] (લા.) ઘણું ઘણું

**માણું-માપું** ન. [જુઓ 'માણું' + 'માપું.'–બેઉ સમાનાર્થી શબ્દોનું દ્વિત્વ.] (લા.) ખળામાં પાક તૈયાર થયે પટેલ વગેરેને મળતો લાગો કે વેતરી

**માણું-મીઠું** ન. [જુઓ 'માણું' + 'મીઠું.[2]'] (લા.) એ નામની એક બાળ-રમત

**માણેક** જુઓ 'માણિક.'

**માણેક-કેળ** (-કેળ્ય) સ્ત્રી. [+ જુઓ 'કેળ.'] કેળની એ [નામની એક જાત

**માણેક-ચૂની** સ્ત્રી. [+ જુઓ 'ચૂની.'] નાકની માણેકના નંગવાળી ચૂંક. (૨) એ નામનું એક રત્ન

**માણેક-ચોક** (-ચોક) પું. [+ જુઓ 'ચોક.[1]'] મોટાં શહેરોનું મોટે ભાગે મધ્યની બજારનું મોટું ચકલું (અમદાવાદ વગેરેમાં છે.)

**માણેક-જમાની** સ્ત્રી. [+ જુઓ 'જમાની.'] શેઠ આપે તો આપું એવી શરતે કરી આપેલી જામીનગીરી

**માણેક-ઠારી** જુઓ 'માણક-ઠારી.'

**માણેક-ડું** જુઓ 'માણક-ડું.'

**માણેક-થંભ** (-થમ્ભ) પું. [+ જુઓ 'થંભ.'] હિંદુ લગ્ન જનોઈ વગેરે મંડપારોપણને પ્રસંગે પૂજા કરીને રોપાતો ઘડેલો લાકડાનો એક આકાર. (૨) (લા.) વિજય-સ્તંભ

**માણેક-નોતરું** ન. [+ જુઓ 'નોતરું.'] માત્ર શિષ્ટાચાર ખાતર આપવામાં આવતું જમવા વગેરેનું નોતરું

**માણેક-રેતી** સ્ત્રી. [+ જુઓ 'રેતી.'] સમુદ્રની લાલ રેતી (સોની લોકો ઘરેણાં ઊજળાં કરવામાં વાપરે છે તે)

**માણેક-લટ** ન. [+ જુઓ 'લટ.'] ઘોડાના કપાળ ઉપરનો વાળનો આગળ દેખાતો આછો ગુચ્છો

**માણેકિયો** જુઓ 'માણકિયો.'

**માણેરું** વિ. મોંઘેરું. (૨) (લા.) વહાલું (બાળક)

**માણો[1]** પું. [જુઓ 'માણું.'] અનાજ વગેરેનું એક માપ અને વજન. (૨) મોટી માણ, હાંડો

**માણો[2]** પું. [જુઓ 'માણવું'+ગુ. 'ઓ' કૃ.પ્ર.] માણવું એ, સુખોપભોગ, મોજ-મજા માણવી એ [ગર્વ
**માણો[3]** પું. [સં. मानक-> પ્રા. माणअ-] અભિમાન, હું-પદ,
**માત[1]** સ્ત્રી. [સં. माता] મા, માતા. (પદ્યમાં.)
**માત[2]** (માત) વિ. [અર. માત્] પરાજિત, હારેલું, જિતાયેલું [માતા. (પદ્યમાં.)
**માત-ડી** સ્ત્રી. [જુઓ 'માત[1]'+ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] મા,
**માત-તાત** ન., બ.વ. [જુઓ 'માત[1]'+સં.] માતા-પિતા, મા-બાપ [કે ગુણલક્ષણવાળું
**માત-દિલ** વિ. [અર. મુઅત્+ફા.] મધ્યમ પ્રકૃતિ સ્વભાવ
**માતપ** પું. કાઠીઓમાં મોટા પુત્રને બીજા ભાઈઓ કરતાં મળતો વધુ ભાગ ['માત-તાત.'
**માત-પિતા** ન., બ.વ. [જુઓ 'માત[1]'+સં.] જુઓ
**માત-બર** વિ. [અર. મુઅત્બર્] સમૃદ્ધ, સંપત્તિમાન, માલેતુજાર. (૨) પૂર્ણ ભરેલું, ભરપૂર
**માત-બરાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.], **માતબરી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] માતબરપણું, સમૃદ્ધપણું. (૨) ભવ્યતા
**માતમ[1]** (માતમ) ન. [સં. माहात्म्य] જુઓ 'માહાત્મ્ય.'
**માતમ[2]** સ્ત્રી. [ફા.] મરણ પાછળનો શોક. (૨) એવો શોક બતાવવાની જગ્યા
**માતર[1]** સ્ત્રી. [સં. मात्रा, અર્વા. તદ્ભવ] સ્વરોનાં ચિહ્નોમાંની એ-ઓ-ઐ-ઔ ઉપર લેખાતી (ે) નિશાની, માત્રા
**માતર[2]** સ્ત્રી., બ.વ. [સં. मातरः પ્ર.વિ., બ.વ.] દુર્ગા વગેરે અનેક માતાઓ. (૨) વેશ્યાઓની દલાલ સ્ત્રીઓ
**માતર[3]** ન. એક પ્રકારની સ્ત્રીઓને પોષક મીઠાઈ, કાટલું
**માતરિશ્વા** પું. [સં.] વાયુ, પવન. (સંજ્ઞા.) (૨) પ્રાણશક્તિ. (૩) પ્રકૃતિ, માયા. (૪) મન
**માતરી** સ્ત્રી. [સં. માતૃનો સીધો ઉચ્ચાર 'માત્રી' થઈને] એ નામની એક દેવી (સૌરાષ્ટ્રમાં ઓસમના ડુંગર ઉપર તેમ માંગરોળ-સોરઠની એક વાવ અને એવાં અનેક સ્થાનોમાં 'માતરીમાતા'નાં સ્થાન છે.), માત્રી
**માતરું** ન. મૂતરવું એ. (જૈન.) (૨) વિ. મૂત્ર-કૃચ્છ્રનું રોગી. (૩) સહેજ સહેજમાં મૂતરી પડનારું
**માતલિ** પું. [સં.] ઇંદ્રદેવનો એ નામનો સારથિ. (સંજ્ઞા.)
**માત-વછોયું** વિ. [જુઓ 'માત[1]'+'વછોયું.'] માતા વિનાનું, જેની મા મરી ગઈ હોય તેનું
**માતવું** અ.ક્રિ. [સં. मत्त ભૂ.કૃ., ના.ધા.] મત્ત થવું, (શરીરે) બાહ્ય જવું, જાડા થવું, હૃષ્ટ-પુષ્ટ થવું. (૨) (લા.) પૈસાનો મદ ચડવો. (૩) મસ્તીએ ચડવું [તાબેદાર
**માતહત** વિ. [અર.] કોઈના તાબામાં રહેલું, તહેનાતમાંનું,
**માતહતી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] તાબેદારી, તહેનાત
**માતંગ** (માતઙ્ગ) પું. [સં.] હાથી. (૨) એ નામની ઘોડાની એક જાત. (૩) જૂના સમયમાં એ નામની એક વનવાસી શૂદ્રજાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**માતંગિની** (માતઙ્ગિની) સ્ત્રી. [સં.] યોગની એક મુદ્રા. (યોગ.)
**માતંગી** (માતઙ્ગી) સ્ત્રી. [સં.] હાથણી. (૨) હાથીના વાહનવાળી એક દેવી. (સંજ્ઞા.) (૩) માતંગ પ્રકારની ભીલ જાતિની સ્ત્રી. (૪) યોગની એ નામની એક મુદ્રા. (યોગ.)

**માતંગી-વિદ્યા** (માતઙ્ગી-) સ્ત્રી. [સં.] વામમાર્ગની એક વિદ્યા. [હાથીના જેવું જબરું અને બલિષ્ઠ
**માતંગું** (માતઙ્ગું) વિ. [સં. मातङ्ग+ગુ. 'ઉં' ત.પ્ર.]
**માતા** સ્ત્રી. [સં.] મા, જનની. (૨) ન.,બ.વ. કોઈ પણ દુર્ગા વગેરે તે તે દેવી. (૩) શીતળા મા, બળિયા. (૪) સ્ત્રી., એ.વ. શીળુડીમાં આવતો એક રોગ. [**૦ આવવાં** (રૂ.પ્ર.) ધૂણવું. **૦ ગોધાવવાં** (રૂ.પ્ર.) બળિયા ટંકાવવા. **૦ તેડવાં** (રૂ.પ્ર.) રાંદલ નોતરી એનું સ્થાપન કરવું. **૦ ઢળવાં, ૦ નમવાં** (રૂ.પ્ર.) શીતળાના ફોડા કરમાવા લાગવા. **૦ના વાયરા** (રૂ.પ્ર.) શીતળાના રોગનો ઉપદ્રવ ફેલાવો એ. **૦ નીકળવાં, ૦ પધારવાં** (રૂ.પ્ર.) શીતળાનો રોગ થવો. **૦નો કૂકડો** (રૂ.પ્ર.) બહુ બોલકણો માણસ. **૦નો ભગત** (રૂ.પ્ર.) હીજડો, પાવૈયો. **૦નો મઢ** (રૂ.પ્ર.) માતાનું દેરું. **૦ પૂજવાં** (રૂ.પ્ર.) શીતળા માતાને હારમોળિયો ચડાવવાં. **૦ વળાવવાં** (રૂ.પ્ર.) જવારા વધાવી દેરે લઈ જવા. **૦ વાવવાં, ૦ વાંછવાં** (રૂ.પ્ર.) શુભ પ્રસંગે જવારા વાવવા]
**માતાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' સ્વાર્થે ત.પ્ર.] દેવી-માતા. (૨) સૌરાષ્ટ્ર(પશ્ચિમ)ના રબારીઓની દેવી, મરમાઈ, મૂંગી દેવી
**માતા-જી** ન., બ.વ. [સં. माता+ગુ. 'જી' માનાર્થે] (માનાર્થે) મા. (૨) (માનાર્થે) શીતળા દેવી. (૪) પોંડિચેરીના અરવિંદ-આશ્રમનાં નિયામક હતાં તે એક ફ્રેંચ બાનુ, 'મધર.' (સંજ્ઞા.)
**માતાપંથી** (-પન્થી) વિ. [સં. माता+જુઓ 'પંથ'+ગુ. 'ઈ' ત.પ્ર.] શક્તિ-પંથનું અનુયાયી, દેવી-પંથી
**માતા-પિતા** ન., બ.વ. [સં.] જુઓ 'માત-તાત.'
**માતા-પૂજન** ન. [સં. मातृ-पूजन, પણ આ ગુ. સમાસ] શક્તિદેવીની પૂજા
**માતામહ** પું. [સં.] માનો પિતા, નાનો દાદો
**માતામહ-શ્રાદ્ધ** ન. [સં.] આસો સુદિ એકમનું માતાના પિતાનું કરાતું શ્રાદ્ધ, આજા પડવાનું શ્રાદ્ધ
**માતામહી** સ્ત્રી. [સં.] માતાની મા, નાની મા
**માતાલ** વિ. તલ્લીન, એકધ્યાન
**માતા-વૃત્તિ** સ્ત્રી. [સં. मातृ-वृत्ति, આ ગુ. સમાસ] માતાનું વલણ, માતાનો સ્વભાવ
**માતુ** સ્ત્રી. [સં. माता] જુઓ 'માતા'-('માત' 'માતુ-પિતુ' 'માતુશ્રી' જેવામાં જ મર્યાદિત)
**માતુકાર** પું. ઊતરતી કોટિનો ગાયક [જુઓ 'માત-તાત.'
**માતુ-પિતુ** ન., બ.વ. [જુઓ 'માતુ'+સં. 'પિતા' દ્વારા.]
**માતુલ, ૦ક** પું. [સં.] માતાનો ભાઈ, મામો
**માતુલ-પક્ષ** પું. [સં.] મોસાળ
**માતુલા, ૦ની** સ્ત્રી. [સં.] માતાની ભાભી, મામાની પત્ની, મામી. (૨) ભાંગ
**માતુલિ(-લું)ગ** (માતુલિ(-લુ)ઙ્ગ) ન. [સં.,પું.] બિજોરાનું ઝાડ. (૨) બિજોરું ફળ [સંબંધનું
**માતુલી[1]** વિ. [સં., વિ. मातुल+ગુ. 'ઈ' ત.પ્ર.] માતાના
**માતુલી[2]** સ્ત્રી. [સં.] મામી. (૨) ભાંગ

માતુલુંગ (માતુલુઙ્ગ) જુઓ 'માતુલિંગ.'

માતુલેય પું. [સં.] મામાનો દીકરો

માતુલેયી સ્ત્રી. [સં.] મામાની દીકરી

માતુ-શ્રી ન., બ.વ. [જુઓ 'માતુ' + સં. श्री (માનાર્થે)] (માનાર્થે) માતા

માતું વિ. [સં. मत्तक-> પ્રા. मत्तअ-] માતેલું, હૃષ્ટ-પુષ્ટ. (૨) મદથી ભરપૂર. (૩) અભિમાની, ગર્વીલું. (૪) (લા.) આતબર, સમૃદ્ધ. (૫) કિંમતી

માતૃ સ્ત્રી. [સં., માત્ર સમાસના પૂર્વ પદમાં] માતા

માતૃક વિ. [સં.] માતાને લગતું, માતા સંબંધી

માતૃ-કર્મ વિ. [સં.] માતાનું કાર્ય

માતૃકા સ્ત્રી. [સં.] માહેશ્વરી બ્રાહ્મી કૌમારી વૈષ્ણવી વારાહી નારસિંહી અને ઐંદ્રી એ સાત માંહેની તે તે શક્તિ. (એ 'સપ્ત માતૃકા' કહેવાય છે.) (૨) સ્વર અને વ્યંજનોનો સમગ્ર વર્ણસમૂહ, વર્ણમાળા. (૩) વિવાહ જનોઈ વગેરે સમયે ગણેશ-પૂજન વખતે દીવાલમાં વર્ણમાળાને ઉદ્દેશી કરાતા ચાંદલા. (૪) માયા, ખોટો દેખાવ (બ.ક.ઠા.)

માતૃકા-પીઠ સ્ત્રી. [+ જુઓ 'પીઠ.'] માતૃકાઓનું સ્થાન

માતૃ-કામના સ્ત્રી. [સં.] પુરુષ કે સ્ત્રીનો પોતાની પત્ની કે પતિની માતા તરફનો કામુક ભાવ, 'ઓએડિપસ કૉમ્પ્લેક્સ' [સંકેત

માતૃકા-લિપિ સ્ત્રી. [સં.] વર્ણમાળાના લખવામાં આવતા

માતૃ-કુલ(-ળ) ન. [સં.] માતાના પિતાનું કુળ, મહિયર, મોસાળ

માતૃ-ગણ પું. [સં.] કાર્તિકેયની છ માતાઓનો સમૂહ

માતૃ-ગમન ન. [સં.] માતા સાથેનો વ્યભિચાર

માતૃ-ગયા ન. [સં., સ્ત્રી.] ઉત્તર ગુજરાતનું સિદ્ધપુર. (હિંદુઓમાં માતાની પાછળ શ્રાદ્ધ કરવાનું ઉત્તર પ્રદેશના 'ગયાજી' જેવું પવિત્ર માનેલું સ્થાન.) (સંજ્ઞા.)

માતૃ-ગંધી (-ગન્ધી) વિ., સ્ત્રી. [સં.] (માતાના જેવા સુગંધવાળી હોવાથી, લા.) પૃથ્વી [(પુત્ર)

માતૃગામી વિ., પું. [સં.,પું.] માની સાથે વ્યભિચાર કરનાર

માતૃ-ગૃહ ન. [સં.,પું.,ન.] માતાનું ઘર, મહિયર, પિયર. (૨) (ગુ. અર્થ) પ્રસૂતિ-ગૃહ

માતૃ-ગોત્ર ન. [સં.] માતાના પિતાનું ગોત્ર કે કુળ

માતૃ-ગ્રંથિ (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] માતા તરીકેનો અહો-ભાવ કે આગ્રહ, 'મધર-કૉમ્પ્લેક્સ' (ભૂ.ગો.)

માતૃ-ઘાત પું. [સં.] માતાની હત્યા

માતૃ-ઘાતક વિ. [સં.], માતૃ-ઘાતી વિ. [સં.,પું.], માતૃ-ઘાતુક વિ. [સં. मातृ-घातक], માતૃ-ઘ્ન વિ [સં.] માતાની હત્યા કરનારું [સ્થાન

માતૃ-તીર્થ ન. [સં.] હથેળીમાંનું ટચલી આંગળી પાસેનું

માતૃ-ત્વ ન. [સં.] માતાપણું, માતા હોવાપણું

માતૃ-દત્ત વિ. [સં.] મા તરફથી આપવામાં આવેલું

માતૃ-દિન પું. [સં.,પું.ન.] માતાના શ્રાદ્ધનો દિવસ, શ્રાવણ વદિ નવમી

માતૃ-દેવ વિ. [સં.] માતાને દેવ તરીકે માન આપનાર

માતૃ-દેશ પું. [સં] માતાનો દેશ, જન્મભૂમિ, 'મધર-લૅન્ડ'

માતૃ-દ્રોહ પું. [સં.] માતાની કરવામાં આવતી દૂભવણી, માતાની અવગણના

માતૃદ્રોહી વિ. [સં.,પું.] માતાનો દ્રોહ કરનારું

માતૃ-પક્ષ પું. [સં.] માતાના પિતાનું કુળ, મોસાળ, માતુલ-પક્ષ ['કૉગ્નેઇટ'

માતૃ-પક્ષી વિ. [સં.,પું.] મોસાળને લગતું, મોસાળિયું,

માતૃ-પદ ન. [સં.] માતાનો દરજ્જો, માતાનું સ્થાન. (૨) માતા થવું એ [ગર્ભાશયમાંનું રજ, 'ઓવમ' (ન.દે.)

માતૃ-બીજ ન. [સં.] ગર્ભ રચવામાં કામમાં આવતું માતાના

માતૃ-ભક્ત પું. [સં.] માતાની સેવા કરનાર, માતા તરફ આદર-ભાવ રાખનાર [માતા તરફનો પૂજ્ય-ભાવ

માતૃ-ભક્તિ સ્ત્રી. [સં.] માતા તરફના આદરવાળી સેવા,

માતૃ-ભવન ન. [સં.] માથિયું (વાણિયા વગેરેમાં પાટ ઉપરની માંડણી કરી બનાવેલું હોય છે.) (૨) જુઓ 'માતૃ-સ્થાન.' (જ્યો.) ['મધર-ટંગ'

માતૃ-ભાષા સ્ત્રી. [સં.] માતા તરફથી મળેલી બોલી,

માતૃ-ભૂમિ(-મી) સ્ત્રી. [સં.], માતૃ-ભોમ (-મ્ય) સ્ત્રી. [સં. मातृ-भूमि] પોતાની કે વડીલોની જન્મભૂમિ, 'મધર-લૅન્ડ'

માતૃ-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] દિવ્ય માતૃકાઓનો સમૂહ (જુઓ 'માતૃકા(૧).'). (૨) બે આંખોની ભમાંનો વચ્ચેનો ભાગ

માતૃ-મુખ વિ., પું. [સં.] માતાના મોઢાવાળો પુત્ર (એ કર્મી ગણાય છે.) [પુત્રી

માતૃમુખી વિ., સ્ત્રી. [સં.] માતાના મોઢા જેવા મોઢાવાળી

માતૃ-મૂલક [સં.] જેમાં પિતાને બદલે માતા ઘરની નિયામક હોવાનો રિવાજ હોય તેવું, 'મેટ્રિયાર્કલ'

માતૃ-વત્ ક્રિ.વિ. [સં.] માની જેમ

માતૃ-વત્સલ વિ. [સં.] માને વહાલું. (૨) જેને માતા વહાલી છે તેવું [ગો-વધ

માતૃ-વધ પું. [સં.] જુઓ 'માતૃ-ઘાત.' (૨) (લા.) ગો-હત્યા,

માતૃ-વંશ (-વંશ) પું. [સં.] જુઓ 'માતૃ-કુલ.' (૨) જ્યાં માતા કુટુંબની નિયામક હોય તેવી કુલરીતિ, 'મેટ્રિયાર્કલ સિસ્ટમ'

માતૃ-વાત્સલ્ય ન. [સં.] માતાનું વહાલ. (૨) માતા તરફનું વહાલ [જિવાઈ

માતૃ-વેતન ન. [સં.] માતાનાં ભરણ-પોષણ માટે અપાતી

માતૃ-વેદી સ્ત્રી. [સં.] પૃથ્વીરૂપી માતાના રૂપનો યજ્ઞ-કુંડ

માતૃ-વ્યંજના (-વ્યઞ્જના) સ્ત્રી. [સં.] વ્યંગ્યાર્થમાં સમઝાવવાની માતાની શક્તિ

માતૃ-શક્તિ સ્ત્રી. [સં.] માતારૂપી શક્તિ

માતૃ-શ્રાદ્ધ ન. [સં.] માતાની મરણ-તિથિએ તેમ શ્રાદ્ધ-પક્ષની નવમીનું કરવામાં આવતું શ્રાદ્ધ અને એ નિમિત્તનું બ્રહ્મ-ભોજન

માતૃ-સત્તા, સ્ત્રી. [સં.] કુટુંબના વડા તરીકે માતાનો અધિકાર. (૨) રાજ્ય કે રાષ્ટ્રના વડા તરીકે સ્ત્રીનો અધિકાર

માતૃ-સંસ્થા (-સંસ્થા) સ્ત્રી. [સં.] જ્યાંથી શિક્ષણનાં ધાવણ ધાવ્યાં હોય તેવી મૂળ શાળા

માતૃ-સ્થાન ન. [સં.] જન્મકુંડળીમાંનું ચોથું ઘર. (જ્યો.)

**માતૃ-હત્યા** સ્ત્રી. [સં.] જુઓ 'માતૃ-ઘાત.'

**માતૃ-હત્યારું** વિ. [સં. માતૃ + જુઓ 'હત્યારું.'] જુઓ 'માતૃ-ઘાતક.'

**માતેલું** વિ. [સં. મત્ત > ગુ. 'માત' + 'એલું' કૃ.પ્ર.] મત્ત બનેલું, ફાટી ગયેલું. (૨) તોફાને ચડેલું. [-લો સાંઢ (રૂ.પ્ર.) નિરંકુશ માણસ]

**માત્ર**[1] ના.યો. [સં.] ફક્ત. (૨) વિ. બધું, સઘળું (ત્યાં એ નામની પછી આવે છે: 'માણસ માત્ર'). (૩) પ્રત્યેક (એવો જ પ્રયોગ). (૪) ફક્ત એક, 'ઓન્લી.'

**માત્ર**[2] સ્ત્રી. [સં. मात्रा] માત્રા, માતર

**માત્રા** સ્ત્રી. [સં.] માપ, પ્રમાણ, 'ક્વૉન્ટિટી.' (૨) ઉચ્ચારણમાં સમયની ગણનાનો નાનો એકમ, 'મોરા' 'ટોન' (બ.ક.ઠા.) (વ્યા.) (૩) ખાસ કરી 'એ-ઐ-ઓ-ઔ'માંનું (ે) એ ચિહ્ન. (વ્યા.) (૪) ખાસ કરીને ધાતુઓની ભસ્મનો લેવાના ડોઝનો એકમ. (વૈદ્યક.) (૫) ઇંદ્રિયોના વિષયોનો અનુભવ–શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ. (૬) જથ્થો, પ્રચય. (૭) આંદોલનનો વિસ્તાર

**માત્રાત્મક** વિ. [+ સં. आत्मन् + क] જેમાં માત્રાની ગણતરી હોય તેવું, માત્રા-રૂપ

**માત્રા-દોષ** પું. [સં.] છંદમાં માત્રાની ગણતરીનો કે વધુ ઘટુ માત્રા હોવાનો થતો દોષ. (પિં.)

**માત્રા-બદ્ધ** વિ. [સં.] માત્રાથી ચરણનાં માપ સધાયાં હોય તેવું

**માત્રા-બંધ** (-બન્ધ) પું. [સં.] જેમાં માત્રાથી ચરણનાં માપ સધાયાં હોય તેવી છંદની રચના

**માત્રા-મેળ** પું. [+ જુઓ 'મેળ.'] માત્રાની છંદમાંની ગણતરીવાળી સ્થિતિ. (૨) વિ. જેનાં ચરણ માત્રાની ગણતરીથી સધાય છે તેવું, માત્રા-બદ્ધ

**માત્રા-લોપ** પું. [સં.] ગાવામાં કરવામાં આવતો શ્રુતિ-લોપ, 'રેસ્ટ' (પો.ગો.) (સંગીત.)

**માત્રા-વૃત્ત** ન. [સં.] માત્રાની ગણતરીવાળો તે તે છંદ. (પિં.)

**માત્રા-સમક** પું. [સં.] માત્રા સરખી સંખ્યાની છતાં ગોઠવણી જુદી હોય તેવો છંદોનો તે તે વર્ગ. (પિં.)

**માત્રા-સ્પર્શ** પું. [સં.] ઇંદ્રિયોનો એઓના વિષય સાથેનો સંયોગ કે સંબંધ

**માત્રિક** વિ. [સં.] માત્રાને લગતું. (૨) માત્રામેળ પ્રમાણેનું

**માત્રીમાતા** સ્ત્રી. [સં.] માતૃ > 'માત્રી' + સં.] જુઓ 'માતરી.'

**માત્રોચ્ચાર** પું. [સં. मात्रा + उच्चार] એક બે માત્રાના સમય જેટલું ઉચ્ચારણ, 'સિલેબલ' (દ.બા.)

**માત્સર્ય** ન. [સં.] બીજાની ચડતી જોઈ સહન ન કરવાપણું, મત્સર-દોષ, ઈર્ષ્યા, અદેખાઈ

**માત્સ્ય-ન્યાય** પું. [સં.] મોટું માછલું નાનાં માછલાંને ગળી જાય એ પ્રકારની જીવન-પ્રણાલી

**માત્સ્યિક** પું. [સં.] માછીમાર

**માથડિયું** ન. [જુઓ 'માથડું + ગુ. 'ઇયું' ત.પ્ર.], **માથડું** ન. [જુઓ 'માથું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'માથું.' (પદ્યમાં.) [માથાવટી

**માથરાવટી** સ્ત્રી. [જુઓ 'માથું' દ્વારા.] મથરાવટી, માથરોટી,

**માથરોટવું** સ.ક્રિ. [જુઓ 'માથું' દ્વારા, ના.ધા.] ખંપાળી વગેરેમાં દાંતા નાખતાં વીંધાંમાં ફાડ વગેરે ભરાવી મજબૂત કરવા

**માથરોટી** સ્ત્રી. [જુઓ 'માથું' દ્વારા.] જુઓ 'માથરાવટી.'

**માથ-સૂનો** વિ. પું. [જુઓ 'માથું' + 'સૂનું.'] જેના માથા ઉપર ગોળ ભમરી છે તેવો ઘોડો (એ એબ ગણાય છે.)

**માથળિયું** ન. ભોંય-તળિયું

**માથા-ઉતાર** વિ. [જુઓ 'માથું' + 'ઉતારવું.'] જેમાં માત્ર માથેથી ભાર ઉતારી નાખવાનો હોય તે રીતનું દિલ વિનાનું. (૨) ક્રિ.વિ. બેદરકારીથી વેઠ કરતા હોય એમ

**માથા-ઓળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'માથું' + 'ઓળવું.'] સંયુક્ત કુટુંબમાં વિધવાને જેઠ-દિયર વગેરે પાસેથી ભરણ-પોષણ મેળવવાનો હક્ક

**માથાકઢું** વિ. [જુઓ 'માથું' + કાઢવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) જીવનના હરકોઈ કામમાં આગળ આવી કામ કરનારું. (૨) નીડર. (૩) સાહસિક

**માથા-કૂટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'માથું' + 'કૂટવું.'] (લા.) કડાકૂટ, લમણાઝીક. (૨) પ્રયાસ, પ્રયત્ન. (૩) નકામી મહેનત

**માથાકૂટિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માથાકૂટિયું' + ગુ. 'અ(-એ)ણ' ત.પ્ર.] માથાકૂટ કરનારી સ્ત્રી

**માથાકૂટિયું** વિ. [જુઓ 'માથાકૂટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માથાકૂટ કરનારું

**માથાકૂટિયેણ** (-ણ્ય) જુઓ 'માથાકૂટિયણ.'

**માથા-ઝી(-ઝીં)ક** (-ક્ય) સ્ત્રી. [જુઓ 'માથું' + 'ઝી(-ઝીં)-કવું.'], -**કણ** ન. [+ ગુ. 'અણ' કૃ.પ્ર.], -**કણ** (-ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ 'માથા-કૂટ.'

**માથાઝી(-ઝીં)કિયું** વિ. [જુઓ 'માથા-ઝી(-ઝીં)ક' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'માથાકૂટિયું.' [ઢંકાઈ જાય તેટલું

**માથા-ઢંક** (-ઢઙ્ક) વિ. [જુઓ 'માથું' + 'ઢાંકવું.'] માથું

**માથા-ઢાંકણ** ન. [જુઓ 'માથું' + 'ઢાંકણ.'] માથા ઉપર ઢાંકવાની ક્રિયા કે સાધન. (૨) (લા.) નિર્વાહનું સાધન

**માથા-તૂટ** ક્રિ.વિ. [જુઓ 'માથું' + 'તૂટવું.'] માથું તૂટી જાય એ પ્રકારની સખત મહેનતથી

**માથા-તોડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'માથું' + તોડવું.'] જુઓ 'માથા-કૂટ.' (૨) (લા.) મુશ્કેલી

**માથાતોડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'માથાકૂટિયું.'

**માથા-દીઠ** ક્રિ.વિ. [જુઓ 'માથું' + 'દીઠું' દ્વારા.] દરેક માથું કે માણસને અલગ તારવી તે તે એકને ઉદ્દેશીને

**માથા-દૂખણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માથું' + 'દૂખવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] માથું દૂખી જાય એવી પરિસ્થિતિ

**માથા-દૂખણું**[1] ન. [જુઓ 'માથું' + દૂખવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] જુઓ 'માથા-કૂટ.'

**માથા-દૂખણું**[2] વિ. [જુઓ 'માથું' + 'દૂખવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] માથું દૂખાડી દે તેવું

**માથા-નું** વિ. [જુઓ 'માથું' + ગુ. 'નું' છ.વિ.ના અર્થનો અનુગ.] (લા.) પહોંચી વળે તેવું, વધારે બળૂકું. (૨) કજિયાખોર [જાય તેટલું ઊંડું

**માથા-પૂર** વિ. [જુઓ 'માથું' + 'પૂરવું.'] માથું ઢંકાઈ

**માથા-ફરેલ,-લું** વિ. [જુઓ 'માથું' + 'ફરવું' + ગુ. 'એલ,-લું' બી.ભૂ.કૃ.] ફરેલા માથાવાળું, મિજાજી

**માથા-ફાટ** વિ. [જુઓ માથું' + ફાટવું.'] મગજ ઉશ્કેરાઈ જાય તેવું (ગંધ વગેરે)

**માથા-ફાટેલ,-લું** વિ. [જુઓ 'માથું' + 'ફાટવું' + ગુ. 'એલ,-લું' બી.ભૂ.કૃ.] 'માથા-ફરેલ.'

**માથા-ફાડ** વિ. [જુઓ 'માથું' + 'ફાડવું.'] (લા.) ગમે તેવું અને અઘરું કામ કરનારું

**માથા-ફીક** વિ. [જુઓ 'માથું' દ્વારા.] જુઓ 'માથા-ફરેલ.'

**માથા-ફોડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'માથું' + 'ફોડવું.'] જુઓ 'માથા-ફૂટ.'

**માથા-ફોડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'માથાફૂટિયું.'

**માથા-બં(-બાં)ધણુ, -ણું** ન. [જુઓ 'માથું' + 'બાંધવું' + ગુ. 'અણ'-'અણું' કૃ.પ્ર.], **માથા-બંધન** (-બન્ધન) ન. [+ સં.] માથે બાંધવાનું પાઘડી સાફો વગેરે લૂગડું

**માથા-બૂડ** વિ, [જુઓ 'માથું' + 'બૂડવું.'] માથું બૂડી જાય તેટલું ઊંડું

**માથા-બોળ** વિ. [જુઓ 'માથું' + 'બોળવું.'] માથું બોળવામાં આવે એ પ્રકારનું (સ્નાન)

**માથા-ભારે** વિ. [જુઓ 'માથું' + 'ભારે.'] સહેલાઈથી સમઝે નહિ તેવું, સરળતાથી કાબૂમાં ન આવે તેવું, 'ટફ-હેડેડ' (પ્ર.પં.) (૨) ઉદ્ધત અને દાંડ

**માથા-માર, -રું** વિ. [જુઓ 'માથું' + 'મારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] માથામાં મારે તેવું, ગાંજ્યું ન જાય તેવું. (૨) માથું મારી આગળ વધનારું, ઘુસણિયું

**માથા-મૂલ** ન. [જુઓ 'માથું' + 'મૂલ.[૨]'] માથાની કિંમત, કરેલા ખૂનના બદલામાં મળતું રોકડ વળતર

**માથા-મૂંડી** સ્ત્રી. [જુઓ 'માથું' + મૂંડવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જેણે પોતાનું માથું મૂંડાવ્યું હોય અને જેને વૈધવ્ય મળ્યું હોય તેવી સ્ત્રી

**માથા-મેલી** સ્ત્રી, [જુઓ 'માથું' + 'મેલું' ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] (લા.) રજસ્વલા સ્ત્રી

**માથાવટ** ક્રિ.વિ. [જુઓ 'માથું' + 'વટવું.'] માથા સુધી. (૨) માથા સાટે, માથાની પરવા કર્યા વિના, માથું જતાં સુધી

**માથાવટી** સ્ત્રી. [જુઓ 'માથું' + સં. वर्तिका ▷ પ્રા. वट्टिआ] સાડીને તેલ ન બગાડે એ માટે માથા ઉપરના ભાગમાં ત્યાં સીવવામાં આવતો કાપડનો ટુકડો. (૨) (લા.) પ્રતિષ્ઠા, આબરૂ (બંને અર્થ માટે જુઓ 'માથરાવટી'–'માથરોટી.' [**૦ મેલી હોવી** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા ઓછી હોવી. **૦ હલકી પડવી** (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા ઓછી થવી]

**માથાવડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'માથું' દ્વારા.] પરમણ સાથે બંધાતી સઢની બાજુ. (વહાણ.)

**માથા-વ(-વિ)હોણું** વિ. [જુઓ 'માથું' + 'વ(-વિ)હોણું.'] [માથા વિનાનું

**માથા-વાઢ** પું. [જુઓ 'માથું' + 'વાઢવું.'] માથું કાપવું એ. (૨) વિ. માથું વાઢે તેવું

**માથા-વેરો** પું. [જુઓ 'માથું' + 'વેરો.'] માથા દીઠ લેવામાં આવતો હતો તેવો એક કર, 'કેપિટેશન-ટૅક્સ'

**માથા-વિહોણું** જુઓ 'માથા-વહોણું.'

**માથાસરું** ન. [જુઓ 'માથું' + સં. शिरस् > પ્રા. सिर + ગુ. 'ઉં' ત.પ્ર.] મથાળું

**માથા-સાટ** (-ટ્ય) ક્રિ.વિ. [જુઓ 'માથું' + 'સાટે.'] માથાના બદલામાં

**માથાળું** વિ. [જુઓ 'માથું' + ગુ. 'આળું' ત.પ્ર.] માથા-વાળું. [**ઘૈ માથાળું** (રૂ.પ્ર.) હિંમતવાળું]

**માથી** વિ. [સં.,પું.] યત્ન કરનારું

**માથુ** સ્ત્રી. ધણિયાણી, પત્ની

**માથુર** વિ. [સં.] મથુરાને લગતું

**માથુર-સંઘ** (-સઙ્ઘ) પું. [સં.] મથુરાનો દિગંબરી જૈન સંઘ

**માથુરી** વિ., સ્ત્રી. [સં.] મથુરામાં તૈયાર થયેલી (જૈન આગમોની એક વાચના). (જૈન.)

**માથું** ન. [સં. मस्तक ▷ પ્રા. मत्थअ-] શરીરનો ઓપરીવાળો ભાગ, ઉત્તમાંગ (જેમાં માણસોનાં કપાળ-કાન, પશુઓનાં શિંગડાં-કાન, બીજાં પ્રાણીઓ-પક્ષીઓ-જંતુઓનો આંખોનો ઉપરનો ભાગ આવી જાય છે.) (૨) ડોકની ઉપરનો સમગ્ર ભાગ. (૩) કોઈ પણ વસ્તુનો ઉપરનો ભાગ, શિરોભાગ, ટોચ, શિખર. (૪) (લા.) પ્રત્યેક વ્યક્તિ. (૫) મગજ, ભાન, સમઝ, બુદ્ધિ. [**-થા-ઉતાર** (રૂ.પ્ર.) દરકાર લક્ષ્ય કે લાગણી વિનાનું. **-થા ઉપર** (-રય)(રૂ.પ્ર.) સ્વીકારવાને પાત્ર. (૨) માન આપવા યોગ્ય. (૩) જવાબ-દારીવાળું. **-થા ઉપરવટ.** (-ટય) (રૂ.પ્ર.) નહિ ગણકારતાં સ્વતંત્ર રીતે, સ્વચ્છંદતાથી. **-થા ઊતરતું** (રૂ.પ્ર.) બેદરકારી ભરેલું. (૨) ભલીવાર વિનાનું. (૩) લાગણી વિનાનું. (૪) વેઠથી થતું. **-થાથી જવું** (રૂ.પ્ર.) કાબૂ બહાર જવું. (૨) વંઠી જવું, હાથથી જવું. **-થાના કકડા (કે કટકા યા ટુકડા) થવા** (રૂ.પ્ર.) માથામાં સાટકાનું દુઃખ થવું. **-થાના કપાસિયા કાઢી ના(-નાં)ખવા** (રૂ.પ્ર.) સામાને તાબે ન થવું. **-થાના વાળ ખરે તેવું** (રૂ.પ્ર.) ઘણું જ કડવું. **-થાના વાળ ઘસાઈ જવા** (રૂ.પ્ર.) સખત મહેનત કરવી. (૨) સખત ચાકરી કરવી. **-થાના વાળ પગે લોવા** (રૂ.પ્ર.) સખત ખુશામત કરવી. **-થાના વાળ પારકા હોવા** (રૂ.પ્ર.) ભારે કરજ હોવું. **-થાની જમીન** (રૂ.પ્ર.) ઉપરલે ભાગે આવેલી જમીન. **-થાની તૂંબડી રહી જવી** (-રૈઃ-) (રૂ.પ્ર.) સખત સેવા-ચાકરી કરવી. (૨) સખત ભાર ઉઠાવવો. (૩) બહુ ચિંતા હોવી. **-થાની પાઘડી** (રૂ.પ્ર.) અગ્રેસર, આગેવાન. **-થાની મોખ** (-ખ્ય) (રૂ.પ્ર.) માન આપવા પાત્ર. **-થાનું** (રૂ.પ્ર.) પહોંચી વળે તેવું. **-થાનું છત્ર** (રૂ.પ્ર.) વડીલ, મોટેરું, માન આપવા પાત્ર, ગુરુજન. **-થાનું દરદ** (રૂ.પ્ર.) ચિંતાનો વિષય. **-થાનું ફરેલ (કે ફાટેલ)** (રૂ.પ્ર.) કોઈનું કહ્યું ન માને તેવું. **-થાનું મોળું** (-મોળું) (રૂ.પ્ર.) હિંમત વિનાનું. (૨) મૂર્ખ. **-થાનું હોવું** (રૂ.પ્ર.) સામાને પહોંચી વળે તેવું હોવું. **-થાનો ઘા** (રૂ.પ્ર.) તદ્દન અણગમતી વાત. **-થાનો જવાબ દેવો** (રૂ.પ્ર.) જવાબદારીનો ભોગ બનવું. **-થાનો મુગટ (કે મણિ)** (રૂ.પ્ર.) પૂજ્ય, વડીલ, માનપાત્ર. **-થા પર** (રૂ.પ્ર.) તદ્દન નજદીક. (૨) માન્ય, સંમાન્ય. **-થા પર કલેડું**

ઊંધું (રૂ.પ્ર.) હજામત બહુ વધેલી હોવી. -થા પર (૦ થન થન) નાચવું (રૂ.પ્ર.) ગાંઠવું નહિ. (૨) શિરજોરી કરવી. -થા પર ભમવું (કે લટકવું યા હોવું) (રૂ.પ્ર.) ભય રહ્યા કરવો. -થામાં આંબલી હોવી, -થામાં મજ ઘાલ્યા હોવા (રૂ.પ્ર.) ભારે ગર્વ હોવો. -થામાં ટપલાં વાગવાં (રૂ.પ્ર.) દુઃખ કે મુશ્કેલીનો જાત-અનુભવ થવો. -થામાં તેલ ઘાલવું (રૂ.પ્ર.) સ્ત્રીઓએ સોગ મૂકવો. -થામાં ધુમાડો ભરાવો (રૂ.પ્ર.) ગેરસમજ થવી. (૨) ગર્વીલું થવું. -થામાં ધુમાડો રાખવો (રૂ.પ્ર.) ભારે ગુમાન રાખવું. (૨) પૈસા વગેરેનો ગર્વ રાખવો. -થામાં (કે માથે) ધૂળ ઘાલવી (રૂ.પ્ર.) ફજેત થવું. (૨) કોઈનું કહ્યું ન માનવું. -થામાં ભૂંસું ભરાવું (રૂ.પ્ર.) ગેરસમજ કે હઠ થવી. (૨) ગર્વિષ્ઠ બનવું. -થામાં મારવું (રૂ.પ્ર.) સામાને દુઃખ થાય તેવું સંભળાવવું, મહેણું મારવું. (૨) ક્રોધથી નાણાં ચૂકવવાં. -થામાં રાઈ હોવી (રૂ.પ્ર.) ભારે ખુમારી હોવી, અતિશય ગર્વ હોવો. -થામાં વહેર ભરાવો (-વેઃર૦) (રૂ.પ્ર.) અભિમાન કરવું. -થા વગરની પાઘડી (રૂ.પ્ર.) પાયા વિનાની વાત. -થા વગરનું (-કે વિનાનું) (રૂ.પ્ર.) મૂર્ખ, બેવકૂફ. (૨) નિર્ભય. (૩) સાહસિક, મરણિયું. -થા-વાટ (રૂ.પ્ર.) અતિશય આકરું. -થા સરસું (રૂ.પ્ર.) ઘણું આત્મીય કે પ્રિય. -થા સરતા (કે સરસા યા સરા) હોવા (રૂ.પ્ર.) આખર સુધીનો સંબંધ હોવો. -થા સાટે માથું (કે મોલ) (રૂ.પ્ર.) પૂરેપૂરો બદલો. -થાં જડવાં (રૂ.પ્ર.) કાયમી સંબંધ હોવો. ૦ આપવું (રૂ.પ્ર.) આત્મ-ભોગ આપવો (સામાના ભલાને માટે). ૦ ઉઘાડું રાખવું (રૂ.પ્ર.) લાજ-મર્યાદા ન જાળવવાં. ૦ ઉઠાવવું (રૂ.પ્ર.) સામે થવું. (૨) કાબૂમાં ન રહેવું. ૦ ઊતરવું (રૂ.પ્ર.) માથાનો દુખાવો બંધ થવો. ૦ ઊંચકવું (રૂ.પ્ર.) જુઓ 'માથું ઉઠાવવું.' ૦ ઊંચું કરવું (રૂ.પ્ર.) કામ પૂરું થવું. (૨) સામે થવું. ૦ ઊંચું ન થવું (રૂ.પ્ર.) કામમાં નવરા ન પડવું, સખત કાર્યગ્રસ્ત રહેવું. ૦ ઊંચું રાખવું (રૂ.પ્ર.) વટમાં રહેવું, મગરૂરી બતાવવી. ૦ ઓળવું (-ઓઃળવું) (રૂ.પ્ર.) માથાના વાળ સરખા કરવા. ૦ કાપવું (રૂ.પ્ર.) સખત અપમાન કરવું. (૨) દગો કરવો. ૦ કાપીને પાઘડી પહેરાવવી (-પેઃરાવવી) (રૂ.પ્ર.) અપમાન કર્યા પછી સિફારસ કરવી. ૦ કૂટવું, ૦ પટકવું, ૦ પીટવું, ૦ ફોડવું (રૂ.પ્ર.) નકામી મગજમારી કરવી. ૦ કોરણે મૂકવું (-કોરણ્યે.) (રૂ.પ્ર.) વિચાર-હીન હોવું. ૦ કોરાણે મૂકવું (-કોરાણ્યે-) (રૂ.પ્ર.) પ્રાણની પરવા ન કરવી. (૨) સાહસ-કર્મ કરવું. ૦ ખજવાળવું, ૦ ખણવું (રૂ.પ્ર.) શરમિંદા થવું, છોભીલા પડવું. (૨) ઠપકો સાંભળી લેવો. ૦ ખાઈ જવું, ૦ ખાવું (રૂ.પ્ર.) કહીકહીને સામાને થકવી દેવું, નકામું કહે કહે કરવું. ૦ ખાલી કરવું (રૂ.પ્ર.) સખત મગજમારી કરવી. ૦ ખોળે કરવું (રૂ.પ્ર.) કુરબાની કરવી. ૦ ખોળે હોવું (રૂ.પ્ર.) શરણે જવું. ૦ ગૂંથવું (રૂ.પ્ર.) માથાના વાળ ઓળી સરખા કરવા. ૦ ઘાલવું (રૂ.પ્ર.) વચ્ચે પડવું. (૨) મહેનત શરૂ કરવી. ૦ ઘૂમવું (રૂ.પ્ર.) વિચાર-શક્તિ ઓછી થવી. ૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) માથામાં દુખાવો થવો. ૦ ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) નકામી માથાફોડથી સામાને હેરાન કરવું. ૦ ચાકે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ચક્કર આવવાં. (૨) અનેક વિચાર આવવા. ૦ ચોળવું (-ચોંળવું) (રૂ.પ્ર.) વિચાર કરવો. (૨) માથું ધોવું. ૦ જોવું (રૂ.પ્ર.) માથાના વાળમાં જૂ ટોલા લીખ તપાસવાં. ૦ ઝી(-ઝીં)કવું (રૂ.પ્ર.) નકામી માથાફોડ કરવી. (૨) ખાલી ટકટકારો કરવો. ૦ ઝુકાવવું ૦ નમાવવું (રૂ.પ્ર.) શરણાગતિ સ્વીકારવી, તાબે થઈ જવું. ૦ ટેકવું (રૂ.પ્ર.) પગે લાગવું. ૦ ઠણકવું (રૂ.પ્ર.) દુર્ઘટનાની આશંકા આવવી. ૦ ડૂલ કરવું (રૂ.પ્ર.) આત્મ-ભોગ આપવો. ૦ ઢાંકવું (રૂ.પ્ર.) લાજ મર્યાદા કરવી. ધુણાવવું (રૂ.પ્ર.) ના પાડવી કે હા પાડવી. ૦ નમવું (રૂ.પ્ર.) પ્રણામ કરવાં. (૨) માન આપવાની લાગણી થવી. ૦ નીકળી પડવું (રૂ.પ્ર.) માથામાં સખત દુખાવો થવો. ૦ નીચું કરવું (રૂ.પ્ર.) શરમાવું. ૦ નીચું નમાવવું (રૂ.પ્ર.) શરણાગતિ સ્વીકારવી. ૦ પક(-કા)વવું (રૂ.પ્ર.) અકળાવવું. ૦ પાકવું, ૦ પાકી જવું (રૂ.પ્ર.) અકળાઈ જવું. ૦ ફરવું (રૂ.પ્ર.) ચિડાવું., મિજાજ ગુમાવવો. ૦ ફાટવું (રૂ.પ્ર.) માથામાં સખત દુખાવો થવો. ૦ ફાટી જવું (રૂ.પ્ર.) મગજ ઉશ્કેરાઈ જાય એટલી બદબો આવવી. ૦ ફૂટવું (રૂ.પ્ર.) માનસિક પ્રબળ વેદના થવી. (૨) કાંઈ વાગતાં માથામાંથી લોહી નીકળવું. ૦ ફેરવવું (રૂ.પ્ર.) ગુસ્સો કરવો. ૦ બંધાવું (-બન્ધાવું) (રૂ.પ્ર.) છોડનો માથાનો ઉપલો ભાગ ઘાટમાં આવવો. ૦ બોડવું (રૂ.પ્ર.) ધંધા વિનાનું હોવું. (૨) કશું ન આવડવું. ૦ બોડાવવું (રૂ.પ્ર.) અભણ રહેવું. ૦ ભરાવું (રૂ.પ્ર.) સકંજામાં આવી જવું. ૦ ભરાવવું (રૂ.પ્ર.) મુશ્કેલ સ્થિતિમાં પણ ઘૂસી જવું. ૦ ભારે થવું (રૂ.પ્ર.) મિજાજ વધી પડવો. ૦ ભાંગવું (રૂ.પ્ર.) ગર્વ ઉતારવો. (૨) ચકિયાતા થવું. ૦ ભાંગે તેવું (રૂ.પ્ર) જુઓ 'માથા-નું.' ૦ ભોંયમાં ઘાલવું (-ભોંય-) (રૂ.પ્ર.) નિંદ્ય કામ કરવાથી શરમાવું. ૦ મારવું (રૂ.પ્ર.) વચ્ચે પડવું કે ઘૂસવું. (૨) ખૂબ મથવું. ૦ મૂકીને વાત કરવી (રૂ.પ્ર.) નીડરપણે કહેવું. ૦ રગડવું (રૂ.પ્ર.) કાલાવાલા કરવા. ૦ રંગવું (-રઙ્ગવું) માથું ફોડી નાખવું (કે જેમાંથી લોહી નીકળતું રહે.) ૦ વાઢી આપવું (રૂ.પ્ર.) કામમાં ઝંપલાવવું. ૦ વેગળું મૂકવું (રૂ.પ્ર.) મોતથી ડર્યા વિના ઝંપલાવવું. ૦ સોંપવું (-સોંપવું) (રૂ.પ્ર.) વિશ્વાસ કરવો. ૦ હલાવવું (રૂ.પ્ર.) હા કે ના કહેવી, માથું ધુણાવવું. ૦ હોમવું (રૂ.પ્ર.) આત્મ-ભોગ આપવો. -થે અંકુશ હોવો (-અઙ્કુશ-), -થે દાબ હોવો (રૂ.પ્ર.) ઉપર કોઈ સત્તા હોવી. -થે આદુ વાવવું (રૂ.પ્ર.) ઘણો જ ત્રાસ આપવો. -થે આવવું (રૂ.પ્ર.) જવાબદારી પડવી. -થે ઓઢવું (રૂ.પ્ર.) આળ કે એવો આરોપ સ્વીકારી લેવો. (૨) જોખમ ઉઠાવવું. -થે ઓઢાડવું, -થે ના(-નાં)ખવું, -થે પાડવું (રૂ.પ્ર.) આરોપ ચડાવવો. (૨) જવાબદારી સોંપવી. (૩) જોખમ ભળાવવું. -થે ઓઢી (કે ખેંચી) લેવું (-ખેંચી-) (રૂ.પ્ર.) પારકી જવાબ-દારી સ્વીકારી લેવી. -થે ખરી થવી (રૂ.પ્ર.) આપત્તિ આવી પડવી. -થે ગાળ ચડ(-ઢ)વી (કે બેસવી) (-બેસવી) (રૂ.પ્ર.) લોકોમાં ખોટી કહેણી ચાલવી. -થે ગાળ મૂકવી (કે

મેલવી) (રૂ.પ્ર.) આરોપ ચડાવવો. -થે ઘંટીનું પડ (-ઘરટીનું-) (રૂ.પ્ર.) ભારે મુશ્કેલી કે આફત. (૨) મોટી જવાબદારી. -થે ધાઘરી (કે ઘૂઘરી) મૂકી (કે મેલી) ઘૂમવું (રૂ.પ્ર.) નકામી જવાબદારી લઈ ફરવું. -થે ઘીના ઘડા (રૂ.પ્ર.) જોખમદારી કે જવાબદારીનો અભાવ. -થે ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) માન આપવું. (૨) સ્વીકારી લેવું. -થે છાપરું વધવું (રૂ.પ્ર.) ઉંમર વધવી. -થે છોગટાં મૂકે તેવું (રૂ.પ્ર.) મમત મદ કે સરસાઈમાં ચડિયાતું. -થે ટા(-તા)લ પડવી (-ટા(-તા)લ્ય-) (રૂ.પ્ર.) અનુભવનાં ટપલાં ખાઈ થવાવું. -થે માથું ન હોવું (રૂ.પ્ર.) કામનો સખત બોજ હોવો. -થે મારવું (રૂ.પ્ર.) છેતરીને વળગાડી દેવું. -થે મોડ હોવો (-મોડ-) આગેવાની લેવી. -થે શિં(-શીં)ગડાં (રૂ.પ્ર.) ખુલ્લું નિશાન. -થે સગડી લેવી (રૂ.પ્ર.) બીજાની આપદા વહોરવી. -થે હાથ (રૂ.પ્ર.) કૃપા, મહેરબાની. -થે હાથ દેવો (રૂ.પ્ર.) આશાભંગ થવું. -થે હાથ ફેરવવો (રૂ.પ્ર.) આશ્વાસન આપવું. (૨) છેતરવું. -થે હાથ મૂકવો (કે મેલવો) (રૂ.પ્ર.) આશીર્વાદ આપવા. એકથી બે માથાં ભલાં (રૂ.પ્ર.) બે જણાંની અક્કલ વધુ સારી. બે કાન વચ્ચે માથું કરવું (રૂ.પ્ર.) બાળકને અપાતી ખોટી ધમકી. બે માથાંનું (રૂ.પ્ર.) ભારે બળિયું, માથાભારે. બે માથાં હોવાં (કે ધરાવવાં) (રૂ.પ્ર.) સાહસ કરતાં ન અચકાવું. બે માથાંનો ખર્ચ (રૂ.પ્ર.) બંને પક્ષકારોનો સહિયારો ખર્ચ]

માથે ક્રિ.વિ., ના. યો. [જુઓ 'માથું' + ગુ. 'એ' સા. વિ.નો પ્ર.] ઉપર ઉપરના ભાગે [૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) બેહદ છૂટ લેવી. ૦ ચડી(-ઢી) બેસવું (-બેસવું) સત્તાધીશ થઈ જવું. (૨) હુકમ બહાર ચાલ્યા જવું. ૦ ચડી(-ઢી) વાગવું (રૂ.પ્ર.) ધરાર ભારરૂપ થઈ પડવું. ૦ ચપટી ભભરાવવી (રૂ.પ્ર.) ખોટી બાબતમાં મમત કરવી. ૦ ચીથરું ય ન રહેવું (-રે:વું-) (રૂ.પ્ર.) તદ્દન કંગાળ સ્થિતિમાં આવી પડવું. ૦ ચોટવું (રૂ.પ્ર.) કલંક લાગવું. (૨) જવાબદારી આવી પડવી. ૦ છીણી મૂકવી (રૂ.પ્ર.) બગાડી ખરાબ કરી નાખવું. ૦ છેડો ના(-નાં)ખવો (રૂ.પ્ર.) સ્ત્રીએ ઘરઘવું. ૦ ઝાડ ઊગાડવું (રૂ.પ્ર.) અત્યંત હેરાન કરવું. ૦ ડાભ ઊગવો (રૂ.પ્ર.) નિવારી ન શકાય તેવાં દુઃખ આવી પડવાં. ૦ ઢોળવું (રૂ.પ્ર.) આળ ચડાવવું. ૦ તાણી લેવું (રૂ.પ્ર.) જવાબદારી ઉઠાવવી. ૦ થવું (રૂ.પ્ર.) આગળ જઈ ઊભા રહેવું. ૦થી ઉતારી (કે ઓવારી) ના(-નાં)ખવું (રૂ.પ્ર.) ભાર ઉતારી નાખવો. ૦થી ટપલો ઉતારવો (રૂ.પ્ર.) મહેણું દૂર કરવું, ૦થી ટોપલો ઉતારવો (રૂ.પ્ર.) જવાબદારી ઉતારી નાખવી. ૦ ના(-નાં)ખવું (રૂ.પ્ર.) જવાબદારી સોંપવી. (૨) આળ ચડાવવું. ૦નો ખર્ચ (રૂ.પ્ર.) બંને પક્ષકારોનો ખર્ચ. ૦ પછાડે તેવું (રૂ.પ્ર.) ટક્કર ઝીલે તેવું. ૦ પડવું (રૂ.પ્ર.) જવાબદારી આવી પડવી. (૨) ભાર-રૂપ થવું, બોજ-રૂપ થવું. ૦ પાડવું (રૂ.પ્ર.) જવાબદારી નાખવી. ૦ પાણી ફરી વળવું (રૂ.પ્ર.) નકામું થવું. ૦ પાણી ફેરવવું, (કે રેડવું) (રૂ.પ્ર.) કર્યું ધૂળધાણી કરવું, વ્યર્થ જાય એમ કરવું. ૦ બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) મોસલ થઈ બેસવું (ઉઘરાણીનો તકાદો કરતાં). (૨) રક્ષક તરીકે હોવું. ૦ બોજો હોવો (રૂ.પ્ર.) કરજ હોવું, દેવું હોવું. ૦ ભાગવું (રૂ.પ્ર.) કાયમનું લાગુ રહેવું, માથે પડવું. ૦ માછલાં ધોવાં (રૂ.પ્ર.) ખૂબ જ ધમકાવવું અને નિંદા કરવી. ૦ મેસ(-શ) બેસવી (મેસ્ય, -શ્ય બેસવી) (રૂ.પ્ર.) કલંક ચડવું, બદનામી થવી. ૦ મોત ફરવું (કે ભમવું) (રૂ.પ્ર.) ભારે આપત્તિમાંથી પસાર થવું. ૦ રાખવું (રૂ.પ્ર.) જવાબદારી ઉપર લેવી. ૦ લેવું ૦ વહોરવું (વો:રવું) (રૂ.પ્ર.) હાથમાં લેવું, જવાબદારી સંભાળવી. ૦ વેરી ગાજવો (રૂ.પ્ર.) દુશ્મન બળવાન થવો. ૦ સંસ્કાર કરવા (-સંસ્કાર-) (રૂ.પ્ર.) ખૂબ વિતાડવું, ઘણું દુઃખ આપવું. ૦ હોવું (રૂ.પ્ર.) જવાબદારી હોવી]

માથોડા-ઢંક (-ક) વિ. [જુઓ 'માથોડું' + 'ઢાંકવું.'] માથું ઢંકાઈ જાય તેટલું ઊંડું (પાણી), માથા-ઢંક

માથોડું ન. [જુઓ 'માથું' દ્વારા.] માથું ડૂબે તેટલું પાણીનું ઊંડાણ અને એ ઊંડાણનું માપ

માદક વિ. [સં.] મદ કરાવે તેવું, કેફી, નશો આપનારું

માદક-તા, સ્ત્રી. [સં.] માદક હોવાપણું, નશો ચડચો હોય તેવી સ્થિતિ [ચિયું, માદળું

માદણું ન., -ણો પું. કાદવ-કીચડના જાડા રગડાવાળું ખાબોચિયું

માદર પું. સમુદ્રકાંઠાનો કે નદીકાંઠાનો પુસ્તો

માદર(-રે)-જબાન, માદર(-રે) જબાં સ્ત્રી. [ફા.] માતૃ-ભાષા, 'મધર-ટંગ' [ગળામાં પહેરવાની ડોડી, માદળિયું

માદરડી સ્ત્રી. ધાતુની ગોળ તકિયા-ઘાટની તદ્દન નાની

માદર-પાટ પું. ઘટ વણાટનું એક જાતનું સુતરાઉ કાપડ

માદર-બખત, માદર-બખ્ત વિ. [ફા. માદર્‌બખ્તા] જેની માતા વ્યભિચારિણી હોય તેવું. (આ એક ગાળ છે.)

માદર(-રે)-વતન ન. [ફા. + અર.] માતૃ-ભૂમિ, જન્મ-ભૂમિ, 'મધર-લૅન્ડ'

માદરળિયું જુઓ 'માદળિયું'. [માને લગતું

માદરી વિ. [ફા. 'માદર્' + ગુ. 'ઈ' ત.પ્ર.] માતૃપક્ષનું, 

માદરી-જબાન જુઓ 'માદર-જબાન'-'મધર-ટંગ' (બ.ક.ઠા.)

માદરે-જબાન, માદરે-જબાં જુઓ 'માદર-જબાન'-'માદર-જબાં.'

માદરે-વતન જુઓ 'માદર-વતન.' [વાદ્ય, ઢોલ

માદળ ન. [સં. मर्दल > પ્રા. मद्दल, પું.] એક જાતનું રણ-

માદળિયું ન. [જુઓ 'માદળ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઢોલના આકારનું તદ્દન નાનું, ધાતુનું યંત્ર કે તાવીજ નાખી કંઠમાં બાંધવાનું સાધન, માદરડી, પોટલિયો, 'એમ્યુલેટ.' (૨) (લા.) ગાડીનો ભાર ઝીલતો આડો ભારવટિયો. (૩) ગોળ લાકડાનો સરખો કાપેલો ટુકડો, ગોળવો. (૪) ભંભલીના જેવું માટીનું વાસણ. (૫) શેરડીનું પતીકું, ગંડેરી

માદળી[1] સ્ત્રી. [સં. मर्दलिका પ્રા. मद्दलिआ] માદળિયાના આકારનું ગળાનું એક ઘરેણું

માદળી[2] વિ., પું. [જુઓ 'માદળ' + ગુ. 'ઈ' ત.પ્ર.] માદળ વગાડનાર આદમી, ઢોલી

માદણું જુઓ 'માદણું.'

માદા સ્ત્રી. [ફા. માદહ્] પશુ-પક્ષની સ્ત્રીજાતિ. (૨) ખરડ-

વાંની જોડમાં ખાડાવાળું બરછટું. (૩) નગારાં તબલાં વગેરેની જોડમાંનું તીણો અવાજ આપતું જરા મોટું નંગ. (૪) આટાવાળી ચાકી [હોય તેવું ફૂલ

**માદા-ફૂલ** ન. [+જુઓ 'ફૂલ.'] માત્ર જેમાં સ્ત્રી-કેસર

**માદામ** સ્ત્રી. [અં. મૅડમ] યુરોપિયન સ્ત્રી, મડમ

**માદા-હીરો** પું. [જુઓ 'માદા'+'હીરો.'] ફાટવાળો હીરો (જેની ભસ્મ માત્ર સ્ત્રીઓ જ વાપરી શકે.) [રીત

**મા-દોરી** સ્ત્રી. [જુઓ 'માપ'+'દોરી.'] માપવાની દોરી,

**માદ્રી** સ્ત્રી. [સં.] મદ્ર દેશના રાજાની પુત્રી અને ભરત-વંશી રાજા પાંડુની બીજી રાણી (નકુળ-સહદેવની માતા). (સંજ્ઞા.)

**માધવ** પું. [સં., 'મા+ધવ=લક્ષ્મીનો પતિ' એવી પણ વ્યુત્પત્તિ જાણીતી, પણ એ અસ્વાભાવિક,' મધુના વંશ'માં અવતર્યાને કારણે માધવ] મધુ યાદવના વંશમાં અવતરેલા ભગવાન શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.) (૨) ['મધુ'=ચૈત્ર, એમાંથી વિકસતો 'માધવ'] વૈશાખ મહિનો (સંજ્ઞા.)

**માધવડો** પું. ગાય અને બળદના ગળામાં થતો એક રોગ

**માધવ-માસ** પું. [સં.] જુઓ 'માધવ(૨).'

**માધવી, ૦ લતા** સ્ત્રી. [સં.] એક જાતની સુગંધી ફૂલવેલ, મધુ-માધવી

**માધુકરી, ૦ વૃત્તિ** સ્ત્રી. [સં.] ભમરાની જેમ ઘેર ઘેર ફરી માગવામાં આવતી ભિક્ષા (બ્રાહ્મણ બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ માટેની)

**માધુરી[1]** સ્ત્રી. [સં.] માધુર્ય

**માધુ(-ધો)રી[2]** સ્ત્રી. [અર. મઅ્જૂરી] સરકારી મહેસૂલ ભરી શકવાની અશક્તિને કારણે જમીન સરકારને પાછી આપી દેવાની શરત

**માધુર્ય** ન. [સં.] મધુરપણું, મધુરતા, મીઠાશ. 'એલી-ગન્સ' (૨.મ.) (૨) લાલિત્ય, સૌંદર્ય, ખૂબસૂરતી, લાવણ્ય. (૩) કાવ્યના ત્રણ ગુણોમાંનો એક ગુણ કે જેમાં કર્કશ વર્ણો ન આવી શકે. (કાવ્ય.)

**માધુર્ય-ભક્તિ** સ્ત્રી. [સં.] ગોપી-ભાવે કરાતી ભગવાનની ભક્તિ [કરનાર (વર્ણ.) (કાવ્ય.)

**માધુર્ય-વ્યંજક** (-વ્યઞ્જક) વિ. [સં.] માધુર્ય ગુણને સ્પષ્ટ

**માધોરી** જુઓ 'માધુરી.[2]'

**માધ્યમ** વિ. [સં.] કોઈ પણ બે પદાર્થ કે વ્યક્તિ વચ્ચેનું, 'મીડિયમ.' (૨) ન. શિક્ષણની ભાષા, 'મીડિયમ'

**માધ્યમિક** વિ. [સં.] મધ્યમને લગતું, વચ્ચે આવેલું. (૨) (૨) શિક્ષણમાં પ્રાથમિક અને મહાશાળા વચ્ચેનું, 'સેકન્ડરી.' (૩) પું. બૌદ્ધ મતના ચાર પ્રકારમાંનો એક મત, શૂન્ય-વાદ, (સંજ્ઞા.)

**માધ્યમિક શાલા(-ળા)** સ્ત્રી. [સં.] પ્રાથમિકનાં સાત ધોરણ પછીની અને મહાશાળા (કૉલેજ)ના પહેલા વર્ષ પહેલાંની મધ્યકક્ષાની શાળા, 'સેકન્ડરી સ્કૂલ,' 'હાઇસ્કૂલ'

**માધ્યમિક શિક્ષણ** ન. [સં.] માધ્યમિક શાળાઓમાં અપાતી કેળવણી, 'સેકન્ડરી એજ્યુકેશન'

**માધ્યસ્થી** સ્ત્રી., **-સ્થ્ય** ન. [સં.] મધ્યસ્થપણું, તટસ્થપણું, તાટસ્થ્ય. (૨) લવાદી

**માધ્યંદિની** (માધ્યન્દિની) વિ. સ્ત્રી. [સં.] શુક્લ યજુર્વેદની એ નામની એક શાખા. (સંજ્ઞા.)

**માધ્યાહ્નિક** વિ. [સં.] મધ્યાહ્નને લગતું, બપોરનું

**માધ્વ** વિ. [સં.] મધ્વાચાર્યના વૈષ્ણવ મતને લગતું. (૨) એ મતનું અનુયાયી

**માન[1]** ન. [સં.] માપ, પ્રમાણ. (૨) તોલ, વજન. (૩) આંકડાની ગણતરીનો કોઠો, 'લોગેરિધમ' (ગ.) (૪) [સં.,પું.] અભિમાન, ગર્વ. (૪) આબરૂ, પ્રતિષ્ઠા. (૫) સંમાન. [૦ આપવું, ૦ દેવું (રૂ.પ્ર.) સત્કારવું. ૦ ઊતરવાં (રૂ.પ્ર.) માન-પ્રતિષ્ઠા ઓછાં થવાં. ૦ કરવું (રૂ.પ્ર.) મગરૂરી રાખવી. ૦ ખાવું (રૂ.પ્ર.) પોતાનું મોંઘાપણું બતાવવું. (૨) માન મેળવ-વાનું મન હોવું. ૦નું ફૂ ંકું (રૂ.પ્ર.) માની સ્વભાવનું. ૦ મળવું (રૂ.પ્ર.) સત્કાર થવો. ૦ મા(-માં)ગવું (રૂ.પ્ર.) બહારથી ના ના કરી માનની અપેક્ષા રાખવી. ૦માં રહેવું (-રે:વું) મોભો પકડી રાખવો. ૦ મૂકવું (રૂ.પ્ર.) અભિમાન જતું કરવું. ૦ મેળવવું (રૂ.પ્ર.) સત્કાર પામવો. ૦ મોડવું (રૂ.પ્ર.) સામાનું અભિમાન ઉતારવું. ૦ રહેવું (રે:વું) (રૂ.પ્ર.) આમન્યા સચવાવી.. ૦ રાખવું (રૂ.પ્ર.) સામાનું મન સાચવવું] [પક્ષ તે 'જાન'

**માન[2]** સ્ત્રી. [જુઓ 'માનવું.'] લગ્નમાં કન્યાપક્ષ. (વર-

**માન-અકરામ** ન. [સં.+?] સારો આવકાર માનપાન અને ગૌરવ, ઇલ્કાબ વગેરેની નવાજેશ

**માનક(-દા)રી** પું. [સં. માન દ્વારા] માનને પાત્ર પુરુષ

**માન-કષાય** પું. [સં.] અભિમાનરૂપી દોષ. (જૈન.)

**માન-કારી** જુઓ 'માન-કરી.' [મેળવવાનું લાલચું

**માન-ઘેલું** (-ઘેલું) વિ. [જુઓ 'માન[2]'+'ઘેલું.'] સંમાન

**માન-ચાંદ** ન., બ.વ. [સં.+ચાંદ.'] સંમાન સાથે ઇલ-કાબનો ચંદ્રક [કરેલો નકશો, 'રિલીફ-મૅપ'

**માન-ચિત્ર** ન. [સં.] પ્રદેશના માપ પ્રમાણે ઉપસાવીને

**માન-ચિહ્ન** ન. [સં.] પરીક્ષામાં ઉત્તીર્ણ થવા બદલ મળતું પ્રતીક, 'ડિગ્રી' [તરફની સ્ત્રી

**માન-ડી** સ્ત્રી. [જુઓ 'માન[2]'+ગુ. 'ડી' ત.પ્ર.] કન્યાપક્ષ

**માનત,-તા** સ્ત્રી. [જુઓ 'માનવું' દ્વારા. સર૦ અર. 'મિન્નત'=ભલાઈ] બાધા, આખડી, નીમ, વ્રત, અગડ. [૦ કરવી (રૂ.પ્ર.) બાધા આખડી વિધિપૂર્વક પૂરાં કરવાં. ૦ માનવી (કે રાખવી) (રૂ.પ્ર.) ઇષ્ટ સિદ્ધિ ન થાય ત્યાં-સુધી અમુક અગડ રાખવી. ૦ મૂકવી (રૂ.પ્ર.) માનતા પૂરી કરવી—આખડી છોડવી]

**માન-તૃષ્ણા** સ્ત્રી. [સં.] સંમાનની લાલસા

**માન-દ** વિ. [સં.] માન આપનાર, સત્કાર કરનાર (અવૈત-નિક સેવા આપનારને માટે 'માનદ' અગાઉ વ્યાપક હતો, પરંતુ એનો અર્થ 'બીજાને માન આપનાર' થતો હોઈ માન પામનારને માટે હવે 'માનાર્હ' વ્યાપક બન્યો છે, 'ઑનનરી' માટે) 'ઑનરરી' (મ.સૂ.)

**માન-દંડ** (-દણ્ડ) પું. [સં.] માપવાનો ગજ કે સાધન. (૨) (લા.) ગુણ-દોષ-લક્ષણોનો ક્યાસ કાઢવો એ, કસોટી, ચકાસ-ણીનું ધોરણ, શાસ્ત્રીય ધોરણ, 'ઑબ્જેક્ટિવ ક્રાઇટેરિયા'

**માનનીય** વિ. [સં.] માન આપવાને લાયક, સંમાન્ય,

'ઑનરેબલ.' (૨) પ્રતિષ્ઠિત

**માન-પટ** પું. [સં.] જુઓ 'માન-ચિત્ર.'

**માન-પત્ર** ન. [સં.] સારા કામ બદલ અપાતું છાપેલું સંમાન-પત્ર (જેમાં માનનીય વ્યક્તિના ગુણોનું વર્ણન હોય.), પ્રશસ્તિ-પત્ર, 'એડ્રેસ'

**માન-પાત્ર** વિ. [સં.,ન.] માનને યોગ્ય, માનનીય, માનાર્હ

**માન-પાન** ન. [સં.] પીવાના પદાર્થ સાથેનો કરાતો સત્કાર

**માન-પૂર્વક** ક્રિ.વિ. [સં.] માન સાથે સંમાનની ભાવનાથી

**માન-પ્રમાણપત્ર** ન. [સં.] સંમાન થયાનો દાખલો આપતો કાગળ, 'સર્ટિફિકેટ ઑફ ઑનર'

**માન-બુદ્ધિ** સ્ત્રી. [સં.] પ્રતિષ્ઠાની લાગણી

**માન-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] અપ-માન, માન-હાનિ, 'હ્યુમિલિયેશન.' (૨) વિ. અપમાનિત [ભરેલી રીતે

**માન-ભેર** (-રય) ક્રિ.વિ. [સં. + 'ભરવું.'] માન સાથે, માન-

**માન-ભોગ** પું. [સં.] ઘઉંના લોટનું એક સહેલું મિષ્ટાન્ન, શીરો. (સં. માં આવું નામ નોંધાયેલું નથી; નવો શબ્દ છે.)

**માનમ** (-મ્ય) સ્ત્રી [જુઓ 'માનવું' + ગુ. 'મ' કૃ.પ્ર.] મોટાઈ, મોટપ. (૨) ગર્વ, અભિમાન

**માન-મરતબો** પું. [સં. + અર. 'મર્તબહ્'] દરજ્જા પ્રમાણેનું સંમાન, પ્રતિષ્ઠા, આબરૂ, મોભો

**માન-મર્યાદા** સ્ત્રી. [સં.] આમન્યા રાખીને માનની લાગણી, વિવેક ભરેલા સંમાનની ભાવના

**માન-મોડણ** વિ. [સં. + જુઓ 'મોડવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] માનને ભાંગી નાખનાર, માન તજાવનાર

**માન-મોભો** ન., બ. વ. [સં. + જુઓ 'મોભો.'] દરજ્જા સહિતના સંમાનની ભાવના

**માન-મોંઘું** (-મોંઘું) વિ. [સં. + જુઓ 'મોંઘું.'] માનની ખૂબ અપેક્ષા રાખનારું [ને લગતું

**માનવ** પું., ન. [સં.,પું.] જુઓ 'માણસ.' (૨) વિ. માણસ-

**માનવ-કલ્યાણ** ન. [સં.] જુઓ 'માનવ-હિત.'

**માનવ-કુલ(-ળ)** ન. [સં.] જુઓ 'મનુષ્ય-જાતિ.'

**માનવ-કોટિ(-ટી)** સ્ત્રી. [સં.] મનુષ્ય-વર્ગ

**માનવ-ગુણારોપ** પું. [સં. °ગુણ + आरोप] ઈશ્વરમાં માનવ-ભાવનું આરોપણ, 'ઍન્થ્રોપોમૉર્ફિઝમ' (ન.મો.)

**માનવ-જન્મ** પું, [સં.,ન.] માણસ તરીકેનો અવતાર

**માનવ-જાત** (-ત્ય) સ્ત્રી. [સં. + जाति], -તિ સ્ત્રી. [સં.] માણસ-જાત [(કાં.ઢ.)

**માનવ-જાતિ-શાસ્ત્ર** ન. [સં.] નૃવંશ-શાસ્ત્ર, 'એથ્નોગ્રાફી'

**માનવ-જીવન** ન. [સં.] માણસ તરીકેની જિંદગી કે જીવતર

**માનવતત્ત્વ-વિદ્યા** સ્ત્રી. [સં.] નૃવંશ-શાસ્ત્ર, 'ઍન્થ્રોપોલૉજી' (મા.પી.)

**માનવ-તા** સ્ત્રી. [સં.] મનુષ્ય હોવાપણું. (૨) માણસાઈ દરજ્જે દયા પ્રેમ અને સહાનુભૂતિની લાગણી, 'હ્યુમૅનિટી' (ચ.ન.), 'હ્યુમેનિઝમ' (બ.ક.ઠા.)

**માનવતા-વાદ** પું. [સં.] મનુષ્ય માત્ર તરફ દયા પ્રેમ અને સહાનુભૂતિની ભાવના હોવી જોઈયે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'હ્યુમૅનિઝમ.' [નિસ્ટ'

**માનવતાવાદી** વિ. [સં.] માનવતાવાદમાં માનનારું, 'હ્યુમે-

**માનવતી** વિ., સ્ત્રી. [સં.] અભિમાની સ્ત્રી (પતિ સમક્ષ અભિમાન રાખતી). (૨) રિસાયેલી સ્ત્રી. (કાવ્ય.)

**માનવ-ત્વ** ન. [સં.] જુઓ 'માનવ-તા.'

**માનવ-દેહ** પું. [સં.] મનુષ્ય-શરીર, માણસની કાયા

**માનવદોષદર્શી** વિ. [સં.,પું.] માણસ-જાતમાં અપૂર્ણતા વગેરે દોષ માત્ર જોયા કરનાર, 'સિનિકલ'

**માનવ-દ્વેષ** પું. [સં.] માણસ-જાત તરફની ઈર્ષ્યા

**માનવદ્વેષી** વિ. [સં.,પું.] માણસ-જાત તરફ દ્વેષ કરનાર

**માનવ-ધર્મ** પું. [સં.] માનવની પ્રત્યેક માનવ તરફની ફરજ, મનુષ્ય-ધર્મ

**માનવ ધર્મ-શાસ્ત્ર** ન. [સં., 'મનુ'ની રચનાને કારણે मानव + સં.] મનુષ્યોની વિવિધ ફરજ વગેરે અનેક વિષયોની ચર્ચા-વિચારણા તેમ નિર્ણયો વગેરે આપતો 'મનુસ્મૃતિ' નામનો સ્મૃતિ-ગ્રંથ. (સંજ્ઞા.)

**માનવધર્મારોપક** વિ. [+સં. आ-रोपक] માનવીય લક્ષણો અર્પનાર, 'ઍન્થ્રોપોમૉર્ફિસ્ટ' (ન.ભો.)

**માનવનિષ્ઠા-વાદ** પું. [સં.] માણસની શક્તિમાં આસ્થા રાખવાનો મત-સિદ્ધાંત, માનવતા-વાદ

**માનવ-પતિ** પું. [સં.] રાજા

**માનવ-પરિવાર** પું. [સં.] સમગ્ર માણસ-જાત

**માનવ-પૂજા** સ્ત્રી. [સં.] મનુષ્ય-જાતિ તરફની મનુષ્યના આદર-ભાવની લાગણી

**માનવ-બંધુ** (-બન્ધુ) પું. [સં.] મનુષ્ય-સંબંધે ભાઈ ભાઈ

**માનવબંધુ-તા** (-બન્ધુતા) સ્ત્રી., -ત્વ ન. [સં.] માણસોમાં પરસ્પરનો ભાઈ-ચારો

**માનવ-ભક્ષી** વિ. [સં.,પું.] 'મનુષ્યાહારી.'

**માનવ-ભક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'માનવ-પૂજા'-'હ્યુમૅનિટેરિયાનિઝમ' (ઉ.કે.) [નિઝમ'

**માનવ-ભાવના-વાદ** પું. [સં.] માનવતાનો સિદ્ધાંત, 'હ્યુમે-

**માનવ-મેદની** સ્ત્રી. [સં. + જુઓ 'મેદની.'] માણસોનો વિશાળ સમૂહ, જન-સમૂહ

**માનવ-રાજ** પું [સં.] માનવના બધા ઉત્તમ ગુણ ધરાવનાર શ્રેષ્ઠ માણસ. (જૂના યુગમાં એ રાજા ગણાતો.)

**માન-વર્જિત** વિ. [સં.] માનની જરૂર ન રાખનારું, નિર્માન, નિર્માની, નમ્ર

**માનવ-લીલા** સ્ત્રી. [સં.] માણસના જીવનનાં વિવિધ કાર્ય

**માનવ-લોક** પું. [સં.] મનુષ્ય-લોક, મૃત્યુ-લોક

**માનવ-વંશ** (-વંશ) પું. [સં.] 'માનવ-કુલ.'

**માનવવંશ-શાસ્ત્ર** (-વંશ-) ન. [સં.] સમગ્ર મનુષ્ય-જાતિને લગતું શાસ્ત્ર, નૃવંશશાસ્ત્ર, 'ઍન્થ્રોપોલૉજી' (દ.બા.)

**માનવવંશશાસ્ત્રી** (-વંશ-) વિ.,પું. [સં.,પું.] માનવવંશ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, નૃવંશશાસ્ત્રી, 'ઍન્થ્રોપોલૉજિસ્ટ'

**માનવ-વિજ્ઞાન** ન. [સં.] નૃવંશ-શાસ્ત્ર, 'ઍન્થ્રોપોલૉજી' (કે.હ.)

**માનવ-વિદ્યા** સ્ત્રી. [સં.] મનુષ્યોના જીવન સાથે સંબંધ ધરાવતી શાસ્ત્ર-પ્રણાલી, 'હ્યુમૅનિટીઝ' (ઉ.જો.)

**માનવ-શક્તિ** સ્ત્રી. [સં.] માણસની શક્તિ (જેમાં બુદ્ધિ-તત્ત્વ પ્રધાનતા ભોગવે છે.), 'મૅન-પાવર'

**માનવ-શાસ્ત્ર** ન. [સં.] નૃવંશ-શાસ્ત્ર, 'ઍન્થ્રોપોલૉજી' (ર.વા.)

**માનવ-સહજ** વિ. [સં.] મનુષ્યને સ્વાભાવિક હોય તેવું
**માનવ-સાહસ** ન. [સં.] માનવે વિજ્ઞાનની કોટિએ સર કરીને કરેલો પુરુષાર્થ [ટેરિયન વર્કર'
**માનવસેવા-કાર્યકર** વિ. [સં.] જીવદયા-કાર્યકર, 'હ્યુમેનિ-
**માનવ-હક,-ક્ક** પું. [સં. + જુઓ 'હક,-ક્ક.'] જગતમાં માણસનો માણસ દરજ્જે અધિકાર
**માનવ-હિત** ન. [સં.] માણસનું ભલું, માનવ-કલ્યાણ
**માનવહિત-વાદ** પું. [સં.] જુઓ 'માનવતા-વાદ'-'હ્યુમે-નિઝમ' [મેનિસ્ટ'
**માનવહિતવાદી** વિ. [સં.,પું.] જુઓ 'માનવતાવાદી'-'હ્યુ-
**માનવ-હીર** ન. [સં + જુઓ હીર.'] (લા.) માનવનું સત્ત્વ, માનવની ઉચ્ચ શક્તિ
**માન-વંત, -તું** (-વન્ત,-ન્તું) વિ, [સં. मानवत् > પ્રા.° वंत, પ્રા. તત્સમ, + ગુ. 'ઉં'' ત.પ્ર.] જુઓ 'માનનીય.'
**માન-વાચક** વિ. [સં.] આદરની લાગણી કે ભાવ બતાવ-નારું, 'ઓનોરિફિક'
**માનવાર્થવાદ** પું. [સં. + अर्थ-वाद] જુઓ 'માનવતા-વાદ'-'હ્યુમેનિઝમ' (હી.ન.) [નિસ્ટ'
**માનવાર્થવાદી** વિ. [સં.,પું.] જુઓ માનવતાવાદી, 'હ્યુમે-
**માનવાસ્મિતા** સ્ત્રી. [+સં. अस्मिता] માણસનું માણસ તરી-કેનું ગૌરવપૂર્ણ અસ્તિત્વ, 'હ્યુમેનિટી' (બ.ક.ઠા.), 'કોન્શિ-યસનેસ ઑફ હ્યુમૅનિટી' (બ.ક.ઠા.)
**માનવાહાર** પું. [સં. + आ-हार] માણસોએ ખાવાનો ખોરાક. (૨) માણસોને જ ખોરાક તરીકે લેવામાં આવે એ, 'કૅનિ-બાલિઝમ' (બ.ક.ઠા.)
**માનવાહારી** વિ., [સ.પું.] 'માનવ-ભક્ષી'-'કૅનિબાલ'
**માનવાંગ-પરિમિતિ** (માનવાઙ્ગ-) સ્ત્રી. [સં. मानव + अङ्ग-परि-मिति] મનુષ્યોનાં અંગોનું માપ કરવાની પ્રક્રિયા, 'ઍન્થ્રોપોમેટ્રી' (મ.પી.) [(કાવ્ય.)
**માન-વિધિ** પું., સ્ત્રી. [સં.,પું.] અભિમાન કરવાની રીત.
**માનવી** પું., ન. [સં. मानव + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] માનવ, માણસ [થયેલું
**માનવીય**[1] વિ. [સં.] મનુને લગતું. (૨) મનુના વંશમાં
**માનવીય**[2] વિ. [સં.] માનવને લગતું
**માનવું** સ.ક્રિ. [સં. मन् > मान्, તત્સમ] વિચારવું, ધારવું, કલ્પવું. (૨) આદર બતાવવો. (૩) શ્રદ્ધા કે ભાવ રાખવો. (૪) કબૂલ રાખવું, સ્વીકારવું. (૫) પાળવું, ઊજવવું. (૬) આજ્ઞા પાળવી. [૦ માની લેવું (રૂ.પ્ર.) અટકળવું, ધારવું] મનાવું કર્મણિ, ક્રિ. મનાવવું પ્રે,,સ.ક્રિ.
**માન-વૃત્તિ** સ્ત્રી. [સં.] આદરની કે સંમાનની ભાવના
**માન-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] સંમાન વધવું એ, પદવી મળવી એ
**માન-વેતન** ન. [સં.] સંમાનની ભાવનાથી અપાતો એક પ્રકારનો પગાર, 'ઑનરેરિયમ'
**માનવેતર** વિ. [સં. + इतर] મનુષ્ય પ્રાણી સિવાયનું તે તે અન્ય (પ્રાણી પશુ પક્ષી વગેરે)
**માનવેંદ્ર** (માનવેન્દ્ર) પું. [સં. + इन्द्र] રાજા
**માનવોચિત** વિ. [સં. + उचित] માનવને છાજે તેવું
**માનવોત્તમ** વિ. [સં. + उत्तम] શ્રેષ્ઠ માનવ, મહાપુરુષ
**માનવોન્નતિ** સ્ત્રી. [સં. + उन्नति] લોકોની ચડતી, મનુષ્યોનું કલ્યાણ
**માનવ્ય** ન. [સં.] માનવ-તા. (૨) માનવ-જાતિ
**માન-શ(-શુ)કન** ન., બ.વ. [સં. मान-शकुन] (લા.) શુભ અને અશુભ શુકન
**માન(-ના)શાહી** સ્ત્રી. એ નામની તલવારની એક જાત
**માન-શુકન** જુઓ 'માન-શકન.'
**માન-શૂન્ય** વિ. [સં.] નિરભિમાન, નિર્માન [(તર્ક.)
**માન-શૃંખલા** (-શૃઙ્ખલા) સ્ત્રી. [સં.] અનુમાનોની પરંપરા.
**માન-શ્રેણિ(-ણી)** સ્ત્રી. [સં.] મીટરનું માપ, 'મીટર-સ્કેલ'
**માનસ** વિ. [સં.] મનને લગતું. (૨) મનમાંથી થયેલું. (૩) ન. મન, ચિત્ત, અંતઃકરણ, હૃદય, હૈયું. (૪) એ નામનું હિમાલય પારનું એક સરોવર, માન-સરોવર. (સંજ્ઞા.)
**માનસ-કક્ષા** સ્ત્રી. [સં.] મનની કોટિ
**માનસ-ક્ષેત્ર** ન. [સં.] મનનો વિસ્તાર
**માનસ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] કુદરતી વિચારસરણી
**માનસ-ચિકિત્સક** વિ. [સં.] મનના વ્યાપાર વેગ વિચાર વગેરેની પરીક્ષા કરનાર, 'સાઇકોલૉજિસ્ટ'
**માનસ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] માનસ-ચિકિત્સકની બીજાના મનની પરીક્ષાને લગતી પદ્ધતિ
**માનસ-ચિત્ર** ન. [સં.] કલ્પનામાં ઊભો થયેલો ઘાટ
**માનસ-જ(-જા)પ** પું. [સં. मानस-जप] મનમાં કરવામાં આવતું ઈશ્વર-સ્મરણ વગેરે
**માનસ-તપ** ન. [સં. मानस-तपस्] માનસિક તપશ્ચર્યા, મનોનિગ્રહ, મનઃસંયમ [માનસિક અનુભવ
**માનસ-દર્શન** ન. [સં.] મનનો ખ્યાલ મેળવવો એ. (૨)
**માનસ-દાસ્ય** ન. [સં.] મનની પરાધીનતા
**માનસ-દ્વૈત** ન. [સં.] મનમાં અનુભવાતો દ્વિધા-ભાવ, જીવ-રચિત જગત. (વેદાંત.)
**માનસ-પલોટ** પું. [સં, + જુઓ 'પલોટવું.'] મનને કેળવ-વાની ક્રિયા, 'કન્ડિશનિંગ' (ઉ.જો.)
**માનસ-પુત્ર** પું. [સં.] મનમાંથી જન્મ પામેલો દીકરો. (૨) મનથી માનેલો દીકરો
**માનસ-પૂજા** સ્ત્રી. [સં.] માનસિક આરાધના
**માનસ-પૃથક્કરણ** ન. [સં.] મનનું વિશ્લેષણ
**માનસપૃથક્કરણ-શાસ્ત્ર** ન. [સં.] મનના વિશ્લેષણની પ્રક્રિયા બતાવતું શાસ્ત્ર, 'સાઇકોઍનૅલિસિસ'
**માનસપૃથક્કરણશાસ્ત્રી** વિ. [સં.,પું.] માનસ-પૃથક્કરણશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, 'સાઇકોલૉજિસ્ટ'
**માનસ-પ્રત્યક્ષ** ન. [સં.] આત્મ-બોધ, આત્મ-જ્ઞાન, પ્રત્યભિ-જ્ઞાન, નિજબોધ, 'મેન્ટલ પર્સેપ્શન' (હી.વ.)
**માનસ-પ્રત્યય** પું. [સં.] મનને થતી પ્રતીતિ, વસ્તુસ્થિતિનો ખ્યાલ, 'કન્સેપ્શન'
**માનસ-પ્રપંચ** (-પ્રપઞ્ચ) પું. [સં.] કલ્પનાનું જગત
**માનસ-યજ્ઞ** પું. [સં.] જ્ઞાન-યજ્ઞ
**માનસ-યોગ** પું. [સં.] ચિત્ત-વૃત્તિઓની એકાગ્રતા સાધવાની ક્રિયા ['માનસ(૩).'
**માન-સર(-રો)વર** ન. [સં. मानस-सरस्, -सरोवर] જુઓ

**માનસ-રોગ** પું. [સં.] માનસિક વ્યાધિ, આધિ
**માન-સરોવર** જુઓ 'માન-સર.' [(ક.પ્રા.)
**માનસ-વિજ્ઞાન** ન. [સં.] માનસ-શાસ્ત્ર, 'સાઇકૉલૉજી'
**માનસ-વિશ્લેષણ** ન. [સં.] જુઓ 'માનસ-પૃથક્કરણ.'
**માનસ-વૃત્તિ** સ્ત્રી. [સં.] મનનું વલણ, મનો-વૃત્તિ
**માનસ-વેગ** પું. [સં.] મનની પ્રબળ ગતિ
**માનસશાસ્ત્ર** ન. [સં.] જુઓ 'માનસ-વિજ્ઞાન'-'મનો-વિજ્ઞાન'- 'સાઇકૉલૉજી.'
**માનસશાસ્ત્ર-જ્ઞ** વિ. [સં.], **માનસશાસ્ત્રી** વિ. [સં., પું.] મનોવૈજ્ઞાનિક, 'સાઇકૉલૉજિસ્ટ'
**માનસશાસ્ત્રીય** વિ. [સં.] માનસ-શાસ્ત્રને લગતું, મનોવૈજ્ઞાનિક
**માન-સહિત** ક્રિ.વિ. [સં.] માન સાથે, માનપૂર્વક, માન-ભેર
**માનસ-સ્નેહ** પું. [સં.] આંતરિક પ્રેમભાવ, 'પ્લેટોનિક લવ' (કા.ધ.) [(આ.બા.)
**માનસ-સ્વરૂપ** ન. [સં.] મનની પરિસ્થિતિ, 'સાઇકૉલૉજી'
**માનસિક** વિ. [સં.] મનને લગતું, 'મેન્ટલ,' 'સબ્જેક્ટિવ' (વિ.સુ.), 'સાઇકૉલૉજિકલ' (બ.ક.ઠા.) (૨) મનમાંથી થતું
**માનસિક-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'માનસ શાસ્ત્ર'-'સાઇકૉ-લૉજી' (ગો.મા.) [(પુષ્ટિ.)
**માનસી** વિ., સ્ત્રી. [સં.] માનસ-પૂજા. (૨) માનસ-ભક્તિ.
**માન-સૂચક** વિ. [સં.] માપ બતાવનારું, 'કાર્ડિનલ' (વ્યા.) (૨) સંમાનની ભાવના બતાવનારું, 'કોમ્પ્લિમેન્ટરી' (ન.ભો.)
**માન-સૂત્ર** ન. [સં.] કંદોરો, મેખલા
**માનસોપચાર** પું. [સં. + उप-चार] માત્ર સંકલ્પથી કરવામાં આવેલી કે આવતી સેવા-શુશ્રૂષા (માનસ-રોગને માટેની)
**માન-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] કીર્તિ-સ્તંભ
**માન-હાનિ** સ્ત્રી. [સં.] અપમાન, અનાદર, માનભંગ, 'હ્યુમિલિયેશન.' (૨) નામોશી [(અન્ય પ્રત્યે) તેવું
**માન-હીન** વિ. [સં.] આદર વિનાનું, જેને માન નથી
**માનાકાંક્ષા** (-કાઙ્ક્ષા) સ્ત્રી. [સં. मान+आ-काङ्क्षा] માન-સંમાનની ઇચ્છા કે લાલસા
**માનાકાંક્ષી** (-કાઙ્ક્ષી) વિ. [સં.,પું.] માનની લાલસા રાખનારું [આદર અને અનાદર
**માનાપમાન** ન., બ.વ. [સં. मान પું. + अप-मान પું.]
**માનાભિલાષ** વિ. [સં. मान + अभि-लाष, પું.], -ષા, સ્ત્રી. [સં. °लाष પું.] માનની ઇચ્છા
**માનાભિલાષી** વિ. [સં.,પું.] માનની ઇચ્છા રાખનારું
**માનાર્થ** પું. [સં. मान + अर्थ] જેમાં સંમાનનો ભાવ રહેલો હોય તેવી સ્થિતિ. (વ્યા.) (૨) વિ., ક્રિ.વિ. સંમાનની ભાવનાવાળું, 'કૉમ્પ્લિમેન્ટરી,' 'ઑનરરી' (ન.ભો.)
**માનાર્થક** વિ. [સં. मान + अर्थ + क] આદરનો અર્થ બતાવનારું. (વ્યા.) ['ઑનરરી'
**માનાર્હ** વિ. [સં. मान + अर्ह] માનને લાયક, માનનીય,
**માનાવટ** (-ટય) સ્ત્રી. [સં. मान દ્વારા] માન સાચવવું એ
**માનાશાહી** જુઓ 'માનશાહી.'
**માનાસ્પદ** વિ. [સં. मान + आस्पद, ન.] જુઓ 'માન-પાત્ર.'
**માનાંક** (માનાઙ્ક) પું. [સં. मान + अङ्क] માપ કરીને ત્યાં ત્યાં ક્ષેત્ર વગેરેને આપેલો અંક, 'સર્વે નમ્બર.' (૨) લઘુગુણાંક, 'લૉગેરિથમ.' (ગ.)
**માનાંતર** (માનાન્તર) [સં. मान + अन्तर] બીજું પ્રમાણ
**માનાંતર-વેદ્ય** (માનાન્તર-) વિ. [સં.] કોઈ બીજાં પ્રમાણોથી જાણી શકાય તેવું ['ઑનર્ડ'
**માનિત** વિ. [સં.] માનેલું, ધારેલું. (૨) સત્કાર પામેલું,
**માનિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] માનીપણું, અભિમાન
**માનિની** વિ. સ્ત્રી. [સં.] માનવાળી સ્ત્રી કે નાયિકા, અભિમાની નાયિકા. (કાવ્ય.) (૨) રુઠેલી નાયિકા. (કાવ્ય.)
**માની** વિ. [સં.,પું.] અભિમાની, ગર્વીલું, અહંકારી, અહંમાની. (૨) ટેકીલું, ગૌરવવાળું
**માનીતું** વિ. [જુઓ 'માનવું + જૂ.ગુ. 'ઈતું' કર્મણિ વર્ત કૃ.] જેને માટે માન રખાતું હોય તેવું, પ્રેમપાત્ર, ઘણું વહાલું
**માનીન-તા** સ્ત્રી. ['માનવું' દ્વારા નવો ઊભો થયેલો શબ્દ + સં., ત.પ્ર.] માન્યતા
**માનીપાત** પું. [અસ્પષ્ટ] માનવા જેવો જવાબ. (જૈ.કો.)
**માની લેવું** જુઓ 'માનવું'માં. [(જૂ. ગુ. માં.)
**માનુની** સ્ત્રી. [સં. मानिनी અભિમાની સ્ત્રી.] સામાન્ય સ્ત્રી.
**માનુષ** વિ. [સં.] મનુષ્ય-સંબંધી, માણસને લગતું. (૨) પું., ન. માણસ
**માનુષ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] માણસ હોવાપણું. (૨) માણસાઈ, માનવ-તા [(મ.ન.)
**માનુષ-શાસ્ત્ર** ન. [સં.] નૃવંશ-શાસ્ત્ર, 'એન્થ્રોપૉલૉજી'
**માનુષાનંદ** (-નન્દ) પું. [સં. मानुष + आनन्द] આધિ-વ્યાધિ-ઉપાધિ વિનાનો કીર્તિ માન જુવાની અને સમગ્ર પૃથ્વીનું રાજ્ય મળ્યું હોય તેવા પ્રસન્ન પુષ્ટ માણસનો આનંદ. (વેદાંત.) ['માનુષ(૧).'
**માનુષિક** વિ. [સં.], **માનુષી**[1] વિ. [સં.,પું.] જુઓ
**માનુષી**[2] સ્ત્રી. [સં.] માણસ સ્ત્રી
**માનુષીય** વિ. [સં.] જુઓ 'માનુષ(૧).'
**માનુષ્ય** ન. [સં.] જુઓ 'માનુષ-તા.'
**માનેચ્છુ,૦ક** વિ. [સં. मान+ + इच्छु,०क] માનની ઇચ્છાવાળું, સંમાન મળે એવું ઇચ્છનારું
**માનૈયો** પું. [જુઓ 'માન[2]' + ગુ. 'ઐયો' ત.પ્ર.] લગ્ન-પ્રસંગે કન્યાપક્ષનો તે તે આદમી
**માનો** પું. [સં. मार्जार દ્વારા] બિલાડો, મીંદડો
**માનોખી** સ્ત્રી. એક પક્ષી
**માનોન્નતિ** સ્ત્રી. [સં. मान + उन्नति] ઊંચા પ્રકારનું સંમાન
**માનોરથિક** વિ. [સં.] મનોરથને લગતું, મનોરથમાંથી પરિણમતું, વિષય-જન્ય
**માનોલ** ન. એ નામનું એક પક્ષી
**માન્ય** વિ. [સં.] સ્વીકારાવા યોગ્ય, સ્વીકાર્ય, માનવા પાત્ર, 'એક્રિડિયેઇટેડ,' 'રેકગ્નાઇઝ્ડ' (૨) માનનીય, પૂજનીય, માન આપવા યોગ્ય. (૩) કાયદેસરનું, 'વૅલિડ.' (૪) ગ્રાહ્ય, 'ઍડ્મિસિબલ', 'એપ્રૂવ્ડ.' [૦ કરવું, ૦ રાખવું (રૂ.પ્ર.) સ્વીકારી લેવું]
**માન્ય-તા** સ્ત્રી. [સં.] માન્ય હોવાપણું, 'એક્રિડિયેશન,' 'રેકગ્નિશન.' (૨) કાયદેસર હોવાની સ્થિતિ, 'વૅલિડિટી.' (૩) આશય, ધારણા, ખયાલ, 'બિલીફ,' 'આઇડિયા'

(હી.વ.), 'કન્સેશન'

**માન્ય-ભાષા** સ્ત્રી. [સં.] વ્યાપક રીતે સ્વીકારાયેલી શિષ્ટ ભાષા, 'સ્ટાન્ડર્ડ લૅંગ્વેઇજ' (પ્ર.પં.) [ઉત્તમ

**માન્ય-વર** વિ. [સં.] ઘણું માનનીય, માન આપવા યોગ્યમાં

**માપ** ન. [સં. मान ના પ્રે. माप દ્વારા સં. मापन ન., -ના સ્ત્રી. છે. પણ माप નથી; હોય તો પું. હોય. દે.પ્રા. मप्प નો અર્થ 'વારો' છે. આમ જુઓ 'માપવું.'] લંબાઈ પહોળાઈ વજન વગેરે પ્રમાણ, પરિમાણ, 'ગૅાજ,' 'મેઝર,' 'ક્વૉન્ટિટી' (આ.બા.) વગેરે. (૨) (લા.) ગજું, મર્યાદા, 'કૅલિબર.' (૩) પ્રતિષ્ઠા, મોભો. (૪) માન-દંડ, સિદ્ધાંત, 'ક્રાઇટેરિયા.' [૦ કરવું, કાઢવું, ૦ જોવું (રૂ.પ્ર.) અંદાજ કાઢવો. ૦ ખોવું (રૂ.પ્ર) માન ગુમાવવું, પ્રતિષ્ઠા ગુમાવવી, વકર ખોવો. ૦ ભરવું (રૂ.પ્ર.) માપવું. ૦ રાખવું (રૂ.પ્ર.) પ્રમાણ સાચવવું. (૨) ધોરણ સાચવવું. ૦ લેવું (રૂ.પ્ર.) લંબાઈ પહોળાઈ માપવી]

**માપ-આંકણી** સ્ત્રી. [+ જુઓ 'આંકણી.'] માપનો ખ્યાલ મેળવવો એ, 'કૅલિબ્રેશન' [મીટર. (૩) માપું

**માપક** વિ. [સં.] માપ કરનારું, માપ આપનારું. (૨) ન.

**માપ-કરણ** ન. [જુઓ 'માપ' + સં.] માપવાની ક્રિયા, માપણી, મોજણી. (૨) ક્ષેત્ર માપવાનું ગણિત, 'મેન્સ્યુરેશન'

**માપણહાર** વિ. [જુઓ 'માપવું' + જૂ.ગુ. 'અણ' કૃ.પ્ર. + અપ. 'હ' ષ.વિ., પ્ર. + સં. °कार > પ્રા. °आर] માપ કરનાર, માપક (જૂ.ગુ.)

**માપણી** સ્ત્રી. [જુઓ 'માપવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] માપવાની ક્રિયા, માપ-કરણ, મોજણી, 'સર્વે'

**માપણી-અધિકારી** વિ., પું. [+ સં.,પું.] જમીનનું માપ કરનાર, ખાતાનો અમલદાર, મોજણીદાર, 'સર્વેયર'

**માપણી-અંક** (-અઙ્ક) પું. [+ સં.] જમીનનું માપ કરતાં આપેલો તે તે ટુકડાનો આંક, 'સર્વે-નંબર'

**માપણી-કચેરી** સ્ત્રી. [+ જુઓ 'કચેરી.'] જમીનનું માપણી કરનારું સરકારી કાર્યાલય, 'સર્વે-ઑફિસ'

**માપણી-કામ** ન. [+ જુઓ 'કામ.[૨]'] જુઓ 'માપણું.'

**માપણી-કામદાર** પું.[+ જુઓ કામદાર.'] 'જમીનની માપણી કરનારો સરકારી માણસ, મોજણીદાર, 'લૅન્ડ-સર્વેયર'

**માપણી-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] જમીનની માપણી કરનારું સરકારી તંત્ર, 'સર્વે-ડિપાર્ટમેન્ટ'

**માપણી-તપાસણી** સ્ત્રી. [+ 'જુઓ 'તપાસણી.'] જમીનની માપણી કર્યા પછી માપ સાચાં ખોટાં નક્કી કરવાની ફેર-તપાસ, 'રિવિઝન-સર્વે [અંક.'

**માપણી-નંબર** (-નમ્બર) પું. [+ અં.] જુઓ 'માપણી-

**માપણી-લાગત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'લાગત.'] માપણી કરવાની સરકારી ફી

**માપણું** ન. [જુઓ 'માપવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર.] માપવાનું સાધન, માપિયું

**માપ-તોલ** ન., બ.વ. [જુઓ 'માપ' + 'તોલ.'] માપવું અને તોળવું એ. (૨) માપવાથી અને તોળવાથી આવતું પરિણામ

**માપ-દર્શક** વિ. [જુઓ 'માપ + સં.] માપ બતાવનાર

**માપ-દંડ** (-દણ્ડ) પું. [જુઓ 'માપ + સં.] જુઓ 'માન-દંડ'–'ક્રાઇટેરિયા'-'નૉર્મ.' ['સ્કેઇલ.'

**માપ-ધોરણ** ન. [+ જુઓ 'ધોરણ.'] માપાઈનો નિયમ,

**માપન** ન. [સં.] જુઓ 'માપણી.'

**માપન-શાસ્ત્ર** ન. [સં.] માપવાનું ગણિત આપતું શાસ્ત્ર, ક્ષેત્રમિતિ, 'મેન્સ્યુરેશન.' (મ.ર.) (ગ.)

**માપનીય** વિ. [સં.] જુઓ 'માપ્ય.'

**માપ-પટી,-ટ્ટી** સ્ત્રી. [સં.] માપવાની લાકડા યા લોઢું વગેરે ધાતુ કે પ્લાસ્ટિક વગેરેની ફીત, માપ-દોરી, 'મેઝરિંગ ટૅપ' 'સ્કેઇલ' (ગ.વિ.)

**માપ-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'માપ' + 'બાંધવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] અનાજની માપસર વહેંચણી કરવાનું નિયમન, 'રેશનિંગ' [કરનારું, માપનારું

**માપલિયું** વિ. [જુઓ 'માપલું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માપ

**માપલું** ન. [જુઓ 'માપ' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] માપ-વાનું સાધન, માપિયું, માપણું, સગાંવહાલાં તેમ વસવાયાંને ખેતીના પાકમાંથી અપાતો લાગો. (૩) ખેત-મજૂરોને અપાતું ખાવાનું

**માપલો** પું. [જુઓ 'માપલું.'] ગામડાના કારીગરનો ખેતીના પાકમાંનો લાગો. (૨) (લા.) પુરુષની જનનેંદ્રિય

**માપવું** સ.ક્રિ. [સં. मा ધાતુનું પ્રે. माप-, તત્સમ] માપ કરવું, પરિમાણ નક્કી કરવું, પ્રમાણ કાઢવું. (૨) (લા.) ક્યાસ કાઢવો, કળવું, પારખવું. (૩) પગે ચાલતા થવું. (૪) સરકી જવું., નાસી જવું. (૫) પડી જવું. મપાવું કર્મણિ, ક્રિ. મપાવવું પ્રે., સ.ક્રિ.

**માપસર** ક્રિ.વિ. [જુઓ 'માપ' + 'સર' (પ્રમાણે).] માપ પ્રમાણે, જોઇયે તેટલા પ્રમાણમાં

**માપ-સૌષ્ઠવ** ન. [જુઓ 'માપ' + સં.] આકારનું ઘાટીલા-પણું, 'હાર્મની' (બ.ક.ઠા.)

**માપાં** ન., બ.વ. [જુઓ 'માપું.'] પાકનું મહેસૂલ વસૂલ કરતી વેળા ઉઘરાવાતો લાગો

**માપિત** વિ. [સં.] માપેલું

**માપિયું[૧]** ન. [જુઓ 'માપવું' + ગુ. 'ઇયું' કર્તૃવાચક કૃ. પ્ર.] માપ કરવાનું સાધન, માપણું, માપલું, માપું

**માપિયું[૨]** ન. [જુઓ 'માપવું' + ગુ. 'ઇયું' ક્રિયાવાચક કૃ.પ્ર.] માપ, માપણી

**માપું[૧]** ન. [જુઓ 'માપવું' + ગુ. 'ઉં' કર્તૃવાચક કૃ.પ્ર.] જુઓ 'માપિયું.[૧]' [૦ ભરવું (રૂ.પ્ર.) માપિયા વડે માપવું]

**માપું[૨]** ન. [જુઓ 'માપવું' + ગુ. 'ઉં' ક્રિયાવાચક કૃ.પ્ર.] માપ. (૨) લાગો, લેતરી

**માપ્ય** વિ. [સં.] માપ કરાવા પાત્ર, માપવા જેવું, માપનીય

**માફ** ક્રિ.વિ. [અર. મુઆફ્] ક્ષમાપાત્ર, ક્ષંતવ્ય, માફી આપેલું. [૦ કરવું (રૂ.પ્ર.) ક્ષમા આપવી. (૨) જમીન-વળતર કે અન્ય લેતરી જતાં કરવાં. ૦ કરો (રૂ.પ્ર.) જવા દો]

**માફક** ક્રિ.વિ. [અર. મુવાફિક્] અનુકૂળ, ફાવતું, ભાવતું, ગોઠતું. (૨) બંધબેસતું. (૨) -ની જેમ, -ની પેઠે, -ના મુજબ,

-ની રીતે [એમ

**માફક-સર** ક્રિ.વિ. [+ જુઓ 'સર' (પ્રમાણે).] માફક આવે

**માફલ** ન. ધીંગુની એક જાત

**માફલો** પું. [જુઓ 'માફો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] નાનો માફો, વેલડું. પાલાવાળું ગાડલું

**માફા-ઘાટ** પું. [જુઓ 'માફો' + સં.] મંદિરની બાંધણીમાંનો વેલડા જેવો એક ભાગ. (સ્થાપત્ય.)

**માફા-માફી** સ્ત્રી. [જુઓ 'માફ,'–દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] એકબીજાએ માફી માગવાની ક્રિયા

**માફાળું** વિ. [જુઓ 'માફો' + ગુ. 'આળું' ત.પ્ર.] માફાવાળું, પડદાવાળું (ગાડું વેલડું વગેરે)

**માફી** સ્ત્રી. [અર. મુઆફી] ક્ષમા, દરગુજર. (૨) કર સજા લવાજમ વગેરે લેતરીમાંથી મુક્તિ. (૩) છૂટ, 'રેમિશન.' (૪) હાનિ-રક્ષા, 'ક્ષતિ-પૂર્તિ,' 'ઇન્ડેમ્નિટી', 'એમ્નેસ્ટી'

**માફી-ગુણ** પું. [+ સં.] પરીક્ષામાં ઉત્તીર્ણ થવા પૂરતા ગુણાંક, 'કૉન્ડોનેશન માર્ક'

**માફી-જમીન** સ્ત્રી. [+ જુઓ 'જમીન.'] કર-બોજ વિનાની જમીન, પસાયતું, બ્રાહ્મણિયા જમીન

**માફી-દાર** વિ. પું. [ફા. પ્રત્યય] માફી જમીન ખેડનાર ખેડૂત કે પસાયતો

**માફી-નામું** ન, [+ જુઓ 'નામું.'] માફી આપતો પત્ર કે લખાણ. (૨) માફી માગતો પત્ર કે લખાણ

**માફો** પું. [અર. મુઆફ્ફહ્] ઓઝલ સચવાય એ માટે ગાડા ઉપર નખાતો ઘોઘમ પડદો. ('પાલો' વાંસની ચીપોનો ગરનાળા-ઘાટે આગલી-પાછલી બાજુ ખુલ્લો હોય.)

**માબર** ન. [અર. મઆબર્] હોડી, નાવ. (૨) હોડીના માટનું બંદૂકનો દારૂ ભરવાનું સાધન

**મા-બાઈ** પું. [જુઓ 'મા૨' + 'બાઈ.'] (લા.) નમાલો બાયલો પુરુષ, મૂછાળાં મોઈબા

**મા-બાપ** ન., બ.વ. [જુઓ 'મા૨' + 'બાપ.'] જુઓ 'માત-તાત.' (૨) (લા.) મૂળ વિગત. (૨) કે.પ્ર. દીનતાવાચક ઉદ્ગાર

**માબાપ-વાદ** પું. [+ સં.] પ્રજાના માતા-પિતાની રીતે સરકારે રાજ્ય-શાસન કરવું જોઇયે એવો મત-સિદ્ધાંત, 'પેટર્નેલિઝમ'

**માભવી** સ્ત્રી. એ નામની એક વેલ

**માભા-દાર** વિ. [જુઓ 'માભો' + ફા. 'પ્રત્યય.] મોભાદાર, પ્રતિષ્ઠિત, આબરૂદાર

**માભા-સર** ક્રિ.વિ. [જુઓ 'માભો' + સર' (પ્રમાણે).] મોભા પ્રમાણે, મોભાસર, આબરૂ પ્રમાણે

**મા-ભૂમિ(-મી)** સ્ત્રી. [જુઓ 'મા૨' + સં.] માતૃ-ભૂમિ, જન્મ-ભૂમ, મા-ભોમ

**માભો** પું. જુઓ 'મોભો.' ['મા-ભૂમિ.'

**મા-ભોમ (-મ્ય)** સ્ત્રી. [જુઓ 'મા૨' + 'ભોમ.'] જુઓ

**મામ૧ (-મ્ય)** સ્ત્રી. [સં. ममता > પ્રા. ममआ] અહં-ભાવ, અસ્મિતા. (૨) ગૌરવ, ટેક, સ્વમાન

**મામ૨** ન. [રવા. (બાળ ભાષામાં) ખાવાનું, ખાદ્ય, જમવાનું, મંમ. [૦ના વાંધા (કે સાંસા) (રૂ.પ્ર.) અત્યંત ગરીબાઈ]

**મા-મઠ** ન. જુઓ 'માઈ–માટલું.'

**મામણ-પટકું** વિ. ઢોંગી, કપટી

**મામણ-મૂંડો** પું. એ નામનો એક ધોળા રંગનો જીવડો

**મામણાં** ન., બ.વ. ઘીમાં કે તલમાં તળેલાં લોટનાં મૂઠિયાં (માખણ તાવી ઘી નિતારી લીધા પછીની છાસ અને ઘીના મિશ્રિત પ્રવાહીમાં લોટ નાખી બાંધેલાં)

**મામથ** ન. એક પ્રકારનું રાક્ષસી પ્રાચીન પ્રાણી

**મામદો** પું. [જુઓ 'મહમ્મદ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) મુસલમાન (કાંઈક કટાક્ષ-ભાવે)

**મામ-ફલ(-ળ)** ન. [+ સં.] મામફળીનું ફળ [ફળ-ઝાડ

**મામફળી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એ નામનું એક

**મામર (-રય)** સ્ત્રી. [સં. मम द्वारा] મમતા, માયા, પ્રેમ, પ્રીતિ, વહાલ. (૨) ટેક. (૩) સંપત્તિ, સમૃદ્ધિ

**મામરી** સ્ત્રી. એ નામનું એક ઝાડ

**મામલ** વિ. બહાદુર

**મામલત** સ્ત્રી. [અર. મુઆમલત્] માલ-મત્તા, દોલત, ધન, સંપત્તિ. (૨) મહત્ત્વ, ગુંજાશ, બિસાત, દમ. (૩) મામલતદારનું કામ. (૪) મામલો, મુદ્દો

**મામલતદાર** વિ.,પું. [+ ફા. પ્રત્યય] પરગણાનું મહેસૂલ ઉઘરાવનાર અમલદાર, મહાલકારી [એનો દરજ્જો

**મામલતદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] મામલતદારનું કામ અને

**મામલો** પું. [અર. મુઆમલહ્] કટોકટી કે આપત્તિનો સમય. (૨) પ્રસંગ, બનાવ. (૩) કામકાજ કે એની પરિસ્થિતિ, [૦ કાબૂમાં આવવો (રૂ.પ્ર.) પરિસ્થિતિ થાળે પડવી. ૦ ગંભીર થવો (-ગમ્ભીર-) (રૂ.પ્ર.) પરિસ્થિતિ બેકાબૂ જવા જેવી થવી. ૦ બગડવો, ૦ વીફરવો (રૂ.પ્ર.) પરિસ્થિતિ ખરાબ થવી]

**મામાઈ** સ્ત્રી. સુયાણીનું કામ

**મામા(-મી)-ગરી** સ્ત્રી. સ્ત્રી નોકરનું કામ

**મામાજી** પું., બ.વ. [જુઓ 'મામો' + 'જી' માનાર્થે.] (માનાર્થે) મામો. (૨) પત્ની કે પતિનો પતિ કે પત્નીને મામો, મામોજી ['માઈ–માટલું.'

**મા-માટ** પું., ન. ૦લું ન. [જુઓ 'માઈ'–'માટલું.'] જુઓ

**મામા-ફળ** જુઓ 'મામ-ફલ.'

**મામા-ફ(-ફો)ઈ-નાં** ન., બ.વ. [જુઓ 'મામો' + 'ફ(-ફો)ઈ' + ગુ. 'નું' છ વિ.નો અનુગ.] મામાનું અને ફોઈનું તે તે સંતાન (પરસ્પર)

**મામા-માસી-નાં** ન.,બ.વ. [જુઓ 'મામો' + 'માસી' + ગુ. 'નું' છ. વિ.નો અનુગ.] મામાનું અને માસીનું સંતાન (સગાઈ બતાવવા). (૨) (લા.) વગવસીલાવાળાં

**મામાંસી** સ્ત્રી. [સં. मांसी] નદીકિનારે થતા ઘાસની જાતનો એક છોડ

**મામી** સ્ત્રી. [જુઓ 'મામો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મામાની પત્ની, માતુલા, માતુલાની. (૨) (લા.) બાળકની જનનેંદ્રિય, ટટ્ડી

**મામી-ગરી** જુઓ 'મામા–ગરી.'

**મામી-જી૧** સ્ત્રી. [જુઓ 'મામી' + 'જી' માનાર્થે.] પત્નીને

પતિની અને પતિને પત્નીની મામી

**મામી-જી**[2] ન., બ.વ. [જુઓ 'મામી-જી.'] (માનાર્થે) મામી

**મામીરાન** ન. એ નામનું એક કરિયાણું

**મામી-સાસુ** સ્ત્રી. [જુઓ 'મામી' + 'સાસુ.'] જુઓ 'મામી-જી.[1]' [ચાલ, વ્યવહાર

**મામૂલ** ન. [અર. મઅમૂલ્] રીતરિવાજ, રવૈયો, રસમ,

**મામૂલી** વિ. [અર. મઅમૂલી] વ્યાવહારિક, રિવાજ મુજબનું. (૨) અતિ સામાન્ય, મુફલિસ, બિસાત વગરનું

**મામેજવો** પું. એ નામનો એક ઔષધીય છોડ

**મામેરિયાત** (માઃમેરિયાત) વિ. [જુઓ 'મામેરિયું' દ્વારા.] મામેરું-મોસાળું લઈને આવેલું

**મામેરિયું** (માઃમેરું) વિ. [જુઓ 'મામેરું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મામા તરફનું સગું, મોસાળિયું

**મામેરું** (માઃમેરું) ન. [દે. પ્રા. माम + સં. गृह > પ્રા. हर + ગુ. 'ઉં' ત.પ્ર.] માંગલિક પ્રસંગે મામાના ઘેરથી લાવવામાં આવેલું ભાણેજડાંને માટેનું પહેરામણી વગેરે રાચ, મોસાળ તરફનો ઉપહાર, મોસાળું

**મામો** પું. [દે.પ્રા. मामअ-] માતાનો ભાઈ. (૨) (લા.) ઉંદર. (૩) લુટારો. (૪) સાપ, ઘોઘો. [-મા મળવા (રૂ.પ્ર.) માર્ગમાં લુટારા મળવા. ૦ કંસ (કંસ) (રૂ.પ્ર.) ખરાબ સગો. ૦ ગામનો (કે જગનો) (રૂ.પ્ર.) મશ્કરિયો માણસ. ૦ ધનનિયો મામો (રૂ.પ્ર.) ભલકો ઠકારો કે શોભા કરી આવેલ માણસ] [જુઓ 'મામા-જી(૨).'

**મામો-જી, ૦ સસરો** પું. [+ જુઓ 'જી' માનાર્થે + 'સસરો.']

**માય-કાંગલાઈ** જુઓ 'માઈ-કાંગલાઈ.'

**માય-કાંગલું** જુઓ 'માઈ-કાંગલું.'

**માયનો** પું. [અર. મઅ્નહ્] અર્થ, મતલબ, ભાવ. (૨) આશય, ઇરાદો. (૩) તાત્પર્ય, સાર, રહસ્ય

**માયફળ** જુઓ 'માજુ-ફલ.'

**માય-મૂળ** ન. ગરમરનો છોડ [ગોરનું પૂજન]

**માયરી** (માઃયરી) સ્ત્રી. નાગરોમાં લગ્નસમયે કન્યા તરફથી થતું

**માયરું** (માઃયરું) જુઓ 'માહ્યરું.' [શણગાર

**માયરો** (માઃયરો) પું. [જુઓ 'માહ્યરું.'] પરણવા સમયનો

**માયલું** (માઃયલું) જુઓ 'માંહ્યલું.'

**માયલો** (માઃયલો) જુઓ 'માંહ્યલો.'

**માયા** સ્ત્રી. [સં.] ઈશ્વરની મનાતી એક અનાદિ શક્તિ કે જે સૃષ્ટિનું એક કારણ મનાય છે, અવિદ્યા. (વેદાંત.) (૨) યોગ-માયા. (૩) પ્રકૃતિ. (સાંખ્ય.) (૪) વિશ્વરૂપ-દર્શન. (૫) (લા.) છળ-કપટ, પ્રપંચ, અધ્યાસ. (૬) ધન, દોલત, સંપત્તિ, (૭) લક્ષ્મી દેવી. (૮) સ્નેહ, મમતા. (૯) સંસારનો મોહ. (૧૦) ભ્રાંતિ, ભ્રમ, 'ઇલ્યુઝન' (બ.ક્ર.) [૦ કરવી (રૂ.પ્ર.) ભ્રાંતિજનક દેખાવ ઊભો કરવો. (૨) સ્નેહ કરવો. ૦ થવી (રૂ.પ્ર.) સ્નેહ થવો. ૦નું સગું (રૂ.પ્ર.) પૈસાનું કે સ્વાર્થનું સગું. ૦માં રહેલું (-રેઃલું) (રૂ.પ્ર.) સંસારમાં જકડાઈ રહેવું. ૦માં લપટાવું (રૂ.પ્ર.) પ્રપંચમાં ફસાવું. ૦ મૂકવી (રૂ.પ્ર.) સ્નેહ-મમતા છોડી દેવાં. ૦ રાખવી (રૂ.પ્ર.) પ્રેમ જાળવવો,, સ્નેહ રાખવો. ૦ હોવી (રૂ.પ્ર.) સ્નેહ-સંબંધ હોવો. કાચી માયા (રૂ.પ્ર.) છેતરાય તેવું. પહોંચેલી માયા (પોંઃચેલી-) (રૂ.પ્ર.) ન છેતરાય તેવું, હોશિયાર] કરનારું, ઇલમી, જાદુગર

**માયા-કાર** વિ. [સં.] માયા કે ભ્રાંતિજનક રચના ઊભી

**માયા-કૃત, માયા-જન્ય** વિ. [સં.] ભ્રાંતિમૂલક, માયાએ સરજેલું [અજ્ઞાન

**માયા-જવનિકા** સ્ત્રી. [સં.] માયારૂપી પડદો. (૨) (લા.)

**માયા-જાળ** સ્ત્રી. [+ જુઓ 'જાળ.' ભ્રાંતિમૂલક માયાની બાજી, માયાનો ફાંસલો, મોહમાયારૂપ ફસામણી. (૨) (લા.) અજ્ઞાન

**માયાતીત** વિ. [+ સં. अतीत] માયાને વટાવી ગયેલું, માયાથી તદ્દન નિર્લેપ, નિર્ગુણ, દિવ્ય

**માયાત્મક** વિ. [+ સં. आत्मन् + क] માયાથી ભરેલું, માયામય, માયિક, ભ્રામક, ભ્રાંતિમય. (૨) (લા.) અસત્ય

**માયા-દીપ** પું. [સં.] જાદુઈ ફાનસ, 'મેજિક લૅન્ટર્ન' (ન.ભો.)

**માયા-ધવ** પું. [સં.] માયાના સ્વામી-મહાદેવ કે વિષ્ણુ

**માયાધીન** વિ. [+ સં. अधीन] માયામાં જકડાયેલું. (૨) (લા.) અજ્ઞાની

**માયાનુસારી** વિ. [+ સં. अनु-सारी, પું.] માયાને અનુસરી માનવદેહ ધારણ કરનાર (પરમાત્મા)

**માયા-પાત્ર** વિ. [સં.,ન.] ધનવાન, સંપત્તિમાન, પૈસાદાર, માલેતુજાર, ધનિક [(લા.) અજ્ઞાન

**માયા-પાશ** પું. [સં.] ભ્રાંતિમૂલક માયાનો ફાંસલો. (૨)

**માયા-પૂંજી** સ્ત્રી. [+ જુઓ 'પૂંજી.'] ધન, સંપત્તિ, દોલત

**માયા-ફલ(-ળ)** ન. [સં.] જુઓ 'માજુ-ફલ.'

**માયા-ફંદ** (-ફન્દ) પું. [+ જુઓ 'ફંદ.'] જુઓ 'માયા-જાળ.'

**માયા-બદ્ધ** વિ. [સં.] ભ્રાંતિમૂલક માયામાં ફસાયેલું. (૨) (લા.) અજ્ઞાની

**માયા-બલ(-ળ)** ન. [સં.] ભ્રાંતિમૂલક માયાની શક્તિ

**માયા-બંધન** (-બન્ધન) ન. [સં.] જુઓ 'માયા-પાશ.'

**માયા-મમતા** સ્ત્રી. [સં.] સ્નેહ-સંબંધ, હેતપ્રેમ

**માયા-મય** વિ. [સં.] જુઓ 'માયાત્મક.'

**માયા-માનવ** વિ. [સં.] દેખાવમાં માણસ હોય તેવું (હકીકતે 'ઈશ્વરરૂપ')

**માયા-મૂડી** સ્ત્રી. [+ જુઓ 'મૂડી.'] જુઓ 'માયા-પૂંજી.'

**માયા-મૃગ** પું. [સં.] બનાવટી હરણ, માયાથી માત્ર હરણરૂપે દેખાતું સ્વરૂપ

**માયા-મોસો** પું. [+ સં. मोषक > પ્રા. मोसअ-] કપટથી જૂઠું બોલી છેતરવું એ. (જૈન.) [કરનારી સ્થિતિ

**માયા-મોહ** પું. [સં.] માયાએ ઊભી કરેલી મોહને ઉત્પન્ન

**માયા-રૂપ** વિ. [સં.], **-પી** વિ. [સં.,પું.] જુઓ 'માયાત્મક'-'માયા-મય.' [તદ્દન અજ્ઞાની

**માયા-લીન** વિ. [સં.] માયામાં રચ્યુંપચ્યું રહેતું. (૨) (લા.)

**માયાવરણ** ન. [+ સં. आ-वरण] જુઓ 'માયા-જવનિકા.'

**માયા-વળું** વિ. [+ ગુ. 'વળું' ત.પ્ર.] સ્નેહાળ, પ્રેમાળ, મમતાળુ

**માયા-વશ** વિ. [સં.] જુઓ 'માયાધીન.'

**માયા-વાદ** પું. [સં.] પરબ્રહ્મનું પ્રતિબિંબ માયામાં પડતાં જગતનો ભાસ થાય છે—વસ્તુસ્થિતિએ જગત જેવું કાંઈ

નથી, જગત મિથ્યા છે, એ પ્રકારનો શ્રીશંકરાચાર્યજીનો મત-સિદ્ધાંત. (૨) વિપરીત-વાદ, 'પેસિમિઝમ' (મન.ર્વ.)
માયાવાદી વિ. [સં.,પું.] માયાવાદમાં માનનારું. (૨) વિપરીતવાદી, 'પેસિમિસ્ટ' (મન.ર્વ.)
માયા-વાન વિ. [સં. °વાન્ પું.] પ્રેમ ધરાવનાર. (૨) વફાદાર
માયાવિની વિ., સ્ત્રી. [સં.] છળકપટ કરનારી સ્ત્રી
માયા-વિશિષ્ટ વિ. [સં.] જુઓ 'માયાત્મક.'
માયાવી વિ.,પું. [સં.,પું.] છળકપટ કરનાર પુરુષ. (૨) (લા.) જાદૂગર [પહેરનાર, બહુરૂપી
માયાવેશ-ધારી વિ, [સં.,પું.] ન ઓળખાય તેવો વેશ
માયા-સૃષ્ટિ સ્ત્રી. [સં.] માયા-વાદ પ્રમાણેનું મિથ્યા જગત
માયાળુ વિ. [+ ગુ. 'આળું' ત.પ્ર.] માયાવાળું, પ્રેમાળ, હેતાળ [પ્રપંચી, માયાવી
માયિક વિ. [સં.] જુઓ 'માયાત્મક.' (૨) કપટી, છળ-
માયું ન. [ સં. मायक-▶मायअ, જુઓ 'માયા-ફલ.'] જુઓ 'માજુ-ફલ.'
માયો પું. [અર. માયહ્ ] ધન, દોલત, સંપત્તિ
માયોપાધિક વિ. [સં. माया+उपाधिक] માયાની ઉપાધિવાળું, માયા-મય [નિયામક શક્તિ. (બૌદ્ધ.)
માર[૧] પું. [સં.] કામદેવ. (૨) આસુરી સંપત્તિઓની એક
માર[૨] પું. [જુઓ 'મારવું.'] ટીપવું એ, ધબેડવું એ, લગાવવું એ, ઠોકવું એ. (૨) વધુ પ્રમાણમાં ખાવું એ. (૩) બોજ, ભાર. (૪) (લા.) નુકસાન, ફટકો. -[૦ ખાવો, ૦ પડવો (રૂ.પ્ર.) પરાજિત થવું. (૨) નુકસાન વેઠવું. ૦ માર કરવું (રૂ.પ્ર.) વારંવાર મારવું. મૂઢ (કે મૂંગો) માર (રૂ.પ્ર.) બહાર ન દેખાય તેવો શરીરના અંદરના ભાગમાં લાગેલો માર]
મારક વિ. [સં.] પ્રાણ-ઘાતક, જીવલેણ. (૨) અસરને નાબૂદ કરનાર. (૩) ઊલટાપણું કે વિરોધી સૂર બતાવનારું, 'કૉન્ટ્રૅડિક્ટરી' (દ.બા.)
મારકણું વિ. [જુઓ 'મારવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર. + 'ક' મધ્યગ.] મારવા દોડવાની ટેવવાળું, મારવાની ટેવવાળું. (૨) (લા.) તોફાની. (૩) અસર-કારક
માર-કતલ સ્ત્રી. [જુઓ 'માર[૨]' + 'કતલ.'] મારામારી અને કાપાકાપી ['માર-કતલ.'
માર-કાટ (-ટ્ય) સ્ત્રી. [ જુઓ 'માર[૨]' + કાટવું.'] જુઓ
મારકીટ સ્ત્રી. [અં. માર્કેટ્ ] બજાર
મારકું વિ. [સં. मारक + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'મારકણું.'
માર-કૂટ (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'માર[૨]' + 'કૂટવું.'] માર મારવો એ, માર-પીટ. (૨) કૂકડી-દાવની રમતમાં ફરીથી કોડી નાખવાનો વધારાનો દાવ (ન.મા.)
મારકો પું. [અં. 'માર્ક' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] નિશાન, એંધાણી. (૨) ગુણદર્શક ચિહ્ન, 'કૂૉલિટી-માર્કિંગ.' (૩) ગુણાંકન (પરીક્ષામાં.), 'માર્કિંગ સિસ્ટમ.' [-કાનો માલ (રૂ.પ્ર.) ઊંચો નંબરી માલ. ૦ કરવો, ૦ મારવો, ૦ ચોઢ(-ડ)વો (રૂ.પ્ર.) માલ ઉપર પોતાનું ખાસ નિશાન કરવું]
માર-ખાઉ વિ. [જુઓ 'માર[૨]' + 'ખાવું' + ગુ. 'આઉ' કૃ. પ્ર.] માર ખાવાની ટેવવાળું, વારંવાર માર ખાનારું

મારગ પું. [સં. मार्ग, અર્વા. તદ્ભવ] જુઓ 'માર્ગ.'
મારગ-ડો પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'માર્ગ(૧).' (પદ્યમાં.)
મારગ(-ગે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મારગી'+ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મારગી બાવાની સ્ત્રી
મારગ-મોડો પું. [ + જુઓ 'મોડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર. ] વાટપાડુ લુટારો (જૂ.ગુ.)
મારગી વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર.], ૦ બાવો પું. [ + જુઓ 'બાવો.'] રામદેવપીરના મોટા પંથનો અનુયાયી બાવાનો વર્ગ અને એનો પુરુષ, મારગી બાવો. (સંજ્ઞા.)
મારગેણ (-ણ્ય) જુઓ 'મારગણ.'
માર-ઝપ(-પા)ટ (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'માર[૨]' +'ઝપ(-પા)ટ.'], માર-ઝૂડ (-ડ્ય) સ્ત્રી. [ + જુઓ 'ઝૂડવું.'] જુઓ 'માર-પીટ.' [રાખવાનું સાધન
મારડો પું. ગાડાની ઊંધ પાસેના વચલા સરકિયા પકડી
મારણ[૧] ન. [સં.] મારી નાખવું એ. (૨) વૈદકીય ધાતુ ફૂંકવી એ, ભસ્મ બનાવવી એ. (૩) તાંત્રિક ક્રિયા. (૪) શિકાર. (૫) (લા.) ઉપાય
મારણ[૨] વિ. [સં.] મારી નાખનાર, જીવ-લેણ, મારક
મારણ-તારણ[૧] ન. [સં.] શત્રુઓનો સંહાર અને મિત્રોનો ઉગાર [મિત્રોને ઉગારી લેનાર
મારણ-તારણ[૨] વિ. [સં.] શત્રુઓનો સંહાર કરનાર અને
મારણ-પ્રયોગ પું. [સં.] તાંત્રિક રીતે શત્રુનો સંહાર કરવાની પ્રક્રિયા [લડાઈ, 'ઑફેન્સિવ વૉર.' (ન.લા.)
મારણ-યુદ્ધ ન. [સં.] આક્રમણ કરી કરવામાં આવતી
મારણ-હાર વિ. [સં. मारण ન, + અપ. 'હ' છ. વિ. નો પ્ર. + સં. °कार▶પ્રા. °आर] મારી નાખનાર. (જૂ.ગુ.)
મારતલ વિ. [ જુઓ 'મારવું' + ગુ. 'તું' વર્ત. કૃ. દ્વારા.] મારી નાખનારું. (૨) માર મારનારું
મારતે-ખાં પું. [ જુઓ 'મારવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + ફા. 'એ' પ્ર + જુઓ 'ખાં.'] (લા.) જુલમ-ખોર
માર-તોલ પું. [હિં. માર-તૌલ] હથોડો
માર-દડી સ્ત્રી. [જુઓ 'માર[૨]' + 'દડી.'] દડાની મારકૂટની રમત [માર-ઝૂડ
માર-ધાર (-રય) સ્ત્રી. [ જુઓ 'માર[૨]' + 'ધારવું,'] સખત
માર-પછાડ (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'માર[૨]' + 'પછાડવું.'] માર મારી પછાડી નાખવાની ક્રિયા, ઝઘડી પછાડી નાખવું એ
માર-પીટ (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'માર[૨]' + 'પીટવું.'] જુઓ 'માર-કૂટ.' [ચાલ-બાજી, ધૂર્તતા
માર-પેચ પું. [જુઓ 'માર[૨]' + 'પેચ.'] (લા.) દાવ-પેચ,
મારફત સ્ત્રી. [અર મઅ્રિફત્ ] વચ્ચે કોઈને રાખીને કરાતી ક્રિયા કે રીત, મારફતિયાનું કામ. (૩) ના.યો. દ્વારા, વચમાં સાધન બનાવી
મારફતિ(-યે)ણ (-ણ્ય) સ્ત્રી. [ જુઓ 'મારફતિયો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મારફતિયાની સ્ત્રી. (૨) મારફતનું કામ કરનાર સ્ત્રી [ફત દ્વારા થયેલું
મારફતિયું વિ. [જુઓ 'મારફત' + ગુ. 'ઇયું' ત,પ્ર.] માર-
મારફતિયેણ (-ણ્ય) જુઓ 'મારફતિયણ.'

**મારફતિયો** વિ.,પું. [જુઓ 'મારફતિયું.'] રેલવે મોટર વગેરે ટ્રાન્સ્પૉર્ટ દ્વારા આવતા માલ-સામાનની વ્યવસ્થા આપતો દલાલ કે આડતિયો, 'ક્લિયરિંગ એજન્ટ'

**મારફતે** ના. યો. [જુઓ 'મારફત'+ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] જુઓ 'મારફત(૩).'

**મારફો** પું. એ નામનું એક વાદ્ય. (૨) સુતારી કામનો અડતરો કે ખૂંટા-ખટાવાળી કાનસ

**મારબલ** જુઓ 'માર્બલ.'

**માર-બંધન** (-બન્ધન) ન. [સં.] કામ-વાસનાનું બંધન. (બૌદ્ધ.)

**મારવણ** ન. [જુઓ 'મારવું' દ્વારા.] ધાતુને વૈદ્યકીય ઉપયોગ માટે મારવાની ક્રિયા, ધાતુની ભસ્મ બનાવવાની ક્રિયા

**મારવા** પું. [જુઓ 'મારુ.'] એક રાગ. (સંગીત.)

**માર-વાડ** પું. [સં. मारु-पाट > પ્રા. मारु-वाड], (-ડય) સ્ત્રી. [અપ. मारु-वाडि] પશ્ચિમ રાજસ્થાનનો વિશાળ રેતાળ પ્રદેશ, મરુ-ભૂમિ. (સંજ્ઞા.)

**મારવાડ(-ડે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મારવાડી'+ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મારવાડની સ્ત્રી સામાન્ય, મારવાડી સ્ત્રી

**મારવાડાં** ન., બ.વ. [જુઓ 'મારવાડ'+ગુ. 'ઉં' ત.પ્ર.] ચોમાસું ઊતરતાં વિદેશમાંથી આવતાં એક પ્રકારનાં પક્ષી

**મારવાડી** વિ. [જુઓ 'મારવાડ' +ગુ. 'ઈ' ત. પ્ર.] મારવાડનું. (૨) પું. મારવાડનો વતની. (૩) સ્ત્રી. મારવાડની ભાષા. (સંજ્ઞા.)

**મારવું** સ. ક્રિ. [સં. मृ નું પ્રે. मार् તત્સમ] પ્રાણ લેવો, સંહાર કરવો. (૨) ટીપવું, ઠોકવું, લમધારવું. (૩) અથડાવવું, અફાળવું, વીંઝવું. (૪) ધાતુની વૈદ્યકીય પ્રયોગથી ભસ્મ બનાવવી. (૫) તફડાવવું. (૬) ચોડવું, ચીપકવું, લગાડવું. (૭) સંયમમાં લેવું, કાબૂમાં લેવું. (૮) દંશ દેવો, ડસવું. (૯) અસર ઓછી થાય એમ કરવું. (૧૦) સાંધવું. (૧૧) ઝડપવું. (૧૨) ઝબકવું. (૧૩) વળગાડવું. (૧૪) સંભોગ કરવો. (૧૫ થંભાવવું, અટકાવવું. (૧૬) (સહાયકારી ક્રિયાપદ તરીકે) ઉતાવળ કે બેદરકારીનો અર્થ. [મારતે ઘોડે (રૂ.પ્ર.) પૂર ઝડપે. મારી કૂટીને, મારી ફાડીને (રૂ.પ્ર.) ગમે તેમ કરીને મારી ખાવું (રૂ.પ્ર.) ઓળવવું. મારી જવું. (રૂ.પ્ર) વિજય મેળવવો. મારી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) લાંચ આપી પોતાનું કરી લેવું. મારીને હાથ ન ધોવા (રૂ.પ્ર.) અત્યંત ક્રૂરતાથી મારવું. મારી મચડીને (રૂ.પ્ર.) બળાત્કારથી. મારી પાડવું (રૂ.પ્ર.) તફડાવવું. મારી મૂકવું (રૂ.પ્ર.) પૂરપાટ દોડાવી જવું. મારી લેવું (રૂ.પ્ર.) તફડંચી કરવી. મારેલું (રૂ.પ્ર.) જેના ગુણધર્મ દૂર કરાયા હોય તેવું. મારેલું માણસ (રૂ.પ્ર.) રુશવતથી ફોડેલું માણસ. માર્યું જવું (રૂ.પ્ર.) ભારે નુકસાની વહોરવી. માર્યું ફરવું (રૂ.પ્ર.) -ની ખોટ કે તાણ ન હોવી. માર્યું માર્યું ફરવું (રૂ.પ્ર.) ગાભરું થઈ રખડવું. એરી મારવી (રૂ.પ્ર.) નિશાની કરવી. આંખ મારવી (આંખ્ય-) (રૂ.પ્ર.) ઇશારો કરવો. ખજાનો મારવો (રૂ.પ્ર.) ખજાનો લૂંટવો. ખીલી મારવી (રૂ.પ્ર.) ખીલી ચોડવી કે ભરાવવી. ઘર મારવું (રૂ.પ્ર.) ઘર વણસાડવું, ઘર પાયમાલ કરવું. ગપ મારવી (રૂ.પ્ર.) ગપ્પું મારવું, ડિંગ મારવી, તોપ મારવી, તડાકા મારવા (રૂ.પ્ર.) ખોટી વાત કહેવી. ચક્કર મારવાં (રૂ.પ્ર.) ફરવું. ચળકાટ મારવો, તેજ મારવું (રૂ.પ્ર.) પ્રકાશવું. ટાંકા મારવા, ટેભા મારવા (રૂ.પ્ર.) સીવવું, ખીલવું. ડૂચો મારવો (રૂ.પ્ર.) ખાળ બંધ કરવો. તડાકા મારવા અર્થહીન વાતો કરવી. તાળું મારવું (રૂ.પ્ર.) બંધ કરવું. ધાડ મારવી (રૂ.પ્ર.) બહાદુરીનું કામ કરવું. ફાંફાં મારવાં, વલખાં મારવાં (રૂ.પ્ર.) અહીં તહીં વળગ વળગ કરી શોધવું. બાફ મારવી (રૂ.પ્ર.) બહુ ગરમી થવી. બૂમ મારવી (રૂ.પ્ર.) બોલાવવું. ભૂખ મારવી (રૂ.પ્ર.) ભૂખને દબાવવી. મન મારવું (રૂ.પ્ર.) સંયમ રાખવો. મહેણું મારવું (મે:ણું-), ટોણો મારવો (રૂ.પ્ર.) અણગમતું અપમાનજનક સંભળાવવું. માથામાં મારવું (રૂ.પ્ર.) તરત ચૂકવી દેવું. માથું મારવું (રૂ.પ્ર.) વચ્ચે પડી પંચાત કરવી, દખલ કરવી. માથે મારવું (રૂ.પ્ર.) સામાન્ય ઇચ્છા વિના અણગમતી વસ્તુ વળગાડી દેવી. મૂઠ મારવી (મૂઠય-) (રૂ.પ્ર.) તાંત્રિક પ્રયોગથી સામા ઉપર અભિયોગ કરવો. મેખ મારવી (રૂ.પ્ર.) મજબૂત કરી લેવું. હાથ મારવો (રૂ.પ્ર.) તફડંચી કરવી, ચોરી લેવું]

**માર-સેના** સ્ત્રી. [સં.] કામોત્તેજના કરે તેવી સામગ્રી

**માર-હાણ** (-ણ્ય) સ્ત્રી [જુઓ 'માર[૨]'+'હાણ'] માર-ફૂટ કરીને કરેલું નુકસાન

**મારંમાર** (મારમ્માર) પું. સ્ત્રી. [જુઓ 'માર[૨]' દ્વિર્ભાવ.] સામસામા એકબીજાને વારંવાર માર મારવાની અને મારી નાખવાની ક્રિયા

**મારા** પું., બ.વ. [જુઓ 'મારવું' +ગુ.'ઉં' કૃ.પ્ર.] કિલ્લાની દીવાલ વગેરેમાં બંદૂક વગેરે ભરાવી શકાય તેવાં બાકાં, ગોખા ['ઈ' કૃ.પ્ર.] જુઓ 'મારંમાર.'

**મારામાર** (-રય), -રી સ્ત્રી. [જુઓ 'મારવું'-દ્વિર્ભાવ + ગુ-

**મારિણી** વિ, સ્ત્રી. [સં.] મારી નાખનારી સ્ત્રી

**મારિત** વિ. [સં.] મારી નાખેલું [આત્મ-જ્ઞાન

**મારિફત** સ્ત્રી. [અર. મઅ્રિફત્] પરમ તત્ત્વની ઓળખાણ,

**મારિષ** પું. [સં.] નાટ્ય-કૃતિમાં આરંભે આવતો સૂત્રધારથી ઊતરતી કક્ષાનો નટ અને એનું સંબોધન. (નાટ્ય.)

**મારી** સ્ત્રી. સામાઈ જેવું જ વચલું દોરડું, જાળી. (વહાણ.)

**મારીચ** પું [સં] રામાયણમાંનો રાવણનો એક પ્રધાન કોટીનો રાક્ષસ (સીતાના હરણમાં નિમિત્ત બનેલો.) (સંજ્ઞા.)

**મારી-તારી** (મા:રી-તા:રી) વિ., સ્ત્રી.[જુઓ 'મારું'+'તારું' +બંનેને 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ગાળાગાળી, બદગોઈ

**મારુ[૧]** વિ. [સં. मरुનો વિકાસ] મરુ-ભૂમિને લગતું, મારવાડનું. (૨) પું. મારવાડમાં ઊભો થયેલો એક રાગ. (સંજ્ઞા.) (સંગીત.) (૩) સ્ત્રી. ઢોલા-મારુની લોકવાર્તામાંની એ નામની નાયિકા. (સંજ્ઞા.)

**-મારુ[૨]** વિ [જુઓ 'મારવું' +ગુ. 'ઉ' કૃ. પ્ર.] મારનારું (સમાસમાં ઉત્તરપદ તરીકે; જેમકે 'હાથ-મારુ' 'વાઘ-મારુ' 'ધાપ-મારુ' વગેરે)

**મારુ-ગુર્જર** વિ [જુઓ 'મારુ' + ગુર્જર'] મારવાડ અને ગુજરાત બેઉને લગતું (ઉમાશંકર જોશીએ બંને દેશોની ભાષા એકાત્મક હતી તેને આ સંજ્ઞા આપી છે, એવો યુગ પણ તેથી.)

**મારુત** પું. [સં.] પવન, વાયુ

મારુતિ પું. [સં.] પવન-પુત્ર હનુમાન

મારું (મા:રું) વિ. [સં. મત્ અંગના વિકાસમાં અપ.માં મહ દ્વારા મહારમ ➤ જૂ.ગુ. 'માહારઅ'-] બોલનાર વ્યક્તિના અધિકારનું કે માલિકીનું યા એને લગતું, મુજ (છ. વિ. નું-રૂપ). (વ્યા.) [મારું કરવું (મા:રું-) (રૂ.પ્ર.) ખોટી અહંતા બતાવવી]

મારું-તારું (મા:રું-તા:રું) વિ. [+જુઓ 'તારું'.] બોલનાર અને સાંભળનાર બેઉનું. (૨) (લા.) ન. ભેદભાવ. (૩) અણબનાવ, વૈમનસ્ય. [૦ કરવું (રૂ.પ્ર.) ઝગડો કરવો]

મા-રૂખ (મા:રૂખ) જુઓ 'મહા-રૂખ.' [મૂળભેદ

મારૂફ વિ. [અર. મઅ્રૂફ્] મશહૂર, જાણીતું. (૨) પું.

મારૈડો પું. માવઠું

મારો[1] પું [સં. मारक- ➤ પ્રા. मारअ-] મારી નાખવાનો ધંધો કરનાર, ધંધાદારી ઘાતક, જલ્લાદ

મારો[2] પું. [જુઓ 'મારવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ઉપરાઉપરી પ્રહાર. (૨) સખત રીતે વીંઝવું-ફેંકવું એ. (૩) સંહારકાર્ય, કતલ, માર-ફાડ. (૪) કોટની દીવાલમાંનું બંદૂક તોપ વગેરે રાખવાનું તે તે બાકું. [લાડુ ઉપર મારો (-ઉપરય-) (રૂ.પ્ર.) લાડુ ખૂબ ખાવા એ]

માર્ક પું. [અં.] નિશાન, અબાણ, એંધાણી. (૨) છાપ. (૩) ગુણાંક, દોકડો. (૪) જર્મનીનો એ નામનો એક ચલણી સિક્કો. (સંજ્ઞા.) [પ્રાચીન ઋષિ. (સંજ્ઞા.)

માર્કંડ (માર્કણ્ડ), -ડેય પું. [સં.] એ નામનો એક અતિ

માર્કિ(-કે)ટ સ્ત્રી. ન. [એ. માર્કેટ્] બજાર, પીઠ, ચૌટું

માર્કેટ-યાર્ડ પું. [અં.] માલ-સામાન ખુલ્લામાં રાખી જ્યાં વેચાણ થાય તેવો વાડો

માર્કેટિંગ (માર્કેટિઙ્ગ) ન. [અં.] ખરીદ-વેચાણ બજાર-વ્યવસ્થા

માર્કો પું. [અં. 'માર્ક્' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] મારકો, નિશાન, એંધાણી. (૨) છાપ [ક્રાંતિકારી. (સંજ્ઞા.)

માર્ક્સ પું. [અં.] 'કાર્લ માર્ક્સ' નામનો એક રશિયન

માર્ક્સ-વાદ પું. [+ સં.] કાર્લ માર્ક્સનો સામ્યવાદનો મત-સિદ્ધાંત, 'કૉમ્યુનિઝમ' ['કૉમ્યુનિસ્ટ'

માર્ક્સ-વાદી વિ. [+ સં.,પું.] માર્ક્સવાદમાં માનનાર,

માર્ગ પું. [સં.] રસ્તો, કેડો, પથ, રાહ, પંથ, 'રૂટ,' 'રોડ,' 'વે.' (૨) રીત, પદ્ધતિ, પ્રકાર. (૩) સંપ્રદાય, પંથ. (૪) શાસ્ત્રીય પ્રકારનું સગીત. (સંગીત.) (૫) સાભિનય કથા-કથન, 'પેન્ટોમાઇમ' (ર.ઉ.) [૦ કરવો (રૂ.પ્ર.) ગૂંચવણમાંથી નીકળી જવું. ૦ કાઢવો (રૂ.પ્ર.) વચમાંની અડચણો દૂર કરવી, આગળ વધવું, તોડ કાઢવો. ૦ કાપવો (રૂ. પ્ર.) આગળ વધ્યે જવું, ૦ ખેડવો (રૂ.પ્ર.) મુસાફરી કર્યે જવી. ૦ દેખાડવો, ૦ બતાવવો (રૂ.પ્ર.) ઉપાય બતાવવો. ૦ પાડવો (રૂ.પ્ર.) નવો રિવાજ અમલમાં મૂકવો. (૨) ન હોય ત્યાં રસ્તો કરવો. ૦ લેવો (રૂ.પ્ર.) ઉપાય લેવો. (૨) રીત પકડવી]

માર્ગ-ચિહ્ન ન. [સં.] રસ્તો બતાવનાર નિશાની

માર્ગણ ન. [સં.,પું.] બાણ, તીર [ત્રીજું. (બૌદ્ધ.)

માર્ગ-તત્ત્વ ન. [સં.] બુદ્ધે ઉપદેશેલાં ચાર તત્ત્વોમાંનું

માર્ગ-દર્શક વિ. [સં.] રસ્તો ચીંધનારું, રાહ બતાવનારું. (૨) પું. ભોમિયો, 'ગાઇડ.' (૩) અધ્યક્ષ, 'ડિરેક્ટર'

માર્ગ-દર્શન ન. [સં.] રસ્તો બતાવવો એ, સૂચના આપવી એ, 'ગાયડન્સ,' 'ડિરેક્શન'

માર્ગ-દર્શિકા, -ની સ્ત્રી. [સં.] માર્ગ બતાવનારી પુસ્તિકા. (૨) માહિતી આપનારી પત્રિકા

માર્ગ-દર્શી વિ. [સં.,પું.] જુઓ 'માર્ગ-દર્શક.'

માર્ગ-દેશક વિ, પું [સં.] શ્રમણનો એક પ્રકાર. (બૌદ્ધ.)

માર્ગ-દીપ પું [સં] રસ્તા ઉપરનો દીવો

માર્ગ-દ્રષ્ટા વિ., પું. [સં., પું.] માર્ગ જોયા હોય તેવો પુરુષ, જાણકાર પુરુષ [બતાવવો એ

માર્ગ-નિર્દેશ પું [સં.] માર્ગ ચીંધવો એ, રસ્તો કે ઉપાય

માર્ગ-પદ્ધતિ સ્ત્રી. [સં.] રસ્તાઓના આયોજનની રીત, 'રોડ-સિસ્ટમ'

માર્ગ-વ્યય પું. [સં.] મુસાફરીમાં થતો ખર્ચ

માર્ગ-વ્યવહાર પું. [સં.] અવર-જવર, 'ટ્રાફિક'

માર્ગશિર પું. [સં. मार्गशिराः, પણ °शिरस् અંગથી] માર્ગશીર્ષ પું. [સં.] કાર્તિકી હિંદુ વર્ષનો બીજો મહિનો, માગસર. (સંજ્ઞા.) [ક્ષિતતા, 'રોડ-સેઇફ્ટી'

માર્ગ-સલામતી સ્ત્રી [+જુઓ 'સલામતી.'] રસ્તાઓની સુર-

માર્ગ-સંગીત (-સંઙ્ગીત) ન [સં.] શાસ્ત્રીય સંગીત. (સંગીત.)

માર્ગ-સૂચક વિ. [સં.] જુઓ 'માર્ગ-દર્શક(૧).'

માર્ગ-સ્તંભ (-સ્તમ્ભ) પું. [સં.] રસ્તાનું તે તે સ્થળે અંતર બતાવતો પથ્થર કે પાટિયું, 'માઇલ-સ્ટોન'

માર્ગ-સ્થ વિ. [સં.] રસ્તે ચાલ્યું જતું, મુસાફર, વટેમાર્ગુ

માર્ગાંતર (માર્ગાન્તર) ન. [સં. मार्ग + अन्तर] બીજો રસ્તો, ફાંટો, આડ-માર્ગ, 'ડાઇવર્ઝન' [બાંધકામ

માર્ગ-સ્થાપત્ય ન. [સં.] રસ્તાઓ ઉપર થતું મકાનો વગેરેનું

માર્ગી વિ. [સં.,પું.] જુઓ 'માર્ગસ્થ.' (૨) માર્ગ સંગીતને લગતું, માર્ગીય. (૩) (સમાસમાં) પંથનું, સંપ્રદાયનું (જેમકે 'શિવમાર્ગી' -'શક્તિમાર્ગી વગેરે). (૪) પું. રામદેવપીરના મોટા પંથનો અનુયાયી બાવો અને એની જ્ઞાતિ. (સંજ્ઞા.)

માર્ગી-પદ્ધતિ સ્ત્રી. [સં.] માર્ગીય સંગીતનો પ્રકાર, શાસ્ત્રીય સંગીતની પદ્ધતિ. (સંગીત.)

માર્ગી-પંથી (-પન્થી) વિ. [+ જુઓ 'પંથ' +ગુ 'ઈ' ત પ્ર.) માર્ગી બાવાઓના મોટા ધર્મનું અનુયાયી

માર્ગી-સંગીત (-સઙ્ગીત) ન. [સં.] જુઓ 'માર્ગ-સંગીત.'

માર્ગોપદેશક વિ. પું. [સં. मार्ग + उप-देशक] માર્ગ બતાવનાર ભોમિયો, 'ગાઇડ'

માર્ગોપદેશિકા વિ. સ્ત્રી. [સં. मार्ग+उपदेशिका] માર્ગદર્શિકા, માર્ગદર્શિની, માર્ગ બતાવનારી પુસ્તિકા, 'ગાઇડ'

માર્ચ સ્ત્રી. [અં,] લશ્કરીઓ વગેરેનું પ્રયાણ, કૂચ. (૨) પું. અંગ્રેજી વર્ષનો ત્રીજો મહિનો. (સંજ્ઞા.) [કરવું એ

માર્ચિંગ (માર્ચિઙ્ગ-) ન. [અં.] કૂચ કરવી એ, કવાયતી પ્રયાણ

માર્જન ન [સં.] સાફ કરવું એ. (૨) શુદ્ધ કરવું એ. (૩) પાણીના છંટકારથી મંત્ર ભણી કરાતો અભિષેક. (૪) સંધ્યા કરતી વેળાનો એક માંત્રિક વિધિ (જેમાં જમણી હથેળીમાંના પાણીને જમણા નસકોરાનો શ્વાસ આપી ડાબે બાજુ પાછળ નાખી દેવામાં આવે છે.)

**માર્જન-ક્રિયા** સ્ત્રી. [સં.] સાફસૂફી. (૨) વશીકરણ કરવાની એક પ્રક્રિયા, 'હિપ્નોટિઝમ' [થાપી

**માર્જના** સ્ત્રી. [સં.] સાફસૂફી. (૨) ઢોલક વગેરે વાદ્યોની

**માર્જની** સ્ત્રી. [સં.] સાવરણી, ઝાડુ, બુહારી, પૂંજણી. (૨) સંગીતની ૨૨ શ્રુતિઓમાંની બારમી શ્રુતિ. (સંગીત.)

**માર્જનીય** વિ. [સં.] સાફ કરવા જેવું, માંજવા યોગ્ય

**માર્જાર,૦ક** પું. [સં.] બિલાડો, મીંદડો

**માર્જારી** સ્ત્રી. [સં.] બિલાડી, મીંદડી, મીની

**માર્જિત** વિ. [સં.] સાફ કરેલું. (૨) માંજેલું, ઊટકેલું. (૩) પવિત્ર કરેલું, શુદ્ધ કરેલું

**માર્જિન** પું. [અં.] કાગળની એક બાજુનો કે ચારે બાજુનો લખાણની કે મુદ્રણની આસપાસનો કોરો ભાગ, હાંસિયો, (૨) કોઈ પણ બે પદાર્થો વચ્ચેનો ખાલી ભાગ. (૩) ભાવ-તફાવત

**માર્તંડ** (માર્તણ્ડ) પું. [સં.] સૂર્ય, સૂરજ. (સંજ્ઞા.)

**માર્દવ** ન. [સં.] મૃદુતા, કોમળપણું, કુમાશ. (૨) સ્વભાવનું કોમળપણું, ઋજુતા, સુંવાળાપણું

**માર્દવ-પ્રક્રિયા** સ્ત્રી. [સં.] સંયુક્ત વ્યંજનો તૂટ્યે ઉચ્ચારણ-સરળતાની પ્રક્રિયા, સરલી-ભવન. (વ્યા.)

**માર્કો** જુઓ 'માર્કો.'

**માર્મિક** વિ. [સં.] મર્મને સ્પર્શ કરે તેવું. (૨) મર્મને—હૃદય-ને અસર કરે તેવું. (૩) રહસ્ય ભરેલું, (૪) રમૂજ ભરેલું, 'હ્યુમરસ' (બ.ક.ઠા.)

**માર્મિક-તા** સ્ત્રી. [સં.] માર્મિક હોવાપણું [(૨) ત્રાસેલું

**માર્યું** વિ. [જુઓ 'મારવું + ગુ.'યું' ભૂ.કૃ.] (લા.) ધવાયેલું.

**માર્શલ** પું. [અં.] સેનાનો પ્રધાન સેનાપતિ, સર-સેનાપતિ. (૨) લોકસભા વગેરેનો સભ્યોની ગેરલાયકાત વખતે સભ્યોને ખસેડનારો અમલદાર

**માર્શલ-લૉ** પું. [અં.] લશ્કરી કાયદો

**માલ[૧]** પું. [સં.,ન.] ઊંચાણનો પ્રદેશ

**માલ[૨]** પું. [અરૂ.] વેપારની ચીજ વસ્તુ, વેપારી સામાન. (૨) કિંમતી પદાર્થ. (૩) સ્થાવર કે જંગમ મિલકત. (૪) પશુ-ઢોર-ઢાંખર. (૫) મિષ્ટાન્નનો જથ્થો. (૬) (લા.) સત્ત્વ, તત્ત્વ. (૭) શક્તિ, તાકાત. [૦ ઉડાવવો, ઝાપટવો (રૂ.પ્ર.) સારી રીતે મિષ્ટાન્ન વગેરે ખાદ્ય ખાવું કે વાપરવું. ૦ કપાવો (રૂ.પ્ર.) ચોરાઈ જવો. ૦ ખાઈ જવો, ૦પચાવવો, ૦ હજમ કરવો (રૂ.પ્ર.) કોઈની સંપત્તિ વગેરે ઓળવી લેવી. ૦ ખાવો (રૂ.પ્ર.) મિષ્ટાન્ન જમવું. ૦ જોવો (રૂ.પ્ર.) સત્ય તપાસવું. ૦ ચીરવો (રૂ.પ્ર.) પારકું ધન પડાવી લેવું. ૦ ન હોવો (રૂ.પ્ર.) નિર્માલ્ય હોવું. (૨) કિંમત વિનાનું હોવું. ૦ મારવો (રૂ.પ્ર.)ખોટી રીતે ઓળવવું. ૦ માલને ઠેકાણે રહેવો (-રેઃવો) (રૂ.પ્ર.) ધાર્યા કરતાં જુદું થઈ પડવું. ૦વાળું રૂ.પ્ર.) કસદાર. (૨) સશક્ત. ૦ વિનાનું (રૂ.પ્ર.) નિર્બળ, અશક્ત. -લામાલ થઈ જવું (રૂ.પ્ર.) ન્યાલ થઈ જવું. (૨) પાયમાલ થઈ જવું. પાકો માલ (રૂ.પ્ર.) કાચી વસ્તુમાંથી તૈયાર કરવામાં આવેલી સામગ્રી. (૨) મિષ્ટાન્ન]

**માલક(-કે)ણ** (-ણ્ય) જુઓ 'માલિક(-કે)ણ.'

**માલ-કંસ** (-કૌંસ) પું. જુઓ 'માલકોશ.' [(સંગીત.)

**માલ-કાલેરો** (-કાઃલેરો) પું. એ નામનો એક રાગ.

**માલકાંકણાં** ન., બ.વ. માલકાંકણીનાં બી

**માલકાંકણી** સ્ત્રી. [સં. कङ्गनी] એ નામની એક વનસ્પતિ

**માલકિયત** જુઓ 'માલિકિયત.'

**માલકી** જુઓ 'માલિકી.'

**માલકી-ખત** ન. [+ જુઓ 'ખત.'] ધણીપણું કે સ્વામિત્વ બતાવનારો દસ્તાવેજ, 'ટાઇટલ—ડીડ' [પેશન.'

**માલકી-નાબૂદી** જુઓ 'માલિકી—નાબૂદી,'-'એક્સ—પ્રોપ્રિ-

**માલકી-નામું** જુઓ 'માલિકી—નામું.'

**માલકી-હક(-ક્ક)** જુઓ 'માલિકી—હક(-ક્ક),'—'ટાઇટલ.'

**માલકી-હરણ** જુઓ 'માલિકી-હરણ.'

**માલકું(-ખું)** વિ. ત્રાંસી આંખે જોનારું. [૦ જોવું, ૦ ભાળવું (રૂ.પ્ર.) ત્રાંસી આંખે જોવું]

**માલકેણ(-ણ્ય)** જુઓ 'માલકણ'—'માલિકણ'

**માલકોશ** પું. [સં.] છ મુખ્ય રાગોમાંનો એક રાગ, માલ-કંસ. (સંગીત.) [લગતું ખાતું

**માલ-ખાતું** ન. [જુઓ 'માલ[૨]' + ખાતું.'] ચોપડામાં માલને

**માલખું[૧]** જુઓ 'માલકું.'

**માલખું[૨]** ન. બાવટાનું ઘાસ

**માલ-ગાડી** સ્ત્રી. [જુઓ 'માલ[૨]' + 'ગાડી.'] માલ-સામાન-થી ભરેલા ડબ્બાઓની આગગાડી, 'ગુડ્ઝ ટ્રેઇન'

**માલ-ગુજરી** સ્ત્રી. એ નામની એક રાગિણી. (સંગીત.)

**માલ-ગુજા(-ઝા)ર** વિ. [અર. માલ્ગુઝાર્] જમીનમાં ખેતી કરી ગુજારો કરનાર. (૨) જમીનદાર, જાગીરદાર. (૩) માલેતુજાર, ધનિક, પૈસાદાર

**માલ-ગુજા(-ઝા)રી** સ્ત્રી. [અર. માલ્-ગુઝારી] માલગુજાર હોવાપણું. (૨) ખેતીની ઊપજ વસૂલ કરવાનું કામ. (૩) જમીનની વિઘોટી. (૪) વિઘોટી આપવાની જમીન

**માલ-ગોઆ(-વા)** સ્ત્રી. ગોવા બાજુની કેરીની એક જાત

**માલ-ગોદામ** ન. [જુઓ 'માલ[૨]' + ગોદામ.'] માલ-સામાન રાખવાની મોટી વખાર. (૨) રેલવે સ્ટેશનનો માલ-સામાન રાખવાનો મોટો ખંડ

**માલ-ચિટ્ઠી,-ઠ્ઠી** સ્ત્રી. [જુઓ 'માલ[૨]' + 'ચિટ્ઠી,-ઠ્ઠી.'] સામાનનું ભરતિયું [દલાલું કરનારી સ્ત્રી

**માલ-જાદી** સ્ત્રી. [જુઓ 'માલ[૨]' + ફા. જાદી.'] (લા.)

**માલ-જામિ(-મી)ન** વિ.,પું. [જુઓ 'માલ[૨]'+'જામિ(-મી)ન.'] સારા ખોટા માલની આણ રાખનારો દલાલ

**માલ-ડ(-ધ)ક્કો** પું. [જુઓ 'માલ[૨] + 'ડ(-ધ)-ક્કો.'] માલ-સામાન રાખવાનો સ્ટેશનવાળો ભાગ, ધક્કો

**માલડો** પું. ગાડા કે ગાડીની ઊંધ ઉપરનો ભાગ. (૨) ગોદડાં ભરવાનો મોટો કોથળો, માલવડો

**માલ(-લે)ણ** (-ણ્ય) જુઓ 'માળ(-ળે)ણ.'

**માલતિ,-તી** સ્ત્રી. [સં.] એ નામની એક સુગંધી ફૂલ-વેલ

**માલ-થાલ** પું. [જુઓ 'માલ[૨]' દ્વારા.] સ્થાવર અને જંગમ મિલકત, માલ-મિલકત

**માલ-દાર** વિ. [જુઓ 'માલ[૨]' + ફા. પ્રત્યય.] માલ-મિલ-

કતવાળું, પૈસાદાર, ધનિક. (૨) ઢોર-ઢાંખરવાળું. (૩) (લા.) કસદાર, લસદાર, સત્ત્વવાળું. (૪) કિંમતી

**માલદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] માલદાર હોવાપણું

**માલ-ધક્કો** જુઓ 'માલ-ડક્કો.'

**માલ-ધણિયાણી** સ્ત્રી. [જુઓ 'માલ-ધણી' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] માલ-ધણી સ્ત્રી કે માલ-ધણીની સ્ત્રી

**માલ-ધણી** પું. [જુઓ 'માલ[2]' + 'ધણી.'] માલ-સામાનનો માલિક. (૨) મોકલેલા માલનો માલિક. (૩) જમીન-માલિક

**માલ-ધારી** વિ.,પું. [જુઓ 'માલ[2]' + સં., પું.] ઢોર-ઢાંખર ધરાવનાર, ઢોર-ઢાંખર ઉપર નભનાર (રબારી ભરવાડ વગેરે જાતનો તે તે પુરુષ), 'કૅટલ-બ્રીડર'

**માલ-પાણી** ન.,બ.વ. [જુઓ 'માલ[2] + 'પાણી.'] કસદાર ભોજન, મિષ્ટાન્ન-ભોજન. [૦ ઉડાવવાં (રૂ.પ્ર.) મિષ્ટાન્ન ખાવું. (૨) તાગડધિન્ના કરવાં. ૦ કરવાં (રૂ.પ્ર.) મિષ્ટાન્ન ખાવું. (૨) પારકું ઓળવી ન્યાલ થઈ જવું]

**માલ-પુ(-પૂ)વો, માલ-પૂઓ** પું. [દે.પ્રા. 'मल्ल' + સં. अपूप > પ્રા. अपूअ], **-ડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] તળેલો ગોળના પાણીમાં બાંધેલો પૂડો

**માલમ[1]** પું. [અર. મુઅલ્લિમ્] વહાણમાંનો માલનો હિસાબ રાખનાર નાવિક. (૨) વહાણને દોરનાર નાવિક, 'પાઇલટ'

**માલમ[2]** જુઓ 'માલૂમ.'

**માલ-મતા(-ત્તા)** સ્ત્રી. [જુઓ 'માલ[2]' + 'મતા(-ત્તા)' (અર. માલોમતાઅ્] માલ-સામાન, માલ-મિલકત, સ્થાવર-જંગમ મિલકત [મિષ્ટાન્ન ભોજન

**માલ-મલીદો** પું. [જુઓ 'માલ[2]' + 'મલીદો.'] (લા.)

**માલ-મસાલો** પું. [જુઓ 'માલ[2]' + 'મસાલો.'] ભોજન-સામગ્રી બનાવવા માટેનો લોટ ઘી ખાંડ વગેરે અને ભિન્ન ભિન્ન પ્રકારનો હળદર મેથી રાઈ હીંગ મીઠું વગેરે માલ

**માલ-મસ્ત** વિ. [જુઓ 'માલ[2]' + 'મસ્ત.'] માલ-મિલકતથી છકી ગયેલું, પૈસાનું અભિમાની

**માલ-મિલકત** સ્ત્રી. [જુઓ 'માલ[2]' + 'મિલકત.'] સ્થાવર જંગમ મિલકત

**માલમી** પું. [જુઓ 'માલમ[1]' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'માલમ.[1]' [૦ હોકો (રૂ.પ્ર.) હોકા-યંત્ર]

**માલવ** પું. [સં.] માળવાનો પ્રદેશ. (સંજ્ઞા.) (૨) એ નામનો એક રાગ. (સંજ્ઞા.) (સંગીત.) (૩) વિ. માળવાને લગતું, માળવાનું, માળવી

**માલવડો** પું. જુઓ 'માલડો (૨).' (૨) એ નામનો સૌરાષ્ટ્રનો એક ડુંગર (ભાયાવદર પાસે). [જાત

**માલવણ** (-ણ્ય) સ્ત્રી. ખાવામાં કામ લાગતી જુવારની એક

**માલ-વળો** પું. [જુઓ 'માલ[2]' + 'વળો.'] છાપરું ટેકવાઈ રહે એ માટે છાપરું જડતાં વળીઓને ટેકવવા નખાતો વળો, આડું

**માલવ-શ્રી** પું. [સં.,સ્ત્રી.] શ્રી રાગનો એક મિશ્ર પ્રકાર. (સંગીત.) [કરનારું, 'કૅરિયર'

**માલ-વાહક** વિ. [+ સં.] સામાન લઈ જવા-લાવવાનું

**માલ-વાહન** ન. [+ સં.] સામાન લઈ જવો-લાવવો એ. (૨) સામાન લઈ જવા-લાવવાનું કામ આપનારું ગાડું વગેરે તે તે સાધન

**માલવિયો** વિ.,પું. [સં. मालव + ગુ. 'ઇયું' ત.પ્ર. સર૦ સં. मालवीयक] માળવાનો મૂળ વતની અને પછી બહાર નીકળી જતાં એની અવટંક. (સંજ્ઞા.) [માટીની દોણી

**માલવું** ન. [દે.પ્રા. मल्लअ-એક વાસણ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.]

**માલ-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] જતા આવતા સામાન ઉપરનો કર, 'ગુડ્ઝ-ટૅક્સ'

**માલ-શ્રી** પું. [સં.,સ્ત્રી.] એ નામનો, એક રાગ. (સંગીત)

**માલ-સતમી** સ્ત્રી. [જુઓ માલ[2]' દ્વારા.] વહાણમાં ભરેલા માલની યાદી. (વહાણ.)

**માલ-સામાન** પું. [+ જુઓ 'સામાન;' સમાનાર્થી શબ્દોનો દ્વિર્ભાવ.] દરેક પ્રકારની વ્યવહારની ચીજ-વસ્તુ, 'ગુડ્ઝ'

**માલા** સ્ત્રી. [સં.] મણકાઓનો હારડો, જપ-માળા. (૨) શૃંખલા. (૩) ક્રમિકતા, 'સિરીઝ.' (૪) ઉપમાનો એક પ્રકાર. (કાવ્ય.) (૫) રૂપકનો એક પ્રકાર. (કાવ્ય.)

**માલા-કાર** વિ.,પું. [સં.] માળી

**માલા-કેવાલ** પું [સં.] કપોતલી ઉપરનો ભાગ. (સ્થાપત્ય)

**માલાનુમાન** [સં. माला + अनु-मान] તર્કશાસ્ત્રમાંની એક પ્રકારની દલીલ, 'સૉરાઇટ્સ' (શા.વિ.)

**માલા-ફૂલ** (-લ્ય) સ્ત્રી. [સૌ.] આપ-વડાઈ, શેખી

**માલા-ફૂલી** સ્ત્રી. [સ્વા.] લવિયા-વેડા [(કાવ્ય.)

**માલા-બંધ** (-બન્ધ) પું. [સં.] એક પ્રકારનું ચિત્ર-કાવ્ય.

**માલામાલ** ક્રિ. વિ. [જુઓ 'માલ,[2]'-દ્વિર્ભાવ.] ભરપૂર, સમૃદ્ધ. (૨) ખૂબ, પુષ્કળ [પહેરાવવાનો એક વિધિ

**માલા(-ળા)-મુહૂર્ત** ન. [સં.] લગ્નમાં કન્યાને વરમાળા

**માલા-રૂપક** ન. [સં.] રૂપક અલંકારનો એક પ્રકાર. (કાવ્ય.)

**માલાળું** વિ. [જુઓ 'માલ[2] + ગુ. 'આળું.'] માલ-સામાનવાળું. (૨) (લા.) માલવાળું, કિંમતી

**માલિ(-લે)ક** પું. [અર. માલિક્] શેઠ, ધણી, સ્વામી, 'માસ્ટર,' 'ઓનર.'(૨) પરમેશ્વર, ખુદા. [૦ કરવું (રૂ.પ્ર.) સત્તા આપવી. ૦ની મહેર હોવી (-મે:ર-) (રૂ.પ્ર.) લીલા-લહેર હોવી. ૦નો ન્યાય (રૂ.પ્ર. ઈશ્વરી ન્યાય]

**માલિ(-લે)ક(-કે)ણ** (-ણ્ય) [જુઓ 'માલિ(-લે)ક' + ગુ. 'અ-(-એ)ણ.'] માલિકની સ્ત્રી, ધણિયાણી. (૨) સ્ત્રી માલિક

**માલિકા** સ્ત્રી. [સં.] જુઓ 'માલા.' ['માલકિયત.'

**માલિ(-લે)કિયત** સ્ત્રી [અર. માલિકિયત્] જુઓ 'માલિકી'-

**માલિ(-લે)કી** સ્ત્રી. [અર. 'માલિકી.'] સ્વામિત્વ, ધણીપણું, 'ઓનર-શિપ.' (૨) કબજો, સત્તા. (૩) માલિક તરીકેના હક

**માલિ(લે-)કી-નાબૂદી** સ્ત્રી. [+ જુઓ 'નાબૂદી.'] ધણીપણાનો અધિકાર દૂર થવો એ, માલકી-નાબૂદી

**માલિ(લે)કી-નામું** ન. [+ જુઓ 'નામું.'] માલિકી વિશેનો દસ્તાવેજ, માલકી-નામું

**માલિ(લે)કી-ફેર** પું. [+ જુઓ 'ફેર.'] માલિકપણાની અદલા-બદલી, 'ચેઇન્જ-ઑફ-ઑનર'

**માલિ(-લે)કી-હક(-ક્ક)** પું. [+ જુઓ 'હક,-ક્ક.'] માલિકપણાનો અધિકાર, કબજા-હક, માલિકી-હક, 'રાઇટ ઑફ ઓનર-શિપ'

**માલિ(-લે)કી-હરણ** ન [+ સં.] જુએ 'માલકી-નાબૂદી'-'માલિકી-નાબૂદી.'
**માલિકેણ** (ણ્ય) જુએ 'માલિકણ'- 'માલકણ.'
**માલિની** સ્ત્રી. [સં.] માળણ. (૨) એ નામની એક અપ્સરા. (સંજ્ઞા.) (૩) પંદર અક્ષરોનો એક ગણમેળ-અક્ષરમેળ છંદ. (પિં.)
**માલિન્ય** ન. [સં.] મલિનપણું, મેલું હોવું એ, ગંદકી, ગંદવાડો. (૨) અંધારું, અંધકાર. (૩) (લા.) મનનું મેલાપણું, ખંધાઈ
**માલિય(-યા)ત** સ્ત્રી. [અર, માલિયત] ઊંચી જાતની બાગાયત વસ્તુ-શેરડી આદુ સૂરણ વગેરે
**માલિશ(-સ)** સ્ત્રી. [ફા. માલિશ્] તેલ વગેરે લગાવી (શરીર) ચોળવું એ, મર્દન. (૨) ઘોડાને કરવામાં આવતો ખરેરો. [૦ **કરવી** (રૂ.પ્ર.) છેતરી લેવું. ૦ **કરવું** (રૂ.પ્ર.) ઊબકા આવવા]
**માલિશ(-સ)-ગૃહ** ન. [+ સં. પું., ન.] માલિસ કરવાનું મકાન
**માલી** પું. [સં.] જુએ 'માળી.'
**માલી-કોર** (મા:લી-કોરચ) ક્રિ.વિ. [જુએ 'માંહેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'કોર' (+સા. વિ. નો લઘુપ્રયત્ન 'ય' < જૂ.ગુ. 'ઇ' પ્ર.) અંદરની બાજુએ
**માલી-ડો** પું. [સં. माली + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુએ 'માલીડો.' (પદ્યમાં.)
**માલીન** ન. [સં.] એક પ્રકારનું મકાન. (સ્થાપત્ય.)
**માલી-પા** (મા:લી-પા) ક્રિ.વિ. [જુએ 'માહેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'પા' (સ્થાન.)] જુએ 'માલી-કોર.'
**માલીબાઈ** વિ. [જુએ 'માલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'બાઈ' સ્ત્રી.] નમાલો, હીજડો (એક પ્રકારની ગાળ)
**માલીસાડો-રો** પું. રેંટિયામાં ઓશીકા અને ગૂડિયાને જોડેલું લાંબું લાકોટિયું, કાઠિયો, પાટલી
**માલું**[1] વિ. ચાંસું, બાડું, માલકું
**માલું**[2] ન. જુએ 'મસોતું.'
**માલુંગી** (માલુઙ્ગી) ન. [જુએ 'માલુંગું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મોસંબીનું ઝાડ. (૨) સંતરાનું ઝાડ
**માલુંગું**[1] (માલુઙ્ગું) ન. [સં. मातुलुङ्गक- > પ્રા. माउलुंगअ-] મીઠું લીંબું, મોસંબી. (૨) સંતરું
**માલુંગું**[2] (માલુઙ્ગું) વિ. જુએ 'માલકું.'
**માલૂ(-લુ)મ** વિ. ક્રિ. વિ. [અર. મઅ્લૂમ્] જાણેલું, જ્ઞાન
**માલેક** જુએ 'માલિક.'
**માલેક(-કે)ણ** -(ણ્ય) જુએ 'માલિકણ.'
**માલેકિયત** જુએ 'માલિકિયત.'
**માલેકી** જુએં 'માલિકી.'
**માલેકી-નાબૂદી** જુએ 'માલિકી-નાબૂદી.'
**માલેકી-નામું** જુએ 'માલિકી-નામું.'
**માલેકી-ફેર** જુએ 'માલિકી-ફેર.'
**માલેકી-હક(-ક્ક)** જુએ 'માલિકી-હક(-ક્ક).'
**માલેકી-કરણ** જુએ 'માલિકી-કરણ'
**માલેકેણ** (-ણ્ય) જુએ 'માલિકેણ.'
**માલે(-ણે)ણ(-ણ્ય)** જુએ 'માલણ'-'માળણ.'
**માલેતર** વિ. [જુએ 'માલ[2]'+'તર.[2]'], **માલેતુજા(-જ્જા)ર** વિ. [અર. માલિકુત્તુજ્જાર્] ખૂબ માલદાર, ધનિક. (૨) પું. મોટો વેપારી [ઉપરનું
**માલેલું** વિ. [જુએ 'માલ[2]' દ્વારા.] માલને લગતું, માલ
**માલો**[1] પું. [જુએ 'માલ[2]'+ગુ.'ઓ' સ્વાર્થે ત. પ્ર.] (અમુક-તમુક માણસ માટે) માલો ભાઈ. (૨) (લા.) પુરુષની જનનેંદ્રિય [હથિયાર, સુનારડું, લેલું
**માલો**[2] પું. [જુએ 'માલું.[2]'] ભીંતે પ્લાસ્ટર કરવાનું એક
**માલો-જર** ન. [જુએ 'માલ[2]' + 'અર. 'વ' (અને)+'જર.'] ધન-માલ
**માલોપમા** સ્ત્રી. [સં. माला+उपमा] જુએ 'માલા(૩).'
**માલોભાઈ** જુએ 'માલો.'
**માલ્ય** વિ. [સં.] માળાને લગતું. (૨) ન. ફૂલ, પુષ્પ
**માલ્ય-ભારિણી** સ્ત્રી. [સં.] અર્ધસમ અક્ષરમેળ-ગણમેળ એક છંદ. (પિં.) [એક છંદ. (પિં.)
**માલ્ય-ભારા** સ્ત્રી. [સં,] એ નામનો અર્ધસમ અક્ષરમેળ
**માલ્ય-વાન** પું. [સં. °वान्] એ નામનો રામાયણ-કાલનો કિષ્કિંધા નજીકનો એક પર્વત. (સંજ્ઞા.)
**માવ** (મા:વ) પું. [સં. माधव > પ્રા. माहव] મધુવંશમાં ઉત્પન્ન થયેલ માધવ શ્રીકૃષ્ણ, મા'વો
**માવજત** સ્ત્રી. [અર. મુઆફિજત્] સરભરા, બરદાસ્ત, સારવાર, જાળવણી, કાળજી
**માવજી** (મા:વજી) પું. [જુએ 'માવ'+'જી' માનાર્થે.] જુએ 'માવ.' [૦ **ભાઈ** (રૂ.પ્ર.) ગમે તે માણસ, માલોભાઈ. (૨) પુરુષની જનનેંદ્રિય]
**માવર** પું. એક જાતની ખાદ્ય વાની
**માવઠું** (મા:વઠું) ન. [સં. माघ-वृष्टक- > પ્રા. माह-उट्ठअ-,-माह-वट्ठअ-] માઘ મહિનાનું કમોસમી વરસાદનું ભારે ઝાપટું, માઘ મહિનાનો કે શિયાળુ વરસાદ
**માવડકી** સ્ત્રી. [જુએ 'માવડી'+ગુ. 'ક' સ્વાર્થે ત.પ.] જુએ 'માવડી.' [૦ **આણવી** (રૂ.પ્ર.) હેરાન કરવું]
**માવડલી** સ્ત્રી. [જુએ 'માવડી'+ગુ.'લ' સ્વાર્થે ત. પ્ર. પરંતુ ઉચ્ચારણની દૃષ્ટિએ 'લ' મધ્યગ બને છે: 'માવલડી,' નહિ કે 'માવડલી.' આમ 'માવડલી' અસ્વાભાવિક શબ્દ.] જુએ 'માવલડી.' (પદ્યમાં.)
**માવડિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુએ 'માવડી' +ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મા-વલી દીકરી
**માવડિયું** વિ. જુએ 'માવડી'+ગુ. 'ઇયું' ત.પ્ર.] જુએ 'મા-વલું.' (૨) માનું જ કહ્યું માનનારું. (૩) (લા.) પરાધીન પ્રકૃતિનું
**માવડિયેણ** (-ણ્ય) જુએ 'માવડિયણ.'
**માવડી** સ્ત્રી. [સં. माता > પ્રા. माआ+ગુ.'ડી' ત.પ્ર.] (પ્રેમથી યા સહેજ અરુચિથી) માતા, મા
**માવડી-મુખું** વિ. [+સં. मुख+ગુ. 'ઉં' ત.પ્ર.] જુએ 'માવડિયું(૧)'-'માવલું.' (૨) (લા.) બીકણ, ડરપોક
**માવ(-વી)તર** ન. [સં. मातृ-पितृનો વિકાસ] જુએ 'માતતાત.' (૨) મહિયર, પિયર (સ્ત્રીનાં માબાપનું ઘર). [૦ **મૂઈ** (રૂ.પ્ર.) એક ગાળ]

**માવરુ** સ્ત્રી. [સં. માતૃ દ્વારા] માતા, મા
**માવરું** ન. ભડકું
**માવરો** સ્ત્રી., બ.વ. [જુઓ 'માવરુ.'] ડોશીઓ
**મા-વહાલું** વિ. [સં. માતૃ > પ્રા. માઆ+ગુ. 'વહાલું' ત પ્ર.] મા ઉપર હેત રાખી એને જ જોનારું, માવડિયું
**માવલો** (મા:વલો) પું. [જુઓ 'માવ'+ગુ.'લું' સ્વાર્થે ત પ્ર.] જુઓ 'માવ.' (પદ્યમાં.)
**માવા-દાર** વિ. [જુઓ 'માવો'+ફા. પ્રત્યય] માવાવાળું. (૨) (લા.) કસદાર અને સાત્ત્વિક [(૨) કંઠી. (પુષ્ટિ.)
**માવા-પ્રસાદ** પું [+સ.] (લા) માવાનાં-પેંડાની પ્રસાદી વસ્તુ.
**માવાલ** જુઓ 'મા-વહાલું.'
**માવિત્ર, માવીતર** જુઓ 'માવતર.'
**માવું** અ. ક્રિ. [સં. મા, પ્રા. મા 'સમાવું' અર્થ છે જ.] સમાવું, સમાવેશ થઈ રહેવો, સમાસ થવો, સામવું. **મવાવું** ભાવે. ક્રિ. **મવડા(-રા)વવું** પ્રે., સ. ક્રિ. ['માવ.'
**માવો**[1] (મા:વો) પું. [સં; માધવક > પ્રા. માહવઅ-] જુઓ
**માવો**[2] પું દૂધને ઉકાળીને કરેલો ઘટ્ટ પદાર્થ (જેના પેંડા વગેરે બને છે) (૨) કોઈ પણ પદાર્થનો નકામો ભાગ ગળાઈ જતાં રહેતો સત્ત્વવાળો લોંદો કે ભાગ. (૩) ફળનો ઘટ્ટ ગર
**માવો**[3] પું. છાપરાનું એક લાકડું, માલવાળો
**માશા-લ્લાહ માશા-અલ્લાહ,** કે. પ્ર. [અર. માશા-અલ્લાહ્] અલ્લાહની સ્તુતિવિષયક એક ઉદ્ગાર
**માશિયાઈ** જુઓ 'માસિયાઈ'-'મસિયાઈ.'
**માશી** જુઓ 'માસી.'
**માશી જી** જુઓ 'માસી-જી.'
**મશી-બા** જુઓ 'માસી-બા.'
**માશી-સાસુ** જુઓ 'માસી-સાસુ.'
**માશીશો** જુઓ 'માસીસો.'
**માશૂક** સ્ત્રી. [અર. મઅ્શૂક્] પ્રિયા, પ્રિયતમા, વહાલી સ્ત્રી, પ્યારી સ્ત્રી. (૨) (સૂફીમત પ્રમાણે સ્ત્રીભાવે) પરમાત્મા, અલ્લાહ. (સૂફી.) [(લા.) સૌંદર્ય
**માશૂકી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર] ચાહવાની સ્થિતિ. (૨)
**માષ, ૦ક** પું. [સં.] અડદ નામનો કઠોળ. (૨) 'માસો' નામનું જૂનું મોતી-હીરા-સોનું વગેરે જોખવાનું એક વજન
**માષાન્ન** ન. [+સં. અન્ન] જુઓ 'માષ(૧).'
**માસ** પું. [સં.] વર્ષના બારમા ભાગનો એકમ, મહિનો
**માસ-કાવ્ય** ન. [સં.] બારમાસીનો એક સાહિત્ય-પ્રકાર. (કાવ્ય.) [(જ્યો.)
**માસ-ફલ(-ળ)** ન. [સં] મહિના મહિનાનો તે તે ફળાદેશ.
**માસર** પું. ઓસામણ, ઓસાણ (ચોખા દાળ વગેરેના પાણીનું) [લેવામાં આવે છે તે, મચ્છલો
**માસલો** પું. [અર. મસલ્] સોનું ઘડવા આપતાં એનો નમૂનો
**માસ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] સૌર વર્ષ સાથે ચાંદ્ર-વર્ષનો મેળ થાય એ માટે અંદાજે અઢી વર્ષે સૂર્યસંક્રાંતિ વિનાનો માસ વધારાનો ઉમેરાય એ સ્થિતિ. (જ્યો.) ['માસો-જી.'
**માસાજી** પું. બ. વ. [જુઓ 'માસો[2]'+'જી' 'માનાર્થે.'] જુઓ
**માસિક** વિ. [સં.] માસને લગતું, મહિનાનું. (૨) ન. દર મહિને કરાતું શ્રાદ્ધ, માસીસો. (૩) રજસ્વલા થવું એ, અટકાવ, અચાલો. (૪) મહિને પ્રસિદ્ધ થતું સામયિક, 'મન્થલી.' (૫) ક્રિ. વિ. દર મહિને 'પર મેન્સમ'
**માસિ(-શિ)યાઈ** વિ. [જુઓ 'માસી[2]'+ગુ. 'ઇયું'+'આઈ'-ત.પ્ર.] માસીને લગતું, માસીનું, મસિયાઈ ['માસીસો.'
**માસિયો** પું. [સં. માસિક-ક > પ્રા. માસિયઅ-] જુઓ
**માસી(-શી)** સ્ત્રી. [સં. માતૃ-સ્વસૃકા > પ્રા. માઉસિઆ] માની નાની કે મોટી બહેન
**માસી(-શી)-જી** ન. બ. વ. [+જુઓ 'જી' માનાર્થે.] (માનાર્થે) માસી. (૨) પતિને પત્નીની અને પત્નીને પતિની માસી
**માસી(-શી)-બા** ન., બ. વ. [+જુઓ 'બા.'] (માનાર્થે) માસી [(૨).'
**માસી(-શી)-સાસુ** સ્ત્રી. [જુઓ 'સાસુ.'] જુઓ 'માસીજી-
**માસીસો** (માસીસો) પું. [સં. માસિક-સત્ર- > પ્રા. માસિઅ-સત્ત-] હિંદુઓમાં મૃતાત્માની પાછળ દર મહિને મરણ-તિથિએ કરવામાં આવતું શ્રાદ્ધ અને બ્રહ્મભોજન, મસીસો, માસિયો
**માસૂમ** વિ. [અર.] નિર્દોષ, અભોર, ભોળું (ઉંમરે નાનું બાળક કે બાળકી)
**માસો**[1] પું. [સં. માષક- > પ્રા. માસઅ-; સર૦ ફા. માશહ્] જુઓ 'માષ (૨).' [માસીનો પતિ
**માસો**[2] પું. [જુઓ 'માસી,' લિંગ પ્રક્રિયાથી 'ઓ' ત.પ્ર.]
**માસો-જી, ૦ સસરો** પું. [+જુઓ 'જી' માનાર્થે.] પતિને પત્નીનો અને પત્નીને પતિનો માસો
**માસોપવાસ-વ્રત** ન. [સં. માસ+ઉપ-વાસ-વ્રત] આસો સુદિ અગિયારસથી કાર્તિક સુદિ અગિયારસ સુધી એક માસનું ઉપવાસ કરવાનું નીમ
**માસો-માસ** ક્રિ વિ. [સં. માસ-દ્વિર્ભાવ] દર મહિને
**માસો-સસરો** પું. [જુઓ 'માસો[2]' + 'સસરો.'] જુઓ 'માસોજી સસરો.'
**માસ્ક** ન. [સં] બનાવટી મોઢું (જે પહેરવામાં આવે છે). (૨) ચહેરો ઢાંકવાનું સાધન [યોજના
**માસ્ટર-પ્લાન** પું. [અં.] વિશાળ યોજનાની રૂપરેખા, બૃહદ્
**માસ્તર** પું. [અં. માસ્ટર્] શિક્ષક, મહેતાજી (૨) રેલવે બસ આગબોટ ટપાલ વગેરેનું કામકાજ કરનાર કન્ડક્ટર વગેરે અને તે તેનું સંબોધન
**માસ્તર-ગીરી** સ્ત્રી. [ફા. પ્રત્યય] માસ્તરનો ધંધો
**માસ્તરી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] માસ્તરને લગતું
**માસ્તરી**[2] સ્ત્રી. [+ 'ઈ' ત. પ્ર.] માસ્તરનું કામ કે ધંધો
**માસ્તરું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] માસ્તરનો ધંધો (કટાક્ષમાં)
**માહ** (મા:) પું. [સં. માઘ > પ્રા. માહ, પ્રા. તત્સમ] જુઓ 'માઘ.'
**માહરુ** વિ. [ફા.] ચંદ્રના જેવા મુખવાળું, ચંદ્રમુખું
**માહવારી** વિ. [ફા. 'માહ' + ગુ. 'વારી.'] મહિના મહિનાનું, મહિનાવાર થયેલું કે કરેલું
**માહાત્મિક** વિ. [સં.] મહાત્માને લગતું, મહાત્માનું
**માહાત્મ્ય** ન. [સં.] મહત્તા, મહિમા. (૨) દેવ-દેવીનો ખાસ પ્રભાવ. (૩) દેવ-દેવીઓ તેમ ધર્મગ્રંથોની મહત્તાને બતાવતો તે તે ગ્રંથ
**માહિત** વિ. [અર. માહિય્યત્] જાણમાં આવી ગયેલું,

જાણેલું, જ્ઞાત. [૦ કરવું (રૂ.પ્ર.) જાણીતું કરવું]

**માહિત-ગાર** વિ. [+ ફા. પ્રત્યય] જેને જાણ થઈ છે તેવું, વાકેફ. [ ૦ કરવું (રૂ.પ્ર.) જાણ આપવી. ૦ થવું (રૂ.પ્ર) જાણકારી મેળવવી] [જાણ

**માહિતગારી** સ્ત્રી. [ + ફાં. પ્રત્યય] જાણકારી, વાકેફગારી,

**માહિતી** સ્ત્રી. [અર.] માહિતપણું, માહિતગારી, વાકેફગારી. (૨) ખબર, 'ઇન્ફર્મેશન.' (૩) આધાર-સામગ્રી, 'ડેટા.' (૪) બાતમી, 'ઇન્ટેલિજન્સ.' (૫) સલાહ, 'ઍડ્વાઇસ.' (૬) (લાં) અનુભવ. [૦ મેળવવી (રૂ.પ્ર.) વાકેફગાર થવું- ૦ હોવી (રૂ.પ્ર.) વાકેફગારી કે ખબર હોવી ]

**માહિતી-એકમ** પું. [ + જુઓ 'એકમ.'] બાતમી એકઠી કરવાનું ખાતું, 'ઇન્ટેલિજન્સ-યુનિટ'

**માહિતી-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [ + સં.] બાતમી એકઠી કરવાનું સ્થાન, 'ઇન્ટેલિજન્સ-સેન્ટર'

**માહિતી-નિયામક** વિ. પું. [સં.] ખબર એકઠી કરનાર ખાતાનો ઉપરી અધિકારી, 'ડિરેક્ટર ઑફ ઇન્ફર્મેશન'

**માહિતી-પત્ર** પું., ન. [સં.,ન.] વિગત બતાવતો કાગળ કે ચોપાનિયું, બોધ-પત્ર, 'કેટલૉગ,' 'પ્રૉસ્પેક્ટસ.' (૨) સૂચના-પત્ર, 'ઍડ્વાઇસ-નોટ'

**માહિતી-પુસ્તક** ન. [સં.] સાચી હકીકત કે વિગત નોંધવામાં આવી હોય તેવો ચોપડો,'ફૅક્ટ-બુક'

**માહિતી-મથક** ન. [જુઓ 'મથક.'] ખબર-અંતર એકઠાં કરવાનું સ્થળ, માહિતી-કેંદ્ર, 'ઇન્ફર્મેશન-બૂથ'

**માહિતી-સંકલન** (-સઙ્કલન) ન. [ + સં.], **માહિતી-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [ + સં ] આધાર-સામગ્રી એકઠી કરવાની ક્રિયા, 'કલેક્શન ઑફ ડેટા'

**માહી** સ્ત્રી. [ફા.] માછલી

**માહી-ગર** વિ. પું. [+ ફા. પ્રત્યય] માછીમાર

**માહી-મરતિ(-ત)બ** વિં. [ ફાં. + અર. મરાતિબ્] જેનું રાજચિહ્ન માછલી છે તેવું. (કચ્છના 'મહારાવ'ને આ 'ઇલ્કાબ હતો. બાદશાહી વખતમાં અમીરોને એ અપાતો.)

**માહિષ્મતી** સ્ત્રી. [સં.] પ્રાચીન ભારુક્ષેત્ર(નર્મદા)ના પ્રદેશની પૂર્વ સરહદે આવેલી હૈહયોની પ્રાચીન રાજધાનીનું નગર. (સંજ્ઞા)

**માહિષ્મતી-ક્ષેત્ર** ન. [સં.] માહિષ્મતીની આસપાસનું નર્મદાની બંને ખીણોનું પ્રાચીન તીર્થ-ક્ષેત્ર. (સંજ્ઞા.)

**માહે**[૧] પું. લગ્ન વગેરે પ્રસંગે ગોત્રજની સ્થાપના કરી એની પાસે મુકાતી નાની ઉતરડ

**માહે**[૨] વિ. [ફા. 'માહ્ ] મહિનો (એ મહિનાના નામની પૂર્વે જ વપરાય છે : 'માહે રમઝાન' 'માહે જાન્યુઆરી' 'માહે કાર્તિક' જેવો, હવે લગભગ લુપ્ત થયો છે. રજવાડાંઓના તુમાર અને પત્રોમાં પદ્ધતિ હતી.)

**માહેર** વિ. [અર. માહિર્ ] જાણકાર, વાકેફગાર, (૨) મહાવરાવાળું. (૩) (લા.) હોશિયાર, ચાલાક

**માહેશ્વર** વિ. [સં.] મહેશ્વરને લગતું, મહેશ્વરનું. (૨) મહેશ્વર-મહાદેવને પૂજનારું, માહેશ્વર સંપ્રદાયનું અનુયાયી

**માહેશ્વરી**[૧] સ્ત્રી. [સં.] મહેશ્વરનાં પત્ની, પાર્વતી

**માહેશ્વરી**[૨] વિ. [ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] માહેશ્વર સંપ્રદાયનું અનુયાયી. (૨) જૈન ન હોય તેવા (વાણિયા), મેશ્રી

**માહેશ્વરી વર્ણમાળા(-ળા)** સ્ત્રી. [ + સં ] પાણિનિના વ્યાકરણની મહેશ્વરનાં કહી નાનાં સૂત્રોમાં સમાવેલા ક્રમવાળી સંસ્કૃત વર્ણમાળા (अ इ उ, ऋ ऌ, ए ओ, ऐ, औ, ह य व र,ल, ञ म ङ ण न, झ भ, घ ढ ध, ज ब ग ड द, ख फ छ ठ थ च ट त, क प, श ष स, ह)

**માહ્યરું** (માઃયરું) ન. [સં. मातृ-गृहक>. પ્રા. माअ-हरअ-] લગ્નવિધિ કરવાનો મંડપ (ખાસ કરી વણિકો વગેરેમાં મંડપમાં કે મંડપની બાજુમાં વર કન્યા બેસી શકે તેવી કરેલી પાટવાળી મંડપિકા.) [-રાં દેવાં (રૂ.પ્ર.) કન્યાદાન વગેરે થઈ ગયા પછી માહ્યરામાં કે કન્યાનાં પિતા-માતાના ઘરની અંદરના આસન ઉપર વરકન્યાને બેસાડવાં]

**માહ્યા-માટલું** (માઃયા-) જુઓ 'માઈ-માટલું.'

**માળ**[૧] પું. [સં. माल—ઊંચો પ્રદેશ] માળો, માંચડો. (૨) મકાન ઉપરનું બીજું તે તે ચડતું જતું મકાન, ભોં, મજલો ('મેડો' ભોં-તળ ઉપર કરી લીધેલી છત અને પછી પહેલા માળ પૂરતો. 'મેડી'માં 'મેડો' ઉપરાંત 'અગાસી'નો પણ અર્થ). [૦બાંગવો (રૂ.પ્ર.) વેરાન પ્રદેશને ખેડી ખેતરાઉ બનાવવો]

**માળ**[૨] સ્ત્રી. [સં.माला>માળા] રેંટના ઘાડવાઓની માળા. (૨) રેંટિયાનાં ચક્કર અને ત્રાક ઉપરની દોરી. (૩)મોટા પંથમાં મૃતાત્માની પાછળ સાંઠાની સૂતર વીંટી કરાતી નિસરણી (સ્વર્ગમાં જવાની ભાવનાએ.) (૪) સમાસમાં 'માળા' નો અર્થ; જેમકે 'દીપ-માળ' 'ઘટ-માળ' 'વર-માળ' વગેરે

**માળકો** પું. [ + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] કાગળો ટપાલ વગેરે ભરાવવાનો સળિયો

**માળખું** ન. [જુઓ 'માળ[૧]' દ્વારા.] ખોખું, પિંજર. (૨) દાંતની બત્રીસી. (૩) જાળ-ગૂંચળી, 'નેટ-વર્ક.' (૪) ઢાંચો, 'ફ્રેઇમ-વર્ક.' (૫) હિંડોળાનો એક ભાગ. (૬) મોટર વગેરેનો ઉપરનો બેસવાનો ઢાંકેલો ભાગ [(પક્ષીઓનો)

**માળખો** પું. [જુઓ 'માળખું.'] હાડ-પિંજર. (૨) માળો

**માળણ**[૧] ન. [જુઓ 'માળવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] છાપરાનું છાજ, સૈડણ

**માળ(-ળી)ણ**[૨](-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માળી'+ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] માળીની સ્ત્રી. (૨) નસકોરામાં થતી ફોલ્લી (જે ફૂલ સૂંઘે મટે છે એમ કહેવાય છે)

**માળ-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'માળ'+ 'ફા. 'બન્દ્.'] માળ-વાળું, ભોં-વાળું, મજલા-વાળું

**માળ-વળો** પું. [જુઓ 'માળ[૧]' + 'વળો.'] છાપરાને ટેકવી રખાવા નખાતી મોટી અને જાડી તે તે વળી

**માળવણ** (-ણ્ય) સ્ત્રી. જુવારની એક એ નામની જાત

**માળવા** જુઓ 'માળવો.' (અંગ્રેજી પદ્ધતિએ 'ઓ'-'ઉ' વાળાં સ્થળ-દેશનામોને 'આકારાંત' કરી લેવામાં આવ્યાં છે.)

**માળવી** વિ. [સં. मालवीय->પ્રા. मालवीअ-] માળવાને લગતું, માળવાનું (૨) માળવાનું રહીશ. (૩) સ્ત્રી. માળવાની વ્યાપક બનેલી ભાષા કે બોલી. (સંજ્ઞા.)

**માળવું**[૧] ન. [જુઓ 'માળ[૧]' દ્વારા.] છાપરાની સાકડી

**માળવું**[૨] સ. ક્રિ. [જુઓ 'માળ[૧]'-ના. ધા.] મકાન ઉપર

છાપરું કરવું. મળાવું કર્મણિ., ક્રિ. મળાવવું પ્રે., સ.ક્રિ.
**માળ-વેલો** પું. જાંબુડાના ઝાડ ઉપર ચડતો એક વેલો
**માળવો** પું. [સં. माळवक- > પ્રા. माळवअ-] રાજસ્થાન અને ગુજરાતની પૂર્વ સીમાનો મધ્યપ્રદેશનો પ્રાચીન ફલદ્રુપ ભાગ. (સંજ્ઞા.) [ગરીબોનો માળવો (રૂ.પ્ર.) ગરીબોને પોષનાર પુરુષ]
**માળા** જુઓ 'માલા.'
**માળા-મુહૂર્ત** જુઓ 'માલા-મુહૂર્ત.'
**માળિયું** ન. [જુઓ 'માળ¹' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મેડો, 'મેઝાનીન.' (૨) છજું, 'ગૅલેરી,' 'લૉફ્ટ'
**માળિંગું¹** ન. [સં. मातुलिङ्गक- > પ્રા. माउलिंगअ-] જુઓ 'માતુલિંગ.'
**માળિંગું²** ન. [જુઓ 'માળ¹' દ્વારા.] વાડ કે ભીંતો વિનાનું છાપરું. (૨) ભીંત, દીવાલ
**માળી¹** પું. [સં. मालिन् + क = मालिक- > પ્રા. मालिअ-] માલાકાર. (૨) બગીચાનો રક્ષક 'ગાર્ડનર.' [૦નાં ફૂલ માળીને (રૂ.પ્ર.) કાંઈ લેવા દેવા નહિ]
**માળી²** સ્ત્રી. [જુઓ 'માળ²' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દીવાલમાં કરેલી છાજલી, અભરાઈ
**માળી-ઘર** ન. [જુઓ 'માળી¹' + 'ઘર.'] બાગ-બગીચામાં કરેલું માળીને રહેવાનું છાપરું
**માળી-ભોઈ** પું. [જુઓ 'માળી¹' + 'ભોઈ.'] ભોઈ લોકોની એક પેટા જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**માળું** (માઃળું) સર્વ., વિ. [જુઓ 'મારું,' કાઠી-પ્રકારનો ઉચ્ચારણ-ભેદ.] મારું. (૨) કે.પ્ર. 'મારું'ના ભાવનો એક ઉદ્ગાર
**માળૂડિયું** ન., બ.વ. [જુઓ 'માળ¹' દ્વારા.] ખેતરમાં માળો-માંચડો બાંધવાનું તે તે લાકડિયું
**માળેણ** (-ણ્ય) જુઓ 'માળણ'-'માલણ.'
**માળો¹** પું. [સં. माल-क- > પ્રા. मालअ-] જુઓ 'માળ(૧).' (૨) એકથી વધુ મજલાવાળું નાનું મોટું મકાન, બહુ-માળી મકાન, 'મલ્ટિ-સ્ટોરીડ બિલ્ડિંગ.' (૩) પક્ષીઓ વગેરેનું મલોખાં સળી વગેરેનું ગૂંથેલું નિવાસ-સ્થાન. (૪) (લા.) હાડપિંજર. [૦ના(-નાં)ખવો (રૂ.પ્ર.) ઠેકળાં વગેરે બાફવા સાંઠીકાં વગેરેનું છાવરણ કરવું. ચકલાનો માળો ગૂંથવો (રૂ.પ્ર.) ગરીબ કુટુંબને હેરાન કરવું]
**માળો²** પું. ગાડાની ઊધ પાસેનું આડું લાકડું
**માળોડિયું** ન. [જુઓ 'માળૂડિયું.'] કાચા કૂવા ઉપરના મંડાણનું તે તે લાકડિયું
**માં¹** અનુગ. [સં. मध्यके > પ્રા. मज्झम्मि > અપ. मज्झहिं > જૂ.ગુ. માઝઇ, માહઇ, માંહિં, માંહિ] અંદરની બાજુએ, અંદર, વિશે, માંથી (સા.વિ.નો 'અંદર' અર્થ આપનારો અનુગ)
**માં²** ક્રિ. વિ. [સં. मा] મા, મ, ના, ન, નહિ આજ્ઞાર્થે)
**માં³** પું. [બ્રાહ્મી 'માંઉ'-જુવાન] મુખ્યત્વે વણિક વેપારીઓનાં નામો આગળ વપરાતો શબ્દ, મંગ (જેમકે 'માં.' કે 'મંગ' પ્રાણલાલ દોશી)
**માંઈ** (માંઃય) જુઓ 'માં.¹' [૦ જવું (રૂ.પ્ર.) એક ગાળ. ૦ મરામણું (રૂ.પ્ર.) ચાડિયું]
**માંઉ** જુઓ 'માં.³'
**માંકડ(-ણ)** જુઓ 'માકડ,-ણ.' (૨) 'માંકડ' વડનગરા નાગરોની એક અવટંક અને એ અવટંકનો નાગર. (સંજ્ઞા.)
**માંકડ(-ણ)-ગંધી** (-ગન્ધી) સ્ત્રી. [+ સં. गन्ध + ગુ. 'ઈ' ત.પ્ર.] એ નામની એક વનસ્પતિ
**માંકડ(-ણ)-મારી** વિ. [+ જુઓ 'મારવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] એ નામની એક બીજી વનસ્પતિ
**માંકડ-મુખું** વિ. [જુઓ 'માંકડું + સં. मुख + ગુ. 'ઉં' ત. પ્ર.] લાલ માંકડા જેવા મોઢાનું, માંકડા જેવા કદ્રૂપ મોં-વાળું
**માંકડ-મૂ(-મું)છું** વિ. [જુઓ 'માંકડું' + 'મૂ(-મું)છ' + ગુ. 'ઉં' ત.પ્ર.] માંકડાના જેવી ભૂરી મૂછવાળું. (૨) (લા.) અપશુકનિયાળ
**માંકડલું** ન. [જુઓ 'માંકડું + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.; હકીકતે મધ્યગ = 'માંકલડું.'] જુઓ 'માંકલડું.' (પદ્યમાં.)
**માંકડ-વાયો** વિ.,પું. [જુઓ 'માંકડું' દ્વારા.] ચાલતાં એક પગ બીજા પગની ઘૂંટીમાં અથડાય એવો માણસ
**માંકડાં** ન., બ.વ. [જુઓ 'માંકડું.'] (લા.) એક પ્રકારનું ગાલ ઉપરનું ચિતરામણ
**માંકડિ(-ણિ)યું** વિ. [જુઓ 'માંકડ(-ણ.' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માકડવાળું. (૨) માકડના જેવા ગંધવાળું. (૩) ન. (લા.) માકડને ભરાઈ રહેવા માટેની ખાટલામાં ભરાવાતી કાણાં-કાણાંવાળી પાટલી. (૪) માકડના જેવા ગંધવાળું એક જીવડું
**માંકડી** જુઓ 'માકડી.'
**માંકડી-કૂકડી** સ્ત્રી. [+ જુઓ 'કૂકડી.'] કૂકડી-માંકડી નામની ઝેરી લાળવાળી એક જીવાત
**માંકડું** જુઓ 'માકડું.'
**માંકણ** જુઓ 'માંકડ'-'માકડ.'
**માંકણ-ગંધી** (-ગન્ધી) જુઓ 'માંકડ-ગંધી.'
**માંકણ-મારી** જુઓ 'માંકડ-મારી.'
**માંકણિયું** જુઓ 'માંકડિયું.'
**માંકલડું** ન. [જુઓ 'માંકડું' + ગુ. 'લ' મધ્યગ.] માંકડું, રાતા મોંનું વાંદરું, લંગૂર. (પદ્યમાં.)
**માં-કારો** પું. [જુઓ 'માં²' + સં. कारक- > कारअ-] 'માં' એવો ઉચ્ચાર, નકાર, નકારો. [૦ થવો (રૂ.પ્ર.) ન કરવાનું સૂચન થવું]
**માંકવું** અ.ક્રિ. મંકાવું
**માંકોલિયું** જુઓ 'માકોલિયું.'
**માંખ(-ખ્ય)** જુઓ 'માખ.'
**માંખણી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**માંખલ** ન. ખણું. (૨) ખળાવાડ
**માંખલિયો** વિ.,પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ખળાવાડની ચોકી કરનારો માણસ
**માંખી** જુઓ 'માખી.'
**માંગ¹** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'માંગવું.'] માગણી, જરૂરિયાત, ખપત, ઉઘાડ, 'ડિમાન્ડ.' (૨) ઉઘરાણી

**માંગ²** (-ગ્ય) સ્ત્રી. સેંથો. [૦ ખૂલવી (રૂ.પ્ર.) સગાઈ થયેલ કન્યા કે છોકરાનું મરણ થવું]

**માંગ³** પું [સં. मातङ्ग > પ્રા. माअंग] ઊતરતા વર્ણની ગણાતી એ નામની જ્ઞાતિનો પુરુષ. [૦ લખાવવા (રૂ.પ્ર.) વડનગરા નાગરોમાં સારે અવસરે કાંસાની થાળીમાં હરિજન સ્ત્રી અને એનાં છોકરાં ચીતરવાં]

**માંગડું** વિ. [જુઓ 'માંગવું' + ગુ. 'ડું' કૃ.પ્ર.] ગરીબ, બોલથી ભીખ માગનારું. (૨) (લા.) લુચ્ચું. (૩) કાલું-ઘેલું

**માંગ-પટ્ટી** (માંગ્ય-) સ્ત્રી. [જુઓ 'માંગ²' + 'પટ્ટી.'] સ્ત્રીના સેંથાની બેઉ બાજુની ઓળેલી લટ. [૦માં લાગ્યા રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) વારંવાર માથાના વાળ ઓળ્યા કરવા]

**માંગ-યાદી** સ્ત્રી. [જુઓ 'માંગ¹' + 'યાદી.'] જરૂરિયાતની તપસીલ, 'ઇન્ડેન્ટ'

**માંજો** [જુઓ 'માંજવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] પતંગ ઉડાડવા માટે વપરાતો કાચની ભૂકી મેળવી બનાવેલી લૂગદીવાળો દોર, કાચપાયેલ દોરો. (૨) (લા.) નાણાં, સંપત્તિ (ન.મા.) [૦ પાવો (રૂ.પ્ર.) દોરને કાચની ભૂકીવાળી લૂગદી ચડાવવી]

**માંગ-બાજી** (માંગ્ય-) સ્ત્રી. [જુઓ 'માંગ¹' + 'બાજી.'] ગંજીફાની રમતોમાંની પાનું માગવાના પ્રકારની એક રમત

**માંગ-યાદી** (માંગ્ય-) સ્ત્રી. [જુઓ 'માંગ¹' + યાદી.'] જરૂરિયાતની તપસીલ, 'ઇન્ડેન્ટ'

**માંગર** (-રચ) સ્ત્રી. કાઠીઓમાં 'ગાંડી'ના અર્થની એક ગાળ

**માંગરી** સ્ત્રી. [જુઓ 'માંગ' દ્વારા.] સેંથો, માંગ. (૨) પરણતા વરને એની સાસુ તરફથી ખભે ગાલે અને ઘૂંટણ પર કરવામાં આવતી મેસની ટીલી. (૩) (લા.) મશ્કરી

**માંગરું** વિ. સમઝવા છતાં ન સમઝવાનો દંભ કરનારું

**માંગરો** પું. ઘડો. (વહાણ.)

**માંગરોળિયું, માંગરોળી** વિ. [સં. मङ्गल-पुर > પ્રા. मंगल-उर > 'માંગરોળ' (દક્ષિણ સૌરાષ્ટ્રનું એક પ્રાચીન નગર-'માંગરોળ-સોરઠ') + 'ગુ. 'ઇયું'-'ઈ' ત.પ્ર.] માંગરોળને લગતું, માંગરોળનું

**માંગલિ(-ળિ)ક** (માઙ્ગલિક) વિ. [સં.] મંગલમય, મંગળકારી. (૨) કલ્યાણકારી. (૩) શુભ

**માંગલી** સ્ત્રી. પૂર અટકાવવા માટે કરવામાં આવતી એક પ્રકારની દીવાલ

**માંગલોરી** વિ. [જુઓ 'માંગરોળિયું'માં; માંગલોર' મલબારકાંઠાનું એક નગર + ગુ. 'ઈ' ત.પ્ર.] માંગલોર બાજુનું (વિલાયતી નળિયાં ત્યાંથી આવતાં તેથી)

**માંગલ્ય** (માઙ્ગલ્ય) ન. [સં.] મંગળપણું. (૨) મંગળ કાર્ય. (૩) ઉત્સવનો અવસર. (૪) કલ્યાણ. (૫) સૌભાગ્ય

**માંગલ્યાધીશ** (માઙ્ગલ્યાધીશ) પું. [+ સં. अधीश] માંગલ્યના સ્વામી–મંગલસ્વરૂપ ભગવાન

**માંગવું** જુઓ 'માગવું. **મંગાવું** (મઙ્ગાવું) કર્મણિ., ક્રિ. **મંગાવવું** (મઙ્ગાવવું) પ્રે., પ્રે.,સ.ક્રિ.

**માંગ-વેલ¹** પું. એક પ્રકારનો કાંટાવાળો વાંસ

**માંગ-વેલ²** (-લ્ય) સ્ત્રી. એ નામની એક વેલ

**માંગળિક** (માઙ્ગળિક) જુઓ 'માંગલિક.'

**માંગી** સ્ત્રી. [જુઓ 'માંગવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) સગપણ કરેલી કન્યા

**માંગણ** ન. એક હાથ લંબાઈની માછલીની એક જાત

**માંગું¹** વિ. [મરાઠી 'માંગા'-પછાડીનું, પાછળ (ન.મા.)] દયા માગતું, બિચારું, ઓશિયાળું

**માંગું²** ન. શેરડી પીલવાનો ચિચોડો રાખવાનો ખાડો

**માંગે(-ઘે)રી** ન. એક જાતનું વહાણ (માછલાં પકડવામાં વપરાતું). (વહાણ.)

**માંઘું** જુઓ 'મોંઘું.'

**માંઘેરી** જુઓ 'માંગેરી.'

**માંચ** પું. [સં. मञ्च] રૂ નાં ધોકડાં ભરતી વેળા ઓળ બાંધવા ચાર પડખે ચાર વળી ખોસી બંધાતી ચાર આડીઓનો માંચો. (૨) કોસની સૂંઢમાં ઘાલેલી પાયા વગરની માંચી. (૩) પાલના નીચેના ખૂણામાં બાંધેલું દોરડું. (વહાણ.) (૪) પાલમાં હવા ભરાવા માટે ચાલતા વહાણનું મોઢું ફેરવવું એ. (વહાણ.)

**માંચ** (-ચ્ય) સ્ત્રી. [સં. मञ्ची] ઘાણીમાં પથ્થર મૂકવાની માંચી કે ખાટલી. (૨) કરવાની ફ્રેમ

**માંચડી** સ્ત્રી. [જુઓ 'માંચડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો માંચડો. (૨) બળદનું મોઢું બંધ રાખવાની સીંકલી

**માંચડો** પું. [જુઓ 'માંચો' + ગુ. -'ડ' સ્વાર્થે ત.પ્ર.] વધુ માણસો બેસવા માટે પાટિયાંની બનાવેલી ઊંચી બેઠક, મંચ. (૨) શિકાર ખેલવા જંગલમાં કરાતી ઊંચી બેઠક. (૩) ખેતરમાંનો નાનો મંચ. (૪) સોગઠાંની બાજીમાંનું ફૂલ. (૫) ગાડાની ધરી ઉપરનો કાંઠલો

**માંચણ** (-ણ્ય) સ્ત્રી. જમીન અથવા માળ ઉપર ઈંટ ચૂના વગેરેથી કરેલી થાપ, કોબો

**માંચી** સ્ત્રી. [જુઓ 'માંચો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો માંચો, નાની ચોરસ ખાટલી (ઘંટીએ દળતાં બેસવાની). (૨) ગાડામાં બેસવા ગોઠવાતી બેઠક. (૩) માટી કે રેતીવાળી જમીનમાં કૂવો ચણવા છેક તળે મુકાતી લાકડાની માંડણી. (૪) છાતીનું ચોકઠું. [૦નો માંકડ (રૂ.પ્ર.) ઘરમાં પડી રહેનારો નિષ્ક્રિય માણસ. (૨) પોચો માણસ. ૦ માંડવી (રૂ.પ્ર.) પ્રસૂતિ કરાવવી]

**માંચો** પું. [સં. मञ्चक- > પ્રા. मंचअ-] ખાટલો. (૨) ઢોલિયો. પલંગ. (૩) માંચડો, માળો. (૪) સોગઠાબાજીમાંનું ફૂલ કે સાથિયા પાડેલું ખાનું. (૫) ગાડાની ધરી ઉપરનું માળખું

**માંજણ¹** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માંજવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વાસણ માંજવાની ઓરડી

**માંજણ²** (-ણ્ય) સ્ત્રી. સમુદ્રકાંઠા નજીકની ખેડવાણ જમીન

**માંજર** (-રચ) સ્ત્રી. [સં. मञ्जरी] ફૂલ-છોડ કે ફૂલછોડની ફૂલોવાળી પાતળી ડાળી કે સેર, લટર. (૨) મરઘાં કે કાચિંડાના માથા ઉપરની કલગી. (૩) જોડામાંની સખતળી. (૪) ચંપલમાંનો સીવેલી સખતળી જેવો ભાગ. (૫) સમુદ્રકાંઠે થતી એક ભાજી

**માંજર-મુખું** વિ. [સં. मार्जार > પ્રા. मंजर + સં. मुख + ગુ.- 'ઉં' ત.પ્ર.] બિલાડીના જેવા મોઢાનું

**માંજરી** સ્ત્રી. જમીનનો એક પ્રકાર

**માંજરું** વિ. [સં. मार्जारक > પ્રા. मंजरअ-] બિલાડીની આંખો

જેવા રંગની આંખોવાળું, મીંજરું

**માંજવું** સ. ક્રિ. [સં. मृज्>પ્રા. मंज] ઘસીને સાફ કરવું, ઊટકવું. **મંજાવવું** (મઞ્જાવવું) કર્મણિ,' ક્રિ. **મંજાવવું** (મઞ્જાવવું) પ્રે., સ. ક્રિ.

**માંજાર** (માઞ્જાર) પું. [સં. मार्जार>પ્રા.मंजार] બિલાડો મીંદડો (મોટે ભાગે પદ્યમાં.) [(જ્યો.)

**માંજાર-યોનિ** (માઞ્જાર-)સ્ત્રી. [+સં.] બિલાડીનો વર્ગ

**માંજારી** (માઞ્જારી) સ્ત્રી. [સં. मार्जारिका>સ્ત્રી. मंजारिआ] બિલાડી, મીંદડી (મોટે ભાગે પદ્યમાં)

**માંજિયો, માંજી** (-ઝી) પું. [હિં. मांझी] કાશ્મીરની હોડીવાળો

**માંજુષ, -ષી** પું. લાલ અને રતાશ પડતો એક રંગ

**માંજો** પું. લાહી કે ગુંદરમાં કાલવેલી કાચની ભૂકીની લૂગદી. (૨) એ લૂગદી ચડાવેલો પતંગનો દોર. (૩) (લા.) નાણાં (ન. મા.)

**માંજ, -ઝ** પું [સં. मध्य>પ્રા. मज्झ] વચલો ભાગ. (૨) નદીની વચ્ચે ઊંચો આવી ગયેલો રેતીનો નાનો બેટ

**માંઝલ** ન. એક પ્રકારનું ઘાસ

**માંઝી** જુઓ 'માંઝિયો'–'માંઝી.'

**માંઝો**[1] પું. [સં. मध्य>પ્રા. मज्झअ-] જુઓ 'માંઝ (૨).' (૨) ભેજવાળી જમીન

**માંઝો**[2] પું. પાઘડી ઉપર પહેરવામાં આવતું એક પ્રકારનું આભૂષણ. (૨) વર-કન્યાને પીઠી ચોળતી વખતે પહેરાવાતું તે તે કપડું. (૩) પલંગ-પથારી

**માંટ**[1] પું. [જુઓ 'માટી.[2]'] માટીનું મોટું વાસણ

**માંટ**[2] પું. અગાસી, અટારી, મેડીની છત ઉપરનું તળ

**માંટી** જુઓ 'માટી.[2]'

**માંટી-ડો** જુઓ 'માટી-ડો.'

**માંડ** (-ડ્ય) સ્ત્રી. એક જાતની મિષ્ટાન્ન-વાની (પુષ્ટિ.)

**માંડહિયું** ન. પિત્તળના પારાનું ડોકમાં પહેરવાનું એક ઘરેણું

**માંડિયું** ન. સ્ત્રીઓએ કાનમાં પહેરવાનું રૂપાનું ઘૂઘરીવાળું એક ઘરેણું

**માંડ**[1] (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'માંડવું.'] આરંભ, શરૂઆત, માંડણી. (૨) શોભા. (૩) સ્ત્રીઓની માથે મૂકવાની મોતી વગેરેથી સુશોભિત કરેલી ટોપી જેવી બનાવટ. (૪) ઉતરડ. [૦નું ગોદડું (રૂ.પ્ર.) શોભાનું પૂતળું. ૦ માંડવી (રૂ.પ્ર.) હાર-બંધ ગોઠવાઈ જવું.]

**માંડ**[2] ક્રિ. વિ. [જુઓ 'માંડવું.'] ધીમે ધીમે માંડતાં, મહા-મહેનતે, ઘણી મુશ્કેલીથી, પરાણે, માંડ માંડ (૨) ભાગ્યેજ, કવચિત્, જવલ્લે

**માંડ**[3] પું. એ નામનો એક રાગ. (સંગીત.)

**માંડ**[4] પું. સાથળ ઉપર થતું એક ગૂમડું, ખદ. (૨) જાંઘ

**માંડ-છાંડ** (માંડ્ય-છાંડ્ય) સ્ત્રી. [જુઓ 'માડવું' + 'છાંડવું.'] હિસાબ કરતાં અમુક રકમ માંડી વાળવી એ. (૨) (લા.) સમાધાન, તોડ-જોડ

**માંડણ**[1] ન. [જુઓ 'માંડવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] માંડવું એ, શરૂ કરવું એ, આરંભ. (૨) ગાડા ઉપર ગોઠવાતું લાકડાનું ચોકઠું. (૩) ઢોસ ખેંચવાનો હાળનો ખાડો, મંડાણ. (૪) જુવાન સ્ત્રીઓ અને છોકરીઓના કપાળ ઉપરની તારા-ટપકી ચોડવાની ક્રિયા. (૫) ગામના પાદરમાંનો પાણીનો ખાડો

**માંડણ**[2] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માંડવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] રીતસરની ગોઠવણી, માંડણી. (૨) મકાનના મજલાની ઊભણી, 'પ્લિન્થ'

**માંડણહાર** વિ. સં. मण्डन>પ્રા.मंडण + અપ. ह છ. વિ. નો પ્રત્યય + સં. कार>પ્રા. °आर] માંડવાનું કામ કરનાર (જ. ગુ.)

**માંડણી** સ્ત્રી. [જુઓ 'માંડવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] માંડવાની ક્રિયા, ગોઠવવાની ક્રિયા, ગોઠવણી. (૨) શરૂઆત, આરંભ. (૩) લાકડાની અભરાઈ કે છજું

**માંડ માંડ** ક્રિ. વિ. [જુઓ 'માંડ,[2]'-દ્વિર્ભાવ] જુઓ 'માંડ.'

**માંડરીક,-ન** ન. [અં. મૅન્ડરીન] મોસંબી (ફળ) (ન. મા.)

**માંડલિ(-ળિ)ક** (માણ્ડળિક) પું. [સં.] જુઓ 'માંડલીક.' (૨) સામાજિક, 'સોશિયલ' (મ. ન.)

**માંડલિ(-ળિ)ક-તા** (માણ્ડલિ(-ળિ)ક-) સ્ત્રી. [સં.] ખંડિયાપણું

**માંડલિયું** ન. [જુઓ 'માંડલું' + ગુ. 'ઇયુ' ત. પ્ર.] (લા.) ગુસ્સાવાળી નજર

**માંડલિ(-ળિ)યો** વિ. પું. ['વીરમગામ' પાસેનું 'માંડલ' ગામ + ગુ. 'ઇયું' ત.પ્ર.] માંડળ ગામનો મૂળ રહીશ (ઔદીચ્ય બ્રાહ્મણમાં 'માંડળિયા રાવળ' છે.) (સંજ્ઞા.)

**માંડલું** ન. [સં. मण्डलक->પ્રા. मंडलअ-; આમાં 'લ'>'ળ' થતો નથી.] સમૂહ, જથ્થો, ટોળું. (૨) ભૂવા રાવળિયા વગેરેનું ટોળું. (૩) ગેરુથી કરવામાં આવતું લીંપણ

**માંડલો** પું. [બ્રહ્મદેશની રાજધાની 'માંડલે'] ત્યાંના ચોખાની એક ખાસ જાત

**માંડવ** પું. [સં. मण्डप>પ્રા. मंडव] મંડપ, માંડવો. (૨) વર-પક્ષના માણસોને લગ્ન-પ્રસંગ પૂરો થતાં માંડવા નીચે અપાતી પહેરામણી. (૩) રખેવાળ, રક્ષક. [૦ નોતરવો (રૂ.પ્ર.) માંડવો નાખતી વેળા જાન અને માનનાં માણસોને જમવા તેડવાં. ૦ બેસાર(-ડ)વો (-બેસાર-(-ડી)-વો) લગ્ન-પ્રસંગે કન્યા-પક્ષ તરફથી વર-પક્ષને પહેરામણી અપાયે રજા આપવી]

**માંડવ-ગોળો** પું. [+ જુઓ 'ગોળો.'] લગ્ન-પ્રસંગે માંડવા નીચે કુંભાર મૂકી જાય તે માટીનું પાણીનું કોરું ઠામ

**માંડવ-ડી** સ્ત્રી. [જુઓ 'માંડવડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો માંડવો, મંડપિકા. (૨) કન્યા-પક્ષની સ્ત્રી, માનડી

**માંડવડો** પું. [જુઓ 'માંડવો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'માંડવો.'(૧).' (પદ્યમાં.)

**માંડવ-રાત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'રાત.'] કણબીના સમૂહ-લગ્નમાં ન પહોંચેલ કન્યાવાળાને અપાતો લગ્નનો અન્ય દિવસ [દિવસ

**માંડવ-વ્રત** ન. [+ સં.] લગ્ન પછી એક માસે ઊજવાતો

**માંડવ-સારો** પું. [જુઓ 'માંડવ' દ્વારા.] લગ્નક્રિયાના ચાર દિવસોમાંનો પહેલો દિવસ. (પારસી.)

**માંડવ-સોર** પું. [જુઓ 'માંડવ' દ્વારા.] લગ્ન પછીના ત્રીજે દિવસે થતું ઘણી વાનગીઓનું જમણ

**માંડવા-ખરચ, માંડવા-ખર્ચ** પું., ન. [જુઓ 'માંડવો' +

'ખરચ'-'ખર્ચ.'] કન્યાપક્ષને લગ્નપ્રસંગ બાબતનો થયેલો ખર્ચ [પક્ષ, માનૈયાં

**માંડવા-પક્ષ** પું. [જુઓ 'માંડવો' + સં.] કન્યાવાળાં, કન્યા-

**માંડવા-મહુરત** ન. [જુઓ 'માંડવો' + 'મહુરત.'], **માંડવા-મુહૂર્ત** ન. [+સં.], **'માંડવા-મૂરત'** (-મૂ:રત) ન. [+ જુઓ 'મૂરત.'] લગ્ન જનોઈ વગેરે પ્રસંગે મંડપ ઊભો કરવાનું માંગલિક ટાણું

**માંડ-વાળ** (માંડય-વાળ્ય) સ્ત્રી. [જુઓ 'માંડવું' + વાળવું.'] જુઓ 'માંડ-છાંડ.' -'કૉમ્પ્રોમાઇઝ' (દ.બા.), 'કૉમ્પાઉંડિંગ'

**માંડવાળ-પાત્ર** (-વાળ્ય-) વિ. [+ સં.,ન.] બાંધ-છોડ કરવા યોગ્ય, 'કૉમ્પાઉન્ડેબલ'

**માંડવિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'માંડવિયો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] કન્યા-પક્ષની સાહેલી કે માનડી

**માંડવિયો**[1] પું. [જુઓ 'માંડવો- + સં. 'ઇયું' ત.પ્ર.] કન્યા-પક્ષ તરફનો પુરુષ, માનૈયો

**માંડવિયો**[2] પું. [જુઓ 'માંડવી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] માંડવી એટલે જકાત ઉઘરાવનાર સરકારી કે નગર-પાલિકાનો અમલદાર. (૨) જકાતનો ઈજારદાર

**માંડવી**[1] સ્ત્રી. [સં. मण्डपिका > પ્રા. मंडविआ, તેમ જુઓ 'માંડવો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો માંડવો. (૨) જકાતનું સરકારી થાણું. (૩) ગામના અપારાનો લાગો. (૪) દૂરજો, બંદર. (૫) કચ્છનું એ નામનું એક બંદર. (સંજ્ઞા.) (૬) સુરત જિલ્લાનું એ નામનું એક બંદર. (સંજ્ઞા.)

**માંડવી**[2] સ્ત્રી. મગફળી, ભોંયશિંગ, શિંગ, ફેરકાં

**માંડવું** સ.ક્રિ. [દે.પ્રા. मंड] ખોડીને મૂકવું. (૨) આલેખવું. (૩) લખવું. (૪) શરૂ કરવું, જારી કરવું, ચાલુ કરવું. (૫) સ્થિર કરવું. (૬) ગોઠવવું. [માંડી મેલીને (રૂ.પ્ર.) શરૂથી. માંડી વાળવું (રૂ.પ્ર.) રકમ જતી કરવી. (૨) કામ કરાતું બંધ કરવું.] **મંડાવું** (મણ્ડાવું) કર્મણિ., ક્રિ. **મંડાવવું** (મણ્ડાવવું) પ્રે., સ.ક્રિ.

**માંડવો** પું. [સં. मण्डपक- > પ્રા. मंडवअ-] છાંયડા માટે વળી વાંસ વગેરે ખોડી માથે આડાં વાંસ-વળી બાંધી તથા ઉપર ઓઢો કે ચંદરવો ઢાંકી કરવામાં આવતો ચોરસ ઘાટનો કે લંબચોરસ ઘાટનો ખુલ્લા મકાન જેવો આકાર, ઓડો. (૨) લગ્ન-મંડપ. (૩) પાનની એક જાત. [-વામાં આતંક (-આતઙ્ક) (રૂ.પ્ર.) અપશુકન. -વે છાજિયાં (રૂ.પ્ર.) પરણતાં વર કે કન્યાનું મરી જવું. -વે બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) વર-પક્ષનું કન્યા-પક્ષનો માંડવો ચૂકવવા કન્યા-પક્ષને માંડવે આવવું. -વે રાખવું (રૂ.પ્ર.) માંડવો હોય ત્યાંસુધી સગાંને જમવા નોતરવાં. ૦ આવવો (રૂ.પ્ર.) દીકરી જન્મવી. ૦ ઊભો થવો (રૂ.પ્ર.) કન્યાને પરણાવવાનો વરો આવવો. ૦ ચૂકવવો (રૂ.પ્ર.) કન્યા-પક્ષને થયેલો ખર્ચ વર-પક્ષે ચૂકવી આપવો. ૦ બાંધવો (રૂ.પ્ર.) ફજેતી કરવી. ૦ રોપવો (રૂ.પ્ર.) ધાર્મિક ક્રિયા કરી માણેક-થંભ રોપવો. આજનું વાજનું માંડવે આવવું (રૂ.પ્ર.) ગમે ત્યારે પણ વાત ઉઘાડી પડી જવી]

**માંડળ** (-ળ્ય) સ્ત્રી. આંધળી ચાકળણ (એક જાતનો સાપ)

**માંડળિક** જુઓ 'માંડલિક'-'મંડલીક.'

**માંડળિયો** જુઓ 'માંડલિયો.'

**માંડા** પું., બ.વ. [સં. मण्डक- > પ્રા. मंडअ-] કણકી-કોર-માની ખાવાની એક વાની. (૨) મોટા લાડુ

**માંડિયો** પું. એક જાતનું શાકનું કંદ [અગાસી

**માંડી**[1] સ્ત્રી. ઘૂંટણ. (૨) ઉપરનો માળ, મેડી. (૩) અટારી,

**માંડી**[2] વિ. સ્ત્રી., [જુઓ 'માંડવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) સધવા સ્ત્રી

**માંડી**[3] સ્ત્રી. કાંજીવાળો પદાર્થ, 'સ્ટાર્ચ'

**માંડી-માંડ** સ્ત્રી. [જુઓ 'માંડવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય; 'રાંડી-રાંડ'ના સાદૃશ્યે 'માંડી-માંડ.'] સધવા સ્ત્રી, સોહાસણ, સોહાગણ

**માંડી-વાળ** વિ. [જુઓ 'માંડી વાળવું' (રૂ.પ્ર.)] (લા.) કુળ બોળનારું, નામ-બોળું, ઓટિવાળ. (૨) મૂર્ખ, બેવકૂફ

**માંડો** પું. [સં. मण्डक- > પ્રા. मंडअ-] જુઓ 'માંડા.' (૨) રોટલાનું ઉપરનું પડ

**માંત્રિક** (માન્ત્રિક) વિ. [સં.] મંત્રને લગતું, મંત્ર-સંબંધી. (૨) મંત્ર-વિદ્યા જાણનાર. (૩) મંત્ર-તંત્ર કરનાર. (૪) પું. ગારુડી

**માંદ** ન. [જુઓ 'માંદું'], ૦ગી સ્ત્રી. [ફા.] બિમારી, આજાર, મંદવાડ, રોગ, વ્યાધિ [રથો કરતું

**માંદલું** વિ. [જુઓ 'માંદું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] માંદું

**માંદા-ગાડી** સ્ત્રી. [જુઓ 'માંદું + 'ગાડી.'] બીમાર માણસને લઈ જવા-લાવવાનું વાહન, 'ઍમ્બ્યુલન્સ'

**માંયલો** (મા:યલો) વિ.,પું. [જુઓ 'માંહેલું.'] (લા.) અંતરાત્મા, 'સોલ'

**માંદા-ઝોળી** સ્ત્રી. [જુઓ 'માંદું' + 'ઝોળી.'] માંદા માણસને સૂતાં ઊંચકવાની એક પ્રકારની ઝોળી, 'સ્ટ્રેચર'

**માંદું** વિ. [ફા. માંદહ્] મંદવાડવાળું, આજારી, બીમાર

**માંદું-સાજું** વિ. [+ જુઓ 'સાજું.'] નરમ-ગરમ તબિયતવાળું. [૦દે સાજે (રૂ.પ્ર.) માંદું પડે ત્યારે]

**માંદ્ય** (માન્દ્ય) ન. [સં.] મંદપણું, ઢીલાશ

**માંમાં-ફાંફાં** ન., બ.વ. [રવા.] મનના ખોટા વિચાર

**માંરૂં** ન. લાકડીનો હાથો

**માંસ**[1] (મૉંસ) ન. [સં.] માણસ પશુ પક્ષી વગેરે હાડકાં-વાળાં પ્રાણીઓનો હાડકાં અને ઉપરની ચામડી વચ્ચેનો લોંદા જેવો લાલ રંગનો ભાગ, આમિષ, માટી

**માંસ**[2] પું. ફોસનો એક ભાગ

**માંસક** (માંસક) ન. [સં.] મૂત્રીયકના વિઘટન વિશે ઉત્પન્ન થતો ફેલાસી નત્રવાયુવાળો પદાર્થ, 'સાર્કોસિન'

**માંસ-ખાઉ** (મૉંસ-) વિ. [સં. + જુઓ 'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] માંસ ખાવાની ટેવવાળું, માંસાહારી

**માંસ-ગંડ** (મૉંસ-ગણ્ડ) પું. [સં.] મૂત્ર-પિંડ ઉપર થતું એક પ્રકારનું ગૂમડું

**માંસ-ગોળ** (મૉંસ-) પું. [સં. + જુઓ 'ગોળ.[1]'] હોજરીની નીચે પાછળ આવેલો એક અવયવ, 'પેન્ક્રિયાસ'

**માંસગોળ-રસ** (મૉંસ-) પું. [+ સં.] માંસ-ગોળમાં થતો પાચન-રસ [ગાંઠ, માંસ-પિંડી

**માંસ-ગ્રંથિ** (મૉંસ-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] માંસમાં પડી જતી

**માંસ-જ** (મૅાંસ-) વિ. [સં.] માંસમાંથી ઉત્પન્ન થનારું
**માંસ-જનક** (મૅાં-) વિ. [સં.] માંસને ઉત્પન્ન કરનારું
**માંસ-જન્ય** (મૅાંસ-) વિ. [સં.] માંસમાંથી ઉત્પન્ન થાય તેવું
**માંસ-જીવી** (મૅાંસ-) વિ. [સં.,પું.] માંસને ખોરાક તરીકે ખાઈને જીવન ચલાવનારું
**માંસ-પિંડ** (મૅાંસ-પિણ્ડ) પું. [સં.] માંસનો લોચો
**માંસ-પિંડી** (મૅાંસ-પિણ્ડી) સ્ત્રી. [સં.] જુઓ 'માંસ-ગ્રંથિ.'
**માંસ-પેશી** (મૅાંસ-) સ્ત્રી. [સં.] માંસનો સ્નાયુ, 'ટિસ્યૂ'
**માંસ-બીજ** (મૅાંસ-) ન. [સં.] માંસનો નાનો કણ
**માંસ-ભક્ષણ** (મૅાંસ-) ન. [સં.] માંસ ખાવું એ, માંસાહાર
**માંસભક્ષી** (મૅાંસ-) વિ, [સં.,પું.] માંસનો ખોરાક તરીકે ઉપયોગ કરનારું, માંસાહારી
**માંસ-માટી** (મૅાંસ-) ન., બ.વ. [સં. + જુઓ 'માટી.[૧]' સમાનાર્થી શબ્દોનો દ્વિર્ભાવ] માંસ, માટી
**માંસ-યોનિ** (મૅાંસ-) વિ. [સં.] માંસમાંથી જન્મનારું (જંતુ)
**માંસ-રસ** (મૅાંસ-) પું. [સં.] માંસમાંનો કાચ જેવો ચળકતો પ્રવાહી પદાર્થ, 'સાર્કોપ્લેઝમ'
**માંસલ** (મૅાંસલ) વિ. [સં.] માંસથી ભરેલા શરીરવાળું, હૃષ્ટ-પુષ્ટ. (૨) (લા.) મજબૂત, બળવાન
**માંસ-વિદ્યા** (મૅાંસ-) સ્ત્રી. [સં.] માંસના બંધારણ વિશેનો ખ્યાલ આપતું શાસ્ત્ર
**માંસાણ** પું. હલકી જાતના પ્રાણીના શરીરનો રસ
**માંસાન્ન** (મૅાંસાન્ન) ન. [સં. + अन्न] માંસના રૂપનો ખોરાક
**માંસાર્બુદ** (મૅાંસાર્બુદ) પું. [સં. + अर्बुद] હોજરીમાં થતો રસોળીના પ્રકારનો એક રોગ. (૨) શરીર ઉપરનું માંસ સાથે સંબંધ ધરાવતું ગૂમડું
**માંસાવરણ** (મૅાંસાવરણ) ન. [સં. + आ-वरण] માંસ ઉપરનું પારદર્શક પાતળું પડ
**માંસાશન** (મૅાંસાશન) ન. [સં. + अशन], **માંસાહાર** (મૅાંસાહાર) પું. [સં. + आ-हार] માંસના રૂપનો ખોરાક, માંસભક્ષણ
**માંસાહારી** (મૅાંસાહારી) વિ- [સં.,પું.] આહારમાં માંસનો ઉપયોગ કરનારું, માંસભક્ષી, માંસાહારી. 'નોન-વેજિટેરિયન' [જુઓ 'માંસલ.'
**માંસાળ** (મૅાંસાળ) વિ. [સં. मांस + ગુ. 'આળ' ત.પ્ર.]
**માંસાકુર** (મૅાંસાઙ્કુર) પું [સં. + अङ्कुर) વ્રણ રુઝાતી વખતે સપાટીએ દેખાતો માંસનો તે તે કણ
**માંહીં(-હેં, -હ્ય)** (માંઃઈં, માંઃય) ના.યો. [જુઓ 'માં.[૧]'] જુઓ 'માં.[૧]' [૦નું **માંહીં(-હેં, -હ્ય)** ને બહારનું બહાર (માંઃઇ, માંઃય;-બાઃર-નું બાઃર) (રૂ.પ્ર.) બેઉ બાજુ ભાગ ભજવનારું]
**માંહે(-હ્ય)-થી, -થું** (માઃય-થું) ક્રિ.વિ. [+ ગુ- 'થી,' અને 'થું' પાં.વિ.ના અર્થનો અનુગ. વિશેષણાત્મક] અંદરથી
**માંહે(-હ્ય)લી કોર** (માઃયલી કોરય) ક્રિ.વિ. [જુઓ 'માંહે(-હ્ય)લું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'કોર.'] **માંહે(-હ્ય)લી પા** (માંઃયલી પા) ક્રિ.વિ. [+ જુઓ 'પા' (અંદર.)] અંદરની બાજુએ
**માંહે(-હ્ય)લું** (માંઃયલું) વિ. [+ ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] અંદરનું ['માંહે,'-દ્વિર્ભાવ.] અંદરોઅંદર
**માંહો-માંહી(-હે,-હ્ય)** (માંઃઓ -માંઃય) ક્રિ.વિ. [જુઓ
**મિ.** વિ., પું. [અં. 'મિસ્ટર્'નું ટૂંકું] શ્રીયુત, શ્રીમાન
**મિકાડો** પું. [જાપાની] જાપાનના રાજાનો ઇલકાબ
**મિકૅનિક** વિ. [અં.] યંત્ર-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર [કરાતું
**મિકૅનિકલ** વિ. [અં.] યંત્ર-વિદ્યાને લગતું. (૨) યાંત્રિક રીતે
**મિક્સ** વિ. [અં.] સેળભેળ કરેલું, મિશ્રિત
**મિક્શ્ચર** ન. [અં.] મેળવણી, મિશ્રણ
**મિચકારવું** સ.ક્રિ. [અનુ.] (આંખનું) પટપટાવવું. **મિચકારાવું** કર્મણિ., ક્રિ. **મિચકારાવવું** પ્રે., સ.ક્રિ.
**મિચકારાવવું, મિચકારાવું** જુઓ 'મિચકારવું'માં.
**મિચકારો** પું. [જુઓ 'મિચકારવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] (આંખનું) પટપટાવવું એ
**મિચામણાં** જુઓ 'મીંચામણાં'
**મિચાવવું** જુઓ 'મીંચાવવું.'
**મિચાવું** જુઓ 'મીંચાવું.'
**મિચ્છા મિ દુક્કડં** કે. પ્ર. [સં. मिथ्या मे दुष्कृतનું પ્રા. તત્સમ] 'મારું દુષ્કૃત મિથ્યા થાઓ, ચાલ્યું જાઓ'-'મેં તમને કાંઈ દુભવણ કરી હોય તે દૂર થાઓ' એવો પજ્જેસણના પારણાને દિવસે જૈનોમાં પરસ્પર કરાતો ઉદ્ગાર (માફામાફીના અર્થનો). (જૈન.) [પરોણો
**મિજબા(-મા)ન** વિ. [ફા. મેજ્-બાન્] મહેમાન, અતિથિ,
**મિજબાની** સ્ત્રી. [ફા. મેજ્બાની] સ્નેહીઓએ મળી કરવામાં આવતી ગોઠ, ઉજાણી. [૦ **ઉડાવવી** (રૂ.પ્ર.) ઉજાણી માણવી]
**મિજમાન** જુઓ 'મિજબાન.' (૨) (લા.) જમાઈ
**મિજરાફ,-બ** ન. [અર. મિજ્-રાબ્] તંતુ-વાદ્ય વગાડવાની નખલી
**મિજલસ** સ્ત્રી [અર. મજ્લિસ્] ગમતનો મેળાવડો, જલસો. (૨) સભા (મુસલમાનોમાં ધાર્મિક પ્રકારની)
**મિજલસિયું, મિજલસી** વિ. [+ ગુ. 'ઇયું'-'ઈ' ત.પ્ર.] મિજલસને લગતું. (૨) મિજલસમાં ભાગ લેનારું
**મિ(-મં)જાગરું** ન. જેને લીધે બારી બારણાં ઉઘાડ-વાસ થાય તે સાધન, બરડું
**મિજાજ** પું. [અર.] સ્વભાવ, પ્રકૃતિ. (૨) (લા.) અભિમાન, ગર્વ (૩) ગુસ્સો, ક્રોધ. [૦ **કરવો** (રૂ.પ્ર.) મનની અપ્રસન્નતા બતાવવી. ૦ **ખસવો** ૦ **ખોવો**, ૦ **જવો** (રૂ.પ્ર.) ગુસ્સે થવું. ૦ **ન હોવો** (રૂ.પ્ર.) મનની સ્વસ્થતા ન હોવી. ૦ **ન મળવો** (રૂ.પ્ર.) સામાને સમજવા અશક્ત હોવું. ૦**નું ઝાટકણ** (રૂ.પ્ર.) વારંવાર ગુસ્સે થઈ જતું. (૨) ઘણું ગર્વીલું. ૦ **પૂછવો** (રૂ.પ્ર.) તબિયતના સમાચાર પૂછવા. (૨) સખત ઝાટકણી કરવી ૦ **ફાટવો** (રૂ.પ્ર.) ભારે ગુસ્સે થવું. ૦ **બગાડવો** (રૂ.પ્ર.) ગુસ્સે થવું. (૨) માંદું પડવું. ૦**માં આવવું** (રૂ.પ્ર.) અભિમાન કરવું. (૨) સમજમાં આવવું. ૦ **સીધો થવો** (રૂ.પ્ર.) તબિયત ઠેકાણે આવવી. (૨) સીધા સૂતરા થવું. ૦ **હાથથી જવો** (રૂ.પ્ર.) ગુસ્સા પર કાબૂ ન રહેવો]

**મિજાજ-દાર** વિ. [+ફા. પ્રત્યય] મિજાજવાળું, ઘમંડી, ગર્વીલું

**મિજાજી** વિ. [અર.] ઘડી ઘડીમાં સ્વભાવ બદલાઈ જાય તેવું, ચીડિયું. ૨) અભિમાની, ગર્વીલું. (૩) (લા.) તરંગી, લહેરી

**મિજાસ** પું. [અર. મિજાજ્] જુઓ 'મિજાજ.'

**મિજાસ-દાર** વિ. [+ફા. પ્રત્યય] જુઓ 'મિજાજ-દાર.'

**મિજાસી** વિ. [અર. મિજાજી] જુઓ મિજાજી.' [[જવું એ

**મિટાવ** પું. [હિં. મિટાવલું] મટી જવું એ, રોગનું શમી

**મિટાવવું, મિટાવું** જુઓ 'મીટવું'માં.

**મિટ્ટી** સ્ત્રી. [સં. मृत्तिका ▶ પ્રા. मिट्टिआ ▶ હિં.] માટી, મરોડી. [**૦ કરવું** (રૂ.પ્ર.) ગંદું કરવું. (૨) નાશ કરવો. **૦ ખરાબ થવી** (રૂ.પ્ર.) દુર્દશા થવી. **૦ ખાવી** (રૂ.પ્ર.) માંસ ખાવું. **૦ ઠંડી થવી** (-ઠણ્ડી-) (રૂ.પ્ર.) મરી જવું. **૦ ઠેકાણે પાડવી** (રૂ.પ્ર.) દફન કે દહન કરવું. **૦ થવી** (રૂ.પ્ર.) નબળા થવું. **૦ દાણા-દાણ થવી** (રૂ.પ્ર.) હેરાન-પરેશાન થઈ જવું. **૦ની સૂરત, ૦નું પિંજર** (-પિઞ્જર)(રૂ.પ્ર.) માનવ-શરીર. **૦નો મોંઘો** (-મોંઘો) (રૂ.પ્ર.) મૂર્ખ માણસ. **૦ પકડવી** (રૂ.પ્ર.) જમીન કરડવી. (૨) હઠીલા થવું. (૩) હારવું. **૦ પર લડ(-ઢ)વું** (રૂ.પ્ર.) જમીન માટે ઝઘડવું. **૦ પલીત થવી** (રૂ.પ્ર.) દુર્દશા થવી. **૦ બગડવી** (રૂ.પ્ર.) દુર્દશા થવી. (૨) સખત માર વાગવો. (૩) કાદવમાં ઘસડાવું. **૦માં મળવું, ૦માં મળી જવું** (રૂ.પ્ર.) પાયમાલ થઈ જવું]

**મિડ-ઑન** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં દાવ લેનારની પીઠ તરફની બાજુએ ઊભા રહેવાની જગ્યા

**મિડ-ઑફ** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં દાવ લેનારની સામે તરફની બાજુએ વચ્ચે ઊભા રહેવાની જગ્યા [સત્ર

**મિડ-ટર્મ** વિ. [અં.] કોઈ પણ એક સત્રની વચ્ચેનું, અર્ધ-

**મિડ-વાઈફ** સ્ત્રી. [અં.] તાલીમ પામેલી માન્ય સુયાણી

**મિણાવવું** જુઓ 'મિણાવું'માં.

**મિણાવું** અ.ક્રિ. [જુઓ 'મીણો,'-ના.ધા.] મીણો ચડવો. (૨) (ઢોરે) દૂધ આઉમાં ખેંચી લેવું, પાનો ખેંચી લેવો. **મિણાવવું** પ્રે., સ.ક્રિ. [પરિમિત માપસરનું

**મિત** વિ. [સં.] માપેલું, માપ પ્રમાણેનું, પ્રમાણસરનું,

**મિત-પાન** ન. [સં.] પ્રમાણસર દારૂ પીવો એ, 'ટેમ્પરન્સ'

**મિત-પી** વિ. [સં. मित-प + ગુ. 'ઈ' ત. પ્ર.] માપસર કેફી પીણું પીનાર, 'ટેમ્પરન્ટ' (બ.ક.ઠા.) [બોલનારી

**મિતભાષિણી** વિ., સ્ત્રી. [સં.] જોઈતું જ બોલનારી, ઓછું

**મિતભાષિ-તા** સ્ત્રી. [સં.] જોઈતું બોલવું એ, ઓછું બોલવું એ, 'મોડરેશન' [નારું, થોડા-બોલું

**મિતભાષી** વિ. [સં. પું.] જોઈતું જ બોલનારું, થોડું બોલ-

**મિત-ભુજ(-ગ)** વિ. [સં. मित-भुज्નું પ્ર. વિ. એ.વ. मित-भुक्,-ग्], **મિતભોજી** વિ. [સં.,પું.] માપસર ખાનારું મિતાહારી [હોવાપણું

**મિત-યોગ** પું. [સં.] સ્ત્રી-યોગમાં પ્રબળ રીતે નિયમિત

**મિત-યોગી** વિ. [સં., પું.] સંસાર-ભોગમાં પ્રબળ નિયમિત-તા રાખનારું ['મોડરેશન'

**મિત-વાદ** પું. [સં.] જોઈતું જ બોલવું એ. મિતભાષિ-તા,

**મિત-વાદી** વિ. [સં. પું.] જુઓ 'મિતભાષી.' [કરકસ

**મિત-વ્યય** પું., **મિતવ્યયિ-તા** સ્ત્રી. [સં.] પ્રમાણસરનો ખર્ચ,

**મિતવ્યયી** વિ. [સં., પું.] કરકસરિયું

**મિતાક્ષર** વિ. [+સં. अ-क्षर] ગણતરીના અક્ષરોવાળું, ટૂંકાણમાં લખેલું [લેખન

**મિતાક્ષર-તા** સ્ત્રી. [સં.] સંક્ષિપ્તતા, ટૂંકમાં લખવું એ, સાર-

**મિતાક્ષરી**[1] વિ. [સં.,પું.] જુઓ 'મિતાક્ષર.'

**મિતાક્ષરી**[2] સ્ત્રી. [સં.] જુઓ 'મિતાક્ષર-તા.' (૨) ટૂંકી પ્રસ્તાવના

**મિતાચાર** પું. [+સં. आ-चार] પ્રમાણસરનું આચરણ, વિવેક-મર્યાદાવાળું આચરણ, 'ટેમ્પરન્સ' (મ.ર)

**મિતાચારી** પું. [+સં., પું.] મિતાચાર રાખનારું

**મિતાહાર** પું. [+સં. आ-हार] જુઓ 'મિત-ભક્ષણ.'

**મિતાહારી** વિ. [સં., પું.] જુઓ 'મિતભક્ષી.'

**મિતિ** સ્ત્રી. [સં.] માપ, માપણી. (૨) તિથિ, તારીખ, મહિ-નાનો તે તે દિવસ. (૩) નિશ્ચિત તે તે સંવત કે વર્ષ. [**૦ કાપવી** (રૂ.પ્ર.) વ્યાજ કાપી આપવું. **૦ ચડા(-ઢા)વવી** (રૂ.પ્ર.) કાગળ-પત્ર પૂરો કરવો. **૦ પૂગવી** (રૂ.પ્ર.) બિલ પાકું થવું. **કાચી મિતિ** (રૂ.પ્ર.) પૈસા વ્યાજે આપ્યાના પૂર્વના દિવસથી ગણાતું વ્યાજ. **પાકી મિતિ** (રૂ.પ્ર.) પૈસા વ્યાજે આપ્યાના પછીના દિવસથી ગણાતું વ્યાજ. (૨) પૂરી થયેલી મુદત. **મૂળ-મિતિ** (રૂ.પ્ર.) લેવડ-દેવડ થયાનો દિવસ]

**મિતિ-વાર**[1] ન., બ.વ. [સં.] તિથિ અને વાર [મુજબ

**મિતિ-વાર**[2] ક્રિ.વિ. [સં.] તિથિ પ્રમાણે, દરેકે દરેક તિથિ

**મિત્ર** પું. [સં.] સૂર્ય. (૨) પાશુપત સંપ્રદાયના સંસ્થાપક લકુ-લીશના ચાર શિષ્યોમાંનો એક. (સંજ્ઞા.) (૩) વિ. [સં.,ન.] દોસ્ત, દોસ્તદાર, મૈત્રી ધરાવનાર. (૪) હિતૈષી, શુભેચ્છક

**મિત્ર-કાર્ય, મિત્ર-કૃત્ય** ન. [સં.] દોસ્ત તરીકેનું કામ, દોસ્તનું કામ

**મિત્ર-જન** પું., ન. [સં.,પું.] જુઓ 'મિત્ર (૩).'

**મિત્ર-જા, મિત્ર-તનયા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સૂર્યની પુત્રી યમુના નદી

**મિત્ર-તા** સ્ત્રી. [સં.], **-તાઈ** સ્ત્રી. [સં. मित्र-ता + ગુ. 'આઈ' સ્વાર્થે ત. પ્ર.], **-ત્વ** ન. [સં.] મિત્રપણું, મૈત્રી, દોસ્તી, દોસ્તારી, દોસ્તદારી

**મિત્ર-દ્રોહ** પું. [સં.,] મિત્ર તરફનો દગો

**મિત્ર-દ્રોહી** વિ. [સં.,પું.] મિત્ર-દ્રોહ કરનાર

**મિત્ર-ભાવ** પું. [સં.] જુઓ 'મિત્ર-તા.'

**મિત્ર-ભવન** ન. [સં.] જન્મકુંડળીમાનું એક ઘર. (જ્યો.)

**મિત્ર-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન, [સં.] મિત્રોનો સમૂહ

**મિત્ર-રાજ્ય, -ષ્ટ્ર** ન. [સં.] જેની સાથે સંપ હોય તેવું રાજ્ય-રાષ્ટ્ર, મિત્રાચારી રાખનારું રાજ્ય. (૨) મિત્રનું રાજ્ય

**મિત્ર-લાભ** પું, [સં.] મિત્ર કે મિત્રો મળવા એ

**મિત્રવખુ,-ખું** વિ. [સં. मित्र + જુઓ 'વખો' + 'ઉ'-'ઉં' ત.પ્ર.] મિત્ર-વિહોણું [વહાલો હોય તેવું

**મિત્ર-વત્સલ** વિ. [સં.] મિત્રને વહાલું. (૨) જેને મિત્ર

**મિત્ર-વર્ય** પું. [સં.] શ્રેષ્ઠ મિત્ર, સાચો મિત્ર

**મિત્ર-વિહોણું** વિ. [સં. + જુઓ 'વિહોણું.'] જુઓ 'મિત્ર-વણું.'

**મિત્રવિંદા** (-વિન્દા) સ્ત્રી. [સં.] શ્રીકૃષ્ણની આઠ રાણીઓમાંની એક. (સંજ્ઞા)

**મિત્ર-હીન** વિ. [સં.] જુઓ 'મિત્ર-વણુ.'

**મિત્રાઈ** સ્ત્રી. [સં. मित्र + ગુ. 'આઈ' ત. પ્ર.] જુઓ 'મિત્ર-તા.'

**મિત્રાચારી** સ્ત્રી. [સં. मित्र + आ-चार + ગુ. 'ઈ' ત. પ્ર.] મિત્ર સાથેનો વ્યવહાર રાખવો એ. (૨) જુઓ 'મિત્ર-તા.'

**મિત્રાનુરાગ** પું. [સં. मित्र + अनु-राग] મિત્ર-પ્રેમ

**મિત્રા-વરુણ** પું., બ. વ. [સં.] મિત્ર અને વરુણ નામના સામવેદના બે દેવ. (સંજ્ઞા.)

**મિથઃશિષ્યા** સ્ત્રી. [સં.] ખાનગી રીતની શિષ્યા–પત્ની

**મિથિલા** સ્ત્રી. [સં.] પ્રાચીન ઉત્તર બિહારની રાજધાનીની નગરી. (સંજ્ઞા)

**મિથિલેઇટેડ સ્પિરિટ** પું. [અં.] પ્રયોગશાળામાં વપરાતો એક પ્રકારનો મદ્યાર્ક

**મિથુન** ન. [સં.] યુગલ, યુગ્મ. જોડું, જોડકું. (૨) સ્ત્રી. [સં., ન.] આકાશીય બાર રાશિઓમાંની ત્રીજી રાશિ. (ખગોળ.)

**મિથુનાર્ક** પું. [+ સં. अर्क] તા. ૧૪ મી જૂનનો દિવસ

**મિથ્યા-ગ્રહ** પું. [સં.] ખોટી સમઝ, ગેર-સમઝ

**મિથ્યા** ક્રિ. વિ. [સં.] ફોગટ, વ્યર્થ, વૃથા, નકામું. (૨) ખોટું. અસત્ય, અવાસ્તવિક

**મિથ્યાચાર** પું. [+સં. आ-चार] ખોટું આચરણ. (૨) (લા.) દંભ, ઢોંગ

**મિથ્યાચારી** વિ. [સં., પું.] જુઓ 'મિથ્યાચાર(૩,૪).'

**મિથ્યાજ્ઞાન** ન. [સં.] ખોટું જ્ઞાન, ભ્રાંત જ્ઞાન, અધ્યાસ. (વેદાંત.) (૨) ભૂલ, 'એરર'

**મિથ્યાત્મ** ન. [સં. मिथ्या + आत्मन् નવો ન. શબ્દ] ભ્રામક માન્યતા, 'સુપર-સ્ટિશન' (જૈ. હિ.)

**મિથ્યા-ત્વ** ન. [સં.] મિથ્યાપણું, અસત્ય સ્થિતિ. અભાવાત્મક પરિસ્થિતિ. (૨) વિપરીત જ્ઞાન

**મિથ્યાત્વી** વિ. [સં., પું.] દુરાગ્રાહી. (૨) જૈન ધર્મ ન પાળનારું, 'હૅરેટિક' (જૈન.)

**મિથ્યા-દર્શન** ન. [સં.] જુઓ 'મિથ્યા-જ્ઞાન.'

**મિથ્યા-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] ખોટી સમઝ, અજ્ઞાનમય નજર. (૨) નાસ્તિકતા. (૩) વિ. જુઓ 'મિથ્યાત્વી.'

**મિથ્યાપવાદ** પું. [સં. + अप-वाद] ખોટું આળ, આરોપ, આક્ષેપ

**મિથ્યાપવાદી** વિ. [સં.,પું.] મિથ્યા અપવાદ મૂકનાર, ખોટું આળ ચડાવનાર

**મિથ્યા-બુદ્ધિ** સ્ત્રી, [સં.] ભ્રમાત્મક સમઝ, ભ્રાંતિ. (૨) વિ. ભ્રમાત્મક સમઝવાળું, ભ્રાંત

**મિથ્યાભાષી** વિ. [સં.,પું.] જૂઠું બોલનાર, ખોટું કહેનાર, અસત્ય ભાષણ કરનાર

**મિથ્યાભિમાન** ન. [+ સં. अभि-मान, પું.] ખોટું અભિમાન, પતરાજી, ખોટી બડાઈ, 'વૅનિટી' (દ. કા.) (૨) દંભ, ઢોંગ

**મિથ્યાભિમાની** વિ. [સં.,પું.] મિથ્યાભિમાન રાખનાર

**મિથ્યારોપ** પું. [+ સં. आ-रोप.] ખોટું આળ, ખોટો આક્ષેપ, અસત્ય આરોપ, (૨) બદનક્ષી, 'ડેફૅમેશન,' 'લાઇબલ' (ન. વ. નવલગ્રંથાવલીમાંથી)

**મિથ્યાલાપ** પું. [+સં. आ-लाप] ખોટી વાતચીત, નકામી વાત, વૃથાલાપ

**મિથ્યા-વર્તન** ન. [સં.] ખોટું આચરણ, અવળું આચરણ

**મિથ્યા-વાદ** પું. [સં.] ખોટું બોલવું એ

**મિથ્યાવાદી** વિ. [સં., પું.] મિથ્યાવાદ કરનારું, મિથ્યાભાષી

**મિથ્યાસ્મિ-તા** સ્ત્રી. [સં. मिथ्या + अस्मिता] જુઓ 'મિથ્યાભિમાન,'-'વૅનિટી' (બ. ક.ઠા.)

**મિથ્યા-વાસુદેવ** પું. [સં.] મહાભારત-કાલનો શ્રીકૃષ્ણનો સ્વાંગ સજી ફરતારો એક રાજા, પૌંડ્રક વાસુદેવ. (સંજ્ઞા)

**મિથ્ર** પું. [અવે., સં. मित्र] પારસીઓના ધર્મશાસ્ત્રમાંનો એક દેવ. (સંજ્ઞા) (પારસી.)

**મિનકિયો** વિ., પું. [જુઓ 'મીનો' + ગુ. 'કું' + સ્વાર્થે ત.-પ્ર. + 'ઇયું' ત. પ્ર.] (લા.) બિલાડીની પેઠે એકી ટસે ધ્યાનમાં બેસનારો-ઢોંગી

**મિનહૂન** વિ. [અર. મિન્-હૂ] ચાલુ, વર્તમાન. (મહિનો વગેરે)

**મિનાક(-કે)સો** પું. [અર. મુનાકશાહ્] ખાર, કીનો, દ્વેષ

**મિનાદ** પું. [સં. मीन દ્વારા] નાની માછલીઓનો સમૂહ

**મિનાર,-રો** પું. [અર. મિનાર્-મીનાર્] ઊંચા થાંભલાના આકારનું શિખરવાળું બાંધકામ, ટોડો, 'ટાવર'

**મિનિટ** સ્ત્રી. [અં.] અઢી પળ જેટલો સમય, કલાકનો સાઠમો ભાગ. (૨) સભામાં થયેલા કામકાજનો હેવાલ

**મિનિટ-કાંટો** પું. [+ જુઓ 'કાંટો.'] ઘડિયાળમાં મિનિટ બતાવતી સળી. (૨) એ નામની એક રમત

**મિનિટ-બુક** સ્ત્રી. [અં.] સભા સમિતિ વગેરેમાં થયેલા કામકાજના હેવાલની ચોપડી

**મિનિમ** ન. [અં.] ટીપું

**મિનિમમ** ન. [અં.] ઓછામાં ઓછું

**મિનિમ-મેઝર** પું. [અં.] ટીપાંનું માપ દર્શાવતું કાચનું પ્યાલું

**મિનિસ્ટર** પું. [અં.] મંત્રી, પ્રધાન, અમાત્ય. (૨) વજીર, દીવાન

**મિનોઈ** વિ. પરલોક સંબંધી. (પારસી.) (૨) અલૌકિક, દિવ્ય

**મિન્ટ** સ્ત્રી. [અં.] ટંકશાળ, મિંટ

**મિન્નત, ૦ જારી** સ્ત્રી. [ફા. मिन्नत् + व + जारी] આજીજી, કાલાવાલા. [૦ માનવી (રૂ.પ્ર.) બાધા રાખવી, આખડી લેવી]

**મિમ્બર** ન. મસીદનો મુલ્લાંનો મંચ, મિંબર. (નાદ)

**મિયાઉં** ન. [રવા.] બિલાડીનો અવાજ, મ્યાઉં

**મિયાણો** પું. [ફા મિયાનહ્] એક મુસ્લિમ પેટા જ્ઞાતિ (સૌરાષ્ટ્રમાં મોરબી તરફની) અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મિયાન** ન. [ફા.] તલવાર છરી વગેરેનું ખોળિયું, મ્યાન. [તલવાર મિયાન કરવી (રૂ.પ્ર.) તલવાર મ્યાનમાં નાખવી]

**મિયાનો** પું. પેટી કે મજૂસના ઘાટની પાલખી, મ્યાનો

**મિયાં** પું. [અર.] મુસ્લિમોમાં આદરનો શબ્દ-'ભાઈ'ના જેવો. (૨) (લા.) પતિ, ધણી, ખાવિંદ. [૦ આદમી (રૂ.પ્ર.) સજ્જન માણસ. ૦ તેવી ઘોર (રૂ.પ્ર.) આવક પ્રમાણે ખર્ચ. ૦ની મીંદડી (રૂ.પ્ર.) બીકણ માણસ, ૦ભાઈની ચાંદે ચાંદ (રૂ.પ્ર.) હાજીહા. ૦નો અદધો દાણો (રૂ.પ્ર.) ધરાર ભાગ લેવો. ૦ મહાદેવનો મેળ (રૂ.પ્ર.) હંમેશાંનો વેર-ભાવ]

**મિયાં-ઘોડી, મિયાંજીની ઘોડી** સ્ત્રી. એ નામની એક રમત

**મિર્યાંજન** ન. [અર. માર્જન્] જપમાળાનો એક ભાગ.

(૨) પરવાળું

**મિરજોળી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**મિર-ઝા** પું.[ફા.] અમીરનો પુત્ર—એક ઇલકાબ

**મિરા(-રાં)ત** સ્ત્રી. [અર. મિર્અત્] થાપણ, મૂડી. (૨) જાગીર. (૩) મોંઘી ચીજ

**મિલ** સ્ત્રી. [અં.] યંત્રથી ચાલતું કારખાનું. (૨) કાપડ બનાવવાનું કારખાનું ['મિલ-ઇન્ડસ્ટ્રી'

**મિલ-ઉદ્યોગ** પું. [+સં.] કાપડનાં કારખાનાંને લગતો હુન્નર,

**મિલ-એજન્ટ** પું. [સં.] મિલના ભાગીદારો વતી મિલનો વહીવટ કરનાર સૌથી મોટો ભાગીદાર

**મિલ-ઓનર** પું. [અં.] જુઓ 'મિલ-એજન્ટ.'

**મિલકત** સ્ત્રી. [અર.] ધન-માલ, સંપત્તિ, માલ-મત્તા (સ્થાવર જંગમ), 'પ્રોપર્ટી.' [વેરો. 'પ્રોપર્ટી-ટેક્સ'

**મિલકત-વેરો** પું. [+જુઓ 'વેરો.'] ઘર-વેરો અને સંપત્તિ-

**મિલકતી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મિલકતને લગતું

**મિલ-કામદાર** પું. [+જુઓ 'કામદાર.'] મિલમાં કામ કરનાર મજૂર કારીગર [(ચોખા વગેરે.)

**મિલ-છડ** વિ. [+જુઓ 'છડવું.'] મિલમાં છડવામાં આવેલ

**મિલ-ધારો** પું. [+જુઓ 'ધારો.'] મિલ-કારખાનાંને લગતા કાયદા-કાનૂન

**મિલન** ન. [સં.] મળવું એ, સમાગમ, મેળાપ

**મિલન-ક્ષેત્ર** ન. [સં.] મળવાનું સ્થાન, મેળાપની જગ્યા

**મિલન-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] મળવાનું કેંદ્ર, 'મીટિંગ પૉઇન્ટ' [જવાના સ્વભાવનું

**મિલનસાર** વિ. [સં. मिलन દ્વારા] મળતાવડું, હળી મળી

**મિલનસારી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મળતાવડાપણું

**મિલ-મજૂર, મિલ-મજદૂર** ન.,પું. [+જુઓ 'મજૂર-'મજદૂર.'] મિલ કે મિલોમાં મજૂરી-કામ કરતો માણસ, મિલ-કામદાર ['મિલ-એજન્ટ.,

**મિલ-માલિ(-લે)ક** પું. [+જુઓ 'માલિ(-લે)ક.'] જુઓ

**મિલમાલિ(-લે)ક-મંડલ**(-ળ) (મણ્ડલ,-ળ) ન. [+સં.] મિલ-એજન્ટોનું મહાજન, 'મિલ-ઓનર્સ એસોસિયેશન'

**મિલાપ** પું. [સં. मिल् દ્વારા હિં.] મળવું એ, સમાગમ, મેળાપ, મિલન. (૨) મુલાકાત, ભેટ, સંપર્ક, 'વિઝિટ'

**મિલાપી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મિલાપ કરનારું. (૨) મિલનસાર સ્વભાવનું

**મિલાવટ** સ્ત્રી. [સં. मिल् દ્વારા] મેળવણી, મિશ્રણ

**મિલાવવું** સ.ક્રિ. મેળવણી કરવી, મિશ્રણ કરવું. (૨) જોડવું. સાંધવું, ભેળું કરવું. (૩) એકબીજાં વાજિંત્રોને એક સ્વર-નાં કરવાં

**મિલિટરી** વિ. [અં.] યુદ્ધને લગતું, યુદ્ધ-સંબંધી, લશ્કરી, ફોજી. (૨) સ્ત્રી. ફોજ, લશ્કર, સેના

**મિલિત** વિ. [સં.] મળેલું. (૨) જોડાયેલું, સંધાયેલું (૩) ન. એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**મિલિંદ** (મિલિન્દ) પું. [સં.] ભમરો

**મિલ્ક** [અં.] દૂધ [બનતો એક દાર

**મિલ્ક-પંચ** (-પઞ્ચ) પું. [+સં.] દૂધ વગેરે પાંચેક ચીજનો

**મિલ્લત** પું. [અર.] ધર્મ, મજહબ. (૨) પંથ, સંપ્રદાય. (૩) ધાર્મિક માન્યતા

**મિલ્લું** ન. માયાની વેણીનાં બેઉ પાંખિયાંમાંનું તે તે પાંખિયું

**મિશન** ન. [અં.] ઉદ્દેશ, હેતુ, આશય. (૨) ધર્મ-પ્રચારનું કાર્ય. (૩) ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરનારી મંડળી. (૪) એવું મકાન, દેવળ 'ચર્ચ.' (૫) રાજનૈતિક હેતુથી પર-રાષ્ટ્રમાં ગયેલું દૂત-મંડળ. (૬) સંદેશો

**મિશનરી** વિ. [અં.] મિશનને લગતું. (૨) પું. ધર્મનો ઉપદેશ કરનાર, ધર્મ-પ્રચારક. (૩) પાદરી, 'ફાધર'

**મિશ્ર** વિ. [સં.] ભેળવેલું. (૨) ભેળસેળ કરેલું. 'કૉમ્પોઝિટ.' (૩) પું. જૂના સંસ્કૃતના વિદ્વાનોને નામને છેડે માનવાચક શબ્દ. (૪) મૈથિલ પંડિતોની એક અવટંક. (સંજ્ઞા.)

**મિશ્ર-કાલ**(-ળ) પું. [સં.] વર્તમાન ભૂત અને ભવિષ્યનાં શુદ્ધ રૂપો ઉપરાંત એકબીજા કાળનાં રૂપોના કાળનાં કૃદંતોને બીજા કાળનાં સહાયકારી ક્રિયારૂપ મળવાથી થાય છે તેવો તે તે કાળ. (વ્યા.)

**મિશ્ર-જાત** (-ત્ય) સ્ત્રી. [+જુઓ 'જાત.[૨]'] સંમિશ્રણથી ઊભી કરેલી જાતિ, 'ક્રૉસ-બ્લડ'

**મિશ્ર-જાતીય** વિ. [સં.] અલગ અલગ જાતિઓના મિશ્રણથી થનારું, 'ક્રૉસ-બ્લડ'

**મિશ્રણ** ન. [સં.] એકબીજામાં એકબીજું મેળવવાની ક્રિયા, ભેળસેળ, મેળવણી, 'મિક્સ્ચર.' (૨) ઉમેરો, વધારો, 'ઍડિશન' (ગ.)

**મિશ્રણીય** વિ. [સં.] મિશ્રણ કરવા જેવું

**મિશ્ર-ધાતુ** સ્ત્રી. [સં.,પું.] મેળવણીવાળી ધાતુ, એકબીજીના મિશ્રણથી થતી ધાતુ (જેમકે 'પિત્તળ')

**મિશ્ર-પદી** સ્ત્રી. [સં.] સંયુક્ત પ્રમાણ, 'કમ્પાઉન્ડ એક્સ્પ્રેસન.'

**મિશ્ર-પાંતી** સ્ત્રી. [+જુઓ 'પાંતી.'] સંયુક્ત પ્રકારની પાંતી. (ગ.) [થયેલી ભાષા

**મિશ્ર-ભાષા** સ્ત્રી. [સં.] બે કે બેથી વધુ ભાષાઓના મિશ્રણથી

**મિશ્ર-ભિન્ન** વિ.,ન. [સં.] અપૂર્ણાંકનું અપૂર્ણાંક. (ગ.)

**મિશ્ર-રંગ** (-રઙ્ગ) પું. [સં.] એકથી વધુ રંગ ભેળવી તૈયાર કરેલો રંગ. (૨) એક વર્ણથી વધુ વર્ણ મળી વિકસેલો વર્ણ, મિશ્ર-જાતિ

**મિશ્ર-રાશિ** સ્ત્રી. [સં.,પું.] સજાતીય પણ ચડતા ઊતરતા ભાવની વસ્તુના મિશ્રણની રીત. (ગ.) [એક વર્ગ. (ગ.)

**મિશ્રવર્ગ-સમીકરણ** ન. [સં.] સમીકરણનો એ નામનો

**મિશ્ર-વર્ણ** પું. [સં.] જુઓ 'મિશ્ર-રંગ(૨).'

**મિશ્ર-વાક્ય** ન. [સં] જેમાં પ્રધાન વાક્ય સાથે ગૌણ વાક્ય જોડાયું હોય તેવું વાક્ય. (વ્યા.)

**મિશ્ર-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] છોકરા-છોકરીઓ સાથે ભણતાં હોય તેવી નિશાળ, 'કૉમ્પોઝિટ સ્કૂલ'

**મિશ્ર-સંખ્યા** (-સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] પૂર્ણાંક અને અપૂર્ણાંક મળીને થયેલી સંખ્યા. (ગ.)

**મિશ્ર-સંયોગ** (-સંયોગ) પું. [સં.] વ્યંજનોનો સંયુક્ત થવાનો એક પ્રકાર. (વ્યા.) [મિશ્ર પ્રકાર. (પિં.)

**મિશ્ર-હરિગીત** પું. [સં. °गीति સ્ત્રી.] હરિગીત છંદનો એક

**મિશ્રાકૃતિ** સ્ત્રી. [સં. मिश्र + आ-कृति] વાંકી તેમજ સીધી લીટીઓથી બનેલી આકૃતિ. (૨) વિ. મિશ્ર આકૃતિવાળું

**મિશ્રિત** વિ. [સં.] મિશ્ર કરેલું, ભેળવેલું, મેળવણી કરવામાં આવી હોય તેવું

**મિશ્રી-કરણ** ન. [સં.] મિશ્ર કરવાની ક્રિયા, મેળવણી

**મિષ** ન. [સં.] બહાનું. નિમિત્ત, મશ

**મિષે** ક્રિ.વિ. [+ગુ. 'એ' સ્રી. વિ., પ્ર.] બહાને, નિમિત્તે, બહાનું કાઢીને, કાંઈક નિમિત્ત લઈને

**મિષ્ટ** વિ. [સં.] મીઠા સ્વાદવાળું, સ્વાદુ. (૨) ગળ્યું

**મિષ્ટ-તા** સ્ત્રી. [સં.] મિષ્ટ હોવાપણું [મધુ-ભાષી

**મિષ્ટભાષી** વિ. [સં.,પું.] મીઠું બોલનારું, મીઠા-બોલું,

**મિષ્ટાન્ન** ન. [+સં. अन्न] ગળ્યું અનાજ, પકવાન, મીઠાઈ. [૦ મારવું (રૂ.પ્ર.) લાડુ ખાવા.]

**મિસ** સ્ત્રી. [અં.] કુમારિકાનો નિર્દેશ કરનાર શબ્દ

**મિસકાલ** પું. [અર.] હીરા મોતી ઔષધો વગેરે તોળવામાં વપરાતું વજન

**મિસકીન,-લ** વિ. [અર. મિસ્કીન્] ગરીબ. (૨) ભિખારી, જાચક. (૩) (મરા.) લુચ્ચું (લાડમાં)

**મિસર** પું. [અર.] આફ્રિકાની ઉત્તર-પૂર્વે આવેલો નાઇલ નદીનો ફલદ્રુપ પ્રદેશ, ઇજિપ્ત. (સંજ્ઞા.)

**મિસરી** વિ. [અર.] મિસર દેશને લગતું (૨) સ્ત્રી. મિસર દેશની ભાષા. (૩) (મિસર દેશમાંથી આયાત થતી માટે) આખી એક જાતની સાકર. [૦ ખવડાવવી (રૂ.પ્ર.) (મુસલમાનોમાં) સગપણ કરવું. (૨) મારી નાખવું. **૦ની હાલી** (રૂ.પ્ર.) મીઠો પદાર્થ] [અડધી કડી. (પિં.)

**મિસરો** પું. [અર. મિસ્રઅ્] બેત કે શેરનો અડધો ભાગ,

**મિસલ** સ્ત્રી. [અર. મિસ્લ્] તરેહ, રીત, પ્રકાર. (૨) ક્રિ. વિ. જેમ, પેઠે, જેવું, માફક

**મિસલ-બંદી** (-બન્દી) સ્ત્રી. [+ફા.] દરજ્જા-બંદી. (૨) કામની વહેંચણી અને વ્યવસ્થા [પ્રમાણે

**મિસલ-સર** ક્રિ.વિ. [+'સર' પ્રમાણે] રીતસર, વ્યવસ્થા

**મિસલો** પું. અર્ધવિરામ, 'સેમિ-કૉલન' (;) (વ્યા.)

**મિસાલ** સ્ત્રી. [અર.] નમૂનો, દૃષ્ટાંત, દાખલો. (૨) ક્રિ વિ. પેઠે. જેમ, જેવું, માફક

**મિસિસ** સ્ત્રી. [અં.] (પરિણીત સ્ત્રીના નામ આગળ) શ્રીમતી

**મિસી(-સ્સી)** સ્ત્રી. [ફા. મિસી] દાંત ઘસવાનો કાળો બાળેલો વનસ્પતિ-જન્ય ભૂકો

**મિસ્કાલ** પું. [અર.] જુઓ 'મિસકાલ.'

**મિસ્કીન** વિ. [અર.] જુઓ 'મિસકીન.'

**મિસ્ટ(-સ્ત)ર** પું. [અં. મિસ્ટર્] (ગૃહસ્થના નામ પૂર્વે) શ્રીમાન, શ્રીયુત

**મિસ્તરી, મિસ્રી** પું. [પોર્ચુ. મેસ્તરે; કૃ.મો.ઝ. ફારસી કહે છે, મરા. હિં. મિસ્તરી] સુતાર કડિયો વગેરે કારીગર. (૨) એ ધંધાને કારણે એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.) [જેમકે

**મિસ્લન** ક્રિ.વિ. [અર.] દાખલા તરીકે, ઉદાહરણ તરીકે,

**મિસ્સી** જુઓ 'મિસી.'

**મિહમેજ** સ્ત્રી. [અર.] ઘોડેસવારના જોડાની એડીએ લગાડાતો લોખંડનો નાનો ખૂંટો, 'સ્પર'

**મિહાણી** સ્ત્રી' ટમેટાના રસનું દૂંગારી બનાવેલ પીણું

**મિહિર** પું. [સં.] સૂર્ય

**મિંટ** (મિન્ટ) જુઓ 'મિન્ટ.'

**મિંબર** (મિમ્બર) જુઓ 'મિમ્બર.'

**મીચવું** જુઓ 'મીંચવું.' **મિચાવું** કર્મણિ; ક્રિ. **મિચાવવું** પ્રે., સ.ક્રિ.

**મીજ** જુઓ 'મીંજ.'

**મીજાન** ન. [અર.] અંદાજ, શુમાર

**મીજાન-સર** ક્રિ.વિ. [+જુઓ 'સર' (પ્રમાણે).] અંદાજે શુમારે. (૨) માપસર

**મીટ**[૧] સ્ત્રી. અનિમેષ, જોઈ રહેવું એ, દૃષ્ટિ, નજર. [૦ **ભરવી** (રૂ.પ્ર.) નજર નાખવી, નજર માંડવી. **૦ મારવી** (રૂ.પ્ર.) આંખ બંધ કરવી. **૦ મારીને સૂઈ રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) શાંતિથી પડી રહેવું. **૦ માંડવી** (રૂ.પ્ર) નજર સ્થિર કરી જોઈ રહેવું. **૦મેળાપો** (રૂ.પ્ર.) દૃષ્ટિ-મિલન]

**મીટ**[૨] ન. [અં.] માંસ

**મીટલડી** સ્ત્રી. [જુઓ 'મીટ' + ગુ. 'ડી' + 'લ' સ્વાર્થે ત.પ્ર. પરંતુ ઉચ્ચારણની દૃષ્ટિએ 'લ' મધ્યગ : 'મીટલડી' અને એ પણ 'મીટલડી' સ્વાભાવિક.] જુઓ 'મીટ.' (પદ્યમાં.)

**મીટડી** સ્ત્રી. [+ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મીટ' (પદ્યમાં.)

**મીટર** પું. [અં.] માપવાનું કોઈ પણ યંત્ર. (૨) ૩૯.૩૭૦૯ ઇંચ અથવા ૧ વાર અને ૩૯.૩૭૦૯ ઇંચનું પ્રમાણિત ફ્રેંચ માપ (ભારતમાં અત્યારે સ્વીકારાઈ ગયેલું.) (૩) છંદ-પદ્યમાં ચરણોનો એકમ

**મીટલડી** જુઓ 'મીટડલી;' સ્વાભાવિક ઉચ્ચાર 'મિટલડી'

**મીટવું** અ.ક્રિ. [દે.પ્રા. મિટ્ટ; હિં. 'मिटना.'] નાબૂદ થવું, ભૂંસાઈ જવું, સર્વથા નાશ પામવું. **મિટાવું** ભાવે., ક્રિ. **મિટાવવું** પ્રે., સ.ક્રિ.

**મીટામીટ** સ્ત્રી. [જુઓ 'મીટ'-દ્વિર્ભાવ.] સામસામે મંડાયેલી નજર. (૨) ક્રિ.વિ. નજરોનજર, દૃષ્ટિ સામે

**મીટિંગ** (મીટિઙ્) સ્ત્રી. [અં.] મળવું એ. (૨) સભા, મેળાવડો

**મીટે-મીટ** ક્રિ.વિ. [જુઓ 'મીટ,'-દ્વિર્ભાવ.] જુઓ 'મીટામીટ(૨).' [ભેંસનું હુલામણું

**મીઠડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'મીઠડું' દ્વારા.] (લા.) સોજી

**મીઠડાં** ન., બ.વ. [જુઓ 'મીઠડું.'] (લા.) વારી જવું એ, ઓવારણાં, દુખણાં. [૦ **ટાળવાં** (રૂ.પ્ર.) ઉપર ઉપરથી ભાવ બતાવવો. **૦ લેવાં** (રૂ.પ્ર.) સામાના માથાની બેઉ બાજુ એક એક મૂઠી અડાડી પોતાને માથે મૂકી મૂઠીના ટાચકા વગાડવા]

**મીઠડી** વિ. સ્ત્રી. [જુઓ 'મીઠડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) જીભ. (૨) જુઓ 'મીઠડ.'

**મીઠડું** વિ. [જુઓ 'મીઠું'[૧] + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] મીઠું મીઠું બોલી ખુશ કરનારું. (૨) ન. (લા.) વહાલનું ચુંબન. (૩) ઓવારણું [જુઓ 'મીઠડાં.'

**મીઠણાં** ન., બ.વ. [જુઓ 'મીઠડાં,'-ઉચ્ચારણ-સામ્યથી]

**મીઠપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ મીઠું[૧] + ગુ. 'પ' ત-પ્ર.] મીઠા-

પણું, ગળપણ. (૨) (લા.) મધુરો સ્નેહ-સંબંધ

**મીઠ-બંદર** (-બન્દર) ન. [જુઓ 'મીઠું[૨]' + બંદર.'] મીઠું પકવનારું અને નિકાસ કરનારું સમુદ્ર ઉપરનું બંદર

**મીઠલું** વિ. [જુઓ 'મીઠું[૧]' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] મીઠું, મધુર. (૨) જુઓ 'મીઠડું.' [મિષ્ટાન્ન, પકવાન

**મીઠાઈ** સ્ત્રી. [જુઓ 'મીઠું[૧]' + ગુ. 'આઈ' ત.પ્ર.]

**મીઠાઈ-વાળો** વિ., પું. [+ ગુ. 'વાળું' ત.પ્ર.] મીઠાઈનો વેપારી, કંદોઈ, સુખડિયો, હલવાઈ

**મીઠા-કેડુ** ન. રાતું કોળું, રાતું ભોંયલું, કુમ્હડું. (૨) પું, એ નામનો એક છોડ, દધિફળ

**મીઠાકાદુ** ન. સીતાફળ

**મીઠા-ગર,-રી** પું. [જુઓ 'મીઠું[૨]' + ફા. પ્રત્યય + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] મીઠું બનાવનાર માણસ, અગરિયો

**મીઠા-ચરું** વિ. [જુઓ 'મીઠું[૨]' + 'ચરવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] (લા.) મીઠું મીઠું ભાવે તેવું, ચટકું. (૨) ખાતાં સ્વાદની બાબતમાં ચીકણાઈ કરનારું

**મીઠાણ** ન. [જુઓ 'મીઠું[૧]' દ્વારા.] ગળપણ. (૨) ગોળ ખાંડ જેવી ગળી વસ્તુ

**મીઠા-બોલું** વિ. [જુઓ 'મીઠું[૧]' + બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] સામાને ગમે તેવું બોલનારું, મિષ્ટ-ભાષી, (૨) ખુશામતિયું, ખુશામતખોર

**મીઠા-વેરો** પું. [જુઓ 'મીઠું[૨]' + 'વેરો.'] મીઠા (લૂણ) ઉપર લેવાતો સરકારી કર

**મીઠાશ** (-શ્ય-) સ્ત્રી. [જુઓ 'મીઠું[૧]' + ગુ. 'આશ' ત.પ્ર.] મીઠાપણું, મધુરપ. (૨) ગળાશ. (૩) (લા.) સારો સ્નેહ-સંબંધ

**મીઠી** વિ., સ્ત્રી. [જુઓ 'મીઠું[૧]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) હૈયા સાથે ચાંપવું એ. (૨) વહાલનું ચુંબન. [૦ **મારવી** (રૂ.પ્ર.) ચુંબન કરવું]

**મીઠું** વિ. [સં. मिष्टक- > પ્રા. मिट्ठअ-] (લા.) મીઠું મીઠું બોલવાના સ્વભાવનું, મીઠા-બોલું. (૨) ખુશામતિયું

**મીઠું[૧]** વિ. [સં. मिष्टक- > પ્રા. मिट्ठअ-] મધુરું. (૨) ગળાશવાળું. (૩) આખ્યાન કાવ્યનું 'કડવું.' (કવિ દયારામે 'મીઠું' પેલા 'કડવું' શબ્દ તરફની અરુચિએ પ્રયોજેલું.) [-**ઠા ઝાડનું મૂળ કાપવું** (રૂ.પ્ર.) ભલું કરનારને જ નુકસાન કરવું. -**ઠી ગાર** (-રચ) (રૂ.પ્ર.) માંગલિક પ્રસંગે કરવામાં આવતું લીંપણ. -**ઠી જમીન** (રૂ.પ્ર.) ખેતી લાયક જમીન. -**ઠી જીભ** (રૂ.પ્ર.) ખુશામત. -**ઠી(-ઠો) પેશાબ** (રૂ.પ્ર.) મધુપ્રમેહનો રોગ. ૦ **કૂતરું** (રૂ.પ્ર.) હડકાયું ન હોય તેવું કૂતરું. ૦ **થૂંક** (રૂ.પ્ર.) સંતાન. ૦ **દરાખ** (રૂ.પ્ર.) દ્રાક્ષ જેવું મીઠા સ્વભાવનું કે ગળ્યું. ૦ **મોં કરાવવું** (-મોં:-)(રૂ.પ્ર.) માંગલિક સમાચાર આપવા. ૦ **લાગવું** (રૂ.પ્ર.) ગમવું, પસંદ પડવું. ૦ **લેવું** (રૂ.પ્ર.) ચુંબન કરવું. ૦ **લોહી** (લો:ઈ) (રૂ.પ્ર.) મળતાવડું, ભળી જાય તેવું (માણસ). -**ઠે મોઢે** (રૂ.પ્ર.) મિત્ર તરીકે. -**ઠો પરમિયો** (રૂ.પ્ર.) મધુપ્રમેહ, મીઠી પેશાબ. -**ઠો મેરામણ** (-મેઃરામણ) (રૂ.પ્ર.) સિંધુ નદીનો મુખભાગ]

**મીઠું[૨]** ન. [સં. मृष्टक- > પ્રા. मिट्ठअ-] ખારા પાણીમાંથી બનાવાતું એક સફેદ દ્રવ્ય, લવણ, લૂણ, નમક, સબરસ. [-**ઠાની તાણ** (-ણ્ય) (રૂ.પ્ર.) અક્કલનો અભાવ. (૨) અણ-આવડત. -**ઠા વગરનું, -ઠા વિનાનું** (રૂ.પ્ર.) નિર્માલ્ય. ૦ **મરચું ભ(૦ર)ભરાવવું** (રૂ.પ્ર.) વધારીને વાત કરવી. ૦ **વાપરવું** (રૂ.પ્ર.) જમણ કરવું. **આંખમાં મીઠું પડવું** (રૂ.પ્ર.) અદેખાઈ થવી. **ઘાનું મીઠું** (રૂ.પ્ર.) ઉપરથી ભલું બતાવી અંદરથી દ્વેષ રાખનારું]

**મીઠોર** પું. [જુઓ 'મીઠું[૧]' દ્વારા.] જુઓ 'મીઠાશ.'

**મીરધા-વાડ** જુઓ 'મીરધા-વાડ.'

**મીરધો** જુઓ 'મીરધો.'

**મીણ[૧]** કે.પ્ર. [સં. मया न > પ્રા. मइण – 'મેં નહિ.'] (લા.) હારની કબૂલાત. [૦ **કહેવા(-રા)વવી, -વું** (-કે:વડા-(-રા)વવી,-વું) (રૂ.પ્ર) હાર કબૂલાવવી. ૦ **કહેવી, -વું** (-કે:વી,-વું) હાર કબૂલવી]

**મીણ[૨]** ન. [હિં. मैन, મરા. મેણ, ફા. મોમ] મધપૂડામાંથી મધ નીકળી ગયા પછીથી પૂડાને નિચોવીને કાઢવામાં આવતો જરા ચીકણો પદાર્થ. (૨) ખનીજ તેલમાંથી કાઢવામાં આવતો એવો પદાર્થ. [૦ **કાઢવું** (રૂ.પ્ર.) અતિશય મહેનત કરાવવી, થકવી નાખવું. ૦ **થઈ જવું** (રૂ.પ્ર.) તદ્દન નરમ થઈ જવું. ૦**નું કરી ના-(-નાં)ખવું** (રૂ.પ્ર) નિરાધાર કરી નાખવું. ૦**નો પાણ માટી** (રૂ.પ્ર.) સાલસ સ્વભાવનો મરદ માણસ. ૦ **મીણ થઈ જવું** (રૂ.પ્ર.) તદ્દન નરમ થઈ જવું]

**મીણ-કપ(-પ્પ)ડ, મીણ-કાપડ** ન. [જુઓ 'મીણ[૨]' + કપ-(-પ્પ)ડ,' 'કાપડ.'] પાણીથી બચવા મીણ ચડાવ્યું હોય તેવું કાપડ, મીણિયું

**મીણતું** ન. [જુઓ 'મીણ[૨]' દ્વારા.] જુઓ 'મીણ-કપડ.'

**મીણ-બત્તી** સ્ત્રી. [જુઓ 'મીણ[૨]' + 'બત્તી.'] અંદર ઝીણી વાટ પરોવાયેલી હોય તેવો મીણનો દીવો કરવાની સળી, 'કેન્ડલ' [પ્રકાશ, 'કેન્ડલ-પાવર'

**મીણબત્તી-તેજ** ન. [+ જુઓ 'તેજ.[૧]'] મીણબત્તીનો

**મીણ-બથ** સ્ત્રી. [જુઓ 'મીણ[૧]' + 'બથ.'] (લા.) મરદાનગીની એક દેશી રમત

**મીણા-વાળું** વિ. [જુઓ 'મીણો' + ગુ. 'વાળું' ત.પ્ર.] મીણો ચડચો હોય તેવું. (૨) મીણો ચડાવે તેવું. (૩) (લા.) ઉન્મત્ત

**મીણિયું[૧]** વિ. [જુઓ 'મીણ[૨]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મીણવાળું. (૨) ન. જુઓ 'મીણ-કપડ.' [૦ **મોતી** (રૂ.પ્ર.) દાબતાં ન તૂટે તેવું એક પ્રકારનું બનાવટી મોતી]

**મીણિયું,[૨] મીણ્યું** વિ. [જુઓ 'મીણ[૨]' + ગુ. 'ઇયું'-'ઉં' ત.પ્ર.] જુઓ મીણાવાળું.' (૨) (લા.) ઉન્મત્ત [(વહાણ.)

**મીણો[૧]** પું. વહાણમાં સોખવણ ફેરવવાનો દાંડો કે હાથો.

**મીણો[૨]** પું. કાચી સોપારી વગેરે ખાવાથી છાતીમાં થતી એક પ્રકારની અમૂંઝણ. (૨) (લા.) કેફી-નશો. (૩) યૌવનધન વગેરેનો મદ. [૦ **ચઢ(-ઢ)વો** (રૂ.પ્ર.) છાતીમાં અમૂંઝણ થવી. (૨) ગર્વીલું બનવું] [મીંઢો હરમો

**મીંઢો-હરમો** (-મ્યો) પું. એ નામનું એક મોટું પહાડી ઝાડ,

**મીન**[1] ન. [સં.,પું.] માછલું. (૨) સ્ત્રી. [સં.,પું.] આકાશમાંના બાર રાશિચક્રમાંની બારમી રાશિ. (જ્યો.) [૦ મેષ,(-ખ-) ન થવાં (રૂ.પ્ર.) કાંઈ પણ શંકા ન હોવી (૨) વાંધે-સાંધો ન થવો. (૩) ફેરફાર ન થવો. (૪) ખામી ન હોવી]

**મીન**[2] (-ય) સ્ત્રી. જુઓ 'મેંડ.'

**મીન**[3] વિ. [અં.] મધ્યમ પ્રમાણનું. (૨) ન. સરેરાશ પ્રમાણ. [૦ કાઢવું (રૂ.પ્ર.) સરેરાશ કાઢવી]

**મીન-કેતન, મીન-કેતુ** પું. [સં.] મકરધ્વજ, કામદેવ. (સંજ્ઞા.)

**મીન-ટાઇમ** પું. [અં.] મધ્યમ કાલ (સરેરાશ આવતો સમય)

**મીનડી** જુઓ 'મીંદડી.'

**મીનડું** જુઓ 'મીંદડું.'

**મીનડો** જુઓ 'મીંદડો.'

**મીન-ધ્વજ** પું. [સં.] જુઓ 'મીન-કેતન.'

**મીન લોકલ ટાઇમ** પું. [અં.] સ્થાનિક સરેરાશ કે મધ્યમ [સમય

**મીન-સંક્રાંતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] મીન રાશિના તારા-સમૂહમાં સૂર્યનો પ્રવેશ (૧૪ મી ડિસેમ્બર). (સંજ્ઞા.)

**મીન-સૃષ્ટિ** સ્ત્રી. [સં] માછલાંઓનો સમૂહ

**મીનળ, ૦દેવી** સ્ત્રી. [કન્નડ. મયણલ્લા, + સં.] સિદ્ધરાજ જયસિંહની માતા. (સંજ્ઞા.)

**મીનળ-સર** ન. [+ સં. સરસ્] મીનળના નામે સિદ્ધરાજે બંધાવેલું એક તળાવ. (સંજ્ઞા.)

**મીના-કામ** ન. [જુઓ 'મીનો' + 'કામ.[2]'] કાચ કે ધાતુ ઉપરની કોતરણીમાં મીનાની જડતરનું કાર્ય

**મીનાકાર**[1] પું. [સં. मीन + आ-कार,] માછલાંનો ઘાટ. (૨) વિ. માછલાં જેવાં ઘાટનું

**મીનાકાર**[2] વિ. [જુઓ 'મીનો' + સં.] મીનાનું કામ કર-[નાર કારીગર

**મીનાકારી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જે કામમાં કે વાસણ ઉપર મીનો ચઢાવવામાં આવ્યો હોય તે

**મીનાકારી**[2] સ્ત્રી, [+ ગુ. 'ઈ' ત.પ્ર.] કાચ કે વાસણ ઉપર મીનાનું કામ, મીના-કામ

**મીનાકૃતિ** સ્ત્રી. [સં. मीन +आ-कृति] માછલાંનો ઘાટ. (૨) વિ. માછલાંના ઘાટનું

**મીનાક્ષી** વિ., સ્ત્રી. [સં. मीन + अक्षि, સમાસમાં अक्ष + સં. ई સ્ત્રીપ્રત્યય.] માછલાના જેવી સુંદર આંખવાળી સ્ત્રી. (૨) દક્ષિણ ભારતના મદુરાઈ શહેરમાંના સુંદર કારીગરીથી સમૃદ્ધ વિશાળ મંદિરમાંની અધિષ્ઠાત્રી દેવી. (સંજ્ઞા.)

**મીના-ગર** વિ. [ફા.] મીનાની જડતરનું કામ કરનાર કારીગર, મીનાકાર

**મીના-બજાર** ન. સ્ત્રી. [જુઓ 'મીનો' + 'બજાર.'] અકબર બાદશાહના સમયમાં ભરાતું સ્ત્રીઓ છૂટથી હરીફરી શકતી તેવું બજાર. (૨) ગુલામો વેચવાનું જૂના સમયનું બજાર

**મીનાર,-રો** પું. [અર. + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ ['મિનાર,-રો.'

**મીનારખ(-ખ)** ન. બ.વ. [સં. मीन + अर्क-मीनार्क, અર્વા. તદ્ભવ] જુઓ 'મીનાર્ક.' [૦બેઠાં (-બેઠાં) (રૂ.પ્ર.) મીન-સંક્રાંતિ શરૂ થઈ (લગ્નાદિ મુહૂર્તો માટે આવો એક મહિનાનો સમય અશુભ ગણાય છે.) (જ્યો.)]

**મીનારો** જુઓ 'મીનાર'- 'મિનારો.'

**મીનાર્ક** પું. [સ. मीन + अर्क] જુઓ 'મીન-સંક્રાંતિ.'

**મીનાં** ક્રિ.વિ. [જુઓ 'મીણ.[1]'] જુઓ 'મીણ.[1]' [૦ કહેવું (કે'વું) (રૂ.પ્ર.) મીણ કહેવું, હાર કબૂલવી]

**મીનાંડી** સ્ત્રી. સાકરનો એક પ્રકાર

**મીનિયલ** વિ.[અં] ઊતરતા દરજ્જાનું, હલકા ગંનું

**મીની** સ્ત્રી. [જુઓ 'મીનું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'મીનડી'-'મીંદડી.' (૨) બેડલામાંનું હરકોઈ એક બાળક (હુલામણું)

**મીની-ઠેકામણી** સ્ત્રી. [જુઓ 'ઠેકામણી.'] (લા) એ નામની [એક રમત

**મીની-ડગલું** ન. [ + જુઓ 'ડગલું.'] મીંદડી જેવું અવાજ ન થાય એ ડગલું

**મીનો** પું. [ફા] જડાવ-કામ. (૨) કાચ તેમ ધાતુ ઉપરની કોતરણીમાં લગાવાતો એક ખાસ ભિન્ન ભિન્ન રંગનો ટકાઉ રસ

**મીનોઈ** જુઓ 'મિનોઈ.'

**મીમાંસક** (મીમ્મૅાંસક) વિ. [સં.] વિચારણા કરનાર. (૨) પૂર્વમીમાંસા-શાસ્ત્રી, ધર્મશાસ્ત્રનો વિદ્વાન, મીમાંસા-દર્શનનું જ્ઞાન ધરાવનાર

**મીમાંસવું** (મીમ્મૅાંસવું) સ. ક્રિ. [સં. मीमांसा, ના. ધા.] મીમાંસા કરવી, વિચારણા કરવી, વિમર્શ કરવો

**મીમાંસા** (મીમ્મૅાંસા) સ્ત્રી. [સં] વિચારણા, વિમર્શ. (૨) વિચારણા-શાસ્ત્ર, 'ટેલિયોલૉજી.' (૩) વેદના પૂર્વકાંડ-કર્મકાંડ ઉપર લખાયેલું એક શાસ્ત્ર, પૂર્વમીમાંસા, ધર્મ-દર્શન ('પૂર્વમીમાંસા'ના સાહચર્યે પછીથી બાદરાયણનાં બ્રહ્મસૂત્રો' તે 'ઉત્તર-મીમાંસા')

**મીમાંસા-કાર** (મીમ્મૅાંસા-) વિ. [સં.] ચર્ચા-વિચારણા કરનાર, વિમર્શક. (૨) પું. પૂર્વમીમાંસાના કર્તા જૈમિનિ મુનિ

**મીમાંસા-દર્શન** (મીમ્મૅાંસા-) ન. [સં.] પૂર્વમીમાંસાનું શાસ્ત્ર, ધર્મ-દર્શન

**મીર** પું. [ફા. < અર. 'અમીર્'] ઉમરાવ. (૨) સૌરાષ્ટ્ર-માં-ખાસ કરી સોરઠનાં નગરોમાં રહેતી શરણાઈ વગાડવાનો ધંધો કરનારી ચારણોમાંથી ઊતરી આવેલી એક મુસ્લિમ કોમ અને એનો પુરુષ, મીરાસી. (સંજ્ઞા.) [૦ મારવો (રૂ.પ્ર.) મોટું અને બહાદુરીનું કામ કરવું]

**મીરઝા** પું. [ફા. મીર્ઝા] જુઓ 'મિરઝા.'

**મીરઝાઈ** સ્ત્રી. [ + ગુ. 'આઈ' ત.પ્ર.] મીરઝાપણું

**મીર-ઝાદ** પું. [ફા.] અમીરનો દીકરો, ઉમરાવનો પુત્ર

**મીર(-ડ)ધા-વાડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'મીરધો' + 'વાડ.[2]'] મીરધા લોકોનો વાસ

**મીર(-ડ)ધો** પું. [ફા. મીરિદિહ્] ગામડાનો ઉપરી, ગામેતી, મુખી (૨) હલકારો, કાસદ. (૩) લઠ્ઠ માણસ

**મીર-શિકાર** પું. [જુઓ 'મીર' + 'શિકાર.'] નિપુણ શિકારીને અપાતો એક બાદશાહી સમયનો ઇલકાબ

**મીરાસ** સ્ત્રી [અર.] વારસો

**મીરાસી**[1] પું [અર.] વંશ-પરંપરાથી ગાવાનો ધંધો કરનારી મુસ્લિમ યા હિંદુ જાતિની એક અવટંક અને એનો

પુરુષ, મીર. (સંજ્ઞા) [ધંધો

**મીરાસી[૨]** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] વંશપરંપરાગત ગાવાનો

**મીરાસી-બાની** સ્ત્રી. [જુઓ 'મીરાસી[૧]' + 'બાની.'] ગાયકો તરફથી ગવાતી વાણી, સ્તુતિ-ગાન, બિરુદ

**મીરાં, ૦બાઈ** સ્ત્રી. ઈ.સ.ની ૧૬ મી સદીના પૂર્વાર્ધની જોધપુર પાસેના મેડતા ગામની રાજકુંવરી અને મેવાડના ભોજરાજની વિધવા રાણી, ભક્ત-કવયિત્રી. (સંજ્ઞા.) (૨) (લા.) કોઈ પણ વિરક્ત ભક્ત સ્ત્રી

**મીરે-બહર** પું. [અર.] નૌકા-સેનાનો અધિપતિ, નૌકા-સેનાપતિ, 'ઍડમિરલ'

**મીલ[૧]** પું. વહાણનો મોરાનો ભાગ. (વહાણ)

**મીલ[૨]** સ્ત્રી. પ્રતિપક્ષ, વિરોધી પક્ષ (ટંટા-ઝગડામાં). [૦ **બાંધવી** (રૂ.પ્ર.) વિરોધી ટોળી એકઠી કરવી. **સામી મીલ બાંધી બેસવું** (-બૅસવું) (રૂ.પ્ર.) દુશ્મનાવટ કરવી]

**મીલન** ન. [સં.] બિડાઈ જવું એ, મીંચાવું એ

**મીલ-પાટ (-ટ્ય)** સ્ત્રી. [જુઓ 'મીલ[૨]' + 'પાટ' (સ્ત્રી.)] (લા.) ડબોઈ બાજુ રમાતી એક રમત

**મીલિત** વિ. [સં.] બંધ કરેલું, (૨) બિડાઈ ગયેલું. (૩) પું. [સં.,ન.] એ નામનો એક કાવ્યાલંકાર. (કાવ્ય.)

**મીં(-મિ)ચ-કાર,-રો** પું. [જુઓ 'મીં(-મી)ચવું' + સં. कार + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] આંખનો પલકારો. (૨) ઇશારો

**મીં(-મી)ચવું** સ.ક્રિ. [દે.પ્રા. मिंच] આંખ બંધ કરવી, વીંચવું. **મીં(-મિ)ચાવું** કર્મણિ., ક્રિ. **મીં(-મિ) ચાવવું** પ્રે., સ. ક્રિ.

**મીં(-મિ)ચામણાં** ન., બ.વ. [જુઓ 'મીં(-મી)ચવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] આંખો વારંવાર બંધ કરવી એ. (૨) ઇશારો

**મીં(-મિ)ચાવવું, મીં(-મિ)ચાવું** જુઓ 'મીં(-મી)ચવું' માં.

**મીં(-મી)જ** ન. [દે.પ્રા. मिंज, મધ્યવર્તી ભાગ] ગોઠલીવાળા કોઠલાનો અંદરનો ભાગ (જેવો કે 'બદામ' વગેરેનો)

**મીંજરું** જુઓ 'માંજરું.'

**મીંજવું** સ.ક્રિ. હાથથી ઘસવું, મર્દન કરવું, ચોળવું. (૨) ગૂંદવું, કચડવું. **મીંજાવું** કર્મણિ., ક્રિ. **મીંજાવવું** પ્રે,સ.ક્રિ.

**મીંજાવવું, મીંજાવું** જુઓ 'મીંજવું'માં.

**મીંડ** પું. સ્ત્રી. ગાવામાં સ્વરોના ઉચ્ચારોને ઊંચા નીચા ખેંચવાની ક્રિયા, આલાપ-ચારી. (સંગીત.)

**મીં(-મી)ડલી(-ળી)** સ્ત્રી. [જુઓ 'મીં(-મી)ડલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કપાળના વાળની ગૂંથેલી લટ. [૦ **લેવી** (રૂ.પ્ર.) લટ ગૂંથવી]

**મીંડલો(-ળો)** પું. માથું ઓળી બંને કાન ઉપરના વાળની લટ ગૂંથીને વાળવી એ. [૦ **લેવો** (રૂ.પ્ર.) લટ ગૂંથવી]

**મીંડાકાર** પું. [જુઓ 'મીંડું' + સં. आ-कार, સંધિથી] શૂન્યનો આકાર, શૂન્ય, મીંડું

**મીંડું** ન. [સં बिन्दु પું. દ્વારા] પોલું શૂન્ય, નાની ગોળ કૂંડાળી. (૨) સંખ્યાની દૃષ્ટિએ અભાવ, 'ઝીરો.' [૦ **ફેરવવું, ૦ વાળવું** (રૂ.પ્ર.) રદ કરવું. **૦ મૂકવું** (રૂ.પ્ર.) રદ કરવું. (૨) લેખામાં ન લેવું. (૩) માણસમાંથી બાતલ કરવું. **૦ વળવું** (રૂ.પ્ર.) ખતમ થઈ જવું, ખલાસ થઈ જવું, (૨) રદ થવું. (૩) નિર્વંશ જવો. **-ડે મૂકવું** (રૂ.પ્ર.) રદ-બાતલ ગણવું. **એકડા વગરનાં મીંડાં** (રૂ.પ્ર.) કશું જ કામનું નહિ, વ્યર્થ. **એના નામનું મીંડું** (રૂ.પ્ર.) સર્વથા અભાવ. **મોટું મીંડું** (રૂ.પ્ર.) તદ્દન નકામું, વ્યર્થ. (૨) નાદાન, કમ-અક્કલ, મૂર્ખ]



**મીંઢ, ૦ડું** વિ. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] બોલે નહિ ને મનમાં લુચ્ચાઈપૂર્વક દબાવીને રાખે તેવું, મીંઢું,

**મીંઢવવું** સ.ક્રિ. મેળવવું, સરખાવવું, **મીંઢવાવું** કર્મણિ, ક્રિ.

**મીંઢ(-ઢો)ળ** પું., ન. [સં. मदनफल ન,>પ્રા. मयणहल, मअणहल] એક જાતના કાંટાવાળા ઝાડનું ફળ (કે જે લગ્ન જનોઈ વગેરે પ્રસંગે ઉમેદવારને જમણે કાંડે તેમજ માણેક-થંભ કે મંડપની થાંભલીને બંધાય છે.)

**મીંઢળ-બંધો** (-બન્ધો) પું. [+ જુઓ 'બાંધવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર] જેને કાંડે પરણતી વેળા મીંઢળ બાંધેલો હોય તેવો વર. (૨) (લા.) આશાભર્યો વર. (ખાસ કરી પરણ્યા પછી વર તરતમાં મરતાં આ પ્રયોગ થાય છે.)

**મીંઢાઈ** સ્ત્રી. [જુઓ 'મીંઢું + ગુ. 'આઈ' ત.પ્ર.] મીંઢાપણું

**મીંઢિયાવળ (-ળ્ય)** સ્ત્રી. [જુઓ 'મીંઢી' + 'આવળ' સંધિથી.], **મીંઢી, ૦ આવળ** (-ળ્ય) સ્ત્રી. [+ જુઓ 'આવળ.'] એ નામની જુલાબની એક વનસ્પતિ, સોનામુખી

**મીંઢું** વિ. [જુઓ 'મીંઢ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મીંઢ.'

**મીંઢો** પું. લાકડાનો એક દોષ

**મીંઢો-હરમો(-મ્યો)** જુઓ 'મીણો-હરમો.'

**મીંઢોળ** જુઓ 'મીંઢળ.'

**મીંદડી** સ્ત્રી. બિલાડી, મીનડી, મીની, (૨) વાવ-કૂવા વગેરેમાં પડેલી વસ્તુ કાઢવાનું આંકડિયાઓવાળું એક સાધન, (૩) લંગર. [૦નાં રુવાડાં (રૂ.પ્ર.) કન્યાવિક્રયનું ધન. (૨) ધર્માદાનું દ્રવ્ય. ૦ને દૂધ ભરાવવું (કે સોંપવું) (-સોંપવું) (રૂ.પ્ર.) વાપરી નાખે તેવા માણસને વસ્તુ સોંપવી]

**મીંદડું** ન. બિલાડું [આવવું

**મીંદડો** પું. બિલાડો. [-ડે **આવવું** (રૂ.પ્ર.) બિલાડીનું ઋતુમાં

**મીંદોળિયું** ન. [જુઓ 'મીંદડું' દ્વારા.] મીંદડીનું બચ્ચું

**મીંસરું** વિ. બહુ લુચ્ચું. (૨) તોફાની

**મુ.[૧]** પું. [જુઓ 'મુરબ્બી.'] 'મુરબ્બી.'નું ટૂંકું રૂપ

**મુ,[૨]** પું. ન. [જુઓ 'મુકામ.'] 'મુકામ'નું ટૂંકું રૂપ

**મુક(-ગ)ટી** સ્ત્રી. [જુઓ 'મુક(-ગ)ટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો મુગટો, પીતાંબરી, નાનું સળિયું

**મુક(-ગ)ટો** પું. બ્રાહ્મણો કે જેનો પૂજા વગેરે પવિત્ર કાર્ય વખતે પહેરે છે તે રેશમી કે શણનું ધોતિયું, નાનું પીતાંબર

**મુકદ્દમ** જુઓ 'મુકાદમ.'

**મુકદ્દમી** જુઓ 'મુકાદમી.' [લડયા કરનાર

**મુકદ્દમે-બાજ** વિ. [જુઓ 'મુકદ્દમો' + ફા. પ્રત્યય] મુકદ્દમા

**મુકદ્દમો** પું. [અર મુકદ્દમહ્] કજિયા-દાવો (અદાલતમાં કરાતો), ખટલો, 'કેઇસ'

**મુકદ્દર** ન. [અર.] નસીબ, ભાગ્ય. [૦ **અજમાવવું** (રૂ.પ્ર.) ભાગ્યની પરીક્ષા કરવી. **૦ ચમકવું** (રૂ.પ્ર.) ભાગ્યોદય થવો]

**મુકનો** પું. [અર. મિક્નહ્] ઓઢલ, બુરખો

**મુકબરો** જુઓ 'મકબરો.'

**મુકમ્મ(-મ્મિ)લ** વિ. [અર. મુકમ્મલ્] સંપૂર્ણ, પૂરેપૂરું

**મુકરદમ** જુઓ 'મુકદ્દમ' - 'મુકાદમ.'

**મુકરદમી** જુઓ 'મુકદ્દમી' - 'મુકાદમી.'

**મુકરદમો** જુઓ 'મુકદ્દમો.'

**મુકરબો** જુઓ 'મકરબો' - 'મુકબરો.'

**મુકરર** ક્રિ. વિ. [અર. મુકર્રર્] નક્કી, નિશ્ચિત. (૨) યોગ્ય, 'એપ્રોપ્રિયેટ'

**મુ-કરવું** અ. ક્રિ. [સં. मा + કરવું] નામુકર જવું. [મુકરી જવું (રૂ.પ્ર.) કહીને ફરી જવું]

**મુકરી** સ્ત્રી. [હિં.] ચાર ચરણોની કડીનો એક કાવ્ય-પ્રકાર

**મુકર્રમ** વિ [અર.] આબરૂ વધારનાર, માન આપનાર

**મુકર્રર** જુઓ 'મુકરર.'

**મુકલ** ન. એ નામનો એક છોડ, લાલ ઇંદ્રાયણ, કાક-પાલમ

**મુકાણ** ન. [જુઓ 'મૂકવું' + ગુ. 'આણ' કૃ. પ્ર.] જતું કરવું એ. (૨) વ્યાજ વગેરેની ગણતરી વખતે થોડું જતું કરવું એ

**મુકાતી** જુઓ 'મકાતી.' (૨) પું. રૂપિયા પારખવાનું કામ કરનાર. (૩) એવી એક ધંધાને કારણે અટક અને એવો આદમી. (સંજ્ઞા.)

**મુકાદમ** પું. [અર. મુકદ્દમ્] આગેવાન, આગળ ચાલનાર. (૨) મજૂર - કારીગર વર્ગનો અગ્રણી મજૂર-કારીગર. (૩) દારોગો, જમાદાર. (૪) મારફતિયો

**મુકાદમી** સ્ત્રી. [અર. મુકદ્દમી] મુકાદમનું કામ

**મુકાબ(-બિ)લ** વિ. [અર. મુકાબિલ્] અસલ સાથે સરખાવેલું. મેળવેલું. (૨) મુકાબલામાં આવનારું

**મુકાબલો** પું. [અર. મુકાબલહ્] તુલના—સરખામણી કરવી એ. (૨) બરોબરી કરવી એ. (૩) હરીફાઈ કરવી એ. (૪) સરસાઈ કરવી એ

**મુકાબિલ** જુઓ 'મુકાબલ.'

**મુકામ** પું. ન. [અર.] ઉતારો, પડાવ, શિબિર, છાવણી, 'કૅમ્પ.' (૨) રહેઠાણનું ગામ કે નગર. [૦ ઉઠાવવો, ઉપાડવો (રૂ.પ્ર.) બીજી જગ્યા તરફ વિદાય લેવી. ૦ કરવો, ૦ ના(-નાં)ખવો (રૂ.પ્ર.) પડાવ નાખવો, છાવણી કરવી]

**મુકામી** વિ. [+ ગુ 'ઈ' ત.પ્ર.] કંમામી મુકામ કરનાર, 'રેસિડન્ટ.' (૨) રહીશ. (૩) કાયમી ['મુકાણ.'

**મુકાવ** પું. [જુઓ 'મૂકવું' + ગુ. 'આવ, કૃ. પ્ર.] જુઓ

**મુકાવવું, મુકાવું** જુઓ 'મૂકવું'માં.

**મુકુટ** પું. [સં.] મુગટ, તાજ

**મુકુટ-ધારી** વિ. [સં.,પું.] માથા ઉપર મુગટ ધારણ કરનાર

**મુકુટ-મણિ** પું. [સં.] મુગટ ઉપરનો મણિ, શિરોમણિ. (૨) વિ. (લા.) વડીલ તરીકે શોભાવનાર [છે તેવું

**મુકુટી**[1] વિ. [સં.,પું.] જેણે માથા ઉપર મુગટ ધારણ કર્યો

**મુકુટી**[2] સ્ત્રી. આંગળી મરડવી એ. (૨) ચપટી વગાડવી એ

**મુકુર** પું. [સં.] અરીસો, દર્પણ, ચાટલું, આયનો. (૨) મુકુલ, મોર

**મુકુલ** પું. [સં.] વૃક્ષો વેલી વેલામાં આવતો ફૂલોનો મોર, મુકુર, મોર. (૨) અડધું ખીલેલું તે તે ફૂલ, માંજરમાંનું તે તે ખૂલતું આવતું ફૂલ

**મુકુલિત** વિ. [સં.] જેમાં કોર અને મોર આવ્યો છે તેવું, મોરેલું. (૨) અડધું ઊઘડેલું કે ખીલેલું. (૩) કળીઓવાળું

**મુકુંદ** (મુકુન્દ) પું. [સં.] ભગવાન વિષ્ણુ. (સંજ્ઞા.) (૨) એક પ્રકારનો તાલ. (સંગીત.) [પૂરતો મર્યાદિત

**-મુક્કર** જુઓ 'મુકરર' - 'મુકર્રર.' આ માત્ર 'ના-મુક્કર'

**મુક્કરર** જુઓ 'મુકરર' - 'મુકર્રર.

**મુક્કા** સ્ત્રી. લાજ, મર્યાદા

**મુક્કાટવું** સ. ક્રિ. [જુઓ 'મુક્કો.' ના. ધા.] મુક્કે મુક્કે મારવું. મુક્કાટાવું કર્મણિ., ક્રિ. મુક્કાટાવવું પ્રે., સ. ક્રિ.

**મુક્કાટાવવું, મુક્કાટાવું** જુઓ 'મુક્કાટવું'માં.

**મુક્કા(-ક્કે)-બાજ** વિ. [જુઓ 'મુક્કો' + ફા. પ્રત્યય] મુક્કાબાજી કરનાર

**મુક્કા(-ક્કે)બાજી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય], **મુક્કામુક્કી** સ્ત્રી. [જુઓ 'મુક્કો,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત. પ્ર.] મુક્કાથી સામસામા લડવાની ક્રિયા

**મુક્કી** સ્ત્રી. [જુઓ 'મુક્કો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મારવામાં આવેલી મૂઠી, મૂઠીનો માર

**મુક્કે-બાજ** જુઓ 'મુક્કા-બાજ.'

**મુક્કે-બાજી** જુઓ 'મુક્કાબાજી.'

**મુક્કો** પું. [દે. પ્ર. मुक्का સ્ત્રી.] મારવા માટે ઉગામેલી મૂઠી

**મુક્ત** વિ. [સં.] છૂટું કરવામાં આવેલું, છૂટું મૂકેલું, બંધનથી છૂટેલું, 'રિલીઝ્ડ.' (૨) સ્વતંત્ર, સ્વાધીન, 'ફ્રી.' (૩) છૂટું, મોકળું. (૪) મોક્ષ પામેલું, મુક્તિ પામેલું

**મુક્તક** ન. [સં.] પૂર્ણ અર્થ અને પ્રસંગ આપતો પ્રત્યેક સ્વતંત્ર શ્લોક. (કાવ્ય.)

**મુક્ત-કંઠ** (-કણ્ઠ) વિ. [સં.] જેના કંઠમાંથી સંપૂર્ણ રીતે અવાજ નીકળે છે તેવું. (૨) ક્રિ. વિ. ખુલ્લા કંઠે, મોટા અવાજે, ખુલ્લે ગળે [તેવા ખુલ્લા વાળવાળું

**મુક્ત-કેશ** વિ. [સં.], **-શી** વિ. [સં.,પું.] ઓળ્યા ન હોય

**મુક્ત-છંદ** (-છન્દ) પું. [સં. मुक्त-च्छन्दस् ન. = मुक्त छन्दस् ન.] અપદ્યાગદ્ય, 'બ્લૅન્ક વર્સ' (ઉ.જો.)

**મુક્ત-તા** સ્ત્રી. [સં.] મુક્ત હોવાપણું. (૨) મોકળાશ

**મુક્ત-ધારા** પું. [સં.,સ્ત્રી.] કવિશ્રી અરદેશર ખબરદારે પ્રયોજેલો એક નવો છંદ, મુક્તા-ધારા, 'બ્લૅન્ક-વર્સ'ના જેવો એક પ્રકાર [(યોગ.)

**મુક્ત-પદ્માસન** ન. [સં.] યોગનું એ નામનું એક આસન.

**મુક્તવૃક્ષાસન** ન. [સં.] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**મુક્ત-વેપાર** પું [+ જુઓ 'વેપાર.'] જુઓ 'મુક્ત-વ્યાપાર.[2]'

**મુક્ત-વ્યાપાર**[1] વિ. [સં] જેણે હિલચાલ છોડી દીધી હોય તેવું. (૨) જેની હિલચાલમાં કોઈ વિઘ્ન ન હોય તેવું

**મુક્ત-વ્યાપાર**[2] પું. [સં. व्यापारનો અર્થ 'વ્યવહાર, હિલચાલ' છે, જ્યારે 'વેપાર' માટે व्यवहार છે. છેક ભાલણના સમયથી 'વેપાર'ના અર્થમાં 'વ્યાપાર' મળે છે.] ખુલ્લો કર વિનાનો વેપાર, 'ફ્રી ટ્રેઇડ' [હોય તેવું

**મુક્ત-શસ્ત્ર** વિ. [સં.] જેણે હાથમાંથી હથિયાર છોડી દીધાં

**મુક્ત-સંગ** (-સઙ્ગ) .વિ. [સં.] આસક્તિનો ત્યાગ કર્યો હોય તેવું [ઉદાર. (૩) ક્રિ વિ. ઉદારતાથી

**મુક્ત-હસ્ત** વિ. [સં.] ખુલ્લા મૂકેલા હાથવાળું. (૨) (લા.)

**મુક્તહસ્ત-વૃક્ષાસન** ન. [સં.] યોગનું એ નામનું એક આસન (યોગ.)

**મુક્તા** સ્ત્રી. [સં.] મોતી

**મુક્તા-કલાપ** પું. [સં.] મોતીનું ઝૂમખું

**મુક્તાત્મા** પું. [સં. मुक्त + आत्मा] જીવન-મરણથી છૂટેલો જીવાત્મા. (૨) કર્મ-બંધનથી છૂટો થયેલો જીવ

**મુક્તાદ** ન. [જુઓ 'મુખતાદ.'] વાર્ષિક શ્રાદ્ધ. (પારસી.)

**મુક્તા-ધારા** સ્ત્રી. પું. [સં., સ્ત્રી.] જુઓ 'મુક્ત-ધારા.'

**મુક્તા-પુંજ** (-પુઞ્જ) પું. [સં.] મોતીઓનો ઢગલો (ના.દ.)

**મુક્તા-ફલ**(-ળ) ન. [સં.] જુઓ 'મુક્તા.'

**મુક્તાવલિ**(-લી,- ળિ,-ળી) સ્ત્રી. [સં.] મોતીની સેર. (૨) મોતીની માળા [આસન. (યોગ.)

**મુક્તાસન** ન. [સં. मुक्त + आसन] એ નામનું યોગનું એક

**મુક્તા-સેર** (-રય) સ્ત્રી. [સં. मुक्ता + જુઓ 'સેર.'] મોતીની સેર, મોતીની હારડી

**મુક્તા-હાર**[૧] પું. [સં.] મોતીનો હાર

**મુક્તાહાર**[૨] વિ. [સં. मुक्त + आ-हार] જેણે ખાવાનું બંધ કર્યું હોય તેવું, અનશન-વૃત્તિ

**મુક્તિ** સ્ત્રી. [સં.] છુટકારો, 'એમ્નેસ્ટી.' (૨) મોકળાશ. (૩) જીવન-મરણમાંથી છૂટી જવું એ, મોક્ષ. [૰ **આપવી** (રૂ.પ્ર.) મુક્ત કરવું, છૂટું કરવું. ૰**પામવી** (રૂ.પ્ર.) મોક્ષ મળવો. ૰ **મળવી** (રૂ.પ્ર.) છુટકારો થવો]

**મુક્તિ-ક્ષેત્ર** ન. [સં.] જીવન-મરણથી જ્યાં મુક્તિ થવાની સુવિધા હોય તેવી જગ્યા—કાશી, મુક્તિપુરી

**મુક્તિ-દાતા** વિ, પું.] મોક્ષ-દાતા

**મુક્તિ-દાત્રી** વિ., સ્ત્રી. [સં.] મોક્ષ-દાતા (ભક્તિ)

**મુક્તિ-પત્ર** પું. [સં.,ન.] એક-બીજાના બંધનમાંથી છોડાવનારું લખાણ, ફારગતી, 'ડીડ ઑફ રિલીઝ' [લન્સ'

**મુક્તિ-પત્રિકા** સ્ત્રી. [સં.] સજાને માટેનો મુક્તિ-પત્ર, 'ઇન્ડ-

**મુક્તિ-પદ** ન. [સં.] મોક્ષનું સ્થાન, પરમ ધામ

**મુક્તિ-પુરી** સ્ત્રી. [સં.] જુઓ 'મુક્તિ-ક્ષેત્ર'-'મોક્ષ-પુરી.'

**મુક્તિ-ફોજ** સ્ત્રી. [+ જુઓ 'ફોજ.'] (લા.) ખ્રિસ્તીધર્મમાં લાવી લોકોનો ઉદ્ધાર કરવાના મિશનથી કામ કરનારી ખ્રિસ્તી મિશનરીઓની ધાર્મિક મંડળી. (સંજ્ઞા)

**મુક્તિ-માર્ગ** પું. [સં.] મોક્ષ-માર્ગ, જ્ઞાન-માર્ગ

**મુક્તિ-યજ્ઞ** પું. [સં.] (લા.) સ્વતંત્રતા મેળવવા માટેનો પ્રબળ પ્રયત્ન

**મુક્તિ-રમણી** સ્ત્રી. [સં.] મુક્તિરૂપી સુંદર સ્ત્રી (રૂપક)

**મુખ** ન. [સં.] મોઢું. (૨) આગલો ભાગ. (૩) આરંભ, શરૂઆત. (૪) બારું અને નદી જ્યાં બારામાં પડતી હોય તેટલો પ્રવાહ. (૫) નાટ્યરચનાની પાંચ સંધિઓમાંની પહેલી સંધિ. (નાટ્ય.) [**૰નાં મલોખાં કરવાં** (રૂ.પ્ર.) મોઢે મીઠું મીઠું બોલી સારું લગાડવું]

**મુખ-કમલ**(-ળ) ન. [સં.] કમળના જેવું સુંદર મોઢું

**મુખ-કલા**(-ળા) સ્ત્રી. [સં.] મોઢાનું સૌંદર્ય, મોઢાની સુંદર સિકલ

**મુખ-ગણિત** ન. [સં.] માત્ર મનથી જ ગણતરી કરતાં જેમાં જવાબ આપવાના હોય છે તેવી ગણિતની પદ્ધતિ. (ગ.)

**મુખ-ગત** વિ. [સં.] મોઢામાં જઈ રહેલું, મોઢામાંનું. (૨) મૌખિક, 'ઓરલ' (ન. બો.)

**મુખ-ચર્યા** સ્ત્રી. [સં.] મુખના હાવ-ભાવ

**મુખ-ચંદ્ર** (-ચન્દ્ર) પું. [સં.] ચંદ્રના જેવું સુંદર મોઢું

**મુખ-ચિત્ર** ન. [સં.] પુસ્તકના પૂંઠા ઉપરનું ચિત્ર, 'ફ્રન્ટિસ્પીસ'

**મુખ-જ(-જુ)બાની** સ્ત્રી. [+ જુઓ 'જ(-જુ)બાની.'] મોઢેથી આપવાની સાક્ષી [બખ્તર

**મુખ-ટોપ** પું. [+ જુઓ 'ટોપ.'] મોઢાનું એક પ્રકારનું

**મુખડલું** ન. [જુઓ 'મુખડું' + ગુ. 'લ' ત.પ્ર. પરંતુ સ્વાભાવિક 'લ' મધ્યગ = 'મુખલડું.'] જુઓ 'મુખલડું.' (પદ્યમાં.)

**મુખડું** ન. [સં. मुख + 'ડું' સ્વાર્થે ત.પ્ર.] મુખ, મોઢું (પદ્યમાં.)

**મુખ-ડો** પું. [જુઓ 'મુખડું.'] સંગીત શરૂ કરતાં પહેલાં તાલનો બાંધવામાં આવતો મહોરો. (સંગીત.) (૨) વહાણનું મોઢું. (વહાણ.)

**મુખતાદ** જુઓ 'મુક્તાદ.'

**મુખ-તાલ** પું. [સં.] જુઓ 'મુખ-ડો.' (સંગીત.)

**મુખતેસર** વિ. [અર. મુખ્તસર્] સારરૂપ, મુદ્દાનું, મુદ્દાસરનું. (૨) અગત્યનું (ખાસ કરી લખાણ)

**મુખત્યાર** વિ. [અર. મુખ્તાર્] પોતાની મરજીમાં આવે તેમ કરવાની જેણે સત્તા હાથ કરી હોય તે, અધિકૃત કુલ અખત્યારવાળું, 'ઑથૅારાઇઝ્ડ,' 'ઍટર્ની')

**મુખત્યાર-નામું** ન. મુખત્યાર-પત્ર પું. [+ સં.,ન.] સંપૂર્ણ અધિકાર આપવાનું લખત, અખત્યાર-પત્ર, અધિકૃતિ, 'ઑથૉરિઝેશન-લેટર,' 'પ્રૉક્યોરેશન,' 'લેટર ઑફ ઍટર્ની,' 'પાવર ઑફ ઍટર્ની'

**મુખત્યારી** સ્ત્રી. [અર. મુખ્તારી] મુખત્યારપણું, અપાયેલો અખત્યાર, 'ઑથૉરિઝેશન'

**મુખ-દુર્ગંધ** (-દુર્ગન્ધ) પું. [સં.], (દુર્ગન્ધ્ય) સ્ત્રી. [+ ગુ.], **-ધી** (-દુર્ગન્ધી) સ્ત્રી.[+ ગુ. 'ઈ' ત. પ્ર.] દાંતના રોગને કારણે મોઢામાંથી નીકળતી બદબો [દોષ

**મુખ-દોષ** પું. [સં.] (લા.) બોલવામાં થયેલી ભૂલ, વાણી-

**મુખ-દ્વાર** ન. [સં.] મકાનનું મુખ્ય બારણું, સિંહ-દ્વાર, 'ફ્રેકેઇડ' (સ. ક.) [ચંદો, 'ડાયલ'

**મુખ-પટ** પું. [સં.] ઓઝલ, બુરખો. (૨) ઘૂમટો. (૩)

**મુખ-પત્ર** ન. [સં.] પુસ્તક વગેરેનું આગલું પાનું, મુખ-પૃષ્ઠ, 'ટાઇટલ પેઇજ' (મ.સૂ.) (૨) અમુક મંડળ કે સંસ્થાનું પોતાનું સમાચાર-પત્ર, 'ઑર્ગન' (વિ.ક.)

**મુખ-પત્રિકા** સ્ત્રી. [સં.] મૂમતી. (૨) જુઓ 'મુખ-પત્ર(૨).'

**મુખ-પદ્મ** ન. [સં.] જુઓ 'મુખ-કમલ.'

**મુખ-પરીક્ષા** સ્ત્રી. [સં.] મોઢાનાં સામુદ્રિક ચિહ્નો ઉપરથી કરવામાં આવતું નિદાન. (૨) મોઢા ઉપરનાં કે અંદરનાં ચિહ્નોથી કરવામાં આવતું રોગનું નિદાન. (૩) મૌખિક તપાસણી, 'ઓરલ એક્ઝામિનેશન,' 'ઓરલ ટેસ્ટ'

મુખ-પાક પું. [સં.] મોઢું પાકી જવાનો રોગ
મુખ-પાઠ પું. [સં.] યાદ રાખી મોઢે ભણી જવું એ, કંઠાગ્ર હોવું એ, પઠન, 'રિસાઇટલ'
મુખપાઠ-પદ્ધતિ સ્ત્રી. [સં.] શિક્ષણ-શાસ્ત્રની મુખ-પાઠ કરવાની એક રીત, 'રેસિટેશન મેથડ'
મુખપાઠી વિ. [સં.,પું.] મોઢેથી યાદદાસ્ત પ્રમાણે ભણી -બોલી જનાર [અપાતો પહેલો પિંડ
મુખ-પિંડ (-પિણ્ડ) પું. [સં.] મૃતાત્મા પાછળના શ્રાદ્ધમાં
મુખ-પીડા [સં.] રોગને લઈ મોઢામાં થતું દુઃખ
મુખ-પૃષ્ઠ ન. [સં.] પુસ્તકનું પૂંઠા ઉપર તેમ અંદરને ભાગે આવતું પહેલું પાનું, 'ટાઇટલ'
મુખ-પ્રદાહ પું. [સં.] મોઢાનો એક પ્રકારનો દાહ-રોગ
મુખ-બંધ (-બન્ધ) પું. [સં.] મોઢું બાંધવાનું સાધન. (૨) પ્રાસ્તાવિક લખાણ, આમુખ, બે બોલ. (૩) ગરદન મારવાનો એક સંચો, 'ગિલોટાઇન'
મુખ-બંધન (-બંધન) ન. [સં.] મોઢું બાંધવું એ. (૨) મોઢે બાંધવાનું કપડું. (૩) મોરડો, સીંકલી (બળદ ઊંટ વગેરેને માટે)
મુખબંધની (-બન્ધની) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મોઢું બાંધવા વપરાતી સીંકલી [દરવાજો (ના.દ.)
મુખ-બાર ને. [+ જુઓ 'બાર.[૧]'] આગળનું બારણું, મુખ્ય
મુખ-ભંગ (-ભઙ્ગ) પું. [સં.] અપમાન ઠપકા વગેરેથી મોઢું વીલું થવું એ. (૨) વિ. વીલા થયેલા મોઢાવાળું
મુખ-ભાગ પું. [સં.] ચહેરો. (૨) મહોરો, 'ફેસેઇડ'
મુખ-ભાવ પું. [સં.] મોઢા ઉપર જણાતી લાગણી, ચહેરા ઉપરથી કળાતી માનસિક અસર
મુખમલ જુઓ 'મખમલ.'
મુખ-મંડન (-મણ્ડન) ન. [સં.] મોઢાનો શણગાર કરવો એ
મુખ-મંડલ(-ળ) (-મણ્ડલ-ળ) ન. [સં.] સમગ્ર ચહેરો
મુખ-માધુર્ય ન. [સં.] મોઢાની મધુરતા, બોલવામાં મીઠાશ
મુખ-માર્જન ન. [સં.] મોઢું ધોવાની ક્રિયા. (૨) (લા.) ખુશામત [(૨) પ્રસ્તાવના. (નર્મદ.)
મુખ-મુદ્રા સ્ત્રી. [સં.] મોંનો દેખાવ, ચહેરો, સૂરત. (૨)
મુખર વિ. [સં.] અગ્ર ભાગે રહેલું. (૨) ખડખડતું (ઝાંઝર વગેરે). (૩) વાચાળ, બોલકું. (૪) પું. આગેવાન, અગ્રેસર, અગ્રણી, નાયક [એક દેવ છે.)
મુખર-તા સ્ત્રી. [સં.] મુખર હોવાપણું, બોલકણા-વેડા (એ
મુખ-રસ પું. [સં.] થૂંક. (૨) લાળ
મુખ-રાગ પું. [સં.] મોઢા ઉપરનો રંગ. (૨) મોઢાની કુદરતી લાલાશ [બોલકણું, મુખર
મુખરિત વિ. [સં.] ખડખડતું (નુપૂર વગેરે). (૨) વાચાળ,
મુખ-રેખા સ્ત્રી. [સં.] મોઢા ઉપરની તે તે સામુદ્રિક લીટી. (૨) છબી, 'આઇકોન' (બ.રા.) [મોંનો વ્યાધિ
મુખ-રોગ પું. [સં.] માણસ પશુ પક્ષી વગેરેને થતો મોઢા-
મુખ-લક્ષણ ન. [સં.] મોઢા ઉપરનું તે તે ચિહ્ન
મુખલક્ષણ-વિદ વિ. [+ સં. °विद्], મુખલક્ષણ-વેત્તા વિ. [સં., પું.] મુખ ઉપરનાં સામુદ્રિક ચિહ્નોના ફલાદેશનું જ્ઞાન ધરાવનાર, મુખલક્ષણશાસ્ત્રી
મુખલક્ષણ-શાસ્ત્ર ન. [સં.] મુખસામુદ્રિક-શાસ્ત્ર
મુખલક્ષણશાસ્ત્રી વિ. [સં.,પું.] જુઓ 'મુખલક્ષણ-વિદ.'
મુખલડું ન. [જુઓ 'મુખડું' + ગુ. 'લ' મધ્યગ.] જુઓ 'મુખડું.' (પદ્યમાં.) [લાલાશ
મુખ-લાલી સ્ત્રી. [સં. + જુઓ 'લાલી.'] મોઢાની તંદુરસ્ત
મુખ-વચન ન. [સં.] મોઢામાંથી બોલેલો બોલ. (૨) મુદ્રા-લેખ, જીવન-સૂત્ર, સૂત્ર-વાક્ય, 'મોટો' (મ.સૂ.)
મુખ-વટો પું. [સં. + સં. °वर्तक > પ્રા. °वट्टअ-] બુરખો, ઓઝલ. (૨) ઘૂમટો. (૩) કૃત્રિમ મહોરું. (૪) પેટથી ઉપરનો ભાગ, 'બસ્ટ.' (૫) પ્રસ્તાવના. (નાટ્ય.)
મુખ-વસ્ત્ર ન. [સં.] મોઢા આડું રખાતું કપડું. (૨) મૂમતી. (૩) મોઢું લૂંછવાનું કપડું. [૦ કરવું (રૂ.પ્ર.) ઠાકોરજીને ભોગ ધરાવ્યા પછી દૂરથી મોઢું લૂંછવાની ક્રિયા કરવી]
મુખ-વસ્ત્રિકા સ્ત્રી. [સં.] મુખ-પત્રિકા, મૂમતી
મુખ-વાચન ન. [સં.] મોઢેથી વાંચવું એ
મુખ-વાદ પું. [સં.] મોઢાની ચર્ચા [તે તે વાજું
મુખ-વાદ્ય ન. [સં.] મોઢેથી છિદ્રોમાં પવન ભરી વગાડવાનું
મુખ-વાસ પું. [સં.] ભોજન કર્યા પછી ખાવામાં આવતા સોપારી એલચી વગેરે પદાર્થ
મુખ-વિકાર પું., મુખ-વિકૃતિ સ્ત્રી. [સં.] મોઢામાં કોઈ રોગને લઈ થતો ફેરફાર
મુખ-શાસ્ત્ર ન. [સં.] જુઓ 'મુખસામુદ્રિક-શાસ્ત્ર.'
મુખ-શુદ્ધિ સ્ત્રી. [સં.] મોઢું સાફ કરવાની ક્રિયા (દાતણ કરવું તેમ સોપારી વગેરે ખાવાં એ)
મુખ-શોધન ન. [સં.] જુઓ 'મુખ-શુદ્ધિ.' (૨) મોઢાના રોગની ચિકિત્સા [લાલી
મુખ-શ્રી સ્ત્રી. [સં.] મુખની શોભા, મોઢાનું તેજ, ચહેરાની
મુખ-સજાવટ (-ટય) સ્ત્રી. [સં. + જુઓ 'સજાવટ.'] નટ નટીઓ વગેરેનાં મોઢાંને રંગ-રેખા વગેરે પૂરવાની ક્રિયા, 'મેઇક-અપ'
મુખ-સંદેશ (-સન્દેશ) પું. [સં.] મોઢાનો સંદેશો
મુખ-સંધિ (-સન્ધિ) સ્ત્રી. [સં.,પું.] નાટ્ય-રચનાની પાંચ સંધિઓમાંની પહેલી સંધિ. (નાટ્ય.)
મુખ-સામુદ્રિક ન. [સં.] મોઢા ઉપરનાં ચિહ્નો ઉપરથી માણસનાં ગુણ-લક્ષણ જાણવાનું શાસ્ત્ર
મુખસામુદ્રિક-વિદ [+ સં. °विद्], મુખસામુદ્રિક-વેત્તા વિ. [સં.,પું.] મુખસામુદ્રિકનું જ્ઞાન ધરાવનાર, મુખસામુદ્રિકશાસ્ત્રી
મુખસામુદ્રિક-શાસ્ત્ર ન. [સં.) 'મુખ-સામુદ્રિક.'
મુખસામુદ્રિકશાસ્ત્રી વિ. [સં.,પું.] જુઓ 'મુખસામુદ્રિક-વિદ.'
મુખ-સૂત્ર ન. [સં.] જુઓ 'મુખ-વચન(૨)'–'મોટો' (કે.હ.)
મુખ-સૌષ્ઠવ ન. [સં.] મોઢાનું ઘાટીલાપણું, મોંનું સુરેખપણું
મુખ-સ્થ વિ. [સં.] મોઢે રહે તેવું, મોઢે રહેલું, કંઠ-સ્થ
મુખ-સ્રાવ પું. [સં.] મોઢામાંથી લાળ ઝરવાનો એક રોગ
મુખાકૃતિ સ્ત્રી. [સં. मुख + आ-कृति] મોઢાનો આકાર, ચહેરો (૨) વિ. મુખ-સ્થ, કંઠ-સ્થ
મુખાગ્ર ન. [સં. मुख + अग्र] મોઢાનો આગળનો ભાગ.
મુખાબ્જ ન. [સં. मुख + अब्ज], -રવિંદ (-રવિન્દ) ન. [+ સં. अरविन्द] જુઓ 'મુખ-કમલ.'

**મુખાવલોકન** ન. [સં. मुख + अव-लोकन] મંગલ કાર્યે પ્રસંગે કાંસાની વાટકીમાં નાખેલા પ્રવાહી ઘીમાં વર-કન્યા એક-બીજાનું મોઢું જોવાની ક્રિયા કરે છે એ (જે પછી એ વાટકો દાનમાં અપાય છે.) ['મુખ-કમલ.'

**મુખાંબુજ** (મુખામ્બુજ) ન. [સં. मुख + अम्बुज] જુઓ

**મુખિયાજી** પું., બ.વ. [જુઓ 'મુખિયો' + 'જી' માનાર્થે.] જુઓ 'મુખિયો.' [સીવવાની સૂતળીનું ગૂંચળું

**મુખિયું¹** ન. [સં. मुख + ગુ. 'ઇયું' ત.પ્ર.] કોથળા વગેરે

**મુખિયું²** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મુખ્ય, પ્રધાન, મુખી

**મુખિયો** વિ., પું. [સં. मुख + ગુ. 'ઇયું' ત.પ્ર.] મંદિરમાં ઠાકોરજીની સેવા કરનાર મુખ્ય સેવક. (પુષ્ટિ.) (૨) મુખ્ય માણસ, મુખી

**મુખી** વિ., પું. [સં.,પું.] મુખ્ય માણસ, પટેલ. (૨) ખોજાઓની જમાતનો મુખ્ય માણસ

**મુખી-પદ** ન. [+ સં.], **-દું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] મુખીનો દરજ્જો કે હોદ્દો

**મુખોદ્ગત** વિ. [સં. मुख + उद्गत] મુખમાંથી નીકળેલું

**મુખોમુખ** ક્રિ.વિ. [સં. मुख,-દ્વિર્ભાવ] મોઢામોઢ

**મુખ્તસર** વિ. [અર.] જુઓ 'મુખતેસર.'

**મુખ્ય** વિ. [સં.] આદ્ય, અગ્રણી, નાયક, પ્રધાન, 'ચીફ,' 'હેડ.' (૨) મુખ્ત, 'મેજર.' (૩) સર્વોપરિ, 'સુપ્રીમ.' (૪) આરંભક, 'પ્રાઇમરી.' (૫) પ્રધાનસત્તાધારી, 'ડોમિનન્ટ'

**મુખ્ય-તમ** વિ. [સં.] સૌથી આદિમાં રહેલું, પ્રધાન-તમ

**મુખ્યતઃ** ક્રિ.વિ. [સં.] મુખ્યત્વે, ખાસ કરીને, પ્રધાનપણે

**મુખ્ય-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] મુખ્ય હોવાપણું, પ્રધાન-તા

**મુખ્યત્વે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] મુખ્ય કરીને, મુખ્યતઃ, ખાસ કરીને, પ્રધાનપણે. [૦ કરીને (રૂ.પ્ર.) મુખ્યત્વે]

**મુખ્ય પ્રધાન** પું. [સં.] મુખ્ય મંત્રી, 'ચીફ મિનિસ્ટર'

**મુખ્ય શિક્ષક** પું. [સં.] મહેતાજી, 'હેડમાસ્તર'

**મુખ્ય શિક્ષિકા** સ્ત્રી. [સં.] મહેતીજી, 'હેડમિસ્ટ્રેસ'

**મુખ્યાક્ષીકરણ** ન. [સં. मुख्य + अक्षी-करण] સમાંતર લીટી દોરવાની ક્રિયા. (ગ.)

**મુખ્યાત્મા** પું. [સં. मुख्य + आत्मा] શરીરમાંના પાંચ કોશનો સાક્ષી આત્મા, અંતરાત્મા [બ્રહ્માનંદ

**મુખ્યાનંદ** (-નન્દ) પું. [સં. मुख्य + आनन्द] બ્રહ્મનો આનંદ,

**મુખ્યાનુવાદી** વિ., પું. [સં. मुख्य + अनु-वादी, पुं.] શુદ્ધ સાત સ્વરોમાં અંશસ્વરથી આરોહમાં ત્રીજો ('ગ') અને અવરોહમાં ત્રીજો ('ધ') એ પ્રત્યેક સ્વર. (સંગીત.)

**મુખ્યાર્થ** પું. [સં. मुख्य + अर्थ] પ્રધાન માઇનો, શબ્દનો વાચ્યાર્થ. (કાવ્ય.)

**મુખ્યાંક** (મુખ્યાઙ્ક) પું. [સં. मुख्य + अङ्क] મુખ્ય સંખ્યાંક

**મુખ્યાંશ** (મુખ્યાંશ) પું. [સં. मुख्य + अंश] મુખ્ય ભાગ

**મુખ્યાંશ-ધારી** (મુખ્યાંશ-), **મુખ્યાંશ-ભાગી** (મુખ્યાંશ-) વિ. [સં.,પું.] મુખ્ય ભાગીદાર

**મુગટ** પું. [સં. मुकुट, શૌર. પ્રકારનો આંતરિક વિકાર क > ग; બાકી અબાધિત] જુઓ 'મુકુટ.'

**મુગટ-ધારી** વિ. [+ સં.,પું.] જુઓ 'મુકુટ-ધારી.'

**મુગટ-મણિ** પું. [+ સં. मणि] જુઓ 'મુકુટ-મણિ.'

**મુગટી** જુઓ 'મુકટી.'

**મુગટો** જુઓ 'મુકટો.'

**મુગડી** સ્ત્રી. પિત્તળ ગાળવાની માટીની કૂંડી. (૨) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું, ભુગડી

**મુગણી** સ્ત્રી. રાંધેલા ચોખાની મસાલો નાખી બનાવેલી એક પ્રકારની પૂરી, ખીચિયું

**મુ(-મ)ગદળ** ન. [સં. मुद्गर, पुं.] જુઓ 'મુદ્ગર(૧)

**મુગ(-ઘ)લ** વિ., અને પું. [તુર્કી.] ઈરાન અને તાર્તાર તરફની અને ત્યાંથી ભારતવર્ષમાં ઊતરી આવેલી એકર પ્રજા અને એનો પુરુષ, મોગલ. (સંજ્ઞા.)

**મુગ(-ઘ)લાઈ¹** વિ. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] મુગલ સત્તાને લગતું, મોગલાઈ

**મુગ(-ઘ)લાઈ²** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] મુગલ શહેનશાહત, મોગલાઈ. [૦ ચલાવવી (રૂ.પ્ર.) સરમુખત્યાર સત્તાથી રાજ્ય કરવું] [સ્ત્રીપ્રત્યય.] મુગલ સ્ત્રી

**મુગ(-ઘ)લાણી** સ્ત્રી. [જુઓ 'મુગ(-ઘ)લ' + ગુ. 'આણી'

**મુગા-સાડી** સ્ત્રી. ચોકડી-ભાતનો એક રેશમી સાડલો

**મુગિયું** ન. વસાણાનો એક પ્રકાર

**મુગો** પું. નસકોરાં વચ્ચેની ચામડી. (૨) બે હોઠ વચ્ચેનો ખાડો. (૩) ગાડામાં લોઢાની પટ્ટીનો વાંકો વાળેલો છેડો

**મુગ્ધ** વિ. [સં.] મોહ પામેલું. (૨) અણસમજુ, અભોર. (૩) નિર્દોષ. (૪) મોહિત થયેલું. પ્રેમ-મુગ્ધ

**મુગ્ધ-તા** સ્ત્રી., **-ત્વ** ન., **મુગ્ધ-ભાવ** [સં.] મુગ્ધ હોવાપણું

**મુગ્ધા** વિ., સ્ત્રી. [સં.] જુવાની-તાજી ફૂટી હોય તેવી ઊગતી આવતી સ્ત્રી કે નવોઢા. (૨) કામચેષ્ટાનો હજી ખ્યાલ નથી તેવી નાયિકા. (નાટ્ય.)

**મુગ્ધાક્ષી** વિ., સ્ત્રી. [સં. मुग्ध + अक्षि, સમાસમાં अक्ष + સં. 'ई' સ્ત્રીપ્રત્યય] શરમાળ અભોર આંખવાળી

**મુગ્ધા-ભાવ** પું. [સં.] હજી કામ-વિકારની અસર નથી થઈ તેવી દશા, મુગ્ધ અવસ્થા. (નાટ્ય.)

**મુઘલ** જુઓ 'મુગલ.'

**મુઘલાઈ¹⁻²** જુઓ 'મુગલાઈ¹⁻².'

**મુચ(-ચુ)કુંદ** (-કુન્દ) પું. [સં.] શ્રીકૃષ્ણના સમયનો એક પૌરાણિક રાજવી. (સંજ્ઞા.)

**મુચરકો** પું. [તુર્કી. મુચક્લહ્] 'ગુનો ફરી કરું તો દંડ કે સજા ખમવાની બાંહેધરી આપું છું' એ જાતનું લખી આપેલું જામિન-ખત, 'રેકોગ્નિઝન્સ.' [૦ કરી આપવો, ૦ લખી આપવો (રૂ.પ્ર.) લખીને બાંહેધરી આપવી]

**મુચુકુંદ** (-કુન્દ) જુઓ 'મુચકુંદ.'

**મુછાળવો, મુછાળો** વિ., પું. [જુઓ 'મૂછ' + ગુ. 'આળું' + ગુ. 'વ' સ્વાર્થે ત.પ્ર.] મૂછવાળો. (૨) (લા.) મરદ, બહાદુર, ભાયડો [એક ઘાસ

**મુછેલ** ન. [જુઓ 'મૂછ' દ્વારા.] છેડે મૂછ જેવાં ફૂલવાળું

**મુછો** પું. જ્યાંથી લાકડું ઊભું ચીરી શકાય તે છેડો. (૨) પાટડાનો છેડો. (૩) લોટો અંદરથી સાફ કરવાનો પીછડો

**મુજ, ૦ને** જુઓ 'મુઝ,૦ને.'

**મુજન્નસ** વિ. [ફા.] વર્ણ-સંકર. (૨) ઘોડાનો એક મિશ્ર પ્રકાર (ઈરાની અને તુર્કીનું મિશ્રણ)

**મુજબ** ના.યો. [અર. મુજિબ્] પેઠે, માફક, જેમ, પ્રમાણે, અનુસાર, 'ઍઝ પર'

**મુજરાઈ** સ્ત્રી. [જુઓ 'મુજરો' + ગુ. 'આઈ' ત.પ્ર.] હિસાબ પેટે અપાતી રકમ. (૨) વિઘોટીમાંનો ઘટાડો

**મુજરે** ક્રિ.વિ. [જુઓ 'મુજરો' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] વળતર હિસાબમાં, માગતામાંથી વાળી લઈ ને, મજરે

**મુજરો** પું. [અર. મુજરા] વંદન, નમન, સલામ. (૨) નાયિકા ગણિકા તવાયફ વગેરેનું ગાન-તાન. (૩) શરણાઈ-વાળા વગાડીને સલામી આપે છે એ ક્રિયા

**મુજાહિમત** સ્ત્રી. [અર. મુજાહિમત્] પ્રતિબંધ, રુકાવટ, અટકાવ. (૨) ટીકા-ટિપ્પણ, વિવરણ, વિવેચન. (૩) (લા.) ઓતરણાં

**મુજાયો** પું. [અર. મુજાયકહ્] મહત્ત્વ, મહત્તા, વજન, ભાર. (૨) અગત્ય. (૩) દરકાર [ખાતાનો શબ્દ)

**મુજાફત** સ્ત્રી. [અર. મુજાઅફત્] બેવડું, દુપટ (રેવ-યૂ

**મુ(-મું)જાવર** પું. [અર. મુજાવિર્] કબરનો રખેવાળ

**મુ(-મું)જાવરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મુંજાવરની કામ-ગીરી

**મુજાહિદ** વિ. [અર.] ધાર્મિક સ્વયંસેવક

**મુઝાર** (-રય) જુઓ 'મોઝાર.'

**મુ(-મું)ઝાવર** જુઓ 'મુજાવર.' (ના.દ.)

**મુઠીઓ** પું. તાણીને બાંધેલું દોરડું ખેંચવા કે ઢીલું કરવા જમણા હાથે દાટેલો ખીલો

**મુટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [સં. मुष्टिका > પ્રા. मुट्ठिआ] જુઓ 'મૂઠી.'

**મુટ્ઠી(-ઠ્ઠી)-ભર** જુઓ 'મૂઠી-ભર.'

**મુટ્ઠો(-ઠ્ઠો)** જુઓ 'મૂઠો.'

**મુડદાર-શિં(-શીં,-સિં,-સીં)ગ** જુઓ 'મરડા-શિંગ.'

**મુડદાલ** વિ. [ફા. મુર્દાર્] મરી ગયેલા જેવું, અશક્ત. નિર્બળ, નિર્માલ્ય. (૨) મરી ગયેલા ઢોરનું (માંસ)

**મુડદું** ન. [ફા. મુર્દહ્] મડદું, મડું, શબ, લાશ, લોથ

**મુડસાઈ** સ્ત્રી. [કચ્છી.] અભિમાન, અહંકાર, ગર્વ, હું-પદ, ખોટી મોટાઈ. (૨) વાયડાઈ. (૩) બહાદુરી [ગર્વીલું

**મુડસાયું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] અભિમાની, અહંકારી,

**મુતરડી** સ્ત્રી. [જુઓ 'મુતરવું' દ્વારા.] મૂતરવાનું સ્થાન, પેશાબખાનું, 'યુરિનલ.'

**મુતરણી**[1] સ્ત્રી. [જુઓ 'મુતરણું[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પેશાબ કરવાની હાજત. (૨) ઊંઘમાં પેશાબ થઈ જવાનો રોગ [સ્ત્રીપ્રત્યય.] મૂતરવાની ઇંદ્રિય

**મુતરણી**[2] સ્ત્રી. [જુઓ 'મુતરણું[2]' + ગુ. 'અણું' 'ઈ'

**મુતરણું**[1] ન. [જુઓ 'મૂતરવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] મૂતરવાનો રોગ

**મુતરણું**[2] વિ. [જુઓ 'મૂતરવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] વારંવાર મૂતર્યા કરનારું. (૨) ન. મૂતરવાની ઇંદ્રિય

**મુતરાણી** સ્ત્રી. [જુઓ 'મૂતરવું' + ગુ. 'આણી' કૃ.પ્ર.] પેશાબની હાજત. (૨) પેશાબની ઇંદ્રિય. [૦ સુકાઈ જવી, સુકાવી (રૂ.પ્ર.) ખૂબ ડરવું. (૨) મૂંઝ ઊઠવું.]

**મુતરાણું** વિ. [જુઓ 'મૂતરવું' + ગુ. 'આણું' કૃ.પ્ર.] મૂતર-વાની હાજતવાળું

**મુતરાવવું** જુઓ 'મૂતરવું'માં.

**મુતરાળું** વિ. [જુઓ 'મૂતર' + ગુ. 'આળું' ત.પ્ર.] મૂતરવાળું

**મુતરિયું** ન. [જુઓ 'મૂતરવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જુઓ 'મુતરડી' [ઠામ

**મુતરેડિયું** ન. [જુઓ 'મૂતર દ્વારા.] ઢોરનું મૂતર ઊસડવાનું

**મુતલક(-ગ)** ક્રિ.વિ. [અર. મુત્લક્] તદ્દન, બિલકુલ, તમામ

**મુતવલ્લી** પું. [અર.] વ્યવસ્થાપક, વહીવટદાર, નિયામક

**મુતાબિક** ક્રિ.વિ. [અર.] અનુકૂળ. (૨) અનુસાર, પ્રમાણે

**મુતારો** પું. ડંગોરો, મોટી ડાંગ

**મુતાલિક** પું. [અર. મુતઅલ્લિક્] નાયબ દીવાન, નાયબ અમાત્ય, નાયબ પ્રધાન (જૂના સમયનો એક હોદ્દો)

**મુત્સદ્દી** વિ. [અર.] જુઓ 'મુસદ્દી'-'સ્ટેઇટ્સ-મૅન'

**મુત્સદ્દીગીરી** સ્ત્રી. [+ ફા.] જુઓ 'મુસદ્દીગીરી'–'સ્ટેઇટ્સ-મૅન-શિપ.'

**મુદ** સ્ત્રી. [સં. मुद्] મુદા, મોદ, આનંદ, પ્રસન્નતા

**મુદત** સ્ત્રી. [અર. મુદ્દત્] સમયની અમુક નક્કી કરેલી મર્યાદા કે અવધિ, કાલ-મર્યાદા, 'લિમિટેશન,' 'ટર્મ.' [૦ ઠરાવવી (રૂ.પ્ર.) અવધિનો સમય નક્કી કરવો. ૦ થવી (રૂ.પ્ર.) અવધિનો સમય પૂરો થવો. ૦ પડવી (રૂ. પ્ર.) અવધિનો નવો સમય મળવો. ૦ પાકવી (રૂ.પ્ર.) અવધિનો] સમય આવી જવો. ૦ પાડવી (રૂ.પ્ર.) અવધિનો નવો સમય આપવો. ૦ બાંધવી (રૂ.પ્ર.) અવધિનો સમય નક્કી. કરવો]

**મુદત-બંધી**[1] (-બન્ધી) સ્ત્રી. [+ ફા. 'બન્દી.'] અમુક અવધિમાં થવું-કરવું જોઇયે એવું બંધન

**મુદતબંધી**[2] (-બન્ધી) વિ. [+ જુઓ 'બાંધવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] અમુક અવધિમાં કરી નાખવાનું

**મુદત-વીત્યું** વિ. [જુઓ 'મુદત' + વીતવું' + ગુ. 'યું' ભૂ.કૃ. શરતી સમય પસાર થઈ ગયા પછીનું, 'ઓવર-ડ્યૂ'

**મુદત-સર** ક્રિ.વિ. [+ 'સર' પ્રમાણે] મુદત પ્રમાણે, નક્કી થયેલી કાલ-મર્યાદા પૂરી થતાં

**મુદતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] અમુક અમુક કાલ-મર્યાદાએ થતું કે આવતું. [-યો તાવ (રૂ.પ્ર.) અમુક ચોક્કસ સમયના ગાળા સુધી રહેતો તાવ, 'ટાઇફૉઇડ'

**મુદતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મુદત ઠરાવી હોય તેવું, 'પિરિયૉડિકલ' (બ.ક.ઠા.), 'સીઝનલ,' 'ટેન્યોર,' 'ફિક્સ્ડ, 'ફ્લોટિંગ,' 'ટાઇમ્લી' [આનંદ-વિભોર

**મુદ-માતું** વિ. [સં. मुद् + જુઓ 'માતું.'] આનંદથી મસ્ત,

**મુદલ** જુઓ 'મુદ્લ.'

**મુદા**[1] સ્ત્રી. [સં.] જુઓ 'મુદ.'

**મુદા**[2] ક્રિ. વિ. [સં. मुद् + સં. 'आ' ત્રી. વિ., એ. વ.] આનંદપૂર્વક, પ્રસન્નતાથી, પ્રસન્ન ચિત્તે

**મુદિત** વિ. [સં.] આનંદ પામેલું, પ્રસન્ન થયેલું

**મુદિતા** વિ., સ્ત્રી. [સં.] આનંદ, પ્રસન્નતા. (૨) સમાધિને યોગ્ય સંસ્કાર ઉત્પન્ન કરનારું એક પરિ-કર્મ. (યોગ.) (૩) નાયિકાનો એક પ્રકાર. (નાટ્ય.)

**મુદ્ગ** પું. [સં.] મગ નામનું કઠોળ

**મુદ્ગર** ન. [સં.,પું.] ગદા (કસરત માટેનું લાકડાનું એક મજબૂત સાધન), મગદળ, મુગદળ. (૩) લાડુ માટેનાં મૂઠિયાં કે ઢોસા ખાંડવાનું લાકડાનું સાધન, મોગરી [પ્રતિપક્ષી

**મુદ્દઈ** પું. [અર.] દાવો કરનાર માણસ, વાદી. (૨) શત્રુ,

**મુદ્દત** સ્ત્રી. [અર.] જુઓ 'મુદત.'

**મુદ્દલ** ન. [અર. મુદ્દલલ્] વેપાર-ધંધા માટે કાઢેલી મૂળ રકમ. (૨) વ્યાજે મૂકેલી મૂળ રકમ. (૩) ક્રિ.વિ. કોઈ પણ રીતે, સાવ, તદ્દન, બિલકુલ. [૦ પર આવવું (રૂ.પ્ર.) પોતાનું કૂડું સ્વરૂપ ખુલ્લું કરવું, પોત પ્રગટાવવું]

**મુદ્દામ** વિ. [અર. મુદ્દઅમ્] ખાસ ખાસ, મહત્ત્વનું મુદ્દાનું. (૨) ક્રિ.વિ. સાફ, ખુલ્લું. (૩) નિઃસંદેહ, નક્કી, ચોખ્ખું. (૪) મુદ્દાસર, કામસર. (૫) નિશ્ચયપૂર્વક. (૬) મુખ્યત્વે કરીને

**મુદ્દા-માલ** પું. [જુઓ 'મુદ્દો' + માલ.'] ખાસ મહત્ત્વ ધરાવતો સામાન-ચીજવસ્તુઓ વગેરે. (૨) ગુનાની સાબિતીરૂપ ચોરાયેલો માલ-સામાન, પુરાવા-વસ્તુ, 'એક્ઝિબિટ'

**મુદ્દામી** વિ. [જુઓ 'મુદ્દામ' + ગુ. 'ઈ' ત.પ્ર.] સદા હયાત

**મુદ્દા(-દ્દે)સર** ક્રિ.વિ. [જુઓ 'મુદ્દો' + 'સર' (પ્રમાણે).] મુદ્દાને ધ્યાન રાખીને, એક પછી એક મુદ્દો રજૂ કરીને, 'ફેક્ચ્યુઅલ'

**મુદ્દાસ્પદ** વિ. [જુઓ 'મુદ્દો' + સં. આ-સ્પદ ન.] પ્રમાણ અપાવાને પાત્ર, પુરાવામાં રજૂ કરવા જેવું

**મુદ્દે** ક્રિ.વિ. [જુઓ 'મુદ્દો + ગુ. 'એ' સા.વિ., પ્ર.] વસ્તુસ્થિતિએ, વસ્તુતઃ, મુદ્દાની વાતમાં

**મુદ્દેસર** જુઓ 'મુદ્દાસર.'

**મુદ્દો** પું. [અર. મુદ્દઆ] રજૂ કરવાની મૂળ અને મહત્ત્વની વાત, 'ઇશ્યૂ.' (૨) પુરાવો, સાબિતી

**મુદ્રક** વિ. [સં.] છાપનાર, 'પ્રિન્ટર'

**મુદ્ર-ડી** સ્ત્રી. [સં. मुद्रा + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] મુદ્રા, વીંટી, અંગૂઠી, મુદ્રિકા

**મુદ્રણ** ન. [સં.] છાપ-કામ, છપાઈ, 'પ્રિન્ટિંગ.' (૨) ભરતિયા વગેરે ઉપરનું છાપ-કામ, 'એન્ડોર્સમેન્ટ'

**મુદ્રણ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] છાપ-કામનો હુન્નર, છાપવાનો ઉદ્યોગ, 'પ્રિન્ટિંગ ટેક્નોલોજી'

**મુદ્રણ-કાર** વિ. [સં.] જુઓ 'મુદ્રક.'

**મુદ્રણ-કાર્ય** ન. [સં.] જુઓ 'મુદ્રણ.'

**મુદ્રણ-ક્ષમ** વિ. [સં.] સપાટી ઉપરનું આલેખન હોય તેવું, 'ગ્રાફિક' (બ.રા.)

**મુદ્રણ-દોષ** પું. [સં.] છાપ-કામમાં રહેલી અક્ષરોની ગોઠવણીની અશુદ્ધિ, છાપ-ભૂલ, 'પ્રિન્ટર્સ ડેવિલ'

**મુદ્રણ-નિયંતા (-નિય-ન્તા)** વિ. [સં.,પું.] વાંધાજનક છાપકામ ઉપર અંકુશ રાખનાર અમલદાર, 'સેન્સર' (વિ.મ.)

**મુદ્રણ-નિયામક** વિ. [સં.] છાપકામની દેખરેખ રાખનાર

**મુદ્રણ-યંત્ર (-યન્ત્ર)** ન. [સં.] છાપકામનો સંચો, 'પ્રિન્ટિંગ મશીન.' (૨) ટાઇપ કરવાનું સાધન, 'ટાઇપ-રાઇટર.' (૩) દૂરના ધ્વનિર્વતથી છાપનારું યંત્ર, 'ટેલિ-પ્રિન્ટર'

**મુદ્રણવિષયક** વિ. [સં.] છાપકામને લગતું

**મુદ્રણ-સ્થાન** ન. [સં.] છાપખાનું, 'પ્રિન્ટરી,' 'પ્રિન્ટિંગ પ્રેસ,' 'પ્રેસ'

**મુદ્રણાધિકાર** પું. [+ સં. अधि-कार] છાપવાની સત્તા કે હક્ક. ગ્રંથ-સ્વામિત્વ, 'કૉપી-રાઇટ'

**મુદ્રણાધિકારી** વિ. [સં.,પું.] દેશમાંનાં છાપખાનાંઓ ઉપર દેખરેખ રાખનાર તે તે રાજ્યનો અમલદાર, 'સેન્સર'

**મુદ્રણાલય** ન. [+ સં. आलय, પું., ન.] જુઓ 'મુદ્રણ-સ્થાન.'

**મુદ્રા** સ્ત્રી. [સં.] છાપ, 'પોઝ' (દ.બા.) (૨) છાપનું સાધન. 'સીલ' (હ.ગં.શા.) (૩) વીંટી, અંગૂઠી, મુદ્રિકા. (૪) ધાર્મિક વિધિમાં અંગ-ન્યાસ. (૫) ધાર્મિક વિધિમાં કંકુ વગેરેનું શરીર ઉપર તે તે આકૃતિનું અંકન. (૬) તંત્રપ્રસિદ્ધ દ્રવ્ય. (૭) હાવ-ભાવ. (નાટ્ય.) (૮) સિક્કો, છાપેલું ધાતુનું નાણું. (૯) નિશાન, પ્રતીક, 'એમ્બ્લેમ.' (૧૦) ગોસાંઈ બાવાઓની કાનની કડી. (૧૧) ચહેરાનો ઘાટ. (૧૨) એ નામનો એક અલંકાર. (કાવ્ય.)

**મુદ્રા-કપાટિકા** સ્ત્રી. [સં.] હોજરીના નીચલા દ્વાર પર આવેલો સંકોચ-વિકાસ-શીલ માંસ-તંતુઓનો પડદો, 'પાઇલોરિક વાલ્વ'

**મુદ્રાક્ષર** પું. [+ સં. अक्षर, ન.,] છાપવાનું તે તે બીબું, 'ટાઇપ' (ક.પ્રા.) (૨) કોઈ પણ પદાર્થ ઉપર કોતરેલ કે છાપેલ અક્ષર-સમૂહ, 'મૉનોગ્રામ.' (૩) 'સીલ' માટેનો અક્ષર કે અક્ષર-સમૂહ

**મુદ્રા-ગૃહ** ન. [સં.,પું., ન.] છાપખાનું. (૨) ટંકશાળ, 'મિન્ટ'

**મુદ્રા-તત્ત્વ** [સં.] સિક્કા-શાસ્ત્ર, 'ન્યુમિસ્મેટિક્સ'

**મુદ્રાતત્ત્વ-જ્ઞ** વિ. [સં.], -વિદ વિ. [સં °विद्], -વેત્તા વિ. [સં.,પું.] જૂના સિક્કાઓ વાંચનાર, 'ન્યુમિસ્મેટિસ્ટ'

**મુદ્રા-ધારી** વિ. [સં.,પું.] શરીર ઉપર છાપ લીધી હોય તેવું

**મુદ્રાધ્યક્ષ** પું. [+ સં. अध्यक्ष] ટંકશાળનો ઉપરી.. (૨) પાસપોર્ટ ખાતાનો અધિકારી

**મુદ્રાપિત** વિ. [સં.] છપાવેલું

**મુદ્રા-પીઠ** સ્ત્રી. [સં.,ન.] પાંચ માંહેની એક શક્તિ-પીઠ

**મુદ્રા-મણિ** પું [સં.] વીંટીમાં જડેલું હીરાનું નંગ

**મુદ્રા-મંત્ર (-મન્ત્ર)** પું. [સં.] જુઓ 'મુદ્રા-લેખ'–મોટો' (ના.દ.) [ઑફ વેલ્યૂ'

**મુદ્રા-મૂલ્ય** ન. [સં.] સિક્કાની ખરી કિંમત, 'ડિનોમિનેશન

**મુદ્રા-યંત્ર (-યન્ત્ર)** ન. [સં.] જુઓ 'મુદ્રણ-યંત્ર.'

**મુદ્રા-રાક્ષસ** પું. [સં.] (લા.) જુઓ 'મુદ્રણ-દોષ,' 'પ્રિન્ટર્સ ડેવિલ' ['મુદ્રણ-સ્થાન'

**મુદ્રાલય** ન. [+ સં., आलय, પું., ન.] જુઓ 'મુદ્રણાલય'-

**મુદ્રાલંકાર (-લઙ્કાર)** પું [+ સં. अलंकार] જુઓ 'મુદ્રા(૧૧)'.

**મુદ્રા-લેખ** પું. [સં.] જીવન-સૂત્ર, આદર્શસૂચક સૂત્ર, 'મોટો,' 'વૉચ-વર્ડ'

**મુદ્રા-લેખન** ન. [સં.] ટાઇપ-રાઇટર ઉપરનું છાપકામ 'ટાઇપ-રાઇટિંગ.' ['ટાઇપ-રાઇટર'

**મુદ્રાલેખન-યંત્ર (-યન્ત્ર)** ન. [સં.] 'ટાઇપ-રાઇટિંગ' મશીન,'

**મુદ્રા-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'મુદ્રા-તત્ત્વ.'

**મુદ્રા-વિષયક** વિ. [સં.] સિક્કાઓને લગતું, 'ન્યુમિસ્મેટિક'

**મુદ્રા-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'મુદ્રા-તત્ત્વ'-'ન્યુમિસ્મેટિક્સ.'

**મુદ્રાશાસ્ત્રી** વિ. [સં.,પું., જુઓ 'મુદ્રાતત્ત્વ-જ્ઞ.'

**મુદ્રા-શુલ્ક** ન. [સં.] સરકારી છાપની લાગત, 'સ્ટૅમ્પ-ડયૂટી'

**મુદ્રાંક** (મુદ્રાઙ્ક) પું. [+ સં. अङ्क] છાપ-ચિહ્ન, 'સીલ'

**મુદ્રાંકન** (મુદ્રાઙ્કન) ન. [+ સં. अङ्कन] છાપ-કામ. (૨) સિક્કા પાડવાની ક્રિયા

**મુદ્રાંક-શુલ્ક** (મુદ્રાઙ્ક-) ન. [સં.] જુઓ 'મુદ્રા-શુલ્ક.'

**મુદ્રાંકિત** (મુદ્રાઙ્કિત) વિ. [+ સં. अङ्कित] છાપ મારી હોય તેવું. (૨) છાપેલું

**મુદ્રિ** સ્ત્રી. [સં. मुद्रिकाનું લાઘવ], **-દ્રિકા** સ્ત્રી. [સં.] વીંટી, અંગૂઠી. (૨) દર્ભ વગેરેની ધાર્મિક કાર્યમાં પહેરાતી વીંટી, પવિત્રી. (૩) મુદ્રા, સિક્કો. (૪) નિશાની

**મુદ્રિકા-દ્વાર** ન. [સં.] હોજરીનું નીચેની બાજુનું મોઢું 'પાયલોરિક ઑરિફિસ'

**મુદ્રિત** વિ. [સં.] છાપવામાં આવેલું, છાપેલું, મુદ્રાંકિત, 'પ્રિન્ટેડ.' (૨) સિક્કો કે છાપ મારેલું. (૩) સીલ-બંધ

**મુધા** ક્રિ.વિ. [સં.] વૃથા, ફોગટ, વ્યર્થ, નિષ્પ્રયોજન. (૨) બદલાની કાંઈ પણ આશા રાખ્યા વિના. (જૈન.)

**મુનક્કા** સ્ત્રી. [અર.] એક પ્રકારની મોટી સૂકી દ્રાક્ષ

**મુનશા** વિ. [સં. मानुषक દ્વારા] મનુષ્યને લગતું. (જૂ. ગુ.)

**મુનશી** પું. [અર.] લખાણનું કામ કરનાર, લહિયો, 'રાઇટર' (મુસ્લિમ-કાલનો એક હોદ્દો.) (૨) શિક્ષક. (૩) એ કારણે એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મુનશીગીરી** સ્ત્રી. [+ ફા.] મુનશીનો ધંધો અને એનો દરજ્જો

**મુનસફ** પું. [અર. મુન્સિફ્] દીવાની ઝઘડા સાંભળી ન્યાય આપનાર અમલદાર (રજવાડામાં હતા), (૨) મહાલ-ન્યાયાધીશ, 'સબ-જજ'

**મુનસફી** સ્ત્રી. [અર. મુન્સિફી] મુનસફની કામગીરી અને એનો દરજ્જો, ન્યાયાધીશી. (૨) (લા.) ઇચ્છા, મરજી. (૩) પસંદગી. (૪) મુખત્યારી

**મુનાસ(-સિ)બ** ક્રિ.વિ. [અર. મુનાસિબ્] વાજબી, યોગ્ય, ઘટિત. (૨) પ્રામાણિક, નેક

**મુનિ** પું. [સં.] મૌનવ્રતી સાધુ પુરુષ. (૨) તપસ્વી પુરુષ, તાપસ, ઋષિ, 'એસેટિક.' (૩) મનન કરનાર પુરુષ. (૪) જૈન સાધુ. (જૈન.)

**મુનિ-કુમાર** પું. [સં.] મુનિનો પુત્ર, ઋષિ-પુત્ર, તાપસ-પુત્ર

**મુનિ-જન** પું. [સં.] ઋષિ, તાપસ

**મુનિ-પદ** ન. [સં.] મુનિનો દરજ્જો, ઋષિનું સ્થાન

**મુનિ-પત્ની** સ્ત્રી. [સં.] ઋષિ-પત્ની, તાપસી

**મુનિ-પુત્ર** પું. [સં.] જુઓ 'મુનિ-કુમાર.'

**મુનિયા** પું. પાળી શકાય તેવું એક પક્ષી (ભવિષ્ય કહેનારા રાખે છે તે)

**મુનિ-રાજ** પું. [સં.] મુનિઓમાં શ્રેષ્ઠ, ઉત્તમ મુનિ. (૨) જૈન સાધુઓમાંનો આચાર્ય-પદવીધારી સાધુ. (જૈન.)

**મુનિ-વર,-ર્ય** પું. [સં.] ઉત્તમ મુનિ

**મુનિ-વાસ** પું. [સં.] ઋષિનું આશ્રમ-સ્થાન

**મુનિ-વ્રત** ન. [સં.] મુનિ-જીવન ગાળવાનું નીમ. (૨) મૌન-વ્રત. [૦ ધારણ કરવું, ૦ લેવું (રૂ.પ્ર.) મૂંગા રહેવાનું નીમ સ્વીકારવું]

**મુનિ-શ્રેષ્ઠ** પું [સં.] જુઓ 'મુનિ-વર.'

**મુનીમ** પું. [અર. મુનીબ્] પેઢીનું કામ કરનાર મુખ્ય ગુમાસ્તો. (૨) હિસાબ રાખનાર હર કોઈ કારકુન

**મુનીમગીરી** સ્ત્રી. [+ ફા.], **મુનીમી** સ્ત્રી. [+ ગુ.'ઈ' ત.પ્ર.] મુનીમનો હોદ્દો અને એનો દરજ્જો

**મુનીશ,-શ્વર** પું. [સં. मुनि + ईश,-श्वर], **મુનીંદ્ર** (મુનીન્દ્ર) પું. [+ સં. इन्द्र] જુઓ 'મુનિ-રાજ(૧).' [(હુલામણું)

**મુન્નો** વિ., પું. [હિં. મુન્ના] લાડકો દીકરો, વહાલો પુત્ર

**મુફતી** પું. [અર.] મુસ્લિમ શરિયત પ્રમાણે મુકદ્દમાનો ફેંસલો આપનાર અમલદાર (મોગલાઈનો એક હોદ્દો). (૨) ગણ-વેશ ન પહેર્યો હોય તેવો લશ્કરી

**મુફલિસ** વિ. [અર.] કંગાલ, ગરીબ, દીન. (૨) હાલી-મુવાલી [હાલી-મુવાલી હોવાપણું

**મુફલિસી** સ્ત્રી. [અર.] કંગાલિયત, ગરીબી, દીનતા. (૨)

**મુફસ્સીલ** ન. [અર. મુફસ્સલ્] વિદેશ, પરદેશ, 'મોફ્યુસિલ'

**મુફાસલો** પું. [અર. મુફાસિલહ્] છેટું, અંતર, દૂરતા

**મુફીદ** વિ. [અર.] ફાયદો કરનારું, ફાયદા-કારક, લાભ-કારક. (૨) હિત-કર

**મુબારક** વિ. [અર.] નેકબખ્તીવાળું, ભાગ્યશાળી, સુખી. (૨) ભલું, ધન્યતાપૂર્ણ. (૩) માંગલિક. [૦ હોવું (રૂ.પ્ર.) સામાને તે તે લાભ-જનક થવું (જેમાં કહેનારને કોઈ સંબંધ નહિ.) [(લા.) શાબાશી

**મુબારક-બાદી** સ્ત્રી. [+ ફા.] અભિનંદન, ધન્ય-વાદ. (૨)

**મુબારકી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મુબારક-બાદી.' (૨) પેટમાં હોજરી નજીક થતી મૂંઝારાની ગાંઠ (એક રોગ)

**મુબારખી** જુઓ 'મુબારકી(૨).' [સંભાવિત

**મુમકિન** વિ. [અર.] બની શકે તેવું, શક્ય, સંભાવ્ય,

**મુમતાઝ** વિ. [અર.] પ્રસિદ્ધ, વિખ્યાત. (૨) મહાન. (૩) ઉન્નતિ પામેલું. (૪) પસંદ કરેલું [સ્ત્રી

**મુમની** સ્ત્રી. [જુઓ 'મોમનો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મુમના

**મુમનો** પું. [અર. મુઅ્મિન્] મુસ્લિમ ધર્મમાં ગયેલ લેઉઆ કણબી વગેરેની કોમ અને એનો પુરુષ (જેના આચાર-વિચાર હજુ હિંદુઓના છે.), મોમીન. (સંજ્ઞા.)

**મુમુક્ષા** સ્ત્રી. [સં.] મોક્ષની ઇચ્છા ['એસ્પિરન્ટ'

**મુમુક્ષી** વિ. [સં.,પું.], **-ક્ષુ** વિ. [સં.] મોક્ષની ઇચ્છાવાળું,

**મુમુક્ષુ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] મુમુક્ષુ હોવાપણું

**મુમૂર્ષા** સ્ત્રી. [સં.] મરવાની ઇચ્છા

**મુમૂર્ષિત** વિ. [સં.] મરવાને માટે તૈયાર થઈ ચૂકેલું

**મુમૂર્ષુ** વિ. [સં.] મરવાની ઇચ્છા કરતું

**મુમોરશી** સ્ત્રી. સુરત બાજુ થતું એક ઉત્તમ જાતનું ઘાસ

**મુરખા** પું., બ.વ. ચોખા તળીને બનાવેલી ખાવાની એક વાની [છેડાના બંને ખૂણામાંનો તે તે

**મુર-ખૂણો** પું. શિખર-બંધ મંદિરના કોઠલાની પાછળ ભદ્ર

**મુરઘાબી** સ્ત્રી. [ફા. મુર્ગાબી] જળ-કૂકડી

**મુરઘી** જુઓ 'મરઘી.'

**મુરઘું** જુઓ 'મરઘું.'

**મુરઘો** જુઓ 'મરઘો.'

**મુર-ચંગ** (-ચઙ્ગ) જુઓ 'મોર-ચંગ.'

**મુરચી** સ્ત્રી. ઘરેણાંની ઘૂઘરી [એક વનસ્પતિ
**મુરચોબા** સ્ત્રી. જુલાઈ ઓક્ટોબરમાં કૂંડા વગેરેમાં થતી
**મુરજ** ન. [સં.,પું] પખવાજ, પખાજ
**મુરજ-બંધ** (-બન્ધ) પું. [સં.] પખાવજના આકારનો એક કાવ્ય-બંધ. (કાવ્ય.)
**મુરજાન** ન. એક પ્રકારનું ઝવેરાત (સમુદ્રમાંથી મળતું)
**મુરડી** સ્ત્રી. ધનુર્વા જેવો ઢોરનો એક રોગ
**મુરત** (મુ:રત) જુઓ 'મૂરત'-'મુહૂર્ત.'
**મુરત-વંતું** (મુ:રત-વન્તું) જુઓ 'મૂરત-વંતું.'
**મુરતિયો** (મુ:રતિયો) વિ.,પું. [જુઓ 'મુ(-મૂ)રત' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) કન્યા માટે શોધવામાં આવતો કે કન્યા શોધતો વર. (૨) હળના તુંગામાં કોશને સજ્જડ રાખનારી મેખ [આવતી લાંબી રેખા, મોતી
**મુરદંગ** પું. આટાપાટાની રમતમાં જમીન ઉપર કાઢવામાં
**મુરદંગિયો** વિ.,પું. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] આટાપાટાની રમતમાંનો મુખ્ય ખેલાડી [મહિનો. (સંજ્ઞા.)
**મુરદાદ** પું. [અર.] ઇલાહી સનનો ઈરાનીઓનો સાતમો
**મુરદા(૦ર)-શિં(-શી,-સિં,-સીં)ગ** સ્ત્રી. જુઓ 'મરડા-શિંગ.'
**મુરબ્બી** વિ. [અર.] વડીલ' મોટેરું, ગુરુજન
**મુરબ્બીગીરી** સ્ત્રી. [+ફા.], **મુરબ્બી-પદ** ન. [+સં.], **મુરબ્બી-વટ** (-ટય) સ્ત્રી. [+જુઓ 'વટ' (સ્ત્રી.)] મુરબ્બીપણું, વડીલ-ભાવ
**મુરબ્બો** પું. [અર. મુરબ્બહ્] ચાસણી પાયેલો ફળ અને કચુંબરનો એક પ્રકારનો આથો
**મુરલી**[1] સ્ત્રી. [સં.] તૂંબડાનું બે નળીવાળું છિદ્ર-વાદ્ય, મોરલી
**મુરલી**[2] સ્ત્રી. ચોખાની એક જાત
**મુરલી**[3] સ્ત્રી. (કેરલ વગેરે પ્રદેશમાં) દેવ-દાસી
**મુરલી-ધર, મુરલી-મનોહર** વિ.,પું. [સં.] શ્રીકૃષ્ણ
**મુરવ(-વ્વ)ત** સ્ત્રી. [અર. મુરવ્વત્] ભાર, બોજ, વજન. (૨) ગૌરવ, પ્રતિષ્ઠા
**મુરશિદ** પું. [અર.] ધર્મ-ગુરુ
**મુરંગ** ન. એક પ્રકારનું લશ્કરી વાજું
**મુરા** સ્ત્રી. જુઓ 'મુરા-માંસી.' [ગૌરવ
**મુરાતબ** સ્ત્રી. [અર. મુરાતિબ્] આબરૂ, પ્રતિષ્ઠા, મોભો,
**મુરાદ** સ્ત્રી. [અર.] ઇચ્છા, આકાંક્ષા, મરજી, ઉમેદ, આશા
**મુરા-માંસી(-માંસી)** સ્ત્રી. એક વનસ્પતિ, મોર-માંસી
**મુરારિ** પું. [સં. मुर + अरि] મુર નામના અસુરના શત્રુ—શ્રીકૃષ્ણ, મોરાર
**મુરીદ** પું. [અર.] શિષ્ય, ચેલો, અંતેવાસી. (૨) અનુયાયી
**મુરીદી** સ્ત્રી, [+ગુ. 'ઈ' ત.પ્ર.] શિષ્ય-ભાવ, શિષ્ય-દશા
**મુરીદે-શયતાન** પું. [અર.] સેતાનનો શિષ્ય. (૨) (લા.) પાકો બદમાશ
**મુરીશ** સ્ત્રી. એ નામની એક સ્થાપત્ય-પદ્ધતિ. (સ્થાપત્ય.)
**મુર્કી** સ્ત્રી. બે સ્વરોના યોગથી ઊભો થતો સ્વર. (સંગીત.)
**મુલ્ક** પું. [અર. મુલ્ક્] પ્રદેશ, દેશ, રાજ્ય-વિસ્તાર, 'ટેરિટરી,' 'કન્ટ્રી'
**મુલ્કગીર** જુઓ 'મુલ્ક-ગીર.'
**મુલ્કગીરી** જુઓ 'મુલ્કગીરી.'

**મુલ્કી** જુઓ 'મુલ્કી.'
**મુલડી** ન. એક પ્રકારનું લાકડું (રવાઈનો ડેર બનાવવાનું)
**મુલતવી** ક્રિ.વિ. [અર. મુલ્તવી] મોકૂફ
**મુલતાન** પું. [સં. मूल-स्थान દ્વારા] પંજાબ પ્રાંતનું એક શહેર અને એની આસપાસનો પ્રદેશ. (સંજ્ઞા.)
**મુલતાનિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] મુલતાનને લગતું, મુલતાની ઘોડાની એક જાત
**મુલતાનિયો** વિ.,પું. [જુઓ મુલતાનિયું.'] મુલતાનમાં થતા
**મુલતાની** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મુલતાનને લગતું. (૨) સ્ત્રી. મુલતાનની બોલી. (૩) પું. એક રાગ. (સંગીત.)
**મુલતાની માટી** સ્ત્રી. [+જુઓ 'માટી.'] એક પ્રકારની મુલતાનની માટી (સ્ત્રીઓ માથું ધોવામાં વાપરે છે.)
**મુલવણી** સ્ત્રી. [જુઓ મૂલવવું' + ગુ. 'અણી' કૃ. પ્ર.] મૂલવવું એ, કિંમત આંકવી એ, મૂલ્યાંકન, 'એપ્રેઇઝમેન્ટ'
**મુલવણી-દાર** વિ. [+ફા. પ્રત્યય] મુલવણી કરનાર, 'એપ્રેઇઝર'
**મુલવાવવું** જુઓ 'મૂલવવું'માં.
**મુલસરી** જુઓ 'બોરસલી.'
**મુલાકાત** સ્ત્રી. [અર.] મેળાપ, સમાગમ, 'વિઝિટ.' (૨) (લા.) પરિચય, ઓળખાણ. [૦ **આપવી** (રૂ.પ્ર.) મળવા આવવા દેવું. ૦ **કરાવવી** (રૂ.પ્ર.) મેળાપ કરી આપવો ૦ **યોજવી** (રૂ.પ્ર.) મેળાપ ગોઠવવો. ૦ **રાખવી** (રૂ.પ્ર.) મળતા રહેવું. ૦ **લેવી** (રૂ.પ્ર.) મળવા જવું']
**મુલાકાતી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મુલાકાત લેવા આવનારું કે જનારું, 'વિઝિટર'
**મુલાખું** વિ. બાડું, મલાખું
**મુલાજો** (મુલા:જો) પું. [અર. મુલાહજહ્] જુઓ 'મલાજો.'
**મુલાઝ(-ઝિ)મ** પું. [અર. મુલાઝિમ્] નોકર
**મુલાઝ(-ઝિ)મી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] નોકરી
**મુલાદી** વિ. ગોરા સ્ત્રીમાં સીદીથી કે સીદણમાં ગોરા પુરુષથી ઉત્પન્ન થયેલું (સંતાન.) [ઓપ ચડાવવો એ.
**મુલામ,-મો** પું. [અર. મુલમ્મઅ્] ઢોળ ચડાવવો એ,
**મુલાયમ** વિ. [અર. મુલાઇમ્] નરમ, પોચું, સુકોમળ, મૃદુ, સુંવાળું. (૨) નાજુક. (બારીક વણાટનું)
**મુલાયમી**[1] વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મુલાયમ.'
**મુલાયમી**[2] સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] નરમાશ, સુંવાળપ, મૃદુ-તા
**મુલાવવું** જુઓ 'મૂલવવું.'
**મુલાં** જુઓ 'મુલ્લાં.'
**મુલાંજી** પું. [+'જી' માનાર્થે] જુઓ 'મુલ્લાંજી.' (૨) (લા.) દાઊદી વહોરાઓનું એક સંબોધન
**મુલુક-ખાતું** ન. શાહી મસ્જિદમાં બેગમો વગેરેને નમાજ માટેનો બાજુનો આડી દીવાલ ભરેલો ભાગ
**મુલ્ક** પું. [અર.] જુઓ 'મુલક.'
**મુલ્ક-ગીર** વિ. [+ફા. પ્રત્યય] દેશ પર વિજય મેળવનાર. (૨) દેશનો વડો આદમી, પ્રથમ પુરુષ
**મુલ્કગીરી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.) મુલ્કમાંથી કર વસૂલ લેવાની કામગીરી, ખંડણી ઉઘરાવવા માટેની સવારી

**મુશ્ક-મશહૂર** વિ. [+ જુઓ 'મશહૂર.'] દેશ-વિદેશમાં પ્રખ્યાત, જગ-પ્રસિદ્ધ, જગ-વિખ્યાત, સુપ્રસિદ્ધ

**મુલ્કી** વિ. [અર.] દેશને લગતું. (૨) દીવાની, નાગરિક, 'સિવિલ'

**મુલ્તવી** ક્રિ.વિ. [અર.] જુઓ 'મુલવવી.'

**મુલ્લા,-લ્લાં** પું. [અર. મુલ્લા] મુસ્લિમ ધાર્મિક પંડિત, મુસ્લિમ ધર્મ-ગુરુ. (૨) મસીદમાં નમાજ પઢાવનાર માણસ, મૌલવી

**મુલ્લા(-લ્લાં)ગીરી** સ્ત્રી. [+ ફા.] મુલ્લાંનો કામ-ધંધો અને એનો હોદ્દો. (૨) મુલ્લાંઓને મળતું વેતન

**મુલ્લાંજી** પું. બ.વ. [+ જુઓ 'જી' (માનાર્થે)] દાઊદી વહોરાઓના વડા ધર્મગુરુ

**મુલ્લો** પું. દોલત, પૂંજી, ધન, પૈસો. (૨) (લા.) લાભ

**મુલ્હેરી** (મુલેઃરી) સ્ત્રી.. તલવારની મૂઠનો એક પ્રકાર

**મુવાજેબ** પું. [અર. મવાજિબ્] મહેનતાણું, કામનો બદલો [તા વર્ણોનું નાનું ગામડું

**મુવાડી** સ્ત્રી. [જુઓ 'મુવાડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ભીતર-

**મુવાડું** ન., -ડો પું. [સં. मृदुक+पाटक > પ્રા. मउअ-वाडअ-] નાનું ગામડું, (૨) ભીલ વગેરે લોકોનું ગામ

**મુવાળ** પું. ઘરોબો, નાતો, નિકટનો સંબંધ

**મુવી** સ્ત્રી. [અં.] સિનેમા-ફિલ્મ [કુલ્લી

**મુશ(-સ)** સ્ત્રી. [સં. मुषा > પ્રા. मुसा] ધાતુ ગાળવાની નાની

**મુશલ(-ળ)** ન. [સં. मुशल] સાંબેલું, મુસળું, 'બીટર'

**મુશ(-સ)લ(-ળ)-ધાર** વિ. [સં. मुशल-धार] જાડી ધારે પડતું ધોધમાર (વરસાદ'નું વિ.) [શુભ યોગ. (જ્યો.)

**મુશ(-સ)લ(-ળ)-યોગ** પું. [સં.] જ્યોતિષમાંનો એક અ-

**મુશ(-સ)લ(-ળ)-સ્નાન** ન. [સં.] જેવું તેવું સ્નાન, અધૂરિયું નાહવું એ

**મુશ(-સ[1])લી(-ળી[1])** વિ. [સં.] મુશળ ધારણ કરનાર બલરામ—બળદેવ (શ્રીકૃષ્ણના મોટા ભાઈ)

**મુશાયરો** પું. [અર. મુશાઇરહ્] જ્યાં શાયરો ભેળા મળી શાયરી-ગાન કરે તેવી સભા, કવિ-સંમેલન

**મુશાહિરો** પું. [અર. મુશાહિરહ્] માનદ વેતન, મુસારો, 'ઑનરેરિયમ'

**મુશ્ક[1]** પું., ન. [ફા.] કસ્તૂરી

**મુશ્ક[2]** સ્ત્રી. [ફા. મુશ્ત] મુક્કો, મુક્કી, મૂઠી

**મુશ્ક[3]** પું. [હિં.] કોણી અને ખભા વચ્ચેનો હાથનો ભાગ, બાવડું. [-શ્કેટાટ (રૂ.પ્ર.) બેઉ બાવડાં પીઠ પાછળ બંધાયાં હોય એમ]

**મુશ્ક(-શ્કે)-હિના** ન. [ફા.] સુગંધી મેંદીનું અત્તર

**મુશ્કિ(-શ્કે)લ** વિ. [અર. મુશ્કિલ્] દુઃસાધ્ય, કઠણ, અઘરું

**મુશ્કે-ટાટ** જુઓ 'મુશ્ક[3]'માં.

**મુશ્કેલ** જુઓ 'મુશ્કિલ.'

**મુશ્કેલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દુઃસાધ્યતા, કઠણાઈ, અઘરાપણું. (૨) (લા.) તકલીફ, મુસીબત, સંકટ. ગૂંચવણ

**મુશ્કે-હિના** જુઓ 'મુશ્ક-હિના.' [મિત્ર

**મુશ્ફિક** વિ. [અર.] કૃપાળુ, દયાળુ, મહેરબાન. (૨) દોસ્ત,

**મુષક** પું. [સં.] ઉંદર

**મુષા** પુ. [સં.] જુઓ 'મુશ.'

**મુષિત** વિ, [સં.] ચોરી લીધેલું. (૨) છેતરાયેલું, વંચિત

**મુષ્ક** પું. [સં.] વૃષણ, પેલિયો, અંડ

**મુષ્ટામુષ્ટિ** સ્ત્રી. [સં.] મૂઠી મૂઠીએ લડાતી લડાઈ, સામસામા મુક્કા મારી લડાતી લડાઈ

**મુષ્ટિ** સ્ત્રી. [સં.] મૂઠી. (૨) મુક્કો, મુક્કી, ઘુસ્તો

**મુષ્ટિક** પું. [સં.] ભાગવત પુરાણ પ્રમાણે કંસ રાજાનો એક મલ્લ (જેને કૃષ્ણે મારી નાખેલો). (સંજ્ઞા.)

**મુષ્ટિકા** સ્ત્રી. [સં.] જુઓ 'મુષ્ટિ.'

**મુષ્ટિ-દાવ** પું. [સં. + જુઓ 'દાવ.'] મૂઠીથી લડવાની એક પ્રક્રિયા. (વ્યાયામ.)

**મુષ્ટિ-દેશ** પું. [સં.] મૂઠીનો ભાગ

**મુષ્ટિ-દ્યૂત** ન [સં.] મૂઠીમાં કાંકરી વગેરે રાખી રમાતો એક પ્રકારનો જુગાર

**મુષ્ટિ-પાત** પું. [સં.] મૂઠીનો માર પડવો એ

**મુષ્ટિ-પ્રહાર** પું. [સં.] મૂઠીએ મૂઠીએ મારવાની ક્રિયા

**મુષ્ટિ-બંધ** (-બન્ધ) પું. [સં.] બાંધેલી કે વાળેલી મૂઠી

**મુષ્ટિ-મલ(-લ્લ)** પું. [સં. °मल्ल] સામસામાં મૂઠી લગાવી કુસ્તી કરતો તે તે મલ્લ

**મુષ્ટિ-મૈથુન** ન. [સં.] મૂત્રેંદ્રિયને મૂઠિયાં મારી વીર્યપાત કરવો એ, હસ્ત-મૈથુન, હાથરસ ['બૉક્સિંગ'

**મુષ્ટિ-યુદ્ધ** ન. [સં.] સામસામાં મુક્કા મારી લડાતી લડાઈ,

**મુષ્ટિ-યોગ** પું. [સં.] હઠયોગની એ નામની એક પ્રક્રિયા. (યોગ.) (૨) (લા.) કોઈ વાતનો ટૂંકો અને સહેલો ઉપાય

**મુસ** જુઓ 'મુશ.'

**મુસકરાવું, મુસકાવું** અ.ક્રિ. મંદ મંદ હસવું

**મુસકો** પું. ઘોડાના ગળાનો ચોળિયાનો એક રોગ

**મુસદ્દા-લેખન** ન. [જુઓ 'મુસદ્દો' + સં.] મુસદ્દો લખવાની ક્રિયા, 'ડ્રાફ્ટિંગ'

**મુસદ્દી** પું. [અર. મુત્સદ્દી] મુસદ્દો તૈયાર કરનાર માણસ. (૨) રાજકારણી પુરુષ, રાજનીતિનો જ્ઞાતા પુરુષ

**મુસદ્દો** પું. [અર. મુસવ્વદહ્] પહેલું કાચું લખાણ, ડોળિયું, ખરડો, 'ડ્રાફ્ટ'

**મુસલ(-ળ)** જુઓ 'મુશલ.'

**મુસલ(-ળ)ધાર** જુઓ 'મુશલ-ધાર.'

**મુસલમાન** વિ. [ફા.] ઇસ્લામ ધર્મ પાળનાર, મુસ્લિમ. [મારીને મુસલમાન કરવું (રૂ.પ્ર) જોરજુલમથી હા પડાવવી]

**મુસલમાની** વિ [ફા.] મુસલમાનને લગતું, ઇસ્લામી

**મુસલ(-ળ)-યોગ** જુઓ 'મુશલ-યોગ.'

**મુસલ(-ળ)-સ્નાન** જુઓ 'મુશલ-સ્નાન.'

**મુસલી(-ળી)[1]** જુઓ 'મુશલી.'

**મુસલો[1]** પું. ઘેટાં બકરાંને મોઢે ધાદર જેવો થતો એક રોગ

**મુસલો[2]** જુઓ 'મુસલ્લો.[1]'

**મુસલો[3]** જુઓ 'મુસલ્લો[2]' [પાથરવાનું કપડું

**મુસલ્લો[1](-લ્લો[2])** પું [અર. મુસલા] નમાજ પઢતી વખતે

**મુસલ્લો[2](-લ્લો[3])** પું. [જુઓ 'મુસલમાન', એનું તુચ્છકારવાળું રૂપ], જુઓ 'મુસલમાન.'

મુસળ જુઓ 'મુશલ.'
મુસળ-ધાર જુઓ 'મુશલ-ધાર.'
મુસળ-યોગ જુઓ 'મુશલ-યોગ.'
મુસળ-સ્નાન જુઓ 'મુશલ-સ્નાન.'
મુસળી[1] જુઓ 'મુશલી.' [વાજીકરણ વનસ્પતિ
મુસળી[2] સ્ત્રી. ધોળી અને કાળી એમ બે પ્રકારની એક
મુસળું ન. [સં. मुशलक- > પ્રા. मुसलअ-] જુઓ 'મુશલ.'
મુસંબી (મુસમ્બી) જુઓ 'મોસંબી.'
મુસાફર પું. [અર. મુસાફિર્] વટેમાર્ગુ, પંથી, પ્રવાસી, પથિક, પાંથ [સરાઈ
મુસાફર-ખાનું ન. [+ જુઓ 'ખાનું.'] ધર્મશાળા, સરા,
મુસાફરી સ્ત્રી. [અર. મુસાફિરી] પ્રવાસ, પંથ, યાત્રા, પરિ-ભ્રમણ, પર્યટન, 'ટૂર,' 'જર્ની,' (દરિયાઈ) 'વોયેજ'
મુસારં (મુસાઃર) જુઓ 'મુસારો.'
મુસારા-ભંડોળ (મુસાઃરા-ભણ્ડોળ) ન. [જુઓ 'મુસારો' + 'ભંડોળ.'] મુસારો આપવા માટે એકઠી કરેલી મૂડી
મુસારિયું (મુસાઃરિ-) વિ. [જુઓ 'મુસારો'+ગુ. 'ઇયું' ત.પ્ર.] મુસારો મેળવનાર, પગારદાર, વૈતનિક. (૨) ભાડૂતી
મુસારો (મુસાઃરો) પું. [અર. મુશાહિરહ્] જુઓ 'મુશાહિરો.'
મુસાહિ(-હે)બ [અર. મુસાહિબ્] સાથે રહેનાર, સાથી, મિત્ર
મુસાહિ(-હે)બત સ્ત્રી. [અર. મુસાહિબત્] સાથે રહેવાપણું, સાથીદારી. (૨) મિત્રતા, મિત્રાચારી, મૈત્રી, સોબત
મુસિયો સ્ત્રી. એ નામની મધદરિયે થતી એક માછલી
મુસી[1] સ્ત્રી. ખોરાકનો એક પ્રકાર
મુસી[2] સ્ત્રી. કોડીનારના સમુદ્રમાં થતી એક માછલી
મુસીબત સ્ત્રી. [અર.] મુશ્કેલી, તકલીફ, મૂંઝવણ, હેરાનગત. (૨) વિપત્તિ, આપત્તિ. (૩) કષ્ટ, દુઃખ
મુસો પું. [સં. मुषक- > પ્રા. मुसअ-] ઉંદર. (પદ્યમાં.)
મુસ્તકીન વિ. [અર. મુસ્તકીમ્] મક્કમ, મજબૂત, સુસ્થિર
મુસ્તનદ વિ. [અર.] આધાર-ભૂત, સપ્રમાણ, માનવા લાયક
મુસ્તફા વિ. [અર.] પવિત્ર, પાક
મુસ્તા સ્ત્રી. [સં.] મોથ નામની વનસ્પતિ
મુસ્તાક વિ. [અર.] જુઓ 'મુસ્તકીન.'
મુસ્તાફી[1] વિ. [અર.] હિસાબ રજિસ્ટર વગેરે રાખવા અથવા એ તપાસવા નિમાયેલ અમલદાર, 'કૉમ્પ્ટ્રોલર'
મુસ્તાફી[2] સ્ત્રી. વીજળીની ગાડીઓની શક્તિ તેમજ ઝડપને નિયમિત રાખવાની યોજના
મુસ્લિમ વિ. [અર.] ઇસ્લામ ધર્મ પાળનાર, મુસલમાન
મુસ્લિમ લીગ સ્ત્રી. [+ અં.] મુસ્લિમોનું ભારતવર્ષના ભાગલા પડાવનાર એક રાજકીય મંડળ. (૨) ભારતીય મુસ્લિમોએ ફરી સજીવન કરેલી એક પ્રકારની કોમી મંડળી
મુહણ પું. સાગર, સમુદ્ર
મુહતમિમ વિ. [અર.] વ્યવસ્થા રાખનાર, બંદોબસ્ત કરનાર. (૨) (લા.) વિચારશીલ
મુહતાજ વિ. [અર.] જુઓ 'મોહતાજ.'
મુહતાજી સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મોહતાજી.'
મુહપત્તી સ્ત્રી. [સં. मुख-पत्री > પ્રા. मुहपत्ती. પ્રા. તત્સમ] જૈન સાધુઓની મોઢા ઉપર હોઠ ઢાંકવાની વસ્ત્રની પટ્ટી, મૂમતી. (જૈન..) [બર સાહેબ. (સંજ્ઞા.)
મુહમ્મદ પું. [અર.] ઇસ્લામના સંસ્થાપક મહમ્મદ પેગં-
મુહમ્મદી વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મહમ્મદ પેગંબર સાહેબનું અનુયાયી, મુસ્લિમ, મુસલમાન, ઇસ્લામી
મુહવટો પું. [સં. मुख-पट्टक- > પ્રા. मुहवट्टअ-] હાથીના કુંભસ્થળ ઉપર બાંધવાનો કપડાનો પટ્ટો, મુખ-પટ્ટ, મુખવટો
મુહાજિર વિ. [અર.] હિજરત કરી બીજે સ્થળે જઈ રહેનાર, હિજરતી, નિર્વાસિત
મુહાફિઝ પું. [અર.] ચોકીદાર, રક્ષણ કરનાર, રક્ષક
મુહાબા પું. [અર.] માન. (૨) મિત્રતા
મુહાર સ્ત્રી. [ફા.] ઊંટને દોરવા નાકમાં પહેરાવેલી દોરી
મુહાવરો પું. [અર. મુહાવરહ્] રૂઢિ-પ્રયોગ, 'ઇડિયમ.' (૨) જુઓ 'મહાવરો.' [(સંજ્ઞા.)
મુહુર પું. [પારસી.] પારસી મહિનાઓનો બારમો દિવસ.
મુહુઃ ક્રિ.વિ. [સં. मुहुर्] વારંવાર
મુહૂર્ત ન. [સં.] શુભ અને માંગલિક સમય, મૂરત. (૨) દિવસના પંદરમા ભાગનો ૪૮ મિનિટનો સમય
મુહૂર્ત-નિર્ણય પું. [સં.] શુભ લગ્ન શોધી કાઢવાની ક્રિયા
મુહૂર્ત-માત્ર ક્રિ.વિ. [સં.] (લા.) થોડો વખત પણ, ક્ષણવાર
મુહૂર્ત-જ્ઞ વિ. [સં.], -વિદ વિ. [સં. °विद्], -વેત્તા વિ. [સં.,પું.] મુહૂર્ત શોધી આપનાર જોશી [મોરચી
મુળચી સ્ત્રી. અપચાથી થતાં ઝાડા-ઊલટી અને દુખાવો,
મું. જુઓ 'મુ.[2]'
મુંગડી સ્ત્રી. ધાતુનો રસ કાઢવાની કુલડી
મુંગણ પું. [સં. मत्कुण > પ્રા. मंकुण] જુઓ 'માંકડ.'
મુંગણી સ્ત્રી. રાંધેલા ચોખામાં મસાલો નાખી બનાવેલી રોટલી
મુંગલું વિ. કૂંઢાં શિંગડાંવાળું (ભેંસ 'મુંગલી')
મુંગ-વેલ (-લ્ય) સ્ત્રી. જુઓ 'નાળ-વેલ.'
મુંગી સ્ત્રી. એ નામનો એક છોડ
મુંજ (મુઞ્જ) ન., સ્ત્રી. [સં.,પું.] એક પ્રકારનું ઘાસ (જેનો કંદોરો કરી જનોઈ પહેરનાર બટુકને પહેરાવાય છે.) (૨) પું. ધારા(માળવા)નો મધ્યકાલનો એક રાજા (ભોજદેવનો કાકો). (સંજ્ઞા.)
મુંજ-કૂટો (મુઞ્જ-) વિ., પું. [+ જુઓ 'કૂટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] મુંજને કૂટી દોરડાં બનાવનાર માણસ
મુંજ-બંધ (મુઞ્જ-બન્ધ) પું. [સં.] મુંજનો કંદોરો
મુંજ-બંધન (મુઞ્જ-બન્ધન) ન. [સં.] બટુકને જનોઈના સંસ્કાર વખતે મુંજમેખલા બાંધવાની ક્રિયા
મુંજ-મેખલા (મુઞ્જ-) સ્ત્રી. [સં.] મુંજનો કંદોરો
મુંજાત ન. એક ખારા સ્વાદનું જંગલી ઘાસ
મુંજિયો વિ., પું. [સં. मुञ्ज + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) જનોઈ પામતો બટુક. [૦ કરવો (રૂ.પ્ર.) જનોઈનો સંસ્કાર કરવો. ૦ દોડાવવો, ૦ મનાવવો (રૂ.પ્ર.) બટુકનો સમાવર્તન-વિધિ કરવો, બળવો દોડાવવો. ૦ રાખવો (રૂ.પ્ર.) જનોઈ દેવાયા પછી અને બળવો દોડાવવા વચ્ચે બટુકને અમુક રીતે સાચવવો]

**મુંઠાકડી** સ્ત્રી. સામે પવને વહાણનું સર્પાકારે જવું એ. (વહાણ.)
**મુંડિયું** ન. ઘોડાના પગનો ડાબલાવાળો ભાગ
**મુંડ** (મુણ્ડ) ન. [સં.] માથું. (૨) મુંડાવેલું માથું. (૩) માથું મૂંડાવ્યું હોય તેવું. (૪) પું. મુંડિત સાધુ, સંન્યાસી
**મુંડક** (મુણ્ડક) પું. [સં.] જુઓ 'મુંડ(૪).' (૨) ન. એ નામનું એક પ્રાચીન ઉપનિષદ. (સંજ્ઞા.)
**મુંડકોપનિષદ** (મુણ્ડકોપ-) ન. [+સં. उपनिषद्.] જુઓ 'મુંડક(૨).' (સંજ્ઞા.)
**મુંડન** (મુણ્ડન) ન. [સં.] માથાના વાળ ઉતરાવવાની ક્રિયા, માથું બોડાવવું એ. [**૦ કરવું** (રૂ.પ્ર.) છેતરી લેવું]
**મુંડ-માળા(-ળા)** (મુણ્ડ૦) સ્ત્રી. [સં] ખોપરીઓની માળા
**મુંડમાલી(-ળી)** (મુણ્ડ-) વિ. [સં.,પું.] ખોપરીઓની માળા ધારણ કરી હોય તેવું ['મુંડ-માલા.'
**મુંડ-માળ** (મુણ્ડ-) સ્ત્રી., **-ળા** સ્ત્રી. [સં., °माला] જુઓ
**મુંડમાળી** (મુણ્ડ-) જુઓ 'મુંડમાલી.'
**મુંડી** (મુણ્ડી) વિ. [સં.,પું.] મૂંડાવેલા માથાવાળું. (૨) પું. વાળંદ, હજામ, નાઈ. (૩) સંન્યાસી
**મુંડો** (મુણ્ડો) પું. [સં. मुण्डक->પ્રા. मुंडअ., અનુનાસિક વ્યંજનનો ઉચ્ચાર ચાલુ] જુઓ 'મૂંડો.'
**મુંબઈ**[૧] (મુમ્બૈ) સ્ત્રી., ન. [સં. महाम्बादेवी દ્વારા] એ નામની અત્યારે મહારાષ્ટ્ર રાજ્યની રાજધાની
**મુંબઈ**[૨] (મુમ્બૈ) સ્ત્રી. અરબસ્તાન તરફથી આવતો માણસના લોહીમાંથી બનતો કહેવાતો દવાના કામમાં લાગતો એક પદાર્થ, મૂંબી
**મુંબઈ-ગરું** (મુમ્બૈ-) વિ. [જુઓ 'મુંબઈ[૧]'+ફા. પ્રત્યય + ગુ. 'ઉં' ત.પ્ર.] મુંબઈનું નિવાસી. [**૦ રો** (રૂ.પ્ર.) કલદાર, રોકડો (રૂપિયો મુંબઈની ટંકશાળનો)]
**મુંબા-પુરી** (મુમ્બા૦) સ્ત્રી. [સં. महाम्बानुं લાઘવ 'મુંબા+સં.] જુઓ 'મુંબઈ.[૧]'
**મુંબી** (મુમ્બી), **મુંમાઈ** (મુમ્બાઈ) સ્ત્રી. જુઓ 'મુંબઈ.[૨]'
**મૂઈ** વિ., સ્ત્રી. [જુઓ 'મૂઉં'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મરી ગયેલી. (૨) જુઓ 'મૂઉં(૨),'-ગાળ. **૦ ભેંસનું ઘી ઘણું** (-ભેંસ્ય-) (રૂ.પ્ર.) મરી ગયેલાંના વખાણ. **૦ માને ધાવવું** (રૂ.પ્ર.) નિષ્ફળ પ્રયત્ન કરવો]
**મૂઉં** વિ. [સં. मृतक->પ્રા. मुअअ-] મરેલું. (૨) કે.પ્ર. 'બળ્યું' 'ટળ્યું' 'ઘોળ્યું' જેવા ભાવનો ઉદ્ગાર
**મૂઓ** વિ., પું. [જુઓ 'મૂઉં.'] મરણ પામેલો (પુરુષ વગેરે.) (૨) જુઓ 'મૂઉં(૨)'-ગાળ. [**-આ નહિ ને પાછા થયું** (રૂ.પ્ર.) કાંઈ ફેરફાર ન થવો. **-આ પડયા છો** (રૂ.પ્ર.) તમને સખત સહન કરવું પડશે. **-આ પહેલાં મોકાણ** (-પૅ:લાં-) (રૂ.પ્ર.) નકામી ધાંધલ]
**મૂએલું** વિ. [જુઓ 'મૂઉં'+ગુ. 'એલું' બી. ભૂ.કૃ.] મરી ગયેલું, મરણ પામેલું. [**-લા પર ઘા કરવો** (રૂ.પ્ર.) નિર્બળ ઉપર જુલમ કરવો. **-લા પર બેસી ખાય તેવું** (-બૅસી-) (રૂ.પ્ર.) તદ્દન નિર્દય અને લાગણી-હીન]
**મૂક** વિ. [સં] મૂંગું. (૨) બોલવા ન ઇચ્છતું. [**૦ કાર્યકર** (રૂ.પ્ર.) પોતે શું કરે છે એ કહ્યા વિના કામ કર્યે જનાર. **૦ પ્રાર્થના** (રૂ.પ્ર.) અંતરની વિનંતી. **૦ સેવક** (રૂ.પ્ર.) બોલ્યા વિના લાગણીથી સેવા કરનાર. **૦ સેવા** (રૂ.પ્ર.) જાહેરાત કર્યા સિવાય કરવામાં આવતી ચાકરી]
**મૂક-તા** સ્ત્રી., **-ત્વ** ન. **-ભાવ** પું. [સં.] મૂંગાપણું
**મૂક-વાચન** ન. [સં] મનમાં અને મનમાં વાંચવું (મોઢામાંથી અવાજ બહાર ન આવે એમ.)
**મૂકવું** સ.ક્રિ. [સં मुक्त- ભૂ.કૃ. ->પ્રા. मुक्क ક્રિ.] છૂટું કરવું. (૨) ઉપર રાખવું, ધરવું, મેલવું. (૩) નીમવું, સ્થાપવું. (૪) ઘાલવું, પહેરવું. (૫) છોડવું, બાકી રાખવું. (૬) પાકે કે રંધાય એ દૃષ્ટિએ વાસણમાં (કોઈ પદાર્થ) રાખવો. [**મૂકી દેવું** (રૂ.પ્ર.) મુક્ત કરવું, છૂટું કરવું. (૨) વેગે જવા દેવું. **મૂકી રાખવું** (રૂ.પ્ર.) સાચવી લેવું. **આશા મૂકવી** (રૂ.પ્ર.) આશા ન રાખવી. **ઊંચું મૂકવું** (રૂ.પ્ર.) મુલતવી રાખવું. **ઊંચે મૂકવું** (રૂ.પ્ર.) છોડી દેવું. ૨) બંધ કરવું. **ઓરો મૂકવું** (રૂ.પ્ર.) અનામત રકમ રાખવી. **નિશાળે મૂકવું ( કે દુકાને મૂકવું )** (રૂ.પ્ર.) તાલીમ લેવા સોંપવું. **પાણી મૂકવું** (રૂ.પ્ર.) ન કરવાનો મક્કમ નિર્ણય લેવો. **પોક મૂકવી** (રૂ.પ્ર.) મોટેથી રડવું. (૨) નિરાશ થવું. **માથે મૂકવું** (રૂ.પ્ર.) ઘાલવું, પહેરવું. **વહેતું મૂકવું** (વૅ:તું-) (રૂ.પ્ર.) જવા દેવું, (૨) પ્રચાર વધે એમ કરવું. **વાત મૂકવી** (રૂ.પ્ર.) ચર્ચા કરવા પ્રસંગની રજૂઆત કરવી. (૨) ચર્ચા-વિચારણા ચાલતી કરવી] **મુકાવું** કર્મણિ, ક્રિ. **મુકાવવું** પ્રે., સ.ક્રિ. ['ટૅમ્બ્લો' (ચં. જ. ભટ્ટ)
**મૂકાભિનય** પું. [સં. मूक+अभि-नय] મૂંગા હાવ-ભાવ,
**મૂગડી** સ્ત્રી. સ્ત્રીઓના કાનનું એ નામનું એક ઘરેણું
**મૂગડું** વિ. [જુઓ 'મૂંગું+ગુ.'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મૂક' (તુચ્છકારમાં.)
**મૂઅણી** સ્ત્રી. રાંધેલા ભાતમાં મસાલો નાખી કરેલી એક જાતની પૂરી
**મૂગું** વિ. [સં. मूक-क->પ્રા. मूगअ-] જુઓ 'મૂંગું.'
**મૂ(-મૂં)છ** સ્ત્રી. [સં. श्मश्रु>પ્રા. मस्सु, मंसु] માણસ સર્પ ઉંદર વગેરેને મોઢામાં હોઠ કે મોં ઉપર ઊગતા વાળ. (૨) ઘઉં વગેરેની ડૂંડી ઉપરનો વાળ જેવો ભાગ. [**૦ ઊંચી કરવી** (રૂ.પ્ર.) હું-પદ બતાવવું. **૦ ઊંચી રહેવી** (-રૅ:વી) (રૂ.પ્ર.) ટેક સચવાવી. **૦ ઊંચી રાખવી** (રૂ.પ્ર.) ટેક જાળવવી. **૦ ચઢા(ડા)વવી** (રૂ.પ્ર.) બડાઈ કરવી. **૦ નીચી કરવી** (રૂ.પ્ર.) તાબે થવું. (૨) હામાં હા કહેવું. **૦ નીચી થવી** (રૂ પ્ર.) નામોશી લાગવી. **૦નું પાણી** (રૂ પ્ર.) આબરૂ, ઇજ્જત. **૦નો આંકડો ન નમવો** (રૂ.પ્ર ) ડાંડાઈ બતાવવી. **૦નો દોરો દેખાવો** (રૂ.પ્ર) પુરુષને યૌવન ફૂટવું. **૦નો બાલ (કે વાળ)** (રૂ.પ્ર.) માનીતું માણસ. **૦ પર લીંબુ નચાવવાં** (રૂ.પ્ર.) વરણાગિયા થઈ ફરવું. **૦ પર લીંબુ લટકવું** (રૂ.પ્ર) ઇજ્જત હોવી. **૦ પર હાથ દેવો** (રૂ.પ્ર.) વટ બતાવવો. (૨) બહાદુરી બતાવવી. **૦ મરડવી** (રૂ.પ્ર.) અભિમાન કરવું. (૨) શૂરાતન બતાવવું. **૦માં હસવું** (રૂ.પ્ર.) મજાક કરવી. (૨) મંદ હાસ્ય કરવું. **૦ મૂંડાવવી** (રૂ.પ્ર.) નામર્દી સ્વીકારવી. **-છે તા (કે તાવ યા તાલ) દેવો** (રૂ.પ્ર.) વીરતા બતાવવી.

-છે હાથ દેવો (કે ફેરવવો (રૂ.પ્ર.) બડાઈ કરવી]

**મૂ(-મ્ં)જી** વિ. [અર. મૂજી] કૃપણ, કરપી, કંજૂસ, ખૂબ લોભી, બખીલ

**મૂઠ** (-ઠય) સ્ત્રી. [સં. મુષ્ટિ > પ્રા. મુટ્ઠિ] મુષ્ટિ. (૨) તલવારનો મૂઠીમાં રખાતો ઉપરનો ભાગ. (૩) ઘોડાં ગધેડાં અને અન્ય ઢોરના પગની ખરીનો બંધ દેખાવ. (૪) પીડા કરવાનો એક તાંત્રિક પ્રયોગ. [૦ ઉતારવી, ૦ વાળવી (રૂ.પ્ર.) મારણ-પ્રયોગને ટાળી નાખવો. ૦ ચલાવવી, ૦-ના(-નાં)ખવી, ૦ દેવી (રૂ.પ્ર.) ઋતુ-સમયે ઘોડીને ઘોડો બતાવવો. ૦ ફરેલ (રૂ.પ્ર.) ખરી આગળથી આગલા બેઉ પગ વળ્યા હોય તેવો બળદ. ૦ મારવી (રૂ.પ્ર.) મારણ-પ્રયોગ કરવો. ૦ મોખરો લઈને મંડવું (રૂ.પ્ર.) સખત રીતે પાછળ પાછળ પડવું. ૦ લાગવી (રૂ.પ્ર.) તાંત્રિક મારણ-પ્રયોગની અસર થવી]

**મૂઠિયાં-કવાયત** સ્ત્રી. [જુઓ 'મૂઠિયું' + 'કવાયત.'] (લા.) ડંબેલ્સના પ્રકારની એક કસરત, (વ્યાયામ.)

**મૂઠિયું** ન. [સં મુષ્ટિક-ક > પ્રા. મુટ્ઠિઅ-] ચાર આંગળાં અને મૂઠીથી કણક વગેરેનો વાળેલો પીંડો. (૨) મૂઠીથી વાળીને કરેલું ઢોકળું. (૩) પશુના ઘૂંટણની નીચેના છેડા નીચેનો ગાંઠ જેવો ભાગ. (૪) બંગડી વગેરે રાખવાનું મૂઠીના આકારનું સાધન. (૫) મૂઠીના ઘાટનું તાળું. [-યાં મારવાં (રૂ.પ્ર.) હસ્તદોષથી વીર્ય પાડવું]

**મૂઠી** સ્ત્રી. [સં. મુષ્ટિકા > પ્રા.મુટ્ઠિઆ-] હાથની ચાર આંગળી વાળીને બાંધેલો આકાર. (૨) મૂઠીમાં સમાય તેટલું માપ. (૩) ધર્માદા લેખે અપાતો મૂઠીભર લોટ દાણા વગેરે. (૪) ભાગ-બટાઈ ખેતીમાં માંડવિયાને અપાતો લાગો. [૦ ઉઘાડવી ૦ ખોલવી (રૂ.પ્ર.) ઉદાર થવું. ૦ ચપટી (રૂ.પ્ર.) થોડું. ૦ ચાંપવી, દાબવી (રૂ.પ્ર.) લાંચ આપવી. ૦છૂટ (રૂ.પ્ર.) સારું ભરાઉદાર. ૦ બંધ કરવી (-બન્ધ-), ૦ વાળવી (રૂ.પ્ર.) આપવાનું બંધ કરવું. ૦ બંધ થવી (-બન્ધ-) (રૂ.પ્ર.) અપાતું બંધ થવું. ૦ભર (રૂ.પ્ર.) થોડુંક ૦ ભરવી (રૂ.પ્ર.) લઈ લેવું. ૦એ ભરાવવી (રૂ.પ્ર.) છૂટે હાથે દાન કરાવવું. (૨) જેમાંથી કાંઈ ન નીપજે તેવી વાત કરાવવી. ૦માં રાખવું (રૂ.પ્ર.) સત્તા નીચે રાખવું. (૨) આબરૂ ખુલ્લી ન કરવી. ૦માં સમાય તેટલું (રૂ.પ્ર.) ઘણું થોડું. ૦ વાળીને દોડવું (કે નાસવું કે ભાગવું) (રૂ.પ્ર.) જીવ લઈ નાસવું. બાંધી મૂઠી (રૂ.પ્ર.) મોઘમ] [ઉધરાવી કરેલો ફાળો

**મૂઠી-ફંડ** (-ફણ્ડ) પું.,ન. [+ જુઓ 'ફંડ.'] મૂઠી મૂઠી દાણો

**મૂઠે-મૂઠા** ક્રિ.વિ. [જુઓ 'મૂઠો,'-દ્વિર્ભાવ પ્રથમમાં + ગુ. 'એ' ત્રી. વિ.,પ્ર.] મૂઠી ભરી ભરીને

**મૂઠો** પું. [જુઓ 'મૂઠી' ઊલટી પ્રક્રિયાથી 'ઓ' પું.નો ત. પ્ર.] મોટી મૂઠી. (૨) મૂઠીમાં વધુમાં વધુ સમાય તેટલું માપ. (૨) ઢોરનાં ઘૂંટણ અને ખરી વચ્ચેનો ભાગ. [૦-ભરયો (રૂ.પ્ર.) મોટા પ્રમાણમાં ઉપાડી લેવું]

**મૂડી** સ્ત્રી. મૂળ ધન, પૂંજી, સંપત્તિ, દ્રવ્ય, 'કૅપિટલ.' [૦ મંતરવી (-મન્તરવી) (રૂ.પ્ર.) છેતરીને ઝૂંટવી લેવું. ૦ હાથમાં હોવી (રૂ.પ્ર.) દાવ હાથમાં હોવો, કબજામાં હોવું]

**મૂડી-ખરચ, મૂડી-ખર્ચ** પું., ન. [જુઓ 'મૂડી' + 'ખરચ'-'ખર્ચ.'] મૂળ મૂડીમાંથી થતો વ્યય

**મૂડી-ચાલન** ન. [+ સં.] મૂડીનું રૂપાંતર, મૂડી-સંગ્રહ, 'મોબિલિઝેશન ઑફ કૅપિટલ' ['કૅપિટલિસ્ટ' (બ.ક.ઠા.)

**મૂડી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] રોકડ સંપત્તિ ધરાવનાર,

**મૂડી-પક્ષી** વિ. [+ સં.,પું.] રોકડ સંપત્તિના પક્ષવાળું, ખૂબ માલદાર, 'કૅપિટલિસ્ટ' [તેલું, 'કૅપિટલ-ઇન્ટેન્સિવ'

**મૂડી-પ્રધાન** વિ. [+ સં.] જેમાં રોકડ સંપત્તિ મુખ્ય હોય

**મૂડી-બાંધણું** ન. [+ જુઓ 'બાંધણું.'] રોકડ સંપત્તિ બાંધવાની ક્રિયા, 'કૅપિટલ-સ્ટ્રક્ચર' ['કૅપિટલ-ફૉર્મેશન'

**મૂડી-રચના** સ્ત્રી. [+ સં.] રોકડ સંપત્તિ ઊભી કરવાની ક્રિયા,

**મૂડી-રૂપાંતર**(-રૂપાન્તર)ન. [+ સં. रूप + अन्तर] રોકડ સ્થાવર મિલકત મૂડીના રૂપમાં બાંધવાની ક્રિયા, મૂડી-ચાલન, 'કૅપિટલિઝેશન,' 'મોબિલિઝેશન ઑફ કૅપિટલ'

**મૂડી-રોકાણ** ન. [+ રોકાણ.'] કામ-ધંધા વગેરેમાં પૂંજી રોકાય એ, 'ઇન્વેસ્ટમેન્ટ'

**મૂડી-વાદ** પું. [+ સં.] મૂડીદારોની સત્તા રહે એવો મત-સિદ્ધાંત, 'કૅપિટલિઝમ' (ના.દ.)

**મૂડી-વાદી** વિ. [જુઓ [મૂડી[1] + સં.,પું.] મૂડી-વાદમાં માનનારું, 'કૅપિટાલિસ્ટ' [ટાલિસ્ટ' (બ. ક. ઠા.)

**મૂડી-વાન** વિ. [+ સં. °વાન્ પું.] મૂડી ધરાવનાર, 'કૅપિ-

**મૂડી-સંચય** (-સઞ્ચય) પું. [+ સં.] મૂડી એકઠી કરવાની ક્રિયા, 'એક્યુમુલેશન ઑફ કૅપિટલ'

**મૂડી-શાહી** સ્ત્રી. [+ 'શાહી.'] જુઓ 'મૂડી-વાદ.'

**મૂડો**[1] પું. [દે. પ્ર. મૂડઅ-] દસ કળશીનું એક જૂનું માપ. (૨) સો મણનું માપ

**મૂડો**[2] પું. ઢીંચણથી ઘૂંટી સુધીનો નળો. (૨) ઘાણીનું ભારવાળું ખાનું, ખાટલી. (૩) સરકટ કે નેતર વગેરેની બનાવેલી એક જાતની ગોળ ખુરશી

**મૂઢ** વિ. [સં.] મોહમાં પડેલું, મોહવશ થયેલું. (૨) સ્તબ્ધ, નિશ્ચેષ્ટ. (૩) બુદ્ધિહીન, મૂર્ખ, 'બ્રૂટ.' (૪) ગભરાયેલું (૫) ઉપર ન દેખાતું અંદર સખત રીતે વાગ્યું હોય તેવું

**મૂઢ-ગર્ભ** પું. [સં.] પેટમાં સુકાઈ ગયેલો છોડ

**મૂઢગર્ભા** વિ.,સ્ત્રી. [સં.] જેને ગર્ભમાં છોડ સુકાઈ ગયો હોય તેવી સ્ત્રી [ગેર-સમઝણ

**મૂઢ-ગ્રાહ** પું. [સં.] દુરાગ્રહ, હઠ, જિદ્દ, 'ડૉગ્મૅટિઝમ.' (૨)

**મૂઢ-ઘા** પું. [+ જુઓ 'ઘા.'] શરીરના અંદરના ભાગમાં લાગેલો આઘાત કે માર [ચિત્તવાળું

**મૂઢ-ચિત્ત** વિ. [સં.] મૂંઝાઈ ગયેલા કે વિચારશૂન્ય થયેલા

**મૂઢ-તા** સ્ત્રી., ત્વ ન. [સં.] મૂઢ હોવાપણું

**મૂઢ-દૃષ્ટિ, મૂઢ-બુદ્ધિ, મૂઢ-મતિ** વિ. [સં.] અજ્ઞાની

**મૂઢ-માર** પું. [+ જુઓ 'માર.'] જુઓ 'મૂઢ-ઘા.'

**મૂઢ-યોનિ** સ્ત્રી. [સં.] પશુપક્ષી વગેરેનો અવતાર

**મૂઢાગ્રહ** પું. [+ સં. आ-ग्रह] જુઓ 'મૂઢ-ગ્રાહ (૧).'

**મૂઢાત્મા** પું. [+ સં. आत्मा] મૂઢ થઈ ગયેલો જીવાત્મા. (૨) વિ. મૂંઝાઈ ગયેલા કે મૂઢ થઈ મૂકેલા જીવાત્મવાળું, મૂર્ખ, બેવકૂફ

**મૂઢાવસ્થા** સ્ત્રી. [+સં. अव-स्था] નિદ્રા તંદ્રા વગેરેથી ઘેરાયેલી દશા. (૨) કશું સમજી ન શકે તેવી મનની દશા

**મૂતર** ન. [સં. मूत्र, અર્વા. તદ્‌ભવ] જુઓ 'મૂત્ર.' [૦ **કરવું** (રૂ.પ્ર.) ઢોરે પેશાબ કરવો. (૨) બળદની કાંધ સૂજી જવી. ૦ **ઘોડી નાખ(-ખાં)ખવું** (રૂ.પ્ર.) પાયમાલ કરવું. **-રે ચણ્ ઝરાવવું** (રૂ.પ્ર.) નાગાઈ કરવી. **-રે દીવો બળવો** (રૂ.પ્ર.) ઘણી સત્તા હોવી, ચલણુ હોવું]

**મૂતર-ગંદો** (-ગ-ન્દો) વિ.,પું. [+જુઓ 'ગંદું.'] મૂતરની ગંદકી

**મૂતરવું** અ.ક્રિ. [સં. मूत्र् ▶ અર્વા. તદ્‌ભવ] પેશાબ કરવો. [**મૂતરી દેવું** (કે **પડવું** યા **રહેવું**) (-રૅ:વું) (રૂ.પ્ર.) મૂછી ઢીલું. (૨) ખૂબ ડરી જવું, **મોં ઉપર મૂતરવું** (-મોં ઉપરય-) (રૂ.પ્ર.) નહિ ગાંઠવું. (૨) અપમાન કરવું. **ચઢાણી આંગળી ઉપર ન મૂતરવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) કશા જ ખપમાં ન આવવું, કશી સહાય ન કરવી.] **મૂતરાવું** ભાવે., ક્રિ. **મુતરાવવું** પ્રે.. સ. ક્રિ.

**મૂત્ર** ન. [સં.] પેશાબ, મૂતર, શિવાંબુ

**મૂત્રકામ્લ** પું. [સં. मूत्रक+अम्ल] મૂત્રમાંથી થતો એક પ્રકારનો તેજાબ [વાનો એક રોગ

**મૂત્ર-કૃચ્છ્ર** ન. [સં.] કષ્ટથી પેશાબ થવાનો યા અટકી પડ-

**મૂત્ર-કોથળી** સ્ત્રી. [+જુઓ 'કોથળી.'] પેડુમાંની પેશાબ રહેવાની થેલી, 'બ્લૅડર'

**મૂત્ર-કોશ(-ષ)** પું. [સં.] મૂત્રપિંડનો તે તે એકમ, 'નેફ્રૉન.'

**મૂત્ર-ક્ષય** પું. [સં.] પેશાબનું પ્રમાણ ઓછું ઊતરવાનો રોગ

**મૂત્ર-ક્ષાર** પું [સં.] પેશાબમાંથી થતો એક ક્ષાર

**મૂત્ર-ખડો** પું. [+અસ્પષ્ટ] પથરીનો એક રોગ

**મૂત્ર-ગાંઠ** (-ઠ્ય) સ્ત્રી. [+જુઓ 'ગાંઠ.'] જુઓ 'મૂત્ર-કૃચ્છ્ર.'

**મૂત્ર-ગોલક,૦ પિંડ** (-પિણ્ડ) પું. [સં.] મૂત્રનલિકા સંબંધી ગ્રંથિ

**મૂત્ર-ગ્રહ** પું. [સં.] ઘોડાને થતો મૂત્ર-કૃચ્છ્રનો રોગ

**મૂત્ર-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] જુઓ 'મૂત્ર ગાંઠ.'

**મૂત્ર-ચિકિત્સક** પું. [સં.] જુઓ 'મૂત્ર-વૈદ્ય.'

**મૂત્ર-ચિકિત્સા** સ્ત્રી. [સં.] પેશાબની રોગ જોવા કરાતી પરીક્ષા, 'યુરિન-ટેસ્ટ'

**મૂત્ર-જન્ય** વિ. [સં.] મૂત્રમાંથી ઉત્પન્ન થાય તેવું

**મૂત્ર-ત્યાગ** પું. [સં.] પેશાબ કરવો એ

**મૂત્ર-દોષ** પું. [સં.] પેશાબમાં કોઈ પણ જાતની રોગના પ્રકારની અસ્વાભાવિકતા. (૨) પ્રમેહ

**મૂત્ર-દ્વાર** ન. [સં.] પેશાબ નીકળવાનું છિદ્ર (પુરુષના શિશ્નનું અને સ્ત્રીની યોનિ ઉપરનું)

**મૂત્ર-નલિકા, મૂત્ર-નલી(-ળી)** સ્ત્રી. [સં.] મૂત્રાશયમાંથી મૂત્રદ્વાર સુધીની પોલી નળી, 'યુરેથ્રા' [માર્ગ

**મૂત્ર-પથ** પું. [સં.] મૂત્રાશયથી મૂત્રદ્વાર સુધીનો પેશાબનો

**મૂત્ર-પરીક્ષા** સ્ત્રી. [સં.] જુઓ 'મૂત્ર-ચિકિત્સા.'

**મૂત્ર-પાત્ર** ન. [સં.] પેશાબ ઝીલવાનું વાસણ

**મૂત્ર-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] શુદ્ધ લોહી અને મૂત્રને જુદાં પાડનાર અવયવ, 'કિડની'

**મૂત્ર-માર્ગ** પું. [સં.] જુઓ 'મૂત્ર-પથ.'

**મૂત્ર-રોગ** પું. [સં.] પેશાબનો કોઈ પણ પ્રકારનો તે તે વ્યાધિ

**મૂત્રલ** વિ. [સં.] પેશાબ લાવે તેવું (ઔષધ વગેરે)

**મૂત્ર-વિજ્ઞાન** ન., **મૂત્ર-વિદ્યા** સ્ત્રી. [સં.] મૂત્ર વિશે વિચાર કરનારી શાસ્ત્ર-પદ્ધતિ [પ્રકારનો જુલાબ

**મૂત્ર-વિરેચન** ન. [સં.] પેશાબ છૂટથી લાવવાનો એક

**મૂત્ર-વૈદ્ય** પું. [સં.] મૂત્ર-વિજ્ઞાનનો જ્ઞાતા વિદ્વાન, મૂત્ર-ચિકિત્સક [લાવવાની સળી

**મૂત્ર-શલાકા** સ્ત્રી. [સં.] મૂત્ર-માર્ગમાં દાખલ કરી પેશાબ

**મૂત્ર-શુક્ર** ન, [સં.] પેશાબમાં વીર્ય જવાનો એક રોગ

**મૂત્ર-સ્રાવ** પું [સં.] હાજત વિના પેશાબ થયા કરવાનો રોગ

**મૂત્રાગાર** ન. [+સં. आगार] જુઓ 'મુતરડી.'

**મૂત્રાઘાત** પું. [+સં. आ-घात] મૂત્ર અટકી પડવાનો રોગ

**મૂત્રામ્લ** ન. [+સં. अम्ल] જુઓ 'મૂત્રકામ્લ.'

**મૂત્રાવરોધ** પું. [+સં. अव-रोध] પેશાબ અટકી પડવાનો રોગ

**મૂત્રાશય** પું., ન.[+સં. आ-शय, પું.] મૂત્રને રહેવાની પેડુમાંની કોથળી, 'બ્લેડર'

**મૂત્રિત** વિ. [સં.] મૂતરી પડેલું. (૨) મૂત્ર-રૂપે નીકળી પડેલું. (૨) ન. જુઓ 'મૂત્ર-ક્ષાર.'

**મૂત્રીય** વિ. [સં.] મૂત્રને લગતું

**મૂત્રોત્સર્ગ** પું [+સં. उत्सर्ग] જુઓ 'મૂત્ર-ત્યાગ.'

**મૂદઈ** (મૂદૈ) જુઓ 'મદઈ.'

**મૂન** પું. [અં., સ્ત્રી.] ચંદ્ર, ચંદ્રમા, ચાંદો

**મૂન-લાઇટ** ન. [સં.] ચંદ્રનો પ્રકાશ, ચંદ્રિકા, કૌમુદી, જ્યોત્સ્ના, ચાંદની

**મૂનિયું** જુઓ 'મોનિયું.'

**મૂમતી** (મૂ'મતી) સ્ત્રી. [સં. मुख-पत्रिका ▶ પ્રા. मुहपत्तिआ] જુઓ 'મુહપત્તી.'

**મૂરકવું** જુઓ 'મરકવું.' **મૂરકાવું** ભાવે.,ક્રિ,

**મૂરકી**[1] સ્ત્રી. સ્વરોને જલદી જલદી ઉચ્ચારતાં ઊપજતો એક અલંકાર. (સંગીત.)

**મૂરકો**[2] વિ. [જુઓ 'મૂરખ' દ્વારા.] વિવેક વગરનું, રીત-ભાત ન સમઝનારું. (૨) રસાસ્વાદ ન સમઝનારું

**મૂરખ** વિ. [સં. मूर्ख, અર્વા. તદ્‌ભવ] જુઓ 'મૂર્ખ.' [૦નો **જામ** (રૂ.પ્ર.) મોટો મૂર્ખ, મહામૂર્ખ]

**મૂરખાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'મૂર્ખાઈ.'

**મૂરખું** વિ. [+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મૂર્ખ.'

**મૂરછી**[1] સ્ત્રી. કાગળિયું, 'કૉલેરા'

**મૂરછી**[2] સ્ત્રી. [સં. मूर्च्छा દ્વારા] જુઓ 'મૂર્છા.'

**મૂરઝાવું** અ.ક્રિ. ચીમળાવું, કરમાવું. (૨) ઝૂરવું. (૩) ખિન્ન થવું, નિરાશ થવું. (૪) ગભરાવું

**મૂરત**[1] (મૂ:રત) ન, [સં. मुहूर्त, અર્વા. તદ્‌ભવ] સારું માંગલિક ટાણું, શુભ લગ્ન. [૦ **કરવું**, ૦ **માંડવું** (રૂ.પ્ર.) સારા પ્રસંગનો આરંભ કરવો. ૦ **સા(-સાં)ચવવું** (રૂ.પ્ર.) સારું લગ્ન સાચવી લેવું]

**મૂરત**[2] (-ત્ય) ન. [સં. मूर्ति, અર્વા. તદ્‌ભવ] મૂર્તિ. (૨) છબી. (૩) (લા.) વ્યક્તિ, જણ

**મૂરત-વંતું** (-વન્તું) વિ. [જુઓ 'મૂરત[2]' + ગુ. 'વંતું' ત.પ્ર.]

મૂર્તિમંત, સાક્ષાત્ રહેલું, મૂર્તિમાન. (૨) (લા.) ખુદ, પોતે

મૂરમ જુઓ 'મોરમ.'

મૂરલી સ્ત્રી. મંદિરમાં નાચનારી સ્ત્રી-દેવદાસી, મુરલી

મૂર્ખ વિ. [સં.] બુદ્ધિહીન, મંદબુદ્ધિ, બેવકૂફ. અકલ વિનાનું, ઠોઠ. [૦નો જામ (રૂ.પ્ર.) મોટો મૂર્ખ]

મૂર્ખ-તા સ્ત્રી., -ત્વ ન. [સં.] મૂર્ખપણું, બેવકૂફી

મૂર્ખ-વાદ પું. [સં.] બેવકૂફી ભરેલો બકવાદ

મૂર્ખ-શિરોમણિ વિ. [સં.,પું.] પરમ મૂર્ખ, મહામૂર્ખ

મૂર્ખાઈ સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'મૂર્ખ-તા.'

મૂર્ખાનંદ (-નન્દ) વિ. [+ સં. आ-नन्द] (લા.) મૂર્ખ

મૂર્ખામી સ્ત્રી. [સં. मुर्ख દ્વારા] જુઓ 'મૂર્ખ-તા.'

મૂર્ખું વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મૂર્ખ.'

મૂર્છ(-ર્ચ્છ)ક વિ. [સં.] મૂર્છા પમાડનાર

મૂર્છ(-ર્ચ્છ)ના સ્ત્રી. [સં.[ મૂર્છા, બેશુદ્ધિ. (૨) સંગીતના સાત સ્વરોનો થાટ. (સંગીત.)

મૂર્છા(-ર્ચ્છા) સ્ત્રી. [સ,] મૂર્છના, બેશુદ્ધિ

મૂર્છા(ર્ચ્છા)ઈ સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મૂર્છા.' (૨) (લા.) વડાઈ, બડાઈ, આપ-વખાણ

મૂર્છા(-ર્ચ્છા)-વશ વિ. [સં.] મૂર્છા પામેલું

મૂર્છા(-ર્ચ્છા)વસ્થા સ્ત્રી. [+ સં. अव-स्था] બેભાન સ્થિતિ

મૂર્છા(-ર્ચ્છા)વું અ.ક્રિ. [સં. मूर्छ्-તત્સમ, પરંતુ 'આ' ઉમેરાઈ] મૂર્છા પામવું, બેભાન થવું. મૂર્છા(-ર્ચ્છા)વવું પ્રે.,સ.ક્રિ.

મૂર્છિ(-ર્ચ્છિ)ત વિ. [સં.] મૂર્છા પામેલું, બેભાન થયેલું

મૂર્છી(-ર્ચ્છી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મૂર્છા આવવાનો રોગ, વાઈનો રોગ

મૂર્ત વિ. [સં.] જેનો આકાર હોય તેવું, મૂર્તિમાન, 'કૉન્ક્રીટ' (ર-મ.), 'કૉર્પોરિયલ.' (૨) વાસ્તવિક, પ્રત્યક્ષ થયેલું

મૂર્ત-તા સ્ત્રી., -ત્વ ન. [સં.] મૂર્ત હોવાપણું

મૂર્તામૂર્ત વિ. [સં. मूर्त + अ-मूर्त] દશ્ય અને અદશ્ય આકારવાળું, વ્યક્તાવ્યક્ત. [૦ શુણુ-ગણિત (રૂ.પ્ર.) 'એપ્લાઇડ મૅથૅમૅટિક્સ' (ગો.મા.)

મૂર્તિ સ્ત્રી. [સં.] ધાતુ પથ્થર લાકડું હાથીદાંત વગેરેની બનાવેલી શરીર-પ્રતિમા, પૂતળું, બાવલું, 'ઇમેઇજ, "આઇડોલ.' (૨) (લા.) શરીર, દેહ. (૩) સાધુ-સંત

મૂર્તિ-કર્મ ન. [સં.] મૂર્તિ કોતરવાનું કામ

મૂર્તિ કલા(-ળા) સ્ત્રી. [સં.] મૂર્તિ કોતરવાની ખાસ ક્રિયા. (૨) એવો પદાર્થ, 'સ્કલ્પ્ચર' (બ.ક.ઠા.)

મૂર્તિ-કાર વિ, [સં.] મૂર્તિ કોતરવાનું કામ કરનાર, મૂર્તિ ઢાળવાનું કામ કરનારે, 'સ્કલ્પ્ચરર' (બ.ક.ઠા.)

મૂર્તિ-જ્ઞાન ન. [સં.] મૂર્તિ કોતરવાનું તેમ મૂર્તિ ઓળખી બતાવવાનું જ્ઞાન કે સમઝ

મૂર્તિ-નિર્માણ ન. [સં.] જુઓ 'મૂર્તિ-કર્મ.'

મૂર્તિ-પૂજક વિ. [સં.] મૂર્તિની દેવ-દેવી તરીકે ઉપાસના-આરાધના-અર્ચા કરનાર

મૂર્તિ-પૂજન ન, મૂર્તિ-પૂજા સ્ત્રી. [સં.] મૂર્તિની દેવ-દેવી તરીકે ઉપાસના-આરાધના-અર્ચા કરવી એ

મૂર્તિ-ભંજક (-ભઞ્જક) વિ. [સં.] મૂર્તિ તોડનાર

મૂર્તિમતી વિ., સ્ત્રી. [સં.] સાક્ષાત્ દેહધારી સ્ત્રી

મૂર્તિમત્તા સ્ત્રી. [સં.] સાકારપણું, દેહસ્વરૂપે સ્થિતિ

મૂર્તિ-મંત (-મન્ત) વિ. [+ સં. ˚मत् > પ્રા. मंत], મૂર્તિમાન વિ. [સં. मूर्तिमान्, પું.] સાક્ષાત્ દેહધારીને રહેલું, સાકાર સ્વરૂપનું, 'કૉન્ક્રીટ' (ર.મ.)

મૂર્તિ-લક્ષણ ન. [સં.] મૂર્તિ કોની છે એની ઓળખ થાય તેવું, મૂર્તિ ઉપરનું તે તે ચિહ્ન

મૂર્તિ-વાદ પું. [સં,] દેવ-દેવીઓનું મૂર્તિ તરીકે પૂજન-આરાધન-અર્ચન કરવું જોઇયે એવો મત-સિદ્ધાંત

મૂર્તિવાદી વિ. [સં.,પું.] મૂર્તિવાદમાં માનનારું, મૂર્તિ-પૂજક

મૂર્તિ-વિદ્યા સ્ત્રી. [સં.] જુઓ 'મૂર્તિ-કલા'-'મૂર્તિશાસ્ત્ર,' 'આઇકૉનોગ્રાફી' (દૂ.કે.)

મૂર્તિ-વિધાન ન. [સં.] મૂર્તિ-વિદ્યા પ્રમાણે મૂર્તિ કોતરવા ઢાળવા વગેરેની ક્રિયા, 'સ્કલ્પ્ચર' (ર.વા.) [(દ.બા.)

મૂર્તિ-શાસ્ત્ર ન. [સં.] મૂર્તિ-વિધાનની વિદ્યા, 'આઇકૉનોગ્રાફી'

મૂર્તિ-વિધાયક વિ. [સં.] જુઓ 'મૂર્તિ-કાર.'

મૂર્ધ-જ્યોતિ સ્ત્રી. [સં. ˚ज्योतिस्, ન.] બ્રહ્મ-રંધ્ર

મૂર્ધન્ય વિ. [સં.] માથાને લગતું. (૨) ઉચ્ચારણની દૃષ્ટિએ ઉપલા દાંત અને તાળવા વચ્ચેના ભાગમાંથી જેનું ઉચ્ચારણ થાય છે તે (વર્ણ : ટ ઠ ડ ઢ ર ષ; 'ણ' ગુજરાતીમાં મૂર્ધન્યતર છે.), 'રિટ્રોફ્લેક્સ'

મૂર્ધ-સ્થાન ન. [સં.] જુઓ 'મૂર્ધા(૩).' [-ન્ય(૨).'

મૂર્ધસ્થાની વિ. [સં.,પું.], -નીય વિ. [સં.] જુઓ 'મૂર્ધ-

મૂર્ધા ન. [સં.,પું.] કપાળ. (૨) માથું. (૩) ઉચ્ચારણની દૃષ્ટિએ ઉપલા દાંત અને તાળવા વચ્ચેનો કરકરિયાવાળો ભાગ. (વ્યા.)

મૂર્ધાભિષિક્ત વિ. [સં. मूर्धन् + अभि-षिक्त] જેના માથા ઉપર રાજા વગેરે તરીકેનો અભિષેક થયો હોય તેવું

મૂર્ધાભિષેક પું. [સં. मूर्धन् + अभि-षेक] રાજા તરીકેનો શાસ્ત્રોક્ત અભિષેક-વિધિ

મૂલ[1](-ળ) ત. [સં.] વનસ્પતિ કે કોઈ પણ પદાર્થની જડ. (૨) ટીકા વગેરે જેના ઉપર હોય કે ન હોય તેવો અસલ ગદ્ય કે પદ્યનો ગ્રંથ. (૩) અસલ મૂડી, મુદ્દલ. (૪) આકાશમાંનું ૧૯ મું નક્ષત્ર. (ખગોળ.)(૫) વિ. અસલનું, 'ઓરિજિનલ' (અં.સા.), 'ઇન્ડિજીનિયસ.' (૫) આદિ, મુખ્ય, પ્રધાન, પ્રથમ, પ્રાઇમરી.' 'બેઝિક'

મૂલ[2] ન. [સં. मूल्य > પ્રા. मुल्ल] કિંમત. -ન્યોછાવર, દામ, ભાવ. (૨) મજૂરીનું મહેનતાણું. [૦ ચૂકવવું (રૂ.પ્ર.) મજૂર કે દહાડિયાંને રોજનું વેતન આપવું. ૦ બેસવું (-બેસવું), ૦ મૂલવવું (રૂ.પ્ર.) અંદાજી આંકણી કરવી. -લે જવું (રૂ.પ્ર.) રોજના વેતને મજૂરીએ જવું. -લે રાખવું (રૂ.પ્ર.) રોજના વેતને મજૂરી-કામ માટે રોકવું. પાણીને મૂલે (રૂ.પ્ર.) તદ્દન ઓછે ભાવે]

-મૂલક વિ. [સં. સમાસને અંતે.] જેના મૂળમાં છે તેવું, મૂળરૂપ, જેમકે 'સુખ-મૂલક'-'દુઃખ-મૂલક'

મૂલ(-ળ)કર્મ ન. [સં.] કોઇ પણ સંખ્યાનું વર્ગમૂળ ઘનમૂળ વગેરે શોધવાનું કાર્ય. (ગ.)

મૂલકાકાર વિ. [સં. मूलक (-મૂળો) + आ-कार] નીચે નાનું

સાંકડું અને ઉપરને ભાગે પહોળું થતું જતું (મૂળાના ઘાટનું)
**મૂલ(-ળ) કારણ** ન. [સં.] આદિ કારણ, અસલ કારણ
**મૂલ(-ળ) કારિકા** સ્ત્રી. [સં.] શ્લોકાત્મક ગ્રંથમાંની અસલ ગ્રંથની તે તે શ્લોક-કડી
**મૂલ(-ળ) કેંદ્ર (-કેન્દ્ર)** ન. [સં.] આદિ કેંદ્ર, કેંદ્રનો એક પ્રકાર, 'રેડિકલ સેન્ટર' (ગ.)
**મૂલ(-ળ) કોણ** પું. [સં.] મુખ્ય ખૂણો. (૨) કાટખૂણો. (ગ.)
**મૂલકોણીય** વિ. [સં.] મૂળ ખૂણાને લગતું
**મૂલ(-ળ) ખૂણો** પું. [+ જુઓ 'ખૂણો.'] જુઓ 'મૂલ કોણ.' (૨) શિવાલયમાં પોઠિયાની બાજુનો તે તે ભાગ
**મૂલ(-ળ)-ગત** વિ. [સં.] મૂલમાં રહેલું, આરંભમાં રહેલું. (૨) અસલ સ્વરૂપનું. મૂળ, મૂળભૂત, 'ફન્ડામેન્ટલ,' 'ક્રૂડ' (મ ન.), 'કાર્ડિનલ'
**મૂલ(-ળ)-ગામી** વિ. [સં.,પું.,] મૂળ સુધી જનારું, જડ સુધી પહોંચનારું. (૨) મૂળ-ભૂત, અગત્યનું
**મૂલ(-ળ) ગ્રંથ (ગ્રન્થ)** પું. [સં.] જેના ઉપર ટીકા-ટિપ્પણ વગેરે કરવામાં આવે તે અસલ પુસ્તક કે એનો તે તે ભાગ, 'સોર્સ-બુક' (ચં. શુક્લ)
**મૂલ(-ળ) ચિત્ર** ન. [સં.] પ્રાથમિક ચિતરામણ, 'પ્રાઇમરી ઇમેઇજ' (મ.ન.)
**મૂલ(-ળ) ચિહ્ન** ન. [સં.] ચોરસ ઘન વગેરેનું મૂળ બતાવનારું ગણિતનું નિશાન $\sqrt{\phantom{x}}$, 'રેડિકલ સાઇન.' (ગ.)
**મૂલજ** વિ. [સં.] ચંદ્ર આકાશમાં મૂલ નક્ષત્રના તારામાં આવ્યો હોય તેવા સમયે જન્મેલું. (જ્યો.)
**મૂલ(-લે)ણ(-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'મૂલી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મૂલે-રોજે આવનારી મજૂર સ્ત્રી
**મૂલ(-ળ) તત્ત્વ** ન. [સં.] આદિ કારણરૂપ પદાર્થ કે દ્રવ્ય (આકાશ વાયુ અગ્નિ પાણી અને પૃથ્વી). (૨) કોઈ ચીજનું ઘટક બીજ. (૩) શાસ્ત્ર કે કલાનો પ્રાથમિક સિદ્ધાંત. (૪) અવયવ-રચનામાંનો સૌથી નાનામાં નાનો ભાગ
**મૂલતઃ** ક્રિ.વિ. [સં.] મૂળ જોતાં, મૂળમાંથી, અસલથી
**મૂલ(-ળ) તાલ** પું. [સં.] ત્રિતાલ, ત્રેતાલ. (સંગીત.)
**મૂલ(-ળ) ત્રિકોણ** પું. [સં.] સૂર્ય વગેરે ગ્રહોની કોઈ વિશેષ રાશિમાં સ્થિતિ. (જ્યો.) ['રેશનલ.' (ગ.)
**મૂલ-દ** વિ. [સં.] જેનું મૂળ બરાબર નીકળે તેવું (રકમ),
**મૂલ-દાર** વિ. [જુઓ 'મૂલ[૨]' + ફા. પ્રત્યય] કિંમતી, મૂલ્યવાન
**મૂલ(-ળ) ધાતુ** સ્ત્રી. [સં.,પું.,ન.] શરીરમાંની રસ-ધાતુ, મજ્જા
**મૂલ(-ળ) નાયક** પું. [સં.] જૈન દેરાસરમાંના તે તે મુખ્ય તીર્થંકર. (જૈન.)
**મૂલ(-ળ) પાઠ** પું. [+ સં.] ગ્રંથની મૂળ વાચના, 'ટેક્સ્ટ'
**મૂલ(-ળ) પુરુષ** પું. [સં.] સૃષ્ટિનો આદિ પુરુષ, પરમાત્મા, પરમેશ્વર, પરબ્રહ્મ. (૨) વંશ કે ગોત્રનો મુખ્ય પુરુષ
**મૂલ(-ળ) પ્રકૃતિ** સ્ત્રી. [સં.] જગતનું આદિકારણ મનાતી પુરુષની સાથીદાર જડ પ્રકૃતિ. (સંજ્ઞા.) (સાંખ્ય.) (૨) બીજ શક્તિ—જડ તેમજ ચેતનાત્મક. (ગીતા.)
**મૂલ(-ળ) પ્રત** સ્ત્રી. [+ જુઓ 'પ્રત.'] તે તે પ્રસિદ્ધ થતા કે કરાતા ગ્રંથનો જેના ઉપર આધાર રાખવામાં આવ્યો હોય તે મૂળ આદર્શ, 'એડિશિયો પ્રિન્સિપ્સ.' (૨) છાપવા માટેનું મૂળ લખાણ, 'પ્રેસ-કોપી'
**મૂલ(-ળ)-બંધ (-બન્ધ)** પું. [સં.] એ નામનું એક આસન. (યોગ.) [એક (યોગ.)
**મૂલબંધ-મુદ્રા (-બન્ધ-)** સ્ત્રી. [સં.] બાવીસ મુદ્રાઓમાંની
**મૂલ(-ળ) બિંદુ (-બિન્દુ)** ન. [સં.,પું.] આરંભ-સ્થાન
**મૂલ(-ળ) ભાગ** પું. [સં.] ખોપરીના પાછળના ભાગનો એક અવયવ
**મૂલ(-ળ)-ભૂત** વિ. [સં.] જુઓ 'મૂલ-ગત.' [૦ અધિકાર (રૂ.પ્ર.) હકકથી પ્રાપ્ત અધિકાર, 'ફન્ડામેન્ટલ રાઇટ']
**મૂલ(-ળ) રંગ (-રઙ્ગ)** પું. [સં] મેળવણી વિનાનો મૂળ અસલ વર્ણ મૂલ-ગત
**મૂલ(-ળ)-રૂપ** વિ. [સં.] અસલ સ્વરૂપની સ્થિતિમાં રહેલું,
**મૂલવવું** સ.ક્રિ. (જુઓ 'મૂલ[૨]'—ના. ધા.] મૂલ્ય કરવું. કિંમત આંકવી. (૨) કદર કરવી.. **મૂલવાવું** કર્મણિ., ક્રિ. **મુલવાવવું** પ્રે., સ.ક્રિ.
**મૂલ(-ળ) વાચના** સ્ત્રી. [સં] જુઓ 'મૂલ પાઠ.'
**મૂલવાવું** જુઓ 'મૂલવવું'માં.
**મૂલ(-ળ) વિધિ** પું. [સં.] કોઈ પણ સંખ્યાનું મૂળ શોધી કાઢવાની રીત, 'ઇવોલ્યુશન.' (૨) મૂળ નક્ષત્રમાં જન્મેલા બાળક અને એનાં માબાપને કરવામાં આવતો શાંતિ-વિધિ
**મૂલ(-ળ) સૂત્ર** ન. [સં.] દશવૈકાલિક ઉત્તરાધ્યયન નંદી અને અનુયોગદ્વાર એ ચાર ઉપાંગોમાંનું તે તે ઉપાંગ. (જૈન.)
**મૂલ(-ળ) સ્થાન** ન. [સં.] અસલનું સ્થાન, આદિસ્થાન. (૨) મુખ્ય સ્થાન. (૩) 'મુલતાન'નું સં. નામ. (સંજ્ઞા.)
**મૂલ-સ્પર્શી** વિ. [સં.,પું.] વસ્તુના છેક અંતરને સ્પર્શ કરનારું, 'રેડિકલ' (આ.બા.)
**મૂલાક્ષ** પું. [+ સં. अक्ष] જે અસ્થિર બિંદુમાંથી બે આપેલાં વર્તુળોને દોરેલાં સ્પર્શક સરખાં થાય તે અસ્થિર બિંદુનો માર્ગ, 'રેડિકલ એક્સિસ.' (ગ.)
**મૂલા(-ળા)ક્ષર** પું. [+ સં. अ-क्षर] મૂળ સ્વર-વ્યંજન, માતૃકા, કક્કો, 'આલ્ફાબેટ.' (૨) (લા.) આરંભ
**મૂલાજ્ઞાન** ન. [+ સં. अ-ज्ञान] દેહના કારણરૂપ વિશેની સમજનો અભાવ
**મૂલાત્મક** વિ. [+ સં. आत्मन् + क] મૂળરૂપ
**મૂલા(-ળા)ધાર** પું. [+ સં. आ धार] મૂળ પાયો. (૨) ડૂંટી, નાભિ. (૩) ન. ગુદા અને ઉપસ્થની વચ્ચેનું મનાતું એક ચક્ર. (યોગ.)
**મૂલા(ળા)ધાર ચક્ર** ન. [સં.] જુઓ 'મૂલાધાર(૩).'
**મૂલાહાર** પું. [+ સં. आ-हार] મૂળિયાં કંદ વગેરેના રૂપનો ખોરાક [કરનાર
**મૂલાહારી** વિ. [સં.,પું.] કંદમૂળનો ખોરાક તરીકે ઉપયોગ
**મૂલાંક (મૂલાઙ્ક)** પું. [+ સં. अङ्क] મૂળ આંકડો
**મૂલાં(-ળાં)કુર (મૂલા(-ળા) ઙ્કુર)** પું. [સં.] મૂળનો પહેલો ફણગો, 'જર્મ-પ્લેઝમ' (પો.ગો.)
**મૂલાંગ (મૂલાઙ્ગ)** ન. [+ સં. अङ्ग] મુખ્ય અવયવ, બીજરૂપ

અવયવ [મજૂરીએ જનારું, મજૂર
મૂલી ન. [જુઓ 'મૂલ[૨]'+ગુ. 'ઈ' ત.પ્ર.] રોજ ઉપર
મૂલ્ય ન. [સં.] કિંમત, ન્યોછાવર, દર, ભાવ, દામ, 'પ્રાઇસ, 'વેલ્યૂ' (શા.વિ.) (૨) (લા.) પરખ, પારખ
મૂલ્ય-ક વિ. [સં., ભીખો કરેલો સં. શબ્દ] મૂલ્ય કરનાર, આંકણી કરનાર
મૂલ્ય-કરણ ન. [સં.] કિંમત કરવાની ક્રિયા, આંકણી
મૂલ્ય-ઘટાડો પું. [+જુઓ 'ઘટાડો.'] કિંમત ઓછી થવી એ, અવમૂલ્યન, મૂલ્ય-હ્રાસ,' 'ડિ-વેલ્યુએશન'
મૂલ્ય-દેય વિ. [સં.] જેની કિંમત આપીને છોડાવવાનું હોય તેવું, 'વેલ્યૂ-પેએબલ' [ઓફ વેલ્યૂ' (અા.બા.)
મૂલ્ય-પરિવર્તન ન. [સં.] કિંમતમાં થતો ફેરફાર, 'ચેઇન્જ
મૂલ્ય-પત્રિકા સ્ત્રી. [સં. નવો ભીખો કરેલો] 'ટિકિટ' (ર.મ.)
મૂલ્ય-ભિન્નતા સ્ત્રી. [સં.] મૂલ્યનું જુદાપણું, 'ડિસ્ક્રિમિનેશન'
મૂલ્ય-વર્ગ પું. [સં.] તે તે પદાર્થની કિંમતની શૃંખલા, 'ડિનોમિનેશન'
મૂલ્ય-વાન વિ. [+સં. °વાન્, પું.] કિંમતી, 'વેલ્યુએબલ'
મૂલ્ય-સાપેક્ષતા સ્ત્રી. [સં.] મૂલ્યની વધઘટ થવાપણું, 'ઇલેસ્ટિસિટી'
મૂલ્ય-સૂચિ(-ચી) સ્ત્રી. [સં.] કિંમત કે ભાવની યાદી
મૂલ્યસ્થાન-વિચાર-શાસ્ત્ર ન. [સં.] પદાર્થો અને એના સંયોગોના અન્યોન્ય સંબંધને લગતું શાસ્ત્ર, 'ઇકોલોજી'
મૂલ્ય-હ્રાસ પું. [સં.] જુઓ 'મૂલ્ય-ઘટાડો.'
મૂલ્યાંક (મૂલ્યાઙ્ક) પું. [+સં. अङ्क] કિંમતનો આંક, ભાવનો આંકડો કે રકમ ['એવેલ્યુએશન'
મૂલ્યાંકન (મૂલ્યાઙ્કન) ન. [+સં. अङ्कन] જુઓ 'મૂલ્ય-કરણ'-
મૂષ(-ષિ)ક પું. [સં.] ઉંદર
મૂષિકા સ્ત્રી. [સં.] ઉંદરડી
મૂસ[૧] પું. [સં. મૂષ > પ્રા. મસ, પ્રા. તત્સમ] ઉંદરડો.'
મૂસ[૨] સ્ત્રી. [સં. મૂષ > પ્રા. મૂસા] ધાતુ ગાળવાની કુલડી. (૨) બીબું, ફરમો, ઓઠું
મૂસળી સ્ત્રી. [સં. मुशलिका > પ્રા. मुशलिआ] નાનું સાંબેલું, દસ્તો, બત્તો, ડફ્ફો [મુસળી
મૂસળી[૨] સ્ત્રી. વસાણામાં ઉપયોગી એક વાજીકરણ મૂળિયું,
મૂસળી-પાક પું. [જુઓ 'મૂસળી[૨]'+સં.] મૂસળીનો ભૂકો નાખી બનાવેલું એક ઔષધીય ચાટણ
મૂસો પું. [સં. મૂષક- > મૂસઅ-] ઉંદરડો, મૂસ
મૂળ જુઓ 'મૂલ.' [૦ ઉખેડી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) છેક જ પાયમાલ કરવું. ૦ ઊખડી જવાં (રૂ.પ્ર.) અસર તદ્દન નાબૂદ થવી. (૨) અવશેષ ન રહેવો. ૦ ઊંડાં હોવાં (રૂ.પ્ર.) મૂળ કારણ ન સમજાય તેવાં હોવાં. (૨) સ્થિરતા હોવી. ૦ કાઢી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) નાશ કરવો. ૦ કાપવું (રૂ.પ્ર.) જુઓ 'મૂળ ઉખેડી ના(-નાં)-ખવું.' ૦ ખોદવાં (રૂ.પ્ર.) નિંદા કરવી, ખણખોદ કરવી. ૦થી (રૂ.પ્ર.) 'એલ્ઇનિશિયો.' ૦ ધાલવું, ૦ ના(-નાં)ખવું (રૂ.પ્ર.) દૃઢ થવું. ૦નાં પાણી (રૂ.પ્ર.) કિંમત વિનાનું. ૦માં, મૂળે (રૂ.પ્ર.) પહેલી તકે. ૦ શોધવું (રૂ.પ્ર.) અસલ કારણ શોધવું]
મૂળ કર્મ જુઓ 'મૂલ કર્મ.'
મૂળ કારણ જુઓ 'મૂલ કારણ.'
મૂળ કારિકા જુઓ 'મૂલ કારિકા.'
મૂળ કિંમત (-કિમ્મત), મૂળ કીમત સ્ત્રી. જુઓ 'કિંમત'-'કીમત.'
મૂળકેંદ્ર (-કેન્દ્ર) જુઓ 'મૂલ કેંદ્ર.'
મૂળ કોણ જુઓ 'મૂલ કોણ.'
મૂળ ખૂણો જુઓ 'મૂલ ખૂણો.'
મૂળ-ગત જુઓ 'મૂલ-ગત.'
મૂળગરાસિયો પું. [+જુઓ 'ગરાસિયો.'] વંશ-પરંપરાથી ગરાસની જમીન ધરાવતો હોય તેવો જમીનદાર
મૂળ-ગામી જુઓ 'મૂલ-ગામી.'
મૂળ-ગું વિ. [સં. મૂલ-ગત-માંથી ઉત્તર પદનો 'ગ' જળવાઈને પ્રા. મૂલ-ગअ-] જુઓ 'મૂલ-ગત.' (૨) ક્રિ.વિ. સદંતર, સાવ, તદ્દન, બિલકુલ
મૂળ ગ્રંથ (-ગ્રન્થ) જુઓ 'મૂલ ગ્રંથ'.'
મૂળ ચિત્ર જુઓ 'મૂલ ચિત્ર.'
મૂળ ચિહ્ન જુઓ 'મૂલ ચિહ્ન.'
મૂળ તત્ત્વ જુઓ 'મૂલ તત્ત્વ.'
મૂળ તાલ જુઓ મૂલ તાલ.'
મૂળ ત્રિકોણ જુઓ મૂલ ત્રિકોણ.'
મૂળ ધાતુ જુઓ. 'મૂલ ધાતુ.'
મૂળ નાયક જુઓ 'મૂલ નાયક.'
મૂળ પાઠ જુઓ 'મૂલ પાઠ.'
મૂળ પુરુષ જુઓ 'મૂલ પુરુષ.'
મૂળ પ્રકૃતિ જુઓ 'મૂલ પ્રકૃતિ.'
મૂળ પ્રત જુઓ 'મૂલ પ્રત.'
મૂળ-ફળાઉ વિ. [જુઓ 'મૂળ'+'ફળ'+ગુ. 'આઉ' ત.પ્ર.] મૂળ અને ફળ આપે એવું [સ્થિતિનો દિવસ
મૂળબહાલી સ્ત્રી. [+જુઓ 'બહાલી.'] કાયમ થયાની મૂળ
મૂળ બંધ (-બન્ધ) જુઓ 'મૂલ બંધ.'
મૂળ બિંદુ (બિન્દુ) જુઓ 'મૂલ બિંદુ.' [પૂંજી
મૂળ ભંડોળ (ભણ્ડોળ) પું. [+જુઓ 'ભંડોળ.'] શરૂઆતની
મૂળ ભાગ જુઓ 'મૂલ ભાગ.'
મૂળ-ભૂત જુઓ 'મૂલ-ભૂત.'
મૂળ રંગ (-રઙ્ગ) જુઓ 'મૂલ રંગ.'
મૂળ-રૂપ જુઓ 'મૂલ-રૂપ.'
મૂળ રેખા સ્ત્રી. [+સં.] પાયાની લીટી [ડન્ટ'
મૂળ વતની વિ. [+જુઓ 'વતની.'] મૂળ રહીશ, 'રેસિ-
મૂળ વાચના જુઓ 'મૂલ વાચના.'
મૂળવાડિયું ન. [જુઓ 'મૂળ' દ્વારા] મુળાડું, મૂળ, મૂળિયું
મૂળવિધિ જુઓ 'મૂલ વિધિ'
મૂળ સૂત્ર જુઓ 'મૂલ સૂત્ર.'
મૂળ સ્થાન જુઓ 'મૂલ સ્થાન.'
મૂળાક્ષર જુઓ 'મૂલાક્ષર.'
મૂળાધાર જુઓ 'મૂલાધાર.'
મૂળાધાર-ચક્ર જુઓ 'મૂલાધાર-ચક્ર.'
મૂળાંકુર (મૂળાઙ્કુર) જુઓ 'મૂલાંકુર.'
મૂળિયું ન. [જુઓ 'મૂળ'+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મૂળ

**મૂળી** સ્ત્રી. [જુઓ 'મૂળો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઝીણું મૂળ. (૨) સાટોડી. (૩) (લા.) નકામી ચીજ. [૦સૂંઘાડવી (રૂ.પ્ર.) ભમાડીને પોતા-તરફી કરવું. (૨) જાદૂ કરવું] [ગીલી-દંડાની રમત

**મૂળી-દંડા** (-દણ્ડા) પું., બ,વ. [+ જુઓ 'દંડો.'] (લા.)

**મૂળે** ક્રિ.વિ. [+ગુ. 'એ' સા. વિ., પ્ર.] આરંભમાં, શરૂમાં,

**મૂળો** પું. [સં. मूलक > પ્રા. मूलअ-] શાકમાં વપરાતું એક લાંબા ઘાટનું પૂંછડાવાળું નરમ કંદ. [-ળાના ચોરને સુક્કાનો માર (રૂ.પ્ર.) ગુનાનો પ્રમાણમાં વધુ પડતી સજા. -ળાનાં પાણી હોવું (રૂ.પ્ર.) તદ્દન નિર્બળ અને નાહિંમત. કઈ વાડીનો મૂળો ? (રૂ.પ્ર.) કાંઈ બિસાત-માં નહિ]

**મૂંગા-શાલા**(-ળા) સ્ત્રી. [જુઓ 'મૂંગું + સં.] મૂંગાઓને ભણવાની નિશાળ [મૌન-વ્રત

**મૂંગા-વ્રત** ન. [જુઓ 'મૂંગું + સં.] ન બોલવાનું નીમ,

**મૂંગું** વિ. [સં. मूक દ્વારા] બોલવાની ઇંદ્રિય વિનાનું, વાચા વિનાનું. (૨) બોલવાનું બંધ કરી રહેલું. [-ગે મોઢે (રૂ.પ્ર.) શાંતિથી, ચૂપકીથી. -ગો ચોર (રૂ.પ્ર.) કાંઈ ન દેખે તેવો માર. (૨) મૂઢ માર]

**મૂંગું ઝાડ** ન. [+ જુઓ 'ઝાડ.'] એ નામની એક રમત

**મૂંગો**[૧] પું [જુઓ 'મૂંગું.'] મોઢે દેવાનો ડૂચો. (૨) ઢોરને મોઢે બાંધવાની સીંકલી

**મૂંગો**[૨] પું. તાળવા ઉપર લોહી જામવાનો એક રોગ

**મૂંગો**[૩] પું. ઉપલા હોઠને મથાળે મૂછના બે ભાગ વચ્ચે-નો ખાડાવાળો ભાગ

**મૂંજી**[૧] જુઓ 'મૂજી.'

**મૂંજી**[૨] વિ. આછા કાળા રંગનું

**મૂંઝ** (-ઝ્ય) સ્ત્રી. [જુઓ 'મૂંઝાવું.'] શ્વાસ રૂંધાવાની ક્રિયા, શ્વાસની અકળામણ

**મૂંઝડું** (-ળું) વિ. રંગે કાબરચીતરું અને વળેલાં શિંગડાંવાળું

**મૂંઝડો** પું. [જુઓ 'મૂંઝડું.'] મોઢે કાળા અને શરીરે ધોળા વાળવાળો વાછડો કે બળદ [મૂંઝાવું એ, અમૂંઝણ

**મૂંઝણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મૂંઝાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.]

**મૂંઝળું** જુઓ 'મૂંઝડું.'

**મૂંઝવણ** (-ણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'મૂંઝાવું' + ગુ. 'અણ' -'અણી' કૃ.પ્ર.] મનની અકળામણ, ઉચાટ. ઉદ્વેગ (૨) ગૂંચવણ, મુશ્કેલી

**મૂંઝવવું** જુઓ 'મૂંઝાવું'માં.

**મૂંઝારી**[૧] સ્ત્રી. [જુઓ 'મૂંઝારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] છાતીની અંદર થતી અમૂંઝણ. (૨) ફેફસાંમાં શ્વાસ રૂંધાવા-નો એક પ્રકારનો રોગ, મૂંઝારો

**મૂંઝારી**[૨] સ્ત્રી. કોડિયા જેવો એક ઘાટ

**મૂંઝારો** પું. [જુઓ 'મૂંઝાવું' દ્વારા.] ફેફસાંમાં થતો શ્વાસ-ની અમૂંઝણનો એક રોગ, મૂંઝારી

**મૂંઝાવવું** જુઓ 'મૂંઝાવું'માં, પરંતુ રૂઢ 'મૂંઝવવું' જ છે; આ અસ્વાભાવિક છે

**મૂંઝાવું** અ.ક્રિ. [સં. मुह्य > પ્રા. मुज्झ; જૂ.ગુ.માં અનુ-નાસિક ઉચ્ચારણ] શંકા સંદેહ કે દુઃખ આપત્તિને કારણે મનમાં અકળાવું. (૨) મૂંગળાવું. (૩) કંટાળી જવું. મૂંઝવવું પ્રે., સ.ક્રિ. મૂંઝાવવું પ્રે. અપ્રચલિત છે.

**મૂંડ** (-ડ્ય) સ્ત્રી. [સં. मुण्डा] જુઓ 'મુંડ(૧).' (તુચ્છ-કારમાં.) [૦ ઘાલવી (રૂ.પ્ર.) માથાકૂટમાં પડવું] ૦ નાહિ-ને કપાળ (રૂ.પ્ર.) કશો તફાવત નહિ, એવું એ]

**મૂંડકા** સ્ત્રી. [જુઓ 'મૂંડકી.'] (લા.) વિધવા સ્ત્રી (માથું બોડાવવામાં આવતું માટે-તુચ્છકારમાં) [કર

**મૂંડકા-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] માથા દીઠ લેવાતો

**મૂંડકી** સ્ત્રી. [જુઓ 'મૂંડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (તુચ્છ-કારમાં) માથું, મૂંડ. (૨) (તુચ્છકારમાં) વિધવા સ્ત્રી (માથું બોડાવાતું એ કારણે.) (૩) ઘોડા કે ઊંટના પલાણના આગલા ભાગનું માથું. (૪) જુઓ 'મૂંડકા-વેરો.'

**મૂંડકી-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] જુઓ 'મૂંડકા-વેરો'-'મૂંડકી (૪).'

**મૂંડકું**[૧] ન. [જુઓ 'મૂંડ' + 'ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર]. (તુચ્છ-કારમાં) માથું. (૨) જુઓ 'મૂંડકા-વેરો,' -'મૂંડકી-વેરો'-'મૂંડકી' [૦ તોડી (કે (ભાંગી) ના(-નાં)ખવું (રૂ.પ્ર.) સખત માર મારવો]

**મૂંડકું**[૨] વિ. [જુઓ 'મૂંડ' + ગુ. 'કું' ત.પ્ર.] માથે પડે મૂંડો કરાવેલો હોય કે હોય તેવું. (૨) (લા.) રોતલ, રડી એવું [માટે ખિજવણું

**મૂંડકો** વિ.,પું. [જુઓ 'મૂંડકું.[૨]'] (તુચ્છકારમાં) મુસલમાન

**મૂંડણ** ન. [સં. मुण्डन > પ્રા. मुंडण, તેમ જુઓ 'મૂંડવું' + ગુ. 'અણ' કૃ.પ્ર., હકીકતે બંને એક જ વસ્તુ.] માથાના વાળ ઉતરાવવા એ. (૨) (લા.) છેતરાવું એ. [૦ થઈ જવું (રૂ.પ્ર.) ચીજ વસ્તુ પૈસા વગેરે લૂંટાઈ જવાં]

**મૂંડવું** સ.ક્રિ. [સં. मुण्ड- > પ્રા. मुंड-] માથા ઉપરના વાળ અસ્ત્રાથી ઉતારવા, બોડવું, મુંડન કરવું. (૨) (વાળ ઉતારવાનું થતું હોઈ) (ચેલાને) દીક્ષા આપવી. (૩) (લા.) છેતરવું, પૈસા વગેરે પડાવી લેવું. [આડે અસ્ત્રે મૂંડવું (રૂ.પ્ર.) મરજી માફક પૈસા પડાવી લેવા. ચેલો મૂંડવો (રૂ.પ્ર.) પોતાની શેહમાં તણાઈને બંધાઈ રહે એમ કરવું. બેઠાં બેઠાં માથાં મૂંડવાં (બેઠાં બેઠાં–) (રૂ.પ્ર.) આળસુની માફક બેસી રહેવું] મૂંડાવું કર્મણિ., ક્રિ. મૂંડાવવું પ્રે., સ.ક્રિ. [વિધવા સ્ત્રી

**મૂંડા**[૧] સ્ત્રી. [સં. मुण्डा > પ્રા. मुंडा] (લા.) (તુચ્છકારમાં)

**મૂંડા**[૨] સ્ત્રી. ઢાંકયા વગરની એક પ્રકારની પાલખી

**મૂંડાઈ** સ્ત્રી. [જુઓ 'મૂંડવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] મૂંડવાની ક્રિયા. (૨) મૂંડવાનું મહેનતાણું, હજામતનું મહેનતાણું

**મૂંડામણ** ન. [જુઓ 'મૂંડવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] જુઓ 'મૂંડાઈ.' (૨) ચેલા તરીકે દાખલ થવા લેવાતી ગુરુ-દક્ષિણા

**મૂંડાવવું, મૂંડાવું** જુઓ 'મૂંડવું'માં.

**મૂંડા-વેડા** પું. [જુઓ 'મૂંડું' + 'વેડા.'] (લા.) ધૂર્તતા, ધુતારા-વેડા, ઠગાઈ

**મૂંડાસો** પું. [જુઓ 'મૂંડ' દ્વારા.] એક જાતની નાની પાઘડી. [૦ બાંધવો (રૂ.પ્ર.) દેવાળું કાઢવું]

**મૂંડિયું**[૧] વિ. [સં. मुण्डितक- > પ્રા. मुंडियअ-] માથું મૂંડાવેલું હોય તેવું. (૨) (લા.) સાધુ-બાવા સ્ત્રી-પુરુષ,

ભિખારી

મૂંડિયું² ન. [જુઓ 'મૂંડ'+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઢોરના માથાનું તાલકું. (૨) એક જાતનું અનાજમાં પડતું જીવડું, ધનેડું

મૂંડિયો વિ.,પું. [જુઓ 'મૂંડિયું.'] માથું મૂંડાવ્યું હોય તેવો સંન્યાસી. (તુચ્છકારમાં). (૨) (લા.) ગોળ માથાવાળો સાદો જોડો

મૂંડી¹ સ્ત્રી. [સં. मुण्डिका> પ્રા. मुंडिआ-] (તુચ્છકારમાં) માથું. (૨) કોઈ પણ વસ્તુનો ઉપર તરફનો ભાગ. (૩) (લા.) વ્યક્તિ, જણ. [૦ મરોડવી (રૂ.પ્ર.) ધોખો દઈ નુકસાન કરવું. (૨) મારી નાખવું. ૦ હલાવવી (રૂ.પ્ર.) ના કહેવી. નીચી મૂંડીએ (રૂ.પ્ર.) શરમાઈને. (૨) દબાઈ કે શેહમાં]

મૂંડી² વિ., સ્ત્રી. [સં. मुण्डिआ> પ્રા. मुंडिआ] માથું મૂંડાવેલી સ્ત્રી, બોડકી સ્ત્રી, વિધવા (તુચ્છકારમાં)

મૂંડું ન. [સં. मुण्डित-> પ્રા. मुंडिअ-] માથું. (૨) (લા.) ખભો. (૩) વિધવા સ્ત્રી (તિરસ્કારમાં.). (૪) ટેકો

મૂંડો² વિ.,પું. [જુઓ 'મૂંડું.'] મૂંડિયો માણસ. (૨) ચેલો. (૩) નાગો બાવો. (૩) મુસલમાન (તિરસ્કારમાં.)

મૂંઢ વિ. [સં. मूढ] બહાર ન દેખાય તે રીતે શરીરની અંદર વાગેલું

મૂંઢ-ડું વિ. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મોંઢું.'

મૂંઢ(-ઢા)ણું અ.ક્રિ. [સં. मूढ વિ. દ્વારા] ઉપરથી ખૂલ્યું ન હોય તે રીતે ગૂમડું ગડ વગેરેનું ઊપડી આવવું

મૂંઢાકડી સ્ત્રી. સામે પવને જતા વહાણની ડગમગતી ગતિ

મૂંઢાણું જુઓ 'મૂંઢવું.'

મૂંઢો પું. જુઓ 'મૂંડો²(૨).'

મૂંદર¹ પું. ભેંસના આગલા બે પગ વચ્ચેનો લબડતો ભાગ

મૂંદર² પું. કુહાડો વાંસલો પાવડો વગેરેના પાનાનો મથાળાનો (જેમાં હાથો ખોસાય છે તે) ભાગ

મૂક્ષા-યંત્ર (-યન્ત્ર) ન. [સં.] પારાની ભસ્મ બનાવવાનું મૃદંગના આકારનું એક સાધન. (વૈદ્યક.)

મૃગ ન. [સં.,પું.] પશુ સામાન્ય. (૨) હરણ. (૩) મૃગશીર્ષ નક્ષત્ર, હરણી. (ખગોળ.)

મૃગ-કંધરી (-કન્ધરી વિ. [સં.,પું.] હરણના જેવી કાંધવાળું

મૃગ-ચર્મ ન. [સં.] હરણનું ચામડું [ભરણ-પોષણ

મૃગ-ચર્યા સ્ત્રી. [સં.] હરણની માફક કરવામાં આવતું

મૃગ-જલ(-ળ) ન. [સં.] ઝાંઝવાંનાં પાણી, મરીચિકા. [૦ સ્નાન (રૂ.પ્ર.) અડધું પડધું નાહવું એ. (૨) સંપૂર્ણ અશકયતા]

મૃગ-તૃષ્ણા સ્ત્રી. [સં.] મૃગ-જળ. (૨) ઝાકળ

મૃગ-નયના સ્ત્રી. [સં.], -ની સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે સ્ત્રીપ્રત્યય] હરણના જેવી આંખવાળી સ્ત્રી, મૃગાક્ષી

મૃગ-નાભિ સ્ત્રી. [સં.,પું.,સ્ત્રી.] હરણનો ડૂંટો. (૨) (લા.) કસ્તૂરી

મૃગ-પતિ પું. [સં.] સિંહ, સાવજ [પુરુષ. (કામ.)

મૃગ-પુરુષ પું. [સં.] કામશાસ્ત્રમાં જણાવેલો એક પ્રકારનો

મૃગ-મદ પું. [સં.] કસ્તૂરી

મૃગ-મુદ્રા સ્ત્રી. [સં.] હથેળીનાં આંગળાંની મદદથી કરાતી એક આકૃતિ [(રૂ.પ્ર.) શિકાર કરવો-ખેલવો]

મૃગયા સ્ત્રી. [સં.] શિકાર કરવો એ, આખેટ. [૦ રમવી

મૃગયા-ગમન ન. [સં.] શિકાર કરવા જવું એ

મૃગયા-વિહાર પું. [સં.] શિકાર કરવો એ, શિકાર-ખેલ

મૃગયુ પું. [સં.] હરણનો શિકારી, પારાધી, વ્યાધ

મૃગ-રાજ પું. [સં.] જુઓ 'મૃગ-પતિ.'

મૃગ-રોગ પું. [સં.] ઘોડાને થતો એક વ્યાધિ

મૃગ-લાંછન (-લાઞ્છન) ન. [સં.] હરણનું ચિહ્ન કે આકૃતિ. (૨) પું. ચંદ્ર, મૃગાંક

મૃગલિયું ન. [જુઓ 'મૃગલું'+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનું મૃગલું, હરણકું, મરઘલું [મરઘલી

મૃગલી સ્ત્રી. [જુઓ 'મૃગલું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હરણી,

મૃગ-લું ન. [સં. मृग+ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] હરણું, હરણકું, મરઘલું. [ભરતનું મૃગલું (રૂ.પ્ર.) પાળેલું ખૂબ વહાલું પ્રાણી]

મૃગ-લેખા સ્ત્રી. [સં.] ચંદ્રમામાં દેખાતી મૃગની આકૃતિ

મૃગલો પું. [જુઓ 'મૃગ-લું.'] નર હરણ, મરઘલો

મૃગ-લોચના સ્ત્રી. [સં.], -ની સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય સ્વાર્થે.] જુઓ 'મૃગ-નયના'

મૃગ-વ્યાધ પું. [સં.] શિકારી. (૨) આકાશમાં મૃગશીર્ષના તારક-સમૂહમાંના ત્રાંસા ત્રણ તારાઓની સીધી લીટીએ કાંઈક અગ્નિખૂણા તરફ દેખાતો વધુ પ્રકાશિત એક તારો, આર્દ્રા નક્ષત્રનો તારો, રુદ્રનો તારો. (જ્યો., ખગોળ.) (સંજ્ઞા.)

મૃગ-શાવક ન. [સં.,પું.] હરણનું બચ્ચું

મૃગ-શિર ન. [સં. °शिरस्], મૃગ-શીર્ષ ન. [સં.] આકાશમાંનું પાંચમું નક્ષત્ર. (જ્યો., ખગોળ.)

મૃગાક્ષી સ્ત્રી. [સં. मृग+अक्षि, બ.વ્રી. मृगाक्ष+સં. ई સ્ત્રીપ્રત્યય] જુઓ 'મૃગ-નયના.'

મૃગાજિન ન. [+[સં. अजिन] જુઓ 'મૃગ-ચર્મ.'

મૃગા-નેણી (-નૅણી) સ્ત્રી. [સં. मृग-नयना દ્વારા+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'મૃગ-નયના.' (પદ્યમાં.)

મૃગાવર્ત પું. [+સં. आ-वर्त] જુઓ 'મૃગ-રોગ.'

મૃગાંક (મૃગાઙ્ક) પું. [+સં. अङ्क] હરણના જેવા લાંછનવાળો-ચંદ્ર, મૃગ-લાંછન ['ફીટ' 'હિસ્ટીરિયા'

મૃગી સ્ત્રી. [સં.] હરણી, મરઘલી. (૨) ફેફરાંનો રોગ, વાઈ,

મૃગી-મુદ્રા સ્ત્રી. [સં.] તાંત્રિકોની એક મુદ્રા. (તંત્ર.)

મૃગી-વાયુ પું. [સં.] જુઓ 'મૃગી(૨).'

મૃગેંદ્ર (મૃગેન્દ્ર) પું. [+સં. इन्द्र] સિંહ

મૃડ પું. [સં.] શિવ, શંભુ, શંકર, મહાદેવ, હર. (સંજ્ઞા.)

મૃડાની સ્ત્રી. [સં.] શિવા, પાર્વતી, ઉમા, ગૌરી. (સંજ્ઞા.)

મૃણાલ ન. [સં.] કમળની દાંડી, કમળ-તંતુ. (૨) વીરણ-મૂળ, વાળો, ઉશીર

મૃણાલ-તંતુ (-તન્તુ) પું., મૃણાલ-સૂત્ર ન. [સં.] કમળ-તંતુ

મૃણાલિની, મૃણાલી સ્ત્રી. [સં.] કમળનો છોડ, નલિની, કમલિની ['મૃન્-મય' વૈકલ્પિક રૂપ

મૃણ્મય વિ. [સં.] માટીનું, માટીનું બનેલું, માટી-રૂપ.

મૃતક વિ. [સં.] મરણ પામેલું. (૨) મરનારને લગતું. (૩)

મરણુ નિમિત્તનું (સૂતકી.) (૪) ન. મડદું. (૫) મૃતાત્મા

**મૃત** વિ. [સં.] મરણ પામેલું, પ્રાણ-રહિત થઈ ગયેલું. (૨) ન. મૃત્યુ, મરણ

**મૃત-કલ્પ** વિ, [સં.] લગભગ મર્યા જેવું થઈ ગયેલું

**મૃતક-સેજા** સ્ત્રી. [+ જુઓ 'સેજ' (< સં. शय्या > પ્રા. सेज्जा) તેરમા દિવસે ઘટ-ક્રિયા વખતે મૃતાત્માને ઉદ્દેશી દાન માટેની શય્યા ['મૃત્તિકા.'

**મૃતકા** (મૃત્યકા) સ્ત્રી. [સં. मृत्तिका, અર્વા. તદ્ભવ] જુઓ

**મૃત-ગર્ભ** પું. [સં.] માતાના ગર્ભાશયનાંનો કે એમાંથી નીકળેલો મરણ પામેલો ગર્ભ

**મૃત-જાત** વિ. [સં.] માતાના ગર્ભાશયમાં મરેલું જન્મેલું

**મૃત-દેહ** પું. [સં.] જેમાંથી પ્રાણ ઊડી ગયા છે તેવું શરીર

**મૃત-ધર્મા** વિ. [સં.,પું.] મરણ-ધર્મવાળું, નશ્વર

**મૃત-પત્ર** પું. [સં.,ન.] સરનામા વિનાનો કે ખોટા સરનામા-વાળો પાછો ફરેલો અને ટપાલ ઑફિસમાં નષ્ટ કરવા રખાતો પત્ર, 'ડેડ-લેટર.' (૨) મરણનું પ્રમાણપત્ર, 'ડેથ-સર્ટિફિકેટ'

**મૃત-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] હિંદુઓનાં મરણ પામેલાંની શ્રાદ્ધ-ક્રિયા નિમિત્તે મુકાતો મોટે ભાગે ઘઉંની કણકનો તે તે નાનો પીંડો

**મૃત-પ્રાય** વિ. [સં.] જુઓ 'મૃત-કલ્પ.'

**મૃતવત્સા** વિ., સ્ત્રી. [સં.] જેનું વાછડું મરણ પામી ગયું હોય તેવી ગાય. (૨) બચ્ચાં મરણ પામ્યાં હોય તેવી સ્ત્રી

**મૃત-સંજીવની** (-સઞ્જીવની) સ્ત્રી. [સં.] મરણ પામેલાંને જીવન આપી શકનારી ઔષધિ કે વિદ્યા

**મૃત-સૂતક** ન. [સં.], **મૃતાશૌચ** ન. [+ સં. अ-शौच] હિંદુઓમાં મરણ પામેલાંની પાછળ પાળવામાં આવતી અસ્પૃશ્યતા [આસન, શબાસન. (યોગ.)

**મૃતાસન** ન. [+ સં. आसन] એ નામનું યોગનું એક

**મૃત્તિકા** સ્ત્રી. [સં.] જમીનમાંની માટી, મટોડી

**મૃત્તિકા-પાત્ર** ન. [સં.] માટીનું વાસણ, મૃત્પાત્ર

**મૃત્તિકા-મય** વિ. [સં.] માટી-રૂપ, માટીથી બનેલું

**મૃત્પાત્ર** ન. [સં. मृद् + पात्र, સંધિથી] જુઓ 'મૃદ્-ભાંડ.'

**મૃત્પિંડ** (મૃત્પિણ્ડ) પું. [સં. मृद् + पिण्ड, સંધિથી] માટીનો પીંડો કે લોંદો [મૈયત, 'ડેથ'

**મૃત્યુ** ન. [સં.,પું.] મરણ, નિધન, અવસાન, દેહાંત, મોત,

**મૃત્યુ-કર** વિ. [સં.] મોત ઉપજાવનારું. (૨) પું. મરણ-વેરો, 'ડેથ-ડયૂટી' ['મૃત્યુ-ષડષ્ટક.'

**મૃત્યુ-ખડાષ્ટક** ન. [સં. मृत्यु-षडष्टक, માત્ર ष > ख] જુઓ

**મૃત્યુ-ગીત** ન., -તા સ્ત્રી. [સં.] મરણ થયે ગવાતા મર-સિયા, 'એલેજી' (મં.જ.) [તે તે ચિહ્ન

**મૃત્યુ-ઘંટ** (-ઘણ્ટ) પું. [સં.] (લા.) મરણની અગમચેતીનું

**મૃત્યુ-દંડ** (-દણ્ડ) પું. [સં.] મોતની સજા, દેહાંત-દંડ, પ્રાણ-દંડ, 'કેપિટલ પનિશમેન્ટ,' 'સેન્ટેન્સ ઑફ ડેથ'

**મૃત્યુ-પત્ર** પું. [સં.,ન.] મોતના સમાચારનો કાગળ, કાળા-ખડી. (૨) વસિયતનામું, 'વિલ' (મ.સૂ.)

**મૃત્યુ-ભય** પું. [સં.,ન.] મોતનો ડર, મરણનો ભય

**મૃત્યુભંજકાસન** (-ભઞ્જકાસન) ન. [+ સં. मञ्जक + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**મૃત્યુ-ભવન** ન. [સં.] જન્મકુંડલીમાંનું આઠમું ઘર. (જ્યો.)

**મૃત્યુ-મય** વિ. [સં.] મરણથી ભરેલું

**મૃત્યુ-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] મોત થવાનાં કારણો વિશેની ચર્ચા-વિચારણા

**મૃત્યુ-યોગ** પું. [સં.] મૃત્યુ થાય તેવી પરિસ્થિતિ. (૨) જ્યોતિષમાંનો એક ભયંકર ગણાતો અવજોગ. (જ્યો.)

**મૃત્યુ-લેખ** પું. [સં.] મરણ પામેલાના અગ્નિદાહના કે દાટ-વાના સ્થાન નજીક કે ઉપર કરેલા બાંધકામમાં મરણ પામનાર વ્યક્તિ વિશેનું ઉત્કીર્ણ લખાણ. (૨) જુઓ 'મૃત્યુ-પત્ર (૨).' [-આ પૃથ્વી

**મૃત્યુ-લોક** પું. [સં.] મરણ-ધર્મવાળાં પ્રાણીઓનું જગત

**મૃત્યુ-વિષયક** વિ. [સં.] મોતને લગતું

**મૃત્યુ-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] જુઓ 'મૃત્યુ-કર(૨).'

**મૃત્યુ-શય્યા** સ્ત્રી. [સં.] મરણ-પથારી

**મૃત્યુ-ષડષ્ટક** ન. [સં. षष् (> ड्) + अष्टक] વિવાહ માટે વર્જિત ગણાતો એક ખાસ સમય, ખડાષ્ટક (મેષ-કન્યા, તુલા-મીન, મિથુન-વૃશ્ચિક, મકર-સિંહ, કુંભ-કર્ક અને વૃષભ-ધન એઓને પરસ્પર 'છ' અને 'આઠ' સંબંધ છે.)

**મૃત્યુ-સૂતક** ન. [સં.] જુઓ 'મૃત-સૂતક.'

**મૃત્યુ-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] પાળિયો, 'હીરો સ્ટોન'

**મૃત્યુ-સ્થાન** ન. [સં.] જે સ્થાન ઉપર મરણ થયું હોય તે સ્થાન. (૨) જુઓ 'મૃત્યુ-ભવન.'

**મૃત્યું-જય** (મૃત્યુઞ્જય) વિ. [સં.] મૃત્યુ ઉપર વિજય મેળવનાર, અમર. (૨) પું. મહાદેવ, શિવ, શંભુ, શંકર

**મૃત્યુંજય-મંત્ર** (મૃત્યુઞ્જય-મન્ત્ર) પું. [સં.] त्र्यम्बकं यजा-महे થી શરૂ થતો મૃત્યુ ઉપર વિજય મેળવતો મનાતો શિવ-મંત્ર

**મૃદંગ** (મૃદઙ્ગ) ન. [સં.,પું.] પખાવજ, પખાજ (ઢોલ જેવું સાંકડું લાંબું શિષ્ટ ગાન સાથે પ્રયોજાતું વાદ્ય), મુરજ

**મૃદુ** વિ. [સં.] કૂણું, સુંવાળું, નરમ, મુલાયમ, કોમળ

**મૃદુ-કાય** વિ. [સં.] કોમળ શરીરવાળું, 'મોલસ્ક' (પાણી) (ન.દે.) (કોચલામાં થનારું તે તે પ્રાણી) [કૂણાપણું

**મૃદુ-તા** સ્ત્રી.,-ત્વ ન. [સં.] મૃદુપણું, માર્દવ, કોમળતા,

**મૃદુભાષી** વિ. [સં.,પું.] કોમળ શબ્દો બોલનારું. (૨) મધુર-ભાષી [(સ્વર.)

**મૃદુ-મધ્યમ** વિ. [સં.] બાર સ્વરોમાંનો એક વિકૃત

**મૃદુલ** વિ. [સં.] જુઓ 'મૃદુ.'

**મૃદુલ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'મૃદુ-તા.'

**મૃદુ-ષડ્જ** પું. [સં.] બાર માહેંનો એક વિકૃત સ્વર. (સંગીત.) ['પોટરી' (હ.ગં.શા.)

**મૃદ્-ભાંડ** (-ભાણ્ડ) ન. [સં.] માટીનું તે તે વાસણ, મૃત્પાત્ર

**મૃદ્વી, ૦કા** સ્ત્રી. [સં.] દ્રાક્ષ, ધરાખ (સફેદ)

**મૃધ** સ્ત્રી. [સં. मृध्] યુદ્ધ, લડાઈ, 'વૉર'

**મૃન્મય** જુઓ 'મૃણ્મય.' [પદ તરીકે, જુઓ નીચે.)

**મૃષા** ક્રિ.વિ' [સં.] અસત્ય, જૂઠું (ગુ. માં. સમાસના પૂર્વ

**મૃષા-દૃષ્ટિ** સ્ત્રી. [સં.,પું.] જુઓ 'મિથ્યા-દૃષ્ટિ.'

**મૃષાભાષી** વિ. [સં.,પું.] જુઓ મિથ્યા-ભાષી.'

**મૃષા-વચન** ન. **મૃષા-વાદ** પું. [સં.] જૂઠું બોલવું એ,

અસત્ય ભાષણ

**મૃષાવાદિ-તા** સ્ત્રી. [સં.] જૂઠું બોલવાપણું

**મૃષાવાદી** વિ. [સં.,પું.] જૂઠું બોલનારું, મિથ્યાભાષી

**મે**[1] (મે઼ઃ) પું. [સં. मेघ> પ્રા. मेह] વરસાદ, વૃષ્ટિ, મેઘ

**મે**[2] પું [અં.] અંગ્રેજી વર્ષનો પાંચમો મહિનો. (સંજ્ઞા.)

**મેઇક-અપ** પું. [અં.] ખાસ કરી નાટ્ય વગેરે માટે કે શણગાર નિમિત્તે મોઢાની ટાપ-ટીપ

**મેઇકર** પું. [અં.] માલ બનાવનાર. 'મેકર'

**મેઇલ** પું., સ્ત્રી. [અં.] ટપાલ, ડાક, 'પોસ્ટ.' (૨) પું. જુઓ 'મેઇલ ટ્રેઇન.' (૩) જુઓ 'મેઇલ સ્ટીમર.'

**મેઇલ-ગાડી** સ્ત્રી. [+ જુઓ 'ગાડી.'] જુઓ 'મેઇલ-ટ્રેઇન.'

**મેઇલ-ટ્રેઇન** સ્ત્રી. [સં.] ટપાલ લઈ જનારી-લાવનારી આગગાડી

**મેઇલ-વાન** પું. [+ અં.] ટપાલનો રેલગાડીનો ડબ્બો

**મેઇલ-બોટ** સ્ત્રી. [ + અં.] ટપાલ લઈ જનારી—લાવનારી નાની આગબોટ, નાની 'મેઇલ-સ્ટીમર'

**મેઇલ-સ્ટીમર** સ્ત્રી. [અં.] ટપાલ લઈ જનારી—લાવનારી મોટી આગબોટ [(૨) ન. કસથી શેલું

**મેકર**[1] પું. એક પ્રકારનો ગામડિયો ઊભો ફેંટો કે પાઘડી.

**મેકર**[2] (મેઇકર) વિ. [અં.] બનાવનાર

**મેક્ષણ** ન. ચાટવો, ડોયો, લાકડાનો કડછો. (પ્રેમા.)

**મેખ**[1] સ્ત્રી. [સં મેષ પું.] મેષ રાશિ (પરંતુ 'મીન-મેખ' એ રૂ.પ્ર.માં જ અત્યારે વપરાય છે.)

**મેખ**[2] સ્ત્રી. [ફા.] અણીદાર ખીલી, ખીલો, ખૂંટ. (૨) ખીટી. [૦ ઠોકવી, ૦ મારવી (રૂ.પ્ર.) બહાદુરીનું કામ કરવું. ૦ બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) વિલંબ થવો. બદ ઘોડાની મેખ (રૂ.પ્ર.) ઢીંગણી સ્ત્રી. સોનાની થાળીમાં લોઢાની મેખ (રૂ.પ્ર.) અઘટિત કલંક]

**મેખચું** ન. [જુઓ 'મેખ[2]' દ્વારા.], -**દીવી** સ્ત્રી. [+ જુઓ 'દીવી.'] જમીનમાં ઊભી ખોસાતી બે બાજુ ચાડાંવાળી દીવી [સાંધ

**મેખમ** (-મ્ય) સ્ત્રી. ભીંતનું મૂળિયું, ભીંતની જમીન સાથેની

**મેખ-માર** વિ. [જુઓ 'મેખ[2]' + 'માર.[2]'], ૦**ખાં** વિ. [+ જુઓ 'ખાં' (< ફા. ખાન).], **મેખ-મારુ** વિ. [ + જુઓ 'મારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) પરાણે કામ લેનાર. (૨) બહુ કનડગત કરનાર

**મેખર** (-રચ) સ્ત્રી. [સં. મેखला દ્વારા] જનોઈ

**મેખ-રાશિયો** પું. [સં. मेष > મેખ + સં, राशि + ગુ. 'ઇયું' ત.પ્ર.] (શિશ્ન માટે 'લ'થી શરૂ થતો ગુ. શબ્દ અપશબ્દ હોઈ એની 'અ-લ-ઈ' અક્ષરોવાળી રાશિને ગણી) પુરુષની ઇંદ્રિય, શિશ્ન, લિંગ

**મેખલા(-ળા)** સ્ત્રી. [સં] દોરી, કંદોરો. (૩) ફરતી વર્તુળાકાર રેખા. (૪) મ્યાન ઉપર વીંટવાનો પટ્ટો. (૫) પહાડ-પર્વત-ડુંગરનો ફરતો મધ્ય ભાગ. (૬) યજ્ઞ-કુંડને ફરતી કરાતી માટીની પાળ

**મેખલા-બંધ** (-બન્ધ) પું. [સં.] બ્રહ્મચારીને મુંજ-મેખલા બાંધવી એ. (૨) રતિ-કલહમાં નાયકને કંદોરાથી બાંધવાની ક્રિયા. (કાવ્ય.)

**મેખલી**[1] પું. [સં.] બ્રહ્મચારી

**મેખલી**[2] સ્ત્રી. [સં. मेखला + ગુ. 'ઈ' સ્વાર્થે સ્ત્રીપ્રત્યય] કટિબંધ, કરધની

**મેખલો** પું. રૂપિયો [લા(૨).'

**મેખળ** પું.,ન., -ળા સ્ત્રી. [સં. मेखला સ્ત્રી.] જુઓ 'મેખ-

**મેખાંતર** (મેખાન્તર) ન. [ સં. मिषा + अन्तर = मिषान्तर ] બહાનું. (પ્રેમા.) [નાની ખીલી

**મેખિયું**[1] ન. [જુઓ 'મેખ[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**મેખિયું**[2] ન. [ જુઓ 'મેખું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર. ] જુઓ 'મેખું.'

**મેખિયું**[3] વિ. [ જુઓ 'મેખું + ગુ. 'ઇયું' ત.પ્ર. ], **મેખી**[1] વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] અફીણી, અફીણનું બંધાણી. નશામાં ચકચૂર

**મેખી**[2] (મેઃખી) સ્ત્રી. [સં. महिषी] ભેંસ, ડોબું

**મેખી રૂપિયો** પું. [જુઓ 'મેખી[1]' + 'રૂપિયો.'] વચમાં ખીલી મારેલી હોઈ ખોટો થયેલો રૂપિયો

**મેખું** ન. અફીણ

**મેખોન્મેખ** ન. [સં. मैषोन्मेष] આંખના પલકારા વિના આંખો સ્થિર રાખવી એ [જથ્થો

**મેગની** સ્ત્રી. [હિં. मैंगनी] ઘેટાંની હગાર, ઘેટાંની લીંડીઓનો

**મેગમ** પું. ધોળો કોઢ

**મેગલ(-ળ)** (મૅગલ,-ળ) પું. [સં. मद-गल‌માં 'ग' સચવાયે પ્રા. मद-गल] (મદ ઝરતો હોઈ) હાથી, ગજ, કુંજર

**મેગાફોન** પું., ન. [અં.] દૂર સુધી અવાજ પહોંચાડવાનું ભૂંગળું [દારૂગોળો

**મેગેઝિન** ન. [અં.] સામયિક પુસ્તિકા. (૨) દારૂખાનું,

**મૅગ્નાકાર્ટા** પું. [અં.] હકનો પટ્ટો કે પરવાનો. (૨) રાજાનો આજ્ઞા-પત્ર

**મૅગ્નિટો** પું. [અં.] એક પ્રકારનો ખાસ બનાવેલો ડાઇનેમો

**મૅગ્નિફાઇંગ** (-ફાઇઙ્ગ) વિ. [અં.] કદ કરતાં વધારીને બતાવનારું (કાચ, 'ગ્લાસ.') [ક્રિયા

**મૅગ્નિફિકેશન** ન. [અં.] કદ કરતાં વધારે બતાવવાની

**મૅગ્નેટ** પું.. ન. [અં.] લોહચુંબક [ખનિજ

**મૅગ્નેટાઇટ** ન. [અં.] એક પ્રકારનું ધાતુ જેવું ચળકતું

**મૅગ્નેટિક** વિ. [અં.] લોહચુંબકને લગતું, લોહચુંબકની અસરવાળું ('ફિલ્ડ')

**મૅગ્નેટિઝમ** ન. [અં.] લોહચુંબકનો ખેંચવાનો ગુણ

**મૅગ્નેશિયા** ન. [અં.] જમીનમાંથી નીકળતી એક ઉપ-ધાતુ

**મૅગ્નેશિયમ** ન. [અં.] ક્ષારવાળી માટીની એક ધાતુ

**મેઘ** પું. [સં.] વરસાદ, વૃષ્ટિ. (૨) વાદળું. (૩) સંગીતના મુખ્ય ૭ રાગોમાંનો એક રાગ. (સંગીત.)

**મેઘ-કંઠીલું** (-કણ્ઠીલું) વિ. [+ સં. कण्ठ + ગુ. 'ઈલું' ત.પ્ર.] મેઘના ગડગડાટ જેવા ઘેરા અવાજવાળું, પહાડી કંઠવાળું

**મેઘ-ખંડ** (ખણ્ડ) પું. [સં.] વાદળાનો તે તે ટુકડો. (ન.ભો.)

**મેઘ-ગર્જન** ન., -ના સ્ત્રી. [સં.] મેઘનો ગડગડાટ. (૨) મેઘના જેવો ગડગડાટ કે ઘેરો પ્રબળ અવાજ

**મેઘ-ગંભીર** (-ગમ્ભીર) વિ. [સં.] મેઘના ગડગડાટ જેવું ઘેરું

**મેઘ-ઘટા** સ્ત્રી. [સં.] વાદળાંઓનું ઝઝૂમી રહેલું એ, મેઘા-

ડંબર [ચંદની, મેઘ-ઘટાનું વિસ્તરણ (ના.દ.)

**મેઘ-ચંદરવો** (-ચન્દરવો) પું. [+ જુઓ 'ચંદરવો.'] વાદળાંરૂપી

**મેઘ-ચાપ** ન. [સં.,પું.] મેઘ-ધનુષ

**મેઘ-ચ્છંદ** (-ચ્છન્દ) પું. [સં. मेघच्छन्दस् ન.] કે. હ. ધ્રુવે નવો કરેલો એ નામનો એક છંદ. (કે.હ. ધ્રુવ) [(ના.દ.)

**મેઘ-છાંયડી** સ્ત્રી. [+ જુઓ 'છાંયડી.'] વાદળાંનો છાંયડો.

**મેઘ-જી** પું. [+ જુઓ 'જી' માનાર્થે] મેઘ, વરસાદ

**મેઘ-જ્યોતિ** સ્ત્રી. [+ સં. ज्योतिस्, ન.] વીજળીનો પ્રકાશ, વિદ્યુત્પ્રકાશ

**મેઘ-દર્શન** ન. [સં.] વરસાદ કે વાદળાં દેખાવાં એ

**મેઘ-ધનુ,૦ષ,૦ષ્ય** ન. [સં. मेघ-धनुस्,-ष्य] ઇંદ્ર-ધનુષ. મેઘ-ચાપ

**મેઘ-ધારા** સ્ત્રી. [સં.] વરસાદની ધાર, મેની શેડ

**મેઘધારા-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] (લા.) ચારે બાજુ સરખી રીતે જોવું એ

**મેઘ-ધ્વનિ** પું. [સં.] 'મેઘ-ગર્જના.'

**મેઘ-નાથ** પું. [સં.] ઇંદ્ર [એક પુત્ર, ઇંદ્રજિત. (સંજ્ઞા.)

**મેઘ-નાદ** પું. [સં.] જુઓ 'મેઘ-ગર્જના.' (૨) રાવણનો

**મેઘ-પટલ** ન. [સં.] વાદળાંઓનું પડ, મેઘ-ઘટા, મેઘાડંબર

**મેઘ-પતિ** પું. [સં.] જુઓ 'મેઘ-રાજા.'

**મેઘ-મલાર** (-મ:લાર) પું. [+ જુઓ 'મલાર.'] મેઘની સંપૂર્ણ છાયાવાળી મલાર રાગની તરજ. (સંગીત.)

**મેઘ-મંડપ** (-મણ્ડપ) પું. [સં.] હિંદુ પ્રાચીન પદ્ધતિના દેવાલયનો ઘૂમટવાળો સભા-મંડપ. (સ્થાપત્ય.)

**મેઘ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] પૃથ્વીને ઘેરીને રહેલું વાદળાંઓનું દેખાતું કે અતિ દૂર થતાં ન દેખાતું તે તે પડ

**મેઘ-માલ** સ્ત્રી. [સં. मेघ-माला], **-લા(-ળા)** સ્ત્રી. [સં.] વાદળાંઓની હારની હાર, કાદંબિની

**મેઘ-મોતી** ન. [+ જુઓ 'મોતી.'] એક કાલ્પનિક પ્રકારનું મોતી (કે જે આકાશમાં જ હોય છે/અને અધ્ધરથી જ દેવો ઉઠાવી લે છે એમ મનાય છે.)

**મેઘયંતિ** (-યન્તિ) પું. [સં. मेघ દ્વારા] કૃત્તિકા નક્ષત્રના છ તારાઓમાંનો એક એ નામનો તારો. (સંજ્ઞા.)

**મેઘયંતિકા** (-યન્તિકા) સ્ત્રી. [સં. मेघ દ્વારા] વર્ષા સમયની કહેવાતી એ નામની એક મહો-મત દેવી. (સંજ્ઞા.)

**મેઘર-વો** પું. [સં. मेघ દ્વારા] ધુમ્મસ કે ઝાકળથી જમીન ઉપર ઘાસમાં જામતાં જલબિંદુ (એ ચોમાસું પૂરું થયાની નિશાની બતાવે છે.)

**મેઘ-રસ** પું. [સં.] વરસાદનું પાણી

**મેઘ-રાગ** પું. [સં.] જુઓ 'મેઘ(૨).'

**મેઘ-રાજા** પું. [બંને સં. છતાં સમાસ ગુ., સં. मेघ-राज), **-ય** પું. [સં. °राज> પ્રા. राअ] વરસાદ (માનાર્થે)

**મેઘલ** પું. [સં. + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ મેઘ(૧).'

**મેઘલી** વિ., સ્ત્રી. [જુઓ 'મેઘલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વાદળની ઘટા આકાશમાં છવાઈ ગઈ હોય તેવી (રાત્રિ)

**મેઘલું** વિ. [+ ગુ. 'લું' ત.પ્ર.] વાદળ છવાઈ ગયા હોય તેવું

**મેઘલો** પું. [+ ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મેઘ(૧).' (પદ્યમાં.)

**મેઘ-વરણું** વિ. [+ જુઓ 'વરણ' + ગુ. 'ઉં' ત.પ્ર.], **મેઘ-વર્ણું** વિ. [સં.], **-ર્ણું** વિ. [+ સં. वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] વાદળના જેવા કાળા રંગનું

**મેઘવાળ** પું. પહેલાં અસ્પૃશ્ય ગણાતી હતી તેવી વણકર હરિજન કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મેઘ-શકલ** પું. [સં.] જુઓ 'મેઘ-ખંડ.' (ગો.મા.)

**મેઘ-શીલ** વિ. [સં.] વાદળાંવાળું. (ના.દ.)

**મેઘ-શ્યામ** વિ. [સં.] વાદળાના રંગ જેવા ઘેરા રંગનું, ઘેરા ધુમ્મસ જેવા કાળા રંગનું

**મેઘ-સારંગ** (-સારઙ્ગ) પું. [સં.] મેઘ રાગની સારંગના મિશ્રણવાળી એક તરજ. (સંગીત.)

**મેઘાડંબર** (-ડમ્બર) પું. [+ સં. आ-डम्बर] વાદળાંઓનું એક-દમ ચડી આવવું એ, ઘોરંભો. (૨) મેઘનો ગડગડાટ, મેઘ-ગર્જના. (૩) (લા.) ન. રાજા ઉપર ધરવાનું અનેક સળીઓવાળું છત્ર. (૪) હાથી ઉપરની છત્રીવાળી બેઠક

**મેઘાધિપ** પું. [+ સં. अधिप] પૌરાણિક દૃષ્ટિએ પુષ્કરાવર્તક વગેરે મેઘના અધિપતિઓમાંનો એક

**મેઘાવરણ** ન. [+ સં. आ-वरण] વાદળાંઓનું પડ, મેઘ-ઘટા

**મેઘાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [સં.] વાદળાંઓની હાર

**મેઘાસ્ત્ર** ન. [+ સં. अस्त्र] પૌરાણિક માન્યતા પ્રમાણે એક યાંત્રિક હથિયાર કે જે ફેંકતાં વરસાદ વરસવા મંડે

**મેઘાંબર** (મેઘામ્બર) ન. [+ સં. अम्बर] વાદળાંરૂપી વસ્ત્ર

**મેચ** પું., સ્ત્રી. [અં.] ક્રિકેટ વગેરેની હરીફાઈવાળી રમત

**મેચક** વિ. [સં.] કાળા રંગનું. (૨) ઘેરા વાદળી રંગનું. (૩) પું. મોરપીંછની આંખ

**મેચકું** ન. [જુઓ 'મેખચું',- વ્યત્યયથી] જુઓ 'મેખચું.' (૨) (લા.) રૂપાળું છોકરું [ડાંગ

**મેચકો** પું. [જુઓ 'મેચકું.'] (લા.) મોટી લાકડી, સોટો,

**મેજ**[1] ન. [ફા.] ખાનાંવાળી અને ચાર પાયાની જેના ઉપર રાખી લખાય તેવી માંડણી, 'ટે(૦બ)બલ.' (૨) સઢના પીછાથી છતેડી સુધી લટકાવેલું કપીવાળું દોરડું. (વહાણ.)

**મેજ**[2] ન. પારસીઓની ધર્મ-ક્રિયામાં વપરાતું એક ફળ. (પારસી.) [રખાતી દૈનંદિની, 'ડેસ્ક-ડાયરી'

**મેજ-ડાયરી** સ્ત્રી. [જુઓ 'મેજ[1]' + સં.] ટેબલ ઉપર

**મેજત** પું મિનારો

**મેજ-પોશ** પું. [ફા.] ટેબલ ઉપર પાથરવાનું કપડું

**મેજ-બાન** પું. [ફા.] અતિથિ, પરોણો, મહેમાન, મિજબાન

**મેજબાની** સ્ત્રી. [ફા.] પરોણાગત, મહેમાની, મિજબાની

**મેજર**[1] (મે:જર) પું. [અર. મહ્જર્], કાજીએ આપેલું ફેંસલાનું લખાણ. (૨) ઘણી સહીઓવાળી અરજી

**મેજર**[2] વિ. [અં.] પુખ્તવયનું. (૨) પું. લશ્કરીઓનો એક હોદ્દો ('કૅપ્ટન'થી ઉપરના દરજ્જાનો અમલદાર)

**મેજર જનરલ** પું. [અં.] લેફ્ટેનન્ટ જનરલથી ઊતરતા દરજ્જાનો અમલદાર

**મેજર-નામું** ન. [જુઓ 'મેજર[1]' + 'નામું.'] જુઓ 'મેજર.[1]'

**મેજરું** ન. મેદની, ઠઠ, માણસોનો સમૂહ. (૨) આભડવા

જનારા ડાહ્યાઓનું ટોળું

**મૅજિક** ન. [અં.] જાદુ. (૨) વિ. જાદુને લગતું.

**મૅજિક-લૅન્ટર્ન** ન. [અં.] જાદુઈ ચિત્રો બતાવવાનું ફાનસ ઘાટનું યંત્ર

**મૅજિક વાયર** પું. [અં.] એક પ્રકારની આતશબાજી

**મૅજિક બૉન્ડ** સ્ત્રી. [અં.] એ નામની એક અંગ્રેજી રમત

**મૅજિસ્ટ્રેટ** પું. [અં.] જુઓ 'માજિસ્ટર' (ફોજદારી ન્યાયાધીશ).

**મૅજોરિટી** સ્ત્રી. [અં.] બહુમતી

**મેઝ** પું. પેશાબ, મૂત્ર. (પારસી.)

**મેટ** સ્ત્રી. એક પ્રકારની સફેદ માટી. (૨) મરડિયા પ્રકારની જમીનના પેટાળમાંથી નીકળતી ખૂલતા પીળા રંગની મટોડી

**મેટણ** વિ. [જુઓ 'મેટવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] મટાડનાર, ટાળનાર, દૂર કરનાર

**મેટણહાર** વિ. [જુઓ 'મેટવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર. અપ. ह છ.વિ.નો પ્ર. + સં. °कार- > પ્રા. °आर] જુઓ 'મેટણ' (જૂ.ગુ.).

**મૅટર** સ્ત્રી. [અં.] વસ્તુ, ભૌતિક પદાર્થ. (૨) બાબત, વિષય. (૩) છાપખાનામાં કમ્પોઝ માટેનું લખાણ

**મૅટર્નિટી હોમ** ન. [સં.] પ્રસૂતિ-ગૃહ, સુવાવડ-ખાનું

**મેટલ** સ્ત્રી. [અં.] ધાતુ. (૨) રસ્તા ઉપર નાખવામાં આવતી કાંકરી [ધોરી માર્ગ

**મેટલ-રોડ** પું. [અં.] કાંકરી નાખી દબાવીને બનાવેલો

**મેટવું** સ.ક્રિ. [જુઓ 'મટવું' એનું પ્રે. રૂપ] નાબૂદ કરવું., નિર્મૂળ કરવું

**મેટાફિઝિક્સ** ન. [અં.] સૃષ્ટિના મૂળ કારણ વિશેનો વિચાર આપતું શાસ્ત્ર. (૨) અધ્યાત્મ-શાસ્ત્ર

**મેટામૉર્ફિક** પું. [અં.] એ નામનો એક પ્રકારનો ખડક

**મૅટિની શો** પું. [અં.] દિવસે સ્ત્રીઓ અને બાળકો માટેનો સિનેમા દેખાડવાનો કાર્યક્રમ

**મેટ્રન** સ્ત્રી. [અં.] હૉસ્પિટલ વગેરેમાંની મુખ્ય નર્સ

**મેટ્રિક**[1] વિ. [અં.] જેમાં 'મીટર'નું દશાંશ માપ મુખ્ય છે તેવી (માપન-પદ્ધતિ)

**મૅટ્રિક**[2] વિ. [અં.] માધ્યમિક શાળાની છેલ્લી પરીક્ષા ઉત્તીર્ણ કરી હોય કે કરવાની હોય તે કક્ષાનું

**મેટ્રિક-પદ્ધતિ** સ્ત્રી. [જુઓ 'મેટ્રિક[1]' + સં.], **મેટ્રિક-રીત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'રીત.'], **મેટ્રિક સિસ્ટમ** સ્ત્રી. [અં.] દશાંશ-પદ્ધતિ, 'ડેસિમલ સિસ્ટમ' [કરી હોય તેવું

**મૅટ્રિક્યુલેઇટ, -ટેડ** વિ. [અં.] મૅટ્રિકની પરીક્ષા ઉત્તીર્ણ

**મૅટ્રિક્યુલેશન** ન. [અં.] મૅટ્રિક કક્ષા સુધીનો અભ્યાસ

**મૅટ્રોનોમ** ન. [અં.] સંગીતમાં તાલનું માપ કરનારું એક જાતનું યંત્ર, તાલમાપન-યંત્ર [શય-માપક યંત્ર

**મેટ્રો-મીટર** ન, [અં.] ગર્ભાશયનું માપ લેવાનું યંત્ર, ગર્ભા-

**મેડક** પું. [સં.] દેડકો

**મેડક-દોડ** (-દોડ્ય) સ્ત્રી. [+ જુઓ 'દોડ.'] દેડકા જેવી ધીમી ગતિ. (૨) એ નામની એક રમત

**મેડકી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] દેડકી

**મૅડમ** સ્ત્રી. [અં.] અંગ્રેજ સ્ત્રી. (૨) માનવંત સ્ત્રી

**મેડલ** પું. [અં.] ચંદ્રક, ચાંદ

**મેડલિસ્ટ** વિ. [અં] જેણે ચંદ્રક મેળવ્યો હોય તેવું

**મૅડ-હાઉસ** ન. [અં.] ગાંડાઓને રાખવાનું મકાન

**મેડા-કામ** ન. [જુઓ 'મેડો' + 'કામ.[2]'] મકાનમાં માળ ચણાવવાને લગતું કાર્ય [સંબંધ રાખનારું, દાક્તરી

**મેડિકલ** વિ. [અં.] પાશ્ચાત્ય દવાઓ અને ચિકિત્સા સાથે

**મેડિકલ ઍક્ઝામિનેશન** સ્ત્રી. [અં.] દાક્તર થવા માટેની પરીક્ષા [ઉપરી દાક્તર

**મેડિકલ ઑફિસર** પું. [અં.] એલોપથીને લગતા દવાખાનાનો

**મેડિકલ કૉલેજ** સ્ત્રી. [અં.] એલોપથીને લગતો અભ્યાસ કરાવનારી ઉચ્ચ કક્ષાની મહાશાળા

**મેડિકલ ટેસ્ટ** સ્ત્રી. [અં.] દર્દીની દાક્તરી તપાસ

**મેડિકલ સ્કૂલ** સ્ત્રી. [અં.] એલોપથીને લગતો અભ્યાસ કરાવનારી મધ્યમ કક્ષાની શાળા

**મેડી** સ્ત્રી. [જુઓ 'મેડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મકાન ઉપરનો માળ. (૨) અગાસી. (૩) મેડીવાળું મકાન

**મેડી-મહોલાત** (-મો:લાત) સ્ત્રી. [+ જુઓ 'મહોલાત.'] માળવાળું ભવ્ય મકાન

**મેડો** પું. [દે.પ્રા. मेड्ढ-] મકાન ઉપરનું માળિયું કે માળ

**મેઢ**[1] પું. [દે.પ્રા. તત્સમ] લાકડાનો નાનો દાંડો. (૨) ખળામાં વચ્ચે ઊભી કરેલી થાંભલી. (૩) લાકડામાં પડતું ઇયળ જેવું એક જંતુ. (૪) ન. ખેતરમાં છોડી દીધેલું અનાજ

**મેઢ**[2] (-ઢ્ય) સ્ત્રી. [જુઓ 'મેઢ.[1]'] ધાણી

**મેઢ**[3] પું. વેપારીને મદદ કરનારની એક અટક (અમદાવાદના વડનગરા નાગરોમાં) અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મેઢક**[1] પું., ન. [જુઓ 'મેઢ' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] લાકડાનો દાંડો. (૨) ન. ગમાણ

**મેઢક**[2] જુઓ 'મેડક.'

**મેઢવવું** સ.ક્રિ. સરખાવવું, મેળવવું, મુકાબલો કરવો. **મેઢવાવું** કર્મણિ., ક્રિ. **મેઢવાવવું** પ્રે., સ.ક્રિ.

**મેઢવાવવું, મેઢવાવું** જુઓ 'મેઢવવું'માં.

**મેઢારો** પું. [જુઓ 'મેઢ[1]' દ્વારા.] ખળાવાડમાં દરબાર અને મજમુ ભાગવાળો પાકનો ઢગલો

**મેઢા-શિ(-શીં,-સિં,-સીં)ગ(-ગ્ય)**, ગી સ્ત્રી. જુઓ 'મરડાશિંગ.'

**મેઢી** સ્ત્રી [જુઓ 'મેઢું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'મીંઢી.'

**મેઢું** ન. [સં. मेढ्रक- પું- > પ્રા. मेड्ढअ-] જુઓ 'મીંઢું.'

**મેઢો** પું. [જુઓ 'મેઢું.'] જુઓ 'મીંઢો.'

**મેઢ્ર** ન. [સં.] પુરુષની જનનેંદ્રિય, શિશ્ન

**મેત(-થ)-કૂટ** પું. ચણાના લોટમાં મસાલો મેળવી બનાવેલી એક વાની. (૨) બે ત્રણ જાતની દાળનો ભૂકો કરી બનાવેલી વાની. (ન.મા.)

**મેતાણ** પું. પડાવ, છાવણી

**મેતે** ક્રિ.વિ. [ચરો.] મેળે, જાતે

**મેથ-કૂટ** જુઓ 'મેત-કૂટ.'

**મેથડ** સ્ત્રી. [અં.] પદ્ધતિ, રીત, માર્ગ, પ્રકાર

**મેથંબો** (મેથમ્બો) પું. [જુઓ 'મેથી + 'આંબો.'] મેથીવાળો તીખો મુરબ્બો (ન.મા.)

**મેથિયા** પું., બ.વ. [જુઓ 'મેથી' + 'ગુ. 'ઇયું' ત.પ્ર.] ડાંગર-

માં મળતા મેથી જેવા દાણા

**મેથિયા સાંકળી** સ્ત્રી. [+ જુઓ 'સાંકળી.'] મેથીના દાણા જેવા પારાનું ડોકનું એક ઘરેણું [વગેરેનાં અથાણાં

**મેથિયાં** ન.,બ.વ. [જુઓ 'મેથિયા.'] મેથી ચડાવેલાં કેરી

**મેથિયું** ન. [જુઓ 'મેથિયા.'] મેથી ચડાવેલું કોઈ પણ પ્રકારનું અથાણું

**મેથિલેઇટેડ સ્પિરિટ** જુઓ 'મિથિલેઇટેડ સ્પિરિટ.'

**મેથી** સ્ત્રી. [સં. मेथिका હોઈ मेथी-ની હસ્તી] એક પ્રકારની સહેજ કડછી ભાજી અને એનાં બિયાં (અથાણાં-મસાલામાં ખૂબ ઉપયોગી). [૦ મારવી (રૂ.પ્ર.) સીધું કામ કરનારને ટોંકણી કર્યા કરવી]

**મેથી-ચ(-ચિ)મેડ** (-ડ્ય) સ્ત્રી. [+ જુઓ 'ચ(-ચિ)મેડ.'] ચમેડની એક જાત

**મેથી-દાણા** પું., બ.વ. [+ જુઓ 'દાણો.'] મેથીનાં બિયાં

**મેથી-પાક** પું. [+ સં.] ઘીમાં સોંતરેલી કાથ્યા વિનાની તાજી સુખડીમાં મેથી નાખી કાળી બનાવેલું એક પૌષ્ટિક મિષ્ટાન્ન, મેથીના લાડુ. (૨) (લા.) સખત માર. [૦ આપવો, ૦ જમાડવો (રૂ.પ્ર.) સખત માર મારવો]

**મેદ** પું. [સં. मेदस् ન.] શરીરમાંની ચરબી. [૦ ઉતારવો (રૂ.પ્ર.) માર મારવો. ૦ ઊતરવો (રૂ.પ્ર.) ઢીલા પડી જવું. ૦વધી જવો (રૂ.પ્ર.) શરીરે જાડા થઈ જવું]

**મેદ-ચ્છેદ** પું. [+સં.] શરીરની ચરબી ઓછી થઈ જવી એ

**મેદ-નાશક** વિ. [+સં.] શરીરની ચરબી ઓછી કરનાર (ઔષધ)

**મેદની** સ્ત્રી. [સં. मेदिनी] (લા.) માણસોનું ટોળું, માણસોની ઠઠ

**મેદપાટ** પું. [સં., હકીકતે 'મેવાડ'નું સંસ્કૃતીકરણ] ગુજરાતની ઈશાન-પૂર્વનો રાજસ્થાનનો મેવાડનો પ્રદેશ. (સંજ્ઞા.)

**મેદ-રોગ** પું. [જુઓ 'મેદ' +સં.] ચરબી વધવાનો રોગ

**મેદ-વૃદ્ધિ** સ્ત્રી. [+સં.] ચરબીનો વધારો થવો એ

**મેદસ્વી** વિ. [સં., પું.] શરીરમાં ચરબી ભરેલી હોય તેવું, મેદવાળું, ચરબીવાળું

**મેદાન** (મેઁદાન) ન. [ફા. મયદાન્] ખુલ્લી સપાટ જમીન. [૦ કરવું, ૦ કરી મૂકવું (રૂ.પ્ર.) જમીનદોસ્ત કરી નાખવું. ૦માં આવવું, ૦માં ઊતરવું, ૦માં પડવું, ૦માં પેસવું (-પૅસવું), -ને આવવું, -ને પડવું (રૂ.પ્ર.) જાહેરમાં આવવું]

**મેદાની** (મેઁદાની) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મેદાનને લગતું

**મેદાની-પરજ** (મેઁદાની-) સ્ત્રી. [+ જુઓ 'પરજ.'] જંગલ સિવાયના વિસ્તારોમાં રહેતી પ્રજા [રસોળી

**મેદાર્બુદ** પું. [સં. જુઓ 'મેદ' + अर्बुद] એક પ્રકારની ચરબીની

**મેદિની** સ્ત્રી. [સં.] પૃથ્વી. (૨) જગત, આલમ

**મેદુર** વિ. [સં.] ભરાઉ, ભરપૂર. (૨) સુંવાળું, લીસું

**મે(-મેં)દો** (મે(-મેઁ)દો) પું. [ફા. મયદહ્] ઘઉંને પલાળી સૂકવ્યા પછી દળીને કાઢેલો રોતરી વિનાનો બારીક લોટ. [૦ કાઢવો, ૦ દળવો (રૂ.પ્ર.) કાળજીપૂર્વક કામ કરવું]

**મેદો-રોગ** પું. [સં.] ચરબીને લગતો રોગ, ચરબી વધી પડવાનો વ્યાધિ

**મેદોર્બુદ** પું. [સં.] જુઓ 'મેદાર્બુદ.'

**મેધ** પું. [સં.] યજ્ઞ, યાગ. (૨) યજ્ઞમાં અપાતો બલિ

**મેધન** ન. [સં.] વ્રણને ધોવો તેમજ સાફ કરવો એ (વાઢ-કાપની એક ચિકિત્સા)

**મેધ-શાસ્ત્ર** ન. [સં.] યજ્ઞ-સંબંધી વિદ્યા

**મેધા** સ્ત્રી. [સં.] તીવ્ર બુદ્ધિ, 'ટેલન્ટ' (વિ.ક.) (૨) ધારણા-શક્તિ, 'મેમરી' (દ.બા.)

**મેધા-જનન** ન. [સં.] બુદ્ધિ ઉત્પન્ન કરવાનું કાર્ય, બુદ્ધિને વિકસાવવાનું કાર્ય (ના.દ.)

**મેધાવિની** વિ., સ્ત્રી. [સં.] તીવ્ર બુદ્ધિવાળી સ્ત્રી

**મેધાવી** વિ., [સં., પું.] તીવ્ર બુદ્ધિવાળું, ખૂબ ડાહ્યું. (૨) તીવ્ર યાદશક્તિવાળું

**મેધા-શક્તિ** સ્ત્રી. [સં.] બુદ્ધિ-શક્તિ. (૨) યાદશક્તિ

**મેધિષ્ઠ** વિ. [સં.] ખૂબ બુદ્ધિશાળી. (૨) તીવ્ર યાદશક્તિ-વાળું [(લા.) પવિત્ર, શુદ્ધ

**મેધ્ય** વિ. [સં.] યજ્ઞમાં જેનો હોમ કરી શકાય તેવું. (૨)

**મેન** (મૅન) પું. [સં. मदन > પ્રા. मयण દ્વારા, હિં.] કામ-દેવ. (જ. ગુ.)

**મેનકા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સ્વર્ગની એક અપ્સરા (જેના ઉપર મુગ્ધ થતાં વિશ્વામિત્ર ઋષિથી શકુંતલાનો જન્મ થયેલો) (સંજ્ઞા.)

**મેન-હોલ** ન. [અં.] ગટર-લાઇનમાં વચ્ચે વચ્ચે ચણી લીધેલું ઢાંકણાવાળું મોટું બાકું, ગટર-બાકું

**મેના¹** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે હિમાલય પર્વતની પત્ની અને પાર્વતીની માતા. (સંજ્ઞા.)

**મેના²** સ્ત્રી. [સં. છે, પણ પક્ષિવાચક નથી, સં. सारिका છે.] કાબરના પ્રકારનું કાળા રંગનું એક સુંદર પક્ષી (જે પોપટની જેમ પળાય છે અને એની જેમ શીખવતાં શબ્દો બોલે છે.), સારિકા [ઘાટની પાલખી

**મેના-પાલખી** સ્ત્રી. [જુઓ 'મેનો' + 'પાલખી.'] મ્યાનાના

**મેનિન્જાઇટિસ** (મેનિન્જાઇટિસ) પું. [અં.] મગજનો એક પ્રકારનો કાતિલ અને જોખમી તાવ (જેમાં મગજ પર સોજો આવે છે.) [ચૂંટણી-ઢંઢેરો

**મેનિફેસ્ટો** પું. [અં.] પક્ષનું જાહેરનામું, નીતિ-ઘોષણા,

**મૅનિયા** પું. [અં.] ઘેલછા

**મૅનિજાઇટિસ** (મેનિન્જાઇટિસ) જુઓ 'મેનિન્જાઇટિસ.'

**મૅનેજ-મેન્ટ** ન. [અં.] વ્યવસ્થા, વહીવટ, સંચાલન, કાર-ભાર [કારભારી

**મૅનેજર** વિ. [અં.] વ્યવસ્થાપક, વહીવટદાર, સંચાલક,

**મૅનેજિંગ કમિટી** (મેનેજિઙ્-) સ્ત્રી. [અં.] કારોબારી સમિતિ, કાર્યકારિણી સમિતિ

**મૅનેજિંગ ડિરેક્ટર** (મેનેજિઙ્-) પું. [અં.] મોટી સંસ્થા કારખાનાં વગેરેનો વહીવટ કરનાર નિયામક, વહીવટી સંચાલક

**મેનો** પું. જુઓ 'મ્યાનો.'

**મૅન્ગલોરી** (મેઙ્ગલોરી) જુઓ 'મેંગલોરી.'

**મૅન્ગેનીઝ** (મેઙ્ગેનીઝ) ન. [અં.] જુઓ 'મેંગેનીઝ.'

**મેન્ટલ¹** પું. [અં.] પેટ્રોમેક્સ કિટ્સન-લાઇટ વગેરેમાં રેશમી દોરીનો બત્તી-માટેનો) કુક્કા જેવો ઘાટ

**મેન્ટલ**[2] વિ. [અં.] મનને લગતું, માનસિક
**મેન્ટલ હૉસ્પિટલ** સ્ત્રી. [અં.] માનસિક રોગવાળાની ઇસ્પિતાલ [તંતુ-વાદ્ય
**મેન્ડલ** ન. [અં.] વીણાને મળતું એક વિદેશીય પ્રકારનું
**મેન્ડેટ** પું. [અં.] હકૂમત ચલાવવાના અધિકારની સોંપણી
**મેન્થોલ** પું. [અં.] ફુદીનાનાં ફૂલ (પાસા પડેલો સફેદ ઘન પદાર્થ) [વિરુદ્ધનો વાદ
**મેન્શેવિક** પું. [અં.] રશિયાના બોલ્શેવિક સિદ્ધાંતની
**મૅપ** પું. [અં.] નકશો
**મૅપલ** પું. [અં.] એક પ્રકારનો અમેરિકન ઝાડ
**મેફૂલ** પું. મુસલમાની એક મહિનો. (સંજ્ઞા.)
**મેબૂર** ક્રિ.વિ. ખૂબ, અત્યંત, અનરાધાર (વરસાદ)
**મૅમ** સ્ત્રી. [અં. 'મૅડમ'નું લાઘવ] જુઓ 'મૅડમ.'
**મેમ્બર** પું. [અં.] સભ્ય, સભાસદ
**મેમ્બર-શિપ** સ્ત્રી. [સં.] સભાસદ હોવાપણું, સભ્ય-પદ
**મેમણ** પું. [અર. મુઅ્મીન્] સિંધમાંથી લુહાણા હિંદુઓમાંની ઇસ્લામ ધર્મ સ્વીકારી કચ્છમાં અને ત્યાંથી પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આવી ઠરેલી એક વેપારી કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [જીવડો
**મેમણ-મૂંડો** પું. ઘણા ખાતર વગેરેમાં પડતો એક જાડો
**મેમણિયાણી** સ્ત્રી. [જુઓ 'મેમણ' + ગુ. 'ઇયું' ત.પ્ર. + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] મેમણ જ્ઞાતિની સ્ત્રી
**મેમનો** પું. નાકનું એક જડાઉ ઘરેણું, કાંટો
**મેમો** પું. [અં.] નાનો શેરો કે યાદી, 'મેમોરેન્ડમ'
**મેમોરિયલ** ન. [અં.] સ્મારક-ચિહ્ન, યાદગીરી માટેનું બાવલું
**મેમોરેન્ડમ** ન. [અં.] જુઓ 'મેમો.' (૨) કારણો વગેરે દર્શાવી આપવામાં આવતું પ્રાર્થના-પત્ર — નિવેદન-પત્ર
**મેય** વિ. [સં.] માપી શકાય તેવું. (૨) જાણી શકાય તેવું
**મેયર** પું. [અં.] મ્યુનિસિપલ કૉર્પોરેશનનો પ્રમુખ, નગરપતિ [અને એનો હોદ્દો
**મેયરી** સ્ત્રી.,-રું ન. [+ ગુ. 'ઈ' -'ઉં' ત.પ્ર.] મેયરની કામગીરી
**મેયાળું** (મૅ:યાળું) વિ. [જુઓ 'મે' + 'આળું' ત.પ્ર.] વરસાદવાળું, (૨) ન. વરસાદ વરસતો હોય તેવો સમય
**મેર**[1] પું. [સં. મેરુ] જપમાળાનો આદિ-અંતને મથાળે રખાતો જુદો ઘાટીલો પારો. (૨) (લા.) શિરોમણિ, મુગટ. (૩) હુક્કાનો ચલમ રાખવાનો ડાબો. (૪) ગળચવાનું વચમાંનું જડતર. (૫) કીર્તન ભજન વગેરેના પ્રસંગે માણસને એક વાર અપાતા પૈસા. [૦ આવવો (રૂ.પ્ર.) છેડો આવવો. ૦ ડોલવા (રૂ.પ્ર.) શિખરો ખળભળવાં. માળાનો મેર (રૂ.પ્ર.) મોટું માણસ. ૦ થવું, બેસવું (બૅસવું) (રૂ.પ્ર.) આથમી જવું]
**મેર**[2] (-રય) કે.પ્ર [સં. मर् > પ્રા. मर > અપ. આજ્ઞાર્થ બી. પું., એ.વ. मरि] (ચરો.) 'મરી જા' એવા ભાવનો ઉદ્ગાર : 'મેર, મૂઆ!' [૦ કહેવું (-કે:વું) અશુભ ઇચ્છવું]
**મેર**[3] (-રથ) ના. યો. [સૌ.] બાજુ, તરફ, ગમ
**મેર**[4] (મે:ર) પું. [સં. मिहिर સાથે સંબંધવાળો વિદેશી 'મેદ' મૂળમાં મનાય છે. વલભીના 'મૈત્રકો' સાથે સંબંધ પકડાયો નથી.] અજમેર-મેરવાડામાં આવી વસેલી અને એમાંથી છેક પશ્ચિમ સૌરાષ્ટ્રમાં સ્થિર થયેલી એક હિંદુ તીખી લડાયક કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**મેર-ગર** પું. [સં. मेरु-गिरि] પૌરાણિક માન્યતાનો એક વિશાળ પર્વત. (સંજ્ઞા.)
**મેર(-રા)મ**[1] વિ. પ્રિયતમ, ખૂબ વહાલું
**મેરમ**[2] ન. એક પ્રકારનું ઘાસ
**મેર-મેરા(-રૈ)યું** ન. દિવાળીને દિવસે રાત્રિએ શેરડીની કાતળીમાં ભરાવી કરાતો દીવડો (જે છોકરા ફેરવવા નીકળે છે.)
**મેર-વાડ** (મે:રવાડ) સ્ત્રી., -ડો પું. [જુઓ 'મેર[4]' + વાડ'-વાડો.'] મેર લોકોનો પ્રદેશ અને લત્તો. (૨) અજમેર નજીકનો જૂનો મેર લોકોનો પ્રદેશ, અજમેર-મેરવાડા. (સંજ્ઞા.)
**મેરા** સ્ત્રી. [સં. मर्यादा દ્વારા] હદ, સીમા [સઈ
**મેરાઈ** પું. (કપડાં સીવવાનો ધંધો કરનારે જ્ઞાતિનો) દરજી,
**મેરાજ-પંથ** (મે:રાજ-પન્થ) પું. [સં. महाराज + જુઓ 'પંથ.'] પરણામી પંથ, ખીજડા-પંથ, (શ્રીકૃષ્ણના મુગટની સેવા-પૂજા કરતો, જામનગરમાં મુખ્ય ગાદી ધરાવતો, પ્રાણનાથ સ્વામીએ વિકસાવેલો એક વૈષ્ણવ માર્ગ) (સંજ્ઞા.)
**મેરાડું** (મે:રાડું) વિ. [જુઓ 'મેર[4]' દ્વારા.] મેર લોકોની વસ્તીવાળું
**મેરાણ**[1] પું. ઘોડો
**મેરાણ**[2] પું. રાજકુમાર [સાગર
**મેરાણ**[3] પું. [સં महार्णव દ્વારા 'મહેરામણ'નું લાઘવ] સમુદ્ર,
**મેરાણી** (મે:રાણી) સ્ત્રી. [જુઓ મેર[4]' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય] મેર જ્ઞાતિના પુરુષની સ્ત્રી; મેર સ્ત્રી
**મેરામ** જુઓ 'મેરમ.[1]'
**મેરામણ** (મે:રામણ) પું. [સં. महार्णव દ્વારા] સાગર, સમુદ્ર, મહેરામણ, મેરાણ. [૦ની કૂંજડી (રૂ.પ્ર.) સ્વરૂપવતી સ્ત્રી. ભાઠો મેરામણ (મે:રામણ) (રૂ.પ્ર.) સિંધુ નદી]
**મેરા(-રિ,-રૈ)યું** ન. જુઓ 'મેર-મેરાયું.' (૨) (વ્યંગમાં) હુક્કો. [૦ નીકળવું (રૂ.પ્ર.) ફજેતી કરાવવા ફરવું. ૦ સિંચવું (-સિઞ્ચવું) (રૂ.પ્ર.) હિંદુઓમાં ગામડાંમાં મેરાયું હાથમાં લઈ નવાં વરવધૂઓનું સગાં-સ્વજનોને ઘેર દિવેલ પુરાવા જવું]
**મેરાયો** પું. ચાડિયો, બાતમી આપી દેનારો
**મેરારું** ન. સુંદર કન્યા [કમાનવાળું
**મેરાવી** (મે:રાવી) વિ. [જુઓ 'મહેરાબ' + ગુ. 'ઈ' ત.પ્ર.]
**મૅરિનો** ન. [અં.] ઑસ્ટ્રેલિયામાં થતી ઘેટાની એક જાત
**મેરિ(-રૈ)યું**[1] જુઓ 'મેરાયું.'
**મેરિયું**[2] (મે:રિયું) વિ. [જુઓ 'મેર[4]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં મેર લોક વસતા હોય તેવું (ગામ)
**મેરી** (મે:રી) સ્ત્રી. [હિં. મેહરી] સ્ત્રી., બૈરું, બાઇડી, નારી
**મેરી આઈ** સ્ત્રી. એક ગ્રામદેવી. (સંજ્ઞા.)
**મેરુ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે એક ઊંચામાં ઊંચો ગણાતો પર્વત. (સંજ્ઞા.) (૨) વીણાનો એક ભાગ.

(૩) માળાનો મેર. (૪) હાથની આંગળીનો છેડાનો વેઢો. (૫) હુક્કાનો મેર, ડોઘો. (૬) વિષુવવૃત્તથી ૯૦° અંશે ઉત્તરે આવેલું સ્થાન. (સંજ્ઞા.)

**મેરુ-કૂટ** ન. [સં.] મકાનનો એક પ્રકાર. (સ્થાપત્ય.)

**મેરુ-તેરસ(-શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી. [+ જુઓ 'તેરસ(-શ.'] પોષ વદિ તેરસની મેરુ-પૂજનની તિથિ. (સંજ્ઞા.)

**મેરુ-દંડ** (-દણ્ડ) પું. [સં.] પૃથ્વીના બંને ધ્રુવો વચ્ચેની કલ્પેલી સીધી રેખા. (૨) કરોડ-રજ્જુ, કરોડ, 'સ્પાઇનલ કોર્ડ'

**મેરુ-પૃષ્ઠ** ન. [સં.] (લા.) સ્વર્ગ

**મેરુ-પ્રાસાદ** પું [સં.] ગર્ભ-ગૃહ અને મેઘ-મંડપને બેઉ પડખે પહોળાઈ લઈ એમાં ખચકા આપી બનાવેલા સુંદર ઘાટ-વાળા મંદિરનો એક પ્રકાર. (સ્થાપત્ય.)

**મેરુ-ભૂત** વિ. [સં.] (લા.) દેખાઈ આવે તેવી રીતનું મુખ્ય

**મેરુ-મણિ** પું [સં.] મેરુ પર્વતની ટોચ. (૨) (લા.) સૌથી ઊંચો ભાગ [પર્વત. (સંજ્ઞા.)

**મેરુ-મંદર** (-મન્દર) પું. [સં.] એ નામનો એક કલ્પિત

**મેરુ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] (લા.) ચરખો. (૨) બીજગણિત-માંનું એક પ્રકારનું ચક્ર. (ગ.)

**મેરુ-શિખર** ન. [સં.] મેરુ પર્વતની ટોચ. (૨) (લા.) માથા-માંનું ઉપરનું કેંદ્ર, બ્રહ્મ-રંધ્ર

**મેરુ-સાવર્ણિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે અગિ-યારમો મનુ. (સંજ્ઞા.) [બાજુએ, નજીકમાં

**મેરે** (-રચે) ક્રિ.વિ. [જુઓ 'મેર[૪]' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.]

**મેરૈયું** જુઓ 'મેરાયું.'

**મેલ[૧]** (મેલ) પું. [જુઓ 'મેલું' દ્વારા.] મલિન પદાર્થ (શરીર ઉપરનો આછો ગંદવાડ). (૨) ગંદવાડો, ગંદકી, કચરો. (૩) (લા.) અંતરનો દ્વેષ. [૦ કાઢવો, ૦ કાપવો (રૂ.પ્ર.) મેલા-પણું દૂર કરવું, શુદ્ધ કરવું ૦ મૂકવો (રૂ.પ્ર.) ખુલ્લી ચોખ્ખી વાત કરી દેવી]

**મેલ[૨]** જુઓ 'મેઇલ.'

**મેલ-ખાઉ** (મે:લ) વિ. [જુઓ 'મેલ[૧]'+'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] ગંદકી દૂર કરનારું, સ્વચ્છ કરી આપનારું

**મેલ-ખાયું** (મેલ-) વિ. [જુઓ 'મેલ[૧]' + 'ખા' + ગુ. 'આયું' કૃ.પ્ર.] જુઓ 'મેલ-ખાઉ.' (૨) ન. પાઘડી કે ટોપીમાં માથાનો મેલ ન લાગે એ માટે વચ્ચે રખાતું કપડું

**મેલ-ખોર** (મેલ-) વિ. [જુઓ 'મેલ[૧]' + ફા. પ્રત્યય.] મેલ-વાળું, મેલું ['મેલ-ખાયું.'

**મેલ-ખોરિયું** (મેલ-) વિ., ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ

**મેલ-ગાડી** જુઓ 'મેઇલ-ગાડી.'

**મેલ-ગૂમણું** (મેલ-) વિ. [જુઓ 'મેલ[૧]' + 'ગૂગણું.'] સારું ગંદુ'-મિશ્રિત. (૨) મનમાં મેલ રાખનારું

**મેલ-છાંડ** (મેલ્ય-છાંડ્ય) સ્ત્રી. [જુઓ 'મેલવું' + છાંડવું.'] મૂકી દેવું એ, છોડી દેવું એ

**મેલ-ટ્રેન** જુઓ 'મેઇલ-ટ્રેઇન'

**મેલડિયું** (મેલડિયું) વિ. [જુઓ 'મેલડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મેલું.'

**મેલડી[૧]** (મેલડી) સ્ત્રી. [જુઓ 'મેલડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] માથાની લટ. (૨) (લા.) ચુડેલ ડાકણ વગેરે પ્રકારની એક હીન કોટિની દેવી. (સંજ્ઞા.) [૦ મૂકવી (રૂ.પ્ર.) તાંત્રિક પ્રયોગથી મેલડી દેવીને શત્રુ ઉપર છૂટી કરવી]

**મેલડી[૨]** સ્ત્રી. [જુઓ 'મેળ' દ્વારા.] વાદી અનુવાદી અને સંવાદી સ્વરોની પ્રમાણબદ્ધ મેળવણીથી ઊભી થતી ગાયકીનો આનંદ. (સંગીત.)

**મેલડું** (મેલડું) વિ. [જુઓ 'મેલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મેલું.' (૨) (લા.) દ્વેષી. (૩) કપટી [મૂકવું એ

**મેલણ** ન. [જુઓ 'મેલવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] મેલવું એ,

**મેલણું** (મેલણું) ન. [જુઓ 'મેલું' દ્વારા.] રાજકુટુંબમાં કોઈ મરણ થતાં પ્રજા પાસેથી પૂર્વે લેવાતો હતો તે કર

**મેલ-દે** સ્ત્રી. વહાણની છતરડી, છતેડી. (વહાણ.)

**મેલન** ન. [સં.] મળવું એ, મિલન, મેળાપ. (૨) મિશ્રણ

**મેલ-પણ** (મેલ-) ન [જુઓ 'મેલું' + ગુ. 'પણ' ત.પ્ર.] મેલાપણું, મલિન-તા (૨) (લા.) શંકા, સંદેહ, શક, સંદેશો

**મેલ-બોટ** જુઓ 'મેઇલ-બોટ.'

**મેલ-મૂક** (મેલ્ય-મૂક્ય) સ્ત્રી. [જુઓ 'મેલવું' + 'મૂકવું.'] જુઓ 'મેલ-છાંડ.' (૨) પૈસા દાગીના વગેરે બીજાને ત્યાં છાની રીતે મૂકી આવવા એ

**મેલ-વાન** જુઓ 'મેઇલ-વાન.'

**મેલવું** સ.ક્રિ. [દે.પ્રા. मेल्ल] મૂકવું, રાખવું, ધરવું. (૨) છૂટું મૂકવું, છોડી દેવું, જતું કરવું. (૩) પહોંચાડવું, પુગાડવું. (૪) રહેવા દેવું. **મેલાવું** કર્મણિ., ક્રિ. **મેલાવવું** પ્રે.,સ.ક્રિ.

**મેલાણ** ન. [જુઓ 'મેલાવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] મુક્ત થવું એ. (૨) વિસામો લેવાનું સ્થાન. (૩) મુકામ, ઉતારો. (૪) છાવણી. (૫) ડગલું, પગલું, કદમ

**મેલાપ** જુઓ 'મેળાપ.'

**મેલિયું** (મેલિયું) ન. [જુઓ 'મેલ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'મેલ-ખાયું'. (૨) ન. ઘોડાને બાંધવાના સામાન-માંની એક ચીજ [(૨) માણસની ઠઠ

**મેલાવ** પું. [સં. मेलाप > પ્રા. मेलाव, પ્રા. તત્સમ] મેળાપ.

**મેલાવવું, મેલાવું** જુઓ 'મેલવું'માં. [જુઓ 'મેલાવ.'

**મેલાવો** પું. [જુઓ 'મેલાવ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.]

**મેલાશ** (મેલાશ્ય) સ્ત્રી. [જુઓ 'મેલું' + ગુ. 'આશ' ત.પ્ર.] મેલાપણું, ગંદકી

**મેલી** (મેલી) વિ., સ્ત્રી [જુઓ 'મેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ઓર, જરાયુ (પ્રસવ સાથે પડતો પડવાળો પારદર્શક પદાર્થ.) (૨) ઠાઠડી, નનામી

**મેલી ચીસી** પું. એક પ્રકારનો કિંમતી પથ્થર

**મેલી વિદ્યા** સ્ત્રી. [જુઓ 'મેલી' + સં.] કામણ-ટૂમણ પ્ર-કારની તાંત્રિક મલિન પ્રક્રિયા, મૂઠ-ચોટની વિદ્યા. (તંત્ર.)

**મેલું** (મેલું) વિ. [દે. પ્રા. मइल्लअ-] મેલવાળું, ગંદું, મલિન. (૨) (લા.) અશુદ્ધ, અપવિત્ર. (૩) પાપી, અધર્મી. (૪) પાતકી. (૫) સાંકડા દિલનું, અનુદાર, મીંઢું. (૬) ન. વિષ્ઠા. ગૂ, નરક, 'નાઇટ-સોઇલ.' (૭) ભૂત પ્રેત વગેરેનો વળગાડ. [૦ દા(-દા)ટ (રૂ.પ્ર.) અત્યંત મેલું, ખૂબ જ મલિન. ૦ માથું (રૂ.પ્ર.) રજસ્વલા હોવું. ૦ વળગવું (રૂ.પ્ર. ભૂત-પ્રેતની અસર થવી]

**મે(-મ)લેરિયા** પું [અં.] ટાઢિયો તાવ. (સંજ્ઞા.)

**મેલો** (મેલો) પું. [જુઓ 'મેલું.'] (લા.) મરણના સમા-

ચારનો પત્ર, કાળાખડી. [૦સં ભળાવવો (રૂ.પ્ર.) આઘાત લાગે તેવા સમાચાર આપવા]

**મેલોડી** સ્ત્રી. [અં.] રાગ-રાગણી [લાલ ઘોડો

**મેલો-રોઝો** પું. [જુઓ 'મેલું' + 'રોઝું.'] (લા.) કાળી ઝાંયનો

**મેલ્લી** સ્ત્રી. માથું ગૂંથવાની એક રીત

**મેલ્લો** (મેઃલ્લો) જુઓ 'મહોલ્લો.'

**મેવ** પું. રાજસ્થાનના મેવાત (બિકાનેર તરફના) પ્રદેશમાં રહેતી એક હિંદુ જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મેવ-જાત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'જાત.[2]'] મેવ નામની બિકાનેર તરફની એક હિંદુ જાત. (સંજ્ઞા.)

**મેવડી** સ્ત્રી. [જુઓ 'મેવડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મેવડા-ની કે મેવડા જાતની સ્ત્રી. (૨) ડાયણ સ્ત્રી

**મેવડો** પું. [જુઓ 'મેવાડો.'] મોગલાઈમાં ટપાલ લઈ જવા-લાવવાની કામગીરી બજાવતો મેવાડ પ્રદેશની એવી જાતિનો પુરુષ. (સંજ્ઞા.) (૨) સિપાઈ

**મેવલિયું** ન. કાંતવાનો સાંચો

**મેવલિયો** (મેઃવલિયો) પું. [જુઓ 'મેવલો' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **મેવલો** (મેઃવલો) પું. [સં. मेघक ▶ પ્રા. मेहअ + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર. + 'ઇયું' ત.પ્ર.] વરસાદ, મે, વૃષ્ટિ. (૨) વરસાદની સ્તુતિનું ગીત

**મેવા-ગર** વિ. [જુઓ 'મેવો' + ફા. પ્રત્યય] મેવો વેચવાનો ધંધો કરનાર [એ નામનું એક મિષ્ટાન્ન

**મેવાટી** વિ. [જુઓ 'મેવો' દ્વારા.] જુઓ 'મેવા-ગર. (૨)

**મેવાડ** પું. [સં. કૃત્રિમ શબ્દ मेदपाट ▶ પ્રા. मेअवाड હોય એમ., પણ મૂળ અસ્પષ્ટ છે.] ગુજરાતની પૂર્વ અને ઈશાન સરહદ ઉપર આવેલો રાજસ્થાનનો એ નામનો પહાડી અને ફળદ્રુપ પ્રદેશ. (સંજ્ઞા.)

**મેવાડ-વાસ** પું. [+ સં.] મેવાડ પ્રદેશમાં જઈ રહેવું એ

**મેવાડવાસી** વિ. [+ સં.,પું.] મેવાડ દેશમાં વસનારું

**મેવાડી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મેવાડ દેશને લગતું. (૨) સ્ત્રી. મેવાડની બોલી, મારવાડીની એક પેટા-બોલી. (સંજ્ઞા.)

**મેવાડો** પું. [જુઓ 'મેવાડ' + ગુ. 'ઉં' ત.પ્ર.] બ્રાહ્મણ વાણિયા સુતારની મેવાડમાં રહેતી કે ત્યાંથી ઊતરી આવેલી જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) એ નામનો એક રાગ. (સંગીત.) [૦ ઉતારવો (રૂ.પ્ર.) કાળો કકળાટ કરવો (૨) ભારે કજિયો કરવો]

**મેવાત** પું. [જુઓ 'મેવ' + અર. 'આત' સ્ત્રી., બ.વ.નો પ્રત્યય] મેવ લોકોનો પ્રદેશ, રાજસ્થાન અને સિંધની સરહદનો બિકાનેર નજીકનો એ નામનો પ્રદેશ. (સંજ્ઞા.)

**મેવાતી** વિ. [+ જુઓ 'ઈ' ત.પ્ર.] મેવાત દેશને લગતું. (૨) રાજસ્થાનની બિકાનેર બાજુની એક બોલી. (સંજ્ઞા.)

**મેવા-દાર** વિ. [જુઓ 'મેવો' + ફા. પ્રત્યય] મેવાથી ભરેલું

**મેવા-મિસરી** ન.,બ.વ. [જુઓ 'મેવો' + 'મિસરી.'] ઠાકોરજી-ના લીલા સૂકા મેવાનો સાકરવાળો પ્રસાદ. (૨) કેરીની એક મીઠી જાત. [૦ મળવાં (રૂ.પ્ર.) અમન-ચમન કરવાં]

**મેવાસ** (મેઃવાસ) પું. [સં. मही-वास] મહીકાંઠાનો ચરોતરમાં આવેલો મોટાં અને ઊંડાં વાંઘાંવાળો પ્રદેશ (પૂર્વે એ ચોર લૂંટારાથી ભરેલો કહેવાતો હતો.)

**મેવાસી** (મેઃવાસી) વિ. [સં. महीवासिक- ▶ પ્રા. महीवासिअ-] મેવાસના પ્રદેશને લગતું. (૨) મેવાસના પ્રદેશનું વતની. (૩) (લા.) ચોર-લૂંટારો.

**મેવાળો** પું. [જુઓ 'મેલાવો,'-વ્યત્યય] જુઓ 'મેલાપ.'

**મેવો** પું. [ફા. મેવહ્] ખાવાના કામમાં લાગતાં સૂકાં કે લીલાં ફળ (સૂકાં બદામ પિસ્તાં કાજુ ચારોળી દ્રાક્ષ વગેરે, લીલાં કેળાં પોપૈયાં ચીકુ કેરી વગેરે)

**મેશ** (-શ્ય) જુઓ 'મેસ.'

**મેશરી** જુઓ 'માહેશ્વરી'—'મેસરી.'

**મેશવો** જુઓ 'મેસવો.'

**મેશી** વિ. [મરા.] આળસુ. (૨) કંજૂસ

**મેષ** પું. [સં.] નર ઘેટું, નર મેંઢું. (૨) સ્ત્રી. [સં.,પું.] બાર રાશિઓમાંની પહેલી રાશિ. (જ્યો.)

**મેષ-પાલ**(-ળ) પું. [સં.] ઘેટાંનો પાળક—ભરવાડ કે રબારી

**મેષ-રાશિયું** ન. [સં. मेष-राशि + ગુ. 'ઇયું' ત.પ્ર.] ('અલઈ' અક્ષરોને કારણે) (લા.) અફીણ. (૨) મેખું. (૩) પુરુષની જનનેંદ્રિય, લિંગ

**મેષ-સંક્રાંતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.], **મેષાર્ક** પું. [+ સં. अर्क] સૂર્યનું આકાશમાં મેષ રાશિના તારા-સમૂહમાં પ્રવેશવું એ (એપ્રિલની ૧૪ મી તારીખનો આંદાજે દિવસ)

**મેષ-સંવર્ધન** (-સંવ્વર્ધન) ન. [સં.] ઘેટાંઓનો ઉછેર, 'શીપ-બ્રીડિંગ'

**મેષોન્મેષ** [સં. मेष + उन्मेष] આંખનો તે તે પલકારો

**મેસ(-શ)** (-સ્ય, -શ્ય) સ્ત્રી. [સં. मसि] દીવાનો મેલ, મસ. (૨) આંજણ. [૦ **આંજવી**, ૦ **ઘાલવી**, ૦ **ચોપડવી** (-ચોપડવી), ૦ **સારવી** (રૂ.પ્ર.) આંખમાં કાજળ લગાડવું. ૦ **ઘસવી** (રૂ.પ્ર.) અપજશ લેવો. ૦**ની કોટડી**, ૦**ની ટીલી**, ૦**નું ટીલું** (રૂ.પ્ર.) અપજશ અપાવે તેવી બાબત. ૦**નો ચાંદલો** (**કે ચાંલ્લો**) (રૂ.પ્ર.) અપકીર્તિ, અપજશ. **મોઢે મેસ(-શ) ઘસવી** (-મેસ્ય, -શ્ય-) (રૂ.પ્ર.) અપજશ લેવો. (૨) ભૂંડું કરવું]

**મેસ[2]** સ્ત્રી., ન. [અં.] ભોજનાલય

**મેસ(-શ)રી** પું. [સં. माहेश्वरी દ્વારા] જૈન ન હોય તેવા સ્માર્ત કે વૈષ્ણવ વાણિયાની જાત અને એનો પુરુષ. (સંજ્ઞા)

**મેસર્સ** વિ. [અં.] ('મિસ્ટર='મિ.'નું બ.વ.નું રૂપ) માનવંત (કોઈ પણ વેપારી મંડળ ક્રુ. વગેરે)

**મેસલો** પું. ખોટાં લાડ લડાવવાં એ

**મેસ(-શ)વો** સ્ત્રી. સાબરકાંઠાની એ નામની એક નદી (જે વાત્રકને મળે છે.) [કનવું, ઝૂલડું

**મેસુ** ન. વાળનું માથાનાં બેઉ પડખાં પરનું તે તે ઝૂમખું,

**મેસૂબ,-ર** પું. [અર. મક્સૂર્] ચણાના લોટની એક ખાસ પ્રકારની ઘીમાં લોટ શેકી ચાસણીમાં બનાવેલી મીઠાઈ

**મેસોન** પું. [અં.] પદાર્થનો એક પ્રકારનો મૂળ વીજાણુ

**મેસ્મેરિઝમ** ન. [અં.] પોતાના મનોબળથી સામા ઉપર ધારી અસર ઉપજાવવાની વિદ્યા, નજર-બંદી, પ્રાણ-વિનિમય

**મેસ્મેરાઇ-ઝર** વિ. [સં.] મેસ્મેરિઝમ કરનાર

**મેહ** (મેઃ) પું. [સં. मेघ ▶ પ્રા. मेह, પ્રા. તત્સમ] જુઓ 'મે.'

**મેહર** પું. ઇલાહી તેમજ ઈરાની મહિનાનો ૧૬ મો દિવસ.

(સંજ્ઞા.) (પારસી.)

**મેહરેસ્પંદ** (-સ્પન્દ) પું. ઇલાહી તેમજ ઈરાની મહિનાનો ૧૯મો દિવસ. (સંજ્ઞા.) (પારસી.)

**મેહાર** પું. ભેંસનો ગોવાળ

**મેહુલો** (મેઃઉલો) પું. [સં. मेघ > પ્રા. मेह + અપ. उल्लअ-] **-લિયો** પું. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'મેઘ(૧).' (પદ્યમાં.)

**મેળ** પું. [જુઓ 'મળવું'-એના પ્રે. અંગથી અને સં. मेळ] મળતાપણું. (૨) સમાગમ, સંયોગ. (૩) ભેળવવું એ, ભેળ, મિશ્રણ. (૪) સંપ. (૫) રાગને ઉત્પન્ન કરવાની શક્તિનો આધાર, થાટ. (સંગીત.) (૬) જમા-ઉધારની સમતા. (૭) આવક-જાવકનો હિસાબનો ચોપડો. (૮) સંવાદિતા, રાગ, બનાવ, 'એકાર્ડન્સ', 'કૉન્કૉર્ડ.' (દ.બા.), 'કૅન્ગ્રુઇટી', 'હાર્મની.' (૯) સવડ, અનુકૂળતા, 'ઍડ્જસ્ટમેન્ટ.' [૦ આવવો ૦ થવો (રૂ.પ્ર.) બંધબેસતું થવું, અનુકૂળ થવું, સરખાઈ આવવી. ૦ કરવો (રૂ.પ્ર.) સંપ કરવો. ૦ કાઢવો, ૦ બેસાડવો (-બૅસાડવો), ૦ મેળવવો (રૂ.પ્ર.) હિસાબનું તારણ કરવું (૨) હિસાબ બરોબર છે એ જોવું. ૦ ખાવો, ૦ બેસવો (-બૅસવો) (રૂ.પ્ર.) સરખાઈ આવવી. (૨) મુલાકાત થવી. (૩) જોગ ખાવો. ૦ દોરવો (રૂ.પ્ર.) હિસાબ માંડવો. ૦ મળવો (રૂ.પ્ર.) એકદિલી થવી. (૨) જમા ઉધારની રકમો મળવી. (૩) મેળાપ થવો. ૦ રહેવો (-રૅઃવો) (રૂ.પ્ર.) બનાવ હોવો, મૈત્રી રહેવી. ૦ રાખવો (રૂ.પ્ર.) સંપથી રહેવું. (૨) હિસાબ રાખવો. ૦ લાવવો (રૂ.પ્ર.) સંપ કરાવવો, સમાધાન કરી આપવું. ૦ હોવો (રૂ.પ્ર.) બનાવ હોવો, એકરાગ હોવું. છપ્પનના મેળમાં ન હોવું (રૂ.પ્ર.) ઢંગધડો ન હોવો.]

**મેળ-કારકુન** પું. [+જુઓ 'કારકુન.'] સરખાવનાર કલાર્ક

**મેળ-ખાતું** વિ. [+જુઓ 'ખાવું'+ગુ. 'તું' વર્ત. કૃ.] બંધ બેસતું, મળતું આવતું, અનુરૂપ

**મેળ-જોળ** પું. [+જુઓ 'જોળ.'] એકતા, ઐક્ય. (૨) સંપ

**મેળણું** ન. [+જુઓ 'મેળવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] મરનારની પાછળ શ્રાદ્ધ સરાવનારને સગાંસંબંધીઓ તરફથી અપાતી રકમ

**મેળ-બદ્ધ** વિ. [જુઓ 'મેળ' + સં.], **મેળ-બંધ** (-બન્ધ) વિ. [+સં.] સંવાદી, મેળવાતું, બંધ બેસતું, મેળ-ખાતું, 'હાર્મોનિયસ' (હ.દ્વા.)

**મેળવણ** ન. [જુઓ 'મેળવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] અખરામણ, આખરણ. [૦ના(-નાં)ખવું (રૂ.પ્ર.) વધારીને વાત કરવી]

**મેળવણી** સ્ત્રી. [જુઓ 'મેળવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] મેળવવું એ, મિશ્રણ કરવું એ, મિશ્રણ, 'મિક્સ્ચર.' (૨) ઉમેરણ. (૩) તુલના, સરખામણી, 'કૉલેશન,' 'ચેકિંગ.' (૪) તાળો મેળવવો એ. (૫) (લા.) વધારીને વાત કરવી એ

**મેળવણું** ન. [જુઓ 'મેળવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] મેળવવું એ. (૨) મેળવવાનો પદાર્થ, મેળવણી માટે નાખવાની ચીજ

**મેળવવું** જુઓ 'મળવું'માં. (૨) આખરણ નાખવું. (૩) એકતાર કરવું. (૪) ઓળખાણ કરાવવી. (૫) સરખામણી કરવી. **મેળવાવું** પુનઃ કર્મણિ., ક્રિ. **મેળવાવવું** પુનઃ પ્રે., સ.ક્રિ.

**મેળવ-શક્તિ** સ્ત્રી. [જુઓ 'મેળવવું' + સં.] જુદે જુદે અંતરે આવેલાં દશ્યોને બરોબર જોવા માટે યંત્રમાં સરખી રીતે નજર ગોઠવવાની આવડત

**મેળવાવવું, મેળવાવું** જુઓ 'મેળવવું'માં.

**મેળવું** સ.ક્રિ. [જુઓ 'મળવું' દ્વારા કર્મક રૂપ.] ગાડીના જુદા જુદા ભાગ ભેળા કરવા. (૨) દોરડું વણવું. (૩) મેળ કરવો. (૪) (છાણ) એકત્રિત કરવું. **મેળાવું** કર્મણિ., ક્રિ. **મેળાવવું** પ્રે.સ.ક્રિ.

**મેળા** (મેઃળા) સ્ત્રી. [સં. महेला] મહિલા, સ્ત્રી, નારી

**મેળાએ** (મેળા એ) જુઓ 'મેળે.'

**મેળાણ** ન. [જુઓ 'મેળાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] સાથે મળવું એ. (૨) સંપ

**મેળાપ** પું. [સં. मेलाप, અર્વા. તદ્ભવ] મુલાકાત, મેળાવો

**મેળાપ-સભા** સ્ત્રી. [+સં.] મેળાવડો

**મેળાપી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] મિત્ર, સાથીદાર, મળતિયું (સારા નરસા બેઉ પ્રકારનું)

**મેળાવ** પું. [સં. मेलाप > પ્રા. मेलाव] જુઓ 'મેલાપ.'

**મેળાવટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'મેળાવ' દ્વારા.] મેળ, ઐક્ય, એકતા

**મેળાવડો** પું. [સં. मेलापक- > પ્રા. मेलावअ + ગુ. 'ડું'- સ્વાર્થે ત.પ્ર.] ઘણાં માણસોનો એકઠો થયેલો સમૂહ (ગાનતાન જલસો કે ઇનામ વગેરેનો સમારંભ)

**મેળાવવું, મેળાવું** જુઓ 'મેળવું'માં.

**મેળાવો** પું. [સં. मेलापक- > પ્રા. मेलावअ-] જુઓ 'મેલાપ.'

**મેળે** (મેળે) ક્રિ.વિ. [જુઓ 'મેળ' + ગુ. 'એ' ત્રી વિ.,પ્ર.], ૦ **મેળે** (-મેળે), ૦ **મેળાએ** (-મેળાએ) ક્રિ.વિ. [મેળથી, સરખાઈથી. (૨) (લા.) જાતે, મેળાએ, મેતે]

**મેળો** પું. [સં. मेलक- > પ્રા. मेलअ-] મોટા માનવ-સમૂહનો એકઠો થયેલો જમાવ. [૦ ભરવો (રૂ.પ્ર.) લોકોના સમૂહને એક સ્થળે આનંદ-પ્રમોદ વગેરે માટે એકઠો કરવો. ૦ ભરાવો (રૂ.પ્ર.) મેળો થવો. ૦ માગવો (રૂ.પ્ર.) વધ્યું ઘટ્યું ખાવાનું માગવું]

**મેં**[૧] (મેંઃ) સર્વ., ત્રી.વિ., એ.વ. [સં. मया > પ્રા. मइ > અપ. मइं] 'હું'નું ત્રી.વિ., એ.વ. માટેનું કર્તાર્થે પ્રતિનિધિ-રૂપ

**મેં**[૨] (મેં) અનુગ. [જુઓ 'માં;' 'માંહિં' > 'મહિં'નો વિકાસ વ્રજ. હિંદીમાં પ્રચલિત.] માં. (ખાસ કરીને મધ્ય ગુજરાત અને ચરોતરની લોકબોલીમાં પ્રયોજાય છે.)

**મેં-કું** (મેંઃકું) લાઘવ. [જુઓ 'મેં' + 'કહેવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] 'મેં કહ્યું'નું લાઘવ

**મેંગલોરી** વિ. [કેરલનું એક નગર 'મેંગલોર' + ગુ. 'ઈ' ત.પ્ર.] મેંગલોરને લગતું. (ખાસ કરી 'વિલાયતી નળિયાં.')

**મેંગું** (મેંગુ) વિ. [રવા.] ગૂંગણું, ગણગણતું બોલનારું

**મેંગેની-ઝ** (મેઙ્ગેનીઝ) ન. [અં.] એ નામનો એક ખનિજ પદાર્થ

**મેંટલ** (મેન્ટલ) જુઓ 'મેન્ટલ.'

મેંડક (મેંડક) જુઓ 'મેડક.'
મેંડક-ફોડો (મેંડક-) પું. [+જુઓ 'ફોડો.'] પગના તળિયામાં થતું દેડકાના આકારનું એક પ્રકારનું ગૂમડું
મેંડકી (મેંડકી) જુઓ 'મેડકી.'
મેંડ-ફળ (મેંડ-) જુઓ 'મીંઢળ.' [મેંઢું, ઘેટું
મેંઢકું (મેંઢકું) ન. [જુઓ 'મેંઢું'+ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.]
મેંઢારો (મેંઢારો) પું. આકાશમાં વર્ષાઋતુને આરંભે પૂર્વાકાશમાં દેખાતી તારાઓની હારડી
મેંઢી (મેંઢી) સ્ત્રી. [જુઓ 'મેંઢું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મેઢી, ઘેટી [ઝાડવું
મેંઢું (મેંઢું) ન. [સં. मेण्ढक>પ્રા. मेंढअ-, પું.] મેઢું, ઘેટું,
મેંઢો (મેંઢો) પું. [જુઓ 'મેઢું.'] મેઢો, ઘેટો
મેંઢડી (મેંઢડી) સ્ત્રી. [જુઓ 'મેંઢી.'+ગુ.'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મેંઢી.' [જન્ય)
મેંદા-લાકડી (મેંદા-) સ્ત્રી. એક પ્રકારનું ઔષધ (વનસ્પતિ-
મેંદિયું (મેંદિયું) વિ.,ન, [જુઓ 'મેંદી'+ગુ. 'ઇયું' ત.પ્ર.] મેંદીના રંગમાં રંગેલું કપડું
મેંદી (મેંદી) સ્ત્રી. એક સુગંધી છોડનાં પાન (જેમાંથી હિનાનું અત્તર બને છે), હિના. (૨) બગીચાની વાડમાં ઊગતી એક કડવી વનસ્પતિ (જરા મોટાં પાનની)
મેંદું (મેંદું) ન. ભેજું, મગજનો સ્નાયુ
મેંદો (મેંદો) જુઓ 'મેદો.'
મેંબર (મેમ્બર) જુઓ 'મેમ્બર.'
મૈકાળો પું. કાળો
મૈત્રક પું. [સં., હકીકતે કોઈ વિદેશી શબ્દનું સંસ્કૃતીકરણ; હજી મૂળ પકડાયું નથી.] ભટાર્કે સ્થાપેલો સૌરાષ્ટ્રના વલભીપુરમાં વિકસેલો પ્રતાપી રાજવંશ. (સંજ્ઞા.)
મૈત્રિણી વિ., સ્ત્રી. [સં.] મિત્રતા રાખનારી સ્ત્રી
મૈત્રી સ્ત્રી. [સં.] મિત્રતા, દોસ્તદારી, દોસ્તી, ભાઈબંધી, ભાઈચારો, સખ્ય. [૦ જામવી (રૂ.પ્ર.) દોસ્તારી પ્રબળ થવી] [ફેડરલિઝમ'
મૈત્રી-તંત્ર (-તન્ત્ર) ન. [સં.] મૈત્રી-બદ્ધ શાસન, સહતંત્ર,
મૈત્રી-પત્ર પું.,ન. [સં.,ન.] મિત્રતાનો દસ્તાવેજ, મજમૂદસ્તાવેજ
મૈત્રી-બદ્ધ વિ. [સં.] મિત્રતાની સંધિના કોલ કરારથી જોડાઈને એકરૂપ બનેલું, 'ફેડરલ'
મૈત્રી-લગ્ન ન. [સં.] મિત્રતામાંથી ઊભો થયેલો વિવાહ-સંબંધ, 'કમ્પેનિયનેટ મૅરેજ'
મૈત્રેય પું. [સં.] એ નામનો એક પ્રાચીન ઋષિ. (સંજ્ઞા.)
મૈત્રેયી સ્ત્રી. [સં.] ઉપનિષત્કાલની યાજ્ઞવલ્ક્ય ઋષિની બ્રહ્મવિદુષી પત્ની. (સંજ્ઞા.)
મૈથડ ન. ઊંટોનું ટોળું
મૈથલ વિ. હુરચું, ધુતારું, ઠગારું
મૈથિલ વિ. [સં.] મિથિલા(બિહાર પ્રદેશ)ને લગતું. (૨) મિથિલાનું વતની. (૩) પું. મિથિલાના બ્રાહ્મણોની એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
મૈથિલી સ્ત્રી. [સં.] મિથિલાની સ્ત્રી. (૩) મિથિલાના રાજા જનકની પુત્રી-સીતા. (સંજ્ઞા.) (૩) મિથિલા પ્રદેશની બોલી. (સંજ્ઞા.)
મૈથુન ન. [સં.] નર-માદાનો સાંસારિક કે યૌન-સંબંધ, સંભોગ [સંસારી
મૈથુન-મગ્ન વિ. [સં.] યૌન-સંબંધમાં રચ્યુંપચ્યું રહેતું-
મૈથુન-વર્જિત વિ. [સં.] મૈથુનનો ત્યાગ કર્યો હોય તેવું
મૈથુન-વિરમણ ન. [સં.] સ્ત્રીપુરુષના યૌન-સંબંધનો ત્યાગ. (જૈન.) [ક્તિવાળું
મૈથુનાસક્ત વિ. [+સં. आ-सक्त] યૌન-સંબંધમાં આસ-
મૈથુની વિ. [સં.,પું.] મૈથુન સાથે સંબંધવાળું, મૈથુનને લગતું, 'સેક્સ્યુઅલ.' (૨) મૈથુન-કર્મથી ઉત્પન્ન થયેલું, નરમાદાના સંયોગથી પેદા થયેલું
મૈનાક પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે હિમાલયનો પુત્ર—ભારતવર્ષનો એ નામનો એક પર્વત. (સંજ્ઞા.)
મૈયડ પું. [જુઓ 'મરડ.'] (લા.) મિજાજ
મૈયત સ્ત્રી. [અર. મૈઇત્] મરણ, મૃત્યુ, અવસાન. (૨) શબ, મડદું, (૩) નનામી, ઠાઠડી, જનાજો. (૪) વિ. અવસાન પામેલું માણસ, મર્હૂમ, સદ્ગત
મૈયત-ખરચ, મૈયત-ખર્ચ પું.. ન. [+જુઓ 'ખરચ'-'ખર્ચ.'] મરનારને અંગે કરવામાં આવતો નાણાંનો વ્યય
મૈયત-વેરો પું. [+જુઓ 'વેરો.'] મરણ ઉપર લેવાતો કર
મૈરો પું. ખેતરમાં રક્ષણ માટે ઊભો કરેલો માંચડો
મૈરેય પું. [સં., પું.,ન.] એક પ્રકારની મદિરા
મૈલ પું. [અર. મીલ, અં. માઇલ.] જુઓ 'માઇલ.'
મોઆજિમ વિ. [અર. મુઅજ્જિમ્] આબરૂદાર, પ્રતિષ્ઠિત
મોઇડી સ્ત્રી. મશ્કરી, ઠઠ્ઠા
મોઇલું ન. [જુઓ 'મોઇ'+ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] મોઈ જેવો કોઈ પણ આકાર, ગિલ્લીનો આકાર
મોઈ સ્ત્રી. ગીલીદંડાની રમતની ગીલી, ગિલ્લી. (૨) લૂગડાનો ઈંઢોણી જેવો આકાર, મોલાચો
મોઈ-દં(-ડં)ડા (-દ(-ડ)ણ્ડા) પું., બ.વ. [+સં. दण्डक>પ્રા. दंडअ- દ્વારા], મોઈ-દાં(-ડાં)ડિયા પું., બ.વ. [+જુઓ 'દાં(-ડાં)-ડિયો.'] ગિલ્લીદંડાની રમત
મોકમ (મોઃકમ) વિ. [અર. મુહ્કમ્] બાંધેભારે, નામઠામ દીધા વિના, મોઘમ. (૨) ગૂઢ, ન સમઝાય તેવું
મોકર (-રચ) સ્ત્રી. રજા, પરવાનગી, છૂટ, અનુજ્ઞા
મોકલવું સ.ક્રિ. [જુઓ 'મૂકવું,'-એના પ્રે. તરીકેનું રૂઢ, સં. मुक्त>પ્રા. मुक्कक દ્વારા પ્રા. मोक्कल्ल 'છૂટું' અર્થ.] (લા.) એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય એમ કરવું, રવાના કરવું, પાઠવવું, ભેજવું. (૨) પહોંચાડવું. (૩) વળાવવું. મોકલાવું કર્મણિ., ક્રિ. મોકલાવવું પ્રે., સ. ક્રિ,
મોકલામણી સ્ત્રી. [જુઓ 'મોકલવું'+ગુ. 'આમણી' કૃ. પ્ર.] મોકલવાની ક્રિયા. (૨) મોકલી આપવા માટેનું મહેનતાણું. (૩) (લા.) છેલ્લા સલામ, રામ રામ
મોકલાવવું, મોકલાવું જુઓ 'મોકલવું'માં.
મો-કસી જુઓ 'મોં-કસી.'
મોકળ (-ળ્ય) સ્ત્રી. [સં. मुक्त->પ્રા. मुक्क- દ્વારા मोक्कल, છૂટું] સંકડાશનો અભાવ, મોકળાશ, પગતાણ. (૨) સ્વતંત્રતા, બંધનનો અભાવ. (૩) ઘાસ કે કડબના છૂટી ગયેલા

પૂળા, છૂટું ઘાસ

**મોકળ-છૂટું** વિ. [જુઓ 'મોકળું' + છૂટું.'] (લા.) કોઈના દબાણમાં રહ્યું ન હોય તેવું, સ્વતંત્ર

**મોકળાણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મોકળું' + ગુ. 'આણ' ત. પ્ર.], **-મણી** સ્ત્રી. [+ ગુ. 'આમણી' ત.પ્ર. ], **શ** (-શ્ય) સ્ત્રી. [+ ગુ. 'આશ' ત.પ્ર.] મોકળાપણું, સંકડાશનો અભાવ, પગતાણ

**મોકળું** વિ. [સં. मुक्त- > પ્રા. मुक्क-દ્વારા પ્રા. मोक्कलअ-] છૂટું, મુક્ત. (૨) ખૂબ જગ્યા હોય તેવું, વિશાળ. (૩) પહોળું, પગતું. (૪) (લા.) ઉદાર, છૂટા હાથવાળું, સખી. (૫) સ્વતંત્ર, સ્વાધીન. (૬) બિનમુસ્ત, 'ફ્લેક્સિબલ.' [**૦ કરવું** (રૂ.પ્ર.) બંધનમાંથી છૂટું કરવું. **૦ મૂકવું** (રૂ.પ્ર.) મોટે સાદે રડવું **-ળે મહાલવું** (-મા:લવું) (રૂ.પ્ર.) આરામથી જીવન ગાળવું. **-ળે હાથે** (રૂ.પ્ર.) ભારે ઉદારતાથી. **પગ મોકળા કરવા** (રૂ.પ્ર.) ચાલવું, હરવું-ફરવું. **મન મોકળું કરવું** (રૂ.પ્ર.) ઉદાર થવું. **મન મોકળું કરીને બોલવું** (રૂ.પ્ર.) મન ઉપરનો બોજો ઉતારીને વાત કરવી. **મન મોકળું રાખવું** (રૂ.પ્ર.) ઉદાર મનનું થવું]

**મોકળો** વિ. પું. [જુઓ 'મોકળું.'] (લા.) છૂટ ઘીનું જમણ. (૨) ઉપર-ઘીનું ચૂરમું

**મો-કાણ** (-ણ્ય) જુઓ 'મોં-કાણ.'

**મોકાણિયું** જુઓ 'મોં-કાણિયું.'

**મોકાસ** પું. [ફા. મુકાસ્] રસ્તે જનારાઓ પાસેથી લેવાતો કર. (૨) મુસાફરીની સુરક્ષિતતા રાખવા માટેની શરતે મળેલું ઇનામી ગામ

**મોકાસ-દાર** પું. [ફા. મુકાસ્દાર્], **મોકાસી** પું. [જુઓ 'મોકાસ' + ગુ. 'ઈ' ત.પ્ર.] રસ્તે ચાલનારાંઓ પાસેથી કર વસૂલ કરનાર. (૨) ઇનામદારી જમીન ધરાવનાર, ઇનામદાર [જુઓ 'મોકાસ.'

**મોકાસો** પું. [ ફા. 'મુકાસ્' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર. ]

**મોકૂફ** (મોકૂફ) ક્રિ.વિ. [અર. મવ્કૂફ્] મુલતવી, 'ઇન એબેય-ન્સ' [ખેંચી લેવાનો પત્ર

**મોકૂફ-નામું** (મોકૂફ-) ન. [+ જુઓ 'નામું.'] રાજીનામું પાછું

**મોકૂફી** (મોકૂફી) સ્ત્રી. [અર. મવ્કૂફી] મુલતવી રાખવાપણું, સ્થગિત-તા, 'પોસ્ટપોન્મેન્ટ,' 'સસ્પેન્શન,' 'એડ્જોર્ન્મેન્ટ'

**મોકે-ચોકે** (મોકે-ચોકે) ક્રિ.વિ. [જુઓ 'મોકો' + 'ચોકો.'] બંનેને ગુ. 'એ' સા.વિ.,પ્ર.] (લરૂ.) જ્યાં ત્યાં, ગમે ત્યાં. જ્યારે ત્યારે

**મોકો(-ક્કો)** પું. [અર. મવ્કઅ્] લાગ, તક, સમય, અવસર, ટાણું. (૨) સૌ જોઈ શકે તેવો કોઈ સ્થાનનો આગળનો ભાગ. [**-કા પર** (રૂ.પ્ર.) અણીને સમયે. **૦ આવવો, ૦ જોવો, ૦ મળવો ૦ સાધવો** (રૂ.પ્ર.) મળેલી તક ઝડપી લેવી. **૦ જોઈ ને** (રૂ.પ્ર.) આવેલી અનુકૂળતાનો લાભ ઉઠાવતાં. **૦ હાથથી જવો** (રૂ.પ્ર.) મળેલી તક ચાલી જવી]

**મોક્ષ** પું. [સં.] જુઓ 'મુક્તિ.' [**૦ થવો, ૦ પાળવો, ૦ મળવો, ૦ મેળવવો, -ક્ષે જવું** (રૂ.પ્ર.) મરણ પામવું]

**મોક્ષ-કાલ(-ળ)** પું. [સં.] સૂર્ય કે ચંદ્રનાં ગ્રહણ પૂરાં થવાનો સમય. (જ્યો.) (૨) આત્માની મુક્તિનો સમય

**મોક્ષ-ગતિ** સ્ત્રી. [સં.] જુઓ 'મોક્ષ'-'મુક્તિ.'

**મોક્ષ-દ** વિ. [સં.] મોક્ષ દેનાર. (૨) છુટકારો કરનાર

**મોક્ષ-દર** પું. [+ જુઓ 'દર.[૨]'] છેલ્લો ઠરાવેલો ભાવ

**મોક્ષ-દા, ૦ એકાદશી** સ્ત્રી. [સં.] માગસર સુદિ અગિયારસની તિથિ. (સંજ્ઞા.)

**મોક્ષ-દાતા** વિ. [સં.,પું.] જુઓ 'મોક્ષ-દ.'

**મોક્ષ-દાત્રી** વિ., સ્ત્રી. [સં.] મોક્ષ દેનારી ['મોક્ષ-દ.'

**મોક્ષ-દાયક** વિ. [સં.], **મોક્ષ-દાયી** વિ. [સં.,પું.] જુઓ

**મોક્ષ-દ્વાર** ન. [સં.] મુક્તિદ્વાર—કાશી જેવું તીર્થ

**મોક્ષ-પત્રિકા** સ્ત્રી. [સં.] જેના વાચન-મનનથી ફરી જન્મ લેવાપણું ન રહે તે પ્રકારનું લખાણ સાચવતો કાગળ કે પત્રિકા. (૨) પાપમાંથી છુટકારો અપાવનારી પત્રિકા, મુક્તિ-પત્રિકા, 'ઇન્ડલ્જન્સ'

**મોક્ષ-પદ** ન. [સં.] મુક્તિ-પદ, નિર્વાણ, અ-પુનર્જન્મ, મુક્તિ થઈ જ્યાં સ્થિર થવાતું હોય તે ધામ [(જૈન.)

**મોક્ષ-પદાર્થ** પું. [+ સં. पद-अर्थ] મોક્ષની છેલ્લી સ્થિતિ.

**મોક્ષપદારૂઢ** વિ. [+ સં. आ-रूढ] મોક્ષના માર્ગ તરફ વળેલું

**મોક્ષ-પરિષદ** સ્ત્રી. [સં. °षद् ] બૌદ્ધ સાધુઓની સભા (કે.હ.ધ્રુ.)

**મોક્ષ-પુરી** સ્ત્રી. [સં.] જ્યાંના પવિત્ર વાતાવરણથી મોક્ષ મળવાની આશા હોય તેવી પવિત્ર નગરી—અયોધ્યા મથુરા માયા કાશી કાંચી ઉજ્જયિની અને દ્વારકા એ સાત

**મોક્ષ-પુરુષાર્થ** પું. [+ સં. पुरुष + अर्थ] ધર્મ અર્થ કામ અને મોક્ષ એ માનવને આ જીવનમાં મેળવવાના પુરુષાર્થોમાંનો ચોથો પુરુષાર્થ

**મોક્ષ-પ્રદ** વિ. [સં.] મોક્ષ આપનાર, મોક્ષ-દાયી

**મોક્ષ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] કાયમનો જન્મ-મરણમાંથી છુટકારો

**મોક્ષ-બારી** સ્ત્રી. [+ જુઓ 'બારી.'] જે દ્વારા મોક્ષ મળે તેવો માર્ગ, મુક્તિનો માર્ગ [સંપ્રદાય, મુક્તિનો માર્ગ

**મોક્ષ-માર્ગ** પું. [સં.] જેનાથી મોક્ષ મળે તેવા ધર્મ કે

**મોક્ષ-વાંછુ,૦ક** (-વાન્છુ,૦ક) વિ. [સં.] મોક્ષની ઇચ્છા રાખનારું, મુમુક્ષુ [આત્મ-જ્ઞાન

**મોક્ષ-વિદ્યા** સ્ત્રી. [સં.] જેનાથી મોક્ષ મળે તેવું શાસ્ત્ર-જ્ઞાન,

**મોક્ષ-સંઘ** (-સઙ્ઘ) પું. [સં.] મોક્ષ અપાવનારો ધર્મ-સંઘ. (ના.દ.) [મુક્તિ

**મોક્ષ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] મોક્ષ સિદ્ધ થવાની પરિસ્થિતિ,

**મોક્ષ-સુખ** ન. [સં.] સાંસારિક બંધનોમાંથી છુટકારો મેળવવાથી મળતો એક પ્રકારનો આનંદ

**મોક્ષ-સ્થાન** ન. [સં.] જુઓ 'મોક્ષ-પદ(૨).'

**મોક્ષાનંદ** (નન્દ) પું. [+ સં. आ-नन्द] જુઓ 'મોક્ષ-સુખ.'

**મોક્ષાભિમુખ** વિ. [+ સં. अभि-मुख] મોક્ષ મળે એના ઉપાયો તરફ વળેલું, મોક્ષ માટે પ્રયત્નશીલ

**મોક્ષાભિમુખ-તા** સ્ત્રી. [સં.] મોક્ષાભિમુખ હોવાપણું

**મોક્ષાભિલાષ** પું. [+ સં. अभि-लाष], **-ષા** સ્ત્રી. [+સં. °लाष, પું.] મોક્ષની ઇચ્છા

**મોક્ષાભિલાષી, મોક્ષાર્થી** વિ. [+સં. अभिलाषी, अर्थी, પું.], મોક્ષની ઇચ્છાવાળું, મોક્ષવાંછુક

**મોક્ષેચ્છા** સ્ત્રી. [+ સં. इच्छा] મોક્ષની ઇચ્છા

**મોક્ષેચ્છુ,૦ક** વિ. [+ સં. इच्छु,૦क] જુઓ 'મોક્ષ-વાંછુ.'

**મોક્ષોન્મુખ** વિ. [+ સં. उन्मुख] મોક્ષ મેળવવા તરફ વળેલું

**મોખ**[૧] (મોખ) પું. [સં. मौख्य > પ્રા. मोक्ख, ન.] મોખરો, વિશિષ્ટ સ્થાન, મોકો. (૨) વેત, ગોઠવણ. (૩) લાગ, તક, અનુકૂળતા, સરખાઈ. (૪) તમા, સ્પૃહા, લાલસા. (૫) ઇચ્છા, હેતુ, વિચાર. [૦ **આવવો** (રૂ.પ્ર.) અનુકૂળતા થવી, પ્રસંગ મળવો. ૦ **ખાવો** (રૂ.પ્ર.) તક મળવી. ૦ **ધારવો** (રૂ.પ્ર.) સગવડ કરવી. (૨) કામે વળગાડવું. ૦**માં ને મોખમાં ફરવું (કે હોવું)** (રૂ.પ્ર.) તકનો લાભ લેવા યત્ન કરવો. ૦ **સાધવો** (રૂ.પ્ર.) તકનો લાભ લેવો]

**મોખ**[૨] પું તંબુનો વાંસડો

**મોખડો** પું. [સં. मुख દ્વારા) સર્પનો મહોરો

**મોખણી** ન. એ નામની ઘાસની એક જાત

**મોખ-રાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'મોખ' + સં. राशि પું.] મુખકળા, મોઢાનો દેખાવ [ઠીંગણું

**મોખરિયું** વિ. નબળું (૨) નીચા બાંધાનું, બેઠા ઘાટનું,

**મોખરો**[૧] પું. [સં. मुख દ્વારા] કોઈ પણ પદાર્થ મકાન વગેરેનો આગળનો ભાગ. (૨) ટોળું કે માનવ-સમૂહ લશ્કર વગેરેની આગલી હરોળ. (૩) આગલી હરોળના મુકાબલાનું સ્થાન, 'ફ્રન્ટ.' [**-રે કરવું, રે -ધરવું** (રૂ.પ્ર.) આગલી હરોળમાં જઈ રહે એમ કરવું. **-રે જવું.** (રૂ.પ્ર.) આગલી હરોળમાં પહોંચવું. **-રે બેસવું** (-બૅસવું) (રૂ.પ્ર.) આગળનો ભાગ દબાવવો. ૦ **તોડવો,** ૦ **ભાંગવો** (રૂ.પ્ર.) બહાદુરીથી સામનો કરવો. ૦ **સા(-સાં)ચવવો** (રૂ.પ્ર.) આગલી હરોળનું રક્ષણ કરવું કે ઊભા રહેવું]

**મોખળું** વિ. ઘણું, પુષ્કળ, ખૂબ, બહુ

**મોખા** પું.,બ.વ. [સં. मुख દ્વારા] મકાન કિલ્લા વગેરેની દીવાલમાં બંદૂક કે તોપ રાખવાનાં બાકાં. (૨) છાપરામાં-નાં અજવાળિયાં [ખર્ચ કે અનાજ

**મોખારી** ન. મરેલાં ઢોરને ઉપાડવા માટે હરિજનને અપાતું

**મોખાસ** જુઓ 'મોકાસ.'

**મોખાસ-દાર** જુઓ 'મોકાસ-દાર.'

**મોખાસી** જુઓ 'મોકાસી.'

**મોખાસો** જુઓ 'મોકાસો.'

**મોખો** જુઓ 'મોકો.'

**મોગ**[૧] પું [સં. मुद्ग > પ્રા. मुग्ग] જુઓ 'મગ.'

**મોગ**[૨] પું. (-ગ્ય) સ્ત્રી. બંને લમણાં ઉપરની વાળની તે તે લટ

**મોગર**[૧] પું., [સં. मुद्गर > પ્રા. मुग्गर] હથોડો

**મોગર**[૨] (-રય) સ્ત્રી. [સં. मुद्गरी > પ્રા. मुग्गरी, मोग्गरी] લાકુનાં મૂઠિયાં ઢોસા વગેરે ભાંગવાની લાકડાની મોટા માથાની હથોડી, મોદાળી. (૨) કૂંચી અને એના ઉપરની કડી

**મોગર**[૩] (-રય) સ્ત્રી. [સં. मुद्ग > પ્રા. मुग्ग દ્વારા] મગ અડદ વગરે કઠોળની છડેલી દાળ, છડિયાળ દાળ

**મોગરડો** પું. [જુઓ 'મોગરો[૧]' + ગુ. 'ડ' સ્વાર્થે ત. પ્ર.] મોગરાનો છોડ અને એનું ફૂલ. (પદ્યમાં.)

**મોગરી**[૧] સ્ત્રી. [સં. मुद्गरिका > પ્રા. मुग्गरिआ, मोग्गरिआ] જુઓ 'મોગરી[૧](૧).' (૨) ઘંટ વગાડવાની લાકડાની કે લોઢાની હથોડી [લાંબી શિંગ (એક શાક)

**મોગરી**[૨] સ્ત્રી. મૂળાના પ્રકારની વાદળી-કિરમજી રંગની આછી

**મોગરી-મૂળા** સ્ત્રી. [જુઓ 'મોગરી[૨]' + 'મૂળો.'] (લા.) એ નામની એક રમત

**મોગરેલ** પું. [જુઓ 'મોગરો[૧]' + ગુ. 'એલ' ત.પ્ર.] મોગરાનાં ફૂલ જેમાં ઉકાળવામાં આવ્યાં હોય તેવું માથામાં નાખવાનું સુગંધી તેલ

**મોગરો**[૧] પું. [સં. मुद्गरक- > પ્રા. मुग्गरअ, मोग्गरअ-] મોટી મોદાળી, લાકડાનો હથોડો. (૨) એક પ્રકારનાં સુગંધી સફેદ ફૂલો આપતો છોડ. (૩) મોગરાના ઘાટનું ઘરેણું. (૪) દીવાની વાટ ઉપરનો જામતો ગઠ્ઠો. (૫) કોઈ પણ પદાર્થનું મથાળું. (૬) કાંગરો. (૭) નાની ઘડિયાળનો ચાવી દેવાનો ખીલાના આકારનો નાનો સળિયો. [૦ **મરડાઈ જવો** (રૂ.પ્ર.) માઠું લાગવું]

**મોગરો**[૨] પું. મૂળાના પ્રકારના સ્વાદની પીળી ઝાંયની નાની શિંગ (એક શાક)

**મોગ(-ઘ)લ** જુઓ 'મુગલ.'

**મોગ(-ઘ)લાઈ** જુઓ 'મુગલાઈ.'

**મોગ(-ઘ)લાણી** જુઓ 'મુગલાણી.'

**મોગલી** સ્ત્રી. એ નામની એક જંગલી વનસ્પતિ

**મોગ-વેસણ** ન. [જુઓ 'મોગ[૧]' + 'વેસણ.'] માંગલિક પ્રસંગે બટુકને કે વર-કન્યાને પીઠી ચોળવાને માટે મગ અને ચણાના લોટનું પ્રવાહી મિશ્રણ

**મોગળ** વિ. સાધારણ. (૨) શાક ભરેલું

**મોગું** ન. રબારી ભરવાડ વગેરેનું ખિજવણું

**મોગો**[૧] પું. ઉત્તમ પ્રકારની રેશમની એક જાત. (૨) ઘોડા બળદ વગેરેનો તોબરો. (૩) ઉપરના હોઠ ઉપર મૂછની વચ્ચેનો ખાડો

**મોગો**[૨] પું. એ નામનો એક છોડ. (૨) એક શાક

**મોઘ**[૧] વિ. [સં.] વ્યર્થ, નકામું, ફોગટનું, નિષ્ફળ

**મોઘ**[૨] પું. વાડ, કોટ

**મોઘ-કર્મ** ન. [સં.] નિષ્ફળ કાર્ય

**મોઘકર્મા** વિ. [સં.,પું.] નિષ્ફળ કાર્ય કરનાર

**મોઘમ** વિ. [હિં. મુગ્ધમ] બાંધેભરમ, નામ-ઠામ લીધા વિના. [૦ **રાખવું** (રૂ.પ્ર.) અસ્પષ્ટ રાખવું, ખુલ્લું ન કરવું]

**મોઘર**[૧] (-રય) સ્ત્રી નાની ઉંમર

**મોઘર**[૨] (-રય) સ્ત્રી. એક મીઠાઈ

**મોઘર**[૩] વિ. તાજું

**મોઘલ** જુઓ 'મોગલ'-'મુગલ.'

**મોઘલાઈ** જુઓ 'મોગ(-ઘ)લાઈ'-'મુગલાઈ.'

**મોઘલાણી** જુઓ 'મોગલાણી'-'મુગ(-ઘ)લાણી.' [ઉમેદ

**મોઘાશા** સ્ત્રી. [સં. मोघ + आशा] નિષ્ફળ આશા, નકામી

**મોચ** (-ચ્ય) સ્ત્રી. [રવા.] મચકોડ, મરડ, કરમોડ

**મોચક** વિ. [સં.] મુકાવનાર, છોડાવનાર

**મોચકાવવું** જુઓ 'મોચકાવું'માં.

**મોચકાવું** અ.ક્રિ. [જુઓ 'મોચ.' -ના.ધા.] મચકોડાવું, મરડાઈ જવું, કરમોડાવું. **મોચકાવવું** પ્રે.,સ.ક્રિ.

**મોચકી** સ્ત્રી. શેમળાનું ઝાડ, શાલ્મલિ વૃક્ષ
**મોચ-કું** ન., **-કો** પું. [જુઓ 'મોચી' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છકારમાં) જુઓ 'મોચી.'
**મોચ-કોટો** પું. ચૌટું, ચોક, બજાર
**મોચડવું** સ.ક્રિ. [રવા.] જુઓ 'મચડવું.' **મોચડાવું** કર્મણિ., ક્રિ. **મોચડાવવું** પ્રે.,સ.ક્રિ.
**મોચડાવવું, મોચડાવું** જુઓ 'મોચડવું'માં.
**મોચડું** ન. [જુઓ 'મોજ-ડું.'] પગરખું, જોડા, મોજડી
**મોચ(-ચે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'મોચી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મોચી સ્ત્રી, જણસાળી સ્ત્રી
**મોચન**[1] ન. [સં.] મુક્ત કરવું એ, છુટકારો. (૨) ફારગતી
**મોચન**[2] વિ. [સં.] મુક્ત કરનાર. છુટકારો કરનાર
**મોચન-પત્ર** પું. [સં.,ન.] ફારગતીનું લખાણ
**મોચનાજ્ઞા** સ્ત્રી. [જુઓ 'મોચન[1]' + સં.] મુક્ત કરવાનો હુકમ
**મોચની** સ્ત્રી. [સં.] ભોટિંગણીનો છોડ
**મોચમ** (-મ્ય) સ્ત્રી. ખેતરમાંની વગર ખેડેલી બાકીની જમીન. (૨) ઢોર બાંધવાની જગ્યા. કોડ. [૦ ખૂંદવી (રૂ.પ્ર) ખેતરમાં ખેડતી વખતે બે બળદ સાથે ત્રીજા બળદે ચાલવું]
**મોન્ચરો** જુઓ 'મોં-ચરો.'
**મોચલો** પું. કાન ઢંકાય તેવી ટોપી, કૂચલી, મોસલો
**મોચાવવું** સ.ક્રિ. મરડવું, આંબળવું. **મોચવાવું** કર્મણિ., ક્રિ. **મોચવાવવું** પ્રે.,સ.ક્રિ.
**મોચવાવવું, મોચવાવું** જુઓ 'મોચવવું'માં.
**મોચવું** સ.ક્રિ. જુઓ 'મોચવવું.' **મોચાવું** કર્મણિ., ક્રિ. **મોચાવવું** પ્રે.,સ.ક્રિ.
**મોચાવવું, મોચાવું** જુઓ 'મોચવું'માં. [આવેલું
**મોચિત** વિ. [સં.] છૂટું મૂકવામાં આવેલું. (૨) છોડાવવામાં
**મોચી** પું. ચામડાના જોડા સીવનાર કારીગરની જાત અને એનો પુરુષ, જણસાળી. (સંજ્ઞા.) [૦ની દીવી જેવું (રૂ.પ્ર.) બહુ મોડું થાય એ વખતનું] [પુરોહિત
**મોચી-ગોર** પું. [+ જુઓ 'ગોર.'] મોચીઓનો બ્રાહ્મણ
**મોચી-ડો** પું. [+ જુઓ 'ડું' ત.પ્ર.] (તુચ્છકારમાં) મોચી
**મો-ચીલો** પું. ઈંઢોણી [વાસ અને બજાર
**મોચી-વાડ** (-ડ્ય) સ્ત્રી. [+ જુઓ 'વાડ.[2]'] મોચીઓનો
**મોચેણ** (-ણ્ય) જુઓ 'મોચણ.' [કારમાં) મોચી
**મોચો** પું. [જુઓ 'મોચી' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છ-
**મોછણી** સ્ત્રી. રાજ-કુટુંબમાં મરણ થાય ત્યારે પ્રજા પાસેથી પૂર્વે લેવાતો હતો તે કર [ભાગ
**મોજ**[1] ન. ઢોરની ખરીમાં પછવાડેના ભાગમાંનો સુંવાળો
**મોજ**[2] (મૉજ) સ્ત્રી. [અર. 'મવ્જ્'] આનંદ, ખુશાલી. (૨) ખાવું પીવું ને લહેર કરવી એ. (૩) સહેલ, મજા. (૪) રમૂજ. [૦ કરવી, ૦ માણવી, ૦ મારવી (રૂ.પ્ર.) લહેર કરવી. ૦ પડવી (રૂ.પ્ર.) આનંદ આવવો. ૦માં આવે તેમ (રૂ.પ્ર.) મરજી પ્રમાણે. ૦માં હોવું (રૂ.પ્ર.) આનંદિત હોવું]
**મોજડી** (મૉજડી) સ્ત્રી. [જુઓ 'મોજડું + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાજુક જોડા, કસબી પગરખાં. (૨) બાળકનાં પગરખાં [પગરખું, જોડા
**મોજ-ડું** (મૉજડું) ન. [ફા. 'મવ્જહ્' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.]
**મોજણી** સ્ત્રી. [મરા.] જમીનનું માપ કરવું એ તેમ કોઈ પણ વિષયની ખોજ કે તપાસણી, 'સર્વે'
**મોજણી-કામદાર** પું. [+ જુઓ 'કામદાર.'] જમીનની માપણી કરનાર મજૂર કે અધિકારી, 'સર્વેયર' [કરનાર
**મોજણી-દાર** વિ. પું. [+ ફા. પ્રત્યય] જમીનની માપણી
**મોજ-મજા,-ઝા** (મૉજ-) સ્ત્રી. [જુઓ 'મોજ' + 'મજા,-ઝા.'] આનંદ કરવો એ, સુખ-ચેન, ચેનબાજી, એશ-આરામ. (૨) હાસ્ય-વિનોદ, ગમ્મત
**મોજ-મારુ** (મૉજ-) વિ. [જુઓ 'મોજ' + 'મારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] આનંદ માણનાર, લહેર કરનાર, લહેરી
**મોજ-મેળો** (મૉજ-) પું. [જુઓ 'મોજ' + મેળો.'] આનંદ કરવા એકઠા મળવું એ, આનંદ-મેળો
**મોજ-રંગી** (મૉજ-રઙ્ગી) વિ. [જુઓ 'મોજ' + રંગ' + ગુ. 'ઈ' ત.પ્ર.] મોજીલું, મોજ કરનારું, લહેરી
**મોજવું** સ.ક્રિ. [મરા. મોજણેં] માપણી કરવી, માપ ભરવું. (૨)(લા.) સમજવું. **મોજાવું** કર્મણિ.,ક્રિ. **મોજાવવું** પ્રે.,સ.ક્રિ.
**મોજ-શોખ** (મૉજ-શૉખ) પું. [જુઓ 'મોજ' + 'શોખ.'] રંગ-રાગ અને મોજ-મજા, વિવિધ પ્રકારનો આનંદ, 'લક્ઝરી'
**મોજા-બંધ** (મૉજા-બન્ધ) પું. [જુઓ 'મોજું[1]' + સં.] હાથ-પગનાં મોજાં ખસી ન જાય એ માટેનો રબરની દોરીનો બંધ, 'ગાર્ટર'
**મોજા(-ઝા)ર** અનુગ. [સં. मध्यागारे > પ્રા. मज्झाआरे > અપ. मज्झारि] અંદરના ભાગમાં, અંદર, વિશે, માં. (પદ્યમાં.)
**મોજારી** (મૉજારી) વિ. [જુઓ 'મોજ' દ્વારા.] આનંદી, લહેરી
**મોજાવવું, મોજાવું** જુઓ 'મોજવું'માં.
**મોજી** (મૉજી), **૦ડું, -જીલું** વિ. [જુઓ 'મોજ' + ગુ. 'ડું' સ્વાર્થે ત પ્ર., + ગુ. 'ઈલું' ત.પ્ર.] મોજ કરવાના સ્વભાવનું, લહેરી
**મોજું**[1] (મૉજું) ન. [ફા. મવ્જહ્] હાથની હથેળી અને પગના પંજાને ઢાંકી રાખે તેવો ખોલરો કે કોથળી જેવો ઘાટ
**મોજું**[2] (મૉજું) ન. [અર. 'મવ્જ્' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] પાણીનો તરંગ, લહેર, લોઢ
**મોજું-માર** (મૉજું-) પું., (-ર્ય) સ્ત્રી. [જુઓ 'મોજું[1]' + 'મારવું.'] (લા.) એ નામની એક બાળ-રમત
**મોજૂદ** ક્રિ.વિ. [અર. મવ્જૂદ્] હયાત [હસ્તી
**મોજૂદ-ગી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] હાજરી, હયાતી, અસ્તિત્વ,
**મોજે** (મૉજે) વિ. [અર. મવ્ઝઅ્] 'નગર-ગામ-ગામડું'નું સ્થળવાચક વિશેષણ : 'મોજે ચંગીઝપુર' 'મોજે મકતુમપુર' 'મોજે વટવા' વગેરે (હવે લખાતું બંધ થયું છે.)
**મોજે-દાર** (મૉજે-) વિ. [+ ફા. પ્રત્યય] તલાટી (ગામનું મહેસૂલ ઉઘરાવનાર)
**મોજેજો** પું. [અર. મુઅજિજહ્] દૈવી બનાવ, અદ્‌ભુત પ્રસંગ, ચમત્કાર, મોઝીઝો
**મોજો**[1] (મૉજો) પું. [જુઓ 'મોજું.[1]'] જુઓ 'મોજું.[1]'
**મોજો**[2] (મૉજો) પું. [જુઓ 'મોજું.[2]'] મોટો તરંગ, મોટો લોઢ. (૨) રેલમાં તણાઈ આવેલો કચરો

**મોજો**[3] (મોજો) પું. [જુઓ 'મોજે.'] ખેતર ગાય કે તાલુકાનો વિભાગ, વાંટો

**મો-જો(૦ય)ણું** જુઓ 'મોં-જો(૦ય)ણું.'

**મોઝખ** પું. ચર્ચા, વિવાદ. (૨) સારાંશ [આ એબ છે.)

**મોઝાગીર** પું. સવારમાં પગે બટકું ભરનારો ઘોડો (ઘોડાની

**મોઝાર** જુઓ 'મોજાર.' [મુહલ્લાં

**મોઝ્ઝિન** પું. [અર. મુઅ-જ્ઝિન્] મસીદમાં બાંગ પોકારનાર

**મોઝીઝો** જુઓ 'મોજેજો.'

**મોટ** (-ટય) સ્ત્રી. મોટલી, પોટલો, ગાંસડી. (૨) કૂવામાંથી પાણી ખેંચવાનો કોસ

**મોટકડું** વિ. [જુઓ 'મોટકું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] (કટાક્ષમાં) મોટું [જાડી સ્ત્રી

**મોટકી** વિ., સ્ત્રી. [જુઓ 'મોટકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**મોટકું** વિ. [જુઓ 'મોટું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] મોટું

**મોટન-દોષ** પું. [સં.] આંગળાંના ટાચકા ફોડવાથી લાગતો સામાયિકમાંનો એક દોષ. (જૈન.)

**મોટપ** (-પ્ય) સ્ત્રી., **-પણ** ન. [જુઓ 'મોટું' + ગુ. 'પ'-'પણ' ત.પ્ર.], **-મ** (મ્ય) સ્ત્રી. [દે.પ્રા. मोट्टिम ન.] મોટાઈ મોટાપણું, વડાઈ. (૨) પ્રતિષ્ઠા, આબરૂ. (૩) આપ-વડાઈ, અભિમાન, ગર્વ

**મોટ-મનું** વિ. [જુઓ 'મોટું' + 'મન' + ગુ. 'ઉં' ત.પ્ર.] મોટા મનનું, ઉદાર દિલનું. (૨) (લા.) અભિમાની, ગર્વીલું

**મોટ-મોટું** વિ. [જુઓ 'મોટું'–દ્વિર્ભાવ.] ખૂબ મોટું

**મોટર** સ્ત્રી. [અં.] વીજળી વગેરેના બળથી ચાલતું કોઈ પણ નિયામક યંત્ર. (૨) પેટ્રોલ–ડીઝલ વગેરેના બળથી ચાલતું યાંત્રિક વાહન, મોટર-કાર, મોટર-ગાડી

**મોટર-કાર** સ્ત્રી. [અં.] 'જુઓ 'મોટર(૨).'

**મોટર-કોચ** પું. [અં.] મોટરથી ચલાવાતો રેલનો ડબ્બો

**મોટર-ખટારો** પું [+ જુઓ 'ખટારો.'] જુઓ 'મોટર-ટ્રક.'

**મોટર-ગાડી** સ્ત્રી. [+ જુઓ 'ગાડી.'] જુઓ 'મોટર(૨).'

**મોટર-ગેરેજ** ન. [અં.], **મોટર-ઘર** ન. [+ જુઓ 'ઘર.'] મોટર રાખવાનું તેમ એના સમારકામનું ડેલું

**મોટર-ટૅક્સી** સ્ત્રી. [સં.] ભાડૂતી મોટર-કાર

**મોટર-ટ્રક** પું., સ્ત્રી. [અં.] મોટર-પ્રકારનું ભારખાનું, મોટર-ખટારો [ડબ્બાઓની)

**મોટર-ટ્રોલી** સ્ત્રી. [અં.] મોટરથી ચાલતી રેલ-ગાડી (થોડા

**મોટર-બસ** સ્ત્રી. [અં.] ઘણાં માણસોને ચડિયાં તરીકે સમાવે તેવી મોટી મોટર-ગાડી

**મોટર-લૉરી** સ્ત્રી. [અં.] જુઓ 'મોટર-ટ્રક.'

**મોટર-વાન** [અં.] બસના પ્રકારની મોટી મોટર, 'વાન.'

**મોટર-સર્વિસ** સ્ત્રી. [અં.] મોટર-ગાડીનો તેમ મોટર-બસનો ચડિયાંઓને ભાડેથી લઈ જવા-લાવવાનો વ્યવહાર

**મોટર-સાઇકલ** સ્ત્રી. [અં.] મોટરથી ચાલતું મોટરનાં બે પૈડાંનું યાંત્રિક વાહન

**મોટર-સ્કૂટર** ન. [અં.] નાનાં બે પૈડાંનું ખુરશીની જેમ બેસાય તેવું મોટર-સાઇકલના પ્રકારનું યાંત્રિક વાહન

**મોટર-હળ** ન. [+ જુઓ 'હળ.'] મોટર પ્રકારનું આગળ નાનાં પૈડાં અને પાછળ મોટાં પૈડાંનું ખેડવાનું વાહન, 'ટ્રૅક્ટર' [હાંકવાની વિદ્યા

**મોટરિંગ** (મોટરિઙ્ગ) ન. [અં.] મોટર વગેરે પ્રકારનાં યંત્ર

**મોટલિયો** પું. [જુઓ 'મોટલો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દાણાના મોટલા ઉઠાવવાની મજૂરી કરનાર મજૂર, મોટિયો

**મોટલી** સ્ત્રી. [જુઓ 'મોટલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું મોટલું, પોટલું, ગાંસડી. (૨) (લા.) ખળામાંથી દરબારને ઘેર દાણા ઉપાડી જવાના ખર્ચ બદલ લેવામાં આવતી લેતરી

**મોટલું** ન. અનાજ ઘાસ કપાસ વગેરેનું મોટું પોટલું, ગાંસડો

**મોટલે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] (લા.) કુલ સરવાળે, જુમલે. (૨) મોઘમ

**મોટલો** પું. [જુઓ 'મોટલું.'] ગાંસડો, મોટું પોટલું. (૨) ફૂંડાં વગેરેનો ભારો. [૦ થઈ પડવું (રૂ.પ્ર.) થાકી લોથ થઈ જવું]

**મોટ-વડાઈ** (મોટ-) સ્ત્રી. [જુઓ 'મોટુ' + 'વડાઈ.'] મગરૂરી, અભિમાન, આપ-વડાઈ. (૨) મોટપ, મોટાઈ, મહત્તા. (૩) મોટાઓ પ્રત્યેનું માન [કૃ.પ્ર.] મોટું કરવું એ

**મોટવણી** (મોટવણી) સ્ત્રી. [જુઓ 'મોટવવું + ગુ. 'અણી'

**મોટવવું** (મોટવવું) સ.ક્રિ. [જુઓ 'મોટું,'-ના.ધા.] મોટું કરવું. (૨) (લા.) માન આપવું. **મોટવાવું** (મોટવાવું) કર્મણિ., ક્રિ. **મોટવાવવું** (મોટવાવવું) પ્રે.,સ.ક્રિ.

**મોટવાવવું, મોટવાવું** (મોટવા-) જુઓ 'મોટવવું'માં.

**મોટા** (મોટા) કે. પ્ર. [જુઓ 'મોટું.' પું., પુ.નું સંબોધન.] મોટી ઉંમરના પુરુષને માન આપવા કરાતું સંબોધન

**મોટાઈ** (મોટાઈ) સ્ત્રી. [જુઓ 'મોટું' + ગુ. 'આઈ' ત.પ્ર.] મોટાપણું, મોટપણ. મોટપ, મોટમ. (૨) મહિમા, મહત્તા. (૩) પ્રભાવ, ગૌરવ. (૪) ગર્વ, અભિમાન. [૦ ઊતરવી (રૂ.પ્ર.) મોટાપણું નાશ પામવું. ૦ ચડા(-ઢા)વવી (રૂ.પ્ર.) ગર્વ આપવો] [અભિમાની

**મોટાઈ-ખોર** (મોટાઈ-) વિ. [+ ફા.પ્રત્યય] બડાઈ-ખોર,

**મોટા-બાપા** (મોટા-) પું., બ.વ. [જુઓ 'મોટું' + 'બાપા.'] (સૌરાષ્ટ્રમાં) પિતાના મોટા ભાઈ (નાના ભાઈઓનાં સંતાનો માટે)

**મોટા-ભા** (મોટા-) પું., બ.વ. [જુઓ 'મોટું' + 'ભા.'] (માનાર્થે) મોટા ભાઈ. [૦ કરવા (રૂ.પ્ર.) માન અપાવવા કોઈને આગળ ધરવો. ૦ થવું (રૂ.પ્ર.) માન મેળવવા આગળ આવી મોવડી બનવું]

**મોટા ભાઈ** (મોટા-) પું., બ.વ. [જુઓ 'મોટું' + 'ભાઈ.'] (માનાર્થે) મોટો ભાઈ. (૨) બાપને માટેનું કેટલેક સ્થળે સંબોધન. (૩) વડીલ, મુરબ્બી. (૪) (લા.) મૂર્ખ, બેવકૂફ

**મોટા-મથાડ** (મોટા-) વિ. [જુઓ 'મોટું' + 'મથાડ.'] મોટા માથાવાળું [પ્ર.] જુઓ 'મોટપ.'

**મોટાશ** (મોટાશ્ય) સ્ત્રી. [જુઓ 'મોટું' + ગુ. 'આશ' ત.-

**મોટાં-પાણી** ન., બ.વ. [જુઓ 'મોટું' + 'પાણી.'] સમુદ્રની ભરતી આવે તે વખતનું પાણી

**મોટિયાળ** (મોટિયાળ) વિ. [જુઓ 'મોટું' દ્વારા.] ચડતી વયનું, તરુણ, ચડતા લોહીનું. (૨) પું. મોટો કે જુવાન છોકરો. (૩) પાટવીકુમાર. (૪) પતિ [પોટલું

**મોટિયું** ન. [જુઓ 'મોટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મોટલો,

**મોટિયો** પું. [જુઓ 'મોટું'. + ગુ. 'ઇયું' ત. પ્ર.] પુરુષ વેતરું, મોટલિયો

**મોટીમા** (મોઃટી-) સ્ત્રી. [જુઓ 'મોટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'મા.[2]'] પિતાની મોટી ભાભી. (૨) દાદીમા

**મોટું** (મોઃટું) વિ. [સં. महत् દ્વારા જૂ. ગુ. 'મોહોટું.'] કદ વિસ્તાર ઊંચાઈ લંબાઈ પહોળાઈ વય ગુણ વગેરેમાં જોઇયે તે કરતાં વધારે. (૨) સંખ્યામાં વધારે. (૩) (લા.) ઉદાર મનનું, સખી. (૪) ખાનદાન, આબરૂદાર, પ્રતિષ્ઠિત. (૫) મુખ્ય, અગત્યનું, પુખ્ત, 'મેજર.' (૬) પૂરતું, 'સબસ્ટેન્શિયલ.' [-ટાભા કરવું (રૂ.પ્ર.) આગેવાન કરવું. -ટાભા થવું (રૂ.પ્ર.) આગેવાન બનવું (ફુલાઈ ને). -ટા લોક (રૂ.પ્ર.) સંભાવિત, પ્રતિષ્ઠિત માણસ. -ટાં-મોટાં (રૂ.પ્ર.) મોટી ઉંમરનાં.- -ટી ખાટનો માં(-મા)કડ(-ણ) (રૂ.પ્ર.) ગર્વિષ્ઠ, અભિમાની. ૦ કપાળ (રૂ.પ્ર.) ભાગ્યશાળી માણસ. ૦ કરવું (રૂ.પ્ર.) ઉછેરવું. ૦ જનાવર (રૂ.પ્ર.) સર્પ. ૦ પરોઢિયું (રૂ.પ્ર.) મળસકું. ૦ પેટ (રૂ.પ્ર.) ક્ષમાશીલ. (૨) ખાનદાન. (૩) ખાનગી વાતો બહાર ન પાડનાર. (૪) લાલચુ, લાંચિયું. ૦ પેટ રાખવું (રૂ.પ્ર.) ઉદાર દિલ રાખવું. (૨) સહન કરવું. ૦ ભેજું (રૂ.પ્ર.) ખૂબ બુદ્ધિશાળી. ૦ મન કરવું (કે રાખવું) (રૂ.પ્ર.) માફ કરવું. ૦ માથું (રૂ.પ્ર.) વડીલ માણસ. ૦ મીંડું (રૂ.પ્ર.) મૂર્ખ, બેવકૂફ. ૦ મોં (-મોઃ) (રૂ.પ્ર.) લાલચું, લાંચિયું. ૦ મોટું (-મોઃટું) (રૂ.પ્ર.) ઉપર ઉપરથી. -ટે ઉપાડે (રૂ.પ્ર.) ભારે ધાંધલ કરીને. (૨) મોટા આરંભથી. -ટે પાટલે બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) ગર્વ કરવો. (૨) માન માગવું. -ટે પાટલે બેસાડવું (-બૅસાડવું) (રૂ.પ્ર.) માન આપવું. (૨) ફુલાવવું. -ટો અવાજ (રૂ.પ્ર.) ઊંચો અવાજ. (૨) બહુમતી. -ટો હાથ (રૂ.પ્ર.) ઉદાર દિલ]

**મોટેથી** (મોઃટેથી) ક્રિ.વિ. [જુઓ 'મોટું' + ગુ. 'એ' સા. વિ., પ્ર. + 'થી' પાં. વિ. નો અનુગ.] મોટા અવાજે, ઘાંટો પાડીને, મોટી બૂમ પાડીને

**મોટેરું** (મોઃટેરું) વિ. [જુઓ 'મોટું' + ગુ. 'એરું' તુ.પ્ર.] વધારે મોટું, વયમાં વધારે, વડીલ

**મૉટો** પું. [અં.] મુદ્રા-લેખ, મુદ્રા-સૂત્ર, સૂત્ર-વાક્ય

**મોટો પંથ** (-પન્થ) પું. [જુઓ 'મોટું' + 'પંથ.'] રામદેપીરની અસરવાળો વામમાર્ગનો એક અવશેષ, કાંચળિયો સંપ્રદાય. (સંજ્ઞા.)

**મોઠો** પું. જાડો ભાખરો

**મોઠી** (મૉઠી) સ્ત્રી. ભોજન. (૨) [સુ.] નિર્વાહ, ભરણપોષણ, ગુજરાન. [૦ મારવી (રૂ.પ્ર.) ખાવું-પીવું] [માણસ

**મોઠી-દાસ** (મૉઠી-) પું. [+ સં.] (લા.) ખાનપાનનો શોખીન

**મોઠી-પાણી** (મૉઠી-) ન., બ.વ. [+ જુઓ 'પાણી.'] ખાણી-પાણી

**મોડ[1]** (મોડ) પું. [સં. मुकुट > પ્રા. मउड] વરરાજાનો માથાનો શણગાર. (૨) લગ્ન વગેરે શુભ પ્રસંગે વરની માતાને માથે પહેરાતો એક માંગલિક ગૂંથણીનો ટોપી જેવો ખુલ્લો આકાર. [૦ ઘાલવો (રૂ.પ્ર.) કામની જવાબદારી લેવી કે સોંપવી. ૦ મૂકવો (રૂ.પ્ર.) જવાબદારી સોંપવી. ૦ હોવો નેતા-પદ સ્વીકારવું]

**મોડ[2]** પું. [જુઓ 'મોડવું;' હિં. મોડના.] રસ્તાનો વળાંક. (૨) મરોડ, બોલવાની ઢબ. (૩) (લા.) મરડાટ, અભિમાન, ગર્વ

**મોડછી(-શી)** સ્ત્રી. ઊલટી-ઝાડાનો રોગ, મૂરછી, 'કૉલેરા'

**મોડણ[1]** ન. [જુઓ 'મોડવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.-પ્ર.] તોડવું એ, ભાંગવું એ

**મોડણ[2]** વિ. [જુઓ 'મોડવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.-પ્ર.] તોડનાર, ઉતારનાર, ભાંગનાર

**મોડ-બંધી** (મોડ-બન્ધી) વિ., સ્ત્રી. [જુઓ 'મોડ-બંધું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] માથા ઉપર મોડ બાંધ્યો હોય તેવી સ્ત્રી

**મોડ-બંધું** (મોડ-બન્ધું) વિ. [જુઓ 'મોડ[1]' + 'બાંધવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જેના માથા ઉપર મોડ બાંધેલો હોય તેવું

**મોડ-બંધો** (મોડ-બન્ધો) વિ.,પું. [જુઓ 'મોડ-બંધું.'] માથે મોડ પહેર્યો હોય તેવો પરણીને ઘર તરફ વિદાય લેતો વરરાજા. (૨) (લા.) બહાદુર પુરુષ

**મોડરેઇટ, મોડરેટ** વિ. [અં.] સમધારણ કોટિના વિચાર ધરાવનાર, વિનીત-મતવાદી

**મોડરેટર** વિ. [અં.] પરીક્ષામાં પરીક્ષકોએ વધુઓછું ગુણાંક આપ્યા હોય એ બરોબર છે કે નહિ એ તપાસી વધ-ઘટ સરખી કરી આપનાર પરીક્ષક

**મોડવું** સ.ક્રિ. [દે. પ્રા. मोड, પ્રા. તત્સમ] મરડવું. આંબળવું. (૨) (લા.) દૂર કરવું. **મોડાવું** કર્મણિ., ક્રિ. **મોડાવવું**. પ્રે., સ.ક્રિ.

**મોડ(-ડે)લ** પું. [અં.] નમૂનો, આદર્શ, બીબું

**મોડલો** પું. રેંટિયાનો એક ભાગ

**મોડશી** જુઓ 'મોડછી.'

**મોડા-મોડ** ક્રિ.વિ. [જુઓ 'મોડવું,'-દ્વિર્ભાવ] વરણાગીમાં મરડાઈ ને ચાલતું હોય એમ

**મોડાવવું, મોડાવું** જુઓ 'મોડવું'માં. [જુઓ 'મોડ.'

**મોડિયો** (મોડિયો) પું. [જુઓ 'મોડ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.]

**મોડી[1]** (મોડી) સ્ત્રી. [સં. मुकुटिका > પ્રા. मउडिआ] લગ્ન વખતે કન્યાના માથા ઉપર પહેરાવાતો નાના ઘાટનો મોડ [એક ગામઠી લિપિ. (સંજ્ઞા.)

**મોડી[2]** સ્ત્રી. [જુઓ 'મોડવું' દ્વારા.] મહારાષ્ટ્રમાં પ્રચલિત

**મોડું** (મૉડું) વિ. વિલંબથી થયેલું કે આવેલું યા ગયેલું, મુકરર સમય પછીનું. (૨) ન. કાલક્ષેપ, વિલંબ, ઢીલ. [-ડે મોડે (-મૉડે) (રૂ.પ્ર.) વિલંબ વટાવ્યા પછી, વધુ પછીના સમયે]

**મોડેલ** જુઓ 'મોડલ.'

**મોઢ[1]** પું. [દે.પ્રા.] ઉત્તર ગુજરાતના મોઢેરા ગામના મૂળ વતની વાણિયા-બ્રાહ્મણની જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મોઢ[2]** પું. સાંઠાવાળી ચારના બોયાનું રાડું

**મોઢ-ડું** ન. [જુઓ 'મોઢું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મોઢું.' (પદ્યમાં.)

**મોઢવું** ન., -વો[1] પું. ઘાસની પૂળીઓનો ઓઘો. (૨) છાણાંની થપ્પી કરી ફરતે લીંપણ કરી કરેલો સ્તૂપ જેવો આકાર

**મોઢવો[2]** સ્ત્રી. માછલીની એક જાત

**મોઢા-આગલું** વિ. [જુઓ 'મોઢું' + 'આગલું.'] આંખની તદ્દન સામેનું, મોઢાનું, મોઢાની સામેનું. (૨) (લા.) વહેલું

**મોઢા-જોયું** વિ. [જુઓ 'મોઢું' + 'જોવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] (લા.) બહુ વહાલું. (૨) મોટી ખોટનું (સંતાન)

**મોઢા-ઢંકું (-ઢક્કું)** વિ. [જુઓ 'મોઢું' + 'ઢાંકવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) શરમાળ

**મોઢા-મોઢ (-ઢય)** ક્રિ.વિ. [જુઓ 'મોઢું,'-દ્વિર્ભાવ + જૂ. ગુ. 'ઈ' સા.વિ., પ્ર.] એક મોઢેથી બીજે મોઢે એમ ક્રમે. (૨) રૂબરૂ, પ્રત્યક્ષ, સંમુખ, મોઢા સામે જ

**મોઢાસન** ન. [જુઓ 'મોઢું' + સં. आसन, સંધિથી.] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**મોઢાળ (મોંઢાળ)** વિ. [જુઓ 'મોઢું' + ગુ. 'આળ' ત.પ્ર.] મોઢું ધડ કરતાં વધુ આગળ આવી રહ્યું હોય તેવું

**મોઢિયાં-પટી, -ટ્ટી (મોંઢિયાં-)** સ્ત્રી. [જુઓ 'મોઢિયું' + ગુ. 'આં' બ.વ.,પ્ર + 'પટી,-ટ્ટી.'] ખીસાનો ભાગ ઢાંકવા મથાળે નખાતી ઢાંકણ જેવી પટ્ટી

**મોઢિયું (મોંઢિયું)** ન. [જુઓ 'મોઢું'+ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] વસ્તુનો સૌથી ઉપરનો ભાગ. (૨) સીંકલી. (૩) ભરેલા વાસણના મોં પાસેનું ઢાંકણ. (૪) મોઢા ઉપર ચડાવવાનું સાધન. (૫) ખીસાનો ભાગ ઢાંકવાનું ઢાંકણ, મોઢિયાં-પટ્ટી. (૬) ફાનસના ડબ્બા વગેરેમાં વાટવાળો ભાગ. (૭) સીસા સીસી વગેરે પદાર્થોના મોઢા ઉપરનું ઢાંકણ

**મોઢું (મોંઢું)** ન. [સં. मुख-क > પ્રા. मुहडअ-] મુખ, મોં. (૨) છિદ્ર, કાણું. (૩) આગલો તેમ મથાળાનો ભાગ. (૩) નીકળવાનો ભાગ. [**-ઢા ઉપર** (-ઉપરય-) (રૂ.પ્ર.) રૂબરૂ, સમક્ષ. **-ઢા ઉપર ધૂળ ભભરાવવી** (-ઉપરય-) (રૂ.પ્ર.) છેતરવું. **-ઢા ઉપર નાક ન હોવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) નિર્લજ્જ હોવું. **-ઢા ઉપર હવાઈ ઊડવી (કે છૂટવી)** (-ઉપરય-) (રૂ.પ્ર.) શરમથી ફીકા પડી જવું. **-ઢા ઉપરથી માંખ પણ ન ઊડવી** (-ઉપરય-) (-માંખ્ય-) (રૂ.પ્ર.) તદ્દન નિર્બળ હોવું. (૨) નમાલું હોવું. **-ઢા જેવું** (રૂ.પ્ર.) ખરાબ. **-ઢાની મીઠાશ** (-શ્ય) (રૂ.પ્ર.) ખુશામત, પરસી. **-ઢાની મોળ ઉતારવી** (-મોળ્ય-) (રૂ.પ્ર.) અપશબ્દો કહેવા. **-ઢાની વાત** (રૂ.પ્ર.) સાંભળીને કહેલી વાત. (૨) રૂબરૂ કહેલી વાત. (૩) અપ્રમાણ વાત. **-ઢાની વાતો** (રૂ.પ્ર.) ડંફાસ. **-ઢાનું છૂટું** (રૂ.પ્ર.) વાચાળ. (૨) ચોખ્ખી વાત કહેનારું. **-ઢાનું જૂઠું** (રૂ.પ્ર.) જૂઠું બોલનારું. **-ઢાનું નૂર (કે પાણી) ઊતરી જવું.** (રૂ. પ્ર.) છોભીલા પડવું, ઝંખવાણા પડવું. **-ઢાનું મોળું** (-મોળું) (રૂ.પ્ર.) વાત કરતાં દબાઈ જાય તેવું. **-ઢાનું વેદાંત** (-વેદા-ત) (રૂ. પ્ર.) વાતમાં માત્ર ડાહ્યું ડાહ્યું કહેનારું. **-ઢાનું સાચું** (રૂ.પ્ર.) સત્યવક્તા. **-ઢા પર આવવું** (રૂ. પ્ર.) યાદ આવવું. **-ઢા પર કહેવું** (-કેઃવું) (રૂ.પ્ર.) શરમ વિના સંભળાવવું. **-ઢા પર થૂંકવું** (રૂ.પ્ર.) તિરસ્કાર કરવો. **-ઢા પર મારવું** (રૂ.પ્ર.) ચોખ્ખું સંભળાવી દેવું. **-ઢા પર મૂતરવું** (રૂ.પ્ર.) અપમાન કરવું. (૨) ગાંઠવું નહિ. **-ઢા પર શાહી ઢોળાવી (કે રેડાવી)** (રૂ.પ્ર.) છોભીલા પડવું. (૨) આબરૂને કલંક લાગવું. **-ઢા ભણી હાથ કરવા** (રૂ.પ્ર.) ખાવું. **-ઢામાં આવે તેમ** (રૂ.પ્ર.) વગર વિચાર્યે. **-ઢામાં આંગળી ઘાલવી** (રૂ. પ્ર.) નવાઈ પામવું. (૨) પરાણે બોલાવવું. **-ઢામાં કીડા પડવા** (રૂ.પ્ર.) વારંવાર થૂંક્યા કરવું. **-ઢામાં ખીલો ઠોક્યો હોવો** (રૂ. પ્ર.) બોલાવે તોય બોલવું નહિ, જવાબ ન આપવો. **-ઢામાં જીભ ઘાલવી** (રૂ.પ્ર.) બોલતું બંધ થવું. **-ઢામાં જીભ ન હોવી** (રૂ.પ્ર.) તદ્દન શાંત પ્રકૃતિનું હોવું. (૨) મૂંગા બેસી રહેવું. **-ઢામાં ડૂચો દેવો (કે ભરવો)** (રૂ.પ્ર.) મૌન પકડવું. **-ઢામાંથી અંગારા ઝરવા** (-અઙ્ગારા-) (રૂ. પ્ર.) ખૂબ ગાળો દેવી. **-ઢામાંથી દાંત કાઢી (કે પાડી) ના(-નાં)ખવા** (રૂ.પ્ર.) હરાવવું. **-ઢામાં થૂંકે તેવું** (રૂ.પ્ર.) દરકાર ન કરનારું. (૨) ચડિયાતું. **-ઢામાં દાંત ન હોવા.** (રૂ.પ્ર) નિર્માલ્ય હોવું. (૨) મૂંગા બેસી રહેવું. **-ઢામાં ધૂળ ના(-નાં)ખવી** (-ધૂળ્ય-) (રૂ.પ્ર) છેતરવું. (૨) શરમાવવું. (૩) બોલતું બંધ કરી દેવું. (૪) ગભરાવી દેવું. **-ઢામાં પાણું મારવું** (રૂ.પ્ર.) ચટકો લાગે તેવું સંભળાવવું. **-ઢામાં પાણી આવવું (કે છૂટવું)** (રૂ. પ્ર.) ખાવા લલચાવું. (૩) અદેખાઈ થવી. **-ઢામાં મગ ઓરવા** (રૂ.પ્ર.) જવાબ ન આપવો. **-ઢામાં માખણે ન ઓગળવું** (-ઓગળવું) (રૂ. પ્ર.) નિર્માલ્ય હોવું. **-ઢામાં માય (કે સમાય) તેવું** (રૂ.પ્ર.) સાથે મળી એકરૂપ થઈ જનારું. **-ઢામાં મારવું** (રૂ.પ્ર.) કડક સંભળાવી દેવું. **-ઢામાં તરણું ઘાલવું** (રૂ.પ્ર.) લાચારી બતાવવી. **-ઢામાં તરણું લેવડા(-રા)વવું** (રૂ.પ્ર.) લાચાર બનાવવું. (૨) થકવી દેવું. **-ઢામાં સક્કારા ન હોવા** (રૂ.પ્ર.) નિર્માલ્ય હોવું. **-ઢા સુધી આવવું** (રૂ.પ્ર.) કહેવાઈ જવું. (૨) અસંતોષ હોવો. **-ઢાં મીઠાં કરવાં (કે કરાવવાં)** (રૂ.પ્ર.) ખુશાલીનું ભોજન આપવું. (૨) લાંચ દેવી. **-ઢાં લાલ થવાં** (રૂ.પ્ર.) જશ મળવો. **૦ આડું આવવું** (રૂ.પ્ર.) શરમ આવવી. **૦ આપવું** (રૂ.પ્ર.) દરકાર કરવી. (૨) બોલવા દેવું. **૦ આવડું કરી ના-(-નાં)ખવું** (રૂ.પ્ર.) સખત માર મારવો. **૦ આવડું થઈ જવું** (રૂ.પ્ર.) શરમાઈ ઝંખવાણા પડવું **૦ આવવું** (રૂ.પ્ર.) મોઢામાં ચોળિયા પડવા. **૦ ઉપાડવું** (રૂ.પ્ર.) બોલવું. (૨) ગાળ દેવી. **૦ ઊઘડવું** (રૂ.પ્ર.) બોલવું. (૨) ખાવાની રુચિ થવી. **૦ ઊતરવું, ૦ ઊતરી જવું** રૂ.પ્ર.) ઝંખવાણા પડવું. (૨) નિરાશા અનુભવવી. **૦ ઊપડવું** (રૂ.પ્ર.) બડબડાટ કરવો, હદ કરતાં વધુ બોલવું. **૦ કટાણું કરવું** (રૂ.પ્ર.) અણગમો બતાવવો. **૦ કરવું** (રૂ.પ્ર.) છિદ્ર પાડવું. **૦ કાઢવું** (રૂ.પ્ર.) જાહેરમાં આબરૂભેર નીકળવું. **૦ કાળું કરવું** રૂ.પ્ર ) તિરસ્કાર પામી દૂર ચાલ્યા જવું. **૦ કાળું થવું** (રૂ.પ્ર.) અપકીર્તિ વહોરવી **૦ કાળું મેશ(-સ) થઈ જવું** (-મેશ્ય,-સ્ય-) (રૂ.પ્ર.) તદ્દન ઝંખવાણા પડી જવું. **૦ ગંધાવું** (ગન્ધાવું) (રૂ.પ્ર.) ગાળ દેવી. **૦ ચટાડવું** (રૂ.પ્ર.) ખૂબ લાડ લડાવવું. **૦ ચડ(-ઢ)વું, ચડા(-ઢ)વવું** (રૂ.પ્ર.) રિસાવું. **૦ ચલાવવું** (રૂ.પ્ર.) ગાળો દેવી. **૦ ચળવળવું** (રૂ.પ્ર.) ખાવાની ઇચ્છા થવી. **૦ ચાટવું** (રૂ.પ્ર.) ખુશામત કરવી. **૦ ચાલવું** (રૂ.પ્ર ) ખાધા કરવું. (૨) બબડ્યા કરવું. **૦ ચુકાવવું** (રૂ.પ્ર.) મળવાનું ટાળવું. **૦ છાંડવું** (રૂ.પ્ર.) નજર ટાળવી. (૨) મોટાનું વેણ ઉથાપવું **૦ છુપાવવું, સંતાડવું** (રૂ.પ્ર.) શરમના માર્યા ન દેખાવાય એમ કરવું. **૦ જોઈને કામ કરવું** (રૂ.પ્ર.) સામાની લાયકાત જોઈ કામ પાર પાડવું.

૦ જોઈને લપડાક મારવી (રૂ.પ્ર.) યોગ્યતા પ્રમાણેનો વ્યવહાર રાખવો. ૦ જોવો (રૂ.પ્ર.) છેલ્લી મુલાકાત લેવી. ૦ ઠેકાણે રાખવું (રૂ.પ્ર.) નિર્દોષતાનો ભાવ બતાવવો. (૨) બોલવામાં મર્યાદા જાળવવી. ૦ ઢાંકવું (રૂ.પ્ર.) શરમાવું. (૨) કાણ કરવી. ૦ તપાસીને બોલવું (રૂ.પ્ર.) મર્યાદા રાખી બોલવું. ૦ તોડવું, ૦ તોડી લેવું (રૂ.પ્ર.) અપમાન કરવું. ૦ થાકવું (રૂ.પ્ર.) ખૂબ બોલી હારી જવું. ૦ દેવું. (રૂ.પ્ર.) વચન આપવું. ૦ ધોઈ જવું (રૂ.પ્ર.) પ્રસંગ આવ્યે ખરચ કરવો. ૦ ધોઈને આવવું (રૂ.પ્ર.) વિવેકી થઈ ને આવવું. (૨) રીત-ભાતે સુઘડ થવું. ૦ નીચું (કે ભોંયમાં) ઘાલવું (-ભોંયમાં-) (રૂ.પ્ર.) શરમાઈ જવું, શરમિંદા બનવું. ૦ પકડવું (રૂ.પ્ર.) બોલતાં અચકાવું. ૦ પડવું, ૦ પડી જવું (રૂ.પ્ર.) છોભીલા પડવું. ૦ પહોળું કરવું (-પો:ળું-) (રૂ.પ્ર.) નવાઈથી જોઈ રહેવું. ૦ પૂરવું, ૦ ભરવું (રૂ.પ્ર.) કાંઈ લાંચ આપવી. ૦ ફફડાવવું (રૂ.પ્ર.) બબડવું. (૨) ગુસ્સો કરવો. ૦ ફાટવું (રૂ.પ્ર.) લાંચ લેવાની ઇચ્છા કરવી. (૨) અનિચ્છાએ બોલવું. ૦ ફાડીને કહેવું (-કે:વું) (રૂ.પ્ર.) નિર્લજ્જ થઈ કહેવું. ૦ ફિક્કું પડી જવું (રૂ.પ્ર.) ઝંખવાણા પડવું., શરમાઈ જવું. ૦ ફેરવવું (રૂ.પ્ર.) રીસ કે કંટાળો બતાવવાં. ૦ ફેરવી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) સખત માર મારવો. ૦ ફેરવીને (રૂ.પ્ર.) સામાની પરવા વિના. (૨) ગુસ્સે થઈને. ૦ બગાડવું (રૂ.પ્ર.) અરુચિ બતાવવી. ૦ બતાવવું (રૂ.પ્ર.) રૂબરૂ મળી જવું. ૦ બતાવાય તેવું (રૂ.પ્ર.) આબરૂવાળું. ૦ બહાર કાઢવું (-બા:ર-) જાહેરમાં દેખા દેવી. ૦ બંધ કરવું (-બન્ધ-) (રૂ.પ્ર.) ચૂપ કરવું. (૨) ચૂપ થઈ જવું. ૦ બંધ કરી દેવું (કે લેવું) (-બન્ધ-) (રૂ.પ્ર.) બિલકુલ ચૂપચાપ થઈ જવું. ૦ બંધ થવું (-બન્ધ-) (રૂ.પ્ર.) ચૂપ થવું. ૦ બાળવું (રૂ.પ્ર.) તિરસ્કાર કરીને કાંઈક આપવું. ૦ બાંધીને માર મારવો (રૂ.પ્ર.) મારવું અને રોવા ન દેવું. ૦ ભ(-ભ)ભડવું (રૂ.પ્ર.) ખાવાની તીવ્ર ઇચ્છા થવી. ૦ ભરાઈ જવું (રૂ.પ્ર.) ધરાઈ જવું. ૦ ભારમાં (કે ભારે) રાખવું (રૂ.પ્ર.) ગંભીર બની રહેવું. ૦ ભાંગવું (રૂ.પ્ર.) લાંચ આપવી. (૨) જમણમાં અરુચિ થવી. ૦ ભાંગી જવું (રૂ.પ્ર.) જમણમાં અરુચિ થવી. ૦ મલકાવવું (રૂ.પ્ર.) આછું હસી લેવું, સ્મિત કરવું. ૦ મુકાવું (રૂ.પ્ર.) બેશરમ થવું. ૦ મુકાવું નહિ (રૂ.પ્ર.) શરમમાં રહેવું. (૨) માન સાચવવું. ૦ મૂકવું, ૦મોકળું કરવું (રૂ.પ્ર.) પોક મૂકી રોવું. ૦ મોઢું કરવું (-મો:ઢું-)(રૂ.પ્ર.) મોઢા ઉપર ગુસ્સાનાં ચિહ્ન જણાવાં. ૦ રહી જવું (-રૈ:-) (રૂ.પ્ર.) માન સાચવવું. ૦ રાખીને (રૂ.પ્ર.) સામાની શરમ રાખીને. ૦ લઈ ને આવવું (રૂ.પ્ર.) લાયક ગુણ લઈ ને આવવું ૦ લાગવું (રૂ.પ્ર.) સ્વાદ આવવો. ૦ લેવાઈ જવું, ૦ લેવાવું (રૂ.પ્ર.) માંદગીને કારણે મોઢાનું નૂર ન રહેવું. (૨) ખસિયાણા પડવું. ૦ વકાસી રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) નવાઈ પામવું ૦ વટાવવું (રૂ.પ્ર.) કાંઈક ખાવું. ૦ વશ રાખવું (રૂ.પ્ર.) ખાવા ઉપર પૂરો સંયમ રાખવો. (૨) બોલવા ઉપર પૂરો કાબૂ રાખવો. ૦ વાઘનું (રૂ.પ્ર.) માત્ર દેખાવે બહાદૂર. ૦ વાળવું (રૂ.પ્ર.) કાણ કરવી. ૦ સિવાઈ જવું (રૂ.પ્ર.) મૂંગા થઈ જવું. ૦ સીવી લેવું (રૂ.પ્ર.) તદ્દન મૌન જાળવવું. (૨) સામાને બોલતું બંધ કરવું. ૦ હલાવવું (રૂ.પ્ર.) ખાવું. -ઢે કરવું (રૂ.પ્ર.) યાદ કરી લેવું. -ઢે કહેવું (-કે:વું) (રૂ.પ્ર.) રૂબરૂ સંભળાવવું (સેહમાં દબાયા વિના). -ઢે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) યાદ રહેવું. (૨) લાડકાઈ કરવી. -ઢે ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) ખોટાં લાડ લડાવવાં. -ઢે ચડી(-ઢી)ને (રૂ.પ્ર.) રૂબરૂ, મોઢામોઢ. -ઢે ડૂચો દેવો, -ઢે તાળું દેવું (રૂ.પ્ર.) બોલતું બંધ કરવું. (૨) બોલતું બંધ થવું, મૌન સેવવું. -ઢે થઈ આવવું (રૂ.પ્ર.) રૂબરૂ મળી આવવું. -ઢે થઈ જવું, -ઢે થવું (રૂ.પ્ર.) રૂબરૂ મળી આવવું. (૨) યાદ થવું. -ઢે લાળ ટપકવી (રૂ.પ્ર.) લાલચુ થવું. -ઢે દૂધ ગંધાવું (-ગન્ધાવું), -ઢે દૂધ સુકાયું ન હોવું (રૂ.પ્ર.) હજી બચપણ હોવું. -ઢે બપોર રમવા (રૂ.પ્ર.) મોઢા પર તેજ ઝળકવું. -ઢે બંધ (-બન્ધ) (રૂ.પ્ર.) સંયમ. -ઢે બોલી જવું (રૂ.પ્ર.) ગોખેલાનો પાઠ કરી બતાવવો. -ઢે માગવું (રૂ.પ્ર.) રૂબરૂ માગણી કરવી. -ઢે માગ્યું (રૂ.પ્ર.) જેટલું જોઇયે તેટલું, ઇચ્છાનુસાર. -ઢે માથે ઓઢવું (રૂ.પ્ર.) મર્યાદા પાળવી. (૨) નિરાશ કરવું. (૩) દેવાળું કાઢવું. -ઢે માથે હાથ દઈ (રૂ.પ્ર.) નિરાશ થઈ ને નાછૂટકે. -ઢે મેશ(-સ) ઢળવી (-મેશ્ય,-સ્ય-) (રૂ.પ્ર. ઝંખવાણા પડી જવું, શરમિંદા બનવું. -ઢે રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) યાદ રહેવું. -ઢે લાગવું (રૂ.પ્ર.) મીઠું લાગવું. -ઢે લાવવું (રૂ.પ્ર.) વર્ણન કરી બતાવવું. -ઢે લોટ ઊડવો (રૂ.પ્ર.) સખત તરસ લાગવી. -ઢે વળગવું (રૂ.પ્ર.) શિખામણ દેનારની સામે થવું. -ઢે સાકર પીરસવી (રૂ.પ્ર.) ખુશામત કરવી. કાળું મોઢું (રૂ.પ્ર.) કલંક. જરા જેટલું મોઢું થઈ જવું (રૂ.પ્ર.) શરમિંદા થઈ જવું, છોભીલા પડવું. નાને મોઢે મોટી વાત (-મો:ટી-) (રૂ.પ્ર.) આવડત વિના વાત કરવી. બે મોઢાં હોવાં (રૂ.પ્ર.) આપેલું વચન ન પાળવું. લોહિયાળ (કે લોહી-ભર્યું) મોઢું હોવું (રૂ.પ્ર. વહાલા સગાનું મોત થવું]

**મોઢે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] (લા.) મુખપાઠ. (૨) રૂબરૂ

**મોઢેયો** પું. જુઓ 'મોઢવું.'

**મોઢો** (મોંઢો) પું. [જુઓ 'મોઢું.'] મોઢિયું. (૨) દોરના મોઢાનું ગાળિયું [જુઓ 'મોવણ.'

**મોણ**[૧] (મોણ) ન. [જુઓ 'મોવું' + ગુ. 'અણ' ત.પ્ર.]

**મોણ**[૨] (મોણ) પું. સર્પ રાખવાનો કરંડિયો. (૨) વાંસ કે ઘાસનું બનાવેલું ઢાંકવા માટેનું સાધન [જીવડો

**મોણ-વેલ**[૧] (મોણ-) પું. લાલ દોરા જેવો એક પ્રકારનો

**મોણ-વેલ**[૨] (મોણ-વેલ્ય) સ્ત્રી. એ નામનું એક ઘરેણું

**મોણિયું** (મોણિયું) ન. [જુઓ 'મોણ ' + ગુ. 'ઇયું' ત.પ્ર. (ચરો.)] નાનું ઢોચકું

**મોત** (મોત) ન. [અર. મવ્ત્] મૃત્યુ, મરણ, અવસાન, દેહાંત, નિધન. [૦ પડવું (રૂ.પ્ર.) મહેનત લાગવી, શ્રમ થવો. ૦ ફરી વળવું (રૂ.પ્ર.) અકસ્માત્ મરણ થવું. ૦ બગડવું (રૂ.પ્ર.) કમોતે મરવું. ૦ માથે આવવું (રૂ.પ્ર.) થાકી લોથપોથ થઈ જવું. ૦ માથે ભમવું (રૂ. પ્ર.) મરણનો ભય હોવો] [નવશેકું

**મોત-દિલ** વિ. બહુ ગરમ નહિ ને બહુ ઠંડું નહિ તેવું,

**મોતન** ન. [જુઓ 'મોતી'નું વ્રજ. બ.વ.] મોતી (ના.દ.)

**મોતન-માળ** સ્ત્રી. [+જુઓ 'માળ.[1]'] મોતીની માળા

**મોતન-હાર** પું. [+સં.] મોતીનો હાર, મોતીની માળા

**મોતબર** વિ. [અર. મુઅત્બર્] વિશ્વાસ કરાય તેવું, ભરોસાપાત્ર. (૨) આધાર રાખી શકાય તેવું. (૩) ખરું, સાચું

**મોતબરી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] વિશ્વાસ, ભરોસો

**મોત-બિંદુ** (-બિન્દુ) ન. [જુઓ 'મોતી' + સં.,પું.] આંખમાંનો મોતિયો

**મો-તરણું** જુઓ 'મોં-તરણું.'

**મોતરો** પું. ઢોરના પગનો એક રોગ

**મોત-વારી** (મૉત-) સ્ત્રી. [જુઓ 'મોત' + 'વારી.'] મૃત્યુ ઉપજાવે તેવો સમય

**મોતાળ** (મૉતાળ) [જુઓ 'મોત' + ગુ. 'આળ' ત.પ્ર.] જેને માથે મોત ભમી રહ્યું હોય તેવું, નશ્વર

**મોતાળો** પું. [ગામનું નામ 'મોતા' + સં. °પાલક-> પ્રા. °આલમ-] દક્ષિણ ગુજરાતના મોતા ગામના મૂળ બ્રાહ્મણોની એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મોતિયારો** પું. [સં. મૌક્તિક-कारक-> मोत्तिअआरअ-> પ્રા. मोत्तिआरअ-] મોતી વગેરે વસ્તુઓ વેચનાર વેપારી કે ફેરિયો

**મોતિયું** ન. [જુઓ 'મોતી[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) નેવાંની કોર નીચે ટેકાતું શોભાવાળું પાટિયું, મોતિયો, કારનિસ, 'બાર્જ-બોર્ડ'

**મોતિયો[1]** પું. [જુઓ 'મોતિયું.'] જુઓ 'મોતિયું.' (૨) આંખની કીકી ઉપર બાઝતો એક પ્રકારનો રસ. (૩) મોગરાના ફૂલ-છોડનો એક પ્રકાર. (૪) પાણીનો ઝાકળ વગેરેનો કણ. (૫) (લા.) હોંસ, હિંમત. [**-યા છૂટવા** (રૂ.પ્ર.) અંતકાલે પરસેવો વળવો, શીત છૂટવાં. **-યા(-યાં) મરી જવા(-વાં) (કે લેવાવા,-વાં)** (રૂ.પ્ર.) થાકી જવું. (૨) નાહિંમત થવું. **૦ આવવો** (રૂ.પ્ર.) આંખની કીકી પર પડ જામવું. **૦ ઉતરાવવો** (રૂ.પ્ર.) મોતિયાનું ઑપરેશન કરાવવું. **૦ ઉતારવો, ૦ કાઢવો** (રૂ.પ્ર.) મોતિયાનું ઑપરેશન કરવું]

**મોતિ(-તૈ)યો[2]** પું. ખાંડી બુંદીનો લાડુ

**મોતી[1]** ન. [સં. મૌક્તિક> પ્રા. मोत्तिअ-] દરિયાઈ ખાસ જાતની છીપમાંથી નીકળતું કિંમતી નાનું સફેદ ચળકતું દાણા જેવું નંગ. [**૦એ (કે ૦ના) ચોક પૂરવા** (-ચોક-) (રૂ.પ્ર.) ઇચ્છા પૂરી કરવી. (૨) મોટા મનોરથ ઘડવા. **૦એ વધાવવું** (રૂ.પ્ર.) ઉમળકાથી આવકાર આપવો. **૦ છેદવું, ૦ વીંધવું** (રૂ.પ્ર.) સ્ત્રીની આબરૂ લેવી. **૦ના દાણા જેવા** (રૂ.પ્ર.) ગોળ મરોડદાર (અક્ષર). **૦ના મેહ વરસવા** (-મેઃ-) (રૂ.પ્ર.) આનંદની છોળો રેલાવી. **૦નાં પાણી ઉતારવાં** (રૂ.પ્ર.) સામાને માનભંગ કરવું. **૦ પરોવવાં** (રૂ.પ્ર.) આંસુ પાડવાં. (૨) સુંદર વાતો કરવી]

**મોતી[2]** પું. માટીથી ચણતર કરનાર કડિયો. (૨) કંસારાનું એ નામનું એક ઓજાર

**મોતી-ચર** વિ. [જુઓ 'મોતી' દ્વારા.] ચકચકિત આંખવાળું. (૨) પું. મોતીનો ભૂકો. (૩) ચોખાની એક ઝીણી ને ઊંચી જાત. (૪) જુઓ 'મોતિયો.[2]' [લાડુનો ભૂકો

**મોતી-ચૂરમું** ન. [જુઓ 'મોતી' + 'ચૂરમું.'] ખાંડી બુંદીના

**મોતી-જ(-ઝ)રો** પું. [સં. मौक्तिक-ज्वरक-> પ્રા. मोत्तिअ-जरअ-], **મોતી-જ્વર** પું. [જુઓ 'મોતી[1]' + સં.] શરીરમાં નાની ફોલ્લીઓ થઈને થતો મુદતિયો તાવ, 'ટાઇફૉઇડ'

**મોતી-ડું** ન. [જુઓ 'મોતી[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] મોતી. (પદ્યમાં.)

**મોતીડો** પું. કોયલના જેવું એક પક્ષી–ચાતક

**મોતી-દામ** પું. [સં. मौक्तिक-दाम, જુઓ 'મોતી[1]' + दामन् ન.] એ નામનો બાર અક્ષરોનો એક અક્ષરમેળ-ગણમેળ છંદ. (પિં.)

**મોતી-પરોયો** પું [જુઓ 'મોતી[1]' + પરોવવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] મોતી પરોવવાનો ધંધો કરનાર માણસ

**મોતી-પાક** પું. [જુઓ 'મોતિયો[1]' + સં.] જુઓ 'મોતિયો.[2]'

**મોતી-પૂર** સ્ત્રી. [જુઓ 'મોતી[1]' + 'પૂરવું.'] ખાંડની એક જાત

**મોતી-માળા** સ્ત્રી. [જુઓ 'મોતી[1]' સં. माला] મોતીનો હાર

**મોતી-સર** સ્ત્રી. [જુઓ 'મોતી + 'સર.[2]'] મોતી પરોયેલો દોરો

**મોતી-હાર** પું. [જુઓ 'મોતી[1]' + સં.] જુઓ 'મોતી -માળા.'

**મોતેબર** વિ. [પારસી.] જુઓ 'માતબર.'

**મોતૈયા** જુઓ 'મોતિયો.[2]'

**મોતોલો** પું. ઘોડાની ખાતાં વધેલી ઓગઠ

**મોથ** સ્ત્રી. [સં. मुस्ता > પ્રા. मुत्था, मोत्था] એક પ્રકારનું સુગંધી ઘાસ અને એની ગાંઠ. [**૦ પાકવી** (રૂ.પ્ર.) બેટાં બકરાં વગેરેના પગ ચોમાસાના પાણીને લઈ પાકવા. **૦ મારવી** (રૂ.પ્ર.) જાણે કે ભારે પરાક્રમ કરવું]

**મોથ-ડી** સ્ત્રી. [+ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મોથ.' (પદ્યમાં.)

**મોથણો** પું. એ નામનું એક વૃક્ષ

**મોથરો[1]** પું. ઘોડાના પગના સાંધાનો એક રોગ

**મોથરો[2]** પું. પાટા-પીંડીમાં વપરાતું ખપાટિયું કે ખાપિયું

**મોથિયું** વિ. [જુઓ 'મોથ' + ગુ. ઇયું' ત.પ્ર.] મોથને લગતું, મોથનું

**મોથુ** ન. મુખ્ય મૂળિયું

**મોદ[1]** પું. [સં.] આનંદ, ખુશાલી, પ્રસન્નતા

**મોદ[2]** (-દ્ય) સ્ત્રી. ગાડામાં અનાજ ભરતાં પહેલાં પાથરવાનું જાડા વણાટનું કાપડ

**મોદક** પું. [સં.] લાડુ

**મોદ-કારી** વિ. [સં.,પું.] આનંદ આપનાર, પ્રસન્ન કરનાર

**મોદડ** ન., **-ડો** પું. એ નામનું એક વૃક્ષ

**મોદનીય** વિ. [સં.] આનંદ આપે તેવું, આનંદ કરાવે તેવું

**મોદ-વર્ધક** વિ. [સં.] આનંદની વૃદ્ધિ કરનાર

**મોદ-વર્ધન[1]** ન. [સં.] આનંદ વધવો એ, મોદ-વૃદ્ધિ

**મોદ-વર્ધન[2]** વિ. [સં.] જુઓ 'મોદ-વર્ધક.'

**મોદવું** અ.ક્રિ. [સં. मुद्-मोद्, તત્સમ] આનંદ પામવું (આ ક્રિયારૂપ બહુ વપરાતું નથી.).

**મોદળ** ન. એ નામનું પૈડાં વગેરે કરવામાં વપરાતું એક

વૃક્ષ (જેમાંથી ગૂંદર પણ મળે છે.)
**મોહણો** પું જમીન લીંપવા માટી વગેરેનું મિશ્રણ
**મોહાળ (-ળ્ય)** સ્ત્રી. માછલીની એ નામની એક જાત
**મોહાળી** સ્ત્રી. લાડુ માટેનાં મૂઠિયાં દોસા વગેરે ખાંડવાની મોગરી
**મોહિક** પું. [સં. मोदक] જુઓ 'મોદક.' (પદ્યમાં.)
**મોહિત** વિ. [સં.] આનંદિત કરેલું, પ્રસન્ન કરેલું
**મોહિયું** ન. [જુઓ 'મોદ²' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] એક જાતનું બરછટ સુતરાઉ જાડા વણાટનું કાપડ. (૨) નાની મોદ, નાનું પાથરણું
**મોદી** પું. [અર. મુવદ્દી] અનાજ ગોળ ઘી વગેરે ખાદ્ય વસ્તુ પહોંચાડનાર કે વેચનાર વેપારી
**મોદી-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] અનાજ ગોળ ઘી વગેરે ખાદ્ય પદાર્થોનો કોઠાર. (૨) કોઠારમાં મળતી સમગ્ર ચીજ. (૩) લશ્કરનું ખાદ્ય-સામગ્રી પૂરી પાડતું સરકારી તંત્ર
**મોદી-વટું** ન. [જુઓ 'મોદી' દ્વારા.] મોદીનો ધંધો
**મોધલ** ન. એ નામનું એક ઇમારતી લાકડું
**મોનલ** ન. [હિં. મોનાલ] વગડાઉ ક્ષારની જાત
**મોનારે** ન. તલવારના મ્યાન ઉપરનું ચાંદીનું બનાવેલું મોહડું
**મૉનિટર** પું. [અં.] વડો નિશાળિયો
**મોનિયું¹** ન. ઘાસ કે વાંસની બનાવેલી ઢાંકણાવાળી ડબરી
**મોનિયું²** ન. ઉપર-ચોટિયું નિમંત્રણ (સારું લગાડવા પૂરતું)
**મૉનો-ઝાઇટ** ન. [અં.] અણુશક્તિ માટેનું એક ઉપયોગી ખનિજ
**મૉનોક્લ** પું. [અં.] એક આંખનું ચશ્મું
**મૉનો-ગ્રામ** પું. [અં.] નામના આદ્ય અક્ષરોની મહોર, સીલ
**મોનોચ** ન. બારીક ગરમ કાપડની એક જાત
**મૉનો-ટાઇપ, ૦ મશીન** ન. [અં.] યંત્રમાં જ સમગ્ર વર્ણ-માળાના વિવિધ વર્ણોનાં બીબાં પડી જાય તે જાતનું સ્વયં-સંચાલિત યંત્ર
**મૉનો-પોલી** સ્ત્રી. [અં.] એકહથ્થુ ઈજારો
**મૉનો-પ્લેઇન** ન. [અં.] એક પાંખવાળું વિમાન
**મૉન્ટેસ(-સો)રી** સ્ત્રી. [અં.] બાળ-કેળવણીની એક પદ્ધતિનાં શોધક અને પ્રચારક એક વિદુષી યુરોપિયન નારી. (સંજ્ઞા.)
**મૉન્ટેસ(-સો)રી પદ્ધતિ** સ્ત્રી. [+ સં.], **મૉન્ટેસ(-સો)રી મેથડ** સ્ત્રી. [અં.] મૅડમ મૉન્ટેસરીએ પ્રચારમાં મૂકેલી બાળ કેળવણીની રીત
**મૉન્ટેસ(-સો)રી શાળા** સ્ત્રી. [+ સં. शाला] મૉન્ટસરી પદ્ધતિ પ્રમાણે ચાલતી નિશાળ
**મૉન્ટેસ(-સો)રી શિક્ષક** પું., **મૉન્ટેસ(-સો)રી શિક્ષિકા** સ્ત્રી. [+ સં. शिक्षक, शिक्षिका] મૉન્ટેસરી પદ્ધતિથી શીખવનાર
**મૉન્સૂન** ન. [સં.] ચોમાસું, વર્ષા-ઋતુ
**મોપલો** પું. [સં. मह्य + તેળગુ. पिल्ला] કેરલમાં રહેતી હિંદુઓમાંથી ઇસ્લામી ધર્મમાં ગયેલી એક જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) ['મોફ્યુસિલ'
**મોફસલ** ન. [અર. મુફસ્સલ્] પાટનગર સિવાયનો પ્રદેશ,
**મો-બદલો** પું. [અર. મુબાદલહ્] એકનું ખાતું બીજાને ખાતે ચડાવવું એ. (૨) એકના નામ ઉપરથી બીજાના નામે જમીન ચડાવવી એ. (૩) વળતર [વાહન)
**મોબાઇલ** વિ. [અં.] હરતું ફરતું (પોલીસ ટપાલ વગેરેનું
**મોબિલ** [અં.] ખનિજ તેલ (મોટર વગેરેમાં કામ લાગતું)
**મોબેદ¹** સ્ત્રી [અર. મુઅબ્બિદ્] ભક્તિ કરવાનું સ્થાન
**મોબેદ²** પું [અર. મુઅબ્બિદ્] ભક્તિ કરનાર. (૨) પારસીઓની અગિયારીનો ધર્મ-ક્રિયા કરનાર ગોર
**મોભ** પું. [દે.પ્ર. मोग्ग] છાપરાની બે પાંખના મધ્યમાંનું કે ધાબાના મધ્યમાંનું આડસર. (૨) આટાપાટાની રમતમાં દોરવામાં આવતી વચ્ચેની આડી દોરી, સુરદંગ. (૩) (લા.) જુઓ 'મોભી.' [-ભે ચઢા(-ઢા)વવું (રૂ.પ્ર.) ખોટાં વખાણ કરવાં]
**મોભ(-ભે)ણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'મોભી' + ગુ 'અ(-એ)-ણ.'] કુટુંબના આધારરૂપ મુખ્ય સ્ત્રી
**મોભમ** જુઓ 'મબ્હમ.'
**મોભ-રેખા** સ્ત્રી. [જુઓ 'મોભ' + સં.] મથાળાની મધ્ય-ભાગની લીટી, 'રિજ-લાઇન' [છેડો
**મોભાગ્ર** ન. [જુઓ 'મોભ' + સં. अग्र, સંધિથી] મોભનો
**મોભાગ્ર-બુદ્ધિ** સ્ત્રી. [+ સં.] મોભના છેડા જેવી બુઠ્ઠી અક્કલ. (૨) વિ. બુઠ્ઠી અક્કલનું, મૂર્ખ, બેવકૂફ
**મોભા-દાર** વિ. [જુઓ 'મોભો' + ફા. પ્રત્યય.] મોભાવાળું, પ્રતિષ્ઠિત, આબરૂદાર, માનમરતબાવાળું
**મોભામોભ (-ભ્ય)** ક્રિ.વિ. [જુઓ 'મોભ,' દ્વિર્ભાવ + જૂ. ગુ. 'ઇ' સા.વિ.,પ્ર.] છાપરાંઓની ઉપર અને ઉપર. (લા.) બારોબાર. (૩) દરકાર વગર [છાપરાનો ભાગ
**મોભાર** પું. [જુઓ 'મોભ' દ્વારા.] મોભના મથાળાનો
**મોભારિયું** ન. [ગુ. 'ઇયું' ત.પ્ર.] મોભાર ઉપર ઢાંકવામાં આવતું તે તે મોટું નળિયું, મોભિયું
**મોભારિયો** પું. [જુઓ 'મોભારિયું.'] (લા.) પીત કરવાની જમીનમાં ઊંચા ભાગે કરવામાં આવતો ધોરિયો
**મોભારો** પું. [જુઓ 'મોભાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મોભાર.' (૨) મોભાર નીચેનું લાકડું, મોભ. (૩) (લા.) કુટુંબનું વડીલ. મોભી
**મોભાળું** ન. [જુઓ 'મોભ' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ 'મોભારો (૧,૨).' [નાનો મોભ
**મોભિયું¹** ન. [જુઓ 'મોભ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]
**મોભિયું²** ન. [જુઓ 'મોભ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'મોભારિયું.' [બંધ નીચેની પટ્ટી
**મોભિયો** પું. [જુઓ 'મોભિયું.²'] (લા.) ગાડામાં ધોરી-
**મોભી** પું. [જુઓ 'મોભ'' + ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] (લા.) કુટુંબના આધારરૂપ પુરુષ, વડીલ પુરુષ. (પદ્યમાં.)
**મોભીડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મોભ.' (પદ્યમાં.)
**મોભેણ (-ણ્ય)** જુઓ 'મોભણ.' [દરજ્જો
**મોભો** પું. [ફા. મુહાબહ્] પ્રતિષ્ઠા, આબરૂ, ઇજ્જત, ઉચ્ચ
**મોમ (મૉમ)** ન. [ફા. મોમ્] મીણ
**મોમ-જામો (મૉમ-)** પું. [+ જુઓ 'જામો.'] મીણિયું કાપડ

**મોમ-દિલ** (મૉમ-) વિ. [ફા.] મીણના જેવા કોમળ હૃદયનું
**મોમની** સ્ત્રી. [જુઓ 'મોમનો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મુમના સ્ત્રી
**મોમનો** જુઓ 'મુમનો.'
**મોમ-બત્તી** (મૉમ-) સ્ત્રી. [ + જુઓ 'બત્તી.'] મીણ-બત્તી
**મો-માઈ** સ્ત્રી. કાળી લોકોની એ નામની કુળ-દેવી. (સંજ્ઞા.)
**મોમિન** પું. [અર. મુઅ્મિન્ ] જુઓ 'મુમનો.'
**મોય** સ્ત્રી. માથે ભાત વગેરે મૂકવાની કપડાની ઈંઢોણી, મોલાચો ['મોરડી.'
**મોયડી** સ્ત્રી. [જુઓ 'મોરડી.'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ
**મોયડું** ન. [જુઓ 'મોરડું,' -પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'મોરડું.' ['મોરડો.'
**મોયડો** પું. [જુઓ 'મોરડો,'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ
**મોયણ** ન. [જુઓ 'મોં' દ્વારા.] વહાણની છાતી. (વહાણ.)
**મોયણો** પું. એ નામનું એક વૃક્ષ
**મોયચો** પું. દીવા-સળી બનાવવામાં વપરાતું એક લાકડું
**મોયસર** (-સ્યૉ) સ્ત્રી. દેવદાસી પ્રકારની સ્ત્રી
**મોયંડું** (મોયણ્ડું) જુઓ 'મોય.'
**-મોયું** વિ. [જુઓ 'મોં' દ્વારા; સમાસના ઉત્તરપદમાં 'તરફ મોં-વાળું' અર્થમાં; જેમકે 'ઘર-મોયું'=ઘર તરફ લાગણીવાળું
**મોર[1]** (મૉર) પું. [સં. मुकुर > પ્રા. मउर] આંબા લીમડા વગેરેમાં આવતાં ફૂલોનાં ઝૂમખાં. (૨) (લા.) ઘોડાના માથાનો એક શણગાર. (૩) નીલમના નંગની શોભા અને પ્રકાશ. [૰ માથો (રૂ.પ્ર.) નવા અવતરેલ બાળકને હોળીને દિવસે આંબાનો મોર વાટી મોઢે અડકાડવો]
**મોર[2]** પું. [સં. मयूर > પ્રા. मउर] ગામડાંનું એક ઘરાળુ મોટું સુંદર પક્ષી, મયૂર, કેકી. (૨) (લા.) નાકની એક પ્રકારની નથ. ૰નાં ઈંડાં (રૂ.પ્ર.) વારસામાં સંસ્કાર લઈ આવનાર માણસ. ૰ મોર થઈ રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) નમ્ર બની રહેવું]
**મોર[3]** (મૉ:ર) પું. [સં. मुखर > પ્રા. मुहर દ્વારા] સૈન્યનો મોરચો. (૨) વહાણના કૂવા-થંભની ટોચ. (૩) (-રથ) સ્ત્રી. મુખ-મુદ્રા [દ્વારા; (સૌ.)] આગળ
**મોર[4]** (મૉ:રય) ના.યો. [સં. मुखरे > પ્રા. मुहरे > અપ. मुहरि
**મોર[5]** પું. બરડાનાં બેઉ પડખાંમાંનું તે તે પડખું
**મોરકશ** પું. [ફા. મુર્‌કશ્ ] લૂગડાં ઉપર જરી ભરવાનું કામ કરનાર કારીગર
**મોર-કાંઠો** (મૉ:ર-) પું. [જુઓ 'મોર[3]' + 'કાંઠો.'] સમુદ્ર-કાંઠાની નજીકનો રસાળ પ્રદેશ
**મોર-કૂટો** પું. [જુઓ 'મોર[5]' + 'કૂટો.'] (લા.) નાશ, વધ
**મોરખ** (-ખ્ય) સ્ત્રી. ભોં-તળિયે બિછાવવાની પથ્થરની એક પ્રકારની લાદી
**મોર-ખરી** સ્ત્રી. જુઓ 'મોર-કાંઠો.'
**મો-રખાઈ** જુઓ 'મોં-રખાઈ.'
**મો-રખાયો** જુઓ 'મોં-રખાયો.'
**મો-રખું** જુઓ 'મોં-રખું.' [પાથરણું
**મોરગ** ન. [જુઓ 'મોર[2]' દ્વારા.] મોરનાં પીંછાંનું બનાવેલું
**મોર-ચંગ** (-ચઙ્ગ) ન. દાંતની વચ્ચે રાખી વગાડવાનું એક વાજું
**મોરચંગ-ધારી** (-ચઙ્ગ-) વિ. [+ સં.,પું.] મોર-ચંગ વગાડનાર
**મોર-ચંદ્રક** (-ચન્દ્રક) પું. [જુઓ 'મોર' + સં.,પું.] મોરપિચ્છમાંનો ચાંદલો
**મોરચા-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'મોરચો' + 'બાંધવું.'] મોરચો બાંધીને રહેલું. (૨) ક્રિ.વિ. મોરચો બાંધીને
**મોર-ચાલ[1]** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'મોર[2]' + 'ચાલ.[2]'] મોરની ગતિ જેવી ગતિ
**મોર-ચાલ[2]** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'મોરચો' દ્વારા.] ખાઈ
**મોર-ચાંચ** સ્ત્રી. [જુઓ 'મોર' + ચાંચ.'] (લા.) મોરની ચાંચના આકારનું સોનીનું એક હથિયાર
**મોરચી** જુઓ 'મૂરછી.'
**મોરચો** પું. [ફા. મોર્ચહ્ ] શત્રુ-સેનાનો હલ્લો ઝીલી એની સામે ટકી રહેવાને માટેની ખાસ પ્રકારની વ્યૂહ-રચના. [૰ પકડવો, ૰ માંડવો (રૂ.પ્ર.) વ્યવસ્થિત રીતે આગળ વધવું ૰ મારવો (રૂ.પ્ર.) ગૌરવભર્યું કામ કરવું]
**મોરછા** સ્ત્રી. [સં. मूर्छा] જુઓ 'મૂર્છા.'
**મોર-છાપ** સ્ત્રી. [જુઓ 'મોર[2]' + 'છાપ.'] મોરનું બીબું છાપેલ હોય તેવી આકૃતિ. (૨) વિ. મોરની છાપવાળું
**મોરડ** ન. ખારી જમીનમાં ઊગતો એક છોડ. (૨) એક જાતનું દૂધી વગેરેનું ભજિયું [મોરની માદા, ઢેલ
**મોર-ડી[1]** સ્ત્રી. [જુઓ 'મોર[2]' + ગુ. 'ડી' સ્ત્રીપ્રત્યય.]
**મોરડી[2]** સ્ત્રી. [જુઓ 'મોરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગાય વગેરેને ગળે બાંધવાનું દોરડું, મોયડી, ગાળિયો
**મોરડું** ન., -ડો પું. [જુઓ 'મોં' દ્વારા.] ઢોરને ગળે બાંધવાની મોરી, ગાળિયો
**મોર-ડૂંડિયું** ન. એ નામની એક વનસ્પતિ [ભૂકો
**મોરણ** ન. દેવતા સળગાવવા નાખવામાં આવતો છાણાંનો
**મોરણ** (-ણ્ય) સ્ત્રી. એ નામની એક ભાજી
**મોરણિયું** ન. ખેતીનું એક સાધન
**મોરતબ** વિ. [અર. મુરત્તબ્ ] સુવ્યવસ્થાવાળું
**મોર-તાઊસ** ન. [જુઓ 'મોર[2]' + 'તાઊસ.'] મોરના આકારનું એક તંતુ-વાદ્ય
**મોરથાણ** ન. એ નામનું એક ઘાસ
**મોર-થી** (મૉ:રય-થી) ક્રિ.વિ. [જુઓ 'મોર[4]' + ગુ. 'થી' પાં. વિ.નો અનુગ] અગાઉથી, પહેલેથી [સલ્ફેઇટ'
**મોરથૂથુ,-થું** ન. તાંબાનો લીલા રંગનો ઝેરી કાટ, 'કૉપર
**મોર-દાર** પું. પતિ, ધણી
**મોર-દિદાર** પું. [જુઓ 'મોર[2]' + 'દિદાર.'] મોરનું દર્શન. (ના.દ.) [સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત
**મોર-ધજ** [સં. मयूर+ध्वज] જુઓ 'મયૂર-ધ્વજ.' (૨) (લા.)
**મોર-ધ્વનિ** પું. [જુઓ 'મોર[2]' + સં.] મોરનો અવાજ, કેકા, ટહુકાર
**મોર-પગલાં** ન., બ.વ. [જુઓ 'મોર-પગલું.'] હાથની આંગળીઓની મદદથી દોરીનો બનાવવામાં આવતો મોરનાં પગલાંનો આકાર
**મોર-પગલું** ન. [જુઓ 'મોર' + 'પગલું.'] મોરના પગલાનો આકાર. (૨) આ જાતનું નિશાન, હંસ-પદ, કાક-પદ

**મોર-પગું** વિ. [જુઓ 'મોર૨' + 'પગ' + ગુ. 'ઉં' ત.પ્ર.] મોરના જેવા પગવાળું. (૨) (લા.) અપશુકનિયાળ

**મોર-પટ્ટી** પું. [જુઓ 'મોર૨' + 'પટ્ટી.'] મોરના આકારનું માથાનું એક ઘરેણું

**મોર-પંખ** (-પઙ્ખ) ન. [જુઓ 'મોર૨' + પંખ.'] મોરની પાંખ. (૨) એક જાતનું સુંદર પાનવાળું ઝાડ

**મોર-પંખી** (-પઙ્ખી) પું. [જુઓ 'મોર૨' + 'પંખી.'] એક જાતનો શોભા'નો છોડ. (૨) એક જાતનો ચળકતો ઘેરો નીલો રંગ. (૩) સ્ત્રી. મોરના આકારની હોડી. (૪) મલખમની એક રમત [છોડ

**મોર-પાંખી** પું. બેથી છ ઇંચ ઊંચો લગતો એક પ્રકારનો

**મોર-પી(-પીં)છ, -છું** ન. [જુઓ 'મોર૨' + 'પી(-પીં)છ.' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] મોરનું પીછું, મયૂર-પિચ્છ

**મોર-પૂતળી** સ્ત્રી. [જુઓ 'મોર૨' + 'પૂતળી.'] અમદાવાદી કિનખાબની એક જૂની જાત

**મોર-પૂંછ(-જ)ણી** સ્ત્રી. [જુઓ 'મોર' + 'પૂંછ(-જ)ણી.'] રજો-હરણ. (જૈન.) [એક પ્રકારની રેશમી સાડી

**મોર-બુટ્ટી** સ્ત્રી. [જુઓ 'મોર૨' + 'બુટ્ટી.'] મોરના બુટ્ટાવાળી

**મોરમ** સ્ત્રી. કપચીના મિશ્રણવાળી સડક ઉપર નાખવાની માટી [બનાવેલો મુકુટ

**મોર-મુગટ** પું. [જુઓ 'મોર૨' + 'મુગટ.'] મોર-પીંછાંનો

**મોરમુગટ-ધર** પું. [+ સં.], **મોરમુગટ-ધારી** પું. [+ સં.] મસ્તક ઉપર મોર-પીંછનો મુગટ ધારણ કરનાર શ્રીકૃષ્ણ

**મોર-મોર** સ્ત્રી. જુઓ 'મોર,૨-દ્વિર્ભાવ.] (લા.) એ નામની એક રમત [ 'મોરલો.' (પદ્યમાં.)

**મોરલિયો** સ્ત્રી. [જુઓ 'મોરલો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ

**મોરલી** સ્ત્રી. [સં. मुरलिका > પ્રા. मुरलिआ; 'લ' > 'ળ' નથી થયો ] જુઓ 'મુરલી.' [૦ છેડવી, ૦ ભેડવી (રૂ.પ્ર.) મોરલી વગાડવી. ૦ પર નાચવું (રૂ.પ્ર ) કોઈના કહ્યા પ્રમાણે કર્યે જવું]

**મોરલી-ધર** પું. [+ સં.] જુઓ 'મુરલી-ધર.'

**મોરલી-મુગ્ધ** વિ. [+ સં.] મુરલીના નાદથી મોહ પામેલ

**મોરલો** પું. [જુઓ 'મોર૨' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર. સર૦ અપ. मोरुल्लअ-] મયૂર પક્ષી (નર.). (૨) કડિયા કે આંગડીની પીઠની ઉપરની બંને બાજુએ કરેલો મોરનો આકાર [રામણ, મેળવણ

**મોરવણ૧** ન. [જુઓ 'મોરવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] અખ-

**મોરવણ૨** ન. દેવતા સળગાવવાનો છાણાંનો ભૂકો, ગોર. (૨) તરત સળગી ઊઠે તેવું છેડિયું

**મોર-વરણું** વિ. [જુઓ 'મોર૨' + 'વરણ૨' + ગુ. 'ઉં' ત. પ્ર.], **મોર-વર્ણું** વિ. [+ સં. वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] મોરના શરીરના રંગ જેવું, મોરના જેવા નીલા રંગનું

**મોરવવું** સ.ક્રિ. આખરવું, અધરકવું, મેળવણ નાખવું. **મોરવાવું** કર્મણિ.,ક્રિ. **મોરવાવવું** પ્રે.,સ.ક્રિ.

**મોરવાણ** (-ણ્ય) સ્ત્રી. જેમાં ચોમાસામાં પાણી ભરાઈ રહેતાં હોય તેવી જમીન

**મોર-વાયું** ન., **-યો** પું. [ સં. मयूर-वाहिक- > પ્રા. मऊर-वाहिअ-] ઘોડિયાની ડાંડીના છેડાનો મોર પોપટ ચકલી વગેરે મૂક્યાં હોય તેવો ભાગ. (૨) (લા.) ટોચનો ભાગ

**મોરવાવવું, મોરવાવું** જુઓ 'મોરવવું'માં.

**મોર-વાળી** સ્ત્રી. [જુઓ 'મોર૨' + 'વાળી.' ] સ્ત્રીઓના કાનની એક પ્રકારની વાળી કે કડી

**મોરવી** સ્ત્રી. [સં. मयूरपदी > પ્રા. मऊरवई] જેમાં મોરનાં પગલાંની છાપ હોય તેવું જૂના સમયનું એક કાપડ

**મોર-વીંછી** સ્ત્રી. [જુઓ 'મોર૨' + 'વીંછી.'] મોરના ઘાટનો અને રંગનો એક ઝેરી વીંછી

**મોરવું૧** (મૉરવું) અ.ક્રિ. [જુઓ 'મોર,૧' -ના.ધા.] વૃક્ષ ઉપર મોર આવવો, (આંબા વગેરેમાં ફૂલમંજરી ખીલવી.) મોરાવું૧ (મૉરાવું) ભાવે.,ક્રિ. **મોરાવવું૨** (મૉરાવવું) પ્રે.,સ.ક્રિ. [ **મોરાવવું૩** પ્રે.,સ.ક્રિ.

**મોરવું૨** સ.ક્રિ. જુઓ 'મોરવવું.' **મોરાવું૨** કર્મણિ.,ક્રિ.

**મોર-વેલ** (-લ્ય) સ્ત્રી. એ નામની એક વેલ

**મોર-શિખા** સ્ત્રી. [જુઓ 'મોર૨' + સં.] મોરની કલગી

**મોર-શિં(,શીં,-સિં,-સીં)ગ** (-ગ્ય) જુઓ 'મરડા શિંગ.'

**મોરસ** પું. સમુદ્ર-કિનારે થતી એક પ્રકારની ભાજી (ન.મા.)

**મોરસ૨** સ્ત્રી. [અં. મોરેશિયસ્] હિંદ મહાસાગરના મોરેશિયસ ટાપુમાંથી આયાત થતી હતી એ ઉપરથી ત્યાંની ખાંડ. (૨) દાણાદાર સફેદ ખાંડ સામાન્ય. (સંજ્ઞા ) (૩) એક પ્રકારની પોચી શેરડી

**મોરસ-કાંદો** પું. ડુંગળીને મળતો એક ઔષધીય જંગલી કંદ

**મોરસ-કું** ન. પાણી ભરવા માટે માથા ઉપર મુકાતું એક કપડું ['ઓરસલી.'

**મોરસલી** સ્ત્રી. [જુઓ 'ઓરસલી,' ઉચ્ચારણ-ભેદ.] જુઓ

**મોરસો** પું. ખેતીની જમીનમાં ઢાળ પડતી જમીન

**મોરંગ** (મોરઙ્ગ) પું. માથામાંના સેંથાની વચ્ચેની જગ્યા, સેંથી

**મોરંગી,-ઘી** (મોરઙ્ગી,-ઙ્ઘી) ન. કલગી વિનાનું ગરુડ પક્ષી

**મોરાગ** પું. મત, અભિપ્રાય

**મોરાઢી** પું. એક પ્રકારનો એ નામનો છોડ

**મોરાણી** (મૉઃરાણી) વિ. [જુઓ 'મોર૪' દ્વારા.] મુખ્ય, આગલી હરોળનું, પ્રધાન

**મોરાપી** વિ.,પું. જુઓ 'મોરાણી.'

**મોરાપુ** પું. જુઓ 'મોરાણી'–'મોરાપી.'

**મોરાપું** વિ. આગળ આવી છાની બાતમી આપી દેનારું. (૨) ન. ચોરાયેલી વસ્તુ કે ગુનાની અગાઉથી માહિતી આપવાને માટે મળતો બદલો. (૨) આ પ્રકારની બાતમી આપવાની ક્રિયા [ડાનો મોભાચો

**મોરાપો** પું. વધારે ભાર ઉપાડવા માથા ઉપર રખાતો લૂગ-

**મોરાયો** (મૉઃરાયો) પું. [ જુઓ 'મોર૪' દ્વારા. ] આગળ પડતો ભાગ લેનાર માણસ. (૨) બળજબરીથી અગ્રેસર થઈ પડેલ માણસ, ધરાર-પટેલ. (૩) (લા.) આંખે ચડી હોળીનું નાળિયેર બનનાર માણસ

**મોરાર** (-રચ), **મોરારિ** પું. [સં. मुरारि] મુર નામના દાનવના શત્રુ શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.)

**મોરાલિયો** પું. સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત

**મોરારવું,૧ મોરાવું૧** (મૉરા-) જુઓ 'મોરવું૧'માં.

**મોરારવું,[2] મોરાવું[2]** જુઓ 'મોરવું[2]'માં.

**મોરિયું[1]** (મોઃરિયું) ન. [જુઓ 'મોર[1]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] આંબાના મોરનું ઝૂમખું

**મોરિયું[2]** (મોઃરિયું) ન. [જુઓ 'મોર[3]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] એક જાતની નાની પાઘડી, મોળિયું. (૨) બુકાની

**મોરિયું[3]** ન. વિધવા સ્ત્રીઓએ હાથમાં પહેરવાની સોનાની નક્કર કડલી

**મોરિયું[4]** (મોઃરિયું) સર્વ., વિ. [જુઓ 'મોરું[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મારું. (પદ્યમાં.)

**મોરિયો[1]** પું. સાંકડા મોઢાનો પાણીનો ઘડો

**મોરિ(-રૈ)યો[2]** પું. સામાના પ્રકારનું એક ફરાળી ખડ-ધાન્ય

**મોરી[1]** પું. [સં. मौर्य > પ્રા. मोरिअ- ] મૌર્ય વંશમાંથી ઊતરી આવેલી કારડિયા રાજપૂતોની તેમ જ કણબી બાબર ખાંટ વગેરેની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**મોરી[2]** (મોઃરી) સ્ત્રી. ગાય ભેંસ વગેરેને ગળે બાંધવાની દોરી, મોયડી, મોરડી, ગાળિયું

**મોરી[3]** સ્ત્રી. [ફા.] ગંદું પાણી જવાની નીક, ખાળ. [૦ એ જવું (રૂ.પ્ર.) પેશાબ કરવા જવું. ૦ છૂટવી (રૂ.પ્ર.) દસ્ત આવવો]

**મોરી[4]** સ્ત્રી. [સ્પે.] વહાણનો એક ભાગ. (વહાણ.)

**મોરી-ફેર** ક્રિ.વિ. ફેરફાર વિના, ચોક્કસ, અચૂક

**મોરું[1]** (મોઃરું) વિ. [સં. मुखरक > પ્રા. मुहरअ-] મોખરે રહેતું

**મોરું[2]** (મોઃરું) સર્વ., વિ. [જુઓ 'મારું.'] મારું.(પદ્યમાં.)

**મોરું[3]** (મોઃરું) ન. [ફાં. મુહ્‌રહ્‌ ] શેતરંજનું પ્યાદું

**મોરકું** (મોઃરકું) વિ. [જુઓ 'મોર[4]' + ગુ. 'ઉં' + 'કું' સ્વાર્થે ત.પ્ર.] અગાઉનું, પહેલાંનું

**મોરકાં** ન., બ.વ. રેંટિયો સહેલાઈથી ફરે એ માટે ગૂડિયામાં રખાતી લોઢાની ભૂંગળીઓ

**મોરસ,-સી** વિ. [અર. + ગુ. 'ઈ' ત.પ્ર.] વારસામાં મળેલું, વડીલોપાર્જિત [જુઓ 'મોર.[4]']

**મોરે** (મોઃરયે).ક્રિ.વિ. [જુઓ 'મોર[4]' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.]

**મોરો** (મોઃરો) પું. [જુઓ 'મોર[3]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'મહોરો.' [૦ કરવો (રૂ.પ્ર.) સામનો કરવો]

**મોરો-વંઢાર** (મોઃરો–વણ્ઢાર) ક્રિ.વિ. [જુઓ 'મોરું.[1]' દ્વારા] મોંથી લઈ છેડા સુધી

**મોર્ફિન, મોર્ફિયા** ન. [અં.] અફીણ

**મોલ[1]** ન. [સં. मूल्य > પ્રા. मुल्ल, मोल्ल] જુઓ 'મૂલ્ય.' [૦ દેવું (રૂ.પ્ર.) વેચાતું આપવું. ૦ લેવું (રૂ.પ્ર.) ખરીદવું, વેચાતું લેવું]

**મોલ[2]** પું. [સં. मौलि] મુગટ, મોડ

**મોલ[3]** (મોઃલ) પું. ખેતરમાં દેખાતો પાક. [ ૦ ભેળવવો (રૂ.પ્ર.) ખેતરના ઊભા પાકમાં ઢોર ચરવા મૂકી દેવાં]

**મોલ-કરી** વિ. [જુઓ 'મોલ[1]' + 'કરવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] રોજે મજૂરીએ આવનારું, હવાડિયું

**મોલડી** સ્ત્રી. એ નામનું એક ઘાસ

**મોલડું** ન. [જુઓ 'મોલ[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] માથાનો એક પોશાક

**મોલ-તોલ** પું. [જુઓ 'મોલ[1]' + સં.] ભાવ-તાલ

**મોલદ** (મોઃલદ) વિ. [અર. મવ્‌લદ્‌ ] અરબસ્તાનમાં બહારથી આવી વસી ઊછરેલું [એક હથિયાર

**મોલમ** (-મ્ય) સ્ત્રી. લાકડાની પટ્ટીમાં ખાંચ કરવાનું સુતારનું

**મોલવી** (મોઃલવી) પું. [અર. મવ્‌લવી] ઇસ્લામનું સારું જ્ઞાન ધરાવનાર મુસ્લિમ પંડિત

**મોલવીન** ન. [બ્રહ્મદેશનું એક નગર 'મોઃલમીના' ત્યાંથી આવતું હતું તેથી] (લા.) સાગનું ખાસ પ્રકારનું લાકડું

**મોલવું** સ.ક્રિ. ચોળવું, મસળવું. **મોલાવું** કર્મણિ., ક્રિ. **મોલાવવું** પ્રે., સ.ક્રિ.

**મોલ-વેલો** પું. એ નામનું એક જંતુ (જ્યાં એ હોય ત્યાં રિદ્ધિ સિદ્ધિ રહે એવી માન્યતા)

**મોલસરી** જુઓ 'મોઃરસલી'-'બોરસલી.'

**મોલા** સ્ત્રી. સૂવાના છોડમાં થતી એક પ્રકારની જીવાત

**મોલા(-લી)યો** પું. માથે ભાર ઊંચકવા માટે ઈંઢોણીની જગ્યાએ વપરાતો લૂગડાનો વીંટો

**મોલાત** (મોઃલાત્ય) સ્ત્રી. [જુઓ 'મોલ[3]' + અર. 'આત' બ.વ. નો સ્ત્રીપ્રત્યય.] ખેતરનો જોવામાં આવતો ઊભો મોલ કે પાક

**મોલાવવું, મોલાવું** જુઓ 'મોલવું'માં.

**મોલાં** ન., બ.વ. ચામડાની જૂની વરતના ટુકડા

**મોલિબ્ડેનમ** ન. [અં.] પોલાદ સાથે મેળ માટે વપરાતી એક ધાતુ. (ર.વિ.)

**મોલિલ** જુઓ 'મોલીન.'

**મોલીયો** જુઓ 'મોલાયો.'

**મોલીડું** ન. [જુઓ 'મોલ[1]' + ગુ. 'ઈ' + 'ડું' ત.પ્ર.] નાની પાઘડી, ફેંટો [ઉદ્‌ભવ, અવતાર

**મોલીદ** (મોઃલીદ) પું. [અર. મવ્‌લીદ્‌] જન્મ, ઉત્પત્તિ,

**મોલીન** ન. [અં. મોઃલ્ડિંગ્‌ ] બાર-સાખની ધારમાં અણી કાઢવાનું સુતારનું એક હથિયાર

**મોલું** ન. જૂના સમયનું જમીનનું એક માપ

**મોલૂદ** (મોઃલૂદ) પું. [અર. મવ્‌લૂદ્‌] પુત્ર, દીકરો

**મોલેડી** ન. જેમાંથી રવાઈનો ડેર બનાવાય છે તે એક પ્રકારનું લાકડું

**મોલેરી** સ્ત્રી એ નામનું એક ઘાસ

**મોલે-સલામ** (મોઃલે-સલામ) પું [અર. મવ્‌લા-ઇ-ઇસ્લામ્‌ ] ઇસ્લામનો મદદગાર-મહમૂદ બેગડાના સમયમાં રાજપૂતોમાંથી ઇસ્લામ ધર્મમાં આવેલો સમૂહ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [પ્રકારનું જંતુ

**મોલો[1]** (મોઃલો) પું ખેતીના પાકને નુકસાન કરતું એક

**મોલો[2]** પું. ઘડા ઉપર ઢાંકવાનું ઢાંકણું

**મોલો[3]** પું. તંગી, તોટો [પદાર્થ

**મોલ્ટ** પું , ન. [અં.] જવના ખીરા કે આથવણમાંથી બનતો

**મોલ્ડ** પું. [અં.] બીબું, ઓઠું, કાચબો

**મોલ્ડિંગ** (મોઃલ્ડિઙ્ગ) ન. [અં.] ઢાળો પાડવો એ

**મોલ્વું** ન. ઢાકણું

**મોલ્લો** પું. શંકુ-આકારનો ફટાકડો

**મોવક્કલ** પું. [અર. મુવક્કિલ્‌ ] સોંપાયેલું કામ બીજાઓ પાસે કરાવનાર માણસ

**મોવટ** (મોઃવટ) પું. [સં. मुख-पट्टि > પ્રા. मुहवट्टि] બુકાનું, મોસરિયું, મોરિયું. (૨) મોખરો. (૩) ઘોડાના મોઢાનું એક ઘરેણું. (૪) (-ટ્ય) ક્રિ.વિ. મોં સામે આગળ

**મોવટી** (મોઃવટી) સ્ત્રી. [સં मुखपट्टिका > પ્રા. मुहवट्टिआ-] (લા.) ઓસરી

**મોવટે** (મોઃવટે) ક્રિ.વિ. [જુઓ 'મોવટ' + ગુ. 'એ' સા. વિ.,પ્ર.] મોખરાના ભાગ ઉપર, આગળના ભાગમાં

**મોવટો** (મોઃવટો) પું. [સં. मुखपट्टक- > પ્રા. मुहवट्टअ-] તલવારની મૂઠ ઉપરનો સોના-ચાંદીની જડતરનો ભાગ. (૨) જોડામાં ફણાના ભાગમાં સજાઈ ઉપર મૂકવામાં આવતો ચામડા વગેરેનો ટુકડો

**મોવડ** (મોઃવડ) પું. [સં. मुख-पट > પ્રા. मुहवड] આગળનો ભાગ. (૨) ઘોડાના મોઢા ઉપરનું એક ઘરેણું. (૩) (-ડ્ય) ક્રિ વિ. આગળ, સંમુખ

**મોવડા(-રા)વવું** જુઓ 'મોવું'માં.

**મોવડિય(-યે)ણ** (મોઃવડિય(-યે)ણ્ય) સ્ત્રી. [જુઓ 'મોવડિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] મોવડીની સ્ત્રી, મુખી સ્ત્રી, અગ્રણી સ્ત્રી

**મોવડિયું** (મોઃવડિયું) વિ. [જુઓ 'મો-વડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] આગલા ભાગમાં રહેલું. (૨) અગ્રેસર, આગેવાન, અગ્રણી

**મોવડિયેણ** (મોઃવડિયેણ્ય) જુઓ 'મોવડિયણ.'

**મોવડી** વિ. [જુઓ મોવડ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મોવડિયું.' [સરોનો સમૂહ, 'હાઇ-કમાન્ડ'

**મોવડી-મંડલ(-ળ)** (મોઃવડી-મણ્ડલ,-ળ) ન., [+ સં. અગ્રે-

**મોવડો** (મોઃવડો) પું. [સં. मुख-पटक- > પ્રા. मुहवडअ-] ઘોડાના મોઢા ઉપરનું એક ઘરેણું ['મોણ.'

**મોવણ** ન. [જુઓ 'મોવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ

**મોવન** ન કાળા પોતના સાડલાની એક જાત

**મોવરા(-ડા)વવું, મોવાવું** જુઓ 'મોવું'માં.

**મો-વાસ**[2] પું. જાગીર

**મો-વાળ** પું. [જુઓ 'મોં' દ્વારા.] મકાન વગેરેનો મોખરો, મુખ-ભાગ. (૨) મકાનનો ફરો. (૩) (લા.) ઘરોળો, થરવટ

**મોવાળો** પું. [સં. मुख + वालक- > પ્રા. मुह-वालअ-] મોઢા ઉપરનો તે તે વાળ. (એ ઉપરથી પછી સામાન્ય 'વાળ' માત્ર). નિમાળો, કેશ, વાળ. [૦ ચીરવો (રૂ.પ્ર.) ચોખ્ખો અદલ ન્યાય આપવો]

**મોવું** સ.ક્રિ. [સં. 'मृदु > પ્રા. मुउ, मउ, કોમળ' દ્વારા ના.ધા.] અનાજ સડે નહિ માટે એમાં એરડિયું કે અન્ય તેલનો પાસ આપવો. (૨) દૂધ-પાક કરવા ચોખાને ઘીનો પાસ આપવો. (૩) રોટલા રોટલી પૂરી લાડુ વગેરે ચવડ ન થાય એ માટે ઘી યા તેલનો થોડો થોડો પાસ આપવો. **મોવાવું** કર્મણિ., **મોવડા(-રા)વવું** પ્રે.,સ.ક્રિ.

**મોશલો** જુઓ 'મોસલો.'

**મોશાયો** જુઓ 'મોસાયો.'

**મોસકું** ન. ચણતરનો પડખાંનો પથ્થર (બારી-બારણાંનો)

**મોસટી** સ્ત્રી. એ નામનું એક પ્રકારનું મીઠું ઘાસ

**મોસળી-કરી** વિ. [જુઓ 'મોસળો' દ્વારા.] હિસાબ કરનાર (માણસ)

**મોસળો** પું. હિસાબ, ગણતરી. (૨) હિસાબનું પત્રક

**મોસમ** (મોસમ) સ્ત્રી. [અર. મવ્સિમ્] ઋતુ (પાક માટેની). (૨) સારી એકસરખી નિરુપદ્રવ ઋતુ

**મોસમી** (મોસમી) વિ. [+ ગુ. ઈ ત.પ્ર.] તે તે યોગ્ય ઋતુને લગતું (ખાસ કરી ફળો પાક અને પવન પણ)

**મોસરાવું** અ.ક્રિ. [જુઓ 'મોં' દ્વારા, ના.ધા.] મોઢાનું તેજ ઝાંખું પડવું [**મોસરાઈ જવું** (રૂ.પ્ર.) ઉપર ઉપરથી છોડ વગેરેનું ચીમળાઈ જવું]

**મોસરિયું** ન. [જુઓ 'મોં' દ્વારા.] બુકાનું

**મોસરી** સ્ત્રી. પરચૂરણ માલ-સામાન રાખવાનું લાકડાનું સાધન

**મોસલ** (મોઃસલ) પું. [અર. મુહસ્સિલ્] સરકારી હુકમ બજાવવા આવેલ માણસ, બેલિફ. (૨) સરકારી લેણાનો તકાદો

**મોસલાઈ** (મોઃસલાઈ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] ઉઘરાણી વસૂલ ન અપાતાં ચડતી દંડની રકમ

**મોસલી** (મોઃસલી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મોસલાઈ.' (૨) મોસલ અંગેના ખર્ચની રકમ

**મોસ(-શ)લો** પું. છોકરાઓ ગામડાંમાં માથા ઉપર કપડું બાંધે છે તે. (૨) મોલાચો (ઈંઢોણીના આકારનો)

**મોસંબી** (મોસમ્બી) સ્ત્રી. [પોર્તું. 'મોઝામ્બિક્'માંથી એ ફળ આયાત થવાને કારણે; સર૦ 'આલ્ફોન્ઝો'-હાફૂસ કેરી.] મીઠું મોટું લીંબુ [તે સાફ દાણો

**મોસા(-શા)યો** પું. સૂપડામાં દાણા ઝાટકતાં નીચે પડતો

**મો-સાર** (મોઃસાર) પું. [સં. मुख-सार > પ્રા. मुहसार] અણસાર ઉપર જડેલા ઢાંકણા માટેનાં ચોગઠાંનાં ચાર પીઢિયાં. (વહાણ.)

**મો-સાળ** ન. [સં. मातृ-शाला > પ્રા. माउ-साला સ્ત્રી.] માતાનાં માતા-પિતાનું ઘર, મામાનું ઘર. [૦ **જવું** (રૂ.પ્ર.) કેદ પકડાવું]

**મોસાળ-સાસરી** સ્ત્રી., **-રું** ન. [+ જુઓ 'સાસરી'-'સાસરું.'] પતિને પત્નીનું અને પત્નીને પતિનું મોસાળ

**મોસાળિયું** વિ [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મોસાળને લગતું, મોસાળના સંબંધનું

**મોસાળું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] સારે પ્રસંગે જનોઈ લગ્ન સીમંત વગેરેમાં મોસાળ તરફથી પહેરામણી લઈને ભાણેજને ત્યાં સમારોહથી આવવું એ, મામેરું. (૨) (લા.) મોસાળમાં ગવાતું તે તે ગીત. [૦ **નીકળવું** (રૂ.પ્ર.) મોસાળાની પહેરામણીનું સરઘસ નીકળવું]

**મોસિયાઈ, -ત** વિ. [સં. मातृ-स्वसा > પ્રા. माउस्सिआ- > 'મોસી' + ગુ. 'આઈ'-'આત' ત.પ્ર.] જુઓ 'મસિયાઈ.'

**મો-સૂઝણું** જુઓ 'મોં-સૂઝણું.'

**મોસૂફ** (મોસૂફ) પું. [અર. મવ્સૂફ્] મોટા માણસ માટે વપરાતો સાર્વનામિક પ્રકારનો શબ્દ, શ્રીમાન. (૨) માનવંત. (૩) સુપ્રસિદ્ધ

**મોસૈયું** જુઓ 'મોસરિયું.' [(૨) ચોરી

**મોસો** પું. [સં. मोषक > પ્રા. मोसअ-] જૂઠાણું, અસત્ય.

**મોસ્લેમ** જુઓ 'મુસ્લિમ.'

મોહ પું. [સં.] મતિની મૂંઝવણ. (૨) મતિ-ભ્રમ, ભ્રાંતિ. (૩) મિથ્યા આસક્તિ, ખોટો પ્રેમ, આંધળો પ્રેમ. (૪) મૂર્છા બેહોશી. [૦ ઊપજવો, ૦ થવો, ૦ પામવું, ૦માં પડવું (રૂ.પ્ર.) આસક્ત થવું]
મોહક વિ. [સં.] આસક્તિ વધારનાર
મોહક-તા સ્ત્રી. [સં.] મોહક હોવાપણું. (૨) મનનું આકર્ષણ કરનાર [પ્રબળ. (૨) ઘણું, પુષ્કળ
મોહકમ (મો:કમ) વિ. [અર. મુહ્કમ્] દૃઢ, સખત,
મોહ-કલા(-ળા) સ્ત્રી. [સં.] મોહ કરાવનારી તદબીર, મોહ પમાડનારી ચતુરાઈ [વારના સ્થાનનું મોઢું
મોહકું ન. [સં. मुख > પ્રા. मुह દ્વારા] મોઢું. (૨) તલ-
મોહ-કૂપ પું. [સં.] મોહરૂપી કૂવો
મોહ-ગર્ત પું. [સં.], -ર્તા સ્ત્રી. [સં. गर्त પું.] મોહરૂપી ખાડો
મોહ-ગ્રંથિ (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] મોહ પામવા-રૂપી ગાંઠ
મોહ-જન્ય વિ. [સં.] મોહને લીધે ઉત્પન્ન થાય તેવું
મોહ-જાળ (-ળ્ય) સ્ત્રી. [+ જુઓ 'જાળ.'] મોહરૂપી ફાંસલો, મોહ-પાશ
મોહટી સ્ત્રી. એ નામનું એક ઘાસ
મોહ-ઠગા(-ગો)રી, -રું વિ. [સં. મોહ + જુઓ 'ઠગારી'-'ઠગોરી'+ગુ. 'ઉં' ત.પ્ર.] મોહરૂપી ધુતારો. (૨) (લા.) દોરી
મોહ-ડી¹ સ્ત્રી. [+ ગુ. 'ડી' ત.પ્ર.] મૂર્છા, ચક્કર. (૨)
મોહડી² સ્ત્રી. ભેંસ
મોહણ જુઓ 'મોવણ'-'મોણ.'
મોહતાજ (મો:તાજ) વિ. [અર. મુહ્તાજ્] ગરજાઉ, ગરજ-વાળું. (૨) દરિદ્ર, ગરીબ. (૩) પરાધીન, પરવશ
મોહતાજ-ખાનું ન. [+ જુઓ 'ખાનું.'] નિર્વાસિતાલય, અનાથાલય, અનાશ્રિતોનો મુકામ
મોહતાજ-ગી (મો:તાજ-ગી) સ્ત્રી. [ફા. પ્રત્યય] ગરીબાઈ, લાચારી, પરવશતા, મોહતાજી ['મોહતાજ.'
મોહતાજ-મંદ (મો:તાજ-મન્દ) વિ. [+ ફા. પ્રત્યય] જુઓ
મોહતાજી સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'મોહતાજ-ગી.'
મોહ-દશા સ્ત્રી. [સં.] મોહથી ભરેલી સ્થિતિ
મોહન¹ ન. [સં.] મોહ થવો એ. (૨) વશીકરણ, કામણ. (એક અભિચાર-પ્રયોગ.) (૩) ભ્રાંતિ
મોહન² વિ. [સં.] મોહ કરનારું, મોહમાં નાખનારું, મોહક [જુઓ 'મોહક.'
મોહન-ગાર વિ. [સં. मोहन¹ + °कार > શૌ.પ્રા. °गार]
મોહન-ગ્રંથ (-ગ્રન્થ) પું. [સં.] આંતરિક રીતે સંપૂર્ણતા ધરાવતું સાહિત્ય, 'બેલેસ લેટ્રેસ' (ન.લ. 'મોહનગ્રંથિનું પુસ્તક' કહે છે, એ 'મોહનજાતિનું પુસ્તક' પણ કહેવાય છે.)
મોહન-થાળ પું. [સં. मोहन²=ભગવાન શ્રીકૃષ્ણને ધરવા માટે 'થાળ'માં કરેલી ચોક્કસ પ્રકારની સામગ્રીને કારણે] દૂધનો ધાબો આપી ધીમે સાંતરી ચાસણીમાં બનાવેલી ચણાના લોટની એક મીઠાઈ. ('મોહન-ઠાર' શબ્દ ક્યાંય પ્રચલિત નથી. 'મો-થાર' વપરાય છે, જે ઉચ્ચારણ-લાઘવ છે.)
મોહન-ભોગ પું. [સં. मोहन² + સં.; જુઓ 'મોહન-થાળ' એ જ પ્રકાર.] ઘીમાં સાંતરી ગોળ કે ખાંડના પાણીમાં કઢી બનાવેલી ઘઉંના લોટની નરમ મીઠાઈ, માન-ભોગ, શીરો. (રૂઢ શબ્દ 'માન-ભોગ' જ છે, 'મોહન-ભોગ નહિ.)
મોહન-મંત્ર (-મન્ત્ર) પું. [સં. मोहन² + સં.] આકર્ષણ જમાવનાર પ્રક્રિયા
મોહન-માલા(-ળા) સ્ત્રી. [સં. मोहन² + સં., શ્રીકૃષ્ણના કંઠમાં પહેરાવવાને કારણે] સોનાના પારાઓની ગળાની કંઠી
મોહન-મેળો પું. [સં. मोहन² + જુઓ 'મેળો.'] મોહ કરનારા પદાર્થ જ્યાં મળતા હોય તેવો લોકોનો મળેલો સમૂહ
મોહન-વિદ્યા સ્ત્રી. [સં. मोहन² + સં.] ભૂરકી નાખનારી કળા ['લિટરેચર' (દ.બા.)
મોહન-સાહિત્ય ન. [સં.] હળવા પ્રકારનું સાહિત્ય, 'લાઇટ
મોહનાસ્ત્ર ન. [સં. मोहन + अस्त्र] શત્રુ પર નાખવાથી ઊંઘ આવી મોહમાં પડી જાય એ પ્રકારનું એક માંત્રિક હથિયાર [અન્ધા
મોહ-નિદ્રા સ્ત્રી. [સં.] મુગ્ધ અવસ્થા. (૨) (લા.) આંધળી
મોહનિયું વિ. [સં. मोहन² + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મોહ કરનારું. (૨) ન. એક પ્રકારની સાડી
મોહ-નિશા સ્ત્રી. [+ સં. निशा-રાત્રિ] (લા.) અજ્ઞાન
મોહની સ્ત્રી. [સં.] મોહ કરનારી ક્રિયા, મોહિની, ભૂરકી. (૨) એ નામની એક પૌરાણિક અપ્સરા. (સંજ્ઞા.) [૦ ના-(-નાં)ખવી (રૂ.પ્ર.) જાદુ કરવું, વશીભૂત કરવું]
મોહનીય, ૦ કર્મ ન. [સં.] જેનાથી આત્માને મોહ થતાં એની મતિ મંઝાઈ જાય તેવું કામ. (જૈન.)
મોહ-પટ પું. [સં.] મોહરૂપી પડળ, અજ્ઞાનાવસ્થા
મોહ-પાશ પું. [સં.] જુઓ 'મોહ-જાળ.'
મોહ-ફંદ (-ફન્દ) પું. [+ જુઓ 'ફંદ.'] મોહને લઈ થતું પ્રલોભન અને બંધન
મોહ-બદ્ધ વિ. [સં.] મોહથી જકડાયેલું ['મોહ-જાળ.'
મોહ-બંધ (-બન્ધ) પું., -ધન ન. [સં.] જુઓ 'મોહ-પાશ'-
મોહ-બાણ ન. [સં.,પું.] (લા.) મોહ ઉપજાવે તેવી ક્રિયા
મોહમય વિ. [સં.] મોહવાળું, મોહક
મોહમયી વિ., સ્ત્રી. [સં.] મોહ કરનારી. (૨) સ્ત્રી. મુંબઈ નગરીનું કૃત્રિમ નામ. (સંજ્ઞા.)
મોહ-મંત્ર (-મન્ત્ર) પું. [સં.] મોહ પમાડે તેવી તરકીબ
મોહ-માન ન., બ.વ. [સં. मोह + मान, પું.] આસક્તિ અને અભિમાન
મોહ-મીણું વિ. [સં. मोह + જુઓ 'મીણું.'] મોહથી ચક-ચૂર થયેલું, અત્યંત મોહિત થયેલું [વાળી નજર
મોહ-દૃષ્ટિ સ્ત્રી. [સં.] ભ્રાંતિ ભરેલી નજર. (૨) આસક્તિ-
મોહ-મૂર્છા સ્ત્રી. [સં.] મોહથી ભરેલી અવસ્થા, મોહ-દશા
મોહમ્મદ પું. [અર. મુહમ્મદ્] ઇસ્લામના સંસ્થાપક પેગંબર સાહેબ. (સંજ્ઞા.)
મોહમ્મદી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મોહમ્મદ પેગંબર સાહેબને લગતું. (૨) મુસ્લિમ
મોહરમ પું. [અર. મોહર્રમ્] હિજરી સનનો પહેલો તાજિયા કાઢવાનો મહિનો. (સંજ્ઞા.)

**મોહવડા(-રા)વવું** (મોઃવડા(-રા)વવું જુઓ 'મોહવું'માં.

**મોહવું** (મોઃવું) અ.ક્રિ. [સં. मोह्, -ના.ધા.] મોહ પામવું, મુગ્ધ થવું. એના રૂપાખ્યાન : **મોહું**, (મોઃઉ), **મોહિયે** (મોઃઇયે), **મોહે** (મોઃય), **મોહો** (મોઃવ), **મોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં** (મોઃયો,-યા,-ઈ,-યું,-યાં), **મોહીશ** (મોઃઇશ), **મોહિ-(-હી)શું** (મોઃઇશું), **મોહશે** (મોઃશે). **મોહશો** (મોઃશો), **મોહત** (મોઃઅત), **મોહતો,-તા,-તી,-તું,-તાં** (મોઃતો,-તા,-તી,-તાં, **મોહનારું,-રું** (મોઃનાર,-રૂં), **મોહવાનો-ના,-ની,-નું,-નાં** (મોઃવાનો,-ના,-ની,-નું,-નાં), **મોહેલ,-લો,-લા,-લી,-લું,-લાં** (મોઃયેલ,-લો,-લા,-લી,-લાં), **મોહ**(મોઃ), **મોહેજે** (મોઃજે), **મોહજો** (મોઃજો), **મોહવું** (મોઃવું), **મોહાવું** (મોઃઆવું) ભાવે., ક્રિ. **મોહડા(-રા)વ-વું** (મોઃવડા(-રા)વવું) પ્રે., સ.ક્રિ.

**મોહ-વૃત્તિ** સ્ત્રી. [સં.] મોહક પદાર્થોમાં મોહ કરવાનું પ્રબળ વલણ, 'વૅનિટી' (ન.ભો.)

**મોહ-શાસ્ત્ર** ન. [સં.] ભ્રાંતિ ઉપજાવનારું શાસ્ત્ર, એકને બદલે બીજું બતાવનારું ભ્રામક શાસ્ત્ર

**મોહાગ્નિ** પું. [સં. मोह + अग्नि] મોહરૂપી અગ્નિ

**મોહાચી** સ્ત્રી. સોપારીની એક કિંમતી જાત

**મોહાવું** (મોઃઆવું) જુઓ 'મોહવું'માં.

**મોહાવૃત** વિ. [સં. मोह + आ-वृत] મોહથી ઘેરાયેલું

**મોહાવૃત્ત** વિ. [સં. मोह + आ-वृत्त] મોહમાંથી પાછું ફરી જ્ઞાનાવસ્થાએ પહોંચેલું

**મોહાંધ** (મોહાન્ધ) વિ. [સં. मोह + अन्ध] મોહને લીધે [બુદ્ધિ ગુમાવી બેઠેલું

**મોહાંધ-તા** (મોહાન્ધતા) સ્ત્રી. [સં.] મોહાંધ હોવાપણું

**મોહરીર** પું. [અર. મુહર્રીર્] લહિયો, લેખક, 'રાઇટર'

**મોહિત** વિ. [સં.] મોહ પામેલું

**મોહિની** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'મોહની' (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે સમુદ્ર-મથન વખતે થયેલો વિષ્ણુનો સ્ત્રી-અવતાર. (સંજ્ઞા.)

**મોહેંજો-દડો** પું. [સિંધી.] મરેલાંઓનો ટીબો,- સિંધમાંનું પ્રાગિતિહાસકાલનું નીકળેલું એક નગર ટીબો ખોદતાં મળી આવેલું (આશરે ઈ.પૂ. ૩૦૦૦–૩૫૦૦ની એક સંસ્કૃતિને સાચવતું, જેવું પંજાબમાં 'હરપ્પા'નું, સૌરાષ્ટ્રમાં બીજાં કેટલાંક સ્થળો સાથે અમદાવાદના ધોળકા તાલુકાના લોથલના ટીંબા પરનું, કચ્છનાં અનેક સ્થાનો સાથે સૂર-કોટડાનું વગેરે)

**મોહોદય** પું. [સં. मोह + उदय] મોહનો ઉદ્ભવ, મોહનો [વિકાસ

**મોહોપચય** પું. [સં. मोह + उप-चय] ભારે વિશાળ મોહ, ઘણો મોટો મોહ

**મોળ**[1] (મોળ્ય) સ્ત્રી. [જુઓ 'મોળું' દ્વારા] ઊબકો. ઉબકો. (૨) ભાવ કે દર ઊતરી જવો એ, મંદી. [० **ઉતારવી** (રૂ.પ્ર.) પોલું પોલું બોલવું, **મોઢાની મોળ ઉતારવી** (-મોળ્ય-) (રૂ.પ્ર.) લાલચની વાતો કરવી]

**મોળ**[2] (-ળ્ય) સ્ત્રી. ઈંઢોણી, (૨) ચણતરનું પડ કે થર. (૨) હાર, પંક્તિ. (૩) મોળિયું (માથાનું)

**મોળક** (મોળડય) વિ. [જુઓ 'મોળું' દ્વારા] મોળું

**મોળપ** (મોળાપ્ય) સ્ત્રી. [જુઓ 'મોળું' + ગુ. 'પ' ત.પ્ર.] મોળાપણું, નબળાઈ. (૨) ઊણપ, ઓછાપણું

**મોળવાણ** (મોળવાણ) વિ. [જુઓ 'મોળું' દ્વારા.] સ્વાદમાં મોળું. (૨) ન. ખાવામાં મોળું ઘાસ. (૩) મોળું ઘાસ ઊગતું હોય કે મોલ ઓછો ઊતરતો હોય તેવી જમીન

**મોળવું** સ.ક્રિ. સમારવું, સુધારવું, કાપવું (છરી ચપ્પુ વતી). **મોળાવું** કર્મણિ., ક્રિ. **મોળાવવું** પ્રે., સ.ક્રિ.

**મોળાઈ**[1] (મોળાઇ) સ્ત્રી. [જુઓ 'મોળું' + ગુ. 'આઈ' ત.પ્ર.] મોળું હોવાપણું, મોળાપણું

**મોળાઈ**[2] સ્ત્રી. [જુઓ 'મોળવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] મોળ-વાની ક્રિયા. (શાક વગેરે) મોળવાનું મહેનતાણું

**મોળાઈ**[3] વિ. [જુઓ 'મોસાળ' + ગુ. 'આઈ' ત.પ્ર.; વચ્ચેની શ્રુતિનો લોપ.] મોસાળને લગતું, મામાને લગતું

**મોળાક(-કો)ત** (મોળાક(-કો)ત) ન. [જુઓ 'મોળું' દ્વારા.] આષાઢ સુદિ અગિયારસથી પૂનમ સુધીનું કુમારિકાઓનું મોળા પદાર્થ ખાઈ કરવામાં આવતું એક વ્રત. (સંજ્ઞા.)

**મોળાટવું** (મોળાટવુ) અ.ક્રિ. [જુઓ 'મોળું,' -ના.ધા.] ખાવાનું મોળું લાગવું, ખાવા ઉપર અરુચિ થવી, ખાતાં મોળ આવે એવું થવું

**મોળાત** વિ. [જુઓ 'મોસાળ' દ્વારા.] જુઓ 'મોળાઈ.[3]'

**મોળાવવું, મોળાવું** જુઓ 'મોળવું'માં.

**મોળાશ** (મોળાશ્ય) સ્ત્રી. [જુઓ 'મોળું' + ગુ. 'આશ' ત.પ્ર.] સ્વાદમાં મોળાપણું. (૨) (લા.) પ્રકૃતિએ ઢીલાપણું, મોળાઈ

**મોળિયું**[1] ન. [જુઓ 'મોળ.[2]'] ફેંટાના છેડા પર બંધાતું કસબી લૂગડું. (૨) કપડાંની બાંમાં ચડાવાતો કસબી કપ-ડાનો પટ્ટો

**મોળિયું**[2] (મોળિયું) વિ. [જુઓ 'મોળું' ગુ. 'ઇયું' ત.પ્ર.] મોળા સ્વભાવનું. (૨) મોળું ખાનારું. (૩) ન. મીઠા વગરની વાની

**મોળી** (મોળી) વિ., સ્ત્રી. [જુઓ 'મોળું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] ચણાના લોટની મોળી પાતળી સેવ

**મોળીડું** ન. [જુઓ 'મોળ[2]' + ગુ. 'ઈ' 'ડું' ત.પ્ર.] જુઓ 'મોળિયું.[1]'

**મોળું**[1] (મોળું) વિ. [સં. मृदुलक- > પ્રા. मुउलअ-] સ્વ-ભાવમાં ઢીલું, પોચું, 'ટોન્ડ-ડાઉન.' (૨) સ્વાદમાં ખારાશ-તીખાશ-ગળાશ-ખટાશ વિનાનું. (૩) ઊપજ વગેરેમાં નબળું. (૪) ઓછું, (૫) અ-રસિક. [० **ટા(-દા)ડ** (રૂ.પ્ર.) બહુ બીકણ, હિંમત વિનાનું. ० **ફક** (રૂ.પ્ર.) સ્વાદ વિનાનું. ० **મચ** (રૂ.પ્ર.) આનંદ વિનાનું, રસ વિનાનું. ० **મન** (રૂ.પ્ર.) ઉત્સાહનો અભાવ. ० **મસ** (રૂ.પ્ર.) સ્વાદ વગરનું]

**મોળું**[2] ન. પૈડામાં નાયડીના મોઢા ઉપરની લોઢાની ચીપ. (૨) પૈડા ફરતી ટાયરની જેમ ચડાવાતી વાટ, પાટો. (૩) કૂવાના પરડાની નાડીને ફાટી જતી અટકાવવા હલાની બાજુમાં ઘાલવામાં આવતું લોખંડનું એક સાધન. (વહાણ.)

**મોળેણ** (-ણ્ય) સ્ત્રી. [સર૦ 'મોળાઈ;' 'મોસાળ' દ્વારા + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય લાગી] મોસાળના કુટુંબની કોઈ પણ સ્ત્રી જાતિ

**મોં** (મો:) ન. [સં. मुखम् > પ્રા. मुहं > અપ. मुहु > જૂ. ગુ. 'મુંહું.'] મુખ, મુખ-દ્વાર, મોઢું. (૨) ચહેરો સમગ્ર. [૦ **આડું કરવું** (રૂ.પ્ર.) સામે જોવાનું બંધ કરવું. ૦ **આવવું** (રૂ.પ્ર.) મોઢામાં ચોળિયાં કે ચાંદાં પડવાં. ૦ **ઉઘડાવવું** (રૂ.પ્ર.) બોલે એમ કરવું. ૦ **ઉઘાડવું** (રૂ.પ્ર.) બોલવું. (૨) અરજ કરવી. ૦ **ઉપર કહેવું** (-ઉપરય કે:વું) (રૂ.પ્ર.) ચોખ્ખું સંભળાવી દેવું. ૦ **ઉપર દેવતા મૂકનાર** (-ઉપરય-) (રૂ.પ્ર.) નજીકનો સગો. ૦ **ઉપર દેવતા મૂકવો** (-ઉપરય-) (રૂ.પ્ર.) શબને અગ્નિદાહ કરવો. ૦ **ઉપર મારવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) મોઢામોઢ કહેવું. ૦ **ઉપર શાહી ઢળવી** (-ઉપરય-) (રૂ.પ્ર.) શરમિંદા બનવું. ૦ **ઊતરી જવું** (રૂ.પ્ર.) શરમિંદું થવું. ૦**એ કરવું** (રૂ.પ્ર.) ગોખી નાખવું. ૦**એ ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) યાદ આવી જવું. ૦**એ ચડા(-ઢા)વવું** (રૂ.પ્ર.) ફટાવવું, લાડકું કરવું. ૦**એ ચડી(-ઢી)ને રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) બીક વિના રહેવું. ૦**એ તાળું દેવું** (**કે મારવું**) (રૂ.પ્ર.) મૌન સેવવું. (૨) બોલતું બંધ કરવું. ૦**એ ભણી જવું** (રૂ.પ્ર.) યાદ કરી મુખપાઠ કરવો. ૦**એ લાગવું** (રૂ.પ્ર.) સ્વાદ આવવો, ભાવવું. **કટાણું થવું** (રૂ.પ્ર.) અરુચિ થવી, અણગમો આવવે ૦ **કજિયું કરવું** (રૂ.પ્ર.) ઝઘડો કરવો. ૦ **કરવું,** ૦ **કાઢવું,** ૦ **થવું** (રૂ.પ્ર.) ગૂમડું ફૂટવું. ૦ **ગળ્યાં** (**કે મીઠાં**) **કરવાં** (રૂ.પ્ર.) સગપણ કરવું. ૦ **ચડ(-ઢ)વું** રીસ થવી. (૨) નાખુશ થવું. ૦ **ચડા(-ઢા)વવું** (રૂ.પ્ર.) રીસ કરવી. (૨) નાખુશી બતાવવી. ૦ **ચળવળવું** (રૂ.પ્ર.) બોલવાની ઇચ્છા થવી. ૦ **ચુકાવવું** (રૂ.પ્ર.) મુલાકાત ટાળવી. **છંદાવું** (-છણ્ડાવું) (રૂ.પ્ર.) શરમ લાગવી. ૦ **છાંદવું,** ૦ **ટાળવું** (રૂ.પ્ર.) ધિક્કાર બતાવવો. ૦ **છુપાવવું,** ૦ **સંતાડવું** (-સન્તાડવું)(રૂ.પ્ર.) શરમિંદા બનવું. ૦ **છૂટું** (રૂ.પ્ર.) આવે તેમ બોલનારું. (૨) બોલકણું. ૦**જોયું છોકરું** (રૂ.પ્ર.) એકનું એક સંતાન. ૦ **ઢાંકવું** (રૂ.પ્ર.) કાણ કરવી. ૦ **તોડવું,** ૦ **તોડી લેવું** (રૂ.પ્ર.) અપમાન કરવું. ૦ **ધોઈ આવવું** (રૂ.પ્ર.) ભેટ મેળવવા તત્પરતા બતાવવી. ૦ **ધોઈ જવું** (રૂ.પ્ર.) અવસર આવ્યે ખર્ચ ન કરવો. ૦ **ધોઈ પાછું જવું** (રૂ.પ્ર.) ખાલી હાથે ફરવું. ૦ **ન મૂકવું** (રૂ.પ્ર.) સામાને વશ થવું. ૦**નું છૂટું** (રૂ.પ્ર.) મુક્તપણે બોલ્યા કરનારું. ૦**નું જૂઠું** (રૂ.પ્ર.) વચન ન પાળનાર. ૦**નું પાન** (રૂ.પ્ર.) ઘણું વહાલું. ૦**નું માગ્યું** (રૂ.પ્ર.) રુશવત લીધી હોય તે. ૦**નું સાચું** (રૂ.પ્ર.) વચન પાળનાર. ૦**ને ચોકડું ન હોવું** (રૂ.પ્ર.) ગમે તેમ બોલ્યા કરનારું. ૦**નો ટાળો કરવો** (રૂ.પ્ર.) સામું ન જોવું. ૦ **પડી જવું** (રૂ.પ્ર.) શરમિંદા બનવું. (૨) દિલગીર થવું. ૦ **પહોળું કરવું** (-પો:ળું-) (રૂ.પ્ર.) આશ્ચર્ય પામવું. (૨) આતુરતાથી રાહ જોવી. ૦ **ફફડાવવું** (રૂ.પ્ર.) ગુસ્સામાં બોલવું. ૦ **ફાટી જવું** (**કે રહેવું**) (-રે:વું) (રૂ.પ્ર.) નવાઈ પામવું. ૦ **ફાડવું** (રૂ.પ્ર.) જુઓ 'મોં પહોળું કરવું.' (૨) બોલવું. (૩) વધારે માગવું ૦ **ફેરવવું** (રૂ.પ્ર.) રિસાઈ જવું. (૨) પક્ષ બદલવો. ૦ **બગડવું** (રૂ.પ્ર.) સ્વાદ ગુમાવવો. ૦ **બગાડવું** (રૂ.પ્ર.) ગુસ્સે થવું. ૦ **બંધ કરવું** (-બન્ધ-), ૦ **બાંધવું** (રૂ.પ્ર.) રુશવત આપવી. ૦ **બાળવું** (રૂ.પ્ર.) કાંઈ આપીને વિદાય કરવું. ૦ **ભભડવું,** ૦ **ભભડાવવું** (રૂ.પ્ર.) ખાવા ઇચ્છા હોવી. ૦ **ભરવું** (રૂ.પ્ર.) લાંચ આપવી. ૦ **ભાંગવું** (રૂ.પ્ર.) વધુ ગળાશ ખાવાથી ખાવાની રુચિ ન રહેવી. (૨) સામે ને સામે કડવાં વેણ કહેવાં. ૦ **મરડવું** (રૂ.પ્ર.) અરુચિ બતાવવી. (૨) રિસાઈ જવું. ૦ **માથા વગરનું** (**કે વિનાનું**) (રૂ.પ્ર.) **કરડેકાણું** કે પ્રમાણ-પુરાવા વિનાનું ૦**માં અમી ન હોવું,** ૦**માંથી અમી જતું રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) ખોરાકનો સ્વાદ ગુમાવવો. ૦**માં આવે તેમ** (રૂ.પ્ર.) કાંઈ પણ વિચાર કર્યા વિના. ૦**માં આવ્યો કોળિયો ઝૂંટવાયો** (**કે પાછો જવો**) (રૂ.પ્ર.) જીતી બાજી હારી જવી, કરી કમાણી ખોઈ દેવી. ૦**માં આંગળાં ઘાલવાં** (રૂ.પ્ર.) નવાઈ પામવું. (૨) સામાને પરાણે બોલાવવું. ૦**માં ખાસડું લેવું** (રૂ.પ્ર.) તાબે થઈ જવું. ૦**માં જીભ ઘાલવી** (રૂ.પ્ર.) મૂંગા થઈ જવું. ૦**માં ડૂચો દેવો** (**કે મારવો**) (રૂ.પ્ર.) બોલતું બંધ કરવું. ૦**માં ડૂચો ભરવો** (રૂ.પ્ર.) ખૂબ ખાવું. ૦**માં થૂંકવું** (રૂ.પ્ર.) લેખવું નહિ, ગણકારવું નહિ. ૦**માં થૂંકે તેવું** (રૂ.પ્ર.) ભારે લુચ્ચું. ૦**માં ન માવું** (રૂ.પ્ર.) મહથી ફુલીને બોલવું. ૦**માં પાણી આવવું** (રૂ.પ્ર.) ખાવાની ઇચ્છા થવી. ૦**માં મગ ઓરવા** (**કે ભરવા**) (રૂ.પ્ર.) બોલતું બંધ થવું. ૦**માં માખણ ન ઓગળવું** (રૂ.પ્ર.) તદ્દન નિર્માલ્ય હોવું. ૦**માં માય તેવું** (રૂ.પ્ર.) વિવેકમાં રહેનારું. ૦**માં મારીને લેવું** (રૂ.પ્ર.) બળજબરીથી લઈ લેવું. ૦ **મુકાવવું** (રૂ.પ્ર.) રડતાને દિલાસો આપવો. ૦ **મૂકવું** (રૂ.પ્ર.) શરમ ન આવવી. ૦ **મૂકીને** (રૂ.પ્ર.) શરમ છોડીને. (૨) મુક્ત કંઠે, મોટે અવાજે. ૦ **રાખવું** (રૂ.પ્ર.) સામાનું માન રાખવું. ૦ **લેવાવું** (રૂ.પ્ર.) શરમિંદા બનવું. (૨) માંદા પડી જવું. ૦ **વકાસવું** (રૂ.પ્ર.) નિરાશ થવું. ૦ **વકાસી બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) આતુરતાથી રાહ જોવી. ૦ **વકાસીને રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) લાચારી અનુભવવી. ૦ **વટાળવું** (રૂ.પ્ર.) જેમ બને તેમ ઓછું ખાવું. ૦ **વશ રાખવું** (રૂ.પ્ર.) ઓછું ખાવું. (૨) ઓછું બોલવું. ૦ **વાળવું** (રૂ.પ્ર.) કાણ કરવી. ૦ **સંભાળીને બોલવું** (-સમ્ભાળીને-) (રૂ.પ્ર.) સામા માણસનો ખ્યાલ કરી વિચાર વ્યક્ત કરવા. ૦ **સીવવું,** ૦ **સીવી રાખવું** (રૂ.પ્ર.) મૌન રહેવું. ૦ **હલાવવું** (રૂ.પ્ર.) ચાવવું. (૨) બોલવું. **ઊજળું** (કે **ગળ્યું**) **મોં** (-મો:) (રૂ.પ્ર.) માનપૂર્વક છુટકારો. **ઊંચું મોં કરવું** (**કે રાખવું**) (-મો:-) (રૂ.પ્ર.) આબરૂ-પ્રતિષ્ઠા જાળવવાં. **લોહિયાળ** (**કે લોહીભર્યું**) **મોં** (-મો:) (રૂ.પ્ર.) નજીકના સગાનું મરણ. **કાળું મોં કરવું** (-મો:-) (રૂ.પ્ર.) નામોશીથી મોં સંતાડવું. **રોજ ઊઠીને મોં જોવું** (-મો:-) (રૂ.પ્ર.) રોજનો ચાલુ સંબંધ]

**મોં-કબૂલી** (મોં:-) સ્ત્રી. [+ જુઓ 'કબૂલવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મોઢાની કબૂલાત, 'પેરોલ' (વિ.ક.)

**મોં-કલી** (મોં:કલી) સ્ત્રી. [જુઓ 'મોં' દ્વારા.] ગાય કે ભેંસના નાના બચ્ચાનું મોઢું. (૨) ઘોડાની આંખ અને નસકોરા વચ્ચેનો ભાગ. (૩) ન. મોઢું

**મોં(-મો)-કાણ** (મોં:કાણ્ય) સ્ત્રી. [જુઓ 'મોં' + 'કાણ.']

મરનારની પાછળ રડા-કૂટ કરવી એ. (૨) (લા.) મરણના સમાચાર. (૩) દિલગીરીનું કામ. (૪) પાયમાલી, ખરાબી. (૫) પીડા, આપત્તિ. [૦ના સમાચાર (રૂ.પ્ર.) માઠા સમાચાર. (૨) જીવન કે ધંધાની બરબાદીના ખબર. ૦ માંડવી (રૂ.પ્ર.) દુઃખની વાત કહી બતાવવી]

**મોં(-મો)કાણિયું** (મોંઃકાણિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મોકાણ કરનારું. (લા.) અશુભ, માઠું. (૩) (લા.) હલકાં પગલાનું, અપશુકનિયાળ [ચહેરાનો ઘાટ

**મોં-કળા** (મોંઃ-) સ્ત્રી. [+ સં. कला] મોઢાની શોભા. (૨)

**મોંગોલ** (મોઙ્ગોલ) સ્ત્રી. [અં.] એ નામની ચીનની પશ્ચિમ બાજુની જૂની પ્રજા કે જેનો ફેલાવો એશિયાના મોટા ભાગમાં થયેલો. (સંજ્ઞા.)

**મોંગોલિયા** (મોઙ્ગોલિયા) પું. [અં] ચીનની પશ્ચિમ બાજુનો એક પ્રદેશ. (સંજ્ઞા.)

**મોંગોલિયન** (મોઙ્ગોલિયન) વિ. [અં.] મોંગોલ દેશને લગતું

**મોંઘલડું** (મોંઘલડું) વિ. [જુઓ 'મોંઘું' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'લ' મધ્યગ.] જુઓ 'મોંઘું.' (પદ્યમાં.)

**મોંઘવારી** (મોંઘવારી) સ્ત્રી. [જુઓ 'મોંઘું' દ્વારા.] મોંઘારથ, 'ડિયરનેસ.' (૨) મોંઘારથને કારણે મળતું વધારાનું ભથ્થું

**મોંઘાઈ** (મોંઘાઇ) સ્ત્રી. [જુઓ 'મોંઘું' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ મોંઘવારી.' (૨) તાણ કે દુષ્કાળનો સમય. (૩) (લા.) અગત્ય અથવા જરૂરી બતાવવી એ. (૪) તંગી. [૦ કરવી (રૂ.પ્ર.) માન આપવું. ૦માં રહેવું (-રેઃવું) (રૂ.પ્ર.) માનમાં રહેવું]

**મોંઘામૂલું** (મોંઘા-) વિ, [જુઓ 'મોંઘું' + 'મૂલ[૨]' + ગુ. 'ઉં' ત.પ્ર.] ભારે કિંમતનું. (૨) (લા.) બહુ વહાલું

**મોંઘારત,-થ** (મોંઘા-) ન., (-ત્ય,-થ્ય) સ્ત્રી. [જુઓ 'મોંઘું' દ્વારા.] જુઓ 'મોંઘવારી(૧).'

**મોંઘું** (મોંઘું-) વિ. [સં. महार्घक- > પ્રા. महग्घअ -> જૂ. ગુ. 'મુંહુંઘઉં'.'] ભારે કિંમતનું, મોટા મૂલ્યનું. (૨) (લા.) લાડકું. (૩) આદરમાનને પાત્ર. [૦ ડા(-દા)ટ (રૂ.પ્ર.) ખૂબ મોંઘું. ૦ સોંઘું (-સોંઘું) (રૂ.પ્ર.) મધ્યમ કિંમતનું]

**મોંઘેરું** (મોંઘેરું) વિ. [જુઓ 'મોંઘું' + ગુ. 'એરું' ત.પ્ર.] વધુ મોંઘું

**મોં-છુપામણું** (મોંઃ-) વિ. [જુઓ 'મોં' + 'છૂપવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] મોઢું છુપાવી ફરનારું, શરમાળ

**મોં-છૂટું**(મોંઃછૂટું) વિ. [જુઓ 'મોં' + 'છૂટવું' + ગુ. 'ઉં' કૃ..પ્ર] (લા.) ગમે ત્યારે ગમે તેમ બોલ્યા કરનારું

**મોંચરો** (મોંઃ-) પું. [જુઓ 'મોં' + ચરો.'] ઢોર મોઢેથી કાતરી શકે તેવી ચરિયાણ જમીન કે ઘાસ

**મોં-જો(૦ય)ણું** (મોંઃ-) ન. [જુઓ 'મોં'+'જોવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] મોઢું જોવું એ. (૨) મોં જોવાની વધાઈ. (૩) વર-કન્યાનું મોઢું પ્રથમ જોતી વેળા અપાતી વધાઈની રકમ

**મોં-જોર** (મોંઃ-) વિ.,પું. [જુઓ 'મોં' + 'જોર.'] લગામને તાબે ન થાય તેવો તોફાને ચડેલો ઘોડો

**મોં-જોરી** (મોંઃ-) સ્ત્રી. [જુઓ 'મોં' + 'જોર' + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) તકરાર, બોલાચાલી

**મોં-તરણું** (મોંઃ-) ન. [જુઓ 'મોં' + 'તરણું.'] મોઢામાં તરણું લેવું એ. (૨) (લા.) તદ્દન નમી પડવું એ

**મોં-પાટ** (મોંઃપાટ્ય) સ્ત્રી. [જુઓ 'મોં' + સં. पाटी, અર્વા. તદ્ભવ.] મોઢેથી આંકના ઘડિયા વગેરે બોલી જવા એ

**મોં-પાઠ** (મોં-) પું. [જુઓ 'મોં' + સં.] મુખ-પાઠ

**મોં-પાઠિયું** (મોંઃ-) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મુખ-પાઠ કરનારું

**મોં-પાલટો** [મોંઃ-) પું. [જુઓ 'મોં' + 'પાલટો.'] (લા.) એક વસ્તુ ખાધા પછી બીજી વસ્તુ ખાવી એ

**મોં-પિછાણ** (મોંઃપિછાણ્ય) સ્ત્રી. [જુઓ 'મોં' + 'પિછાણ.'] મોઢાની ઓળખાણ

**મોં-ફળ** (મોંઃ-) ન. [જુઓ 'મોં' + સં. फल] સોપારી

**મોં-ફાટ** (મોંઃ-) ક્રિ.વિ. [જુઓ 'મોં' + 'ફાટવું.'] (લા.) મોઢાને ભાવે તેમ (અશ્લીલ)

**મોં-ફાટયું** (મોંઃ-) વિ. [જુઓ 'મોં' + 'ફાટવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] મોઢાને ફાવે તેમ અશ્લીલ બોલતું

**મોં-ફાડ** (મોંઃફાડ્ય) સ્ત્રી. [જુઓ 'મોં' + 'ફાડ.'] બે હોઠ વચ્ચેનો ખુલ્લો છૂટો ભાગ

**મોં-બગાડ** (મોંઃ-) પું. [જુઓ 'મોં' + 'બગાડવું.'] (લા.) અણગમો [ભૂ.કૃ.] (લા.) કમનસીબ

**મોં-બળયું** (મોંઃ-) વિ. [જુઓ 'મોં' + 'બળવું' + ગુ. 'યું'

**મોં-બંધાણું** (મોંઃ-) ન. [જુઓ 'મોં' + 'બંધાવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] મોઢું બાંધવાનો કપડાનો ટુકડો [મનાઈ

**મોં-બંધી** (મોંઃબન્ધી) સ્ત્રી.[જુઓ 'મોં' + 'બંધી.'] બોલવાની

**મોં-બોલું** (મોંઃ-) વિ. [જુઓ 'મોં' + 'બોલવું' + ગુ. 'ઉં' કૃ.-પ્ર.] બોલ બોલ કર્યા કરનાર, વધારે પડતું બોલ્યા કરનાર

**મોં-ભર** (મોંઃભરય) ક્રિ.વિ. [જુઓ 'મોં' + 'ભરવું.'] જમીનને મોઢું અથડાઈ જાય એમ

**મોં-માગ્યું** (મોંઃ-) વિ, [જુઓ 'મોં' 'માગવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] મોઢે માગે તેટલું

**મોં-માન્યું** (મોંઃ-) વિ. [જુએ 'મોં' + 'માનવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] મનમાન્યું [તોછડું. (૨) નિર્લજ્જ

**મોં-માર** (મોંઃ-) વિ. [જુઓ 'મોં' + 'મારવું.'] (લા.)

**મોંમુહ** (મોઃ-) વિ. [જુઓ 'મોં' + સં. मोह] (લા.) ચેતન વિનાનું, સુસ્ત, મંદ, ધીમું [નો છેલ્લો મેળાપ

**મોં-મેળો** (મોંઃ-) પું. [જુઓ 'મોં' + 'મેળો.'] મરણ વખત-

**મોં-રખાઈ** (મોંઃ-) સ્ત્રી. [જુઓ 'મોં-રખું' + ગુ. 'આઈ' ત.પ્ર.] ચોરાયેલાં ઢોર વગેરે પાછાં લઈ આવવાનું પકડી લાવનારને અપાતું ઈનામ

**મોં-રખાયો** (મોંઃ-) પું. [જુઓ 'મોં-રખું' + ગુ. 'આયું' ત.પ્ર. + ગુ. 'ઓ' ત.પ્ર.] મોંરખાઈ લઈ કામ કરનાર માણસ

**મોં-રખું** (મોંઃ-) વિ. [જુઓ 'મોં' + 'રાખવું' + ગુ - 'ઉં' કૃ.પ્ર.] મોઢાની શરમ રાખનારું

**મોં-રસ** (મોંઃ-) પું. [જુઓ 'મોં' + સં.] માત્ર મોઢાનો રસ, મોઢાનો સ્વાદ

**મોં-રાખી** (મોંઃ-) વિ.,પું. [જુઓ 'મોં-રખાઈ.'] ગુનેગારને શોધી આપનાર. (૨) બાતમીદાર, બોરાપી. (૩) તાજનો સાક્ષી

**મોં-વા** (મોંઃવા) પું. [જુઓ 'મોં' + 'વા.[૨]'] ઢોરના

મોઢામાંનો વાયુનો એક રોગ, 'મોં-વાસો'
**મોં-વાસ²** (મોંઃવાસ) પું. [જુઓ 'મોં' + 'વાસ.²'] મોઢામાંથી દુર્ગંધ આવવાનો એક રોગ, 'પાયોરિયા'
**મોંવાસો** (મોંઃવાસો) પું. [જુઓ 'મોં-વાસ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ઢોરના મોઢામાં થતો એક રોગ
**મોં-સગ** (મોંઃસગ્ય) ક્રિ.વિ. [જુઓ 'મોં' + 'સગ.'] મોઢા સુધી છલોછલ
**મોં-સર** (મોંઃસરચ) સ્ત્રી [જુઓ 'મોં' + 'સર.²'] મોં ઉપર ફૂટતો મૂછનો દોરો. [૦ ફૂટવી (રૂ.પ્ર.) જુવાનીનો આરંભ થવો]
**મોં-સંતામણું** (મોંઃસન્તામણું) વિ. [જુઓ 'મોં' + 'સંતાવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] મોં છુપાવનારું, શરમાળ
**મોં-સૂઝણું** (મોંઃ-) ન. [જુઓ 'મોં + 'સૂઝવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] સવાર સાંજનો એવો આછો પ્રકાશ કે જેમાં એકબીજાં એકબીજાંનાં મોં જોઈ શકતાં હોય
**મૌક્તિક** ન. [સં.] મોતી
**મૌક્તિક-ભસ્મ** સ્ત્રી. [સં.,ન.] મોતીની ખાખ (દવા)
**મૌખર** પું. [સં] એક પ્રાચીન રાજવંશ. (સંજ્ઞા)
**મૌખરી** વિ. [સં.,પું.] મૌખર રાજવંશને લગતું
**મૌખર્ય** ન. [સં.] મુખરપણું. (૨) લા.) બકવાદ, મુખર-તા
**મૌખિક** વિ. [સં.] મોઢાને લગતું, 'ઓરલ' (ગુ.વિ.)
**મૌગ્ધ્ય** ન. [સં.] મુગ્ધપણું, મુગ્ધ-તા, ભોળપણ
**મૌઢ્ય** ન. [સં.] મૂઢપણું, મૂઢ-તા
**મૌન** ન. [સં.] મૂંગાપણું. [૦ રહેવું (રૅ:વું) (રૂ.પ્ર.) મૂંગું રહેવું, કશું બોલવું નહિ] [પાળનાર
**મૌન-ધારક** વિ. [સં.], **મૌન-ધારી** વિ. [સં.,પું.] મૂંગાપણું
**મૌન-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] મૂંગાપણું તોડવું એ
**મૌન-ભાવ** પું. [સં.] જુઓ 'મૌન.'
**મૌન-વાર** પું. [સં.] સપ્તાહનો પોતે જે દિવસે મૂંગા રહેવાનું વ્રત લીધું હોય તેવો દિવસ
**મૌન-વ્રત** ન. [સં.] મૂંગા રહેવાનું નીમ
**મૌનવ્રત-ધારી, મૌન-વ્રતીન** વિ. [સં.,પું.] મૂંગા રહેવાનું નીમ લીધું હોય તેવું [નિશાની કરવી એ
**મૌન-સંજ્ઞા** (-સઞ્જ્ઞા) સ્ત્રી. [સં.] મોઢેથી બોલ્યા વિના
**મૌન-સંપન્ન** (-સમ્પન્ન] વિ. [સં.] જુઓ 'મૌનવ્રત-ધારી.'
**મૌન-સંમતિ** (-સમ્મતિ), **મૌન-સ્વીકૃતિ** સ્ત્રી. [સં.] મૂંગો ટેકો, બોલ્યા વિના આંખથી આપવામાં આવેલી સંમતિ
**મૌની** વિ. [સં.,પું.] જુઓ 'મૌનવ્રત-ધારી.'
**મૌરૂસી** વિ. [અર. મવ્રૂસી] વારસાગત ચાલ્યું આવતું, પરંપરાથી મળેલું, પેઢી-ધર
**મૌર્ખ્ય** ન. [સં.] મૂર્ખ-તા, બેવકૂફી
**મૌર્ય** પું. [સં.] ભારતવર્ષનો એક પ્રસિદ્ધ રાજવંશ (ઇતિહાસના આરંભકાલનો—પહેલો સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્ય હતો, ઈ.પૂ. ૩૨૨.) [સમય
**મૌર્ય-કાલ, મૌર્ય-યુગ** પું. [સં.] મૌર્યવંશના દસ રાજાઓનો
**મૌર્ય-વંશ** (-વંશ) પું. [સં.] મૌર્ય રાજાઓનું કુલ
**મૌર્વી** સ્ત્રી. [સં.] ધનુષની દોરી, પ્રત્યંચા, જ્યા, પણછ
**મૌલરી** પું. [સં.] વંશ-પરંપરાથી ઊતરી આવેલો સૈનિક
**મૌલવી** જુઓ. 'મોલવી.'
**મૌલા** પું. [અર. મવ્‌લા] ધણી, માલિક, સ્વામી
**મૌલાના** પું. [ફા.] ઇસ્લામ ધર્મનો વિદ્વાન [કલગી
**મૌલિ** પું. [સં.,પું., સ્ત્રી.] રાજ-મુગટ, તાજ. (૨) મોળિયું,
**મૌલિક** વિ. [સં.] મૂળને લગતું, અસલ, મૂળ, 'ઓરિજિનલ,' 'પ્રિમિટિવ' (ર.છો.) (૨) મૂલગત, મૂળને સ્પર્શતું, 'રેડિકલ' (ચં.ન.), 'ફન્ડામેન્ટલ'
**મૌલિક-તા** સ્ત્રી. [સં.] મૌલિક હોવાપણું, 'ઓરિજિનાલિટી'
**મૌલી** વિ., પું. [સં.] મુગટ-ધારી
**મૌલ્ય** ન. [સં.] મૂલ્ય, કિંમત, ન્યોછાવર [મોરલી
**મૌવર** (મૌઃ-) પું., (-ર્ય)સ્ત્રી.[જુઓ 'મહુવર.'] વાંસળી (૨)
**મૌંજી** (મૌઞ્જી) સ્ત્રી. [સં.] મુંજના ઘાસનો કંદોરો
**મૌંજી-બંધન** (મૌઞ્જી-બન્ધન) ન. [સં.] (લા.) જનોઈનો સંસ્કાર કરવા એ
**મ્યાઉં** જુઓ 'મ્યાંઉં.'
**મ્યાન** ન. [ફા. મિયાન્] તલવાર વગેરેનું ઘરું. [૦ કરવું, ૦ રાખવું (રૂ.પ્ર.) કબજામાં રાખવું]
**મ્યાનો** પું. [ફા. મિયાનહ્] એક જાતની ખાસ પાલખી
**મ્યાં(-મ્યા)ઉં** ન. [રવા.] બિલાડી કે બિલાડાનો અવાજ
**મ્યુઝિયમ** ન. [અં.] અનેક પ્રકારની દર્શનીય અને ઇતિહાસ પુરાતત્ત્વ વગેરેની વસ્તુઓનું સંગ્રહ-સ્થાન
**મ્યુનિસિપલ** વિ. [અં.] સુધરાઈ ખાતાને લગતું
**મ્યુનિસિપલ-કમિશ્નર** પું. [અં.] કોર્પોરેશન દરજ્જાની સુધરાઈનો મુખ્ય અમલદાર [-સંઘ, નગર-પાલિકા
**મ્યુનિસિપલ કોર્પોરેશન** ન. [અં.] મોટી સુધરાઈ, નગર-
**મ્યુનિસિપાલિટી** સ્ત્રી. [અં.] શહેર-સુધરાઈ ખાતું, નગર-પાલિકા [કાંતવાનો સંચો
**મ્યૂલ** સ્ત્રી. એકી વખતે ઘણી ત્રાક કામ આપે તેવો
**મ્લાન** વિ. [સં.] ફીકું પડી ગયેલું. (૨) કરમાઈ ગયેલું, ચિમોળાઈ ગયેલું. (૩) મલિન, મેલું. (૪) (લા.) ગરીબ, દીન. (૫) થાકી ગયેલું
**મ્લાન-તા, મ્લાનિ** સ્ત્રી. [સં.] મ્લાન હોવાપણું
**મ્લેચ્છ** પું. [સં.] આર્ય સંસ્કૃતિથી જુદા પ્રકારની સંસ્કૃતિનો માણસ. (૨) જ્યાં આર્ય સંસ્કૃતિ નથી કે વિલુપ્ત થઈ ચૂકી હોય તેવો દેશ
**મ્લેચ્છ-દેશ** પું. [સં.] જુઓ 'મ્લેચ્છ(૨).'
**મ્લેચ્છાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.], **-ચાર** પું. [+ સં. આ-ચાર] મ્લેચ્છોના સંસ્કાર કે આચાર [નું, અનાર્ય
**મ્લેચ્છાચારી** વિ. [સં.,પું.] મ્લેચ્છોના જેવા આચાર-વિચાર-



બ્રાહ્મી નાગરી ગુજરાતી

**ય**[1] પું.[સં.] ભારત-આર્ય વર્ણમાલાનો તાલવ્ય ઘોષ અલ્પ-પ્રાણ અસ્પર્શ વ્યંજન. (એ ઇ માંથી થયેલો હોઈ અર્ધસ્વર પણ કહેવાય છે. છેક યજુર્વેદના સમયથી એનું 'જ' ઉચ્ચારણ વિકસ્યું છે, તો એનાથી ઊલટું યુરોપની પોલિશ વગેરે ભારત-યુરોપીય કુળની ભાષાઓમાં Jનું ઉચ્ચારણ 'ય' છે : Jacobi-યાકોબિ, Jesperson-યેસ્પર્સન વગેરે. વળી છેક ઋગ્વેદના સમયથી લઘુપ્રયત્નતર 'ય' પણ જાણીતો છે, જેનું સ્વરૂપ પ્રાકૃતમાં અવર્ણો યશ્રુતિઃ તરીકે જૈન મહારાષ્ટ્રીમાં વ્યાપક થયું. આજે ગુજરાતીમાં 'રૂપિયો' 'કડિયો' 'ઘોડિયું' 'ગયું' 'કરવું'·'હસ્યો' વગેરેમાં આ જ યશ્રુતિ છે, જે પૂર્વના સ્વરને તેથી જ થડકાવી શકતી નથી. સ્ત્રી.નાં 'રાત'=રાત્ય, 'ગત'=ગત્ય, 'આંખ'=આંખ્ય વગેરે અને આજ્ઞાર્થનાં 'કર'=કરય, 'હસ'=હસ્ય, 'આવ' =આવ્ય, વગેરે આ રૂપોમાં એ જ યશ્રુતિ છે, આ 'ય'નું લઘુપ્રયત્ન ઉચ્ચારણ)

**ય**[2] ઉભ. [સં. च > અપ. य] પણ. (શબ્દના છેડે વળગી રહી સર્વથા 'અ' વિના જ ઉચ્ચરિત થાય છે.) (૨) પ્રશ્નાર્થક સર્વનામોને લાગતાં અનિશ્ચિતાર્થ આપનાર: 'ક્યાં' -'ક્યાંય,' 'કેટલું'-'કેટલુંય,' 'શું'-'શુંય.' એ માત્ર 'કોણ'ને નથી લાગતો, છતાં 'કોણે ય' થાય.

**ય-કાર** પું. [સં.] 'ય' વર્ણ. (૨) 'ય' ઉચ્ચારણ

**યકાર-શ્રુતિ** સ્ત્રી. [સં.] 'ય'નું શ્રવણ. (૨) જુઓ 'ય-શ્રુતિ.'

**યકારાંત** (યકારાન્ત) વિ. [+સં. अन्त] જેને છેડે 'ય' આવ્યો હોય તેવું (શબ્દ) [(૨) પ્રતીતિ

**યકીન** ન. [અર.] વિશ્વાસ, ઇતબાર, શ્રદ્ધા, આસ્થા, ભરોસો.

**યકીન-દાર** વિ. [ફા. પ્રત્યય] શ્રદ્ધાળુ, વિશ્વાસુ

**યકૃત** ન. [સં. यकृत्] કાળજું, કલેજું, 'લીવર'

**યકૃત-ધમની** સ્ત્રી. [+[સં.,સમાસ ગુ.] કાળજામાંની મોટી શિરા, 'હિપેટિક આર્ટરી' [રોગ

**યકૃત-વૃદ્ધિ** સ્ત્રી. [+[સં., સમાસ ગુ.] કાળજું વધવાનો

**યકૃત-શિરા** સ્ત્રી. [સં., સમાસ ગુ.] કાળજામાંની નાની ધમની, 'હિપેટિક વેઇન' [સુકાવાનો રોગ

**યકૃત-સંકોચ** (-સઙ્કોચ) પું. [+[સં., સમાસ ગુ.] કાળજું

**યકૃતોદર** પું. [+સં. उदर, સમાસ ગુ., સં. यकृदुदर થાય તે જાણીતો નથી.] મંઝારાની ગાંઠનો કાળજાને લગતો એક રોગ

**યક્ષ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે એક પ્રકારની દેવયોનિનો પુરુષ (આખો વર્ગ), કુબેરના અનુચરોનો એક વર્ગ અને એનો પુરુષ. (સંજ્ઞા)

**યક્ષ-કન્યા** સ્ત્રી. [સં] યક્ષ-જાતિની છોકરી

**યક્ષ-કર્દમ** પું. [સં.] (લા.) કેસર ચંદન કસ્તૂરી અને કપૂર મેળવીને કરેલો એક અંગ-લેપ

**યક્ષ-ગાન** ન. [સં.] રંગભૂમિ ઉપર ભજવી શકાય તેવો એક ગેય નાટ્ય-પ્રકાર. (નાટ્ય.)

**યક્ષ-તરુ** ન.[સં., પું.] ઉંમરાનું ઝાડ. (૨) વડનું ઝાડ

**યક્ષ-ધન** ન. [સં.] જુઓ 'યક્ષ-વિત્ત.'

**યક્ષ-ધૂપ** પું. [સં.] પૂજનમાં વપરાતા ધૂપનો એક પ્રકાર

**યક્ષ-પતિ** પું. [સં.] દેવોનો ભંડારી -કુબેર

**યક્ષ-પુરી** સ્ત્રી. [સં.] કુબેરની રાજધાની અલકાપુરી

**યક્ષ-પુરુષ** પું. [સં.] સામુદ્રિક લક્ષણો પ્રમાણે એક ઉચ્ચ પ્રકૃતિનો ધનિક અને સર્વાંગ-સુંદર સુખી પુરુષ

**યક્ષ-પ્રશ્ન** પું. [સં.] (લા.) કૂટ સવાલ, અવળચવળિયો સવાલ, કોયડો, સમસ્યા, 'પ્રૉબ્લેમ'

**યક્ષ-રસ** પું. [સં.] મદિરા, મદ્ય, દારૂ

**યક્ષ-રાજ** પું. [સં.] જુઓ 'યક્ષ-પતિ.'

**યક્ષરાજ-પુરી** સ્ત્રી. [સં.] જુઓ 'યક્ષ-પુરી.'

**યક્ષ-રાત્રિ(-ત્રી)** સ્ત્રી. [સં.] દિવાળી, દિવાળીનો ઉત્સવ. (૨) કાર્તિકી પૂનમ

**યક્ષ-લોક** પું. [સં.] પૌરાણિક માન્યતા મુજબ હિમાલયના કોઈ ભાગમાં આવેલું કુબેરનું સ્થાન

**યક્ષ-વિત્ત** ન. [સં.] ઘણું હોવાછતાં ખરચી ન શકાય તેવું ધન

**યક્ષ-શિલ્પ** ન. [સં.] મંદિરોમાં કોતરેલી યક્ષોની તે તે આકૃતિ. (૨) શિલ્પ-શાસ્ત્રનો એક પ્રકાર

**યક્ષ-સત્ત્વા** વિ., સ્ત્રી. [સં.] (લા.) એક પ્રકારની નિર્લજ્જ અને મધ્યમ તેમજ ભોગેચ્છાવાળી સ્ત્રી

**યક્ષાધિપ, -પતિ** પું. [+સં. अधिप, अधिपति] જુઓ 'યક્ષ-પતિ.' [(૨) (લા.) જુઓ 'યક્ષ-તરુ.'

**યક્ષાવાસ** પું. [+સં. आ-वास] યક્ષોને રહેવાનું ઠેકાણું.

**યક્ષિણી** સ્ત્રી. [સં.] યક્ષ સ્ત્રી, યક્ષી. ('યક્ષાણી' શબ્દ અસિદ્ધ છે.). (૨) પર્વત પાણી વગેરેની અધિષ્ઠાત્રી દેવી. (૩) જુઓ 'યક્ષ-સત્ત્વા.' [(મરાઠી.)

**યક્ષિણી-વાર્તા** સ્ત્રી. [સં.] જાદુઈ કથા, 'ફેઇરી ટેઇલ'

**યક્ષી** સ્ત્રી. [સં.] યક્ષ-સ્ત્રી

**યક્ષેશ, -શ્વર** પું. [+સં. ईश,-ईश्वर] જુઓ 'યક્ષ-પતિ.'

**યક્ષ્મ(-ક્ષ્મા)** પું. [સં. यक्ष्म અને यक्ष्मन् બેઉ શબ્દ છે.] ક્ષય-રોગ, ધાસણી, 'ટી. બી.'

**યક્ષ્મ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] ક્ષયરોગની ગાંઠ

**યક્ષ્મ-વિદ્યા** સ્ત્રી. [સં.] ક્ષય-રોગ વિશેનું શાસ્ત્ર, 'થિસિયોલૉજી'

**યક્ષ્મા** જુઓ 'યક્ષ્મ.'

**યક્ષ્મી** વિ. [સં.,પું.] ક્ષયરોગી

**યખ** પું. [ફા.] બરફ. (૨) હિમ

**ય-ગણ** પું. [સં.] લઘુ-ગુરુ-ગુરુ એવા ત્રણ વર્ણોવાળો ગણ-મેળ છંદો માટેનો એક ગણ (જેમકે 'યશોદા')

**યચાવવું, યચાવું** જુઓ 'યાચવું'માં.

**યજદાં** પું. [સં. यज्ञ, ફા. યજ્દાન્] પરમેશ્વર

**યજન** ન. [સં.] યજ્ઞ કરવો એ. (૨) આ-રાધન

**યજન-કર્તા** વિ. [સં.,પું.] યજ્ઞ કરનાર [કરાવવો એ

**યજન-યાજન** ન. [સં.] યજ્ઞ પોતે કરવો અને બીજાને

**યજમાન** પું. [સં.] પોતાને ત્યાં યજ્ઞનો સમારંભ યોજનાર. (૨) કોઈ પણ એક બ્રાહ્મણ યા બ્રાહ્મણ-કુળની પાસે બધી જ ધાર્મિક વિધિ કરાવનારો પરંપરાથી ઊતરી આવેલો તે તે ગૃહસ્થ, જજમાન. (૩) મહેમાનોને મહેમાની આપ-નાર ઘર-ધણી, 'હોસ્ટ'

**યજમાન-વૃત્તિ** સ્ત્રી. [સં.] યજમાનોને ત્યાં ધાર્મિક કાર્યો કરાવી ગોર જે ભરણ-પોષણ મેળવે એ, ગોરપદું

**યજમાનિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] યજમાન કે યજમાનો ઉપર આધાર રાખનારું (બ્રાહ્મણ)

**યજમાની** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] 'યજમાન-વૃત્તિ.'

**યજવું** સ.ક્રિ. [સં.] યજ્ઞ-ક્રિયા કરવી. (૨) ઇષ્ટને ઉદ્દેશી આ-રાધન કરવું. **યજાવું** કર્મણિ., ક્રિ. **યજાવવું** પ્રે.,સ.ક્રિ.

**યજાવવું, યજાવું** જુઓ 'યજવું'માં.

**યજુર્વેદ** પું. [સં. यजुस् + वेद, સંધિથી] યજ્ઞ કરવામાં ઉપ-યોગી મંત્રોનો જેમાં સંગ્રહ છે તેવો ક્રમે ત્રીજો વેદ. (આના 'શુક્લ' અને 'કૃષ્ણ' એવા બે અલગ અલગ ભેદ છે. 'શુક્લની વાજસનેયી-માધ્યંદિની' અને 'કૃષ્ણ'ની 'તૈત્તિરીય' સંહિતાઓ બેઉ નિરનિરાળી છે.)

**યજુર્વેદી** વિ. [સં.,પું.] યુજુર્વેદને લગતું. (૨) પું. યજુર્વેદ જેનો હોય તેવો યજુઃપાઠી બ્રાહ્મણ ['યજુર્વેદી(૨).'

**યજુઃપાઠી** વિ.,પું. [સં. यजुस् + पाठी, પું., સંધિથી] જુઓ

**યજુઃશ્રાવણી** સ્ત્રી. [સં. यजुस् + श्रावणी, સંધિથી] યજુર્વેદી બ્રાહ્મણોએ દરવર્ષે પ્રાયશ્ચિત્તપૂર્વક જનોઈ બદલાવવાનો શ્રાવણી પૂર્ણિમાનો દિવસ. (સંજ્ઞા.)

**યજુઃશ્રુતિ** સ્ત્રી. [સં. यजुस् + श्रुति, સંધિથી] યજુર્વેદનો તે તે મંત્ર તેમ આખો યજુર્વેદ

**યજ્ઞ** પું. [સં.] અગ્નિ-કુંડ કરી એમાં વૈદિક વિધિથી હવિનો હોમ કરવો એ, 'સેક્રિફિસ.' (૨) જેમાં જપ ભજન કીર્તન વગેરે જ્ઞાન વગેરેની રીતે કરવામાં આવે તેવો સમા-રંભ. (૩) લોક-કલ્યાણને નિમિત્ત કરી કરવામાં આવતું કોઈ પણ કાર્ય. (૪) એ રીતનુ શ્રમ-કાર્ય

**યજ્ઞ-કર્તા** વિ.,પું.] જુઓ 'યજન-કર્તા.'

**યજ્ઞ-કર્મ** ન. [સં.] યજ્ઞ કરવો એ

**યજ્ઞ-કાલ** પું. [સં.] વર્ષમાં યજ્ઞ કરવા માટેનો નક્કી કર-વામાં આવેલો સમય [છે તે વેદી, 'ઓલ્ટર'

**યજ્ઞ-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] જેમાં હવિ હોમવામાં આવે

**યજ્ઞ-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'યજ્ઞ-કર્મ.'

**યજ્ઞ-ચક્ર** ન. [સં.] (લા.) રેંટિયો

**યજ્ઞ-દ્રવ્ય** ન. [સં.] યજ્ઞમાં ઉપયોગી સામગ્રી

**યજ્ઞ-નારાયણ** પું. [સં.] વિષ્ણુરૂપ ગણાતો યજ્ઞનો અધિ-ષ્ઠાતા દેવ. (૨) યજ્ઞનો અગ્નિ

**યજ્ઞ-પશુ** ન. [સં.,પું.] હિંસાત્મક થતા હતા તેવા યજ્ઞોમાં જેનાં અંગ મંત્રોથી હોમાતાં તે ઘોડો વગેરે પ્રાણી. (૨) (લા.) મૂર્ખ માણસ [આવે તે વાસણ

**યજ્ઞ-પાત્ર** ન. [સં.] યજ્ઞનું ઘી વગેરે જેમાં રાખવામાં

**યજ્ઞ-પુરુષ** પું. [સં.] જુઓ 'યજ્ઞ-નારાયણ.'

**યજ્ઞ-પુરોડાશ** પું. [સં.] યજ્ઞમાં હોમવાનો ચોખા વગેરે ધાન્યનો કરેલો પાક [યજ્ઞમાં હોમવાનું પશુ

**યજ્ઞ-બલિ** પું. [સં.] યજ્ઞમાં હોમવાનો તે તે પદાર્થ. (૨)

**યજ્ઞ-ભાગ** પું. [સં.] યજ્ઞમાં અપાયેલાં બલિદાનોનો અપાતો મનાતો (કાલ્પનિક) હિસ્સો

**યજ્ઞ-ભાવ** પું. [સં.] (લા.) પરોપકાર-વૃત્તિ

**યજ્ઞ-ભાંડ** (-ભાણ્ડ) ન. [સં.] જુઓ 'યજ્ઞ-પાત્ર.' [જમીન

**યજ્ઞ-ભૂમિ** સ્ત્રી. [સં.] જે સ્થળે યજ્ઞ કરવામાં આવે તે

**યજ્ઞ-યાગ** પું., બ.વ. [સં., સમાનાર્થીની દ્વિરુક્તિ] યજ્ઞો

**યજ્ઞ-યૂપ** પું. [સં.] યજ્ઞ-મંડપનો મુખ્ય માંગલિક સ્તંભ. (૨) યજ્ઞનાં પશુઓને બાંધવાનો તે તે ખીલો

**યજ્ઞ-વાટ** સ્ત્રી. [+ જુઓ 'વાટ.[૧]'] જુઓ 'યજ્ઞ-ભૂમિ.'

**યજ્ઞ-વિદ** પું. [સં. °विद्] યજ્ઞનું રહસ્ય તેમ ક્રિયાકાંડનો જ્ઞાતા વિદ્વાન [સમજ

**યજ્ઞ-વિદ્યા** સ્ત્રી. [સં.] યજ્ઞો કરાવવાનું શાસ્ત્ર અને એની

**યજ્ઞ-વિધિ** પું., સ્ત્રી. [સં.,પું.] યજ્ઞ કેમ કરવા એની પ્રક્રિયા

**યજ્ઞ-વૃક્ષ** ન. [સં.,પું.] ઉંબરો ખાખરો વગેરે સમિધ તરીકે વપરાતું તે તે ઝાડ

**યજ્ઞ-વેદિ, -દી** સ્ત્રી. [સં.] જુઓ 'યજ્ઞ-કુંડ.'

**યજ્ઞ-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] યજ્ઞ કરવાની જગ્યા, વાડ કરી લીધેલી યજ્ઞ-ભૂમિ

**યજ્ઞશાલી** વિ., પું. [સં.] યજ્ઞ કર્યા કરનાર

**યજ્ઞ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'યજ્ઞ-વિદ્યા.'

**યજ્ઞ-શાળા** જુઓ 'યજ્ઞ-શાલા.' [પરચું રહેનાર

**યજ્ઞ-શીલ** વિ. [સં.] વારંવાર યજ્ઞ કરનારું, યજ્ઞકાર્યમાં રચ્યું-

**યજ્ઞ-શિષ્ટ** વિ. [સં.] યજ્ઞ પૂરો થયે એના પ્રસાદરૂપે બચેલું

**યજ્ઞશિષ્ટાશી** વિ. [+ સં. अशी પું.] યજ્ઞ-શેષ પ્રસાદ તરીકે લેનાર

**યજ્ઞ-શેષ** પું. [સં.] યજ્ઞ પૂરો થયે મળેલો યજ્ઞનો પ્રસાદ

**યજ્ઞ-સત્ર** ન. [સં.] યજ્ઞ જેટલા સમય માટે થવાનો હોય તે સમયનો આખો ગાળો [ત્રિત થયેલ માનવ-સમૂહ

**યજ્ઞ-સભા** સ્ત્રી. [સં.] જુઓ 'યજ્ઞ-શાલા.' (૨) યજ્ઞમાં એક-

**યજ્ઞ-સામગ્રી** સ્ત્રી. [સં.] જુઓ 'યજ્ઞ-દ્રવ્ય.'

**યજ્ઞ-સૂત્ર** ન. [સં.] ઉપવીત, જનોઈ [માટે

**યજ્ઞાર્થ** પું. [+ સં. अर्थ] યજ્ઞનો હેતુ. (૨) ક્રિ.વિ. યજ્ઞને

**યજ્ઞાર્થી** વિ.,પું. [સં.,પું.] યજ્ઞ કરવા માગતો યજમાન

**યજ્ઞાંગભૂત** (યજ્ઞાઙ્ગ-) વિ. [+ સં. अङ्ग-भूत] યજ્ઞના કામમાં સમાવેશ પામેલું [હુતિનું કામ

**યજ્ઞાંત-કર્મ** (યજ્ઞા-ન્ત-) ન. [+ સં. अन्त-कर्म] યજ્ઞની પૂર્ણા-

**યજ્ઞિય** વિ. [સં.] યજ્ઞને લગતું. (૨) દૈવી. (૩) પવિત્ર, શુદ્ધ. (૪) આરાધના કરવા યોગ્ય

**યજ્ઞીય** વિ. [સં.] યજ્ઞને લગતું

**યજ્ઞેશ** પું. [+ સં. ईश] જુઓ 'યજ્ઞ-નારાયણ.'

**યજ્ઞોપવીત** ન. [+ સં. उप-वीत] બ્રાહ્મણે યજ્ઞ-કાર્યો નિમિત્તે જનોઈ ધારણ કરવાનું હોઈને યજ્ઞ માટેનું ઉપવીત, જનોઈ

**યજ્ઞોપવીતી** વિ.,પું. [સં.,પું.] જનોઈવાળો બ્રાહ્મણ
**યતમાન** વિ. [સં.] યત્ન કર્યે જતું, મથ્યા કરતું, પ્રયત્ન-શીલ, સતત મંડ્યું રહેલું
**યતાત્મા** વિ.,પું. [સં. यत + आत्मा] જેણે પોતાના આત્મા-ને કાબૂમાં લીધો હોય તેવો (પુરુષ)
**યતિ** પું. [સં.] જેણે આત્માને કાબૂમાં લીધો હોય તેવો પુરુષ, જિતાત્મા, યતાત્મા. (૨) યોગી (સામાન્ય.) (૩) જૈન સંસારી સાધુ, જતિ. (૪) શ્લોકમાં કે પદ્યની કડીમાં તેમ સંગીતમાં નક્કી સ્થળે ત્યાં ત્યાં લેવાતો વિરામ, 'સિઝર.' (પિં.) (૫) વાક્યમાં તેમ સામાસિક શબ્દોમાં આવતો ઉચ્ચારણ-વિષયક આછો વિરામ, 'જંક્ચર.' (વ્યા.)
**યતિ-ત્વ** ન. [સં.] જતિપણું, યતિ-ધર્મ
**યતિ-દીક્ષા** સ્ત્રી. [સં.] યોગી થવાનો ધાર્મિક વિધિ. (૨) સંન્યસ્તનો વિધિ [નો આચાર
**યતિ-ધર્મ** પું. [સં.] જુઓ 'યતિ-ત્વ.' (૨) યતિએ પાળવા-
**યતિની** વિ.,સ્ત્રી. [સં.] વિરક્ત સ્ત્રી
**યતિ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] શ્લોક કે પદ્યની કડીમાં જ્યાં વિરામ જરૂરી હોય ત્યાં ન લેવામાં આવે એ સ્થિતિ. (એ દોષ છે.). (પિં.) [(સંગીત)
**યતિ-લગ્ન** ન. [સં.] સંગીતનો એ નામનો એક તાલ.
**યતિ-વર, -ર્ય** વિ.,પું. [સં.] શ્રેષ્ઠ યતિ [કરવાનું વ્રત
**યતિ-સાંતપન** (-સાન્તપન) ન. [સં.] એ નામનું ગૃહસ્થે
**યતી** વિ.,પું. [સં.] સંયમી [બાળક
**યતીમ** ન. [અર.] માબાપ વિનાનું નિરાધાર બાળક, અનાથ
**યતીમ-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] અનાથ બાળકોનું આશ્રય-સ્થાન, અનાથાશ્રમ, 'ઑર્ફનેઇજ'
**યતીમી**[1] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] યતીમપણું, અનાથ-તા
**યતીમી**[2] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] અનાથને લગતું
**યતેંદ્રિય** (યતેન્દ્રિય) વિ. [સં. यत + इन्द्रिय] જેણે ઇંદ્રિયોને કાબૂમાં રાખી હોય તેવું, સંયમી
**યત્કિંચન** (યત્કિઞ્ચન), **યત્કિંચિત્** (યત્કિઞ્ચિત્) વિ. [સં.] જે કાંઈ, જેટલું કાંઈ. (૨) ક્રિ.વિ. જરાક, જરાય
**યત્ન** પું. [સં.] પ્રયત્ન, પ્રયાસ, ઉદ્યોગ, ઉદ્યમ, મહેનત. (૨) ખંતપૂર્વકનો શ્રમ. (૩) ઉપાય
**યત્ન-કારી** વિ. [સં.,પું.] યત્ન કરનાર
**યત્ન-પૂર્વક** ક્રિ.વિ. [સં.] યત્ન કરીને, મહેનતથી, પ્રયાસથી
**યત્ન-વાન** વિ. [સં. °वान्, પું.], **યત્ન-શીલ** વિ. [સં.] યત્ન કર્યા કરનારું, મહેનતુ, ઉદ્યોગી, ઉદ્યમી
**યત્ના** સ્ત્રી. [સં.] સાચી સમઝ. (જૈન.)
**યત્ર-તત્ર** ક્રિ.વિ. [સં.] જ્યાં ત્યાં, ઠેકઠેકાણે
**યથા** ઉભ. [સં.,ગુ. માં તત્સમ શબ્દોમાં સમાસના પૂર્વ-પદ તરીકે વ્યાપક] જેમ
**યથા-ઋતુ** ક્રિ.વિ. [સં.] ઋતુને અનુસરીને, ઋતુ પ્રમાણે
**યથા-કર્મ** ક્રિ.વિ. [સં.] કર્મ પ્રમાણે
**યથા-કામ** ક્રિ.વિ. [સં.] ઇચ્છા પ્રમાણે, મનગમતી રીતે
**યથાકામી** વિ. [સં.,પું.] ઇચ્છા પ્રમાણે કરનાર
**યથા-કાલ(-ળ)** ક્રિ.વિ. [સં.] સમય પ્રમાણે, સમયને અનુસરીને [તેમ
**યથા-ક્રમ** ક્રિ.વિ. [સં.] ક્રમ પ્રમાણે, એક પછી એક આવે
**યથા-જ્ઞાન** ક્રિ.વિ. [સં.] સમઝ પ્રમાણે, સમઝવાની શક્તિ પ્રમાણે [(૨) ચોખ્ખે ચોખ્ખું. (૩) સાવ સાચું
**યથાતથ** ક્રિ.વિ. [સં.] જેવું હોય તે પ્રમાણે, અદલોઅદલ.
**યથાતથ-તા** સ્ત્રી. [સં.] યથાતથ હોવાપણું
**યથાતથ-વાદ** પું. [સં.] વાસ્તવિકતા-વાદ
**યથા-તથા** ક્રિ.વિ. [સં.] જેમતેમ કરીને
**યથા-ત્વ** ન. [સં.] જેવું હોવાપણું, યથાસ્થિત હોવું એ, અસલ સ્થિતિ ['પર્સ્પેક્ટિવ' (હ. દ્વા.)
**યથા-દર્શ** પું. [સં.] ચિત્રાદિનું સપાટી ઉપરનું તાદૃશ દર્શન,
**યથા-દર્શન** ન. [સં.] જુઓ 'યથા દર્શ,' 'પર્સ્પેક્ટિવ' (શુ. વિ.) [યોગ્યતા પ્રમાણે
**યથાધિકાર** ક્રિ.વિ. [+ સં. अधि-कार] અધિકાર પ્રમાણે,
**યથાનામા** ક્રિ.વિ. [સં. यथा-नामन्, પ્ર.વિ., એ.વ.] નામ પ્રમાણે [પ્રમાણે
**યથા-નિયમ** ક્રિ.વિ. [સં.] નિયમ પ્રમાણે, ધારા-ધોરણ
**યથાનુક્રમ** ક્રિ.વિ. [+ સં. अनु-क्रम] ક્રમ પ્રમાણે, એક પછી એક આવે તેમ, યથા-ક્રમ
**યથાનુરૂપ** ક્રિ.વિ. [+ સં. अनु-रूप] દેખાવમાં સરખું હોય એમ, સ્વરૂપ પ્રમાણે, બરાબર [વાજબી રીતે
**યથા-ન્યાય** ક્રિ.વિ. [સં.] કાયદા પ્રમાણે, કાયદેસર રીતે,
**યથા-પૂર્વ** ક્રિ.વિ. [સં.] અગાઉ હતું તે પ્રમાણે, અગાઉની જેમ, પહેલાંની જેમ
**યથાપૂર્વ-વાદી** વિ. [સં.,પું.] અગાઉ જેવું હોય તેવું જ થવું કે હોવું જોઈયે એમ માનનારું, 'નો-ચેઇન્જર' (હિં. હિ.)
**યથા-પ્રમાણ** ક્રિ.વિ. [સં.] પ્રમાણસર, યોગ્ય પ્રમાણ મુજબ
**યથાપ્રમાણ-તા** સ્ત્રી. [સં.] યથા-પ્રમાણ હોવાપણું
**યથા-પ્રયોજન** ક્રિ.વિ. [સં.] પ્રયોજન પ્રમાણે, હેતુ પ્રમાણે, પ્રસંગ-વશાત્
**યથા-પ્રસંગ** (-પ્રસઙ્ગ) ક્રિ.વિ. [સં.] પ્રસંગને અનુરૂપ હોય એમ [યથા-મતિ
**યથા-બુદ્ધિ** ક્રિ.વિ. [સં.] અક્કલ પ્રમાણે, સમઝ પ્રમાણે,
**યથા-ભાગ** ક્રિ.વિ. [સં.] પોતપોતાના હિસ્સા પ્રમાણે
**યથા-ભૂત** ક્રિ.વિ. [સં.] જે પ્રમાણે બન્યું હોય એમ
**યથા-મતિ** ક્રિ.વિ. [સં.] જુઓ 'યથા-બુદ્ધિ.' [તેમ
**યથા-યુક્તિ** ક્રિ.વિ. [સં.] બંધ બેસે તે પ્રમાણે, ઠીક લાગે
**યથા-યોગ્ય** ક્રિ.વિ. [સં.] યોગ્ય કે ઉચિત લાગે તે પ્રમાણે
**યથા-રીતિ** ક્રિ.વિ. [સં.] રીત પ્રમાણે, રૂઢિ પ્રમાણે
**યથા-રુચિ** ક્રિ.વિ. [સં.] મનને ગમે કે ભાવે તે પ્રમાણે, ઇચ્છા પ્રમાણે, યથેચ્છ
**યથા-રૂપ** ક્રિ.વિ. [સં.] જુઓ 'યથાનુરૂપ.'
**યથાર્થ** વિ. [+ સં. अर्थ] હોય તેવું, તદ્દન સાચું, 'રિયલ' (દ. બા.), 'કરેક્ટ.' (૨) ઉચિત, યોગ્ય, વાજબી (૩) વાસ્તવિક, સ્વાભાવિક. (૪) ક્રિ.વિ. વાસ્તવિક રીતે
**યથાર્થ-જ્ઞાન** ન. [સં.] વાસ્તવિક જ્ઞાન, સાચી સમઝ
**યથાર્થ-તા** સ્ત્રી. [સં.] યથાર્થ હોવાપણું, વાસ્તવિક-તા,

'વૅલિડિટી'
**યથાર્થતા-વાદ** પું. [સં.] વસ્તુ-વાદ, 'રિયાલિઝમ'
**યથાર્થતાવાદી** વિ. [સં.,પું.] વસ્તુવાદી, 'રિયાલિસ્ટ'
**યથાર્થ-દર્શન** ન. [સં.] જેવું હોય તેવું દેખાવું એ, વાસ્તવિક દર્શન, 'રિયાલિઝેશન,' 'રિયાલિઝમ' (દ. બા.)
**યથાર્થદર્શી** વિ. [સં.,પું.] જેવું હોય તેવું વાસ્તવિક સ્વરૂપ જોનારું, 'રિયાલિસ્ટ' (દ. બા.)
**યથાર્થ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] વસ્તુના વાસ્તવિક સ્વરૂપને સમઝી શકે તેવી બુદ્ધિ
**યથાર્થ-મૂલ્ય** ન. [સં.] વાસ્તવિક કિંમત
**યથાર્થ-લક્ષી** વિ. [સં.,પું.] યથાર્થ-દર્શનને કેંદ્રમાં રાખી રહેલું, 'પર્સ્પેક્ટિવ'
**યથાર્થ-વક્તા** વિ. [સં.,પું.] જેવું હોય તેવું સ્પષ્ટ કહેનારું, સત્ય-વક્તા
**યથાર્થ-વાદ** પું. [સં.] વાસ્તવિકતા-વાદ, 'રિયાલિઝમ'
**યથાર્થવાદી** વિ. [સં.,પું.] વાસ્તવિકતાવાદી, 'રિયાલિસ્ટ'
**યથાવકાશ, યથાવસર** ક્રિ.વિ. [+ સં. अव-काश, अव-सर] સમય કે નવરાશ મળે તે પ્રમાણે
**યથાવત્** ક્રિ.વિ. [સં.] જેમ હોય તેમ જ, અસલ સ્વરૂપ કે સ્થિતિ પ્રમાણે, 'સ્ટેટસ્કો'
**યથાવશ્યક** ક્રિ.વિ. [+ સં. आवश्यक] જરૂરિયાત પ્રમાણે
**યથાવસ્થિત** વિ. [+ સં. अव-स्थित] જેવું હતું તે પ્રમાણે. (૨) અચળ, સ્થિર
**યથા-વિધિ** ક્રિ.વિ. [સં.] વિધિ-વિધાન પ્રમાણે, યથા-રીતિ
**યથા-શક્તિ** ક્રિ.વિ. [સં.] શક્તિ પ્રમાણે, પહોંચ પ્રમાણે, ગજા પ્રમાણે
**યથા-શક્ય** ક્રિ.વિ. [સં.] શક્ય હોય તે રીતે, બની શકે તેટલી કે તેવી રીતે
**યથા-શાસ્ત્ર** ક્રિ.વિ. [સં.] શાસ્ત્ર પ્રમાણે, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે
**યથા-શ્રુત** ક્રિ.વિ. [સં.] સાંભળ્યું હોય તે પ્રમાણે. (૨) મળેલા જ્ઞાન પ્રમાણે
**યથા-સમય** ક્રિ.વિ. [સં.] સમયને અનુરૂપ, સમયાનુસાર
**યથા-સંપ્રદાય** (-સમ્પ્રદાય) ક્રિ.વિ. [સં.] ચાલી આવતી રૂઢિ પ્રમાણે, રિવાજ પ્રમાણે. (૨) પોતપોતાના ધર્મ-સંપ્રદાય-પંથ પ્રમાણે
**યથા-સંભવ** (-સમ્ભવ) ક્રિ.વિ. [સં.] જુઓ 'યથા-શક્ય.'
**યથા-સામર્થ્ય** ક્રિ.વિ. [સં.] જુઓ 'યથા-શક્તિ.'
**યથા-સ્થાન** ક્રિ.વિ. [સં.] યોગ્ય સ્થાન પ્રમાણે. (૨) અસલ સ્થાન ઉપર
**યથા-સ્થિત** ક્રિ.વિ. [સં.] જેવી સ્થિતિમાં હતું તે પ્રમાણે, પૂર્વવત્, અસલ મુજબ
**યથાસ્થિત-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] યથાસ્થિત હોવાપણું
**યથા-સ્થિતિ** ક્રિ.વિ. [સં.] જુઓ 'યથા-સ્થિત.'
**યથેચ્છ** ક્રિ.વિ. [+ સં. इच्छा, અવ્યયી.], **-ચ્છા** ક્રિ.વિ. [સં. यथेच्छ; આ ગુ. સમાસ] ઇચ્છા પ્રમાણે, યથા-રુચિ (૨) મનસ્વી, 'આર્બિટ્રરી'
**યથેચ્છ(-ચ્છા)ચારી** વિ. [સં. यथेच्छ-चारी પું.] પોતાની ઇચ્છા પ્રમાણે કરનારું, મન-મોજી, મન-ચલું
**યથેચ્છિત** વિ. [+ સં. इच्छित નથી થતું, इष्ट થાય], **યથેષ્ટ** ક્રિ.વિ. [+ સં. इष्ट] ઇચ્છા કરી હોય તે પ્રમાણેનું. (૨) ક્રિ.વિ. ઇચ્છાનુરૂપ
**યથેષ્ટ** વિ. [સં. यथा + इष्ट] ઇચ્છા મુજબનું, મનગમતું
**યથેષ્ટ-આદેષ્ટા** વિ. [સં.,પું., સંધિવિના] ઇચ્છા પ્રમાણે હુકમ કરનાર, 'ડિક્ટેટર' (હિ.હિ.)
**યથોક્ત** વિ. [+ સં. उक्त] કહ્યું હોય તે પ્રમાણેનું
**યથોચિત** ક્રિ.વિ. [+ સં. उचित] જુઓ 'યથા-યુક્ત,' 'યથા-યોગ્ય.'
**યથોત્તર** ક્રિ.વિ. [+ સં. उत्तर] જુઓ 'યથા-ક્રમ.'
**યદપિ** ઉભ. [સં. यद् + अपि] જોકે, યદ્યપિ, અગર-જો
**યદા** ઉભ. [સં.] જ્યારે. (પદ્યમાં.)
**યદિ** ઉભ. [સં.] જો. (પદ્યમાં.)
**યદિ-તા** સ્ત્રી. **-ત્વ** ન. [સં.] બારો કે એવો ભાવ, 'જો-તો'નો ખ્યાલ કે ધારણા
**યદિ-વિચારણા** સ્ત્રી. [સં.] શરત-પૂર્વકનો વિચાર. (અ.ક.)
**યદુ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ચંદ્રવંશી રાજા યયાતિનો દેવયાનીમાં થયેલો પુત્ર અને યાદવોનો ગણાયેલો પૂર્વજ. (સંજ્ઞા.)
**યદુ-કુલ(-ળ)** ન. [સં.] યદુરાજાનો વંશ, યાદવ-કુળ
**યદુ-નંદન** (-નન્દન) પું. [સં.] યદુના વંશના પુત્ર-શ્રીકૃષ્ણ (મુખ્યત્વે રૂઢ)
**યદુ-પતિ** પું. [સં.] યાદવોના સ્વામી શ્રીકૃષ્ણ
**યદુ-પુરી** સ્ત્રી. [સં.] યાદવોની નગરી દ્વારવતી–દ્વારકા
**યદુ-રાજ** પું. [સં.], **-ય** પું. [સં. °राज> પ્રા. राय, પ્રા. તત્સમ], **યદુ-વર,-ર્ય** પું. [સં.] જુઓ 'યદુ-નાથ.'
**યદુ-વંશ** (-વંશ) પું. [સં.] જુઓ 'યદુ-કુલ.'
**યદચ્છયા** ક્રિ.વિ. [સં. यदृच्छा, ત્રી. વિ., એ.વ.] દૈવ-યોગે. (૩) અકસ્માત્
**યદચ્છા** સ્ત્રી. [સં.] દૈવેચ્છા, દૈવ-યોગ. (૨) કુદરત. (૩) સ્વેચ્છા
**યદ્યપિ** ઉભ. [સં. यदि + अपि] જુઓ 'યદપિ.'
**યદ્વા-તદ્વા** ક્રિ.વિ. [સં. यद् + वा + तद् + वा] જેમ ફાવે તેમ, ઢંગ-ધડા વિનાનું, અર્થ-વગરનું
**યમ**[1] પું. [સં.] ઇંદ્રિયો ઉપરનો કાબૂ. (૨) યોગનાં આઠ અંગોમાંનું એક. (યોગ.) (૩) અહિંસા સત્ય બ્રહ્મચર્ય અપરિગ્રહ અને અસ્તેય એ પાંચમાંનો તે તે સંયમ. (૪) દક્ષિણ દિશાના લોકપાલનું નામ. (સંજ્ઞા.) (૫) નરકનો અધિષ્ઠાતા દેવ, ધર્મરાજ. (સંજ્ઞા.) (૬) ઋગ્વેદનો એક ઋષિ. (સંજ્ઞા.)
**યમ**[2] પું., બ.વ. [સં.] જોડિયા વ્યંજન. (વ્યા.) (૨) ન. જોડું, યુગલ, જોડકું, 'ટ્વિન'
**યમક** પું. [સં.] ગદ્ય-પદ્યમાં વર્ણોની ચોક્કસ પ્રકારની કાનને પ્રિય લાગે તેવી માંડણી, એક શબ્દાલંકાર, 'રહાઇમ' (ન.ભો.), (કાવ્ય.)
**યમ-કાય** વિ. [સં.] જમના જેવા જખ્ખર શરીરવાળું
**યમકિત** વિ. [સં.] જેમાં યમકની ગોઠવણી (શબ્દાલંકારની) કરવામાં આવી છે તેવું. (કાવ્ય.)
**યમ-કિંકર** (-કિઙ્કર) પું. [સં.] યમરાજનો તે તે દૂત
**યમ-ઘંટ** (-ઘણ્ટ) પું. [સં.] પંચાંગમાં આવતો એક ભારે અવયોગ. (રવિવારે મઘા કે ફાલ્ગુની, સોમવારે પુષ્ય કે અશ્લેષા, મંગળવારે જયેષ્ઠા અનુરાધા ભરણી કે અશ્વિની, બુધવારે હસ્ત કે આર્દ્રા, ગુરુવારે પૂર્વાષાઢા

રેવતી કે રોહિણી, અને શનિવારે શતભિષા કે શ્રવણ નક્ષત્ર આવતાં હોય ત્યારે આ અવજોગ કહેવાય છે. રવિવારે મઘા, સોમવારે વિશાખા, મંગળવારે આર્દ્રા, બુધવારે મૂલ, ગુરુવારે કૃત્તિકા, શુક્રવારે રોહિણી, અને શનિવારે હસ્ત નક્ષત્ર હોય ત્યારે પણ આ અવજોગ કહ્યો છે.) (જ્યો.) [સજા

**યમ-દંડ** (-દણ્ડ) પું. [સં.] યમરાજે પાપી જીવાત્માને કરેલી

**યમ-દંષ્ટ્રા** (-દંષ્ટ્રા) સ્ત્રી. [સં.], ૦ **યોગ** પું. [સં.] એ નામનો એક અશુભ યોગ. (બીજને દિવસે અનુરાધા, ત્રીજે ત્રણ ઉત્તરામાંનું એક, પાંચમે મઘા, સાતમે હસ્ત અને મૂલ, આઠમે રોહિણી, તેરસે ચિત્રા અને સ્વાતિ નક્ષત્રો હોય ત્યારે આ અવજોગ.) (જ્યો.)

**યમ-દૂત** પું. [સં.] જુઓ 'યમ-કિંકર.'

**યમ-દેવ** પું. [સં.] 'યમ[૧](૫).' [(સંજ્ઞા.)

**યમ-દ્વિતીયા** સ્ત્રી. [સં.] કાર્તિક સુદિ બીજ, ભાઈબીજ.

**યમ-ધારે** ન. [સં.] બન્ને બાજુ ધારવાળું એક હથિયાર

**યમન** પું. [અર.] એ નામનો એક પ્રાંત. (૨) (એ દેશની આયાત હોઈ) એ નામનો કલ્યાણ રાગનો એક પ્રકાર, ઇમન. (સંગીત.)

**યમન-કલ્યાણ** પું. [+ સં.] જુઓ 'યમન(૨).'

**યમ-નિયમ** પું., બ.વ. [સં.] અષ્ટાંગ-યોગનાં પહેલાં બે અંગ એ યમ અને શૌચ સંતોષ તપ સ્વાધ્યાય તથા ઈશ્વર-પ્રણિધાન એ નિયમ ['યમ-દંડ.')

**યમ-પાશ** પું. [સં.] મૃત્યુના દેવ—યમરાજનો ફાંસલો (જુઓ

**યમ-પુરી** સ્ત્રી. [સં.] યમરાજની કાલ્પનિક રાજધાની, જમપુરી, સંયમની

**યમ-પુરુષ** પું. [સં.] જુઓ 'યમ-દૂત'- 'યમ-કિંકર.'

**યમ-યાતના** સ્ત્રી. [સં.] નરકમાં જીવને પોતાનાં પાપોનાં ફળ ભોગવતાં થતું કહેવાતું પારાવાર કષ્ટ

**યમ-રાજ** પું. [સં.] જુઓ 'યમ[૧](૫).'

**યમ-રાત્રિ(-ત્રી)** સ્ત્રી. [સં.] મોતરૂપી રાત

**યમલ** ન. [સં.] જોડકું, બેલડું, 'ટ્વિન'

**યમલ-યોગ** પું. [સં.] એક અવજોગ. (બીજ રવિવાર અને મઘા નક્ષત્ર, સાતમ શનિવાર અને ચિત્રા નક્ષત્ર, તથા બારસ મંગળવાર અને ધનિષ્ઠા નક્ષત્ર-આવો સંયોગ). (જ્યો.)

**યમલાર્જુન** પું.,બ.વ. [+ સં અર્જુન] ભાગવત પુરાણ પ્રમાણે નારદના શાપથી નલકૂબર અને મણિગ્રીવ નામના બે યક્ષ (આંજણાના જોડિયા ઝાડરૂપે વૃંદાવનમાં ઊગ્યા હતા અને જેનો શ્રીકૃષ્ણે બંધાયેલા ખાંડણિયા સાથે વચ્ચેથી નીકળી ઉદ્ધાર કર્યો હતો.)

**યમ-લોક** પું. [સં.] યમનો લોક, નરક. [૦માં **પહોંચાડવું** (-પોંચાડવું), ૦ **મોકલવું** (રૂ.પ્ર.) મારી નાખવું]

**યમ-સદન** ન. [સં.] યમરાજનું ઘર. (જુઓ 'યમ-લોક')

**યમી** સ્ત્રી. [સં.] ઋગ્વેદમાં આવતા યમની નાની બહેન.(સંજ્ઞા.)

**યમુના** સ્ત્રી. [સં.] હિમાલયનાં જમ્નોત્તરી શિખરોમાંથી નીકળતી પવિત્ર નદી, કાલિંદી. (સંજ્ઞા.) (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે શ્રીકૃષ્ણની અંતર્ગત પ્રિયાઓમાંની ચોથી પ્રિયા. (સંજ્ઞા.)

**યમુના-જી** ન., બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે.] જુઓ 'યમુના(૨).'

**યયાતિ** પું. [સં.] ઐલવંશના રાજા નહુષનો પુત્ર રાજા યયાતિ કે જે દેવયાની અને શર્મિષ્ઠાને પરણેલો ('યદુ' 'પુરુ' વગેરેનો પિતા.) (સંજ્ઞા.)

**યયો** પું. જુઓ 'ય-કાર.'

**યરવડા-ચક્ર** ન. ['યરવડા' પૂના પાસેનું ગામ + સં.] ગાંધીજીએ યરવડા જેલમાંથી વિકસાવેલો હાથે કાંતવાનો રેંટિયો, પેટી-રેંટિયો

**યવ** પું. [સં.] ઘઉંના જેવું એક ધાન્ય, જવ. (૨) એક નાનું માપ. (૨) જવના આકારનું આંગળીઓના વેઢામાંનું એક ચિહ્ન [(દવામાં વપરાય છે.)

**યવ-ક્ષાર** પું. [સં.] જવમાંથી નીકળતો એક પ્રકારનો ક્ષાર.

**યવન** પું. [સં. ગ્રીક 'યૂનાન.'] ગ્રીક દેશનો પ્રાચીન વતની. (સંજ્ઞા.). (૨) સર્વસામાન્ય મ્લેચ્છ જાતિનો પુરુષ

**યવનાની** સ્ત્રી. [સં.] યવન-લિપિ

**યવનિકા** સ્ત્રી. [સં.] જુઓ 'યવની.' (૨) જુઓ 'જવનિકા.'

**યવની** સ્ત્રી. [સં.] યવન જાતિની સ્ત્રી. (૨) મ્લેચ્છ સ્ત્રી

**ય-વર્ણ** પું. [સં.] જુઓ 'યકાર.'

**યવાગૂ** સ્ત્રી. [સં.] કાંજી, રાબ. (૨) ઓસામણ

**યવિષ્ઠ** વિ. [સં.] ઉંમરે ખૂબ નાનું

**યશ** પું. [સં. यशस्, ન.] જશ, કીર્તિ, પ્રતિષ્ઠા, આબરુ, ખ્યાતિ, 'ફેઇમ.' (૨) (લા.) સિદ્ધિ, જય. (૩) સાખ, આંટ, 'ક્રેડિટ.' [૦ **કમાવો**, ૦ **પામવો**, ૦ **મળવો**,૦ **લૂ(-લૂં)ટવો** (રૂ.પ્ર.) પ્રખ્યાત થવું. ૦ **આપવો** (રૂ.પ્ર.) પ્રશંસા કરવી]

**યશસ્કર** વિ. [સં.] યશ અપાવનારું

**યશસ્કીર્તિ** સ્ત્રી. [સં.] જશની વિખ્યાતિ

**યશસ્વતી** વિ., સ્ત્રી. [સં.] યશવાળી સ્ત્રી

**યશસ્વાન** વિ. [સં. यशस्वान्, પું.] યશસ્વી કીર્તિવાળું

**યશસ્વિ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'યશ.'

**યશસ્વિની** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'યશસ્વતી.'

**યશસ્વી** વિ, [સં.,પું.] જુઓ 'યશસ્વાન.'

**યશઃકાય** પું. [સં. यशस् + काय] યશરૂપી શરીર

**યશઃપ્રકાશક** વિ. [સં. यशस् + प्रकाशक] જશ પ્રગટ કરનારું

**યશઃપ્રાપ્તિ** સ્ત્રી. [સં. यशस् + प्राप्ति] જુઓ 'યશો-લાભ.'

**યશઃશરીર** ન. [સં. यशस् + शरीर] જુઓ 'યશઃકાય.'

**યશઃશાલી** વિ. [સં. यशस् + शाली, પું.] જશનામી, જશ મેળવે તેવું ['યશસ્વાન.'

**યશાળું** વિ. [જુઓ 'યશ' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ

**યશો-ગાન, યશો-ગીત** ન. [સં. यशस् + गान ,गीत, સંધિથી] કીર્તિનું ગાણું

**યશોદા** સ્ત્રી. [સં. यशस् + दा, સંધિથી] ભાગવત પુરાણ પ્રમાણે વ્રજભૂમિના નંદ આહીરની પત્ની અને કૃષ્ણ- બલદેવની પાલક માતા, જશોદા. (સંજ્ઞા.)

**યશો-ધન** ન. [સં. यशस् + धन, સંધિથી] જશરૂપી પૈસો. (૨) વિ. યશ જ માત્ર જેને મન પૈસા છે તેવું

**યશોધરા** સ્ત્રી. [સં. यशस् + धरा, સંધિથી] ભગવાન બુદ્ધની પત્ની. (સંજ્ઞા.)

**યશો-ભાગી** વિ. [સં. यशस् + भागी, સંધિથી] જશનો ભાગી, કીર્તિ મેળવનાર [પ્રત્યય] જુઓ 'યશોદા.'
**યશોમતી** સ્ત્રી. [સં. यशस् + मत्, સંધિથી + સં. 'ई' સ્ત્રી-
**યશો-લાભ** પું. [સં. यशस् + लाभ, સંધિથી] કીર્તિની પ્રાપ્તિ
**યશો-લિપ્સા, યશો-વાંછા** (-વાન્છા) સ્ત્રી. [સં. यशस् + लिप्सा, वान्छा, સંધિથી] યશની કામના, જશની લાલસા, કીર્તિની વાસના
**યશો-વૃત્તિ** સ્ત્રી. [સં. यशस् + वृत्ति, સંધિથી] માત્ર કીર્તિ મેળવવાનું વલણ કે ભાવના. (૨) વિ. યશ માત્ર મળે એવી ભાવનાવાળું, 'ઑનરરી.' (મ.ર.)
**ય-શ્રુતિ** સ્ત્રી. [સં.] 'ય'કારનું લઘુપ્રયત્ન ઉચ્ચારણ; જુઓ 'ય[1]'-'ગ્લાઇડ.'
**યષ્ટિ,** ૦કા સ્ત્રી. [સં.] ડાંખળી. (૨) સળી. (૩) લાકડી, લાઠી. (૪) દંડ. (૫) થંભ. (૬) પાળિયો
**યષ્ટિકાસન** ન, [+ સં. आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)
**યષ્ઠી** સ્ત્રી. [સં.] જુઓ 'યષ્ટિ.'
**યહૂદી** પું. [ફા.] પેલેસ્ટાઇનનો મૂળ વતની, 'જયૂ'
**યહોવાહ** પું. [હિબ્રૂ.] સર્વસમર્થ દેવ, પરમેશ્વર. (૨) યહૂદીઓનો એકમાત્ર દેવાધિદેવ (જેને ટૂંકમાં 'યાહ્વે' પણ કહે છે.) (સંજ્ઞા.)
**યંત્ર** (યન્ત્ર) ન. [સં.] સંચો, સાંચો, 'મશીન.' (ન.મો.-એ પું.માં પ્રયોગ કર્યો છે: 'યંત્ર આ બ્રહ્માંડનો.'). (૨) યાંત્રિક કોઈ પણ પ્રકારની રચના, કાળસો. (૩) તાંત્રિક સાંકેતિક લખાણ, તાવીજ
**યંત્ર-ઇજનેર** (યન્ત્ર-) પું. [+ જુઓ 'ઇજનેર.'] યાંત્રિક વિદ્યાનો જાણકાર, 'મિકેનિકલ એન્જિનિયર'
**યંત્રક** (યન્ત્રક) ન. [સં.] કોઈ પણ નાનું યાંત્રિક સાધન. (૨) ઘા વગેરે ઉપર બંધાતો પાટો [થતું કાર્ય
**યંત્ર-કામ** (યન્ત્ર-) ન. [+ જુઓ 'કામ.[2]'] સંચાની મદદથી
**યંત્ર-કાર** (યન્ત્ર-) વિ. [સં.] સાંચા તૈયાર કરનાર, 'મિકેનિક'
**યંત્ર-ગણક** (યન્ત્ર-) વિ. [સં.] યંત્ર દ્વારા ગણતરી કરનાર, 'કૉમ્પ્યુટર'
**યંત્ર-ગતિ** (યંત્ર-) સ્ત્રી. [સં.] સંચાનો વેગ
**યંત્ર-જ્ઞ** (યન્ત્ર-) વિ. [સં.] જુઓ 'યંત્ર-કાર.'
**યંત્રણ** (યન્ત્રણ) ન. [સં.] કાબૂમાં રાખવું એ, નિયંત્રણ
**યંત્રણા** (યન્ત્રણા) સ્ત્રી. [સં.] જુઓ 'યંત્રણ.' (૨) પીડા, તકલીફ, વેદના, વ્યાધિ
**યંત્ર-નાદ** (યન્ત્ર-) પું. [સં.] 'મિકેનિસ્ટિક' (આ.બા.)
**યંત્ર-નિયામક** (યન્ત્ર-) વિ. [સં.] યંત્ર કે યંત્રોને કાબૂમાં રાખનાર ['હૉર્સ-પાવર'
**યંત્ર-બલ(-ળ)** (યન્ત્ર-) ન. [સં.] યંત્ર-શક્તિ, યંત્રની તાકાત,
**યંત્ર-યુગ** (યન્ત્ર-) પું. [સં.] જેમાં વ્યવહારનાં સમગ્ર કામ યંત્રોથી થાય છે તેવો સમય, યંત્રોનો જમાનો
**યંત્ર-રચના** (યન્ત્ર-) સ્ત્રી. [સં.] યંત્ર બનાવવાની ક્રિયા, યંત્રના ભાગ ગોઠવવાની ક્રિયા, 'મિકેનિઝમ'
**યંત્ર-વત્** (યન્ત્ર-) ક્રિ.વિ. [સં.] અટકયા સિવાય યંત્ર એકધારું કામ આપ્યે જાય એ પ્રકારે એવી રીતે કામ આપ્યે જવું એમ. (૨) ચૈતન્ય-હીન રીતે
**યંત્ર-વાદ** (યન્ત્ર-) પું. [સં.] જગતનાં બધાં કામ માત્ર યંત્રોની મદદથી જ થાય એવો મત-સિદ્ધાંત
**યંત્રવાદી** (યન્ત્ર) વિ. [સં.,પું.] યંત્રવાદમાં માનનારું
**યંત્ર-વાહન** (યન્ત્ર-) ન. [સં.] યાંત્રિક બળથી ચાલતું યાન (જમીન ઉપરનું તેમ પાણી ઉપરનું પણ)
**યંત્ર-વિજ્ઞાન** (યન્ત્ર-) ન. [સં.] જુઓ 'યંત્ર-વિદ્યા,' 'ક્વૉન્ટમ મિકેનિક્સ' (હ. ભાયાણી)
**યંત્ર-વિદ્યા** (યન્ત્ર-) સ્ત્રી [સં.] સંચા તૈયાર કરવા અને સુધારવા તેમ ચલાવવાને લગતું શાસ્ત્ર, 'મિકેનિક્સ' (પો.ગો.) [સ્થળ, કારખાનું, 'ફૅક્ટરી'
**યંત્ર-શાલા(-ળા)** (યન્ત્ર-) સ્ત્રી. [સં.] યંત્રો તૈયાર કરવાનું
**યંત્ર-શાસ્ત્ર** (યન્ત્ર-) ન. [સં.] જુઓ 'યંત્ર-વિદ્યા.'
**યંત્રશાસ્ત્રી** (યન્ત્ર-) વિ. [સં.,પું.] યંત્ર-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, 'એન્જિનિયર,' 'મિકેનિક' [સાધન
**યંત્ર-સામગ્રી** (યન્ત્ર-) સ્ત્રી. [સં.] યંત્રો-સાંચાઓને લગતાં
**યંત્ર-સાળ** (યન્ત્ર-) સ્ત્રી. [+ જુઓ 'સાળ.'] યાંત્રિક સાધનોથી ચાલતી વણવાની સાળ, 'પાવર-લૂમ'
**યંત્રાનુલેખન** (યન્ત્રાનુ-) ન. [+ સં. अनु-लेखन] યંત્રની સહાયથી આંકડા લખવાની ક્રિયા, 'મિકેનોગ્રાફ'
**યંત્રારૂઢ** (યન્ત્રા-) વિ. [+ સં. आ-रूढ] યંત્રના આધારે ગતિમાં રહેતું, યંત્ર ઉપર મૂકવામાં આવેલું કે ચડીને રહેલું
**યંત્રાલય** (યન્ત્રા-) ન. [+ સં. आलय, પું.,ન.] જુઓ 'યંત્ર-શાલા.' (૨) યંત્રોથી માલ તૈયાર થતો હોય તેવું સ્થાન, 'ફૅક્ટરી'
**યંત્રાલેખન** (યન્ત્રા-)ન. [+સં. आ-लेखन] જુઓ 'યંત્રાનુલેખન.' (૨) યંત્રની મદદથી ચિત્ર દોરવું એ, 'મશીન-ડ્રૉઇંગ' (ગુ.વિ.)
**યંત્રિત** (યન્ત્રિત) વિ. [સં.] નિયમમાં રાખેલું, અંકુશ નીચે લીધેલું [રાખનાર
**યંત્રી** (યન્ત્રી) વિ. [સં.,પું.] નિયમમાં રાખનાર, અંકુશમાં
**યંત્રોદ્યોગ** (યન્ત્રોદ્યોગ) પું. [+ સં. उद्योग] સંચાઓ મારફત કારખાનાંઓનો ધંધો-રોજગાર
**યંત્રોદ્યોગવાદ** (યન્ત્રોદ્યોગ-) પું. [સં.] બધા જ પ્રકારનું ઉત્પાદન કેવળ સંચાઓની મદદથી જ થવું જોઇયે કે કરવું જોઇયે એવો મત-સિદ્ધાંત, 'ઇન્ડસ્ટ્રિયાલિઝમ'
**યંત્રોદ્યોગવાદી** (યન્ત્રોદ્યોગ-) વિ. [સં.] 'યંત્રોદ્યોગ-વાદ'માં માનનારું, 'ઇન્ડસ્ટ્રિયાલિસ્ટ' [શાસ્ત્ર, 'ટેક્નોલોજી'
**યંત્રોદ્યોગ-વિદ્યા** (યન્ત્રો-) સ્ત્રી. [સં.] યાંત્રિક હુન્નરોને માટેનું
**યંત્રોદ્યોગ-શાસ્ત્રી** વિ. [સં.,પું.] યાંત્રિક હુન્નરનું જ્ઞાન ધરાવનાર નિષ્ણાત, 'ટેક્નોલોજિસ્ટ'
**યંત્રોદ્યોગ-શિક્ષક** (યન્ત્રો-) પું. [સં.] યાંત્રિક હુન્નરોની વિદ્યા શીખવનાર, 'ટેક્નોલોજિસ્ટ'
**યંત્રોદ્યોગ-શિક્ષણ** (યન્ત્રો-) ન. [સં.] યાંત્રિક વિદ્યાની કેળવણી, 'ટેક્નિકલ એજ્યુકેશન'
**યા[1]** કે.પ્ર. [અર.] અરે, હો, ઓ
**યા[2]** ઉભ. [ફા.] અથવા, અગર, કે, વા, યાને, યાતો
**યાક** ન. [અં.] હિમાલય પ્રદેશમાં ઊંચાઈ ઉપર થતું ગાય-બળદના પ્રકારનું એક પશુ, ચમરી ગાય કે બળદ

**યાકૂત** ન. [અર.] એક જાતનો કિંમતી રાતો પથ્થર, માણેક

**યાકૂતી** સ્ત્રી. [અર.] ચમત્કારિક દવા

**યાગ** પું. [સં.] જુઓ 'યજ્ઞ.'

**યાગ-વિધિ** પું., સ્ત્રી. [સં.,પું.] જુઓ 'યજ્ઞ-વિધિ.'

**યાચક** વિ. [સં.] માગનાર, માગણી કરનાર. (૨) માગણ, ભિખારી, ભિક્ષુક, જાચક

**યાચક-પ્રિય** વિ. [સં.] જેને માગણો વહાલા છે તેવું

**યાચક-વૃત્તિ** સ્ત્રી. [સં.] ભીખ માગવાનું વલણ. (૨) ભીખ માગી ભરણ-પોષણ મેળવવાનો ધંધો

**યાચન** ન., -**ના** સ્ત્રી. [સં.] માગવાની ક્રિયા. (૨) કાલાવાલા, આજીજી

**યાચવું** સ.ક્રિ. [સં. याच्, તત્સમ] માગવું. (૨) ભીખ માગવી. (૩) કાલાવાલા કરવા, આજીજી કરવી. **યચાવું** કર્મણિ., ક્રિ. **યચાવવું** પ્રે.,સ.ક્રિ.

**યાચિત** વિ. [સં.] માગી લીધેલું. (૨) જેની પાસે માગવામાં આવ્યું છે તે [કરાવનાર માણસ

**યાજક** વિ., પું. [સં.] યજ્ઞ કરનાર માણસ. (૨) યજ્ઞ

**યાજન** ન. [સં.] યજ્ઞ કરાવવો એ, યજ્ઞ કરાવવાનું કાર્ય

-**યાજી** વિ.,પું. [સં.,પું.] જુઓ 'યાજક.' સમાસને અંતે 'સોમ-યાજી,' 'અશ્વમેધ-યાજી' વગેરે.

**યાજુષ** વિ. [સં.] યજુર્વેદને લગતું

**યાજ્ઞવલ્ક્ય** પું. [સં.] ઉપનિષત્કાલના એક બ્રહ્મવેત્તા ઋષિ—એક સ્મૃતિના પણ કર્તા. (સંજ્ઞા.)

**યાજ્ઞસેની** સ્ત્રી. [સં.] દ્રુપદ-રાજા યજ્ઞસેનની પુત્રી—દ્રૌપદી (પાંડવોની પત્ની). (સંજ્ઞા.)

**યાજ્ઞિક** વિ. [સં.] યજ્ઞને લગતું, યજ્ઞિય. (૨) પું. જુઓ 'યાજક.' [કરાવવાનો વ્યવસાય

**યાજ્ઞિકી** સ્ત્રી. [સં.] યજ્ઞને લગતી તે તે ક્રિયા. (૨) યજ્ઞ

**યાજ્ય** વિ. [સં.] યજ્ઞ-સંબંધી, યજ્ઞને લગતું. (૨) યજ્ઞમાં હોમવા માટેનું

**યાતના** સ્ત્રી. [સં.] પીડા, વેદના, વ્યાધિ

**યાતના-દેહ** પું. [સં.] મરણ પછી નરક વગેરેમાં દુઃખ ભોગવવાને માટે ધરાયો મનાતો દેહ, લિંગ-દેહ

**યાત-યામ** વિ. [સં.] જેના ઉપરથી એક પ્રહર પસાર થઈ ગયો હોય તેવું રાંધેલું, વાસી

**યાતાયાત** ન. [સં. यात+आ-यात] જવું અને આવવું એ, ધક્કા, આવ-જા [પુરુષ

**યાતુધાન** પું. [સં.] ભૂત-પિશાચની કોટિનો-મનાયેલ યોનિનો

**યાતુધાની** સ્ત્રી. [સં.] યાતુધાન સ્ત્રી

**યાતૃ** સ્ત્રી. [સં. याता પ. વિ.,એ.વ., મૂળ શબ્દ यातृ] દેરાણી-જેઠાણી. (૨) ન. યાત્રિક, જાત્રાળુ

**યાતૃક** વિ.,ન. [સં.] યાત્રિક, જાત્રાળુ, મુસાફર

**યા-તો** ઉભ. [જુઓ 'યા[૨]'+'તો.'] જુઓ 'યા.[૨]'

**યાત્રા** સ્ત્રી. [સં.] ચાલીને જવું એ, કૂચ, પગપાળા પ્રવાસ. (૨) વાહનમાં બેસી જવું એ, મુસાફરી. (૩) ધાર્મિક નિમિત્તે તીર્થોમાં દર્શન સ્નાન વગેરે માટે જવું એ. (૪) સરઘસ. (૫) ભરણ-પોષણનો માર્ગ

**યાત્રા-ધામ** ન. [સં.] તીર્થ-સ્થાન, 'પિલ્ગ્રિમ સેન્ટર'

**યાત્રા-પથ** પું. [સં.] યાત્રાનો માર્ગ [લેવાતો કર

**યાત્રા-વેરો** પું. [+જુઓ 'વેરો.'] યાત્રાનાં સ્થાનો પર

**યાત્રા-સ્થલ**(-ળ) ન. [સં.] જુઓ 'યાત્રા-ધામ.'

**યાત્રાળુ** વિ., ન. [+ગુ. 'આળુ' ત.પ્ર.], **યાત્રિક** વિ., ન. [સં.], **યાત્રી** વિ.,ન. [સં.,પું.] જુઓ 'યાતૃ(૨).'

**યાત્રોત્સવ** વિ. [સં. यात्रा+उत्सव] યાત્રાના સ્થાન ઉપરનો ઓચ્છવ, મેળો, 'ફેસ્ટિવલ,' 'ફેર' [સાચી હકીકત

**યાથાતથ્ય** ન. [સં.] યથાતથપણું, યથાર્થતા, વાસ્તવિકતા,

**યાથાત્મ્ય, યાથાર્થ્ય** ન. [સં.] સત્યતા, સાચાપણું

**યાદ** સ્ત્રી. [ફા.] સ્મૃતિ, સ્મરણ, સરત. [૦ **આપવું**, ૦ **કરાવવું**, ૦ **લાવવું** (રૂ.પ્ર.) સંભારી આપવું, સ્મરણ કરાવવું. ૦ **આવવું** (રૂ.પ્ર.) સ્મરણ થવું. ૦ **કરવું** (રૂ.પ્ર.) સ્મરણ કરવું, સ્મૃતિમાં લાવવું. (૨) ગોખી નાખવું, ૦ **રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) ધ્યાનમાં હોવું. (૨) મુખ-પાઠ થવું. ૦ **રાખવું** (રૂ.પ્ર.) ધ્યાનમાં લેવું. (૨) સ્મરણમાં રહે એમ કરવું. ૦ **હોવું** (રૂ.પ્ર.) સ્મરણમાં હોવું]

**યાદ-ગાર** વિ. [ફા.] યાદ રહી જાય તેવું. (૨) યાદ આવ્યા કરે—કરાવ્યા કરે તેવું (સ્મારક)

**યાદગારી** વિ. [ફા.] યાદગાર રહેવાની સ્થિતિ

**યાદગીરી** સ્ત્રી. [ફા.] સ્મરણ સદા રહે એવી ક્રિયા કે સ્થિતિ, સ્મૃતિ, સ્મરણ, સંભારણું

**યાદ-દાસ્ત** સ્ત્રી. [+ફા. દાશ્ત્], -**સ્તી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] યાદ-શક્તિ, સ્મરણ-શક્તિ, 'મેમરી'

**યાદ-પત્ર** પું. [+સં., ન.] યાદ તાજી કરાવનારો બીજો ત્રીજો વગેરે કાગળ, સ્મૃતિ-પત્ર, 'રિમાઇન્ડર' (વિ.ક.)

**યાદવ** પું. [સં.] એલવંશના યદુ રાજાના યદુવંશમાં થયેલ તે તે પુરુષ. (સંજ્ઞા.)

**યાદવાસ્થળી** સ્ત્રી. [સં. यादवस्थली] (લા.) યાદવોની અંદર અંદરની પ્રભાસ ક્ષેત્રમાં લડાયેલી મનાતી લડાઈ. (૨) (લા.) આંતર-વિગ્રહ, 'સિવિલ વૉર' (દ.બા.).

**યાદવી**[૧] સ્ત્રી. [સં.] યદુકુળની વંશજ સ્ત્રી. (૨) યદુકુળમાં પરણીને આવેલી સ્ત્રી, યાદવ-પત્ની. (૩) જુઓ 'યાદવાસ્થળી.' [લગતું

**યાદવી**[૨] વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.], -**વીય** વિ. [સં.] યાદવોને

**યાદવેંદ્ર** (યાદવેન્દ્ર) પું. [+ સં. इन्द्र] યાદવોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ

**યાદ-શક્તિ** સ્ત્રી. [જુઓ 'યાદ'+સં.] જુઓ 'યાદ-દાસ્ત.'

**યાદી** સ્ત્રી. [ફા.] સ્મૃતિ, સ્મરણ. (૨) યાદ કરી લખેલ નોંધ, ટીપ, 'લિસ્ટ,' 'પેનલ.' (૩) યાદ કરાવવાની ક્રિયા. (૪) યાદી નોંધવાની પુસ્તિકા, નોંધપોથી, 'કૅટેલૉગ.' (૫) અનુસૂચિ, 'શેડ્યૂલ.' (૬) જાહેર નિવેદન (સરકારી), 'પ્રેસ-નોટ,' 'કૉમ્યુનિક'

**યાદી-કાર** વિ. [+સં.] યાદી તૈયાર કરનાર, નોંધ લખનાર

**યાદી-ગત** વિ. [+સં.] યાદીમાં નોંધાયેલું, યાદીમાંનું, 'શેડ્યૂલ્ડ' એન્લિસ્ટેડ'

**યાદી-પત્ર** પું. [સં.,ન.] નિવેદન, 'મેમોરેન્ડમ'

**યાદી-ફેરિસ્ત** સ્ત્રી. [+જુઓ 'ફેરિસ્ત'] તપાસ માટેની પ્રશ્નાવલી, 'ઇન્વેન્ટરી'

**યાદીલો** ન. લસણ

**યાદચ્છિક** વિ. [સં.] યદચ્છાને લગતું, કુદરતી, આપોઆપ ઊભું થયેલું, દૈવયોગે થયેલું. (૨) આકસ્મિક. (૩) મરજિયાત, ઐચ્છિક [એનો સમૂહ
**યાદો-ગણ** પું. [સં. यादस् + गण, સંધિથી] જલચર પ્રાણી-
**યાન** ન. [સં.] કોઈ પણ પ્રકારનું વાહન (ગાડાં-ગાડી-મોટર-આગગાડી-આગબોટ-વિમાન-સાઇકલ-ઘોડા-હાથી-ખચ્ચર વગેરે). (૨) શત્રુ ઉપર ચડાઈ લઈ જવી એ, 'ઍગ્રેસિવ વૉર' (દ.બા.) [જુઓ 'યા.[૨]'
**યાને** ઉ.ભ. [જુઓ 'યા[૨]' દ્વારા હિં. તેમ ગુ. 'ને.[૧]']
**યાબૂ** પું. [તુર્કી.] તુર્કસ્તાનના ઘોડાની જાત
**યામ** પું. [સં.] ત્રણ કલાકનો સમય, પ્રહર, પહોર
**યામ-મત્સ્ય** પું., ન. [સં.,પું.] આકાશમાં દક્ષિણ દિશાનો તારાઓનો એક સમૂહ. (ખગોળ.)
**યામિની** સ્ત્રી. [સં.] રાત્રિ, રાત
**યામિની-પતિ** પું. [સં.] ચંદ્ર, ચંદ્રમા [લગતું
**યામ્ય** વિ. [સં.] યમદેવને લગતું, (૨) દક્ષિણ દિશાને
**યામ્યોત્તર** વિ. [+ સં. उत्तर] દક્ષિણ દિશામાંથી ઉત્તર તરફ જતું [લીટી, 'મેરિડિયન'
**યામ્યોત્તર રેખા** સ્ત્રી. [સં.] બે ધ્રુવોને સાંધતી કાલ્પનિક
**યામ્યોત્તર વૃત્ત** ન. [સં.] યામ્યોત્તર રેખાનું વર્તુલ
**યામ્યોત્તર સ્થાન** ન. [સં.] દક્ષિણ અને ઉત્તરને જોડનારી રેખા ઉપરનું (આપણા માથા ઉપરનું કે સૂર્યના મધ્યાહ્ન સમયનું) સ્થાન, 'ઝેનિથ'
**યાયાવર** વિ. [સં.] સ્થળાંતર કરનાર (પક્ષીઓનો પ્રકાર). (૨) રખડપટ્ટી કરનાર ભિક્ષુક [જાર પતિ
**યાર** પું. [ફા.] દોસ્ત, મિત્ર. (૨) આશક, પ્રીતમ. (૩)
**યાર-બાજ** વિ. [ફા.] વ્યભિચાર કરનારું, છિનાળવું
**યારબાજી** સ્ત્રી. [ફા.] વ્યભિચાર, છિનાળું
**યારી** સ્ત્રી. [ફા.] પ્રેમ-બંધન. (૨) દોસ્તી, મૈત્રી. [૦ આપવી, ૦ દેવી (રૂ.પ્ર.) મદદ આપવી. (૨) નસીબ પાધરું થવું, સફળતા વરવી]
**યારું** ન. [જુઓ 'યાર' + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'યાર-બાજી.'
**યાર્ડ** પું. [અં.] ત્રણ ફૂટનું માપ, વાર. (૨) વાડા જેવી મોટી આંતરેલી જગ્યા
**યાવક** પું., ન. [સં.] બાફેલું અનાજ. (૨) અળતો
**યાવચ્ચંદ્ર-દિવાકરૌ** (યાવચ્ચન્દ્ર-) શ.પ્ર. [સં.] ચંદ્ર અને સૂર્ય જ્યાંસુધી પ્રકાશ આપે છે ત્યાં સુધી, કાયમને માટે, સદા, સર્વદા
**યાવજ્જીવન** ક્રિ.વિ. [સં. यावत् + जीवन, સંધિથી] દેહમાં છેલ્લો શ્વાસ હોય ત્યાંસુધી, જિંદગી પર્યંત, આખી જિંદગી
**યાવત્** ક્રિ.વિ. [સં.] જ્યાંસુધી. (૨) હમેશને માટે
**યાવદાયુ** ક્રિ.વિ. [સં. यावत् + आयुस्, સંધિથી; ન.] જુઓ 'યાવજ્જીવન.' [(૩) યવન-લિપિ, ગ્રીક લિપિ, (સંજ્ઞા.)
**યાવની** વિ., [સં.] યવન સ્ત્રી. (૨) યવન ભાષા. (સંજ્ઞા.)
**યાષ્ટિકી** વિ., સ્ત્રી. [સં.] લાઠીથી લડાતી લડાઈ
**યાસ્ક, -સ્કાચાર્ય** પું. [સં., + आचार्य] નિઘંટુ કોશ અને નિરુક્ત નામના પ્રાચીન સંસ્કૃત ગ્રંથનો કર્તા. (સંજ્ઞા.)
**યા-હોમ** ક્રિ.વિ. [અર. 'યા-હામ્'] કુરબાન થઈ જવાનો પોકાર કરીને. [૦ કરવું, ૦ કરીને ઝુકાવવું (રૂ.પ્ર.) આંધળિયાં કરીને નીકળી પડવું] [(ઘોડા સિંહ વગેરેની)
**યાળ** સ્ત્રી. [તુર્કી. યાલ્] ડોક ઉપરના વાળ, કેસવાળી
**યાંચા** (યાઞ્ચા) સ્ત્રી. [સં. याञ्चा]; યાચના, વિનંતિ, પ્રાર્થના, માગણી. (૨) કાલાવાલા, આજીજી
**યાંત્રિક** (યાન્ત્રિક) વિ. [સં.] યંત્રને લગતું, 'મિકૅનિકલ,' 'ટેક્નિકલ.' (૨) યંત્ર ઉપર કામ કરનાર, 'મિકૅનિક'
**યાંત્રિક-ધર્મ** (યાન્ત્રિક-) પું. [સં.] યંત્રને લગતું ગુણ-લક્ષણ, 'મિકૅનિકલ પ્રૉપર્ટી' (મ.ન.)
**યાંત્રિક-પ્રદેશ** (યાન્ત્રિક-) પું. [સં.] જેટલામાં યંત્ર ચાલતું હોય તેટલો ભૂ-ભાગ, 'મોટર-રિજિયન' (વિ.ક્ષુ.)
**યાંત્રિકી-કરણ** (યાન્ત્રિકી-) ન. [સં.] ઉદ્યોગો વગેરેમાં સ્વતંત્ર યંત્રોથી થતી કામગીરી, 'મોટર-સેલ' (વિ.ક્ષુ.)
**યીસ્ટ** ન. [અં.] ખમીર, આથો
**યુ.ઍન.ઓ** નું. [અં.] 'યુનાઇટેડ નેશન્સ્ ઑર્ગેનિઝેશન'નું લાઘવ; યુનો (ટૂંકું બીજું રૂપ) પૃથ્વી ઉપરના સમગ્ર રાષ્ટ્રનો સંઘ. (સંજ્ઞા.)
**યુકેલિપ્ટસ** ન. [અં.] એક પ્રકારનું તૈલી વૃક્ષ (જેનાં પાંદડાંનું તેલ શરદીમાં લગાડાય છે.)
**યુક્ત** વિ. [સં.] જોડેલું, જોડાયેલું. (૨) યોગ્ય, વાજબી. (સમાસમાં 'વાળું'નો અર્થ: ક્રમ-યુક્ત)
**યુક્તાક્ષર** પું. [+ સં. अक्षर, ન.] જોડિયો વર્ણ, જોડાક્ષર
**યુક્તાત્મા** વિ. [+ સં. आत्मा, પું.] ચિત્તની સમગ્ર વૃત્તિઓ કબજામાં હોય તેવા આત્માવાળું, સંયમી કે નિષ્કામ કર્મ-યોગી [સારું-નરસું, યોગ્યાયોગ્ય
**યુક્તાયુક્ત** વિ. [+ સં. अ-युक्त] વાજબી અને ગેરવાજબી,
**યુક્તાહાર** પું. [+ સં. आ-हार] જોઈયે તેટલો માપસરનો ખોરાક, મિતાહાર
**યુક્તાહારી** વિ. [સં.,પું.] માપસર ખાનાર, મિતાહારી
**યુક્તિ** સ્ત્રી. [સં.] જોડવું એ, જોડાણ. (૨) અનુમાન, અંદાજ, સંભાવના. (૩) દલીલ, વિતર્ક. [૪] તજવીજ, ઉપાય. (૫) તદબીર, કરામત, હિકમત. (૬) ચાલાકી, ચતુરાઈ. [૦ લગાવવી, ૦ લડાવવી (રૂ.પ્ર.) કરામત અજમાવવી, ચાલાકી કરવી]
**યુક્તિ-ગોપન** ન. [સં.] તદબીરને છુપાવી રાખવાની ક્રિયા, વ્યૂહ-ગોપન, છદ્માવરણ, 'કૅમૉફ્લેગ'
**યુક્તિ-નિરપેક્ષ** વિ. [સં.] જેને યુક્તિઓની પડી નથી તેવું, 'ડૉગ્મેટિક' ['ડૉગ્મેટિઝમ'
**યુક્તિ-નિરપેક્ષતા** સ્ત્રી. [સં.] યુક્તિ-નિરપેક્ષ હોવાપણું,
**યુક્તિ-પરાયણ** વિ. [સં.] હિકમત લડાવનારું, 'રૅશનાલિસ્ટ'
**યુક્તિપરાયણ-તા** સ્ત્રી. [સં.] યુક્તિપરાયણ હોવું એ, 'રૅશનાલિઝમ' (દ.બા.)
**યુક્તિપુરઃસર, યુક્તિપૂર્વક** ક્રિ.વિ.[સં.] તદબીર અજમાવીને, ચાલાકીથી, હોશિયારી કરીને ['રૅશનાલિસ્ટિક' (દ.બા.)
**યુક્તિ-પ્રધાન** વિ. [સં.] તર્કમૂલક, તાર્કિક, હેતુવાળું,
**યુક્તિ-પ્રયુક્તિ** સ્ત્રી. [સં.] વિવિધ પ્રકારની યુક્તિઓ અજમાવવી એ [સ્થિતિ
**યુક્તિ-પ્રામાણ્ય** ન. [સં.] તાર્કિક દલીલો પ્રમાણે હોવાની

**યુક્તિપ્રામાણ્ય-વાદ** પું. [સં.] તર્કથી સિદ્ધ એ જ ખરું એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'રૅશનાલિઝમ'
**યુક્તિપ્રામાણ્યવાદી** વિ. [સં.,પું.] યુક્તિપ્રામાણ્ય-વાદમાં માનનાર, 'રૅશનાલિસ્ટ' (ભ.ગો.)
**યુક્તિ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય] તરકીબ અજમાવનાર, ચતુર, કરામતી. (૨) કસબી, હુન્નરી, ઇલમી
**યુક્તિ-વાદ** પું. [સં.] જુઓ 'યુક્તિપ્રામાણ્ય-વાદ.'
**યુક્તિવાદી** વિ. [સં.,પું.] જુઓ 'યુક્તિપ્રામાણ્યવાદી.'
**યુક્તિમાન** વિ. [સં. °માન્,પું.] યુક્તિવાળું, યુક્તિ અજમાવનાર [ભાવ્ય, 'ઍબ્સર્ડ'
**યુક્તિ-વિરુદ્ધ** વિ. [સં.] યુક્તિઓના અભાવવાળું, અસં-
**યુક્તિવિરુદ્ધ-તા** સ્ત્રી. [સં.] યુક્તિ-વિરુદ્ધ હોવાપણું, 'ઍબ્સર્ડિટી' (મન.ર૧.)
**યુક્તિ-સિદ્ધ** વિ. [સં.] તર્કથી સાબિત થયેલું [(કે.હ.)
**યુક્-પ્રતિદૃશ્ય** ન. [સં.] બેવડી પ્રતિચ્છાયા, 'ડબલ-ઇમેઇજ'
**યુક્લિડ** પું. [અં.] ઈ.સ.ના ત્રીજા સૈકાનો એક યુરોપીય ગણિતશાસ્ત્રી. (સંજ્ઞા.) (૨) ન. ભૂમિતિશાસ્ત્ર (કર્તાના નામ ઉપરથી). (સંજ્ઞા.)
**યુગ**[1] પું. [સં.] અમુક ચોક્કસ સમય કે કાલનો આખો ગાળો, 'એઇજ,' 'ઇપોક' (આ.બા.) (૨) પૌરાણિક ગ-ણતરીએ સત્ય ત્રેતા દ્વાપર અને કલિ એ ચારેમાંનો પ્રત્યેક ગાળો. (૩) પાંચ વર્ષના સમયનો એકમ [ધોંસરું
**યુગ**[2] ન. [સં.] યુગલ, જોડકું, બેલડું, 'ટ્વિન,' (૨)
**યુગ-કારક** વિ. [સં.] ચોક્કસ પ્રકારનો સમયનો ગાળો યશસ્વી કાર્યથી ઉજાળનાર, યુગ-પ્રવર્તક,' 'ઇપોક-મેઇકર' (હ. બ.)
**યુગ-કાર્ય** ન. [સં.] તે તે સમયના ગાળાનું વિશિષ્ટ યાદ આપી જનારું કામ, 'ઇપોક-મેઇકિંગ'
**યુગ-દર્શક** વિ. [સં.] સમયનો તે તે ગાળો બતાવનાર
**યુગ-દર્શન** ન [સં.] સમયના તે તે ગાળાનો ખ્યાલ
**યુગ-દર્શી, યુગ-દ્રષ્ટા** વિ. [સં.,પું.] જુઓ 'યુગ-દર્શક.'
**યુગ-ધર્મ** પું. [સં.] ચાલુ સમયને અનુરૂપ કાર્ય-પ્રણાલી
**યુગ-ધ્વજ** પું. [સં.] તે તે સમયને મૂર્ત કરતો વાવટો
**યુગ-નાયક** વિ. પું. [સં.] તે તે સમયના ગાળાનું નેતૃત્વ સાચવનાર
**યુગ-પટ** પું. [સં.] સમયના ગાળાનો તે તે વિસ્તાર
**યુગ-પતિ** પું. [સં.] જુઓ 'યુગ-નાયક.'
**યુગપદ્** ક્રિ.વિ. [સં.] એકી સાથે
**યુગ-પરિમાણ** ન. [સં.,પું.] તે તે સમયના ગાળાનું માપ, કાલની ગણતરી [ધરખમ પલટો લાવનાર
**યુગ-પરિવર્તક** વિ. [સં.], યુગની ચાલુ કાર્ય-પ્રણાલીમાં
**યુગ-પરિવર્તન** ન. [સં.], **યુગ-પલટો** પું. [+ જુઓ 'પલટો.'] ચાલુ કાર્ય-પ્રણાલીમાં ધરખમ ફેરફાર
**યુગ-પુરુષ** પું. [સં.] તે તે યુગને પોતાનાં ઉત્તમ કાર્યોથી શોભાવી દોરવણી આપનાર (શ્રીકૃષ્ણ બુદ્ધ મહાવીર શંકરાચાર્ય શિવાજી દયાનંદ ગાંધીજી વગેરે)
**યુગ-પ્રધાન** પું. [સં.,ન.] જુઓ 'યુગ-પુરુષ.'
**યુગ-પ્રવર્તક** વિ. [સં.] પોતાનાં ઉમદા કાર્યોથી તે તે યુગને દોરવણી આપનાર નેતા, યુગવર્તી, 'ઇપોક-મેઇકર' (દ.બા.)
**યુગ-બલ(-ળ)** ન. [સં.] સમયની તાસીર
**યુગ-બોલ** પું. [+ જુઓ 'બોલ.'] અમુક યુગને પ્રેરણા આપનાર શબ્દો કે વાક્ય. (ના.દ.)
**યુગ-માન** ન. [સં.] સમયના ગાળાનું માપ
**યુગ-મૂર્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'યુગ-પુરુષ.' [જમાનાનું
**યુગયુગ-પ્રાચીન** વિ. [સં.] ઘણા પ્રાચીન કાલનું, જૂના
**યુગયુગાંતર** (-યુગાન્તર) ન. [+ સં. अन्तर], **યુગયુગાંતરાલ** ન. [+ સં. अन्तराल] અનેક યુગોનો સમય
**યુગલ** ન. [સં.] જોડું, જોડકું. (૨) બેલડું, 'ટ્વિન'
**યુગલિયાં** ન.,બ.વ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જીવોનો એક પ્રકાર. (જૈન) ['ઇપોક-મેઇકર'
**યુગ-વર્તી** વિ. [સં.] નવો યુગ પ્રવર્તાવે તેવું, શકવર્તી,
**યુગ-વિભાગ** પું. [સં.] યુગ કે યુગોનો તે તે પેટા ભાગલો
**યુગ-સંક્રાંતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] એક યુગ પૂરો થાય અને બીજો શરૂ થાય એ સંધિનો ફેરફાર, યુગ-પલટો
**યુગ-સ્રષ્ટા** પું. [સં.] જુઓ 'યુગ-પુરુષ.' [ધર્મ
**યુગાચાર** પું. [સં. आ-चार] તે તે યુગના રીતરિવાજ, યુગ-
**યુગાનુકૂલ(-ળ)** વિ. [+ સં. अनु-कूल] યુગને બંધ બેસે તેવું, જમાનાને છાજે તેવું
**યુગાનુયુગ** ક્રિ.વિ. [+ अनु-युग] એક યુગ પછી બીજો યુગ આવે એમ, યુગે યુગે, સમયે સમયે
**યુગાવતાર** પું. [+સં. अव-तार] જુઓ 'યુગ-પુરુષ.' [પ્રલય
**યુગાંત** (યુગાન્ત) પું. [+ સં. अन्त] યુગનો છેડો. (૨)
**યુગાંતર** (યુગાન્તર) ન. [+ સં. अन्तर] બીજો યુગ, પછીનો યુગ (૨) સંક્રાંતિનો સમય, 'ટ્રાન્ઝિશન સ્ટેઇજ' (દ.બા.)
**યુગે(-ગો)યુગ** ક્રિ.વિ. [સં. युग,'-દ્વિર્ભાવ] દરેક યુગે, યુગાનુયુગ
**યુગ્મ, ૦ક** ન. [સં.] જોડકું, જોડું. (૨) બેલડું, 'ટ્વિન'
**યુગ્મ-કોણ** પું. [સં.] કોણનો એક પ્રકાર, વ્યુત્ક્રમ કોણ, 'ઑલ્ટર્નેઇટ ઍંગલ.' (ગ.) [ફ્થોંગ' (ન. ભો.)
**યુગ્મ-સ્વર** પું.,બ.વ. [સં.] જોડિયા સ્વર, સંધિસ્વર, 'ડિ-
**યુટોપિયા** પું. [અં.] આદર્શ સમાજ-વ્યવસ્થા અને સુખ-સંપત્તિવાળો કાલ્પનિક દેશ યા બેટ કે પરિસ્થિતિ. (૨) સન ૧૫૫૧ માં અંગ્રેજ લેખક ટૉમસ મરેએ લખેલો આ નામનો ગ્રંથ. (સંજ્ઞા)
**યુટિલિટેરિયન** વિ. [અં.] ઉપયોગીપણામાં માનનાર
**યુટિલિટેરિયનિઝમ** ન. [અં.] ઉપયોગીપણું એ જ નીતિ એવો મત-સિદ્ધાંત
**યુત** વિ. [સં.] જોડાયેલ, યુક્ત
**યુતિ** સ્ત્રી. [સં.] જોડાણ-એક ગ્રહનું બીજા ગ્રહની સમાન ઉત્તર-દક્ષિણે રેખામાં આવવું એ. (જ્યો.)
**યુતિ-કાલ(-ળ)** પું. [સં.] ગ્રહોની યુતિનો સમય
**યુધામન્યુ** પું. [સં] ભારત-યુદ્ધમાં યુધિષ્ઠિરનો પક્ષકાર એક પાંચાલ વીર. (સંજ્ઞા.)
**યુધિષ્ઠિર** પું. [સં.] ઐલવંશના શાંતનુના પૌત્ર પાંડુનો કુંતીમાં થયેલો પહેલો પુત્ર અને ભારત-યુદ્ધનો દુર્યોધનનો હરીફ પાંડવ. (સંજ્ઞા.)

યુદ્ધ ન. [સં.] લડાઈ, મુકાબલો, સંગ્રામ, વિગ્રહ, જંગ
યુદ્ધ-ઋણ ન. [સં., સંધિ વિના] લડાઈ અંગે થયેલું કરજ, 'વૉર-ડેટ'
યુદ્ધ-કેદી (-કેદી) પું. [+ જુઓ 'કેદી.'] લડાઈમાં એક-બીજા શત્રુનો એકબીજાના શત્રુએ પકડેલો તે તે સૈનિક, 'વૉર-પ્રિઝનર'
યુદ્ધ-ક્ષેત્ર ન. [સં.] જુઓ 'યુદ્ધ-ભૂમિ'-'થિયેટર ઑફ વૉર.'
યુદ્ધ-ખોર વિ. [+ ફા. પ્રત્યય] બિનજરૂરી લડાયક વૃત્તિ ધરાવનારું, લડી લેવા માગતું
યુદ્ધ-જ્વર પું. [સં.] (લા.) યુદ્ધ ખેલી લેવાનો ઉત્સાહ, યુદ્ધ-ખોર બનતું માનસ, 'વૉર-મેનિયા'
યુદ્ધ-તહકૂબી સ્ત્રી. [+ જુઓ 'તહકૂબી.'] ચાલુ યુદ્ધે થોડા સમય માટે બંને પક્ષની સમજૂતીથી યા એકપક્ષીય સ્વૈચ્છિક વિરામ
યુદ્ધ-દંડ (-દણ્ડ) પું. [સં.] લડાઈને અંગે વિજેતાને થયેલા નુકસાન સામે ચૂકવવાનો સજા-રૂપ આર્થિક દંડ [મનાઈ
યુદ્ધ-નિષેધ પું. [સં.] યુદ્ધ સર્વથા ન કરવાનું કથન, લડાઈની
યુદ્ધ-ભૂમિ સ્ત્રી. [સં.] લડાઈનું મેદાન, સમર-ભૂમિ, સમરાંગણ, 'બૅટલ-ફિલ્ડ,' 'થિયેટર ઑફ વૉર'
યુદ્ધ-વાદ પું. [સં.] લડાઈ એ જરૂરી વસ્તુ છે અને એ લડી લેવી જોઈએ એવો મત-સિદ્ધાંત, 'મિલિટરિઝમ'
યુદ્ધવાદી વિ. [સં.] યુદ્ધ-વાદમાં માનનારું
યુદ્ધ-વાંછુ, ૦ક (-વાચ્છુ,૦ક) વિ. [સં.] યુદ્ધની ઇચ્છા કરનારું, લડી લેવા ચાહતું [લડવી એનું શાસ્ત્ર
યુદ્ધ-વિદ્યા સ્ત્રી. [સં.] લડાઈઓ કેવી તરકીબ કે વ્યૂહોથી
યુદ્ધ-વિરામ પું. [સં.], યુદ્ધ-વિશ્રાંતિ (-વિશ્રાન્તિ) સ્ત્રી. [સં.] લડાઈ સદંતર બંધ થવી એ અથવા કામચલાઉ બંધ થવી એ, 'આર્મિસ્ટિસ,' 'સીઝ-ફાયર'
યુદ્ધ-વિશારદ વિ. [સં.] લડાઈ લડવામાં કુશળ
યુદ્ધ-શાસ્ત્ર ન. [સં.] જુઓ 'યુદ્ધ-વિદ્યા.'
યુદ્ધશાસ્ત્ર-જ્ઞ વિ. [સં.] યુદ્ધ-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર
યુદ્ધ-શાહી(-જી) વિ. [સં.,પ્રા.] લડાયક ખમીરનું, યુદ્ધ લડી શકે તેવું, લડાયક
યુદ્ધ-સેવા સ્ત્રી. [સં.] સૈનિક તરીકેની તેમ અન્ય યુદ્ધ-વિષયક ચાકરી. 'વૉર-સર્વિસ' ['મિલિજરન્ટ'
યુદ્ધારૂઢ વિ. [+ સં. आ-रूढ] લડાઈ લડતું, યુદ્ધે ચડેલું,
યુદ્ધારૂઢ-તા સ્ત્રી. [સં.] યુદ્ધારૂઢ હોવાપણું, 'બિલિજરન્સી'
યુદ્ધેચ્છા સ્ત્રી. [+સં. इच्छा] લડી લેવાની મરજી
યુદ્ધેચ્છુ, ૦ક વિ. [સં.] જુઓ 'યુદ્ધ-વાંછુ.'
યુદ્ધોત્તર વિ. [+ સં. उत्तर] લડાઈ પતી ગયા પછીનું
યુનિટ પું. [અં.] એકમ. (૨) વીજળી કેટલી વપરાઈ એ માપવાનો એકમ
યુનિ-ફૉર્મ પું. [અં.] લશ્કર પોલીસ વિદ્યાર્થીઓ સ્વયંસેવકો સ્કાઉટ વગેરેનો પોતપોતા માટે નક્કી કરેલો એક સરખો પોશાક, ગણ-વેશ
યુનિફૉર્મિટી સ્ત્રી. [અં.] એકરૂપતા, સમાનતા
યુનિયન ન. [અં.] જોડાણ. (૨) સંગઠન, એકતા. (૩) સંગઠન કરીને તૈયાર થયેલું તે તે મંડળ
યુનિયન-જૅક પું. [અં.] બ્રિટિશ રાજ્યનો ધ્વજ
યુનિવર્સલ લૉ પું. [અં.] પૃથ્વી ઉપરના સમગ્ર દેશોને લાગુ પડતો એવો સમાન કાયદો. (૨) કુદરતનો નિયમ
યુનિવર્સિટી સ્ત્રી. [અં.] માધ્યમિક શાળાની કક્ષા પછીનું ઉચ્ચ શિક્ષણ આપવાનું કાર્ય કરતી શિક્ષણ-સંસ્થા, વિશ્વ-વિદ્યાલય, વિદ્યા-પીઠ, શારદા-પીઠ
યુનિવર્સિટી-વિસ્તાર પું. [+ સં.] વિશ્વ-વિદ્યાલયનાં મકાન જ્યાં આવેલાં હોય તે ભૂ-ભાગ, 'કૅમ્પસ'
યુનો જુઓ 'યુ.એન.ઓ.' [મરિન'
યુ-બોટ સ્ત્રી. [અં.] ડૂબક આગબોટ, બક કિશ્તી, 'સબ-
યુયુત્સા સ્ત્રી. [સં.] લડી લેવાની ઇચ્છા, યુદ્ધેચ્છા, 'મિલિટન્સી' (બ.ક.ઠા.) [(બ.ક.ઠા.)
યુયુત્સુ વિ. [સં.] લડી લેવા ચાહતું, યુદ્ધેચ્છુ, 'મિલિટન્ટ'
યુયુધાન પું. [સં.] દ્વારકાનો કૃષ્ણકાલીન એક યાદવ યોદ્ધો (ભારત-યુદ્ધમાં યુધિષ્ઠિર-પક્ષે લડેલો). (સંજ્ઞા.)
યુરલ પું. [અં.] રશિયાના યુરોપીય અને એશિયાઈ એમ બે વિભાગ કરી આપતો એક પહાડ. (સંજ્ઞા.)
યુરેનિયમ ન. [અં.] જેમાંથી રેડિયમ નીકળે છે તેવી એક ધાતુ. (પ.વિ.)
યુરેનસ પું. [અં.] ૧૮ મા સૈકામાં હર્શલ નામના ખગોળ-શાસ્ત્રીએ શોધી આપેલો સૂર્યમાળાનો એક દૂરનો ગ્રહ. (સંજ્ઞા.) [ધાતુ
યુરેનિયમ ન. [અં.] ખૂબ વજનદાર ગણાતી એક કુદરતી
યુરેમિયા પું. [અં.] મૂત્ર-પિંડનો એક પ્રકારનો રોગ
યુરેશિયન વિ. [અં.] યુરોપના પુરુષ કે સ્ત્રીથી એશિયાનાં સ્ત્રી કે પુરુષનું થયેલું (બાળક)
યુરેશિ(-શિ)યા પું. [અં.] યુરોપ અને એશિયાનો મળીને ભેગો ગણાતો વિસ્તાર. (સંજ્ઞા.)
યુરોપ પું. [અં.] એશિયાની પશ્ચિમે અને આફ્રિકાની ઉત્તરે ભૂમધ્ય સમુદ્રને પેલે પાર આવેલો એક દેશ. (સંજ્ઞા.)
યુરોપિયન વિ. [અં.], યુરોપીય વિ. [+ સં. ईय ત.પ્ર.] યુરોપ દેશને લગતું. (૨) યુરોપ દેશનું વતની
યુવક પું. [સં.] જવાન (૧૯ થી ૩૫-૪૦ વર્ષ સુધીનો), યુવા, તરુણ પુરુષ 'યૂથ'
યુવક-પ્રવૃત્તિ સ્ત્રી. [સં.] જવાનોની હિલચાલ [સંગઠિત સંઘ
યુવક-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] જવાનોનો નાનો
યુવક-સંઘ (-સઙ્ઘ) પું. [સં.] જવાનોનું મોટું સંગઠિત મંડળ
યુવતિ, -તી સ્ત્રી. [સં.] જવાન સ્ત્રી (૧૭ મે થી લઈ ૩૫-૪૦ વર્ષ સુધીની) [(સંજ્ઞા.)
યુવનાશ્વ પું. [સં.] ઇક્ષ્વાકુ-વંશનો એક પ્રાચીન રાજા.
યુવ-રાજ પું. [સં.] રાજાનો મોટો પુત્ર, પાટવી, પાટવી કુંવર
યુવરાજ-પદ ન. [સં.] પાટવી કુંવરનો દરજ્જો
યુવરાજ્ઞી સ્ત્રી. [સં.] યુવરાજની રાણી, પાટવી કુંવરની પત્ની
યુવા પું. [સં.] યુવક, જવાન, તરુણ પુરુષ
યુવાન વિ. [સં. युवन्નું युवा, પું.; પરંતુ 'જવાન'-'જુવાન'ના સાદૃશ્યે 'યુવાન' પ્રચલિત થયો છે.] જુવાનીમાં આવેલું, તરુણ, જવાન, જુવાન
યુવાવસ્થા સ્ત્રી. [સં. युवन् + अव-स्था, સંધિથી], યુવાની

સ્ત્રી. [ફા. 'જવાની'ના સાદૃશ્યે સંસ્કૃતાભાસી] જવાની, જુવાની, યૌવન, તરુણાવસ્થા
**યૂકા** સ્ત્રી. [સં.] જૂ, ટોલો
**યૂથ**[1] ન. [સં] ટોળું, સમૂહ, સંઘ, સમુદાય, 'ક્રાઉડ'
**યૂથ**[2] પું [અં.] જવાન, 'યંગ.' (૨) જવાની
**યૂથ-ગત** વિ. [સં.] ટોળું વળીને રહેલું
**યૂથચારિ-તા** સ્ત્રી. [સં.] ટોળામાં રહી ફરવાપણું
**યૂથ-ચારી** વિ. [સં.] ટોળે વળીને ફરનારું કે હિલચાલ કરનારું
**યૂથ-ફેસ્ટિવલ** પું. [અં.] જવાન સ્ત્રી-પુરુષોનો મેળો
**યૂથ-ભ્રષ્ટ** વિ. [સં.] ટોળામાંથી દૂર જઈ પડેલું
**યૂથ-વૃત્તિ** સ્ત્રી. [સં.] સમૂહમાં રહેવાનું વલણ, 'હેર્ડ-ઇન્સ્ટિન્ક્ટ' (દ.કે.), 'ગ્રેગેરિયસ ઇન્સ્ટિન્ક્ટ' (દ.કે.)
**યૂથ-સ્વભાવ** પું. [સં.] જુઓ 'યૂથ-વૃત્તિ'-'ગ્રેગેરિયસ ઇન્સ્ટિન્ક્ટ.'
**યૂનાન** પું. [ફા.] ગ્રીસ દેશ. (સંજ્ઞા.)
**યૂનાની** વિ. [ફા.] યૂનાન દેશને લગતું. (૨) યૂનાની ઉપચાર-પદ્ધતિને લગતું (એની દવા 'ઝેર સામે ઝેર'ના પ્રકારની હોય છે.), હકીમી
**યૂપ** પું. [સં.] ખીલો. (૨) યજ્ઞ-સ્તંભ. (૩) વિજય-સ્તંભ
**યૂમાર્ક** ન. [અં.] (કટાક્ષમાં) વૈષ્ણવોનું તિલક
**યૂરિયા** ન. [અં.] પેશાબમાંનું એક મુખ્ય ક્ષારરૂપ ઘન દ્રવ્ય
**યે** ઉ.ભ. [જુઓ 'ય[2]' + એ જ અર્થનો 'એ.'] જુઓ 'ય.[2]'
**યેન** પું. [જાપા.] જાપાન દેશનો મુખ્ય ચલણી સિક્કો. (સંજ્ઞા.)
**યેન-કેન** વિ. [સં. यद् + किम् નાં ત્રી.વિ., એ.વ.] હરકોઈ, ગમે તે (મોટે ભાગે ત્રી. વિ.ના શબ્દ સાથે)
**યેન-કેન-પ્રકારેણ** ક્રિ.વિ. [+ સં. प्रकार ની ત્રી વિ., એ.વ.] હરકોઈ પ્રકારે, ગમે તે રીતે
**યોગ** પું. [સં.] જોડાણ, સંબંધ કરવો કે થવો એ, યુતિ. (૨) લાગુ કરવાનું કાર્ય, 'એપ્લિકેશન.' (૩) આકાશીય ગ્રહો નક્ષત્રો વગેરેની અમુક ચોક્કસ પરિસ્થિતિ. (જ્યો.) (૪) કામ કરવાની કુશળતા. (ગીતા.) (૫) વસ્તુઓમાં સમતા-બુદ્ધિ. (ગીતા.) (૬) ચિત્તની ભિન્ન ભિન્ન વૃત્તિઓનો સંયમ.(યોગ.) (૭) ઇષ્ટ તત્ત્વની સાથેની સંલગ્નતા. (૮) સરખાઈ, અનુકૂળતા. (૯) અવસર, મોકો. (૧૦) યોજના. (૧૧) વ્યુત્પત્તિ. (વ્યા.) (૧૨) સરવાળો. (ગ.) [૦ આવવો ૦ આવો, ૦ બનવો, ૦ બેસવો (-બેસવો) (રૂ.પ્ર.) તાકડો મળવો, સરખાઈ થવી, અનુકૂળતા થવી]
**યોગ-ક્ષેમ** ન., બ.વ. [સં.] જોઇતી વસ્તુ મળવી અને એને યત્નપૂર્વક સાચવવી એ. (૨) ભરણ-પોષણ, ગુજરાન, ગુજારો, જીવન-નિર્વાહ
**યોગ-ચિહ્ન** ન. [સં.] '+' વત્તાની નિશાની. (ગ.)
**યોગ-તત્ત્વ** ન. [સં.] મન વચન કર્મની પરતત્ત્વ સાથે એકાત્મકતા સાધવારૂપી વિષય [(જ્યો.)
**યોગ-તારો** પું. [+ જુઓ 'તારો.[1]'] નક્ષત્રનો મુખ્ય તારો.
**યોગ-દર્શન** ન. [સં.] ૭ દર્શનો માંહેનો પતંજલિનો યોગશાસ્ત્ર-વિષયક સૂત્ર-ગ્રંથ. (સંજ્ઞા.) (૨) રહસ્ય-વિદ્યા, 'મિસ્ટિસિઝમ' (વિ.ક.)
**યોગ-દશા** સ્ત્રી. [સં.] યોગમાં મનની સ્થિતિ, યોગાવસ્થા
**યોગ-દાન** ન. [સં.] કોઈ કામમાં કોઈને સાથ આપવાની ક્રિયા
**યોગ-દૃષ્ટિ** સ્ત્રી, [સં.] તાત્ત્વિક દૃષ્ટિ, યથાર્થ-દૃષ્ટિ
**યોગ-નિદ્રા** સ્ત્રી. [સં.] લગભગ તંદ્રાની સ્થિતિની જ્ઞાનીની માનસિક દશા, સમાધિ. (૨) પ્રલય વખતની પરમાત્માની એક પ્રકારની પ્રવૃત્તિ. (૩) 'હિપ્નોટિઝમ' વગેરેના પ્રયોગ-સમયની પ્રેક્ષકની મનો-દશા. (કે.હ.)
**યોગ-નિષ્ઠ** વિ. [સં.] યોગની પ્રક્રિયામાં લાગી પડેલું કે શ્રદ્ધાવાળું [આદરપૂર્વકની શ્રદ્ધા
**યોગનિષ્ઠ-તા, યોગ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] યોગની પ્રક્રિયાઓમાં
**યોગ-નિષ્પત્તિ** સ્ત્રી. [સં.] એક ચોક્કસ પ્રકારનું ગાણિતિક પ્રમાણ, યોગ-પ્રમાણ, 'કોમ્પોનેન્ડો.' (ગ.)
**યોગ-પ્રક્રિયા** સ્ત્રી. [સં.] રાજયોગ તેમજ હઠયોગ સિદ્ધ કરવાની તે તે ક્રિયા [વખતે બેસાડવાનું આસન
**યોગ-પીઠ** સ્ત્રી. [સં.,ન.] દેવ-દેવીઓ વગેરેને પૂજા-અર્ચા
**યોગ-પ્રમાણ** ન. [સં.] જુઓ 'યોગ-નિષ્પત્તિ'
**યોગ-ફલ(-ળ)** ન. [સં.] સરવાળો. (ગ.)
**યોગ-બલ(-ળ)** ન. [સં.] બેઉ પ્રકારના યોગથી કે એમાંના એકથી મળેલી શક્તિ
**યોગ-બૂડ** વિ. [+ જુઓ 'બૂડવું.'] યોગ-પ્રક્રિયામાં મગ્ન
**યોગ-ભૂમિકા** સ્ત્રી. [સં.] યોગની પ્રક્રિયા દ્વારા સિદ્ધ થતી આવતી તે તે કક્ષા
**યોગ-ભ્રષ્ટ** વિ. [સં.] યોગ-સાધના કરતાં થયેલી કોઈ ભૂલને કારણે જેને સિદ્ધિ ન મળી હોય તેવું, યોગમાંથી વિચલિત થયેલું
**યોગ-માયા** સ્ત્રી. [સં.] પરમાત્માની જગતના સર્જનમાં કામે લાગેલી એક વિશિષ્ટ શક્તિ. (૨) ભાગવત પુરાણ પ્રમાણે યશોદાને પેટે જન્મેલી એક દૈવી શક્તિ. (સંજ્ઞા.)
**યોગ-માર્ગ** પું. [સં.] ધ્યાન ધારણા સમાધિ વગેરેનો પાતંજલ યોગદર્શનમાં બતાવેલો રસ્તો
**યોગ-મુદ્રા** સ્ત્રી. [સં.] યોગની તે તે વિશિષ્ટ ક્રિયા
**યોગ-રૂઢ** વિ. [સં.] શબ્દની વ્યુત્પત્તિથી સિદ્ધ થયે પણ ત્વાત્પર્ય સાચવતું (શબ્દ) (વ્યા.)
**યોગ-રૂઢિ** સ્ત્રી. [સં.] યોગ-રૂઢ શબ્દ હોવાપણું. (વ્યા.)
**યોગ-વિઘ્ન** ન. [સં.] યોગની સાધનામાં અંતરાય-રૂપ તે તે ક્રિયા [જ્ઞાન ધરાવનાર
**યોગ-વિદ** વિ. [+ સં. °विद्] યોગની વિભિન્ન પ્રક્રિયાઓનું
**યોગ-વિદ્યા** સ્ત્રી. [સં.] રાજયોગ અને હઠયોગની વિભિન્ન પ્રક્રિયાઓનું જ્ઞાન [ઓછાનું સંયુક્ત ચિહ્ન. (ગ.)
**યોગ-વિયોગ-ચિહ્ન.** [સં.] '±' આવા પ્રકારનું વત્તા
**યોગ-વિયોગ-પ્રમાણ** ન. [સં.] પ્રમાણનો એક ગાણિતિક પ્રકાર, 'કોમ્પોનેન્ડો એન્ડ ડિવિડન્ડો.' (ગ.)
**યોગ-વૃત્તિ** સ્ત્રી. [સં.] યોગમાં આગળ વધ્યે જતાં મનનું ચોક્કસ પ્રકારનું સધાતું વલણ
**યોગ-શક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'યોગ-બલ.'
**યોગ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'યોગ-વિદ્યા.' (૨) જુઓ 'યોગ-દર્શન.' [શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર
**યોગશાસ્ત્ર-જ્ઞ** વિ. [સં], **યોગશાસ્ત્રી** વિ. [સં.,પું.] યોગ-

**યોગ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] યોગની પ્રક્રિયાઓમાં કશી પણ ભૂલ ન થવાની સ્થિતિ [થયેલી સમાધિની દશા

**યોગ-સમાપ્તિ** સ્ત્રી. [સં.,પું.] યોગ સિદ્ધ કર્યે જતાં પ્રાપ્ત

**યોગ-સંસિદ્ધિ** (-સંસિદ્ધિ) સ્ત્રી. [સં.] યોગની પ્રક્રિયાઓમાં આગળ વધ્યે જતાં બાહ્ય વાસનાઓનો નાશ થવો એ

**યોગ-સાધના** સ્ત્રી. [સં.] યોગની પ્રક્રિયાઓ કર્યે જવી એ

**યોગ-સિદ્ધ** વિ. [સં.] જેને યોગમાં ઉચ્ચ કોટિ પ્રાપ્ત થઈ ચૂકી છે તેવું

**યોગ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] યોગ-સાધનાની ઉચ્ચ કક્ષાએ પહોંચતાં અણિમા મહિમા વગેરે પ્રાપ્ત થવાં એ

**યોગ-સૂત્ર** ન. [સં.] પતંજલિના યોગ-દર્શનનો સૂત્રાત્મક ગ્રંથ

**યોગસૂત્ર-કાર** વિ., પું. [સં.] યોગસૂત્રના કર્તા પતંજલિ

**યોગ-સ્થ** વિ. [સં.] યોગની સાધનામાં રચ્યું-પચ્યું રહેનાર

**યોગાચાર** પું. [+સં. आ-चार] યોગીને અનુરૂપ આચરણ (જેમાં ચિત્તવૃત્તિઓનો નિરોધ મુખ્ય વસ્તુ છે.) [ક્રિયા

**યોગાધ્યયન** ન. [+સં. अध्ययन] ગ્રંથો દ્વારા યોગ ભણવાની

**યોગાનંદ** (-નન્દ) પું. [સં. आ-नन्द] યોગ સિદ્ધ થતાં મળતો બ્રહ્માનંદ કોટિનો ઉત્તમ આનંદ

**યોગાનુયોગ** પું. [+સં. अनु-योग] એક યોગ પછીનો બીજો યોગ, જોગાનુજોગ, તાકડો, (૨) ક્રિ.વિ. સંયોગ પ્રમાણે

**યોગાનુશાસન** ન. [+સં. अनु-शासन] યોગ-શાસ્ત્ર, યોગ-દર્શન

**યોગાભ્યાસ** પું. [+સં. अभ्यास] યોગની તાલીમ

**યોગાભ્યાસી** વિ. [સં., પું.] યોગની તાલીમ લેનાર, યોગ સતત કરનાર અનુભવી

**યોગાયોગ** પું. [+સં. अ-योग] અનુકૂળ અને પ્રતિકૂળ સમય

**યોગારૂઢ** વિ. [+સં. आ-रूढ] યોગની પ્રક્રિયાઓમાં સતત લાગુ રહેલ [ભાવિક અર્થ

**યોગાર્થ** પું. [+સં. अर्थ] શબ્દની વ્યુત્પત્તિથી થતો સ્વા-

**યોગાસન** ન. [+સં. आसन] ધ્યાન વગેરે કરવા માટે તે તે ચોક્કસ પ્રકારની બેસવા-બેઠવા-સૂવા વગેરેના રૂપની ક્રિયા. (યોગ.)

**યોગાંગ** (યોગાઙ્ગ) ન. [+સં. अङ्ग] યોગનાં આઠ અંગો યમ નિયમ આસન પ્રણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિમાંનું તે તે અંગ. (યોગ.)

**યોગાંતર-ઘાત** પું. [+સં. अन्तर-घात] બે સંખ્યાના સરવાળા અને એ જ બે સંખ્યાની બાદબાકીનો ગુણાકાર. (ગ.)

**યોગાંતરાય** પું. [+સં. अन्तराय] યોગમાં આવતું વિઘ્ન

**યોગિની** વિ., સ્ત્રી. [સં.] સ્ત્રી યોગી. (૨) પાર્વતી અને શિવની તહેનાતમાં રહેનારી તે તે ઉપદેવી. (૩) લૌકિક માન્યતા પ્રમાણેની તે તે મેલી દેવી, જોગણી. (૪) ગ્રહોની દશા જોવા માટેની એક પદ્ધતિ (પડવે તથા નોમે પૂર્વમાં, ત્રીજ તથા અગિયારસે અગ્નિ ખૂણામાં, પાંચમ તથા તેરસે દક્ષિણમાં, ચોથ તથા બારસે નૈર્ઋત્ય ખૂણામાં, છઠ તથા ચૌદસે પશ્ચિમમાં, સાતમ તથા પૂનમે વાયવ્ય ખૂણામાં, બીજ તથા દસમે ઉત્તરમાં અને આઠમ તથા અમાસે ઈશાન ખૂણામાં યોગિનીનું સ્થાન કહેવાય છે. સંમુખ કે જમણે રાખવાથી મુસાફરી અશુભ અને પાછળ કે ડાબે રાખવાથી શુભ ગણાય છે.) (જ્યો.)

**યોગિની એકાદશી** સ્ત્રી. [સં.] જેઠ વદિ અગિયારસની તિથિ. (સંજ્ઞા)

**યોગિની-ચક્ર** ન [સં.] તાંત્રિકોનું જોગણીઓને સાધ્ય કરવાનું મંડળ. (૨) જુઓ 'યોગિની(૪).' (જ્યો.)

**યોગી** વિ.,પું. [સં.,પું.] યોગની પ્રક્રિયા કરનાર સાધક. (૨) યોગ જેને સિદ્ધ થઈ ચૂક્યો હોય તેવો સિદ્ધ, 'મિસ્ટિક,' 'મિસ્ટિકલ' (વિ.ક.)

**યોગી-રાજ, યોગી-વર** પું. [સં. योगि-राज, योगिवर, ષ. સમાસ.], **યોગીશ, -શ્વર** પું. [સં. योगिन् + ईश,-ईश्वर, સંધિથી] ઉત્તમ યોગી. (૨) મહાદેવ, શંભુ

**યોગીશ્વરી** સ્ત્રી. [સં.] દુર્ગાદેવી ['યોગી-રાજ.'

**યોગીંદ્ર** (યોગી-ન્દ્ર) પું. [સં. योगिन् + इन्द्र, સંધિથી] જુઓ

**યોગેશ, -શ્વર** પું. [સં. योग + ईश,-ईश्वर] યોગની પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેવો સિદ્ધ પુરુષ. (૨) શ્રીકૃષ્ણ

**યોગૈશ્વર્ય** ન. [સં. योग + ऐश्वर्य] યોગથી પ્રાપ્ય પરમ સિદ્ધિ

**યોગ્ય** વિ. [સં.] યુક્ત, ઉચિત, વાજબી, ઘટતું, છાજતું, લાયક, (૨) બંધબેસતું, 'એપ્રોપ્રિયેટ.' (૩) કાયદેસરનું, 'લેજિટિમેઇટ,' 'જસ્ટ.' (૪) જોઈતું, 'રિઝનેબલ'

**યોગ્ય-તમ** વિ. [સં.] તદ્દન બંધબેસતું, 'ફિટેસ્ટ' (મ.સૂ.)

**યોગ્ય-તા** સ્ત્રી, [સં.] યોગ્ય હોવાપણું, ઉચિતતા, 'એપ્ટિટ્યૂડ.' (૨) લાયકાત. (૩) શક્તિમત્તા, 'એબિલિટી'

**યોગ્યાધિકાર** પું. [+સં. अधि-कार] છાજતી સત્તા કે હક્ક

**યોગ્યાયોગ્ય** વિ. [+સં. अ-योग्य] વાજબી અને ગેરવાજબી

**યોજક** વિ. [સં.] જોડવાની ક્રિયા કરનાર, જોડનાર. (૨) યોજના કરનાર, 'ઑર્ગેનાઇઝર' (ક્રિ.ધ.). (૩) રચના કરનાર, ગોઠવનાર, 'કન્સ્ટ્રક્ટર.' (૪) લેખક

**યોજક-તા** સ્ત્રી. [સં.] યોજક હોવાપણું

**યોજન** પું. [સં.] ચાર ગાઉ, આઠ માઇલ, આશરે તેર કિલોમીટર (અંતર)

**યોજન-ગંધા** (-ગન્ધા) વિ., સ્ત્રી. [સં.] યોજનના અંતરે હોય ત્યાંથી ખુશબો કે ગંધ આપનાર સ્ત્રી—ઐલવંશી રાજા શંતનુની બીજી રાણી—મત્સ્યગંધા, સત્યવતી. (સંજ્ઞા.) (૨) (લા.) કસ્તૂરી

**યોજના** સ્ત્રી. [સં.] ગોઠવણી, વ્યવસ્થા. (૨) રચના. (૩) તે તે કાર્યની ગતિ-વિધિ માટેની વિચારણા અને એનો મુસદ્દો, 'સ્કીમ,' 'પ્લૅન,' 'પ્રોજેક્ટ.' (૪) આલેખન, 'ડિઝાઇન' (ન.લા.)

**યોજનાકીય** વિ. [સં.] યોજનાઓને લગતું, 'સ્કીમૅટિક'

**યોજના-ચાતુર્ય** ન. [સં.] યોજના કરવાની ચતુરાઈ

**યોજના-પત્ર** પું- [સં.] યોજનાને લગતા મુસદ્દાનો કાગળ કે પુસ્તિકા, 'પ્રૉસ્પેક્ટસ' [રીત, 'પ્રોજેક્ટ-મેથડ'

**યોજના-પદ્ધતિ** સ્ત્રી. [સં.] શિક્ષણશાસ્ત્રની એ નામની એક

**યોજના-પૂર્વક** વિ. [સં.] વ્યવસ્થિત માળખું તૈયાર કરીને, યોજના-બદ્ધ રીતે

**યોજના-બદ્ધ** વિ. [સં.] જેનું વ્યવસ્થિત માળખું તૈયાર કરવામાં આવ્યું હોય તેનું [સફળતા, 'પ્લૅન-પર્ફોર્મન્સ'

**યોજના-સિદ્ધિ** સ્ત્રી. [સં.] યોજનાની કે યોજનાઓની

**યોજનીય** વિ. [સં.] જોડવા જેવું, યોજવાને પાત્ર
**યોજવું** સ.ક્રિ. [સં. युज्‌નો ગુણ કરી તત્સમ] ગોઠવણ કરવી. (૨) રચવું, બનાવવું. (૩) જોડવું, મેળવી આપવું. (૪) કામે લગાડવું. **યોજાવું** કર્મણિ., ક્રિ. **યોજાવવું** પ્રે., સ.ક્રિ.
**યોજાવવું, યોજાવું** જુઓ 'યોજવું'માં.
**યોજિત** વિ. [સં.] યોજવામાં આવેલું
**યોજ્ય** વિ. [સં.] જુઓ 'યોજનીય.'
**યોદ્ધો** પું. [સં. योद्धा પું. સં. योद्धृનું પ. વિ., એ.વ.], **યોધ** પું. [સં.] લડવૈયો, સૈનિક
**યોધ-વર્ષ** ન. [સં.] જે વર્ષમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ આવે તેવું વર્ષ, 'લીપ ઇયર'
**યોધ્ય** વિ. [સં.] લડી લેવા જેવું
**યોનિ(-ની)** સ્ત્રી. [સં.] સ્ત્રીની જનનેંદ્રિય. (૨) જન્મ-સ્થાન. (૩) જન્મ, અવતાર. (૪) દેહ, શરીર [રોગ
**યોનિ-કંદ** (-કન્દ) પું. [સં.] સ્ત્રીની જનનેંદ્રિયમાં થતો એક
**યોનિ-ચ્છિદ્ર** ન. [સં.] યોનિમાંનું પેશાબ તેમ યોનિ-માર્ગનું તે તે બાકું [પ્રકારની બળતરા
**યોનિ-દાહ** પું. [સં.] સ્ત્રીની જનનેંદ્રિયમાં થતી એક
**યોનિ-દોષ** પું. [સં.] સ્ત્રીને થતો ઊનવાનો ઉપદ્રવ, ઉપદંશ
**યોનિ-દ્વાર** ન. [સં.] યોનિનું આગળનું બાકું, યોનિ-મુખ
**યોનિધારી** વિ. [સં.,પું.] યૌન-સંબંધ દ્વારા જેનો જન્મ થયો હોય તેવું, જન્મધારી
**યોનિ-પટ** પું., **-ટલ** ન. [સં.] કુમારિકાના લક્ષણરૂપે ગણાતો યોનિ-દ્વારની અંદરનો પડદો
**યોનિ-પથ** પું. [સં.] જુઓ 'યોનિ-માર્ગ.'
**યોનિ-ભ્રંશ** (-ભ્રંશ) પું. [સં.] ગર્ભાશયનું યોનિની બહાર લચી પડવું એ, કાયાનું બહાર નીકળી પડવું એ
**યોનિ-માર્ગ** પું. [સં.] યોનિ-દ્વારથી લઈ ગર્ભાશયના મુખ સુધીનો અંદરનો ભાગ, યોનિ-પથ [મુક્ત
**યોનિ-મુક્ત** વિ. [સં.] જન્મ-મરણના ફેરામાંથી છૂટી ગયેલું,
**યોનિ-મુખ** ન. [સં.] જુઓ 'યોનિ-દ્વાર.'
**યોનિ-મુદ્રા** સ્ત્રી. [સં.] હથેળીમાં આંગળાં ભેળવી કરાતી યોનિની આકૃતિ. (સંધ્યા-વિધિ વગેરેમાં કરાય છે.)
**યોનિ-રંધ્ર** (-રન્ધ્ર) ન. [સં.] જુઓ 'યોનિ-ચ્છિદ્ર.'
**યોનિ-રોગ** પું. [સં.] સ્ત્રીની જનનેંદ્રિયનો વ્યાધિ
**યોનિ-લિંગ** (-લિઙ્ગ) ન. [સં.] યોનિ-દ્વાર ઉપરનો ટણા જેવો આકાર, કામાંકુર
**યોનિ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] યોનિનું મોટી થવાપણું
**યોનિ-શૂલ(-ળ)** ન. [સં.] યોનિમાં સાટકા નીકળવાનો રોગ
**યોનિ-શોથ** પું. [સં.] યોનિનો અંદરનો સોજો
**યોનિ-સંકોચ** (-સઙ્કોચ) પું., **-ચન** ન. [સં.] યોનિનું સંકોચાઈ જવું એ
**યોનિ-સ્રાવ** પું. [સં.] યોનિમાંથી પાણી ઝરવાનો રોગ
**યોની** જુઓ 'યોનિ.'
**યોષા** સ્ત્રી. [સં.], **-ષિત** સ્ત્રી. [સં. योषित्], **-ષિતા** સ્ત્રી. [સં.] જુવાન સ્ત્રી, યુવતિ
**યૌગિક** વિ. [સં.] યોગને લગતું. (જુઓ 'યોગ' શબ્દ). (૨) ન. રાસાયણિક મિશ્રણ, 'કૅાંપાઉન્ડ'
**યૌન** વિ. [સં.] સ્ત્રીની જનનેંદ્રિયને લગતું. (૨) લોહીના સંબંધવાળું-લગ્ન-સંબંધને લઈ થયેલું
**યૌવન** ન. [સં.] જુવાની, જોબન, તારુણ્ય, યુવાવસ્થા
**યૌવન-દર્પ** પું. [સં.] જુવાનીનો ઠસ્સો
**યૌવન-દશા** સ્ત્રી. [સં.] જુઓ 'યૌવન.'
**યૌવન-લક્ષણ** ન. [સં.] જુવાનીનું તે તે નિશાન
**યૌવન-વેશ(-ષ)** પું. [સં.] જુવાનીને શોભાવતો પોશાક. (૨) વિ. જુવાન, યુવાવસ્થામાં રહેલું
**યૌવનારંભ** (-રમ્ભ) પું. [સં. आ-रम्भ] જુવાનીની શરૂઆત
**યૌવનાવસ્થા** સ્ત્રી. [+સં. अव-स्था] જુઓ 'યૌવન.'
**યૌવની** સ્ત્રી. [સં.] જુઓ 'યુવતિ.' [વધતું
**યૌવનોન્મુખ** વિ. [+સં. उन्मुख] જુવાની તરફ આગળ
**યૌવરાજ્ય** ન. [સં.] પાટવી કુંવરનો હોદ્દો
**યૌવરાજ્યાભિષેક** પું. [+ अभि-षेक] પાટવી કુંવરને હોદ્દો આપવાનો વિધિ




**ર** પું. [સં.] ભારતીય-આર્યવર્ણમાળાનો મૂર્ધન્ય અસ્પર્શી ઘોષ અલ્પપ્રાણ વ્યંજન. સં. પરિપાટીમાં ऋ સ્વરમાંથી નીકળેલો કોઈ એને અર્ધસ્વર કહ્યો છે, પરંતુ આજે એ ગુજરાતીમાં 'લુંઠિત' ઉચ્ચરિત થાય છે અને જીભ મૂર્ધામાં અથડાય છે, અર્થાત્ સ્પર્શ ઉચ્ચારણ છે.
**રઈસ** વિ.,પું. [અર.] રિયાસતવાળો. (૨) આગેવાન સરદાર. (૩) ગૃહસ્થ, પ્રતિષ્ઠિત પુરુષ
**રકઝક** સ્ત્રી. [રવા.] લેવા-આપવામાં આનાકાની. (૨) માથાકૂટ, ભાંજ-ઘડ. (૩) તકરાર, ઝઘડો
**રકબો** પું. [અર. રક્બહ્] ખેતરની આસપાસની ખેડ્યા વિનાની જમીન. (૨) પડતર જમીન. (૩) ગામ પરગણું વગેરેની સીમનો પ્રદેશ
**રકમ** સ્ત્રી. [અર.] ગણતરીવાળો અમુક ચોક્કસ આંક કે સંખ્યા. (૨) નાણું. (૩) દાગીનો, ચીજ. (૪) ગણિતમાંની

લખાતી સંખ્યા. (ગ.) (૫) (લા.) ઉસ્તાદ, લુચ્ચું, ઠગ. [૦ ભરવી (રૂ.પ્ર.) નાણાં જમા કરાવવાં. ૦ માંડવી, ૦ લખવી (રૂ.પ્ર.) ગણિતના આંકડા લખવા]

**રકમ-દીઠ** ક્રિ.વિ. [+જુઓ 'દીઠું.'] તે તે રકમ પ્રમાણે, રકમ-વાર

**રકમ-બંધ** (-બન્ધ) વિ. [+ફા. 'બન્દ્'] મોટી સંખ્યામાં. (૨) જથ્થા-બંધ. (૩) ક્રિ.વિ. બાંધી રકમે, જુમલે

**રકમ-વાર** ક્રિ.વિ. [+જુઓ 'વાર.'] તે તે રકમ-દીઠ

**રકાન** પું. [અર. રુક્ન્] ધારો, નિયમ, કાનૂન [પેંગડું

**રકાબ** પું.,ન. [અર. રિકાબ્] ઘોડાના પલાણમાં લટકાવાતું

**રકાબ-દાર** વિ. [+ફા. પ્રત્યય] ખિજમતગાર, હજૂરિયું

**રકા(-કે)બી** સ્ત્રી. [ફા. રકાબી] નાની તાસક, છીછરી નાની થાળી, 'સૉસર,' 'ડિશ'

**રકાર** પું. [સં.] 'ર' વર્ણ. (૨) 'ર' ઉચ્ચાર

**રકારાંત** (રકારાન્ત) વિ. [+સં. अन्त] જેને છેડે 'ર' વર્ણ હોય તેવું (શબ્દ)

**રકાસ** પું. ફજેતો, રેજ. (૨) બૂરું પરિણામ, ખરાબ અંજામ

**રકીબ** પું. [અર.] સમાન પ્રિય સ્ત્રીનો તે તે આશક (પરસ્પર)

**રકેબી** જુઓ 'રકાબી.'

**રક્ત** વિ. [સં.] અનુરાગવાળું, આસક્તિનો આનંદ લેતું. (૨) તલ્લીન, મગ્ન. (૩) રંગેલું. (૪) રાતા રંગનું, લાલ. (૫) ન. લોહી

**રક્ત-કણ** પું. [સં.] શરીરમાંનો લોહીનો તે તે બારીક ખંડ

**રક્ત-કાસ** પું. [સં.] બળખામાં લોહી આવે તેવો ખાંસીનો રોગ [દુર્ગંધિત ખાડો

**રક્ત-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] નરકનો કહેવાતો લોહીનો

**રક્ત-કૃમિ** ન. [સં., પું.] લોહીનું એક પ્રકારનું કરમ (જંતુ), 'બ્લડ-વર્મ'

**રક્તકેશી** વિ. [સં.,પું.] રાતા વાળવાળું

**રક્ત-કોઢ** પું. [+જુઓ 'કોઢ.'] જેમાંથી લોહી ઝર્યા કરે તેવો એક જાતનો કોઢનો રોગ

**રક્ત-કોશ(-ષ)** પું. [સં.] લોહીનો તે તે સૂક્ષ્મ અણુ

**રક્ત-ક્ષય** પું. [સં.] જુઓ 'રક્ત-ક્ષીણતા.' (૨) શરીરમાં લોહી ઘસાતું ચાલે તેવો ઘાસણીનો એક પ્રકાર

**રક્ત-ક્ષીણતા** સ્ત્રી. [સં.] શરીરમાં લોહીની થતી ઘટ

**રક્ત-ગુલ્મ** પું. [સં.] લોહીની ગાંઠ

**રક્ત-ગોલક** પું. [સં.] જુઓ 'રક્ત-કણ.'

**રક્ત-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] લોહીની પડી જતી ગાંઠ

**રક્ત-ચંદન** (-ચન્દન) ન. [સં.] રાતા રંગની ચંદનની જાત, રતાંજળી

**રક્ત-દાન** ન. [સં.] શરીરમાંથી પિચકારી દ્વારા લોહી ખેંચાવી બીજાના શરીરમાં ચડાવવા માટે આપવાની સ્વૈચ્છિક ક્રિયા, રક્ત-પ્રદાન, 'બ્લડ-ડોનેશન'

**રક્ત-દાહ** પું. [સં.] લોહીમાં થતું જલન

**રક્ત-દોષ** પું. [સં.] લોહી-વિકાર

**રક્ત-પટ** વિ. [સં.] લાલ કપડાં પહેરનાર (સાધુ, સંન્યાસી, બૌદ્ધ ભિક્ષુ વગેરે). (૨) (લા.) સામ્યવાદી, 'કૉમ્યુનિસ્ટ'

**રક્ત-પરીક્ષા** સ્ત્રી. [સં.] લોહીની તપાસણી (રોગ શોધવા માટેની), 'બ્લડ-ટેસ્ટ'

**રક્ત-પાત** પું. [સં.] શરીરમાંથી લોહી નીકળવાની ક્રિયા, રક્ત-સ્રાવ. (૨) (લા.) ખૂના-મરકી, પ્રબળ લડાઈ

**રક્ત-પાતી** વિ. [સં.,પું.] જેને રક્તપાત થયો હોય તેવું

**રક્ત-પિત્ત** ન. [સં.] હાથપગનાં આંગળાં પાકી એમાંથી લોહી પરુ નીકળવાનો રોગ, રગત-કોઢ, 'લેપ્રસી'

**રક્તપિત્તિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.], **રક્ત-પિત્તી** વિ. [સં.,પું.] જેને રક્તપિત્ત થયું હોય તેવું, રક્તપિત્તના રોગવાળું

**રક્ત-પ્રદાન** ન. [સં.] જુઓ 'રક્ત-દાન.'

**રક્ત-પ્રમેહ** પું. [સં.] પેશાબમાં લોહી પડતું હોય તેવો પરમિયાનો રોગ, રક્ત-મેહ

**રક્ત-પ્રવાહ** પું. [સં.] લોહીનું વહી જવું એ

**રક્ત-બીજ** પું. [સં.] માંકડ. (૨) એ નામનો પૌરાણિક માન્યતા પ્રમાણેનો એક અસુર. (સંજ્ઞા.)

**રક્ત-બૅન્ક, રક્ત-બૅંક** (-બૅઙ્ક) સ્ત્રી. [સં.+અં.] જ્યાં લોકોનાં શરીરોમાંથી શુદ્ધ-લોહી ખેંચી સુરક્ષિત રાખવામાં આવે અને જરૂરિયાતવાળાં દર્દીઓને પૂરું પાડવામાં આવે તેવું સ્થાન, 'બ્લડ-બૅન્ક'

**રક્ત-ભાવ** પું. [સં.] રતાશ, લાલાશ, સુરખી

**રક્ત-મય** વિ. [સં.] લોહીલુહાણ, લોહીથી ભરેલું

**રક્ત-મેહ** પું. [સં.] જુઓ 'રક્ત-પ્રમેહ.'

**રક્ત-મોક્ષ** પું. [સં.] લોહી કાઢી નાખવાની ક્રિયા

**રક્તરંજક** (-રઞ્જક) વિ.,ન. [સં.] લોહીને લાલ રંગ આપનારું તત્ત્વ, 'હીમોગ્લોબિન'

**રક્ત-લોક** વિ. [સં.] જેનામાં લોકોને લાગણી કે લગની હોય તેવું (સૂત્રધાર નટ નટી વગેરે) [હોય તેવું

**રક્ત-લોચન** વિ. [સં.] (ગુસ્સાથી) આંખો રાતી થઈ ગઈ

**રક્ત-વદન** વિ. [સં.] રાતા મોઢાવાળું (વાંદરું વગેરે)

**રક્ત-વર્ણ** વિ. [સં.], **-ર્ણું** વિ. [+ગુ. 'ઉં' ત.પ્ર.] રાતા રંગનું

**રક્ત-વર્ધક** વિ. [સં.] શરીરમાં લોહી વધારનારું

**રક્ત-વર્ધન**[1] ન. [સં.] જુઓ 'રક્ત-વૃદ્ધિ.'

**રક્ત-વર્ધન**[2] વિ. [સં.] જુઓ 'રક્ત-વર્ધક.' [(સુદ્ધ વગેરે)

**રક્ત-વર્ષી** વિ. [સં.] લોહી ધારા-બંધ પડયે જતું હોય તેવું

**રક્ત-વાહક** વિ. [સં.] નસોમાં લોહીને વહાવનારું

**રક્ત-વાહિની** વિ., સ્ત્રી. [સં.] શરીરમાં લોહી ફેરવનારી તે તે નાડી, ધમની, નસ, શિરા

**રક્ત-વિકાર** પું. [સં.] લોહીનો બગાડ

**રક્ત-વિજ્ઞાન** ન., **રક્ત-વિદ્યા** સ્ત્રી. [સં.] લોહી વિશેનું શાસ્ત્ર

**રક્ત-વિનિમય** પું. [સં.] લોહીનો અદલોબદલો, લોહીની આપ-લે

**રક્ત-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] લોહીનો વધારો થવો એ

**રક્ત-સંક્રમણ** (-સઙ્ક્રમણ) ન. [સં.] નસ દ્વારા શરીરમાં લોહી ચડાવવાની ક્રિયા, 'બ્લડ-ટ્રાન્સફ્યુઝન' (દ.કા.)

**રક્ત-સાર** પું. [સં.] લોહીમાંનું પ્રવાહી તત્ત્વ

**રક્ત-સ્રાવ** પું. [સં.] લોહીનું ઝરી જવું એ (ઝાડો પેશાબ વગેરેમાં) [ઝર્યાં કરતું હોય તેવું

**રક્તસ્રાવી** વિ. [સં.,પું.] જેના શરીરનાં અંગોમાંથી લોહી

**રક્તા** સ્ત્રી. [સં.] બાવીસમાંની પંદરમી શ્રુતિ. (સંગીત.)
**રક્તાક્ષ** વિ. [+સં. अक्षि, સમાસમાં अक्ष, બ.વ્રી.] રાતી આંખવાળું. (૨) (લા.) ગુસ્સે ચડેલું
**રક્તાણુ** ન. [+સં. अणु] શરીરમાંના લોહીના તે તે લાલ કણ
**રક્તાતિ(-તી)સાર** પું. [+સં. अति(.ती)सार] પું. ઝાડામાં લોહી પડતું હોય તેવો મરડો [ફરવું એ
**રક્તાભિસરણ** ન. [+સં. अभि-सरण] શરીરમાં લોહીનું હરવું
**રક્તાર્બુદ** પું. [+સં. अर्बुद] લોહીનો ગડ, રસોળી
**રક્તાશય** ન. [+સં. आ-शय પું.] લોહી રહેવાનું શરીરમાંનું સ્થાન, હૃદય
**રક્તાશોક** પું. [+સં अशोक] રાતા ફૂલનું અશોક વૃક્ષ
**રક્તાંગ-જ્વર** (રક્તાઙ્ગ-) પું. [+સં. अङ्ग-ज्वर] શરીર લાલ-ચોળ થઈ જાય એવા પ્રકારનો તાવ, 'સ્કાર્લેટ-ફીવર'
**રક્તાંબર** (રક્તામ્બર) ન. [+સં. अम्बर] લાલ આકાશ. (૨) રાતા રંગનું લૂગડું. (૩) વિ. જુઓ 'રક્ત-પટ.'
**રક્તાંશુક** (રક્તાંશુક) ન.,પું. [સં.,ન.] રાતું ઓઢણું
**રક્તિ** સ્ત્રી. [સં.] રાગ, આસક્તિ, લગની
**રક્તિમા** સ્ત્રી. [સં.,પું.] લાલાશ, રાતી ઝાંય
**રક્તિયો** વિ.,પું. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] રાતી ઝાંયનો હીરો
**રક્તોત્પલ** ન. [+સં. उत्पल] રાતું કમળ [શીનવાનો રોગ
**રક્તોપદંશ** (-દઁશ) પું. [+સં. उप-दंश] જેમાં લોહી પડે તેવો
**રક્ષક** વિ. [સં.] રક્ષણ કરનાર
**રક્ષક-ચર્મ** ન. [સં.] શરીર વગેરેમાં આંતરિક પડને બચાવનારી ઉપરની ચામડી, 'ક્યુટિકલ' (ન.લ.)
**રક્ષક-છેદક** વિ. [સં.] 'લિબરલ-રૅડિકલ' (ન.લ.)
**રક્ષક-મંદિર** (-મન્દિર) ન. [સં.] રક્ષણ કરનારનું મકાન. (૨) શેઠનું મકાન [(૨) સાચવણી
**રક્ષણ** ન. [સં.] રક્ષવાની ક્રિયા, પાલન, રખવાળું, રખોલું.
**રક્ષણ-કર્તા, રક્ષણ-કારી** વિ. [સં.,પું.] રક્ષણ કરનાર
**રક્ષણ-શક્તિ** સ્ત્રી. [સં.] રક્ષણ કરવાનું બળ
**રક્ષણાત્મક** વિ. [+સં. आत्मन् + क] રક્ષણના રૂપમાં રહેલું, 'પ્રોટેક્ટિવ,' 'ડિફેન્સિવ' [સંભાળ
**રક્ષણાવેક્ષણ** ન. [+સં. अवेक्षण] રક્ષણની દેખ-ભાળ, સભાન
**રક્ષણીય** વિ. [સં.] રક્ષણ કરવાને પાત્ર
**રક્ષયિતા** વિ. [સં., रक्षितृ, પું.] રક્ષણ કરનાર, રક્ષક, પાલ
**રક્ષયિત્રી** વિ., સ્ત્રી. [સં. रक्षित्री] રક્ષણ કરનારી (સ્ત્રીશક્તિ)
**રક્ષવું** સ.ક્રિ. [સં. रक्ष्,-તત્સમ] રક્ષણ કરવું, પાલન કરવું. (૨) બચાવવું. ઉગારવું. (૩) સંભાળવું, સાચવવું. **રક્ષાવું** કર્મણિ., ક્રિ. **રક્ષાવવું** પ્રે.,સ.ક્રિ.
**રક્ષા** સ્ત્રી. સ્ત્રી. [સં,] રક્ષણ, રખવાળું. (૨) સંભાળ, સાચવણી. (૩) રક્ષણ માટેનો આશીર્વાદનો કંઠમાં બંધાતો દોરો, જમણે કાંડે બંધાતી રાખડી. (૪) રખ્યા, ભસ્મ. (૫) દેવ-દેવી રક્ષણ કરે એ નિમિત્તે કરાતું રાખનું ટીલું
**રક્ષા-કવચ** ન. [સં.] માદળિયું, તાવીજ
**રક્ષા-ગૃહ** ન. [સં.,પું.ન.] પાંજરું, પીંજરું
**રક્ષાત્મક** વિ. [+સં. आत्मन् + क] જુઓ 'રક્ષણાત્મક.' 'સેઇવિંગ,' 'પ્રોટેક્ટિવ'
**રક્ષા-બંધન** (-બન્ધન) ન. [સં.] પ્રભુ રક્ષણ કરે એ ભાવે સામાને જમણે કાંડે રાખડી બાંધવી એ
**રક્ષાવવું, રક્ષાવું** જુઓ 'રક્ષવું'માં.
**રક્ષિણી** વિ.,સ્ત્રી. [સં.] સ્ત્રી રક્ષક
**રક્ષિત** વિ. [સં.] જેનું રક્ષણ કરવામાં આવ્યું .હોય તેવું
**રક્ષિત-ભાવ** પું. [સં.] મર્યાદાએ બાંધી રાખેલી કિંમત, 'રિઝર્વ-પ્રાઇસ' [તેવી (સ્ત્રી નગરી વગેરે)
**રક્ષિતા**[1] વિ.,સ્ત્રી. [સં.] જેનું રક્ષણ કરવામાં આવ્યું હોય
**રક્ષિતા**[2] વિ. [સં.,પું.] જુઓ 'રક્ષયિતા.'
**રક્ષિત્રી** વિ.,સ્ત્રી. [સં.] જુઓ 'રક્ષયિત્રી.'
**રક્ષ્ય** વિ. [સં.] જુઓ 'રક્ષણીય.' [મુનિ. (જૈન.)
**રખ** (-ખ્ય) પું. [સં. ऋषि, અર્વા. તદ્ભવ] જૈન ઋષિ,
**રખડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'રખડવું.'] રખડવું એ, ભટકવું એ
**રખડતા-રામ** પું. [જુઓ 'રખડવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + સં.] (લા.) રખડતો માણસ, રઝળુ, રખડુ
**રખડતું** વિ. [જુઓ 'રખડવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] (લા.) ન-ધણિયાતું, અનાથ, 'વેઇફ.' (૨) હરાયું
**રખડ-પટો, -ટ્ટો** પું. [+જુઓ 'પટો,'-ટ્ટો.'], **-ટ્ટી** સ્ત્રી. [+જુઓ 'પટ્ટી.'] આમતેમ રખડવાની ક્રિયા, રખડયા-રખડ કરવું એ, અથડામણ
**રખડપટ્ટું** વિ. [+ગુ. 'ઉં' ત.પ્ર.] રખડુ, રઝડુ
**રખડ-પાટ, -ટો** પું. [જુઓ 'પાટ,'-'ટો.'] જુઓ 'રખડ-પટ્ટી.'
**રખડવું** અ.ક્રિ. રઝડવું, ભટક્યા કરવું, અથડાયા કરવું. (૨) વણસવું. (૩) અધવચથી ખસી પડવું, લબડવું. (૪) (લા.) નિરાશ થવું, હતાશ થવું. [રખડી પડવું (રૂ.પ્ર.) અધ-વચ્ચે લબડી પડવું.] **રખડાવું** ભાવે., ક્રિ. **રખડાવવું** પ્રે., સ.ક્રિ.
**રખડાઉ** વિ. [જુઓ 'રખડવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર,] રઝડયા કરતું, ભટકતું, રખડુ, રઝડું. (૨) હરાયું, ભટકણ (ઢોર વગેરે) [ભટકયા કરવાની ટેવ, રઝડવાના હેવા
**રખડાઉ-વેડા** પું.,બ.વ. [+જુઓ 'વેડા.'] રખડવાની આદત,
**રખડાટ** પું. [જુઓ 'રખડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] રખડ-પટ્ટી
**રખડામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'રખડવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] નકામી રખડ-પટ્ટી, અથડામણ
**રખડા(-ડ્યા)-રખડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'રખડવું' + ગુ. 'યું' ભૂ કૃ. + રખડ.'] સતત રઝડયા કરવાની ક્રિયા, ખૂબ રખડયા કરવું એ
**રખડાવવું, રખડાવું** જુઓ 'રખડવું'માં.
**રખડુ** વિ. [જુઓ 'રખડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ 'રખ-ડાઉ,'–'વૅગ્રન્ટ.' [વેડા.'
**રખડુ-વેડા** પું., બ.વ. [+જુઓ 'વેડા.'] જુઓ 'રખડાઉ-
**રખડેલ** વિ. [જુઓ 'રખડવું' + ગુ. 'એલ' બી. ભૂ.કૃ.] જુઓ 'રખડુ.' (૨) (લા.) ડગમગતું, ચંચળ, અસ્થિર
**રખડયા-રખડ** (-ડ્ય) જુઓ 'રખડા-રખડ.'
**રખણિયાત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'રાખવું' દ્વારા.] રખાત સ્ત્રી, રાખેલી ઉપ-પત્ની [રીતની સંભાળ, સાચવણી
**રખત** (-ત્ય) [જુઓ 'રાખવું' દ્વારા.] બગાડ ન થાય એ
**રખત-રખા, -ખ્યા** સ્ત્રી. [સં. रक्षा > પ્રા. रक्खा] રાખ-રખોપું, રાખે એવી રીતે સામાની સાથેનો વ્યવહાર
**રખતી** સ્ત્રી. [+સં. 'ई' ત.પ્ર.] રખત-રખા, રાખ-રખોપું.

(૨) (લા.) શરમ, આમન્યા. (૩) માન સાચવવું એ

**રખતિયો** વિ.,પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] રખેવાળ, રખોપો

**રખની** સ્ત્રી. [જુઓ 'રાખવું' દ્વારા.] જુઓ 'રખણિયાત.'

**રખનો** પું. સંદેહ, શંકા, શક. (૨) ખતરો

**રખ(-ખા)પત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'રાખવું' દ્વારા.] રાખ-રખાપું. (૨) રક્ષણ. (૩) વિ. રક્ષણ-રૂપ, રક્ષક-રૂપ

**રખ-પંચમી** (રખ્ય-પઞ્ચમી) સ્ત્રી. [જુઓ 'રખ' + સં.], **રખ-પાંચ(-ચે)મ** (રખ્ય-પાંચ(-ચે)મ્ય] સ્ત્રી. [+ સં. पञ्चमी] ભાદરવા સુદિ પાંચમ, ઋષિશ્રાદ્ધનો દિવસ, ઋષિ-પંચમી. (સંજ્ઞા.)

**રખમાઈ** સ્ત્રી. [સં. रुक्मिणी દ્વારા.] શ્રીકૃષ્ણની પટરાણી-રુક્મિણી. (પંઢરપુરમાંના પાંડુરંગ-વિષ્ણુ સાથે બિરાજતાં રુક્મિણી-દેવી] (સંજ્ઞા.)

**રખ-રખ** (રખ્ય-રખ્ય) સ્ત્રી. [જુઓ 'રખરખવું.'] (લા.) મંદવાળને અંગે બેચેની. (૨) તલસવું એ, વલખાં મારવાં એ

**રખ-રખડી** સ્ત્રી. [જુઓ 'રખ્યા-રખ' દ્વારા.] ઝોડ-ઝપટ ટાળવાના ભાવે બાળકના કપાળમાં ગામને સીમાડેથી ચોપડવા લાવેલી રાખોડી

**રખરખતું** વિ. [જુઓ 'રખરખવું' + ગુ. 'તું' વર્ત.કૃ.] સખત અંગારાના રૂપમાં બળતું, ધગધગતું, એકદમ ઉષ્ણ

**રખરખવાટ** પું. [જુઓ 'રાખવું' દ્વારા.] પક્ષપાત, તરફદારી

**રખરખવું** અ.ક્રિ. [અનુ.] અંગારામાંથી જ્વાળ નીકળવી. (૨) (લા.) તલપવું, તલસવું. (૩) બેચેની અનુભવવી (ખાસ કરીને તાવ વગેરે રોગોમાં). **રખરખાવું** ભાવે.,ક્રિ. **રખરખાવવું** પ્રે.,સ.ક્રિ.

**રખ(-ખે)વાળ** પું. [સં. रक्ष(क)-पाल > પ્રા. रक्ख-(-य)वाल] ચોકીદાર, રખોપો, 'કેર-ટેઇકર,' 'ગાર્ડ'

**રખ(-ખે)વાળ(-ળે)ણ** (-ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અ(-એ)ણ' સ્ત્રી-પ્રત્યય] રખેવાળની સ્ત્રી. (૨) સ્ત્રી રખેવાળ

**રખ(-ખે)વાળિયું** વિ.,ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) તાળું, સાચવણું, 'લૉક'

**રખ(-ખે)વાળી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **-ળું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] રક્ષણ કરવાની ક્રિયા, ચોકીદારી

**રખ(-ખે)-વાળેણ** (-ણ્ય) જુઓ 'રખ(-ખે)વાળણ.'

**રખ(-ખે)વાળો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રખ-વાળ.'

**રખા(ઙ્ય)ત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'રાખવું' દ્વારા.] જુઓ ['રખણિયાત.'

**રખાપત** (-ત્ય) જુઓ 'રખપત.'

**રખાયત** જુઓ 'રખાત'-'રખણિયાત.'

**રખાયતું** વિ [જુઓ 'રાખવું' દ્વારા.] વાવેતર ભેળવાઈ ગયાં ન હોય તેવું (ખેતર)

**રખાલ** ન. ઘાસ કાપી લીધેલું જંગલ

**રખાવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'રાખવું + ગુ. 'આવટ' કૃ.પ્ર.] જુઓ 'રખપત.' (૨) પક્ષપાત, તરફદારી, 'પાર્શ્યાલિટી'

**રખાવત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'રખાવું' દ્વારા.] બીજા તરફથી મળતો વર્તાવ

**રખા-વરતણિયો** વિ.,પું. [જુઓ રાખવું' દ્વારા.] જુઓ ['રખવાળ.'

**રખાવવું, રખાવું** જુઓ 'રાખવું'માં.

**રખિયલ** વિ. [જુઓ 'રાખવું' દ્વારા.] રાખનાર, આશ્રય આપનાર

**રખી[1]** પું. [સં. ऋषि, અર્વા. તદ્ભવ] જુઓ 'રખેસર.'

**રખી[2]** સ્ત્રી. [જુઓ 'રાખવું.'] ઢોર માટે કાપીને સૂકવી રાખેલું ઘાસ. (૨) રક્ષણ માટે અપાતો કર

**રખીસર** જુઓ 'રખેસર.'

**-રખુ, -રખું** વિ. [સં. रक्षक- > પ્રા. रक्खअ-] 'રક્ષણ કર-નાર' એવો સમાસને અંતે અર્થ : 'જીવ-રખુ,-ખું,' 'કાંટા-રખું'

**રખે, ૦ને** ક્રિ.વિ. [સં. रक्षे > પ્રાં. रक्खे] કદાચ, કદાપિ

**રખેપો** પું. [જુઓ 'રાખવું' દ્વારા] રક્ષક, રખવાળ

**રખેલો** પું. હુમલો

**રખેવાળ** જુઓ 'રખવાળ.'

**રખેવાળ(-ળે)ણ** (-ણ્ય) જુઓ 'રખવાળણ.'

**રખેવાળિયું** જુઓ 'રખવાળિયું.'

**રખેવાળી** જુઓ 'રખવાળી.'

**રખેવાળું** જુઓ 'રખવાળું.'

**રખેવાળેણ** (-ણ્ય) જુઓ 'રખવાળ(-ળે)ણ.'

**રખેવાળો** જુઓ 'રખવાળો.' [ઝાંપડો, રખી

**રખેસર** પું. [સં. ऋषीश्वर] (લા.) ગામડાંનો ભંગી, હરિજન,

**રખેળવું** સ.ક્રિ. [જુઓ 'રખ્યા'-રાખ,'-ના ધા.] રાખવાળું કરવું, રાખ ભેળવવી (અનાજ સડી ન જાય એ માટે). **રખેળાવું** કર્મણિ.,ક્રિ. **રખેળાવવું** પ્રે.,સ.ક્રિ.

**રખેળાવવું, રખેળાવું** જુઓ 'રખેળવું'માં.

**રખો** પું. [સં. रक्षक- > પ્રા. रक्खअ-] જુઓ 'રખવાળ.'

**રખોટવું** સ.ક્રિ. [સં. रेखा ના.ધા.] આંકા પાડવા, રેખાઓ કરવી, લીટા દોરવા. **રખોટાવું** કર્મણિ.,ક્રિ. **રખોટાવવું** પ્રે.,સ.ક્રિ.

**રખોટાવવું, રખોટાવું** જુઓ 'રખેટવું'માં.

**રખોડવું** સ.ક્રિ. [જુઓ 'રખ્યા'-રાખ,' ના.ધા.] જુઓ 'રખેટવું.' **રખોડાવું** કર્મણિ.,ક્રિ. **રખોડાવવું** પ્રે.,સ.ક્રિ.

**રખોડાવવું, રખોડાવું** જુઓ 'રખોડવું'માં.

**રખોડી** જુઓ 'રાખોડી.'

**રખોપ** પું. [જુઓ 'રખોપું' દ્વારા.] જુઓ .'રખવાળ.'

**રખોપલું** ન. [જુઓ 'રખોપું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રખવાળી.'

**રખોપિયો** વિ.,પું. [જુઓ 'રખોપું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'રખવાળ.' (૨) ગામ કે સીમનું રક્ષણ કરનાર માણસ

**રખોપું** ન.,પો.- પું. [સં. रक्षक त्वक- > પ્રા. रक्खप्पअ-] રક્ષણ, સંભાળ, ચોકીદારની ક્રિયા. (૨) રખોપું કરવાનું મહેનતાણું

**રખોલવું** સ.ક્રિ. [જુઓ 'રખોલું.' -ના.ધા.] રક્ષણ કરવું, સંભાળ રાખવી, ચોકી કરવી. **રખોલાવું** કર્મણિ., ક્રિ, **રખોલાવવું** પ્રે.,સ.ક્રિ.

**રખોલાવવું, રખોલાવું** જુઓ 'રખોલવું'માં

**રખોલિયો** વિ.,પું, [જુઓ 'રખોલું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'રખોપિયો.'

**રખોલું** ન. [જુઓ 'રાખવું' દ્વારા.] જુઓ 'રખોપું'-''રખ-વાળી.' (૨) ખેતરની સંભાળ રાખવી એ

**રખ્યા** સ્ત્રી. [સં. रक्षा > પ્રા. रक्खा] લાકડાં વગેરેની ભસ્મ,

રાખ, વાની. [૦ પાડવી (રૂ.પ્ર.) લાકડાં સળગાવી રાખ કરવી. ૦ વળવી (રૂ.પ્ર.) બળતા અંગારા કરતાં ઉપર રાખ પથરાવી]

**રગ[1]** સ્ત્રી. [ફા.] નસ, શિરા, નાડી, રક્તવાહિની. (૨) પાંદડાની નસ. [૦ ઊતરવી (રૂ.પ્ર.) ગુસ્સો શાંત થવો. ૦ ઓળખવી, ૦ જાણવી, ૦ જોવી, ૦ ઝાલવી, ૦ તપાસવી, ૦ પકડવી, ૦ પારખવી, ૦ વિચારવી (રૂ.પ્ર.) મનો-વૃત્તિ જાણી લેવી. ૦ ખડી થવી (રૂ.પ્ર.) શરીરની નસ ફૂલવી. ૦ ચડ(-ઢ)વી (રૂ.પ્ર.) ગુસ્સે થવું. ૦ગ ગ થઈ જવી (રૂ.પ્ર.) નસ એના સ્થાન ઉપરથી ખસી જવી. ૦ ફરકવી (રૂ.પ્ર.) ભવિષ્યની આપત્તિનો ખ્યાલ આવવો. ૦ મરવી (રૂ.પ્ર.) નપુંસક થવું. ૦ રગમાં (રૂ.પ્ર.) આખા શરીરમાં. ૦ હાથમાં આવવી (રૂ.પ્ર.) ભેદ પકડાઈ જવો. -ગે આવવું (રૂ.પ્ર.) ક્રોધના આવેશમાં આવવું. -ગે રગનો ભોમિયો (રૂ.પ્ર.) બધી વાતના મર્મનો જાણકાર. -ગે રગે રાઈ ચોપડવી (-ચોપડવી) (રૂ.પ્ર.) ત્રાસ આપવો]

**રગ[2]** પું.,સ્ત્રી.,ન. [અં.] કામળો, ધાબળો (મિલનો વણાટ)

**રગ-ઝગ** (રગ્ય-ઝગ્ય) સ્ત્રી. જુઓ 'રક-ઝક.'

**રગ-ટીહિયું** વિ. મંદવાડથી સુકાઈ ગયેલા શરીરવાળું

**રગડ[1]** પું. [જુઓ 'રગડવું.'] પ્રવાહીનો ઘટ્ટ રગડો. (૨) બટાકા ચણા વગેરેની એક પ્રવાહી ઘટ્ટ વાની. (૩) વિ. ઘાટું, ઘટ્ટ

**રગડ[2]** (-ડ્ય) સ્ત્રી [જુઓ 'રગડવું.'] ખૂબ રગડવું એ, ઘૂંટ. (૨) (લા.) નકામી દોડાદોડ. (૩) ઘણી મહેનત, ભારે શ્રમ. (૪) રંજાડ, પજવણી

**રગડ-ગત** (રગડ્ય-ગત્ય) સ્ત્રી. [જુઓ 'રગડ[2]' + 'ગત.[2]'] રગડાવું એ, અથડામણ

**રગડ-દીટી** સ્ત્રી. એક જાતની જંગલી વેલ

**રગડ-દ(-ધ)ગડ** ક્રિ.વિ. [જુઓ 'રગડવું,'-દ્વિર્ભાવ.] (લા.) જેમતેમ કરીને, ધીમે ધીમે, આસ્તે આસ્તે

**રગડ-પટ્ટી** જુઓ 'રખડ-પટ્ટી.'

**રગડ-બુઝારું** વિ. [જુઓ 'રગડવું' + સં. बुद्धि + आकारक= बुद्ध्याकारक- > પ્રા. बुज्झारअ.] જાડી અને ઢંગધડા વિનાની બુદ્ધિનું

**રગડ-મલ્લ(-લ)** પું. [જુઓ 'રગડવું' + 'મલ્લ(-લ).'] કસરતી જવાન, અખાડી મલ્લ. (૨) (લા.) જંગલી જેવું, અબોધ

**રગડવું** સ.ક્રિ. [રવા.] ઘૂંટવું, મસળવું. (૨) (લા.) પજવવું, હેરાન કરવું, રીગડ લેવી. [પત્તર રગડવી (પત્તરચ-) (રૂ.પ્ર.) હેરાન કરવું.] રગડાવું કર્મણિ., ક્રિ. રગડાવવું પ્રે.સ.ક્રિ. [યુદ્ધ કરવું

**રગડવું-ઝગડવું** સ.ક્રિ. [+ જુઓ 'ઝગડવું.'] સમાસામું લડવું,

**રગડા-ઝગડા** પું.,બ.વ., -ડી સ્ત્રી. [જુઓ 'રગડવું' + ઝગડવું,' + ગુ. 'ઓ'-'ઈ' કૃ.પ્ર.] તકરાર, ઝઘડા

**રગડાટ** પું. [જુઓ 'રગડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] (લા.) રગડવાથી થતો અવાજ. (૨) (લા.) હેરાનગત, પજવણી, રંજાડ. (૩) સખત વતરું

**રગડાવવું, રગડાવું** જુઓ 'રગડવું'માં.

**રગડો** પું. [જુઓ 'રગડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'રગડ(૧).' (૨) (લા.) તકરાર, ઝઘડો. (૩) ખટપટ, પંચાત. (૪) ધમાલ. (૫) ભીડ, ગીરદી

**ર-ગણ** પું. [સં.] ગુરુ-લઘુ-ગુરુ એવા ત્રણ અક્ષરોના ગણમેળ વૃત્તો-છંદો માટેનો એક ગણ. (પિં.)

**રગણ-પતિ** પું. [સં.] (ઉપરના 'ર-ગણ'નો દેવ 'અગ્નિ' મનાતો હોઈ) અગ્નિ [(રચના કૃતિ શ્લોક વગેરે)

**રગણી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જેમાં 'ર-ગણ' હોય તેવું

**રગત** ન. [સં. रक्त અર્વા. તદ્ભવ] લોહી. (૨) લોહી-પરુ

**રગત-કોઢ** પું, [+ જુઓ 'કોઢ-'] જુઓ 'રક્ત-કોઢ.'

**રગત-પટ્ટી** સ્ત્રી. [જુઓ 'રગત' દ્વારા.] (લા.) લોહી પડવું એ, મારામારી, બાઝંબાઝ ['રક્ત-પિત્ત.'

**રગત-પિત્ત** નં. [+ સં ], **રગત-પીત** ન. [સં. ॰पित्त] જુઓ

**રગત-પીતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] રક્તપિત્તિયું

**રગત-પીતી** સ્ત્રી. એ નામની એક વેલ

**રગત-રેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'રગત' + 'રેલ.'] લોહીનું પૂર, લોહીનો પ્રવાહ

**રગત-રોઇ(-ય)ડો** (રોઃઇ(-ય)ડો) પું. [સં. रक्तरोहितक- પૂર્વ પદ અર્વા. તદ્ભવ + પ્રા. रोहिडअ.] ઘાનું લોહી અટકાવવાના ગુણવાળું એક વૃક્ષ

**રગત-રોટી** સ્ત્રી. [જુઓ 'રગત' + 'રોટી.'] (લા.) સખત મજૂરીથી મળતું ભરણપોષણ. (૨) લશ્કરી નોકરીમાં મળતું ઈનામ

**રગત-રોડ, -થડો** જુઓ 'રગત-રોઇડો.'

**રગતી** સ્ત્રી. [જુઓ 'રગવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] રગવું એ, કરગરવું એ, કાલાવાલા. (૨) (લા.) શેહ, શરમ

**રગતિયો** પું. એક પ્રકારનો પાતળો ઝેરી સાપ

**રગ-રગ** જુઓ 'રગ[1]'માં.

**રગડ-દગડ** પું. જુઓ 'રગડો.' (૨) ગંદું મેલું પાણી

**રગ-દાર** વિ. [ફા.] (લા.) જોરદાર, મજબૂત

**રગદોળવું** સ.ક્રિ. [અનુ.] માટી કાદવ વગેરેમાં નાખી આડું અવળું ઘસવું. રગદોળાવું કર્મણિ., ક્રિ. રગદોળાવવું પ્રે.,સ.ક્રિ.

**રગદોળાવવું, રગદોળાવું** જુઓ 'રગદોળવું'માં.

**રગબી** સ્ત્રી. [અં.] ફૂટબૉલની એક પ્રકારની રમત

**રગર** (-રચ) સ્ત્રી. રમત, ખેલ, ક્રીડા

**રગ-રગ** (રગ્ય-રગ્ય) સ્ત્રી [જુઓ 'રગવું,'-દ્વિર્ભાવ.] વારંવાર રગવું એ, કાલાવાલા, આજીજી

**રગરગવું** સ.ક્રિ. [જુઓ 'રગવું,'-દ્વિર્ભાવ.] રગવું, કરગરવું, કાલાવાલા કરવા, આજીજી કરવી. રગરગાવું કર્મણિ.,ક્રિ. રગરગાવવું પ્રે.,સ.ક્રિ.

**રગરગાવવું, રગરગાવું** જુઓ 'રગરગવું'માં.

**રગરગિયું** વિ. [જુઓ 'રગરગવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] રગરગે તેવું, કાલાવાલા કરનારું

**રગવું** સ.ક્રિ. જુઓ 'રગરગવું.' (ભૂ.કૃ.નો કર્તરિ પ્રયોગ.) રગાવું ભાવે.,ક્રિ. રગાવવું પ્રે.,સ.ક્રિ.

**રગશ-રગશ** ક્રિ.વિ. ધીમે ધીમે, મંદ મંદ. (૨) કરડાતું કરડાતું

રગશ-રેંટિયો (-રેં ટિયો) પું. [+ જુઓ 'રેંટિયો.'] (લા.) ધીમે ધીમે ઢસડાતું ચાલવું એ
રગશિ(-સિ)યું વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] ધીમે ધીમે ઢસડાતું ચાલતું. (૨) (લા.) કંટાળો ઉપજાવે તેવું. [૦ ગાડું (રૂ.પ્ર.) ધીમે ધીમે ઢસડાતું થતું કામ]
રગસગ ન. એક પ્રકારનું વાદ્ય
રગસિયું જુઓ 'રગશિયું.'
રગળવું અ.ક્રિ. [અનુ.] લાચારી કરવી, કાલાવાલા કરવા. રગળાવું ભાવે.,ક્રિ. રગળાવવું પ્રે.,સ.ક્રિ.
રગળાવવું, રગળાવું જુઓ 'રગળવું'માં
રગાવવું, રગાવું જુઓ 'રગવું'માં.
રગિયું, રગીલું વિ. [જુઓ 'રગ' + ગુ. 'ઇયું'-'ઈલું' ત.-પ્ર.] (લા.) અમુક વલણવાળું. (૨) હઠીલું, મતીલું, જિદ્દી. (૩) ઉદ્ધત, ગર્વિષ્ઠ. (૪) દુષ્ટ, પાજી, લુચ્ચું
રગેડો પું. જાડો પ્રવાહી રેલો
રગોડ જુઓ 'રગડો.' (૨) ખૂબ જાડું પ્રવાહી, રગડો
રગોડ ન. જુઓ 'રગત-રોઇડો.'
રઘબત સ્ત્રી. [અર. રગ્બત્] પસંદગી. (૨) ઇચ્છા, ઈરાદો
રઘલાં ન.,બ.વ. લગ્નને આગલે દિવસે અપાતું જમણ
રઘલી સ્ત્રી. બોરસલી જેવું સુગંધી ફૂલોનું એક ઝાડ
રઘવા, ૦ટ પું. ઉતાવળવાળો ગભરાટ, ગભરાપણું. (૨) હાંફળા-ફાંફળા થઈ કરાતી દોડાદોડ
રઘવાટિય(-યે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રઘવાટિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] રઘવાટિયા સ્વભાવની સ્ત્રી
રઘવાટિયા-વેડા પું.,બ.વ. [જુઓ 'રઘવાટિયું' + 'વેડા.'] રઘવાટિયાપણું
રઘવાટિયું વિ. [જુઓ 'રઘવાટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રઘવાટ કરનારું [થયા કરવું એ
રઘવાયા-વેડા પું.,બ.વ. [જુઓ 'રઘવાયું + 'વેડા.'] રઘવાયું
રઘવાયું વિ. જુઓ 'રઘવાટિયું.' (૨) બેચેન, અસ્વસ્થ. [૦ કૂતરું, ૦ ઢોર, ૦ ભૂત (રૂ.પ્ર.) રઘવાટિયું માણસ]
રઘવાયો પું. જુઓ 'રાઘવ-દાસ'-(એક મીઠાઈ).
રઘુ પું. [સં.] સૂર્યવંશનો મનાતો ઇક્ષ્વાકુવંશી એક રાજા (રામચંદ્રનો પ્રપિતામહ). (સંજ્ઞા.)
રઘુ-કુલ(-ળ) ન. [સં.] જુઓ 'રઘુ'-રઘુરાજાનો વંશ
રઘુકુલ(-ળ)-તિલક, રઘુ-નંદન (-નન્દન) પું. [સં.] રઘુકુળના પુત્ર–રામચંદ્ર
રઘુ-નાથ, રઘુ-પતિ પું. [સં.] રઘુકુળના સ્વામી—રામચંદ્ર
રઘુ-વંશ (-વંશ) પું. [સં.] જુઓ 'રઘુ-કુલ.' (૨) સંસ્કૃત ભાષાના મહાકવિ કાલિદાસનો દિલીપ-રઘુ-અજ-દશરથ-રામનાં ચરિત્ર આપતો મહાકાવ્ય-ગ્રંથ. (સંજ્ઞા.)
રઘુ-વંશી (-વંશી) વિ. [સં.,પું.] રઘુવંશને લગતું, રઘુવંશનું
રચક વિ. [સં.] રચના કરનાર
રચન વિ. [સં.] રચના, ગોઠવણ, વ્યવસ્થા. (૨) કૃતિ (ગ્રંથ-કૃતિ લેખ-કૃતિ કાવ્ય-કૃતિ વગેરે) [વર્ષ
રચન-વર્ષ નં. [સં.] રચ્યાની સાલ, રચના-વર્ષ, કૃતિ કર્યાનું
રચના સ્ત્રી. [સં.] માંડણી, 'કન્સ્ટ્રક્શન.' (૨) ગોઠવણ, વ્યવસ્થા. (૩) કૃતિ (જુઓ 'રચન(૨).'), સર્જન, 'કૉમ્પોઝિશન'
રચનાત્મક વિ. [સં. रचन + आत्मन् + क] સત્પરિણામી ક્રિયાના રૂપમાં રહેલું. (૨) જેમાં કાંઈ નવું કરવાનું હોય તેવું, 'કન્સ્ટ્રક્ટિવ'
રચનાત્મક-તા સ્ત્રી. [સં.] રચનાત્મક હોવાપણું
રચના-પ્રવૃત્તિ સ્ત્રી. [સં.] ઘાટ આપવાની હિલચાલ, 'કૉન-ફિગ્યુરેશન'
રચના-મનોહર વિ. [સં.] રચનામાં સુંદર હોય તેવું
રચના-માધુર્ય નં. [સં.] રચનાની મધુરતા, રચનાનું સૌંદર્ય
રચના-વાદ પું. [સં.] કુદરતનાં અંતિમ કારણો વિશે ખ્યાલ આપતી દલીલ, 'ટેલિયોલૉજિકલ આર્ગ્યુમેન્ટ' (હ.વ.)
રચના-વિધયક વિ. [સં.] મૂલ આકારને લગતું, 'ફૉર્મલ' (હી.વ.)
રચના-શક્તિ સ્ત્રી. [સં.] બનાવવાની તાકાત [(ગ.વિ.)
રચના-શાસ્ત્ર નં. [સં.] ઇજનેરી વિદ્યા, 'એન્જિનિયરિંગ'
રચના-હેતુ પું. [સં.] જ્ઞાનની દેવી પ્રક્રિયા 'એક્લેટસ'
રચપચ ક્રિ.વિ. [અનુ.] તરબોળ
રચયિતા વિ. [સં.,પું.] રચના કરનાર
રચયિત્રી સ્ત્રી. [સં.] રચના કરનાર સ્ત્રી
રચવું સ.ક્રિ. [સં. रच् તત્સમ] બનાવવું, કરવું, (૨) નિર્માણ કરવું, પેદા કરવું. (૩) ગોઠવવું, વ્યવસ્થિત કરવું. રચાવું કર્મણિ., ક્રિ. રચાવવું પ્રે.,સક્રિ.
રચામણ ન., -ણી સ્ત્રી. [જુઓ 'રચવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] રચવાની ક્રિયા. (૨) રચવાનું મહેનતાણું
રચાવ પું. [જુઓ 'રચવું' + ગુ. 'આવ' કૃ.પ્ર.] રચના, સજાવટ, ગોઠવણી
રચાવવું, રચાવું જુઓ 'રચવું'માં.
રચિત વિ. [સં.] રચેલું
રચેલું-પચેલું વિ. ['રચવું-પચવું' ક્રિયાપદ તરીકે નથી, પણ બેઉ ભૂ.કૃ. વપરાય છે. + ગુ. 'એલું' કૃ.પ્ર.] (લા.) મશગૂલ, તલ્લીન [ખાબાં
રચ્છી સ્ત્રી. ઉનાળામાં શરીર પર બાઝતાં પસીનાનાં મેલાં
રચ્યું-પચ્યું વિ. [જુઓ 'રચેલું-પચેલું'. 'રચવું-પચવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] જુઓ 'રચેલું-પચેલું.'
રજ ન. [સં. रजस्] ફૂલમાંના પુંકેસર-સ્ત્રીકેસરના કણ. (૨) ઋતુઆવનું લોહી, આર્તવ. (૩) સ્ત્રી. [સં. रजस् ન.] રેણુ, ધૂળ (બારીક કણોના રૂપમાં). (૪) (લા.) વિ. લેશ, જરા, થોડું. [૦ ના(-નાં)ખવી ૦ ભ(-ભ૨)ભરાવવી (રૂ.પ્ર.) ઠારવું. (૨) છેતરવું. ૦નું ગજ કરવું (રૂ.પ્ર.) વાત વધારીને કહેવી. માથે રજ ભ(-ભ૨)ભરાવે તેવું (રૂ.પ્ર.) ઊચ્ચાઈમાં ચડિયાતું]
રજક[1] પું. [સં.] કપડાં ધોવાનો ધંધો કરનાર–ધોબી
રજક[2] ન. [અર. રિજ્ક્] ખોરાક, ખાવાનું, અન્ન, દાણો-પાણી, અન્ન-જળ. [૦ ઊઠવું (રૂ.પ્ર.) અંજળ ઊઠી જવું, સ્થાન છોડવાનું બનવું. ૦ લખ્યું હોવું (રૂ.પ્ર.) નસીબનો સંબંધ હોવો] [અંશ, અણુ, કણી
રજ-કણ પું.,સ્ત્રી.,ન. [સં. रजः+कण પું.] ધૂળનો બારીક
રજકો પું. મેથીના દેખાવનું ઘોડા બળદ વગેરેને ખાવાનું

એક પ્રકારનું ઊભું ઘાસ, ગદબ

**રજ-કોશ(-ષ)** પું. [સં. रजः-कोश(-ष)] સ્ત્રીઓના ગર્ભમાંનો અંડાશય. (૨) ફૂલનો ડોડો

**રજત** વિ. [સં.] રૂપાનું. (૨) રૂપા જેવા રંગનું, રૂપેરી. (૩) ન. રૂપું, ચાંદી (ધાતુ). (૪) (લા.) સત્ત્વ, હીર, બળ

**રજત-મહોત્સવ** પું. [અં. 'સિલ્વર જ્યુબિલી'નો અનુવાદ] કોઈ પણ વ્યક્તિ સંસ્થા મંડળ વગેરેનો ૨૫ વર્ષ પૂરાં કર્યાનો ઊજવાતો ઉત્સવ, રૌપ્ય મહોત્સવ, 'સિલ્વર-જ્યુબિલી'

**રજત-વાલુ** સ્ત્રી. [સં. रजत-वालुका] રૂપેરી રેતી. (ના.દ.)

**રજનિ, -ની** સ્ત્રી. [સં.] રાત્રિ, રાત, નિશા

**રજનિ(-ની)-કર** પું. [સં.] ચંદ્રમા

**રજનિ(-ની)-ગંધા** (-ગન્ધા) સ્ત્રી. [સં.] રાતે સુગંધ આપતો એક ફૂલ-છોડ, રાતની રાણી [રાક્ષસ

**રજનિ(-ની)-ચર** વિ. [સં.] રાતે ફરનારું. (૨) પું. ચોર. (૩)

**રજનિ(-ની)-નાથ, રજનિ(-ની)-પતિ** પું. [સં.] જુઓ 'રજનિ-કર.'

**રજનિ(-ની)-મુખ** ન. [સં.] સાંઝનો સમય, સૂર્યાસ્તનો સમય. (૨) સૂર્યાસ્ત પછી ચાર ઘડી સુધીનો સમય

**રજ-પુટ** પું. [સં. रजः+पुट] પરાગનો દાબડો

**રજપુતાણી** જુઓ 'રાજપુતાણી.'

**રજપુતાના** જુઓ 'રાજપુતાના.' ['રાજપૂત.'

**રજ-પૂત** પું. [સં. राजपुत्रमां ઉત્તરપદમાં > પ્રા. पुत्त] જુઓ

**રજપૂત-વટ** (-ટચ) જુઓ 'રાજપૂત-વટ.'

**રજપૂત-વાડો** જુઓ 'રાજપૂત-વાડો.'

**રજપૂતાઈ** જુઓ 'રાજપૂતાઈ.'

**રજપૂતી** જુઓ 'રાજપૂતી.'

**રજબ** પું. [અર.] હિજરી વર્ષનો ૭ મો મહિનો. (સંજ્ઞા.)

**રજ-ભાર, રજ-માત્ર** વિ. [જુઓ 'રજ' + સં.] ધૂળના કણનું વજન હોય તેટલું–(લા.) લેશ, જરાક, થોડું

**રજમો** પું. [સૌ.] જુસ્સો, આવેશ. (૨) સ્ફૂર્તિ, ચેતના

**રજવાડી** વિ. [જુઓ 'રજવાડું' + ગુ. 'ઈ' ત.પ્ર.] રજવાડાને લગતું, રજવાડાનું

**રજવાડું** ન. [સં. राजक-पाटक > પ્રા. रज्जवाडअ-] (લા.) અંગ્રેજી સમયનું તે તે દેશી રાજ્ય. (૨) રાજ

**રજવાડો** પું. [જુઓ 'રજવાડું.'] ગુ.માં ન. રૂપ જ વ્યાપક છે, પું. નહિ. [ગુસ્સો

**રજસ્, -સ** ન. [સં. रजस्] રજોગુણ. (૨) (લા.) ક્રોધ,

**રજસ્વલા(-ળા)** સ્ત્રી. [સં.] જેને ઋતુ આવતાં ત્રણ કે ચાર દિવસ દૂર બેસવાનો રિવાજ છે તેવી સ્ત્રી, છેટે બેઠેલી–અભડાયેલી સ્ત્રી, લૂગડે આવેલી સ્ત્રી, ઋતુમતી સ્ત્રી

**રજઃસ્રાવ** પું. [સં. रजस्+स्राव] સ્ત્રીને માસિક આવવું એ

**રજા** સ્ત્રી. [અર. 'રિજા'–રાજીપણું] છૂટી, અણોજો, અગતો, 'લીવ.' (૨) પરવાનગી, અનુજ્ઞા, અનુમતિ, 'પર્મિશન.' [૦ આપવી (રૂ.પ્ર.) નોકરીમાંથી છૂટું કરવું. (૨) સંમતિ આપવી. ૦ ઉપર ઊતરવું, ઉપર જવું (-ઉપરય.) (રૂ.પ્ર.) નોકરીમાંથી થોડા દિવસ છૂટી લેવી. ૦ થવી, ૦ હોવી (રૂ.પ્ર.) તહેવાર હોવો. ૦ પડવી (રૂ.પ્ર.) છૂટીનો સમય મળવો. ૦ મળવી (રૂ.પ્ર.) નોકરીમાંથી છૂટું થવું. ૦ માગવી (રૂ.પ્ર.) નોકરીમાંથી છૂટું કરવા કહેવું. (૨) સંમતિ માગવી. ૦ લેવી (રૂ.પ્ર.) નોકરીમાંથી છૂટા થવું. (૨) પરવાનગી લેવી]

**રજા-અરજી** સ્ત્રી. [+ જુઓ 'અરજી.'] રજા મંજૂર કરાવવા-કરવાની વિનંતિનો પત્ર

**રજાઈ** સ્ત્રી. [ફા.] થોડા રૂની ઓઢવાની ગોદડી

**રજા-કજા** સ્ત્રી. [અર. 'રિજા-કજા'] અકસ્માત, અણધારી આફત. (૨) મૃત્યુ, મોત, મરણ, અવસાન

**રજા-ચિટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [+ જુઓ 'ચિટ્ઠી,-ઠ્ઠી.'] રજા આપવાનો કે માગવાનો ટૂંકો પત્ર

**રજાળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'રજ' + ગુ. 'આળ' ત.પ્ર.] છાપરા વગેરેમાંથી પડતું રજવાળું કિરણ. (૨) પ્રકાશ, તેજ, અજવાળું

**રજાળિયું** ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] છાપરામાંથી રજાળ આવે એ માટે મૂકેલું કે થયેલું નાનું બાકું [ધૂળવાળું

**રજાળું**[1] વિ. [જુઓ 'રજ' + ગુ. 'આળું' ત.પ્ર.] રજવાળું,

**રજાળું**[2] વિ. [અર. રઝીલ્] હલકું, નીચ, ઓછું પાત્ર, બેશરમ. (૨) ફાલતુ, ઉપયોગ વિનાનું. (૩) ઝટ ઓલવાઈ જાય તેવું (ઈંધણું) ['રજાળું.'[1]

**રજિયલ** વિ. [જુઓ 'રજિયું' + ગુ. 'અલ' ત.પ્ર.] જુઓ

**રજિયું** વિ. [જુઓ 'રજ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'રજાળું.'[1] (૨) ન. શાહીના લખેલા અક્ષર સૂકવવા નખાતી ઝીણી રેતીની દાબડી, રેત-દાની, રેતિયું

**રજિસ્ટર** ન. [અં.] નોંધણી કરવાનો ચોપડો, પત્રક, નોંધાવેલો પત્ર બુક-પોસ્ટ બુક-પૅકેટ પાર્સલ વગેરે

**રજિસ્ટર્ડ** વિ. [અં.] ફી દઈ ટપાલ ઑફિસમાં નોંધાવેલું. (૨) ફી દઈ સરકારી દફતરે નોંધાવેલું. (૩) ન. જુઓ 'રજિસ્ટર(૨).'

**રજિસ્ટ્રાર** પું. [અં.] દફતરદાર, દફતર રાખનાર અમલદાર. (૨) બધા કારકુનોનો મુખ્ય અમલદાર. (૩) યુનિવર્સિટીનો કુલ-સચિવ, મહા-મંત્રી

**રજિસ્ટ્રી** સ્ત્રી. [અં.] ફી લઈ નોંધ કરવાનો ચોપડો. (૨) એવી નોંધણી કરવાની શાખા (સ્થાન)

**રજિસ્ટ્રેશન** ન. [અં.] ફી દઈ સરકારી ચોપડે કે ટપાલને ચોપડે નોંધ કરાવવી એ, નોંધણી, નોંધણી-કામ

**રજી** સ્ત્રી. [જુઓ 'રજ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] બારીક રેતી, કણવાળી ઝીણી ચોખ્ખી ધૂળ

**રજૂ** ક્રિ.વિ. [અર. રજૂઅ્] સમક્ષ ધરવામાં આવે એમ, હાજર કરવામાં આવે એમ

**રજૂઆત** સ્ત્રી. [જુઓ 'રજૂ' દ્વારા.] કોઈ પણ વસ્તુ કે વિગત યા પ્રસંગ સામાની સમક્ષ ધરવાની ક્રિયા, નજર આગળ મૂકવા-દેખાડવાની ક્રિયા, 'પ્રેઝન્ટેશન,' 'ડેમોન્સ્ટ્રેશન.' (૨) પ્રતિનિધિત્વ, નિવેદન, 'રેપ્રિઝેન્ટેશન.' (૩) અભિનયનું પ્રત્યક્ષીકરણ, 'પર્ફોર્મન્સ'

**રજે-રજ** ક્રિ.વિ. [જુઓ 'રજ' + ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર. + 'રજ.'] કણ પણ છોડચા વિના, બધું જ, સર્વકાંઈ

**રજૈ** સ્ત્રી. [જુઓ 'રજાઈ.' (ચરો.)] જુઓ 'રજાઈ.'

**રજો-ગુણ** પું. [સં. रजस्+गुण, સંધિથી] દરેક પ્રવૃત્તિનો

હેતુભૂત ગુણ, રાજસી વૃત્તિ
**રજોગુણ-પ્રધાન** વિ. [સં.], **રજોગુણી** વિ. [સં., પું.] જેમાં રાજસી વૃત્તિ મુખ્ય હોય તેવું
**રજોટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'રજ' દ્વારા.] ઊડતી રજ, રજોટી
**રજોટવું** સ.ક્રિ. [જુઓ 'રજોટ,'-ના.ધા.] રજવાળું કરવું, ધૂળવાળું કરવું, રજમાં રગદોળવું. **રજોટાવું** કર્મણિ.,ક્રિ. **રજોટાવવું** પ્રે.,સ.ક્રિ.
**રજોટાવવું, રજોટાવું** જુઓ 'રજોટવું'માં.
**રજોટિ(-ઠિ)યું** ન. [જુઓ 'રજોટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) માળિયું, કાતરિયું, નીચો મેડો, 'સેલર.' (૨) મકાનનો સૌથી છેલ્લો નાનો માળ, માઢિયું ['રજોટ.'
**રજોટી** સ્ત્રી. [જુઓ 'રજોટ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**રજોઠિયું** જુઓ 'રજોટિયું.'
**રજો(ય)ણું** ન., -ણો પું. [સં. रजो-हरणक->દ્વારા.] (જૈન સાધુનું) રજોહરણ, ઓઘો
**રજો-દર્શન** ન. [સં. रजस् + दर्शन, સંધિથી] સ્ત્રીને માસિક ઋતુ દેખાવું એ [થવાની પ્રક્રિયા
**રજો-ધર્મ** પું. [સં. रजस् + धर्म, સંધિથી] સ્ત્રીને રજોદર્શન
**રજો-નિવૃત્તિ** સ્ત્રી. [સં. रजस् + निवृत्ति, સંધિથી] સ્ત્રીને આધેડ ઉંમરે આવતાં ઋતુ આવવામાંથી ફારેક થવું એ, 'મેનોપૉઝ' (દ.કા.શા.)
**રજોયણું, -ણો** જુઓ 'રજોણું,-ણો.'
**રજો-રોધ** પું. [સં. रजस् + रोध, સંધિથી] સ્ત્રીને ઋતુ અટકી પડવાનો વ્યાધિ ['રજોણું.'
**રજો-હરણ** પું., ન. [સં. रजस् + हरण, સંધિથી] જુઓ
**રજ્જાક** પું. [અર.] અન્નજળ આપનાર-પરમાત્મા, પરમેશ્વર
**રજ્જુ** સ્ત્રી.,ન. [સં.,સ્ત્રી.] દોરડું, દોરી, નાડું, નાડી. (૨) એક ખૂબ લાંબું અંતર, રાજ
**રજ્જુ-સર્પ** પું. [સં.] ભ્રાંતિથી દોરડાને માની લીધેલો સાપ
**રઝક** જુઓ 'રજક.'
**રઝળ-પટ્ટી** (રઝળ્ય-) સ્ત્રી. [જુઓ 'રઝળવું' + 'પટ્ટી.'], **રઝળ-પાટ** પું. [+ જુઓ 'પાટ.'] જુઓ 'રખડ-પટ્ટી'-'રખડ-પાટ.'
**રઝળવું** અ.ક્રિ. જુઓ 'રખડવું.' [**રઝળી જવું** (રૂ.પ્ર.) ગેરવલ્લે થવું. **રઝળી પડવું** (રૂ.પ્ર.) ચૂકી જવું (રેલ-ગાડી)] **રઝળાવવું** પ્રે.,સ.ક્રિ.
**રઝળાઉ** વિ. [જુઓ 'રઝળવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] જુઓ 'રખડાઉ.' ['રખડ-પટ્ટી.'
**રઝળાટ** પું. [જુઓ 'રઝળવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] જુઓ
**રઝળાવવું** જુઓ 'રઝળવું'માં.
**રઝળુ** વિ. [જુઓ 'રઝળવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ 'રખડુ.'
**રઝાકાર** પું. [અર. મૂળનો શબ્દ] સેવક, સ્વયં-સેવક (સ્વેચ્છાએ લડવા તૈયાર થયેલો મુસ્લિમ)
**રટણ** ન., -ણા સ્ત્રી. [જુઓ 'રટવું' + ગુ. 'અણ'-'અણા' કૃ.પ્ર.], **-ન** ન. [સં.], **-ના** સ્ત્રી. [સં.માં સ્ત્રી. નથી] રટવું એ, મોઢેથી શબ્દોનું વારંવાર આવર્તન
**રટવું** સ.ક્રિ. [સં. रट्, તત્સમ] મોઢેથી શબ્દોનું વારંવાર આવર્તન કર્યા કરવું, વારંવાર ઉચ્ચાર્યા કરવું, 'ક્રેમિંગ.' **રટાવું** કર્મણિ., ક્રિ. **રટાવવું** પ્રે.,સ.ક્રિ.
**રટાવવું, રટાવું** જુઓ 'રટવું'માં.
**રટિત** વિ. [સં.] જેનું રટન કરવામાં આવ્યું હોય તેવું
**રડણુ, -લ** વિ. તદ્દન નકામું. (૨) બોદાઈ ગયેલું કે સડી ગયેલું. (૩) રદ્દી થઈ ગયેલું
**રટ્ઠ(-ઠ્ઠ)** સ્ત્રી. [દે.પ્રા.] એ નામની એક પ્રાચીન આર્ય પ્રજા. 'રાઠોડ' રાજપૂતોના મૂળમાં રહેલી (જે સુ-રઠમાં સચવાયેલી.)
**રટ્ઠૂ(-ઠ્ઠૂ)સ** વિ. સાવ હલકી જાતનું, રદ્દી
**રઠવું** અ.ક્રિ. ગબડી પડવું, ગુલાંટ ખાઈ જવી. (૨) આખડવું. [**રઠી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) રેંસી નાખવું.] **રઠાવું** ભાવે., ક્રિ. **રઠાવવું** પ્રે.,સ.ક્રિ.
**રઠાવવું, રઠાવું** જુઓ 'રઠવું'માં. [મમતી
**રઠીલું** વિ. [જુઓ 'રઠવું' + ગુ. 'ઈલું' કૃ.પ્ર.] હઠીલું, જિદ્દી,
**રઠ્ઠ** જુઓ 'રટ્ઠ.'
**રઠ્ઠૂસ** જુઓ 'રટ્ઠૂસ.' [રો-કકળ, કલ્પાંત
**રડ-કકળ** (રડચ-કકળ્ય) સ્ત્રી. [જુઓ 'રડવું' + 'કકળવું.']
**રડકણુ, -ણું** વિ. [જુઓ 'રડવું' + ગુ. 'અણ'-'અણું' કૃ.પ્ર. + વચ્ચે 'ક' મધ્યગ.], **રડકું** વિ. [+ મધ્યગ 'ક' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] રડી પડવાના સ્વભાવનું, રોતલ
**રડજી** વિ.,પું. [જુઓ 'રડવું' દ્વારા.] 'રડ્યો-પીટિયો-રોયો' એ પ્રકારની ગાળને પાત્ર
**રડથડ** પું. માટી અને છાણનું જાડું લીંપણ. (૨) રોડાં કાંકરીનું થાબડીને કરેલું ભોં-તળું
**રડ-બડ** ક્રિ.વિ. [રવા.] વેર-વિખેર રન-વન
**રડબડવું** અ.ક્રિ. [રવા.] રડવડવું, વેર-વિખેર થઈ જવું. **રડબડાવું** ભાવે.,ક્રિ. **રડબડાવવું** પ્રે.,સ.ક્રિ.
**રડબડાવવું, રડબડાવું** જુઓ 'રડબડવું'માં.
**રડમસ** વિ. [જુઓ 'રડવું' દ્વારા.] રડતું, રોતલ
**રડ-રડાટ** પું. [જુઓ 'રડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] રો-કકળ, રો-કકળાટ [પટ્ટી.'
**રડવડ** (રડચ-વડચ) સ્ત્રી. [જુઓ 'રડવડવું.'] જુઓ 'રખડ-
**રડવડવું** અ.ક્રિ. [અનુ.] જુઓ 'રખડવું.' **રડવડાવું** ભાવે., ક્રિ. **રડવડાવવું** પ્રે.,સ.ક્રિ.
**રડવડાવવું, રડવડાવું** જુઓ 'રડવડવું'માં.
**રડવું** અ.ક્રિ. [સં. रट्- > પ્રા. रड] રોવું, વિલાપ કરવો. (૨) દયા ઉપજાવે તેવી રીતે કહી બતાવવું. [**-તા લાડુ** (રૂ.પ્ર.) ઘણા ઘીના લચપચતા લાડુ. **-તા થવું** (રૂ.પ્ર.) નાસીપાસ થઈ ચાલતી પકડવી. (૨) ભાગી છૂટવું. **-તીનાં આંસુ લૂછવાં** (રૂ.પ્ર.) દયા બતાવવી. ૦ **તીને પિયેરિયાં મળ્યાં** (રૂ.પ્ર.) દુઃખમાં દુઃખ મળવું. **-તી રાધા** (રૂ.પ્ર.) રડયા કરતી સ્ત્રી, દુઃખ ગાયા કરતી સ્ત્રી. **-તી સૂરત** (રૂ.પ્ર.) ઉદાસી ચહેરાનું. **-તું ગાત્ર** (રૂ.પ્ર.) શોકાતુર] **રડાવું** ભાવે., ક્રિ. **રડાવવું** પ્રે.,સ.ક્રિ.
**રડા-કૂટ** (-ટચ) સ્ત્રી., -ટો પું. [જુઓ 'રડવું' + 'કૂટવું + ગુ. 'ઓ' કૃ.પ્ર.], **રડા-પીટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'રડવું' + 'પીટવું.'] રડવા કૂટવાની ક્રિયા. (૨) (લા.) કંકાસ, ઝઘડો. (૩) નકામી મહેનત, કડાકૂટ
**રડાર** ન. [અં.] આકાશમાં ગતિ કરનારા પદાર્થોના એનાં

અંતર અને સ્થાન સાથે ખ્યાલ આપતી એક યાંત્રિક રચના

**રડા-ર(-રો)ડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'રડવું,'-દ્વિર્ભાવ.], **રડા-રોળ** (-રોળ્ય) સ્ત્રી. [જુઓ 'રડવું' + 'રોળવું.'] સખત રડયા કરવું એ, ભારે રો-કકળ

**રડાર-મથક** ન. [અં. + જુઓ 'મથક.'] જ્યાં 'રડાર-યંત્ર' રાખવામાં આવ્યું હોય તે સ્થાન

**રડાવવું, રડાવું** જુઓ 'રડવું'માં.

**રડિયલ** વિ. [જુઓ 'રડવું' + ગુ. 'ઇયું' + 'અલ' કૃ.પ્ર.] રોતલ. (૨) (લા.) બાયલું

**રડ્યું-ખડ્યું** વિ. [જુઓ 'રડવું' + 'ખડવું' + બંનેને ગુ.'યું' ભૂ.કૃ.] (લા.) છૂટું–છવાયું એકાદ રખડી પડેલું, રવડી પડેલું. (૨) બાકી રહેલું એકાદ

**રઢ** (-ઢય) સ્ત્રી. લગની, લેહ, ખરો પ્રેમ. (૨) (લા.) હઠ, આગ્રહ, જિદ્દ. [**૦ લેવી** (રૂ.પ્ર.) હઠ કરવી. **૦ લાગવી** (રૂ.પ્ર.) લગની થવી]

**રઢિયાળું** વિ. [જુઓ 'રઢ' + ગુ. 'ઇયું' + 'આળું' ત.પ્ર.] જેને માટે રઢ લાગે તેવું–રૂપાળું, નમણું, સુંદર, મનોહર

**રણ**[૧] ન. [સં.,પું.,ન.] યુદ્ધ, સંગ્રામ, લડાઈ, જંગ. [**૦ ખેડ(-લ)વું** (રૂ.પ્ર.) યુદ્ધ કરવું. **૦ જગાડવું** (રૂ.પ્ર.) કજિયો ઊભો કરવો. **-ણે ચઢ(-ઢ)વું** (રૂ.પ્ર.) લડાઈમાં ઊતરવું. **-ણે રાખવું** (રૂ.પ્ર.) સકટમાંથી બચાવી લેવું. (૨) યુદ્ધમાં ઠાર મારવું]

**રણ**[૨] નં. [સં. ऋण] ઋણ, કરજ, દેવું

**રણ**[૩] ન. [સં. *रिण > પ્રા. रिण] જેમાં રેતીની પુષ્કળતા હોય તેવો લગભગ વનસ્પતિ વિનાનો રેતાળ પ્રદેશ, 'ડેઝર્ટ'

**રણ-કર્મ** નં. [સં.] લડાઈ, યુદ્ધ

**રણકવું** અ.ક્રિ. [રવા.] ભેંસ જેવા ઢોરનો ખાસ પ્રકારનો અવાજ થવો. (૨) (લા.) ગર્જના કરવી, હાકોટા પાડવા. **રણકાવવું** પ્રે.,સ.ક્રિ.

**રણ-ક્રંદન** (-ક્રન્દન) ન. [સં.] લડાઈમાંની ખુવારી

**રણકાર, -રો** પું. [સં. रणत्कार, ०क- > પ્રા. रणक्कार, ०अ-] રણકો, 'કેડન્સ' (દ.બા.)

**રણકાવવું** જુઓ 'રણકવું'માં.

**રણ-કાંઠો** પું. [જુઓ 'રણ[૩]' + 'કાંઠો.'] રણના કિનારાને અડીને આવેલો પ્રદેશ. (૨) ઝાલાવાડની ઉત્તર સરહદનો કચ્છના નાના રણને અડીને આવેલો પ્રદેશ. (સંજ્ઞા.)

**રણકું** ન. [જુઓ 'રણ[૩]' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] ચોખ્ખી કઠણ સપાટીવાળો પ્રદેશ

**રણકો** પું. [સં. रणत्कार દ્વારા.] ધાતુનાં વાસણ અફડાવાથી થતો ખણખણતો અવાજ. (૨) (લા.) બળદના ગળે બંધાતી ઘંટડી કે ઘટ. (૩) ફજેતો, ભવાડો

**રણ-કૌશલ, -લ્ય** ન. [સં.] સંગ્રામમાં લડવાની પ્રવીણતા, યુદ્ધ-ચાતુર્ય

**રણ-ક્ષેત્ર** ન. [સં.] લડાઈનું મેદાન, રણ-ભૂમિ, 'બૅટલ-ફિલ્ડ'

**રણગ-બીજ** ન. [અસ્પષ્ટ શબ્દ + સં.] એ નામનું એક કરિયાણું

**રણ-ગરોળી** સ્ત્રી. [જુઓ 'રણ[૩]' + 'ગરોળી.'] ગરોળીની એક જાત

**રણ-ગાડી** સ્ત્રી. [સં. रण + જુઓ 'ગાડી.'] લોખંડના બખ્તરથી સજ્જ લશ્કરી વાહન. (૨) તોપ-ગાડી, 'ટૅન્ક'

**રણ-ગાન, રણ-ગીત** ન. [સં.] લડાઈ વખતે શૂર ચડાવે તેવા પ્રકારનું ગાણું, લડાઈનું ગીત

**રણ-ગુરુ** પું. [સં.] લડવાનું શિક્ષણ આપનાર યોદ્ધો

**રણ-ગોટીલો, રણ-ગોળીટો** પું. [સં. रण + જુઓ 'ગોટીલો,' 'ગોળીટો.'] હારેલા શત્રુને બાંધી કરેલો ગોળાના આકારનો એ (જેને ગબડાવતાં લાવી શકાતો કે ગબડાવી દેવામાં આવતો.) (૨) એવી રીતે બાંધેલો તે તે શત્રુ

**રણ-ઘેલું** (-ઘેલ્લું) વિ. [સં. रण + જુઓ 'ઘેલું.[૨]'], **-લૂડું** વિ. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] યુદ્ધની પૂરી મસ્તીએ ચડેલું

**રણ-ઘોડલો** પું. [સં. रण + જુઓ 'ઘોડલો.'] (લા.) એ નામની એક વનસ્પતિ (જેનાથી સોજો ઊતરે છે.)

**રણ-ઘોડો** પું. [સં. रण + જુઓ 'ઘોડો.'] લડાઈનો તાલીમ પામેલો ઘોડો

**રણ-ચતુર** વિ. [સં.] યુદ્ધમાં કુશળ

**રણ-ચંડિકા** (-ચણ્ડિકા), **રણ-ચંડી** (-ચણ્ડી) સ્ત્રી. [સં.] યુદ્ધના મેદાનમાં બહાદુરીથી લડનારી સ્ત્રી

**રણ-ચંડુલ** (-ચણ્ડુલ) ન. [સં. रण-જુઓ 'ચંડુલ.'] એ નામનું એક પક્ષી

**રણ-ચાતુર્ય** નં. [સં.] જુઓ 'રણ-કૌશલ.'

**રણછણવું** અ.ક્રિ. [રવા.] મધુર અવાજ કરવો. **રણછણાવું** ભાવે.,ક્રિ. **રણછણાવવું** પ્રે.,સ.ક્રિ.

**રણછણાવવું, રણછણાવું** જુઓ 'રણછણવું'માં.

**રણ-છોડ, ૦જી** વિ.,પું.,બ.વ.[સં. रण + જુઓ 'છોડવું' + માનાર્થે 'જી.'] હરિવંશ ભાગવત-પુરાણ વગેરે પ્રમાણે કાલયવનના ઉપદ્રવથી શ્રીકૃષ્ણે મથુરામાંથી હિજરત કરી દ્વારકા -દ્વારવતી વસાવી માટે] દ્વારકાધીશ રણછોડરાય. (સંજ્ઞા.)

**રણ-જગન** પું. [સં. रण + જુઓ 'જગન.'] શત્રુઓ સાથેના યુદ્ધના રૂપનો યજ્ઞ

**રણ-જયશ્રી** સ્ત્રી. [સં.] યુદ્ધમાં વિજયનું ગૌરવ

**રણ-જંગ**[૧] (-જઙ્ગ) પું. [સં. रण-यज्ञ દ્વારા કે જુઓ 'રણ-જગન.' (પ્રેમાનંદ પહેલાં વજિયા નામના આખ્યાનકારે આ નામ આપ્યું છે અને એ 'રણ-યજ્ઞ' માટે જ છે.)

**રણ-જંગ**[૨] (-જઙ્ગ) પું. [સં. रण + ફા., સમાનાર્થીનો દ્વિર્ભાવ] યુદ્ધ, લડાઈ

**રણ-જિત** વિ.,પું. [સં. रण-जित्] રણમાં વિજય મેળવનાર યોદ્ધો

**રણ-જોદ્ધો** પું. [સં. रण + જુઓ 'જોદ્ધો.'] લડાઈ લડનારો વીર પુરુષ

**રણ-ઝણ** (રણ્ય-ઝણ્ય) સ્ત્રી. [જુઓ 'રણઝણવું.'] ઝાંઝરનો ઝણકાર, રણઝણાટ. (૨) રણકો

**રણઝણવું** અ.ક્રિ. [રવા.] ધાતુનાં ઘરેણાંનો રણકાર થવો. **રણઝણાવું** ભાવે.,ક્રિ. **રણઝણાવવું** પ્રે.,સ.ક્રિ.

**રણઝણાટ** પું. [જુઓ 'રણઝણવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] રણઝણવાનો અવાજ, રણકો

**રણઝણાવવું, રણઝણાવું** જુઓ 'રણઝણવું'માં.

**રણ-ઝી(-ઝીં)ક** (-કય) સ્ત્રી. [સં. रण + જુઓ 'ઝી(-ઝીં)-કવું.'] યુદ્ધમાં હથિયારોની ઝડી વરસાવવી એ. (૨) (લા.)

લડાઈના પડકારા

રણ-ઝૂરણ વિ.,પું. [સં. रण + જુઓ 'ઝૂરવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] યુદ્ધમાં ઝૂઝનાર, લડાઈમાં ઝઝૂમનાર (યોદ્ધો)

રણ-ટંકાર (-ટઙ્કાર) પું. [સં. रण + टङ्कारव], રણ-ડંકો (-ડઙ્કો) પુ. [+ જુઓ 'ડંકો.'] યુદ્ધમાં વિજયના ડંકાનો અવાજ

રણ-ઢાલ પું. [સં. रण + જુઓ 'ઢાલ.'] યુદ્ધ માટેની ઢાલ

રણ-તડકો પું. [જુઓ 'રણ[૩]' + 'તડકો.'] રેતીના રણમાં હોય તેવો સૂર્યનો તાપ

રણ-તૂર ન., (-ર્ય) સ્ત્રી., -રી સ્ત્રી. [સં. रण + જુઓ 'તૂર'–'તૂરી.'] યુદ્ધનું મોઢેથી ફૂંકીને વગાડવાનું એક વાદ્ય

રણત્કાર પું. [સં.] જુઓ 'રણકો.'

રણ-થર પું. [સં. ऋण-> પ્રા. रण + જુઓ 'થર.'] કમાન ઉપરનો વધારાનો સ્તર ['રણ-સ્તંભ.'

રણ-થંભ (-થમ્ભ) પું. [સં. रण + જુઓ 'થંભ.'] જુઓ

રણ-દક્ષ વિ.,પું. [સં.] જુઓ 'રણ-ચતુર.'

રણ-દા સ્ત્રી. [સં.] સંગીતની બાવીસ શ્રુતિઓમાંની સોળમી શ્રુતિ. (સંગીત).

રણ-દેવતા, રણ-દેવી સ્ત્રી. [સં.] યુદ્ધની અધિષ્ઠાતા દેવી

રણ-દ્વીપ પું [જુઓ 'રણ[૩]' + સં.] રેતીના વિશાળ રણ વચ્ચે આવેલો તે તે હરિયાળો પાણીવાળો બેટ (કચ્છના રણમાં એવા ઘણા બેટ છે.)

રણ-ધારી વિ.,પું. [સં.,પું.] યોદ્ધો, લડવૈયો

રણ-ધીર વિ.,પું. [સં.], -રું વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] યુદ્ધમાં ધીરજપૂર્વક સમજીને કામ લેનાર વીર

રણ-ધ્વજ પું. [સં.] યુદ્ધમાં સાથે રાખવામાં આવતો પોતાના રાજ્ય કે રાષ્ટ્રનો વાવટો

રણન ન. [સં.] જુઓ 'રણકો.'

રણ-નૌકા સ્ત્રી. [જુઓ 'રણ[૩]' + સં.] (લા.) રણનું જાણીતું વાહન–ઊંટ [યુદ્ધ-ભૂમિ, રણ-ક્ષેત્ર

રણ-પગથાર પું. [સં. रण + જુઓ 'પગ-થાર.'] (લા.)

રણ-પ્રિય વિ. [સં.] યુદ્ધ જેને વહાલું હોય તેવું

રણ-બંકડો (-બઙ્કડો), રણ-બંકો (-બઙ્કો) પું. [સં. रण + જુઓ 'બંકો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] બહાદુર લડવૈયો

રણ-બંદર (-બન્દર ન. [જુઓ 'રણ[૩]' + 'બંદર.'] રણના કિનારાનું આયાત-નિકાસનું સ્થાન [શૂર

રણ-ભડું વિ. [સં. रण + સં. भटक- > પ્રા. भडअ-] યુદ્ધમાં

રણ-ભીંડી સ્ત્રી. [જુઓ 'રણ[૩]' + 'ભીંડી.'] રણ જેવી ખારી જમીનમાં થતો એક છોડ, તલી (કચ્છમાં જાણીતી)

રણ-ભૂમિ સ્ત્રી. [સં.] જુઓ 'રણ-ક્ષેત્ર.'

રણ-ભેરી સ્ત્રી. [સં.] યુદ્ધનું એક વાદ્ય

રણ-મલ્લ(-લ) પું. [સં. रण-मल्ल] ઉચ્ચ કોટિનો યોદ્ધો

રણ-માળ સ્ત્રી. [સં. रण-माला] યુદ્ધમાં જતાં પહેલાં વિજયી નીવડવાના આશીર્વાદના પ્રતીકરૂપે પહેરાવાતો હાર

રણમુખું વિ. [સં. रण-मुख + ગુ. 'ઉં' ત.પ્ર.] લડાઈ કરવા થનગન કરનારું, યુદ્ધ માટે તત્પર

રણ-મેદાન ન. [સં. रण + જુઓ 'મેદાન.'] જુઓ 'રણ-ક્ષેત્ર.'

રણ-મોડ[૧] પું.[સં. रण + જુઓ 'મોડ' (મુગટ)] યુદ્ધના વિજયના પ્રતીકરૂપ મુગટ

રણ-મોડ[૨] પું. [સં. रण + જુઓ 'મોડવું.'] લડાઈના દાવ-પેચ

રણ-યજ્ઞ પું. [સં.] જુઓ 'રણ-જગન.'

રણ-રણ પું. [રવા.] હવા વીંધતાં થતો એક પ્રકારનો રણકા જેવો અવાજ [રાટ. (૩) કામેચ્છા

રણરણક પું. [રવા.] જુઓ 'રણ-રણ.' (૨) (લા.) ગભ-

રણરણવું અ.ક્રિ. [જુઓ 'રણ-રણ,'-ના.ધા.] રણ રણ એવો અવાજ કરવો. રણરણાવવું પ્રે.,સ.ક્રિ. ['રણ-રણ.'

રણરણાટ પું. [જુઓ 'રણરણવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] જુઓ

રણરણાવવું જુઓ 'રણરણવું'માં. [લડાઈ, સંગ્રામ

રણ-રંગ (-રઙ્ગ) પું. [સં.] યુદ્ધ-સમયનો જુસ્સો. (૨) યુદ્ધ,

રણ-રંગીલું (-રઙ્ગીલું) વિ. [+ જુઓ 'રંગીલું.'] યુદ્ધ કરતી વેળા આનંદમાં આવી જનારું. (૨) યુદ્ધનું શોખીન

રણ-લક્ષ્મી સ્ત્રી. [સં.] જુઓ 'રણ-જયશ્રી.'

રણ-વખત પું. [જુઓ 'રણ[૩]' + 'વખત.'] (લા.) ઉનાળાનો સમય [જંગલનો પ્રદેશ

રણ-વગડો પું. [જુઓ 'રણ[૩]' + 'વગડો.'] રેતાળ અને

રણ-વટ (-ટય) સ્ત્રી. [સં. रण + જુઓ 'વટ' (સં. वृत्ति)] ક્ષત્રિય-વટ, ક્ષાત્ર-વટ, રણ-ક્ષેત્રમાં યોદ્ધાનો ટેક

રણવટિયું ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] યુદ્ધમાં સૈનિક મરી જતાં એના વારસોને અપાતી જાગીર કે જમીન

રણ-વાટ સ્ત્રી. [સં.] યુદ્ધનો માર્ગ, સંગ્રામ-ભૂમિનો રસ્તો

રણ-વાદ્ય ન. [સં.] યુદ્ધમાં વગાડવામાં આવતું તે તે વાજિંત્ર

રણ-વાસો પું. [સં. रण + જુઓ 'વાસો.'] યુદ્ધભૂમિ ઉપર મરણ પામવું એ [જનાનખાનું

રણ-વાસ પું. [જુઓ 'રાણી-વાસ.'] રાણીવાસ, અંતઃપુર,

રણ-વીર વિ.,પું. [સં.] પાકો લડવૈયો, શૂરવીર

રણ-વેદિ,૦કા, રણ-વેદી સ્ત્રી. [સં.] યુદ્ધરૂપી યજ્ઞનો કુંડ

રણ-વેળા સ્ત્રી. [જુઓ 'રણ[૩]' + 'વેળા.'] જુઓ 'રણ-વખત.'

રણ-શિં(-શીં,-સિં,-સીં)ગ ન. [સં. रण-शृङ्ग- > પ્રા. रणसिंग], ૦ ડું ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.], -ગી સ્ત્રી. [+ સં. शृङ्गिका > પ્રા. सिंगिआ], -ગું ન. [+સં. शृङ्गक- > પ્રા. सिंगअ-] પશુના શિંગનું બનાવેલું એક રણ-વાદ્ય, 'બ્યૂગલ.' (હવે ધાતુનાં પણ બને છે.) [-ગું ફૂંકવું (રૂ.પ્ર.) જાહેરાત કરવી. (૨) તારીફ કરવી] ['રણ-વીર.'

રણ-શૂર વિ.,પું. [સં.], -રું વિ. [+ ગુ. ઉં' ત.પ્ર.] જુઓ

રણ-સગો પું. [સં. रण + જુઓ 'સગો.'] (લા.) (હમેશાં યુદ્ધનો સાથી હોઈ) પાળિયો, 'હીરો-સ્ટોન'

રણ-સંગ્રામ (-સઙ્ગ્રામ) પું.,ન. [સં.,પું., પર્યાય શબ્દોની દ્વિરુક્તિ] રણ, સંગ્રામ, લડાઈ, યુદ્ધ, જંગ

રણ-સંબંધ (-સમ્બન્ધ) પું. [જુઓ 'રણ[૨]' + સં.] જુઓ 'ઋણાનુબંધ.'

રણ-સાજ પું. [સં. रण+ જુઓ 'સાજ.'] યુદ્ધનો પોશાક. (૨) યુદ્ધમાં જોઈતી સાધન-સામગ્રી

રણ-સિંધુડો પું. [સં. रण + જુઓ 'સિંધુડો.'] યુદ્ધ થતું હોય ત્યારે જે રાગમાં યુદ્ધગીતો ગવાતાં હોય છે તે સૈંધવ રાગ. (સંજ્ઞા.) (આ રાગ શૂરાતન ચડાવે છે; એ પ્રકારના એના સ્વરોની આયોજના છે.)

**રણ-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] બે સેના વચ્ચે યુદ્ધના પ્રતીક તરીકે ઊભો કરવામાં આવતો થાંભલો, રણ-થંભ. (૨) વિજય થયા પછીનો સ્મારક-સ્તંભ, વિજય-સ્તંભ, કીર્તિ-સ્તંભ

**રણ-સ્થલ**(-ળ) ન. [સં.] જુઓ 'રણ-ક્ષેત્ર.'

**રણ-હાક** સ્ત્રી. [સં. रण + જુઓ 'હાક.'] યુદ્ધ કરવાનો પડકાર, યુદ્ધનું આહ્વાન

**રણાંગણ** (રણાઙ્ગણ) ન. [સં. रण + अङ्गण] જુઓ 'રણ-ક્ષેત્ર.'

**રણિત** વિ. [સં.] રણકાર કરી ઊઠેલું. (૨) ન. રણકાર, રણકો

**રણિયું** વિ. [જુઓ 'રણ[૨]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઋણી, કરજી, કરજદાર, દેવાદાર, દેણદાર. (૨) આભારી, ઉપકૃત

**રણી[૧]** વિ. [સં. ऋणी, પું.] જુઓ 'રણિયું.' (૨) (લા.) ઓશિયાળું

**રણી[૨]** સ્ત્રી. કણી, નાનો કણ

**રણી-ધણી** વિ. [જુઓ 'ધણી,'–દ્વિર્ભાવ.] જુઓ 'ધણી-રણી.'

**રણું-ધણું**, -લું ક્રિ.વિ. વેરણ-છેરણ, વેર-વિખેર, આમતેમ, જ્યાંત્યાં, જેમતેમ

**રણેચ્છુ, ૦ક** વિ. [સં.रण + इच्छु,०क] યુદ્ધ કરવા વિચારતું, લડાઈ કરવા ઇચ્છતું [તાલાવેલી

**રણોત્સાહ** પું. [સં. रण + उत्साह] યુદ્ધ માટેની આનંદપૂર્વકની

**રણોદ્યમ** પું. [સં. रण+ उद्यम] યુદ્ધની પ્રવૃત્તિ

**રણોન્મત્ત** વિ. [સં. रण + उन्मत्त] યુદ્ધ કરતાં પોતાનો ખ્યાલ ન રહ્યો હોય તેવું, રણ-ઘેલું

**રણોન્મત્ત-તા** સ્ત્રી. [સં.], **રણોન્માદ** પું. [+ સં. उन्माद] રણ-ઘેલું હોવાપણું [ન. મૈથુન-ક્રિયા, સંભોગ

**રત[૧]** વિ. [સં.] મગ્ન, લીન, પરાયણ. (૨) આસક્ત. (૩)

**રત[૨]** (-ત્ય) સ્ત્રી. [સં. ऋतु] ઋતુ, મોસમ

**રતન** ન. [સં. रत्न, અર્વા. તદ્ભવ] રત્ન. (૨) આંખની કીકી. [૦ પાકવું (રૂ.પ્ર.) રત્ન જેવું કિંમતી નીવડવું. (૨) (કટાક્ષમાં) બદમાશ નીવડવું]

**રતન-કાષ્ઠ** ન. [+ સં.] એ નામનો એક છોડ

**રતન-જડાઉ** વિ. [+ જુઓ 'જડાઉ.'] જેમાં હીરાનાં નંગ જડવામાં આવ્યાં હોય તેવું, રત્ન-જડિત

**રતન-જોગ** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'રતન' દ્વારા.] એ નામની વસંતઋતુમાં થતી એક વનસ્પતિ

**રતન-જોત** (-ત્ય) સ્ત્રી. [સં. रत्न-ज्योतिस् ન.] એક પ્રકારનો હીરો. (૨) એ નામની એક વનસ્પતિ

**રતન-બરાસ** પું. [+ જુઓ 'બરાસ.'] એ નામનો એક છોડ

**રતન-માળા** સ્ત્રી. [+ સં. माला] હીરાનો હાર [દરિયો

**રતનાગર** પું. [સં. रत्न + आकर=रत्नाकर] સાગર, સમુદ્ર,

**રતનાળું** વિ. [+ ગુ. 'આળું' ત.પ્ર.] હીરા જડેલું કે હીરાવાળું. (૨) (લા.) ચમકતું, ચળકતું

**રત-બાવળિયો** પું. [જુઓ 'બાવળિયો' દ્વારા.] એ નામની એક વનસ્પતિ

**રત-ભંગ** (-ભઙ્ગ) દાંતની વધઘટવાળો ઘોડો

**રતલ** પું. [અર. રત્લ્] આશરે ૩૮।। રૂપિયાભાર વજનનું તોલ-માપ, 'પાઉન્ડ' (બ્રિટિશ પદ્ધતિનું એક તોલ-માપ)

**રતલિયો** પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] રતલના વજનનું તોલું

**રતલી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] એક રતલના વજનનું

**રતવલ** (-લ્ય) સ્ત્રી. [સં. रक्त-वल्ली > પ્રા. रत्तवल्ली] એ નામનો એક છોડ

**રત-વા[૧]** પું. [સં. रक्त-वात- > પ્રા. रत्तवाअ-] ચામડીમાં નીકળી આવતો એક પ્રકારનો વિઘાતક વાત રોગ (લોહી-વિકારનો આ રોગ છે.)

**રતવા[૨]** પું. ઘઉંના પાકને થતો એક રોગ

**રતવા[૩]** પું. ઘોડાને અનુકૂળ એવું એક ઘાસ

**રતવેલિયો** પું. [જુઓ 'રતવલ.'] નદીમાં થતો એક છોડ

**રતાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'રાતું' + ગુ. 'આશ' ત.પ્ર.] રાતા રંગની ઝાંઈ, લાલાશ

**રતાળુ** ન. [સં. रक्त + आलु = रक्तालु+क > પ્રા. रत्तालुअ-] રાતા રંગના કંદની એક જાત (જંગલી). (૨) [સૌ.] સક્કરિયું (રાતું અને સફેદ બે જાત)

**રતાંજણી, રતાંજ(-ન)લી(-ળી)** સ્ત્રી. [સં. रक्त-अञ्जन, ન. દ્વારા] ચંદનની એક રાતી જાત

**રતાંધ** (રતાન્ધ) વિ. [સં. रात्रि > પ્રા. रत्ति > ગુ. 'રત' + સં. अन्ध] જુઓ 'રતાંધળું.'

**રતાન્ધ-તા** (રતાન્ધ-તા) સ્ત્રી. [+સં. ता ત.પ્ર.] રતાંધળાપણું

**રતાંધળું** વિ. [સં. रात्रि + अन्ध = रात्र्यन्ध > પ્રા. रत्तंध + અપ. ल ત.પ્ર. रत्तंधलअ-] દિવસે જોઈ શકતું છતાં રાત પડતાં આંધળું થઈ જતું, રતાંધ

**રતિ** સ્ત્રી. [સં.] રમવાની ક્રિયા. (૨) પ્રીતિ, પ્રેમ. (૩) આસક્તિ. (૪) મૈથુન, સંભોગ. (૫) શૃંગાર રસનો સ્થાયી ભાવ. (કાવ્ય.). (૬) (લા.) નૂર, તેજ. (૭) શક્તિ, બળ. (૮) પૌરાણિક માન્યતા પ્રમાણે કામદેવની પત્ની. (સંજ્ઞા.) [૦ ચમકવી (રૂ.પ્ર.) આબાદ થવું]

**રતિ-કર** વિ. [સં.] પ્રેમ ઉપજાવનારું. (૨) આનંદ-પ્રદ

**રતિ-કર્મ** ન. [સં.] મૈથુન, સંભોગ

**રતિ-કલા**(-ળા) સ્ત્રી. [સં.] સ્ત્રી સાથે પ્રેમ કરવાની હિકમત

**રતિકલા-કૌશલ**(-લ્ય) ન. [સં.] સ્ત્રીની સાથે પ્રીતિ કરવાની હિકમતમાંની પાવરધાઈ [શ્રુતિ. (સંગીત.)

**રતિકા** સ્ત્રી. [સં.] સંગીતની બાવીસ શ્રુતિઓમાંની સાતમી

**રતિ-કાર્ય** ન. [સં.] જુઓ 'રતિ-કર્મ.'

**રતિ-કાંત** (-કાન્ત) પું. [સં.] કામદેવ

**રતિ-કેલિ(-લી), રતિ-ક્રીડા** સ્ત્રી. [સં.] મૈથુન, સંભોગ

**રતિ-ચિત્ર** ન. [સં.] સંભોગની ઇચ્છાનું દૃશ્ય, 'એરોટિક'

**રતિ-નાથ** પું. [સં.] જુઓ 'રતિ-કાંત.'

**રતિ-નાયક** વિ.,પું. [સં.] સંભોગની ક્રિયાનું પુરુષ પાત્ર, 'એરોટિક' (મ.ઢાં.)

**રતિ-પતિ** પું. [સં.] જુઓ 'રતિ-કાંત.'

**રતિ-પ્રીતા** વિ.,સ્ત્રી. [સં.] પુરુષ-સંબંધથી પ્રસન્ન થયેલી સ્ત્રી (પ્રૌઢા નાયિકાનો એક ભેદ.) (કાવ્ય.)

**રતિ-ભોગ** પું. [સં.] જુઓ 'રતિ-કેલિ.'

**રતિ-મંદિર** (મન્દિર) ન. [સં.] શયન-ગૃહ

**રતિ-રસ** પું. [સં.] રતિ-ક્રીડાનો આસ્વાદ

**રતિરસ-ભીનું** વિ. [+ જુઓ 'ભીનું.'] કામ-ક્રીડામાં તરબોળ

**રતિ-રંગ** (-રઙ્ગ) પું. [સં.] રતિ-ક્રીડાનો આનંદ

**રતિ-વિરતિ** સ્ત્રી. [સં.] વૈરાગ્ય. (૨) રાગ અને વૈરાગ્ય (ખ.ક.ઠા.)

**રતિ-વિલાસ** પું. [સં.] જુઓ 'રતિ-કેલિ.'

**રતિ-શાસ્ત્ર** ન. [સં.] કામ-શાસ્ત્ર

**રતિ-સુખ** ન. [સં.] રતિ-ક્રીડાનો આનંદ

**રતી** સ્ત્રી. [સં. रक्तिका > પ્રા. रत्तिआ] ચણોઠી. (૨) ચણોઠી-ભાર વજન. (૩) (લા.) વિ. થોડું, જરાક

**રતી-પૂર** વિ. [+ જુઓ 'પૂરવું.'], **રતી-ભાર** વિ. [+ સં.] રતીના વજન જેટલું. (૨) (લા.) જરાક, થોડું

**રતુ** સ્ત્રી. [સં. ऋतु] ઋતુ, રત, મોસમ

**રતું(-તૂં)બડું, રતૂમડું** વિ. [જુઓ 'રાતું' દ્વારા.] રાતા રંગની ઝાંયવાળું, રતાશભર, લાલાશવાળું

**રતૂલિયો** પું. [જુઓ 'રાતું' દ્વારા.] રાતાં પાનનો એક વેલો

**રતોત્સવ** પું. [સં. रत + उत्सव] જુઓ 'રતિ-કેલિ.'

**રતોવઈ** (-વે), **રતોવાઈ** ક્રિ.વિ. [જુઓ 'રાત[૧]' ઉપરથી.] રાતોરાત, રાતે ને રાતે

**રત્ન** નં. [સં.] જુઓ 'રતન.' (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે સમુદ્ર-મથનમાંથી નીકળેલી ચૌદ વસ્તુઓમાંની તે તે (લક્ષ્મી, કૌસ્તુભ મણિ, પારિજાત વૃક્ષ, સુરા, ધન્વતરિ વૈદ્ય, ચંદ્રમા, કામધેનુઓ, ઇંદ્રનો ઐરાવત હાથી, રંભા વગેરે અપ્સરાઓ, ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો, અમૃત, વિષ્ણુનું શાર્ઙ્ગ ધનુષ, પાંચજન્ય શંખ અને હળાહળ ઝેર). [૦ પાકવું ગુણવાન પુરુષનો જન્મ થવો. **ચૌદમું રત્ન દેખાડવું** (રૂ.પ્ર.) માર મારવો. (૨) ધમકી આપવી]

**રત્ન-કણિકા** સ્ત્રી. [સં.] હીરાનો નાનો કણ

**રત્ન-કંબલ** (-કમ્બલ) પું. [સં.] એક ઘણો કિંમતી કામળો

**રત્ન-કુક્ષી** સ્ત્રી. [સં.] રત્ન જેવા પુત્રને જન્મ આપનારી સ્ત્રી

**રત્ન-ખચિત** વિ. [સં.] જેમાં રત્ન ભર્યાં હોય કે જડ્યાં હોય તેવું

**રત્ન-ગર્ભા** સ્ત્રી. [સં.] જુઓ 'રત્ન-કુક્ષી.'

**રત્ન-ચિંતામણિ** (-ચિન્તામણિ) પું. [સં.] ઉત્તમ રત્નરૂપ (દેહ). (નર.મ.)

**રત્ન-જડિત** વિ. [સં.], **રત્ન-જટિત** વિ. [સં. रत्न-जटित] જેમાં હીરા જડ્યા હોય તેવું

**રત્ન-ત્રય** ન. [સં.], **રત્ન-ત્રયી** સ્ત્રી. [સં.] સમ્યક્-ચારિત્ર્ય સમ્યક્-જ્ઞાન અને સમ્યક્-દર્શન (આવાં ત્રણ રત્નરૂપ કિંમતી આદર્શો). (જૈન.)

**રત્ન-દીપ** પું. [સં.] ચળકાટવાળા પાત્રમાંનો દીવો

**રત્ન-પટ્ટ** પું. [સં.] દીવાલ વગેરેમાં ઝવેરાતની ભાત બતાવતો પટ્ટો, 'જ્વેલ ઓફ જુવેલ-પેટર્ન' (મ.ઢાં.) (સ્થાપત્ય.)

**રત્ન-પરખ** (-ખ્ય) જુઓ 'રત્ન-પારખ.'

**રત્ન-પરીક્ષક** વિ.,પું. [સં.] ઝવેરી

**રત્ન-પરીક્ષા** સ્ત્રી. [સં.], **રત્ન-પા(-પ)રખ** (-ખ્ય) સ્ત્રી. [+ જુઓ 'પા(-પ)રખવું.'] હીરાની પરખ, હીરાની ચકાસણી

**રત્ન-પારખુ** વિ. [+ જુઓ 'પારખવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ 'રત્ન-પરીક્ષક.'

**રત્ન-પ્રભા** સ્ત્રી. [સં.] રત્નનો-હીરાનો ચળકાટ

**રત્ન-પ્રસૂતા** વિ.,સ્ત્રી. [સં.] કિંમતી રત્નરૂપ પુરુષોને જન્મ આપનારી (પૃથ્વી) [(૨) હીરાની જડતરવાળી પેટી

**રત્ન-મંજૂષા** (-મઞ્જૂષા) સ્ત્રી. [સં.] હીરા રાખવાની પેટી.

**રત્ન-માલા**(-ળા) સ્ત્રી. [સં.] જુઓ 'રતન-માળ.'

**રત્ન-હવિ** પું. [સં., रत्न-हविस् ન.] રાજસૂય યજ્ઞના આરંભમાં થતો એક લઘુ યજ્ઞ

**રત્નાકર** પું. [+ સં. आकर] રત્નોની ખાણરૂપ-સાગર, સમુદ્ર

**રત્નાગિરિ** પું. [સં. रत्न-गिरि] કોંકણનો દક્ષિણ બાજુનો પર્વત અને આસપાસનો ફલકુપ પ્રદેશ. (સંજ્ઞા.)

**રત્નાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [સં.] જુઓ 'રતન-માળ.'

**રત્નાળું** વિ. [+ ગુ. 'આળું' ત.પ્ર.] રત્નવાળું

**રત્નોદ્ભવા** સ્ત્રી. [+ સં. उद्भव, બ.વ્રી.] રત્નોને જન્મ આપનારી (પૃથ્વી). (૨) રાજસભાનો એક પ્રકાર

**રથ** પું. [સં.] માથે છત્રીવાળું કે ઉઘાડું ઘોડા જોડાય તેવું ચાર પૈડાંનું પ્રાચીન લશ્કરી વાહન. (૨) રથમાં બેસી લડનારો યોદ્ધો. [૦ ફરી જવો (કે વાળવો) (રૂ.પ્ર.) કુચોઘડિયું વીતવું] ઑફસેટ.' (સ્થાપત્ય.)

**રથક** પું. [સં.] ઘાટમાં વચ્ચે ઊપસી આવતો ઘાટ, 'સેન્ટ્રલ

**રથ-કાર** વિ.,પું. [સં.] રથ ઘડનાર-સુતાર

**રથ-ક્રમ** પું. [સં.] વેદ-પાઠ યાદ રાખવાના આઠ પ્રકારમાંનો એક પ્રકાર

**રથ-ખેડણ(-ન)** વિ.,પું. [+ જુઓ 'ખેડવું' + ગુ. 'અણ'-'અન' કર્તૃવાચક કૃ.પ્ર.] રથ ચલાવનાર-સારથિ

**રથ-ઘડો** પું. [+ જુઓ 'ઘડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'રથ-કાર.'

**રથ-ચક્ર** ન. [સં.] રથનું તે તે પૈડું

**રથ-ચર્યા** સ્ત્રી. [સં.] રથમાં બેસી ઘૂમવું એ

**રથ-જાત્રા** સ્ત્રી. [+ જુઓ 'જાત્રા.'] જુઓ 'રથયાત્રા.'

**રથ-ડી** સ્ત્રી. [જુઓ 'રથ-ડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો રથ

**રથ-ડો** પું. [+ જુઓ 'ડું' સ્વાર્થે ત.પ્ર.] રથના પ્રકારનું પૈડાંવાળું એક નાનું વાહન. (૨) (લા.) બળદ જોડી ચલાવાતી લોટ દળવાની ઘંટી

**રથ-દલ(-ળ)** ન. [સં.] રથીઓની સેના

**રથ-પતિ** પું. [સં.] તે તે રથમાં રહી લડતો તે તે યોદ્ધો

**રથ-યાત્રા** સ્ત્રી. [સં.] રથમાં બેસી કરાતી મુસાફરી. (૨) આષાઢ સુદિ બીજને દિવસે જગન્નાથજીની રથમાં ચડતી સવારી (-એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં અન્ય સ્વરૂપોની પણ). (૩) (તેથી) (લા.) આષાઢ સુદિ બીજનો તહેવાર. (સંજ્ઞા.)

**રથ-સપ્તમી** સ્ત્રી. [સં.] માઘ સુદિ સાતમની તિથિ. (સંજ્ઞા.)

**રથ-સ્પર્ધા** સ્ત્રી. [સં.] રથ દોડાવવાની હરીફાઈ

**રથા-રથી** સ્ત્રી. [+ સં. રથ,-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] રથ સાથે રથની લડાઈ

**રથારોહણ** ન. [+ સં. आ-रोहण] રથની સવારી

**રથારોહી** વિ.,પું. [સં. रथ + आ-रोही, પું.] રથમાં બેસી યુદ્ધ કરનાર યોદ્ધો

**રથાસન** ન. [+ સં. आसन] રથ ઉપરની યોદ્ધાની બેઠક

**રથાંગ** (રથાઙ્ગ) ન. [+ સં. अङ्ग] (મુખ્યત્વે) જુઓ 'રથ-

ચક્ર.'

**રથાંગ-પાણિ** (રથાઙ્ગ-) પું. [સં.] જેના હાથમાં ચક્ર છે તેવા વિષ્ણુ—શ્રીકૃષ્ણ, ચક્ર-પાણિ

**રથિક, રથી** પું. [સં.] રથમાં બેસી લડનાર યોદ્ધો

**રથોત્સવ** પું. [+ સં. उत्सव] જુઓ 'રથ-યાત્રા(૩).'

**રથોદ્ધતા** સ્ત્રી. [+ સં. उद्धता] અગિયાર અક્ષરનો એક ગણમેળ **છંદ**. (પિં.)

**રદ્થ(-થ્થ)ડ** પું. [અં. રૅથેડ્] મરોડી અને છાણાંનો થર. (૨) કાંકરી ચૂના કે સિમેન્ટની ધરબેલી જમીન કે જમીનની સપાટી, 'રેથેડ'

**રથ્ય** પું. [સં.] ઘોડો. (૨) ન. પૈડું

**રથ્યા** સ્ત્રી. [સં.] માર્ગ, રસ્તો. (૨) શેરી, ફળી, ફળિયું

**રદ**[1] પું. [સં.] દાંત. (૨) હાથી-દાંત. (૩) ડુક્કરની દાતરડી

**રદ**[2] ક્રિ.વિ. [અર. રદ્] નકામું ગણી કાઢી નાખેલું, બાતલ કરેલું, 'ઍબ્સોલીટ.' [**૦ કરવું** (રૂ.પ્ર.) કાઢી નાખવું. (૨) નામંજૂર કરવું. (૩) નાબૂદ કરવું. **૦ જવું, ૦ થવું** (રૂ.પ્ર.) નકામું નીવડવું]

**રદ-દાન** ન. [સં.] રતિક્રીડા સમયે પ્રેમના ચુંબનથી પ્રિયાના મુખ પર દાંત બેસાડવા એ

**રદન** પું. [સં.] જુઓ 'રદ.[1]'

**રદનું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] દાંતવાળું, દાંતાળું

**રદ-બદલ** (-લ્ય), **-લી** સ્ત્રી., **-લો** પું. [જુઓ 'રદ'+'બદલવું' + ગુ. 'ઈ'-'ઓ' કૃ.પ્ર.] એક વસ્તુ રદ કરી બદલામાં બીજી વસ્તુ આપવી એ, ફેર-બદલો

**રદ-બાતલ** વિ.,ક્રિ.વિ. [અર. રદ્-બાતિલ્] તદ્દન નકામું, નિરૂપયોગી, ફેક, 'વૉઇડ'

**રદિયો** પું. [જુઓ 'રદ'+ગુ. 'ઇયું' ત.પ્ર.] એક વાતને રદ ગણી એની સામે બીજી વાતની રજૂઆત કરવી એ, 'ડિસ્ક્લેઇમિંગ.' (૨) ખુલાસો. (૩) દલીલ. [**૦ આપવો** (રૂ.પ્ર.) ખુલાસો રજૂ કરવો]

**રદીફ** સ્ત્રી. [અર.] ગઝલ પ્રકારની શાયરીમાં બેકી ચરણે આવતા અંત્યાનુપ્રાસની કાફિયા-રૂપ વર્ણાક્ષરીમાંના છેલ્લા બે સ્વરોની માંડણી. (પિં.)

**રદ્દી** વિ. [અર. 'રદ્' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] રદ-બાતલ કરેલું, ફાટતાં તૂટતાં કશા કામનું ન રહેલું, વાપરવા યોગ્ય ન રહેલું

**રદ્ધ** (-દ્ધ્ય), **-દ્ધિ** સ્ત્રી. [સં. ऋद्धि > પ્રા. रिद्धि] જુઓ 'ઋદ્ધિ.'

**રદ્ધિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ઋદ્ધિવાળું, સમૃદ્ધ, આબાદ

**રન** પું. [અં.] ક્રિકેટની રમતમાં બૉલને ફટકો મારી દૂર કરીને દોડવામાં આવે છે એ, એવી પ્રત્યેક ક્રિયા, દોટ. (૨) દોડવાનો માર્ગ, 'રન-વે'

**રનર** પું. [અં.] દોડનાર. (૨) ખેપિયો

**રન-વન** ક્રિ.વિ. અસ્ત-વ્યસ્ત સ્થિતિમાં, રડ-બડ

**રનિંગ** (રનિઙ્ગ) વિ. [અં.] દોડતું. (૨) સળંગ ચાલુ રહેલું. (૩) ન. દોડવાની ક્રિયા [લગતું, રાની, વગડાઉ

**રનોડી** વિ. [જુઓ 'રાન' દ્વારા.] રાનને લગતું, જંગલને

**રન્ના-દે** સ્ત્રી. [સં. रत्ना-देवी > પ્રા. रन्ना-देई] સૂર્યની પત્ની, રાંદલ. (સંજ્ઞા.) [ચાલ. (૨) આદત, ટેવ, મહાવરો

**રપટ**[1] (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'રપટવું.'] ઝપટ, દોટ, ઉતાવળી

**રપટ**[2] પું. લોખંડનો પહોળો પાટો

**રપટવું** અ.ક્રિ. [રવા.] ઝડપથી ચાલવું. (૨) લપટવું, લપસી પડવું. (૩) બોલ બોલ કર્યા કરવું. **રપટાવું** ભાવે.,ક્રિ. **રપટાવવું** પ્રે.,સ.ક્રિ

**રપટાવવું, રપટાવું** જુઓ 'રપટવું'માં.

**રપટો** પું. [જુઓ 'રપટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ખેતીનું એક રપટવા માટેનું ઓજાર

**રપા(-પે)ટી** સ્ત્રી. [જુઓ 'રપેટવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] દોડી જવાની ક્રિયા, ગરબડી, દોટ. (૨) થકવવાની ક્રિયા. (૩) સખત રીતે કામમાં લેવું એ. [**૦ દેવી, ૦ મારવી, ૦ લગાવવી** રૂ.પ્ર.) દોડી જવું. **૦માં લેવું** રૂ.પ્ર.) કામમાં રગડવું]

**રપેટવું** અ.ક્રિ. [રવા.] ઝડપથી દોડી જવું. (૨) સ.ક્રિ. થકવી નાખવું. **રપેટાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **રપેટાવવું** પ્રે.,સ.ક્રિ.

**રપેટાવવું, રપેટાવું** જુઓ 'રપેટવું'માં.

**રપેટી** સ્ત્રી., **-ટો** પું. [જુઓ 'રપેટવું' + ગુ. 'ઈ'-'ઓ' કૃ.પ્ર.] જુઓ 'રપાટી.' [**-ટો દેવો, -ટો મારવો, -ટો લગાવવો** (રૂ.પ્ર.) જુઓ 'રપાટી દેવી.']

**રપોળિયું** ન. [રવા.] ખેતરમાં વારંવાર રાંપ ચલાવવાની ક્રિયા [કાચું (લખાણ)

**રફ** વિ. [અં.] ખરબચડું. (૨) અસભ્ય વર્તનવાળું. (૩)

**રફત** સ્ત્રી. [અર. રફ્તૂ] પ્રીતિ, સ્નેહ, માયા. (૨) અભ્યાસ, મહાવરો, આદત [ઝડપ

**રફતાર** સ્ત્રી. [ફા.] રીત-ભાત, ચાલ. (૨) ગતિ, ચાલ. (૩)

**રફ્તે રફ્તે** ક્રિ.વિ. [અર. રફ્તહ્-રફ્તહ્] થોડે થોડે કરી, આસ્તે આસ્તે. (૨) ટુકડે ટુકડે

**રફાઈ** સ્ત્રી. [અર.] આત્મ-બલિદાન, આત્મ-ભોગ. (૨) શરીરમાં સોયા ભોંકવા વગેરે નજર-બંદીની ક્રિયા

**રફીક** પું. [અર.] મિત્ર, સંગાથી, દોસ્ત, સોબતી

**રફુ** વિ. [અર. રફૂઅ્] નાસી ગયેલું, ભાગી છૂટેલું

**રફુ-ચક્કર** વિ. [+ જુઓ 'ચક્કર.'] જુઓ 'રફુ.' (૨) ન. નુકસાન. (૩) પ્રપંચ, કાવતરું

**રફૂ** ક્રિ.વિ. [અર. રફૂઅ્] તૂણી લેવાય એમ. [**૦ કરવું** (રૂ.પ્ર.) થીગડું મારવાને બદલે દોરાથી વણાટની જેમ ખીલી લેવું] [કરનાર કારીગર

**રફૂ-ગર** વિ. [+ ફા. પ્રત્યય] લૂગડાને રફૂ કરવાનું કામ

**રફૂગરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રફૂગરનું કામ

**રફેડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**રફે-દ(-ત)ફે** ક્રિ.વિ [અર. રફ્અ્-દફ્અ્] વેરણ-છેરણ, વેર-વિખેર, અસ્ત-વ્યસ્ત. (૨) ફના-ફાતિયા

**રફોડું** ન. રક્ષણ, દેખ-ભાળ, ચોકી, સંભાળ

**રબ** પું. [અર.] પરમેશ્વર, પરમાત્મા, ખુદા

**રબ-ઝબ** જુઓ 'રેબ-ઝેબ.'

**રબડી** સ્ત્રી. [હિં.] સારી રીતે ઉકાળેલું દૂધ, બાસૂંદી

**રબડવું** સ.ક્રિ. [રવા.] પ્રવાહીમાં કડછીથી હલાવવું. **રબ-ડાવું** કર્મણિ.,ક્રિ. **રબડાવવું** પ્રે.,સ.ક્રિ.
**રબડાવવું, રબડાવું** જુઓ 'રબડવું'માં.
**રબર** ન. [અં.] એક પ્રકારનું વૃક્ષ અને એનો જમાવેલો રસ
**રબર-ટાયર** ન. [અં.] સાઇકલ મોટર વગેરેનો રબરનો પાટો
**રબર-સ્ટૅમ્પ** પું. [અં.] રબરમાં કોતરેલા કે પાડેલા અક્ષર-વાળો સિક્કો
**રબલ** ન. [અં.] અણઘડ પથરો, ટોડું, ઢબર
**રબાબ** ન. [ફા.] એક પ્રકારનું તંતુ-વાદ્ય
**રબાબી** પું. [ફા.] રબાબ વગાડનાર વાદક
**રબાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુએ 'રબારી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] રબારી જ્ઞાતિની સ્ત્રી. (સંજ્ઞા.)
**રબારી** પું. [દે. પ્રા. રબ્બારી., એને ફા. 'રાહ્‌બર્' સાથે કોઈ સંબંધ નથી.] ઢોર ચરાવવાનો ધંધો કરનારી સૌરાષ્ટ્રની એક જાત અને એનો પુરુષ (એ મૂંગી માતાના ઉપાસક છે.) (સંજ્ઞા.) (૨) ઝાલાવાડ અને ઉત્તર ગુજરાતની ઢોર ઉછેર-નારી એક જાત અને એનો પુરુષ, દેસાઈ. (સંજ્ઞા.)
**રબારી-વાડ** (-વાડચ).'-ડો પું. [જુએ 'વાડ'-'વાડો.'] રબારીઓનો વાસ, રબારીઓનો લત્તો
**રબારેણ** (-ણ્ય) જુઓ 'રબારણ.'
**રબિંગ** (રબિઙ્ગ) ન. [અં.] શિલાલેખ તામ્રપત્ર વગેરેની કાગળ થાબડી એના પર રોલ ફેરવી કાઢેલી છાપ કે નકલ
**રબી** વિ. [અર. રબીઅ્] વૈશાખ અને જેઠ મહિનામાં પાકતું (અનાજ), રવી. (૨) શિયાળુ પાક
**રબી-ઉલ-અવ્વલ** પું. [અર.] હિજરી વર્ષનો ત્રીજો મહિનો. (સંજ્ઞા.) [(સંજ્ઞા.)
**રબી-ઉલ-આખર** પું. [અર.] હિજરી વર્ષનો ચોથો મહિનો.
**રબી-પાક** પું. [જુઓ 'રબી' + સં.] જુઓ 'રવી-પાક.' (૨) આગોતરો પાક, 'અર્લી ક્રૉપ'
**રબોડવું** સ. ક્રિ. [રવા.] વધારે પડતો ઉપભોગ કરવો. **રબોડાવું** કર્મણિ., ક્રિ. **રબોડાવવું** પ્રે., સ.ક્રિ.
**રબોડાવવું, રબોડાવું** જુઓ 'રબોડવું'માં.
**રબ્બર(-ર)** જુઓ 'રબર.'
**રભડું** જુઓ 'રાભડું.'
**રભસ**[1] ન. [સં. रभस्] ધાંધલ. (૨) વેગ, ઉતાવળ. (૩) સાહસ. (૪) અવિચારિતા
**રભસ**[2] વિ. [સં.] ધાંધલિયું. (૨) વેગીલું, ઉતાવળિયું. (૩) સાહસિક. (૪) અવિચારી
**રમ** પું. [અં.] પીવાનો એક જાતનો કેફી દારૂ
**રમક-ઝમક** (રમકચ-ઝમકચ) સ્ત્રી. [રવા.] ઝાંઝરનો ઝમ-કાર. (૨) ઝગમગાટ, ચળકાટ. (૩) સૌંદર્ય, શોભા
**રમકડું** ન. [જુઓ 'રમવું' દ્વારા.] રમવાનું સાધન, ખિલોનું, ખેલવણું. [**૦ થઈ રહેવું** (-રે:વું), **૦ બની જવું (કે રહેવું)** (-રે:વું) (રૂ.પ્ર.) રમકડાની જેમ પરવશ થઈ જવું. **રાજનું રમકડું** (રૂ.પ્ર.) ખુશામતિયું]
**રમકાવવું** સ.ક્રિ. [રવા.] જોરથી લગાવવું, જોરથી ચોડી દેવું, સખત રીતે પીટવું [ખણખણાટ
**રમકો** પું. [જુઓ 'રમવું' દ્વારા.] રમવાનો અવાજ. (૨)
**રમખાણ** ન. ભારે ધાંધલ, મોટું તોફાન, લોહિયાળ અથ-ડામણ. (૨) હુલ્લડ, બંડ, ફિતૂર. [**૦ મચાવવું** (રૂ.પ્ર.) હુલ્લડ કરવું]
**રમખાણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] રમખાણ કરનારું
**રમચિયું** ન. [જુઓ 'રમચી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રમચી પલાળવાનું વાસણ, રમઝિયું, રંગોળિયું
**રમચી** સ્ત્રી. સોનાગેરુ જાતની રાતી માટી
**રમછટ** (-ટચ) સ્ત્રી. [રવા.] જુઓ 'રમઝટ.'
**રમજાન** પું. [અર.] હિજરી વર્ષનો નવમો મહિનો. (સંજ્ઞા.)
**રમજાનિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] રમજાનને લગતું. (૨) રમજાન મહિનામાં રોજા (ઉપવાસ) કરનારું
**રમજિયું** જુઓ 'રમચિયું.'
**રમજી** જુઓ 'રમચી.'
**રમ-જોડ** (-ડચ) સ્ત્રી. સ્ત્રીઓના પગનું એક ઘરેણું
**રમઝટ** (-ટચ) સ્ત્રી. [રવા.] પૂરા જોસથી ચાલતી ક્રિયા. (૨) ચર્ચા-વિચારણા-વાત વગેરેની તડાતડી. (૩) હથિ-યારોથી પ્રબળ મારામારી
**રમઝમ** ક્રિ.વિ. [રવા., અપ. रिमझिम] નૂપુરનો ઝણ-ઝણાટ થતો હોય એમ. (૨) આછા ગમતા અવાજ સાથે વરસાદ પડતો હોય એમ [અવાજ કરવો
**રમઝમવું** અ. ક્રિ. [જુઓ 'રમઝમ,'-ના.ધા.] રમઝમ એવો
**રમઝમાટ** પું.,-ટી સ્ત્રી. [જુઓ 'રમઝમવું' + ગુ. 'આટ'-'આટી' કૃ.પ્ર.] રમઝમવાનો અવાજ
**રમઝર** (-રચ) સ્ત્રી. [રવા.] સ્ત્રીઓના પગનું એક ઘરેણું
**રમઝોલ** ન. સ્ત્રીઓનું પગમાં પહેરવાનું એક પ્રકારનું ઝાંઝર
**રમઢાળિયું** વિ. ઘાટ-ઘૂટ વિનાનું, બેડોળ
**રમણ**[1] ન. [સં.] રમવાની ક્રિયા, રમત. (૨) વિલાસ. (૩) એક પ્રકારનું મકાન. (સ્થાપત્ય.). [**-ણે ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) રમતમાં જોસ આવવું, પ્રબળતાથી રમવું]
**રમણ**[2] વિ., [સં.] ક્રીડા કરાવનાર કે કરનાર-પતિ, આશક, સ્વામી
**રમણક** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે હાલનો શંખોદ્ધાર બેટ (દ્વારકા નજીક કચ્છના અખાતમાં ઓખા બંદરની પૂર્વનો). (સંજ્ઞા.)
**રમણ-કાલ(-ળ)** પું. [સં.] રમણ કરવાનો સમય
**રમણ-ગમના** સ્ત્રી. [સં.] નાયિકાનો એક પ્રકાર. (કાવ્ય.)
**રમણ-દીવડો, રમણ-દીવો** જુઓ 'રામણ-દીવડો.'
**રમણ-બુઝારું** ન. માટીનું જાડું ઢાંકણું. (૨) (લા.) આ ઢાંકણા જેવી કોઈ પણ બેડોળ વસ્તુ
**રમણ-ભમણ** ક્રિ.વિ. [સં. रमण + भ्रमण], **રમણ-ભ્રમણ** ક્રિ.વિ. [સં.] વેર-વિખેર, વેરણ-છેરણ, અસ્ત-વ્યસ્ત
**રમણ-રગડો** પું. [+જુએ 'રગડો.'] (લા.) અટપટો વ્યવહાર
**રમણ-રત્યું(-ઠ્યું)** વિ. બહુ જાડું, ભારે શરીરવાળું
**રમણા** સ્ત્રી. [સં.] પ્રિય પત્ની, પ્રિયા
**રમણિ(-ણી)ક** વિ. [સં. रमण+संस्कृताभासी इ(-ई)क ત.પ્ર.થી ગુ.; સં.માં આ શબ્દ નથી.] જુઓ 'રમણીય.'
**રમણી** સ્ત્રી. [સં.] (હર કોઈ) સુંદર સ્ત્રી
**રમણીક** જુઓ 'રમણિક.'

**રમણીય** વિ. [સં.] સુંદર, મનોહર, ખૂબસૂરત. (૨) રૂપાળું. (૩) આંખ-કાનને આકર્ષક બની રહેલું. (૪) રસિક, કાવ્યના રસ તેમ મર્મથી ભરેલું

**રમણીય-તા** સ્ત્રી. [સં.] રમણીય હોવાપણું

**રમણી-રત્ન** ન. [સં.] સુંદર સ્ત્રીઓમાંની શ્રેષ્ઠ સ્ત્રી

**રમણી-વૃંદ** (-વૃન્દ) ન. [સં.] સુંદર સ્ત્રીઓનો સમૂહ

**રમણું[1]** ન. [જુઓ 'રમવું'+ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ. પ્ર.] રમણ, ક્રીડા

**રમણું[2]** ન.,-ણો પું. [સં. रमणक- > પ્રા. रमणअ-] રમણીય ખુલ્લું સ્થાન. (૨) ઝરૂખો. (૩) દાદરના પગથિયાંઓમાંનો તે તે બેઠક જેવો પહોળો ભાગ. (૪) બાર-સાખનો એક ભાગ

**રમત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'રમવું' દ્વારા.] રમવાની ક્રિયા, ખેલવું-કીડવું એ. (૨) રમવાની રીત. (૩) (લા.) તદબીર, યુક્તિ, હિકમત. [**૦ કરવી** (રૂ.પ્ર.) મશ્કરી કરવી. **૦ માંડવી** (રૂ.પ્ર.) છેતરવાનું કે બનાવવાનું કરવું. **૦ રમવી** (રૂ.પ્ર.) દાવપેચ ખેલી જવા, બનાવી જવું. **૦ વાત** (રૂ.પ્ર.) ઝટ-ઝટ કરી નાખવું એ. **૦ વાતમાં** (રૂ.પ્ર.) તરત જ, થોડી વારમાં, ઝટ ઝટ]

**રમત-ગમત** (રમત્ય-ગમત્ય) સ્ત્રી. [+ જુઓ 'ગમત.'] એકબીજાને આનંદ આવે તે રીતની ક્રીડા

**રમત-ડી** (રમત્ય-) સ્ત્રી. [+ જુઓ 'ડી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રમત.' (પદ્યમાં.). (૨) (લા.) ફારસ, ઠીખળ

**રમત-રોળા** (રમત્ય-) પું. [જુઓ 'રમત-રોળું.'] કામમાં ચિત્ત ન રાખવાનું વલણ

**રમત-રોળિયું, રમત-રોળું** (રમત્ય-) ન. [જુઓ 'રમત' દ્વારા 'રમત-રોળ + ગુ. 'ઇયું'-'ઉં' ત.પ્ર.] નકામી પ્રવૃત્તિ. (૨) રઝળપાટ, રખડપાટ [રમતિયાળ

**રમતલ** વિ. [જુઓ 'રમવું' દ્વારા.] રમવા-રમાડવાનું શોખીન,

**રમત-શાળા** સ્ત્રી. [+ સં. शाला] રમવાનું શિક્ષણ-સ્થાન, 'એમ્ફિ-થિયેટર' (ક.મા.)

**રમત-શિક્ષક** (-રમત્ય) પું. [+ સં.] શાળા-મહાશાળાઓમાં રમવાનું શીખવનાર તાલીમી માણસ

**રમતા-રામ** જુઓ 'રમવું'માં રૂ.પ્ર.

**રમતિયાળ** વિ. [જુઓ 'રમત' + ગુ. 'ઇયું' + 'આળ' ત. પ્ર.], **રમતીલું** વિ. [+ ગુ. 'ઈલું' ત.પ્ર.] જેનું મન સતત રમવામાં હોય તેવું. (૨) ગમતી, મોજી, આનંદી. (૩) (લા.) ઉરતાદ, ખેપાની

**રમ-માણ** વિ. [સં.] રમતું. (૨) લીન, મગ્ન, પરાયણ

**રમ-રમ** પું. [રવા.] 'રમ રમ' એવો અવાજ. (૨) જીભ ઉપરનો ચરવરાટ

**રમરમવું** અ.ક્રિ. [જુઓ 'રમ રમ,'-ના.ધા.] 'રમ રમ' એવો અવાજ કરવો. (૨) જીભ ઉપર ચરવરાટ થવો. **રમરમાવવું** પ્રે.,સ.ક્રિ.

**રમરમાટ** પું.,-ટી સ્ત્રી. [જુઓ 'રમરમવું' + ગુ. 'આટ'-'આટી' કૃ.પ્ર.] 'રમ રમ' એવો અવાજ. (૨) ઉતાવળથી જતાં-વસતાં-ઊડતાં-ફેંકાતાં થતો ખાસ પ્રકારનો અવાજ

**રમરમાવવું** જુઓ 'રમરમવું'માં. (૨) જોરથી અવાજ સાથે મારવું-વીંઝવું

**રમલ(-ળ)** ન. [અર. રમ્લ્] અરબી પ્રકારનું ભવિષ્ય જાણવાનું એક શાસ્ત્ર. (૨) પું. એ રીતે ભવિષ્ય જોવા માટે વપરાતો પાસો

**રમલ(-ળ)-શાસ્ત્ર** ન. [+ સં.] રમલની વિદ્યા

**રમલ(-ળ)-શાસ્ત્રી** વિ. [+ સં.,પું.] રમલની વિદ્યામાં નિષ્ણાત [ભવિષ્ય જોઈ આપનાર

**રમલી(-ળી)** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રમલના પાસાથી

**રમવું** અ.ક્રિ. [સં. रम्-તત્સમ] ક્રીડા કરવી, ક્રીડવું, ખેલવું, ખેલ કરવો. (૨) આનંદ માણવો. (૩) સંભોગ કરવો. (૪) યાદદાસ્તમાં તરવરવું. [**-તા રામ** (રૂ.પ્ર.) જ્યાં ત્યાં ભટકતું. (૨) નિત્યપ્રવાસી. (૩) વીતરાગી, અનાસક્ત. **-તું કરવું** (રૂ.પ્ર.) અંદર ફરી શકે એમ કરવું. **-તું પડવું** (રૂ.પ્ર.) શરીરના માપથી વધુ મોટું લાગવું. **-તું મૂકવું, -તું મેલવું** (રૂ.પ્ર.) છૂટું મૂકવું. **-તું રહેવું** (રે:વું) (રૂ.પ્ર.) તંગ નહિ એમ ઢીલું રહેવું. **-તું રાખવું** (રૂ.પ્ર.) તંગ નહિ એમ ઢીલું રાખવું. (૨) અંદર ફર્યા કરે એમ રાખવું. **રમી જવું** (રૂ.પ્ર.) દેહ છોડવો. **રમી રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) રમત પૂરી કરવી. **રમ્યા કરવું** (રૂ.પ્ર.) રમત ચાલુ રાખવી. **દાવ રમવો** (રૂ.પ્ર.) યુક્તિ રચવી. **રંગે રમવું** (રઙ્ગે-) (રૂ.પ્ર.) કામ-ક્રીડા કરવી. **રામ રમી જવા** (રૂ.પ્ર.) મરણ પામવું]. **રમાવું** ભાવે., ક્રિ. **રમાડવું** પ્રે.,સ.ક્રિ.

**રમસ્તણ, રમસ્તાન** જુઓ 'રમખાણ.'

**રમળ** જુઓ 'રમલ.'

**રમળ-શાસ્ત્ર** જુઓ 'રમલ-શાસ્ત્ર.'

**રમળ-શાસ્ત્રી** જુઓ 'રમલ-શાસ્ત્રી.'

**રમળી** જુઓ 'રમલી.'

**રમા** સ્ત્રી. [સં.] સુંદર સ્ત્રી. (૨) પત્ની, ભાર્યા. (૩) વિષ્ણુની પત્ની લક્ષ્મીદેવી. (સંજ્ઞા.) [(સંજ્ઞા.)

**રમા-એકાદશી** સ્ત્રી. [સં.] આસો સુદિ અગિયારસની તિથિ.

**રમા-કાંત** (-કાન્ત) પું. [સં.] લક્ષ્મીના પતિ–વિષ્ણુ

**રમાડણ** વિ. [જુઓ 'રમાડવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] રમાડનાર

**રમાડવું** જુઓ 'રમવું'માં. (૨) (લા.) છેતરવું. [**રમાડી જવું** (રૂ.પ્ર.) છેતરવું. **રમાડી દેવું (કે ના(-નાં)ખવું)** (રૂ.પ્ર.) મારી નાખવું, ખતમ કરવું] [જેવો આનંદ

**રમાડો** પું. [જુઓ 'રમાડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] રમતના

**રમા-નાથ, રમા-પતિ, રમા-પ્રિય, રમા-રમણ, રમા-વર** પું. [સં.] જુઓ 'રમા-કાંત.'

**રમી** સ્ત્રી. [અં.] ગંજીફાની એક અંગ્રેજી રમત

**રમૂજ** સ્ત્રી. [અર. રમૂઝ્] મન ખુશ થાય એવી બાબત, વિનોદ. (૨) મશ્કરી, ટોળ, ટીખળ. (૩) તમાશો, ખેલ, ગમ્મત. [**૦ પડવી** (રૂ.પ્ર.) આનંદ આવવો]

**રમૂજ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] રમૂજવાળું, રમૂજી

**રમૂજ-વૃત્તિ** સ્ત્રી. [+ સં.] રમૂજ કરવાનું વલણ, મજાક ઉડાવવાની ભાવના

**રમૂજી** વિ. [અર. રુમૂઝી] રમૂજ કરાવનારું, ગમ્મતી, વિનોદી. (૨) મજાક કરનારું, ટીખળી. [**૦ ચિત્ર** (રૂ.પ્ર.)

ઠઠ્ઠા-ચિત્ર, 'કાર્ટૂન' (ગ.લ.) ૦હાસ્યરસ (રૂ.પ્ર.) મજાક અને હાસ્ય ઉત્પન્ન કરવું એ, 'હ્યુમર' (ન.લ.)]
**રમેશ** પું. [સં. रमा + ईश] જુઓ 'રમા-કાંત.'
**રમૌતી** સ્ત્રી. એક ખેડૂત બીજા ખેડૂતને ત્યાં કામે મદદ માટે જાય એ
**રમોટાવવું** જુઓ 'રમોટવું'માં.
**રમોટાવું** અ. ક્રિ. રગદોડાવું. **રમોટાવવું** પ્રે., સ.ક્રિ.
**રમોલી** સ્ત્રી. જંતર-મંતર સાધવાની શરૂઆત
**રમ્માલ** પું. [અર.] રમલ ઉપર ભવિષ્ય જોનાર
**રમ્ય** વિ. [સં.] જુઓ 'રમણીય.'
**રમ્યતા** સ્ત્રી. [સં.] જુઓ 'રમણીય-તા.'
**રમ્ય-રૂપા** વિ., સ્ત્રી. [સં.] સુંદર સ્ત્રી
**રય** પું. [સં.] વેગ, ગતિ
**રયણ** ન. [સં. रत्न > પ્રા. रयण, પ્રા. તત્સમ] જુઓ 'રત્ન.'
**રયણી** સ્ત્રી. [સં. रजनी > પ્રા. रयणी, પ્રા. તત્સમ] રજનિ, રાત્રિ
**રયાસત** જુઓ 'રિયાસત.'
**રર** (-ર્ય) સ્ત્રી. ચૂના કે માટી વિના જ એક ઉપર બીજો થર મુકાય એ રીતે પથ્થર યા ઈંટોની કરેલી દીવાલ
**રરેરો** પું. 'ર' વર્ણ. (૨) 'ર' ઉચ્ચાર
**રલ** ન. ચિહ્ન, નિશાન
**રવ¹** પું. [સં.] અવાજ, ધ્વનિ, નાદ. (૨) (લા.) તાન, ઉમંગ [પ્ર.) સંમોગ કરવો
**રવ²** (-વ્ય) સ્ત્રી. ગરમી, ગરમીની અસર. [૦ દેવી (રૂ.-
**રવઈ** (રવૈ) જુઓ 'રવાઈ.'
**રવડવું** અ.ક્રિ. રખડી પડવું, રઝળી પડવું, ભટકવું, આથડવું. [૦ રવડી જવું (કે પડવું) (રૂ.પ્ર.) નિષ્ફળ જવું.] **રવડાવવું** પ્રે.,સ.ક્રિ.
**રવ(-વા)દ** પું. [સૌ.] શરત, હોડ
**રવધોળાવવું** જુઓ 'રવધોળાવું'માં.
**રવધોળાવું** અ.ક્રિ. મંઝાવું, ગભરાવું. **રવધોળાવવું** પ્રે., સ. ક્રિ. [મોટા સાદે
**રવ-ભર** ક્રિ.વિ. [સં. + જુઓ 'ભરવું.'] અવાજ પાડી ઊઠી,
**રવરણ** ન. ગાડાનો એક ભાગ
**રવ રવ** ક્રિ.વિ. [અનુ.] ચચરે એમ. (૨) જ્વાળાના રૂપમાં અવાજ કરવામાં આવે એમ
**રવરવવું** અ.ક્રિ. [જુઓ 'રવ રવ.'-ના.ધા.] ચચરવું. (૨) ભડકે બળવું. (૩) (લા.) દુઃખી થવું. **રવરવાવું** ભાવે.,ક્રિ. **રવરવાવવું** પ્રે.,સ.ક્રિ.
**રવરવાટ** પું. [જુઓ 'રવરવવું'+ગુ. 'આટ' કૃ.પ્ર.] રવરવવું એ
**રવરવાવવું, રવરવાવું** જુઓ 'રવરવવું'માં.
**રવલી-પંચક** (-પચ્-ચક) વિ. [જુઓ 'લવરી' + સં.; અહીં સં. रेवती = 'રવલી' નથી.] (લા.) બોલવા-ચાલવાનું કે પહેરવા-ઓઢવાનું ભાન ન હોય તેવું. (૨) વલવલિયું, વતિપાતિયું, ઉધમાતિયું. (૩) કમનસીબ. (૪) ઢાધારિંગું. (૫) મૂર્ખ, બેવકૂફ. (૬) ઘેલું
**રવવું** અ.ક્રિ. [સં. रुवं रव् અંગ, તત્સમ] અવાજ કરવો. (૨) વગડવું, બજવું. **રવાવું** ભાવે.,ક્રિ.

**રવશ** (-શ્ય) સ્ત્રી. આકૃતિ, આકાર, ઘાટ
**રવંડો** (રવણ્ડો) પું. [ફા. રવન્દહ્] માર્ગ, રસ્તો, પંથ, કેડો. [-ડો પકડવો (રૂ.પ્ર.) નાસી છૂટવું, ભાગી જવું]
**રવંદો** (રવન્દો) પું. [ફા. રવ-દહ્] મુસાફર, યાત્રી, પથિક
**રવા** વિ. [ફા.] મુનાસિબ, યોગ્ય, ઘટિત, ઉચિત. (૨) ચાલુ, પ્રચલિત. (૩) સમધાત, બરાબર. (૪) મંજૂર કરેલું, કાયદેસરનું
**રવાઇડું** ન. આકડાનું ફૂલ, રવૈડું
**રવાઇ-ડો** પું. [જુઓ 'રવાઈ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નાનો રવૈયો. (૨) વલોણાનું નેતરું
**રવાઈ** સ્ત્રી. દહીં વલોવી છાસ કરવાનું સાધન, રવૈ, રવૈયો
**રવાજ** ન. સારંગી જેવું એક તંતુ-વાદ્ય
**રવાઠ** પું. ઓગળેલી ધાતુના રસનો ગઠ્ઠો
**રવાડી** સ્ત્રી. ઠાકોરજીની નાની રથાકાર પાલખી. [૦ ચઢ(-ઢ)વી, ૦ નીકળવું (રૂ.પ્ર.) ઠાકોરજીની વરણાગી કાઢવી]
**રવાડો** પું. [જુઓ 'રવાડી.'] માર્ગ, રસ્તો. (૨) (લા.) સંગ, સોબત. (૩) હઠ, મમત. [-ડે ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) અયોગ્ય માર્ગ લેવો. (૨) આંધળું અનુકરણ કરવું]
**રવાત** નં. સારંગી જેવું એક તંતુ-વાદ્ય
**રવાતું** ન. વહાણનું આગળ વધ્યે જવું એ. (વહાણ.)
**રવા-દાર¹** વિ. [ફા.] કબૂલ રાખનાર, માન્ય રાખનાર. (૨) સંબંધી. (૩) હિતૈષી
**રવા-દાર²** વિ. [જુઓ 'રવો' + ફા. પ્રત્યય.] જેમાં છૂટા કણ પડયા હોય તેવું, દાણાદાર (મગજ મોહનથાળ વગેરે મિષ્ટાન્ન)
**રવાદાર-ગી, રવાદારી** સ્ત્રી. [ફા.] તરફદારી, પક્ષપાત. (૨) (લા.) છૂપી દલાલી, ઉચાપત
**રવાના(-ને)** ક્રિ.વિ. [ફા. રવાનહ્] મોકલી આપવું એમ, વિદાય કરવું એમ. [૦ કરવું (રૂ.પ્ર.) મોકલવું. ૦ થવું (રૂ.પ્ર.) વિદાય લઈ નીકળી પડવું. (૨) એક સ્થાનથી બીજે જવું]
**રવાનગી** સ્ત્રી. [ફા.] વિદાય કરવું એ. (૨) વિદાય થવું એ. (૩) મોકલી આપવું એ, રવાના કરવું એ, 'ડિસ્પેચ.' (૪) હેરફેર, 'ટ્રાન્ઝિટ'
**રવાના-ચિટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [+જુઓ 'ચિટ્ઠી, -ઠ્ઠી.'] માલ બહારગામ મોકલવા વિશેની રજાચિઠ્ઠી—પરવાનગીપત્ર
**રવાના-માલ** પું. [+જુઓ 'માલ.'] હેરફેર કરવા માટેનો સામાન, 'ટ્રાન્ઝિટ ગૂડ્ઝ'
**રવાનુકારી** વિ. [સં. रव + अनुकारी, પું.] જેમાં કોઈ પણ જાતનો ધ્વનિ સંભળાય તેવું (ખાસ કરી શબ્દોનો પ્રકાર), ધ્વન્યાત્મક. (વ્યા.)
**રવાને** જુઓ 'રવાના.' [રિવાજ
**રવાબ¹** પું. [ફા. 'રવા' દ્વારા] ચાલ, શિરસ્તો, રસમ,
**રવાબ²** જુઓ 'રબાબ.'
**રવાબ³** જુઓ 'રુઆબ.'
**રવા(-વૈ)યો¹** પું. [જુઓ 'રવાઈ.'] જુઓ 'રવાઈ.'
**રવા(-વૈ)યો²** પું. [અર. રવિય્યહ્] રિવાજ, ધારો, ચાલ, રસમ, 'કન્વેન્શન'

**રવાલ** જુઓ 'રેવાલ.'
**રવાલ-દાર** જુઓ 'રેવાલ-દાર.'
**રવાલી** સ્ત્રી. સવાર સાંઝ બ્યૂગલ બજાવવાની ક્રિયા
**રવાલી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] બ્યૂગલ બજાવનાર
**રવાશું** જુઓ 'રવવું'માં.
**રવાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'રવવું' + ગુ. 'આશ' કૃ.પ્ર.] બૂમ, તીખો અવાજ. [૦ના(-નાં)ખવી (રૂ.પ્ર.) કારમી ચીસ પાડવી]
**રવાળી** જુઓ 'રેવાલ.[1]' (૨) સવારી, વરણાગી
**રવાળું** વિ. [જુઓ 'રવો' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ 'રવા-દાર.[2]'
**રવિ** પું. [સં.] સૂર્ય, સૂરજ, આદિત્ય, ભાસ્કર, ભાનુ, ભાણ. (૨) સૂર્યનો વાર, આદિત્યવાર, આતવાર, દિતવાર
**રવિ-કન્યા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સૂર્ય-પુત્રી—યમુના નદી
**રવિ-કાંત** (-કાન્ત) પું. [સં.] સૂર્યકાંત મણિ (એ 'ચંદ્રકાંત' જેમ કાલ્પનિક છે.). (૨) આગિયો કાચ, બહિર્ગોળ-દગ કાચ
**રવિ-કુલ**(-ળ) ન. [સં.] પૌરાણિક સૂર્યવંશ (જેમાં ઇક્ષ્વાકુ દશરથ રામ વગેરે થયા)
**રવિ-ચક્ષુ** સ્ત્રી. [સં. °ચક્ષુસ્ ન.] (લા.) સૂર્યનો સવારનો [કૂણો પ્રકાશ
**રવિ-જા, -તનયા** સ્ત્રી. [સં.] જુઓ 'રવિ-કન્યા.'
**રવિ-તેજ** ન. [સં. °તેજસ્] સૂર્યનો પ્રકાશ
**રવિ-દિન** પું. [સં.,પું.,ન.] જુઓ 'રવિ (૨).'
**રવિ-ધામ** ન. [સં.] સૂર્યનું સ્થાન. (૨) સૂર્ય-બિંબ (અખો.)
**રવિ-નંદન** (-નન્દન) પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સૂર્યનો પુત્ર યમરાજ
**રવિ-પાત** પું. [સં.] સૂર્યનો અસ્ત, સૂર્યાસ્ત
**રવિ-બિંબ** (-બિમ્બ)ન. [સં.] સૂર્યનું બિંબ, સૂર્યનો ચંદો
**રવિ-મંડલ**(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] સૂર્ય અને એના મંગળ બુધ ગુરુ શુક્ર શનિ યુરેનસ નેપ્ચ્યુન પ્લુટો પૃથ્વી વગેરેનો સમૂહ, સૂર્ય-મંડળ, સૌરમંડળ
**રવિ-યોગ** પું. [સં.] સૂર્યના નક્ષત્રથી ચંદ્રનિયા નક્ષત્ર સુધી ગણતાં એ દનિયું નક્ષત્ર ચોથું છઠ્ઠું નવમું દસમું તેરમું અને વીસમું હોય તેવો યોગ. (આ યોગ બહુ શુભયોગ છે.) (જ્યો.)
**રવિ-રથ** પું. [સં.] સૂર્યનો કહેવાતો કાલ્પનિક રથ
**રવિરથ-ડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રવિ-રથ.' (પદ્યમાં.)
**રવિ-રશ્મિ-તાપ** પું. [સં.] સૂર્યનાં કિરણોનો તપાટ
**રવિ-વદન** ન. [સં.] સૂર્યના જેવું તેજસ્વી મોઢું
**રવિ-વાર** પું. [સં.] જુઓ 'રવિ(૨).'
**રવિવારું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] રવિવારનું,-રવિવારે આવતું
**રવિ-વાસર** પું. [સં.] જુઓ 'રવિ(૨).'
**રવિ-સુતા** સ્ત્રી. [સં.] જુઓ 'રવિ-કન્યા.'
**રવી** વિ. [અર. રબીઅ્] જુઓ 'રબી.'
**રવી-પાક** પું. [+ સં.] શિયાળુ ઉનાળુ પાક (ખેતીનો). (૨) આગોતરો પાક, 'અર્લી ક્રૉપ'
**રવી-ફૂલ** ન. પગમાં પહેરવાનો રૂપાળો એક દાગીનો
**રવીસરે** (-રચ) સ્ત્રી. વહાણની પીઠ માટે જડવામાં આવતાં ઊભાં લાકડાં. (વહાણ.)
**રવેડી** જુઓ 'રવાડી.'
**રવેડો** જુઓ 'રવાડો.'
**રવેશ** પું. [ફા. રવિશ્] મકાનના ઉપરના માળ કે માળોમાં બહાર નીકળતો રમણા જેવો ભાગ, કઠોડો. (૨) રિવાજ, રસમ, ધારો, શિરસ્તો
**રવેશી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મકાનમાંના રવેશ નીચેનો ભાગ, અડાળી, પરસાળની આગળનો ભાગ
**રવેયા** વિ., સ્ત્રી. ઘેર ઘેર ભટકતી ફરતી સ્ત્રી
**રવૈ** જુઓ 'રવાઈ.'
**રવૈડું** જુઓ 'રવાઇડું.' [કામમાં આવતું
**રવૈયું** ન. નાની જાતનું રીંગણ (વેસણ ભરી શાક કરવાના
**રવૈયો[1-2]** જુઓ 'રવાયો.[1-2]'
**રવો** પું. કણદાર લોટ (મુખ્યત્વે ઘઉંનો). (૨) સોના રૂપાનો કણ, માછલો. (૩) ગોળનું ગચિયું, ભીલું, ચાકી
**રવ્વદ** જુઓ 'રવાદ.'
**રશ(-સ)ના** સ્ત્રી. [સં.] દોરી. (૨) કંદોરો. (૩) જીભ. (**નોંધ**: 'રશના' મોટે ભાગે 'દોરી'-'કંદોરો' અર્થ આપે છે, જ્યારે 'રસના' માત્ર 'જીભ' અર્થ આપે છે, છતાં સં. માં મળે છે.)
**રશનોપમા** સ્ત્રી. [+ સં. ઉપમા] ઉપમા અલંકારનો એક પેટા ભેદ. (કાવ્ય.)
**રશિયન** વિ. [અં.] રશિયા દેશને લગતું, રશિયાનું
**રશિયા** પું. [અં.] યુરોપની પૂર્વોત્તરનો અને એશિયાની ઉત્તરનો વિશાળ પ્રદેશ. (સંજ્ઞા.)
**રશીદ** વિ. [અર.] આજ્ઞાંકિત. (૨) સાચે રસ્તે દોરાયેલું. (૩) ફરજ સમજતું. (૪) ચતુર. (૫) દોરનાર
**રશોળવું** સ.ક્રિ. (અનાજને) રાખ મસળવી. **રશોળાવું** કર્મણિ., ક્રિ. **રશોળાવવું** પ્રે.,સ.ક્રિ.
**રશોળાવવું, રશોળાવું** જુઓ 'રશોળવું'માં.
**રશ્મિ** સ્ત્રી. [સં.,પું.] બળદની રાશ. (૨) ઘોડાની લગામ. (૩) ન. [સં.,પું.] કિરણ, તેજની શિખા
**રશ્મિ-કેતુ** પું. [સં.] એક પ્રકારનો ધૂમકેતુ
**રશ્મિ-ધર્મ** પું. [સં.] કિરણોની પ્રવૃત્તિ, 'રેડિયો ઍક્ટિવિટી'
**રશ્મિ-માલા**(-ળા) સ્ત્રી. [સં.] કિરણોની પંક્તિ, કિરણોની શેડ
**રશ્મિલ** ન. [સં.] એક કિંમતી ધાતુ, 'રેડિયમ.' (સંજ્ઞા.)
**રશ્મિ-રે(-લે)ખા** સ્ત્રી. [સં.] તેજની લકીર
**રસ** પું. [સં.] પ્રવાહી, દ્રાવણ. (૨) ફળ-ફૂલ વગેરેમાંનો નિચોડ, સત્ત્વ, અર્ક. (૩) દૂધ દહીં માખણ ઘી વગેરે દ્રવ્ય. (૪) જીભથી માલૂમ પડતો ખારો ખાટો કડવો તીખો કડછો અને ગળ્યો સ્વાદ. (૫) શરીરની તેમ કોઈ પણ પારો વગેરે ખનિજ ધાતુ. (૬) શરીરમાંનો પ્રવાહી એક વિકાર. (૭) લાગણીનો અનુભવ—શૃંગાર હાસ્ય કરુણ વીર રૌદ્ર ભયાનક અદ્ભુત બીભત્સ શાંત વગેરે, 'સેન્ટિમેન્ટ.' (કાવ્ય.). (૮) આસ્વાદ. (૯) ગમ્મત, મઝા, આનંદ. (૧૦) વિષય-વાસના. (૧૧) નફો, લાભ, હિત. (૧૨) બ્રહ્માનંદ. (૧૩) પરમાત્મ-તત્ત્વ (ઉપનિષદ, વેદાંત.). (૧૪) રુચિ, 'ઇન્ટરેસ્ટ.' [૦ આવવો, ૦ પડવો (રૂ.પ્ર.)

મજા આવવી. (૨) ગમવું. ૦ ઉતારવો (રૂ.પ્ર.) માર મારવો. ૦ ઊતરવો (રૂ.પ્ર.) આસક્તિ ઓછી થવી. (૨) હાથ-પગમાં સોજા આવવા. ૦ કાઢવો, ૦ કાઢી લેવો (રૂ.પ્ર.) ફળ વગેરે નિચોવી લેવાં. (૨) તત્ત્વ જાણી લેવું. ૦ ચડ(-ઢ)વો (રૂ.પ્ર.) આનંદ આવવો. (૨) લાગણી વધવી. (૩) તંતે ભરાવું. ૦ ચાખવો (રૂ.પ્ર.) સ્વાદ અનુભવવો. ૦ જામવો (રૂ.પ્ર.) પ્રવાહીનું જામી જવું. (૨) મજા આવવી. (૩) આનંદનો અનુભવ થવો. (૪) કાવ્યરસની જમાવટ થવી. ૦ ધરાવવો, ૦ હોવો (રૂ.પ્ર.) સ્વાર્થ હોવો. (૨) રુચિ હોવી. ૦ના ઘૂંટડા પીવા (રૂ.પ્ર.) ખૂબ આનંદ લેવો. ૦નાં ફૂંડાં . છલકી જવાં (રૂ.પ્ર.) આનંદની અવધિ થઈ જવી. ૦ પીવો (રૂ.પ્ર.) આસ્વાદ લેવો. ૦ માણવો (રૂ.પ્ર.) ભોગવવું. (૨) આનંદ આવવો. ૦ મૂકવો (રૂ.પ્ર.) રોચક તત્ત્વ ઉમેરવું. ૦ લેવો (રૂ.પ્ર.) આનંદ અનુભવવો. (૨) ઉપભોગ કરવો. -સે ચડ(-ઢ)વું (કે ભરાવું) (રૂ.પ્ર.) ચડસે ચડવું, મમતે ચડવું, ચડે ભરાવું, જોસ વધવો]

**રસ-ઐક્ય** ન. [સં., સંધિ વિના] રુચિ-પસંદગીની એકરૂપતા

**રસ-કથા** સ્ત્રી. [સં.] રસિક વાર્તા, આનંદ આપનારી વાત

**રસ-કપૂર** ન. [+ જુઓ 'કપૂર.'] પારો અને કપૂર મેળવીને બનાવાતી એક રાસાયણિક ચીજ (પારાનો ક્ષાર). (૨) સફેદ રંગની એક ધાતુ [શિરોભૂષણ

**રસ-કલગી** સ્ત્રી. [+ જુઓ 'કલગી.'] રસના રૂપમાં રહેલું

**રસ-ક(-કિ)લ્લોલ** પું. [+ જુઓ 'ક(-કિ)લ્લોલ.'] કાવ્યની રસિકતાને લઈ મળતો આનંદ

**રસક(-કા)વું** સ.ક્રિ. [સં. રસ, -ના.ધા.] પ્રવાહી રૂપે એ-ળવું, રસળવું, તરબોળ થવું. **રસકાવવું** પ્રે.,સ.ક્રિ.

**રસ-કસ** પું. [+ જુઓ 'કસ.'] તત્ત્વ. (૨) રસાળતા, ફળદ્રુપતા. (૩) (લા.) લાભ

**રસકાવવું** જુઓ 'રસકવું'માં.

**રસકાવું** જુઓ 'રસકવું.'

**રસ-કાવ્ય** ન. [સં.] રસિક કવિતા

**રસ-કિલ્લોલ** જુઓ 'રસ-કલ્લોલ.'

**રસ-કુલ્યા** સ્ત્રી. [સં.] પેટના પોલાણમાંની હૃદયની નીચે આવેલી એક ૧૫ થી ૧૮ ઇંચ લાંબી દીર્ઘ નળી, 'થોરેસિસ ડક્ટ' [કામ-ક્રીડા

**રસ-કેલિ**, -લી સ્ત્રી. [સં.] પ્રિયા પ્રિયતમનો વિહાર,

**રસ-કોવિદ** વિ., પું. [સં.] કાવ્યરસનું જ્ઞાન ધરાવનાર. (ના.દ.)

**રસ-કૌતુક** ન. [સં.] કાવ્યના રસને જાણવાનો કોડ કે કુતૂહલ

**રસકૌતુકી** વિ. [સં.પું.] કાવ્યના રસને જાણવાના કોડ કે કુતૂહલવાળું

**રસ-ક્રિયા** સ્ત્રી. [સં.] ઘન પદાર્થને પ્રવાહી બનાવવાનું કાર્ય

**રસ-ક્ષતિ** સ્ત્રી. [સં.] કાવ્યના રસની જમાવટમાં થતી ખામી, રસનો ભંગ [રસની જમાવટ

**રસ-ખિલાવટ** (-ટય) સ્ત્રી. [+ જુઓ 'ખિલાવટ.'] કાવ્ય-

**રસ-ખેલ** પું. [સં.] આનંદ ઉપજાવનારી ક્રીડા કે રમત

**રસ-ગાન**, **રસ-ગીત** ન. [સં.] કાવ્યના રસને જાળવી રાખનારું સંગીત

**રસ-ગીતિકા** સ્ત્રી. [સં.] સંગીતની બાવીસ શ્રુતિઓ માંહેની એક શ્રુતિ. (સંગીત.)

**રસ-ગુણ** પું. [સં.] સ્વાદના ૭ રસોનું તે તે લક્ષણ, રસ-ધર્મ

**રસ-ગુલાલ** પું. [+ જુઓ 'ગુલાલ.'] -(લા.) ગુલાબ-જળ નાખી બનાવેલી એક મીઠાઈ

**રસ-ગુલ્લું**, ન., -લ્લો પું. [+ જુઓ 'ગુલ્લું.'] દૂધના માવામાંથી બનાવેલી ચાસણીના રસમાં બોળેલી એક મીઠાઈ, ગુલાબ-જાંબુ. (૨) (લા.) ગોળ-મટોળ માણસ

**રસ-ગૂંથણ** ન., -ણી સ્ત્રી. [+ જુઓ 'ગૂંથણ,-ણી.'] કાવ્ય-ગત રસોને કાવ્યમાં વણી લેવાની–યથા-સ્થાન પ્રયોજી લેવાની ક્રિયા

**રસ-ગોઠ** (-ઠય) સ્ત્રી. [સં.] જુઓ 'રસ-ગોષ્ઠિ.'

**રસ-ગોલો** પું. જુઓ 'રસ-ગુલ્લું.'

**રસ-ગોષ્ઠિ**, -ષ્ઠી સ્ત્રી. [સં.] ભાતીગર આનંદ આવે કે આપે તેવી વાતચીત [સમઝવો એ

**રસ-ગ્રહણ** ન. [સં.] કાવ્યનો તે તે રસ માણવો એ–

**રસ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] ડોક બગલ અને સાથળના મૂળમાંની ચણોઠી જેવી એક ગાંઠ, 'લિમ્ફેટિક ગ્લૅન્ડ'

**રસ-ગ્રાહક** વિ. [સં.], **રસ-ગ્રાહી** વિ. [સં.,પું.] રસ-ગ્રહણ કરવાની શક્તિ ધરાવનારું, રસિક

**રસ-ઘટક** પું. [સં.] શરીરમાં રસ બનાવનાર તે તે પિંડ

**રસ-ઘન** વિ. [સં.] કાવ્ય-ગત રસ કે રસોથી ચિક્કાર ભરેલું. (૨) ઘણું સ્વાદિષ્ઠ હોય તેવું. (૩) (લા.) પરમાત્મ-તત્ત્વ

**રસ-ઘેલછા** સ્ત્રી. [+ જુઓ 'ઘેલછા.'] આનંદનો એક પ્રકારનો ઉન્માદ

**રસ-ઘેલડું** (-ઘેલડું) વિ. [જુઓ 'રસ-ઘેલું' + 'ડ' સ્વાર્થે ત.પ્ર.], **રસ-ઘેલું** (-ઘેલું) વિ. [+ જુઓ 'ઘેલું.'] કાવ્ય-ગત રસના આસ્વાદમાં લીન થઈ ગયેલું, રસિક

**રસ-ચૂંદડી** સ્ત્રી. [+ જુઓ 'ચૂંદડી.'] (લા.) આસ્વાદ લેવા-રૂપ શક્તિ. (ના.દ.)

**રસ-ચોર** પું. [સં.] ફૂલનો પરાગ ચોરી લઈ જનાર ભ્રમર

**રસ-છટા** સ્ત્રી. [સં. रस-च्छटा] રસ બતાવવાની ચતુરાઈ

**રસ-છેલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'છેલ.[૨]'], **રસ-છોળ** (-ળ્ય) સ્ત્રી. [+ જુઓ 'છોળ.'] કાવ્ય-ગત રસનો ચોક્કસ પ્રકારનો ઊભરો

**રસ-જ** વિ. [સં.] દહીં વગેરેમાં જન્મતો (જીવ-પ્રકાર, આથો)

**રસ-જમાવટ** (-ટય) સ્ત્રી. [+ જુઓ 'જમાવટ.'] કાવ્ય નાટ્ય વગેરેમાં તે તે રસને મૂર્ત કરવાની ક્રિયા

**રસ-જોગણ** (-ણ્ય) સ્ત્રી. [+ જુઓ 'જોગણ.'] બધું છોડી રસનો કે રસોનો આસ્વાદ લેવા નીકળેલી સ્ત્રી, રસ-ઘેલી સ્ત્રી. (ના.દ.) [પડેલો પુરુષ, રસિક જન

**રસ-જોગી** પું. [+ જુઓ 'જોગી.'] રસ માણવા નીકળી

**રસ-જ્ઞ** વિ. [સં.] રસ-તત્ત્વને જાણનાર, કાવ્યના રસનું મર્મજ્ઞ, રસભોગી, સહૃદય [(ન.લ.)

**રસજ્ઞ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] રસજ્ઞ હોવાપણું, 'ટેઇસ્ટ'

**રસ-જ્ઞાન** ન. [સં.] રસની કે કાવ્ય-રસની સમઝ

**રસ-જ્ઞાની** વિ. [સં.,પું.] રસ-જ્ઞાન ધરાવનાર

**રસ-ઝરણું** ન. [+ જુઓ 'ઝરણું.'] કાવ્ય-ગત રસનો ચાલ્યો આવતો પ્રવાહ

**રસ-ઝૂલો** પું [ + જુઓ 'ઝૂલો.'] કાવ્ય-ગત રસરૂપી હિંડોળો
**રસ-ટહુકો** (-ટૌ-કો) પું. [ + જુઓ 'ટહુકો.'] રસિક વાણીનો ઉચ્ચાર [અનુભવ થવો એ
**રસ-ડોલન** ન. [ + જુઓ 'ડોલન.'] કાવ્ય-ગત રસનો માર્મિક
**રસ(-સા)ણિયા-વાડ** (-ડય) સ્ત્રી., ડો પું. [જુઓ રસણિયો' + 'વાડ[૨]'-'વાડો.'] રસણિયાનો વાસ કે લત્તો
**રસ(-સા)ણિયો** પું. [જુઓ 'રસવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર. + 'ઇયું' ત.પ્ર.] ઢોળ ચડાવવાનું કામ કરનાર કારીગર
**રસત-આનું** ન. સર-સામાન, ઘર-વખરી
**રસ-તત્ત્વ** ન. [સં.] પ્રવાહીનો ધર્મ કે લક્ષણ. (૨) કાવ્યમાં રહેલો રસ કે રસોનો ગુણ. (કાવ્ય.)
**રસ-તન્માત્રા** સ્ત્રી. [સં.] પ્રવાહી પદાર્થ અને એનો ગુણ
**રસ-તરબોળ** વિ. [ + જુઓ 'તરબોળ.'] સંપૂર્ણ રીતે રસનો અનુભવ કરનારું, પૂર્ણ રીતે રસિક
**રસ-તરસ્યું** (-સ્યું) વિ. [ + જુઓ 'તરસ્યું.'] કાવ્ય-ગત રસ માણવાને તલસી રહેલું. (ના.દ.)
**રસ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] પારો વગેરે રસાયણ તત્ત્વ મારવાની—એની ભસ્મ કરવાની વિદ્યા [તાળી
**રસ-તાળી** સ્ત્રી. [ + જુઓ 'તાળી.'] આનંદથી આપેલી
**રસ-તૃપ્તિ** સ્ત્રી. [સં.] કાવ્ય-ગત રસને માણીને મળેલો આનંદ
**રસ-તૃષ્ણા** સ્ત્રી. [સં.] રસ-તરસ્યું હોવાપણું, રસનો અનુભવ કરવાની તલપ. (ના.દ.)
**રસ-ત્યાગ** પું. [સં.] દૂધ દહીં છાસ ઘી ગોળ તેલ વગેરે પ્રવાહીવાળો ખોરાક ખાવાનું તજી દેવું એ
**રસત્યાગી** વિ. [સં.,પું.],- શુ. લિ. ૦ ત્યાગ+ગુ. 'ઈ' ત.પ્ર.] જેણે રસત્યાગ કર્યો છે તેવું [સ્થિતિ
**રસ-ત્વ** ન. [સં.] પ્રવાહીપણું, દ્રવતા. (૨) કાવ્ય-ગત રસની
**રસ-થાળ** પું. [ + જુઓ 'થાળ.'] કાવ્ય-ગત રસ કે રસો જેમાં હોય તેવો કાવ્ય-ગ્રંથ કે નાની કવિતા
**રસદ** સ્ત્રી. [ફા.] અનાજ પૂરું પાડવાની ક્રિયા
**રસ-દર્શન** ન. [સં.] કાવ્ય-ગત રસની કદર કરવાની સ્થિતિ, 'એપ્રીશિયેશન'
**રસ-દાન** ન. [સં.] વાતચીત વગેરેથી આપવામાં આવતો આનંદ [અનુભવ કરાવનારું
**રસ-દાયક** વિ. [સં.], **રસ-દાયી** વિ. [સં.,પું.] આનંદનો
**રસ-દાર** વિ. [ + ફા. પ્રત્યય] પ્રવાહી પ્રકારનું. (૨) રસવાળું, સ્વાદિષ્ઠ, ટેસી, રસાળું, રસ-ભર્યું, લહેજતદાર
**રસ-દોષ** પું. [સં.] કાવ્ય-ગત રસની જમાવટમાં ઉચિતતાની દૃષ્ટિએ જણાતી તે તે ખામી. (કાવ્ય.)
**રસ-દગ** સ્ત્રી. [ + સં. दृग्] જુઓ 'રસ-દૃષ્ટિ.'
**રસદગિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] રસદૃષ્ટિવાળું, રસિક નજરવાળું
**રસ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] કાવ્ય-વિષયક વાતચીત વગેરેમાં આનંદ અનુભવવાની શક્તિ, સૌંદર્ય-દૃષ્ટિ, 'એસ્થેટિક સાઇટ'
**રસ-દેવ** પું. [સં.] કાવ્યગત રસનો જ્ઞાતા (ના.દ.)
**રસ-દ્રાવ** પું. [સં.] પ્રવાહીનું વહેવું એ
**રસ-દ્રાવક** વિ. [સં.] પ્રવાહીરૂપે વહેનારું કે વહેવડાવનારું
**રસદ્રાવક-તા** સ્ત્રી. [સં.] પ્રવાહીપણું
**રસ-દ્રાવી** વિ. [સં.] જુઓ 'રસ-દ્રાવક.' [પરિસ્થિતિ
**રસ-દ્વાર** ન. [સં.] રસનો આસ્વાદ માણવાની શક્તિ કે
**રસ-ધર** પું. [સં.] મેઘ
**રસ-ધર્મ** પું. [સં.] જુઓ 'રસ-ગુણ.'
**રસ-ધાતુ** સ્ત્રી. [સં.,પું.] શરીરમાંની સાત ધાતુઓમાંની તે તે. (૨) પારો (પ્રવાહી થઈ ધાતુ)
**રસ-ધામ** ન. [સં.] આનંદ માણવાનું સ્થાનિક પાત્ર
**રસ-ધાર** સ્ત્રી. [સં. रस-धारा], -રા સ્ત્રી. [સં.] જે સાંભળવાથી યા વાંચવાથી પ્રબળ આનંદ અનુભવાય તેવો વસ્તુ કે વાર્તાનો અખંડ પ્રવાહ
**રસ-ધૂન** (-ન્ય) સ્ત્રી. [ + જુઓ 'ધૂન.') રસ માણવાની પ્રબળ લગની. (ના.દ.)
**રસ-ધ્વનિ** પું. [સં.] કાવ્ય-ગત કોઈ પણ એક રસમાં રહેલું ઉત્તમ કાવ્ય-તત્ત્વ. (કાવ્ય.) [૦ કાવ્ય (રૂ.પ્ર.) ઊર્મિકાવ્ય, 'લિરિક'] [મેઘ-ગર્જના
**રસન** ન. [સં.] સ્વાદની ક્રિયા. (૨) રસના, જીભ. (૩)
**રસન-ક્રિયા** સ્ત્રી. [સં.] સ્વાદ અનુભવવાનું કાર્ય
**રસન-બાઝ** વિ. [સં. रसना + ફા. પ્રત્યય] દોરડા ઉપર ખેલનારું
**રસ-નલિકા** સ્ત્રી. [સં.] કંઠમાંની થૂંકની નળી
**રસના** જુઓ 'રશના.'
**રસનિકા** સ્ત્રી. [સં.] શરીરની નીચેની બાજુ ઉપર અત્યંત જાડા મૂળની ઊપસતી રેખા, જતુકા
**રસ-નિદાન** ન. [સં.] શરીરના વિભિન્ન મળો-લોહી-થૂંક વગેરે ચકાસવાં એ, 'પૅથોલોજિકલ ટૅસ્ટ' ['પૅથોલોજી'
**રસનિદાન-શાસ્ત્ર** ન. [સં.] રસ-નિદાન કરવાની વિદ્યા,
**રસ-નિધાન** વિ, [સં.,ન.] જુઓ 'રસ-ધામ.'
**રસ-નિધિ** પું. [સં.] કાવ્ય-ગત કે વ્યક્તિ-ગત આનંદનો ભંડાર
**રસ-નિયમન** ન. [સં.] કાવ્ય-ગત રસની નિરૂપણા કરતી વેળા થવાના અતિરેક પરનો કાબૂ
**રસ-નિર્ઝર** વિ. [સં.] જેમાંથી કાવ્ય-ગત રસ ઝરતો રહે તેવું
**રસ-નિર્વાહ** પું. [સં.] કાવ્ય-ગત રસને એના સ્વાભાવિક સ્વરૂપમાં નિભાવી રાખવાની ક્રિયા. (૨) રસ-વૃત્તિનું સાતત્ય, 'કન્ટિન્યુઇટી ઑફ ઇન્ટરેસ્ટ.' (મ.ન.)
**રસ-નિષ્ઠ** વિ. [સં.] કાવ્ય-ગત રસને વળગી રહેલું
**રસ-નિષ્પત્તિ** સ્ત્રી. [સં.] કાવ્ય નાટ્યાદિમાં સ્થાયી ભાવની જમાવટથી વ્યક્ત થતો રસનો વિકાસ, રસની સ્વાભાવિક જમાવટ, 'એસ્થેટિક એક્સ્પીરિયન્સ' (ઉ.જો.)
**રસ-નિષ્પાદક** વિ. [સં.] રસ-નિષ્પત્તિ કરી આપનાર
**રસ-નિષ્પાદક-તા** સ્ત્રી., **રસ-નિષ્પાદન** ન. [સં,] જુઓ 'રસ-નિષ્પત્તિ.'
**રસનેંદ્રિય** સ્ત્રી, [સં. रसना + इन्द्रिय] જીભ
**રસ-પટ** ન. [+ જુઓ 'પડ.'] અવયવોનો ઘસારો પૂરો પાડવા ચામડી નીચેનું સચેદ એક પડ, 'મ્યુકસ મેમ્બ્રેઇન' (કે.હ.)
**રસ-પડું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] ધાતુ-જન્ય ભસ્મને કોઈ પણ વનસ્પતિના કે અન્ય પ્રવાહી સાથે ઘૂંટી લૂગદીના

રૂપમાં કરવું એ
**રસ-પતિ** પું. [સં.] ચંદ્રમા
**રસ-પથ** પું. [સં.] જુઓ 'રસ-માર્ગ.'
**રસ-પરિક્રમણ** ન. [સં.] ફેલાઈ જવાની ક્રિયા
**રસ-પરિત્યાગ** પું. [સં.] જુઓ 'રસ-ત્યાગ.'
**રસપરિત્યાગી** વિ. [સં.,પું.] જુઓ 'રસત્યાગી.'
**રસ-પર્પટી** સ્ત્રી. [સં.] પારો અને બીજાં રસાયણ મિશ્ર કરી બનાવેલી એક વિશિષ્ટ દવા
**રસ-પાટ** પું. [સં.] શરીરમાં જતા ખોરાકને ચૂસવાની અને એમાંથી લોહી બનાવવાની પ્રક્રિયા
**રસ-પાન** ન. [સં.] પ્રવાહી પીવાની ક્રિયા. (૨) કાવ્ય-ગત રસ માણવાની ક્રિયા
**રસ-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] જુઓ 'રસ-ગ્રંથિ.'
**રસ-પૂરી** ન., બ.વ. [+ જુઓ 'પૂરી' સ્ત્રી.] કેરીનો રસ અને પૂરીનું જમણ [તત્ત્વ હોય તેવું, રસિક
**રસ-પૂર્ણ** વિ. [સં.] પ્રવાહીથી ભરેલું. (૨) જેમાં આનંદનું
**રસ-પેશી** સ્ત્રી. [સં.] જુઓ 'રસ-ગ્રંથિ.'
**રસ-પોચણી** સ્ત્રી. [+ જુઓ 'પોચું' દ્વારા.] બાળકોને થતો એક પ્રકારનો ઝાડાનો રોગ
**રસ-પ્યાસી** [+ જુઓ 'પ્યાસી.'] જુઓ 'રસ-તરસ્યું.'
**રસ-પ્રચુર** વિ. [સં.] કાવ્યગત રસથી ભરેલું
**રસ-પ્રદ** વિ. [સં.] કાવ્યગત રસનો આસ્વાદ આપનારું
**રસ-પ્રદ્યોતક** વિ. [સં.] કાવ્યગત રસને ખીલવનારું
**રસ-પ્રપા** સ્ત્રી. [સં.] પેટના પોલાણમાં આવેલી એક ધમનીની શાખા
**રસ-પ્રબંધ** (-પ્રબન્ધ) પું. [સં.] કાવ્યગત રસવાળું કાવ્ય કે કોઈ પણ નાટ્ય-કૃતિ [વહ્યે જવું એ
**રસ-પ્રવાહ** પું. [સં.] કાવ્યગત કે વાર્તાગત રસનું અખંડ
**રસ-પ્રિય** વિ. [સં.] રસિક [ધાતુ-વિક્રિયા
**રસ-બગાડ** પું. [+ જુઓ 'બગાડ.'] શરીરમાં થતી કે થયેલી
**રસ-બસ** વિ. [સં. रस,-દ્વિર્ભાવ] રસથી પૂર્ણ, રસબસતું
**રસબસવું** અ.ક્રિ. [જુઓ 'રસ-બસ,'—ના.ધા.] રસથી પૂર્ણ થઈ જવું, રસકવું. **રસબસાવવું** પ્રે.,સ.ક્રિ.
**રસ-બંધ** (-બન્ધ) વિ. [+ ફા. 'બન્દ્'] રસવાળું, રસિક
**રસ-બંધન** (-બન્ધન) ન. [સં.] શરીરમાં રસ તૈયાર થવાની પ્રક્રિયા [વચન
**રસ-બાની** સ્ત્રી. [+ જુઓ 'બાની.'] રસિક વાણી, રસમય
**રસ-બીજ** ન. [સં.] કાવ્યગત રસનો વિકાસ કરવાને માટે સ્થાયી ભાવ ઊભો થવાનો આરંભ, રસનું મૂળ
**રસ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] રસનો આસ્વાદ લેવાની સહૃદયતા, રસજ્ઞ-તા
**રસ-બોળ** વિ. [+ જુઓ 'બોળવું.'] જુઓ 'રસ-તરબોળ.'
**રસ-ભર** વિ. [+ જુઓ 'ભરવું.'] રસ કે આસ્વાદવાળું રસિક. (૨) હળવું રસિક, 'લાઇટ' (બ.ક.ઠા.)
**રસ-ભરિત** વિ. [સં. रस-भृत], **રસ-ભર્યું** વિ. [+ જુઓ 'ભરવું' + ગુ. 'યું.' ભૂ.કૃ.] જુઓ 'રસ-પૂર્ણ.'
**રસ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] ચાલુ વાતમાં અસંગત આડવાત ઘાલી કરવામાં આવતું વિઘ્ન. (૨) કાવ્ય કે નાટ્યકૃતિમાં એક રસ બરાબર જામ્યો હોય એવે સમયે કોઈ એવો પ્રસંગ ઘૂસી જાય કે જેનાથી રસ-પ્રવાહ તૂટી જાય એવી ક્રિયા. (આ એક દોષ છે.) (કાવ્ય.)
**રસ-ભાવના** સ્ત્રી. [સં.] કાવ્યગત રસની લાગણી
**રસ-ભીનું** વિ. [+ જુઓ 'ભીનું.'] રસના અનુભવથી તરબોળ થયેલું, રસ માણી રહેલું
**રસ-ભેર** (-ર્ય) ક્રિ.વિ. [+ જુઓ 'ભરવું' દ્વારા.] રસપૂર્વક, રસથી, લાગણી સાથે, ઉમંગથી, ઉત્સાહથી, હોંશભેર
**રસ-ભોગી** વિ. [સં.,પું.] રસનો આસ્વાદ માણનાર
**રસમ** સ્ત્રી. [અર. રસ્મ્] રીત, રિવાજ, ચાલ, રવૈયો, પ્રથા, શિરસ્તો
**રસ-મય** વિ. [સં.] જુઓ 'રસ-પૂર્ણ.'
**રસમય-તા** સ્ત્રી. [સં.] રસમય હોવાપણું
**રસ-મસ્ત, -સ્તાન** વિ. [+ જુઓ 'મસ્ત, -સ્તાન.'] જુઓ 'રસ-ઘેલું.'
**રસ-મંડલી** (-ળી) (-મણ્ડલી, -ળી) સ્ત્રી. [સં.] રસિક લોકોનું ટોળું એકઠું થવું એ. (૨) ભગવદ્વાર્તા ભગવત્કીર્તન અને ભગવચ્ચર્ચા જેમાં થતાં હોય તેવી વૈષ્ણવોની થતી બેઠક. (પુષ્ટિ.) [કરનારું
**રસ-માણ** વિ. [+ જુઓ 'માણવું.'] રસનો અનુભવ કર્યા
**રસ-માધુરી** સ્ત્રી. [+ જુઓ 'માધુરી.'], -ર્ય ન. [સં.] રસનું નિરૂપણ કરવાની એક પ્રકારની મીઠાશ
**રસ-મગ્ન** વિ. [સં.] જુઓ 'રસ-તરબોળ.'
**રસમગ્ન-તા** સ્ત્રી. [સં.] રસમગ્ન હોવાપણું
**રસ-માળી** પું. [+ જુઓ 'માળી.'] રસરૂપી બગીચાને સજીવતા આપનાર માળીરૂપ નિરૂપક. (ગો.મા.)
**રસ-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] કાવ્ય અને નાટ્યના રસોના ભાવ વિભાવ અનુભાવ અને સંચારી ભાવો વિશેની ઊંડી વિચારણા (લક્ષ્ય અને લક્ષણના વિચારથી)
**રસ-મૂઢ** વિ. [સં.] રસિકતા ગુમાવી બેઠેલું. ('રસ-મુગ્ધ' એ જુદો અર્થ આપે છે; અહીં તો 'મૂઢતા' અભિપ્રેત છે)
**રસ-મૂર્તિ** વિ. [સં.,સ્ત્રી.] તે તે રસને મૂર્ત કરનારું સાક્ષાત્
**રસ-મેધ** પું. [સં.] રસ વહાવવા-રૂપી યજ્ઞ
**રસ-યુક્ત** વિ. [સં.] રસવાળું, રસિક [સંમિશ્રણ
**રસ-યોગ** પું. [સં.] જુદા જુદા સ્વાદના રસોનું વૈજ્ઞાનિક
**રસ-યોગણ** (-ણ્ય) સ્ત્રી. [+ સં. योगिनी] જુઓ 'રસ-જોગણ.'
**રસ-યોગી** વિ. [સં.,પું.] જુઓ 'રસ-જોગી.'
**રસ-રહિત** વિ. [સં.] જુઓ 'રસ-શૂન્ય.'
**રસ-રાજ** પું. [સં.] પારો. (૨) શૃંગાર રસ. (૩) કવિ-શિરોમણિ [પુરુષ, (ના.દ.)
**રસ-રાજેંદ્ર** (-રાજેન્દ્ર) પું [સં.] રસનું જ્ઞાન ધરાવનાર શ્રેષ્ઠ
**રસ-રાજ્ઞી** સ્ત્રી. [સં], **રસ-રાણી** સ્ત્રી. [+ જુઓ 'રાણી.'] રસની જ્ઞાતા-પત્ની [કૃતિ તેમ રાસ-ક્રીડા
**રસ-રાસ** પું. [સં.] કાવ્યગત વિશિષ્ટ રસથી ભરેલી રાસ-
**રસ-રીત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'રીત.'], -તિ સ્ત્રી, [સં.] રસ માણવાની પદ્ધતિ
**રસ-રુચિ** સ્ત્રી. [સં.] જુઓ 'રસાસ્વાદ'—'ટેઇસ્ટ' (અ.રા.)
**રસર્ષિ** પું. [સં. रस + ऋषि, સંધિથી] કવિ

**રસલક્ષિણી** વિ., સ્ત્રી. [સં.,સ્ત્રી.] જુઓ 'રસ-લક્ષી'–'ઍસ્થેટિક' (ભાવના વગેરે) (ન.ભો.)

**રસલક્ષી** વિ. [સં.] જેમાં રસ લક્ષ્ય સ્થાને રહેલો હોય તેવું, રસોપકારક, 'ઍસ્થેટિક' (ન.ભો.)

**રસ-લંપટ** (-લમ્પટ), **રસ-લોલુપ** વિ. [સં.] રસને વિશે અત્યંત ખૂંચી ગયેલું, અત્યંત રસિક, રસાસક્ત

**રસવત્** ન. [સં.] અલંકારો ગૌણ હોય અને રસની જ પ્રધાનતા હોય તેવી સ્થિતિમાં થતો એક અર્થાલંકાર, રસવાન, રસવદલંકાર. (કાવ્ય.)

**રસવતી** વિ., સ્ત્રી. [સં.] સ્વાદિષ્ટ રસોઈ. (૨) રસોઈ. (૩) રાંધણિયું, રસોડું, પાક-શાળા

**રસવત્તા** સ્ત્રી. [સં.] રસવાળું હોવાપણું. (૨) રસિકતા

**રસ-વર્ધક, -ન**[૧] વિ. [સં.] રસની વૃદ્ધિ કરનારું

**રસ-વર્ધન**[૨] ન. [સં.] રસની વૃદ્ધિ

**રસ-વર્ષા** સ્ત્રી. [સં.] રસનો વરસાદ

**રસ-વહા** વિ., સ્ત્રી. [સં.] લોહી લઈ જનારી (નાડી)

**રસ-વંત** (-વન્ત) વિ. [+ સં. °વત્ > પ્રા.°વંત, પ્રા. તત્સમ] રસવાળું

**રસ-વંતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દારૂ હળદર નામની [વનસ્પતિ

**રસ-વાદ** (-ડ્ય) સ્ત્રી. મોટા પ્રમાણમાં પાણી ચૂસી લે તેવી જમીનનો પ્રકાર

**રસ-વાડી** સ્ત્રી. [+ જુઓ 'વાડી.'] રસ રૂપી બગીચો (ના.દ.)

**રસ-વાદ** પું. [સં.] હરીફાઈ, સ્પર્ધા

**રસવાન** પું. [સં. °વાન્, પું.] એ નામનો એક અર્થાલંકાર, રસવદલંકાર. (કાવ્ય.)

**રસ-વાહિની** વિ., સ્ત્રી. [સં.] લોહીને લઈ જનારી ધમની. (૨) પાણીને લઈ જનારી (ઝાડની નસ) [ડાવનારું

**રસવાહી** વિ. [સં.,પું.] પોતામાં કાવ્યગત રસને વહેવ-

**રસ-વિકાર** પું., **રસ-વિકૃતિ** સ્ત્રી. [સં.] શરીરમાં ધાતુ વધી કે ઘટી પડવાનો રોગ. (૨) વૃષણમાં રસ વધવાનો રોગ. અંડ વૃદ્ધિ, વધરાવળ. (૩) સારણ ગાંઠનો રોગ, 'હર્નિયા'

**રસ-વિક્રય** પું. [સં.] દૂધ અને દૂધના પદાર્થ–ઘી તેમ તેલ મધ મદિરા વગેરે પ્રવાહી વેચવાની ક્રિયા

**રસવિક્રયી** વિ. [સં.,પું.] રસ-વિક્રય કરનાર

**રસ-વિચ્છેદક** વિ. [સં.] રસભંગ કરનારું

**રસ-વિદ** વિ. [સં. °વિદ્] જુઓ 'રસ-જ્ઞ.'

**રસ-વિદ્યા** સ્ત્રી. [સં.] પારામાંથી દવાઓ બનાવવાનું શાસ્ત્ર. (૨) કિમિયો

**રસ-વિપર્યય** પું. [સં.] રસની ઊલટા પ્રકારની પરિસ્થિતિ

**રસ-વિરોધ** પું. [સં.] કાવ્ય કે નાટચમાં બે વિરુદ્ધ પ્રકૃતિના રસોનું એકી સાથે આવી પડવું એ

**રસવું** અ.ક્રિ. [સં.] રસકવું, ટપકવું. (૨) સ.ક્રિ. ધાતુનો રસ કરી ઢોળ ચઢાવવો, ઢોળવું, પટ દેવો. **રસાવું** ભાવે., ક્રિ. **રસાવવું** પ્રે.,સ.ક્રિ.

**રસ-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'રસજ્ઞ-તા''–'ટેઇસ્ટ.' (મ.ન.)

**રસ-વૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'રસ-વર્ષા.'

**રસ-વેત્તા** વિ. [સં.,પું.] જુઓ 'રસવિદ'–'રસ-જ્ઞ.'

**રસ-વૈદ્ય** પું. [સં.] ખાસ કરીને પારો અને અન્ય ધાતુઓની ભસ્મ વગેરેથી ઉપચાર કરનાર-વૈદ્ય

**રસ-શક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'રસાસ્વાદ.'–'ટેઇસ્ટ' (ન.ભો.)

**રસ-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] જ્યાં પારો અને અન્ય ધાતુઓની ભસ્મ બનાવવામાં આવે છે તેવી પ્રયોગ-શાળા, રાસાયણિક કારખાનું, 'કેમિકલ લૅબોરેટરી,' 'ફાર્મસી'

**રસ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'રસ-વિદ્યા.' (૨) કાવ્ય નાટચાદિના રસનું વિવેચન કરનારું શાસ્ત્ર, 'ઍસ્થેટિક્સ' (ર.મ.)

**રસ-શાસ્ત્રી** વિ. [સં.,પું.] રસ-વૈદ્ય. (૨) કાવ્યશાસ્ત્રી

**રસ-શાળા** જુઓ 'રસ-શાલા.'

**રસ-શુષ્કતા** સ્ત્રી. [સં.] રસ કે આનંદનો તદ્દન અભાવ

**રસ-શૂન્ય** વિ. [સં.] રસ-રહિત, રસહીન, નીરસ (પ્રવાહ તેમ વાર્તા કાવ્ય વગેરે દૃષ્ટિએ)

**રસ-સખ્ય** ન. [સં.] રસની સાથેની મૈત્રી, રસ તરફનો પ્રેમ

**રસ-સિદ્ધ** વિ. [સં.] જેને કાવ્યગત રસની જમાવટ સિદ્ધ હોય તેવું. (૨) સહૃદય. (૩) કીમિયાગર

**રસ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] રસ-સિદ્ધ હોવાપણું

**રસ-સિંદૂર** (-સિન્દૂર) પું. [સં.] પારાની અને ગંધકની એક બનાવટ

**રસ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] ઉત્તમ ગુણોવાળી કવિતા

**રસ-હીન** વિ. [સં.] જુઓ 'રસ-શૂન્ય.'

**રસ-હેલડી** સ્ત્રી. [+ જુઓ 'હેલી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.], **રસ-હેલી** સ્ત્રી. [+ જુઓ 'હેલી.'] રસ-વર્ષા, રસ-વૃષ્ટિ

**રસ-હોરી** સ્ત્રી. [+ વ્રજ. 'હોરી'–ગુ. 'હોળી.'] શૃંગાર રસને મૂર્ત કરતી ફાગ-ગાનવાળી રચના

**રસ-હ્રાસ** પું. [સં.] નિરૂપાતા રસમાં ઊભી થતી ખામી કે જેને લઈ રસ-ભંગ કે રસાભાસ અનુભવાય

**રસળ-કસૂંબો** પું. [જુઓ 'રસળવું' + 'કસૂંબો.'] (લા.) નાગરે જ્ઞાતિમાં વરપક્ષ તરફથી પોંખણા બાદ કન્યાની ફોઈને અપાતી પહેરામણી

**રસળવું** અ.ક્રિ. [સં. रस-ना.धा.] જુઓ 'રસકવું.' (૨) ઢીલ કરતાં આમતેમ રઝળવું. **રસળાવું** ભાવે.,ક્રિ. **રસળાવવું** પ્રે.,સ.ક્રિ.

**રસળાઈ, -ગી**[૧], (-જી)[૧]**-ટ** પું. [જુઓ 'રસળવું'+ગુ. 'આઈ' -'ગી(-જી)'-'આટ' કૃ.પ્ર.] રસળવું એ

**રસળાજી**[૨] સ્ત્રી. [જુઓ 'રસળાવું' દ્વારા.],**-ટ**[૨] પું. [+ ગુ. 'આટ' કૃ.પ્ર.] વિલંબ, ઢીલ, લાસર

**રસળાવવું, રસળાવું** જુઓ 'રસળવું'માં.

**રસળિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રસળિયું' + ગુ. 'અ-(એ)ણ' સ્ત્રીપ્રત્યય.] રસળિયા-વૃત્તિની સ્ત્રી

**રસળિયું** વિ. [+ જુઓ 'રસળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] રસળાટ કરવાની વૃત્તિવાળું

**રસળિયેણ** (-ણ્ય) જુઓ 'રસળિયણ.'

**રસા** સ્ત્રી. [સં.] પૃથ્વી, ધરા

**રસાકશા(-શી, -સ, -સી)** (-શ્ય, -સ્ય) સ્ત્રી. [જુઓ 'રસો' + 'કસવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ચડસપૂર્વકની ખેંચાખેંચ, પ્રબળ હરીફાઈ, ખેંચતાણ, ગજ-ગ્રાહ, 'ટગ ઑફ વૉર'

**રસાક્ષર** વિ., પું. [સં. रस + अ-क्षर, ન., બ.વ્રી.] રસવાળા અક્ષર લખનાર લેખક

રસા-ખેંચ (-ખેંચ્ય) સ્ત્રી. જુઓ 'રસો' + 'ખેંચ.'] જુઓ 'રસા-કશ.'
રસા-ચઠા(-ઢા)ણ ન. [જુઓ 'રસો' + 'ચઠા(-ઢા)ણ.'] દોરડે ચડવાની એક હિકમત [રોગ
રસાજીર્ણ ન. [સં. रस + अ-जीर्ण] અજીર્ણનો-અપચાનો એક
રસાઢ્ય વિ. [સં. रस + आढ्य] રસથી ભરેલું, રસ-પૂર્ણ
રસાઢ્ય-તા સ્ત્રી. [સં.] રસાઢ્ય હોવાપણું
રસાણ[1] (-ણ્ય) સ્ત્રી. [સં. रसायन ન.] જમીનમાંની પોષક પ્રવાહિતા, રસાયણ [ધાતુને ઢોળ ચડાવવો એ
રસાણ[2] ન. [જુઓ 'રસવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] રસવું એ,
રસાણિયા-વાઢ (-ઢ્ય) જુઓ 'રસણિયા-વાઢ'
રસાણિયો જુઓ 'રસણિયો.'
રસા-તલ(-ળ) ન. [સં.] સાતમાંનું એક પાતાળ. (સંજ્ઞા.). [૦ કાઢવું (રૂ.પ્ર.) નિકંદન કાઢવું, જડમૂળથી નાશ કરવો. ૦ ઘાલવું (રૂ.પ્ર.) પાયમાલ કરવું. ૦ જવું (રૂ.પ્ર.) સર્વનાશ પામવો. ૦માં પહોંચવું (-પોંચવું) (રૂ.પ્ર.) બરબાદ થવું. ૦માં પહોં-ચાડવું (-પોંચાડવું) (રૂ.પ્ર.) બરબાદ કરવું. પૃથ્વી રસાતળ જવી (રૂ.પ્ર.) ભારે ગજબ થવો]
રસાતાળ જુઓ 'રસાતળ.'
રસાત્મક વિ. [સં. रस + आत्मन् + क] રસરૂપ, રસ-પૂર્ણ
રસાત્મક-તા સ્ત્રી. [સં.] રસાત્મક હોવાપણું
રસાત્મા પું. [સં. रस + आत्मा ] રસરૂપ પરમાત્મા
રસાદાન ન. [સં. रस + आ-दान] રસને સમઝવાપણું
રસા-દાર વિ. [જુઓ 'રસો' + ફા.પ્રત્યય.] રસદાર, પ્રવાહી સ્વાદિષ્ઠ
રસાધિકાર પું. [સં. रस + अधि-कार] રસ સમઝવાની પાત્રતા
રસાધિકારી વિ. [સં.,પું.] રસ સમઝવાને પાત્ર
રસાધિપત્ય ન. [સં.] रसा + आधिपत्य] પૃથ્વીનું રાજ્ય, સામ્રાજ્ય [અનુભવાતો આહ્લાદ
રસાનંદ (-નન્દ) પું. [સં. रस + आ-नन्द] કાવ્યગત રસનો
રસાનુભવ પું., રસાનુભૂતિ સ્ત્રી. [સં. रस + अनु-भव, अनु-भूति] કાવ્યગત રસને માણવાની ક્રિયા
રસાનુસારી વિ. [ + સં. अनुसारी] કાવ્યગત રસ પ્રમાણેનું
રસા-બોળ ક્રિ. વિ. [સં. रसा + જુઓ 'બોળવું.'] પૃથ્વી ડૂબી જાય એમ, પૃથ્વી રસાતાળ જાય એમ. [૦ ઘાલવું (રૂ.પ્ર.) સત્યાનાશ કાઢવું, તદ્દન પાયમાલ કરવું]
રસાબ્ધિ પું. [સં. रस + अब्धि] કાવ્યગત રસોરૂપી મહાસાગર
રસાભાસ પું. [સં.] रस + आ-भास] રસની જમાવટમાં એને કલંક આપે તેવી ક્રિયા થતાં થતી રસક્ષતિનો અનુભવ
રસાભિજ્ઞ વિ. [સં. रस + अभि-ज्ञ] જુઓ, 'રસ-જ્ઞ.'
રસાભિજ્ઞતા સ્ત્રી. [સં.] રસાભિજ્ઞપણું, 'ટેઇસ્ટ' (મ.ર.)
રસાભિનિવેશ પું. [સં. रस + अभि-नि-वेश] રસની હૃદયમાં થતી અસર, 'પૅશન' (બ.ક.ઠા.) [વાની ઇચ્છાવાળું
રસાભિલાષી વિ. [સં. रस + अभिलाषी, પું.] રસ માણ-
રસાયણ[1] (-ણ્ય) સ્ત્રી. [સં. रस + अयन = रसायन > પ્રા. रसाअ(-य)ण] જમીનમાંની પોષક, પ્રવાહિતા, રસાણ
રસાયણ[2] જુઓ 'રસાયન.'
રસાયણી જુઓ 'રસાયની.' [(દ.કા.)
રસાયણવિદ વિ. [+ સં. °विद् ] રસાયણશાસ્ત્રી, 'કૅમિસ્ટ'
રસાયણ-વિદ્યા સ્ત્રી. [+ સં.], રસાયણ-શાસ્ત્ર ન. [+ સં.] રસાયણોનું જ્ઞાન આપનાર શાસ્ત્ર; 'કૅમિસ્ટ્રી' (અ.ત્રિ.)
રસાયણશાસ્ત્રી વિ. [+ સં.,પું.] રસાયણ-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર, 'કૅમિસ્ટ' [કલ'
રસાયણી વિ. [ + ગુ.'ઈ'ત.પ્ર.] રસાયણને લગતું, 'કૅમિ-
રસાયન ન. [સં. रस + अयन] કોઈ પણ બે પ્રવાહી મળતાં ઊભો થતો તે તે પદાર્થ. (૨) ધાતુઓના મારણથી બનાવેલી તે તે દવા. (૩) ભૌતિક પદાર્થોનાં તત્ત્વો અને એઓનાં પરિવર્તનો–પરિમાણોની ચર્ચા કરતું એક શાસ્ત્ર, 'કૅમિસ્ટ્રી'
રસાયન-ચિકિત્સા સ્ત્રી. [સં.] રસાયણોની કસોટી કરવાની વિદ્યા, 'કૅમો-થેરાપી' (દ.કા.)
રસાયન-તંત્ર (-તન્ત્ર) ન. [સં.] આયુર્વેદનો ધાતુ મારીને દવા બનાવવાને લગતો વિભાગ
રસાયન-વિદ્યા સ્ત્રી. [સં.] જુઓ 'રસાયન(૩).'
રસાયન-શક્તિ સ્ત્રી. [સં.] રાસાયણિક ક્રિયાથી પેદા થતું બળ, 'કૅમિકલ એનર્જી'
રસાયન-શાસ્ત્ર ન. [સં.] જુઓ 'રસાયન(૩).' ['કૅમિસ્ટ'
રસાયનશાસ્ત્રી વિ. [સં.,પું.] રસાયનશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર,
રસાયની વિ. [સં.,પું.] કીમિયાગર, રસાયણી
રસાર્દ્ર વિ. [સં. रस + आर्द्र ] જુઓ 'રસ-તરબોળ.'
રસાલ પું. [સં.] આંબો, સહકાર વૃક્ષ
રસાલંકાર (-લઙ્કાર) પું. [સં. रस + अलंकार] કાવ્યના આત્મારૂપ આઠ કે નવ રસો અને વાણીની શોભારૂપ શબ્દ અને અર્થના અલંકાર. (કાવ્ય.)
રસાલો[1] પું. [અર. રિસાલહ્] નાનો ગ્રંથ, નાનું પુસ્તક
રસાલો[2] પું. [ફા. રિસાલહ્ ] ઘોડેસવાર-સેના. (૨) અમલદાર કે સરદાર યા ગૃહસ્થનો ઘર-ખટલો
રસાવણ વિ. [સં. रस દ્વારા.] ધાતુ સાથે મિશ્રિત થયેલું
રસાવતાર પું. [સં. रस + अव-तार] રસ-સ્વરૂપમાં અવતરવું એ, રસાત્મકતા [ભાગ
રસાવયવ પું. [સં. रस + अवयव] રસનું અંગ, રસોના
રસાવવું જુઓ 'રસવું'માં.
રસાવહ વિ. [સં. रस + आ-वह] જુઓ 'રસ-વાહી.'
રસાવિર્ભાવ પું. [સં. रस + आविर्भाव] ભાવ વિભાવ અનુભાવ અને સંચારી ભાવો દ્વારા કાવ્યગત રસનું ખીલી આવવું એ. (કાવ્ય.)
રસાવું જુઓ 'રસવું'માં. [થતો ઉત્કટ અભિનય
રસાવેશ પું. [સં. रस + आ-वेश] પાત્રમાં તે તે રસનો વ્યક્ત
રસાશ્રય પું. [સં. रस + आ-श्रय] રસનો આશ્રય. (કાવ્ય.)
રસાશ્રિત વિ. [સં. रस + आ-श्रित] રસનો આશરો કરી રહેલું
રસાસક્ત વિ. [સં. रस + आ-सक्त] રસમાં લગનીવાળું
રસાસક્તિ સ્ત્રી. [સં. रस + आ-सक्ति] રસ તરફની લગની
રસાસવ પું. [સં. रस + आ-सव] રસરૂપી મદિરા
રસાસી ન. લીલી ઝાંયનું મોતી
રસાસ્વાદ પું. [સં. रस + आ-स्वाद] સ્વાદેંદ્રિયના રસોનો અનુભવ. (૨) કાવ્યગત રસનો અનુભવ, 'એસ્થેટિક પ્લે-

ઠર' (વિ.ર.)

**રસાસ્વાદી** વિ. [સં.,પું.] રસાસ્વાદ લેનારું

**રસાળ**$^{1}$ વિ. [સં. रस + ગુ. 'આળ' ત.પ્ર.] ફલદ્રુપ. (૨) પ્રવાહીથી ભરેલું. (૩) કાવ્યગત રસવાળું. (૪) સ્વાદિષ્ઠ

**રસાળ**$^{2}$ (-ળ્ય) સ્ત્રી. [સં. रस દ્વારા.] ફલદ્રુપતા

**રસાળું** વિ. [સં. रस + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ 'રસાળ.$^{1}$'

**રસાંતર** (રસાન્તર) ન. [સં. रस + अन्तर] કાવ્યગત ચાલુ રસના નિરૂપણ કે અભિનયમાં બીજા રસનું આવી પડવું એ. (કાવ્ય.)

**રસિક** વિ. [સં.] જેમાં કાવ્યગત રસ રહેલો છે તેવું. (૨) રસને સમઝનારું, રસજ્ઞ, સહૃદય. (કાવ્ય.). (૩) વાર્તા કે કથામાંનું ખેંચાણ કરનારું. (૪) ઉક્કની વાતોથી પોતાનું અને સામાનું દિલ બહેલાવનારું [(ભો.પા.)

**રસિક-કલા** સ્ત્રી. [સં.] સૌંદર્યપૂર્ણ કળા, 'ફાઇન-આર્ટ'

**રસિક-ચૂડામણિ** પું. [સં.] (લા.) ખૂબ જ રસિક માણસ

**રસિકડી** વિ., સ્ત્રી. [જુઓ 'રસિક-ડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રસિક સ્ત્રી. (પદ્યમાં.) ['રસિક(૨,૩,૪).'

**રસિક-ડું** વિ. [સં. रसिक + ગુ.'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**રસિક-તા** સ્ત્રી. [સં.] રસિક હોવાપણું. (૨) આસ્વાદ, 'ટેઇસ્ટ'

**રસિક-રાજ** પું. [સં.] રસિકોના રાજા—શ્રી કૃષ્ણ

**રસિકાઈ** સ્ત્રી. [સં. रसिक + ગુ. 'આઈ' ત.પ્ર.] રસિકપણું

**રસિત** વિ. [સં.] સ્વાદવાળું. (૨) કાવ્યગત રસવાળું. (૩) ઢાળ ચડાવેલું. (૪) મધુર અવાજ કરી ઊડેલું. (૫) ન. અવાજ, ચીસ [ણ.'] રસિક સ્ત્રી

**રસિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રસિયું + ગુ. 'અ(-એ)-

**રસિયા** પું., બ.વ. [સં. रस ઉપરથી હિં.] ફાગણ મહિનામાં ગવાતા વ્રજ ભાષામાં રચાયેલા ફાગ. (પુષ્ટિ.)

**રસિયાવ** પું. [સં. रस દ્વારા] શેરડીના રસમાં પકવેલા ચોખા

**રસિયું** વિ. [સં. रसिकक- > પ્રા. रसिअअ-] જુઓ 'રસિક.' (૨) (લા.) ચડસીલું, મમતીલું. (૩) શોખીન, વિલાસી

**રસિયેણ** (-ણ્ય) સ્ત્રી. જુઓ 'રસિયણ.'

**રસિયો** પું. [જુઓ 'રસિયું.'] ચિચોડામાં રસની કૂંડીમાંથી ભરવાનું વાસણ. (૨) એવી રીતે વાસણથી રસ કાઢતો માણસ [શ્રીકૃષ્ણ

**રસિયા-જી** પું., બ.વ. [ + માનાર્થે 'જી.'] (લા.) રસિકરાજ—

**રસી**$^{1}$ સ્ત્રી. [સં. रश्मिका > પ્રા. रस्सिका] પાતળું દોરડું

**રસી**$^{2}$ સ્ત્રી. [સં. रसिका > પ્રા. रसिआ] ગોળ વગેરેનો પ્રવાહી પાતળો રસ

**રસી**$^{3}$ સ્ત્રી. [દે.પ્રા. रसिआ] પરુ, પચ. (૨) રોગનાં જંતુઓના વિનાશ માટે બનાવેલી પ્રવાહી દવા (જે ચામડી દ્વારા અપાય છે; હવે મોઢા વાટે પિવડાવીને પણ.), 'વૅક્સિન.' [૦ મૂકવી (રૂ.પ્ર.) સોયથી રસી ચામડીમાં નાખવી. ૦ મુકાવવી (રૂ.પ્ર.) સોયથી રસી ચામડીમાં નખાવવી]

**રસી-ખેંચ** (-ખેંચ્ય) સ્ત્રી. [જુઓ 'રસી$^{1}$' + 'ખેંચ.'] જુઓ 'રસા-ખેંચ.'

**રસી-ટંકાઈ** (-ટઙ્કાઇ) સ્ત્રી. [જુઓ 'રસી$^{3}$' + 'ટંકાઈ.'] ચેપી રોગ સામે શરીરમાં રોગનિરોધક રસી છિદ્રો દ્વારા પેસાડવાની ક્રિયા, 'ઇનોક્યુલેશન,' 'વૅક્સિનેશન'

**રસીદ** સ્ત્રી. [ફા., હિંદીમાં રૂઢ; સર૦ અં. 'રિસીટ.'] પહોંચ, પાવતી. [૦ કરવી (રૂ.પ્ર.) પાવતી તૈયાર કરવી. ૦ ફાડવી (રૂ.પ્ર.) પાવતી લખી ફાડીને આપવી]

**રસીદ-ગી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] પહોંચવું એ. (૨) મેળવવું એ

**રસીદી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રસીદને લગતું

**રસીલું** વિ. [સં. रस + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'રસિક.' (૨) સ્વાદ આપે તેવું મીઠું

**રસૂલ** પું. [અર.] પેગંબર [લઈ ને આવેલ દૂત

**રસૂલે-ખુદા** પું. [અર.] ખુદાનો પેગંબર, ઈશ્વરનો સંદેશો

**રસેચ્છુ, ૦ક** વિ. [સં.] જુઓ 'રસાભિલાષી.' [શ્રીકૃષ્ણ

**રસેશ, -શ્વર** પું. [સં. रस + ईश,-श्वर] સર્વ રસોના સ્વામી—

**રસેંદ્રિય** (રસેન્દ્રિય) સ્ત્રી. [સં. रस + इन्द्रिय, ન] રસના-ઇંદ્રિય, જીભ. (૨) (લા.) લાગણી, 'ફીલિંગ'

**રસૈકાયન** વિ. [સં. रस + एकायन] કાવ્યગત રસનો અનુભવ

**રસૈકાયની** વિ. [સં.,પું.] કાવ્યગત રસનો અનુભવ કરનારું

**રસો**$^{1}$ પું. [સં. रश्मिक- > પ્રા. रस्सिअ- દ્વારા] મોટું દોરડું

**રસો**$^{2}$ પું. [સં. रसक- > પ્રા. रसअ-] અથાણાં શાક વગેરેમાંનો પ્રવાહી ઘાટો કે પાતળો સ્વાદિષ્ટ રસ

**રસોઇયો** પું. [જુઓ 'રસોઈ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ધંધાદારી રસોઈ કરનાર પાચક, રસોયો, પાકશાસ્ત્રી

**રસોઇય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રસોઇયો + ગુ. 'અ-(એ)ણ' સ્ત્રીપ્રત્યય.] રસોઈનો ધંધો કરનારી સ્ત્રી, રાંધણ

**રસોઈ** સ્ત્રી. [સં. रसवतिका > પ્રા. रसउइआ] રાંધવાની ક્રિયા, રાંધણું. [૦ ચઢ(-ઢ)વી (રૂ.પ્ર.) ચૂલે પાક તૈયાર થવો. ૦ દેવી (રૂ.પ્ર.) રસોઈ કરાવી ભોજન કરાવવું. કાચી રસોઈ (રૂ.પ્ર.) દાળ ભાત શાક રોટલી વગેરે. પાકી રસોઈ (રૂ.પ્ર.) ઘી ગોળ કે ઘી-ખાંડનું મિષ્ટાન્ન. રસોઈ રાંધી રહેવી (-રેઃવી) (રૂ.પ્ર.) કામ અધૂરાં રહી જવાં]

**રસોઈ-પાણી** ન., બ.વ. [+ જુઓ 'પાણી.'] (લા.) ભોજન અને એને લગતું કામકાજ

**રસોટ** (-ટ્ય) સ્ત્રી. જુઓ 'રસવંતી.' [કામ સંભાળનાર

**રસોડ-દાર** વિ. [જુઓ 'રસોડું' + ફા. પ્રત્યય] રસોડાનું

**રસોડા-ખાતું** ન. [જુઓ 'રસોડું' + 'ખાતું.'] રસોડાની જગ્યા, રાંધણિયું. (૨) રસોડાને લગતું કામકાજ

**રસોડા-ધર્મ** પું. [જુઓ 'રસોડું' + સં.] રાંધેલી રસોઈને અડવા-ન અડવામાં જ સમાઈ જતો આચાર-ધર્મ

**રસોડું** ન. [જુઓ 'રસોઈ' દ્વારા.] રસોઈ કરવાની જગ્યા, રાંધણું, રાંધણિયું. (૨) રાંધવાની ક્રિયા

**રસોત** (રસૉત્ય) સ્ત્રી. [હિં. रसोत्ति] દારૂ હળદર વગેરે વનસ્પતિનાં મૂળિયાંમાંથી કાઢેલો ઔષધીય રસ

**રસોત્કટ** વિ. [સં. रस + उत्कट] જુઓ 'રસ-પૂર્ણ.'

**રસોત્કર્ષ** પું. [સં. रस + उत्कर्ष] રસોની ઉચ્ચ માત્રાએ અભિવ્યક્તિ. (કાવ્ય.)

**રસોત્તમ** પું. [સં. रस + उत्तम] સર્વશ્રેષ્ઠ રસ (શૃંગાર રસ)

**રસોત્તેજના** સ્ત્રી. [સં. रस + उत्तेजना] રસવૃત્તિને સતેજ કરવાની ક્રિયા

**રસોત્પાદક** વિ. [સં. रस + उत्पादक] રસ-વૃત્તિ ઉત્પન્ન કરનાર

**રસોત્પાદન** ન. [સં. रस + उत्पादन] રસ-વૃત્તિ ઊભી કરવાની ક્રિયા

**રસોત્સવ** પું. [સં. रस + उत्सव] આનંદ-ભરેલો ઓચ્છવ

**રસોદ્દીપક, -ન**[1] વિ. [સં. रस + उद्दीपक, -न] કાવ્યરસને આલંબન દ્વારા ખડો કરનાર [કરવાની વિભાવની ક્રિયા

**રસોદ્દીપન**[2] ન. [સં. रस + उद्दीपन] કાવ્યગત રસને ખડો

**રસોદ્ભવ** પું. [સં. रस + उद्-भव] રસ ખડો થવો એ

**રસોદ્રેક** પું. [સં. रस + उद्रेक] રસની અતિશયતા

**રસોન્મત્ત** વિ. [સં. रस + उन्मत्त] રસના અનુભવથી મત્ત બની ગયેલું, રસ-ઘેલું

**રસોન્માદ** પું. [સં. रस + उन्माद] જુઓ 'રસ-ઘેલછા.'

**રસોપજીવી** વિ. [સં. रस + उपजीवी, પું.] રસ ઉપર જેનો આધાર હોય તેવું

**રસોપભોગ** પું. [સં. रस + उप-भोग] જુઓ 'રસાસ્વાદ.'

**રસોય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રસોયો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'રસોઇયણ.' ['રસોઇયો.'

**રસોયો** પું. [જુઓ 'રસોઈ' + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ

**રસોર્મિ** સ્ત્રી. [સં. रस + ऊर्मि] રસની લહેર (ના.દ.)

**રસોલ** પું. જંતુનાશક એક દવા

**રસોલ્લાસ** પું. [સં. रस + उल्लास] જુઓ 'રસાનંદ.'

**રસોળી** સ્ત્રી. [સં. रस દ્વારા.] ચામડી ઉપર બહાર ઊપસેલો માંસનો પોચો ગઠ્ઠો, વરસોળી, ગળગંડી

**રસ્ત, ૦ગાર** વિ. [ફા.] છૂટું, મુક્ત

**રસ્તગારી** સ્ત્રી. [ફા.] છુટકારો, મુક્તતા, સ્વતંત્રતા

**રસ્તા-દસ્તૂરી** સ્ત્રી. [જુઓ 'રસ્તો' + 'દસ્તૂરી.'], **રસ્તા-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] જકાત

**રસ્તે-બંદી(-ધી)** (-અ-દી, -ધી) સ્ત્રી. [જુઓ 'રસ્તો' + ફા. 'બ-દી.'] સડક તૈયાર કરવાનું કામ, રસ્તો બાંધવાની કામગીરી. (૨) રસ્તો, માર્ગ

**રસ્તો** પું. [ફા. રાસ્તહ્] માર્ગ, પંથ, રાહ, કેડો. (૨) (લા.) ઉપાય, ઇલાજ. [-તા પર લાવવું (રૂ.પ્ર.) સન્માર્ગે ચડાવવું. -તામાંની ધૂળ (-ળ્ય) (રૂ.પ્ર.) કિંમત વિનાની વસ્તુ. -તામાં પડવું (રૂ.પ્ર.) સહેલું હોવું, ઝટ મળી જાય એમ હોવું. -તે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) સન્માર્ગે વળવું. (૨) રાગે પડવું. -તે પડવું (રૂ.પ્ર.) ચાલતી પકડવી, ચાલતા થવું. -તે પાડવું, -તે લગાડવું (રૂ.પ્ર.) ધંધે ચડાવવું, ઉદ્યમે વળગાડવું. ૦ કાઢવો (રૂ.પ્ર.) ઉપાય શોધવો. (૨) અંતરાય ટાળવો. (૩) નિકાલ લાવવો. ૦ કાપવો (રૂ.પ્ર.) અંતર વટાવ્યે જવું. ૦ ખુલ્લો હોવો (રૂ.પ્ર.) જવામાં કોઈ અંતરાય ન હોવો. (૨) સ્વતંત્રતા હોવી. ૦ ચીરવો (રૂ.પ્ર.) રસ્તો ઓળંગવો. ૦ ચૂકવો (રૂ.પ્ર.) કામ કરવામાં ભૂલ પડવી. ૦ પાડવો (રૂ.પ્ર.) ન હોય ત્યાં રસ્તો તૈયાર કરવો. (૨) ગૂંચવણ ટાળવી. (૩) નવો રિવાજ કરવો. ૦ બતાવવો (રૂ.પ્ર.) ઉપાય સુઝાડવો. (૨) ટાળવું, કાઢી મૂકવું. ૦ માપવો (રૂ.પ્ર.) જતા રહેવું. ૦ પકડવો, ૦ લેવો (રૂ.પ્ર.) ચાલતા થવું. (૨) ઉપાય લેવો. ૦ સાફ કરવો (રૂ.પ્ર.) અંતરાયો દૂર કરવા]

**રસ્ય** વિ. [સં.] પ્રવાહી રૂપમાં રહેલું. (૨) સ્વાદિષ્ઠ

**રસ્સી** સ્ત્રી. [સં. रश्मिका > પ્રા. रस्सिआ] જુઓ 'રસી.'[1]

**રસ્સો** પું [જુઓ 'રસ્સી' સ્ત્રી., 'ઓ' એના ઉપરથી પું.] મોટું દોરડું, રસો

**રહન-સહન** સ્ત્રી. [હિં.] રીત-ભાત, રહેણી-કરણી

**રહનુમાઈ** સ્ત્રી. [ફા.] માર્ગ-દર્શન, દોરવણી

**રહ રહ** ક્રિ.વિ. [રવા.] ડૂસકે ડૂસકે

**રહસ** ન. [સં. रहस्] એકાંત

**રહસ રહસ** ક્રિ. વિ. આનંદથી

**રહસળાજી** સ્ત્રી. જાણીબૂઝી સાંભળ્યું ન સાંભળ્યું કરવું એ

**રહસ્ય** વિ. [સં.] ખાનગી, ગુપ્ત. (૨) અલૌકિક, 'મિસ્ટિરિયસ.' (૩) ન. ખાનગી વાત. (૪) અલૌકિક વાત, 'મિસ્ટરી.' (૫) સાર, આશય, મર્મ, તત્ત્વ, 'સેક્રેટ.' (૬) ભેદ, 'સિગ્નિફિકન્સ.' [મર્મ ખુલ્લો કરવાની ક્રિયા

**રહસ્ય-ઉદ્ઘાટન, -પ્રકાશન** ન. [સં., સંધિ વિના] ખાનગી

**રહસ્ય-મય** વિ. [સં.] રહસ્યથી ભરેલું, ભેદી, 'મિસ્ટિરિયસ'

**રહસ્ય-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] ખાનગી મંત્રણા

**રહસ્યમંત્રી** (-મન્ત્રી) વિ. [સં., પું.] ખાનગી કારભારી, 'પ્રાઇવેટ સેક્રેટરી'

**રહસ્ય-વાદ** પું. [સં.] સત્ય તત્ત્વ કે પરમાત્મ તત્ત્વ સાથે સીધો સંપર્ક થાય એમ માનવાનો સિદ્ધાંત, ગૂઢ-વાદ, 'મિસ્ટિસિઝમ' (ઉ.જો.), 'ઓકલ્ટિઝમ'

**રહસ્યવાદી** વિ. [સં., પું.] રહસ્ય-વાદમાં માનનારું, 'મિસ્ટિક,' 'મિસ્ટિકલ' (બ.ક.ઠા.) [સિઝમ'

**રહસ્ય-વિદ્યા** સ્ત્રી. [સં.] આત્મ-જ્ઞાન, આત્મ-વિદ્યા, 'મિસ્ટિ-

**રહસ્ય-શબ્દ** પું. [સં.] ગૂઢ મર્મવાળો બોલ. (૨) સાંકેતિક વચન [પ્રીટેશન' (ભૂ.ગો.)

**રહસ્ય-શોધન** ન. [સં.] રહસ્ય ઉકેલવાની સ્થિતિ, 'ઇન્ટર-

**રહાટવું** (રા:ટવું) સ. ક્રિ. [સુ.; રવા.] સમાધાન કરવું, પતાવવું. [રહાટી વાળવું (રા:ટી-) (રૂ.પ્ર.) માંડી વાળવું, પતાવી નાખવું.] **રહાટાવું** (રા:ટાવું) કર્મણિ., ક્રિ. **રહાટાવવું** (રા:ટાવવું) પ્રે., સ.ક્રિ.

**રહાટાવવું, રહાટાવું** (રા:ટા-) જુઓ 'રહાટવું'માં.

**રહાટણ** (રા:ટણ) ન. [જુઓ 'રહાટવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] પતાવટ, સમાધાન

**રહાટણિયો** (રા:ટણિયો) વિ., પું. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] પતાવી આપનાર, સમાધાન કરાવનાર માણસ

**રહાણ** (રા:ણ્ય) સ્ત્રી. સવારનો તડકો

**રહાવટ** (-ટ્ય) સ્ત્રી. [હિં.] પતિ-પત્નીનું ઘર માંડીને રહેવું એ

**રહિત** વિ. [સં.] વિનાનું, વગરનું, સિવાયનું. (૨) ક્રિ.વિ. વિના, વગર, સિવાય

**રહીમ** વિ. [અર.] કૃપાળુ, દયાળુ. (૨) પું. પરમેશ્વર

**રહીશ** (રે:શ) વિ. [જુઓ 'રહેવું' દ્વારા.] રહેવાસી, વતની, વાસી, નિવાસી

**રહેઠાણ** (રે:ઠાણ) ન. [જુઓ 'રહેવું' સં. + स्थान > પ્રા. ઠાણ, પ્રા. તત્સમ] રહેવાનું ઠેકાણું, નિવાસ-સ્થાન, વાસ

**રહેણાક** (રે:ણાક) વિ. [જુઓ 'રહેવું' દ્વારા.] રહેવા માટે વપરાતું. (૨) ન. જુઓ 'રહેઠાણ.'

**રહેણી** (રે:ણી) સ્ત્રી. [જુઓ 'રહેવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.]

રહેવાની રીત. (૨) નિર્વાહ ચલાવવાનું ધોરણ, 'સ્ટાન્ડર્ડ ઓફ લાઇફ' (બ.ક.ઠા.)

**રહેણી-કરણી** (રે:ણી-) સ્ત્રી. [+ જુઓ 'કરણી.'] રીત-ભાત, વર્તન, આચાર-વિચાર, રહેવાની અને કામ કરવાની ઢબ

**રહેમ** (રે:મ) સ્ત્રી. [અર. રહ્મ્] દયા, અનુકંપા. (૨) કૃપા, મહેર, મહેરબાની, અનુગ્રહ

**રહેમત** (રે:મત) સ્ત્રી. [અર. રહ્મત્] જુઓ 'રહેમ(૧).'

**રહેમ-તુલ્લા** (રે:મતુલ્લા) સ્ત્રી. [અર. રહ્મ્ તુલ્લહ્] ઈશ્વર-ની કૃપા

**રહેમદિલ** (રે:મ-) વિ. [+ ફા.] કૃપાળુ, દયાળુ

**રહેમદિલી** (રે:મદિલી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] કૃપાળુ-દયાળુ હોવાપણું

**રહેમ-દૃષ્ટિ** (રે:મ-) સ્ત્રી. [+ સં.], **રહેમ-નજર** (રે:મ-) સ્ત્રી. સ્ત્રી. [+ જુઓ 'નજર.'] દયા-દૃષ્ટિ, મહેરબાનીની નજર, કૃપા-દૃષ્ટિ

**રહેમ-ભાવ** (રે મ-) પું. [સં.] દયા-ભાવ, કૃપાની લાગણી

**રહેમાન** (રે:માન) વિ. [અર.] દયાળુ, કૃપાળુ. (૨) પું. પરમેશ્વર ['રહેમાન(૧).'

**રહેમાની** (રે:માની) વિ. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**રહેમ-રાહ** (રે:મ-રાહ) પું. [જુઓ 'રહેમ' + 'રાહ.'] મહેર-બાનીનો માર્ગ, 'કૉમ્પેન્સેશન'

**રહેમિયત** (રે:મિયત) સ્ત્રી. [અર. રહ્મત] જુઓ 'રહેમ.' (૨) વિ. રહેમ-રૂપ, રહેમી. 'કૉમ્પેન્શનેઇટ'

**રહેમી** (રે:મી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દયાળુ, કૃપાળુ

**રહેય** (રે:ય) સ્ત્રી. માનસિક બળતરા

**રહેવડા(-રા)વવું** (રે:વડા(-રા) વવું) જુઓ 'રહેવું' માં.

**રહેવર** (રે:વર) વિ. [ફા. રહ્બર્] રાહ દેખાડનાર, ભોમિયો

**રહેવરા(-ડા)વવું** (રે:વરા(-ડા)વવું), **રહેવાવું** (રે:વાવું) જુઓ 'રહેવું'માં.

**રહેવાશ(-સ)** (રે:વાશ,-સ) પું. [જુઓ 'રહેવું' + ગુ. 'આશ' કૃ.પ્ર.] રહેવું એ, વસવું એ. (૨) રહેઠાણ. (૩) વસવાટનો સમય [વતની, નિવાસી, રહીસ

**રહેવાશી(-સી)** (રે:વાશી,-સી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.]

**રહેવું** (રે:વું.) અ.ક્રિ. [દે.પ્રા. रह.] વસવું, નિવાસ કરવો, નિવસવું. (૨) સ્થિતિ કરવી, હસ્તી કરવી, ટકવું, ઠરવું, સ્થાયી થવું. (૩) અટકવું, થંભવું. (૪) અધૂરું હોવું. (૫) સમાવું. (૬) (સહાયક ક્રિયાપદ તરીકે) પૂરું થવું. (૭) (સહાયક ક્રિયાપદ હિં.ના સાદૃશ્યે) ચાલુ ક્રિયા થવી. એનાં રૂપાખ્યાન: 'રહું' (રૈં:), 'રહિયે' (રૈ:યે), 'રહે' (રે:ણિ), 'રહો' (રો:); 'રહ્યું' (ર:યું), 'રહેલું' (રે:લું); 'રહીશ' (રૈ:શ), 'રહીશું' (રૈ:શું)-'રહેશું' (રે:શું), 'રહેશો' (રે:શો), 'રહેશે' (રે:શે); 'રહી' (રૈ:). 'રહેતું' (રે:તું); 'રહેનાર, (રે:નાર), 'રહેનારું' (રે:નારું) વગેરે. [**રહી જવું**] (રૈ:-) (રૂ.-પ્ર.) અટકી પડવું. (૪) પાછળ બાકી રહેવું. (૫) મુકામ કરી લેવો. (૬) નાપાસ થવું. **રહી રહીને** (રૈ:રૈ:ને) (રૂ.પ્ર.) થોડી થોડી વારે. (૨) આખરે, છેવટે, મોડે મોડે. **રહેતે રહેતે** (રે:તે રે:તે) (રૂ.પ્ર.) ધીમે ધીમે, આસ્તે આસ્તે. **રહેવા દેવું** (રે:વા-) (રૂ.પ્ર.) રહેવાની રજા આપવી. (૨) બંધ પાડવું. (૩) જતું કરવું. **ચાકરીએ રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) નોકરીએ લાગવું. **જારી રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) ચાલુ સ્થિતિ-માં હોવું. **દહાડા રહેવા** (દા:ડા રે:વા) (રૂ.પ્ર.) ગર્ભાધાન થવું. **પડ્યા પાથર્યા રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) કામકાજ વિના રહી પડવું. **બંધ રહેવું** (બન્ધ રે:વું) (રૂ.પ્ર.) અટકી પડવું] **રહેવાવું** (રે:વાવું) ભાવે.,ક્રિ. **રહેવડા(-રા)વવું** (રે:વડા-(-રા)વવું) પ્રે.,સ.ક્રિ.

**રહેંટ** (રેં:ટ) પું. [સં. अरघट्ट > પ્રા. रहट्ट] વાવ-કૂવામાંથી પાવઠી ઉપર ડોલચાં કે ઘડની માળા દ્વારા પાણી કાઢવાની યોજના અને સમગ્ર સાધન, રેંટ [ઘટ-માળ

**રહેંટ-માળ** (રેં:ટ-માળ) સ્ત્રી. [+ સં., સ્ત્રી. माला] રહેંટની

**રહેંટિયા-બારસ(-શ)** (રેં:ટિયા-બારસ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'રહેંટિયો' + 'બારસ(-શ).'] ભાદરવા સુદિ બારસનો ગાંધી-જીની જન્મજયંતીનો દિવસ. (સંજ્ઞા.)

**રહેંટિયા-ચક્ર** (રેં:ટિયા-) પું. [જુઓ 'રહેંટિયો' + સં.] ચરખા ચલાવવાનો નિયત કાર્યક્રમ

**રહેંટિયો** (રેં:ટિયો) પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સૂતર તૈયાર કરવાનું દેશી ચક્ર-યંત્ર, રેંટિયો [(૨) ઘટ-માળ

**રહેંટૂડો** (રેં:ટૂડો) પું. [જુઓ 'રહેંટ' દ્વારા.] રહેંટિયો.

**રહેંટો** (રેં:ટો) પું. [જુઓ 'રહેંટ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) કમરે બાંધવાનું કપડું. (૩) પછેડી

**રહેંસવું** (રેં:સવું) સ.ક્રિ. કતલ કરી નાખવું, રેંસવું. **રહેં-સાવું** (રેં:સાવું) કર્મણિ-, ક્રિ. **રહેંસાવવું** (રેં:સાવવું) પ્રે., સ.ક્રિ

**રહેંસાવવું, રહેંસાવું** (રેં:સા-) જુઓ 'રેંસવું'માં.

**રહોંચું** (રોં:ચું) વિ. બુડથલ, મૂર્ખ, બેવકૂફ

**રહોંસો** (રોં:સો) પું. હડસો, ધસારો

**રહ્યું** (ર:યું) કે.પ્ર. [જુઓ 'રહેવું'માં- ભૂ.કૃ.] (લા.) રહેવા દો, જતું કરો. (૨) બસ, હાંઉં [(૨) એઠું-જૂઠું બચ્યું-સચ્યું.

**રહ્યું-સહ્યું** (ર:યું-સ:યું) વિ. [જુઓ 'રહેવું'માં ભૂ.કૃ.-દ્વિર્ભાવ.]

**રળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'રળવું.'] રળતર, કમાણી, કમાઈ, ઊપજ [દ્વારા.] કમાવું અને ખરચવું એ

**રળત-ખપત** (રળત્ય-ખપત્ય) સ્ત્રી. [જુઓ 'રળવું' + 'ખપવું'

**રળતર** (-ર્ય) સ્ત્રી. [જુઓ 'રળવું' દ્વારા.] જુઓ 'રળ.'

**રળવું** અ. ક્રિ. કમાવું, અર્થ-પ્રાપ્તિ કરવી. (૨) ગુજરાન ચલાવવું. (૩) નફો કરવો. **રળાવું** ભાવે., ક્રિ. **રળાવવું** પ્રે.,સ.ક્રિ.

**રળાઉ** વિ. [જુઓ 'રળવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] કમાણી કરી આપે તેવું, કમાવનારું. (૨) કમાણી કરનારું, કમાઉ

**રળારવું** અ. ક્રિ. સુખ પામવું

**રળાવવું, રળાવું** જુઓ 'રળવું'માં.

**રળિયાળ** વિ. [જુઓ 'રળવું' દ્વારા.] જુઓ 'રળાઉ.'

**રળિયાત** વિ. [જુઓ 'રળી' દ્વારા, જૂ.ગુ. 'રલિઆયતિ.'] ખુશી, પ્રસન્ન, રાજી. (૨) રળિયામણું, સુંદર

**રળિયામણું** વિ. [જુઓ 'રળી' દ્વારા] સુંદર, મનોહર

**રળિયું** વિ. [જુઓ 'રળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જુઓ 'રળાઉ' (૨).' [હોંશ

**રળી** સ્ત્રી. [જૂ.ગુ. રલી] ખુશી, પ્રસન્નતા, રાજીપો. (૨) કોડ,

રળી-છળી ક્રિ.વિ. [જુઓ 'રળવું' + 'છળવું' + ગુ. 'ઈ' સં.-ભૂ. કૃ.] (લા.) પાયમાલ [ખુશાલી, આનંદ

રળી-રાશ (-શ્ય) સ્ત્રી. [જુઓ 'રળી' દ્વારા.] પ્રસન્નતા,

રળી-રોષ પું. સ્ત્રી. [+ સં.] કાંઈ પણ મનદુઃખ ન થવાની સ્થિતિ, રાજી-ખુશી [(૨) ઉમંગ

રળી-હોંશ (-હોંશ)-સ્ત્રી. [+ જુઓ 'હોંશ.'] ખુશાલી, આનંદ.

રળો પું. [જુઓ 'રળવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] કમાણી, કમાઈ, અર્થ-પ્રાપ્તિ [(૩) કૃપણ, કંજૂસ

રંક (રઙ્ક) વિ. [સં.] રાંક, ગરીબ, દીન. (૨) પામર, તુચ્છ.

રંક-તા (રઙ્ક-) સ્ત્રી. [સં.] રંક હોવાપણું

રંક-રસ (રઙ્ક-) પું. [સં.] (લા.) કરુણ રસ

રંક-રંજાડ (રઙ્ક-રઞ્જાડ) પું., -ડચ સ્ત્રી. [+ જુઓ 'રંજાડવું.'] ગરીબોને પજવણી કરવી એ [વિઝમ' (હ.બા.)

રંક-વાદ (રઙ્ક-) પું. [સં.] સામ્ય-વાદ, 'કૉમ્યુનિઝમ,' 'બોલ્શે-

રંકાર (રઙ્કાર) પું. [સં.,રવા.] 'રં' એવો અવાજ, રણકાર

રંકિત (રઙ્કિત) વિ. [સં. रङ्क દ્વારા સંસ્કૃતાભાસી] જુઓ 'રંક.'

રંગ (રઙ્ગ) પું. [સં.] લાલ પીળો વાદળી વગેરે તે તે વર્ણ. (૨) નાટચ-પીઠ, 'સ્ટેઇજ.' (૩) અખાડો. (૪) રણ-ક્ષેત્ર, સમરાંગણ. (૫) નાચવું-કૂદવું-ગાવું એ. (૬) નાટચ-ભૂમિનો પ્રેક્ષક-ગણ. (૭) સ્વરોનું અનુનાસિક ઉચ્ચારણ. (વ્યા.). (૮) આનંદ, ઉમંગ, ખુશાલી. (૯) અફીણનો કસૂંબો. (૧૦) જાહોજલાલી, આબાદી. (૧૧) પટ, પાસ, અસર. (૧૨) મઝા, આનંદ. (૧૩) મસ્તી, તાન. (૧૪) ધન્યવાદ. (૧૫) (લા.) ઢંગ, હાલત. (૧૬) ઢબ. [૦ આવવો (રૂ.પ્ર.) આનંદ થવો. ૦ ઊખડવો (રૂ.પ્ર.) પ્રભાવ ન રહેવો. ૦ ઊડી જવો (રૂ.પ્ર.) ઝાંખું પડી જવું. ૦ ઊતરવો (રૂ.પ્ર.) ઝંખવાણું પડવું. ૦ કરવો (રૂ.પ્ર.) આનંદ અનુભવવો, મોજ કરવી. ૦ ચડ(-ઢ)વો (રૂ.પ્ર.) જોરમાં આવવું. (૨) નશો ચડવો. ૦ ચડા(-ઢા)વવો, ૦ દેવો (રૂ.પ્ર.) ઉશ્કેરવું. ૦ ચૂવો (રૂ.પ્ર.) જવાનીનું તેજ ઊભરાવું. ૦ જમાવવો (રૂ.પ્ર.) પૂર્ણ આનંદમય વાતાવરણ કરવું. ૦ જોવો, ૦ દેખાવો (રૂ.પ્ર.) તટસ્થ રહી પ્રસંગ નિહાળવો. ૦ દેખાડવો (રૂ.પ્ર.) અદ્ભુત કામ કરી બતાવવું. ૦ દેવો (રૂ.પ્ર.) શાબાશી આપવી. ૦નાં ચટકાં (રૂ.પ્ર.) થોડા વખતનો આનંદ. ૦ની રેલ (-રૅલ્ય) (રૂ.પ્ર.) ઘણો આનંદ. ૦ નીકળવો (રૂ.પ્ર.) સારી રીતે દેખાવું. ૦ પૂરવો, ૦ ભરવો (રૂ.પ્ર.) આનંદમય વાતાવરણ કરવું. ૦ ફક થઈ જવો. (રૂ.પ્ર.) બીક કે નવાઈથી ઝંખવાણા પડી જવું. ૦ ફરવો, ૦ બદલાવો (રૂ.પ્ર.) વાતાવરણમાં પરિવર્તન આવવું. ૦ ફીકો પડવો (રૂ.પ્ર.) શોભા ઘટી જવી. ૦ બગાડવો (રૂ.પ્ર.) પ્રભાવ નષ્ટ થવો. (૨) બાજી બગડવી. ૦ બદલવો ((રૂ.પ્ર.) વલણમાં પલટો કરવો. ૦ મારવો, ૦ લગાડ(-વ)વો (રૂ.પ્ર.) કજિયો કરાવવો. (૨) વિજય મેળવવો. ૦ મચાવવો (રૂ.પ્ર.) આનંદ જમાવવો. ૦માં આવવું (રૂ.પ્ર.) આનંદમાં આવી જવું. ૦માં ભંગ પડવો (-ભઙ્ગ-) (રૂ.પ્ર.) આનંદમાં વિક્ષેપ પડવો. ૦માં રહેવું (-રેઃવું) (રૂ.પ્ર.) તાનમાં રહેવું. ૦ રાખવો (રૂ.પ્ર.) આબરૂ સાચવી આપવી. ૦ લાગવો (રૂ.પ્ર.) આદત પડવી. (૨) અસર થવી. -ગે રમવું (રૂ.પ્ર.) આનંદપૂર્વક રમત રમવી. -ગે રંગાવું (-રઙ્ગાવું) (રૂ.પ્ર.) અનુકરણ કરવું]

રંગ-કણ (રઙ્ગ-) પું. [સં.] શરીરમાંનો લોહીનો તે તે રંગીન અણુ કે દાણો [ઑઇલ-પેઇન્ટ.'

રંગ-કામ (રઙ્ગ-) ન. [+ જુઓ 'કામ.[૨]'] રંગ કરવાનું કામ,

રંગ-કોમલ(-ળ) (રઙ્ગ-) વિ. [સં.] સુંવાળા રંગવાળું

રંગ-ક્ષેત્ર (રઙ્ગ-) ન. [સં.] ઉત્સવ ઊજવવાની જગ્યા

રંગ-ગૃહ (રઙ્ગ-) ન. [સં.,પું.] નાટચ-ભૂમિ, 'થિયેટર'

રંગ-ઘેલું (રઙ્ગ-ઘેલું) વિ. [+ જુઓ 'ઘેલું.'] આનંદથી મસ્ત બનેલું

રંગ-ચંગ (રઙ્ગ-ચઙ્ગ) પું. [+ જુઓ 'ચંગ.'] આનંદ, ખુશાલી

રંગ-ચોલ(-ળ) (રઙ્ગ-) વિ. ['રાતું-ચોળ'ના સાદશ્યે 'રંગ-ચોલ,-ળ.'] લાલ ચટક, લાલ ચોળ, મજીઠના રંગનું

રંગ-છાયા (રઙ્ગ-) સ્ત્રી. [સં. रङ्ग-च्छाया] રંગની ઝાંય

રંગ-ઝબોળ (રઙ્ગ-) વિ. [+ જુઓ 'ઝબોળવું.'] ઉત્તમ વર્ણ-વાળું. (૨) સારી રીતે રંગેલું

રંગ-જ્ઞાન (રઙ્ગ-) ન. [સં.] જુદા જુદા વર્ણોની સમઝ કે સૂઝ

રંગડ (રઙ્ગડ) વિ. [સં. रङ्ग દ્વારા] (લા.) વ્યસની. (૨) વ્યભિચારી, લંપટ

રંગડ-ખાનું (રઙ્ગડ-) ન. [+ જુઓ 'ખાનું.'] વ્યસની અને લંપટ લોકોનો અડ્ડો [વ્યસનમાં મસ્ત,]. (૨) રંગીલું

રંગડ-મલ્લ, -લ (રઙ્ગડ-) પું. [+ જુઓ 'મલ્લ,-લ.'] (લા.)

રંગડો પું. [+ ગુ, 'ડું' સ્વાર્થે ત.પ્ર.] રંગ, વર્ણ. (૨) (લા.) ખુશાલી, આનંદ, મોઝ

રંગ-ઢંગ (રઙ્ગ-ઢઙ્ગ) પું., બ.વ. [જુઓ 'રંગ[૨]' + 'ઢંગ.'] (લા.) રહેણી-કરણી , વર્તન, વર્તણૂક, હાલ

રંગણું[૧] ન. [જુઓ 'રંગવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ. પ્ર.] રંગવાનું કામ

રંગણું[૨] ન. [જુઓ 'રંગવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] રંગ કરવાનું ઓજાર. (૨) વિ. રંગીન, રંગવાળું. (૩) સુશોભિત, દેખાવડું

રંગત[૧] (રઙ્ગત્ય) સ્ત્રી. [સં. रङ्ग દ્વારા] મોજ, આનંદ, ખુશાલી

રંગત[૨] (રઙ્ગત) વિ. [જુઓ 'રંગવું' દ્વારા.] રંગેલું. (૨) સુશોભિત [ઉછાળો

રંગ-તાળી (રઙ્ગ-) સ્ત્રી. [+ જુઓ 'તાળી.'] (લા.) આનંદનો

રંગદર્શિ-તા (રઙ્ગ-) સ્ત્રી. [સં.] રંગદર્શી હોવાપણું

રંગ-દર્શી (રઙ્ગ-) વિ. [સં.,પું.] રંગની શોભા બતાવનારું. (૨) આનંદ બતાવનારું. (૩) પ્રેમ-શૌર્યવાળું, 'રોમેન્ટિક' (વિ.ક.)

રંગ-દા (રઙ્ગ-) સ્ત્રી. [સં.] ફટકડી (કોઈ પણ રંગ પાકો કરવા માટે ફટકડીના પાણીમાં બોળવામાં આવે છે.)

રંગ-દાર (રઙ્ગ-) વિ. [+ ફા. પ્રત્યય] રંગવાળું, રંગીન. (૨) આનંદી ['રોમેન્ટિસિઝમ' (વિ.ક.)

રંગ-દૃષ્ટિ (રઙ્ગ-) સ્ત્રી. [સં.] જીવનનો ઉલ્લાસ, કૌતુક-પ્રેમ,

રંગ-દેવતા (રઙ્ગ-) સ્ત્રી. [સં.] નાટચભૂમિની અધિષ્ઠાત્રી દેવી. (નાટચ.) ['ડાઇ-સ્ટફ'

રંગ-દ્રવ્ય (રઙ્ગ-) ન. [સં.] રંગવાના કામનો તે તે પદાર્થ,

રંગ-દ્વાર (રઙ્ગ-) ન. [સં.] રંગપીઠ ઉપર આવવાનું નેપથ્ય-

બાજુનું બારણું. (નાટ્ય.)

રંગ-દ્વેષ (રઙ્ગ્-) પું. [સં.] જુદા જુદા રંગના-વર્ણના (શરીરના વર્ણના) લોકોનો એકબીજા પ્રત્યેનો અરુચિ-અણગમાનો ભાવ

રંગદ્વેષી (રઙ્ગ્) વિ. [સં.,પું.] રંગ-દ્વેષ કરનાર

રંગ-નાશક (રઙ્ગ્-) વિ. [સં.] રંગને દૂર કરનાર, રંગ ઉખેડી નાખનાર [નારું પગલું-ડગલું

રંગ-પગલું (રઙ્ગ્-) ન. [+ જુઓ 'પગલું.'] આનંદ આપ-

રંગ-પટ (રઙ્ગ્-) પું. [સં.] પ્રકાશના કિરણમાં ક્રમવાર તે તે રંગ જુદા પાડીને પડદા ઉપર દેખાય એ, 'સ્પેક્ટ્રમ'

રંગપટ-દર્શક (રઙ્ગ્-) ન. [સં.] 'સ્પેક્ટ્રમ'ના રંગ જોવાનું યંત્ર, 'સ્પેક્ટ્રો સ્કોપ' (પો.ગો.)

રંગપટ-વિદ્યા (રઙ્ગ્-) સ્ત્રી. [સં.] રંગ-પટ બનાવવાની વિદ્યા, 'સ્પેક્ટ્રોસ્કોપી' (પો.ગો.) [તિથિ. (સંજ્ઞા.)

રંગ-પંચમી (રઙ્ગ્-પઞ્ચમી) સ્ત્રી. [સં.] ફાગણ વદિ પાંચમની

રંગ-પાણી (રઙ્ગ્-) ન., બ.વ. [+ જુઓ 'પાણી.'] કેફી પાણી પીવાની ક્રિયા. [૦ ઉડાવવાં (રૂ.પ્ર.) નશાબાજી કરવી. (૨) અફીણનો કસુંબો પીવો. (૩) આનંદ કરવો]

રંગ-પાંચ(-ચે)મ (રઙ્ગ્-પાંચ(-ચે)મ્ય) સ્ત્રી. [+ જુઓ 'પાંચ(-ચે)મ.'] જુઓ 'રંગ-પંચમી.'

રંગ-પીઠ (રઙ્ગ્-) સ્ત્રી. [સં.,ન.] જેના ઉપર નાટક ભજવાય તેટલો મંચનો ભાગ, 'સ્ટેઇજ'

રંગ-પૂરણી (રઙ્ગ્-) સ્ત્રી. [+ જુઓ 'પૂરણી.'] ચિત્રમાં કે રંગોળીમાં જુદા જુદા રંગ પૂરવાની ક્રિયા

રંગ-પ્રધાન (રઙ્ગ્-) વિ. [સં.] વીરતા-પ્રધાન અદ્ભુત રસવાળું, 'રોમૅન્ટિક' [પર દાખલ થવાની ક્રિયા

રંગ-પ્રવેશ (રઙ્ગ્-) પું. [સં.] પોતાનું પાત્ર ભજવવા રંગપીઠ

રંગપ્રિય-તા (રઙ્ગ્-) સ્ત્રી. [સં.] દર્શકોની ચાહના

રંગ-પ્રેક્ષક (રઙ્ગ્-) વિ. [સં.] નાટક જોનાર વ્યક્તિ

રંગ-બહાર (રઙ્ગ્-બાઃર) સ્ત્રી. [+ જુઓ 'બહાર.[૨]'] આનંદ-આનંદની રંગ-રેલ, આનંદની છોળ. (૨) તમાશો

રંગ-બાજ (રઙ્ગ્-) વિ. [ફા.પ્રત્યય] શોખીન. (૨) વિલાસી

રંગ-બાજી (રઙ્ગ્-) બાજી [+ ફા.] મોજ-મઝા. (૨) ગંજીફાની રમત [ગી] ભાતીગર રંગનું

રંગ-બે-રંગ, -ગી (રઙ્ગ્-બે-રઙ્ગ્,-ઙ્ગી) વિ. [ફા. રંગ્બ-રંગ્,-

રંગ-ભ(-ભે)ર (રઙ્ગ્-ભ(-ભે)રય) ક્રિ.વિ. [+ જુઓ 'ભરવું.'] આનંદથી, ખુશાલીથી

રંગ-ભવન (રઙ્ગ્-) ન. [સં.] નાટ્ય-ગૃહ, નાટક-શાળા, 'એમ્ફિ-થિયેટર,' 'ઑડિટોરિયમ' [વિક્ષેપ-ભંગાણ

રંગ-ભંગ (રઙ્ગ્-ભઙ્ગ્) પું. [સં.] આનંદના પ્રસંગમાં થતો

રંગ-ભીનું (રઙ્ગ્-) વિ. [+ જુઓ 'ભીનું.'] પ્રેમમાં તરબોળ

રંગ-ભૂમિ (રઙ્ગ્-) સ્ત્રી. [સં.] રંગ-પીઠ અને નેપથ્ય સહિતનો નાટ્ય ભજવવાનો ભાગ, રંગ-મંચ, 'સ્ટેઇજ.' (૨) (લા.) સંગ્રામ-ભૂમિ, રણ-ક્ષેત્ર

રંગ-ભેદ (-રઙ્ગ્-) પું. [સં.] શરીરની ચામડીના રંગનો તફાવત (જે યુરોપિયનોના રંગ-દ્વેષનું કારણ બને છે.), 'કલર-બાર'

રંગ-ભેર (રઙ્ગ્-ભેરય) જુઓ 'રંગ-ભર.'

રંગ-ભોગ (રઙ્ગ્-) પું. [સં.] આનંદ માણવાની ક્રિયા

રંગ-ભોગી (રઙ્ગ્-) વિ. [સં.,પું.] રંગ-ભોગ કરનારું. (૨) રંગ-ભોગ આપનારું, 'રોમૅન્ટિક' (બ.ક.ઠા.)

રંગ-મહા(-હે)લ (રઙ્ગ્-માઃ(-મેઃ)લ) પું. [+ જુઓ 'મહાલ'-'મહેલ.'] રાજ-મહેલમાંનો રાજાના ભોગ-વિલાસ માટેનો ખંડ કે ખંડોનો સમૂહ. (૨) રાજ-મહેલનું દીવાન-ખાનું

રંગ-મંચ (રઙ્ગ્-મઞ્ચ) પું. [સં.] સમગ્ર રંગ-ભૂમિ, નાટકશાળા, 'થિયેટર'

રંગમંચીય (રઙ્ગ્મઞ્ચીય) વિ. [સં.] રંગ-મંચને લગતું

રંગ-મંડપ (રઙ્ગ્-મણ્ડપ) પું. [સં.] ઉત્સવ માટે બાંધેલો માંડવો, 'ડાન્સિંગ-હૉલ.' (૨) હિંદુ પ્રકારના દેવાલયમાંનો ગર્ભ ગૃહની આગળનો સભા-મંડપ કે ગૂઢ મંડપ. (૩) મંદિરનું ખુલ્લું આંગણું, ચાચર

રંગ-મંડલ(-ળ) (-રઙ્ગ્-મણ્ડલ,-ળ) ન. [સં.] સૂર્યમાં રહેલ રંગોનું કૂંડાળું, 'ક્રોમોસ્ફિયર' ['ટોન'

રંગ-માત્રા (રઙ્ગ્-) સ્ત્રી. [સં.] ચિત્રો વગેરેમાં રંગોનું પ્રમાણ,

રંગ-રખુ, -ખું (રઙ્ગ્-) વિ. [+ જુઓ 'રાખવું' + ગુ. 'ઉ'-'ઉં' કૃ.પ્ર.] રંગને પકડી રાખનારું રંગને ઝાંખો પડવા ન દેનારું (ફટકડી વગેરે દ્રવ્ય), 'મૉર્ડન્ટ' [રંગોવાળું

રંગ-રઢિયાળું (રઙ્ગ્-) વિ. [+જુઓ 'રઢિયાળું.'] સુશોભિત

રંગ-રસ (રઙ્ગ્-) પું. [સં.] આનંદ, મોજ-મઝા, ખુશાલી. (૨) હૃદયનો ઉલ્લાસ. (૩) ભોગ-વિલાસ

રંગ-રસિયું (રઙ્ગ્-) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], રંગ-રસીલું (રઙ્ગ્-) વિ. [+ ગુ. 'ઈલું' ત.પ્ર.] આનંદી. (૨) ભોગ-વિલાસી [અને રંગવાની કળા

રંગ-રંગોટી (રઙ્ગ્-રઙ્ગોટી) સ્ત્રી. [+ જુઓ 'રંગોટી.'] રંગ

રંગ-રાગ (રઙ્ગ્-) પું. [સં.] ગાન-તાન. (૨) તમાશો. (૩) ભોગ-વિલાસ

રંગ-રાતું (રઙ્ગ્-) વિ. [+ સ રક્તક- > પ્રા. रत्तअ-] અનુરાગવાળું, આસક્તિવાળું. (૨) આનંદ માણતું. (૩) વિષયાનંદથી આનંદ પામતું [સૈનિક

રંગરૂટ પું. [અં. રિક્રૂટ્] લશ્કરમાં નવો ભરતી પામેલો

રંગરૂટી સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] લશ્કરમાં નવી ભરતી કરવાનું કામ [સૌંદર્ય (૨) (લા.) આકૃતિ

રંગ-રૂપ (રઙ્ગ્-) ન., બ.વ. [સં.] શરીરનો વર્ણ અને એનું

રંગ-રેખા (રઙ્ગ્-) સ્ત્રી. [સં.] ચિત્ર-કામમાં રંગની તાસીરનો તે તે ઉઠાવ. (૨) વણાટ-કામ ઉપરની અમુક અમુક રંગની તે તે લીટી

રંગરેજ (રઙ્ગ્-રેજ) પું. [ફા.] કપડાં રંગનાર માણસ, રંગારો (છીપા ભાવસાર ખત્રી વગેરે કોમોનો એ કામ કરનાર માણસ)

રંગરેજી (રઙ્ગ્-) સ્ત્રી. [ફા.] રંગારાનો ધંધો

રંગ-રેલ (રઙ્ગ્-રેલ્ય) સ્ત્રી [+ જુઓ 'રેલ.'] આનંદની છોળ

રંગરેલિયો (રઙ્ગ્-) વિ.,પું. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] રંગ-રેલ કરનાર માણસ

રંગ-રોગાન (રઙ્ગ્-) પું., બ.વ. [+ જુઓ 'રોગાન.'] જુઓ 'રંગ-કામ.' ['રંગ-રેલ.'

રંગ-રોળ (રઙ્ગ્-રોળ્ય) સ્ત્રી. [+ જુઓ 'રોળવું.'] જુઓ

રંગ-લીલા (રઙ્ગ્-) સ્ત્રી. [સં.] આનંદ-ક્રીડા, રંગ-રેલ

**રંગલો** પું. [સં. रङ्ग દ્વારા] ભવાઈમાં વિદૂષકનું કામ કરનાર નટ

**રંગ-વિદ્યા** (રઙ્ગ-) સ્ત્રી. [સં.] નાટચ-નૃત્ય-નૃત્તની કલા

**રંગ-વિષયક** (રઙ્ગ-) વિ. [સં.] રંગને લગતું, રંગ-સંબંધી

**રંગ-વિહીન** (રઙ્ગ-) વિ. [સં.] જુઓ 'રંગ-હીન.'

**રંગવિહીન-તા** (રઙ્ગ-) સ્ત્રી. [સં.] રંગ-વિહીન હોવાપણું

**રંગવું** (રઙ્ગવું) સ.ક્રિ. [સં. रङ्ग,-ના.ધા.] કોઈ અને કોઈ એક વર્ણનો પાસ આપવો, રંગ ચડાવવો. (૨) (લા.) પોતાને અનુકૂળ કરવું. (૩) સંગ-દોષ લગાવવો. (૪) વિદ્યા વગેરે કળાઓમાં નિષ્ણાત કરવું. [**રંગી ના(-નાં)ખવું** (રઙ્ગી-) (રૂ.પ્ર.) લોહી-લુહાણ કરવું. **રંગીને વાત કહેવી** (રઙ્ગી...કે:વી) (રૂ.પ્ર.) વધારીને વાત કહી બતાવવી] રંગાવું (રઙ્ગા-) કર્મણિ., ક્રિ. **રંગાવવું** (રઙ્ગા-) પ્રે., સ ક્રિ.

**રંગ-શાલા(-ળા)** (રઙ્ગ-) સ્ત્રી. [સં.] રંગારાનું મકાન, (૨) રંગવાનું કારખાનું. (૩) જુઓ 'રંગ-ભૂમિ.'

**રંગ-શીર્ષ** (રઙ્ગ-) ન. [સં.] જેના આગલા ભાગમાં સાંચીના પ્રવેશ-દ્વાર જેવી ષડ્દારુકની માંડણી થતી તે રંગ-પીઠની મથાળાની સપાટી. (નાટ્ય.)

**રંગ-સપ્તક** (રઙ્ગ-) ન. [સં.] સાત રંગોનો સમૂહ,' સ્પેક્ટ્રમ'

**રંગ-સૂચના** (રઙ્ગ-) સ્ત્રી. [સં.] નાટ્યના દેખાવ તથા નાટ્યકારના હાવભાવને લગતી સૂચના, 'સ્ટેઇજ-ડિરેક્શન' (ન.ભો.)

**રંગ-સૃષ્ટિ** (રઙ્ગ-) સ્ત્રી. [સં.] વનસ્પતિ વેલીઓ વગેરેમાંની ભિન્ન ભિન્ન રંગોની સર્જના કે સજાવટ

**રંગ-સ્ત્રી** (રઙ્ગ-) સ્ત્રી. [સં.] અભિનેત્રી, 'ઍક્ટ્રેસ'

**રંગ-હીન** (રઙ્ગ-) વિ. [સં.] જેમાં કોઈ રંગ જેવામાં નથી આવતો તેવું

**રંગ-હેલિયાં** (રઙ્ગ-] ન., બ.વ. [+ જુઓ 'હેલી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **રંગ-હેલી** (રઙ્ગ-) સ્ત્રી. [+ જુઓ 'હેલી.'] જુઓ 'રંગ-રેલ.'

**રંગાઈ** (રઙ્ગાઇ) સ્ત્રી. [જુઓ 'રંગવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] રંગકામ, 'ડાઇંગ.' (૨) રંગ-કામ કરવાનું મહેનતાણું

**રંગાજીવ** (રઙ્ગાજીવ) પું. [સં. रङ्ग + आ-जीव] રંગ-કામ ઉપર જીવનારો, રંગારો. (૨) નાટ્ય ભજવનાર, નટ, નાટકિયો, 'ઍક્ટર.' (૩) ચિતારો

**રંગાટ** (રઙ્ગાટ-) પું. [સં. रङ्ग દ્વારા] રંગાઈ, રંગવાની કળા

**રગાટ-કામ** (રઙ્ગાટ-) ન. [+ જુઓ 'કામ.[૨]'] કાપડ રંગવાની ક્રિયા, 'ડાઇંગ'

**રંગાટિયું** (રઙ્ગાટિયું) વિ. [+ જુઓ 'રંગાટ' + ગુ. 'ઇયું' ત.પ્ર ] રંગાટ-કામને લગતું, રંગાટી

**રંગાટી[૧]** (રઙ્ગાટી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રંગાટ.' (૨) રંગવાનું કારખાનું

**રંગાટી[૨]** (રઙ્ગાટી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રંગાટિયું.' (૨) પું. રંગારો [વાનું કુંડું

**રંગાડું** (રઙ્ગાડું) ન., -ડો પું. [સં. रङ्ग દ્વારા] રંગ ઓગાળ-

**રંગામણ** (રઙ્ગામણ) ન., -ણી સ્ત્રી. [જુઓ 'રંગવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] જુઓ 'રંગાઈ.'

**રંગારો** (રઙ્ગારો) પું. [સં. रङ्गकारक-> પ્રા. रंगारअ-] રગવાનું કામ કરનાર, રંગરેજ ['રંગ-ભૂમિ.'

**રંગાલય** (રઙ્ગાલય) ન. [સં. रङ्ग + आ-लय, પું., ન.] જુઓ

**રંગાવટ** (રઙ્ગાવટ્ય) સ્ત્રી. [સં. रङ्ग દ્વારા] રંગવાની ઢબ, રંગાઈ [ઉપર નટનો પ્રવેશ

**રંગાવતરણ** (રઙ્ગાવ-) ન. [સં. रङ्ग + अव-तरण] રંગપીઠ

**રંગાવલિ(-લી,-ળિ,-ળી)** (રઙ્ગા-) સ્ત્રી. [સં.रङ्ग + आवलि,-ली] જુઓ 'રંગોળી.'

**રંગાવવું, રંગાવું** (રઙ્ગા-) જુઓ 'રંગવું'માં.

**રંગાળું** (રઙ્ગાળું) વિ. [સં. रङ्ग + ગુ. 'આળું' ત.પ્ર.] રંગ-વાળું, રંગીન [રંગેલું

**રંગિત** (રઙ્ગિત) વિ [સં. रङ्ग + સંસ્કૃતાભાસી इत ત.પ્ર.]

**રંગી[૧]** (રઙ્ગી) વિ. [સં.,પું.] (સમાસને છેડે) રંગવાળું. (જેમકે 'પીત-રંગી' 'શ્યામ-રંગી' 'બહુ-રંગી' વગેરે). (૨) મોજીલું, આનંદી. (૩) પ્રેમી, આસક્તિવાળું

**રંગી[૨]** (રઙ્ગી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રંગનું ધાતુનું કે લાકડા યા પથ્થરનું નાનું કુંડું [પ્રક્રિયા

**રંગી-કરણ** (રઙ્ગી-) ન. [સં.] રંગવિહીનને રંગવાળું કરવાની

**રંગી-ચંગી** (રઙ્ગી-ચઙ્ગી) વિ. [જુઓ 'રંગી,'-દ્વિર્ભાવ, પું.] મનમોજી [આનંદી. (૨) શોખીન

**રંગી-જંગી** (રઙ્ગી-જઙ્ગી) વિ. [જુઓ 'રંગી'-દ્વિર્ભાવ, પું.]

**રંગીતિયું** (રઙ્ગીતિયું) ન. [સં. रङ्ग દ્વારા] સુતારનું લાકડાનું ગેરુનું પાણી રાખવાનું સાધન

**રંગીન** (રઙ્ગીન) વિ. [ફા.] રંગેલું, રંગવાળું. (૨) (લા.) આનંદી, મોજીલું, લહેરી, ખુશમિજાજી

**રંગી-ભંગી** (રઙ્ગી-ભઙ્ગી) વિ. [જુઓ 'રંગી[૧]' + 'ભંગી.[૧]'] મોજીલું અને વ્યસની

**રંગીલડી** (રઙ્ગીલડી) વિ., સ્ત્રી. [જુઓ 'રંગીલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રંગીલી સ્ત્રી. (પદ્યમાં.)

**રંગીલી-છબીલી** (રઙ્ગીલી-) સ્ત્રી. [જુઓ 'રંગીલું-છબીલું' + ગુ. 'ઈ' બેઉને સ્ત્રીપ્રત્યય.] ચોરીના પ્રકારનો જોખમી નહિ તેવો ઓખાનો એક પ્રકાર, રંગીલું-છબીલું

**રંગીલું** વિ. [સં. रङ्ग + ગુ. 'ઈલું' ત.પ્ર.] આનંદી, મોજીલું. (૨) ઇશ્કબાજ, ઇશ્કી. (૩) સુંદર, ખૂબસૂરત. (૪) અલબેલું, ફાંકડું

**રંગીલું-છબીલું** (રઙ્ગીલું-) વિ. [+ જુઓ 'છબીલું.'] જુએ, 'રંગીલું (૨,૩).' (૨) જુઓ 'રંગીલી-છબીલી.'

**રંગૂની** (રઙ્ગૂની) વિ. ['રંગૂન' બ્રહ્મદેશની રાજધાની + ગુ 'ઈ' ત.પ્ર.] બ્રહ્મદેશમાંના રંગૂન નગરને લગતું, રંગૂનનું (ચોખાની એક જાત, વાલની એક જાત)

**રંગેડી-ભંગેડી** (રઙ્ગેડી-ભઙ્ગેડી) વિ. [જુઓ 'ભંગેડી' એના સાદૃશ્યે 'રંગેડી.'] જુઓ 'રંગી-ભંગી.'

**રંગેડું** (રઙ્ગેડું) ન. [સં. रङ्ग દ્વારા] રંગનું કુંડું

**રંગું** (રઙ્ગું) [સં. रङ्ग + ગુ. 'ઉ'' ત.પ્ર.] જુઓ 'રંગીલું.

**રંગોપજીવી** (રઙ્ગોપ-) વિ. [સં. रङ्ग + उपजीवी, પું. રંગભૂમિ ઉપર નાટ્ય રજૂ કરી વૃત્તિ ચલાવનાર (નટ નર્તકી વગેરે), નાટકિયું [જુઓ 'રંગોળી.

**રંગોળ** (રઙ્ગોળ્ય) સ્ત્રી. [સં. रङ्गावली > પ્રા. रंगाउली

**રંગોળિયું** (રઙ્ગોળિયું) ન. [જુઓ 'રંગોળી'+ગુ. 'ઇયું' ત.પ્ર.] રંગ ઓગાળવા-પલાળવાનું નાનું કૂંડું, રંગી, રંગનું કઠોડું કે ખામણું. (૨) કંકાવટી

**રંગોળી** (રઙ્ગોળી) સ્ત્રી. [સં. रङ्गावलिका-> પ્રા. रंगाउलिआ] ખાસ કરીને બારણાંની આગળના ભાગમાં સવારે કરવામાં આવતું ચિત્રણ-હારો રંગો પૂરીને, રંગોળ. (૨) રંગોળી પૂરવાનાં ધાતુ વગેરેનાં છાપાં. [૦ પૂરવી (રૂ.પ્ર.) બારણા આગળ તેમ મહેમાનો આવવાના હોય તો જમવા પંક્તિ બેસે ત્યાં રંગની રેખાઓ અને આસન-સ્થાને રંગનાં ભાતીગળ ચિત્રણ બનાવવાં] [થોડું, લગાર

**રંચ** (રઞ્ચ), **૦ક** ક્રિ.વિ. જરામાત્ર, તદ્દન સ્વલ્પ, સાવ

**રંચ(૦ક)માત્ર** વિ. [+સં.] જુઓ 'રંચ.'

**રંજ** (રઞ્જ) પું., સ્ત્રી. [ફા.] માનસિક દુઃખ, વ્યથા. (૨) અફસોસ, પશ્ચાત્તાપ. [૦ ખેંચવી (-ખેંચવી) (રૂ.પ્ર.) વેઠવું કરવું. **૦ થવી (કે થવો)** (રૂ.પ્ર.) દિલગીરી થવી, અફસોસ થવો. **૦ કરવો** (રૂ.પ્ર.) પસ્તાવો કરવો]

**રંજક**[1] (રઞ્જક) વિ. [સં.] આનંદ આપનાર. (સમાસને અંતે 'મનોરંજક' વગેરે.) (૨) પું. રંગનાર, રંગારો, રંગરેજ. (૩) હીંગળોક. (૪) ન. યકૃત અને બરોળમાંનું પિત્ત

**રંજક**[2] (રઞ્જક) જુઓ 'રંચ,૦ક.'

**રંજક**[3] (રઞ્જક) સ્ત્રી., પું. બંદૂક વગેરે ફોડવા માટે એના કાન પર મુકાતો દારૂ. (૨) પલીતો. (૩) (લા.) ઉશ્કેરણી. [**૦ ઉડાવવો** (રૂ.પ્ર.) બંદૂક કે તોપના કાનમાં દારૂ મૂકી સળગાવવો. **૦ ઊડવો, ૦ ઊડવી** (રૂ.પ્ર.) લડાઈ થવી. **૦ ખાઈ જવી** (રૂ.પ્ર.) ઉશ્કેરાટ શમાવી દેવો. **૦ દેવો** (રૂ.પ્ર.) ગાંજા વગેરેનો ઘૂંટ લેવો. **૦ પલાણવો** (રૂ.પ્ર.) બંદૂક કે તોપના કાન ઉપર દારૂ મૂકવો. **૦ મૂકવો** (રૂ.પ્ર.) ઉશ્કેરવું] [માંની એક શ્રુતિ. (સંગીત.)

**રંજતી** (રઞ્જતી) સ્ત્રી. [સં.] સંગીતની બાવીસ શ્રુતિઓ-

**રંજક-તા** (રઞ્જકતા) સ્ત્રી., **-ત્વ** ન. [સં.] રંજક હોવાપણું, આનંદ આપવાપણું [કરવું એ, પ્રસન્નતા, ખુશાલી

**રંજન**[1] (રઞ્જન) ન. [સં.] રાજી કરવાની ક્રિયા, પ્રસન્ન

**રંજન**[2] (રઞ્જન) વિ. [સં.] જુઓ 'રંજક.'

**રંજન-કારક** (રઞ્જન) વિ. [સં.] જુઓ 'રંજક.'

**રંજન કાર્યક્રમ** (રઞ્જન-) પું. [સં.] માણસોને મનોરંજન થાય તેવી નાટ્ય સંગીત વગેરેની વ્યવસ્થા, 'એન્ટર્ટેઈ-ન્મેન્ટ પ્રોગ્રામ'

**રંજનાત્મક** (રઞ્જનાત્મક) વિ. [સં. रञ्जन + आत्मन् + क] આનંદદાયક, જેમાંથી મનોરંજન મળે તેવું

**રંજની** (રઞ્જની) સ્ત્રી. [સં.] સંગીતની બાવીસ માંહેની છઠ્ઠી શ્રુતિ. (સંગીત.)

**રંજનીય** (રઞ્જનીય) વિ. [સં.] આનંદ આપવા જેવું

**રંજ-ભર્યું** (રઞ્જ) વિ. [જુઓ 'રંજ'+'ભરવું'+ગુ. 'યું' ભૂ.કૃ.] તકલીફ ભરેલું, દુઃખકર

**રંજવું**[1] (રઞ્જવું) સ.ક્રિ. [સં. रञ्ज्, તત્સમ] રંજન કરવું, ખુશ કરવું, રીઝવવું. **રંજાવું** (રઞ્જાવું) કર્મણિ., ક્રિ. **રંજાવવું** (રઞ્જાવવું) પ્રે., સ.ક્રિ.

**રંજવું**[2] (રઞ્જવું) અ.ક્રિ. [ફા. રંજ્, -ના.ધા.] દુઃખી થવું. (૨) સ.ક્રિ. દુઃખી કરવું. **રંજાવું**[2] (રઞ્જાવું) ભાવે., કર્મણિ., ક્રિ, **રંજાડવું** (રઞ્જાડવું) પ્રે., સ.ક્રિ.

**રંજાડ** (રઞ્જાડ) પું., સ્ત્રી. [જુઓ 'રંજાડવું.'] કનડગત, નડતર, ક્લેશ. (૨) તોફાન, મસ્તી. (૩) બગાડ, નુકસાન

**રંજાડવું** (રઞ્જાડવું) જુઓ 'રંજવું[2]'માં.

**રંજાડી** (રઞ્જાડી) વિ [જુઓ 'રંજાડવું'+ગુ. 'ઈ' કૃ.પ્ર.] રંજાડ કરનાર

**રંજાવવું, રંજાવું**[1] (રઞ્જા-) જુઓ 'રંજવું[1]'માં.

**રંજાવું**[2] જુઓ 'રંજવું[2]'માં. [એક શ્રુતિ. (સંગીત.)

**રંજિકા** (રઞ્જિકા) સ્ત્રી. [સં.] સંગીતની બાવીસમાંની

**રંજિત** (રઞ્જિત) વિ. [સં.] ખુશ કરવામાં આવેલું, રાજી કરવામાં આવેલું, ખુશ થયેલું, પ્રસન્ન થયેલું, રાજી થઈ ગયેલું. (૨) આસક્ત, અનુરક્ત. (૩) રંગેલું, રંગાયેલું. (૪) પું. સંગીતનો એક અલંકાર. (સંગીત.)

**રંજિતાવરોહ** (રઞ્જિતાવ-) પું. [+સં. अव-रोह] સંચારી અલંકારોમાંનો એક અવરોહી અલંકાર. (સંગીત.)

**રંજિની** (રઞ્જિની) સ્ત્રી. [સં.] સંગીતની ૨૨ શ્રુતિઓમાંની એક. (સંગીત.) [(૨) ગભરાયેલું

**રંજીદા** (રઞ્જીદા) વિ. [ફા. રંજીદહ્] ખિન્ન, દુઃખિત.

**રંજૂર** (રઞ્જૂર) વિ. [ફા.] બીમાર, માંદું. (૨) દુઃખી

**રંજૂરી** (રઞ્જૂરી) સ્ત્રી. [ફા.] માંદગી, આજારી

**રંડ** (રણ્ડ) વિ. [સં.] વાંઝિયું. (૨) ધુતારું

**રંડખરી** (રણ્ડખરી) વિ. રેઢિયાળ, નાદાન, ઢંગધડા વિનાનું

**રંડવાલ,-ળ** (રણ્ડવાલ્ય,-ળ્ય) સ્ત્રી. [સં. रण्डा દ્વારા] રાંડેલી સ્ત્રી, રાંડીરાંડ, વિધવા

**રંડવો** (રણ્ડવો) પું. [સં. रण्ड દ્વારા] (લા.) સ્ત્રીઓમાં ભળવાનું પસંદ કરતો પુરુષ. (૨) બાયલો, રાંડ જેવો પુરુષ [સ્ત્રીને અપાતી એક ગાળ, રાંડ

**રંડા** (રણ્ડા) સ્ત્રી. [સં.] વિધવા સ્ત્રી, રાંડીરાંડ. (૨) (લા.)

**રંડાપો** (રણ્ડાપો) પું. [સં. रण्डा + त्वक > પ્રા. रंडप्पअ-] વિધવાપણું, વૈધવ્ય

**રંડા-રોદન** (રણ્ડા-) ન. [સં.] રાંડેલી સ્ત્રીનું રુદન

**રંડાવવું, રંડાવું** (રણ્ડા-) જુઓ 'રાંડવું'માં.

**રંડાવું**[2] (રણ્ડાવું) જુઓ 'રાંડવું.'

**રંડી** (રણ્ડી) સ્ત્રી. [સં. रण्डा + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) વેશ્યા સ્ત્રી, ગણિકા. (૨) નાચવા ગાવાનો ધંધો કરતી સ્ત્રી. (૩) ગંજીફાનું રાણીનું પાનું

**રંડી-બાજ** (રણ્ડી-) વિ.,પું. [ફા. પ્રત્યય] વેશ્યાઓમાં રખડતો પુરુષ, છિનાળવો, વ્યભિચારી

**રંડીબાજી** (રણ્ડી-) સ્ત્રી. [ફા. પ્રત્યય] વેશ્યા-ગમન, છિનાળું

**રંડૂ(-ડો)ડિયો** (રણ્ડૂ(-ણ્ડો)ડિયો) વિ., પું. [જુઓ 'રાંડ' દ્વારા.] જુઓ 'રંડવો.'

**રંતિદેવ** (રન્તિદેવ) પું. [સં.] પૌરાણિક પરંપરા પ્રમાણે ઇક્ષ્વાકુવંશી નાભાગના પુત્ર ભરતનો પૌત્ર, સાંકૃતિ.(સંજ્ઞા.) (૨) ઐલ વંશના રાજા ભરતની છઠ્ઠી પેઢીએ થયેલો એક દાનેશ્વરી રાજા. (સંજ્ઞા.)

**રંદવું** (રન્દવું) સ.ક્રિ. [જુઓ 'રંદો,'-ના.ધા.] (સુતારે) રંદાથી (લાકડાને) લીસું કરવું. **રંદાવું** (રન્દાવું) કર્મણિ.,

ક્રિ. રંદાવવું (રન્દાવવું) પ્રે.,સ.ક્રિ.

**રંદામણ** (રન્દામણ) ન., -ણી સ્ત્રી. [જુઓ 'રંદવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] રંદો ફેરવવાનું (સુતારનું) કામ. (૨) રંદો ફેરવવાનું મહેનતાણું

**રંદો, -ધો** (રન્દો,-ન્ધો) પું. [ફા. રંદહ્] સુતારનું લાકડાને લીસું કરવાનું ઊભા પાનાવાળું સાધન. [૦ દેવો, ૦ મારવો, ૦ લગાવવો (રૂ.પ્ર.) રંદાથી સાફ લીસું કરવું. ૦ ફેરવવો (રૂ.પ્ર.) ઝઘડો શાંત કરવો]

**રંધણારી** સ્ત્રી. [જુઓ 'રંધવારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] રસોયણ, રાંધનારી સ્ત્રી, રાંધણ

**રંધવારો** પું. [જુઓ 'રાંધવું' દ્વારા.] રસોયો

**રંધામણ** ન., -ણી સ્ત્રી. [જુઓ 'રાંધવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] રાંધવાનું કામ, ભઠિયારું. (૨) રાંધવાનું મહેનતાણું. (૩) (લા.) અકારો, ઘામ

**રંધાવવું, રંધાવું** જુઓ 'રાંધવું'માં.

**રંધિત** (રન્ધિત) વિ. [સં.] રાંધેલું

**રંધી** (રન્ધી) સ્ત્રી. ઠાઠડી, નનામી

**રંધો** (રન્ધો) જુઓ 'રંદો.' [દૂષણ, દાઘ

**રંધ્ર** (રન્ધ્ર) ન. [સં.] કાણું, બાકું, છિદ્ર. (૨) (લા.) કલંક

**રંધ્ર-તા** (રન્ધ્ર-) સ્ત્રી. [સં.] છિદ્રાળુ હોવાપણું

**રંધ્ર-પૂર્ણ** (રન્ધ્ર-), **રંધ્ર-મય** (રન્ધ્ર-) વિ. [સં.] અનેક કાણાંવાળું, છિદ્રાળુ

**રંધ્રમય-તા** (રન્ધ્ર-) સ્ત્રી. [સં.] છિદ્રાળુ હોવાપણું, છિદ્રાળુ-તા

**રંધ્ર-યુક્ત** (રન્ધ્ર-) વિ. [સં.] કાણાવાળું, કાણાંવાળું

**રંધ્રી** (રન્ધ્રી) વિ.,ન. [સં.,પું.] એક પ્રકારનું દરિયાઈ જંતુ

**રંનાદે** (રન્નાદે) જુઓ 'રન્નાદે.'

**રંપલાવવું, રંપલાવું** જુઓ 'રાંપલવું.'

**રંપાવવું, રંપાવું** જુઓ 'રાંપવું'માં.

**રંબોગ** (રમ્બોગ) ન. રબ્બરનું ઝાડ

**રંભણ**[૧] (રમ્ભણ) ન. [સં.] આલિંગન

**રંભણ**[૨] (રમ્ભણ) ન. [સં.] ગાયનું ભાંભરવું એ

**રંભન** (રમ્ભન) ન. [સં. रम्भण,[૨] સં.માં रम्भन ન જ થાય] જુઓ 'રંભણ.[૨]'

**રંભા** (રમ્ભા) સ્ત્રી. [સં.] સુંદર સ્ત્રી. (૨) કેળનું ઝાડ. (૩) પૌરાણિક માન્યતા પ્રમાણે એ નામની સ્વર્ગની એક અપ્સરા (જે સમુદ્ર-મથન વખતે સમુદ્રમાંથી નીકળી કહેવાઈ છે, અનેક દેવાંગનાઓ સાથે.)

**રંભા-તૃતીયા** (રમ્ભા-) સ્ત્રી. [સં.] જેઠ સુદિ ત્રીજ. (સંજ્ઞા.) (૨) માગસર સુદિ ત્રીજ. (સંજ્ઞા.)

**રંભા-ધમક** (રમ્ભા-ધમકચ) સ્ત્રી. [+ જુઓ 'ધમક.'] રંભા અપ્સરાના જેવો ચાલનો ધમકારો

**રંભા-ફલ(-ળ)** (રમ્ભા-) ન. [સં.] કેળું

**રંભાવતી** (રમ્ભા-) સ્ત્રી. [સં.] જુઓ 'રંભા.'

**રંભાવવું** (રમ્ભાવવું) અ.ક્રિ. [સં. रम्भ्, -તત્સમ] (ગાયનું) ભાંભરવું [(સંજ્ઞા.)

**રંભા-વ્રત** (રમ્ભા-) ન. [સં.] જેઠ સુદિ ત્રીજનું સ્ત્રીઓનું વ્રત.

**રંભો** (રમ્ભો) પું. હાથાવાળું કોશ જેવું સાધન. (૨) ચાંદી-કામમાં વપરાતું ગોળાઈ પાડવાનું એક ઓજાર

**રંભોરુ** (રમ્ભોરુ) વિ., સ્ત્રી. [સં. रम्भा + ऊरु, બ. વ્રી.] કેળના જેવી સાથળવાળી સ્ત્રી—સુંદર સ્ત્રી

**રં-યોજક** (રંય્યોજક) વિ. પ્રાણવાયુની સાથે ભેળવનારું, 'ઑક્સિડાઇઝિંગ' ['ઑક્સિડેશન'

**રં-યોજન** (રંય્યોજન) ન. પ્રાણવાયુની સાથે ભળવાની ક્રિયા,

**રં-યોજિત** (રંય્યોજિત) વિ. પ્રાણવાયુ સાથે ભળેલું, 'ઑક્સિડાઇઝ્ડ'

**રંહતિ** (રંહતિ) સ્ત્રી. [સં.] વેગ, ઝડપ, ગતિ

**રા**[૧] પું. [સં. राजा > પ્રા. राआ, राअ > અપ. राउ અને અંત્યનો લોપ, હંમેશાં વર્ણલોપક ચિહ્ન સાથે લખાય છે, જેમકે 'રા' આહરિપુ,' 'રા' ખેંગાર', 'રા' માંડલિક' વગેરે] રાજાનો સાદો ઇલકાબ

**રા**[૨] જુઓ 'રાવ.' [અધિકાર

**રાઇટ** વિ. [અં.] ખરું, સાચું. (૨) જમણું. (૩) પું. હક્ક,

**રાઇટર** વિ., પું. [અં.] લેખક. (૨) લખવાનું કામ કરનાર કારકુન (પોલીસ ઑફિસ વગેરેમાં)

**રાઇટિંગ પૅડ** (રાઇટિઙ્ગ-) ન. [અં.] કોરા કાગળોની પત્રો વગેરે લખવાની બાંધેલી થપ્પી

**રાઈ(-ય)ડું** વિ. તાંબાના ભેગળાળું (સોનું)

**રાઇ(-ય)ડો** પું. [જુઓ 'રાઈ' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જંગલી રાઈ અને એનો છોડ [અથાણાની કેરી

**રાઇ(-ય)તી** વિ.,સ્ત્રી. [જુઓ 'રાઈ[૧]' દ્વારા.] રાઈ ચડાવેલી

**રાઇ(-ય)તું** ન. [જુઓ 'રાઈ[૧]' દ્વારા.] રાઈવાળા દહીંમાં કેળાં કાકડી કોળું વગેરેની કચુંબર નાખી બનાવેલું ચાટણ. [૦ કરવું (રૂ. પ્ર.) નકામું સાચવી રાખવું. (૨) બીજાને હાનિ કરવી. ૦ વાટવું (રૂ. પ્ર.) ખટપટ કરવી]

**રાઇફલ** સ્ત્રી. [અં.] કારતૂસ વપરાય છે તેવી બંદૂક

**રાઇવલ(-ર)** ન., ગામઠી કેરી (કલમના આંબાની નહિ)

**રાઇસ-મિલ** સ્ત્રી. [અં.] ચોખા છડવાનું કારખાનું

**રાઈ**[૧] સ્ત્રી. [સં. राजिका > પ્રા. राइआ] સરસવથી જરા નાના દાણાનું મસાલામાં વપરાતું એક કરિયાણું. [૦ ઉતારવી (રૂ. પ્ર.) ક્રોધ કે ખુમારી નાબૂદ કરવી-કરાવવી. ૦ ચડ(-ઢ)વી (રૂ.પ્ર.) ઉશ્કેરાવું. (૨) ગર્વ કરવો. ૦ ચડા(-ઢા)વવી (રૂ.પ્ર.) ઉશ્કેરવું. ૦નો પર્વત (રૂ.પ્ર.) નાની વાતને મોટું સ્વરૂપ. ૦ભર (-ભરચ), ૦ જેવડું (રૂ. પ્ર.) તદ્દન બારીક. ૦મરચાં પડવાં (રૂ. પ્ર.) ઈર્ષ્યા આવવી. ૦મરચાં લાગવાં (રૂ. પ્ર.) માઠું લાગવું. (૨) ગુસ્સે થવું. ૦મીઠું (રૂ. પ્ર.) અદેખાઈ, ૦મીઠું ઉતારવાં (રૂ.પ્ર.) કોઈનો લાગેલો દૃષ્ટિ-દોષ દૂર કરવાનો વિધિ કરવો. ૦ રાઈ કરી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) ટુકડે ટુકડા કરી નાખવા. મગજમાં રાઈ (રૂ. પ્ર.) ખુમારી. (૨) ક્રોધ. (૩) મિજાજ]

**રાઈ**[૨] જુઓ 'રાવતી.'

**રાઈ**[૩] સ્ત્રી. [અર.] અભિપ્રાય, મત, વિચાર

**રાઈ-કણ** પું. [જુઓ 'રાઈ[૧]' + સં.] રાઈનો દાણો

**રાઈ-રોમ** જુઓ 'રોમ-રાઈ.'

**રાઉઢી** સ્ત્રી. સોપારીની એક કઠણ જાત

**રાઉન્ડ, રાઉંડ** (રાઉણ્ડ) વિ. [અં.] ગોળાકાર. (૨) પું. ન. ચક્કર લેવું એ. [**૦ મારવું** (રૂ. પ્ર) ચક્કર મારવું]
**રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ, રાઉંડ ટેબલ કૉન્ફરન્સ** (રાઉણ્ડ-) સ્ત્રી. [અં.] અનેક આગેવાનોને એકઠા કરી મહત્ત્વના ચર્ચાસ્પદ વિષયોની ચર્ચા કરવા માટેની પરિષદ
**રાઊત** પું. [સં. राजपुत्र > પ્રા. राअ-उत्त, राउत्त] રાજપુત્ર. (૨) વીર પુરુષ [(રૂ. પ્ર.) અંતિમાં મૂકવું]
**રાઊસ** વિ. યોગ્ય, વાજબી. (૨) (સુ.) કથોળરું. [**૦ કરવું**
**રાકટી** સ્ત્રી. સ્ત્રીઓનું કપાળ ઉપરનું એક ઘરેણું, શીશ-ફૂલ
**રાકા** સ્ત્રી. [સં.] પડવાના ભાગ વિનાની શુદ્ધ પૂનમની રાત્રિ. (૨) સંગીતની બાવીસમાંની એક શ્રુતિ. (સંગીત.)
**રાકા-પતિ** પું. [સં.] ચંદ્રમા
**રાકિની** સ્ત્રી. [સં.] શરીરમાંના સ્વાધિષ્ઠાન ચક્રમાં રહેતી મનાતી એક દેવી. (યોગ.)
**રાકિમ** પું. [અર.] લહિયો, લેખક
**રાકેશ** પું. [સં. राका + ईश] જુઓ 'રાકા-પતિ.'
**રા-કોઠીમડાં, રા-કોઠીમાં, રા-કોડીબડાં, રા-કોઠીંબાં** ન., બ.વ. [જુઓ 'કોઠીમડું.'] રાજગરાના જેવાં જરા નાનાં કડવાં એક ખાસ જાતનાં ફળ (જેની કાચળી કરવામાં આવે છે, મીઠામાં બોળી અથાણાં પણ કરાય છે)
**રાક્ષસ** પું. [સં.] પ્રાચીન કાલની એ નામની એક માનવ-જાતિ. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે લંકામાં થયેલી રાવણ કુંભકર્ણ વગેરેની જાતિ અને એનો તે તે પુરુષ. ('દાનવ' 'દૈત્ય' એ જુદો જ પ્રકાર-) (૩) (લા.) અતિ-ક્રૂર માણસ [કાયાવાળું
**રાક્ષસ-કાય** વિ. [સં.] રાક્ષસના જેવી બિહામણી-કદાવર
**રાક્ષસ-ગણ** પું. [સં.] રાક્ષસોનો સમૂહ. (૨) રાક્ષસી સ્વભાવના ગણાતાં કૃત્તિકા અશ્લેષા મઘા ચિત્રા વિશાખા જ્યેષ્ઠા મૂળ ધનિષ્ઠા અને શતતારકા એ નક્ષત્રોનો સમૂહ. (જ્યો.) [જુઓ 'રાક્ષસી.'
**રાક્ષસણી** સ્ત્રી. [સં. राक्षस + ગુ. 'અણી' સ્ત્રીપ્રત્યય]
**રાક્ષસ-નીતિ** સ્ત્રી. [સં.] રાક્ષસોના જેવી વિનાશક કાર્ય-પદ્ધતિ, ક્રૂરતાથી ભરેલી કાર્ય-સરણી
**રાક્ષસ-પુરુષ** પું. [સં.] જુઓ 'રાક્ષસ(૪)'
**રાક્ષસ-પુંગવ** (-પુઙ્ગવ) પું. [+ સં. 'पुंगव'='બળદ' શ્રેષ્ઠતા-વાચક] ઉત્તમ રાક્ષસ
**રાક્ષસ-રાજ** પું. [સં.] રાક્ષસોનો રાજા (૨) ઉત્તમ રાક્ષસ
**રાક્ષસ-લગ્ન** ન. [સં.] જુઓ 'રાક્ષસ-વિવાહ.'
**રાક્ષસ-લોક** પું. [સં.] રાક્ષસોને રહેવાનો પ્રદેશ
**રાક્ષસ-વિવાહ** પું. [સં.] મનુસ્મૃતિએ કહેલા આઠ વિવાહો-માંનો કન્યાને બળાત્કારે ઉઠાવી જઈ એની સાથે લગ્ન કરવાં એ
**રાક્ષસ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] રાક્ષસી પ્રજા
**રાક્ષસી**[1] વિ. [સં.,પું.] રાક્ષસ કે રાક્ષસોને લગતું. (૨) (લા.) કદાવર, ખૂબ મોટું, વિશાળ
**રાક્ષસી**[2] સ્ત્રી. [સં.] રાક્ષસની સ્ત્રી, રાક્ષસજાતિની સ્ત્રી, રાક્ષસણી. (૨) (લા.) રાક્ષસી સ્વભાવની સ્ત્રી. (૩) મોઢામાંનો કૂતરિયો તે તે દાંત, રાક્ષી, ખીલો
**રાક્ષસાણી** સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય] જુઓ 'રાક્ષસણી'-'રાક્ષસી.'
**રાક્ષસેંદ્ર** (રાક્ષસેન્દ્ર) પું. [+ સં. इन्द्र] જુઓ 'રાક્ષસ-રાજ.'
**રાક્ષસોચિત** વિ. [+ સં. उचित] રાક્ષસને લાયક
**રાક્ષી** સ્ત્રી. [સં. राक्षसी] જુઓ 'રાક્ષસી[2](૩).'
**રાખ**[1] સ્ત્રી. [સં. रक्षा > પ્રા. रक्खा; યજ્ઞ-શેષ તરીકે લેવાતી ભસ્મ રક્ષણ કરતી મનાતી હોઈ વિકસેલો અર્થ] વાની, ખાખ, ભસ્મ, રાખોડી, રખ્યા. (૨) (લા.) ધૂળ જેવું કોઈ પણ તુચ્છ દ્રવ્ય. [**૦ ઉડાડવી** (રૂ.પ્ર.) બીજાને નિંદવું. (૨) હેરાન કરવું. **૦ કરવું** (રૂ.પ્ર.) તદ્દન નષ્ટ કરવું. **૦ કાઢવી** (રૂ.પ્ર) કચરો દૂર કરવો. **૦ ચોળાવવી** (ચોળા-) (રૂ.પ્ર.) વૈરાગ-લેવડાવવો. (૨) ધૂતી લેવું. (૩) દેવાળું કાઢવું. **૦ ધૂળ** (-ધૂળ્ય) (રૂ.પ્ર.) તદ્દન નકામું **૦નાં એ(-ઍ)ધાણ** (રૂ.પ્ર.) આવતા સંકટની આગાહી. **૦નું પડીકું** (રૂ.પ્ર.) કિંમત વિનાની વાત. **૦ માથે ઘાલવી** (રૂ.પ્ર.) આગેવાની લઈ ખરાબ કૃત્ય કરવું. **૦માં હોમાવું** (રૂ.પ્ર) શ્રમ નકામો જવો]
**રાખ**[2] (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'રાખવું.'] પરણેતર નહિ તેવી ઉપભોગ માટે રાખેલી સ્ત્રી, રખાત, ઉપ-પત્ની
**રાખડલી**[1] સ્ત્રી. [જુઓ 'રાખ' + ગુ. 'ડું' ત.પ્ર. + ગુ, 'ઈ' સ્ત્રીપ્રત્યય + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.; સ્વાભાવિક ઉચ્ચારણ 'રાખલડી.'] જુઓ 'રાખલડી.' (પદ્યમાં.)
**રાખડલી**[2] સ્ત્રી. [જુઓ 'રાખડી' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર., સાચું સ્વાભાવિક ઉચ્ચારણ 'રાખલડી;' જુઓ 'રાખલડી.[2]'] જુઓ 'રાખલડી.[2]' (પદ્યમાં.)
**રાખડી** સ્ત્રી. [જુઓ 'રાખી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] રક્ષા કરે એવી ભાવનાથી ગોર યજમાનને તેમ બહેન ભાઈ ને જમણે કાંડે બાંધે તે દોરો, રક્ષા. (૨) હિંદુઓમાં પ્રથમના ગર્ભના રક્ષણને માટે પહેલી ગર્ભવતી સ્ત્રીને જમણે કાંડે બાંધવામાં આવતી ચાંદીની ઘૂઘરીઓવાળી ચાંદીની પટ્ટી. (૩) માથા-માંનું સ્ત્રીઓનું એક ઘરેણું
**રાખણ**[1] ન. [જુઓ 'રાખવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર. તેમ સં. रक्षण > પ્રા. रक्खण] રાખવાની ક્રિયા
**રાખણ**[2] વિ. [જુઓ 'રાખવું' ગુ. ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર. સં. માં रक्षण વિ. કર્તૃવાચક છે.] રક્ષણ કરનાર
**રાખણહાર, -રું** વિ. [જુઓ 'રાખણ[1]' + અપ. हु છ. વિ., પ્ર. + સં. ०कार,-क-પ્રા. ०आर,-अ] જુઓ 'રાખણ.[2]'
**રાખતલ** વિ. [જુઓ 'રાખવું' દ્વારા.] રાખતારું, બચાવનારું
**રાખ-દોરા** પું., બ.વ. [જુઓ 'રાખ[1]' + 'દોરો'] રાખથી મંત્રેલા દોરા, દોરા-ધાગા. (૨) ધંતર-મંતર
**રાખ-રખાવત** (રાખ્ય-રખાવત્ય), **રાખ-રખાવટ** (રાખ્ય-રખાવટ્ય) સ્ત્રી. [જુઓ 'રાખવું' + 'રખાવવું.'], **રાખ-રાખા** (રાખ્ય-રાખા) સ્ત્રી. [જુઓ 'રાખવું,'-દ્વિર્ભાવ.] સંબંધ રાખ્યા પછી એને જાળવવો એ [ભસ્મ. (પદ્યમાં.)
**રાખલડી**[1] સ્ત્રી. [જુઓ 'રાખડલી.[1]'] રાખ, વાની. ખાખ,
**રાખલડી**[2] સ્ત્રી. [જુઓ 'રાખડલી.[2]'] જુઓ 'રાખડી.' (પદ્યમાં.) [વર્તાવ
**રાખવત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'રાખવું' દ્વારા.] બીજા પ્રત્યેનો

**રાખવું** સ.ક્રિ. [સં. रक्ष् > પ્રા. रक्ख-] પાળવું, બચાવવું. (૨) સાચવવું. (૩) થંભાવવું, અટકાવવું. (૪) કામ માટે રોકવું. (૫) ઉપ-પત્ની તરીકે કે ઉપ-પતિ તરીકે સંબંધ બાંધવો. (૬) બરાબર રહે એમ કરવું. (૭) રહેવા દેવું (૮) ખરીદવું. [**રાખી જોવું** (રૂ.પ્ર.) અખતરા માટે લેવું. **રાખી દેવું** (રૂ.પ્ર.) બાજુએ મૂકવું. **રાખી મૂકવું** (રૂ.પ્ર.) સંઘરી રાખવું. **રાખી રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) કબજે લેવું. (૨) જાળવી લેવું. **૦ લેવું** (રૂ.પ્ર.) માગીને લીધેલું પાછું ન આપવું. (૨) ખરીદી લેવું **૦ ઘરમાં રાખવું** (રૂ.પ્ર.) કુટુંબના માણસ તરીકે સાચવવું. **તળ રાખવું** (રૂ.પ્ર.) મારી નાખવું. **નામ રાખવું** (રૂ.પ્ર.) કીર્તિ મેળવવી. **પગ રાખવો** (રૂ.પ્ર.) વારંવાર જવું. (૨) હક્ક જાળવી રાખવો. **બોલ રાખવો** (રૂ.પ્ર.) વચન પાળવું. (૨) અરજ સફળ બનાવવી. **વેણ રાખવું** (વેણ-) (રૂ.પ્ર.) અરજ માન્ય રાખવી. **માન રાખવું** (રૂ.પ્ર.) સામાનું મન સાચવી આપવું. **માથે રાખવું** (રૂ.પ્ર.) જવાબદારી લેવી. **હાથમાં રાખવું** (રૂ.પ્ર.) સ્વહસ્તક લેવું] **રખાવું** કર્મણિ., ક્રિ. **રખાવવું** પ્રે.,સ.ક્રિ. [બિહામણો માણસ

**રાખસ** પું. [સં. राक्षस > પ્રા. रक्खस] (લા.) રાક્ષસ જેવો

**રાખસિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] રાક્ષસના જેવું, રાક્ષસી

**રાખી** સ્ત્રી. [સં. रक्षिका > પ્રા. रक्खिआ] જુઓ 'રાખડી.'

**રાખી-પૂન(-ને)મ** (-મ્ય) સ્ત્રી. [+ જુઓ પૂન(-ને)મ.'] શ્રાવણની પૂર્ણિમાનો રક્ષાબંધનનો દિવસ. (સંજ્ઞા.)

**રાખુ-પંચમી** (-પઞ્ચમી), **રાખુ-પાંચ(-ચે)મ** (-મ્ય) સ્ત્રી. ['રાખું' સર્પવાચક + સં. અને જુઓ 'પાંચ(-ચે)મ.'] શ્રાવણ સુદિ પાંચમનો નાગ-પૂજનનો દિવસ, નાગપંચમી. (સંજ્ઞા.)

**રાખેલી** વિ.,સ્ત્રી. [જુઓ 'રાખેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'રાખ[૨]'-'રખાત.'

**રાખેલું** વિ. [જુઓ 'રાખવું' + ગુ. 'એલું' બી. ભૂ.કૃ.] (લા.) કામોપભોગ માટે જેની સાથે અનૈતિક સંબંધ બાંધવામાં આવ્યો હોય તેવું

**રાખેલો** વિ.,પું. [જુઓ 'રાખેલું.'] ઉપ-પતિ, જાર

**રાખોડવું** સ.ક્રિ. [જુઓ 'રાખોડી,[૨]'-ના ધા.] અનાજને રાખ ચડાવવી. **રાખોડાવું** કર્મણિ., ક્રિ. **રાખોડાવવું** પ્રે., સ.ક્રિ.

**રાખોડાવવું, રાખોડાવું** જુઓ 'રાખોડવું'માં.

**રાખોડિયું** વિ [જુઓ 'રાખોડી[૨]' + ગુ. 'ઇયું' ત.પ્ર.],

**રાખોડી[૧]** વિ. [જુઓ 'રાખ[૧]'દ્વારા.] રાખના રંગનું

**રાખોડી[૨]** સ્ત્રી. [જુઓ 'રાખોડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'રાખ.[૧]' [ઢગલો

**રાખોડો** પું. [સં. रक्षा + पुटक > પ્રા. रक्खाउडअ-] રાખનો

**રાખ્યા** કે.પ્ર. [જુઓ 'રાખવું' + ગુ. 'યું' ભૂ.કૃ.,પું.,બ.વ.] હૂંડીમાં જેને અથવા જેના વતી નાણાં આપવા જણાવેલ હોય તે નિમિત્તે પ્રથમ નાણાં લીધેલાં હોઈ લખાતો ઉદ્ગાર

**રાગ** પું. [સં.] આસક્તિ, લગનીવાળી પ્રીતિ, 'પૅશન' (મ.ન.). (૨) મળતી, મેળ, ગમો. (૩) વર્ણ, રંગ (૪) મનોરંજન માટેની ગાવાની અનેક પ્રકારની ચોક્કસ નામવાળી તે તે ઢબ (જેવી કે ભૈરવ માલકોશ દીપક શ્રી મેઘ હિંડોલ વગેરે અનેક.) (સંગીત.) [**૦ આવવો** (રૂ.પ્ર) મેળ આવવો, મેળ ખાવો. **૦ કાઢવો** (રૂ.પ્ર) મોટેથી ગાવું. (૨) મત જણાવવો. **૦ ખાવો, ૦ થવો** (રૂ.પ્ર.) સરખાઈ આવવી. **૦ ઘૂંટવો** (રૂ.પ્ર.) રાગની જમાવટ કરવી. **૦ પૂરવો** (રૂ.પ્ર) અનુમોદન આપવું, હામાં હા ભણવી. **૦ મારવો** (રૂ.પ્ર.) બહાનું કાઢવું. **૦ લાવવો** (રૂ.પ્ર.) મેળ કરવો, જોગ ખવડાવવો. **૦ હોવો** (રૂ.પ્ર.) મેળ હોવો, બનાવ હોવો. **રાગે ચઢ(-ડ)વું, રાગે પડવું** (રૂ.પ્ર.) બરોબર ગોઠવાઈ જવું. **રાગે ભરાવું** (રૂ.પ્ર.) ગુસ્સો કરવો. (૨) જિદ્દ કરવી]

**રાગ-કવિતા** સ્ત્રી. [સં.] ગીત-કાવ્ય

**રાગડી** સ્ત્રી. [જુઓ 'રાગડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) તાણીને રડવું એ (કટાક્ષમાં)

**રાગડો** પું. [સં राग + ગુ. 'ડુ' સ્વાર્થે ત.પ્ર.] ઢંગધડા વિનાનું મોટેથી ગાવું એ. (૨) (લા.) રાતા રંગનો નર હરણ. [**૦ કાઢવો, ૦ ખેંચવો** (-ખેંચવો), **૦ તાણવો** (રૂ.પ્ર.) સૂર-તાલના ખ્યાલ કે ભાન વિના ગાવું] ['રાગિણી.'

**રાગણી** (રાગ્યણી) સ્ત્રી. [સં. रागिणी, અર્વા. તદ્ભવ] જુઓ

**રાગદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] રાગ-સૂરથી ગાવાની ક્રિયા

**રાગ-દ્વેષ** પું., બ. વ. [સં.] પ્રીતિ અને ઈર્ષ્યા

**રાગ-ધ્વનિ** વિ. [સં.] જેમાં ગેયતાનું તત્ત્વ હોય તેવું. (૨) જેમાં ઊર્મિનું તત્ત્વ હોય તેવું, 'લિરિકલ' (ર.મ.)

**રાગ-પ્રકોપ** પું. [સં.] આસક્તિનો અતિરેક, પ્રબળ આસક્તિ

**રાગ-બદ્ધ** વિ. [સં.] રાગથી ગવાય તેવું

**રાગબદ્ધ-તા** સ્ત્રી. [સં.] રાગ-બદ્ધ હોવાપણું

**રાગ-મય** વિ. [સં.] આસક્તિવાળું. (૩) ગાવાના રાગથી કે રાગોથી પૂર્ણ

**રાગ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] એક જ ગેય ચીજમાં પલટા લઈ એક જ તાલથી અનેક રાગ અથવા દરેક રાગે તાલ બદલાવી અનેક રાગ ગવાતા હોય તેવી એ ચીજ કે પદ. (૨) ભિન્ન ભિન્ન રાગોની તાલીમનું સ્વરાંકનવાળું પુસ્તક. (૩) ભિન્ન ભિન્ન રાગોમાં ગવાતાં પદો-કીર્તનો-ચીજોનું પુસ્તક

**રાગ-યુક્ત** વિ. [સં.] આસક્તિવાળું, 'ઇમ્પેશન્ડ' (ર.મ.). (૨) ગાવાના રાગ કે રાગોવાળું

**રાગ-રગડા** પું., બ.વ. [ + જુઓ 'રગડો.'] બેસૂરું ગાન

**રાગ-રંગ** (-રઙ્ગ) પું. [સં.] ગાન-તાન, ગાવું-બજાવવું એ. (૨) (લા.) મોજ-શોખ, મોજ-મઝા

**રાગ-રાગણી** (-રાગ્યણી) ન., બ.વ. [ + જુઓ 'રાગણી.'] અનેક પ્રકારના રાગ-ગેય ઢાળો

**રાગ-રાગાંગ** (-રાગાઙ્ગ-) ન., બ.વ [ + સં राग + अङ्ग] રાગો અને રાગોના ટુકડા કે કણ

**રાગ-વાન** વિ. [સં. ° वान् ,પું.] આસક્તિવાળું. (૨) રંગીન

**રાગ-વિદ્યા** સ્ત્રી. [સં.] સંગીત-શાસ્ત્ર

**રાગ-શૂન્ય** વિ. [સં.] આસક્તિ વિનાનું, વિરાગી, વૈરાગ્યવાળું

**રાગશૂન્ય-તા** સ્ત્રી. [સં.] રાગ-શૂન્ય હોવાપણું, વિરાગ, વૈરાગ્ય [ગેય રાગવાળું

**રાગાત્મક** વિ. [ + સં. आत्मन् + क] આસક્તિવાળું. (૨)

**રાગાધીન** વિ. [+ સં. अधीन] આસક્તિને વશ હોય તેવું

**રાગાભાવ** પું. [ + સં. अ-भाव] આસક્તિનો અભાવ, વિરાગ, વૈરાગ્ય [સ્વરોને ઘૂંટવાની ક્રિયા

**રાગાલાપ** પું. [ + સં. आ-लाप] ગેય રાગનો આરંભ કરતાં

**રાગાંગ** (રાગાઙ્ગ) ન. [ + સં. अङ्ग] ગેય રાગનો તે તે ટુકડો

**રાગાંધ** (રાગાન્ધ) વિ. [ + સં. अन्ध] આસક્તિને કારણે ભાન ભૂલેલું

**રાગિણી** સ્ત્રી. [સં.] સ્નેહવાળી–આસક્તિવાળી સ્ત્રી. (૨) પ્રાચીન મત પ્રમાણે મુખ્ય ૭ રાગો અને એમાંથી નીકળતી તે તે રાગની ૭ ૭ પેટા જાતિઓ (રાગિણીઓમાં સ્વરો કોમળ હોય.)

**રાગી** વિ. [સં.,પું.] આસક્તિવાળું (૨) સંસારી, ગૃહસ્થધર્મી. (૩) ગેય રાગ ગાનાર. (૪) રંગેલું, રંગાયેલું

**રાગીય-તા** સ્ત્રી. [સં.] રાગ ગાવાની ઢબ કે પદ્ધતિ

**રા-ગૂંદી** સ્ત્રી. [જુઓ 'ગૂંદી.'] ગૂંદીના ઝાડનો એક પ્રકાર, કટ-ગૂંદી

**રા-ગૂંદું** ન. [જુઓ 'ગૂંદું.'] રા-ગૂંદીનું ફળ. (૨) રા-ગૂંદાનું ફળ

**રા-ગૂંદો** પું. [જુઓ 'ગૂંદો.'] ગૂંદાના ઝાડનો એક પ્રકાર, કટ-ગૂંદો

**રાગોટવું** સ.ક્રિ. [સં. राग,-ના.ધા.] સૂર જમાવવા વારંવાર આલાપ કર્યા કરવો. **રાગોટાવું** કર્મણિ, **રાગોટાવવું** પ્રે., સ.ક્રિ.

**રાગોટાવવું, રાગોટાવું** જુઓ 'રાગોટવું'માં.

**રાગોટો, -ડો** પું. [જુઓ 'રાગોટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] સ્વર જમાવવા કરવામાં આવતી આલાપ-ચારી

**રાગોત્પત્તિ** સ્ત્રી. [+ સં. उत्पत्ति] આસક્તિ ઊભી થવાની પ્રક્રિયા. (૨) ગેય રાગ ખડો થવા–કરવાની ક્રિયા

**રાઘવ** પું. [સં.] રઘુના વંશમાં ઉત્પન્ન થયેલ–શ્રીરામ (એ પ્રમાણે લક્ષ્મણ ભરત શત્રુઘ્ન અને બીજા વંશજ પણ)

**રાઘવ-દાસ** પું. [સં.] (લા.) મારો મેંદો અને ખાંડના ભૂરાની એક મિષ્ટાન્ન-વાની, રઘવાયો

**રાઘવ-મુદ્રિકા** સ્ત્રી. [સં.] રામચંદ્રજીની વીંટી

**રાઘવેંદ્ર** (રાઘવેન્દ્ર) પું. [+ સં. इन्द्र] રઘુકુલમાં શ્રેષ્ઠ-શ્રીરામ

**રાઘુ** પું. [સં. राघवं લાઘવ] (લા.) પોપટ

**રાઘું** વિ. ગાંડિયું, ગાંડું. (૨) મૂર્ખ, બુડથલ

**રાચ** ન. [જુઓ 'રાચવું.'] ઘરમાં ઉપયોગનો સરસામાન, રાચરચીલું, ઘરવખરી. (૨) સાળમાંનું તાણો ઊંચો નીચો કરનારું સાધન. (૩) ભરવા-ગૂંથવાનું લાકડાનું ચોકઠું. (૪) (લા.) શોભા

**રાચ-રચીલું** વિ. [+ જુઓ 'રચવું' દ્વારા.] જુઓ 'રાચ(૧).'

**રાચવું** અ.ક્રિ. [દે.પ્રા. रच्च] શોભવું. સુંદર દેખાવું. (૨) (લા.) મગ્ન થવું. લીન થવું. (૩) રાજી થવું

**રાજ**[1] પું. [સં. राजन्=राजा પ.વિ., એ.વ., પરંતુ સમાસમાં 'राज' વચ્ચે તેમ અંતે પણ: 'રાજ-પુરુષ' 'રાજસૂય' અને 'વૈદ્ય-રાજ', 'દેવ-રાજ' વગેરે] રાજા. (૨) મુખ્ય. શ્રેષ્ઠ

**રાજ**[2] ન. [સં. राज्य > પ્રા. रज्ज-] જુઓ 'રાજ્ય.' [૦ **આવવું** (રૂ.પ્ર.) સત્તા કે અધિકાર મળવો. (૨) શેઠાઈ કરવાની તક મળવી. ૦ **કરવું** (રૂ.પ્ર.) સત્તાધીશ બનવું, વર્ચસ્વી બનવું. ૦ **ચાલવું** (રૂ.પ્ર.) અધિકાર હોવો. ૦ **બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) અમલ આરંભાવો. **દીવો રાજ કરવો** (રૂ.પ્ર.) દીવો ઠારવો. **દીવો રાજ થવો** (રૂ.પ્ર.) દીવો બુઝાવો]

**રાજ**[3] પું. [ફા.] ગુપ્ત વાત, મર્મ, ભેદ, રહસ્ય

**રાજ-અન્ન** ન. [સં. राजन् + अन्न, સંધિ વિના] રાજાનું અનાજ, રાજ-પિંડ [અહંકાર, સત્તાનું ઘુંપદ

**રાજ-અહમ્** પું. [સં. राज(न्) + अहम् (–હું)] રાજા તરીકેનો

**રાજ-અંગ** (-અઙ્ગ) ન. [જુઓ 'રાજ[2]' + સં., સંધિ વિના] રાજ્યનો વિભાગ [રાજાનો પ્રતિનિધિ

**રાજ-આડતિયો**[1] પું. [સં. राज(न्) + જુઓ 'આડતિયો.']

**રાજ-આડતિયો**[2] પું. [જુઓ 'રાજ[2]' + 'આડતિયો.'] રાજ્યનો પ્રતિનિધિ [લેણું

**રાજ-ઋણ** ન. [જુઓ 'રાજ[2]' + સં.] રાજ્યનું કે રાષ્ટ્રનું

**રાજ-આરોપ** પું. [જુઓ 'રાજ[2]' + સં.] રાજ્ય કે રાષ્ટ્ર પ્રત્યેના ગુનાનો આક્ષેપ, 'ઇમ્પીચમેન્ટ'

**રાજક** ન. [સં.] રાજાઓનો સમૂહ. (૨) વિ. સુલતાની, રાજાને લગતું, રાજા તરફનું [તવારીખ

**રાજ-કથા** સ્ત્રી. [સં.] રાજા વિશેની વાત. (૨) ઇતિહાસ,

**રાજક-દૈવક** ન. [સં.] રાજાનો અને દૈવી કોપ, આસમાની-સુલતાની. (૨) (લા.) અકસ્માત. (૩) મૃત્યુ, મરણ

**રાજ-કન્યા** સ્ત્રી. [સં.] રાજાની પુત્રી, રાજકુમારી, કુંવરી

**રાજ-કર** પું. [સં.] પ્રજાએ રાજાને આપવાનો વેરો

**રાજ-કર્તા** વિ. [જુઓ 'રાજ[2]' + સં.,પું.] રાજ્ય-કર્તા

**રાજ-કર્ત્રી** વિ., સ્ત્રી. [જુઓ 'રાજ[2]' + સં.] રાજ્ય-કર્તા સ્ત્રી

**રાજ-કર્મ**[1] ન. [સં.] રાજાનું કામ

**રાજ-કર્મ**[2] ન. [જુઓ 'રાજ[2]' + સં.] રાજ્યનું કામ

**રાજ-કર્મચારી**[1] વિ. [સં.,પું.] રાજાનું કામ કરનાર

**રાજ-કર્મચારી**[2] વિ. [જુઓ 'રાજ[2]' + સં.,પું.] રાજ્યનું કામ કરનાર, રાજ્ય-સેવક

**રાજ-કલગી** સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'કલગી.'] રાજ-મુગટ [આશ્રિત કવિ

**રાજ-કવિ** પું. [સં.] રાજાનો માન્ય કરેલો કવિ, રાજાનો

**રાજ-કાજ** ન. [જુઓ 'રાજ[2]' + કાજ.'] રાજ્ય-કર્મ, સરકારી કામકાજ, રાજ્ય અંગેનું કામ

**રાજ-કારણ** ન. [જુઓ 'રાજ[2]' + સં.] રાજ્યના વહીવટ અંગેનું નિમિત્ત, રાજ્ય-શાસન, 'પૉલિટિક્સ' (દ.બા.)

**રાજકારણ-જ્ઞ, -નિષ્ણાત, -પટુ** વિ. [+ સં.] રાજ-કારણનું જ્ઞાન ધરાવનાર, મુત્સદ્દી, 'પૉલિટિશિયન'

**રાજકારણિક** વિ. [+ સં. इक ત. પ્ર.-] રાજકારણને લગતું. (૨) રાજ્યોની એક અમલદારી ધરાવનાર વ્યક્તિ

**રાજકારણી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **-ણીય** વિ. [સં.] રાજકારણને લગતું. (૨) રાજકારણમાં પડેલું, રાજકારણ-જ્ઞ, મુત્સદ્દી [વહીવટ, રાજ-કાજ

**રાજ-કારભાર** પું. [જુઓ 'રાજ[2]' + 'કારભાર.'] રાજ્ય-

**રાજ-કારભારી** પું. [જુઓ 'રાજ[2]' + 'કારભારી.'] રાજ-કારભાર કરનાર અમલદાર, દીવાન

**રાજ-કારભારું** ન. [જુઓ 'રાજ-કારભાર' + ગુ. 'ઉં' સ્વાર્થે

ત.પ્ર.], રાજ-કારોબાર પું. [જુઓ 'રાજ[૨]' + 'કારોબાર.'] જુઓ 'રાજ-કારભાર.' (૨) રાજકારભારીનો હોદ્દો કે અધિકાર

રાજ-કાર્ય ન. [જુઓ 'રાજ[૨]' + સં.] રાજ્યને લગતું કામકાજ

રાજ-કાલ(-ળ) પું. [જુઓ 'રાજ[૨]' + સં. काल] રાજ્ય કરવાના સમયનો ગાળો

રાજકીય વિ. [સં.] રાજાને લગતું, રાજા અને રાજ્યને લગતું, રાજ્યને લગતું, 'પૉલિટિકલ.' [૦ કેદી (કૅદી) (રૂ.પ્ર.) મનાતા રાજ-દ્રોહ કે રાજ્ય-દ્રોહને કારણે પકડાયેલ રાજકારણી વ્યક્તિ, 'પૉલિટિકલ પ્રિઝનર.' ૦ સમષ્ટિવાદ (રૂ.પ્ર.) સામ્યવાદ, 'કૉમ્યુનિઝમ' (આ.બા.)]

રાજ-કુટુંબ (-કુટુમ્બ) ન. [સં.] રાજા અને રાજાનાં સગાંવહાલાં

રાજ-કુમાર પું. [સં.] રાજાનો પુત્ર, કુંવર

રાજ-કુમારી સ્ત્રી. [સં.] રાજાની પુત્રી, રાજ-કુંવરી, કુંવરી

રાજ-કુલ(-ળ) ન. [સં.] રાજાના કુટુંબ-કબીલાનો સમૂહ અને રહેવાનું સ્થાન, રાવળું

રાજ-કુલા(-ળા)ચાર પું. [+ સં. आ-चार] રાજવંશની રીતભાત

રાજ-કુલી(-ળી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રાજકુલ(૧).'

રાજ-કુશલ(-ળ) વિ. [જુઓ 'રાજ[૨]' + સં.] રાજકારણમાં નિષ્ણાત, રાજ્ય ચલાવવાનું જ્ઞાન ધરાવનાર, કુશળ મુત્સદ્દી

રાજ-કુળ જુઓ 'રાજ-કુલ.'

રાજકુળાચાર જુઓ 'રાજકુલાચાર.'

રાજકુળી જુઓ 'રાજકુલી.'

રાજ-કુંવર પું. [સં. राज(न्) + જુઓ 'કુંવર.'] જુઓ 'રાજ-કુમાર.'

રાજ-કુંવરી સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'કુંવરી]. જુઓ 'રાજ-કુમારી.'

રાજ-કૃપા સ્ત્રી. [સં.] રાજાની મહેરબાની

રાજ-કેદી[૧] (-કૅદી) વિ.,પું. [જુઓ 'રાજ[૨]' + 'કેદી.'] રાજ્યસત્તાની સામે માથું ઊંચકનાર, રાજકારણી કેદી, 'પૉલિટિકલ પ્રિઝનર'

રાજ-કેદી[૨] (-કૅદી) વિ.,પું. [સં. राज(न्) + જુઓ 'કેદી.'] કેદ કરાયેલ રાજા કે રાજાના દરબારનો ઈસમ

રાજ-કેળ (-કૅળ્ય) સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'કેળ.'] ઊંચી જાતની એક કેળ

રાજકોશ(-ષ) પું. [સં.] રાજાનો (અર્થાત્ રાજ્યનો કે રાષ્ટ્રનો) ખજાનો, સંપત્તિ, ભંડોળ

રાજકોશ(-ષ)-નીતિ સ્ત્રી. [સં.] રાજાના (અર્થાત્ રાજ્યના કે રાષ્ટ્રના) ખજાનાને લગતી કાર્ય-રીતિ, રાજ્યનો ખજાનો સમૃદ્ધ કરવાની કાર્ય-રીતિ. (૨) રાજ્યનું ભંડોળ કે ખજાનો કયા કામમાં વાપરવો એ અંગેનું વલણ

રાજકોશા(-ષા)ગાર ન. [+ સં. आगार] રાજા કે રાજ્યનો ખજાનો. (૨) રાજા કે રાજ્યનો ખજાનો રાખવાનું સ્થળ

રાજ-કૌશલ, -લ્ય ન. [સં.] રાજાની કાબેલિયત, શાસકીય કાબેલિયત

રાજ-ક્રાંતિ (-ક્રાન્તિ) સ્ત્રી. [સં.] રાજાને ઉથલાવી પાડવાની ક્રિયા, રાજસત્તાની ઊથલ-પાથલ

રાજક્રાંતિ-કારક (-ક્રાન્તિ-) વિ. [સં.] રાજ-ક્રાન્તિ કરનાર

રાજ-ખટપટ સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'ખટપટ.'] રાજાને ઉથલાવી પાડવાની છૂપી ચળવળ

રાજ-ગઢ પું. [સં. राज(न्) + જુઓ 'ગઢ'] રાજમહેલ ફરતે આવેલી રક્ષક ઊંચી દીવાલ અને એની અંદરનો ભાગ

રાજ-ગઢી સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નાના રજવાડાના રાજમહેલ ફરતી કરેલી દીવાલ અને એની અંદરનો ભાગ

રાજ-ગર પું. [સં. राज-गुरु, અર્વા. તદ્ભવ] રાજાના પુરોહિત હોવાને કારણે સૌરાષ્ટ્રના બ્રાહ્મણોની એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) બ્રાહ્મણોની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

રાજગરી સ્ત્રી. એ નામનો એક વેલો. (૨) એ નામનું એક ઘાસ. (૩) ડુંગળી, પ્યાજ

રાજ-ગરુડ ન. [સં.,પું.] ગરુડ પક્ષીની એક મોટી જાત

રાજગરું ન. ચીભડાની જાતનું કોઠીમડાંથી જરા મોટું છાલમાં ઊભી સફેદ દોરીવાળું આછા રાતા રંગનું નાનું ફળ (સહેજ ખટ-મધુરું હોય છે.)

રાજગરો પું. એ નામનું ફરાળી ખડ-ધાન્ય

રાજ-ગાદી સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'ગાદી.'] રાજાના હોદ્દાનું સ્થાન, રાજ-સિંહાસન, 'થ્રોન'

રાજ-ગીધ ન. [સં. राज(न्) + જુઓ 'ગીધ.'] ગીધની ત્રણ જાતમાંની એક મોટી જાત

રાજ-ગુરુ પું. [સં.] રાજાનો પુરોહિત

રાજ-ગુહ્ય વિ., ન. [સં.] ગુહ્યતમ વાત કે પ્રસંગ, અત્યંત રહસ્યપૂર્ણ સમઝવાની વસ્તુ

રાજ-ગૃહ [સં.,પું.,ન.] પ્રાચીન મગધની એ નામની એક રાજધાનીનું નગર. (સંજ્ઞા.)

રાજ-ગોર (-ગૉર) પું. [સં. राज(न्) + જુઓ 'ગોર.'] જુઓ 'રાજ-ગુરુ.' (૨) જુઓ 'રાજ-ગર.'

રાજ-ઘરાણું ન. [સં. राज(न्) + જુઓ 'ઘરાણું.'] જુઓ 'રાજ-કુલ(૧).'

રાજ-ઘાટ પું. [સં. राज(न्) + જુઓ 'ઘાટ.'] દિલ્હી-(જૂની)ના બહારના અગ્નિકોણે યમુના નદીના પશ્ચિમ કાંઠે આવેલો એક ઘાટ (જ્યાં મહાત્માજી મો. ક. ગાંધીજીને અગ્નિદાહ આપી સમાધિ-સ્થાન બાંધ્યું છે.) (સંજ્ઞા.)

રાજ-ઘાત પું. [સં.] રાજાની હત્યા

રાજ-ઘાતક વિ. [સં.] રાજાની હત્યા કરનાર

રાજ-ચંપો (-ચમ્પો) પું. [સં. राज(न्) + જુઓ 'ચંપો.'] ચંપા નામના ફૂલઝાડની એક ઊંચી જાત-ઝાડ અને એનું ફૂલ

રાજ-ચાતુર્ય ન. [સં.] રાજાની ચતુરાઈ

રાજ-ચિહ્ન ન. [સં.] અમુક રાજા અમુક રાજ્યનો કે કુળનો છે એ ઓળખવાને એમના કુળનું નક્કી થયેલ નિશાન (જે મુખ્યત્વે સિક્કા પત્રો તામપત્રો તેમજ ધ્વજમાં હોય છે.), 'એમ્બ્લેમ.' (૨) માણસના શરીરમાંનાં રાજા થવાને લગતાં સામુદ્રિક ચિહ્નોમાંનું તે તે ચિહ્ન

રાજ-ચ્છત્ર, રાજ-છત્ર ન [સં.राज-च्छत्र] રાજા નીકળે ત્યારે પૂર્વે સવારીમાં રખાતી હતી તે મોટી સુશોભિત છત્રી

રાજ-જીરું ન. [સં राज(न्) + જુઓ 'જીરું.'] જીરા જેવી એક વનસ્પતિ અને એનાં બિયાં, છૂંછનો વેલો અને એનાં બી

**રાજ-જોશી** પું. [સં. राज(न्) + જુઓ 'જોશી.'] રાજાએ માન્ય રાખેલો જ્યોતિષી
**રાજણ** (-ણ્ય) સ્ત્રી. શરીરમાં થતો એ નામનો રોગ
**રાજત** વિ. [સં.] રૂપાનું, ચાંદીનું. (૨) ન. રૂપું, ચાંદી
**રાજ-તખત** ન. [સં. राज(न्) + જુઓ 'તખત.'] **રાજ-તખ્ત** ન. [+જુઓ 'તખ્ત.'] જુઓ 'રાજ-ગાદી.'
**રાજ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] રાજાનું શાસન-તંત્ર, રાજ-શાસન, રાજ-વહીવટ, 'મોનાર્કી' (દ.બા.)
**રાજ-તંત્ર**[૨] (તન્ત્ર) ન. [જુઓ 'રાજ[૨]' + સં.] રાજ્ય-તંત્ર, રાજ્ય-શાસન, રાજ્ય-વહીવટ, રાજ્ય-કારભાર
**રાજ-તંત્ર-પટુ** (-તન્ત્ર-) વિ. [જુઓ 'રાજ-તંત્ર[૨]' + સં.] રાજ્યનો કારભાર કરવામાં કુશળ
**રાજ-તંત્રી** (-તન્ત્રી) વિ. [જુઓ 'રાજતંત્ર[૨]' + ગુ. 'ઈ' ત.પ્ર.] રાજ-તંત્ર ચલાવનાર, કારભારી, 'ઍડ્મિનિસ્ટ્રેટર'
**રાજ-તાજ** પું. [સં. राज(न्) + જુઓ 'તાજ.'] રાજ-મુગટ
**રાજ-તાડ** પું. [સં- राज(न्) + જુઓ 'તાડ.'] તાડની એક ઉત્તમ પ્રકારની જાત
**રાજ-તિલક** ન. [સં.,પું.,ન.] રાજાનો રાજ્યાભિષેક કરતી વેળા કપાળ ઉપર કરવામાં આવતો કંકુ વગેરેનો ચાંદલો
**રાજતિલકોત્સવ** પું. [+ સં. उत्सव] રાજ્યાભિષેકનો ઓચ્છવ [ઐશ્વર્યનું નૂર
**રાજ-તેજ** ન. [સં. राज-तेजस्] રાજાનો પ્રભાવ, રાજાના
**રાજ-ત્વ** ન. [સં.] રાજાપણું, રાજ-પદ
**રાજ-દડી** સ્ત્રી. એ નામની એક બાળ-રમત
**રાજ-દરબાર** પું. [સં. राज(न्) + જુઓ 'દરબાર.'] રાજાની કચેરી, રાજ્ય-વહીવટ કરવાનું સ્થાન, રાજ-દ્વાર
**રાજદરબારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રાજદરબારને લગતું, રાજદ્વારી
**રાજ-દંડ** (-દણ્ડ) પું. [સં.] રાજાના નિશાન-રૂપે રહેતી છડી. (૨) રાજા તરફથી ગુનેગારને કરવામાં આવતી સજા. (૩) પ્રજાને વશ રાખવા અજમાવવામાં આવતી રાજ-સત્તા
**રાજ-દંત** (-દન્ત) પું. [સં.] મોઢામાંના ઉપરના આગળના બે દાંતોમાંનો તે તે દાંત [ખાલસા કરેલું
**રાજ-દાખલ** વિ. [જુઓ 'રાજ[૨]' + 'દાખલ.'] રાજ્યે
**રાજ-દારિકા** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-કન્યા.'
**રાજ-દુર્ગ** પું. [સં.] જુઓ 'રાજ-ગઢ.'
**રાજ-દૂત** પું. [સં. તેમ જુઓ 'રાજ[૨]' + સં.] પર-રાજ્યમાં કે પર-રાષ્ટ્રમાં રહેતો રાજા કે રાજ્યનો પ્રતિનિધિ, એલચી, 'ઍમ્બેસેડર'
**રાજદૂત-ભવન** ન. [+ સં.] પર-રાજ્ય કે પર-રાષ્ટ્રના પાટનગર તેમ નક્કી કરેલાં નગરોમાંનું રાજ-દૂતનું કાર્યાલય, એલચી-ખાતું, એલચી-કચેરી, 'દૂતાવાસ, ઍમ્બેસી'
**રાજ-દેય** ન. [સં. તેમ જુઓ 'રાજ[૨]' + સં.] સરકારી લેણું
**રાજ-દેવડી** સ્ત્રી. [સં. राजन् + જુઓ 'દેવડી.'] રાજ-મહેલમાંની તે તે પોલીસ-ચોકી
**રાજ-દેહ** પું. [સં.] એક પ્રકારનું સ્થાન (ગો.મા.)
**રાજ-દોષ** પું. [સં.] રાજાની ભૂલ, રાજામાં રહેલું દૂષણ
**રાજ-દૌત્ય** ન. [સં.] રાજ-દૂતનું કામ કે ફરજ
**રાજ-દ્રોહ** પું. [સં.] રાજાને અને એના રાજ્યને નુકસાન થાય એ પ્રકારની તન અને મનની પ્રવૃત્તિ, 'સીડિશન'
**રાજદ્રોહી** વિ. [સં.,પું.] રાજ-દ્રોહ કરનારું
**રાજ-દ્વાર** ન. [સં.] રાજમહેલનો દરવાજો. (૨) જુઓ 'રાજ-દરબાર.'
**રાજદ્વારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], -રીય વિ. [સં.] જુઓ 'રાજકારણીય,' 'પોલિટિકલ.' (૩) 'પોલિટિશિયન' (જે.હિ.) [○ કોઠિયો (રૂ.પ્ર.) રાજા-પ્રજાને લૂંટનાર માણસ. ○ કુનેહ (રૂ.પ્ર.) રાજકીય યુક્તિ, 'ડિપ્લોમસી' (જે.હિ.), 'સ્ટેટ્સમૅન-શિપ' (જે.હિ.), ○ શિષ્ટાચાર (રૂ.પ્ર.) 'પ્રોટોકોલ']
**રાજ-દ્વેષ** પું. [સં.] રાજા તરફની અદેખાઈ
**રાજદ્વેષી** વિ. [સં.,પું.] રાજાનો દ્વેષ કરનાર
**રાજ-ધન** ન. [સં.] રાજા અને રાજ્યની સંપત્તિ
**રાજ-ધર્મ** પું. [સં.] રાજાની રાજ્ય ચલાવવાને લગતી તે તે ફરજ, રાજાનું કર્તવ્ય
**રાજ-ધાની** સ્ત્રી. [સં.] જ્યાં રાજાનો હમેશાંનો નિવાસ હોય તેવી નગરી, પાટ-નગર, પાય-તખ્ત, રાજ-નગર, 'કૅપિટલ', 'મેટ્રોપોલિટન સિટી'
**રાજધાની-પદ** ન. [સં.] પાટ-નગરનો દરજ્જો
**રાજ-ધાન્ય** ન. [સં.] ખડ-ધાન્ય (ફળાહારમાં ખાઈ શકાય તેવું—રાજગરો સાંબો મોરૈયો વગેરે)
**રાજ-ધુરા** સ્ત્રી. [સં. તેમ જુઓ 'રાજ[૨]' + સં.] રાજા તરીકેની રાજ્યનો સઘળો વહીવટ ચલાવવાની જવાબદારી
**રાજધુરા-ધર** વિ. [સં.], **રાજધુરા-ધારી** વિ. [સં.,પું.] રાજધુરા ઉઠાવનાર, રાજ્યનો વહીવટ કરનાર
**રાજન્** કે.પ્ર. [સં., સંબોધન] 'હે રાજા' એવું સંસ્કૃત પદ્ધતિનું સંબોધન [રસ, રાળ, બેરજો
**રાજન** ન. [અં. રેઝીન્] એક પ્રકારના ઝાડનો લાખ જેવો
**રાજ-નગર** ન. [સં.] જુઓ 'રાજ-ધાની.' (૨) (જૈન-હિંદુ-ગ્રંથોમાં) અમદાવાદ. (સંજ્ઞા.)
**રાજ-નગરી** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-ધાની.'
**રાજ-નિષ્ઠ** વિ. [સં., બ.વ્રી.] રાજા કે રાજ્યકર્તામાં શ્રદ્ધાવાળું
**રાજ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] રાજા કે રાજ્ય-કર્તા તરફની શ્રદ્ધા
**રાજ-નીતિ** સ્ત્રી. [સં.] રાજ્યનો વહીવટ કરવાની ચોક્કસ પ્રકારની કાર્ય-પ્રણાલી, મુત્સદ્દીગીરી, 'ડિપ્લોમસી' (ગો.મા.), 'પૉલિસી' (બ.ક.ઠા.). (૨) રાજ્યનું હરકોઈ પ્રકારે રક્ષણ થવું જ જોઈયે એ લક્ષ્ય પર જે કાંઈ પણ સારું નરસું કરવું પડે તે (એમાં ધર્મ—અધર્મ ન્યાય—અન્યાય ગૌણ બની રહે.), 'પોલિટિક્સ' (મ.ર.)
**રાજનીતિ-જ્ઞ**, -નિપુણ, -પટુ વિ. [સં.] રાજ-નીતિનું પ્રબળ જ્ઞાન ધરાવનાર, રાજકારણી, 'સ્ટેઇટ્સ-મૅન'
**રાજનીતિપટુ-તા** સ્ત્રી. [સં.] રાજનીતિપટુ હોવાપણું, 'સ્ટેઇટ્સમૅન-શિપ' (જે.હિ.)
**રાજનીતિ-વિશારદ** વિ. [સં.] જુઓ 'રાજનીતિ-જ્ઞ.'
**રાજનીતિ-શાસ્ત્ર** ન. [સં.] રાજ્ય કેવી રીતે ચલાવવું એનો પ્રબળ વિચાર આપનાર વિદ્યા, 'પોલિટિકલ સાયન્સ'
**રાજનૈતિક** વિ. [સં.] રાજનીતિને લગતું, રાજકારણીય, 'પોલિટિકલ'

રાજન્ય પું. [સં.] રાજકીય પુરુષ (ક્ષત્રિય રાજકુલનો), રાજવંશી માણસ, ક્ષત્રિય. (૨) અમીર, ઉમરાવ
રાજન્ય-બંધુ (-બન્ધુ) પું. [સં.] નામ માત્રે ક્ષત્રિય (ક્ષત્રિયના ગુણધર્મ વિનાનો)
રાજન્યા સ્ત્રી. [સં.] રાજ-કુટુંબની સ્ત્રી, ક્ષત્રિય સ્ત્રી
રાજપખું ન. [સં. राज(न्) + સં. पक्ष > પ્રા. पक्ख + ગુ. 'પખ' + 'ઉં' ત.પ્ર.] રાજાના પક્ષનું
રાજ-પટ્ટ પું. [સં.] હલકા પ્રકારનો એક હીરો [જાત
રાજ-પતંગ (-પતઙ્ગ) ન. [સં.,પું.] પતંગિયાની એક સુંદર
રાજ-પતિ પું. [સં. જુઓ 'રાજ[૨]' + સં.] રાજા
રાજ-પત્ની સ્ત્રી. [સં.] રાણી
રાજ-પત્ર પું. [સં.,ન.] રાજાની મહોરવાળો કાગળ. (૨) રાજ્ય-સમાચાર-પત્રિકા, 'ગૅઝેટ' [તેનું, 'ગૅઝેટેડ'
રાજ-પત્રિત વિ. [સં.] ગૅઝેટમાં જેનો નિર્દેશ થયો હોય
રાજ-પથ પું. [સં.] તે તે નગરનો મુખ્ય માર્ગ, રાજ-માર્ગ, સરિયામ રસ્તો
રાજ-પદ ન. [સં.] રાજાપણું, રાજાનો અધિકાર, રાજ-ત્વ
રાજપદારૂઢ વિ. [+ સં. आ-रूढ] રાજગાદી ઉપર બેઠેલું
રાજ-પદું વ. [+ ગુ 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રાજ-પદ.'
રાજ-પરિવર્તન ન. [જુઓ 'રાજ[૨]' + સં.], રાજ-પલટો પું. [+ જુઓ 'પલટો.'] જુઓ 'રાજ્ય-ક્રાંતિ.' [ડુંગળી
રાજ-પલાંડુ (-પલાણ્ડુ) સ્ત્રી, [સં.,પું.,ન] રાતા રંગની
રાજ-પંડિત (-પણ્ડિત) પું. [સં.] રાજાએ સંમાન આપી રોકેલો વિદ્વાન. (૨) મોટામાં મોટો વિદ્વાન
રાજ-પાટ ન. [સં. राज(न्) + જુઓ 'પાટ.[૨]'] રાજ-ગાદી
રાજ-પાલ પું. [જુઓ 'રાજ[૨]' + સં.] જુઓ 'રાજ્ય-પાલ.'
રાજ-પીલુ ન., સ્ત્રી. [સં.,પું.] એક ખાસ જાતની પીલુડીનું ઝાડ
રાજ-પુત્ર પું. [સં.] જુઓ 'રાજ-કુમાર.'
રાજ-પુત્રિકા, રાજ-પુત્રી સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-કન્યા.'
રાજ-પુરુષ પું. [સં.] રાજાની નિકટમાં રહેનાર મુત્સદ્દી અમલદાર, રાજકીય પુરુષ, 'પૉલિટિશિયન' (ચં.ન.), 'સ્ટેઇટ્સ-મૅન' (મ.ર.) [ગણે તેવું
રાજ-પૂજ્ય વિ. [સં.] રાજા જેને માન આપવા લાયક
રાજ-પૂત પું. [સં. राज(न्) + સં. पुत्र > પ્રા. पुत्त] રાજ-કુળમાંથી ઊતરી આવેલ હિંદુ જાતિ અને એનો પુરુષ, રજપૂત. (સંજ્ઞા.)
રાજ-પોશાક પું. [સં. राज(न्) + જુઓ 'પોશાક.'] રાજા તરફથી બક્ષિસ મળતાં પુરુષ કે સ્ત્રીનાં બધાં વસ્ત્ર
રાજ-પ્રકરણ ન. [જુઓ 'રાજ[૨]'+સં.] જુઓ 'રાજ્ય-પ્રકરણ.'
રાજપ્રકરણી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રાજ્ય-પ્રકરણી.'
રાજ-પ્રતિજ્ઞા સ્ત્રી. [સં.] રાજ્ય-સત્તા હાથ ધરતી વેળા રાજા તરફથી લેવામાં આવતું હતું તે વ્રત
રાજ-પ્રતિનિધિ પું. [સં.] રાજાની અવેજીમાં કામ કરનાર અધિકારી, 'વાઇસ-રૉય'
રાજ-પ્રપંચ (-પ્રપઞ્ચ) પું. [સં.] રાજાને લગતી ખટપટ
રાજ-પ્રમુખ પું. [જુઓ 'રાજ[૨]' + સં.] જુઓ 'રાજ્ય-પ્રમુખ.'
રાજ-પ્રાસાદ પું. [સં.] રાજ-મહેલ
રાજ-પ્રિય વિ. [સં.] રાજાની મહેરબાનીનું
રાજ-બંદી (-બન્દી), ૦વાન પું. [જુઓ 'રાજ[૨]' + 'બંદી, °વાન.'] રાજકીય કેદી, 'સ્ટેઇટ-પ્રિઝનર,' 'પૉલિટિકલ પ્રિઝનર' [રણ.'] જુઓ 'રાજ્ય-બંધારણ.'
રાજ-બંધારણ (-બન્ધારણ) ન. [જુઓ 'રાજ[૨]' + 'બંધા-
રાજ-બીજ ન. [સં.] રાજાના વંશમાં જન્મેલ માણસ
રાજ-બીડી સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'બીડી.'] (લા.) દૂધની મલાઈની બનાવેલી એક મીઠાઈ
રાજ-ભક્ત વિ. [સં.,પું.] રાજા તરફ પૂરો આદર બતાવનાર, વફાદાર (માણસ), રાજનિષ્ઠ [રાજ-નિષ્ઠા
રાજ-ભક્તિ સ્ત્રી. [સં.] રાજા તરફની સંપૂર્ણ વફાદારી,
રાજ-ભય પું. [સં.,ન.] રાજા તરફની બીક
રાજ-ભવન ન. [સં.] રાજા કે રાજ્યના તે તે વડાને રહેવાનું વિશાળ મકાન, 'ગવર્નમેન્ટ-હાઉસ'
રાજ-ભંડાર (-ભણ્ડાર) પું. [સં. राज(न्) + જુઓ 'ભંડાર.'] રાજાનો ખજાનો, રાજ-કોશ
રાજ-ભાગ પું. [સં.] ખેતી વગેરેના ઉત્પન્નમાંથી રાજ્ય-કર્તાને મળતો હતો તે હિસ્સો, 'રૉયલ્ટી'
રાજ-ભાષા સ્ત્રી. [જુઓ 'રાજ[૨]' + સં.] રાજ્યની પ્રધાન વહીવટી ભાષા (ભારતના તે તે રાજ્યની તે તે; ગુજરાતની 'ગુજરાતી.'), સત્તાવાર ભાષા, 'ઑફિશિયલ લૅંગ્વેઇજ'
રાજ-ભેટ (-ટય) સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'ભેટ.'] રાજાને મળવા જતાં અપાતું હતું તે નજરાણું
રાજ-ભોગ પું. [સં.] મુખ્ય અને પ્રધાન ભોગ. (પુષ્ટિ-માર્ગીય મંદિરોમાં આઠ વખત ઠાકોરજીને સામગ્રી આરોગવા ધરાય છે તેમાંનો ચોથો ભોગ કિંવા નિવેદન કે જેમાં સંપૂર્ણ રસોઈ ધરાય છે.). (પુષ્ટિ.)
રાજભોગ-આરતી સ્ત્રી. [+ જુઓ 'આરતી.'] રાજભોગ સરાવ્યા પછી દર્શન ખુલ્લાં થયે ઉતારવામાં આવતી ઠાકોરજીની આરતી. (પુષ્ટિ.)
રાજ-મણિ પું. [સં.] ઉત્તમ રાજા. (૨) ઉત્તમ હીરો
રાજ-મદ પું. [સં.] રાજા તરીકેનો અહંભાવ. (૨) સત્તાનો અહંકાર [મકાન—રાજ-મહેલ
રાજ-મહાલય ન. [સં.,પું.,ન] રાજાને રહેવાનું વિશાળ
રાજ-મહિષી સ્ત્રી. [સં.] રાજાની પટરાણી, મહારાણી
રાજ-મહેલ (-મૅ:લ) પું. [સં. राज(न्) + જુઓ 'મહેલ.'] જુઓ 'રાજ-મહાલય.'
રાજ-મહોત્સવ પું. [સં.] રાજાને ત્યાં ઊજવાતો મોટો તહેવાર [રાજાનો સિક્કો
રાજ-મહોર (-મૉ:ર) સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'મહોર.']
રાજ-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] ભિન્ન ભિન્ન રાજાઓનો એકત્રિત થયેલો સમુદાય, રાજ-સંઘ. (૨) રાજકીય અમલદારોનો સમૂહ
રાજ-મંત્રણા (-મન્ત્રણા) સ્ત્રી [સં.] રાજ્યના વહીવટ અંગેની અમલદારો સાથેની રાજાની ચર્ચા-વિચારણા
રાજ-મંત્રી (-મન્ત્રી) વિ., પું. [સં.] રાજાનો સલાહકાર પ્રધાન

**રાજમંત્રી-મંડલ(-ળ)** (-મન્ત્રી-મણ્ડલ,-ળ) ન. [સં., સમાસ ગુ.] રાજમંત્રીઓનો સમુદાય

**રાજ-મંદિર** (-મન્દિર) ન. [સં.] જુઓ 'રાજ-મહાલય.' (૨) ન્યાય-સભા, ન્યાય-મંદિર

**રાજ-માતા** સ્ત્રી. [સં.] રાજ્યકર્તા રાજાની માતા (મોટા ભાગે પૂર્વનો રાજા મરણ પામતાં પુત્ર ગાદી-પતિ બનતાં)

**રાજ-માન**[1] વિ. [સં., વર્ત. કૃ.] શોભા આપનાર, બિરાજતું. [૦ રાજેશરી, રાજેશ્રી (રૂ.પ્ર.) માનવંતા શ્રીમાન]

**રાજ-માન**[2] વિ. [સં. राज-मान्य], **રાજ-માન્ય**[1] વિ. [સં.] રાજાએ જેને માન આપ્યું હોય તેવું [માન્ય.'

**રાજ-માન્ય**[2] વિ. [જુઓ 'રાજ[2]' + સં. ] જુઓ 'રાજ્ય-

**રાજ-મારગ** પું. [સં. राज-मार्ग, અર્વા. તદ્ભવ], **રાજ-માર્ગ** પું [સં.] જુઓ 'રાજ-પથ.'

**રાજ-મિસ્ત્રી** પું. [સં. राज(न्) + જુઓ 'મિસ્ત્રી.'] રાજ-મહેલનો તેમજ રાજ્યનાં મકાનોનો રાજાએ નીમેલો કડિયો-સુતાર ['મુગટ.'] જુઓ 'રાજ-તાજ.'

**રાજ-મુકુટ** પું. [સં.], **રાજ-મુગટ** [સં. राज(न्) + જુઓ

**રાજ-મુદ્રા** સ્ત્રી. [સં.] રાજાની મહોર (સિક્કો-'સ્ટૅમ્પ.') 'રૉયલ સીલ' (હ.ગં.શા.) [મહોર રહે તે અધિકારી

**રાજમુદ્રાધ્યક્ષ** પું. [+ સં. अध्यक्ष] જેની પાસે રાજાની

**રાજ-મુદ્રિકા** સ્ત્રી. [સં.] રાજાની વીંટી, રાજાની અંગૂઠી

**રાજ-મેધ** પું. [સં.] (લા.) રાજાનો વધ, રાજ-વધ

**રાજ-યક્ષ્મા** પું. [સં.] ક્ષયનો રોગ, રાજ-રોગ, 'ટી.બી.'

**રાજ-યક્ષ્મી** વિ. [સં.,પું.] ક્ષય રોગનું દર્દી

**રાજ-યાન** ન. [સં.] રાજાનું તે તે વાહન-રથ પાલખી મ્યાનો વગેરે

**રાજ-યોગ** પું. [સં.] ગ્રહ તિથિ નક્ષત્ર અને વારનો ચોક્કસ પ્રકારનો સમન્વય થતાં આવતો એક શુભ યોગ. (જ્યો.). (૨) જેમાં આઠ પ્રકારના યોગથી ઈશ્વર-પ્રવણ સિદ્ધ કરવામાં આવે તેવી યોગ-પદ્ધતિ. (યોગ.)

**રાજયોગી** પું. [સં.] રાજયોગ જેને સિદ્ધ છે તેવો યોગી

**રાજ-યોગ્ય** વિ. [સં.] રાજાને ઉચિત હોય તેવું, રાજાને લાયક

**રાજ-રક્ષક** પું. [સં.] રાજાનો તે તે અંગરક્ષક. (૨) રાજાની સગીર અવસ્થામાં એની સભાળ માટે નિમાયેલ અમલદાર, 'રિજન્ટ'

**રાજ-રજવાડો** પું. [સં. राज(न्) + જુઓ 'રજવાડો.'] રાજાના નિવાસ-સ્થાન જેવો ભપકો કે વૈભવ

**રાજ-રઢય** (-ઢ્ય) સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'રઢ.'] રાજાની જિદ્દ, રાજ-હઠ

**રાજ-રત્ન** વિ. [જુઓ 'રાજ[2]' + સં.] જુઓ 'રાજ્ય-રત્ન.'

**રાજ-રથ્યા** સ્ત્રી. [સં.] શહેરનો નાનો રાજ-માર્ગ

**રાજ-રમત** (-ત્ય) સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'રમત.'] રાજ-ખટપટ, રાજકીય કાવાદાવા, 'પોલિટિક્સ'

**રાજ-રહસ્ય** ન. [સં.] રાજાનું રાજ્ય-વહીવટ અંગેનું તદ્દન ખાનગી પ્રકારનું હાર્દ, રાજ્યની ખાનગી વાત

**રાજ-રંગ** (-રઙ્ગ) પું. [સં.] રાજાની ભિન્ન ભિન્ન પ્રકારની જીવન-ચર્યા

**રાજ-રાજ** પું. [સં.] રાજાઓનો પણ રાજા-સમ્રાટ, ચક્રવર્તી

**રાજરાજેશ,-શ્વર** પું. [+ સં. ईश,-श्वर] સમ્રાટનો પણ સમ્રાટ — પરમાત્મા, પરમેશ્વર. (૨) સમ્રાટ, શહેનશાહ

**રાજરાજેશ્વરી** સ્ત્રી. [+ સં. ईश्वरी] સમ્રાજ્ઞી, મહારાણી

**રાજરાજેંદ્ર** (-રાજેન્દ્ર) પું. [+ સં. इन्द्र] જુઓ 'રાજરાજેશ.'

**રાજ-રાણી** સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'રાણી,'] રાજાની તે તે પત્ની [રાજ-સેવિકા

**રાજ-રામા** સ્ત્રી. [સં.] રાજ-મહેલમાં કામ કરતી તે તે સ્ત્રી,

**રાજ-રિદ્ધિ** સ્ત્રી. [સં. राज(न्)-ऋद्धि] રાજાની સમૃદ્ધિ, રાજાનો વૈભવ [રાજ-દરબારની રીતભાત

**રાજ-રીત** (-ત્ય) સ્ત્રી. [સં. राज-रीति], **-તિ** સ્ત્રી. [સં.]

**રાજરીતિ-જ્ઞ** વિ [સં.] રાજ-રીત જાણનાર

**રાજ-રેખા** સ્ત્રી. [સં.] જમણા પગમાંની ઊભી રેખા (એ હોય તે રાજા થાય એવી સામુદ્રિકને લગતી માન્યતા)

**રાજ-રોગ** પું. [સં.] રોગોનો રાજા-રાજયક્ષ્મા, ક્ષય-રોગ, 'ટી.બી.'

**રાજર્ષિ** પું. [સં. राज(न्) + ऋषि, સંધિથી] ઋષિ જેવાં પવિત્ર લક્ષણોવાળો રાજા, ધર્મ-રાજ. (૨) ક્ષત્રિય વંશમાંથી ઋષિપદ પામનાર (વિશ્વામિત્ર વગેરે)

**રાજ-લક્ષણ** ન. [સં.] જુઓ 'રાજ-ચિહ્ન.'

**રાજ-લક્ષ્મી** સ્ત્રી. [સં.] રાજાની સમૃદ્ધિ, રાજ-શ્રી, રાજ-રિદ્ધિ

**રાજ-લેખ** પું [સં.] રાજાની આજ્ઞા-પત્રિકા

**રાજ-લોક** પું. [સં.] રાજાઓનો સમુદાય. (૨) રાજાના કર્મચારીઓનો સમુદાય [લોલુપ.'

**રાજ-લોલુપ** વિ. [જુઓ 'રાજ[2]' + સં.] જુઓ 'રાજ્ય-

**રાજ-વચન** ન. [સં.] રાજાએ આપેલો બોલ

**રાજવટ** (-ટ્ય) પું. [સં. राज(न्) + वृत्ति > પ્રા. वट्टि] રાજાને છાજે તેવું વર્તન, રાજાપણાની ટેક. (૨) રાજાની ચાલતી આવતી રીત-રસમ

**રાજવટું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'રાજ-વટ' (૨) રાજાનું કામ-કાજ ['રાજ-પથ.'

**રાજ-વટો** પું. [સં. राज(न्) वर्त्मा > પ્રા. वट्टअ-] જુઓ

**રાજવણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રાજવી + ગુ. 'અણ' સ્ત્રી-પ્રત્યય.] રાણી. (૨) રાજ-વૈભવ ભોગવનાર સ્ત્રી

**રાજવર્તી** પું. [સં.] આસમાની રંગનો એક પ્રકારનો કિંમતી પથ્થર

**રાજ-વલ્લભ** વિ. [સં.] જુઓ 'રાજ-પ્રિય.'

**રાજ-વસીલો** પું. [સં. राज(न्) + જુઓ 'વસીલો.'] રાજા સાથેનો સંબંધ

**રાજ-વહીવટ** (-વૈઃવટ) પું [જુઓ 'રાજ[2]' + 'વહીવટ.'] જુઓ 'રાજ્ય-વહીવટ.' ['રાજ્ય-વહીવટદાર.'

**રાજ-વહીવટદાર** (-વૈઃવટ-દાર) વિ. [ફા. પ્રત્યય] જુઓ

**રાજ-વાણું** ન. [સં. राज(न्) દ્વારા] રાજ-દરબાર

**રાજ-વંદન** (-વન્દન) ન. [સં.] રાજાને કરવામાં આવતા નમસ્કાર

**રાજ-વંશ** (-વંશ) પું. [સં.] જુઓ 'રાજ-કુલ.'

**રાજ-વંશાવલિ**(-લી, -ળિ,-ળી) (-વંશા-) સ્ત્રી. [સં.] રાજાના ભિન્ન ભિન્ન વંશોનો કોઠો

**રાજ-વંશી** (-વંશી) વિ. [સં.,પું.], **-શીય** વિ. [સં.] રાજાના વંશમાં જ-મેલું
**રાજ-વાહ્ય** વિ. [સં.] રાજાની સવારીનું (ઘોડા વગેરે)
**રાજ-વિદ્યા** સ્ત્રી. [સં.] ઉત્તમ વિદ્યા, ખૂબ જ ગુહ્ય વિદ્યા. (૨) જુઓ 'રાજ-શાસ્ત્ર.'
**રાજ-વિદ્રોહ** પું. [સં.] રાજા સામે બળવો
**રાજવિદ્રોહી** વિ. [સં.,પું.] રાજા સામે બળવો કરનાર
**રાજ-વિધવા** સ્ત્રી. [સં.] રાજા મરી જતાં રાંડેલી રાણી
**રાજ-વિનોદ** પું. [સં.] રાજાના મનને બહેલાવવાનું કામ
**રાજ-વિ(-વૈ)ભવ** પું. [સં.] જુઓ 'રાજ-રિદ્ધિ.'
**રાજ-વિલાસ** પું. [સં.] રાજાનો મોજ-શોખ [(દ. બા.)
**રાજવિલાસી** વિ. [સં.,પું.] રાજાના મોજશોખને લગતું
**રાજ-વિવર્ત** પું. [સં.] જુઓ 'રાજ-પરિવર્તન.' (ગો.મા.)
**રાજ-વિહાર** પું. [સં.] જુઓ 'રાજ-વિલાસ.'
**રાજવી** પું. [સં. राजय-पति > પ્રા. रज्जवइ] રાજા, 'ફ્લિંગ ચીફ,' 'રૂલર.' (૨) રાજા જેવી સાહેબી ભોગવતો માણસ
**રાજ-વીથિ** સ્ત્રી. [સં.] જરા નાનો રાજ-માર્ગ
**રાજવું** અ.ક્રિ. [સં. राज्, તત્સમ] શોભવું, અળગવું, શોભિત દેખાવું, સુંદર દેખાવું [બોલ
**રાજ-વેણુ** (-વેણ્ય) ન. [સં. राज(न्) + જુઓ 'વેણ.'] રાજાનો
**રાજ-વૈદ** પું. [સં. राज(न्) + જુઓ 'વૈદ-'], **-દ્ય** પું. [સં.] રાજાની દવા કરનાર દેશી વૈદ્ય. (૨) મોટો વૈદ્ય, પ્રતિષ્ઠિત વૈદ્ય
**રાજ-વૈભવ** જુઓ 'રાજ-વિભવ.'
**રાજ-શક્તિ** સ્ત્રી. [સં.] રાજાનું બળ
**રાજ-શણગાર** પું [સં. राज(न्) + જુઓ 'શણગાર.'] રાજાના દેહ ઉપર વસ્ત્રો અને ઘરેણાંની સજાવટ
**રાજશબ્દોપજીવી** વિ [સં. राज-शब्द + उपजीवी, પું.] જેને 'રાજા' એવા શબ્દનો આધાર છે તેવું (જૂનાં પ્રજાસત્તાકો માટેનો એક શબ્દ)
**રાજ-શમી** સ્ત્રી. [સં.] વિજયાદશમીને દિવસે જેનું પૂજન રાજા કરે તે ખીજડાનું વૃક્ષ, મોટો ખીજડો
**રાજ-શાર્દૂલ** પું. [સં.] રાજાઓમાં સિંહ જેવો બળવાન રાજા, રાજ-સિંહ
**રાજ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-દરબાર '
**રાજ-શાસન** ન. [સં.] રાજાનો રાજ્ય-વહીવટ, 'મોનાર્કી' (ભ.ક.ઠા.)
**રાજ-શાસ્ત્ર** ન. [સં.] રાજ-વિદ્યા, રાજનીતિ-શાસ્ત્ર
**રાજ-શાળા** જુઓ 'રાજ-શાલા.'
**રાજશાહી** જુઓ 'રાજા-શાહી.' [પોપટ
**રાજ-શુક** પું. [સં.] ઉત્તમ પ્રકારનો રાતા રંગનો એક
**રાજ-શોભા, -રાજ-શ્રી** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-રિદ્ધિ.'
**રાજ-શ્રી** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-લક્ષ્મી '
**રાજસ** વિ. [સં] રજોગુણી, રજોગુણ-પ્રધાન. (૨) (લા.) રાજવૈભવવાળું
**રાજ-સચિવ** પું [સં.] રાજાનો અંગત મંત્રી
**રાજ-સત્તમ** પું. [સં.] ઉત્તમ રાજા, શ્રેષ્ઠ રાજા
**રાજ-સત્તા** સ્ત્રી. [સં.] રાજાનો અધિકાર, 'મોનાર્કી' (મ.ન.) (૨) રાજ્ય ચલાવવાનો અધિકાર
**રાજસત્તાક** વિ. [સં.], **-ત્મક** વિ. [ + સં. आत्मन्-क] જેમાં રાજાની સત્તા હોય તેવું
**રાજસત્તા-ધારી** વિ. [સં.] રાજસત્તા જેની પાસે હોય તેવું
**રાજ-સદન** ન. [સં.] જુઓ 'રાજ-મહાલય.'
**રાજ-સભા** સ્ત્રી. [સં.], **રાજ-સંસદ** (-સંસદ) સ્ત્રી. [ + સં. संसद्] રાજાની કચેરી. (૨) રાજાઓની મંડળી. (૩) ખાસ વર્ગના લોકોના પ્રતિનિધિઓની ઉપલી રાજકારણીય સભા, 'કાઉન્સિલ ઑફ સ્ટે(૦ઇ)ટ' [ગુણ
**રાજ-સંસ્કાર** (-સંસ્કાર) પું. [સં.] રાજામાં રહેલા સારા
**રાજ-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [સં.] રાજકીય મંડળ. (૨) રાજ-સત્તા ધરાવતી સંસ્થા
**રાજ-સાક્ષી** પું. [સં.] તાજનો સાક્ષી, 'એપ્રૂવર'
**રાજસિક** વિ. [સં.] જુઓ 'રાજસ.'
**રાજ-સિંહ** (-સિંહ) પું. [સં.] જુઓ 'રાજ-શાર્દૂલ.'
**રાજ-સિંહાસન** (-સિંહાસન) ન. [સં.] રાજાનું કિંમતી આસન, રાજગાદી, 'થ્રોન' [સ્થિતિ)
**રાજસી**[1] વિ.,સ્ત્રી. [સં.] રાજસ પ્રકારની (કોઈ પણ પરિ-
**રાજસી**[2] વિ. [સં. राजस + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રાજસ.'
**રાજ-સુતા** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-કન્યા.'
**રાજસૂય** પું. [સં.] સર્વોપરિ રાજા કે સમ્રાટ તરફથી રાજ્યાભિષેકને સમયે કરાતો એક મહા યજ્ઞ (પ્રાચીન યુગનો)
**રાજ-સૂયી** વિ.,[સં.,પું.] રાજસૂય યજ્ઞ કરનાર રાજા. (૨) રાજસૂય યજ્ઞ કરાવનાર પુરોહિત
**રાજ-સેના** સ્ત્રી. [સં.] રાજાનું લશ્કર
**રાજ-સેવક** પું. [સં.] રાજાની સેવામાં રોકાયેલ નોકર, હજૂરિયો. (૨) રાજ્યની નોકરી કરનાર હરકોઈ વ્યક્તિ
**રાજ-સેવા** સ્ત્રી. [સં.] રાજાની નોકરી
**રાજ-સેવિકા** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-રામા.'
**રાજ-સ્તં(-સ્થં)ભ** (-સ્ત(-સ્થ)મ્ભ) પું. [સં. राज-स्तम्भ] રાજાને મજબૂત સહાયક થઈ પડેલ માણસ
**રાજ-સ્થાન** ન. [સં., કર્નલ ટૉડે ઊભો કરેલો શબ્દ] માર-વાડ-મેવાડનો વિશાળ પ્રદેશ, જૂનો રાજપુતાના. (સંજ્ઞા.)
**રાજસ્થાનિક** વિ.,પું. [સં.] પ્રાંતનો મુખ્ય અમલદાર, 'ગવર્નર,' 'વાઇસ-રૉય'
**રાજસ્થાની** વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] રાજસ્થાનને લગતું. (૨) સ્ત્રી. (જ્યૉર્જ એ. ગ્રિયર્સને નવી સંજ્ઞા આપી તે) સમગ્ર રાજસ્થાનની ભાષા. (સંજ્ઞા.)
**રાજસ્થાનીય** વિ. [સં.] રાજસ્થાનને લગતું
**રાજ-સ્વ** ન. [સં.] રાજાનું અને રાજ્યનું ધન
**રાજ-હકૂમત** સ્ત્રી. [જુઓ 'રાજ[2]' + 'હકૂમત.'] જુઓ 'રાજ્ય-હકૂમત.'
**રાજ-હક્ક(-ક)** પું. [સં. राज(न्) + જુઓ 'હક્ક(-ક).'] રાજાનો અધિકાર. (૨) રાજ-ભાગ [જિદ
**રાજ-હઠ** પું.,સ્ત્રી. [સં. राज(न्) + જુઓ 'હઠ.'] રાજાની
**રાજ-હત્યા** સ્ત્રી. [સં.] રાજાનું ખૂન
**રાજ-હત્યારું** વિ. [સં.] राजा(न्) + જુઓ 'હત્યારું.'] રાજાનું ખૂન કરનાર

રાજ-હંસ (-હંસ) પું. [સં.] હંસપક્ષીની એક શ્રેષ્ઠ જાત (લાલ ચાંચ અને પગવાળી), 'સ્વાન'

રાજ-હંસી (-હંસી) સ્ત્રી. [સં.] રાજ-હંસની માદા

રાજા પું. [સં.] નાના મોટા દેશ-ભાગ ઉપર રાજ્ય-સત્તા ભોગવનાર પુરુષ, નૃપ, નૃપતિ, ભૂપ, ભૂપતિ, રાજવી. (૨) ગંજીફાનાં પાનાંમાંનો બાદશાહ. (૩) શેતરંજનું મુખ્ય મહોરું. (૪) (લા.) મૂર્ખ-બેવકૂફ વ્યક્તિ. [૦ કરવો (રૂ.પ્ર.) દીવો ઓલવવો. ૦ જેવું (રૂ.પ્ર.) તદ્દન ભોળું. ૦ ભોજ (રૂ.પ્ર.) ઉદાર માણસ. ૦ માણસ રૂ.પ્ર.) મૂર્ખ માણસ. ૦લોક (રૂ.પ્ર.) ઉદાર દિલનો માણસ. (૨) ઉડાઉ માણસ]

રાજાઈ સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] રાજાપણું, રાજત્વ

રાજાગ્નિ પું. [સં. राजन् + अग्नि] (લા.) રાજાનો ક્રોધ

રાજા-જીરુ જુઓ 'રાજ-જીરું.'

રાજાજ્ઞા સ્ત્રી. [સં. राजन् + आ-ज्ञा] રાજાનો હુકમ

રાજાધિકૃત વિ. [સં. राजन् + अधि-कृत] રાજાએ જેને અધિકાર સોંપ્યો હોય તેવું

રાજાધિરાજ પું. [સં. राजन् + अधि-राज] જુઓ 'રાજ-રાજ.'

રાજાપરાધ પું. [સં. राजन् + अप-राध] રાજાનો ગુનો, રાજાને ઉદ્દેશીને કરેલું ગુનાહિત કર્મ

રાજા-પાઠ પું. [સં. राज-पाठ, સમાસ ગુ.] નાટચમાં રાજાના પાત્રને કરવાનો અભિનય. [૦માં હોવું (રૂ.પ્ર.) મૂર્ખતા બતાવવી. (૨) ગાંડપણ બતાવવું]

રાજાપુરી પું. ['રાજાપુર' ગામ + ગુ. 'ઈ' ત.પ્ર.] એ નામનો એક કલમી (અથાણાં માટેનો) આંબો અને એની કેરી

રાજાભિયોગ પું. [સં. राजन् + अभि-योग] રાજાએ પ્રજા પાસેથી કોઈ કામ બળજબરીથી કરાવવું એ

રાજા-મહારાજા પું., બ.વ. [જુઓ 'રાજા' + 'મહારાજા'-બન્નેનો ગુ. ની રીતે સમાસ.] સામાન્ય અને મોટા રાજાઓ, બધાં રજવાડાં

રાજા-વાદ પું. [સં., પણ ગુ. સમાસ] રાજા જ શાસક હોવો જોઈએ એવો મત-સિદ્ધાંત, 'મૉનાર્કી'

રાજાવાદી વિ. [સં., પુ.] રાજાવાદમાં માનનારું

રાજા(-જ)-શાહી સ્ત્રી. [જુઓ 'રાજા(-જ) + 'શાહી.'] સર્વ-સત્તાધારી રાજા હોય એવી શાસન-પદ્ધતિ, રાજા-વાદ, 'મૉનાર્કી' (મ.ર.)

રાજાશ્રય પું. [સં. राजन् + आ-श्रय] રાજાનો આશરો

રાજા-સત્તા સ્ત્રી. [જુઓ 'રાજા' + સં.; સં. માં राज-सत्ता] જુઓ 'રાજ-સત્તા'-'મૉનાર્કી' (ન. લા.)

રાજાસન ન. [સં. राजन् + आसन] રાજાની બેઠક, રાજ-ગાદી, રાજ-સિંહાસન

રાજાણુ ન. અળવીના કંદનો એક પ્રકાર

રાજાંક (રાજાઙ્ક) પું. [સં. राजन् + अङ्क] રાજા નામની નિશાની [ભાગ.'

રાજાંશ (રાજાંશ) પું. [સં. राजन् + अंश] જુઓ 'રાજ-

રાજિ(-જી[1]) સ્ત્રી. [સં.] હરોળ, પંક્તિ, ઓળ

રાજિત વિ. [સં.] શોભી ઊઠેલું, અલંકૃત, શોભિત

રાજિમતી સ્ત્રી. [સં.] જૈન ધર્મના બાવીસમા તીર્થંકર નેમિનાથની વાગ્દત્તા અને સમુદ્રગુપ્ત યાદવની પુત્રી (જે નેમિનાથના વૈરાગ્યે એની શિષ્યા બની), રાજુલ. (સંજ્ઞા.)

રાજિયો પું. [સં. राजा + ગુ. 'इयुं' ત.પ્ર.] રાજા. (પદ્યમાં.) (૨) (રાજાની પાછળ ગવાતું) શોકગાન-મરસિયો. (પછી વીરપુરુષના મૃત્યુએ)

રાજી[1] જુઓ 'રાજિ.'

રાજી[2] વિ. [અર.] ખુશ, પ્રસન્ન. (૨) સહ-મત. [૦ કરવું (રૂ.પ્ર.) ખુશ કરવું. ૦ થવું (રૂ.પ્ર.) પ્રસન્ન થવું. ૦ રાજી, ૦ રળિયાત (રૂ.પ્ર.) ખૂબ રાજી. ૦ના રેડ (રૂ.પ્ર.) ખૂબ રાજી]

રાજી-ખુશી ક્રિ.વિ. [અર. + જુઓ 'ખુશી.' સમાનાર્થીનો દ્વિર્ભાવ.] પ્રસન્ન, ખુશ. (૨) સ્ત્રી. પ્રસન્નતા (૩) હોંશ, ઉમંગ

રાજીખુશી-થી ક્રિ.વિ. [+ ગુ. 'થી' પાં. વિ.ના અર્થનો અનુગ] પ્રસન્નતાપૂર્વક, કોઈના દબાણ વિના ખુશીથી

રાજી-નામું ન. [અર. + ફા. નામહ્] ખુશીથી કોઈ વાત પાછી ખેંચવાનું લખાણ (નોકરી ઝઘડો વગેરે પણ), 'રેઝિગ્નેશન.' [૦ આપવું (રૂ.પ્ર.) નોકરીમાંથી આપ-મેળે મુક્ત થવા લખવું. (૨) ફરિયાદ પાછી ખેંચવા લખવું]

રાજી-પો પું. [અર. + ગુ. 'પો' ત.પ્ર.] પ્રસન્નતા, ખુશી

રાજી-રેજામં(-વ)દી (-મ(-વ)-દી) સ્ત્રી. [અર. દ્વારા ફા. 'રાજી-રિઝામન્દી'] રાજીખુશી. (દસ્તાવેજમાં આ શબ્દ લખાતો)

રાજીવ ન. [સં.] કમળનું પુષ્પ [નયન

રાજીવ-લોચન વિ. [સં.] કમળના જેવાં નેત્રવાળું, કમળ-

રાજુક પું. [પાલિ.] નાનો રાજા. (૨) રાજ્યનો એક અધિ-

રાજેશ પું. [સં. राजन् + ईश] જુઓ 'રાજ-રાજ.'

રાજેશ(-સ)રી વિ. [સં. राज्यश्री, અર્વા., તદ્ભવ], રાજેશ્રી વિ. [સં राज्य-श्री] રાજ્યને શોભા-રૂપ. (ગૃહસ્થને 'રાજ્યમાન્યરાજ્યશ્રી' લખવાનો રિવાજ હતો = 'રાજમાન રાજેશ(-સ)રી'=રા.રા.)

રાજેશ્વર પું. [સં. राजन् + ईश्वर] જુઓ 'રાજ-રાજ.'

રાજેસ વિ. [અં. 'રૉજર્સ'નાં શેફિલ્ડ (જર્મની)ના કારખાના-માં બનતાં હોઈ ચપ્પુ અસ્ત્રા વગેરે] રૉજર્સ કું.નું (ચપ્પુ)

રાજેંદ્ર (રાજેન્દ્ર) પું. [સં. राजन् + इन्द्र] જુઓ 'રાજ-રાજ.'

રાજો પું. [સં. राजा + ગુ. 'ઓ' ત.પ્ર., ગામડામાં] ગામડામાં પુરુષનું એક નામ. (સંજ્ઞા.) [લાયક

રાજોચિત વિ. [સં. राजन् + उचित] રાજાને યોગ્ય, રાજાને

રાજોદ્યાન ન. [સં. राजन् + उद्यान] રાજાનો બગીચો

રાજોપચાર પું. [સં. राजन् + उप-चार] રાજાને શોભે એ પ્રકારનું અર્ચન. (૨) રજવાડી સારવાર

રાજોપજીવી વિ. [સં. राजन् + उपजीवी પું.], -વ્ય વિ. [+ उप-जीव्य] જેના ભરણપોષણનો આધાર રાજા પર હોય તેવું [સેવા કરનાર, રાજ-સેવક

રાજોપસેવી વિ. [સં. राजन् + उपसेवी, પું.] રાજાની

રાજોપું., ન. શકોરું, રામ-પાત્ર

રાજ્ઞી સ્ત્રી. [સં.] રાણી. (૨) સૂર્ય-પત્ની, રન્નાદે

રાજ્ઞી-પદ ન. [સં.] રાણીનો દરજ્જો

રાજ્ય ન. [સં.] તે તે રાજાની કે તે તે પ્રજાસત્તાકની હદનો

પ્રદેશ, 'સ્ટે(૦ઇ)ટ.' (૨) (લા.) સત્તા, અધિકાર, ચલણ, સરકાર, 'ગવ-ર્મે-ટ'
**રાજ્ય-કર્તા** વિ. [સં.,પું.] રાજ્ય કરનાર, શાસક
**રાજ્ય-કર્ત્રી** વિ., [સં.] રાજ્ય કરનાર સ્રી, શાસક સ્રી
**રાજ્ય-કારભાર** પું. [+સં. જુએ 'કારભાર.'], **રાજ્ય-કારોબાર** પું. [+ જુએ 'કારોબાર.'] જુએ 'રાજ-કારભાર'—'ગવ-ર્મે-ટ ઍડમિનિસ્ટ્રેશન'
**રાજ્યકાર્ય-શક્તિ** સ્રી. [સં.] રાજ-કારભાર કરવાનું બળ
**રાજ્ય-કાલ(-ળ)** પું. [સં.] રાજા કે શાસકનો રાજ્ય કરવાનો ગાળો, 'રેઇન' (હ.ગં.શા.) [શક્તિ કે કુશળતા
**રાજ્ય-કુનેહ** સ્રી. [+ જુએ 'કુનેહ.'] રાજ્ય ચલાવવાની
**રાજ્ય-કોશ(-ષ)** પું [સં.] રાજ્યનો ખજાનો
**રાજ્યકોશા(-ષા)ધિપતિ** પું. [+ સં. અધિ-પતિ] રાજ્યના ખજાનાનો મંત્રી, 'ફાઇન-સ મિનિસ્ટર'
**રાજ્ય-કૌશલ(-લ્ય)** ન. [સં] જુએ 'રાજ્ય-કુનેહ.'
**રાજ્ય-ક્રાંતિ (-ક્રાન્તિ)** સ્રી. [સં.] રાજ્યમાંની સત્તાકીય ઊથલ-પાથલ, 'રેવૉલ્યુશન' (કે.હ.), 'ક્રૂપ'
**રાજ્ય-ખરચ, રાજ્ય-ખર્ચ** પું.,·ન. [ સં. + જુએ, 'ખરચ '] રાજ્ય ચલાવવામાં થતો નાણાંનો વ્યય
**રાજ્ય-ગાદી** સ્રી. [+ જુએ 'ગાદી.] શાસકીય સત્તા-સ્થાન
**રાજ્ય-ચક્ર** ન. [સં.] જુએ 'રાજ્ય-તંત્ર.'
**રાજ્ય-જય** પું. [સં.] રાજ્ય હાથ કરવાની ક્રિયા
**રાજ્ય-તંત્ર (-તન્ત્ર)** ન. [સં.] પ્રજા અને રાજ્યને સુખ-શાંતિ આ રીતની રાજ્યશાસન-પદ્ધતિ, શાસકીય રાજ્યબંધારણ, 'કૉન્સ્ટિટ્યુશન' (ક.મા.). (૨) રાજ્યનીતિ, 'પૉલિટિક્સ' (જે.હિ., આ.બા.) ['પૉલિટિક્સ' (આ.બા.)
**રાજ્યતંત્ર-શાસ્ત્ર (-તન્ત્ર-)** [સં.] રાજ્યતંત્રને લગતી વિદ્યા,
**રાજ્યતંત્રાધિકારી (-તન્ત્રાધિ-)** વિ. [+ સં. અધિકારી, પું.], **રાજ્યતંત્રી (-તન્ત્રી)** વિ. [સં., પું.] રાજ્યતંત્રનો જવાબદાર મુખ્ય અમલદાર કે મંત્રી, 'ઍડ્મિનિસ્ટ્રેટર'
**રાજ્ય-દંડ (-દણ્ડ)** પું. [સં.] રાજ્ય તરફથી ગુનેગારને કરવામાં આવતી સજા
**રાજ્ય-દાતા** પું [સં.] રાજ્ય મેળવી કબજે સોંપી આપનાર
**રાજ્ય-દ્રોહ** પું. [સં.] પોતાના રાજ્યનું બૂરું કરવું એ, 'ટ્રિઝન'
**રાજ્યદ્રોહી** વિ. [સં., પું.] રાજ્ય-દ્રોહ કરનાર
**રાજ્ય-ધુરા** વિ. [સં.] રાજ્ય ચલાવવાની જવાબદારી
**રાજ્ય-ધોરીમાર્ગ** પું. [સં. + જુએ 'ધોરી' + સં.] દેશમાંનો તે તે જાહેર રાજ-માર્ગ, 'સ્ટે(૦ઇ)ટ હાઇવે'
**રાજ્ય-નય** પું. [સં] મુત્સદ્દીગીરી, 'ડિપ્લોમસી' (મં. જ.). 'સ્ટેઇટ્સમૅન-શિપ' (ગો.મા.)
**રાજ્ય-નાણા-તંત્ર (-તન્ત્ર)** ન. [સં. + જુએ 'નાણું' + સં.] સરકારી હિસાબી ખાતું. (૨) રાજ્યનાં નાણાંની વ્યવસ્થા, 'પબ્લિક ફાઇના-સ'
**રાજ્ય-નિયમ-જ્ઞ** વિ) [સં.] રાજ્યના કાયદાનું જ્ઞાન ધરાવનાર, 'બૅરિસ્ટર' (મ. સૂ.)
**રાજ્ય-નિષ્ઠા** સ્રી. [સં.] રાજ્ય પરત્વે વફાદારી
**રાજ્ય-નીતિ** સ્રી. [સં.] આંતરિક તેમજ વિદેશો સાથેના રાજ્યના સંબંધની કાર્યપ્રણાલી, 'સ્ટેઇટ્સમૅન-શિપ', 'પૉલિટિક્સ' (ન. લા.)
**રાજ્યનીતિ-જ્ઞ, -નિપુણ, -પટુ, -પારંગત, -વિશારદ** વિ. [સં.] રાજ્યનીતિનું પ્રબળ જ્ઞાન ધરાવનાર, 'પૉલિટિશિયન' (ન. લા.) ['પૉલિટિક્સ'
**રાજ્યનીત-શાસ્ત્ર** ન. [સં.] રાજ્ય ચલાવવાને લગતું શાસ્ત્ર,
**રાજ્ય-પદ્ધતિ** સ્રી. [સં.] રાજ્ય ચલાવવાની નીતિ-રીતિ
**રાજ્ય-પરિવર્તન** ન. [સં.] રાજ્યના શાસનતંત્રની ઊથલ-પાથલ, 'રેવૉલ્યુશન' (મ. સૂ.)
**રાજ્ય-પરિષદ** સ્રી. [+ સં. પરિષદ્] જુએ 'રાજ્ય-સભા.'
**રાજ્ય-પાલ** પું. [સં.] રાષ્ટ્રનાં પેટા રાજ્યોનો તે તે બંધારણીય વડો, 'ગવર્નર' ['પૉલિટિક્સ' (જે. સ.)
**રાજ્ય-પ્રકરણ** ન. [સં.] રાજ્યને લગતો તે તે વિષય,
**રાજ્ય-પ્રકરણી** વિ [સં., પું.] રાજ્ય-પ્રકરણને લગતું
**રાજ્ય-પ્રણાલી** સ્રી. [સં.] જુએ 'રાજ્ય-પદ્ધતિ.'
**રાજ્ય-પ્રમુખ** પું. [સં] રાજ્ય કે રાષ્ટ્રનો પ્રથમ કક્ષાનો નિયામક અધિકારી [ભંડોળ, 'સ્ટેઇટ-ફ્ન્ડ'
**રાજ્ય-ફંડ (-ફણ્ડ)** ન. [સં. + જુએ 'ફંડ.'] રાજ્યનું નાણા-
**રાજ્ય-બંધારણ (બન્ધારણ)** ન. [+ જુએ 'બંધારણ.'] રાજ્યતંત્ર ચલાવવાનાં ધારાધોરણ, સંવિધાન, 'કૉન્સ્ટિટ્યૂશન' [ચાહનારું
**રાજ્ય-ભક્ત** વિ., પું. [સં.] પોતાના રાજ્યને વળગીને
**રાજ્ય-ભક્તિ** સ્રી. [સં.] પોતાનાં રાજ્યોને વળગી રહેવાની લગની [રાયેલી ભાષા, જુએ 'રાજ-ભાષા.'
**રાજ્ય-ભાષા** સ્રી. [સં.] રાજ્યનો વહીવટ કરવા માટે સ્વીકા-
**રાજ્ય-ભ્રષ્ટ** વિ. [સં.] રાજ્ય ઉપરથી ઉઠાડી મુકાયેલું. (૨) કોઈ ગુનાને માટે રાજ્યમાંથી દેશનિકાલ કરવામાં આવ્યું હોય તેવું [હોય તેવું, 'કૉન્સ્ટિટ્યુશનલ'
**રાજ્ય-માન્ય** વિ. [સં.] રાજ્યના બંધારણે જેને માન્ય રાખ્યું
**રાજ્ય-મુદ્રા** સ્રી. [સં.] રાજ્યનો સિક્કો કે નિશાન, 'સ્ટેઇટ એમ્બ્લેમ', 'સ્ટેઇટ સિમ્બૉલ' [સાચવવાનું કાર્ય
**રાજ્ય-રક્ષણ** ન., **રાજ્ય-રક્ષા** સ્રી [સં] રાજ્યને શત્રુઓથી
**રાજ્ય-રત્ન** વિ. વિ. [સં., ન.] રાજ્યને શોભા આપનાર (ગાયકવાડ સરકાર તરફથી પૂર્વે અપાતો એક ઇલ્કાબ)
**રાજ્ય-રસિક** વિ [સં.] રાજ્યના સંચાલનની બાબતમાં રસ લેનાર
**રાજ્ય-રિદ્ધિ** સ્રી. [+સં. ઋદ્ધિ, અર્વા. તદ્ભવ] રાજ્યની સમૃદ્ધિ, રાજ્યની જાહોજલાલી
**રાજ્ય-ઋણ** ન. [સં., સંધિ વિના] રાજ્યનું પ્રજા પાસેનું લેણું. (૨) એક રાજ્યનું બીજા રાજ્ય પાસેનું લેણું
**રાજ્ય-લક્ષ્મી** સ્રી. [સં.] જુએ 'રાજ્ય-રિદ્ધિ.'
**રાજ્ય-લુબ્ધ** વિ. [સં.] પારકું રાજ્ય મેળવવાની લાલસાવાળું [રાજ્ય-લોલુપતા
**રાજ્ય-લોભ** પું. [સં.] પારકું રાજ્ય પચાવી પાડવાની વૃત્તિ,
**રાજ્ય-લોલુપ** વિ. [સં.] 'રાજ્ય પર ચોટકી રહેનારું
**રાજ્ય-લોલુપતા** સ્રી. [સં.] 'રાજ્ય-લોલુપ હોવાપણું
**રાજ્ય-વહીવટ (-વૅ:વટ)** પું. [જુએ 'વહીવટ.'] રાજ્ય-કારોબાર, સરકારી તંત્ર, 'ગવ-ર્મેન્ટ ઍડ્મિનિસ્ટ્રેશન'

**રાજ્ય-વહીવટ-દાર** (-વૈ:વટદાર) વિ. [+ ફા. પ્રત્યય] રાજ્યનો કારોબાર કરનાર
**રાજ્ય-વાર** ક્રિ. વિ. [સં. + જુઓ 'વાર.²'] તે તે રાજ્યના ક્રમથી, 'સ્ટેઇટ-વાઇઝ'
**રાજ્ય-વિપ્લવ** પું. [સં.] રાજ્યમાં થયેલી ભારે ઊથલ-પાથલ, 'રેવોલ્યુશન' (ન. લ.) [પ્રદેશ, 'ટેરિટરી'
**રાજ્ય-વિસ્તાર** વિ. [સં.] રાજ્યની સીમાનો પટ, મુલક,
**રાજ્ય-વિ(-વૈ)ભવ** પું. [સં.] જુઓ 'રાજ્ય-રિદ્ધિ.'
**રાજ્ય-વેત્તા** વિ. [સં., પું.] જુઓ 'રાજનીતિ-જ્ઞ'-'સ્ટેઇટ્સ-મૅન' (ન. લા.)
**રાજ્ય-વૈભવ** જુઓ 'રાજ્ય-વિભવ.' [ગોઠવણ
**રાજ્ય-વ્યવસ્થા** સ્ત્રી. [સં.] રાજ્યતંત્રની ગોઠવણ, શાસકીય
**રાજ્ય-વ્યવહાર** પું. [સં.] રાજ્યનું આંતરિક તેમજ વિદેશો સાથેનું કામકાજ, 'ડિપ્લોમસી' (મો.ક.)
**રાજ્ય-વ્યાપી** વિ. [સં.,પું.] તે તે સમગ્ર રાજ્યમાં પ્રસરી રહેલું, 'સ્ટેઇટ-વાઇડ'
**રાજ્ય-શાસક** વિ. [સં.] રાજ્યતંત્ર ચલાવનાર
**રાજ્ય-શાસન** ન. [સં.] જુઓ 'રાજ્ય-વહીવટ.'
**રાજ્ય-શાસિત** વિ. [સં.] રાજ્યના સીમા-પ્રદેશની બહારના હોય તેવા પ્રદેશ કે સંસ્થાન ઉપર શાસન કરવામાં આવતું હોય તેવું (એ પ્રદેશ કે સંસ્થાન = 'ક્રાઉન કૉલોની' હિ.મા.ભ.) [(આ. બા.)
**રાજ્ય-શાસ્ત્ર** ન. [સં.] રાજ્ય સબંધી વિદ્યા, 'પોલિટિક્સ'
**રાજ્ય-શાસ્ત્ર-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] રાજ્યનીતિનો વિચાર કરનાર, 'પોલિટિશિયન' (મ. હ.)
**રાજ્યશાસ્ત્રી** વિ. [સં., પું.] રાજ્ય-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, 'પોલિટિશિયન'
**રાજ્ય-શોક** પું. [સં.] રાજ્યભરમાં પાળવામાં આવતી દિલગીરી, 'સ્ટેઇટ મોર્નિંગ' ['રાજેશ્રી.'
**રાજ્ય-શ્રી** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ્ય-રિદ્ધિ'. (૨) જુઓ
**રાજ્ય-સત્તા** સ્ત્રી. [સં.] રાજ્યનો અધિકાર કે અમલ
**રાજ્ય-સભા** સ્ત્રી. [સં.] જુઓ 'રાજ-સભા.'
**રાજ્ય-સંઘ** (-સઙ્ઘ) પું. [સં.] નાનાં નાનાં રાજ્યોનું સમવાયી તંત્ર, 'ફેડરેશન' [કરનારી વ્યવસ્થા
**રાજ્ય-સંઘટના** (-સઙ્ઘટના) સ્ત્રી. [સં.] રાજ્યને એકાત્મક
**રાજ્ય-સાક્ષી** વિ. [સં., પું.] જેને સાક્ષીની ખાતરી આપવામાં આવી હોય તેવું સાહેદી, 'એપ્રૂવર'
**રાજ્ય-સૂત્ર** ન. [સં.] રાજ્યની લગામ
**રાજ્ય-સેવક** વિ. [સં.] સરકારી નોકર, 'પબ્લિક સર્વન્ટ,' 'ગવર્મેન્ટ સર્વન્ટ' ['ગવર્મેન્ટ સર્વિસ'
**રાજ્ય-સેવા** સ્ત્રી. [સં.] સરકારી નોકરી, 'પબ્લિક સર્વિસ,'
**રાજ્ય-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] રાજ્યને આધાર-રૂપ વ્યક્તિ
**રાજ્ય-સ્વામિની** વિ., સ્ત્રી. [સં.] સત્તાધારી સ્ત્રી
**રાજ્ય-હકૂમત** સ્ત્રી. [સં. + જુઓ 'હકૂમત.'] રાજ્યનો અધિકાર, રાજ્યની સત્તા
**રાજ્ય-હિત** ન. [સં.] રાજ્યનું ભલું
**રાજ્યાત્મક** વિ. [+ સં. आत्मन् + क] રાજ્યના રૂપમાં રહેલું. (૨) રાજ્યને લગતું

**રાજ્યાધિકાર** પું. [+ સં. अधि-कार] જુઓ 'રાજ્ય-સત્તા.'
**રાજ્યાધિકારી** વિ., પું. [સં.,પું.] રાજ્યનો તે તે અમલદાર
**રાજ્યાધિપ** પું. [+ સં. अधिप] જુઓ 'રાજા.'
**રાજ્યાભિષિક્ત** વિ. [+ સં. अभि-षिक्त] રાજ્યની ગાદી ઉપર જેનો અભિષેક થયો હોય તેવું, રાજ્યારૂઢ
**રાજ્યાભિષેક** પું. [+ સં. अभि-षेक] રાજ્ય-ગાદી ઉપર વિધિપૂર્વક બેસવાની ક્રિયા, 'એસેશન' (હ. ગં. શા.), 'કૉરોનેશન' (હ. ગં. શા.)
**રાજ્યારૂઢ** વિ. [+ સં. आ-रूढ] જુઓ 'રાજ્યાભિષિક્ત.'
**રાજ્યારોહણ** ન. [+ સં. आ-रोहण] જુઓ 'રાજ્યાભિષેક.'
**રાજ્યાશ્રમ** પું. [+ સં. आ-श्रम] રાજમહેલ
**રાજ્યાશ્રય** પું. [+ સં. आ-श्रय] રાજ્યનો આધાર, રાજ્ય તરફથી મળતી જીવાઈ, 'બાઉન્ટી'
**રાજ્યાસન** ન. [+ સં. आसन] રાજગાદી, રાજપાટ
**રાજ્યાંગ** (રાજ્યાઙ્ગ) ન. [+ સં. अङ्ग] રાજ્ય ચલાવવામાં ઉપયોગી તે તે અમલદાર અને તે તે અન્ય સેવક
**રાજ્યેતર** વિ. [સં. राज्य + इतर] તે તે રાજ્ય સિવાયનું બીજું (રાજ્ય), વિદેશી, 'ફૉરીન'
**રાજ્યૈષણા** સ્ત્રી. [+ સં. एषणा, સંધિથી] રાજ્ય મેળવવાની ઇચ્છા [उन्नति] રાજ્યની આબાદી
**રાજ્યોત્કર્ષ** પું. [+ સં. उत्कर्ष], **રાજ્યોન્નતિ** સ્ત્રી. [+ સં.
**રાઝ** પું. [ફા.] ગુપ્ત વાત, મર્મ, રહસ્ય, ભેદ
**રાટણ** (-ણ્ય) સ્ત્રી. ઝઘડાનું ઘર-મેળે સમાધાન, કજિયાની પરસ્પર પતાવટ
**રાઠો** પું. [જુઓ 'રાઠોડ,'-લાઘવ] જુઓ 'રાઠોડ.' (પદ્યમાં.)
**રાઠોડ** પું. [સં. राष्ट्र-कूट અર્થહીન શબ્દ કોઈ દેશી શબ્દમાંથી સં.માં ઊભો કર્યો છે. 'સુ' + 'રઠ'માં જે 'રઠ્ઠ' તેનો વિકાસ] રાજપૂતોનો એક જૂનો વંશ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) (લા.) વિ. દઢ, મજબૂત [દઢ, મજબૂત
**રાઠોડી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] રાઠોડને લગતું. (૨) (લા.)
**રાડ** (-ડ્ય) સ્ત્રી. [સં. राटि, જૂ. ગુ. राढि] બૂમ, અવાજ. (૨) ઝઘડો, કજિયો. (૩) (લા.) ફરિયાદ. [ ૦ ઊઠવી (રૂ.પ્ર.) ફરિયાદ થવી. ૦ કરવી (રૂ.પ્ર.) હઠ કરવી. ૦ જગાડવી (રૂ.પ્ર.) જૂનો ઝઘડો ઊભો કરવો. ૦ નાખ(-ના)ખવી (રૂ.પ્ર.) બૂમ પાડવી, ચીસ પાડવી. (૨) ફરિયાદ કરવી. ૦ પડવી (રૂ.પ્ર.) ફરિયાદ ઊઠવી. ૦ પડાવવી (રૂ.પ્ર.) હેરાન કરવું. ૦ પાડવી (રૂ.પ્ર.) અવાજ કરવો, ચીસ નાખવી. ૦ ફાટવી (રૂ.પ્ર.) -નો ભય લાગવો. ૦ બોલાવવી (રૂ.પ્ર.) હાહાકાર મચે એમ કરવું. ૦ મટાડવી (રૂ.પ્ર.) ઝઘડો શાંત કરવો. ૦ વધારવી (રૂ.પ્ર.) ઝઘડામાં વધુ ઉમેરો કરવો] [ઊંચે અવાજે બૂમ-બરાડા
**રાડારાડ** (-ડ્યારાડ્ય) સ્ત્રી. [જુઓ 'રાડ'-દ્વિર્ભાવ.] બૂમાબૂમ,
**રાડાં-રડિયાં** ન.,બ.વ. [જુઓ 'રાડું,'-દ્વિર્ભાવ] ઢોરને ખાતાં વધેલા સાંઠા અને મૂળિયાં, ઓગઠ
**રાડિયાં** ન., બ. વ. [જુઓ 'રાડું' ગુ. 'ઇયું' ત.પ્ર.] વઢાઈ ગયા પછી ખેતરમાં બચેલા ખાંપા
**રાડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બૂમ પાડવાની ટેવવાળું. (૨) ઝઘડાખોર, કજિયાખોર

રાડું ન. મોલ વઢાઈ જતાં ખેતરમાં પડેલો તે તે વાઢેલો સાંઠો. (૨) ખરુ. (૩) બાણ. (૪) કડિયાનું એક ઓજાર

રાડો પું. જુવાર બાજરાનો સાંઠો. (૨) કપાસના પાનનો એક રોગ

રાડોરાડ (-ડ્ય) સ્ત્રી. જુઓ 'રાડારાડ.'

રાઢ[1] (-ઢ્ય) સ્ત્રી. શેરડીનાં સૂકાં પાન. (સુ.) [(સંજ્ઞા.)

રાઢ[2] પું. એ નામનો બંગાળમાંનો એક પ્રાચીન દેશ-ભાગ.

રાણ (-ણ્ય) સ્ત્રી. [સૌ., ચરો.] રાયણનું ઝાડ. (૨) રાયણનું ફળ. [૦ રોટલો (રૂ.પ્ર.) કાચું-કોરું અનાજ. રાતી-રાણ જેવું (-રાણ્ય-) (રૂ.પ્ર.) એકદમ તંદુરસ્ત] [સૂકાં ફળ

રાણ-ફોકડી (રાણ્ય-) સ્ત્રી. [+ જુઓ 'ફોકડી.'] રાણનાં

રાણ-પારો (રાણ્ય-) પું. [+જુઓ 'પારો.'] રાણનાં ફળના આકારનો લખગોળ મણકો. [જેમકે 'રાણ-પારાની માળા')

રાણ-માલા(-ળા) (-રાણ્ય) સ્ત્રી. (+ સં.] રાણ-પારાની કંઠની સોનાની કંઠી [(દાનત ન હોવાથી)

રાણા-ટાણા પું., બ.વ. કામ કરવામાં વિલંબ કરવો એ

રાણાં-ટાણાં ન., બ. વ. જુઓ 'રાણા-ટાણા.'

રાણી સ્ત્રી. [સં. राज्ञिका > પ્રા. रण्णिआ, राणिआ] રાજાની પત્ની, રાજ-પત્ની. (૨) રાજકર્તા સ્ત્રી. (૩) ગંજીફાનું તે તે રંડીનું પાનું. (૪) મધમાખી ઊધઈ વગેરે જંતુઓમાંની મુખ્ય માખી કે ઊધઈ. [૦ ખટમલ (રૂ.પ્ર.) સાજો. ૦નો સાળો (રૂ.પ્ર.) મૂર્ખ, કમઅક્કલ, બેવકૂફ]

રાણી-જાઈ સ્ત્રી. [+ જુઓ 'જાયું'+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રાણીની કુંવરી, રાજ-કુમારી

રાણી-જાયું વિ. [+ જુઓ 'જાયું.'] રાણીનું સંતાન

રાણી-જાયો વિ., પું. [+ જુઓ 'જાયું.'] રાણીનો પુત્ર, રાજ-કુમાર

રાણી-જી ન.,બ.વ. [+ માનાર્થે 'જી'] જુઓ 'રાણી-સાહેબ.'

રાણીપ (-પ્ય) સ્ત્રી. જુઓ 'રાજીપો.'

રાણી-મગો વિ., પું. [+ જુઓ 'માગવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] માત્ર રાણી પાસે જ માગનારો ભાટ-ચારણ

રાણી-વાસ પું. [+ સં.] અંતઃપુર, જનાનો

રાણી-સરકાર સ્ત્રી. [+ જુઓ 'સરકાર.'] રાજ્યકર્તા સ્ત્રી

રાણી-સાહેબ ન., બ. વ. [+ જુઓ 'સાહેબ'] (માનાર્થે) રાણી, રાણીજી

રાણું વિ. [સં. राजन्ના વિકાસમાં સ્વીકારાયેલો, સં. राणक > પ્રા. राणअ-] (લા.) ગૂમ થઈ ગયેલું, ખોવાયેલું. [૦ કરવું (રૂ.પ્ર.) (દીવો) બુઝાવવો. (દીવો 'રાણો' કરવો.) ૦ થવું (રૂ.પ્ર.) વદન અાંધળું]

રાણો પું. [જુઓ 'રાણું.'] ખંડિયો રાજા, મંડલીક, મંડલેશ્વર. (૨) રાજપૂતોની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા) (૩) ગોલારાણો. (સંજ્ઞા). [રાતનો રાણો (રૂ.પ્ર.) ઘુવડ. (૨) ચોર] ['રાણો.'

રાણો-જી પું., બ. વ. [+ જુઓ 'જી' માનાર્થે.] જુઓ

રાણોરાણ પું., બ. વ. [જુઓ 'રાણો,'-દ્વિર્ભાવ.] બધા જ રાજા, તમામ રાજાઓ

રાત[1] (-ત્ય) સ્ત્રી. [સં. रात्रि > પ્રા. रत्ति] રાત્રિ, નિશા. [૦ ઉપર રાત (-ઉપરથ રાત્ય) (રૂ.પ્ર.) દુઃખની પરંપરા કાઢવી (રૂ.પ્ર. દુઃખમાં રાત્રિ પસાર કરવી. ૦ પડવી (રૂ.પ્ર.) રાત શરૂ થવી. ૦ દહાડાની-ખબર ન હોવી (-દાઃડાની-) વ્યવહારની કોઈ સમજ ન હોવી. ૦દહાડો એક કરવાં (-દાઃડો-) (રૂ.પ્ર.) ખૂબ મહેનત કરવી, સતત કામ કરવું. ૦ની કમાણી (રૂ.પ્ર.) વેશ્યા-વૃત્તિની કમાઈ. ૦નો રાજા (રૂ.પ્ર.) ઘુવડ. (૨) ચોર. (૩) દિવસે ઊંઘે ને રાતે જાગનાર. ૦ માથે લેવી (રૂ.પ્ર.) રાતે જાગીને કામ કરવું. ૦ રાખવું (રૂ.પ્ર.) ઠાર મારવું. ૦ લઈને ભાગવું, ૦ લેવી (રૂ.પ્ર.) ચોરી-છૂપીથી નાસી જવું]

રાત[2] પું. [દે.પ્ર. रत्तिअ] વાળંદ, નાઈ (વાળંદ જ્ઞાતિના વાળંદનું માનાર્થે સંબોધન) (૨) ઠાકરડાઓની એક અટક

રાત-જગું (રાત્ય-) વિ. [+ જુઓ 'જાગવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] રાતે ઉજાગરા કરનારું

રાતડ[1] ન. [જુઓ 'રાતું' દ્વારા.] એ નામનું એક રાતા પાનનું ઘાસ. (૨) જુઓ 'રાતડાં.'

રાતડ[2] (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'રાતું' દ્વારા] રતાશ, લાલાશ. (૨) (લા.) રાતી જુવાર. (૩) તાંબાનો જૂનો પૈસો, કાવડિયું. (૪) શેરડી ઉપરનો ફૂગીનો એક રોગ

રાતલડી સ્ત્રી. [જુઓ 'રાતડી[1]' દ્વારા + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર., સ્વાભાવિક 'રાતલડી.'] જુઓ 'રાતલડી.' (પદ્યમાં.)

રાંતડાં ન., બ. વ. [જુઓ 'રાતું' દ્વારા.] મેંદાના લોટની ખરખડી પૂરી, સુંવાળી, ઠોઠિયાં

રાત(-તો)ડિયું ન. [જુઓ 'રાતડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'રાતડ[1](૧).' (૨) ગાજર. (૩) અનાજના છોડનો એક રોગ. (૪) એક જાતનો તાવ, 'સ્કાર્લેટિ ફીવર'

રાતડિયો પું. [જુઓ 'રાતડિયું.'] રાતી જુવાર. (૨) રાતા રંગનો એક પથ્થર. (૩) ચટણી અથાણાં વગેરે રાખવાનું લાકડાનું વાસણ, કઠોડો. (૪) કાવડિયું, પૈસો. (૫) શેરડીમાં થતો એક રોગ. (૬) રાતાં કપડાંવાળો બાવો. [૦ ઘેરો (રૂ.પ્ર.) સૂર્યાઓ]

રાત-ડી[1] (રાત્યડી) સ્ત્રી. [જુઓ 'રાત[1]' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] રાત્રિ, નિશા (પદ્યમાં.)

રાતડી[2] વિ., સ્ત્રી. [જુઓ 'રાતડું' + ગુ.' 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લાલ રંગની જુવાર. (૨) લાલ રેતીવાળી જમીન

રાતડું વિ [જુઓ 'રાતું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર] રાતા રંગનું. (૨) ન. રાતા રંગનું એક ઘાસ

રાતડો પું. [જુઓ 'રાતડું.'] શેરડીનો ફૂગી બેસવાનો એક રોગ, રાતડિયો

રાત-દહાડો (રાત્ય-દાઃડો) ન., બ.વ. જુઓ 'રાત[1]' + 'દહાડો.'], રાત-દિન (રાત્ય-), રાત-દિવસ (રાત્ય-) ન., બ.વ. [+ સં.] રાત્રિ અને દિવસ. (૨) ક્રિ.વિ. અહર્નિશ, નિશ-દિન [લાલાશ

રાતપ[1] (-પ્ય) સ્ત્રી. [જુઓ 'રાતું' + ગુ. 'પ' ત.પ્ર.] રતાશ,

રાતપ[2] સ્ત્રી. [ફા. રાતબ્] જુઓ 'રાતબ.'

રાત-પાળી (રાત્ય-) સ્ત્રી [જુઓ 'રાત[1]' + 'પાળી.[1]'] રાતને વખતે કામ કરવું એ, રાતે પણ કામ કરવાનો વારો

રાત-ફેરી (રાત્ય-) સ્ત્રી [જુઓ 'રાત[1]' + 'ફેરી.'] રાતના સમયે કામ કરવા નીકળવું એ

**રાતબ** સ્ત્રી. [અર. રાતિબ્, ફા. રાતબ્] ઘોડા હાથી વગેરેને અપાતી ચંદી, રાતપ. (૨) એક ઘાસ-ચારો, ગદબ, રજકો. (૩) દરરોજનું મળતું ભથ્થું. (૪) લવાજમ, વેતન
**રાતબ-ખોર** વિ. [ફા.] નિવૃત્તિ વેતન ખાનાર, 'પેન્શનર.' (૨) રોજમ-દાર
**રાત-ભર** (રાત્ય-ભરય) ક્રિ.વિ. [જુઓ 'રાત¹' + 'ભરવું.'] આખી રાત દરમ્યાન, રાતનો બધો સમય
**રાત(-તે)મ** જુઓ 'રાતબ.'
**રાતરોડો** પું. [જુઓ 'રાતું' દ્વારા.] જુવારના સાંઠા રાતા થઈ જવાનો રોગ [ઘુવડ પક્ષી
**રાત-રાજા** (રાત્ય-) પું., ન. [જુઓ 'રાત¹' + 'રાજા.']
**રાત-રાણી** (રાત્ય-) સ્ત્રી. [જુઓ 'રાત¹' + 'રાણી.'] રાત-રૂપી રાણી. (૨) (લા.) રાતે જ સુગંધ આપતાં ફૂલો-વાળો છોડ [મોડાં-વહેલાં
**રાત-રેઢા** (રાત્ય-) ક્રિ. વિ. [જુઓ 'રાત¹' + 'રેઢું.'] રાતે
**રાતલડી** સ્ત્રી. [જુઓ 'રાતડી²' + ગુ. 'લ' મધ્યગ.] રાત્રિ. (પદ્યમાં.) [સક્કરિયું, રતાળુ
**રાતલું** ન. [જુઓ 'રાતું' + ગુ. 'લ' સ્વાર્થે ત. પ્ર.] રાતું
**રાત-વગા** (રાત્ય-), **રાત-વરત** (રાત્ય-વરત્ય) ક્રિ. વિ. [જુઓ 'રાત¹' દ્વારા.] રાતને સમયે
**રાત-વાસી** વિ. [જુઓ 'રાત¹' + 'વાસી.²'] આગલી રાતે ખાતાં બચેલું, વાસી
**રાત-વાસો** પું. (રાત્ય-) પું. [જુઓ 'રાત¹' + 'વાસો.'] ઘર સિવાય બીજે સ્થળે રાત્રિભર રહેવું એ
**રાતવું¹** અ. ક્રિ. [જુઓ 'રાત¹'-ના. ધા.] (સ્ત્રી-પુરુષે સાથે) રાત્રિ ગાળવી
**રાતવું²** અ. ક્રિ. [જુઓ 'રાતું'-ના. ધા.] રાતું રંગાઈ જવું
**રાતિવાર** પું. છેલ્લો દાવ લેનાર છોકરો
**રાતી-જગો** વિ.,પું. [સં. रात्रिका > પ્રા. रत्तिआ + જુઓ 'જાગવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] (લા.) દિવાસાના દિવસે જાગરણ પછી વહુને સાસરિયાં તરફથી અપાતો ક્રમખો તેમ સુખડી
**રાતી-જાગ** પું. [સં. रात्रिका > પ્રા. रत्तिआ + જુઓ 'જાગ.¹'] જાગરણ
**રાતું** વિ. [સં. रक्तक > પ્રા. रत्तअ-] લાલ રંગનું. (૨) આસક્ત, રત. [**રાતી કરવી, રાતી કરી ના(-નાં)ખવી** (રૂ.પ્ર.) સખત સંભોગ કરવો. **રાતી પાઈ** (રૂ.પ્ર.) થોડા-માં થોડું નાણું. **રાતી રા(ણ્ય)ણ જેવું** (-ણ્ય-) રૂ.પ્ર.) તદ્દન તંદુરસ્ત. **૦ ધૂમ, ૦ ચટક, ૦ ચોળ** (-ચોળ) (રૂ.પ્ર.) તદ્દન લાલ. **૦ પીળું** (રૂ.પ્ર.) સખત ગુસ્સે થયેલું. **રાતે પાણીએ રોવું** (રૂ.પ્ર.) સખત રડવું. **મોં રાતું રાખવું** (મોં-) (રૂ.પ્ર.) અનિચ્છાએ ખુશી બતાવવી]
**રાતું-તાતું** વિ. [+ જુઓ 'તાતું.'] ખૂબ જ તપી ઊઠેલું. (૨) (લા.) ખૂબ જ ગુસ્સે થયેલું
**રાતું-માતું** વિ. [+ જુઓ 'માતું.'] ખૂબ જ મસ્ત, હૃષ્ટ-પુષ્ટ
**રાતૂડી** સ્ત્રી. અકરી-બકરી નામની એક રમત
**રાતૂડું** સ્ત્રી. [જુઓ 'રાતું' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.] રાતા રંગનું
**રાતેમ** જુઓ 'રાતમ'-'રાતબ.'
**રાતોડિયું** જુઓ 'રાતડિયું.'
**રાતો-રાત** (રાત્યોરાત્ય) ક્રિ.વિ. [જુઓ 'રાત,¹'-દ્વિર્ભાવ.],
**રાતોવાઈ** (રાત્યોવાઈ) ક્રિ.વિ. [જુઓ 'રાત¹' દ્વારા.] રાતે ને રાતે (દિવસ થયા પહેલાં જ), 'ઓવર-નાઇટ'
**રાત્રિ(-ત્રી)** સ્ત્રી. [સં.] રાત, નિશા
**રાત્રિ-કાલ(-ળ)** પું. [સં.] રાત્રિનો સમય. (૨) રાત્રિના સમયનો ગાળો [ [સં., પું.] ઘુવડ
**રાત્રિ-ચર** વિ. [સં.] રાતે ફરનાર. (૨) પું. ચોર. (૩) ન.
**રાત્રિ-ચર્યા** સ્ત્રી. [સં.] રાતે ફરવાની ક્રિયા. (૨) રાતની રોન
**રાત્રિ-જગું** વિ. [+ જુઓ 'જાગવું' + 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'રાત-જગું.' [ (૨) ક્રિ.વિ. રાત-દહાડો
**રાત્રિ-દિન, રાત્રિ-દિવસ** ન., બ.વ. [સં.] રાત અને દહાડો.
**રાત્રિ-પ્રવૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'રાત્રિ-ચર્યા(૨).'
**રાત્રિ-ભોજન** ન. [સં.] સૂર્યાસ્ત પછી જમવું એ
**રાત્રિ-માન** ન. [સં.] રાત્રિના સમયનું માપ કે પ્રમાણ, સૂર્યાસ્તથી વળતા સૂર્યોદય સુધીના ગાળાનું માપ
**રાત્રિ-વાસ** પું. [સં.] રાત-વાસો
**રાત્રિ-વિકાસી** વિ. [સં.,પું.] રાતે ખીલનારું (પુષ્પ)
**રાત્રિ-વિરામ** પું. [સં.] રાત પૂરી થવી એ. (૨) રાત્રિએ કામ થંભાવવું એ. (૩) રાત-વાસો ['નાઇટ-સ્કૂલ'
**રાત્રિ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] રાતે ચાલતી નિશાળ,
**રાત્રિ-ભાષણ** ન. [સં.] રાતે કરવામાં આવતી વાત-ચીત
**રાત્રે** ક્રિ.વિ. [સં. रात्रि, અર્વા. તદ્ભવ + ગુ. 'એ' સા.વિ., પ્ર.] રાતને સમયે, રાતે
**રાત્ર્યંધ** (રાત્ર્યન્ધ) વિ. [+ સં. अन्ध] રતાંધળું
**રાત્ર્યંધ-તા** (રાત્ર્યન્ધ-) સ્ત્રી. [સં.] રતાંધળાપણું
**રાત્ર્યાગમ** [+ સં. आ-गम, સંધિથી] રાત પડવી એ, રાત શરૂ થવી એ [રાતે ઊજવાતો તહેવાર
**રાત્ર્યુત્સવ** પું. [+ સં. उत्सव, સંધિથી] રાતનો ઓચ્છવ,
**રાથળ** (-ળ્ય) સ્ત્રી. ઓખા પાસે થતી માછલીની એક જાત
**રાધા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વૃષભાનુ ગોપની કન્યા અને બાલ કૃષ્ણની પ્રેયસી, રાધિકા. (સંજ્ઞા.) (૨) (લા.) અસ્થિર મગજની સ્ત્રી. [**રૂપાળી રાધા** (રૂ.પ્ર.) ખૂબ-સુંદર સ્ત્રી. (૩) નખરાળી સ્ત્રી. (૪) કુરૂપ સ્ત્રી (કટાક્ષમાં)]
**રાધા-કાંત** (-કાન્ત) પું. [સં.] શ્રીકૃષ્ણ (બાલસ્વરૂપ)
**રાધા-કૃષ્ણ** ન., બ.વ. [સં.] રાધિકા અને ભગવાન બાલ કૃષ્ણ
**રાધા-ગાળી** સ્ત્રી. [+ સં. गालि] (લા.) ઝઘડો, તકરાર
**રાધા-ગાંડું** વિ. [+ જુઓ 'ગાંડું.'] રાધાના જેવું ઘેલું (શ્રી-કૃષ્ણના વિરહે થતી રાધાની સ્થિતિ જેવું)
**રાધા-ચંપો** (-ચમ્પો) પું. [+ જુઓ 'ચંપો.'] ચમેલીનો છોડ
**રાધા-જી** ન., બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે.] જુઓ 'રાધા(૧).'
**રાધા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] દ્રૌપદીના સ્વયંવર વખતે રાજા દ્રુપદે મત્સ્ય-વેધને લગતી ગોઠવેલી યોજના
**રાધા-રમણ, રાધા-વર, રાધા-વલ્લભ** પું. [સં.] જુઓ 'રાધા-કાંત.'
**રાધાવલ્લભી** વિ., પું. [સં.,પું.], **-ભીય** વિ.,પું. [સં.]

સોળમી સદીમાં હરિવંશ વ્યાસે સ્થાપેલો રાધા-ભાવે શ્રી-કૃષ્ણની ભક્તિ કરવાનો એ નામનો એક વૈષ્ણવ સંપ્રદાય

**રાધા-વેધ** પું. [સં.] નીચે પાણીમાં પડતા પ્રતિબિંબ દ્વારા મથાળે નિશાન લઈ ઊંધે માથે ઉપરની માછલી કે અન્ય નિશાન વીંધવાનું કાર્ય

**રાધાષ્ટમી** સ્ત્રી. [+ સં. અષ્ટમી] ભાદરવા સુદિ આઠમની તિથિ (એ દિવસે રાધાનો જન્મ મનાય છે.) (સંજ્ઞા.)

**રાધા-સ્વામી** પું. [સં.] જુઓ 'રાધા-કાંત.'

**રાધિકા** સ્ત્રી. [સં.] જુઓ 'રાધા(૧).'

**રાધિકા-રમણ** પું. [સં.] જુઓ 'રાધા-કાંત.'

**રાધે-કૃષ્ણ** કે.પ્ર. [સં. हे राधे + हे कृष्ण] 'રાધા-કૃષ્ણને ઉદ્દેશી સંબોધન

**રાધેય** પું. [સં.] પૌરાણિક મહાભારતીય માન્યતા પ્રમાણે કુંતીનો રાધા નામની દાસીએ-સૂત-પત્નીએ પાળી ઉછેરેલો અંગ દેશનો રાજા થયેલો પુત્ર કર્ણ દાનેશ્વરી. (સંજ્ઞા.)

**રાન૧** ન. [સં. अरण्य > પ્રા. रन्न] જંગલ, વન, વગડો

**રાન૨** સ્ત્રી. [ફા.] રાંગ, સાથળ

**રાન-કટ** વિ. [જુઓ 'રાન૧' + હિં. 'કટ.'] ખેડચા વિના ઊગતું અડબાઉ (કોઈ પણ ઘાસ વગેરે)

**રાન-ગાંજો** પું. [જુઓ 'રાન૧' + 'ગાંજો.'] (લા.) એક પ્રકારનો છોડ

**રાન-જાઈ** વિ., સ્ત્રી. [જુઓ 'રાન૧' + 'જાયું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] એ નામની એક વનસ્પતિ

**રાનટી** વિ. [જુઓ 'રાન૧' દ્વારા.] જંગલી, વગડાઉ, વનેરુ. (૨) અણઘડ, અણકસબી. (૩) અસભ્ય, અસંસ્કારી, અશિક્ષિત

**રાન-તુળસી** સ્ત્રી. [જુઓ 'રાન૧' + 'તુળસી.'] તુલસીના છોડનો એક જંગલી પ્રકાર

**રાનવી,-વું** વિ. [જુઓ 'રાન૧' દ્વારા.] જુઓ 'રાનટી.'

**રાની** વિ. [જુઓ 'રાન૧' + ગુ. 'ઈ' ત.પ્ર.] જંગલને લગતું, જંગલી, વગડાઉ

**રાની-પરજ** સ્ત્રી. [+ સં. પ્રજા, અર્વા. તદ્ભવ] સુરત - વલસાડ વગેરે જિલ્લાની વનવાસી વસ્તી

**રાનૂડો** પું. ઘોડાનો એક રોગ

**રાનોડિયું** વિ. [જુઓ 'રાન૧' દ્વારા 'રાનોડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રખડુ, રઝળુ. (૨) (લા.) વ્યભિચારી, છિનાળવું

**રાપલો** પું. રિવાજ, રસમ, રીત

**રાફ** પું. [દે.પ્રા. रप्फ] જમીન કોરી ઊધઈએ જમીન ઉપર ઢગલા-ઘાટનું કરેલું ઘર, રાફડો

**રાફડ** પું. [+ ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] રાફડો. (પદ્યમાં.)

**રાફડી** સ્ત્રી. [જુઓ 'રાફડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો રાફડો

**રાફડો** પું. [જુઓ 'રાફ' + ગુ. 'ડુ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રાફ.' [૦ ફાટવો (રૂ.પ્ર.) ઘણી મોટી સંખ્યામાં બહાર આવવું]

**રાફી** સ્ત્રી. [દે.પ્રા. रप्फिआ] રાફડા - આકારનો પગ થઈ [જવાનો એક રોગ

**રાબ** સ્ત્રી. [દે.પ્રા. रब्बा] લોટ શેકી ગળાશ નાખી કરેલું એક ગરમ પાતળું પીણું, કાંજી, ઢીલું ભરડકું (૨) રાબડી જેવો કરેલો શેરડીનો રસ. (૩) જમીન ઉપરનાં પાંદડાં ઢાંખળાં બાળી નાખવાની ક્રિયા. (૪) એ પ્રમાણે બાળી તૈયાર કરેલી જમીન અને એમાંનો પાક. [૦ રાંધવી (રૂ.પ્ર.) પત્ની થવું. ૦છાસે(-શે) સાજુ (-સ્યે,-શ્યે) (રૂ.પ્ર.) રાંધવામાં કુશળ. ૦નાં હાંડલાં ફાટવાં (રૂ.પ્ર.) ગરીબની રોજી જવી. ૦નું હાંડલું (રૂ.પ્ર.) ગરીબ સ્થિતિનું માણસ. ૦રોટલો (રૂ.પ્ર.) નિર્વાહનું સાધન]

**રાબડ૧** વિ. [+ ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] રાબના જેવું કાંઈ પણ નરમ. (૨) (લા.) મૂર્ખ, જાડી બુદ્ધિનું

**રાબડ૨** (-ડ્ય) સ્ત્રી. [+ ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] રાબના જેવું માટીનું માટણું, ખૂબ ઢીલો પ્રવાહી કાદવ

**રાબડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'રાબડ૧(૧).'

**રાબડી** સ્ત્રી. [જુઓ 'રાબડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'રાબ.'૨

**રાબ-ડું** વિ. [જુઓ 'રાબ' + ગુ. 'ડું' ત.પ્ર.] જુઓ 'રાબડ.૧' (૨) ન. જુઓ 'રાબડ.૨' (૩) રાબડી

**રાબ-રોડું** ન. [જુઓ 'રાબ' દ્વારા.] માંદા માણસને અપાતું કાંજી જેવું પાતળું પ્રવાહી

**રાબાચાળો** પું. નાસ્તો, હળવું ખાણ

**રાબૂત** વિ. [અં. રોબસ્] મજબૂત અને પુષ્ટ શરીરવાળું

**રાબેતો** પું. [અર. રાબિતહ્] નિત્ય-નિયમ, ધારો, ચાલ, રસમ, રીત. [-તા મુજબ (રૂ.પ્ર.) નિયમ પ્રમાણે]

**રાભડું** વિ. [જુઓ 'રાભું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] ભર્યા શરીરવાળું, હુષ્ટ-પુષ્ટ [જુઓ 'રાભંડું.'

**રાભું** વિ. અસંસ્કારી, અણઘડ, ગામડિયા પ્રકારનું. (૨)

**રાભો** વિ.,પું. [જુઓ 'રાભું'] જાડો, હુષ્ટ-પુષ્ટ માણસ. (૨) ગામડિયો. (૩) ખેડૂત. (૪) ગોવાળ

**રામ** પું. [સં.] જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામ ભાર્ગવ. (સંજ્ઞા.). (૨) ઇક્ષ્વાકુવંશી રાજા દશરથના પુત્ર રામચંદ્ર. (સંજ્ઞા.) (૩) શ્રીકૃષ્ણના મોટા ભાઈ બળદેવ, બળરામ. (સંજ્ઞા.). (૪) (લા.) બળ, તાકાત, શક્તિ. (૫) પ્રાણ, શ્વાસ, જીવ. (૬) માલ, મૂલ્યવત્તા. (૭) પરમેશ્વર. (૮) ઘડિયા, પાડા. (૯) 'રામ'નું ઉચ્ચારણ કરનાર સાધુ બાવો, રખડતો કે ભટકતો સાધુ. (૧૦) વ્યાજમાં ટકાનો સોળમો ભાગ (જૂની રીતે). (૧૧) 'શ્રેષ્ઠ' જેવા અર્થમાં વિ. તરીકે સમાસમાં : 'રામ-પાત્ર' વગેરે. (૧૨) મનહર-રામ હરિહરરામ મહેતાએ 'રામાયણ'ના અનુવાદમાં પ્રયોજેલો એક અપદ્યાગદ્ય નવો છંદ. (પિં). [૦ ઊડી જવા (રૂ.પ્ર.) મરણ પામવું. (૨) બળ-હીન થઈ જવું. ૦ કરવું (રૂ.પ્ર.) ટાળી નાખવું, ઓલવવું. ૦ગલોલો (રૂ.પ્ર.) કસરતબાજ અને લઠ્ઠ માણસ. ૦ભોળા(-ળિયો) (રૂ.પ્ર.) સંસારનો વિવેક ન જાણતું. (૨) નાનો નાગોપૂગો બાળક. ૦ઠાઠિયું (રૂ.પ્ર.) ભાંગી પડેલું. (૨) ભાંગી પડેલી વસ્તુ. ૦ઢા-રામડી (રૂ.પ્ર.) ઝઘડો, લડાઈ, ૦ડોલી(-ળી) (રૂ.પ્ર.) કમનસીબી. ૦ઝાંડિયું (રૂ.પ્ર.) સેતા વિનાનું, નમાલું. (૨) મેલછાવાળું. ૦ચરણ પામવું (રૂ.પ્ર.) મરણ પામવું. ૦ જાણે (રૂ.પ્ર.) ખબર ન હોવી. ૦તાળી (રૂ.પ્ર.) રામ ઉપરનો પ્રબળ ભક્તિ-ભાવ. ૦ થઈ જવું, ૦ બોલી જવા, ૦ રમી જવા (રૂ.પ્ર.) મરણ પામવું. ૦નામ જપવું

(રૂ.પ્ર.) મૂંગું બેસી રહેવું. ૦(૦નું) નામ દેવું (રૂ.પ્ર.) વાત જતી કરવી. ૦નામની આપવી (રૂ.પ્ર.) મરણતોલ માર મારવો. ૦નું રખવાળું, ૦નું રખોપું (રૂ.પ્ર.) નિર્ભય પરિસ્થિતિ. ૦નું રાજ (રૂ.પ્ર.) સુખશાંતિવાળું નિશ્ચલ સુખ. ૦નું રામાયણ (રૂ.પ્ર.) નાની વાતનું મોટું પીંજણ. ૦બાણ (રૂ.પ્ર.) અકસીર, સફળ. ૦ બોલવા (રૂ.પ્ર.) મરણ પામવું. ૦ બોલો ભાઈ રામ (રૂ.પ્ર.) સત્યાનાશ વળી જવું. ૦ રમાડી દેવા (રૂ.પ્ર.) મારી નાખવું. ૦ રમી જવું (કે જવા) (રૂ.પ્ર.) મરણ પામવું. ૦ રામ (રૂ.પ્ર.) છેવટની સલામ. ૦ રામ કરવા (રૂ.પ્ર.) વાત જવા દેવી. ૦રોટલો થયો (રૂ.પ્ર.) ભાંગી પડવું. (૨) પતંગના પેચ લાગવા. ૦ લક્ષ્મણની જોડી (કે બેલડી) (રૂ.પ્ર.) હેતપ્રીતવાળી જોડી. ૦ વગરનું, ૦ વિનાનું (રૂ.પ્ર.) શક્તિહીન. ૦શરણ થવું (કે પહોંચવું) (-પોંચવું) (રૂ.પ્ર.) મરણ પામવું. ૦શરણ પહોંચાડવું (-પોંચાડવું) (રૂ.પ્ર.) મારી નાખવું]

**રામ-કપાસ** પું. [+ જુઓ 'કપાસ.'] કપાસની એક ઉત્તમ જાત

**રામ-કબીર** પું. [+ જુઓ 'કબીર.'] કબીર સંપ્રદાયનો એક ફાંટો. (સંજ્ઞા.)

**રામકલી(-ળી)** સ્ત્રી. ભૈરવ રાગની એક મધુર રાગિણી. (સંગીત.)

**રામ-કહાણી** (-કા:ણી) સ્ત્રી. [+ જુઓ 'કહાણી.'] (લા.) વીતકની લાંબી લાંબી વાત. [૦ થવી (રૂ.પ્ર.) ભારે આપત્તિ આવવી, વીતક વીતવાં. ૦ રહી જવી (-રૈ:-) (રૂ.પ્ર.) અકસ્માતમાંથી ઊગરી જવું. ૦ રાખવી (રૂ.પ્ર.) બહુ દુઃખ દેવું]

**રામકળી** જુઓ 'રામ-કલી.'

**રામ-કાવ્ય** ન. [સં.] દશરથ-પુત્ર રામચંદ્રના જીવનને લગતી કોઈ પણ નાની-મોટી કવિતા

**રામકી** સ્ત્રી. [સં. राम + હિં. 'કા' (છ.વિ.) + 'ઈ' સ્ત્રીપ્રત્યય] (લા.) બાવાની ભીખ માગતી કે ભજન ગાતી તે તે સ્ત્રી, બાવણ, સાધુડી (તિરસ્કારમાં)

**રામ-કૂંડાળું** ન. [+ જુઓ 'કૂંડાળું.'] મોટું કૂંડાળું, મોટું ચક્કર

**રામ-કૃષ્ણ** પું., બ.વ. [સં.] ભગવાન રામચંદ્ર અને શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.) (૨) બળરામ અને શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.). [૦ના વારાનું (રૂ.પ્ર.) ઘણું પ્રાચીન]

**રામ-કેર** પું. [+ 'કેર' અસ્પષ્ટ] એ નામનો એક છોડ

**રામ-કેળ** (-કેળ્ય) સ્ત્રી. [+ જુઓ 'કેળ.'] કેળની એક ઉત્તમ જાત

**રામ-કેળું** ન. [જુઓ 'કેળું.'] રામકેળનું કેળું

**રામ-ગતિ** સ્ત્રી. [સં.] સંગીતની ૨૨ માંની નવમી શ્રુતિ. (સંગીત.)

**રામ-ગોટીલો** પું. [+ જુઓ 'ગોટીલો.'] મોટો દડો. [૦ કરવો (રૂ.પ્ર.) શત્રુને દડાની જેમ બાંધી ગોઠીમડાં ખવડાવતાં લઈ જવો]

**રામગરી, રામગ્રી** પું. [સં. राम-गिरि, અર્વા. તદ્ભવ] સવારનો એક રાગ (નરસિંહ મહેતાને પ્રિય હતો તે) (સંગીત.)

**રામ-ચક્કર** ન. [+ જુઓ 'ચક્કર.'], **રામ-ચક્ર** ન. [સં.] જુઓ 'રામ-કૂંડાળું.' (૨) (લા.) (મોટો) રોટલો

**રામ-ચરિત,-ત્ર** ન. [સં.] રામચંદ્રની જીવન-ચર્યા

**રામ-ચંદ્ર** (-ચન્દ્ર) પું. [સં.] જુઓ 'રામ(૨).'

**રામ-ચેલો** પું. [+ જુઓ 'ચેલો.'] સાધુ, બાવો

**રામ-છંદ** (-છન્દ) પું. [સં. रामच्छन्दस्, ન.] સ્વ. મનહરરામ હરિરામ મહેતાએ રામાયણના બાલકાંડના અનુવાદમાં પ્રયોજેલો અપદ્યાગદ્ય પ્રકારનો એક બંધ, 'વસન્ત વસં' (પિં.)

**રામ-જણી** સ્ત્રી. [સં. जन દ્વારા પ્રા. जण થઈને] દેવદાસી પ્રકારની સ્ત્રી (જેનાં માતાપિતાનો પત્તો ન હોય.)

**રામ-જન** પું. [ઊભો કરેલો સં.] આભડવા ગયેલો માણસ, ડાઘુ

**રામ-જન્મ** પું. [સં.,પું. °जन्मा; ન. जन्म] રામચંદ્રજીનું પ્રાકટ્ય

**રામજન્મોત્સવ** પું. [+ સં. उत्सव] રામજયંતીનો તહેવાર

**રામ-જયંતી** (-જયન્તી) સ્ત્રી. [સં.] રામચંદ્રજીના જન્મનો દિવસ અને એની ઉજવણી. (ચૈત્ર સુદિ નોમની તિથિ.). (સંજ્ઞા.)

**રામ-ઝરૂખો** પું. [+ જુઓ 'ઝરૂખો.'] રામચંદ્રજીનું મંદિર

**રામ-ડોળી** (-ડોળી) સ્ત્રી. [+ જુઓ 'ડોળી.'] શબવાહિની, ઠાઠડી, નનામી. (૨) (લા.) કમનસીબી. [૦ વળવી (રૂ.પ્ર.) કમનસીબી શરૂ થવી]

**રામ-ઢોલ** પું. [+ જુઓ 'ઢોલ.'] બૅન્ડવાજાં-વાળાનો મોટો ઢોલ. (૨) (લા.) ઘણો જાડો માણસ

**રામણ** (-ણ્ય) સ્ત્રી. [સં. रामायण, ન.] (લા.) ભારે મોટી મુશ્કેલી, આફત. [૦ થવી (રૂ.પ્ર.) પીડા થવી. ૦ ફેરીના(-નાં)ખવી (રૂ.પ્ર.) ઘણું દુઃખ દેવું]

**રામણ-દીવડો** પું. **રામણ-દીવો** પું. [જુઓ 'લામણ-દીવો.'] લગ્નાદિ પ્રસંગે નીચે ચાડાવાળી પતરાની માંડણીનો દીવો

**રામણ-ભુઝારું** ન. [અસ્પષ્ટ + જુઓ 'ભુઝારું.'] માટલાં ગોળા વગેરે ઉપર ઢાંકવાનું માટીનું બેડોળ ઢાંકણું, રમણ-ભુઝારું

**રામ(-વ)ણું** ન. જાંબુ મોટું (ફળ)

**રામ(-વ)ણો** પું. રામણાંનું ઝાડ, મોટાં જાંબુનું ઝાડ

**રામત** (-ત્ય) સ્ત્રી. ગોરની પોતાનો લાગો ઉઘરાવવા યજમાનને ઘેર જવાની મુસાફરી

**રામ-તરુ** ન. [સં.,પું.] એ નામનું એમ ઝાડ

**રામ-તરોઈ** સ્ત્રી. ભીંડો. (૨) તુરિયું, ઘિસોડું

**રામ-તલ** પું., બ.વ. [+ જુઓ 'તલ[૨].'] તલની કાળી જાત

**રામ-તારક** પું. [સં.] 'રામ' નામનો પવિત્ર મંત્ર

**રામ-તારી** સ્ત્રી. [સં.] જેના ઉપર રામ-નામની છાપ પાડી હોય તેવું ચાંદીનું ઘરેણું

**રામ-તી(-તે)તર** ન. [+ જુઓ 'તી(-તે)તર.'] તેતર પક્ષીની એક જાત

**રામ-તુલ(-ળ)સી** સ્ત્રી. [સં.] તુલસીની જાતનો એક પવિત્ર ગણાતો છોડ

**રામ-દવારો** પું. [+ राम-द्वार, ન. દ્વારા હિં.] જુઓ 'રામ-મંદિર.' (૨) બાવા-સાધુને ઊતરવાની ધર્મશાળા

**રામ-દાસ** પું. [સં.] રામચંદ્રજીનો ભક્ત. (૨) મહારાષ્ટ્રનો એક પ્રસિદ્ધ સંત. (સંજ્ઞા.)

**રામદાસિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] રામના દાસને લગતું (૨) (લા.) ભિખારી જેવું માણસ. (૩) મુશ્કેલીમાં

મુકાયેલું માણસ

**રામદાસી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રામદાસિયું (૧).' (૨) પું. એ નામનો એક રામ-સંપ્રદાય. (સંજ્ઞા)

**રામ-દુવાઈ** સ્ત્રી. [+જુઓ 'દુવાઈ.'] રામચંદ્રજીના નામની આણ

**રામ-દૂત** પું. [સં.] હનુમાન વાનર

**રામદે,૦ પીર** પું. [સં. रामदेव + જુઓ 'પીર.'] જોધપુરના પ્રદેશમાં પોકરણ જતાં રણુજા નામનું સ્થાન છે ત્યાં જન્મેલા એક સંત (જેનો 'ભગતનો સંપ્રદાય' મારવાડ અને ગુજરાત સૌરાષ્ટ્રમાં વ્યાપક છે.) (સંજ્ઞા.)

**રામ-ધણુ** ન. [+જુઓ 'ધણ.'] ધણી વિનાની રખડતી ગાયોનું ટોળું

**રામ-ધૂન** (-ન્ય) સ્ત્રી. [સં. राम + જુઓ 'ધૂન.'] 'રામ' નામનો સતત ધ્વનિ, સતત 'રામ' નામ લીધા કરવું એ

**રામ-નવમી** સ્ત્રી. [સં.] જુઓ 'રામ-જયંતી.' (૨) (લા.) ડોકમાં પહેરવાનો એ નામનો એક હાર

**રામ-નામ** ન. [સં.] 'રામ' એ શબ્દ

**રામનામની** સ્ત્રી. [સં. राम-नाम्नी] (લા.) ઠાઠડી, નનામી. [૦ આપવી (રૂ.પ્ર.) સખત માર મારવો]

**રામનામિયું** ન. [જુઓ 'રામ-નામ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં 'રામ' નામની છાપ હોય તેવું ઓઢવાનું વસ્ત્ર, રામ-નામી. (૨) રામના અક્ષર કોતરેલું હોય તેવું કંઠનું એક ઘરેણું [પછેડી ચાદર વગેરે, રામનામિયું

**રામનામી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] 'રામ'નામની છાપવાળી

**રામ-નોમ** (-નોમ્ય) સ્ત્રી. [+જુઓ 'નોમ.'] જુઓ 'રામ-નવમી'-'રામજયંતી.'

**રામ-પગલું** ન. [+જુઓ 'પગલું.'] રામના ચરણ-ચિહ્ન-વાળાં ચકદાંવાળું ગળાનું એક ઘરેણું

**રામ-પંચાયતન** (-પઞ્ચાયતન) ન, [સં.] રામ લક્ષ્મણ સીતા ભરત અને શત્રુઘ્ન. (સંજ્ઞા.)

**રામ-પાતર** ન. [+સં. पात्र, અર્વા. તદ્‌ભવ], **રામ-પાત્ર** ન. [સં.] મોટું શકોરું, ઠીમ. બટેરું, ચપણિયું, રામેયું

**રામ-પાસા** સ્ત્રી. સૌરાષ્ટ્રની ઘોડીની એક ઊંચી જાત

**રામ-પિયાલો** પું. [+જુઓ 'પિયાલો.'] (લા.) હાથીના કપાળ ઉપર બંધાતો કિનખાબ કે મલમલનો ટુકડો, રામ-પ્યાલો

**રામ-પીપળી** સ્ત્રી. [+જુઓ 'પીપળી.'] એ નામની એક વનસ્પતિ

**રામપુરી** વિ. [સં. राम-पुर + ગુ. 'ઈ' ત.પ્ર.] ઉત્તર પ્રદેશના એક નગરને લગતું (ખાસ કરી એ પ્રદેશના લેંઘા-ઓનું અને ચપ્પુઓનું વિશેષણ)

**રામ-પોળ** (-પોળ્ય) સ્ત્રી. [+જુઓ 'પોળ.'] ગામ કે નગરનો મુખ્ય દરવાજે (પૂર્વે કહેવાતો) [પિયાલો.'

**રામ-પ્યાલો** પું. [+જુઓ 'પ્યાલો.'] જુઓ 'રામ-

**રામ-ફલ(-ળ)** ન. [સં.] રાતી છાલનું જરા કઠણ ફોચલા-વાળું સીતાફળના સ્વાદનું એક ફળ

**રામ-ફળી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] રામફળનું ઝાડ

**રામ-બટેરો** પું. [+હિં.] જુઓ 'રામ-પાતર.'

**રામ-બાવળ,-ળિયો** પું. [+જુઓ 'બાવળ' + ગુ. 'ઇયું' ત.પ્ર,] બાવળની એક જાત [બુઝારું.'

**રામ-બુઝારું** ન. [+જુઓ 'બુઝારું.'] જુઓ 'રામણ-

**રામ-ભક્ત** પું. [સં.] રામચંદ્રજીની ભક્તિ કરનાર પુરુષ

**રામ-ભક્તિ** સ્ત્રી. [સં.] રામચંદ્રજીનો પ્રબળ આશ્રય, રામ-શરણ [ભક્તિને લગતું ભજન-કીર્તન

**રામ-ભજન** ન. [સં.] જુઓ 'રામ-ભક્તિ.' (૨) રામ-

**રામ-ભદ્ર** પું. [સં.] જુઓ 'રામ-ચંદ્ર.'

**રામ-ભરો(-સો,-સોં)સો** પું [+જુઓ 'ભરો(-સો,-સોં)સો.'] ભગવાન રામચંદ્રજી વિશેની દૃઢ શ્રદ્ધા

**રામ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] જુઓ 'રામ-તારક.'

**રામ-મંદિર** (મન્દિર) ન. [સં.] રામચંદ્રજીનું દેવાલય

**રામ-મોલ** પું [+જુઓ 'મોલ.'] જિરાયત પાક (ખેતીનો)

**રામ-રક્ષા** સ્ત્રી. [સં.] જીવને પરમાત્માનું રક્ષણ. (૨) એ નામનું 'રામચંદ્રજી'ને લગતું એક હિંદુ સ્તોત્ર

**રામ-રજ** સ્ત્રી. [સં. राम-रजस् ન.] મધ્ય પ્રદેશની નદી-ઓમાંથી મળતી તિલક વગેરે માટે વપરાતી એક પ્રકાર-ની રાતી માટી

**રામ-રસ** પું. [સં.] રામ-ભક્તિનો આનંદ. (૨) રામની ભક્તિની રઢ. (૩) (લા.) ન. લૂણ, મીઠું

**રામ-રાજ**[1] ન. [સં.] राम-राज्य] જુઓ 'રામ-રાજ્ય.'

**રામ-રાજ**[2] ન. ભરવાડણની કામળીમાંની પીળી ટપકીની ભાત [નીતિવાળું હતું તેવું કલ્યાણ-રાજ્ય

**રામ-રાજ્ય** ન. [સં.] રામચંદ્રજીના સમયમાં ન્યાય અને

**રામરામિયું** ન. [સં. राम-राम + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) જુદા પડતાં કરાતા નમસ્કાર

**રામરામી** સ્ત્રી. [સં. राम-राम + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રામરામિયું.' (૨) સામસામે 'રામ રામ' કહેવું એ

**રામ-રોટી** સ્ત્રી. [+હિં.] કાળી રોટી, માલપૂઆ. (૨) સાધુબાવાઓને અપાતું અન્ન

**રામ-લવણ** ન. [સં.] મીઠાની એક જાત

**રામ-લીલા** સ્ત્રી. [સં.] રામના જીવનના વિવિધ પ્રસંગ. (૨) રામ-જીવનના વિવિધ પ્રસંગ નાટ્ય-રૂપે સજવનારી મંડળી. (૩) ફરતા નટોની નાટક-મંડળી

**રામ-લીંબુ** ન. [+જુઓ 'લીંબુ.'] લીંબુની એક જાત

**રામ-વાઈ** સ્ત્રી. શેરડીની એક જાત

**રામ-વાટકો** પું. [+જુઓ 'વાટકો.'] જુઓ 'રામ-પાત્ર.'

**રામ-વિવાહ** પું. [સં.] રામચંદ્રજીનું સીતા સાથેનું લગ્ન. (૨) એવા વર્ણનનું કાવ્ય. (સંજ્ઞા)

**રામ-વીણા** સ્ત્રી. [સં.] વીણાનો એક પ્રકાર

**રામ-શરણ** ન. [સં.] રામનો આશ્રય, રામ-ભક્તિ

**રામ-શાસ્ત્રી** પું. [સં.] (લા.) સરકારી કર્મચારીઓનાં કુકૃત્યોની તપાસ કરનાર અમલદાર, લોક-પાલ

**રામસ** (-સ્ય) સ્ત્રી ઓખા પાસે મળતી માછલીની એક જાત

**રામસડો** પું. એક જાતનો કઠોળ, ચોળા

**રામ-સનેહી** વિ.,પું. [સં. रामस्नेही] વૈષ્ણવોનો રામોપા-સક એક સંપ્રદાય (મારવાડ-ગુજરાતમાં) (સંજ્ઞા) [એક જાત

**રામ-સોપારી** સ્ત્રી., ન. [+જુઓ 'સોપારી.'] સોપારીની

**રામ-સ્નેહી** વિ.,પું. [સં.,પું] જુઓ 'રામ-સનેહી.'

**રામ-સ્મરણ** ન. [સં.] રામનું નામ સતત યાદ કરવું એ

**રામા** સ્ત્રી. [સં.] સ્ત્રી, નારી, વનિતા

**રામાનંદ** (-નન્દ) પું. [સં. राम + आ-नन्द] એ નામના ૧૪ મી–૧૫ મી સદીના રામાનુજ-સંપ્રદાયના એક રામ-ભક્ત સાધુ (કબીરના ગુરુ). (સંજ્ઞા.) સહજાનંદ સ્વામીના એ નામના ગુરુ. (સંજ્ઞા.)

**રામાનંદી** (-નન્દી) વિ. [સં. + ગુ. 'ઈ' ત.પ્ર.] રામાનંદના સંપ્રદાયને લગતું, રામાનંદ-સંપ્રદાયનું અનુયાયી

**રામાનુજ** પું. [સં. राम + अनु-ज] રામચંદ્રજીના લક્ષ્મણ ભરત શત્રુઘ્ન તે તે ભાઈ. (૨) બલરામના નાના ભાઈ કૃષ્ણ. (૩) વિશિષ્ટાદ્વૈત વેદાંત-સિદ્ધાંતના પુરસ્કારક વૈષ્ણવી શ્રીસંપ્રદાયના એ નામના અગિયારમી સદીના એક આચાર્ય. (સંજ્ઞા.)

**રામાનુજ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] રામાનુજે સ્થાપેલો વૈષ્ણવી સંપ્રદાય. (સંજ્ઞા.)

**રામાનુજાચાર્ય** પું. [+સં. आ-चार्य] જુઓ 'રામાનુજ(૩)'.

**રામાનુજી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.], **-જીય** વિ. [સં.] રામાનુજના સંપ્રદાયને લગતું, રામાનુજ-સંપ્રદાયનું અનુયાયી

**રામાનુરાગ**[1] પું. [સં. राम + अनु-राग] રામચંદ્રજી વિશેનો (ભક્તનો) પ્રેમ. (૨) રામચંદ્રજીનો ભક્ત ઉપરનો પ્રેમ

**રામાનુરાગ**[2] પું. [સં. रामा + अनु-राग] સ્ત્રી ઉપરનો પ્રેમ. (૨) સ્ત્રીનો પતિ ઉપરનો પ્રેમ

**રામાયણ** ન., સ્ત્રી. [સં. राम + अयन, સંધિથી, ન.] જેમાં રામના જન્મથી લઈ વનવાસ અને છેલ્લે રાવણ-વિજય કરી અયોધ્યા આવ્યા સુધીનો વૃત્તાંત હોય તેવું કાવ્ય, રામ-ચરિત. (સંજ્ઞા.). [૦ ઉકેલવું (રૂ.પ્ર.) વાત વધારીને કહેવી. ૦ થવી (રૂ.પ્ર.) ઝઘડો થવો. (૨) લાંબી લપ ઊભી થવી ૦ માંડવી (રૂ.પ્ર) વીતક-કથા કહેવી. ૦ વાંચવું (રૂ.પ્ર.) લાંબું ટાયલું કરવું]

**રામાયણી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] રામાયણને લગતું. (૨) રામાયણની કથા કહેનાર

**રામા-રામડી** સ્ત્રી. [સં. 'રામ'-દ્વિર્ભાવ+ગુ. 'ડું' ત.પ્ર.+'ઈ' સ્ત્રીપ્રત્યય] (લા.) મામૂલી ઝઘડો

**રામાવત** વિ.,પું. [સં. रामानन्द દ્વારા + સં. °पुत्र > પ્રા. °उत्त] રામાનંદની પરંપરાનો રામાનંદી સાધુ અને એની અવટંક. (સંજ્ઞા.)

**રામાવતાર** પું. [સં. राम + अव-तार] રામચંદ્રજીનું જગતમાં અવતરવું એ. [૦ની કથા (રૂ.પ્ર.) જૂની તેની તે વાત]

**રામાવળા** પું., બ. વ. [સં. चन्द्रवलयના સાદૃશ્યે राम-वलय નામ ઊભું કરી] રામચંદ્રના ચરિતને માટે પ્રયોજાયેલા ચંદ્રાવળા (છંદ)

**રામા-સામા** (-સામા) પું., બ.વ. [સં. राम + જુઓ 'સામું.'] સામસામી રામરામી કરવી એ

**રામાં-ટામાં** ન., બ.વ. જુઓ 'રામા-સામા.' [૦ કરવાં (રૂ.પ્ર.) નકામો સમય બગાડવો]

**રામિશ-ગર** વિ. [ફા.] વાદ્ય વગાડનાર અને ગાનાર

**રામિશગ(-ગી)રી** સ્ત્રી. [ફા. 'રામિશ્ગરી.'] વાજાં વગાડવાનો ધંધો

**રામી**[1] પું. [સં. आरामिन्નું પ. વિ., એ.વ. आरामीનું લાઘવ] બાગાયત માળી અને એની એક અવટંક. (સંજ્ઞા.)

**રામી**[2] સ્ત્રી. [સં. राम દ્વારા] વિધવાઓને પહેરવાનું એક વસ્ત્ર [સ્ત્રીઓનું એક નામ. (સંજ્ઞા.)

**રામી**[3] સ્ત્રી. [જુઓ 'રામો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગ્રામીણ

**રામેઠો** પું. એક જાતનું જંગલી ઝાડ

**રામેશ્વર** પું. [સં. राम + ईश्वर] રામચંદ્રે જેની સ્થાપના કરી મનાય છે તે દક્ષિણ ભારતને છેક છેડે આવેલા મહાદેવ (એ બાર જ્યોતિર્લિંગોમાંનું એક છે.) (સંજ્ઞા.)

**રામેશ્વરમ્** ન. [સં. रामेश्वरम्] રામેશ્વર મહાદેવનું દક્ષિણ ભારતને છેડે આવેલું તીર્થધામ. (સંજ્ઞા.)

**રામૈયું** ન. [સં. राम દ્વારા] જુઓ 'રામ-પાતર.' [કોસ

**રામૈયો** પું. [સં. राम દ્વારા] સૂંઢ વિનાનો પાણી ખેંચવાનો

**રામો** પું [સં. राम દ્વારા; જુઓ 'રામોશી.' મુંબઈમાં ઘર-કામ કરનારો ઘાટનો વતની. (૨) (એ દ્વારા પછી ગુજરાતમાં પણ) ઘરકામ કરનાર નોકર

**રામોસી(-શી)** પું. [સં. राम દ્વારા] સહ્યાદ્રિ આસપાસ રહેતી એક વનવાસી કોમનો પુરુષ. (સંજ્ઞા.) (૨) (લા.) પહેરેગીર, ચોકિયાત. (૩) પટાવાળો, ચપરાસી, સિપાઈ

**રાય**[1] પું. [સં. राजाના સમાસમાં થયેલા राजથી પ્રા. राअ દ્વારા] રાજા. (૨) (લા.) સરદાર, સામંત. (૩) વૈભવી માણસ. (૪) નાગર તેમ બ્રહ્મક્ષત્રિય અને કાયસ્થોનાં નામોને અંતે કાંઈક માનાર્થે: 'રામરાય' 'જશવંતરાય' 'ગુલાબરાય' વગેરે. (પછી અનેક જ્ઞાતિઓમાં).

**રાય**[2] સ્ત્રી. [ફા.] અક્કલ, સમઝ, રાઈ. (૨) અભિપ્રાય

**રાય-આમળી, રાય-આંબળી** સ્ત્રી. [જુઓ 'રાય[1]' + 'આમળી,'-'આંમળી.'] રાયઆંબળાનું ઝાડ

**રાય-આમળું રાય-આંબળું** ન., બ.વ. [જુઓ 'રાય[1]' + 'આમળું,'-'આંબળું.'] આંબળાની એક જાત

**રાયકડો** પું. [જુઓ 'રાયકો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર] જુઓ 'રાયકો.' (પદ્યમાં.)

**રાયકવાળ** પું. [સં. रैक्व મૂળમાં મનાયો છે., હકીકતે ભાલમાં આવેલા 'રાયકા' ગામનો અસલ વતની બ્રાહ્મણ] એ નામની ગુજરાતની એક બ્રાહ્મણ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [વાસ. (૨) ભરવાડોનું ફળિયું

**રાયકા-વાડો** પું. [જુઓ 'રાયકો' + 'વાડો.'] રબારીઓનો

**રાયકો** પું. [સં. राजन् દ્વારા] (લા) ઘેટાં બકરાં ઊંટ વગેરેનો પાળીને ધંધો કરનાર રબારી. (૨) એવો ભરવાડ. (સંજ્ઞા.) [એક ઊંચી જાત

**રાય-ચંપો** (-ચમ્પો) પું. [જુઓ 'રાય[1]' + 'ચંપો.'] ચંપાની

**રાય-જ(-જં)ગ** (રાયજગ, રાયજ઼ંગ) પું. [સં. राज-यज्ञ] રાજસૂય યજ્ઞ. (૨) (લા.) મોટો કોઈ પણ સમારોહ

**રાય-જાદું** વિ. [જુઓ 'રાયજાદો.' આને વિ. કરીને લીધેલું છે.] રજવાડામાં જન્મેલું. (૨) (લા.) સુંદર, મનોહર, રૂપાળું

**રાય-જાદો** પું. [જુઓ રાય[1]' + 'જાદો.'] રાજકુમાર (૨) સોરઠના ચૂડાસમા રાજપૂતોનો એક પેટા-ફિરકો અને

એનો પુરુષ. (સંજ્ઞા.)

**રાય-જાદી** સ્ત્રી. [+ જુઓ 'જાદી.'] રાજકુંવરી. (૨) રાય-જાદા રાજપૂત જાતિની સ્ત્રી ['રાયકો.'

**રાયડો** પું. [જુઓ 'રાય' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**રાયણ** (-ણ્ય) જુઓ 'રાણ.[૨]'

**રાયણ-કોકડી** (રાયણ્ય-) જુઓ 'રાણ-કોકડી.'

**રાયણ-પારો** (રાયણ્ય-) જુઓ 'રાણ-પારો.'

**રાયણ-માલા**(-ળા) (રાયણ્ય-) જુઓ 'રાણ-માલા.'

**રાયણી** સ્ત્રી. [જુઓ 'રાણ[૨].'] જુઓ 'રાણ[૨](૧).'

**રાયણું** ન. [જુઓ 'રાયણ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રાણ(૨).' [લશ્કરનો વાવટો

**રાયત[૧]** ન. [અર.] ભાલો. (૨) ભાલાવાળો વાવટો,

**રાયત[૨]** સ્ત્રી. [અર. રિઆયત્] પક્ષ પાત, વગ, વસીલો

**રાયત[૩]** સ્ત્રી. [અર. રાહત્] જુઓ 'રાહત.'

**રાયતી** જુઓ 'રાઇતી.'

**રાયતું** જુઓ 'રાઇતું.'

**રાય-બહાદુર** (-બા:દુર) વિ. [જુઓ 'રાય[૧]' + 'બહાદુર.'] અંગ્રેજી સમયનો હિંદુ ગૃહસ્થોને અપાતો એક ઇલકાબ

**રાય-રંક** (-રઙ્ક) પું., બ.વ.; ન., બ.વ. [જુઓ 'રાય[૧]' + સં.] તવંગર અને ગરીબ [મોટા રાજાઓ, સામંતો

**રાય-રાણા** પું., બ.વ. [જુઓ 'રાય[૧]' + 'રાણો.'] નાના

**રાય-રાયાન** વિ. [જુઓ 'રાય,[૧]'-દ્વિર્ભાવ, ફાર. 'આન' બ.વ.] મોગલાઈ સમયનો સામંત રાજા કે મોટા ગૃહસ્થને અપાતો એક ઇલકાબ

**રાયલી** સ્ત્રી. [જુઓ ગુ. '-રાયલું[૨]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગોદડી

**રાયલું[૧]** વિ. [જુઓ 'રાય[૧]' + 'લું' ત.પ્ર.] રાજાને લગતું

**રાયલું[૨]** ન. [ઉ.ગુ.] ગોદડું, રજાઈ

**રાય-વર** પું. [સં. राज-वर] ઉત્તમ રાજા (પદ્યમાં.) (૨) (લગ્નગીતમાં) વરરાજા

**રાય-શિં(-શીં,-સિં,-સીં)ગણી** સ્ત્રી. [જુઓ 'રાય[૧]' + 'શિં-(-શીં,-સિં,-સીં)ગણી.'] એ નામનો એક છોડ

**રાય-સાહેબ** વિ. [જુઓ 'રાય[૧]' + 'સાહેબ.'] અંગ્રેજી રાજ્ય વખતે 'રાવ-સાહેબ'થી જરા ઊતરથી કક્ષાનો અપાતો હતો તે એક ઇલકાબ

**રાય-સિં(-સીં)ગણી** જુઓ 'રાય-શિંગણી.'

**રાયસી** વિ. રાજાને લગતું

**રાય-સીંગણી** જુઓ 'રાય-શિંગણી.'

**રાયસો** પું. એ નામનો એક રાગ. (સંગીત.)

**રાયાધીશ** પું. [જુઓ 'રાય[૧]' + સં. अधीश] જુઓ 'રાજ-રાજ.' [લખાય છે.)

**રાયું-રતું** વિ. સારી હાલતમાં હોય તેવું (દસ્તાવેજમાં

**રા-રા.** જુઓ 'રાજમાન-રાજેશ્વરી'-આ ટૂંકું રૂપ-

**રારા-ટાળા** પું., બ.વ. કામ કરવામાં કરાતા ધાંધિયા, રાણા-ટાણા [નાતા-રીત

**રા-રીત** (-ત્ય) સ્ત્રી. [સં. राज-रीति] જ્ઞાતિનો રિવાજ,

**રાલબડું** ન. એક જાતનું કરિયાણું

**રાવ[૧]** પું. [સં.] અવાજ, બૂમ

**રાવ[૨]** પું. [સં. राजा > પ્રા. राआ राअ, હિં.-મરા. 'રાવ.'] રાજા (કચ્છના 'રાવ' વગેરેનો ઇલકાબ). (૨) અમીર, ઉમરાવ. (૩) ભાટ ચારણનું સંબોધન

**રાવ[૩]** સ્ત્રી. ફરિયાદ. (૨) ચાડી ['રાવ[૨](૩).'

**રાવજી[૧]** પું., બ. વ. [જુઓ 'રાવ[૨]' + માનાર્થે 'જી.'] જુઓ

**રાવજી[૨]** પું. [અર. રાફિજી] શિયા મુસ્લિમોનો એક ફિરકો અને એનો અનુયાયી. (સંજ્ઞા.) [ટ્ટિઆ, (લા.) નાનો તંબુ

**રાવટી**(-ઠી) સ્ત્રી. [સં. राज-वर्तिका > પ્રા. राअउट्टिआ, राउ-

**રાવણ** વિ. [સં.] બૂમ પાડનારું. (૨) પું. રામાયણ-મહાભારત પ્રમાણે લંકાનો રામનો પ્રતિસ્પર્ધી (પુલસ્ત્યના પુત્ર વિશ્રવાનો પુત્ર), બ્રાહ્મણ રાક્ષસ રાજા. (સંજ્ઞા.) [○ **જેવું** (રૂ.પ્ર.) બિહામણું. (૨) સૂજેલું (મોઢું વગેરે). ○ **થવું** (રૂ.પ્ર.) મોઢું ને ભારે થવું. ○**ની કાણ(-ણ્ય),-ણી** (-કા:ણ, -ણી) (રૂ.પ્ર.) રાવણની કથા. ○**ની સેના** (રૂ.પ્ર.) કાળાં લૂગડાંવાળા માણસો. ○**નો કેરવા** (રૂ.પ્ર.) આસુરી પ્રકૃતિનો શ]

**રાવણ-ચિંતા** સ્ત્રી. [સં.] સતત બળ્યા કરતી ચે

**રાવણ-તાડ** પું. [+ જુઓ 'તાડ.'] તાડના ઝાડનો એક પ્રકાર [મેઘનાદ

**રાવણ-નંદન** (-નન્દન) પું. [સં.] રાવણનો પુત્ર—ઇંદ્રજિત,

**રાવણ-મત્થું(-થું,-ત્થું)** વિ. [+ જુઓ સં. मस्तक > પ્રા. मत्थअ-, બ. ત્રી.] રાવણના માથાના આકારનું

**રાવણ-રાજ** ન. [+ સં. राज्य], **-જ્ય** ન. [સં.] રાવણની રાજ-સત્તા અને એનો પ્રદેશ. (૨) (લા.) અધર્મી રાજ-સત્તા

**રાવણ-સંધિ** (-સન્ધિ) સ્ત્રી. [સં.,પું.] મજબૂત મેળાપ. (૨) (લા.) કબૂલ ન કરી શકાય તેવી શરત

**રાવણ-હત્થો,-થ્થો** પું. [સં. °हस्तक- > પ્રા. °हत्थअ-] (લા.) ભરથરી વગેરે લોકગીતો ગાનારાઓનો બે તારનો ખૂબ નાનો તંબૂર [કુંપદ, અહંકાર

**રાવણાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] (લા.) અભિમાન,

**રાવણિ** પું. [સં.] જુઓ 'રાવણ-નંદન.'

**રાવણિયું** વિ. [સં. रावण + ગુ. 'ઇયું' ત.પ્ર.] રાવણને લગતું. (૨) રાવણના જેવું [ચોકીદાર

**રાવણિયો** પું. [જુઓ 'રાવણું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ગામનો

**રાવણી** વિ. [સં. रावण + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રાવણિયું.'

**રાવણું[૧]** ન. [સં. रावणक > પ્રા. रावणअ-] બોલાવી બોલાવી ભેળું કરવામાં આવતું ગામના અગ્રણીઓનું ટોળું. (૨) ન્યાતનું એકઠું થવું એ, જમાત. [○ **કરવું** (રૂ.પ્ર.) પંચ બોલાવવું. (૨) ન્યાત એકઠી કરવી. (૩) દરબારે બારોટ વગેરેને એકઠા કરી કસૂંબા-પાણી કરવાં. ○ **જામવું** (રૂ.પ્ર.) પંચ એકઠું થવું. (૨) દરબારે બોલાવેલા બારોટ વગેરેનાં કસૂંબા-પાણી થવાં. ○ **ભરાવું** (રૂ.પ્ર.) દરબારને ત્યાં આગેવાનોનું એકઠું થવું. (૨) તોફાની લોકોનું એકઠું થવું]

**રાવણું[૨]** જુઓ 'રામણું.'

**રાવણો** જુઓ 'રામણો.'

**રાવત** પું. [સં. राजपुत्र > પ્રા. राअ-उत्त, राउत्त] રાજવંશી

ભાયાત (લા.) (૨) ઘોડેસવાર સૈનિક. (૩) ઘોડાનો રખેવાળ. (૪) ઘોડાં ઉછેરવાનો ધંધો કરનારો એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) [લાયક રીતભાત

**રાવ-તા** સ્ત્રી. [જુઓ 'રાવ³' + સં., ત.પ્ર.] રાજાપણું, રાજાને

**રાવતી** સ્ત્રી. હલકી ધાતુની રજ. [૦ કાઢવી (રૂ.પ્ર.) સોંપાયેલી થાપણમાંથી ચોરી કરવી. (૨) ખાનગી રીતે કોઈનું ઓળવી લેવું] [દ્વિરુક્તિ.] જુઓ 'રાવ.³'

**રાવ-ફરિયાદ** સ્ત્રી. [જુઓ 'રાવ³' + ફરિયાદ.' સમાનાર્થીનો'

**રાવ-બહાદુર** (-બા:દુર.') વિ. [જુઓ 'રાવ²' + 'બહાદુર.'] અંગ્રેજી અમલ સમયનો 'રાયસાહેબ'થી જરા ઊંચો ઇલકાબ

**રાવ-રાયો** પું. [જુઓ 'રાવ²' + સં. राजक- > પ્રા. रायअ-, સમાનાર્થીની દ્વિરુક્તિ.] રાજા 'રાવ.³' પદમાં.)

**રાવલી** સ્ત્રી. [જુઓ 'રાવ³' + ગુ. 'લી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**રાવલું** જુઓ 'રાયલું.'

**રાવ-સાહેબ** વિ. [જુઓ 'રાવ³' + 'સાહેબ.'] અંગ્રેજી રાજ્યના સમયનો 'રાયસાહેબ'થી ઊંચો ઇલકાબ

**રાવળ** પું. [સં. राज + कुल > પ્રા. राअउल, राउल] રાજવંશનો પુરુષ. (૨) કેટલાક રાજવીઓનો એ ઇલકાબ. (સંજ્ઞા.) (૩) ઔદીચ્ય વગેરે બ્રાહ્મણોમાંની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૪) વહીવંચાનો ધંધો કરનાર બારોટ. (૫) ઉત્તર ગુજરાતની એક ઊતરતી ગણાતી હિંદુ કોમ, રાવળિયો (ખાસ કરી પાટી વગેરે વણવાનું કામ કરનાર). [૦જીનાં પરતાનાં (રૂ.પ્ર.) ઠેકાણા કે સાન વિનાનું માણસ]

**રાવળ-કાંઠી** ન. [+ અસ્પષ્ટ] એ નામનું એક પક્ષી

**રાવળિયો** પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] દરબારી બેપિયો. (૨) ચોકિયાત, પસાયતો. (૩) જુઓ 'રાવળ(૫).'

**રાવળું** ન. [સં. राजकुलक- > પ્રા. राअउलअ-] રાજ-દરબાર, કચેરી. (૨) રાજપૂત ઠાકોરની મંડળી. (૩) રાણીવાસ, અંતઃપુર, જનાનો. (૪) વિ. રાજાને લગતું. [(૩) ભંડોળ

**રાશ¹** પું. [સં. राशि અર્વા. તદ્ભવ] જથ્થો. (૨) ઢગલો.

**રાશ²**(-સ) (-શ્ય,-સ્ય) સ્ત્રી. [સં. रश्मि > પ્રા.रस्सि] ઘોડાં બળદ વગેરેનાં વાહનનું દોરડું (લગભગ સોળ હાથ-૨૪ ફૂટની લંબાઈનું). ૦ ભા(-ભાં)ગવી (રૂ.પ્ર.) દોરડું વણવું]

**રાશ³** જુઓ 'રાસ.²'

**રાશ-ખાતું** જુઓ 'રાસ-ખાતું.'

**રાશ(-સ)ડી** (-શ્ય,-(-સ્ય)ડી) સ્ત્રી. [જુઓ 'રાશ³' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] દોરડી, અછોડો. (૨) રૂપાની કંઠી

**રાશ(-સ)ડી-બંધારણું** ન.[+સં. बन्धन क- > પ્રા.बंधणअ-] રાસડી અને કાસનો ફૂંકિયો, એ બંનેની સાથે બાંધવાની દોરી કે વાધરી

**રાશબડી** જુઓ 'રાશમડી.'

**રાશ-બંધ** (બન્ધ) પું [જુઓ 'રાશ¹' + 'બંધ'.] ઢગલાબંધ, જથ્થા-બંધ [એક છોડ

**રાશમ(-બ)ડી** સ્ત્રી. શેરડીના વાડમાં થતો એરંડાને મળતો

**રાશ-વા** (રાશ્ય) ક્રિ વિ. [જુઓ 'રાશ³' + 'વા.³']ગાડાના બળદની રાશના માપના અંતરે (લગભગ સોળ હાથ)

**રાશિ** પું. [સં.] સમૂહ, જથ્થો, 'ક્વૉન્ટિટી' (પો.ગો.) (૨) ઢગલો. (૩) ભંડોળ. (૪) સ્ત્રી. [સં.,પું.] ગણિતનો તે તે આંકડો કે રકમ. (ગ.). (૫) પ્રમાણ માંડવાની રીત (ગ.). (૬) આકાશમાંના ક્રાંતિવૃત્તના બાર સરખા ભાગ(દરેક ૩૦ અંશ)માંનો તારા-સમૂહ (સવા બે નક્ષત્રનો એક ભાગ થાય છે), જેવો કે મેષ વૃષભ મિથુન કર્ક સિંહ કન્યા તુલા વૃશ્ચિક ધન મકર કુંભ અને મીન. (સૂર્ય આખા રાશિચક્રમાં એક વાર દેખાવા ૩૬૫ દિવસ – ૫ કલાક – ૪૮ મિનિટ અને ૪૬ સેકન્ડ લે છે.) (ખગોળ.)

**રાશિ-ચક્ર** ન. [સં.] આકાશીય બાર રાશિનું સમગ્ર માળખું

**રાશિ-નામ** ન. [સં.] તે તે રાશિને માટે જ્યોતિષમાં નક્કી કરેલા વર્ણોવાળું નામ

**રાશિ-બલ(-ળ)** ન. [સં.] તે તે રાશિનું જાતકને મળતું ફલરૂપ બળ, કહેલા વર્ણ પ્રમાણેનું જન્મનારને અપાતું નામ. (જ્યો.)

**રાશિ-બલી(-ળી)** વિ. [સં., પું.] તે તે રાશિના બળવાળું. (જ્યો.) [પરિસ્થિતિ. (ખગોળ.).'

**રાશિ-ભોગ** પું. [સં.] તે તે ગ્રહની તે તે રાશિમાં દેખાવાની

**રાશિ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન [સં.] જુઓ 'રાશિ-ચક્ર.'

**રાશિ-સંક્રમણ** (-સઙ્ક્રમણ) ન. [સં.] સૂર્ય કે કોઈ અન્ય ગ્રહનું એક રાશિમાંથી બીજી રાશિમાં દેખાવું એ. (ખગોળ.)

**રાશી** જુઓ 'રાસી.'

**રાશીલો** જુઓ 'રાસીલો.'

**રાશોટું** વિ. [જુઓ 'રાશ³' દ્વારા.] દોરડા વડે બાંધેલું

**રાશ્યંતર** (રાશ્યન્તર) ન. [સં. राशि + अन्तर] બે સંખ્યા કે રકમનો તફાવત. (ગ.) (૨) આકાશી એક રાશિથી બીજી રાશિ વચ્ચેનું અંતર. (ખગોળ.) (૩) બીજી રાશિ. (ખગોળ.)

**રાષ્ટ્ર** ન. [સં.] પૃથ્વી ઉપરના દેશોનો તે તે રાજકીય એકમ, 'સ્ટે(૦ઇ)ટ' (વ. આ.). (૨) દેશ, પ્રદેશ. (૩) (લા.) તે તે રાજકીય એકમની પ્રજા, જનતા, 'નેશન' (ર.વા.)

**રાષ્ટ્ર-કવિ** પું. [સં.] તે તે રાષ્ટ્રનો દેશાભિમાની માન્ય શાયર, રાષ્ટ્ર-શાયર ['બિલ્ડર' (ક. મા.)

**રાષ્ટ્ર-કાર** વિ., પું. [સં.] રાષ્ટ્રનું ઘડતર કરનાર પુરુષ, 'નેશન-

**રાષ્ટ્ર-કૂટ** પું. [જુઓ 'રાઠોડ';-જૂના કોઈ શબ્દનું વિચિત્ર સંસ્કૃતીકરણ.] જુઓ 'રાઠોડ.'

**રાષ્ટ્ર-કેળવણી** સ્ત્રી. [+ જુઓ 'કેળવણી.'] સમગ્ર દેશમાં અપાતું શિક્ષણ અને એની પ્રણાલી

**રાષ્ટ્ર-ગઠન** ન. [+જુઓ 'ગઠન.'] સમગ્ર રાષ્ટ્રને એક સૂત્રમાં ગૂંથી એકાત્મક કરવાની ક્રિયા, રાષ્ટ્રિય એકતા

**રાષ્ટ્ર-ગીત** ન. [સં.] દરેક માંગલિક કે રાજકીય પ્રસંગે રાષ્ટ્રની સત્તાએ માન્ય કરેલું દેશાભિમાન-ભરેલું ગીત, 'નૅશનલ ઍન્થમ' (ભારતનું जनगणमन-अधिनायक એ મુખ્ય અને वन्दे मातरम् એ સહાયક રાષ્ટ્રગીત છે.)

**રાષ્ટ્ર-ઘટના** સ્ત્રી. [સં.] રાષ્ટ્રનું ઘડતર, રાષ્ટ્રની રચના કે માંડણી

**રાષ્ટ્ર-ઘાતક** વિ. [સં.], **રાષ્ટ્રઘાતી** વિ. [સં., પું.] રાષ્ટ્રને નુકસાન કરનાર (પ્રજાજન), રાષ્ટ્રદ્રોહી

**રાષ્ટ્ર-ચિહ્ન** ન. [સં.] જુઓ 'રાષ્ટ્ર-પ્રતીક.'

**રાષ્ટ્ર-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] રાષ્ટ્રના હિતનો સતત ખ્યાલ રાખનાર, 'સ્ટે(ટ્ઈ)ટ્સમૅન' (બ.ક.ઠા.), 'પૉલિટિશિયન' (બ.ક.ઠા.)

**રાષ્ટ્ર-ચિંતના** (-ચિન્તના) સ્ત્રી. [સં.] રાષ્ટ્રના હિતનો સતત વિચાર, 'સ્ટે(ટ્ઈ)ટસમૅન-શિપ' (બ.ક.ઠા.)

**રાષ્ટ્ર-ચેતના** સ્ત્રી.[સં.] રાષ્ટ્રિય જાગૃતિ, લોકોમાં પોતાનાં રાષ્ટ્ર માટેની સજાગતા

**રાષ્ટ્ર-જન** પું. [સં.] દેશને ઊભો કરનારો પુરુષ, રાષ્ટ્રિય પુરુષ. (૨) ન. [સં.,પું.] બ.વ. દેશજન, પ્રજા, જનતા

**રાષ્ટ્ર-જીવન** ન. [સં.] રાષ્ટ્રનાં પ્રજાજનોનું એકાત્મક જીવન, રાષ્ટ્રિય જીવન

**રાષ્ટ્ર-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] રાજ્ય પરનો વહીવટ કરવાને માટેનું માળખું, 'પૉલિટી' (વિ.ર.)

**રાષ્ટ્ર-દેવ** પું. [સં.] દેવના સ્વરૂપમાં ભાવના કરી હોય તેવું પોતાનું રાષ્ટ્ર, પવિત્રસ્વરૂપ રાષ્ટ્ર

**રાષ્ટ્ર-દ્રોહ** પું. [સં.] પોતાના રાષ્ટ્રનું અહિત થાય એવું આચરણ, દેશનું અનિષ્ટ થાય એવું આચરણ, દેશનું અકલ્યાણ ઇચ્છવું એ

**રાષ્ટ્ર-દ્રોહી** વિ. [સં.,પું.] રાષ્ટ્ર નો દ્રોહ કરનાર

**રાષ્ટ્ર-ધર્મ** પું. [સં.] તે તે પ્રજાની પોતાના રાષ્ટ્ર પ્રત્યેની ફરજ. (૨) રાષ્ટ્રે માન્ય કરેલો કોઈ એક ધર્મ કે સંપ્રદાય (ઉ.ત. ઇગ્લૅન્ડ વગેરે દેશોનો 'ખ્રિસ્તીધર્મ,' પાકિસ્તાનનો 'ઇસ્લામ ધર્મ' વગેરે)

**રાષ્ટ્ર-ધ્વજ** પું. [સં.] તે તે રાષ્ટ્રનો પોતાના પ્રતીકને સૂચવતો વાવટો (ભારતનો 'રાષ્ટ્રધ્વજ' વચ્ચે અશોક રાજાના સિંહોથી અંકિત ધર્મચક્રવાળો કેસરી લીલા અને સફેદ પટ્ટાવાળો છે.)

**રાષ્ટ્ર-ધ્વંસ** (-ધ્વંસ) પું. [સં.] રાષ્ટ્રનો વિનાશ, રાષ્ટ્ર ની ભારે પડતી [ધકેલનાર

**રાષ્ટ્ર-ધ્વંસક** (-ધ્વંસક) વિ. [સં.] રાષ્ટ્રને વિનાશના પંથે

**રાષ્ટ્ર-નિરપેક્ષતા** સ્ત્રી. [સં.] ભિન્ન ભિન્ન રાષ્ટ્રોને સ્થાને સમગ્ર રાષ્ટ્રોનું એકાત્મક એક રાષ્ટ્ર હોય એ પ્રકારની પરિસ્થિતિ, 'ઇન્ટર-નૅશનાલિઝમ' (દ. બા.)

**રાષ્ટ્ર-નિર્માણ** ન. [સં.] જુઓ 'રાષ્ટ્ર-ઘટના.'

**રાષ્ટ્ર-નિર્માતા** વિ. [સં.,પું.] રાષ્ટ્રને એના એકાત્મક દૃઢ સ્વરૂપમાં ઊભું કરનાર (જેમકે મહાત્મા ગાંધીજી)

**રાષ્ટ્ર-નીતિ** સ્ત્રી. [સં.] રાષ્ટ્રના વિધાનમાં રાષ્ટ્ર ની અસ્મિતાને પ્રબળ કરનારી આંતરિક તેમજ વિદેશો સાથેના વ્યવહારની ચોક્કસ પ્રકારની કાર્ય-પદ્ધતિ

**રાષ્ટ્ર-નેતા** વિ.,પું. [સં.પું.] રાષ્ટ્રને દોરવણી આપનાર વ્યક્તિ [તે તે પ્રમુખ

**રાષ્ટ્ર-પતિ** પું. [સં.] તે તે સમગ્ર રાષ્ટ્રનો ચૂંટાઈ ને આવતો

**રાષ્ટ્રપતિ-શાસન** ન. [સં.] મંત્રી-મંડળ પાસેથી સત્તા લઈ રાષ્ટ્ર-પતિની સીધી દેખરેખ નીચે રાજ્યપાલ દ્વારા થતો રાજ્યનો વહીવટ, 'પ્રેસિડન્ટ્સ રૂલ'

**રાષ્ટ્ર-પથ** પું. [સં.] રાષ્ટ્રિય મોરી માર્ગ, 'નૅશનલ હાઇ-વે'

**રાષ્ટ્ર-પિતા** પું. [સં.] સમગ્ર રાષ્ટ્રને ઊભું કરવામાં ભારે જહેમત ઉઠાવનાર અને પ્રજાના વડીલ-પદને શોભાવનાર વ્યક્તિ, રાષ્ટ્રની આઝાદી અને ઉન્નતિને ઘડનાર પુરુષ. (ઉ.ત. માત્ર મહાત્મા ગાંધીજી; હજી બીજા કોઈ ને એ માન મળ્યું નથી.)

**રાષ્ટ્ર-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] રાષ્ટ્રના રૂપમાં રહેલો સંપૂર્ણ ઘટક. (૨) પોતાના રાષ્ટ્રે સાધી આપેલી ભરણ-પોષણની વ્યવસ્થા

**રાષ્ટ્ર-પુરુષ** પું. [સં.] જુઓ 'રાષ્ટ્ર-જન(૧).'

**રાષ્ટ્ર-પૂજક** વિ. [સં.] પોતાના રાષ્ટ્રનું સંપૂર્ણ સંમાન કરનાર, દેશાભિમાની, પ્રજાસ્મિતાવાદી, 'નૅશનાલિસ્ટ' (દ.બા.)

**રાષ્ટ્ર-પૂજા** સ્ત્રી., ૦ધર્મ પું. [સં.] પોતાના દેશ માટેનું માન, દેશાભિમાનવાળું વર્તન, 'નૅશનાલિઝમ'

**રાષ્ટ્ર-પેરવી** સ્ત્રી. [+ જુઓ 'પેરવી.'] રાષ્ટ્રની ઉન્નતિ માટેનો પ્રયત્ન [કરનાર

**રાષ્ટ્ર-પોષક** વિ. [સં.] રાષ્ટ્રની ઉન્નતિ માટેનો પ્રયત્ન

**રાષ્ટ્ર-પ્રતિષ્ઠા** સ્ત્રી. [સં.] પોતાના રાષ્ટ્રનું ગૌરવ

**રાષ્ટ્ર-પ્રતીક** ન. [સં.] તે તે રાષ્ટ્રના સ્વરૂપનો ખ્યાલ આપનાર ખાસ ચિહ્ન. (ભારતના રાષ્ટ્રધ્વજમાંનું અશોકનું ધર્મચક્ર)

**રાષ્ટ્ર-પ્રેમ** પું. [સં. પ્રેમા પું., પ્રેમ(ન્) ન.] પોતાના રાષ્ટ્ર તરફની ચાહના [પ્રેમ રાખનાર

**રાષ્ટ્ર-પ્રેમી** વિ. [સં. + ગુ. 'ઈ' ત.પ્ર.] પોતાના રાષ્ટ્ર પ્રત્યે

**રાષ્ટ્ર-ભક્ત** પું. [સં.] પોતાના રાષ્ટ્ર તરફનો સંપૂર્ણ આદર બતાવનાર વ્યક્તિ, 'પેટ્રિઑટ'

**રાષ્ટ્ર-ભક્તિ** સ્ત્રી. [સં.] પોતાના રાષ્ટ્ર તરફનો સંપૂર્ણ આદર, 'પેટ્રિઑટિઝમ' (ન.ભો.)

**રાષ્ટ્ર-ભાવ** પું., ૦ના સ્ત્રી. [સં.] 'આ રાષ્ટ્ર મારું છે અને એના અભ્યુદયમાં મંડી પડવાની મારી ફરજ છે' એ પ્રકારની વૃત્તિ કે લાગણી, 'પેટ્રિઑટિઝમ'

**રાષ્ટ્ર-ભાષા** સ્ત્રી. [સં.] સમગ્ર રાષ્ટ્રના આંતરપ્રાંતીય વ્યવહાર માટેની માન્ય ભાષા, (ઉ. ત. ભારતની રાષ્ટ્રભાષા બંધારણે 'હિંદી' કહી છે.), 'લિંગ્વા-ફ્રાન્કા' (જે. હિ.)

**રાષ્ટ્ર-મહત્ત્વ** ન. [સં.] રાષ્ટ્ર એ જ પ્રધાન વસ્તુ છે એવી પરિસ્થિતિ

**રાષ્ટ્રમહત્ત્વાકાંક્ષી** (-કાઙ્ક્ષી) વિ. [+ સં. आ-काङ्क्षी, પું.] રાષ્ટ્રના મહત્ત્વની પ્રબળ ભાવના રાખનારું

**રાષ્ટ્ર-માન્ય** વિ. [સં.] સમગ્ર રાષ્ટ્ર જેને માન આપે તેવું, સર્વ પ્રજાએ માન આપવા જેવું [એમ્બ્લેમ'

**રાષ્ટ્ર-મુદ્રા** સ્ત્રી. [સં.] જુઓ 'રાષ્ટ્ર-પ્રતીક'-'નૅશનલ

**રાષ્ટ્ર-લિપિ** સ્ત્રી. [સં.] સમગ્ર રાષ્ટ્રનાં બધાં રાજ્યોની સાથેના વ્યવહારમાં કામ લાગે તેવી સર્વગમ્ય લિપિ (ભારતની હિંદી દેવનાગરી)

**રાષ્ટ્ર-વાદ** પું. [સં.] રાષ્ટ્ર જ એક સ્વતંત્ર ઘટક છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'નૅશનાલિઝમ' (દ.બા.) [લિસ્ટ'

**રાષ્ટ્ર-વાદી** વિ. [સં.,પું.] રાષ્ટ્રવાદમાં માનનારું, 'નૅશના-

**રાષ્ટ્ર-વિઘાતક** વિ. [સં.] રાષ્ટ્રના હિતને જોખમાવનારું

**રાષ્ટ્ર-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'રાષ્ટ્ર-નીતિ,' 'પૉલિટિક્સ' (બ.ક.ઠા.)

**રાષ્ટ્ર-વિધાતા** વિ. [સં.,પું.] જુઓ 'રાષ્ટ્ર-નિર્માતા.'

**રાષ્ટ્ર-વિધાન** ન. [સં.] દેશનું ઘડતર. (૨) દેશનું બંધારણ

**રાષ્ટ્ર-વિધાયક** વિ. [સં.] જુઓ 'રાષ્ટ્ર-નિર્માતા.'
**રાષ્ટ્ર-વિપ્લવ** પું. [સં.] રાષ્ટ્રમાં આવી પડેલી પ્રબળ ક્રાંતિ [મતનું
**રાષ્ટ્રવિપ્લવવાદી** વિ. [સં.,પું.] રાષ્ટ્રનો વિપ્લવ કરવાના
**રાષ્ટ્ર-વિરોધી** વિ. [સં.,પું.] રાષ્ટ્રના હિતનો વિરોધ કરનાર, રાષ્ટ્રના બંધારણનું ઉલ્લંઘન કરનાર, રાષ્ટ્રવિદ્રોહી
**રાષ્ટ્ર-વીર** પું [સં.] રાષ્ટ્રનો બહાદુર પ્રજા-જન
**રાષ્ટ્ર-વ્યાપી** વિ. [સં.,પું.] રાષ્ટ્રના ખૂણે ખૂણે પ્રસરી જનારું, 'નૅશન-વાઇડ' [બળ
**રાષ્ટ્ર-શક્તિ** સ્ત્રી. [સં.] સમગ્ર પ્રજાનું એકાત્મક સંગઠિત
**રાષ્ટ્ર-શરીર** ન. [સં.] રાષ્ટ્રરૂપી સમગ્ર એકાત્મક સ્વરૂપ
**રાષ્ટ્ર-સત્તા** સ્ત્રી. [સં.] રાષ્ટ્રનો પ્રજાજનોના શાસન વિશેનો અધિકાર, સમાજવાદી રાષ્ટ્ર-શાસન [એવું માનનાર
**રાષ્ટ્ર-સત્તાવાદી** વિ. [સં.,પું.] રાષ્ટ્રસત્તા સર્વનિયામક છે
**રાષ્ટ્ર-સભા** સ્ત્રી. [સં.] ભિન્ન ભિન્ન પેટા રાજ્યોમાંથી ચૂંટાઈ ને આવેલાં રાજ્યોની કેંદ્રમાંની પરિષદ, લોકસભા, 'પાર્લમેન્ટ'
**રાષ્ટ્ર-સમવાય-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.], **રાષ્ટ્ર-સમૂહ**, **રાષ્ટ્ર-સંઘ** (-સઙ્ઘ) પું. [સં.] ભિન્ન ભિન્ન રાષ્ટ્રો-મહારાજ્યોના પ્રતિનિધિઓની કેંદ્રીય સભા, 'લીગ ઑફ નેશન્સ,' 'યુનાઇટેડ નેશન ઑર્ગેનિઝેશન,' 'કૉમન-વેલ્થ' (ક. મુ.)
**રાષ્ટ્ર-સંરક્ષણ** (-સંરક્ષણ) ન. [સં.] સમગ્ર રાષ્ટ્રનો ચારે તરફથી કરવામાં આવતો બચાવ
**રાષ્ટ્ર-સાહિત્ય** ન. [સં.] રાષ્ટ્રનાં ભિન્ન ભિન્ન રાજ્યોમાંથી સમગ્ર રાષ્ટ્રને ગૌરવ અપાવે તેવું સાહિત્ય
**રાષ્ટ્ર-સીમા** સ્ત્રી. [સં.] એકબીજાં નજીકનાં રાષ્ટ્રોને જોડનારી હદ, 'ઇન્ટરનૅશનલ બાઉન્ડ્રી' [દેશ-સેવક
**રાષ્ટ્ર-સેવક** પું. [સં.] સમગ્ર રાષ્ટ્રની સેવા કરનાર વ્યક્તિ,
**રાષ્ટ્ર-સેવિકા** સ્ત્રી. [સં.] રાષ્ટ્ર-સેવક સ્ત્રી, દેશ-સેવિકા
**રાષ્ટ્ર-સેવા** સ્ત્રી. [સં.] રાષ્ટ્રની સમગ્ર રીતે કે એના કોઈ પણ અંગને આપવામાં આવતી અનેક પ્રકારની સેવા
**રાષ્ટ્ર-હિત** ન. [સં.] સમગ્ર રાષ્ટ્રનું ભલું, દેશ-હિત
**રાષ્ટ્રહિત-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.], **રાષ્ટ્ર-હિતૈષી** વિ. [સં.,પું.] સમગ્ર રાષ્ટ્રના ભલા વિશે સતત વિચાર કર્યા કરનારું, રાષ્ટ્રનું ભલું ઇચ્છનારું
**રાષ્ટ્રિક** વિ. [સં.] રાષ્ટ્રને લગતું. (૨) તે તે રાષ્ટ્રનું વતની. (૩) પું. રાજ્યકર્તા, શાસક. (૪) વંશ-પરંપરાથી ઊતરી ન આવી હોય તેવી સરદારી કે અધિકાર ધરાવનાર અમલદાર
**રાષ્ટ્રિય** વિ. [સં.] રાષ્ટ્રને લગતું, રાષ્ટ્રનું, 'નૅશનલ.' (૨) પું. રાજ્ય-કર્તા, શાસક. (૩) રાજાનો સાળો
**રાષ્ટ્રિય(-યી)કરણ** ન. [સં.] સમગ્ર રાષ્ટ્રમાં ચાલતા ઉદ્યોગો કામધંધા વેપાર રોજગાર વગેરે બધું રાષ્ટ્રના શાસનતંત્રની દેખરેખ નીચે ચાલે એવી જાતની વ્યવસ્થા, 'નૅશનાલિઝેશન'
**રાષ્ટ્રિય-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] તે તે રાષ્ટ્રનું હોવાપણું, તે તે રાષ્ટ્રના વતની તરીકેનું અસ્તિત્વ, 'નૅશનાલિટી,' 'નૅશનાલિઝમ' (આ. બા.)
**રાષ્ટ્રિયી-કરણ** જુઓ 'રાષ્ટ્રિય-કરણ.'
**રાષ્ટ્રીય** વિ. [સં. राष्ट्रिय] સંસ્કૃતમાં 'રાષ્ટ્રીય' સર્વથા નથી, એ ગુજ.માં સાદૃશ્યે નવો ઊભો થયેલો શબ્દ છે એ આમ અશુદ્ધ હોઈ એ અને એના ઉપરથી થયેલા શબ્દ ત્યાજ્ય છે.) [નાની પવિત્ર જાગૃતિ
**રાષ્ટ્રોત્થાન** ન. [+ સં. उत्थान] રાષ્ટ્રમાં સ્વરાજ્યની ભાવ-
**રાષ્ટ્રોદ્ધાર** પું [+ સં. उद्धार] રાષ્ટ્રની ઉન્નતિનું કાર્ય
**રાષ્ટ્રોદ્રેક** પું. [+ સં. उद्रेक] રાષ્ટ્ર માટેનો ઉત્સાહ
**રાષ્ટ્રોપયોગી** વિ. [+ સં. उपयोगी પું.] સમગ્ર રાષ્ટ્રના ખપમાં લાગે તેવું
**રાસ**$^{૧}$ પું. [સં.] લગભગ ચોસઠ સુધીનાં સ્ત્રી-પુરુષનાં જોડાનું એક પ્રકારનું ગેય સમૂહ-નૃત્ત. (૨) એવા સમૂહ-નૃત્તમાં ગાવાની ચીજ કે ગેય રચના. (૩) એવી રચનામાંથી વિકસેલી ગેય પદ્યરૂપ વર્ણનાત્મક રચના, 'બૅલેડ' (રા. વિ.). (૪) રાસધારીઓ શ્રીકૃષ્ણની વ્રજભાષામાં લખાયેલી ગેય રચનાઓ ભજવી બતાવે છે તે, એવી તે તે રચના અને એનું પ્રદર્શન
**રાસ**$^{૨}$ (-સ્ય) જુઓ 'રાશ.$^{૨}$'
**રાસ**$^{૩}$(-શ) સ્ત્રી. [અર.] પંત્યાળું, ભાગીદારી. (૨) મેળ, મેળાપ. (૩) વ્યાજ-મુદ્દલ. (ગ.). (૪) સરાસરી, સરેરાશ. [૦ આવવી (રૂ.પ્ર.) સરેરાશ થવું. ૦ કાઢવી (રૂ.પ્ર.) સરેરાશ કાઢવી. ૦ પડવું (રૂ.પ્ર.) નિયમિત ચાલવું. ૦માં ભળવું (રૂ.પ્ર.) મેળમાં આવવું. બનતી રાસ(-શ) (રૂ.પ્ર.) મેળ. (૨) એકતા]
**રાસ**$^{૪}$ પું. વહાણનો આગળનો ભાગ. (વહાણ) [શચ
**રાસ**$^{૫}$ પું. જમૈયા ઉપરની કારીગરીવાળી સોનાની મૂઠ,
**રાસ**$^{૬}$ સ્ત્રી. [અર.] ભૂશિર
**રાસ**$^{૭}$ ન. વણકરનું એક સાધન [એક છંદ. (પિં.)
**રાસક** પું. [સં.] ગેય પ્રકારનું નાટ્ય-રૂપક. (નાટ્ય.) (૨)
**રાસ-કુંજ** (-કુઞ્જ) સ્ત્રી. [સં.,પું.,ન.] રાસ રમવા માટેનો નાનો બગીચો કે વેલીઓની ઘટા [ઉમંગ ધરાવતું
**રાસ-કોડીલું** વિ. [સં. + જુઓ 'કોડીલું.'] રાસ રમવાનો
**રાસ-ક્રીડન** ન., **રાસ-ક્રીડા** સ્ત્રી. [સં.] રાસ ખેલવાની ક્રિયા, રાસ રમવો એ [ખાતું, ભાગીદારી
**રાસ(શ)-ખાતું** ન. [જુઓ 'રાસ$^{૩}$' + 'ખાતું.'] સહિયારું
**રાસડી** (રાસ્યડી) જુઓ 'રાશડી.'
**રાસડી-બંધણું** (રાસ્યડી-બન્ધણું) જુઓ 'રાશડી-બંધણું.'
**રાસ-ડો** પું. [સં. रास + ગુ 'ડું' સ્વાર્થે ત.પ્ર.] સ્ત્રીઓનું એક પ્રકારનું સમૂહ-નૃત્ત. (૨) એવા નૃત્તમાં ગાવાની ઇતિહાસમૂલક પ્રસંગની વર્ણનાત્મક ગેય કવિતા
**રાસ-ધારી** વિ.,પું. [સં.] શ્રીકૃષ્ણ રાધા વગેરે પાત્રોના રૂપમાં ભજવનાર વ્રજવાસી નટ. (પુષ્ટિ.)
**રાસન** ન. [અં. રૅશન] જુઓ 'રૅશન.' [ગોપાંગના
**રાસ-નંદિની** (-નન્દિની) સ્ત્રી. [સં.] રાસ ખેલનારી તે તે
**રાસ-પૂન(-ને)મ** (-મ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'પૂન(-ને)મ.'].

રાસ-પૂર્ણિમા સ્ત્રી. [સં.] આસો સુદિ પૂનમ, શરદ-પૂર્ણિમા. (સંજ્ઞા.) [આવતું તે તે ચક્કર
રાસ-કૂદડી સ્ત્રી. [સં. + જુઓ 'કૂદડી.'] રાસ ખેલતાં લેવામાં
રાસબરી ન. [અં.] બોરના જેવું એક ફળ. (૨) સ્ત્રી. એ ફળમાંથી બનાવેલું એક સ્વાદિષ્ઠ પીણું
રાસભ પું. [સં.] ગધેડો
રાસભી સ્ત્રી. [સં.] ગધેડી
રાસ-ભૂમિ સ્ત્રી. [સં.] જ્યાં રાસ ખેલાતો હોય તે જમીન
રાસ-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] રાસ રમનારાઓનું ખેલતું માંડલું
રાસ-મંડલી(-ળી) (-મણ્ડલી,-ળી) સ્ત્રી. [સં.] અભિનયથી રાસ બતાવનારાઓની ટોળી [એક ઉત્સવ
રાસ-યાત્રા સ્ત્રી. [સં.] કાર્તિકી પૂનમનો થતો શ્રીકૃષ્ણનો
રાસ-રસમ સ્ત્રી. રીત, રિવાજ, પ્રથા, ધારો
રાસ-રસિક વિ. [સં.] રાસ ખેલવામાં રસ ધરાવનાર
રાસ-લીલા સ્ત્રી. [સં.] શ્રી કૃષ્ણના બાલ-જીવનની વિવિધ ક્રીડા. (૨) રાસ-ક્રીડા. (૩) રાસધારીઓનો એ બજાવી બતાવવાનો અભિનય
રાસ-વિલાસ પું. [સં.] જુઓ 'રાસ-ક્રીડા.'
રાસવું સ. ક્રિ. [[સં. रस् દ્વારા] સ્વાદ લેવો
રાસ-સંગ્રહ (-સઙ્ગ્રહ) પું. [સં.] ગાઈ શકાય તેવી રાસ-કૃતિઓનો સંઘરા-રૂપ ગ્રંથ
રાસાઈ વિ. [જુઓ 'રાવ[૨]' + 'શાહી'નું લઘુ રૂપ.] કચ્છના રાવને લગતું (કોરીનું ચલણ)
રાસા-બંધ (-બન્ધ) પું. [જુઓ 'રાસો' + સં.] ગેય ઐતિહાસિક રાસ-કાવ્યના રૂપમાં બંધાયેલું સ્વરૂપ. (૨) 'રાસક' નામના છંદમાં બંધાયેલી રચના
રાસાયનિ(-ણિ)ક વિ. [સં. रासायनिक] રસાયનને લગતું, રસાયન સંબંધી, 'કેમિકલ.' (૨) રસાયન-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, 'કેમિસ્ટ'
રાસાશ્વ પું. [સં. रासभ + अश्वની અર્વાચીન સંધિ] ખચ્ચરનો એક પ્રકાર (ગધેડાથી ઘોડીમાં થયેલ)
રાસી(-શી) વિ. તદ્દન ખરાબ, સાવ નપાવટ
રાસી(-શી)લો પું. તાણાની પાછળના ભાગમાં દોરડું વીંટવા માટે રાખેલો ખીલો કે લાકડાનો ખૂંટો
રાસૂડું વિ. આંધળું. (૨) પાછલી રાતે ઝાંખું દેખી શકે તેવું, રતાંધળું [શ્રીકૃષ્ણ
રાસેશ,-શ્વર પું. [સં. रास + ईश,-श्वर] રાસ-ક્રીડાના ખેલાડી
રાસેશ્વરી સ્ત્રી. [સં.] રાધા. (૨) ગોપી
રાસો પું. [સં. रासक->પ્રા. रासअ-] ગેય રાસ-કૃતિમાંથી વિકસેલો ઐતિહાસિક કોટિનો વર્ણનાત્મક કાવ્ય-પ્રકાર, (મુખ્યત્વે) વીર રસનો કાવ્ય-પ્રકાર
રાસોત્સવ પું. [સં. रास + उत्सव] જુઓ 'રાસ-ક્રીડા.'
રાસોડું વિ. [જુઓ 'રાસ[૨]' દ્વારા.] રાસથી-દોરડાથી બાંધેલું (બળદ વગેરે)
રાસ્કલ વિ. [અં.] હરામખોર, લુચ્ચું, ઠગારું [નેક
રાસ્ત વિ. [ફા.] સાચું, વાજબી, યોગ્ય. (૨) પ્રામાણિક,
રાસ્ત-બાજ વિ. [+ ફા. પ્રત્યય] સત્યવાદી. (૨) ન્યાયી, નેક-દિલ [ચિતા, નેકદિલી
રાસ્ત-બાજી સ્ત્રી. [+ ફા. પ્રત્યય] સત્યવ-દિતા. (૨) ન્યા-
રાસ્તી સ્ત્રી. [ફા.] સત્યતા. (૨) ઇમાનદારી
રાહ પું. [ફા.] રસ્તો, માર્ગ, પંથ, કેડો. (૨) ઢાળ, ચાલ, પદ્ધતિ, 'પ્રોસેસ.' (૩) શિરસ્તો, રિવાજ. (૪) ઉપાય, તરકીબ, 'ગાઇડ-લાઇન્સ.' (૫) (લા.) સ્ત્રી. પ્રતીક્ષા, વાટ. [૦ ઉપર ચાલવું (-ઉપરચ-) (રૂ.પ્ર.) નીતિથી વર્તવું. ૦ કાઢવી (રૂ.પ્ર.) યુક્તિ કરવી. ૦ જોવી (રૂ.પ્ર.) પ્રતીક્ષા કરવી. ૦ પકડવો, ૦ લેવો (રૂ.પ્ર.) ચાલતા થવું. ૦ પર આવવું (રૂ.પ્ર.) રીતભાત સુધારવી. ૦ બતાવવો (રૂ.પ્ર.) નોકરીમાંથી છૂટા કરવું. ૦ આપવો (રૂ.પ્ર.) ચાલતી પકડવી]
રાહ-ખરચ પું. [+ જુઓ 'ખરચ.'], રાહ-ખર્ચ પું [+ જુઓ 'ખર્ચ.'] મુસાફરીમાં થતો ખર્ચ, વાટ-ખર્ચ [પંથ
રાહ-ગીર વિ. [ફા.] મુસાફર, વટેમાર્ગુ, યાત્રિક, પથિક,
રાહત સ્ત્રી. [અર.] આસાયેશ, નિરાંત. (૨) આરામ, વિસામો. (૩) છૂટ-છાટ, 'કન્સેશન.' (૪) ભાવ-તાલમાં કિફાયત હોવું એ, ફાયદો
રાહ-દાર વિ. [ફા.] મુસાફર, વટેમાર્ગુ. (૨) રસ્તા ઉપરનો કર ઉઘરાવનાર
રાહદારી સ્ત્રી. [ફા.] રસ્તે જવાપણું, 'ટ્રાન્ઝિટ.' (૨) વિ. જુઓ 'રાહદાર(૧).' (૩) અવરજવરવાળું
રાહ-પંથ (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.' સમાનાર્થીઓનો દ્વિર્ભાવ.] જુઓ 'રાહ(૧).'
રાહ-બર વિ. [ફા.] રસ્તો બતાવનાર, માર્ગ-દર્શક, ભોમિયો
રાહબરી સ્ત્રી. [ફા.] માર્ગ-દર્શન, દોરવણી. (૨) નેતૃત્વ, નેતાગીરી [વાટ-પાડુ, રસ્તે લૂંટનાર
રાહ-માર,-રુ વિ. [+ જુઓ 'મારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.]
રાહ-રસમ સ્ત્રી. [+ જુઓ 'રસમ.'], રાહ-રીત (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'રીત.'], -તિ સ્ત્રી. [+ સં.] રીત-ભાત, પદ્ધતિ, દસ્તૂર, ચાલ
રાહ-વટ (-ટ્ય) સ્ત્રી. [+ જુઓ 'વટ' અનુગ.] પતિપત્નીએ સાથે રહેવું એ. (૨) જુઓ 'રાહ-રસમ.'
રાહ-વાટ સ્ત્રી. [+ જુઓ 'વાટ[૧].' સમાનાર્થીઓનો દ્વિર્ભાવ.] જુઓ 'રાહ(૧).' [ભેયા કરનારું
રાહ-વોંચિયું વિ. [+ અં. 'વૉચ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રાહ
રાહિત્ય ન. [સં.] રહિતપણું, વિના-ભાવ, અભાવ, નહિ હોવાપણું [(ગોપી). (સંજ્ઞા.)
રાહી સ્ત્રી. [સં. राधिका > પ્રા. राहिआ] રાધા, રાધિકા
રાહુ પું. [સં.] એ નામનો એક કાલ્પનિક અર્ધદેવ. (૨) સૂર્ય ઉપર ગ્રહણ વખતે પડતી ચંદ્રની છાયા અને ચંદ્ર ઉપર ગ્રહણ વખતે પડતી પૃથ્વીની છાયા. (૩) ક્રાંતિ-વૃત્ત અને ચંદ્ર કક્ષાનાં બે માંહેનું એક પાત-બિંદુ (આ સ્થિર નથી, તેથી જ્યોતિષમાં એને ગ્રહ ગણી લેવામાં આવેલ છે.) (જ્યો.). (લા.) વિઘ્ન કરનાર માણસ. ૦ની દશા (રૂ.પ્ર.) માઠી હાલત. ૦ની નડતર (રૂ.પ્ર.) માઠી દશાની તકલીફ]
રાહુ-ગ્રાસ પું. [સં.] સૂર્ય અને ચંદ્રના ગ્રહણની સ્થિતિ
રાહુ-ડું વિ. [સં. राहु + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (લા.)

મેલા રંગનું (કાચ વગેરે)

**રાહુડો[2]** પું. [જુઓ 'રાહુ-ડું.'] રાહુ ગ્રહ (તિરસ્કારમાં)

**રાહુડો[3]** પું. એ નામનું એક ઘાસ

**રાહુલ** પું. [પાલિ.] ગૌતમ બુદ્ધનો પુત્ર. (સંજ્ઞા.)

**રાહે** ક્રિ. વિ. [જુઓ 'રાહ' + ગુ. 'એ' સા. વિ.,પ્ર.] પ્રથા કે રિવાજ પ્રમાણે

**રાહેલું** વિ. ઓશિયાળું

**રાળ[1]** સ્ત્રી. [સં. राल, પું.] સાલના ઝાડમાંથી નીકળતો તરત સળગી ઊઠે તેવો ગૂંદ

**રાળ[2]** પું. [જુઓ 'રિયાલ.'] જૂનો આઠ રૂપિયાની કિંમતનો એક સિક્કો. (૨) ડૉલર

**રાળવું** સ. ક્રિ. [જુઓ 'રાળ[1]'-ના. ધા.] રાળવાળું કરવું, રાળ ભેળવવી. (૨) લીસું કરવું. (૩) (લા.) અંદર અંદર પતાવવું, રોળી નાખવું, માંડી વાળવું. (૪) બકવું. [રાળી-ભૂંસી વાળવું (રૂ.પ્ર.) પતાવી નાખવું, રોળી-ટોળી નાખવું. (૨) માફ કરવું]

**રાળિયું** ન. [જુઓ 'રાળ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રાળના સિક્કા ભાંગી બનાવેલું એક ઘરેણું. (૨) સોનાની લગડી

**રાળો** પું. [રવા.] વાંકા થઈ ઝઘડાથી ધાંધલ કરવી એ

**રાંક** વિ. [સં. रङ्क] ગરીબ, દીન. (૨) નરમ સ્વભાવનું. (૩) નબળું, દુર્બળ. (૪) બિચારું. [૦ને ઘેર રતન (-ઘેરય-) (રૂ.પ્ર.) નિર્ધનને ત્યાં તેજસ્વી સંતાન. ૦ને મોઢે રાબની વાત (રૂ.પ્ર.) નબળાને મોઢે નબળી વાત. ૦નો બાળપો (રૂ.પ્ર.) ગરીબોની સંભાળ લેનાર દયાળુ માણસ]

**રાંક-ડું** વિ. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] રાંક સ્વભાવનું

**રાંક-ઢીક** વિ. [જુઓ 'રાંકનો.' દ્વિર્ભાવ.] જુઓ 'રાંક.'

**રાંક-દાવો** પું. [+ જુઓ 'દાવો.'] રાંક તરીકેની માગણી. (૨) દીનતા, ગરીબાઈ

**રાંક-ધરવ** પું. [+ જુઓ 'ધરવ.'] રાંકની જેમ ખૂબ ધરવ કરીને-ધરાઈને ખાવું એ, ધરવા-ધરવ ખાવું એ

**રાંકાઈ** સ્ત્રી. [જુઓ 'રાંકું' + ગુ. 'આઈ.'] ગરીબ-વેડા

**રાંકિયું** વિ. [જુઓ 'રાંકું + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **રાંકું** વિ. [સં. रङ्क-क > પ્રા. रंकअ-] રાંક સ્વભાવનું. (૨) ભિખારી, માગણ. (૩) સહેજ વાતમાં રોઈ પડે તેવું. (૪) (લા.) ઓશિયાળું, બિચારું

**રાંગ(-ઘ)** સ્ત્રી. [ફા. રાન્] જાંઘ, સાથળ. (૨) કોટ-કિલ્લા-ની દીવાલ. (૩) ગાડાંઓની કતાર. (૪) જથ્થો. [૦ મારવી (રૂ.પ્ર.) સંભોગ માટે સ્ત્રી ઉપર ચડવું. ૦ વાળવી (રૂ.પ્ર.) ઘોડે-સવાર થવું] [પણું, લુચ્ચાઈ, ઠગાઈ

**રાંગડા-વેડા** પું., બ.વ. [જુઓ 'રાંગડું' + 'વેડા.'] રાંગડા-

**રાંગડું** વિ. ઉતાવળે ચાલી ન શકે તેવું. (૨) લુચ્ચું, ઠગારું

**રાંગણ[1]** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રંગવું' દ્વારા.] રંગવાનો ધંધો, રંગાટનું કામ

**રાંગણ[2]** (-ણ્ય) સ્ત્રી. નીંભાડામાં કાળા રંગનાં ઠામ પકવતાં ભેગો નાખવામાં આવતો સીંડી ડૂસાં વગેરે કચરો

**રાંગણું, રાંગું** વિ. જુઓ 'રાંગડું.'

**રાંગોળી** જુઓ 'રંગોળી.'

**રાંચ (-ચ્ય)** સ્ત્રી. સાળમાં તાણાના તારને પોતાની કડીઓ-માં રાખી ઉપર નીચે લઈ જતાં એના બે ભાગ પાડવા માટેનું સૂતરના પાકા દોરાનું બનાવેલું એક સાધન

**રાંચું** જુઓ 'રેંચું.'

**રાંજડ** ન. જંગલનું એક પ્રાણી, રોઝ

**રાંજન-રશ્મિ** ન. [જર્મ. 'રંટ્જેન' + સં.,પું.] રંટ્જેન નામના જર્મન વૈજ્ઞાનિકે શોધી કાઢેલી 'એક્સ-રે'ની પદ્ધતિ

**રાંઝણ (-ણ્ય), -ણી** સ્ત્રી. [રવા.] પગનો એક રોગ, પગના સણકાનો રોગ

**રાંટ (-ટ્ય)** સ્ત્રી., **-ટાઈ** સ્ત્રી. [જુઓ 'રાંટું' + ગુ. 'આઈ' ત.પ્ર.] રાંટાપણું, (પગનું) મરડાવું એ, મરડાતાં ચાલવું એ. (૨) (લા.) વાંધો - વચકો. (૩) મરડાટ, મત ભેદનો ફીનો

**રાંટું** વિ. પગે મરડાતું ચાલતું. (૨) (લા.) કાટ-ખૂણે મળતું ન આવે તેવું. (૩) જૂઠું, અસત્ય

**રાંડ** સ્ત્રી. [સં. रण्डा] (તુચ્છકારમાં) વિધવા સ્ત્રી. (૨) (તુચ્છ-કારમાં) છિનાળ સ્ત્રી. (૩) (તિરસ્કારમાં) સ્ત્રી સામાન્ય. ૦નાં નખરાં (રૂ.પ્ર.) સ્ત્રી-ચરિત્ર. ૦નું રાજ (રૂ.પ્ર.) સ્ત્રી દ્વારા ચાલતું હોય તેવું ઘર-સૂત્ર. ૦નો સાંઢ (રૂ.પ્ર.) મોઢે ચડાવેલો દીકરો]

**રાંડ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'રંડી-બાજ.'

**રાંડ-બાજી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'રંડી-બાજી.'

**રાંડવું** ન. દડાનું ફીંડલું

**રાંડવું[1]** અ. ક્રિ. [જુઓ 'રાંડ,'-ના.ધા.] પરણેલા પુરુષની સ્ત્રી મરી જવી, પરણેલી સ્ત્રીનો પતિ મરી જવો. (૨) (લા.) દયા-જનક સ્થિતિમાં આવી પડવું. [રાંડીને બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) હતાશ થઈ જવું. રાંડ્યા પછીનું ડહા-પણ (-ડા:પણ) (રૂ.પ્ર.) પાછળથી સૂઝવું એ]

**રાંડવું[2]** વિ. [જુઓ 'રાંડ' + ગુ. 'વું' ત.પ્ર.] રાંડ જેવા સ્વ-ભાવ—લક્ષણનું, બાયલું

**રાંડી-કૂંડી** વિ, સ્ત્રી. [જુઓ 'રાંડવું[1]' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય,-દ્વિર્ભાવ.] રાંડેલી સ્ત્રી

**રાંડી-છાંડી** વિ.,સ્ત્રી. [+ જુઓ 'છાંડવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વિધવા થયેલી કે પતિએ કાઢી મૂકેલી સ્ત્રી

**રાંડી-જાયું** વિ. [+ જુઓ 'જાયું'] વિધવાપણામાં થયેલું હરામનું સંતાન. (૨) (લા.) હલકા કુળનું

**રાંડી-રાંડ** સ્ત્રી. [+ જુઓ 'રાંડ;' અર્થની દૃષ્ટિએ દ્વિર્ભાવ.] રાંડેલી સ્ત્રી, વિધવા. [૦ની કમાઈ (રૂ.પ્ર.) વ્યભિચારથી મેળવેલી સંપત્તિ. ૦નો જમાઈ (રૂ.પ્ર.) પુરુષાર્થ વિનાનો માણસ. ૦નો શાપ (રૂ.પ્ર.) કાંઈ અસર ન કરે તેવો શાપ]

**રાંડી-રોળો** પું. [+ જુઓ 'રોળવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] વિધવા દશામાં મહેનત કરી કરેલી કમાણી. (૧) રંડાપામાં ભેળી કરેલી મૂડી

**રાંડે-જણી-ણું** વિ. [જુઓ 'રાંડ' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.+ 'જણવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'ણું' છ.વિ.નો અનુગ.] વ્યભિચારથી વિધવાએ પેદા કરેલી છોકરીએ પેદા કરેલું (એક ગાળ માત્ર)

**રંડોડિયું** વિ. [જુઓ 'રાંડ' દ્વારા.] રાંડોમાં રખડનારું, રંડીબાજ, વ્યભિચારી (પુરુષ)
**રાંઢવું** ન. [દે.પ્રા. રંઢુઅ-] કાથી કે ભીંડીનું પશુ ગાડાં વગેરે બાંધવાનું દોરડું. (૨) નાડું, દોરડું
**રાંઢો** જુઓ 'રેંઢો(૨).'
**રાંદ(-દે)લ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'રન્નાદે' દ્વારા.] જુઓ 'રન્ના-દે.' [૦ તેડવાં (રૂ.પ્ર.) રન્નાદેનીની સ્થાપના કરવી, જાગ કરવા. ૦ પૂજવાં (રૂ.પ્ર.) સુખ-સંપત્તિની વૃદ્ધિ થવી]
**રાંદેરી** વિ. [સુરત પાસેનું સામા કાંઠાનું ગામ 'રાંદેર' (સં. रत्ननगर) + ગુ. 'ઈ' ત.પ્ર.] રાંદેર-ગામને લગતું. (૨) રાંદેર ગામનું વતની
**રાંદેલ** (-લ્ય) જુઓ 'રાંદલ.'
**રાંધણ**[૧] ન. [જુઓ 'રાંધવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] રાંધવાની ક્રિયા, રાંધણું
**રાંધણ**[૨] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રાંધવું' + ગુ. 'અણ' કર્તૃ-વાચક કૃ.પ્ર.] રાંધવાનું કામ કરનારી સ્ત્રી, રસોયણ
**રાંધણ-કલા(-ળા)** સ્ત્રી. [જુઓ 'રાંધણ[૧]' + 'સં.'] રાંધવાની વિદ્યા, રાંધવાનો હુન્નર
**રાંધણ-છઠ** (-ઠ્ય) [જુઓ 'રાંધણ[૧]' + છઠ.'] શ્રાવણ વદિ છઠની તિથિનો હિંદુ સ્ત્રીઓએ રાંધવાનો ખાસ ઉત્સવ (સાતમને દિવસે ચૂલો સળગાવવામાં જ ન આવે.). (સંજ્ઞા.)
**રાંધણિયું** ન. [જુઓ 'રાંધણું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] રાંધવાનું ઠેકાણું, રસોડું
**રાંધણિયો** વિ., પું. [જુઓ 'રાંધણું + ગુ. 'ઇયું' ત. પ્ર.] રાંધવાનું કામ કરનાર પુરુષ, રસોયો
**રાંધણી** સ્ત્રી. [જુઓ 'રાંધણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું રાંધણિયું, નાનું રસોડું. (૨) રાંધવાની ઢબ
**રાંધણું** ન. [જુઓ 'રાંધવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] રાંધવાની ક્રિયા. (૨) રાંધેલી રસોઈ. (૩) જુઓ 'રાંધણિયું.'
**રાંધવું** સ.ક્રિ. [સં. रन्ध्] રસોઈ કરવી, ખાદ્ય પકવવું. (૨) (લા.) ફળ મેળવવું. [૦ સીધવું (રૂ.પ્ર.) રસોઈ બનાવવી રાંધેલી રસોઈ (રૂ.પ્ર.) તૈયાર કરેલું કામ. રાંધ્યું ધાન(રૂ.પ્ર.) પરણેલી સ્ત્રી. રાંધ્યું ધાન રખ(-ઝ)ડવું (રૂ.પ્ર.) અચાનક આફત આવી પડવી.] રંધાવું (રન્ધાવું) કર્મણિ., ક્રિ. [રંધાઈ જવું (રન્ધાઈ-) (રૂ.પ્ર.) ગરમીમાં બફાઈ જવું, સખત ઘામ થવો]. રંધાવવું (રન્ધાવવું) પ્રે., સ.ક્રિ.
**રાંધવું** વિ. રઘવાયું, બેચેન
**રાંધો** પું. કેડ અને સાથળ વચ્ચેનો પગનો સાંધો
**રાંપ** પું., સ્ત્રી. પૂરા માપની જમીન રાંપલવાની એકધારી બે છેડે ખૂંટાવાળી જાડી મોટી છરી (જેનાથી ઢેફાં ભાંગી જાય અને જમીન કૂણી બને છે.), મોટી કરપી
**રાંપડી** સ્ત્રી. [+ ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] નાની રાંપ, કરપી. (૨) જુઓ 'રાંપી.'
**રાંપ-ઢાળું** વિ. [+ જુઓ 'ઢાળ' + ગુ. 'ઉં' ત.પ્ર.] રાંપના જેવું એક બાજુ ઢાળવાળું
**રાંપલવું** સ.ક્રિ. [જુઓ 'રાંપ,' -ના.ધા.] રાંપથી જમીન ખેડી કરસણ કાઢતાં ઢેફાં નરમ કરવાની ક્રિયા કરવી. (૨) (લા.) સંભોગ કરવો. રંપલાવું કર્મણિ., ક્રિ. રંપલાવવું પ્રે., સ.ક્રિ.
**રાંપલી** સ્ત્રી. [જુઓ 'રાંપલવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'રાંપડી.'
**રાંપવું** સ.ક્રિ. [દે.પ્રા. रंप '-પાતળું કરવું'] જુઓ 'રાંપલવું.' રંપાવું કર્મણિ., ક્રિ. રંપાવવું પ્રે., સ.ક્રિ.
**રાંપી** સ્ત્રી. [જુઓ 'રાંપવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] ચામડું છોલવાનું મોચીનું એક નાનું ઓજાર, રાંપડી, રાંપલી
**રાંભું** જુઓ 'રાભું.'
**રાંભો** પું. [દે.પ્રા. रंभअ-] ખાડો ખોદવાનું લાકડાના હાથાવાળું એક ઓજાર, કોદાળી
**રિકાબ** પું. [અર.] ઘોડાના પાખરમાંનું પેગડું
**રિકાબ-દાર** વિ. [+ ફા.] જુઓ 'રકાબ-દાર'.'
**રિકાબી** જુઓ 'રકાબી.'
**રિક્ત** વિ. [સં.] ખાલી. (૨) ન. શૂન્યાવકાશ
**રિક્ત-તા** સ્ત્રી. [સં.] ખાલી હોવાપણું
**રિક્ત-હસ્ત** વિ. [સં.] ખાલી હાથવાળું, ઉઘાડી હથેળીવાળું. (૨) (લા.) નિર્ધન, ગરીબ
**રિક્તા** સ્ત્રી. [સં.] સંગીતની ૨૨ શ્રુતિઓમાંની એક. (સંગીત.)
**રિક્તા-તિથિ** સ્ત્રી. [સં.] બંને પખવાડિયાંની ચોથ નોમ અને ચૌદસ (એ તિથિઓએ હિંદુઓમાં શુભ કાર્યનો આરંભ નથી કરાતો.) (જ્યો.)
**રિક્થ** ન. [સં.] વારસો. (૨) સંપત્તિ, ધન, દોલત, મિલકત
**રિક્થાંશ** (-રિક્થાંશ) પું. [+સં. अंश] વારસાનો ભાગ કે હિસ્સો
**રિક્રૂટ** પું. [અં.] લશ્કરમાં તાજો ભરતી થયેલો સૈનિક
**રિક્રૂટિંગ** (રિક્રૂટિઙ્) ન. [અં.] લશ્કરમાં ભરતી કરવાનું કાર્ય
**રિક્લેઇમ** ક્રિ. વિ. [અં.] નવેસરથી મેળવાય એમ, [નવપ્રાપ્ત (જમીન વગેરે)
**રિક્લેમેશન** ન. [અં.] નવેસરથી મેળવવાની ક્રિયા, નવ-પ્રાપ્તિ (જમીન વગેરેની)
**રિક્શા, રિક્ષા, ૦ગાડી** સ્ત્રી. [અં. 'રિક્શો.'+જુઓ 'ગાડી.'] ત્રણ પૈડાંની દોરવાની કે યાંત્રિક ભાડૂતી ગાડી
**રિખભ** પું. [સં. ऋषभ, હિં.] સંગીતમાંનો પહેલો 'રી' સ્વર. (સંગીત.)
**રિખભ-દેવ** પું. [+સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વિષ્ણુના ૨૪ અવતારોમાંનો એક અવતાર (ભરતના પિતા), જૈનોના એ જ પહેલા તીર્થંકર, ઋષભદેવ, આદિનાથ, આદીશ્વર. (સંજ્ઞા.)
**રિખાવું, રિખાવવું** જુઓ 'રીખવું'માં.
**રિજન્ટ** પું. [અં.] સગીર વયના રાજ્યકર્તા કે ધનિકનો નિમાયેલો વાલી
**રિજન્સી** સ્ત્રી. [અં.] રિજન્ટના અધિકારનો સમય
**રિઝર્વ(-ર્વ્ડ)** ક્રિ. વિ. [અં.] અનામત રખાય એમ. (૨) ખાસ રીતે રોકાય એમ [રોકી રાખવાની ક્રિયા
**રિઝર્વેશન** ન. [અં.] અનામત રાખવાપણું. (૨) ખાસ રીતે
**રિઝલ્ટ** ન. [અં.] પરિણામ
**રિઝવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'રીઝવવું' દ્વારા.], -ણ (-ણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'રીઝવવું' + ગુ. 'અણ'–'અણી' કૃ.પ્ર.].
**રિઝામણું** ન. [+ગુ. 'આમણું' કૃ.પ્ર.] રીઝવવાની ક્રિયા
**રિઝર્વ્ડ** વિ. [અં.] ખાસ અલાયદું રાખેલું. (૨) ઉપયોગમાં

સેવા માટે અગાઉથી સંરક્ષિત કરેલું, સરક્ષિત, આરક્ષિત
**રિઝાવવું, રિઝાવું** જુઓ 'રીઝવું'માં.
**રિટ, ૦ પેટિશન** સ્ત્રી. [અં.] કાનૂની કે અદાલતી હુકમ મેળવવા માટેની વરિષ્ઠ અદાલતને કરાતી અરજી
**રિટર્ન** ન. [અં.] હકીકત ભરેલી હોય તેવું પત્રક. (૨) વિ. જાત-વળતનું, વાપસી (ટિકિટ વગેરે)
**રિટર્ન-જર્ની** સ્ત્રી. [અં.] જાત-વરતની મુસાફરી
**રિટર્ન-ટિકિટ** સ્ત્રી. [અં.] જાત-વરતની મુસાફરી કરવા માટે રેલવે વિમાન વગેરેની નૂર ભર્યાની સ્લિપ
**રિટાયર** ક્રિ. વિ. [અં.] ધંધા નોકરી વગેરેમાંથી નિવૃત્ત-ફારેક થવાય એમ [નિવૃત્ત
**રિટાયર્ડ** વિ. [અં.] ધંધા નોકરી વગેરેમાંથી ફારેક થયેલું,
**રિદ્ધિ** સ્ત્રી. [સં. ઋદ્ધિ, અત્યારનું ઉચ્ચારણ] ઋદ્ધિ, સમૃદ્ધિ, ઐશ્વર્ય, આબાદી. (૩) પૌરાણિક માન્યતા પ્રમાણે ગણ-પતિની બેમાંની એક પત્ની. (સંજ્ઞા.)
**રિદ્ધિ-માન** વિ. [+સં. °માન્, પું.], **રિદ્ધિ-વંતું** (-વન્તું) વિ. [+ગુ. 'વંતું' ત.પ્ર.] ઋદ્ધિમાન, સમૃદ્ધ, તાલેવંત, રિદ્ધિવાળું
**રિદ્ધિ-સિદ્ધિ** સ્ત્રી. [+સં.] ઋદ્ધિ અને અનેક પ્રકારનાં ઐશ્વર્યો. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે ગણપતિની બેઉ પત્ની. (સંજ્ઞા.)
**રિ-પબ્લિક** ન. [અં.] પ્રજાસત્તાક રાજ્ય
**રિપબ્લિકન** વિ. [અં.] પ્રજાસત્તાક રાજ્ય હોવાનું પસંદ કરનારું (અત્યારે ભારતનો એ નામનો એક પક્ષ છે.)
**રિપુ** પું. [સં.] શત્રુ, દુશ્મન
**રિપુ-ઘાત** પું. [સં.] શત્રુનો સંહાર [સંહાર કરનાર
**રિપુ-ઘાતક** વિ. [સં.], **રિપુ-ઘાતી** વિ. [સં., પું.] શત્રુનો
**રિપુ-તા** સ્ત્રી. [સં.] શત્રુતા, દુશ્મની, દુશ્મનાવટ
**રિપુ-દલ(-ળ)** ન. [+સં.] શત્રુઓનું સંગઠિત જૂથ
**રિપુ-વૃંદ** (-વૃન્દ) ન. [સં.] શત્રુઓનો સમૂહ
**રિપુ-શ્રી** સ્ત્રી. [સં.] શત્રુની સમૃદ્ધિ
**રિપુ-સંતાપ** (-સન્તાપ) પું. [સં.] શત્રુઓને કરાતો ઉચાટ
**રિપેર, ૦ કામ** ન. [અં. + જુઓ 'કામ.[૨]'], **રિપેરિંગ** (રિપેરિઙ્) ન. [અં.] મરામતનું કામ-કાજ, સમાર-કામ, મરામ્મત
**રિપોર્ટ** પું. [અં.] હેવાલ, બયાન, નિવેદન. [૦ કરવો (રૂ.પ્ર.) માહિતી મોકલી આપવી. (૨) ફરિયાદ કરવી]
**રિપોર્ટર** પું. [અં.] હેવાલ એકઠો કરી મોકલનાર, ખબરપત્રી
**રિપોર્ટિંગ** (રિપોર્ટિઙ્) ન. [અં.] અહેવાલ એકઠો કરવાનું અને એને લખી લેવાનું કામ
**રિપ્લાય** પું. [અં.] જવાબ, પ્રત્યુત્તર [પત્તું
**રિપ્લાય(૦ પોસ્ટ)કાર્ડ** ન. [અં.] ટપાલનું જવાબી (બેવડિયું)
**રિપ્લાય-પે(૦ઈ)ડ** વિ. [અં.] જવાબ મળે એ માટે અગાઉ-થી નાણાં ભરેલાં હોય તેવું (ખાસ કરી તાર–ટેલિગ્રામ)
**રિપ્લાય-પોસ્ટકાર્ડ** જુઓ 'રિપ્લાય-કાર્ડ.'
**રિફંડ** (રિફણ્ડ) ન. [અં.] વધારાનાં કે વધુ ગયેલાં યા બદલામાં થતી સેવા કે વસ્તુનો ઉપયોગ ન થતાં નાણાં પરત મળવાં એ. (૨) એવાં પરત મળેલાં નાણાં

**રિફાઇનરી** સ્ત્રી. [અં.] ખનિજ તેલના શુદ્ધીકરણનું કારખાનું
**રિફાકત** સ્ત્રી. [અર.] મૈત્રી દોસ્તી, મિત્રતા
**રિફૉર્મ** ન. [અં.] સુધારો, સંસ્કાર
**રિફૉર્મર** વિ. [અં.] સુધારક
**રિફ્રેશમેન્ટ** ન. [અં.] થોડો ચા-નાસ્તો લઈ તાજા થવું એ. (૨) એવાં ચા-નાસ્તો વગેરે
**રિફ્રેશમેન્ટ રૂમ** પું. [અં.] રિફ્રેશમેન્ટ લેવાનો ઓરડો
**રિફ્લેક્ટર** પું. [અં.] પ્રકાશનું પરાવર્તન કરનારો કાચ
**રિબન** સ્ત્રી. [અં.] કાપડની રબરની કે પ્લાસ્ટિકની પાતળી પટ્ટી, ફીત
**રિબામણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [જુઓ 'રીબવું' + ગુ. 'આમણ' -'આમણી' કૃ.પ્ર.] રિબાવવાની ક્રિયા, પજવણી, સતામણી, 'ટૉર્ચર,' 'ટૉર્ચરિંગ'
**રિબાયત** સ્ત્રી. [અર.] નિવેદન
**રિબાવણું** ન. [જુઓ 'રિબાવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] જુઓ 'રિબામણ.'
**રિબાવવું, રિબાવું** જુઓ 'રીબવું'માં.
**રિબે(૦ ઈ)ટ** ન., સ્ત્રી. [અં.] ચૂકતે કરવાની રકમમાં મળતું વળતર, કસર [(૨) સ્મૃતિ-પત્ર, યાદ-પત્ર
**રિમાઇન્ડર** પું. [અં.] ફરી યાદ આપવું એ, પુનઃસ્મારણ,
**રિમાન્ડ** (રિમાણ્ડ) ન. [અં.] આરોપી ગુનેગારને વધુ તપાસ માટે કેદમાં પાછો લેવો એ. [૦ ઉપર લેવું (-રપ-) (રૂ.પ્ર.) ગુનેગારની કડક ઊલટ તપાસ અને પૂછ-પરછ કરવી]
**રિમાન્ડ-ઘર** (રિમાણ્ડ-) ન. [+ જુઓ 'ઘર.'], **રિમાન્ડ-હોમ** (રિમાણ્ડ-) ન. [અં.] બાળ ગુનેગારોને તાલીમ આપી સાચવવાની જેલ, બાળરક્ષા-ગૃહ
**રિમાર્ક** પું. [અં.] વિશેષ હકીકત કે નોંધ, વિશેષ સૂચના. (૨) (લા.) ટીકા, ટકોર
**રિયાજ** સ્ત્રી. [અર. રિયાઝ્] શ્રમ, મહેનત. (૨) તપ
**રિયાજી** ન. [અર. રિયાઝી] ગણિતશાસ્ત્ર
**રિયાયત** સ્ત્રી. [અર.] છૂટછાટ. આપવી એ, છૂટછાટ. (૨) (લા.) દયા [તેવું
**રિયાયતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] છૂટછાટ અપાઈ હોય
**રિયાલ** પું. [ઇરાની.] જુઓ 'રાળ.[૨]'
**રિયાસત** સ્ત્રી. [અર.] રાજ-સત્તા, હકૂમત. (૨) જાગીર, સંસ્થાન, રજવાડું, 'સ્ટે(૦ઇ)ટ.' (૩) (લા.) વૈભવ, સમૃદ્ધિ
**રિયાસતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રિયાસતને લગતું, રજવાડી
**રિલીફ** સ્ત્રી. [અં.] આશાયેશ. (૨) રાહત. (૩) સહાય, મદદ
**રિલીફ-વર્ક** ન. [અં.] રાહત-કાર્ય [એમ
**રિલે** ક્રિ. વિ. [અં.] આકાશવાણી ઉપરથી પ્રસારણ થાય
**રિલે-પ્રસારણ** ન. [+સં.] રિલે કરવાની ક્રિયા, 'રિલે-બ્રૉડકાસ્ટ' [ચાલ, પ્રથા, રૂઢિ, ધારો, 'કસ્ટમ'
**રિવાજ** પું. [અર. 'રવાજ્ > ફા. 'રિવાજ્'] રસમ, રીત,
**રિવાયત** સ્ત્રી. [અર. રિવાયત્] જુઓ 'રિયાયત.' (૨) વાર્તા, વાત, કહાણી
**રિવિઝન** ન. [અં.] પુનરાવર્તન. (૨) ફેર-તપાસ
**રિવેટ** સ્ત્રી., ન. [અં.] બેઉ છેડેથી ટીપેલી ખીલી, જડ.

[૦ કરવું (રૂ.પ્ર.) જડ લગાવવી]
રિવૉલ્વર સ્ત્રી. [અં.] એક વખત ભર્યા પછી એમાંથી અનેક ભડાકા થાય એવી પિસ્તોલ
રિવ્યૂ પું. [અં] ફરી તપાસ, પુનર્વિલોચન. (૨) અવલોકન, સમીક્ષા, સમાલોચના, ગુણ-દોષ-દર્શન
રિશ્તે-દાર વિ. [ફા. રિશ્તેહ્-દાર્] સગું-વહાલું
રિશ્તે-દારી સ્ત્રી. [+ ફા. પ્રત્યય] સગાઈ-સંબંધ, સગપણ
રિશ્વત સ્ત્રી. [અર.] રુશ્વત, લાંચ, 'ગ્રેટિફિકેશન,' 'બ્રાઇબ.' [૦ ખાવી (રૂ.પ્ર.) લાંચ લેવી]
રિશ્વત-ખોર વિ. [+ ફા. પ્રત્યય] લાંચ લેનારું, લાંચિયું
રિશ્વત-ખોરી સ્ત્રી. [+ ફા. પ્રત્યય] લાંચ લેવાની વૃત્તિ, લાંચિયાપણું
રિશ્વત-નિરોધ પું. [+ સં.] લાંચની રુકાવટ
રિશ્વતી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રિશ્વત-ખોર.'
રિષ્ટ વિ. [સં.] અમાંગલિક, અમંગળ કરનારું. (૨) ન. અમંગળ, અશુભ. (૩) અવજોગ, ખરાબ યોગ. (૪) કમભાગ્ય, કમનસીબી. (૫) કષ્ટ, દુઃખ. (૬) જોખમ. (૭) પાપ. (૮) મૃત્યુ, નાશ
રિષ્ટ-યોગ પું. [સં.] ખરાબ અમંગળ યોગ. (જ્યો.)
રિસામણી સ્ત્રી. [જુએ 'રિસાવું' + ગુ. 'આમણી.' કૃ.પ્ર.] હાથ અડાડતાં જ પાંદડાં સંકોચાવા લાગે તેવો એક છોડ, લજામણી, લાજાળુ
રિસામણું[1] ન. [જુઓ 'રિસાવું' + ગુ. 'આમણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] રિસાઈ જવાની ક્રિયા, રિસાઈ જવાને કારણે સંબંધ બંધ કરવો એ. [-ણાં લેવાં (રૂ.પ્ર.) રિસાઈ જઈ સંબંધ છોડી દેવો]
રિસામણું[2] વિ. [જુઓ 'રિસાવું' + ગુ. 'આમણું' કર્તૃવાચક કૃ.પ્ર.] રિસાવાની આદતવાળું, રિસાળ
રિસાલદાર જુઓ 'રસાલ-દાર.'
રિસાલદારી જુઓ 'રસાલદારી.'
રિસાવું અ.ક્રિ. [સં. રિષ્નો અર્થ 'ઈજા કરવી' વગેરે છે તેને આની સાથે સંબંધ નથી. રુષ્ રીસ કરવાના અર્થમાં ખરો, પણ એનાથી સ્વતંત્ર. જુઓ 'રીસ.' ના. ધા.] મનદુઃખ થવાથી અબોલા લેવા અને સંપર્ક બંધ કરવો, નારાજ થઈ દૂર રહેવું
રિસાળ, ૦વું વિ. [જુઓ 'રીસ' + ગુ. 'આળ' + 'વું' સ્વાર્થે ત.પ્ર.] રિસાવાના સ્વભાવનું, રિસામણું
રિસીટ સ્ત્રી. [અં.] રસીદ, પહોંચ, પાવતી
રિસીવર ન. [અં.] ફોનોગ્રાફ ટેલિફોન વગેરેમાંનું અવાજ ઝીલનારું સાધન. (૨) પું. સગીરની મિલકતની વ્યવસ્થા માટે નિમાયેલો સરકારી અમલદાર
રિસેપ્શન ન. [અં.] સંમાન, સત્કાર, આદર-માન
રિસેપ્શન-કમિટી સ્ત્રી. [અં.], રિસેપ્શન-સમિતિ સ્ત્રી. [+ સં.] સ્વાગત સમિતિ
રિસ્ટ-વૉચ સ્ત્રી.,ન. [અં.] કાંડાનું ઘડિયાળ, કાંડા-ઘડિયાળ
રિહર્સલ ન. [અં.] નાટચ વગેરે ભજવવાનો તાલીમ-પ્રકારનો પૂર્વ પ્રયોગ, પૂર્વાભ્યાસ
રિંગ (રિઙ્ગ) સ્ત્રી. [અં.] અવાજનો-ઘંટી વગેરેનો રણકો. (૨) વીંટી, અંગૂઠી, મુદ્રિકા. (૩) રમત-ગમત અખાડા વગેરેનો અંદરનો ભૂ-ભાગ. (૪) ભૂગર્ભમાંથી પાણી કે ખનિજ તેલ વગેરે કાઢવાનું યાંત્રિક સાધન
રિંગ-માસ્ટર (રિઙ્ગ-) પું. [અં.] તાલીમ આપનાર મુખ્ય માણસ (સર્કસમાં ઘોડા વગેરેને)
રિંગ-લીડર (રિઙ્ગ-) પું. [અં.] ટોળકીનો આગેવાન, નેતા, સરદાર. (૨) નાચનારાઓને તાલીમ આપનાર
રિંગું (રિઙ્ગું) વિ. [ગ્રા.] કજિયાળું. (૨) મૂર્ખ. (બંને માટે 'રીંગું' પણ.) [રોગ
રિંડર-પેસ્ટ (રિણ્ડર-) ન. [અં.] એ નામનો એક ચેપી
રી પું. [સં. ऋषभ નો આદ્યાક્ષર ऋ > ઉચ્ચારણથી 'રી'-'રે'] સંગીતના સાત સ્વરોમાંનો બીજો ઋષભ સ્વર. (સંગીત.)
રીક-ઝીક સ્ત્રી. [જુઓ 'રક-ઝક.' રવા.] જુઓ 'રક-ઝક.'
રીંખણું જુઓ 'રીંખણું.' [રાજીપો
રીઝ (-ઝ્ય) સ્ત્રી. [જુઓ 'રીઝવું.'] પ્રસન્નતા, ખુશી
રીઝ-ખીજ (રીઝ્ય-ખીજ્ય) સ્ત્રી. [+ જુઓ 'ખીજ.'] રિઝાવું અને ખિજાવું એ, પ્રસન્નતા અને ક્રોધ
રીઝન[2] ન. [અં.] કારણ
રીઝવવું જુઓ 'રીઝવું'માં.
રીઝવું અ.ક્રિ. [સં. ऋध्य > પ્રા. रिज्झ] (લા.) પ્રસન્ન થવું. રિઝાવું ભાવે., ક્રિ. રિઝાવવું, રીઝવવું પ્રે., સ.ક્રિ.
રીડ[1] (-ડ્ય) સ્ત્રી. [રવા.] ચીસ, ચિચિયારી, તીખી બૂમ
રીડ[2] સ્ત્રી. [અં.] વણકરની ફણી વણતાં વાણાના તારને ઠોક મારવાનું એક સાધન
રીડર વિ. [અં.] મહાશાળામાંનો અધ્યાપકથી ઊતરતા દરજ્જાનો અધ્યાપક, વાચક. (૨) સ્ત્રી. વાચન-માળા. (૩) ન. ફિલ્મમાંના અક્ષર વાંચવાનું કાચવાળું સાધન
રીડિયા-રમણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રીડિયો' + અસ્પષ્ટ.] બૂમાબૂમ, ભારે ચિચિયારી. (૨) હોકારા, હાકોટા
રીડિયો પું. [જુઓ 'રીડ[1]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રીડ.[1]'
રીડિંગ (રીડિઙ્ગ) ન. [અં.] વાચન. (૨) ભવિષ્ય-વાચન. (૩) પાઠાંતર, બીજો પાઠ કે વાચના
રીડિંગ-રૂમ (રીડિઙ્ગ-) પું. [અં.] વાચનાલય, પુસ્તકાલય
રીઠી પું. એક જાતનો છોડ
રીઢું વિ. સારી રીતે ટેવાઈ ગયેલું, તે તે વિષયનું પાકું અનુભવી. (૨) સારી રીતે ઘડાઈ ગયેલું, પાકી બુદ્ધિનું. (૩) વપરાઇને પાકું થઈ ગયેલું (વાસણ). (૪) સુધરે નહિ તેવું, નઠારું (ગુનેગાર વગેરે), 'હેબિચ્યુઅલ,' 'ઇન્કોરિજિબલ' (આ.રા.). (૫) દુઃખ વેઠીને કઠણ થઈ ગયેલું
રીત (-ત્ય) સ્ત્રી. [સં. રીતિ] ચાલ, રસમ, રિવાજ, ધારો, શિરસ્તો, પ્રથા. (૨) પ્રકાર, તરહ, પદ્ધતિ, 'મેથડ.' (૩) યુક્તિ, તરકીબ, કળા. (૪) વર્તણૂક, રીત-ભાત. (૫) મહાવરો, 'પ્રૅક્ટિસ.' [૦ કરવી (રૂ.પ્ર.) વર-વહેવાર સાચવવો. ૦ પડવી (રૂ.પ્ર.) રિવાજ થવો. ૦ રાખવી, ૦માં રહેવું (-રૅ:વું) (રૂ.પ્ર.) રિવાજને અનુસરવું. ૦માં આવવું (રૂ.પ્ર.) ઠેકાણે આવવું]
રીત-ભાત (રીત્ય-ભાત્ય) સ્ત્રી. [+ જુઓ 'ભાત.[2]'] રહેણી-

કરણી, ચાલ-ચલગત. (૨) રૂઢિ-રિવાજ
**રીત-રયેશ** (રીત્ય-) પું. [જુઓ 'રીત' દ્વારા.'], **રીત-રસમ** (રીત્ય-) સ્ત્રી. [+ જુઓ 'રસમ.'], **રીત-રિવાજ** (રીત્ય-) પું. [+ જુઓ 'રિવાજ.'] ધારા-ધોરણ
**રીત-વાચક** (રીત્ય-) વિ. [+ સં.] રીત કે પ્રકાર બતાવનાર (ક્રિયાવિશેષણ). (વ્યા.)
**રીત-સર** (રીત્ય-) ક્રિ.વિ. [+ જુઓ 'સર' (પ્રમાણે.)] રીત પ્રમાણે, ધોરણ પ્રમાણે, નિયમસર, પદ્ધતિસર
**રીતિ** સ્ત્રી. [સં.] રીત, પ્રકાર, તરહ. (૨) આચાર, રિવાજ, પ્રણાલી, રસમ. (૩) પદ્ધતિ, ઢબ. (૪) કાવ્યની તે તે વર્ણન-પદ્ધતિ, 'ડિક્શન' (ડો.માં.)
**રીતિ-દોષ** પું. [સં.] કાવ્યની તે તે રીતિનાં લક્ષણની સંકરતા. (કાવ્ય.)
**રીતિ-વાચક** વિ. [સં.] જુઓ 'રીત-વાચક.'
**રીધ** (-ધ્ય) સ્ત્રી. [સં. ऋद्धि > પ્રા. रिद्धि] જુઓ 'રિદ્ધિ.'
**રીધ-સીધ** (રીધ્ય-સીધ્ય) સ્ત્રી. [+ સં. सिद्धि] જુઓ 'રિદ્ધિ-સિદ્ધિ(૧).' [પટ્ટી. (વહાણ,)
**રીપ** (-પ્ય) સ્ત્રી. પાટિયાની કોર ઉપર જડેલી પાટિયાની
**રીબવું** સ.ક્રિ. [સં. रिब् ] આત્માને દુઃખી કરવો, ખૂબ દુઃખ દેવું. **રિબાવું** કર્મણિ., ક્રિ. **રિબાવવું** પ્રે., સ. ક્રિ
**રીમ** ન. [અં.] કાગળનાં ૪૮૦ કે ૫૦૦ શીટની થોક
**રીલ** ન., સ્ત્રી. [અં.] દોરાનું ફીંડલું. (૨) સિનેમાની ફિલ્મનું ફીંડલું
**રીસ** (-સ્ય) સ્ત્રી. ક્રોધ, ગુસ્સો. [**૦ થવી -સે ભરાવું** (-સ્યે-) (રૂ.પ્ર.) ગુસ્સે થવું. **૦ની તૂંબડી, ૦નું જાણું** (રૂ.પ્ર.) ભારે ક્રોધી. **-સે બળવું** (-સ્યે-) (રૂ.પ્ર.) ક્રોધથી મનદુઃખ અનુભવવું]
**રીસ-કો** પું. [+ ગુ. 'કો' સ્વાર્થે ત.પ્ર.] રીસનો ભણકો
**રીસ-ડી** સ્ત્રી. [+ ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રીસ.' (પદ્યમાં.)
**રીસ-ભેર** (-સ્ય-ભેરથ) ક્રિ.વિ. [જુઓ 'રીસ' + ભરવું.] રીસથી, ક્રોધથી, ગુસ્સે ભરાઈ ને [હોય તેવું
**રીસ-વશ** (રીસ્ય-) વિ. [+ સં.] રીસને અધીન, રીસ ચડી
**રીસવું** જુઓ 'રિસાવું.' ('રીસવું' ભાષામાં રૂઢ નથી.)
**રીંખાણું** ન. [જુઓ 'રીંખવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] રીંખવાની ક્રિયા
**રીંખવું** અ.ક્રિ. [સં. रिङ्ख्-] બાળકનું ઘૂંટણિયા-ભેર ચાલવું, રીખવું. **રીંખાવું** ભાવે., ક્રિ. **રીંખાવવું** પ્રે., સ.ક્રિ.
**રીંખાવવું, રીંખાવું** જુઓ 'રીંખવું'માં. [ફળ, વંતાક
**રીંગણુ(-ણું)** ન. [સં. रिङ्गण,-क- > પ્રા. रिंगण,-अ] રીંગણીનું
**રીંગણી** સ્ત્રી. [દે. પ્રા. रिंगणी] વંતાકનો છોડ, વંતાકડી. [**૦ માથે હિમ** (રૂ.પ્ર.) ગરીબ ઉપર વધુ દુઃખ પડવું એ]
**રીંગણું** જુઓ 'રીંગણ.' [**-ણાં જોખવાં, -ણાં તોળવાં** (રૂ.પ્ર.) ઊંઘ આવવા લાગવી, ઝોલાં ખાવાં]
**રીંગવું** અ.ક્રિ. [સં. रिङ्ग्] જુઓ 'રીંખવું.' (૨) આરપાર નીકળવું. **રીંગાવું** ભાવે., ક્રિ. **રીંગાડવું** પ્રે., સ.ક્રિ.
**રીંગાઈ** સ્ત્રી [જુઓ 'રીંગું' + ગુ. 'આઈ' ત.પ્ર.] રીંગાપણું
**રીંગાડવું, રીંગાવું** જુઓ 'રીંગવું'માં.

**રીંગું** જુઓ 'રિંગું.'
**રીંછ** ન. [સં. ऋक्ष > પ્રા. रि-च्छ > અપ. रिच्छ પું.] આખે શરીરે જાડા કાળા વાળવાળું એક હિંસ્ર વગડાઉ પશુ. (૨) (લા.) ખીલામાં પેચ પાડવાનું ઓજાર [માદા
**રીંછડી** સ્ત્રી. [જુઓ 'રીંછડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રીંછની
**રીંછડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રીંછ.'
**રીંછ(-છે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રીંછ' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'રીંછડી.'
**રીંછ-સુતા** સ્ત્રી. [+ સં.] પૌરાણિક ગાથા પ્રમાણે જાંબવાન નામના રીંછની કન્યા અને શ્રીકૃષ્ણની રાણી–જાંબુવતી. (સંજ્ઞા.)
**રુઆબ** પું. [અર. રુઅ્બ્] રોફ, ઓ, પ્રભાવ, પ્રતાપ. (૨) ભપકો, દબદબો. [**૦ કરવો** (રૂ.પ્ર.) ઠપકો આપવો. **૦ પડવો** (રૂ.પ્ર.) પ્રભાવ વરતાવો. **૦ રાખવો** (રૂ.પ્ર.) રોફથી વર્તવું]
**રુઆબ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] રુઆબવાળું
**રુ-કાર** પું. સ્વીકાર, સંમતિ
**રુકાવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'રોકાવું;' હિં.] રોકી દેવું એ, અટકાયત. (૨) કાયદાથી અટકાયત, 'બાર'
**રુક્કો** પું. [અર. રુક્અહ્] સંક્ષેપમાં લખેલી કોઈ વિગત. (૨) દસ્તાવેજ (ખાસ કરીને જમીનને લગતો), ખત
**રુક્-પ્રતિક્રિયા** સ્ત્રી. [સં.] રોગને અટકાવવાની ક્રિયા, રોગનો ઉપચાર
**રુક્મ** ન. [સં.] સોનું [એક નામ. (સંજ્ઞા.)
**રુક્માવતી** સ્ત્રી. [સં.] પોરબંદરની નદી જેવી ખાડીનું
**રુક્માંગદ** (રુક્માઙ્ગદ) પું. [સં.] એ નામનો એક પ્રાચીન ભગવદ્‌ભક્ત રાજા. (સંજ્ઞા.)
**રુક્મિણી** સ્ત્રી. [સં.] વિદર્ભ દેશના રાજા ભીષ્મકની પુત્રી અને શ્રીકૃષ્ણની પટરાણી. (સંજ્ઞા.)
**રુક્મી** પું. [સં.], **રુક્મૈયો** પું. [+ ગુ. 'ઐયો' સ્વાર્થે ત.પ્ર.] રુક્મિણીનો ભાઈ. (સંજ્ઞા.)
**રુક્ષ** વિ. [સં.] જુઓ 'રૂક્ષ.'
**રુક્ષ-તા** સ્ત્રી. [સં.,] જુઓ 'રૂક્ષ-તા.'
**રુખ** સ્ત્રી. [ફા.] સમય સમયની પરિસ્થિતિ, વલણ, 'ટ્રેન્ડ.' (૨) ભાવ-તાલ, દર
**રુખસત,-દ** સ્ત્રી. [અર. રુખ્સત્] રજા, પરવાનગી, છૂટી. (૨) રવાનગી, વિદાય, પ્રસ્થાન. (૩) નોકરીમાંથી દૂર કરવું એ, બરતરફી, 'રિમુવલ'
**રુગેલ** ન. એ નામનું એક પક્ષી
**રુગ્ણ** વિ. [સં.] રોગી, આજારી, દર્દી, માંદું, બીમાર
**રુગ્ણ-તા** સ્ત્રી. [સં.] આજાર, દર્દ, રોગ, માંદગી, બીમારી
**રુગ્ણ-પરિચર્યા** સ્ત્રી. [સં.] માંદાની સારવાર
**રુગ્ણાલય** ન. [+ સં. आ-लय, પું.,ન.] માંદાઓ માટેનું દવાખાનું, ઔષધાલય, 'હૉસ્પિટલ' (દ.બા.)
**રુગ્ણાવસ્થા** સ્ત્રી. [+સં. अव-स्था] માંદગીની પરિસ્થિતિ
**રુચવું** અ.ક્રિ. [સં. रुच् નો સીધો તત્સમ] ગમવું, પસંદ પડવું. (ગમતી વસ્તુ પ.વિ. માં, જેને ગમે તે 'ને' અનુગ સાથે ચો.વિ. ના ભાવે)

**રુચિ** સ્ત્રી. [સં.] ઇચ્છા, મરજી. ગમો, (૨) પસંદગી. (૩) રસ-વૃત્તિ, રસજ્ઞતા, 'ટે(૦ઇ)સ્ટ' (ચં.ન.)
**રુચિ-કર** વિ. [સં.] પસંદ પડે તેવું
**રુચિકર-તા** સ્ત્રી. [સં.] રુચિકર હોવાપણું
**રુચિ-કાર** વિ. [સં.], **રુચિ-કારી** વિ. [સં.,પું.] જુઓ 'રુચિ-કર.' [વૃત્તિ, 'સેન્ટિમેન્ટ' (બ.ક.ઠા.)
**રુચિ-ગ્રાહ** પું. [સં.] રુચિનું ચોક્કસ પ્રકારનું વલણ, ભાવના,
**રુચિત** વિ. [સં.] ગમતું, પસંદ પડેલું, ભાવતું. (૨) ન. ઇચ્છા, મરજી
**રુચિ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] પસંદગીની પ્રક્રિયા
**રુચિ-તા** સ્ત્રી. [સં.] પસંદ હોવાપણું
**રુચિ-પ્રતિકૂલ**(-ળ) વિ. [સં.] મરજી-વિરુદ્ધનું
**રુચિ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] પસંદગીમાં આવી પડેલી તૂટ, નાપસંદગી થવી એ
**રુચિ-ભિન્નતા** સ્ત્રી., **રુચિ-ભેદ** પું. [સં.] પસંદગી પસંદગી વચ્ચેનો તફાવત. (૨) ભિન્ન ભિન્ન અભિપ્રાય
**રુચિર** વિ. [સં.] સુંદર, મનોહર, મનોમોહક. (૨) સ્વાદિષ્ઠ
**રુચિર-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] રુચિર હોવાપણું
**રુચિરા** સ્ત્રી. [સં.] એ નામનો એક અક્ષરમેળ છંદ. (પિં.). (૨) એક માત્રામેળ છંદ. (પિં.)
**રુચિ-વર્ધક** વિ. [સં.] ગમો વધારનારું. (૨) ભૂખ વધારનારું
**રુચિ-વૈવિધ્ય** ન. [સં.] જુઓ 'રુચિ-ભિન્નતા.'
**રુજ** સ્ત્રી. [સં. रुज्], -જા સ્ત્રી. [સં.] રોગ, વ્યાધિ, દર્દ
**રુજી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] રોગી, રોગિયું, બીમાર
**રુઝાવવું** જુઓ 'રુઝવું'માં.
**રુઝાવું** જુઓ રુઝવું'
**રુત** ન. [સં.] પક્ષીઓનો કલરવ
**રુતાવવું, રુતાવું** જુઓ 'રુતવું'માં.
**રુથેનિયમ** ન. [અં.] એ નામની એક મૂળ ધાતુ. (ર. વિ.)
**રુદન** ન. [સં.] રોવું એ, રડવું એ, રોદન, વિલાપ. [અરણ્ય-રુદન (રૂ.પ્ર.) બીજું કોઈ દરકાર ન કરે તેવું રડવું-કહેવું એ]
**રુદિત** વિ. [સં.] રડેલું, રોયેલું. (૨) ન જુઓ 'રુદન.'
**રુદ્ધ** વિ. [સં.] રોકવામાં આવેલું, અટકાવેલું, (૨) રૂંધાયેલું
**રુદ્ર** વિ. [સં.] અત્યંત ઉગ્ર. (૨) ભયાનક, ભયજનક, ભયંકર. (૩) પું. એક પ્રકારના પ્રાચીન ૧૧ વૈદિક દેવોમાંનો તે તે દેવ. (સંજ્ઞા.) (૪) મહાદેવ, શિવ, શંકર. (સંજ્ઞા.)
**રુદ્ર-તા** સ્ત્રી. [સં.] રુદ્ર હોવાપણું
**રુદ્ર-તાલ** પું. [સં.] સંગીતનો એક તાલ. (સંગીત.)
**રુદ્ર-મહાલય** પું. [સં.], **રુદ્રમાળ** પું. [સં. महालय] સિદ્ધ-પુર(ઉ. ગુજરાત)માં મૂળરાજ સોલંકીએ શરૂ કરાવેલ અને વંશજ સિદ્ધરાજ જયસિંહે સંપૂર્ણ કરાવેલ ભવ્ય શિવમંદિર (આજે ખંડિયેરના રૂપમાં.). (સંજ્ઞા.)
**રુદ્ર-મૂર્તિ** વિ. [સં.] ભયાનક સ્વરૂપવાળું
**રુદ્ર-યાગ** પું. [સં.] રુદ્રને ઉદ્દેશી કરવામાં આવતો યજ્ઞ
**રુદ્ર-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] રુદ્રે જેનો આરંભ કર્યો મનાય છે અને જેમાં વિષ્ણુસ્વામી મહત્ત્વના આચાર્ય થયા તે એક વૈષ્ણવ સંપ્રદાય. (સંજ્ઞા.)
**રુદ્ર-સાવર્ણિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ચૌદ મનુઓમાંનો બારમો મનુ. (સંજ્ઞા.)
**રુદ્રાક્ષ** પું. [+ अक्षि, સમાસમાં °अक्ष] હિમાલયની તળેટી-માં થતા એક વૃક્ષનો ખાસ પ્રકારનો ઠળિયો (કે જેમાં વીંધ પાડી માળા કરાય છે અને શિવભક્તો એ કંઠમાં પહેરે છે તેમ જપમાં વાપરે છે.)
**રુદ્રાધ્યાય** પું. [+ સં. अध्याय] રુદ્રનો અભિષેક કરતી વખતે જેનો પાઠ કરવામાં આવે છે તે ઋગ્વેદ-યજુર્વેદમાંના આઠ સૂક્તો સમૂહ, રુદ્રી
**રુદ્રાણી** સ્ત્રી. [સં.] રુદ્ર-પત્ની પાર્વતી
**રુદ્રાભિષેક** પું. [સં. रुद्र + अभि-षेक] રુદ્રની મૂર્તિ કે શિવ-લિંગને રુદ્રાધ્યાયનો પાઠ કરતાં કરાવવામાં આવતો સ્નાન-વિધિ
**રુદ્રાવતાર** પું. [સં. रुद्र + अव-तार] મહાદેવજીનો જન્મ. (૨) (લા.) વિ. અત્યંત ક્રોધી. [૦ ધરવો, ૦ ધારણ કરવો (રૂ.પ્ર.) ભારે ઉગ્રતા બતાવવી, સખત ક્રોધ કરવો]
**રુદ્રાષ્ટાધ્યાય** પું. [સં. रुद्र + अष्ट + अध्याय], **રુદ્રી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રુદ્રાધ્યાય.' [રુદ્રી કરાવવી (રૂ.પ્ર.) રુદ્રાધ્યાયના ૧૧ પાઠથી રુદ્રાભિષેક કરાવવો]
**રુધિર** ન. [સં.] લોહી, ખૂન
**રુધિર-વાહિની** વિ., સ્ત્રી. [સં.] લોહી લઈ જનારી ધમની
**રુધિર-ક્ષીણતા** સ્ત્રી. [સં.] શરીરમાં લોહી-તત્ત્વનો ઘાટો, પાંડુ-રોગ [થતો લોહી-વા
**રુધિર-સ્રાવ** પું. [સં.] લોહી પડવું એ. (૨) સ્ત્રીઓને
**રુધિરાભિસરણ** ન. [+ સં. अभि-सरण] શરીરમાં લોહીનું ફર્યા કરવું એ [હૃદયનો એ માટેનો એક ભાગ
**રુધિરાશય** ન. [+ સં. आ-शय, પું.] લોહી રહેવાનું સ્થાન,
**રુધિરોદ્ગાર** પું. [+ સં. उद्गार] લોહીની ઓકારી
**રુધિરોદ્ગારી** વિ. [સં.,પું.] લોહીની જેને ઓકારી થતી હોય તેવું લોહી ઓકનારું [એમ
**રુનક-ઝુનક** ક્રિ.વિ. [રવા.] ઘૂઘરીઓનો ખણખણાટ થાય
**રુબાબ** ન. [જુઓ 'રવાબ.'] જુઓ 'રબાબ.'
**રુબાયત** સ્ત્રી. [અર. રુબાઈ] ચાર ચરણના છંદવાળી એક કાવ્ય-રચના (અરબી ફારસી યા ઉર્દૂની)
**રુમલાવવું** (રુઃમલાવવું) જુઓ 'રૂમલાવું'માં.
**રુમાડો** (રુઃમાડો) પું. [જુઓ 'રૂમલાવું' દ્વારા] બૂમાબૂમ, ભારે શોર-બકોર
**રુમાવવું, રુમાવું** જુઓ 'રૂમવું'માં. [પ્રતિષ્ઠા
**રુતબો** પું. [અર. રુત્બહ્] દરજ્જો, હોદ્દો, પદવી. (૨)
**રુબિડિયમ** ન. [અં.] એક જાતની કિંમતી ધાતુ. (ર.વિ.)
**રુબી** પું. [રશિયન.] રશિયાનો એક કિંમતી સિક્કો
**રુમઝુમાટ** પું. [જુઓ 'રૂમ-ઝૂમવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] રૂમ-ઝૂમ એવો અવાજ
**રુમઝુમાવવું, રુમઝુમાવું** જુઓ 'રૂમ ઝૂમવું'માં.
**રુમલા(-વા)વવું** જુઓ 'રૂમલા(-વા)વું'માં [અવાજ
**રુમાટ** પું. [જુઓ 'રૂમવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] રૂમવાનો
**રુમેટિઝ્મ** પું. [અં.] શરીરમાંને વાનો રોગ. (૨) સંધિવાનો રોગ

રુધાંછું વિ. [જુઓ 'રૂંવું' દ્વારા.] પીછાં ઊભાં થયાં હોય તેવું [ભરેલું
રુયેલ,-લું વિ. [જુઓ 'રૂ'+ગુ. 'એલ,-લું' ત.પ્ર.] રૂથી
રુરુ ન. [સં., પું.] હરણનો એક પ્રકાર [ખાએશ
રુરુત્સા સ્ત્રી. [સં.] રોકવાની ઇચ્છા, અટકાવવાની
રુરુત્સુ વિ. [સં.] રોકવા માગતું, અટકાવવા ચાહતું
રુરુદિષા સ્ત્રી. [સં.] રડવાની ઇચ્છા
રુરુદિષુ વિ. [સં.] રડવા માગતું
રુવાન ન. [ફા. રવાન્] મડદું, મડું, શબ, લાસ
રુવાડું જુઓ 'રૂંવાડું.' [૦ ફરકવું (રૂ.પ્ર.) અસર થવી. (પ્રશ્નાર્થે કે 'ન'કાર સાથે). ૦ બદલવું (રૂ.પ્ર.) સ્વભાવ-ફેર થવો] [કુમળા ઝીણા ઘાટા વાળ
રુવાંટી સ્ત્રી., -ટું ન. [જુઓ 'રૂંવું' દ્વારા.] શરીર ઉપરના
રુવેલ,-લું જુઓ 'રુયેલ.'
રુશનાઈ સ્ત્રી. [ફા. રોશ્નાઈ] (લખવા-છાપવાની) શાહી. (૨) રાત્રે દીવા-બત્તીવાળી શોભા, રોશની
રુશવત સ્ત્રી. [અર. રિશ્વત્] જુઓ 'રિશ્વત.'
રુશવત-ખોર વિ. [+ફા. પ્રત્યય] જુઓ 'રિશ્વત-ખોર.'
રુશવતખોરી સ્ત્રી. [+ફા. પ્રત્યય] જુઓ રિશ્વત-ખોરી.'
રુશવત-નિરોધ પું. [+સં.] જુઓ 'રિશ્વત-નિરોધ.'
રુષિત, રુષ્ટ વિ. [સં.] ક્રોધે ભરાયેલું, ગુસ્સે થયેલું, ખિજવાયેલું [ખીજ, રોષ
રુષ્ટ-તા, રુષ્ટિ સ્ત્રી. [સં.] ક્રોધે ભરાવું એ, ક્રોધ, ગુસ્સો,
રુસવા વિ. [ફા.] આબરૂ વિનાનું, બેઆબરૂ
રુસવાઈ સ્ત્રી. [ફા.] બેઇજ્જતી, ફજેતી, નામોશી
રુસાવવું, રુસાવું જુઓ 'રૂસવું'માં.
રુબાવવું, રુબાવું જુઓ 'રૂબવું'માં.
રુંડ (રુણ્ડ) ન. [સં.,પું.,ન.] માથા વિનાનું ધડ. (૨) (ગુ.માં) કાપેલું માથું [માળા, મૂંડકાંનો હાર
રુંડ-માલા(-ળા) (રુણ્ડ-) સ્ત્રી. [+સં.] કાપેલાં માથાંની
રુંડમાલી(-ળી) (રુણ્ડ-) વિ., પું. [સં.,પું.] કંઠમાં રુંડમાળા પહેરી છે તેવા મહાદેવ, રુદ્ર
રુંડ-મુંડ (રુણ્ડ-મુણ્ડ) ન., બ. વ. [સં., પું., ન. + પું.] ધડ અને માથું. (૨) વિ. (લા.) બોડું, અપંગ. (૩) ગોળ-મટોળ, સંપૂર્ણ ગોળ
રુંધન (રુન્ધન) ન. [સં. रोधन] રૂંધવું એ
રૂ$^1$ ન. [દે.પ્રા. रूअ] કપાસનાં જીંડવાંમાંથી નીકળતો ગુચ્છા-રૂપ તારનો ગાભલો, કપાસિયા કાઢી લીધેલ હોય તેવો કપાસ, 'કૉટન.' (૨) આકડા વગેરેનાં જીંડવાંમાંથી નીકળતું તૂલ. [૦ના ગાભલા જેવું (રૂ. પ્ર.) પોચુ અને કોમળ]
રૂ$^2$ પું. [ફા.] ચહેરો. (૨) કારણ
રૂ., રૂા. જુઓ 'રૂપિયો,'-સંક્ષિપ્તાક્ષર
રૂઈયો પું. [જુઓ 'રૂ$^1$' દ્વારા.] રૂ પીંજનાર કામદાર, પીંજારો
રૂએ ક્રિ. વિ. [જુઓ 'રૂ$^2$' +ગુ. 'એ' ત્રિ. વિ, પ્ર.] કારણે, પ્રમાણે, આધારે, અન્વયે, હેઠળ, 'અન્ડર'
રૂકલ (-લ્ય) સ્ત્રી એ નામની એક સુંદર વેલ [ક્રિયા
રૂકૂ સ્ત્રી. નમાજ સમયે ઘૂંટણે પડી પ્રાર્થના કરવાની
રૂ(-રુ)ક્ષ વિ. [સં.] ખરબચડું. (૨) લૂખું (૩) કઠોર
રૂ(-રુ)ક્ષ-તા સ્ત્રી. [સં.] રૂક્ષ હોવાપણું
રૂ(-રુ)ક્ષોચ્ચાર પું. [+સં. उच्चार] કઠોર ઉચ્ચારણ
રૂખ$^1$ ન. [સં. वृक्ष > પ્રા. रुक्ख પું.] ઝાડ
રૂખ$^2$ જુઓ 'રુખ.'
રૂખડ વિ. [સં. रुक्ष > પ્રા. रुक्ख +ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] ખરબચડું. (૨) (લા.) ભયાનક, ભયંકર
રૂખડવો પું. [જુઓ 'રૂખડો'+ ગુ. 'વ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રૂખડો.'
રૂખડ-સંપ્રદાય (-સમ્પ્રદાય) પું. [જુઓ 'રૂખડ' + સં.] એ નામનો શૈવ સંપ્રદાયનો એક ફિરકો. (સંજ્ઞા.)
રૂખડિયું વિ. [જુઓ 'રૂખડું' +ગુ. 'ઇયું' ત.પ્ર.] વનમાંના એકલા અટૂલા ઝાડ જેવું ભટકતું ગરીબ (માણસ)
રૂખડું ન. [જુઓ 'રૂખ$^1$' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નાનું એકલું ઊભેલું ઝાડ
રૂખડો પું. [જુઓ 'રૂખડું.'] (લા.) વરખડો. (૨) ગોરખ આંબલીનું ઝાડ (એના થડની જાડાઈ બહુ હોય છે અને ઝાડ ખૂબ ઘટાદાર અને મોટું હોય છે.)
રૂખર વિ. [જુઓ 'રૂખડ.'] સામાન્ય, સાધારણ, મામૂલી
રૂગી ન. એ નામનું એક પક્ષી
રૂચકું ન. રૂંવું. (૨) ટૂંકો તાંતણો, રૂંછું
રૂજ (-જ્ય) સ્ત્રી. સાંઝની અંધારું પ્રસરવાની વેળા. [-જ્યુ-વેળા ('રૂજ'નું સૌ.,બ.વ.) રાતનું અંધારું થવાનો સમય
રૂજો પું. નાનો ભાગ, નાનો હિસ્સો, ખંડ, ટુકડો
રૂઝ (-ઝ્ય) સ્ત્રી, [જુઓ 'રૂઝવું.'] શરીર પરનાં ઘા ગૂમડું વગેરેનો ગોઠો આવવો એ, રુઝાવું એ. [૦ આવવી (રૂ.પ્ર.) નવી ચામડી આવવી]
રૂઝ-પટી,-ટ્ટી (રૂઝ્ય-) સ્ત્રી, [+જુઓ 'પટી,-ટ્ટી.'] વ્રણ ઉપર રૂઝ લાવવાની આગરી
રૂઝવવું જુઓ 'રૂઝવું'માં.
રૂઝવું અ. ક્રિ. [સં. रुध्य પ્રા. रुज्झ-] ઘા વ્રણ ગૂમડું વગેરે સુકાઈ ને ગોઠો વળવો. રુઝાવવું, રૂઝવવું પ્રે., સ, ક્રિ.
રૂટ$^1$ ન. [અં.] મૂળિયું
રૂટ$^2$ પું. [અં.] માર્ગ, રસ્તો ['રૂઠું.' (પદ્યમાં.)
રૂઠડું વિ. [જુઓ 'રૂઠું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
રૂઠવું અ. ક્રિ [સં. रुष्ट > પ્રા. रुट्ठ ભૂ કૃ., -ના.ધા.] રોષે ભરાવું, ક્રોધ કરવો, ખીજવાવું. રુઠાવું ભાવે.,ક્રિ. રુઠાડવું પ્રે.,સ.ક્રિ.
રૂઠારૂઠી સ્ત્રી, [જુઓ 'રૂઠવું,' -દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] પરસ્પરનો ક્રોધ. (૨) (લા.) ગેર-સમઝ
રૂઠું વિ [સં. रुष्ट-क- > પ્રા. रुट्ठ-अ] રોષે ભરાયેલું, ગુસ્સે થયેલું. (૨) ન. ખોટું લાગવું એ
રૂડપ (-પ્ય) સ્ત્રી. [જુઓ 'રૂડું+ગુ. 'પ' ત.પ્ર.] રૂડાપણું, રૂપાળાપણું (૨) (લા.) ભલમનસાઈ, ભલપણ
રૂડલું વિ. [જુઓ 'રૂડું' +ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.; ઉચ્ચારણમાં મૂર્ધન્ય માત્ર.] જુઓ 'રૂડું.' (પદ્યમાં.)
રૂડાપો પું. [જુઓ 'રૂડું' +ગુ 'પો' ત.પ્ર.], રૂડાશ(-શ્ય) સ્ત્રી. [+ગુ. 'આશ' ત.પ્ર.] જુઓ 'રૂડપ.'
રૂડું વિ. [સં रूपक <પ્રા. रूअअ ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.]

રૂપવાળું, રૂપાળું, સુંદર, મનોહર, દેખાવડું. [-ડાં વાનાં થવાં (રૂ.પ્ર.) મંગલ પ્રસંગ ઊજવાવો, શુભ કાર્ય થવું. ૦ મનાવવું (રૂ.પ્ર.) સારું લગાડવું. -ડો ગાવો (રૂ.પ્ર.) વરઘોડામાં બ્રાહ્મણોએ આશીર્ગાન કરવું, (પહેલાંનો એક રિવાજ)]

રૂડું-ભૂંડું વિ. [+જુઓ 'ભૂંડું'] સારું-નરસું [સારું

રૂડેરું વિ, [+ગુ. 'એરુ'' ત.પ્ર.] વધુ રૂપાળું. (૨) વધુ

રૂઢ વિ [સં.] ખૂબ જામી ગયેલું, ઘર કરી ગયેલું. (૨) વ્યવહારમાં માન્ય થયેલું. (૩) ઘણા સમયથી વ્યવહારમાં રહેલું, પ્રણાલિકા-ગત, 'ઑર્થોડોક્સ.' (૪) શબ્દનાં પ્રકૃતિ-પ્રત્યયના અર્થોથી સ્વતંત્ર રીતે અર્થ થતો હોય તેવું, જેનો અર્થ વ્યવહારમાં પ્રચલિત હોય તેવું (શબ્દ વગેરે). (કાવ્ય.) [૦ ઉક્તિ (રૂ.પ્ર.) રૂઢિપ્રયોગવાળું કથન, 'ઇડિયમ'(ર.મ.). ૦પક્ષ (રૂ.પ્ર.) જૂનવાણી વિચારોનો સમૂહ, 'કૉન્સર્વેટિવ (દ.બા.). ૦ પ્રયોગ (રૂ.પ્ર.) જુઓ 'રૂઢ ઉક્તિ'. (હ.દ્વા.)]

રૂઢમતવાદી વિ, [સં., પું.], રૂઢમતિયું વિ.[સં. रूढ + मत +ગુ. 'ઇયું' ત.પ્ર.], રૂઢમતીય વિ. [સં.] (લા.) સ્થિતિ-ચુસ્ત, જૂનવાણી, 'કૉન્સર્વેટિવ,' 'ઑર્થોડોક્સ'

રૂઢ-યૌગિક વિ. [સં.] શબ્દનાં પ્રકૃતિ-પ્રત્યયના યોગે થતો અર્થ અને પ્રચલિત અર્થ સમાન હોય તેવું, યોગ-રૂઢ (શબ્દ વગેરે). (કાવ્ય.)

રૂઢાચાર પું. [+ સં. आ-चार] ઘણા વખતથી ચાલુ હોય તેવો રીત-રિવાજ, રૂઢિ, પ્રણાલી

રૂઢાર્થ પું. [+ સં. अर्थ] શબ્દનો લોક-પ્રચલિત સર્વ-સામાન્ય માયનો, 'કન્વેન્શનલ કૉનોટેશન'

રૂઢિ સ્ત્રી. [સં.] જૂના સમયથી ચાલી આવતી રસમ, વ્યવહારે રૂઢ કરેલો રિવાજ, 'કસ્ટમ,' 'કન્વેન્શન.' (૨) શબ્દનાં પ્રકૃતિ-પ્રત્યયના અર્થોથી સ્વતંત્ર રીતે ઊતરી આવેલી અર્થ-પરિપાટી, 'ઇડિયમ.' (૩) એ પ્રકારની એક અર્થ-શક્તિ. (વ્યા.)

રૂઢિ-ઉપાસક વિ. [સં., -સંધિ નથી કરી.] જૂની- પ્રણાલીનો જ સમાદર કરનાર, રૂઢિ-ચુસ્ત, 'કૉન્સર્વેટિવ'

રૂઢિ-કાયદો પું. [ + જુઓ 'કાયદો.'] દેશનો પ્રચલિત નિયમ

રૂઢિ-કૂંડાળું ન. [ + જુઓ 'કૂંડાળું.'] રૂઢિનું બંધન

રૂઢિ-ગત વિ. [સં.] જૂની રૂઢિ પ્રમાણે ચાલ્યું આવતું, રિવાજ તરીકે માન્ય કરેલું, 'કસ્ટમરી'

રૂઢિ-ગુલામ પું. [ જુઓ 'ગુલામ.'] જુઓ 'રૂઢિ-ઉપાસક.'

રૂઢિ-ગ્રસ્ત વિ [સં.] જૂના રીતરિવાજોમાં જ ગૂંચવાઈને પડેલું, પ્રબળ રૂઢિ-ચુસ્ત [ઉપાસક.'

રૂઢિ-ચુસ્ત વિ. [+ જુઓ 'ચુસ્ત.'] જુઓ 'રૂઢિ-

રૂઢિ-જન્ય વિ, [સં.] પરંપરાથી રિવાજમાં માન્ય થતું હોય તેવું [પરિવર્તન

રૂઢિ-દોષ પું. [સં.] ચાલતા આવતા રીતરિવાજોમાં કરાતું

રૂઢિ-પરસ્ત વિ. [+ જુઓ 'પરસ્ત.'] જુઓ 'રૂઢિ-ઉપાસક.' [કરનાર

રૂઢિ-પાલક વિ. [સં.] ચાલી આવતી રૂઢિનું પાલન

રૂઢિ-પાલન ન. [સં.] ચાલી આવતી રૂઢિને વળગી રહેવું એ

રૂઢિ-પૂજક વિ. [સં.] જુઓ 'રૂઢિ-ઉપાસક.' [સમાદર

રૂઢિ-પૂજા સ્ત્રી, [સં.] ચાલ્યા આવતા રીતરિવાજો તરફનો

રૂઢિ-પ્રણાલિકા, રૂઢિ-પ્રણાલી સ્ત્રી [સં.] ચાલ્યા આવતા રીતરિવાજ [મુખ્યતા આપનાર

રૂઢિ-પ્રધાન વિ. [સં.] ચાલ્યા આવતા રીતરિવાજોને

રૂઢિ-પ્રયોગ પું. [સં.] શબ્દોના પ્રચલિત અર્થથી લગભગ સ્વતંત્ર રીતે વ્યાપક બનેલા અર્થની પરિસ્થિતિ, 'ઇડિયમ' (ન.લા.). (આ વસ્તુસ્થિતિએ લાક્ષણિક અર્થ છે.)

રૂઢિ-પ્રિય વિ. [સં.] જૂના રીતરિવાજને પસંદ કરનારું, રૂઢિ-પૂજક [કે ગાયેલું

રૂઢિ-પ્રોક્ત વિ. [સં.] ચાલી આવતી પરંપરા પ્રમાણે કહેલું

રૂઢિ-બદ્ધ વિ. [સં.] રૂઢિથી બંધાયેલું, રૂઢિથી પ્રચલિત થયેલું

રૂઢિ-બંધન (-બન્ધન) ન. [સં.] પરંપરાગત રિવાજો પાળવાની ફરજિયાત પરિસ્થિતિ [બહારનું

રૂઢિ-બાહ્ય વિ. [સં.] પરંપરાથી ચાલી આવતી રીત-રસમથી

રૂઢિ-ભંગ (-ભઙ્ગ) પું. [સં.] ચાલી આવતી રીતરસમ ભાંગી નાખવાની ક્રિયા [વેટિવ' (ચં.ન.)

રૂઢિ-રક્ષક વિ. [સં.] જુઓ. 'રૂઢિ-ઉપાસક,' 'કૉન્સ-

રૂઢિ-રીઢ,-ઢું વિ. [+ જુઓ 'રીઢું.'] પરંપરાગત રીતરિવાજ ચુસ્તપણે પાળી રહેલું

રૂઢિ-લગ્ન ન. [સં.] જ્ઞાતિના રિવાજો પ્રમાણે થયેલો વિવાહ

રૂઢિ-વાદ પું [સં.] પરંપરાગત રૂઢિઓને વળગી રહેવું એ પ્રકારનો મત-સિદ્ધાંત

રૂઢિ-વાદી વિ. [સં.,પું.] રૂઢિ-વાદમાં માનનારું [હોય તેવું

રૂઢિ-વિરુદ્ધ વિ. [સં.] જેમાં ચાલી આવતી પરંપરાનો વિરોધ

રૂઢિ-વિરોધ પું. [સં] ચાલી આવતી પરંપરાનો સામનો

રૂઢિ-શક્તિ સ્ત્રી. [સં.] માત્ર ઉચ્ચારણથી પ્રચલિત અર્થનો બોધ કરનારું બળ. (કાવ્ય.)

રૂઢિ-શબ્દ પું [સં.] શબ્દનાં પ્રકૃતિ-પ્રત્યયથી સ્વતંત્ર રીતે જ અર્થ આપનારો બોલ, રૂઢાર્થ શબ્દ

રૂઢિશાસ્ત્રી વિ. [સં.,પું.] પરંપરાગત રીતરિવાજો વગેરેનો જેને ખ્યાલ હોય તેવું, રૂઢિઓનું અભ્યાસી

રૂઢિ-સ્થ વિ. [સં.] પરંપરાગત રિતરિવાજોને વળગી રહેલું

રૂઢી-કરણ ન. [સં.] દૃઢ-મૂળ બનવા-બનાવવાની ક્રિયા

રૂત ન. [દે.પ્રા. रूअनुं સંસ્કૃતીકરણ] જુઓ 'રૂ.[૧]'

રૂતવું અ.ક્રિ, મંડી પડવું, કરવા મંડવું. રુતાવું ભાવે., ક્રિ. રુતાવવું પ્રે., સ.ક્રિ.

રૂપ ન. [સં.] આકાર, દેખાવ, મૂર્તતા, સ્વરૂપ, 'ફૉર્મ.' (૨) કોઈ પણ દૃશ્ય પદાર્થ. (૩) જાતિ, પ્રકાર. (૪) સૌંદર્ય, શોભા, કાંતિ. (૫) ક્રિયાના અને નામ-વિશેષણ-સર્વનામ વગેરેના પ્રત્યય લાગી તૈયાર થયેલું શબ્દનું માળખું, 'મૉર્ફીમ.' (વ્યા.) (૬) દૃશ્ય નાટય. (નાટય.). (૭) સમાસને અંતે 'એ-કાત્મક' અર્થનું વિશેષણ. (જેમકે 'ગદ્ય-રૂપ' 'પદ્ય-રૂપ' 'નાટ્ય-રૂપ' વગેરે) [૦ કાઢવું (રૂ.પ્ર.) સૌંદર્ય-પ્રસાધન કરવું. (૨) પાત્રનો વેશ લેવો. ૦ ધ(-ધા)રવું, ૦ બનાવવું (રૂ.પ્ર.) વેશ લેવો. ૦ બગાડવું (રૂ.પ્ર.) કલંક વ ળગાડવું. ૦ બદલવું, ૦બદલાવવું (રૂ.પ્ર.) વેશ પલટાવવો. ૦ રૂપનો અવતાર

(કે અંધાર), ૦ રૂપનો મણિ, ૦ રૂપના પાંચિયા (રૂ.પ્ર.) અત્યંત સુંદર. ૦ હરવું (રૂ.પ્ર.) લજ્જિત કરવું]

**રૂપક** ન. [સં.] એકને અન્ય વસ્તુ વગેરેનું સીધું વાચિક રૂપ આપવામાં આવે તેવો કાવ્યનો એક અર્થાલંકાર, 'મૅટાફોર' (ન.લા.). (કાવ્ય.). (૨) જુઓ 'રૂપ(૬).' (નાટ્ય.). (૩) પું. કાવ્ય-પ્રકાર, 'ઍલેગરી' (ર.મ.). (૪) સંગીતનો એક તાલ. (સંગીત.). (૫) 'રેડિયો ફીચર.' (૬) પું. રૂપિયો (ખાસ કરીને ચાંદીનો સિક્કો)

**રૂપક-કથા** સ્ત્રી. [સં.] રૂપક-કાવ્યના પ્રકારની ગદ્ય-વાર્તા

**રૂપક-કાવ્ય** ન. [સં.] જેમાં વર્ણનીય પદાર્થને ચેતનનો ભાવ આપી ચેતન જેવો વ્યવહાર ચીતરવામાં આવે તેવી કવિતા. (કાવ્ય.) ['ઍલેગરી'

**રૂપક-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] રૂપકમય દૃષ્ટાંત,

**રૂપકડું** વિ. [સં.+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] દેખાવમાં સુંદર બનેલું

**રૂપ-કથા** સ્ત્રી. [સં.] અદ્ભુત વાર્તા

**રૂપક-તાલ** પું. [સં.] જુઓ 'રૂપક(૩).'

**રૂપક-પ્રધાન** વિ. [સં] જેમાં રૂપક અલંકાર મુખ્ય છે તેવું

**રૂપક-ભંજની** (-ભઞ્જની) સ્ત્રી. [સં.] સંગીતમાંના આલાપનો એક પ્રકાર. (સંગીત.)

**રૂપક-મહોત્સવ** પું. [સં.] (અંગ્રેજી) 'સિલ્વર-જ્યુબિલી,' રૌપ્ય મહોત્સવ (કોઈ વ્યક્તિ પ્રસંગ કે સંસ્થાને ૨૫ વર્ષ પૂરાં થતાં ઊજવાતો) [ગરી' (બ.ક.ઠા.)

**રૂપક-માલા(-ળા)** સ્ત્રી [સં.] જુઓ 'રૂપક-ગ્રંથિ' 'ઍલે-

**રૂપ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] સૌંદર્ય

**રૂપકાતિશયોક્તિ** સ્ત્રી. [+ સં. अतिशयोक्ति] અતિશયોક્તિ અલંકારનો રૂપક અલંકારની છાયાવાળો એક ભેદ. (કાવ્ય.)

**રૂપ-કાર** વિ. [સં.] ચિત્રકાર, આકૃતિ-કાર, 'ડિઝાઇનર'

**રૂપકાલંકાર** (-લઙ્કાર) પું. [+સં. अलंकार] જુઓ 'રૂપક(૧).' [પ્રકાર. (સંગીત.)

**રૂપકાલાપ** પું. [+સં. आ-लाप] સંગીતમાં આલાપનો એક

**રૂપકોત્સવ** પું. [+સં. उत्सव] જુઓ 'રૂપક-મહોત્સવ'- 'સિલ્વર જ્યુબિલી' (ચં.ન.) [(કાવ્ય.)

**રૂપ-ગર્વિતા** વિ., સ્ત્રી. [સં.] ગર્વીલી નાયિકાનો એક ભેદ.

**રૂપ-ગર્વીલું** વિ. [+જુઓ 'ગર્વીલું.'] પોતાના રૂપનો–સૌંદર્યનો જેને ગર્વ હોય તેવું

**રૂપ-ઘેલું** (-ઘેલું) વિ. [+જુઓ 'ઘેલું.'] પોતાના રૂપને માટે ગાંડું ગાંડું થઈ જનારું [કાળી-ચૌદસ. (સંજ્ઞા.)

**રૂપ-ચતુર્દશી** સ્ત્રી. [સં.] આસો વદિ ચૌદસની તિથિ,

**રૂપ-ચોકી** (-ચોકી) સ્ત્રી. [+જુઓ 'ચોકી.'] મંદિરના ગર્ભ-દ્વાર આગળની નાની ઘૂમટી [જુઓ 'રૂપ-ચતુર્દશી.'

**રૂપ-ચૌદસ(-શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી. [+જુઓ 'ચૌદસ(-શ).']

**રૂપ-જીવા, રૂપ-જીવિની** સ્ત્રી. [સં.] જુઓ 'રૂપા-જીવા.'

**રૂપ-જ્ઞ** વિ. [સં.] જેને રૂપની સમજ હોય તેવું

**રૂપડું** વિ. [સં. रूप + ગુ. 'ડું' ત.પ્ર.] રૂપાળું, સુંદર

**રૂપણ** ન. [સં.] રૂપ ભજવી બતાવવાની ક્રિયા. (૨) નિરૂપણ

**રૂપ-તત્ત્વ** ન. [સં.] આંખની ઇંદ્રિયે જે લેવાનો હોય તે આકારાત્મક મૂલ પદાર્થ [વિષય

**રૂપ-તન્માત્રા** સ્ત્રી. [સં.] રૂપના સ્વરૂપનો આંખની ઇંદ્રિયનો

**રૂપ-તઃ** ક્રિ. વિ. [સં.] સ્વાભાવિક રીતે

**રૂપ-દક્ષતા** સ્ત્રી. [સં.] નાટ્યનું રૂપ કે ચિત્ર દોરવાની કુશળતા [(વિ. ક.)

**રૂપ-દર્શી** વિ. [સં.,પું.] પ્રશિષ્ટ, 'ક્લાસિક,' 'ક્લાસિકલ'

**રૂપ-દળી** સ્ત્રી. [+જુઓ 'દળી.'] ઘોડાના પાખરમાંની નીચલી દળી ઉપર નખાતી સુશોભિત દળી

**રૂપ-દાસી** સ્ત્રી [સં.] વેશ્યાને ત્યાં એની પ્રસાધન-સેવાનું કામ કરતી સ્ત્રી

**રૂપ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] પ્રશિષ્ટતા, 'ક્લાસિસિઝમ' (વિ.ક.)

**રૂપ-ધારા** સ્ત્રી. [સં.] આકૃતિઓના કોતર-કામવાળો પટ્ટી, 'ફિગરલ બેલ્ટ' (મ. ઢાં.). (સ્થાપત્ય.)

**રૂપ-ધારી** વિ. [સં.,પું.] વેશ ધારણ કરનાર

**રૂપનલું** વિ. [સં. रूप દ્વારા] રૂપાથી મઢેલું. (પદ્યમાં.)

**રૂપ-નાશક** વિ. [સં.] સૌંદર્યનો નાશ કરનાર

**રૂપ-નિધાન** ન. [સં] સૌંદર્યનું પાત્ર, રૂપ-રાશિ

**રૂપ-નિર્દેશ** પું. [સં.] પરિચય-પત્રિકા, 'પ્રૉસ્પેક્ટસ,'

**રૂપ-નિર્માણ** ન., **રૂપ-નિર્મિતિ** સ્ત્રી. [સં.] આકૃતિની રચના

**રૂપ-પરિવર્તન** ન. [સં.] વેશ-પલટો

**રૂપ-પરીક્ષા** સ્ત્રી. [સં.] સૌંદર્યની ઝીણવટભરી તપાસ

**રૂપ-પૂતળી** સ્ત્રી. [+જુઓ 'પૂતળી.'] સુંદર સ્ત્રી

**રૂપ-પ્રધાન** વિ. [સં.] જેમાં રૂપનું મુખ્યપણું હોય તેવું (ભાષા વગેરે), 'ક્લાસિક,' 'ક્લાસિકલ' (બ.ક.)

**રૂપ-બંધ** (-બન્ધ) પું. [સં.] લઘુ-ગુરુના આધારે છંદ સાધવો એ. (પિં.)

**રૂપ-ભાગ** પું. [સં.] રૂપ બતાવનાર ભાગ, 'ફૉર્મલ ટેક્નિક' (વિ.ક.) [રૂપાખ્યાનોનો તફાવત

**રૂપ-ભેદ** પું. [સં.] રૂપમાં તફાવત હોવો એ. (૨) શબ્દનાં

**રૂપ-મય** વિ. [સં.] રૂપથી પૂર્ણ, સુંદર

**રૂપ-મુગ્ધ** વિ. [સં.] સૌંદર્યથી મોહિત થઈ ગયેલું

**રૂપયડી** જુઓ 'રૂપૈડી.' [જુવાનીવાળું

**રૂપ-યૌવન-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] સૌંદર્ય અને

**રૂપ-રસિકતા** સ્ત્રી. [સં.] આકાર કે રચનાની પ્રશિષ્ટતા, 'ક્લાસિઝમ' [દેખાવ, 'ગેટ-અપ' (વિ. ક.)

**રૂપરંગ** (-રઙ્ગ) પું. [સં.] આકાર અને વર્ણ, બહારનો

**રૂપ-રાણી** સ્ત્રી. [+જુઓ 'રાણી.'] રૂપાળી સ્ત્રી

**રૂપ-રાશિ** પું. [સં.] સૌંદર્યના ભંડાર-રૂપ (પુરુષ કે સ્ત્રી)

**રૂપ-રેખા** સ્ત્રી. [સં.] સ્વરૂપનું ચિત્રણ, સ્વરૂપનું દોરવણું, આછો ખ્યાલ, ટૂંકું બયાન, ચિતાર, 'આઉટ-લાઇન,' 'પ્રૉસ્પેક્ટસ' (હ.બા.), 'બ્લ્યૂ-પ્રિન્ટ'

**રૂપ-લાવણ્ય** ન. [સં.] આકાર-સૌષ્ઠવ, સૌંદર્ય

**રૂપલિયું** વિ. [જુઓ 'રૂપલું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સુંદર, મનોહર

**રૂપલું** વિ. [સં. रूप + ગુ. 'લું' ત.પ્ર.] રૂપાળું, સુંદર, મનોહર. (૨) એક જાતનું ખેતીના પાકને હાનિ પહોંચાડનારું જંતુ

**રૂપવતી** વિ., સ્ત્રી. [સં.] રૂપાળી સ્ત્રી

**રૂપવંત** (-વન્ત) વિ. [સં. °वत् > પ્રા. °वंत], **રૂપવાન** વિ. [સં. °वान्, પું.] રૂપાળું

**રૂપ-વિકાર** પું., **રૂપ-વિકૃતિ** સ્ત્રી. [સં.] સ્વરૂપમાં તેમજ આકાર અને સૌષ્ઠવમાં દેખાતો બગાડ

**રૂપ-શાલી(-ળી)** વિ. [સં.,પું.] રૂપાળું
**રૂપ-શિરોમણિ** વિ. [સં.,પું.] ખૂબ જ રૂપાળું
**રૂપ-સંકેત** (-સઙ્કેત) પું. [સં.] વસ્તુના સ્વરૂપ વિશેનો આછો ખયાલ
**રૂપ-સંપત્તિ** (-સમ્પત્તિ) સ્ત્રી. [સં.] ભવ્ય સૌંદર્ય
**રૂપ-સંવિદ** (-સંવિદ) સ્ત્રી. [+સં. संवि] આકારની લાગણી, 'સેન્સેશન'
**રૂપ-સાગર** પું. [સં.] અપાર સૌંદર્ય
**રૂપ-સુધા** સ્ત્રી. [સં.] સૌંદર્યરૂપી અમૃત
**રૂપ-સુંદરી** (સુન્દરી) સ્ત્રી. [સં.] અત્યંત રૂપાળી સ્ત્રી
**રૂપ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] ભૌતિક દશ્યમાન જગત
**રૂપ-સેવા** સ્ત્રી. [સં.] પ્રભુની (ધાતુ પાષાણ કાષ્ઠ વગેરેનું સ્વરૂપ કે પ્રસાદી વસ્ત્રની) પરિચર્યા. (પુષ્ટિ.)
**રૂપ-સ્કંધ** (-સ્કન્ધ) પું. [સં.] બૌદ્ધ મત પ્રમાણેના પાંચ સ્કંધોમાંનો એક. (બૌદ્ધ.)
**રૂપ-હાનિ** સ્ત્રી. [સં.] જુઓ 'રૂપ-ભંગ.'
**રૂપ-હીન** વિ. [સં], -ણું વિ. [+ જુઓ 'હીણું.'] રૂપ વિનાનું, કદરૂપું
**રૂપાખ્યાન** ન. [સં. रूप+आ-ख्यान] નામ-વિશેષણ-સર્વનામ તેમજ કાળ અને અર્થનાં ક્રિયાપદોનાં સિદ્ધ પદોની માંડણી (નામિકી અને કાળની વિભક્તિઓ પ્રમાણે). (વ્યા.)
**રૂપા-ગર** વિ. [જુઓ 'રૂપું' + ફા. પ્રત્યય] રૂપા-ચાંદીનું કામ કરનાર કારીગર
**રૂપાજીવિની** સ્ત્રી. [સં. रूप + आ-जीवनुं स्त्री.], -વી- સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] પોતાના રૂપનો વ્યભિચારના રૂપમાં ઉપયોગ કરાવી ગુજરાત ચલાવનાર સ્ત્રી, વેશ્યા
**રૂપાતીત** વિ. [સં. रूप + अतीत] રૂપને વટાવી ચૂકેલું, જેમાં નામ-રૂપનો પ્રવેશ ન હોય તેવું (બ્રહ્મ)
**રૂપાત્મક** વિ. [સં. रूप+आत्मन्-क] જુઓ 'રૂપ-મય.' (૨) વ્યાકરણના પદોથી પૂર્ણ. (વ્યા.)
**રૂપાધિબોધ** વિ. [સં. रूप + अधि-बोध] ઇંદ્રિયો દ્વારા બ્રહ્મના સ્વરૂપનું થતું જ્ઞાન
**રૂપાનુમાન** ન. [સં. + रूप-अनु-मान] સૌંદર્યનો અંદાજ, રૂપ-નો અડસટ્ટો 'ફોર્મલ લૉજિક' (રા.વિ.)
**રૂપા-બજાર** સ્ત્રી, ત. [જુઓ 'રૂપું' + 'બજાર.'] જયાં ચાંદીની લેવડ-દેવડ થતી હોય તેવું વેપારી સ્થાન, ચાંદી-બજાર
**રૂપા-માખી** સ્ત્રી, [સં. रूप + સં माक्षिका > પ્રા. मक्खिआ] એક જાતની ઉપધાતુ, રૌપ્ય-માક્ષક (૨.વિ.) [ધામ
**રૂપાયતન** ન. [સં. रूप + आय-तन] સૌંદર્યનું સ્થાન, સુંદરતાનું
**રૂપા-રેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'રૂપું' + 'રેલ.'] ચાંદીની છોળ, રૂપાની વિપુલતા. (૨) ધોળી ચકલી [(બૌદ્ધ.)
**રૂપાવચર** પું. [સં. रूप + अव-चर] એક પ્રકારનો દેવ.
**રૂપાશ્રય** પું. [સં. प + आ-श्रय] સૌંદર્યનું શરણ
**રૂપાસક્ત** વિ. [સં. रूप+आ-सक्त] સૌંદર્યમાં જેને લગની લાગી હોય તેવું
**રૂપાસક્તિ** સ્ત્રી. [+ સં. आ-सक्ति] સૌંદર્યમાં લાગેલી લગની
**રૂપા-સળી** સ્ત્રી. [જુઓ 'રૂપું' + 'સળી.'] રૂપેરી દોરીની ભાતનું એક કાપડ
**રૂપાસાઈ** વિ., ન. [જુઓ 'રૂપું' દ્વારા.] નરમ પ્રકારનું ભાંગી પડે તેવું લોખંડ [ફૂટડું, દેખાવડું
**રૂપાળું** વિ. [સં. रूप+ગુ. 'આળું' ત.પ્ર.] રૂપવાળું, સુંદર,
**રૂપાં-ખુરી** સ્ત્રી. [જુઓ 'રૂપું'-બ.વ.+ 'ખુરી.'] ગાયની રૂપે મઢેલી ખરી. (૨) ગાયના પગની ચાંદીની ઝાંઝરી. (૩) (લા.) વિ. સુંદર (ગાય સ્ત્રી વગેરે)
**રૂપાંતર** (રૂપાન્તર) ન. [સં रूप+अन्तर] બીજું રૂપ, બીજો આકાર, 'ટ્રાન્સફોર્મેશન'. (૨) બીજી પરિસ્થિતિ, 'કન્વર્ઝન.' (૩) અનુવાદ, ભાષાંતર, 'ટ્રાન્સલેશન,' 'એડાપ્ટેશન'(ગો.મા.) (૪) સ્વરૂપ-પરિવર્તન, 'મેટામોર્ફોસિસ'
**રૂપાંતર-વિધાન** (રૂપાન્તર-) ન. [સં.] રૂપાંતર કરવું એ
**રૂપાંતરિત** (રૂપાન્તરિત) વિ. [સં.] જેનું રૂપાંતર કરવામાં આવ્યું હોય તેવું [દેવી] (લા.) રૂપાળી સ્ત્રી
**રૂપાં-દે** સ્ત્રી. [ગુ. 'રૂપાં'-રૂપાળા દેહવાળી સ્ત્રીનું નામ + સં.
**રૂપાં-મેખ** સ્ત્રી. [જુઓ 'રૂપું' બ.વ. + 'મેખ.'] ચાંદીની ખીલી [પક્ષી પણ)
**રૂપિણી** વિ. સ્ત્રી. [સં.] રૂપવાળી (કોઈ પણ સ્ત્રીજાતિ-પશુ
**રૂપિત** વિ. [સં.] નિરૂપવામાં આવેલું. (૨) ન. એક પ્રકારની મોટી વાર્તા કે જેમાં ગુણધર્મને જીવંત પાત્રો તરીકે ચીતર્યાં હોય, રૂપક-કથા [વજનનું
**રૂપિયા-ભાર** વિ. [જુઓ 'રૂપિયો' + સં.] એક રૂપિયાના
**રૂપિ(-પે)યો** પું. [જુઓ 'રૂપું' + ગુ. 'ઇયું'-'એયું' ત.પ્ર.] રૂપાનો એક સિક્કો (પૂર્વે ૧૬ આના-૬૪ પૈસાની કિંમતનો, અત્યારે ૧૦૦ પૈસાની કિંમતનો; હવે કરન્સી નોટના રૂપમાં પણ). (૨) (લા.) ધન-સંપત્તિ. [-યા ખાવા (રૂ.પ્ર.) લાંચ લેવી. -યા દાબવા (રૂ.પ્ર.) લાંચ આપવી. -યાનું પાવલું કરવું (રૂ.પ્ર.) ખોટનો વેપાર કરવો. -યા દબાવવા (રૂ.પ્ર.) સંપત્તિ બથાવી પાડવી. ૦ આપવો (રૂ.પ્ર.) સગાઈ કરવાનું શુકન કરવું. ૦ જોડવો (રૂ.પ્ર.) નાણું ભેગું કરવું. (૨) ખર્ચ કરવો, ૦ તોડવો (રૂ.પ્ર.) રૂપિયાનું પરચૂરણ મેળવવું. ૦ રોડો (કે રોડો) (રૂ.પ્ર.) વગભગ એક રૂપિયો. ખોટો (કે ખોટો) રૂપિયો (રૂ.પ્ર.) અવિશ્વાસુ માણસ. (૨) નકામો માણસ]
**-રૂપી** વિ. [સં. પું.; સમાસને અંતે: 'બહુરૂપી' વગેરે] રૂપવાળું [ધાતુ, રજત, ચાંદી
**રૂપું** ન. [સં. रूप्यक- > પ્રા. रुप्पअ-] એક કિંમતી ધોળી
**રૂપેરી** વિ. [જુઓ 'રૂપું' + ગુ 'એરી' ત.પ્ર.] રૂપાના જેવા ચળકતા સફેદ રંગવાળું. [૦ બંધ છૂટવા (-બન્ધ-) (રૂ.પ્ર.) મૃત્યુ-ચિહ્ન તરીકે નાડીઓ તૂટવી]
**રૂપેંદ્રિય**(રૂપેન્દ્રિય) સ્ત્રી. [સં. रूप + इन्द्रिय, ન.] રૂપ જોવાની ઇંદ્રિય-આંખ, નેત્ર, નેણ, ચક્ષુ
**રૂપૈડી** સ્ત્રી. [જુઓ 'રૂપિયો'નું લાઘવ + ગુ. 'ડું' ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય-'રૂપયડી'- એનું પ્રવાહી ઉચ્ચારણ] (તુચ્છતાના ભાવે) રૂપિયો
**રૂપૈયો** જુઓ 'રૂપિયો.'
**રૂપોત્પાદક** વિ. [સં रूप+उत्पादक] રૂપને ઉત્પન્ન કરનારું, સૌંદર્ય પ્રગટાવનારું ['રૂપા-જીવા'.
**રૂપોપજીવિની** વિ., સ્ત્રી. [સં. रूप + उपजीविनी] જુઓ

**રૂપોપજીવી** વિ. [સં. रूप + उपजीवी, પું.] રૂપ ઉપર જીવનારું (વેશ્યા સ્ત્રી. ભડવો વગેરે)
**રૂપોશ** વિ. [ફા.] મોઢું સંતાડનારું
**રૂપોશી** સ્ત્રી. [ફા.] મોઢું સંતાડવાપણું
**રૂપ્ય** વિ. [સં.] નિરૂપણ કરવા જેવું
**રૂપ્યક** પું. [સં.] રૂપિયો
**રૂબકાર** વિ. [ફા.] ધંધા માટે તૈયાર. (૨) મુકદ્દમો કરવા માટેની શરૂઆત
**રૂબકારી** સ્ત્રી. [ફા.] ધંધા માટેની તૈયારી કે તત્પરતા (૨) મુકદ્દમાનું ક્રમકાજ કે રજૂઆત
**રૂ-બજાર** ન., સ્ત્રી. [જુઓ 'રૂ' + 'બજાર.'] જ્યાં કપાસની લે-વેચ થતી હોય તેવું સ્થાન, 'કૉટન એક્સ્ચેં(૦જ)-જ'
**રૂબડી** સ્ત્રી. સોયો, મોટી સોય
**રૂબડો** પું. એ નામનું એક ઝાડ
**રૂબ(-બ)રૂ** ક્રિ. વિ. [ફા. રૂબરૂ], ૦માં ક્રિ. વિ. [+ ગુ. 'માં' સા.વિ.નો અનુગ] મોં સામે, સંમુખ, આંખ સામે, હજૂરમાં, સમક્ષ, હરૂભરૂ, મોઢામોઢ. [૦ મુલાકાત (રૂ.પ્ર.) પ્રત્યક્ષ મેળાપ, 'ઇન્ટર્વ્યૂ']
**રૂબડું** ન. કબરની પાછળના ભાગમાં જડેલું લાકડું
**રૂબરૂ** જુઓ 'રૂબરૂ.'
**રૂમ**[1] પું. [અં.] ઓરડો, ખંડ. (૨) સ્ત્રી. ઓરડી, ખોલી, કોટડી [(સંજ્ઞા.)
**રૂમ**[2] પું. [અર.] યુરોપીય તુર્કસ્તાનનો પ્રાચીન પ્રદેશ.
**રૂમકો** પું. [રવા.] (ધાતુના વાસણનો) રણકો
**રૂમઝૂમ** ક્રિ વિ. [રવા.] ઝાંઝર વગેરેનો અવાજ થાય એમ
**રૂમ-ઝૂમવું** અ. ક્રિ. [રવા.] 'રૂમઝૂમ' એવો ઝાંઝરનો અવાજ થવો. રુમઝુમાવું ભાવે., ક્રિ. રુમઝુમાવવું પ્રે., સ.ક્રિ.
**રૂમડું** ન. [જુઓ 'રૂંવું' દ્વારા] જુઓ 'રૂંવું.'
**રૂમડી** સ્ત્રી. [જુઓ 'રૂમવું' દ્વારા.] પાતળી શિંગડી (જૂની પદ્ધતિએ શરીરમાંથી લોહી ખેંચી કાઢવાની-આયુર્વેદની રીત). [૦ મુકાવવી (રૂ.પ્ર.) શરીરમાંથી રૂમડીની મદદથી લોહી કાઢવું. ૦ રૂમવી (રૂ.પ્ર.) હેરાન કરવું]
**રૂમર** સ્ત્રી. [અં.] અફવા, ગામ-ગપાટો
**રૂમલા(-વા)વું** અ.ક્રિ. [જુઓ 'રૂમવું' દ્વારા.] ગાંડપણથી આમતેમ ઘૂમવું. રુમલા(-વા)વવું પ્રે., સ. ક્રિ.
**રૂમવું** અ. ક્રિ. [રવા.] મસ્તી કે ગાંડપણને લઈ ઘૂમવું. (૨) સ. ક્રિ. હેરાન કરવું. રુમાવું ભાવે., કર્મણિ., ક્રિ. રુમાવવું પ્રે., સ. ક્રિ.
**રૂમ-શામ** પું. [અર.] યુરોપીય તુર્કસ્તાન અને એશિયાઈ તુર્કસ્તાનનાં પ્રાચીન નામ. (સંજ્ઞા.)
**રૂમ-સાગર** પું. [+ સં.] તુર્કસ્તાનની નીચેનો સમુદ્ર, (આજનો) ભૂમધ્ય સમુદ્ર. (સંજ્ઞા.)
**રૂમા** સ્ત્રી. કુંડલીમાં આંટા પાડવાનું સાધન
**રૂમાડો** પું. [જુઓ 'રૂમવું' + ગુ. 'આડો' કૃ.પ્ર.] જુઓ 'રુમાટ.' (૨) દોડાદોડ. (૩) (લા.) કજિયો, કાસ
**રૂમાલ** પું. [ફા.] મોં-હાથ લૂવાનો કાપડનો ટુકડો
**રૂમાલ-વડી** સ્ત્રી. [+ જુઓ 'વડી.'] ખાવાની એક વાની
**રૂમાલિયો** પું. [જુઓ 'રૂમાલ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રૂમાલ.' (૨) વહાણના આગલા મહોરા પાસે રંગથી કરવામાં આવતો ત્રિકોણ આકાર. (વહાણ.)
**રૂમાલી** સ્ત્રી. [ફા.] મુસ્લિમ સ્ત્રીઓનું માથે ઓઢવાનું વસ્ત્ર, નાની ઓઢણી. (૨) એક પ્રકારનો લંગોટ. (૩) મગ-દળની જેડી [મીઠાઈ
**રૂમી** વિ. [અર.] રૂમ દેશનું વતની. (૨) સ્ત્રી. એક જાતની
**રૂમી(મે)-મસ્તકી** સ્ત્રી. [અર. રૂમી-મુસ્તકી] એક પ્રકારનો દવામાં ઉપયોગી ગુંદર
**રૂરલ** વિ. [અં.] ગ્રામ-વિસ્તારનું, દેહાતી, ગ્રામીણ
**રૂલ** પું. [અં.] કાયદો, કાનૂન, નિયમ. (૨) રાજ્ય, અમલ, શાસન. (૩) ન. લીટી પાડવા માટેનો ગોળ આંકણી. (૪) છાપખાનામાં કમ્પોઝમાં લીટીનો આકાર છાપવાની પિત્તળની પટ્ટી
**રૂલડું** વિ. [જુઓ 'રૂડું' +ગુ. 'લ' મધ્યગ; સ્વાભાવિક ઉચ્ચારણ, 'રૂડલું' અસ્વાભાવિક.] રૂડું. (પદ્યમાં.)
**રૂલર** પું. [અં.] રાજવી, શાસક, શાસન-કર્તા, (૨) ન. જુઓ 'રૂલ(૩).' (૩) છાપનાનામાં પ્રૂફ-મશીન માટેનો હાથથી ફેરવવાનો રોલર
**રૂલિંગ** (રૂલિઙ્ગ) ન. [અં.] ચર્ચા મુકદ્દમા વગેરેના વિષયમાં સત્તાસ્થાનેથી થતો નિર્ણય
**રૂલું** જુઓ 'રૂંલું.' [ઘંટીનો ખીલડો
**રૂવો** પું. આરણાંના અણિયારાંની નીચેનો અડી. (૨)
**રૂસ** પું. [ફા.] જુઓ 'રશિયા.'
**રૂસણું** ન. [જુઓ 'રૂસવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] રિસાવું એ (પ્રેમ લાડ વગેરેના અસંતોષથી)
**રૂસવું** અ.ક્રિ. [સં. रुष्य- > પ્રા. रुस्स-] રીસે ભરાવું, ગુસ્સે થવું, રીસ કરવી. રુસાવું ભાવે., ક્રિ. રુસાવવું પ્રે., સ. ક્રિ.
**રૂસી** વિ. [જુઓ 'રૂસ' + ગુ.'ઈ' ત.પ્ર.] જુઓ 'રશિયન.'
**રૂહ** પું [અર.] પ્રાણ, જીવ, આત્મા [લગતું
**રૂહાની** વિ. [અર.] પ્રાણ-સંબંધી, જીવને લગતું, આત્માને
**રૂહે-તુતિયા** ન. [અર. 'રૂહ' દ્વારા.] જસતની ધાતુ
**રૂળવું** અ.ક્રિ. રઝળવું, રખડવું, ભટકવું. રુળાવું ભાવે., ક્રિ. રુળાવવું પ્રે., સ.ક્રિ.
**રૂળી** સ્ત્રી. આશા, રળી
**રૂંગવું** અ.ક્રિ. દોડવું. (૨) રડવું. રૂંગાવું ભાવે., ક્રિ. રૂંગાવવું પ્રે., સ. ક્રિ.
**રૂંગાવવું, રૂંગાવું** જુઓ 'રૂંગવું'માં.
**રૂંગારો** પું. [જુઓ 'રૂંગું' + ગુ. 'આરો' સ્વાર્થે ત. પ્ર.] (આંખમાંનું) આંસુ
**રૂંગો** પું. [મઓ 'રૂંગું.'] જુઓ 'રૂંગારો.'
**રૂંચકું** ન. 'કશું નહિ' એવો અર્થ બતાવનાર શબ્દ
**રૂંછડું** ન. [જુઓ 'રૂંછું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.], **રૂંછાડ** (-ડચ) સ્ત્રી. [+ ગુ.'આડ' ત.પ્ર.] જુઓ 'રુવાંટી-રૂંછું.'
**રૂંછું** ન. કાગળ કાપડ વગેરે કોઈ પણ પદાર્થનો રૂંવા જેવો તે તે ભાગ (તાનણા જેવો). (૨) પીંછાનો તે તે ઝીણો વાળ [જુઓ 'રૂંજ્યું વળવી'.]
**રૂંજ** (-જ્ય) જુઓ 'રૂજ' [રૂંજ્યું રૂજ્યું વળવી (સો.) (રૂ.પ્ર.)

રૂંઢ ન. કૂવાના કઠેડાની બહારનું ઓરડું
રૂંઢો પું. [(સૌ.) જુઓ 'રોંઢો.'] જુઓ 'રોંઢો.'
રૂંઢું જુઓ 'રૂંછું.'
રૂંધ (ધ્ય) સ્ત્રી. [જુઓ 'રૂંધવું.'] રૂંધાવું એ, રૂંધાણ, [અકળામણ, રૂંધામણ
રૂંધણ(-ન) ન [સં. रून्धन > પ્રા. रुंधण] જુઓ 'રૂંધ.' (૨) શ્વાસને અટકાવવાની ક્રિયા
રૂંધવું સ. ક્રિ. [સં. रुध् > रुन्ध् > પ્રા. रुंध] દબાવવું અટકાવવું, ખાળવું રોકવું, 'અવ-રોધવું. (૨) ગૂંગળાવવું, (૩) વાડ કરવી, આડ કે આંતરી ભરવી. રૂંધાવું કર્મણિ., ક્રિ. રૂંધાવવું પ્રે., સ ક્રિ.
રૂંધામણ ન., -ણી સ્ત્રી. [જુઓ 'રૂંધવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ. પ્ર.] રૂંધાવાની ક્રિયા
રૂંધાવવું, રૂંધાવું જુઓ 'રૂંધવું'માં. [ક્રિયા
રૂંબ (-બ્ય) સ્ત્રી. આકર્ષણથી કોઈના તરફ દોડી જવાની
રૂંબડો પું. ગાય બળદના ગળાનો એક રોગ
રૂંબલાવવું જુઓ 'રૂંબલાવું'માં.
રૂંબલાવું અ.ક્રિ [જુઓ 'રૂંબવું.'] મસ્તીમાં આવવું. રૂંબલાવવું પ્રે., સ. ક્રિ.
રૂંબવું અ.ક્રિ. [રવા.] ધમાલ કરવી. (૨) મસ્તીમાં આમથી તેમ સામાવાળાને પજવવા દોડવું. (૩) કુસ્તીના દાવ લેવા. (૪) ગૂંદવું, ખૂંદવું. રૂંબાવું ભાવે., ક્રિ. રૂંબાવવું પ્રે., સ.ક્રિ.
રૂંબાડો પું. [જુઓ 'રૂંબવું' + ગુ. 'આડો' કૃ. પ્ર.] રૂંબવું એ. [૦ કાઢવો (રૂ. પ્ર.) અહીં તહીં ભટકવું]
રૂંબાવવું, રૂંબાવું જુઓ 'રૂંબવું'માં.
રૂંવાડું ન [જુઓ 'રૂંવું' દ્વારા.], રૂંવું ન. [સં. रोमक >પ્રા. रोमअ-] શરીર ઉપરની રુવાંટીનો પ્રત્યેક વાળ. [-વાડાં ઊભાં થવાં (રૂ.પ્ર.) આશ્ચર્ય પામવું. (૨) ગુસ્સે ભરાવું. -વાડું ફરકવું (રૂ પ્ર) અસર થવી ('ન'કાર સાથે -'અસર ન થવી')]
રૂંસણું જુઓ 'રૂંસણું.'
રે[1] કે. પ્ર. [સં.] અરે, ઓ, હો (સંબોધનમાં)
રે[2] જુઓ 'રી' (સંગીત.)
રેઇક સ્ત્રી. [અં.] રેલવેના ડબ્બાઓની હાર, 'રેક'
રેઇટ પું. [અં.] દર, ભાવ, નૂર, 'રેટ'
રેઇડ સ્ત્રી [અં.] ઓચિંતો છાપો મારવો એ, 'રેડ'
રેઇન-કોટ પું. [અં.] વરસાદથી બચવા પહેરાતો પાણી ખાળનારો ડગલો, વરસાદી ડગલો, 'રેન-કોટ'
રેઇન્જ (રેઇઞ્જ) જુઓ 'રેન્જ.'
રેઇપ પું [અં] બળાત્કારે કરાતો સ્ત્રી સાથેનો સંભોગ, 'રેપ'
રેઇલિંગ (રેઇલિઙ્ગ) સ્ત્રી, ન. [અં.] પથ્થર પાઇપ તાર વગેરેની ભરેલી આંતરી, 'રેલિંગ'
રેઇસ સ્ત્રી. [અં.] માણસ ઘોડાં વગેરે દોડવા કૂદવા વગેરેની હરીફાઈ, શરત. (૨) કુળ, જાતિ (બેઉ 'રેસ' પણ.)
રેઇસ-કોર્સ પું. [અં] શરતનું મેદાન. 'રેસ-કોર્સ'
રેઇન્જ (રેઇઞ્જ) સ્ત્રી. [અં.] પહાડ-ડુંગરની ધાર. (૨) દૃષ્ટિ-મર્યાદા, 'રેન્જ' [કે ચોકીદાર
રેઇન્જર (રેઇઞ્જર) સ્ત્રી. [અં.] જંગલ ખાતાનો અધિકારી

રેક[1] જુઓ 'રેઇક.'
રૅક [અં.] પુસ્તકો રાખવાનો ઘોડો
રેકડી (રે:કડી) સ્ત્રી. [જુઓ 'રેકડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તદ્દન નાના કઠેડાવાળી વાછડા હરણ કે કૂતરો ખેંચે તેવી ગાડલી
રેકડો (રે:કડો) પું નાનો બળદિયો ખેંચે તેવી નાના કઠેડાની નાની ગાડી (લારીના જેવી)
રેક(-કો)ર્ડ ન. [અં.] દફતર. (૨) દફતર-ખાતું. (૩) પું. હરીફાઈ વગેરેમાં પરાકાષ્ઠા. (૪) સ્ત્રી. પ્રતિબોલ ઝીલ્યા હોય તેવી કચકડાની નાની તાવડી કે પટ્ટી. [૦ ઉતારવી, ૦ લેવી (રૂ.પ્ર) રેકૉર્ડિંગ કરવું, ધ્વનિ-મુદ્રણ કરવું. ૦ કરવો, ૦ સ્થાપવો (રૂ.પ્ર.) શક્તિની ટોચે પહોંચવું, હરીફાઈમાં ઉચ્ચતમ આંક નોંધાવવો. ૦ તોડવો (રૂ.પ્ર.) આગાઉના ઉચ્ચમાં ઉચ્ચ આંક કરતાં પણ ઊંચો આંક નોંધાવવો. ૦ મૂકવી, ૦ વગાડવી (રૂ.પ્ર.) ગ્રામોફોન કે રેકૉર્ડિંગ મશીનમાં રેકર્ડ મૂકી એમાંનું સાંભળવું. ૦ વાગવી (રૂ પ્ર.) ગ્રામોફોનની રેકર્ડમાંથી ધ્વનિવર્ધક યંત્ર દ્વારા રેકર્ડમાંનું સંગીત ગવાવું]
રેક(-કો)ર્ડ-કીપર વિ. [અં.] દફતરદાર
રેક(-કો)ર્ડ-ખાતું ન. [અં. + જુઓ 'ખાતું.'] દફતરખાતું 'રેકર્ડ-ડિપાર્ટમેન્ટ'
રેક(-કો)ર્ડિંગ (રેક(-કો)ર્ડિઙ્ગ) ન. [અં.] કચકડાની પટ્ટી કે તાવડી ઉપર પ્રતિબોલ ઝીલવાની યાંત્રિક ક્રિયા, ધ્વનિ-મુદ્રણ
રૅકેટ ન. [અં.] ટેનિસ બૅડમિન્ટન વગેરે રમતોનું બૅટ
રેકોર્ડ જુઓ 'રેકર્ડ.'
રેકોર્ડ-કીપર જુઓ 'રેકર્ડ-કીપર.'
રેકોર્ડ-ખાતું જુઓ 'રેકર્ડ-ખાતું.'
રેકોર્ડિંગ (રેકૉર્ડિઙ્ગ) જુઓ 'રેકર્ડિંગ.'
રૅક્ટમ ન. [અં.] ગુદાની અંદરના ભાગ સુધી આવતો મોટા આંતરડાનો ભાગ, સફરો, મળાશય
રૅક્ટર પું. [અં.] વિદ્યાલય સાથેના વસતિગૃહનો ઉપરી. (૨) વિશ્વવિદ્યાલયનો કુલપતિથી ઊતરતી કક્ષાનો અધિકારી
રૅક્ટિફાઇડ વિ. [અં] શુદ્ધ કરેલું
રેખ સ્ત્રી. [સં रेखा] લીટી, આંકો (૨) દાંતમાં જડાતી સોનાની કણી. (૩) ખીલી, મેખ (૪) હથેળી વગેરેમાંની રેખા (૫) ક્રિ વિ. (લા.) જરાક. [૦ જોવી (રૂ.પ્ર.) નસીબ વાંચવું] [કવિતા
રેખતો પું. [ફા. રેખ્તહ્] ફારસીની અસરવાળી ઉર્દૂની
રેખમાલ(-ળ) સ્ત્રી. [સં. रेखामाला] ધાતુને સાફ કરી ઓપ ચડાવવાનો એક પ્રકારનો કઠણ ભૂકો, 'એમરી'
રેખવું સ. ક્રિ. [સં रेखा, -ના ધા.] રેખા કે લીટી આંકવી. રેખાવું કર્મણિ., ક્રિ. રેખાવવું પ્રે., સ. ક્રિ
રેખા સ્ત્રી. [સં. रेषा, रेखा; સં.માં ષ્નું ઉચ્ચારણ ખ઼ કે યજુર્વેદના સમયથી ખ છે.] લીટી, લકીર, રેખ, આંકો. (૨) હાર, હરોળ, પંક્તિ. (૩) વિ. (લા.) અલ્પ, થોડું. [૦ જોવી (રૂ.પ્ર.) ભાગ્ય જોવું ૦ પડવી (રૂ પ્ર) આંકો પડવો ૦ પાડવી (રૂ.પ્ર) આંકો પાડવો, લીટી દોરવી]

**રેખા-કલા(-ળા)** સ્ત્રી. [સં.] આકાર કરવાની ક્રિયા, 'ડ્રૉઇંગ'
**રેખા-કંસ** (-કૅંસ) પું. [ +જુઓ 'કંસ[૨]'] લીટીના આકારનો ઉપર કરાતો કૌંસ (ગણિતમાં)
**રેખાકાર** પું., **રેખાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] લીટીનો ઘાટ.. (૨). વિ. લીટીના ઘાટનું
**રેખા-ગણિત** ન. [સં] લીટી દ્વારા ગણાતી ગણિતની એક પદ્ધતિ, ક્ષેત્ર-મિતિ. ભૂમિતિ, 'જ્યૉમેટ્રી'
**રેખા-ચિત્ર** ન. [સં.] રેખાંકન. (૨) (લા.) જીવનના મહત્ત્વના ચરિત્ર-વિભાગનું લેખન
**રેખાચિત્ર-કાર** પું. [સં.] રેખાચિત્ર દોરનાર
**રેખા-ચિત્રણ** ન. [સં] લીટીઓ દ્વારા ચિત્રની રજૂઆત, રેખાંકન [રેખા દોરવી એ
**રેખાટણી** સ્ત્રી. [જુઓ 'રેખાટવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.]
**રેખાટવું** સ. ક્રિ. [સં, रेखा,-ના.ધા.] રેખા દોરવી, લીટી પાડવી. **રેખાટાવું** કર્મણિ., ક્રિ. **રેખાટાવવું** પ્રે.,સ.ક્રિ.
**રેખાટાવવું, રેખાટાવું** જુઓ 'રેખાટવું'માં,
**રેખા-દર્શન** ન. [.સં.] લીટીઓ દ્વારા બતાવવાની ક્રિયા, 'લિનિયર પર્સ્પેક્શન' (મ.ન.). (૨) આકાર કથન વગેરે જોવા બતાવવાની ક્રિયા, 'આઉટ-લાઇન' [(મ. ન.)
**રેખા-નિરૂપણ** ન. [સં.] જુઓ 'રેખા-ચિત્રણ'-ડ્રૉઇંગ'
**રેખા-નિર્દેશક** વિ ,ન. [સં.] આકૃતિની રેખાઓનો ખ્યાલ આપતું સાધન કે પટ્ટી, 'એલિડેઇડ'
**રેખા-નૈપુણ્ય** ન. [સં.] લીટીઓ દોરવાની કુશળતા
**રેખા-પટ(-ટ્ટ)** પું., **-ટ્ટી** સ્ત્રી. [સં ] આડી ઊભી લીટીઓનો પાટડો [ટયૂડ' (મ.ન.)
**રેખા-પરિમાણ** ન. [સં.] લીટીનું માપ, 'લિનિયર મેઝિ-
**રેખા-બદ્ધ** વિ. [સં.] ભિન્ન ભિન્ન આકારની લીટીઓથી બાંધેલું કે આકારેલું
**રેખા-બિંદુ-લિપિ** (-બિન્દુ-) સ્ત્રી. [સં.] નાની નાની રેખાઓના રૂપની માંડણી, 'સ્ટ્રોક-સ્ટેઇવ-નોટેશન' (ગ.ગો.)
**રેખાભૂમિ** સ્ત્રી. [સં.] ઉત્તર ધ્રુવથી (સુમેરુથી) લઈ લંકા સુધીની કલ્પાતી રેખાનો પ્રદેશ
**રેખાક્ષમાલા(-ળા)** સ્ત્રી. [સં. + अक्षमाला-], **-ળ** સ્ત્રી. [+ સં. अक्ष-माला] રેખા જેવાં દેખાતાં આછાં વાદળોની હાર
**રેખા-મય** વિ. [સં.] જેમાં માત્ર લીટીઓ જ હોય તેવું
**રેખા-મુદ્રણ** ન. [સં.] અક્ષરોની એક એક પંક્તિનું જ આખું બીબું પડતું આવે તેવી બીબાંઓની ગોઠવણીનું છાપ-કામ, 'લાઇનો-ટાઇપ પ્રિન્ટિંગ'
**રેખા-રૂપ** વિ. [સં.] લીટીના રૂપમાં રહેલું, રેખામય
**રેખાલેખન** ન. [+ સં आ-लेखन] જુઓ 'રેખાંકન'-'સ્કેચિંગ' (ક્રિ.ધ.) ['રેખા-માલા.'
**રેખાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી. [+ સં. आवलि,-ली] જુઓ
**રેખાવવું**, રેખાવું જુઓ 'રેખવું'માં.
**રેખાવળિ(-ળી)** જુઓ 'રેખાવલિ.'
**રેખા-શાસ્ત્ર** ન. [સં.] હાથ-પગનાં તળાંની રેખાઓ દ્વારા ભવિષ્ય કહેવાનું શાસ્ત્ર, 'પામિસ્ટ્રી'
**રેખાંકન** (રેખાઙ્કન) ન. [+ સં अङ्कन] લીટી દોરવી એ. (૨) લીટીઓ દ્વારા ચિત્રની જુદી જુદી ભાત ઉપજાવવી એ, 'સ્કેચ.' (૩) લીટીઓ દ્વારા મકાનો વગેરેના માપનો ખ્યાલ આપવો એ, 'પ્લેનિંગ'
**રેખાંકિત** (રેખાઙ્કિત) વિ. [+ સં. अङ्कित] રેખાથી બતાવવામાં આવેલું, 'અન્ડર-લાઇન્ડ'
**રેખાંકિત-ચેક** પું. [ + અં ] જેના ઉપર આડી બે રેખા કરવામાં આવી હોય-તેવી હૂંડી, 'ક્રૉસ્ડ ચેક'
**રેખાંતર** (રેખાન્તર) ન. [+ સં. अन्तर] બીજી રેખા
**રેખાંશ** (રેખાંશ) પું. [ + સં. अंश] ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધીની (નકશામાંની) તે તે લીટીનું બિંદુ 'લૉન્જિટયૂડ." (ભૂગોળ.) [વર્તુલ કે રેખા. (ભૂગોળ.)
**રેખાંશ-વૃત્ત** (રેખાંશ-) ન. [સં.] જુઓ 'રેખાંશ'-એનું દોરેલું
**રેખિક** વિ. [સં.] રેખા-લીટીને લગતું. (૨) ભૂમિતિને લગતું, 'જ્યૉમેટ્રિકલ' [(ભૂમિતિ.)
**રેખિક ઉપપત્તિ** સ્ત્રી. [સં.] ભૂમિતિની રીતે સાબિતી.
**રેખિકા** સ્ત્રી. [સં.] પૂર્ણતા બતાવવા લખાતી-છપાતી નાની મોટી લીટી (ડેશ) [હોય તેવું
**રેખિત** વિ.[સં.]જેની નીચે નાની કે મોટી લીટી કરવામાં આવી
**રેખીલું** વિ. [ + ગુ. 'ઈલું.'] (લા.) સ્પષ્ટ, સુરેખ
**રેગ[૧]** ન. લાકડામાં કાણું પાડવાનું સોયાના જેવું સુતારનું અણીવાળું સાધન
**રેગ[૨]** ન. [અં.] ચીંથરું
**રેગર** વિ., સ્ત્રી. [હિં.] કાળી જમીન
**રેગિસ્તાન** ન. [ફા.] રેતાળ પ્રદેશ, મરુભૂમિ
**રેગી** સ્ત્રી. એ નામનું એક પક્ષી [વખતસર
**રેગ્યુલર** વિ. [અં.] નિયમિત, નિયમ પ્રમાણે. (૨) સમયસર,
**રેગ્યુલેટર** ન. [અં.] કોઈ પણ યંત્રને નિયમમાં રાખનાર સાધન
**રેગ્યુલેશન** ન. [અં.] નિયમન. (૨) પું. ધારો, કાયદો
**રેચ** પું. [સં ] ભીનાશ. (૨) જુલાબ, 'પર્જ.' (૩) જુલાબ કરાવનાર ઔસડ. (૪) (લા.) ધમકી, ડર. [**૦ આપવો** (રૂ.પ્ર.) જુલાબની દવા પિવડાવવી. (૨) ધમકી આપવી, ડરાવવું. **૦ થવો** (રૂ.પ્ર.) જુલાબની દવાથી ઝાડા થવા. **૦ લાગવો** (રૂ.પ્ર.) રેચ થવો. (૨) ડરવું. **૦ લેવો** (રૂ.પ્ર ) જુલાબની દવા ખાવી કે પીવી. **૦ વળવો** (રૂ પ્ર.) જુલાબની અસર ઓછી થઈ જવી]
**રેચક** વિ. [સં.] પાણી ફૂટે તેવું (જમીન). (૨) જુલાબ લાવે તેવું. (૩) પું પ્રાણાયામમાં છેલ્લે શ્વાસ છોડવાની ક્રિયા
**રેચકાવવું** જુઓ 'રેચકાવું'માં.
**રેચકાવું** અ. ક્રિ. [સં. रेचक,-ના.ધા.] પાણી ન પચાવી શકવાથી (જમીનમાંથી) પાણી ફૂટયા કરવું. (૨) વધુ પડતા પાણીની અસરથી (મોલનું) પીળું પડી જવું. **રેચકાવવું** પ્રે.,સ.ક્રિ.
**રેચકુ** વિ. [સં. रेचक + ગુ. 'ઉં' ત પ્ર.] (લા.) બેઉ પક્ષોને ઉશ્કેરનારું. (૨) ખૂબ ઢીલી પ્રકૃતિનું [કાઢવો એ
**રેચન** ન. [સં.] જુલાબ કરાવવો એ. (૨) શ્વાસ બહાર
**રેચવું** સ.ક્રિ. [સં. रेच्,-ના.ધા ] રેડવું
**રેચાંગ** વિ. [સં. રેચ દ્વારા' જુલાબ લાગે તેવું
**રેચિત** વિ. [સં.] જેને જુલાબ આપવામાં આવ્યો હોય તેવું,

(૨) પું. ભ્રુકુટિ તેમ હસ્ત હલાવવાની નૃત્ત-નૃત્યમાંની એક ક્રિયા. (નાટ્ય.) [ન શકે તેવું (જમીન)

રેચુ વિ. [સં. રેચ + ગુ. 'ઉં' ત.પ્ર.] પાણીને વધુ સમાવી

રેજ વિ. [અર.] તાબે કરેલું, જેર કરેલું

રેજગારી, રેજગી સ્ત્રી. [ફા.] પરચૂરણ નાણું, ચીલર

રેજગી-માંડવી સ્ત્રી. [+જુઓ 'માંડવી.'] શાકભાજી અને બીજી પરચૂરણ ચીજો ઉપરની જકાત [વેચનાર ફેરિયો

રેજડિયો પું. [સૌ. (ઓખા.)] પરચૂરણ માલ-સામાન

રેજાળું વિ. આવડત વિનાનું માણસ. (૨) શક્તિ-હીન, નમાલું

રેજિમેન્ટ સ્ત્રી. [અં.] પૂરા કદ કે સંખ્યાની લશ્કરી ટુકડી, પલ્ટન [સાધન

રેજી પું. સોના રૂપાનો ઢાળો પાડવામાં કામ આવતું એક

રેજું ન. [જુઓ 'રેજો.'] ફેંટાનો હવામાં લટકતો છેડો. (૨) પાસાઓનું જોડકું. (૩) પાસા ઉપરનું એક ચિહ્ન. (૪) ભાલા ઉપરનો વાવટો. [-જાં ઉડાડવાં (રૂ.પ્ર.) મોજ કરવી, આનંદ કરવો]

રેજો પું. [ફા. રેજહ્] સુતરાઉ રેશમી કે અન્ય પ્રકારના કાપડનો નાનો મોટો આડે પૂરા માપનો ટુકડો. (૨) ધાતુ ગાળવાની કુલડી. (૩) મોટા માણસ સાથે કામ કરનારો છોકરો. (૪) વાવટો

રેંઝર પું. [અં.] અસ્રો, સજિયો

રેઝા સ્ત્રી. [ફા.] વેશ્યાએ પાળેલી નાની સુંદર છોકરી

રેઝિગ્નેશન [અં.] નોકરી હોદ્દો કે અન્ય કામગીરીમાંથી છૂટાં થવાની અરજી, રાજીનામું

રેઝિસ્ટન્સ ન. [અં.] સામનો, પ્રતીકાર

રેટ જુઓ 'રેઇટ.'

રેટાળો વિ., પું. [જુઓ 'રેટો + ગુ. 'આળું' ત.પ્ર.] રેટો અથવા સોનેરી કસબવાળી પાઘડી પહેરી હોય તેવો આદમી

રેટિના સ્ત્રી. [અં.] આંખનું રતન, કીકી

રેટો પું. તદ્દન કાળા રંગની રાતાં હીર-છેડાવાળી પાઘડી. (૨) પહેરવા-ઓઢવાનો કિનખાબનો કે જરી-ભરેલો રેશમી યા સુતરાઉ ટુકડો. (૩) નાની પાઘડી

રેઠું ન. નાનો હાથ-ચરખો

રેડ[1] (રેંડ) પું. જાડો રગડો, જાડો રસ કે પ્રવાહી

રે(ઇ)ડ[2] સ્ત્રી. [અં.] સરકારી માણસો દ્વારા કાયદેસર રીતે અચાનક મરાતો છાપો કે દરોડો (કરવેરા અધિકારી કે પોલીસે તે તે ક્ષેત્રના ગુનેગારો-ને પકડવા.) [૦ પાડવી (રૂ.પ્ર.) દરોડો પાડવો. ૦ પડવી (રૂ.પ્ર.) એવો છાપો મરાવો ]

રેડ[3] વિ. [અં.] લાલ, રાતું. (૨) પું. લાલ રંગ

રેડ-ક્રોસ પું. [અં.] રાતા રંગનો સાથિયો. (૨) એ નામની માનવ-રક્ષક એક સંસ્થા, 'રેડ-ક્રોસ સોસાયટી.' (યુદ્ધ કે અન્ય તોફાનોમાં ઘવાયેલાંઓને અને મરેલાંઓને ઠેકાણે પાડવાનું કામ કરતી વિશ્વવ્યાપી સંસ્થા)

રેડ-ભફેડ વિ. [રવા.] અસ્ત-વ્યસ્ત, વિખેરાઈ ગયેલું, વેર-વિખેર, વેરણ-છેરણ

રેડ-લાઇટ સ્ત્રી. [અં.] રાતી બત્તી. (૨) (લા.) ચેતવણી

રેડલી સ્ત્રી. [જુઓ 'રેડલો,' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વાછડી, રેંડલી, રેહલી

રેડલું ન. [જુઓ 'રેડલો.'] વાછડું, રેંડલું, રેહલું, રેંહલું

રેડ લૅમ્પ પું. [અં.] ભય-સૂચક લાલ બત્તી, રાતો દીવો

રેડલો પું. [જુઓ 'રેડો' + ગુ 'લ' સ્વાર્થે ત.પ્ર.] વાછડો, રેંડલો, રેહલો. (૨) બચ્ચાંનાં રમકડાંનાં ગાડાંનો લાકડાનો બળદ [ચલાવી લેવું, રોળવવું

રેડવવું જુઓ 'રેડવું'માં. (૨) ગબડાવવું. (૩) (લા.)

રેડવું સ. ક્રિ. પ્રવાહીની ધાર કરવી. રેડાવું કર્મણિ., ક્રિ. રેડાવવું, રેડવવું પ્રે., સ.ક્રિ.

રેડવો પું. જલદી ખસે તેવું એક પ્રકારનું ગાડું. (૨) (લા.) જ્ઞાતિ, ન્યાત [રેડયા કરવું એ

રેડારેડ (-ડ્ય) સ્ત્રી, [જુઓ 'રેડવું' દ્વિર્ભાવ.] વારંવાર

રેડાવવું, રેડાવું જુઓ 'રેડવું'માં.

રેડિયમ ન. [અં] પ્રકાશ આપનારી વિદ્યુત-શક્તિવાળી એક કિંમતી ધાતુ. (પ.વિ.) [કરનાર સાધન

રેડિયેટર ન. [અં.] યંત્રમાં ફરતા કે વહેતા પાણીને ઠંડું

રેડિયેશન ન. [અં.] એકમેકના સંબંધમાં આવ્યા સિવાય બે પદાર્થો વચ્ચે થતો ગરમીનો સંચાર

રેડિયો પું. [અં.] એક સ્થાનની વાત દૂર દૂર સુધી સંભળાવનારું એક યાંત્રિક સાધન

રેડિયો-ઍક્ટિવ વિ. [અં.] અણુ-ભેદથી ફેલાવાથી પ્રસરતું (રજકણ વગેરે)

રેડિયો-કલાકાર વિ. [+ સં] રેડિયોને પોતાની સંગીત વાદ્ય વગેરે ક્રિયાથી કામ આપનાર, 'રેડિયો-આર્ટિસ્ટ'

રેડિયોગ્રાફી સ્ત્રી, [અં.] રેડિયમની મદદે આલેખન કરવાની વિદ્યા [આદા

રેડી[1] સ્ત્રી. [જુઓ 'રેડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રેડાની

રેડી[2] વિ. [અં.] તૈયાર. સજ્જ. [૦ રહેવું (-રેં:વું) (રૂ.પ્ર.) તૈયાર રહેવું. ૦ હોવું (રૂ.પ્ર.) સજ્જ હોવું. (૨) (લા.) રાજી હોવું]

રેડું ન. હરણ. (૨) રોઝ

રેડો પું. [જુઓ 'રેડું.'] નર હરણ (હરણીના જ રંગનો). (૨) રોઝનો નર. (૩) વાછડો. (૪) ઘોડાની એક જાત. (૫) ડુક્કર, સૂવર નર

રેઢવું ન. નાનું ગાડું

રેઢિયાળ, -ળું વિ. [જુઓ 'રેઢિયું'+ગુ.'આળ' -'આળું' ત.પ્ર.] ન-ધણિયાતું. (૨) રખડુ, રઝળુ. (૩) (લા.) કિંમત વગરનું, માલ વગરનું [આવારાદાર

રેઢિયું વિ. [જુઓ 'રેઢું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઘઈ

રેઢું વિ. એકલું અટૂલું. (૨) રક્ષણ વિનાનું. (૩) ન-ધણિયા-તું. (૪) ધઈ, ધાઢું, જાડું, આવારાદાર

રેણ[1] (રેણ) ન. [સં. रजन+રંગ કરવો > પ્રા. रयण] ધાતુનો સાંધો કરવામાં વપરાતી હલકી ધાતુ. (૨) ધાતુનો સાંધો, ઝારણ

રેણુ[2] (રેણ) ન. [સં. रेणु] રજ, ઝીણી ધૂળ [નિશા

રેણુ[3] (રેંણ્ય) સ્ત્રી. [સં. रजनि > પ્રા. रयणि] રાત્રિ, રાત,

રેણુકી (રેણકી) પું. એ નામનો વીરરસને અનુકૂળ એક

માત્રામેળ છંદ. (પિં.) [લાઘવ.] જુઓ 'વેરણ-છેરણ.'
**રેણુ-છેણુ** (રેણ્ય-છેણ્ય) વિ.,ક્રિ.વિ. [જુઓ 'વેરણ-છેરણ,'-
**રેણવું** (રેણવું) સ.ક્રિ. [જુઓ 'રેણ,[1]'-ના.ધા.] રેણ કરવું ઝારણ કરવું, ઝારવું. **રેણાવું** (રેણાવું) કર્મણિ.,ક્રિ. **રેણાવવું** (રેણાવવું) પ્રે.,સ.ક્રિ.
**રેણાવવું, રેણાવું** (રેણા-) જુઓ 'રેણવું'માં.
**રેણી** (રેણી) સ્ત્રી. [સં. रजनिका > પ્રા. रयणिआ] રાત્રિ, રાત, રેણ. (પદ્યમાં.). [રામની માતા. (સંજ્ઞા.)
**રેણુકા** સ્ત્રી. [સં.] જમદગ્નિ ઋષિની પત્ની અને ભગવાન પરશુ-
**રેણુકા-તનય** પું. [સં.], **રેણુકાત્મજ** પું. [+ સં. आत्मज]
**રેણુકા-પુત્ર, રેણુકા-સુત** પું. [સં.] ભગવાન પરશુરામ
**રેત[1]** [સં. रेतस् અને रेत] વીર્ય, શુક્ર, ધાતુ, ધાત
**રેત[2]** (-ત્ય) સ્ત્રી. જુઓ 'રેતી.'
**રેત-ઘડી** (રેત્ય-) સ્ત્રી [જુઓ 'રેત[2]' + ઘડી.'] જૂની પદ્ધતિની રેતીના પડવાથી સમય માપવાની ડમરુ-આકારની ઘડિયાળ [તત્ત્વ
**રેત-જંતુ** (-જન્તુ) ન. [સં.,પું] વીર્યમાં રહેલું જીવંત તે તે
**રેતડી** સ્ત્રી. [જુઓ 'રેતી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર] (લા.) નાની કાનસ, અતરડી [(૨) આંખનો એક રોગ
**રેતડો** પું. [જુઓ 'રેતડી;' આ. પું.] મોટી કાનસ, અતરડો,
**રેત-દાની** (રેત્ય-) સ્ત્રી. [જુઓ 'રેત[2]' + ફા. પ્રત્યય.] શાહી ચૂસવા નાખવાની રેતીની છિદ્રવાળી ડબ્બી, રેતિયું, રજિયું
**રેતરડી** સ્ત્રી. [જુઓ 'રેતડી.'] જુઓ 'રેતડી.'
**રેતરડો** પું. [જુઓ 'રેતડો.'] જુઓ 'રેતડો.'
**રેતલ** વિ, [જુઓ 'રેત' દ્વારા.] રેતીવાળું
**રેતલી** વિ., સ્ત્રી. [જુઓ 'રેતલ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રેતીવાળી જમીન [કણવાળું, રેતાળ
**રેતવી** વિ. [જુઓ 'રેત[2]' દ્વારા.] રેતીવાળું, રેતીના બારીક
**રેતવો** પું. [જુઓ 'રેત[2]' દ્વારા.] રેતી જેવી ઝીણી ધૂળ. (૨) ખોદતાં જેમાંથી રેતી નીકળે તેવો કૂવો, રેતિયો કૂવો (૩) મોટી કાનસ, અઠતરો [રહેલું એ
**રેતઃ-સ્તંભ** (-સ્તમ્ભ) પું.,**-ભન** ન. [સં.] વીર્યનું સચવાઈ
**રેતઃ-સ્રાવ** પું. [સં.] વીર્ય-પાત, ધાત ચાલી જવી એ
**રેતાધિક્ય** ન. [સં. रेत + आधिक्य] વીર્ય તત્ત્વનું અધિકપણું
**રેતાળ** વિ. [જુઓ 'રેત[2]' + ગુ. 'આળ' ત.પ્ર.] રેતીવાળું
**રેતિયું** વિ. [જુઓ 'રેત[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રેતીવાળું. (૨) ન. રેત-દાની, રજિયું
**રેતી** સ્ત્રી. [જુઓ 'રેત[2]' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] નદી સમુદ્ર વગેરેના પ્રકારની બારીક કાંકરીની રજ, વેકૂર. [**૦માં નાવ ચલાવવું** (રૂ.પ્ર.) સાધન કે સંપત્તિ વિના કામ રોળવવું] [કાચ-કાગળ
**રેતી-કાગળ** પું. [+ 'કાગળ.'] (પોલિશ કરવા માટેનો)
**રેતી-ધમણ** (-ણ્ય), **રેતી-ફૂંક** સ્ત્રી. [જુઓ 'રેતી' + ધમણ'-ફૂંક.'] રેતી ઉડાડી નાખવાની ક્રિયા, 'સૅન્ડ-બ્લાસ્ટિંગ'
**રેતીલું** વિ. [જુઓ 'રેત[2]'-રેતી' + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'રેતિયું(૧).' [ઘરનું તળિયું, રસ્થડ
**રેથળ** પું. કાંકરેટ ગાર વગેરેની થાપ. (૨) એ રીતે કરેલું
**રેદું** ન. પેટ, ઉદર

**રેન** (રેન) સ્ત્રી. [અં. રેઇન્] ઘોડાની લગામ
**રેનીન** પું. દૂધ પચાવવા માટે વપરાતો એક રસ
**રૅન્ક** (રૅંક) પું., ન. [અં.] દરજ્જો, હોદ્દો, કક્ષા
**રૅન્ટ** (રેન્ટ) પું., ન. [અં.] ભાડું
**રૅન્ટ-ઍક્ટ** (રેન્ટ-) પું. [અં.] ભાડુઆતને લગતો કાયદો
**રે(ઇ)ન્જ** (રેઇન્-જ) ન. [અં.] જંગલખાતું
**રેપ** (-પ્ય) સ્ત્રી. આરોહની મીંડ. (સંગીત.)
**રેપર** ન. [અં.] પદાર્થની સુરક્ષા માટે વીંટવામાં આવતો જાડા ચીકણા કાગળનો પટ્ટો
**રેફ** પું. [સં] 'ર'વર્ણ જોડિયા વ્યંજનમાં મળતાં ઉપરને ભાગે કરાતું (ર્) આવું ચિહ્ન
**રેફરન્સ** ન. [અં.] અનુસંધાન, સંદર્ભ. (૨) ઉલ્લેખ
**રેફમેંટરી** સ્ત્રી. [અં.] ગુનેગારને સુધારવાનું એક સ્થળ
**રેફર્મેશન** ન. [અં.] સુધારો
**રેફરી** વિ. [અં.] રમતગમતમાં નિર્ણાયક તરીકે નિમાતી વ્યક્તિ. (૨) યુનિવર્સિટીઓમાં પી.એચ.ડી. વગેરે પદવી માટે રજૂ થતા મહાનિબંધ તપાસનાર વિદ્વાન
**રેફુ[1]** પું. [સં. रिपु] શત્રુ, દુશ્મન. (૨) જાસૂસ, ગુપ્તચર, બાતમીદાર (શત્રુનો)
**રેફુ[2]** સ્ત્રી. રેતીની ઝીણી રજનો ઢગલો, રેતવાનો ઢગલો
**રેફૂડી** સ્ત્રી. [સ્ત્રી. [જુઓ 'રેફુ[2]' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] ઝીણી બારીક ધૂળ
**રેફ્રિજરેટર** ન. [અં] વસ્તુઓને ઠંડી રાખનારું તેમજ નાના પાયા પર બરફ બનાવનારું યંત્ર, 'ફ્રીજ'
**રેબ-ઝેબ** ક્રિ.વિ. પસીનાથી તદ્દન ભીંજાયેલ હોય એમ
**રેમિટર** વિ. [અં.] મોકલનાર
**રેલ[1]** (-લ્ય) સ્ત્રી. [દે.પ્રા. रेल्लि] પાણીનું પૂર, છેલ. (૨) (લા.) પુષ્કળતા [પખની નીચેનું લાકડું. (વહાણ.)
**રેલ[2]** (રેલ) [અર. રિહલ્] પુસ્તક રાખવાની ઘોડી. (૨)
**રેલ[3]** પું. થોડા ઢાળવાળો રેતિયો સમુદ્ર-કાંઠો. (વહાણ.)
**રેલ[4]** સ્ત્રી. [અં.] 'રેઇલ્'-લોખંડના પાટા ઉપર ચાલતી ગાડી આગ-ગાડી (હવે તો 'ડિઝલ' અને 'વિદ્યુત્'નાં એંજિનોથી પણ ચાલનારી યાંત્રિક ગાડી)
**રેલ-ગાડી** સ્ત્રી. [જુઓ 'રેલ[4]' + ગાડી.'] જુઓ 'રેલ.[4]'
**રેલ-પથ** પું. [જુઓ 'રેલ[4]' + સં. पथिन्‌નું સમાસમાં સં.] જુઓ 'રેલ-માર્ગ.'
**રેલ-ભાડું** ન. [જુઓ 'રેલ[4]' + 'ભાડું.'] રેલ-ગાડીની મુસાફરી માટેનું નૂર, 'રેઇલવે-ફેર'
**રેલમ-છેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'રેલ[1]' + 'છેલ[2].'] પાણીનું રેલના રૂપમાં આવી છલકાઈ જવું એ
**રેલમ-છેલમ** ક્રિ.વિ. [જુઓ 'રેલ[4]' + 'છેલ[2].'] રેલાઈને છલકાઈ જાય એમ [મોટર-મશીનવાળી રેલગાડી
**રેલ-મોટર** સ્ત્રી. [જુઓ 'રેલ[4]' + અં.] પાટા ઉપર ચાલતી
**રેલવવું** જુઓ 'રેલવું'માં. (૨) ભોંકવું. (૩) ધક્કો મારવો.
**રેલવું[1]** સ.ક્રિ. [દે. પ્રા. रेल्ल-] પૂર આવી છાઈ દેવું. (૨) રેલમાં તાણી જવું. **રેલાવું** કર્મણિ., ક્રિ. **રેલવવું, રેલાવવું** પ્રે.,સ.ક્રિ.
**રેલવું[2]** ન. એક પ્રકારનો સાપ

**રેલ-વે** પું. [અં. રેઇલ્-વે] લોખંડના પાટાનો માર્ગ, રેલ-માર્ગ. (૨) સ્ત્રી. (લા.) રેલ-ગાડી, આગ-ગાડી

**રેલવે-જંક્શન** (-જક્ શન) ન. [અં. રેઇલ્-વે જંક્શન્] બે કે વધુ દિશાઓમાંથી જ્યાં આગગાડીઓ એકબીજીને વટાવે તેવું મથક

**રેલવે-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] આગ-ગાડીના સંચાલનનું ખાતું, ['રેઇલ્-વે-ઑથૉરિટી'

**રેલવે-ફેર** પું. [અં. રેઇલ્-વે-ફેર્] જુઓ 'રેલ-ભાડું.'

**રેલવે-બોર્ડ** ન. [અં. રેઇલ્-વે-બૉર્ડ્] રેલવેનું કામ સંભાળનાર સરકારી તંત્ર

**રેલવે-લાઇન** સ્ત્રી. [અં. રેઇલ્-વે-લાઇન્] જુઓ 'રેલ-માર્ગ.'

**રેલવે-વ્યવહાર** પું. [+ સં.] આગ-ગાડી દ્વારા થતી લેવડ-દેવડ અને હેર-ફેર, 'રેઇલ્વે-ટ્રાન્સપૉર્ટ'

**રેલવે-સ્ટેશન** ન. [અં. રેઇલ્-વે-સ્ટેશન્] આગગાડીને થોભવાનું તે તે મથક

**રેલશે** પું. [જુઓ 'રેલવું' દ્વારા.] (લા.) શીરો, માન-ભોગ

**રેલ-સંકટ** (રેલ્ય-સઙ્કટ) ન. [જુઓ 'રેલ[1] + સં.] નદીના ભારે પૂરની આવી પડેલી આફત [છેલ.'

**રેલારેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'રેલ[1]'.-દ્વિર્ભાવ.] જુઓ 'રેલમ-

**રેલાવવું** જુઓ 'રેલવું'-'રેલાવું'માં.

**રેલાવું[2]** અ.ક્રિ. [જુઓ 'રેલવું[1].'] પાણી-રૂપે કે પ્રવાહી-રૂપે પ્રસરવું. **રેલાવવું** પ્રે.,સ.ક્રિ.

**રેલિયું[1]** વિ. [જુઓ 'રેલ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પ્રવાહી. (૨) રેલની જેમ પ્રસરનારું. (૩) રેલમાં તણાઈ ને આવેલું

**રેલિયું[2]** ન. [જુઓ 'રીલ' દ્વારા.] દોરાનું રીલ કે ફીંડલું

**રેલી** સ્ત્રી. [અં.] લશ્કરી કે અન્ય પ્રકારના શારીરિક તાલીમાર્થીઓની કૂચ-કવાયત

**રેલિયો** પું. બેલગાડીના બે ઊભડા વચ્ચેનું લાકડું

**રેલો** પું. [જુઓ 'રેલવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] પ્રવાહીનો જમીન પર ધીમે ધીમે વધતો ધાર જેવો પ્રવાહ.[૦ આવવો (રૂ.પ્ર.) જાત ઉપર આવી પડવું. ૦ દેવો (રૂ.પ્ર.) ગબડાવવું]

**રેલ્લી** જુઓ 'રેડલી.'

**રેલ્લું** જુઓ 'રેડલો.'

**રેલ્લો** જુઓ 'રેડલો.'

**રેવડા(-રા)વવું** જુઓ 'રેવવું'માં.

**રેવડી** સ્ત્રી. ખાંડની ચાસણી કે ગોળની પાઈમાં નાખી કરેલી તલની વાનગી. [૦ કરવી (રૂ.પ્ર.) ફજેતી કરવી. ૦ દાણાદાણ કરવી (રૂ.પ્ર.) ગભરાવી નાખવું. (૨) ફજેતી કરવી. ૦ દાણાદાણ થવી (રૂ.પ્ર.) પૂરી ફજેતી થવી]

**રેવરા(-ડા)વવું** જુઓ 'રેવવું'માં. ['રેણ.[1]'

**રેવણ[1]** ન. [જુઓ 'રેવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ

**રૈવત[1]** પું. [સં.] પૌરાણિક ગાથા પ્રમાણે વૈવસ્વત મનુના પ્રપૌત્ર શર્યાતિ રાજાનો પ્રપૌત્ર અને આનર્તનો પૌત્ર, આનર્તના પુત્ર રેવનો પુત્ર. (સંજ્ઞા.)

**રૈવત[2]** જુઓ 'રેવંત.'

**રૈવતાચળ** પું. [સં रैवत + अचल = रैवताचल] પુરાણ-કાલીન દ્વારકાથી પૂર્વમાં આવેલો એ નામનો એક ગિરિ, રૈવતક. (સંજ્ઞા.) (૨) (લગભગ ઈ.સ.ની ૪ થી સદીથી) ગિરનાર પર્વત. (સંજ્ઞા.). (૩) ગિરનારના પશ્ચિમ-દક્ષિણ ભાગે દામોદરકુંડ ઉપર પૂર્વ-પશ્ચિમ પથરાયેલો વાઘેશ્વરીના મંદિરવાળો ગિરિ, ભેંસલો. (સંજ્ઞા.)

**રેવતી** સ્ત્રી., ન. [સં.,સ્ત્રી.] ૨૮ નક્ષત્રોમાંનું ૨૭ મું આકાશી નક્ષત્ર. (ખગોળ.) (૨) રાજા રેવતની પુત્રી અને શ્રીકૃષ્ણના મોટા ભાઈ બલરામ યાદવની પત્ની. (સંજ્ઞા.) [બલરામ

**રેવતી-પતિ, રેવતી-રમણ** પું. [સં] શ્રીકૃષ્ણના મોટા ભાઈ

**રેવન્યૂ** સ્ત્રી. [અં.] મહેસૂલી આવક

**રેવન્યૂ-કમિશનર** પું. [અં.] મહેસૂલી અધિકારી

**રેવન્યૂ-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] મહેસૂલી તંત્ર, મહેસૂલી ખાતું, 'રેવન્યૂ-ડિપાર્ટમેન્ટ'

**રેવન્યૂ-પટેલ** પું. [+ જુઓ 'પટેલ.'] ગામડાંઓમાં મહેસૂલ એકઠી કરનાર સરકાર-નિયુક્ત મુખી

**રેવન્યૂ-મિનિસ્ટર** પું.[અં.] સરકારી મહેસૂલ-ખાતાનો મંત્રી

**રેવન્યૂ-મિનિસ્ટ્રી** સ્ત્રી. [અં.] રાજ્યનું મહેસૂલી તંત્ર

**રેવરન્ડ** પું. [અં.] ખ્રિસ્તી ધર્મની દીક્ષા દેનાર પાદરી

**રેવલ** ન. [અં. લેવલ્], **૦પટ્ટી** સ્ત્રી. [+જુઓ 'પટ્ટી.']. **૦ પાટલી** સ્ત્રી. [ + જુઓ 'પાટલી.'] કડિયા-સુતાર વગેરેનું સપાટી માપવાનું એક નાનું સાધન

**રેવવું** સ.ક્રિ. ધાતુને રેણ કરવું, ધાતુનો સાંધો કરવો. **રેવાવું** કર્મણિ, ક્રિ. **રેવાવવું, રેવડા(-રા)વવું** પ્ર.,સ.ક્રિ.

**રેવંચી** (રેવઞ્ચી) સ્ત્રી. [ફા. રેવંદ્-ચીની] એ નામની એક વનસ્પતિ અને એનો ગૂંદર

**રેવંત[1]** (રેવન્ત) પું. [સં. रैवत] જુઓ 'રૈવતાચળ.'

**રેવંત[2]** (રેવન્ત) પું. ઘોડો, રેવત [ઘોડાર, પાયગા

**રેવંત-શાલા(-ળા)** (રેવન્ત-) સ્ત્રી. [જુઓ 'રેવંત.[2]' + સં.]

**રેવાવવું, રેવાવું** જુઓ 'રેવવું'માં.

**રેવા** સ્ત્રી. [સં.] નર્મદાની એક શાખા. (સંજ્ઞા.) (૨) નર્મદા નદી. (સંજ્ઞા.) (૩) મધ્ય પ્રદેશનો એક પ્રાંત, રેવા-રાજ્ય

**રેવા-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] સ્કંદપુરાણનો એક વિભાગ (કે જેમાં પ્રાચીન ગુજરાતનાં તીર્થોનો પૌરાણિક ઇતિહાસ છે.)

**રેવા-જી** ન.,બ.વ.[+ ગુ.'જી'માનાર્થે] (માનાર્થે) નર્મદા નદી. (સંજ્ઞા.) [ઘોડીની ઝડપી સ્થિર ચાલ

**રેવાલ** સ્ત્રી. ચારે પગની ચોગઠ પડતી જાય તેવી ઘોડા કે

**રેવોલ્યુશન** ન. [અં.] પરિ-ભ્રમણ, આંટો, ફેરો. (૨) સામાજિક ક્રાંતિ. (૩) રાજ્ય-ક્રાંતિ

**રેવોલ્યુશનરી** વિ. [અં.] ક્રાંતિ લાવવાનો પ્રયત્ન કરનારાઓના મત-સિદ્ધાંતનું

**રેશ** (-શ્ય) સ્ત્રી. રજ. (૨) ક્રિ. વિ. જરાક, થોડું, લેશ

**રેશન** ન. [અં.] સીધું સામાન (રાળવણી પ્રમાણેનું)

**રેશન-કાર્ડ** ન. [અં.] રાળવણી પ્રમાણેનું સીધું-સામાન લેવા માટેનો પત્ર

**રેશન-મુક્ત** વિ. [+ સં.] ખાદ્ય-સામગ્રી ઉપર બંધન ઊઠી ગયું હોય તેવું, અંકુશ-મુક્ત, 'ડિ-રૅશન્ડ'

**રૅશનાલાઇઝેશન** ન. [અં.] સુ-યોજન, સુ-વ્યવસ્થા

**રૅશનિંગ** (રૅશનિઙ્ગ) ન. [અં.] રાળવણી પ્રમાણે રેશન-કાર્ડ ધરાવનારને રેશન લેવાની વ્યવસ્થા

**રેશમ** ન. [ફા. અબ્-રેશુમ્] એક જાતના કીડાઓની લાળના તાંતણા, હીર. [૦ જેવું (રૂ.પ્ર.) અત્યંત મુલાયમ. **૦ની ગાંઠ**

(-ઠ્ય) (રૂ.પ્ર.) ન તૂટે તેવી ગ્રંથિ, મજબૂત બંધન]

**રેશમડી** સ્ત્રી. [જુઓ 'રેશમ' દ્વારા.] એ નામનું એક ઘાસ

**રેશમણી** સ્ત્રી. જુઓ 'રેશમ' દ્વારા,] રેશમી કાપડનો એક પ્રકાર [હીરનું

**રેશમી** વિ. [ફા. અબ્-રેશમી] રેશમને લગતું, રેશમનું,

**રૈષા** સ્ત્રી. [સં.] જુઓ 'રેખા.' નોંધ: 'રેષા'થી શરૂ થતા શબ્દો માટે જુઓ 'રેખા' અને એ મૂળના શબ્દ.

**રેસ**[૧] જુઓ 'રેશ.'

**રેસ**[૨] (-સ્ય) સ્ત્રી. [પોર્ચુ.] જૂના સમયનો તાંબાનો એક સિક્કો

**રેસ**[૩] જુઓ 'રેઇસ.'

**રેસ-કોર્સ** જુઓ 'રેઇસ-કોર્સ.'

**રેસા-દાર** વિ. [જુઓ 'રેસો' + ફા. પ્રત્યય.] તાંતણાવાળું

**રેસિટેશન** [અં.] મુખપાઠ બોલી જવું એ (ખાસ કરી કવિતાનું)

**રેસિડેન્ટ** પું. [અં.] જૂના અંગ્રેજી રાજ્ય વખતે દેશી રજવાડામાં રહેતો હતો તેવો અંગ્રેજોનો પ્રતિનિધિ

**રેસો** પું. [સં. રેષા, ફા. રીશહ્ સ્ત્રી.] વનસ્પતિનાં ડાળી-ડાંખળાં તેમ ફળો વગેરેમાંનો તે તે તાંતણો, નસ

**રેસ્ટોરાં** ન.,સ્ત્રી. [ફ્રેંચ.] જ્યાં ખાણીપીણીની સગવડ હોય તેવી હોટેલ

**રેળ**[૧] (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'રેલવું.'] ખેતર ખાણ વગેરેના ક્યારાઓમાં પાણી પાવાની ક્રિયા

**રેળ**[૨] (રે:ળ) સ્ત્રી. [જુઓ 'રેલ.[૨]'] જુઓ 'રેલ.[૨]'

**રેળવું**[૧] જુઓ 'રેલવું.' **રેળાવું**[૧] કર્મણિ, ક્રિ. **રેળાવવું**[૧] પ્રે.,સ.ક્રિ.

**રેળવું**[૨] સ.ક્રિ. વિખેરી નાખવું. (૨) સમાધાન કરવું. **રેળાવું**[૨] કર્મણિ.,ક્રિ. **રેળાવવું**[૨] પ્રે.,સ.ક્રિ.

**રેળાવવું**[૧-૨] **રેળાવું**[૧-૨] જુઓ 'રેળવું[૧-૨]'માં.

**રેંક**[૧] (રેઙ્ક્ય) સ્ત્રી. વેલના પાણીની પહેલી ઠેલ. (વહાણ.)

**રેંક**[૨] (રેંકુ) સ્ત્રી. જુઓ 'રે-ક.' [જુઓ 'રેકડી.'

**રેંકડી** (ર:કડી) સ્ત્રી. [જુઓ 'રેંકડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય,]

**રેંકડો** (રેં:કડો) પું. જુઓ 'રેકડો.'

**રેંકવું** (રેંકવું) અ.ક્રિ. [રવા.] ગધેડાની જેમ ભૂંકવું. (૨) ગાય-ભેંસનું બરાડવું. (૩) (લા.) રાગ-સૂર વિના ગાવું. **રેંકાવું** (રેંકાવું) ભાવે., ક્રિ. **રેંકાવવું** (રેંકાવવું) પ્રે.,સ.ક્રિ.

**રેંકાવવું, રેંકાવું** (રેંકા-) જુઓ 'રેંકવું'માં.

**રેંગી-પેંગી,-ચી,-જી** (રેંગી-પેંગી,-ચી,-જી], વિ. [અનુ.] માલ વિનાનું, નમાલું, અશક્ત. (૨) ઉત્સાહ વિનાનું. (૩) હોંશ વિનાનું

**રેંગું** (રેંગું) વિ. હલકું માણસ

**રેંચકો,-ગો** (રેંચકો,-ગો) પું. કાદવ, કીચડ, ગારો

**રેંચિયું-પેંચિયું** (રેંચિયું-પેંચિયું) વિ. જુઓ 'રેંગી-પેંગી.'

**રેંજ** (રેન્જ) જુઓ 'રેઇન્જ.'

**રેંજર** (રેન્જર) જુઓ 'રેઇન્જર.'

**રેંજી-પેંચી,-જી** (રેંજી-પેંચી,-જી) જુઓ 'રેંગી-પેંગી.'

**રેંટ**[૧] (રેં:ટ) જુઓ 'રહેંટ.'

**રેંટ**[૨] (રેણ્ટ) જુઓ 'રેન્ટ.'

**રેંટ-એક્ટ** (રેણ્ટ-) જુઓ 'રેન્ટ-એક્ટ.'

**રેંટડિયો** (રેં:ટડિયો) પું. [જુઓ 'રેંટ[૧]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રેંટિયો.'

**રેંટ-માળ** (રેં:ટ-) સ્ત્રી. [+ સં. माला] જુઓ 'રહેંટ-માળ.'

**રેંટિયા-બારસ** (રેં:ટિયા-બારસ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'રેંટિયો' + 'બારસ(-શ.)'] જુઓ 'રહેંટિયા-બારસ(-શ).'

**રેંટિયા-યજ્ઞ** (રેંટિયા-) પું. [જુઓ 'રેંટિયો' + સં.] જુઓ 'રહેંટિયા-યજ્ઞ.' [જુઓ 'રહેંટિયો.'

**રેંટિયો** (રેં:ટિયો) પું. [જુઓ 'રેંટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.]

**રેંટૂડો** (રેં:ટૂડો) પું. [જુઓ 'રેંટ' દ્વારા.] જુઓ 'રહેંટૂડો.'

**રેંટો** (રેં:ટો) પું. [જુઓ 'રેંટ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રહેંટો.' [એક આતશબાજી

**રેંડ** (રેંડ્ય) સ્ત્રી. વાછડી. (૨) શેરડીની એક જાત (૩)

**રેંડલી** (રેંડલી) સ્ત્રી. [જુઓ 'રેંડલો' + ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય.] જુઓ 'રેડલી'-'રેહલી.'

**રેંડલો** (રેંડલો) પું. [જુઓ 'રેંડો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રેડલો'-'રેહલો.' [જુઓ 'રેડલો'-'રેહલો.'

**રેંહલી** (રેંહલી) સ્ત્રી. [જુઓ 'રેંહલો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**રેંહલી** (રેંહલી) જુઓ 'રેડલી'-'રેંડલી.'

**રેંહલું** (રેંહલું) જુઓ 'રેહલું-'રેહલું'-'રેંડલું.'

**રેંહલો** (રેંહલો) જુઓ 'રેડલો'-'રેહલો'-'રેંડલો.'

**રેંસવું** (રેં:સવું) જુઓ 'રહેંસવું.' **રેંસાવું** (રેં:સાવું) કર્મણિ., ક્રિ. **રેં:સાવવું** (રેંસાવવું) પ્રે., સ. ક્રિ.

**સાવવું, રેંસાવું** (રેં:સા-) જુઓ 'રેંસવું'-'રહેંસવું'માં.

**રૈ** સ્ત્રી. [સં.] ધન, દોલત, સંપત્તિ

**રૈયત** સ્ત્રી. [અર. રઇય્યત્] રક્ષિત સમૂહ. (૨) જનતા, લોક, વસ્તી, પ્રજા [રાજવી

**રૈયત-જાયો** પું. [+ જુઓ 'જાયો.'] પ્રજા-જન. (૨) રાજા,

**રૈયત-વારી** સ્ત્રી.[જુઓ 'રૈયત' દ્વારા.] જમીનનું મહેસૂલ ઉઘરાવવાની એક રીત. (૨) વિ.બારો બાર ખેડૂતોની પાસેથી મહેસૂલ ઉઘરાવવાને લગતું

**રૈયતી** વી. [+ ગુ. 'ઈ' ન.પ્ર.] રૈયતને લગતું. (૨) સ્ત્રી. રોકડેથી મહેસૂલ ભરાતી હોય તેવી જમીન

**રૈવત(ક)**, ૦ **ગિરિ** પું. [સં.] જુઓ 'રેવતાચળ.'

**રૈ** સ્ત્રી. હદ. (૨) શુમાર

**રોક**[૧] (-ક્ય) સ્ત્રી. [જુઓ 'રોકવું.'] રોકવું એ, અટકાયત (ખાસ કરી 'રોક-ટોક' એવો જોડિયો-પ્રયોગ)

**રોક**[૨] વિ. રોકડું. (પદ્યમાં.)

**રૉક**[૩] પું. [અં.] ખડક

**રો-કકળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'રોવું' + 'કકળવું'.], -ળાટ પું. [+ ગુ. 'આટ' કૃ.પ્ર.] રડારડ

**રોક-ટોક** (રોકય-ટોકય) સ્ત્રી. [જુઓ 'રોકવું'+'ટોકવું.'] અટકાવીને કડકાઈથી પૂછવું એ. (૨) અટકાયત

**રોકડ**[૧] વિ. [જુઓ 'રોકડું.'] રોકડું, 'કૅશ'

**રોકડ**[૨] (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'રોકડું.'] આંખ સામે રકમ, નગદ રકમ, 'કૅશ.' (૨) પૂંજી, મૂડી

**રોકડ-અસ્કયામત** સ્ત્રી. [જુઓ 'રોકડ[૧]'+અસ્કયામત.'] નગદ નાણાંના રૂપની રકમ, 'લિક્વિડ ઍસેટ'

**રોકડ-કિંમત** સ્ત્રી. [જુઓ 'રોકડ[૧]' + 'કિંમત.'], **રોકડ-**

**રોકડ-કીમત** સ્ત્રી. [ + અર.] હાજર નાણાં ચૂકવતી વેળાનું મૂલ્ય, 'કૅશ-વૅલ્યૂ' 'કૅશ-પ્રાઇસ'
**રોકડ-જમા** (રોકડ્ય-) વિ. [ + જુઓ 'જમા.'] રોકડા આપેલા પૈસા ખાતામાં જમા થાય એવું, 'કૅશ-ડિપૉઝિટેટ'
**રોકડ-નાણું** ન. [+જુઓ 'નાણું.'] પ્રત્યક્ષ ચૂકવાતી રકમ, 'રેડી મની'
**રોકડ-પેટી** સ્ત્રી. [જુઓ 'રોકડ[2]' + 'પેટી.'] નગદ નાણું રાખવાની નાની મંજૂષા, 'કૅશ-બૉક્સ'
**રોકડ-બાકી** (રોકડ્ય-) વિ. ક્રિ. વિ. [જુઓ 'રોકડ[2]' + 'બાકી.'] હિસાબ બંધ કરતી વખતે ચોપડાની ચોખ્ખી પુરાંત, સિલક
**રોકડ-મેળ** પું. [જુઓ 'રોકડ[1]' + 'મેળ.'], **રોકડ-વહી** સ્ત્રી. [+અર.] જેમાં નાણાંની હયાતીથી લેવડ-દેવડ થતી હોય એ, રોકડા જમા-ખાતે કરવાનો ચોપડો, 'કૅશ-બુક'
**રોકડ-વેચાણ** ન. [જુઓ 'રોકડ[1]' + 'વેચાણ.'] રોકડાં નાણાં ચૂકવાય એ પ્રકારનું વેચવાનું કામ
**રોકડ-વ્યવહાર** પું. [જુઓ 'રોકડ[1]' + સં.] રોકડ નાણેથી લેવડ-દેવડ, 'કૅશ-ટ્રાન્ઝૅક્શન'
**રોકડ-સિલક** સ્ત્રી. [જુઓ 'રોકડ[1]' + 'સિલક'] રોકડી પુરાંત, 'કૅશ બૅલૅન્સ' [વહેવાર, 'કૅશ-એકાઉન્ટ'
**રોકડ-હિસાબ** પું. [જુઓ 'રોકડો'+'હિસાબ.'] રોકડો નાણાં
**રોકડિયું** વિ. [જુએ. 'રોકડું' + ગુ 'ઇયું' સ્વાર્થે ત.પ્ર] નાણાં તરત જ પાછાં મળે તે પ્રકારની વ્યવસ્થાવાળું. (૨) ખરીદતી વેળા રોકડાં નાણાં આપનારું. (૩) (લા.) પ્રશ્નનો જવાબ તરત આપનારું. (૪) વ્યવહારુ, વહેવારુ
**રોકડિયો** પું. [જુઓ 'રોકડિયું.'] નાણાં રોકડાં આપનાર માણસ, 'કૅશિયર'
**રોકડી** વિ. સ્ત્રી. [જુઓ 'રોકડું' + ગુ' 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાણાં તરત જ આપી દેવાનાં હોય તેવી મજૂરી. (૨) ચાલુ કામ ઉપરાંત વધારાના કામની રોકડી ચૂકવાતી મજૂરી
**રોકડું** વિ. [જુઓ 'રોક[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નગદ નાણાંના રૂપમાં રહેલું. (૨) (લા.) પ્રશ્નનો જવાબ જેમાં તરત અપાય તેવું. (૩) ફક્ત, માત્ર. [૦ પરખાવવું (રૂ. પ્ર.) ચોખ્ખેચોખ્ખું સંભળાવવું. -ડો જવાબ (રૂ. પ્ર.) શરમ વિનાનો ચોખ્ખો જવાબ. -ડો હિસાબ (રૂ. પ્ર.) તરત અપાતો ફેંસલો]
**રોકડે-રોકડું** વિ. [જુઓ 'રોકડું' + ગુ. 'એ' ત્રી. વિ.,પ્ર. + 'રોકડું.'] તદ્દન રોકડું, 'હાર્ડ કૅશ'
**રોકણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'રોકવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ. પ્ર.] રોકાવાની સ્થિતિ, ઢીલ, વિલંબ
**રોકણી** સ્ત્રી. [ + ગુ. 'અણી' કૃ. પ્ર.] જુઓ 'રોકણ.' (૨) રોકડી મૂડી, રોકાયેલી મૂડી
**રોકણું** વિ. [જુઓ 'રોવું' + ગુ. 'અણું' કૃ. પ્ર. + 'ક' મધ્યગ] રોયા કરે તેવું, રોતલ
**રોકત** (-ત્ય) જુઓ 'રોકાત.'
**રોકરી** સ્ત્રી. સંગીતની બાવીસમાંની ઓગણીસમી શ્રુતિ. (સંગીત.) [કાયત
**રોકવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'રોકવું' દ્વારા.] રુકાવટ, અટ-
**રોકવું** સ. ક્રિ. અટકાવવું, થંભાવવું. (૨) આંતરવું. (૩) ખાળવું. (૩) (નોકરીમાં) રાખવું. (૪) (ધંધામાં નાણું) નાખવું
**રોકાવું** કર્મણિ., ક્રિ. **રોકાવવું** પ્રે., સ. ક્રિ.
**રોકાણ** ન. [જુઓ 'રોકાવું'+ગુ. 'અણ' કૃ.પ્ર.] રોકાવું એ, થોભવું એ, 'હૉલ્ટિંગ.' (૨) (વેપાર-ધંધામાં મૂડી) રોકવાની ક્રિયા. 'ઇન્વેસ્ટ-મેન્ટ.' (૩) અટકાયત, 'ડિટેન્શન'
**રોકાણ-કાર** વિ. [ + સં. °कार] નાણાં ધિરાણે મૂકનાર, 'ઇન્વેસ્ટર'
**રોકાણ-કિંમત** સ્ત્રી. [ + જુઓ 'કિંમત.'], **રોકાણ-કીમત** સ્ત્રી. [ + અર.] રોકેલી ખરીદ-કિંમત, 'કૅપિટલ વૅલ્યૂ'
**રોકાણ-ભત્થું,-થ્થું** ન. [+ જુઓ 'ભત્થું,-થ્થું.'] રોકાવાને કારણે મળતો વધારાનો બદલો, 'હૉલ્ટિંગ એલાવન્સ'
**રોકા(-ક)ત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'રોકવું' દ્વારા.] જુઓ 'રોકાણ'. (૨) રોકડ નાણું રાખવામાં આવે એ
**રોકારોક** વિ. [જુઓ 'રોક.[1]'–દ્વિર્ભાવ.] રોકડું, નગદ
**રોકાવટ** (-ટ્ય) જુઓ 'રુકાવટ.'
**રોકાવવું, રોકાવું** જુઓ 'રોકવું'માં.
**રોકું** વિ. [ફા. 'રુખ્' દ્વારા] સમાન કિંમતનું. (૨) (લા.) સમાન આકારનું [છાતી માથાં કૂટવાની ક્રિયા
**રો-કૂટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'રોવું.' + 'કૂટવું.'] રડવાની અને
**રૉકેટ** ન. [અં.] તીર કે ગબારાની પેઠે આકાશમાં યાંત્રિક રીતે ફેંકાતું સાધન. (૨) એ પ્રકારની એક આતશબાજી
**રોખ** સ્ત્રી. [ફા. 'રુખ્' દ્વારા] ઇચ્છા, આકાંક્ષા, મરજી. (૨) રોફ, ભપકો, દમામ
**રોખણી(-ણી)** સ્ત્રી. [જુઓ 'રોખવું' + ગુ. 'ડું'-'અણું' કૃ પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લાકડું રોખવાનું સુતારનું એક સાધન, રોકણી, રંદો [રોખવાની ક્રિયા
**રોખાણું[1]** ન. [જુઓ 'રોખવું' + ગુ. 'આણું' કૃ.પ્ર.] લાકડું
**રોખાણું[2]** ન. [સં. रोध દ્વારા] ઝઘડામાં લોકોનો જમાવ. (૨) ધાંધલ, ધાંધાટ. (૩) ઝઘડો, બખેડો
**રોખવું** સ.ક્રિ (સુતારે રંદાથી) લાકડાની સપાટી સીધી સપાટ કરવી. **રોખાવું** કર્મણિ., ક્રિ. **રોખાવવું** પ્રે., સ.ક્રિ.
**રોખાવવું રોખાવું** જુઓ 'રોખવું'માં.
**રોખું[1]** ન. ઈંધણું, બળતણ, ઇંધન
**રોખું[2]** વિ. [ફા. 'રુખ' દ્વારા] -ના જેવું, સમાન. (૨) યોગ્ય, લાયક. (૩) સમાન કિંમતનું, રોકું. (૪) ક્રિ. વિ. પેઠે, જેમ, માફક
**રોગ** પું. [સં.] વ્યાધિ, દર્દ, આજાર, 'ડિઝીઝ' (૨) ન. આઠ ચોઘડિયામાંનું એક. (જ્યો). [૦ ઊડવો (રૂ.પ્ર.) ચેપ લાગવો. ૦ ઊપડવો (રૂ.પ્ર.) રોગચાળો પ્રસરવો. ૦ કાઢવો (રૂ.પ્ર.) ગન મનાવવું. (૨) મદ ઉતારવો, ૦ કાઢી ના(-નાં)ખવો (રૂ.પ્ર.) મદ ઉતારવો, ઢીલું પાડી દેવું. ૦ ચડ(-ઢ)વો (રૂ.પ્ર.) ચેપ લાગવો. ૦ ચાલવો (રૂ.પ્ર.) રોગચાળો ફેલાવો. ૦ થવો, ૦ ભરાવો (રૂ.પ્ર.) રોગમાં સપડાવું. ૦માં બોલવું (રૂ.પ્ર.)રીસમાં કહેવું. ૦નાં મૂળ (રૂ.પ્ર.) થયેલા રોગનાં મૂળભૂત કારણ. (૨) (લા.) બધી ઉપાધિઓનું કારણ. -ગે ઘર કરવું (રૂ.પ્ર.) શરીરમાં રોગનું

ખમી જવું. ૦ લાગવો (રૂ.પ્ર.) (ખાસ કરી વનસ્પતિને) સડો થવો]

**રોગ-ઉત્પત્તિ-શાસ્ત્ર** ન. [સં., સંધિ વિના] દર્દો કેવી રીતે પેદા થાય છે એ બતાવતી વિદ્યા, 'ઇટિયોલૉજી' (દ.કા.શા)

**રોગ-કારક** વિ.[સં.], **રોગ-કારી** વિ. [સં.,પું.] માંદગી ઉત્પન્ન કરનાર, રોગોત્પાદક

**રોગ-ક્ષમતા** સ્ત્રી. [સં.] વ્યાધિ સહન કરવાની શક્તિ

**રોગ-ગ્રસ્ત** વિ. [સં.] વ્યાધિએ ઘેરાયેલું, રોગમાં સપડાયેલું

**રોગગ્રસ્ત-તા** સ્ત્રી.[સં.] રોગ-ગ્રસ્ત હોવાપણું

**રોગ-ગૃહ** ન. [સં.,પું.,ન.] જુઓ 'રુગ્ણાલય.'

**રોગ-ઘ્ન** વિ.[સં.] રોગનો નાશ કરનારું, રોગ-હારક

**રોગચાળા-વિજ્ઞાન** ન. [જુઓ 'રોગ-ચાળો'+સં.] દર્દો લોકોમાં કેવી રીતે પ્રસરે છે એ બતાવતી વિદ્યા, 'એપિડેમિયોલૉજી'

**રોગ-ચાળો** પું. [+ જુઓ 'ચાળો.'] રોગનો ઉપદ્રવ, રોગનો ચેપી ફેલાવો, 'એપિડેમિક'

**રોગ-જનક** વિ.[સં.] રોગ ઉત્પન્ન કરનારું, રોગ-કારી

**રોગ-જન્ય** વિ.[સં.] રોગને કારણે ઉત્પન્ન થાય તેવું

**રોગ-જંતુ** (-જન્તુ) ન.[સં.,પું.] રોગની બારીક જીવાત

**રોગ-દોગ** પું.[સં.रोग + दोष 'દોખ'> 'દોગ.'] વળગાડ વગેરેની પીડા. (૨) (લા.) ભય, બીક

**રોગ-નાશક** વિ.[સં.] જુઓ 'રોગ-ઘ્ન.'

**રોગ-નાશન** ન. [સં.] રોગનો નાશ કરવો એ

**રોગ-નિદાન** ન. [સં.] રોગ પારખવો એ, રોગનાં કારણ શોધી કાઢવાં એ, 'ડાયાગ્નોસિસ'

**રોગ-નિવારક** વિ. [સં.] જુઓ 'રોગ-ઘ્ન.'

**રોગ-નિરોધ** પું. [સં.] રોગ ન જ થાય એવી પ્રક્રિયા

**રોગ-નિવારણ-શાસ્ત્ર** ન. [સં.] દર્દો દૂર કરવાનું શાસ્ત્ર, 'પ્રિવેન્ટિવ મૅડિસિન' (દ.કા.શા.)

**રોગ-પરિષહ** પું. [સં.] રોગમાં વ્યાકુળ ન થતાં એને શાંતિથી ખમી લેવાની ક્રિયા. (જૈન.)

**રોગ-પરીક્ષા** સ્ત્રી. [સં.] જુઓ 'રોગ-નિદાન.'

**રોગપ્રતિકાર-શાસ્ત્ર** જુઓ 'રોગપ્રતીકાર-શાસ્ત્ર.' [કરનાર

**રોગ-પ્રતિબંધક** (-બન્ધક) વિ [સં.] રોગ ન થાય એવું

**રોગપ્રતી(-તિ)-કાર-શાસ્ત્ર** ન. [સં.] દર્દોનો બરાબર સામનો કરવાના ઉપાય બતાવતી વિદ્યા, 'ઇમ્યુનોલૉજી' (દ.કા.શા.)

**રોગ-બીજ** ન. [સં.] રોગનું મૂળ કારણ

**રોગ-મુક્ત** વિ. [સં.] સાજું, નીરોગ

**રોગ-રાઈ** સ્ત્રી. [સં रोग દ્વારા] જુઓ. 'રોગ-દોગ.'

**રોગ-રાજ** પું. [સં.] ક્ષયરોગ, ધાસણી, 'ટી.બી.' (૨) અદીઠ ગૂમડું, 'કૅન્સર'

**રોગ-લક્ષણ** ન. [સં.], રોગનું નિશાન, રોગનું ચિહ્ન

**રોગ-વાહક** વિ. [સં.], **રોગ-વાહી** વિ. [સં., પું.] રોગનો ફેલાવો કરનાર

**રોગવિક્રિયા-શાસ્ત્ર** ન. [સં.] શરીરમાંનાં દર્દોની પેશાબ લોહી ઝાડા બળખા વગેરેની યાંત્રિક પૃથક્કરણ દ્વારા ચકસાણીની વિદ્યા, રોગ-શાસ્ત્ર, 'પેથૉલૉજી' (દ.કા.શા.)

**રોગ-વિજ્ઞાન** ન [સં]. રોગની ઉત્પત્તિથી લઈ એનાં સ્વરૂપ નિદાન અને ચિકિત્સા સુધીની વિદ્યા

**રોગ-વિદારક** વિ. [સં.] જુઓ 'રોગ-ઘ્ન.'

**રોગ-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'રોગ-વિજ્ઞાન.'

**રોગ-વૈદ** પું. [+ જુઓ 'વૈદ.'], **-દ્ય** પું. [સં.] રોગનાં નિદાન અને ચિકિત્સા કરનાર વિદ્વાન, 'ફિઝિશિયન'

**રોગ-શય્યા** સ્ત્રી. [સં.] માંદગીનું બિછાનું, રોગીની પથારી

**રોગ-શામક** વિ. [સં.] રોગની પીડા શમાવી દેનાર

**રોગ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'રોગ-વિજ્ઞાન.' (૨) જુઓ 'રોગ-વિક્રિયા-શાસ્ત્ર.' [લૉજિસ્ટ'

**રોગ-શાસ્ત્રી** વિ. [સં.પું.] વૈદ્ય, ડૉક્ટર. (૨) 'પૅથૉ-

**રોગ-સંક્રમણ** (-સઙ્ક્રમણ) ન., **રોગ-સંચાર** (-સઞ્ચાર) પું. [સં.] રોગનો ફેલાવો, રોગનો ચેપ લાગવો એ

**રોગ-સ્થાન** ન. [સં.] જન્મકુંડળીમાંનું છઠ્ઠું ભવન. (જ્યો.)

**રોગ-હર, રોગ-હારક** વિ. [સં.], **રોગ-હારી** વિ. [સં.,પું.] જુઓ 'રોગ-ઘ્ન.'

**રોગાણુ** ન. [+ સં. अणु] રોગનું તે તે જંતુ, રોગ-જંતુ

**રોગાતુર** વિ. [+સં. आतुर] રોગથી પીડાયેલું, રોગથી ઘેરાયેલું

**રોગાન** પું. [ફા. રવ્‌ગન્] તેલ મીણ લાખ વગેરેની મેળવણીનો રંગવામાં કામ લાગતો એક પદાર્થ. ૦ **ઊતરવો** (રૂ.પ્ર.) નશા કે ઉશ્કેરાટની અસર નાબૂદ થવી. ૦ **કરવો**, ૦ **ચઢા(-ઢા)વવો** (રૂ.પ્ર.) ટાપ-ટીપ કરવી. ૦ **કરવો** (રૂ.પ્ર.) નુકસાન કરવું]

**રોગાની** વિ. [ફા.] રોગાન ચઢાવનાર. (૨) રોગાનવાળું

**રોગાભેદ્ય** વિ. [સં. रोग + अ-भेद्य] જેને રોગની અસર ન થાય તેવું [પણું

**રોગાભેદ્ય-તા** સ્ત્રી. [સં.] રોગની લેશ પણ અસર ન થવા-

**રોગાવસ્થા** સ્ત્રી. [સં. रोग + अव-स्था] માંદગી, મંદવાડ, બીમારી, રોગી હાલત

**રોગાવિષ્ટ** વિ. [સં. रोग + आ-विष्ट] જેનામાં રોગે પ્રવેશ કર્યો હોય તેવું, રોગ-ગ્રસ્ત, 'મૉર્બિડ' (ન.ભો.)

**રોગાશ્રમ** પું. [સં. रोग + आ-श्रम] જુઓ 'રુગ્ણાલય.'

**રોગિણી** વિ., સ્ત્રી. [સં.] રોગી સ્ત્રી

**રોગિયલ** વિ. [જુઓ 'રોગિયું' + ગુ. 'અલ' ત.પ્ર.], **રોગિયું** વિ. [જુઓ 'રોગી'+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **રોગિષ્ઠ** વિ. [સં.], **રોગી** વિ. [સં.,પું.], **રોગીલું** વિ. [જુઓ 'રોગી + 'ઈલું' ત.પ્ર.] જુઓ 'રોગ-ગ્રસ્ત.' [તદ્દન

**રોગું**[1] વિ. [સૌ.] ખાલી, એકલું, નકરું, નર્યું. (૨) સાવ,

**રોગું**[2] ન. અફીણની કાંકરી. (૨) અફીણનો રગડ

**રોગો** વિ.,પું. [જુઓ 'રોગું.[1]'] માત્ર પાણી નાખી કાલવેલો ચૂનો. (૨) નવરો માણસ. (૩) વાંઢો માણસ

**રોગોત્પત્તિ** સ્ત્રી. [સં. रोग + उत्पत्ति] રોગ પેદા થવો એ

**રોગોત્પાદક** વિ. [સં. रोग + उत्पादक] રોગ પેદા કરનારું

**રોચક** વિ. [સં.] ગમે તેવું, રુચે તેવું, રુચિકર, રુચિકારક. (૨) મનોરંજક. (૩) સ્વાદિષ્ટ

**રોચક-તા** સ્ત્રી. [સં.] રોચક હોવાપણું

**રોચડી**[1] વિ. રોગી, રોગિષ્ઠ, આજારી

**રોચડી**,[2] -ત (-ત્ય) સ્ત્રી. અણચી, અંચઈ, લુચ્ચાઈ

**રોચન** ન. [સં.] રુચવું એ. (૨) ભપકો, દમામ, મનોહર

દેખાવ [સુંદર સ્ત્રી. (૪) લાલસા, લાલચ

**રોચના** સ્ત્રી. [સં.] જુઓ 'રોચન(૧).' (૨) ગો-રોચન. (૩)

**રોચું** (રોચું) જુઓ 'રોંચું.'

**રોજ** પું.,ન. [ફા.] દિવસ, દહાડો, દિન. (૨) (લા.) ન. દરરોજની મજૂરીનું મહેનતાણું. [૦ ઊઠીને (રૂ.પ્ર.) દરરોજ. ૦ પડવું (રૂ.પ્ર.) મજૂરી વિના ખાલી દિવસ જવો. ૦ ભરવું (રૂ.પ્ર.) રોજની મજૂરી કરવી, તે તે દિવસનું કામ કરવું. -જે જવું (રૂ.પ્ર.) મજૂરી કરવા જવું. -જે રાખવું (રૂ.પ્ર.) દિવસની મજૂરીએ કામે રોકવું]

**રોજ-કામ** ન. [+ જુઓ 'કામ.[૨]'] તે તે દિવસના થયેલા કામની વિગત નોંધવી એ, 'સ્ટે(૦ઇ)ટમેન્ટ'

**રોજ-ગાર** પું. [ફા.] કામધંધો, 'એમ્પ્લોયમેન્ટ' [૦ ચમકવો (રૂ.પ્ર.) ધંધામાં ખૂબ લાભ થવો. ૦ ચાલવો (રૂ.પ્ર.) ગુજરાન જેટલું મળવું. ૦ છૂટવો (રૂ.પ્ર.) બેકાર થવું. ૦ મળવો, ૦ લાગવો (રૂ.પ્ર.) ગુજરાનનું સાધન પ્રાપ્ત થવું]

**રોજગારી** સ્ત્રી. [ફા.] કામધંધો કરવો એ, 'એમ્પ્લોય-મેન્ટ'

**રોજડી** સ્ત્રી. ફજેતી. [૦ કુટાવી, ૦ થવી (રૂ.પ્ર.) ફજેત થવું]

**રોજ-દાર** વિ. [ફા.] રોજથી કામ કરનાર, દહાડિયું

**રોજ-નામું** ન. [+ જુઓ 'નામું.'] 'રોજ-મેળ.'

**રોજ-નીસી(-શી)** સ્ત્રી. [ફા. 'રોજનવીસી'] રોજેરોજની નોંધ. (૨) એવી નોંધ કરવાની પુસ્તિકા, વાસરિકા 'ડાયરી'

**રોજ-બ-રોજ** ક્રિ.વિ. [ફા.] દરરોજ, રોજ રોજ, નિત્ય

**રોજમ-દાર** વિ. [જુઓ 'રોજ-દાર.'] જુઓ 'રોજ-દાર.'

**રોજ-માયો** પું. [જુઓ 'રોજ' દ્વારા.] દરરોજનો પગાર

**રોજ-મેળ** પું. [જુઓ 'રોજ' + મેળ.'] રોજેરોજનો રોકડ હિસાબ રાખવાનો ચોપડો

**રોજ રોજ** ક્રિ. વિ. [જુઓ 'રોજ'- દ્વિર્ભાવ.], **રોજંદા** (રોજન્દા) ક્રિ. વિ. [જુઓ 'રોજિંદું.'] હમેશ, નિત્ય, પ્રતિદિન

**રોજિયું** વિ. [જુઓ 'રોજ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દરરોજનું. (૨) ન. દહાડિયું મજૂર. (૨) રોજી

**રોજિંદાર** (રોજિન્દાર) વિ. [જુઓ 'રોજ-દાર.'] જુઓ 'રોજ-દાર.' ['રોજી.'

**રોજિંદારી** (રોજિન્દારી) સ્ત્રી. [ + ફા. 'ઈ' પ્રત્યય] જુઓ

**રોજિંદું** (રોજિન્દું) વિ. [ફા. રોજીનહ્] હમેશનું, નિત્યનું, દરરોજનું, 'હેબિચ્યુઅલ,' 'કન્વેન્શનલ'

**રોજી** સ્ત્રી. [ + ગુ. 'ઇ' ત.પ્ર.], **૦નો** પું. રોજનું ભરણ-પોષણ, પ્રત્યેક દિવસનું ગુજરાન. (૨) પગાર, વેતન, 'વેઇજ'

**રોજે-કયામત** પું. [અર. રોજિ.કિયામત્] મરણ પામેલાં બધાંનો એક દિવસે ઇન્સાફ થવાનો ઇસ્લામમાં મનાયો છે તે દિવસ

**રોજો** પું. [ફા. રોજહ્] ઇસ્લામમાં કહેલો ઉપવાસનો તે તે દિવસ. (૨) ઉપર છત્રીવાળી મોટા અને ધાર્મિક મુસલમાનની કબર, મકબરો. [૦ ખોલવો (રૂ.પ્ર.) ઉપવાસનાં પારણાં કરવાં]

**રોઝ** ન. [દે.પ્રા. रोज्झ] ઘોડાના આકારનું જરા નાનું એક જંગલી શાકાહારી પ્રાણી, નીલગાય. (૨) (લા.) વિ. ઊંડી સમઝ વિનાનું. (૩) ભોળું

**રોઝ-ડી** સ્ત્રી. [જુઓ 'રોઝ-ડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રોઝની માદા. (૨) રોઝના ઘાટની ઘોડી. (૩) (લા.) રોઝના જેવી મૂર્ખ સ્ત્રી ['રોઝ.'

**રોઝ-ડું** ન. [જુઓ 'રોઝું' + ગુ 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**રોઝિયો** પું. કપાસની એક જાત

**રોઝી** સ્ત્રી. [જુઓ 'રોઝ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત. (૨) કપાસની એક જાત

**રોઝું** વિ. [જુઓ 'રોઝ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ભૂરા રંગનું. (૨) (લા.) રોઝ જેવું મૂર્ખ

**રોટરી ક્લબ** સ્ત્રી. [અં.] ધંધાધારી લોકોનું એક આંતરરાષ્ટ્રિય મંડળ (જેનો મુદ્રાલેખ 'પોતે નહિ, પણ સેવા' છે.)

**રોટલા-ટાણું** ન. [જુઓ 'રોટલો' + 'ટાણું.'](લા.) રોટલા ખાવાનો સમય, જમવાનો સમય

**રોટલા-વહિયું** વિ. [જુઓ 'રોટલા' દ્વારા.] રોકડ નાણું ન લેતાં ભોજન લઈ કામ કરનારું

**રોટલા-વેળા** સ્ત્રી. [જુઓ 'રોટલો' + 'વેળા.'] જુઓ 'રોટલા--ટાણું.' [પહેલાં નાહવાની ક્રિયા

**રોટલા-સ્નાન** ન. [જુઓ 'રોટલો' + સં.] ભોજન કરતાં

**રોટલિયું** વિ. [જુઓ 'રોટલો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) માત્ર જમવા ખાતર જ જીવનાર

**રોટલી** સ્ત્રી. [જુઓ 'રોટલો' ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાતળી વણેલી ઘઉંની ચપાટી

**રોટલો** પું. [દે.પ્રા. रोट्ट + અપ. उल्लअ = रोट्टुल्लअ-] જુવાર બાજરી મકાઈ ઘઉં વગેરેનો જાડો ભાખરો. (૨) (લા.) ભરણ-પોષણ, ગુજરાન, આજીવિકા. [-લા-ચોર (રૂ.પ્ર) બીજાને ખવડાવવાનું ટાળનાર. -લા ટોચવા (રૂ.પ્ર) પારકે ઘેર મફતિયું ખાવું. -લા થવા (રૂ.પ્ર.) ઊડતા બે પતંગ સામસામે ચોટી જવા. -લાનું ભૂખ્યું (રૂ.પ્ર.) કંગાલ, આજીવિકા વિનાનું. -લાનું ભૂખ્યું ન હોવું (રૂ.પ્ર.) ખૂબ ઉદાર અને અતિથિ-પ્રિય હોવું. -લા ભેગું(-ળું) થવું (રૂ.પ્ર.) આજીવિકા મળવી. -લે મોટું (મોઃટું) (રૂ.પ્ર.) અતિથિ-પ્રિય. -લે રડતું (રૂ.પ્ર.) ભૂખે મરતું, કંગાલ. ૦ અભડાવવો, ૦ અભાડવો (રૂ.પ્ર.) બીજાનું ગુજરાન તોડવું. ૦ કરવો (રૂ.પ્ર.) કચડી નાખવું. ૦ ખોવડા(-રા)વવો, ૦ ટાળવો, ૦ પડાવવો (રૂ.પ્ર.) બીજાનું ગુજરાન તોડવું, ૦ ઘડવો (રૂ.પ્ર.) કોઈ ને નામે રડવું, છેડો વાળવો. ૦ જવો, ૦ તૂટવો (રૂ.પ્ર.) રોજીનું સાધન નાશ પામવું. ૦ થઈ જવું (રૂ.પ્ર.) કચડાઈ જવું, ૦ વાળવો (રૂ.પ્ર.) બેવડ વાળી બેવડું-ત્રેવડું કરી નાખવું. (૨) નુકસાન કરવું. ૦ હોવો (રૂ.પ્ર.) રોજી મળે એમ હોવું. અરધો (કે આખો યા પાતળો કે જાડો યા સૂકો) રોટલો (રૂ.પ્ર.) ગુજારા જેટલું મળવું. રળીને રોટલો ખાવો (રૂ.પ્ર.) જાત-મહેનત કરી ગુજરાન ચલાવવું]

**રોટી** (સ્ત્રી.) [હિં.] રોટલા-રોટલી. (૨) (લા.) ગુજરાન, જીવાઈ

**રોટી-કપડાં** ન.,બ.વ. [ + જુઓ 'કપડું' બ.વ.] (ખાવા

અનાજ અને પહેરવા કપડાં) જીવન-નિર્વાહની સામગ્રી

**રોટી-બેટી-વહેવાર** (-વૅઃવાર) પું. [હિં. 'રોટી'-'બેટી' + જુઓ 'વહેવાર.'] ખાવા-પીવાનો અને કન્યાની લેવડ-દેવડનો સંબંધ

**રોટી-વહેવાર** (-વૅઃવાર) પું. [+જુઓ 'વહેવાર.'] માત્ર ભોજનનો સંબંધ (કન્યાની લેવડ-દેવડનો નહિ)

**રોટેરિયન** વિ. [અં.] રોટરી ક્લબનું સભ્ય-પદ ધરાવનાર

**રોઠ,-ઠું** વિ. બરાબર પાકતાં પહેલાં ચિમળાઈને બે-સ્વાદ થયેલું. (૨) ન. એવું સોપારી. (૩) (લા.) રાણું અને જડ માણસ

**રોઠો** પું. સોપારીનું નંગ, સુપક્વ સારી સોપારી. (૨) ગૂમડું ફૂટી ગયા પછી રૂઝ વળવી એ. (૩) (લા.) પું. ઉંમર-લાયક સ્ત્રી

**રોડ**[1] પું. [અં.] માર્ગ, રસ્તો, પથ. (૨) ચડાવવાળો રસ્તો

**રોડ**[2] પું. [અં.] લોખંડનો સળિયો

**રોડ-વાન** પું., ન. [અં.] રસ્તાનો પરચૂરણ માલ-સામાન લેવા-દેવાનો રેલનો ડબ્બો

**રોડા** પું.,બ.વ. દોડા, હડિયા-પાટી, રોડી

**રોડિયમ** ન. [અં.] એક મૂળ ધાતુ. (ર.વિ.)

**રોડી** સ્ત્રી. દોટ, દોડ, હડી, દોડો. [૦ **કાઢવી** (રૂ.પ્ર.) દોટ મૂકવી]

**રોડું** ન. ઈંટ પથ્થર વગેરેનો નાનો અણઘડ ટુકડો

**રોડું-ખોડું** ન. [જુઓ 'ખોડું,'–દ્વિર્ભાવ.] જેના ઉપર કાંઈ પણ ઊગ્યું ન હોય તેવું

**રોડો-છોડો** પું. ઝપાઝપી, મારામારી, ધીંગાણું

**રોઢું** ન. મોઢું છાણું

**રોઢો** પું. કડિયાળી લાકડી કે ડાંગ. (૨) મોટું સુકાયેલું છાણું

**રોણ**[1] (રૉઃણ્ય) સ્ત્રી. [સં. रोहिणी] રોહિણી નક્ષત્ર. [૦ **દાઝવી** (રૂ.પ્ર.) સૂર્યનું રોહિણી નક્ષત્ર વરસાદ વિના જવું. ૦**માં ગાજવું** (રૂ.પ્ર.) ખબર ન હોવી. ૦ **રેલવી** (રૂ.પ્ર.) રોહિણી નક્ષત્રમાં વરસાદ આવવો]

**રોણ**[2] (રોણ-) ન. [જુઓ 'રોવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] રોદન, રુદન. (૨) ઝઘડો, કજિયો. [૦ **માંડવું**,૦ **લેવું** (રૂ.પ્ર.) હઠપૂર્વક રડવું-ઝઘડવું]

**રોતડ** વિ. [જુઓ 'રોવું' + ગુ. 'તું' વર્ત. પ્ર. + ગુ. 'ડ' ત.પ્ર.] વારંવાર રડયા કરવાની આદતવાળું

**રોતડી** વિ., સ્ત્રી. [જુઓ 'રોતડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વારંવાર રડયા કરનારી સ્ત્રી. (૨) રોચડી, લુચ્ચાઈ, ઠગાઈ

**રોતડું** વિ. [જુઓ 'રોતું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રોતું.'

**રોતલ** વિ. [જુઓ 'રોતડ,' અહીં 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રોતડ.' (૨) (લી.) નમાલું, સાવ ઢીલા પોચા સ્વભાવનું, નબળું, 'સેન્ટિમેન્ટલ' (ધૂમકેતુ.)

**રોતલ-કરુણ** વિ. [+સં.] વધુ પડતું નાટકિયું, 'મેલો-ડ્રામેટિક' (અ.રા.)

**રોતલ-વેડા** પું., બ.વ. [+જુઓ 'વેડા.'] રોયા કરવાની આદત, 'સેન્ટિમેન્ટલિઝમ' (વિ.ક.)

**રોતલું** વિ. [જુઓ 'રોતું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રોતડ.'

**રોતું** વિ. [જુઓ 'રોવું' + ગુ. 'તું' વર્ત. કૃ. પ્ર.] રડયા કરતું, રોતલું. [-તી રાજુ (રૂ.પ્ર.) વાત વાતમાં રોયા કરતું. -તા શિકલ, -તી સૂરત (રૂ.પ્ર.) રડતા ચહેરાવાળું]

**રોદન** ન. [સં.] જુઓ 'રુદન.'

**રોદું**[1] ન. વહાણોમાંનો લાકડાનો ગરેડો. (વહાણ.)

**રોદું**[2] વિ. અધકચરું, અદોદળું

**રોદો**[1] પું. મુસલમાન (ચિડવણું)

**રોદો**[2] પું. [સં. रोधक દ્વારા] ગાડાવાટમાંનો નાનો ટેકરો. (૨) (લા.) ગાડામાં આવતો આંચકો

**રોધ** પું. [સં.] અટકાવ, રોકવું એ. (૨) પ્રતિબંધ. (૩) વહાણમાં કૂવા ઉપરની ગરેડી. (વહાણ.)

**રોધક** વિ. [સં.] અટકાવનાર, અડચણ કરનાર. (૨) ન. વીજળી ગરમી કે અવાજને વહી જતાં અટકાવનાર સાધન, 'ઇન્સ્યુલેટર'

**રોધક-તા** સ્ત્રી. [સં.] અવરોધ કરવાપણું

**રોધડું, -ણું** ન. [સં. रोदन દ્વારા] રડયા કરવું એ. (૨) દુઃખની વાત રડી કહ્યા કરવી એ. [-**ડાં(-ણાં) રડવાં** (રૂ.પ્ર.) દુઃખની વાત રડીને કહ્યા કરવી]

**રોધન** ન. [સં.] અવિરોધ કરવો એ, અટકાયત, રુકાવટ

**રોધવું** સ.ક્રિ. [સં. रुध्-रोध् તત્સમ] અટકાવવું, અવરોધવું, થંભાવવું, રોકવું, ખાળવું. (૨) ગોંધવું, પૂરી રાખવું. **રોધાવું** કર્મણિ.,ક્રિ. **રોધાવવું** પ્રે.,સ.ક્રિ.

**રોધાવવું, રોધાવું** જુઓ 'રોધવું'માં.

**રોધાંક** (રોધાઙ્ક) પું. [સં.] (વીજળી) અટકાવવાનું થાય એનો આંક કે માપ, 'રેઝિસ્ટિવિટી' (પ.વિ.)

**રોધિત** વિ.[સં.] થંભાવેલું

**રોન** સ્ત્રી. [અં. રાઉન્ડ્] રાતની ચોકી કરવા ફરવા નીકળવું એ

**રોનક** (રૉનક) સ્ત્રી. [અર. રવ્નક્] પ્રકાશિત શોભા, ભપકો

**રોનક-દાર** (રૉનક-) વિ. [+ ફા.પ્રત્યય] રોનકવાળું, ભપકાદાર, સુશોભિત

**રોનકી** વિ.[+ગુ.'ઈ' ત.પ્ર.] (લા.) આનંદી સ્વભાવનું, રમત-ગમતથી રીઝવનારું. (૨) મશ્કરું, ઠઠ્ઠાખોર, ટીખળી

**રોન-ગાર્ડ** પું. [જુઓ 'રોન' + અં.] રાતનાં ફરતો ચોકી-પહેરો કરનાર સિપાઈ, 'રાઉન્ડ-ગાર્ડ'

**રોન-પોલીસ** સ્ત્રી. [જુઓ 'રોન' + અં.] (લા.) ગંજીફાનાં પાનાંની એક રમત

**રોન-બાજી** સ્ત્રી. [+જુઓ 'બાજી.'] ગંજીફાનાં પાનાંની એક બીજી રમત

**રોનિયો** પું. [અં.] લખાણની નકલો કાઢવાનું એક યંત્ર

**રોપ** પું. [સં.] વાવવાની ક્રિયા. (૨) વાવેલો કે વાવવા માટેનો છોડ, રોપો, છોડવો

**રોપક** વિ. [સં.] સ્થાપનાર. (૨) વાવવાનું કામ કરનાર

**રોપણ** ન. [સં.] સ્થાપવાનું કામ. (૨) રોપવાનું કામ, રોપણી, વાવવાનું કામ, વાવણી

**રોપણી** સ્ત્રી. [જુઓ 'રોપવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] રોપવાનું કામ, રોપણ, વાવણી, વાવેતર, 'ટ્રાન્સપ્લેન્ટેશન'

**રોપવું** સ.ક્રિ. [સં. रुह् નું પ્રે. रोप्, તત્સમ] સ્થાપવું. (૨) ઊભું કરવું, ખોડવું, (૩) વાવવું. **રોપાવું** કર્મણિ.,ક્રિ. **રોપાવવું** પ્રે.,સ.ક્રિ.

**રો.પા.** 'રોજમેળ-પાના'નું લાઘવ

**રોપાણ** ન. [જુઓ 'રોપાવું' + ગુ, 'અણ' કૃ.પ્ર.] રોપાવું એ
**રોપાવવું, રોપાવું** જુઓ 'રોપવું'માં.
**રોપાં-ઉછેર-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [જુઓ 'રોપું' + ગુ. 'આં' બ.વ., પ્ર. + 'ઉછેર' + સં.] રોપ ઉછેરવાનું સ્થાન, 'નર્સરી'
**રોપિત** વિ. [સં.] સ્થાપેલું. (૨) ખોડેલું. (૩) વાવેલું
**રો-પીટ** (-ટય) [જુઓ 'રોવું' + 'પીટવું.'] જુઓ 'રો-કૂટ.'
**રોપો** પું. [સં રોપ + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રોપ(૨).'
**રોફ** (રૉફ) [અર. રુઅબ્] જુઓ 'રુઆબ.' [૦ કરવો, ૦ મારવો, ૦ દેખાડવો, ૦ બતાવવો (રૂ.પ્ર.) સામાને દબડાવવા ધમકાવવું. ૦ ચલાવવો, ૦ પાડવો, ૦ રાખવો (રૂ.પ્ર.) શેહમાં રાખવું. ૦ બેસાડવો (-બૅસાડવો) (રૂ.પ્ર.) ધાક બેસાડવી]
**રોફ-દાર** (રૉફ-) વિ. [+ ફા. પ્રત્યય] રોફવાળું, રુઆબદાર
**રૉફ-બંધ** (-બન્ધ) ક્રિ.વિ. [+ ફા. 'બંદ્'] રોફ સાથે, રોફથી, રોફ-પૂર્વક
**રોફી** (રૉફી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'રૉફ-દાર.'
**રોબ** પું. [અં.] પગ સુધી ઝૂલતો રહે તેવો ખાસ પ્રકારનો ઝભ્ભો, બોચલો [લઈ ન શકે તેવું
**રોબડ(-ડું)** વિ. અક્કલ વિનાનું. (૨) અરસિક, રસ
**રોબડી** સ્ત્રી. સ્ત્રીઓને પહેરવાનું એક પ્રકારનું ઘરેણું
**રોબડું** વિ. [જુઓ 'રોબડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રોબડ.' [એક પક્ષી
**રૉબિન** ન. [અં.] લાલ છાતીવાળું મધુર કલરવ કરનારું
**રોમ**[1] ન. [સં.] રુવાડું. (૨) (લા.) શરીરનું પ્રત્યેક બારીક છિદ્ર. [૦ રોમમાં (કે રોમે રોમમાં) (રૂ.પ્ર.) રુવાડે રુવાડે, આખા શરીરમાં સર્વત્ર]
**રોમ**[2] ન. [સં. रोमा, સ્ત્રી.] ઇટાલીની પ્રાચીન કાળથી ચાલી આવતી રાજધાની. (સંજ્ઞા.). (૨) પ્રાચીન તુર્કી. (સંજ્ઞા.)
**રોમક** પું. [સં.] જુઓ 'રોમ.[2] (૨).' (૨) વિ. રોમ-પ્રદેશને લગતું. (૩) રોમપ્રદેશનું વતની
**રોમક-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] જ્યોતિષને લગતો એક સ્વતંત્ર સિદ્ધાંત (ખાસ કરીને પ્રાચીન તુર્કી દેશનો જે વિશે ભાસ્કરાચાર્યે પોતાના 'સિદ્ધાંતશિરોમણિ' ગ્રંથ-માં એક પ્રકરણ આપ્યું છે.) (જ્યો.)
**રોમ-કૂપ, રોમ-ગર્ત** પું. [સં.] શરીરમાંનાં રુવાડાંઓનો મૂળમાંનો તે તે ખાડો [વતની
**રોમન** વિ. [અં.] રોમને નગરને લગતું. (૨) રોમ નગરનું
**રોમન કૅથોલિક** વિ.,પું. [અં.] ખ્રિસ્તી ધર્મનો પ્રાચીન સમયથી ચાલ્યો આવતો મુખ્ય ફિરકો અને એનો અનુ-યાયી. (સંજ્ઞા.)
**રોમન-યુગ** પું. [સં.] રોમ નગરની જાહોજલાલીનો સમય
**રોમન-સંસ્કૃતિ** (-સંસ્કૃતિ) સ્ત્રી. [+ સં.] રોમની જાહો-જલાલીના યુગમાંની એની સંસ્કાર-પ્રણાલી, 'રોમન કલ્ચર'
**રોમ-રાજિ(-જી)** સ્ત્રી. [સં.] શરીરમાંનાં રુવાડાંની હાર, રુવાંટી, રોમાવલિ [જાહોજલાલીનો સર્વનાશ
**રોમ-વિધ્વંસ** (-ધ્વંસ) પું. [જુઓ 'રોમ[2]' + સં.] રોમની
**રોમ-શત્રુ** પું. [સં.] વાળંદ, નાઈ, હજામ, ધાંયજો
**રોમ-હર્ષ** પું. [સં.] મોટે ભાગે આનંદને લઈ રુવાડાં ઊભાં થઈ જવાં એ, રોમાંચ, 'થ્રિલ'
**રોમ-હર્ષણ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે પુરાણ કહેનાર વ્યાસનો શિષ્ય, સૂત. લોમહર્ષણ (સંજ્ઞા.) (મહા-ભારતમાં કથાકાર 'સૂત' છે તે આ.)
**રોમંથ** (રોમન્થ) પું. [સં.] વાગોળવાની ક્રિયા
**રોમંથક** (રોમન્થક) ન. [સં.] વાગોળનારું તે તે પશુ
**રોમાની** સ્ત્રી. [અં.] જિપ્સીઓની ભાષા. (સંજ્ઞા.)
**રોમાવલી(-લી,-લિ,-ળી)** [સં. रोमन् + आवलि,-ली] જુઓ 'રોમ-રાજિ.' [રુવાંટીનો તે તે વાળ
**રોમાંકુર** (રોમાઙ્કુર) પું. [સં. रोम + अङ्कुर] ઝીણી
**રોમાંચ** (રોમાઞ્ચ) પું. [સં. रोमन्+अञ्च] જુઓ 'રોમ-હર્ષ.'
**રોમાંચક** (રોમાઞ્ચક) વિ. [સં. रोमन् + अञ्चक] રુંવાડાં ખડાં કરી દે તેવું. (૨) (લા.) અદ્ભુત, નવાઈ ઉપજાવનારું
**રોમાંચ-કથા** (રોમાઞ્ચ-) સ્ત્રી. [સં.] વાંચતાં કે સાંભળતાં રુવાડાં ખડાં થઈ જાય તેવી વાર્તા, 'રોમાન્સ' (ત્રિ.વી. હેમાણી)
**રોમાંચ-કારી** (રોમાઞ્ચ-) વિ. [સં.,પું.] જુઓ 'રોમાંચક.'
**રોમાંચિકા** (રોમાઞ્ચિકા) સ્ત્રી. [સં. रोमन् + अञ्चिका] નવાઈ ઉપજાવે તેવી નાટિકા
**રોમાંચિત** (રોમાઞ્ચિત) વિ. [સં. रोमन् + अञ्चित] જેનાં રુવાડાં ઊભાં થઈ ગયાં હોય તેવું. (૨) (લા.) નવાઈ પામેલું ['રોમ-શત્રુ.'
**રોમાંતક** (રોમાન્તક) વિ. પું. [સં रोमन् + अन्तक] જુઓ
**રોમિયો** પું. [અં.] શેક્સપિયરના 'રોમિયો ઍન્ડ જુલિયટ' નાટકનો નાયક. (૨) (લા.) ઇશ્કી પુરુષ
**રૉમ્બસ** પું. [અં.] ચારે ખૂણા સરખા ન હોય તેવો ચારે સરખી બાજુઓવાળો ચતુષ્કોણ
**રોયણ**[1] (રોઃયણ્ય) સ્ત્રી. [સં. रोहिणी] જુઓ 'રોહિણી.'
**રોયણ**[2] ન. એ નામનું એક વૃક્ષ
**રોયણ**[3] ન. રજ લાવનાર ઍસિડ
**રૉયલ** વિ. [અં.] રાજાને લગતું, શાહી, દરબારી. (૨) ૨૦"×૨૮"ના માપનો કાગળ અને એ માપને લગતું
**રોયલી** સ્ત્રી. નાનું લંગર, નાંગર, બિલાડી
**રૉયલ્ટી** સ્ત્રી. [અં.] ગ્રંથ-કર્તાને તેમજ માલિકી ધરાવનાર કોઈ ને મળતું એનાં લખાણ કે પદાર્થ અન્ય કોઈ વાપરે એ માટેનું મહેનતાણું (હકની રૂએ), હકસી. હકસાઈ
**રોયાણ** પું. બહુ જ ઠંડો વાતો સખત પવન
**રોયાળ** પું. ધૂળવાળો ઉનાળામાં વાતો તોફાની પવન
**રોયું** વિ. [જુઓ 'રોવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] કોઈની પાછળ રોવું પડે એ ભાવની મોટે ભાગે સ્ત્રીઓ દે છે તે ગાળ
**રોરો** પું. રળતર, કમાણી
**રો-રો** સ્ત્રી. [જુઓ 'રોવું.'—દ્વિર્ભાવ.] રડારડ
**રોલ**[1] પું. [અં.] અભિનેતાનો તે તે પાત્ર-ગત અભિનય. (૨) પોતપોતાનો ભાગ ભજવવાની ક્રિયા
**રૉલ**[2] પું. [અં.] વીંટો, ફીંડલું. (૨) ન. હાજરીપત્રક. (૩) રૂલર, આંકણી, રોલર. (૪) છાપ-યંત્રનું રોલર. (૫) રસ્તાની મરામતમાં વપરાતું વજનદાર પૈડાંવાળું વાહન. (૬) વહાણમાં બેસતાં આવતાં ચક્કર

**રોલ-એન્જિન** ન. [અં.] જુઓ 'રોલ²(૫).'
**રોલર** પું., ન. [અં.] જુઓ 'રોલ²(૩,૪,૫).'
**રોલાઈ** સ્ત્રી. માલ ભેળવવા માટે છાબડામાં નાખતી વેળા સાફ કરી નાખવાનું મહેનતાણું
**રોલી-પોલ** પું. નકશી-કામમાં વપરાતો એક પ્રકારનો રંદો
**રોલું** (રોલું) વિ. મંદ-બુદ્ધિનું, મૂર્ખ. (૨) નમાલું
**રોલો** પું. [અં. 'રોલ્' દ્વારા] ઢોળાવ, ઢાળ. (૨) વહાણ કે આગબોટનું પડખાભેર ડોલવું એ
**રોવડા(-રા)વવું** જુઓ 'રોવું'માં.
**રોવણું** ન. [જુઓ 'રોવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] રુદન
**રોવરા(-ડા)વવું, રોવાવું** જુઓ 'રોવું'માં.
**રોવું** અ.ક્રિ. [સં. रुद्▶रोद्>પ્રા. रोअ-] રડવું, રુદન કરવું. (આનો અ.ક્રિ. ઉપરાંત કર્મને 'ને' સાથે સ.ક્રિ. જેવો પ્રયોગ છે, પણ ભૂ.કૃ.નો કર્તરિ પ્રયોગ.) (૨) ખોટ કે નુકસાનને કારણે પસ્તાવો કરવો. એનાં રૂપાખ્યાન: 'રોઉં' 'રોઇયે' 'રોય'–'રુએ(= રુવે)' 'રુઓ' (રુવો); 'રોઇશ' 'રોઇશું'–'રોશું' 'રોશો' 'રોશે' 'રોયું' 'રોયેલું' 'રોતું' 'રોઈ' 'રોવું.' 'રોનાર,-રું.' [૦ઈને રાજ રાખવું (રૂ.પ્ર.) કરગરીને સ્વાર્થ સાધી લેવો.] **રોવાવું** ભાવે., ક્રિ. **રોવરા-(-ડા)વવું** પ્રે., સ.ક્રિ.
**રોશન** (રૉશન) ક્રિ.વિ. [અર. રવ્શન્] પ્રકાશતું, ચળકતું. (૨) પ્રગટ, જાહેર, પ્રકાશિત, જાણીતું, માલૂમ. [૦ કરવું (રૂ.પ્ર.) જાહેર કરવું. ૦ થવું (રૂ.પ્ર.) વિદિત થવું. ૦ વાળવું (રૂ.પ્ર.) ધૂળધાણી કરવું, બગાડી નાખવું. ૦ હોવું (રૂ.પ્ર.) જાણીતું હોવું]
**રોશન-દિલ** (રૉશન-) વિ. [+ ફા.] બુદ્ધિશાળી, હોશિયાર
**રોશનાઈ** (રૉશનાઈ) સ્ત્રી. [ભારતીય ફા.] જુઓ 'રુશનાઈ.'
**રોશની** (રૉશની) સ્ત્રી. [+ ફા. પ્રત્યય] ઝળહળાટ, તેજ, પ્રકાશ. (૨) દીવાબત્તીવાળી શોભા
**રોશીદડો** પું, દુઃખ, પીડા, વ્યથા
**રોશીવનડો** પું. કામનું લંબાણ. (૨) જુઓ 'રોશીદડો.'
**રોશીવંદણાં** (-વન્દણાં) ન.,બ.વ. મહેનત, શ્રમ. (૨) ઉપાધિ, ફિકર, ચિંતા
**રોષ** પું. [સં.] ક્રોધ, કોપ, ગુસ્સો, રીસ, ખીજ. [-ષે ભરાવું (રૂ.પ્ર.) ગુસ્સે થવું, કોપવું]
**રોષાવહ** વિ. [+ સં. आ-वह] ગુસ્સો કરાવે તેવું, ક્રોધજનક
**રોષાળું** વિ. [+ ગુ. 'આળું' ત.પ્ર.] રોષવાળું, ખિજાળ
**રોષિત** વિ. [સં.] જેને ખીજવવામાં આવ્યું હોય તેવું, ગુસ્સે ભરાયેલું [જુઓ 'રોષાળું.'
**રોષી** વિ. [સં.,પું.], **-ષીલું** વિ. [+ ગુ. 'ઈલું' ત.પ્ર.]
**રોસાબ** વિ. મિજાજી, ઘમંડી. (૨) દંભી
**રોહ** પું. [સં.] એક પ્રકારનું ઘાસ
**રોહડી** સ્ત્રી. કોટ, હડી, કોડ
**રોહડો** પું. [જુઓ 'રોહ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'રોહ.' (૨) એ નામનું એક ઝાડ
**રોહણી** સ્ત્રી. [સં. रोहिणी] એ નામની એક વનસ્પતિ
**રોહરી** સ્ત્રી. ભેખડ
**રોહાસ** ન. [સં. रोहिष] એક સુગંધી ઘાસ
**રોહિણી** સ્ત્રી. [સં.] કૃત્તિકા અને મૃગશીર્ષ વચ્ચેનું એક ત્રિકોણાકાર નક્ષત્ર (ચોથું નક્ષત્ર). (ખગોળ.). (૨) પૌરાણિક આખ્યાયિકા પ્રમાણે ચંદ્રની પત્ની. (સંજ્ઞા.) (૩) બલભદ્રની માતા. (સંજ્ઞા.) (૪) સંગીતની ૨૧ માંહેની ૧૯ મી મૂર્છના. (સંગીત.). (૫) આયતા શ્રુતિનો એક પ્રકાર. (સંગીત.) (૬) ધૈવત સ્વરની ત્રણમાંની એક શ્રુતિ. (સંગીત.). (૭) નવ વર્ષની કન્યા
**રોહિણી-તનય, રોહિણી-તનુજ, રોહિણી-નંદન** (-નન્દન), **રોહિણી-પુત્ર** પું. [સં.] બળરામ, બળભદ્ર
**રોહિણી-વ્રત** ન. [સં.] ભાદરવા વદિ આઠમનું સ્ત્રીઓનું એક વ્રત. (સંજ્ઞા.) (૨) દરેક મહિનામાં ચંદ્ર રોહિણી નક્ષત્રનો થાય તે તિથિનું વ્રત. (સંજ્ઞા.) [તનય.'
**રોહિણી-સૂત, રોહિણી-સૂનુ** પું. [સં.] જુઓ 'રોહિણી-
**રોહિત** વિ. [સં.] લાલ રંગનું. (૨) ન. હરિત અને ધૂમલને રાસાયણિક ધર્મોમાં મળતું આવતું એક મૂળ તત્ત્વ, 'બ્રોમિન.' (૩) પું. પૌરાણિક કથા પ્રમાણે રાજા હરિશ્ચંદ્રનો પુત્ર. (સંજ્ઞા.)
**રોહિતાશ્વ** પું. [+ સં. अश्व] અગ્નિ
**રોહિલ-ખંડ** (-ખણ્ડ) પું. [જુઓ 'રોહિલો' + સં.] રોહિલા લોકોનો એક ભારતીય પ્રદેશ (ઉત્તર પ્રદેશમાંનો). (સંજ્ઞા.)
**રોહિલો** પું. [હિં. रुहेला] રોહિલખંડનો વતની. (સંજ્ઞા.). (૨) પઠાણની એક જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**રોહિસેલ** ન. [જુઓ 'રોહીસો' + ગુ. 'એલ' ત.પ્ર.] રોહીસા નામના ઘાસનું સુગંધી તેલ [સુગંધી ઘાસ
**રોહિસો** પું. [સં. रोहिषक▶પ્રા. रोहिसअ-] એક પ્રકારનું
**રોહીદાસી** વિ.,પું. ['રોહીદાસ' એક ચમાર ભક્ત + ગુ. 'ઈ' ત.પ્ર.] રોહીદાસનો એક વૈષ્ણવ સંપ્રદાય. (સંજ્ઞા.)
**રોળ** (રૉળ) પું. [દે.પ્રા. रोल-ઝઘડો, કજિયો] (લા.) જુલમ, કેર. (૨) ઘૂમરાટ, શોર-બકોર. (૩) ગજબ. (૪) પાયમાલી. (૫) ઝાડા ઊલટી વગેરે ઉપદ્રવ. [૦ ચાલવો (રૂ.પ્ર.) ભારે રોગચાળો પ્રસરવો. ૦ વરતાવો (રૂ.પ્ર.) ભારે જુલમ થવો. ૦ વરતાવવો (રૂ.પ્ર.) સખત જુલમ કરવો. ૦ વળવો (રૂ.પ્ર.) પાયમાલ થઈ જવું]
**રોળ-ફોળ** (રૉળ-ફૉળ) ન. સાંઝનો સમય, સંધ્યા-કાળ
**રોળવવું** જુઓ 'રોળવું'માં. (૨) (લા.) જેમતેમ ચલાવી લેવું, નિભાવી લેવું
**રોળવાવું** (રૉળવાવું) અ.ક્રિ. ગુસ્સે થવું
**રોળવું** (રૉળવું) સ. ક્રિ. [દે.પ્રા. रोल+ઝઘડો, કજિયો] (લા.) ધૂળમાં રગદોળવું. (૨) ચોળવું, મસળવું. (૩) પજવવું. (૪) પાયમાલ કરવું. [૦ ટોળવું (-ટૉળવું) (રૂ.પ્ર.) રૂપાંતરિત કરી નાખવું. **રોળી-ટોળી** ના(-નાં)ખવું (રૉળી-ટૉળી-) (રૂ.પ્ર.) ચાલુ વાતને ફેરવી ટાળી નાખવી. (૨) અનિષ્ટ પ્રસંગ ટાળી નાખવો.] **રોળાવું** (રૉળાવું) કર્મણિ.,ક્રિ. **રોળાવું** (રૉળાવું), **રોળાવવું** (રૉળાવવું) પ્રે.,સ.ક્રિ.
**રોળા** પું. ૨૪ માત્રાનો ૧૧ મી માત્રાએ યતિવાળો છંદ, કાવ્ય-છંદ. (પિં.)
**રોળાગર** (રૉળા-) વિ. કમાનાર, કમાઉ
**રોળારોળ** (રૉળારૉળ્ય) [જુઓ 'રોળવું,'-દ્વિર્ભાવ.] વારંવાર

રોળી નાખવું એ
**રોળાવવું, રોળાવું** (રોળા-) જુઓ 'રોળવું'માં.
**રોળિયું** (રોળિયું) ન. [જુઓ 'રોળ'+ગુ. 'ઇયું' ત.પ્ર.] દુઃખ, પીડા, વ્યથા, તકલીફ
**રોળું** (રોળું) ન. [જુઓ 'રોળ' + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] ભૂમરાટ, ઘોંઘાટ, શોર-બકોર. (૨) ઝઘડો, કજિયો. (૩) સાંઝનો સમય. [૦ કોળું (-કોળું) (રૂ.પ્ર.) સાંઝનો સમય]
**રોળો** (રોળો) પું. [જુઓ 'રોળું.'] જુઓ 'રોળું.' (૨) પંચાત, ભાંજઘડ. (૩) બદલો. (૪) કમાઈ, પેદાશ
**રોંક** (રોંક્ય) સ્ત્રી. ઢોર માથું મારે એ, ધોક, ઢોંક
**રોંક(-ખ)ણી** (રોંક(-ખ)ણી) સ્ત્રી. [જુઓ 'રોંક(-ખ)વું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રોખવાનું સાધન, રંદો
**રોંક(-ખ)ણું** (રોંક(-ખ)ણું) ન. [જુઓ રોંક(-ખ)વું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] પથ્થર લાકડાં વગેરે ઉપર આંકા પાડવાનું કે તાણવાનું સાધન [અંગોવાળું, ખૂંખું
**રોંકલું** (રોંકલું) વિ. [જુઓ 'રાંક.' (ચરો.).] વાંકાંચૂકાં
**રોંક(-ખ)વું** (રોંક(-ખ)વું) જુઓ 'રોખવું.' **રોંકા(-ખા)વું** (રોંકા(-ખા)વું) કર્મણિ., ક્રિ. **રોંકા(-ખા)વવું** (રોંકા-(-ખા)વવું) પ્રે.,સ.ક્રિ.
**રોંખડી,-ણી** (રોંખડી,-ણી) જુઓ '(રોંક(-ખ)ણી.'
**રોંખણું** (રોંખણું) જુઓ 'રોંકણું.'
**રોંખવું** (રોંખવું) જુઓ 'રોંકવું.' **રોંખાવું** (રોંખાવું) કર્મણિ., ક્રિ. **રોંખાવવું** (રોંખાવવું) પ્રે.,સ.ક્રિ.
**રોંગટા** (રોંગટા) પું.,બ.વ. [સં. रोमन् દ્વારા] રૂવાડાં
**રોંચું** (રોંચું) ન. રડવું એ, રુદન [અબૂધ
**રોં(-રો)ચું** વિ. ઢંગ-ધડા વિનાનું. (૨) ગામડિયું, જંગલી,
**રોંઠ** (રોંઠ) પું. હનુમાનને ધરવામાં આવતું લાડુનું નૈવેદ્ય
**રોંઢડિયું** (રોંઢડિયું) વિ. [જુઓ 'રોંઢો'+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. +'ઇયું' ત. પ્ર.] રોંઢાના સમયને લગતું, રોંઢાનું બપોર પછી ચારેક વાગ્યાના સમયનું
**રોંઢા-ટાણું** (રોંઢા-) ન. [જુઓ 'રોંઢો' + 'ટાણું.'], **રોંઢા-વેળા** (રોંઢા-) સ્ત્રી. [+ સં. वेला] રોંઢાનો સમય, મધ્યાહ્ન અને સાંઝ વચ્ચેનો ચારેક વાગ્યાનો સમય
**રોંઢું** (રોંઢું) ન., ઢો પું. બપોર અને સાંઝની બરાબર વચ્ચેનો (ચારેક વાગ્યાનો સમય.). (૨) એ સમયે કરવામાં આવતો નાસ્તો (ખાસ કરી ખેડૂતોનો રિવાજ)
**રોંધવું** (રોંધવું) જુઓ 'રૂંધવું.' **રોંધાવું** (રોંધાવું) કર્મણિ., ક્રિ. **રોંધાવવું** (રોંધાવવું) પ્રે.,સ.ક્રિ.
**રોંધાવવું, રોંધાવું** (રોંધા-) જુઓ 'રોંધવું'માં.
**રૌક્મ** વિ. [સં.] સોનાને લગતું. (૨) સોનેરી
**રૌક્મિણેય** પું. [સં] શ્રીકૃષ્ણનો રુક્મિણીમાં થયેલો પુત્ર પ્રદ્યુમ્ન. (સંજ્ઞા.)
**રૌક્ષ્ય** ન. [સં.] જુઓ 'રુક્ષ-તા.'
**રૌદ્ર** વિ. [સં.] અત્યંત ઉગ્ર. (૨) ભયાનક, ભયંકર. (૩) રુદ્ર-મહાદેવને લગતું. (૪) પું. કાવ્યના આઠ કે નવ રસોમાંનો યુદ્ધ વગેરેની પ્રબળ ઉગ્રતાને મૂર્ત કરતો રસ. (કાવ્ય.)
**રૌદ્ર-તા** સ્ત્રી. [સં.] જુઓ 'રુદ્ર-તા.'
**રૌદ્ર-રસ** પું. [સં.] જુઓ 'રૌદ્ર(૪).'
**રૌદ્ર-વીણા** સ્ત્રી. [સં.] એક તંતુ-વાદ્ય, સારંગી
**રૌદ્ર(૦સ્વ)રૂપ** વિ. [સં.] અતિ ઉગ્ર સ્વરૂપવાળું
**રૌદ્રા** સ્ત્રી.[સં.] ઓડવનું એક તાન. (સંગીત.)
**રૌદ્રાવતાર** પું. [+ સં. अव-तार] રુદ્રનો અવતાર
**રૌદ્રી** સ્ત્રી. [સં.] સંગીતની ૨૨ માંહેની એક શ્રુતિ. (સંગીત.)
**રૌદ્રી વીણા** જુઓ 'રૌદ્ર-વીણા.' [રૂપેરી
**રૌપ્ય** વિ. [સં.] રૂપાને લગતું, ચાંદીનું, રજતમય. (૨)
**રૌપ્ય-મય** વિ. [સં.] રૂપાનું
**રૌપ્ય-મહોત્સવ** પું. [સં.] જુઓ 'રજત-મહોત્સવ.'
**રૌપ્ય-માક્ષિક** ન. [સં.]ચાંદી અને અબરખની ભસ્મ.(આયુ.)
**રૌરવ** ન. [સં.,પું.] એ નામનું એક નરક. (સંજ્ઞા.)
**રૌહિણેય** પું. [સં.] બુધનો તારો. (૨) શનિનો તારો. (૩) રોહિણીનો પુત્ર બલરામ. (સંજ્ઞા.)




**લ**[1] પું. [સં.] ભારતીય આર્ય વર્ણમાળાનો દંત્ય અસ્પર્શ ઘોષ અલ્પપ્રાણ વ્યંજન. સં. પરિપાટીમાં ऌ સ્વરથી નીકળેલો હોઈ એને અર્ધસ્વર કહ્યો છે, પરંતુ ભાષ્યકાર પતંજલિના સમયમાં ॡ સ્વર તરીકે નષ્ટ થઈ ગયો હતો અને તેથી ऋ અને ऌને કાત્યાયને 'સવર્ણ' કહેલા. સંસ્કૃત સમયે એનું શુદ્ધ ઉચ્ચારણ હશે, પણ આજે એ ગુ.માં લુંઠિત ઉચ્ચરિત થાય છે અને જીભ ઉપરનાં દાંતનાં મૂળને સ્પષ્ટ રીતે અડકે છે, અર્થાત્ એનું સ્પર્શ ઉચ્ચારણ છે.
**લ**[2] પું. [સં.] પિંગળમાં 'લઘુ'નો સાંકેતિક વર્ણ. (પિં.)
**લઈ** (લૈ), ૦ને ક્રિ. વિ. [જુઓ 'લેવું'+ગુ. 'ઈ' સં. ભૂ. કૃ. + 'ને.[2]'] હાથમાં પકડીને. (૨) ઉપાડીને. (૩) સ્વીકારીને. (૪) ના.યો. લીધે, કારણે, હેતુથી
**લઉઓ** (લૌવો) પું. જુઓ 'લવો.'
**લઉં** (લૌં) સ.ક્રિ. પ.પુ., એ.વ. [જુઓ 'લેવું.' આ વર્તમાન

અને વિકર્યર્થના રૂપ તરીકે.] હાથમાં પકડું. (૨) ઉપાડું. (૩) સ્વીકારું

**લક** ન. [અં.] નસીબ, ભાગ્ય, કિસ્મત

**લકટી** સ્ત્રી. લખોટી, લક્ટી

**લક(-ક્ક)ડ-ધક(-ક્ક)ડ** ક્રિ.વિ. [રવા.] સપાટાબંધ, ધમધોકાર. [૦ લેવું (રૂ.પ્ર.) કામમાં પલોટવું. (૨) ગુનો મનાવવા દમદાટી આપવી. (૩) દમથી કામ કરાવવું]

**લકડ-બાજ** જુઓ 'લક્કડ-બાજ.'

**લકડ-બાજી** જુઓ 'લક્કડ-બાજી.'

**લકડ-હિમ** જુઓ 'લક્કડ-હિમ.'

**લકડિયું** જુઓ 'લક્કડિયું.'

**લકડિયો દાન** જુઓ 'લક્કડિયો દાન.' [થઈ ગયેલું]

**લકડી** સ્ત્રી. [હિં.] બળતણ, ઇંધન. [સૂક-લકડી (રૂ.પ્ર.) દૂબળું

**લકડી-પટ્ટો** પું. [+ જુઓ 'પટ્ટો.'] લાકડીનો દાવ, લાઠીનો દાવ [એની ફોજ

**લકડી-પલટન** સ્ત્રી. [+ જુઓ 'પલટન.'] લાઠીધારી છોકરા-

**લકબ** પું. [ફા.] ઉપનામ, તખલ્લુસ. (૨) માન-ઇકરામ. (૩) હોદ્દો, દરજ્જો [બકવાદ, બકબકાટ, લવારો

**લક-બક** (લકચ્-બકચ્) સ્ત્રી. [જુઓ 'બકવું'-દ્વિર્ભાવ.]

**લક-લક** વિ. બહુ જ દૂબળું

**લક-લકવું** અ.ક્રિ. [અનુ.] ઝગમગવું, ચકચકવું. **લકલકાવું** ભાવે., ક્રિ. **લકલકાવવું** પ્રે.,સ.ક્રિ.

**લક-લૂટ** જુઓ 'લખ-લૂટ.'

**લકવું** અ.ક્રિ. નમી જવું. (૨) સંતાવું, છાનું રહેવું. **લકાવું** ભાવે., ક્રિ. **લકાવવું** પ્રે.,સ.ક્રિ. ['પેરેલિસિસ'

**લકવો** પું. [અર. લક્વહ્] પક્ષાઘાત નામનો રોગ,

**લ-કાર** પું. [સં.] 'લ' વર્ણ. (૨) 'લ' ઉચ્ચાર

**લકારાંત** (લકારાન્ત) વિ. [+ સં. अन्त] જેને છેડે 'લ' વર્ણ હોય તેવું (શબ્દ)

**લકાવવું, લકાવું** જુઓ 'લકવું'માં.

**લકીર** સ્ત્રી. [હિં.] લીટી, રેખા. (૨) (લા.) પદ્ધતિ, રીત

**લકુટ** ન. [સં.] લાકડું. (૨) ડાંગ, દંડ, ડંગોરું

**લકુટિકા, લકુટી** સ્ત્રી. [સં.] લાકડી, લાઠી, સોટી

**લકુલીશ** પું. [સં. માં સ્વીકૃત] કારવણ-કાયાવરોહણ ગામ-(નર્મદાકાંઠે)માં ઈ.સ.ના આરંભ નજીક થયેલો પાશુપત શૈવ સંપ્રદાયનો એક પ્રતાપી આચાર્ય (જેને શિવનો અવતાર માન્યો છે.) (સંજ્ઞા.)

**લકુલીશ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [+ સં.] લકુલીશે પ્રચલિત કરેલો એક પાશુપત શૈવ સંપ્રદાય. (સંજ્ઞા.)

**લકું(-કૂં)બ-ઝકું(-કૂં)બ** વિ. [જુઓ 'લકું(-કૂં)બવું' + 'ઝકું-(-કૂં)બવું.'] ફૂલ-ફ્લોને લીધે નીચે ઝૂમી રહેલું

**લકું(-કૂં)બવું** અ.ક્રિ. [જુઓ 'લકું(-કૂં)બો'-ના.ધા.] લાંબો હાથ કરી પહોંચવું. **લકું(-કૂં)બાવું** ભાવે., ક્રિ. **લકું(-કૂં)બાવવું** પ્રે., સ. ક્રિ.

**લકું(-કૂં)બાવવું, લકું(-કૂં)બાવું** જુઓ 'લકું(-કૂં)બવું'માં.

**લકું(-કૂં)બો** પું. [અર. લુકમહ્] કોળિયો. (૨) (લા.) (કટાક્ષમાં) લાભ, નફો, ફાયદો. [૦ કાઢવો, ૦ લેવો (રૂ.પ્ર.) ફાયદો મેળવવો (કટાક્ષમાં)]

**લકુંદરું** વિ. લુચ્ચું, કપટી. (૨) ઇશ્કી, છેલ-બટાઉ. (૩) વ્યભિચારી, રંડીબાજ

**લકૂંબ-ઝકૂંબ** જુઓ 'લકુંબ-ઝકુંબ.' [પ્રે.,સ.ક્રિ.

**લકૂંબવું** જુઓ 'લકુંબવું.' **લકૂંબાવું** ભાવે., ક્રિ. **લકૂંબાવવું**

**લકૂંબો** જુઓ 'લકુંબો.'

**લકૈકચ્ય** પું. એ નામનો કુસ્તીનો એક દાવ. (વ્યાયામ.)

**લક્કડ** ન. [સં. लकुट+લાકડી, દે.પ્રા. लक्कुड પણ લાકડી, એ દ્વારા પછી વિકાસ] જુઓ 'લાકડું.'

**લક્કડ-કક્કડ** વિ. [રવા.] એક-સામટું

**લક્કડ-કાટ** પું. [જુઓ 'લક્કડ' + 'કાટવું.' હિં.] લાકડાનો જથ્થો. (૨) વિ. લાકડા જેવું અક્કડ. (૩) (લા.) પાકું, ભરાડી

**લક્કડ-કામ** ન. [જુઓ 'લક્કડ' + જુઓ 'કામ,[૨]' હિં.] લાકડાનું કામ, લાકડાનો માલ-સામાન બનાવવાનું કાર્ય

**લક્કડ-કૂટ** પું., ન. [જુઓ 'લક્કડ' + 'કૂટવું.'] લક્કડ-ખોદ પક્ષી. (૨) (-ટય) સ્ત્રી. લાકડાનો પરચૂરણ સામાન

**લક્કડ-કોટ** પું. [જુઓ 'લક્કડ' + 'કોટ.[૧]'] લાકડાની બનાવેલી દીવાલ. (૨) લાકડાની ચીપોથી બનાવેલી દીવાલવાળો વાડો. (૩) લાકડાનો બનાવેલો નદી કે ખાડીના કાંઠાનો ધક્કો. (વહાણ.)

**લક્કડ-ખોદ** ન. [જુઓ 'લક્કડ' + 'ખોદવું.'] લાકડાને ચાંચ મારી ટોચનારું એક પક્ષી, લક્કડ-કૂટ

**લક્કડ-દાન** પું. જુઓ 'લક્કડિયો દાન.'

**લક્કડ-ધક્કડ** જુઓ 'લકડ-ધકડ.'

**લક્કડ-ધક્કે** જુઓ 'લબડ-ધક્કે.'

**લક્કડ-પીઠ** સ્ત્રી. [હિં.], -ઠું ન. [જુઓ 'લક્કડ' + 'પીઠું.'] લાકડાનું પીઠું, લાકડા-બજાર

**લક્કડ-ફોડ, -ડો** પું. [જુઓ 'લક્કડ' + 'ફોડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] કઠિયારો. (૨) જુઓ 'લક્કડ-ખોદ.'

**લક્કડ-બાજ** વિ. [જુઓ 'લક્કડ' + ફા. પ્રત્યય] લાકડાના ધોકાથી રમનાર [રમત

**લક્કડ-બાજી** સ્ત્રી. [+ફા. પ્રત્યય.] લાકડાના ધોકાથી રમાતી

**લક્કડ-શી** જુઓ 'લક્કડ-સી.'

**લક્કડ-સાંઢણી** સ્ત્રી. [જુઓ 'લક્કડ' + 'સાંઢણી.'] (લા.) વાંસના નીચેના છેડાથી થોડે ઊંચે ઠેસી રાખી એના ઉપર પગ મૂકી ચાલવામાં આવે છે એ યોજના

**લક્કડસી(-શી)** વિ. પું. [જુઓ 'લક્કડ' + ફા. 'શાહી' > 'સાંઈ'નું લાઘવ.] જુઓ 'લાખણ-સી.'

**લક્ક(-ક)ડ-હિમ** ન. [જુઓ 'લક્કડ' + 'હિમ.'] લીલાં વૃક્ષો-વનસ્પતિ-મોલ વગેરેને બાળી નાખે તેવા બરફની વર્ષા

**લક્કડિયું** વિ. [જુઓ 'લક્કડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લાકડાને લગતું, લાકડાનું. (૨) બાળી લાકડા જેવું કરી નાખે તેવું (હિમ). (૩) ન. લાકડાનું બનાવેલું વાસણ. (૪) અથાણાં રાખવાની પેટી, કઠોડો

**લક્કડિયો દાન** પું. [+'દાન'='દાવ'] એક દેશી રમત

**લક્કો, ૦ કબૂતર** ન [અર. 'લિક્કા' + જુઓ 'કબૂતર.'] કબૂતરની એક ખાસ જાત

**લક્ષ** વિ. [સં.,ન.] સો હજારની સંખ્યાનું. (૨) ન. નિશાન

ચિહ્ન, એંધાણ. (૩) લક્ષ્ય, નિશાન, લક્ષ્ય-બિંદુ. (૪) ધ્યાન, એકાગ્રતા, 'એટેન્શન' (કે.હ.)

**લક્ષક** વિ. [સં.] (સમાસમાં) -ને બતાવનારું, સૂચક. (૨) લક્ષણા શક્તિ વડે સૂચવાતું. (કાવ્ય.)

**લક્ષ-ચંડીયજ્ઞ** (-ચણ્ડી-) પું. [સં.] માર્કંડેય પુરાણમાંની દુર્ગાસપ્તશતી='ચંડીપાઠ'ના લાખ પાઠથી કરાતો એક યજ્ઞ

**લક્ષ-ચોરા(-ર્યા)સી(-શી)** સ્ત્રી. [+ જુઓ 'ચોરા(-ર્યા)સી-(-શી)'] (લા.) ચોરાસી લાખ યોનિ (ધાર્મિક માન્યતા પ્રમાણે)

**લક્ષણ** ન. [સં.] વસ્તુનો કોઈ પણ ગુણ-ધર્મ (એક-બીજા-થી જુદો પાડનાર હેતુ), ગુણ-સ્વભાવ, 'ફીનોમેનન' (ના. દ.), 'એટ્રિબ્યૂટ' (બ.રા.) (તર્ક.) (૨) વ્યાખ્યા, 'ડેફિનિશન' (૩) (લા.) વર્તન, વર્તણૂક, ઢંગ. (૪) આદત, ટેવ, વ્યસન. (૫) ઉદાહરણ, દૃષ્ટાંત. (૬) પ્રસંગ, 'ફીચર'

**લક્ષણ-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] તે તે શાસ્ત્રનું ઉદાહરણો આપનારું પુસ્તક

**લક્ષણ-જ્ઞ** વિ. [સં.] લક્ષણનું જ્ઞાન ધરાવનાર

**લક્ષણ-દોષ** પું. [સં.] એક વસ્તુના લક્ષણમાં બીજી વસ્તુના લક્ષણનો ખોટો પ્રવેશ, અવ્યાપ્તિ અતિવ્યાપ્તિ કે અ-સંભવનો દોષ. (તર્ક.)

**લક્ષણ-ધર્મ** પું. [સં.] ગુણ-ધર્મ [ચકાસણી

**લક્ષણ-પરીક્ષણ** ન., **લક્ષણ-પરીક્ષા** સ્ત્રી. [સં.] લક્ષણોની

**લક્ષણ-પ્રયોજન** ન. [સં.] લક્ષ્ય અર્થથી જુદા જ અર્થની વ્યાવૃત્તિ કે વ્યવહાર. (વેદાંત.)

**લક્ષણ-બંધી** (-બન્ધી) સ્ત્રી. [+ ફા. બન્દી] લક્ષણના પૂરા ખ્યાલ સાથે રચના કરવી એ

**લક્ષણ-ભિન્નતા** સ્ત્રી., **લક્ષણ-ભેદ** પું. [સં.] એક-બીજી વસ્તુનાં લક્ષણોનો તફાવત કે જુદાઈ

**લક્ષણ-રેખા** સ્ત્રી. [સં.] તે તે લક્ષણની પોતામાં રહેલી મર્યાદા, સ્વાભાવિક ગુણ

**લક્ષણ-લક્ષણા** સ્ત્રી. [સં.] શુદ્ધ લક્ષણાનો એક ભેદ. (કાવ્ય.)

**લક્ષણ-વંતું** (-વન્તું) વિ. [+ ગુ. વંતું' ત.પ્ર.] લક્ષણ ધરાવ-નારું. (૨) સુલક્ષણું, સદાચારી. (૩) (કટાક્ષમાં) કુ-લક્ષણું, કુલક્ષણી [સંબંધ. (વેદાંત)

**લક્ષણ-સમન્વય** પું. [સં.] લક્ષણ અને લક્ષ્યનો શુદ્ધ

**લક્ષણ-સૂચક** વિ. [સં.] વિશિષ્ટ લક્ષણ બતાવનાર, વિશેષ ગુણ-ધર્મ બતાવનારું, 'કેરેક્ટરિસ્ટિક' (ન.ભો.)

**લક્ષણા** સ્ત્રી. [સં.] મુખ્ય અર્થનો બાધ કરીને આવતો સંબંધિત બીજો અર્થ. (કાવ્ય.) (૨) લક્ષ્યાર્થનો બોધ કર-નારી એક શબ્દ-શક્તિ. (કાવ્ય.) [ગ્રંથ-વિભાગ

**લક્ષણા-પ્રકરણ** ન. [સં.] લક્ષ્યાર્થની ચર્ચા-વિચારણા કરનારો

**લક્ષણા-બીજ** ન. [સં.] લક્ષણાનું મૂળ કારણ. (કાવ્ય.)

**લક્ષણાભાસ** પું. [સં. लक्षण + आ-भास] લક્ષણ હોય નહિ તેવે સ્થળે લક્ષણ છે એ પ્રકારની ભ્રાંતિ, દોષવાળું લક્ષણ. (તર્ક.) [તેવું (વ્યંગ્યાર્થ). (કાવ્ય.)

**લક્ષણા-મૂલક** વિ. [સં.] જેના મૂળમાં લક્ષણા રહેલી હોય

**લક્ષણા-વૃત્તિ** સ્ત્રી. [સં.] શબ્દ-વૃત્તિનો એક પ્રકાર. (કાવ્ય.)

**લક્ષણીય** વિ. [સં.] ધ્યાનમાં લેવા જેવું

**લક્ષ-દ્વીપ** પું. [સં.] અરબી સમુદ્રમાં આવેલા એ નામના ટાપુઓનો સમૂહ. (સંજ્ઞા.)

**લક્ષ-ધા** ક્રિ.વિ. [સં.] લાખો પ્રકારે, અનેકાનેક પ્રકારે

**લક્ષ-લાભ** પું., બ.વ. [સં.] ગણપતિના એ નામના બે પુત્રો. (સંજ્ઞા) [ચોક્કસ, નક્કી

**લક્ષ-વસા** ક્રિ.વિ. [+ જુઓ 'વસા.'] (લા.) અવશ્ય, જરૂર,

**લક્ષાધિપતિ, લક્ષાધીશ** પું. [સં. लक्ष + अधि-पति, अधीश] લાખોપતિ, લખપતિ, ખૂબ પૈસાદાર

**લક્ષાવધિ** વિ. [સં. लक्ष + अवधि] લાખની સંખ્યા સુધીનું. (૨) (લા.) અનેક, ઘણાં, ભારે મોટી સંખ્યાનાં, અસંખ્ય

**લક્ષિત** વિ. [સં.] જોયેલું, નિહાળેલું. (૨) તાકવામાં આવેલું. (૩) સૂચવેલું. (૪) લક્ષણા વડે જેનો બોધ કર્યો હોય તેવું (કાવ્ય.) [૦ કરવું (રૂ.પ્ર.) ભેદ તારવીને જોવું. (૨) ધ્યાનમાં લેવું]

**લક્ષી** વિ. [સં.,પું.] (સમાસના ઉત્તર પદમાં) -ને ઉદ્દેશી રહેલું (વિકાસ-લક્ષી વગેરે) (૨) વાસ્તવદર્શી, 'પ્રાગ્મેટિક'

**લક્ષ્મ** ન. [સં.] ચિહ્ન, એંધાણ, નિશાન

**લક્ષ્મણ** પું. [સં.], ૦જી પું., બ.વ. [+ માનાર્થે 'જી'] દશરથ-રાજાનો એ નામનો સુમિત્રાથી થયેલો પુત્ર, રામચંદ્રનો નાનો ભાઈ. (સંજ્ઞા.)

**લક્ષ્મણ-રેખા** સ્ત્રી. [સં.] (લા.) વટાવી ન શકાય તેવી હદ કે મર્યાદા [વેલો

**લક્ષ્મણ-વેલો** પું. [+ જુઓ 'વેલો.'] એ નામનો એક

**લક્ષ્મણા** સ્ત્રી. [સં.] શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓમાંની એક રાણી (મદ્રરાજ બૃહત્સેનની પુત્રી). (સંજ્ઞા.) (૨) રાજા દુર્યોધનની એ નામની પુત્રી (શ્રીકૃષ્ણના પુત્ર સાંબની પત્ની). (સંજ્ઞા.)

**લક્ષ્મી** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સમુદ્ર-મંથન-માંથી નીકળેલાં ૧૪ રત્નોમાંની એક દિવ્ય સ્ત્રી (જે વિષ્ણુને પરણી). (૨) ધન-દોલતની અધિષ્ઠાત્રી દેવી. (સંજ્ઞા.) (૩) ઋદ્ધિ સમૃદ્ધિ. (૪) (લા.) ઘરમાંની પત્ની. (૫) પુત્રી, દીકરી. (૬) રાજ્યની ભૌતિક સમૃદ્ધિ

**લક્ષ્મી-કાંત** (કાન્ત) પું. [સં.] નારાયણ વિષ્ણુ ભગવાન

**લક્ષ્મી-તાલ** પું. [સં.] એ નામનો સંગીતનો એક તાલ. (સંગીત.)

**લક્ષ્મી-નંદન** (-નન્દન) પું.[સં.] (લા.) (લક્ષ્મીનો પુત્ર) ધનવાન, સમૃદ્ધિમાન, તવંગર, શેઠ

**લક્ષ્મી-નાથ** પું. [સં.] જુઓ 'લક્ષ્મી-કાંત.'

**લક્ષ્મી-નારાયણ** પું.,બ.વ. [સં.] લક્ષ્મી-સહિત રહેલા ભગવાન નારાયણ. (સંજ્ઞા.) [૦ કરવા (રૂ.પ્ર.) ભોજન શરૂ કરવું]

**લક્ષ્મી-નિવાસ** પું. [સં.] જ્યાં લક્ષ્મી આવી ઠરી ઠામ બેસે તેવો વાસ. (મોટા મકાનને અપાતું એક નામ)

**લક્ષ્મી-પતિ** પું. [સં.] જુઓ 'લક્ષ્મી-કાંત.'

**લક્ષ્મી-પૂજન** ન., **લક્ષ્મી-પૂજા** સ્ત્રી. [સં.] આસો વદિ તેરસ–ધનતેરસને દિવસે ધનિકોએ લક્ષ્મીના મૂર્તિ કે સિક્કાનું ષોડશોપચારથી પૂજન કરવું એ

**લક્ષ્મી-રમણ, લક્ષ્મી-વર, લક્ષ્મી-વલ્લભ** પું. [સં.] જુઓ 'લક્ષ્મી-કાંત.'

**લક્ષ્મી-વંત,-તું** (-વન્ત,-ન્તું) વિ. [+ ગુ. 'વંત.' ત.પ્ર. + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.], **લક્ષ્મી-વાન** વિ. [+ ગુ. 'વાન' ત.પ્ર.] ધનવાન, ધનિક, સમૃદ્ધિમાન, પૈસાદાર, માલદાર

**લક્ષ્મી-વાર** પું. [સં.] ગુરુવારનો માંગલિક દિવસ

**લક્ષ્મી-વિલાસ** પું. [સં.] જ્યાં લક્ષ્મી રહીને આનંદ કરે છે તેવો વાસ, જુઓ 'લક્ષ્મી-નિવાસ.'

**લક્ષ્મી-વ્રત** ન. [સં.] કાર્તિક વદ અમાસનું એક વ્રત. (સંજ્ઞા.)

**લક્ષ્મીશ,-શ્વર** પું. [+સં. ईश,-श्वर] જુઓ 'લક્ષ્મી-કાંત.' (૨) ધનિક, ધનવાન

**લક્ષ્ય** વિ. [સં.] ધ્યાનમાં લેવા જેવું. (૨) તાકવા જેવું. (૩) સૂચિત કરવા જેવું. (૪) ઇચ્છવા જેવું. (૫) શબ્દાર્થથી તદ્દન જુદું, લક્ષણા-શક્તિથી બોધ થાય તેવું. (કાવ્ય.) (૫) ન. તાકવા માટેનું નિશાન, 'ગોલ.' (૬) લક્ષ્યાંક, 'ટાર્જેટ.' (૬) ધ્યાન. (૭) હેતુ, ઉદ્દેશ, 'ઑબ્જેક્ટિવ.' (૮) લક્ષણ બતાવનારું ઉદાહરણ. (તર્ક.) [૦ આપવું. ૦ દેવું (રૂ.પ્ર.) ધ્યાનમાં લેવું. ૦ ખેંચવું (-ખેંચવું), ૦ દોરવું (રૂ.પ્ર.) ધ્યાન દોરવું, ધ્યાન પર લાવવું.
૦માં આવવું, ૦માં ઊતરવું (રૂ.પ્ર.) સમઝાવું. ૦માં લેવું, ૦માં રાખવું (રૂ.પ્ર.) ધ્યાનમાં રાખવું. ૦ રાખવું (રૂ.પ્ર.) સાવધાની રાખવી, સરત રાખવી]

**લક્ષ્ય-દર્શન** ન. [સં.] ધ્યેયનો ખ્યાલ [માંડી રહેલું

**લક્ષ્ય-દર્શી**, **લક્ષ્ય-દ્રષ્ટા** વિ. [સં.,પું.] ધ્યેય તરફ મીંટ

**લક્ષ્ય-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] ધ્યેય તરફની નજર

**લક્ષ્ય-બિંદુ** (-બિન્દુ) ન. [સં.] તાકવાનું કેન્દ્ર, લક્ષ્ય, ધ્યેય [પ્રકારનો તફાવત

**લક્ષ્ય-ભેદ** પું. [સં.] બે જુદા જુદા દ્રષ્ટાઓ વચ્ચે જોવાના

**લક્ષ્ય-ભ્રષ્ટ** વિ. [સં.] પોતાના અભીષ્ટ કેંદ્રમાંથી ખસી પડેલ, હેતુને ચૂકી ગયેલું, ધારણા-ભ્રષ્ટ

**લક્ષ્ય-લક્ષણ-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં.] વ્યાખ્યામાં અપાયેલ લક્ષણનો એના દૃષ્ટાંત સાથેનો સંબંધ

**લક્ષ્ય-વેધ** પું. [સં.] (લા.) ધારેલા બિંદુને પોતાને અનુકૂળ કરી લેવાની ક્રિયા. (૨) રમતમાં છેલ્લી મર્યાદાને આંબી લેવાની ક્રિયા [બાજી

**લક્ષ્ય-વેધિતા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] લક્ષ્ય વીંધવાપણું, નિશાન-

**લક્ષ્યવેધી** વિ. [સં.,પું.] લક્ષ્ય-વેધ કરનારું, ધારેલું નિશાન પાડનારું

**લક્ષ્ય-સિદ્ધિ** સ્ત્રી. [સં.] ધ્યેયની સિદ્ધિ, ધારણાની સફળતા

**લક્ષ્યાર્થ** પું. [+ સં. अर्थ] લક્ષણા-શક્તિથી જેનો ખ્યાલ આવે તે અર્થ (વાચ્યાર્થથી તદ્દન જુદો), લાક્ષણિક અર્થ (કાવ્ય.,વ્યા.)

**લક્ષ્યાંક** (લક્ષ્યાઙ્ક) પું. [+ સં. अङ्क] અંતિમ નિશાન. (૨) ધારેલી સંખ્યા પ્રમાણેનો છેલ્લો આંકડો, લક્ષ્ય, 'ટાર્જેટ'

**લખ**[1] વિ. [સં. लक्ष > પ્રા. लक्ख] લાખની સંખ્યાનું. (પદ્યમાં.)

**લખ**[2] ન. [સં. लक्ष्य > પ્રા. लक्ख] લક્ષ્ય જગત

**લખ**[3] પું. લત. (પાર.)

**લખ-ચોરા(-ર્યા)સી-(શી)** સ્ત્રી. [જુઓ 'લખ[1]' + 'ચોરા-(-ર્યા)સી(-શી-'] જુઓ 'લક્ષ-ચોરાસી.'

**લખ-ટંક** (-ટઙ્ક) પું., બ.વ. [જુઓ 'લખ[1]' + 'ટંક.[1]'] લાખો રૂપિયા. [૦ પામવા (રૂ.પ્ર.) કૃતાર્થ થવું]

**લખણ** ન. [સં. लक्षण > પ્રા. लक्खण] લક્ષણ (૨) આદત, ટેવ. (૩) આચરણ, વર્તણૂક. [૦ ઝબકાવવાં (રૂ.પ્ર.) દુષ્ટ ખરાબ સ્વભાવનો પરિચય આપવો. (૨) બૂરી આદત બતાવવી. ૦ ઝબકી જવાં (રૂ.પ્ર.) પોતાનો ખરાબ સ્વભાવ બતાવવો. ૦નું લાડકવું (રૂ.પ્ર.) પૂરું અપલખણું]

**લખણી** સ્ત્રી. [જુઓ 'લખવું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લખવાનું કાર્ય. (૨) દાન કે ફાળાની ટીપ. (૩) (લા.) ભાટને આપવામાં આવતી મર્યાદા જમીન

**લખાણું** ન. [જુઓ 'લખવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] લખાણ. (૨) છૂટાછેડાનું લખાણ, ધણી-ધણિયાણીની પરસ્પર ફારગતીનો કાગળ [કરાર-પત્ર

**લખત** ન. [જુઓ 'લખવું દ્વારા.] ખત, દસ્તાવેજ, રુક્કો,

**લખ(-ખિ)તંગ** (લખ(-ખિ)તઙ્ગ) વિ. [સં. लिखितम्‌નો વિકાસ] (જૂની પદ્ધતિએ કાગળ લખતાં લખાણમાં) લખનાર, લિ. (ટૂંકો અક્ષર)

**લખ-પતિ** પું. [જુઓ 'લખ[1]' + સં.] જુઓ 'લક્ષાધિપતિ.'

**લખમણ**, **-જી** પું., બ.વ. [સં. लक्ष्मण, અર્વા. તદ્‌ભવ+માનાર્થે 'જી'], **-ણો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લક્ષ્મણ.'

**લખમા-બામણી** સ્ત્રી. દારૂના પીઠા પાસે લોકોને આકર્ષવા કરાવાતો હતો તે નાચ-ગાનનો જલસો

**લખમી** સ્ત્રી. [સં. लक्ष्मी, અર્વા. તદ્‌ભવ] જુઓ 'લક્ષ્મી.' (૨) (લા.) સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત

**લખ-મૂલું** વિ. [જુઓ 'લખ[1]' + 'મૂલ[2]' + ગુ. 'ઉ' ત.પ્ર.] લાખો રૂપિયાના મૂલ્યનું, અમૂલ્ય

**લખ-લખ**[1] વિ. ચળકાટવાળું

**લખ લખ**[2] ક્રિ.વિ. [રવા.] ધ્રૂજે એમ

**લખ લખ**[3] ક્રિ.વિ. [રવા.] બબડ્યા કરે એમ

**લખલખવું**[1] અ.ક્રિ. પ્રકાશવું, ચળકવું, ઝળાં-મળાં થવું. **લખલખાવું**[1] ભાવે., ક્રિ. **લખલખાવવું**[1] પ્રે.,સ.ક્રિ

**લખલખવું**[2] અ.ક્રિ. [અનુ.] ધ્રૂજવું, કંપવું. **લખલખાવું**[2] ભાવે., ક્રિ. **લખલખાવવું**[2] પ્રે.,સ.ક્રિ.

**લખલખવું**[3] અ.ક્રિ. [રવા.] બોલ બોલ કર્યા કરવું. (૨) કૂતરાની જેમ પાણી ચાટવું. લખલખાવું[3] ભાવે., ક્રિ. **લખલખાવવું**[3] પ્રે.,સ.ક્રિ.

**લખલખાવવું**[1-2-3] **લખલખાવું**[1-2-3] જુઓ 'લખલખવું-૧-૨-૩'માં.

**લખલખિત** વિ. [જુઓ 'લખલખવું[1]' + સં. इत કૃ.પ્ર.] ચળકી ઊઠેલું, ઝળકી ઊઠેલું, પ્રકાશિત

**લખલખિયું** વિ. [જુઓ 'લખલખવું[3]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બકવાદ કરનારું, લખ લખ કરનારું. (૨) ન. (લા.) આનંદ

**લખલખું**[1] ન. [જુઓ 'લખલખવું[2]' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) ટાઢિયો ધ્રુજનારીનો આવતો તાવ, 'મેલેરિયા'

**લખલખું**[2] ન. [જુઓ 'લખલખવું[3]' + ગુ. 'ઉ' ત.પ્ર.] બડબડાટ, બકવાદ [લજ્જા, આબરૂ, પ્રતિષ્ઠા

**લખ-લાજ** સ્ત્રી. [જુઓ 'લાખ[1]' + 'લાજ.'] લાખ ટકાની

**લખ-લા(-ક્યા)નત** સ્ત્રી. [જુઓ 'લખ[1]' + 'લા(-ક્યા)નત.'] લાખો ધિક્કાર [ચરિત્ર કરનારી સ્ત્રી

**લખ-લીલા** સ્ત્રી. [જુઓ 'લખ[1]' + સં.] લાખો લીલા–સ્ત્રી-

**લખ-લૂ(-લૂં)ટ** વિ. [જુઓ 'લખ[1]' + લૂ(-લૂં)ટવું.'] જેમાં લાખો રૂપિયા જાણે કે લુટાયા હોય તેવું–પુષ્કળ, ઘણું જ, બેશુમાર. (૨) (લા.) ઉડાઉ, ખર્ચાળ [કામ

**લખ(-ખા)વટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'લખવું' દ્વારા.] લખવાનું

**લખ-વરા** ક્રિ.વિ. [જુઓ 'લાખ[1]' + 'વાર.'] લાખ વાર

**લખ-વશા** ક્રિ.વિ. [જુઓ 'લખ' દ્વારા.] અનેક પ્રકારે

**લખવાડવું** જુઓ 'લખવું'માં.

**લખવું** સ.ક્રિ. [સં. લિખ્ સીધો અર્વા.તદ્ભવ] અક્ષર માંડવા, લખાણ કરવું. (૨) આલેખવું, ચીતરવું. [**લખી કાઢવું** (રૂ.પ્ર.) જેમતેમ લખી નાખવું. **લખી જવું** (રૂ.પ્ર.) ગુનો કર્યાની નોંધ કરી જવી. **લખી ના(-નાં)ખવું**, **લખી પાડવું** (રૂ.પ્ર.) જલદીથી લખી લેવું. **લખી મારવું** (રૂ.પ્ર.) ગમે તે પ્રકારનું લખી નાખવું. **લખી મૂકવું**, **લખી રાખવું** (રૂ.પ્ર.) લખીને સાચવવું. **લખી લેવું** (રૂ.પ્ર.) યાદ રહેવા માટે ટપકાવી લેવું. **લખી વાળવું** (રૂ.પ્ર.) લેણું વગેરે જતું કરવું. **લખ્યા લેખ** (રૂ.પ્ર.) ભાગ્ય, નસીબ. **લખ્યાં કરવાં** (રૂ.પ્ર.) લિખિત કરાર કરવા. (૨) પહેરામણી નક્કી કરવી] **લખાવું** કર્મણિ., ક્રિ. **લખાવવું** પ્રે.,સ.ક્રિ. કોઈ વાર '**લખ-વાડવું**'-પોતે લખાવવું નહિ, પણ બીજા પાસે લખાવડાવવું

**લખ-સંસાર** (-સંસાર) પું. [સં. लक्ष> પ્રા. लक्ख + સં.] દેખાતું જગત અને એના વ્યવહાર

**લખ-સૃષ્ટિ** સ્ત્રી. [+ સં.] દેખાતું જગત

**લખંડિયો** (લખણ્ડિયો) પું. [જુઓ 'લોખંડ' + ગુ. 'ઇયું' ત. પ્ર.] રૂપાની કડલી ઘડવાનું લોખંડનું સોનીનું એક સાધન

**લખંલખા** (લખમ્-લખા) સ્ત્રી. [જુઓ 'લખવું'-દ્વિર્ભાવ.] વારંવાર લખ્યા કરવું એ

**લખાઈ** સ્ત્રી. [જુઓ 'લખવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] લખવાની ક્રિયા. (૨) લખવાનું મહેનતાણું

**લખાઉ** વિ. [સં. लक्ष> પ્રા. लक्ख-જોવું + ગુ. 'આઉ' કૃ.પ્ર.] જોઈ કે સમજી શકાય તેવું. (૨) ન. ચિહ્ન, લક્ષણ (૩) નિશાન તરીકે આપેલી વસ્તુ

**લખાણ** ન. [જુઓ 'લખાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] લખેલો મુસદ્દો કે ઇબારત. (૨) ખત, દસ્તાવેજ. લેખ, 'ડૉક્યુ-મેન્ટ,' 'ઇન્સ્ટ્રુમેન્ટ.' (૩) નોંધવાની રીત, 'માર્કિંગ સિસ્ટમ.' (૪) સંદર્ભ માટેનો પત્ર, 'રેફરન્સ'

**લખાણ-પઠા(-ઢા)ણ** ન. [+ જુઓ 'પઠા(-ઢા)વું + ગુ. 'અણ' કૃ.પ્ર.] પત્ર-વ્યવહાર. (૨) લિખિત પુરાવો. (૩) દસ્તાવેજ

**લખાણ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય] મુસદ્દા ઘડવામાં નિષ્ણાત

**લખાણ-બાજી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] મુસદ્દા ઘડવાની શક્તિ. (૨) લેખન-કળા

**લખાણું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લખાણ.'

**લખા-પટી,-ટ્ટી** સ્ત્રી. [જુઓ 'લખવું' દ્વારા.] જુઓ 'લખં-લખા.' ['આમણી' કૃ.પ્ર.] જુઓ 'લખાઈ.'

**લખામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ લખવું + ગુ. 'આમણ-'

**લખારી** સ્ત્રી. [જુઓ 'લખારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-રો[1]** પું. [જુઓ 'લખલખવું[3]' દ્વારા.] લખલખાટ, ખખડાટ

**લખારો[2]** પું. [સં. लाक्षाकारक> પ્રા. लक्खारअ-] લાખનું હરેક પ્રકારનું કામ કરનાર કારીગર. (૨) લાખની ચૂડીઓ બનાવનાર-મણિયાર ['લખં-લખા.'

**લખા-લખ** (-ખ્ય) સ્ત્રી. [જુઓ 'લખવું'- દ્વિર્ભાવ.] જુઓ

**લખાવટ[1]** (-ટ્ય) સ્ત્રી. જુઓ 'લખ-વટ.'

**લખાવટ[2]** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'લખલખવું[1]' દ્વારા.] લખ-લખાટ, લવારો, બકવાટ [ધાસ્તી, બીક, ડર

**લખાવટ[3]** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'લખલખવું[2]' દ્વારા.] (લા.)

**લખાવવું** જુઓ 'લખવું'માં.

**લખાવંત** (-વન્ત) વિ. [જુઓ 'લખાવવું' નું જૂ. ગુ. વર્ત. કૃ.] લખાવનારું (પત્ર વગેરે)

**લખાવું** જુઓ 'લખવું'માં.

**લખાં** ન., બ.વ. [જુઓ 'લખવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] લખવાની ક્રિયા. (૨) દસ્તાવેજ. (૩) કરાર. (૪) (લા.) ભાગ્ય, નસીબ

**લખિતંગ** (લખિતઙ્ગ) જુઓ 'લખતંગ'–લિખિતંગ.'

**લખિયલ** વિ. [જુઓ 'લખવું' + 'ઇયું' ભૂ. કૃ. + 'એલ' બી. ભૂ. કૃ.] લખેલું

**લખિયારો** પું. [જુઓ 'લખારો.[2]'] જુઓ 'લખારો.[2]'

**લખિયું** વિ. [સં. लक्ष> પ્રા. लक्ख + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જોનારું

**લખિયો** પું. [જુઓ 'લખી.'] ઘોડાની એક જાત

**લખી** સ્ત્રી. [સં. लक्ष्मी> પ્રા. लक्खी] (લા.) સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત [(નિંદાના અર્થમાં)

**લખૂડી[1]** સ્ત્રી. [જુઓ 'લખલખવું[3]' દ્વારા.] (લા.) જીભ

**લખૂડી[2]** સ્ત્રી. [સં. लक्ष्मी> પ્રા. लक्खी] (લા.) વાંદરી

**લખેતો** પું. સોટી કે ચાબુકનો ફટકો

**લખેશરી**, **લખેશ્રી**, **લખેશ્વરી**, **લખેસરી** વિ. [જુઓ 'લખ' + સં. ईश्वर> પ્રા. इस्सर + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] લક્ષા-ધિપતિ

**લખોટવું** સ.ક્રિ. [જુઓ 'લખોટો'-ના.ધા.] લાખ ચડાવવી. (૨) લાખ ચઢાવી ચિતરામણ કરવું. **લખોટાવું** કર્મણિ., ક્રિ. **લખોટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લખોટા-ચોકઠું** (-ચોકઠું) ન. [જુઓ 'લખોટો[1]' + 'ચોકઠું.'] સળિયામાં લખોટા ભરાવ્યા હોય તેવું બાળકોને સરવાળા-બાદબાકી શીખવવાનું સાધન

**લખોટાવવું**, **લખોટાવું** જુઓ 'લખોટવું'માં.

**લખોટી** સ્ત્રી. [જુઓ 'લખોટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો લખોટો, ઠેર, ઠેરી, લકી, મંજો

**લખોટો[1]** પું. [સં. लाक्षावृत्तक-> પ્રા. लक्खाउट्टअ-] લાખનો ગોળો. (૨) રમવાની પથ્થર કાચ વગેરેની મોટી લખોટી, લકટો. (૩) લાખ લગાડેલી બરણી વગેરે

**લખોટો[2]** પું. [સં. लेखवृत्तक> પ્રા. लेक्खउट्टअ-] લખાણનો વીંટો, અગત્યના કાગળોનો સીલબંધ બીડો

**લખ્ખણ** ન. [સં. लक्षण> પ્રા. लक्खण, પ્રા. તત્સમ] જુઓ 'લખણ' (કોઈક કટાક્ષમાં).

**લખ્યા-મિતિ** સ્ત્રી. [જુઓ 'લખવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + સં.]

પત્ર વગેરે જે દિવસે લખેલ હોય તે તિથિ કે તારીખ

**લખ્યા-સાલ** સ્ત્રી. [+ જુઓ 'સાલ.²'] જે વર્ષમાં પત્ર ગ્રંથ વગેરે લખવામાં આવેલ હોય તે વર્ષ

**લખ્યું** વિ.,ન. [જુઓ 'લખવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] લખાણ, લેખ. (૨) ખત, દસ્તાવેજ, લખત. [**-ખ્યાં કરવાં** (રૂ.પ્ર.) કરાર કરવો. **-ખ્યાં પતરાં** (રૂ.પ્ર.) દસ્તાવેજ, કરાર-પત્ર]

**લગ** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'લાગવું.'] મકાનમાં મોભને લગાવાતું ટેકણ. (૨) સૂતરની આંટી

**લગ-ઝૂડ** (લગ્ય-ઝૂડ્ય) સ્ત્રી. [જુઓ 'લાગવું' + 'ઝૂડવું.'] (લા.) મગજ-મારી, માથા-કૂટ, ભાંજ-ઘડ

**-લગટ** ક્રિ.વિ. [જુઓ 'લાગવું.'] (ખાસ કરી 'લાગલગટ' એવો પ્રયોગ) લાગીને, ચાલુ રહીને [આંટી. લટી

**લગટી** સ્ત્રી. [જુઓ 'લગટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દોરાની

**લગટું** વિ. [જુઓ 'લાગવું' દ્વારા.] દોરાનું ગૂંચળું કે રેલ

**લગડી** સ્ત્રી. [જુઓ 'લગડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ધાતુનો લાકડાના ચોરસાના ઘાટનો ઢાળો, ઢાળકી. (૨) (લા.) વિ. ઉત્તમ, શ્રેષ્ઠ

**લગડુ** પું. કપાળમાં બે ભમરી હોય તેવો ખોડવાળો ઘોડો

**લગડું** ન. [સં. लकुटक > શૌ. પ્રા. लगुडअ-] ખાસ કરી ગધેડા-ની પીઠ ઉપર માલ-સામાન રાખવા માટેની માંડણી, છાલકું. (૨) (લા.) ભારે બોજો. (૩) ગધેડું, ચોપાટમાં મરી ગયેલી સોગઠી. (૪) ચોપાટમાં હારનારને પડ લાગવું એ [**૦ લાગવું** (રૂ.પ્ર.) જવાબદારી આવી પડવી]

**લગણ¹** ન. [જુઓ 'લાગવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] લાગવું એ. (જેમકે સમાસમાં 'પાય-લગણ')

**લગણ²** ના.યો. [જુઓ 'લાગવું' દ્વારા.] લગી, સુધી, પર્યંત

**લગત** વિ. [જુઓ 'લાગવું' + ગુ. 'ત' વર્ત. કૃ. દ્વારા.] લાગતું, સંબંધી. (૨) પડોશ, નિકટપણું. (૩) (લા.) પરિચય ઓળખાણ. (૪) (-ત્ય) સ્ત્રી. ગાઢ સંબંધ, ઘરોબો. (૫) ના.યો. પાસે, જોડે, બાજુમાં, અડીને

**લગતર** (-રય) સ્ત્રી. [જુઓ 'લાગવું' દ્વારા.] લેવડ-દેવડ, લેવડદેવડનો સંબંધ

**લગતી** સ્ત્રી. [જુઓ 'લગતું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સંબંધ. (૨) પક્ષપાત, તરફેણ. (૩) વગ, પક્ષ. (૪) (લા.) જમીનનો કર, લાગો

**લગતું** વિ. [જુઓ 'લાગવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] લાગુ પડતું, સંબંધ ધરાવતું. (૨) સાથે રહેલું, સંગાથી

**લગદન** પું. [જુઓ 'લાગવું' દ્વારા.] લાકડાની તડમાં ભરવામાં આવતો પદાર્થ

**લગદી** જુઓ 'લુગદી.'

**લગદો** જુઓ 'લુગદો.'

**લગન¹** ન. [સં.] લગ્ન, વિવાહ. [**૦ ઉકેલવું** (રૂ.પ્ર.) લગ્ન-ની જવાબદારીમાંથી પાર પડવું. **૦માં વિઘ્ન** (રૂ.પ્ર.) સારા કામમાં આવતી અડચણ. વિશેષ માટે જુઓ 'લગ્ન.']

**લગન²** (-ન્ય) સ્ત્રી. [જુઓ 'લાગવું' દ્વારા.] આસક્તિ. [**૦ લાગવી** (રૂ.પ્ર.) પ્રેમ થવો]

**લગન³** (-ન્ય) સ્ત્રી. મોટી કથરોટ

**લગન-ગાળો** પું. [જુઓ 'લગન¹' + 'ગાળો.'] લગ્નની મોસમ [ઘડિયું.'] લગ્નનું મુહૂર્ત

**લગન-ચોઘડિયું** (-ચોઘડિયું) ન. [જુઓ 'લગન¹' + 'ચો-

**લગન-પડી** સ્ત્રી. [જુઓ 'લગન¹' + 'પડી'], -ડો પું. + જુઓ 'પડો.'] લગ્નના શુભ દિવસના નિર્દેશ સાથે લખાતી લગ્ન-પત્રિકાનો કંકુ હળદર મગ વગેરે-વાળો કુંભાનાડે બાંધેલો બીડો [ગાળો.'

**લગન-સરા** સ્ત્રી. [જુઓ 'લગન¹' દ્વારા.] જુઓ 'લગન-

**લગનિયું** વિ. [જુઓ 'લગન' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લગ્નને લગતું. (૨) જેનાં લગ્ન હોય તે. (૩) લગ્ન-પત્રિકા લઈ વરને ઘેર નોતરવા ગયેલું. (૪) (લા.) ન. લગ્નમાં પહેરવાનું વીંટી જેવું ઘરેણું (ન. મા.). (૫) લગ્નનો પ્રસંગ (ન. મા.)

**લગનિયો** વિ.,પું. [જુઓ 'લગનિયું.'] કન્યા કરે છે તે લગ્ન-નિમિત્તનો મોટો ચાંદલો. (૨) કંઠોતરિયો બ્રાહ્મણ. (૩) (લા.) ઠાઠમાઠિયો માણસ (ન. મા.). [**આવ્યો લગ-નિયો** (રૂ.પ્ર.) ઠાઠમાઠ કરીને ગયેલો જાનૈયો. (૨) ઠઠારો કરનાર માણસ. (૩) એક જાતની હળવી ગાળ (ન.મા.)]

**લગની** જુઓ 'લગન.' [તદ્દન નજીક

**લગ-ભગ** ક્રિ.વિ. આશરે. (૨) તદ્દન થોડે જ છેટે હોય

**લગરીક** જુઓ 'લગાર.'

**લગ-લગ** ન. સારસ પક્ષી

**લગલગાવવું** સ. ક્રિ. [જુઓ 'લગાવવું'-દ્વિર્ભાવ.] પાછળ પડીને ભગાડવું. (૨) (લા.) ધમકાવવું, ધધડાવવું

**લગવાડ** પું. [જુઓ 'લાગવું' દ્વારા.] આડો સંબંધ (સ્ત્રી-પુરુષનો)

**લગવું¹** અ.ક્રિ. [જુઓ 'લાગવું.'] હરીફાઈમાં પહોંચવું. (૨) સરખામણીમાં સમાન થવું [વગેરે પહોંચાડવું એ

**લગવું²** ન. [જુઓ 'લાગો' દ્વારા.] નક્કી કરેલા ભાવે દૂધ

**લગંત** (લગન્ત) પું. [જુઓ 'લાગવું'-જૂ. ગુ. 'અંત' વર્ત. કૃ.] સંભોગ, મૈથુન [કામ-શાસ્ત્ર

**લગંત-વિદ્યા** (લગન્ત-) સ્ત્રી. [સં.] કામ-ભોગની વિદ્યા,

**લગાડ(-વ)વું** જુઓ 'લાગવું'માં. (૨) ચોપડવું. (૩) વળ-ગાડવું. (૪) સળગાવવું. [**હાથ લગાડવો** (રૂ.પ્ર.) કબજો લેવાના હેતુથી સ્પર્શ કરવો]

**લગાતાર** ક્રિ.વિ. [હિં.] સતત લાગુ હોય એમ, નિરંતર ચાલુ હોય એમ, 'રાઉન્ડ ધ ક્લૉક'

**લગામ** સ્ત્રી. [ફા.] ઘોડા વગેરેને કાબૂમાં રાખવાની દોરી, વાગ, જિબ્લી. [**૦ આપવી** (રૂ.પ્ર.) છૂટો દોર આપવો. **૦ ખેંચવી** (-ખેંચવી), **૦ ઝાલવી**, **૦ પકડવી** (રૂ.પ્ર.) કાબૂમાં લેવું. **૦ છૂટી મૂકવી** (રૂ.પ્ર.) કબજામાં ન રાખવું. **૦ ઢીલી મૂકવી** (રૂ.પ્ર.) કબજો ઓછો કરવો, થોડો દાબ રાખવો. **૦ તંગ કરવી** (-તઙ્ગ-) (રૂ.પ્ર.) અંકુશ રાખવો. **૦માં રાખવું** (રૂ.પ્ર.) અંકુશમાં રાખવું]. **૦ હાથ-માં આવવી** (રૂ.પ્ર.) અંકુશમાં લેવું. (૨) સંયમ રાખવો. **છૂટી લગામ** (રૂ.પ્ર.) દાબ કે અંકુશનો અભાવ]

**લગામણું** વિ. [જુઓ 'લાગવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] લગાવે તેવું, અઘડાવે તેવું

**લગામી** વિ. [જુઓ 'લગામ' + ગુ. 'ઈ' ત.પ્ર.] લગામવાળું

**લગાર, -રેક** વિ., ક્રિ.વિ. [સં. लग्नाकार > પ્રા. लग्गार + 'એક' ત.પ્ર.] જરાક, થોડુંક [સંબંધ. (૨) પ્રેમ

**લગાલગી** સ્ત્રી. [જુઓ 'લાગવું'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.]

**લગાવ** પું. [જુઓ 'લાગવું' + 'આવ' કૃ. પ્ર.], **-વટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'લાગવું,' દ્વારા.] લગાડવાનો પદાર્થ. (૨) મીણ

**લગાવવું, લગાવું** જુઓ 'લાગવું'માં.

**લગિત** વિ. [જુઓ 'લાગવું' + સં. इत्त કૃ.પ્ર.] લગોલગ લાગીને રહેલું, ચોટેલું

**લગી** ના.યો. [જુઓ 'લાગવું' દ્વારા.] જુઓ 'લગણ.[૨]'

**લગીર, -રેક** જુઓ 'લગાર.'

**લગુડ** પું. [સં. लकुट > શૌ.પ્રા. लगुड, પ્રા.તત્સમ] લાકડી, લઠ્ઠો

**લગે.** કે. પ્ર. [જુઓ 'લાગવું' દ્વારા 'લાગે'નું લાઘવ.] ઉત્તેજનનો ઉદ્ગાર, ('હરીફાઈ કે લડાઈ જામે' એવા ભાવનો)

**લગેજ** ન. [અં. લગેઇજ્] રેલવે-આગગાડી આગબોટ વિમાન વગેરેનાં ઉતારુઓનો માલ-સામાન

**લગેજ ઑફિસ** સ્ત્રી. [+અં.] જ્યાં ઉતારુઓના માલ-સામાનનો તોલ થતો હોય તે કાર્યાલય [ના નૂરની ચિઠ્ઠી

**લગેજ ટિકિટ** સ્ત્રી. [+અં.] ઉતારુના વધારાના માલ-સામાન

**લગેજ પાર્સલ** ન. [+અં.] ઉતારુના વધારાના માલ-સામાનનું વાહનો દ્વારા રવાના કરાતું પોટકું

**લગેજ-વાન** ન. [+અં.] ઉતારુઓ સાથે રાખી ન શકે તેવો મોટો માલ-સામાન અલગ રાખવાનો ઉતારુ આગગાડીનો એક ખાસ ડબ્બો

**લગે લગે** જુઓ 'લગે.'

**લગોલગ** (-ગ્ય) ના.યો. [જુઓ 'લાગવું,'-દ્વિર્ભાવ.] એક-બીજાને અડીને, પાસે પાસે અડીને

**લગ્ગુ** વિ. [સં. लग्नक > પ્રા. लग्गअ-] (લા.) લાગુ પડી ગયેલું-ભિનાગેલું. (૨) ક્રિ.વિ. લાગુ રહેલું, લગોલગ

**લગ્ન** વિ. [સં.] લાગેલું, વળગેલું, ચોટેલું. (૨) કામમાં રોકાયેલું. (૩) આસક્ત, લીન. (૪) ન. ક્ષિતિજની રેખાને ગ્રહોનો ગતિમાર્ગ જે બિંદુમાં છેદે તે બિંદુ. (ખગોળ.) (૫) જેટલો સમય પૃથ્વી એક રાશિમાં રહે તેટલો સમય (પાંચ ઘડીનો). (ખગોળ.) (૬) જન્મકુંડળીમાંનું ૧ લું ભવન. (જ્યો.) (૭) પરણવાનું મુહૂર્ત (જ્યો.) (૮) (મોટે ભાગે બ.વ. છતાં એ. વ. પણ ચાલુ) વરકન્યાનો વિવાહ-સંસ્કાર. [૦ **ઉકેલવું** (રૂ.પ્ર.) વિવાહ-સંસ્કારની જવાબદારીમાંથી પાર ઊતરવું. ૦ **કરવું** (રૂ.પ્ર.) પરણવું. ૦ **ખડવાં**, ૦ **ખડવું** (રૂ.પ્ર.) મુહૂર્ત પસાર થઈ જવું. (૨) જરૂરી પ્રસંગ વીતી જવો. ૦ **જોવું** (રૂ.પ્ર.) પરણવાનું મુહૂર્ત કાઢવું. ૦ **ઠેલવાં** (રૂ.પ્ર.) વિવાહનું મુહૂર્ત મુલતવી રાખવું. ૦**માં વિઘ્ન** (રૂ.પ્ર.) સારા કામમાં આવતી અડચણ. ૦ **લખવાં**, ૦ **લખાવવાં** (રૂ.પ્ર.) લગ્નપત્રિકા તૈયાર કરવી. ૦ **લેવાં**, ૦ **લેવું** (રૂ.પ્ર.) લગ્નનું મુહૂર્ત નક્કી કરવું, **લગ્ને લગ્ને કુંવારા** (રૂ.પ્ર.) અવાપ્ત]

**લગ્ન-કાર્ય** ન. [સં.] પરણવા-પરણાવવાનું કામ

**લગ્ન-કાલ(-ળ)** પું. [સં.] પરણવાનો સમય

**લગ્ન-કુંડલી-(ળી)** (-કુણ્ડલી,-ળી) સ્ત્રી. [સં.], **લગ્ન-કુંડળી** સ્ત્રી. [+ જુઓ 'કુંડળી.'] વર-કન્યાનું લગ્ન-સમયનું ગ્રહ-ચક્ર. (જ્યો.)

**લગ્ન-કોર્ટ** સ્ત્રી. [+ અં.] જ્યાં થયેલાં લગ્નોની કે થવાનાં લગ્નોની નોંધણી થતી હોય તે સરકારી કચેરી, 'મેટ્રિમોનિયલ કોર્ટ'

**લગ્ન-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'લગ્ન-કાર્ય.'

**લગ્ન-ગાળો** પું. [+ જુઓ 'ગાળો.'] જુઓ 'લગન-ગાળો.'

**લગ્ન-ગીત** ન. [સં.] લગ્ન-પ્રસંગે ગાવાનું તે તે લોક-ગીત

**લગ્ન-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] વિવાહ-સંબંધથી થતું જોડાણ, લગ્ન-સંબંધ [સમય

**લગ્ન-ઘટિકા** સ્ત્રી. [સં.] લગ્ન માટેનો ઠરાવેલો ચોક્કસ

**લગ્ન-ચોઘડિયું** (ચોઘડિયું) ન. [સં + જુઓ 'ચોઘડિયું.'] જુઓ 'લગન-ચોઘડિયું.'

**લગ્ન-જીવન** ન. [સં.] પતિ-પત્ની તરીકેનું સહ-જીવન, દાંપત્ય-જીવન, ઘર-વાસ [શુભ મિતિ

**લગ્ન-તિથિ** સ્ત્રી. [સં.] પરણવાનો દિવસ, લગ્ન માટેની

**લગ્ન-ત્યાગ** પું. [સં.] લગ્ન જ ન કરવાં એ

**લગ્ન-દિન,-વસ** પું. [સં.] પરણવાનો નક્કી થયેલો દિવસ

**લગ્ન-દ્વેષી** વિ. [સં.,પું.] વિવાહ કરવાનું ધિક્કારનાર

**લગ્ન-નક્ષત્ર** ન. [સં.] વિવાહ માટેનું અનુકૂળ નક્ષત્ર. (જ્યો.)

**લગ્ન-નિંદક** (-નિન્દક) વિ. [સં.] લગ્નની વાતને વગોવનાર, લગ્ન-દ્વેષી

**લગ્ન-પત્રિકા** સ્ત્રી. [સં.] જુઓ 'લગન-પડી.'

**લગ્ન-પદ્ધતિ** સ્ત્રી. [સં.] લગ્ન-વિધિ કરવામાં એક પછી એક શું કરવું એનો ક્રમ

**લગ્ન-પર્વણી** સ્ત્રી. [સં.] લગ્નનો તહેવાર [એવો રિવાજ

**લગ્ન-પ્રથા** સ્ત્રી. [સં.] લગ્ન કરીને વંશ-વૃદ્ધિ કરવી જોઈએ

**લગ્ન-પ્રસ્તાવ** પું. [સં.] લગ્નનો પ્રસંગ

**લગ્ન-પ્રેમ** પું. [સં.,પું.,ન.] લગ્નથી વર-કન્યામાં પરસ્પર ઉત્પન્ન થતી પ્રીતિ કે અનુરાગ

**લગ્ન-ફાંસલો** પું. [+ જુઓ 'ફાંસલો.'], **લગ્ન-બંધન** (-બન્ધન) ન. [સં.] લગ્નરૂપે બંધાઈ જવું એ

**લગ્ન-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] લગ્ન-વિચ્છેદ, છૂટાછેડા, ફારગતી, તલાક, 'ડાઇવૉર્સ,' 'ડિસ્સોલ્યુશન ઑફ મૅરે(૦ઈ)જ'

**લગ્ન-મહોત્સવ** પું. [સં.] જુઓ 'લગ્ન-પર્વણી.'

**લગ્ન-મંડપ** (-મણ્ડપ) પું. [સં.] જેની નીચે વર-કન્યાનાં લગ્ન થાય અને સાજન મહાજન વગેરે બેસે તે માંડવો

**લગ્ન-મુક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'લગ્ન-ભંગ.' [(જ્યો.)

**લગ્ન-મુહૂર્ત** ન. [સં.] પરણવાની નક્કી થયેલી શુભ ઘડી.

**લગ્ન-વરો** પું. [+ જુઓ 'વરો.'] જુઓ 'લગ્ન-પ્રસ્તાવ.' (૨) લગ્ન વખતે કરવામાં આવતાં જમણ [લગ્નિયું

**લગ્ન-વંતું** (-વન્તું) વિ. [+ ગુ. 'વંતું' ત.પ્ર.] પરણવા બેઠેલું,

**લગ્ન-વિચ્છેદ** પું. [સં.] જુઓ 'લગ્ન-ભંગ.'

**લગ્ન-વિચ્છેદ-પત્ર** પું. [+ સં.,ન.] લગ્નની ફારગતીનો કાગળ, તલાક-નામું

**લગ્ન-વિધિ** પું. સ્ત્રી. [સં.,પું.] પરંપરા પ્રમાણેના રિવાજ મુજબનો પરણવાનો કાર્ય-ક્રમ

**લગ્ન-વિરોધી** વિ. [સં.,પું.] લગ્નનો કે લગ્નપ્રથાનો વિરોધ કરનારું

**લગ્ન-વિસર્જન** ન. [સં.] જુઓ 'લગ્ન-ભંગ.'

**લગ્ન-વેલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'લગ્ન-કાલ.'

**લગ્ન-વ્યવહાર** પું. [સં.] એક-બીજા અંદર અંદર પરણી શકે તેવા પ્રકારની જ્ઞાતિ-પ્રથા

**લગ્ન-વ્રત** ન. [સં.] પરણવું છે એવું લીધેલું નીમ [તેવી સ્ત્રી

**લગ્ન-વ્રતિની** વિ., સ્ત્રી. [સં.] પરણવાનું નીમ લીધું હોય

**લગ્ન-વ્રતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **લગ્ન-વ્રતી** વિ. [સં.,પું.] પરણવાનું નીમ લીધું હોય તેવું

**લગ્ન-શુદ્ધિ** સ્ત્રી. [સં.] કોઈ પણ જાતના અવલ્લેગ વિનાનું લગ્નનું શુભ મુહૂર્ત. (જ્યો.)

**લગ્ન-શૃંખલા** (-શૃઙ્ખલા) સ્ત્રી. [સં.] જુઓ 'લગ્ન-ફાંસલો.'

**લગ્ન-સજાઈ** સ્ત્રી. [+ જુઓ 'સજાઈ.'] લગ્નની તૈયારી

**લગ્ન-સમારંભ** (-રમ્ભ), **લગ્ન-સમારોહ** પું. [સં.] જુઓ 'લગ્ન-પ્રસ્તાવ.' [-'લગન-ગાળો.'

**લગ્ન-સરા** સ્ત્રી. [સં. + જુઓ 'સરા.'] જુઓ 'લગન-સરા'

**લગ્ન-સ્થાન** ન. [સં.] પરણવા બેસવાનું ઠેકાણું. (૨) જન્મકુંડળીમાંનું જન્મલગ્નનું (લગ્ન થશે કે નહિ એ બતાવનારું) ખાનું

**લગ્ન-સ્નેહ** પું. [સં.] જુઓ 'લગ્ન-પ્રેમ.'

**લગ્ન-હક,-ક્ક** પું. [+ જુઓ 'હક,-ક્ક.'] લગ્ન થવાથી પતિ-પત્નીનો એકબીજા ઉપર સ્થપાતો અધિકાર, દાંપત્ય-હક્ક, 'કોન્જયુગલ રાઇટ'

**લગ્નાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] પરણવાની ઉંમર. (૨) પરણ્યા હોય એવી સ્થિતિ, પરિણીત જીવન

**લગ્નિત** વિ, [સં. लग्न ભૂ કૃ. + ફરી સં. इत કૃ.પ્ર. નવો ઊભો કરેલો અશાસ્ત્રીય] લગ્ન થયેલું હોય તેવું, પરિણીત, પરણેલું, માંડેલું [અધિપતિ ગ્રહ. (જ્યો.)

**લગ્નેશ** પું. [+ સં. ईश] જન્મકુંડળીમાંનો લગ્ન-સ્થાનનો

**લગ્નોચ્છેદક** વિ. [+ સં. उच्छेदक] લગ્ન તોડી નાખનારું

**લગ્નોચ્છેદક ધર્માસન** ન. [સં.] જ્યાં કાયદેસર છૂટાછેડા મંજૂર થતા હોય તે અદાલત

**લગ્નોતરી, લગ્નોત્તરી, લગ્નોત્રી** સ્ત્રી. [સં. लग्न + पत्रिका દ્વારા °ઉત્તરિઆનો વિકાસ] જુઓ 'લગ્ન-પત્રિકા'-'લગન-પડી.'

**લગ્નોત્સવ** પું. [સં. उत्सव] જુઓ 'લગ્ન-પ્રસ્તાવ.'

**લગ્નોદય** પું. [+ સં. उदय] શુભ મુહૂર્તનો આવેલો સમય

**લઘર-વઘર** વિ. [અનુ.] ફાટેલાં કપડાંવાળું, ચીંથરેહાલ

**લઘરા** પું., બ.વ. લૂગડાંના ડૂચા, ચીંથરાં

**લઘરિયું** વિ. [જુઓ 'લઘરું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ' લઘરું(૧-૨).'

**લઘરું** વિ. ફાટેલાં કપડાંવાળું, ચીંથરેહાલ. (૨) (લા.) મેલું-ઘેલું. (૩) ન. (લા.) મોહ, વળગાડ, લફરું. (૪) મોહ, લગની

**લઘવી** સ્ત્રી. [સં. लघ्वी, અર્વા. તદ્‌ભવ] જુઓ 'લઘ્વી.'

**લઘિમા** સ્ત્રી. [સં.,પું.] લઘુતા. (૨) નાનાપણું હોવું એ, ઝીણું હોવું એ. (૩) ઝીણું કે બારીક થવાની યૌગિક પ્રકારની સિદ્ધિ. (યોગ.)

**લઘુ** વિ. [સં.] ટૂંકું. (૨) નાનું. (૩) ઝીણું. (૪) વજનમાં હળવું. (૫) છંદમાં હ્રસ્વ સ્વરના માપનું, એક માત્રા જેટલા સમયનું. (પિં.)

**લઘુક** વિ. [સં.] તદ્દન લઘુ

**લઘુ-કથા** સ્ત્રી. [સં.] ટૂંકી વાર્તા, નવલિકા, 'શોર્ટ સ્ટોરી'

**લઘુ-કર્ણ** વિ. [સં.] ટૂંકા કાનવાળું

**લઘુ-કંસ** (-કઁસ) પું. [સં. + જુઓ 'સ.[2]'] નાનો કૌંસ ( )

**લઘુ-કાય** વિ. [સં.] ઠીંગણું, વામન, વામણું, બાંઠિયું

**લઘુ-કોણ** -પું. [સં.] ૯૦ અંશથી નાનો ખૂણો, 'એક્યૂટ એંગલ.' (ગ.)

**લઘુ-ગણક** પું. [સં.] લાઘવાંક, ગુણ–બીજક. (ગ.)

**લઘુ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] જુઓ 'લઘુતા-ગ્રંથિ.'

**લઘુ-જન** પું. ન. [સં.,પું.] નાનું માણસ

**લઘુજીવી** વિ. [સં.,પું.] ટૂંકી આવરદાવાળું, અલ્પાયુ

**લઘુતમ** વિ. [સં.] તદ્દન લઘુ, 'મિનિમમ.' (૨) પું. અમુક રકમોમાંથી દરેકથી જેને શેષ વિના ભાગી શકાય તેવી નાનામાં નાની રકમ. (ગ.)

**લઘુતમ સમચ્છેદ** પું. [સં.] અમુક અપૂર્ણાંક રકમોના દરેકના છેદથી બરાબર ભાગી શકાય તેવી નાનામાં નાની રકમ કે સંખ્યા. (ગ.)

**લઘુતમ સાધારણ અવયવી** વિ. [સં.,પું.], **લઘુતમ સાધારણ ભાજ્ય** પું. [સં.] ટૂંકામાં ટૂંકો ભાજ્ય, 'લોએસ્ટ કોમન મલ્ટિપલ' (ગ.)

**લઘુ-તા** સ્ત્રી. [સં.], -તાઈ સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત. પ્ર.] લઘુ હોવાપણું. 'લાઇટનેસ' (ર.મ.) (૨) તુચ્છતા. (૩) નીચતા, હલકાઈ

**લઘુતા-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં. પું.] પોતે નાનું કે હીન દરજ્જાનું છે એવા પ્રકારની ભ્રામક સમઝણ. 'ઇન્ફીરિયોરિટી કૉમ્પ્લેક્સ'

**લઘુતા-વાચક** વિ. [સં.], **લઘુતા-વાચી** વિ. [સં.,પું.] લઘુતા બતાવનાર (જેમકે 'ક' વગેરે તદ્ધિત પ્રત્યય), 'ડિમિ-નુટિવ'

**લઘુ-ત્રયી** સ્ત્રી. [સં.] કાલિદાસ કવિનાં રચેલાં કુમારસંભવ રઘુવંશ અને મેઘદૂત એ ત્રણ કાવ્યોનો સમૂહ. (સંજ્ઞા.) (૨) ભાવપ્રકાશ માધવનિદાન અને શાર્ઙ્ગધર-સંહિતા એ વૈદ્યકના ત્રણ ગ્રંથોનો સમૂહ. (સંજ્ઞા.)

**લઘુ-ત્વ** ન. [સં.] જુઓ 'લઘુ-તા.'

**લઘુત્વ-વાચક** વિ. [સં.] જુઓ 'લઘુતા-વાચક.'

**લઘુત્વ-શક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'લઘિમા.'

**લઘુ-દર્શન** ન. [સં.] સાર-કથન, સાર, 'સમરી'

**લઘુ-દ્રાવી** વિ. [સં.,પું.] જલદી પીગળી જનારું

**લઘુદ્રુત-વિરામ** પું [સં.] તાલના મિશ્ર અંગમાંનું એક અંગ. (સંગીત.)

**લઘુ-નાદ** પું. [સં.] કોમળ સ્વર. (સંગીત.)

**લઘુ-પક્ષ** પું. [સં.] હેતુ-વાક્ય, પક્ષાવયવ. (તર્ક.)

**લઘુ-પ્રતિમા** સ્ત્રી. [સં.] નાના આકારની મૂર્તિ કે નમૂનો, 'મિનિયેચર'

**લઘુ-પ્રયત્ન, ૰તર** વિ. [સં.] જે સ્વર કે વ્યંજનના ઉચ્ચારણમાં જેટલો શ્રમ કરવાનો થાય તેના કરતાં ઓછો કે ઘણો ઓછો કરવામાં આવે તેવું (જેમકે વ્યંજનોમાં 'ય' 'વ'નાં એવાં ઉચ્ચારણ, તો સ્વરોમાં 'અ-ઇ-ઉ-એ-ઓ'-નાં એવાં ઉચ્ચારણ.) (વ્યા.) ['લાઇટ' (શ.મ.)

**લઘુ-ભાર** વિ. [સં.] ઓછા વજનનું, વજનમાં હલકું,

**લઘુ-ભાવ** પું. [સં.] જુઓ 'લઘુતા-ગ્રંથિ.'

**લઘુ-ભોજન** ન. [સં.] નાસ્તો, અલ્પાહાર

**લઘુ-મત** પું. [સં.,ન.] નાનો પક્ષ

**લઘુ-મતિ** સ્ત્રી. [સં.] ટૂંકી બુદ્ધિ

**લઘુ-મતી** સ્ત્રી. [સં. लघु-मत + ગુ. 'ઈ' ત.પ્ર.] થોડા મત ધરાવવાની પરિસ્થિતિ, 'માઇનોરિટી.' (૨) થોડા મત ધરાવનારો જન-સમૂહ કે પક્ષ

**લઘુ-માત્ર** વિ. [સં.] તદ્દન લઘુ, તદ્દન અલ્પ

**લઘુ-મૂલક** વિ. [સં.] ટૂંકા મૂળવાળું [યજ્ઞ

**લઘુ-રુદ્ર** પું. [સં.] શિવજીને ઉદ્દેશી કરાતો એક નાનો

**લઘુ-રૂપ** વિ. [સં.] નાના આકારવાળું, બેઠા ઘાટનું. (૨) (લા.) નાની ઉંમરનું. (૩) ન. નાના ઘાટનો પદાર્થ, 'મિનિયેચર' (મોટાની સરખામણીએ)

**લઘુ-રેખા** સ્ત્રી. [સં.] અડધા 'એમ'ના માપની નાની લીટી –એક વિરામ-ચિહ્ન. (વ્યા.)

**લઘુ-લાઘવ** ન. [સં.] (લા.) યુક્તિ, કરામત, હિકમત

**લઘુ-લાઘવી** સ્ત્રી. [સં.] તદ્દન સૂક્ષ્મ થઈ શકવાની એક યૌગિક વિદ્યા. (યોગ.) (૨) જુઓ 'લઘુ-લાઘવ.'

**લઘુ-લિપિ** સ્ત્રી. [સં.] ટૂંકા સંકેતોવાળી લેખન-પદ્ધતિ, શીઘ્ર-લિપિ, 'શોર્ટ-હેન્ડ' (વિ.ક.) [ગ્રામ' (અં., પું.)

**લઘુ-લેખ** પું. [સં.] ટૂંકું લખાણ. (૨) ટૂંકો નિબંધ, 'મોનો-

**લઘુ-લેખન** ન. [સં.] જુઓ 'લઘુ-લિપિ.'

**લઘુવયી** વિ. [સં. लघुवयस् + ગુ. 'ઈ' ત.પ્ર.], **-યસ્ક** વિ. [સં.] નાની વયનું, નાની ઉંમરનું, નાનકડું, નાનડિયું

**લઘુ-વાર્તા** સ્ત્રી. [સં.] જુઓ 'લઘુ-કથા'–'શોર્ટ સ્ટોરી' (આ. બા.) [(સંગીત.)

**લઘુ-વિરામ** પું. [સં.] તાલનું એ નામનું એક મિશ્ર અંગ.

**લઘુ-વૃત્તિ** વિ. [સં.] હલકા પ્રકારના વલણવાળું

**લઘુ-શંકા** (-શઙ્કા) સ્ત્રી. [સં.] પેશાબની હાજત

**લઘુ-શાખા** સ્ત્રી. [સં.] નાની ડાળી. (૨) નાનો ફાંટો (વાણિયા વગેરેમાં), દસા

**લઘુશિરસ્ક** વિ. [સં.] નાના માથાવાળું

**લઘુ-શેખર** પું., [સં.] એ નામનો એક તાલ, ધમાર. (સંગીત.)

**લઘુ-સપ્તર્ષિ** પું., બ.વ. [સં.] છેલ્લો સાતમો તારો ધ્રુવ-નો છે તેવા નાના સપ્તર્ષિના તારા. (ખગોળ.)

**લઘુસંખ્યક** (-સઙ્ખ્યક) વિ. [સં.] નાની સંખ્યાવાળું, થોડી સંખ્યાનું

**લઘુ-હસ્ત** વિ. [સં.] (લા.) ઝડપથી કામ કરનારું

**લઘૂ-કરણ** ન. [સં.] ઓછું ન હોય તેને ઓછું કરવાની ક્રિયા. (૨) સામાને ઉતારી પાડવાની ક્રિયા [ટૂંકું કથન

**લઘૂક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] થોડા શબ્દોમાં કહેલું એ.

**લઘૂચ્ચારણ** ન. [+ સં. उच्चारण] હ્રસ્વ સ્વર જેટલો ઉચ્ચાર. (૨) લઘુપ્રયત્ન ઉચ્ચાર. (વ્યા.)

**લઘ્વસ્થિ** ન. [+ સં. अस्थि] કોઈ પણ ટૂંકું હાડકું

**લઘ્વાહાર** પું. [+ સં. आ-हार] ખોરાક થોડો ખાવો એ

**લઘ્વાહારી** વિ. [સં.,પું.] ખોરાક થોડો ખાનારું

**લઘ્વી** વિ., સ્ત્રી. [સં.] (લા.) જુઓ 'લઘુ-શંકા.'

**લચ, ૰ક**[1] વિ. [રવા.] 'લાંબું' સાથે 'લાંબું લચ, ૰ક' –ખૂબ લાંબું

**લચક**[2] (-કય) સ્ત્રી. [જુઓ 'લચકવું.'] લચકાતી ચાલ. (૨) (અંગનો) મચકોડ. [૰ **આવવી,** ૰ **ખાવી** (રૂ.પ્ર.) મચકો-ડાઈ જવું. (કેડ વગેરેનું)]

**લચક-દાર** (લચકય-) વિ. [+ ફા. પ્રત્યય] લચકતું ચાલતું, મચકોડાયું હોય એમ ચાલતું

**લચકન** [જુઓ 'લચકવું'+ગુ. 'અન' કર્તૃવાચક ત.પ્ર.] કાનમાં ઝૂલતું પહેરાતું એક ઘરેણું [એમ

**લચક-મચક** ક્રિ.વિ. [અનુ.] ભારથી નમી મરડાઈ ચાલે

**લચક લચક** ક્રિ.વિ. [જુઓ 'લચકવું,'-દ્વિર્ભાવ.'] લચકાઈ ને, મરડાટમાં

**લચક(-કા)વું** અ. ક્રિ. [અનુ.] (અંગનું કે અંગોનું) સાંધા-માંથી કાંઈક ખડી પડવું. **લચકાવવું** પ્રે.,સ.ક્રિ.

**લચક-લોળ** વિ. [જુઓ 'લચકો' + 'લોળ.'] ભારથી લચકાઈ પડેલું. (૨) (લા.) ખૂબ, અતિશય

**લચકાવવું** જુઓ 'લચક(-કા)વું'માં.

**લચકાવું** જુઓ 'લચકવું'માં.'

**લચકો** પું. [જુઓ 'લચકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] કઠોળ વગેરેનો પરિપક્વ ઢીલો લોંદો

**લચકો-દાળ** (-ળ્ય) સ્ત્રી. [+ જુઓ 'દાળ.'] પાકી ગયેલી ઢીલી (પાણી નિતારી લીધું હોય તેવી) દાળ

**લચડવું** સ.ક્રિ. [રવા.] લપેટવું, ચોપડવું, ખરડવું. **લચડાવું** કર્મણિ., ક્રિ. **લચડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લચડાવવું, લચડાવું** જુઓ 'લચડવું'માં.

**લચતું** વિ. [રવા.] ઢીલું ઘાટું, લચકા જેવું

**લચ-પચ** વિ. [રવા.] રસ કે પ્રવાહીથી ઢીલું ભરેલું

**લચપચવું** અ.ક્રિ. [રવા.] લચપચ થવું, પ્રવાહીની આર્દ્રતા અથવા લચકા જેવું થવું. **લપપચાવવું** પ્રે.,સ.ક્રિ.

**લચપચિયું** વિ. [જુઓ 'લચ પચ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'લચ-પચ.'

**લચ લચ** ક્રિ.વિ. [રવા.] 'લચ લચ' એવો અવાજ થાય એમ [**લચલચાવું** પ્રે.,સ.ક્રિ.

**લચલચવું** અ.ક્રિ. [રવા.] 'લચ લચ' એવો અવાજ થવો.

**લચવું** અ.ક્રિ. [રવા.] ત્રાંસું થઈ જવું. (૨) ભારથી નમી પડવું. (૩) સાંધામાંથી કાંઈક લચકવું. **લચાવવું** પ્રે.,સ.ક્રિ.

**લચંડ** (લચણ્ડ) વિ. તકરારી, માથાફોડિયું. (૨) (-ડય) સ્ત્રી. (લા.) બલા, લપ, બળજણ, નડતર, ઝોડ

**લચાટ** પું. [જુઓ 'લચવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] લચી પડવું એ

**લચાવવું** જુઓ 'લચવું'માં.

**લચાંટ** જુઓ 'લચંડ.'

**લચીલું** વિ. [જુઓ 'લચવું' + ગુ. 'ઈલું કૃ.પ્ર.] લચી પડે તેવું

**લચુમાવવું, લચુમાવું** જુઓ' 'લચૂમવું'માં.

**લચૂમવું** અ.ક્રિ. [અનુ.] નીચે નમી રહેવું, ચૂમવું. **લચુમાવું** ભા.વે., ક્રિ. **લચુમાવવું** પ્રે.,સ.ક્રિ.
**લચ્છ(-ચ્છ)** પું. [હિં. લચ્છા] જુઓ 'લચ્છો.'
**લચ્છી(-ચ્છી)** સ્ત્રી. [જુઓ 'લચ્છો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો લચ્છો
**લચ્છુ(-ચ્છુ)** વિ. [સં. लक्षक > પ્રા. लच्छअ-] શરીર ઉપર લાખું કે એવું નિશાન હોય તેવું (માણસ)
**લચ્છા(-ચ્છા,-ચ્છે,-ચ્છે)-દાર** વિ. [જુઓ 'લચ્છો' + ફા. પ્રત્યય.] લચ્છાવાળું. (૨) ગોળ-ગોળ
**લચ્છો(-ચ્છો)** પું. [હિં. લચ્છા] દોરાનું વાળેલું ગૂંચળું. (૨) ઝૂમખો. (૩) પગના આંગળાનું એક ઘરેણું. (૪) એક પ્રકારની મીઠાઈ [વાવવું પુનઃ પ્રે.,સ.ક્રિ.
**લજવવું** જુઓ 'લજાવું'માં. **લજવાવું** કર્મણિ., ક્રિ. **લજવાવવું**, **લજવાવું** જુઓ 'લજવવું'માં.
**લજવું** જુઓ 'લજાવું.'
**લજાઉ** વિ. [જુઓ 'લજાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] શરમ લગાડે તેવું, બીજાને શરમમાં નાખે તેવું
**લજાજત** સ્ત્રી. [અર.] હલકા પ્રકારની ખુશામત
**લજાડવું** જુઓ 'લજાવું'માં.' પરંતુ વ્યાપક 'લજવવું'-'લજાવવું' છે.
**લજામણી** સ્ત્રી. [જુઓ 'લજામણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] શરમાવાનું કામ કરે તેવી સ્ત્રી. (૨) રિસામણીનો છોડ, લાજાળુ, લાજાળી ['લજાઉ.'
**લજામણું** વિ [જુઓ 'લજાવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] જુઓ
**લજાવણું** વિ. [જુઓ 'લજાવવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] લજ્જા પમાડે તેવું, શરમાવે તેવું
**લજાવણું**[૨] વિ. [જુઓ 'લજાવવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] જુઓ 'લજામણું.'
**લજાવવું** જુઓ 'લજાવું'માં.
**લજાવું** અ.ક્રિ. [સં. लज्ज-] લાજવું, શરમાવું, લજવાવું. **લજવવું**, **લજાડ(-વ)વું** પ્રે.,સ.ક્રિ. આમાં 'લજાડવું' વ્યાપક નથી.
**લ(-લિ)જ્જત** સ્ત્રી. [અર. લજ્જત્] સ્વાદ, મજા, આસ્વાદ
**લ(-લિ)જ્જતદાર** વિ. [+ ફા. પ્રત્યય] સ્વાદિષ્ઠ, મજેદાર
**લજ્જનીય** વિ. [સં.] શરમાય તેવું, લજ્જાસ્પદ
**લજ્જા** સ્ત્રી. [સં.] લાજ, શરમ. (૨) (લા.) સંકોચ. (૩) આબરૂ. (૪) અપ-કીર્તિ
**લજ્જા-કર** **લજ્જા-કારક** વિ. [સં.], **લજ્જા-કારી** વિ. [સં.,પું.], **લજ્જા-જનક** વિ. [સં.] શરમાવનારું
**લજ્જાન્વિત** વિ. [+ સં. अन्वित] શરમાળ, લાજવાળું. (૨) શરમિંદું
**લજ્જા-પ્રદ** વિ. [સં.] જુઓ 'લજ્જા-કર.'
**લજ્જાય-માન** વિ. [સં.] શરમાતું, લજવાતું
**લજ્જાલુ(-ળુ)** વિ. [સં.] જુઓ 'લજ્જાન્વિત.'
**લજ્જાલુ(-ળુ)-તા** સ્ત્રી. [સં.] લજ્જાળુ હોવાપણું
**લજ્જાવતી** વિ. સ્ત્રી. [સં.] લાજ-મર્યાદાવાળી સ્ત્રી. (૨) જુઓ 'રિસામણી'(વનસ્પતિ).
**લજ્જાવનત** વિ. [+ સં. अवनत] શરમથી નીચે નમેલું
**લજ્જા-વશ** વિ. [સં.] શરમાયેલું
**લજ્જાવંતી (વ-તી)** વિ., સ્ત્રી. [સં. लज्जावती; પ્રા. वंत-દ્વારા સ્ત્રી.] જુઓ 'લજ્જાવતી.'
**લજ્જા-વાન** વિ. [સં. लज्जावान्, પું.] જુઓ 'લજ્જાન્વિત.'
**લજ્જા-વિહોણું**, **લજ્જા-વોણું** (-વોઃણું) વિ [+ જુઓ 'વિહોણું'-'વોણું.'] લાજ વિનાનું, બેશરમ, લજ્જા-હીન
**લજ્જા-શીલ** વિ. [સં.] શરમાવાની પ્રકૃતિવાળું, શરમાળ
**લજ્જા-શૂન્ય** વિ. [સં.] જુઓ 'લજ્જા-વિહોણું.'
**લજ્જાસ્પદ** વિ. [+ સં. आस्पद] જુઓ 'લજ્જનીય.'
**લજ્જા-હીન** વિ. [સં.] જુઓ 'લજ્જા-વિહોણું.'
**લજ્જાળવું** વિ. [જુઓ 'લજ્જાળું' + ગુ. 'વું' સ્વાર્થે ત પ્ર.], **લજ્જાળુ** જુઓ 'લજ્જાલુ.'
**લજ્જાળુ-તા** જુઓ 'લજ્જાલુ-તા.' [શરમિંદું
**લજ્જિત** વિ. [સં.] શરમાઈ ગયેલું, લજવાયેલું. (૨)
**લટ** સ્ત્રી. [સં. लट्वा > પ્રા. लट्ठा] મોટા લાંબા વાળની નાની પૂણી. (૨) મોતી વગેરેની સેર. (૩) વડની આછી વડ-વાઈ. (૪) હીર કે સૂતરની આંટી. (૫) કાનમાં પહેરવાનાં સ્ત્રીઓનાં ડોળિયાંની પડખે માથાના વાળમાં ભરાવાતી દોરી. (૬) મનુષ્યના આંતરડામાંથી મળ સાથે નીકળતો તાંતણા જેવો પદાર્થ. [૦ દાબવી (રૂ.પ્ર.) સત્તા નીચે રાખવું. ૦ પડવી (રૂ.પ્ર.) માથાના વાળ ગૂંચવાઈ જવા]
**લટક (-કય)** સ્ત્રી. [જુઓ 'લટકવું.'] લટકાઈ ચાલતા જેવી ચાલ. (૨) અંગોનો શોભીતો ઝુકાવ. (૩) લચક. ૦**ચાલ** (-લ્ય) (રૂ.પ્ર.) નખરાંવાળી ગતિ. ૦**છટક** (-કય), ૦**મટક** (-કય) (રૂ.પ્ર.) આધાર વિનાનું, અધ્ધરિયું. (૨) અંતરિયાળ રહેલું. ૦**સલામ(-મી)** (રૂ.પ્ર.) પ્રેમ વિનાની મૈત્રી]
**લટકણ** વિ. [જુઓ 'લટકવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] લટકતું રહેનારું, ઝૂલતું. (૨) લબડતું, રખડી પડેલું. (૩) વગર બોલાવ્યે સાથે આવતું (માણસ.) (૪) ન. સ્ત્રીઓના કાનનું એક ઘરેણું, લોળિયું, ફોકરવું. (૫) ઘડિયાળનું લોલક. [૦ ફળ (રૂ.પ્ર.) વૃષણ, અંડ]
**લટકણ-ચાલ** (-લ્ય) સ્ત્રી. [+ જુઓ 'ચાલ.[૨]'] લટકતી ઝૂલતી ગતિ [(૩).'
**લટકણ-જી** વિ. [+ માનાર્થે 'જી'-કટાક્ષમાં] જુઓ 'લટકણ-
**લટકણ-હાથ** પું. [+ જુઓ 'હાથ.'] મગદળની કસરતના સાતમાંનો એક પ્રકાર. (વ્યાયામ.)
**લટકણિયાળું** વિ. [જુઓ 'લટકણિયું' + ગુ. 'આળું' ત.પ્ર.] લટકાં કરી ચાલનારું
**લટકણિયું** વિ. [જુઓ 'લટકણ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લટકણ.'
**લટકણું** વિ. [જુઓ 'લટકવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] (લા.) ચીડિયું. (૨) રિસાળવું. (૩) કજિયાખોર
**લટકવું** અ.ક્રિ. ટીંગાવું. (૨) વળગી રહેવું, ચોંટી રહેવું. (૩) (લા.) નિરાધાર થઈ જવું, લબડી પડવું. (૪) એકલું રખડી પડવું. [-તી તલવાર (રૂ.પ્ર.) સદાનો ચાલુ ભય. -તું મૂકવું (રૂ.પ્ર.) અડધેથી તજી દેવું, રખડાવી પાડવું. ૦તું રહેવું (-રેઃવું) અડધેથી ફેંકાઈ જવું.]

**લટકાવું** ભાવે.,ક્રિ. **લટકાડ(-વ)વું**, પ્રે.,સ.ક્રિ.

**લટકાડ(-વ)વું, લટકાવું** જુએ। 'લટકવું'માં.

**લટકાળું** વિ. [જુએ। 'લટકો' + ગુ. 'આળું' ત.પ્ર.] લટકાં કરી ચાલનારું. (૨) (લા.) નખરાળું, ચાળા કરતું ચાલનારું, (૩) યૌવનની મદમસ્તીથી ચાલતું [ચાલતું

**લટકિત** વિ. [જુએ। 'લટકો' + સં. इत ત.પ્ર.] લટકાં કરતું

**લટકું**, ન., -કો પું. [જુએ। 'લટકવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] લટકતી ચાલ અને હાવ-ભાવ, મોહક અંગ-ચાળો, નખરું. [-કો-ચટકો (રૂ.પ્ર.) ફાજલ વખત, -કો-મટકો (રૂ.પ્ર.) નખરું. (૨) ડોળ-દમામ]

**લટ-ખટ** વિ. [પાર.] જુએ। 'નટ-ખટ.' [ખટપણું

**લટખટાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર. (પાર.)] નટ-

**લટણિયું** વિ. [જુએ। 'લટણું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.],

**લટણું** વિ. [જુએ। 'લટવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] લટી પડે તેવું. નમી પડે તેવું

**લટ-ધારી** વિ. [જુએ। 'લટ' + સં.,પું.] માથે જટાવાળું

**લટ-પટ**[1] વિ. [જુએ। 'લટપટવું.'] ચંચળ, ચપળ. (૨) (લા.) લટ્ટુ-પટ્ટુ, પ્રેમાસક્ત, (૩) ન. વાળંદનું લટપટિયું

**લટપટ**[2] (લટય-પટય) સ્ત્રી. [જુએ। 'લટપટવું.'] ચંચળતા, ચપળતા. (૨) ઘાલ-મેલ, ખટપટ. (૩) (લા.) ખુશામત. (૪) ગાઢો સંબંધ [૦ પંખી (-પક્ષી) (રૂ.પ્ર.) ખુશામતિયું. (૨) વ્યભિચારી]

**લટપટવું** અ.ક્રિ. [રવા.] સ્નેહમાં એકબીજાનો સ્પર્શ કરવો. (૨) ડગુ ડગુ થવું, લથડવું. (૩) (લા.) મોહિત થવું. (૪) ખુશામત કરવી. **લટપટાવું** ભાવે., ક્રિ. **લટપટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લટપટાવવું, લટપટાવું** જુએ। 'લટપટવું'માં.

**લટપટિયું** વિ. [જુએ। 'લટપટ[1]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ચંચળ, ચપળ, ઉતાવળિયું. (૨) (લા.) ખુશામતિયું. (૩) લપટી પડાય તેવું. (૪) ન. અસ્ત્રો ધારવાળો કરવાનું ચામડું (વાળંદનું). (૫) હજામનો ધંધો. [-યાં કરવાં, -યાં લેવાં (રૂ.પ્ર.) વાળંદનો ધંધો કરવો. (૨) નકામું કામ કરવું. (૩) નવરા બેસી રહેવું]

**લટપટું** વિ. [જુએ। 'લટપટ[1]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સ્નેહ બતાવી લટી પડે તેવું, લટપટિયું, લટ્ટુ-પટ્ટુ

**લટર**[1] (-રય) સ્ત્રી [જુએ। 'લટ.'] ફૂલમાંની આછી રેખા. (૨) આછી નાની ડાળી

**લટર**[2] (-રય) જુએ। 'લટાર.' [હોય એમ

**લટર-પટર** ક્રિ.વિ. નાની ડાળીઓમાં ફળનાં ઝૂમખાં બાઝચાં

**લટવું** અ.ક્રિ. [સં. लट् તત્સમ] બાળક જેવું વર્તન કરવું. (૨) નબળું થઈ જવું, શિથિલ થવું. (૩) નમી પડવું (૪) આડે પડખે પડવું, લેટવું. (૫) લીન થવું. (૬) સંકોચાવું. (૭) વ્યાકુળ થવું. (૮) કાલાવાલા કરવા. **લટાવું** ભાવે., ક્રિ. **લટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લટાકડી** સ્ત્રી. હલાલ કરેલા પશુના પગનું આગળનું હાડકું

**લટાકો** પું. [જુએ। 'લટકવું' દ્વારા.] બાકી રાખવું એ. (૨) ઢીલ. (૩) (લા.) ઉપાધિ, ચિંતા. (૪) સંબંધ. નિસ્બત

**લટા-છટા** સ્ત્રી. [સં. छटा–દ્વિર્ભાવ] છટા, હાવ-ભાવ, હાવના લટકા [(૨) (લા.) લડાઈ, ઝઘડે

**લટાપટી** સ્ત્રી. [રવા.] બંને ગાલ પર હથેલી ટીપવી એ.

**લટા(-ટ)ર** (-રય) સ્ત્રી. [જુએ। 'લટવું' દ્વારા.] આમતેમ લહેરથી ફરવું એ, સહેલાણી ફેરો. [૦ મારવી (રૂ.પ્ર.) સહેલાણી કરતાં ફરી આવવું]

**લટિયર** વિ. [જુએ। 'લટ' દ્વારા.] લટવાળું, ઝૂલફાંવાળું. (૨) (લા.) ભભકાદાર, શોખીન [ફાંકડું

**લટિયલ** વિ. [જુએ। 'લટ' દ્વારા.] લટકતી ચાલ ચાલનારું,

**લટિયું** ન. [જુએ। 'લટ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાની લટ, જટિયું. (૨) પાતળી નાની ડાળી. [-યાં, ઊડવાં, -યાં ફગફગવાં (રૂ.પ્ર.) માથાના વાળ ઊડતા કઢંગા દેખાવા. -યાં ગૂંથાવાં (રૂ.પ્ર.) અંદરોઅંદર ગાઢ સંબંધમાં આવવું,- -યાં પીંખવાં (રૂ.પ્ર.) ફેંદી નાખવું. (૨) ફજેતો કરવો. -યાં ફસાવવાં (રૂ.પ્ર.) મારી નાખવું]

**લટી** સ્ત્રી. દોરાની આંટી. (૨) (લા.) વેશ્યા. [૦નો (રૂ.પ્ર.) એક ગાળ] [તેવું

**લટીલું** વિ. [જુએ। 'લટવું' + ગુ. 'ઈલું' કૃ.પ્ર.] લટી પડે

**લટ્ટુ** વિ. [જુએ। 'લટવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] પ્રેમ કરવામાં વધુ પડતું ઢળી પડતું, આસક્ત, લટ્ટુ. (૨) મશગૂલ, તલ્લીન. (૩) નરમ ઘેંસ જેવું. (૪) પરાધીન [ખુશામતખોર

**લટ્ટુ-પટ્ટુ** વિ. [જુએ। 'લટ-પટ[1]' + ગુ. 'ઉ' ત.પ્ર.]

**લટ્ટુકડું** ન. [જુએ। 'લટકું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુએ। 'લટકું.' [(૨) ખુશામત

**લટ્ટુડા-વેડા** પું., બ.વ. [જુએ। 'લટ્ટુડું' + 'વેડા.'] લટ્ટુડાપણું.

**લટ્ટુડી** સ્ત્રી. [જુએ। 'લટ' દ્વારા.] વાળની લટ ['લટ્ટુ.'

**લટ્ટુડું** વિ. [જુએ। 'લટ્ટુ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુએ।

**લટ્ટુડું-પટ્ટુડું** વિ. [+ જુએ। 'પટ્ટુડું.'] ખૂબ ખુશામતખોર

**લટ્ટુર-પટ્ટુર** ક્રિ.વિ. ભરપૂર, ખીચોખીચ. (૨) ફળોથી ભરપૂર [લટિયું

**લટ્ટુરિયું** વિ. [જુએ। 'લટ' દ્વારા.] લટિયાંવાળું. (૨) ન.

**લટ્ટુરી** સ્ત્રી [જુએ। 'લટ' દ્વારા.] વાળની લટ. (૨) વાળમાં માથે ખોસવાનું એક ઘરેણું. [૦ ઉતરાવવી (રૂ.પ્ર.) બાળ-મોવાળા લેવડાવવા. ૦ લેવી (રૂ.પ્ર.) વાળ ખેંચવા]

**લટેરા** પું., બ.વ. ઊંચી જાતના એક પ્રકારના ચોખા

**લટેલું** વિ. [જુએ। 'લટવું' + ગુ. 'એલું' બી. ભૂ.કૃ.] નીચા ભાવનું, ઓછી કિંમતનું, સસ્તું, સોંઘું

**લટો-ઝટો** ક્રિ.વિ. લેવાયું ન લેવાયું હોય એમ ઉતાવળે. (૨) સહેજ-સાજ [ઝુંડ. (૩) એક પક્ષી

**લટોરો** પું. [જુએ। 'લટ' દ્વારા.] લટ, લટિયું. (૨) ડાળીનું

**લટ્ટી** સ્ત્રી. રમવાની ઠેર

**લટ્ઠુ** વિ. [જુએ। 'લટ્ટુ.'] જુએ। 'લટ્ટુ.'

**લટ્ઠુ-પટ્ઠુ** જુએ। 'લટ્ટુ-પટ્ટુ.'

**લટ્ઠ(-ઠ,-ઠ્ઠ)** પું. [દે. પ્રા. लट्ठि-'લાકડી' દ્વારા પું.] જાડી મજબૂત ડાંગ, દંડો. (૨) થાંભલો. (૩) વિ. (લા.) ભરાવદાર, હૃષ્ટ-પુષ્ટ, મજબૂત. [૦ નિરંજન ભારતી (-નિરંગ્જન-) (રૂ.પ્ર.) મજબૂત બાંધાવાળો રખડેલ માણસ]

**લટ્ઠ(-ઠ, ઠ્ઠ)-બાજ** વિ. [+ ફા.પ્રત્યય] દંડ-ધારક. (૨) જુએ। 'લટ્ઠ(-ઠ)ઠ.'

**લટ્ઠ(-ઠ,-ઠ્ઠ)બાજી** સ્ત્રી. [+ફા. પ્રત્યય] લઠ્ઠબાજપણું. (૨) મારામારી

**લટ્ઠ(-ઠ્ઠ)-પટ્ઠ(-ઠ્ઠ)** વિ. [+જુઓ 'પઠ્ઠું'] જુઓ 'લટ્ઠ(-ઠ)(૩).'

**લટ્ઠા(-ઠ્ઠા)-લટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [જુઓ 'લઠ્ઠ' દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] લઠ્ઠાથી મારામારી, લઠ્ઠબાજી

**લટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [દે.પ્રા. લટ્ઠિઆ] લાઠી, લાકડી

**લટ્ઠું(-ઠ્ઠું)** વિ. [જુઓ 'લટ્ઠ(-ઠ્ઠ)' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લટ્ઠ(૩).'

**લટ્ઠો(-ઠ્ઠો)** પું. [જુઓ 'લટ્ઠ' દ્વારા.] જુઓ 'લટ્ઠ(૧).' (૨) ગાડી-ગાડાનાં પૈડાં ભરાવવાનું આડું. (૩) આદરપાટ નામનું કાપડ. (૪) સોના રૂપાની ઢાળકી. (૫) છારાનું એક પીણું. [૦ દેવો (રૂ.પ્ર.) માર મારવો]

**લઠ** જુઓ 'લટ્ઠ.'

**લઠ-બાજ** જુઓ 'લટ્ઠ-બાજ.'

**લઠ-બાજી** જુઓ 'લટ્ઠ-બાજી.'

**લઠિયું** વિ. [જુઓ 'લઠ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લટ્ઠ.' (૨). ન. ગાડાનો નીચેનો ભાગ

**લઠિ(-ઠી)શું** વિ. [જુઓ 'લઠ' દ્વારા.] લઠ્ઠ, મજબૂત. (૨) (લા.) લુચ્ચું, લફંગું

**લઠ્ઠ** જુઓ 'લટ્ઠ.'

**લઠ્ઠ-પઠ્ઠ** જુઓ લટ્ઠ-પટ્ઠ.'

**લઠ્ઠ-બાજ** જુઓ 'લટ્ઠ-બાજ.'

**લઠ્ઠ-બાજી** જુઓ 'લટ્ઠ-બાજી.'

**લઠ્ઠા-લઠ્ઠી** જુઓ 'લટ્ઠા-લટ્ઠી.'

**લઠ્ઠી** જુઓ 'લટ્ઠી.'

**લઠ્ઠું** જુઓ 'લટ્ઠું.'

**લઠ્ઠો** જુઓ 'લટ્ઠો.'

**લડકણ,-ણું** (લડકણ,-ણું) જુઓ 'લડકણ,-ણું.'

**લડત** (લડત્ય) જુઓ 'લડત.'

**લડતણ** (લડતણ) જુઓ 'લડતણ.'

**લડથડ** ન. [જુઓ 'લડથડવું.'] લથડી પડવું એ

**લડથડવું** જુઓ 'લથડવું.'

**લડથડિયું** જુઓ 'લથડિયું.'

**લડધું** વિ. [મરા. લડ્ધ] મોટી ઉંમરનું જાડું-મોટું

**લડબડવું** જુઓ 'લબડવું.' **લડબડાવું** ભાવે.,ક્રિ. **લડબડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લડબડાવવું, લડબડાવું** જુઓ 'લડબડવું'-'લબડવું'માં.

**લડબડિયું** ન. [જુઓ 'લડબડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] લબડી પડવું એ, ગોથું. (૨) વિ. તાકાત વિનાનું

**લડ-વાડ** (લડય-વાડય) જુઓ 'લડ-વાડ.'

**લડવાડિયું** (લડ-વાડિયું) જુઓ 'લડવાડિયું.'

**લડવું**[1] અ.ક્રિ. [ઉચ્ચારણ શુદ્ધ મૂર્ધન્ય] એક બાજુ નમી પડવું. '**લડાવું**[1]' ભાવે., ક્રિ. '**લડાવવું**[1]' પ્રે.,સ.ક્રિ.

**લડવું**[2] (લડવું) જુઓ 'લડવું.[2]' '**લડાવું**[2]' (લડાવું) ભાવે., ક્રિ. **લડાવવું**[2] (લડાવવું) પ્રે.,સ.ક્રિ.

**લડ-વેડ** (લડય-વેડય) જુઓ 'લડ-વેડ'-'લડ-વાડ.'

**લડવૈયો** (લડવૈયો) 'જુઓ 'લડવૈયો.'

**લડસડ** ક્રિ.વિ. [જુઓ 'લડસડવું.'] લથડિયાં ખવાતાં હોય એમ. (૨) મદમાં અડબડિયાં ખવાતાં હોય એમ

**લડસડવું** અ.ક્રિ. [રવા.] સમતોલપણું ન રહેતાં આમતેમ લટી પડવું. **લડસડાવું** ભાવે., ક્રિ. **લડસડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લડસડાવવું, લડસડાવું** જુઓ 'લડસડવું'માં.

**લડં-બાજ** (લડમ્-બાજ) જુઓ 'લડક-બાજ.'

**લડં-લડા,-ડી** (લડમ્-લડા,-ડી) જુઓ 'લડમ-લડા,-ડી.'

**લડાઈ** (લડાઇ) જુઓ 'લડાઈ.'

**લડાઈ-ખોર** (લડાઇ.) જુઓ 'લડાઈ-ખોર.'

**લડાઈ-ઘેલું** (લડાઇ-ઘેલું) જુઓ 'લડાઈ-ઘેલું.

**લડાઉ** (લડાઉ) જુઓ 'લડાઉ.'

**લડાક,-કુ** (લડાક,-કુ) જુઓ 'લડાક,કુ.'

**લડાકુ**[1] વિ. [જુઓ 'લાડ' દ્વારા.] લાડકું, વહાલું

**લડાકુ**[2] (લડાકુ) જુઓ 'લડાકુ.'

**લડામણી** (લડામણી) જુઓ 'લડામણી.'

**લડાયક** (લડાયક) જુઓ 'લડાયક.'

**લડાયક-વૃત્તિ** (લડાયક-) જુઓ 'લડાયક-વૃત્તિ.'

**લડાલડ** (લડા-લડય), **-ડી** (-ડી) જુઓ 'લડાલડ,-ડી.'

**લડાવવું,**[1] **લડાવું**[2] જુઓ 'લડવું[1]'માં.

**લડાવવું,**[2] **લડાવું**[3] (લડા-) જુઓ 'લડવું[2]'-'લડવું[2]'માં.

**લડાવવું**[3] જુઓ 'લાડવું'માં.

**લડી** સ્ત્રી. [જુઓ 'લડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] દોરાની આંટી કે દડી. (૨) સેર, પંક્તિ (વસ્તુઓની)

**લડું** ન. દોરાની આંટી. (૨) સોનીનું તાર વીંટવાનું એક સાધન

**લડેશ્વર** (લડેશ્વર) જુઓ 'લડેશ્વર.'

**લડ્ડુ** પું. [સં.] લાડુ, મોદક

**લઢ(-ડ)કણ,-ણું** વિ. [જુઓ 'લડવું[2]' + ગુ. 'અણ,-ણું' કૃ.પ્ર. + 'ક' આગમ] લડવાના સ્વભાવવાળું, ટંટાખોર

**લઢણ** ન. મહાવરો, આદત, ટેવ. (૨) રીત, પદ્ધતિ. (૩) રજૂઆત કરવાનો પ્રકાર, 'મોડ ઑફ એક્સ્પ્રેશન' (ઉ.જો.)

**લઢણ-લોટ** ક્રિ.વિ. [+ જુઓ 'લોટ.'] લસોટાઈ ને એકરૂપ થયું હોય એમ [પ્રતીકાર

**લઢ(-ડ)ત** (-ત્ય) સ્ત્રી. [જુઓ લઢ(-ડ)વું[2]' દ્વારા.] સામનો,

**લઢ(-ડ)તણ** વિ. [જુઓ 'લઢ(-ડ)વું[2]' દ્વારા.] લડવાની આદતવાળું, ઝઘડાખોર

**લઢ(-ડ)-વાડ(-ડ)** (લઢય-વાડય) સ્ત્રી. જુઓ 'લઢ'(-ડ)વું[2]' + 'વાઢ (-ડ)નું.'] લડાલડી, મારામારી

**લઢ(-ડ)-વાડિ(-ડિ)યું** વિ. [જુઓ 'લઢ-વાઢ(-ડ)' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઝઘડાખોર

**લઢવું**[1] (શુદ્ધ મૂર્ધન્ય ઉચ્ચાર) સ.ક્રિ. [દે.પ્રા. લ્હ્ઢ-'યાદ કર્યા કરવું] એકની એક વાત વારંવાર વાગોળવી. (૨) લસોટવું, ઘૂંટવું. **લઢાવું**[1] કર્મણિ., ક્રિ. **લઢાવવું**[1] પ્રે.,સ.ક્રિ.

**લઢ(-ડ)વું**[2] અ.ક્રિ. (મૂર્ધન્યતર ઉચ્ચારણ) યુદ્ધ કરવું. (૨) ઠપકો આપવો, વઢવું, બાધવું. **લઢા(-ડા)વું**[2] ભાવે., ક્રિ. લઢા(-ડા)વવું[2] પ્રે., સ.ક્રિ.

**લઢ(-ડ)-વેડ(-ડ)** (લઢય - વેડય,) સ્ત્રી. [જુઓ 'લઢ(-ડ)-વાડ(-ડ).'] જુઓ લઢ(-ડ)-વાઢ(-ડ).'

**લઢ(-ડ)વૈયો** પું. [જુઓ 'લઢ(-ડ)વું[2]' + ગુ. 'ઐયો' કૃ.પ્ર.]

યોદ્ધો [+ ફા. પ્રત્યય] ઝઘડાખોર

**લઢં(-ડં)-બાજ** (લઢ(-ડ)મ્-બાજ) વિ. [જુઓ 'લઢ(-ડ)વું[૨]'

**લઢં(-ડં)-લઢા(-ડા), -ઢી(-ડી)** (લમ્-લઢા,-ઢી,) સ્ત્રી. [જુઓ 'લઢ(-ડ)વું[૨]'-દ્વિર્ભાવ + ગુ. 'આ' - 'ઈ' કૃ.પ્ર. ) લડાલડી, મારામારી ['લઢવું[૧]'માં.

**લઢાવવું,[૧] લઢાવું[૧]** (બંનેમાં 'ઢ' શુદ્ધ મૂર્ધન્ય) જુઓ

**લઢા(-ડા)વવું,[૨] લઢા(-ડા)વું[૨]** જુઓ 'લઢવું[૨]' માં.

**લઢા(-ડા)ઈ** સ્ત્રી. [જુઓ 'લઢ(-ડ)વું[૨]' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] લડવાની ક્રિયા. (૨) યુદ્ધ, સંગ્રામ, જંગ. [૦ તોળાવી (રૂ.પ્ર.) લડાઈ થવાનો સંભવ હોવો. ૦નું લાકડું (રૂ.પ્ર.) લડાઈનું મૂળ. ૦ પર ચઢ(-ડ)વું, (રૂ.પ્ર.) લડવા પ્રવૃત્ત થવું]

**લઢા(-ડા)ઈ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] ઝઘડાખોર

**લઢા(-ડા)ઈ-ઘેલું** (-ઘેલું) વિ. [+ જુઓ 'ઘેલું.'] લડવા માટે તત્પર થઈ ગયેલું

**લઢા(-ડા)ઉ** વિ. [જુઓ 'લઢ(-ડ)વું[૨]' ગુ. 'આઉ' કૃ.પ્ર.] યુદ્ધને લગતું, યુદ્ધમાં કામ લાગે તેવું. (૨) લડાઈમાં ગૂંથાયેલું

**લઢા(-ડા)ક,-કુ** વિ. [જુઓ 'લઢ(-ડ)વું[૨]' દ્વારા.] લડવામાં હોશિયાર. (૨) ઝઘડાખોર [લડાયક, લડવા ચાહતું

**લઢા(-ડા)કુ** વિ. [જુઓ 'લઢ(-ડ)વું[૨]' + ગુ. 'આકુ' કૃ.પ્ર.]

**લઢા(-ડા)મણી** સ્ત્રી. [જુઓ 'લઢ(-ડ)વું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] લડાવી મારવું એ, ઝઘડા કરાવવો એ

**લઢા(-ડા)યક** વિ. [જુઓ 'લઢ(-ડ'વું[૨]' દ્વારા.] લડાઈ ને લગતું. (૨) લડવાની વૃત્તિવાળું, 'મિલિટન્ટ'

**લઢા(-ડા)યક-વૃત્તિ** સ્ત્રી. [+ સં.] લડવાની દાનત

**લઢા(-ડા)-લઢ(-ડ), -ઢી(-ડી)** (-લઢા-લઢય,-ઢી) સ્ત્રી. [જુઓ 'લઢ(-ડ)વું[૨]'; દ્વિર્ભાવ + ગુ. 'આ'-'ઈ' કૃ.પ્ર.] જુઓ 'લઢં-(-ડં)લઢા(-ડા).'

**લઢા(-ડા)વવું,[૨] લઢા(-ડા)વું[૨]** જુઓ 'લઢ(-ડ)વું[૨]'માં.

**લઢી** સ્ત્રી. ગાડામાંથી માલ નીચે ન પડી જાય એ માટે નખાતું આડું પાટિયું કે લાકડું

**લઢો[૧]** પું. [જુઓ 'લઢવું[૧]' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ખેતરને રાંપથી લઢવાની ક્રિયા

**લઢો[૨]** પું. ટોળું

**લણણી** સ્ત્રી. [જુઓ 'લણવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] લણવાની ક્રિયા. (૨) (લા.) લણવાની મોસમ

**લણવું** સ.ક્રિ. [સં. लुना- > પ્રા. लुण-] ડૂંડાંવાળા છોડ ઉપરથી કણવાળાં ડૂંડાં કાપવાં. (૨) (લા.) ફળ મેળવવું. **લણાવું** કર્મણિ., ક્રિ. **લણાવવું** પ્રે.,સ.ક્રિ.

**લણાવવું, લણાવું** જુઓ 'લણવું'માં.

**લત(-ત્ય)** સ્ત્રી. આદત, ટેવ, હેવા. (૨) વ્યસન, કુછંદ. (૩) (લા.) લગની, લેહ, ધ્યાન. [૦ પડવી, ૦ લાગવી (રૂ.પ્ર.) હેવા થવા, આદત થવી]

**લત-ખોર** (લત્ય-) વિ. [+ ફા. પ્રત્યય] આદતખોર, લતે ચડેલું. (૨) (લા.) હલકટ

**લતા** સ્ત્રી. [સં.] વેલ, વેલી, વેલો

**લતા-કુંજ** (-કુઞ્જ) સ્ત્રી. [સં.,પું.,ન.], **લતા-ગૃહ** ન. [સં., પું.,ન.] વેલના કુદરતી માંડવો, કુંજ-ભવન, 'આર્બર'

**લતાડ** પું. હદ ઉપરાંતના ચાલીને કરેલા પ્રવાસના થાકની ઘેરી અસર. (૨) (-ડ્ય) સ્ત્રી. અસર. [૦ ખવરાવવી ૦ મારવી (રૂ.પ્ર.) નુકસાન કરવું. ૦ ખાવી (રૂ.પ્ર.) નુકસાન વેઠવું. ૦ લાગવી, ૦ વાગવી (રૂ.પ્ર.) દૂબળા થઈ જવું] [ફાંસલો

**લતા-પાશ** પું. [સં.] વેલનું વીંટાઈ જવું એ, વેલીનો

**લતા-ભવન** ન., **લતા-મંડપ** (-મણ્ડપ). [સં.] જુઓ પું. 'લતા-કુંજ.'

**લતિકા** સ્ત્રી. [સં.] (લાલિત્ય ભાવે) જુઓ 'લતા.'

**લતીફ** વિ. [અર.] સદ્ગુણી, પવિત્ર, ઉત્તમ. (૨) આબરૂદાર

**લતીફો** પું. [અર. લતીફહ્ ] મજાક, ટોળ-ટપ્પો, ટીખળ

**લત્તા-પ્રહાર** પું. [દે.પ્રા. लत्ता + સં.] લાત મારવાની ક્રિયા

**લત્તાં** ન.,બ.વ. ['લૂગડાં' સાથે વપરાય છે: 'લૂગડાં-લત્તાં.'] લૂગડાં. [એકલો ઉપયોગ.: ૦ લેવાઈ જવાં, ૦ લેવાવાં (રૂ.પ્ર.) નુકસાનમાં આવી પડવું. (૨) આફત અનુભવવી. ૦ લેવાં (રૂ.પ્ર.) ખામી કે નબળાઈ ઉઘાડી પાડવી]

**લત્તો** પું. [ફા. લત્તહ્] મહોલ્લો, પાડો, વાસ

**લત્થ(-ત્થ)-બત્થ(-ત્થ)** -જુઓ 'લથ-પ(-બ)થ.'

**લથડ-પથડ** ક્રિ.વિ. [જુઓ 'લથડવું,'-દ્વિર્ભાવ.] જુઓ 'લથર-પથર.' (૨) લથડે અને પગે અથડાય એમ. (૩) પાણીથી તરબોળ હોય એમ. (૪) અસ્ત-વ્યસ્ત, વેર-વિખેર, વેરણ-છેરણ [ભરેલું. (૨) ઘાટઘૂટ વિનાનું

**લથડ-બથડ** વિ. [જુઓ 'લથડવું,'-દ્વિર્ભાવ.] માંસ-ચરબીથી

**લ(૦ડ)થડવું** અ.ક્રિ. [રવા.] અફળાતાં હોઈએ એમ અવ્યવસ્થિત ચાલવું, લથડિયાં ખાવાં. (૨) માંદગીને લઈ તબિયત બગડવી. (૩) તૂટી પડવું. **લ(૦ડ)થડાવું** ભાવે., ક્રિ. **લ(૦)થડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લ(૦ડ)થડાવવું, લ(૦ડ)થડાવું** જુઓ 'લ(૦ડ)થડવું'માં.

**લ(૦ડ)થડિયું** ન. [જુઓ 'લ(૦ડ) થડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] લથડવાની ક્રિયા

**લથ-પ(-બ)થ** ક્રિ.વિ. [રવા.] એક-બીજાને વળગી પડયાં હોય એમ. (૨) લોથ-પોથ, શ્રમિત. (૩) આળોટિયાં ખાતું. (૪) ખરડાયેલ, લોહી-લુહાણ

**લથર(-ડ)-પથર(-ડ)** ક્રિ.વિ. [રવા.] ઢીલું, લબડતું હોય એમ. (૨) વેરણ-છેરણ, વેર-વિખેર, અસ્ત-વ્યસ્ત

**લથં-બથા** (લથમ્-બથા) સ્ત્રી. [જુઓ 'બાથ' દ્વિર્ભાવ.], **લથાબથી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] બાથ ભરી ઝઘડવાની ક્રિયા

**લથ્થ-બથ્થ** જુઓ 'લત્થ-બત્થ'-'લથ-પ(-બ)થ.'

**લદ-બદ** ક્રિ.વિ. [અનુ.] પ્રવાહીથી તદ્દન ભીંજાઈ ગયેલ હોય એમ. (૨) (લા.) ચકચૂર, તલ્લીન

**લદબદવું** અ.ક્રિ. [જુઓ 'લદબદ'-ના.ધા.] લદબદ થઈ રહેવું. **લદબદાવું** ભાવે., ક્રિ. **લદબદાવવું** પ્રે.,સ.ક્રિ.

**લદબદાવવું, લદબદાવું** જુઓ 'લદબદવું'માં.

**લદાણ** ન. [જુઓ 'લદાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] લદાવાની ક્રિયા. (૨) લદાવાની કે લદાયેલી ચીજ-વસ્તુ

**લદામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'લાદવું' + ગુ. 'આમણ' -'આમણી' કૃ.પ્ર.] માથે વજન ભરવું એ. (૨) માથે વજન

ભરવાનું મહેનતાણું

**લદાવવું, લદાવું** જુઓ 'લાદવું'માં. [હોય એમ

**લદોલદ** ક્રિ. [જુઓ 'લાદવું' દ્વિર્ભાવ.] બરોબર લદાયેલું

**લધાવવું** જુઓ 'લધાવું'-'લાધવું'માં.

**લધાવું** અ ક્રિ. [જુઓ 'લાધવું.'] વહાણ વગેરેનું રેતી-કાદવ-માં ખૂંપી જવું. **લધાવવું** પ્રે.,સ.ક્રિ. [ઝટ

**લપ**¹ ક્રિ.વિ. [રવા.] જલદી. [૦ દઈ ને (રૂ.પ્ર.)] તરત જ,

**લપ**² સ્ત્રી. ઉપાધિ, બલા, પળોજણ. (૨) લફરું. (૩) લંબાણથી કરાથી વાત. (૪) (લા.) અણગમતો મહેમાન. [૦ **કરવી** (રૂ.પ્ર.) વાર લગાડવી. ૦ **લાગવી** (રૂ.પ્ર.) કામનો અંત ન આવવો. ૦ **વળગવી** (રૂ.પ્ર.) મુશ્કેલીમાં મુકાવું]

**લપક લપક** ક્રિ.વિ. [રવા.] ઝડપથી. (૨) જુઓ 'લબક લબક.'

**લપકવું** અ.ક્રિ. [રવા.] 'લપક' દઈ ને ઘસવું. (૨) ઉતાવળ કરવી. (૩) લપકારા થવા. **લપકાવું** ભાવે.,ક્રિ. **લપકાવવું** પ્રે.,સ.ક્રિ. [(૨) જુઓ 'લબકારો.'

**લપકારો** પું. [જુઓ 'લપકવું' દ્વારા.] 'લપક' એવો અવાજ.

**લપકાવવું, લપકાવું** જુઓ 'લપકવું'માં.

**લપકો** જુઓ 'લબકો.'

**લપકો-ઝપકો** જુઓ 'લબકો-ઝબકો.'

**લપ-ચપ** (લપ્ય-ચપ્ય) સ્ત્રી. [અનુ.] દેઢ-ડહાપણ

**લપટ**¹ -(-ટય) સ્ત્રી. [જુઓ 'લપેટાવું.'] લપેટાવું એ. (૨) (લા.) સુગંધ, મહેક [(૩) પેચ, ફાંદો

**લપટ**² (-ટય) સ્ત્રી. [રવા.] ઝડપ, ઝોટ. (૨) અડફેટ.

**લપટ-ઝપટ** (લપટય-ઝપટય) સ્ત્રી. [જુઓ 'લપટ¹' + 'ઝપટ.'] ઓચિંતી ઝપટ. (૨) ક્રિ.વિ. જે કાંઈ હાથ આવ્યું એ રીતે

**લપટણું** વિ. [જુઓ 'લપટવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર.] લપટી જાય તેવું. (૨) લપટી જવાય તેવું. (૩) ન. લપટી જવાય તેવું સ્થાન

**લપટવું**¹ અ.ક્રિ. [રવા.] લપટાવું. (૨) **લપટાવવું**¹ પ્રે.,સ.ક્રિ. [**લપટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લપટવું** સ.ક્રિ. જુઓ 'લપેટવું.' **લપટાવું** કર્મણિ, ક્રિ.

**લપટાવવું**¹⁻² જુઓ 'લપટવું¹⁻²'માં.

**લપટાવવું**³ જુઓ 'લપટાવું'માં.

**લપટાવું** અ.ક્રિ. જાળ કે ફાંદામાં ફસાઈ જવું. (૨) લોભાઈ જવું. '**લપટાવવું**³' પ્રે.,સ.ક્રિ.

**લપટું** વિ. [જુઓ 'લપટવું' + ગુ. 'ઉ'' કૃ.પ્ર.] લીસું થઈ ગયેલું, લપટણું. (૨) પેચ ઘસાતાં ઢીલું પડી ગયેલું, લાંપડું. (૩) (લા.) લાલસું. (૪) લાસરિયું.

**લપડ-છપડ** ક્રિ,વિ. જેમતેમ

**લપડવું** સ.ક્રિ. [રવા.] જુઓ લપેટવું. **લપડાવું** કર્મણિ., ક્રિ. **લપડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લપડં(-ડિં)ગ** વિ. ખૂબ ઊંચું

**લપડાક** સ્ત્રી. [જુઓ 'લપાટ.'-રવા.] લપાટ, થપાટ, [૦ **ખાવી** (રૂ.પ્ર.) નુકસાન ભોગવવું. (૨) છેતરાવું. ૦ **ચોડ(-ઢ)વી,** ૦ **ઠોકવી,** ૦ **દેવી** (રૂ.પ્ર.) તમાચો મારવો. (૨) નુકસાનમાં ઉતારવું. ૦ **પડવી,** ૦ **મળવી** (રૂ.પ્ર.) પાછું પડવાનું થવું. ૦ **મારવી** (રૂ.પ્ર.) મહેણું મારવું. (૨) નુકસાનમાં ઉતારવું]

**લપડાવવું, લપડાવું** જુઓ 'લપડવું'-માં.

**લપડિંગ** જુઓ 'લપડંગ.'

**લપતડિયું, લપતરડું, લપતરું** વિ. પાતળું થઈ ગયેલું

**લપતૂડિયું** વિ. જુઓ 'લપતડિયું.' (૨) ન. તદ્દન હાડ-પિંજર જેવું થઈ ગયેલું શરીર

**લપન-છપન** જુઓ 'લપ્પન-છપ્પન.'

**લપરડવું** જુઓ 'લપેડવું.' **લપરડાવું** કર્મણિ., ક્રિ. **લપરડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લપરડાવવું, લપરડાવું** જુઓ 'લપરડવું'માં. ['લપેડો.'

**લપરડો** પું. [જુઓ 'લપરડવું + ગુ' 'ઓ' કૃ.પ્ર.] જુઓ

**લપરું** વિ. [જુઓ 'લપ²' દ્વારા.] જુઓ 'લપિયું.'

**લપ લપ**¹ ક્રિ.વિ. [રવા.] 'લપ લપ' એવા અવાજથી

**લપ-લપ**² (લપ્ય-લપ્ય) સ્ત્રી. [સં. લપ્, તત્સમ (બોલવું), દ્વિર્ભાવ], -પાટ પું. [+ ગુ. 'આટ' કૃ. પ્ર.] બોલ બોલ કરવું એ

**લપલપિયું** વિ. [જુઓ 'લપ લપ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] 'લપ લપ' કરનારું, બોલ બોલ કરનારું. (૨) (લા.) ઉતાવળિયું. (૩) ધાંધલિયું

**લપવું** અ.ક્રિ. જુઓ 'લપાવું.'

**લપસણી** સ્ત્રી. [જુઓ 'લપસણું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લપસવું એ. (૨) લપસવાનું એક કસરતી સાધન

**લપસણું** વિ. [જુઓ 'લપસવું' + ગુ. 'અણું'' કર્તૃવાચક કૃ.પ્ર.] લપસી પડે તેવું. (૨) ન. લપસી પડાય તેવું સ્થાન કે પરિસ્થિતિ

**લપસવું** અ ક્રિ. [રવા.] લીસી અને ચીકણી જગ્યા ઉપરથી ખસકી પડવું. (૨) (લા.) ભ્રષ્ટ થવું, વ્યભિચરિત થવું. **લપસાવું** ભાવે., ક્રિ. **લપસાવવું** પ્રે.,સ.ક્રિ.

**લપ(-ફ)સિંદર** ન. [જુઓ 'લપ દ્વારા.] વળગેલી લાંબી લપ, લફરું. (૨) નકામી લાંબી લાંબી વાત

**લપણું** વિ. [જુઓ 'લપ' દ્વારા.] લપિયું

**લપાટ** સ્ત્રી. [રવા.] થપાટ, થપ્પડ, લપડાક

**લપાટિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] લપાટ મારનાર

**લપામણી** સ્ત્રી. [જુઓ 'લપાવું' + ગુ. 'આમણી' કૃ. પ્ર.] સંતાઈ જવાની ક્રિયા [જનારું, લપાઈ જાય તેવું

**લપામણું** વિ. [જુઓ 'લપાવું' + ગુ. 'આમણું'' કૃ.પ્ર.] લપાઈ

**લપાવવું** જુઓ 'લપાવું'માં. [પ્રે.,સ.ક્રિ.

**લપાવું** અ.ક્રિ. અંગ સંકોડી છુપાવું, સોડમાં ભરાવું. **લપાવવું**

**લપાવું-છુપાવું** અ.ક્રિ. [+જુઓ 'છુપાવું'] જુઓ 'લપાવું(૧).'

**લપિયું** વિ. [જુઓ 'લપ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લપ કરનારું, લાપી, કામ લંબાય એમ કર્યા કરનારું

**લપુ લપુ, લપૂક લપૂક** ક્રિ.વિ. ભયની અસર થઈ હોય એમ. (૨) જુઓ 'લબુ લબુ.'

**લપૂકિયું** જુઓ 'લબૂકિયું.'

**લપૂકો** [જુઓ 'લપૂક' + ગુ. 'ઓ' ત.પ્ર.] ભયથી ધ્રૂજવું એ

**લપૂડું** વિ. [રવા.] લપ લપ કરી ચાટનારું. (૨) (લા.) ખબુ-બોલું

**લપેટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'લપટવું.'] લપેટવાની ક્રિયા. (૨) મગદળની જોડીની એક કસરત

**લપેટ-ઝપેટ** (લપેટય-ઝપેટય) સ્ત્રી. [+ જુઓ 'ઝપેટવું.'] છટકવું એ. (૨) (લા.) ગોટાળો

**લપેટવું** સ.ક્રિ. [રવા.] ઢંકાય એ રીતે વીંટવું. (૨) સંકેલવું, સમેટવું. **લપેટાવું** કર્મણિ., ક્રિ. **લપેટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લપેટાવવું, લપેટાવું** જુઓ 'લપેટવું'માં.

**લપેટો**[૧] પું. [જુઓ 'લપેટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] લપેટવું એ. (૨) હજામત કર્યા પછી પોચે હાથે ફરી અસ્ત્રો ફેરવવો એ

**લપેટો**[૨] પું. કસબવાળું રેશમી કાપડ

**લપેડવું** સ.ક્રિ. [રવા.] લપરડવું, ખરડવું, પ્રવાહી કે રંગનું પડ ચડાવવું. **લપેડાવું** કર્મણિ., ક્રિ. **લપેડાવવું**. પ્રે.,સ.ક્રિ.

**લપેડાવવું, લપેડાવું** જુઓ 'લપેડવું'માં.

**લપેડો** પું. [જુઓ 'લપેડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જાડો સાંકડો લેપ કરવો એ, જાડો સાંકડો થયેડો, લપરડો

**લપૈડવું** સ.ક્રિ. [જુઓ 'લપરડવું.' પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ લપેડવું. **લપૈડાવું** કર્મણિ.,ક્રિ. **લપૈડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લપૈડાવવું, લપૈડાવું** જુઓ 'લપૈડવું'-'લપરડવું'માં.

**લપૈડો** પું. [જુઓ 'લપરડો' પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'લપરડો'-'લપેડો.'

**લપોડ** વિ. જૂઠું અને ઠેકાણા વગરની વાત કરનાર. (૨) ગપ્પી. (૩) ખુશામતિયું. [૦શંખ (-શઙ્ખ) (રૂ.પ્ર.) જૂઠાં વચન આપનાર. (૨) લાસડિયો માણસ]

**લપોડવું** જુઓ 'લંબોડવું.' **'લપોડાવું'** કર્મણિ., ક્રિ. **લપોડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લપોડાવવું, લપોડાવું** જુઓ 'લપોડવું'માં. ['લપોડ.'

**લપોડી** વિ. [જુઓ 'લપોડ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**લપોડો** પું. [જુઓ 'લપોડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત. પ્ર.] એવો માણસ. [**લીંડીના ફરમમાં લપોડો** (લીંડી) (રૂ.પ્ર.) અભાગીના ભાગ્યમાં શૂન્ય]

**લપ્પટ** વિ. સજ્જડ ચોંટી ગયેલું

**લપ્પડ**[૧] સ્ત્રી. [હિં.] લપાટ, થપાટ, લપડાક. [જાય તેવું

**લપ્પડ**[૨] વિ. સજ્જડ ચોંટી જાય તેવું, ગાઢ રીતે લપેટાઈ

**લપ્પન-છપ્પન** સ્ત્રી. ન. [જુઓ 'છપ્પન' = ૫૬-દ્વિર્ભાવ.] (લા.) મુખ્ય વિષયને છોડી બીજું કહેવું એ. (૨) દોઢડહાપણ. (૩) પંચાત. (૪) પીંજણ. (૫) ખાનગી ઘાલમેલ. [૦કરવી (રૂ.પ્ર.) વધારીને વાત કહેવી. ૦ રાખવી (રૂ.પ્ર.) ખાનગી કે ઘાલમેલનો સંબંધ રાખવો]

**લપ્પન-છપ્પનિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] લપ્પન-છપ્પન કરનારું [કોરવાળું, કસબી પટ્ટાવાળું

**લપ્પા-દાર** વિ. [જુઓ 'લપ્પો' + ફા. પ્રત્યય.] કસબી

**લપ્પી** વિ. [જુઓ 'લપ' + ગુ 'ઈ' ત.પ્ર.] જુઓ 'લપિયું.' [૦ દાસ (રૂ.પ્ર.) લપિયું માણસ]

**લપ્પુક** જુઓ 'લબ્બુક.'

**લપ્પો**[૧] પું [અર. 'લફ્'-વીંટી રાખેલું] જરીના કસબવાળી ગૂંથણી. (૨) એવી કસબની ગંથણીવાળું કાપડ. (૩) (લા.) ઢંગધડા વિનાનું થીગડું

**લપ્પો**[૨] પું. [રવા.] લપેડો, થયેડો

**લપ્પો**[૩] [-પ્ફો,-ફ્ફો) પું. [રવા.] મોટો કોળિયો. (૨) લોંદો [૦ મારવો, ૦ લગાવવો (રૂ.પ્ર.) મોટો કોળિયો ભરવો] [જવાનું હોય તેમ

**લફ** ક્રિ.વિ. [રવા.] 'લફ' અવાજ સાથે કાદવમાં ખૂંચી

**લફડ-ખંધું** (-ખ-ધું) વિ. [રવા. + જુઓ 'ખંધું.'] સારું છતાં ધૂર્ત. (૨) તડાકા મારનારું. (૩) બેશરમ

**લફડ-ફ(-લ)ફડ** ક્રિ.વિ.[જુઓ 'લફડવું' +'ફફડવું.'] 'લફડ-ફફડ' અવાજ થાય એમ [રહેવું

**લફડવું** અ.ક્રિ. [રવા.] 'લફડ-ફફડ' અવાજ થાય એમ થવું

**લફર-ફફર** જુઓ 'લફડ-ફફડ.'

**લફરવું** જુઓ 'લફડવું.'

**લફરું**[૧] ન છૂટવું મુશ્કેલ બને તેવું વળગણ. (૨) (લા.) ઉપાધિ, નડતર. [૦ વળગવું (રૂ.પ્ર.) લપ આવવી. (૨) પીડા લાગુ થવી] [સાફ કરવું]

**લફરું**[૨] ન. લીંટનો લબકો. [૦ લેવું (રૂ.પ્ર.) નાકનું લીંટ

**લફલફવું** અ ક્રિ. [રવા.] 'લફ લફ' અવાજથી ચાલવું

**લફવું** અ.ક્રિ. ફરફરતું ઊડવું

**લફ-સિદર** જુઓ 'લપ-સિંદર.'

**લફંગાઈ** (લફઙ્ગાઇ) સ્ત્રી. [જુઓ 'લફંગું' + 'આઈ' ત.પ્ર.], **-વેડા** પું., બ.વ. [જુઓ 'વેડા.'] લફંગાપણું

**લફંગું** (લફઙ્ગું) વિ. [તુર્કી. 'લપં(-ફં)ગ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ઠગલબાજ, કપટી, નફ્ટ, નિર્લજ્જ. (૩) વ્યભિચારી, લબાડ

**લફાકો** જુઓ 'લિફાફો.' 'લફ લફ' અવાજ સાથે.

**લફાલફ** (-ફ્ય) સ્ત્રી. [રવા.] દંભી રીતભાત. (૨) ક્રિ.વિ.

**લફૂ(-ફ્)જ** (-ઝ) પું. [અર. લફ્ઝ્] બોલ, શબ્દ, વચન

**લફ્ફો(-પ્ફો)** જુઓ 'લપ્પો.[૩]' [ઝટ, જલદી

**લબ**[૧] ક્રિ.વિ. [રવા.] 'લબ' એવા અવાજ સાથે. (૨)

**લબ**[૨] પું. [ફા.] હોઠ. (૨) મુખમાંથી નીકળતી લાળ

**લબક-ઝબક** ક્રિ.વિ. દેખાય ન દેખાય એમ આછા ઝબકારા થાય એમ

**લબક લબક** ક્રિ.વિ. [અનુ.] ઝીણું દેખાય એમ, લપક લપક

**લબકવું** અ.ક્રિ. તબકવું, લપકવું. **લબકાવું** ભાવે., ક્રિ. **લબકાવવું** પ્રે.,સ.ક્રિ.

**લબકારો** પું. [જુઓ 'લબકવું' + ગુ. 'આરો' કૃ.પ્ર.] આછા પ્રકાશનો ઝબકારો, લપકારો

**લબકાવવું, લબકાવું** જુઓ 'લબકવું' માં.

**લબકાં** ન., બ.વ. [રવા.] લબ લબ ચાટવું એ. (૨) મોટા કોળિયા. (૩) ડૂબતાં બચવા માટેનાં ફાંફાં. (૪) મરણ-સમયના છેલ્લા શ્વાસ

**લબ(-પ)કો** પું. [જુઓ 'લબકવું' + ગુ 'ઓ' ત.પ્ર.] કાગળ ઉપર પડેલો શાહીનો ડબકો. (૨) ચીકણા પદાર્થનો લોંદો. (૩) (લા.) તોછડાઈથી વધુ પડતું બોલવું એ

**લબડકો** પું. [જુઓ 'લબકો + ગુ. 'ડ' મધ્યગ.] જુઓ 'લબકો.' [ઝબકારો, લપકો-ઝપકો

**લબકો-ઝબકો** પું. [જુઓ 'લબકો.'+ 'ઝબકો'] આછો ઝીણો,

**લબડ, ૦ધક,-ક્કડ, ફ્કે** ક્રિ.વિ. [જુઓ 'લબડવું' 'ધક્કો' + ગુ.

'એ' સા.વિ.,પ્ર.] ધક્કે ચડાવીને ઉતાવળથી. (૨) ધમકાવીને

**લબડ-બેતરું** વિ. [જુએ 'લબડવું' દ્વારા.] જૂઠી વાત કહેનાર

**લબડ-લોથ(-ત્થ,ઠ્થ)** વિ. [જુએ 'લબડવું' + 'લોથ.'] ગારા જેવું નરમ (થાકેલું) શરીર

**લબડવું** અ.ક્રિ. ટીંગાતું રહેવું, ઉપરને આધારે લટકવું. (૨) (લા.) કામ બાકી રહેવું. (૩) નિષ્ફળ જવું. (૪) રખડી પડવું. (૫) શક્તિહીન થઈ પડવું. **લબડાવું** ભાવે., ક્રિ. **લબડાવવું** પ્રે.,સ.ક્રિ.

**લબડાવવું, લબડાવું** જુએ 'લબડવું'માં. [અવઢવ

**લબ-ઢબ (-બ્ય-ઢબ્ય),-સ (-સ્ય)** સ્ત્રી. બીકથી થતી ગભરામણ,

**લબતરું** જુએ 'લપતરું'–'લબોતરું.'

**લબદાવવું**[1] જુએ 'લબદાવું'માં.

**લબદાવવું**[2] સ.ક્રિ. મોટે કોળિયે જેમ તેમ ખાવું

**લબદાવું** અ.ક્રિ. [જુએ 'લબદો'-ના.ધા.] લબદો થઈ જવો, તદ્દન ભીંજાઈને લોંદા જેવું થઈ જવું. **લબદાવવું**[1] પ્રે..સ.ક્રિ.

**લબદું** વિ. [રવા.] ભીંજાઈ ને લોંદા જેવું થઈ ગયેલું

**લબદો** પું. [જુએ 'લબદું.'] ભીંજાઈને થઈ ગયેલો લોંદો કે લોચો

**લબરક**[1] વિ. ઘણું લાંબું ('લાંબું લબરક' એવો પ્રયોગ)

**લબરક**[2] ક્રિ.વિ. [રવા.] જીભનો અવાજ થાય એમ

**લબરકો** પું. [જુએ 'લબરક' + ગુ. 'ઓ' ત.પ્ર.] ચાટતાં જીભ આગળ પાછળ કરવાની ક્રિયા, જીભનો લસરકો [-કા કરવા (રૂ.પ્ર.) નકામું બોલ્યા કરવું]

**લબરી** સ્ત્રી. જૂઠું બોલનારી સ્ત્રી

**લબ લબ** ક્રિ.વિ. [રવા.] 'લબ લબ' એવા અવાજથી. [૦ કરવું (રૂ.પ્ર.) તોછડાઈથી બોલવું]

**લબલબાટ** પું., -ટી સ્ત્રી. [+ જુએ 'આટ'-'આટી' ત.પ્ર.] લવારો, બકવાટ, બકવાસ, બકબકાટ

**લબલબિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] લબ લબ કર્યા કરનારું, લવલવિયું [ચાવાળું, ચીંથરે-હાલ

**લબાચિયું** વિ. [જુએ 'લબાચો + ગુ. 'ઇયું' ત.પ્ર.] લબા-

**લબાચો** પું. [અર. 'લુબાદહ્'-વરસાદમાં ભીંજાયેલું કપડું] મેલાં ફાટેલાં કપડાંનો જથ્થો. (૨) (લા.) અસ્ત-વ્યસ્ત પડેલો સામાન. [-ચા ઉઠાવવા (રૂ.પ્ર.) મુકામ ઉપાડી બીજે જવું. -ચા ફેરવવા (રૂ.પ્ર.) માલ-સામાનની ફેરવણી કરવી. -ચા વીંખવા (રૂ.પ્ર.) કોઈની ઇજ્જત ઓછી કરવી]

**લબાટિયું** વિ. ડોળ-ઘાલું, ઘમંડી. (૨) જૂઠું. ખોટું બોલનારું

**લબાટી** સ્ત્રી. જુએ 'લવારી.'

**લબાડ-વેડા** પું., બ.વ. [+ જુએ 'વેડા.'], **લબાડાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] લબાડપણું

**લબાડ(-ડી)**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વ્યભિચારી. (૨) અસત્ય બોલનાર. (૩) ધૂર્ત, લુચ્ચું

**લબાડી**[2] સ્ત્રી. [+ ગું. 'ઈ' ત.પ્ર,] જુએ 'લબાડ-વેડા.'

**લબાલબ**[1] (-બ્ય) સ્ત્રી. [જુએ 'લબ લબ.'] બોલ બોલ કર્યા કરવું એ [એમ, તદ્દન ભરપૂર, ચિકાર

**લબાલબ**[2] ક્રિ.વિ. [રવા.] મોઢા સુધી ભરાયેલું હોય

**લબાસો** પું. જુએ 'લાપો.'

**લબુ-ઢબુ, લબુ લબુ** ક્રિ.વિ. [રવા.] બીકથી થરથરે એમ

**લબૂક** ક્રિ વિ.. [રવા.] 'લબ' એવા અવાજથી

**લબૂક-ઝબૂક, લબૂક-ઢબૂક, લબૂક લબૂક** ક્રિ.વિ. [રવા.] જુએ 'લબુ-ઢબુ.'

**લબૂકિયું** ન. [જુએ 'લબૂક' + ગુ + 'ઇયું' ત.પ્ર.], **લબૂકો** પું. [+ ગુ. 'ઓ' ત.પ્ર.] બીકથી લબૂક લબૂક થવું એ. [-કાં લેવાં, **લબૂકા લેવા** (રૂ.પ્ર.) ગભરાવું]

**લબૂસી**[1] વિ. સુંદર

**લબૂસી**[2] સ્ત્રી. એ નામનું એક ઘરેણું

**લબોચું** ન., -ચો પું. આંખની નીચેના મોઢાનો ભાગ. (૨) બોચી, ગરદન. (૩) મોં, મોઢું. [-ચું તોડી ના(-નાં)ખવું, -ચો ઠોકવો (કે મારવો યા લગાવવો) (રૂ.પ્ર.) લપાટ મારવી]

**લબોડવું** સ. ક્રિ. અતિ સંભોગ કરવો, લપોડવું, **લબોડાવું** કર્મણિ., ક્રિ. **લબોડાવવું** પ્રે., સ.ક્રિ.

**લબોડાવવું, લબોડાવું** જુએ 'લબોડવું'માં.

**લબોતરું**[1] જુએ 'લબતરું.'

**લબોતરું**[2] ન. મસોતું, માલું (રસોડામાં વપરાતું મેલું કપડું)

**લબ્ધ** વિ. [સં.] મેળવેલું. (૨) ન. સરવાળો.) (ગ.)

**લબ્ધ-કામ** વિ. [સં.] ઇચ્છાઓ જેની પૂર્ણ થઈ હોય તેવું

**લબ્ધ-કીર્તિ** વિ. [સં.] જેણે ખ્યાતિ મેળવી હોય તેવું. વિખ્યાત

**લબ્ધ-પ્રતિષ્ઠ** વિ. [સં.] જેને પ્રતિષ્ઠા મળી હોય તેવું, પ્રતિષ્ઠિત, આબરૂદાર, મોભાદાર

**લબ્ધા** સ્ત્રી. [સં.] નાયિકાનો એક પ્રકાર (પતિ કે પ્રિયે દગો દીધો હોય તેવી નાયિકા). (કાવ્ય.) (૨) બૈરાં છોક-રાંની જંજાળ, કુટુંબ

**લબ્ધાર્થ** પું [સં. लब्ध+अर्थ] સિદ્ધ થયેલો હેતુ. (૨) વિ. જેનો હેતુ સિદ્ધ થયો હોય તેવું

**લબ્ધાંક** (લબ્ધાઙ્ક) પું. [સં. लब्ध+अङ्क] સરવાળા બાદબાકી ગુણાકાર કે ભાગાકારથી મળેલો છેલ્લો આંકડો, લબ્ધિ. (૨) ગુણાકારમાંનો ગુણક અંક ('૫૫×૩=૧૬૫'માં '૩' નો)

**લબ્ધિ** સ્ત્રી. [સં.] પ્રાપ્તિ. (૨) પરિણામ. 'રિઝલ્ટ.' (૩) ઐશ્વર્ય. (જૈન.) (૪) ભાગ-ફળ. લબ્ધાંક. (ગ.)

**લબ્ધિ-જન્ય** વિ. [સં.] લબ્ધિથી થાય તેવું

**લબ્ધિ-ફલ(-ળ)** [સં.] પરિણામ. (૨) જવાબ, ઉત્તર. (ગ.)

**લબ્બુક (-પ્પુક)** પું. [રવા] પતંગ, કનકવો

**લબ્બે** ક્રિ. વિ. [ફા. 'લબ' દ્વારા] જેમ કહો તેમ. [૦ હાજર (રૂ.પ્ર.) ગુલામ. જી લબ્બે (રૂ.પ્ર.) હાજી, કબૂલ. જી લબ્બે કરવું (રૂ.પ્ર.) સ્વીકારવું, કબૂલવું]

**લબ્બેક** ક્રિ.વિ. [અર. 'લબ્બયૂક્' -હું હાજર છું.] 'જી હજૂર' કરાય એમ [(લા.) સમજી શકાય તેવું

**લભ્ય** વિ [સં.] મળી શકે તેવું. મેળવવા જેવું (૨)

**લભ્યમાન** વિ. [સં.] મેળવાતું [ણીની રકમ

**લભ્યાંશ** (લભ્યાંશ) પું. [સં. लभ्य+अंश] નફાની વેચ-

**લમણા(-ણાં)-કૂટ (-ટ્ય), લમણા(-ણાં)-ઝીંક (-ક્ય), લમણા(-ણાં)-તોડ(-ડ્ય), લમણા(ણાં)ફોડ (-ડ્ય)** સ્ત્રી. [જુએ 'લમણું' + ગુ. 'આં' બ.વ.+ 'કૂટવું' 'ઝીંકવું,'

'તોડવું' 'ફોડવું.'] માથું દુખવા આવે તેવી ઘડ કરવી એ, માથાકૂટ

**લમણું** ન., **-ણો** પું. કાનની આગળનો આંખ સુધીનો પોચો ભાગ, ગંડ-સ્થળ. [**-ણાં ઝીકવાં. -ણાં લેવાં** (રૂ.પ્ર.) માથાફોડ કરવી. **-ણાં શેકાઈ જવાં** (રૂ.પ્ર.) માથાકૂટથી માથું દુખી આવવું. **-ણું ફાટી જવું** (રૂ.પ્ર.) માનસિક સખત દુઃખ થવું. **-ણે વાગવું** (રૂ.પ્ર.) ભારરૂપ થઈ પડવું. **-ણે દેવો** (રૂ.પ્ર.) સરત રાખવી, ધ્યાનમાં રાખવું. **-ણે હાથ દેવો** (રૂ.પ્ર.) નિરાશ થવું. **-ણો લેવો** (રૂ.પ્ર.) નિરાંતે બેસવું. **-ણો વાળવો** (રૂ.પ્ર.) શાંત થવું]

**લમતડં(-ડાં)મ** વિ. [સં. लम्ब દ્વારા] લાંબું

**લમધારવું** સ.ક્રિ. [રવા.] સખત માર મારવો

**લય** પું. [સં.] નાશ. (૨) છુપાઈ જવું એ, લીન થઈ જવું એ. (૩) ઓગળી જવું એ. (૪) યોગની એક પ્રકારની સમાધિ. (યોગ.) (૫) નૃત્ત નૃત્ય ગાન અને વાદનનો સુમેળ. (સંગીત). (૬) ગાતાં ગળામાંથી સ્વર કાઢવાનો ઢંગ. (સંગીત). (૭) ગાવાની ચીજ અને તાલના ઠેકાની છેવટ સુધીની એકરૂપતા, 'રીધમ.' (સંગીત.) [**૦ થવો** (રૂ.પ્ર.) અદૃશ્ય થઈ જવું. **૦ પામવો** (રૂ.પ્ર.) મરણ પામવું. (૨) અદૃશ્ય થઈ જવું]

**લયકારી** સ્ત્રી. [સં. लय-कार + ગુ. 'ઈ' ત.પ્ર.] લયને વળગીને રહેવાની સ્થિતિ. (સંગીત.)

**લયન** ન. [સં.] ગળી ઓગળી પ્રવાહી રૂપ થવું એ

**લયનાંક** (લયનાઙ્ક) [+સં. अङ्क] લયન થવા માટેનો ગરમીનો આંક

**લયનોષ્મા** સ્ત્રી. [+ સં. ऊष्मा] લયન થવા સુધીની ગરમી

**લય-પ્રવાહ** પું. [સં.] ગાવા-બજાવવાના લયની સળંગસૂત્રતા, 'રીધમ' (બ.ક.ઠા.) (સંગીત.)

**લય-પ્લુતિ** સ્ત્રી. [સં.] ગેય ચીજ કે પદ્યના કાળનો કૂદકો, 'સ્પ્રંગ,' 'રીધમ' .(ઉ.જો.)

**લય-બદ્ધ** વિ. [સં.] લયને વળગીને રહેલું

**લય-બંધ (-બન્ધ)** પું. [સં.] લયને વળગીને કરવામાં આવેલ ગેય રચનાનો પ્રકાર. (૨) એવી પરિસ્થિતિ. 'રીધમ' (ન.ભો.)

**લય-માધુર્ય** ન. [સં.] ગાન-તાનની મધુરપ, લયની મીઠાશ

**લય-યોગ** પું. [સં.] વિષયોની વિસ્મૃતિ થાય એ પ્રકારની યોગની પ્રક્રિયા. (યોગ.) (૨) બ્રહ્મ સાથે એકાત્મક થવાની પ્રક્રિયા

**લયયોગી** વિ. [સં.,પું.] લયયોગ કરનાર સાધક

**લય-રચના** સ્ત્રી. [સં.] જેમાં લયને કેંદ્રમાં રાખી કરવામાં આવેલી હોય તેવી ગાવાની ચીજ

**લયલા** સ્ત્રી. [અર.] ફારસી સાહિત્યની એક પ્રસિદ્ધ માશૂક. (સંજ્ઞા.) [નામનાં માશૂક અને આશક

**લયલા-મજનૂન** ન., બ.વ. [અર.] લયલા અને મજનૂન

**લય-લીન** વિ. [સં.] ગાવામાં એકતાર બની ગયેલું

**લય-વાદન** ન. [સં.] લયના ખ્યાલ સાથે બજાવવું એ, લયની સાથે એકાત્મક બનવાની વાદન-ક્રિયા

**લય-વાદ્ય** વિ. [સં.] લયને સહાયકારી તબલું વગેરે વાદ્ય

**લય-વાહી** વિ. [સં.,પું.] ગાન તેમ વાદન વગેરેની એક-સૂત્રતા આપનારું, 'રીધમિકલ' (બ.ક.ઠા.)

**લય-વિરામ** પું [સં.] ગેય ચીજ કે પદ્યમાં આવતો કાળનો થોભો, 'પીરિયડ' (ઉ.જો.)

**લય-વૈવિધ્ય** ન. [સં.] લયનો સુરુચિકર ફેરફાર કરતાં જવું એ [પ્રકારની સમાધિ. (યોગ.)

**લયસિદ્ધિ-સમાધિ** સ્ત્રી, [સં.,પું.] યોગની એક ચોક્કસ

**લયાકત** જુઓ 'લિયાકત.'

**લયાનત** જુઓ 'ક્યાનત.' [સ્થિતિ, 'ઍબ્સૉર્પ્શન'

**લયાવસ્થા** સ્ત્રી. [સં. लय-अव-स्था] અંતર્ગત થઈ રહેવાની

**લયોત્પાદક** વિ. [સં. लय + उत्पादक] નૃત્ત નૃત્ય ગાન અને વાદનની સંવાદિતા લાવી આપનારું

**લરજ** પું. શારદી વીણાના સાતમાંનો પાંચમો તાર. (સંગીત).

**લરજ(-ઝ)ત** વિ. [જુઓ 'લરજ(-ઝ)વું' દ્વારા.] (લા.) શરમાયેલું. લાજેલું

**લરજ(-ઝ)વું** અ.ક્રિ. કંપવું, ધ્રૂજવું. (૨) શરમાવું, ડરવું, બીવું. **લરજા(-ઝા)વું** ભાવે., ક્રિ. **લરજાવ(-ઝાવ)વું** પ્રે.સ.ક્રિ.

**લરજા(-ઝા)ણું** વિ. [જુઓ 'લરજ(ઝ)વું. + ગુ. 'આણું' (સૌ.) ભૂ.કૃ. કર્મણિનું] શરમાઈ ગયેલું

**લરજા(-ઝા)વવું, લરજા(-ઝા)વું** જુઓ 'લરજવું'માં.

**લરજો(-ઝો)** પું. [જુઓ 'લરજ(-ઝ)વું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] તાવને અંગે થતી ધ્રુજારી

**લલ (-લ્ય)** સ્ત્રી. બારી-બારણાંના કમાડમાં કાચ કે પેનલ બેસાડવા તેમ દાંતો ક્લિફીલ કે મોલમની લીટી બતાવવા પટીની કોરીમાં મારવામાં આપતો ત્રાંસ. (૨) નફા-મોસમ

**લલક (-ક્ય)** સ્ત્રી. [દે. પ્રા. लल्ल વિ. સ્પૃહાવાળું દ્વારા] ઇચ્છા. (૨) લાલસા, (૩) લાલચ. (૪) લાડ. (૫) પાણીનો ધસારો

**લલકવું** સ.ક્રિ. [જુઓ 'લલક'-ના.ધા.] ઇચ્છવું. (૨) લાલસા રાખવી. (૩) લલચાવવું. (૪) લાડ કરવું. (૪) અ.ક્રિ. ધસી આવવું. **લલકાવું** કર્મણિ. ક્રિ. **લલકાવવું** પ્રે.,સ.ક્રિ.

**લલકાયમાન** વિ. [સં. નો આભાસી શબ્દ માત્ર] લહેરથી લટકતું-ઝૂલતું [આલાપ સાથે ગાવું એ

**લલકાર** પું. [દે.પ્રા. ललक्क દ્વારા] લ લ લ એમ

**લલકારવું** સ.ક્રિ. [જુઓ 'લલકાર' -ના.ધા.] લય આલાપ વગેરેના રૂપમાં ગાવું. **લલકારાવું** કર્મણિ., ક્રિ. **લલકારાવવું** પ્રે.,સ.ક્રિ. [જુઓ 'લલકાર.'

**લલકારો** પું. [જુઓ 'લલકાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.]

**લલકાવવું, લલકાવું** જુઓ 'લલકવું'માં.

**લલચામણી** સ્ત્રી. [જુઓ 'લલચાવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] લલચાવું એ, લલચાવવું એ.

**લલચામણું** વિ. [જુઓ 'લલચાવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.],

**લલચાવણું** વિ. [જુઓ 'લલચાવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.]

**લલચાવવું** જુઓ 'લલચાવું'માં.

**લલચાવું** અ ક્રિ. [જુઓ 'લાલચ' -ના.ધા.] લાલચમાં પડવું, લોભાવું. (૨) મોહિત થવું. **લલચાવવું** પ્રે.,સ.ક્રિ.

**લલના** સ્ત્રી. [સં.] લાલિત્ય ભરેલી સ્ત્રી, ખૂબસૂરત સ્ત્રી

**લલના-ચક્ર** ન. [સં.] તાલુસ્થાનમાં રહેલું મનાતું એ નામનું

એક યૌગિક ચક્ર. (યોગ.)

**લલના-વિરહ** પું. [સં.] પ્રિયાનો વિયોગ

**લલનાવિરહી** વિ.,પું. [સં.,પું.] પ્રિયાનો વિયોગી નાયક

**લલના-સંમાન** (-સમ્માન) ન. [સં.] સ્ત્રી-સંમાનની ભાવના, 'શિવલરી' (ન.ભો)

**લલં(-ળં)ક** (લલ(-ળ)ઙ્ક) પું. લટકો. (૨) મદભરી ચાલ

**લલંતિકા** (લલન્તિકા) સ્ત્રી. [સં.] ડૂંટી સુધી લટકતી માળા. (૨) ઘો

**લલાટ** ન. [સં.] કપાળ, ભાલ. (૨) (લા.) નસીબ, ભાગ્ય

**લલાટકી** ન. કાનમાં પહેરવાનું એક ઘરેણું

**લલાટ-પટ** પું. [સં.] કપાળની આગલી સપાટી

**લલાટ-રેખા** સ્ત્રી. [સં.] કપાળમાંની ચામડી ઉપરની આડી કરચલી. (૨) (લા.) વિધાતાએ કપાળમાં લખેલ મનાતા લેખ, નસીબ

**લલાટાસ્થિ** ન. [સં., ललाट + अस्थि] કપાળનું હાડકું

**લલાટિકા** સ્ત્રી. [સં.] કપાળમાં ભવાંથી મધ્યમાં તિલકના આકારની નસ કે શિરા. (૨) લલાટ-ભૂષણ, દામણી, શીશ-ફૂલ [સેંથામાં ભરાવે છે તે)

**લલાટ-ભૂષણ** ન. [સં.] દામણી, શીશ-ફૂલ (માથામાં સ્ત્રીઓ

**લલાભટ** ક્રિ. વિ. [રવા.] બારણાં દીધાં ન હોય તેવી ખુલ્લી સ્થિતિ જેમ

**લલામ** વિ. [સં.] સુંદર. (૨) ન. કપાળનું એક ઘરેણું

**લલામી** સ્ત્રી. [+ગુ.'ઈ' ત.પ્ર.] સુંદરતા. (૨) સુરખી, લાલાશ. (૩) કાનમાં પહેરવાનું એક ઘરેણું

**લલિત** વિ. [સં.] સુંદર, મનોહર. 'ગ્રેઇસ-ફુલ' (કે. હ.). (૨) ગમે તેવું, પ્રિય લાગે તેવું. (૩) રંજન કરે તેવું. (૪) પું. એ નામનો ૧૧ અક્ષરનો એક ગણમેળ છંદ. (પિં.). (૫) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.). (૫) પૂર્વી-થાટનો એક સુમધુર રાગ. (સંગીત)

**લલિત-કલા(-ળા)** સ્ત્રી. [સં.] જેને વ્યક્ત કરવામાં કોઈ પણ પ્રકારના સૌંદર્યની જરૂર ન હોય તેવી કળા, 'ફાઇન આર્ટ' (સંગીત ચિત્ર વાસ્તુ મૂર્તિ વગેરેની)

**લલિત-ગોષ્ઠિ,-ષ્ઠી** સ્ત્રી. [સં.] મનને ગમે તેવી સુંદર વાત-ચીત

**લલિત-તા** સ્ત્રી. [સં.] જુઓ 'લાલિત્ય.' [છંદ. (પિં.)

**લલિત-તિલકા** સ્ત્રી. [સં.] એક નવ અક્ષરનો ગણમેળ

**લલિત-ભાવ** સ્ત્રી. પું. [સં.] સૌંદર્યની સમઝ, 'સેન્સ ઑફ બ્યૂટી' [મનોહર મુખવાળી સ્ત્રી

**લલિતવદની** સ્ત્રી. [સં. ललितवदना + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.]

**લલિત-વાઙ્મય** ન. [સં.] જેમાં રસ અલંકાર ધ્વનિ વગેરે તત્ત્વો હોય તેવું મનને આનંદ આપનારું સાહિત્ય (નાટ્ય નવલકથા નવલિકા કાવ્ય વગેરે)

**લલિત-શૈલી** સ્ત્રી. [સં.] કવિત્વ ભરેલી રજૂઆત, 'પોએટિક ડિક્શન'

**લલિત-સ્વર** પું. [સં.] એક વર્ણાલંકાર. (કાવ્ય) (૨) એક સંચારી આરોહી અલંકાર. (સંગીત.)

**લલિતા** વિ. સ્ત્રી., [સં.] મનોહર સ્ત્રી, લલના. (૨) દુર્ગા-દેવીનું એક સ્વરૂપ. (સંજ્ઞા.)

**લલિતા-પંચમી** (-પઞ્ચમી) સ્ત્રી. [સં.]. **લલિતા-પાંચ(-ચે)મ** (-મ્ય) સ્ત્રી. [+ જુઓ 'પાંચ(-ચે)મ.'] ભાદરવા સુદિ પાંચમની તિથિ. (સંજ્ઞા.)

**લલિતાભિનય** પું. [સં. ललित + अभि-नय] લટકો, હાવ-ભાવ

**લલિતાર્થ** પું. [સં. ललित + अर्थ] લાલિત્યપૂર્ણ માઇનો, ભાવ. (૨) વિ. લાલિત્યપૂર્ણ ભાવવાળું [(સંજ્ઞા.)

**લલિતા-વ્રત** ન. [સં.] ભાદરવા સુદિ છઠનું કરાતું એક વ્રત.

**લલિતાસન** ન. [સં. ललित + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**લલિતા-સપ્તમી** સ્ત્રી. [સં.], **લલિતા-સાત(-તે)મ** (-મ્ય) સ્ત્રી. [+ જુઓ 'સાત(તે)મ.'] ભાદરવા સુદિ સાતમની તિથિ. (સંજ્ઞા.)

**લલિતાંગી** (લલિતાઙ્ગી) વિ. સ્ત્રી. [સં. ललित + अङ्ग + સં. ई સ્ત્રીપ્રત્યય] લાલિત્યપૂર્ણ અંગોવાળી સ્ત્રી, મનોહર સ્ત્રી

**લલિતાંબિકા** (લલિતામ્બિકા) સ્ત્રી. [સં. ललिता-अम्बिका] દુર્ગા કે અંબા માતાનું એ નામનું એક સ્વરૂપ. (સંજ્ઞા.)

**લલિતેતર** વિ. [સં. ललित + इतर] લલિત પ્રકારનું ન હોય તેવું (સાહિત્ય : નિબંધ વિવેચન વગેરે)

**લલિતોપમા** સ્ત્રી. [સં. ललिता + उपमा] ઉપમા અલંકારનો એક પ્રકાર. (કાવ્ય.)

**લલિયાવવું** સ. ક્રિ. ફફચવું. (૨) મશ્કરી કરવી

**લલુ** સ્ત્રી. જીભ, લલૂડી. (કાંઈક નિંદાના અર્થમાં)

**લલુતા** સ્ત્રી. લોલુપતા, લાલસા, લાલચ. (૨) આતુરતા

**લલુપતા** સ્ત્રી. [સં. लोलुपता] જુઓ 'લોલુપતા.'

**લલુ(-લો)-પતાં** ન., બ. વ. [દે. પ્રા. 'लल्लि-ખુશામત' દ્વારા] ખુશામત. (૨) વધુ પડતાં લાડ, લાડકું વર્તન

**લલૂડી** સ્ત્રી. [જુઓ 'લલુ' + ગુ. 'ડી' સ્વાર્થે ત. પ્ર.] જીભ (કટાક્ષમાં તેમ નિંદામાં)

**લલેડું** જુઓ 'લેલાડું.'

**લલો-પતો** પું. જુઓ 'લલુપતાં.'

**લલ્લો** પું. 'લ' વર્ણ. (૨) 'લ' ઉચ્ચાર. (૨) જીભનો લોલો, જીભ [लल्लि ખુશામત દ્વારા] ખુશામત

**લલ્લો-ચપ્પો, લલ્લો-પચ્ચો, લલ્લો-પત્તો** સ્ત્રી. [દે.પ્રા.

**લવ**[1] વિ. [સં.] લેશમાત્ર, તદ્દન, સ્વલ્પ, કણમાત્ર, રજ-માત્ર, લગાર. (૨) નાનું, લઘુ. (૩) પું. અંશ, ભાગ. (૪) આઠ ક્ષણ જેટલો સમય. (૫) કણ, દાણો. (૬) રામચંદ્ર-નો સીતાથી થયેલો એક પુત્ર. (સંજ્ઞા.) [(૨) ધૂન.

**લવ**[2] (-વ્ય) સ્ત્રી. [જુઓ 'લવવું.'] લવારી, બકબકાટ.

**લવકારો** પું. [રવા.] ગૂમડાં વગેરેમાં થતો લબકારો, લવક લવક થવું એ [એ નામના બે કુમાર. (સંજ્ઞા.)

**લવ-કુશ** પું., બ.વ. [સં.] રામચંદ્રજીથી સીતામાં થયેલા

**લવચીક** વિ. ભાગે નહિ અને છતાં વળે તેવું નરમ

**લવડા(-રા)વવું** જુઓ 'લવવું'માં.

**લવણ** વિ. [સં.] ખારાશવાળું, ખારું. (૨) ન. લૂણ, મીઠું, નમક. (૩) પું. ખારો સમુદ્ર [મીઠાનો તેજાબ

**લવણકામ્લ** ન. [સં. लवणक + अम्ल] મીઠાનો ખારો રસ,

**લવણ-ત્રય, લવણ-ત્રિક** ન. [સં.] સીંધાલૂણ સંચળ અને

બીડ-લવણ [આકારનો કરેલો મીઠાનો ઢગલો
**લવણ-ધેનુ** સ્ત્રી. [સં.] દાન આપવાને માટે ગાયના
**લવણ-પંચક** (-પઞ્ચક) ન. [સં.] સીંધા-લૂણ રંચળ બીડ-લવણ વઢાગરું અને દરિયાનું ઘાસિયું-મીઠું
**લવણ-પુરુષ** પું. [સં.] મીઠાનું મનુષ્યાકાર પૂતળું
**લવણ-મય** વિ. [સં.] તદ્દન ખારું
**લવણ-સમુદ્ર** પું. [સં.] ખારો સમુદ્ર
**લવણ-સંક્રાંતિ-વ્રત** (-સઙ્ક્રાન્તિ) ન. [સં.] મકર સંક્રાંતિને દિવસે મીઠું અને ગોળ બ્રાહ્મણને આપી ઊજવાતું એક વ્રત. (સંજ્ઞા.)
**લવણાકર** પું. [સં. लवण + आकर] જુઓ 'લવણ-સમુદ્ર.'
**લવણાધ્યક્ષ** પું. [સં. लवण + अध्यक्ष] જૂના સમયમાં મીઠાના વેપાર ઉપર દેખરેખ રાખનારો એક અધિકારી
**લવણાબ્ધિ** પું. [સં. लवण + अब्धि] જુઓ 'લવણ-સમુદ્ર.'
**લવણામ્લ** ન. [સં. लवण + अम्ल] જુઓ 'લવણકામ્લ.'
**લવણોદક** ન. [સં. लवण + उदक] ખારું પાણી
**લવણોદધિ** પું. [સં. लवण + उदधि] જુઓ 'લવણ-સમુદ્ર.'
**લવ-થવ** (લવ્ય-થવ્ય) સ્ત્રી. [જુઓ 'લવવું' દ્વારા.] મીઠાશ કે વિવેક ભરેલી વાણી, બોલવામાં રહેલી મીઠાશ
**લવન[1]** ન. [સં.] લણવું એ, વાઢવું એ, લણણી. (૨) દાતરડું
**લવન[2]** ન. [જુઓ 'લવવું' + ગુ. 'અન' કૃ.પ્ર.] કોઈ અભીષ્ટ ચીજ મેળવવા માટે વારંવાર કહ્યા કરવું એ
**લવન્ડર** (લવન્ડર) પું. [અં.] એક જાતનું સુગંધી તેલ. (૩) વિ. રંગના એક પ્રકારનું [જરા પણ
**લવ-માત્ર** વિ. [સં.] લેશમાત્ર, તદ્દન સ્વલ્પ. (૨) ક્રિ. વિ.
**લવ-મેરેજ** ન., બ.વ. [અં.] સ્નેહ-લગ્ન, પ્રેમ લગ્ન
**લવર** વિ. [અં.] ચાહનારું. (૨) પું. પ્રેમી, આશક
**લવરકો[1]** જુઓ 'લબરકો.'
**લવરકો[2]** પું. [રવા.] લવક લવક થવું એ, લવકારો
**લવરકો[3]** પું. નાનો ટુકડો ['લવારું.'
**લવરડું** વિ. નાજુક, સુકોમળ, પાતળું. (૨) ન. જુઓ
**લવર-મૂછિયો, લવર-મૂછો** વિ. પુ. ['લવર'- કોમળ + 'મૂછ' + ગુ. 'ઇયું'-'ઉં' ત.પ્ર.] મૂછનો દોરો ફૂટતો આવતો હોય તેવો કાચી ઉંમરનો છોકરો
**લવરા(-ડા)વવું** જુઓ 'લવવું'માં.
**લવરી** સ્ત્રી. [જુઓ 'લવવું' દ્વારા.] બોલબોલ કરવું એ. (૨) નકામી વાત. (૩) જીભ. [૦એ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ગમે તેમ બોલ્યા કરવું]
**લવરી-ખોર** વિ. [+ ફા.પ્રત્યય] બકબકાટ કર્યા કરનારું
**લવલવ[1]** (લવ્ય-લવ્ય) સ્ત્રી. [જુઓ 'લવવું.' -દ્વિર્ભાવ.] જુઓ 'લવરી'(૧).' (૨) ક્રિ.વિ. બોલ બોલ કર્યા કરે એમ
**લવલવ[2]** (લવ્ય-લવ્ય) સ્ત્રી. જુઓ 'લવકારો.'
**લવલવવું** અ.ક્રિ. [જુઓ 'લવવું.'-દ્વિર્ભાવ.] બોલ બોલ કર્યા કરવું
**લવલવાટ, -રો** પું. [જુઓ 'લવલવવું' + ગુ. 'આટ'-'આરો' કૃ.પ્ર.] જુઓ 'લવરી(૧).' [લવ લવ કરનારું
**લવલવિયું** વિ. [જુઓ 'લવલવવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.]
**લવલવી** સ્ત્રી. [જુઓ 'લવલવવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'લવરી(૧)'
**લવ-લીન** વિ. ['લવ' વધારાનો + સં.], તલ્લીન, મગ્ન, એકાગ્ર, મશગૂલ
**લવ-લેશ** વિ. [સં. બંને સમાનાર્થીનો દ્વિર્ભાવ] તદ્દન સ્વલ્પ, સાવ થોડું, લેશમાત્ર. (૨) ક્રિ. વિ. જરા પણ
**લવવું** અ.ક્રિ. [સં. लप्->પ્રા. लव, પ્રા. તત્સમ] લવારો કરવો, બબડવું. (૨) ઊંઘમાં બકવું. **લવાવું** ભાવે.,ક્રિ. **લવડા(-રા)વવું** પ્રે.,સ.ક્રિ.
**લવંગ** (લવઙ્ગ) ન. [સં.] લવિંગ (તેજાનો)
**લવંગ-લતા** (લવઙ્ગ-) સ્ત્રી. [સં.] લવિંગનો વેલો
**લવંગિયું** (લવઙ્ગિયું) ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'લવિંગિયું.' ['લવિંગિયો
**લવંગિયો** (લવઙ્ગિયો) [જુઓ 'લવંગિયું.'] જુઓ.'
**લવંડર** (લવણ્ડર) જુઓ 'લવન્ડર.' [લવરી
**લવં(-વિં)ત્રી** (લવ(-વિ)ન્ત્રી) સ્ત્રી. [જુઓ 'લવવું'દ્વારા.]
**લવાજણ** ન. (-ણ્ય) સ્ત્રી. [સં. लावण्य દ્વારા] લાવણ્ય, સૌંદર્ય, મનોહરતા. (૨) મુલાયમપણું, નરમ વર્તન. (૩) (લા.) ઓળખાણ, પિછાણ
**લવાજમ** ન. [અર. લવાજિમ્] અમુક અમુક મુદતે આપવાની થતી રકમ, વરસૂંદ, ફાળો, 'સબ્સ્ક્રિપ્શન,' 'ફી.' [૦ ભરવું (રૂ. પ્ર.) લવાજમની રકમ ચૂકવી આપવી]
**લવાદિયું** ન. જમીન ઉપર પથરાતી એક જાતની ઝીણી વનસ્પતિ
**લવાણો** જુઓ 'લુહાણો.'
**લવાદ** પું. [અર. લવાઝ્] પક્ષકારો વચ્ચે મધ્યસ્થી બની વાંધો પતાવી આપનાર વ્યક્તિ,' 'આર્બિટ્રેટર.' (૨) પંચ
**લવાદ-નામું** ન. [+ જુઓ 'નામું.'] બે પક્ષકારો વચ્ચે ત્રીજાને લવાદ નીમવા બાબતનો કરાર-પત્ર. (૨) લવાદે આપેલા ફેંસલાનો કાગળ, પંચાયતનામું
**લવાદ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [+ સં.] એકથી વધુ નિમાયેલા લવાદોની સમિતિ
**લવાદી** સ્ત્રી [+ગુ 'ઈ' ત.પ્ર.] લવાદનું કામ, લવાદની કામગીરી, 'આર્બિટ્રેશન'
**લવાદી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] લવાદને લગતું, લવાદ વિશેનું ['લવન.[2]'
**લવાન** ન. [જુઓ 'લવવું' + ગુ. 'આન' કૃ. પ્ર.] જુઓ
**લવાની** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] નકામી બોલ બોલ
**લવાબ** સ્ત્રી. ઘેટાં બકરાના કલેજા ને હૃદય નજીકના માંસમાંના સફેદ રંગના સ્નાયુ
**લવારડું** ન. [જુઓ 'લવારું'+ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] નાનું લવારું, ઘેટી-બકરીનું તદ્દન નાનું બચ્ચું
**લવારિયાં** (લ.વારિયાં) જુઓ 'લુહારિયાં.'
**લવારી** સ્ત્રી. [જુઓ 'લવવું' દ્વારા.] જુઓ 'લવરી(૧).'
**લવારું** ન. બકરીનું બચ્ચું, બદીલું. (૨) ઘેટીનું ગીદડું
**લવારો[1]** પું. [જુઓ 'લવવું' દ્વારા.] બકવાટ. [-રે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) બકવાટ કરવા માંડવું. ૦ કરવો (રૂ.પ્ર.) બકવાટ કરવો]

**લવારો**[2] પું. મોગરાના જેવો એકવડા ફૂલનો એક છોડ

**લવારો-બકારો** પું. [+ જુઓ 'બકવું' દ્વારા; એકાર્થીઓનો દ્વિર્ભાવ.] બકવાટ

**લવાવું** જુઓ 'લવવું'માં.

**લવિંગ** ન. [સં. लवङ्ग] જુઓ 'લવંગ.' (૨) પ્રાઇમસ સ્ટવનું જેમાંથી ઘાસલેટ ચડે છે તે બારીક છિદ્રવાળું તદ્દન નાનું સાધન. (૩) બંદૂકની નાળ ઉપરનો લવિંગના આકારનો કેપ ચડાવવાનો ખૂંટો

**લવિંગ કપ** (લવિઙ્ગ્-) પું. [અં.] શુભ પ્રસંગે પાર્ટીઓમાં એક હાથમાંથી બીજા હાથમાં અપાતું એક પીણું

**લવિંગડી** સ્ત્રી. [જુઓ લવિંગ + ગુ. 'ડ' ત.પ્ર. + 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] લવિંગનો છોડ

**લવિંગડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] કાનનાં બૂટિયાંમાં પહેરવાનું ફૂલ-ઘાટનું એક ઘરેણું, લવિંગિયું

**લવિંગિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] લવિંગના આકારનું. (૨) ન. ભારે તીખી મરચાંની એક તદ્દન નાની જાત. (૩) જુઓ 'લવિંગડું.' [ખૂબ નાની જાત

**લવિંગિયો** વિ. પું. [જુઓ 'લવિંગિયું.'] ફટાકિયાની એક

**લવિંગી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'લવિંગડી.'

**લવિત્રી** (લવિ-ત્રી) જુઓ 'લવંત્રી.'

**લવૂરિયું** ન. [જુઓ 'લવૂરો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **લવૂરો** પું. નહોરથી ભરવામાં આવતો ઉઝરડો. [**લવૂરા ભરવા (કે મારવા), લવૂરો ભરવો (કે મારવો)** (રૂ.પ્ર.) ઉઝરડો કરવો]

**લવો**[1] પું. [જુઓ 'લવવું '+ ગુ. 'ઓ' કૃ. પ્ર.] જીભની હિલચાલ બોલવા વિશેની. (૨) શબ્દ, ઉચ્ચાર, [**૦ દેવો** (રૂ.પ્ર.) જવાબ વાળવો. **૦ ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) સવાલ પૂછવો. **૦ ભાંગવો** (રૂ.પ્ર.) જવાબ આપવો. **૦ વળવો** (રૂ.પ્ર.) સ્પષ્ટ ઉચ્ચાર થવો. **૦ વાળવો** (રૂ.પ્ર.) જવાબ દેવો] [વિદૂષક

**લવો**[2] પું. મુસલમાની રિયાસત સમયનો મશ્કરો, રંગલો,

**લહૂજ** (-જ્ઞ) જુઓ 'લહૂજ.'

**લશુ(-શૂ)ન** ન. [સં.] લસણ

**લશ્કર** ન. [ફા.] લડનારા સૈનિકોનો સમૂહ, સૈન્ય, સેના, ફોજ, 'આર્મ્ડ-ફોર્સ.' (૨) (લા.) ટોળું. (૩) વહાણનો ખલાસી વર્ગ. [**૦નાં વાજાં** (રૂ.પ્ર.) ઢંગધડા વિનાનું, ભલીવાર વિનાનું, રેઢિયાળ]

**લશ્કર-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] લશ્કરી તંત્ર

**લશ્કર-શાહી** સ્ત્રી. [ફા.] લશ્કરની સર્વોપરિ સત્તાથી ચાલતી રાજ્ય-વ્યવસ્થા

**લશ્કરી** વિ. [ફા.] લશ્કરને લગતું. 'મિલિટરી.' (૨) પું. સૈનિક. (૩) વહાણનો ખલાસી

**લશ્કરી અદાલત** સ્ત્રી. [+ જુઓ 'અદાલત.'] લશ્કરીઓના ગુનાઓના મુકદ્દમા ચલાવનારી કચેરી, 'કોર્ટ માર્શલ'

**લશ્કરી કાયદો** પું. [+ જુઓ 'કાયદો.'], **લશ્કરી કાયડો** પું. [+ જુઓ 'કાયડો.'] 'માર્શલ લૉ' (બ.ક.ઠા)

**લષ્ટં-પષ્ટં** (લષ્ટમ્-પષ્ટમ્) ક્રિ.વિ. [સંસ્કૃતાભાસી] મુશ્કેલીથી, મહામહેનતે

**લષ્ટિ** સ્ત્રી. [સંસ્કૃતાભાસી જૂનો શબ્દ] પથ્થરની મોટી ખાંભી. (૨) પાળિયો. પાવળિયો, 'હીરો-સ્ટોન'

**લસણ** ન. [સં. लशुन > પ્રા. लसुण] ઉગ્ર ગંધવાળું કળીઓનું બંધાયેલું એક પૌષ્ટિક નાનું કંદ. [**૦ ખાઈ ને લાગવું (કે લાગી પડવું)** (રૂ.પ્ર,) વાંસે લાગવું. (૨) મચ્યા રહેવું]

**લસણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] લસણને લગતું. (૨) લસણની મેળવણીવાળું. (૩) લસણના જેવું. (૪) (લા.) માલ વિનાનું, કિંમત વિનાનું

**લસણિયો** વિ. પું. [જુઓ 'લસણિયું.'] (લા.) લસણની નાની કળી જેટલો તપખીરિયા રંગનો એક હીરો, વૈદૂર્યમણિ

**લસત** વિ. [સં. लसत् વર્ત. કૃ.] લસતું, દીપતું, શોભતું

**લસત લસત** ક્રિ.વિ. ખેલતાં ખેલતાં, રમતાં રમતાં

**લસપસતું** વિ. [જુઓ 'લચપચતું.'] ઘીથી તરબોળ

**લસ-બસ** ક્રિ.વિ. તરબોળ હોય એમ. (૨) તન્મય બનીને

**લસરક** ક્રિ. વિ. [જુઓ 'લસરકવું.'] ખૂબ લાંબું હોય એમ

**લસરકણું** વિ. [જુઓ 'લસરકવું[1]' + ગુ. 'અણું' કૃ. પ્ર.] લસરી પડનારું. (૨) લસરી પડાય તેવું, લપસણિયું

**લસરક લસરક** ક્રિ.વિ. [જુઓ 'લસરક-દ્વિર્ભાવ.] લસરકાભેર. (૨) ઉતાવળે ઉતાવળે. [**૦ ચાટવું** (રૂ.પ્ર.) જીભને લસરકે ચાટવું. **૦ ચાલવું** (રૂ.પ્ર.) જોડાના લસરકા સાથે લાંબે પગલે ચાલવું]

**લસરકવું** અ.ક્રિ [જુઓ 'લસરવું,'-ગુ. 'ક' મધ્યગ.] લસરવું, ખસકવું. (૨) (લા.) નીકળી જવું. **લસરકાવું** ભાવે, ક્રિ. લ **લસરકાવવું** પ્રે.,સ.ક્રિ.

**લસરકા-ભેર** (-રચ) ક્રિ.વિ. [જુઓ 'લસરકો' + 'ભરવું.'] લસરકો મારતા હોઈયે એમ

**લસરકાવવું, લસરકાવું** જુઓ 'લસરકવું'માં.

**લસરકો** પું. [જુઓ 'લસરકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] લિસોટો, ઘસરકો. [**૦ મારવો** (રૂ.પ્ર.) લસરકાભેર આગળ વધવું]

**લસ લસ** ક્રિ. વિ. [રવા.] 'લસ લસ' એવા અવાજ સાથે

**લસલસવું** અ.ક્રિ. [રવા.] કોઈ પણ પ્રવાહીથી તરબોળ થવા જવું, ચપકવું. (૨) (લા.) સ્નેહથી ભરપૂર હોવું. **લસલસાવું** ભાવે., ક્રિ. **લસલસાવવું** પ્રે.,સ.ક્રિ.

**લસલસાટ** પું. [જુઓ 'લસલસવું' + ગુ. 'આટ' કૃ. પ્ર.] લસલસવું એ

**લસલસાવવું, લસલસાવું** જુઓ 'લસલસવું'માં.

**લસવું** અ.ક્રિ. [સં. लस्, તત્સમ] શોભવું, આળગવું, સુશોભિત હોવું, રાજવું. (૨) પ્રકાશવું, ઝળકવું, ચળકવું. **લસાવું** ભાવે., ક્રિ. **લસાવવું** પ્રે.,સ. ક્રિ. [લસતું

**લસંત** (લસ-ત) વિ [જુઓ 'લસવું' + ગુ. 'અંત' વર્ત. કૃ.]

**લસંતી** વિ., સ્ત્રી. [સં. लसन्ती] લસતી (સ્ત્રી વગેરે)

**લસાવવું, લસાવું** જુઓ 'લસવું'માં.

**લહેજત** (લે:જત) સ્ત્રી.. [અર. લિજ્જત્] લિજ્જત, આસ્વાદ. (૨) સ્વાદ, 'ટેઇસ્ટ'

**લસી** સ્ત્રી. [સં. लसीका > પ્રા. लसिआ] શેરડીનો રસ. (૨) છાશનું પીણું, લસ્સી [મેંદીની એક જાત

**લસી-મેંદી** (-મેંદી) સ્ત્રી. [જુઓ 'મેંદી.'] કાંટા વગરની

**લસોટવું** સ.ક્રિ. [રવા.] લસરકે વાટવું, ઘૂંટવું, પીસવું. **લસોટાવું** કર્મણિ., ક્રિ. **લસોટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લસોટાવવું, લસોટાવું** જુઓ 'લસોટાવું'માં.

**લસ્સી** સ્ત્રી. [સં. लसीका > પ્રા. लसिआ—ગુ. 'લસી; આ ઉચ્ચારણ ઉ.પ્ર.માં અને પંજાબમાં 'લસ્સી.'] જુઓ 'લસી.' (૨) દૂધ-પાણીનું શરબત [પ્રે.,સ.ક્રિ.

**લહકવું** જુઓ 'લહેકવું.' **લહકાવું** ભાવે., ક્રિ. **લહકાવવું**

**લહકાવવું, લહકાવું** જુઓ 'લહકવું'માં.

**લહકાં** ન., બ. વ. માંડ માંડ પૂરું કરવાની સ્થિતિ. [૦ **લેવાં** (રૂ.પ્ર.) ઓસવાવું]

**લહકો** પું. ખાવાની ટેવ. (૨) શરીરનો ચાળો

**લહર** (-રય) સ્ત્રી. [સં. लहरी] મોજું, તરંગ, લહેર

**લહરવું** જુઓ 'લહેરવું.' **લહરાવું** ભાવે., ક્રિ. **લહરાવવું** પ્રે. સ. ક્રિ.

**લહરાવવું, લહરાવું** જુઓ 'લહેરવું'માં.

**લહરિ,-રી** સ્ત્રી. [સં.] તરંગ, લહેર, મોજું

**લહ લહ** વિ. [રવા.] પ્રસન્ન, ખુશ. (૨) કૂતરાં વગેરે થાક ઉતારવા જીભ કાઢીને અવાજ કરે એમ

**લહલહવું** અ. ક્રિ. [રવા.] આનંદ પામવો. (૨) ખીલવું. (૩) લીલુંછમ થવું. (૪) પવનથી ડોલવું. **લહલહાવું** ભાવે., ક્રિ. **લહલહાવવું** પ્રે.,સ.ક્રિ.

**લહલહાવવું, લહલહાવું** જુઓ 'લહલહવું'માં. [માં જ)

**લહવું** સ.ક્રિ. [સં. लभ् > પ્રા. लह] મેળવવું, પામવું (પદ્ય-

**લહંજ** (લહઞ્જ) પું. સંપ. (૨) સરાણનો પથ્થર. (૩) ધોબીનો શણ વગેરે ધોવાનો પથ્થર

**લહાણુ**¹ (લાઃણ) ન. [સં. लभन > પ્રા. लहण] લાભ, ફાયદો. [૦ **કાઢવું**, ૦ **નીકળવું** (રૂ.પ્ર.) ફાયદો મળવો]

**લહાણુ**² (લાઃણ્ય), -ણી સ્ત્રી. [સં. लभनिका > પ્રા. लहणिआ] મળવું એ. (૨) વ્યક્તિગત અક્ષિસ વાંટી આપવામાં આવે એ ['લહાણુ(૨).'

**લહાણું** (લાઃણું) ન. [સં. लभनक- > પ્રા. लहणअ-] જુઓ

**લહાવ** (લાઃવ),-વો પું. [સં. लाभक- > પ્રા. लाहअ-] ઉપભોગનો અનુભવ, ઉપયોગ લીધાનો આનંદ, સુખાનુભવ. (૨) ઓરિયો, ઓરતો, રૂડો પ્રસંગ

**લહિયો** (લૈઃયો) પું. [સં. लेखक > પ્રા. लेहअ] લખવાનું ધંધાદારી રીતે કામ કરનાર, 'સ્ક્રાઇબ' (સ.ર.ભટ્ટ)

**લહી**¹ (લૈઃ) સ્ત્રી. નદીના જે ભાગમાં પાણીનો વધુ વેગ હોય તેવું સ્થળ

**લહી**² (લૈઃ) જુઓ 'લાહી.'

**લહે** (લૅઃ) સ્ત્રી. લગની, તાન. (૨) લહેજત, આસ્વાદ. [૦ **લાગવી** (રૂ.પ્ર.) આસક્તિમય સ્થિતિ થવી]

**લહેકવું** (લેઃકવું) અ. ક્રિ. [રવા.] લહેકાથી ચાલવું. (૨) હવામાં ફરફરવું, લહેરવું. **લહેકાવું** (લેઃકાવું) ભાવે., ક્રિ. **લહેકાવવું** પ્રે.,સ.ક્રિ.

**લહેકાવવું, લહેકાવું** (લેઃકા-) જુઓ 'લહેકવું'માં.

**લહેકી** (લેઃકી) સ્ત્રી. [જુઓ 'લહેકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ઊંઘ અને આનંદની ખુમારી

**લહેકો** (લેઃકો) પું. [જુઓ 'લહેકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] આનંદથી ઉચ્ચારણને લંબાવવાનું લટકું, હલક, લહેકો. (૨) શરીરનો મોહક મરોડ [દાર, સ્વાદિષ્ટ

**લહેજત-દાર** (લેઃજત-દાર) વિ. [+ ફા. પ્રત્યય] લિજ્જત-

**લહેજો** (લેઃજો) પું. [અર. લહ્જહ્] થોડોક સમય. (૨) જુઓ 'લહેકો.'

**લહેર** (લૅઃરય) સ્ત્રી. [સં. लहरी] લહરી, તરંગ, મોજું, છોળ. (૨) પવનનું મંદ મંદ ફરકવું એ, લહેરખી. (૩) (લા.) આનંદ, મોજ. [૦ **આવવી** (રૂ.પ્ર.) મજા પડવી. ૦ **ઉડાવવી**. ૦ **કરવી**, ૦ **માણવી**, ૦ **મારવી** (રૂ.પ્ર.) આનંદ માણવો. ૦ **પડવી** (રૂ.પ્ર.) આનંદનો અનુભવ થવો. ૦**માં હોવું** (રૂ.પ્ર.) આનંદમાં હોવું. **-રે ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) ગંમતમાં ઉત્સાહથી ઊભરાવું. **રત્નાકર સાગરની લહેર** (-લૅઃરય) (રૂ.પ્ર.) શુભ સમૃદ્ધિની છોળ]

**લહેરકી, -ખી** (લેઃરકી,-ખી) સ્ત્રી. [+ ગુ. 'કી'-'ખી' સ્વાર્થે ત.પ્ર.] પવનનું મંદ મંદ ફરકવું એ

**લહેરવું** (લૅઃરવું) અ. ક્રિ. [જુઓ 'લહેર' -ના. ધા.] પવનમાં ફરકવું, ફરફરવું. (૨) (લા.) આનંદ-મગ્ન બનવું. ભાવે., ક્રિ. **લહેરાવવું** (લૅઃરાવવું) પ્રે.,સ.ક્રિ.

**લહેરાવવું, લહેરાવું** (લેઃરા-) જુઓ 'લહેરવું'માં.

**લહેરિયાઈ** (લેઃરિયાઇ) સ્ત્રી. [જુઓ 'લહેરિયું + ગુ. 'આઈ' ત.પ્ર.] વસ્ત્રનિર્માણ-કળાની એક ક્રિયા

**લહેરિયું** (લેઃરિયું) ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ઊંઘ કે મદનું ઝોકું. (૨) થોડે આનંદપૂર્વક ફરવા જવું એ (ન.મા.) (૩) વસ્ત્ર કાગળ વગેરે ઉપરની તરંગની ભાત. (૪) એવી તરંગની ભાતવાળું સ્ત્રીઓનું એક વસ્ત્ર (સાડીના પ્રકારનું)

**લહેરી** (લૅઃરી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] લહેર કરનારું. [૦ **લાલા** (રૂ.પ્ર.) રંગીલો માણસ]

**લહેવું** (લે:વું) સ.ક્રિ. [સં. लभ् > પ્રા. लह] મેળવવું, પામવું. (૨) સાંભળવું, ધ્યાનમાં લેવું. (૩) ઓળખવું, પિછાણવું. (આ ધાતુ જૂ.ગુ.માં જ જાણીતો છે, અત્યારે ક્વચિત્ પદ્યમાં.)

**લળકવું** અ.ક્રિ. ઝળકવું, ચળકવું. (૨) શોભવું, દીપવું. (૩) ઉમંગથી ડોલતાં ચાલવું. (૪) ઝૂલવું. (૫) લાલસા થવી. **લળકાવું** ભાવે., ક્રિ. **લળકાવવું** પ્રે.,સ.ક્રિ.

**લળકાવવું, લળકાવું** જુઓ 'લળકવું'માં.

**લળવળિયું** વિ ગમે તેમ વળાય તેવું. (૨) સુંવાળું

**લળવું** અ.ક્રિ. [સં. लुल् ગોળાકાર વળવું] નીચા નમવું, ઝૂકવું. **લળાવું** ભાવે., ક્રિ. **લળાવવું** પ્રે., સ.ક્રિ.

**લળંક** (લળઙ્ક) જુઓ 'લલંક.'

**લળાવવું, લળાવું** જુઓ 'લળવું'માં.

**લંક**¹ (લઙ્ક) [સં. लङ्क દ્વારા વિકાસ] (લા.) પૈસાદાર, ધનવાન. [૦ **લાગવો** (રૂ.પ્ર.) ધનવાન થવું]

**લંક**² (લઙ્ક) પું. [હિં.] કેડનો વળાંક [લંકા. (સંજ્ઞા.)

**લંક-પુરી** (લઙ્ક-) સ્ત્રી. [સં. लङ्का-पुरी] લંકાની રાજધાની,

**લંકવું** (લઙ્કવું) સ.ક્રિ. [જુઓ 'લંક²' -ના.ધા.] લાકડામાં વાંક પડતી કારીગરી કરવી

**લંકા** (લઙ્કા) સ્ત્રી. [સં.] પૌરાણિક રીતે રાવણની રાજધાની.

(સંજ્ઞા.) [૦ કરવી (રૂ.પ્ર.) આગ લગાડવી. ૦ જીતવી (રૂ.પ્ર.) મોટો વિજય મેળવવો. ૦ની લાડી (રૂ.પ્ર.) દૂર દેશાવરની કન્યા. ૦ બાળવી (રૂ.પ્ર.) ખરાબ કરવું. (૨) વાત ઉઘાડી પાડી દેવી. ૦ લાગવી (રૂ.પ્ર.) આગ લાગવી. (૨) મોટો અનર્થ થવો. ૦ લૂંટવી (રૂ.પ્ર.) ખૂબ ધન મેળવવું]

**લંકા-ધણી** (લઙ્કા-) પું. [+ જુઓ 'ધણી.'], **લંકા-નાથ** (લઙ્કા-) પું. [સં.], **લંકાધિપ** (લઙ્કા-) પું. [+ સં. अधिप], **લંકાધીશ** (લઙ્કા-) પું. [+ સં. अधीश], **લંકા-પતિ** (લઙ્કા-) પું. [સં.] પૌલસ્ત્યનો પુત્ર રાવણ. (સંજ્ઞા.)

**લંકા-લીલા** (લઙ્કા-) સ્ત્રી. [સં.] (લા.) સદંતર બાળી ખાખ કરવાનું કામ

**લંકાવવું, લંકાવું** (લઙ્કા-) જુઓ 'લાંકવું'માં.

**લંકેશ,-શ્વર** (લઙ્કેશ,-શ્વર) પું. [+ [સં. ईश,-श्वर] જુઓ 'લંકા-ધણી.'

**લંગ** (લઙ્ગ) ન. [અં.] ફેફસું

**લંગ, ૦ક** (લઙ્ગ,૦ક) પું. [સં.] વ્યભિચારી જાર પુરુષ

**લંગડ** (લઙ્ગડ) વિ. [સં. लङ्ग પું. લંગડાપણું દ્વારા અને ફા. 'લંગ' વિ.] (પગે) લૂલું, પાંગળું, ખોડું, પંગુ

**લંગડ-ખાં** પું. [+ જુઓ 'ખાં.'] (મજાકમાં) લંગડો પુરુષ

**લંગડાવવું** જુઓ 'લંગડાવું'માં.

**લંગડાવું** અ.ક્રિ. [જુઓ 'લંગડું.'-ના.ધા.] ખોડાંગવું. **લંગડાવવું** પ્રે.,ક્રિ.

**લંગડી** સ્ત્રી. [જુઓ 'લંગડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એક પગે ખોડાંગતા ચાલવાની એક રમત

**લંગડી ઘોડી** સ્ત્રી. [+ જુઓ 'ઘોડી.'] એક પ્રકારની બાળકોની રમત

**લંગડી-દોટ** (-દોડ્ય) સ્ત્રી. [+ જુઓ 'દોટ.'] એક પગે રમવાની એક રમત

**લંગડું** વિ. [જુઓ 'લંગડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર. પૂર્વ વર્ણ અનુનાસિક માત્ર] લૂલું

**લંગડો** પું. કલકત્તા બાજુ બંગાળ બિહાર વગેરેમાં થતી આંબાની એક જાત. (સંજ્ઞા.)

**લંગડો પાડો** પું. [+ જુઓ 'પાડો.²'] (લા.) એ નામની એક રમત

**લંગર¹** (લઙ્ગર) ન. [ફા., દે.પ્રા. नंगर] વહાણ મછવા આગબોટ વગેરે પાણીમાં સ્થિર ઊભાં રહે એ માટે દોરડે બાંધી પાણીમાં નાખવામાં આવતી મોટી લોખંડની ખીલાડી. (૨) સદાવ્રતખાતું. (૩) દોર બાંધેલો કાંકરો (છોકરાં આંટી પાડી રમે છે.) (૪) ઓળંભો. (૫) (લા.) ચાંદીનો બનાવેલો પગમાં પહેરવાનો તોડો. (૬) ઝાંઝર, નૂપુર. (૭) હાથીના પગની બેડી. [૦ ઉઠાવવું, ૦ ઉપાડવું, ૦ ઊંચકવું (રૂ.પ્ર.) વિદાય લેવી. (૨) ગરીબ માણસોનું જમણ ચાલુ કરવું. ૦ કરવું (રૂ.પ્ર.) રોકાઈ પડવું. ૦ ના(-નાં)ખવું, ૦ ફાસવું (રૂ.પ્ર.) સ્થિર થઈ જવું. ૦ પર હોવું (રૂ.પ્ર.) સ્થિર હોવું. ૦ લડાવવાં (રૂ.પ્ર.) પંજાના પેચ નાખવા. (૨) અંદર અંદર ઝઘડો કરવો ૦ વારે કરવું (રૂ.પ્ર.) લાંગરવું, નાંગર નાખવું]

**લંગ(-ગા)ર²** લઙ્ગ(-ઙ્ગા)રય) સ્ત્રી. હાર, પંક્તિ, હરોળ, કતાર. [૦ લાગવી (રૂ.પ્ર.) કતાર-બંધ હોવું]

**લંગર-ખર્ચ** (લઙ્ગર-) પું., ન. [જુઓ 'લંગર¹' + 'ખર્ચ.'] (લા.) ગરીબના પોષણ માટેનો નાણાંનો ખરચ

**લંગર-ખાતું** (લઙ્ગર-ખાતું) ન. [જુઓ 'લંગર¹' + 'ખાતું.'] સદાવ્રત અપાતું હોય તેવું સ્થળ, સત્રકાર

**લંગર-જંગર** (લઙ્ગર-જઙ્ગર) ન., બ.વ. [જુઓ 'લંગર.²' [દ્વિર્ભાવ.] (લા.) ઝાઝાં છોકરાં છૈયાં

**લંગર-બંદર** (લઙ્ગર-બન્દર) ન. [જુઓ 'લંગર' + 'બંદર.'] જ્યાં વહાણ આગબોટો વગેરે નાંગરતાં હોય તેવું બંદર, 'ઍન્કરેઇજ પૉર્ટ'

**લંગ(-ગા)રવું** (લઙ્ગ(ઙ્ગા-)રવું) અ.ક્રિ. [જુઓ 'લંગર.¹' ના.ધા.] (વહાણ આગબોટ વગેરેનું) લંગર પાણીમાં નાખવું, નાંગરવું. (૨) (લા.) થોભવું, અટકવું. **લંગરાવું** ભાવે., ક્રિ. **લંગરાવવું** પ્રે., સ.ક્રિ.

**લંગર-શ્રી** (લઙ્ગર-) સ્ત્રી. [જુઓ 'લંગર¹' + સં.] (લા.) ગરીબોને જમાડવાની વ્યવસ્થાવાળું લંગર-ખાતું

**લંગરાવવું, લંગરાવું** જુઓ 'લંગરવું'માં.

**લંગરિયું** (લઙ્ગરિયું) ન. [જુઓ 'લંગર¹' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] પગમાંનું લંગર, ઝાંઝર, નૂપુર. (૨) દોરો બાંધેલો સામસામી આંટી પાડવાનો છોકરાઓની રમતનો કાંકરો. (૩) (લા.) પગમાંની બેડી. (૪) લફરું

**લંગરી** સ્ત્રી. [ફા.] ઘૂઘરીઓવાળું પગનું એક ઘરેણું, ઝાંઝરી

**લંગાર** (-રય) જુઓ 'લંગર.²'

**લંગારવું** (લઙ્ગારવું) જુઓ 'લંગરવું.'

**લંગા(-ઘા)વું** (લઙ્ગા(-ઙ્ઘા)વું અ.ક્રિ. [સં. लङ्ग- દ્વારા] લંગડાવું, ખોડાંગવું

**લંગીસ** (લઙ્ગીસ) ન. પતંગ ઉડાવવાની મોસમમાં ટીંગણિ-ચાંથી રમાતી છોકરાઓની રમત. [૦ લડાવવું (રૂ.પ્ર.) દોર લડાવવા. (૨) અંદર અંદર ઝઘડાવવું]

**લંગૂર** (લઙ્ગૂર), **-રિયું** ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] કાળા મોઢાનું વાંદરું. (૨) (લા.) લફરું

**લંગૂરી** (લઙ્ગૂરી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વાંદરાના પ્રકારની ઘોડાની એક ચાલ

**લંગોટ** (લઙ્ગોટ) પું. [સં. लिङ्गपट्ट > પ્રા. लिंग-लट्ट] પુરુષના ગુહ્ય ભાગને ઢાંકતો કછોટો (ઉપર ત્રિકોણ ઘાટનું કપડું અને નીચે લાંબો પટ્ટો તેમ સાદો પટ્ટો માત્ર પણ). [૦ ખોલવો (રૂ.પ્ર.) સંભોગ કરવો. ૦ પહેરવો (-પે:રવો) (રૂ.પ્ર.) બ્રહ્મચર્યવ્રત પાળવું. ૦ બાંધવો (રૂ.પ્ર.) લડવા તૈયાર થવું. ૦ મારવો (રૂ.પ્ર.) સંસારથી દૂર રહેવું]

**લંગોટ-બંધ** (લઙ્ગોટ-બન્ધ) વિ. [+ ફા. બંદ] (લા.) ઇંદ્રિય-નિગ્રહવાળું. [૦ રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) સખત બ્રહ્મચર્યવ્રત પાળવું]

**લંગોટિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જેણે લંગોટ પહેર્યો છે તેવું. (૩) ન. હિંડોળાનાં લાકડાં લટકાવવાનો લોખંડનો કલબો. [-યો મિત્ર (રૂ.પ્ર.) બચપણથી ચાલ્યો આવતો મિત્ર. -યો વિસ્તાર (રૂ.પ્ર.) છોકરાં છૈયાં, સંતતિમાત્ર]

**લંગોટી** (લઙ્ગોટી) સ્ત્રી. [જુઓ 'લંગોટો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] લંગોટ વાળવાની કપડાની પટ્ટી, કૌપીન. (૨) કુંભારની ચાકડા ઉપરથી કામ ઉતારવાની કપડાની પટ્ટી. [૦નો યાર (રૂ.પ્ર.) બચપણનો સાથી. ૦માં ફાગ ખેલવો (રૂ.પ્ર.) ગરીબ છતાં ખર્ચાળ રીતથી વર્તવું. ૦ બંધાવવી

(-બનાવવી) (રૂ.પ્ર.) ગરીબ બનાવી દેવું. ૦ મારવી (રૂ.પ્ર.) લંગોટી પહેરવી. (૨) વૈરાગ્ય લેવો. ૦ વાળવી (રૂ.પ્ર.) માલ-મિલકત ગુમાવી દેવી. (૨) વૈરાગ્ય લેવો]

**લંગોટો** (લઙ્ગોટો) પું. [સં. लिङ्गपट्टक-> પ્રા. लिङ्गउट्टअ-] જુઓ 'લંગોટ.' (૨) (લા.) વેરાગી બાવો. (૩) બાળમિત્ર, લંગોટિયો મિત્ર. [૦ મારવો (રૂ.પ્ર.) કચ્છ ભીડવો]

**લંગ્ઝ** (લઙ્ગ્ઝ) ન., બ.વ. [અં.] ફેફસાં

**લંઘન** (લઙ્ઘન) ન. [સં.] ઓળંગવું એ. (૨) કૂદી જવું એ. (૩) લંગડાવું એ. (૪) લાંઘવું એ, લાંઘણ, ઉપવાસ

**લંઘની** (લઙ્ઘની) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] લાંઘણ, ઉપવાસ, લંઘન

**લંઘનીય** (લઙ્ઘનીય) વિ. [સં.] ઓળંગવા જેવું. (૨) કૂદી જવા જેવું. (૩) પાર ઊતરી શકાય તેવું

**લંઘર**[1] (લઙ્ઘરચ) સ્ત્રી. લંઘાર, હાર, કતાર, હરોળ

**લંઘર**[2] (લઙ્ઘર) ન. ઢોરના ઉછેર માટેનું છાપરું

**લંઘવું** (લઙ્ઘવું) અ.ક્રિ. [સં. लङ्घ्, તત્સમ] ઓળંગવું એ. (૨) પાર ઊતરવું. **લંઘાવું**[1] ભાવે., ક્રિ. **લંઘાવવું**[1] પ્રે., સ.ક્રિ.

**લંઘાવવું,**[1] **લંઘાવું**[1] જુઓ 'લંઘવું'માં.

**લંઘાવવું,**[2] **લંઘાવું**[2] જુઓ 'લાંઘવું'માં.

**લંઘાવું**[3] (લઙ્ઘાવું) અ.ક્રિ. લંગડાવું, ખોડાંગવું.

**લંઘિત**[1] (લઙ્ઘિત) વિ. [સં.] ઓળંગી જવાયેલું. (૨) પાર ઊતરી જવાયેલું

**લંઘિત**[2] (લઙ્ઘિત) વિ. [જુઓ 'લાંઘવું' + સં. इत કૃ.પ્ર.] લાંઘેલું, ઉપવાસ કર્યો હોય તેવું. ઉપવાસી

**લંઘી** (લઙ્ઘી) સ્ત્રી. [જુઓ 'લંઘો' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લંઘા જાતિની સ્ત્રી (રજવાડામાં કૂટવાનું શિખવાડનારી તેમજ મરણપ્રસંગે રાજિયા ગવરાવવાની કામગીરી કરનારી)

**લંઘો** (લઙ્ઘો) પું. મુસલમાન ઢોલી-શરણાયો અને એની જાત

**લંઘોરી** (લઙ્ઘોરી) સ્ત્રી. ઘોડાની એક પ્રકારની ચાલ

**લંઘ્ય** (લઙ્ઘ્ય) વિ. [સં.] જુઓ 'લંઘનીય.'

**લંચ** (લઞ્ચ) પું., ન. [અં.] બપોરનો નાસ્તો

**લંચાવવું** (લઞ્ચાવવું) જુઓ 'લંચાવું'માં. [પ્રે.,સ.ક્રિ.

**લંચાવું** (લઞ્ચાવું) અ.ક્રિ. ઓસવાવું. **લંચાવવું** (લઞ્ચાવવું)

**લંચો** (લઞ્ચો) પું. માણસથી ખેંચાતી નાની ગાડી

**લંછન(-ણ)** (લઞ્છન,-ણ) ન. [સં. लाञ्छन] જુઓ 'લાંછન.'

**લંઠ** (લણ્ઠ) વિ. લાંઠ, દોંગું, ઢાંઠ. (૨) લુચ્ચું, કારસ્થાની, ધૂર્ત, ધુતારું. (૩) તોફાની, મસ્તીખોર. (૪) લબાડ, વ્યભિચારી

**લંઠાઈ** (લણ્ઠાઈ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] લંઠપણું

**લંડ** (લણ્ડ) વિ. જુઓ 'લંઠ.' (૨) પુરુષની ઇંદ્રિય

**લંડી** (લણ્ડી) સ્ત્રી. [જુઓ 'લંડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સ્ત્રીને અપાતી એક ગાળ

**લંડો** (લણ્ડો) વિ.,પું. [જુઓ 'લંડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] હલકો માણસ. (૨) તોફાની છોકરો

**લંડોર** (લણ્ડોર) વિ. જુઓ 'લંઠ'-'લંડ.' (૨) ઉડાઉ. (૩) પું. મોટી ઉંમરનો કુંવારો માણસ

**લંપ** (લમ્પ) ન. ચીમળાયેલું નાનું ઘાસ

**લંપક** (લમ્પક) પું. જૈનોનો એક પેટા-સંપ્રદાય. (જૈન.)

**લંપટ** (લમ્પટ) વિ. [સં.] વિષયોમાં ખરડાઈ ગયેલું, વ્યભિચારી, છિનાળવું

**લંપટ-તા** (લમ્પટ-તા) સ્ત્રી. [સં.], **લંપટાઈ** (લમ્પટાઈ) સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] લંપટ હોવાપણું

**લંપાક** (લમ્પાક) વિ. [સં.] જુઓ 'લંપટ.'

**લંબ** (લમ્બ) વિ. [સં.] લાંબું. આયત, દીર્ઘ, વિશાળ. (૨) અક્ષાંશ અને રેખાંશ વચ્ચેનો તફાવત. (૩) ઓળંબો. (૪) કોઈ આડી લીટી ઉપર કાટખૂણે દોરેલી ઊભી લીટી. (ગ) દરિયાનું પાણી માપવાની દોરી

**લંબક** (લમ્બક) પું. [સં.] જુઓ 'લંબ(૨-૩-૪-૫).' (૨) પરિચ્છેદ, અધ્યાય (સં. 'કથાસરિત્સાગર'માં લંબક છે.)

**લંબ-કર્ણ** વિ. [સં.] લાંબા કાનવાળું, (૨) (લા.) ગધેડો (મજાકમાં) [અંતર. (ગ.)

**લંબ-ગાળો** (લમ્બ-) પું. [+ જુઓ 'ગાળો.'] બે લંબ વચ્ચેનું

**લંબ-ગોળ** (લમ્બ-) વિ. [+ જુઓ 'ગોળ.[1]'] પહોળાઈ કરતાં લંબાઈ વધુ હોય તેવી ઉપર નીચે ગોળાકાર આકૃતિવાળું, અંડાકૃતિ. (૨) પું. એવી આકૃતિ

**લંબ-ઘન** (લમ્બ-) પું. [સં.] લાંબો લંબ-ચોરસ કકડો

**લંબ-ચુંબક** (લમ્બ-ચુમ્બક) પું. [સં.] લાંબા ઘાટનું લોહચુંબક

**લંબ-ચોરસ** (લમ્બ-ચોરસ) પું. [+ જુઓ 'ચોરસ.'] પહોળાઈ કરતાં લંબાઈ વધુ હોય તેવી ચાર કાટખૂણાવાળી આકૃતિ, કાટખૂણ ચતુષ્કોણ. (૨) વિ. એવી આકૃતિનું 'રેક્ટેંગ્યુલર.'

**લંબડો** પું. ઢોર ચારવાનો તથા લૂંટફાટ કરવાનો ધંધો કરતી એક જાતની રખડાઉ જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**લંબ-તાડ** (લમ્બ-) વિ. [+ જુઓ 'તાડ.'] તાડ જેવું લાંબું, ખૂબ લાંબું [(કપાસ), 'લૉંગ સ્ટેપલ'

**લંબ-તંતુ** (લમ્બ-તન્તુ) વિ. [સં.] લાંબા તાંતણાવાળું

**લંબન** (લમ્બન) ન. [સં.] લંબાવું એ. (૨) લટકવું એ. (૩) આલંબન, આશ્રય

**લંબ-પાસ** (લમ્બ-) પું. [સં. लम्ब + જુઓ 'પાસ.[2]'] તંદ્રાવસ્થા ઉત્પન્ન કરવા માટે કરવામાં આવતી એક ક્રિયા

**લંબ-માપ** (લમ્બ) ન. [+ જુઓ 'માપ.'] લંબાઈ માપવાનું ફળ, 'ઑફ-સેટ'

**લંબ-રેખા** (લમ્બ-) સ્ત્રી. [સં] લંબાઈવાળી કોઈ પણ લીટી- (૨) ક્ષિતિજની સાથે કાટખૂણે બતાવતી ઊભી રેખા, ઊર્ધ્વ રેખા. (૩) ઓળંબાની લીટી. (૪) અક્ષાંશની કોટિકોણની જગ્યા

**લંબ-વર્તુલ(-ળ)** (લમ્બ-) ન. [સં.] જુઓ 'લંબ-ગોળ.'

**લંબ-વૃત્ત** (લમ્બ-) ન. [સં.] જુઓ 'લંબ-વર્તુલ.'

**લંબ-સંગમ** (લમ્બ-સઙ્ગમ) પું. [સં.], **લંબસંપાત-બિંદુ** (લમ્બ-સમ્પાત-બિન્દુ) ન, [સં.,પું.] ત્રિકોણના શિરોબિંદુમાંથી એની સામેની બાજુ ઉપર દોરેલા લંબ એકબીજાને જ્યાં છેદે તે બિંદુ, 'ઑર્થો-સેન્ટર.' (ગ.)

**લંબ-સ્તની** (લમ્બ-) વિ. સ્ત્રી, [સં.] લાંબાં સ્તનોવાળી સ્ત્રી

**લંબાઈ** (લમ્બાઈ) સ્ત્રી. [જુઓ 'લાંબું' + ગુ. 'આઈ' ત.પ્ર.] લાંબાપણું, દીર્ઘતા, આયતિ

**લંબાકાર** (લમ્બા-) પું. [+ સં. आ-कार], **લંબાકૃતિ** (લમ્બા-) સ્ત્રી. [+ [સં. आ-कृति] લાંબો ઘાટ. (૨) વિ. લાંબા ઘાટનું

**લંબાયમાન** (લમ્બાયમાન) વિ. [સં.] લાંબું થતું, લંબાતું

**લંબાણ** (લમ્બાણ) ન. [જુઓ 'લંબાવું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] લાંબું હોવાપણું, લંબાઈ, દીર્ઘતા

**લંબાવણી** (લમ્બાવણી) સ્ત્રી. [જુઓ 'લંબાવવું'+ગુ.'આવણી' કૃ.પ્ર.] વિલંબ, ઢીલ

**લંબાવવું** (લમ્બાવવું) જુઓ 'લંબાવું'માં.

**લંબાવું** (લંબાવું) અ.ક્રિ. [જુઓ 'લાંબું'-ના.ધા.] લાંબું થવું (સમય અંતર સમય વગેરેનું), ઘણે સુધી પહોંચવું. (૨) લાંબા થઈને સૂવું. **લંબાવવું** (લમ્બાવવું) પ્રે.,સ.ક્રિ.

**લંબાશ** (લમ્બાશ) સ્ત્રી. [જુઓ 'લાંબું' + ગુ. 'આશ' ત.પ્ર.] જુઓ 'લંબાઈ.'

**લંબિકા** (લમ્બિકા) સ્ત્રી. [સં.] ગળાનો કાકડો, વડ-જીભ

**લંબિત** (લમ્બિત) વિ. [સં.] લંબાયેલું, લાંબું થયેલું. (૨) નીચે લટકી પડેલું

**લંબૂશ,-સ** (લમ્બૂશ,-સ) વિ. [જુઓ 'લાંબું' દ્વારા.] સાધારણથી વધારે ઊંચાઈવાળું (માણસને કાંઈ તુચ્છકારમાં)

**લંબોઈ** (લમ્બોઇ) સ્ત્રી. [જુઓ 'લાંબું' દ્વારા.] ઊંટડી, સાંઢ

**લંબોચ્ચાઈ** (લમ્બોચ્ચાઇ) સ્ત્રી. [સં. लम्ब + उच्च = लम्बोच्च + ગુ. 'આઈ' ત.પ્ર.] લંબ પ્રમાણે સીધી ઊંચાઈ

**લંબોત્તર-દોષ** (લમ્બોત્તર-) પું. [સં.] કાયોત્સર્ગ કરતી વેળા નાભિ ઉપર અને ઢીંચણથી નીચે લાંબું વસ્ત્ર રાખવાનો દોષ. (જૈન.)

**લંબોદર** (લમ્બોદર) વિ., પું., બ. વ. [સં. लम्ब + उदर] લાંબા પહોળા પેટવાળા ગણપતિ. (સંજ્ઞા.)

**લંબૌષ્ઠ** (લમ્બૌષ્ઠ) વિ. [સં. लम्ब + ओष्ठ] લાંબા હોઠવાળું. (૨) પું. ઊંટ, સાંઢિયો

**લા**[1] પું. સ્વાદ. (૨) મજા

**લા**[2] સ્ત્રી. છલાંગ, ફાળ. [૦ સાધવી (રૂ.પ્ર.) શિકાર ઉપર તરાપ મારવા કરવું]

**લા**[3] પૂર્વગ. [અર.] 'નહિ' એ અર્થનો પૂર્વગઃ 'લા-ઇલાજ' 'લા-ચાર' વગેરે

**લાઇટ** ન. [અં.] તેજ, પ્રકાશ, અજવાળું, રોશની. (૨) બત્તી, દીવો

**લાઇટ-ઇયર** ન. [અં.] પ્રકાશને આવતાં થતું એક વર્ષ. [પ્રકાશ-વર્ષ

**લાઇટનિંગ** (લાઇટનિઙ્) સ્ત્રી. [અં.] આકાશી વીજળી

**લાઇટનિંગ-કન્ડક્ટર** -(લાઇટનિઙ્-) પું. [અં] મકાન ઉપર પડતી વીજળી ઝીલી લે તેવો મથાળે ઊભો કરાતો તાંબાનો સળિયો

**લાઇટનિંગ-ડિસ્ચાર્જર** (લાઇટનિઙ્-) ન. [અં.] વીજળી પડતાં તારને થતું નુકસાન અટકાવનાર એક યંત્ર

**લાઇટ-એંજિન** (-એન્જિન) ન. [અં.] બત્તી વિનાનું રેલનું એકલું એંજિન

**લાઇટર** ન. [અં.] બીડી સળગાવવા વગેરેમાં વપરાતું એક નાનું સ્વયં-સંચાલિત સાધન. (૨) સમુદ્રમાં દૂર ઊભેલી આગબોટમાંથી માલ ઉતારવા કે ચડાવવા જતી નાના ઘાટની હોડી

**લાઇટ-હાઉસ** ન. [અં.] સમુદ્રકાંઠે તેમ તોફાની ટાપુઓ ઉપર ખરાબા બતાવવા માટે તેમ સમુદ્રયાનોને માર્ગ બતાવવા મુકાતો મોટો સ્તંભ, દીવા-દાંડી

**લાઇન** સ્ત્રી. [અં.] લીટી, રેખા. (૨) મકાનોની સામસામી હારવાળી, શેરી, 'લેઇન.' (૩) પાટાનો માર્ગ, 'રેલ્વે-વે.' (૪) (લા.) પદ્ધતિ, ધોરણ. (૫) ધંધો, વ્યવસાય. [૦ નાખવી (-નાં-) (રૂ.પ્ર.) તારનાં દોરડાં નાખવાં (૨) રેલવેનો નવો માર્ગ તૈયાર કરવો. ૦ પર હોવું (રૂ.પ્ર.) ધંધે ચાલુ હોવું. ૦ બહાર (-બા:ર) (રૂ.પ્ર.) કુસંગે ચડી ગયેલું. ૦ લેવી (રૂ.પ્ર.) ધંધો સ્વીકારવો]

**લાઇન-ક્લિયર** સ્ત્રી. [અં.] રેલવેના કે અન્ય કોઈ માર્ગે યા પ્રવૃત્તિ તરફ જવાની સલામતીની નિશાની

**લાઇન-દોરી** સ્ત્રી. [અં. + જુઓ 'દોરી.'] માર્ગમાં અડે આવતી ઇમારત વગેરે દૂર કરવા કરાતી નિશાનીની રેખા, 'એલાઇન્મેન્ટ.' (૨) મુસાફરી શરૂ કરતાં પહેલાં માણસને મોકલી પછીના સ્થળની વ્યવસ્થા. (૩) (લા.) જકાત. દાણ. 'ટૅક્સ.' (૪) પક્ષ-જોડાણ

**લાઇન-બંધ** (-બન્ધ) ક્રિ. વિ. [અં. + ફા. 'બંદ્'] સીધી લીટીમાં, હાર-બંધ

**લાઇન-મૅન** પું. [અં.] તારનાં દોરડાં દુરસ્ત કરનાર સેવક

**લાઇનર** સ્ત્રી. [અં.] મોટા દરિયા ખેડતી તે તે આગબોટ

**લાઇન-સર** ક્રિ. વિ. [અં. + 'સર' પ્રમાણે] હારોહાર. (૨) ધંધાસર

**લાઇનો-ટાઇપ** ન. [અં.] અક્ષરોના પ્રત્યેક બીબાને બદલે એકી સાથે આખી પંક્તિનો ઢાળો ઢળે એ પ્રકારનું યંત્ર અને એનું મુદ્રણ

**લાઇફ** સ્ત્રી. [અં.] જિંદગી, જીવન-કાલ

**લાઇફ-ઇન્સ્યોરન્સ** ન. [અં.] જિંદગીનો વીમો

**લાઇફ-ગાર્ડ** પું. [અં.] અંગ-રક્ષક, 'બૉડી-ગાર્ડ'

**લાઇફ-બેલ્ટ** પું. [અં.] આગબોટ વહાણ વગેરે ડૂબવાને સમયે બચવા માટેનો પવન ભરેલો રબરનો ગોળ પટો

**લાઇફ-બોટ** સ્ત્રી. [અં.] આગબોટ વગેરે ડૂબી જવાના સમયે એમાં રાખેલી રક્ષણાત્મક તે તે હોડી, ડૂબતાંને બચાવવા માટેની સહીસલામત હોડી

**લાઇફ-બોય** ન. [અં.] ખરાબાનો પાણીમાં ખ્યાલ આપે તેવો લોખંડનો પોલો તરતો ગોળો, બોયું

**લાઇફ-મેમ્બર** વિ. [અં.] સંસ્થાઓનું આજીવન સભ્ય

**લાઇમ** પું. [અં] ચૂનો. (૨) લીંબુ, 'લેમન'

**લાઇમ-વૉટર** ન. [અં.] ચૂનાનું પાણી

**લાઇમ-જ્યૂસ** પું. [સં.] લીંબુનો રસ

**લાઇબ્ર(-બ્રે)રી** સ્ત્રી. [અં.] પુસ્તકાલય, પુસ્તક-શાળા

**લા-ઇલાજ** વિ. [અર.] જેનો ઇલાજ નથી તેવું, ઉપાય વિનાનું, નિરુપાય, લાચાર [લાચારી

**લાઇલાજી** સ્ત્રી. [અર.] ઇલાજ ન હોવાપણું, નિરુપાયતા,

**લાઇ-લાહ-ઇલ્લા-લ્લાહુ મુહમ્મદુર્-રસૂલુલ્લાહ** કે.પ્ર. [અર.] ઈશ્વર એક છે અને મુહમ્મદ (સ.અ.) એના રસૂલ (દૂત) છે એવો ઉદ્ગાર

**લાઇસન્સ** ન. [અં.] પરવાનો, સનદ, રજા-ચિઠ્ઠી

**લાઇસન્સ-દાર** વિ. [+ફા. પ્રત્યય] પરવાનો ધરાવનાર, પર-

વાનેદાર, સનદી [લિતરી-લાગત (રકમ)

**લાઇસન્સ-ફી** સ્ત્રી. [અં.] પરવાનો લેવાને માટે આપવાની

**લાઈ** સ્ત્રી. કાપડને કડક કરવા વપરાતી ખેળ. (૨) ગુંદરનું કામ આપતી આરાલોટ વગેરેની રાબ જેવી કાંજી

**લાઈ-લૂઈ, -૦ને** (લાઇ.લુઇ.૦ને) ક્રિ.વિ. [જુઓ 'લોહવું' +ગુ-'ઈ,૦ને' સં. ભૂ. કૃ.] ઉસરડીને

**લાઉડ-સ્પીકર** પું. [અં.] ધ્વનિવર્ધક યંત્ર, 'માઇક્રોફોન'

**લા-ઓલાદ** (-ઓલાદ) વિ. [અર. 'લા-અવલાદ્'] વંશવારસ વિનાનું, વંધ્ય, વાંઝિયું

**લાકડ** ન. [જુઓ 'લાકડું' —સમાસના પૂર્વ પદ તરીકે] લાકડું, સમાસમાં 'લાકડાનું'

**લાકડ-કામ** ન. [જુઓ 'કામ.[2]'] જુઓ 'લક્કડ-કામ.'

**લાકડ-કૂકડ** ન. [જુઓ 'લાકડ' દ્વિર્ભાવ.] આખાં અને ભાંગેલાં લાકડાંનો જથ્થો [કૂટ'

**લાકડ-કૂટ** (-ટય) સ્ત્રી. [+જુઓ 'કૂટવું'.] જુઓ 'લક્કડ-

**લાકડ-શાહી** વિ. પું. [જુઓ 'લાકડ'+'શાહી.'] જુઓ 'લાખણસી.'

**લાકડશી** જુઓ 'લાકડ-સી.'

**લાકડ-સાઈ, લાકડસી(-શી)** જુઓ 'લાખણસી.'

**લાકડા-પીઠ** સ્ત્રી. [જુઓ લાકડું' + 'પીઠ.[1]'] લાકડાનું બજાર [જુઓ 'લક્કડિયું.'

**લાકડિયું** વિ.,ન. [જુઓ 'લાકડું'+ગુ. 'ઇયું' ત. પ્ર.]

**લાકડિયો દાન** જુઓ 'લક્કડિયો દાન.'

**લાકડી** સ્ત્રી. [જુઓ 'લાકડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લાઠી, સોટી, જેષ્ટિકા. [૦ ઉગામવી (રૂ.પ્ર.) બીક બતાવવી. ૦એ પાણી સીંચવું (રૂ.પ્ર.) પોતાનું કામ બીજાને ન થાય એ માટે ભળાવવું. ૦ઓ ઊડવી (રૂ.પ્ર.) મારા-મારી થવી. ૦ કરવી (રૂ.પ્ર.) ચીડવવું. (૨) ઉશ્કેરવું. ૦ ઝાલવી (રૂ.પ્ર.) માર્ગદર્શન કરવું. (૨) ટેકારૂપ બનવું. ૦થી પૂજા કરવી (રૂ.પ્ર.) માર મારવો. ૦ બતાવવી (રૂ.પ્ર.) મારવાનો ડર આપવો. ૦ લેવી (રૂ.પ્ર.) ગુસ્સો બતાવવો. ૦એ. લાકડીએ હાંકવું (રૂ.પ્ર.) સૌને સરખાં ગણી સરખો જુલમ કરવો]

**લાકડું** ન. [સં. लकुट- લાકડી. પ્રા. માં लक्कुड પણ લાકડી. એ દ્વારા પછી વિકાસ] કાષ્ઠ (એ ઇમારતી પણ હોય અને બળતણનું પણ હોય.) [-ડાની તલવાર (રૂ.પ્ર.) ઢંગ. (૨) પ્રપંચ-જાળ. -ડાનો લાડુ (રૂ.પ્ર.) સારી લાગતી મુશ્કેલીમાં મૂકે તેવી વાત. -ડાં ભેળાં થવું -ડામાં જવું (રૂ.પ્ર.) મરણ-પામવું. -ડાં ઉડાડવાં (રૂ.પ્ર.) સાચાં જૂઠાં કરી લડાવવું. -ડાં કાપવાં (રૂ.પ્ર.) ન ગણકારવું. -ડાં ખેવાં (રૂ. પ્ર.) ઘર કે કુળ જેવું. -ડાં પહોંચવાં (પોંચવાં) (રૂ.પ્ર.) મરવાની તૈયારી હોવી. -ડાં લડાવવાં (રૂ.પ્ર.) ઊંધું ચત્તું સમઝાવી લડાવો મારવું. -ડાં લેવાં (રૂ.પ્ર.) જીવતાં સળગી મરવું. -ડાં સંકોરવાં (-સંકોરવાં) (રૂ.પ્ર.) લડનારાને લડવાનું ઉત્તેજન આપવું, ઉશ્કેરવું. (૨) મહેરબાની મેળવવી. ૦ કરવું (રૂ.પ્ર.) પરાણે કરાવવું. ૦ ગરી જવું, ૦પેસવું (-પેસવું) (રૂ.પ્ર.) લપ બળગવી. ૦ ઘાલવું, ૦ ઘાલી દેવું, ૦ ઘુસાડવું, ૦ ઘુસાડી દેવું (રૂ.પ્ર.) સ્વાર્થની વાત વચ્ચે નાખવી. (૨) હમેશાંનું વિઘ્ન દાખલ કરવું. -ડે બંધાવું (-બન્ધાવું) (રૂ.પ્ર.) લગ્ન-બંધનમાં આવવું. (૨) મરણ પામવું. -ડે માંકડું વળગાડવું (રૂ.પ્ર.) ન ભળતી આવતી જોડી ભેળી કરવી. આડે લાકડે આડો વેર (રૂ.પ્ર.) જેવાની સાથે તેવા. કુળવાનનું લાકડું (રૂ.પ્ર.) ઉચ્ચ કુટુંબનું (નિંદાર્થે). ધૂંધવાતું લાકડું (રૂ.પ્ર.) ક્રોધથી બળતું. સળગતું લાકડું (રૂ.પ્ર.) લડું લડું થઈ રહેલું]

**લાકીટ** ન. સ્ત્રીઓનું બાવડાનું એક ઘરેણું'

**લાક્ષણિક[1]** વિ. [સં.] લક્ષણને લગતું, ગુણધર્મને લગતું, આખા વર્ગની કે સમૂહની વિશિષ્ટતાનું દ્યોતક, 'કૅરેક્ટરિસ્ટિક' (ગો.મા.) (૨) નિશાની બતાવતું. (૩) સ્વાભાવિક, 'ટિપિકલ.' (૪) પારિભાષિક

**લાક્ષણિક[2]** વિ. [સં.] લક્ષણાને લગતું. લક્ષણા શક્તિથી સૂચિત થતું, ઉપલક્ષિત (સ્વાભાવિક અર્થે ટંકાઈ જાય અને નવો જ અર્થ બતાવવાની શક્તિવાળું) (કાવ્ય.)

**લાક્ષણિક-તા** વિ. [સં. જુઓ 'લાક્ષણિક[1]' + તા ત.પ્ર.] વિશિષ્ટ સ્વાભાવિકતા, વિશિષ્ટતા, 'પિક્યુલિયારિટી'

**લાક્ષા** સ્ત્રી. [અં.] લાખ નામનો વનસ્પતિનો એક સુકાઈ ગયેલો રસજંતુ, 'સીલિંગ વૅક્સ'

**લાક્ષા-ગૃહ** ન. [સં.,પું.,ન.] દીવાલો-બાખાં વગેરેમાં લાખની મેળવણીવાળા પદાર્થ વાપરીને બનાવેલું મકાન (જટ સળગી ઊઠે તેવું)

**લાક્ષામ્લ** ન. [+સં. अम्ल] લાખનો તેજાબ

**લાક્ષા-રસ** પું. [સં.] લાખનું પ્રવાહી, અળતો

**લાખ[1]** વિ. [સં. लक्ष > પ્રા. लक्ख न.] સો હજારની સંખ્યાનું. [૦ ટકાનું (રૂ.પ્ર.) ખૂબ અગત્યનું. ૦ની પાણ (-ણ્ય) (રૂ.પ્ર.) કરકસરિયો હિસાબ. ૦નો પાલણહાર (રૂ.પ્ર.) રાજા અમીર ઉમરાવ. ૦ પંચોતરી (-પઞ્ચોતરી) (રૂ.પ્ર.) લપાકી. ૦ વાતની એક વાત (રૂ.પ્ર.) મુદ્દાની વાત. -સેં વાના કરવાં (રૂ.પ્ર.) બહુ સમઝાવવું. પ્રણિપત કરવી. -ખે લેખાં (રૂ.પ્ર.) લાખોની લેવડ-દેવડ]

**લાખ[2]** સ્ત્રી. [સં. लाक्षा > પ્રા. लक्खा] જુઓ 'લાક્ષા.' [૦ જમાવવી, ૦ લગાવવી (રૂ.પ્ર.) છુપાવવું, સંતાડવું]

**લાખ-કામ** ન. [જુઓ 'લાખ[2]' + 'કામ.[2]'] લાકડા ઉપર કોતરણીમાં લાખ ભરીને કરેલી કારીગરી

**લાખણ-શી** જુઓ 'લાખણ-સી.'

**લાખણસાઈ** જુઓ 'લાખણસી.'

**લાખણ-સી(-શી), -સાઈ** વિ.,પું. [સં. लक्ष > પ્રા. लक्ख દ્વાર 'લાખણ'-કિંમતી + જુઓ 'શાહી'-ખૂબ કિંમતી અને ગૌરવ અપાવે તેવું] (લા.) ખાંડી બુંદીના મોતૈયા લાડુ

**લાખ-પસા, ૦ય, ૦વ** પું. [સં. लक्ष-प्रसाद > પ્રા. लक्ख-प्पसाअ-] (લા.) મોટામાં મોટો સિરપાવ

**લાખ-લાખેણું** વિ. [જુઓ 'લાખ[1]' + 'લાખેણું.'] ખૂબ જ કિંમતી. (૨) (લા.) અમૂલ્ય

**લાખ વસા** ક્રિ. વિ. [જુઓ 'લાખ[1]' + 'વસા.'] (લા.) જરૂર, અવશ્ય

**લાખવો** પું. [જુઓ 'લાખું' + ગુ.-'ઓ'. ત.પ્ર.] શરીર ઉપર ભાગ્યશાળી મનાતું લાખાનું ચિહ્ન ધરાવતો કર્મી માણસ

**લાખા-ગૃહ** ન. [સં. लाक्षा > પ્રા. लक्ख + સં,પું,ન.] જુઓ 'લાક્ષા-ગૃહ.'

**લાખા-શાહી** વિ., સ્ત્રી. [લાખો'- કોઈ એક રાજા + જુઓ 'શાહી.'] (લા.) એક પ્રકારની તલવાર

**લાખિયું**[1] વિ. [જુઓ 'લાખ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લાખ કે લાખો રૂપિયા ધરાવનારું, લક્ષાધિપતિ

**લાખિયું**[2] વિ. [જુઓ 'લાખ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લાક્ષા-લાખનું બનાવેલું. (૨) લાક્ષા-લાખના રંગનું. (૩) ન. લાખનું બનાવેલું કંકણ [જમીન

**લાખિરાજ**, -જી વિ. કર વિનાનું. (૨) સ્ત્રી. કર વિનાની

**લાખી** વિ. [જુઓ 'લાખ[1]' + ગુ. 'ઈ' ત.પ્ર.] લાખો રૂપિયાં ધરાવનારું, ધનવાન, લક્ષાધિપતિ

**લાખી**[2] વિ. [જુઓ 'લાખ[2]' + ગુ. 'ઈ' ત.પ્ર.] લાખના જેવા રંગનું. (૨) લાખમાંથી બનાવેલું

**લાખું**[1] ન. [સં. लक्ष्मक> પ્રા. लक्खअ] શરીર ઉપરનું લાખના રંગનું નાનું મોટું ચકદા જેવું ચિહ્ન કે ડાઘ (એ શુભ ચિહ્ન ગણાય છે.) [માગણ, યાચક

**લાખું**[2] વિ. નોતરા વિના જમવા આવી બેસી જનારું. (૨)

**લાખેણું** વિ. [જુઓ 'લાખ[1]' દ્વારા.] (લા.) અમૂલ્ય, અણમોલ. (૨) ઊંચા ગુણવાળું. (૩) પ્રામાણિક

**લાખેલું** વિ. [જુઓ 'લાખ[2]' + ગુ. 'એલું' ત.પ્ર.] લાખ ચડાવવામાં આવી હોય તેવું

**લાખો** પું. [સં. लक्षक-> પ્રા. लक्खअ-] લાખેણો માણસ. [૦ ફુલાણી (રૂ.પ્ર.) બડાઈખોર. ૦ વણજારો (રૂ.પ્ર.) લાખેણો માણસ]

**લાખોટવું** ક્રિ. [જુઓ 'લાખ[2]'. ના.ધા.] લાખનો ઓપ આપવો. (૨) (લા.) સર્વસામાન્ય ઓપ આપવો. **લાખોટાવું** કર્મણિ., ક્રિ. **લાખોટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લાખોટાવવું**, **લાખોટાવું** જુઓ 'લાખોટવું.'

**લાખોડું** વિ. [સં. लाक्षवृत्तक > પ્રા. लक्खा-उट्टअ-] લાખનું બનાવેલું, લાખેલું

**લાખોટો** પું. [સં. लक्ष-वृत्तक-> પ્રા. लक्ख-उट्टअ-] જેની પાછળ લાખો રૂપિયાનો ખર્ચ થયો હોય તેવી ઇમારત

**લાખો-પતિ** પું. [જુઓ 'લાખ[1]'+ગુ. 'ઓ' પ.વિ., બ.વ. + સં.] જુઓ 'લક્ષાધિપતિ.'

**લાગ**[1] પું. [જુઓ 'લાગવું.'] આધાર, ટેકો. (૨) યુક્તિ, તાકડો. (૩) તક, પ્રસંગ, મોકો. (૪) પકડ. [૦ આવવો (રૂ.પ્ર.) તક આવવી. ૦ ખાવો (રૂ.પ્ર.) બરોબર કબજામાં આવવું. ૦ ખોવો, ૦ ગુમાવવો, ૦ જવો (રૂ.પ્ર.) તક ચાલી જવી. ૦ ગોતવો (રૂ.પ્ર.) મોકો ધ્યાનમાં રાખવો. ૦ જોવો (રૂ.પ્ર.) તકની તકેદારી રાખવી. ૦ તકાવવો, ૦ તાકવો (રૂ.પ્ર.) દાવ સાધવો. ૦નું હોવું (રૂ.પ્ર.) પરિણામને પાત્ર હોવું (કટાક્ષમાં). ૦ ફરવવો (રૂ.પ્ર.) અનુકૂળતા આવવી. ૦ મારવો (રૂ.પ્ર.) આક્ષેપ કરવો. ૦માં આવવું. (રૂ.પ્ર.) ફસામણમાં આવવું. ૦માં લેવું (રૂ.પ્ર.) ફસાવવું. ૦માંથી ખસી જવું (રૂ.પ્ર.) છટકી જવું. ૦ મેળવવો (રૂ.પ્ર.) તક મેળવવી. ૦ લેવો (રૂ.પ્ર.) વખતનો લાભ લેવો. ૦ સાધવો (રૂ.પ્ર.) તક ઝડપવી]

**લાગ**[2] (-ગ્ય) ક્રિ.વિ. કેટલા બધા પ્રમાણમાં, જથ્થાબંધ, પુષ્કળ પ્રમાણમાં

**લાગટ** ક્રિ. વિ. [જુઓ 'લાગવું' દ્વારા.] એકસામટી રીતે સળંગ, ચાલુ

**લાગટું**,-ડું ન. [જુઓ 'લાગવું દ્વારા.] એકબીજાને લાગુ રહેવાપણું (અનીતિનો સંબંધ)

**લાગણી** સ્ત્રી. [જુઓ 'લાગવું + ગુ. 'અણી' કૃ.પ્ર.] અંતરમાં થતી સારી કે માઠી અસર. (૨) મનની વૃત્તિ કે ભાવ, 'ફીલિંગ' (ન.લા.), 'ઇમોશન' (આ.બા.) (૩) પ્રેમ-વૃત્તિ. (૪) દયા, સમભાવ-વૃત્તિ

**લાગણી-ઘેલું** (-ઘૅલું) વિ. [+ જુઓ 'ઘેલું.'] પ્રેમવૃત્તિને લીધે ઓછું ઓછું થનારું [પ્રધાનતા હોય તેવું

**લાગણી-પ્રધાન** વિ. [+ સં.] પ્રેમ-વૃત્તિ કે આસક્તિની જેમાં

**લાગણી-વેડા** પું. [+ જુઓ 'વેડા.'] લાગણી બતાવ્યા કરવાની આદત, વેવલાઈ, પોમલા-વેડા, 'સેન્ટિમેન્ટાલિઝમ' (ર.છો.)

**લાગણી-શૂન્ય** વિ. [+ સં.] જેને લાગણી ન હોય તેવું

**લાગત** સ્ત્રી. [જુઓ 'લાગવું' દ્વારા.] પડતર કિંમત. (૨) કર-વેરો, લાગો

**લાગતું-વળગતું** વિ. [જુઓ 'લાગવું' + 'વળગવું' + બેઉને ગુ. 'તું' વર્ત. કૃ] સંબંધ ધરાવતું, નિસબતી, 'કન્સર્ન્ડ'

**લાગ-ભાગ** પું. [જુઓ 'લાગ' + સં.] સંબંધીઓનો હક્ક-હિસ્સો

**લાગ-લ(-લા)ગટ** (-ઠ) ક્રિ.વિ. [જુઓ 'લાગવું'+'લાગટ,-ઠ.'], **લાગ-લગાટ** ક્રિ.વિ. [જુઓ ઉપર.] જુઓ 'લાગટ.'

**લાગલું** વિ. [જુઓ 'લાગવું' દ્વારા.] લગોલગ આવેલું. (૨) ક્રિ.વિ. લગોલગ આવ્યું હોય એમ

**લાગ-વગ** સ્ત્રી. [જુઓ 'લાગવું' + 'વગ.'] વગ-વસીલો, અસર કરે તેવી ઓળખાણ

**લાગવડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'લાગવું' દ્વારા.] ખેતરમાં થતી રોપણી [મેળવનાર

**લાગવી** વિ. [જુઓ 'લાગવું' દ્વારા.] લાગો લેનાર, લાગો

**લાગવું** અ.ક્રિ. [સં. लग्न-> પ્રા. लग्ग- ભૂ.કૃ. -ના.ધા.] ચોંટવું, વળગવું. (૨) (લા.) વાગવું. આઘાત થવો. (૩) -ની અસર થવી. (૪) -નો વિચાર આવવો. (૫) સમઝાવું. (૬) (સહાયક તરીકે) મંડવું, મચ્યા રહેવું. [આગ લાગવી (રૂ.પ્ર.) સળગી ઊઠવું. ૦ વળગવું (રૂ.પ્ર.) સંબંધ હોવો. લાગી (રૂ.પ્ર.) કજિયો જામ્યો. (૨) આગ સળગી ઊઠી. લાગી જવું (રૂ.પ્ર.) કામે વળગવું. લાગ્યું રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) સતત કામ કર્યા કરવું. (૨) સતત વળગી રહેવું. લાગ્યું કે દાગ્યું (રૂ.પ્ર.) તરત અસર થવી. લાગ્યુ ફોડી લેવું (રૂ.પ્ર.) ભોગવવું. કાને લાગવું (રૂ.પ્ર.) કાનમાં ધુસપુસ કરવું. કામ લાગવું (કામ્ય-) (રૂ.પ્ર.) ઉપયોગમાં આવવું. કામે લાગવું (રૂ.પ્ર.) નોકરી ધંધે ચડી જવું. (૨) કામ કરતા થવું. કિંમત લાગવી (રૂ.પ્ર.) પૈસા પડવા. ચટકો લાગવો (રૂ.પ્ર.) રીસ ચડવી. પૂંઠે લાગવું, વાંસે લાગવું (રૂ.પ્ર.) પાછળ પડવું. (૨) પ્રેરણા કરવી. લડા(-ઢા)ઈ લાગવી (રૂ.પ્ર.) યુદ્ધ જામવું. લાય લાગવી (રૂ.પ્ર.) આગ સળગવી. હાથ લાગવું (રૂ.પ્ર.) મળી આવવું]

**લાગવું**[2] વિ. [જુઓ 'લાગવું' દ્વારા.] લાગ-ભાગ લેવા આવનારું

**લાગા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'લાગો' + ફા. 'બંદી.'] લાગો કાયમ આપવાપણું. (૨) ક્રિ.વિ. કાયમ

**લાગિયું** વિ. [જુઓ 'લાગ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લાગ કે આધાર આપનારું [લેનારું. (૨) લેણદાર

**લાગિયું-ભાગિયું** વિ. [ + જુઓ 'ભાગિયું.'] લાગ-ભાગ

**લાગિયો** વિ.,પું. [જુઓ 'લાગિયું.'] સુતાર ઠોકઠોક કરતો હોય ત્યારે સામે લાગ આપવાનું સાધન કે માણસ

**લાગુ** ક્રિ.વિ. [સં. लग्नक- > પ્રા. लग्गअ- > અપ. लग्गउ-; હિં. 'लागू'] વળગી રહેલું હોય એમ. (૨) બંધ બેસતું હોય એમ. (૩) જારી, ચાલુ. [૦ થવું (રૂ.પ્ર.) ભળી જવું, સામેલ થવું. (૨) વળગી રહેવું. (૩) વ્યભિચાર થવો. ૦ પડવું (રૂ.પ્ર.) બંધ બેસતું થવું. (૨) વ્યભિચારનો સંબંધ જારી રાખવો. ૦ રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) સતત મંડ્યા રહેવું. ૦ રાખવું (રૂ.પ્ર.) મળતું રાખવું.. ૦ હોવું (રૂ.પ્ર.) વ્યભિચારી સંબંધ જારી હોવો]

**લાગે-લાગ** વિ.,ક્રિ.વિ. [જુઓ 'લાગ' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર. + 'લાગ.'] બરોબર બંધ બેસતું. (૨) તોલમાં સરખું ઊતરે એવું

**લાગો** પું. [દે. પ્રા. लग्गअ-] લાગ-ભાગ. 'ચાર્જ.' (૨) દાપું. હકસાઈ. (૩) કર, વેરો, લાગત. 'ઇમ્પોસ્ટ.' [૦ ઉઘરાવવો, ૦ લેવો (રૂ.પ્ર.) લાગત એકઠી કરવી. ૦ ઘાલવો, ૦ ના(-નાં)ખવો (રૂ.પ્ર.) વેરો દાખવી કરવો]

**લાગો-ટકો** પું. [+ જુઓ 'ટકો.[1]'] લેતરી કે લેવાણની રકમ. (૨) દાપું, હકસાઈ

**લાઘવ** ન. [સં.] લઘુતા, લઘુત્વ. (૨) ટૂંકાપણું, સંક્ષિપ્તતા, 'બ્રેવિટી.' (૩) હળવાપણું. (૪) હલકાઈ, ક્ષુલ્લકપણું. (૫) નજીવાપણું. (૬) તિરસ્કાર, અપમાન

**લાઘવ-ગુણ** પું. [સં.] સંક્ષિપ્તતાનું શુભ લક્ષણ

**લાઘવ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.], **લાઘવ-ગ્રહ** પું. [સં.] પોતે ઊતરતી કોટિનું છે એવી ખોટી સમજ, લઘુ-ગ્રંથિ, લઘુતા-ગ્રંથિ, 'ઇન્ફીરિયોરિટી કૉમ્પ્લેક્સ'

**લાઘવ-ભય** પું. [સં.,ન.] પોતે હલકું પડશે એવા પ્રકારની માનસિક બીક, લઘુતા-ગ્રંથિને કારણે થતો ડર

**લાઘવ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] લઘિમા શક્તિ, સૂક્ષ્મમાં સૂક્ષ્મ થઈ જવાની યૌગિક શક્તિ

**લાઘવાંક** (લાઘવાઙ્ક) પું. [ + સં. अङ्क] લઘુગુણક. (ગ.)

**લાઘવી** વિ.,સ્ત્રી. [સં.] જુઓ 'લાઘવ-સિદ્ધિ'-'લઘિમા.'

**લાચરિયાં[1]** ન.,બ.વ. [જુઓ 'લાચાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લાચારીની અસર. [૦ કાઢવાં (રૂ.પ્ર.) ખૂબ બીક લાગવી]

**લાચરિયાં[2]** ન.,બ.વ. કઠણ અને ચીકણા ગારાના લોંદા

**લાચરું** વિ. અપ્રહિત. [૦ મરણ (રૂ.પ્ર.) જુવાન મરણ]

**લા-ચાર** વિ. [અર. 'લા' + ફા. 'ચાર'] જેની પાસે કોઈ ઉપાય ન રહ્યો હોય તેવું. નિરુપાય. (૨) વિવશ. (૩) ગરીબ. રાંક, પામર [પ્રત્યય] લાચાર હોવાપણું

**લાચાર-ગી** સ્ત્રી. [ + તુર્કી.,પ્ર.], **લાચારી** સ્ત્રી. [ + ફા.

**લાછ** (-છ્ય) સ્ત્રી. [સં. लक्ष्मी > પ્રા. लच्छी] લક્ષ્મી

**લાછણ** ન. [સં. लक्षण > પ્રા. लच्छण; (પાર.)] શરીર ઉપરનું લાખું

**લાછણ-લૂછણ** ન. [+ જુઓ 'લૂછવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. દ્વિર્ભાવ.] સાફ-સૂફ કરવાપણું. (૨) વધ્યું-ઘટ્યું ઉસરડીને ભેળું કરેલું

**લાછ-વર** (લાછ્ય-) પું. [જુઓ 'લાછ' + સં.] લક્ષ્મીના પતિ વિષ્ણુ. (૨) (લા.) ધનિક, પૈસાદાર માણસ

**લાછા-કુંવર** પું. [જુઓ 'લાછ' + 'કુંવર.'] જુઓ 'લક્ષ્મી-નંદન.'

**લાછાં** ન.,બ.વ. તપાવેલા લોખંડ પર લીંમડા વગેરેનું પ્રવાહી છાંટી હાથ શરીર વગેરેને કરવામાં આવતો શેક. (૨) પગનાં તળિયાં તડકાથી વિશેષ દાઝવાં એ. [૦ પડવાં (રૂ.પ્ર.) પગનાં તળિયાંમાં દાઝ લાગવી. ૦ લેવડાવવાં, ૦ લેવાં (રૂ.પ્ર.) ડામ વગેરેના પ્રકારની ચિકિત્સા કરવી. (૨) ત્રાસ આપવો. ૦ લેવાવાં (રૂ.પ્ર.) ચાલતાં પગ દાઝવા. (૨) ચાલતાં પગ અચકવા]

**લાછિયું** વિ. અણઘટતું, લાચરું. [૦ મરણ (રૂ.પ્ર.) જુવાન મરણ, લાચરું]

**લાછું** ન., -છો[1] પું. પસ્તાવો. (૨) પગના તળિયાની દાઝ

**લાછો[2]** પું. જુઓ 'લચ્છો.'

**લાછો[3]** પું. લાંછન, બદનામી

**લાજ** સ્ત્રી. [સં. लज्जा] શરમ. (૨) મલાજો, અદબ. (૩) માન, પ્રતિષ્ઠા, મોભો. [૦ આવવી (રૂ.પ્ર.) શરમાવું. (૨) સંકોચ અનુભવવો. ૦ઉઘડામણ (રૂ.પ્ર.) લગ્ન પ્રસંગે વરપક્ષ તરફથી કન્યાનું માથું ગૂંથવા લઈ જતી વખતે સાસુ તરફથી અપાતો કર કે દાદ. ૦ કાઢવી (રૂ.પ્ર.) ઘૂમટો તાણવો, મોઢા આગળ કપડું ધરવું. ૦ ગુમાવવી (રૂ.પ્ર.) આબરૂ ખોવી, પ્રતિષ્ઠા જવી. ૦ છોડવી, ૦ મૂકવી (રૂ.પ્ર.) બેશરમ બની જવું, વિવેક-મર્યાદા છોડી દેવાં. ૦નું લંગર (-લઙ્ગર) (રૂ.પ્ર.) બહુ શરમાળ. ૦નું માર્યું (રૂ.પ્ર.) શરમને લઈ. ૦ રાખવી (રૂ.પ્ર.) આબરૂ જાળવવી. ૦ લાગવી (રૂ.પ્ર.) શરમાવું. ૦ લૂંટવી, ૦ લેવી (રૂ.પ્ર.) સામી સ્ત્રીની અનિચ્છાએ એની સાથે વ્યભિચાર કરવો. ૦ વળવી (રૂ.પ્ર.) કડવા અનુભવે ભાન આવવું, સમજ આવવી. લોક-લાજ (રૂ.પ્ર.) લોકમાં માન-પ્રતિષ્ઠા જવાનો ભય] [તેમ પદ્યમાં)

**લાજ-ડી** સ્ત્રી [ + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] લાજ (કટાક્ષમાં

**લાજણ** વિ. [જુઓ 'લાજવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] શરમાનારું, શરમાળ, લાજાળું

**લાજમ** જુઓ 'લાજિમ.'

**લાજ-મરજાદ** સ્ત્રી. [જુઓ 'લાજ' + 'મરજાદ.'] શરમ અને મર્યાદા, મલાજો. (૨) (લા.) દરિયાકાંઠે થતો એક વેલો

**લાજ-મર્યાદા** સ્ત્રી. [જુઓ 'લાજ' + સં.] જુઓ 'લાજ-મરજાદ(૧).'

**લાજ-રખું** વિ. [જુઓ 'લાજ' + રાખવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] લાજ-મર્યાદા સાચવનારું. શરમાળું શરમાય તેવું

**લાજરમ** ક્રિ.વિ. ખચીત, જરૂર

**લાજરી** સ્ત્રી. [જુઓ 'લાજવું' દ્વારા.] રિસામણીનો છોડ

**લાજ-લજામણી** સ્ત્રી. [જુઓ 'લાજ' + 'લજામણી.'] શરમ,

લજ્જા. (૨) જુઓ 'રિસામણી' (વનસ્પતિ).

**લા-જવાબ** વિ. [અર.] જેનો ઉત્તર આપી ન શકાય તેવું. (૨) મૂંગું, અવાક, ચૂપ. (૩) સર્વ બાબતોથી પર. (૪) અજોડ, અનુપમ

**લાજવું** અ.ક્રિ. [સં. लज्ज-] શરમાવું. (૨) મર્યાદામાં રહેવું. (૩) પ્રતિષ્ઠા-હાનિનો ભય સેવવો. [**લાજી મરવું** (રૂ.પ્ર.) ખૂબ ખૂબ શરમાવું] **લજ(-જા)વવું** પ્રે.,સક્રિ. જુઓ 'લજાવું'-'લજવવું'માં.

**લાજા** સ્ત્રી. [સં. लाज. પું. સેકેલા ચોખા, પણ અત્યારે સ્ત્રી.] આખી ડાંગર-કમોદ, સાળ

**લાજા-હોમ** પું. [+ સં.] હિંદુ વિધિનાં લગ્ન વખતે સાળ હોમવાનો જરૂરી વિધિ [શરમાળ સ્વભાવનું

**લાજાળ** વિ. [જુઓ 'લાજ' + ગુ. 'આળ' ત.પ્ર.] લાજવાળું,

**લાજાળી** સ્ત્રી. [જુઓ 'લાજાળું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ણુ**$^{1}$ સ્ત્રી [સં. लज्जालुका > પ્રા. लज्जालुआ] જુઓ 'રિસામણી' (વનસ્પતિ).

**લાજાણુ**$^{2}$ વિ. [સં. लज्जालुक- > પ્રા. लज्जालुअ-], **-ણું** વિ. [જુઓ 'લાજ' + ગુ. 'આળું' ત.પ્ર.] જુઓ 'લાજાળ.'

**લાજા** ન., બ.વ. [સં. लाज દ્વારા] સેકેલ ચોખા, ભૂંજેલી ડાંગર, મમરા

**લાજાંજલિ** (લાજાઞ્જલિ) પું. સ્ત્રી. [સં. लाज + अञ्जलि, પું.] લાજાથી ભરેલો ખોબો [લાજે તેવું

**લાજિ(-જ)મ** વિ. [અર. લાજિમ્] યોગ્ય, ઘટિત, ઉચિત,

**લાજુ** વિ. [સં. लज्जुक- > પ્રા. लज्जुअ-] જુઓ 'લાજાળ.'

**લાજુ લાડી** સ્ત્રી. [જુઓ 'લાજાણુ.$^{1}$'] શરમાળ સ્ત્રી. (૨) જુઓ 'રિસામણી.' (૩) (લા.) શરમાળ

**લાટ**$^{1}$ પું. [સં.માં સ્વીકારાયેલો સ્થાનિક દે.પ્રા.] મધ્યકાલમાં આનર્ત અને કોંકણ વચ્ચેનો આજના ગુજરાતનો પ્રદેશ. (સંજ્ઞા.) (૨) એ નામનો એક શબ્દાલંકાર. (કાવ્ય.)

**લાટ**$^{2}$ પું. [જુઓ 'લાટી.'] ઊભો થાંભલો. (૨) (-ટય) સ્ત્રી. ઘાણીનું ઊભું લાકડું. (૩) ચરખાની ધરી. (૪) 'પિસ્ટન.' (૫) પાણી રોકનારો બંધ, સેતુ [માણસ

**લાટ**$^{3}$ પું. [અં. લૉર્ડ્] (લા.) મોટો અમલદારની કોટિનો

**લાટ**$^{4}$ વિ. [અં. 'લૉટ્- જથ્થો] (લા.) પુષ્કળ, ઘણું

**લાટ-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'લાટ$^{4}$' + ફા. 'બંદ્'] જથ્થા-બંધ, પુષ્કળ પ્રમાણમાં

**લાટવો** પું. સામો જવાબ આપવાની ક્રિયા

**લાટ સાહેબ** પું. [જુઓ 'લાટ$^{3}$' + 'સાહેબ.'] મોટો અંગ્રેજ અમલદાર. (૨) (લા.) ગૃહસ્થ, મોટો માનનીય માણસ (કટાક્ષમાં) ['લાટ$^{1}$ (૨).'

**લાટાનુપ્રાસ** પું. [જુઓ 'લાટ$^{1}$' + સં अनु-प्रास] જુઓ

**લાટિ(-તિ)ન** સ્ત્રી. [અં. લૅટિન્] ઇટાલીના પ્રદેશની જૂની ભારત-યુરોપીય કિંવા આર્યકુળની એક સમૃદ્ધ ભાષા. (સંજ્ઞા.) [એક ભાગ

**લાટિયું** ન. [જુઓ 'લાટ$^{2}$' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ચરખાનો

**લાટી**$^{1}$ સ્ત્રી. [સં.માં સ્વીકૃત શબ્દ 'લાટ$^{1}$' દ્વારા] કાવ્યની એક ખાસ પ્રકારની રીતિ. (કાવ્ય.) (૨) લાટ દેશની સ્ત્રી. (સંજ્ઞા.) (૩) લાટ દેશની જૂની ભાષા. (સંજ્ઞા.)

**લાટી**$^{2}$ સ્ત્રી. [જુઓ 'લાઠ;' સંબંધ લાકડા સાથે.] વેચાઉ ઇમારતી લાકડાંની વખાર, લાતી. (૨) ચરખાનો એક ભાગ, લાટિયું

**લાટીસ** સ્ત્રી. ગંજીફાની છકડીની રમતમાં સામા પક્ષને એક પણ હાથ થવા ન દેવો એ. (૨) લાડીસ

**લાટો** પું. [જુઓ 'લાટી$^{2}$' + ગુ. 'ઓ' ત.પ્ર.] મોજું, તરંગ, લોઢ. (૨) સાબુનો લાંબો ઢાળો. (૩) (લા.) ફાયદો, સાર, લાભ. (૪) થાપણ, પૂંજી

**લાઠ** (-ઠય) સ્ત્રી. [જુઓ 'લાઠી.'] જુઓ 'લાટ$^{2}$ (૨, ૩, ૪). (૨) મોચીનું એક સાધન. (૩) ચિચોડાનો એક ભાગ

**લાઠિયા-વેરો** પું. [જુઓ 'લાઠિયો' + 'વેરો.'] ચર, ચલાવવા માટે લેવામાં આવતો હતો તે એક વેરો

**લાઠિયું** ન. [જુઓ 'લાઠી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] કપાસ લોઢવાના ચરખામાં વપરાતું લાકડાનું એક સાધન. (૨) ચિચોડા સર અને ખૂંટડીનો ગોળાશ પડતો વચલો ભાગ. (૩) કંસારાનું એક હથિયાર. (૪) નાના વાછરડાને બાંધવાનો ખીલો [કપાસની જાત

**લાઠિયો** પું. [જુઓ 'લાઠિયું.'] એ નામની ગુજરાતના એક

**લાઠી** સ્ત્રી. [સંસ્કૃતાભાસી लष्टि > પ્રા. लट्ठि] વાંસની લાકડી, સોટી, જેષ્ટિકા. (૨) તાણાને કાંજી ચડાવતી વેળા વપરાતી એક પ્રકારની લાકડી. (૩) લાઠી ફેરવવાની કસરત. [**૦ ચલાવવી** (રૂ.પ્ર.) લાઠીનો માર મારવો]

**લાઠી-ચાર્જ** પું. [+ અં.] જુઓ 'લાઠી-માર.'

**લાઠી-ધારી** વિ. [+ સં.,પું.] લાઠી હાથમાં પકડી હોય તેવું

**લાઠી-બાજ** વિ. [+ ફા.પ્રત્યય] લાઠીના દાવ ખેલનાર

**લાઠીબાજી** સ્ત્રી. [+ ફા.પ્રત્યય] લાઠીનો દાવ ચલાવવો એ, લાઠી મારવાની ક્રિયા

**લાઠી-માર** પું. [+ જુઓ 'મારવું.'] લાઠી મારવાનું કાર્ય 'લાઠી-ચાર્જ' [હોય તેવું શાસન-તંત્ર

**લાઠી-રાજ્ય** ન. [+ સં.] જયાં દંડાથી જ રાજ્ય-સત્તા ચાલતી

**લાઠું** ન. [જુઓ 'લાઠી.'] બે વાંસનો પરોણો

**લાઠો** જુઓ 'લાટો.'

**લાડ**$^{1}$ પું. [સંસ્કૃતાભાસી लाट > પ્રા. लाड, પ્રા. તત્સમ] લાટ દેશની જૂની વતની બ્રાહ્મણ અને વણિક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**લાડ**$^{2}$ ન. [દે.પ્રા. लड्डहिअ-માંનો लड्ड]; ગુ. ઉચ્ચારણ શુદ્ધ મૂર્ધન્ય સ્વાભાવિક છે. તળ-ગુજરાતમાં મૂર્ધન્યતર છે.] ફુલાવવું એ, નિર્દોષ પ્રેમની ઉછેરણી. (૨) હેત, પ્રેમ, વહાલ. [**૦ ઉતારવાં** (રૂ.પ્ર.) હેરાન કરવું. **૦ ફરવાં**, **૦ લડાવવાં** (રૂ.પ્ર.) ફુલાવવું ફુલાવવું. **૦ પહોંચવાં** (-પોંઃચવાં) (રૂ.પ્ર.) ધાર્યું મળી જવું (કટાક્ષ કે કંટાળાથી કહેવાતું). **૦ પહોંચાડવાં** (-પોંઃચાડવાં), **૦ ભુલાવી દેવાં** (રૂ.પ્ર.) ખૂબ ધમકાવવું (૨) ખૂબ સજા કરવી]

**લાડકડું,-ણું,-વાયું** વિ. [જુઓ 'લાડકું' + ગુ. 'ડ'-'ણ' સ્વાર્થે ત.પ્ર.] ઘણાં લાડથી ઉછેરેલું, લાડકું. (૨) લાડમાં બોલતું. (૩) માનીતું

**લાડકા-લાડુ** પું., બ.વ. [જુઓ 'લાડકું.' + 'લાડુ.'] ખાસ કરી લગ્ન પ્રસંગે સગાં વહાલાં તરફથી ભેટ અપાતા

મગજના લાડુ

**લાડકા-લૂગડાં** ન., બ.વ. [જુઓ 'લાડકું + 'લૂગડું.'] સગપણ પછી કન્યાને વર-પક્ષ તરફથી અપાતાં કિંમતી લૂગડાં

**લાડકું** વિ. [જુઓ 'લાડ²' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] લાડમાં ઊછરેલું (પુત્ર પુત્રી વગેરે સંતાન) [ચાગલાઈ

**લાડ-ચાગ** ન., બ.વ. [જુઓ 'લાડ²'+'ચાગ.'] હુલાવવું અને

**લાડડી** સ્ત્રી. [જુઓ 'લાડી' + ગુ. 'ડ' ત.પ્ર. સ્વાર્થે-ઉચ્ચારણ 'લાડડી'] જુઓ 'લાડી' (પદ્યમાં).

**લાડડો** પું. [જુઓ 'લાડો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર. ઉચ્ચારણ 'લાડડો.'] વરરાજા (પદ્યમાં).

**લાડણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લાડ²' દ્વારા.] લાડ પામેલી સ્ત્રી કે છોકરી. (૨) એક પ્રકારનું ફલ-ઝાડ

**લાડણી** સ્ત્રી. [જુઓ 'લાડણ.²'] એક જાતનો છોડ

**લાડસણાં** ન. બ.વ. [જુઓ 'લાડ²' દ્વારા.] (લા.) ગરજ

**લાડ-કોડ** ન., બ.વ. [જુઓ 'લાડ²' + 'કોડ.'] વહાલ અને મનોરથ [લડાવવાથી બગડી ગયેલું

**લાડ-ઘેલું** (-ઘેલું) વિ. [જુઓ 'લાડ²' + 'ઘેલું.'] લાડ

**લાડણું** વિ. [જુઓ 'લાડ²' દ્વારા.] જુઓ 'લાડકડું.'

**લાડ-લાડુ** પું., બ.વ. [જુઓ 'લાડ²' + 'લાડુ'] જુઓ 'લાડકા-લાડુ.' [પ્રિયતમ

**લાડલિયો** વિ.પું. [જુઓ.લાડલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**લાડવણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લાડ² દ્વારા.] લાડકી સ્ત્રી કે છોકરી ['લાડકવાયું'

**લાડવાયું** વિ. [જુઓ 'લાડ²' દ્વારા.] જુઓ 'લાડકણું'-

**લાડલું** વિ. [જુઓ 'લાડ' + ગુ. 'લું' ત.પ્ર.] જુઓ 'લાડકડું.'

**લાડવું** અ.ક્રિ. [જુઓ 'લાડ²'-ના.ધા.] લાડ બતાવવું. (૨) લાડમાં રિસાવું. **લડાવવું³** પ્રે.સ.ક્રિ.

**લાડવો** પું. [જુઓ સં. लड्डुक-क->પ્રા. लड्डुअअ-] લાડુ, મોદક. (૨) (લાડુના આકારનો) ગોળ પીંડો. (૩) કસબનો ગોળ ગુચ્છો. (૪) (લા.) નફો, લાભ. ફાયદો. [-વા ખાવા જવું (રૂ.પ્ર.) પ્રેત-ભોજન કરવા જવું. ૦ ખાવાનું કામ નથી (રૂ.પ્ર.) કામ સરળ નથી. ૦ ખાવો (રૂ.પ્ર.) પડી જવું. ૦ જમવો, ૦ લેવો (રૂ.પ્ર.) નફો મેળવવો. ૦ હાથમાં હોવો (રૂ.પ્ર.) ફાયદો મળે એવી સ્થિતિ હોવી. ૦ દેવો (રૂ.પ્ર.) લાલચ દેવી. પારકે ભાણે મોટો લાડવો (રૂ.પ્ર.) પોતાના કરતાં બીજાનું સારું દેખાયા કરવું એ. મરણનો લાડવો (રૂ.પ્ર.) સ્વાદ વગરની વાત. (૨) અતિ લોભિયાને હાથથી છૂટેલી વસ્તુ]

**લાડ-સ-ઘેલું** (-ઘેલું) વિ. [જુઓ 'લાડ²' + 'સ' (નિરર્થક) + 'ઘેલું.'] જુઓ 'લાડ-ઘેલું.'

**લાડસલું** વિ. [જુઓ 'લાડ²' દ્વારા.] જુઓ 'લાડ-ઘેલું.'

**લાડા-લાડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'લાડ²' દ્વિર્ભાવ.] લાડમાં રિસાવું એ 'લાડકડું.'

**લાડિયું** વિ, [જુઓ 'લાડ²' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ

**લાડી** સ્ત્રી. [જુઓ 'લાડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નવી પરણેલી છોકરી, નવોઢા ['લાડકડું.'

**લાડીલું** વિ. [જુઓ 'લાડ¹' + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ

**લાડીસ** (-સ્ય) સ્ત્રી. ગંજીફાની રમતનો એક દાવ, લાડીસ

**લાડુ** પું. [સં.लड्डुक->પ્રા. लड्डुअ-] કોઈ પણ મિષ્ટાન્નનો વાળેલો ગોટો કે ગોળો, મોદક, લાડવો. (૨) ગોળ પીંડો. (૩) (લા.) નફો, લાભ, ફાયદો. [૦ ખાવાનું કામ (રૂ.પ્ર.) સહેલું કામ. ૦ મળવા (રૂ.પ્ર.) લાભ થવો. ૦ લાપસી પીરસવાં (રૂ.પ્ર.) ખોટા સાચા લાભ બતાવવા. (૨) ખુશામત કરવી. કષ્ટના લાડુ (રૂ.પ્ર.) નનામીમાં મુકાતા લાડુ. લક્કડના લાડુ (રૂ.પ્ર.) મુસીબતવાળી બાબત. લોહીના લાડુ (રૂ.પ્ર.) પ્રેત-ભોજન]

**લાડુ-ડી** સ્ત્રી. [જુઓ 'લાડુ-ડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય. ઉચ્ચારણ 'લાડુ-ડી'] નાનો લાડુ. (૨) એ નામનો એક છોડ

**લાડુ-ડો** પું. [જુઓ 'લાડુ' + ગુ. 'ડો' સ્વાર્થે ત.પ્ર. ઉચ્ચારણ 'લાડુ-ડો] બહુ મોટો નહિ તેવો લાડુ

**લાડુ-ભટ** પું. [જુઓ 'લાડુ' + 'ભટ.'] બહુ લાડુ જમનારો બ્રાહ્મણ. (૨) લાડુ જમવાની હમેશાં આશા રાખનારો બ્રાહ્મણ. (૩) (લા.) આળસુ માણસ

**લાડો** પું. [જુઓ 'લાડ²' દ્વારા.] લાડીલો વરરાજા. (૨) (લા.) નેતા, નાયક

**લાઢિયું** વિ. મજબૂત

**લાઢિયો** પું. મોચીનું એક ઓજાર [જીવાત

**લાણ** (-ણ્ય) સ્ત્રી. ઢોર ઉપર થતી ઇતરડીની જાતની એક

**લાણી** સ્ત્રી. [જુઓ 'લણવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'લણણી.' [પાકમાં થતો એક છોડ

**લાણો** પું. ઘઉંના છોડ સાથે થતો એક છોડ, ખારો

**લાત¹** સ્ત્રી. [દે.પ્રા. लत्ता] પગથી મારવાની ક્રિયા, પાટુ. [૦ ખાવી, ૦ વાગવી (રૂ.પ્ર.) નુકસાન વહોરવું. ૦ મારવી, ૦ લગાવવી (રૂ.પ્ર.) તુચ્છકારવું. (૨) નુકસાન કરવું]

**લાત²** સ્ત્રી. વહાણમાંનું એક મજબૂત દોરડું, લાતું. (વહાણ.)

**લાતરવું** સ.ક્રિ. નિચોવવું (ઉ. ગુજરાત ઈશાન તરફ)

**લાતં-લાતા** (લાતમ્-લાત) સ્ત્રી. [જુઓ 'લાત¹' દ્વિર્ભાવ + ગુ. 'આ' ત.પ્ર.] સામસામી લાતો મારવાની ક્રિયા

**લાતારવું** સ. ક્રિ. [જુઓ 'લાત¹'-ના. ધા.] લાતે લાતે મારવું [ત.પ્ર.] જુઓ 'લાતં-લાતા.'

**લાતા-લાત,-તી** સ્ત્રી- [જુઓ 'લાત¹'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ'

**લાતી** સ્ત્રી. [જુઓ 'લાટી.²'] વેચાઉ ઇમારતી લાકડાંની વખારવાળી દુકાન, લાટી [લાત. (વહાણ.)

**લાતું** ન. પરમણ અને સઢ ચડાવવામાં ઉપયોગી એક દોરડું,

**લાતો** પું. કૂવો. (વહાણ.) [લાતા.'

**લાતોલાત** સ્ત્રી. [જુઓ 'લાત¹' દ્વિર્ભાવ.] જુઓ 'લાતં-

**લાદ** (-દ્ય) સ્ત્રી. [દે. પ્રા. लद्दी] ઘોડાં ગધેડાં હાથી વગેરેની વિષ્ઠા, એ પ્રાણીઓનાં લીંડાં. [૦ કરવી (રૂ.પ્ર.) થાકી જવું. ૦ કાઢવી (રૂ.પ્ર.) ખૂબ કામ કરાવવું. ૦ ચાલવી (રૂ.પ્ર.) બોજો નખાવો]

**લાદવું** સ. ક્રિ [દે.પ્રા. लद्द] (ઢોરની પીઠ ઉપર) ભાર ભરવો. (૨) (લા.) માથે પરાણે કામ નાખવું. [૦ પલાણવું (રૂ.પ્ર.) વાર લગાડવી.] **લદાવું** કર્મણિ., ક્રિ. **લદાવવું** પ્રે.,સ.ક્રિ.

**લાદી¹** સ્ત્રી. [જુઓ 'લાદવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] દોરની

પીઠ ઉપર સામસામો ભરેલો ભાર. (૨) પછેડીના ખૂણા ગાંસી બાંધેલી મોટલી

**લાદી૨** સ્ત્રી. ફરસબંધી કરવા માટેની પથ્થરની પાતળી તકતી. [૦ જડવી, ૦ જડાવવી, ૦ ના(નાં)ખવી, ૦ બેસાડવી (-બેસાડવી) (રૂ.પ્ર.) લાદીઓની ફરસબંધી તૈયાર કરવી]

**લાદેડો, લાદોડો૧** પું. [જુઓ 'લાદવું' દ્વારા.] ઘોડીના પોઠિયા કે ગધેડા ઉપર ભરેલો ભાર

**લાદોડો૨** પું. [જુઓ 'લાદ' દ્વારા.] લાદનો ગંધ મારતો ઢગલો. (૨) છાણનો ગંધ મારતો ઢગલો

**લાધવું** અ. ક્રિ. [સં. लब्ध > પ્રા. लद्ध, ના. ધા.] પ્રાપ્ત થવું, મળવું, જડવું. (૨) વહાણ વગેરેનું રેતીમાં ખૂંપી જવું. **લધાવવું** પ્રે.,સ.ક્રિ.

**લાધૈડો** પું. લોચાવાળી બગડી ગયેલી ચીજોનો જથ્થો

**લાનત** જુઓ 'લ્યાનત.'

**લાપ(-પો)ટ** (-ટય) સ્ત્રી. [રવા.] જુઓ 'લપાટ.' [૦ ખાવી (રૂ.પ્ર.) થપાટનો માર મળવો. ૦ ચોડ(-ઢ)વી, ૦ મારવી (રૂ.પ્ર.) થપાટ લગાવવી]

**લાપ(-પો)ટ-ઝાપ(-પો)ટ** (લાપ(-પો)ટય-ઝાપ(-પો)ટય **સ્ત્રી.** [ + જુઓ 'ઝાપટ.'] ધોલમાં મારવું એ, તમાચો મારવો એ. [૦ કરવી (રૂ.પ્ર.) તમાચો મારવો]

**લાપ(-પો)ટિયું** ન. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] ગાલ સૂઝી જવાનો એક રોગ, ગાલ-પિચોટિયું

**લાપટિયો** વિ., પું. [જુઓ 'લાપટિયું.'] અપરણીવાળી સ્ત્રીને ગાલે કંકુવાળી થપાટ મારનારો દેર, ભુસટિયો

**લાપડું** જુઓ 'લાંપડું'

**લા-પતા -ત્તા** વિ. [અર- 'લા'+જુઓ 'પતો.'] ગૂમ થઈ ગયેલું

**લાપન** ન. [સં.] બોલવું એ. (૨) વાત-ચીત. (૩) સંસ્કૃત શ્લોકો વગેરેનો અન્વય કરી અર્થ કરવો એ

**લા-પરવા, ૦હ** વિ. [અર. 'લા' + ફા. 'પર્વા,-ર્વહ્'] દરકાર વગરનું, દરકાર ન રાખનારું, બેપરવા

**લાપરવાઈ, ૦ હી** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત. પ્ર.] લાપરવા-પણું

**લાપસી(-શી)** સ્ત્રી. [દે.પ્રા. लापसिआ] ઘઉંનાં ઝીણાં ફાડાંની એક મિષ્ટાન્ન વાનગી, કંસાર. [ ૦ ખાવી (રૂ.પ્ર.) અપમાનિત થવું. ૦ પીરસવી (રૂ.પ્ર.) ખુશામત કરવી. (૨) ખોટી લાલચ આપવી. ટગાવવું. ૦માં લીટા કરવા (રૂ.પ્ર.) સારું સારું કરી ખાવું. ૦માં લીટા હોવા (રૂ.પ્ર.) સારું સારું ખાવાની જોગવાઈ હોવી]

**લાપી** જુઓ 'લાંપી.'

**લાપો** જુઓ 'લાગો.'

**લાપોટ** (-ટય) જુઓ 'લાપટ.'

**લાપોટ-ઝાપોટ** (લાપોટય-ઝાપોટય) જુઓ 'લાપટ-ઝાપટ.'

**લાપોટિયું** જુઓ 'લાપટિયું.'

**લાપોટિયો** જુઓ 'લાપટિયો.'

**લાફ** સ્ત્રી. [ફા.] બડાઈ, શેખી, આત્મ-શ્લાઘા. [૦ મારવી (રૂ.પ્ર.) બડાઈ કરવી]

**લાફાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] ડંભ, ડોળ

**લાફાલાફ,-ફી** સ્ત્રી. [જુઓ 'લાફ' -દ્વિર્ભાવ +ગુ. 'ઈ' ત. પ્ર.] બડાશ મારવી એ, લાફ. (૨) સામસામા લાફા મારવા એ. (૩) (લા.) ખર્ચાળ સ્વભાવ

**લાફા-વેડા** પું. બ.વ. [જુઓ 'લાફો' + 'વેડા.'] ઉડાઉ-વેડા

**લાફું** વિ. [જુઓ 'લાફ' +ગુ. 'ઉં' ત.પ્ર.] ઉડાઉ, ખર્ચાળ. (૨) ન. ગપ. [ -ફાં લણવાં (રૂ.પ્ર.) ગપ લગાવવી]

**લાફો** પું. [ફા. 'લાફ્' +ગુ. 'ઓ' ત.પ્ર.] ઉડાઉ માણસ. (૨) ફુલણજી. (૩) પોલા હાથની થપાટ. (૪) બારણાં વગેરે ન ઊઘડે એ માટે ચોડાતી લાકડાની પટ્ટી. (૫) મેજની તળેની લાકડાની પહોળી ચીપ

**લાબડી** જુઓ 'લાવરી.'

**લાબડું** ન. કુંવાર-પાઠું નામની એક વનસ્પતિ

**લાબરું૧** વિ. પોચું ને સુંવાળું-કુમળું, નાજુક. (૨) તદ્દન દુર્બળ થઈ ગયેલું

**લાબરું૨** જુઓ 'લાવરું.'

**લાબર-કાબર** વિ. ફાટેલું-તૂટેલું

**લાબું** જુઓ 'લેબું.'

**લાભ** પું. [સં.] મળવું એ, પ્રાપ્તિ. (૨) ફાયદો. (૩) નફો. (૪) એ નામનું એક ચોઘડિયું—સારું મુહૂર્ત. (જ્યો.) [ ૦ આપવો (રૂ.પ્ર.) જાણવાની સુવિધા કરી આપવી. (૨) નફો કરી આપવો. ૦ ઉઠાવવો (રૂ.પ્ર. ફાયદો મેળવવો. ૦ ખાટવો (રૂ.પ્ર.) સારું ફળ પામવું. ૦ મેળવવો (રૂ.પ્ર.) પોતાના હિતનું પ્રાપ્ત કરવું. ૦ લેવો (રૂ.પ્ર.) ઉપયોગ કરી ફાયદો મેળવવો. -ભે લોભે (રૂ.પ્ર.) કાંઈક મળશે એવી આશાએ]

**લાભક** વિ. [સં.] લાભ કરનારું

**લાભ-કર્તા** વિ. [સં.,પું.], **લાભ-કારક** વિ. [સં.] લાભ કરી આપનારું, ફાયદા-કારક

**લાભકારિ-તા** સ્ત્રી. [સં.] લાભકારી હોવાપણું

**લાભકારી** વિ. [સં.,પું.] જુઓ 'લાભ-કર્તા.'

**લાભ-જી-લાભો-જી** કે. પ્ર. [સં. लाभ + ગુ. 'લાભવું' આજ્ઞાર્થે બી. પુ. -બ.વ. નો 'ઓ' + બંનેને માનાર્થે 'જી'], 'લાભ મેળવો' એવો દાણા વગેરેનું વજન કરતાં તોળાટનો ઉદ્ગાર

**લાભ-ચતુર્થી** સ્ત્રી. [સં.], **લાભ-ચોથ** (-ચોથ્ય) સ્ત્રી. [ + જુઓ 'ચોથ.'] ભાદરવા સુદિ ચોથની ગણેશ-ચતુર્થી. (સંજ્ઞા.)

**લાભ-દાયક** વિ. [સં.] **લાભ-દાયી** વિ. [સં.,પું.] ફાયદો આપનારું, લાભ-પ્રદ 'પ્રોફિટેબલ,' 'બેનીફિશિયલ'

**લાભ-પદ** ન. [સં.] લાભદાયી સ્થાન કે હોદ્દો, 'ઓફિસ ઓફ પ્રોફિટ'

**લાભ-પરાયણ** વિ [સં.] ફાયદો મેળવવા માટે તત્પર, 'યુટિલિટેરિયન'

**લાભ-પંચમી** (-પઞ્ચમી) સ્ત્રી. [સં.], **લાભ-પાંચ(-ચે)મ** (-મ્ય) સ્ત્રી. [ + જુઓ 'પાંચ(-ચે)મ.'] કાર્તિક સુદિ પાંચમની માંગલિક તિથિ, (જૈનોની) જ્ઞાનપંચમી.' (સંજ્ઞા.)

**લાભ-પ્રદ** વિ. [સં.] જુઓ 'લાભ-કર્તા'-'લાભ-દાયક.' (૨) આર્થિક રીતે કરકસરિયું, 'ઇકોનોમિક'

**લાભ-ભવન** ન. [સં.] જન્મકુંડલીમાંનું અગિયારમું ખાનું. (જ્યો.)

**લાભ-શૂન્ય** વિ. [સં.] ફાયદો ન હોય તેવું

**લાભ-સ્થાન** ન. [સં.] જુઓ 'લાભ-પદ.' (૨) જુઓ 'લાભ-ભવન.'

**લાભાલાભ** પું. [સં. लाभ + अ-लाभ] પ્રાપ્તિ થવી અને

ન થવી એ. (૨) નફો. નુકસાન

**લાભવું** સ.ક્રિ. [સં. लाभ-ના.ધા.] લાભ કરવો, પ્રાપ્ત કરવું, કમાવું [ઉપરાંત મળતું બોનસ

**લાભાંશ** (લાભૅાંશ) પું. [સં. लाभ + अंश] કંપનીના નફા

**લાભાંતરાય** (લાભાન્તરાય) પું. [સં. लाभ + अन्तराय] મેળવવામાં આવતી અડચણ. (૨) છતી શક્તિએ લાભ ન અપાય એવા કર્મની પ્રકૃતિ. (જૈન.)

**લાભોજી, ૦લાભ** જુઓ 'લાલજી-લાભોજી.' [**૦ ન કરવા** (રૂ.પ્ર.) પહેલી ધારણની જેમ પછીની ધારણમાં ઉડાઉ-પણું ન બતાવવું] [માંથી ફરી ફરી પાક લેવો એ

**લામ**[1] પું. શેરડી વગેરેના પાક ઉતારી લીધા પછી ઠૂંઠ-

**લામ**[2] (-મ્ય) સ્ત્રી. ઘણા લોકોનો સમૂહ. (૨) લશ્કરી ટુકડી. (૩) નાની વીંટી. [**૦ બાંધવી** (રૂ.પ્ર.) ઘણાં લોકોને એકઠાં કરવાં]

**લામડી** જુઓ 'લાંબડી'-'લાંપડી.'

**લામણ-દીવો** પું. [સં. लक्ष्मण દ્વારા. 'લામણ' + જુઓ 'દીવો.'] લગ્ન વગેરેમાં જે જબરક દીવડો રાખવામાં આવે છે તે, રામણ-દીવો [ગુરુ. (સંજ્ઞા.)

**લામા** પું. [તિબેટી.] બૌદ્ધ મતનો તે તે વડો તિબેટી ધર્મ-

**લાય** (લાઃય) સ્ત્રી. [મરા. 'લાહી,' લાહી] અગ્નિથી સળગી ઊઠવાની સ્થિતિ, આગ, 'ફાયર.' [**૦ મેલવી, ૦ લગાડવી** (રૂ.પ્ર.) સળગાવી દેવું. **પેટમાં લાય લાગવી** (-લાઃય-) (રૂ.પ્ર.) સખત ભૂખ લાગવી]

**લાયક** વિ. [અર. લાઇક્] યોગ્ય, પાત્ર. 'ક્વૉલિફાઇડ.' (૨) ઉચિત, વાજબી, 'જસ્ટ.' (૩) બંધ બેસતું, અનુરૂપ, સમાન. [**૦ની ચિરંજીવિતા** (-ચિરંજીવિતા), **૦નો બચાવ** (રૂ.પ્ર.) યોગ્યતા ધરાવનારનું ટકી રહેવું. 'બચી રહેવું' એ 'સર્વાઇવલ ઑફ ધ ફિટેસ્ટ']

**લાયકાત** સ્ત્રી [અર. લિયાકત્]. **લાયકી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] યોગ્ય હોવું એ, પાત્રતા, યોગ્યતા, 'ક્વૉલિફિકેશન'

**લાયગર** ન. [અં. 'લાયન્ + ટાઇગર'નો સંક્ષેપ] સિંહથી વાઘણમાં ઉત્પન્ન કરેલી મિશ્ર સંતતિનું પ્રાણી

**લાયગ્રેસ** સ્ત્રી. [અં. 'લાયન્ + ટાઇગ્રેસ'નું લાઘવ] લાય-ગરની માદા

**લાયબલ** ન. [અં.] બદનક્ષીનું કથન કે લખાણ

**લાયર**[1] ન. [અં.] એક પ્રકારનું જૂનું વિદેશી તંતુ-વાદ્ય

**લાયર**[2] પું. [જુઓ 'લીરો.'] લીરો નામનો એક વિદેશી સિક્કો

**લાયરી** સ્ત્રી. [રવા.] બિનજરૂર બોલ બોલ કર્યાં કરવું એ. (૨) (લા.) બડાઈ, શેખી, પતરાજી

**લાયરી-ખોર** વિ. [ફા. પ્રત્યય] લાયરી કરનારું

**લાય-લોપા** સ્ત્રી. મુશ્કેલી. (૨) ત્રાસ

**લાર**[1] (લાઃરય) સ્ત્રી [સં. लहरी] પંક્તિ. હાર, ઓળ. (૨) (લા.) અવાજની પરંપરા. [**૦ લાગવી** (રૂ.પ્ર.) લાંબી હાર થવી]

**લાર**[2] પું. [જુઓ 'લાટ[1]' એનું અરબી ઉચ્ચારણ] લાટ દેશ. (૨) અરબી તવારીખોમાં ભારતવર્ષનો પશ્ચિમ સમુદ્ર, લારનો સમુદ્ર, અરબી સમુદ્ર. (સંજ્ઞા.)

**લારમન** એક પ્રકારનું શોભાનું ઝાડ

**લારી**[1] સ્ત્રી. કન્યાના વેશવાળ વખતે અપાતાં વસ્ત્ર. (૨) લુહાણા વગેરેમાં સગપણ વખતે અપાતી ગોરની દક્ષિણા

**લારી**[2] સ્ત્રી. [અં. લૉરી] રેલના પાટા ઉપરની ધક્કા-ગાડી. (૨) હાથે ધકેલવાની કે ખેંચવાની નાની ગાડલી. 'હૅન્ડિંગ-કાર્ટ.' (૩) માલવાહક મોટર-ગાડી (ઉઘાડી), 'ટ્રક'

**લારી-કંઠાળ** (-કંઠાળ્ય) સ્ત્રી. [જુઓ 'લાર[2] + ગુ. 'ઈ' ત.પ્ર. + 'કંઠાળ.'] કચ્છના રણની ઉત્તરે નગર-ઠઠ્ઠાથી લઈ ઓખા સુધીનો રણ અને અખાતનો ગુજરાત સૌરાષ્ટ્ર બાજુનો કાંઠો [ટોળું, ઝુંડ

**લારું**[1] (લાઃરું) ન. [જુઓ 'લાર[1]' + ગુ.'ઉં' સ્વાર્થે ત.પ્ર.]

**લારું**[2] ન. બકરું. (૨) હાથવણાટની સાળનું એક ઓજાર

**લારું**[3] ન. જાંખરું, જાળું. (૨) લફરું. (૩) આડો સંબંધ. (૪) ઓળખાણ

**લારો-લાર** (લાઃરો-લાઃરય) ક્રિ.વિ. [જુઓ 'લાર[1]' દ્વિર્ભાવ.] હારોહાર, હારબંધ, હારોહાર

**લાલ**[1] પું. [સં.] લાડકો પુત્ર. (૨) પુત્ર, દીકરો. (૩) છોકરો (સામાન્ય). (૪) (લા.) છેલ, રંગીલો, બાંકો, વરણાગિયો. [**હરિનો લાલ** (રૂ.પ્ર.) ભગવાનની કૃપાનો માણસ, સખી માણસ]

**લાલ**[2] વિ. [ફા. લઅલ્ 'માણેક'] રાતા રંગનું, રાતું. [**૦ આંખ** (-ખ્ય) સ્ત્રી. ક્રોધ ભરેલી નજર. **૦ ઘૂમ, ૦ ચટક, ૦ ચળક, ૦ ચોળ,** (-ચોળ), **૦ બમ, ૦ ભુંદ** (-ભુન્દ), **૦ ભૂમ, ૦ ભડક, ૦ સુર્ખ,** (રૂ.પ્ર.) અત્યંત રાતું. **૦ ઘોડીએ ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) દારૂનો કેફ કરવો. **૦ ટોપી, ૦ ભાઈ** (રૂ.પ્ર.) સામ્યવાદી બિરાદર. **૦ પટ્ટી** (રૂ.પ્ર.) સરકારી કામકાજમાં થતો વિલંબ. **૦ થઈ જવું, ૦ પીળી આંખ કરવી** (-આંખ્ય-) (રૂ.પ્ર.) ગુસ્સે થવું, **૦ પાણી** (રૂ.પ્ર.) દારૂ. **૦ પીળું** (રૂ.પ્ર.) ખૂબ ગુસ્સો. **૦ બત્તી** (રૂ.પ્ર.) ભયની ચેતવણી. **૦બાઈ** (રૂ.પ્ર.) આગ, લાય. **૦બાઈની ચોકી થવી** (-ચોકી-) (રૂ.પ્ર.) ફરતી આગ લાગવી. **૦ મોઢાં કરવાં** (રૂ.પ્ર.) પાન ખાવું. (૨) કીર્તિ મેળવવી. **૦ લશ્કર** (રૂ.પ્ર.) રશિયન સેના, બોલ્શેવિક સૈન્ય. **૦ સાહેબ** (રૂ.પ્ર.) ફક્કી માણસ]

**લાલચ** (-ચ્ય) સ્ત્રી. લાભની આશા, કાંઈક મેળવી લેવાની ઇંતેજારી. (૨) (લા.) લાંચ, રિશવત. (૩) ફસામણી, છટકું, 'બેઇટ.' [**૦ આપવી, ૦ દેવી** (રૂ.પ્ર.) લોભાવવું. **૦ કરવી, ૦ રાખવી** (રૂ.પ્ર.) મેળવવાની આશા રાખવી. **૦ દેખાડવી, ૦બતાવવી** (રૂ.પ્ર.) ફાયદો દેખાડવાની આશા આપવી. **૦માં પડવું, ૦માં લપટાવું** (રૂ.પ્ર.) લોભ લાગવો]

**લાલચ-ડી** સ્ત્રી. [+ ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] લાલચ (પદ્યમાં)

**લાલચુ,-ચૂડું** વિ. [જુઓ 'લાલચ' + ગુ. 'ઉ' ત.પ્ર. + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] લાલચ રાખનારું

**લાલ-ચૂસિયું** ન. [જુઓ 'લાલ[2]' + 'ચૂસવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] શરીરે લાલ ટપકાંવાળું કપાસમાં પડતું એક જંતુ

**લાલજી** પું., બ. વ. [સં. + 'જી' માનાર્થે] જમણા હાથમાં માખણનો પીંડો હોય તેવું નંદરાજાના લાલ બાલકૃષ્ણનું 'નવનીતપ્રિય' સ્વરૂપ, બાળ-ગોપાળ. [**૦ મહારાજ** (રૂ.પ્ર.)

પુષ્ટિમાર્ગના ગોસ્વામી મહારાજોના તેમ સ્વામિનારાયણ સંપ્રદાયના આચાર્યનો તે તે પુત્ર]

**લાલટેન** ન. [અં. લૅન્ટર્ન્] કાચના પોટાવાળું ફાનસ

**લાલ-તાગ** પું. [જુઓ 'લાલ[2]' + 'તાગ' (ત્રાગડો)]. રાતા રંગનું દોરાનું ફોકડું. (૨) હાથીની ગરદનને વીંટાતું દોરડું

**લાલન[1]** ન. [સં.] લાડ લડાવવું એ

**લાલન[2]** પું.,બ.વ. [વ્રજ., બ.વ.] જુઓ 'લાલજી(૨).'

**લાલન-પાલન** ન. [સં.] લાડ લડાવવું અને ઉછેરવું એ. લાડ-કોડથી પાળવું એ

**લાલપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'લાલ[2]' + ગુ. 'પ' ત.પ્ર.] લાલાશ, રતાશ, રાતી ઝાંય, સુરખી, લાલી

**લાલ-પાલ** (લાલ્ય-પાલ્ય) સ્ત્રી. [સં. लालन-पालनનું ગુ. લાઘવ] (લા.) ઓશિયાળ, પરવા, તમા, દરકાર. [૦ રાખવી (રૂ.પ્ર.) દરકાર કરવી]

**લાલમ** (-મ્ય) સ્ત્રી. [જુઓ 'લાલ[2]' + ગુ. 'મ' ત.પ્ર.] [જુઓ 'લાલપ.'

**લાલ-મતિયું** ન. એ નામનું એક પક્ષી

**લાલ-શિર** ન. [જુઓ 'લાલ[2]' +સં. શિરસ્] એ નામનું [એક પક્ષી

**લાલસ** વિ. [સં.] લાલસા ધરાવનારું. લોલુપ

**લાલસા** સ્ત્રી. [સં.] લોભ. આકાંક્ષા, ઉત્કટ ઇચ્છા, [તૃષ્ણા

**લાલસી** વિ. [સં..પું.] લાલસાવાળું

**લાલં-લાલ** (લાલમ્ લાલ) વિ. [જુઓ 'લાલ,[2]'-દ્વિર્ભાવ.] [ખૂબ જ રાતું

**લાલા[1]** સ્ત્રી. [સં.] લાળ

**લાલા[2]** પું. [સં. लाल દ્વારા, હિં.] લાલો, છેલછબીલો, ફાંકડો, વરણાગિયો, (૨) ઉત્તરહિંદમાં માનવાચક વિશેષણ. [૦ તાણ (-ણ્ય) (રૂ.પ્ર.) ખોટી ખેંચ-તાણ. (૨) નાલેશી, અપમાન, નામોશી. (૩) નાલેશી-ભરી મુશ્કેલ સ્થિતિ]

**લાલાઈ[1]** સ્ત્રી. [જુઓ 'લાલા[2]' +ગુ. 'આઈ' ત.પ્ર.] [જુઓ 'લાલપ.'

**લાલાઈ[2]** સ્ત્રી. [જુઓ 'લાલો[2]'+ગુ. 'આઈ' ત-પ્ર.] છેલપણું, વરણાગી, ફાંકડાઈ. (૨) શેઠાઈ

**લાલાજી** પું., બ.વ. [જુઓ 'લાલો'+'જી' માનાર્થે.] ઉત્તર હિંદના વતની મોટા માણસનું સંબોધન. (૨) વલ્લભસંપ્રદાયના આચાર્યોના જમાઈ ભાણિયા વગેરે

**લાલાધ** પું. રેકરુ. વાઈ, 'ફિટ,' 'હિસ્ટીરિયાં'

**લાલા-મેહ** પું. [સં.] પેશાબમાં તાંતણાના જેવી રસી પડે એવો પરમાનો રોગ

**લાલાયિત** વિ. [સં.] સ્વાદને કારણે મોઢામાંથી લાળ પડતી હોય તેવું. (૨) (લા.). ઉત્કટ, આતુર. (૩) લાલચુ

**લાલાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'લાલ' + ગુ 'આશ', ત.પ્ર.] જુઓ 'લાલપ.' [લહેરીપણું

**લાલા-શાહી** સ્ત્રી. [જુઓ 'લાલા[2]']+'શાહી.'] (લા.)

**લાલા-સ્રાવ** પું. [સં.] મોઢામાંથી લાળ ઝરવાનો રોગ

**લાલાં** ન., બ.વ. [જુઓ 'લાલ[2]'+ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) પૂર્વની જાહોજલાલી, પૂર્વે ભોગવેલા ભોગ-વિલાસ. [૦ આવવાં (રૂ.પ્ર.) પૂર્વેના ભોગવિલાસ વગેરે યાદ કરવા]

**લાલિત** વિ. [સં.] જેને લાડ લડાવવામાં આવ્યું હોય તેવું. (૨) (લા.) માનીતું, લાડીલું

**લાલિત્ય** ન. [સં.] લલિતપણું, કાંતિ, સૌંદર્ય, રમણીયતા, 'ફૅન્સી' (બ.ક.ઠા.), 'ગેલે-ટ્રી,' 'ગ્રેઇસ' (મ.ન.), 'ડેલિકસી' (ન.ભો.) [કુલ-નેસ' (કે.હ.)

**લાલિત્ય-ભાવના** સ્ત્રી. [સં.] લલિતપણાનો ભાવ, 'ગ્રેઇસ-

**લાલિત્યમય** વિ. [સં.] લલિત, મનોહર, મનોરમ

**લાલિત્ય-મીમાંસા** (-મીમાંસા) સ્ત્રી. [સં.] સૌંદર્યની વિચારણા કે સૂઝ, 'એસ્થેટિક્સ'

**લાલિત્ય-વૃત્તિ** સ્ત્રી. [સં.] સૌંદર્ય માણવાનું મનનું વલણ

**લાલિમા** સ્ત્રી. [જુઓ 'લાલ[2]' દ્વારા સં. लघिमन् વગેરેના સાદૃશ્યે સં. इमन् ત.પ્ર., પું:] જુઓ 'લાલપ.'

**લાલિયાવાડી** વિ. [જુઓ 'લાલિયો' દ્વારા.] માલ વગરનું, ઢંગધડા વિનાનું, અવ્યવસ્થિત (કારભાર વગેરે) (ન.મા.)

**લાલિયું.** ૦ જમાલિયું વિ. [જુઓ 'લાલિયો'+'જમાલ'નામ +ગુ. 'ઇયુ' ત.પ્ર.] (લા.) માલ વિનાનું, શક્તિ-હીન

**લાલિયો** વિ.પું. [જુઓ 'લાલો'+ગુ. 'ઇયું' ત.પ્ર.] (તુચ્છકારમાં) જુઓ 'લાલો.[1]' [-યા ઇંગ્લિશ (-ઇંગ્લિશ) (રૂ.પ્ર.) દેશી વિદેશી શબ્દોની ખીચડાવાળી નબળી અંગ્રેજી બોલી. -યા ટેકણ (રૂ.પ્ર.) કામચલાઉ. -યા ટેભા (રૂ. પ્ર.) કપડામાં દોરાના ઢંગધડા વિનાના ટાંકા. -યા પહાપહ (-હ્ય) (રૂ.પ્ર.) ફેડ ફેડ ખોહયા કરવું એ. -યું જમાલિયું (રૂ.પ્ર.) માલ વિનાનું. મીઠા વિનાનું. -યો ઘોડો (રૂ.પ્ર.) જાડો અને ઠૂંકો લઠ્ઠ ફંડકો]

**લાલી[1]** સ્ત્રી. [જુઓ 'લાલો'+વ્રજ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પુત્રી. (૨) છોકરી. (૩) લાલાજીની પુત્રી. (૪) (લા.) વહાલી છોકરી. [૦ લેખે (રૂ.પ્ર.) નકામું રોમટ, વ્યર્થ]

**લાલી[2]** સ્ત્રી. [જુઓ 'લાલ[2]'+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'લાલપ.' (૨) (લા.) તંદુરસ્તી. [૦ આવવી (રૂ.પ્ર.) શરીરમાં તેજ આવવું] [લાલ રંગનું, રાતું (પદ્યમાં)

**લાલૂડું** વિ. [જુઓ 'લાલ[2]'+ગુ. 'ઉ' +'ડું' સ્વાર્થે ત.પ્ર.]

**લાલો** પું. [જુઓ 'લાલ[1]' +ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] પુત્ર. (૨) છોકરો. (૩) ઉત્તર હિંદનો વતની (હુલામણું.) (૪) વલ્લભસંપ્રદાયના ગોસ્વામીઓનો જમાઈ ભાણેજ વગેરે. (૫) (ગુજરાતમાં) ચોકીદાર પઠાણ. (૬) (લા.) ફાંકડો, વરણાગિયો

**લાવ** પું. .પાણીનો કોસ ખેંચવાની ક્રિયા. (૨) હોડીનું દોરડું. (૩) સાવરણી. (૪) ઘેટાંની ઉનાળામાં કતરાતી ઊન. (૫) જમીનનું એક માપ

**લાવક** ન. [સં.] લેલાડું પક્ષી, લાવરું

**લાવ-જા,૦વ** (લાવ્ય-જા, ૦વ્ય) સ્ત્રી. [જુઓ 'લાવવું'+ 'જવું.'] (લા.) હેર-ફેર [વગરનું, આધાર વિનાનું

**લા-વજૂદ** વિ. [અર.] વજૂદ વિનાનું, પ્રમાણ-હીન, પુરાવા

**લાવણ** વિ. [સં.] લૂણવાળું, ખારું. (૨) (લા.) સુંદર

**લાવણ-તા** સ્ત્રી. [સં.], -તાઈ સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'લાવણ્ય.'

**લાવણી** સ્ત્રી. [સં. लापनिका > लावणिआ] (લા.) મરાઠી ભાષામાં વિકસેલો એક ખાસ ઢાળ, 'બૅલેડ' (ર.મ.) (૨) સંગીતનો એક તાલ. (સંગીત.)

**લાવણી-પત્રક** ન. [મરા. 'લાવણી'+સં.] સરકારી લેણાનું

આસામીવાર રખાતું પત્રક.'

**લાવણ્ય** ન. [સં.] (લા.) લાલિત્ય, પૂર્ણ સૌંદર્ય

**લાવણ્ય-મય** વિ. [સં.] લાવણ્યવાળું, ખૂબ સુંદર

**લાવર** ન. જુઓ 'લાવક.' [કૂતરાનું બચકું

**લાવરિયું** ન. [જુઓ 'લાવરું'+ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા)

**લાવરી** સ્ત્રી. [જુઓ 'લાવરું¹' +ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય]. લાવક પક્ષીની માદા. (૨) કપાસ વીણવા જનારાંની સાથે જનારા બાળકને અપાતું નાનું રૂનું પોટલું

**લાવરું¹** ન. [જુઓ 'લાવર'+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લાવક.' (૨) (લા.) ક્રોધના શબ્દ કહેવા એ

**લાવરું²** ન. [દે.પ્રા. लाविर કરડનારું] બચકાં ભરનારું કૂતરું. (૨) કૂતરાનું બચકું. [૦ના(-નાં)ખવું (રૂ.પ્ર.) કૂતરાએ વડચકું ભરવું] [કૂતરો

**લાવરો** પું. [જુઓ 'લાવરું.'] એક પ્રકારનો શિકારી

**લા-વલદ** વિ. [અર.] અપુત્ર, નિર્વંશ

**લાવ-લશ્કર** ન. ['લાવ' અસ્પષ્ટ+'લશ્કર.'] હરેક પ્રકારના સરંજામ સાથેનું સૈન્ય

**લાવવું** સ.ક્રિ. [જુઓ 'લેવું + આવવું' (સહાયક)નું 'લઈ + આવવું'=(સૌ.)' 'લયાવવું' = 'લ્યાવવું.' આમ સામાસિક ધાતુ થાય છે, તેથી કર્મણિ. કે પ્રે.રૂપ નથી.] લઈ આવવું. (૨) રજૂ કરવું. મિશ્ર ધાતુ હોઈ ને ભૂ.કૃ.માં કર્મણિ. નથી: 'હું ચીજ લાવ્યો.' (અત્યારે હવે 'લાવવું' કર્મણિ રૂપ શરૂ થયું છે; જેમકે 'મારાથી લવાય છે' 'મારાથી લા(-લ)વાયું' 'મારાથી લા(-લ)વાશે')

**લાવ-સાવ** (લાઃવ-સાઃવ) પું. [જુઓ 'લહાવ' દ્વિર્ભાવ.] સુખનો લહાવો. (૨) (લા.) ફાયદો

**લાવા** પું. [અં.] જ્વાળામુખી પર્વતના મોઢામાંથી નીકળતો ગરમ પ્રવાહી થઈ રસ

**લાવા-રસ¹** પું. [+સં.] લાવાનો પ્રવાહી ખનિજ થઈ રસ

**લા-વારસ²** વિ. [અર. લાવારિસ્], -સી વિ. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], **લા-વારિ(-રે)સ** જુઓ 'લા-વલદ.'

**લાવાં-ઝબખાં** ન., બ.વ [જુઓ 'લવવું' દ્વારા.] ગભરાટને લીધે બોલાતાં મેળ વિનાનાં વચન. (૨) ગુનામાંથી બચવા બોલાતાં ઢંગધડા વિનાનાં ગાંડાં. (૩) બેભાન દશામાં થતો બકવાટ

**લાવાં-ઝાંખરાં** ન., બ.વ. (લા.) ખાલી ફાંફાં

**લાવું¹** ન. [સં लावक->પ્રા. लावअ-] જુઓ 'લાવક.'

**લાવું²** ન. [જુઓ 'લાવરું.²'] (કૂતરાનું) વડચકું, લાવરું

**લાવોલા** વિ. પુષ્કળ, ઘણું

**લાશ¹** વિ. [તુર્કી.] બરબાદ, પાયમાલ. [૦ જવું, ૦ થઈ જવું, ૦થવું (રૂ.પ્ર.).] પાયમાલ થઈ જવું. (૨) શરીરે ખૂબ નબળા પડી જવું]

**લાશ²** (-શ્ય) જુઓ 'લાસ.' [કાલભૂત

**લાશ³** (-શ્ય) સ્ત્રી. જોડાને ઘાટ આપનારું લાકડાનું ઓઠું,

**લાસ** (-સ્ય) સ્ત્રી. [જુઓ 'લાશ.¹'] મડદું, મડું, શબ

**લાસડિયા-વેડા** જુઓ 'લાસરિયા-વેડા.'

**લાસડિયું** જુઓ 'લાસરિયું.'

**લાસપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'લાસું' +ગુ. 'પ' ત.પ્ર.] લાસાપણું-લીસાપણું, લીસપ, સુંવાળપ

**લાસર** (-રય) સ્ત્રી. [જુઓ 'લાસું' દ્વારા.] (લા.) ઢીલ, વિલંબ, રસળાટ ['વેડા.'] લાસરિયું હોવાપણું

**લાસરિ(-ડિ)યા-વેડા** પું. બ.વ. [જુઓ 'લાસરિ(-ડિ)યું' +

**લાસરિ(-ડિ)યું** વિ. [જુઓ 'લાસર+ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) લેવડ-દેવડમાં લાંબા ગાળા નાખે તેવું, આપતાં વાર લગાડે તેવું. રસળાટવાળું. (૨) ઘડી ઘડીમાં ફરી જાય તેવું

**લા-સાની** વિ. [અર.] અદ્વિતીય, અજોડ, અનુપમ

**લાસુ** ન. કઠોળ સિવાયનું કોઈ પણ ધાન્ય

**લાસું** વિ. લીસું, સુંવાળું. (૨) (લા.) પાઈ ન ખર્ચે તેવું, લોભી. (૩) આપવામાં ન સગઝે તેવું, મૂંજી. (૪) કંઠમાં કશું ન પહેર્યું હોય એ રીતનું. [૦ વરણ (રૂ.પ્ર.) ઉ૰ જળિયાત કોમનું] [જવાય તેવું તદ્દન લીસું

**લાસું-લપટ** વિ. [+જુઓ 'લપટવું.'] જેના ઉપરથી લપટી

**લાસો** પું. પક્ષી પકડવાની જાળ. (૨) પક્ષીની ચરક. [૦ લગાડ(-વ)વો (રૂ.પ્ર.) પક્ષી પકડવાં. (૨) ઝઘડો કરાવવો. ૦ લાગવો (રૂ.પ્ર.) ઝઘડો થવો]

**લાસોરી** સ્ત્રી. ચૂંદડી. (૨) ભવાયા લોકો રમત વખતે જે આડો નાખે છે તે પડદો

**લાસ્ય** ન. [સં.] સ્ત્રી-સહજ નૃત્ત અને નૃત્ય. (નાટ્ય.)

**લાસ્ય-ગૃહ** ન. [સં.,પું.,ન.], **લાસ્ય-ગેહ** ન. [સં.] નૃત્ય-નૃત્ત કરવાનું સ્થાન [નફા વિનાનું

**લા-હાસિલ** વિ. [અર.] ફાયદા વિનાનું, હાંસલ વગરનું,

**લાહી** સ્ત્રી. જુઓ 'લાઈ.'

**લાહે** સ્ત્રી. ઇચ્છા. (૨) લગની

**લાળ** સ્ત્રી. [સં. लाला] મોઢામાંથી પડતો ચીકણો પાતળો સેડાં જેવો રસ. (૨) કરોળિયાના મોઢામાંથી નીકળતો તાર. (૩) હડકાયા કૂતરાનું ઝેર. (૪) (લા.) કાંટાની જોખમકારક અણી. [૦ ચાવી જવી (રૂ.પ્ર.) તદ્દન બાળક વયનું હોવું (કટાક્ષમાં). ૦ ચૂતું (રૂ.પ્ર.) મૂર્ખ. ૦ લીંટ (રૂ.પ્ર.) ઝેરી જનાવરની લાળ]

**લાળ-પિંડ** (-પિણ્ડ) પું. [+સં.] લાળ પેદા કરતો મોઢામાંનો અવયવ [છોકરીની સગાઈ

**લાળ-લાંતરું** ન., [જુઓ 'લાળ' દ્વારા.] સગપણમાં ઘણે

**લાળાં** ન., બ.વ. [જુઓ 'લાળ'+ગુ.'ઉં' ત.પ્ર.] (લા.) આજીજી, કાલાવાલા. [૦ ચાવવાં (રૂ.પ્ર.) ખોટો બચાવ કરવો. (૨) લાચારી બતાવવી. ૦ ચીંદરડી, ૦ ચીંદડી (રૂ.પ્ર.) એક પછી એક. ૦ ચૈડું (રૂ.પ્ર.) ગાંઠા-ગળફાવાળું. (૨) વિચિત્ર પ્રકૃતિનું. (૩) અટકચાળું. ૦ઝેરવાં (રૂ.પ્ર.) કાલાવાલા કરવા]

**લાળિયું¹** ન. [જુઓ 'લાળ'+ગુ. 'ઇયું' ત.પ્ર.] લાળ ઝીલતું બાળકને કંઠમાં છાતી ઉપર આવે તે રીતે બંધાતું જાડું સીવેલું કપડું. (૨) બકરાની ડોક નીચેનું તે તે આંચળ. (૩) રાંધેલા વાસી અન્નમાં થતું લાળ જેવું જંતુ. (૪) ગળે લટકતું રહે તેવું એક ઘરેણું

**લાળિયું²** વિ. [જુઓ 'લાળ'+ગુ. 'ઇયું' ત.પ્ર.] મોઢામાંથી લાળ ઝર્યા કરતું હોય તેવું. (૨) જે ખાવાથી મોઢામાંથી લાળ પડે તેવું. (૩) લાળના જેવું આછું અને ચીકણું

(જેમ કે 'લાળિયું ઘી') [તાજી ઊભી
**લાળિયું³** ન. કાચનો લંબગોળ પારો. (૨) કણે ભરાયેલી
**લાળિયો** પું. એ નામની કપાસની એક જાત
**લાળી¹** સ્ત્રી. [જુઓ 'લાળ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જેમાંથી લાળ નીકળે છે તે મોઢામાંનો કંઠ-દ્વાર ઉપરનો જીભના આકારનો નાનો અવયવ, 'ઉલુહવા.' (૨) કાનની નીચે લબડતી ચામડી, ચાપલું. (૩) ઘંટનું લોલક
**લાળી²** સ્ત્રી. ખાસ કરીને શિયાળવાંની પરંપરિત બૂમ, શિયાળી. (૨) એવી ચોર લોક પાડે છે તે ચીસ. (લા.ફી.હ્)
**લાળું** ન. વેજું વણવાના હાથાનો નીચેનો ભાગ
**લાળો** પું. બળતો કોયલો, અંગારો [-ળા ઊઠવા (રૂ.પ્ર.) અંતરમાં ભારે દુઃખ થવું. -ળા ઊઠવા (રૂ.પ્ર.) અતિશય બળતરા થવી. પેટમાં લાળા (રૂ.પ્ર.) પેટમાં થતી બળતરા. (૨) પેટમાં રાખેલું કપટ]
**લાંક** પું. [જુઓ 'લંક.'] કેડનો વાંકાઈવાળો સમગ્ર આકાર. (૨) પગના તળિયામાં પાટલીની વચ્ચેનો દેખાતો પોલાણવાળો ભાગ (જે ચાંપલા પગમાં ન હોય.) (૩) (લા.) લંગડો માણસ
**લાંકવું** અ.ક્રિ. [જુઓ 'લાંક' -ના.ધા.] પગ ખોડાંગવો, લંગડાવું. લંકાવું (લંકૌવું) ભાવે., ક્રિ. લંકાવવું (લકૌવવું) પ્રે.,સ.ક્રિ.
**લાંગ¹** સ્ત્રી. [સં. लङ्का] વટાણા કે તુવેર જેવું એક કઠોળ (જેની દાળ જાણીતી છે. ચણાના લોટને સ્થાને એનો લોટ ધૂમ વપરાય છે.)
**લાંગ²** (-ગ્ય) સ્ત્રી. [સં. लिङ्गનો વિકાસ.] (લા.) ધોતિયાં વગેરેનો એક (પાટલી હોય તો એ) છેડો બે સાથળ વચ્ચેથી કાઢી કેડ પાછળ ખોસવામાં આવે છે તે લંગોટનો ઘાટ. [૦ મારવી (રૂ.પ્ર.) ધોતિયા-ફાળિયાનો છેડો કેડ પાછળ ખોસવો] [ઉતરડ
**લાંગ³** (-ગ્ય) સ્ત્રી. વાસણોની ઉપર-નીચે કરાતી માંડણી,
**લાંગ⁴** વિ.,પું. [જુઓ 'લંગડું'-લાઘવ.] લંગડો માણસ. ('લાંગ સાહેબ'-કટાક્ષમાં)
**લાંગર** ન. [જુઓ 'લંગર.'] જુઓ 'લંગર.'
**લાંગરવું** અ.ક્રિ. [જુઓ 'લંગરવું.'] જુઓ 'લંગરવું.'
**લાંગરાવવું** સ.ક્રિ. થકવવું. (૨) મારવું
**લાંગુ(-ગૂ)લ** (લાઙ્ગુ(-ગૂ)લ) ન. [સં.] પૂછડું (મોટે ભાગે કૂતરાં વાંદરાં વગેરેના માટે વ્યાપક)
**લાંઘ** (-ઘ્ય) સ્ત્રી. [જુઓ 'લાંઘવું.'], -ઘણ (-ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અણ' કૃ.પ્ર.] નકોરડો ઉપવાસ
**લાંઘણી** સ્ત્રી. [સં. लङ्घनिका > પ્રા. लंघणिआ] ગાડી-ગાડાના ધૂંસરાની નીચે મૂકવાની ઘોડી (બે પાંખિયાંવાળો છેડો. ઊંટિયો)
**લાંઘણું** ન. [સં. लङ्घनक- > પ્રા. लंघणअ-] પોતાનું ઇષ્ટ ન મળતાં સામા માણસના બાર નજીક ઉપવાસ કરવા બેસવું એ, ધરણું. [૦ ઘાલવું (રૂ.પ્ર.) ઉઘરાણી માટે સામાને આંગણે ધામા નાખવા]
**લાંઘવું** અ.ક્રિ. [સં. लङ्घ्] નકોરડો ઉપવાસ કરવો. (૨) (લા.) ત્રાગું કરવું, મરવા સામાના બાર આગળ અનશન લઈ બેસવું. લંઘાવું² (લઙ્ઘૌવું) ભાવે., ક્રિ. લંઘાવવું² (લઙ્ઘૌવવું) પ્રે.,સ.ક્રિ.
**લાંઘો¹** પું. [જુઓ 'લાંઘવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'લાંઘ.'
**લાંઘો²** વિ.,પું. [જુઓ 'લાંઘવું'+ગુ. 'ઓ' કર્તૃવાચક કૃ.પ્ર.] ત્રાગું કરનારો. (૩) (લા.) મોસલ
**લાંચ¹** સ્ત્રી. [સં. लञ्चा] રિશવત, 'બ્રાઇબ,' 'બ્રાઇબરી,' 'ગ્રેટિફિકેશન.' [૦ ખવરાવવી (રૂ.પ્ર.) રિશવત આપવી. ૦ ખાવી (રૂ.પ્ર.) રિશવત લેવી. ૦રિ(-રુ)શવત (રૂ.પ્ર.) ભ્રષ્ટતા, 'કરપ્શન']
**લાંચ²** સ્ત્રી. કામમાં આવતો ખચકો કે ખલેલ
**લાંચ³** સ્ત્રી. તલવારના ખભે લટકાવવાના પટ્ટામાં ચાંદીના સિક્કાઓની જડતર
**લાંચ-ખાઉ** વિ. [જુઓ 'લાંચ¹' 'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.],
**લાંચ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'લાંચિયું.'
**લાંચખોરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] લાંચખોર હોવાપણું
**લાંચ-રિ(-રુ)શવત** સ્ત્રી. [+ જુઓ 'રિ(-રુ)-શવત.' સમાનાર્થીનો દ્વિર્ભાવ]. **લાંચ-લૂંચ** સ્ત્રી. [દ્વિર્ભાવ] જુઓ 'લાંચ.¹'
**લાંચવું** અ.ક્રિ. [જુઓ 'લંચવું.'] જુઓ 'લંચવું.'
**લાંચિયું** વિ. [જુઓ 'લાંચ¹' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લાંચ-રુશવત લેવાની આદતવાળું
**લાંચું** વિ. આખું-ઓખું થયેલું, -ચૂન. (૨) (લા.) મૂર્ખ
**લાંચો** પું. ખોટ, નુકસાન, ટાંચો
**લાંછ** (-છ્ય) સ્ત્રી. પગના તળિયાનું દાઝી જવું એ
**લાંછન** (લાઞ્છન) ન. [સં.] ચિહ્ન, નિશાન. (૨) ડાઘ, ડાઘો. (૩) એબ, લાંછું, ખામી, દોષ
**લાંછના** (લાઞ્છના) સ્ત્રી. [સં. लाञ्छन ન.] એબ, ખોટ, ખામી, દોષ [વાળું. કલંકિત, બદ-નામ
**લાંછિત** (લાઞ્છિત) વિ. [સં.] નિશાનીવાળું. (૨) લાંછન-
**લાંછું** વિ. [સં. लाञ्छनનું ગુ. લાઘવ] જુઓ 'લાંછન.'
**લાંજ** વિ. સુગંધવાળું, સુગંધિત
**લાંજો,-ઝો** પું. વાંધો, હરકત, નડતર. (૨) તકરાર. (૩) વાંધા-ભરેલી લેવડ-દેવડ
**લાંઠ** વિ. [જુઓ 'લંઠ.'] જુઓ 'લંઠ.' [કુલટા સ્ત્રી
**લાંઠ-ડી,-ણી** [+ ગુ. 'ડી'-'ણી' સ્વાર્થે ત.પ્ર.] લાંઠ સ્ત્રી,
**લાંઠાઈ** સ્ત્રી. [જુઓ 'લાંઠું' + ગુ. 'આઈ' ત.પ્ર.] લંઠપણું
**લાંઠિયું** વિ. [જુઓ 'લાંઠું' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **લાંઠું** વિ. [જુઓ 'લાંઠ + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લંઠ.'
**લાંપ¹** પું. [અં. લૅમ્પ્] દીવો (મોટે ભાગે કાચના પોટા-વાળો), કંદીલ
**લાંપ²** પું. છલંગ, કૂદકો, બલાંગ
**લાંપ³** ન. એક જાતનું ચીમળાયેલું ઘાસ
**લાંપડિયાળ,-ળું** વિ. [જુઓ 'લાંપડું' + ગુ. 'ઇયું' + 'આળ,-ળું' ત.પ્ર.] લાંપડી નામનું ઘાસ થતું હોય તેવું (જમીન)
**લાંપ(-બ)ડી** સ્ત્રી. એ નામનો એક છોડ
**લાંપડું¹** ન. હલકી જાતનું એક ઘાસ
**લાપડું².²-ળું** વિ. ઢીલું પડી ગયેલું (કળ સાંકળ વગેરે). (૨) (લા.) દમ વિનાનું, તાકાત-હીન

**લાંપી** (-બી[1]) સ્ત્રી. સફેદો અને બેલ તેલ ઘૂંટી બનાવવામાં આવતી એક લુગદી (રંગકામમાં ખચકા પૂરવાની)

**લાંબ** (-મ્ય), (-બી[2]) સ્ત્રી. એકદમ યાદ આવવું એ. (૨) યાદદાસ્ત, સ્મૃતિ, સ્મરણ

**લાંબ-ટં(-ટાં)ગિયું** વિ. [જુઓ 'લાંબું' + 'ટ'(-ટાં)ગ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લાંબા ટાંગા-પગવાળું

**લાંબડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'લાંબું' દ્વારા.] લંબાણ

**લાંબડી** જુઓ 'લાંપડી.'

**લાંબ-તોતડું** વિ. [જુઓ 'લાંબું' + 'તોતડું.'] (લા.) કોઈ [મેળ વિનાનું

**લાંબ-ભાત** પું., બ.વ. [જુઓ 'લાંબું' + 'ભાત.[2]'] અગાઉના પડી રહેલા ડાંગરના કણમાંથી ઊગી નીકળેલી ડાંગર, અડબા

**લાંબી[1-2]** જુઓ 'લાંપ.[1-2]'

**લાંબી[3]** સ્ત્રી. [સં. लम्बिका > પ્રા. लंबिआ] લાંબા થઈ સૂઈ જવાની ક્રિયા. (૨) કાળકાનો માર્ગ રાખવા મૂકેલાં બે પીઢિયાંમાંનું પ્રત્યેક. [૦ ખેંચવી (-ખેંચવી) (રૂ.પ્ર.) ઊંઘ કરી લેવી]

**લાંબું** વિ. [સં. लम्बक- > પ્રા. लंबअ-] અંતર અને માપની દૃષ્ટિએ દીર્ઘ, આયત. (૨) ઊંચી કાયાવાળું, શરીરે ઊંચું. [-બી ઊંઘ, -બી નિદ્રા (રૂ.પ્ર.) મરણ. -બી કસે ધવડાવવું (રૂ.પ્ર.) આરામથી કામ લેવું. (૨) બહાનાં બતાવી કામ કઢાવવું. -બી ખેંચવી ((ખેંચવી) (રૂ.પ્ર.) સોડ તાણીને સૂઈ જવું, ધસઘસાટ ઊંઘવું. -બી જીભ (રૂ.પ્ર.) વાચાળતા. -બી ટૂંકી (રૂ.પ્ર.) *ગાળા-ગાળી*. (૨) દલીલ. -બી દૃષ્ટિ, -બી નજર (રૂ.પ્ર.) દૂરંદેશીપણું. -બી ફાળ ભરવી (રૂ.પ્ર.) સાહસ કરવું. -બી લેખણે લખવું (રૂ.પ્ર.) શક્તિ ઉપરવટ થઈ મોટા પ્રમાણમાં વેપાર ખેડવો. -બી સોડ ઘાલવી (-સોડય-) (રૂ.પ્ર.) મરણ પામવું. -બી સોડે સૂવું (રૂ.ર.) દેવાળું કાઢવું. (૨) મરણ પામવું. ૦ કરવું (રૂ.પ્ર.) કંટાળા ભરેલી રીતે વધારી વધારી કહેવું. ૦ કાઢવું (રૂ.પ્ર.) ઘણા દિવસ જીવવું. ૦ ખાતું પડવું. (રૂ.પ્ર.) પરિચય કે વહીવટ વધવો. ૦ ખેંચવું (-ખેંચવું) (રૂ.પ્ર.) ઢીલ કરવી. (૨) દીર્ઘ જીવન જીવવું. ૦ ખેંચવું નહિ (-ખેંચવું-) (રૂ.પ્ર.) જિદ્દ કરવી નહિ. ૦ ચાલવું (રૂ.પ્ર.) ઘણો સમય ટકવું. ૦ છટ, ૦ લચ, ૦ લચક, ૦ લટાક, ૦ લસરક (રૂ.પ્ર.) ખૂબ લાંબું. ૦ થઈ જવું (રૂ.પ્ર.) થાકી જવું. (૨) પાયમાલ થઈ જવું. ૦ થઈને પડવું. (રૂ.પ્ર.) થાકી જવું. (૨) માંદું પડવું. ૦ પડવું (રૂ.પ્ર.) પગે લાગવું. ૦ પહોળું કરવું (-પૅાઃળું-) (રૂ.પ્ર.) વાતની લપ કરવી. (૨) ઉત્સવ લાંબો ચલાવવો. ૦ પિંગળ કરવું (-પિઙ્ગળ-) (રૂ.પ્ર.) અત્યુક્તિ કરવી. ૦ સટ (રૂ.પ્ર.) લાંબું થઈને. -બે પાટે સૂવું (રૂ.પ્ર.) દેવાળું કાઢવું. (૨) પાયમાલ થઈ જવું. (૩) મરણ-તોલ થઈ જવું. -બે સાથરે સૂવું (રૂ.પ્ર.) નિરાંત રાખવી. (૨) દીર્ઘ દૃષ્ટિથી કામ કરવું. -બો હાથ કરવો (રૂ.પ્ર.) ભીખ માગવી. (૨) લાંચ લેવી]

**લાંબું-ચોડું** (-ચોડું) વિ. [+ જુઓ 'ચોડું.'] સારી લંબાઈ અને પહોળાઈવાળું. [૦ કરવું (રૂ.પ્ર.) લપ કરવી]

**લાંબે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] ઘણે દૂર, ખૂબ આઘે, ઠીક ઠીક વેગળે

**લાંબોડ** ન., (-ડય) સ્ત્રી. ખેડયા વિના ઊગેલી ડાંગર

**લાંભ[1]** (-ભ્ય) સ્ત્રી. [જુઓ 'લાંભવું.'] એક પગ સ્થિર રાખી બીજો પગ બની શકે તેટલો લંબાવવાની ક્રિયા. [૦નું છોકરું (રૂ.પ્ર.) એક બાળકના જન્મ્યા પછી છેટે બેઠા સિવાય બીજું બાળક થયું હોય તે. ૦ ભરવી (રૂ.પ્ર.) ડાંફ ભરવી]

**લાંભ[2]** (-ભ્ય) સ્ત્રી. જુઓ 'લાંબ-ભાત.'

**લાંભવું[1]** અ.ક્રિ. ડાંફ ભરવી. (૨) અવલંબવું. આધાર લેવો. (૩) (લા.) સંતોષ થવો

**લાંભવું,[2] લાંભું** ન. ભાગ પાડવા માટે નખાતી ચિઠ્ઠી. (૨) ભાગીદારના ભાગની યાદી. (૩) વિભાગ, વહેંચણી. [-વાં ના(-નાં)ખવાં (રૂ.પ્ર.) વહેંચણની ચિઠ્ઠી નાખવી]

**લાંભો** પું. [જુઓ 'લાંભવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] અવ-લંબન, ટેકો, આધાર

**લિ.** વિ. [સં. लिखितवान् નું ટૂંકું રૂપ] લખિતંગ

**લિક્વિડેટર** પું. [અં.] ફડચામાં ગયેલાં કારખાનાં પેઢીઓ વગેરેનો વહીવટ સંભાળનાર સરકારી પ્રતિનિધિ

**લિક્વિડેશન** ન. [અં.] કારખાનાં પેઢીઓ વગેરેનું ફડચામાં જવું એ

**લિખડિયું** ન. [જુઓ 'લીખ' + ગુ. 'ડું' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) નાનો કોશેટો, નાનું ભગોરું [ભાગ્ય

**લિખિત** વિ. [સં.] લખેલું, લખાયેલું. (૨) ન. નસીબ,

**લિખિતંગ** (લિખિતઙ્ગ) જુઓ 'લખિતંગ.'

**લિગ્નાઇટ** પું. [અં.] કાચો કોલસો (એક ધાતુ)

**લિચ્છવી** પું. મધ્યકાલનો એ નામનો એક રાજવંશ (જેની 'વૈશાલી'માં સત્તા હતી એ ગણ-રાજ્ય હતું.) (સંજ્ઞા.)

**લિજ્જત** જુઓ 'લહેજત.'

**લિજ્જતદાર** જુઓ 'લહેજત-દાર.'

**લિટમસ** પું. [અં.] રતનજોત નામની વનસ્પતિનો રસ

**લિટમસ પેપર** પું. [અં.] પ્રવાહી પદાર્થના ગુણ-ધર્મની પરીક્ષા કરવા માટે બનાવેલો એક ખાસ જાતનો કાગળ

**લિટર** પું. [અં.] પ્રવાહી પદાર્થ માપવાના માપનો એકમ. (એક ડેસિમીટરનું ઘનમાપ)

**લિટરેચર** ન. [અં.] વાઙ્મય, સાહિત્ય. (૨) તે તે યંત્ર ક્રિયા વસ્તુ વગેરેને વિશે લખાયેલું-છપાયેલું સાધન

**લિથો** પું. [અં.] શિલા-છાપની છાપણી

**લિથો-કામ** ન. [+ જુઓ 'કામ.[2]'] લિથો- પ્રકારે કરવાનું લેખન અંકન ચિત્રણ વગેરેનું કાર્ય

**લિથો-ગ્રાફ** પું. [અં.] પથ્થર ઉપર તૈયાર કરેલાં લખાણ અંકન ચિત્રણ વગેરેની કાગળ ઉપર છાપ પાડવી એ

**લિથો-ગ્રાફર** પું. [અં.] લિથોનું કામ કરનાર કારીગર

**લિથોગ્રાફી** સ્ત્રી. [અં.] લિથોનું કામ કરવાની વિદ્યા

**લિથો-પ્રેસ** પું. [અં.] લિથો-કામ છાપવાનું છાપખાનું

**લિનો-ટાઇપ** જુઓ 'લાઇનો-ટાઇપ.' [કપડું, ફલાલીન

**લિન્ટ** (લિણ્ટ) ન. [અં.] ઘા ઉપર મૂકવાનું જાળીવાળું

**લિન્ટલ** (લિણ્ટલ) ન. [અં.] બારી-બારણાંને મથાળે મૂક-

વામાં આવતો લાકડા કે પથ્થરનો ચાપડો અથવા સિમેન્ટની જમાવટ

**લિપ-સ્ટિક** સ્ત્રી. [અં.] હોઠ રંગવા માટેની સળી

**લિપામણ** ન. [જુઓ 'લીપવું' + ગુ-'આમણ' કૃ.પ્ર.] જુઓ 'લીંપામણ.'

**લિપાવવું, લિપાવું** જુઓ 'લીપવું'માં.

**લિપિ(-પી), લિપિકા** સ્ત્રી. [સં.] કોઈ પણ ભાષા કે બોલીના વર્ણોને ટપકાવી લેવાના સંકેતોનું દૃશ્ય સ્વરૂપ, 'સ્ક્રિપ્ટ'

**લિપિ-કાર** વિ. [સં.] લહિયો. (૨) અક્ષર કોતરનાર કારીગર

**લિપિ-જ્ઞ** વિ. [સં.] અક્ષર-વિન્યાસનો એક કે અનેક પ્રકાર જાણનાર [લિપિની જાણકારી

**લિપિ-જ્ઞાન** ન. [સં.] કોઈ પણ એક કે અનેક ભાષાઓની

**લિપિ-બદ્ધ** વિ. [સં.] વર્ણોના સંકેતોના રૂપમાં રહેલું

**લિપિ-વિદ્યા** સ્ત્રી. [સં.] તે તે અક્ષર-વિન્યાસના સ્વરૂપનું જ્ઞાન આપનાર શાસ્ત્ર

**લિપિ-વિન્યાસ** પું. [સં.] જુઓ 'અક્ષર-વિન્યાસ.'

**લિપી** જુઓ 'લિપિ.' [એક ચા

**લિપ્ટન** સ્ત્રી. [અં.] વિદેશથી આયાત થતી હતી તેવી

**લિપ્ત** વિ. [સં.] લેપાયેલું, ખરડાયેલું. (૨) (લા.) સંડોવાયેલું. (૩) ભ્રષ્ટ થયેલું

**લિપ્યંતર** (લિપ્યન્તર) ન. [સં. लिपि + अन्तर] બીજી બીજી લિપિ. (૨) એક લિપિનું બીજી લિપિમાં રૂપાંતર, 'ટ્રાન્સલિટરેશન' (રા.ખ.) [૦ કરવું (રૂ.પ્ર.) એક લિપિમાં લખાયેલું બીજી લિપિમાં પલટી આપવું] [કામના

**લિપ્સા** સ્ત્રી. વિ. [સં.] મેળવવાની આકાંક્ષા, લાલસા,

**લિપ્સુ** વિ. [સં.] લિપ્સા કરનાર

**લિફાફો** પું. [અર. લિફાફહ્] કાગળ નાખવાની ખાસ પ્રકારની કોથળી, 'કવર,' 'એન્વલપ.' [-ફા બદલવા (રૂ.પ્ર.) ભપકાદાર કપડાં પહેરવાં. ૦ બનાવવો (રૂ.પ્ર.) આડંબર કરવો, ડોળ કરવો. ૦ ખુલ્લી જવો (રૂ.પ્ર.) ભેદ ઉઘાડો પડવો]

**લિફ્ટ** સ્ત્રી. [અં.] ઊંચી ઇમારતોમાં ચડવા માટેની યાંત્રિક માંડણી [મવાલ

**લિબરલ** વિ. [અં.] ઉદાર મનનું. (૨) ઉદારમતવાદી,

**લિબાસ** પું. [અર.] જુઓ 'લેબાસ.'

**લિમિટ** સ્ત્રી. [અં.] હદ, મર્યાદા, સીમા. (૨) અંદરનો પ્રદેશ, સીમ

**લિમિટેડ** વિ. [સં.] મર્યાદિત. (૨) જેની થાપણ નક્કી કરી સરકારમાં નોંધણી કરાવી હોય તેવું (કંપની ફિકસ વગેરે)

**લિયન** ન. [અં.] ધારણ કરવાની સત્તા, ધારણાધિકાર

**લિયાનત** જુઓ 'હયાનત.'

**લિયાપો** પું. આગની જ્વાળા

**લિરિક** ન. [અં.] ઊર્મિ-પ્રધાન કાવ્ય. (કાવ્ય.)

**લિરિકલ** વિ. [અં.] ઊર્મિ-પ્રધાન, 'સબ્જેક્ટિવ'

**લિલકાવવું** જુઓ 'લીલકાવું'માં.

**લિલજડી** સ્ત્રી. એ નામનો એક છોડ

**લિ(-લી)લમડું** વિ. [જુઓ 'લીલું' દ્વારા.] લીલા રંગનું

**લિ(-લી)લવણ** (-ણ્ય) -ણી સ્ત્રી. [જુઓ 'લીલવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] લીલોતરી. (૨) એક પ્રકારનું ઘાસ. (૩) હરિયાળી જમીન

**લિલવાવવું** જુઓ 'લીલવવું'માં.

**લિ(-લી)લવેણ** (-ણ્ય) જુઓ 'લીલવણ.'

**લિલાઉં,-મ** ન. [પોર્ચુ. લેઇલાંઓ] જાહેર હરાજી, નિલામ

**લિ(-લી)લાડો** પું. [જુઓ 'લીલું' દ્વારા.] તાજા ઘાસથી લીલા રંગની દેખાતી પરિસ્થિતિ. હરિયાળી. (૨) લીલોતરી

**લિ(-લી)લાણ** વિ. [જુઓ 'લીલું' દ્વારા.] સહેજ ભીનું. (૨) ન. જુઓ 'લિલાડો.' [ક્રામું.'

**લિ(-લી)લામું** ન. [જુઓ 'લીલું' દ્વારા.] જુઓ 'લીલ-

**લિ(-લી)લોતરી** સ્ત્રી. [જુઓ 'લીલું + સં. पत्रिका > પ્રા. उत्तरिआ] લીલાં લીલાં પાનવાળી વનસ્પતિ

**લિ(-લી)સરડો** પું. [જુઓ 'લિસોડો.'], **લિ(-લી)સંટો** (-સણ્ટો) પું. [જુઓ 'લિસોટો.'] જુઓ 'લિસોટો.'

**લિસોટી** સ્ત્રી. [જુઓ 'લિસોટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પાતળી ઝીણી રેખા

**લિસોટો,-ડો** પું. [જુઓ 'લીસું' દ્વારા.] મોટો સપાટ આંકો. (૨) ઉઝરડો. [૦ પડવો (રૂ.પ્ર.) આંકો થવો]

**લિસોડો**[૨] પું- અથાણાંનાં ગૂંદાનું ઝાડ, ગૂંદો

**લિસ્ટ** ન. [અં.] યાદી, ટીપ

**લિહાજ** પું. [અર. લિહાજ઼] અદબ, વિવેક

**લિંક** (લિઙ્ક) સ્ત્રી. [અં.] એકબીજી સાથે જોડાતી-જોડાયેલી કડી. (૨) સાંધણ, અનુ-સંધાન

**લિંગ** (લિઙ્ગ) ન. [સં.] ચિહ્ન, નિશાની, એંધાણ. (૨) લક્ષણ. (૩) હેતુ. (તર્ક.) (૪) નર નારી અને એ સિવાયનું હોય તે બતાવનાર લક્ષણ : પુંલિંગ સ્ત્રીલિંગ નપુંસકલિંગ. (વ્યા.), (જૂનાં વ્યાકરણોમાં જાતિ : નર નારી નાન્યતર). (૫) પુરુષની ઇંદ્રિય, શિશ્ન. (૬) શિવ-શંકર-મહાદેવનું ગોળ સ્તંભાકાર નાનું મોટું પથ્થર વગેરેનું પ્રતીક, મહાદેવની પથ્થર વગેરેની પિંડી. (૭) મરણ પછી જીવાત્માએ ધારણ કર્યો મનાતો સૂક્ષ્મ દેહ, સૂક્ષ્મ શરીર

**લિંગ-દેહ** (લિઙ્ગ-) પું. [સં.] જુઓ 'લિંગ(૭),'

**લિંગ-ધારી** (લિઙ્ગ-) વિ.,પું. [સં.] (લા.) બાહ્ય ચિહ્ન ધારણ કર્યું હોય તેવું. (હકીકતે 'દંભી.')

**લિંગ-પદ્ધતિ** (લિઙ્ગ-) સ્ત્રી. [સં.] નિશાનો કરવાની રીત, 'સિસ્ટમ ઑફ સાઇન્સ' (મ.ન.)

**લિંગ-પરામર્શ** (લિઙ્ગ-) પું. [સં.] અર્થ કરવાની ક્રિયા, 'ઇન્ટરપ્રીટેશન' [અર્ચન

**લિંગ-પૂજા** (લિઙ્ગ-) સ્ત્રી. [સં.] મહાદેવના લિંગનું પૂજન-

**લિંગ-પ્રતિષ્ઠા** (લિઙ્ગ-) સ્ત્રી. [સં.] નવા શિવાલયમાં મહાદેવના પ્રતીકરૂપ પિંડીની વિધિપૂર્વક થતી સ્થાપના

**લિંગ-ભેદ** (લિઙ્ગ-) પું. [સં.] નર નારી તેમ ઇતર વચ્ચેનો જાતિવિષયક તફાવત

**લિંગ-શરીર** (લિઙ્ગ-) ન. [સં.] જુઓ 'લિંગ-દેહ'- 'લિંગ(૭).'

**લિંગ-સંન્યાસી** (લિઙ્ગ-સન્ન્યાસી) વિ.,પું. [સં.] ગેરવા રંગનાં વસ્ત્ર ધારણ કર્યાં હોય તેવો સ્માર્ત વિરક્ત

**લિંગાકાર** (લિઙ્ગા-) પું., **લિંગાકૃતિ** (લિઙ્ગા-) સ્ત્રી. [+સં. आ-कार, आ-कृति] લિંગ(શિશ્ન)ના જેવો ઘાટ. (૨) વિ. લિંગના જેવા ઘાટનું

**લિંગાનુશાસન** (લિઙ્ગા-) ન. [સં.] નામની જાતિ કે નામનાં લિંગની સ્પષ્ટતા કરતું શાસ્ત્ર, શબ્દ-કોશનો એક પ્રકાર

**લિંગાયત** (લિઙ્ગા-) વિ.,પું. [+ સં. आयत] કંઠમાં શિવલિંગ-વાળો દોરો બાંધવાની જેમાં પ્રથા છે તેવો એક શૈવ સંપ્રદાય, વીર શૈવ સંપ્રદાય. (સંજ્ઞા.) (૨) એ સંપ્રદાયનો અનુયાયી. (સંજ્ઞા.)

**લિંગાયત-મત** (લિઙ્ગા-) પું. [સં.,ન.] વીર સૈવ સંપ્રદાય

**લિંગી** (લિઙ્ગી) વિ. [સં.,પું.] નિશાની ધરાવનાર. (૨) ગુહ્યેંદ્રિયને લગતું 'સેક્સ્યુઅલ' (ન.દે., બ.ક.ઠા.) (૨) (લા.) જુઓ 'લિંગ-ધારી.' ['લિંગ-પૂજા.'

**લિંગોપાસના** (લિઙ્ગો-) સ્ત્રી. [+ સં. उपासना] જુઓ

**લિંગ્વા ફ્રાંકા** (લિઙ્ગ્વા, ફ્રાઙ્કા) સ્ત્રી. [સં.] દેશ કે રાષ્ટ્રની એકબીજાના વ્યવહાર માટેની માન્ય રાજ્યભાષા, રાષ્ટ્ર-ભાષા

**લિંટ** (લિણ્ટ) જુઓ 'લિન્ટ.'

**લિંટલ** (લિણ્ટલ) જુઓ 'લિન્ટલ.'

**લિંબણ** (-ણ્ય), **લિંબવી** સ્ત્રી. [જુઓ 'લિંબુ' દ્વારા.] લીંબુનું ઝાડવું, લીંબવી, લીંબોઈ

**લિંબોણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લિંબુ' દ્વારા.] લીંબૂડી, લીંબોઈ

**લિંબારો** પું. એક ઔષધીય વનસ્પતિ, લીંબારો

**લિંબુ** ન. [સં. निम्बूक > પ્રા. निंबूअ-, लिंबूअ-] જુઓ 'લીંબુ.'

**લિંબૂઈ, લિંબૂડી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' 'ડી' ત.પ્ર.], **લિંબોઈ** સ્ત્રી. [જુઓ 'લીંબવી.'] જુઓ 'લિંબણ.'

**લિંબુ-ઉછાળ** વિ. [+ જુઓ 'ઉછાળવું.'] લીંબુ ઉછાળ્યા પછી હેઠું પડે તેટલા સમય સુધીનું, 'લીંબુ-ઉછાળ.'

**લિંબોટી** સ્ત્રી. [જુઓ 'લિંબુ' દ્વારા.] સાકર અથવા મરી મીઠું નાખી દેવતા ઉપર સેકેલી લીંબુની ફાડ

**લિંબોળી** સ્ત્રી. [સં. निम्बफलिका > પ્રા. निंबहलिआ लिंबोहलिआ] લીંબડાનાં ફળ. (૨) લીંબોળીના ઘાટનું એક મોઢું પહોળા મોંનું વાસણ. (૩) લીંબોળીના ઘાટનો સોનાનો એક દાગીનો

**લી**[1] સ્ત્રી. [સં. लय દ્વારા] ગજબ, કેર, મોટી આફત. [૰ વાળવી (રૂ.પ્ર.) ઘણું નુકસાન કરવું]

**લી**[2] હદ, મર્યાદા

**લી**[3] પું. [ચીની.] લગભગ અડધા માઇલનું અંતર આપતો એકમ. (૨) આશરે ૩/૫ ગ્રામનું એક ચીની વજન

**લીક** સ્ત્રી. લીટી, રેખા. (૨) પંક્તિ, હાર. (૩) ચાલ, પ્રથા, રિવાજ. (૪) (લા.) પ્રતિષ્ઠા. [૰ ખેંચવી (-ખેંચવી) (રૂ.પ્ર.) આબરૂ જામવી. ૰ પકડવી (રૂ.પ્ર.) માર્ગે ચાલવું. ૰ પોટવી (રૂ.પ્ર.) ખોટું બન્યું હોય એના ઉપર ટીકા કરવી. ૰ વાળવી (રૂ.પ્ર.) હદ બહાર જવું]

**લીકે(૰ઇ)જ** ન. [અં.] કાણું પડીને એમાંથી ચૂવું એ, ચૂવો

**લીખ** સ્ત્રી. [સં. लिक्षा > પ્રા. लिक्खा] માણસોને માથામાં તેમ અન્યત્ર વાળમાં પડતી એક પ્રકારની જીવાત-એ સફેદ ઈંડાના રૂપની જેમાંથી 'જૂ' થાય.) [૰ પડવી (રૂ.પ્ર.) વાળમાં જૂની ઈંડાળ પ્રસરવી]

**લીખડું** ન. વાણા કે તાણા માટે તાર ચઢાવવા સરકટ કે બીજા પોલા લાકડાનો નાનો ટુકડો

**લીખિયું** વિ. [જુઓ 'લીખ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લીખનાં ઈંડાંવાળું. (૨) જેના માથામાં લીખ પડી હોય તેવું. (૩) ન. લીખ કાઢવાની ઝીણા દાંતાવાળી કાંસકી

**લીખિયો** પું. [જુઓ 'લીખિયું.'] જુઓ 'લીખિયું (૩).'

**લીગ** સ્ત્રી. [અં.] સમાજ, સમૂહ, સંઘ. (૨) ભારતમાં 'મુસ્લિમ લીગ' માટેની પ્રચલિત સંજ્ઞા. (સંજ્ઞા.)

**લીગિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] મુસ્લિમ લીગનું સભ્ય-પદ ધરાવનાર

**લીચ** પું. ડાંસ, મોટો મચ્છર

**લીચટ** વિ. રેખું નહિ આપનાર. (૨) લપસી પડે તેવું

**લીચી** ન. [ચીની. લીચ્] એ નામનું પૂર્વ ભારતનું એક ફળ-ઝાડ

**લીજ** (-જ્ય) સ્ત્રી. મોટાઈ

**લીજિયે, લીજે** કે.પ્ર. [સં. लभ्यते > *लभियते > પ્રા. અપ. लिज्जइ, કર્મણિ. એના પરથી આજ્ઞાર્થ અને કર્તરિ અર્થ માનાર્થે વિકસ્યો] લેવાનું કરો, સ્વીકારો

**લીટ** (-ટ્ય) સ્ત્રી. છાવણી નાખવાનાં દોરડાં

**લીટી** સ્ત્રી. [જુઓ 'લીટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] રેખા, લકીર. (૨) લખાણની પંક્તિ. (૩) ચોથા ભાગની સંખ્યાનો સંકેત, પાઈ. (૪) (લા.) હદ, સીમા, મર્યાદા. [૰ ઓ કરવી (રૂ.પ્ર.) ગદ્ય કે પદ્યની પંક્તિઓ મોઢે કરવી. ૰ ખેંચવી (-ખેંચવી), ૰ દોરવી, ૰ પાડવી (રૂ.પ્ર.) રેખા કરવી. ૰ દોરતાંય ન આવડવું (રૂ.પ્ર.) તદ્દન મૂર્ખ હોવું. ૰ મારવી (રૂ.પ્ર.) છેકી કાઢવું, રદ કરવું]

**લીટો** પું. [જુઓ 'લિસોટો' રવા.] જાડી રેખા. (૨) લિસોટો. (૩) ઉઝરડો. [-ટા તાણવા (રૂ.પ્ર.) ગમે તેમ લખવું કે ચીતરવું. ૰ કરવો, ૰ ખેંચવો (-ખેંચવો) ૰ દોરવો, ૰ મારવો (રૂ.પ્ર.) છેકી નાખવું. રદ કરવું]

**લીડર** પું. [અં.] નેતા, અગ્રેસર, આગેવાન. (૨) વર્તમાન-પત્રનો અગ્રલેખ, તંત્રી-લેખ. સંપાદકીય. 'એડિટોરિયલ'

**લીથિક એસિડ** પું. [અં] પેશાબ વાટે જતો એક તેજાબ પ્રકારનો પદાર્થ [લઈને ફરનારું, લબાચિયું

**લીઘરું** વિ. ચીંથરે-હાલ, ચીંથરિયું. (૨) કપડાંના ડૂચા

**લીધું** વિ.,સ ક્રિ.-ભૂ.કા. [સં. लब्धक- > પ્રા. लद्धअ- > અપ. लिद्धअ-] લેવામાં આવ્યું,સ્વીકારવામાં આવ્યું. (૨) ઉપાડ્યું. (૩) મોઢેથી કહ્યું. [૰ ખાધું (રૂ.પ્ર.) દબાય તેવું]

**લીધે** ના.યો. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.,] ને લઈ ને,-ને કારણે

**લીધેલ,-લું** વિ. [+ ગુ. 'એલ,'-લું.' કૃ.પ્ર.] લેવામાં આવેલું, સ્વીકારવામાં આવેલું. (૨) ઉપાડેલું. (૩) મોઢેથી કહેલું

**લીન** વિ. [સં.] ડૂબી ગયેલું, અદૃશ્ય થઈ ગયેલું. (૨) મગ્ન થયેલું. પરોવાઈ ગયેલું, મશગૂલ થઈ ગયેલું

**લીન-તા** સ્ત્રી. [સં.] લીન થઈ જવાપણું

**લીનન** ન. [અં.] કાપડની એક જાત [એક તેલ

**લીની-મેન્ટ** ન. [અં.] દવાઓના મિશ્રણવાળું ચોળવાનું

**લીપ-ઇયર** ન. [અં.] જેમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ હોય

તેવું ઈ.સ.નું વર્ષ (સૈકડામાં ચારથી ભંગાય તેવું અને સૈકાઓમાં ચારસોથી ભંગાય તેવું વર્ષ)
**લીપણુ** જુઓ 'લીંપણ.'
**લીપણ-ગૂંપણુ** જુઓ 'લીંપણ-ગૂંપણ.'
**લીપણું** જુઓ 'લીંપણું.'
**લીપવું** જુઓ લીંપવું. [**લિપાવું** કર્મણિ., ક્રિ. **લિપાવવું** પ્રે.સ.ક્રિ. [૦ ગૂંપવું (રૂ.પ્ર.) લીંપવું]
**લીપવું-પોતવું** જુઓ 'લીંપવું-પોતવું.'
**લીમ-ઓચ્છવ** પું. [સં., निम्ब-> પ્રા. લિંબ + જુઓ 'ઓચ્છવ.'] ચૈત્ર સુદિ એકમને દિવસે લીંબડાનાં પાનનો રસ તેમજ પાનની લુગદી લેવાનો ઉત્સવ. (સંજ્ઞા.)
**લીમડી** સ્ત્રી. [જુઓ 'લીમડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'લીંબડી.'
**લીમડો** પું. [જુઓ 'લીંબડો.'] જુઓ 'લીંબડો.'
**લીમર** ન. વાંદરાની જાતનું એક પ્રાણી
**લીમોચ્છવ** પું. [જુઓ 'લીમ-ઓચ્છવ,' સંધિથી], **લીમોત્સવ** પું, [+સં., સંધિથી] જુઓ 'લીમ-ઓચ્છવ.'
**લીર** (-રય) સ્ત્રી. લૂગડાનો નાનો ચીરો, નાનો લીરો
**લીરા** પું. [ઇટાલી.] ઇટાલી દેશનું મુખ્ય ચલણી નાણું
**લીરે-લીરા** પું., બ.વ. [જુઓ લીરો,'-દ્વિર્ભાવ.] કપડાના અનેક ચીરા
**લીરો** પું. લૂગડાનો જીર્ણ થયેલો લાંબો ચીરો
**લીલ**[1] પું. [સં. नील] નીલોદ્વાહ કે નીલ પરણાવવો એ. (૨) એ વિધિમાં પરણાવવા માટેનો વાછડો, ઊનાબ્દિશ્રાદ્ધ માટેનો વાછડો. [૦ **પરણવી** (રૂ.પ્ર.) પહેલી પત્ની મરી ગયે વર્ષ પૂરું ન થયું હોય તે પહેલાં બીજી સ્ત્રી પરણવી. ૦ **પરણાવવો** (રૂ.પ્ર.) નીલોદ્વાહ વિધિ કરવો]
**લીલ**[2] પું., સ્ત્રી. [જુઓ 'લીલું.'] સેવાળ, નીલ. (૨) સ્ત્રી. દાંત ઉપર બાઝતી ખેરી. (૩) જીભ ઉપરનો મેલ, ઊલ. [૦ **ઉતારવી** (રૂ.પ્ર.) જીભની ઊલ ઊલિયાથી દૂર કરવી]
**લીલકાવું** અ.ક્રિ. [જુઓ 'લીલું-'ના.ધા.] લીલો રંગ છવાયેલો દેખાવો, લીલા જેવું દેખાવું- (ભાવકર્તૃક ધાતુ બને છે.)
**લીલ-છોયું** વિ, [જુઓ 'લીલું' + 'છોયું.'] લીલી છાલનું, ઉપરથી લીલાશ પડતું (અંદરથી પાકી ગયેલું)
**લીલ-ઝામું** ન. [જુઓ 'લીલું' + દે.પ્રા. झाम + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] દાઝવાથી પડેલું ચામડી ઉપરનું ચકામું, લિલામું
**લીલ-નખેતરું** વિ. [જુઓ 'લીલું' + સં नक्षत्र અર્વા, તદ્‌ભવ + ગુ. 'ઉ' ત.પ્ર.] (લા.) ભાગ્યશાળી પગલાંવાળું, શુકનિયાળ પગલાંવાળું (આવેલું)
**લીલપ** (-પ્ય) સ્ત્રી [જુઓ 'લીલું' + ગુ. 'પ' ત પ્ર.] લીલા રંગની ચમક. (૨) ભીનાશ. (૩) લીલોતરી
**લીલ-પગલી** વિ., સ્ત્રી. [જુઓ 'લીલ-પગું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'લીલ-નખેતરું' -એવી સ્ત્રી.
**લીલ-પગું** વિ. [જુઓ 'લીલું + 'પગ' + ગુ. 'ઉ' ત.પ્ર.] જુઓ 'લીલ-નખેતરું.'
**લીલમ** પું. [જુઓ 'નીલમ.' 'ન' > 'લ'] જુઓ 'નીલમ.'
**લીલમડું** જુઓ 'લિલમડું.'
**લીલરી** સ્ત્રી. કરચલી, કરચોળી [ભીનું
**લીલરું** વિ. [જુઓ 'લીલું' દ્વારા.] લીલા રંગનું. (૨) આર્દ્ર,
**લીલવણ,-ણી** જુઓ 'લિલવણ,-ણી.'
**લીલ-વય** સ્ત્રી. [જુઓ 'લીલું' + જુઓ 'વય.'] (લા.) કાચી ઉંમર, નાનપણ, બચપણ
**લીલવવું** સ.ક્રિ. [જુઓ 'લીલું,' -ના.ધા.] લીલું કરવું. (૨) લીંપવું. **લીલવાવું** કર્મણિ.,ક્રિ. **લિલવાવવું** પ્રે.,સ.ક્રિ.
**લીલ-વાયું** વિ. [જુઓ 'લીલ' દ્વારા.] સેવાળવાળું
**લીલવાવું** જુઓ 'લીલવવું'માં.
**લીલવી** પું. [જુઓ 'લીલમ.'] જુઓ 'નીલમ.'
**લીલવેણ** (-ણ્ય) જુઓ 'લિલવેણ.'
**લીલવો** પું. [જુઓ 'લીલું' દ્વારા.] કોઈ પણ કઠોળ વગેરેનો સુકાયો ન હોય તેવો દાણો
**લીલશ** વિ. [જુઓ 'લીલું' દ્વારા.] લીલા રંગનું
**લીલ-હરિયું** વિ. [જુઓ 'લીલું' + 'હરિયું.' સમાનાર્થીનો દ્વિર્ભાવ.] લીલા રંગની ઝાંયવાળું (ખાસ કરીને)
**લીલ-હરેડું** વિ. [જુઓ 'લીલું' + 'હરેડું.'] (લા.) સારું ખાવાની વૃત્તિવાળું. (૨) બીજે જઈ ખાવાનું પસંદ કરતું
**લીલા** સ્ત્રી. [સં.] ક્રીડા, રમત, ખેલ. (૨) અદ્‌ભુત કરામત. (૩) ઈશ્વરાવતારનું કાર્ય. [૦ **કરવી**, ૦ **રમવી**, ૦ **વિસ્તારવી** (રૂ.પ્ર.) રંગ-રાગ કરવા. (૨) મોટા પુરુષ-આચાર્ય વગેરેનું મરણ પામવું. ૦**પ્રવેશ**, ૦**માં પધારવું** (રૂ.પ્ર.) મોટા પુરુષ-આચાર્ય વગેરેનું મરણ પામવું, નિત્યલીલાના વાસી થવું] [કમળનું લ
**લીલા-કમલ**(-ળ) ન. [સં.] હાથમાં રાખેલું રમત માટેનું
**લીલા-કાર** વિ. [સં.] લીલા કરનારું. રમત ગમત કરનારું (ઈશ્વર) [મેળાવડો. (પુષ્ટિ.)
**લીલા-ખેલ** પું. [સં.] ભગવાનની લીલાનાં ગુણગાનનો
**લીલા-ગતિ** સ્ત્રી, [સં.] ધીરી અને મનોહર ચાલ
**લીલાગર** (-રય), -રી સ્ત્રી. [સં. लीला દ્વારા] ભાંગ
**લીલાગાર** ન. [+ સં. आगार], **લીલા-ગૃહ** ન. [સં.,પું.,ન.] ક્રીડા-ગૃહ, મોજ-શોખ કરવાનું મકાન
**લીલાડો** જુઓ 'લિલાડો.'
**લીલાણ** જુઓ 'લિલાણ.'
**લીલા-ધર** વિ. [સં.] ક્રીડા કરવા દેહ ધારણ કરનાર (પ્રભુ)
**લીલા ધાણા** પું., બ.વ. [જુઓ 'લીલું' + 'ધાણા.'] ધાણાભાજી, કોથમીર [પરમ પુરુષ-શ્રીકૃષ્ણ
**લીલા-પુરુષોત્તમ** પું. [સં.] જગતમાં ક્રીડા કરવા આવેલા
**લીલા-મધ્યપાત** પું. [સં.] ભગવાનની અલૌકિક લીલામાં જઈ રહેવાનું, લીલામાં દાખલ થવું એ
**લીલામું** જુઓ 'લિલામું.'
**લીલા-લહેર** (-લે:રય) સ્ત્રી. [સં. लीला + જુઓ 'લહેર.'] ધન ધાન્ય સંપત્તિ વગેરેની છોળ, આબાદી. (૨) સારા વરસાદને લીધે થતી આનંદની પરિસ્થિતિ
**લીલાવતાર** પું. [સં. लीला + अव-तार] ક્રીડા કરવા માટે પરમાત્માનો થતો અવતાર
**લીલાવતી** વિ., સ્ત્રી. [સં.] એ નામનો એક છંદ. (પિં.) (૨) એક રાગિણી. (સંગીત) (૩) સુપ્રસિદ્ધ જ્યોતિષ-

શાસ્ત્રી ભાસ્કરાચાર્યની એ નામની પુત્રી અને એના નામનું પાટી-ગણિત. (સંજ્ઞા.)

**લીલા-વાદ** પું. [સં.] પરમાત્માએ પોતાના રમણ માટે પોતા-રૂપ સૃષ્ટિ રચી છે એવો મત-સિદ્ધાંત. (વેદાંત.)

**લીલાવાદી** વિ., [સં.,પું.] લીલાવાદમાં માનનારું

**લીલા-વિગ્રહ** પું. [સં.] રમણ માટે ધારણ કરેલો દેહ (પરમાત્માએ) [લાગ્યો હોય તેવું

**લીલા-વિમુગ્ધ** વિ, [સં.] પ્રભુના રમણનો જેને મોહ

**લીલા-વૈચિત્ર્ય** ન. [સં.] પ્રભુના-પરમાત્માના રમણમાં અનેકવિધ સૃષ્ટિનું દેખાવું એ. (પુષ્ટિ.)

**લીલાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'લીલું + ગુ. 'આશ' ત.પ્ર.] જુઓ 'લીલપ.'

**લીલાશીલ-તા** સ્ત્રી. [સં.] હમેશાં રમણ કરવાપણું

**લીલા-સ્થાન** ન. [સં.] રમણ કરવાની જગ્યા

**લીલા-હેરું** વિ. [જુઓ 'લીલું' + 'હેરવું + ગુ. 'ઉં' કૃ. પ્ર.] લીલું લીલું દેખાય તેવું

**લીલી** વિ., સ્ત્રી. [જુઓ 'લીલું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સમુદ્રમાં થતી ચાર વર્ગમાંની એક વનસ્પતિ. (૨) એક છોડ

**લીલી ચા** સ્ત્રી. [જુઓ 'લીલું'+'ચા.'] એ નામનો તીખાશવાળો દર્ભની પત્તીથી પહોળી પત્તીનો એક છોડ

**લીલી પરિક્રમા** સ્ત્રી. [જુઓ 'લીલું'+સં.] મથુરા પ્રદેશમાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની ભાદરવા વદિબારસથી કાર્તિકની સુદિ પાંચમ સુધીની વ્રજ ચોરાશી કોશની પરિક્રમા. (પુષ્ટિ.)

**લીલી પીઠ** સ્ત્રી. [જુઓ 'લીલું'+પીઠ.[૧]] શાક-બજાર

**લીલીપોપો** પું. [રવા.] બીજાની નાસીપાસી જોઈ ખુશી બતાવવા અંગૂઠો ઊંચો રાખી ચીડવવાનું કાર્ય

**લીલુડું** વિ. [જુઓ 'લીલું '+ ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] લીલા રંગનું (પદ્યમાં)

**લીલું** વિ. [સં. 'નીલ-વાંદળી ઝાંયની કાળાશ બતાવતું-' દ્વારા વિકાસ. આ પ્રા.માં નથી.] હર્યા રંગનું. (૨) પાણીવાળું, આર્દ્ર, ભીનું. (૩) (લા.) તાજું-રસવાળું. (૪) ઊજળું, સારું. (૫) સમૃદ્ધિમાન (ધન ધાન્ય કુટુંબથી). [-લા ઝાડા (રૂ.પ્ર.) બચ્ચાંનો ઝાડાનો એક રોગ. -લાં પાણી (રૂ.પ્ર.) ઘૂંટેલી ભાંગ. (૨) નસો, કેફ. -લી કુંજાર (-કુઞ્જારચ) (રૂ.પ્ર.) લીલાડો. -લી ઘોડી (રૂ.પ્ર.) ભાંગ. (૨) ભાંગનો કેફ. (૩) કેફી પીણું. -લી ઘોડીએ ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) અગમ નિગમની વાતો કરવી. -લી ચૂંદડીએ જવું (રૂ.પ્ર.) પતિ જીવતાં સ્ત્રીનું મરણ થવું. -લી લેખણ (-ણ્ય) (રૂ.પ્ર.) તાજો કારભાર. (૨) ધીકતો વેપાર. -લી વાડી (રૂ.પ્ર.) સુખી છોકરાં-છૈયાંવાળું કુટુંબ. -લી સૂકી (રૂ.પ્ર.) ચડતી-પડતી. ૦ કચ, ૦ કંચન (-કઞ્ચન), ૦ કં(-કું)જાર (-ક(-કુ)ઞ્જારચ), ૦ છમ, ૦ છરક (રૂ.પ્ર.) એકદમ હર્યા રંગનું. ૦ કરવું (રૂ.પ્ર.) કાંઈ નવું જૂનું કરવું. (૨) અપકીર્તિ થાય તેવું કામ કરવું. ૦ ઘડપણ ભોગવવું (રૂ.પ્ર.) ઘડપણમાં રંગ-રાગ માણવા. ૦ નાળિયેર આપવું (રૂ.પ્ર.) દેવને બેટાં-બકરાં ચડાવવાં. ૦ પીળું (રૂ.પ્ર.) ઉન્મત્ત. -લાં દેખાવાં (રૂ.પ્ર.) ખૂબ નશો ચડવો. (૨) આંખે અંધારાં આવવાં. ૦ પીળું થવું (રૂ.પ્ર.) ગુસ્સે થવું. ૦ વાળવું (રૂ.પ્ર.) ફાયદો કરી આપવો. ૦ સૂકું (રૂ.પ્ર.) સારું માઠું થવું એ (૨) ચડતી-પડતી. -લે તોરણે (રૂ.પ્ર.) પરણ્યા વિના. -લો કાળ. -લો દુકાળ (રૂ.પ્ર.) અતિવૃષ્ટિને લીધે થતો દુકાળ. -લો બાંધી આપવો (રૂ.પ્ર.) મફત આપવા જોગ કરવું] [રંગનું

**લીલું-કાટ** વિ. [+ જુઓ 'કાટ.'] કાટના જેવું લીલા

**લીલેરું** વિ. [+ગુ. 'એરું' કૃ. પ્ર.] વધુ લીલું

**લીલે-વાન** વિ. [જુઓ 'લીલું' પું. 'લીલો' + ગુ. 'એ' સા. વિ., પ્ર. + 'વાન°-પ્રત્યય લુપ્ત] લીલા વર્ણનું, લીલા રંગનું [કાછિયો

**લીલો** વિ. પું. [જુઓ 'લીલું'.] શાકભાજી વેચનારો,

**લીલો કંસારો** (-કંસારો) પુ. [જુઓ 'લીલું' + કંસારો.'] (લા.) એ નામનું એક પક્ષી

**લીલોતરી** જુઓ 'લિલોતરી.' [તાજાં ફળો

**લીલો-મેવો** પું. [જુઓ 'લીલું' + 'મેવો.'] ફળાં પોપૈયાં વગેરે

**લીવ** સ્ત્રી. [અં.] રજા, છુટ્ટી

**લીવર** ન. [અં.] ઉચ્ચાલન. (૨) કોઈ પણ યંત્રનો ખાટકો. (૩) ટેકો, આધાર. (૪) કાળજું, કલેજું

**લીશરા** ન. એ નામનું એક પક્ષી

**લીસરડો** જુઓ 'લિસરડો.'

**લીસંટો** (લિસણ્ટો) જુઓ 'લિસંટો'.

**લીસું** વિ. [દે.પ્રા. 'લ્હિસઅ પાતળું કરેલું, ક્ષીણ.' દ્વારા] ખરબચડું ન હોય તેવું, લાસું, સુંવાળું. 'પોલિશ્ડ.' (૨) જેમાં કણ ન હોય તેવું (ઘી વગેરે). [-સી પાટલીનો આસક (રૂ.પ્ર.) વર્ગમાં છેલ્લો રહેતો ઠોઠ નિશાળિયો. ૦ લપટ, ૦ લસ (રૂ. પ્ર.) તદ્દન લીસું]

**લીહ, -હી** સ્ત્રી. [સં. લેખા > પ્રા. લેહા, લીહા] હદ, મર્યાદા. (૨) (લાં.) આડો આંક, ઉત્તમતા

**લીંચો** પુ. મકાનના તળામાં ઓસરી પડસાળ વગેરેમાં ઓડેલો પથ્થરનો નાનો ખાંડણિયો

**લીંટ** ન. નાકમાંથી નીકળતો ચીકણો મળ, સેડાં

**લીંટાળું** વિ [+ ગુ. 'આળું' ત.પ્ર.] નાકમાં સેડાંવાળું, સેડાળું

**લીંટિયું** વિ. [+ગુ, 'ઇયું' ત.પ્ર.] જુઓ 'લીંટાળું.' (૨) ન. લીંટ લૂંછવાનો કાપડનો કકડો

**લીંડ-કઢું** વિ. [ જુઓ 'લીંડું'+'કાઢવું'+ગુ. 'ઉં' કૃ.પ્ર. ] (લા.) છેરણ, ડરપોક, બીકણ

**લીંડકી** સ્ત્રી. [જુઓ 'લીંડકું' ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] મોટી લીંડી

**લીંડકું** ન. [જુઓ 'લીંડું'+ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] લીંડું

**લીંડા-બાજી** સ્ત્રી. [જુઓ 'લીંડું'+ફા.] (લા.) કૂતરા કૂતરીનો સંભોગ

**લીંડી** સ્ત્રી. [જુઓ 'લીંડું' + ગુ-'ઈ' સ્ત્રીપ્રત્યય.] છૂટી છૂટી કણીદાર હગારનું પ્રત્યેક નંગ (ઉંદર વગેરેથી લઈ બકરાં-બેટાં સુધીની). (૨) તાડના ઝાડનું લાંબું ડીંડું. [૦ કરવી (રૂ.પ્ર.) લીંડા જેવું હગવું. ૦ નીકળી જવી (રૂ.પ્ર.) થાકી જવું. ૦ લીંડી થઈ જવું (રૂ.પ્ર.) છૂટું છૂટું વેરાઈ જવું]

**લીંડી પીપર** (-ર્ય) સ્ત્રી. [ + જુઓ 'પીપર.'] લીંડીના આકારનાં નાનાં નાનાં ફળવાળી પીપરની એક જાત

**લીંડું** ન. [દે. પ્રા. लिंडम-] પશુઓનું ગોળાકાર કે લંબ-ગોળાકાર ગોટીઓના રૂપના હગણનું તે તે નંગ. [૦ આવી રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) થાકી રહેવું. ૦ નીકળી જવું (રૂ.પ્ર.) બહુ જ થાકી જવું. ૦ મૂકવું (રૂ.પ્ર.) ડરવું. સાંઢિયાનાં લીંડાં (રૂ.પ્ર.) સંપનો અભાવ] [કાયર, બીકણ

**લીંડા** વિ., પું. [જુઓ 'લીંડું.'] (લા.) છરકણ, ડરપોક,

**લીંડારિયું** ન. [જુઓ 'લીંડું.' દ્વારા 'લીંડાર' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) નાની ગોળ વસ્તુ

**લીં(-લી)પણ** ન. [જુઓ 'લીં(-લી)પવું'+ગુ. 'અણ' કૃ.પ્ર.], ૦ ગૂંપણ ન. [દ્વિર્ભાવ] લેપ કરવો એ, ખરડવું એ, ગાર કરવી એ. [૦ કરવું. (રૂ. પ્ર.) મૂળ વાત ઢાંકી દેવી. ધૂળ ઉપર લીંપણ (રૂ. પ્ર.) નિરર્થક મહેનત]

**લીં(-લી)પણું** ન. [જુઓ 'લીં(-લી)પવું'+ગુ. 'અણું' કૃ. પ્ર.] જુઓ લીંપણ.' [ધૂળ ઉપર લીંપણું (રૂ. પ્ર.) નિરર્થક મહેનત]

**લીં(-લી)પવું** સ. ક્રિ. [સં. लिप्>लिम्प्] લેપ કરવો, ખરડવું, ગાર કરવી, છાણ-માટી કે લીંડાં-માટીની છો કરવી. **લીં(-લિ)પાવું** કર્મણિ., ક્રિ. **લીં(-લિ)પાવવું** પ્રે., સ. ક્રિ.

**લીં(-લી)પવું-ગૂંપવું** સ. ક્રિ [દ્વિર્ભાવ] જુઓ 'લીં(-લી)પવું'. ગૂંપવું'નું કર્મણિ 'ગૂંપાવું', અને પ્રે. ગૂંપાવવું'

**લીં(-લી)પવું-પોતવું** સ. ક્રિ [+જુઓ 'પોતવું.'] ગારવાળું પોતું ફેરવવું

**લીં(-લી)પામણ** ન. [જુઓ 'લીં(-લી)પવું'+ગુ. 'આમણ' કૃ.પ્ર.] લીંપવાની ક્રિયા. (૨) લીંપવા ગારે અપાતું મહેન-તાણું

**લીં(-લિ)પાવવું, લીં(-લિ)પાવું,** જુઓ 'લીં(-લી)પવું'માં.

**લીંફ** (લિમ્ફ) ન. [અં.] શરીરમાં વહેતું જલમય દ્રવ્ય, શ્લેષ્મ

**લીંફ-ગ્લૅન્ડ** (લિમ્ફ-) સ્ત્રી, [અં] લીંફની પેશી

**લીંફ-નળી** (લિમ્ફ-) સ્ત્રી. [જુઓ 'નળી.'] વહાવનારી નસ

**લીંબડિયો** પું. [જુઓ 'લીંબડો + ગુ.-'ઇયું' ત. પ્ર.] (લા.) રબારીનો માગણ, લિંબડિયો

**લીંબડી** સ્ત્રી. [જુઓ 'લીંબડો+ગુ.'ઈ' સ્ત્રીપ્રત્યય.] લીંબડાનું નાનું ઝાડ, લીમડી, લિંબડી

**લીંબડો** પું. [સં. निम्ब > પ્રા लिंब+ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] જુઓ 'લીમડો'- + 'લિંબડો.'

**લીંબણ** (-ણ્ય), **-લીંબણી** જુઓ 'લિંબણ,-ણી.'

**લીંબવેણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લીંબુ' દ્વારા.] જુઓ 'લિંબ-વેણ.'

**લીંબારો** પું. એક ઓષધીય વનસ્પતિ, લિંબારો

**લીંબુ** ન. [સં. निम्बूक- > પ્રા. निंबूअ-, लिंबूअ-] એક ઘરાળુ ખાટું રસવાળું નાનું અંદર પેશીઓવાળું ફળ. [૦નું પાણી (રૂ. પ્ર.) બધે ભળી જાય તેવું]

**લીંબુ-ઉછાળ** વિ. [+ જુઓ 'ઉછાળવું.'] જુઓ 'લિંબુ-ઉછાળ.'

**લીંબોઈ, લીંબૂડી** સ્ત્રી. [+ગુ. 'ઈ'-'ડી' ત.પ્ર.], સ્ત્રી. [જુઓ 'લીંબવી.'] જુઓ 'લિંબૂડી.'

**લીંબોટી** સ્ત્રી. [જુઓ 'લીંબુ.' દ્વારા.] જુઓ 'લિંબોટી.'

**લીંબોળી** જુઓ 'લિંબોળી.'

**લુકમાન, ૦જી** પું. [અર. + 'જી' માનાર્થે] એક પ્રાચીન અરબી હકીમ. (૨) (લા.) લાડુ, મોદક

**લુકડી** (લુકવડી) સ્ત્રી. કેળનો એક પ્રકાર

**લુકાવું** અ. ક્રિ. [જુઓ 'લૂક'-ના. ધા.] લૂક લાગવી.

**લુગ(-ગા)ત** સ્ત્રી. [અર. લુગત] શબ્દ-કોશ

**લુગાઈ** સ્ત્રી. [હિં.] પત્ની, ભાર્યા [લૂંટ

**લુગારી** સ્ત્રી. ઉઠાવી જવું એ, હરણ કરી જવું એ. (૨)

**લુચાવવું, લુચાવું** જુઓ 'લૂચવું'માં.

**લુચ્ચાઈ** સ્ત્રી. [જુઓ 'લુચ્ચું'+ગુ. 'આઈ' ત. પ્ર.] લુચ્ચા-પણું. [૦ કરવી (રૂ.પ્ર.) યુક્તિ રમવી]

**લુચ્ચું** વિ. છળ-ભેદ કરનારું, કપટી. (૨) દોંગું. (૩) લફંગું [અને વ્યભિચારી

**લુચ્ચું-લફંગું** (-લફ્ફઙ્ગું) વિ. [+જુઓ 'લફંગું.'] કપટી

**લુછણિયું** ન. [જુઓ 'લૂછણું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] પગ લૂછવાનું સાધન. (૨) અંગૂછો, ટુવાલ

**લુછાવવું, લુછાવું** જુઓ 'લૂછવું' માં.

**લુટણિયું** વિ. [જુઓ 'લૂટવું'+ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર. +'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] લૂંટ કરનારું. (૨) (લા.) જાણ્યા બહાર કે જાણ્યા છતાં વધુ ભાવ-કિંમત લેનારું

**લુટાઉ** વિ. [જુઓ 'લૂટવું'+ગુ. 'આઉ' કૃ. પ્ર.] લૂંટને લગતું, લૂંટનું. (૨) (લા.) નધણિયાતું (માલ સામાન)

**લુટાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લુટારો'+ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] લુટારાની અને લૂંટ કરનારી સ્ત્રી

**લુટારું, -રો** પું [જુઓ 'લૂટવું'+ગુ. 'આરું'-'આરો' કૃ.પ્ર] લૂંટ કરનાર ડાકુ, ધાડ-પાડુ

**લુટાવવું, લુટાવું** જુઓ 'લૂટવું'માં.

**લુઠાવવું, લુઠાવું** જુઓ 'લૂઠવું'માં.

**લુણા(-ણ્ય)રી** સ્ત્રી. [જુઓ 'લૂણ' દ્વારા.] વરને માથેથી લૂણ ઉતારનારી એની નાની બહેન

**લુણાવવું, લુણાવું** જુઓ 'લૂણવું'માં. [સ્વાદ

**લુત્ફ** પું. [અર.] કૃપા, મહેર. (૨) આનન્દ, મજા. (૩)

**લુથારી** સ્ત્રી. જુઓ 'જાતારી.' (વહાણ.)

**લુપરી** સ્ત્રી. જુઓ 'લોપરી.' [પામેલું

**લુપ્ત** વિ. [સં.] લોપ પામેલું, અદૃશ્ય થયેલું. (૨) નાશ

**લુપ્ત-ચિહ્ન** ન. [સં.] વર્ણલોપ-દર્શક ('). નિશાની. (વ્યા).

**લુપ્ત-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] લુપ્ત થવા કે હોવાપણું

**લુપ્ત-પ્રયોગ** વિ. [સં.] જેનો વપરાશ બંધ થઈ ગયો હોય તેવું

**લુપ્ત-પ્રાય** વિ. [સં.] મોટે ભાગે લુપ્ત થઈ ગયેલું. લગ-ભગ નાશ પામેલું. 'ઑબ્સોલીટ' (ર.વા.)

**લુપ્ત-ભાવ** પું. [સં.] નાશાત્મક સ્થિતિ

**લુપ્તવર્ણ-ચિહ્ન** ન. [સં.] જુઓ 'લુપ્ત-ચિહ્ન.'

**લુપ્ત-વૈભવ** વિ. [સં.] વૈભવ નાશ પામ્યો હોય તેવું, ધાન ધાન અને પાન પાન થઈ ગયેલું

**લુપ્તા** વિ., સ્ત્રી. [સં.] ઉપમાનાં ચાર અંગોમાંનું એક કે એકથી વધુ અંગ પ્રયોજાયું ન હોય તેવો ઉપમાલંકારનો

ભેદ. (કાવ્ય.) ['લુપ્ત-ચિહ્ન.'
**લુપ્તાક્ષર ચિહ્ન** ન. [સં. लुप्त + अक्षर-चिह्न] જુઓ
**લુપ્તાનુમાન** ન. [સં. लुप्त + अनु-मान] વચ્ચેનું અનુમાન બતાવ્યું ન હોય તેવું વિધાન, 'એન્થીમમ' (કે.હ.)
**લુપ્તાવૃત્તિ** સ્ત્રી. [સં. लुप्त+आवृत्ति.] બજારમાં પ્રાપ્ય ન હોય તેવું પ્રકાશન [નાર કોઈ નથી રહ્યું તેવું
**લુપ્તોદક** વિ. [સં. लुप्त + उदक] જેને શ્રાદ્ધનું પાણી રેડ-
**લુપ્તોપમા** સ્ત્રી. [સં. लुप्ता + उपमा] જુઓ 'લુપ્તા.' (કાવ્ય.)
**લુબ્ધ** વિ. [સં.] લોભાયેલું. લોભને અધીન બનેલું. (૨) આસક્ત, મોહિત, (૩) ઇચ્છુક. (૪) લોલુપ
**લુબ્ધક** પું. [સં.] વ્યાધ, પારધી, શિકારી. (૨) (લા.) આકાશમાં મૃગશીર્ષ પછીનો આર્દ્રા નક્ષત્રનો તારો, વ્યાધ, રુદ્ર તારો
**લુબ્ધા** વિ., સ્ત્રી. [સં.] મોહ પામેલી સ્ત્રી
**લુબ્ધાઈ** સ્ત્રી. [સં. लुब्ध + ગુ. 'આઈ' ત.પ્ર.] લુબ્ધ હોવાપણું [પરખાતી હોય છે તેવી સ્ત્રી
**લુબ્ધાક્ષી** સ્ત્રી. [સં.] જેની આંખમાં પ્રિય પુરુષની આસક્તિ
**લુબ્ધાવવું** જુઓ 'લુબ્ધાવું'માં.
**લુબ્ધાવું** અ.ક્રિ. [સં. लुब्ध, -ના.ધા.] લોભાવું, લલચાવું. (૨) આસક્ત થવું. **લુબ્ધાવવું** પ્રે.,સ.ક્રિ.
**લુમાવવું** જુઓ 'લૂમવું'માં.
**લુલતા** જુઓ 'લલુતા.'
**લુલવાટ** ન. [જુઓ 'લૂલું' દ્વારા.] લૂલાપણું
**લુલવાવવું**¹ જુઓ 'લૂલવવું'માં.
**લુલવાવવું**² જુઓ 'લૂલવું'માં.
**લુવાણી** (લુ:વાણી) જુઓ 'લુહાણી.'
**લુવાણો** (લુ:વાણો) જુઓ 'લુહાણો.'
**લુવાર** (લુ:વાર) જુઓ 'લુહાર.'
**લુવાર(-રે)ણ** (લુ:વાર(-રે)ણ્ય) જુઓ 'લુહાર(-રે)ણ.'
**લુવાર-વાડો** જુઓ 'લુહાર-વાડો.'
**લુવારિયાં** (લુ:વારિયાં) જુઓ 'લુહારિયાં.'
**લુવારી** (લુ:વારી) જુઓ 'લુહારી.'
**લુવારેણ** (લુ:વારેણ્ય) જુઓ 'લુવારણ'-'લુહારણ.'
**લુશ(-સ) લુશ(-સ)** (લુશ્ય(-સ્ય)-લુશ્ય(-સ્ય)) ક્રિ.વિ. [રવા.] વગર ચાવ્યે ખવાય એમ
**લુસાવવું, લુસાવું** જુઓ 'લૂસવું'માં.
**લુ(-લો)હાણી** સ્ત્રી. [જુઓ 'લુ(-લો)હાણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લુહાણા જ્ઞાતિની સ્ત્રી, લુવાણી. (સંજ્ઞા.)
**લુ(-લો)હાણો** પું. [મૂળ સંદિગ્ધ] સિંધમાં વિકસેલી ક્ષત્રિય જાતિ (સિંધ કચ્છ અને સૌરાષ્ટ્ર-ગુજરાતમાં પથરાયેલી) અને એનો પુરુષ, લુવાણો. (સંજ્ઞા.)
**લુહાર** પું. [સં. लोहकार > પ્રા. लोहार] લોઢું ઘડી એના વિવિધ સામાન બનાવનાર કારીગર અને એ જ્ઞાતિ. (સંજ્ઞા.)
**લુહાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લુહાર + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] લુહાર જ્ઞાતિની સ્ત્રી
**લુહાર-વાડો** પું. [+ જુઓ 'વાડો.'] લુહારોનો વાસ. [-ડે સોય વેચવી (રૂ.પ્ર.) નકામી મહેનત કરવી]
**લુહારિયાં** ન., બ.વ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] લુહારનું કામ કરતી એક અસ્થાયી હિંદુ કારીગર જ્ઞાતિ અને એનાં માણસ, લુવારિયાં. (સંજ્ઞા.) [લુવારી
**લુહારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] લુહારને લગતું, લુહારનું,
**લુહારેણ** (-ણ્ય) જુઓ 'લુહારણ'-'લવારણ.'
**લૂંગી** સ્ત્રી. [હિં.] કાછડી વાળ્યા વિના કેડે વીંટવાનું વસ્ત્ર (મુસ્લિમો નમાજ પઢતી વખતે પહેરે છે તેવું.). (૨) હજામત વખતે ખોળામાં પથરાતો કાપડનો ટુકડો
**લુંચન** (લુઞ્ચન) ન. [સં.] વાળ ચૂંટી કાઢવા એ, વાળ ટૂંપવાની ક્રિયા
**લુંચવું** (લુઞ્ચવું) સ.ક્રિ. [સં. लुञ्च्, તત્સમ] વાળ ટૂંપવા, વાળ ચૂંટવા, ટૂંપવું, ચૂંટવું. **લુંચાવું** (લુઞ્ચાવું) કર્મણિ., ક્રિ. **લુંચાવવું** (લુઞ્ચાવવું) પ્રે.,સ.ક્રિ.
**લુંચાવવું, લુંચાવું** (લુઞ્ચા-) જુઓ 'લુંચવું'માં.
**લુંચિત** (લુઞ્ચિત) વિ. [સં.] ટૂંપેલું, ચૂંટેલું. (૨) જેના વાળ ટૂંપેલા હોય તેવું
**લુંચી** (લુઞ્ચી) સ્ત્રી. દોડતાં દોડતાં એકદમ પાછાં ફરવું એ
**લુંજું** (લુઞ્જું) ન. કોડીનો જથ્થો. (૨) કોડીની એક રમત
**લુંઠિત** (લુણ્ઠિત) વિ. [સં.] ઉચ્ચારણમાં વળાંક લેતું. 'રોહડ' ('ર' 'લ' વર્ણ). (વ્યા.)
**લુંબિકા** (લુમ્બિકા) સ્ત્રી. [સં.] અધ્ધર લટકતી થાંભલી. (૨) એક પ્રકારનું વાદ્ય. (સંગીત.)
**લુંબિની** (લુમ્બિની) સ્ત્રી. [સં.] બુદ્ધનો જન્મ થયો હતો તે એક વન. (સંજ્ઞા.)
**લુંબી** (લુમ્બી) સ્ત્રી. [સં.] જુઓ 'લુંબિકા.'
**લૂ** સ્ત્રી. [દે.પ્રા. 'लूआ. મૃગતૃષ્ણા, ઝાંઝવાં' દ્વારા] ઉનાળાની ગરમ હવા. (૨) (લા.) એનાથી થતો રોગ. [૦ **લાગવી** (રૂ.પ્ર.) ઉનાળાની ગરમ હવાની અસરે માંદા પડવું. ૦ **વરસવી**, ૦ **વાવી** (રૂ.પ્ર.) ગરમ હવાની પ્રબળતા થવી]
**લૂઈ** સ્ત્રી. [જુઓ 'લૂઓ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પૂરી પાપડ રોટલી વગેરેની કણકની નાની ગોળી
**લૂઓ** પું. પાપડ, રોટલી વગેરેની બાંધેલી કણકનો એક નંગ થાય તેટલો નાનો ગોળો
**લૂક, -ખ** સ્ત્રી. જુઓ 'લૂ.'
**લૂખરી** સ્ત્રી. ખૂજલી. (૨) ખસ [રોગ, સૂકી ખસ
**લૂ-ખસ** સ્ત્રી. ખરજ આવ્યા કરે તેવો ચામડીનો એક સૂકો
**લૂખાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'લૂખું' + ગુ. 'આશ' ત.પ્ર.] લૂખાપણું [માટીની ચૂંગી, નાની ચલમ
**લૂખિયું** ન. [જુઓ 'લૂખું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.)
**લૂખું** વિ. [સં. रूक्षक- > પ્રા. रुक्खअ-, लुक्खअ-] જેમાં તેલ કે ઘીનું સંમિશ્રણ ન હોય કે ઘી ચોપડવું ન હોય તેવું. (૨) જે ખાદ્ય સાથે કાંઈ પ્રવાહી ન હોય તેવું, કોરું. (૩) રસ વગરનું, સૂકું. (૪) (લા.) નિર્ધન, કડકું. [૦ **પડવું** (રૂ.પ્ર.) કોરું હોવું. ૦ **પાખું**, ૦ **લૂખું**, ૦ **સૂકું** (રૂ.પ્ર.) તદ્દન લૂખું. ૦ **હસવું** (રૂ.પ્ર.) બનાવટી હાસ્ય કરવું]
**લૂખેરું** વિ. [+ગુ. 'એરું' તુલના., ત.પ્ર.] વધુ પ્રમાણમાં લૂખું
**લૂખે-લૂખું** વિ. [જુઓ 'લૂખું.'–દ્વિર્ભાવ.] સાવ કોરું, જેની સાથે પ્રવાહી ન હોય તેવું કોરું [મજબૂત ગાંઠ
**લૂખો** વિ.,પું. [જુઓ 'લૂખું.'] (લા.) સરકી ન જાય તેવી

**લૂગડાં-બોળ** (-બોળ) ન. [જુઓ 'લૂગડું' + ગુ. 'આં' બ. વ. + 'બોળવું.'] જેમાં લૂગડાં સહિત નાહવાનું હોય તેવું સ્નાન. (૨) ક્રિ.વિ. એવું સ્નાન થાય એમ

**લૂગડું** ન. પહેરવામાં આવતું કોઈ પણ-પ્રકારનું (સીવેલું કે સીવ્યા વિનાનું) કપડું, વસ્ત્ર. [**-ડાં ઉતરાવવાં** (રૂ.પ્ર.) સંબંધ છોડી દેવો. (૨) લૂંટી લેવું. (૩) પાયમાલ કરી નાખવું. **૦ ઉતારી લેવાં** (રૂ.પ્ર.) લૂંટી લેવું. **-ડાં ઉતારીને વાંચવાનું** (રૂ.પ્ર.) મરણના સમાચાર. **-ડાં કરવાં** (રૂ.પ્ર.) બહેન દીકરીને કપડાં કરી આપવાં. **-ડાં ખંખેરવાં** (ખઙ્-ખેરવાં) (રૂ.પ્ર.) પોતાની પાસે કશું નથી એમ બતાવવું. **-ડાં ચડા(-ઢા)વવાં** (રૂ.પ્ર.) સગાઈવાળી કન્યાને સાસરા તરફથી કપડાં મોકલવાં. **-ડાં તપાસવાં** (રૂ.પ્ર.) ઝડતી લેવી. **-ડાં લેવાવાં** (રૂ.પ્ર.) લૂંટાવું, ઠગાવું. (૨).ફજેતો થવો. **-ડાં લેવાં** (રૂ.પ્ર.) આબરૂ લેવી. (૨) લૂંટવું. **-ડાં સસ્તાં કરવાં** (રૂ.પ્ર.) લૂંટી લેવું. (૨) આબરૂ ઓછી કરવી. **-ડાં સોતું સંભળાવી દેવું** (રૂ.પ્ર.) છૂપી વાત ખુલ્લી કરવી. (૨) મોઢામોઢ કહી દેવું. **-ડાંમાં સૌ નાગું** (રૂ.પ્ર.) પોતે પોતાનો દુર્ગુણ જાણતું હોવું. **લાજે લૂગડાં પહેરવાં** (-પેઃરવાં) (રૂ.પ્ર.) શરમને લઈ કામ કરી આપવું. **-ડે આવવું** (રૂ.પ્ર.) સ્ત્રીએ રજસ્વલા થવું]

**લૂગડું-લત્તું, -ત્તું** ન. [જુઓ લૂગડું' દ્વારા,] લૂગડાં અને બીજો એવો માલ-સામાન

**લૂગદી** સ્ત્રી. પ્રવાહી ભેળવી બનાવેલો ચોકણો લોંદો. (૨) પતંગનો દોર પાવા બનાવેલા કાચના ભૂકા સાથેનો પક-વેલા લોટનો લોંદો, માંજો પાવાની લોપરી

**લૂચવું** જુઓ 'લુંચવું.' **લુચાવું** કર્મણિ., ક્રિ. **લુચાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂચી** સ્ત્રી. પૂરી

**લૂછણું** ન. [જુઓ 'લૂછવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] જુઓ 'લૂંછણું.' [ક્રિ. લુછાવવું પ્રે.,સ.ક્રિ.

**લૂછવું** સ.ક્રિ. [દે.પ્રા. लुंछ] જુઓ 'લૂંછવું.' **લુછાવું** કર્મણિ.,

**લૂટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'લૂટવું.'], **લૂટણ** ન. [+ ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ 'લૂંટ'-'લૂંટણ.'

**લૂટણ-નીતિ** સ્ત્રી. [+સં.] જુઓ 'લૂંટણ-નીતિ.'

**લૂટ-ફાટ** (લૂટય-ફાટય) સ્ત્રી.[+જુઓ 'ફાટવું.'] જુઓ 'લૂંટ-ફાટ.'

**લૂટવું** સ.ક્રિ. [સં. लुण्ट्य- ▷ પ્રા. लुट्ट] જુઓ 'લૂંટવું.' **લુટાવું** કર્મણિ.,ક્રિ. **લુટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂટં-લૂટા** (લૂટમ્-લૂટા), **લૂટા-લૂટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'લૂટ' -દ્વિર્ભાવ + ગુ. 'આ.'] જુઓ 'લૂંટંલૂંટા'-'લૂંટા-લૂંટ.'

**લૂઠવું** અ.ક્રિ. [સં. लुठ्य- ▷ પ્રા. लुट्ठ] લોટવું. આળોટવું. **લુઠાવું** ભાવે.,ક્રિ. **લુઠાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂણ** ન. [સં. लवण ▷ પ્રા. लउण, लूण પ્રા. તત્સમ] લવણ, મીઠું, નમક, સબરસ. [**૦ ઉતારવું, ૦ વળાવવું** (રૂ.પ્ર.) સુરતી કાકડીનો માથાનો ભાગ કાપી એના ઉપર મીઠું લગાડી ઘસી એનું ઝેર કાઢી નાખવું. (૨) નાની બહેને વરરાજા માથે કળશલી ફેરવી ખખડાવવી —અલાબલા દૂર થવાની ભાવનાથી. **૦ ખાવું** (રૂ.પ્ર.) કોઈનો રોટલો ખાઈ હક્ક કરવો, વફાદારી રાખવી. **૦ પાણી** (રૂ.પ્ર.) અંજળ, લેણાદેણીનો સંબંધ] [અથાણાંનાં ખારિયાં

**લૂણ-ચાં** ન.,બ.વ. [જુઓ 'લૂણ' દ્વારા.] મીઠું ચડાવેલાં

**લૂણલાં** ન., બ.વ. [જુઓ 'લૂણ' દ્વારા.] વરરાજાના કુશળ માટે નાની બહેન કળશલીમાં મીઠું નાખી વરના માથા ઉપરથી ઉતાર્યા કરે એ, લૂણ ઉતારવાની ક્રિયા

**લૂણ-હરામ** વિ. [+ અર.], **-મી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) જેનું અનાજ ખાધું હોય તેનું જ બૂરું ઇચ્છનાર-કરનાર. નિમક-હરામ, કૃતઘ્ન

**લૂણહરામી**[2] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] લૂણ-હરામ થવું એ, નિમકહરામી, કૃતઘ્નતા [કૃત-જ્ઞ

**લૂણ-હલાલ** વિ. [+ અર.] (લા.) વફાદાર, નિમક-હલાલ,

**લૂણ-હલાલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વફાદારી, નિમક-હલાલી, કૃતજ્ઞ-તા [આડું જડેલું લાકડું

**લૂણિયું** ન. ગાડાની ઊધની નીચે માંચડાને બાંધવા માટે

**લૂણી** સ્ત્રી. [સં. लवणिका > પ્રા. लोणिआ] એક ખારી ખાટી ભાજી. (૨) આટાપાટાની રમતમાંની પાટડી. (૩) એ રમતમાં જાત બતાવવા બહાર આવી લેવાતી ધૂળની ચપટી

**લૂણી-પાટ** પું. [+ જુઓ 'પાટ.[1]'] આટાપાટાની દેશી રમત

**લૂણો** પું. [સં. लवणक > પ્રા. लउणअ-, लोणअ-] ખારી ભીનાશને કારણે જમીન ભીંતળું દીવાલ પથ્થર વગેરેમાં લાગતો ક્ષાર. [**૦ લાગવો** (રૂ.પ્ર.) ઘસારો લાગવા માંડવો]

**લૂતા** સ્ત્રી. [સં.] કીડી. (૨) કરોળિયો

**લૂતા-વર્ગ** પું. [સં.] કરોળિયો વીંછી વગેરે પ્રકારના જંતુ-ઓનો વર્ગ, 'અરેક્નીડિયા'

**લૂતા-તંતુ** (-તન્તુ) પું. [સં.] કરોળિયાનું જાળું

**લૂતાતંતુ-ન્યાય** (તન્તુ-) પું. [સં.] કરોળિયો પોતાની લાળ-માંથી જાળું રચી એના ઉપર ખેલ્યા પછી પાછો ગળી જાય તે પ્રમાણે બ્રહ્મ પોતામાંથી સૃષ્ટિ કરી અંતે સૃષ્ટિ પોતામાં સંકેલી લે એવો 'ઇચ્છાદ્વૈત' સિદ્ધાંત. (વેદાંત.)

**લૂપ** સ્ત્રી. [અં.] ગર્ભ-નિરોધ માટે યોનિમાં મુકાતી આંકડી

**લૂમ** (-મ્ય) સ્ત્રી. [સં. लुम्बी] ઝાડમાંથી ફળોના ગુચ્છાનો લટકતો આકાર (કેળાંની નાળિયેરોની સોપારીની ખજૂર-ખલેલાંની દ્રાક્ષની વગેરેનો), લૂંબ, મોટો ઝૂમખો

**લૂમકું, -કો** જુઓ 'લૂમખું,-ખો.'

**લૂમખી** સ્ત્રી. [જુઓ 'લૂમખો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય,] નાની લૂમ (દ્રાક્ષ વગેરેની), ઝૂમખી

**લૂમખું** (-કું) ન., **-ખો**(-કો) પું. [જુઓ 'લૂમ' + ગુ. 'ખું'(-કું)' ત.પ્ર.] નાની ભરેલી લૂમ, નાનાં ફૂલો-ફળોનો નાનો ગુચ્છો, ઝૂમખું, ઝૂમખો. [**-ખો(-કો) લેવો** (રૂ.પ્ર.) મોટો ફાયદો મેળવવો]

**લૂમ-ઝૂમ** (લૂમ્ય-ઝૂમ્ય) ક્રિ.વિ. [+ જુઓ 'ઝૂમવું.'] લૂમ ઉપર લૂમ જામી હોય તે રીતે, લૂંબ-ઝૂંબ

**લૂમઝૂમવું** અ.ક્રિ. [+ જુઓ 'ઝૂમવું.'] લૂમ લટકતી હોવી

**લૂમવું** અ.ક્રિ. [જુઓ 'લૂમ'-ના.ધા.] જુઓ 'લૂંબવું.' **લુમાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂરખી** સ્ત્રી. જુઓ 'લૂમખી.' ['લૂલી' (પદ્યમાં.)

**લૂલડી** સ્ત્રી. [જુઓ 'લૂલી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**લૂલતા** સ્ત્રી. [જુઓ 'લલુતા.'] જુઓ 'લલુતા.' (પદ્યમાં.)

**લૂણરી** સ્ત્રી. દાસી, નોકરડી, ચાકરડી, લૂંડી

**લૂણવવું** જુઓ 'લૂલવું'માં. **લૂણવાવું** કર્મણિ.,ક્રિ. **લુણવાવવું** પુનઃપ્રે.,સ.ક્રિ.

**લૂલવું** અ.ક્રિ. [જુઓ 'લૂ' -ના.ધા.] લૂ લાગવી, લૂની અસર થવી. લુલાવું ભાવે., ક્રિ. **લુલાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂલી** વિ. સ્ત્રી. [જુઓ 'લૂલું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) જીભ. [૦ **હલાવવી**, ૦ **હલાવ્યા કરવી** (રૂ.પ્ર.) અટક્યા વિના મોઢેથી બોલ્યા કરવું-હુકમ આપ્યે જવા. (૨) દરેક સવાલના જવાબમાં માત્ર હા કહેવી]

**લૂલી-ટાંગ** સ્ત્રી. [+ હિં.] (લા.) એ નામની ખોડાંગી ચાલવામાં આવે તેવી એક રમત

**લૂલી બાઈ** સ્ત્રી. [+ જુઓ 'બાઈ.'] (લા.) જુઓ 'લૂલી.'

**લૂલું** વિ. લંગડું, પંગુ, ખોડાંગતું ચાલતું (૨) (લા.) અપંગ, નિર્બળ. (૩) નિરુપાય. (૪) નિરાધાર. પુરાવા વિનાનું. [૦ **લચ** (રૂ.પ્ર.) શિથિલ, ઢીલું]

**લૂવું**[1] (લૂ:વું) સ.ક્રિ. [જુઓ 'લોહવું'] જુઓ 'લૂછવું.'-'લોહવું.' લુવાવું (લુ:વાવું) કર્મણિ, ક્રિ. **લોવડા-(-રા)વવું** (લોઃવ-) પ્રે.,સ.ક્રિ. (રૂપાખ્યાન માટે જુઓ 'લોવું'માં.)

**લૂવું**[2] ન. મચ્છરની ટોળાબંધ અને ખૂણે ભરાઈ રહેતી તેમ અંધારામાં કરડતી એક જાત. (૨) ચોમાસાનું એક ઝીણું જીવડું

**લૂસવું** સ.ક્રિ. લૂંટી લેવું. **લુસાવું** કર્મણિ., ક્રિ. **લુસાવવું** પ્રે.,સ.ક્રિ. [લૂંટા-લૂંટ

**લૂસા-લૂસી** સ્ત્રી. [જુઓ 'લૂસવું'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.]

**લૂંકા-ગચ્છ** જુઓ 'લોકા-ગચ્છ.'

**લૂંછણ** ન. [જુઓ 'લૂંછવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] લૂંછવું એ.

**લૂંછણિયું** ન. [જુઓ 'લૂંછણું[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લૂંછણું[2]'-'લુછણિયું.'

**લૂંછણું**[1] ન. [જુઓ 'લૂંછવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] (લા.) નમન, વંદન

**લૂંછણું**[2] ન. [જુઓ 'લૂંછવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] પગ વગેરે લૂંછવાનું સાધન, લૂંછણિયું. (૨) શરીર લૂંછવાનો ટુવાલ, અંગૂછો

**લૂંછવું** સ.ક્રિ. [દે.પ્રા. લુંછ] ઘસી સાફ કરવું, લોવું, લૂછવું. (૨) ભૂંસી નાખવું, ભૂંછી નાખવું, લૂસવું. **લૂંછાવું** કર્મણિ., ક્રિ. **લૂંછાવવું** પ્રે.,સ,ક્રિ.

**લૂંછાવવું**, **લૂંછાવું** જુઓ 'લૂંછવું'માં.

**લૂંટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'લૂંટવું.'], **લૂંટણ** ન. [+ ગુ. 'અણ' ત.પ્ર.] લૂંટવું એ, વળગી ઝૂંટી લેવું એ

**લૂંટણ-નીતિ** સ્ત્રી. [+ સં.] લૂંટવાની પ્રક્રિયા કે રસમ

**લૂંટણિયું** વિ. [જુઓ 'લૂંટવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] લૂંટ કરનારું, લુટણિયું

**લૂંટ-ફાટ** (લૂંટ્ય-ફાટ્ય) સ્ત્રી. [+ જુઓ 'ફાટવું.'] મારી તોડી લૂંટી લેવાની ક્રિયા, લૂટ-ફાટ

**લૂંટવું** સ.ક્રિ. [સં. लुण्ट्] દરોડા પાડીને બળજબરીથી ઝૂંટવી લેવું, પરાણે પડાવી લેવું. (૨) (લા.) વાજબી કરતાં વધારે કિંમતે વેચવું. [**મજા લૂંટવી** (રૂ.પ્ર.) આનંદ માણવો] **લૂંટાવું** કર્મણિ., ક્રિ. **લૂંટાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂંટાઉ** વિ. [જુઓ 'લૂંટવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] જુઓ 'લુટાઉ.'

**લૂંટં-લૂંટા** (લૂંટમ્-લૂંટા) સ્ત્રી. [જુઓ 'લૂંટ'-દ્વિર્ભાવ + ગુ. 'આ' ત.પ્ર.] એકથી વધુ સ્થળે ઉપરાઉપરી લૂંટ ચલાવવી એ, લૂટાલૂટ

**લૂંટાવવું** જુઓ લૂંટવું'માં. (૨) (લા.) છૂટે હાથે વેરવું. (બંને માટે જુઓ 'લુટાવવું,').

**લૂંટાવું** જુઓ 'લૂંટવું'માં (અને 'લુટાવું').

**લૂંટાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી, [જુઓ 'લૂંટારો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] લૂંટારાની સ્ત્રી, સ્ત્રી લુટારુ

**લૂંટારુ,-રો** પું. [જુઓ 'લૂંટવું' + ગુ. 'આરુ' -'આરો' કૃ.પ્ર.] લૂંટ ચલાવવાનો ધંધો કરનાર, ધાડ-પાડુ, વાટ-પાડુ, લુટારુ, લુટારો ['લૂંટં-લૂંટા.'

**લૂંટાલૂંટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'લૂંટ' દ્વિર્ભાવ.] જુઓ

**લૂંટાવવું**, **લૂંટાવું** જુઓ 'લૂંટવું'માં.

**લૂંઠ** વિ. [સં. लुण्ठ् લૂંટવું દ્વારા. પ્રા. लुंठ] જુઓ 'લંઠ.'

**લૂંઠવું** અ.ક્રિ. [સં. लुठ् દ્વારા] લોટવું, આળોટવું, લૂઠવું **લૂંઠાવું** ભાવે., ક્રિ. **લૂંઠાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂંઠાવવું**, **લૂંઠાવું** જુઓ 'લૂંઠવું'માં. ['લોડાઈ.'

**લૂંડાઈ** સ્ત્રી. [જુઓ 'લૂંડું' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ

**લૂંડી** સ્ત્રી. જુઓ 'લોંડી.'

**લૂંડું** વિ. જુઓ 'લોંડું.'

**લૂંડો** પું. [જુઓ 'લૂંડું.'] (લા.) ગુલામ

**લૂંબ** (-બ્ય) સ્ત્રી. [સં. लुम्बी] જુઓ 'લૂમ.'

**લૂંબ-ઝૂંબ** (લૂંબ્ય-ઝૂંબ્ય) ક્રિ.વિ. [+ જુઓ 'ઝૂંબવું.'] જુઓ 'લૂમ-ઝૂમ.'

**લૂંબવું** અ.ક્રિ, [જુઓ 'લૂંબ' -ના.ધા.] લૂમની જેમ લટકવું. (૨) નમી રહેવું. (૩) દબાણથી વાંકા વળવું (ત્રણે અર્થમાં 'લૂમવું') **લૂંબાવું** ભાવે, ક્રિ. **લૂંબાવવું** પ્રે.,સ.ક્રિ.

**લૂંબવું-ઝૂંબવું** અ.ક્રિ. [+ જુઓ 'ઝૂંબવું.'] જુઓ 'લૂમવું-ઝૂમવું.'

**લૂંબાવવું**, **લૂંબાવું** જુઓ 'લૂંબવું'માં.

**લૂંબે-ઝૂંબે** ક્રિ.વિ. [જુઓ 'લૂંબવું' + 'ઝૂંબવું' + ગુ. 'એ' ત્રી.વિ., પ્ર. બેવડે.] ઝૂમખા ઉપર ઝૂમખા હોય એમ

**લે** (લે) સ.ક્રિ., આજ્ઞાર્થ બી.પુ., એ.વ. [જુઓ 'લેવું.'] પકડ, સ્વીકાર. (૨) (લા.) કે.પ્ર. 'ઠીક' એ અર્થનો ઉદ્ગાર [આપવું એ. આપ-લે, વિનિમય

**લે-આપ** (લે-આપ્ય) સ્ત્રી. [+ જુઓ 'આપવું.'] લેવું અને

**લેઇટ** ક્રિ.વિ. [અં.] મોડું, મોડે

**લેઇટ-ફી** સ્ત્રી. [અં.] નિશ્ચિત સમય પછી ટપાલ મોકલવા માટે થતો વધારાનો દર

**લેઇન** સ્ત્રી. [અં.] નાની શેરી, ગલી, લેન

**લેઉવા** પું. પાટીદાર-કણબીઓની એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) હરિજનોમાં એવી એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**લેકર** સ્ત્રી. એક ઊંચી જાતનો વાર્નિસ

**લેકિન** ઉભ. [અર. લાકિન્] કિંતુ, પરંતુ, પણ. (મોટે ભાગે મુસ્લિમોમાં વ્યાપક)

**લેક્ચર** ન. [અં.] વ્યાખ્યાન, ભાષણ, વક્તવ્ય, પ્રવચન

**લેક્ચરર** પું. [અં.] વ્યાખ્યાતા. (કૉલેજોમાં આવો એક દરજ્જો પણ હોય છે.)

**લેક્ટો-મીટર** ન. [અં.] દૂધનો કસ નક્કી કરનારું યંત્ર, દૂધનું સત્ત્વ માપવાની શીશી

**લેખ** પું. [સં.] લખાણ. (૨) કરારનું લખાણ, દસ્તાવેજ, ખત, રુક્કો, 'ડૉકયુમેન્ટ,' 'ઇન્સ્ટ્રુમેન્ટ.' (૩) પથ્થર પતરાં વગેરેમાં કોતરીને અક્ષર કર્યા હોય તેવું દાન વગેરે બતાવનારું લખાણ. (૪) નાનો મોટો વિષય ચર્ચતું લખાણ, 'આર્ટિકલ.' [૦ પર મેખ મારવી ૦ (રૂ.પ્ર.) નસીબમાં લખાયેલાને બદલી નાખવું. ૦ લખવો (રૂ.પ્ર.) 'આર્ટિકલ' તૈયાર કરવો. વિધિના લેખ (રૂ.પ્ર.) નસીબ, ભાગ્ય]

**લેખક** પું. [સં.] લખવાનું કામ કરનાર, લહિયો. (૨) ગ્રંથ લેખ નિબંધ વગેરેની રચના કરનાર વિદ્વાન [ભૂલ-ચૂક

**લેખક-દોષ** પું. [સં.] લખનારને હાથે લેખનમાં થયેલી

**લેખક-મંડલ(-ળ)** (-મણ્ડલ, ળ) ન. [સં.] ગ્રંથ-કાર વગેરેની કોટિના રચનારાઓની મંડળી

**લેખક-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] નિશાળ

**લેખણ** (-ણ્ય) સ્ત્રી. [સં. લેખિની, અર્વા. તદ્ભવ] કલમ, લખવાનું સાધન. [૦ ચલાવવી (રૂ.પ્ર.) લખાપટ્ટી કરવી. લાંબી લેખણે લખવું (લેખણ્યે) (રૂ.પ્ર.) ડહાપણ ડોળવું. લીલી લેખણ (-ણ્ય) (રૂ.પ્ર.) તાજો કારભાર. (૨) ધીકતો વેપાર]

**લેખણ-વઢ** (લેખણ્ય-વઢ) વિ. [+જુઓ 'વાઢવું.'] કલમના કાપની જેમ સીધું ફાટેલું કે ચિરાયેલું. [૦ ઘા (રૂ.પ્ર.') ઊંડો ચીરો]

**લેખન** ન. [સં.] લખવું એ, 'કૉમ્પોઝિશન.' (૨) લખાણ

**લેખન-કલા(-ળા)** સ્ત્રી. [સં.] લખવાનો હુન્નર, 'મિકૅનિઝમ ઑફ રાઇટિંગ.' (૨) લખવાની હિકમત

**લેખન-કાર્ય** ન. [સં.] લખવાનું કામ

**લેખન-ચિત્રકાર** વિ. [સં.] દૃષ્ટાંત-તદ્રૂપ ચિત્રોનું ચિત્રણ કરનાર. 'ઇલસ્ટ્રેટર' (ર.મ.રા.) [ઝડપવાળું. 'કૅલિગ્રાફિકલ'

**લેખન-ઝડપી** વિ. [+ જુઓ 'ઝડપી.'] લખવાની ઝડપ જેવી

**લેખન-જ્ઞાન** ન. [સં.] લખવાની આવડત, લખતાં આવડવું એ, લખવાની વિદ્યા [ભાષા-શૈલી

**લેખન-પદ્ધતિ** સ્ત્રી. [સં.] લખવાની રીત, ઇબારત. (૨)

**લેખન-પીઠ** ન. [સં.] લખવાનું મેજ, 'ટે(ઇ)બલ'

**લેખન-પ્રબંધ** (-પ્રબન્ધ) પું. [સં.] લખવાની વ્યવસ્થા, લખવાની સગવડ ['મૅનરિઝમ' (અ.રા.)

**લેખન-રૂઢિ** સ્ત્રી. [સં.] ચોક્કસ પ્રકારની શૈલીમાં લખવું એ,

**લેખન-વ્યવસાય** પું. [સં.] લહિયાનો ધંધો. (૨) ગ્રંથ લેખો વગેરે રચવાનો ધંધો

**લેખન-શક્તિ** સ્ત્રી. [સં.] ગ્રંથ લેખ વગેરે લખવાનું બળ

**લેખન-શુદ્ધિ** સ્ત્રી. [સં.] લખાણનું શુદ્ધ હોવાપણું (ભાષા-દોષ વિનાનું)

**લેખન-શૈલી** સ્ત્રી. [સં.] લખાણની વિશિષ્ટ રીત

**લેખન-સાધન** ન., **લેખન-સામગ્રી** સ્ત્રી., **લેખન-સાહિત્ય** ન. [સં.] લખાણ લખવા માટેનું કલમ શાહી કાગળ વગેરે સાધન, 'સ્ટેશનરી'

**લેખન-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] ગ્રંથ લેખ વગેરે લખવામાં કોઈના તરફથી અડચણ દોરવણી વગેરે ન હોવાં એ

**લેખનારંભ** (-રમ્ભ) પું [+ સં. આ-રમ્ભ] લખાણની શરૂઆત

**લેખનિક** પું. [સં.] લહિયો, (૨) ટપાલિયો. (૩) એકના વતી સહી કરી આપનાર બીજો માણસ [ચિત્રણ

**લેખની** સ્ત્રી [સં.] જુઓ 'લેખિની.' (૨) ચમચો. (૩)

**લેખનીય** વિ. [સં.] લખવા જેવું ['ડૉકયુમેન્ટ'

**લેખ-પત્ર** પું. [સં.,ન.] કરારનામું, દસ્તાવેજ, ખત,

**લેખ-પ્રમાણ** ન. [સં.] લખાણનો પુરાવો. (૨) દસ્તાવેજ

**લેખ-ફી** સ્ત્રી. [સં. + અં.] દસ્તાવેજ લખવાને માટેનું મહેનતાણું (૨) સરકારમાં લેખની નોંધણી માટે આપવાનું લવાજમ

**લેખ-માલા(-ળા)** સ્ત્રી. [સં.] વર્તમાનપત્ર વગેરે સામયિકોમાં એક જ વિષય ઉપરના લેખની પછી પછીના અંકમાં આવતી પરંપરા. (૨) મુદ્રિત શિલાલેખ તામ્રપત્રો વગેરેનો સંગ્રહ-ગ્રંથ

**લેખ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] લિપિ-યંત્ર, 'ટાઇપ-રાઇટર'

**લેખવણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લેખવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] લેખવવું એ, ગણતરી

**લેખવવું** જુઓ 'લેખવું'માં. **લેખવાવું** કર્મણિ., ક્રિ.

**લેખ-વહી** સ્ત્રી. [સં. + અર.] લેખોની યાદીનો ચોપડો

**લેખવાવું** જુઓ 'લેખવવું'માં.

**લેખવું** સ.ક્રિ. [સં. લેખ્ય > પ્રા. લેક્ખ, વ્યવહાર] ગણનામાં લેવું, હિસાબમાં લેવું. (૨) (લા.) ગણકારવું, દરકાર કરવી, માનવું. **લેખાવું** કર્મણિ., ક્રિ. **લેખાવવું** પ્રે.,સ.ક્રિ.

**લેખ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] નિશાળ

**લેખ-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] વર્તમાનપત્ર-સામયિકોમાં ભિન્ન ભિન્ન વખતે આવેલા લેખોનો પુસ્તકાકારે સંઘરો. (૨) જુઓ 'લેખ-માલા(૨).'

**લેખ-સંપાદન** (-સમ્પાદન) ન. [સં.] અન્યનો લેખ છપાવવા આવતાં એમાં જરૂરી ફેરફાર કરવાની ક્રિયા [નોટ'

**લેખ-સાર** પું. [સં.] નિબંધ વગેરેનો સૂચક સંક્ષેપ, 'કી-

**લેખ-સૂચિ** સ્ત્રી. [સં.] વર્તમાનપત્ર સામયિકો વગેરેમાં છપાતા લેખોની યાદી. (૨) શિલાલેખો તામ્રપત્રો વગેરેના રૂપના લેખોની યાદી

**લેખા** સ્ત્રી. [સં.] રેખા, લીટી

**લેખાક્ષર** પું. [સં. લેખ + અક્ષર, ન ] લેખમાંનો તે તે વર્ણ

**લેખાવટિયો** વિ.,પું. [સં. લેખ દ્વારા] લખાણ કરનારો. (૨) ચોપડા લખનારો. (૩) જોશી [જુઓ 'લેખ-માલા.'

**લેખાવલ,(-લી, -લિ,-ળી)** સ્ત્રી. [સં. લેખ + આવલિ, -લી]

**લેખાવવું, લેખાવું** જુઓ 'લેખવું'માં.

**લેખા-સર** ક્રિ.વિ. [જુઓ 'લેખું' + 'સર' (પ્રમાણે)] ગણતરી પ્રમાણે, નકામું નહિ એમ

**લેખાંક** (લેખાઙ્ક) પું. [સં. લેખ + અઙ્ક] તે તે લેખનો ક્રમાંક

**લેખિકા** સ્ત્રી. [સં.] સ્ત્રી લેખક (ગ્રંથ લેખ વગેરેની રચના કરનારી)

**લેખિત** વિ. [સં. લિખિત] જુઓ 'લિખિત.'

**લેખિત-વાર** ક્રિ.વિ. [+જુઓ 'વાર' (પ્રમાણે).] લખેલા સ્વરૂપમાં હોય એમ લેખીને

**લેખિની** સ્ત્રી. [સં.] જુઓ 'લેખણ.'

**લેખી** વિ. [સં. लेख + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'લિખિત.'

**લેખું** ન. [સં. लेखक- > પ્રા. लेखअ- વ્યવહાર] ગણના, ગણતરી, હિસાબ. (૨) કાગળ ઉપર ટપકાવ્યા વિના કરવામાં આવતો હિસાબ. [-ખામાં લેવું (રૂ.પ્ર.) માણસની ગણનામાં ગણવું. -ખાં લેવાં (રૂ.પ્ર.) જવાબદારીથી કસોટી કરવી. ૦ માંડવું (રૂ.પ્ર.) હિસાબ કરવો. ૦ મૂકવું (રૂ.પ્ર.) આંકડા લખવા, દાખલો કરવો. -ખે કરવું (રૂ.પ્ર.) ગણતરીમાં લેવું, પરવા કરવી. -ખે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) બહાદુરી નોંધપાત્ર બને એવું કરી બતાવવું. -ખે લાગવું (રૂ.પ્ર.) ઉપયોગમાં આવવું. (૨) સાર્થક થવું]

**લેખે** ના.યો. [+ ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] હિસાબે, દર મુજબ. (૨) ખાતર, વાસ્તે, માટે

**લેખ્ય** વિ. [સં.] લખવા જેવું. (૨) ચીતરવા જેવું. (૩) ન. ચિત્ર-કામ, ચીતરેલી આકૃતિ. (૪) પત્ર, કાગળ

**લેખ્યા** સ્ત્રી. [સં.] કાગળ વગેરે ઉપર ચીતરીને બતાવેલી પ્રતિમા

**લેગ** પું. [અં.] પગ [આવતો તે તે ચાપડો

**લેગ-ગાર્ડ્ઝ** ન. [સં.] ક્રિકેટની રમતમાં પગને બાંધવામાં

**લેગ-ગ્લાન્સ** ન. [અં.] ક્રિકેટમાં પગની બાજુએ દડાને ફટકારવો એ

**લેગ-બાય** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં દાવ લેનારના પગમાં લાગી દડો વિકેટની પાછળ ચાલ્યો જતાં મળતો રન

**લેગ-બિફોર-વિકેટ** ન. [અં.] દડો આવતાં વિકેટની આડા ઊભા રહી દડાને થંભાવવો એ (એનાથી દાવ જાય છે), એલ. બી. ડબ્લ્યૂ

**લેગ-બ્રેક** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં પગની બાજુએ વળાંક લઈને દડો વિકેટમાં આવે એ

**લેગ-સેન્ટર** ન. [અં.] ક્રિકેટની રમતમાં દાવ લેનારનું પગથી વિકેટને દબાવવાનું કેંદ્ર

**લેગ-સ્ક્વેર** પું. [અં.] ક્રિકેટની રમતમાં દાવ લેનારની બરાબર પાછળ ઊભા રહેવાની જગ્યા

**લેગ-સ્ટમ્પ** [અં.] ક્રિકેટની રમતમાં દાવ લેનારના પગ પાસેની વિકેટ

**લેજર** પું. [અં.] અંગ્રેજી પદ્ધતિની ખાતાવહી

**લેજા-વાર** સ્ત્રી. થોડી વાર

**લેજિસ્લેટિવ** વિ. [અં.] વહીવટી કાયદા-સંબંધી વ્યવસ્થાના નિયમ વિશેનું, વૈધાનિક [ધારાસભા

**લેજિસ્લેટિવ એસેમ્બ્લી** સ્ત્રી. [અં.] વિધાન-સભા, નીચલી

**લેજિસ્લેટિવ કાઉન્સિલ** સ્ત્રી. [અં.] ઉપરના દરજ્જાની ધારાસભા [કસરત

**લેજીમ** સ્ત્રી. [ફા. લેજમ્] કસરતનું એક સાધન અને એની

**લેટ** જુઓ 'લેઇટ.'

**લેટણ** ન. [જુઓ 'લેટવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] સુકાનનું દોરડું વીંટવાનો ચરખીનો ગોળ દાંડો. (વહાણ.)

**લેટ-ફી** જુઓ 'લેઇટ-ફી.'

**લેટર-હેડ** પું. [અં.] મથાળે છાપેલા નામ-સરનામાવાળો પત્ર, વ્યવહાર માટેનો તે તે મથાળે છાપેલો કાગળ, નામ-પત્ર

**લેટર-બૉક્સ** સ્ત્રી. [અં.] ટપાલ નાખવાની પેટી

**લેટવું** અ.ક્રિ. [હિં. લેટના] સૂવા માટે આડું પડવું. (૨) આળોટવું, લોટવું. લેટાવું ભાવે., ક્રિ. લેટાવવું પ્રે.,સ.ક્રિ.

**લેટન્ટ-હીટ** સ્ત્રી. [અં.] ઉષ્ણતામાપક યંત્રથી માપી ન શકાય તેવી ગર્ભિત ઉષ્ણતા

**લેટાવવું, લેટાવું** જુઓ 'લેટવું'માં.

**લેટિન** સ્ત્રી. [અં.] ભારત-યુરોપીય કિંવા આર્યકુળની ઇટાલીના પ્રદેશની એક પ્રાચીન સમૃદ્ધ ભાષા. (સંજ્ઞા.)

**લેઠું** વિ. અસંસ્કારી, ગામડિયું. (૨) નિરક્ષર

**લૅટ્રિન** ન. [અં.] જાજરૂ, સંડાસ, પાયખાનું

**લેડ** ન. [અં.] સીસું. (૨) પું., સ્ત્રી. છાપખાનામાં બીબાંની પંક્તિઓ વચ્ચે આધાર માટે નખાતી સીસાની તે તે પટ્ટી

**લેડી** સ્ત્રી. [અં.] યુરોપિયન સ્ત્રી. (૨) માનવંત સ્ત્રી. (અંગ્રેજી રાજ્યમાં 'સર' ઇલકાબ ધરાવનારની પત્ની)

**લેડી-ડૉક્ટર** સ્ત્રી. [અં.], **લેડી-દાક્તર** સ્ત્રી. [જુઓ 'દાક્તર' (< અં. ડૉક્ટર).] ડૉક્ટરી ધંધો કરનારી સ્ત્રી

**-લેણ** (લૅણ) વિ. [જુઓ 'લેવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] (સમાસમાં ઉત્તર પદમાં) લેનાર (જેમકે 'જીવ-લેણ')

**લેણ** (લૅણ) ન. [કર્ણાટકી 'લૅંડ.'] ગિલ્લી-દાંડાની રમતમાં 'બે'નો આંક, લૅંડ

**લેણ-દાર** (લેઃણ) વિ. [જુઓ 'લેણું' + ફા. પ્રત્યય.] કરજે ધીરધાર કરનાર માણસ. (૨) આપેલું પાછું માગનાર, લેણિયાત, 'ક્રેડિટર'

**લેણ-દેણ** (લેણ્ય-દેણ્ય) સ્ત્રી. [જુઓ 'લેવું' 'દેવું' + બંનેને ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] લેવડ-દેવડ, આપ-લે. (૨) (લા.) લેણા-દેણી ઋણાનુબંધ. [૦ કરવી (રૂ.પ્ર.) ધંધો કરવો. ૦ ન હોવી (રૂ.પ્ર.) સંબંધ ન હોવો. ૦ બંધ કરવી (-બ-ધ-) (રૂ.પ્ર.) ધંધો બંધ કરવો. (૨) વ્યવહાર બંધ કરવો]

**લેણ-વેચ** (લેણ્ય-વેચ્ય) સ્ત્રી. [+ જુઓ 'વેચવું.']. -ચાણ ન. [+ ગુ. 'આણ' કૃ.પ્ર] જુઓ 'લે-વેચ.'

**લેણા-ખત** (લેઃણા-) ન. [જુઓ 'લેણું' + 'ખત.'] માગણાનો દસ્તાવેજ, બૉન્ડ

**લેણા-દેણી** (લેણા-દેણી) સ્ત્રી. [જુઓ 'લેણ-દેણ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], -વી સ્ત્રી [+ જુઓ 'દેવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'લેણ-દેણ(૨).'

**લેણિયાટ,-ત** (લેઃણિયાટ,-ત) વિ. [જુઓ 'લેણું' + ગુ. 'ઇયું' + 'આટ,-ત' ત.પ્ર.] જુઓ 'લેણ-દાર.' [બક્ષિસ.

**લેણી** (લૅણી) સ્ત્રી. [જુઓ 'લેવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ભેટ,

**લેણી-દેણી** (લૅણી-દેણી) સ્ત્રી. [જુઓ 'લેણ-દેણ' + બંનેને ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લેણ-દેણ.'

**લેણું**[1] (લેઃણું) ન. [સં. लभ् + > પ્રા. लह-ના વિકાસમાં] કરજે નાણું લાવતાં લેણદાર તરફનું માગણું, કરજ, દેવું

**લેણું**[2] (લેણું) ન. [જુઓ 'લેવું' + ગુ. '-અણું' કૃ.પ્ર.] લેવું એ. (૨) ઋણાનુબંધ [કૃ.પ્ર.] જુઓ 'લેણ-દેણ.'

**લેણું-દેણું** (લૅણું-દેણું) ન. [+ જુઓ 'દેવું' + ગુ. 'અણું'

**લેત[1]** પું. [જુઓ 'લેવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] લેનાર, ગ્રાહક

**લેત[2]** પું., ન. આંસુ

**લેતરી** સ્ત્રી. [જુઓ 'લેવું' દ્વારા.] હક્કથી લેવું એ, લેવાતી બાબત, લાગ, લાગો. (૨) કામનો ખરો સમય, મોસમ

**લેતલ** વિ. [જુઓ 'લેવું' દ્વારા.] લેનારું, લેવાવાળું

**લે-તાણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લેવું' + 'તાણવું.'] (લા.) કામ કરી લેવાની ઉતાવળ. (૨) વ્યાકુળતા, ગભરામણ, હાય-વોય. (૩) ભારે મુશ્કેલી

**લેતી-દેતી** સ્ત્રી. [જુઓ 'લેવું' + 'દેવું' બેઉને + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લેવડ-દેવડ, આપ-લે

**લેથ** પું. [અં.] લોઢાનો તેમ બીજી ધાતુઓના ઘાટ ઉતારવાનો યાંત્રિક સંચાડો

**લેધર** ન. [અં.] ચામડું

**લેધર-ક્લોથ** ન. [અં.] ચામડા જેવા દેખાવનું જાડું કાપડ

**લેધર-ગૂડ્ઝ** પું., બ.વ. [અં.] ચામડાનો સામાન

**લેન** જુઓ 'લેઇન.'

**લેનિન** પું. [રશિ.] રશિયાનો એક ક્રાંતિકારી પ્રથમ પંક્તિનો થઈ ગયેલો નેતા. (સંજ્ઞા.) [પડતી એક સફેદ વસ્તુ

**લેનોલિન** સ્ત્રી. [અં.] ઘેટાંની ચામડીમાંથી નીકળતી પીળાશ

**લેન્ડો** (લૅણ્ડો) પું. [અં.] ચાર પૈડાંવાળી ગાડી, 'લૅંડો.'

**લેન્થેનમ** ન. [અં.] એક જાતની મૂળ ધાતુ (ર.વિ.)

**લેન્સ** પું. [અં.] આંખના ડોળામાં આવેલો સ્ફટિકરૂપ રસ. (૨) સામેથી આવતાં કિરણોને અંદર લઈ વાંકાં વાળી એક જ બિંદુમાં મેળવે એવી ગણતરી અને માપથી બેસાડેલો ખાસ પ્રકારનો કાચ. (૩) કૅમેરામાં છબી પાડવાને માટેનો ખાસ પ્રકારનો કાચ [સાધન

**લેન્સેટ** ન. [અં.] ગો-શીતળાની રસી ટાંકવાનું અણીદાર

**લેપ** પું. [સં.] લીંપવું કે ચોપડવું એ. (૨) ચોપડવાનો પદાર્થ, ખરડ, મલમ. (૩) (લા.) વળગાડ, આસક્તિ

**લેપક** વિ. [સં.] લેપ કે ખરડ કરનાર [પોટીસ.

**લેપટી** સ્ત્રી. [જુઓ 'લેપવું' દ્વારા.] મોટો લેપ. (૨) લોપરી,

**લેપડા-વેડા** પું. બ.વ. [જુઓ 'લેપડું[2]' + 'વેડા.'] જુઓ 'લેપરા-વેડા.' ['લેપટી.'

**લેપડી** સ્ત્રી. [જુઓ 'લેપડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ

**લે-પડુ** વિ. [જુઓ 'લેવું' + 'પડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) ખોટો હક્ક કરનાર, ગળે-પડુ

**લેપડું[1]** ન. [જુઓ 'લેપવું' દ્વારા.] બિલ્લી ન ઊડવાથી એને ભોંય સરસો દાંડો મારવો એ, થાપટ

**લેપડું[2]** વિ. [જુઓ 'લપ' દ્વારા.] જુઓ 'લેપરું.'

**લેપડો** પું. [સં. લેપ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] લેપ, લેપડો. (૨) થથરડો, પોપડો

**લેપન** ન. [સં.] લેપ કરવો એ, ચોપડવું એ, ખરડવું એ. (૨) ગાર કરવી એ, લીંપવું એ. (૩) (લા.) લેપાવું એ, આસક્તિ ['લેપડો'-'લપેડો.'

**લેપરડો** પું. [જુઓ 'લેપડો' + ગુ. 'ર' મધ્યગ.] જુઓ

**લેપરું** વિ. [જુઓ 'લપ' દ્વારા.] લપ ન છોડે તેવું, લપિયું, લપ્પી, ચીકણા દીલા સ્વભાવનું

**લેપવું** સ.ક્રિ. [સં. લેપ્, -ના.ધા.] લેપ કરવો, ચોપડવું, ખરડ કરવો. (૨) લીંપવું, ગાર કરવી. (૩) (લા.) વળગવું, બાધ કરવો. **લેપાવું** કર્મણિ., ક્રિ. **લેપાવવું** પ્રે.,સ.ક્રિ.

**લેપળ** વિ. [જુઓ 'લપ' દ્વારા.] જુઓ 'લેપરું.'

**લેપાવવું, લેપાવું** જુઓ 'લેપવું'માં.

**લેપી** વિ. [સં.,પું.] લેપ કરનાર, ચોપડનાર

**લેપો** પું. [સં. લેપ + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] લેપ, લપેડો

**લેપ્ય** વિ. [સં.] લેપ કરવા જેવું. (૨) ન. નમૂનો, ઘાટ, આકાર [હોય તેવું

**લેપ્ય-મય** વિ. [સં.] જેને ચંદન વગેરે ચોપડવામાં આવ્યું

**લેપ્યા** સ્ત્રી. [સં.] માટીના લેપથી બનાવેલી પ્રતિમા

**લેપ્રસી** સ્ત્રી. [અં.] પતનો રોગ, રક્ત-પિત્ત, વાત-રક્ત

**લેફો** પું. [રવા.] પગ કે જોડાને વળગેલો કાદવનો લોંદો

**લેફ્ટ** વિ. [અં.] ડાબી બાજુનું, ડાબું, વામ

**લેફ્ટેનન્ટ** વિ. [અં.] સહાયક ઉચ્ચ લશ્કરી અમલદાર

**લેબર** સ્ત્રી. [અં.] મજૂરી, શ્રમ

**લેબરર** વિ. [અં.] મજૂર, શ્રમજીવી

**લેબલ** ન. [અં.] ચોપડવામાં આવતી કે આલેલી ચબરકી કે ચિઠ્ઠી. (૨) છાપ

**લેબાસ** પું. [અર. લિબાસ્] પોશાક, પહેરવેશ

**લેબું[1]** વિ. અસ્વચ્છ, ગંદું, ગોબરું, ગંધારું, મેલું, મલિન

**લેબું[2]** ન. કુંવારના છોડનું જાડું પત્તું

**લૅબોરેટરી** સ્ત્રી. [અં.] પ્રયોગ-શાળા

**લે-ભાગુ** વિ. [જુઓ 'લેવું' + 'ભાગવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] પારકું પોતાનું કરી નાસી જનારું. (૨) (લા.) જ્ઞાન ન હોવા છતાં પોતાનો અભિપ્રાય આપનારું, હાલી નીકળેલું

**લેમન, -નેડ** ન. [અં.] લીંબુ. (૨) લીંબુના સત્ત્વવાળું એક પીણું

**લે-મૂક** (-ક્ય) સ્ત્રી. [જુઓ 'લેવું' + 'મૂકવું.'] ઉપાડવું અને મેલવું એ. (૨) (લા.) માંડી વાળવું એ, માંડ-છાંડ, માંડ-વાળ. 'કૉમ્પ્રોમાઇઝ' (ન.મો.)

**લે-મેલ** (-મે:લ્ય) સ્ત્રી. [+ જુઓ 'મેલવું.'] જુઓ 'લે-મૂક.' (૨) (લા.) છાતીમાં થતી ગભરામણ. (૩) મરણ વખતની ગભરામણ

**લૅમ્પ** પું. [અં.] હર કોઈ પ્રકારનો દીવો

**લેયણી** સ્ત્રી. [જુઓ 'લેવું' દ્વારા.] ધોતિયાની દાંડી તેમ પગાંમાં બરોબર મધ્યભાગમાં લાલ પીળા ને વાદળી રંગના કરેલા લીટા

**લેરકી(-ખી)** (લે:ર-) સ્ત્રી. [જુઓ 'લહેરકુ' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પવનની આછી મૃદુ લહરી

**લેરકું(-ખું)** (લે:રકું,-ખું.) ન., **-કો(-ખો)** પું. [જુઓ 'લહેર' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] પવનનો કોમળ આછો સપાટો

**લેરખડું** (લે:રખડું) ન. [જુઓ 'લેરખું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લેરખું.'

**લેરખી** (લે:રખી) જુઓ 'લેરકી.'

**લેરખું** (લે:રખું) જુઓ 'લેરકું.'

**લેરખો** (લે:રખો) જુઓ 'લેરકો.' [પવિત્ર રાત્રિ

**લેલ-તુલ-કાદર** (લૅલ-) સ્ત્રી. [અર. લય્લતુલ્-કદ્ર] એક

**લેલરિયું** ન. [રવા.] અડબડિયું, ગોથું
**લેલાડું** ન. [રવા.] એ નામનું એક પક્ષી, લેલું
**લે-લાર** વિ. ઘણું, પુષ્કળ
**લેલાળી** સ્ત્રી. અબરાઈ [લેલું (પક્ષી)
**લેલી¹** સ્ત્રી. [જુઓ 'લેલું¹' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] માદા
**લેલી²** સ્ત્રી. રાતા રંગની ચકલી [એકાગ્રચિત
**લે-લીન** વિ. [સં. लय + लीन] તલ્લીન. ગરકાવ, મગ્ન,
**લેલી-મજનૂ** જુઓ 'લયલા-મજનૂ.'
**લેલું¹** ન. [રવા.] 'લે લે' અવાજ કરતું સાતની સંખ્યામાં રહેતું એક પક્ષી, સાત-ભાયા
**લેલું²** ન. કડિયાનું સુનારડું ['લખ-લૂંટ.
**લે-લૂ(-લૂં)ટ** વિ. [જુઓ 'લેવું' + 'લૂ(-લૂં)ટવું] જુઓ
**લે-લૂર** વિ. ઊંધે ઘેરાયેલું. (૨) ચારે બાજુ ખૂલતું પહોળું (વસ્ત્ર). (૩) વિ. પુષ્કળ, ઘણું. (૪) ભરચક
**લે-લૂશ(-સ)** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [જુઓ 'લેવું' + 'લૂસવું.'] (લા.) સખત ઉતાવળ
**લે-લૂંટ** (-ટ્ય) જુઓ 'લે-લૂટ.'
**લે-લૂંબ** વિ. [જુઓ 'લેવું' + 'લૂંબવું.'] લૂમેઝૂમે થઈ ગયેલું, ફળથી ભરચક [થઈ જવું
**લેલૂંબવું** અ.ક્રિ. [જુઓ 'લે-લૂંબ'-ના.ધા.] ફળોથી ભરચક
**લેલો¹** પું. [જુઓ 'લેલું.¹'] નર લેલું (પક્ષી)
**લેલો²** પું. [જુઓ 'લેલું.²'] મોટું સુનારડું
**લેવટા(-ટી)** સ્ત્રી. એક પ્રકારની માછલી
**લેવટાં** ન., બ.વ. નાનાં માછલાં
**લેવટી** જુઓ 'લેવટા.'
**લેવટું** ન. લેવટા જાતનું માછલું
**લેવડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'લેવું' દ્વારા.] લેવું એ. (મોટે ભાગે 'દેવડ' સાથે સમાસમાં જ)
**લેવડ-દેવડ** (લેવડ્ય-દેવડ્ય) સ્ત્રી. [+ જુઓ 'દેવું' દ્વારા.] લેવા-આપવાનો વ્યવહાર, આપ-લે, સોદો, 'ટ્રાન્સેક્શન'
**લેવડાઉ** વિ. [જુઓ 'લેવડાવવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] (લા.) વ્યભિચારી, છિનાળવું
**લેવડા(-રા)વવું** જુઓ 'લેવું'માં. (૨) (લા.) ખવડાવવું
**લેવડી** સ્ત્રી. મીઠાઈ, મિષ્ટાન્ન ['લેવડ-દેવડ.'
**લેવ-દેવ** (લેવ્ય-દેવ્ય) સ્ત્રી. [જુઓ 'લેવું + 'દેવું.'] જુઓ
**લેવરા(-ડા)વવું** જુઓ 'લેવું'માં. (૨) (લા.) ખવડાવવું
**લેવલ** ન. [અં.] સરખી સપાટી. (૨) કડિયા-સુતારનું સપાટી લાવવાનું સાધન
**લેવલ-ક્રૉસિંગ** (-ક્રૉસિઙ્ગ) ન. [અં.] રેલમાર્ગ અને ધોરીમાર્ગ જ્યાં એકબીજાને ઓળંગતા હોય તે સ્થાન
**લેવલ-પટ્ટી** સ્ત્રી. [+ જુઓ 'પટ્ટી.'], **લેવલ-પાટલી** સ્ત્રી. [+ જુઓ 'પાટલી.'] કડિયા-સુતારનું લેવલ લેવાનું સાધન
**લેવાણ** ન. [જુઓ 'લેવાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] લેવાવું એ, ખરીદવું એ, ખરીદી, લેવાલી
**લેવા-દેવા** પું., બ.વ., સ્ત્રી, [જુઓ 'લેવાવું' + 'દેવાવું.'] આપ-લેનો સંબંધ. (૨) (લા.) દરકાર, પરવા
**લેવાલ** વિ. [જુઓ 'લેવું' દ્વારા.] ખરીદનાર, વેચાતું લેનાર
**લેવાલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ખરીદી
**લેવાલી-દેવાલી** સ્ત્રી. ['લેવાલી'ના સાદૃશ્યે 'દેવાલી'] ખરીદી અને વેચાણ
**લેવાવું** જુઓ 'લેવું'માં. [-ઈ જવું (રૂ.પ્ર.) ભસિયાણા પડવું. (૨) માંદગીની અસરથી દૂબળા પડી જવું]
**લેવી** સ્ત્રી. [અં.] સરકારી ફરજિયાત વસૂલાત, સરકારી લાગો
**લેવું** સ.ક્રિ. [સં. ला->પ્રા. લે તત્સમ] ગ્રહણ કરવું. પકડવું, ઝાલવું, ધરવું. (૨) સ્વીકારવું. (૩) રાખવું. (૪) ઉઠાવવું. (૫) કબજો કરવો. (૬) ઉપાડવું. (૭) ખરીદવું. (૮) સાથે ડોરવું. (૯) સહાયક તરીકે પૂર્ણતાનો અર્થ (જેમકે 'કરી લેવું' 'લઈ લેવું' વગેરે). [**લઈ જવું** (રૂ.પ્ર.) ચોરી જવું. **લઈ ના(-નાં)ખવું** (રૂ. પ્ર.) ઠપકો આપવો, ધમકાવવું. **લઈ પડવું, લેતા પડવું** (રૂ.પ્ર.) સંડોવવું. **લઈ બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) આરંભ કરવો. (૨) વહોરી લેવું. (૩) પચાવી પાડવું–પોતાનું કરી લેવું. **લઈ મૂકવું** (રૂ.પ્ર.) ધમકાવવું. (૨) ખરાબ કરવું. **લઈ રાખવું** (રૂ.પ્ર.) અગાઉથી ખરીદી રાખવું. **લઈ લેવું** (રૂ.પ્ર.) ઝૂંટવવું. **લેતો જા** (રૂ.પ્ર.) સહન કર. (૨) પસ્તાવાનું કર. **લેવાનું દેવું થવું** (રૂ.પ્ર.) ભલાઈ કરતાં ફસાઈ જવું. **અંદર લેવું** (અન્દર-) (રૂ.પ્ર.) દાખલ કરવું. **ખબર લેવી** (રૂ.પ્ર.) સંભાળ રાખવી. (૨) ધમકાવી નાખવું. **ખોળે લેવું** (રૂ.પ્ર.) દત્તક તરીકે સ્વીકારવું. **જીવ લેવો** (રૂ.પ્ર.) પજવવું. (૨) મારી નાખવું. **નામ લેવું** (રૂ.પ્ર.) ઉચ્ચારવું, (૨) સતાવવું. **મનમાં લેવું** (રૂ.પ્ર.) લક્ષ્ય આપવું. (૨) ખોટું લગાડવું. **મન લેવું** (રૂ.પ્ર.) વિચાર જાણવો. **માથે લેવું** (રૂ.પ્ર.) જવાબદારી સ્વીકારવી. **હાથમાં લેવું** (રૂ.પ્ર.) કામ કરવાનું સ્વીકારવું. (૨) જવાબદારી લેવી]. **લેવાવું** કર્મણિ.,ક્રિ. **લેવડા(-રા)વવું** પ્રે.,સ.ક્રિ.
**લેવું-દેવું** ન. [+ જુઓ 'દેવું' સામાન્ય કૃ.નો નામ તરીકે ઉપયોગ.] લેવડ-દેવડ. (૨) લેણા-દેણી. ઋણાનુબંધ
**લે-વેચ** (લે-વેચ્ય) સ્ત્રી. [જુઓ 'લેવું' + વેચવું.'] ખરીદવું અને વેચાણ કરવું એ
**લેવેટરી** સ્ત્રી. [અં.] હાથ-પગ ધોવાની ઓરડી
**લેશો** પું. સોની લોકો વાપરે છે તે રાખ અને મીઠાનો બનાવેલો ચીકણો ઘટ્ટ પદાર્થ
**લેશ** પું. [સં.] અંશમાત્ર, તદ્દન થોડો ભાગ. (૨) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) (૩) વિ. તદ્દન સ્વલ્પ, સાવ થોડું, લવ-માત્ર [અંશ-માત્ર, લગારેક, કિંચિત્
**લેશ-ભાર, લેશ-માત્ર** વિ.,ક્રિ.વિ. [સં.] તદ્દન, સ્વલ્પ,
**લેશ્યા** સ્ત્રી. [સં.] પ્રકાશ, તેજ, પ્રભા. (૨) જેનાથી જીવ આત્મા કે કર્મ સાથે જોડાય તે ક્રિયા. (જૈન.)
**લેસ** પું. [અં.] સોનેરી કે રૂપેરી જરીનો પટ્ટો કે કોર
**લેસન** ન. [અં.] અભ્યાસનો તે તે પાઠ. (૨) વિદ્યાર્થીએ ઘેરથી કરી લાવવાનો તે તે અભ્યાસ. (૩) (લા.) બોધ-પાઠ, ઉપદેશ, શિખામણ, ધડો, પદાર્થ-પાઠ
**લેસ્સો** પું. દોરને પકડી ગાડીમાં જોડી દેવાનું લાંબું દોરડું
**લેહ¹** પું. [સં.] અવ-લેહ, ચાટણ, ચાટો
**લેહ²** (-હ્ય) સ્ત્રી. આનંદ, આસ્વાદ, લહેજત, મજા. (૨)

પ્રીતિ, સ્નેહ. (૩) લગની, આસક્તિ, ધૂન, તાન, ચડસ
**લેહન** ન. [સં.] ચાટવું એ. (૨) ચાટવાનો પદાર્થ
**લેહ-લીન** (લેહ્ય-) વિ. [જુઓ 'લેહ[૨]' + સં.] પ્રેમ-લગ્ન. (૨) તલ્લીન, મશગૂલ
**લેહિન** પું. [સં.] ટંકણખાર, 'બોરેક્સ'
**લેહી[૧]** વિ. [સં.,પું.] ચાટનાર
**લેહી[૨]** ન. કાનની બૂટ ઉપર થતો એક રોગ
**લેહુ** ન. એક જાતનું હાસ્ય કરતું પક્ષી
**લેહ્ય** વિ. [સં.] ચાટી શકાય તેવું. (૨) ન. ચાટણું, લેહન
**લેંકવું** (લેંઃકવું) અ.ક્રિ. [જુઓ 'લહેંકવું.'] 'ઝૂલવું.' **લેંકાવું** (લેંઃકાવું) ભાવે.,ક્રિ. **લેંકાવવું** (લેંઃકાવવું) પ્રે.,સ.ક્રિ.
**લેંકાવવું, લેંકાવું** (લેંઃકા॰) જુઓ 'લેંકવું'માં.
**લેંગી** (લેંગી) સ્ત્રી. [જુઓ 'લેંગો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'લેંઘી.' [લાકડાની ચીપ
**લેંગું** (લેંગું) ન. ચિચોડાના માડનાં બે લાકડાં જોડનારી
**લેંગો** (લેંગો) પું. જુઓ 'લેંઘો.'
**લેંઘાવવું**, (લેંઘા-) જુઓ 'લેંઘવું'માં.
**લેંઘાવું** (લેંઘાવું) અ.ક્રિ. [જુઓ 'લંઘાવું.'] લંઘાવું, લંગડાવું, ખોડાંગવું. લંગડા ચાલવું. **લેંઘાવવું** (લેંઘાવવું) પ્રે.,સ.ક્રિ. બાળકનો નાનો લેંઘો, લેંગી
**લેંઘી** (લેંઘી) સ્ત્રી. [જુઓ 'લેંઘો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**લેંધું** (લેંધું) વિ. જરાક ગાંડા જેવું. (૨) ભોળું. (૩) દાધારિંગું, અદકપાંસળિયું [સૂંથણો
**લેંઘો** (લેંઘો) પું. પાટલૂનના ઘાટનો કેડે નાડીથી બંધાય તેવો
**લેંચી** (લેંચી) સ્ત્રી. પાતળી બે પડવાળી રોટલી
**લેંડ** (લેંડ) વિ. [કર્ણાટકી.] ગિલ્લી-દાંડાના દાવમાં બે સંખ્યા બતાવનાર શબ્દ, લેણ
**લેંડાડો** (લેંડાડો) પું. [બીજો 'ડ' મૂર્ધન્યતર] કાગડો
**લેંડી** (લેંડી) સ્ત્રી. એ નામનું એક ઝાડ
**લેંપ** (લેમ્પ) પું. [અં.] જુઓ 'લૅમ્પ.'
**લૈખિક** વિ. [સં.] લખાણ થયું હોય તેવા પ્રકારનું. (૨) પું. લખ્યું કોતર્યું વાંચનાર માણસ, 'એપિગ્રાફિસ્ટ' (કે.હ.)
**લૈંગિક** (લૈઙ્ગિક) વિ. [સં.] લિંગ(જાતિ)ને લગતું. (૨) જનનેંદ્રિયને લગતું. (૩) ન. લિંગ દ્વારા પ્રાપ્ત થતું જ્ઞાન. (વૈશેષિક.). (૪) પું. આકૃતિઓ મૂર્તિઓ કોતરનાર શિલ્પી
**લૉ** પું. [અં.] કાયદો, કાનૂન, ધારો
**લોક[૧]** પું. [સં.] કર્મ-ફળ ભોગવવા માટે મનાયેલ સમગ્ર બ્રહ્માંડમાંની અનેક દુનિયાઓમાંની તે તે દુનિયા (ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્લોક; ઉપરાંત મહર્લોક જનોલોક તપોલોક સત્યલોક; વળી પિતૃલોક વગેરે પણ.) (૨) જનતા, જન-સમૂહ. (૩) જનતાનો તે તે પેટા વર્ગ. (૪) વ્યક્તિનો સમૂહ. (૫) પું.,ન. [સં.,પું.] ઉજળિયાત સિવાયની કાઠિયા-વર્ણની ગામડાંઓમાં રહેતી સર્વ-સામાન્ય પ્રજા, લોક-વર્ણ, લોકાઈ વર્ણ
**લૉક[૨]** ન. [અં.] તાળું, સાંચવણું
**લોક-અદાલત** સ્ત્રી. [સં. + જુઓ 'અદાલત.'] પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી ન્યાયની કચેરી. (૨) જનતારૂપી અદાલત
**લૉક-અપ** સ્ત્રી. [અં.] કાચી જેલ
**લૉક-આઉટ** પું. [અં.] તાળા-બંધી, કામ-બંધી
**લોક-આળ** ન. [+ જુઓ 'આળ.'] લોકાપવાદ, લોક-નિંદા
**લોક-કથા** સ્ત્રી. [સં.] કંઠસ્થ સાહિત્યમાં લોકોને મોઢે તરતી તે તે સાચી યા કાલ્પનિક વાર્તા, લોક-વાર્તા. 'ફોક-ટેઇલ'
**લોકકથા-કાર** વિ. [સં.] કંઠસ્થ લોક-કથા કહી બતાવનાર. (૨) લૌકિક કથાઓ (મોટા ભાગની કાલ્પનિક કથાઓ)-ની રચના કરનાર કે કહી બતાવનાર
**લોકકથા-કૃતિ** સ્ત્રી. [સં.] લોક-કથાના રૂપની કાવ્યની કે પદ્યની રચના. 'ફોક-ટેઇલ,' 'ફોક-સ્ટોરી'
**લોક-કર્તા** પું [સં.] જગત્કર્તા, પરમાત્મા, પરમેશ્વર, સ્રષ્ટા
**લોક-કલ્યાણ** ન. [સં.] જનતાના હિતનું કાર્ય, લોકોનું ભલું
**લોક-કવિ** પું. [સં.] લોક-કથાઓનો રચનાર કવિ. (૨) જનતાનો કવિ, જન-રુચિને સમજી કાવ્ય રચનાર
**લોક-કવિતા** સ્ત્રી., **લોક-કાવ્ય** ન. [સં.] કંઠસ્થ કાવ્ય-સાહિત્ય, 'ફોક પોએટ્રી'
**લોક-ખુશામત** સ્ત્રી. [+ જુઓ 'ખુશામત.'] લોકોને ઉદ્દેશી કરવામાં આવતી પરસી, 'ડેમેગૉજી' (ઉ.જો.)
**લોક-ગત** વિ. [સં.] લોકોમાં-જનતામાં પ્રચલિત રહેલું, લોકોને સર્વ-સામાન્ય તેવું
**લોક-ગમ્ય** વિ. [સં.] સર્વ-સામાન્ય જનતાને સમઝાય તેવું
**લોક-ગીત** ન. [સં.] કંઠસ્થ સાહિત્યમાં પરંપરાથી ઊતરી આવેલ કે કોઈ અજ્ઞાત ગીતકારે જોડી વહેતું મૂકેલું તે તે ગાન, 'ફોક-સૉંગ,' 'બેલેડ' (મં. ર. મ.)
**લોક-ગ્રાહ્ય** વિ. [સં.] લોકો સ્વીકારી શકે તેવું
**લોક-ચર્ચા** સ્ત્રી. [સં.] લોકોમાં ચાલતી વાત, લોક-વાયકા, અનુ-શ્રુતિ, જન-શ્રુતિ. દંત-કથા. (૨) અફવા, ગામ-ગપાટો
**લોક-ચરિત,-ત્ર** ન. [સં.] લોકોનાં રીતરિવાજ અને રહેણી-કરણી
**લોકછંદાનુવર્તી** (-છન્દાનુ-) વિ. [સં. लोकच्छन्दानुवर्त्ती, પું.] લોક-મત પ્રમાણે ચાલનાર, 'ડેમેગૉગ'
**લોક-જાગૃતિ** સ્ત્રી. [સં.] જનતાને થતા સાચી પરિસ્થિતિના ખ્યાલથી ઊભી થતી સભાનતા
**લોક-જિત** વિ. [+ સં. जित्] લોકોનાં હૃદયને જીતનારું
**લોક-જિહ્વા** સ્ત્રી. [સં.] જનતાની વાણી, લોક-વાણી
**લોક-જીવન** ન. [સં.] લોકોનો જીવવાનો પ્રકાર, સમાજ-જીવન. (૨) જાહેર જીવન
**લોક-જ્ઞ** વિ. [સં.] પ્રજાનાં હૃદયના ભાવની કદર કરનાર. (૨) લોકોનું પ્રતિનિધિત્વ ધરાવનાર
**લોકડાં,-ડિયાં** ન.,બ.વ. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઇયું' પણ સ્વાર્થે ત.પ્ર.] સર્વ-સામાન્ય જનતા (પદ્યમાં)
**લોક-તત્ત્વ** ન. [સં.] જનતાનું સ્વરૂપ
**લોક-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] લોકોની રચના, સમાજ-રચના. (૨) લોકોના આધિપત્યવાળું શાસન-તંત્ર, લોક-શાસન, લોકશાહી, પ્રજા-તંત્ર, 'ડેમોક્રસી' (ચં.ન.)
**લોકતંત્ર-વાદ** (-તન્ત્ર-) પું. [સં.] લોકશાહી શાસન હોવું જ જોઇયે એવો મત-સિદ્ધાંત [માનનારું
**લોકતંત્રવાદી** (-તન્ત્ર-) વિ. [સં.,પું.] લોકતંત્ર-વાદમાં

**લોક-ત્રય** પું.,બ.વ. [સં.,ન.,એ.વ.], -યી સ્ત્રી. [સં.,એ.વ.] ત્રણ લોક-પૃથ્વી અંતરિક્ષ અને સ્વર્ગ, ત્રિલોક, ત્રિલોકી, ત્રિભુવન

**લોક-દાઝ** (-ઝ્ય) સ્ત્રી. [+ જુઓ 'દાઝ.'] લોકોના તરફની દિલની સહાનુભૂતિ, લોકોની લાગણીનો પ્રબલ ખ્યાલ, લોકોના થતા અહિતને લઈ થતી ચિંતા

**લોક-દ્વેષી** વિ. [સં.,પું.] જનતાનો ખાર કરનાર

**લોક-ધર્મ** પું. [સં.] લોકોમાં પ્રચલિત સર્વ-સામાન્ય ધાર્મિક માન્યતા અને આચરણ. (૨) લોકોનાં રીતરિવાજ રહેણી-કરણી વગેરે

**લોકધર્મી** સ્ત્રી. [સં.] લોકોમાં સર્વ-સામાન્ય રીત-રિવાજ અને રહેણી-કરણીનું સ્વરૂપ. (નાટય.)

**લોક-નાડી** સ્ત્રી. [સં.] (લા.) લોકોની લાગણી

**લોક-નાયક** પું. [સં.] જનતાનો આગેવાન

**લોક-નાલ** ન., -લી સ્ત્રી. [સં.] લોકોનું સ્વરૂપ, જનતાનું સ્વરૂપ કે ગુણ-ધર્મ. (જૈન.) [ઉપર મોકલેલું

**લોક-નિયુક્ત** વિ. [સં.] જનતાએ ચૂંટી કાઢી સત્તા-સ્થાન

**લોક-નિર્ભીકતા** સ્ત્રી. [સં.] લોકાપવાદના ભયનો સર્વથા અભાવ, 'મોરલ કરે(૦જ)જ'

**લોક-નિર્માણ** ન. [સં.] જનતાનું પ્રજા તરીકેનું ઘડતર

**લોક-નીતિ** સ્ત્રી. [સં.] લોકની એકબીજાનાં હિત ન જોખમાય એ પ્રકારના વર્તનની પ્રણાલી

**લોકનીય** વિ. [સં.] જોવા જેવું, જોવા લાયક

**લોક-નૃત્ય** ન. [સં.] સર્વ-સામાન્ય જનતાના વિવિધ થર-માં પ્રચલિત નૃત્ય-પ્રકાર, 'ફોક-ડાન્સ'

**લોક-નાટ્ય** ન. [સં.] ભવાઈ રામલીલા વગેરે પ્રકારની ભજવણી, 'ફોક-ડ્રામા'

**લોક-નેતા** પું. [સં.] જુઓ 'લોક-નાયક.'

**લોક-પક્ષ** પું. [સં.] જનતાનું હિત જોનાર રાજકીય પક્ષ, લોકોની તરફેણ કરતો પક્ષ

**લોક-પતિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે પૃથ્વી સહિત બીજી દુનિયાઓનો માનેલો અધિપતિ

**લોકપતિ-ત્વ** ન. [સં.] લોક-પતિ હોવાપણું

**લોક-પરંપરા** (-પરમ્પરા) સ્ત્રી. [સં.] લોકોમાં ચાલી આવતી માન્યતા રીતરિવાજો વગેરેની પ્રણાલી

**લોક-પાલ(-ળ)** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે તે તે દિશા(આઠે)ના અધિપતિ તે તે દેવ (ઇંદ્ર વગેરે). (૨) રાજ્યપાલથી ઊતરતા દરજ્જાનો અધિકારી

**લોક-પિતા** પું. [સં.] પ્રજા તરફ પોતાનાં સંતાનની ભાવ-નાથી જોનાર રાષ્ટ્ર-પુરુષ (મ. ગાંધી જેવા)

**લોક-પિતામહ** પું. [સં.] બ્રહ્મા

**લોક-પ્રચલિત** વિ. [સં.] જનતામાં ફેલાઈ ગયેલું

**લોક-પ્રતિજ્ઞા** સ્ત્રી. [સં.] લોકોએ કરેલો નિશ્ચય

**લોક-પ્રતિનિધિ** પું. [સં.] લોક-સભા વિધાન-સભા વગેરેમાં તેમ પ્રધાન-મંડળમાંનો લોકોએ ચૂંટી મોકલેલ સભ્ય, પ્રજા-પ્રતિનિધિ [લોકોમાં ચાલુ ભાષા-પ્રયોગ

**લોક-પ્રયોગ** પું. [સં.] સાહિત્યમાં પ્રચલિત ન હોય તેવો

**લોક-પ્રવાદ** પું. [સં.] જુઓ 'લોકાપવાદ.'

**લોક-પ્રવાહ** પું. [સં.] જનતાનું વલણ

**લોક-પ્રવૃત્તિ** સ્ત્રી. [સં.] લોકોની હિલચાલ. (૨) લોકોનું સર્જન કરવાની ચાલુ પ્રક્રિયા [વખાણ

**લોક-પ્રશંસા** (-પ્રશંસા) સ્ત્રી. [સં.] લોકો તરફથી થતાં

**લોક-પ્રસંગ** (-સઙ્ગ) પું. [સં.] જનતા જે ઉત્સવો ઊજવતી હોય તેમાંનો તે તે ઉત્સવ

**લોક-પ્રસિદ્ધ** વિ. [સં.] જનતામાં જાહેર થયેલું, જગ-પ્રસિદ્ધ

**લોક-પ્રિય** વિ. [સં.] લોકોમાં આદર પામેલું, લોકોને જેને માટે ચાહ હોય તેવું [મેળવવાપણું

**લોકપ્રિય-તા** સ્ત્રી. [સં.] લોક-પ્રિય હોવાપણું, લોકોનો ચાહ

**લોક-પ્રેમી** વિ. [સં.,પું.] લોકોના તરફ પ્રેમ રાખનારું

**લોટ-બત્રીસી(-શી)** સ્ત્રી. [સં. + જુઓ 'બત્રીસી (-શી).'] (લા) લોકોમાં વાત થવી એ. [૦એ ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) નિંદાવું]

**લોક-બંધુ** (-બન્ધુ) પું. [સં.] લોકોનું હિત કરનાર વ્યક્તિ

**લોક-બાહ્ય** [સં.] લોકોમાં સામાન્ય નહિ તેવું, અ-સાધારણ, અ-સામાન્ય. (૨) લોકોએ તરછોડેલું

**લોક-બાંધવ** (-બાન્ધવ) પું. [સં.] જુઓ 'લોક-બંધુ.'

**લોક-બુદ્ધિ** સ્ત્રી. [સં.,] જનતાની સમજ, સામાન્ય બુદ્ધિ, સાધારણ સમજ, 'કૉમન સેન્સ' (આ.બા.)

**લોક-બોલી** સ્ત્રી. [સં. + જુઓ 'બોલી.'] સાહિત્ય અને લોક-વ્યવહારમાં સ્વીકારાયેલી માન્ય ભાષા સિવાયની ત્યાં ત્યાં લોકોમાં પ્રચલિત આંતરિક વ્યવહારની અલિખિત ભાષા, 'ડાયાલેક્ટ.'

**લોક-ભક્ત** વિ. [સં.] લોકોને ચાહનારું, 'ડેમેગૉગ.' (દ.બા.)

**લોક-ભય** પું. [સં.,ન.] લોકોના તરફનો ભય, લોકાપવાદ થવાનો ભય, લોક-નિંદા થવાની દહેશત

**લોક-ભાવના** સ્ત્રી. [સં.] લોકોની સારી લાગણી

**લોક-ભાષા** સ્ત્રી. [સં.] જુઓ 'લોક-બોલી.' [પાણિનિના સમયમાં પ્રચલિત (પછીથી 'સંસ્કૃત' તરીકે જાણીતી થયેલી) ભાષાને એણે 'લોક-ભાષા'–'ભાષા' કહી છે.]

**લોક-ભોગ્ય** વિ. [સં.] લોકો જેને માણી શકે તેવું, લોકોને ગમી જાય તેવું, સર્વ-સામાન્ય જનતાને આનંદ આપે તેવું, 'ડેમોક્રેટિક' (આ.બા.)

**લોક-ભ્રમ** પું. [સં.] જનતામાં ફેલાયેલી ભ્રાંતિ કે ગેર-સમજ

**લોક-મત** પું. [સં.,ન.] લોકોનો અભિપ્રાય, જન-રુચિ, 'પબ્લિક ઓપિનિયન.' (૨) લોકોનો મત જાણવાની ક્રિયા, 'પ્લેબિસાઇટ' (વા. મહેતા), 'રેફર-ડમ'

**લોકમતાધીન** વિ. [+સં. અધીન] લોકોના અભિપ્રાય ઉપર જેનો આધાર હોય તેવું, 'રિસ્પૉન્સિબલ' [કે વ્યવહાર

**લોક-મર્યાદા** સ્ત્રી. [સં.] લોકાચાર, લોકોમાં પ્રચલિત રૂઢિ

**લોક-મહેશ્વર** પું. [સં.] સર્વશક્તિમાન પરમાત્મા

**લોક-માતા** સ્ત્રી. [સં.] જગતની માતા. (૨) લક્ષ્મી. (૩) લોકોને પાણી અને તેથી ધાન્ય આપનારી તે તે નદી

**લોક-માધ્યમ** ન. [સં.] જેમાં દ્વાર-રૂપે પ્રજા હોય તેવી પરિ-સ્થિતિ, 'માસ-મીડિયા'

**લોક-માનસ** ન. [સં.] લોક-રુચિ, લોકોનો અભિપ્રાય

**લોક-માન્ય** વિ. [સં.] જનતાના માનને પાત્ર. (૨) લોકે

સંમાનિત કરેલું, 'અન-ઑફિશિયલ' (ક.મા.) (૩) સ્વ. બાળ ગંગાધર ટિળકને લોકોએ આપેલું એવું બિરુદ
લોકમાન્ય-તા¹ સ્ત્રી. [સં.] લોક-માન્ય હોવાપણું
લોક-માન્યતા² સ્ત્રી. [સં.] લોકોમાં પ્રચલિત માન્યતા
લોક-માર્ગ પું. [સં.] લોક-વ્યવહાર, રૂઢિ
લોક-માંગ (-ગ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'માંગ.'] લોકોની જરૂરિયાત [ભરણ-પોષણ. (૨) કારકિર્દી
લોક-યાત્રા સ્ત્રી. [સં.] જીવનનો નિર્વાહ, લોકમાં રહી કરાતું
લોક-મેળાવો પું. [સં. + मेलापक->પ્રા. मेलावअ-] પ્રજાજનો એકઠાં થયાં હોય તેવી સ્થિતિ, મેળો, સંમેલન. 'કોંગ્રેગેશન'
લૉકર ન. [અં.] બૅંકમાંનું ગ્રાહકોના દાગીના વગેરે રાખવા માટેનું ખાસ સુરક્ષિત ખાનું [શાસક રાજા
લોક-રક્ષક વિ. [સં.] જનતાનું રક્ષણ કરનાર. (૨) પું.
લોક-રખું વિ. [સં. + જુઓ 'રાખવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] જુઓ 'લોક-રક્ષક.'
લોક-રમત (-ત્ય) સ્ત્રી. [સં. + જુઓ 'રમત.'] જનતામાં સામાન્ય ગણાતો તે તે ખેલ કે ક્રીડા
લોક-રંજક (-રઞ્જક) વિ. [સં.] લોકોને મનોરંજન કરાવનારું
લોક-રંજન (-રઞ્જન) ન. [સં.] લોકોને આનંદ આપવો એ
લોક-રાજ્ય ન. [સં.] લોકશાહી પ્રકારનું શાસન-તંત્ર
લોક-રાહ પું. [સં.] જનતાએ પસંદ કરેલો માર્ગ કે પ્રકાર, લોક-માર્ગ, લોક-રૂઢિ
લોક-રીતિ સ્ત્રી. [સં.] શિરસ્તો, ચાલ, રીત-રસમ, રિવાજ
લોક-રુચિ સ્ત્રી. [સં.] લોકનો ગમો, લોકોની મરજી
લોક-રૂઢિ સ્ત્રી. [સં.] જનતામાં જામી પડેલ રીત-રિવાજ વ્યવહાર વગેરે, લોકાચાર
લોકલ વિ. [અં.] સ્થાનને લગતું, સ્થાનિક. (૨) સ્ત્રી. મોટાં શહેરોનાં પરાંઓમાં દોડતી આગ-ગાડી બસ વગેરે
લોક-લજ્જા સ્ત્રી. [અં.] લોકોમાં નિંદા થશે એ ભય
લોકલ-બોર્ડ ન. [અં.] જિલ્લા કે તાલુકામાં જ્યાં સુધરાઈ ન હોય ત્યાં સ્થાનિક સ્વરાજ્યનું કામ કરતી સંસ્થા, સ્થાનિક પંચ [પંક્તિ, જનતાની જામેલી કતાર
લોક-લંઘર (-લઙ્ઘ્ર્ય) સ્ત્રી. [સં. + જુઓ 'લંઘર.'] લોકોની
લોક-લાઈ ન. [સં. लोक દ્વારા] જનતા સામાન્ય. (૨) જુઓ 'લોક-વર્ણ.' [મમતા
લોક-લાગણી સ્ત્રી. [સં. + જુઓ 'લાગણી.'] જનતાની
લોક-લાજ સ્ત્રી. [સં. + જુઓ 'લાજ.'] જુઓ 'લોક-લજ્જા.'
લોક-લીલા સ્ત્રી. [સં.] (લા.) લોક-વ્યવહાર
લોક-લોકાંતર (-લોકાન્તર) ન. [+ સં. लोक + अन्तर] આ દુનિયા અને અન્ય દુનિયા, જુદું જુદું જગત
લોક-વટો પું. [સં. + જુઓ 'વટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જનતાથી દૂર ખસી જવું એ, દેશવટો
લોક-વદંતી (-વદન્તી) સ્ત્રી. [સં.] કિંવદંતી, લોક-વાયકા, જન-શ્રુતિ. (૨) લોકોનો અભિપ્રાય ['લોક-વર્ણ.'
લોક-વરણ ન., સ્ત્રી. [સં. + वर्ण. અર્વા. તદ્ભવ] જુઓ
લોક-વર્ણ ન., સ્ત્રી. [સં.,પું.] ઉજળિયાત કોમો સિવાયની શ્રમજીવી જનતા
લોક-વર્ધક,-ન વિ. [સં.] સંસારી થઈ પ્રજા-વૃદ્ધિ કરનાર
લોક-વલ્લભ વિ. [સં.] લોક-પ્રિય, પ્રજા-પ્રિય
લોક-વંદ્ય (-વન્દ્ય) વિ. [સં.] જનતાને વંદન કરવા યોગ્ય, લોકોને માટે સંમાન્ય
લોક-વાક્ય ન. [સં.] જનતાનાં વેણ
લોક-વાણ (-ણ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'વાણ³'], -ણી સ્ત્રી. [સં.] લોકોનો અભિપ્રાય. (૨) જનતા તરફની ટીકા
લોક-વાદ પું. [સં.] લોક-વાયકા, જન-શ્રુતિ, દંતકથા. (૨) લોકાપવાદ [શ્રુતિ, અનુ-શ્રુતિ. (૨) જન-મત
લોક-વાયકા સ્ત્રી. [સં. + જુઓ 'વાયકા.'] કિંવદંતી, જન-
લોક-વર્ગ પું. [સં.] લોકો, જનતા, પ્રજા
લોક-વાર્તા સ્ત્રી. [સં.] જુઓ 'લોક-કથા.' (૨) કાલ્પનિક વસ્તુવાળી મધ્યકાલીન પદ્ય-વાર્તા, લૌકિક કથા
લોક-વાસના સ્ત્રી. [સં.] જનતા વખાણ કરે એવી આકાંક્ષા, લોકૈષણા
લોક-વિગ્રહ પું. [સં.] જનતામાં ચાલતો આંતરિક ઝઘડો
લોક-વિદિત વિ. [સં.] જનતામાં જાણીતું
લોક-વિશ્રુત વિ. [સં.] જુઓ 'લોક-પ્રસિદ્ધ.'
લોક-વૃત્ત ન. [સં.] પ્રજાને લગતા સમાચાર. (૨) લોક-જીવન [કે વિદ્યા, 'જર્નાલિઝમ'
લોકવૃત્ત-વિવેચન ન. [સં.] વર્તમાનપત્રો ચલાવવાની રીત
લોક-વૃત્તાંત (-વૃત્તાન્ત) પું. [સં. + वृत्त + अन्त] લોક-સમાચાર, લોકોને લગતા ખબર
લોક-વૃત્તિ સ્ત્રી. [સં.] પ્રજાનું વલણ, પ્રજાની માન્યતા
લોક-વેણ (-વેણ્ય) ન. [સં.] જુઓ લોક-વાક્ય.'
લોકવેદ-પંથ (-પન્થ) પું. [સં. + वेद + જુઓ 'પંથ.'] લૌકિક વ્યવહાર અને વૈદિક ધર્મની પરંપરાના મિશ્રણવાળો સંપ્રદાય [પંથનું અનુયાયી
લોકવેદપંથી (-પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] લોકવેદ-
લોક-વ્યવહાર પું. [સં.] લોકોના પરસ્પરનો લેવડદેવડનો સંબંધ, પ્રજાકીય વહેવાર. (૨) લોકાચાર, લોક-રીતિ
લોક-વ્યાપક વિ. [સં.], લોક-વ્યાપી વિ. [સં.,પું.] સમગ્ર જનતામાં ફેલાઈ જનારું, પ્રજામાં વ્યાપક
લોક-શત્રુ પું. [સં.] જનતાનું અહિત વિચારનાર અને કરનાર વ્યક્તિ. લોક-દ્રોહી
લોકશત્રુ-તા સ્ત્રી. [સં.] લોક-શત્રુ હોવાપણું
લોક-શાલા(-ળા) સ્ત્રી. [સં.] સર્વ-સામાન્ય જનતાને પણ જ્યાં શિક્ષણ લેવાની સગવડ હોય તેવી નિશાળ
લોક-શાસન ન. [સં.] જુઓ 'લોક-તંત્ર'-'ડેમૉક્રસી' (ર.વા.)
લોકશાસન-વાદ પું. [સં.] જનતાની રાજ્ય-સત્તા હોય એ પ્રકારનો મત-સિદ્ધાંત, લોકશાહી
લોકશાસનવાદી વિ. [સં.,પું.] લોકશાસન-વાદમાં માનનારું
લોક-શાસિત વિ. [સં.] પ્રજા દ્વારા જેનું શાસન ચાલ્યું હોય તેવું
લોક-શાસ્ત્ર ન. [સં.] લોકાચાર, લોક-રૂઢિ
લોક-શાહી સ્ત્રી. [સં. + જુઓ 'શાહી.³'] જુઓ 'લોક-તંત્ર' 'રિપબ્લિક' (મ.હ.) ડેમૉક્રસી' (મ.હ.)
લોક-શાંતિ (-શાન્તિ) સ્ત્રી. [સં.] જાહેર સુલેહ-શાંતિ, સાર્વજનિક સ્વસ્થતા

**લોક-શિક્ષણ** ન., **લોક-શિક્ષા** સ્ત્રી. [સં.] લોકોને આપવાની કેળવણી, 'માસ-એજ્યુકેશન' [વાચકો
**લોક-શ્રુતિ** સ્ત્રી. [સં.] જન-શ્રુતિ, અનુ-શ્રુતિ કિંવદંતી, લોક-
**લોક-સખ** પું. [સં. लोकसख समासમાં] લોકોનું હિત ઇચ્છનાર, જનતાનો હિતેચ્છુ
**લોક-સત્તા** સ્ત્રી. [સં.] લોકોનો અધિકાર, જન-સત્તા. (૨) પ્રજા-તંત્ર, લોક-તંત્ર, લોક-શાસન, 'ડેમોક્રસી' (મે.ક.)
**લોકસત્તાક** વિ. [સં.] પ્રજાસત્તાક, લોકશાહીવાળું
**લોકસત્તાધીન** વિ. [+સં. अधीन] લોકોની સત્તાને વશ રહેલું, લોકસત્તાને તાબે હોય તેવું
**લોકસત્તા-વાદ** પું. [સં.] જુઓ 'લોકશાસન-વાદ.'
**લોકસત્તાવાદી** વિ. [સં.,પું.] લોકસત્તા-વાદમાં માનનારું, લોકશાસનવાદી [તાની શુભેચ્છા
**લોક-સદ્ભાવના** સ્ત્રી. [સં.] લોકોની ભલી લાગણી, જન-
**લોક-સંઘ** (-સઙ્ઘ) પું. [સં.] જુઓ 'લોક-સમુદાય.'
**લોક-સંપર્ક** (-સમ્પર્ક) પું. [સં.] જુઓ 'લોક-સમાગમ'-'પબ્લિક રિલેશન'
**લોક-સંમાન્ય** (-સમ્માન્ય) વિ. [સં.] જુઓ 'લોક-માન્ય.'
**લોક-સંમતિ** (-સમ્મતિ) સ્ત્રી. [સં.] લોકોનો ટેકો
**લોક-સંસ્કૃતિ** (-સંસ્કૃતિ) સ્ત્રી. [સં.] લોકોની સાંસ્કારિક રહેણી-કરણી રીતરિવાજ વગેરે
**લોક-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [સં.] સામાજિક તે તે મંડળ. (૨) સામાજિક માળખું
**લોક-સભા** સ્ત્રી. [સં.] લોકોએ પોતામાંથી ચૂંટીને મોકલેલા સભ્યોની બનેલી કાયદા વગેરે ઘડનારી 'વિશાળ સમિતિ, 'પાર્લામેન્ટ.' (૨) એવી સભાનું સ્થાન 'પાર્લામેન્ટ-હાઉસ,' 'હાઉસ ઑફ પીપલ'
**લોક-સમાગમ** પું. [સં.] લોકોની સાથે હળવું મળવું એ, લોક-સંપર્ક, 'પબ્લિક રિલેશન'
**લોક-સમુદાય** પું. [સં.] જનતાનો સમૂહ, લોકો, જન-સમુદાય, 'માસ' (ચં.ન.). (૨) વન-જાતિ, 'ટ્રાઇબ' (ખ.ક.ઠા)
**લોક-સંખ્યા** (-સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] જન-સંખ્યા, વસ્તી, 'પોપ્યુલેશન'
**લોક-સંગીત** (-સઙ્ગીત) ન. [સં.] લોકોને ગાવા સમજવામાં સરળ પડે તેવો ગાન-પ્રકાર, દેશી સંગીત, હળવું સંગીત, સુગમ સંગીત, 'લાઇટ મ્યુઝિક'
**લોક-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] સમાજમાં જન્મ લીધો છે એટલે સામાજિક કાયદા રીત-રિવાજ વગેરે સર્વનું બરોબર પાલન કર્યે જવું એ [વળગી રહેનાર
**લોકસંગ્રહ-કાર,૦ક** વિ. [સં.] લોકાચારને સંપૂર્ણપણે
**લોક-સાક્ષર** પું. [સં.] આમ વર્ગને માટે હળવું સાહિત્ય લખી આપનાર વિદ્વાન
**લોક-સાહિત્ય** ન. [સં.] જનતાને કર્ણોપકર્ણ મળેલું સામાન્ય રીતે ગ્રંથસ્થ ન થયું હોય અને જેના રચનારનો પણ ખ્યાલ ન હોય તેમ લગભગ સ્વયંભૂકોટિનું હોય તેવું રસળતું વાઙ્મય, 'ફોક-લિટરેચર'
**લોક-સિદ્ધ** વિ. [સં.] લોકોએ જેને માન્ય રાખી સ્વીકાર કર્યો હોય તેવું
**લોક-સુખ** ન. [સં.] પ્રજાની સર્વ-સામાન્ય સુખાકારી
**લોક-સુધારણા** સ્ત્રી. [સં.+જુઓ 'સુધારણા.'] લોકોમાં વહેમ અજ્ઞાન કુરિવાજો વગેરે સુધારવાની ક્રિયા
**લોક-સુલભ** વિ. [સં.] લોકોને સરળતાથી મળે તેવું, લોકોમાં સરળતાથી મળે તેવું [ઉત્પત્તિ
**લોક-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] પ્રજાનું સર્જન, માણસ જાતની
**લોક-સેના** સ્ત્રી. [સં.] જુઓ 'લોક-સૈન્ય.'
**લોક-સેવક** પું. [સં.] જનતાની સેવા કરનાર વ્યક્તિ, જાહેર ક્ષેત્રની વ્યક્તિ, 'પબ્લિક મેન'
**લોક-સેવા** સ્ત્રી. [સં.] લોકોનાં વિવિધ કાર્યોમાં સહાયક થઈ પડવાનું કાર્ય, સમાજ-સેવા [તૈયાર કરેલી સેના
**લોક-સૈન્ય** ન. [સં.] પ્રજામાંથી સ્વયંસેવકો ભેગા કરી
**લોક-સ્તુતિ** સ્ત્રી. [સં.] લોકોનાં કે લોકોએ કરેલાં વખાણ
**લોક-સ્વભાવ** પું. [સં.] જનતાની પ્રકૃતિ
**લોકસ્વભાવ ભાવના** સ્ત્રી. [સં.] વૈરાગ્યને દૃઢ બનાવનારી એક પ્રકારની વિચારણા. (જૈન.)
**લોક-સ્વાસ્થ્ય** ન. [સં.] જાહેર આરોગ્ય, 'પબ્લિક હેલ્થ'
**લોક-હસારત** સ્ત્રી. [સં.+જુઓ 'હસારત.'] સમાજમાં હાંસી થવાની ક્રિયા [નુકસાન
**લોક-હાનિ** સ્ત્રી. [સં.] સાર્વજનિક નુકસાન, જાહેરને થતું
**લોક-હિત** ન. [સં.] સાર્વજનિક ભલું, લોક-કલ્યાણ
**લોકહિત-વાદ** પું. [સં.] ગમે તે રીતે લોક-કલ્યાણ થાય એવી રાજ્ય-વ્યવસ્થાનો મત-સિદ્ધાંત
**લોકહિતવાદી** વિ. [સં.,પું.,] લોકહિતવાદમાં માનનાર
**લોક-હિતાવહ** વિ. [સં. °हित+आ-वह] લોકોનું કલ્યાણ કરનારું, જનતાનું ભલું કરનારું
**લોક-હિતૈષી** વિ. [સં. °हित+एषी, પું.] સાર્વજનિક ભલાની ઇચ્છા કરનારું, લોકોનું ભલું ઇચ્છનારું
**લોક-હૃદય** ન. [સં.], **લોક-હૈયું** ન. [+જુઓ 'હૈયું.'] પ્રજાનું માનસ, લોકોના મનમાં શું છે એ, લોક-લાગણી
**લોકાઈ**[1] વિ. [સં. लोक+ગુ. 'આઈ' ત. પ્ર.] લોક-વર્ગને લગતું, ઊતરતા વર્ગના કાંઈક સંસ્કારી ગ્રામીણોને લગતું
**લોકાઈ**[2] સ્ત્રી. [સં. लोक+ગુ. 'આઈ' ત.પ્ર.] માણસ જેવો વ્યવહાર. (૨) પારકા અને અજાણ્યા તરફ થતો હોય તેવો મન વિનાનો વહેવાર [કરવું એ
**લોકાઉટ** પું. [અં.] કારખાનાવાળા તરફથી કારખાનું બંધ
**લોકા-ગચ્છ** જુઓ 'લોંકા-ગચ્છ.'
**લોકાચાર** પું. [સં. लोक+आ-चार] જનતાનાં રીત-રિવાજ રહેણી-કરણી આચાર-વિચાર વગેરે રૂઢિ-ગત આચરણ, દુનિયાદારી પ્રમાણેનો વ્યવહાર, રૂઢિ, ચાલ
**લોકાચારી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] દુનિયાની રીત. (૨) મરણ-પ્રસંગે સાંત્વન આપવા જવું એ
**લોકાટ** ન. બોરના જેવું એક પ્રકારનું ફળ
**લોકાતીત** વિ. [+સં. अतीत] લોકથી પર રહેલું, અલૌકિક
**લોકાદર** પું. [+સં. आ-दर] લોકો તરફથી મળતું માન, માન-મરતબો
**લોકાધિપ** પું. [+સં. अधिप] રાજા
**લોકાધિપત્ય** ન. [+સં. आधिपत्य] લોકો ઉપરની સત્તા

(૨) લોકોની સત્તા, લોક-સત્તા, પ્રજાસત્તાક

**લોકાધિષ્ઠાન** ન. [+ સં.-अधि-ष्ठान] જેનામાં દુનિયાઓ સ્થિતિ કરીને રહેલ છે તે પરમેશ્વર, પરમાત્મા

**લોકાધીન** વિ. [+ સં. अधीन] લોકોને જવાબદાર, લોક-સત્તા નીચેનું, 'રિસ્પોન્સિબલ'

**લોકાધ્યક્ષ** પું. [+ સં. अध्यक्ष] દુનિયાઓના સ્વામી-પરમેશ્વર, પરમાત્મા [તરફ સહાનુભૂતિ

**લોકાનુગ્રહ** પું. [+ સં. अनु-ग्रह] લોકોની કૃપા. (૨) લોકો

**લોકાનુચર** પું. [+ સં. अनु-चर] લોકોની સેવા શુશ્રૂષા કરનાર, લોક-સેવક, 'ડેમેગૉગ' (મ.ર.)

**લોકાનુભવ** [+ સં. अनु-भव] જનતાના સ્વરૂપનો પરિચય

**લોકાપકારક** વિ. [+ સં. अप-कारक] લોકોનું બૂરું કરનારું

**લોકાપવાદ** પું. [+ સં. अप-वाद] લોકો તરફથી થતી નિંદા, લોક-નિંદા, પ્રજા તરફની વગોવણી

**લોકાપવાદભય-મુક્તિ** સ્ત્રી. [સં.] લોક-નિંદાના ભયમાંથી છુટકારો, 'મૉરલ કરે(૦જ)જ' (ન.લા.)

**લોકાભિરામ** વિ. [+ સં. अभि-राम] લોકોમાં ઘણું સુંદર. (૨) લોકોને ગમતું

**લોકાયત** વિ. [+ સં. आ-यत] લોકમાં લંબાયેલું. (૨) પું. આ દુનિયા સિવાય બીજું કશું જ નથી એવા મતનો એક નાસ્તિક સંપ્રદાય. (સંજ્ઞા)

**લોકાયત-મત** પું. [સં.,ન.], **લોકાયત-વાદ** પું. [સં.] લોકાયતોનો નાસ્તિક-સિદ્ધાંત, ચાર્વાક પ્રકારનો મત

**લોકાયતવાદી** વિ. [સં.,પું.], **લોકાયતિક** વિ. [સં.] લોકાયતમતનું અનુયાયી, નાસ્તિકમતવાદી

**લોકાર્થિક** વિ. [+ સં. आर्थिक] લોકોની સંપત્તિને લગતું, સામાજિક જાહેર ફંડને લગતું [પ્રજાને શરણે સોંપેલું

**લોકાર્પિત** વિ. [સં. + अर्पित] જનતાની સેવામાં અપાયેલું,

**લોકાલોક** પું. [+ સં. अ-लोक] પૌરાણિક પ્રકારે એ નામનો એક પર્વત. (સંજ્ઞા.) [મોઢામોઢ, કર્ણ-પરંપરાએ

**લોકાલોકી** ક્રિ.વિ. [+ સં. लोक દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.]

**લોકાશાહ** જુઓ 'લોંકાશાહ.' [જનતાની સહાય

**લોકાશ્રય** પું. [+ સં. आ-श्रय] લોકોનો લીધેલો આશરો,

**લોકાંત** (લોકાન્ત) પું [+ સં. अन्त] લોકોથી દૂર એવું સ્થાન, દુનિયાનો છેડો [પહોંચનું એ

**લોકાંત-પ્રાપ્તિ** (લોકાન્ત-) સ્ત્રી. [સં.] લોકના અંતભાગે

**લોકાંતર** (લોકાન્તર) ન. [+ સં. अन्तर] પર-લોક, બીજો લોક, બીજી દુનિયા

**લોકાંતર-ગત** (લોકાન્તર-) વિ. [સં.], **લોકાંતરિત** (લોકાન્તરિત) વિ. [+ સં. अन्तरित] પર-લોકમાં ગયેલું, મરણ પામેલું

**લોકાંતિક** (લોકાન્તિક) વિ. [+ સં. अन्तिक] બીજે ભવે મનુષ્ય-જન્મ પામી અંતે મોક્ષ મેળવનાર. (જૈન.) (૨) પું. સ્વર્ગ-લોક [ઘેર જઈ ખરખરો કરવો એ

**લોકિક** ન. [સં. लौकिक- અર્વા. તદ્ભવ] ગુજરી જનારને

**લોકિયું** વિ. [સં. लोक + ગુ. 'ઇયું' ત.પ્ર.] લોક-વર્ગને લગતું, લોકાઈ, સામાન્ય લોકોનું

**લોકી**, ૦ક ન. [સં. लौकिक, અર્વા. તદ્ભવ] જુઓ 'લૌકિક.'

**લોકીટ** જુઓ 'લૉકેટ.'

**લોકેચ્છા** સ્ત્રી. [સં. लोक + इच्छा] લોકોની મરજી, જનતાની ઇચ્છા, પ્રજા-મત [જનતાની મરજીનું

**લોકેચ્છિત** વિ. [+ સં. જુઓ 'ઇચ્છિત.'] લોકોએ ઇચ્છેલું,

**લોકે(-કી)ટ** ન. [અં.] બદામના આકારનું સ્ત્રીઓનું કંઠનું એક ઘરેણું

**લોકેશ** પું. [સં. + ईश] જુઓ 'લોક-પતિ.'

**લોકેશન** ન. [અં.] નિશ્ચિત સ્થાન, ઠામ-ઠેકાણું

**લોકેશ્વર** પું. [+ સં. ईश्वर] જુઓ 'લોકેશ'-'લોક-પતિ.'

**લોકૈક-શૂર** વિ., પું. [+ સં. एक-शूर] જગતમાં જેનો જોટો ન હોય તેવો વીર પુરુષ

**લોકૈષણા** સ્ત્રી. [+ સં. एषणा] લોકોમાં પ્રતિષ્ઠા મેળવવાની આકાંક્ષા, જનતામાં શ્રેષ્ઠ તરીકે ગણાવાની ઇચ્છા

**લોકોક્ત** વિ. [+ સં. उक्त] લોકોએ કહેલું

**લોકોક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] લોક-વાયકા, લોક-વાણી. (૨) 'કહેવત'ના રૂપમાં રજૂ થતો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**લોકો-ડિપાર્ટમેન્ટ** ન. [અં.] વરાળ-યંત્ર અને આગગાડીના ડબાઓની દેખભાળ રાખતું રેલવેનું એક ખાતું

**લોકોત્તમ** વિ. [+ સં. उत्तम] જનતામાં શ્રેષ્ઠ તરીકે માન્ય

**લોકોત્તર** વિ. [+ સં. उत्तर] લૌકિક હદ બહારનું. (૨) લોકમાં અ-સામાન્ય

**લોકોત્તર-કથા** સ્ત્રી. [સં.] અદ્ભુત વાર્તા

**લોકોત્તર-તા** સ્ત્રી. [સં.] લોકોત્તર હોવાપણું

**લોકોત્સવ** પું. [+ સં. उत्सव] સામાજિક ઓચ્છવ.

**લોકોદ્ધાર** પું. [+ સં. उद्धार] જનતાની સ્થિતિ સુધારવાનું કાર્ય

**લોકોદ્ધારક** વિ. [+ સં. उद्धारक] જનતાનો ઉદ્ધાર કરનારું

**લોકોપકાર** પું. [+ સં. उपकार] જનતાનું ભલું, સાર્વજનિક કલ્યાણ

**લોકોપકારક** વિ. [+ સં. उपकारक], **લોકોપકારી** વિ. [+ સં. उपकारी. પું.] જનતાનું ભલું કરનારું, સાર્વજનિક કલ્યાણ કરનારું [જનતાના ભલાની શીખ

**લોકોપદેશ** પું. [+સં. उप-देश] જનતાને આપવાની શિખામણ,

**લોકોપદ્રવ** પું. [+ સં उप-द्रव] જનતાને અપાતો ત્રાસ. (૨) જનતા તરફનો ત્રાસ—તોફાન વગેરે

**લોકોપદ્રવી** વિ. [+સં. उपद्रवी પું.] જનતાને ત્રાસ કરનાર

**લોકોપભોગ્ય** વિ. [+સં. उप-भोग्य] જનતાને ઉપભોગ લાયક, જનતાને માણવા જેવું ['પબ્લિક યુટિલિટી'

**લોકોપયોગ** [+સં. उप-योग] પ્રજાને કામમાં આવવું એ,

**લોકોપયોગી** પું. [+સં. उपयोगी, પું.] પ્રજાને કામમાં આવે તેવું, લોકોના કામનું. 'ઑફ પબ્લિક યુટિલિટી'

**લોકો-ફોરમૅન** પું. [અં.] રેલવેના એંજિન-ખાતાનો મુખ્ય કામદાર

**લોકો-મોટિવ** ન. [અં.] રેલવેનું એંજિન

**લોકો-સુપરિન્ટેન્ડન્ટ** પું. [અં.] રેલવેના એંજિન—ખાતાનો અધિરક્ષક [હિન્નમતનો અસ્ત્રો

**લોખંડ** (લોખણ્ડ) પું. [સં. लोह-खण्ड] લોહ, લોઢું. (૨)

**લોખંડિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ત્રાંબા-પિત્તળનાં મોટાં ઠામ ખોલવા માટે વપરાતું લોખંડનું એક હથિયાર

**લોખંડી** (લોખણ્ડી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] લોખંડને લગતું. (૨) (લા.) લોખંડના જેવું દૃઢ-નિશ્ચયી [રોજનિશી
**લૉગ-બુક** સ્ત્રી. [અં.] દરરોજના કરેલા કામની નોંધ-બુક,
**લોગો-જોગો** પું. લાગ, મોકો. (૨) પ્રસંગ
**લૉગેરિધમ** ન. [અં.] ગણિતની એક પદ્ધતિ. (ગ.)
**લોચ** પું., [સં. लुञ्च् દ્વારા, જૈન. સં.] વાળ ચૂંટી કાઢવાની ક્રિયા. (જૈન.)
**લોચક** પું. [સં.] લોચો, લોંદો
**લોચ-કર્મ** ન. [+ સં.] વાળ ચૂંટવાનું કામ. (જૈન.)
**લોચણી** સ્ત્રી. [જુઓ 'લોચવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] આંખ
**લોચન[1]** [સં.] આંખ, નયન, નેત્ર, ચક્ષુ
**લોચન[2]** ન. [જુઓ 'લોચ' એનું જૈન. સં.] જુઓ 'લોચ.'
**લોચન-ઠારી** વિ. [સં. लोचन + જુઓ 'ઠારવું + ગુ. 'ઈ' કૃ.પ્ર.] આંખ ઠારનાર, આંખને શાંતિ આપનાર
**લોચન-તારક** પું. [સં.] આંખની કીકી
**લોચના[1]** સ્ત્રી. [સં.] ઝંખના, તલસાટ
**લોચના[2]** સ્ત્રી. [જુઓ 'લોચ.'] જુઓ 'લોચ.'
**લોચનામય** પું. [સં. लोचन + आमय] આંખનો રોગ
**લોચનિયું** ન. [સં. लोचन + ગુ. 'ઇયું' સ્વાર્થે ત. પ્ર.] આંખ (પદ્યમાં)
**લોચલો** પું. માથા-બંધન, બોચલો
**લોચવાવવું** જુઓ 'લોચવાવું'માં.
**લોચવાવું** અ.ક્રિ. [જુઓ 'લોચો'-ના.ધા.] લોચામાં પડવું, ગંચવણમાં પડવું. **લોચવાવવું** પ્રે.,સ.ક્રિ.
**લોચવું** સ.ક્રિ. [સં. लुञ्च् દ્વારા જૈન સં. लोच ના.ધા.] વાળ ચૂંટી કાઢવા. (જૈન.) **લોચાવું[1]** કર્મણિ.,ક્રિ. **લોચાવવું** પ્રે.,સ.ક્રિ.
**લોચાવવું, લોચાવું[1]** જુઓ 'લોચવું'માં.
**લોચાવું[2]** અ.ક્રિ. [જુઓ 'લોચવાવું.'] જુઓ 'લોચવાવું.'
**લોચિયા-વેડા** પું., બ.વ. [જુઓ 'લોચિયું' + 'વેડા.'] ગૂંચવણમાં નાખવાની આદત
**લોચિયું** વિ. [જુઓ 'લોચો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લોચા નાખવાવાળું, ગૂંચવણ વધાર્યા કરનારું
**લોચો** પું. [સં लोचक-માંસનો લોંદો] લોંદો, લચકો. [-ચા **પડતી વાત** (રૂ.પ્ર.) ચોખવટ વગરની વાત. **-ચા લાપસી-(-શી) કરવી (કે વાળવી)** (રૂ.પ્ર.) ગરબડ-ગોટાળો કરવો. **-ચા વાળતી જીભ** (રૂ.પ્ર.) અચકાતી વાણી. **-ચા વાળવા** (રૂ.પ્ર.) ખરું કારણ છુપાવવું. (૨) ગોટાળો કરવો. ૦ **કરવો**, ૦ **વાળવો** (રૂ.પ્ર.) બગાડી નાખવું. ૦ **કાઢવો** (રૂ.પ્ર.) હિસાબ ચોખ્ખો કરવો. ૦ **દેવો**, ૦ **મારવો** (રૂ.પ્ર.) માંડવાળ કરવી. ૦ **પડવો** (રૂ.પ્ર.) વાંધો પડવો. ૦ **પાડવો** (રૂ.પ્ર.) વાંધો નાખવો. ૦ **લબાચો**, ૦ **લાપસી-(-શી)** (રૂ.પ્ર.) ગરબડ-ગોટાળો. **જીભના લોચા વળવા** (રૂ.પ્ર.) જવાબ આપી ન શકાવો. **મોંમાં લોચા વળવા** (મોં:-) (રૂ.પ્ર.) **મોંમાં** ભૂખ ન હોવાને કારણે ખાવું ન ભાવવું]
**લોચો-પોચો** પું. [જુઓ 'લોચો'-દ્વિર્ભાવ.] લોંદો
**લૉજ** સ્ત્રી. [અં.] રહેવા-ખાવાની સગવડ આપતું સ્થાન
**લૉજિક** ન. [અં.] તર્ક-શાસ્ત્ર

**લોજી** સ્ત્રી. એક જાતની સુતળી
**લોટ** પું. [દે.પ્રા. रोट्ट, लोट्ट. કાચા પીસેલા ચોખા] દાણાનો બારીક ભૂકો, આટો, ચૂન. [૦ **ઊડવો** (રૂ.પ્ર.) પાયમાલ થઈ જવું. ૦ **ચાટતું કરવું** (રૂ.પ્ર.) પાયમાલ કરવું. ૦ **થઈ જવું** (રૂ.પ્ર.) વ્યાકુળ થવું. ૦ **ફાકવો** (રૂ.પ્ર.) કાયરતા દેખાડવી. (૨) સાધન-રહિત હોવું. ૦ **ભેગું થવું** (રૂ.પ્ર.) ભૂખ ભેળું થવું. ૦ **માગવો** (રૂ.પ્ર.) કંગાળ થઈ જવું. ૦ **મારવો** (રૂ.પ્ર.) કોઈના પ્રેમમાં પડવું. **-ટે જવું** (રૂ.પ્ર.) ભીખ માગવા જવું. **મોઢામાં લોટ ઊડવો** (રૂ.પ્ર.) ગળું તદ્દન સુકાઈ જવું]
**લોટકી** સ્ત્રી. [જુઓ 'લોટકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો લોટકો, નાનો ઊલકો (જાજરૂ જવાના પાણીનો)
**લોટકું** ન. [જુઓ 'લોટું + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] માટીનું પાણીનું નાનું વાસણ, લોટું [ઊલકો
**લોટકો** પું. [જુઓ 'લોટકું.'] જાજરૂ જવા પાણીનો માટીનો
**લોટ-ફોટ** પું. [જુઓ 'લોટવું.' દ્વિર્ભાવ.] (લા.) વ્યભિચાર
**લોટણ[1]** ન. [જુઓ 'લોટવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] લોટવું એ, આળોટવું એ. લોટવાની ક્રિયા
**લોટણ[2]** વિ. [જુઓ 'લોટવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર.] લોટનારું. લોટવાના સ્વભાવનું. (૨) (-ણ્ય) સ્ત્રી. કેળ નાળિયેરી વગેરેની નીચે ઊગતી જાત. (૩) આળોટતું ઊડતું એક પ્રકારનું કબૂતર
**લોટણિયું** વિ. [જુઓ 'લોટણ[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] લોટવાના સ્વભાવનું, લોટ્યા કરે તેવું
**લોટ-પોટ** વિ. [જુઓ 'લોટવું'-દ્વિર્ભાવ.] થાક અથવા અશક્તિથી થાકી ગયેલું, લોથ-પોથ. (૨) મોઢે માથે લપેટીને સૂઈ ગયેલું. (૩) ગોટ-મોટ
**લોટ-મગું** વિ. [જુઓ 'લોટ' + માગવું' + ગુ. 'ઉ'' કૃ.પ્ર.] લોટ માગનારું, ભિખારી [ચરોતરી, સુરતી, સોરઠી
**લૉટરી** સ્ત્રી. [અં.] નસીબ અજમાવવાની આંકડાવાળી
**લોટ-વાયણું** ન. [જુઓ 'લોટ' દ્વારા.] ઘંટીના થાળામાંથી લોટ એકઠો કરવાનું ખાલું કે કપડું
**લોટવું** અ.ક્રિ. [સં. लुट्य- > પ્રા. लुट्ट, लोट्ट] આળોટવું પડખાં પડખાં પડખાં ફેરવવાં, લેટવું. (૨) આડે પડખે સૂવું. (૩) આરામ કરવો. **લોટાવું** ભાવે.,ક્રિ. **લોટાડવું, લોટાવવું** પ્રે.,સ.ક્રિ.
**લોટાડ(-વ)વું** જુઓ 'લોટવું'માં.
**લોટામણી** સ્ત્રી. [જુઓ 'લોટવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] ગુલાંટ ખાવાની એ નામની એક રમત
**લોટાવ(-ડ)વું, લોટાવું** જુઓ 'લોટવું'માં.
**લોટિય(-યે)ણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'લોટિયો' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] લોટિયા વહોરા-દાઊદી વહોરાઓની જ્ઞાતિની સ્ત્રી. (સંજ્ઞા.)
**લોટિયું[1]** વિ. [જુઓ 'લોટ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લોટથી ભરેલું. (૨) લોટ માગનારું માગણ. (૩) ન. જુઓ 'લોટ-વાયણું.' (૪) ચણા વગેરેનો મસાલાવાળો લોટ નાખી ભરીને કે ભર-ભરાવીને કરેલું કોઈ પણ શાક
**લોટિયું[2]** વિ. [જુઓ 'લોટો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લોટાના

તળા જેવું ગોળ-મટોળ (માથું)

**લોટિયેણ** (-ય) જુઓ 'લોટિયણ.'

**લોટિયો** વિ.,પું. [જુઓ 'લોટિયું[૨]'] (માથે બોડકાં માથાં રાખવાને કારણે) દાઢીઢી વહોરો. (સંજ્ઞા.)

**લોટી** સ્ત્રી. [જુઓ 'લોટો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની કળસથી. (૨) ગંગા જમના વગેરે પવિત્ર નદીઓના પાણીનો નાનો ઘડો. [**૦ ખોલવી** (રૂ.પ્ર.) યાત્રા કરી આવ્યા પછી ગંગા કે યમુનાના જલની લોટી ખોલી ઉત્સવ કરવો]

**લોટી-ઉત્સવ** પું. [+ સં.], **લોટી-ઓચ્છવ** પું. [+ જુઓ 'ઓચ્છવ.'] ગંગા કે યમુનાના પવિત્ર જળની લોટી યાત્રામાંથી લાવી એ ખોલી બીજાં સ્વજન સંબંધીઓને લેવડાવવા કરવામાં આવતો ઉત્સવ

**લોટું** ન. [જુઓ 'લોટો.'] નાનો લોટો, કળસિયો. (૨) (લા.) ગોળ-મટોળ બોડું માથું

**લો-ટેન્શન** ન. [અં.] વીજળીનું થોડું દબાણ

**લોટો** પું. [હિં. લોટા] કાંઈક ગોળ ઘાટનો કળસિયો. [**-ટા તેડવા** (રૂ.પ્ર.) રાંદલ માતાની સ્થાપના કરવી. **-ટા ભરવા** (રૂ.પ્ર.) વારંવાર ઝાડે જવું. (૨) ડરવું. **-ટામાં મીઠું નાખ(-નાં)ખવું** (રૂ.પ્ર.) વફાદારીના સોગંદ લેવા. **-ટે જવું** (રૂ.પ્ર.) હગવા જવું. **૦ ઊતરવો.** (રૂ.પ્ર.) ઝાડો થવો. **૦ ચઢા(-ઢા)વવો** (રૂ.પ્ર.) શંકરની પૂજા કરવી. **૦ થવો** (રૂ.પ્ર.) ઝાડો થવો. **૦ લૂંઈ લેવો, ૦ લૂંટી લેવો** (રૂ.પ્ર.) ઝૂંટવી લેવું]

**લોડ** પું. [અં.] ભાર, બોજ. (૨) દબાણ. [**૦ લગાડવો** (રૂ.પ્ર.) રેલગાડીમાં ભારના ડબા લગાડવા]

**લોઢણિયું** ન. [જુઓ 'લોઢવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] રવાઈના મથાળે બાંધવામાં આવતું દોરડું

**લોડવું** અ. ક્રિ. [ઉચ્ચારણ મૂર્ધન્ય] ડોલવું, આમ તેમ નમવું, આમ તેમ ઝૂલવું. **લોડાવું** ભાવે., ક્રિ. **લોડાવવું** પ્રે., સ.ક્રિ.

**લોડાવવું, લોડાવું** જુઓ 'લોડવું'માં.

**લોડી** સ્ત્રી. [જુઓ 'લોડો' + ગુ. 'ઈ' ત. પ્ર.] બાળકની જનનેંદ્રિય, ટટ્ટી

**લોડિંગ** (લોડિઙ્ગ) ન. [અં] ભાર ભરવો એ

**લોડેનમ** ન. [અં.] અફીણનો અર્ક

**લોડો[૧]** પું. [સં લકુટક -▶ પ્રા. लउडअ-] (લા.) પુરુષની જનનેંદ્રિય, શિશ્ન, લંડ

**લોડો[૨]** પું. [જુઓ 'લોડવું' + ગુ. 'ઓ' કૃ. પ્ર. 'મૂર્ધન્ય ઉચ્ચારણ.'] ડોલવું એ, ડોલો, આમ તેમ ઝૂલવું એ.

**લોઢ** પું. [દે.પ્રા. તત્સમ] પીસવા-વાટવાનો પથરો, વાટણિયો. (૨) કમળના વેલા નીચેનો કંદ, કમળ-કંદ. (૩) સમુદ્રની ભરતી. (૪) છાપરાના બંનેના કરા ઉપરનું મોજાના આકારનું ઢાળ પડતું ચણતર, લોઢિયો. [**૦ ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) વાંધો પાડવો. **૦ પડવો** (રૂ.પ્ર.) વાંધો ઊભો થવો. **માથે લોઢ લોઢાવો** (રૂ.પ્ર.) ઘણાં દુઃખ પડવાં]

**લોઢણ** ન. [જુઓ 'લોઢવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] લોઢવાની ક્રિયા, (કપાસ) પીલવાની ક્રિયા [લોઢ

**લોઢણિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વાટવાનો પથ્થર,

**લોઢણી** સ્ત્રી. [દે. પ્રા.] ચરખી (કપાસ માટેની)

**લોઢવું** સ. ક્રિ. [દે. પ્રા. लोढ તત્સમ] કપાસમાંથી યંત્ર દ્વારા કપાસિયા કાઢવા, પીલવું. (૨) વીણીને ભેગું કરવું. **લોઢાવું** કર્મણિ., ક્રિ. **લોઢાવવું** પ્રે. સ. ક્રિ.

**લોઢાઈ** સ્ત્રી. [જુઓ 'લોઢવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.] લોઢવાનું મહેનતાણું [કંગાળ, રાંકું

**લોઢાકૂટ** વિ. [જુઓ 'લોઢ' દ્વારા.] (લા.) ગરીબ, નિર્ધન,

**લોઢામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'લોઢવું' + ગુ. 'આમણ' -'આમણી' કૃ. પ્ર.] જુઓ 'લોઢાઈ.'

**લોઢારો** પું. [જુઓ 'લોઢવું' + ગુ. 'આરો.' કૃ.પ્ર.] લોઢવાનું કામ કરનાર માણસ અને એવી એક જ્ઞાતિનો પુરુષ. (સંજ્ઞા.)

**લોઢાવવું, લોઢાવું** જુઓ 'લોઢવું'માં.

**લોઢાળું** વિ. [જુઓ 'લોઢું' + ગુ. 'આળું' ત. પ્ર.] લોઢાવાળું

**લોઢાં** ન.,બ.વ. [જુઓ 'લોઢું.'] કારીગરોનાં લોખંડનાં હથિયાર. [**ગરાસિયાનાં લોઢાં** (રૂ.પ્ર.) પારકાને દેવાની શિખામણ. **ચારણનાં લોઢાં** (રૂ.પ્ર.) પોતાના આચરણમાં મૂકવાની બાબત]

**લોઢિયું** ન. [જુઓ 'લોઢ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) વારંવાર પજવનારું

**લોઢિયો** પું. [જુઓ 'લોઢિયું.'] દીવાલની સાંધમાં પાણી ન ઊતરે એ માટે કરવામાં આવતો ચૂના કે સિમેન્ટનો વાટો. (૨) કરબડીના ડાંઢા જેમાં નખાય તે લાકડું. (૩) લાંબા ઘાટની કુલડી

**લોઢી** સ્ત્રી. [જુઓ 'લોઢું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લોખંડની તાવડી, નાનો તવો. [**૦ ઉપર ચસકો** (-ઉપરચ-) (રૂ.પ્ર.) કહેવાની કાંઈ અસર ન થવી એ. (૨) વધુ જોઇયે ત્યાં થોડું આપવું એ]

**લોઢું[૧]** ન. [સં. लोह + ગુ. 'ડ' સ્વાર્થે લાગ્યા પછી + 'ઉં' ત.પ્ર.] લોખંડ. (૨) કારીગરનું તે તે ઓજાર. [**-ઢાના ચણા** (રૂ.પ્ર.) ઘણું મુશ્કેલ કામ. **-ઢાની સડક** (રૂ.પ્ર.) આગગાડીનો માર્ગ, રેલ-વે. **-ઢાનું માથું** (રૂ.પ્ર.) ટક્કર ઝીલતાં કંટાળે નહિ તેવું. **૦ લેવું** (રૂ.પ્ર.) લડવું, યુદ્ધ કરવું. **-ઢે લાઠ** (-ઠ્ય) (રૂ.પ્ર.) લોઢા જેવું મજબૂત. **-ઢે લોઢું કપાવું** (રૂ.પ્ર.) જેવાની સાથે તેવા થવું]

**લોઢું[૨]** વિ. [સં. *लघ्वाक-क-▶ પ્રા. लहुअ- દ્વારા] (બેની તુલનાએ) નાનેરું, નાનેરી ઉંમરનું

**લોણ** (લોણ) ન. [સં. लवण ▶ પ્રા. लउण] જુઓ 'લૂણ.'

**લોતર** પું. વળગાડ

**લોથ** (-થ્ય) સ્ત્રી. શબ, મડું, મુડદું, લાશ. [**૦ થવું** (રૂ.પ્ર.) (થાકથી) શિથિલ થઈ જવું. **૦ પડવી** (સ્ત્રી.) માર્યા જવું. **૦પોથ** (-થ્ય) (રૂ.પ્ર.) મરણ-તોલ. (૨) તદ્દન અશક્ત. **૦ વહોરવી** (-વોઃરવી) (રૂ.પ્ર.) પીડા નોતરવી, **૦ વળવી** (રૂ.પ્ર.) પાયમાલ થવું. **૦ વાળવી** (રૂ.પ્ર.) પાયમાલ કરવું]

**લોથડી** સ્ત્રી. ભાંગરેટમાં સેકેલી ભાખરી [અશક્ત

**લોથડું** વિ. [+ ગુ. 'ડું' ત.પ્ર.] લોથ જેવું થઈ ગયેલું,

**લોથડો** વિ.,પું. [જુઓ 'લોથડું.'] લબડતો માંસલ ભાગ. (૨) શિકારી પશુના મોઢામાં આવે તેવો માંસનો લોચો

**લોથરું** ન. [+ ગુ. 'રું' ત.પ્ર.] માંસનું બચકું. [**૦ લેવું** (રૂ.પ્ર.) બચકું ભરી લેવું]

**લોથવું** અ. ક્રિ. [જુઓ 'લોથ'- ના.ધા.] મડદાની જેમ શક્તિ-હીન થઈ આળોટવું. **લોથાવું** ભાવે., ક્રિ. **લોથાવવું** પ્રે.,સ.ક્રિ.
**લોથાડ** વિ. [જુઓ 'લોથ' દ્વારા.] થાકી ગયેલું
**લોથાર** ન. વહાણનું દોરડું. (વહાણ.) (૨) વહાણનું લંગર. (વહાણ.)
**લોથાર-પાક** પું. [જુઓ 'લોથારવું' + સં.] (લા.) સખત માર મારવો એ, લમધાર-પાક [લોથ જેવું કરી નાખવું
**લોથારવું** સ.ક્રિ. [જુઓ 'લોથ'-ના.ધા.] સખત માર મારી
**લોથારી** સ્ત્રી. ઓછા પાણીમાં વહાણને ધીમે ધીમે હંકારી કાંઠે લાવવું એ. (વહાણ.) (૨) લંગર. (વહાણ.)
**લોથાવવું, લોથાવું** જુઓ 'લોથવું'માં.
**લોથિયું** ન. [જુઓ 'લોથ' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) નાનું ગભૂડિયું, કુરકૂરિયું. (૨) વિ. માલ વગરનું, નમાલું. (૩) નઠારું, નરસું, ખરાબ. [૦ લેવું (રૂ.પ્ર.) બચકું ભરવું]
**લોથો** પું. [જુઓ 'લોથ' + ગુ. 'ઓ' ત.પ્ર.] લોચો, લોંદો, પીંડો. (૨) ઝૂમખું, ગુચ્છ. (૩) જુવારનું કણસલું. [-થા જેવું (રૂ.પ્ર.) મજબૂત. -થા ભણવા (રૂ.પ્ર.) ગમે તેમ આડું અવળું બોલવું. (૨) નકામા વિચાર કરવા. (૩) નકામી મહેનત કરવી. (૪) લાભ ઉઠાવવો]
**લોદર[1]** ન. [સં. लोध्र] જુઓ 'લોધર.' [ગાજર
**લોદર[2]** પું. [જુઓ 'લોધર.[2]'] ગાજરનો છોડ. (૨) ન.
**લોદરિયું** ન. [જુઓ 'લોદર[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લોદર[2]'(૨).' [૦ મરચું (રૂ.પ્ર.) ગાજર જેવું ગોળ-મટોળ લાંબું મરચું (એક જાત)
**લોદરી** સ્ત્રી. [સં. लोध्र દ્વારા] જુઓ 'લોધર.'
**લોદવું** જુઓ 'લોંદવું.' **લોદાવું** કર્મણિ., ક્રિ. **લોદાવવું** પ્રે.,સ.ક્રિ
**લોદા** સ્ત્રી. ઓખાના દરિયામાં થતી માછલીની એક જાત
**લોદ્રી** જુઓ 'લોદરી'-'લોધર.' [મારોનો સમૂહ
**લોધ** (-ધ્ય) સ્ત્રી. માછલાં પકડવા માટે જનારા માછી-
**લોધ(-ધે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'લોધો + ગુ.' અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] લોધા જ્ઞાતિની સ્ત્રી, લોધી. (સંજ્ઞા.)
**લોધર[1]** ન. [સં. लोध्र પું., અર્વા. તદ્ભવ] અગાઉ કાળી પાકી શાહી બનાવવા જેની છાલ વપરાતી તે એક ઝાડ, લોદર
**લોધર[2]** ન. ગાજરનો છોડ. (૨) ગાજર
**લોધર[3]** ન. ઘણું તેલ નાખી બાંધેલો લોટ
**લોધર[4]** ન. લોબાનનું ફૂલ
**લોધવું** સ.ક્રિ. [જુઓ 'લોધ' -ના.ધા.] માછલાં પકડવાં. **લોધાવું** કર્મણિ.,ક્રિ. **લોધાવવું** પ્રે.,સ.ક્રિ.
**લોધાવવું, લોધાવું** જુઓ 'લોધવું'માં.
**લોધી[1]** સ્ત્રી. [જુઓ 'લોધો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] લોધા જાતિની સ્ત્રી, લોધણ, લોધેણ. (સંજ્ઞા.)
**લોધી[2]** વિ.,પું. [જુઓ 'લોધવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] માછલાં પકડનાર, માછીમાર, ઢીમર
**લોધીતરો** પું. વાટવાનો ગોળ પથ્થર, વાટણિયો
**લોધું** વિ. લઠ્ઠ, ધિંગું, જાડું, મજબૂત. (૨) ઠોંગું. લુચ્ચું
**લોધેણ** (-ણ્ય) જુઓ 'લોધણ.' [પુરુષ. (સંજ્ઞા.)
**લોધો[1]** પું. ગંજી ખડકવાનો ધંધો કરતી જાતિ અને એનો
**લોધો[2]** પું. [જુઓ 'લોધવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] વ્યાધ, શિકારી, (૨) આર્દ્રા નક્ષત્ર. (વહાણ.)
**લોન** સ્ત્રી. [અં.] વ્યાજે કે ઉછીની લેવાતી રકમ. (૨) એક જાતનું બારીક કાપડ, નાન-કલાક, 'લૉન ક્લૉથ' (૩) હરિયાળી સપાટી (જમીનની)
**લોન-ક્લૉથ** ન. [અં.] જુઓ 'લોન(૨)'
**લોન-પાત્ર** વિ. [+ સં.,ન.] જેમાં લોનની જોગવાઈ હોય તેવું, 'લોને(૦ઈ)બલ'
**લોપ** પું. [સં.] ન. દેખાવું એ, અદૃશ્ય થવું એ. (૨) નાશ પામવું એ, નાશ, ક્ષય. (૩) કાયદો ફરી લાવવામાં આવતી જાગૃતિ, 'રિપીલ'
**લોપક** વિ. [સં.] લોપ કરનાર
**લોપડ-ચોપડ** (લૉપડ-ચૉપડ) વિ. [જુઓ 'ચોપડવું.'-દ્વિર્ભાવ.] ઘી તેલ વગેરેથી ચીકણું. (૨) (લા.) અત્યુક્તિવાળું. (૩) ન. ચીકણું દ્રવ્ય. (૪) (લા.) અત્યુક્તિ. (૫) ખુશામત
**લોપનીય** વિ. [સં.] લોપ કરવા જેવું, લોપ્ય
**લોપરી** સ્ત્રી. ગૂમડા વગેરે ઉપર મૂકવા માટેની પોટિસ, લૂપરી, લૂગદી
**લોપવું** સ.ક્રિ. [સં. लोप्, તત્સમ] લોપ કરવો. (૨) નાશ કરવો. (૩) (લા.) (આજ્ઞાનું) ઉલ્લંઘન કરવું. **લોપાવું** કર્મણિ.,ક્રિ. **લોપાવવું** પ્રે.,સ.ક્રિ.
**લોપા, ૦મુદ્રા** [સં.] વૈદિક ઋષિ અગસ્ત્યની પત્ની. (સંજ્ઞા.)
**લોપાયમાન** વિ. [સં.] નાશ પામતું
**લોપાવવું, લોપાવું** જુઓ 'લોપવું'માં.
**લોપ્ય** વિ. [સં.] જુઓ 'લોપનીય.'
**લોફર** વિ. [અં.] લબાડ, બદમાશ, લફંગું
**લોફાવવું** સ.ક્રિ. મારવું, ફટકારવું
**લોફો** પું. વાડ ઉપર વધી ગયેલું જાળું
**લોબ[1]** (-બ્ય) સ્ત્રી. યાદદાસ્ત. (૨) આદત, ટેવ
**લોબ[2]** (-બ્ય) સ્ત્રી. કાનની બૂટ [સ્ત્રીઓનું ઓઢણું
**લોબડી[1]** સ્ત્રી. [સં. लोमपट्टिका > પ્રા. लोमड्डिआ] ગોપાળ-
**લોબડી[2]** સ્ત્રી. ટેકરી ઉપર આવેલી ઊંચી જગ્યા
**લોબરી** સ્ત્રી. [જુઓ 'લોબડી.[1]'] જુઓ 'લોબડી.[1]'
**લોબાન** પું. [અર. લુબાન્] મુખ્ય તો રોજા મકબરા વગેરેમાં વપરાતો ધૂપ કરવાનો એક જાતનો સૂકો ગૂંદર
**લોબાન-દાન** ન., -ની સ્ત્રી. [+ ફા.] લોબાનનું ધૂપિયું
**લોબારી** સ્ત્રી. ભરતીનો પૂરો ખ્યાલ આવે એ બતાવતી વહાણના બહારના ભાગમાં કરેલી નિશાની. (વહાણ.)
**લો-બ્રીધિંગ** (-બ્રીધિઙ્ગ્) ન. [અં.] છાતીના નીચેના ભાગ-માંથી શ્વાસ લેવાની ધીમી ક્રિયા
**લો-બ્લડ-પ્રેસર** ન. [અં.] લોહીનું ધીમું દબાણ
**લોભ** પું. [સં.] લાલસા, લોલુપતા, તૃષ્ણા. (૨) વધારે પડતી કરકસર, ચિંગૂસાઈ, કૃપણતા
**લોભક** વિ. [સં.] લલચાવનારું, લોભાવનારું
**લોભ-કૃત** વિ. [સં.] લોભથી કરવામાં આવેલું
**લોભન[1]** ન. [સં.] લાલચ. (૨) આકર્ષણ, ખેંચાણ

**લોભન**[2] વિ. [સં.] લોભાવનારું, લલચાવનારું, લોભક
**લોભનીય** વિ. [સં.] લોભ કરવા જેવું. (૨) લલચાવે તેવું
**લોભ-મૂલક** વિ. [સં.] મૂળમાં લોભવાળું [કૃપણતા
**લોભ-વૃત્તિ** સ્ત્રી. [સં.] લોભી વલણ, બખીલાઈ, કંજૂસાઈ,
**લોભાકૃષ્ટ** વિ. [+ સં. आ-कृष्ट] લોભથી ખેંચાયેલું
**લોભાન્વિત** વિ. [+ સં. अन्वित] લોભિયું, લોભી
**લોભામણું** વિ. [જુઓ 'લોભાવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] લલચાવનારું, લોભક
**લોભાવણ-હારું** વિ. [જુઓ 'લોભાવવું + ગુ. 'અણ' (સં. પ્રકારનો) કૃ.પ્ર + અપ. 'હ' છ.વિ.નો પ્ર. + સં. °कारक- > પ્રા. °आरअ-] લોભાવનારું, લલચાવનારું
**લોભાવવું** જુઓ 'લોભાવું'માં.
**લોભાવું** અ.ક્રિ. [સં. लोभ,–ના.ધા.] લલચાવું, તૃષ્ણાવાળું થવું, લોભમાં પડવું. **લોભાવવું** પ્રે.,સ ક્રિ.
**લોભાંધ** (લોભાન્ધ) વિ. [સં. लोभ+अन्ध] લોભથી આંધળું થયેલું, લોભને લીધે ભાન ભૂલેલું
**લોભિત** વિ. [સં.] લોભાવેલું, લલચાવેલું.
**લોભિયું** વિ, [સં. लोभ + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'લોભી.'
**લોભિષ્ઠ** વિ. [સં.] ખૂબ જ લોભી
**લોભી** વિ. [સં.,પું.] લોભ કરનારું, કંજૂસ, કૃપણ, બખીલ, લાલચુ. (૨) (સારા અર્થે) મહત્ત્વાકાંક્ષી. [૦દાસ (રૂ.પ્ર.) અત્યંત લોભી]
**લોમ** પું. [સં.,ન.] જુઓ 'રોમ.[1]'
**લોમડી** સ્ત્રી. [સં. लोम-पट्टिका > પ્રા. लोमड्डिआ] જુઓ 'લોબડી'-'લોબરી.'
**લોમ-વિલોમ** વિ. [સં.] ઊલટા-સૂલટું, અવળું-સવળું. (૨) અનિશ્ચિત દશાવાળું, કચુ-પચુ
**લોમશ** વિ. [સં.] શરીરે ઘાટી રુવાંટીવાળું. (૨) પું. એ નામનો મહાભારતનો એક ઋષિ. (સંજ્ઞા.)
**લોમ-હર્ષ** પું. [સં.] જુઓ 'રોમ-હર્ષ.'
**લોમ-હર્ષણ** વિ. [સં.] જુઓ 'રોમ-હર્ષણ.' (૨) પું. એ નામનો એક પૌરાણિક સૂત—મહાભારતની કથા શૌનકને કહેનાર તરીકે નિરૂપાયેલો. (સંજ્ઞા.)
**લોમી** વિ. માટી અને રેતીવાળું (જમીન)
**લોયું** (લોઃયું) ન. [સં. लौहिक- > પ્રા. लोहिअ-] લોઢાનું ખકડિયું, નાની પેણી
**લોરવું**[1] અ.ક્રિ. ચંચલ થવું. (૨) જલદી ચાલવું. (૩) નમી પડવું, લચી પડવું. **લોરાવું**[1] ભાવે., ક્રિ. **લોરાવવું**[2] પ્રે., સ.ક્રિ. [ક્રિ. **લોરાવવું**[2] પ્રે.,સ.ક્રિ.
**લોરવું**[2] સ.ક્રિ. નખ મારીને ઘાયલ કરવું. **લોરાવું**[2] કર્મણિ.,
**લોરાવવું,**[1–2] **લોરાવું**[1–2] જુઓ 'લોરવું[1–2]'માં.
**લૉબી** સ્ત્રી. [અં.] મકાનના આગળના ભાગમાંની ખુલ્લી પડસાળ, ઓસરી [(૨) ભાર-ખટારો, મોટર-ટ્રક
**લૉરી** સ્ત્રી. [અં.] લોઢાના પાટા ઉપર ચલાવાતી ઠેલણ-ગાડી.
**લોરું** ન. બકરું [(ઇગ્લૅન્ડમાં)
**લૉર્ડ** પું. [અં.] ઈશ્વર, પરમાત્મા. (૨) અમીર ઉમરાવ.
**લોલ**[1] વિ. [સં.] હલતું, ચંચળ. (૨) આતુર. (૩) સુંદર. [તબિયત **લોલ** મારી જવી (રૂ.પ્ર.) તબિયત કથળી જવી]
**લોલ**[2] કે.પ્ર. [મધ્ય. ગુ.] ગેય પદો-ગરબી-ગરબાની પંક્તિઓને અંતે એક પાદ-પૂરક
**લોલક** ન. [સં.] ઝૂલતી અને લટકતી વસ્તુ. (૨) ઘડિયાળનું લોળિયું. (૩) કૂકડાને ગળે લટકતો સ્નાયુનો લોચો
**લોલકિયું** ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] કાનનું લટકતું એરિંગ
**લોલકી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] કાનની બૂટ
**લોલકું** ન. [+ ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] લટકતું ઝૂમકું
**લોલણી**[1] સ્ત્રી. [સં लोल દ્વારા] લટકાળી ચાલવાળી સ્ત્રી. [૦ લૂંટાવી (રૂ.પ્ર.) ફજેતી થવી]
**લોલણી**[2] સ્ત્રી. [જુઓ 'લોલ[2]' દ્વારા.] જેને છેડે 'લોલ' આવે તેવી ગેય કૃતિઓની તે તે લીટી
**લોલ-તા** સ્ત્રી. [સં. लोलुपताનું લાઘવ] જુઓ 'લોલુપ-તા.'
**લોલ-વિલોલ** વિ. [સં.] સુંદર, સુરેખ
**લોલવું** અ.ક્રિ. [સં. लोल,-ના.ધા.] ઝૂલવું, ડોલવું. **લોલાવું** ભાવે., ક્રિ. **લોલાવવું** પ્રે., સ.ક્રિ.
**લોલંગારી** વિ. વિલંબ-ભરેલી નીતિ કે પદ્ધતિવાળું
**લોલા** સ્ત્રી. [સં.] જીભ. (૨) આકાશી વીજળી
**લોલાક્ષિ** સ્ત્રી. [સં. लोल + अक्षि, ન.] ચપળ આંખ
**લોલાક્ષી** વિ., સ્ત્રી. [સં. लोल + अक्षि, સમાસમાં लोलाक्ष વિ. + સં. 'ई' સ્ત્રીપ્રત્યય] ચપળ આંખવાળી સ્ત્રી
**લોલાસન** ન. [સં. लोल + आसन] યોગના આસનોમાંનું એક. (યોગ.)
**લોલાંગાસન** (લોલાઙ્ગાસન) ન. [સં. लोल + अङ्ग + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)
**લોલિત** વિ. [સં.] ઝૂલતું, હાલતું, ડોલતું
**લોલી** સ્ત્રી. [સં. लोल + ગુ. 'ઈ' ત.પ્ર.] લંગર. (વહાણ.)
**લોલી-ખોલી** સ્ત્રી. ખોલી તથા ગોળાની વચ્ચે કણી પાડે તેવું સુતારનું એક સાધન
**લો-લીન** વિ. [સં. लव-लीन દ્વારા] એક-તાર, તલ્લીન, તદ્રૂપ
**લોલુપ** વિ. [સં.] લાલચુ, લોભી વૃત્તિનું
**લોલુપ-તા** સ્ત્રી. [સં.] લાલચુ હોવાપણું, લઘુતા
**લોલુપી** વિ. [સં.,પું.] લોલુપતાવાળું, લાલચુ, લોભી
**લોલું** વિ. [સં. लोल + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (લા.) હૈવત વગરનું, લેલું, અશક્ત, નમાલું
**લોલો**[1] પું. [રવા.] જીભનો લોચો, લોળો
**લોલો**[2] કે.પ્ર. [રવા. 'અલો.અલો'નું લાઘવ] હાલરડાં ગાતાં બોલાતો એક ઉદ્ગાર
**લોલ્લોલ**[1] ન. નાકનું પરેણું, નથની
**લોલ્લોલ**[2] કે.પ્ર. [જુઓ 'લોલ[2]'-દ્વિર્ભાવ.] જુઓ 'લોલ.[2]'
**લોવડા(-રા)વવું** (લોઃવડા(-રા)વવું) જુઓ 'લોહવું'માં.
**લોવણિયું** (લોઃવણિયું) વિ. [જુઓ 'લોહવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + 'ઇયું' ત.પ્ર.] લોહવાનું સાધન
**લોવરા(-ડા)વવું** (લોઃવરા(-ડા)વવું) જુઓ 'લોહવું'માં.
**લોવા** સ્ત્રી. [હિં.] એક પક્ષી
**લોવાવું** (લોઃવાવું) જુઓ 'લોહવું'માં.
**લો-વિલંબ** (-વિલમ્બ) ક્રિ.વિ. [+ સં.] અસ્થિરતાથી, અનિશ્ચિતપણે

**લોશન** ન. [અં.] જખમ ધોવાનું દવાના મિશ્રણવાળું પ્રવાહી
**લોષ્ટ** ન. [સં.,પું.,ન.] માટીનું ઢેફું
**લૉસ** પું. [અં.] તોટો, નુકસાન [સામાન
**લૉસ્ટ પ્રૉપર્ટી** સ્ત્રી. [અં.] ખોવાયેલો કે ન-ધણિયાતો માલ-
**લોહ** ન. [સં.] સોનું. (૨) ત્રાંબું. (૩) લોખંડ. (૪) ગજ-વેલ, 'સ્ટીલ.' (૫) લોખંડનું કોઈ પણ હથિયાર. (૬) ધાતુ માત્ર, 'મેટલ' [પેણી
**લોહ-કઢા** સ્ત્રી. [+ જુઓ 'કઢા.'] લોખંડનું મોટું બકડિયું,
**લોહ-કાટ** પું. [+ જુઓ 'કાટ.'] લોખંડનો કાટ
**લોહ-કાર** પું. [સં.] લુહાર
**લોહ-ક્ષાર** પું. [સં.] લોખંડનો ક્ષાર ['ફેરી-સલ્ફર'
**લોહ-ગંધકિત** (-ગન્ધકિત) ન. [સં.] એ નામનું એક રસાયન,
**લોહ-ગંધકિલ** (-ગન્ધકિલ) ન. [સં.] એ નામનું એક રસાયન. 'ફેરિક સલ્ફાઇડ'
**લોહ-ચુંબક** (-ચુમ્બક) ન. [સં.] લોખંડને ખેંચનારું એક તત્ત્વ, ચમક-પહાણ, અયસ્કાંત, 'મૅગ્નેટ.' (૨) ચુંબક લગાડેલું લોઢાનું સાધન (જે પણ લોઢાને ખેંચે છે.)
**લોહચુંબક-ત્વ** (-ચુમ્બકત્વ) ન. [સં.] લોઢાને ખેંચવાની શક્તિ કે ગુણ, 'મૅગ્નેટિઝમ' (ન.લ.)
**લોહ-ચૂર્ણ** ન. [સં.] લોખંડનો ભૂકો
**લોહ-જાલિકા** સ્ત્રી. [સં.] લોઢાનું બખ્તર
**લોહ-ઝટાકા** પું., બ.વ. [સં + રવા.] તલવારની રમઝટ
**લોહટિયો** વિ., પું. [સં. + लोह द्वारा] લોઢાનો વેપારી
**લોહ-દંડ** (-દણ્ડ) પું [સં] લોખંડનો દંડો
**લોહ-પિંડક** (-પિણ્ડક) પું. [સં.] લોહીના પિંડોમાંનું એક મુખ્ય તત્ત્વ, 'ગ્લોબ્યુલિન'
**લોહ-પ્રતિમા** સ્ત્રી. [સં.] લોઢાની મૂર્તિ
**લોહ-બંધ** (-બન્ધ) પું. [સં.] લોઢાની પટ્ટીઓનો બાંધો. (૨) વિ. લોઢાના જેવું મજબૂત રીતે બંધાયેલું
**લોહ-ભસ્મ** સ્ત્રી. [સં.,ન.] લોઢાની ખાખ. (આયુર્વેદ.)
**લોહ-ભાંડ** (-ભાણ્ડ) ન. [સં.] લોઢાનું વાસણ
**લોહ-મણિ** પું. [સં.] જુઓ 'લોહ-ચુંબક.'
**લોહ-મય** વિ. [સં.] લોખંડનું, લોઢાનું
**લોહ-માર્ગ** પું. [સં.] લોઢાના પાટાનો રસ્તો, 'રેલ-વે'
**લોહ-યુક્ત** વિ. [સં.] લોખંડવાળું, લોખંડના તત્ત્વવાળું
**લોહ-યુગ** પું. [સં.] લોઢામાંથી વસ્તુઓ બનાવવાનો આરંભ થયો એ કાલ, 'આયર્ન એ(૦ઇ)જ' (હ.ગં.શા.)
**લોહર,-રિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જડસુ, મૂર્ખ. (૨) રખડેલ યા તોફાની જુવાનિયું. (૩) નિર્લજ્જ, બેશરમ. (૪) ગામડિયું
**લોહ-લંગર** (-લઙ્ગર) ન. [+ જુઓ 'લંગર.'] લોખંડનું નાંગર. (૨) (લા.) બહુ વજનદાર વસ્તુ
**લોહવણું** ન. ખિજવણું, ધિખવણું
**લોહવાવવું, લોહવાવું** (લોઃવા-) જુઓ 'લોહવું'માં.
**લોહવું** (લોઃવું) સ.ક્રિ. [દે.પ્રા. लुह] લૂછવું, ઘસી કાઢવું. એના વિભિન્ન રૂપ: 'લોહું' (=લોઃઉં) '(લોહિયે'(=લોઃઇયે), 'લુહે'(=લુઃએ) 'લુહો' (=લુઃઓ); લોહ્યો,-હ્યા,-હી-હ્યું હ્યાં' (લોઃયો,-યા,-ઇ-યું,-યાં); 'લોહીશ' (=લોઃશું) 'લોહત' (=લોઃત), લોહતું' (=લોઃતું), 'લોહનાર' (=લોઃનાર,-રું,' લોહીશ' (=લોઃઇશ)' 'લોહીશું-લોહશું' (=લોઃઇશું-લોઃશું) 'લોહશો' (=લોઃશો) 'લોહશે (=લોઃશે); 'લોહેલ,-લું' (=લોઃયેલ'-લું), લોહજે,-જો' (=લોઃજે,-જો), લોહવાવું-લોવાવું (લોઃવાવું) કર્મણિ., ક્રિ. લોહવડા(રા)વવું-(=લોઃવડા(-રા)-વવું) પ્રે.,સ.ક્રિ.
**લોહ-શંકુ** (-શઙ્કુ) પું. [સં.] લોખંડનો ખીલો
**લોહ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] લુહારની કોઢ
**લોહ-શૃંખલા** (-શૃઙ્ખલા) સ્ત્રી. [સં.] લોઢાની સાંકળ, જંજીર, (૨) લોઢાની બેડી (પગની)
**લોહ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] લોઢામાંથી સોનું બનાવવાની ક્રિયા
**લોહ-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] લોખંડનો થાંભલો
**લોહાગાર** ન. [સં. लोह + अगार] લોખંડનું મકાન. (૨) કેદખાનું, જેલખાનું (૩) લુહારની કોઢ
**લોહાણી** સ્ત્રી. [જુઓ 'લોહાણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'લુહાણી.'
**લોહાણો** જુઓ 'લુહાણો.'
**લોહાર્ગલ** પું. [સં. लोह + अर्गल] લોખંડની ભોગળ
**લોહાવરણ** ન. [સં. लोह + आवरण] લોખંડનું ઢાંકણ
**લોહિત** વિ. [સં.] રાતા રંગનું, રોહિત. (૨) ન. લોહી, રક્ત
**લોહિયાળ,-ળું** (લોઃઇયાળ,-ળું) વિ. [જુઓ 'લોહી' + ગુ. 'ઇયું' + 'આળ,-ળું' ત.પ્ર.] લોહીવાળું. (૨) જેમાં ભારે ખૂના-મરકી થઈ હોય તેવું, લોહી વહ્યાં હોય તેવું
**લોહિયું** (લોઃઇયું) ન. [સં. लोह + ગુ. 'ઇયું' પ્ર.પ્ર.] લોખંડનું બકડિયું, લોયું
**લોહી** (લોઃઇ) ન. [સં. लोहित > પ્રા. लोहिअ] જીવંત પ્રાણીઓમાં વહેતું રાતા રંગનું પ્રવાહી, રુધિર, રક્ત, શોણિત, ખૂન. [૦ અને માંસ એક થવાં (-માંસ-) (રૂ.પ્ર.) સખત મહેનતથી રગદોળાવું. ૦ આવવું (રૂ.પ્ર.) શરીરે પુષ્ટ થવું. ૦ઉકાળો (રૂ.પ્ર.) કંકાશ, ઝઘડો. (૨) ક્રોધ. (૩) બળાપો. ૦ ઊકળવું (રૂ.પ્ર.) ક્રોધ ચડવો. ૦ ઊડી જવું (રૂ.પ્ર.) ઝાંખું પડવું. (૨) શરમાવું. ૦ ઊતરવું (રૂ.પ્ર.) શરીરે સુકાવું. ૦ ઓકાવવું (રૂ.પ્ર.) ખૂબ હેરાન કરવું. ૦ ખાવું (રૂ.પ્ર.) પજવવું. (૨) પ્રેત-ભોજન કરવું. ૦ ગરમ થવું (રૂ.પ્ર.) ગુસ્સો ચડવો. ૦ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) તંદુરસ્તી વધવી. ૦ચડી(-ઢી) આવવું (રૂ.પ્ર.) મોઢું લાલ ઘૂમ થઈ જવું. ૦ ચૂસવું (રૂ.પ્ર.) પજવવું, સતાવવું. ૦ ટાઢું પડવું (રૂ.પ્ર.) ગુસ્સો શાંત થવો. ૦ તપી જવું (રૂ.પ્ર.) ગુસ્સે થવું. ૦ના લાડુ (રૂ.પ્ર.) પ્રેત-ભોજન. ૦નું તરસ્યું (-રસ્યું) (રૂ.પ્ર.) ખારીલું, દ્વેષીલું. (૨) સખત સંતાપ કરાવનારું. ૦નું દબાણ (રૂ.પ્ર.) મગજનાં ચક્કર આવવાં. (આ એક રોગ છે.) ૦નું પાણી કરવું (રૂ.પ્ર.) ખૂબ મહેનત પડવી. ૦ને ટીપે (રૂ.પ્ર.) મહા મુસીબતે. ૦નો કોળિયો (-કોળિયો) (રૂ.પ્ર.) જુવાન મરણ પાછળનું પ્રેત-ભોજન. ૦નો ઘૂંટડો ગળવો (રૂ.પ્ર.) અણગમતી વાતને ટેકો આપવો. ૦નો વેપાર (રૂ.પ્ર.) સ્ત્રીઓને વેચી નાખવાની ક્રિયા. (૨) વ્યભિચાર માટે સ્ત્રીઓનો જાહેર ઉપયોગ.

૦નો સંબંધ (-સમ્બન્ધ) (રૂ.પ્ર.) વંશવેલાને લગતું સગપણ. ૦ પડવું (રૂ.પ્ર.) ખૂના-મરકી થવી. ૦ પીવું (રૂ.પ્ર.) ભારે પજવવું, ખૂબ સતાવવું. ૦ બળવું (રૂ.પ્ર.) માનસિક ચિંતા થવી. ૦ મરી જવું (રૂ.પ્ર.) કાંઈ વાગવાથી ચામડીનું ત્યાં ત્યાં કાળું થઈ જવું. ૦ સુતરાવવું (રૂ.પ્ર.) સખત સિતમ ગુજારવો. ૦ લેવું (રૂ.પ્ર.) શરીરે પુષ્ટ થવું. ૦ સફેદ હોવું (રૂ.પ્ર.) બેદરકાર હોવું. ૦ સુકાવું (રૂ.પ્ર.) શરીરે દૂબળા થવું. ટાઢા લોહીનું (રૂ.પ્ર.) ગુસ્સે ન થનારું. (૨) નિરાંતિયું. એક લોહીનાં (રૂ.પ્ર.) તદ્દન નિકટનાં સગાં. ટાઢું લોહી (રૂ.પ્ર.) શાંત, સ્થિર ચિત્તનું. મારું લોહી (રૂ.પ્ર.) મારા સોગંદ, મીઠા લોહીનું (રૂ.પ્ર.) મળતાવડું. (૨) વહાલ ઉત્પન્ન કરે તેવા સ્વભાવનું. શેર લોહી ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ખૂબ રાજી થવું]

**લોહી-ચૂતું** (લોઃઇ-) વિ. [+ જુઓ 'ચૂવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] લોહી નીકળતું હોય તેવું

**લોહી-ચૂસ** (લોઃઇ) વિ. [+ જુઓ 'ચૂસવું.'], -સણિયું વિ. [+ ગુ. 'અણું' કર્તૃવાચક ત.પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) ખૂબ હેરાન કરનારું [લુહાણું

**લોહી-ઝાણ** (લોઃઇ-) વિ. [જુઓ 'લોહી' દ્વારા.] લોહી-

**લોહી-તરસ્યું(-શ્યું)** (લોઃઇ-) વિ. [+ જુઓ 'તરસ્યુ, -શ્યું.'] લોહી પીવાને આતુર. (૨) (લા.) ભારે ખુન્નસવાળું

**લોહી-બગાડ** (લોઃઇ) પું. [+ જુઓ 'બગાડ.'] લોહીમાં રોગને લીધે થતો વિકાર (જે ચામડી ઉપર વરતાય છે.)

**લોહી-ભેદ** (લોઃઇ) પું. [+ સં.] લોહીની ભિન્નતા, જુદા જુદા લોહીનાં-જાતિનાં હોવાપણું

**લોહી-લુ(-લો)હાણ** (લોઃઇ.) વિ. [+ જુઓ 'લોહી' દ્વારા.] લોહીથી તરબોળ શરીરવાળું

**લોહી-વા** પું. [+ જુઓ 'વા.[2]'] સ્ત્રીઓની યોનિમાંથી લોહી પડવાનો રોગ, રક્ત પ્રદર

**લોહી-વિકાર** પું. [+ સં.] જુઓ 'લોહી-બગાડ.'

**લોહી-શે(-સે)કણું** ન. [+ જુઓ 'શે(-સે)કવું + ગુ. 'અણું' કૃ.પ્ર.] (લા.) ભારે સંતાપ

**લોહેણ** (-ય) સ્ત્રી. [જુઓ 'લોહી' દ્વારા.] લોહી

**લોળ** (લોળ્ય) સ્ત્રી. લાકડી મારવાથી શરીર ઉપર ઊઠી આવતી સરોળ. (૨) કાંગ કમોદ વગેરેને આવતી મંજરી. (૩) વિ. રાતા રંગનું

**લોળ-પચોળ** (લોળ-પચોળ) ન. ઉપાધિ

**લોળવું[1]** (લોળવું) અ.ક્રિ. ઊછળવું. લોળાવું (લોળાવું) ભાવે., ક્રિ. લોળાવવું (લોળાવવું) પ્રે.,સ.ક્રિ.

**લોળવું[2]** (લોળવું) ન. બકરીની ડોકનું તે તે બેવડું આંચળ

**લોળા-ગળ** (લોળા-) વિ. [જુઓ 'લોળો' + 'ગળવું.'] લોચા ગળનાર [કરવો. લોળાંબાણું (લોળાંબાનું) ભાવે., ક્રિ.

**લોળાંબવું** (લોળાંબવું) અ.ક્રિ. લંબાવીને આંબવા પ્રયત્ન

**લોળિયું** (લોળિયું) ન. [જુઓ 'લોળો' + + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] લોચો, લોંદો. (૨) કણસલું. (૩) ડાંગર કાંગ મઈ વગેરેની ડૂંડી. (૪) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું. (૫) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું

**લોળો** (લાળો) પું. [સં. लोला સ્ત્રી.] કાનનો સ્નાયુ

**લોંકડી** (લોંકડી) સ્ત્રી. શિયાળની જાતનું જરા નાનું એક જંગલી પ્રાણી. [૦શાહ (રૂ.પ્ર.) લોંકડી જેવું લુચ્ચું]

**લોંકડું** (લોંકડું) વિ. ફલાણું, અમુક, ઢીંકણું

**લોંકા-ગચ્છ** પું. [જુઓ 'લોંકાશાહ' + સં.] લોંકાશાહનો સૂચવેલો જૈન સંપ્રદાયનો એક ઢૂંઢિયાના પ્રકારનો ફિરકો, લોંકાગચ્છ. (સંજ્ઞા.)

**લોંકા-શાહ** પું. પંદરમી સદીમાં અમદાવાદમાં જૈન ધર્મની એક શાખા ચલાવનાર ગૃહસ્થ, લોંકાશાહ. (સંજ્ઞા.)

**લોંકી** (લોંકી) સ્ત્રી. ફરંગટી ખાઈ ને પાછું વળી આવવું એ (ઘોડીને વાળવાનો એક પ્રકાર) [ક્રિકેટ

**લોંગ** (લોઙ્ગ) સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં સામેની લાંબી

**લોંગ-કોટ** (લોઙ્ગ-) પું. [અં.] લાંબો ડગલો

**લોંગ-જમ્પ** (લોઙ્ગ-) પું. [અં.] લંબાઈવાળો કૂદકો

**લોંગ-પીચ** (લોઙ્ગ-) સ્ત્રી. [અં.] રમતારને થોડું આગળ આવી દડાને ફટકો મારે એવો ક્રિકેટનો એક દાવ

**લોંચ[1]** (લોંચ્ય) સ્ત્રી. વળાંક, વાંક. [૦ ખવડા(-રા)વવી (રૂ.પ્ર.) ઘોડાને બાજુ પર વાળવો] [ગલીબોટ

**લોંચ[2]** (લોંચ્ય) સ્ત્રી. [અં.] યાંત્રિક મછવો કે હોડી,

**લોંચી** (લોંચી) સ્ત્રી. [જુઓ 'લોંચ[1]' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લોંચ.[1]' [૦ ખાવી (રૂ.પ્ર.) વળાંક ખાઈ ને ખસી જવું]

**લોંજી કેરી** (લોંજી-) સ્ત્રી. સાકરમાં આથેલી કેરી

**લોંઝણી** (લોંઝણી) સ્ત્રી. એક જ કાંટાવાળી મીઠા પાણીની માછલીની એક જાત

**લોંટો-ઝોંટો** (લોંટો-ઝોંટો) પું. [જુઓ 'લૂંટવું' + ઝૂંટવું' + બેઉને ગુ. 'ઓ' કૃ.પ્ર.] લૂંટ-ફાટ [તોફાની

**લોંઠ[1]** (લોંઠ) વિ. બંડું, ધૂર્ત. (૨) વશ રહે નહિ તેવું

**લોંઠ[2]** (લોંઠય) સ્ત્રી. પ્રીતિવાળી વસ્તુ લેવાનો આગ્રહ

**લોંઠકાઈ** (લોંઠકાઇ) સ્ત્રી. [જુઓ 'લોંઠકું' + ગુ. 'આઈ' ત.પ્ર.] લોંઠકાપણું. (૨) (લા.) શ્રીમંતાઈ

**લોંઠકું** (લોંઠકું) વિ. [જુઓ 'લોંઠું' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] લઠ્ઠ, મજબૂત. (૨) બળવાન, જોરાવર. (૩) (લા.) સંપત્તિમાન. (૪) હિંમતવાળું [જુઓ 'લોંઠકાઈ.'

**લોંઠાઈ** (લોંઠાઇ) સ્ત્રી. [જુઓ 'લોંઠું + ગુ. 'આઈ' ત.પ્ર.]

**લોંઠિયું** લોંઠિયું) વિ. [જુઓ 'લોંઠું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'લોંઠકું.' [આદમી. (૨) માછીનો ઘડો

**લોંઠિયો** (લોંઠિયો) વિ., પું. [જુઓ 'લોંઠિયું.'] લોંઠો

**લોંઠી** (લોંઠી) [જુઓ 'લોંઠું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) મજૂર કોળણ, કાંઠાની કોળણ. (૨) (સુરત બાજુ) છોકરી

**લોંઠું** (લોંઠું) વિ. [રવા.] જુઓ 'લોંઠકું.' (૨) તાલેવાન

**લોંઠો** (લોંઠો) પું. [જુઓ 'લોંઠું.'] (લા.) કોળી અથવા માછીમાર આદમી. (૨) (સુરતમાં) છોકરો. (૩) વર, પતિ, ભાયડો

**લોંઠ્ય** (લોંઠ્ય) સ્ત્રી. અધિકસ લેવા માટેનો આગ્રહ. [૦ કરવી (રૂ.પ્ર.) મનગમતું લેવાનો પ્રયત્ન કરવો]

**લોંડ** (લોંડ) વિ. ગંધું, લુચ્ચું

**લોંડકું** (લોંડકું) વિ. [+ ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'લોંડ.' (૨) તોછડું, અવિવેકી. (૩) ન. છોકરું

**લોંડપણું** (લોંડ-) ન. [જુઓ લોડું' + ગુ. 'પણું' ત.પ્ર.] **લોંડપાઈ** (લોંડ-) સ્ત્રી. [+ ગુ. 'પ' + 'આઈ' ત.પ્ર.] **લોંડાઈ** (લોંડાઇ) સ્ત્રી. [+ ગુ.' 'આઈ' ત.પ્ર.] લોંડાપણું. (૨) ગુલામગીરી, દાસત્વ

**લોંડાબાજી** (લોંડા-) સ્ત્રી [જુઓ 'લોંડું' + ફા.] (લા.) સૃષ્ટિ-વિરુદ્ધનું કાર્ય, ગુદા-મૈથુન

**લોંડિયો** (લોંડિયો) પું. [જુઓ 'લોંડું + ગુ. 'ઇયું' ત.પ્ર.] લુચ્ચો, ઠગ. (૨) રંડીબાજ, સ્ત્રીનો લાલચુ. (૩) ગાડાના ફાજવા તથા ઊંટડાની વચ્ચે ખીલો જડેલ હોય તે ભાગ. (૪) ખાટલો ભરતાં પાતર ખસે નહિ માટે દંડીકો ભરાવી બંધાતો સીંદરીનો ટુકડો [રંડીબાજ, સ્ત્રી-ચલો

**લોંડિયો-બૂરિયો** (લોંડિયા-) પું. હલકી ચાલનો માણસ,

**લોંડી** (લોંડી) સ્ત્રી. [જુઓ 'લોંડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘર-કામ કરનારી દાસી, નોકરડી, ચાકરડી, લૂંડી. (૨) વેશ્યા. (૩) કજિયાળી સ્ત્રી. (૪) લુચ્ચી સ્ત્રી. (૫) અટક-ચાળી સ્ત્રી [બાળક. (૨) રખાતનું બાળક

**લોંડી-જાયું** (લોંડી-) વિ. [+ જુઓ 'જાયું.'] દાસીથી જન્મેલ

**લોંડું** (લોંડું) વિ. લુચ્ચું, દોંગું. (૨) કજિયાળું. (૩) તોફાની

**લોંડો** (લોંડો) પું. [જુઓ 'લોંડું.'] ગુલામ, દાસ, નોકર. (૨) લુચ્ચો, દોંગો. (૩) કજિયાખોર. (૪) તોફાની

**લોંદાવવું** (લોંદાવવું) સ.ક્રિ. [જુઓ 'લોંદો'–ના.ધા.] મોટા લોંદા જેવા કોળિયા લઈને ઝટપટ ખાવું, કોદાળવું

**લોંદો** (લોંદો) પું. [રવા.] લોચો, લચકો, ચીકણો નાનો પીંડો

**લોંપડી** (લોંપડી) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**લોંબડી,-રી** (લોંબડી-રી) જુઓ 'લોમડી.'

**લૌ** સ્ત્રી. લગન, પ્રેમ. (૨) ભડકો જ્વાળા. [૦ ઊઠવી, ૦ નીકળવી (રૂ.પ્ર.) ભડકો થવો. ૦ લાગવી (રૂ.પ્ર.) રટણ લાગવું] [સંપ્રદાયનું

**લૌકાયતિક** વિ. [સં.] લોકાયત મતને લગતું. (૨) લોકાયત

**લૌકાંતિક** (લૌકાન્તિક) પું. [સં.] એક પ્રકારનો સ્વર્ગસ્થ જીવાત્મા

**લૌકિક** વિ. [સં.] લોક-દુનિયાને લગતું, દુન્યવી, સાંસારિક. (૨) લોકોને લગતું. સર્વજન-સામાન્ય, 'સેક્યુલર' (બ. ક.ઠા.) (૩) વ્યાવહારિક. (૪) ન. લોક-વ્યવહાર, લોક-રૂઢિ, લોકાચાર. (૫) મરણ થયું હોય તેને ત્યાં ખરખરો કરવો એ, લૌકિક

**લૌકિક-તા** સ્ત્રી. [સં.] લૌકિક હોવાપણું, દુનિયાદારી

**લૌકિકી** વિ., સ્ત્રી. [સં.] લોક–દુનિયાને લગતી બાબત, લોકોમાં ચાલતી વાત [(યોગ.)

**લૌલાસન** ન. [સં. लौला-आसन] યોગનું એક આસન.

**લૌલ્ય** ન. [સં.] ચપળતા. (૨) આતુરતા. (૩) લાલચ

**લૌવો** પું. જુઓ 'લવો.'

**લૌહિત્ય** ન. [સં.] લાલાશ, રતાશ

**લ્યાનત** સ્ત્રી. [અર. લઅ્નત્] ફિટકાર, ધિક્કાર, તુચ્છકાર [પેટની બળતરા

**લ્યાયો** પું. બળતો કોયલો, લાળો, અંગારો. (૨) (લા.)



બ્રાહ્મી                    નાગરી                    ગુજરાતી

**વ**[1] પું. [સં.] ભારતીય-આર્ય વર્ણમાલાનો દંત્યોષ્ઠ્ય અસ્પર્શ ઘોષ અલ્પપ્રમાણ વ્યંજન. સં.ના उमांथी વિકસેલો અર્ધ સ્વર કે અંતઃસ્થ ગુ.માં શુદ્ધ સંસ્કૃત અને યુરોપીય પ્રકારનો પણ ઉચ્ચરિત થાય છે. એનો ભેદ સ્પષ્ટ નથી. વિશેષમાં છેક વૈદિક કાલથી 'લઘુપ્રયત્નતર' ઉચ્ચારણ પણ છે ગુ.માં 'લાડવો' 'જાઓ(= જાવ)' 'થાઓ (= થાવ)' જેવામાં એ સ્પષ્ટ છે. [પૂરતો જ)

**વ**[2] ઉભ. [ફા.] અને (ગુ.માં આ ક્વચિત્ ફા. સમાસ

**વક** પું. થીકટપણું. (૨) (લા.) ટક્કર ઝીલવાની શક્તિ, સત્ત્વ, મજબૂતી, તાકાત [ચાલ

**વક-ચારી** સ્ત્રી. [સં.] બગલાના કૂદકા જેવી ઘોડાની એક

**વકટ** વિ. [કર્ણાટકી] ગિલ્લીદાંડાની રમતમાં 'એક'

**વકટ-બંધ** (-બન્ધ) પું. [સં. विकट + बन्ध] ગાવામાં અઘરો પડતો એક ચારણી રાગ

**વકણિયું** ન. [જુઓ 'વાંકું' દ્વારા.] છાપરાના ટેકા માટે મુકાતું કૈંચીમાંનું ત્રાંસું લાકડું

**વકફ** વિ. [અર.] જેનો કોઈ એક માલિક ન હોય તેવું, સાર્વજનિક. (૨) ધર્માદા (મુસ્લિમ પૂરતું). (૩) ન. ધર્માદામાં અપાતી બક્ષિસ

**વકફ-નામું** ન. [+ જુઓ 'નામું.'] ધર્માદા-દાન વિશેનો દસ્તાવેજ, બક્ષિસ આપ્યાનો રુક્કો

**વક્કર** જુઓ 'વક્કર.[2]'

**વકરમ** ન. [સં. विकर्म, અર્વા. તદ્ભવ, સૌ.] પાપ

**વકરમી** વિ. [સં. विकर्मी પું., અર્વા. તદ્ભવ. સૌ.] પાપી

**વકરવું** અ.ક્રિ. [સં.वि-कृ > विकर्, અર્વા. તદ્ભવ] વિકૃતિ પામવું, બગડવું. (૨) જોરથી ઉગ્ર સ્વરૂપ પામવું. (૩) જોરથી ફાટી નીકળવું. (૪) વીફરવું. (૫) બહેકવું. **વકરાવું** ભાવે., ક્રિ. **વકરાવવું** પ્રે., સ.ક્રિ.

**વકરાવવું, વકરાવું** જુઓ 'વકરવું'માં.

**વકરી** સ્ત્રી. [જુઓ 'વકરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વેચાણ, માલની ખપત, 'સેલ.' (૨) વેચાણનું રોકડ ઉત્પન્ન [(લા.) લંઠ, તોફાની

**વકરું** વિ. [જુઓ 'વકરવું' + 'ઉં' કૃ.પ્ર.] વકરનારું. (૨)

**વકરો** પું. [સં. विक्रय દ્વારા] જુઓ 'વકરી'-'સેઇલ.'

**વકલ** પું. જાત, તરેહ. (૨) જથ્થો, સમૂહ

**વક-વાણી** સ્ત્રી. [સં. वक्र->પ્રા. वक्क + સં.] વક્ર વાણી, વાંકાં વેણ. (૨) ઢોંગથી ભરેલાં વચન

**વકવું** અ.ક્રિ. લેખાવું, ગણાવું, વદવું. (૨) ચોક્કસ થવું. **વકાવું** ભાવે., ક્રિ. **વકાડવું** પ્રે., સ.ક્રિ.

**વકસવું** અ.ક્રિ. [સં. वि-कस्, અર્વા. તદ્ભવ] વિકસવું, ખૂલવું, **વકસાવું** ભાવે., ક્રિ. **વકસાવવું** પ્રે., સ.ક્રિ.

**વકસાવવું, વકસાવું** જુઓ 'વકસવું'માં.

**વકળવું** અ.ક્રિ. [સં. वि-कल् અર્વા. તદ્ભવ] ખાવાપીવામાં સ્વાદ ખાતર સંયમ તજવો, ખા ખા કરવું. **વકળાવું** ભાવે., ક્રિ. **વકળાવવું**, પ્રે., સ ક્રિ.

**વકળાવવું, વકળાવું** જુઓ 'વકળવું'માં.

**વકાદ** પું. [જુઓ 'વકાડવું.'] વાયદો, વદાડ, ઠરાવ. (૨) કબૂલાત, સ્વીકૃતિ

**વકાડવું** જુઓ 'વકવું'માં.

**વકાપી** સ્ત્રી. માછલીની એક જાત [લખાણ

**વકાગો** પું. ભાગ-બટાઈ વહીવટની લેતરીના મથાળાનું

**વ-કાર** પું. [સં.] 'વ' ઉચ્ચાર. (૨) 'વ' વર્ણ

**વકારવું** સ.ક્રિ. [સં. वि-कार् પ્રે. રૂપ દ્વારા; 'વકરવું'નું કર્મક રૂપ.] વકરે એમ કરવું, બહેકાવવું

**વકારાંત** (વકારાન્ત) વિ. [સં. व-कार + अन्त] જેને છેટે 'વ' વ્યંજન હોય તેવું

**વકાલત** સ્ત્રી. [અર.] વકીલનું કામ, વકીલાત

**વકાલત-નામું** ન. [+ જુઓ 'નામું.'] અસીલ તરફથી વકીલને મુખત્યારી લખી આપવાનું ખત, વકીલાત-નામું

**વકાસ** પું. [જુઓ 'વિકાસવું.'] ખુલ્લું થવું એ. (૨) પહોળી તરડ, મોટી ફાટ

**વકાસવું** સ.ક્રિ. [સં. वि-कास् સં. वि-कस्નું કર્મક રૂપ; જુઓ 'વકસવું'-એનું આ એ રીતે કર્મક રૂપ.] ઉઘાડવું, ખોલવું. [મોં **વકાસવું** (મોંઃ-) (રૂ.પ્ર.) નવાઈ પામવું. **મોં વકાસી** બેસવું (મોંઃ...બેસવું) (રૂ.પ્ર.) નાસીપાસ થવું] [ઉમેદ, આશા

**વકી** સ્ત્રી. [અર. વાકીઅ્] ધારણા, સંભવ, શક્યતા. (૨)

**વકીલ** વિ.,પું. [અર.] બીજા રાજ્યમાં રોકેલો પ્રતિનિધિ, એલચી, 'એમ્બેસેડર.' (૨) આડતિયો, મુખત્યાર (અદાલતી કામ માટેનો), 'પ્લીડર,' 'ઍડ્વોકે(ઇ)ટ'

**વકીલ-મંડલ,**-ળ (-મણ્ડલ,-ળ) ન. [+ સં. मण्डल] વકીલોની મંડળી, 'બાર-એસોશિયેશન'

**વકીલ-વિદ્યા** સ્ત્રી. [+ સં.] કાયદાનું જ્ઞાન

**વકીલાત** સ્ત્રી. સ્ત્રી. [અર. વકાલત્] જુઓ 'વકાલત.'

**વકીલાત-નામું** ન. [+ જુઓ 'નામું.'] જુઓ 'વકાલત-નામું.'

**વકીલાતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વકીલાતને લગતું

**વકીલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વકીલાત.'

**વકૂફ** સ્ત્રી. [અર. વુકૂફ્] બુદ્ધિ, અક્કલ, સમઝ, ડહાપણ

**વકૂફ-દાર** સ્ત્રી. વિ. [+ ફા. પ્રત્યય] બુદ્ધિશાળી, અક્કલ-મંદ, સમઝદાર, ડાહ્યું

**વકોપવું** અ.ક્રિ. [સં.वि-कुप् દ્વારા, અર્વા. તદ્ભવ] ગુસ્સે થવું, રોષ કરવો, **વકોપાવું** ભાવે., ક્રિ. **વકોપાવવું** પ્રે., સ.ક્રિ.

**વકોપાવવું, વકોપાવું** જુઓ 'વકોપવું'માં.

**વક્કર**[1] વિ. [સં. वक्र, અર્વા. તદ્ભવ] વાંકા સ્વભાવનું. (૨) (લા.) લાંઠ, તોફાની, ઢોંગું

**વક્ક(-ક)ર**[2] પું. [અર. વકર્] ઇજ્જત, આબરૂ, મરતબો, મોભો. (૨) મનોદશા. (ન.મા.) (૩) (લા.) કિંમત. [૦ ખોવો, ૦ ગુમાવવો (રૂ.પ્ર.) હલકા પડવું. ૦નો પિંડ (-પિણ્ડ) (રૂ.પ્ર.) તોફાની. (૨) હરામનું બાળક. ૦ પડવો (રૂ.પ્ર.) મોભો જણાવો. ૦ વગરનું (રૂ.પ્ર) માલ વિનાનું]

**વક્તવ્ય** વિ. [સં.] કહેવા જેવું, બોલવા જેવું. (૨) ન. કથન, નિવેદન, હકીકત. (૨) ભાષણ, પ્રવચન

**વક્તવ્ય-તા** સ્ત્રી. [સં.] કહેવા યોગ્ય હોવાપણું

**વક્તવ્યાર્થ** પું. [+ સં. अर्थ] કહેવાનો અર્થ, ભાવાર્થ, સાર

**વક્તા** વિ. [સં.,પું.] કહેનાર, બોલનાર. (૨) વ્યાખ્યાતા, પ્રવચનકાર

**વક્તા-પદ** ન. [+ સં.; ગુજ. સમાસ] ભાષણ કરનારનું સ્થાન

**વક્તી** સ્ત્રી. મુંબઈના દરિયામાં થતી માછલીની એક જાત

**વક્તુ-કામ** વિ. [સં.] બોલવાની ઇચ્છાવાળું, કહેવા માગતું

**વક્તૃ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] બોલવાની કુશળતા, છટાદાર રીતે ભાષણ કરવાની શક્તિ, વાક્-પાટવ, 'ઑરેટરી' (ન.ભો.)

**વક્તૃત્વ-કલા**(-ળા) સ્ત્રી. [સં.] બોલવાની હિકમત, ભાષણ કરવાની કળા, 'ર્‌હેટૉરિક' (ઈ.ક.) [વાની શક્તિ

**વક્તૃત્વ શક્તિ** સ્ત્રી. [સં.] બોલવાની તાકાત, ભાષણ કર-

**વક્ત્ર** ન. સં.] મોઢું, મુખ, મોં

**વક્ત્રા** [સં.] આઠ અક્ષરોનો અક્ષરમેળ છંદ (ચાલુ અનુષ્ટુપ્ છંદ એનો જ એક પ્રકાર છે.) (પિં.)

**વક્ત્રી** વિ., સ્ત્રી. [સં.] સ્ત્રી વક્તા

**વક્ર** વિ. [સં.] વાંકું, ત્રાંસું. (૨) ઊલટું, વિરુદ્ધ. (૩) વાંકડિયું, ગૂંછળાવાળું. (૪) પું. વક્રીનો થયેલો ગ્રહ. (જ્યો.)

**વક્ર-ગતિ** વિ. [સં.] વાંકી ચાલ ચાલનારું. (૨) (લા.) કુટિલ, શઠ, ખળ, લુચ્ચું

**વક્રગામી** વિ. [સં.,પું.] વાંકું જનારું, ત્રાંસું ચાલનારું. (૨) (લા.) કુટિલ, શઠ, ખળ, લુચ્ચું. (૩) અ-પ્રામાણિક

**વક્ર-જડ** વિ. [સં.] કુટિલ તેમજ મૂર્ખ (સાધુ). (જૈન.).

**વક્ર-તા** સ્ત્રી. [સં.] વાંકા હોવાપણું, વાંકાઈ, 'ડેવિયેશન' (હ.ભા.) [મધ્ય-બિંદુ, વર્તુલ-મધ્ય

**વક્રતા-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] આંતર-બાહ્યગોળ અરીસાનું

**વક્રતા-ત્રિજ્યા** સ્ત્રી. [સં.] વર્તુલના મધ્ય બિંદુથી પરિઘના કોઈ બિંદુ સુધીની રેખા કે અંતર, 'રેડિયસ.' (ગ.)

**વક્રતા-માપક** ન. [સં.] તેજનાં કિરણોનું વક્રીભવન માપવાનું યંત્ર [(૨) પું. ગણપતિ, ગણેશ

**વક્ર-તુંડ** (-તુણ્ડ) વિ. [સં.] વાંકા માથાવાળું-વાંકા મોઢાવાળું

**વક્રદર્શિ-ત્વ** ન. [સં.] વક્ર ભાવ દર્શાવવાપણું

**વક્રદર્શી** વિ. [સં.,પું.] વક્ર ભાવથી જોનારું, 'સીનિકલ' (વિ.ક.). (૨) સામાનો દોષ જોયા કરનારું

**વક્ર-દંત** (-દન્ત) વિ. [સં.,બ.વ્રી.] વાંકા દાંતવાળું. (૨) પું. ગણપતિ, ગણેશ [અદેખું

**વક્ર-દૃષ્ટિ** વિ. [સં.] વાંકી નજરવાળું. (૨) (લા.) ઈર્ષ્યાળું,

**વક્ર-નાસિક** વિ. [સં.,બ.વ્રી.] વાંકા નાકવાળું

**વક્ર-પુચ્છ** વિ. [સં.,બ.વી.] વાંકા પૂછડાવાળું. (૨) પું. કૂતરો
**વક્ર-બદ્ધાસન** ન. [+સં. बद्ध + आसन] યોગનું એક આસન. (યોગ)
**વક્ર-ભાવ** પું. [સં.] જુઓ 'વક્ર-તા'-'સીનિસિઝમ' (વિ.ક.)
**વક્રભાવી** વિ. [સં.,પું.] વક્રતાવાળું. (૨) વાંકા-બોલું. (૩) ઈર્ષ્યાળુ, અદેખું ['સીનિકલ' (લી. મુનશી)
**વક્રભાષી** વિ. [સં.,પુ.] વાંકું બોલનારું, આડાબોલું,
**વક્ર-રેખાકૃતિ** સ્ત્રી. [+સં. रेखा + आ-कृति] વાંકી-ચૂકી લીટીનો દોરેલો આકાર
**વક્રાકાર** પું., **વક્રાકૃતિ** સ્ત્રી. [+સં. आ-कार, आ-कृति] વાંકો ઘાટ. (૨) વિ. વાંકા ઘાટનું, વાંકું-ચૂકું
**વક્રાક્ષર** પું. [+સં. अक्षर] વાંકા કે ટેઢા ઘાટનો તે તે અક્ષર, 'ઇટેલિક' (હ.પ્રા.)
**વક્રાંગ** (વક્રાઙ્ગ) નં. [+સં. अङ्ग] વાંકું અંગ. (૨) વિ. વાંકા અંગવાળું, વાંકાં અંગોવાળું
**વક્રી-કરણ** ન. [સં.] વાંકું ન હોય તેને વાંકું કરવાપણું
**વક્રી-કૃત** વિ [સં.] વાંકું કરવામાં આવ્યું હોય તેવું
**વક્રી-ભવન** ન. [સં.] વાંકું ન હોય તેનું વાંકું થવાપણું, 'રિફ્રેક્શન' (પો. ગો.)
**વક્રી-ભાવ** પું. [સં.] જુઓ 'વક્રી-ભવન. (૨) ક્રોધ-ભરેલું સ્વરૂપ. (૩) અપ્રામાણિકતા [વાંકું થયેલું
**વક્રી-ભૂત** વિ. [સં.] જેનું વક્રીભવન થયેલું હોય તેવું,
**વક્રીય** વિ. [સં.] વાંકી લીટી ઉપર આવેલું
**વક્રોક્તિ** સ્ત્રી. [+સં. उक्ति] વાંકું બોલવું એ, નિંદા કરવી એ, (૨) આડું વેણ, કટાક્ષનું વચન, મહેણું, ટોણો. (૩) (લા.) ગર્ભિત ઇશારત. (૪) વ્યંગ્ય વચનવાળું કથન, 'આયરની' (મ.ર.) (કાવ્ય.)
**વક્ષ1** ન. [સં. वक्षस्] છાતી [નદી, 'ઑક્સસ.' (સંજ્ઞા.)
**વક્ષ2** સ્ત્રી. [અં. ઑક્સસ્, સં. वङ्क्षु] યુરોપની જાણીતી
**વક્ષઃસ્થલ(-ળ)** ન. [સં.] જુઓ 'વક્ષ.1' [કહેવાનું
**વક્ષ્ય-માણ** વિ. [સં.] આગળ ઉપર કહેવાવાનું, હવે પછી
**વખ1** વિ. [સં. विष, અર્વા. તદ્ભવ] ઝેર. [**૦ની વેલ** (-લ્ય) (રૂ.પ્ર.) ઘણો ઝેરીલો માણસ]
**વખ2** ન. [સં. पुनर्वसु નક્ષત્રના છેલ્લા બે અક્ષર वसु દ્વારા] પુનર્વસુ નક્ષત્ર. (જ્યો.)
**વખ-કથા** સ્ત્રી. [જુઓ 'વખ1' + સં.] સાંભળતાં મરણ જેવી સ્થિતિ થાય તેવી વાત
**વખ-ખાપરો** પું. [સં. विष, અર્વા. તદ્ભવ + 'ખાપરો.'] એ નામની એક વનસ્પતિ
**વખ-ડું** ન. ['વખ1' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વખ1' (પદ્યમાં.) [કડવાં ફળની વેલ
**વખ-ડોડી** સ્ત્રી. [જુઓ 'વખ1' + 'ડોડી.'] એક જાતની
**વખણાવવું, વખણાવું** જુઓ 'વખાણવું'માં.
**વખત** પું. [અર. વક્ત્] સમય, કાળ. (૨) ઋતુ, મોસમ. (૩) તાકડો, જોગ, લાગ, તક. (૪) નવરાશ, ફુરસદ. (૫) ઢીલ. (૬) વાર, વારો. (૭) (લા.) સંકટ, વિપત્તિ. [**૦ કાઢવો, ૦ ગાળવો, ૦ ગુજારવો** (રૂ.પ્ર.) કામ-ધંધા વિના બેસી રહેવું. **૦ જોવો, ૦ તપાસવો** (રૂ.પ્ર.) સંજોગ જોવા. **૦ની છાંયડી** (રૂ.પ્ર.) સુખદુઃખના વારા-ફેરા] [લેનાર
**વખત-ચોર** પું. [+સં.] કામ કર્યા વિના સમય બચાવી
**વખત-પત્રક** ન. [+સં.] સમય-પત્રક, 'ટાઇમ-ટેબલ'
**વખત-સર** ક્રિ. વિ. [+જુઓ 'સર' (પ્રમાણે).] નક્કી કરેલ મુદતે તૈયાર થયું હોય એમ, સમય-સર, ટાણા-સર
**વખતે** ક્રિ.વિ. [+ગુ. 'એ' સા.વિ.,પ્ર.] (લા.) કદાચ, ક્યારેક, રખેને, કદાચિત્
**વખતો-વખત** ક્રિ.વિ. [જુઓ 'વખત.'-દ્વિર્ભાવ. અર. વક્તૂ-વ-વક્ત્] વારંવાર, ઘણી વાર
**વખમો** પું. [સં. विषमक દ્વારા] એ નામની એક વનસ્પતિ
**વખરડવું** સ.ક્રિ. [જુઓ 'વખરડું,' -ના.ધા.] ખેતરમાં વખરડેથી ખેડવું, ખેતરમાં બેલી ચલાવવી. **વખરડાવું** કર્મણિ., ક્રિ. **વખરડાવવું** પ્રે.,સ.ક્રિ.
**વખરડાવવું, વખરડાવું** જુઓ 'વખરડવું'માં.
**વખરડિયું** વિ. [જુઓ 'વખરડું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જે ખેતરમાં બે ચાસ વચ્ચે વખરડાં જેટલું અંતર હોય તેવું
**વખરડું(-ણું)** ન., -ડો પુ. રાંપના અડધા માપની નાની રાંપ, કળિયું, વખેડું. [**૦ કાઢવું** (રૂ.પ્ર.) વખરડાવાળી બેલીથી ખેતર સાફ કરવું]
**વખરી** સ્ત્રી. [જુઓ 'વખરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘરનો સર-સામાન, ઘર-વખરી [સાધન-સામગ્રી
**વખરો** પું. [સં. उपस्करक > उवक्खरअ-] ઘરમાંનું રાચ-રચીલું,
**વખલછા** સ્ત્રી. જુઓ 'વખવખાટ.' [ભાગ
**વખલો** પું. વાણાના દોષથી થતો કાપડનો નુકસાનીવાળો
**વખ-વખ** (વખ્ય-વખ્ય) સ્ત્રી. [જુઓ 'વખવખવું.'] ભૂખનાં વલખાં. (૨) તાલાવેલી. (૩) વલોપાત
**વખવખવું** અ.ક્રિ. [અનુ.] ભૂખનાં વલખાં નાખવાં. (૨) તાલાવેલી અનુભવવી. (૩) વલોપાત કરવો. **વખવખાવું** ભાવે., ક્રિ. **વખવખાવવું** પ્રે.,સ.ક્રિ.
**વખવખાટ** પું. [જુઓ 'વખવખવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] વખવખવું એ, વખલછા
**વખવખાવવું, વખવખાવું** જુઓ 'વખવખવું'માં.
**વખવખિયું** વિ [જુઓ 'વખવખવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વખવખાટ કરનારું ['વખવખાટ.'
**વખવખો** પું. [જુઓ 'વખવખવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ
**વખ-વાદ** પું. [સં. विष, અર્વા. તદ્ભવ + સં.] વિખ-વાદ, ટંટો, ઝઘડો, કજિયો. (૨) અણ-બનાવ
**વખંડવું** (વખણ્ડવું) સ.ક્રિ. [સં. वि-खण्ड्, અર્વા. તદ્ભવ] ખંડિત કરવું, જુદું કરવું. **વખંડાવું** (વખણ્ડાવું) કર્મણિ.,ક્રિ. **વખંડાવવું** (વખણ્ડાવવું) પ્રે.,સ.ક્રિ.
**વખંડાવવું, વખંડાવું** (વખણ્ડા-) જુઓ 'વખંડવું'માં.
**વખંભર** (વખમ્ભર) વિ. [સં. विश्वं-भर, અર્વા. તદ્ભવ] (લા.) ખૂબ જ મોટું, ઝખ્ખર, ખખડધજ.(૨) ભયાનક, ભયંકર
**વખા** સ્ત્રી. [સં. वर्षा, અર્વા. તદ્ભવ] વરસાદ
**વખાઇત** વિ. [સં. विषायित, ઝેર-રૂપ થયેલું, અર્વા. તદ્ભવ] (લા.) દુઃખી
**વખાણ** ન. [સં. व्याख्यान > પ્રા. वक्खाण] વ્યાખ્યાન, પ્રવચન. (જૈન.). (૨) પ્રશસ્તિ, પ્રશંસા, તારીફ. [**૦ વાંચવું**

(રૂ.પ્ર.) જૈન ધાર્મિક પ્રવચન કરવું] [એનું રહસ્ય

**વખાણ-ભાવ** પું. [+સં.] પ્રશંસા શા માટે કરવામાં આવી

**વખાણવું** સ.ક્રિ. [જુઓ 'વખાણ,'-ના.ધા.] પ્રશંસા કરવી. તારીફ કરવી. વખણાવું કર્મણિ. ક્રિ. વખણાવવું પ્રે.,સ.ક્રિ

**વખાણું** ન. [સં. व्याख्यानक->પ્રા. वक्खाणअ-] જુઓ 'ઉખાણો.'

**વખાર** (-રચ) સ્ત્રી. [દે.પ્રા. वक्खार, પું.] અનાજ વગેરે રાખવાનું મોટું મકાન, ગોદામ, 'સ્ટોરે(૦ઇ)જ,' 'વેર-હાઉસ.' (૨) માલ ભરવાનું ફાલકું. (વહાણ.) [-રે તાળાં (રૂ.પ્ર.) બધું કામ બંધ. -રે નાં(-નાં)ખવું (રૂ.પ્ર.) મુલતવી રાખવું. (૨) ટાઢો આવકાર આપવો]

**વખારિયો** પું. [જુઓ 'વખાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **વખારી** વિ.,પું. [+ગુ. 'ઈ' ત.પ્ર.] વખારની ચોકી કરનારો માણસ. (૨) માલ-સામાનની મોટી વખારો રાખી વેપાર કરનાર માણસ. (૩) ગોદામ-કીપર, 'વેર-હાઉસ કીપર'

**વખારું** ન. [+ગુ. 'ઉં' ત.પ્ર. જુઓ 'વખોરું,-રો.'] (લા.) મેજનું ખાનું. (૨) કબાટ પેટી વગેરેનું ચોર-ખાનું

**વખિયું** વિ. [જુઓ 'વખ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઝેરવાળું

**વખુ** વિ. [સં. पक्षक->પ્રા. पक्खअ-, वक्खअ-] તરફદારી કરનાર

**વખુટાવવું, વખુટાવું** જુઓ 'વખૂટવું'માં.

**વખું** ન. [જુઓ 'વખું.'] પક્ષ. (૨) વગ (૩) સહાય. (૪) આશ્રય. (સામાન્ય રીતે સમાસના ઉત્તર પદમાં)

**વખુંભર** (વખુમ્ભર) જુઓ 'વખંભર.'

**વખૂટું** જુઓ 'વિખૂટું.'

**વખેડવું** સ.ક્રિ. [જુઓ 'વખરડવું.'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'વખરડવું.' વખેડાવું કર્મણિ., ક્રિ. વખેડાવવું પ્રે., સ.ક્રિ.

**વખેડાવવું, વખેડાવું** જુઓ 'વખેડવું'માં.

**વખેડું** ન. [જુઓ 'વખરડું'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'વખરડું.' ['વખરડો.'

**વખેડો** પું. [જુઓ 'વખરડો.'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ

**વખેરવું** સ.ક્રિ. જુઓ 'વિખેરવું.'

**વખો** પું. [સં. विषय, અર્વા. તદ્ભવ] ઇંદ્રિયોની આસક્તિ. (૨) (લા.) વિપત્તિ, સંકટ. [-ખાનું માર્યું (રૂ.પ્ર.) દુઃખને લીધે. -ખા પડવા (રૂ.પ્ર.) દુઃખને કારણે જુદા થવું. ૦ પડવો (રૂ.પ્ર.) દુઃખી થવું]

**વખૂટવું** અ.ક્રિ. વિખૂટું પડવું. (૨) વછૂટવું. વખુટાવું ભાવે., ક્રિ. વખુટાવવું પ્રે.,સ.ક્રિ. [એ, નિંદા, ગીલા

**વખોડણું** ન. [જુઓ 'વખોડવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] વખોડવું

**વખોડવું** સ.ક્રિ. [દે.પ્રા. विक्खोड] નિંદા કરવી, ગીલા કરવી. વખોડાવું કર્મણિ., ક્રિ વખોડાવવું પ્રે.,સ.ક્રિ.

**વખોડાવવું, વખોડાવું** જુઓ 'વખોડવું'માં.

**વખોરું** ન.,-રો પું. જુઓ 'વખારું.'

**વગ** પું., (-ગ્ય) સ્ત્રી. મોટાઓની સાથેનો સારો સંબંધ કે વસીલો. (૨) (લા.) પક્ષ, તરફેણ. [૦ કરવી (રૂ.પ્ર.) સગવડ કરવી. ૦ ચલાવવી, ૦ લગાડવી (રૂ.પ્ર.) વગની અસર કરવી. ૦ ચાલવી, ૦ પહોંચવી (-પોંચવી), ૦ લાગવી (રૂ.પ્ર.) વગની અસર થવી. -ગે કરવું, -ગે પાડવું (રૂ.પ્ર.) છુપાવી દેવું. -ગે પડતું (રૂ.પ્ર.) અનુકૂળતા પ્રમાણે. -ગે લગાડવું (રૂ.પ્ર.) કામમાં લેવું. -ગે વગે (રૂ.પ્ર.) સંયોગાનુસાર. -ગે વાવણાં કરવાં (રૂ.પ્ર.) સંબંધથી કામ કરવું]

**વગડ-બંથું** (-બમ્થું) વિ. [જુઓ 'વગડો' + 'બંથ' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) ભાન વગરનું, જંગલી. (૨) જક્કી

**વગડવું** અ.ક્રિ. વાદ્ય-રૂપે અવાજ થવો, વાગવું, બજવું. વગાડવું પ્રે.,સ.ક્રિ. વગડાવવું પુનઃપ્રે.,સ.ક્રિ.

**વગડાઉ** વિ. [જુઓ 'વગડો' + ગુ. 'આઉ' ત.પ્ર.] જંગલને લગતું, રાની, જંગલી

**વગડાવવું** જુઓ 'વગડવું'માં.

**વગડો** પું. [મૂળ અસ્પષ્ટ; સર૦ 'વાગડ.'] વન, જંગલ

**વગત** (-ત્ય) [ગ્રામીણ] જુઓ 'વિગત.'

**વગદાં** (-દચાં) ન.,બ.વ. [જુઓ 'વગદું.'] વગદા વેડા, લપિયા-વેડા. [૦ વીણવાં (રૂ.પ્ર.) ખોટી વાતને સાચી તરીકે બતાવવાનાં વલખાં મારવાં] [લપરું, લપિયું

**વગદું** (-દયું), -દૂડું વિ. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.]

**વગર** ના.યો. [અર. બિગય્ર્] વિના, સિવાય

**વગર-જો(૦ઇ)તું** વિ. [+જુઓ જો(૦ઇ)તું.'] જરૂરત નથી તેવું. (૨) ક્રિ.વિ. વિના કારણ વ્યર્થ, નકામું

**વગર-ફાંસુ** ક્રિ.વિ. [+જુઓ 'ફાંસુ.'], **વગર મફતનું** વિ., ક્રિ.વિ. [+જુઓ 'મફત' + ગુ.'નું' છ.વિ.નો અનુગ] નકામું. અમસ્તું, અમથું, મફત

**વગર-વ્યાજુ** વિ. [+જુઓ 'વ્યાજુ.'] વ્યાજ વિનાનું, વ્યાજ ન મળતું હોય તેવું (રકમ વગેરે), 'નોટ બેરિંગ ઇન્ટરેસ્ટ,' 'ઇન્ટરેસ્ટ-ફ્રી'

**વગ-વસીલત** પું. જુઓ 'વગ-વસીલો.'

**વગ-વસીલું** વિ. [જુઓ 'વગ-વસીલો' + ગુ. 'ઉં' ત.પ્ર.] વગવસીલાવાળું

**વગ-વસીલો** પું. [+અર. વસીલહ્] પ્રબળ વગ, મોટી લાગવગ. (૨) મોટાની સિફારસ [ખબર

**વગ-વાવડ** પું.,બ.વ. [અસ્પષ્ટ + જુઓ 'વાવડ.'] સમાચાર,

**વગ-સગ** (વગ્ય-સગ્ય) સ્ત્રી. [+જુઓ 'સગું' દ્વારા.] વગ અને સગાવટ. (૨) વગ-વસીલો. [વગે-સગે કરવું (વગ્યે સગ્યે) (રૂ.પ્ર.) સગવડ પ્રમાણે સાચવી લેવું. (૨) ઠેકાણે પાડવું. વગે-સગે થવું (વગ્યે-સગ્યે) (રૂ.પ્ર.) સગવડ પ્રમાણે ગોઠવાઈ જવું. (૨) ઠેકાણે પડી જવું]

**વગળ** ન. બાવળની છાલ તથા બોરડીનાં મૂળિયાંનું પાણી ('લોશન' તરીકે વાપરવાનું). (૨) ન. કપટ, છળ

**વગળ-વંશી** (-વંશ્શી) વિ. [સં. વિ-ગલ, અર્વા. તદ્ભવ + સં.,પું.] વર્ણ-સંકર

**વગાડવું** જુઓ 'વગડવું'માં કર્મક.,ક્રિ. વગાડાવું કર્મણિ, ક્રિ.

**વગાયું** વિ. રઘવાયું, હરાયું

**વગિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વગિયું'+ગુ. 'અ (-એ)-ણ' સ્ત્રીપ્રત્યય.] વગવાળી સ્ત્રી

**વગિયું** વિ. [જુઓ 'વગ' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **વગીલું** વિ. [+ગુ. 'ઈલું' ત.પ્ર.] વગવાળું. [-યાં કરવાં (રૂ.પ્ર.) પક્ષપાત કરવો]

**વગિયેણ** (-ય્ય) જુઓ 'વગિયણ.'
**-વગુ,-ગું** ક્રિ.વિ. [જુઓ 'વગ' + ગુ. 'ઉ'-'ઉં' ત.પ્ર.] તરફનું, બાજુનું (સમાસમાં; જેમકે 'એક-વગુ,-ગું' વગેરે)
**વગુચાવવું, વગુચાવું** જુઓ 'વગૂચવું'માં.
**વગુતાવવું, વગુતાવું,** જુઓ 'વગૂતવું'માં.
**વગૂચવું** જુઓ 'વગૂતવું.' **વગુચાવું** ભાવે., ક્રિ. **વગુચાવવું** પ્રે.,સ.ક્રિ
**વગૂતવું** અ.ક્રિ. સંકડામણમાં આવી પડવું, ગૂંચાવું. ભરાવું. **વગુતાવું** ભાવે.,ક્રિ. **વગુતાવવું** પ્રે.,સ.ક્રિ.
**વગૂતું** (-ત્યું) વિ. [જુઓ 'વગૂતવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ગૂંચવાઈ ગયેલું, ભરાઈ પડેલું. (૨) (લા.) નિંદા પામેલ
**વગેરે** વિ. [અર. વગયરહ્] ઇત્યાદિ, આદિ
**વગો** પું. [સં. વર્ગક->પ્રા. વગ્ગઅ-] પાડો, વાડો, લત્તો, વાસ, મોટી શેરી, પોળ
**વગોઠાવવું** જુઓ 'વગોઠાવું'માં.
**વગોઠાવું** અ.ક્રિ. જુઓ 'વવઠાવું.' **વગોઠાવવું** પ્રે.,સ.ક્રિ.
**વગોણું** જુઓ 'વગોવણું'
**વગોવણી** સ્ત્રી. [જુઓ 'વગોવવું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ણું** ન. [જુઓ 'વગોવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] નિંદા, ગીલા, વગોણું
**વગોવવું** સ.ક્રિ. [સં. विगोप्->પ્રા. विगोव-] નિંદા કરવી, ગીલા કરવી, નિંદવું. **વગોવાવું** કર્મણિ.,ક્રિ. **વગોવાવવું** પ્રે.,સ.ક્રિ.
**વગોવાવવું વગોવાવું** જુઓ 'વગોવવું'માં.
**વગોળવું** જુઓ 'વાગોળવું.'
**વઘન** ન. [સં વિઘ્ન, અર્વા. તદ્ભવ] જુઓ 'વિઘ્ન.'
**વઘરડું¹** ન. સાથે ખેતરમાં પાકેલું અનાજ. (૨) સેળ-ભેળ થઈ ગયેલું કે કૂશકામાંથી કાઢેલું અનાજ. (૩) ચળામણ, ભગરો. (૪) રાતી સાઠી જેવી ડાંગર
**વઘરડું², -ણું** ન. [જુઓ 'વઘરો' દ્વારા.] વિઘ્ન, હરકત, આડ ખીલી, અડચણ
**વઘરા-વેડા** પું., બ.વ. [જુઓ 'વઘરો'+'વેડા.'] ઝઘડવાની ટેવ
**વઘરિયું** વિ. [જુઓ 'વઘરો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઝઘડા-ખોર, કજિયાળું, તોફાની
**વઘરો** પું. [સં. विग्रहक->પ્રા. विग्घरअ-] વિગ્રહ, ઝઘડો, કજિયો, ટંટો. (૨) સડો. (૩) શિયાળામાં વાદળ થવાં એ, કાતળો, દુર્દિન. [૦ ઘાલવો (રૂ.પ્ર.) ઝઘડો કરવો. ૦ ના(-નાં)ખવો (રૂ.પ્ર.) વિઘ્ન કરવું. ૦ હોવો (રૂ પ્ર.) આકાશમાં દુર્દિન થવો]
**વઘળવું** અ.ક્રિ. [સં. विगल्- દ્વારા] ટપકવું, ઝરવું, સ્રવવું, ચૂવું. **વઘળાવું** ભાવે.,ક્રિ. **વઘળાવવું** પ્રે.,સ.ક્રિ.
**વઘળાવવું, વઘળાવું** જુઓ વઘળવું'માં.
**વઘાર** પું. [જુઓ 'વઘારવું.'] દાળ-શાકને ઘી કે તેલમાં રાઈ-મેથી-હીંગ-મરચાં વગેરે કકડાવી છોંકવામાં આવે એ. (૨) એવી રીતના છોંકવા પછીનો શાકનો રસો. [૦ આપવો, ૦ કરવો, ૦ દેવો (રૂ.પ્ર.) દાળ-શાકને છોંકવાં. ૦ બેસવો (-બેસવો) (રૂ.પ્ર.) દાળ-શાકમાં વઘારની અસર થવી. ૦ મૂકવો (રૂ.પ્ર.) ટૂચકો મૂકી ઉશ્કેરવું]
**વઘારણી** સ્ત્રી. [જુઓ 'વઘારવું' + ગુ. 'આણી' કૃ.પ્ર.] વઘારવાની ઢબ કે રીત. (૨) (વઘારવામાં વપરાતી હોવાને કારણે) હીંગ
**વઘારવું** સ.ક્રિ. [સં. विघ्राह्->પ્રા. विग्घार,-वग्घार] રાઈ-મેથી-હીંગ વગેરે મૂકી ઘી-તેલમાં કકડાવી છોંકવું. (૨) (લા.) બડાઈ કરવી. (૩) નક્કી કરવો. [વઘારી ખાવું (રૂ.પ્ર.) નકામું રાખી મૂકવું.] **વઘારાવું** કર્મણિ.,ક્રિ. **વઘારાવવું** પ્રે.,સ.ક્રિ.
**વઘારાવવું, વઘારાવું** જુઓ 'વઘારવું'માં.
**વઘારિયાં** ન.,બ.વ. [જુઓ 'વઘારિયું.'] (લા.) બાળકના જન્મ થયા પછી ત્રીજે કે ચોથે દહાડે થતા ઝાડા
**વઘારિયું** વિ. [જુઓ 'વઘાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વઘાર આપેલું. (૨) ન વઘારી તૈયાર કરેલ અથાણું શાક વગેરે
**વઘેડું** ન., **-ડો** પું. સુતાર જેના ઉપર લાકડું રાખી ઘડે છે તે ખાંચાવાળો ખોડેલો કે મૂકેલો લાકડાનો ટુકડો
**વઘ્રુ** ન. [જુઓ 'વઘરડું.' પ્રવાહી ઉચ્ચારણ.] રાતા રંગના ચોખાની જાત, રાતી સાઠી જેવી ડાંગર
**વચ¹** ન. [સં. वचस्] વચન, બોલ, વાક્ય
**વચ²** વિ. [જુઓ 'વચ્ચે' ક્રિ.વિ. સમાસમાં પૂર્વપદ તરીકે] વચ્ચેનું (જેમકે 'વચ-ગાળાનું.')
**વચકલું** વિ. [જુઓ 'વચકું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર. દ્વારા.] વાંકું, આડું. (૨) ન. અડધેથી આડું પડવું એ. (૩) હરકત, વાંધો. (૪) સામનો
**વચક(-કા)વું** અ ક્રિ. (વચ્ચેથી) છટકી જવું. (૨) બેદિલ થવું. વીફરવું. (૩) રિસાવું. (૪) ભેડાવું. **વચકાવવું** પ્રે.,સ.ક્રિ.
**વચકળવું** અ.ક્રિ. [જુઓ 'વચકવું.'] છટકી જવું, સરકી જવું. (૨) શમવું, નરમ પડવું, ઓછું થવું **વચકળાવું** ભાવે., ક્રિ. **વચકળાવવું** પ્રે., સ.ક્રિ.
**વચકળાવવું, વચકળાવું** જુઓ 'વચકળવું'માં.
**વચકા-ખોર** વિ. [જુઓ 'વચકો + ફા. પ્રત્યય.] વાત વાતમાં ચિડાઈ જાય તેવું. (૨) વાત વાતમાં વાંધા ઊભા કરનારું
**વચકાવવું** જુઓ 'વચક(-કા)વું'માં.
**વચકાવું** જુઓ 'વચકવું.'
**વચકું** ન. [જુઓ 'વચકવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] વચકલું, વિઘ્ન. (૨) અડચણ, હરકત, વાંધો
**વચકો** પું. [જુઓ 'વચકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'વચકું.'
**વચ-ગામી** વિ. [જુઓ 'વચ²' + સં.,પું.] વચ્ચે જઈ રહેલું, [વચ્ચેનું, મધ્યમાં આવી રહેલું
**વચગાળા-નું** વિ. [જુઓ 'વચ-ગાળો' + ગુ. 'નું' છ.વિ નો અનુગ.] વચલા સમયનું. 'ટ્રાન્ઝિશનલ,' 'ઇન્ટરિમ,' 'સ્ટૉપ-ગૅપ,' 'મિડ-ટર્મ.' (૨) વચલું
**વચ-ગાળો** પું. [જુઓ 'વચ²' + 'ગાળો.'] બે સમય વચ્ચેનો ખાલી સમય, 'ટ્રાન્ઝિશનલ ટાઇમ,' 'ઇન્ટરિમ' (ઉ.જો.) (૨) બે ચીજો વચ્ચેનો ખાલી ભાગ. [-ળે (રૂ.પ્ર.). અડધે રસ્તે, મધ્ય ભાગે. (૨) અંતરિયાળ]
**વચ(-ચે)ટ** વિ. [જુઓ 'વચ્ચે' દ્વારા.] ત્રણ વ્યક્તિઓમાંનું વચલું (ઉંમરની દૃષ્ટિએ)
**વચટેરું** વિ. [+ ગુ. 'એરું' ત.પ્ર.] ઉંમરે બેની વચ્ચેનું
**વચડવું** સ.ક્રિ. (નખથી) ચામડી ખણવી, ઉઝરડા પાડવા,

વલૂરવું, વતરડવું. **વચડાવું** કર્મણિ., ક્રિ. **વચડાવવું** પ્રે., સ.ક્રિ.

**વચડાવવું, વચડાવું** જુઓ 'વચડવું'માં.

**વચન** ન. [સં.] કથન, ઉક્તિ, બોલ, વેણ. (૨) કોલ. (૩) સંખ્યાનો ભાવ :-એક-વચન દ્વિ-વચન બહુ-વચન અનેક-વચન. (વ્યા.) [**૦ આપવું** (રૂ.પ્ર.) કબૂલતનો વિશ્વાસ આપવો. **૦ કાઢવું** (રૂ.પ્ર.) ખરાબ શબ્દ કહેવો. **૦ તોડવું, ૦ બોળવું** (-બોળવું) (રૂ.પ્ર.) વચનનો ભંગ કરવો, બોલ્યું ફરી જવું. **૦ પાળવું** (રૂ.પ્ર.) બોલ્યા પ્રમાણે કરી બતાવવું. **૦ મારવું** (રૂ.પ્ર.) કડવા બોલ કહેવા. **૦ લેવું** (રૂ.પ્ર.) પ્રતિજ્ઞા કે કબુલાત કરાવવી]

**વચન-પાલન** ન. [સં.] બોલ્યું પાળી બતાવવું એ, કહ્યા પ્રમાણે કરી બતાવવું એ

**વચન-બદ્ધ** વિ. [સં.] બોલ્યા પ્રમાણે કરવા બંધાયેલું

**વચન-બાણ** ન. [સં.,પું.] (લા.) કડવો શબ્દ

**વચન-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] કબૂલ કર્યા પ્રમાણે કરવું નહિ એ, વચન ઉથામવું એ. (૨) વિ. કબુલાત આપ્યા પ્રમાણે ન કરનાર [[સં.] જુઓ 'વચન-ભંગ.'

**વચન-ભંગી** (-ભઙ્ગી) વિ. [સં.,પું.], **વચન-ભ્રષ્ટ** વિ.

**વચન-વિવાદ** પું. [સં.] વાણીની ચર્ચા, બોલાચાલી

**વચન-શલ્ય** ન. [સં.] જુઓ 'વચન-બાણ.'

**વચનાત્** ક્રિ.વિ. [સં.,પા.વિ., એ.વ.] વચનને લઈ, વચન પ્રમાણે (દસ્તાવેજમાં લખાય છે.)

**વચનાતીત** વિ. [+ સં. अतीत] જ્યાં બોલવાનું-કહેવાનું--વર્ણન કરવાનું ન રહ્યું હોય તેવું ઉચ્ચ, અ-વર્ણનીય

**વચનામૃત** ન. [+સં. अ-मृत] મીઠાં અને હિતકર મધુર વચન

**વચનિકા** સ્ત્રી. [સં.] ઉક્તિ, ઉદાહરણ, અવતરણ. (૨) ટીકા-ટિપ્પણ [સત્યવાદી

**વચની** વિ. [સં.,પું.] વચન પાળનાર. (૨) (લા.) પ્રામાણિક,

**વચનીય** વિ. [સં.] નિંદા થવા પાત્ર, નિંદ્ય, ગર્હણીય

**વચનીય-તા** સ્ત્રી. [સં.] નિંદા, ગીલા, લોકાપવાદ

**વચ-બીટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'વચ[2]' + 'બીટ.'] બે બાજુ કણી અને વચ્ચે નાના ગોળવાળો ઘાટ. (શિલ્પ.)

**વચ-માં** ક્રિ.વિ. [જુઓ 'વચ્ચે' + ગુ. 'માં' સા.વિ.,પ્ર.] વચ્ચે, અંદરના ભાગમાં, મધ્ય ભાગે

**વચરકો** પું. જુઓ 'વચકો.'

**વચરડવું** સ.ક્રિ. જુઓ 'વચડવું.' **વચરડાવું** કર્મણિ., ક્રિ. **વચરડાવવું** પ્રે., સ. ક્રિ.

**વચરડાવવું, વચરડાવું** જુઓ 'વચરડવું'માં.

**વચરમાવવું** જુઓ 'વચરમાવું'માં.

**વચરમાવું** અ.ક્રિ. વચળવું, કથળવું. (૨) કરમાવું, ચીમળાવું. **વચરમાવવું** પ્રે., સ.ક્રિ.

**વચલું** વિ. [અપ. विच्चल्लअ-] (ત્રણમાંનું) વચ્ચેનું, મધ્યનું, મધ્યમ, 'ઇન્ટર-મીજિયેટ.' 'ઇન્ટર-મીડિયરી,' ઇન્ટર-લોક્યુ-ટરી,' 'મીડલ.' (૨) જુઓ 'વચગાળા-નું.' [**-લો વાંધો** (રૂ.પ્ર.) વચ્ચેનો વર્ગ, વચલો પ્રકાર. (૩) ઉજળિયાત, મધ્યમ વર્ગ] ['આટ' ત.પ્ર.] ખખડાટ

**વચ-વચ** (વચ્ચ-વચ્ચ) સ્ત્રી. [રવા.], **-ચાટ**, પું. [+ ગુ.

**વચવચિયું** વિ. [જુઓ 'વચ-વચ' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **વચવચી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વારંવાર બોલ બોલ કર્યા કરતારું

**વચવું** સ.ક્રિ. [સં. वच्, તત્સમ] કહેવું, બોલવું (પદ્યમાં)

**વચસા** ક્રિ.વિ. [સં. वचस् + સં. आ ત્રી.વિ., એ.વ.,પ્ર.] વચનથી [વચસ્વી સ્ત્રી

**વચસ્વિની** વિ., સ્ત્રી. [સં.] સારાં વચન બોલનારી સ્ત્રી,

**વચસ્વી** વિ. [સં.,પું.] જુઓ 'વચન-બદ્ધ.'

**વચળકવું** અ.ક્રિ. [જુઓ 'વચળવું.'] પકડમાંથી છટકવું. **વચળકાવું** ભાવે., ક્રિ. **વચળકાવવું** પ્રે.,સ.ક્રિ.

**વચળકાવવું, વચળકાવું** જુઓ 'વચકળવું'માં.

**વચળમાવું** અ.ક્રિ. (દૂધનું) બગડી જવું કે ફાટી જવું

**વચળવું** અ.ક્રિ. [સં. वि-चल्. અર્વા. તદ્ભવ] વિચલિત થવું, ખસકી પડવું. (૨) બગડી જવું. (૩) (લા.) મગજ ખસી જવું, ગાંડા થઈ જવું. (૩) મદથી છકી જવું. **વચળાવું** ભાવે., ક્રિ. **વચળાવવું** પ્રે.,સ.ક્રિ.

**વચળાવવું, વચળાવું** જુઓ 'વચળવું'માં. [વચાળું

**વચાળ** ન. [જુઓ 'વચ્ચે' દ્વારા.] પદાર્થનો મધ્ય ભાગ,

**વચાળવું** સ.ક્રિ. ખંજવાળવું, વલૂરવું, વચડવું. **વચાળાવું** કર્મણિ., ક્રિ. **વચાળાવવું** પ્રે.,સ.ક્રિ.

**વચાળાવવું, વચાળાવું** જુઓ 'વચાળવું'માં.

**વચાળું** ન., **-ળો** પું. [જુઓ 'વચાળ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વચાળ.'

**વચેટ** જુઓ 'વચટ.'

**વચ્ચે** ક્રિ.વિ., ના.યો. [સં. वर्त्म- ▶ પ્રા. विच्च + ગુ. 'એ' સા.વિ.,પ્ર] કોઈ બે પદાર્થ સ્થાન કે સમયના મધ્ય ગાળે. (૨) અંદર, માંહિ. (૩) દરમ્યાન. (૪) પરસ્પર, અન્યોન્ય. [**૦ આવવું, ૦ પડવું** (રૂ.પ્ર.) દરમ્યાનગીરી કરવી. (૨) નડવું. **૦ ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) વિઘ્ન કરવું. **૦ રાખવું** (રૂ.પ્ર.) મધ્યસ્થી તરીકે નીમવું. **સૂડી વચ્ચે સોપારી** (રૂ.પ્ર.) ઘણી જ મુશ્કેલ દશા]

**વચ્છ(-છ,-છ્છ)** પું.,ન. [સં. वत्स > પ્રા. वच्छ, પ્રા. તત્સમ] વાછરડું (નર કે માદા). (૨) બાળક, છોકરું [કંદ

**વચ્છ(-છ,-છ્છ)-નાગ** પું. [સં. वत्स-नाभ દ્વારા.] એક ઝેરી

**વચ્છ(-છ્છ)લ** વિ. [સં. वत्सल > પ્રા. वच्छल, પ્રા. તત્સમ] પ્રિય, વહાલું

**વછ** જુઓ 'વચ્છ.'

**વછ-નાગ** જુઓ 'વચ્છનાગ.' [ચંચળતા, અસ્થિરતા

**વછવછાટ** પું. ['વછ વછ' (રવા.) + ગુ. 'આટ' ત.પ્ર.]

**વછવછિયાં** ન., બ.વ. [જુઓ 'વછવછાટ'નું વછ-વછ' અંગ + ગુ. 'ઇયું' ત.પ્ર ] ચિત્તની અશાંતિ, ચંચળતા, અસ્થિરતા, વછવછાટ

**વછયો** પું. વિરહ, વિયોગ [રહેવાનું સ્થાન

**વછાણ, -ણું** ન. [સં. अवस्थान-क- > પ્રા. वट्ठाणअ-, वच्छाणअ-]

**વછિયાત** પું., ન. માલ ખરીદવા કે વેચવા આવેલો કે જતો વેપારીનો પ્રતિનિધિ. (૨) માલ ખરીદવા આવનાર. (૩) થોડા દિવસ માટે કોઈ સ્થાને આવી રહેલો માણસ

**વછિયાતી** વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] વછિયાતને લગતું

**વછી** સ્ત્રી. એક વેલો, વેવડી
**વછુટાવવું, વછુટાવું** જુઓ 'વછૂટવું'માં.
**વછૂટવું** અ.ક્રિ, [સં. विच्छुटय > પ્રા. विच्छुट्ट-] છૂટું પડવું, અલગ થવું. (૨) સ્થાનથી દૂર તરફ ફેંકાવું. (૩) (સુ.) પ્રસૂતિ થવી. **વછુટાવું** ભાવે., ક્રિ. **વછુટાવવું**, પ્રે.,સ.ક્રિ. **વછોડવું** કર્મક રૂપ [અલગ પડેલું
**વછૂડું** વિ. [જુઓ 'વછૂટવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] છૂટું પડેલું,
**વછેરી** સ્ત્રી. [જુઓ 'વછેરો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ઘોડીનું માદા બચ્ચું. (૨) ગધેડીનું માદા બચ્ચું, ખોલકી
**વછેરું** ન. [સં. वत्सतरक > પ્રા. वच्छयरअ-] ઘોડાનું બચ્ચું. (૨) ગધેડાનું બચ્ચું, ખોલકું
**વછેરો** પું. [જુઓ 'વછેરું.'] ઘોડાનું નર બચ્ચું. (૨) ગધેડાનું નર બચ્ચું, ખોલકો. (૩) (લા.) જુવાન નાદાન માણસ
**વછેલું** ન. [જુઓ 'વચ્છ' દ્વારા.] વાછરડાનું ચામડું
**વછો** પું. [દે.પ્રા. विच्छोह, विच्छोअ-] વિયોગ, વિરહ, વિજોગ. (૨) વિક્ષેપ, વિચ્છેદ, ફાટ-ફૂટ
**વછોડવું** જુઓ 'વછૂટવું'-એનું કર્મક રૂપ. **વછોડાવું** કર્મણિ., ક્રિ. **વછોડાવવું** પુનઃ પ્રે.,સ.ક્રિ.
**વછોડાવવું. વછોડાવું** જુઓ 'વછોડવું'માં. ['વછૂટવું.'
**વછોડું** વિ. [જુઓ 'વછોડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ
**વછોયું** વિ. [દે.પ્રા. विच्छोहिअ-] છૂટું પડેલું. (૨) વિનાનું
**વછોવાવવું, વછોવાવું** જુઓ 'વછોવું'માં.
**વછોવું** સ.ક્રિ. [દે.પ્રા. विच्छोअ-] છૂટું પાડવું. અલગ કરવું **વછોવાવું** કર્મણિ., ક્રિ. **વછોવાવવું** પ્રે.,સ.ક્રિ.
**વજ** પું. [સં. वचा, સ્ત્રી. દ્વારા] એક પ્રકારની વનસ્પતિ
**વજડ** (-ડચ) સ્ત્રી અજાયબી, અદ્ભુતતા, નવાઈ, અચરજ
**વજડાવવું, વજડાવું** જુઓ 'વાજવું'માં. [મસ્તી.
**વજદ** સ્ત્રી. [અર વજ્દ્] ખુશી, પ્રસન્નતા, આનંદની
**વજન** ન. [અર. વઝન્] બોજ, ભાર, તોલ, ભારેપણું. (૨) દબાણ. (૩) વાણીના શબ્દોમાં અંતર્ગત સ્વર ઉપરનું તે તે નિશ્ચિત દબાણ, બલાત્મક સ્વર-ભાર, 'સ્ટ્રેસ એક્સેન્ટ.' [૦ કરવું (રૂ.પ્ર.) તોળવું, જોખવું. ૦ પડવું (રૂ.પ્ર.) પ્રભાવ પડવો, શેહ પડવી. ૦ રાખવું (રૂ.પ્ર.) માન સાચવવું]
**વજન-દર્શક** વિ. [+ સં.] તોલ બતાવનાર
**વજન-દાર** વિ. [+ ફા.પ્રત્યય] વજનવાળું, ભારે, તોલ-દાર. (૨) (લા.) પ્રતિષ્ઠિત-આબરૂદાર
**વજનદારી** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] ભાર-બોજ હોવાપણું. (૨) (લા.) વક્કર, શક્તિ, તાકાત
**વજન-પેટી** સ્ત્રી. [+ જુઓ 'પેટી.'] તોલાં રાખવાની પેટી. (૨) મોટા વજનદાર પદાર્થોનું વજન કરવાનો ભૂગર્ભમાંની યાંત્રિક રચનાવાળો કાંટો [(ઉ જો.)
**વજન-મૂલક** વિ. [+ સં.] ગુણવત્તાવાળું, 'ક્વૉલિટેટિવ'
**વજન-વક્કર** ન.,બ.વ. [+ જુઓ 'વક્કર.'] પ્રતિષ્ઠા, મોભો, મરતબો [પ્રમાણે, તોલ પ્રમાણે
**વજન-સર** ક્રિ.વિ. [+ જુઓ 'સર' (પ્રમાણે).] વજન
**વજનિયું** ન. [+ જુઓ 'ઇયું' ત.પ્ર.] વજન કરવાનું સાધન, તોલું, કાટલું ['કાઠા.'] કાઠા ઘઉંની એક જાત
**વજર-કાઠા** પું.,બ વ. [સં. वज्र, અર્વા. તદ્ભવ + જુઓ
**વજર-બટ્ટું, -ટ્ટું** ન. [સિંહલી 'બચર-બટ્ટુ'] એક પ્રકારનું સિલોન મલબાર વગેરે તરફ થતું ઝાડ
**વજર-મૂઠિયું** ન. [સં. वज्र અર્વા. તદ્ભવ + જુઓ 'મૂઠિયું.'] સોનું ઘૂંટવા માટેનું લાકડાનું એક સાધન
**વજવું** અ.ક્રિ. છાજવું, શોભવું. (૨) હદ બહાર જવું. વિનય મુકાઈ જવો
**વજ-વેલ** (-લ્ય) સ્ત્રી. [સં. वज्र-वल्ली] એ નામની એક વેલ
**વજંતર** (વજન્તર) ન. જુઓ 'વાજંતર.'
**વજાઈ** સ્ત્રી. ઊતરતા દરજ્જે આવવું એ
**વજાડવું, વજાડાવું** જુઓ 'વાજવું'માં.
**વજારત** સ્ત્રી. નિંદા, બદગોઈ
**વજાહત** સ્ત્રી. [અર.] માન, આબરૂ
**વજી** સ્ત્રી. સુતાર-કામનું એક હથિયાર
**વજીતરાઈ** સ્ત્રી. મોટાઈ, વડાઈ
**વજીતું** વિ. જાહેર [જમીનદાર
**વજીફ-દાર** વિ. [જુઓ 'વજીફો' + ફા. પ્રત્યય] જાગીરદાર,
**વજીફા-દાર** વિ. [જુઓ 'વજીફ-દાર.'] જાગીર મેળવનાર
**વજીફો** પું. [અર. વઝીફહ્] ઇનામી બાગાયતી જમીન. (૨) જાગીર, ગરાસ. (૩) નિવૃત્તિ-વેતન, 'પેન્શન.' (૪) વેતન, પગાર. (૫) નજરાણું
**વજીર** પું. [અર.] પાદશાહ કે સુલતાનનો મુખ્ય સલાહકાર અમલદાર. (૨) શતરંજની રમતમાં પાદશાહથી ઊતરતા પ્રકારનું મહોરું
**વજીરાઈ** સ્ત્રી. [જુઓ 'વજીર' + ગુ. 'આઈ' ત.પ્ર.], **-ત** સ્ત્રી. [અર. વિઝારત્], **વજીરી** સ્ત્રી. [જુઓ 'વજીર' + ગુ 'ઈ' ત.પ્ર.] વજીરની ફરજ તેમ હોદ્દો [ધોવાં એ
**વજૂ** ન. [અર. વુઝૂ] નમાજ પઢવા માટે હાથ-મોં
**વજૂદ** ન. [અર. વુજૂદ્] ખરાપણું, સત્ય, સાચ, વાસ્તવિકતા. (૨) (લા.) મૂળ પાયો, આધાર
**વજે**[૧] સ્ત્રી. [અર. વઝ્અ] ખેતરમાં થયેલા પાકનું અનાજના રૂપમાં લેવામાં આવતું મહેસૂલ, ગણોત
**વજે**[૨] સ્ત્રી. [અર. વજહ્] જેનાથી ગુજરાન ચાલે તેવી વસ્તુ (જમીન પગાર વગેરે) [વધેડા જેવું લાકડું
**વજેડું** ન. કડલાં કાપવા માટે નીચે રાખવામાં આવતું
**વજેતી** સ્ત્રી. [સં. वैजयन्ती, અર્વા. તદ્ભવ] ગોળ દાણા અને વચ્ચે પાંદડીવાળી એક પ્રકારની સોનાની માળા
**વજેદાર** સ્ત્રી. મગદળની જોડીનો એક પ્રકારનો દાવ
**વજેરી** સ્ત્રી. ગઢની અંદર ચોકી માટેની ચોખંડ ઓરડી. (૨) ગોખ. (૩) અમીર લોકોની એવી બેઠક
**વજે-વળતિયું** ન. [જુઓ 'વજે[૧]' + 'વળવું' દ્વારા.] વ્યાજ ખાતે મંડાય અને ભાડું જમે થાય એ પ્રકારની શરતવાળું લખત [રૂપનું મહેસૂલ અને રોકડો કર
**વજે-વેરા** ન.,બ.વ. [જુઓ વજે[૧] + 'વેરો.'] અનાજના
**વજૈયા** પું., બ.વ. [સં. विजय દ્વારા] વિજયા દસમીથી લઈ દિવાળી સુધીના વીસ દિવસ [વૈયો, વાદક
**વજૈયો** પું. [જુઓ 'વાજવું' દ્વારા.] વાદન વગાડનારો બજ-

**વજ્જર** ન. [સં. वज्र] જુઓ 'વજ્ર.' [૦ જેવું (રૂ.પ્ર.) ખૂબ કઠણ, અ-ભેદ્ય] [બ્રહ્મચર્ય રાખનારો કચ્છ

**વજ્જર-કછોટો** પું. [+ જુઓ 'કછોટો.'] અત્યંત પ્રબળ

**વજ્જી** પું. વૈશાલીનો એક પ્રાચીન રાજવંશ. (સંજ્ઞા.)

**વજ્ર** ન. [સં.] પૌરાણિક રીતે ઇંદ્રરાજાનું હથિયાર (એ દધીચિ ઋષિનાં હાડકાંમાંથી બનાવેલું). (૨) આકાશી વિદ્યુત, વીજળી. (૩). (લા.) હીરો. (૪) એક જાતનો પથ્થર. 'ગ્રેનાઇટ.' (૫) ફૂલનું દીઠું. (૬) પંચાંગમાંના ૨૭ યોગોમાંનો એક યોગ. (જ્યો.) [૦ તૂટી પડવું (રૂ.પ્ર.) ભયંકર આફત આવવી]

**વજ્ર-કચ્છ** પું. [સં.], **-છોટો** પું. [+ જુઓ 'કછોટો.'] જુઓ 'વજ્જર-કછોટો.'

**વજ્ર-કાય** વિ. [સં.,બ.વ્રી.,] અત્યંત સખત શરીરવાળું

**વજ્ર-ખેચરી** સ્ત્રી. [સં.] કાયા-કલ્પના પ્રયોગમાં વપરાતું એક રસાયણ. (આયુર્વેદ.)

**વજ્ર-ગદા** સ્ત્રી. [સં.] અત્યંન કઠણ ગદા

**વજ્ર-ગર્ભ** વિ. [સં.બ.વ્રી.,] અંદરથી સખત કઠણ

**વજ્ર-ગુણન** ન. [સં.] જુઓ 'વજ્રાભ્યાસ.'

**વજ્ર-તલ** (-ળ) ન. [સં.] વજ્રના જેવું અત્યંત કઠણ તળિયું. (ના. દ.) [અસેળિયો

**વજ્ર-દંતી** (-દન્તી) સ્ત્રી. [સં.] એ નામની એક વનસ્પતિ,

**વજ્ર-દંષ્ટ્ર** (-દંષ્ટ્ર) વિ. [સં.બ.વ્રી ,] અત્યંત કઠોર દાંત કે દાઢોવાળું ['વજ્ર-કાય.'

**વજ્ર-દેહ** વિ. [સં.બ વ્રી.,], **-હી** વિ. [સં.,પું.] જુઓ

**વજ્ર-ધર** પું. [સં.] ઇંદ્ર [એક રસાયણ. (આયુર્વેદ.)

**વજ્ર-ધારા** સ્ત્રી. [સં.] કાયા-કલ્પને માટે ઉપયોગમાં આવતું

**વજ્ર-ધારી** પું. [સં.] જુઓ 'વજ્ર-ધર.'

**વજ્ર-પંજર** (-પઞ્જર) ન. [સં.] કાયા-કલ્પને માટે વપરાતું એક ઔષધ. (આયુર્વેદ.) [ઇંદ્ર

**વજ્ર-પાણિ** પું. [સં.બ.વ્રી.,] (જેના હાથમાં વજ્ર છે તેવો)

**વજ્ર-પાત** પું. [સં.] વીજળીનો કડાકો અને પડવું એ. (૨) એ પ્રકારનો જ્યોતિષનો એક યોગ. (જ્યો.) (૩) (લા.) ભારે મોટો આઘાત કે આફત

**વજ્ર-પ્રહાર** પું. [સં.] જુઓ 'વજ્રાઘાત.'

**વજ્ર-બાહુ** વિ. [સં.બ.વ્રી.] અત્યંત કઠણ પ્રબળ બાવડાંવાળું

**વજ્ર-મણિ** પું. [સં.] હીરો

**વજ્ર-મય** વિ. [સં.] (લા.) અત્યંત કઠણ, દુર્ભેદ્ય

**વજ્ર-મુષ્ટિ** સ્ત્રી. [સં.] અત્યંત કઠણ અને મજબૂત મૂઠી. (૨) વિ. એવી પ્રબળ મૂઠીવાળું. (૩) પું. ઇંદ્ર

**વજ્ર-મૂષા** સ્ત્રી. [સં.] ધાતુઓ ગાળવાની એક ભારે કઠણ પ્રકારની કૂલડી

**વજ્ર-યાન** પું. [સં.] બૌદ્ધોના મહાયાન શાખાનો એક તાંત્રિક પ્રકારનો ફિરકો. (સંજ્ઞા.)

**વજ્ર-યોગ** પું. [સં.] જુઓ 'વજ્ર(૬).'

**વજ્ર-લેપ** પું. [સં.] કદી ઊખડે નહિ એ પ્રકારનું લીંપણ કે ખરડ. (૨) વિ. કદી ઊખડે નહિ એ પ્રકારે લેપ કરવામાં આવ્યો હોય તેવું, અત્યંત સજ્જડ થઈ ગયેલું

**વજ્રલેપી** વિ. [સં.,પું.] જુઓ 'વજ્રલેપ(૨).'

**વજ્ર-વેણ** (-વેણ્ય) ન. [+ જુઓ 'વેણ.'] અત્યંત કઠોર વચન

**વજ્ર-શૃંખલા** (-શૃઙ્ખલા) સ્ત્રી. [સં.] તૂટે નહિ તેવી મજબૂત સાંકળ [વિ. પ્રબળ મનોભાવવાળું

**વજ્ર-સંકલ્પ** (-સઙ્કલ્પ) પું. [સં.] પ્રબળ મનોભાવ. (૨)

**વજ્ર-સંકલ્પી** વિ. [સં.,પું.] જુઓ 'વજ્ર-સંકલ્પ(૨).'

**વજ્ર-સાર** વિ. [સં.] અત્યંત દૃઢ. (૨) સખત હૈયાનું

**વજ્ર-હસ્ત** પું., વિ. [સં.] જુઓ 'વજ્ર-બાહુ.'

**વજ્ર-હૃદય** ન. [સં.], અત્યંત કઠણ હૈયું. (૨) વિ. અત્યંત કઠણ હૈયાનું

**વજ્ર-હૈયું** ન. [+ જુઓ, 'હૈયું.'] જુઓ 'વજ્ર-હૃદય(૧).'

**વજ્રાકાર** પું, **વજ્રાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार आ-कृति] વજ્રના જેવો આકાર. (૨) વિ. વજ્રના જેવા આકારનું

**વજ્રાઘાત** પું. [+ સં. आघात] વીજળી પડવી એ. (૨) (લા.) ભારે આફત. અણધારી મોટી આફત

**વજ્રાભ્યાસ** પું. [+ સં. अभ्यास] બે સરખા અપૂર્ણાંકોની અપૂર્ણાંક દશા દૂર કરવા એકના અંશને બીજાના છેદથી ગુણવાની ક્રિયા. (ગ.)

**વજ્રાયુધ** ન. [+ સં. आयुध] વજ્ર નામનું હથિયાર. (૨) વિ.,પું. ઇંદ્ર [(યોગ.)

**વજ્રાસન** ન. [+ સં आसन] યોગનું એ નામનુ એક આસન.

**વજ્રાસ્ત્ર** ન. [+ સં. अस्त्र] જુઓ 'વજ્રાયુધ(૧).'

**વજ્રાંગ** (વજ્રાઙ્ગ) ન. [+ સં. अङ्ग] અત્યંત કઠણ અંગ. (૨) વિ. અત્યંત કઠણ અંગવાળું. (૩) પું. હનુમાન, બજરંગ (સંગીત.)

**વજ્રિકા** સ્ત્રી. [સં.] બાવીસમાંની સંગીતની દસમી શ્રુતિ.

**વજ્રી** વિ.,પું. [સં.,પું.] વજ્રધારી ઇંદ્ર

**વજ્રેશ્વર** સ્ત્રી. [+ સં. ईश्वर] એ નામનું કાયા-કલ્પમાં ઉપયોગી એક રસાયણ. (આયુર્વેદ.)

**વજ્રેશ્વરી** સ્ત્રી. [+ સં. ईश्वरी] મુંબઈ પાસે આવેલી બૌદ્ધ ગુફાઓનું સ્થાન (જ્યાં ગરમ પાણીના કુંડ છે.). (સંજ્ઞા.)

**વજ્રોલ્ડી,-લી** સ્ત્રી. હઠયોગની એ નામની એક મુદ્રા. (યોગ.)

**વઝાઈફ** સ્ત્રી. [અર.] ઈશ્વરની સ્તુતિની ઇબારત

**વટ**[1] પું. [સં.], **૦વૃક્ષ** ન. [સં.,પું.] વડનું ઝાડ, વડલો

**વટ**[2] પું. રોફ, આભા, પ્રભા. (૨) આબરૂ, પ્રતિષ્ઠા, મોભો (૩) ટેક. [૦ ખોવો (રૂ.પ્ર.) પ્રતિષ્ઠા ગુમાવવી. **૦નો કટકો** (રૂ.પ્ર.) ખૂબ વટવાળું, **૦ પડવો** (રૂ.પ્ર.) મોભા જેવું લાગવું, પ્રતિષ્ઠા લાગવી. (૨) રોફ બતાવવો. **૦માં રહેવું** (-રૅ:વું), **૦ રાખવો** (રૂ.પ્ર.) મોભો જાળવી રાખવો]

**-વટ**[3] (-ટ્ય) સ્ત્રી. [સં. वृत्ति > પ્રા. वट्टि] 'પણું' એ અર્થનો અનુગ : 'ઘર-વટ,' 'સગ-વટ,' 'ક્ષત્રિય-વટ'

**વટક** (-ક્ય) સ્ત્રી. વેરનો બદલો. (૨) નુકસાની, વળતર. (૩) વધારાની રકમ (અવેજ ઉપર આપવાની). [૦ વળવી (રૂ.પ્ર.) બદલો લેવાવો. ૦ વાળવી (રૂ.પ્ર.) બદલો લેવો]

**વટકણું** વિ. [જુઓ 'વટકવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] વટકવા ટેવાયેલું. વટકી જવાની ટેવવાળું (પદ્ય)

**વટકવું** અ.ક્રિ. [અનુ.] રીસમાં છટકવું. (૨) (દૂઝણાં ઢોરે દૂધ દેતાં) અચકાવું. [**વટકી જવું** (રૂ.પ્ર.) દૂધ ન આપતાં પાટુ મારી છટકી જવું] [વાતમાં છણકવાની આદત

**વટક-વેડા** પું., બ.વ. [જુઓ 'વટકવું' + 'વેડા.'] વાત

**વટકારો** પું. [જુઓ 'વટકવું' + ગુ. 'આરો' કૃ.પ્ર.] વટકવું એ [આદતવાળું, વારંવાર વટકી પડતું

**વટકી** વિ. [જુઓ 'વટકવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] વટકવાની

**વટ-કુંજ** (-જ્ય) સ્ત્રી. [સં. वट-कुञ्ज, પું.,ન.] વડલાની ઘાટી ઘટા (ના.દ.) [વાટવાનો પથ્થર

**વટણો** પું. [જુઓ 'વાટવું' + ગુ. 'અણો' કર્તૃવાચક કૃ.પ્ર.]

**વટ-દાર** વિ. [જુઓ 'વટ[2]' + ફા. પ્રત્યય] વટવાળું, ટેકીલું

**વટ-પત્તન** ન. [સં.] વડોદરા શહેર, વટપદ્ર. (સંજ્ઞા.)

**વટ-પત્ર** ન. [સં.] વડલાનું પાંદડું

**વટપદ્,૦ક** ન. [સં.] જુઓ 'વટ-પત્તન.' (સંજ્ઞા)

**વટ-પૂન(-ને)મ** (-મ્ય) સ્ત્રી. [સં. वट + જુઓ પૂન(-ને)મ.'], **વટ-પૂર્ણિમા** સ્ત્રી. [સં.] જેઠ સુદિ પૂનમની તિથિ અને છોકરીઓનો ઉત્સવ, વટ-સાવિત્રી. (સંજ્ઞા.)

**વટલ(-લા)વું** અ.ક્રિ. [દે.પ્રા. विट्टाल દ્વારા] ભ્રષ્ટ થવું, પતિત થવું, અભડાવું. **વટલાવવું** પ્રે.,સ.ક્રિ.

**વટલાવું** જુઓ 'વટલવું.'

**વટલું** વિ. [જુઓ 'વટલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] (લા.) અધમ, પાજી. (૨) ગરીબ, દુઃખી. (૩) નમ્ર

**વટલોઈ** સ્ત્રી. [સં. वृत्त-लोहिका > वट्ट-लोहिआ] લોહાનું કે અન્ય ધાતુનું બોઘરડા જેવું વાસણ

**વટ-વટ** (વટ્ય-વટ્ય) સ્ત્રી. [રવા.] મોઢાનો એક પ્રકારનો અવાજ. (૨) (લા.) અર્થ વિનાની વાત [કરવું

**વટવટવું** અ.ક્રિ. [જુઓ 'વટ-વટ'-ના.ધા.] ખાઉં ખાઉં

**વટ-વહેવાર** (-વ્હેવાર) પું. [જુઓ 'વટ[2]' + 'વહેવાર.'] રોફ સાચવતાં કરાતી લેવડ-દેવડ. (૨) આબરૂ સાચવવાની કુશળતા

**વટવું** સ.ક્રિ. [સં. वृत > પ્રા. वट्ट, ભૂ.કૃ., -ના.ધા.] ઓળંગવું, ઉલ્લંઘવું. (૨) વીતવું, પસાર થવું. **વટાવું[1]** કર્મણિ., ક્રિ. **વટાવવું[1]** પ્રે.,સ.ક્રિ.

**વટવો** પું. જુઓ 'બટવો.' [પૂજન. (સંજ્ઞા.)

**વટ-સાવિત્રી** સ્ત્રી. [સં.] જેઠ સુદિ પૂનમનું સ્ત્રીઓનું વડલાનું

**વટ-હુકમ** પું. [જુઓ 'વટ[2]' + 'હુકમ.'] ખાસ સત્તાથી કાઢવામાં આવેલો-આવતો કામચલાઉ હુકમ, 'ઓર્ડિનન્સ'; (સાદો હોય તો 'સર્ક્યુલર') [વિ. ગીરવી મૂકેલું

**વટંતર** (વટન્તર) ન. ધીર-ધાર, વ્યાજ-વટાઉનો ધંધો. (૨)

**વટાઉ** વિ. [જુઓ 'વટાવવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] વટાવવા જેવું, સાટું કરવા જેવું, 'નેગોશિયેબલ.' (૨) બદલાવી શકાય તેવું, 'કન્વર્ટિબલ'

**વટાગણું** ન. જુઓ 'વટકણું.'

**વટાણ** ન. [જુઓ 'વટાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વટાવું એ, ઓળંગાવું એ

**વટાણા-માળા** સ્ત્રી. [જુઓ 'વટાણો' + સં. माला] વટાણાના આકારના પારાની સોનાની કંઠી

**વટા(-રે)ણું** જુઓ 'વતરણું.'

**વટાણો** પું. [સં. वृत्त > પ્રા. वट्ट + દે પ્રા. °दाणअ > वट्टाणअ] ગોળ દાણાવાળો એક કઠોળ. [**-ણા માપવા, -ણા વાવવા, -ણા વાવી જવા** (રૂ.પ્ર.) નાસી જવું]

**વટાવ** પું. [જુઓ 'વટાવવું.'] વટાવવાની ક્રિયા, વિનિમય, 'એક્સ્ચે(૦ઇ)ન્જ.' (૨) મોટા સિક્કાનું પરચૂરણ કરાવતાં પરચૂરણ આપનારની હકસી. (૩) કોઈ પણ માલ રોકડેથી ખરીદતાં મળતું વળતર, 'ડિસ્કાઉન્ટ'

**વટાવ-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] હકસી કાપી આપતાં માંડી વળાતી રકમનું ખાતું [યાત્રી. (૨) (લા.) જીવ

**વટાવડો** પું. [જુઓ 'વટાવવું' દ્વારા.] વટેમાર્ગુ, મુસાફર,

**વટાવવું[1]** જુઓ 'વટવું'માં.

**વટાવવું[2]** સ.ક્રિ. [સર૦ મરા. 'વટાવણે.'] મોટા સિક્કાનું પરચૂરણ નાણું મેળવવું. (૨) હૂંડી ચેક વગેરે આપી નાણાં મેળવવાં. (૩) પતાવવું

**વટાવવું[3]** જુઓ 'વાટવું'માં.

**વટાવું[1]** જુઓ 'વટવું'માં.

**વટાવું[2]** જુઓ 'વાટવું'માં.

**વટાળ** પું. [દે.પ્રા. विट्टाल] ભ્રષ્ટતા, અભડ-છેટ. (૨) સ્વ-ધર્મ છોડી બીજા ધર્મમાં જવું એ

**વટાળ-પ્રવૃત્તિ** સ્ત્રી. [+ સં.] ઉચ્ચ ધર્મમાંથી ઊતરતી કક્ષાના ગણાતા ધર્મમાં લઈ જવાની હિલચાલ

**વટાળવું** સ.ક્રિ. [જુઓ 'વટાળ'-ના. ધા.] જુઓ 'વટલાવવું.'

**વટાળિયું** વિ. [જુઓ 'વટાળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વટલાવ-નારું, ધર્મ-ભ્રષ્ટ કરનારું [જુઓ 'વટાળ.'

**વટાળો** પું. [જુઓ 'વટાળ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.]

**વટાંતર** (વટાન્તર) જુઓ 'વટંતર.'

**વટિકા** સ્ત્રી. [સં.] વટી, ગોળી, ગુટિકા

**વટિયું** વિ [જુઓ 'વટ[2]'+ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'વટ-દાર.'

**વટી** સ્ત્રી. [સં.] જુઓ 'વટિકા.'

**વટીક** ક્રિ.વિ. [પાર.] ચોક્કસ. (૨) પણ, વળી

**-વટું** ન. [સં. वृत्तक- > પ્રા. वट्टअ- દ્વારા] સમાસમાં 'વટ'ની જેમ ઉત્તર પદમાં 'પણું'નો અર્થ : 'પ્રધાન-વટું'

**વટૂકાર, વટૂડો** પું. ઢંગ, રીત-ભાત. (૨) રીતો,આવડત. (૩) સમજ, ડહાપણ. (૪) વગે પાડવું એ

**વટેણું** જુઓ 'વટાણું'-'વતરણું.'

**વટે-માર્ગુ** વિ. [જુઓ 'વાટ[1]' + સં. मार्ग + ગુ.'ઉ' ત.પ્ર.] રસ્તે ચાલનાર, વાટે જનાર રાહદારી. (૨) મુસાફર, યાત્રી

**વટેશરી** સ્ત્રી. વાટ-ખર્ચ. (૨) ભાડું

**વટેસર** જુઓ 'વતેસર.'

**-વટો** પું. [સં. वृत्तक- > પ્રા. वट्टअ-] આચરણ કે ધંધાનો અર્થ બતાવતો અનુગ : 'ભોગ-વટો' 'દેશ-વટો'

**વટોડવું** અ.ક્રિ. [જુઓ 'વાટ[1]'-ના.ધા.] વાર લાગવી, વિલંબ થવો

**વઠ્ઠું** વિ. ભૂડું

**વડ[1]** પું. [સં. वट > પ્રા. वड, પ્રા. તત્સમ] વડલાનું ઝાડ

**વડ[2]** (-ડ્ય) સ્ત્રી. જોડ, જોડી, હેડી, બરોબરિયું

**વડ[3]-** વિ. [સં. वृद्ध > પ્રા. वड्ढ] મોટું (સમાસમાં પૂર્વપદ) : 'વડ-સાસુ' વગેરે

**વડકાવવું** સ.ક્રિ. [જુઓ 'વડકું'ના.ધા.] ટોંકી લેવું, ધમકાવવું. (૨) ખીજવવું, ચીડવવું

**વડકું** ન. [રવા.] બચકું. (૨) (લા.) ક્રોધથી જવાબ દેવો, ડાચિયું નાખવું એ. [**-કાં ભરવાં** (રૂ.પ્ર.) ઉદ્ધતાઈથી જવાબ આપવો]

**વડ-ગચ્છ** પું. [જુઓ 'વડ³' + સં.] 'વૃદ્ધિ-ગચ્છ' નામનો શ્વેતાંબર જૈન સાધુઓનો એક ગચ્છ. (જૈન.)

**વડ-ગૂંદી** સ્ત્રી. [જુઓ 'વડ³' + 'ગૂંદી.'] અથાણાંનાં ગૂંદાનું નાનું ઝાડ, કડ-ગૂંદો [ગૂંદો (ઝાડ)

**વડ-ગૂંદો** પું. [જુઓ 'વડ³' + 'ગૂંદો.'] રાંગૂંદો, અથાણાંનો

**વડચકું** ન. [રવા.] જુઓ 'વડકું.' [**૦ ભરવું** (રૂ.પ્ર.) ગુસ્સાભર્યું ડાચિયું નાખવું. **ભૂખનાં વડચકાં** (રૂ.પ્ર.) ભૂખનું દુઃખ]

**વડ-ચિતરાઈ** સ્ત્રી. [જુઓ 'વડું' + 'ચીતરવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] (લા.) બડાઈ, શેખી

**વડ-છડ** (વડચ-છડય) સ્ત્રી. તાણ-ખેંચ. (૨) રકઝક, વડ-વેડ. (૩) (લા.) કહાન-ગોપીનો સંવાદ

**વડ-દાદી** સ્ત્રી. [જુઓ 'વડ³'+'દાદી.'] વડ-દાદાની પત્ની, વડી આઈ, પ્રપિતામહી [દાદો. પ્રપિતામહ.

**વડ-દાદો** પું. [જુઓ 'વડ³' + દાદો.'] દાદાનો પિતા, પર-

**વડનગરો** પું. [ 'વડનગર'-સં. वृद्धिनगर દ્વારા. ઉ. ગુજરાતનું એક સુપ્રસિદ્ધ નગર + ગુ. 'ઓ' ત.પ્ર.] વડનગરમાંથી નીકળેલા નાગર બ્રાહ્મણોનો એક ફિરકો અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વડપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'વડું' + ગુ. 'પ' ત.પ્ર.], (-ણું) ન. [+ગુ. 'પણ'-'પણું' ત.પ્ર.] મોટાપણું, મોટા હોવાપણું. (૨) આધિપત્ય

**વડ-ભેરુ** પું. [જુઓ 'વડ³'+'ભેરુ.'] રમતમાંનો સૌથી મોટો સાથીદાર—મુખ્ય સાથીદાર

**વડમ** વિ. [જુઓ 'વડું' દ્વારા.] મોટું, જબરું

**વડ-મૂળી** સ્ત્રી. [જુઓ 'વડ¹' + 'મૂળી.'] વડની વડવાઈ

**વડરે** વિ. જંગલી ['વડ.¹'

**વડલો** પું. [જુઓ 'વડ¹' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**વડ-વખતું** વિ. [જુઓ 'વડ³' + સં. विख्यात દ્વારા + ગુ. 'ઉં' ત.પ્ર.] સારી રીતે પ્રખ્યાત, નામચીન, નામી

**વડ વડ** ક્રિ.વિ. [રવા.] એકદમ, સત્વર, જલદી

**વડ-વડેરું** વિ. [જુઓ 'વડ³' + 'વડેરું.'] ખૂબ વૃદ્ધ, તદ્દન પાકી ગયેલી ઉંમરનું. (૨) ઉત્તમ

**વડવા** સ્ત્રી. [સં.] ઘોડાની માદા, ઘોડી. (૨) દરિયાઈ અગ્નિ

**વડવાઈ** સ્ત્રી. [સં. वट-वाह्रिका > પ્રા. वड-वाहिआ-] વડનાં ઊંચેથી નીકળતાં મૂળિયાં (જે જમીન સુધી પહોંચી જમીનમાં મૂળ નાખી થડ બની જાય.) (૨) ઘોડાગાડીનો આગળના ચક્કરની બંને બાજુએ જડેલો એ પાંખિયાવાળો લોઢાનો પ્રત્યેક ટુકડો. (૩) (લા.) શાખા

**વડ-વાગ(-ગો)ળ** (-ળ્ય) સ્ત્રી., **વડ-વા(-વાં)ગળું** ન. [જુઓ 'વડ³' + 'વાગ(-ગો)ળ'-'વા(-વાં)ગળું.'] વડ વગેરે વૃક્ષોની ડાળીઓએ ઊંધું લટકતું એક રાત્રિ-ચર પક્ષી, વાગોળ

**વડવાગ્નિ, -નલ(-ળ)** પું. [સં. वडवा + अग्नि -अनल] સમુદ્રમાં જળ-શોષણ કરતો મનાતો અગ્નિ, વાડવાગ્નિ

**વડવા-મુખ** પું. [સં.] જુઓ 'વડવાગ્નિ.' (૨) પૂર્વ દિશાનો કળશ. (જૈન.)

**વડ-વાંગળું** જુઓ 'વડ-વાગળું.' [(૨) મોટો ભાઈ

**વડ-વીર** પું. [જુઓ 'વડ³' + સં.] મોટો બહાદુર પુરુષ.

**વડ-વેલ** (વડ-વેલ્ય) સ્ત્રી. [જુઓ 'વડ¹' + 'વેલ.'] એ નામની એક ભીંત-વેલ (વડનાં જેવાં પાન અને ઝીણી વડવાઈ એવાળી) [બાપ-દાદો, પૂર્વજ, પિતૃ

**વડવો** પું [સં. वृद्ध > પ્રા. वड्ढ, वड्ड + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.]

**વડ-સફર** ન. [જુઓ 'વડ³' + 'સફર.'] મોટી મુસાફરી કરતું વહાણ

**વડ-સસરો** પું. [જુઓ 'વડ³' + 'સસરો.'] સસરાનો કે સાસુનો બાપ [સાસુની મા

**વડ-સાસુ** સ્ત્રી. [જુઓ 'વડ³' + 'સાસુ'] સસરાની કે

**વડ-હત્થ(-ત્થ)** વિ.,પું. [જુઓ 'વડ³' + સં. हस्त > પ્રા. हत्थ (પ્રા. તત્સમ)] મોટા હાથવાળો વીર પુરુષ

**વડાઈ** સ્ત્રી. [જુઓ 'વડું²' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'વડપ.' (૨) બડાઈ, શેખી

**વડાકણો** પું. સંધાડે ઉતારવાનું લાકડું

**વડાગરું** ન. અખાત કે ખાડી નજીકના ખારા પાટમાં પાકતું ગાંગડાદાર મીઠું (ખારાઘોડા તરફનું)

**વડાદરો** પું. [સં. वटपद्रक- > પ્રા. वडअद्दरअ-] એ નામની બ્રાહ્મણની એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વડારણ** (-ણ્ય) સ્ત્રી. રાજપૂત જનાનાની ખવાસ-સ્ત્રી, ખવાસણ

**વડારવું** સ.ક્રિ. [સં. वि-दार् દ્વારા] ગોધલાને ખસી કરવી. **વડારાવું** કર્મણિ., ક્રિ. **વડારાવવું** પ્રે.,સ.ક્રિ.

**વડારાવવું, વડારાવું** જુઓ 'વડારવું'માં. [બડાઈ

**વડારો** પું. [જુઓ 'વડું²' દ્વારા.] (લા.) વડાઈ, શેખી,

**વડાવ** પું. [જુઓ 'વડું²' દ્વારા] પોરસ

**વડિયાઈ** સ્ત્રી. [જુઓ 'વડુ²' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'આઈ.'] વડી આઈ, દાદાની માતા, વડ-દાદી, પ્રપિતામહી

**વડિયું** વિ. [જુઓ 'વડ²' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બરોબરી કરનારું, હરીફાઈ કરનારું, હરીફ, પ્રતિસ્પર્ધી

**વડી** સ્ત્રી. [સં. वटिका > પ્રા. वडिआ] માંગલિક પ્રસંગે વેસણ વગેરેની બનાવવામાં આવતી નાની વાની (જે તળીને ખવાય અને મારવાડમાં તો શાકના રૂપમાં પણ ખાય.) [**૦ પાપડ વધી જવાં** (-વધ્થી-) (રૂ.પ્ર.) કામ બગડી જવું]

**વડીલ** વિ. [દે.પ્રા. वड्डिल्ल] મુરબ્બી, માનનીય, પૂજ્ય. (૨) પું. પિતા, બાપ. (૩) પૂર્વજ, બાપ-દાદો. (૪) ઉંમરે કોઈ પણ મોટો માણસ

**વડીલશાહી** સ્ત્રી. [+ જુઓ 'શાહી.¹'] જ્યાં વડીલોની જ ઘરમાં સત્તા હોય તેવો ઘર-વ્યવહાર [પણું

**વડીલાઈ** સ્ત્રી. [જુઓ 'વડીલ' + ગુ. 'આઈ' ત.પ્ર.] વડીલ-

**વડીલોપાર્જિત** વિ. [જુઓ 'વડીલ' + સં. उपार्जित, સં. પ્ર સંધિ] બાપ-દાદાએ કમાયેલું, બાપ-દાદાના વારસામાં મળેલું. 'એન્સેસ્ટ્રલ'

**વડું¹** ન. [સં. वटक- > પ્રા. वडअ-] અડદની દાળ પલાળી અને વાટી કરવામાં આવતી તળેલી એક કાણાવાળી

ગોળ વાની. [**વાતનાં વડાં** (રૂ.પ્ર.) માત્ર બોલવાનું (અમલમાં ન મૂકવાનું)]

**વડું²** વિ. [સં. वृद्धक- > પ્રા. वड्ढअ, वड्डुअ-] ગુ.માં ઉચ્ચારણ સૌ.માં મૂર્ધન્ય, જ્યારે અન્યત્ર મૂર્ધન્યતર. ઉપર 'વડ³ 'અંગવાળા બધા શબ્દોમાં એ ભેદ જોવાશે.] ઉંમરમાં મોટું, 'ઓલ્ડ,' 'એલ્ડર.' (૨) અધિકારમાં મોટું, 'હેડ.' [**૦ કરવું** (રૂ.પ્ર.) ઠાકોરજીનાં વાઘા વસ્ત્ર-શૃંગારાદિ ઉતારી લેવાં]

**-વડું³** વિ. [સં. °पुटक- > પ્રા.वुडअ-] (ખાસ કરી સંખ્યા-વિશેષમાં 'પડ' બતાવતો અનુગ: 'એકવડું' 'બેવડું' 'ત્રેવડું' 'ચોવડું'

**-વડું⁴** વિ, [સં. °वत्‌ના વિકાસમાં] માપદર્શક (ખાસ કરી દર્શક અને સંબંધી સર્વનામોમાં આવતો અનુગ: 'આવડું,' 'એવડું,' 'જેવડું,' 'તેવડું,' 'કેવડું'

**વડે** ના.યો. વતી, દ્વારા, મારફત

**વડેરું** વિ [જુઓ 'વડું²' + ગુ. 'એરું' ત.પ્ર.] વધુ વડું, વધારે મોટું, મોટેરું

**વડોદરા,-રું** ન. [સં. वट-पद्रक- > પ્રા. वडउद्दरअ-] છેલ્લાં ચૌદસો વર્ષથી જાણવામાં આવેલું એ નામનું મધ્ય ગુજરાતનું વિશ્વામિત્રી નદી નજીકનું ગામ (જેનો વિકાસ થતાં આજનું 'વડોદરા' થયું.)　　　　['વડ.³'

**વડોવડ** (-ડ્ય) ક્રિ.વિ. [જુઓ 'વડ³' -દ્વિર્ભાવ.] જુઓ

**વઢ** પું. દોરડાનાં બંધનનો કે એવા કોઈ કારણે ચામડીમાં બેઠેલો આંકો પડી જવો, વરઢ. [**૦ પડી જવો** (રૂ.પ્ર.) ઊંડો આંકો ઊપડી આવવો]

**વઢકણું** વિ. [જુઓ 'વઢવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર. + ગુ. 'ક' મધ્યગ.], **વઢકાળું** વિ. [જુઓ 'વઢવું' દ્વારા.] ઝઘડો કર્યા કરનારું, ઝઘડાખોર, કજિયાખોર

**વઢ-વાડ** (વઢ્ય-વાડ્ય) સ્ત્રી. [જુઓ 'વઢવું' દ્વારા.] ઝઘડો, ટંટો, કંકાસ, કજિયો, બાધા-બાથી, વઢ-વેડ

**વઢવાડિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓં 'વઢવાડિયું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય,] વઢકણી સ્ત્રી

**વઢવાડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વઢ-વાડ કરનારું, બાધકણું, વઢકણું

**વઢવાડિયેણ** (ણ્ય) જુઓ 'વઢવાડિયણ.'

**વઢવાણ** ન. [સં. वर्धमान > પ્રા. वड्ढवाण] વર્ધમાન મહાવીર (૨૪ મા તીર્થંકર)ના નામને કારણે ઝાલાવાડમાં ભોગાવાને કાંઠે આવેલું પ્રાચીન એક નગર. (સંજ્ઞા.)

**વઢવારદી** સ્ત્રી એ નામની એક વનસ્પતિ

**વઢવું** અ.ક્રિ. ઝઘડો કરવો, લડવું. (૨) ઠપકો આપવો, ખિજાવું. **વઢાવું¹** ભાવે.,ક્રિ. **વઢાવ(-ડ)વું¹** પ્રે.,સ ક્રિ.

**વઢ-વેડ** (વઢ્ય-વેડ્ય) જુઓ 'વઢ-વાડ.'

**વઢં-વઢા** (વઢમ્-વઢા) સ્ત્રી. [જુઓ 'વઢવું'-દ્વિર્ભાવ + ગુ.- 'આ' કૃ.પ્ર.] જુઓ 'વઢ-વાડ.'　　　　['વઢામણ.'

**વઢાઈ** સ્ત્રી. [જુઓ 'વાઢવું + ગુ. 'આઈ' કૃ.પ્ર.] જુઓ

**વઢાડવું** જુઓ 'વઢવું'માં.

**વઢામણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'વાઢવું' + ગુ.-આમણ'- 'આમણી' કૃ.પ્ર.] (ખેતરમાં) વાઢવાનું કામ. (૨) વાઢવાનું મહેનતાણું

**વઢાવ(-ડ)વું¹** જુઓ 'વઢવું'મા.

**વઢા-વઢ** (-ઢ્ય), **-ઢી** સ્ત્રી [જુઓ 'વઢવું.'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] વારંવાર ઝઘડવું એ

**વઢાવવું²** જુઓ 'વાઢવું'માં.

**વઢાવું¹** જુઓ 'વઢવું'માં.

**વઢાવું²** જુઓ 'વાઢવું'માં.

**વઢાણો** પું. સરાણ ઉપર ઓજાર સજનાર માણસ, સરાણિયો

**વઢિયાર** પું. [સં. वर्धि-पथक છે, પણ वर्धिकार > પ્રા. वड्ढियार જરૂરી] બનાસકાંઠાનો મહેસાણા જિલ્લાને અડીને આવેલો પ્રદેશ. (સંજ્ઞા.)

**વઢિયારી** વિ., સ્ત્રી. [+ ગુ. 'ઉં' ત.પ્ર. + ઈ' સ્ત્રીપ્રત્યય] વઢિયાર પ્રદેશની (મુખ્યત્વે) ગાય-ભેંસ

**વણ¹** ના.યો. [સં. विना > પ્રા. विण > અપ. विण,-णु]વિના, વગર, સિવાય. (પરંતુ આનો ઉપયોગ સમાસના પૂર્વ પદમાં જ સીમિત છે; જેમકે 'વણ-ઊકલ્યું' 'વણ-દીઠું' 'વણ-કીધું' પ્રકારે)

**વણ²** જુઓ 'વોણ.'

**વણકર** પું. [જુઓ 'વણવું' દ્વારા.] વણવાનું કામ કરનાર કારીગર, 'વીવર.' (૨) વણવાનું કામ કરનારી એક હરિજન જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વણકરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વણવાનું કામ. (૨) વણવાનું મહેનતાણું

**વણગાં** ન., બ.વ. વસ્ત્રના ટુકડા

**વણગે-વણગાં** ન.,બ.વ. ચીરેચીરા કપડાં

**વણછા** સ્ત્રી. [સં. विना-च्छाया > પ્રા विणच्छाआ] છાંયડા વિનાની જગ્યા　　　　[છાયા નીચેની ઓથ

**વણછો¹** પું. [સં. वनच्छाया > પ્રા. वणच्छाआ સ્ત્રી.] ઝાડની

**વણછો²** પું. બદલો, કિંમત

**વણજ** પું. [સં. वाणिज्य > પ્રા. वाणिज्ज, ન.] વાણિજ્ય, વેપાર. (૨) (-જ્ય) સ્ત્રી. વેપારની ,વસ્તુ, 'કોમોડિટી'

**વણજ-વેપાર** પું. [+ જુઓ 'વેપાર; સમાનાર્થીની દ્વિરુક્તિ.] જુએ વણજ(૧).'　　　　[પોતવાળો સાડલો

**વણજાતરો** પું. કણબણોના સાડલાની એક જાત, લાલ

**વણજાર** (-રય) સ્ત્રી. [સં. वाणिज्यकार > પ્રા. वाणिज्जार પું.] વેપારીઓની પ્રવાસી ટોળી. (૨) વેપારીઓના બળદ વગેરે વાહનોનો સમૂહ, પોઠ, 'પૅક-બુલો ્સ.' (૩) દેશ-પરદેશના માલ-સામાનનો વેપાર. (૪) એક-સામટો આવેલો વેપારી માલ

**વણજાર-ડો** પું. [જુઓ 'વણજારો' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર'] જુઓ 'વણજારો' (પદ્યમાં).　　　　[વણજારાની સ્ત્રી

**વણજારી** સ્ત્રી. [જુઓ 'વણજારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**વણજારું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] વણજારાનો ધંધો

**વણજારો** પું. [સં. वाणिज्यकारक > પ્રા. वाणिज्जारअ-] બળદ ગાડાં વગેરે વાહનોમાં માલ-સામાન રાખી વેપાર કરતો હતો તે મધ્યકાલનો પ્રવાસી વેપારી

**વણતર** ન., (-રય) સ્ત્રી. [જુઓ 'વણવું' દ્વારા.] વણવાનો પ્રકાર, વણવાની રીત કે તરેહ. (૨) વણાટ, પોત

**વણપરો** પું. વપરાશ, ઉપયોગ [કમોસમે

**વણ-રત** ક્રિ.વિ. [સં. विना + ऋतु] ઋતુ વિનાના સમયે,

**વણલોભી** વિ. [જુઓ 'વણ[૧]' + સં. लोभ + સં. इन् ત.પ્ર., પું.] લોભ વિનાનું, નિર્લોભી

**વણવું** સ.ક્રિ. [સં. वे-વણવું દ્વારા પ્રા. वुण] સાળ ઉપર ચડાવી આડા ઊભા તારની સંકલના કરતાં પોત તૈયાર કરવાં, કાપડ તૈયાર કરવું. (૨) બે ચાર કે વધુ સેરને વળ ચડાવી દોરી-દોરા-દોરડાં વગેરે તૈયાર કરવાં. (૩) કણકના લૂઆની વેલણથી રોટલી પૂરી પાપડ વગેરે તૈયાર કરવાં. (૪) લૂઆને પાટિયા પર રાખી હથેળીથી સેવ ગાંઠિયા ફાફડા વગેરે કરવા. (૫) (લા.) સંમિલિત કરી લેવું. [વણી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) પાયમાલ કરવું. વણીને કહેવું (-કે:વું), વણીને મૂકવું (રૂ.પ્ર.) ગપ્પાં મારવાં. (૨) વધારીને વાત કરવી. વણીને વાત કરવી (કે કાઢવી) (રૂ.પ્ર.) વધારીને વાત કરવી] વણાવું કર્મણિ., ક્રિ. વણાવવું પ્રે.,સ.ક્રિ. [(૩) અવિચ્છિન્ન

**વણ-વેદ,-દાયેલ** વિ. નહિ રંજાડેલું. (૨) ખેડયા વિનાનું.

**વણશિયું** જુઓ 'વણસિયું.'

**વણસવું** અ.ક્રિ. [સં. विनश्य- > પ્રા. विणस्स-] નાશ પામવું. (૨) બગડી જવું, ખરાબ થઈ જવું. વણસાવું ભાવે.,ક્રિ. વણસાડ(-વ)વું પ્રે.,સ.ક્રિ.

**વણસાડ** પું [જુઓ 'વણસાડવું.'] બગાડ, બગાડો

**વણસાડ(-વ)વું, વણસાવું** જુઓ 'વણસવું'માં.

**વણસિ(-શિ)યું** ન. વરખડાનું તેલ

**વણાઈ** સ્ત્રી. [જુઓ 'વણવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] વણવાની તરેહ. (૨) વણવાનું મહેનતાણું

**વણાટ** પું. [જુઓ 'વણવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] વણવાની ક્રિયા, 'વીવિંગ.' (૨) વણવાની તરેહ

**વણાટ-કામ** પું. [ + જુઓ 'કામ[૨]'] વણવાની ક્રિયા

**વણાટ-ચિત્ર** ન. [ + સં.] કૅન્વાસ વગેરેની સપાટીમાં રચાતી ભાત, 'ટૅપેસ્ટ્રી' (રં. ઠ.)

**વણાટ-વિદ્યા** સ્ત્રી. [ સં.] વણવાનું શાસ્ત્ર કે અભ્યાસ-ક્રમ, 'ટેક્સ્ટાઇલ કોર્સ' [હોય તેવું સ્થાન

**વણાટ-શાળા** સ્ત્રી. [ + સં. शाला] જ્યાં વણાટ-કામ થતું

**વણામણ** ન., -ણી સ્ત્રી. [જુઓ 'વણવું' + ગુ. 'આમણ'-'આમણી' કૃ.પ્ર.] જુઓ 'વણાઈ.'

**વણાવવું, વણાવું** જુઓ 'વણવું'માં.

**વણાસરી** સ્ત્રી. પીળા મરોડાવાળી જમીન

**વણિક** પું. [સં. वणिक्] વેપાર કરનાર વેપારી. (૨) વાણિયો--એ નામનો એક અનેક પેટા જ્ઞાતિવાળો સમૂહ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વણિક-બુદ્ધિ** સ્ત્રી. [ + સં.] વાણિયાઓની સમઝ, વેપારની કુશળતા. (૨) વિ. વેપારી બુદ્ધિનું

**વણિક-વૃત્તિ** સ્ત્રી. [ + સં.] વાણિયા-વૃત્તિ, વેપારીગત, વણિક-વૃત્તિ [વેપાર-ધંધો, વાણિજ્ય

**વણિક્-પથ** પું. [સં. वणिज् + पथ, સંધિથી] વેપારી માર્ગ. (૨)

**વણિક્-પુત્ર** પું. [સં. वणिज् + पुत्र, સંધિથી] વાણિયાનો દીકરો

**વણિગ્બુદ્ધિ** સ્ત્રી. [સં. वणिज्(-क्) + बुद्धि, સંધિથી] જુઓ 'વણિક-બુદ્ધિ.'

**વણિગ્વિદ્યા** વિ. [સં. वणिज्(-क्) + विद्या, સંધિથી] વાણિયાની વિદ્યા, વેપાર કરવાની કળા ['વણિક-વૃત્તિ.'

**વણિગ્વૃત્તિ** સ્ત્રી. [સં. वणिज्(-क्) + वृत्ति, સંધિથી] જુઓ

**વણિય(-યે)ર** ન. [સં. वनचर > પ્રા. वणयर] વનમાં ફરનારું બિલાડીના જેવું એક નાનું હિંસ્ર પ્રાણી

**વણો[૧]** પું. ઢોર ચરાવવાની વરત, મસવાડી, (૨) ઘાસ અને બળતણ ઉપર લેવાતો હતો તે કર

**વણો[૨]** પું. એ નામનું એક ઝાડ, વાય-વરણો

**વતડવું** જુઓ 'વતરડવું.' વતડાવું કર્મણિ., ક્રિ. વતડાવવું પ્રે.,સ.ક્રિ.

**વતડાવવું, વતડાવું** જુઓ 'વતડવું'માં.

**વતન** ન. [અર.] મૂળ નિવાસ-સ્થાન. (૨) ઈનામ દાખલ સરકાર તરફથી મળેલી જમીન. (૨) જમીન-જાગીરમાંથી થતી ઊપજ

**વતન-દાર** પું. [ + ફા.પ્રત્યય] જાગીરદાર, જમીનદાર

**વતનદારી** સ્ત્રી. [ + ફા. પ્રત્યય] જાગીરદારી, જમીનદારી

**વતન-પરસ્તી** સ્ત્રી. [ + જુઓ 'પરસ્ત' + ગુ. 'ઈ' ત.પ્ર.] વતન માટેનો પ્રબળ સ્નેહ, સ્વદેશાભિમાન

**વતન-ફરોશ** વિ. [અર.] દેશ-દ્રોહી

**વતન-વ્યવસ્થા** સ્ત્રી. [ + સં.] એક પ્રકારની ગરાસદારી પદ્ધતિ, ઉમરાવશાહી પદ્ધતિ, 'ફ્યુડલ સિસ્ટમ,' 'ફ્યુડાલિઝમ'

**વતની** વિ. [અર.] રહેવાસી, રહીશ, નિવાસી

**વતરડવું** સ.ક્રિ. [રવા.] નખ વગેરેથી ઉઝરડવું, વતેડવું. વતરડાવું કર્મણિ., ક્રિ. વતરડાવવું પ્રે.,સ.ક્રિ.

**વતરડા** પું., બ.વ. [જુઓ 'વતરડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] ઉઝરડા

**વતરડાવવું, વતરડાવું** જુઓ 'વતરડવું'માં.

**વતરણું** ન. લખવા--ચીતરવાનું મશોખું, લેખણ, વટાણું

**વતરેક,-ખ** પું. [સં. व्यतिरेक, અર્વા. તદ્ભવ], ભેદ, તફાવત. (૨) અપવાદ. (૨) ક્રિ.વિ. વિના, વગર, સિવાય

**વતાગરું** વિ. [જુઓ 'વતું' + સં. करक > પ્રા. °गरअ-] વેતરું, મજૂર, હેલકરી

**વતાગરો** વિ.,પું. [જુઓ 'વતાગરું.'] મજૂરિયો. (૨) વાળંદ

**વતાડવું** જુઓ 'વિતાડવું.'

**વતિ(-તી)પાત** પું. [સં. व्यतिपात, અર્વા. તદ્ભવ] (લા.) ફાંસ, આડખીલી. (૨) ઉત્પાત, ઉપદ્રવ. (૩) વિ. છિછાંછરું [પાત(૩).'

**વતિ(-તી)પાતિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'વતિ-

**વતી** ના.યો. [જુઓ 'વતે.'] વડે, થી. (૨) બદલે

**વતીગણ** જુઓ 'વતેસર.'

**વતીપાત** જુઓ 'વતિપાત.'

**વતીપાતિયું** જુઓ 'વતિપાતિયું.' [કરવું

**વતું(-ત્યું)** જુઓ 'વત્તું.' '[૦ કરવું (રૂ.પ્ર.) વાળી ઝૂડી સાફ

**વતે** ના.યો. [સં. वृत्तेन > પ્રા. वत्तइ] જુઓ 'વતી.'

**વતેસર** ન. [જુઓ 'વાત[૨]' દ્વારા.] નકામું લાંબું ટાયલું, લપ ભરેલી લાંબી વાત. [વાતનું વતેસર કરવું (રૂ.પ્ર.)

કહેવામાં લાંબી લપ કરવી. આ રૂ.પ્ર. પૂરતો જ આ શબ્દ મર્યાદિત છે. (ન.મા.)] [ખૂજલીનો રોગ

**વતેડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'વતેડવું.'] ખણજ, ખૂંજલી. (૨)

**વતેડવું** સ.ક્રિ. [જુઓ 'વતરડવું'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'વતરડવું.' **વતેડાવું** કર્મણિ., ક્રિ. **વતેડાવવું** પ્રે.,સ.ક્રિ.

**વતેડાવવું, વતેડાવું** જુઓ 'વતેડવું'માં.

**વત્તું** વિ. [જુઓ 'વધવું' + ગુ. 'તું' વર્ત કૃ. 'વધતું'નું ઉચ્ચારણ-લાઘવ.] ઉમેરાતું. (૨) ('કાપવા'ને બદલે માંગલિક 'વધવું' વાપરતાં) હજામત, વતું

**વત્રેક** જુઓ 'વતિરેક.'

**વત્રો** પું. ચૂરો, ભૂકો

**વત્સ** પું. [સં.] વહાલો પુત્ર. (૨) બાળક. (૩) વાછડો. (૩) એ નામનો ગંગાની ઉત્તરે હતો તે પ્રાચીન દેશ. (સંજ્ઞા.) ('વાછડા' અર્થમાં ન. પણ)

**વત્સ-દેશ** પું. [સં.] જુઓ 'વત્સ(૩).' [(સંજ્ઞા.)

**વત્સ-દ્વાદશી** સ્ત્રી. [સં.] શ્રાવણ વદિ બારસની તિથિ.

**વત્સર** પું. [સં.] વર્ષ, વરસ, (૨) વર્ષના પાંચ પ્રકારમાંનો એક પ્રકાર

**વત્સરાજ** પું. [સં.] એ નામનો ઈ.સ. પૂર્વે પાંચમી-છઠ્ઠી સદીનો ભારતવર્ષીય એક રાજવી, ઉદયન (માળવાનો) (સંજ્ઞા.)

**વત્સરારંભ** (-રમ્ભ) પું. [+ સં. આ-રમ્ભ] વર્ષની શરૂઆત

**વત્સલ** વિ. [સં.] માયાળુ, સ્નેહાળ. (૨) વહાલું, પ્યારું, પ્રિય

**વત્સલ-તા** સ્ત્રી. [સં.] વત્સલ હોવાપણું

**વત્સા** સ્ત્રી. [સં.] વહાલી, દીકરી. (૨) વાછડી

**વત્સાસુર** પું. [+સં. અસુર] કંસનો સમકાલીન એક અસુર (જેને વ્રજમાં શ્રીકૃષ્ણે મારેલો). (સંજ્ઞા.)

**વદ** (-દય) સ્ત્રી. [સં. વદિ, અવ્યય.] હિંદુ મહિનાઓનો કૃષ્ણ પક્ષ, અંધારિયાં, વદિ

**વદતો-વ્યાઘાત** પું. [સં. वदतः + व्याघातः] પોતે જ બોલીને પોતે જ એનું ખંડન કરે એવી સ્થિતિ-એક તર્ક-દોષ, 'કૉન્ટ્રાડિક્શન ઇન ટર્મ્સ' (મ. ન.) (તર્ક.)

**વદન** ન. [સં.] મોઢું, મુખ, મોં. (૨) ચહેરો, સિકલ

**વદનોત્તેજિત** વિ. [+સં. उत्तेजित] મોઢામાંથી નીકળી આવેલું, 'ઓરલ.' (ભૂ.ગો)

**વદર**[૧] પું. પરપોટો, વદરત

**વદર**[૨] (-રય) સ્ત્રી. પીંજણનો એક ભાગ

**વદરત** જુઓ 'વદર.[૧]'

**વદરામણું** વિ. કદરૂપું, બેડોળ, ઘાટ-ઘૂટ વિનાનું

**વદવું**[૧] સ.ક્રિ. [સં. वद्, તત્સમ] બોલવું, કહેવું, (ભૂત કૃદંતમાં કર્તારિ: 'હું વદ્યો હતો,-હું') **વદાવું** કર્મણિ, ક્રિ.

**વદવું**[૨] અ.ક્રિ. કબુલાવું. **વદાવવું** પ્રે.,સ.ક્રિ.

**વદા** જુઓ 'વિદાય.'

**વદા-ગીરી** જુઓ 'વિદાય-ગીરી.'

**વદાડ** પું. [જુઓ 'વદાડવું.'] વાયદો, મુદત, અવધિ. (૨) કરાર, ઠરાવ. (૩) હરીફાઈ, સ્પર્ધા

**વદાડવું** સ.ક્રિ. (અધૂરું પણ) ચલાવી લેવું. (૨) મંજૂર રાખવું, કબૂલવું. (૨) મુકરર કરવું, ઠરાવવું.

**વદાય** ક્રિ.વિ. [અર. વદાઅ્] વળાવેલું, મોકલવું, રવાના કરેલું, વદા

**વદાય-ગીરી** સ્ત્રી. [+ફા.] રવાનગી, વળામણું, વદાગીરી

**વદાળ** ન. વમળ. (૨) એક જાતનું માછલું

**વદાવું** જુઓ 'વદવું'માં.

**વદિ** સ્ત્રી. [સં., અવ્યય] જુઓ 'વદ.'

**વદી** સ્ત્રી. [જુઓ 'વધવું' દ્વારા.] સરવાળો કે ગુણાકારમાં આંકડાનો છેલ્લો અંક મૂકી પૂર્વેનો અંક પછીના સરવાળામાં ખેંચવા માટે હોય છે તે પૂર્વ અંક

**વદ્યા** (વદયા) સ્ત્રી. [જુઓ 'વધવું' + ગુ. 'યું' ભૂ. કૃ. પું., બ.વ. 'વધ્યા'નું ભ્રાંત ઉચ્ચારણ] જુઓ 'વદી.'

**વધ**[૧] પું. [સં.] કતલ, હત્યા, ખૂન, ઘાત. (૨) ગુણાકાર. (ગ.)

**વધ**[૨] (-ધ્ય) સ્ત્રી. [જુઓ 'વધવું.'] વધારો, વૃદ્ધિ

**વધ-ઘટ** (વધ્ય ઘટય) સ્ત્રી. [+ જુઓ 'ઘટવું.'] વધારો અને ઘટાડો, વત્તું-ઓછું થવું એ

**વધઘટ-ખાતું** (વધ્ય-ઘટ્ય-) ન. [+ જુઓ 'ખાતું.'] સાંજે સિલક મેળવતાં સરવાળામાં કાંઈ વધે યા ઘટે તો એનું પણ ચલાવાતું સ્વતંત્ર ખાતું

**વધણી** જુઓ 'વાધણી.'

**વધ-દંડ** (-દણ્ડ) પું. [સં.] મોતની સજા, મૃત્યુ-દંડ

**વધ-ભૂમિ** સ્ત્રી. [સં.] જુઓ 'વધ-સ્થાન.'

**વધરાવવું** જુઓ 'વધારવું'માં.

**વધરાવળ** સ્ત્રી. વૃષણની ચામડીની અંદર પાણી ભરાવાનો એક રોગ, અંડ-વૃદ્ધિ, 'હાઇડ્રોસિલ'

**વધવું**[૧] સ.ક્રિ. [સં वध्, તત્સમ] વધ કરવો, હત્યા કરવી, મારી નાખવું, **વધાવું**[૧] કર્મણિ., ક્રિ.

**વધવું**[૨] અ.ક્રિ. [સં. वृध्-वर्ध् > પ્રા. वड्ढ-] વૃદ્ધિ પામવું (સંખ્યા કદ માપ ગુણ કિંમત વગેરેમાં.). (૨) બચત થવું, બચવું,નફો રહેવો. (૩) આગળ ગતિ કરવી. **વધાવું**[૨] ભાવે., ક્રિ. **વધારવું** પ્રે.,સ.ક્રિ. [ફાંસીનો માંચડો, સૂળી

**વધ-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] હત્યા કરવા માટેનો થાંભલો,

**વધ-સ્થાન** ન. [સં.] હત્યા કરવાની જગ્યા, વધ-ભૂમિ

**વધાઈ** સ્ત્રી [જુઓ 'વધવું[૨]' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] સારા કે શુભ સમાચાર, વધામણી. (૨) મુબારકબાદી, અભિનંદન. (૩) જન્મ-માંગલ્ય વગેરેને લગતું કીર્તન. (પુષ્ટિ.) (૪) વધામણી નિમિત્તે અપાતી રોકડ વગેરે ભેટ. [૦ ખાવી (રૂ.પ્ર.) ખુશ ખબર આપવા]

**વધાઉડું** વિ. [જુઓ 'વધવું[૨]' દ્વારા.] વધારે પડતું બોલનારું

**વધામણી** સ્ત્રી. [જુઓ 'વધવું[૨]' + ગુ. 'આમણી' કૃ.પ્ર.], -ણું ન. [+ગુ. 'આમણું' કૃ.પ્ર.] જુઓ 'વધાઈ(૧, ૨, ૪).' [કૃ.પ્ર.] વધારનારું

**વધારણ** વિ. [જુઓ 'વધારવું' + ગુ. 'અણ' કર્તૃવાચક

**વધારવું** જુઓ 'વધવું[૨]'માં. (૨) ઉછેરવું, સંવર્ધન કરવું. **વધારાવું** કર્મણિ., ક્રિ. **વધરાવવું** પુનઃ પ્રે.,સ.ક્રિ.

**વધારાનું** વિ. [જુઓ 'વધારો' + ગુ. 'નું' છ. વિ. નો અનુગ] બહારનું ઉમેરાયેલું 'ઍડિશનલ.' (૨) માત્ર બહારનું, અધિક, 'એક્સ્ટ્રા,' 'રટેન્ડ-બાઇ,' 'એક્સેસિવ'

**વધારે** વિ. [જુઓ 'વધારો' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] વધુ

જાસ્તી, વિશેષ, અધિક, 'ઓવર.' [૦ પડતું (રૂ.પ્ર.) હદ માપ વગેરેમાં વધુ પ્રમાણનું (૨) યોગ્ય કરતાં વધી પડતું]
**વધારે-ઓછું** વિ. [+ જુઓ 'ઓછું.'] વધુ-ઘટુ
**વધારો** પું. [જુઓ 'વધારવું.' + ગુ. -'ઓ' કૃ.પ્ર.] વધારે હોવું એ, વધારવામાં આવેલું તે. (૨) શેષ, અવશેષ. (૩) સિલક, બચત. (૪) નફો, લાભ. (૫) પરિશિષ્ટ, વધારાનું ટાંચણ, પુરવણી, 'સપ્લિમેન્ટ' (છાપા વગેરેનું). (૬) પગારમાં ઉમેરણ, 'ઇન્ક્રીમેન્ટ.' [-રદ્દનું (રૂ.પ્ર.) નકામું, નિરુપયોગી. (૨) પડતર] [ઘટી પડેલ જથ્થો
**વધારો-ઘટાડો** પું. [+ જુઓ 'ઘટાડો.'] બાકી વધેલ કે
**વધાવવું** સ.ક્રિ. [જુઓ 'વધવું[૨]'-એનું પ્રે., પરંતુ અર્થ 'વૃદ્ધિની ભાવના'નો.] કંકુ ચોખા વગેરેથી ઓવારણાં કરવાં. (૨) માન્ય રાખવું, પસંદ કરવું, સ્વીકારી લેવું. (૩) (લા.) વાસવું, બંધ કરવું
**વધાવું[૧-૨]** જુઓ 'વધવું.[૧-૨]'માં.
**વધાવું[૩]** ન. [જુઓ 'વધાવવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] વૃદ્ધિની ભાવનાથી લગ્નાદિ પ્રસંગે ચાંદલાની રકમ આપવી એ. (૨) વધાવાની રકમ
**વધાવો** પું. [જુઓ 'વધાવવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] શુકન લેવા દાણાની ચપટી નાખતાં એક દાણાની સંખ્યા. (૨) એ નામનું શુકનિયાળ ગણાતું પાંખાળું એક જંતુ
**વધાંશ** (વધાઁશ) પું. [ગુ. 'વધ' + સં. + अंश] ભાગાકારમાં વધતો શેષ. (ગ.)
**વધુ** વિ. [જુઓ 'વધવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ 'વધારે.' [૦ પડતું (રૂ.પ્ર.) જુઓ 'વધારે પડતું.'] ['વધારે-ઓછું.
**વધુ-ઘટુ** વિ. [+ જુઓ 'ઘટવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] જુઓ
**વધૂ** સ્ત્રી. [સં.] નવી પરણેલી સ્ત્રી, વહુ. (૨) પુત્રની વહુ
**વધૂકું** વિ. [જુઓ 'વધુ' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] વધારાનું, વધુ પડતું, વધારે પડતું
**વધૂ-જન** ન. [સં.,પું.] વહુઆરુ [દાખલ થવું એ
**વધૂ-પ્રવેશ** પું. [સં.] નવી પરણેલી વહુનું પતિના ઘરમાં
**વધૂ-માસ** પું. [સં.] નવી પરણેલી વહુનો પહેલો પતિ-સંપર્કનો મહિનો, મધુ-ચંદ્રિકા, 'હની-મૂન.' (ન.ભો.)
**વધૂ-વર** ન., બ.વ. [સં.] નવી પરણેલી સ્ત્રી અને એનો પતિ, વરઘોડિયું, નવ-દંપતી
**વધેરવું** સ.ક્રિ. [જુઓ 'વધવું' : 'વધારવું : એનું અર્થ-ભેદે સ્વરૂપ.] ('તોડવું, કાપવું' એવા અમાંગલિક શબ્દ ન વાપરતાં વૃદ્ધિની ભાવનાથી) (નાળિયેર વગેરે) તોડવું. (૨) (પશુ વગેરે માતા સમક્ષ) કાપવું. (૩) (દીવો) બુઝાવવો. (૪) (છાશ વલોવી) માખણ કાઢવું. (૫) (દૂધની) તર ઉતારવી. (૬) (યુદ્ધમાં શત્રુનાં) માથાં કાપવાં. **વધેરાવું** કર્મણિ., ક્રિ. **વધેરાવવું** પુનઃપ્રે., સ.ક્રિ.
**વધેરાવવું, વધેરાવું** જુઓ 'વધેરવું'માં.
**વધૈયો** પું. [જુઓ 'વધાવવું' + ગુ. 'ઐયો' કૃ.પ્ર.] વધાઈના સમાચાર આપનારો માણસ [થયેલું
**વધોદ્યત** વિ. [સં. वध + उद्यत] વધ કરવા માટે તૈયાર
**વધ્ય** વિ. [સં.] વધ કરાવાને પાત્ર, વધ કરવા જેવું
**વધ્ય-તા** સ્ત્રી. [સં.] વધ કરાવાની પાત્રતા

**વધ્યું-સધ્યું** વિ. [જુઓ 'વધવું[૨]' + ગુ. 'યું' ભૂ.કૃ., -દ્વિર્ભાવ.] બચેલું, બાકી વધેલું
**વન[૧]** ન. [સં.] અરણ્ય, અટવી, જંગલ, વગડો, રાન, 'ફોરેસ્ટ.' [૦ કરવું (રૂ.પ્ર.) રખડતું કે ઘરબાર વિનાનું કરવું. (૨) ઉજ્જડ કરવું. ૦ જવું (વન્ય-) (રૂ.પ્ર.) તુલસી વગેરેના છોડ સુકાઈ જવા. ૦ થવું (રૂ.પ્ર.) ઉજ્જડ થઈ જવું. ૦ વળવાં (રૂ.પ્ર.) વૃક્ષો વેલી વગેરે નવ-પલ્લવિત થવાં. ૦ હલાવવું (રૂ.પ્ર.) ધાંધલ કરવી]
**વન[૨]** ન. [ગુ. 'એકાવન'માંના છેલ્લા બે વર્ણ] એકાવનમું વર્ષ. [૦પ્રવેશ (રૂ.પ્ર.) ઉંમરનું એકાવનમું વર્ષ શરૂ થવાનો સમય]
**વન-કવિતા** સ્ત્રી. [સં.] વનમાં ગોવાળિયાઓ વગેરેને ગાવાનું તે તે કાવ્ય, ગોપ-કાવ્ય, 'પેસ્ટોરલ પોએમ,' 'પેસ્ટોરલ પોએટ્રી' (બેઉ ન.લા.) [વસ્ત્ર, વલ્કલ
**વન-કુલ(-ળ)** ન. [સં.] વનમાં પહેરવાનું ઝાડની છાલનું
**વન-કોકિલ** ન. [સં.,પું.] જંગલનું કોયલ પક્ષી
**વન-ક્રીડા** સ્ત્રી. [સં.] જંગલમાં ખેલાતી રમત. (૨) શિકાર
**વન-ખંડ** (-ખણ્ડ) પું., -**ડી[૧]** (-ણ્ડી) સ્ત્રી. [સં.] વનનો એક વિભાગ
**વન-ખંડી[૨]** (-ખણ્ડી) વિ. [સં. वन + જુઓ 'ખંડવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] વનમાં રખડનારું, રઝળુ, ભટકુ [હાથી
**વન-ગજ** પું. [સં.] જંગલનો બિનકેળવાયેલો હાથી, જંગલી
**વન-ગમન** ન. [સં.] વનમાં જવું એ
**વન-ગાય** સ્ત્રી. [સં. वन + જુઓ 'ગાય.'] જંગલી ગાય, ચમરી ગાય. (૨) રોઝ (માદા)
**વન-ચર** વિ. [સં.], -**રિયું** વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] વનમાં ભટકનારું, વનમાં ફરનારું (૨) વનવાસી
**વન-ચર્યા** સ્ત્રી. [સં.] વનમાં ફર્યા કરવું એ. (૨) વનમાં જીવન ગાળવું એ, વન-વાસ
**વન-જ્યોત્સ્ના** સ્ત્રી. [સં.] જૂઈના પ્રકારની એક ફૂલ-વેલ
**વન-તુલસી** સ્ત્રી. [સં.], **વન-તુળસી(-શી)** સ્ત્રી. [સં. वन-तुलसी] તુલસીનો છોડ
**વન-દુર્ગ** પું. [સં.] ચો-ગમ જંગલોથી રક્ષાયેલો કિલ્લો
**વન-દેવતા, વન-દેવી** સ્ત્રી. [સં.] વનની અધિષ્ઠાતા ગણાતી દેવી [કરવાની ક્રિયા 'ડિ-ફોરેસ્ટેશન'
**વન-નાબૂદી** સ્ત્રી. [સં. જુઓ 'નાબૂદી.'] જંગલોનો નાશ
**વન-પક્વ** વિ. [સં. वन + पक्व > પ્રા. पक्क-] ઝાડ ઉપર ને ઉપર પાકી ગયેલું (ફળ) [રાની પુષ્પ
**વન-પુષ્પ** ન. [સં.] જંગલમાં થતું તે તે ફૂલ, જંગલી ફૂલ,
**વન-પેદાશ** સ્ત્રી. [સં. + જુઓ 'પેદાશ.'] જંગલમાં થતી નીપજ, 'ફોરેસ્ટ-પ્રોડક્ટ્સ'
**વન-પ્રદેશ** પું. [સં.] જંગલનો વિસ્તાર
**વન-પ્રવેશ[૧]** પું. [સં.] જંગલમાં દાખલ થવાની ક્રિયા
**વન-પ્રવેશ[૨]** પું. [ગુ. 'એકાવનમું' વર્ષ શરૂ થવું એ; એમાંથી 'વન' વર્ણો પકડી + સં.] જિંદગીના એકાવનમા વર્ષની શરૂઆત. (જુઓ 'વન[૨]'માં.)
**વન-પ્રિયા** સ્ત્રી. [સં.] કોયલ [થાણું કુદરતી ફળ
**વન-ફલ(-ળ)** ન. [સં.] જંગલમાં થતું તે તે ફળ. (૨) રસ-

**વન-ભૂમિ** સ્ત્રી. [સં.] જંગલની જમીન, 'વૂડ-લૅન્ડ'
**વન-ભોજન** ન. [સં.] જંગલમાં જમવું એ. (૨) (લા.) (ગામ બહાર થતી) ઉજાણી, 'પિકનિક'
**વન-મહોત્સવ** પું. [સં.] રસ્તાની આજુબાજુ તેમ બગીચાઓમાં એક-સમયે સાથે ભિન્ન ભિન્ન સ્થળે વૃક્ષો વાવવાનો મંગલ દિવસ
**વન-માલા(-ળા)** સ્ત્રી. [સં.] વનનાં ફૂલોનો હાર
**વનમાલી(-ળી)** વિ.,પું. [સં.] (વનની માળા પહેરી છે તેવા) શ્રીકૃષ્ણ
**વન-યાત્રા** સ્ત્રી. [સં.] ભિન્ન ભિન્ન જંગલોમાં ફરવા જવું એ. (૨) વ્રજ-યાત્રા. (પુષ્ટિ.)
**વન-રક્ષક** વિ.,પું. [સં.] જંગલનો રખેવાળ
**વનરેડો** પું. વિટંબણા, મુશ્કેલી. (૨) બગાડો. (૩) વાંધો, (૪) ઝઘડો. (૫) ફજેતો, ભવાડો
**વનરાઈ** સ્ત્રી. [સં. वन + राजिका > પ્રા. राइआ] વનમાં વૃક્ષોની લાંબી હાર, વન-રાજિ, ઝાડીની લાંબી ઘટા
**વન-રાજ** પું. [સં.] વનનો રાજા-સિંહ, સાવજ
**વન-રાજિ,-જી** સ્ત્રી. [સં.] જુઓ 'વન-રાઈ.'
**વન-રાય** પું. [સં. वन-राजમાં ઉત્તર પદ °राज > પ્રા. °राय, પ્રા. તત્સમ] જુઓ 'વન-રાજ.'
**વનરાવન** ન. [સં. वृन्दावन, અર્વા. તદ્ભવ] મથુરા નજીક યમુનાના પશ્ચિમ કિનારા નજીકનું પ્રાચીન એક જંગલ (ત્યાં 'વૃંદા' તુલસી ખૂબ હતી.), વૃંદાવન (ગામ). (સંજ્ઞા.)
**વન-લક્ષ્મી** સ્ત્રી. [સં.] વનની શોભા, વન-શ્રી
**વન-લતા** સ્ત્રી. [સં.] જંગલની તે તે વેલ, વન-વેલી
**વન-લીલા** સ્ત્રી. [સં.] ખીલી ઊઠેલા જંગલની શોભા. (૨) જુઓ 'વન-ક્રીડા.' [દ્વિર્ભાવ] જંગલ
**વન-વગડો** પું. [સં. वन + જુઓ 'વગડો' સમાનાર્થીઓનો
**વન-વાગ(-ગો)ળ** (-ળ્ય) સ્ત્રી. [સં. वन + જુઓ 'વાગ-(-ગો)ળ.'], **વન-વા(-વાં)ગળું** ન. [+ જુઓ 'વા(-વાં)ગળું.'] જુઓ 'વડ-વાગળ.' [જતો માર્ગ, જંગલનો રસ્તો
**વન-વાટ** સ્ત્રી. [સં. वन + જુઓ 'વાટ.¹'] જંગલ તરફ લઈ
**વન-વાસ** પું. [સં.] જંગલમાં જઈ રહેવું એ, જંગલનો નિવાસ, (૨) (લા.) રખડુ જીવન
**વનવાસી** વિ. [સં.,પું.] જંગલમાં રહેનારું. (૨) જંગલમાં જેમનો ઉછેર છે તેવી વન્ય જાતિનું, આદિવાસી, આદિમ જાતિનું. (સંજ્ઞા.) ['ફૉરેસ્ટ્રી,' 'બૉટની'
**વન-વિદ્યા** સ્ત્રી. [સં.] જંગલોના વિકાસને લગતું શાસ્ત્ર,
**વન-વિસ્તાર** પું. [સં.] જંગલનો પથરાયેલો પ્રદેશ, 'ફૉરેસ્ટ એરિયા' ['સિલ્વિ-કલ્ચર'
**વનવૃક્ષ-વિજ્ઞાન** ન. [સં.] જંગલનાં ઝાડોને લગતું શાસ્ત્ર,
**વનવૃક્ષવિજ્ઞાની** વિ. [સં.,પું.] વનવૃક્ષ-વિજ્ઞાનનું જ્ઞાન ધરાવનાર, 'સિલ્વિ-કલ્ચરિસ્ટ' [સ્ટેશન'
**વન-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] જંગલ કે જંગલોનો વિકાસ, 'એફૉ-
**વન-વેત્તા** વિ. [સં.,પું.] વનવિદ્યાનું જ્ઞાન ધરાવનાર
**વન-વેલી** સ્ત્રી. [સં. वन + જુઓ 'વેલી.'] જંગલમાં ઉત્પન્ન થતી વેલ, વન-લતા. (૨) સ્વ. કેશવ હ. ધ્રુવે વિકસાવેલો એક અપદ્યાગદ્ય છંદ. (સંજ્ઞા.) (પિં.)
**વન-શ્રી** સ્ત્રી. [સં.] જુઓ 'વન-લક્ષ્મી.'
**વન-સંજીવન** (-સઞ્જીવન) ન. [સં.] જંગલનો પુનરુદ્ધાર, જંગલ વિકસાવવાની ક્રિયા. 'ફૉરેસ્ટ-રિહૅબિલિટેશન'
**વન-સંપત્તિ** (-સમ્પત્તિ) સ્ત્રી. [સં.] જંગલમાંથી થતું ઉત્પન્ન, 'ફૉરેસ્ટ-રિસોર્સીઝ,' ફૉરેસ્ટ-વેલ્થ'
**વન-સંરક્ષક** (-સંરક્ષક) વિ. [સં.] જંગલની રખેવાળી રાખનાર, 'કૉન્ઝર્વેટર ઑફ ફૉરેસ્ટ્સ'
**વન-સ્થલી(-ળી)** સ્ત્રી. [સં.] વન-પ્રદેશ. [સોરઠની જૂની રાજધાની સં. 'વામનસ્થલી'ના મૂળમાં 'વન-સ્થલી'જ પડયો છે.] જંગલનું સ્થાન
**વનસ્પતિ** સ્ત્રી. [સં.,પું.] જંગલમાં ઊગતાં સર્વ ઝાડ-વેલા-વેલી-છોડ વગેરે, ઝાડ-પાલો, ઓષધિ, 'પ્લૅન્ટ.' 'ફ્લોરા'
**વનસ્પતિ-કાય** વિ.[સં.,બ.વ્રી.] ઝાડપાલા-રૂપી દેહ ધારણ કરી રહેલું, ઉદ્ભિજ્જ. (એમાં આત્મા છે એ દૃષ્ટિ.) (જૈન.)
**વનસ્પતિ-ઘી** ન. [+ જુઓ 'ઘી.'] વૈજ્ઞાનિક રીતે થિજાવેલું કોઈ પણ ખાદ્ય તેલ
**વનસ્પતિ-જ** વિ. [સં.] વનસ્પતિમાંથી ઉત્પન્ન થયેલું
**વનસ્પતિ-જન્ય** વિ. [સં.] વનસ્પતિમાંથી ઉત્પન્ન થઈ શકે તેવું
**વનસ્પતિ-નાથ** પું. [સં.] ચંદ્ર
**વનસ્પતિ-નિષ્ણાત** વિ. [સં.] વનસ્પતિના જ્ઞાનમાં પાવરધું
**વનસ્પતિ-પરિસ્થિતિ-વિજ્ઞાન** ન. [સં.] રોપાઓની હાલતને લગતું શાસ્ત્ર, 'પ્લૅન્ટ-એકોલોજી'
**વનસ્પતિપરિસ્થિતિ-વિદ** વિ. [સં. °विद्] વનસ્પતિ-પરિસ્થિતિ-વિજ્ઞાનનું જ્ઞાન ધરાવનાર. 'પ્લૅન્ટ-એકોલોજિસ્ટ'
**વનસ્પતિ-પોષક** વિ. [સં.] વનસ્પતિનું પોષણ કરનારું, વનસ્પતિ વધારનારું [ક્રિયા, 'પ્લૅન્ટ-પ્રોટેક્શન'
**વનસ્પતિ-રક્ષા** સ્ત્રી. [સં.] ઝાડ-પાલાની સંભાળ રાખવાની
**વનસ્પતિવર્ગ-કાર** વિ. [સં.] ઝાડ-પાલાની વર્ગણી કરનાર વિદ્વાન, 'પ્લૅન્ટ-ટેક્નોલૉજિસ્ટ'
**વનસ્પતિ-વિજ્ઞાન** ન. [સં.] જુઓ 'વન-વિદ્યા.'
**વનસ્પતિવિજ્ઞાની** વિ. [સં.,પું.] ઝાડ-પાલાની વિદ્યાનું જ્ઞાન ધરાવનાર : 'બૉટેનિસ્ટ' (નવો શબ્દ)
**વનસ્પતિ-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'વન-વિદ્યા.'
**વનસ્પતિશરીર-શાસ્ત્ર** ન. [સં.] ઝાડ-પાલાનાં અંગ-ઉપાંગોને લગતું શાસ્ત્ર, 'પ્લૅન્ટ-ફિઝિયોલૉજી'
**વનસ્પતિ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'વન-વિદ્યા.'
**વનસ્પતિશાસ્ત્ર-જ્ઞ** વિ. [સં.], **વનસ્પતિ-શાસ્ત્રી** વિ. [સં.,પું.] વન-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર, 'બૉટેનિસ્ટ'
**વનસ્પતિ-સંગ્રહાલય** (-સઙ્ગ્રહાલય) ન. [સં.] ઝાડ-પાલાની જાતો એકઠી કરીને રાખવાનું મકાન, 'હર્બેરિયમ'
**વનસ્પતિ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] સરજાયેલી સમગ્ર વનસ્પતિઓ
**વનસ્પત્યાહાર** પું. [સં. આ-હા-ર] વનસ્પતિમાંથી નિપજાવેલો ખોરાક ખાવો એ, શાકાહાર ['વેજિટેરિયન'
**વનસ્પત્યાહારી** વિ. [+ સં. आहारी, પું.] શાકાહારી,
**વનળા** સ્ત્રી. [સં. व्यण्डक > પ્રા. वंडअ, પું.] વ્યંડળ હીજડો, પાવૈયો
**વના¹** સ્ત્રી. [સં. वनिका] સ્ત્રી

**વના**[2] સ્ત્રી. વાનગી, ચીજ, વાની

**વના**[3] (-ન્યા) ના.યો. [સં. विना, અર્વા. તદ્‌ભવ (પ્રા.)] વિના, વગર, સિવાય [દવાગ્નિ, દાવાગ્નિ

**વનાગ્નિ** પું. [સં. वन + अग्नि] જંગલનો અગ્નિ, દવ,

**વનાધ્યક્ષ** પું. [સં. वन + अध्यक्ष] જંગલ ખાતાનો ઉપરી, 'ફોરેસ્ટ-સુપરિન્ટેન્ડન્ટ'

**વનારવું** સ.ક્રિ કાપવું, સુધારવું, ઝીણવું. (શાક વગેરે) **વનારાવું** કર્મણિ., ક્રિ. **વનારાવવું** પ્રે.,સ.ક્રિ.

**વનારાવવું, વનારાવું** જુઓ 'વનારવું'માં. [પ્રદેશ

**વનાંત** (વનાન્ત) પું. [સં. वन + अन्त] જંગલના છેડાનો

**વનાંતર**[1] (વનાન્તર) ન. [સં. वन + अन्तर] બીજું બીજું વન

**વનાંતર**[2] (વનાન્તર) ન. [સં. वन + अन्तर् અવ્યય] વનનો અંદરનો ભાગ

**વનિકા** સ્ત્રી. [સં.] નાનું જંગલ

**વનિતા** સ્ત્રી. [સં.] સ્ત્રી, નારી, બાઇડી

**વનિતા-વિશ્રામ** પું. [સં.] જ્યાં સ્ત્રીઓને આધાર મળે તેવું સ્થાન, મહિલાશ્રમ

**વનીપક** પું. માગણ, ભિખારી. (જૈન.)

**વનીપક-દોષ** પું. [+ સં.] સાધુને આહાર-પાણી લેતાં લાગતું એક પાપ. (જૈન.)

**વનું** વિ. [સં विना > 'વન' + ગુ. 'ઉં' ત.પ્ર.] વિના, વગર (સમાસમાં- પદ્યમાં; જેમકે 'ભાવ-વનું']

**વનેખા** પું., બ.વ. મુશ્કેલી, તકલીફ, વખો, સંકટ

**વને-ચર** વિ. [સં.] જંગલમાં ફરનાર, જંગલી. (૨) પું. શિકારી ['વન-ચર.'

**વનેરુ** વિ. [સં. वन-चरक- > પ્રા. ઉત્તરપદ °यरअ-] જુઓ

**વનૈડવું** સ.ક્રિ. [જુઓ 'વનૈડો' -ના.ધા.] દુઃખ દેવું, હેરાન કરવું. (૨) યુક્તિથી ગોઠવેલું કામ ચૂંથી નાખવું. **વનૈડાવું** કર્મણિ., ક્રિ **વનૈડાવવું** સ.ક્રિ.

**વનૈડાવવું, વનૈડાવું** જુઓ 'વનૈડવું'માં.

**વનૈડો** પું. [જુઓ 'વનરડો'-પ્રવાહી ઉચ્ચારણ] કાર્યક્રમ કે કામકાજ અડપેથી બગાડી નાખવુ એ, વનરડો

**વનો**[1] પું. [સં. विनयનું ગુ. લાઘવ] વિનય, વિવેક

**વનો**[2] પું. [હિ. બનો] વરરાજાનો સહાયક, અણવર

**વનો**[3] પું. [સં. वृन्दावन સંજ્ઞાનું લાઘવ] વૃંદાવનદાસ (હિંદુઓમાં એક નામ). (સંજ્ઞા.)

**વનોરું** ન. બિલાડી કરતાં મોટું એક જંગલી ચોપગું પ્રાણી

**વનૌષધિ** સ્ત્રી. [સં. वन + ओषधि] જંગલમાં થતી ઔષધ માટેની તે તે વનસ્પતિ

**વન્ના** સ્ત્રી. લગ્ન પ્રસંગે પીઠી ચોળવાની ક્રિયા

**વન્ય** વિ. [સં ] જંગલને લગતું, જંગલી, 'વાઇલ્ડ'

**વન્યા** (લઘુપ્રયત્ન'ય') ના.યો [સં. विना, અર્વા. ઉચ્ચારણ] વિના, વગર (પદ્યમાં)

**વન્સ-મોર** પું. [અં.] નાટ્યનાં દૃશ્ય કે ગેય ચીજ ફરી વાર માગવાની ક્રિયા (પ્રેક્ષકો તરફથી : એક વાર ફરીથી)

**વપત** (-ત્ય) સ્ત્રી. [સં ] જુઓ 'વિપત્તિ' (પદ્યમાં).

**વપન** ન. [સં] ખેતર વગેરેમાં બી વાવવાની ક્રિયા, વાવણી. (૨) હજામત, વતું

**વપની** સ્ત્રી. [સં.] વણવાનું સાધન. (૨) વણવાનું સ્થાન. (૩) જુઓ 'વપન.' (૪) હજામતની દુકાન, 'હેર-કટિંગ સલૂન'

**વપરાટ** પું. [જુઓ 'વપરાવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] વાપરવાની ક્રિયા, વપરાશ, ઉપયોગ

**વપરાવવું, વપરાવું** જુઓ 'વાપરવું'માં.

**વપરાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'વપરાવું' + ગુ. 'આશ' કૃ.પ્ર.] જુઓ 'વપરાટ.' [ઉપયોગી (માલ વગેરે)

**વપરાશી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ઉપયોગમાં આવે તેવું,

**વપલો** પું. કૌતુક, કુતૂહલ, અચંબો, અચરજ

**વમખો** પું. જુઓ 'વપલો.' (૨) ઢોરને માખણ બગડી જવાનો રોગ [(૩) છિદ્ર. (૪) શકરો

**વપ** સ્ત્રી. [સં.] ચરબી, મેદ. (૨) આંતરડાંની ચામડી.

**વપુ** ન. [સં. वपुस्] શરીર, દેહ, તન, કાયા

**વપુષ્માન** વિ. [સં. वपुष्मान्, પું.] દેહધારી. (૨) (લા.) સુંદર, દેખાવડું

**વપ્ર** પું. [સં.] કોટ, કિલ્લો. (૨) ખેખડ. (૩) કિનારો, તટ, કાંઠો. (૪) મકાનનો પાયો

**વપ્ર-ક્રિયા, વપ્ર-ક્રીડા** સ્ત્રી. [સં ] કિલ્લાની દીવાલે ખેખડમાં કે કિનારાની બાજુમાં શરીર ઘસી પશુની રમવાની ક્રિયા

**વફા** [અર.] ઇમાનદારી, સંનિષ્ઠા, પ્રામાણિકતા, નિમકહલાલી, વફાદારી, 'લોયલ્ટી,' 'એલિજિયન્સ.' (૨) ભક્તિ, શ્રદ્ધા, વિશ્વાસ [(૨) વચનને વળગી રહેવું એ

**વફાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત.પ્ર ] જુઓ 'વફા.'

**વફાત** સ્ત્રી. [અર.] મૃત્યુ, મોત, મરણ, અવસાન

**વફાત-શરીફ** ન. [અર.] મહંમદ પેગંબર સાહેબના અવસાનની યાદમાં દર વર્ષે થતો જમણનો ઉત્સવ

**વફા-દાર** વિ. [જુઓ 'વફા' + ફા. પ્રત્યય.] ઇમાનદાર, સંનિષ્ઠ, પ્રામાણિક. (૨) નિમકહલાલ. (૩) ભક્તિવાળું, શ્રદ્ધાળુ, વિશ્વાસુ

**વફાદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વફા.'

**વબાલ** સ્ત્રી. [અર.] મુસીબત, મુશ્કેલી, તકલીફ, આફત

**વબૂટ(-ઠ)ણુ** ન. આપત્તિ, આફત. (૨) દુઃખ, પીડા

**વભો** પું. [સં. विभव, અર્વા. ગુ. લાઘવ ] વૈભવ. (૨) મોભો. (૩) મહત્તા

**વમન** ન. [સં.] ઊલટી, બકારી

**વમન-કારક** વિ. [સં.], **વમન-કારી** વિ. [સં ,પું.] ઊલટી કરાવે તેવું (ઓસડ વગેરે)

**વમન-વિદ્યા** સ્ત્રી. [સં.] ઊલટી કરાવવાનું શાસ્ત્ર

**વમની** સ્ત્રી. [સં.] જળો નામનું જંતુ

**વમનેચ્છા** સ્ત્રી. [સં. वमन + इच्छा] ઊલટી કરવાની મરજી

**વમવું** અ ક્રિ. [સં. वम् તત્સમ] ઊલટી કરવી, ઓકવું. (૨) (લા.) દૂર થવું, મટવું. **વમાવું**[1] ભાવે.,ક્રિ. **વમાવવું**[1] પ્રે.,સ.ક્રિ.

**વમળ** ન. વહેતા પાણીમાં સપાટી ઉપર થતું તે તે કૂંડાળું, ભમરી, ઘૂમરી. (૨) (લા.) મુશ્કેલી. (૩) ગૂંચવણ, મૂંઝવણ

**વમળાકાર** પું., **વમળાકૃતિ** સ્ત્રી. [+ સં. आकार, आ-कृति] ગોળ ઘાટ. (૨) ગોળ ઘાટનું, ગોળાકાર

**વમાવવું,¹ વમાવું¹** જુઓ 'વમવું'માં.
**વમાવવું,² વમાવું²** જુઓ 'વામવું'માં.
**વમાસણ** (-ણ્ય) સ્ત્રી. જુઓ 'વિમાસણ.'
**વમાસવું** જુઓ 'વિમાસવું.'
**વમિ, -મી** સ્ત્રી. [સં.] જુઓ 'વમન.'
**વમેલ,** -લું વિ. [જુઓ 'વમવું' + ગુ. 'એલ,- લું' બી.ભૂ.કૃ.] ઓકી કાઢેલું. (૨) (લા.) સન્માર્ગથી ભ્રષ્ટ થયેલું
**વય** ન., સ્ત્રી. [સં. वयस् न.] ઉંમર, આવરદા, આયુષ. (૨) (લા.) જુવાની, યૌવન. [૦ **થવી** (રૂ.પ્ર.) પડપણ આવવું. ૦**માં આવવું** (રૂ.પ્ર.) જુવાનીમાં આવવું]
**વય-દંડ** (-દણ્ડ) પું. [સં. वच શબ્દ લઈ પ્રા. वय + સં.] બોલવા માટેના દુષ્કર્મથી થતી સજા. (જૈન.)
**વય-નિવૃત્તિ** સ્ત્રી. [સં. वयो-नि र्वृत्ति] વૃદ્ધાવસ્થા આવતાં નોકરીમાંથી ફારેક થવું એ [લિમિટ'
**વય-મર્યાદા** સ્ત્રી. [સં. वयो-मर्यादा] ઉંમરની હદ, 'એઇજ-
**વયવયમિકા** સ્ત્રી. [સં. अहमहमिकाના સાદૃશ્યે वयम् ઉપરથી] 'અમે આગળ° 'અમે આગળ' એવા પ્રકારની હરીફાઈ, 'કૉમ્પિટિશન' (આ.બા.)
**વયસ્ક** વિ. [સં.] ઉંમર-લાયક. (૨) વૃદ્ધાવસ્થાએ પહોંચેલું
**વય-સ્થ** વિ. [સં. वयःस्थ, वयस्थ] ઉંમરે પહોંચેલું, મત દેવાની વયવાળું થયેલું [થતાં મત આપવાનો હક
**વયસ્થ-મતાધિકાર** પું. [ + સં. मत + अधिकार] પુખ્ત વય
**વયસ્ય** પું. [સં.] મિત્ર, દોસ્ત, સોબતી
**વયસ્યા** સ્ત્રી. [સં.] સખી, સાહેલી, સહિયર, બહેનપણી
**વયાતીત** વિ. [સં.वयोऽतीत] ઉંમર વટાવી ચૂકેલું, વૃદ્ધ, ઘરડું
**વયોગત** વિ. [સં. वयस् + गत, સંધિથી] ઉંમરે પહોંચેલું, વૃદ્ધ [બુઢાપો, વૃદ્ધાવસ્થા
**વયોવસ્થા** સ્ત્રી. [ સં. वयस् + अव-स्था, સંધિથી ] ઘડપણ,
**વયો-વૃદ્ધ** વિ. [સં. वयस् + वृद्ध, સંધિથી] જુઓ 'વયો-ગત.'
**વયોવૃદ્ધ-તા** સ્ત્રી. [+ સં., ત.પ્ર.] જુઓ 'વયોવસ્થા.' (૨) નોકરીમાં ઉંમરની દૃષ્ટિએ આગળ હોવું એ, 'સીનિયોરિટી'
**વર¹** વિ. [સં.] ઉત્તમ, શ્રેષ્ઠ. (૨) પું. પરણતો પતિ, વર-રાજા. (૩) પતિ (સામાન્ય). (૪) પ્રસન્ન થયે અપાતું ફળ કે આશીર્વાદ યા દુવા. [૦ **તોરણે આવવો** (રૂ.પ્ર.) વર કન્યાના માંડવે આવવો. (૨) બહુ ઉતાવળ હોવી. ૦ **વિનાની જાન** (રૂ.પ્ર.) મોવડી વિનાનું ટોળું]
**વર²** વિ. 'વાળું' અર્થ બતાવતો અનુગ : 'નામ-વર'
**વરક** (-ખ) પું. [અર. વરક્] સોના રૂપા વગેરેની તદ્દન પાતળી પાડેલી પતરી
**વર-કન્યા** ન., બ.વ. [સં. वर પું. + कन्या સ્ત્રી.] પરણવા તૈયાર થયેલ કુંવારો પુરુષ અને કુંવારી બાળા
**વરખ¹** જુઓ 'વરક.'
**વરખ²** સ્ત્રી. [સં. वृष પું., અર્વા. તદ્ભવ (પ્રા.)] વૃષભ રાશિ. (જ્યો.)
**વરખ-ગર** વિ. [જુઓ 'વરખ¹' + ફા. પ્રત્યય] સોના-ચાંદીની પાતળી પતરી બનાવનાર કારીગર
**વરખડી** સ્ત્રી [જુઓ 'વરખડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એ નામનું એક નાનું ઝાડવું. (૨) કપાસનો છોડ

**વરખાસણ** (-ન) [સં. वर्षासन, અર્વા. તદ્ભવ] વાર્ષિક વેતન, સાલિયાણું
**વરખી** વિ. [ જુઓ 'વરખ¹' + ગુ. 'ઈ' ત.પ્ર. ] વરખ ચડાવેલું. [૦ **હડતાળ** સ્ત્રી. પીળો સામેલ ખાર]
**વરખોળવું** સ.ક્રિ. રેંદવું. **વરખોળાવું** કર્મણિ., ક્રિ. **વરખોળાવવું** પ્રે.,સ.ક્રિ.
**વરખોળાવવું, વરખોળાવું** જુઓ 'વરખોળવું'માં.
**વરગ** પું. [સં. वर्ग, અર્વા. તદ્ભવ] જુઓ 'વર્ગ.'
**વરગણી** સ્ત્રી. [સં. वर्ग દ્વારા ગુ. 'વર્ગણી'] જુઓ 'વર્ગણી.'
**વર-ગતિ** સ્ત્રી. [સં.] ઉત્તમ ગતિ, સદ્ગતિ. (૨) મોક્ષ-ગતિ, મુક્તિ-દશા
**વરગી** સ્ત્રી. હરતાળનો એક પ્રકાર
**વર-ઘેડ** (-ઘેડ્ય) સ્ત્રી. [જુઓ 'વર-ઘેર.'], **વર-ઘેર** (-ઘેર્ય) સ્ત્રી. [સં. वर + જુઓ 'ઘેરવું'] જાન પરણવા આવતાં પહેલાં વરની પાસેથી દાપું લેવા જનારાઓનો સમૂહ
**વરઘેડિયો** (-ઘેડિયો) પું. [જુઓ 'વર-ઘેડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **વરઘેરિયો** (-ઘેરિયો) પું. [જુઓ 'વર-ઘેર + ગુ. 'ઇયું' ત.પ્ર.] વર-ઘેરમાં આવતો તે તે પુરુષ
**વર-ઘેલી** (-ઘેલી) વિ., સ્ત્રી. [સં वर + જુઓ 'ઘેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પતિ તરફના પ્રેમમાં વિહ્વલતાવાળી સ્ત્રી
**વર-ઘોડ** (-ડ્ય) સ્ત્રી. [સં. वर + ગુ. 'ઘોડી'નો વિકાસ.] (લા.) આવતી જાનને માર્ગમાં રોકી દાપું લેવા જનારા એક માનૈયા અને એમનું ગાડું. (આ 'વર-ઘેર'નો જ પ્રકાર છે.)
**વરઘોડિયાં** ન., બ.વ. [જુઓ 'વરઘોડિયું.'] નવ-દંપતીઓ. (૨) (લા.) વર સાથે કલેવા કરવા જતાં જાનનાં બાળકો. (૩) લગ્નના વરઘોડામાં સાંભેલાં તરીકેનાં બાળક
**વરઘોડિયું** ન. [જુઓ 'વરઘોડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નવ-પરિણીત વર-કન્યા, નવ-દંપતી
**વર-ઘોડો** પું. [સં. वर + જુઓ 'ઘોડો'-અર્થવિકાસ.] ઘોડા ઉપર બેઠેલા વર સાથેનું સમગ્ર સાજન-મહાજન, લગ્નનું સરઘસ કે સવારી. (૨) (પછી ગમે તે) સરઘસ. [-**ડાની વાડી, -ડાની શોભા** (રૂ.પ્ર.) ખોટા દમામવાળું, ક્ષણિક. -**ડે ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) જાહેરમાં આવવું. (૨) ફજેત થવું. ૦ **કરવો** (રૂ.પ્ર.) ફજેતી કરવી. ૦ **કાઢવો** (રૂ.પ્ર.) મતિભ્રમ ચલાવવું. (૨) ફજેતી કરવી. ૦ **ચડ(-ઢ)વો** (રૂ.પ્ર.) વરની જાનની સવારી નીકળવી. ૦ **નીકળવો** (રૂ.પ્ર.) ફજેતી થવી]
**વર-ચડા(-ઢા)વો** પું. [સં. वर + જુઓ 'ચડા(-ઢા)વો.'] વર પરણવા ચડે તે સમયનું એક લગ્ન-ગીત
**વરચવું** અ.ક્રિ. ઉચ્ચારવું, બોલવું. (૨) (લા.) કંટાળો આવવો, કંટાળવું. (૩) કાયર થવું. **વરચાવું** ભાવે., ક્રિ. **વરચાવવું** પ્રે., સ.ક્રિ.
**વરચસ** ન. [સં. वर्चस्, અર્વા. તદ્ભવ] જુઓ 'વર્ચસ.'
**વરચાવવું, વરચાવું** જુઓ 'વરચવું'માં.
**વરજ** વિ. [સં. वर्ज्य, અર્વા. તદ્ભવ] જુઓ 'વર્જ્ય.'
**વરજવું** સ.ક્રિ. [સં. वर्ज्, અર્વા. તદ્ભવ] જુઓ 'વર્જવું.' **વરજાવું** કર્મણિ., ક્રિ. **વરજાવવું** પ્રે., સ.ક્રિ.
**વરજાવવું, વરજાવું** જુઓ 'વરજવું'માં.

**વરજાંગ** (વરજઙ્ગ), **વરજાંગ** વિ., પું. [સં. वज्राङ्ग (वज्र+ अङ्ग]. (લા.) અત્યંત પ્રબળ શરીરવાળો પુરુષ .(આહીર કારડિયા મેર વગેરે કોમોમાં પુરુષનું એક નામ). (સંજ્ઞા.)

**વર-જોગ** (-ગ્ય) વિ., સ્ત્રી. [સં. वर-योग्या ▷ પ્રા. वर-जोग्गा] પરણવાની ઉંમરે આવેલી કન્યા ['વર-ઘોડ.'

**વર-જોડ** (-ડ્ય) સ્ત્રી. [સં. वर + જુઓ 'જોડવું.'] જુઓ

**વરજો(-જો)ણો** પું. [સં. वर દ્વારા] ફજેતી, નામોશી, ભવાડો, નાલેશી, અપકીર્તિવાળી ધાંધલ

**વરટ** પું. [સં.] હંસ

**વરટ-પતિ** પું. [સં.] હંસોના ટોળાનો આગેવાન નર હંસ

**વરટા** સ્ત્રી. [સં.] હંસણી, હંસી

**વરટા-પતિ** પું. [સં.] જુઓ 'વરટ.'

**વરડ** પું. [(સુ.) જુઓ 'વડ.'] જુઓ 'વડ.' ભરોડ જેવો આંકો (શરીરના ભાગોમાંનો)

**વરડવું** સ.ક્રિ. [રવા.] ઉઝરડા પાડવા. (૨) મરડવું. (૩) વર્ગ પાડવા. **વરડાવું** કર્મણિ., ક્રિ. **વરડાવવું** પ્રે., સ.ક્રિ.

**વરડાવવું, વરડાવું** જુઓ 'વરડવું'માં.

**વરડી** સ્ત્રી. લખતી વેળા વર્ણના કે છાપવાના બીબામાં ઉપર માત્રા અનુસ્વાર રેફ-ચિહ્ન અને નીચે વરડુ હંસપદ ગુરુતો વગેરે મૂકવામાં આવે છે તે નિશાન અને માત્રી

**વરડુ** ન. હ્રસ્વ દીર્ઘ ઉ—ઊ બતાવવા વર્ણની નીચે મુકાતું 'ુ' 'ૂ' એ ચિહ્નોમાંનું તે તે ચિહ્ન

**વરડું** ન. પલાળેલા કઠોળનો ફણગો, વડું

**વરણ**[1] ન. [સં.] પસંદગી, વરણી. (૨) ધાર્મિક કર્મકાંડમાં સહાયક થવા કરાતી બ્રાહ્મણોની તે તે નિમણૂક

**વરણ**[2] પું. [સં. वर्ण, અર્વા. તદ્ભવ] જુઓ 'વર્ણ.' (૨) (ગુ.) સ્ત્રી. કોમ, જ્ઞાતિ

**વરણ**[3] ન. છાપરાનાં પડાળ કરવાના વાંસડા ખપાટ વળીઓ વગેરે [પ્રશંસા

**વરણવ** પું. [જુઓ 'વરણવવું.'] ખ્યાન. (૨) વખાણ,

**વરણવવું** સ.ક્રિ. [જુઓ 'વર્ણવવું.'] જુઓ 'વર્ણવવું.' **વરણવાવું** કર્મણિ., ક્રિ. **વરણવાવવું** પ્રે., સ.ક્રિ.

**વરણાઈ** સ્ત્રી. [જુઓ 'વરણ[3]' ગુ. 'આઈ' ત.પ્ર.] મકાન પાછળ બાંધેલી ખપાટિયાંની ઈંટ-ચૂનાની કે એવી દીવાલ

**વરણાગત** (-ત્ય) સ્ત્રી. જુઓ 'વરણાગી.'

**વરણાગિયું** વિ. [જુઓ 'વરણાગી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વરણાગી કરનાર, શરીરને ઘરેણાં વગેરેથી શણગારનારું. (૨) ફક્કડ, છેલિયું. (૩) કોડીલું

**વરણાગી** સ્ત્રી. શરીર વગેરેને શણગારી કરેલી શોભા. (૨) લગ્નાદિ પ્રસંગે મકાન વગેરેના આગળના ભાગનો કરાતો ભપકો. (૩) લગ્નાદિ પ્રસંગનો શણગારેલો નીકળતો વર-ઘોડો. (૪) વરણાગિયાઓનું સરઘસ

**વરણા-ગીર, વરણાગું** વિ. જુઓ 'વરણાગિયું.'

**વરણા-વરણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [સં. वर्ण + अ-वर्ण + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જ્ઞાતિના અને જેમની કોઈ જ્ઞાતિ નિશ્ચિત ન હોય તેવા લોકોનો સમૂહ. (૨) નાત-જાત

**વરણાવવું, વરણાવાવું** જુઓ 'વરણવવું'માં.

**વરણી**[1] સ્ત્રી. [સં. वरण + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'વરણ.[1]' (૨) (લા.) ગણતરી, લેખું [જુઓ 'વરણાઈ.'

**વરણી**[2] સ્ત્રી. [જુઓ 'વરણ[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**વરણી**[3] સ્ત્રી. જુઓ 'વરણાગી.' [માનનીય

**વરણીય** વિ. [સં.] પસંદ કરાવા જેવું. (૨) પૂજ્ય, પૂજનીય,

**વરણી-વેશ** (-ષ) પું. [સં. वर्णिन् 'સંન્યાસી' – અર્વા. તદ્ભવ + સં.] બ્રહ્મચારીનો પોશાક. (૨) બ્રહ્મચારી

**વરણી-સમિતિ** સ્ત્રી. [જુઓ 'વરણી[2]' + સં.] ઉમેદવારોમાંથી યોગ્યની પસંદગી કરનારી નાની મંડળી, 'સિલેક્ટ કમિટી'

**વરણું** ન. [જુઓ 'વરવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] વરપક્ષ તરફથી લગ્ન સમયે છાબમાં મૂકવાનાં લૂગડાં વગેરે તે તે પદાર્થ

**વરણો** પું. [સં. वरणक-> પ્રા. वरुणअ-] એક પ્રકારની વનસ્પતિ, વાય.વરણો

**વરત**[1] સ્ત્રી., પું. [સં. वरत્ર વાવ વામાંથી કોસ ખેંચવાનું દોરડું. [કૂવામાં ઊતરી વરત કાપવો (રૂ.પ્ર) અધવચાળે દગો દેવો]

**વરત**[2] (-ત્ય) સ્ત્રી. [સં. वृत्ति, અર્વા. તદ્ભવ] ઢોરની ચરાઈનું ગોવાળને અપાતું મહેનતાણું. [વાછડી વરતમાં ગુમાવવી (-વરત્યમાં-) (રૂ.પ્ર) વ્યાજમાં ઘર ડૂબવું]

**વરત**[3] ન. [જુઓ 'વરતવું.'] ઉખાણું, સમસ્યા, કોયડો

**વરતડી** સ્ત્રી. [જુઓ 'વરત[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'વરત.[1]' [કે રાવળિયાની જમીન

**વરતણ** (-ણ્ય) [જુઓ 'વરત[2]' દ્વારા.] ગામ-ચોકિયાતની

**વરતણિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ગામડાનો ચોકીદાર, પસાયતો. (૨) વળાવો, વળાવિયો, ભોમિયો., (૩), ચોર શોધી આપનાર પગી

**વર-તનુ** વિ. [સં.બ.વ્રી.] સુંદર શરીરવાળું

**વરત-બંધણાં** (વરત્ય-) ન.,બ.વ. [જુઓ 'વરત[1]' + બંધણું.'] કોસનાં દોરડાંને બાંધવાનાં લૂગડાં ચીંથરાં સીંદરી વગેરે

**વરતલો** પું. બાળોતિયાનો ટુકડો

**વરતવું**[1] સ.ક્રિ. ઓળખવું, પિછાણવું. (૨) (લા.) ભવિષ્ય કહેવું. **વરતાવું** કર્મણિ., ક્રિ. **વરતાવવું**[1] પ્રે.,સ.ક્રિ.

**વરતવું**[2] અ.ક્રિ. [સં- वृत्-वर्त्, અર્વા. તદ્ભવ] જુઓ 'વર્તવું.' **'વરતાવવું[2]'** પ્રે.,સ.ક્રિ.

**વરતારો** પું. [જુઓ 'વરતવું[1]' + ગુ. 'આરો' કૃ.પ્ર.] ઓળખાણ, પિછાણ, (૨) ભવિષ્ય-કથન, 'ફોરકાસ્ટ.' [૦ કાઢવો (રૂ.પ્ર.) ભવિષ્ય-કથન કરવું]

**વરતાવ** પું. [જુઓ 'વરતવું[2]' + ગુ. 'આવ' કૃ.પ્ર.] જુઓ 'વર્તન.'

વરતાવવું[1-2] જુઓ 'વરતવું[1]'–'વરતવું[2]'માં.

**વરતિક**[1] પું. [સં. व्रत-દ્વારા] વ્રત પાળવાની કાળજી રાખનાર આદમી. (૨) જૈન સાધુ મુનિ કે ગોરજી [વૃત્તિ

**વરતિક**[2] ન. [સં. वृत्ति દ્વારા] વરસાસન તરીકે મળતી

**વરતિક**[3] પું. કાંસકી બનાવનાર કારીગર

**વરતિયો**[1] વિ., પું. [જુઓ 'વરતિક.[1]'] જુઓ 'વરતિક.[1]'

**વરતિયો**[2] વિ., પું. [જુઓ 'વરતવું[1]' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વરતારો કહેનાર જોશી [દાનત

**વરતી**[1] સ્ત્રી. [સં. वृत्ति, અર્વા. તદ્ભવ] વૃત્તિ, ધંધો. (૨)

**વરતી**[2] વિ., પું. [જુઓ 'વરતિક.[1]'] જુઓ 'વરતિક[1]'માં.

**વરતી**[3] ના.યો. પાછળ, પછી [ઉત્તમ
**વરતું** વિ. [જુઓ 'વરવું' + ગુ. 'તું' વર્ત.કૃ.] (લા.) શ્રેષ્ઠ,
**વરતોણું** ન. [સં. व्रत દ્વારા] વ્રત, નિયમ
**વર-દ** વિ. [સં.] વર-દાન દેનારું, આશીર્વાદ આપનારું, (૨) માંગલિક, શુભ [વરને અપાતી ભેટ-સોગાદ
**વર-દક્ષિણા** સ્ત્રી. [સં.] લગ્ન-સમયે કન્યા-પિતા તરફથી
**વરદ-ચતુર્થી** સ્ત્રી. [સં.] માઘ સુદિ ૪ નો દિવસ (ગણેશ-પૂજનનો). (સંજ્ઞા.) [હાળીને કરવામાં આવતી નિશાની
**વરદ-મુદ્રા** સ્ત્રી. [સં.] આશીર્વાદ કે વરદાન દેવાની હથેળી
**વર-દર્શન** ન. [સં.] લગ્ન વખતે મંડપમાં આવતા વરરાજાને કન્યાની જોવાની ક્રિયા. (૨) કેવળ દર્શન. (જૈન.)
**વરદ-લક્ષ્મી-વ્રત** ન. [સં.] શ્રાવણ મહિનાના પહેલા શુક્રવારે જેમાં લક્ષ્મીપૂજન કરાય છે તેવું કાર્ય. (સંજ્ઞા.)
**વરદા** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'વરદ' (કોઈ સ્ત્રી).
**વરદા-ચતુર્થી** સ્ત્રી. [સં.] જુઓ 'વરદ-ચતુર્થી.' (૨) એ દિવસ દુર્ગાના પૂજનનો પણ. (સંજ્ઞા.)
**વર-દાન** ન. [સં.] સામાનું ઇચ્છિત આપવાની ક્રિયા
**વરદાન-તીર્થ** ન. [સં.] મહાભારત(આરણ્યકપર્વ)માં આવતું એક તીર્થ (ઘણું કરી સૌરાષ્ટ્રમાં બરડા ડુંગરમાંનું). (સંજ્ઞા.)
**વરદાની** વિ. [સં., પું.] વરદાન દેનાર
**વર-દાયક** વિ. [સં.] વરદાન દેનાર
**વર-દાયિની** વિ., સ્ત્રી. [સં.] વરદાન દેનાર (સ્ત્રી)
**વર-દાયી** વિ. [સં.,પું.] જુઓ 'વર-દાયક.'
**વરદી** સ્ત્રી. [અર.] કાંઈ કામ-કાજ માટે અગાઉથી અપાતી ખબર, વરધી. [૦ આપવી. (રૂ.પ્ર.) કામ કરવાની ખબર કે આજ્ઞા કરવી. ૦ પહોંચાડવી (-પોંઃચાડવી) (રૂ.પ્ર.) વરદી ચોક્કસ સ્થળે મળે એમ કરવું. ૦ મા(-માં)ગવી (રૂ.પ્ર.) રજા માગવી]
**વરદી-ભત્થું(-થ્થું)** ન. [+ જુઓ 'ભત્થું,-થ્થું.'] સિપાઈ વગેરેને એના ગણવેશ માટે અપાતી વધારાની રકમ, વરધી-ભથ્થું
**વરધ (-ધ્ય)** સ્ત્રી. [સં. वृद्धि, અર્વા. તદ્ભવ] વધારો, લાભ, ફાયદો. (૨) શુભ દિવસ, મંગળ દિવસ. (૩) માંગલિક એક વિધિ (કુંભારને ત્યાં વાસણ લેવા ગાતાં ગાતાં જવાનો). (૪) માંગલિક દિવસની પહેલાંનો મુહૂર્ત પછીનો તે તે દિવસ. [૦ ભરવી (રૂ.પ્ર.) લગ્નને દિવસે ગોત્રજના પૂજન માટે બેડામાં પાણી લાવવું. (૨) વૃદ્ધિ-શ્રાદ્ધ કરવું]
**વરધ-પત્ર (વરધ્ય-)** પું. [+ સં., ન.] લગ્નક્રિયાના ચાર દિવસોમાંનો બીજો-ત્રીજો દિવસ. (પારસી.)
**વરધ-સાંકળી** સ્ત્રી. [+ જુઓ 'સાંકળી.'] જેનાં બાળક જીવતાં ન હોય તે માતા પોતાનાં નવાં જન્મેલાં સંતાનને જીવતાં બાળકવાળી માતા પાસેથી લાવી પહેરાવે છે તે સોના-ચાંદીનો ગૂંથેલો દોરો ['વરધી.[2]'
**વરધ-સુંવાળું** ન. [+ જુઓ 'સુંવાળું.'] (લા.) જુઓ
**વરધાપતી** વિ.,પું. [જુઓ 'વરધી[2]' દ્વારા.] વધામણિયો
**વરધારો** પું. [સં. वृद्धदारुक > પ્રા. वरद्दारुअ-] એક જાતનું ઔષધોપયોગી ઝાડ (એનાં મૂળ વપરાય છે.)
**વરધી**[1] જુઓ 'વરદી.'
**વરધી,**[2] ૦ સૂતક [સં. वृद्धि-सूतकના પૂર્વ પદનો અર્વા. વિકાસ] બાળકના જન્મથી આવતું દસ દિવસનું માંગલિક આશૌચ, જનનાશૌચ, વૃદ્ધિ-સૂતક [ધારો.'
**વરધો** પું. [સં. वृद्ध-दारु > પ્રા. वरद्दारु-] જુઓ 'વર-
**વર-નામી** વિ. [સં.,પું.] ઉત્તમ નામ કે નામનાવાળું [ભેટ
**વરની** સ્ત્રી. પારસી કોમમાં કન્યાને વરપક્ષ તરફથી મળતી
**વર-પક્ષ** પું. [સં.] લગ્નમાં વરવાળાં સગાં-વહાલાં
**વર-પ્રદ** વિ. [સં.] જુઓ 'વર-દ.'
**વર-બેડિયું** ન. [સં. वर + જુઓ 'બેડું.' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] કુંવારી નાની બાળકી લગ્ન-મંડપે પરણવા આવતાં વરને વધાવવા માથે પાણીવાળો કળશ લઈ જાય તે કળશ
**વર-બેડું** ન. [સં. वर + જુઓ 'બેડું.'] પારસી કોમમાં કન્યા-પક્ષની સ્ત્રીઓ વર સમક્ષ રજૂ કરે છે તે પાણીનું વાસણ. (પારસી.)
**વરમ** પું. [અર.] સોજો (રોગનો પ્રકાર). [૦ કરવો (રૂ.પ્ર.) શરીરના ગમે તે ભાગમાં ચામડી સૂજી આવવી. ૦ થવો (રૂ.પ્ર.) ગુસ્સે થવું] [વરરાજાની માતા
**વર-મા** સ્ત્રી. [સં. वर + જુઓ 'મા.[1]'] પરણવા જનાર
**વરમાલા,-ળ,-ળા** સ્ત્રી. [સં. वर-माला]લગ્ન-પ્રસંગે, હિંદુઓમાં વર-કન્યાને સાથે-લગી સૂતરના તાંતણાઓની પહેરાવવામાં આવતી માળા
**વર-માંચિયું** ન. [સં. वर + જુઓ 'માંચી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **વર-માંચી** સ્ત્રી. [+ જુઓ 'માંચી.'] લગ્ન-મંડપ નીચે વરરાજાને બેસવાનો બાજોઠ કે પાટલો
**વર-યાત્રા** સ્ત્રી. [સં.] જુઓ 'વર-ઘોડો' (સાજન-મહાજન-નો સમૂહ).
**વર-રાજા** પું. [સં. वर + ગુ. 'રાજા'] (રાજાના જેવો વેશ ધારણ કરાતો હોઈ) પરણવા જતો યુવક. [૦ થઈ ને આવવું (રૂ.પ્ર.) ખોટી બાબતમાં અગ્રેસર બની આવવું]
**વર-લાડલો** પું. [સં. वर + જુઓ 'લાડો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] લાડકો વરરાજા
**વર-લાડી** સ્ત્રી. [સં. वर + જુઓ 'લાડી.'] પરણનારી કન્યા
**વર-લાડો** પું. [સં. वर + જુઓ 'લાડો.'] જુઓ 'વર-લાડલો.' [એનો પુરુષ (સંજ્ઞા.)
**વરલી** પું. થાણા જિલ્લાની ભીલના પ્રકારની એક કોમ અને
**વર-વણિયો** પું. વળાવો, વળાવિયો ભોમિયો [યુવક યુવતિ
**વર-વધૂ** ન., બ.વ. [સં. वर પું. + वधू સ્ત્રી.] નવાં પરણેલ
**વર-વાન** પું. [સં. वर + જુઓ 'વાન.'] ઉત્તમ શરીર
**વરવા-બોલું** વિ. [જુઓ 'વરવું' + 'બોલવું' ગુ.-'ઉં' કૃ.પ્ર.] ખરાબ બોલનારું
**વર-વાંધો** પું. [નિરર્થક + જુઓ 'વાંધો.'] જુઓ 'વાંધો.'
**વર-વિક્રય** પું. [સં.] દીકરીને પરણાવતાં જમાઈને કન્યા-પિતા તરફથી મોટી રકમ આપવાની ક્રિયા
**વરવું**[1] સ.ક્રિ. [સં. वृ નું પ્રેરક वरय > પ્રા. वर] વર તરીકે પસંદગી કરવી. (૨) પરણવું. (ભૂ.કૃ. કર્તરિ પ્રયોગ, 'વર કન્યાને વર્યો.') વરાવું કર્મણિ., ક્રિ. વરાવવું પ્રે.,સ.ક્રિ.
**વરવું**[2] વિ. [સં. विरूपक > પ્રા. विरूवअ-] કદરૂપ, કદરૂપું, બદ-સૂરત. [૦ વચાક. ૦ વરાક (રૂ.પ્ર.) ખૂબ વરવું]

**વર-વેણી** સ્ત્રી. [સં.] સુંદર ચોટલો [વેલની એક જાત
**વર-વેલ** (-લ્ય) સ્ત્રી. [સં. दर + જુઓ 'વેલ.'] કાંટાળી
**વર-વેવાઈ** (-વેઃવાઇ) ન., બ.વ. [નિરર્થક + જુઓ 'વેવાઈ.'] વેવાઈ-વેલાં, વેવાઈનાં સગાં [પોશાકવાળું
**વર-વેશ** (-ષ) પું. [સં.] ઉત્તમ પોશાક. (૨) વિ. ઉત્તમ
**વરશ(-સ) લી** સ્ત્રી. એક પ્રકારનું ફૂલ-ઝાડ, બોરસલી
**વરશાસ** ન. [સં. वर्ष દ્વારા] બાર મહિનાનો સમય. (૨) વર્ષ પૂરું થયે અપાતો પગાર
**વરશી** જુઓ 'વરસી.'
**વરશી-તપ** જુઓ 'વરસી-તપ.'
**વરશી-દાન** જુઓ 'વરસી-દાન.'
**વરસ** ન. [સં. वर्ष > પ્રા. वरिस] જુઓ 'વર્ષ.' [૦ **ઊગવું** (રૂ.પ્ર.) વર્ષ સફળ થવું. ૦ **કૂતરાને ના(-નાં) ખવાં** (રૂ.પ્ર.) જીવન વેડફાઈ જવું. (૨) ઉંમર પ્રમાણે શરીર ન વધવું. (૩) મૂર્ખ રહેવું. ૦ **ખાઈ જવાં** (રૂ.પ્ર.) ઉંમર પ્રમાણે શરીર ન વધવું. ૦ **થવાં** (રૂ.પ્ર.) ઘડપણ વધવું—આવવું. ૦ **દેખાવાં** (રૂ.પ્ર.) ઘડપણની શરૂઆત જણાવી. **સોયે વરસ પૂરાં** (રૂ.પ્ર.) મોત, અવસાન]
**વરસ-ગાંઠ** (-ઠ્ય) સ્ત્રી. [+ જુઓ 'ગાંઠ.'] દર વર્ષે આવતો જન્મનો દિવસ, 'બર્થ-ડે' [એ. વરસાદ, વૃષ્ટિ
**વરસણ** ન. [જુઓ 'વરસવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વરસવું
**વરસ-દહાડો** (-દાઃડો) પું. [જુઓ 'વરસ' + 'દહાડો.'] આખા વર્ષનો સમય. (૨) વર્ષમાં આવતો એક દિવસ. (૩) ક્રિ.વિ. આખું વર્ષ
**વરસ-ફળ** ન. [જુઓ 'વરસ' + 'ફળ.'] જુઓ 'વર્ષ-ફલ.'
**વર-સલામી** સ્ત્રી. [સં. વર + જુઓ 'સલામી.'] લગ્નસમયે કરવામાં આવતી વરની પ્રશસ્તિ. (૨) એ રીતે પ્રશસ્તિ કરી મેળવવામાં આવતી રોકડ વગેરે ભેટ
**વરસ-વળોટ** ક્રિ.વિ. [જુઓ 'વરસ' + 'વળોટવું.'], **વરસ-વંટોળ** (-વણ્ટોળ) ક્રિ.વિ. [જુઓ 'વરસ' + 'વંટોળ.'] (લા.) આશરે વર્ષ પસાર થયું હોય તેટલા સમયે
**વરસવું** અ.ક્રિ., સ.ક્રિ. [સં. वृष-वर्ष् > પ્રા. वरिस-] જુઓ 'વર્ષવું.' **વરસાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **વરસાવવું** પ્રે., સ.ક્રિ.
**વરસા-ડો(-દો)ડી** સ્ત્રી. [અસ્પષ્ટ + જુઓ 'ડો(-દો)ડી.'] એક પ્રકારની વેલ (જેની ડોડીનું શાક થાય છે.)
**વરસાણ** ન. જુઓ 'વરસાન.'
**વરસાદ** પું. [સં. वर्षा દ્વારા] વર્ષા, વર્ષણ, મેઘનું પાણી પડવું એ, મે. [૦ **ચડ(-ઢ)વો** (રૂ.પ્ર.) વાદળ ઘેરાઈ જવું. ૦ **વરસાવવો** (રૂ.પ્ર.) પુષ્કળ આપવું]
**વરસાદી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વરસાદને લગતું. (૨) વરસાદમાં કામ આવે તેવું
**વરસાન** ન. [સં. वर्षासन] જુઓ 'વર્ષાસન.'
**વરસાલું** ન. ઘોડાને થતો એક રોગ
**વરસાવવું, વરસાવું** જુઓ 'વરસવું'માં.
**વરસાળો** પું. [સં. વર્ષ, અર્વા. તદ્ભવ + સં. °कालक- > પ્રા. °आलअ-] વર્ષાઋતુ, ચોમાસું
**વરસાંત** ન. [સં. वर्षा દ્વારા] જુઓ 'વરસંદ.'
**વરસી(-શી)** સ્ત્રી. [સં. वार्षिकी > પ્રા. वारिसिआ] મરણ પછી વર્ષે કરવામાં આવતું શ્રાદ્ધ. [૦ **થવી** (રૂ.પ્ર.) શુભને સ્થાને અશુભ થવું. ૦ **વાળવી** (રૂ.પ્ર.) મરણ પામેલાને વર્ષ થવા આવતાં વાર્ષિક શ્રાદ્ધ કરવું. **વિવાહની વરસી(-શી)** (રૂ.પ્ર.) શુભને સ્થાને અશુભ થવું એ]
**વરસી(-શી)-તપ** ન. [+ જુઓ 'તપ.'] એક દિવસ ઉપવાસ અને એક દિવસ પારણું એ પ્રકારનું એક વર્ષના સમયનું એક ખાસ વ્રત- (જૈન.)
**વરસી(-શી)-દાન** ન. [+ સં.] તીર્થંકરે દીક્ષા લીધા પૂર્વે વર્ષ સુધી આપેલું દાન
**વરસૂણ** (-ણ્ય), **વરસૂંક** (-ક્ય), **-ડી** સ્ત્રી. કંઠમાં થતો એક રોગ, કંઠમાળ. (૨) બળદ વગેરે ઢોરને ગળે થતો સોજાનો રોગ
**વરસૂંદ** (-દ્ય) સ્ત્રી. [સં. वर्षासन, न. દ્વારા] વર્ષ-દહાડે અપાતું સામટું વેતન
**વરસૂંદિયું** વિ. [જુઓ 'વરસૂંદ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વર-સૂંદને લગતું, દર વર્ષે વરસૂંદ તરીકે અપાતું
**વરસેક** વિ. [જુઓ 'વરસ' + 'એક.'] આશરે એક વરસનું
**વરસોડી** સ્ત્રી. (૨) જુઓ 'વરસૂંદ.'
**વરસો-વરસ** ક્રિ.વિ. [જુઓ 'વરસ,'-દ્વિર્ભાવ.] દર વર્ષે
**વરસોળી** સ્ત્રી. શરીરના ગમે તે ભાગમાં થતી પ્રમાણમાં નાની રસોળી, કસોળી
**વરસોંત** (-ત્ય), **-દ** (-દ્ય), **-ધ** (-ધ્ય) સ્ત્રી. જુઓ 'વર-સૂંદ.'
**વરહૂપ** ન. પેટમાં ગોળા ચડવાનું દર્દ
**વરંગો** (વરઙ્ગો) પું. ઢોરને થતો એક રોગ
**વરંડ** (વરણ્ડ) પું. [સં.], **-ડો** (-ણ્ડો) પું. [સં. वरण्डक > પ્રા. वरंडअ-] આગળના ભાગમાં ખુલ્લી પડસાળ, ઓસરી, પડાળી
**વરાઈ** સ્ત્રી. ભૂંડના જેવી ચાલ
**વરાક** વિ. [સં.] બિચારું, બાપડું, કંગાલ, રાંક
**વરાકવું** સ.ક્રિ. એક ઢોરે બીજા ઢોરને આઉમાં માથું મારવું
**વરાખડો** પું. લાકડું ગોળ કરવાનું સુતાર કે સંઘાડિયાનું ઓજાર
**વરાગડું** જુઓ 'વડાગરું.'
**વરાટિકા, વરાટી** સ્ત્રી. [સં.] કોડી
**વરાડ**[1] પું. [દે.પ્રા., તત્સમ] નાગપુર બાજુનો વિશાળ જૂનો પ્રદેશ, વિદર્ભ (હાલ કેટલોક ભાગ મધ્ય પ્રદેશમાં અને કેટલોક મહારાષ્ટ્રમાં છે.). (સંજ્ઞા.)
**વરાડ**[2] પું. હિસ્સો, ભાગ, વાંટો
**વરાડી** વિ. [જુઓ 'વરાડ[1]' + ગુ. 'ઈ' ત.પ્ર.] વરાડ દેશને લગતું [રાંઢવું
**વરાડું** ન. [સં. वराटक > પ્રા. वराडअ-], **-ડવું** ન. દોરડું,
**વરાઢિયો** પું. એ નામનો એક વેલો
**વરાણિયે** ક્રિ.વિ. [શબ્દમાં ગુ. 'એ' સા.વિ., પ્ર.] આધારે, હૂંફે. (૨) ના.યો. વડે, વતી, વતે, થી
**વરાણી** સ્ત્રી. ગેય પદ વગેરેનું ધ્રુવ-પદ, ટેક
**વરાત** સ્ત્રી. [ફા.] હિસ્સો, ભાગ, ભાગ-બટાઈ
**વરાધ** (-ધ્ય) સ્ત્રી. બાળકને શરદીનો તાવવાળો ખખખખાટ, સસણી, ભરણી, 'બ્રોન્કો ન્યુમોનિયા'
**વરાધ-વાવળી** સ્ત્રી. બાળકનો વરાધ અને પેટમાં વાયુ થવાનો રોગ

**વરાધી** સ્ત્રી. પીડા, દુઃખ, આપત્તિ

**વરાધે** ક્રિ.વિ. બહાને, મિષે

**વરાપ** (-પ્ય) સ્ત્રી. વરસાદ આવી ગયા પછી થોડા દિવસ ન આવે એ સ્થિતિ, વરસાદ પછીનો ઉઘાડ

**વરાપિયું** ન. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] વરસાદ ન આવ્યો હોય તે ગાળામાં પાણી પાઈ કરેલું ડાંગર વગેરેનું ધરુ

**વરાપવું** અ.ક્રિ. [જુઓ 'વરાપ'- ના.ધા.] વરસાદ બંધ થતાં ભેજ-ઓછો થવો. **વરાપાવું** ભાવે., ક્રિ.

**વરામ**¹ પું. વહાણનો પાછલો ભાગ. (વહાણ.)

**વરામ**² ન. મર્મ-સ્થાન

**વરારોહા** સ્ત્રી. [સં. वर+आ-रोह पुं., બ.વ્રી. થતાં સં. आ સ્ત્રીપ્રત્યય] સુંદર નિતંબ-ભાગવાળી સ્ત્રી, નિતંબવતી

**વરાવવું, વરાવું** જુઓ 'વરવું¹'માં.

**વરા-વાજન**(-મ) ન. [જુઓ 'વરો' + જુઓ 'વાજવું' + ગુ. 'અન' કૃ.પ્ર.] માંગલિક પ્રસંગ અને વાજિંત્રોના નાદ. (૨) મોટું જમણ, મોટો વરો

**વરાસ** (-સ્ય) સ્ત્રી. ધારો પાડી રડવું એ, ભેંકડો

**વરાસન** ન. [સં. वर+आसन] ઉત્તમ બેસણું, શ્રેષ્ઠ બેઠક

**વરાહ** પું.,ન. [સં.,પું. 'વારાહ' પણ] ડુક્કર, સૂવર. (૨) પું. પૌરાણિક માન્યતા પ્રમાણે વિષ્ણુના દસ અવતારો-માંનો ત્રીજો અવતાર. (સંજ્ઞા.) (૩) સૌરાષ્ટ્રમાંનો પશ્ચિમે આવેલો બરડો ડુંગર. (સંજ્ઞા.)

**વરાહકર્ણી** સ્ત્રી. [સં.] એ નામની વનસ્પતિ, અશ્વગંધા, આસોંદ, આકસંદ, આસંદ, આસન. વારાહકર્ણી

**વરાહ-કલ્પ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે જે યુગમાં વિષ્ણુનો ત્રીજો અવતાર થયો તે યુગ, વારાહ-કલ્પ

**વરાહ-જયંતી** (-જયન્તી) સ્ત્રી. [સં.] ભાદરવા સુદિ ત્રીજ-નો વરાહ ભગવાનનો મનાતો જન્મ-દિન, વારાહ-જયંતી

**વરાહ-મિહિર** પું. [સં.] ઈ.સ. ચોથી સદી આસપાસનો ઉજ્જયિનીમાં થયેલો એક સમર્થ ભારતીય જ્યોતિર્વિદ. (સંજ્ઞા.) [એક જાત

**વરાહ-મોતી** ન. [+જુઓ 'મોતી.'] મોતીની એ નામની

**વરાહાવતાર** પું. [+સં. अव-तार] જુઓ 'વરાહ(૨).'

**વરાહી** સ્ત્રી. [સં.] જુઓ 'વારાહી-કંદ.'

**વરાળ** સ્ત્રી. પ્રવાહી ગરમ થતાં એમાંથી ઊઠતું વાયુરૂપ રૂપાંતર. (૨) (લા.) ક્રોધનો ઊભરો. [૦ **કાઢવી** (રૂ.પ્ર.) ક્રોધને લઈ બકબકાટ કરવો. (૨) દુઃખના ઉદ્ગાર કાઢવા. **પેટની વરાળ** (રૂ.પ્ર.) હૈયાનો વલોપતિયો ઉભરાટ. **હાય-વરાળ** (રૂ.પ્ર.) નિસાસો]

**વરાળ-નળી** સ્ત્રી. [+સં. नली] વરાળ એકત્ર કરનારી કાચની નળી, બાષ્પ-નલિકા

**વરાળ-પંડિત** (-પણ્ડિત) પું. [+સં.] વરાળથી ચાલતાં યંત્રોની પ્રક્રિયાનું જ્ઞાન ધરાવનાર માણસ

**વરાળ-યંત્ર** (-યન્ત્ર) ન. [+સં.] વરાળથી ચાલતો સાંચો, 'સ્ટીમ એન્જિન'

**વરાળિયું** ન. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] વરાળને લગતું. (૨) વરાળવાળું. (૩) વરાળથી થયેલું કે કરેલું. (૪) જેમાંથી વરાળ નીકળતી હોય તેવું. (૫) ન. વરાળ નીકળવાનું બાકું કે ભૂંગળું

**વરાં** ના.યો. [જુઓ 'વાર' દ્વારા.] વેળાએ, વખતે, સમયે, ટાંણે. (૨) ફેરે, દાણ, વારો આવતાં

**વરાંગ** (વરાઙ્ગ) ન. [સં. वर+अङ्ग] ઉત્તમ અંગ-માથું. (૨) વિ. ઉત્તમ-સુંદર અંગોવાળું, મનમોહક બાટીલું

**વરાંગના** (વરાઙ્ગના) સ્ત્રી. [સં. वर+अङ्गना] ઉત્તમ સ્ત્રી, શ્રેષ્ઠ સ્ત્રી

**વરાંગ-પથ** (વરાઙ્ગ-) પું. [સં.] યોનિ-માર્ગ

**વરાંગી** (વરાઙ્ગી) વિ., સ્ત્રી. [સં.] ઉત્તમ અંગોવાળી સ્ત્રી, બાટીલા દેહવાળી સ્ત્રી [કે પત્ર

**વરાંત** (-ત્ય) સ્ત્રી. ખત્તનથી ઉપર પૈસાની માંગની ચિઠ્ઠી

**વરાંસવું** અ.ક્રિ. [જુઓ 'વરાંસો' - ના.ધા.] વિશ્વાસે ભૂલ ખાવી, ભરોસે રહી પસ્તાવું. **વરાંસાવું** ભાવે., ક્રિ.

**વરાંસો** પું. ભરોસો, વિશ્વાસ. (૨) (લા.) પસ્તાવો, પશ્ચા-ત્તાપ, અફસોસ. (૩) આશ્રય

**વરિયાળી**¹ સ્ત્રી. તાંસળી, ડાબરિયું (પહોળા મોઢાની અર્ધ-વર્તુલાકાર થારડી) [ફરિયાણું, સોંફ

**વરિયાળી**² સ્ત્રી. મુખ-વાસ તરીકે જાણીતું એક સ્વાદિષ્ઠ

**વરિષ્ઠ** વિ. [સં.] શ્રેષ્ઠ, સર્વોત્તમ. (૨) ઉચ્ચતમ, સર્વોપરિ, 'સુપ્રીમ,' 'હાઈ.' [૦ **ન્યાયાલય** ન. [સં.,પું.] 'હાઇ-કોર્ટ' (ગો.મા.), 'સુપ્રીમ-કોર્ટ']

**વરીંડો** પું. જુઓ 'વીરડો.'

**વરુ** ન. [સં. वृक> પ્રા. वरुअ-] કૂતરાના જેવું શરીર ઉપર જરા વધુ વાળવાળું એક હિંસ્ર વન-પશુ, નાર

**વરુણ** પું. [સં.] પાણીના અધિષ્ઠાતા દેવ તરીકે જાણીતો એક વેદકાલીન દેવ. (સંજ્ઞા.) (૨) એક ગ્રહ, 'યુરેનસ' (એ નવો શોધાયેલો). (ખગોળ.) [એક રોગ

**વરુણ-ગ્રહ** પું. [સં.] જુઓ 'વરુણ(૨).' (૨) ઘોડાનો

**વરુણ-દેવ** પું. [સં.] જુઓ 'વરુણ(૧).'

**વરુણ-પાશ** પું. [સં.] એ નામનું મનાતું એક દિવ્ય અસ્ત્ર

**વરુણાલય** પું. [સં. वरुण+आ-लय पुं., न.] સાગર, સમુદ્ર

**વરુણાસ્ત્ર** ન. [સં. वरुण+अस्त्र] વરુણને લગતો મંત્ર ભણી વરસાદ વરસાવવાની શક્તિવાળું મનાતું એક દિવ્ય અસ્ત્ર

**વરૂઠી** જુઓ 'વરોઠી.'

**વરૂડ** ન. પલાળીને ફણગાવેલી ડાંગર

**વરૂડિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] વરૂડનું બનાવેલું

**વરૂડી** સ્ત્રી. ચારણોની એક દેવી. (સંજ્ઞા).

**વરૂણી**¹ સ્ત્રી. એક જંતુઘ્ન વનસ્પતિ

**વરૂણી**² સ્ત્રી. જુઓ 'વરોણી.'

**વરૂથ** ન. [સં.] હાથનું લોખંડનું બખ્તર. (૨) ઢાલ

**વરૂથિની** સ્ત્રી. [સં.] સેના, સૈન્ય, લશ્કર. (૨) ચૈત્ર વદિ અગિયારસની તિથિ. (સંજ્ઞા.)

**વરે** જુઓ 'વ્રે.'

**વરેડું** (વઃરેડું) ન. પાણી સીંચવાનું દોરડું, સીંચણિયું

**વરેણ્ય** વિ. [સં.] પસંદ કરવા જેવું, સ્વીકારવા પાત્ર. (૨) ઉત્તમ, શ્રેષ્ઠ. (૩) પૂજ્ય, પૂજનીય

**વરેરો** પું. તીક્ષ્ણ હથિયારનો ઊંડો ઘા

વરેલું ન. કમોદના ક્યારડાઓમાં થતું એક પ્રકારનું ઘાસ
વરો, ૦ખરો પું. સામૂહિક ભોજન કરવાનું હોય તેવો પ્રસંગ, સ્નેહી સંબંધીઓને જમાડવાનો પ્રસંગ. (૨) (લા.) ખૂબ વપરાશ [પથ્થરનો 'રોલર'
વરોટો પું. ગોળ આકારનો સડક દબાવવાનો પથ્થર,
વરો(-રૂ, -રૈ, -રો)ઠી સ્ત્રી. [સં. वर + इष्टिका > પ્રા. वरेट्ठिआ] લગ્નની પુરાણીમાં લગ્ન પછી વરવાળા તરફથી યોજવામાં આવતો ભોજન-સમારંભ [માદા
વરોડ (-ડ્ય) સ્ત્રી. ગર્ભ ધારણ ન કરનારી સ્ત્રી કે પશુ
વરોત ન. જુઓ 'વરત.[૩]' [વાળી સ્ત્રી, સુંદર સ્ત્રી
વરોરુ સ્ત્રી. [સં. वर + ऊरु] ભરેલી સાથળ અને નિતંબ-
વરો-વરિયો પું. [સં. वर દ્વારા] કન્યા માટે વરની પસંદગી કરવા નીકળેલો માણસ [વાંઝિયાપણું
વરોળ (-ળ્ય) વિ. વિયાય નહિ તેવું (ઢોર.) (૨) ન.
વરોળવું સ.ક્રિ. કચ્ચર-ઘાણ વાળવો. વરોળાવું કર્મણિ. ક્રિ. વરોળાવવું પ્રે., સ.ક્રિ.
વરોંઠી જુઓ 'વરોઠી.' [એકમ
વર્ક-યુનિટ ન. [અં.] યાંત્રિક કે અન્ય કામનું માપ કે
વર્કર વિ. [અં.] કાર્યકર
વર્ક-શોપ સ્ત્રી. [અં.] ઉદ્યોગ-શાળા, યંત્રકામવાળું નાનું કારખાનું [કારોબારી સમિતિ
વર્કિંગ કમિટી (વર્કિંગ્-) સ્ત્રી. [અં.] કાર્યકારિણી સમિતિ,
વર્ગ પું. [સં.] જાતિ પ્રમાણે પાડેલો તે તે પ્રકાર, 'ક્લાસ.' (૨) કક્ષા પ્રમાણે પાડેલો તે તે દરજ્જો, શ્રેણી, ધોરણ, 'કૅટેગરી.' (૩) મંડળ, સમૂહ, સંઘ. (૪) પ્રકરણ કે અધ્યાય. (૫) કોઈ પણ સંખ્યાને તેની તે સંખ્યાથી ગુણતાં આવતો ગુણાકાર, દ્વિ-ઘાત, 'સ્ક્વેર.' (ગ.)
વર્ગણા સ્ત્રી. [સં.] સજાતીય વસ્તુઓનો સમુદાય. (જૈન.)
વર્ગણી સ્ત્રી. [સં. वर्गणा + ગુ. 'ઈ' ત.પ્ર.] સમૂહમાં રહેલને અલગ અલગ છાંટવાની ક્રિયા, પૃથક્કૃતિ, પૃથક્કરણ. (૨) લવાજમ. (૩) ફાળો [કરનાર
વર્ગણી-કાર [+ સં. °कार] વર્ગણી કરનાર, પૃથક્કરણ
વર્ગ-તપ ન. [+ સં. तपस् ન.] કાળની મર્યાદાવાળું એક પ્રકારનું તપ કે વ્રત. (જૈન.) [અન્યાય
વર્ગ-ન્યાય પું. [સં.] એક સમૂહને હાથે થતો બીજા સમૂહને
વર્ગ-પદ ન. [સં.] વર્ગ-મૂળ. (ગ.)
વર્ગ-પદી સ્ત્રી. [સં.] બીજ-ગણિતનું એક ખાસ સમીકરણ, 'ક્વૉડ્રૅટિક ઇક્વેશન.' (ગ.)
વર્ગ-પદ્ધતિ સ્ત્રી. [સં.] કક્ષા-વાર વિદ્યાર્થીઓ કે સમૂહની વ્યક્તિઓને ક્રમમાં મૂકવાની રીત
વર્ગ-પૂર્તિ સ્ત્રી. [સં.] વર્ગ-મૂળ બરોબર નીકળી શકે તેવી રકમ બનાવવી એ. (ગ.) [ગુણાકાર. (ગ.)
વર્ગ-ફલ(-ળ) ન. [સં.] તેની તે રકમ ગુણતાં આવતો
વર્ગ-ફેર પું. [+ જુઓ 'ફેર.'] વર્ગનો ફેર-બદલો
વર્ગ-ભેદ પું. [સં.] લોકોમાંની જુદી જુદી કક્ષા કે વિદ્યા સંપત્તિ વગેરેના દરજ્જાને કારણે જોવામાં આવતો તફાવત (જેવા કે ગરીબ-તવંગર, ભણેલા-અભણ, નોકરિયાત-ધંધા-દાર-માલિક વગેરેનો)
વર્ગ-મિશ્રણ ન. [સં.] જુદી જુદી કક્ષા કે દરજ્જો ધરાવનારાઓનું એકત્રીકરણ ['સ્ક્વેર -રૂટ.' (ગ.)
વર્ગ-મૂલ(-ળ) ન. [સં.] વર્ગરૂપ ગુણાકારની મૂળ સંખ્યા
વર્ગ-વારી સ્ત્રી. [સં वर्ग + ગુ. 'વાર' + 'ઈ' ત.પ્ર.] વર્ગ-કક્ષા – દરજ્જા પ્રમાણેની છાંટણી કે તારવણી, વર્ગીકરણ
વર્ગ-વિગ્રહ પું. [સં.] સમાજમાંની ભિન્ન ભિન્ન કક્ષા કે દરજ્જાને કારણે ઊંચાં-નીચાં વચ્ચેનો ઝઘડો, 'ક્લાસ-વૉર'
વર્ગ-વિગ્રહ-વાદ પું [સં.] વર્ગ-વિગ્રહનો સિદ્ધાંત, 'ક્લાસિઝમ'
વર્ગવિગ્રહવાદી વિ. [સં.,પું.] વર્ગ-વિગ્રહના સિદ્ધાંતમાં માનનારું
વર્ગ-વ્યવસ્થા સ્ત્રી. [સં.] શાળાની શ્રેણીઓની ગોઠવણ
વર્ગ-શિક્ષક પું. [સં.] શાળાની તે તે શ્રેણીનો હવાલો ધરાવનાર શિક્ષક
વર્ગ-શિક્ષણ ન. [સં.] શાળાની તે તે શ્રેણીમાં કરાવવામાં આવતો અભ્યાસ, ધોરણ પ્રમાણેનું શિક્ષણ
વર્ગસત્તાક વિ. [સં.] અમુક એક વર્ગની સત્તાથી ચાલતું રાજ્ય-તંત્ર, 'ઑલિગાર્કિક' [કરણ. (ગ.)
વર્ગ-સમીકરણ ન. [સં.] વર્ગમૂળ કાઢવાનું હોય તેનું સમી-
વર્ગ-સંક્રમણ (-સઙ્ક્રમણ) ન. [સં.] બે સંખ્યાની બાદબાકી અને એ જ બે સંખ્યાના વર્ગની બાદબાકી આપેલી હોય તેના ઉપરથી અસલ સંખ્યા શોધી કાઢવી એ. (ગ.)
વર્ગ-સૂચક વિ. [સં.] ચોક્કસ પ્રકાર બતાવનારું, લાક્ષણિક, 'ટીપિકલ' (ર.છો.)
વર્ગાત્મક વિ. [સં. वर्ग-आत्मन् + क] ભિન્ન ભિન્ન શ્રેણીઓના રૂપનું. (૨) જેમાં વર્ગની રકમ કે રકમો હોય તેવું, 'ક્વૉડ્રૅટિક.' (ગ.)
વર્ગાભિમાન ન. [સં. वर्ग + अभि-मान, પું.] પોતાની કક્ષા દરજ્જાનો ગર્વ, 'ક્લાસ-કૉન્શિયસ-નેસ' [કૉન્શિયસ'
વર્ગાભિમાની વિ. [સં.,પું.] વર્ગાભિમાન રાખનારું, 'ક્લાસ-
વર્ગાવર્ગી સ્ત્રી. [સં. वर्ग-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વર્ગ-ભેદ.' (૨) ઉપરની પાયરીનો અધિકારી રજા ઉપર જતાં નીચેની પાયરીના અધિકારીને કામચલાઉ સોંપવામાં આવતો એ અધિકાર
વર્ગાંતર (વર્ગાન્તર) ન. [સં. वर्ग + अन्तर] બીજો બીજો વર્ગ. (૨) બે સંખ્યાના વર્ગો વચ્ચેનો તફાવત. (ગ.) [વર્ગનું
વર્ગી વિ. [સં.,પું.] વર્ગ-સંબંધી, વર્ગીય. (૨) એક જ
વર્ગી-કરણ ન, [સં.] ભિન્ન ભિન્ન જાતિ કક્ષા દરજ્જો વગેરેની અલગ અલગ છાંટણી, પૃથક્કરણ, પ્રતબંધી, પ્રતવારી, 'ક્લાસિફિકેશન'
વર્ગીકરણ-વિજ્ઞાન ન. [સં.] પૃથક્કરણ કરવાની ખાસ પ્રકારની વિદ્યા, 'ટેક્સૉનોમી'
વર્ગી-કૃત વિ. [સં.] જેનું વર્ગીકરણ કરવામાં આવેલું હોય તેવું, વર્ગ પ્રમાણે અલગ અલગ છાંટેલું
વર્ગીય વિ. [સં.] જુઓ 'વર્ગી.'
વર્ગોત્તમ વિ. [સં वर्ग + उत्तम] જેમાં રહેલો ગ્રહ શુભ હોય તેવો રાશિઓનો સમૂહ. (જ્યો.)
વર્ગોદય પું. [સં. वर्ग + उदय] એક અમુક કક્ષાના કે દરજ્જાના લોકોની ચડતી

**વર્ગોપવર્ગ** પું. [સં. वर्ग + उप-वर्ग] કક્ષા દરજ્જો અને એની પેટા કક્ષા કે પેટા દરજ્જો, વર્ગ અને પેટા-વર્ગ

**વર્ચસ** ન. [સં.वर्चस्] તેજ, આભા, 'પ્રભાવ, 'ઓ.' (૨) પ્રભુત્વ, મહત્ત્વ, સર્વોપરિતા. (૩) શક્તિ, બળ, તાકાત

**વર્ચસ્વ** ન [સં वर्चस्विन्-वर्चस्वीમાં 'वर्चस्व મૂળ શબ્દ હોવાની ભ્રાંતિથી ઊભો થયેલો શબ્દ; જ્યારે સં. वर्चस्+विन्‌થી वर्चस्वी છે.] જુઓ 'વર્ચસ.'

**વર્ચસ્વંતું** (વર્ચસ્વન્તું) વિ. [સં. वर्चस्वत्‌માંના સં. °वत्> પ્રા. °वंत + ગુ. 'ઉ'' સ્વાર્થે ત.પ્ર.] વર્ચસવાળું, ખૂબ પ્રભાવશાળી

**વર્ચસ્વિની** વિ., સ્ત્રી. [સં.] વર્ચસ્વી સ્ત્રી

**વર્ચસ્વી** વિ. [સં.,પું.] જુઓ 'વર્ચસ્વંતું.'

**વર્જન** ન. [સં.], -ના સ્ત્રી. [સં.] વર્જવું એ, ત્યાગ કરવો કે તરછોડવું એ [નિષિદ્ધ

**વર્જનીય** વિ. [સં.] ત્યાગ કરવા જેવું. (૨) મના કરેલું,

**વર્જવું** સ.ક્રિ. [સં. वृज्-वर्ज्, તત્સમ] છોડી દેવું, જતું કરવું, વરજવું. (૨) તરછોડી નાખવું. (૩) મના કરવી. **વર્જાવું** કર્મણિ., ક્રિ. **વર્જાવવું** પ્રે., સ.ક્રિ.

**વર્જાવવું, વર્જાવું** જુઓ 'વર્જવું'માં.

**વર્જિત** વિ. [સં.] વર્જવામાં આવેલું, દૂર કરવામાં આવેલું

**વર્જ્ય** વિ. [સં.] જુઓ 'વર્જનીય.' [જેવું, પ્રાથમિક

**વર્જ્યાવર્જ્ય** વિ. [+સં. अ-वर्ज्य] વર્જવા જેવું અને ન વર્જવા

**વર્ડિક્ટ** પું., ન, [અં.] ફેંસલો

**વર્ણ** પું., [સં.] રંગ. (૨) તે તે વર્ગનો વિશાળ સમૂહ, જ્ઞાતિ, ન્યાત, જાત. (૩) (લા.) રૂપ, સૌંદર્ય. (૪) ઉચ્ચારણના મૂળ ધ્વનિનું તે તે ઉચ્ચરિત સ્વરૂપ (સ્વરો અને વ્યંજનો). (વ્યા.) (૫) તે તે ઉચ્ચારણ માટેનો વાણીનો લિપિ-ગત સંકેત, હરફ઼ત. (વ્યા.)

**વર્ણક** ન. [સં.] વર્ણનાત્મક નિરૂપણ (જે તે સૂત્ર-ગ્રંથોમાં વ્યક્તિ સ્થાન વગેરેનાં વર્ણન એક વાર વ્યવસ્થિત આવી ગયા પછી ફરી આવતાં વર્ણકો કહી પુનરુક્તિ નથી કરવામાં આવતી. આ વર્ણકો ખૂબ જ અલંકારમય હોય છે. મધ્ય ગુ.માં પણ આવાં વર્ણક જૈન ગ્રંથોમાં પ્રચલિત હતાં.)

**વર્ણ-કર્મ** ન. [સં.] બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ તે તે જાતિનું સ્વાભાવિક તે તે કામ

**વર્ણ-ક્રમ** પું. [સં.] વર્ણમાળાના અક્ષરોની આનુપૂર્વી, મૂળાક્ષરનો ક્રમ, 'આલ્ફાબેટિકલ ઑર્ડર'

**વર્ણક્રમાનુસારી** વિ. [+સં. अनुसारी, પું.] વર્ણનો વર્ણમાળા પ્રમાણેનો ક્રમ જળવાઈ રહ્યો હોય તેવું, મૂળાક્ષરના ક્રમ પ્રમાણેનું [કરવાની એક પદ્ધતિ, 'ક્રોમોપથી'

**વર્ણ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] રંગોની મદદથી સારવાર

**વર્ણ-ચોર** પું. [સં.] શરીરના રંગની ચોરી કરનાર (હકીકતે સમાનરંગી માણસ) [તિથિ. (સંજ્ઞા.)

**વર્ણ-છઠ** (-ઠ્ય) સ્ત્રી. [+ જુઓ 'છઠ.'] શ્રાવણ સુદિ છઠની

**વર્ણ-જ્યેષ્ઠ** વિ., પું. [સં.] બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોમાંનો સૌથી આગલો વર્ણ, બ્રાહ્મણ

**વર્ણ-દંડ** (-દણ્ડ) પું. [સં.] ઇચ્છેલા અક્ષરની સેહાંક સંખ્યાનું ઉત્તરોત્તર અડધું કરતાં જે એક પંક્તિ આવે તે એક પંક્તિ. (ગ.) [જિક તે તે ફરજ કે ક્રિયા

**વર્ણ-ધર્મ** પું. [સં.] તે તે જ્ઞાતિની ધાર્મિક તેમજ સામા-

**વર્ણન** ન. [સં.] વર્ણવવું એ, નિરૂપણ, બયાન, હકીકત, આલેખન, 'ડિસ્ક્રિપ્શન' (મ.ન.) (૨) (લા.) પ્રશંસા

**વર્ણન-કવિતા** સ્ત્રી., **વર્ણન-કાવ્ય** ન. [સં.] વર્ણનાત્મક કાવ્ય, નિરૂપણાત્મક કાવ્ય. 'ઑબ્જેક્ટિવ પોએટ્રી,' 'નૅરેટિવ પોએમ,' 'નૅરેટિવ પોએટ્રી' (છેલ્લા બે બ.ક.ઠા.)

**વર્ણન-પત્ર** પું. [સં.,ન.] હકીકતવાળો કાગળ કે પત્તું

**વર્ણન-શૈલી** સ્ત્રી. [સં.] કહી બતાવવાની ખાસ રોચક રીત

**વર્ણનાતીત** વિ. [+સં. अतीत] જેનું વર્ણન થઈ જ ન શકે તેવું, લોકોત્તર, અનિર્વચનીય

**વર્ણનાત્મક** વિ. [+સં. आत्मन् + क] વર્ણનના રૂપમાં રહેલું, નિરૂપણાત્મક, 'ડિસ્ક્રિપ્ટિવ,' 'કૉન્ક્રીટ' (પો.ગો.), [૦ કવિતા સ્ત્રી. [સં.] જુઓ 'વર્ણન-કવિતા.'-'નૅરેટિવ પોએમ'-'નૅરેટિવ પોએટ્રી' (દ.બા.) [જેવું, વર્ણ્ય

**વર્ણનીય** વિ. [સં.] વર્ણન કરવા જેવું, નિરૂપણ કરવા

**વર્ણ-પટ,-ટ્ટ** પું. [સં,] રંગોનો પડદો. 'સ્પેક્ટ્રમ' (કે.હ.) (૨) પ્રકાશને ઝાંખો પાડી દૂરના પદાર્થ જોવાનું યંત્ર

**વર્ણ-ભેદ** પું. [સં.] જુદી જુદી ન્યાતોનો એકબીજીનો તફાવત, કોમ-ભેદ, જાતિ-ભેદ [વર્ણાત્મક

**વર્ણમય** વિ. [સં.] અક્ષરોના રૂપમાં રહેલું, અક્ષરાત્મક,

**વર્ણ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] સૂર્યની આસપાસનું લાલ રંગનું વરાળ-રૂપ આવરણ, 'ક્રોમોસ્ફિયર'

**વર્ણ-માલા-(ળા)** સ્ત્રી. [સં.] ઉચ્ચારણના ધ્વનિ-ઘટકો અને એના સંકેતોની હાર-માળા, માતૃકા, કક્કો

**વર્ણ-મૂષા** સ્ત્રી. [સં.] સોનું વગેરે ઓગાળવાની ખાસ પ્રકારની એક કુલડી

**વર્ણ-યતિ** પું. [સં.] સંગીતનો એક તાલ, ચોતાલ. (સંગીત.)

**વર્ણ-લગ્ન** ન. [સં.] સવર્ણ લગ્ન, પોતાની ન્યાતમાં થતો વિવાહ, સજ્ઞાતીય લગ્ન (વર અને કન્યા એક જ જ્ઞાતિના હોતાં) [સંકેતોના સ્વરૂપની અંકન-પદ્ધતિ

**વર્ણ-લિપિ** સ્ત્રી. [સં.] ઉચ્ચારણના પ્રતિનિધિ તરીકે લખાતા

**વર્ણ-લેખ** પું. [સં.] જુઓ 'વર્ણ-પટ.'

**વર્ણલેખક-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] સાતે રંગો બતાવનારું સાધન. 'સ્પેક્ટ્રોસ્કોપ'

**વર્ણ-લેખન** ન. [સં.] ચિત્રણ

**વર્ણલેખ(૦ન) યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'વર્ણલેખક-યંત્ર.'

**વર્ણ-લોપ** પું. [સં.] ઉચ્ચરિત અક્ષરનું ઊડી જવું એ. (વ્યા.)

**વર્ણવવું** સ.ક્રિ. [સં. वर्ण् દ્વારા ગુ. વિકાસ, 'અવ' વિકરણ દ્વારા] વર્ણન કરી બતાવવું, વિગતે કહી બતાવવું. (૨) (લા,) વખાણવું. **વર્ણવાવું** કર્મણિ., ક્રિ. **વર્ણવાવવું** પ્રે.,સ.ક્રિ. [અક્ષરનો ગણમેળ છંદ. (પિં.)

**વર્ણ-વાગી(-ઘે)શ્વરી** પું. [સં.,સ્ત્રી.] એ નામનો એક ૨૩

**વર્ણ-વાદ** પું. [સં.] હિંદુઓના ચાર મુખ્ય વર્ણ અને પેટા વર્ણો હોવા જોઈયે અને ચાલુ રહેવા જોઈયે એવો મત-સિદ્ધાંત

**વર્ણવાદી** વિ. [સં.,પું.] વર્ણ-વાદમાં માનનારું

**વર્ણવાવવું, વર્ણવાવું** જુઓ 'વર્ણવવું'માં.

**વર્ણ-વિકાર** પું., **વર્ણ-વિકૃતિ** સ્ત્રી. [સં.] રંગ કે રંગોમાં થતો ફેરફાર. (૨) સ્વર-વ્યંજનરૂપ તે તે ઉચ્ચારણમાં થતો વાચિક ફેરફાર. (વ્યા.)

**વર્ણ-વિચાર** પું. [સં.] ઉચ્ચારણના ધ્વનિ-ઘટકોની વિવિધ પ્રક્રિયાઓની વિચારણા. (૨) વર્ણોમાં થતા વિકાર વગેરેનો વિચાર. (વ્યા.)

**વર્ણ-વિન્યાસ** પું. [સં.] અક્ષરો લખવાનું કાર્ય

**વર્ણ-વિપર્યય** પું. [સં.] જુઓ 'વર્ણ-વ્યત્યય'-'મેટાથીસિસ.'

**વર્ણ-વૃત્ત** ન. [સં.] નક્કી થયેલી અક્ષર-સંખ્યાવાળો તે તે છંદ, અક્ષર-મેળ છંદ. (એનો ગણ-મેળ એવો એક પ્રકાર.) (પિં.)

**વર્ણ-વ્યત્યય, વર્ણ-વ્યત્યાસ** પું. [સં.] શબ્દના વિકાસમાં આંતરિક સ્વર કે વ્યંજનનું સ્થાન ઉપર ઊલટ-પલટ થઈ જવું એ, 'ટ્રાન્સ્પોઝિશન ઑફ લેટર્સ' (હ. ભા.), 'મેટાથીસિસ.' (વ્યા.)

**વર્ણ-વ્યવસ્થા** સ્ત્રી. [સં.] હિંદુઓની બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ પ્રકારની ગોઠવણ, ચાર વર્ણોનું સામાજિક ચોકઠું, 'કાસ્ટ-સિસ્ટમ'

**વર્ણ-શ્રુતિ** સ્ત્રી. [સં.] સ્વરવાળું સંપૂર્ણ એક ઉચ્ચારણ, અક્ષર, વર્ણી, 'સિલેબલ.' (વ્યા.)

**વર્ણ-શ્રેષ્ઠ** પું. [સં.] બ્રાહ્મણ

**વર્ણ-ષષ્ઠી** સ્ત્રી. [સં.] જુઓ 'વર્ણ-ષષ્ઠ.' (સંજ્ઞા.)

**વર્ણ-સગાઈ** સ્ત્રી. [+ જુઓ 'સગાઈ.'] ગદ્ય-પદ્યની રચનામાં સમાન વર્ણ સ્વર વગેરેની આવર્તનાત્મક પદ્ધતિ, અનુ-પ્રાસ, 'એલિટરેશન' (રા.વિ.) (કાવ્ય.)

**વર્ણ-સંકર** (-સઙ્કર) વિ. [સં.] બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોમાંના પોતપોતાને છોડી બીજા બીજા વર્ણમાં લગ્ન કરવાથી ઉત્પન્ન થયેલું (સંતાન)

**વર્ણસંકર-કારક** (-સઙ્કર-) વિ. [સં.], **વર્ણસંકર-કારી** (-સઙ્કર-) વિ. [સં.,પું.] વર્ણોની સંકરતા કરનારું

**વર્ણસંકર-તા** (-સઙ્કર-) સ્ત્રી. [સં.] વર્ણોનો અંદર અંદર લોહી-સંબંધે થતો ગોટાળો, વર્ણ-સાંકર્ય

**વર્ણ-સંધિ** (-સન્ધિ) સ્ત્રી. [સં.,પું.] અક્ષરોનું એકબીજાની સાથે જોડાણ થવું એ

**વર્ણ-સાંકર્ય** (-સાઙ્કર્ય) ન. [સં.] જુઓ 'વર્ણસંકર-તા.'

**વર્ણ-સ્થાન** ન. [સં.] મોઢામાંથી જ્યાં જ્યાંથી તે તે સ્વર કે વ્યંજન ઉચ્ચરિત થાય છે તે તે સ્થાન

**વર્ણ-સ્થિતિ** સ્ત્રી. [સં.] જુઓ 'વર્ણ-વિન્યાસ.'

**વર્ણ-હીન** વિ. [સં.] જેને કોઈ ન્યાત જાત ન હોય તેવું. (૨) જેના ઉચ્ચારણમાં કોઈ વર્ણ બોલાવો રહી ગયો હોય તેવું

**વર્ણાચાર** પું. [સં વર્ણ +आ-चार] જુઓ 'વર્ણ-કર્મ'-'વર્ણ-ધર્મ.'

**વર્ણાત્મક** વિ. [સં. वर्ण + आत्मन् + क] અક્ષરના રૂપમાં રહેલું, વર્ણમય

**વર્ણાનુક્રમ** પું., **-મણિકા, -મણી** સ્ત્રી. [સં. वर्ण + अनु-क्रम, -मणिका,-मणी] મૂળાક્ષરની વર્ણમાળાના ક્રમ પ્રમાણેની ગોઠવણી, 'આલ્ફાબેટિક ઑર્ડર'

**વર્ણાનુપ્રાસ** પું. [સં. वर्ण + अनु-प्रास] જુઓ 'વર્ણ-સગાઈ.'

**વર્ણાલંકાર** (-લઙ્કાર) પું. [સં. वर्ण + अलंकार] શબ્દાલંકાર, વર્ણ-સગાઈ. (૨) સંગીતમાં ચોક્કસ પ્રકારની સ્વરો અને વ્યંજનોની ગોઠવણી. (સંગીત.)

**વર્ણાવર્ણ** પું. [સં. वर्ण + अ-वर्ण] ચાર વર્ણ અને એનો બહારનો માનવ-સમૂહ [હોવાની પરિસ્થિતિ

**વર્ણાવર્ણી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] અનેક જ્ઞાતિઓ

**વર્ણાશ્રમ** પું. [સં. वर्ण + आ-श्रम] બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ તથા બ્રહ્મચર્ય ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમ

**વર્ણાશ્રમ-ધર્મ** પું. [સં.] વર્ણ અને આશ્રમની પદ્ધતિમાં માનનારો સનાતન વેદપ્રણાલિકાનો સ્માર્ત ધર્મ, હિંદુ ધર્મ

**વર્ણાંતર** (વર્ણાન્તર) [સં. वर्ण + अन्तर] બીજો વર્ણ, બીજી જ્ઞાતિ, જુદી ન્યાત. (૨) બીજો બીજો અક્ષર. (૩) બીજી લિપિમાં પરિવર્તન, 'ટ્રાન્સલિટરેશન'

**વર્ણાંતર-લગ્ન** (વર્ણાન્તર) ન. [સં.] જ્ઞાતિ બહારનાં લગ્ન, 'ઇન્ટર-કાસ્ટ-મૅરે(રી)જ.' [જોઈ ન શકે તેવું

**વર્ણાંધ** (વર્ણાન્ધ) વિ. [સં. वर्ण + अन्ध] જેની આંખ રંગ

**વર્ણિત** વિ. [સં.] વર્ણવેલું, નિરૂપેલું

**વર્ણિ-વેશ(-ષ)** પું. [સં.] બ્રહ્મચારીનો સ્વાંગ

**વર્ણી**[1] વિ. [સં.,પું.] વર્ણને લગતું, રંગને લગતું. (૨) જ્ઞાતિ-જાતિને લગતું. (૩) અક્ષરના ઉચ્ચારણવાળું. (૪) પું. બ્રહ્મચારી. (૫) અક્ષર, શ્રુતિ, 'સિલેબલ' (બ.ક.ઠા.)

**વર્ણી**[2] સ્ત્રી. [સં. वर्ण + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વર્ણ-શ્રુતિ.' ['શ્યામ-વર્ણું' વગેરે)

**-વર્ણું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] વર્ણવાળું. (સમાસમાં

**વર્ણો** પું. [સં. वरणक- > પ્રા. वरणअ-] એ નામનું એક વૃક્ષ

**વર્ણોચ્ચાર** પું. [સં. वर्ण + उच्चार] સ્વરવ્યંજનનું ઉચ્ચારણ

**વર્ણોત્પત્તિ** સ્ત્રી. [સં. वर्ण + उत्पत्ति] જ્ઞાતિઓનો વિકાસ. (૨) સ્વર વ્યંજન એ અક્ષરોનો વિકાસ

**વર્ણોપગુણ** પું. [સં. वर्ण + उप-गुण] સંખ્યાના સંબંધવાળો આંકડો, 'કોએફિસન્ટ લિટરલ.' (ગ)

**વર્ણ્ય** વિ. [સં.] જુઓ 'વર્ણનીય.'

**વર્તણૂક** સ્ત્રી. [જુઓ 'વર્તવું' દ્વારા.] ચાલ-ચલગત, આચરણ-'કેરેક્ટર.' (આ 'વર્તાવ' નથી.) [(૨) વર્તાવ 'ટ્રીટમેન્ટ'

**વર્તન** ન. [સં.] વૃત્તિ. (૨) જુઓ 'વર્તણૂક'-'બિહેવિયર.'

**વર્તન-કોણ** પું. [સં.] પ્રકાશનું કિરણ પ્રવાહીમાં દાખલ થતાં વાંકું વળી જાય એ વાંકનો ખૂણો ['પ્રોગ્રામ'

**વર્તન-ક્રમ** પું. [સં.] પાળવાના નિયમોની ક્રમિક પરંપરા,

**વર્તન-માપક** ન. [સં.] જુઓ 'વક્રતા-માપક.'

**વર્તન-હામી** સ્ત્રી. [+ જુઓ 'હામી.'] સારી વર્તણૂકની જામીનગીરી

**વર્તની** સ્ત્રી, [સં. वर्तन દ્વારા, હિં,] (શબ્દોમાં સ્વર-વ્યંજનની લેખન માટે સ્વીકૃત) જોડણી, 'સ્પેલિંગ'

**વર્તન-વાદ** પું. [સં.] વર્તણૂકની ઉપર માનસશાસ્ત્રનો આધાર છે એવો મત-સિદ્ધાંત, 'બિહેવિયરિઝમ' [યરિસ્ટિક'

**વર્તનવાદી** વિ. [સં.,પું.] વર્તન-વાદમાં માનનારું 'બિહેવિ-

**વર્તમાન** વિ. [સં.] હાલનું, સાંપ્રત, વિદ્યમાન, આધુનિક, હમણાંનું. (૨) ચાલુ, જારી, (૩) પું.,બ.વ. વૃત્ત, સમાચાર,

ખબર. (૪) સ્વામિનારાયણ સંપ્રદાયના નવ દીક્ષિતે લેવાના નિયમ

**વર્તમાનકાલ(-ળ)** પું. [સં.] આજની કે ચાલુ સમયની ક્રિયા બતાવનારો ક્રિયાપદનો કાળ, 'પ્રેઝન્ટ ટેન્સ.' '(વ્યા.) [સમયને લગતું

**વર્તમાનકાલીન, વર્તમાનકાલીય** વિ. [સં.] ચાલુ કે હાલના

**વર્તમાન-કૃદંત (-કૃદન્ત)** ન. [સં.] ચાલુ ક્રિયાવાચક વિશેષણાત્મક એક પ્રકારનું ક્રિયા-રૂપ. (વ્યા.)

**વર્તમાન-પત્ર** ન. [સં.] સમાચાર આપનારું છાપું, સામયિક વૃત્ત-પત્ર, 'ન્યૂસ-પેપર' (મ.ર.)

**વર્તમાનપત્ર-કાર** પું. [સં.] સમાચાર-પત્રમાં સમાચાર તંત્રી-લેખ વગેરે લખનાર વ્યક્તિ, 'જર્નાલિસ્ટ'

**વર્તમાનપત્રકાર-ત્વ** ન. [સં.] વર્તમાનપત્રકારનું કાર્ય, 'જર્નાલિઝમ' ('વર્તમાનપત્રકારિ-ત્વ' એ અસિદ્ધ શબ્દસ્વરૂપ છે.)

**વર્તમાનપત્રી** વિ. [સં.,પું.] જુઓ 'વર્તમાનપત્ર-કાર.'

**વર્તમાન-પ્રતિબંધ (-બન્ધ)** પું. [સં.] વર્તમાન સમયે તત્ત્વ-જ્ઞાન ન થવા દે તેવી ચાર પ્રકારની અડચણ. (વેદાંત.)

**વર્તવું** અ.ક્રિ. [સં. वृत्-वर्त्. તત્સમ] વર્તન-કરવું, આચરણ કરવું, આચરવું, વ્યવહરવું, ચાલવું. ('વરતવું'નો અર્થભેદ છે; 'પારખવું' 'ઓળખવું' એ અર્થ 'વર્તવું'નો નથી.) **વર્તાવું** ભાવે., ક્રિ. **વર્તાવવું** પ્રે.,સ.ક્રિ.

**વર્ષ** ન. [સં.,પું.,ન.] બાર મહિનાના સમયનો એકમ, વરસ, સાલ, (૨) (સં. પરિભાષામાં) દેશ (જેમકે 'ભારત-વર્ષ' 'વગેરે). [૦ **ઊતરવું** (રૂ.પ્ર.) વરસ પૂરું થવું. (૨) વરસ પાકની દૃષ્ટિએ નીવડવું (સારું યા નબળું). ૦ **બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) વરસનો આરંભ થવો. ૦ **વળવું** (રૂ.પ્ર.) દુકાળ પછીના વર્ષે સુકાળ થવો]

**વર્તાવ** પું. [જુઓ 'વર્તવું + ગુ. 'આવ' કૃ.પ્ર.] આચરણ, રીત-ભાત, 'બિહેવિયર' '(આ 'વર્તણૂક' નથી.) (૨) વર્તન, 'ટ્રીટમેન્ટ'

**વર્તાવવું,વર્તાવું** જુઓ 'વર્તવું'માં. [કરવાની પીંછી

**વર્તિ, -ર્તિકા** સ્ત્રી. સ્ત્રી. [સં.] વાટ, દિવેટ. (૨) ચિત્ર

**વર્તિષ્યમાણ** વિ. [સં.] હવે થવાનું કે હોવાનું, ભવિષ્યનું,

**વર્તી**[1] સ્ત્રી. [સં.] જુઓ 'વર્તિ.' ['કેંદ્ર-વર્તી')

**-વર્તી**[2] વિ. [સં.,પું.] રહેનારું. (સમાસમાં ઉત્તર પદમાં:

**વર્તુલ(-ળ)** વિ. [સં.] ગોળાકાર, ગોળ ઘાટનું. (૨) ન. ગોળ આકૃતિ, ચક્ર, ચક્કર, કૂંડાળું, 'સર્કલ.' (૩) ભ્રમણ, ભમરી (પાણી વગેરેમાં). (૪) મંડળ, સમૂહ, ગોળ

**વર્તુલ(-ળ)-કટિ(-ટી)બંધ (-બન્ધ)** પું. [સં.] બે સમાંતર જ્યા વચ્ચે આવેલો વર્તુળનો ભાગ. (ગ.)

**વર્તુલ(-ળ)-ત્રિજ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'વક્રતા-ત્રિજ્યા.'

**વર્તુલ(-ળ)-પાદ** પું. [સં.] કૂંડાળાનો ચોથો ભાગ, 'ક્વૉડ્રન્ટ' (ગ.)

**વર્તુલ(-ળ)-પ્રમાણ** ન. [સં.] અન્યોન્યાશ્રય નામનો એક દોષ, 'પેટિશિયો પ્રિન્સિપિઆઇ' (મ.ર.) (તર્ક.)

**વર્તુલ(-ળ)-માર્ગ** પું. [સં.] ગોળાકાર રસ્તો, 'રિંગ-રોડ'

**વર્તુલ-(-ળ)-મિતિ** સ્ત્રી. [સં.] ગોળ ગણિતની રીત. (ગ.)

**વર્તુળ(-ળ)-વિભાગ** પું. [સં.] કૂંડાળાની અંદરનો આકૃતિ કે રેખાથી બતાવેલો તે ભાગ

**વર્તુલ(-ળ)-સ્તંભ (-સ્તમ્ભ)** પું. [સં.] કાટખૂણ ચતુષ્કોણની એક બાજુને સ્થિર રાખી એની ફરતે એ કાટખૂણ-કોણનું એક ગોળ કૂંડાળું ફેરવવાથી થતી ઘન આકૃતિ

**વર્તુલા(-ળા)કાર** પું. [+ સં. आ-कार] ગોળ ઘાટ, કૂંડાળું. (૨) ગોળ ઘાટનું, ગોળાકાર, 'સર્ક્યુલર'

**વર્તુલા(-ળા)કારી** વિ. [સં.,પું.] જુઓ 'વર્તુલાકાર(૨).'

**વર્તુલા(-ળા)કૃતિ** સ્ત્રી. સં.[+ आ-कृति] ગોળ આકાર. (૨) વિ. ગોળાકાર [એક આસન. (યોગ.)

**વર્તુલા(-ળા)સન** ન. [+ સં आसन] એ નામનું યોગનું

**વર્તુ-શૂળ** ન. [પૂર્વપદ અસ્પષ્ટ + જુઓ 'શૂળ.'] ઢોરનો એ નામનો શ્વાસ ચડવાનો રોગ

**વર્તુળ** જુઓ 'વર્તુલ.'

**વર્તુળ-કટિ(-ટી)-બંધ (બન્ધ)** જુઓ 'વર્તુલ-કટિ(-ટી)બંધ.'

**વર્તુળ-ત્રિજ્યા** જુઓ 'વર્તુલ-ત્રિજ્યા.'

**વર્તુળ-પાદ** જુઓ 'વર્તુલ-પાદ.'

**વર્તુળ-પ્રમાણ** જુઓ 'વર્તુલ-પ્રમાણ.'

**વર્તુળ-મિતિ** જુઓ 'વર્તુલ-મિતિ.'

**વર્તુળ-માર્ગ** જુઓ 'વર્તુલ-માર્ગ.'

**વર્તુળ-વિભાગ** જુઓ 'વર્તુલ-વિભાગ.'

**વર્તુળ-સ્તંભ (-સ્તમ્ભ)** જુઓ 'વર્તુલ-સ્તંભ.'

**વર્તુળાકાર, વર્તુળાકૃતિ** જુઓ 'વર્તુલાકાર'.

**વર્તુળાકારી** જુઓ 'વર્તુલાકારી.'

**વર્તુળાસન** જુઓ 'વર્તુલાસન.'

**વર્તુળાકૃતિ** જુઓ 'વર્તુલાકૃતિ.'

**-વર્ધક** વિ. [સં.] વધારનારું. (સમાસમાં: 'હિત-વર્ધક' વગેરે), 'એન્લાર્જર.' (૨) ન. વધારો, વૃદ્ધિ, 'એન્લાર્જમેન્ટ'

**વર્ધન** ન. [સં.] વધવું એ, વૃદ્ધિ, વધારો. (૨) આબાદી

**વર્ધની** સ્ત્રી. [સં.] સાવરણી

**વર્ધમાન** વિ. [સં.] વધતું જતું. (૨) ઉન્નતિ પામતું, ચડતી પામતું. (૨) પું. મહાવીર સ્વામી (૨૪ માં તીર્થંકરનું નામ). (સંજ્ઞા.) (૩) ન. ઉત્તર સૌરાષ્ટ્રનું ભોગાવા ઉપરનું એ નામનું પ્રાચીન નગર (વર્ધમાન મહાવીરના નામ પરથી), વઢવાણ. (સંજ્ઞા.) (૪) એ નામનો મકાનનો એક પ્રકાર. (સ્થાપત્ય.)

**વર્ધમાનક** ન. [સં.] આગળ વધવાની ક્રિયા. (૨) ઢાંકણું

**વર્ધમાન-પુર** ન. [સં.] જુઓ 'વર્ધમાન(૩).

**વર્ધા** ન. [સં वर्धक-▶ પ્રા.वद्धअ, મરા.] મહારાષ્ટ્રમાં નાગપુર નજીક આવેલું એક પ્રાચીન નગર, વૃદ્ધિ-નગર (જ્યાં ગાંધીજીનો આશ્રમ છે.) (સંજ્ઞા.)

**વર્ધિત** વિ. [સં.] વધારવામાં આવેલું, ઉમેરવામાં આવેલું

**વર્ધિતાપરોક્ષ** ન. [સં. वर्धित + अ-परोक्ष] ઉમેરવામાં આવેલા નિર્દેશકોનો તરતનો સંબંધ (મ.ન.) (ગ.)

**વર્ધિષ્ણુ** વિ. [સં.] વધવાની ઇચ્છાવાળું. ઉન્નતિ ચાહનારું, સમૃદ્ધિ ઇચ્છનારું

**વર્નાક્યુલર** વિ. [અં.] સ્થાનિક ભાષા-સંબંધી, પ્રાંતીય-ભાષા-સંબંધી. (૨) ગુલામોની-ભાષા-સંબંધી. (૩) સ્ત્રી. એવી તે તે પ્રકારની ભાષા [પટ્ટી–'મેજર-પટ્ટી'

**વર્નિયર** પું. [અં.] નાનામાં નાનું માપ લેવાની એક પ્રકારની

**વર્મ** ન. [સં.] બખ્તર, કવચ. (૨) રક્ષણ, આશરો
**વર્મદી** સ્ત્રી. એક પ્રકારની વનસ્પતિ, મેંદી
**વર્મા** પું. [સં.] 'ક્ષત્રિય'(રાજપૂત)ની પ્રાચીન ઓળખ માટેનો શબ્દ કે અવટંક. (સંજ્ઞા.)
**-વર્ય** વિ. [સં.] ઉત્તમ, શ્રેષ્ઠ (સમાસમાં ઉત્તર પદમાં : 'નૃપ-વર્ય' 'ક્ષત્રિય-વર્ય' વગેરે)
**વર્યા** સ્ત્રી. [સં.] સ્વયંવરમાં વર પસંદ કરવા નીકળેલી કન્યા. (૨) કન્યા (સામાન્ય) [છાંટકાર
**વર્ષણ** ન. [સં.] વરસવું એ, વર્ષા, વરસાદ, વૃષ્ટિ. (૨)
**વર્ષ-ગાંઠ** (-ઠય) સ્ત્રી. [+ જુઓ 'ગાંઠ.'] જુઓ 'વરસ-ગાંઠ.'
**વર્ષ-ધર** પું. [સં.] પહાડ, પર્વત. (જૈન.) (૨) ન્યંઢળ, હીજડો, પવૈ (અંતઃપુરનો ચોકીદાર)
**વર્ષ-પર્વત** પું. [સં.] પ્રાચીન ભૂગોળ પ્રમાણે તે તે ખંડને ધરી રાખનાર તે તે પર્વત
**વર્ષ-ફલ(-ળ)** ન. [સં.] જાતકની જન્મ-કુંડળી દ્વારા કાઢવામાં આવતો તે તે વર્ષનો ફળાદેશ. (જ્યો.)
**વર્ષ-ભર** (-રય) ક્રિ.વિ. [સં. જુઓ 'ભરવું.'] આખું વર્ષ
**વર્ષર્તુ** સ્ત્રી. [સં. वर्षा + ऋतु, સંધિથી, પું.] વર્ષાઋતુ, ચોમાસું
**વર્ષ-વર** પું [સં.] જુઓ 'ન્યંઢળ' (પ્રાચીન કાલનો કંચુકી).
**વર્ષ-વિભાગ** પું. [સં.] વરસનો પાડેલો તે તે હિસ્સો
**વર્ષવું** અ. ક્રિ. [સં. वृष् – वर्ष्, તત્સમ] જુઓ 'વરસવું'. **વર્ષાવું** ભાવે., ક્રિ. **વર્ષાવવું** પ્રે.,સ.ક્રિ.
**વર્ષ-વ્યક્તિ** સ્ત્રી. [સં.] વર્ષ દરમ્યાનનો ચમકી આવેલો તે તે પુરુષ કે તે તે સ્ત્રી, 'મૅન ઑફ ધ ઇયર'-'વુમન ઑફ ધ ઇયર'
**વર્ષ-સ્થાયી** વિ. [સં.,પું.] આખા વર્ષને માટે રહેનારું
**વર્ષા** સ્ત્રી. [સં.] વૃષ્ટિ, વરસાદ. (૨) વરસાદની જેમ વરસવાની ક્રિયા. [૦ **થવી** (રૂ.પ્ર.) ઘણું આવી પડવું]
**વર્ષા-કાલ(-ળ)** પું. [સં.] વરસાદનો સમય, વર્ષા-ઋતુ, ચોમાસું [લોક-ગીત
**વર્ષા-ગીત** ન. [સં.] ચોમાસાની ઋતુમાં ગવાતું તે તે
**વર્ષા-ગૃહ** ન. [સં.,પું.,ન.] ફુવારો
**વર્ષા-તાંડવ** (-તાણ્ડવ) ન. [સં.] (લા.) વરસાદનું તોફાન
**વર્ષાભિનંદન** (-નન્દન) ન. [સં. वर्ष + अभिनन्दन] નવું વરસ બેસવાનું અભિ-વાદન, સાલ-મુબારક
**વર્ષા-માન**, ન. [સં] વરસાદ માપવાનું યંત્ર, 'પ્લુડો-મીટર'
**વર્ષા-માપક, -ન** ન. [સં.] જુઓ 'વર્ષા-માન'-'રેઇન ગેજ.'
**વર્ષારંભ**[1] (-રમ્ભ) પું. [સં. वर्ष + आ-रम्भ] વરસની શરૂઆત [આત
**વર્ષારંભ**[2] (-રમ્ભ) પું. [સં. वर्षा + आ-रम्भ] વરસાદની શરૂ-
**વર્ષાવવું, વર્ષાવું** જુઓ 'વર્ષવું'માં.
**વર્ષાસન** ન. [સં. वर्ष + आसन] નિવૃત્ત થયા પછી વરસે વરસે બેસી રહેવા માટે જીવન નિભાવવા માટેનું મળતું વેતન, વરખાસન, 'ઍન્યુઇટી'
**વર્ષો-વર્ષ** ક્રિ.વિ. [સં. वर्षं द्विर्भाव] દર વરસે, 'ઍન્યુઅલ'
**વલ** પું. ઓસ, ઝાકળ
**વલકું** વિ. [રવા.] બહુ બોલકું, વલવલિયું. (૨) (લા.) મૂર્ખ. [-**કા ચોથ** (-ચોથ્ય) (રૂ.પ્ર.) વધુ બોલ બોલ કરતી સ્ત્રી, વલકડી]
**વલકુડું** વિ. [જુઓ 'વલકું' + ગુ., 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વલકું(૧).' (૨) (લા.) લાલચુ
**વલખવું** અ. ક્રિ. [સં. वि-लक्ष् > પ્રા. विलक्ख] વલખાં નાખવાં, ફાંફાં મારવાં. (૨) અકળાવું, મૂંઝાવું, **વલખાવું** ભાવે., ક્રિ. **વલખાવવું** પ્રે.,સ.ક્રિ. [એ. વલખું
**વલખાટ** પું. [જુઓ 'વલખવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] વલખવું
**વલખાવવું, વલખાવું,** જુઓ 'વલખવું'માં.
**વલખું** ન. [જુઓ 'વલખવું + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ફાંફું. (૨) અકળામણ, મૂંઝવણ. [-**ખાં ના(-નાં)ખવાં, -ખાં મારવાં** (રૂ.પ્ર.) નકામો પ્રયત્ન કરવો]
**વલણ** [સં. वलन > પ્રા. वलण, પ્રા. તત્સમ] પદ-બંધમાં કડીના અંત-ભાગના શબ્દોનું નવી કડીના આરંભમાં કડવાને અંતે વળવું એ, ઊથલો, 'એપિલોગ.' (૨) મનનું વળવું એ, વૃત્તિ, 'ઍટિટ્યૂડ,' 'ટેન્ડન્સી,' (૩) દૃષ્ટિ, અભિગમ, અભિગમ, 'ઍપ્રોચ.' (૪) નફા-તોટાની ઉપરામણી. [૦ **અખત્યાર કરવું.** ૦ **પકડવું,** ૦ **લેવું** (રૂ.પ્ર.) અભિપ્રાય ધરાવવો. ૦ **ચૂકવવું,** ૦ **પતવવું,** ૦ **વહેંચવું** (-વેંચવું.) (રૂ.પ્ર.) નફા-નુકસાનીની ઉપરામણી આપવી]
**વલદ-હાણિયા** જુઓ 'વળત-હાણિયા.'
**વલદે** વિ. [અર. વલદ્ + ઇ] -નો દીકરો (પૂર્વ પદમાં આવે છે : 'વલદે કાસમ' = કાસમનો દીકરો)
**વલન** ન. [સં.] વળવું એ. (૨) વક્રીભવન, વિચલન
**વલન-કોણ** પું. [સં.] કિરણના વળણનો ખૂણો, 'ઍંગલ ઑફ રિફ્રેક્શન.' (ગ.)
**વલન-શીલ** વિ. [સં.] સહેલાઈથી વળી શકે તેવું
**વલનશીલ-તા** સ્ત્રી. [સં.] વલન-શીલ હોવાનો ગુણ, 'પ્લિયન્સી' (ન. મો.)
**વલભિ,-ભી** સ્ત્રી. [સં.] ઢળતું છાપરું, છજું. (૨) ભારવટિયું. (૩) ગોહિલવાડમાં આવેલી એક વખતની બંદરવાળી સૌરાષ્ટ્ર ગુજરાતની મૈત્રકકાલીન રાજધાની. (સંજ્ઞા.) (આજના 'વળા'ના સ્થાનનું અત્યારે 'વલભીપુર' નામ કરી લેવામાં આવ્યું છે.) (સંજ્ઞા.) [લીનો સમય
**વલભી-કાલ(-ળ)** પું. [સં.] મૈત્રક રાજાઓનો જાહોજલા-
**વલભી-નગર, વલભી-પુર** ન. [સં.] જુઓ 'વલભિ(૩).'
**વલભી લિપિ** સ્ત્રી. [સં.] મૈત્રક-કાલની એનાં તામ્રપત્રોમાંની વર્ણ-લિપિ (ગુપ્ત-લિપિમાંથી વિકસેલી અને દેવનાગરી લિપિની નજીકની પૂર્વજ લિપિ). (સંજ્ઞા.)
**વલમપુરી** પું. જમણા આંટાવાળો શંખ
**વલય** ન. [સં.,પું.,ન.] સ્ત્રીઓનું કાંડાનું ઘરેણું, બલોયું, કંકણ, 'આર્મલેટ.' (૨) કૂંડાળું, વર્તુલ, ચક્કર. (૩) એક જાતનું મૃદુ-કાય પ્રાણી, 'મ્યુાસનમા'
**વલયાકાર** પું., **વલયાકૃતિ** સ્ત્રી. [+સં. आ-कार, आ-कृति] ગોળ આકાર. (૨) વિ. ગોળ આકારનું
**વલ વલ** ક્રિ.વિ. [રવા.] બોલ બોલ. (૨) ચિબાવલાની જેમ બોલતાં
**વલવલવું** અ.ક્રિ. [જુઓ 'વલ વલ,'-ના.ધા.] વિલાપ કરવો, રોતાં રોતાં શબ્દો બોલ્યે જવા. (૨) ફફડવું. વ્યાકુળ થવું.

વલવલાવું ભાવે.,ક્રિ. વલવલાવવું પ્રે.,સ.ક્રિ.
**વલવલાટ** પું. [જુઓ 'વલવલવું'+ગુ.'-આટ' કૃ.પ્ર.] વલવલવાની ક્રિયા
**વલવલાવવું**, **વલવલાવું** જુઓ 'વલવલવું'માં.
**વલવલિયું** વિ. [જુઓ 'વલવલવું'+ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વલ વલ કરવાની ટેવવાળું
**વલવલિયો** વિ.,પું. [જુઓ 'વલવલિયું.'] (લા.) શરીરમાં નીકળતો એક જાતનો વા (જેમાં માણસને વલવલાટ વધી પડે.) [માછલી
**વલવાડી** સ્ત્રી. નવસારી તરફ નદીમાં થતી એક જાતની
**વલવું** સ.ક્રિ. વધારાનું ઊગેલું કે એવું કાઢી નાખી સરખા અંતરે છોડ રાખવા. **વલાવું** કર્મણિ., ક્રિ. **વલાવવું** પ્રે., સ.ક્રિ.
**વલસાડી,-ડું** વિ. [દક્ષિણ ગુજરાતનું એક શહેર 'વલસાડ'+ગુ. 'ઈ' -'ઉં' ત.પ્ર.] વલસાડને લગતું (ચોખા કેરી સાગ વગેરેની જાતો)
**વલણું** ન. કોસનાં તરેલાંને બાંધવાનું દોરડું
**વલંગી** (વલઙ્ગી) વિ., સ્ત્રી. ઘરમાં પગ વાળીને ન બેસે તેવી ભટકતી સ્ત્રી (મન. ઝવેરી.-ન.મા.)
**વલંદો** (વલન્દો) પું. [અં. 'હોલૅન્ડ' દ્વારા] હોલૅન્ડનો વતની, ડચ. (૨) (લા.) લુચ્ચો માણસ
**વલંવલા** (વલમ્-વલ્લા) સ્ત્રી. આપ-લેનો નિકાલ
**વલાણું** જુઓ 'વલોણું.'
**વલારવું** સ.ક્રિ. જુઓ 'વલવું.' **વલારાવું** કર્મણિ., ક્રિ. **વલારાવવું** પ્રે.,સ.ક્રિ.
**વલારાવવું**, **વલારાવું** જુઓ 'વલારવું'માં.
**વલારો** પું. [જુઓ 'વલારવું'+ગુ. 'આરો' કૃ.પ્ર.] (લા.) એકની એક વાત ચૂંથ્યા કરવી એ
**વલાલું** વિ. બે-ખબર, અબૂઝ, મૂર્ખ
**વલાવવું**, **વલાવું** જુઓ 'વલવું'માં. [વાળું, પેચ-વાળું
**વલાળું** વિ. [જુઓ 'વળ' ગુ.-'આળું.'] વળવાળું, આંટી-
**વલાંકવું** સ.ક્રિ. હદ આંકવી કે બાંધવી. **વલાંકાવું**, કર્મણિ., ક્રિ. **વલાંકાવવું** પ્રે.,સ.ક્રિ.
**વલાંકાવવું**, **વલાંકાવું** જુઓ 'વલાંકવું'માં.
**વલિ(-લી[૧])** સ્ત્રી. [સં.] કરચોળી, કરચલી, વળિયાં
**વલિત** વિ. [સં.] વળેલું. (૨) કરચલી પડી હોય તેવું
**વલિતપાદ-સર્વાંગાસન** (-સર્વાઙ્ગાસન) ન. [સં. वलितपाद + सर्व + अङ्ग + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.) [તેવું
**વલિ(-લી)-પલિત** વિ. [સં.] જેમાં કરચલીઓ પડી હોય
**વલિયાર** પું. [સં. वलय-कार->પ્રા. वलयार] બલોયાં બનાવનાર કારીગર
**વલી[૧]** જુઓ 'વલિ.'
**વલી[૨]** પું. [અર.] મુસ્લિમ પીર કે ઓલિયો
**વલી-પલિત** જુઓ 'વલિ-પલિત.'
**વલી-અલ્લા(-લા)હ** પું. [અર. વલી-અલ્લાહ્] અલ્લાહનો મિત્ર [યુવરાજ, ગાદી-વારસ
**વલી-અહદ** પું. [અર.] રાજ્યનો મિત્ર. (૨) પાટવીકુમાર,
**વલુરાટ** પું. [જુઓ 'વલૂરવું'+ગુ. 'આટ' કૃ.પ્ર.] ખંજવાળ આવવી એ. વલૂરવું એ
**વલુરાવવું**, **વલુરાવું** જુઓ 'વલૂરવું'માં.
**-વલું** વિ. [જુઓ 'વાલ'+ગુ. 'ઉં' ત.પ્ર.] વાલનું (સમાસમાં ઉત્તર પદમાં : 'ચોદ-વલું' સોનું) [ખૂજલી
**વલૂર** (-રચ) સ્ત્રી. [જુઓ 'વલૂરવું.'] ખંજવાળ, ચેળ,
**વલૂરવું** સ.ક્રિ. [રવા.] ખંજવાળવું. ખણવું. **વલુરાવું** કર્મણિ. ક્રિ. **વલુરાવવું** પ્રે.,સ.ક્રિ. [વાળ્યા કરતું
**વલૂરિયું[૧]** વિ. [જુઓ 'વલૂરવું'+ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ખંજ-
**વલૂરિયું[૨]** ન. [જુઓ 'વલૂર'+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.],
**વલૂરો** પું. [+ગુ. 'ઓ' કૃ.પ્ર.] નહોર કે નખનો ઉઝરડો
**વલૂં(-ળૂં)દ(-ધ)વું** અ.ક્રિ. વળગવું, બાઝવું, ચોટી પડવું (૨) પેધવું, પળકવું. (૩) મંડવું. **વલૂં(-ળૂં)દા(-ધા)વું** ભાવે., ક્રિ. **વલૂં(-ળૂં)દા(-ધા)વવું** પ્રે.,સ.ક્રિ.
**વલૂં(-ળૂં)દા(-ધા)વવું**, **વલૂં(-ળૂં)દા(-ધા)વું** જુઓ 'વલૂં(-ળૂં)દ(-ધ)વું'માં. [કૃ.પ્ર.] પેધેલું
**વલૂં(-ળૂં)દું(-ધું)** વિ. [જુઓ 'વલૂં(-ળૂં)દ(-ધ)વું'+ગુ. 'ઉં'
**વલે** (-લૅ) સ્ત્રી. [અર. વલહ્] હાલત, સ્થિતિ, દશા, અવદશા. (૨) ઉપાય. [૦ કરવી (રૂ.પ્ર.) ઠેકાણે પાડવું]
**વલો** પું. [જુઓ 'વલવલવું'+ગુ. 'ઓ' કૃ.પ્ર.- દ્વિર્ભાવનો લોપ] વલોપાત, ઝંખના. (૨) (લા.) ઢોરનો એક રોગ
**વલોણા-વાર** પું. [જુઓ 'વલોણું'+સં.] છાસ કરવાનો દિવસ. [-રે (રૂ.પ્ર.) છાસવારે, વારંવાર] [નાની રવાઈ
**વલોણી** સ્ત્રી. [જુઓ 'વલોણું[૨]'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**વલોણું[૧]** ન. [જુઓ 'વલોવવું'+ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] વલોવવાની ક્રિયા, ઝરડવાની ક્રિયા. (૨) દૂઝાણું. [-ણામાં મૂતરવું (રૂ.પ્ર.) સારા કામમાં અડચણ નાખવી] [વલોવવાનું સાધન, રવાઈ
**વલોણું[૨]** ન. [જુઓ 'વલોવવું' ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.]
**વલોપાત** પું. [જુઓ 'વલો' દ્વારા.] અધીરાઈનું આકળાપણું. (૨) રો-કકળ, આક્રંદ, કલ્પાંત, હાય-વોય [કરનારું
**વલોપાતિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] વલોપાત કર્યા
**વલોર** પું. ઘાટ, આકાર [રાવવું પ્રે.,સ.ક્રિ.
**વલોરવું** જુઓ 'વલૂરવું.' **વલોરાવું** કર્મણિ., ક્રિ. વલો-
**વલોરાવવું**, **વલોરાવું** જુઓ 'વલોરવું'-'વલૂરવું'માં.
**વલોરિયું** ન. મરેલા ઢોરના માંસની સુકવણી
**વલોવણ[૧]** [જુઓ 'વલોવવું'+ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ. પ્ર.] વલોવવાની ક્રિયા. વલોણું. (૨) (લા.) મથામણ
**વલોવણ[૨]** વિ. [જુઓ 'વલોવવું'+ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] વલોવનારું, વલોવી નાખનારું
**વલોવણું[૧]** ન, [જુઓ 'વલોવવું'+ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] જુઓ 'વલોણું.[૧]'
**વલોવણું[૨]** ન. [જુઓ 'વલોવવું+ગુ. 'અણું' કર્તૃવાચક કૃ. પ્ર.] વલોવવાનું સાધન -રવાઈ ગોળી વગેરે
**વલોવવું** સ.ક્રિ. [સં. वल्लवी =ગોપ-સ્ત્રી, ગોવાલણ, એનું કાર્ય] ગોરસ (દહીં) ઝરડવું (છાસ બનાવવા અને માખણ કાઢવા). (૨) (લા.) સખત રીતે ચર્ચા કરવી. **વલોવાવું** કર્મણિ., ક્રિ. **વલોવાવવું** પ્રે.,સ.ક્રિ.

**વલોવાવવું, વલોવાવું** જુઓ 'વલોવવું'માં.
**વલ્કલ** ન. [સં.,પું.ન.] ઝાડની આછી છાલનું વસ્ત્ર
**વલ્કું** ન. ચાકું, ચાંકું, ટપકું, ડાઘ
**વલ્ગના** સ્ત્રી. [સં. वल्गन, ન.] વળગવાપણું. (૨) આસક્તિ
**વલ્ગા** સ્ત્રી. [સં.] ઘોડાની લગામ, ચોકડું
**વલ્ગુ** વિ. [સં.] મધુર, મીઠું. (૨) સુંદર, મનોહર
**વલ્મીક** પું. [સં.,પું.ન.] રાફડો. (૨) [સં.,પું.] વાલ્મીકિ મુનિ ('રામાયણ' મહાકાવ્યના મનાયેલા કર્તા). (સંજ્ઞા.)
**વલ્લભ** વિ. [સં.] વહાલું, પ્રિય, વત્સલ. (૨) પું. પતિ, ધણી, પ્રિયતમ, નાથ. (૩) શુદ્ધાદ્વૈત વેદાંત-સિદ્ધાંત અને 'પુષ્ટિમાર્ગ'=નિર્ગુણ ભક્તિમાર્ગના પુરસ્કાર એક આચાર્ય, વલ્લભાચાર્યજી (ઈ. સ. ૧૫ મી-૧૬મી સદીની છેલ્લી અને પહેલી પચીસી). (સંજ્ઞા.)
**વલ્લભ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'] વલ્લભાચાર્યજીનો વૈષ્ણવ સંપ્રદાય-પુષ્ટિમાર્ગ-નિર્ગુણ ભક્તિમાર્ગ
**વલ્લભપંથી** (-પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વલ્લભ સંપ્રદાયનું અનુયાયી વૈષ્ણવ [વેદાંત-સિદ્ધાંત
**વલ્લભ-મત** પું. [+ સં.,ન.] વલ્લભાચાર્યજીનો શુદ્ધાદ્વૈત
**વલ્લભ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [+સં.] જુઓ 'વલ્લભ-પંથ'
**વલ્લભાચાર્ય** પું. [+ સં. आचार्य] જુઓ 'વલ્લભ(૩).'
**વલ્લભી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **-ભીય** વિ. [સં.] વલ્લભ સંપ્રદાયને લગતું, વલ્લભ સંપ્રદાયનું
**વલ્લભી-પુર** અશુદ્ધ છે; શુદ્ધ જુઓ 'વલભીપુર' (મૂળ શબ્દ 'વલભિ;-ભી' છે, 'વલ્લભિ,-ભી' નહિ.)
**વલ્લરિ,-રી** સ્ત્રી. [સં.] વેલ, લતા. (૨) મંજરીવાળી આછી ડાળી
**વલ્લવ** પું. [સં.] ગોવાળ. (૨) રસોયો, બલ્લવ. (૩) વિરાટનગરના ગુપ્તવાસમાં ભીમ પાંડવનું એ નામ. (સંજ્ઞા.)
**વલ્લવી** સ્ત્રી. [સં.] ગોપ-સ્ત્રી, ગોપાંગના, ગોપી, ગોવાળણ
**વલ્લવું** સ.ક્રિ. નેહ કરવો, નેહવું, નીંદવું. **વલ્લાવું** કર્મણિ., ક્રિ. **વલ્લાવવું** પ્રે.,સ.ક્રિ.
**વલ્લાં-ખલ્ખા(-ખ્ખા)** (વલ્લમ્-ખલ્ખા,-ખ્ખા), **વલ્લાંખલ્લા** (વલ્લમ્-ખલ્લા) ક્રિ.વિ. [રવા.] ચૂકતે ચૂકવાઈ ગયું હોય એમ
**વલ્લાવવું, વલ્લાવું** જુઓ 'વલ્લવું'માં.
**વલ્લિ,-લ્લી** સ્ત્રી. [સં.] વેલ, લતા, વલ્લરી, નાનો વેલો. (૨) (લા.) પ્રકરણ, અધ્યાય
**વલ્લું¹** વિ. પહોળું, ચોડું, ફલ્લું. (૨) રાંઢું, વાંકું, ફંટાતું
**વલ્લું²** વિ. જુઓ -'વલું;' બેવડાઈ ને 'મા-વલ્લું' 'ઘર-વલ્લું' વગેરે [પવન ફરતાં સુકાતું જતું
**વવડા(-ટા)વું** અ.ક્રિ. [સં. वात > પ્રા. वाअ- દ્વારા.] ઉપરથી
**વવરા(-રાં)વવું** જુઓ 'વાવવું'માં.
**વવડી** (વ:વડી) સ્ત્રી. [જુઓ 'વડુ' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] (બા.) બાળકની મૂત્રેંદ્રિય, ટટ્ટી
**વવરજવું** સ.ક્રિ. [સં. वि-वृज् - विवर्ज् અર્વા. તદ્ભવ] તજવું, જતું કરવું, છોડી દેવું. (૨) નક્કી કરવું, ઠરાવવું. (૩) કામમાં લેવું. પ્રે.,સ.ક્રિ. કામમાં લેવું. **વવરજાવું** કર્મણિ., ક્રિ. **વવરજાવવું** પ્રે.,સ.ક્રિ.
**વવરજાવવું, વવરજાવું** જુઓ 'વવરજવું'માં.
**વવરાવ(-ડા)વવું** જુઓ 'વાવવું'માં.
**વવરાવું** જુઓ 'વાવરવું'માં.
**વવળવું** અ.ક્રિ. [રવા.] ખંજવાળવું, વલૂરવું. (૨) વલખાં મારવાં. **વવળાવું** ભાવે., ક્રિ. **વવળાવવું** પ્રે.,સ.ક્રિ.
**વવળાટ** પું. [જુઓ 'વવળવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] વવળવું એ. (૨) સળવળાટ
**વવળાવવું, વવળાવું** જુઓ 'વવળવું'માં.
**વવાવવું¹, વવાવું¹** જુઓ 'વાવવું'માં.
**વવાવવું²** (વ:વાવવું), **વવાવું²** (વ:વાવું) જુઓ 'વાહવું'માં.
**વવ્વો** પું. 'વ' વર્ણ. (૨) 'વ' ઉચ્ચાર
**વશ** વિ. [સં.] અધીન, તાબે રહેલું. (૨) મુગ્ધ, મોહિત. [**૦નો પંથડો** (-પણ્ડયો) (રૂ.પ્ર.) દેવ જાણે] [કાબૂમાં
**વશ-માં** ક્રિ.વિ. [+ ગુ. 'માં' સા. વિ.,અનુગ] અધીન, તાબે,
**વશકરણું** વિ. [સં. + જુઓ 'કરવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] વશ કરનારું, તાબે કરનારું
**વશવર્તિની** વિ., સ્ત્રી. [સં.] તાબે રહી કામ કરનારી સ્ત્રી, અધીન સ્ત્રી [ક્તિ, આજ્ઞાકારી
**વશંવદ** (વશંવ્વદ) વિ. [સં.] અનુકૂળ થઈ બોલનારું, આજ્ઞાં-
**વશા** સ્ત્રી. [સં.] સ્ત્રી, નારી. (૨) પત્ની. (૩) ગાય
**-વશાત્** ક્રિ.વિ. [સં.,પાં વિ., એ.વ.] કારણે, કારણથી, (સમાસમાં : 'કારણ-વશાત્' 'પ્રસંગ-વશાત્' વગેરે)
**વશાત્મા** વિ. [સં. वश + आत्मा, પું.] આત્મા કાબૂમાં છે તેવું, જિતેંદ્રિય
**વશિ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] બીજાઓને વશ કરવાની શક્તિ
**વશિ(-સિ)યર** પું. [સં. विष-धर > પ્રા. विसहर-] સર્પ, એરુ
**વશિષ્ઠ** જુઓ 'વસિષ્ઠ.'
**વશી¹** વિ. [સં.,પું.] વશ કરનારું. (૨) જિતાત્મા, જિતેંદ્રિય
**વશી²** (-સી¹) પું. [સં. वसतिक > પ્રા. वसइअ-] (વસતિ કરી રહેનાર હોવાને કારણે) અનાવળા બ્રાહ્મણોની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**વશી-કરણ** ન. [સં.] વશ કરવાની ક્રિયા. (૨) વશ કરવાનો એક અભિચાર (માંત્રિક કે તાંત્રિક પ્રયોગ.) (તંત્ર.)
**વશીકરણ-વિદ્યા** સ્ત્રી. [સં.] વશ કરવાની મનાતી એક ખાસ વિદ્યા, 'હિપ્નોટિઝમ,' 'મેસ્મેરિઝમ' (દ.ભા.)
**વશી-કાર** વિ. [સં.] વશ કરનારું. (૨) પું. વશ કરવું એ
**વશી-ભૂત** વિ. [સં.] વશ થયેલું, તાબે થયેલું, કાબૂમાં રહેલું
**વશે(-સે)ક** વિ. [સં. विशेष > પ્રા. विसेस દ્વારા] વિશેષ. (૨) પું. સારો મેળ
**વશે(-સે)કાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] વિશેષતા. (૨) ભલાઈ [થાય તેવું, તાબેદાર, અધીન
**વશ્ય** વિ. [સં.] વશ કરવા-વશ કરાવા જેવું, તાબેદાર
**વશ્ય-કર્મ** ન. [સં.] જુઓ 'વશિ-તા.'
**વશ્યાત્મા** વિ. [સં. वश्य + आत्मा, પું.] જેનો આત્મા વશ થવા પાત્ર હોય તેવું. (૨) વશ થયેલા આત્માવાળું, જિતેંદ્રિય
**વષટ્-કાર** પું. [સં.] દેવને બલિદાન આપતી વેળાનો 'વષટ્' એવો ઉદ્ગાર
**વષ્ટાળિયો** પું. [સં. विष्टि દ્વારા] જુઓ 'વસ્ટાળિયો.'
**વષ્ટિ** સ્ત્રી. [સં. विष्टि] જુઓ 'વિષ્ટિ.'

**વષ્ટિ-કાર** [+ ફા. પ્રત્યય] જુઓ 'વિષ્ટિ-કાર.'

**વસઈ** (વસૈ) સ્ત્રી. [સં. वसतिका > પ્રા. वसइआ] પૂર્વે બૌદ્ધ ભિક્ષુઓ અને જૈન સાધુઓની તેમ એનાં પવિત્ર સ્થાનોની રચના થઈ હોય તે વસાહત – એ ઉપરથી અનેક સ્થળોએ ગામ-નામ. (સંજ્ઞા.)

**વસટાળિયો** પું. [જુઓ 'વસટાળું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વિષ્ટિ કરનારું, વષ્ટાળિયો, વિષ્ટિ કાર

**વસટાળી** સ્ત્રી. [જુઓ 'વસટાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-ળું** ન. [સં. विष्टि દ્વારા] વિષ્ટિ-કામ, ઝઘડાઓનું સમાધાન કરવાનું વચલા આસામીનું કામ. (૨) કૂટણીપણું, ભડવાઈ

**વસટી** સ્ત્રી. [સં. विष्टि, અર્વા. તદ્ભવ] જુઓ 'વિષ્ટિ.' [**વાંધા-વસટી** (રૂ.પ્ર.) ઝઘડો અને સમાધાનનો પ્રયત્ન]

**વસતિ(-તી)** સ્ત્રી. [સં.] વાસ, નિવાસ, રહેઠાણ, મકાન, ઘર. (૨) છાવણી, શિબિર, 'કૅમ્પ.' (૩) જૈન દેરાસરો અને અપાસરાઓનું સ્થાન, વસહી. (જૈન.)

**વસતિ(-તી)-ગણતરી** સ્ત્રી. [+ જુઓ 'ગણતરી.'] રહેણાક મકાનોની સંખ્યા કરવી એ

**વસતિ(-તી)-ગૃહ** ન. [સં.,પું.ન.] વિદ્યાર્થીઓને રહેવાનું સ્થાન, છાત્રાલય, 'હૉસ્ટેલ' (હ.દ્વા.), બોર્ડિંગ'

**વસતિ(-તી)-પત્રક** ન. [સં.] રહેણાક મકાનોની યાદી

**વસતિયાણ** વિ. [જુઓ 'વસવું' + 'તું' વર્ત. કૃ. + 'ઇયું' ત.પ્ર. + 'આણ' ત.પ્ર.] જ્યાં લોકો રહે છે તેવું, વસ્તીવાળું રહેણાક [વાસ કરનારું

**વસતિ(-તી)-વાસી** વિ. [સં.,પું.] રહેણાક મકાનોમાં

**વસતિ(-તી)-સ્થાન** ન. [સં.] જ્યાં લોકો રહેતા હોય તેવી જગ્યા, વાસ, રહેઠાણ

**વસન** ન. [સં.] વસ્ત્ર, કપડું, લૂગડું [હિકમત

**વસન-કલા(-ળા)** સ્ત્રી. [સં.] વસ્ત્રો પહેરવાની વિશિષ્ટ

**વસમું** વિ. [સં. विषमक > પ્રા. विसमअ-] આકરું, કપરું. (૨) વિકટ, મુશ્કેલ. (૩) માઠું, અણગમતું. [**-મી વેળા** (રૂ.પ્ર.) કપરો સમય. **૦ પડવું, ૦ પડી જવું** (રૂ.પ્ર.) ભારે થઈ પડવું, કષ્ટકારક કે દુઃખદ થવું. **૦ લાગવું** (રૂ.પ્ર.) પ્રાણ જવા જેવી સ્થિતિ થઈ પડવી]

**વસરાઈ** સ્ત્રી. [જુઓ 'વસરું + ગુ. 'આઈ' ત.પ્ર.] વસરાપણું

**વસરું** વિ. [સં. वि-स्वरक- > પ્રા. विस्सरअ-] સાંભળવું ન ગમે તેવું, કાનને અપ્રિય, ખરાબ બોલાતું [કામ

**વસલેવારી** સ્ત્રી. [જુઓ 'વસલો' દ્વારા.] જમીન માપવાનું

**વસલો** પું. [અર. વસ્લહ્] ભાગ, હિસ્સો. (૨) જમીનનો ટુકડો [દોરાની પડી જતી ગાંઠ

**વસલો** પું. [અર. વસ્લહ્] કાપડના વણાટમાં વચ્ચે

**વસવસાટ** પું. [જુઓ 'વસવસો' + ગુ. 'આટ' સ્વાર્થે ત.પ્ર.], **વસવસો** પું. [અર. વસ્વસહ્] કાર્ય સિદ્ધ ન થતાં મનમાં થતો ઉદ્વેગ, મનની મૂંઝવણ

**વસવાટ** પું. [જુઓ 'વસવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] વસવું એ, વાસ, રહેઠાણ. (૨) આવીને વસવું એ, 'ઇમિગ્રેશન' (ન.મા.)

**વસવાટ-હક(-ક્ક)** પું. [+ જુઓ 'હક(-ક્ક).'] રહેણાકનો અધિકાર, 'ડૉમિસાઇલ' [રહેવું, 'ડૉમિસાઇલ્ડ'

**વસવાટી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વસવાટ કરનારું, વસી

**વસવાતી** વિ. [જુઓ 'વસવું' દ્વારા.] ખેતરમાં વાસો રહેનાર

**વસવાયું** વિ. [જુઓ 'વસવું' દ્વારા.] ગામ વસાવતાં વસવા બોલાવવામાં આવેલ કારીગર વર્ગ, 'આર્ટિઝન'

**વસવાસ** સ્ત્રી. [અર.] સ્પર્ધા, હરીફાઈ, ચડસાચડસી, રવદ

**વસવું** અ.ક્રિ. [સં. वस्. તત્સમ] વાસ કરીને રહેવું. (૨) મનમાં બેસવું, જચવું. [**દુકાન વસતી કરવી** (રૂ.પ્ર.) દુકાન વાસવી – બંધ કરવી] **વસાવું** ભાવે., ક્રિ. **વસાવવું** પ્રે., સ.ક્રિ.

**વસહી** સ્ત્રી. [સં. वसति દ્વારા] જુઓ 'વસઈ (૩).'

**વસળકું** ન. વાંધો, વિરોધ

**વસંત** (વસન્ત) સ્ત્રી. [સં.,પું.] શિશિર–પાનખર પછીની વૃક્ષોને નવપલ્લવિત કરનારી ઋતુ. ચૈત્ર વૈશાખની અત્યાર-ની ઋતુ. (૨) પું. એ નામનો એ ઋતુમાં ગાવાનો એક રાગ (એ જ 'વાસંતિકા' રાગિણી)

**વસંત-ઋતુ** (વસન્ત-) સ્ત્રી. [સં.,પું.], **વસંત-કાલ (-ળ)** (વસન્ત-) પું. [સં.] જુઓ 'વસંત(૧).'

**વસંત-ગૌરી** (વસન્ત-) સ્ત્રી. [સં.] ચૈત્ર સુદિ ત્રીજથી વૈશાખ સુદિ ત્રીજ–અક્ષય તૃતીયા સુધીનો દેવીનાં મંદિરોમાં ઊજવાતો એક ઉત્સવ. (સંજ્ઞા.)

**વસંત-તિલક** (વસન્ત-) પું., ન., **-કા** સ્ત્રી. [સં.] ચૌદ અક્ષરનો એક ગણમેળ છંદ. (પિં.)

**વસંત-પટ્ટિકા** (વસન્ત-) સ્ત્રી. [સં.] વનસ્પતિઓની શૃંખલા બનાવતી દીવાલ ઉપરની પટ્ટી, 'એન્ડ-શોઇંગ વેજિટલ સ્ક્રોલ' (મ.દાં.)

**વસંત-પંચમી** (વસન્ત-પઞ્ચમી) સ્ત્રી. [સં.] (જૂના સમયમાં 'વસંત-સંપાત'નો દિવસ હોવાને કારણે પછી) ચાંદ્રવર્ષની માઘ સુદિ પાંચમની તિથિ. (સંજ્ઞા.)

**વસંત-પૂજા** (વસન્ત-) સ્ત્રી. [સં.] વસંત ઋતુ બેસતાં થતું બ્રાહ્મણોનું પૂજન તેમ ઉજાણી

**વસંત-માલતી** (વસન્ત-) સ્ત્રી. [સં.] શક્તિ વધારનારી એક રાસાયણિક દવા. (આયુર્વેદ.)

**વસંત-સંપાત** (વસન્ત-સમ્પાત) પું. [સં.] માર્ચની ૨૨ મીના દિવસે થતો સૂર્યનો મેષ રાશિમાં પ્રવેશ અને વસંત ઋતુનો આરંભ આપતી આકાશી પ્રક્રિયા. (આ દિવસે દિવસ-રાત સરખા માપનાં હોય છે.). (૨) વિષુવ-દિન, મેષ-વિષુવ

**વસંતિયું** (વસન્તિયું) ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વસંત ઋતુમાં સ્ત્રીઓએ પહેરવાનું કસુંબલ છાંટવાળું સફેદ વસ્ત્ર. [**૦ વળગવું** (રૂ.પ્ર.) વસંત ઋતુની મોજ માણવાની ઘેલછા થવી] [લગતું

**વસંતી** (-વસન્તી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વસંત ઋતુને

**વસંતોત્સવ** (વસન્તોત્સવ) પું. [+ સં. उत्सव] વસંત ઋતુ બેસવાની સાથે ઊજવાતો રંગનાં છાંટણાં વગેરેનો ઓચ્છવ

**વસા** સ્ત્રી. [સં.] ચરબી, મેદ

**વસાઈ** સ્ત્રી. ખેતરની મીઠી જમીન ['વસવાટ.'

**વસાટ** પું. [જુઓ 'વસવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] જુઓ

**વસાણ** ન. [જુઓ 'વસવું' દ્વારા.] ઝાડ ઉપર માંચડો કે ખાટલો બાંધી રચાતી શિકાર કરવાની જગ્યા

**વસાણું** ન. [સં. वास- સુગંધિત પદાર્થ દ્વારા] શરીરને સુધારી દૃઢ કરે તેવાં વનસ્પતિનાં મૂળ પાંદડાં ફળ વગેરે સુગંધી દ્રવ્યો (ગાંધીને ત્યાંથી મળતાં)

**વસાત** જુઓ 'વિસાત.'

**વસાતરાં** ન., બ.વ. ચોમાસામાં ઊગી આવતાં એક શાક પ્રકારનાં ફળ [જવાનો એક રોગ

**વસા-મેહ** પું. [સં.] પેશાબ સાથે ચરબી જેવો ઘાટો પદાર્થ

**વસાવવું,**[1] **વસાવું**[1] જુઓ 'વસવું'માં.

**વસાવવું,**[2] **વસાવું**[2] જુઓ 'વાસવું'માં.

**વસાવો**[1] પું. વસ્તીની ચોકી કરનારો ચોકીદાર, રખેવાળ

**વસાવો**[2] પું. દક્ષિણ ગુજરાતનો કાળી પરજનો એક ફિરકો અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વસાહત** સ્ત્રી. [સં. वास દ્વારા] એક સ્થાનેથી ઊપડી અન્ય સ્થાને જઈ કરવામાં આવતું વ્યાપક રહેઠાણ. (૨) વસ્તીવાળો વિશાળ નિવાસ.(૩) સંસ્થાન, 'કૉલોની' (ન.મા.)

**વસાહતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વસાહતને લગતું, સાંસ્થાનિક, 'કૉલોનિયલ.' (૨) વસાહત કરી રહેનાર, 'કૉલોનિસ્ટ.' [૰ **સ્વરાજ્ય** ન. [+ સં.] 'ડૉમિનિયન સ્ટેટસ' (રા.વિ.)]

**વસિઠાવવું, વસિઠાવું** જુઓ 'વસીઠવું'માં.

**વસિયત** સ્ત્રી. [અર. વસિય્યત્] વારસો

**વસિયત-નામું** ન. [+ જુઓ 'નામું.'] વારસા વિશેનો દસ્તાવેજ, 'વિલ' (મ.ર.), 'ટેસ્ટમેન્ટ'

**વસિયતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વસિયતને લગતું

**વસિયાણ** [જુઓ 'વસવું' દ્વારા] વસવાનું સ્થાન, રહેઠાણ

**વસિયર** જુઓ 'વશિયર.'

**વસિ(-શિ)ષ્ઠ** પું. [સં.] ઋગ્વેદના છઠ્ઠા મંડળના ગાતા એક ઋષિ. (૨) ઇક્ષ્વાકુવંશના કુલગુરુ અને બ્રાહ્મણોના વસિષ્ઠગોત્રના મૂળ પુરુષ. (સંજ્ઞા.). (૩) મોટા સપ્તર્ષિના સાત તારાઓમાંનો નજીકના નાના અરુંધતીના તારા સાથેનો તારો. (ખગોળ.)

**વસી**[1] જુઓ 'વશી.[1]'

**વસી**[2] પું. [અર.] સોંપાતાં ગામેનો વહીવટ કરનાર

**વસીઠવું** સ.ક્રિ. છોડી દેવું. (૨) વહેતું મૂકવું. (૩) તરછોડવું. વસિઠાવું કર્મણિ., ક્રિ. **વસિઠાવવું** પ્રે., સ.ક્રિ.

**વસીલા-દાર** વિ. [જુઓ 'વસીલો' + ફા. પ્રત્યય] લાગવગ-વાળું, વગદાર [સિફારસ (મોટાઓને ઉદ્દેશી)

**વસીલો** પું. [અર. વસીલહ્] લાગવગ, વગ. (૨) ભલામણ

**વસુ**[1] પું. [સં.] એ નામનો આઠ દેવોમાંનો પ્રત્યેક. (સંજ્ઞા.) (૨) સૂર્ય. (૩) ન. દ્રવ્ય, ધન, દોલત. (૪) સોનું

**વસુ**[2] વિ. [સં. वशक- > પ્રા. वसअ-] વશ, અધીન

**વસુકાવવું, વસુકાવું** જુઓ 'વસૂકવું'માં.

**વસુદેવ** પું. [સં.] યાદવોમાંના શૂરના પુત્ર એક યાદવ (શ્રીકૃષ્ણ અને બળરામના પિતા). (સંજ્ઞા.)

**વસુ-ધા** સ્ત્રી. [સં.] પૃથ્વી, ધરા, ધરણી

**વસુધાધિપ, -પતિ** પું. [+ સં. अधिप,-अधिपति] **વસુધા-ધીશ,-શ્વર** પું. [+ સં. ईश,-श्वर], **વસુધા-પતિ** પું. [સં.] **વસુધેશ,-શ્વર** પું. [+ સં. ईश,-श्वर] પૃથ્વી-પતિ, રાજા

**વસુમતી, વસુંધરા** (વસુન્ધરા) સ્ત્રી. [સં.] જુઓ 'વસુધા.'

**વસૂકવું** અ.ક્રિ. [સં. विशुष्क- > विसुक्क વિ., -ના.ધા.] (પશુ માદાનું) ગર્ભ ધારણ કરવાનું બંધ થવું. **વસુકાવું** ભાવે., ક્રિ. **વસુકાવવું** પ્રે., સ.ક્રિ.

**વસૂલ** ન. [અર.] માગણા પેટે ચૂકવાઈ ગયેલી રકમ. (૨) આવક, આમદાની. (૩) મહેસૂલ, 'રેવન્યૂ.' (૪) ક્રિ.વિ. ચૂકતે આવી જાય એમ. (૪) (લા.) સાર્થક, સફળ. [૰-**આપવું** (રૂ.પ્ર.) ચૂકતે આપવું. ૦ **કરવું**, ૦ **લેવું** (રૂ.પ્ર.) માગી ચૂકતે લેવું. ૦ **થવું** (રૂ.પ્ર.) ચૂકતે રકમનું આવી જવું]

**વસૂલ-દાર** વિ. [+ ફા. પ્રત્યય] વસૂલ કરનાર અમલદાર

**વસૂલદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] વસૂલદારનું કાર્ય

**વસૂલાત** સ્ત્રી. [અર., બ.વ.] વસૂલ આવી જવું કે કરવું એ, માગણું એકઠું કરી લેવું એ, 'રિકવરી.' (૨) જમીન ઉપર લેવાતો કર, સાંથ, 'લેવી'

**વસૂલાત-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] જમીનની સાંથ વસૂલ કરનારું સરકારી કાર્યાલય

**વસૂલાતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વસૂલાતને લગતું

**વસેક** જુઓ 'વશેક.'

**વસેકાઈ** જુઓ 'વશેકાઈ.'

**વસેડી** સ્ત્રી. એ નામનું એક ઝાડ

**વસેડો** પું. એ નામનો એક વેલો

**વસો** પું. [ફા. વિસ્વહ્] જમીનનું એક માપ (વીઘાનો ૨૦મો ભાગ). [**અનેક વસા** (રૂ.પ્ર.) અનેક રીતે. **વીસ વસા** (રૂ.પ્ર.) સોએ સો ટકા. (૨) તદ્દન ખરું. **હજાર વસા** (રૂ.પ્ર.) હજારો રીતે]

**વસોર્ધારા** સ્ત્રી. [સં.] કોઈ પણ દેવની પ્રીતિ માટે જલ દૂધ વગેરેની ધારાવડી કરવાની કર્મ-કાંડની એક ક્રિયા

**વસ્ચેરું** વિ. [જુઓ 'વચ્ચે' દ્વારા.] વચલું, બે વચ્ચેની મધ્યમ કક્ષામાં કે વયમાં રહેલું

**વસ્તર** ન. [સં. वस्त्र, અર્વા. તદ્ભવ] વસ્ત્ર, કપડું

**વસ્તર-સેવા** સ્ત્રી. [+ સં.] ઠાકોરજીનું ગુરુએ વસ્ત્ર પધરાવી આપ્યું હોય તેની ઠાકોરજી તરીકે સેવા. (પુષ્ટિ.)

**વસ્તાર** પું. [સં. विस्तार] છોકરાં-છૈયાંની સારી એવી વૃદ્ધિ. (૨) બહોળું કુટુંબ હોવું એ

**વસ્તારિક** વિ. [+ સં. इक ત.પ્ર. અસ્વાભાવિક રીતે ઉમેરેલ], **વસ્તારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] ઘણાં છોકરાં-છૈયાંવાળું. (૨) મોટા કુટુંબ-કબીલાવાળું

**વસ્તી** સ્ત્રી. [સં. वसति, હીનો અર્થ રહેઠાણ, આનો અર્થ 'પ્રજા,'-એટલે જુઓ 'વસવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય અને ઉચ્ચારણ-લાઘવ] તે તે વિસ્તારની પ્રજા, તે તે વિસ્તારમાં રહેતો માનવ-સમુદાય, રૈયત, જનતા, 'પૉપ્યુલેશન'

**વસ્તી-ગણતરી** સ્ત્રી. [+ જુઓ 'ગણતરી.'] લોકોની ગણના, જન-સંખ્યા લેવી એ, 'સેન્સસ-ઑપરેશન,' 'સેન્સસ'

**વસ્તી-પત્રક** ન. [સં.] જન-સંખ્યાની નામવાર યાદી, 'સેન્સસ-રેકૉર્ડ' [સંખ્યા-વૃદ્ધિ

**વસ્તી-વધારો** પું. [+ જુઓ 'વધારો.'] પ્રજાની થતી આવતી

**વસ્તી-શાસ્ત્ર** ન. [+ સં.] વસ્તીનાં વધારા કદ ગીચતા

વગેરેના અભ્યાસની વિદ્યા, 'ડેમોગ્રાફી'

**વસ્તી-મોજણી** સ્ત્રી. [+ જુઓ 'મોજણી.'] વસ્તી-શાસ્ત્રની દૃષ્ટિએ કરવામાં આવતી પ્રજાની સર્વે, 'ડેમોગ્રાફિક સર્વે'

**વસ્તી-સ્ફોટ** પું. [+ સં.] વસ્તીનો અસાધારણ વધારો, 'પોપ્યુલેશન ક્રાઇસિસ'

**વસ્તુ** ન. [સં.] નાટ્ય કથા કાવ્ય વગેરેના મૂળ પ્રસંગ, વૃત્ત, પ્લૉટ,' 'કન્ટેન્ટ' (દ.બા.) (કાવ્ય.) (૨) સ્ત્રી. [સં.,ન.] ચીજ, પદાર્થ, દ્રવ્ય, 'મૅટર,' 'રિયાલિટી' (હી.વ્ર.). 'એન્ટરી' (આ.બા.) (૩) (લા.) મૂળ ઉદ્દેશ, મતલબ, અર્થભાવ, 'ફૅક્ટ ફૅક્ચ્યલ' (ડા.માં.) [૦ ગૂંથવું (રૂ.પ્ર.) મૂળ પ્રસંગને વણી લેવો]

**વસ્તુ-કલ્પના** સ્ત્રી. [સં.] ધારણા, 'કન્સેપ્શન' (ચં.ન.)

**વસ્તુ-ગત** વિ. [સં.] વસ્તુમાં રહેલું, સ્વાભાવિક. (૨) વિષયરૂપ, વિષયાત્મક, 'ઇને(ઢ)ટ' 'રિયલ' (કે.હ.), 'ઑબ્જેક્ટિવ' (દ.બા.)

**વસ્તુ-ચિત્રકાર** વિ. [સં.] પદાર્થની તાદૃશતા મૂર્ત કરનાર ચિતારો, 'સબ્જેક્ટ-પેઇન્ટર (ર.મ.રા.)

**વસ્તુચિત્ર-લિપિ** સ્ત્રી. [સં.] કહેવાની વાતને ચિત્ર દ્વારા ચીતરીને બતાવવાની પ્રાચીન રીત, ચિત્ર-લિપિ

**વસ્તુ-તત્ત્વ** ન. [સં.] વાસ્તવિક હકીકત, વસ્તુ-સ્થિતિ, 'રિયાલિટી'

**વસ્તુ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] ઉદ્દેશ, હેતુ, 'ઑબ્જેક્ટિવ'

**વસ્તુ-તઃ** ક્રિ.વિ. [સં.] વાસ્તવિક રીતે, ખરું જોતાં, તત્ત્વતઃ, 'વર્ચ્યુઅલી'

**વસ્તુ-તા** સ્ત્રી. [સં.] પદાર્થનું હોવાપણું, વાસ્તવિકપણું

**વસ્તુત્વ-વાદ** પું. [સં.] પદાર્થોનું હમેશાં અસ્તિત્વ છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'સબ્સ્ટેન્શિયલિઝમ'

**વસ્તુ-નિરૂપણ** ન. [સં.] મૂળ વાત કહેવી એ, તત્ત્વનું નિરૂપણ

**વસ્તુ-નિર્દેશ** પું [સં.] મૂળ વાતનો ઉલ્લેખ. (૨) ગ્રંથના વિષયનું કે વાર્તાના મૂળનું યા નાટ્યની બીજભૂત કથા ('પ્લૉટ')નું સૂચન. (૩) લક્ષણમાં સમાવેશ પામતા વિષયો ઉપરાંત જેના મૂળ વસ્તુ વિશે નવા ધર્મ-લક્ષણનું સૂચન થાય તે, 'રિયલ પ્રોપોઝિશન' (મ.ન.) (તર્ક.)

**વસ્તુનિર્દેશાત્મક** વિ. [+[+ સં. आत्मन् + क.] વસ્તુ-નિર્દેશના રૂપનું ['ડિનોટેશન

**વસ્તુ-બોધકતા** સ્ત્રી. [સં.] પદાર્થનો ખ્યાલ થવાપણું.

**વસ્તુ-લેખક** વિ. [સં.] પાંડુલિપિ લખનાર. 'સ્ક્રિપ્ટ-રાઇટર'

**વસ્તુ-વાદ** પું. [સં.] મૂળ પદાર્થનું અસ્તિત્વ અને એનાથી વિકાસ થાય છે એ પ્રકારનો સિદ્ધાંત, જાતિ-વાદ, સૃષ્ટિ-દૃષ્ટિ-વાદ, 'રિયાલિઝમ'

**વસ્તુવાદી** વિ. [સં.,પું.] વસ્તુવાદમાં માનારું (બ્યો.જ.)

**વસ્તુ-વિચાર** પું. [સં.] વસ્તુની યથાર્થ પરિસ્થિતિનો ખ્યાલ

**વસ્તુ-વિજ્ઞાન** ન. [સં.], **વસ્તુ-વિદ્યા** [સં.] જુઓ 'વસ્તુ-શાસ્ત્ર.'

**વસ્તુ-વિધાન** ન [સં.] જુઓ 'વસ્તુ-નિર્દેશ.'

**વસ્તુ-વિનિમય** પું. [સં.] પદાર્થોનો ફેર-બદલો, સાટું

**વસ્તુ-વિભાગ** પું. [સં.] તે તે વસ્તુને એના તે તે સ્થાનમાં મૂકવામાં આવે એવી યોજના [શાસ્ત્ર

**વસ્તુ-શાસ્ત્ર** ન. [સં.] પદાર્થોના સ્વરૂપનો ખ્યાલ આપનારું

**વસ્તુ-સંકલના** (-સઙ્કુલના) સ્ત્રી. [સં.] વસ્તુની ગૂંથણી, વાસ્તવિક સ્વરૂપને સમજી એનું આલેખન

**વસ્તુ-સ્થિતિ** સ્ત્રી. [સં.] ખરી હકીકત, 'રિયાલિટી' (મ.ન.), 'ઍપ્રેઇઝલ.' (૨) પરિ-સ્થિતિ, સંયોગ

**વસ્તુ-શાસ્ત્ર** ન. [સં.] પદાર્થોના પરસ્પરના સંબંધની તાત્ત્વિક ચર્ચા આપતી વિદ્યા, 'ઑન્ટોલૉજી' (આ.બા.)

**વસ્તુ-શૂન્ય** વિ. [સં.] જેમાં પદાર્થનો અભાવ છે તેવું,. 'મિથ્યા-ભૂત' [સ્પોઝિશન' (ઉ.જો.)

**વસ્તુ-સ્ફોટ** પું. [સં.] વિષયની સ્પષ્ટતા કરવી એ, 'એક્-

**વસ્તુસ્વરૂપ-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'વસ્તુ-શાસ્ત્ર'-'ઑન્ટોલૉજી' (અ.ક.). [લંકારનો એક ભેદ. (કાવ્ય.)

**વસ્તૂત્પ્રેક્ષા** સ્ત્રી. [+ સં. उत्प्रेक्षा] ઉત્પ્રેક્ષા નામના અર્થા-

**વસ્ત્ર** ન. [સં.] કપડું, લૂગડું. [પાંચે વસ્ત્ર=ધોતિયું અંગરખો પછેડી પાઘડી અને પગરખાં]

**વસ્ત્ર-ગાળ** વિ. [+ જુઓ 'ગાળવું.'] કપડાંથી ગાળેલું. (૨) દવા ફરતે કપડું વીંટી એને છાણ-માટી કરી પાકવા માટે તૈયાર કરેલું કપડ-છાણ

**વસ્ત્ર-પરિધાન** ન. [સં.] કપડાં પહેરવાની ક્રિયા

**વસ્ત્ર-રહિત** વિ. [સં.] કપડાં વિનાનું, નાગું-પૂગું

**વસ્ત્ર-લોચન** ન. [સં.] લાજ કાઢતી વખતે માત્ર આંખ ખુલ્લી રહે એ પ્રકારે મોઢું ઢાંકવું એ. [૦ કરવાં (રૂ.પ્ર.) કોઈનાં લૂગડાં લત્તાં ઉતરાવી લેવાં એ]

**વસ્ત્ર-સેવા** સ્ત્રી. [સં.] ઠાકોરજીના પ્રસાદી-વસ્ત્રની ઠાકોરજી તરીકે સેવા-ભક્તિ. (પુષ્ટિ.)

**વસ્ત્ર-સ્વાવલંબન** (-લમ્બન) ન. [સં.] કપડાંના વિષયમાં વિદેશો પર આધાર ન રાખવો પડે એવી સ્થિતિ. (૨) પોતાની મેળે જ કાંતી વણી અને સીવી પોતાનાં વસ્ત્ર બનાવી લેવાં એ

**વસ્ત્ર-હરણ** ન. [સં.] વસ્ત્ર ખેંચવી લેવાં એ

**વસ્ત્ર-હીન** વિ. [સં.] જુઓ 'વસ્ત્ર-રહિત.'

**વસ્ત્ર-ભંડારી** (-ભણ્ડારી) વિ. [સં. + જુઓ 'ભંડારી.'] કાપડનો હવાલો રાખનાર, 'લિનન-કીપર'

**વસ્ત્રાપથ, ૦ ક્ષેત્ર** ન. [સં.] ગિરનારની આસપાસના પ્રદેશનું મધ્યકાલીન પૌરાણિક નામ. (સંજ્ઞા.)

**વસ્ત્રાભૂષણ** ન. [+ સં. आ:भूषण], **વસ્ત્રાલંકાર** (-લઙ્કાર) પું. [+ સં. अलँकार] લૂગડાં-ઘરેણાં

**વસ્લ** પું. [અર.] મુલાકાત, મેળાપ. (૨) સંબંધ

**વહદત, વહદાનિયત** સ્ત્રી. [અર. વહ્દત્, વહ્દાનિય્યત્] પરમેશ્વરનું એકપણું, એકેશ્વરતા

**વહદેવ** પું [સં. वैश्वदेव દ્વારા શૌ.] સવારની સંધ્યા પૂરી કર્યા પછી વૈશ્વદેવ નામનો ગૃહયજ્ઞ કરવામાં આવે છે તે. [૦ મૂકવો (રૂ.પ્ર.) સળગાવવું]

**વહન** ન. [સં.] ઉપાડી આગળ વધવું એ, માથે ઉપાડીને લઈ જવું એ. (૨) પાણીનો પ્રવાહ, વહેણ. (૩) વીજળી વગેરેનું પ્રસરણ. 'કન્ડક્શન' (અ.ત્રિ.), 'કન્ડક્ટિવિટી' (હો. વિ.સા.)

**વહન-ક્ષમતા** સ્ત્રી. [સં.] ઉપાડી લઈ જવાની શક્તિમત્તા, 'કૅરીઇંગ કૅપેસિટી'

**વહન-ખરચ** પું., ન. [+જુઓ 'ખરચ.'], **વહન-ખર્ચ** પું., ન. [+જુઓ 'ખર્ચ.'] ઉઠાવવાની મજૂરીનું મહેનતાણું, ખેંચામણ ['ડિસ્ચાર્જ કૅપેસિટી'

**વહન-શક્તિ** સ્ત્રી. [સં.] ઉપાડી લઈ ચાલવાની તાકાત.

**વહન-શીલ** વિ. [સં.] વહી જવાના સ્વભાવનું

**વહનશીલ-તા** સ્ત્રી. [સં.] વહી જવાનો સ્વભાવ હોવાપણું. (૨) પ્રસરી જવાની શક્તિ, 'કન્ડક્ટિવિટી'

**વહવાવું** (વ:વાવું) જુઓ 'વાહવું'માં.

**વહવું** અ.ક્રિ. [સં. वह्, તત્સમ] પ્રવાહીરૂપે આગળ વધવું. (૨) વીજળી વગેરેનું તારમાં પ્રસરવું. (૩) તરતાં આગળ વધવું. (૪) સ.ક્રિ. ઉપાડીને આગળ ચાલવું. (૫) ભાર ઉઠાવવો, જવાબદારી લેવી. [**વહી જવું** (રૂ.પ્ર.) વંઠી જવું, **વહ્યું જવું** (રૂ.પ્ર.) ચાલ્યું જવું, **વહ્યું વહ્યું** (રૂ.પ્ર.) બહાવરું. (૨) નિષ્ફળ થયેલું. (૩) ગભરામણમાં. (૪) ફાંફાં મારતાં મારતાં] **વહાવું**[1] ભાવે., કર્મણિ., ક્રિ. **વહાવવું** પ્રે.,સ.ક્રિ.

**વહાણ** (વા:ણ) ન. [સં. वाहन > પ્રા. वाहण જૂ.ગુ. 'વાહાણ'] પાણીમાં તરનારું મોટું વાહન, નાવ, જહાજ. [○ **કમાવું** (રૂ.પ્ર.) પરદેશ સાથે વેપાર ખેડવો. ○ **ફાટવું** (રૂ.પ્ર.) વસ્તુ કે માણસ મોટા જથ્થામાં આવવાં. ○ **બાંધવું** (રૂ.પ્ર.) વહાણ મુસાફરી માટે ભાડે કરવું. ○**નો કાગડો** (રૂ.પ્ર.) કદી ન છોડનારું આશ્રિત. ○**માં બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) -ના પક્ષમાં ઘૂસવું. -**ણે ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) પરદેશનો વેપાર ખેડવો] [પાવડી, ચાખડી, ખડા

**વહાણુઈ** (વા:ણૈ) સ્ત્રી. [સં. वाहनिका > वाहणिआ] પગ-

**વહાણ-ખેડ** (વા:ણ-ખેડય) સ્ત્રી. [+જુઓ 'ખેડવું.'] વહાણમાં બેસી દૂર દેસાવરોમાં જવું એ, વહાણવટું

**વહાણ-ખેડુ** (વા:ણ-) વિ. [+જુઓ 'ખેડુ.'] વહાણમાં બેસી પરદેશોની મુસાફરી કરનાર

**વહાણ-બંધો** (વા:ણ-બન્ધો) પું. [+જુઓ 'બાંધવું'+ગુ. 'ઓ' કૃ.પ્ર.] વહાણો બાંધવાનું કામ કરનાર કારીગર

**વહાણ-વટિયલ** (વા:ણ-) વિ.,પું. [જુઓ 'વહાણ-વટું' દ્વારા.] વહાણવટું કરનાર, વહાણ-ખેડું

**વહાણ-વટી** (વા:ણ.) વિ.,પું. [+સં. वृत्तिक- > પ્રા.वट्टिअ-] વહાણ દ્વારા પોતાનું ભરણ-પોષણ કરનાર. (૨) જુઓ 'વહાણ-ખેડુ.' (૩) ખારવો, નાવિક

**વહાણ-વટું** (વા:ણ-) ન. [જુઓ 'વહાણ-વટી' + ગુ. 'ઉં' ત.પ્ર.] વહાણવટીનું કામ. (૨) વહાણો દ્વારા પરદેશનો વેપાર ખેડવો એ

**વહાણ-વિદ્યા** (વા:ણ-) સ્ત્રી. [સં.] વહાણો વગેરે પાણી ઉપર ચલાવવાનું શાસ્ત્ર, નૌકા-શાસ્ત્ર

**વહાણિયું** (વા:ણિયું) ન. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] વહાણનાં તળા અને નીચેના ભાગની બાજુએ લાગેલી છીપલી

**વહાણ(-ણે)લું** (વા:ણ(-ણે)લું) ન. [જુઓ 'વહાણું' + ગુ. 'અલું'-'એલું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વહાણું' (પદ્યમાં).

**વહાણું**[2] (વા:ણું) ન. [સં. विभानक- > પ્રા. विहाणअ-] પરોઢિયું, મળસકું, વહેલું સવાર, ભડકડું, અરુણોદય. [-**ણાં વહી જવાં** (રૂ.પ્ર.) ઘણા દિવસ પસાર થઈ જવા. ○ **વાવું** (રૂ.પ્ર.) પરોઢ થવું]

**વહાણેલું** (વા:ણેલું) જુઓ 'વહાણલું.'

**વહાબી** વિ. [અર. વહ્હાબી] મધ્યકાલીન યુગના શેખ અબ્દુલ વહાબે પ્રચલિત કરેલા મુસ્લિમ પેટા સંપ્રદાયનું અનુયાયી

**વહાર** (-રય) સ્ત્રી. [સં. वि + आ + हृ -हर् = व्याहर् > પ્રા. वाहर બોલાવવું દ્વારા] સહાય, મદદ, કુમક. (૨) ઉપરાણું. [-**રે ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) મદદે આવવું કે જવું]

**વહારા-ખોર** (વા:રાખોર) વિ. [જુઓ 'વહારું' + ફા. પ્રત્યય] વારે વારે વહારે આવનારું કે જનારું

**વહારું** (વા:રું) [જુઓ 'વહાર' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (લા.) મનની ધૂન, વલણ. [○ **આવવું** (રૂ.પ્ર.) મદદે આવવું. -**રે ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) મદદે આવી પહોંચવું]

**વહાલ** (વા:લ) ન. [જુઓ 'વહાલું' ઉપરથી.] પ્રેમ, સ્નેહ, વત્સલતા, માયા, પ્રીતિ, હેત [જુઓ 'વહાલું.'

**વહાલકું** વિ. [જુઓ 'વહાલું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર]

**વહાલકૂડું** વિ. [જુઓ 'વહાલકું' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] વહાલ કરતું આવતું, વહાલ ઇચ્છતું

**વહાલડું** (વા:લડું) વિ. [જુઓ 'વહાલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] વહાલું (પદ્યમાં)

**વહાલપ** (વા:લપ્ય) સ્ત્રી. [જુઓ 'વહાલું' + ગુ. 'પ' ત.પ્ર.] -**પણ** ન. [+ગુ. 'પણ' ત.પ્ર.] વહાલાપણું, વહાલ, હેત, પ્રેમ, પ્રીતિ

**વહાલમ** (વા:લમ્ય) પું. [સં. वल्लभ > પ્રા. वल्लह દ્વારા], ○**જી** પું.,બ.વ. [+ જુઓ 'જી' (માનાર્થે).] વહાલો પતિ, પ્રિયતમ

**વહાલ-સોયું** (વા:વ-) વિ. [જુઓ 'વહાલ' દ્વારા.] વહાલ ઊપજે તેવું, પ્યારું, લાડકું. લાડકવાયું

**વહાલા-ખાયું** (વા:લા-) વિ. [જુઓ 'વહાલું' + 'ખાવું' + ગુ. 'યું' કૃ.પ્ર.] વહાલાં સ્વજનો ગુજરી જાય તેવું (વરસ), દુકાળિયું

**વહાલા-વંચું** (વા:લા- વચ્ચું) વિ. [જુઓ 'વહાલું' + 'વાંચવું'[2] + ગુ. 'ઉં' કૃ.પ્ર.] પોતાનાં માણસોનું ભલું ઇચ્છનારું

**વહાલાં** (વા:લાં) ન.,બ.વ. [જુઓ 'વહાલું' નામ જેવો પ્રયોગ] સ્નેહી સ્વજનો

**વહાલી** (વા:લી) વિ., સ્ત્રી [જુઓ 'વહાલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પ્રિયા, વલ્લભા, પ્રિયતમા

**વહાલીડું** (વા:લીડું) વિ. જુઓ 'વહાલું' + ગુ. 'ઈડું' ત.પ્ર] મનમાં ખૂબ ગમી જાય તેવું, જોતાં વહાલ ઉપજાવે તેવું (લાલિત્યનો અર્થ) ('વહાલીડો' સર્વસામાન્ય ગમતો જુવાન)

**વહાલું** (વા:લું) વિ. [સં. वल्लभक- > પ્રા. वल्लहअ- > જૂ.ગુ. 'વાહાલું'] પ્રિય, પ્યારું

**વહાલેરું** (વા:લેરું) વિ. [જુઓ 'વહાલું' + ગુ. 'એરું' ત.પ્ર.] વહાલું, તુલનામાં વધારે પ્રિય

**વહાલેસ(-શા)રી** વિ. [+સં. ईश्वर > પ્રા. ईस्सर + ગુ. 'ઈ' ત.પ્ર.] ભલું ઇચ્છનારું, હિતૈષી, હિતેચ્છુ

**વહાલો** (વાઃલો) પું. [જુઓ 'વહાલું.'] પ્રિય પતિ, પ્રિયતમ, નાવલિયો

**વહાવવું, વહાવું**[૧] જુઓ 'વહવું'માં.

**વહાવું**[૨] (વાઃવું) અ.ક્રિ. છેતરાવું, વહવાવું, ઠગાવું, ધુતાવું

**વહિયેલ** (વૈઃયેલ) વિ, અસ્થિર મગજનું. (૨) ઉદ્ધત થઈ ગયેલું, મગજનું ફાટેલું

**વહી** (વૈઃ) સ્ત્રી. [અર. વહી] ખુદાનો સંદેશો. (૨) નોંધ-પોથી. (૨) પેઢીનામું, વંશાવળી, [૦ **આવવી** (રૂ.પ્ર.) ધૂન ચડવી. ૦ **ઊતરવી** (રૂ.પ્ર.) પ્રગટ થવું. ૦ **વાંચવી** (રૂ.પ્ર.) નિંદા કરવી] [સં.] ચોપડા-પૂજન

**વહી-પૂજન** (વૈઃ-) ન. [+ સં.], **વહી-પૂજા** (વૈઃ-) સ્ત્રી. [+

**વહીવટ** (વૈઃવટ) પું. [જુઓ 'વહી' દ્વારા.] કારોબાર, કારભાર, વ્યવસ્થા, 'ઍડ્મિનિસ્ટ્રેશન,' 'મૅનેજમેન્ટ.' (૨) શિરસ્તો, પદ્ધતિ. (૩) લેવડ-દેવડ. [૦ **ચલાવવો** (રૂ.પ્ર.) કારભાર કરવો ૦ **લંબાવવો** (-લમ્બાવવો) (રૂ.પ્ર.) વેપાર-ધંધો ખીલવવો] ['ઍડ્મિનિસ્ટ્રેટર'

**વહીવટ-કર્તા** વિ. [+ સં.,પું.] વહીવટ કરનાર, 'એગ્ઝિક્યુટર,'

**વહીવટ-દાર** (વૈઃવટ-) વિ. [+ ફા. પ્રત્યય] વહીવટ કરનાર, 'મૅનેજર.' (૨) પું. મહેસૂલ ઉઘરાવનાર અમલદાર

**વહીવટ-દારી** (વૈઃવટ-) સ્ત્રી. [+ ફા. પ્રત્યય] વહીવટદારની ફરજ

**વહીવટ-પત્ર** પું. [+ સં.,ન.] વહીવટ ચલાવવાના અધિકારનો કાગળ, 'લેટર ઑફ઼ ઍડ્મિનિસ્ટ્રેશન'

**વહીવટી** (વૈઃવટી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વહીવટને લગતું, 'ઍડ્મિનિસ્ટ્રેટિવ,' 'એગ્ઝિક્યુટિવ'

**વહી-વંચો** (વૈઃવઞ્ચો) વિ.,પું. [જુઓ 'વહી' + 'વાંચવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] વંશાવળી વાંચનારો-બારોટ, પેઢી દર પેઢીથી તે તે કુળનાં નામ નોંધનારે કુળ-બારોટ

**વહુ** (વૌઃ) સ્ત્રી. [સં. वधूका > પ્રા. वहूआ] દીકરાની પત્ની, પુત્ર-વધૂ. (૨) પત્ની, ભાર્યા, ધણિયાણી (આધેડ કે વૃદ્ધ પત્ની માટે પછી નથી વપરાતો). [**નવી વહુ નવ દહાડા** (-વૌઃ,-દાઃડા) (રૂ.પ્ર.) થોડા દિવસની મઝા]

**વહુઅ(-વ)ર** (વૌઃઅ(-વ)રય) સ્ત્રી. [જુઓ 'વહુ' દ્વારા.] તાજી પરણીને આવેલી પુત્ર-વધૂ

**વહુઆ(-વા)રુ** (વૌઃઆ(-વા)રુ સ્ત્રી., બ.વ. [જુઓ 'વહુ-અ(-વ)ર' + ગુ. 'ઉં' જૂ.ગુ., બ.વ.,પ્ર.] ઘરની વહુઓ

**વહુ-ઘેલો** (વૌઃઘેલો) વિ.,પું. [+ જુઓ 'ઘેલું.'] નવી પરણી લાવેલી વહુને માટે તરફડતો પતિ, વર-વઓ. વહુ પાછળ ગાંડો

**વહુ-જી** (વૌઃજી) ન., બ.વ. [+ જુઓ 'જી' (માનાર્થે).] પુત્ર-વધૂ (માનાર્થે). (૨) પુષ્ટિમાર્ગના ગોસ્વામી કે સ્વામિનારાયણ સંપ્રદાયના આચાર્યની તે તે પત્ની

**વહુજી-મહારાજ** (વૌઃજી-માઃરાજ) ન., બ.વ. [+ સં. महाराज પું. નો 'સાહેબ' જેવો પ્રયોગ] જુઓ 'વહુજી(૨).'

**વહુ-સુખો** (વૌઃસુખો) વિ.,પું. [+ સં. सुख + ગુ. 'ઉં' ત.પ્ર.] નવી પરણી આવેલી પત્નીના કહ્યા પ્રમાણે ચાલનારો પતિ

**વહુર** (વૌઃરય) જુઓ 'વહુ-અર.' ['વહુ-ઘેલો.'

**વહુ-વઓ** (વૌઃવઓ) વિ.,પું. [જુઓ 'વહુ' દ્વારા.] જુઓ

**વહુવર** (વૌઃવરય) જુઓ 'વહુઅર.'

**વહુવારુ** જુઓ 'વહુઆરુ.'

**વહેણ** (વેઃણ) ન. [જુઓ 'વહેવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] પાણીનો પ્રવાહ

**વહેતિયાણ** (વેઃતિયાણ) વિ. [જુઓ 'વહેવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'આણ' ત.પ્ર.] વહેતું ચાલ્યું જતું

**વહેતી-સર** (વેઃતી-સરય) સ્ત્રી. [જુઓ 'વહેવું' + ગુ. 'તું' વર્ત.કૃ. + 'ઈ' સ્ત્રીપ્રત્યય + 'સર' (-સેર).] (લા.) ચાલુ આવક. (૨) વારંવાર ગર્ભવતી થતી સ્ત્રી. (૩) સતત વધ્યા જ કરતું હોય કે ચાલુ હોય તેવું કાંઈ પણ

**વહેન** (વેઃન) જુઓ 'વહેણ.'

**વહેમ** (વેઃમ) પું. [અર. વહ્મ્] શંકા, શક, સંશય, સંદેહ. ખોટી માન્યતા, ભ્રમ, ભ્રાંતિ, 'ડાઉટ,' 'સુપર્સ્ટિશન.' [૦ **ખાવો**, ૦**માં પડવું** (રૂ.પ્ર.) વહેમાવું] [થયેલી ભૂલ

**વહેમ-ચૂક** (વેઃમ-ચૂકય) સ્ત્રી. [+ જુઓ 'ચૂક.'] સંદેહને લીધે

**વહેમાવવું** (વેઃમાવવું) જુઓ 'વહેમાવું'માં.

**વહેમાવું** (વેઃમાવું) અ.ક્રિ. [જુઓ 'વહેમ,' -ના-ધા.] વહેમનો ભોગ બનવું. શંકાશીલ બનવું,.શંકામાં પડવું. **વહેમાવવું** (વેઃમાવવું) પ્રે.,સ.ક્રિ.

**વહેમાળું** (વેઃમાળું) વિ. [+ ગુ. 'આળું' ત.પ્ર.], **વહેમી** (વેઃમી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **-મીલું** (વેઃમીલું) વિ. [+ ગુ. 'ઈલું' ત.પ્ર.] વહેમ રાખનારું, શંકાશીલ

**વહેર** (વેઃર) પું. [જુઓ 'વહેરવું.'] (લાકડું) વહેરવાની ક્રિયા. (૨) (લાકડું) વહેરતાં પડતો વહેરનો ભૂકો. [૦ **દેવો**, ૦ **મૂકવો** (રૂ.પ્ર.) લાકડા પર કાપો મારવો]

**વહેરણ**[૧] (વેઃરણ) ન. [જુઓ 'વહેરવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] જુઓ 'વહેર.' (૨) વહેરવાની કળા. (૩) વહેરવાનું મહેનતાણું

**વહેરણ**[૨] (વેઃરણ) ન. [જુઓ 'વહેરવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] વહેરવાનું સાધન, કરવત

**વહેરણિયું** (વેઃરણિયું) વિ. [જુઓ 'વહેરણ[૨]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વહેરણ.[૨]' (૨) વિ. (લા.) સખત કડવા શબ્દો કહેનારું તેમ મહેણાં મારનારું

**વહેરણિયો** (વેઃરણિયો) પું [જુઓ 'વહેરણિયું.'] લાકડાં વહેરવાનું કામ કરનાર ધંધાદારી કામદાર

**વહેરવું** [વેઃરવું) સ.ક્રિ. (લાકડું) કરવતથી બે ભાગમાં અલગ કરવું. **વહેરાવું** (વેઃરાવું) કર્મણિ., વિ. **વહેરાવવું** (વેઃરાવવું) પ્રે.,સ.ક્રિ.

**વહેરાઈ**[૧] (વેઃરાઈ) સ્ત્રી. [સં. वाराहिका > પ્રા. वाराहिआ, વ્યત્યયથી] વારાહી માતા (એક દેવી). (સંજ્ઞા.)

**વહેરાઈ**[૨] (વેઃરાઈ.) સ્ત્રી. [જુઓ 'વહેરવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] વહેરવાનું કામ. (૨) વહેરવાનું મહેનતાણું

**વહેરાણવું** (વેઃરાણવું) અ.ક્રિ. છેતરાવું, ઠગાવું, ધુતાવું

**વહેરામણ** (વેઃરામણ) ન. [જુઓ 'વહેરવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.], **-ણી** સ્ત્રી. [+ગુ. 'આમણી' કૃ.પ્ર.] જુઓ 'વહેરાઈ.[૨]'

**વહેરાવવું, વહેરાવું** (વેઃરા.) જુઓ 'વહેરવું'માં.

**વહેરી** (વેઃરી) સ્ત્રી. [જુઓ 'વહેરાઈ.[૧]'] જુઓ 'વહેરાઈ.[૧]'

**વહેરો** (વેઃરો) પું. [જુઓ 'વહેરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.], ૦ **આંતરો** પું. [જુઓ 'આંતરો' સમાનાર્થીનો દ્વિર્ભાવ.],

**૦ વંચો** (-વચ્ચો) પું. [+અરપષ્ટ] છૂટું પાડવાની ક્રિયા. (૨) (લા.) અંતર, આંતરો, જુદાઈ, તફાવત

**વહેલ૧** (વેઃલ્ય) સ્ત્રી. [દે પ્રા. वेल्ल न. જૂ. ગુ. वेल्लि] ઉપર માફાવાળી (ખાસ કરી લગ્ન વગેરેમાં વપરાતી) બળદ-ગાડી, વેલ, વેલડું. [૦ કાઢવી (રૂ.પ્ર.) કૂતરાંને માટે લાડવા રોટલા વગેરે એકઠા કરવા એક ગામથી બીજે ગામ ગાડામાં જવું] [પ્રાણી, જળ-ઘોડો

**વહેલ૨** (વ્હેલ) સ્ત્રી. [અં. વ્હેઇલ] એક મોટું દરિયાઈ

**વહેલા-મોડું** (વેઃલા-) વિ. [જુઓ 'વહેલું' + 'મોડું.'] જુઓ 'વહેલું-મોડું.'

**વહેલું** (વેઃલું) વિ. [દે.પ્રા. वहिल्लअ-] નક્કી સમય કરતાં થોડું ઝાઝું પૂર્વેનું. સમય પહેલાંનું. (૨) (લા.) ઉતાવળું, જલદી. [૦ થવું (રૂ.પ્ર.) ઝટ કરવું]

**વહેલું-મોડું** (વેઃલું-) વિ. [+ જુઓ 'મોડું.'] થોડું પહેલા થોડું પછીના સમયનું. (૨) ક્રિ.વિ. થોડું ઝાઝું પહેલાં કે થોડું ઝાઝું પછી [પણ વધુ પહેલા સમયનું

**વહેલેરું** (વેઃલેરું) વિ. [+ ગુ. 'એરું' ત પ્ર.] પહેલાં કરતાં

**વહેવડા(-રા)મણ** (વેઃવડા(-રા)મણ) ન. [જુઓ 'વહેવડા-(-રા)વવું' +ગુ. 'આમણ' કૃ પ્ર.], -ણી સ્ત્રી. [+ ગુ. 'આમણી' કૃ.પ્ર.] ઊંચકી જવાનું મહેનતાણું

**વહેવડા(-રા)વવું** (વેઃવડા(-રા)વવું) જુઓ 'વહેવું'માં.

**વહેવાર** (વેઃવાર) પું. [સં. व्यवहार > પ્રા. विवहार, જૂ. ગુ. 'વિહિવાર'] વ્યવહાર, લેવડદેવડનો સંબંધ.(૨) ચાલ, રિવાજ. (૩) આચરણ, વર્તણૂક [વ્યવહાર-કુશળ

**વહેવાર-દર્શી** (વેઃવાર-) વિ. [+ સં.,પું.] વહેવાર જોનારું.

**વહેવારિક** (વેઃવારિક) વિ. [+ સં इक ત.પ્ર.] વ્યાવહારિક, વહેવારને લગતું, વ્યવહાર-સંબંધી

**વહેવારિક-તા** (વેઃવારિક-) સ્ત્રી. [+ સં., ત.પ્ર.] વહેવારિક-પણું, વ્યવહારકુશળ-તા

**વહેવારિયા-વટ** (વેઃવારિયા-વટ્ય) સ્ત્રી. [જુઓ 'વહેવારિયો' + ગુ. 'વટ' ત.પ્ર.] વહેવાર સાચવવાપણું [લગતું

**વહેવારિયું** (વેઃવારિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વ્યવહારને

**વહેવારિયો** (વેઃવારિયો) વિ.,પું. [જુઓ 'વહેવારિયું.'] વહે-વારમાં સમજનારો માણસ, વહેવાર પ્રમાણે ચાલનાર. (૨) વેપારી. (૩) સાહુકાર [નારું, વ્યાવહારિક

**વહેવારી** (વેઃવારી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વહેવાર ચલાવ-

**વહેવારીકું** (વેઃવારીકું) વિ. [+ ગુ. 'કું' ત.પ્ર.] વહેવારને શોભતું, મધ્યમ પ્રકારનું

**વહેવારુ** (વેઃવારુ) વિ. [+ ગુ. 'ઉ' ત.પ્ર.] વ્યવહારમાં સમઝ-તું. (૨) વ્યવહારમાં કામ લાગે તેવું, વ્યવહારુ, કામ સરે એ માટેનું

**વહેવાવું** (વેઃવાવું) જુઓ 'વહેવું'માં.

**વહેવું** (વેઃવું) અ.ક્રિ.,સ ક્રિ. [સં. वह्, જૂ.ગુ. 'વિહિ'] જુઓ 'વહવું.' [-તી ગંગા (-ગઙ્ગા) (રૂ.પ્ર.) ચાલુ પ્રવાહ. (૨) ચાલુ રિવાજ. -તી સર (રૂ.પ્ર.) ચાલુ આવક. -તું થવું (રૂ.પ્ર.) ચાલતા થવું. -તું મૂકવું (રૂ.પ્ર.) જતું કરવું. (૨) ધ્યાન પર ન લેવું. (૩) અંકુશ છોડી દેવો. વહ્યું જવું (વઃયું-) (રૂ પ્ર.) ચાલ્યા જવું] વહેવાવું (વેઃવાવું) ભાવે., કર્મણિ, ક્રિ. વહેવડા(-રા)વવું પ્રે.,સ.ક્રિ.

**વહેળકું** (વેઃળકું) ન. [જુઓ 'વહેળો' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.], **વહેળિયું** (વેઃળિયું) ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનો વહેળો

**વહેળો** (વેઃળો) પું. [જુઓ 'વહેવું' દ્વારા.] વહેતા પાણીનો નાનો પ્રવાહ, ઝરણું. (૨) એવો પ્રવાહ જતો હોય તે સાંકડો ભાગ

**વહેંચણ** (વેઁઃચણ્ય) -ણી, સ્ત્રી. [જુઓ 'વહેંચવું' + ગુ. 'અણ'-'અણી' કૃ.પ્ર.] વાટણી, વિતરણ, 'ડિસ્ટ્રિબ્યુશન.' (૨) ભાગ પાડી આપવાની ક્રિયા, વિભાજન, વાંટો, 'બ્રેક-અપ,' 'પાર્ટિશન'

**વહેંચણી-ખત** (વેઁઃચણી-) ન. [+ જુઓ 'ખત.'], **વહેંચણી-પત્ર** (વેઁઃચણી-) પું. [+ સં ,ન.] ભાગ કે વાંટા પાડવાને લગતો દસ્તાવેજ, વિભાગ-પત્ર, વાંટણીનો લેખ, 'ઇન્સ્ટ્રુમેન્ટ ઑફ પાર્ટિશન'

**વહેંચવું** (વેઁઃચવું) સ.ક્રિ. વાંટા પાડવા, ભાગ પાડવા. (૨) અલગ અલગ આપવું, વાંટવું. [ ગરાસ વહેંચવો (વેઁઃચવો) (રૂ.પ્ર ) તકરાર કરવી, લડી પડવું.] **વહેંચાવું** (વેઁઃચાવું) કર્મણિ., ક્રિ. **વહેંચાવવું** (વેઁઃચાવવું) પ્રે,,સ.ક્રિ.

**વહેંચાવવું, વહેંચાવું** (વેઁઃચા-) જુઓ 'વહેંચવું'માં.

**વહો** પું [સં. वहक > પ્રા वहअ-] (પાણીનો) પ્રવાહ, વહેણ

**વહોણ** (વોઃણ) પું. [જુઓ 'વહેવું' દ્વારા.] સીમમાંનો વહેણ-થી પડી ગયેલો ખાડો

**વહોણું** (વોઃણું) વિ. [સં. विहीनक > પ્રા. विहीणअ-] વિનાનું, રહિત, વગરનું [ખરીદી

**વહોર-ગત** (વોઃરચ-ગત્ય) સ્ત્રી. [જુઓ 'વહોરવું' દ્વારા.]

**વહોરત** (વોઃરત્ય) સ્ત્રી. [જુઓ 'વહોરવું' દ્વારા.] ખરીદ કરવું એ, ખરીદી, ક્રય. (૨) વહોરવાની ક્રિયા (જૈન સાધુની). (જૈન.) (૩) (લા.) જોખમ

**વહોરતિયો** (વોઃરતિયો) પું. [જુઓ 'વહોરવું' + ગુ. 'તું' વર્ત. કૃ. + 'ઇયું' ત.પ્ર.] માલ-સામાનની ખરીદ-વેચ કરનારું. (૨) વહોરવાનું કામ કરનાર (જૈન સાધુ). (જૈન.)

**વહોરવું** સ.ક્રિ. [સં वि + अव + हृ-हर् = व्यवहर् > પ્રા. विवहर, જૂ.ગુ. 'વુહુર'] વ્યવહાર કરવો. લેવડ-દેવડ કરવી. (૨) સંઘરવું. (૩) (આળ જેવું) માથે ઉઠાવી લેવું, સ્વીકારવું. (૪) અન્નની ગોચરી કરવી. (જૈન.) [નિસાસો વહોરવો (રૂ.પ્ર.) કદુઆ લેવી] **વહોરાવું** (વોઃરાવું) કર્મણિ., ક્રિ. **વહોરાવવું** (વોઃરાવવું) પ્રે.,સ.ક્રિ.

**વહોરાવવું, વહોરાવું** (વોઃરા-) જુઓ 'વહોરવું'માં.

**વહોરા-વાડ** (વોઃરા-વાડ્ય) સ્ત્રી. [જુઓ 'વહોરો' + 'વાડ.૨'] મુસલમાન દાઊદી કે સુન્ની વહોરાઓને વસવાનો લત્તો

**વહોરા-શાઈ** (વોઃરા-શાઈ) વિ. [જુઓ 'વહોરો' + 'શાહી'૧ > 'શાઈ.'] વહોરાને લગતું, વહોરાનું

**વહોરો** (વોઃરો) પું. [સં व्यावहारक- > પ્રા.. विवहारअ-, જૂ ગુ. 'વુહુરઅ-'] (મૂળ અર્થ 'વેપારી'-પરથી] નાગર વગેરે જ્ઞાતિની એક અવટંક અને એનો પુરુષ (સંજ્ઞા.) (૨) મુસ્લિમ શિયા દાઊદી (લોટિયા) જમાત અને એનો પુરુષ. (સંજ્ઞા ) (૩) મુસ્લિમ સુન્ની ફિરકાની એક વેપારી કોમ અને એનો

પુરુષ. (સંજ્ઞા.) [-રા ભાઈનું નાડું (રૂ.પ્ર.) પકડેલી વાત કે જિદ્દ ન છોડવી એ, હઠાગ્રહ]

**વહોળિયું** (વૉઃળિયું) ન. [સં. वह् ધાતુ, દે.પ્રા.માં वहोल + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'વહેળિયું.'

**વહ્નિ** પું. [સં.] અગ્નિ, આતશ, દેવતા, દેતવા

**વહ્નિ-જ્વાલા(-ળા)** સ્ત્રી. [સં.] અગ્નિ-જ્વાળા, અગ્નિની મોટી ઝાળ

**વહ્નિ-શિખા** સ્ત્રી. [સં.] અગ્નિની પાતળી ઊંચી જ્વાળા

**વળ**[1] પું. [સં. वल ▶ પ્રા. वल] દોરડું વગેરે વણતાં દેવામાં આવતો તે તે આંટો, આંબળો, મોડ. (૨) પેચ. (૩) (લા.) લાગ, દાવ. (૪) મમત, હુંપદ. (૫) મરડાટ. (૬) વક્રોક્તિ. (૭) અંટસ, કીનો. [૦ આપવો, ૦ ચડા(-ઢા)વવો, ૦ દેવો (રૂ.પ્ર.) ઉશ્કેરવું. ૦ આપવો, ૦ બેસવો (-બેસવો) (રૂ.પ્ર.) મેળ થઈ જવો, મેળ ખાવો. ૦ ઉતારવો (રૂ.પ્ર.) સંતોષકારક વ્યવસ્થા કરવી. (૨) હુંપદ તોડવું. ૦ ખાવો (રૂ.પ્ર.) હુંપદ કરવું. ૦ લેવો (રૂ.પ્ર.) સંયોગને અનુકૂળ થવું. ૦નું માણસ (રૂ.પ્ર.) અનુકૂળ માણસ. (૨) લાગવગ નીચેનું માણસ. ૦માં આવવું (રૂ.પ્ર.) લાગમાં આવવું. ૦માં લાવવું, ૦માં લેવું (રૂ.પ્ર.) લાગમાં લેવું, જકડી લેવું. ૦ રાખવો (રૂ.પ્ર.) અંટસ રાખવો. ૦ શીખવો (રૂ.પ્ર.) નમતું ન આપવું, તાબે ન થવું. -ળે વળનું (રૂ.પ્ર.) અનુકૂળ. (૨) સમાન કક્ષાનું. -ળે વળ બેસાડવો (-બેસાડવો) (રૂ.પ્ર.) બંધ બેસતું કરવું]

**વળ**[2] (-ળ્ય) સ્ત્રી. શરીરના કોઈ પણ ભાગમાં લાગે કે ગૂમડું થયું હોય તો કાખ કે સાથળના મૂળમાં ગાંઠ ઊપડી આવે છે તે. [૦ ઘાલવી (રૂ.પ્ર.) એવી ગાંઠ થઈ આવવી]

**વળકણું** વિ. [જુઓ 'વળવું' દ્વારા.] વળે તેવું, નરમ

**વળ-કવળ**[1] વિ. [જુઓ 'વળ' + 'ક-વળ.'] (લા.) આંટીઘૂંટીવાળું, દાવપેચવાળું. (૨) અનુકૂળ-પ્રતિકૂળ

**વળ-કવળ**[2] ક્રિ.વિ. [જુઓ 'વેળા' + 'ક' + વેળા.'] ગમે તે સમયે સગવડ અગવડનો વિચાર કર્યા વિના

**વળગણ**[1] ન. [જુઓ 'વળગવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] વળગવાની ક્રિયા. (૨) આડો સંબંધ, 'એસોશિયશેન' ('અં.સા.) (૩) કબજો, માલિકી

**વળગણ**[2] વિ. [જુઓ 'વળગવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] વળગી પડનારું. (૨) ન. (લા.) ભૂત-પ્રેત. (૩) લપ. (૪) ઉપાધિ [ત.પ્ર.] જુઓ 'વળગણ'

**વળગણિયું** વિ. [જુઓ 'વળગણ[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે

**વળગણી** સ્ત્રી. [જુઓ 'વળગવું' + ગુ. 'અણી' કર્તૃવાચક કૃ.પ્ર.] લૂગડાં લત્તાં નાખી રાખવાની છાપરા સાથે વળગાળેલી બેઉ છેડે બાંધેલી વાંસડાની યોજના. (૨) (લા.) ડાકણ

**વળગણું** વિ. [જુઓ 'વળગવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] વળગનારું, બાઝનારું. (૨) વહાલથી ભેટી પડનારું. (૩) ન. જુઓ 'વળગણી.'

**વળગવું** અ.ક્રિ. [સં. वि-लग्न ભૂ. કૃ. ▶ પ્રા. लग्ग-ક્રિયા-રૂપ] ચોંટી પડવું, બાઝી પડવું. (૨) (લા.) (ભૂત પ્રેતાદિનો) વળગાડ થવો. [વળગીને બોલવું (રૂ.પ્ર.) આગ્રહ કરવો. વળગી પડવું. (રૂ.પ્ર.) ખોટો દાવો નોંધાવવો. વળગી રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) લટકતું રહેવું. કામે વળગવું (રૂ.પ્ર.) કામ-ધંધે ચડવું. કોટે વળગવું (રૂ.પ્ર.) ગળે બાઝી રહેવું. (૨) બલા આવી પડવી. ગળે વળગવું (રૂ.પ્ર.) જવાબદારી માથે આવી પડવી. ઝાંખરું વળગવું, પીડા (કે બલા) વળગવી (રૂ.પ્ર.) દુર્વ્યસન ચોંટવું. (૨) ઉપાધિ આવી પડવી. ભૂત વળગવું (રૂ.પ્ર.) નકામું દુઃખ આવી લાગવું. વાતે વળગવું (રૂ.પ્ર.) વાતચીતમાં રોકાઈ રહેવું] વળગાવું ભાવે.,ક્રિ. વળગાડવું પ્રે.,સ.ક્રિ.

**વળગા-ઝૂમ** (-મ્ય), -મી. સ્ત્રી. [જુઓ 'વળગવું' દ્વારા.] (લા.) બાઝં-બાઝ, બાઝા-બાઝી, વળગા-વળગી

**વળગાટ** પું. [જુઓ 'વળગવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.], -ડ પું. [જુઓ 'વળગાડવું.'] (લા.) (ભૂત-પ્રેત વગેરેની) ઝોડ-ઝપટ. (૨) વળગેલી કે વળગતી ભારરૂપ વસ્તુ. [મેલડીનો વળગાડ (રૂ.પ્ર.) ખસે નહિ તેવી વળગેલી લપ]

**વળગાડવું** જુઓ 'વળગવું'માં. (૨) ચોંટાડવું, લગાવવું, ચોપડવું. [કામે (કે રોજગારમાં) વળગાડવું (રૂ.પ્ર.) કામ-ધંધે ચડાવવું. કોટે વળગાડવું (રૂ.પ્ર.) જવાબદારી નાખવી. રમતે વળગાડવું (રૂ.પ્ર.) રમતમાં દિલ લગાવવું. વાતે વળગાડવું (રૂ.પ્ર.) છેતરવા વાતે લાગવું]

**વળગાવડું** વિ. [જુઓ 'વળગવું' દ્વારા] વળગતું આવે તેવું, વળગવાના સ્વભાવનું

**વળગા-વળગી** સ્ત્રી. [જુઓ 'વળગવું'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] વારંવાર વળગવું એ, બાઝા-બાઝી

**વળગાવું** જુઓ 'વળગવું'માં. [પ્રીત

**વળગું** ન. [જુઓ 'વળગવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] વળગણ, સંબંધ,

**વળણ**[1] ન. [જુઓ 'વળવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વળવું એ. (૨) વળવાનું સ્થાન, વળાંક, વાંક. (૩) બંધનું મૂળ. (૪) જુવારના ગીચ ચાસમાંથી ઉખેડી લીધેલો છોડ. (૫) જુઓ 'વલણ.' [વંજીનું માળખું

**વળણ**[2] ન. [જુઓ 'વળો' દ્વારા.] છાપરાનાં વળા-વળી-વાંસ-

**વળણ-દાર** વિ. [જુઓ 'વળણ[1]' + ફા. પ્રત્યય.] મરોડદાર

**વળત-ટિકિટ** સ્ત્રી. [જુઓ 'વળવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] પાછા વળવા માટે અગાઉથી ખરીદેલી ટિકિટ, 'રિટર્ન-ટિકિટ'

**વળત-દાણિયું**[2] વિ. [+ જુઓ 'દાણ + ગુ. 'ઇયું' ત.પ્ર.] લેણા પેટે ગણોતમાંથી વાળી લેવાની શરતવાળું. (૨) ન. એ પ્રકારની જમીન. (૨) એ પ્રકારનો દસ્તાવેજ

**વળત-ભાવ** પું. [+ સં.] (લા.) મંદવાડમાંથી તબિયતનું સુધારા પર આવવું એ

**વળતર** ન. [જુઓ 'વળવું 'દ્વારા.'] બદલા તરીકે મજરે અપાતી રકમ, વટાવ, છૂટ, 'કમિશન,' 'ડિવિડન્ટ,' 'કોમ્પેન્સેશન,' 'એબેઇટ-મેન્ટ.' (૨) (લા.) વેર લેવું એ. [૦ આપવું (રૂ.પ્ર.) નુકસાનીનો બદલો આપવો]

**વળતર-પદ્ધતિ** સ્ત્રી. [+ સં.] જેનો વટાવ કાપી આપવાનો હોય તેવી રીત, 'રિબેટ સિસ્ટમ'

**વળતા, -તાં** ક્રિ.વિ. [જુઓ 'વળતું' + ગુ. 'આં' સા.વિ.,પ્ર. (અન્વયાત્મક), -તી ક્રિ.વિ. [+ ગુ. 'ઈ' સા.વિ.,પ્ર. (મૂળમાં

બાળેલો)] વળી. (૨) પછી, પછી તરત

વળતું વિ. [જુઓ 'વળવું'+ગુ. 'તું' વર્ત. કૃ.] જવાબ તરીકે અપાતું કે વળાતું. (૨) પછીનું આવતું. (૩) સામું. (૪) ક્રિ.વિ. જુઓ 'વળતા,-તાં,-તી.' [-તો વાર (રૂ.પ્ર.) સાસરે આવેલી બાઈને ગામમાં રહેતાં પિયરિયાંનું સગું એકાદ દિવસ જમવા બોલાવી સાડી પહેરાવે એ]

વળ-દાર વિ. [જુઓ 'વળ[1]'+ફા. પ્રત્યય.] વળવાળું, આંટાવાળું, પેચવાળું. (૨) (લા.) મરડાટવાળું, વટવાળું, સ્વમાન માટે આગ્રહી. (૩) મિજાજી

વળ-વળ (વળ્ય-વળ્ય) સ્ત્રી. [જુઓ 'વળ-વળવું.'] ખંજવાળ, ખંજોળ, ખૂજલી, વલૂર

વળ-વળવું અ.ક્રિ. [રવા.] ખણજ આવવી. (૨) તરફડવું. (૩) ટળવળવું, પીડા અનુભવવી. વળવળાવું ભાવે.,ક્રિ. વળવળાવવું પ્રે.,સ.ક્રિ. [વળવળવું એ

વળવળાટ પું. [જુઓ 'વળવળવું'+ગુ. 'આટ' કૃ.પ્ર.]

વળવળિયું વિ. [જુઓ 'વળ-વળવું'+ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વળ-વળાટ કરનારું. (૨) (લા.) અસ્થિર મતિવાળું. (૩) ચાલાકીવાળું

વળવું અ.ક્રિ. [સં. वल् > પ્રા. वल] ઘૂમરાની જેમ વળાંક લેવો. (૨) મરડાવું. (૩) પાછું ફરવું. (૪) પથરાવું. (૫) ઠેકાણે આવવું. (૬) ફળવું. (૭) પલટાવું. [વળતાં પાણી થવાં (રૂ.પ્ર.) ઓટ થવી. (૨) જોર ઘસાતું ચાલવું. વળતી દશા (રૂ.પ્ર.) ભાગ્યોદય. વળતી વેળા (રૂ.પ્ર.) પડતીની દશા. વળતો દહાડો (-દા:ડો) (કે દિવસ) (રૂ.પ્ર.) ચડતીનો સમય. વળી જવું (રૂ.પ્ર.) પાછું આવવું કે જવું, આડું વળવું (રૂ.પ્ર.) વચ્ચે આવવું. ઢગલો વળી જવો (રૂ.પ્ર.) થાકથી લોથ-પોથ થઈ જવું. પાછું વળવું (રૂ.પ્ર.) ઊલટી થવી. પાછું વાળવું (રૂ.પ્ર.) ન સ્વીકારવું. મન વ(-વા)ળવું (રૂ.પ્ર.) વાત ભૂલી જવી. લાડુ વળવા (રૂ.પ્ર.) લાડુનું રૂપ લેવું. વાંકા વળીને (રૂ.પ્ર.) ફરજિયાત. વાંકું વળવું (રૂ.પ્ર.) તાબે થવું. શરીર વળવું (રૂ.પ્ર.) તંદુરસ્તી આવવી. સાન વળવી (રૂ.પ્ર.) સમઝાવું] વળાવવું ભાવે.,ક્રિ. વાળવું કર્મક પ્રે.,સ.ક્રિ.

વળા(-ળાં)ક પું. [જુઓ 'વળવું' દ્વારા.] વસ્તુ કે માર્ગ જ્યાંથી મરોડ લે તે ભાગ, મરોડ [આવવું એ, ફીથલો

વળાકડો પું. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] વારંવાર ફરીને

વળા(-ળાં)કો પું. [જુઓ 'વળા(-ળાં)ક+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] વળાંક. વલણ. (૩) ઢંગ

વળાટ પું. [જુઓ 'વળાવું'+ગુ. 'આટ' કૃ.પ્ર.] ઘાટ, આકાર

વળાણ ન. [જુઓ 'વળાવું'+ગુ. 'અણ' કૃ.પ્ર.] રસ્તાનો વળાંક

વળાત ન. [જુઓ 'વળાવું' દ્વારા.] વાળી લીધેલો કચરો-પૂંજો

વળાપના સ્ત્રી. [સં. विज्ञापना, અર્વા. તદ્‌ભવ] વિલાપ, રો-કકળાટ [ફરવાની ક્રિયા. (૨) વિદાય

વળામણ[1] ન. [જુઓ 'વળવું'+ગુ. 'આમણ' કૃ.પ્ર.] પાછા

વળામણ[2] ન [જુઓ 'વાળવું'+ગુ. 'આમણ' કૃ.પ્ર.] વાળવાનું કામ, 'ફોલ્ડિંગ'. (૨) વાસીદું વાળવું એ. (૩) વાળવાની રીત. (૪) વાળવાના કામનું મહેનતાણું

વળામણ[3] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વળવું'+ગુ. 'આમણ' કૃ.પ્ર.] (લા.) ચહેરા ઘાટ વગેરેનું મળતાપણું

વળામણી સ્ત્રી. [જુઓ 'વાળવું'+ગુ. 'આમણી' કૃ.પ્ર.] વાળવાની ક્રિયા. (૨) વાળવાનું મહેનતાણું

વળામણું વિ. [જુઓ 'વળવું'+'આમણું' કૃ.પ્ર.] પાછું વળતું, ઓસરતું, (૨) ન. પાછું વાળવું એ, વળાવવું એ, વિદાય. (૩) (લા.) દિલાસો

વળાવવું જુઓ 'વાળવું'માં. (૨) વિદાય આપવી, વોળાવવું

વળાવિયો વિ.,પું. [જુઓ 'વળાવવું'+ગુ. 'ઇયું' કૃ.પ્ર.] મુસાફરી કરનારને એક ગામથી બીજા ગામ સુધી રક્ષણ માટે અને રસ્તો બતાવવા માટે જતો ભોમિયો, વળાવો, 'એસ્કોર્ટ'

વળાવું ન. [જુઓ 'વળાવવું'+ગુ. 'ઉં' કૃ.પ્ર.] વળાવિયાનું કામ. (૨) વળાવિયાને અપાતું મહેનતાણું

વળાવો પું. [જુઓ 'વળાવવું' ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'વળાવિયો.'

વળાં ન.,બ.વ. [જુઓ 'વળું.'] વર્તન અને શીલની સમાનતા

વળાંક જુઓ 'વળાક.'

વળાંકો જુઓ 'વળાકો.'

વળિયા-ચંપુ (-ચમ્પુ) વિ. [જુઓ 'વળિયું' દ્વારા.] જેના ઘડપણને લઈ કપાળમાં શિંગડાના મૂળને જોડનારા ભાગમાં વાળની ભમરી હોય તેવું (પશુ)

વળિયાં-પળિયાં ન.,બ.વ. [જુઓ 'વળિયું'+'પળિયું.'] શરીરમાં પડેલી કરચલીઓ અને સફેદ થઈ ગયેલા વાળ. (૨) (લા.) ઘડપણ

વળિયું ન. [સં. वलि+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (શરીરની ચામડીની) કરચલી. (૨) માટીવાળા રસ્તામાં વરસાદ પડયા પછી સુકવાણમાં આડા ઘાટનો કરચલીના આકાર-નો તે તે ખાડો. (૩) કપડાંની બાંમાં પડતો પરસેવાના ડાઘનો તે તે સળ. (૪) આંટણ, આંકો, ચાકું. (૫) દાંતનો વળવાળો છલ્લો. (૬) સોના કે ચાંદીનું બાળકોને પગમાં પહેરવાનું વળવાળા તારનું ગૂંથેલું ઘરેણું (૭) દોરડાં વણવા માટેનું વળ ચડાવવાનું સાધન. (૮) તમાકુના છોડને વળ દઈ ને બનાવેલો ઝૂડો કે ફારડો

વળિયું પતરું ન. [+જુઓ 'પતરું.'] નળિયા માટનું તે તે લોખંડ એસ્બેસ્ટોસ વગેરેનું પતરું. 'કોરુગેટેડ શીટ'

વળી[1] સ્ત્રી. [જુઓ 'વળો'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] છાપરા માંડવા વગેરેમાં કામ આવતો સાગ વગેરેનો પાતળો સોટો

વળી[2] સ્ત્રી. [સં. वलय ન. દ્વારા] લાકડીને છેડે ઓસાતી ગોળ ખોલી

વળી[3] ઉભ. [જુઓ' વળવું'+ગુ. 'ઈ' સં. ભૂ.કૃ.] ફરીને, બીજી વાર, પાછું, વળતું

વળું ન. [સં. वलय > પ્રા. वलअ-] કપડાંની બાંમાં પડેલો પરસેવાનો ગોળ ડાઘ, વળિયું. (૨) (લા.) મંડળ, સમુદાય, ટોળું, પક્ષ. (૩) જમીનનું પડ. (૪) ખોલી, વળી. (૫) શરીરનો બાંધો. (૬) ઘાટ. 'મોલ્ડિંગ' (ગ.વિ.) [૦ આવવું (રૂ.પ્ર.) મનમાં તરંગ આવવો. ૦ ઉલટાવવું (રૂ.પ્ર.) વાત ફેરવી નાખવી (૨) વલણ બદલવું]

વળૂંકો પું. [+ ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) સારી રીતભાત, વળોટ. (૨) શિક્ષણ, કેળવણી, તાલીમ
વળૂંદ(-ધ)વું જુઓ 'વલૂંદ(-ધ)વું. વળૂંદા(-ધા)વું ભાવે.,ક્રિ. વળૂંદા(-ધા)વવું પ્રે.,સ.ક્રિ.
વળૂંદા(-ધા)વવું, વળૂંદા(-ધા)વું જુઓ ,વલૂ(-ળૂ)દ(-ધ)વું'માં.
વળૂંદું(-ધું) જુઓ 'વલૂંદુ(-ધું).'
વળૂંભવું અ ક્રિ. વળગી રહેવું. (૨) વીંટાવું. (૩) લટકવું. (૪) અટવાઈ પડવું. વળૂંભાવું ભાવે.,ક્રિ. વળૂંભાવવું પ્રે.,સ.ક્રિ.
વળૂંભાવવું, વળૂંભાવું જુઓ 'વળૂંભવું'માં.
વળો[1] પું. [સં. वलय (શાખા) > પ્રા. वलअ-] (લા.) છાપરામાં છાપરાના ટેકા માટે ભરાવાતો સાગનો તે તે લાકડો સોટો. (૨) વાદળાંમાંથી છૂટતી વરસાદની તે તે પ્રબળ ધાર
વળો[2] પું. [જુઓ 'વળ[1]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) શત્રુતા, વેર, દુશ્મનાવટ
વળો[3] પું. [જુઓ 'વળવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ફગલો. (૨) ડાંગર વાવવા માટે પાણીની અંદર સમાર ફેરવવાની કરવામાં આવતી ક્રિયા
વળોક જુઓ 'વળાંક.' [જુઓ 'વળૂંકો.'
વળોટ પું. [જુઓ 'વળવું' દ્વારા.] જુઓ 'વળોક.' (૨)
વળોટવું અ.ક્રિ. [જુઓ 'વળોટ'-ના.ધા.] ટપી જવું, ઉલ્લંઘવું. (૨) ચડિયાતા થવું. (૩) (સમયનું) પસાર થવું. વળોટાવું ભાવે., ક્રિ. વળોટાવવું પ્રે.,સ.ક્રિ.
વળોટાવવું, વળોટાવું જુઓ 'વળોટવું'માં.
વળોટિયું ન. [જુઓ 'વળોટ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] છાપરામાં વળા જડવા માટે નાખેલું આડું ગોળ ભારવાટિયું, આડું
વંક (વઙ્ક) વિ. [સં. वक्र > પ્રા. वंक, પ્રા. તત્સમ] વાંકું, (સમાસના પૂર્વ પદ તરીકે : જુઓ નીચે 'વંક-વિલોકણી' વગેરે). (૨) કુટિલ, દુષ્ટ. (૩) ભયંકર [વાંકું, વક્ર
વંકટ (વઙ્કટ), -ટું વિ. [+ ગુ. 'ટ' - 'ટું' સ્વાર્થે ત.પ્ર.]
વંક-વિલોકણી (વઙ્ક) વિ., સ્ત્રી. [+ સં. विलोकनी] વાંકું જોનારી, ત્રાંસી આંખે જોનારી
વંક-વોળામણું (વઙ્ક-) વિ. [+જુઓ 'વોળામણું.'] વાંકું-ચૂકું
વંક-હાર (વઙ્ક-) પું. [+ સં.] એક પ્રકારનો હાર
વંકાઈ (વઙ્કાઇ) સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] વાંકાપણું, વાંકાઈ. (૨) (લા.) આડાઈ, અવરોધ. (૩) હઠ, દુરાગ્રહ, જિદ
વંકાવવું (વઙ્કાવવું) જુઓ 'વંકાવું'માં.
વંકાવું (વઙ્કાવું) અ.ક્રિ. [જુઓ 'વંક,'-ના.ધા.] ઘાટમાં વાંકું-આડું થઈ જવું. (૨) (લા.) રિસાવું. વંકાવવું (વઙ્કાવવું) પ્રે.,સ.ક્રિ. [વાંકાપણું, વાંકાઈ
વંકાશ (વઙ્કાશ) સ્ત્રી. [જુઓ 'વંક' + ગુ. 'આશ' ત.પ્ર.]
વંકીલું (વઙ્કીલું) વિ. [જુઓ 'વંક' + ગુ. 'ઈલું' સ્વાર્થે ત. પ્ર.], વંકું (વઙ્કું) વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] વાંકું. (૨) (લા.) અટપટું. (૩) ફાંકડું. (૪) બહાદુર
વંગ (વઙ્ગ) ન. [સં.] સીસું (ધાતુ). (૨) પું. બંગાળનું પ્રાચીન નામ. (સંજ્ઞા.)
વંગડ (વઙ્ગડ) પું. (મોચીનો) વીંગડો. (૨) હાથીના દાંત ઉપર મજબૂતી માટે બંધાતું બંધન કે ચાપડો
વંચક[1] (વઞ્ચક) વિ. [સં.] છેતરનાર, ધૂર્ત
વંચક[2] ન. [જુઓ 'વાચવું' દ્વારા સંસ્કૃતાભાસી.] વાંચવું એ, વાચન [ધૂર્તતા
વંચક-તા (વઞ્ચક-તા) સ્ત્રી. [સં.] છેતરપીંડી, કપટ, છળ,
વંચકી (વઞ્ચકી) વિ., સ્ત્રી. [સં.] છેતરનારી સ્ત્રી
વંચણા (વઞ્ચણા) સ્ત્રી. [સં. वञ्चना > પ્રા. वंचणा, પ્રા. તત્સમ] જુઓ 'વંચના.' (જૈન)
વંચન (વઞ્ચન) ન. [સં.] જુઓ 'વંચના.' [કરનારું
વંચન-શીલ (વઞ્ચન-) વિ. [સં.] છેતરવા ટેવાયેલું, છેતર્યાં
વંચના (વઞ્ચના) સ્ત્રી. [સં.] છેતરવું એ, છેતરપીંડી, ઠગાઈ, ધૂર્તતા. (૨) ભ્રમ, ભ્રાંતિ, ભ્રમણા [આવેલું લગ્ન
વંચના-વિવાહ (વઞ્ચના-) પું. [સં.] છેતરપીંડીથી કરવામાં
વંચવું (વઞ્ચવું) સ.ક્રિ. [સં. वञ्च् તત્સમ] છેતરવું, ઠગવું, ધૂતવું. વંચાવું[1] (વઞ્ચાવું) કર્મણિ., ક્રિ. વંચાવવું[2] (વઞ્ચાવવું) પ્રે.,સ.ક્રિ. [વંચાવું એ, વાચન
વંચાણ (વઞ્ચાણ) ન. [જુઓ 'વંચાવું[2]' + ગુ. 'આણ' કૃ.પ્ર.]
વંચાર (વઞ્ચાર) ન. કેડ, કમર, કટિ
વંચાવવું,[1] વંચાવું[1] જુઓ (વઞ્ચા-) 'વંચવું'માં.
વંચાવવું,[2] વંચાવું[2] (વઞ્ચા-) જુઓ 'વાંચવું'માં.'
વંચિત (વઞ્ચિત) વિ. [સં.] છેતરાયેલું, ઠગાયેલું, ધુતાયેલું. (૨) રહિત, વિનાનું, વગરનું. (૩) જેને લાભ નથી મળ્યો તેવું. (૪) વિમુખ
વંછેરવું (વઞ્છેરવું) સ.ક્રિ. વીંખવું, પીંખવું, ચૂંથવું, વેરણ-છેરણ કરવું, વંછેરાવું (વઞ્છેરાવું) કર્મણિ., ક્રિ. વંછેરાવવું (વઞ્છેરાવવું) પ્રે.,સ.ક્રિ.
વંછેરાવવું, વંછેરાવું (વઞ્છેરા-) જુઓ 'વંછેરવું'માં.
વંજી (વઞ્જી) સ્ત્રી. છાપરાના પડાળમાં બંધાતી ચોકાતી વાંસની ખપાટ ઠગ, ધુતારું. (૨) ન. નેતર
વંજુલ (વઞ્જુલ) વિ. [સં.] વાંકા અને લુચ્ચા સ્વભાવનું
વંજુ-શય્યા (વઞ્જુ-) સ્ત્રી. [સં. માં વઞ્જુ નથી; ના.દ.એ પ્રયોજ્યો છે.] નનામી, ઠાઠડી, શબ-વાહિની
વંજો (વઞ્જો) પું. [જુઓ 'વંજી.'] વાંસનાં ખપાટિયાંનો ભારો. [૦ આપવો (રૂ.પ્ર.) નાસી છૂટવું]
વંઝા (વઞ્ઝા) સ્ત્રી. [સં. वन्ध्या > પ્રા. वंझा] વાંઝણી
વંઝા-દોષ (વઞ્ઝા-) પું. [+સં.] વાંઝણી હોવાની ખામી
વંઝાપો (વઞ્ઝાપો) પું. [+ ગુ. 'પો' ત.પ્ર.] વાંઝિયાપણું, વંધ્યત્વ [દસ્તાવેજ, વિભાજન-પત્ર, વિભંગ-પત્ર
વંટન-પત્ર (વણ્ટન-) પું.,ન. [સં.,ન.] વાંટણી કરવાનો
વંટાવવું, વંટાવું (વણ્ટા-) જુઓ 'વાંટવું'માં.
વંટોળ (વણ્ટોળ) પું. ઘૂમરી લઈ વાતો ભારે પવન, ચક્રવાત, 'સાઇક્લોન.' [-ળે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) લહેરમાં આવી ઘૂમવું]
વંટોળ-ચક્કી (વણ્ટોળ-) સ્ત્રી. [+ જુઓ 'ચક્કી.'] પવનથી ચાલતી પાણી ખેંચવાની ચક્કી, પવન-ચક્કી. (૨) જુઓ 'વંટોળિયો' - 'સાઇક્લોન' (ભ.ક.ઠા.)
વંટોળિયો (વણ્ટોળિયો) પું. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વંટોળ.'

**વંઠ** (વણ્ઠ) વિ. [સં.] ખાંઠિયું, ઠીંગણું, (૨) લંગડું ને ઠૂંઠું. (૩) કુંવારું, વાંઢું

**વંઠવું** (વણ્ઠવું) અં. ક્રિ. [સં. वि-नष्ट> પ્રા. -विणट्ठ દ્વારા] જાતિ ધર્મથી ભ્રષ્ટ થવું, બગડવું. (૨) કુછંદમાં પડવું, **વંઠાવું** (વણ્ઠાવું) ભાવે.,ક્રિ. **વંઠાવવું** (વણ્ઠાવવું) પ્રે.,સ.ક્રિ.

**વંઠાવવું, વંઠાવું** (વણ્ઠા-) જુઓ 'વંઠવું'માં.

**વંઠેલું** વિ. [જુઓ 'વંઠવું' + ગુ. 'એલું' બી. ભૂ.કૃ.] ભ્રષ્ટ થઈ ગયેલું. (૨) વ્યભિચારી, છિનાળવું

**વંડી** (વણ્ડી) [જુઓ 'વંડો + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વાડા કે કમ્પાઉન્ડની બેઠા ઘાટની ભીંત. (૨) (લા.) ફરતી દીવાલવાળો નાનો રહેણાક ઘરવાળો બગીચો. [૦ છાવી (રૂ.પ્ર.) નાનું સામાન્ય કામ કરવું. ૦ પરનું ખરસલું (રૂ.પ્ર.) તુચ્છ વસ્તુ]

**વંડો** (વણ્ડો) પું. [દે. પ્રા. वंड- બંધ, પાળ] એક કરતાં વધુ મકાનોવાળો યા ખુલ્લો વંડી કરતાં જરા મોટી દીવાલથી આંતરી લીધેલો વાસ કે વાડો. (૨) અગાસીની ઉપર ખેંચેલી બે ત્રણ ફૂટની ફરતી દીવાલ, 'પેરેપેટ'

**વંઢી** (વણ્ઢી) સ્ત્રી. [ચરો.] જુઓ 'વંડી.'

**વંઢો** (વણ્ઢો) પું. [ચરો.] જુઓ 'વંડો.'

**-વંત** (વન્ત) વિ. [સં. °वत्> પ્રા. वंत, પ્રા. તત્સમ]-વાળું. (ગુ. મા. સં. શબ્દોમાં 'વાન'ને બદલે જૂની રૂઢિએ 'વંત'-વંતું' પણ વપરાય છે.)

**વંતર** (વન્તર) પું. [સં. व्यन्तर, અર્વા. તદ્ભવ] એક જાતની અર્ધ-દેવ ગણાતી જીવ-જાતિ. (૨) ભૂત, પ્રેત

**વંતરાવવું, વંતરાવું** જુઓ 'વાંતરવું'માં.

**વંતરી** (વન્તરી) વિ., સ્ત્રી. [જુઓ'વંતરો'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વ્યંતર સ્ત્રી. (૨) (લા.) બદસૂરત સ્ત્રી ['વંતર.'

**વંતરો** (વન્તરો) પું. [સં. व्यन्तरक> પ્રા. वंतरअ-] જુઓ

**વંતાક** (વન્તાક) ન. [સં. वृन्ताक- પું.] રીંગણું (શાક) (નાનું)

**વંતાક-ડી** સ્ત્રી. [+ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] રીંગણાંનો છોડ, રીંગણી [જુઓ 'વંત.'

**-વંતું** (વન્તું) વિ. [જુઓ- 'વંત' + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.]

**વંતાશ** (વન્તાશ) વિ. [સં. वान्त + आश =वान्ताश] જેણે આશાઓ જતી કરી હોય તેવું, આશા રહિત

**વંદણ** (વન્દણ) ન., -ણા સ્ત્રી. [સં. वंदन,-ना > પ્રા. वंदण, -णा, પ્રા. તત્સમ] વંદન, નમન. (જૈન.)

**વંદન** (વન્દન) ન. [સં.] વંદવું એ, નમન, નમસ્કાર

**વંદન-વાણી** (વન્દન-) સ્ત્રી. [સં.] નમસ્કારપૂર્વકના શબ્દ

**વંદના** (વન્દના) સ્ત્રી· [સં.] જુઓ 'વંદન.' [વંધ

**વંદનીય** (વન્દનીય) વિ. [સં.] વંદન કરવા જેવું, નમવા જેવું,

**વંદનીય-તા** (વન્દનીય) સ્ત્રી. [સં.] વંદનીય હોવાપણું

**વંદનોચ્ચાર** (વન્દનોચ્ચાર) પું. [સં. वन्दन + उच्चार] 'હું વંદું છું' એવો બોલ, વંદન-વાણી

**વંદવું** (વન્દવું) સ. ક્રિ. [સં. वन्द्, તત્સમ] નમન કરવું, વંદન કરવું. (ભૂ.કૃ.માં કર્તરિ). **વંદાવું** (વન્દાવું) કર્મણિ., ક્રિ. **વંદાવવું** (વન્દાવવું) પ્રે.,સ.ક્રિ.

**વંદાવવું, વંદાવું** (વં-દા-) જુઓ 'વંદવું'માં.

**વંદિત** (વન્દિત) વિ. [સં.] જેને નમન કરવામાં આવ્યું હોય તેવું, વંદાયેલું

**વંદિતા** (વન્દિતા) સ્ત્રી. [સં.] (લા.) પૂજ્ય આદરણીય સ્ત્રી

**વંદર-વાલ** (વન્દર) સ્ત્રી. [સં. वन्दारु-माला] બારણે લટકતું તોરણ, વંતર-વાલ, વંતર-માલ

**વંદે માતરમ્** (વન્દે-) કે. પ્ર. [સં.] 'હું માતૃભૂમિ (ભારત)ને વંદન કરું છું' એવો ઉદ્ગાર. (૨) એ ધ્રુવ-પંક્તિવાળું બીજા નંબરનું ભારતીય રાષ્ટ્રગીત (સ્વ. બંકિમબાબુનું રચેલું)

**વંદો** (વન્દો) પું. એક ઘરાળુ રાતો જીવડો, વાંદો, ઝોડો, ઝલ. (૨) મોટી મોગરી, મોદારી

**વંદ્ય** (વન્દ્ય) વિ. [સં.] જુઓ 'વંદનીય.' [વાંઝિયું, વાંઝણું

**વંધ્ય** (વન્ધ્ય) વિ. [સં.] જેને સંતાન કે ફળ નથી થયું તેવું,

**વંધ્ય-ત્વ** (વન્ધ્ય) ન. [સં.] વાંઝિયાપણું

**વંધ્યા** (વન્ધ્યા) વિ., સ્ત્રી. [સં.] વાંઝણી સ્ત્રી

**વંધ્યા-કરણ** (વન્ધ્યા-) ન. [સં. वन्ध्यीकरण] જુઓ 'વંધ્યીકરણ.' [રિક ખામી

**વંધ્યા-દોષ** (વન્ધ્યા-) પું. [સં.] વાંઝિયાપણું હોવાની શારી-

**વંધ્યા-પુત્ર** (વન્ધ્યા-) પું. [સં.] (લા.) અસંભવિત વસ્તુ

**વંશ** (વંશ) પું. [સં.] પુત્ર-પૌત્રાદિકના રૂપમાં ચાલુ રહેતો ક્રમ, પિતૃ-કુળ, 'ડિનેસ્ટી' (હ.ગં.શા.). (૨) સંતતિ, ઓલાદ. (૩) વાંસ (વનસ્પતિ), (૪) વાંસો. [૦ કાઢવો (રૂ.પ્ર.) કુળનો ઉચ્છેદ કરવો. ૦નો વેલો, ૦વેલો (રૂ.પ્ર.) પિતૃ-પરંપરા, કુળ-વેલ. ૦ જવો (રૂ.પ્ર.) સંતાન ન થવાં, પિતૃ-પરંપરા નાશ પામવી. ૦ રહેવો( -રે:વો) પિતૃ-પરંપરા ચાલુ રહેવી]

**વંશ-કર** (વંશ-) વિ. [સં.], **વંશ-કારી** (વંશ-) વિ. [સં.,પું.] વંશ ચાલુ રાખનાર (પુત્ર સંતાન)

**વંશ-ક્રમ** (વંશ-) પું. [સં.] વંશ-પરંપરા, 'જીનિયાલૉજી'

**વંશ-ગત** (વંશ-) વિ. [સં.] પેઢી-દર-પેઢી ચાલ્યું આવતું, વંશપરંપરાગત, 'હેરીડિટરી' [વળી, પેઢી-નામું

**વંશ-ચરિત,-ત્ર** (વંશ-) ન. [સં.] પિતૃ-કુળની હકીકત, વંશા-

**વંશ-ચ્છેદ** (વંશ-) પું. [સં.] પિતૃ-પરંપરાનો નાશ

**વંશ-જ** (વંશ-), -ધર વિ. [સં.] પિતૃવંશમાં જન્મેલું. (૨) પું. સંતાન, વારસ (પુત્ર)

**વંશ-પત** (વંશ-પત્ય) સ્ત્રી. [સં. + જુઓ 'પત.'] વંશની -કુળની પ્રતિષ્ઠા, કુળની આબરૂ

**વંશ-પરંપરા** (વંશ-પરમ્પરા) સ્ત્રી. [સં.] પેઢી-દર-પેઢીનો ક્રમ, પુત્ર-પરંપરા, બાપ-દાદાનો ચાલુ ક્રમ, વંશ-ક્રમ. 'જીનિયાલૉજી' [વારાથી ચાલ્યું આવતું

**વંશપરંપરા-ગત** (વંશપરમ્પરા-) વિ. [સં.] બાપ-દાદાના

**વંશ-રક્ષા** (વંશ-) સ્ત્રી. [સં.] વંશની જાળવણી (માણસ પશુ પક્ષી જંતુ વનસ્પતિ વગેરે સર્વ કોઈની)

**વંશ-લોચન** (વંશ-) ન. [સં.] વાંસના પોલા ભાગમાં થતો એક કિંમતી ઔષધીય પદાર્થ, વાંસ-કપૂર

**વંશ-વધારણ** (વંશ-) વિ. [ + જુઓ 'વધારવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.], **વંશ-વર્ધક, -ન** (વંશ-) વિ. [સં.] વંશની વૃદ્ધિ કરનાર (સંતાન)

**વંશ-વાડી** (વંશ-) સ્ત્રી, [+ જુઓ 'વાડી.'] (લા.) કુટુંબ-વિસ્તાર, કુળ-વિસ્તાર [વારસદાર પુત્ર, 'એર'

**વંશ-વારસ** (વંશ-) પું. [+ જુઓ 'વારસ.'] વંશમાં જન્મેલો

**વંશ-વિજ્ઞાન** (વંશ-) ન. [સં.] પ્રજાનાં ભિન્ન ભિન્ન વંશો

કુળો જાતિઓ વગેરેનો અભ્યાસ, નૃવંશશાસ્ત્ર.'એન્થ્રૉપોલૉજી'
**વંશ-વિજ્ઞાની** (વંશ-) વિ. [સં.,પું.] વંશવિજ્ઞાનનું જ્ઞાન ધરાવનાર, 'એન્થ્રોપોલૉજિસ્ટ.'
**વંશ-વિદ્યા** (વંશ-) સ્ત્રી. [સં.] જુઓ 'વંશ-વિજ્ઞાન.'
**વંશ-વિસ્તાર** (વંશ-) પું. [સં.] પિતૃકુળનો પરંપરાગત ફેલાવો
**વંશ-વૃક્ષ** (વંશ-) ન. [સં.,પું.] વંશાવળીનો આંબો, પેઢી-નામાનો બનાવેલો ઝાડનો આકાર (થડ-શાખા-પ્રશાખા-પાંદડાંઓમાં)
**વંશ વૃત્ત** (વંશ-) ન. [સં.] પિતૃ-વંશની હકીકત, પેઢી-નામું
**વંશ-વૃદ્ધિ** (વંશ-) સ્ત્રી. [સં.] સળંગ પિતૃ-પરંપરાનો વધારો--વિસ્તાર
**વંશ-વેલો** (વંશ-) પું. [+ જુઓ 'વેલો.'] જુઓ 'વંશ-વિસ્તાર.'
**વંશ-શુદ્ધિ** (વંશ-) સ્ત્રી. [સં.] પિતૃ-કુળની અવિચ્છિન્ન પરંપરા રહે એવો પ્રકાર (વ્યભિચાર-દોષથી બીજા ગોત્રના પુરુષથી સંતાન ન થવાં એ)
**વંશ-સંસ્કાર** (વંશ-સંસ્કાર) પું. [સં.] પિતૃ-કુળનો ચાલ્યો આવતો સાંસ્કૃતિક વારસો
**વંશસ્થ, ૦વિલ** (વંશસ્થ-) પું. [સં.,ન ] ૧૨ અક્ષરનો એક ગણ-મેળ છંદ. (પિં.)
**વંશ-સ્થાપક** (વંશ-) પું. [સં.] પિતૃ-કુળનો તે તે શાખાનો આદ્ય પુરુષ
**વંશાનુગત** (વંશાનુ-) વિ.[+સં. अनु-गत]જુઓ 'વંશપરંપરાગત.'
**વંશાનુગતિક** (વંશાનુ-) વિ. [સં.] વંશપરંપરા-ગત, 'હેરીડિટરી'
**વંશાનુગતિક-તા** (વંશાનુ-) સ્ત્રી. [સં.] વંશ-ક્રમ. 'હેરીડિટી' (ન.મૂ.શા.)
**વંશાનુચરિત** (વંશાનુ-) ન. [ + સં. अनु-चरित] જુઓ 'વંશ-વૃત્ત.'
**વંશાન્વય** (વંશાન્વય) પું. [ + સં. अन्वय] વંશ કે કુળની પરંપરામાં થયેલું સંતાન. (૨) આનુવંશિકતા, પેઢી, 'હેરીડિટી'
**વંશાવલિ** (-લી, -ળિ,-ળી) સ્ત્રી. [ + આવલિ,-લી] નામવાર વંશ-પરંપરા, પેઢી-નામું, 'જીનિયાલૉજી'
**વંશાસ્થિ** (વંશાસ્થિ) ન. [ + સં. अस्थि] વાંસાનું તે તે હાડકું
**વંશાંકુર** (વંશાઙ્કુર) પું. [ + સં. अङ्कुर] વંશ કે કુળનો નાનો બાળક. (૨) વાંસનો કોંટો કે ફણગો
**-વંશી**[1] (વંશી) વિ. [સં.,પું.] વંશને લગતું, વંશનું. (સમાસમાં ઉત્તરપદે 'સૂર્ય-વંશી' 'ચંદ્રવંશી' વગેરે)
**વંશી**[2] (વંશી) સ્ત્રી. [સં.] બંસી, વાંસળી, વેણુ
**-વંશીય** (વંશીય) વિ. [સં.] જુઓ 'વંશી.[1]'
**વંશોત્કર્ષ** (વંશોત્કર્ષ) પું. [સં. वंश + उत्कर्ष] કુળની ચડતી
**વંશોપભોગ્ય** (વંશોપ-) વિ. [સં. वंश + उप-भोग्य] એક જ પિતૃ-કુળને ઉપભોગ કરવા જેવું
**વંશ્ય** (વંશ્ય) વિ. [સં.] જુઓ 'વંશ-જ.'
**વંસલાવવું** જુઓ 'વાંસલવું'માં.
**વંસાલુ** (વંસાલુ) ન. રૂની ગાંસડી બાંધવાનું તાપડું
**વા**[1] ઉભ. [સં.] અથવા, કે, યા, યાતો, અગર
**વા**[2] પું. [સં. वात > પ્રા. वाअ] વાયુ, પવન, હવા. (૨) વાત-રોગ. (૩) (લા.) જીવ, પ્રાણ. (૪) રોગ કે વિચારનો તરંગ. (૫) વિ. સહેજ સાજ (જેમકે 'વા-કડવું' 'વા-તડ'). [**૦ આવવો** (રૂ.પ્ર.) વિચારનો જોશ આવવો. **૦ ઉપર જવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) ઘેલછા થવી. **૦એ ઊડવું** (રૂ.પ્ર.) ફેલાવું. **૦એ ફમાર દેવાં** (રૂ.પ્ર.) વાત ઊડી જવી. **૦એ જવું** (રૂ.પ્ર.) ગર્ભ ઊડી જવો, કસુવાવડ થવી. (૨) અસહ્ય લોકોની જમાવટ થવી. **૦એ વાત જવી** (રૂ.પ્ર.) કશું છાનું ન રહેવું. **૦એ વાતો કરવી** (રૂ.પ્ર.) નકામું બોલ્યા કરવું. **૦એ ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) તરંગ-વશ થવું. **૦ કાઢવો, ૦ કાઢી ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) માર મારી અધમૂઉં કરવું. **૦ ખાતું** (રૂ.પ્ર.) રખડતું, રઝળતું. **૦ ખાતું કરવું** (રૂ.પ્ર.) રખડાવવું. **૦ ખાતું રહેવું** (-રે:વું) (રૂ.પ્ર.) રઝળી પડવું. **૦ ખાવો** (રૂ.પ્ર.) અથડાયા કરવું. **૦ઘેલું** (-ઘૅલું) (રૂ.પ્ર.) મનસ્વી. **૦ જોવો** (રૂ.પ્ર.) મોકો જોવો, લાગ જોવો. **૦ના ઘોડા જેવું** (રૂ.પ્ર.) તરંગી. **૦નાં ફોકાં જેવું** (રૂ.પ્ર.) તદ્દન નબળી હાંઠીનું. **૦ નીકળવો** (રૂ. પ્ર.) વાનાં ગૂમડાં થવાં. **૦ નીકળી જવો** (રૂ.પ્ર.) મરી જવું. **૦ની મારી કોયલ** (-કોયલ) (રૂ.પ્ર.) સહેજે આવી પડેલું. **૦નું ફેફું** (રૂ.પ્ર.) દેખાવમાં જાડું છતાં નિર્બળ. **૦નું શરીર** (રૂ.પ્ર.) તાકાત વિનાનું ફૂલેલું શરીર. **૦નો ઘોડો** (રૂ.પ્ર.) મનમાં આવે તેમ કરનાર. **૦ ફૂંકાવવો** (રૂ.પ્ર.) શરીરના રોગ પર પવિત્ર માણસની ફૂંક મરાવવી. **૦ ભરખીને રહેવું** (-રે:વું) નિરાહાર રહેવું. **૦માં આવવું** (રૂ.પ્ર.) તરંગે ચડવું. **૦ લખાવવો** (રૂ.પ્ર.) વાના ફોલ્લા મટાડવા મંત્ર લખાવવો. **૦ સાથે લડે(-ઢે) તેવું** (રૂ.પ્ર.) તરંગી. (૨) કજિયાખોર. **૦ સાથે વાતો કરવી** (રૂ.પ્ર.) વગર બોલાવ્યે બોલ બોલ કર્યા કરવું]
**-વા**[3] ક્રિ.વિ. [સં. व्याप- > પ્રા. वाअ-] અંતરે, છેટે (સમાસમાં ઉત્તર પદે: 'ખેતર-વા' 'રાશ-વા'-બહુ વ્યાપક પ્રયોગ નથી.)
**વાઇન** પું. [અં.] દ્રાક્ષનો દારૂ
**વાઇફ** સ્ત્રી. [અં.] પત્ની, ભાર્યા, ઘરવાળી
**વાઇસ** -વિ. [અં.] -ની નીચેના દરજ્જાનું, ઉપ-(સમાસમાં પૂર્વપદ: જુઓ નીચે.)
**વાઇસ-એડ્મિરલ** -વિ.,પું. [અં.] દરિયાઈ લશ્કરનો ઉપ-સેનાપતિ
**વાઇસ-ચાન્સેલર** વિ.,પું. [અં.] ઉપ-કુલપતિ, (નવી પરિભાષામાં 'કુલપતિ,' 'ચાન્સેલર' તે 'કુલાધિપતિ')
**વાઇસ-ચેરમેન** પું. [અં.] ઉપાધ્યક્ષ
**વાઇસ-પ્રિન્સિપાલ** પું. [અં.] ઉપાચાર્ય
**વાઇસર** ન.,પું. [અં. વૅાશર] ખીલાના માથા ઉપર ખાંચામાં રાખવામાં આવતી આધાર માટેની ચકરી. (૨) પંપ વગેરેમાં આવતું એવું ચામડા વગેરેનું કાણાવાળું સાધન
**વાઇસ-રૉય** પું. [અં.] સમ્રાટનો પ્રતિનિધિ, ગવર્નર-જનરલનો સમકક્ષ દેશનો હાકેમ
**વાઈ** સ્ત્રી. [સં. वातिका > પ્રા. वाइआ] ભાન થવાનો વાયુ-રોગ, મૃગી-રોગ, ફેફરું, 'હિસ્ટીરિયા,' 'ફિટ.' [**૦ થવી** (રૂ.પ્ર.) કંટાળી જવું]
**વાઉ**[1] વિ. [સં. वायुक > પ્રા. वाउअ-] મગજમાં ખૂરીવાળું, વાયલ
**વાઉ**[2] સ્ત્રી. પગને તળિયે પડતી ફાટ, વેઢ
**વા-ઉખેરો, વા-ઉખેળો** પું. [જુઓ 'વા[2]' + ઉખેરવું.' 'ઉખેળવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] -વાયુના પ્રકોપને લીધે થતાં ઝાડા-ઊલટી, કોગળિયું, દૂટિયું, 'કૉલેરા'

**વાઉચર** ન. [અં.] ખરીદીનું ભરતિયું, ઓથરિયું, આંકડો, 'બિલ.' (૨) સાબિતી માટેનો કાગળ, પ્રમાણ-લેખ

**વાઉલ, -લું** વિ. [જુઓ 'વાઉ[1]' + ગુ. 'લ'-'લું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વાઉ.[1]' [ભાષણ (મુસ્લિમોમાં)

**વાએ(-ય,-ઇ)જ[1]** પું. [અર. વઅ્ઝ્] ઉપદેશ, ઉપદેશાનું

**વાએ(-ય, -ઇ)જ[2]** પું. [અર. વાઇઝ્] ઉપદેશક (મુસ્લિમ)

**વાક[1](-ગ[1])** સ્ત્રી. [સં. वाक्,-ग्] વાણી, વાચા

**વાક[2]** પું. જુઓ 'વક.'

**વા-કડવું[1]** વિ. [જુઓ 'વા[2]' + 'કડવું.'] સહેજ સાજ કડવું

**વાકડ-વું[2]** વિ. [જુઓ 'વાંકું' દ્વારા.] સહેજમાં વાંકું પાડનારું. (૨) હઠીલું, જિદ્દી, આડું

**વાકડિયો** પું. ભાવનગર તરફ થતો એક જાતનો પથ્થર

**વાકડો** પું. [સં.] અનાવળા બ્રાહ્મણોમાં કન્યાવાળા તરફથી વરવાળાને દેવાતો દહેજ, પેઠણ

**વાકતી** સ્ત્રી. માછલીની એક જાત [પ્રદેશ. (સંજ્ઞા.)

**વાકળ** પું. મહી અને ઢાઢર વચ્ચેનો ગુજરાતનો એક

**વાકણું** ન. વાણા માટે પરતા ઉપર બનાવેલી મોટી આંટી

**વાકુંબો** પું. છોડમાં ફૂટતો નકામો ફણગો

**વાકુંભો** પું. એ નામની એક વનસ્પતિ

**વાકેફ** વિ. [અર. વાકિફ્], **૦ગાર** વિ. [+ફા. પ્રત્યય] માહિતી ધરાવનાર, જાણવાળું, જાણ, માહિતગાર. (૨) (લા.) નિપુણ, પ્રવીણ

**વાકેફગારી** સ્ત્રી. [+ફા. પ્રત્યય] માહિતગારી, જાણકારી. (૨) (લા.) નિપુણતા, પ્રવીણતા ['વાક્-પટુ.'

**વાક્-કુશલ(-ળ)** વિ. [સં. वाच् + कुशल, સંધિથી] જુઓ

**વાક્-કૌશલ(-લ્ય)** ન. [સં. वाच् + कौशल,-ल्य, સંધિથી] જુઓ 'વાક્પટુ-તા.' [વાણી બોલનાર

**વાક્-ચતુર** વિ. [સં. वाच् + चतुर, સંધિથી] ચતુરાઈ ભરેલી

**વાક્-ચપલ(-ળ)** ન. [સં. वाच्-चपल, સંધિથી] બોલવામાં ચાલાક, વાક્-પટુ. (૨) બોલવામાં ચાવળાઈ કરનાર

**વાક્-ચાતુરી** સ્ત્રી. [સં. वाच् + જુઓ 'ચાતુરી;' સં. સંધિથી], **વાક્-ચાતુર્ય** ન. [સં. वाच् + चातुर्य, સંધિથી] વાણીની ચતુરાઈ, વાક્પટુ-તા, 'ગ્લિબનેસ ઑફ એક્સ્પ્રેસન'

**વાક્-ચાપલ, -લ્ય** ન. [સં. वाच् + चापल,-ल्य, સંધિથી] જુઓ 'વાક્-ચાતુરી.' (૨) વાણીની ચાવળાઈ, બટક-બોલાપણું, 'ફ્લ્યુઅન્સી' (વિ.ક.)

**વાક્-ચાલાકી** સ્ત્રી. [સં. वाच् + જુઓ 'ચાલાકી.' સં. સંધિથી] જુઓ 'વાક્-ચાતુરી.' [ક્યાં કરવું એ

**વાક્-ચેષ્ટા** સ્ત્રી. [સં. वाच् + चेष्टा, સંધિથી] બોલ બોલ

**વાક્-છટા** સ્ત્રી. [સં. वाच् + छटा, સંધિથી] બોલવાની સફાઈ, વાણીની ખાસ શૈલી, 'રહેટોરિક'

**વાક્-છલ(-ળ)** ન. [સં. वाच् + छल, સંધિથી] સામાની વાતના અભિપ્રેત અર્થનો જુદો અર્થ રજૂ કરી છેતરપીંડી કરવી એ, 'સોફિસ્ટ્રી' (ન. ભો.)

**વાક્-પટુ** વિ. [સં. वाच् + पटु, સંધિથી] જુઓ 'વાક્-ચપલ.'

**વાક્પટુ-તા** સ્ત્રી. [સં.] વાક્-પટુ હોવાપણું, વાક્-ચાતુર્ય, 'ઑરેટરી' (ક.મા.), 'ગ્લિબનેસ ઑફ એક્સ્પ્રેસન'

**વાક્-પતિ** પું. [સં. वाच् + पति, સંધિથી] વાણીનો સ્વામી, છટાદાર ભાષણ કરનાર. (૨) બૃહસ્પતિ. (૩) સાંપ્રદાયિક રીતે શ્રીવલ્લભાચાર્યજી. (પુષ્ટિ.)

**વાક્-પાટવ** ન. [સં. वाच्+पाटव, સંધિથી] જુઓ 'વાક્પટુ-તા'-'રહેટોરિક' (મ.ન.)

**વાક્-પારુષ્ય** ન. [સં. वाच् + पारुष्य, સંધિથી] કઠોર વાણી

**વાક્-પ્રચાર** પું. [સં. वाच् + प्रचार, સંધિથી] વાણીનો ફેલાવો. (૨) રૂઢિપ્રયોગ, 'ઇડિયમ'

**વાક્-પ્રચુર** વિ. [સં. वाच् + प्रचुर, સંધિથી] વાણીના વિસ્તારવાળું, જ્યાં ઘણું બોલાયા કરે છે તેવું (દ.બા.)

**વાક્-પ્રયોગ** પું. [સં. वाच् + प्रयोग, સંધિથી] વાણીનો ઉપયોગ કરવો એ [બકાટ

**વાક્-પ્રલાપ** પું. [સં. वाच् + प्रलाप, સંધિથી] નકામો બક-

**વાક્-પ્રવાહ** પું. [સં. वाच् + प्रवाह, સંધિથી] ધારાબંધ બોલવું એ

**વાક્ય** ન. [સં.] વચન, બોલ. (૨) પૂર્ણ એક વિચાર મૂર્ત કરનારું પદ કે એવાં પદોનો પમૂહ, આકાંક્ષા યોગ્યતા અને આસત્તિ એ ત્રણ વસ્તુથી સમૃદ્ધ પૂર્ણ વિચાર કરનાર પદ કે પદસમૂહ. (વ્યા.)(૨) વચન. 'વર્ડ' 'પ્રોપોઝિશન' (રા. વિ.) (હી.વ્ર.) ['પેરા,' 'પેરૅગ્રાફ' (બ.ક.ઠા.)

**વાક્ય-કલાપ** પું. [સં.] વાક્યોનો સમૂહ, ખંડ, પરિચ્છેદ,

**વાક્ય-ખંડ (-ખણ્ડ)** પું. [સં.] વાક્યનો ટુકડો

**વાક્ય-જ્ઞ** વિ. [સં.] વાક્યના સ્વરૂપનું જ્ઞાન ધરાવનાર, મીમાંસક

**વાક્ય-જ્ઞાન** ન. [સં.] વાક્યના સ્વરૂપની સમઝ

**વાક્ય-દોષ** પું. [સં.] વાક્યની રચનામાં રહેલી ખામી

**વાક્ય-પૂર્તિ** સ્ત્રી. [સં.] અધૂરું વાક્ય પૂરું કરવું એ

**વાક્ય-પ્રયોગ** પુ. [સં.] વાક્યમાં કે વાક્યોમાં રચનાની દૃષ્ટિએ યોજના [અન્યાન્ય પ્રકાર

**વાક્ય-ભેદ** પું. [સં.] વાક્યના સાદું મિશ્ર સંયુક્ત તેમજ

**વાક્ય-રચના** સ્ત્રી. [સં.] વાક્યની એના વિભિન્ન સ્વરૂપ કે ભેદ પ્રમાણેની ગોઠવણી

**વાક્ય-વિચાર** પું. [સં.] વાક્યના પ્રત્યેક પદનો એકબીજા પદ સાથેનો સ્વાભાવિક સંબંધ અને એની ગોઠવણી વિશેની મીમાંસા, 'સિન્ટેક્સ'

**વાક્ય-વિન્યાસ** પું. [સં.] જુઓ 'વાક્ય-રચના.'

**વાક્ય-વિલાસ** પું. [સં.] જુઓ 'વાગ્વિલાસ.'

**વાક્ય-વિશારદ** વિ. [સં.] જુઓ 'વાક્-પટુ.'

**વાક્ય-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'વાક્-છટા'- 'રહેટોરિક' (રં.હ.)

**વાક્ય-શુદ્ધિ** સ્ત્રી. [સં.] વાક્યના આંતરિક સ્વરૂપની સ્વાભાવિક રચનાની સ્થિતિ

**વાક્ય-શેષ** પું. [સં,] વાક્યનો અંતભાગ

**વાક્ય-સમૂહ** પું. [સં.] જુઓ 'વાક્ય-કલાપ' - 'પૅસેઇજ' (ન.ભો.)- 'પેરેગ્રાફ' (બ.ક.)

**વાક્યાડંબર (-ડમ્બર)** પું. [+સં. आ-डम्बर] સરળતાને બદલે વાક્યોને રચનાની દૃષ્ટિએ લાંબાં ને જટિલ બનાવવાં એ

**વાક્યાર્થ** પું. [+સં. अर्थ] આકાંક્ષાવાળાં પદોમાંથી ઊઠતો અર્થનો સ્વાભાવિક આશય કે ભાવનો

**વાક્યોચ્ચય** પું. [+સં. उच्चय] જુઓ 'વાક્ય-કલાપ.

(૨) 'પીરિયડ' (ર.મ.)
**વાક્-શક્તિ** સ્ત્રી. [સં. वाच् + शक्ति, સંધિથી; સં. માં वाक्छक्ति પણ] વાણીની તાકાત, બળકટ વાણી
**વાક્-શાસ્ત્ર** ન. [સં. वाच् + शास्त्र, સંધિથી; સં. માં वाक्छास्त्र પણ.] વાણી, વિષયક વિદ્યા, 'રહેટારિક' (રં.ક.)
**વાક્-શૂર** વિ. [સં. वाच् + शूर, સંધિથી-સં. માં वाक्छूर પણ] શૂરું, બોલવામાં જબરું. (૨) વિદ્વાન
**વાક્-શૈલી** સ્ત્રી. [સં. वाच् + शैली, સંધિથી; સં. માં. वाक्छैली પણ] બોલવાની ખાસ પ્રકારની રીત
**વાક્-સંમતિ** (-સમ્મતિ) સ્ત્રી. [સં. वाच् + संमति, સંધિથી] વાણીથી આપેલ ટેકો. (૨) 'પેરોલ'
**વાક્-સંયમ** (-સંય્યમ) પું. [સં. वाच् + संयम, સંધિથી] વાણી ઉપરનો કાબૂ, મિતભાષિત્વ
**વાક્-સામર્થ્ય** ન. [સં. वाच्+सामर्थ्य, સંધિથી] બળકટ વાણી
**વાક્-સિદ્ધિ** સ્ત્રી. [સં. वाच्+ सिद्धि, સંધિથી] વાણી ઉપરનું પ્રભુત્વ. (૨) સાચી પડે તેવી વાણી બોલવાની શક્તિ
**વાક્-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં. वाच् + स्तम्भ, સંધિથી] બોલતાં બોલતાં વચ્ચે થોભી જવું એ (એક સાત્ત્વિક ભાવ.) (કાવ્ય)
**વાક્-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] વાણીની સ્વતંત્રતા, પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાનો અધિકાર
**વાખ**[૧] પું. તાડકાંના રેસા. (૨) (સુ.) શિંગની બાજુની નસો
**વાખ**[૨] ન. [જુઓ 'વાખો.'] જુઓ 'વખો.'
**વા-ખદ** પું. [જુઓ 'વા[૨]' દ્વારા.] વા લાગતાં ખદબદી ઊઠે તેવો આંખનો એક રોગ
**વાખરો** પું. જુઓ 'વખરી.' [અપકીર્તિ
**વાખવાળી**[૧] સ્ત્રી. આબરૂના કાંકરા થવા એ, નામોશી,
**વાખવાળી**[૨] સ્ત્રી. વખાણ, પ્રશસા
**વાખો** પું. [અર. વાકિઅહ્] જુઓ 'વખો.' (૨) મરકી
**વાગ**[૧] સ્ત્રી. [સં. वाच् નું वाग् ૫. વિ., એ.વ.] વાણી
**વાગ**[૨] સ્ત્રી. [સં. वल्गा > પ્રા. वग्गा] લગામ, ચોકડું
**વાગ**[૩] સ્ત્રી. [સં. वल्गु > પ્રા. वग्गु] સુંદર સ્ત્રી, સીમંતિની સ્ત્રી (નાગરમાં)
**વાગડ** પું. [સર૦ 'વગડો.'] ગુજરાતની પૂર્વોત્તર સરહદનો અત્યારે ભાગલા પછી રાજસ્થાનને સોંપાયેલો ડુંગરપુર વાંસવાડાનો મહી અને સોમ નદીનો પહાડી પ્રદેશ. (સંજ્ઞા.). (૨) ગુજરાતની પશ્ચિમોત્તર કચ્છ અને ગુજરાત વચ્ચેનો પ્રમાણમાં રેતાળ પ્રદેશ, કચ્છ-વાગડ. (સંજ્ઞા.). (૩) કપાસની એક જાત. (૪) વિ. વગડાઉ, જંગલી
**વાગડ-જશ** (-સ) પું. [+ જુઓ 'જશ,-સં.'] અનાયાસે મળતી કીર્તિ
**વાગડિયું** ન. [+ ગુ., 'ઇયું' ત.પ્ર.] વાગડને લગતું, વાગડ દેશનું. (૨) સ્ત્રીઓનું ગળીના રંગનું એક ઓઢણું (વાગડમાં પ્રચાલિત થયેલું). [-યાં કરવાં (રૂ.પ્ર.) વાળ કપાવી તોલો કરાવવો]
**વાગડી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વાગડ દેશને લગતું. (૨) સ્ત્રી. ડુંગરપુર-વાંસવાડાના 'વાગડ' પ્રદેશની ગુજરાતી અને ભીલી ભાષાના સેતુરૂપ બોલી (ગુજરાતીની એક પેટા-બોલી). (સંજ્ઞા.)

**વાગમોરું** ન. હોકામાં સાંકળી સાથે બાંધવાની કડી
**વાગરી** સ્ત્રી. વરુની માદા
**વાગર્થ** પું. [સં. वाच् + अर्थ, સંધિથી] વાણીનો અર્થ. (૨) ન.,બ.વ. વાણી અને અર્થ [ફાંફાં મારવાં એ, વલખું
**વાગલું**[૧] ન. [સં. वल्ग > પ્રા. वग्ग +ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.]
**વાગલું**[૨] ન. જુઓ 'વાંગળું.'
**વાગવું** અ.ક્રિ. [સર૦ 'વાજવું.'] વાજવું (વાદ્યનું). (૨) બજવું, અવાજ ઊઠવો (ઘડિયાલના ટકોરાનો). (૩) અથડાવું, લાગવું. (૪) ઈજા થવી, જખમાવું. [ વાગતો ઘંટ, વાગતો ઘૂઘરો (રૂ.પ્ર.) વાતોડિયો માણસ. પગલાં વાગવાં (રૂ.પ્ર.) નજીક આવતા હોવું. ભણકારા વાગવા (રૂ.પ્ર.) ભવિષ્યની આગાહી થવી. શબ્દો વાગવા (રૂ.પ્ર.) કઠોર શબ્દોની અસર થવી] વગાડવું પ્રે.,સ.ક્રિ.
**વાગ(-ગો)ળ** સ્ત્રી. [જુઓ 'વાગળું.'] જુઓ 'વડ-વાગળ.'
**વાગળિયો** પું. ઘોડાની એક જાત ['વડ-વાગડ.'
**વા(-વાં)ગળું** ન. [સં. वल्गुलक > પ્રા. वग्गुलअ-,પું.] જુઓ
**વાગાડંબર** (-ડમ્બર) પું. [સં. वाच् + आ-डम्बर] શબ્દોનો આડંબર, ભપકાદાર અને ભારે શબ્દોનો વાક્યોમાં પ્રયોગ
**વાગા(-ઘા)-વસ્તર** ન.,બ.વ. [જુઓ 'વાગો' + 'વસ્તર.'] ઠાકોરજીને ધરાવવાનાં સીવેલાં લૂગડાં. (પુષ્ટિ.)
**વાગિંદ્રિય** (વાગિન્દ્રિય) સ્ત્રી. [સં. वाच् + इन्द्रिय, ન., સંધિથી] વાણીની ઇદ્રિય—જીભ
**વાગીશ** પું. [સં. वाच् + ईश, સંધિથી] જુઓ 'વાક્-પતિ.'
**વાગીશા** સ્ત્રી. [સં. वाच् + ईशा, સંધિથી] વાણીની દેવી, સરસ્વતી
**વાગીશ્વર** પું. [સં. वाच् + ईश्वर, સંધિથી] જુઓ 'વાક્-પતિ.'
**વાગીશ્વરી** સ્ત્રી. [સં. वाच्+ईश्वरी, સંધિથી] જુઓ 'વાગીશા.'
**વાગુરા** સ્ત્રી. [સં.] જાળ, ફાંસલો, પાસલો
**વાગુરિક** પું. [સં.] જાળથી પશુ-પક્ષી-માછલાં પકડનાર. (૨) વાઘરી ['વાગ.[૨]'
**વાગું** ન. [જુઓ 'વાગ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**વાગેડું** ન. કોદરા તથા ડાંગરનું કરવામાં આવતું ભેળું વાવેતર [રાગનો એક ભેદ. (સંગીત.)
**વાગે(-ઘે)શ્રી,-સરી** સ્ત્રી. [સં. મૂળ સ્પષ્ટ નથી.] કાનડરા
**વાગો(-ઘો)** પું. [વ્રજ. વાગો] પહેરવાનાં સીવેલાં લૂગડાંમાંનું તે તે નંગ (ખાસ કરીને ઠાકોરજીનાં). (૨) પોશાક
**વાગોળ**[૧] જુઓ 'વાગળ'-'વડ-વાગડ.' [ઓગાળ
**વાગોળ**[૨] પું. [જુઓ 'વાગોળવું.'] ઢોરનું વાગોળવું એ,
**વાગોળવું** સ.ક્રિ. [દે.પ્રા. वग्गोल] (ઢોરે) ખાધેલું પેટમાંથી મોંમાં પાછું કાઢી ચાવવું. (૨) (લા.) મનન કરવું. વાગોળાવું કર્મણિ., ક્રિ. વાગોળાવવું પ્રે.,સ.ક્રિ.
**વાગોળાવવું, વાગોળાવું** જુઓ 'વાગોળવું'માં.
**વાગ્જાલ,-ળ** સ્ત્રી. [સં. वाच् + जाल, ન., સંધિથી] ફસાવી દે તેવી વાણી, શબ્દ-જાળ
**વાગ્જીવી** વિ. [સં. वाच् + जीवी, પું., સંધિથી] ભાષણ કીર્તન આખ્યાન વખાણ વગેરે કરીને ગુજરાન કરનાર
**વાગ્ડંબર** (વાગ્ડમ્બર) પું. [સં. वाच् + डम्बर] જુઓ 'વાગાડંબર'—'રહેટારિક' (બ.ક.ઠા.)

**વાગ્દત્તા** વિ., [સં. वाच् + दत्ता, સંધિથી] જેના સગપણ વિશે વચન અપાઈ ગયું છે તેવી કન્યા

**વાગ્દંડ** (વાગ્દણ્ડ) પું. [સં. वाच् + दण्ड, સંધિથી] વાણી-રૂપે ધમકાવવું એ. (૨) શાપ. (૩) વાગ્યુદ્ધ. (ર.મ.)

**વાગ્દાન** ન. [સં. वाच् + दान, સંધિથી] કન્યાપક્ષ તરફથી કન્યા સગપણમાં આપવાની મૌખિક કબૂલાત

**વાગ્દુષ્ટ** વિ. [સં. वाच् + दुष्ट, સંધિથી] બોલવામાં અશુદ્ધિ થઈ હોય તેવું. (૨) (લા.) કટુભાષી

**વાગ્દેવતા, વાગ્દેવી** સ્ત્રી. [સં. वाच् + देवता, देवी, સંધિથી] વાણીની દેવી સરસ્વતી, વાગીશ્વરી

**વાગ્દોષ** પું. [સં. वाच् + दोष, સંધિથી.] બોલવામાં થયેલી ઉચ્ચારણની કે પ્રયોગની ભૂલ [પ્રવાહ.'

**વાગ્ધારા** સ્ત્રી. [સં. वाच् + धारा, સંધિથી] જુઓ 'વાક્-

**વાગ્બંધન** (વાગ્બન્ધન) ન. [સં. वाच् + बन्धन, સંધિથી] વાણીથી બંધાઈ જવું એ

**વાગ્બાણ** ન. [સં. वाच् + बाण, પું. સંધિથી] બાણ જેવી તીક્ષ્ણ વાણી, મહેણું. મર્મ-વચન, 'સેટાયર' (દ.બા.)

**વાગ્બિંબક** (વાગ્બિમ્બક) વિ. [સં. वाच् + बिम्ब-क] ઉચ્ચારણ સંબંધી, વાણીને લગતું, સ્વર-શાસ્ત્રને લગતું. 'ફોનેટિક' (બ.ક.ઠા.)

**વાગ્ભ્રંશ** (વાગ્ભ્રંશ) પું. [સં. वाच् + भ्रंश, સંધિથી] વાણીનું તૂટી જવાપણું (માત્ર શિશકારો અચો હોય)

**વાગ્માધુરી** જુઓ જુઓ 'વાક્માધુરી.'-'ઑરેટરી' (મ.ન.)

**વાગ્માધુર્ય** જુઓ 'વાઙ્માધુર્ય.'

**વાગ્મિતા** સ્ત્રી. [સં.] આલંકારિક અને અસરકારક વાણી કહેવાપણું, 'રહેટોરિક' (આ.બા.)

**વાગ્મી** વિ. [સં.,પું.] આલંકારિક અને અસરકારક વાણી કહેનાર, વાક્પટુ. (૨) પું. સારો વક્તા

**વાગ્યજ્ઞ** પું. [સં. वाच् + यज्ञ, સંધિથી] વાણીરૂપી યજ્ઞ, વાણીનો બીજાના ભલા માટે ઉપયોગ [શબ્દ-યુદ્ધ

**વાગ્યુદ્ધ** ન. [સં. वाच् + युद्ध, સંધિથી] સખત બોલાચાલી,

**વાગ્યે** ક્રિ.વિ. [જુઓ 'વાગવું' + ગુ. 'યું' ભૂ.કૃ. + 'એ' સા-વિ.પ્ર.; સતિ સપ્તમીનો પ્રયોગ] વાગતાં, બજતાં (ઘડિયાળનો સમય બતાવવા ટકોરા), વાગે ત્યારે

**વાગ્યોગ** પું. [સં. वाच् + योग, સંધિથી] વાણી કહેવી એ, બોલવું એ, બોલવાનો આવેલો પ્રસંગ

**વાગ્વજ્ર** ન. [સં. वाच् + वज्र, ન. સંધિથી] વાણીરૂપી વજ્ર, સખત આકરી વાણી. (૨) વિ. સખત આકરી વાણી કહેનાર. (૩) ભાષામાં ખોટો પ્રયોગ કરનાર

**વાગ્વર્ધિની** વિ.,સ્ત્રી. [સં. वाच् + वर्धिनी, સંધિથી] બોલવાની શક્તિ કે છટા વધારનારી (સભા વગેરે)

**વાગ્વાદિની** વિ., સ્ત્રી. [સં. वाच् + वादिनी, દેવી સરસ્વતી

**વાગ્વિદગ્ધ** વિ. [સં. वाच् + विदग्ध સંધિથી] જુઓ 'વાક્-પટુ.' [વાણી, વાણીનો વિવેક

**વાગ્વિનય** પું. [સં. वाच् + विनय, સંધિથી] વિવેકવાળી

**વાગ્વિનોદ** પું. [સં. वाच् + विनोद, સંધિથી] વાણીનો આનંદ, આનંદ આવે એ રીતે વાતચીત કરવી એ

**વાગ્વિભવ** પું. [સં. वाच् + विभव, સંધિથી] જુઓ 'વાગ્વૈભવ.'

**વાગ્વિલાસ** પું. [સં. वाच् + विलास, સંધિથી] જુઓ 'વાગ્વિનોદ.' (૨) અંત-કડી વગેરેની રમત

**વાગ્વિવેક** પું. [સં. वाच् + विवेक, સંધિથી] વાણીનો વિવેક, વિવેકવાળાં વચન ['વાક્-પટુ.'

**વાગ્વિશારદ** વિ. [સં. वाच् + विशारद, સંધિથી] જુઓ

**વાગ્વિસ્તાર** પું. [સં. वाच् + विस्तार, સંધિથી] વિસ્તારથી બોલવાની ક્રિયા

**વાગ્વીર** વિ. [સં. वाच् + वीर, સંધિથી] બોલવામાં પાવરધું, છટાદાર બોલનાર, 'ઑરેટર' (ક.મા.)

**વાગ્વૈભવ** પું. [સં.] ગૌરવવાળી વાણી, શોભી ઊઠે તેવી વાણી, 'રહેટોરિક'

**વાગ્વ્યાપાર** પું. [સં. वाच् + व्यापार, સંધિથી] વાણીની હિલચાલ,સ્વરો અને વ્યંજનોમાં થતો ફેરફાર, ઉચ્ચાર સંબંધી પ્રક્રિયા, 'ફૌનેટિક્સ' (ન.ભો.)

**વાગ્વ્યાપાર-સ્થ** વિ. [+ સં. स्था, ઉપ. સ.] વાણીની હિલચાલને લગતું. 'ફૌનેટિક' (ન.ભો.)

**વાઘ**[1] પું. [સં. व्याघ्र > પ્રા. वग्घ] શરીરે કાળા પટાઓવાળું ઝાંખી પીળી ચામડીનું બિલાડીના દેખાવનું એક મોટું હિંસ્ર પ્રાણી, શેર, શાર્દૂલ. [૦ **કરવો** (રૂ.પ્ર.) સીમંત વખતે વહુને શણગારવી. ૦**ની બોડમાં હાથ** (-બોડ્ય-) (રૂ.પ્ર.) ભારે જોખમ. ૦**ની માસી(-શી)** (રૂ.પ્ર.) બિલાડી, મીંદડી. ૦**નું માથું લાવવું** (રૂ.પ્ર.) મોટું પરાક્રમ કરવું. ૦**નું મોં લોહિયાળું** (-મોં:-) (રૂ.પ્ર.) એક વખતનો ચોર તે હમેશાં ચોર. ૦**ને કૂવે મધ** (રૂ.પ્ર.) અસંભવિત વાત, મુશ્કેલ વાત. ૦**ભગત** (રૂ.પ્ર.) ઠગ, ધુતારો. ૦ **મારવો** (રૂ.પ્ર.) બડાશ મારવી]

**વાઘ**[2] જુઓ 'વાગ.[2]' [મૂકવું]

**વાઘ**[3] ન. બકરાં-ઘેટાંનું ટોળું. [૦ **માંડવું** (રૂ.પ્ર.) ગીરો

**વાઘ(-ઘે)ણ** (-ણ્ય-) સ્ત્રી, [જુઓ 'વાઘ[1]' + ગુ. 'અ' (-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] વાઘની માદા, વ્યાઘ્રી

**વાઘ(-ઘે)ણ-દાવ** (વાઘ(-ઘે)ણ્ય-) પું. [+ જુઓ 'દાવ.'], **વાઘ(-ઘે)ણ-દોરી** (-ણ્ય) સ્ત્રી. [+ જુઓ 'દોરી.'] એ નામોની એક રમત [દંડનો એક પ્રકાર. (વ્યાયામ.)

**વાઘ-દંડ** (-દણ્ડ) પું. [જુઓ 'વાઘ[1]' + સં.] કસરતમાં

**વાઘ-નખ** પું. [જુઓ 'વાઘ[1]' + સં.] વાઘના પગનાં આંગળાંનો નખ (બાળકને ગળે ઘરેણા તરીકે વપરાય છે.). (૨) હાથના પંજામાં પહેરવાનું નહોરવાળું લોખંડનું એક હથિયાર

**વાઘ-પટોળી** સ્ત્રી. [જુઓ 'વાઘ[1]' + 'પટોળી.'], **વાઘ-બકરી** સ્ત્રી. [+ જુઓ 'બકરી.'] એ નામની એક મેદાની રમત

**વાઘ-બારસ(-શ)** (-સ્ય,-શ્ય) સ્ત્રી. [જુઓ 'વાઘ[1]' + બારસ,-શ'] આસો વદિ બારસની તિથિ. (સંજ્ઞા.)

**વાઘ-મારુ** વિ. [જુઓ 'વાઘ[1]' + 'મારવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] વાઘનો શિકાર કરનાર. (૨) (લા.) બડાઈખોર

**વાઘર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વાઘરી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] વાઘરી જ્ઞાતિની સ્ત્રી. (સંજ્ઞા.) (૨) લાકડાના સાલમાં લાગ ભરાવવાનો ટુકડો

**વાઘરાં** ન.,બ.વ. [જુઓ 'વાઘરી' + ગુ. 'ઉં' સ્વાર્થે ત,પ્ર.

+ 'આં' ૫.વ.,પ્ર.) (તુચ્છકારમાં) વાઘરી
**વાઘરાં-ધાર** સ્ત્રી. [+ જુઓ 'ધાર.'] એક પાટિયાને ખાંચી એમાં બીજું પાટિયું બેસાડવું એ
**વાઘરિયું** વિ. [જુઓ 'વાઘરી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] વાઘરીના જેવું ફાટયાં તૂટયાં કપડાં પહેરનારું
**વાઘરી** પું. [સં. वागुरिक > પ્રા. वागुरिअ-] જાળ કે ફાંસલા બિછાવી પક્ષીઓ વગેરેનો શિકાર કરનાર—એમાંથી વિક-સેલી એક હિંદુ જાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.). (૨) શાક દાતણ મધ વગેરે વહેંચવાનો ધંધો કરનારી એક તેજસ્વી જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.) [૦ જેવા હાલ (રૂ.પ્ર.) બેહાલ સ્થિતિ, અવદશા]
**વાઘરી-વાડ** (-ડય) સ્ત્રી. [+ જુઓ 'વાડ.'], -ડો પું. [+ જુઓ 'વાડો.'] વાઘરી લોકોનો રહેવાનો વાસ
**વાઘરું** ન. જુઓ 'વાઘરાં.'
**વાઘરેણ** (-ણ્ય) જુઓ 'વાઘરણ.'
**વાઘરો** પું. દેરાની ફીભણીની પટ્ટીમાંનો એક પ્રકારનો પથ્થર
**વાઘ-લું** ન. [જુઓ 'વાઘ$^{1}$' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] વાઘનું બચ્ચું
**વાઘલો** પું. [જુઓ 'વાઘ-લું.'] જુઓ 'વાઘ' (પદ્યમાં).
**વા-ઘંટી** (-ઘણ્ટી) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ
**વાઘાટી** સ્ત્રી. એ નામનો એક વેલો
**વાઘાંબર** (વાઘામ્બર) ન. [જુઓ 'વાઘ$^{1}$' + સં. अम्बर, સંધિથી] વ્યાઘ્ર-ચર્મ [ધારણ કર્યું હોય તેવું
**વાઘાંબરી** (વાઘામ્બરી) વિ. [+ સં. अम्बरी પું.] વ્યાઘ્રચર્મ
**વાઘિયા-તૂટ** વિ.,પું. [જુઓ 'વાઘિયો' + 'તૂટવું.'] કાંધની એક બાજુ કાંઈ નહિ અને બીજી બાજુ ભમરી હોય તેવી ખોડવાળો ઘોડો [ગામનો બેમાંનો તે તે પાંખિયો
**વાઘિયો** પું. [જુઓ 'વાઘ$^{2}$' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] લ-
**વાઘી** સ્ત્રી. [જુઓ 'વાઘ$^{1}$' ગુ. 'ઈ' ત.પ્ર.] પાટિયાની ધાર-માં ખાંચો પાડવાનો રંદાનો એક પ્રકાર
**વાઘું** ન. [જુઓ 'વાઘ$^{2}$' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વાઘ$^{2}$' - 'વાગ.$^{2}$'
**વાઘેડું** જુઓ 'વઘેડું.'
**વાઘેણ** (-ણ્ય) જુઓ 'વાઘણ.'
**વાઘેર** પું. સૌરાષ્ટ્રના ઉત્તર-પશ્ચિમ કિનારે રહેતી એક કાટિયા-વરણ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**વાઘેલી** સ્ત્રી. [જુઓ 'વાઘેલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વાઘેલા રાજપૂત કુળની કન્યા. (સંજ્ઞા.)
**વાઘેલો** પું. [સં. व्याघ्र-पद्र > પ્રા. वग्घवल्ल > 'વાઘેલ' + ગુ. 'ઉં' ત.પ્ર.] ચૌલુક્ય વંશની એક પેટા શાખા અને એનો પુરુષ, રાજપૂતની એવી એક જાતનો પુરુષ. (સંજ્ઞા)
**વાઘેશ્રી, વાઘેશ(-સ)રી** જુઓ 'વાગેશ્રી.'
**વાઘેશ્વરી** સ્ત્રી. [જુઓ 'વાઘ$^{1}$' + સં. ईश्वरी] દુર્ગાદેવીનું વાઘ ઉપર સવારી કરેલું સ્વરૂપ. (સંજ્ઞા.)
**વાઘા-વસ્તર** જુઓ 'વાગા-વસ્તર.'
**વાઘો** જુઓ 'વાગો.'
**વાઙ્મય** વિ. [સં. वाच् + मय ત.પ્ર., સંધિથી] વાણીથી પૂર્ણ, વાણીમય. (૨) વાણીને લગતું. (૩) ન. વાણીનો વિષય બનેલા સાહિત્ય-પ્રકારોનો સમગ્ર સંગ્રહ, સાહિત્ય, 'લિટરેચર'
**વાઙ્મયી$^{1}$** વિ. [ગુ. 'ઈ' ત.પ્ર.] વાઙ્મયને લગતું, સાહિત્યિક
**વાઙ્મયી$^{2}$** સ્ત્રી. [સં.] સરસ્વતી દેવી
**વાઙ્માધુરી** સ્ત્રી. [સં. वाच् + જુઓ 'માધુરી.' સં. સંધિથી], -ર્ય ન. [+સં.] વાણીની મધુરતા, મીઠી વાણી, વાગ્માધુરી
**વાચ** સ્ત્રી. [સં. वाच्, वाचा] વાણી, વાક, વાગ
**વાચક** વિ. [સં.] કહેનાર, બોલનાર. (૨) બતાવનાર, દર્શાવનાર. (૩) વાંચનાર. (૪) પું. અભિધાથી વ્યક્ત કરાનારો અર્થ (કાવ્ય.) (૫) જૈન સાધુઓનો એક દરજ્જો, ઉપાધ્યાય. (૬) મુખ્ય અધ્યાપક અને વ્યાખ્યાતા વચ્ચેની કક્ષાનો યુનિવર્સિટીનો શિક્ષક, 'રીડર'
**વાચક-તા** સ્ત્રી. [સં.] દર્શાવવાપણું, બતાવવાપણું, 'એક્સ્પ્રે-સિવ-નેસ' (ર.મ.) [કાબળી, 'રીડિંગ-પૉકેટ'
**વાચક-થેલી** સ્ત્રી. [+ જુઓ 'થેલી.'] વાંચનારને માટેની
**વાચક-પદ** ન. [સં.] જૈન સાધુઓનો ઉપાધ્યાય—કોટિનો દરજ્જો. (૨) અધ્યાપનમાંના 'વાચક'નો દરજ્જો, 'રીડર-શિપ'
**વાચક-વર્ગ** પું. [સં.] વાંચનારો એક ચોક્કસ સમૂહ
**વાચક-શબ્દ** પું. [સં.] અભિધાએ આવતા અર્થનો ખ્યાલ આપતો શબ્દ, રૂઢ શબ્દ
**વાચક-સિદ્ધિ** સ્ત્રી. [સં.] વચન-સિદ્ધિ (બોલે તે જ પ્રમાણે થાય તેવા પ્રકારની) [અને બ્રહ્મચર્ય
**વાચ-કાછ** ન., બ.વ. [જુઓ 'વાચ' + 'કાછ.'] (લા.) વાણી
**વાચન** ન. [સં.] વાંચવું એ, 'રીડિંગ.' (૨) વાંચવાની ઢબ
**વાચન-ગૃહ** ન. [સં.,પું.,ન.] પુસ્તકાલય (જ્યાં બેસી વંચાય.)
**વાચન-પાઠ** પું. [સં.] વાચનમાળાનો તે તે પાઠ્ય એકમ
**વાચન-માલા** (-ળા) સ્ત્રી. [સં.] બાળકો વાંચીને અભ્યાસ કરી શકે તે પાઠોવાળું પાઠ્ય-પુસ્તક
**વાચના** સ્ત્રી. [સં.] ગદ્ય પદ્ય લખાણનો વાંચવા માટેનો પાઠ, ગ્રંથનું મૂળ લખાણ, 'ટેક્સ્ટ' (લહિયાને કારણે કે શાખાને કારણે પાઠ-ભેદ થતાં પછી તે તે 'અલગ વાચના' કહેવાય.)
**વાચનાચાર્ય** પું. [સં. वाचना + आचार्य] અર્થ-સહિત મૂળ ગ્રંથ ભણાવનાર આચાર્ય કે ગુરુ
**વાચનાલય** ન. [સં. वाचन + आलय, પું.,ન.] પુસ્તકાલય (વાંચવા માટેનું), 'રીડિંગ રૂમ'
**વાચનિક** વિ. [સં.] વચનને લગતું, કથનને લગતું. (૨) મોઢાનું, મૌખિક [વાચિક
**વાચસિક** વિ. [સં.] વચસ્-વચનને લગતું, વાણીને લગતું,
**વાચસ્પતિ** પું. [સં.] વાણીનો સ્વામી મહાવિદ્વાન. (૨) બૃહસ્પતિ, દેવગુરુ. (૩) એવો એક ઇલકાબ ('ડી.લિટ્'જેવો)
**વાચસ્પત્ય** ન. [સં.] બોલવા ઉપરનો અસાધારણ કાબૂ. (૨) એ નામનો એક સંસ્કૃત શબ્દકોશ. (સંજ્ઞા.)
**વાચા** સ્ત્રી. [સં.] વાણી. (૨) બોલવાની શક્તિ. (૩) (લા.) જીભ. (૪) ભૂવા દાણા આપે તે ગણતાં થતી બેકીની સંખ્યા
**વાચાટ** વિ. [સં.] વાચાળ, બોલકું. (૨) ભૂંડું બોલનારું
**વાચા-બંધન** (-બન્ધન) ન. [સં.] પ્રતિજ્ઞાથી બંધાઈ રહેવું એ
**વાચા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [+ ફા. 'બંદી'] વાણીનો સંયમ
**વાચારંભણ** (-રમ્ભણ) ન. [સં. वाचा + आ-रम्भण] વાણીથી

સંજ્ઞા આપવાની ક્રિયા, નામ-કરણ
**વાચાલ(-ળ)** વિ. [સં.] બહુ-બોલું, બોલકું. (૨) છટાદાર બોલનારું. (૩) વાતોડિયું
**વાચાલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] વાચાળ હોવાપણું
**વાચાલંકાર-શાસ્ત્ર** (વાચાલઙ્કાર-) ન. [સં.] વાણીના અલંકારોની વિદ્યા, 'ર્‌હેટોરિક' (ન.લા.) [(૩) ખુશ ખબર
**વાચિક** વિ. [સં.] વાણીને લગતું. (૨) ન. સંદેશાની વાણી.
**વાચો** પું. [સં. વાચા દ્વારા] એ હોઠથી થયેલો ખૂણો
**વાચો-યુક્તિ** સ્ત્રી. [સં. वाचः (છ. વિ.) + युक्ति, સંધિથી] વાણીની હિકમત. (૨) બાહોશીવાળી વાણી
**વાચ્ય** વિ. [સં.] કહેવા યોગ્ય, બોલવા યોગ્ય. (૨) નિંદા યોગ્ય, નિંદ્ય. (૩) અભિધા શક્તિથી જેનો અર્થ થયો હોય તેવું, અભિધેયાર્થ. (કાવ્ય.) (૪) દૂષણ, દોષ
**વાચ્ય-ચિત્ર** ન. [સં.] અર્થાલંકારવાળું કાવ્ય. (કાવ્ય.)
**વાચ્ય-તા** સ્ત્રી. [સં.] વાચ્ય અર્થ આપવાપણું. (કાવ્ય). (૨) અપકીર્તિ, અપ્રતિષ્ઠા
**વાચ્ય-નાટક** ન. [સં.] વાંચી શકાય તેવું નાટક
**વાચ્યાર્થ** પું. [સં. वाच्य + अर्थ] જુઓ 'વાચ્ય(૩).'
**વા-છટ** જુઓ 'વા-છંટ.'
**વાછટિયું** ન. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાછંટ રોકનારું બારીબારણાં ઉપરનું છજું, 'વેધર-બોર્ડ.' (૨) (લા.) ચાડી ચૂગલી કરનારું. [૦ સગું (રૂ.પ્ર.) સગાંનું સગું]
**વાછડલી** સ્ત્રી. [જુઓ 'વાછડી' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર., સ્વાભાવિક રૂપ 'વાછલડી.'] જુઓ 'વાછલડી.'
**વાછડલું** ન. [જુઓ 'વાછડું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.; સ્વાભાવિક રૂપ 'વાછલડું.'] જુઓ 'વાછલડું.'
**વાછડ-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'વાછડું' + 'વેલ.'] વાછરડાંઓનું ટોળું
**વાછડી** સ્ત્રી. [જુઓ 'વાછડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગાયનું માદા બચ્ચું [ગાયનું બચ્ચું
**વાછડું** ન. [સં. वत्स > પ્રા. वच्छ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.]
**વાછડો** પું. [જુઓ 'વાછડું.'] ગાયનું નર બચ્ચું. [આપનો વાછડો (રૂ.પ્ર.) સમાન પિતૃ-કુલની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર] [જુઓ 'વાછડી.'
**વાછરડી** સ્ત્રી. [જુઓ 'વાછરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]
**વાછરડું** ન. [સં. वत्सतर > પ્રા. वच्छअर + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વાછડું.'
**વાછરડો** પું. [જુઓ 'વાછરડું.'] જુઓ 'વાછડો.'
**વાછર-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'વાછરું' + 'વેલ'] જુઓ 'વાછડ-વેલ.'
**વાછરવેલિયું** ન. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] નાનાં વાછરડાંને પૂરવાનું મકાન ['વાછડું.'
**વાછરુ, -રું** ન. [સં. वत्सतरक > પ્રા. वच्छअरअ-] જુઓ
**વાછરો** પું. [જુઓ 'વાછરું.'] શીતળા વગેરે ઓખામાંથી સાજું થતાં અથવા હડકાયું કૂતરું કરડતાં આખડી લઈ માણસને જેને પગે લગાડવા લઈ જાય છે તે એક ગ્રામ-દેવ, વાછેપડો (ગામને પાદર એક ઓટલા ઉપર બળદની પ્રતિમા બેસાડેલી હોય છે.)
**વાછલડી** સ્ત્રી. [+ જુઓ 'વાછડી' + ગુ. 'લ' મધ્યગ.] વાછડી (પદ્યમાં) ['વાછડું' (પદ્યમાં).
**વાછલડું** ન. [જુઓ 'વાછડું' + ગુ. 'લ' મધ્યગ] જુઓ
**વા-છંટ** (વા-છણ્ટ) સ્ત્રી. [જુઓ 'વા[2]' + 'છાંટો.'] વરસાદ આવતાં બારી-બારણાંમાંથી આવતી ઝીણી છાંટ, વાછટ
**વાછંટિયું** ન. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.; ઉચ્ચારણમાં અનુનાસિકતા માત્ર] જુઓ 'વાછટિયું.'
**વા-છૂટ** સ્ત્રી. [જુઓ 'વા[2]' + 'છૂટવું.'] ગુદાતાથી સીધો વાયુ છૂટવો એ (ગુદામાંથી)
**વાજ** ક્રિ.વિ. [દે.પ્રા. वज्ज- ત્રાસેલું; ફા. 'વાજ્'- તોબાહ, ત્રાસ] થાકી ગયેલું, હારી ગયેલું. [૦ આવવું (રૂ.પ્ર.) ત્રાસી જવું]
**વાજડો** પું. બકબકાટ, બબડાટ. (૨) તોર, મગરૂરી, બરો
**વાજણ[1]** (-ણ્ય) સ્ત્રી. [સં. वाजी + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.] સારી ઓલાદ આપે તેવી ઊંચી જાતની ઘોડી
**વાજણ[2]** વિ. જોરવાળું. (૨). વેગીલું. (૩) આકુળ-વ્યાકુળ. (૪) તોફાની
**વાજણો** પું. ચાળણો
**-વાજન(-મ)** ન. [જુઓ 'વાજવું' દ્વારા.] વાજિંત્રોની ધામધૂમ. (સમાસમાં ઉત્તરપદમાં : 'વિવાહ-વાજન,-મ' માત્ર જાણીતો સમાસ]
**વાજપેય** પું. [સં.] એ નામનો વિજય કે અભિષેક વખતે કરાતો પ્રાચીન એક યજ્ઞ. (સંજ્ઞા.)
**વાજપેયી** વિ- [સં., પું.] (પૂર્વજોએ 'વાજપેય' યજ્ઞ કર્યો હોઈ) ઉત્તર હિંદની એક અવટંક ને એનો પુરુષ. (સંજ્ઞા.)
**વાજબી** વિ. [અર. વાજિબ્] યોગ્ય, બરોબર, ઉચિત, ઘટિત, છાજતું, 'વેલિડ.' 'ફેર,' (૨) કાનૂની, ન્યાયી, 'લેજિટિમેઇટ.' 'જસ્ટ'
**વાજવું** અ. ક્રિ. [સં. वाद्य- > પ્રા. वज्ज બજવું, વાગવું (વાદ્ય વગેરેનું.) [-તું ગાજતું માંડવે આવવું (રૂ.પ્ર.) આખરે સાચી ખબર આવવી.] વજાડવું પ્રે.,સ.ક્રિ. એનું વજાડાવું કર્મણિ. ક્રિ. વજડાવવું પુનઃપ્રે.,સ.ક્રિ.
**વાજસનેય** પું. [સં.] પ્રાચીન યુગના મુનિ યાજ્ઞવલ્ક્ય
**વાજસનેયી** પું. [સં.] જુઓ 'વાજસનેય.' (૨) યાજ્ઞવલ્ક્યે વિકસાવેલી શુક્લ યજુર્વેદની વાજસનેયિ-શાખાનો બ્રાહ્મણ. (સંજ્ઞા.)
**વાજા-પેટી** સ્ત્રી. [જુઓ 'વાજું' + પેટી.'] 'હાર્મોનિયમ' વાજું, ધમણિયું વાજું (હાથનું કે પગનું)
**વાજિ(-જિં)ત્ર** ન. [સં. वादित्र દ્વારા] વાદ્ય, વાજું (સર્વ-સામાન્ય) [અને રાખવાનું સ્થાન
**વાજિ(-જિં)ત્ર-શાલા(-ળા)** સ્ત્રી. [ + સં.] વાદ્યો શીખવાનું
**વાજિની** વિ., સ્ત્રી. [સં.] વેગવાળી. (૨) ઘોડી
**વાજિનીવતી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'વાજિની (૧)'.
**વાજિબુલ-વજૂદ** પું [અર.] સ્વયંભૂ પરમાત્મા, ખુદા
**વાજિયા** વિ.,પું., બ.વ. ઘઉંની એક જાત (પાણી પાઈ કરવામાં આવતી)
**વાજિયો કંદ** (-કન્દ) પું. એક ઝેરી કંદ
**વાજિ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] ઘોડાર, પાયગા

**વાર્જિત્ર** જુઓ 'વાજિત્ર'. 'ઑર્ગન' (ન.લ.).

**વાર્જિત્ર-શાલા(-ળા)** જુઓ 'વાજિત્ર-શાલા.'

**વાજી** પું. [સં.] ઘોડો [વાનો ઔષધ-પ્રયોગ

**વાજી-કરણ** ન. [સં.] (લા.) શરીરનું વીર્ય (પુંસ્ત્વ) વધાર-

**વાજીકરણ-વિદ્યા** સ્રી. [સં.] ઔષધોપચારથી મરદાઈ આપવાના પ્રયોગ આપતું શાસ્ત્ર. (૨) (લા.) જાદુ, કામણ

**વાજું** ન. [સં. वाद्यक- > પ્રા.वज्जअ-] જેમાંથી વગાડતાં અવાજ નીકળે તેવું સંગીત વગેરે માટેનું સહ-સાધન. વાદિત્ર, વાર્જિત્ર. [ગોધરિયું **વાજું** (રૂ.પ્ર.) પરસ્પર કુવ્યવહાર કરનારાઓનું ટોળું. **વંઠેલ વાજું** (-વણ્ઠેલ) (રૂ.પ્ર.) વંઠેલી ટોળી] [ઝડપથી, ઝપાટા-બંધ

**વાજો-વાજ** ક્રિ.વિ. [સં. वाज વેગ,— દ્વિર્ભાવ] એકદમ

**વા-ઝડી** સ્રી. [જુઓ 'વા[2]' + 'ઝડી.'] પવન સાથેનું વરસાદનું સખત ઝાપટું [વા-વંટોળ, પવનનું તોફાન

**વા-ઝડું, વા-ઝોડું,-ડું** ન. [જુઓ 'વા[2]' દ્વારા.] વાવાઝોડું,

**વાટ[1]** સ્રી. [સં. वर्त्म.પું. > પ્રા वट्टा, સ્રી.] માર્ગ, રસ્તો, કેડો, રાહ. [૦ **ઊઠવી** (રૂ.પ્ર.) વંઠી જવું. ૦ **ઓસરવી** (-ઑસરવી) (રૂ.પ્ર.) પંથ ખૂટવો. ૦ **જોવી** (રૂ.પ્ર.) પ્રતીક્ષા કરવી, રાહ જોવી, ખોળરવું. ૦ **ઝાલવી** (રૂ.પ્ર.) ચાલતા થવું. ૦ **દેવી** (રૂ.પ્ર.) ખસીને બીજાને જવા દેવું. ૦ **પકડવી,** ૦ **લેવી** (રૂ.પ્ર.) ચાલતા થવું. ૦ **પડવી** (રૂ.પ્ર.) સાંઝ થવી. ૦ **પાડવી** (રૂ.પ્ર.) ખોટું કરવું. (૨) લૂંટી લેવું. ૦ **મારવી** (રૂ.પ્ર.) મુસાફરી ચાલુ રાખવી. ૦**માં રહેવું** (-રેઃવું) (રૂ.પ્ર.) અધવચ લટકી પડવું. ૦**માં વહેવું** (-વેઃવું) (રૂ.પ્ર.) નાશ પામવું. ૦ **સુઝાવવી** (રૂ.પ્ર.) હરાવવું. ૦ **રોકવી** (રૂ.પ્ર.) અટકાવી આડું બેસવું. **-ટે ને ઘાટે** (રૂ.પ્ર.) ઠેર ઠેર, જ્યાં ત્યાં. **-ટે રહેવું** (-રેઃવું) અધવચ મરણ પામવું]

**વાટ[2]** (-ટ્ય) સ્રી. [સં वर्ति > પ્રા. वट्टि] (દીવાની) દિવેટ, બત્તી. (૨) પૈડા ઉપર ચડાવવામાં આવતો લોઢાનો પાટો

**વાટકડી** સ્રી. [જુઓ 'વાટકી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] નાની વાટકી

**વાટકા-વીરડો** (વાટ્યકા-) પું. [જુઓ 'વાટકો' + 'વીરડો.'] વાટકે વાટકે પાણી ઉલેચી શકાય તેવો નદી વગેરેના કોરા પટમાં ગાળેલો નાનો ખાડો

**વાટકી** (વાટ્યકી) સ્રી. [જુઓ 'વાટકો' + ગુ. 'ઈ' સ્રીપ્રત્યય.] નાનો વાટકો, વાટકડી

**વાટકું** (વાટ્યકું) ન. [સં. वृत्तमांथी શક્ય દે.પ્રા. वट्ट + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] સામાન્ય મધ્યમસરનો વાટકો

**વાટ-કૂટિયો** વિ. [જુઓ 'વાટ[1]' + 'કૂટવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] રસ્તામાં લૂંટ કરનારો લુટારો. (૨) (લા.) દગો કરી લુચ્ચાઈથી ખાનાર માણસ. (૩) દલાલ

**વાટકો** (વાટ્યકો) પું. [જુઓ 'વાટકું.'] ટોપડીના આકારનો (ઉભડક કાંઠાની વાળેલી ધાર વિનાનો નીચેની ધારે વળાંકવાળો આકારનો) ધાતુ માટી વગેરેનો કટોરો. (૨) તલવારની ઉપરનો વાટકાનો ઘાટ. (૩) લાકડાની ઓરસીનો ઉપલો ગોળાકાર ભાગ. [-કાનું **શિરામણ** (રૂ.પ્ર.) થોડાથી પક્ષમાં લાવી શકાય તેવું માણસ. ૦ **કરવો** (રૂ.પ્ર.) નજર બાંધવી] **હાથ-વાટકો** (-વાટ્યકો) (રૂ.પ્ર.) કહ્યું માની મદદમાં આવે તેવો હાજર માણસ]

**વાટ-ખરચ** પું., ન. [જુઓ 'વાટ[1]' + ખરચ.'], **-ચી** સ્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **વાટ-ખર્ચ** પું., ન. [+ જુઓ 'ખર્ચ'.], **-ર્ચી** સ્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મુસાફરી દરમ્યાન થતો ખર્ચ. (૨) (લા.) મરણ પછી કામ લાગે એમ માનીને કરાતું દાન-પુણ્ય

**વાટડલી** સ્રી. [જુઓ 'વાટડી' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.; ઉચ્ચારણથી 'વાટલડી' સ્વાભાવિક.] જુઓ 'વાટલડી.'

**વાટડી** સ્રી. [જુઓ 'વાટ[1]' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] વાટ, રાહ, પ્રતીક્ષા (પદ્યમાં)

**વાટણિયો** પું. [જુઓ 'વાટવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. + 'ઇયું' ત.પ્ર.] વાટવાનો નાનો પથ્થર, નિશાતરો. (૨) (લા.) બીજા પાસે જઈ અન્યની નિંદા કરનાર માણસ

**વાટણી** જુઓ 'વાંટણી'. [ગોળ નિશાતરો (પથ્થરનો)

**વાટણો** પું. [જુઓ 'વાટવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] વાટવાનો

**વાટ-પાડુ** વિ.,પું. [જુઓ 'વાટ[1]' + 'પાડવું' + ગુ. 'ઉ' કૃ. પ્ર.] (લા.) માર્ગમાં રૂંધી લૂંટી લેનાર લુટારો

**વાટ-માર[1]** (-રુ) વિ.,પું. [જુઓ, વાટ[1]' + 'મારવું + ગુ. -'ઉ' કૃ.પ્ર.] રસ્તો રોકી ખૂન કરી કે મારી લૂટ ચલાવનાર લુટારો [રમત

**વાટ-માર[2]** સ્રી. [જુઓ 'વાટ'+'માર.'] (લા.) એ નામની એક

**વાટ-મારુ** જુઓ 'વાટ-માર.'

**વાટમાર્ગી** વિ. [જુઓ 'વાટ[2]' + સં. मार्ग, સમાનાર્થીનો દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] વટેમાર્ગુ, મુસાફર, યાત્રી

**વાટ-રખુ** વિ.,પું. [જુઓ 'વાટ[1]' + 'રાખવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] માર્ગમાં રક્ષણ કરનારો [(પદ્યમાં)

**વાટલડી** સ્રી. [જુઓ 'વાટડી' + ગુ. 'લ' મધ્યગ.] વાટડી

**વાટલા, -લિયા** પું.,બ.વ. ['વાટલો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] અડધાથી નાના થઈ ગયેલા ભાંગેલા ચોખા, કણકું, કણકી [વાટકી

**વાટલી** સ્રી. [જુઓ 'વાટી' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.]

**વાટલું** ન. [જુઓ 'વાટલો.'] વાટકાના જેવું નાનું તાંસળું, ભાલિયું. (૨) ગોળનું ભીલું [ત.પ્ર.] વાટકો

**વાટલો** પું. [જુઓ 'વાટકો;' અહીં 'ક' બદલ 'લ' સ્વાર્થે]

**વાટવાકર્ષણ** ન. [જુઓ 'વાટવું' + સં. आकर्षण ર.મ.નો કૃત્રિમ ટીખળી શબ્દ; સંધિથી] વાટવાને લીધે થતું ખેંચાણ કે ઘર્ષણ. (ર.મ.)

**વાટવું[1]** સ.ક્રિ. કચડી લસોટવું, લસોટી બારીક ભૂકો કરવો, લસોટી પ્રવાહી બનાવવું. (૨) (લા.) નિંદા કરવી, બૂરું થાય એવું કહેવું. [**વાટી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) બૂરું થાય એમ કરવું] **વટાવું[2]** કર્મણિ., ક્રિ. **વટાવવું[2]** પ્રે.,સ.ક્રિ.

**વાટવું[2]** જુઓ 'વાંટવું'. **વટાવું[3]** કર્મણિ. ક્રિ. **વટાવવું[3]** પ્રે.,સ.ક્રિ. [રાખવાનો એવો આકાર

**વાટવો** પું. પાન સોપારીનો ખલતો, બટવો. (૨) પૈસા

**વાટ-સરુ** વિ.,પું. [જુઓ 'વાટ[1]' + 'સરવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] માર્ગે ચાલનાર માણસ. મુસાફર, વટેમાર્ગુ, રાહદારી.

**વાટા-કામ** ન. [જુઓ 'વાટો' + 'કામ.[2]'] અગાઉથી તેમ

દીવાલમાંની ફાટ વગેરે પૂરી હાંસ જેવો ઘાટ બાંધવો એ, 'ગ્રાઉટિંગ.' (સ્થાપત્ય.)

**વાટાઘાટ** (-ટય) સ્ત્રી. મતભેદ દૂર કરવાની ચર્ચા-વિચારણા, મંત્રણા, સમાધાનની વાત, 'નૅગોશિયેશન' [ભોમિયો

**વાટડી** પું. [જુઓ 'વાટ[1]' દ્વારા.] રસ્તો બતાવનાર,

**વાટાડુ** વિ. [જુઓ 'વાટ[1]' દ્વારા.] જુઓ 'વાટ-સરુ'.'

**વાટિકા** સ્ત્રી. [સં.] વાડી, નાનો બગીચો

**વાટી** સ્ત્રી. [સં. वर्तिका>પ્રા. वट्टिआ] જુઓ 'વાટકી.' (૨) વાટકીના ઘાટની નાળિયેરની અડધી કાચલી

**વાટું** ન. [સં. वर्तक->પ્રા. वट्टअ-] ઓઘરણાના આકારનું એક વાસણ [દ્વારા, મારફત

**વાટે** ના.યો. [જુઓ 'વાટ[1]' + ગુ. 'એ' સ્ત્રી. વિ.,પ્ર.]

**વાટેઘડો** પું. જુઓ 'વાછરો.'

**વાટેરુ** પું. [જુઓ 'વાટ[1]' દ્વારા] જુઓ 'વાટ-સરુ.'

**વાટો[1]** પું. [જુઓ 'વાટું.'] પૈડા ઉપર ચડાવવાનો લોખંડ કે રબ્બરનો પાટો. (૨) પાપડ વગેરેના લૂવા જેમાંથી કપાય તે ગોળલું. (૩) ધાબા અને વંડાના સાંધામાંથી પાણી રોકવા કરાતી ચૂના કે સિમેન્ટની ત્રિકોણાત્મક ચીપ (ગોળ મથાળ.વાળી). (૪) પેટ પર પડતી મોટી કરચલીઓનો ઊપસતો ભાગ. [-ટા પડવા (રૂ.પ્ર.) પેટ ઉપર મોટી કરચલી પડવી. -ટા મૂકવા (રૂ.પ્ર.) ફેના ફાતિયા કરી નાખવું]

**વાટો[2]** જુઓ 'વાંટો.'

**વાડ[1]** પું. [સં. पाटक>પ્રા. पाडअ-,માંથી છેલ્લી શ્રુતિનો લોપ] ઉત્તર પદમાં દેશવાચક તરીકે: 'ઝાલાવાડ' 'ગોહિલ-વાડ' 'બાબરિયાવાડ' 'મારવાડ' વગેરે

**વાડ[2]** (-ડય) સ્ત્રી. [સં. वाटि>પ્રા.वाडि] વાડી બગીચા મકાન વગેરેને ફરતી કાંટાળા ઝાડ વગેરેની ભરેલી આંતરી. (૨) હદ, મર્યાદા. [૦ ચીભડાં (કે તૂરિયાં) ગળે (રૂ.પ્ર.) રક્ષક ભક્ષક બને. ૦ ટપવી (રૂ.પ્ર.) વ્યભિચારી થવું. ૦ તેવો વેલો (-તે:વો-) (રૂ.પ્ર.) સંગ-દોષ. ૦ બંધાવી (બન્ધાવી) (રૂ.પ્ર.) ઘેરાઈ જવું]

**વાડ[3]** પું. [સં. वाट> પ્રા. वाड] (લા.) શેરડીનું ફરતે વાડ કરી લીધી હોય તેવું ખેતર. [૦ બેસી જવો (-બૅસી-) (રૂ.પ્ર.) શેરડીમાં રોગ આવવો, શેરડીમાં આગિયો આવવો, શેરડી સુકાઈ જવી. ૦ વાંસે એરંડો (-એરણ્ડો) (રૂ.પ્ર.) મુખ્યને કારણે ગૌણને લાભ]

**વાડ[4]** (-ડય) સ્ત્રી. [જુઓ 'વાડો.[3]' સં. पाटकनो સંબંધ-] લત્તો, રાડો, વાડો, પા, મહોલ્લો. (સમાસના ઉત્તર પદમાં: 'ખત્રી-વાડ' 'મોમના-વાડ' 'નાગોરી-વાડ' વગેરે)

**વાડ-કારેલી** (વાડય-) સ્ત્રી., -લું ન. [જુઓ 'વાડ[2]' + કારેલી', -લું.'] કારેલાં જેવા કડવા સ્વાદ અને ગંધની એક વેલ ['વાટકી.'

**વાડકી** સ્ત્રી. [જુઓ 'વાડકો' + ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય.] જુઓ

**વાડકું** ન. [જુઓ 'વાડકો'.] જુઓ 'વાટકું.'

**વાડકો** પું. [જુઓ 'વાટકો'. 'ટ'>'ડ' નવો વિકાસ.] જુઓ 'વાટકો.' [એ નામનું એક નાનું પક્ષી

**વાડ-ચકલી** (વાડય-) સ્ત્રી. [જુઓ 'વાડ[2]' + 'ચકલી.']

**વાડ-રીંગણી** (વાડય-) સ્ત્રી. [જુઓ 'વાડ[2]' + રીંગણી.'] વાડા ખેતરો વગેરેની વાડ કરવામાં કામ લાગે તેવી એક વનસ્પતિ

**વાડલો** પું. સ્ત્રીઓને હાથમાં પહેરવાનું વાળાનું બનાવેલું એક ઘરેણું. (૨) કચ્છમાં એવું કંઠમાં પહેરવાનું એક ઘરેણું. (ન.મા.)

**વાડવ** પું. [સં.] અગ્નિ (ખાસ કરીને સમુદ્રમાં રહેતો મનાતો.) (૨) (લા.) બ્રાહ્મણ.

**વાડ-વળગણી** (વાડય-) સ્ત્રી. [જુઓ 'વાડ[2]' + 'વળગણી.'] વાડા-ખેતર વગેરેની ફરતી ભરેલી આંતરી, વાડ

**વાડવાગ્નિ** પું. [સં. वाडव + अग्नि] સમુદ્રમાં રહેતો મનાતો અગ્નિ, વડવાનલ

**વાડ-વાયું** વિ.,ન. [જુઓ. 'વાડ[3]' + 'વાવવું' + ગુ. 'યું' કૃ.પ્ર.] જેમાં શેરડીનો વાડ વાવેલો હોય તેવું-ખેતર, વાઢ-વાયું

**વાડા** સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**વાડા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [જુઓ 'વાડો[1]' + ફા. 'બંદી.'] ફરતે દીવાલ કે વાડ કરી લીધી હોય તેવી વાડાની સ્થિતિ. (૨) (લા.) અલગ અલગ પક્ષના રૂપમાં બંધાઈ જવું એ, 'ગ્રૂપિઝમ'

**વાડાલું** વિ. વ્યભિચારી, છિનાળવું

**વાડિયું** ન. [જુઓ 'વાડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ઝાડનો ભેગો ઊગેલો ગુચ્છ. (૨) નાળિયેરીનાં પાતાંનો ખજૂર ભરેલો ટોપલો, વાડિયું

**વાડિયો** પું. વહાણ બાંધનાર કારીગર. (૨) શોખ, તીવ્ર ઇચ્છા, (૩) લત, લગુતા, ચડસ.(૪) પારસીઓની સુતારી કામ અંગે પડેલી એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વાડી** સ્ત્રી. [સં. वाटिका>પ્રા.वाडिआ] વચ્ચે મકાન અને ફરતે ફૂલ-ઝાડ હોય તેવી ફરતે દીવાલ કે વાડવાળી જમીન. (૨) ઉનાળામાં જુવાર-બાજરી વાવેલ હોય તેવું ખેતર. (૩) શહેરમાં જુદી જુદી નાતોનું મિલનના તેમજ ભોજનના સમારંભ કરવા માટેનું પડાળીઓવાળું સ્થાન. (૪) થોડાં મકાનોવાળી દરવાજા-બંધ શેરી કે ફળિયું. (૫) (લા.) ફૂલોના જેવી કાગળની ગૂંથણી (વરઘોડાઓમાં ફે-રવવામાં આવે છે.) [૦ઓ ફૂલવી (રૂ.પ્ર.) સારી પેદાશ હોવી. ૦નો વરઘોડો (રૂ.પ્ર.) દેખાવમાં ભપકાદાર અ-શાશ્વત વસ્તુ. ૦ ભરવી (રૂ.પ્ર.) માથાની ગૂંથણી માટે ફૂલોની વેણી કરવી. ૦ લૂંટાઈ જવી (રૂ.પ્ર.) વણસવું, બગડવું, નકામું જવું. લીલી વાડી (રૂ.પ્ર.) છોકરાં-છૈયાંની વિપુલતા]

**વાડી-પડું** ન. [ + જુઓ 'પડ' + ગુ. 'ઉં' ત.પ્ર.] પીત કરવાના કૂવાની આસપાસની ખેતરાઉ જમીન

**વાડી-વજીફો** પું. [ + જુઓ 'વજીફો.'] ખેતર વાડી વગેરેની જાગીર, એવો ગરાસ. (૨) (લા.) સમૃદ્ધિ, માલ-મિલકત

**વાડી-વસ્તાર** પું. [+ જુઓ 'વસ્તાર'] છોકરાં-છૈયાં-વાળો કુટુંબ-કબીલો. બાડી-વાડી

**વાડો[1]** પું. [સં. वाटक>પ્રા वाडअ-] દીવાલ કે વાડ કરી લીધી હોય તેવો માલ-સામાન ઘાસ-લાકડાં ઢોર વગેરે રાખવાની ખુલ્લી જમીન (એ ઘરની પાછળ અડીને હોય, પરવાડે હોય કે ગામની બહાર સ્વતંત્ર પણ હોય.),

'એન્ક્લોઝર'. (૨) વાઘરી વગેરે લોકો પાણીવાળા સ્થળ નજીક ચોમાસામાં કે બીજી ઋતુમાં પણ ચીભડાં વગેરે શાકનું વાવેતર કરે છે તે જગ્યા. (૩) (લા.) ખુલ્લું બજાર. (૪) ધાર્મિક ફિરકો, પંથ, સંપ્રદાય, માર્ગ

**વાડો²** પું. [સં. °પાટક>પ્રા. °વાડઅ-] મહોલ્લો, લત્તો, પા, મોટો વાસ, પાડો. (મોટે ભાગે સમાસના ઉત્તર પદ તરીકે : 'નાગર-વાડો' 'વાઘરી-વાડો' વગેરે)

**વાડોલિયું** ન. [જુઓ 'વાડો¹' + ગુ. 'લ' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] તદ્દન નાનો વાડો. (૨) ઝાડની આસપાસ વાળી લીધેલી નાની વાડ

**વાઢ¹** પું. [જુઓ 'વાઢવું.'] હથિયારનો જખમ, કાપ, ઘા. (૨) ખેતરમાંનો પરિપક્વ કે કાચો મોલ વાઢવો એ, કાપણી. (૩) લાકડાં વગેરે પર કરવત વગેરેથી કરેલો કાપો. (૪) (લા.) ધાર (હથિયારની)

**વાઢ²** (-ઢ્ય) સ્ત્રી. [જુઓ 'વાઢવું.'] (લા.) પેટમાં વઢાવું એ, ચૂંટ, આંકડી. (૨) ચારો ખૂટી જવાથી ઢોરને બીજે ચરવા લઈ જવાં એ

**વાઢ³** (વાઃડ) પું. શેરડીનું ખેતર, વાડ. (૨) (લા.) શેરડી પીલવાનો ખેતરમાંનો સંચો, ચિચોડો

**વાઢ-કાપ** (વાઢ્ય-કાપ્ય) સ્ત્રી. [જુઓ 'વાઢવું' + 'કાપવું,' સમાનાર્થીનો દ્વિર્ભાવ.] રોગ દૂર કરવા શરીરમાં કરાતી ત્યાં ત્યાં કાપવાની ક્રિયા, શસ્ત્ર-ક્રિયા, 'સર્જરી,' 'ઑપરેશન'

**વાઢ-કૂટિયો** પું. [જુઓ 'વાઢવું' + 'કૂટવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] વાઢ-કાપ કરનાર શસ્ત્ર-વૈદ્ય, 'સર્જન.', (૨) શરીરના કોઈ પણ ભાગ ઉપર કાપ મૂકી લોહી કાઢનારો ફકીર. (૩) (લા.) ભાંજઘડિયો માણસ, ખટપટિયો

**વાઢડો** પું. [જુઓ 'વાઢ¹' + ગુ. 'ડો' સ્વાર્થે ત.પ્ર.] તલવારનો જખમ [વાઢ (મોલનો)

**વાઢણી** સ્ત્રી. [જુઓ 'વાઢવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] કાપણી,

**વાઢ-દિવસ** (-વાઢ્ય-) પું. [સં. वृद्धि>પ્રા.वड्ढि + સં.] જન્મ-દિવસ, વરસ-ગાંઠ, જયંતી

**વાઢ-વાયું** જુઓ 'વાડ-વાયું.'

**વાઢવું** સ.ક્રિ. [સં. वृध्-वर्ध्->પ્રા. वड्ढ 'બંધ કરવું' માટે 'વાસવું' જેવો પ્રયોગ.] કાપવું, ચીરવું, ફાડવું. [**વાઢયું વઢેલું** (-વેઃલું) (રૂ.પ્ર.) અદેખાઈ કરવી]. **વઢાવું²** કર્મણિ., ક્રિ. **વઢાવવું²** પ્રે.,સ.ક્રિ. [રાણિયો

**વાઢાણો** પું. [જુઓ 'વાઢ¹' + ગુ. 'આણું' ત.પ્ર.] સ-

**વાઢિયું** (વાઃડિયું) જુઓ 'વાડિયું.'

**વાઢિયો** (વાઃડિયો) પું. જુઓ 'વાડિયું.' [સુતારણ

**વાઢી¹** સ્ત્રી. [જુઓ 'વાઢો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**વાઢી²** (વાઃડી) સ્ત્રી. ઘી પીરસવાની ઝારી. [૦ **આડો કપાસિયો** (રૂ.પ્ર.) ઘી ઓછું પીરસવું એ] [કાપનાર

**વાઢુ** વિ. [જુઓ 'વાઢવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] વાઢનાર,

**વાઢેર** પું. ઓખામંડળ બાજુના રાજપૂતોની એક નૂખ અને એનો પુરુષ (સંજ્ઞા.) (૨) એ નામની સૌરાષ્ટ્રના કડિયાઓની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વાઢો** પું. [જુઓ 'વાઢવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] લાકડાં ફાડનાર કઠિયારો. (૨) વેરણિયો સુતાર

**વાઢોડવું** સ.ક્રિ. [જુઓ 'વાઢવું' દ્વારા.] (મજાકમાં) ખાઈ જવું, જમી જવું, પટકાવવું. **વાઢોડાવું** કર્મણિ., ક્રિ. **વાઢોડાવવું** પ્રે.,સ.ક્રિ.

**વાઢોડાવવું, વાઢોડાવું** જુઓ 'વાઢોડવું'માં.

**વાઢો-વાઢ** (-ઢ્ય) ક્રિ.વિ. [જુઓ 'વાઢ,¹' દ્વિર્ભાવ.] લાકડામાં કરેલા કાપામાં સીધું સાલ બેસાડાય એમ. [૦ **કરવું** (રૂ.પ્ર.) બંધ બેસતું કરવું]

**વાણ¹** (-ણ્ય) સ્ત્રી. [સં. वाणी] વાણી, વાચા, બોલ. [૦ **વાઢવી** (રૂ.પ્ર.) બોલતું બંધ કરી દેવું]

**વાણ²** ન. [સં. वयन>પ્રા. वअण- વણવાની ક્રિયા] ખાટલો ભરવાની કાથી વગેરે. [૦ **પડવું** (રૂ.પ્ર.) ખરીદવામાં લાભ થાય એ રીતે ખરીદવું. ૦ **પડવું હાથ આવવું** (રૂ.પ્ર.) લાભ થાય એમ મળવું. ૦ **પડવું** (રૂ.પ્ર.) ફાયદો થવો. ૦ **ભરવું** (રૂ.પ્ર.) ખાટલો ગૂંથવો]

**વાણ³** પું. [સં. वयन->પ્રા. वअण- કર્તૃવાચક] વણવાનું કામ કરનાર, વણકર [ટાંચ, તાણ

**વાણ⁴** (-ણ્ય) સ્ત્રી. તંગી, કસર, ખોટ, ઊણપ, અછત,

**વાણકો** પું. [સં. वणिक्,-ग- દ્વારા] જુઓ 'વાણિયો.'

**વાણજર** (-રય) સ્ત્રી. [જુઓ 'વણજાર' (જૂ.ગુ.)] જુઓ 'વણજાર.'

**વાણજ** પું. [સં. वाणिज्जक->પ્રા. वाणिज्जअ-] વેપારી

**વાણ-દંડ** (-દણ્ડ) પું. [જુઓ 'વાણ³' + સં.] વણકરની સાળ

**વાણ-મીઠપ** (વાણ્ય-મીઠપ્ય) સ્ત્રી. [જુઓ 'વાણ¹'+'મીઠપ.'] વાણીની મીઠાશ, વાણીની મધુરતા, વાક્-માધુરી

**વાણલું** (વાઃણલું) જુઓ 'વહાણલું.'

**વાણ-વ્યંતર** (-વ્યન્તર) પું. એક પ્રકારની દેવ-યોનિ. (જૈન.)

**વાણંદ** (વાણન્દ) જુઓ 'વાળંદ.'

**વાણંદ(-દે)ણ** (વાણન્દ(-દે)ણ્ય) જુઓ 'વાળંદ(-દે)ણ.'

**વાણંદાણી** (વાણન્દાણી) જુઓ 'વાળંદાણી.'

**વાણંદિયાણી** (વાણન્દિયાણી) જુઓ 'વાળંદિયાણી.'

**વાણાકર** પું. મોચી

**વાણિજ્ય** ન. [સં.] વેપાર ['ઇન્ડસ્ટ્રિયાલિઝમ' (દ.બા.)

**વાણિજ્ય-વાદ** પું. [સં.] વેપાર-ઉદ્યોગને લગતો મત-સિદ્ધાંત,

**વાણિજ્ય-શાસ્ત્ર** ન. [સં.] વેપાર-ધંધાને લગતું શાસ્ત્ર, વેપાર-વિદ્યા [ધરાવનાર

**વાણિજ્યશાસ્ત્રી** વિ. [સં.,પું.] વાણિજ્ય-શાસ્ત્રનું જ્ઞાન

**વાણિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વાણિયો'+ગુ. અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] વાણિયા જ્ઞાતિની સ્ત્રી, વાણિયાણી. (સંજ્ઞા.)

**વાણિયાઈ¹** વિ. [જુઓ 'વાણિયો' + ગુ. 'આઈ' ત.પ્ર.] વાણિયાઓને વગતું, વાણિયાશાઈ

**વાણિયાઈ²** સ્ત્રી. [જુઓ 'વાણિયો' + ગુ. 'આઈ' ત.પ્ર.] વાણિયાપણું. (૨) (લા.) કામ લેવાની ચતુરાઈ, વાણિયા-વિદ્યા

**વાણિયા-ગત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'વાણિયો' + 'ગત.³'],

**વાણિયા-ગીરી** સ્ત્રી. [+ ફા.,પ્ર.] વાણિયા-વેડા. [૦ **કરવી** (રૂ.પ્ર.) ખોટો ખોટો વિવેક કરવો. (૨) સમય ઓળખીને કામ કરવું]

**વાણિયાણી** સ્ત્રી. [જુઓ 'વાણિયો' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'વાણિય(-યે)ણ.'

**વાણિયા-વટું** ન. [જુઓ 'વાણિયો' + ગુ. 'વટું' ત.પ્ર.] વાણિયાનો ધંધો. (૨) એ નામની એક રમત, આટા-પાટાની રમત

**વાણિયા-વાડ** (-ડય) સ્ત્રી., -ડો પું. [જુઓ 'વાણિયો' + 'વાડ²'-'વાડો.²'] વાણિયાઓના વસવાટનો મહોલ્લો

**વાણિયા-વિદ્યા** સ્ત્રી. [જુઓ 'વાણિયો' + સં.] વાણિયાની ચતુરાઈ. (૨) (લા.) વખત વરતીને કામ કરવાની કળા, (૩) લાભ-હાનિનો પ્રથમથી વિચાર કરીને કામ કરવાની રીત. [૦ કરવી (રૂ.પ્ર.) આડું અવળું સમઝાવી કામ સાધી લેવું]

**વાણિયા-વેડા** પું., બ.વ. [જુઓ 'વાણિયો' + 'વેડા.'] જુઓ 'વાણિયા-ગત.'

**વાણિયા-શાઈ** વિ. [જુઓ 'વાણિયો' + 'શાઈ' (રીત.)] વાણિયાની ઢબનું, વાણિયાના પ્રકારનું. (૨) સ્ત્રી. (લા.) શાંતિ અને ખામોશી રાખી કામ કઢાવવાની રીત

**વાણિયો** પું. [સં. वाणिजक > પ્રા. वाणिअअ-] વેપાર કરનારો વર્ગ પાછળથી જ્ઞાતિના રૂપમાં ગોઠવાઈ જતાં એવી જ્ઞાતિનો પુરુષ.(સંજ્ઞા.) (૨) (લા.) વેલાને કબજે રાખવાનું એક વજન. (૩) તીડના પ્રકારનું એક નાનું ચોમાસુ જંતુ. [-યા થઈ જવું (રૂ.પ્ર.) અગમચેતીથી નરમ થયા પછી મોકો મળતાં કામ કાઢી લેવું. -યાનું કાળજું (રૂ.પ્ર.) કૂરતા]

**વાણી¹** સ્ત્રી. [સં.] વાચા, વાગ, બોલી, વેણ, વચન. (૨) ભાષા, 'સ્પીચ'

**વાણી²** સ્ત્રી. [જુઓ 'વાણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) વણકરની સાળ. (૨) વર-કન્યાની પરણતી વેળાની મોજડી

**વાણી-ચ્છંદ** (-ચ્છન્દ) પું. [સં. वाणीच्छन्दस् ; ન.] જુઓ 'વાગ્ભવ'-'રહેટોરિક' (બ.ક.ઠા.)

**વાણી-વિલાસ** પું. [સં.] જુઓ 'વાગ્વિલાસ.'

**વાણી-વિવેક** પું. [સં.] જુઓ 'વાગ્વિવેક.'

**વાણી-શૂરું** વિ. [સં. वाणी-शूर + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] માત્ર બોલવામાં બહાદુર, બડાઈની વાતો કરનારું, બડાશી

**વાણી-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] પોતાના વિચાર વ્યક્ત કરવાની સાર્વત્રિક છૂટ

**વાણું** (વાઃણું) જુઓ 'વહાણું.'

**વાણેલું** (વાઃણેલું) જુઓ 'વહાણેલું.'

**વાણો** પું. [સં. वयनक- > वमणअ-] વણતરમાં નખાતો આડો તાર

**વાણોતર** પું. [જુઓ 'વાણિયો' દ્વારા.] વાણિયાની દુકાનનો—વેપારીની દુકાનનો ગુમાસ્તો, મહેતો, મુનીમ, મહેતાજી

**વાણોતરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વેપારની ચીજ-વસ્તુ

**વાણોતરું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] ગુમાસ્તાનું કામ, ગુમાસ્તાગીરી

**વાણો-તાણો** પું. [જુઓ 'વાણો' + 'તાણો'] વણાતા કાપડનો આડો—ઊભો તાર. [વાણા-તાણા કરવા (રૂ.પ્ર.) કામ ગૂંચવી નાખવું]

**વાણ્ય** વિ. સોંઘું, સસ્તું

**વાત¹** પું. [સં.] વાયુ, વા, પવન, હવા. (૨) શરીરમાં રહેલી ત્રણ ધાતુમાંની વાયુને લગતી ધાતુ. (આયુ.)

**વાત²** સ્ત્રી. [સં. वार्ता > પ્રા.वत्ता] વાર્તા, કથની, કથા, કહાણી, ગાથા. (૨) કથન, વચન. (૩) ખબર, સમાચાર, વૃત્ત, વર્તમાન. (૪) બાબત, વિષય. (૫) યોજના. (૬) રીત, રસમ. (૭) સત્ય હકીકત, 'ફેક્ટ.' (૮) (લા.) ગપ, અફવા. [૦ આપવી (રૂ.પ્ર.) ભેદ ખુલ્લો કરવો. ૦ આવવી (રૂ.પ્ર.) મરણના સમાચાર આવવા. ૦ ઉખેળવી, ૦ કાઢવી (રૂ.પ્ર.) કહેવાનો મુદ્દો રજૂ કરવો. ૦ ઉડાડવી (રૂ.પ્ર.) અફવા ફેલાવવી. ૦ ઉપાડવી (રૂ.પ્ર.) ચર્ચા શરૂ કરવી. ૦ ઉપાડી લેવી (રૂ.પ્ર.) કહ્યા પ્રમાણે અમલ કરવો. ૦ ઊકલવી (રૂ.પ્ર.) મૂંઝવણમાંથી માર્ગ સૂઝવો. ૦ ઊડવી (રૂ.પ્ર.) અફવા ફેલાવી. ૦ ઊભી કરવી (રૂ.પ્ર.) બનાવટી વાત કહેવી. ૦ ઓળી ટોળી ના(-નાં)ખવી (-ઓળી ટોળી.) (રૂ.પ્ર.) ચાલતો મુદ્દો સમેટી લેવો. ૦ કરતામાં (રૂ.પ્ર.) થોડી જ વારમાં, આંખના પલકારામાં. ૦ કરવાનું ઠેકાણું (રૂ.પ્ર.) સલાહ લેવા જોગ સ્થાન. ૦ કરવી (રૂ.પ્ર.) નિંદા કરવી. ૦ કરાવવી (રૂ.પ્ર.) નિંદા કરાવવી. ૦ કાપવી (રૂ.પ્ર.) વચ્ચે પડવું, વિઘ્નરૂપ થવું. ૦ ખાઈ જવી, ૦ ગળી જવી (રૂ.પ્ર.) મુદ્દો દબાવી દેવો. ૦ ખૂલવી, ૦ ફૂટવી (રૂ.પ્ર.) ગુપ્ત હકીકત જાહેર થઈ જવી. ૦ ગળે ઊતરવી (રૂ.પ્ર.) સમઝાવું. ૦ ઘડવી, ૦ બનાવવી (રૂ.પ્ર.) નવું તૂત ઊભું કરવું. ૦ ચલાવવી, ૦ છેડવી (રૂ.પ્ર.) નવો પ્રસંગ શરૂ કરવો. ૦ ચાલવી, ૦ થવી (રૂ.પ્ર.) નિંદા થવી. (૨) ગપ વહેતી થવી. ૦ ચૂંથાવી (રૂ.પ્ર.) કામ રખડી પડવું. ૦ ચોરવી (રૂ.પ્ર.) છુપાવવું, મુદ્દો છાનો રાખવો. ૦ ચોળવી (-ચોળવી) (રૂ.પ્ર.) એકના એકનું પીંજણ કર્યા કરવું. ૦ છણવી (રૂ.પ્ર.) પ્રસંગને વિસ્તારથી કહેવો. ૦ જતી કરવી (રૂ.પ્ર.) દરગુજર કરવું, માફી આપવી. ૦ જોડવી (રૂ.પ્ર.) નવું તૂત ઊભું કરવું. ૦ ટાળી ના(-નાં)ખવી (રૂ.પ્ર.) પ્રસંગ ઉડાડી દેવો. ૦ તો એ કે (રૂ.પ્ર.) ટૂંકમાં કહેવાનું કે. ૦ ન કરવી (રૂ.પ્ર.) અભિમાન કરવું. ૦નું વતેસર (કે વતીગણ) (રૂ.પ્ર.) સામાન્ય પ્રસંગ કે બાબતમાંથી ભારે ગૂંચવણ ઊભી થવાનું. ૦ પકડવી (રૂ.પ્ર.) દોષ જોવા. ૦ પકડી રાખવી (રૂ.પ્ર.) જિદ્દી બનવું. ૦ પર આવવું (રૂ.પ્ર.) પ્રસ્તુત પ્રસંગ ઉપાડવો. ૦ પલટવી, ૦ બદલવી (રૂ.પ્ર.) ફેરવી બોલવું, છેતરવું (વાણીથી). ૦ પામવી (રૂ.પ્ર.) ભેદ જાણી લેવો. ૦ પી જવી (રૂ.પ્ર.) ખામોશી પકડવી. ૦ પૂછવી (રૂ.પ્ર.) સાર-સંભાળ લેવી. ૦ ફાટવી (રૂ.પ્ર.) રહસ્ય ખુલ્લું થઈ જવું. ૦ ફોડવી (રૂ.પ્ર.) રહસ્ય ખુલ્લું કરવું. ૦ બગડવી, ૦ વધવી, વંઠવી (-વણ્ઠવી) (રૂ.પ્ર.) આબરૂ ખોવી. (૨) દેવાળું કાઢવું. ૦ બગાડવી (રૂ.પ્ર.) આબરૂ ગુમાવવી. (૨) ગોટાળો કરવો. ૦ બનવી (રૂ.પ્ર.) આબાદ થવું. (૨) ફાવવું. ૦ ભારે કરવી (રૂ.પ્ર.) બડાકા મારવા. ૦ ભારે થવી (રૂ.પ્ર.) મમત વધવી. (૨) ધાર્યા કરતાં ઊલટું પરિણામ આવવું. ૦ ભારે પડી જવી (રૂ.પ્ર.) સારી રીતે સહન કરવું પડે એવી સ્થિતિ થવી. ૦ મળવી (રૂ.પ્ર.) વિગત સરખી માલૂમ પડવી. (૨) સમાચાર જાણવા. ૦ માનવી (રૂ.પ્ર.) આજ્ઞા ઉઠાવવી. (૨) કબૂલ કરવું. ૦ મારી જવી (રૂ.પ્ર.) દલીલમાં હારી જવું. (૨) નિષ્ફળતા મળવી. ૦ માંડવી (રૂ.પ્ર.)

બહારના મરણના સમાચારે આભરણું કાઢવું. ૦માં ના-(-નાં)ખવું (રૂ.પ્ર.) સંડોવવું. ૦માં પડવું (રૂ.પ્ર.) પંચાત કરવી. ૦માં લાગવું (રૂ.પ્ર.) હકીકત કહેવા મંડવી. ૦ રાખવી, ૦ રાખી લેવી (રૂ.પ્ર.) સંમતિ બતાવવી, કહ્યું માનવું. ૦ લગાવવી (રૂ.પ્ર.) નિંદા કરવી. (૨) સગપણથી જોડાવું. ૦ લેવી (રૂ.પ્ર.) સામાની છાની વિગત જાણી લેવી. ૦ વધવી, ૦ વધી પડવી (રૂ.પ્ર.) ધાંધલ વધી પડવી. ૦ વધારવી (રૂ.પ્ર.) લપ કરવી. ૦ વાતમાં (રૂ.પ્ર.) થોડી જ વારમાં. ૦ વાળવી (રૂ.પ્ર.) આભરણું પાછું વળતાં મરનારને ઘેર આવવું. -તે વળગાડવું (રૂ.પ્ર.) ચાલુ પ્રસંગ ભુલાવી દેવો. -તે વાતે (રૂ.પ્ર.) પ્રસંગવશાત્. -તો કરાવવી (રૂ.પ્ર.) નિંદા કરાવવી. -તોનાં વડાં (રૂ.પ્ર.) નકામી લાંબી વાત. એક જ વાત (રૂ.પ્ર.) ચોક્કસ હકીકત. તારી વાત છે (રૂ.પ્ર.) તારી ખૂરી વલે કરીશ. મોટા લોકોની વાત (રૂ.પ્ર.) સામાન્યને માટે અસંભવ. વખત આવે ત્યારે વાત (રૂ.પ્ર.) સમય આવ્યે યોગ્ય કારવાઈ. વાએ વાત ચાલવી (રૂ.પ્ર.) અફવા ઝડપથી ફેલાવી]

**વાત-કર, વાત-કારક** વિ. [સં.] શરીરમાં વાયુનો ઉપદ્રવ કરે તેવું

**વાત-ખલી** સ્ત્રી. [સં.] વાહનની ગતિ અટકાવવા માટેનું શૂન્ય-વાત બનાવવાનું યંત્ર, 'વૅક્યૂમ બ્રેક'

**વાત-ગરું** વિ. [જુઓ 'વાત[૨]' + 'ગરું' ત.પ્ર.] વાતોડિયું

**વાત-ગાંઠ (-ગણ્ઠ)** પું. [સં.] વાયુના પ્રકોપથી શરીરમાં થતો તે તે ગાંઠો [સૂમડું

**વાત-ગુલ્મ** પું. [સં.] વાયુના પ્રકોપથી શરીરમાં થતું તે તે

**વાત-ગ્રસ્ત** વિ. [સં.] વાયુના રોગથી ઘેરાયેલા શરીરવાળું, વાત-રોગી

**વાત-ઘ્ન** વિ. [સં.] શરીરમાં વાત-રોગને હરનારું (ઔષધ)

**વાત-ચર** વિ. [સં.] હવામાં ફરનારું

**વાત-ચીત** સ્ત્રી. [જુઓ 'વાત[૨]' દ્વારા.] સંભાષણ. (૨) (લા.) ગપ્પાં [થનારું (દર્દ)

**વાત-જ,-જન્ય** વિ. [સં.] શરીરમાંના વાયુના દોષથી

**વાત-જ્વર** પું. [સં.] શરીરમાં વાયુના પ્રકોપથી થતો તાવ

**વા-તડ[૧]** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'વા[૨]' + 'તડ.[૨]'] બહુ જ ઝીણી ફાટ કે તરડ

**વાતડ[૨]** વિ. [જુઓ 'વાત[૨]' દ્વારા.] વાતોડિયું

**વાત-ડાહ્યું** વિ. [જુઓ 'વાત[૨]' + 'ડાહ્યું'.] ડહાપણ-પૂર્વકની વાત કહેનારું [(પદ્યમાં)

**વાત-ડી** સ્ત્રી. [જુઓ 'વાત' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] વાત

**વાત-પ્રકોપ** પું. [સં.] શરીરમાં વાયુનો પ્રબળ વધારો (જે વાત-રોગ કરે.), વાયુ-પ્રકોપ

**વાત-ભટ્ટી(-ઠ્ઠી)** સ્ત્રી. [સં. + જુઓ 'ભટ્ટી(-ઠ્ઠી).'] પવનની મદદથી સળગ્યા કરે તેવી કારખાનાની 'ચૂલ,' 'બ્લાસ્ટ-ફર્નેઇસ' ['વા-તડ.[૧]'

**વા-તર(-રે)ડ (-ડ્ય)** સ્ત્રી. [જુઓ 'વાત[૨]' + 'તર(-રે)ડ.']

**વાત-રોગ** પું. [સં.] શરીરમાં વાયુના પ્રકોપથી થતા અનેક રોગોમાંનો તે તે રોગ

**વાતરોગી** વિ. [સં.,પું.] વાત-રોગથી પીડાતું

**વાતલડી** સ્ત્રી. [જુઓ 'વાતડી' + ગુ. 'લ' મધ્યગ.] વાત (પદ્યમાં) [વિકૃતિ (ફોલ્લા ફોલ્લી વગેરે)

**વાત-વિકાર** પું. [સં.] શરીરમાંના વાયુના પ્રકોપથી થયેલી

**વાત-વ્યાધિ** પું. [સં.] જુઓ 'વાત-રોગ.'

**વાત-શૂન્ય** વિ. [સં.] જેમાં વાયુનો અંશમાત્ર પણ ન હોય તેવું પોલું, 'વૅક્યૂમ'

**વાતસ્થિતિ-માપક** વિ., ન. [સં.] હવાની હાલત માપવાનું યંત્ર, 'બૅરોમીટર' (દ.બા.)

**વાત-હર** વિ. [સં.] વાયુનો રોગ દૂર કરનાર, વાત-ઘ્ન

**વાતાગમ્ય** વિ. [સં. वात + अ-गम्य] જેમાં બહારથી વાયુ પેસી ન શકે અને અંદરનો બહાર ન નીકળી શકે તેવું, 'ઍર-ટાઇટ' (મ.રૂ.)

**વાતાતિ(-તી)સાર** પું. [સં. वात + अति(-ती)सार] વાયુના પ્રકોપથી થયેલો ઝાડાનો રોગ

**વાતાનુકૂલ** વિ. [સં वात + अनु-कूल] ઠંડી-ગરમી માપ પ્રમાણે આપે તેવું, ઉષ્મા-નિયંત્રક, તાપ-નિયંત્રક, 'ઍર-કન્ડિશન્ડ'

**વાતાનુકૂલ-તા** સ્ત્રી. [સં.] વાતાનુકૂલ થવાપણું

**વાતાનુકૂલિત** વિ. [સં. वात + अनु-कूलित] જુઓ 'વાતાનુકૂલ.'

**વાતાભેદ્ય** વિ. [સં. वात + अ-भेद्य] જુઓ 'વાતાગમ્ય.'

**વાતાયન** સ્ત્રી. [સં. वात + अयन, ન.] બારી

**વાતાયનાસન** ન. [+ સં. आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**વાતાવરણ** ન. [સં. वात + आ-वरण] વાયુનું વીંટાઈ વળવું એ, વાયુનું આચ્છાદન, 'ઍટ્મોસ્ફિયર.' (૨) (લા.) આજુબાજુના સંયોગ, પરિસ્થિતિ, 'સરાઉન્ડિંગ્ઝ,' 'એન્વિરોન્મેન્ટ' [રહેલું

**વાતાવરણીય** વિ. [સં.] વાતાવરણને લગતું, વાતાવરણમાં

**વાતાવર્ત** પું. [સં. वात + आ-वर्त] વંટોળિયો

**વાતિક** વિ. [સં.] વાયુને લગતું [અગરબત્તી

**વાતી** સ્ત્રી. [સં. वर्तिका > પ્રા. वत्तिआ] વાટ, દિવેટ. (૨)

**વાતીય** વિ. [સં.] જુઓ 'વાતિક.'

**વાતુ(-તૂ)લ** વિ. [સં.] જુઓ 'વાત-રોગી.' (૨) ચસકેલ મગજવાળું, ગાંડું, ઘેલું. (૩) પું. વંટોળિયો

**વાતૂ(-તો)ડિય(-યે)ણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'વાતૂ(-તો)ડિયું' + ગુ. અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] વાતોડિયા સ્ત્રી

**વાતૂ(-તો)ડિયું, વાતૂ(-તો)ડું** વિ. [જુઓ 'વાત[૨]' દ્વારા 'વાતોડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] વાતો કર્યા જ કરે તેવું, વાત-ગરું

**વાતૂલ** જુઓ 'વાતુલ.' [જુઓ 'વા-તરડ'-'વા-તડ.[૧]'

**વા-તેડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'વા-તરડ,'- પ્રવાહી ઉચ્ચારણ.]

**વાતોડિય(-યે)ણ(-ણ્ય)** જુઓ 'વાતૂડિય(-યે)ણ.'

**વાતોડિયું, વાતોડું** જુઓ 'વાતૂડિયું'-'વાતૂડું.'

**વાતોદર** પું. [સં. वात + उदर] પેટનો વાયુના પ્રકોપને લીધે થતો રોગ [ચિત્તભ્રમ થયેલું, ગાંડું, ઘેલું

**વાતોન્મત્ત** વિ. [સં. वात + उन्मत्त] ચસકેલ મગજવાળું,

**વાત્સલ્ય** ન., ૦ભાવ [સં.] (બાળકો તરફનું) વહાલ, વત્સલતા [સ્નેહની પ્રતિમા-સમું

**વાત્સલ્ય-મૂર્તિ** સ્ત્રી., વિ. [સં.] વત્સલતાના સાક્ષાત્ સ્વરૂપ

**વાત્સ્યાયન** પું. [સં.] મધ્ય યુગમાં થયેલો કામશાસ્ત્રનો કર્તા. (સંજ્ઞા.) (૨) મધ્ય યુગનો ન્યાયસૂત્રનું ભાષ્ય લખનાર એક નૈયાયિક. (સંજ્ઞા.)

**વાદ** પું. [સં.] તર્કના પ્રાધાન્યવાળી ચર્ચા, 'રીઝનિંગ' (મ.ન.) (૨) જ્ઞાન-વિજ્ઞાનના કોઈ પણ વિષયમાંનાં અનુમાન અને તારણનો નિષ્કર્ષ, 'થિયરી' (કિ.ઘ.) (૩) સંભાવના, 'હાયપોથીસિસ' (કિ. ઘ.). (૪) (લા.) સ્પર્ધા, હરીફાઈ. ચડસા-ચડસી. (૫) મમત, જિદ. (૬) સામસામી તકરાર. ઝઘડો, ટંટો. [૦ **કરવો** (રૂ.પ્ર.) ચર્ચા કરવી. (૨) તકરાર કરવી. ૦**માં પડવું, -દે ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) જિદ કરવી]

**વાદક** વિ., [સં.] વાદ્ય બજાવનાર, વાદિત્ર વગાડનાર, બજવૈયો, સાજિંદો

**વાદ-કોદ** (-દ્ય) સ્ત્રી. [સં. वाद + જુઓ 'ખોદવું.'] (લા..) મહેણાં ટોણાં મારવાં એ, આડું-અવળું બોલી ઝઘડો કરવો એ

**વાદ-ખંડન** (-ખણ્ડન) ન. [સં.] ચર્ચા કરતી વેળા સામાના સિદ્ધાંતને તોડી પાડવાની ક્રિયા, રદિયો

**વાદ-ખોર** વિ. [સં. वाद + ફા. પ્રત્યય] વાદ-વિવાદ કર્યા કરનારું, તકરારિયું  [સ્પદ, મતભેદવાળું

**વાદ-ગ્રસ્ત** વિ. [સં.] ચર્ચા-વિચારણા કરવાને પાત્ર, ચર્ચા-

**વાદ-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] જેમાં ચર્ચાના વિષય ઉપર શંકા કરી સામાના પક્ષનું યથાસ્થિત સ્થાપન કરતાં જતાં પછી તર્કની કસોટીએ સામાના પક્ષનું સપ્રમાણ ખંડન અને પોતાના પક્ષનું મંડન કરી અંતે પોતાનો સિદ્ધાંત તારવવામાં આવ્યો હોય તેવો નિબંધ કે ગ્રંથ

**વાદ-છલ(-ળ)** ન. [સં.] વાદ કરતી વેળા અજમાવવામાં આવતું એક ચોક્કસ પ્રકારનું કપટ

**વાદ(-દે)ણ[1]** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વાદી[1]' + ગુ. 'એ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] પૂર્વપક્ષ કે ફરિયાદ રજૂ કરનાર વિદુષી કે ફરિયાદી સ્ત્રી

**વાદ(-દે)ણ[2]** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વાદી[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગારુડીની સ્ત્રી

**વાદન** ન. [સં.] હરકોઈ પ્રકારના વાદ્યને વગાડવાની ક્રિયા

**વાદન-કલા(-ળા)** સ્ત્રી. [સં.] વાદ્ય વગાડવાની વ્યવસ્થિત શક્તિ અને આવડત

**વાદ-નિપુણ** વિ. [સં.] વાદ-વિવાદ કરવામાં પ્રવીણ

**વાદનોત્સવ** પું. [સં. वादन+उत्सव] વાદ્યો વગાડવાનો જલસો

**વાદ-પત્ર** પું. [સં.,ન.] જેને વાદ-વિવાદ કરવાની ઇચ્છા હોય તે પોતાના મુદ્દાઓનો મુસદ્દો લખીને રજૂ કરે તે કાગળ

**વાદ-પાંડિત્ય** (-પાણ્ડિત્ય) ન. [સં.] તર્ક-બદ્ધ વાદ-વિવાદ કરવાની વિદ્વત્તા

**વાદ-પ્રતિવાદ** પું.,બ.વ. [સં.] ચર્ચાના મુદ્દાઓની રજૂઆત અને એનો પ્રતિવાદી તરફનો જવાબ

**વાદ-પ્રવીણ** વિ. [સં.] જુઓ 'વાદ-નિપુણ.'

**વાદ-પ્રિય** વિ. [સં.] તર્ક-બદ્ધ ચર્ચા-વિચારણા કરવી ગમતી હોય તેવું  [મૂળ કારણ

**વાદ-મૂલ(-ળ)** ન. [સં.] ચર્ચાના વિષયનું બીજ, ચર્ચાનું

**વાદ-યુગ** પું. [સં.] ચર્ચા-વિચારણા કરવાનો જમાનો

**વાદ-યુદ્ધ** ન. [સં.] તર્કબદ્ધ ચર્ચા-વિચારણા, સામસામી વાણીની તડામારી  [નાનું વાદળું (પદ્યમાં)

**વાદલડી** સ્ત્રી. [જુઓ 'વાદળી[1]' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.]

**વાદ-વિવાદ** પું. [સં.] તર્ક-બદ્ધ સામસામી વિચારણા. (૨) (લા.) ઝઘડો, તકરાર

**વાદવિવાદી** વિ. [સં.,પું.] વાદ-વિવાદ કરનારું

**વાદવિષય** પું. [સં.] ચર્ચાસ્પદ મુદ્દાઓ, તકરારી વાત, વિચારવાનો વિષય  [પરિષદ

**વાદ-સભા** સ્ત્રી. [સં.] તર્ક-બદ્ધ વિચારણા કરવા યોજાયેલી

**વાદ-સંસદ** (-સંસદ) સ્ત્રી. [+ સં. संसद्] જુઓ 'વાદ-સભા'- 'ડિબેટિંગ સોસાયટી' (મ.ન.).

**વાદ-સ્થલી** સ્ત્રી. [સં.] તર્ક-બદ્ધ ચર્ચા-વિચારણા કરવાની જગ્યા, વાદ-સભા. (૨) ચર્ચાની રમઝટ

**વાદ-સ્થલ(-ળ)** ન. [સં.] જુઓ 'વાદ-સભા.' (૨) જુઓ 'વાદ-વિષય.'

**વાદળ** ન. [સં. શક્ય वार् + दल = वार्दल; દે.પ્રા. वद्दल] આકાશમાં જણાતો વરાળના ગોટા ને ગોટા જેવો સમૂહ, વાદળું. (૨) (લા.) આકાશ, ગગન, આભ, આસમાન. [૦ **ઊતરી જવું** (રૂ.પ્ર.) આફત ચાલી જવી, સલામતી આવવી. ૦ **ચડી(-ઢી) આવવું** (રૂ.પ્ર.) આફત ઊતરવી. ૦ **ઘેરાવું** (રૂ.પ્ર.) ભય કે સંકટ ઝઝૂમવાં. ૦ **તૂટી પડવું** (રૂ.પ્ર.) ભારે ભય કે સંકટનું આવી પડવું. ૦ **વીખરાવું, વેરાવું** (રૂ.પ્ર.) દુઃખમાંથી મુક્તિ મળવી. **દળ-વાદળ** (રૂ.પ્ર.) ભારે મોટો ભરાવો. **દુઃખનાં વાદળ** (રૂ.પ્ર.) પારાવાર દુઃખ]

**વાદળિયું** વિ. [જુઓ 'વાદળું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાદળના સંબંધવાળું, વાદળને લગતું. (૨) (લા.) ચસકેલ, ગાંડું

**વાદળી[1]** સ્ત્રી. [જુઓ 'વાદળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું વાદળું. (૨) કોરીટાની અંદરની ઝીણા ઝીણા અને બારીક તંતુઓની જાળી. (૩) પાણી વગેરે પ્રવાહી ચૂસી લે તેવી એક બનાવટ

**વાદળી[2]** વિ. [જુઓ 'વાદળ' + 'ઈ' ત.પ્ર.] વાદળીના કે વાદળાંના રંગનું, આસમાની. (૨) જુઓ 'વાદળિયું.'

**વાદળું** ન. [જુઓ 'વાદળ;' દે.પ્રા. वद्दलअ-] જુઓ 'વાદળ-(૧).' (૨) (લા.) અણગમતું આવરણ. (૩) દુઃખ, સંકટ. [**-ળાં આવવાં, -ળાં થવાં** (રૂ.પ્ર.) લપ આવવી. (૨) દુઃખ આવવું]

**વાદા-કોદ** (-દ્ય) જુઓ 'વાદ-કોદ.'

**વા-દાનિયું** ન. [જુઓ 'વા[2]' + ફા. 'દાન' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (ભીંતમાંનું તે તે) જાળિયું. (ક.મા.)

**વાદાનુવાદ** પું.,બ.વ. [સં. वाद + अनु-वाद] એક વાદ-મુદ્દાની પાછળ રજૂ થતો બીજો વાદ-મુદ્દો

**વાદાવાદ** (-દ્ય), **-દી** સ્ત્રી. [સં. वाद, દ્વિર્ભાવ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] પરસ્પરના ઝઘડાની બોલા-ચાલી, વાદ-વિવાદની ખેંચા-ખેંચી

**વાદિત્ર** ન. [સં.] જુઓ 'વાજિત્ર.'

**વાદી[1]** વિ. [સં.,પું.] જે સ્વરની ઉપર રાગ કે રાગિણીનો આધાર હોય તે મુખ્ય (સ્વર.) (સંગીત.) (૨) વાદ-વિવાદનો પૂર્વ પક્ષ રજૂ કરનાર પક્ષકાર. (૩) ફરિયાદી, 'પ્લેઇ-

ન્ટિક.' (૪) સમાસને અંતે 'બોલનાર.' 'સત્ય-વાદી' 'મિથ્યા-વાદી' વગેરે. (૫) સમાસને અંતે અમુક સિદ્ધાંતમાં માનનાર : 'દ્વૈત-વાદી' 'આદર્શ-વાદી' વગેરે

**વાદી[2]**, ૦ગર પું. [સં. તત્સમ નથી + ફા. પ્રત્યય] સાપ. નોળિયા વગેરેને પકડી લોકોમાં એના ખેલ કરનાર, ગારુડી

**વાદીલું** વિ. [સં. वाद + ગુ 'ઈલું' ત.પ્ર.] વાદ કર્યા કરનારું, તકરારી, કજિયાખોર. (૨) હઠીલું, જિદ્દી, જક્કી, તંતીલું [વાદે વાદે. (૨) ઉતાવળથી

**વાદોવાદ** ક્રિ.વિ. [સં. वाद,- દ્વિર્ભાવ] સ્પર્ધામાં, હરીફાઈમાં,

**વાદોવાદી** સ્ત્રી. [જુએ વાદાવાદી.'] જુએ 'વાદાવાદી.'

**વાદ્ય** ન. [સં.] વાદિત્ર, વાજિંત્ર, વાજું (સર્વસામાન્ય) (તત વિતત સુષિર અને ઘન એમ ચાર પ્રકારનું)

**વાદ્ય-કલાપ(-બા)** સ્ત્રી. [સં.] દરેક પ્રકારનાં વાદ્ય વગાડવાની સમઝદારી, વાદન-કળા [બજવૈયું

**વાદ્ય-કાર** વિ. [સં.] વાદ્ય બનાવનાર. (૨) વાદ્ય વગાડનાર,

**વાદ્ય-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] વાદ્યો વગાડનારાઓનો સમૂહ, વાદ્ય-વૃંદ, 'ઑરકેસ્ટ્રા' (ન.બ્રો.) [ક્રિયા

**વાદ્ય-વાદન** ન. [સં.] કોઈ પણ પ્રકારનું વાદિત્ર વગાડવાની

**વાદ્ય-વૃંદ** (-વૃન્દ) ન. [સં.] જુએ 'વાદ્ય-મંડલ.'

**વાદ્ય-સમૂહ** પું. [સં.] જુએ 'વાદ્ય-મંડલ'- 'બેન્ડ' (ગો.મા.).

**વાધ** (-ધ્ય) [જુએ 'વાધવું.'] જુએ 'વધ.[2]'

**વાધણ** (-ણ્ય), -ણી સ્ત્રી. [જુએ 'વાધવું' + ગુ. 'અણ'-'અણી' કૃ.પ્ર.] (શરીરની વૃદ્ધિ થવાની નિશાની તરીકે મનાતી બાળકની) એડકી, હેડકી, અટકણી. (આ રોગ નથી.)

**વાધર** (-ર્ય) સ્ત્રી. [સં. वार्ध्री] ચામડાની દોરી, વાધરી

**વાધર-કાઠી** (વાધરય-) સ્ત્રી. [+ જુએ 'કાઠી.[1]'] વણવાની સાળમાં જેમાં તાણો બંધાય છે તે દોરી બાંધેલી લાકડાની પટ્ટી

**વાધરી** સ્ત્રી. [સં. वार्ध्री, અર્વા. તદ્ભવ] જુએ 'વાધર.'

**વાધવું** અ.ક્રિ. [સં. वृध्-वर्ध्->પ્રા. वड्ढ- જૂ.ગુ. 'વાધવું.'] જુએ 'વધવું.[2]'

**વાધૂકડું** વિ. [જુએ 'વાધૂકું'+ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.], **વાધૂકું** વિ. [જુએ 'વાધવું' દ્વારા.] (લા.) કારણ વિના વચ્ચે માથું મારતું આફરડું આવતું. ફાલતુ, નકામું

**વાન[1]** પું. [સં. वर्ण>પ્રા. वन्न] (શરીરનો) રંગ. (૨) (શરીરનું) સૌંદર્ય. (૩) ન. શરીર. (૪) સ્ત્રી. ટાઢથી ઊખડી ગયેલી કે ફાટેલી ચામડી

**-વાન[2]** વિ. [સં. °वान् ત.પ્ર. (वत्), પ્ર.વિ., એ.વ.,પું.] વાળું. ('વાળું' માલિકી' 'સ્વામિત્વ' એ અર્થનો ત.પ્ર. સંસ્કૃત તેમજ ગુ. શબ્દોને સમાન રીતે લાગે છે; જેમકે 'ભગવાન' સાથોસાથ 'ગાડી-વાન' પણ)

**વાન[3]** ન. [અં.] સામાન ભરવાનો રેલવેનો ડબો, ભારખાનાનો ડબો

**વાનગી(-કી)** સ્ત્રી. [સં. वर्णिका>પ્રા. वन्निआ + ફા. 'ગી' સ્વાર્થે ત.પ્ર.] નમૂનો (એ ખાદ્ય વગેરેનો પણ હોય અને સંગીત વગેરેનો પણ હોય.)

**વાનડ** (-ડ્ય) સ્ત્રી. વાત

**વાનપ્રસ્થ** વિ. [સં.] ભારતીય આશ્રમ-વ્યવસ્થામાં ગૃહસ્થાશ્રમ વટાવી એકાવનમે વર્ષે વનમાં રહેવા જનાર આશ્રમી. વાનપ્રસ્થાશ્રમી. (૨) (લા.) નિવૃત્ત થયેલું. 'રિટાયર્ડ' (ક.પ્રા.). (૩) ન. વાનપ્રસ્થાશ્રમી થવું એ – ત્રીજો આશ્રમ. (૪) (લા.) નિવૃત્તિ, 'રિટાયર્મેન્ટ'

**વાનર** પું. [સં.] વાંદરો, કપિ, લંગૂર, માંકડું

**વાનર-ચેષ્ટા** સ્ત્રી. [સં.] વાંદરાના જેવા ચાળા. (૨) (લા.) અડપલાં, ચાંદવાં [સેના ('રામાયણની')

**વાનર-દલ(-ળ)** ન. [સં.] વાંદરાઓનું ટોળું. (૨) વાંદરાઓની

**વાનર-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] ડોકિયાં કરવાં એ. (૨) (લા.) બારીક તપાસ, ઝીણી ખોજ [સાધવાની નીતિ

**વાનર-ન્યાય** પું. [સં.] બેને લડાવી મારી પોતાનો સ્વાર્થ

**વાનર-ભાવ** પું. [સં.] (લા.) પોતે હજી બાળક જ છે એવી સમઝ [વાળી (સ્ત્રી).

**વાનર-મુખી** વિ., સ્ત્રી. [સં.] વાંદરાના મોઢા જેવા મોઢા-

**વાનર-મુખું** વિ. [સં. वानर-मुख + ગુ. 'ઉં' ત.પ્ર.] વાંદરાના મોઢા જેવા મોઢાવાળું [કરનારું

**વાનરરૂપ-ધારી** વિ. [સં.,પું.] વાંદરાના જેવું રૂપ ધારણ

**વાનર-વર્ય** પું. [સં.] વાલિ સુગ્રીવ હનુમાન અંગદ નીલ વગેરે 'રામાયણ'માંનો તે તે શ્રેષ્ઠ વાનર

**વાનર-વાહિની** સ્ત્રી. [સં.] વાંદરાઓનું સૈન્ય, વાનર-દળ ('રામાયણ'નું) [અટકચાળાપણું

**વાનર-વિદ્યા** સ્ત્રી. [સં.] વાંદરા જેવા ચાળા કરવાની ગત,

**વાનર-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] (લા.) વાંદરા જેવાં લક્ષણવાળાં બાળકોની નિશાળ, બાલ-મંદિર

**વાનર-સેના** સ્ત્રી., **વાનર-સૈન્ય** ન. [સં.] જુએ 'વાનર-વાહિની.' (૨) (લા.) નાનાં બાળકોનો સમૂહ

**વાનરિયું** વિ. [સં. वानर + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાંદરા જેવું, વાંદરિયું ['વાનર-વર્ય.'

**વાનરેંદ્ર** (વાનરેન્દ્ર) પું. [સં. वानर + इन्द्र] જુએ

**વાનલું** વિ. [જુએ સં. वन દ્વારા.] જંગલી, રાની, રાનનું, વગડાઉ

**વાનવો** પું. મોણવાળી ચણાની મોટી પૂરી, ફાફડો

**વનસ્પતિક, વાનસ્પત્ય** વિ. [સં.] વનસ્પતિને લગતું

**વાનાં-માતર** ન., બ.વ. [જુએ 'વાનું + સં. मात्र, અર્વા. તદ્ભવ] બધી જ ચીજ-વસ્તુઓ

**વાનિયાવવું** સ.ક્રિ. [જુએ 'વાની' (રખ્યા, ભસ્મ) -ના.ધા.] અનાજ લાંબી મુદત સુધી સડયા વિના સચવાઈ રહે એ માટે મુખ્યત્વે રાખ ભેળવવી

**વાની[1]** સ્ત્રી. [સં. वर्णिका>वन्निआ] કુંભાર વાસણ રંગવા વાપરે છે તે રાતી માટી, ગેરુ. (૨) [સર૦ 'વાનું.'] ચીજ, વસ્તુ, પદાર્થ. (૩) રાખ, રખ્યા, ભસ્મ

**વાની[2]** સ્ત્રી. મોટી જુવારની એક જાત

**વાનીર** ન. [સં.] પાણીમાં ઊગતું બરુના પ્રકારનું એક ઘાસ

**વાનું** ન. [સં. वर्णक->પ્રા. वन्नअ-] ચીજ, વસ્તુ, પદાર્થ, વાની. (૨) (લા.) માંગલિક તે તે દિવસ (લગ્નની પૂર્વેના; દસ વાનાંનાં લગ્ન). [કૈંક વાનાં કરવાં, ઘણાં વાનાં કરવાં (રૂ.પ્ર.) ખૂબ કાલાવાલા કરવા, આજીજી કરવી. ટાંચાં વાનાં (રૂ.પ્ર.) થોડા દિવસ. સારાં વાનાં (રૂ.પ્ર.) સારું

પરિણામ, હેમખેમ પાર ઊતરવું એ] [ભાતવાળું
**વાનેડું** વિ. [સં. वर्ण > પ્રા. वन्न દ્વારા] ભાતીગળ,
**વાનો** પું. [જુઓ 'વાનું.'] એક સુગંધીદાર પદાર્થ. (૨) લેપ, ખરડ. (૩) પીઠી. (૪) લગ્ન-પ્રસંગનું ઘઉંનું થેપલું. [-નાનાં વધાં (રૂ.પ્ર.) પીઠીને દિવસે વરપક્ષ તરફથી અપાતી વટેશરી. -ને ઘાલવું, ૦ ઘાલવો ૦ દેવો (રૂ.પ્ર.) લગ્ન-પ્રસંગે વર-કન્યાને નાવણ કરાવવાનો વિધિ કરવો. (૨) પીઠી ચોળવી. -ને બેસાડવું (-બૅસાડવું) (રૂ.પ્ર.) વર તથા કન્યાએ પરણવાને આગલે દિવસે પાછળ ઊભેલી પાંચ સ્ત્રીઓને પોતે ફર્યા વિના હાથેથી ફળફળાદિ આપવાં ૦પીઠી (રૂ.પ્ર.) પીઠી ચોળવા મોસાળથી આવનાર]
**વાપર** પું. [જુઓ 'વાપરવું.'] વપરાશ, વપરાટ. (૨) ઉપયોગ. (૩) ભોગવટો
**વાપર-અવેજ** પું. [+ જુઓ 'અવેજ.'] વીમાનો હપ્તો
**વાપર-ધન** ન. [+ સં.] વપરાશમાં ચાલુ હોય તેવી માલ-મિલકત-(ચીજ-વસ્તુઓ)
**વાપર-માલ** પું. [+ જુઓ 'માલ.'] ચાલુ વપરાશનો માલ-સામાન, 'કન્ઝયુમર્સ ગૂડ્ઝ'
**વાપરવું** સ.ક્રિ. [સં. वि + आ + पृ-व्यापृનું व्यापर् થઈ અર્વા. તદ્ભવ] ઉપયોગમાં લેવું, કામમાં લેવું. (૨) વાવરવું, ખર્ચવું. (૩) ખાવું પીવું. (જૈન.) [વાપરી કાઢવું (રૂ.પ્ર.) નિકાલ કરવો] વપરાવું કર્મણિ., ક્રિ. વપરાવવું પ્રે., સ.ક્રિ. [અધિકાર, ભોગવટાની સત્તા
**વાપર-હક્ક(-ક)** પું. [+ જુઓ 'હક્ક(-ક).'] વાપરવાનો
**વાપસ** ક્રિ.વિ. [ફા.] પાછું, વળતું, પરત. (ગુ.માં રૂઢ નથી.)
**વાપસી** વિ. [+ હિં. 'ઈ' ત.પ્ર.] પરત થયેલું કે થવાનું, પાછું વળેલું કે વળવાનું, જાત-વળતનું (આ ગુ.માં રૂઢ નથી.)
**વા-પાતળું** વિ. [જુઓ 'વા²' + 'પાતળું.'] તદ્દન પાતળું, બારીક, ઝીણું
**વાપી(-પિ)** સ્ત્રી. [સં.] વાવ (મુખ્યત્વે પગથિયાંવાળી લાંબા કે કાટખૂણિયા આકારની), દીર્ઘિકા
**વાપી(-પિ)-સ્નાન** ન. [સં.] વાવમાં નાહવું એ
**વાપુંબાં** ન., બ.વ. એ નામની એક વનસ્પતિ
**વાફર** ન. [મરા.] નાની આગબોટ
**વા-ફલ** વિ. [જુઓ 'વા²' દ્વારા.] પવનની જેમ ફરી જનારું. (૨) વાયલ, વાયડું. (૩) નકામું
**વા-ફેર** પું. [જુઓ 'વા'² + 'ફેર.'] નહિ જેવો તફાવત, સ્વલ્પ ફેર
**વાફો** પું. [દે.પ્રા. वप्पिअ-] બીજ રૂણગાવવા કરેલો પોચી જમીનમાંનો ક્યારો. (૨) ધરુ કરવા માટેનો ક્યારો
**વાબર** પું. અતીસાર, ઝાડાનું દર્દ
**વાબસ્તું** ન. [ફા. વાબસ્તહ્] સગું-સંબંધી, સ્નેહી જન
**વા-બારિયું** ન. [જુઓ 'વા-બારું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **વા-બારી** સ્ત્રી. [જુઓ 'વા²' + 'બારી.'], **વા-બારું** ન. [જુઓ 'વા²' + 'બારું¹' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (હવા જવા આવવાનું) જાળિયું, હવા-બારી, 'વેન્ટિલેટર'
**વા-ભરખુ** વિ. [જુઓ 'વા²' + 'ભરખવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] પવન ખાઈને રહેતું મનાતું (સર્પ વગેરે પ્રાણી)
**વા-ભીનું** વિ. [જુઓ 'વા²' + 'ભીનું.'] નહિ જેવું ભીનું, સહેજ-સાજ ભીનું
**વામ¹** વિ. [સં.] સુંદર, મનોહર. (૨) ડાબી તરફનું, ડાબું. (૩) ઊલટી બાજુનું. (૪) આડું-અવળું. (૫) અધમ, નીચ
**વામ²** સ્ત્રી. [સં. वामा] સુંદર સ્ત્રી, નારી (પદ્યમાં)
**વામ³** પું.,સ્ત્રી. [સં. व्याम, પું.] શરીરના મોરાને સમાંતર બેઉ બાજુ હાથ સીધા લંબાતાં બંને બાજુની મધ્યમા ટચલી આંગળીના છેડા સુધીની લંબાઈનો આકાર, વાંભ
**વામ-કુક્ષિ** સ્ત્રી. [સં.] ડાબી કાખ, ડાબું પડખું. [૦ કરવી (રૂ.પ્ર.) આરામ માટે ડાબે પડખે સૂતું પડયા રહેવું]
**વામજાન્વાસન** ન. [સં. वाम-जानु + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)
**વામજાલંધર-બંધ** (-જાલન્ધર-બન્ધ) પું. [સં.] ડોક અને માથું ડાબા હાથ તરફ ખૂબ નમાવીને બેસવું એ. (યોગ.)
**વામણી** સ્ત્રી. [જુઓ 'વામવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] ડૂબવાના ભય વખતે વહાણમાંનો વધુ વજનદાર લાગતો કે વધુ વજન કરતો માલ દરિયામાં ફેંકી દેવાની ક્રિયા
**વામણું** વિ. [સં. वामनक > પ્રા. वामणअ-] ઠીંગણું, બઠકું, નીચા ઘાટનું, વામન (૨) (લા.) વરવું, બદસૂરત, કદરૂપું. (૩) હીન, હલકું, ક્ષુલ્લક
**વામતર્કાસન** ન. [સં. वाम-तर्क + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)
**વામ-તા** સ્ત્રી. [સં.] ઠીંગણું હોવાપણું, ટૂંકા કે નીચા ઘાટનું હોવાપણું. (૨) નીચતા, હલકાઈ, અધમતા. (૩) (લા.) હઠ
**વામ-દેવ** પું [સં.] ઉપનિષત્કાલનો એક આત્મસાક્ષાત્કારી મનાતો ઋષિ. (સંજ્ઞા.)
**વામન** વિ. [સં.] જુઓ 'વામણું.' (૨) પું. વિષ્ણુના મુખ્ય દસ અવતારોમાંનો પાંચમો અવતાર, ત્રિવિક્રમ. (સંજ્ઞા.)
**વામન-કથા** સ્ત્રી. [સં.] ટૂંકી વાર્તા, 'શૉર્ટ સ્ટોરી'
**વામન-જયંતી** (-જયન્તી) સ્ત્રી. [સં.] ભગવાન વામનની ભાદરવા સુદિ બારસની જન્મ-જયંતીનો દિવસ. (સંજ્ઞા.)
**વામન-જી** પું.,બ.વ. [+ જુઓ 'જી' માનાર્થે.] ભગવાન વામન (સંજ્ઞા.). (૨) (લા.) વિ.,બ.વ. ઠીંગણું (જરા હુલામણાથી)
**વામન-તા** સ્ત્રી. [સં.] ઠીંગણાપણું. (૨) નીચતા, હલકાઈ
**વામનદેહી** વિ. [સં.] જુઓ 'વામણું (૧).'
**વામન-દ્વાદશી** સ્ત્રી. [સં.] ભાદરવા સુદિ બારસની તિથિ, વામન-જયંતીનો દિવસ. (સંજ્ઞા.)
**વામન-નગર, વામન-પુર** ન. [સં.] મધ્યકાલમાં ચૂડાસમાઓની રાજધાની-આજની વંથળી(સોરઠ)-જૂનાગઢની પશ્ચિમે દક્ષિણ તરફ દસેક માઇલ ઉપર આવેલી ઐતિહાસિક નગરી, વંથળી. (સંજ્ઞા.)
**વામન-મૂર્તિ** સ્ત્રી. [સં.] ઠીંગણા ઘાટનું માણસ
**વામ-નયણી** સ્ત્રી. [સં. वाम-नयना + ગુ. 'ઈ' સ્વાર્થે સ્ત્રીપ્રત્યય.] સુંદર નેત્રોવાળી સ્ત્રી., વામલોચના
**વામન-રૂપ** વિ. [સં.] ઠીંગણું, વામણું
**વામન-સ્થલી(-ળી)** સ્ત્રી. [સં.] જુઓ 'વામન-નગર.'
**વામનાવતાર** પું. [સં. वामन + अव-तार] જુઓ 'વામન(૨).'
**વામપ(-પા)દાસન** ન. [સં. वामप(-पा)द + आसन] યોગનાં

આસનોમાંનું એક. (યોગ.)
**વામ-બૂડ** વિ. [જુઓ 'વામ૩' + 'બૂડવું.'] માથા સુધી માણસ ડૂબી જાય તેટલું (વહાણ) [સનોમાંનું એક (યોગ.)
**વામભુજાસન** ન. [સં. वाम-भुज + आसन] યોગનાં આ-
**વામ-માર્ગ** પું. [સં.] શાક્ત સંપ્રદાયનો એક ભેદ (કે જેમાં પંચ મકાર-મદ્ય માંસ મત્સ્ય-મુદ્રા અને મૈથુન-ની છૂટ છે.) (સંજ્ઞા.) [માર્ગનું અનુયાયી
**વામમાર્ગી, -ર્ગીય** વિ. [સં.] વામમાર્ગને લગતું. (૨) વામ-
**વામમુક્તાસન** ન. [સં. वाम-मुक्त + आसन] યોગનાં આ-સનોમાંનું એક. (યોગ.)
**વામલોચના** સ્ત્રી. [સં.], **-ની** સ્ત્રી. [ + ગુ. 'ઈ' સ્વાર્થે સ્ત્રી-પ્રત્યય] જુઓ 'વામ-નયણી.' [નોમાંનું એક. (યોગ.)
**વામવક્રાસન** ન. [સં. वाम-वक्र + आसन] યોગનાં આસ-
**વામવું** સ.ક્રિ. [સં वम् > પ્રા. वाम- ઓકવું.] (લા.) ઓખું કરવું. (૨) તજવું, (૩) (ભયને સમયે વહાણમાંથી વજન-વાળો માલ-સામાન) દરિયામાં ફેંકવો. **વમાવું૨** કર્મણિ. ક્રિ. **વમાવવું૨** પ્રે.,સ.ક્રિ.
**વામશંખાસન** (શઙ્ખાસન) ન. [સં. वाम-शङ्ख + आसन] યોગનાં આસનોમાંનું એક (યોગ.)
**વામશાખાસન** ન. [સં. वाम-शाखा + आसन] યોગનાં આસ-નોમાંનું એક. (યોગ.)
**વામસિદ્ધાસન** ન. [સં. वाम-सिद्ध + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)
**વામા** સ્ત્રી. [સં.] સુંદર સ્ત્રી. (૨) સ્ત્રી સામાન્ય
**વામાક્ષી** સ્ત્રી. [સં वाम + अक्षि, સમાસમાં °अक्ष + સં. ई સ્ત્રીપ્રત્યય] જુઓ 'વામ-નયણી.' [આચાર-વ્યવહાર
**વામાચાર** પું. [સં. वाम + आ-चार] વામ-માર્ગ પ્રમાણેનો
**વામા-ટામા** પું.,બ.વ. બહાનાં, હા-ના, આનાકાની, વામાં-ટામાં. [૦ **કરવા** (રૂ.પ્ર.) ગલ્લાં-તલ્લાં કરવાં, પ્રવૃત્તિમાં રહ્યું બતાવી કામ ન કરવું] [આસનોમાંનું એક (યોગ.)
**વામાર્ધપદ્માસન** ન. [સં. वाम + अर्ध पद्म + आसन] યોગનાં
**વામાર્ધપાદાસન** [સં. ન. वाम-अर्धपाद + आसन] યોગનાં આસનોમાંનું એક. (યોગ.) [મોઢાનો શંખ
**વામાવર્ત,-ર્તી** વિ., પું. [સં. वाम + आ वर्त,- र्ती પું.] ડાબા
**વામાસન** ન. [સં. वाम + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)
**વામાંગ** (વામાઙ્ગ) [સં. वाम + अङ्ग ] ડાબું અંગ. (૨) (લા.] પત્ની, ભાર્યા, ધણિયાણી, ઘરવાળી
**વામાંગના** (વામાઙ્ગના) સ્ત્રી. [સં. वाम + अङ्गना] સુંદર સ્ત્રી, રૂપાળી ઘાટીલી સ્ત્રી [પ્રકાર
**વામાંગ-પ્રાણાયામ** (વામાઙ્ગ-) પું. [સં.] પ્રાણાયામનો એક
**વામાંગુષ્ઠાસન** (વામાઙ્ગુષ્ઠા-) ન. [સં. वाम-अङ्गुष्ठ + आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)
**વામાં-ટામાં** ન.,બ.વ. જુઓ 'વામા-ટામા.'
**વામિયાં** ન.,બ.વ. [જુઓ 'વામ૩' + ગુ. 'ઇયું' ત.પ્ર.] તર-વામાં વાંભ ભરતા જવું એ [જાય એમ તરનારું
**વામિયું** વિ. [જુઓ 'વામ૩' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાંભ ભરતું
**વામી** વિ. [સં.,પું.] જુઓ 'વામમાર્ગી.'

**વા-મૂઢ** વિ. [સં. व्यामूढ > પ્રા. वामूढ, પ્રા. તત્સમ] અતિ બુદ્ધિહીન, તદ્દન ગમાર
**વામેતર** વિ [સં. वाम + इतर] ડાબાથી બીજું – જમણું
**વામોરુ** સ્ત્રી. [સં. वाम + ऊरु] સુંદર જાંઘવાળી સ્ત્રી
**વાય૧** પું. [સં. वायु] વાત, હવા, પવન (પદ્યમાં)
**વાય૨** (વાઃય) સ્ત્રી. [રવા.] વાહ વાહ, સાબાશી
**વાયક૧** પું. [સં.] વણનાર, વણકર
**વાયક૨** ન. [સં. वाक्य, વિશ્લેષ અને વ્યત્યય] વાક્ય, બોલ, શબ્દ, વચન, વેણ (પદ્યમાં). (૨) અનાજ વગેરે વસ્તુ તોળતી વખતે કરાતી ધારણનો ઉલ્લેખ-શબ્દ
**વાયકા** સ્ત્રી. [સં. वाचा > પ્રા. वाया + ગુ. 'કા' સ્વાર્થે ત.પ્ર,] ઊડતી વાણી, ગપ, અફવા. [૦ **ઊડવી** (રૂ.પ્ર.) ગપ ચાલવી. ૦ **વંચાવી** (-વઞ્ચાવી) (રૂ.પ્ર.) બેઆબરૂ થવું]
**વાય(-યે)જ૧** જુઓ 'વાએજ.૧'
**વાયજ૨,-જી** જુઓ 'વાએજ.૨'
**વાયડાઈ** સ્ત્રી [જુઓ 'વાયડું' + ગુ. 'આઈ' ત.પ્ર.], **-વેડા** પું.,બ.વ. [ + જુઓ 'વેડા.'] વાયડાપણું, વાયડું વર્તન
**વાયડું** વિ. [સં. वात > પ્રા. वाय + ગુ. 'ડું' ત.પ્ર.] (પેટમાં) વાયુ ઉત્પન્ન કરે તેવું, દુષ્પાચ્ય. (૨) (લા.) સ્વભાવનું ચબાવલું અને વાંકું. [૦ **થવું** (રૂ.પ્ર.) આડાઈ કરવી. ૦ **પડવું** (રૂ.પ્ર.) ધાર્યા કરતાં ઊલટું પરિણામ થવું]
**વાયડેલ** વિ. [જુઓ 'વાયડું' + ગુ. 'એલ' સ્વાર્થે ત.પ્ર.] ગાંડા જેવું
**વાયણા** સ્ત્રી. [સં. वाचना > પ્રા. वायणा, પ્રા. તત્સમ.] ધર્મ-કથાનું વાચન. (જૈન.). (૨) ધર્મ-કથાનું પ્રથમ આલંબન. (જૈન.)
**વાયણું** ન. [દે.પ્રા. वायणअ-] નવાં પરણી આવેલાં વર-વધૂ અથવા સીમંતિનીને અપાતું સગાંઓ તરફનું હોંસનું જમણ. (૨) નાના સૂપડામાં કંકુની ડાબલી કાંસકી વગેરે સૌભાગ્ય-ચિહ્ન મૂકી સ્ત્રીઓએ દાન કરવું એ. [૦ **જમાડવું** (રૂ.પ્ર.) ઘેણ જમાડવી, સૌભાગ્યવતી સ્ત્રીને ખવડાવવું]
**વાયણો** પું. મોચીનું એક ઓજાર
**વાયદા-ખત** ન. [જુઓ 'વાયદો' + 'ખત.૨'], **વાયદા-ચિટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [ + જુઓ 'ચિટ્ઠી(-ઠ્ઠી)'], **વાયદા-પત્ર** પું. [ + સં.,ન.] પછીના નક્કી કરેલા દિવસે લેવડ-દેવડ કે કાર્ય કરવાના કરારનો દસ્તાવેજ
**વાયદા-બજાર** ન.,સ્ત્રી. [જુઓ 'વાયદો' + 'બજાર.'] જ્યાં શરતી મુદત ઉપર સોદા થતા હોય તેવી માર્કેટ, 'ફ્યુ-ચર્સ-માર્કેટ, 'ફોર્વર્ડ-માર્કેટ'
**વાયદા-સર** ક્રિ.વિ. [જુઓ 'વાયદો' + 'સર' (પ્રમાણે).] કરેલા વાયદા પ્રમાણે [પ્રમાણે કરવાનો ઠરાવ
**વાયદે-બંદી** (-બન્દી) સ્ત્રી. [જુઓ 'વાયદો' + ફા.] મુદત
**વાયદો** પું. [અર. વઅદહ્] કોઈ પણ કાર્યને માટે મુકરર કરેલી તે તે મુદત, વદાડ, શરતી અવધિ [**-દાનો સોદો** (રૂ.પ્ર.) અમુક મુદતે અમુક ભાવે માલ લેવાનો કરાર. **-દામાં પડવું** (રૂ.પ્ર.) વાયદાના સોદાનો ધંધો કરવો. ૦ **કરવો**, ૦ **બાંધવો** (રૂ.પ્ર.) મુદત બાંધવી કે ઠરાવવી. ૦ **ગાળવો** (રૂ.પ્ર.) મુદત વટાવવી કે વિતાવવી. **-દે** ચઢ-

(-ઢ)વું (રૂ.પ્ર.) ટલ્લે ચડવું. અગસ્ત્યના વાયદા (રૂ.પ્ર.) અશક્ય મુદત] [તારનો સંદેશો

**વાયર** [અં.] ધાતુનો તાર, તારનું દોરડું, વાળો. (૨)

**વાયર-મૅન** પું. [અં.] વીજળીનાં દોરડાંની દેખરેખ રાખનાર ને મરામત કરનાર સરકાર-માન્ય કારીગર

**વાયર-લેસ** પું. [અં.] દોરડા વિનાનો સંદેશો

**વાયરું** ન. [સં. वायु દ્વારા દે.પ્રા. वायर.] વરસાદ વિનાનું કોરું એ – પવન વાયા કરવો એ. (૨) કોરું ચોમાસું, ખરડિયું

**વાયરો** પું. [જુઓ 'વાયરું.'] સખત પવન (ખાસ કરી દરિયાઈ). [-રા વાઈ ચૂકવા (રૂ.પ્ર.) સુખ-દુઃખનો અનુભવ થઈ જવો. -રે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) વિચારના તરંગ ચલાવવા. (૨) ઉશ્કેરાઈ જવું. -રે જવું (રૂ.પ્ર.) -નો ઉપયોગ કરવો. ૦ કાઢવો, ૦ કાઢી ના(-નાં)ખવો (રૂ.પ્ર.) અધમૂઉં કરી નાખવું. (૨) ધમકાવવું. (૩) થકવવું. ૦ ખાવો (રૂ.પ્ર.) કામ-ધંધા વિના નવરા બેસી રહેવું. (૨) દુઃખ ભોગવવું. ૦ નીકળવો, ૦ નીકળી જવો (રૂ.પ્ર.) થાકીને લોથ થઈ જવું, મરણતોલ થઈ જવું. ૦ વાવો (રૂ.પ્ર.) પ્રસાર થવો, ફેલાવું]

**વાયલ**[1] વિ. [સં. वात्त>પ્રા. वाय દ્વારા] ચંચળ અને અવ્યવસ્થિત મગજનું, ધૂરીવાળું, તરંગી

**વાયલ**[2] ન. સ્ત્રી. [અં. વૉઇલ્] સહેજ કડકાઈવાળી કાપડની ઝીણી વણાઈની ઊંચી જાત (સ્ત્રીઓ માટેની)

**વાયલી** વિ. [જુઓ 'વાયલ[1]'+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વાયલ.[1]'

**વાયવર્ડિંગ** જુઓ 'વાવર્ડિંગ.'

**વાય-વરણો** પું. જુઓ 'વરણો.' [લગતું

**વાયવીય** વિ. [સં.] વાયુને લગતું. (૨) વાયવ્ય ખૂણાને

**વાયવ્ય** વિ. [સં.] જુઓ 'વાયવીય.' (૨) પું., સ્ત્રી. [સં.,વિ.] ઉત્તર અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો

**વાયવ્યાસ્ત્ર** ન. [+સં. अस्त्र] પવનદેવનો મંત્ર ભણી ફેંકવાનું મનાયેલું એક દિવ્ય અસ્ત્ર

**વાયસ** [સં.] કાગડો

**વાયસાન્ન** ન. [+સં. अन्न] કાગડા માટેના બલિદાનનું અનાજ, કાક-બલિ, કાગ-વાસ

**વાયસી** સ્ત્રી. [સં.] કાગડી

**વાયસોલી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ, કાળી કાકોલી

**વાયા** ના.યો. [અં.] દ્વારા, મારફત (અંગ્રેજી રીતે શબ્દની પૂર્વે : 'વાયા મદ્રાસ' = મદ્રાસ થઈને)

**વાયુ** પું. [સં.] પવન, હવા, વા. (૨) શરીરમાંનું વાત-તત્ત્વ. (૩) વાત-રોગ. (૪) આંતરડામાં ચડતો ગોળો. (૫) ન. વાઈનો રોગ. [૦ આવવું (રૂ.પ્ર.) ફિટ આવવી. ૦ થવો (રૂ.પ્ર.) પેટમાં બાદી થવી. (૨) રીસ ચડવી]

**વાયુ-કાય** પું. [સં.] જીવોના છ પ્રકારમાંનો એક. (જૈન.)

**વાયુ-કારક** વિ. [સં.] શરીરમાં વાયુનો રોગ કરનાર

**વાયુ-કોશ(-ષ)** પું. [સં.] ફેફસાંની દીવાલોમાંનું હવા ભરાવાનું તે તે છિદ્ર

**વાયુ-ગુલ્મ** પું. [સં.], **વાયુ-ગોળો** પું. [+જુઓ 'ગોળો.'] આંતરડામાં થતો વાયુનો ગોળો, ગેસનો ઉપદ્રવ

**વાયુ-ચક્ર** ન. [સં.] પૃથ્વીની આસપાસ વીંટળાયેલું હવાનું પડળ, વાતાવરણ

**વાયુચક્ર-શાસ્ત્ર** ન. [સં.] વાયુ-ચક્રને લગતી વિદ્યા

**વાયુચક્રશાસ્ત્રી** વિ. [સં.,પું.] વાયુ-ચક્રનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન

**વાયુ-ચર** વિ. [સં.] આકાશમાં ફરનાર, ખેચર, આકાશગામી

**વાયુ-જન્ય** વિ. [સં.] જુઓ 'વાત-જન્ય.'

**વાયુ-જલ(-ળ)** ન., બ.વ. [સં.] હવા-પાણી, આબો-હવા, જલ-વાયુ [(૨) શરીરમાંનું એવું તત્ત્વ

**વાયુ-તત્ત્વ** ન. [સં.] પાંચ તત્ત્વોમાંનું બીજું કુદરતી તત્ત્વ.

**વાયુ-તનય** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વાયુદેવના પુત્ર હનુમાન અને ભીમ પાંડવ

**વાયુ-દેવ** પું., [સં.], **૦તા** પું. [સં., સ્ત્રી.] પવનનો અધિષ્ઠાતા દેવ. (સંજ્ઞા.) [તનય.'

**વાયુ-નંદન** (-નન્દન), **વાયુ-પુત્ર** પું [સં.] જુઓ 'વાયુ-

**વાયુ-પ્રકોપ** પું [સં.] જુઓ 'વાત-પ્રકોપ.'

**વાયુ-પ્રવચન, વાયુ-પ્રસારણ** ન. [સં.] રેડિયો-વાર્તાલાપ, 'રેડિયો-બ્રોડકાસ્ટ,' 'રેડિયો-ટૉક,' 'બ્રોડ-કાસ્ટ'

**વાયુભક્ષી** વિ. [સં. પું.] હવા ખાઈને જીવનારું

**વાયુભાર-આલેખ** પું [સં., સંધિ વિના] હવાના દબાણનું અંકન, 'બૅરો-ગ્રાફ'

**વાયુભાર-દર્શક** (૦ યંત્ર) (-યન્ત્ર) **વાયુભાર-માપક** (૦ યંત્ર) (-યન્ત્ર) ન. [સં.] હવાનું દબાણ માપવાનું યંત્ર, 'બૅરો-મીટર' (પો.ગો.)

**વાયુ-મય** વિ. [સં.] જુઓ 'વાયુ-રૂપ.'

**વાયુ-મંડલ(-ળ)** (-મણ્ડલ-ળ) ન. [સં.] પૃથ્વીને ફરતું રહેલું વાતાવરણ, વાયુ-ચક્ર

**વાયુમંડલ(-ળ)-વિદ્યા** (-મણ્ડલ,-ળ-) સ્ત્રી. [સં.] જુઓ 'વાયુ-મંડલ-શાસ્ત્ર'-'મેટરિયોલૉજી' (દ.ભા.) [લગતી વિદ્યા

**વાયુમંડલ(-ળ)-શાસ્ત્ર** (-મણ્ડલ,-ળ) ન. [સં.] વાતાવરણને

**વાયુમાપ-દર્શક**(૦ યંત્ર) (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'વાયુભાર-દર્શક,'-'બૅરોમીટર' (ન.લા.) [ફેફસાં સુધીનો માર્ગ

**વાયુ-માર્ગ** પું. [સં.] હવા જવાનો રસ્તો. (૨) નસકોરાંમાંથી

**વાયુ-મિતિ** સ્ત્રી. [સં.] વાયુનું ઘટ્ટપણું માપવાની ક્રિયા

**વાયુ-મિશ્ર** વિ. [સં.] જેમાં હવાનું મિશ્રણ કરાયેલું હોય તેવું, 'ઍરેઇટેડ' (અ.ત્રિ.)

**વાયુ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] ગૅસ-ભઠ્ઠી, 'ગૅસ-પ્લૅન્ટ.' (૨) જુઓ 'વાયુભારદર્શક(૦ યંત્ર).'

**વાયુ-યાન** ન. [સં.] વિમાન, 'ઍરોપ્લેઇન'

**વાયુ-રૂપ** વિ. [સં.] હવાના રૂપમાં રહેલું

**વાયુ-રેચક**(૦ યંત્ર) (-યન્ત્ર) ન. [સં.] પદાર્થના પોલાણમાંથી હવા ખેંચવાનું સાધન

**વાયુ-રોગ** પું. [સં.] જુઓ 'વાત-રોગ.'

**વાયુ-લોક** પું. [સં.] આકાશમાંનો વાતાવરણવાળો પ્રદેશ

**વાયુ-વમલ(-ળ)** ન., પું. [સં.,ન.] પવનનાં ગૂંચળાંવાળી પરિસ્થિતિ, ઝંઝા-વાત 'વંટોળિયો, 'સાઇક્લોન' (ન.લ.)

**વાયુ-વિદ્યા** સ્ત્રી. [સં.] હવાની પ્રક્રિયાને લગતું શાસ્ત્ર,

વાયુ-શાસ્ત્ર
**વાયુ-વિષયક** વિ. [સં.] હવાને લગતું
**વાયુ-વેગ** પું. [સં.] પવનની ઝડપ
**વાયુવેગ-માપક** (૦યંત્ર) (-યન્ત્ર) ન. [સં.] પવનની ઝડપ માપવાનું સાધન, 'વેન્ટો-મીટર' 'એનેમો-મીટર'
**વાયુવેગી** વિ. [સં.,પું.] પવન જેવી ઝડપી ગતિવાળું
**વાયુ-વેત્તા** વિ. [સં.,પું.] વાયુ-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર, 'મીટિયેરોલૉજિસ્ટ'
**વાયુવ્યય-માપક**(૦ યંત્ર) (-યન્ત્ર) ન. [સં.] ગૅસ કેટલો વપરાયો એ માપવાનું સાધન, 'ગેસો-મીટર'
**વાયુ-શક્તિ** સ્ત્રી. [સં.] પવનનું બળ
**વાયુ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'વાયુ-વિદ્યા.'
**વાયુ-શાસ્ત્રી** વિ. [સં. પું.] જુઓ 'વાયુ-વેત્તા.' [(૦ યંત્ર').
**વાયુશોધક** (૦ યંત્ર) (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'વાયુ-રેચક
**વાયુ-સંચાર** (-સઞ્ચાર) પું. [સં.] પવનની હિલચાલ. (૨) અપાન-વાયુની ગુદા-દ્વારમાં હિલચાલ
**વાયુ-સુત, વાયુ-સૂનુ** પું. [સં.] જુઓ 'વાયુ-તનય.'
**વાયુ-સેના** સ્ત્રી. [સં.] વિમાની સૈન્ય, 'ઍર-ફૉર્સ'
**વાયુ-સ્નાન** ન. [સં.] ખુલ્લા શરીરે પવનનો અનુભવ કરવો એ
**વાયું**[૧] ન. [સં. वातिक- > પ્રા. वाइअ-] પવન ન લાગે એ માટે ફાનસમાં મુકાતી એક પ્રકારની ઘાટીલી આડચ
**વાયું**[૨] (વાઃયું) ન. [સં. वाह्निक- > પ્રા. वाह्निअ-] નાનો પાણી જવાનો સૂકો વહેળો, વાંધું
**વાયોલિન** ન. [અં.] યુરોપીય પ્રકારનું એક નાનું તંતુ-વાદ્ય
**વાયોલેટ** ન. [અં.] વાયલની જાતનું એક કાપડ. (૨) એક જાતનું વિલાયતી ફૂલ-ઝાડ
**વાય્વસ્ત્ર** ન. [સં. वायु + अस्त्र] જુઓ 'વાયવ્યાસ્ત્ર.'
**વાર**[૧] પું. [સં.] સાત ગ્રહોનાં નામો ઉપરથી પડેલાં નામો-વાળો સપ્તાહનો તે તે દિવસ. [૦ વરતોવું (રૂ.પ્ર.) સારો માંગલિક દિવસ. ૦ રહેવો (- રૅઃવો) (રૂ.પ્ર.) વ્રત કરવું (એક દિવસનું)]
**વાર**[૨] સ્ત્રી. [જુઓ 'વારવું.'] રોકાણ, વિલંબ, (૨) વારો, ફેરો, 'ટર્ન.' [૦ના પાર થવા (રૂ.પ્ર.) ઘણો વિલંબ થવો. ૦ લગાડવી (રૂ.પ્ર.) વિલંબ કરવો. ૦ લાગવી (રૂ.પ્ર.) વિલંબ થવો]
**વાર**[૩] પું. ઘા, હુમલો
**વાર**[૪] (વાઃર) પું. ત્રણ ફૂટનું-છત્રીસ ઇંચનું માપ, 'યાર્ડ'
**-વાર**[૫] વિ. [ફા. પ્રત્યય] 'વાળું' વગેરે ભાવનો પ્રત્યય : 'તકસીર-વાર' 'ઉમેદ-વાર' વગેરે [થંભાવી દેનારું
**વારક** વિ. [સં.] વારનારું, વારી લેનારું, રોકી રાખનારું,
**વાર-કન્યા** સ્ત્રી. [સં.] વારાંગના, વેશ્યા
**વારકરી** વિ.,પું. મહારાષ્ટ્રનો વિઠોબા-વિઠ્ઠલનાથ પાંડુરંગને ઇષ્ટદેવ માનનારો જ્ઞાનેશ્વર-નામદેવનો સ્થાપેલો એક વૈષ્ણવ સંપ્રદાય અને એનો અનુયાયી. (સંજ્ઞા.)
**વાર-કવાર** પું. [સં. वार + कु - वार > 'ક-વાર'] સારો કે નરસો દિવસ, શુભ કે અશુભ દિવસ
**વાર-કું** વિ. [જુઓ 'વાર[૨]' + ગુ. 'કું' ત.પ્ર.] વારો-ફેરો બતાવતું. (સર્વનામ કે સંખ્યાવાચક વિ સાથે. 'આ વારકું' 'પહેલી વારકું' 'બીજી વારકું')
**વારણ**[૧] ન. [સં.] વારી લેવાનું કાર્ય [પું. હાથી
**વારણ**[૨] વિ. [સં.] રોકનાર, થંભાવી દેનાર, વારક. (૨)
**વારણ-યુદ્ધ**[૧] ન. [સં.] સામેના લશ્કરને રોકવા માટેની લડાઈ, 'ડિફેન્સિવ વૉર' (ન. લા.)
**વારણ-યુદ્ધ**[૨] ન. [સં.] હાથીઓની લડાઈ, હસ્તિ-યુદ્ધ
**વારણાવત** ન. [સં.] મહાભારતમાંની પાંડવોની કામચલાઉ થયેલી રાજધાની. (સંજ્ઞા.) [મીઠડાં
**વારણાં** ન., બ.વ. [જુઓ 'વારણું.'] ઓવારણાં, દુખડાં
**વારણું** ન. [સં. वारणक- > પ્રા. वारणअ-] જુઓ 'વારણ.[૧]' (૨) નવાં પરણી આવેલાં વર-વહુને કન્યાના પિતાને ત્યાંથી તેડી જવા આવવું એ. (૩) ઓવારણું. દુખડું. [૦ વાળવું (રૂ.પ્ર.) કન્યાના પિતાને ત્યાંથી સાસરે ગયેલી એ પરણેલીને તેડી લાવવું. (૨) માથે આવી પડતા દોષમાંથી બચાવી લેવું. -ણે જવું (રૂ.પ્ર.) વારણું વાળવા કન્યાને સાસરે જવું. (૨) વારી જવું. ઓવારી જવું, કુરબાન થવું] [ઉત્સવ પર્વ વગેરેનો શુભ દિવસ કે અવસર
**વાર-તહેવાર** (-તેઃવાર) પું. [સં. + જુઓ 'તહેવાર.'] વ્રત
**વારતા** સ્ત્રી. [સં. वार्त्ता, અર્વા. તદ્ભવ.] વાર્તા, કહાણી
**વાર-તિથિ** ન., બ.વ. [સં.] અઠવાડિયાનો દિવસ અને હિંદુ મહિનાની મિતિ, તિથિ-વાર
**વાર-નારી** સ્ત્રી. [સં.] જુઓ 'વાર-કન્યા.'
**વારનિશ** પું. [અં. વાર્નિશ્] જુઓ 'વાર્નિશ.'
**વાર-પરબ** (-વ) ન. [સં. वार + पर्व, અર્વા. તદ્ભવ] જુઓ 'વાર-તહેવાર.'
**વાર-ફેર** (વારય-ફેરય) સ્ત્રી. [જુઓ 'વારવું' + 'ફેરવવું.'] હેરવણી-ફેરવણી, સાર-સંભાળ. (૨) વ્યવસ્થા. (૩) ઓવારણાં ['વાર-કન્યા.'
**વાર-યોષિતા, વાર-વધૂ, વાર-વનિતા** સ્ત્રી. [સં.] જુઓ
**વાર-વાંકડું** ન. [સં. + જુઓ 'વાંકડું.'] જુઓ 'વાર-કવાર.'
**વારવું** સ. ક્રિ. [સં. वृ—वार् તત્સમ] વારણ કરવું, રોકવું, થંભાવવું, અટકાવવું. (૨) ઓવારવું, દુખડાં લેવાં. (૩) આરતી ઉતારવી. [વારી જવું, વારી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) ઓવારણાં લેવાં, કુરબાન થવું. વાર્યું કરવું (રૂ.પ્ર.) સલાહ માનવી] (આ ધાતુનું કર્મણિ કરવું હોય તો 'વારી શકાવું' જ કરવું. એ પ્રમાણે પ્રે. 'વારી શકાવવું'. 'વરાવું-વરાવવું' રૂપ જાણીતાં નથી.)
**વાર-વિલાસિની** સ્ત્રી, [સં.] જુઓ 'વાર-કન્યા.'
**વાર-વેળા** સ્ત્રી. [સં. वार-वेला] (લા.) અશુભ સમય. (જ્યો.)
**વારસ** વિ, [અર. વારિસ્], ૦દાર વિ, [+ ફા. પ્રત્યય સ્વાર્થે] વારસો લેનાર, મિલકતનો હકદાર ઉત્તરાધિકારી, ગીરાસગીર [ધિકાર, ગીરાસગીરી
**વારસદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] વારસનો હક, ઉત્તરા-
**વારસ-નામું** ન. [+ જુઓ 'નામું.'] વસિયતનામું. 'વિલ'
**વારસાઈ** સ્ત્રી. [જુઓ 'વારસ' + ગુ. 'આઈ' ત.પ્ર.] વારસો, ગીરાસગીરી [વંશપરંપરા-ગત
**વારસા-ગત** વિ. [જુઓ 'વારસો' + સં.] વારસામાં આવેલું,

**વારસા-વેરો** પું. [જુઓ 'વારસો' + 'વેરો.'] વારસદારને વારસો મળતાં ચૂકવવાનો સરકારી કર, 'સક્સેસન-ડ્યૂટી'
**વારસા-હક્ક(-ક)** પું. [જુઓ વારસો' + 'હક્ક(-ક).'] વારસ તરીકેનો અધિકાર, 'રાઇટ ઑફ સક્સેસન'
**વારસી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વારસ.'
**વાર-સુંદરી** (-સુન્દરી) સ્ત્રી. [સં.] જુઓ 'વાર-કન્યા'
**વારસો** પું. [અર. વિરાસહ્, પરંતુ ગુ.પ્રકારે 'વારસ' + ગુ. 'ઓ' ત.પ્ર.] વારસદારી, વારસાઈ, ઉત્તરાધિકાર, 'હેરિ-ટેઇજ,' 'ઇન્હેરિટન્સ'
**વાર-સ્ત્રી** સ્ત્રી. [સં.] જુઓ 'વાર-કન્યા.'
**વારન્ટ** જુઓ 'વૉરન્ટ.' [વારે વારે
**વારં-વાર** (વારં-વાર) ક્રિ. વિ.[સં.] ફરી ફરીને. વારે ઘડીએ,
**વારાણસી** સ્ત્રી. [સં.] કાશીનું એ નામ (સં. સાહિત્યમાં હતું તે હવે કાશીને સ્થાને ફરજિયાત સ્વીકારાયું છે.) ગંગા-તટ ઉપર આવેલું ઉત્તર પ્રદેશનું એક તીર્થ-ધામ. (સંજ્ઞા.)
**વારા-દાર** વિ. [જુઓ 'વારો' + ફા. પ્રત્યય] વારાવાળું, જેનો વારો આવતો હોય તે
**વારા-ફરતી** ક્રિ.વિ. [જુઓ 'વારો' + 'ફરવું' + ગુ 'તું' વ. કૃ. + જૂ. ગુ. 'અઇ'='ઈ'] એક પછી એક વારો એમ, યથા-ક્રમ, ક્રમાનુસાર, 'ટર્ન-બાઇ-ટર્ન.' (૨) બે જણાં હોય તો એક કરી લે પછી બીજું અને બીજા પછી પાછું પહેલું
**વારા-ફેરા** પું., બ.વ. [જુઓ 'વારો' + 'ફેરો.'] વારંવાર આવવું અને જવું એ (૨) (લા.) ચડતી-પડતી
**વારાહ** જુઓ 'વરાહ.'
**વારાહકર્ણી** જુઓ 'વરાહકર્ણી.'
**વારાહ-કલ્પ** જુઓ 'વરાહ-કલ્પ.'
**વારાહ-જયંતી** (-જયન્તી) જુઓ 'વરાહ-જયન્તી.'
**વારાહી** સ્ત્રી. [સં.] વારાહની માદા. (૨) જુઓ 'વારાહી-કંદ.' (૩) દુર્ગામાતાનું એક સ્વરૂપ, વેરાઈ માતા
**વારાહી-કંદ** (કન્દ) ન. [સં.] ભોંય-કોળું, ડુક્કર-કંદ
**વારાંગ** પું. દાતરડામાં હાથો બેસાડવાનું સ્થાન
**વારાંગના** (વારાઙ્ગના) સ્ત્રી. [સં. वार + अङ्गना] જુઓ 'વાર-કન્યા.' [પણ 'વારિ' કવચિત્.)
**વારિ** ન. [સં.] પાણી. (ગુ. માં 'જલ' થોડો વ્યાપક ખરો,
**વારિ-ગૃહ** ન. [સં., પું.,ન.] પાણીને લગતા કામ-કાજનું સ્થળ. (૨) પાણીની ટાંકી (ખાસ કરીને મોટી)
**વારિ-જ** વિ. [સં.] પાણીમાં ઉત્પન્ન થનારું. (૨) ન. કમળ
**વારિત** વિ. [સં.] વારેલું. અટકાવેલું, રોકેલું. થંભાવેલું. (૨) નિષેધિત
**વારિ-દ** પું., [સં.] મેઘ. (૨) ન. (ગુ.) વાદળું. (૩) પું. સંગીતનો એક અલંકાર. (સંગીત.)
**વારિ-ધારા** સ્ત્રી. [સં.] પાણીની ધાર કે શેડ
**વારિ-ધિ** પું. [સં.] સાગર, સમુદ્ર [વાસણ
**વારિયું** ન. ગાય ભેંસ દોવાનું કાળા રંગનું માટીનું એક
**વારિ-વાહ** પું., [સં.,પું.] મેઘ. (૨) ન. વાદળું
**વારિ-સંચય** (-સઞ્ચય) પું. [સં.] પાણીનો સંઘરો
**વારિ-સિંચન** (-સિઞ્ચન) ન. [સં.] પાણીનો છંટકાવ
**વારી**[1] સ્ત્રી. [જુઓ 'વારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'વારો.' (૨) અણોજો, અકતો, પાખી
**વારી**[2] સ્ત્રી. શેરડીનો રસ ઉકાળવા માટેનું ઝરડાનું બળતણ
**વારી ઘોડો** જુઓ 'વાલી ઘોડો.'
**વારુ** કે.પ્ર.-[સં. वरम् દ્વારા] ઠીક, સારું, ભલે. (૨) હા, હાજી
**વારુણ** વિ. [સં.] વરુણદેવને લગતું. (૨) ન. પાણી (ગુ. માં રૂઢ નથી.)
**વારુણ-પાશ** પું. [સં.], **વારુણાસ્ત્ર** ન. [+ સં. अस्त्र] વરુણદેવનો મંત્ર ભણી ફેંકાતું મનાતું એક દિવ્ય અસ્ત્ર
**વારુણ** પું. [સં.] નવો શોધાયેલો એક ગ્રહ, 'યુરેનસ' (નવું નામ અપાયું છે.) (સંજ્ઞા.)
**વારુણી** સ્ત્રી. [સં.] પશ્ચિમ દિશા. (૨) મદિરા, દારૂ
**વારુણીય** સ્ત્રી. [સં.,ન.] નવી શોધાયેલી એક કિંમતી ધાતુ, 'યુરેનિયમ' (નવું નામ)
**વારે-ઘડીએ** ક્રિ.વિ. [સં. वार + જુઓ 'ઘડી' + બેઉને ગુ. 'એ' સા.વિ.,પ્ર.] વારંવાર, ફરી ફરીને
**વારે-દાર** વિ. [જુઓ 'વારો' + ફા. પ્રત્યય.] વારાવાળું: જેની વારી આવી હોય તેવું. (૨) બાંધી મુદતનું
**વારે-વારે** ક્રિ.વિ. [જુઓ 'વાર,[2]' -દ્વિર્ભાવ + ગુ. 'એ' સા.વિ.,પ્ર.], **વારે સરે** ક્રિ.વિ. [જુઓ 'વાર[2]' + 'સરવું' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] વારંવાર, વારે ઘડીએ
**વારો** પું. [સં. वारक > પ્રા. वारअ-] જુઓ 'વાર.[2]' (૨) અણોજો, અકતો, પાખી
**વારો-ફેરો** પું. [+ જુઓ 'ફેરો.'] વારંવાર આવવું અને જવું એ. (૨) (લા.) ચડતી-પડતી
**વારોવાર**[1] ક્રિ.વિ. [સં. वार દ્વિર્ભાવ.] દરેક વારે, દરરોજ, દિવસાનુદિવસ [વારંવાર, વારે ઘડીએ
**વારો-વાર**[2] ક્રિ.વિ. [જુઓ 'વાર[2]'-દ્વિર્ભાવ.] વારે વારે,
**વારોવારિયું** વિ.,ન. [જુઓ 'વારોવાર[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાર પ્રમાણે દિવસો ગણી કાઢવામાં આવતું વ્યાજ
**વાર્તા** સ્ત્રી. [સં.] વૃત્ત, ખબર, સમાચાર, હકીકત. (૨) કથા, કહાણી, 'નૉવેલ' (ન.લા.) (૩) આજીવિકા, ગુજરાન. ('વાર્તા' જોડણી સં. પ્રમાણે બરોબર નથી.)
**વાર્તા-આદેશ** પું. [સં., સંધિ વિના] વાતના રૂપમાં ઉપદેશ
**વાર્તા-કથન** ન. [સં.] કહાણી કહેવી એ
**વાર્તા-કાર** વિ. [સં.] વાર્તાની રચના કરનાર. (૨) વાર્તા કહી બતાવનાર
**વાર્તા-કુશલ** વિ. [સં.] વાત કહેવામાં નિષ્ણાત
**વાર્તા-ગુચ્છ** પું. [સં.] કહાણીઓનું ઝૂમખું, કહાણી-સંગ્રહ
**વાર્તા-ગ્રંથ** (-ગ્રન્થ) પું., [સં.] વાર્તાઓનું પુસ્તક. (૨) નવલકથા, 'નૉવેલ'
**વાર્તા-નાયક** પું. [સં.] કથાનું મુખ્ય પુરુષ-પાત્ર
**વાર્તા-પદ્ધતિ** સ્ત્રી. [સં.] કહાણીઓ દ્વારા ભણાવવાની રીત
**વાર્તાલાપ** પું. [+ સં. आ-लाप] સામસામાં વાત-ચીત કરવી એ [લખવાની ક્રિયા
**વાર્તાલેખન** ન. [+ સં. आ-लेखन અથવા लेखन] કહાણી
**વાર્તા-વૃત્તિ** સ્ત્રી. [સં.] કહાણીઓ કહી ગુજરાન ચલાવવું એ. (૨) વિ. કહાણીઓ કહી ગુજરાન કરનાર
**વાર્તિક** વિ. [સં.] સંદેશો લઈ જનાર-લાવનાર. (૩) ન.

સૂત્ર-ગ્રંથ ઉપરની અર્થદર્શક ટિપ્પણી, વૃત્તિરૂપ ગ્રંથ
**વાર્તિક-કાર** વિ. [સં.] સૂત્ર-ગ્રંથ ઉપરની અર્થદર્શક ટિપ્પણી કે વૃત્તિરૂપ ગ્રંથની રચના કરનાર [(પ્ર.સૂ.)
**વાર્તિક-પત્ર** પું. [સં.,ન.] સમીક્ષા, અવલોકન, 'રિવ્યૂ'
**વાર્દ્ધક્ય** ન. [સં.] વૃદ્ધાવસ્થા, ઘડપણ, બુઢાપો. (વાર્ધક્ય' જોડણી સંસ્કૃત પ્રમાણે ખરેખર નથી.)
**વાર્નિશ** પું. [અં.] લાકડાને ચળકાટવાળો ઓપ આપનાર એક તેલી પ્રવાહી, વારનિશ
**વાર્ષિક** વિ. [સં.] વર્ષને લગતું, 'યરલી.' (૨) દર વર્ષે (વર્ષના નિશ્ચિત દિવસે) આવતું, 'એન્યુઅલ.' (૩) ન. મરણ પછી વર્ષ પૂરું થયે આવતી તેની તે તિથિએ કરાતું શ્રાદ્ધ, સમછરી. (૫) દરવર્ષે પ્રસિદ્ધ થતું સામયિક, 'એન્યુઅલ' [ઓચ્છવ
**વાર્ષિકોત્સવ** પું. [+ સં. उत्सव] વર્ષ પૂરું થયે ઊજવાતો
**વાર્ષ્ણેય** પું. [સં.] વૃષ્ણિ-વંશમાં થયેલ શ્રીકૃષ્ણ. (સંજ્ઞા) નૈષધના નળ રાજાનો સારથિ. (સંજ્ઞા)
**વાલ**[૧] પું. [દે.પ્રા. वल्ल] એક પ્રકારનો કઠોળ (સુરતી પાપડીનો), ઓળિયો, ઝાલર. (૨) ત્રણ રતીનું વજન, ગદિયાણા (અરધા તોલા)ના ૧૬ મા ભાગનું વજન
**વાલ**[૨] ન. લોલી કે પાવડાને બાંધવાનું દોરડું કે સાંકળ, વલ. (૨) લાકડાં કે કોલસાથી ચાલતા યંત્રમાં વરાળ માપવાનું સાધન
**વાલ**[૩] (-લ્ય) સ્ત્રી. ગધેડાં બાંધવાનું લાંબું દોરડું
**વાલ**[૪] પું. [અં. વાલ્વ્] જુઓ 'વાલ્વ.'
**વાલખિલ્ય** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સૂર્યના રથની આગળ વેદમંત્ર ભણતા ચાલતા અંગૂઠાની અણીના માપના ૬૦ હજાર ઋષિઓનો સમૂહ. (સંજ્ઞા.) (૨) એ નામનો એક પ્રાચીન વૈષ્ણવ સંપ્રદાય. (સંજ્ઞા). (૩) ન. એ નામનું એક સંસ્કૃત પુરાણ. (સંજ્ઞા.)
**વાલ-ટ્યૂબ** સ્ત્રી. [+ અં.] જુઓ 'વાલ્વ-ટ્યૂબ.'
**વાલ-પાપડી** સ્ત્રી. [જુઓ 'વાલ[૧]' + 'પાપડી.'] ઓળિયાની ચપટી સિંગ, પાંદડી
**વાલ-ફેર** પું [જુઓ 'વાલ[૧]' + 'ફેર.'] ગદિયાણાના સોળમા ભાગ જેટલો તફાવત, ત્રણ રતી જેટલો તફાવત
**વાલમ**[૧] (વાલ્યમ) પું. [સં. वालम (વલભી નગરનું) દ્વારા] સૌરાષ્ટ્ર-ગોહિલવાડના પ્રાચીન વલભીપુરમાં વિકસેલી એક બ્રાહ્મણ જ્ઞાતિ અને એનો પુરુષ, વલ્મીક. (સંજ્ઞા.)
**વાલમ**[૨] (વાલ્યમ), ૦જી પું. [સં. वल्लभ દ્વારા + જુઓ 'જી' (માનાર્થે)] પતિ, સ્વામી, ધણી, નાવલિયો. (૨) હોળી આગળ ઊભો કરવામાં આવતો મનુષ્યાકૃતિ ચાડિયો, સખુભુજ [જુઓ 'વાલમ[૨]'(૨).
**વાલમ-ભાઈ** (વાલ્યમ-) પું. [જુઓ 'વાલમ[૨]' + 'ભાઈ.']
**વાલમિયો** પું. [જુઓ 'વાલમ[૨]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **વાલમો** (વાલ્યમો) પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] વહાલો પતિ (પદ્યમાં)
**વાલરા** સ્ત્રી. [દે.પ્રા. वल्लर ન.] વાવણી કર્યા અગાઉ ખૂંપરાં બાળી નાખ્યાં હોય તેવી જમીન
**વાલરું** ન. વાલ ચોખા તુવેર વગેરેનું સાથે-લગું વાવણું

**વાલવું** સ.ક્રિ. વાવલવું, ઊપણવું
**વાલાગ્ર** ન. [સં. वाल + अग्र] વાળનું ટોચકું
**વાલા-મરાતિબ** વિ. [ફા. + અર.] પ્રતિષ્ઠિત, માનવંત, મોભાદાર
**વાલાં-ગરડાં** ન.,બ.વ. બકરાંના વાળની દોરી
**વાલિ** પું. [સં.] રામચંદ્રના સમયનો કિષ્કિંધા નગરીનો વાનરરાજા (એનો નાનો ભાઈ સુગ્રીવ.) (સંજ્ઞા.) (એને રામચંદ્રે હણ્યો હતો.)
**વાલિદ** પું. [અર.] પિતા, બાપ
**વાલિદા** સ્ત્રી. [અર.] માતા, મા
**વાલિદૈ(-દૈ)ન** ન., બ.વ. માબાપ
**વાલિ-નંદન** (-નન્દન) પું. [સં.] વાનરરાજ વાલિનો પુત્ર અંગદ
**વાલિયા** પું., બ.વ. [દે.પ્રા. वल्लिआ- ધનુષની દોરી] ઘોડિયાંની સાથે ઝોળી કે ખોયું બાંધવાની દોરી, ડોયણાની દોરી
**વાલિયો વેલો** પું. એ નામનો વેલા જેવો છોડ
**વાલિ-સુત** પું. [સં.] જુઓ 'વાલિ-નંદન.'
**વાલી** પું. [અર.] સગીર બાળક કે બાળકોનો રક્ષક પિતા કે કોઈ પણ અન્ય. 'ગાર્ડિયન'
**વાલી-કોર્ટ** સ્ત્રી. [+ અં.] સગીરની સંપત્તિનું રક્ષણ કરનારી અદાલત, 'કૉર્ટ ઑફ વૉર્ડ્ઝ'
**વાલી ઘોડો** પું. [+ જુઓ 'ઘોડો.'] ઊંચી જાતનો ઘોડારનો મુખ્ય ઘોડો (ખસી ન કરેલો અખિયો ઘોડો)
**વાલીડું** (વાઃલીડું) વિ. [જુઓ 'વહાલું' + ગુ. 'ઈડું' સ્વાર્થે ત.પ્ર.] વહાલું. (૨) (લા.) નાટકિયું, ટીખળી, વરણાગું
**વાલી-દિન** પું. [જુઓ 'વાલી' + સં.] નિશાળના વિદ્યાર્થીઓના વાલીઓ સાથે નિશાળમાં મળવાનો ગોઠવેલો દિવસ
**વાલી-વારસ** ન. [જુઓ 'વાલી[૧]' + 'વારસ.'] રક્ષક અને પાલક (માબાપ અને પુત્ર સંતાન)
**વાલુકા** સ્ત્રી. [સં.] રેતી, વેળુ, વેકૂર
**વાલુકા-પુટ** પું. [સં.] રસાયણી ઔષધ તૈયાર કરવાની પુટવાળી એક પદ્ધતિ. (આયુર્વેદ.)
**વાલુકા-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] કલાક જાણવાની રેતી ભરેલી શીશી. (૨) એ પ્રકારનું રસાયણી ઔષધ બનાવવાનું એક યંત્ર. (આયુર્વેદ.)
**વાલું** ન. [દે.પ્ર. वल्लिआ- ધનુષની દોરી] કોસિયા બળદોનાં તરેલાં બાંધેલું દોરડું
**વાલૂડાં** ન., બ.વ. [જુઓ 'વાલ[૧]' દ્વારા.] વાલોળના દાણા
**વાલૂડી** સ્ત્રી. એક જાતનો શાકનો વેલો, કાકડી, આરિયા-કાકડી
**વાલૂંજ** ન. નદી-કિનારે થતું એક ઝાડ
**વાલેશરી** (વાઃલેશરી) વિ. [સં. वल्लभेश्वर > પ્રા. वल्लहेसर + 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] વહાલ રાખનારું. (૨) હિતેચ્છુ. (૩) (લા.) સગું વહાલું. (૪) મુરબ્બી, વડીલ.
**વાલો**[૧] પું. કન્યાને લગ્ન-વખતે ઓઢાડાતી ચૂંદડી
**વાલો**[૨] પું. ઢોરનો પેશાબ બંધ થઈ જવાનો એક રોગ
**વાલોળ** (વાલૉળ્ય) સ્ત્રી. [જુઓ 'વાલ[૧]' દ્વારા.] વાલ જેવા દાણાવાળી સિંગો આપતી શાકની એક વેલના સિંગ
**વાલોળિયાં** ન., બ.વ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વાલોળના દાણા

**વાલેળિયો** પું. [જુઓ 'વાલોળિયું.'] વાલોળનો વેલો (અનેક જાત થાય છે.)
**વાલ્મીકિ** પું. [સં.] આદ્ય રામાયણના કર્તા તરીકે મનાતા આદિ કવિ. (સંજ્ઞા.) (૨) એ નામના એક ઋષિ. (સંજ્ઞા)
**વાલ્લો** પું. સ્ત્રીઓને કાને અને નાકે પહેરવાનો એક વાળો
**વાલ્વ** પું. [અં.] હવા કે પ્રવાહી પાછાં ન વળે એ માટેનો ચામડી કે ચામડાનો નાનો પડદો. (શરીરમાં કુદરતી 'વાલ્વ,' જ્યારે પંપ વગેરેમાં ચામડા વગેરેના)
**વાલ્વ-ટયૂબ** સ્ત્રી. [અં.] સાઇકલ મોટર વગેરેની વાટમાંના પ્રવેશ-છિદ્ર આડે મૂકવા માટેની છિદ્ર પર ચપોચપ ચોટી રહેતી પાતળી નળી
**વાવ[1]** (-વ્ય) સ્ત્રી. [સં. वापी > પ્રા. वावी] જુઓ 'વાપી.'
**વાવ[2]** (-વ્ય) સ્ત્રી. પગમાં પડતી ફાટ
**વાવટા-કવાયત** સ્ત્રી. [જુઓ 'વાવટો' + 'કવાયત.'] ડ્રિલનો એક પ્રકાર, 'ફ્લૅગ-ડ્રિલ.' (વ્યાયામ.)
**વાવટા-કાઠી** સ્ત્રી. [જુઓ 'વાવટો' + 'કાઠી.'], **વાવટા-દંડ** (-દણ્ડ) પું. [+ સં.] વાવટો ચડાવવાનો વાંસડો કે લાંબી વળી યા લોખંડનો પાઇપ
**વાવટો** પું. [સં. वायु-पट्टक- > પ્રા. वाउट्टअ-] હવામાં ઊડતો કાપડનો પટ, ધ્વજ, ઝંડો, નેજો, નિશાન. [૦ ઉઠાડવો (રૂ.પ્ર.) ફજેતી કરવી. ૦ ચડ(-ઢ)વો (રૂ.પ્ર.) વિજય થવો. ૦ ચઢા(-ઢા)વવો (રૂ.પ્ર.) વિજયની જાહેરાત કરવી. ૦ ફરકવો (રૂ.પ્ર.) વિજયની જાહેરાત થવી]
**વાવઠવું** જુઓ 'વવઠાવું.'
**વાવડ** પું., બ.વ. [જુઓ 'વાવડો' દ્વારા.] (લા.) સમાચાર, [ખર-ખબ
**વાવડવું** અ.ક્રિ. [જુઓ 'વાવડ'-ના.ધા.] વાવડ મળવા, સમાચાર મળવા. [આ ધાતુ ખાસ વ્યાપક નથી.]
**વાવડિંગ** ન., બ.વ. મરીના ઘાટનાં હીસાં ઔષધીય બી
**વાવડી** સ્ત્રી. [જુઓ 'વાવ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની વાવ. [૦ ચસકવી (રૂ.પ્ર.) મગજનું સમતોલપણું ગુમાવવું]
**વાવડો** પું. [સં. वायुपटक- > પ્ર.. वाउडअ-] સખત પવન (ખાસ કરી દરિયાઈ)
**વાવણાં** ન., બ.વ. [જુઓ 'વાવણું.'] વવાવું એ
**વાવણિયું** ન. [જુઓ 'વાવણું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાવણી કરવાનું સાધન, ઓરણી. (૨) વાવણી માટેનાં બી રાખવાનો વાવણિયાનો ખોલો કે કોથળી
**વાવણિયો** પું. [જુઓ 'વાવણિયું.'] વાવણી કરનાર ખેડૂત. (૨) વાવણી કરવાનું સાધન, ફડકો, ફડકી
**વાવણી** સ્ત્રી., -ણું ન. [જુઓ 'વાવવું' + ગુ. 'અણી'-'અણું' કૃ.પ્ર.] વાવવાની ક્રિયા, ઓરણું. [૦ થવી (રૂ.પ્ર.) વાવી શકાય એવી ભીની જમીન થવી]
**વાવર** પું. [જુઓ 'વાવરવું.'] વાપરવું એ, વાપર, ખપ, ઉપયોગ. (૨) રોગચાળો, રોગનો વાયરો
**વાવર-વિજ્ઞાન** ન. [+ સં.] રોગ-ચાળાને લગતી વિદ્યા, રોગચાળા-વિજ્ઞાન, 'એપિડેમિયોલૉજી'
**વાવરવું** સ.ક્રિ. [સં. वि + आ + पृ = व्यापृ > પ્રા. वावर. પ્રા. તત્સમ] વાપરવું, ઉપયોગમાં લેવું. (૨) ખરચવું. કર્મણિ, 'વાવરી શકાવું,' પ્રે. 'વાવરી શકાવવું' ૩૯
**વાવરી** સ્ત્રી. બાળકોને થતો એ નામનો એક રોગ
**વાવલડી** સ્ત્રી. [જુઓ 'વાવડી' + ગુ. 'લ' મધ્યગ.] જુઓ 'વાવડી' (પદ્યમાં).
**વાવલવું** સ.ક્રિ. [જુઓ 'વા[2]' દ્વારા.] દાણામાંથી ફોતરાં છૂટાં પડે એ માટે અનાજને અધ્ધરથી નીચે નાખવું, ઊપણવું [વલખાં
**વાવલાં[1]** ન., બ.વ. [જુઓ 'વાવલું.'] ફોતરાં. (૨) (લા.)
**વાવલાં[2]** ન., બ.વ. વસવાયાંને એ ગામનું કામકાજ કરે એ માટે ખેડવા આપેલી જમીન, પસાયતું
**વાવલિયો** પું. [જુઓ 'વા[2]' દ્વારા.] વાયુ, પવન, હવા
**વાવલી** સ્ત્રી. પોતાનાં સગાંથી છાના પૈસા ભેગા કરવા એ. (૨) શાક છાશ દહીં વગેરે ખાનગીમાં વેચી પૈસા એકઠા કરનારી સ્ત્રી [(લા.) આંખમાં થતું નાનું ફૂલું
**વાવલું[1]** ન. [જુઓ 'વાવલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ફોતરું. (૨)
**વાવલું[2]** ન. એ માણસના નિર્વાહ પૂરતી અપાયેલી ખેતરની જમીન. (૨) પસાયતા જમીન
**વાવવું** સ.ક્રિ. [સં. वाप > પ્રા. वाव, -ના.ધા.] ઊગે એ દૃષ્ટિએ જમીનમાં બી નાખવાં. [ઠેર ઠેર ચોળા વાવવા (-ચોળા-) (રૂ.પ્ર.) અનેક સાથે ઝઘડા કરવા. વટાણા વાવી જવા (રૂ.પ્ર.) નાસી જવું.] વવાવું કર્મણિ., ક્રિ. વવડા(-રા)વવું પ્રે., સ.ક્રિ. [ખાંસીનો ઉપદ્રવ
**વાવળ** (-ળ્ય), -ળી સ્ત્રી. નાનાં બચ્ચાંઓને થતો તાવ અને
**વાવળો** પું. એક જાતનું મોટું ઇમારતી લાકડાનું ઝાડ
**વા-વંટોળ** (-વણ્ટોળ) પું. [જુઓ 'વા[2]' + 'વંટોળ.'] જુઓ 'વંટોળ.'
**વાવા** (વા:વા:) ન. [જુઓ 'વાહ-વાહ' બચ્ચાંનાં લૂગડાં જોઈ થતા ઉદ્ગારને કારણે] (બાળકની ભાષામાં) લૂગડું
**વાવા-ઝરડું, વાવા-ઝોડું** ન. [જુઓ 'વા[2]' દ્વારા.]-વરસાદ સાથેનું પવનનું તોફાન, 'સાઇક્લોન'
**વાવા-થુંબા** (-થુમ્બા) પું. ઘઉંમાં આવતો એક રોગ
**વા-વાદળ** ન., બ.વ. [જુઓ 'વા[2]' + 'વાદળ.'] જુઓ 'વાવા-ઝોડું.' (૨) (લા.) ભારે આપત્તિ
**વાવાશ** (-શ્ય) ક્રિ.વિ. [જુઓ 'વા[2]' દ્વારા, (ચરો.)] હવાવાળી ખુલ્લી જગ્યામાં
**વાવુ** પું. [જુઓ 'વાવવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] વાવનારો ખેડૂત
**વાવું[1]** અ.ક્રિ. [સં. वा, તત્સમ] (પવનનું) ફૂંકાવું, વા ચાલવો. [ટાઢ વાવી (ટાઢય-) (રૂ.પ્ર.) શરીરને ઠંડીની અસર થવી]
**વાવું[2]** સ.ક્રિ. [સં. वाद् > પ્રા. वाअ-] બજાવવું, વગાડવું (વાદ્ય.) (હવે આ ધાતુ લગભગ ઘસાઈ ગયો છે.)
**વાવેતર** ન. [જુઓ 'વાવવું' દ્વારા.] ખેતરમાં ઊગેલો પાક, મોલ, 'ક્રૉપ.' (૨) વાવેલી જમીન
**વાવેતર-વિજ્ઞાન** ન. [+ સં.] ખેતરમાં ઊગતા મોલને લગતી વિદ્યા, પાક-વિજ્ઞાન, 'ક્રૉપ-ફિઝિયોલૉજી'
**વાવેલાં** ન., બ.વ. [રવા.] રો-કકળનાં છાજિયાં
**વાશ(-સ઼)** (-શ્ય,-સ્ય) સ્ત્રી. [સં. वाश्- અવાજ કરવો, બોલાવવું. > પ્રા. वास ઉપરથી 'વાસવું' -કાગડાને બોલાવી

ખાદ્ય નાખવું.] શ્રાદ્ધ કર્યા પછી કાગડાઓને નખાતું હવિષ્યાન્ન, કાગ-વાશ
**વાશી(-સી[4])** સ્રી. સોનીનું એક ઓજાર
**વાશે(-સે)રી** સ્રી. શાકમાં કામ આવતી એક વનસ્પતિ
**વાસ[1]** પું. [સં.] રહેવું એ, વસવું એ, નિવાસ કરવો એ, 'હેબિટેશન.' (૨) વસવાટ, રહેઠાણ, મુકામ. (૩) મકાન, ઘર, નિવાસ-સ્થાન. (૪) રહેણાક લત્તો, પા, પાડો
**વાસ[2]** સ્રી. [સં. वास, પું. દ્વારા] દુર્ગંધ, બાસ, બદબો. [૦ મારવી (રૂ.પ્ર.) ગંધાવું. ૦ લેવી (રૂ.પ્ર.) સૂંઘવું]
**વાસ[3]** (-સ્ય) સ્રી. શેરડીના રસનો ગોળ બનાવવા ઉકાળતી વેળા ચૂલમાં નાખવાનું બળતણ
**વાસ[4]** (-સ્ય) જુઓ 'વાશ.' [બેઠેલી નાયિકા. (કાવ્ય.)
**વાસક-સજ્જા** સ્રી. [સં.] ભોગની તૈયારી રાખી સજ્જ થઈ
**વાસકારિયું** ન. વણવાની સાળમાં તાણામાં રાછની પછવાડે બંધાતી વાંસની ઝીણી તે તે ત્રણ લાકડી [અડધો કોટ)
**વાસકૂટ** ન. [અં. વેઇસ્ટ્-કોટ્] જાકીટ બંડી (બાં વિનાનો
**વાસ-ગૃહ** [સં.,પું.,ન.] રહેવાનું ઘર, નિવાસ-સ્થાન
**વાસણ** ન. [દે.પ્રા.] ભાંડ, ભાજન, પાત્ર, ઠામ. [૦ ખખડવાં (રૂ.પ્ર.) ઝઘડવું. ૦ થવાં (રૂ.પ્ર.) ઊટકવા માટે વાસણ તૈયાર હોવાં] [ઠામ-વાસણ
**વાસણ-કૂસણ** ન. [જુઓ 'વાસણ' –દ્વિર્ભાવ.] પરચૂરણ
**વાસણ-પાણી** ન., બ.વ. [+ જુઓ 'પાણી.'] વાસણ ઊટકવાં અને પાણી ભરી આપવું એ
**વાસન-વેલ** (-લ્ય) સ્રી. એ નામની એક વેલ, પાતાળ-તૂંબડી, તાણનો વેલો
**વાસના** સ્રી. [સં.] પૂર્વનાં સારાં કે માઠાં કર્મોની અભાન રીતે રહી જતી અસર, કર્મની અજ્ઞાત અસર, 'ઇન્સ્ટિંક્ટ' (વિ.ર.),'સેન્ટિમેન્ટ' (બ.ક.ઠા.) (૨) ઇચ્છા, લગની, કામના
**વાસના-ક્ષય** પું. [સં.] પૂર્વ અજ્ઞાત કર્મોની માનસિક અસરનો નાશ (જેથી ક્રોધ મોહ વગેરે ન થાય.), 'એનિહિલેશન ઑફ પૅસન્સ'
**વાસનાત્મક** વિ. [+સં. आत्मन् + क] વાસનાથી ભરેલું, વાસનામય [૦ બુદ્ધિ સ્રી. [સં.] 'પ્રેક્ટિકલ રીઝન' (ઉ.કે.)]
**વાસના-દેહ** પું. [સં.] લિંગ-શરીર
**વાસના-પૂર્તિ** સ્રી. [સં.] વાસના પૂર્ણ થવી એ
**વાસના-પ્રધાન** વિ. [સં.] જેનામાં વાસના મુખ્ય રહી હોય તેવું (જીવાત્મા), (૨) લાગણી-વશ, 'સેન્ટિમેન્ટલ' (બ.ક.ઠા.)
**વાસના-બદ્ધ** વિ. [સં.] વાસનાથી બંધાયેલું
**વાસના-મૂલ, ૦ક** વિ. [સં.] જેના મૂળમાં વાસના પડી હોય તેવું, ઊંડે ઊંડે આસક્તિવાળું, 'સેન્ટિમેન્ટલ'
**વાસના-શરીર** ન. [સં.] જુઓ 'વાસના-દેહ,'-'ઍસ્ટ્રલ બૉડી' (જૈ.હિ.) ['ફ્રી વિલ'
**વાસના-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] મુક્ત ઇચ્છા,
**વાસ-ભૂમિ** સ્રી. [સં.] રહેવાની જમીન, નિવાસ-સ્થાન
**વાસમણું** ન. [સં. वास દ્વારા.] રહેઠાણ, રહેણાક મકાન, વાસ-સ્થાન [આવવાનો શુભ દિવસ
**વાસ-મુહૂર્ત** ન. [સં.] વાસ્તુ કરવાનો ઉત્તમ સમય, રહેવા
**વાસર** પું. [સં.] જુઓ 'વાર.[1]'

**વાસરવું** અ.ક્રિ. [જુઓ 'વા[2] + 'સરવું' સમાસથી.] ગુદામાંથી પવન છોડવો, પાદવું. **વાસરાવું** ભાવે., ક્રિ. **વાસરાવવું** પ્રે., સ. ક્રિ. [ગુદા
**વાસરાત** (-ત્ય) સ્રી. [જુઓ 'વાસરવું' દ્વારા.] મળ-સ્થાન
**વાસરાવવું, વાસરાવું** જુઓ 'વાસરવું'માં.
**વાસરિકા** સ્રી. [સં.] રોજનીશી, દૈનંદિની, દિનકી, 'ડાયરી'
**વાસરિયું** ન. [જુઓ. 'વાસરવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] હવાબારી
**વાસરી** સ્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વાસરિકા.'
**વાસ(-સે)લ** વિ. [અર. વાસિલ્] ખેડયા વિનાનું પડતર (દક્ષિણ ગુજરાતમાં ખેડેલી જમીન કે જેમાં વાવણી કરી ન હોય ને પડતર પડી હોય (ન.મા.))
**વાસલાત** સ્રી. [અર. વાસિલાત્] ફેંસલો, નિકાલ, નિર્ણય
**વાસવ** પું. [સં] ઇંદ્ર
**વાસવ-દત્તા** સ્રી. [સં.] ઉજ્જયિનીના ઈ.પૂ.ના એક રાજા ઉદયન વત્સરાજની રાણી. (સંજ્ઞા.)
**વાસ-વર્ધન** વિ. [સં.] સુવાસ પ્રસરાવનારું
**વાસવી** સ્રી. [સં.] ઇંદ્રાણી
**વાસવું** જુઓ 'વસવું'માં. (૨) (લા.) બંધ કરવું, બીડવું, ભીડવું. (૩) સુગંધિત કરવું [વસંતનું
**વાસંતી[1]** (વાસન્તી) વિ. [સં.,પું.] વસંત ઋતુને લગતું,
**વાસંતી[2]** (વાસન્તી) સ્રી. [સં.] માધવી નામની વેલ
**વાસંદી** (વાસન્દી) સ્રી. [જુઓ 'વાસીંદું' દ્વારા.] સાવરણી, ઝાડુ
**વાસા** સ્રી. [સં.] અરડૂસીનો છોડ, અરડૂસી
**વાસાવલેહ** પું. [+ સં. अव-लेह] અરડૂસીનાં પાંદડાં વગેરેનું બનાવેલુ ઔષધીય ગળ્યું ચાટણ. (આયુર્વેદ.)
**વાસિત[1]** વિ. [સં.] વસાવેલું
**વાસિત[2]** વિ. [સં.] સુગંધિત કરેલું
**વાસી[1]** વિ. [સં.,પું.] રહીશ, વતની (સમાસને અંતે પણ 'નગર-વાસી' 'ગ્રામવાસી' વગેરે)
**વાસી[2]** વિ. [સં. वासित > પ્રા. वासिअ-] જેના ઉપર રાત્રિ પસાર થઈ ગઈ હોય તેવું, પૂર્વના દિવસનું. (૨) (લા.) ગંધાઈ ગયેલું (અન્ન). [૦ કૂસી (રૂ.પ્ર.) જૂનું થઈ ગયેલું. (૨) પડતર પડેલું, ૦ ચિકાર (રૂ.પ્ર.) સગર્ભા સ્રીને સવારે થતી ઊલટી]
**વાસી[3]** વિ., પું. ચોખાની એક જાત, બંસી ચોખા
**વાસી[4]** જુઓ 'વાશી.'
**વાસી(-સીં)દું** ન. [જુઓ 'વાસી[2]' દ્વારા.] છાણ કચરો પૂંજો વગેરેનો સમૂહ. [-દામાં સાંબેલું જવું (રૂ.પ્ર.) મોટી ભૂલ પસાર થઈ જવી. ૦ કાઢવું, ૦ વાળવું (રૂ.પ્ર.) છાણ-પૂંજો તેમ ઘરમાંનો કચરો સાવરણી વગેરેથી દૂર કરવો]
**વાસીગણું** ન. [જુઓ 'વાસ[1]' દ્વારા.] રહેઠાણ, વાસ, નિવાસ-સ્થાન
**વાસીદું** જુઓ 'વાસીદું.'
**વાસુ** વિ., પું. [જુઓ 'વાસવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] રાતે ખેતરમાં રાત વસનાર રખોપિયો. (૨) ક્રિ.વિ. રાતે ખેતરની સંભાળ રાખવામાં આવે એમ. [૦ જવું (રૂ.પ્ર.) રાતે ખેતર સંભાળવા જવું. ૦ રહેવું (રેં:વું) (રૂ.પ્ર.) ખેતરે રખોપા

માટે રાતે જઈ રહેવું]

**વાસુકિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે નાગોના એક કુટુંબનો મુખ્ય નાગ. (સંજ્ઞા.)

**વાસુદેવ** પું. [સં.] વસુદેવ યાદવના પુત્ર શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.)

**વાસુદેવક** વિ. [સં.] વાસુદેવની ભક્તિ કરનાર

**વાસુદેવ-પ્યાલો** પું. [+ જુઓ 'પ્યાલો.'] વિષ્ણુ કે કૃષ્ણની મૂર્તિને પાણી અડે કે બીજે છેડેથી પાણી નીકળી જાય એવી બનાવટનો એક પ્રકારનો પ્યાલો

**વાસુદેવ-વ્યૂહ** પું. [સં.] નારાયણ વિષ્ણુના ચાર વ્યૂહોમાંનું શ્રીકૃષ્ણના રૂપનું તેજસ્વી સ્વરૂપ

**વાસુદેવિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત પ્ર.] વાસુદેવને લગતું..(૨) વાસુદેવની ભક્તિ કરનારું, વાસુદેવક

**વાસુપૂજ્ય** પું [સં.] જૈનોના બારમા તીર્થંકર. (સંજ્ઞા.)

**વાસુભદ્ર** પું. [સં.] જુઓ 'વાસુદેવ.'

**વાસુરી** સ્ત્રી શિયાળની માદા, શિયાળવી, શિયાળ

**વાસૂપિયું** વિ. [જુઓ 'વાસોપું' + ગુ. 'ઇયું' ત-પ્ર.] ખેતરે જઈ ચોકી કરવા રાત રહેનારું

**વાસૂ(-સો)પિયો, વાસૂ(-સો)પી** ('વાસૂ(-સો)પિયો, વાસૂ(-સો)પી. પું. [જુઓ 'વાસોપું' + ગુ. 'ઇયું'-'ઈ' ત.પ્ર.] રાતે ખેતરનું રખોપું કરનાર ચોકીદાર

**વાસેલ, -લું** જુઓ 'વાસલ.'

**વાસેરો** પું. [સં. वास દ્વારા] વાસ, વાસો, મુકામ

**વાસેંદ્રિય** (વાસેન્દ્રિય) સ્ત્રી. [સં. वास + इन्द्रिय] ઘ્રાણેંદ્રિય, નાક, નાસિકા

**વાસો**[1] પું. [સં. वासक- > પ્રા. वासअ-] રહેવું એ, વાસ

**વાસો**[2] પું. પ્રસૂતિ થાય ત્યારથી લઈને દરેક દિવસ (બાળક કેટલા વાસાનું થયું ? - 'દસ વાસાનું'=દસ દિવસનું)

**વાસોતી** વિ.પું. [સં. वास દ્વારા.] જુઓ 'વાસૂપિયો.'

**વાસો(-સૂ)પિયું** વિ. [જુઓ 'વાસોપું' + ગુ. 'ઇયું' ત-પ્ર.] જુઓ 'વાસૂપિયું.'

**વાસોપિયો** જુઓ 'વાસૂપિયો.'

**વાસો(-સૂ)પી** વિ. પું. [જુઓ 'વાસોપું' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વાસૂપિયો'-'વાસોપી.' [રખોપું

**વાસોપું** ન. [સં. वास દ્વારા.] ખેતરે જઈ રાતનું રખાતું

**વાસ્કૂટ** ન. [અં વેઇસ્ટ્-કોટ્] જુઓ 'વાસકટ'

**વાસ્તવ**[1] ન. [સં.] વાસ્તવિક હોવાપણું. વસ્તુ-સ્થિતિ, સાચી હકીકત, 'રિયાલિટી' (બ ક. ઠા.) (૨) વાજબી હોવાપણું

**વાસ્તવ**[2] વિ. [સં.] બરોબર, ખરું, સાચું, વાસ્તવિક

**વાહોલિયું** ન. વલખું, ફાંફું

**વાસ્તવ-દર્શી** વિ. [સં.,પું.] અસલ સ્વરૂપનો ખ્યાલ રાખનારું, વાસ્તવિક જોનારું, 'પ્રેગ્મેટિક'

**વાસ્તવ-દ્રષ્ટા** વિ. [સં.,પું.] જુઓ 'વાસ્તવ-દર્શી.'-'રિયાલિસ્ટ' (બ.ક.ઠા.).

**વાસ્તવ-વાદ** પું. [સં] બધું સત્ય છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'રિયાલિઝમ' (ઉ.જો.) ['રિયાલિસ્ટ'

**વાસ્તવવાદી** વિ [સં.] સત્ય કે વાજબી વસ્તુમાં માનનારું,

**વાસ્તવિક** વિ.[સં.] વસ્તુ-સ્થિતિ મુજબનું, અસલ સ્વરૂપમાં રહેલું. 'કોન્ક્રીટ' (બ.ક.ઠા.), 'રિયલ.' (૨) વાજબી, યોગ્ય.

**વાસ્તવિક-તા** સ્ત્રી. [સં] વાસ્તવિક હોવાપણું 'રિયાલિટી' (ર.મ.), 'રિયાલિઝમ'

**વાસ્તવિકતાવાદી** વિ. [સં.,પું.] જુઓ 'વાસ્તવવાદી.'

**વાસ્તવ્ય** વિ. [સં.] રહેવા લાયક, રહી શકાય તેવું. (૨) રહીશ, વતની

**વાસ્તુ** ન. [સં.] મકાન બાંધવા માટેની જગ્યા. (૨) મકાન, ઘર. [૦ કરવું (રૂ.પ્ર.) મકાનમાં રહેવા પૂર્વે નવા મકાનમાં ધાર્મિક વિધિ કરવો]

**વાસ્તુ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] મકાન બાંધવાની વિદ્યા

**વાસ્તુ-દેવ** પું. [સં.], **૦તા** સ્ત્રી. [સં સ્ત્રી.] મકાનનો અધિષ્ઠાતા ગણાતો એક દેવ

**વાસ્તુ-પૂજન** ન., **વાસ્તુ-પૂજા** સ્ત્રી. [સં.] નવા મકાનમાં વાસ્તુ શાંતિ નિમિત્તે ધાર્મિક વિધિ કરવો એ

**વાસ્તુ-વિદ્યા** સ્ત્રી., **વાસ્તુ-શાસ્ત્ર** ન. [સં.] મકાનો વગેરે બાંધવાને લગતું શાસ્ત્ર, 'સાયન્સ ઑફ આર્કિટેક્ચર'

**વાસ્તુશાસ્ત્રી** વિ. [સં.,પું.] વાસ્તુ-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર, સ્થપતિ, 'આર્કિટેક્ટ'

**વાસ્તુ-શાંતિ** (-શાન્તિ) સ્ત્રી. [સં] નવા મકાનમાં ભૂત પ્રેત કે એવી બાધક વસ્તુઓ કદી વિઘ્ન ન કરે એ માટે કરવામાં આવતો ધાર્મિક વિધિ [નિમિત્તે, અર્થે

**વાસ્તે** ના.યો. [અર. વાસિતહ્] માટે, સારુ, કાજે, ખાતર,

**વાહ**[1] પું. [સં.] વહેળો, પ્રવાહ

**વાહ**[2] કે.પ્ર. [ફા.] આશ્ચર્યદર્શક ઉદ્ગાર, ઓહો !

**વાહક** વિ. [સં.] વહનાર, 'કન્ડક્ટર' (અ.ત્રિ.) (૨) ઉપાડનાર, 'બેરર.' (૩) હાંકનાર

**વાહન** ન. [સં.] માધ્યમ, 'મીડિયમ.' (૨) બેસીને આવ-જા કરવા માટેનું બળદ ઘોડા વગેરેથી કે યંત્રની મદદથી ચાલતું યાન, 'કન્વેયન્સ,' 'ટ્રાન્સ્પૉર્ટ.' [૦ કરવું (રૂ.પ્ર.) પ્રવાસ માટે વાહન ભાડેથી લેવું. ૦ રાખવું (રૂ.પ્ર.) ગાડી મોટર વગેરે પોતાને ત્યાં હોવું]

**વાહન-ખરચ** પું., ન. [+ જુઓ 'ખરચ.'], **વાહન-ખર્ચ** પું., ન. [+ જુઓ 'ખર્ચ.'], **-ર્ચી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વાહનનું ભાડું, 'ટ્રાન્સ્પૉર્ટ-ચાર્જિસ'

**વાહન-બદલી** સ્ત્રી. [+ જુઓ 'બદલી.'] એક વાહનમાંથી બીજા વાહનમાં ફેરવવું એ, 'ટ્રાન્સશિપમેન્ટ.'

**વાહન-ભથ્થું(-થ્થું)** ન. [+ જુઓ 'ભથ્થું-થ્થું.'] પ્રવાસ માટે મળતી વધારાની રકમ, 'કન્વેયન્સ'

**વાહન-વહેવાર** (-વૅ:વાર) પું. [+ જુઓ 'વહેવાર.'], વાહનો દ્વારા ચાલતી માલ-સામાનની હેર-ફેર, 'ટ્રાન્સ્પૉર્ટ'

**વાહન-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] મોટર ગાડાં ગાડી વગેરે રસ્તાઓ ઉપર ચલાવવા માટે અપાતો કર, પૈડાં-વેરો, 'ટૅક્સ ઑન વેહિકલ્સ,' 'વ્હીલ-ટૅક્સ.'

**વાહન-વ્યવહાર** પું. [સં.] જુઓ 'વાહન-વહેવાર.'

**વાહ રે-વાહ, વાહવા** (-વા:-), **વાહ વાહ** કે.પ્ર. [જુઓ 'વાહ' + સં. + 'વાહ' + 'વાહ' ('હ' લુપ્ત) અને દ્વિર્ભાવ.] જુઓ 'વાહ.' [**૦ કરવી, ૦ કહેવી** (કે:વી) (રૂ.પ્ર.) વખાણવું. **૦ થવી** (રૂ.પ્ર) વખણાવું]

**વાહવાહિયું** વિ. [જુઓ 'વાહ-વાહ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાહ વાહ કરનારું. (૨) વાહ વાહનું કારણ આપનારું

**વાહવાહી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શાબાશી, ધન્યવાદ. [**૦ લેવી, ૦ લૂંટવી** (રૂ.પ્ર.) લોકોની પ્રશંસા મેળવવી]

**વાહવું** (વા:વું) સ.ક્રિ. [સં. वह्नું પ્રે. वाह् દ્વારા] (લા.) છેતરવું, ધૂતવું, ઠગવું (અત્યારે આ ધાતુ પ્રચારમાં ભાગ્યેજ રહ્યો છે.) [પરમેશ્વર

**વાહિદ** વિ. [અર.] એક અને અનન્ય. (૨) (લા.) ખુદા,

**વાહિદ-શાહિદ** ક્રિ.વિ. [અર.] પ્રભુની સાક્ષીએ

**વાહિની** સ્ત્રી. [સં.] નસ, રગ, ધમની. (૨) સેના, સૈન્ય, ફોજ, લશ્કર

**વાહિની-પતિ** પું. [સં.] સેનાપતિ

**વાહિયાત** સ્ત્રી. [અર. 'વાહી'નું બ.વ.] નકામી, અર્થ-હીન વાતો. (૨) વિ. નકામું, અર્થ-હીન

**વાહૂલિયું** વિ. [સુ.] માલ વગરનું [ભૂ.કૃ.] છેતરાયેલું

**વાહેલ, -લું** વિ. [જુઓ 'વાહવું' + ગુ. 'લ'-'લું' બી.

**વાહોલિયો** પું. [જુઓ 'વા²' દ્વારા.] વાયુ, પવન, વા, હવા (પદ્યમાં.) [(૩) (લા.) વજનમાં ફોરું

**વાહ્ય** વિ. [સં.] ઉપાડીને લઈ જઈ શકાય તેવું. (૨)

**વાળ** પું. [સં. बाल] કેશ, મોવાળો, બાલ, નિમાળો. [**૦ ન તૂટવો, ૦ ન વાંકો થવો** (રૂ.પ્ર.) જરા પણ ઈજા ન થવી. **૦ વધા કરાવવા** (રૂ.પ્ર.) બાળકના બાળ-મોવાળા ઉતારવાનો માંગલિક વિધિ કરવો]

**વાળ-ઘોળ** (વાળ્ય-ઘોળ્ય) સ્ત્રી. [જુઓ 'વાળવું' + 'ઘોળવું.'] (લા.) આમતેમ સમઝાવવું એ, વાતને ટૂંકી કરવા યુક્તિથી સમઝાવવું એ. (૨) સાચવણી, સંભાળ. (૩) રીત-ભાત, સભ્યતા

**વાળછો** પું. [જુઓ 'વાળ દ્વારા.] (તુચ્છકારમાં) વાળ

**વાળ-ઝાડ** (વાળ્ય-ઝાડ્ય) સ્ત્રી. [જુઓ 'વાળવું' + 'ઝાડવું.'],

**વાળ-ઝૂડ** (વાળ્ય-ઝૂડ્ય) સ્ત્રી. [જુઓ 'વાળવું' + 'ઝૂડવું.'] વાળી ચોળી સાફ કરવું એ [કપડાની ટોપી, 'વિગ'

**વાળ-ટોપી** સ્ત્રી. [જુઓ 'વાળ' + 'ટોપી.'] વાળથી ગૂંથેલી

**વાળણ** ન. [જુઓ 'વાળવું' + ગુ 'અણ' કૃ.પ્ર.] વાળી લેવું એ, અસર ધોઈ નાખવી એ. (૨) વાળી કાઢેલો કચરો. (૩) પ્રતીકાર, ઉપાય

**વાળદ** ન. આંખની પાંપણમાં થતું ઝીણું જંતુ [પરાણે

**વાળ-પગા** ક્રિ.વિ. [જુઓ 'વાળ' + 'પગ' દ્વારા.] માંડ માંડ,

**વાળ-લોચન** ન. [સં. बाल-लुञ्चन] મોવાળા ચૂંટી કાઢવા એ. (જૈન.)

**વાળવાણી** સ્ત્રી. [જુઓ 'વાળવું' દ્વારા.] સાવરણી, ઝાડુ

**વાળ-વાંકડું** ન. અશુભ મુહૂર્ત

**વાળવું** જુઓ 'વળવું'માં. (૨) પાછું ફેરવવું. (૩) (ઝાડુથી) ખસેડવું, સાફ કરવું. (૪) ગડી પાડવી. [**૦ ઝાડવું, ૦ ઝૂડવું** (રૂ.પ્ર.) ઝાડી ઝપટી સાફ કરવું. **વાળા આપવું** (રૂ.પ્ર.) માગણા પેટે જમા આપવું. (૨) કરજ અદા કરવી. **વાળી લાવવું** (રૂ.પ્ર.) હાંકી લાવવું. **વાળી લેવું** (રૂ.પ્ર.) માગણા પેટે કાપી લેવું. (૨) આપેલ બાદ કરી વધારાનું લેવું-દેવું. **ઊંધું વાળવું** (રૂ.પ્ર.) બગાડી નાખવું. **કલમ વાળવી** (રૂ.પ્ર.) એક છોડ ઉપર બીજા છોડની કલમ કરવી. **કમ્મર (કે કેડ) વાળવી (કેડ્ય-)** (રૂ.પ્ર.) ખૂબ મહેનત કરવી. **છેડો વાળવો, મોં વાળવું (મોં:-)** (રૂ.પ્ર.) મરનાર પાછળ સ્ત્રીઓએ કાણ કરવી. **જીભ વાળવી** (રૂ.પ્ર.) સારા શબ્દ કહેવા **ઢગલો વાળવો** (રૂ.પ્ર.) ઢગલો કરવો. **મન વાળવું** (રૂ.પ્ર.) સંતોષ રાખવો. **વરસી વાળવી** (રૂ.પ્ર.) વાર્ષિક શ્રાદ્ધ અને ભોજન પતાવવું. **હાથ વાળવા** (રૂ.પ્ર.) અદબ કરવી] **વળાવું** કર્મણિ., ક્રિ. **વળાવવું** પુનઃપ્રે., સ.ક્રિ. જુઓ 'વળવું'માં.

**વાળં(-ળું)દ** પું. [જુઓ 'વાળ' દ્વારા.] નાપિત, નાયી, હજામ, ઘાંયજો. (એ એક જ્ઞાતિ અને એવો એનો પુરુષ). (સંજ્ઞા.)

**વાળં(-ળું)દ(-દે)ણ** સ્ત્રી. [+ ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય].

**વાળં(-ળું)દાણી** સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય],

**વાળં(-ળું)દિયાણી** સ્ત્રી. [+ ગુ. 'ઇયું' ત.પ્ર. + 'આણી' સ્ત્રીપ્રત્યય] વાળંદ જ્ઞાતિની સ્ત્રી

**વાળાક** પું. [દે.પ્રા. वालवक > જૂ.ગુ. 'વાલાક' સં. क्लमी સાથે શકય સંબંધ] શેત્રુંજા અને તળાજાના ડુંગરથી દક્ષિણમાં લાંબધાર અને મોરધાર સુધીનો ગોહિલવાડનો પ્રદેશ. (સંજ્ઞા.)

**વાળાકી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વાળાક પ્રદેશને લગતું

**વાળા-કૂંચી, -છી** સ્ત્રી. [જુઓ 'વાળો¹' + 'કૂંચી,-છી.'] સોનાની વાળાની બનાવેલી દાગીના ધોવાની કૂચડી

**વાળાગરણું** વિ. મિશ્રિત. (૨) મૌલિક નહિ તેવું. (૩) (લા.) બાદલું, તકલાદી [એક રોગ

**વાળા-ધુંબો** (-ધુમ્બો) પું. શેરડીમાં આવતો એ નામનો

**વાળા-ચૂંક** સ્ત્રી. [જુઓ 'વાળો' + 'ચૂંક.'] તારની નાની ખીલી [વાળાનો બનાવેલો પંખો

**વાળા-વીંજણો** પું [જુઓ 'વાળો²' + 'વીંજણો.'] સુગંધી

**વાળા-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ વાળો+'વેલ.'] એ નામની એક વેલ

**વાળિયો** પું. [જુઓ 'વાળવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ખળામાં અનાજ વાવલતાં રહેતો ડૂંડાં-કૂશકાંવાળો કચરો, ઊપણો

**વાળુ¹** ન. [સં. विकालक > પ્રા. विआलअ- > 'વિયાળુ'-'વ્યાળુ'] સાંઝ પછીનું ભોજન

**વાળુ²** સ્ત્રી. [સં. वालुका > પ્રા. वालुआ] વેળુ, વેકૂર, રેતી

**વાળુકડ** વિ., સ્ત્રી. [ગોહિલવાડનું એક ગામ ત્યાંની પેદાશ] એક ઉત્તમ જાતની બાજરી

**વાળુ-ટાણું** ન. [જુઓ 'વાળુ¹' + 'ટાણું.'] સાંઝ પછીનો ભોજન કરવાનો સમય

**વાળુ-પાણી** ન., બ.વ. [જુઓ 'વાળુ¹' + 'પાણી.'] જુઓ 'વાળુ.²' ['વાળુ-ટાણું.'

**વાળુ-વેળા** સ્ત્રી. [જુઓ 'વાળુ¹' + સં. वेला.] જુઓ

**-વાળું** વિ. [સં. °पालक- > પ્રા. °वालअ-] સ્વામિત્વવાચક ત.પ્ર. મુખ્યત્વે નામને લાગે છે: 'મૂછવાળું' 'દાઢીવાળું' વગેરે અનેક

**વાળેવી** સ્ત્રી સસણી, વરાધ, ભરાણી, 'બ્રોંકો ન્યુમોનિયા'

**વાળો¹** પું. [જુઓ 'વાળ' + ગુ. 'ઓ' સ્વાર્થે] ધાતુનો તાર. (૨) સ્ત્રીઓને પગે પહેરવાનો એક દાગીનો. (૩)

શરીરમાં ચામડી પર ફેલાવો થઈ એમાંથી નીકળતું તાર જેવું જંતુ (આ એક રોગ છે.)

**વાળો[2]** પું. [જુઓ 'વાળવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ઝેરનો ઉતાર. (૨) મૂકેલા મંત્રને પાછો વાળવાનો મંત્ર

**વાળો[3]** પું. [સં. वलभी > પ્રા. वलहीનો સંબંધ] વલભીના મૈત્રક રાજાઓના વંશનો એક ફાંટો – હાંકમાં વિકસેલો અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) એવા રાજપૂતનો કાઠીઓ સાથે ભળતાં વિકસેલો વંશ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વાળો[4]** પું. એક પ્રકારનાં સુગંધી મૂળિયાં, ઉશીર, ખસનાં મૂળિયાં [ઠેકાણે, ત્યાં

**વાં** (વાં:) ક્રિ.વિ. [વ્રજ. હિં. 'वहाँ'] (સૌ.) ત્યાં, પેલે

**વાંક** પું. [જુઓ 'વાંકું' દ્વારા નામ.] વક્રતા, વાંકાપણું, રાંટ, મરડાટ, વળ, વળેલાપણું, વાંકાશ. (૨) (લા.) અપરાધ, ગુનો. (૩) દોષ, દૂષણ. (૪) ભૂલ. (૫) ખામી, ખોડ. (૬) સ્ત્રીઓનું કોણી ઉપર પહેરવાનું એક ઘરેણું, વાંકડું. (૭) વહાણનો એક ભાગ. (વહાણ)

**વાંક-અડી** સ્ત્રી. [+ જુઓ 'અડી.'] વહાણના પાછલા ભાગ ઉપર ધરી ઉપરની છેલ્લી અડી. (વહાણ.)

**વાંક-ચોંક** (-ચોંક) પું. [+ જુઓ 'ચોંકવું.'] વાંકાચૂકાપણું

**વાંકડ** ન. રૂની એક જાત

**વાંકડ-મૂતરો** પું. [જુઓ 'વાંકડું' + 'મૂતરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] (લા.) એક જાતની વાંકી ચાલ ચાલનારો અપશુકનિયાળ ગણાતો ઘોડો

**વાંકડલું** વિ. [જુઓ 'વાંકું' + ગુ. 'ડું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] પરંતુ સ્વાભાવિક ઉચ્ચાર 'વાંકલડું.'] જુઓ 'વાંકલડું.'

**વાંકડ-વેલું** વિ. [જુઓ 'વાંકડું' + 'વેલ' + ગુ. 'ઉં' ત.પ્ર.] (વેલાની જેમ) વાંકું વળેલું. (૨) ન. વેલા જેવું ગૂંથણીના વાંકા આંટાવાળું કોણીનું ઘરેણું, વાંક, વાંકડું

**વાંકડિયાળું** વિ. [જુઓ 'વાંકડિયું' + ગુ. 'આળું' સ્વાર્થે ત.પ્ર.], **વાંકડિયું** વિ. [જુઓ 'વાંકડું + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વાંકડું.'

**વાંકડિયો** વિ.,પું. [જુઓ 'વાંકડિયું.'] લાંબી શિંગોવાળા ગુવારની એક ઉત્તમ જાત. (૨) (લા.) છેલબટાઉ જુવાન

**વાંકડી** વિ., સ્ત્રી. [જુઓ 'વાંકડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વાંકા હાથાવાળી, વાંકી. (૨) વાળેલી મૂછ. (૩) તલવાર. (૪) ઊંચી જાતની એક સોપારી. (૫) ઘોડીની એક જાત

**વાંકડું** વિ. [જુઓ 'વાંકું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] વાંકું. (૨) (લા.) ન સમજાય તેવું. (૩) ન. સ્ત્રીઓને કોણીએ પહેરવાનું એક ઘરેણું. (૪) પુરુષ અને સ્ત્રીઓને પહેરવાનું વીંટલા જેવું એક ઘરેણું

**વાંકડો** પું. [જુઓ 'વાંકડું.'] લાંકદાર ઘોડો. (૨) ફૂટડો જુવાન. (૩) કન્યાવાળા તરફથી વરને આપવાની રોકડ રકમ, પૈઠણ, પરઠણ

**વાં-કણે** (વાં:) ક્રિ.વિ. [જુઓ 'વાં' + 'કણે.'] જુઓ 'વાં.'

**વાંક-દેખું** વિ. [જુઓ 'વાંક' + 'દેખવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] વાંક જોયા કરનારું, બીજાના દોષ જોયા કરનારું, 'સાઇનિક' (વિ.ક.) [પણું, વક્ર-તા

**વાંકપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'વાંકું' + ગુ. 'પ' ત.પ્ર.] વાંકા-

**વાંકલ** ન. [જુઓ 'વાંકું' દ્વારા.] આળા ચામડામાંથી માંસ જુદું પાડવાનું એક વાંકા ઘાટનું હથિયાર [(પદ્યમાં)

**વાંકલડું** વિ. [જુઓ 'વાંકડું' + ગુ. 'લ' મધ્યગ.] વાંકું

**વાંકલી** વિ., સ્ત્રી. [જુઓ 'વાંકલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કલાઈનું ગૂંચળું. (૨) ડાંગરની એક જાત

**વાંકલું** વિ. [જુઓ 'વાંકું' + ગુ. 'લ' સ્વાર્થે ત-પ્ર.] વાંકું

**વાંકસ** પું. સુતારનું ઘડવાનું એક ઓજાર, વાંસલો

**વાંક-સાથિયો** પું. [જુઓ 'વાંકું' + 'સાથિયો.'] ચારે વાંકાં પાંખિયાંવાળો સાથિયો

**વાંકાઈ** સ્ત્રી. [જુઓ 'વાંકું' + ગુ. 'આઈ' ત.પ્ર.] વાંકાપણું, વક્ર-તા. (૨) (લા.) આડાઈ, ટેડાઈ. (૩) છેલપણું, છેલબટાઉપણું

**વાંકા-દેખું** વિ. [જુઓ 'વાંકું' + 'દેખવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] વાંકું જોનારું. (૨) જુઓ 'વાંક-દેખું.'

**વાંકા-બોલું** વિ. [જુઓ 'વાંકું' + 'બોલવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] (લા.) અવળી વાત કરનારું, આડા-બોલું, આડોડ. (૨) અપ્રામાણિક. (૩) નિંદાખોર

**વાંકાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'વાંકું' + ગુ. 'આશ' ત.પ્ર.] વાંકાપણું, વક્ર-તા, વાંકપ

**વાંકિયું** ન. [જુઓ 'વાંકું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સળિયા નળ વગેરેના જોડાણ માટેનો કાટખૂણિયો ઘાટ, 'એલ્બો.' (૨) વાંકા છેડાવાળું લોખંડનું ઓજાર. (૩) ગાડી કે ગાડામાં ડાગળાના ભાગમાં લાકડા કે લોઢાનો કાટખૂણિયો ભાગ. (૪) પાસાબંધી બંડી કે કેડિયામાં છાતી ઉપરના ભાગમાં આઠડા જેવો આકાર કર્યો હોય તે. (૫) બારસાખની બંને બાજુનું તોરણ. (૬) ફેરી પગરખાંમાં કરાતી વાંકા ઘાટની કારીગરી. (૭) નાના બચ્ચાને પગમાં પહેરવાનો એક ઘાટ. (૮) વાંકવાળી કચકડાની ચૂડી. (૯) શેરડીનો રસ ભેળો કરવાની કૂંડી

**વાંકિયો** પું. [જુઓ 'વાંકિયું.'] રૂપા-સોનાની કડલીઓ ખોલવાની કાટખૂણિયા આકારના છેડાવાળી એક પ્રકારની હથોડી

**વાંકીલી** સ્ત્રી. [જુઓ 'વાંકું' દ્વારા.] ઘાણીના માઠડાને અને નાડવેલાને જે જગ્યાએ દોરડાથી જોડવામાં આવે છે ત્યાં રાખવામાં આવતી કાટખૂણિયા આકારની લાકડાની કે લોઢાની ખીલી

**વાંકું** ન. [સં. वक्रक- > પ્રા. वंकअ-] વક્ર આકારનું, એક બાજુ વળેલું કે નમેલું. (૨) (લા.) મુશ્કેલ, અઘરું. (૩) કુટિલ, સરળ નહિ તેવું, અકોણું. (૪) આડા સ્વભાવનું. (૫) ફાંકડું, વરણાગિયું, બાંકેરાવ. (૬) ન. વાંકાઈ. (૭) અણબનાવ. (૮) ગાડાનું પૂઠિયું. [**વાંકી દોરી** (રૂ.પ્ર.) અવળું ભાગ્ય. **વાંકી નજર** (રૂ.પ્ર.) અવકૃપા. **વાંકી પાઘડી મૂકવી** (રૂ.પ્ર.) છેલાઈ કરવી. ૦ **કરવું** (રૂ.પ્ર.) ઈજા કરવી. ૦ **ચાલવું** (રૂ.પ્ર.) વિરોધી આચરણ કરવું. ૦ **થવું** (રૂ.પ્ર.) ઊલટી અસર થવી. (૨) વિરોધી વર્તન કરવું. ૦ **પડવું** (રૂ.પ્ર.) માઠું લાગવું. ૦ **બોલવું** (રૂ.પ્ર.) નિંદા કરવી. (૨) રીસમાં બોલવું. (૩) અણગમતું કહેવું. ૦ **મોં કરવું** (-મોં :-) (રૂ.પ્ર.) અરુચિ બતાવવી, નાખુશ થવું. ૦ **વળવું** (રૂ.પ્ર.)

નરમ કે તાબે થઈ જવું. ૦ વળી જવું (રૂ.પ્ર.) ઘડપણ આવવું. ૦ વાળવું (રૂ.પ્ર.) તાબે કરવું, વશ કરવું. ૦ વેણ (-વૅણ) (રૂ.પ્ર.) કડવું વચન. ૦ હોવું (રૂ.પ્ર.) અણબનાવ હોવો. -કો દહાડો (-દા:ડો) (રૂ.પ્ર.) પડતી દશા. -કો વાળ (રૂ.પ્ર.) નડતર, પીડા. -કો વાળ ન થવો (રૂ.પ્ર.) જરા પણ નુકસાન ન થવું.]

**વાંકું-ચૂ(-ટી)કું** વિ. [જુઓ 'વાંકું' દ્વારા.] આડું-અવળું, સર્પાકાર [તદ્દન વાંકું

**વાંકું-ટૅક** વિ. [જુઓ 'વાંકું' + 'ટરડવું.'] સાવ વળી ગયેલું,

**વાંકોડું** વિ. [જુઓ 'વાંકું' દ્વારા.] વાંકા આકારનું

**વાંગ** પું. એક પ્રકારનો ફોલ્લીઓ થવાનો રોગ

**વાંગડ**, ૦વાયું, **વાંગડું** વિ. [જુઓ 'બાંગું' દ્વારા + સં વાહિત્ત- > પ્રા. વાહિય - + ગુ - 'ઉં' ત પ્ર.] જુઓ 'બાંગડ.'

**વાંગલાં** ન., બ.વ. ફાંફાં, વલખાં, [૦ મારવાં (રૂ પ્ર.) ખાંખાંખોળ કરવી, ફાંફાં મારવાં]

**વાંગલિયો** પું. ઘોડાની એક જાત

**વાંગલી,-ળી** સ્ત્રી. સૌરાષ્ટ્રની એક પ્રકાની ઘોડી

**વાંગળું**[1] ન. [જુઓ 'વાગળ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વાગળ.' [સંયુક્ત રૂઢ

**વાંગળું**[2] જુઓ 'વાયું.' સૌરાષ્ટ્રમાં 'વાયાં-વાંગળાં' 'એવા

**વાંગી** ન [દે. પ્રા. વંગ ન.] રીંગણું [એક વાની

**વાંગી-ભાત** પું. [ + જુઓ 'ભાત.[1]'] રીંગણાં અને ભાતની

**વાંઘું** ન. કોતરવાળું નાળું, વાયું. (૨) રક્ત પ્રદર, લોહીવા

**વાંઘેડો** પું. મગર-મચ્છ

**વાંઘો**[1] પું. [સં. વર્ગ-પ્રા. વગ્ગ દ્વારા] વર્ગ, પ્રકાર, જાત

**વાંઘો**[2] પું. [જુઓ 'વાંઘું.'] મોટું કોતર (જમીનમાંનું નાળાના પ્રકારનું)

**વાંચણિયું** વિ. [જુઓ વાંચવું' + 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ખૂબ વાંચ્યા કરનારું

**વાંચણી** સ્ત્રી. [જુઓ 'વાંચવું' + ગુ. 'અણી' કૃ.પ્ર'] વાંચવાની ઢબ, વાંચવાની રીત

**વાંચન** ન. [સં. वाचन છતાં ગુ 'વાંચવું' + સં. अन કૃ.પ્ર. અને સંસ્કૃતાભાસથી 'વાઞ્ચન' એવું ઉચ્ચારણ પણ.] વાંચવું એ. (૨) વાંચવાની રીત. (૩) વાંચી મેળવેલી માહિતી. (૪) અભ્યાસ [પ્રકારની સુભગ લાક્ષણિક-તા

**વાંચન-કલા(-ળા)** સ્ત્રી. [ + સં. कला] વાંચવાની ચોક્કસ

**વાંચન-માલા(-ળા)** સ્ત્રી. [+ સં. माला] જુઓ 'વાચન-માલા.'

**વાંચનહારિણી** વિ., સ્ત્રી. [જુઓ 'વાંચવું' દ્વારા 'વાંચન' ઉપરથી 'વાંચણહાર' જેમ 'વાંચનહાર' અને સં. हन् + સ્ત્રી. ई પ્રત્યયથી સંસ્કૃતાભાસી] વાંચનારી (સ્ત્રી) (ના.દ.)

**વાંચનાલય** ન. [ + સં. आलय, પું.,ન. સંસ્કૃત સંધિ] જુઓ 'વાચનાલય' - 'વાચન-ગૃહ.'

**વાંચવું**[1] સ.ક્રિ. [સં. वच्‌ના પ્રે. वाच् દ્વારા] લખેલું છાપેલું કોતરેલું મૂંગા ઉકેલતા જવું કે મોઢે બોલતા જવું. (૨) આશય પારખવો. [વાંચી કાઢવું (કે જવું) (રૂ.પ્ર.) સમઝાય કે ન સમઝાય એની દરકાર વિના વાંચવું વાંચી જવું (રૂ.પ્ર.) ધ્યાનપૂર્વક વાંચવું. વહી વાંચવી (રૂ.પ્ર.) વંશાવળી કહેવી. (૨) એક-બીજાનું ખરું ખોટું કહેવું.] વંચાવું (વઞ્ચાવું) કર્મણિ., ક્રિ. વંચાવવું (વઞ્ચ)વવું) પ્રે.,સ.ક્રિ.

**વાંચવું**[2] સ.ક્રિ. [સં. वाञ्छ् > પ્રા. वांछ- > 'વાંછવું' ગુ. થઈ ને] જુઓ 'વાંછવું.'

**વાંચી** સ્ત્રી. એક પ્રકારની ડાંગર

**વાંછડી** સ્ત્રી. એ નામનો એક વેલો

**વાંછન** (વાઞ્છન) ન., -ના સ્ત્રી. [સં.] વાંછા, ઇચ્છા, કામના

**વાંછનીય** (વાઞ્છનીય) વિ. [સં.] વાંછવા જેવું, ઇચ્છવા જેવું

**વાંછવું** (વાઞ્છવું) સ.ક્રિ. [સં. वाञ्छ्, તત્સમ] વાંછા કરવી, ઇચ્છવું, ઇચ્છા કરવી [અભિલાષ

**વાંછા** (વાઞ્છા) સ્ત્રી. [સં.] ઇચ્છા, વાંછના, કામના,

**વાંછિત** (વાઞ્છિત) વિ. [સં.] ઇચ્છેલું, ઇચ્છિત

**વાંછિયાર** વિ. રખડતાં ફરી દૂધ વેચવાનો ધંધો કરનારું

**વાંછુ** (વાઞ્છુ), ૦ક વિ. [સં.] ઇચ્છુક, ઇચ્છા કરનાર

**વાંજણો** પું. ચોરણો [(૨) વાંઝિયાપણું

**વાંઝ** સ્ત્રી. [સં. वन्ध्या > પ્રા. वंझा] વાંઝણી સ્ત્રી, વરોડ.

**વાંઝ-કંકોડી** (-કકંકોડી), **વાંઝકંટોલી** (-કણ્ટોલી) સ્ત્રી. [ + જુઓ 'કંકોડી'-કંટોલી.'] જેમાં માત્ર નર ફૂલ જ આવે તેવા કંકોડાંનો વેલો

**વાંઝટ** વિ. જુઓ 'વાંઝ' દ્વારા.] વાંઝિયું, નિઃસંતાન

**વાંઝણી** સ્ત્રી. [જુઓ 'વાંઝણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વંધ્યા સ્ત્રી, વરોડ

**વાંઝણું** વિ. [જુઓ 'વાંઝ' + ગુ. 'અણું' સ્વાર્થે ત.પ્ર.] જેને કદી સંતાન ન થયું હોય તેવું (વાંઝિયું). (૨) જેને ફળ ન આવે તેવું (વાંઝિયું)

**વાંઝરું** ન. જંગલી જાંબુ, અડબાઉ જાંબુ

**વાંઝા-વાડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'વાંઝો' + 'વાડ.[2]'] વાંઝા -વણકરોનો મહોલ્લો

**વાંઝિયા-બાર, -રું** ન. [જુઓ 'વાંઝિયું' + 'બાર[1]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ફળે નહિ કે ફૂટે નહિ એવી સ્થિતિ, વાંઝિયાપણું. (૨) (લા.) બિનવારસી. [૦ ઊઘડવું (રૂ.પ્ર.) સંતાન થવું]

**વાંઝિયા-મહેણું** (-મેઃણું) ન. [જુઓ 'વાંઝિયું' + 'મહેણું.'] સંતાન ન જ થયાં હોવાનો ટોણો. [૦ ટળવું, ૦ ભાંગવું] (રૂ.પ્ર) સંતાન થવું]

**વાંઝિયું** વિ. [જુઓ 'વાંઝ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] [જુઓ 'વાંઝણું.' [-યાનું પારખું (રૂ.પ્ર.) વાંઝિયું થવા પાત્ર]

**વાંઝી**[1] સ્ત્રી. [જુઓ વાંઝ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વાંઝ.' [જ્ઞાતિની સ્ત્રી. (સંજ્ઞા.)

**વાંઝી**[2] સ્ત્રી. [જુઓ 'વાંઝો' + ગુ. 'ઈ' સ્ત્રી પ્રત્યય.] વાંઝા

**વાંઝું** વિ. [જુઓ 'વાંઝ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ વાંઝણું.'

**વાંઝેડી** સ્ત્રી. [જુઓ 'વાંઝ' દ્વારા.] જુઓ 'વાંઝ.'

**વાંઝો** પું. વણકર. (૨) કાપડ વણવાનો અને સીવવાનો ધંધો કરનારી એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વાંટ** પું. [જુઓ 'વાંટવું.'] ભાગ, હિસ્સો. (૨) પુષ્ટિ-માર્ગીય મંદિરોમાંના પ્રસાદમાંથી સેવકો વગેરેને મળતો

નક્કી કરેલો પ્રસાદ [એ, વહેંચણી

**વાંટણી** સ્ત્રી. [જુઓ 'વાંટવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] વાંટવું

**વાંટવું** સ.ક્રિ. [સં. वण्ट् >પ્રા. वंट-] ભાગે પડતું વહેંચી આપવું. **વંટાવું** (વણ્ટાવું) કર્મણિ., ક્રિ. **વંટાવવું** (વણ્ટાવવું) પ્રે.,સ.ક્રિ.

**વાંટા-દાર** વિ.,પું. [જુઓ 'વાંટો' + ફા.પ્રત્યય.], **વાંટિયો** વિ.,પું. [જુઓ 'વાંટો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેનો વાંટો -હિસ્સો મળ્યો છે તેવો જાગીરદાર, ગરાસિયો

**વાંટો** પું. [જુઓ 'વાંટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જમીન અને જંગમ મિલકતનો અપાતો હિસ્સો (ભાયા-ભાગ પડતાં ભાઈઓને). (૨) બિનશરતી જમીન, અઘાટ જમીન, 'લૅન્ડ હેલ્ડ ઇન ફીસિમ્પલ.' (૩) (લા.) પેટ ઉપર ચરબીને લીધે પડતી કરચલી

**વાંઠલી** સ્ત્રી. ગધેડાનો આથર

**વાંઢ** (-ઢ્ય) સ્ત્રી. ખેતરમાં બાંધેલું ઘાસ-પાલાનું ઝૂંપડું. (૨) ચારા માટેની ઘાસપાણીવાળી જગ્યા. (૩) ઘાસ ચારા માટે પારકા મુલકમાં લઈ જવાતું દુધાળાં પશુઓનું ધણ. (૪) એવાં ધણ લઈ જનારા માણસોનો સમૂહ. [-ઢે જવું (ઢ્યે-) (રૂ.પ્ર.) ઢોર ચરાવવા પારકા મુલકમાં જવું]

**વાંઢાર** પું. વહાણનું ભંડારિયું, તલ-ઘભૂસો. (વહાણ.)

**વાંઢિયાર** ન. [જુઓ 'વાંઢ' દ્વારા.] ભટકતા રખડતા માલધારીઓનો સમૂહ

**વાંઢું** વિ. [દે.પ્રા. वंढअ-] જેનાં લગ્ન નથી થયાં કે સગાઈ પણ ન થઈ તેવું (સ્ત્રી કે પુરુષ) [જાતનો વેલો

**વાંઢો** પું આંબાના ઝાડની ડાળીઓ ઉપર ચડતો એક

**વાં(-વેં)ત** ના.યો. ક્રિયાના વર્તમાન કૃદંતના રૂપને લાગતાં 'સાથોસાથ'નો અર્થ આપે છે : 'ઊઠતાં' વાં(-વેં)ત'વગેરે

**વાંતર** ન. [જુઓ 'વાંતરવું.'] કપારાની સળંગ હારવાળા ખેતરમાં ચાસ પાડવા એ

**વાંતરવું** સ.ક્રિ. કરડીને કે બીજી રીતે કાપી અલગ કરવું. (૨) કરડવું. (૩) શેરડીના સાંઠાના ટુકડા કરવા. (૪) બગાડી નાખવું

**વાંતરી** સ્ત્રી. [જુઓ 'વાંતરવું' + ગુ. -'ઈ' કૃ.પ્ર.] ઊન વગેરેનાં કપડાંમાં પડતી એક જીવાત. (૩) કાગળ કોતરી નાખનારી એક જીવાત. [૰નો કીડો (રૂ.પ્ર.) એક જ વાત ઉપર ધ્યાન આપનાર. ૰ પડવી, ૰ લાગવી (રૂ.પ્ર.) ઊન - અનાજ - કાગળ વગેરેમાં ખાઈ જનારી જીવાત થવી]

**વાંથી** ન. એ નામનું એક ફળ-ઝાડ

**વાંદણું** ન. [સં. वन्दनक >પ્રા. वंदणअ-] વંદન, નમસ્કાર. (જૈન.)

**વાંદર**[1] પું. [સં. वानर] વાનર, કપિ, માંકડો, લંગૂર

**વાંદર**[2] (-રય) સ્ત્રી. ઘોડીની એક જાત

**વાંદર-કૂંચી** સ્ત્રી. [+ જુઓ 'કૂંચી.'] ચાકી વગેરે ફેરવવાનું એક ઓજાર

**વાંદર-ચેષ્ટા** સ્ત્રી. [+ સં.] જુઓ 'વાનર-ચેષ્ટા.'

**વાંદર-નકલ** સ્ત્રી. [+ જુઓ 'નકલ.'] વાંદરાની જેમ કરવામાં આવતી નકલ- સમજ વિનાનું અનુકરણ

**વાંદર-ન્યાય** પું. [+ સં.] જુઓ 'વાનર-ન્યાય.'

**વાંદર-રોટી** સ્ત્રી. એ નામનો એક છોડ

**વાંદર-વિદ્યા** સ્ત્રી. [+સં.] જુઓ 'વાનર-વિદ્યા.' [ચેષ્ટા.'

**વાંદર-વેડા** પું., બ.વ. [+ જુઓ 'વેડા.'] જુઓ 'વાનર-

**વાંદરા-ટોપી** સ્ત્રી. [જુઓ 'વાંદરો' + 'ટોપી.'] માથું કાન ગાલ અને હડપચી ઢંકાઈ જાય તેવી મોઢા ઉપર ખુલાસાવાળી ટોપી, 'મન્કી-કૅપ' [એક રમત

**વાંદરા-ટોળું** ન. [જુઓ 'વાંદરો' + 'ટોળું.'] એ નામની

**વાંદરા-લંગૂરી** સ્ત્રી. [જુઓ 'વાંદરો' + 'લંગૂર' + ગુ. 'ઈ' ત.પ્ર.] ઘોડાની વાંદરાના પ્રકારની એક ચાલ

**વાંદરા-વેડા** પું., બ.વ. [જુઓ 'વાંદરો' + 'વેડા.'] જુઓ 'વાંદર-વેડા'- 'વાનર-ચેષ્ટા.' [ચેષ્ટા.'

**વાંદરિયાં** ન., બ.વ. [જુઓ 'વાંદરિયું.'] જુઓ 'વાનર-

**વાંદરિયું** વિ. [જુઓ 'વાંદરું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વાંદરાને લગતું. (૨) વાંદરા જેવું. (૩) (લા.) તોફાની, અસભ્ય, અવિવેકી. (૪) ન એ નામનું એક ઘાસ. (૫) એ નામનો એક રોગ

**વાંદરિયો** પું. [જુઓ 'વાંદરિયું.'] (લા.) ઘોડાની એક જાત

**વાંદરી** સ્ત્રી. [જુઓ 'વાંદરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વાંદરાની માદા

**વાંદરું** ન. [સં. वानरक- દ્વારા] સર્વ-સામાન્ય વાનર-જાતિ, માંકડું, લંગૂર [-રાંનાં મૂતર પીવાં (રૂ.પ્ર.) ભારે દુઃખ વેઠવું. વડનાં વાંદરાં ઉતારવાં (રૂ.પ્ર.) ભારે મુશ્કેલ કામ કરવું]

**વાંદરો** પું. [જુઓ 'વાંદરું.'] વાંદરાનો નર, કપિ, મર્કટ, લંગૂર. (૨) ભાર ઉપાડવાનું એક જાતનું ઓજાર. (૩) તાળામાંનો આડો ખીલો, ઉલાળી. (૪) બંદૂકની ચાંપનો નીચેનો ભાગ, ઘોડો. (૫) એક પ્રકારની આતશબાજી. [-રાની ગાંડમાં સળી કરવી (રૂ.પ્ર.) વણ-નોતરી મુશ્કેલી ઊભી કરવી. -રાને નિસરણી (કે સીડી) આપવી (કે ધરવી) (રૂ.પ્ર.) મૂર્ખને ઝઘડાની અનુકૂળતા કરી આપવી. -રાને સળી કરે એવું (રૂ.પ્ર.) આરવીતડું, તોફાની. -રાનો ઘા (રૂ.પ્ર.) ચૂંથીને બગાડવું એ]

**વાંદવું** સ.ક્રિ. [સં. वन्द्.] વંદવું, નમન કરવું. (ભૂ.કૃ.માં કર્તરિ.) (જૈન.). (૨) (લા.) ચાખવું

**વાંદી** પું. એ નામનો એક જંગલી છોડ

**વાંદો** પું. જુઓ 'વંદો.' (૨) અમુક ઝાડના થડ કે ડાળમાંથી ફૂટતો નકામો ફણગો. (૩) આંબા વગેરે ઉપર થતો એક વેલો. (૪) (લા.) પરોપજીવી પદાર્થ, 'પૅરેસાઇટ' (દ.ભા.)

**વાંધર** વિ.,પું. ખસી કરતાં રહી ગયેલી એકાદ નસને કારણે કે વિકારને કારણે વધી ગયેલાં લટકતાં વૃષણવાળો આખલો

**વાંધા-ખોર** વિ. [જુઓ 'વાંધો' + ફા.પ્રત્યય], **-રિયું** વિ [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] વાંધા-વચકા કાઢયા કરનારું

**વાંધાળું** વિ. [જુઆ 'વાંધો' + ગુ. 'આળું' ત.પ્ર.] જેમાં વાંધો હોય તેવું, વાંધા-વચકાવાળું. (૨) જુઓ 'વાંધા-ખોર.'

**વાંધો** પું. [સં. बाध દ્વારા] બાધ, અડચણ, હરકત, 'ઓબ્જેક્શન.' (૨) વિરોધ 'પ્રોટેસ્ટ'. (૩) ઝઘડો, તકરાર. [૰ આવવો, ૰ ઊઠવો, (રૂ.પ્ર.) બાધ ઊભો થવો. ૰ નીકળવો ૰ ઉઠાવવો, ૰ કાઢવો, ૰ લેવો (રૂ.પ્ર.) વિરોધ કરવો.

૦ પડવો (રૂ.પ્ર.) ઝઘડાનું કારણ થવું]

**વાંધો-વચકો** પું. [+જુઓ 'વચકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] વિરોધનું કારણ. (૨) મત-ભેદ

**વાંધો-વષ્ટિ** સ્ત્રી. [+સં. विष्टि] વિરોધ, તકરાર, વૈમનસ્ય

**વાંધો-સાંધો** પું. [જુઓ 'વાંધો.'-દ્વિર્ભાવ.] જુઓ 'વાંધો(૧).'

**વાંપી** ન. એ નામનું એક ફળ-ઝાડ

**વાંફળ** વિ. અસ્થિર સ્વભાવનું, વિકળ, બોલવે બંધ વિનાનું. (૨) વિવેક વગર ખર્ચ કર્યા કરનારું, ઉડાઉ. (૩) તત્ત્વ વગરનું, નિરર્થક, નિરુપયોગી, નકામું. (૪) મૂર્ખ

**વાંફળાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] વાંફળ હોવાપણું

**વાંભ**[1] પું., સ્ત્રી. [સં. व्याम>પ્રા. वाम, પું.] જુઓ 'વામ.[1]'

**વાંભ**[2] (-ભ્ય) સ્ત્રી. [જુઓ 'વાંભવું.'] વાછરડાં ઢોર વગેરેને વાળીને એકઠાં કરવા કરાતો એક પ્રકારનો અવાજ

**વાંભ-જાળ** વિ. [જુઓ 'વાંભ[1]' દ્વારા.] એક વાંભ ઊંડું પાણી હોય તેવું

**વાંભવું** અ.ક્રિ. [રવા.] ગાયો વગેરે પશુઓને ઊંચે અવાજે [બોલાવી એકઠાં કરવાં

**વાંભેર** ન. એ નામની માછલીની એક જાત

**વાંશિયા** જુઓ 'વાંસિયા.'

**વાંશિયું** જુઓ 'વાંસિયું.'

**વાંશિયો** જુઓ 'વાંસિયો.'

**વાંશી** જુઓ 'વાંસી.'

**વાંસ** પું. [સં. वंश>પ્રા. वंस] શેરડીના ઘાટની ખૂબ ઊંચે જતી એક વનસ્પતિ (પોલી અને કઠોર એ બે મુખ્ય જાત. બેઉ પ્રકારના બે પેટા ભેદ છે.) (૨) મોટો રવૈયો, મોઢી રવાઈ (એ પોલા વાંસની પણ હોય છે.) (૩) દસેક ફૂટનું માપ (ખાસ કરી પાણીને માટે). (૪) ન. કડિયાનું ઈંટ છોલવાનું સાધન. [૦ ફરવો (રૂ.પ્ર.) નિર્ધનતા હોવી. ૦ બંધાય (-બન્ધાય) (રૂ.પ્ર.) 'મરી જા' એવી બદ દુઆ. ૦ હોવો (રૂ.પ્ર.) કશું ન હોવું. સૂકો વાંસ મારવો (રૂ.પ્ર.) તદ્દન ના પાડવી]

**વાંસ-કપૂર** ન. [સં. वंश-कर्पूर>પ્રા. वंसकप्पूर] પોલા વાંસમાંથી નીકળતો કપૂર જેવો એક પદાર્થ, વંશ-લોચન

**વાંસ-જાળ** વિ. [જુઓ વાંસ' દ્વારા,] દસ ફૂટ જેટલી ઊંડાઈનું (પાણી)

**વાંસડી** સ્ત્રી. [+ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] બગીચામાં ઊગતું એક જાતનું ઘાસ. (૨) ધોળી શેરડીની એક જાત

**વાંસડો** પું. [પું. [+ગુ. 'ડો' સ્વાર્થે ત.પ્ર.] પોલા વાંસનો તે તે સોટો. [૦ ફરવો (રૂ.પ્ર.) તદ્દન નિર્ધન હોવું]

**વાંસ-દાણા** પું.,બ.વ. [+જુઓ 'દાણા.'] સાબુ-ચોખા જેવાં એક પ્રકારનાં બિયાં

**વાંસદિયું** વિ. [દક્ષિણ ગુજરાતનું એક ગામ 'વાંસદા (-દું)' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ઓછી તાકાતવાળું. (સુ.)

**વાંસ-પૂર** વિ. [+જુઓ 'પૂરવું.'] જુઓ 'વાંસ-જાળ.'

**વાંસફોડ(-ડે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વાંસ-ફોડો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] વાંસ-ફોડાની સ્ત્રી

**વાંસફોડા-વાડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'વાંસ-ફોડો + 'વાડ.[2]'] વાંસ-ફોડા લોકોનો મહોલ્લો

**વાંસફોડી** સ્ત્રી. [જુઓ 'વાંસફોડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], -ફોડણ (-ણ્ય) જુઓ 'વાંસ-ફોડણ.'

**વાંસ-ફોડો** પું. [+જુઓ 'ફોડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] વાંસ ફાડી એની ચીપોનાં સૂંડલા સૂંડલી અને બીજી ચીજો બનાવનાર એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ, બરડો. (સંજ્ઞા.)

**વાંસ-મોતી** સ્ત્રી. [+જુઓ 'મોતી.'] વાંસમાંથી ઉત્પન્ન થતું મનાતું એક પ્રકારનું મોતી [જુઓ 'વાંસળી.' (પદ્યમાં).

**વાંસલડી** સ્ત્રી. [જુઓ 'વાંસળી' + ગુ 'ડ' સ્વાર્થે ત.પ્ર.જુઓ]

**વાંસલવું** સ.ક્રિ. [જુઓ 'વાંસલો,' -ના.ધા.] વાંસલા વતી છોલવું કે ઘડવું. **વાંસલાવું** કર્મણિ., ક્રિ. **વાંસલાવવું** પ્રે.,સ.ક્રિ.

**વાંસલાવવું, વાંસલાવું** જુઓ 'વાંસલવું.'

**વાંસલી** સ્ત્રી. [જુઓ 'વાંસલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાના ઘાટનો વાંસલો

**વાંસલો** પું. [+ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] વાંસના હાથાવાળું (હવે તો લાકડાના જ હાથાવાળું) સુતારનું લાકડાં ઘડવા-છોલવાનું આડી ચપટ ધારનું સાધન. [૦ હલાવી ચાલ્યા જવું (રૂ.પ્ર.) કામ કર્યા વિના જતા રહેવું]

**વાંસ-વંઝા** (-વઞ્ઝા) સ્ત્રી. [+જુઓ 'વંઝા.' આ શબ્દનો સંબંધ સ્પષ્ટ નથી.] જુઓ 'વાંસળી.'

**વાંસળી** સ્ત્રી. [+સં. ल પ્ર.નો વિકાસ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] વાંસનો બનાવેલો પાવો, બંસી, વેણુ. (૨) એક ઉપર બીજો એમ રૂપિયા રાખવાની કાપડની સાંકડી લાંબી કોથળી. (સેંકડા રૂપિયા કલદાર પૂર્વકાલમાં આમાં રખાતા અને એ કેડે બાંધી લેવામાં આવતી.)

**વાંસા-બંડી** (-બણ્ડી) સ્ત્રી. [જુઓ 'વાંસો' + 'બંડી.'] પાસા-બંધ બંડી કે કેડિયું

**વાંસા-મોર** (-રય) ક્રિ.વિ. [જુઓ 'વાંસો' + 'મોર.[2]'] પાછળ અને આગળ, આગળ-પાછળ

**વાંસિ(-શિ)યા** પું.,બ.વ. [જુઓ 'વાંસ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બંસી ચોખા (ચોખાની એક જાત.). (૨) સાબુ-દાણા

**વાંસિ(-શિ)યું** ન. [જુઓ 'વાંસ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] શેરડીના રસની કૂંડી પર ઢાંકવાનું સાધન [ઠગ

**વાંસિ(-શિ)યો** પું. [જુઓ 'વાંસિ(-શિ)યું'] લૂંટારો, ફાંસિયો

**વાંસી(-શી)** સ્ત્રી. [સં. वंशिका>પ્રા. वंसिआ] છેડે નાનું દાતરડા જેવું હથિયાર જડ્યું હોય તેવો ફળો વગેરે તોડવાનો વાંસડો. (૨) શેરડીની એક જાત. (૩) ચોખાની એક જાત, બંસી ચોખા

**વાંસે** ના.યો. [જુઓ 'વાંસો' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] પાછળ, પછવાડે, પાછલી બાજુ, પૂંઠળ, પૂંઠે, કેડે. [૦ પડવું, ૦ લાગવું (રૂ.પ્ર.) કેડો કે ખાર કરવો. (૨) હેરાન કરવું]

**વાંસો** પું. [સં. वंशक->પ્રા. वंसअ-] શરીરનો ઉપરનો ધડનો પાછલો ભાગ, પીઠ, બરડો. [૦ કરવો (રૂ.પ્ર.) વાંસા ઉપર સાબુ વગેરે લગાડી સ્વચ્છ કરવો. ૦ ઢાળવો (રૂ.પ્ર.) લાંબા થઈ સૂવું. ૦ થાબડવો (રૂ.પ્ર.) ઉત્તેજન આપવું. (૨) ધન્યવાદ આપવા. ૦ દેવો (રૂ.પ્ર.) સહાય કરવી. (૨) ટેકો આપવો. ૦ ફાટવો (રૂ.પ્ર.) બરડામાં કળતર થવી. ૦ બતાવવો (રૂ.પ્ર.) ચાલતા થવું. ૦ ભારે થવો (રૂ.પ્ર.) માર થવાનાં લક્ષણ થવાં, માર મારી હલકો કરવાની

જરૂર થવી. ૦ભાંગવો, ૦હલકો કરવો (રૂ.પ્ર.) માર મારવો]

**વાંસોડ** ન. [જુઓ 'વાંસ' દ્વારા.] વાંસનું બજાર

**વાંસો-વાંસ (-સ્ય)** ક્રિ.વિ. [જુઓ 'વાંસો,' દ્વિર્ભાવ.] તરત પછવાડે, વાંસે અને વાંસે

**વિ–** ઉપ. [સં.] વિશેષ વિરોધ અભાવ ફેરફાર વગેરે અર્થ બતાવતો ઉપસર્ગ (અનેક સં. તત્સમ શબ્દો ગુજ. માં જાણીતા છે.) [વિનાનું, બોડું

**વિ-કચ** વિ. [સં.] વિકસેલું, ખીલેલું, પ્રફુલ્લ. (૨) વાળ

**વિ-કટ** વિ. [સં.] દુર્ગમ, (૨) અઘરું, કઠિન. (૩) ભયાનક, ભયંકર, બિહામણું, વિકરાળ

**વિકટાકાર** પું. [+ સં. आ-कार], **વિકટાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कृति] બિહામણો ઘાટ. (૨) વિ. બિહામણા ઘાટવાળું

**વિ-કત્થન** ન. [સં.] ખોટી ડંફાસ, બડાઈ, આપ-વડાઈ

**વિ-કરણ[1]** ન. [સં.] છિન્નભિન્ન-તા, નાશ, 'ડિસ્ટોર્શન' (ગુ.મો.શે.)

**વિકરણ[2]** પું. [સં.] સંસ્કૃત ભાષાના ધાતુઓને ગણકાર્ય થતું હોય તેવા કાળનાં કર્તરિ રૂપાખ્યાન કરતી વેળા કાળના પ્રત્યયોની પહેલાં ધાતુને લગાડાતો મધ્યગ, 'કૉન્જ્યુગેશનલ સાઇન.' (વ્યા.)

**વિ-કરણ[3]** વિ. [સં.] ઇંદ્રિયો વિનાનું

**વિ-કરાલ(-ળ)** વિ. [સં.] અતિ કરાળ, ખૂબ જ ભયાનક, ભીષણ, ઘણું બિહામણું

**વિ-કર્ણ** વિ. [સં.] કાન વિનાનું, બોચું. (૨) ખૂણા ખાંચા વિનાનું. (૩) પું. ચતુષ્કોણનાં સામસામાં બે કોણ-બિંદુને જોડનારી સીધી લીટી, 'ડાયેગોનલ.' (૪) દુર્યોધન કૌરવનો એક ભાઈ. (સંજ્ઞા.) (૫) અંગરાજ કર્ણનો પુત્ર. (સંજ્ઞા.)

**વિ-કર્મ** ન. [સં.] શાસ્ત્રોએ જેની મનાઈ કરી હોય તેવું કર્મ, નિષિદ્ધ કર્મ, ખરાબ કર્મ, દુરાચરણ, દુષ્કર્મ

**વિ-કર્ષણ** ન. [સં.] પાછું ખેંચવું કે ધકેલવું એ, 'રિપલ્શન' (જે.હિ.)

**વિ-કલ(-ળ)** વિ. [સં.] વ્યાકુળ, વિહ્વળ. (૨) ભય-ભીત, ગભરાયેલું, ગાભરું. (૩) શક્તિ વિનાનું, અ-સમર્થ. (૪) પું. કળાનો ૬૦ મો ભાગ, વિકળા. (જ્યો.)

**વિ-કલન** ન. [સં.] છૂટું પાડી નાખવું એ, 'ડિસ્ટ્રિબ્યુશન'

**વિકલન-નિયમ** પું. [સં.] કૌંસની અંદર અનેક રાશિઓ + અથવા –થી જોડાયેલી હોય અને એ આખા કૌંસને કોઈ એક રાશિથી ભાગવો યા ગુણવો હોય ત્યારે કૌંસની દરેક રાશિને એ રાશિથી ભાગી કે ગુણીને છૂટા છૂટા લખવાનો નિયમ, 'લૉ ઑફ ડિસ્ટ્રિબ્યુશન.' (ગ.)

**વિ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] પરિધનો નાનો ભાગ. (૨) એક અંશનો ૩૬૦૦ મો ભાગ, કળાનો ૬૦ મો ભાગ, વિકળ

**વિકલાંગ** (વિકલાઙ્ગ) વિ. [સં. विकल + अङ्ग] શરીરે ખોડ-ખાંપણવાળું. (૨) વ્યાકુળ

**વિકલેંદ્રિય** (વિકલેન્દ્રિય) વિ. [સં. विकल + इन्द्रिय] એકથી વધુ ઇંદ્રિયોની ખામીવાળું

**વિ-કલ્પ** પું. [સં.] વિપરીત કે વિરુદ્ધ કલ્પના કે વિચાર. (૨) ચાલી શકે તેવી બે કે અનેક વસ્તુઓમાંથી ગમે તે એક લેવાની છૂટ, પસંદગી 'ઑપ્શન,' 'ઑલ્ટર્નેટિવ.' (૩) તર્ક-વિતર્ક, 'સ્યુડો-કૉન્સેપ્ટ' (ન.પા.) (૪) સંદેહ, અ-નિશ્ચય. (૫) ઐચ્છિક વિષય. (૬) સમાધિનો એક પ્રકાર. (યોગ.)

**વિ-કલ્પન** ન. [સં.] બેમાંથી એકનું હોવાપણું

**વિકલ્પન-વ્યાપાર** પું. [સં.] તારવવાની ક્રિયા, 'પ્રૉસેસ ઑફ ઍબ્સ્ટ્રેક્શન' (પ્રા.વિ.)

**વિકલ્પ-નિર્દેશ** પું. [સં.] પૃથક્કરણાત્મક નિર્ણય, 'ઍનેલીટિક જજ્મેન્ટ' (મ.ન.)

**વિ-કલ્પના** સ્ત્રી. [સં.] વિપરીત કે વિરુદ્ધ યા વિશેષ કલ્પના

**વિકલ્પ-વાચક** વિ. [સં.], **વિકલ્પ-વાચી** વિ. [સં.,પું.] વિકલ્પનો બોધ કરનારું, વિકલ્પ બતાવનારું

**વિકલ્પ-વાદ** પું. [સં.] બેમાંથી કે વધુમાંથી કોઈ પણ એકને સ્વીકારવામાં બાધ નહિ એવો મત-સિદ્ધાંત

**વિકલ્પવાદી** વિ. [સં.,પું.] વિકલ્પ-વાદમાં માનનારું

**વિકલ્પ-સ્વરૂપ** ન. [સં.] બે કે વધુમાંથી હરકોઈ એકનું હોવાપણું

**વિકલ્પાત્મક** વિ. [+ સં. आत्मन्-क] વિકલ્પ-સ્વરૂપનું

**વિકલ્પાસહ** વિ. [સં. विकल्प + अ-सह] વિકલ્પ નિભાવી ન શકે તેવું [બીજું હોય એમ

**વિકલ્પે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] એકના બદલામાં

**વિ-કસવું** અ.ક્રિ. [સં. वि-कस्, તત્સમ] ઊઘડવું, ખીલવું, પ્રફુલ્લિત થવું. **વિકસાવું** ભાવે., ક્રિ. **વિકસાવવું** પ્રે. સ.ક્રિ.

**વિકસાવવું, વિકસાવું** જુઓ 'વિકસવું'માં.

**વિકસિત** વિ. [સં.] વિકસેલું, ઊઘડેલું, ખીલેલું, પ્રફુલ્લ

**વિકળ** જુઓ 'વિકલ.'

**વિકળ-તા** જુઓ 'વિકલ-તા.'

**વિકળા** જુઓ 'વિકલા.'

**વિકળો** પું. કાંટાવાળું એક ઝાડ [(લા.) શત્રુ વિનાનું

**વિ-કંટક** (-કણ્ટક) વિ. [સં.] કાંટા વિનાનું, નિષ્કંટક. (૨)

**વિ-કંપ** (-કમ્પ) પું., **-પન** ન. [સં.] સખત ધ્રુજારી

**વિ-કંપિત** (-કમ્પિત) વિ. [સં.] સખત ધ્રૂજી ઊઠેલું, થર-થરી ગયેલું

**વિકૌંસી-કરણ** (વિકૌંસી-) ન- ['કૌંસ'ના સંસ્કૃતીકરણ કંસની પૂર્વે વિ. એમ સસ્કૃતાભાષી + સં.] કૌંસ વિનાનું કરવું એ, કૌંસ દૂર કરવાની ક્રિયા. (ગ.)

**વિ-કાર** પું. [સં.] કોઈ પણ પદાર્થની અસલ સ્થિતિમાં થતો પરિવર્તન-રૂપ ફેરફાર, 'મૉડિફિકેશન.' (૨) બગાડ, ખરાબી. (૩) મનનો પરિવર્તનાત્મક ગુણ. (૪) માનસિક કે શારીરિક ઉત્તેજના, 'ઇમોશન' (ર.મ.). (૫) શરીરમાંનું રોગાત્મક પરિ-વર્તન

**વિકારક** વિ. [સં.] પરિ-વર્તન કરનારું, પરિવર્તક

**વિકાર-વશ** વિ. [સં.] વિકારને તાબે થયેલું, વિકારાધીન

**વિકારવું** સ.ક્રિ. [સં. वि + कृ-कर्नु પ્રે. वि-कार्, તત્સમ] ઉત્તેજવું, ઉશ્કેરવું. (૨) બોલાવવું [થનારું

**વિકાર-શીલ** વિ. [સં.] વિકૃતિ થવાને ટેવાયેલું, વિકારવશ

**વિકાર-હેતુ** પું. [સં.] વિકાર થવાનું કારણ

**વિકારાધીન** વિ. [સં, विकार + अधीन] જુઓ 'વિકાર-વશ.'

**વિકારાભાવ** પું. [+સં. अ-भाव] વિકાર ન થવો એ, અવિકારિ-તા, નિર્વિકાર સ્થિતિ

**વિકારી** વિ. [સં.,પું.] વિકારવાળું. (૨) જેમાં ફેરફાર થયા કરે તેવું. (૩) ખરાબ ભાવનાવાળું. (૪) રોગાત્મક, 'મૉર્બિડ' (ક.મા.) (૫) જેના અંગમાં ફેરફાર થાય તેવું, વિકારક (વિશેષણનું અંગ તેમજ એ-પ્રકારનાં બીજાં રૂપોનું અંગ). (વ્યા.)

**વિકારોત્તેજક** વિ. [+સં. उत्तेजक] વિકારને ઉશ્કેરનારું

**વિકારોત્પાદક** વિ. [+સં. उत्पादक] વિકાર કરનારું, વિકારક

**વિકાર્ય** વિ. [સં.] જેમાં વિકાર થાય તેવું, વિકારી. (વ્યા.)

**વિકાર્ય-પદ** વિ. [સં.] જેના સ્વરૂપમાં ફેરફાર થાય તેવું, ઇ-ફ્લેક્ટિવ' (રા.પે.બ.) [રજૂઆત

**વિકાશ** પું. [સં.] દેખાવું એ. (૨) પ્રકાશવું એ. (૩)

**વિકાશક** વિ. [સં.] વ્યક્ત થનારું. (૨) પ્રગટનારું. (૩) રજૂ કરનાર [કાશવું. (૩) રજૂ થવું

**વિકાશવું** અ.ક્રિ. [સં. वि-काश् તત્સમ] દેખાવું. (૨) પ્ર-

**વિ-કાસ** પું. [સં.] ઊઘડવું એ, ખીલવું એ, પ્રફુલ્લિત થવું એ. કોઈ પણ પદાર્થની વૃદ્ધિના રૂપની સ્થિતિ, 'એવોલ્યુશન' (કે.હ.) (૩) ફેલાવ, વિસ્તાર, 'ડેવલપમેન્ટ, 'એક્સ્પા-ન્શન'.' (૪) પ્રગતિ, 'પ્રોગ્રેસ' (દ.બા.)

**વિ-કાસક** વિ. [સં.] વિકાસ કરનારું, વિકસનારું

**વિકાસ-ક્રમ** પું. [સં.] ઉત્ક્રમણની પરંપરા, વિકાસનું એક પછી એક આવતું પગથિયું, 'એવોલ્યુશન' (ન.ભો.)

**વિકાસ-ક્ષમ** વિ. [સં.] ખીલવાની શક્તિવાળું, ખીલે તેવું, વિકસે તેવું, 'વાયેબલ'

**વિકાસ-ક્ષેત્ર** ન. [સં.] જ્યાં વિકસવાનું કાર્ય થતું હોય તેવું સ્થાન કે વિસ્તાર, 'સેક્ટર ઑફ ડેવલપમેન્ટ'

**વિકાસ-ઘટક** પું. [સં.] જ્યાં વિકાસનું કાર્ય થતું હોય તેવું ખાતું, 'બ્લૉક ડેવલપમેન્ટ'

**વિકાસ-દશા** સ્ત્રી. [સં.] વિકાસની અવસ્થા, ખિલવણીની પરિસ્થિતિ [(દ.બા.)

**વિકાસ-પર,૦ક** વિ. [સં.] વિકાસના ઉદ્દેશવાળું, 'લિબરલ'

**વિકાસ-વાદ** પું. [સં.] જગતના પદાર્થોનું ઉત્ક્રમણ થયા કરે છે એ પ્રકારનો મત – સિદ્ધાંત, 'થિયરી ઑફ એ-વોલ્યુશનરી સ્કૂલ' (શ.બ.આ.), 'એવોલ્યુશન' (આ.બા.)

**વિકાસવાદી** વિ. [સં.,પું.] વિકાસ-વાદમાં માનનારું, 'એવો-લ્યુશનિસ્ટ.' (૨) વિકાસ-વાદને લગતું

**વિકાસ-વાંછુ** (-વાગ્-છુ), ૦ક વિ. [સં.] વિકાસની ઇચ્છા રાખનારું, ખીલવા માગતું [જુઓ 'વિકસવું.'

**વિ-કાસવું** અ.ક્રિ. [સં. वि-कस् ના विकास् દ્વારા ના.ધા.]

**વિકાસ-વેરો** પું. [+ જુઓ 'વેરો.'] નગર વગેરેનો વિકાસ થતાં એ અંગે લેવામાં આવતો કર, 'બેટરમેન્ટ ટેક્સ'

**વિકાસ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] વિકાસ પ્રાપ્ત થવો એ

**વિકાસ-સ્થાન** ન. [સં.] વિકાસ થવાની જગ્યા

**વિકાસાતીત** વિ. [+ સં. अतीत] વિકાસની સ્થિતિને વટાવી ગયેલું, વિકાસથી પર

**વિકાસાભાવ** પું. [+સં. अ-भाव] વિકાસ ન થવો એ, ખિ-લવણીનો અભાવ [પહોળું. (૩) ખીલતું, ઊઘડતું

**વિકાસી** વિ. [સં.] વિકાસવાળું, વિકસનારું. (૨) ખૂલતું,

**વિકાસોન્મુખ** વિ. [+સં. उन्मुख] વિકાસ થવા ચાહતું, વિકાસ માટે આતુર. (૨) વિકાસ તરફ વળેલું

**વિક્રિટ** જુઓ 'વિકેટ.'

**વિક્રિટ-કીપર** જુઓ 'વિકેટ-કીપર.' [(પ.વિ.)

**વિ-કિરણ** ન. [સં.] ફેલાઈ રહેવું એ, પ્રસરણ, 'રેડિયેશન'

**વિકિરણધર્મિ-તા** સ્ત્રી. [સં.] પ્રસરવાના લક્ષણવાળું હોવા-પણું, 'રેડિયો-ઍક્ટિવિટી' [યો-ઍક્ટિવ'

**વિકિરણ-ધર્મી** વિ. [સં.,પું.] પ્રસરવાના લક્ષણવાળું, 'રેડિ

**વિકિરણ-માપક** ન. [સં.] પ્રસરવાને માપવાનું યંત્ર, 'બોલો-મીટર'

**વિકિરિત** વિ. [સં. विकीर्ण, આ સંસ્કૃતાભાસી નવો] વિકિરણ પામેલું કે પામતું, 'રેડિયન્ટ' (પ.વિ.)

**વિ-કીર્ણ** વિ. [સં.] પથરાયેલું, ફેલાયેલું. (૨) વેર-વિખેર થઈ ગયેલું, વિખરાયેલું, 'ડિફ્યુઝ્ડ' (મ.ન.) [બુઠ્ઠું

**વિકુંઠિત** (-ણ્ઠિત) વિ. [સં.] સાવ કુંઠિત થઈ ગયેલું, તદ્દન

**વિ-કૃત** વિ. [સં.] વિકાર પામેલું. (૨) બગડી ગયેલું. (૩) આકાર પલટી ગયો હોય તેવું, બેડોળ, કદરૂપું, 'ઍબ્નૉ-ર્મલ' (ભૂ.ગો.) [ભ્રષ્ટ ચિત્તવાળું

**વિકૃત-ચિત્ત** વિ. [સં.] ચસકેલા મગજવાળું, ગાંડું. (૨)

**વિકૃત-પરિણામ-વાદ** પું. [સં.] વિકાસ થતો આવતાં પદાર્થ-ના સ્વરૂપમાં ફેરફાર થતો આવે એ પ્રકારનો મત-સિદ્ધાંત

**વિકૃતપરિણામવાદી** વિ. [સં.,પું.] વિકૃત-પરિણામ-વાદમાં માનનારું

**વિકૃતમાનસ-વિદ્યા** સ્ત્રી. [સં.] મનની વિકૃતિ જાણવાનું શાસ્ત્ર, 'સાઇકો-પેથોલૉજી' (ભૂ.ગો.) [વર્ગ. (પિં.)

**વિ-કૃતિ** સ્ત્રી. [સં.] વિકાર. (૨) ૨૩ અક્ષરોના છંદનો

**વિકૃત-ચિત્ર** ન. [સં.] ઠઠ્ઠા-ચિત્ર, 'કૅરિકેચર'

**વિ-કૃષ્ટ** વિ. [સં.] ખેંચવામાં આવેલ, ખેંચાયેલું. (૨) તાણી કાઢવામાં આવેલું. (૩) ત્રિખૂણિયું રંગપીઠ. (નાટ્ય.)

**વિકે(-ક્રિ)ટ** સ્ત્રી. [અં. 'વિકેટ્.'] ક્રિકેટની રમતમાં રમનાર-ની પાછળ ત્રણ અને દડો ફેંકનાર બાજુની એક એ પ્રત્યેક દાંડી–એના દરેક ચકલાવાળી, 'સ્ટમ્પ.' [૦ ઊડવી, ૦ પડવી (રૂ.પ્ર.) રમનારને હાથે દડો વિકેટમાં અથડાવો. ૦ લેવી (રૂ.પ્ર.) રમનારને 'આઉટ' (હારેલો) કરવો]

**વિકે(-ક્રિ)ટ-કીપર** પું. [+અં.] રમનાર બાજુની ત્રણ વિકેટોની પાછળ ઊભેલો દડો ફેંકનારના પોતા તરફ આવતા દડાને પકડનાર રમનાર

**વિકેંદ્ર** (વિકેન્દ્ર), **વિકેંદ્રિત** (-કેન્દ્રિત) વિ. [સં.] કેંદ્ર-બિંદુ કે કેંદ્ર-સ્થાનમાંથી દૂર થયેલું કે કરેલું, 'ડિસેન્ટ્રલાઇઝ્ડ'

**વિકેંદ્રી-કરણ** (વિકેન્દ્રી-) ન. [સં.] કેંદ્ર-બિંદુ કે કેંદ્ર-સ્થાન-માંથી દૂર કરવાપણું, 'ડિસેન્ટ્રલિઝેશન'

**વિક્ટોરિયા** સ્ત્રી. [અં.] ઇંગ્લૅન્ડની એ નામની એક મહા-રાણી અને પરાધીન ભારતની-સમ્રાજ્ઞી. (૨) એક ઘોડા-વાળી પાલખી ઘાટની બગી

**વિ-ક્રમ** પું. [સં.] પરાક્રમ, બહાદુરી. શૌર્ય, વીરતા. (૨)

વિજય, જીત. (૩) નોંધપાત્ર-તા, 'રેકૉર્ડ.' (૪) વિક્રમ સંવત્સરનો સ્થાપક ગણાતો ઉજ્જયનીનો એક સમ્રાટ. (સંજ્ઞા.) [સંવત્સર

**વિક્રમ-કાલ(-ળ)** પું. [સં.] વિક્રમાદિત્યના નામથી ચાલતો

**વિક્રમ-વર્ષ** ન. [સં.] કાર્તિક સુદિ ૧ થી આસો વદિ અમાસ સુધીનું વિક્રમ-કાલનું વરસ (હાલાર વગેરેમાં પૂર્વની આષાઢ સુદિ ૧થી જેઠ વદિ અમાસનું ગણાતું, મારવાડ-ઉત્તર પ્રદેશ-માળવા વગેરેમાં પૂર્વની ચૈત્ર સુદિ ૧ થી ફાગણ વદિ અમાસ સુધીનું)

**વિક્રમ-શાળી** વિ. [સં.,પું.] પરાક્રમી, બહાદુર

**વિક્રમ-શીલ** વિ. [સં.] હમેશાં વિજય મેળવ્યા કરતું

**વિક્રમ-સંવત (-સંવ્વત)** પું. [સં. संवत्सर નો સંક્ષેપ. संवत्], **-ત્સર** પું. [સં.] જુઓ 'વિક્રમ-કાલ.'

**વિક્રમાદિત્ય** પું. [+સં. आदित्य] એક મતે ઈ. સ. ૫૬ આસપાસ ઉજ્જયિનીના માલવ-ગણ-રાજ્યનો એ નામનો શાસક, બીજે મતે ઈ. સ.ના ગુપ્તવંશનો સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય (આ બેમાંથી એકને નામે પાછળથી સંવતને નામ મળ્યું. (સંજ્ઞા.)

**વિક્રમાર્ક** પું. [+સં. अर्क] જુઓ 'વિક્રમાદિત્ય.'

**વિક્રમી** વિ. [સં.,પું.] પરાક્રમી, બહાદુર

**વિ-ક્રય** પું. [સં.] વેચાણ, વિક્રી, વકરો

**વિક્રાંત (-ક્રાન્ત)** વિ. [સં.] પ્રબળ પરાક્રમી. (૨) (લા.) બિહામણું, વિકરાળ

**વિ-ક્રિયા** સ્ત્રી. [સં.] વિકાર, વિકૃતિ

**વિક્રી** સ્ત્રી. [સં. विक्रय > હિં.] જુઓ 'વિક્રય.'

**વિ-ક્રીત** વિ. [સં.] વેચેલું [દર, વેચાણ-કિંમત

**વિક્રી-દર** પું. [જુઓ 'વિક્રી'+'દર,' હિં.] વેચાણનો

**વિક્રી-પત્ર** પું. [જુઓ 'વિક્રી'+સં., ન.] વેચાણનું ભરતિયું, 'બિલ' [યોગ્ય, વેચવા જેવું

**વિક્રી-પાત્ર, વિક્રી-યોગ્ય** વિ. [જુઓ 'વિક્રી'+સં.] વેચવા

**વિક્રી-લેખ** પું. [જુઓ 'વિક્રી+સં.] વેચાણનો દસ્તાવેજ

**વિ-ક્રેતા** સં. [પું.] વેચાણ કરનાર, વેચનાર

**વિ-ક્રેય** વિ. [સં.] વેચવા લાયક. (૨) ન. વેચવા પાત્ર વસ્તુ

**વિ-ક્લવ** વિ. [સં.] ડરી ગયેલું, ભયભીત થઈ ગયેલું. (૨) ડરપોક, બીકણ. (૩) ખળભળી ઊઠેલું. (૪) વિહ્વળ, બેચેન

**વિ-ક્ષિપ્ત** વિ. [સં.] વિક્ષેપ પામેલું, અડચણ પામેલું. (૨) ફેંકાઈ ગયેલું. (૩) વેરાયેલું

**વિક્ષિપ્ત-ચિત્ત** વિ. [સં.] જેનું ચિત્ત વિક્ષેપ પામ્યું હોય તેવું

**વિક્ષિપ્તાવસ્થા** સ્ત્રી. [+સં. अव-स्था] ચિત્તની પાંચ માંહેની યોગની એક સ્થિતિ. (યોગ.) [નીચું થઈ ગયેલું

**વિ-ક્ષુબ્ધ** વિ. [સં.] ખળભળી ઊઠેલું, માનસિક રીતે ઊંચું

**વિ-ક્ષેપ** પું. [સં.] બાધા, અડચણ, નડતર, આડચ. (૨) અસ્થિરતા. (૩) મૂંઝવણ. (૪) વિલંબ, વાર. [૦ પાડવો (રૂ.પ્ર.) વિઘ્ન આવવું, નડતર થવી]

**વિ-ક્ષેપક** વિ. [સં.] વિક્ષેપ કરનારું

**વિ-ક્ષેપણ** ન. [સં.] જુઓ 'વિ-ક્ષેપ.'

**વિ-ક્ષોભ** પું. [સં.] ખળભળાટ, માનસિક રીતે ઊંચા થઈ જવાપણું, 'ટ્રૉમા' (ભૂ. ગો.), 'એજિટેશન' (મ.ન.)

**વિખ** ન. [સં. विष, ઉચ્ચારભેદ માત્ર] વિષ, ઝેર. [૦ખાવવું (રૂ.પ્ર.) શત્રુતાનું કારણ આપવું]

**વિખ-ડું,-ણું** ન. [ગુ. 'ડું'-'ણું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વિખ.' (પદ્યમાં). [એક વેલ

**વિખ-મોગરી** સ્ત્રી. [+જુઓ 'મોગરી.[૧]'] એ નામની

**વિખરડો** પું. નખથી પડેલો ઉઝરડો, વિખોડો

**વિખરાવવું** જુઓ 'વીખરવું'માં.

**વિખ-વાણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'વિખ'+'વાણી.'] કડવાં વેણ, ઝેરી બોલ, મહેણું

**વિખ-વાદ** પું. [જુઓ 'વિખ'+સં.] શત્રુતા ઊભી થાય એવું કથન. (૨) ઝઘડો, ટંટો, બોલાચાલી, વાગ્યુદ્ધ

**વિખાવવું, વિખાવું** જુઓ 'વીખવું'-'વીંખવું'માં.

**વિખિયા** સ્ત્રી. [સ. वेश्या નું વિકૃત ઉચ્ચારણ] વેશ્યા, કુલટા, રંડી (તિરસ્કારમાં)

**વિખૂટું** વિ. છૂટું પડી ગયેલું, એકલું જુદું પડી ગયેલું

**વિખે** ના.યો. [સં. विषये > જૂ. ગુ. 'વિષઇ'-'વિષે'નું ગુ. ઉચ્ચારણ. (જૂ.ગુ.)] વિશે, અંદર

**વિખેરવું** જુઓ 'વીખરવું'માં. **વિખેરાવું** કર્મણિ., ક્રિ. **વિખેરાવવું** પુન.,પ્રે., સ.ક્રિ

**વિખેરાવવું, વિખેરાવું** જુઓ 'વિખેરવું'માં.

**વિખેરી** ન. એ નામનું એક ઝાડ

**વિખોડિયો, વિખોડો** પું. [જુઓ 'વિખર ।' + પ્રવાહી ઉચ્ચારણ +ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વિખરડો.'

**વિ-ખ્યાત** વિ. [સં.] પ્રખ્યાત, નામાંકિત, કીર્તિમાન, જાણીતું, નામી, સુપ્રસિદ્ધ [કીર્તિ, યશ, નામના

**વિ-ખ્યાતિ** સ્ત્રી. [સં.] પ્રખ્યાતિ, નામાંકિતપણું, સુપ્રસિદ્ધિ,

**વિ-ખ્યાપન** ન. [સં.] જાહેરાત, પ્રસિદ્ધિ

**વિ-ગઠન** ન. [હિં.] વિઘટન, ભિન્ન ભિન્ન કરવાપણું. (૨) પદાર્થોના રાસાયણિક ઘટક છૂટા પડવા, 'ડિકૉમ્પોઝિશન'

**વિ-ગત[૧]** વિ. [સં.] ચાલ્યું ગયેલું. (૨) મરણ પામેલું

**વિગત[૨] (-ત્ય)** સ્ત્રી. [સં. व्यक्ति દ્વારા] પ્રત્યેક બીના, દરેકે દરેક હકીકત, 'સ્પેસિફિકેશન.' [૦ પડવી (રૂ.પ્ર.) ઓળખાવું, સમઝાવું. (૨) ખુલાસો થવો]

**વિગત-વાર (વિગત્ય-)** ક્રિ.વિ. [જુઓ 'વિગત[૨]'+ 'વાર[૩]'-(પ્રમાણે)] પ્રત્યેક હકીકત છૂટે છૂટી હોય તેમ, પતસીલવાર, 'ડિટેઇલ્ડ'

**વિ-ગતિ** સ્ત્રી. [સં.] અવ-ગતિ, અધો-ગતિ

**વિગતે (-ત્યે)** ક્રિ.વિ. [જુઓ 'વિગત[૨]'+ગુ. 'એ' ત્રી. વિ., પ્ર.] જુઓ 'વિગત-વાર.'

**વિગતેચ્છ** વિ. [સં. वि-गत + इच्छा, બ. વ્રી.] ઇચ્છાઓ જેની તદ્દન શમી ગઈ હોય તેવું, નિષ્કામ, ઇચ્છા-રહિત

**વિગતે-થી (વિગત્યે-થી)** ક્રિ.વિ. [જુઓ 'વિગતે' + ગુ. 'થી' પાં. વિ. નો અનુગ] જુઓ 'વિગત-વાર.'

**વિ-ગમન** ન. [સં.] સૂચનાત્મક અનુભવ, 'ઇન્ડક્શન' (દ.ભા.)

**વિગમનાત્મક** વિ. [+સં. आत्मन्-क] વિગમન-રૂપ, 'ઇન્ડક્ટિવ' (દ.ભા.) [પાકી ગયેલું

**વિ-ગલિત** વિ. [સં.] પડી ગયેલું, ટપકી પડેલું, (૨) તદ્દન

**વિ-ગાઢ** વિ. [સં.] અત્યંત ગાઢ, ઘણું જ, પુષ્કળ

**વિ-ગુણ** વિ. [સં.] ગુણ-રહિત, ગુણ-હીન. (૨) વિરુદ્ધ ગુણ-લક્ષણવાળું, વિજાતીય [પિતૃ-વંશનું, અ-સગોત્ર

**વિગોત્રી** વિ. [સં. वि-गोत्र + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] ભિન્ન

**વિ-ગ્રહ** પું. [સં.] શરીર, દેહ. (૨) ઝઘડો, ટંટો, કંકાસ. (૩) યુદ્ધ, લડાઈ, સંગ્રામ. (૪) સમાસ છોડતાં સમાસના અંગરૂપ શબ્દોને વિભક્તિવાળાં રૂપોમાં કરી છૂટા પાડવા એ (વ્યા.) [કલ' (ર.પ્રે.બ.)

**વિગ્રહ-ક્ષમ** વિ. [સં.] પૃથક્કરણ કરાવા પાત્ર, 'એનૅલીટિ-

**વિગ્રહ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] ઝઘડાખોર, કજિયાખોર, કંકાસિયું [ઝઘડાળુ વૃત્તિ

**વિગ્રહખોરી** સ્ત્રી. [ફા. પ્રત્યય] વિગ્રહ-ખોર હોવાપણું,

**વિગ્રહ-પરસ્ત** વિ. [+ જુઓ 'પરસ્ત.'] જુઓ 'વિગ્રહ-ખોર.'

**વિગ્રહ-પરસ્તી** સ્ત્રી. [+ જુઓ 'પરસ્તી.'] જુઓ 'વિગ્રહ-ખોરી'-'વૉર-મૉંગરિંગ.'

**વિગ્રહ-ભાન** ન. [સં.] દેહનો ખ્યાલ, શરીરનો ખ્યાલ

**વિગ્રહ-ભૂમિ** સ્ત્રી. [સં.] યુદ્ધ-ભૂમિ, રણાંગણ

**વિગ્રહ-રેખા** સ્ત્રી. [સં.] શબ્દો છૂટા પાડવા પ્રયોજાતી નાની રેખા, લઘુ રેખા

**વિગ્રહ-વાન** વિ. [સં. °वान्] શરીર, દેહધારી

**વિ-ઘટક** વિ. [સં.] જુદું જુદું પાડનાર, પૃથક્કરણ કરનાર, (૨) તોડી ફોડી નાખનાર, 'ડિસિન્ટીગ્રેઇટિંગ'

**વિ-ઘટન** ન. [સં.] જુદું પાડી નાખવું એ, પૃથક્કરણ કરવું એ. (૨) તોડી ફોડી નાખવું એ [ફોડી નાખેલું

**વિ-ઘટિત** વિ. [સં.] જુદું જુદું પાડેલું, પૃથક્કૃત. (૨) તોડી

**વિ-ઘટ્ટન** ન., -ના સ્ત્રી. [સં.] જુઓ 'વિ-ઘટન.' (૨) ઘસી નાખવું એ. (૩) વિખેરી નાખવું એ

**વિ-ઘટ્ટિત** વિ. [સં.] જુઓ 'વિ-ઘટિત.' (૨) ઘસી નાખેલું. (૩) વિખેરી નાખેલું

**વિઘરાવવું** જુઓ 'વીઘર(-રા)વું'માં.

**વિઘરો** પું. [સં. विग्रह-क- > પ્રા.विग्घरअ-] જુઓ 'વિગ્રહ (૨, ૩).' [(૩) બાધા, અડચણ, વિઘ્ન

**વિ-ઘાત** પું. [સં.] આઘાત, પ્રહાર. (૨) સંહાર, નાશ,

**વિ-ઘાતક** વિ. [સં.] વિ-ઘાત કરનાર

**વિઘાતી** વિ. [સં.,પું.] જુઓ 'વિ-ઘાતક.'

**વિઘોટિયું** વિ. [જુઓ 'વિઘોટી' + ગુ. 'ઇયું' ત. પ્ર.] વિઘોટીને લગતું, વિઘોટીવાળું

**વિઘોટી** સ્ત્રી. [સં. विग्रह-वृत्तिका > પ્રા. विग्गह-वट्टिआ-] ખેતરમાં વીઘાના હિસાબે આકારવામાં આવતું મહેસૂલ

**વિઘ્ન** ન. [સં.] નડતર, અડચણ, હરકત, અંતરાય. (૨) મુશ્કેલી, સંકટ, બાધા

**વિઘ્ન-કર્તા** વિ. [સં.,પું.], **વિઘ્ન-કારક** વિ. [સં.], **વિઘ્ન-કારી** વિ. [સં.,પું.] વિઘ્ન કરનારું

**વિઘ્ન-નાશક**, ન. વિ. [સં.] વિઘ્નનો નાશ કરનાર

**વિઘ્ન-પરંપરા** (-પરમ્પરા) સ્ત્રી. [સં.] વિઘ્નોની હારમાળા, એક પછી એક વિઘ્ન નડવાં એ

**વિઘ્ન-સંતોષી** (-સન્તોષી) વિ. [સં.,પું.] બીજાને વિઘ્ન કરી આનંદ માણનાર, વિઘ્ન કરીને રાજી થનાર

**વિઘ્ન-હર** વિ. [સં.], **વિઘ્ન-હર્તા** વિ. [સં.,પું.], **વિઘ્ન-હારક** વિ.,પું.], **વિઘ્ન-હારી** વિ. [સં.,પું.] વિઘ્ન દૂર કરનાર [અડચણથી થંભાવી દીધેલું

**વિઘ્નિત** વિ. [સં.] જેને વિઘ્ન કરવામાં આવ્યું હોય તેવું,

**વિઘ્નેશ,-શ્વર** પું. [+ સં. ईश,-ईश्वर] વિઘ્ન દૂર કરાવનાર મનાતા—ગણપતિ [ચતુર. (૨) ચપળ, ચાલાક

**વિ-ચક્ષણ** વિ. [સં.] તીવ્ર સમજ-શક્તિવાળું, બુદ્ધિમાન,

**વિ-ચરણ** ન. [સં.] વિચરવું એ, ફરવું એ, આમતેમ હિલચાલ કરવી એ

**વિ-ચરવું** અ.ક્રિ. [સં. वि-चर्, તત્સમ] હરવું ફરવું, ટહેલવું, **વિચરાવું** ભાવે., ક્રિ. **વિચરાવવું** પ્રે.,સ.ક્રિ.

**વિચરાવવું, વિચરાવું** જુઓ 'વિચરવું'માં.

**વિ-ચલ(-ળ)** વિ. [સં.] અ-સ્થિર, વિ-ચલિત

**વિ-ચલન** ન. [સં.] ખસવું એ (૨) હિલચાલ કરવી એ. (૩) વક્રીભવન [અસ્થિર મનનું

**વિ-ચલિત** વિ. [સં.] સ્થાન ઉપરથી ખસી ગયેલું. (૨)

**વિ-ચળ** જુઓ 'વિ-ચલ.'

**વિ-ચાર** પું. [સં.] મનસૂબો, તર્ક, સંકલ્પ, 'રિઝનિંગ' (મ.ન.). (૨) પરિણામનો ખ્યાલ. (૩) અભિપ્રાય, મત, 'આઇડિયા.' (૪) ઉદ્દેશ, આશય. (૫) સારાસાર-વિવેક, વિવેક. (૬) નિશ્ચય. [**૰ આપવો** (રૂ.પ્ર.) સલાહ આપવી. **૰ આવવો, ૰ થવો** (રૂ.પ્ર.) કલ્પના ઊઠવી. **૰ ઊઠવો** (રૂ.પ્ર.) તર્ક થવો. **૰ કરવો** (રૂ.પ્ર.) ચિંતન કરવું. (૨) સમજવું. **૰ ચલાવવો, ૰ દોડાવવો, ૰ પહોંચાડવો** (-પોંચાડવો) (રૂ.પ્ર.) કલ્પના કરવી. **૰ છુપાવવો** (રૂ.પ્ર.) આશય કળાવા ન દેવો. **૰ જાણવો** (રૂ.પ્ર.) અભિપ્રાય લેવો. **૰ ડગમગવો** (રૂ.પ્ર.) અ-સ્થિર વિચાર હોવો. (૨) આનાકાની કરવી. **૰ દબાવવો** (રૂ.પ્ર.) મન વ્યક્ત ન કરવું. **૰ દર્શાવવો** (રૂ.પ્ર.) મત બતાવવો. **૰ ધરવો** (રૂ.પ્ર.) મનસૂબો કરવો. **૰ ધરાવવો** (રૂ.પ્ર.) અભિપ્રાય હોવો. **૰ પરખવો** (રૂ.પ્ર.) સામાનું મન કળવું. **૰ પૂછવો** (રૂ.પ્ર.) અભિપ્રાય માગવો. **૰ ભમવો** (રૂ.પ્ર.) મનની અસ્થિર-તા હોવી. **૰ રાખવો** (રૂ.પ્ર.) સમજવું. **લાંબો વિચાર** (રૂ.પ્ર.) દીર્ઘ દૃષ્ટિ] [અભિપ્રાય

**વિચાર-કોણ** પું. [સં.] વિચાર કરવાની નિશ્ચિત દૃષ્ટિ. (૨)

**વિ-ચારક** વિ. [સં.] વિચાર કરનારું, ચિંતન-શીલ. (૨) શાણું, ડાહ્યું [પરિ-વર્તન

**વિચાર-ક્રાંતિ** (-ક્રાન્તિ) સ્ત્રી. [સં.] વિચારમાંનું અ-સામાન્ય

**વિચાર-ગમ્ય** વિ. [સં.] વિચાર કરવાથી સમજી જવાય તેવું

**વિચાર-ગ્રસ્ત** વિ. [સં.] વિચારોમાં ઘેરાયેલું, ઊંડા વિચારમાં પડી ગયેલું

**વિ-ચારણ** ન. [સં.] જુઓ 'વિચારણા(૧).'

**વિ-ચારણા** સ્ત્રી. [સં.] વિચાર કરવો એ. 'કન્સિડરેશન.' (૨) ચિંતન, 'ડેલિબરેશન' (મ.ન.), 'ઇન્ડિકેશન' (હ.દ્વા.)

**વિચારણીય** વિ. [સં.] વિચાર કરવા જેવું. (૨) ચિંત્ય. (૩) (લા.) શંકાવાળું, સંદિગ્ધ

**વિચાર-દર્શન** ન. [સં.] વિચાર કે અભિપ્રાયની રજૂઆત

**વિચાર-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] સારું નરસું જોવાની નજર, વિવેક-દૃષ્ટિ

**વિચાર-દોષ** સ્ત્રી. [સં.] વિચાર કરવામાં થઈ ગયેલી ભૂલ, ભૂલ-ભરેલો વિચાર [તારવી લઈ રજૂઆત કરવી એ
**વિચાર-દોહન** ન. [સં.] કરેલા વિચારોમાંથી સાર-રૂપે
**વિચાર-પદ્ધતિ** સ્ત્રી. [સં.] વિચાર કરવાની રીત
**વિચાર-પરંપરા** (-પરમ્પરા) સ્ત્રી. [સં.] એક પછી એક વિચારો આવવા એ
**વિચાર-પરિવર્તન** ન. [સં.], **વિચાર-પલટો** પું. [+જુઓ 'પલટો.'] વિચારોમાં થતો કે થયેલો ફેરફાર [વિચારેલું
**વિચાર-પૂત** વિ. [સં.] વિચારોથી શુદ્ધ કરેલું, સારી રીતે
**વિચાર-પૂર્વક** વિ. [સં.] પૂરો વિચાર કરીને
**વિચાર-પ્રણાલિ, -લી** સ્ત્રી. [સં.] જુઓ 'વિચાર-પદ્ધતિ.' (૨) જુઓ 'વિચાર-પરંપરા.'
**વિચાર-પ્રધાન** વિ. [સં.] જેમાં વિચારને મહત્ત્વ મળ્યું હોય તેવું, પૂરા વિચારવાળું
**વિચાર-પ્રેરક** વિ. [સં.] વિચારોને વેગ આપનારું
**વિચાર-બાહુલ્ય** વિ. [સં.] ઘણા ઘણા વિચાર આવવા એ
**વિચાર-બીજ** ન. [સં.] કોઈ પણ વિચારના મૂળમાં રહેલી વસ્તુ
**વિચાર-ભેદ** પું. [સં.] અભિપ્રાયની ભિન્નતા, મત-ભેદ
**વિચાર-મગ્ન** વિ. [સં.] વિચારમાં ડૂબી ગયેલું, વિચારવામાં તલ્લીન [યંત્ર, 'આઇડિયોગ્રાફ'
**વિચાર-માપક (૦યંત્ર)** (-યન્ત્ર) ન. [સં.] વિચાર માપવાનું
**વિચાર-માલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'વિચાર-પરંપરા.'
**વિચાર-રાશિ** પું. [સં.] વિચારોનો એકસાથે ઢગલો
**વિચાર-વલણ** ન. [+જુઓ 'વલણ.'] વિચાર કઈ બાજુ ઢળે છે એ પ્રક્રિયા, 'ટ્રેન્ડ ઑફ થૉટ'
**વિચાર-વંત** (-વન્ત) વિ. [+સં. वत् > પ્રા. वंत], **વિચાર-વાન** વિ. [+સં. वान् પું.] ઠરેલ બુદ્ધિનું, સમઝદાર. (૨) હેતુમૂલક. 'રૅશનલ' (જે.સ.)
**વિચાર-વાહક** વિ. [સં.] વિચારને લઈ જનારું
**વિચાર-વાહન** ન. [સં.] વિચાર રજૂ કરનારું સાધન—વાણી
**વિચાર-વિનિમય** પું. [સં.] પરસ્પરના વિચારનો અદલો-બદલો, 'એક્સ્ચેઇન્જ ઑફ વ્યૂઝ,' 'ટેલીપથી.' (આ.બા.). (૨) ચર્ચા-વિચારણા'
**વિચાર-વિપ્લવ** પું. [સં.] જુઓ 'વિચાર-ક્રાંતિ.'
**વિચાર-વિભેદ** પું. [સં.] જુઓ 'વિચાર-ભેદ.'
**વિ-ચારવું** વિ. [સં. वि-चर् નું પ્રે., वि-चार्- તત્સમ] જોવા જાણવા કે સમઝવામાં આવેલી બાબતમાં મનમાં ઘડ-મથલ કરવી. (૨) ચિંતન કરવું. (૩) ધારવું. **વિચારાવું** કર્મણિ., ક્રિ. **વિચારાવવું.** પ્રે.,સ.ક્રિ.
**વિચાર-વ્યાપાર** પું. [સં.] વિચાર કરવો એ, વિચારણા, 'કન્સેપ્શનલ પ્રોસેસ' (પ્રા.વિ.)
**વિચાર-શક્તિ** સ્ત્રી. [સં.] વિચાર કરવાનું બળ
**વિચાર-શાલી** વિ. [સં.,પું.] જુઓ 'વિચાર-વંત.'
**વિચાર-શાસ્ત્ર** ન. [સં.] તર્ક-શાસ્ત્ર, 'લૉજિક'
**વિચાર-શીલ** વિ. [સં.] વિચાર કરવાની ટેવવાળું
**વિચાર-શૂન્ય** વિ. [સં.] વિચાર કરવાની શક્તિ વિનાનું, મૂંઝાઈ ગયેલું
**વિચાર-શ્રેણિ,-ણી** સ્ત્રી. [સં.] જુઓ 'વિચાર-પરંપરા.'
**વિચાર-સફાઈ** સ્ત્રી. [+જુઓ 'સફાઈ.'] જામેલા અભિપ્રાયોને ધોઈ નાખવાની ક્રિયા, 'બ્રેઇન-વૉશિંગ'
**વિચાર-સરણિ,-ણી** સ્ત્રી. [સં.] વિચાર કરવાની પદ્ધતિ, 'આઇડિયોલૉજી' [ગોઠવવી એ
**વિચાર-સંકલના** (-સઙ્કલના) સ્ત્રી. [સં.] વિચારોની શૃંખલા
**વિચાર-સંગતિ** (-સઙ્ગતિ) સ્ત્રી. [સં.] વિચારોનો જોડ-વાયેલો કે ગોઠવાતો મેળ, 'એસોશિયેશન ઑફ આઇડિયાઝ' (મ.સ.)
**વિચાર-સંસ્કાર-જન્ય** (-સંસ્કાર-) વિ. [સં.] ઉત્તમ વિ-ચારોમાંથી નીકળી આવે તેવું (ર.ન.)
**વિચાર-સાહચર્ય** ન. [સં.] જુઓ 'વિચાર-સંગતિ.'
**વિચાર-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] વ્યક્તિના સમગ્ર વિચારોનો પરિપાક
**વિચાર-સૂત્ર** ન. [સં.] વિચારવા માટેનો મૂળ બીજ રૂપ મુદ્દો
**વિચાર-સ્વતંત્રતા** (-તન્ત્રતા) સ્ત્રી. [સં.], **વિચાર-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] વિચારો—અભિપ્રાયો રજૂ કરવાની સંપૂર્ણ છૂટ
**વિચારાત્મક** વિ. [+સં. आत्मन् + क] વિચાર-વાળું, વિચા-રેલું, કારણથી સિદ્ધ, તર્ક-ગમ્ય, 'રૅશનલ' (ન.દે)
**વિચારાર્થ** ક્રિ. વિ. [સં. अर्थ] વિચારણા માટે
**વિચારાવવું, વિચારાવું** જુઓ 'વિચારવું'માં.
**વિ-ચારિણી** વિ., સ્ત્રી. [સં.] વિચાર કરનારી (સ્ત્રી.)
**વિ-ચારિત** વિ. [સં.] વિચારવામાં આવેલું. (૨) ધારેલું
**વિ-ચારી** વિ.સં.,પું.] વિચાર કરનારું, વિ-ચારક
**વિ-ચાર્ય** વિ. [સં.] જુઓ 'વિ-ચારણીય.'
**વિ-ચિકિત્સા** સ્ત્રી. [સં.] શંકા, સંદેહ. (૨) અચોક્કસપણું. (૩) ભૂલ, ચૂક. (૪) પૃચ્છા, પૂછ-પરછ
**વિ-ચિત્ર** વિ. [સં] ભાતભાતનું, વિવિધતાવાળું, તરેહ-વાર, 'પિક્ચરેસ્ક.' (૨) ઘાટ વિનાનું. (૩) અજાયબી-ભરેલું, અદ્‌ભુત. (૪) સ્વભાવના ઠેકાણા વિનાનું [હોવાપણું
**વિચિત્ર-તા** સ્ત્રી. [સં] વિચિત્ર હોવાપણું. (૨) ભાતીગળ
**વિચિત્રતા-મય** વિ. [સં] અદ્‌ભુત, 'રોમૅન્ટિક' (ર.મ)
**વિચિત્રરૂપ-તા** સ્ત્રી. [સં.] ભાતીગળ હોવાપણું, 'ગ્રોટેસ્કનેસ' (હ.ભો)
**વિચિત્રવીર્ય** પું. [સં.] ધૃતરાષ્ટ્ર પાંડુ અને વિદુરનો પિતા અને શંતનુનો સત્યવતીમાં થયેલો પુત્ર. (સંજ્ઞા.)
**વિચિત્રિત** વિ. [સં.] વિ-ચિત્ર. (૨) રંગબેરંગી
**વિ-ચેતન** વિ. [સં.] ચેતન વિનાનું, બેભાન, બેશુદ્ધ. (૨) નિર્જીવ, જડ [મૂંઝાયેલું. (૨) બુદ્ધિ-હીન
**વિ-ચેતસ** વિ. [સં.] જેના ચિત્તનું ઠેકાણું નથી તેવું,
**વિ-ચેષ્ટ** વિ. [સં. वि+चेष्टा, બ.વ્રી.] ચેષ્ટા-હીન, વિ-ચેતન, બેભાન, બેશુદ્ધ. (૨) સ્થિર, જડ જેવું
**વિ-ચેષ્ટા** સ્ત્રી. [સં.] અડપલું. (૨) ખરાબ વર્તન. (૩) મશ્કરી. (૪) ચેષ્ટા-રહિતપણું, નિષ્ક્રિયતા
**વિ-ચેષ્ટિત** વિ. [સં] જુઓ 'વિ-ચેતન.' (૨) જે વિશે પ્રયત્ન કરવામાં આવ્યો હોય તેવું

**વિચ્છિત્તિ** સ્ત્રી. [સં.] જુએ। 'વિચ્છેદ.' (૨) સ્ત્રીના એક વિલાસ. (કાવ્ય.)

**વિચ્છિન્ન** વિ. [સં.] છેદાઈ ગયેલું, કપાઈ ગયેલું, અલગ

**વિચ્છિન્ન-તા** સ્ત્રી. [સં.] છિન્ન-ભિન્ન થઈ જવાપણું, વિ-ઘટન, વિચ્છેદ, 'ડિસિન્ટીગ્રેશન'

**વિચ્છેદ** સ્ત્રી. [સં.] છૂટું પડી જવું એ, કપાઈ જવું એ, અલગ થઈ જવું એ, વિચ્છિન્ન-તા, 'ડિસિન્ટીગ્રેશન.' (૨) છેદ, કાપો, ઘા. (૩) નાશ

**વિચ્છેદક** વિ. [સં.] વિચ્છેદ કરનારું

**વિચ્છેદન** ન. [સં.] જુએ। 'વિચ્છેદ.' (૨) સફેદ પ્રકાશનાં કિરણ છૂટાં પડવાં એ, 'ડિસ્પર્શન'

**વિચ્છેદવું** સ.ક્રિ. [સં. वि-च्छिद् =विच्छेद्-તત્સમ] છૂટું પાડવું, અલગ અલગ કરવું. કાપી કાઢવું. (૨) અડચણ કરવી. **વિચ્છેદાવું** કર્મણિ., ક્રિ. **વિચ્છેદાવવું** (૨.પ્ર.)પ્રે.,સ.ક્રિ.

**વિચ્છેદાવવું, વિચ્છેદાવું** જુએ। 'વિચ્છેદવું'માં.

**વિચ્છેદી-કરણ** [સં.] જુએ। 'વિચ્છેદન.'

**વિ-ચ્યુત** વિ. [સં.] તદ્દન ખરી પડેલું, ખસી પડેલું. (૨) સ્થાન-ભ્રષ્ટ થયેલું

**વિછડા(-રા)વવું** જુએ। 'વીછડ(-ર)વું'માં.

**વિછળામણ** જુએ। 'વીછળામણ.'

**વિછળાવવું** જુએ। 'વીછળાવવું.'

**વિ-છૂટું** વિ. [સં. वि ઉપ. + જુએ। 'છૂટું'.] જુએ। 'વિખૂટું.'

**વિછૂડી** જુએ। 'વીંછૂડી.'

**વિછૂડો** જુએ। 'વીં(-વી)છીડો.' ['વિચ્છેદ.'

**વિછોહ** પું. [સં. वि-क्षोभ > પ્રા. विच्छोह] જુએ।

**વિછોહવું** સ.ક્રિ.[જુએ। 'વિછોહ,'-ના.ધા.] જુએ। 'વિચ્છેદવું.' **વિછોહાવું** કર્મણિ., ક્રિ. **વિછોહાવવું** પ્રે.,સ.ક્રિ.

**વિછોહાવવું, વિછોહાવું** જુએ। 'વિછોહવું'માં.

**વિછોહી** વિ. [જુએ। 'વિછોહ' + ગુ. 'ઈ' ત.પ્ર.] વિખૂટું પડી ગયેલું, વિયોગી ['ઇલેક્ટ્રિફાઇંગ,' 'ચાર્જિંગ'

**વિજકારો** પું. [જુએ। 'વીજ' દ્વારા.] વિજકાવવાની ક્રિયા,

**વિજકાવણી** સ્ત્રી. [જુએ। વિજકાવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] વિજકાવવાની ક્રિયા, વિજકારો

**વિજકાવવું** સ.ક્રિ [જુએ। 'વીજ'-ના.ધા.] વીજળી ચાર્જ કરવી, 'ઇલેક્ટ્રિફાઇ'-'ચાર્જ' કરવું. **વિજકાવાવું** કર્મણિ.,ક્રિ.

**વિ-જન** વિ. [સં.] માણસની અવર-જવર વિનાનું, ઉજ્જડ, વેરાન. (૨) ન. એકાંત જગ્યા

**વિ-જનન** ન. [સં.] પ્રસૂતિ થવી એ. (૨) ઉત્પત્તિ થવી એ

**વિ-જનિત** વિ. [સં.] જન્મ પામેલું. (૨) ઉત્પન્ન થયેલું

**વિ-જય** પું. [સં.] જીત, ફતેહ, જય. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે વૈકુંઠના બે દ્વારપાળોમાંનો એક. (સંજ્ઞા.)

**વિજય-ચિહ્ન** ન [સં.] ફતેહની નિશાની, જીત બતાવતું પ્રતીક, વિજય-પક્ષ, વિજય-પ્રતીક, 'ટ્રોફી'

**વિજય-ટંકાર** (-ટઙ્કાર) પું. [+ જુએ। 'ટંકાર.'], **વિજય-ડંકો** (-ડઙ્કો) પું. [+ જુએ। 'ડંકો.'] જીતની નિશાની-રૂપે નગારાનો અવાજ

**વિજય-તોરણ** ન. [સં.] ફતેહની નિશાની તરીકે દરવાજા ઉપર બાંધવામાં આવતી લીલાં પાંદડાંઓની માળા

**વિજય(-યા)-દશમી** સ્ત્રી. [સં.] આસો સુદિ દસમનો ક્ષત્રિયોનો ઉત્સવ. (સંજ્ઞા.)

**વિજય-ધ્વજ** પું., **વિજય-પતાકા** સ્ત્રી. [સં.] ફતેહની નિશાની તરીકે ચડાવવામાં આવેલો વાવટો, જીતનો ઝંડો

**વિજય-પક્ષ, વિજય-પ્રતીક** ન. [સં.] જુએ। 'વિજય-ચિહ્ન.'

**વિજય-પ્રદ** વિ. [સં.] જિતાડનારું, જય અપાવનારું

**વિજય-ફેન** પું., ન. [સં.] જયની નિશાની-રૂપે ઊડતાં ફીણ જેવા ધ્વજ

**વિજય-ભૂમિ** સ્ત્રી. [સં.] વિજય મળ્યો હોય તે જગ્યા

**વિજય-ભેરી** સ્ત્રી. [સં.] જુએ। 'વિજય-ટંકાર.'

**વિજય-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] ફતેહ મેળવવા માટેની ચાવી

**વિજય-માલા(-ળા)** સ્ત્રી. [સં.], -ળ સ્ત્રી. [+ સં. माला] ફતેહ કરવા માટે પહેરાવવામાં આવેલી માળા. (૨) (લા.) વિજય, ફતેહ, જીત

**વિજય-યાત્રા** સ્ત્રી. [સં.] જય મળ્યા પછી એની ઉજવણીનું સરઘસ [વિજયી

**વિજય-વંત** (-વન્ત) વિ. [સં. °वत् > પ્રા. °वंत] જીતેલું,

**વિજય-વાવટો** પું. [+જુએ। 'વાવટો.'] જુએ। 'વિજય-ધ્વજ.'

**વિજય-વાંછુ** (-વાઞ્છુ), ૦ક [સં.] વિજયની ઇચ્છા કરનારું, જીતવા ચાહનારું

**વિજય-વૈજયંતી** (-વૈજયન્તી) સ્ત્રી. [સં.] જુએ। 'વિજય-માલા.' [ફતેહ

**વિજય-શ્રી** સ્ત્રી. [સં.] શોભા આપનારો વિજય, સંપૂર્ણ

**વિજય-સેના** સ્ત્રી. [સં.] અ-જેય સેના, ઉચ્ચ પ્રતિનું અ-જેય લશ્કર. (૨) વિ-જય કરીને પાછી ફરેલી સેના

**વિજય-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] ફતેહની યાદગીરીમાં ઊભો કરવામાં આવતો થાંભલો કે થાંભલા-ઘાટની ઊંચી ઇમારત, જય-સ્તંભ [પાર્વતી. (સંજ્ઞા.)

**વિજયા** સ્ત્રી. સ્ત્રી. [સં.] ભાંગ નામની વનસ્પતિ. (૨) દુર્ગા,

**વિજયા-એકાદશી** સ્ત્રી. [સં., સંધિ વિના] માઘ વદિ અગિયારસની તિથિ. (સંજ્ઞા.) [ખાવાનો એક પ્રયોગ

**વિજયા-કલ્પ** પું. [સં.] ભાંગવાળા પાણીની રસોઈ કરી

**વિજયા-દશ(-સ)મ(-મ્ય)** સ્ત્રી. [+ જુએ। 'દશ(-સ)મ.'], **વિજયા-દશમી** સ્ત્રી. [સં.] જુએ। 'વિજયા-દશમી.'

**વિજયા-પાક** પું. [સં.] ભાંગના મિશ્રણવાળું એક ગળ્યું પકવાન્ન (દવા નિમિત્તે)

**વિજયિની** વિ., [સં.] વિજય કરનારી (સ્ત્રી.)

**વિજયી** વિ. [સં.] જુએ। 'વિજય-વંત.' [વાંછુ.'

**વિજયેચ્છુ, ૦ક** વિ. [સં. वि-जय+ इच्छु, ०क] જુએ। 'વિજય-

**વિજયોત્સવ** પું. [સં. वि-जय + उत्सव] ફતેહ મળ્યાની ઉજવણી

**વિજયોત્સાહ** પું. [સં. वि-जय + उत्साह] ફતેહ મળ્યાનો ઉમંગ, ફતેહ મળ્યાની હોંશ

**વિજળિયો** પું. [જુએ। 'વીજળી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વીજળીની જેવી ઝડપી ચાલનો ઘોડો – એક જાત

**વિ-જાતિ** સ્ત્રી. [સં.] ભિન્ન જાતિ, ભિન્ન વર્ણ, ભિન્ન જ્ઞાતિ. (૨) ભિન્ન પ્રકાર. (૩) ભિન્ન વર્ગ

**વિજાતિ-આકર્ષણ** ન. [સં., સંધિ વિના], **વિજાતિ-કામુકતા** સ્ત્રી. [સં.] નરનારીને પરસ્પર થતું ખેંચાણ, 'હેટેરો-સેક્-

સ્યુઆલિટી' (ભૂ.ગો.)

**વિ-જાતીય** વિ. [સં.] ભિન્ન જાતિનું, ભિન્ન વર્ણનું, ભિન્ન જ્ઞાતિનું. (૨) ભિન્ન પ્રકારનું. (૩) ભિન્ન વર્ગનું. (વ્યા.)

**વિજાપરો** પું. છુટકારો, છૂટકો, નિકાલ, તોડ

**વિ-જારણ** ન. [સં. वि ઉપ. + જુઓ 'જારણ.'] કોઈ વસ્તુમાંથી પ્રાણ-વાયુ જુદો કરવાની ક્રિયા

**વિજારી** સ્રી. [સં. वि-जार + ગુ. 'ઈ' ત.પ્ર.] વ્યભિચાર, જાર-કર્મ. (૨) (લા.) જાદુ-વિદ્યા

**વિજાવવું, વિજાવું** જુઓ 'વીજવું'માં.

**વિ-જિગીષા** સ્રી. [સં.] જય મેળવવાની ઇચ્છા, જયેચ્છા, 'વિલ-ટુ-કોન્કર.' (૨) ઉત્કર્ષ, ચડતી, અભ્યુદય, ઉન્નતિ

**વિ-જિગીષુ** વિ. [સં.] જીતવાની ઇચ્છા કરનારું [ઇચ્છા

**વિ-જિજ્ઞાસા** સ્રી. [સં.] વિશેષ જિજ્ઞાસા, જાણવાની પ્રબળ

**વિ-જિત** વિ. [સં.] જિતાઈ ગયેલું, હારેલું, હરાવેલું

**વિજિતાત્મા** વિ. [સં. आत्मा, પું., બ.વ્રી.] જેનો આત્મા કાબૂમાં હોય તેવું, આત્મસંયમી

**વિજિતેંદ્રિય** (વિજિતેન્દ્રિય) વિ. [+ સં. इन्द्रिय ન., બ.વ્રી.] જેણે ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવ્યો હોય તેવું, સંયમી

**વિજૃંભણ** (-જૃમ્ભણ) ન. [સં.] બગાસું ખાવું એ. (૨) (લા.) વિકાસ, ખિલવણી. (૩) ખેલ, રમત

**વિ-જેતા** વિ. [સં.,પું.] વિજય કરનારું, વિજયી, જીતનાર

**વિ-જોગ** પું. [સં. वि-योग, અર્વા. તદ્ભવ] જુઓ 'વિયોગ.'

**વિજોગણ** (-ણ્ય), -ણી સ્રી. [જુઓ 'વિજોગી' + ગુ. 'અણ'-'અણી' સ્રીપ્રત્યય.] વિયોગી સ્રી

**વિજોગિયું** વિ. [જુઓ 'વિજોગ' + 'ઇયું' ત.પ્ર.], **વિજોગી** વિ. [સં. वियोगी, પું., અર્વા. તદ્ભવ] જુઓ 'વિયોગી.'

**વિ-જ્ઞ** વિ. [સં.] વિશેષ જાણનાર, પંડિત, વિદ્વાન. (૨) શાણું, ડાહ્યું, સમઝદાર. (૩) પ્રવીણ, નિષ્ણાત, હોશિયાર

**વિ-જ્ઞપ્તિ** સ્રી. [સં.] વિનંતિ, અરજ, આજીજી, પ્રાર્થના. (૨) જાહેર-ખબર

**વિજ્ઞપ્તિ-પત્ર** પું. [સં.,ન.] વિનંતિ કરતો કાગળ, અરજી. (૨) ચાતુર્માસ રહેવા માટે જૈનાચાર્યોને તે તે ગામનાં શ્રાવકો તરફથી સચિત્ર વિસ્તૃત પત્ર લખાતો તે

**વિ-જ્ઞાત** વિ. [સં.] સારી રીતે જાણવામાં આવેલું. (૨) વિ-ખ્યાત, પ્ર-ખ્યાત, પ્ર-સિદ્ધ

**વિ-જ્ઞાતા** વિ. [સં.,પું.] સારી રીતે જાણનાર. (૨) સમઝદાર

**વિ-જ્ઞાન** ન. [સં.] કોઈ પણ વસ્તુ વિષય વગેરેનું ઊંડું જ્ઞાન, 'કૉન્શિયસ-નેસ' (ન.દે.). (૨) વસ્તુ વિષય વગેરેનું શાસ્રીય જ્ઞાન. (૩) એવા જ્ઞાનને લગતું તે તે શાસ્ર, 'સાયન્સ.' (૪) જગતના પદાર્થોથી આગળ વધી પરમાત્મ-તત્ત્વ વિશેનું વિશેષ જ્ઞાન, બ્રહ્મનું વાસ્તવ-જ્ઞાન. (ગીતા, ઉપનિષદ.)

**વિજ્ઞાન-મય** વિ. [સં.] ઉચ્ચ પ્રકારના જ્ઞાનથી ભરેલું, 'સુપરા-મૅન્ટલ' (ઉ.જો.)

**વિજ્ઞાનમય કોશ(-ષ)** પું. [સં.] જ્ઞાનને હૃદયમાં ઉતારનાર અને ગ્રહણ કરેલા જ્ઞાનને વિવેકથી ધારણ કરનાર શક્તિ

**વિજ્ઞાન-મંદિર** (-મન્દિર) ન. [સં.] વિવિધ વિજ્ઞાનોનો જ્યાં અભ્યાસ થાય અને માહિતી મળતી હોય તેવી સંસ્થા

**વિજ્ઞાન-વાદ** પું. [સં.] બ્રહ્મ અને આત્માની એકતા છે એ પ્રકારનો મત-સિદ્ધાંત. (૨) બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો એક સિદ્ધાંત. (૩) આત્મલક્ષી આદર્શવાદ, 'સબ્જેક્ટિવ આઇડિયાલિઝમ,' આઇડિયાલિઝમ' (આ.બા.)

**વિજ્ઞાનવાદી** વિ. [સં.,પું.] વિજ્ઞાનવાદમાં માનનારું. (૨) આદર્શવાદી. 'આઇડિયાલિસ્ટ'

**વિજ્ઞાન-વાન** વિ. [સં. °वत् પું.] વિજ્ઞાન ધરાવનાર

**વિજ્ઞાન-વેત્તા** વિ. [સં.] વિજ્ઞાન વિશેની ઊંડી સમઝ ધરાવનાર. (૨) વૈજ્ઞાનિક, 'સાયન્ટિસ્ટ'

**વિજ્ઞાન-શાસ્ર** ન. [સં.] વસ્તુ વિષય વગેરેના શાસ્રીય જ્ઞાનનું નિરૂપણ કરનારી વિદ્યા, 'સાયન્સ'

**વિજ્ઞાનશાસ્રી** વિ. [સં.,પું.] વૈજ્ઞાનિક, 'સાયન્ટિસ્ટ'

**વિજ્ઞાન-સિદ્ધ** વિ. [સં.] શાસ્રીય, 'સાયન્ટિફિક' (ન.દે.)

**વિજ્ઞાન-સ્કંધ** (-સ્કન્ધ) પું. [સં.] જેમાં સર્વથા અદ્વૈત-ભાન આવી ગયું હોય તેવું નિર્વિકલ્પ જ્ઞાન

**વિ-જ્ઞાપક** વિ. [સં.] જણાવનાર, માહિતી આપનાર, ખબર પહોંચાડનાર. (૨) શિક્ષક, અધ્યાપક. (૩) ન. જુઓ વિજ્ઞાપન-પત્ર, 'કૅલેન્ડર' [(૩) જાહેર-ખબર

**વિ-જ્ઞાપન** ન. [સં.] જણાવવું એ, નિવેદન. (૨) જાહેરાત.

**વિજ્ઞાપન-પત્ર** ન. [સં.] માહિતી-પત્ર, 'પ્રૉસ્પેક્ટસ'

**વિ-જ્ઞાપના** સ્રી. [સં.] જાહેરાત. (૨) વિજ્ઞપ્તિ, વિનંતિ

**વિ-જ્ઞાપિત** વિ. [સં.] જણાવવામાં આવેલું. (૨) નમ્રપણે રજૂ કરેલું. (૩) વિનંતિના રૂપમાં રજૂ કરેલું

**વિ-જ્ઞેય** વિ. [સં.] વિશેષ પ્રકારે જાણવા જેવું

**વિઝા** પું. [અં.] વિદેશમાં જવા માટેની વિદેશી સત્તાની ત્યાં દાખલ થવાની પરવાનગી, વિસા

**વિઝિટ** સ્રી. [અં.] મળવા જવું કે આવવું એ. (૨) દાક્તર વૈદ્ય વગેરે દર્દીને જોવા આવે એ

**વિઝિટ-ફી** સ્રી. [અં.] દાક્તર વૈદ્ય દર્દીને ત્યાં તપાસવા જતાં આપવાનું મહેનતાણું

**વિઝિટર** વિ. [અં.] મુલાકાતે આવનાર કે જનાર

**વિઝિટિંગ કાર્ડ** (વિઝિટિઙ્-) ન. [અં.] મુલાકાત કરવા માટે જાણ કરવા માટેની છાપેલી ચિઠ્ઠી કે ચબરકી

**વિટ**[1] પું. [સં. विश् > विट् પ.વિ., એ.વ.] વૈશ્ય

**વિટ**[2] સ્રી. [સં. विष् > विट् પ.વિ., એ.વ.] વિષ્ઠા, શરીરનો મળ, ગૂ. (૨) છાણ. (૩) લીંડાં, લીંડી

**વિટ**[3] પું. [સં.] કામુક, લંપટ, લબાડ માણસ. (૨) યાર, આશક. (૩) ગણિકાનો નોકર, ભડવો. (૪) નાટ્ય-રચનામાંનો વિદૂષક. (નાટ્ય.)

**વિટ-ચેષ્ટા** સ્રી. [સં.] છાકટાપણું [ડાળી, ઝાડની શાખા

**વિટપ** સ્રી. [સં.,પું.] ડાળીમાંથી નીકળતો ફણગો. (૨)

**વિટપી** ન. [સં.,પું.] ઝાડ, વૃક્ષ ['વિટંબણા.'

**વિટમણા** સ્રી. [જુઓ 'વિટંબણા', સરખા ઉચ્ચારણ] જુઓ

**વિટલાગી** સ્રી. [દે.પ્ર. विटल, ન. દ્વારા.] વશીકરણ વિદ્યા

**વિટંબણા** (વિટમ્બણા) સ્રી. [સં. विडंबना > પ્રા. विडंबणा] કલેશ, પીડા, સંતાપ. (૨) મુશ્કેલી, હરકત, નડતર, અડચણ. (૩) માથા-ફોડ, માથા-કૂટ. [૰ પડવી (રૂ.પ્ર.) મુશ્કેલી થવી] [તે તે તત્ત્વ

**વિટામિન** ન. [અં.] શરીરને પોષણ આપનાર કિંમતી

**વિટો** પું. [અં.] કોઈ વાત કે નિર્ણયને નકારવાનો હક

**વિટ્ઠલ(-ઠ્ઠ)લ, ૦નાથ** પું. [સં. विष्णु> પ્રા. विट्ठु + પ્રા. 'ल' પછી સંસ્કૃતીકરણ + સં.] જુઓ 'વિઠોબા.'

**વિટ્-પ્રકોપ** પું. [સં विश् + प्रकोप, સંધિથી] મૂડીદારોની સત્તા. (૨) ઉદ્યોગ-વાદ, 'ઇન્ડસ્ટ્રિયાલિઝમ'

**વિટ્રિયસ** ન. [અં.] નેત્ર-દર્પણની આગળના પોકળ-ભાગમાં રહેતો એક જાતનો રસ

**વિટ્-વરાહ** પું. [સં. विष्> विट् + સં. विड् થવું જોઇયે. સં. विड्-वराह] ભૂંડ (વિષ્ટા ખાનારું એક પશુ)

**વિઠોબા** પું.,બ.વ. [સં. विष्णु> પ્રા. विट्ठु દ્વારા, મરા.] પંઢરપુરના મંદિરમાંના પાંડુરંગ વિઠ્ઠલનાથ (વિષ્ણુ). (સંજ્ઞા)

**વિઠ્ઠલ, ૦નાથ** જુઓ 'વિટ્ઠલ, ૦નાથ' [માટેનાં)

**વિ-ડંગ** (વિડઙ્ગ) ન. [સં.] વાવડિંગ નામનાં બિયાં (ઓસડ

**વિ-ડંબક** (-ડમ્બક) વિ. [સં.] વિડંબના કરનાર. (૨) છેતરનારું ['વિટંબણા.'

**વિ-ડંબણા** સ્ત્રી. [સં. वि-डम्बना > પ્રા. विडंबणा, તત્સમ] જુઓ

**વિ-ડંબન** (-ડમ્બન) ન., **-ના** સ્ત્રી. [સં.] જુઓ 'વિટંબણા'

**વિ-ડંબવું** (-ડમ્બવું) સ.ક્રિ. [સં.] વિટંબણામાં નાખવું. **વિડંબાવું** (-ડમ્બાવું) કર્મણિ., ક્રિ. **વિડંબાવવું** (-ડમ્બાવવું) પ્રે.,સ.ક્રિ.

**વિડંબાવવું, વિડંબાવું** (-ડમ્બા-) જુઓ 'વિડંબવું'માં.

**વિડારણ** ન. [જુઓ 'વિડારવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વિડારવું એ

**વિડારવું** સ.ક્રિ. [સં. वि- दृ > विदार् દ્વારા] ચીરવું, ફાડવું. (૨) મારી નાખવું. (૩) શરમાવવું. **વિડારાવું** કર્મણિ., ક્રિ. **વિડારાવવું** પ્રે.,સ.ક્રિ.

**વિડારાવવું, વિડારાવું** જુઓ 'વિડારવું'માં.

**વિડ્જ-શાસ્ત્ર** ન. [સં.] વિષ્ટા છાણ વગેરેમાંથી ખાતર તૈયાર કરવાનું જ્ઞાન આપતું શાસ્ત્ર, 'સ્કાઇકોલોજી'

**વિડ્-વરાહ** પું. [સં. विष्> विड् + वराह, સંધિથી] જુઓ 'વિટ્-વરાહ.' [ઘાતનો એક પ્રકાર

**વિડ્-વિઘાત** પું. [સં. विष्> विड् + वि-घात, સંધિથી] મૂત્રા-

**વિણ** ના.યો. [સં. विना> પ્રા. विणा] વિના (પદ્યમાં)

**વિણા-ચૂંટા** પું.,બ.વ. [જુઓ 'વીણવું' + 'ચૂંટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર. બેઉને.] વ્યાકુળતા, વિહ્વલતા, વલોપાત, અકળામણ, ઉત્તાપ, વ્યગ્રતા

**વિણામણ** ન., (-ણ્ય), **-ણી** સ્ત્રી. [જુઓ 'વીણવું' + ગુ. 'આમણ' - 'આમણી' કૃ.પ્ર.] (દાણા વગેરે) વીણવાની ક્રિયા. (૨) વીણવાનું મહેનતાણું. [૦ હોવું (રૂ.પ્ર.) ખામી હોવી]

**વિણાવવું, વિણાવું** જુઓ 'વીણવું'માં. [તાકાત

**વિત** ન. [સં. वित] જુઓ 'વિત્ત.' (૨) (લા.) શક્તિ,

**વિ-તત** વિ. [સં.] લંબાયેલું, વિસ્તીર્ણ થયેલું, ફેલાયેલું, પથરાયેલું. (૨) ન. તંતુ-વાદ્ય (સર્વ-સામાન્ય)

**વિ-તતિ** સ્ત્રી. [સં.] વિસ્તાર, પથરાટ, ફેલાવો

**વિ-તથ** વિ. [સં.] ખોટું, મિથ્યા, અ-સત્ય, અ-વાસ્તવિક

**વિતથ-વાદ** પું. [સં.] ખોટું બોલવું એ. (૨) ખોટી તકરાર

**વિતથવાદી** વિ. [સં.,પું.] ખોટું બોલનારું. (૨) ખોટી તકરાર કરનારું

**વિ-તનુ** વિ. [સં.] શરીર વિનાનું. (૨) પું. કામદેવ, અનંગ

**વિ-તપ્ત** વિ. [સં.] ખૂબ તપી ઊઠેલું. (૨) (લા.) માનસિક રીતે ખૂબ દુઃખી [વાંટણી કરનારું

**વિ-તરક** વિ. [સં.] વિતરણ કરનારું, વહેંચણી કરનારું,

**વિતરડવું** સ.ક્રિ. [રવા.] નખથી ઉઝરડા કરવા, વિખોડા ભરવા. **વિતરડાવું** કર્મણિ., ક્રિ. **વિતરડાવવું** પ્રે.,સ.ક્રિ.

**વિતરડાવવું, વિતરડાવું** જુઓ 'વિતરડવું'માં.

**વિ-તરણ** ન. [સં.] આપવું એ. (૨) વહેંચણી, વાંટણી, 'ડિસ્ટ્રિબ્યુશન'

**વિતરવું** સ.ક્રિ. [સં. वि-तृ > वि-तर्, તત્સમ] આપવું. (૨) વહેંચવું, વાંટવું. **વિતરાવું** કર્મણિ., ક્રિ. **વિતરાવવું** પ્રે.,સ.ક્રિ.

**વિ-તરંગ** (તરઙ્ગ) વિ. [સં.] (લા.) વિચાર-શૂન્ય

**વિતરાવવું, વિતરાવું** જુઓ 'વિતરવું'માં.

**વિ-તર્ક** પું. [સં.] કલ્પના, અટકળ, ધારણા, (૨) શંકા, સદેહ, અંદેશો [ધારેલું. (૨) શંકાસ્પદ

**વિ-તર્કિત** વિ. [સં.] જેના વિશે અટકળ કરી હોય તેવું,

**વિ-તર્કી** વિ. [સં.,પું.] તર્ક કરવામાં કુશળ, તર્ક કરનારું

**વિ-તલ(-ળ)** ન. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બીજું પાતાળ. (સંજ્ઞા.)

**વિ-તંડા** (-તણ્ડા) સ્ત્રી. **૦વાદ** પું. [સં.] નકામી માથા-કૂટ, ખોટો બકવાદ, જીભા-જોડી. (૨) પોતાનો પક્ષ જ ન હોય અને સામા પક્ષનું ખંડન કરવાની ક્રિયા. (તર્ક.)

**વિતંડાવાદી** (વિતણ્ડા-) વિ., **વિતંડી** (વિતણ્ડી) [સં.,પું.] વિતંડાવાદ કરનારું [પરેશાન કરવું

**વિતાડવું** જુઓ 'વીતવું'માં; (અર્થ) પજવવું, દુઃખ દેવું,

**વિ-તાન** ન. [સં.] ચંદરવો. (૨) મંડપ. (૩) તંબુ

**વિ-તાલ** વિ. [સં.] તાલ વિનાનું, બે-તાલું. (સંગીત.)

**વિતાવવું, વિતાવું** જુઓ 'વીતવું'માં.

**વિ-તૃષ્ણ** વિ. [સં.,બ.વ્રી.] તૃષ્ણા વિનાનું, તદ્દન સંતોષી

**વિ-તૃષ્ણા** સ્ત્રી. [સં.] તૃષ્ણાનો અભાવ, સંપૂર્ણ સંતોષ

**વિત્ત** ન. [સં.] ધન, પૈસા, દ્રવ્ય, (૨) (લા.) શક્તિ, બળ, તાકાત. (૩) સાર, તત્ત્વ

**વિત્ત-વાન** વિ. [સં. °वान् પું.] ધનવાન, પૈસાદાર, ધનિક

**વિત્ત-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] પૈસાનો વધારો થવો એ

**વિત્ત-શાઠ્ય** ન. [સં.] પૈસાની લેવડ-દેવડમાં કરાતી લુચ્ચાઈ

**વિત્ત-શોષણ** ન. [સં.] પૈસા છીનવી લેવાનું કાર્ય

**વિત્ત-હીન** વિ. [સં.] પૈસા વિનાનું, ગરીબ, કંગાલ. (૨) દેવાળિયું

**વિત્તીય** વિ. [સં.] પૈસાનું, પૈસાને લાગતું, ધન-સંબંધી

**વિત્તેશ** પું. [+સં. ईश] કુબેર ભંડારી [ધનની ઇચ્છા

**વિત્તૈષણા** સ્ત્રી. [+ સં. एषणा] પૈસા મેળવવાની આ-કાંક્ષા,

**વિત્તોપાર્જન** ન. [+સં. उपार्जन] પૈસા કમાવા એ, ધન-પ્રાપ્તિ, કમાણી ['વિદ' 'શાસ્ત્ર-વિદ' વગેરે)

**વિદ** વિ. [સં. विद्] જાણનારું (સમાસમાં ઉત્તરપદમાં: 'વેદ-

**વિ-દગ્ધ** વિ. [સં.] સારી રીતે બળી ગયેલું. (૨) (લા.) ચતુર, હોશિયાર, 'સોફિસ્ટિકેઇટેડ' (વિ.ર.). (૩) વિદ્વાન

**વિદગ્ધ-તા** સ્ત્રી. [સં.] વિદગ્ધ હોવાપણું, 'સોફિસ્ટિકસી'

**વિ-દર્ભ, ૦દેશ** પું. [સં.] મધ્યપ્રદેશનો એ નામનો એક

પ્રાચીન દેશ, આજનો વરાડ (મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશમાંનો). (સંજ્ઞા.)

**વિ-દલ(-ળ)** વિ. [સં.] દળ વિનાનું (અનાજ). (૨) ખીલેલું, વિકસેલું. (૩) ન. દળીવાળી એક વાની

**વિદાય** ક્રિ.વિ. [અર. વદાઅ્ > ફા. વિદાઅ્] વળાવા મેલું, રવાના કરેલું, સોંઢાડેલું. (૨) સ્ત્રી. જવાની રજા. [૦ કરવું (રૂ.પ્ર.) કાઢી મૂકવું, હાંકી કાઢવું. ૦ આપવી (રૂ.પ્ર.) સોંઢાડવું. ૦ લેવી (રૂ.પ્ર.) જવા છૂટા પડવું.]

**વિદાય-ગીત** ન. [+ સં.] વિદાય કરતી વેળાનું ગીત

**વિદાય-ગીરી** સ્ત્રી. [+ ફા.પ્રત્યય] રવાના કરવું એ, સોંઢાડવું એ, વેળાવવું એ, વેળામણી

**વિદાય-બોલ** પું. [+ જુઓ 'બોલ.'] વિદાય થતી વેળાના શબ્દ, રવાના થતી વખતનું ભાષણ

**વિદાય-માન** ન. [સં.] વિદાય વખતે કરવામાં આવતું સંમાન

**વિદાય-માનપત્ર** ન. [સં.] વિદાય વખતે આપવામાં આવતો સંમાનનો છાપેલો યા લખેલો કાગળ, 'વૅલેડિક્ટરી ઍડ્રેસ'

**વિદાય-વ્યાખ્યાન** ન. [સં.] વિદાય વખતે આપવામાં આવતું ભાષણ, 'વૅલેડિક્ટરી ઍડ્રેસ.'

**વિદાય-સંદેશ** (-સન્દેશ) પું. [+ સં.] વિદાય વખતે મળતો કે મળેલો સફળ સફરનો સંદેશો

**વિ-દારક** વિ. [સં.] વિદારણ કરનાર

**વિ-દારણ** ન. [સં.] ચીરવાની સ્થિતિ, ફાડવાની સ્થિતિ. (૨) મારી નાખવું એ

**વિ-દારવું** સ.ક્રિ. [સં. વિ-દૃ-વિદાર્, તત્સમ] ચીરી નાખવું, ફાડી નાખવું. (૨) મારી નાખવું. વિદારાવું. કર્મણિ., ક્રિ. વિદારાવવું પ્રે.,સ.ક્રિ.

**વિદારાવવું, વિદારાવું** જુઓ 'વિદારવું'માં.

**વિ-દારિત** વિ. [સં.] ચીરી નાખેલું, ફાડી નાખેલું. (૨) મારી નાખેલું

**વિદારી** સ્ત્રી. [સં.] એ નામનો એક વેલો (ભોંય-કોળાનો), વિદારી કંદ. (૨) એક રોગ (ગળાનો)

**વિદારી-કંદ** (-કન્દ) પું. [સં.] જુઓ 'વિદારી(૧).'

**વિદાહ** પું. [સં.] બળતરા, દાહ (શરીરમાં)

**વિદાહી** વિ. [સં.,પું.] બળતરા કરનારું

**વિદિત** વિ. [સં.] જાણેલું, જાણીતું. [૦ કરવું (રૂ.પ્ર.) જણાવવું, વાકેફ કરવું. ૦ થવું (રૂ.પ્ર.) જાણવું]

**વિ-દિશા** સ્ત્રી. [સં.] મધ્યપ્રદેશની એક પ્રાચીન નગરી, આજનું ભીલસા. (સંજ્ઞા.) [મરી ગયેલું

**વિ-દીર્ણ** વિ. [સં.] ચીરેલું, ફાડેલું. (૨) નાશ પામેલું.

**વિદુર** પું. [સં.] શંતનુ રાજાના પુત્ર વિચિત્રવીર્યનો દાસીમાં થયેલો પુત્ર (ધૃતરાષ્ટ્ર અને પાંડુનો એ એમ સાવકો ભાઈ). (સંજ્ઞા.) [૦ની ભાજી (રૂ.પ્ર.) ગરીબની સેવા. ૦વાક્ય (રૂ.પ્ર.) ઉપદેશના બોલ. ૦વેડા (રૂ.પ્ર.) વાત વાતમાં કંગાલિયત બતાવ્યા કરવી એ]

**વિદુર-નીતિ** સ્ત્રી. [સં.] મહાભારતના ઉદ્યોગપર્વમાંનો ધૃતરાષ્ટ્રને વિદુરે કહેલા શિખામણરૂપ શ્લોકોનો સંગ્રહ, (સંજ્ઞા.)

**વિદુષી** સ્ત્રી. [સં.] વિદ્વાન સ્ત્રી

**વિ-દૂર** વિ., ક્રિ. વિ. [સં.] વિશેષ દૂર, ઠીક ઠીક આઘે

**વિ-દૂષક** પું. [સં.] નાટ્ય-રચનાઓમાં નાયકનો મશ્કરો મિત્ર. (નાટ્ય.) (૨) રંગલો, ડાગલો (ભવાઈમાં)

**વિદૂષક-વૃત્તિ** સ્ત્રી. [સં.] ટીખળ અને ચાળા કરવાનું વલણ, 'અર્કૂનરી' (દ.ભા.)

**વિ-દેશ** પું. [સં.] બીજો દેશ, બીજો મુલક, પર-દેશ

**વિદેશ-ગમન** ન. [સં.] પરદેશ જવું એ [પરદેશી સ્ત્રી

**વિદેશણ** (-ણ્ય) સ્ત્રી. [સં. વિદેશી + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય]

**વિદેશ-વાસ** પું. [સં.] પરદેશમાં જઈને રહેવું એ

**વિદેશવાસી** વિ. [સં.,પું.], **વિદેશ-સ્થ** વિ. [સં.] પરદેશમાં જઈને રહેનારું કે રહેલું

**વિદેશી** વિ. [સં.,પું.] પરદેશને લગતું, પરદેશી, 'ફોરિન.' (૨) વિદેશનું વાસી, પરદેશમાં રહેનારું, 'ફોરિનર.' (૩) પર-દેશ જનારું, 'એમિગ્રન્ટ'

**વિદેશી-કરણ** ન. [સં.] પોતાના દેશમાં પરદેશના જેવું વર્તન વાતાવરણ વગેરે કરવાં એ

**વિદેશીય** વિ. [સં.] જુઓ 'વિદેશી.' (૨) પરદેશથી આવેલું

**વિ-દેહ** વિ. [સં.] મરણ પામેલું, અવસાન પામેલું. (૨ માયા-પાશથી મુક્ત, જીવ-મુક્ત. (૩) પું. મિથિલાનો પ્રાચીન પ્રદેશ. (સંજ્ઞા.) [નો સસરો જનકરાજ

**વિદેહ-રાજ** પું. [સં.] દશરથનો વેવાઈ અને રામ લક્ષ્મણ-

**વિદેહી** વિ. [સં.] જુઓ 'વિદેહ(૧-૨).' [માં લીધેલું

**વિદ્ધ** વિ. [સં.] વીંધાયેલું. (૨) (લા.) વપરાયેલું, ઉપયોગ-

**વિદ્યમાન** વિ. [સં.] હયાતી ધરાવતું, જીવતું, વર્તમાન. (૨) પ્રત્યક્ષ રહેલું, હાજર [દ્વારા

**વિદ્યમાને** ક્રિ.વિ. [+ગુ. 'એ' સા. વિ.,પ્ર.] (લા.) મારફત,

**વિદ્યા**[૧] સ્ત્રી. [સં.] ઊંડી સમઝ, જ્ઞાન. (૨) જ્ઞાનનું શાસ્ત્ર કે કળા. (૩) તે તે જ્ઞાનની શાખા, 'ફૅકલ્ટી.' (૪) કોઈ વસ્તુ કે કામની માહિતી અથવા જ્ઞાન. (૫) જીવ અને બ્રહ્મના અ-ભેદને વિષય કરનારી ચિત્તની વૃત્તિ. (૬) વિજ્ઞાન, 'સાયન્સ.' [ચૌદ વિદ્યા (રૂ.પ્ર.) સર્વ શાસ્ત્રો. મેલી વિદ્યા (રૂ.પ્ર.) કામણ-ટૂમણ, મંતર-જંતર]

**વિદ્યા**[૨] (લઘુપ્રયત્ન 'ય') સ્ત્રી. જુઓ 'વધા.'

**વિદ્યા-કલા(-ળા)** સ્ત્રી. [સં.] શાસ્ત્રો તથા હુન્નર-ઉદ્યોગ

**વિદ્યાકીય** વિ. [+ સં. क + ईय ત.પ્ર., નવો શબ્દ] વિદ્યાને લગતું, 'એકેડેમિકલ' (ઉ.જો.)

**વિદ્યા-ખાતું** ન. [સં. + જુઓ 'ખાતું.'] કેળવણી, ખાતું, શિક્ષણ-તંત્ર, 'એજ્યુકેશન ડિપાર્ટમેન્ટ'

**વિદ્યા-ગુરુ** પું. [સં.] ભણાવનાર શિક્ષક, 'પ્રોફેસર' (મ.રૂ.)

**વિદ્યા-ગૃહ** ન. [સં.,પું.,ન.] નિશાળનું મકાન, શાળા, પાઠશાળા, 'સ્કૂલ' [ખૂબ ઉત્સુક, જિજ્ઞાસુ

**વિદ્યાતુર** વિ. [સં. विद्या + आतुर] વિદ્યા મેળવવા માટે

**વિદ્યા-દંભ** (-દમ્ભ) પું. [સં.] વિદ્વત્તાનો વધુ પડતો ડોળ, 'પેડન્ટ્રી' [ડોળ કરનાર, 'પેડન્ટ'

**વિદ્યાદંભી** (-દમ્ભી) વિ. [સં.,પું.] વિદ્વત્તાનો વધુ પડતો

**વિદ્યા-દાન** ન. [સં.] ભણાવવાનું બદલા વિનાનું કામ

**વિદ્યા-દેવી** સ્ત્રી. [સં.] સરસ્વતી દેવી, શારદા

**વિદ્યા-ધન** ન. [સં.] વિદ્યા-રૂપી સંપત્તિ, શિક્ષણ-રૂપી ધન

**વિદ્યા-ધર** વિ. [સં.] વિદ્યા ધારણ કરનાર, વિદ્વાન. (૨)

પું. પૌરાણિક માન્યતા પ્રમાણે એક અર્ધદૈવી પ્રજાનો તે તે પુરુષ (સંજ્ઞા.)

**વિદ્યાધરી** સ્ત્રી. [સં.] વિદ્યાધર જાતિની સ્ત્રી (પૌરાણિક)

**વિદ્યા-ધામ** ન. [સં.] જુઓ 'વિદ્યા-ગૃહ' — 'ઍકેડમી.'

**વિદ્યાધિકારી** વિ. [સં. विद्या + अधिकारी, પું.] શિક્ષણ-તંત્રનો અધિકાર ધરાવનાર, 'એજ્યુકેશન ઑફિસર,' 'ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન'

**વિદ્યાધ્યયન** ન. [સં. विद्या + अध्ययन] અભ્યાસ કરવો એ. [ભણવું એ

**વિદ્યા-ધ્વજ** પું. [સં.] (લા.) વિદ્યાને દૂષણ આપનાર, વિદ્વાન છતાં વિદ્યાનો દુરુપયોગ કરનાર

**વિદ્યાનંદ** (-નન્દ) પું. [સં. विद्या + आ-नन्द] વિદ્યા મેળવવાનો હર્ષ

**વિદ્યા-નિધિ** પું. [સં.] વિદ્યાના ભંડાર-રૂપ માણસ, મોટો વિદ્વાન

**વિદ્યાનુરાગ** પું. [સં. विद्या + अनु-राग] વિદ્યા તરફનો પ્રેમ, અભ્યાસ કરવાની લગની

**વિદ્યાનુરાગી** વિ. [સં.,પું.] વિદ્યાનુરાગ ધરાવનાર, વિદ્યાપ્રેમી

**વિદ્યા-પીઠ** સ્ત્રી. [સં.,ન.] જ્યાં વિવિધ પ્રકારની વિદ્યાઓના શિક્ષણની વ્યવસ્થા કરી આપવામાં આવી હોય તે તંત્ર, વિશ્વવિદ્યાલય, 'યુનિવર્સિટી' (ન.લ.) (૨) અમદાવાદની ગુજરાત રાષ્ટ્રિય વિદ્યાપીઠ. (સંજ્ઞા.)

**વિદ્યા-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] અભ્યાસ કરવો એ વિદ્યા મેળવવાની ક્રિયા

**વિદ્યા-પ્રેમ** પું. [સં.,પું.,ન.] વિદ્યા તરફની લગની, ભણવાનો પ્રેમ

**વિદ્યા-પ્રેમી** વિ. [સં.,પું.] વિદ્યા-પ્રેમ રાખનારું, ભણવા તરફ લગનીવાળું

**વિદ્યા-બલ(-ળ)** ન. [સં.] કરેલા વિદ્યાભ્યાસની શક્તિમત્તા

**વિદ્યા-ભવન** ન. [સં.] જુઓ 'વિદ્યા-ગૃહ.'

**વિદ્યાભિલાષ** પું. [સં. विद्या + अभि-लाष], **ષા** સ્ત્રી. [+ સં. °લાષ, પું.] વિદ્યા મેળવવાની ઇચ્છા

**વિદ્યાભિલાષી** વિ. [સં.,પું.] વિદ્યા મેળવવાની ઇચ્છાવાળું

**વિદ્યા-ભૂષણ** ન. [સં.] વિદ્યાને કારણે મળેલી ભૂષણ-રૂપ પદવી

**વિદ્યાભ્યાસ** પું [સં. विद्या + अभ्यास] જુઓ 'વિદ્યાધ્યયન.'

**વિદ્યા-મદ** પું. [સં.] મેળવેલા જ્ઞાનને કારણે થયેલું અભિ-માન

**વિદ્યા-મંદિર** (-મન્દિર) ન. [સં.] જુઓ 'વિદ્યા-ગૃહ.'

**વિદ્યામૃત** ન [સં. विद्या + अ-मृत] વિદ્યારૂપ અમી, શિક્ષણ-રૂપી અમૃત

**વિદ્યારંભ** (-રમ્ભ) પું. [સં. विद्या + आ-रम्भ] ભણવાની શરૂઆત કરવી એ

**વિદ્યાર્થિની** વિ., સ્ત્રી. [સં.] વિદ્યા ભણનાર છોકરી કે સ્ત્રી, છાત્રા

**વિદ્યાર્થી** વિ. [સં. विद्या + अर्थी, પું.] વિદ્યા ભણનાર છોકરો કે પુરુષ, છાત્ર

**વિદ્યાર્થી-આશ્રમ** પું. [સં.,ગુ. સમાસ, સંધિ વિના] **વિદ્યાર્થી-ગૃહ** ન. [સં.,ગુજ. સમાસ, પું., ન.], **વિદ્યાર્થી-નિવાસ** પુ. [સં., ગુજ. સમાસ], **વિદ્યાર્થી-ભવન** ન. [સં., ગુજ. સમાસ] છાત્રાલય, 'બૉર્ડિંગ હાઉસ'

**વિદ્યાર્થી-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.,ગુજ. સમાસ] વિદ્યાર્થીઓનું બંધારણીય સંઘટન, વિદ્યાર્થી-સંઘ, 'સ્ટુડન્ટ્સ યુનિયન'

**વિદ્યાર્થી-વૃત્તિ** સ્ત્રી., **વિદ્યાર્થી-વેતન** ન. [સં.,ગુજ, સમાસ] અભ્યાસ કરવાની દાનત કે ભાવના. (૨) અભ્યાસ કરવા માટે મળતી નાણાંની મદદ, છાત્ર-વૃત્તિ, શિષ્ય-વૃત્તિ, 'સ્કૉલર-શિપ' (મ.સૂ.), 'ફેલો-શિપ' (હ.દ્વા.)

**વિદ્યાર્થી-સંઘ** (-સઙ્ઘ) પું. [સં., ગુજ. સમાસ] વિદ્યાર્થીઓનું મંડળ, વિદ્યાર્થી-મંડળ, 'સ્ટુડન્ટ્સ યુનિયન'

**વિદ્યાલય** ન. [સં. विद्या + आ-लय, પું.,ન.] જુઓ 'વિદ્યા ગૃહ' 'ઇન્સ્ટિટયૂટ'

**વિદ્યાલંકાર** (-લઙ્કાર) પું. [સં. विद्या + अलंकार] જુઓ -'વિદ્યા-ભૂષણ.' એ પ્રકારની એક પદવી

**વિદ્યા-લાભ** પું. [સં.] વિદ્યાની પ્રાપ્તિ

**વિદ્યા-વંત** (-વન્ત) વિ. [સં. °वत् > પ્રા. °वंत, પ્રા. તત્સમ પ્ર.] વિદ્વાન, પંડિત

**વિદ્યા-વાચસ્પતિ** પું. [સં.] યુનિવર્સિટીની પીએચ.ડી. તેમ ડી.લિટ્.ની સમકક્ષ સંસ્કૃત વિદ્યાપીઠ વગેરેની પદવી

**વિદ્યા-વાન** વિ. [સં. °वान्, પું.] જુઓ 'વિદ્યા-વંત.'

**વિદ્યા-વારિધિ** પું. [સં.] વિદ્વાનને મળતી એવી એક માનદ પદવી

**વિદ્યા-વાસ** પું. [સં.] વિદ્યાર્થીઓને ખાવા-રહેવાની સગવડ આપતું સ્થાન, 'બૉર્ડિંગ' (આ.બા.)

**વિદ્યા-વિકર્ષ** પું. [સં.] ભિન્ન ભિન્ન પ્રકારની વિદ્યાઓનું વિતરણ. [૦ સમાજ પું. [સં.] 'યુનિવર્સિટી' (ગો.મા.)]

**વિદ્યા-વિનય-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] જ્ઞાન અને વિવેક ધરાવનાર, જ્ઞાની- વિવેકી

**વિદ્યા-વિનોદ** પું. [સં.] વિદ્યાને લગતી આનંદવાળી વાત-ચીત

**વિદ્યા-વિનોદી** વિ. [સં.,પું.] વિદ્યા-વિનોદ કરનાર

**વિદ્યા-વિભાગ** પું. [સં.] યુનિવર્સિટીમાંની તે તે વિદ્યા શાખા, 'ફૅકલ્ટી'

**વિદ્યા-વિમુખ** વિ. [સં.] કેળવણી ન લીધી હોય તેવું, અભણ

**વિદ્યા-વિલાસ** પું. [સં.] જુઓ 'વિદ્યા-વિનોદ.'

**વિદ્યાવિલાસી** વિ. [સં.,પું.] જુઓ 'વિદ્યાવિનોદી.'

**વિદ્યા-વિષયક** વિ. [સં.] ભણવા વિશેનું. (૨) તે તે વિદ્યા-શાખાને લગતું, 'ઍકેડેમિકલ' (મન.ર.)

**વિદ્યા-વિહીન** વિ. [સં.] અભણ

**વિદ્યા-વીર** પું. [સં.] શ્રમ કરી અભ્યાસ કરનાર પુરુષ

**વિદ્યા-વૃત્તિ** સ્ત્રી. [સં.] ભણવાની લગની. (૨) ભણવા માટે મળતી છાત્ર-વૃત્તિ, 'સ્કૉલર-શિપ' (દ.બા.), 'ફેલો-શિપ'

**વિદ્યા-વ્યસન** ન. [સં.] ભણવાની સખત લત કે લગની

**વિદ્યાવ્યસની** વિ. [સં.,પું.] ભણવાની સખત લત કે લગનીવાળું

**વિદ્યા-વ્યાસંગ** (-સઙ્ગ) પું. [સં.] ભણવામાં પ્રબળ આ-સક્તિ, લગનીપૂર્વક સખત અભ્યાસ કરવો એ

**વિદ્યાવ્યાસંગી** (-સઙ્ગી) વિ. [સં.,પું.] વિદ્યાવ્યાસંગવાળું

**વિદ્યા-વ્રત** ન. [સં.] અભ્યાસ કરવાની લીધેલી પ્રતિજ્ઞા, ભણવા માટે લીધેલું પણ કે નીમ

**વિદ્યા-શાખા** સ્ત્રી. [સં.] વિશ્વવિદ્યાલયની તે તે વિદ્યાનો તે તે ફાંટો, 'ફૅકલ્ટી'

**વિદ્યા-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જુઓ 'વિદ્યા-ગૃહ.'

**વિદ્યા-સત્ર** ન. [સં.] વર્ષ દરમ્યાન ભણવાના સમયનો પ્રત્યેક મોટો ગાળો, 'ટર્મ'

**વિદ્યા-સમિતિ** સ્ત્રી. [સં.] યુનિવર્સિટીઓમાંની તે તે વિદ્યા-શાખાની જુદી જુદી કમિટીઓમાંની તે તે કમિટી કે મંડળી

**વિદ્યા-સભા** સ્ત્રી. [સં.] જ્યાં વિવિધ વિદ્યાઓની પ્રવૃત્તિ થતી હોય તેવું મંડળ કે સંઘ

**વિદ્યા-સમાજ** પું. [સં.] જુઓ 'વિદ્યાવિકર્ષ સમાજ'-'યુનિવર્સિટી' (આ.બા.).

**વિદ્યા-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] જુઓ 'વિદ્યા-વંત.'

**વિદ્યા-સાગર** પું. [સં.] જુઓ 'વિદ્યા-વારિધિ'- જેવી એક પદવી

**વિદ્યા-સામર્થ્ય** ન. [સં.] જુઓ 'વિદ્યા-બલ.'

**વિદ્યા-સ્થાન** ન. [સં.] વિદ્યાભ્યાસ કરવાની શાળા, 'આલ્મા-મેટર' (આ.બા.) (૨) જન્મકુંડળીમાંનું જન્મની રાશિથી પાંચમું ખાનું. (જ્યો.)

**વિદ્યુચ્ચિકિત્સા** સ્ત્રી. [સં. विद्युत् + चिकित्सा, સંધિથી] યાંત્રિક વીજળીના શેકથી કરવામાં આવતી દર્દીના રોગની તપાસ અને સારવાર, 'ઇલેક્ટ્રિક ટ્રીટમેન્ટ'

**વિદ્યુચ્ચુંબક** (વિદ્યુચ્ચુમ્બક) ન. [સં. विद्युत्+चुम्बक, સંધિથી] પોલાદના ટુકડાની આસપાસ તાંબાના તારનું ગૂંછળું વીંટાળી વીજળીનો પ્રવાહ મૂકવાથી ચુંબકત્વ મળે એવો લોઢાનો ટુકડો

**વિદ્યુચ્છક્તિ** [સં. विद्युत् + शक्ति, સંધિથી.] વીજળીનું બળ, 'ઇલેક્ટ્રિસિટી' [વીજળી-ઘર

**વિદ્યુચ્છાલા**(-ળા) સ્ત્રી. [સં. विद्युत् + शाला, સંધિથી]

**વિદ્યુચ્છાસ્ત્ર** ન. [સં. विद्युत् + शास्त्र, સંધિથી] વીજળી વિશેની વિદ્યા [વીજળીનો ઝબકારો, વિદ્યુલ્લેખા

**વિદ્યુચ્છિખા** સ્ત્રી. [સં. विद्युत् + शिखा, સંધિથી] આકાશી

**વિ-દ્યુત** સ્ત્રી. [સં. विद्युत्] આકાશી વીજળી, 'લાઇટનિંગ.' (૨) યાંત્રિક વીજળી, 'ઇલેક્ટ્રિસિટી'

**વિદ્યુત-કણ** પું. [સં. विद्युत् + कण] જુઓ 'વિદ્યુત્કણ.'

**વિદ્યુત-કોશ**(-ષ) પું. [સં., ગુજ. સમાસ] વીજળી પેદા કરનારું યંત્ર, 'બેટરી' ['ઇલેક્ટ્રિક ફિલ્ડ'

**વિદ્યુત-ક્ષેત્ર** ન. [સં. विद्युत् + क्षेत्र] જુઓ 'વિદ્યુત્ક્ષેત્ર.'-

**વિદ્યુત-ગૃહ** ન. [સં. विद्युत्-गृह, પું. ન.] જુઓ 'વિદ્યુચ્છાલા.'

**વિદ્યુત-ચિકિત્સા** સ્ત્રી. [+ સં., ગુજ. સમાસ] જુઓ 'વિદ્યુચ્ચિકિત્સા.' [વિદ્યુચ્ચુંબક.'

**વિદ્યુત-ચુંબક** (-ચુમ્બક) ન. [+ સં., ગુજ. સમાસ] જુઓ

**વિદ્યુત-તરંગ** (-તરઙ્ગ) પું. [સં. विद्युत् + तरंग] જુઓ 'વિદ્યુત્તરંગ.'

**વિદ્યુતપ્રધાન** વિ. [સં. विद्युत्-प्रधान] વીજળીના પાવરથી મુખ્યત્વે ચાલતું, 'પાવર-ઇન્ટેન્સિવ'

**વિદ્યુત-પ્રવાહ** પું. [સં. विद्युत् + प्रवाह] જુઓ 'વિદ્યુત્પ્રવાહ.'

**વિદ્યુત-ભાર** પું. [સં. विद्युत्-भार=विद्युद्भार; આ. ગુ. સમાસ] વીજળીનો સંચાર, 'ચાર્જ' (અ.ત્રિ.)

**વિદ્યુત-યંત્ર** (-યન્ત્ર) ન. [સં. विद्युत् + यन्त्र, ગુજ. સમાસ] જુઓ 'વિદ્યુદ્-યંત્ર.' ['વિદ્યુદ્-યુગ.'

**વિદ્યુત-યુગ** પું. [સં. विद्युत् + युग, ગુજ. સમાસ.] જુઓ

**વિદ્યુત-વાહક** વિ. [સં. विद्युत् + वाहक, ગુજ. સમાસ] જુઓ 'વિદ્યુદ્-વાહક.'

**વિદ્યુત-વિચ્છેદન** ન. [સં. विद्युत् + विच्छेदन, ગુ. સમાસ] વીજળીના પ્રવાહ દ્વારા રાસાયણિક ફેરફારની ક્રિયા, 'ઇલેક્ટ્રોલાઇસિસ' (અ.ત્રિ.)

**વિદ્યુત-શક્તિ** સ્ત્રી. [+ સં., ગુજ. સમાસ] જુઓ 'વિદ્યુચ્છક્તિ.'

**વિદ્યુત-વેગ** પું. [સં. विद्युत् + वेग, ગુજ. સમાસ] જુઓ વિદ્યુદ્-વેગ.' [ચ્છાલા.'

**વિદ્યુત-શાલા**(-ળા) સ્ત્રી. [સં. विद्युत् + शाला] જુઓ વિદ્યુ-

**વિદ્યુત-શાસ્ત્ર** ન. [+ સં., ગુજ. સમાસ.] જુઓ 'વિદ્યુચ્છાસ્ત્ર.'

**વિદ્યુત-શિખા** સ્ત્રી. [+ સં. ગુજ. સમાસ.] જુઓ 'વિદ્યુચ્છિખા.' ['ઇલેક્ટ્રૉન'

**વિદ્યુત્કણ** પું. [સં. विद्युत् + कण] વીજળીનો કણ, વિદ્યુદણુ,

**વિદ્યુત્કોશ** પું. [સં. विद्युत् + कोश] જુઓ 'વિદ્યુત-કોશ.'

**વિદ્યુત્ક્ષેત્ર** ન. [સં. विद्युत् + क्षेत्र] વીજળીનો પ્રવાહ જેટલામાં પ્રસરે તેટલી જગ્યા

**વિદ્યુત્તરંગ** (-તરઙ્ગ) પું. [સં. विद्युत् + तरंग] વીજળીનું મોજું

**વિદ્યુત્પ્રવાહ** પું. [સં. विद्युत् + प्रवाह] વીજળીનો પ્રવાહ

**વિદ્યુદણુ** પું. [સં. विद्युत् + अणु. સંધિથી] જુઓ 'વિદ્યુત્કણ.' 'ઇલેક્ટ્રૉન' (મો.ગો.) [ખેંચાણ

**વિદ્યુદાકર્ષણ** ન. [સં. विद्युत् + आ-कर्षण, સંધિથી] વીજળીનું

**વિદ્યુદ્-ગતિવિદ્યા** સ્ત્રી., **વિદ્યુદ્-ગતિશાસ્ત્ર** ન. [સં.] વીજળીની ગતિને લગતું શાસ્ત્ર, 'ઇલેક્ટ્રો-ડાઇનેમિક્સ' (પો.ગો.)

**વિદ્યુદ્-ગૃહ** ન. विद्युत् + गृह, પું., ન., સંધિથી] જુઓ 'વિદ્યુચ્છાલા.'

**વિદ્યુદ્-બલ**(-ળ) ન. [સં. विद्युत् + बल] જુઓ 'વિદ્યુચ્છક્તિ.'

**વિદ્યુદ્-યંત્ર** (-યન્ત્ર).ન. [સં. विद्युत् + यन्त्र, સંધિથી] વીજળી-ઉત્પન્ન કરનારો સાંચો, 'જનરેટર'

**વિદ્યુદ્-યુગ** પું. [સં. विद्युत् + योग, સંધિથી] યાંત્રિક વીજળીનો મોટા ભાગનો વ્યવહાર હો એ જમાનો

**વિદ્યુદ્-વાહક** વિ. [સં. विद्युत् + वाहक, સંધિથી] યાંત્રિક વિદ્યુતને લઈ જનારું

**વિદ્યુલ્લતા** સ્ત્રી. [સં. विद्युत् + लता, સંધિથી] આકાશી વીજળીરૂપ વેલ, વેલની જેવી દેખાતી, આકાશી વીજળી

**વિદ્યુલ્લેખા** સ્ત્રી. [સં. विद्युत् + लेखा, સંધિથી] આકાશી વિદ્યુતનો ઝબકારો, વિદ્યુચ્છિખા ['વિદ્યુલ્લતા.'

**વિદ્યુદ્-વલ્લિ,-લ્લી** સ્ત્રી. [સં. विद्युत् + वल्लि,-ल्ली] જુઓ

**વિદ્યુદ્-વેગ** પું. [સં. विद्युत् + वेग, સંધિથી] વીજળીની ગતિ

**વિદ્યોત્તેજક** વિ. [સં. विद्या-उत्तेजक] વિદ્યાને ઉત્તેજન આપનાર. [૦ **સમાજ** પું. [સં.] જુઓ 'વિદ્યા-સમાજ'- યુનિવર્સિટી' (ગો.મા.)] [ચલાવનારું

**વિદ્યોપજીવી** વિ. [સં. विद्या + उपजीवी] વિદ્યા દ્વારા ગુજરાન

**વિદ્યોપાર્જન** ન. [સં. विद्या+उपार्जन] જુઓ 'વિદ્યા-પ્રાપ્તિ.'

**વિદ્યોપાર્જિત** વિ. [સં. विद्या + उपार्जित] વિદ્યા દ્વારા મેળવેલું

**વિદ્યોપાસક** વિ. [સં. विद्या + उपासक] વિદ્યા મેળવવાનો સતત પ્રયત્ન કરનાર, 'સ્કૉલર' (દ.બા.)

**વિદ્યોપાસન** ન., -ના સ્ત્રી. [સં. विद्या + उप-आसन,-ना] વિદ્યા મેળવવાનો સતત પ્રયત્ન, સતત વિદ્યાભ્યાસ

**વિદ્રધિ** પું. [સં.] ગડ-ગૂમડનો રોગ

**વિ-દ્રાવક** વિ. [સં.] ઓગાળનાર
**વિ-દ્રાવણ** ન. [સં.] ઓગાળવાની ક્રિયા
**વિ-દ્રાવિત** વિ. [સં.] ઓગાળેલું. (૨) નસાડી મૂકેલું
**વિ-દ્રાવ્ય** વિ. [સં.] ઓગાળી શકાય તેવું
**વિ-દ્રુત** વિ. [સં.] ઓગળી ગયેલું, પીગળેલું. (૨) નાસી છૂટેલું, ભાગી ગયેલું, પલાયન થયેલું
**વિ-દ્રુમ** ન. [સં.,પું.] એ નામનું એક વૃક્ષ. (૨) પું. કૂંપળ, ફણગો. (૩) પરવાળું (કિંમતી ગણાતો એક રત્ન જેવો દરિયાઈ પદાર્થ) [બંડ. (૨) કજિયો, કલહ
**વિ-દ્રોહ** પું. [સં.] સત્તા સામે માથું ઊંચકવું એ, બળવો,
**વિદ્રોહ-કારી, વિદ્રોહી** વિ. [સં.,પું.] વિદ્રોહ કરનારું, ભાંગફોડિયા, 'સબ્વર્સિવ' [પંડિત, જ્ઞાતા
**વિદ્વજ્જન** પું.,ન. [સં. विद्वस् + जन, સંધિથી, પું.] વિદ્વાન,
**વિદ્વત્તમ** વિ. [સં. विद्वस् + तम, સંધિથી] ઉત્તમ વિદ્વાન
**વિદ્વત્તા** સ્ત્રી., -ત્ત્વ ન. [સં. विद्वस् + ता,-त्व] વિદ્વાન હોવાપણું, પાંડિત્ય
**વિદ્વત્પરિષદ** સ્ત્રી. [સં. विद्वस् + परिषद्, સંધિથી], **વિદ્વત્સભા** સ્ત્રી. [સં. विद्वस् + सभा, સંધિથી] વિદ્વાનોનો મેળાવડો, વિદ્વાનોની સભા, અકાદમી, 'એકેડમી'
**વિદ્વત્સંન્યાસ** (-સન્-ન્યાસ) પું. [સં. विद्वस् + संन्यास, સંધિથી] જ્ઞાન થયા પછી સંન્યાસની દીક્ષા લેવી એ, પૂર્ણ જ્ઞાનીએ કરેલો સંસાર-ત્યાગ
**વિદ્વદ્-ભોગ્ય** વિ. [સં. विद्वस् + भोग्य, સંધિથી] વિદ્વાનો ભોગવી શકે તેવું, વિદ્વાનોને માટેનું. (૨) વિદ્વાનોને રસ પડે કે ગમે તેવું
**વિદ્વદ્-વર** વિ. [સં. विद्वस् + वर] ઉત્તમ વિદ્વાન
**વિદ્વદ્-વર્ગ** પું. [સં. विद्वस् + वर्ग, સંધિથી] વિદ્વાનોનો સમૂહ, પંડિત-ગણ
**વિદ્વદ્-વર્ય** વિ. [સં. विद्वस् + वर्य, સંધિથી] ઉત્તમ વિદ્વાન.
**વિદ્વન્મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ)ન., -લી(-ળી) સ્ત્રી. [સં. विद्वस् + मण्डल,-ली] જુઓ 'વિદ્વત્પરિષદ' - 'એકેડમી' (ન.લે.)
**વિદ્વાન** વિ. [સં. विद्वस्-विद्वान्, પું.] જેણે વિદ્યા મેળવી છે તેવું, પંડિત, જ્ઞાતા, 'સ્કૉલર.' (૨) જ્ઞાની માણસ. (૩) નિષ્ણાત, 'એક્સ્પર્ટ' (આ.બા.) અધમતાનર
**વિદ્વેષ** પું. [સં.] પ્રબળ અદેખાઈ, ભારે ઈર્ષા. (૨) શત્રુતા,
**વિદ્વેષણ** ન. [સં.] જુઓ 'વિ-દ્વેષ.' (૨) દુષ્ટતા,
**વિદ્વેષિ-તા** સ્ત્રી. [સં.] વિદ્વેષી હોવાપણું
**વિદ્વેષી,-ષ્ટા** વિ. [સં.,પું.] વિદ્વેષ કરનારું
**-વિધ** વિ. [સં. विधा, દ્વારા. બ.વ્રી.થી] પ્રકારનું (સમાસમાં: 'બહુ-વિધ' 'અનેક-વિધ' 'નાના-વિધ' 'દશ-વિધ' વગેરે)
**વિધરાવવું** જુઓ 'વીધરાવું'માં.
**વિ-ધર્મ** પું. [સં.] ભિન્ન ગુણ-લક્ષણ. (૨) ભિન્ન ધર્મ-સંપ્રદાય, પરધર્મ. (૩) વિરોધી ધર્મ-સંપ્રદાય
**વિધર્મી** વિ. [સં.,પું.] ભિન્ન ગુણ-લક્ષણવાળું. (૨) ભિન્ન ધર્મ-સંપ્રદાયનું, પરધર્મી. (૩) વિરોધી ધર્મ-સંપ્રદાયનું
**વિધવા** સ્ત્રી. [સં. वि + धव પતિ મરી ગયો છે તેવી विधवा બ.વ્રી. થી; પણ મૂળમાં એક જ શબ્દ છે. સર૦ અં. 'વિડો.'] પતિ મરણ પામ્યો હોય તેવી સ્ત્રી, રાંડેલી સ્ત્રી, રાંડી-રાંડ [મળતો વિધવા સ્ત્રીનો હિસ્સો
**વિધવા-દાય** પું. [સં.] પતિના કુટુંબમાંથી કાયદા પ્રમાણે
**વિધવા-લક્ષણ** ન. [સં.] શરીર ઉપરનાં વિધવા થયાનો ખ્યાલ આપતાં ચિહ્નોમાંનું તે તે ચિહ્ન
**વિધવા-વિવાહ** પું. [સં.] વિધવાનું પુનર્લગ્ન, 'રિ-મૅરેઇજ'
**વિધવાશ્રમ** પું. [+ સં. आ-श्रम] નિરાધાર વિધવા સ્ત્રીઓને આશ્રય લેવાનું સ્થાન
**વિધવાંશ** (વિધવૅશ) પું. [+ સં. अंश] જુઓ 'વિધવા-દાય.'
**વિધ-વિધ** વિ. [સં. विधा નો અ-સ્વાભાવિક દ્વિર્ભાવ; આ શબ્દ વ્યાકરણ-સિદ્ધ નથી.] જુઓ 'વિ-વિધ.'
**વિધા** સ્ત્રી. [સં.] પ્રકાર, રીત
**વિધાતા** પું. [સં.] સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર દેવ, પરમાત્મા, 'પ્રોવિડન્સ' (મ.સૂ.). (૨) પ્રજાપતિ, બ્રહ્મા. (૩) વિશ્વકર્મા
**વિધાત્રી** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બાળક જન્મતાં છઠ્ઠીના લેખ લખનારી મનાતી દેવી -શક્તિ. (સંજ્ઞા)
**વિ-ધાન** ન. [સં.] ક્રિયા કરવી એ, કરવું એ, આચરણ, 'પ્રોસેસ' (દ.બા.). (૨) કથન, બયાન, કેફિયત, 'સ્ટેઇટમેન્ટ,' 'અફર્મેશન' (દ.બા.). (૩) સૂચન, 'પ્રોપોઝિશન.' (૪) પૂર્વધારણા, 'પ્રેમિસ' (દ.બા.). (૫) નિયમ, ધારો. (૬) વિધિ રીત, પ્રકાર. (૭) શાસ્ત્ર-વાક્ય, વિધિ-વાક્ય, કાયદો, 'લેજિસ્લેશન.' (૮) કાયદાનો નિર્ણય, ચુકાદો. 'જજમેન્ટ'
**વિધાન-જ્ઞ** વિ. [સં.] શાસ્ત્ર-વાક્યનું જ્ઞાન ધરાવનાર
**વિધાન-પરિષદ** સ્ત્રી. [+ સં. परिषद्], **વિધાન-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ)ન. [સં.], **વિધાન-સભા** સ્ત્રી. [સં.] સ્વતંત્ર રાષ્ટ્રમાં પ્રજાના હિતને લગતા કાયદા કરનારી ચૂંટાયેલા સભ્યોની મંડળી, 'લેજિસ્લેચર,' 'લેજિસ્લેટિવ કાઉન્સિલ (યા) એસેમ્બ્લી'
**વિધાન-સભ્ય** વિ. [સં.] વિધાન-સભાનું સદસ્ય, 'મેમ્બર ઑફ ધ લેજિસ્લેટિવ એસેમ્બ્લી'–'એમ. એલ. એ.'
**વિધાન-શાખા** સ્ત્રી. [સં.] વિધાન-સભાનું પેટા મંડળ, 'લેજિસ્લેશન બ્રાન્ચ'
**વિધાનાત્મક** વિ. [+ સં. आत्मन् + -क] જેને વિશે નિશ્ચિત રૂપ કહેવામાં આવ્યું હોય તેવું. 'પૉઝિટિવ' (ચં.ન.)
**વિ-ધાયક** વિ. [સં.], **વિધાયી** વિ. [સં.,પું.] કાંઈ કરનારું, કાર્ય કરનાર, 'ઍક્ટિવ.' (૨) ઘડનાર, રચનાર, (૪) સ્થાપના કરનાર
**વિધિ** પું., સ્ત્રી. [સં.,પું.] કરવું એ, ક્રિયા, 'પ્રોસેસ.' (૨) વિધાન, 'અફર્મેશન. (મ.ન.). (૩) શાસ્ત્રાજ્ઞા. (૪) કાર્ય કરવાની રીત કે પદ્ધતિ, 'પ્રોસીજર.' (૫) સંસ્કાર-કાર્ય, 'સેરિમની.' (૬) પું. અવશ્ય કરવાનો નિયમ, ધારો. (૭) વ્યવસ્થા. (૮) સંસ્કાર. (૯) બ્રહ્મા. (૧૦) ભાગ્યદેવી. (૧૧) ભાગ્ય. [૦ના અક્ષર (કે લેખ) (રૂ.પ્ર.) નસીબ, ભાગ્ય] [વર્તવાપણું
**વિધિ-કૈંકર્ય** (-કૈઙ્કર્ય) ન. [સં.] શાસ્ત્રની આજ્ઞાને વશ
**વિધિ-ચિહ્ન** ન. [સં.] ગણિતમાં સરવાળા બાદબાકી ગુણાકાર વગેરે ક્રિયાને માટેનું તે તે ચિહ્ન. (ગ.)
**વિધિ-નિર્દેશ** પું. [સં.] હકારાત્મક વિધાન, 'અફર્મેટિવ

પ્રેપોઝિશન' (મ.ન.)
**વિધિમુખ-નિર્દેશ** પું. [સં.] જુઓ 'વિધિ-નિર્દેશ.'
**વિધિ-નિર્મિત** વિ. [સં.] નસીબે નક્કી કરેલું, નસીબમાં સર્જાયેલું
**વિધિ-નિષેધ** પું., બ.વ. [સં.] શાસ્ત્રની આજ્ઞા અને મનાઈ, અમુક કરવા ન કરવા વિશેની શાસ્ત્રની આજ્ઞા
**વિધિનિષેધાત્મક** વિ [+સં. आत्मन्+क] વિધિ અને નિષેધના રૂપમાં રહેલું, વિધિનિષેધવાળું
**વિધિ-પદ** ન. [સં.] વાક્યમાંનું વિધેય. (વ્યા.)
**વિધિ-પુરઃસર** ક્રિ.વિ. [સં.] વિધિને અનુસરીને, વિધિ પ્રમાણે. (૨) રિવાજ પ્રમાણે
**વિધિ-પૂરક** વિ. [સં.] વાક્યમાં અધૂરી રહેલી ક્રિયાનો અર્થ પૂરો કરવા વપરાતું (પદ), 'ક્રિયાપૂરક' જેવું. (વ્યા.)
**વિધિ-પૂર્વક** ક્રિ.વિ. [સં.] જુઓ 'વિધિ-પુરઃસર.'
**વિધિ-યુક્ત** વિ. [સં.] વિધિ-પુરઃસરનું, શાસ્ત્રાજ્ઞા પ્રમાણેનું. (૨) રિવાજ પ્રમાણેનું
**વિધિ-રૂપ** વિ. [સં.] સિદ્ધ નિયમના રૂપમાં રહેલું, શાસ્ત્રાજ્ઞા પ્રમાણેનું. (૨) નિશ્ચયાત્મક સ્વરૂપનું. 'ઍફર્મેટિવ' (મ.ન.), 'પૉઝિટિવ' (દ.બા.) [પ્રેપોઝિશન' (ક.પ્રા.)
**વિધિ-વાક્ય** વિ. [સં.] જુઓ 'વિધિ-વચન' – 'ઍફર્મેટિવ
**વિધિ-વચન** ન. [સં.] શાસ્ત્રની આજ્ઞા
**વિધિ-વત્** ક્રિ.વિ. [સં.] વિધિ પ્રમાણે. (૨) પરંપરાગત રિવાજ પ્રમાણે. (૩) નિયમ પ્રમાણે [અધીન
**વિધિ-વશ** વિ. [સં.] નસીબને કારણે થતું, નસીબને
**વિધિ-વિધાન** ન. [સં.] શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે જે કાંઈ કરવાનું હોય તે [તેવું, નિયમ-વિરુદ્ધ
**વિધિ-વિરુદ્ધ** વિ. [સં.] શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે ન હોય
**વિધિ-વિહીન** વિ. [સં.] જેનાં વ્યવસ્થિત કાર્ય-પ્રણાલી ન હોય તેવું, નિયમ પ્રમાણે ન થયેલું
**વિધિ-સર** ક્રિ.વિ. [+ જુઓ 'સર' (પ્રમાણે).] જુઓ વિધિ-પુરઃસર'-'ઑફિશિયલી.'
**વિધિસર-નું** વિ. [+ ગુ. 'નું' છ વિ.ના અર્થનો અનુગ] વિધિ પ્રમાણે થયેલું કે થતું-થનારું, 'ઑફિશિયલ,' 'ફૉર્મલ' 'રેગ્યુલર'
**વિધિ-સંગત** (-સઙ્ગત) વિ. [સં.] નિયમ પ્રમાણેનું
**વિધિ-સંરક્ષક** (-સંરક્ષક) વિ. [સં.] વિધિને વળગી રહેનારું, ચુસ્ત. 'કૉન્ઝર્વેટિવ' (જે.હિ.)
**વિધિ-સિદ્ધ** વિ. [સં.] શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પ્રમાણિત થયેલું [(અ.મ.રા.)
**વિધિ-હાસ** પું. [સં.] કરુણાંત મશ્કરી, 'ટ્રૅજિક 'આયરની'
**વિધુ** પું. [સં.] ચદ્રમા
**વિ-ધુર** પું. [સં. वि + धुरा, બ.વ્રી. મા-યો છે, પણ શબ્દ ઘણો પ્રાચીન હોઈ એકાત્મક છે. સર૦ 'વિધવા.'] જેની પત્ની મરી ગઈ હોય તેવો પુરુષ, રાંડેલો આદમી, 'વિડોઅર'
**વિધુર-વિવાહ** પું. [સં.] વિધુરનું લગ્ન કે પુનર્લગ્ન
**વિધુરું** વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (લા.) આકુળ-વ્યાકુળ, ગાભરું, ગભરાયેલું, અકળાઈ ઊઠેલું
**વિધુ-વદની** વિ. સ્ત્રી. [સં.] ચંદ્રના જેવા સુંદર મુખવાળી સ્ત્રી, ચંદ્રમુખી
**વિ-ધૂનન** ન. [સં.] હલવું એ, કંપવું એ
**વિ-ધૃત** વિ. [સં.] ધારણ કરેલું. (૨) ધરી રાખેલું, પકડી રાખેલું. (૩) ઉપાડી રાખેલું
**વિ-ધેય** વિ. [સં.] ધરી રાખવા જેવું, પકડી રાખવા જેવું. (૨) અ-કર્મણ્ય, 'પૅસિવ.' (૩) ન. વાક્યમાં ઉદ્દેશ્યને ક્રિયારૂપે જે અભીષ્ટ હોય તેવું પદ કે પદ-સમૂહ. (સકર્મક ક્રિયાપદ એના કર્મ સાથેનું) (વ્યા.) (૪) જુઓ 'વિધેયક-(૨).'
**વિધેયક** વિ. [સં.] નિયમના રૂપમાં કરવા માટેનું. (૨) ન. વિધાન-સભામાં રજૂ થતો કાયદા-રૂપ ખરડો, 'બિલ'
**વિધેય-તા** સ્ત્રી. [સં.] વિધેય હોવાપણું [ક્રિયાપદ
**વિધેય-પદ** ન. [સં.] વાક્યમાંનું (કર્મ હોય તો એ સહિતનું)
**વિધેય-વર્ધક** વિ. [સં.] વાક્યમાં ક્રિયાપદનો વધારો બતાવનારાં કારક રૂપો તેમજ ક્રિયાવિશેષણોમાંનું તે તે (વ્યા.) ['પૉઝિટિવ'
**વિધેયાત્મક** વિ. [+સં. आत्मन्-क] કરવા જેવા સ્વરૂપનું,
**વિદ્ધ** વિ. [સં.] વીંધાયેલું. (૨) ઘવાયેલું, ઘાયલ થયેલું
**વિધ્યનુકૂલ**(-ળ) વિ [+સં. अनु-कूल] શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે કરવામાં આવતું. વિધિ-વિધાન પ્રમાણેનું
**વિધ્યનુસાર** ક્રિ.વિ. [+સં. अनु-सार] જુઓ 'વિધિ-પુરઃસર.'
**વિધ્યર્થ** પું. [+સં. अर्थ] જેમાં કાંઈક કરવાના અર્થનો ભાવ છે–સીધી આજ્ઞા નથી તેવો ક્રિયાપદનો પૂર્ણ અર્થ, 'પોટેન્શિયલ.' (વ્યા.) ['પૉઝિટિવ' (હી.વ્ર.)
**વિધ્યાત્મ,** ૦ક વિ. [+સં. आत्मन्-क] હકારાત્મક,
**વિધ્યાભાસ** પું. [+સં. आ-भास] જેમાં પણ વિધિનો ડોળ થતો હોય તેવી પ્રક્રિયા
**વિ-ધ્વસ્ત** વિ. [સં.] નાશ પામેલું [ખુવારી
**વિ-ધ્વંસ** (-ધ્વંસ) પું. [સં.] નાશ, સર્વ-નાશ, ભારે મોટી
**વિ-ધ્વંસક** (-ધ્વંસક) વિ. [સં.], **વિધ્વંસી** (વિધ્વંસી) વિ [સં.,પું.] વિનાશકારી, ભારે ખુવારી-ખાનાખરાબી કરી નાખનાર, સંહારક, 'ડિસ્ટ્રક્ટિવ' (કિ.ઘ.)
**વિન** ના.યો. [સં. विना, અર્વા. તદ્ભવ] વિના, વગર (પદ્યમાં.)
**વિ-નત** વિ [સં.] સારી રીતે નમેલું, વાંકું વળીને રહેલું. (૨) નમી પડેલું [માતા. (સંજ્ઞા.)
**વિનતા**[1] સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ગરુડની
**વિનતા**[2] સ્ત્રી. [સં. वनिता. અર્વા. તદ્ભવ] જુઓ. 'વનિતા.'
**વિનતાત્મજ** પું. [સં. विनता+आत्मज], **વિનતા-પુત્ર, વિનતા-સુત** પું. [સં.] વિનતાનો પુત્ર–ગરુડ
**વિ-નતિ** સ્ત્રી. [સં.] સારી રીતે વાંકા વળી રહેવું એ. (૨) નમ્રતા. (પ્રાર્થનાવાચક શબ્દ તો 'વીનતી' 'વિનંતિ' છે.)·
**વિ-નમ્ર** વિ. [સં.] અત્યંત નમ્ર, નમનતાના ગુણવાળું, દીનતાના ગુણવાળું. (૨) સાલસ સ્વભાવનું, સલૂકું
**વિનમ્ર-તા** સ્ત્રી. [સં.] નરમાશ, દીન સ્વભાવ, વિનય, વિવેક
**વિ-નય** પું. [સં.] સભ્યતા-ભરેલું વર્તન, વિવેકી વર્તન. (૨) નમ્રતા (૩) બૌદ્ધ ત્રિપિટકોમાંનો એક ગ્રંથ
**વિ-નયન** ન. [સં.] શિક્ષિત હોવાપણું, શિસ્ત, 'ડિસિપ્લિન' (પ્રા.વિ.). (૨) વિજ્ઞાન વાણિજ્ય વગેરે ગાણિતિક વિષયો

સિવાયના સાહિત્ય ઇતિહાસ રાજકારણ સમાજશાસ્ત્ર માનસશાસ્ત્ર વગેરે બુદ્ધિ-ગમ્ય વિષયોને લગતી તે તે વિદ્યા, 'આર્ટ્સ' ['ડિસિપ્લિનેરિયાનિઝમ' (વિ.ક.)
**વિનયન-શીલ**-તા વિ. [સં.] શિક્ષિત કે શિસ્તબદ્ધ હોવાપણું.
**વિનય-નિયંત્રણ** (-નિયન્ત્રણ) ન. [સં.] શિસ્તબદ્ધ હોવાપણું, 'ડિસિપ્લિન' (ન.ભો.)
**વિનય-પિટક** ન. [સં.] જુઓ 'વિનય(૩),' [(ગુ.વિ.)
**વિનય-મંદિર** (-મન્દિર) ન. [સં.] માધ્યમિક શાળા, 'હાઇસ્કૂલ'
**વિનય-શીલ** વિ. [સં.] વિનયી, વિવેકી
**વિનય-સંપન્ન** (-સમ્પન્ન) વિ. જુઓ 'વિનય-શીલ.'
**વિનયી** વિ. [સં.,પું.] વિનયવાળું, વિવેકી, નમ્ર
**વિનવણી** સ્ત્રી., -ણું ન. [જુઓ 'વીનવવું.'+ગુ. -'અણી' -અણું' કૃ.પ્ર.] આજીજી, કાલાવાલા. (૨) અરજ, વિનંતિ, વિજ્ઞપ્તિ
**વિનવાવવું** જુઓ 'વીનવવું.'માં
**વિ-નશન** ન. [સં.] નાશ. (૨) કુરુક્ષેત્ર (દિલ્હી પાસેનું પાણીપતનું મેદાન વગેરે પ્રદેશ). (સંજ્ઞા.)
**વિ-નશ્વર** વિ. [સં.] તદ્દન નાશવંત, ક્ષણ-ભંગુર
**વિ-નષ્ટ** વિ. [સં.] નાશ પામેલું. (૨) (લા.) ફનાફાતિયા (૩) ભ્રષ્ટ, પતિત
**વિનંતિ(-તી)** (વિનન્તિ,-ન્તી) સ્ત્રી. [સં. विज्ञप्ति-का > પ્રા. विन्नत्तिआ, विनंतिआ] વિજ્ઞપ્તિ. અરજ, આજીજી, પ્રાર્થના
**વિનંતિ(-તી)પત્ર** (વિનન્તિ-,-ન્તી-) પું. [સં.] જુઓ વિજ્ઞપ્તિ-પત્ર -'મેમોરેન્ડમ.'
**વિના** ના.યો. [સં.] વગર, સિવાય [સમજ
**વિનાણ** ન. [સં. विज्ञान > પ્રા विन्नाण, (જૂ.ગુ.)] વિજ્ઞાન. (૨)
**વિના-નું** વિ. [+ગુ. 'નું' છ. વિ.ના અર્થનો અનુગ] વગરનું, સિવાયનું ['ગ્રેચ્યુઇટસ'
**વિના-મૂલ્ય** ક્રિ.વિ. [સં.] કિંમત વિના, મફત, 'ગ્રેટિસ,'
**વિ-નાયક** પું. [સં.] ગણપતિ, ગણેશ, ગજાનન. (સંજ્ઞા.)
**વિનાયક-ચતુર્થી** સ્ત્રી. [સં.], **વિનાયક-ચોથ** (-ચોથ્ય) સ્ત્રી. [+જુઓ 'ચોથ.'] કાર્તિક સુદિ ચોથની તિથિ. (સંજ્ઞા.)
**વિના-લેખ** ક્રિ.વિ. [સં.] કોઈ પણ જાતના લખાણ વિના, મોઢાની સંમતિથી [પ્રબળ સંહાર
**વિ-નાશ** પું. [સં.] મોટો નાશ, ભારે ખાના-ખરાબી. (૨)
**વિ-નાશક**,-કર, -કારક વિ. [સં.], -કારી વિ. [સં.,પું.] વિનાશ કરનારું, 'ડિસ્ટ્રક્ટિવ' (ચં.ન.), 'એનિહિલેટિવ'
**વિનાશ-કાલ(-ળ)** પું. [સં.] સર્વ-નાશ થવાનો સમય. (૨) સંહાર થવાનો સમય
**વિનાશ-પર્યવસાયી** વિ. [સં.,પું.] કરુણ અંત લાવી આપનારું, કરુણાંત, 'ટ્રેજિક,' 'ટ્રેજિકલ' (આ.બા.)
**વિનાશિકા** સ્ત્રી. [સં.] લોખંડના બખ્તરવાળી લડાયક આગબોટ, 'ડિસ્ટ્રૉયર'
**વિ-નાશિત** વિ. [સં.] નાશ કરાવી નાખેલું
**વિનાશિની** વિ,સ્ત્રી. [સં.] નાશ કરનારી
**વિનાશી** વિ. [સં.,પું.] નાશ કરનારું
**વિનાશોન્મુખ** વિ. [+સં. उन्मुख] નાશ થવા તરફ જઈ રહેલું, નાશ થવાની અણી ઉપર આવેલું
**વિ-નિગ્રહ** પું. [સં.] પ્રબળ સંયમ, પ્રબળ કાબૂ
**વિ-નિશ્ચય** પું. [સં.] પ્રબળ નિશ્ચય, પ્રબળ નિરધાર
**વિનિદ્ર** વિ. [સં.] ઊંઘ ચાલી ગઈ હોય તેવું, જાગતું
**વિ-નિ-પાત** પું. [સં.] ભારે પડતી, પાયમાલી, 'ડીકે'
**વિ-નિ-મય** પું. [સં.] બદલો, સાટું, ફેર-બદલો, અદલો-બદલો. (૨) વટાવ, 'એક્સ્ચેઇન્જ'
**વિનિમય-પત્ર** પું. [સં.,ન.] ફેરબદલી કરવાનો કરાર-પત્ર, 'બિલ ઑફ એક્સ્ચેઇન્જ'
**વિનિમયાપેક્ષી** વિ. [+સં. अपेक्षी, પું.] ફેર-બદલાની જરૂરવાળું, 'ઑબ્જેક્ટિવ' (વિ.કો.)
**વિ-નિ-યમ** પું. [સં.] વિશેષ નિયમ, 'રેગ્યુલેશન'
**વિનિયમન** ન. [સં.] નિયત કે કાબૂને ઢીલા કરવાપણું, 'ડિ-કન્ટ્રોલ' (પ્ર. દેસાઈ) [એજ્યુકેશન' (હ.દ્વા.)
**વિનિયમ-શિક્ષણ** ન [સં.] માનવીય કેળવણી, 'હ્યુમનિસ્ટિક
**વિ-નિ-યુક્ત** વિ. [સં.] કાર્યાન્વિત, અમલમાં મુકાયેલું, 'ઍપ્લાઇડ' (વિજ્ઞાન વગેરે) (પો.ગો., ફ.ભો.)
**વિ-નિ-યોગ** પું. [સં.] -ની સમક્ષ રજૂઆત, સમક્ષ ધરવું એ. (૨) ઉપયોગમાં લેવું એ, 'ઍપ્લિકેશન.' [૦ કરવો (રૂ.પ્ર.) ઉપયોગમાં લેવું]
**વિનિયોગ-એકમ** પું. [સં. + જુઓ 'એકમ.'] યોગ્ય ઉપયોગ કરવા માટેનું તંત્ર, 'યુનિટ ઑફ ઍપ્રોપ્રિયેશન'
**વિનિયોગ-બિલ** ન. [સં. + અં.] ઉપયોગમાં લેવામાં આવેલા વિશેનું ભરતિયું, 'ઍપ્રોપ્રિયેશન-બિલ'
**વિ-નિર્મિત** વિ. [સં.] રચેલું, બનાવેલું, સરજેલું, નિર્માણ પામેલું કે કરેલું [અવગણના કરનારું
**વિ-નિંદક** (-નિન્દક) વિ. [સં.] સખત નિંદા કરનારું. (૨)
**વિ-નીત** વિ. [સં.] શિક્ષણ પામેલું. તાલીમવાળું. (૨) સૌમ્ય, વિવેકી, નમ્ર. (૩) મવાળ પક્ષનું, ઉદાર મતવાદી, 'મૉડરેટ,' 'લિબરલ.' (૪) માધ્યમિક શાળાની પરીક્ષા ઉત્તીર્ણ કરી ચૂકેલું, 'મૅટ્રિક્યુલેઇટેડ' (ગુ.વિ). (૫) હંગામી, 'પ્રોબેશનર' (વિ.ક.)
**વિનીત-પક્ષ** પું. [સં.] વિચારોમાં નરમાશ અને સલૂકાઈ હોય તેવો રાજકીય પક્ષ, 'મૉડરેટ પાર્ટી'
**વિને** પું. [સં. विनय, અર્વા. તદ્ભવ.] વિનય (પદ્યમાં)
**વિ-નેય** વિ. [સં.] શિક્ષણ લેવા પાત્ર. (૨) પું. વિદ્યાર્થી, છાત્ર [કાર. (કાવ્ય.)
**વિનોક્તિ** સ્ત્રી. [સં. विना + उक्ति] એક પ્રકારનો અર્થાલં-
**વિ-નોદ** પું. [સં.] ગમ્મત ભરેલો આનંદ, રમૂજ, નિર્દોષ મજાક, (૨) નિર્દોષ હાસ્ય, 'હ્યુમર' (અ.રા.). (કાવ્ય.). (૩) આનંદકારી વાતચીત, 'રિક્રિયેશન' (દ.બા.) (૪) વિષય-પરિવર્તન, 'ડાઇવર્ઝન'
**વિનોદક**, -કારક વિ. [સં.], -કારી વિ. [સં.,પું.] વિનોદ કરનારું-કરાવનારું
**વિનોદ-ભાવ** પું. [સં.] જુઓ 'વિનોદ-વૃત્તિ'-'સેન્સ ઑફ હ્યુમર' (દ.બા.)
**વિનોદ-વિકૃતિ** સ્ત્રી. [સં.] હાસ્ય ઉત્પન્ન કરે તેવાં નાટ્ય-કૃતિ કે સંગીત, 'પૅરોડી' (દ.બા.)

**વિનોદ-વૃત્તિ** સ્ત્રી [સં.] નિર્દોષ મજાક કરવાનો સ્વભાવ
**વિનોદિકા** સ્ત્રી. [સં., નવો શબ્દ] આનંદ આપનારી કાવ્ય કે નાટયની રચના, 'કૉમેડી' (અ.રા.)
**વિનોદિની** વિ., સ્ત્રી. [સં.] વિનોદક સ્ત્રી
**વિનોદી** વિ. [સં.,પું.] વિનોદક [ગોઠવાયેલું
**વિ-ન્યસ્ત** વિ. [સં.] નીચે મુકાયેલું. (૨) ફેંકાયેલું. (૩)
**વિ-ન્યાસ** પું. [સં.] ગોઠવણી, મૂકવું એ, 'કૉમ્પોઝિશન'. (૨) સ્થાપના. (૩) ચાલુ વલણ, 'મૂડ' (મ.ન.)
**વિ-ન્યાસ-સૂત્ર** ન. [સં.] (સ્થાપત્યમાં) ભેદક રેખા, 'ડિવાઇડિંગ લાઇન' (મ.ઢાં.) [ગયેલું
**વિ-પક્વ** વિ. [સં.] તદ્દન પાકી ગયેલું. (૨) તદ્દન રંધાઈ
**વિ-પક્ષ** પું. [સં.] સામો પક્ષ, સામાવાળો પક્ષ, વિરોધી પક્ષ. (૨) શત્રુ, દુશ્મન
**વિપક્ષી** વિ. [સં.,પું.], **-ક્ષીય** વિ. [સં.] સામા પક્ષનું, સામાવાળાના પક્ષનું, વિરુદ્ધ પક્ષનું
**વિપણિ,-ણી** સ્ત્રી. [સં.] બજાર. (૨) બજારની વેચાઉ ચીજ. (૩) વેપાર ['વિપત્તિ.'
**વિપત** (-ત્ય) સ્ત્રી. [સં. विपत्ति, અર્વા. તદ્ભવ] જુઓ
**વિપત-ડી** (વિપત્ય-ડી) સ્ત્રી. [+ ગુ. સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વિપત્તિ' (પદ્યમાં). [વિટંબણા
**વિપત્તિ** સ્ત્રી. [સં.] વિપદા, આપત્તિ, આપદા, આફત,
**વિ-પથ** પું. [સં.] અવળો રસ્તો, ઊંધો રસ્તો, આડ-રસ્તો, કુ-માર્ગ, નિાહેત રસ્તો. (૨) (લા.) દુરાચાર
**વિપથ-ગમન** ન. [સં.] અવળે રસ્તે જવું એ, કુ-માર્ગે જવું એ. (૨) ભ્રામક, રજૂઆત, 'ડિસ્ટોર્શન' (પો.ગો.)
**વિપથ-ગામી** વિ. [સં.,પું.] અવળે રસ્તે જનારું, કુ-માર્ગે જનારું. (૨) દુરાચરણી [આપદા, આફત
**વિપદ** સ્ત્રી. [સં. विपद्], **-દા** સ્ત્રી. [સં.] વિપત્તિ, આપત્તિ,
**વિપદ્-ગ્રસ્ત** વિ. [સં.] વિપત્તિમાં ફસાઈ ગયેલું
**વિ-પન્ન** વિ. [સં.] વિપત્તિમાં આવી પડેલું, વિપદ્-ગ્રસ્ત. (૨) મરણ પામેલું [ખરાબ નતીજો
**વિ-પરિણામ** ન. [સં.,પું.] ઊલટું પરિણામ, વિરુદ્ધ ફળ,
**વિપરિણામી** વિ. [સં.,પું.] વિરુદ્ધ પરિણામ લાવી આપનાર. (૨) વિરુદ્ધ પરિણામવાળું
**વિ-પરીત** વિ. [સં.] તદ્દન ઊલટાઈ ગયેલું, સાવ ઊલટું. (૨) પ્રતિકૂળ, 'કૉન્ટ્રરી.' (૩) (લા.) અનિષ્ટ, અમંગળ. (૪) ન. અનિષ્ટ, અ-મંગળ, અ-કલ્યાણ
**વિપરીત-આભાસ** પું. [સં., સંધિ વિના] વિરોધાભાસ, 'પૅરેડૉક્સ' (હી.વ.)
**વિપરીત-કરણ** ન. [સં.] સવળાનું અવળું કરી નાખવાની ક્રિયા, ઉલટાવી નાખવાની ક્રિયા, 'ઓબ્વર્ઝન' (મ.ન.)
**વિપરીત કોણ** પું. [સં.], **વિપરીત ખૂણો** પું. [+ જુઓ 'ખૂણો.'] બે કાટ-ખૂણાથી મોટો અને ચાર કાટખૂણાથી નાનો ખૂણો, 'રિફ્લેક્સ ઍંગલ.' (ગ.)
**વિપરીત-દંડાસન** (-દણ્ડાસન) ન. [+ સં. दण्ड + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)
**વિપરીત-પરિવર્ત** પું., **-ર્તન** ન. [સં.] ઊલટ પ્રકારનો પલટો, 'કન્વર્ઝન બાઇ કૉન્ટ્રા-પોઝિશન' (મ.ન.)
**વિપરીત-લક્ષણા** સ્ત્રી. [સં.] વાચ્યાર્થના ત્યાગપૂર્વકનો વાચ્યાર્થથી ઊલટો અર્થ આપનારી એક લક્ષણાશક્તિ, જહલ્લક્ષણા. (કાવ્ય.) આસન. (યોગ.)
**વિપરીતાસન** ન. [+ સં. आसन] એ નામનું યોગનું એક
**વિ-પર્યય** પું. [સં.] ઊલટાપણું, ઊલટ-સૂલટ થઈ જવાપણું, 'કન્વર્ઝન' (ભૂ.ગો.). (૨) (લા.) ગરબડ, અવ્યવસ્થા. (૩) ફેરફાર, વિક્રિયા. (૪) ભૂલ, પ્રમાદ, 'એરર'
**વિપર્યય-જ્ઞાન** ન. [સં.] ઊલટ પ્રકારની સમઝ, હોય તેનાથી ઊલટું જ સમઝવું એ, વિપરીત સમઝ, 'હૅલ્યુસિનેશન' (કિ.ઘ.)
**વિપર્યય-દોષ** પું. [સં.] ભ્રાંત જ્ઞાન, ભ્રાંતિથી એકમાં બીજા સમાન ગુણલક્ષણવાળાના આભાસનો દોષ. (તર્ક.)
**વિ-પર્યાસ** પું. [સં.] ઊલટાપણું, ઊથલાઈ જવું એ, વિપરીત-તા, વિ-પર્યય [(જ્યો.)
**વિ-પલ(-ળ)** સ્ત્રી. [સં.ન.] પળનો ૬૦ મા ભાગનો સમય.
**વિ-પશ્ચિત** પું. [સં. विपश्चित्] વિદ્વાન. (૨) સર્વ-જ્ઞ
**વિ-પળ** જુઓ 'વિ-પલ.' [પ્રકારનું તંતુ-વાદ્ય
**વિ-પંચિકા** (-પઞ્ચિકા), **વિ-પંચી** (-પઞ્ચી) સ્ત્રી. [સં.] એક
**વિ-પાક** પું. [સં.] પરિ-પાક, પરિ-ણામ, ફળ
**વિપાશા** સ્ત્રી. [સં.] વૈદિકકાલીન પંજાબની એક નદી, આજની બિયાસ. (સંજ્ઞા.)
**વિપિન** ન. [સં.] વન, જંગલ, અરણ્ય, અટવી, વગડો
**વિપિન-વિહાર** પું. [સં.] વન-વિહાર
**વિપિન-વિહારી** વિ. [સં.પું.] વનમાં વિહાર કરનારું
**વિ-પુલ** વિ. [સં.] પુષ્કળ, ઘણું. (૨) વિશાળ, પહોળાઈમાં ઘણું, વિસ્તીર્ણ [(મ.ન.)
**વિપુલ-તા** સ્ત્રી. [સં.] વિપુલ હોવાપણું, 'ઇન્ટેન્સિટી'
**વિપુલા** સ્ત્રી. [સં.] અનુષ્ટુભ છંદનો એક પ્રકાર. (પિં.)
**વિપ્ર** પું. [સં.] બ્રાહ્મણ
**વિપ્ર-કર્મ** ન. [સં.] બ્રાહ્મણનું સંધ્યા વગેરે કર્મ, બ્રહ્મ-કર્મ
**વિ-પ્ર-કર્ષ** પું. [સં.] છૂટા થવાપણું. (૨) સંયુક્ત વ્યંજનોનું જુદા થવાપણું (જેમકે ધર્મ > 'ધરમ' વગેરે), વિશ્લેષ. (વ્યા.) [ખેંચી કાઢેલું
**વિપ્ર-કૃષ્ટ** વિ. [સં.] જેનો વિપ્રકર્ષ થયો હોય તેવું (૨)
**વિ-પ્રતિ-પત્તિ** વિ. [સં.] વિરોધ, શત્રુતા. (૨) મત-ભેદ. (૩) ગૂંચવણ, ગોટાળો. (૪) સંશયાત્મક સ્થિતિ. (વેદાંત.) (૫) પરસ્પર વિરુદ્ધ અર્થ પ્રતિપાદિત કરેલું વાદીનું વચન, 'કૉન્ટ્રૅડિક્શન' (હી.વ.). (તર્ક.) [વિચ્છેદ
**વિ-પ્ર-યોગ** પું. [સં.] વિપ્રલંભ, વિયોગ. (૨) ફાટ-ફૂટ,
**વિપ્રયોગી** વિ. [સં.,પું.] વિયોગી, વિરહી. (૨) શત્રુ, દુશ્મન [બ્રાહ્મણ, બ્રાહ્મણ-વર્ય
**વિપ્ર-રાજ** પું. [સં.], **-ય** પું. [+ જુઓ 'રાય.'] ઉત્તમ
**વિ-પ્ર-લબ્ધ** વિ. [સં.] છેતરાયેલું, ફોસલાવાયેલું, વંચિત થયેલું. (૨) (લા.) નિરાશ થયેલું, નાસીપાસ થયેલું
**વિ-પ્ર-લબ્ધા** સ્ત્રી. [સં.] વિપ્રલબ્ધ થયેલી વિરહિણી સ્ત્રી. (કાવ્ય.)
**વિ-પ્ર-લંભ** (-લમ્ભ) પું. [સં.] વિયોગ, વિરહ. (૨) જેમાં વિરહ હોય તેવો નાયક-નાયિકાને લગતો શૃંગાર-રસ.

(કાવ્ય.) (૩) છેતરપીંડી [છેતરાયેલું

**વિ-પ્ર-લંભિત** (-લમ્ભિત) વિ. [સં.] વિખૂટું પડેલું. (૨)

**વિપ્રલંભી** (-લમ્ભી) વિ. [સં.,પું.] છેતરનારું

**વિપ્ર-વર, -ર્ય** પું. [સં.] ઉત્તમ બ્રાહ્મણ. બ્રાહ્મણ-વર્ય. (૨) વિદ્વાન બ્રાહ્મણ

**વિ-પ્રિય** વિ. [સં.] પ્રિય ન હોય તેવું, અણ-ગમતું, અળખામણું. (૨) ન. (લા.) ભૂંડું, અનિષ્ટ, અહિત

**વિપ્રિય-કર, વિપ્રિય-કારક** વિ. [સં.], **વિપ્રિય-કારી** વિ. [સં.'પું.] વિપ્રિય કરનારું

**વિ-પ્લવ** પું. [સં.] નાશ, સંહાર. (૨) ઊથલ-પાથલ. (૩) બખેડો, ધાંધલ. (૪) બળવો, બંડ, 'રિવોલ્યુશન' (ક.મા.)

**વિપ્લવ-કારક** વિ. [સં.], **વિપ્લવ-કારી** વિ. [સં.,પું.] વિપ્લવ કરી નાખનારું

**વિપ્લવ-વાદ** પું. [સં.] સમાજમાં ક્રાંતિ લાવવા બંડ બખેડા કરવા જોઈયે એવો મત-સિદ્ધાંત, 'રેવોલ્યુશન'

**વિપ્લવવાદી** વિ. [સં.,પું.] વિપ્લવ-વાદમાં માનનારું, 'રિવોલ્યુશનિસ્ટ'

**વિ-પ્લાવક** વિ. .[સં.] જુઓ 'વિપ્લવ-કારક.' (૨) પ્રસી લઈ સમાવી લેનારું. 'એબ્સોર્બિંગ' (મ.ન.)

**વિફરાવવું** જુઓ 'વીફરવું'માં.

**વિ-ફલ(-ળ)** વિ. [સં.] નિષ્ફળ. (૨) હતાશ, નિરાશ

**વિફલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] નિષ્ફળતા. (૨) હતાશા, નિરાશા, 'ફ્રુસ્ટ્રેશન'

**વિ-બુદ્ધ** વિ. [સં.] જાગી ગયેલું, સજાગ. (૨) ભાનમાં આવેલું. (૩) ચેતી ગયેલું. (૪) પ્રવીણ, હોશિયાર

**વિ-બુધ** વિ. [સં.] ડાહ્યું, શાણું, બુદ્ધિમાન

**વિ-બોધ** પું. [સં.] જાણવું એ. (૨) ભાનમાં આવવું એ. (૩) જ્ઞાન, સમજ

**વિ-બોધન** ન. [સં.] સમજાવવું એ, ખ્યાલ આપવો એ

**વિ-બોધિત** વિ. સમજાવેલું. (૨) ઉપદેશવામાં આવેલું, જેને બોધ આપવામાં આવ્યો છે તેવું. (૩) શુદ્ધિમાં લાવવામાં આવેલું [ગયેલું

**વિ-ભક્ત** વિ. [સં.] છૂટું પડેલું, અલગ કરેલું, વહેંચાઈ

**વિભક્ત-તા** સ્ત્રી. [સં.] વિભક્ત થવા કે હોવાપણું

**વિ-ભક્તિ** સ્ત્રી. [સં.] વિ-ભાગ. (૨) વહેંચણી, વાંટણી. (૩) વાક્યમાં એકબીજાં પદોથી એકબીજાં પદ અલગ હોવાનો ખ્યાલ બતાવનારી લાક્ષણિકતા. (વ્યા.) (એ નામિકી અને આખ્યાતિકી (ક્રિયા)ની એમ બે પ્રકારની છે.)

**વિભક્તી-કરણ** ન. [સં.] અલગ ન હોય તેને અલગ કરવાપણું. વિભાગી-કરણ, વિ-ભાજન

**વિભક્ત્યંગ** (વિભક્ત્યઙ્ગ) ન. .[+સં. अङ्ग] જેને નામિકી કે આખ્યાતિકી વિભક્તિના પ્રત્યય લાગવાના હોય તેવું મૂળ કે વિકરણવાળું શબ્દ-રૂપ, 'બેઇઝ,' 'ઓબ્લિક' (પ્ર.પં.)

**વિ-ભવ** પું. .[સં.] વૈભવ, સમૃદ્ધિ, જાહોજલાલી. (૨) ધન, પૈસો, દોલત. (૩) શક્તિ, બળ. (૪) ઐશ્વર્ય

**વિ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] ભાગલા પાડવા એ, વહેંચણી, વાંટણી, વાંટો, 'પાર્ટિશન'

**વિ-ભંગ-પત્ર** (-ભઙ્ગ-) પું. [સં.,ન.] મિલકતના વાંટા પાડવાનો દસ્તાવેજ, 'પાર્ટિશન ડીડ' [કિરણ. (૩) શોભા

**વિ-ભા** સ્ત્રી. [સં.] પ્રભા, તેજ, ઝળહળાટ, પ્રકાશ. (૨)

**વિભા-કર** પું. [સં.] સૂર્ય

**વિ-ભાગ** પું. [સં.] ભાગનો ભાગ, પેટા ભાગ, 'સેક્શન,' 'ડિવિઝન' (હ.ગં.શા.). (૨) તડ, વર્ગ, તરો, ફિરકો. (૩) લત્તો, મહોલ્લો. (૪) લેખનની કલમ, 'કૉલમ,' 'સેક્શન.' (૫) ખાતું, 'ડિપાર્ટમેન્ટ.' (૬) પાંખ, શાખા, 'વિંગ'

**વિભાગણી** સ્ત્રી. [જુઓ 'વિ-ભાગવું + ગુ. 'અણી' કૃ.પ્ર.] વિભાગ કરવા એ, વહેંચણી, વાંટણી

**વિ-ભાગવું** સ.ક્રિ. [સં. वि-भाग,- ના.ધા.] છૂટું પાડવું, અલગ કરવું. (૨) વહેંચવું, વાંટવું. **વિભાગાવું** કર્મણિ. ક્રિ. **વિભાગાવવું** પ્રે.,સ.ક્રિ. [ક્રસી' (ર.વા.)

**વિભાગ-શાસન** ન. [સં.] અમલદારી રાજ્ય-તંત્ર, 'બ્યુરો-

**વિભાગ-સૂત્ર** ન. [સં.] ભાગલા પાડવાની પ્રક્રિયાનો સિદ્ધાંત, વિભાજક ધર્મ, 'ફન્ડામેન્ટમ ડિવિઝનિસ' (મ.ર.)

**વિભાગાત્મક** વિ. [સં. वि-भाग + आत्मन्-क] નાના નાના ભાગોના રૂપનું પૃથક્કૃત, 'ઍનૅલિટિકલ'

**વિભાગાત્મિકા** વિ., સ્ત્રી. [સં. विभागात्मन् + સં. इका સ્ત્રી. ત.પ્ર.] જુઓ વિભાગાત્મક'- 'ઍનૅલિટિકલ' (ભાષા, રૂપ-રચના વિનાની) (કે.પ્રા.)

**વિભાગાવવું, વિભાગાવું** જુઓ 'વિભાગવું'માં.

**વિભાગી** વિ. [સં.,પું.] વિભાગને લગતું, વિભાગવાળું

**વિભાગી-કરણ** ન. [સં.] જુઓ 'વિભક્તી-કરણ.'

**વિભાગીય** વિ. [સં.] જુઓ 'વિભાગી.'- 'ડિવિઝનલ'

**વિ-ભાજક** વિ. [સં.] છૂટું પાડનાર, અલગ કરનાર. (૨) વિભાગ પાડનાર. (૩) ભાગાકાર કરનાર, નિઃશેષ ભાજક. (ગ.) (૪) વિભેદ પાડનાર, ફાટ પાડનાર, 'ડિસ્પિરસિવ.' (૫) ન. ભૂમિતિમાં ભાગ કરવા વપરાતું સાધન, 'ડિવાઇડર'

**વિભાજક-ધર્મ** પું. [સં.] જુઓ 'વિભાગ-સૂત્ર.'- 'ફન્ડામેન્ટમ ડિવિઝનિસ' (મ.ન.)

**વિ-ભાજન** ન. [સં.] ભાગલા પાડવા એ, ટુકડા-કરણ, 'બ્રેક-અપ,' 'એપોર્શન-મેન્ટ,' 'ફ્રેગ્મેન્ટેશન'

**વિ-ભાજ્ય** વિ. [સં.] છૂટું પાડી શકાય તેવું, અલગ પાડવાને પાત્ર. (૨) શેષ ન વધે એમ જેનો ભાગ પાડી શકાય તેવું. (ગ.)

**વિ-ભાવ** પું. [સં.] રસને ઉદ્દીપન તેમજ આધાર આપનાર સામગ્રી પરિસ્થિતિ વગેરે (એ 'ઉદ્દીપન' અને 'આલંબન' એમ બે પ્રકારે.) (કાવ્ય). (૨) બાહ્ય ઉપાધિથી નીપજતો વિપરીત ભાવ. (જૈન.)

**વિ-ભાવન** ન. [સં.] ધારણા, 'કન્સેપ્ટ' (સુ.જો.). (૨) ચિંતન. (૩) અવ-ધારણ, ધ્યાન. (૪) કલ્પના

**વિ-ભાવના** સ્ત્રી. [સં.] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**વિભાવરી** સ્ત્રી. [સં.] રાત્રિ, નિશા, રાત

**વિ-ભાષા** સ્ત્રી. [સં.] મધ્યકાલની પ્રાકૃત ભાષાઓ તે તે દેશની. (વ્યા.) (૨) વિકલ્પ. (વ્યા.)

**વિ-ભાસ** પું. [સં.] તેજ, પ્રભા, પ્રકાશ. (૨) જુઓ 'બિભાસ.'

**વિભાંડક** (વિભાણ્ડક) પું. [સં.] રાજા દશરથના સમકાલીન એક ઋષિ (ઋષ્ય શૃંગના પિતા.). (સંજ્ઞા.)

**વિ-ભિન્ન** વિ. [સં.] જુદું કરેલું, અલગ પડેલું, જુદું, અલગ, પૃથક [અલગ પ્રકારનું
**વિભિન્ન-જાતિ, -તીય** વિ. [સં.] જુદી જાતનું, અલગ
**વિ-ભીષક** વિ. [સં.] ભય ઉપજાવનાર
**વિ-ભીષણ** વિ. [પું.] જુઓ 'વિભીષક.' (૨) પું. રામચંદ્રના સમકાલીન લંકાપતિ રાવણનો રામપક્ષીય નાનો ભાઈ. (સંજ્ઞા)
**વિ-ભીષિકા** સ્ત્રી. [સં.] ભય, ડર, ધાસ્તી, દહેશત, બીક
**વિ-ભુ** વિ. [સં.] સર્વ-વ્યાપક. (૨) પું. સમર્થ પ્રભુ, ભગવાન, ઈશ્વર. (૩) વ્યાપક આત્મા
**વિ-ભુતા** સ્ત્રી., -ત્વ ન. [સં.] વિભુપણું
**વિભુ-રાયા** પું., બ.વ. [+ જુઓ 'રાય' + ગુ. 'આ' સ્વાર્થે ત.પ્ર.], **વિભુ-વર** પું. [સં.] પરમેશ્વર, પરમાત્મા, ભગવાન
**વિ-ભૂતિ** સ્ત્રી. [સં.] ઐશ્વર્ય, સામર્થ્ય. (૨) દિવ્ય કે અલૌકિક શક્તિ. (૩) મહત્તા. (૪) યજ્ઞની પ્રસાદી ભસ્મ. (૫) વીર વ્યક્તિ, 'હીરો'
**વિભૂતિ-પૂજા** સ્ત્રી. [સં.] દિવ્ય કે અલૌકિક શક્તિવાળી વ્યક્તિનું સંમાન, 'હીરો-વર્શિપ'
**વિભૂતિમત્** વિ. [સં.,વિ.] પરમ ગૌરવવાળું
**વિભૂતિ-માન** વિ. [સં. °માન્, પું.] વિભૂતિ ધરાવનારું
**વિ-ભૂષણ** ન. [સં.] આ-ભૂષણ, ઘરેણું, અલંકાર. દાગીનો. (૨) શોભા
**વિ-ભૂષા** સ્ત્રી. [સં.] શણગાર. (૨) શોભા
**વિ-ભૂષિત** વિ. [સં.] શણગારેલું. (૨) શોભા દીઠેલું
**વિ-ભેદ** પું. [સં.] ભેદનો પણ પેટા ભેદ. (૨) ભેદ, તફાવત, ફેર, ફરક. (૩) જુદાઈ, ભિન્નતા. (૪) વિરોધ, અંટસ
**વિ-ભેદક-કારક** વિ. [સં.], -કારી વિ. [સં.,પું.] ગુણ લક્ષણ અલગ કરી આપનાર. (૨) ભેદ પાડનાર. (૩) શત્રુતા ઊભી કરનાર
**વિ-ભેદન** ન. [સં.] વિ-ભેદ પાડવાની ક્રિયા
**વિ-ભ્રમ** પું. [સં.] ભ્રમ, ભ્રાંતિ, વહેમ, આશંકા. (૨) ઉતાવળનો ખળભળાટ. (૩) મગજની અસ્થિરતા, 'હૅલ્યુસિનેશન.' (૪) વિલાસ-યુક્ત એક હાવભાવ. (કાવ્ય.). (૫) ઉતાવળમાં ઊલટાં-સૂલટાં ઘરેણાં વસ્ત્ર વગેરે પહેરવાં એ. (કાવ્ય.)
**વિ-ભ્રષ્ટ** વિ. [સં.] તદ્દન નીચે પડી ગયેલું. (૨) તદ્દન વટલી ગયેલું. (૩) ખોવાઈ ગયેલું
**વિ-ભ્રાંત** (-ભ્રાન્ત) વિ. [સં.] જેને વિભ્રમ થયો હોય તેવું
**વિ-ભ્રાંતિ** (-ભ્રાન્તિ) સ્ત્રી. [સં.] વિ-ભ્રમ
**વિ-મત** વિ. [સં.] જુદો મત કે અભિપ્રાય ધરાવનારું, વિરુદ્ધ મત ધરાવનારું [સ્વભાવનું
**વિ-મત્સર** વિ. [સં.] મત્સર દ્વેષ વિનાનું, નિર્મત્સર, સહિષ્ણુ
**વિ-મનસ** વિ. [સં. વિ + મનસ્, ન.,બ.વ્રી.], -સ્ક વિ. [સં.] જેના મનનું ઠેકાણું નથી તેવું, વ્યગ્ર. (૨) ઉદાસ, ખિન્ન, દિલગીર. (૩) નાખુશ, અપ્રસન્ન. (૪) ગભરાયેલું
**વિ-મર્શ** પું. [સં.] ચર્ચા-વિચારણા, 'ડેલિબરેશન' (પ્રા.વિ.). (૨) નાટ્ય-રચનામાં અણધારી રીતે ફલ-પ્રાપ્તિ થવાની છેલ્લી સંધિ, અવમર્શ. (નાટ્ય.)
**વિ-મર્શન** ન. [સં.] જુઓ 'વિમર્શ(૧).' -'ડેલિબરેશન' (કે.હ.) ['કૉન્ટેમ્પ્લેટિવ' (વિ.ર.)
**વિમર્શાત્મક** વિ. [સં. वि-मर्श + आत्मन्-क] વિચાર-રૂપ,
**વિ-મર્ષ** પું. [સં.] અધીરાઈ. (૨) અ-સહિષ્ણુતા, ક્ષમાનો અભાવ. (૩) અ-સંતોષ. (૪) જુઓ 'વિમર્શ.' [પવિત્ર
**વિ-મલ(-ળ)** વિ. [સં.] નિર્મળ, સ્વચ્છ, ચોખ્ખું. (૨) શુદ્ધ,
**વિમલા(-ળા)ત્મા** વિ. [+ સં. आत्मा, પું.,બ.વ્રી.] વિમળ આત્માવાળું
**વિ-માન** ન. [સં.,પું.,ન.] અપમાન. (૨) આકાશ-યાન, વાયુ-યાન, હવાઈ જહાજ, 'ઍરોપ્લેઇન.' (૩) પૌરાણિક માન્યતા પ્રમાણેનાં દેવો વગેરેનાં આકાશ-યાનોમાંનું તે તે યાન. (૪) નનામી (ખાસ કરી સંન્યાસી સંતો સાધુઓની)
**વિમાન-કંપની** (-કમ્પની) સ્ત્રી. [સં. + અં.] વિમાની વ્યવહારની મંડળી કે તંત્ર, 'ઍર-લાઇન્સ' [(ગો.મા.)
**વિમાન-ગતિ** સ્ત્રી. [સં.] ઊંચે તરફની ગતિ, ઊર્ધ્વ-ગતિ.
**વિમાન-ગામી** વિ. [સં.,પું.] વિમાન દ્વારા મુસાફરી કરનારું
**વિમાન-ગૃહ** ન. [સં.,પું.,ન.], **વિમાન-ઘર** ન. [+ જુઓ 'ઘર.'] વિમાનોને રહેવા ઊતરવાનું સ્થાન, 'ઍરોડ્રોમ'
**વિમાન-ટપાલ** સ્ત્રી. [સં. + જુઓ 'ટપાલ.'] વિમાનો દ્વારા લઈ જવાતી લાવવામાં આવતી પોસ્ટ, 'ઍર-મેઇલ'
**વિમાન-દળ** ન. [સં. + જુઓ 'દળ.'] વિમાની સેના, હવાઈ દળ, 'ઍર-ફોર્સ'
**વિ-માનના** સ્ત્રી. [સં.] અપમાન, તિરસ્કાર
**વિમાન-નૂર** ન. [સં. + જુઓ 'નૂર.'] વિમાનોમાં મુસાફરી વગેરેનું ભાડું, 'ઍર-ફ્રેઇટ'
**વિમાન-બલ(-ળ)** ન. [સં.] હવાઈ લશ્કર, 'ઍર-ફોર્સ'
**વિમાન-મથક** ન. [સં. + જુઓ 'મથક.'] વિમાનોને ચડવા-ઊતરવાનું થાણું, 'ઍરોડ્રોમ.'
**વિમાન-માર્ગ** પું. [સં.] વિમાનોને જવા આવવાનો આકાશી રસ્તો, હવાઈ રસ્તો, 'ઍર-વે,' 'ઍર-રૂટ'
**વિમાન-યાત્રી** વિ. [+ જુઓ 'યાત્રી.'] વિમાન દ્વારા મુસાફરી કરનાર મુસાફર
**વિમાન-યુગ** પું. [સં.] જેમાં દેશ-વિદેશોનો વ્યવહાર વિમાનો દ્વારા પણ થઈ રહ્યો હોય તેવો જમાનો [-'હૅન્ગર.'
**વિમાન-વાડો** પું. [+ જુઓ 'વાડો.'] જુઓ 'વિમાન-ગૃહ'-
**વિમાન-વિદ્યા** સ્ત્રી. [સં.] વિમાનની રચનાથી લઈ વિમાન ચલાવવા સુધીના વિષયનું જ્ઞાન આપનાર શાસ્ત્ર
**વિમાન-વ્યવહાર** પું. [સં.] વિમાનોથી થતી જા-આવ કે હેર-ફેર, હવાઈ વહેવાર, 'ઍર-ટ્રાન્સ્પૉર્ટ,' 'એવિયેશન'
**વિમાન-શાસ્ત્ર** ન. [સં.] વિમાનો ચલાવવાની વિદ્યા, 'ઍરોનૉટિક્સ'
**વિમાન-સંચાલન** (-સઞ્ચાલન) ન. [સં.] વિમાન ચલાવવાની ક્રિયા. (૨) વિમાનોની હેર-ફેર, 'એવિયેશન'
**વિમાની** વિ. [સં.,પું.] અભિમાન વિનાનું. (૨) વિમાનને લગતું, વિમાનનું. (૩) વિમાન ચલાવવાનું જ્ઞાન ધરાવનાર, 'પાઇલોટ. (૪) વિમાનનું મુસાફર
**વિમાની છત્રી** સ્ત્રી. [+ જુઓ 'છત્રી.'] વિમાનમાંથી અકસ્માત સમયે ઊતરવાની સ્વયં-સંચાલિત છત્રી, 'પૅરેશૂટ'

**વિમાની ટપાલ** સ્ત્રી. [ + જુઓ 'ટપાલ.'] વિમાનમાં જેની હેરફેર થતી હોય તેવી ટપાલ, 'ઍર-મેઇલ'

**વિમાની નૂર** ન. [ + જુઓ 'નૂર.'] વિમાનમાં મુસાફરો અને માલ-સામાનની હેર-ફેર માટેનું લવાજમ કે ભાડું, 'ઍર-ફ્રેઇટ'

**વિમાની મથક** ન. [+ જુઓ 'મથક.'] જુઓ 'વિમાન-ગૃહ.'

**વિ-માર્ગ** પું. [સં.] ઊલટો માર્ગ, ઉત્પથ, ઉન્માર્ગ, કુ-માર્ગ

**વિમાર્ગ-ગમન** ન. [સં.] ઉન્માર્ગ તરફ જવું એ

**વિમાર્ગ-ગામી, વિમાર્ગી** વિ. [સં.,પું.] ઉન્માર્ગ તરફ જનારું

**વિમાસણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'વિમાસવું.' + ગુ. 'અણ' કૃ.પ્ર.] ચિંતા-યુક્ત વિચાર. (૨) પશ્ચાત્તાપ, પસ્તાવો

**વિમાસવું** સ.ક્રિ. [સં. वि मृश्-वि-मर्श् > પ્રા. विमस्स-] ચિંતા-યુક્ત વિચારમાં પડી જવું. (૨) પશ્ચાત્તાપ કરવો, પસ્તાવો કરવો

**વિ-મિશ્ર,-શ્રિત** વિ. [સં.] ભિન્ન ભિન્ન જાતના પદાર્થોના મિશ્રણવાળું. જુદી જુદી જાતની મેળવણીવાળું

**વિ-મુક્ત** વિ. [સં.] તદ્દન મુક્ત થઈ ગયેલું, તદ્દન છૂટું, બંધનથી તદ્દન છૂટું. (૨) તદ્દન જતું કરેલું, બંધન-મુક્ત. (૩) સ્વ-તંત્ર, સ્વાધીન. (૪) ન નોંધાયેલું, 'ડિનોટિફાઇટ' (જાતિઓ)

**વિમુક્તાત્મા** વિ. [ + સં. आत्मा. પું., બ.વ્રી.] જેનો આત્મા તદ્દન બંધન-રહિત હોય તેવું, મોક્ષ પામેલું

**વિ-મુક્તાહાર**[1] વિ. [ + સં. आ-हार, બ.વ્રી.] જેણે આહાર છોડી દીધો હોય તેવું (ભાલણ.)

**વિમુક્તાહાર**[2] વિ. [સં. वि + मुक्ता + हार, બ.વ્રી.] મોતીના હાર જેણે ગળામાંથી જતા કર્યા છે તેવું (વિધવા સ્ત્રી.)(ભાલણ.)

**વિ-મુક્તિ** સ્ત્રી. [સં.] તદ્દન છુટકારો (૨) આત્યંતિક મોક્ષ. (૩) સ્વતંત્રતા

**વિ-મુખ** વિ. [સં.] મોં ફેરવીને બેઠેલું, પરાઙ્મુખ. (૨) પ્રતિકૂળ થઈ બેઠેલું, (૩) નાસ્તિક

**વિ-મુગ્ધ** વિ. [સં.] ખૂબ જ મોહ પામેલું, અતિ આસક્ત. (૨) ગભરાઈ ગયેલું, (૩) ભ્રમમાં પડેલું

**વિ-મૂઢ** વિ. [સં.] જેની મતિ બહેર મારી ગઈ હોય તેવું, અત્યંત મૂર્ખ, જડ બુદ્ધિવાળું

**વિમૂઢાત્મા** વિ. [ + સં. आत्मा, પું., બ.વ્રી.] જેનો આત્મા તદ્દન મૂઢ હોય તેવું, તદ્દન અણ-સમજુ

**વિ-મૃત્યુ** વિ. [સં.] મૃત્યુને વટાવી ગયેલું, મૃત્યુથી પર, અમર

**વિમૃશ્ય-કારી** વિ. [સં.,પું.] બરોબર વિચારીને કરનારું

**વિ-મોક્ષ** પું. [સં.] જુઓ 'વિ-મુક્તિ.'

**વિ-મોક્ષણ** ન. [સં.] તદ્દન છુટકારો

**વિ-મોચક** વિ. [સં.] છુટકારો કરનારું, મુક્ત કરનારું. છોડાવનારું

**વિ-મોચન** ન. [સં.] જુઓ 'વિ.-મોક્ષણ.' [લગની

**વિ-મોહ** પું. [સં.] પ્રબળ મોહ, ભારે બેશુદ્ધિ. (૨) આસક્તિ,

**વિ-મોહન**[1] ન. [સં.] મોહ થવો એ [કરનારું સાધન

**વિ-મોહન**[2] વિ [સં.[ કામદેવનું ગણાયેલું કામીઓને મોહ

**વિમોહની** વિ., સ્ત્રી. [સં.] મોહ પમાડનારી (સ્ત્રી વિદ્યા વગેરે) [સાન ભૂલી ગયેલું

**વિ-મોહિત** વિ. [સં.] સારી રીતે મોહને વશ થયેલું, તનમનની

**વિયત** ન. [સં. वियत्] આકાશ, આભ, ગગન, આસમાન

**વિયર** પું. [અં.] નદીમાં બાંધેલો આડ-બંધ

**વિયા**[1] ન. [જુઓ 'વિયાવું.'] વિયું, સંતાન, સંતતિ, ફરજંદ

**વિયા**[2] પું. [સં. विवाह] સગપણ, સગાઈ (ખાસ કરી નાગર જ્ઞાતિમાં સગાઈ થતાં 'વિયા મળ્યો')

**વિયાજણ** ન. [જુઓ 'વિયાવું.' દ્વારા.] વિયાવું એ (પશુમાદાને બચ્ચું અવતરવું એ

**વિયાણ** ન. [જુઓ 'વિયાવું.' + ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ 'વિયાજણ.' (૨) (પશુ-માદાનું) બચ્ચું, વેતર. [ **વરસ-વિયાણ** (રૂ.પ્ર.) વરસે વરસે વિયાતી પશુ-માદા વગેરે [(સ્ત્રી)

**વિયાતણ(-ણ્ય)** વિ. સ્ત્રી. [જુઓ 'વિયાવું.' દ્વારા] પ્રસૂતિવાળી

**વિયાર** પું. [સં. विचार- > પ્રા विचार, પ્રા. તત્સમ] (લા.) ઝાડાની હાજત. (જૈન.) [(જૈન.)

**વિયાર-ભૂમિ** સ્ત્રી. [ + સં.] જંગલમાં ઝાડે જવાની જગ્યા.

**વિયાવું** અ.ક્રિ. [સં. वि-जन् > वि-जा > પ્રા. विया-પ્રા. તત્સમ] (ખાસ કરી પશુ-માદાએ) બચ્ચાને જન્મ આપવો, વ્યાવું

**વિયાળુ** ન. [સં. विकालक- > પ્રા. विकालअ-] જુઓ 'વાળુ'-'વ્યાળુ.' [પામેલું

**વિ-યુક્ત** વિ. [સં.] અલગ પાડેલું, જુદું પાડેલું. (૨) વિયોગ

**વિ-યુક્તિ** સ્ત્રી. [સં.] છૂટા થવાની ક્રિયા, જુદાઈ, વિયોગ

**વિયું** ન. [જુઓ 'વિયાવું.' ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'વિયા.[1]'

**વિ-યોગ** પું. [સં.] જુઓ 'વિ-યુક્તિ.' (૨) વિરહ. (૩) બાદબાકી. (ગ.) [નિશાની

**વિયોગ-ચિહ્ન** ન. [સં.] બાદબાકીની ઓળખાની – આવી

**વિયોગણ (-ણ્ય)** સ્ત્રી. [સં. वियोगिनी દ્વારા.] જુઓ 'વિજોગણ.'

**વિયોગ-પ્રમાણ** ન. [સં.] એ નામનું એક પ્રમાણ, 'ડિવિડન્ડો.' (ગ.) [આસન. (યોગ.)

**વિયોગાસન** ન. [ + સં. आसन] યોગનું એ નામનું એક

**વિયોગિની** વિ; સ્ત્રી. [સં.] વિરહિણી સ્ત્રી, વિજોગણ. (૨) એક અર્ધસમ અક્ષરમેળ છંદ (વૈતાલીયનો એક ભેદ), સુંદરી. (પિં.) [રહેનારું (ચક્રવાક પક્ષી)

**વિયોગિયું** વિ. [સં. वियोग + ગુ. 'ઇયું' ત.પ્ર.] વિયોગમાં

**વિયોગી** વિ. [સં.,પું.] જેને વિરહ થયેલો હોય તેવું, વિરહી (ખાસ કરી પ્રિય જનથી)

**વિ-યોજક** વિ. [સં.] છૂટું પાડનાર. (૨) પું. બાદ કરવાની સંખ્યા. (ગ.) [કાર્ય. (૨) બાદબાકી. (ગ.)

**વિ-યોજન** ન. [સં.] છૂટું પાડવાની ક્રિયા, અલગ કરવાનું

**વિ-યોજિત** વિ. [સં.] છૂટું પાડવામાં આવેલું, અલગ કરેલું

**વિ-યોજ્ય** વિ. [સં.] છૂટું પાડવા જેવું, અલગ કરવા જેવું. (૨) ન. જેમાંથી નાની સંખ્યા બાદ કરવાની હોય તે આંકડો. (ગ.)

**વિ-રક્ત** વિ. [સં.] રાગ કે આસક્તિ વિનાનું, વૈરાગી, ઉદાસીન. (૨) વિષય-વાસના વિનાનું

**વિરક્ત-ચિત્ત** વિ. [સં.], **વિરક્ત-મનું** વિ. [ + જુઓ 'મન' + ગુ. 'ઉં' ત.પ્ર.] વિરક્ત મનવાળું, વિરક્ત-ચિત્ત

**વિરક્તમાર્ગી** વિ. [સં.,પું.] જગતની ખેંચાણકારક ગતિ-વિધિથી પર, 'સ્ટોઇક' (દ.બા.)

**વિરક્તા** વિ., સ્ત્રી [સં.] વિરક્ત સ્ત્રી, વૈરાગણ

**વિ-રક્તિ** સ્ત્રી. [સં.] રાગ કે આસક્તિનો અભાવ, વૈરાગ્ય
**વિ-રચન** ન., **-ના** સ્ત્રી. [સં.] રચવું એ, રચના, નિર્માણ
**વિ-રચવું** સ.ક્રિ. [સં. वि-रच्, તત્સમ] રચના કરવી, રચવું, બનાવવું. **વિરચાવું** કર્મણિ., ક્રિ. **વિરચાવવું** પ્રે.,સ.ક્રિ.
**વિરચાવવું, વિરચાવું** જુઓ 'વિરચવું'માં.
**વિ-રચિત** વિ. [સં.] રચાયેલું, રચેલું, બનાવેલું, નિર્માણ કરેલું, નિર્મિત
**વિ-રજ** વિ. [સં. वि-रजस्], **-સ્ક** વિ. [સં.] રજ વિનાનું. (૨) સ્વચ્છ. (૩) પવિત્ર, શુદ્ધ. (૪) નિષ્કલંક
**વિરજા** સ્ત્રી. [સં.] દુર્ગાદેવી. (સંજ્ઞા.)
**વિરજા-હોમ** પું. [સં.] સંન્યાસ લેતી વખતે કરવામાં આવતો એક પ્રકારનો હોમ ['વીરણ.'
**વિરણ** ન. [સં.], **-વાળો** પું [+ જુઓ 'વાળો.[૧]'] જુઓ
**વિ-રત** વિ. [સં.] વિરામ પામેલું. (૨) જુઓ 'વિ-રક્ત.'
**વિ-રતિ** સ્ત્રી. [સં.] વિરામ. (૨) જુઓ 'વિ-રક્તિ.'
**વિરતિ-ભવન** ન. [સં.] વિશ્રામ લેવાનું સ્થાન, વિશ્રામ-ગૃહ
**વિ-રથ** વિ. [સં.] રથમાંથી પડી ગયેલું, રથ વિનાનું
**વિરભણ** ન. એ નામનું એક સુગંધી મૂળવાળું ઘાસ, વાળો
**વિ-રમણ** ન. [સં.] અટકી જવું એ, થંભી જવું એ, (૨) જુઓ 'વિરક્તિ.'
**વિ-રમવું** અ. ક્રિ. [સં. वि-रम्, તત્સમ] થંભી જવું, અટકવું. (૨) શાંત પામવું. **વિરમાવું** ભાવે., ક્રિ. **વિરમાવવું** પ્રે.,સ.ક્રિ.
**વિરમાવવું, વિરમાવું** જુઓ 'વિરમવું'માં.
**વિરલ** વિ. [સં.] ભાગ્યેજ થાય કે મળે યા જોવામાં આવે તેવું, દુર્લભ, (૨) અનેરું, અજોડ. (૨) (લા.) અ-લૌકિક, અ-સામાન્ય. (૪) અલ્પ, થોડું
**વિરલ-વાયુ** પું. [સં.] એ નામનો એક વાયુ
**વિરલી-કરણ** ન. [સં.] વિરલ ન હોય તેને વિરલ કરી નાખવાની ક્રિયા, અછત ઊભી કરવાની ક્રિયા
**વિરલી-કૃત** વિ. [સં.] જેનું વિરલી-કરણ કર્યું હોય તેવું
**વિરલી-ભવન** ન. [સં.] વિરલ ન હોય તેની વિરલ થવાની ક્રિયા, અછત ઊભી થવી એ ['વિરલ.'
**વિરલું** વિ. [સં. विरल + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**વિ-રસ** વિ. [સં.] રસ વિનાનું, નીરસ. (૨) સ્વાદ વિનાનું, બેસ્વાદ. (૩) (લા.) ઉદાસ, ખિન્ન
**વિ-રહ** પું. [સં. (સચેતન પ્રાણીઓનો પરસ્પર) વિયોગ. (૨) પ્રિય જનોનો પરસ્પર વિયોગ
**વિરહ-કાવ્ય** ન. [સં.] જેમાં પ્રેમ-પાત્રોના વિયોગનું નિરૂપણ કરવામાં આવ્યું હોય તેવી કવિતા, 'એલેજી'
**વિરહ-ગાન** ન. [સં.] પ્રિય કે પ્રિયાએ પોતાના પ્રિય પાત્રનો વિયોગ થતાં વિરહ-ગીત ગાવું એ
**વિરહ-ગીત** ન. [સં.] જેમાં પ્રિય પાત્રોના વિયોગનું દર્દ નિરૂપાયું હોય તેવી નાની ઊર્મિમય ગીત-રચના
**વિરહ-જ્વર** પું. [સં.] પ્રિય પાત્રોના વિયોગથી શરીર તપી ઊઠવું એ [વિરહાવસ્થા
**વિરહ-દશા** સ્ત્રી. [સં.] વિયોગની સ્થિતિ, વિરહની હાલત,
**વિરહ-વ્યથા** સ્ત્રી. [સં.] પ્રિય પાત્રોના પરસ્પરના વિયોગનું દુઃખ, વિયોગની વેદના
**વિરહ-વ્યાકુલ(-ળ)** વિ. [સં.] વિયોગને લીધે ગાભરું બની ગયેલું, વિરહની અકળામણ અનુભવતું.
**વિરહાગ્નિ** પું. [+ સં. अग्नि] વિયોગનો પ્રબળ તાપ
**વિરહાતુર** વિ. [+ સં. आतुर] જુઓ 'વિરહ-વ્યાકુલ.'
**વિરહાનલ** પું. [+ સં. अनल] જુઓ 'વિરહાગ્નિ.'
**વિરહાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] જુઓ 'વિરહ-દશા.'
**વિરહાશ્રુ, ‑જલ(-ળ)** ન.,બ.વ. [+ સં. अश्रु] વિયોગને લીધે રડી પડવાથી આંખમાં આવતાં આંસુ
**વિરહિણી** વિ., સ્ત્રી. [સં.] વિરહી સ્ત્રી, વિયોગિની સ્ત્રી
**વિ-રહિત** વિ. [સં.], **વિરહી** વિ. [સં.,પું.] જેને વિરહ થયો હોય તેવું, વિયોગી
**વિરહોત્કંઠ (-ત્કણ્ઠ)** વિ. [+ સં. उत्कण्ठा સ્ત્રી.,બ.વ્રી.] જુઓ 'વિરહાતુર' 'વિરહ-વ્યાકુલ.'
**વિરહોત્કંઠિતા (-ત્કણ્ઠિતા)** વિ., સ્ત્રી. [+ સં. उत्कण्ठिता] વિરહોત્કંઠ સ્ત્રી, વિરહાતુર સ્ત્રી [થયેલું
**વિરહોન્મત્ત** વિ. [+ સં. उन्मत्त] વિયોગને કારણે ગાંડું
**વિરહોર્મિ-કાવ્ય** ન. [+ સં. ऊर्मि-काव्य] જુઓ 'વિરહ-કાવ્ય'-'એલેજી.' [ઊડી ગયો હોય તેવું, વિ-વર્ણ
**વિ-રંગ(-રઙ્ગ)** વિ. [સં.], **-ગી** વિ. [સં.,પું.] જેમાંથી રંગ
**વિરંચ (વિરઞ્ચ), -ચિ** પું. [સં.] જુઓ 'વિરિંચ,-ચિ.'
**વિ-રાગ** પું. [સં.] રંગ ઊડી જવો એ. (૨) આસક્તિ ઊઠી જવી એ, વિરક્તિ, વૈરાગ્ય, 'એપથી,' 'રિપલ્સન.' (૩) વાસનાનો ક્ષય
**વિરાગિણી** વિ., સ્ત્રી. [સં.] વિરક્ત સ્ત્રી, વૈરાગણ
**વિરાગી** વિ. [સં.,પું.] વિરાગવાળું, વૈરાગી
**વિ-રાજ[૧]** પું. [સં. विराज् અને विराज] ક્ષત્રિય, રાજપૂત. (૨) એ નામનો એક વૈદિક છંદ. (પિં.)
**વિ-રાજ[૨]** વિ. [સં.] જેમાં રાજા રહ્યો ન હોય તેવું, રાજા વિનાનું [(૨) બેસીને શોભાવવું
**વિ-રાજમાન** વિ. [સં.] શોભતું, શોભી રહેલું, બિરાજમાન.
**વિ-રાજવું** અ.ક્રિ. [સં. वि-राज्, તત્સમ] શોભા આપવી, (૨) પ્રકાશવું.(૩) જુઓ 'બિરાજવું.' **વિરાજાવું** ભાવે, ક્રિ.
**વિ-રાજિત** વિ. [સં.] શોભી ઊઠેલું. (૨) પ્રકાશિત. (૩) બિરાજમાન થયેલું
**વિરાટ[૧]** વિ. [સં. विराज्, પ.વિ., એ.વ. विराट्] વિશાળ અને ભવ્ય. (૨) પું. સમગ્ર વિશ્વના રૂપમાં રહેલ પરમેશ્વર - પરમાત્મા - બ્રહ્મ. (૩) અક્ષર-બ્રહ્મ. (૪) ન. સમગ્ર બ્રહ્માંડ. (૫) (લા.) સમગ્ર પ્રજા
**વિરાટ[૨]** પું. [સં.] એ નામનો પાંડવોના સમયનો એક દેશ, મત્સ્ય દેશ (રાજસ્થાનમાં જયપુરને સમાવતો શક્ય). (સંજ્ઞા.) (૨) એ દેશના રાજાની એવી સામાન્ય સંજ્ઞા, વિરાટરાજા. (સંજ્ઞા.) [+ સં.,પું.] વિશાળ શરીરવાળું
**વિરાટ-કાય** વિ. [સં. विराज् > विराट्-काय], **-યી** વિ.
**વિરાટ-કાવ્ય** ન. [સં. विराज्-विराट्-काव्य] ઘણું મોટું કાવ્ય, મહા-મહાકાવ્ય
**વિરાટ-દર્શન** ન. [સં. विराज्-विराट् + दर्शन, ગુ. સમાસ] ભગવાન સમગ્ર બ્રહ્માંડરૂપે રહેલા છે તેવા શરીરનું દર્શન
**વિરાટ-દેહ** પું. [સં. विराज् - विराट् + देह, ગુ. સમાસ]

સમગ્ર બ્રહ્માંડરૂપી શરીર. (૨) મોટું શરીર, આત્મા માટેનો સ્થૂળ દેહ, સર્વ-સામાન્ય શરીર

**વિરાટ પુરુષ** પું. [સં. विराज् - विराट् + पुरुष] જુઓ 'વિરાટ[2] (૨-૩).' [સમગ્ર બ્રહ્માંડરૂપી શરીર

**વિરાટ-શરીર** ન. [સં. विराज् - विराट् + शरीर, ગુ. સમાસ]

**વિરાટ-સ્વરૂપ** ન. [સં. विराज्-विराट् + स्वरूप, ગુ. સમાસ] પરમેશ્વરનું બ્રહ્માંડના રૂપમાં સર્વવ્યાપી મોટું સ્વરૂપ. (૨) મોટો દેખાવ

**વિરાડાત્મા** પું. [સં विराज्-विराट् + आत्मा, સંધિથી] સમગ્ર બ્રહ્માંડને આવરીને રહેલ પરમાત્મા. (૨) અક્ષરબ્રહ્મ. (વેદાંત.)

**વિ-રાધના** સ્ત્રી. [સં.] અપરાધ કરવાની ક્રિયા. (જૈન.)

**વિ-રામ** પું. [સં.] વિરમવું એ, થોભી જવું એ, અટકવું એ. (૨) થાક લેવો એ, વિસામો. (૩) અંત, છેડો. (૪) છંદના ચરણમાંનો આંતરિક યતિ. (પિં.)

**વિરામ-ચિહ્ન** ન. [સં.] ભાષાના પ્રયોગમાં જ્યાં ક્યાંય પણ થોડું ઝાઝું થોભી જવાનું સ્વાભાવિક હોય ત્યાં જરૂરિયાત પ્રમાણેનું તે તે આકારનું નક્કી કરેલું કરાતું નિશાન (પૂર્ણવિરામ અલ્પવિરામ અર્ધવિરામ મહાવિરામ પ્રશ્નાર્થક આશ્ચર્યસૂચક અવતરણ કૌંસ વગેરે.) (વ્યા.)

**વિ-રામવું** અ. ક્રિ. [સં. वि-राम, -ના.ધા.] વિરમવું, થોભી જવું, અટકી જવું. (૨) થાક ખાવો, વિસામો લેવો

**વિરામ-સમય** પું. [સં.] થંભી જવાનો સમય-ગાળો, 'રિસેસ'

**વિરામ-સ્થાન** ન. [સં.] વિસામો લેવાની જગ્યા. (૨) (વાક્યમાં નાનો મોટો) થોભો લેવાનું સ્થાન. (વ્યા.)

**વિરામાસન** ન. [+સં. आसन] વિરામ લેવાનું સાધન-ખુરશી વગેરે, આરામ-ખુરશી

**વિરાહણા** સ્ત્રી. [સં. विराधना > પ્રા. विराहणा, પ્રા. તત્સમ] જુઓ 'વિરાધના.' (જૈન.)

**વિ-રાવ** પું. [સં.] ધ્વનિ, અવાજ, નાદ. (૨) બૂમ-બરાડા. (૩) પક્ષીનો કલરવ. (૪) ચિચિયારી

**વિરાંદડી** સ્ત્રી. રોંઢે નાસ્તો કરવો એ. રોંઢાનું જમણ (બપોર પછીના ચાર આસપાસનું)

**વિરાંસવું** અ.ક્રિ. [જૂ.ગુ.] જુઓ 'વરાંસવું.'

**વિરિં(-રં)ચ** (વિરિઞ્ચ), **-ચિ (-ઞ્ચિ)** પું. [સં.] બ્રહ્મા

**વિ-રુદ્ધ** વિ. [સં.] પ્રતિકૂળ, ઊલટું, ઊંધું, અવળું, સામું, 'કૉન્ટ્રરી' (મ.ન.), 'કૉન્ટ્રૅડિક્ટરી' (હી.વ.). (૨) ભિન્ન વિચાર ધરાવનારું

**વિરુદ્ધ-ગામી** વિ. [સં.,પું.] પ્રતિકૂળ દિશામાં જનારું. (૨) પ્રતિકૂળ કામ કરનારું

**વિરુદ્ધ-ધર્મા** વિ. [સં. विरुद्ध-धर्मन् નું પ.વિ., એ.વ.], **-ર્મી** વિ. [સં.,પું.] ભિન્ન ગુણ-લક્ષણવાળું, ઊલટા ગુણ-લક્ષણવાળું

**વિરુદ્ધ-ભાવ** પું. [સં.] વિરોધી વલણ, 'ઍન્ટિપથી' (દ.બા)

**વિરુદ્ધમતિ-કૃત્** વિ. [સં.] કાવ્યનો એક પદ-દોષ. (કાવ્ય.)

**વિરુદ્ધાચાર** પું. [+સં. आ-चार] ઊલટી રીત-ભાત, પ્રતિકૂળ વર્તન [વર્તન કરનારું

**વિરુદ્ધાચારી** વિ. [સં.,પું.] ઊલટી રીતભાતવાળું, પ્રતિકૂળ-

**વિરુદ્ધોર્મિમય-તા** સ્ત્રી. [સં. विरुद्ध + ऊर्मिमय-ता] એક જ સમયે ખેંચાણ તેમ દૂર ખસી જવાની ક્રિયા

**વિ-રૂપ** વિ. [સં.] ભિન્ન રૂપવાળું. (૨) કદરૂપું, બેડોળ, વરવું, બદસૂરત, 'અગ્લી,' 'ગ્રોટેસ્ક' (આ.બા.) (૩) મળતાપણું જેમાં ન હોય તેવું, 'ડિસ્સિમિલર.' (૪) બીભત્સ દેખાવનું

**વિરૂપ-છબી** સ્ત્રી. [સં. + જુઓ 'છબી.'] ઠઠ્ઠા-ચિત્ર, 'કાર્ટૂન'

**વિ-રૂપણ** ન. [સં.] ઠઠ્ઠા-ચિત્રના પ્રકારનું ચિત્રણ, 'કૅરિકેચર'

**વિરૂપ-તા** સ્ત્રી. [સં.] ભિન્નરૂપ-તા. (૨) બદસૂરતી, 'ડિફૉર્મિટી.' (૩) બીભત્સ દેખાવ. (૪) અસમાનતા

**વિરૂપાક્ષ** પું. [સં विरूप + अक्षि, બ.વ્રી. સમાસમાં °अक्ष] મહાદેવ, શિવ. (સંજ્ઞા.)

**વિરૂપી** વિ. [સં.,પું.] જુઓ 'વિ-રૂપ.'

**વિરૂપી-કરણ** ન. [સં.] કદરૂપું ન હોય તેને કદરૂપું કરવા-પણું, 'ડિસ્ટૉર્શન'

**વિ-રેચક** વિ. [સં.] ખાવાથી જુલાબ કરાવે તેવું

**વિ-રેચન[1]** ન. [સં.] જુલાબ થવો એ, રેચની દવાથી ઝાડો થવો એ, રેચ, જુલાબ

**વિ-રેચન[2]** વિ.,ન. [સં.] જુલાબ લાવનાર ઔષધ [ભૂકો

**વિ-રેચન-ચૂર્ણ** ન. [સં.] જુલાબ લાવી આપે તેવા ઔષધનો

**વિ-રોચન** પું. [સં.] પૌરાણિક ગાથા પ્રમાણે ભક્ત પ્રહ્લાદનો પુત્ર અને બલિરાજાનો પિતા. (સંજ્ઞા.)

**વિ-રોધ** પું. [સં.] પ્રતીકાર, સામનો, વિરુદ્ધ-તા, 'ઑપોઝિશન' (મ.ન.), 'ઍન્ટિપથી,' 'ઍન્ટૅગોનિઝમ,' 'કૉન્ટ્રૅડિક્શન' (ર.મ.) (૨) (લા.) લડાઈ, ઝઘડો, ટંટો. (૩) વેર, અંટસ, શત્રુતા. (૪) એ નામનો એક અલંકાર, 'ઍન્ટિથીસિસ.' (કાવ્ય.)

**વિ-રોધક** વિ. [સં.] વિરોધ કરનારું

**વિરોધ-ગર્ભ** વિ. [સં.] જેની અંદર વિરોધિતાનો ભાવ હોય તેવું, અંદર-ખાને વિરોધી

**વિરોધ-ચતુષ્કોણ** પું. [સં.] ચતુષ્કોણ આકૃતિનો એક પ્રકાર, 'સ્ક્વેર ઑફ ઑપોઝિશન' (મ.ન.)

**વિરોધ-દર્શક** વિ. [સં.] વિરોધ બતાવનારું

**વિરોધ-નિબંધન** (-નિબન્ધન) ન. [સં.] વિરોધ-પરિસ્થિતિ, વિરોધિ-તા, 'કૉન્ટ્રાસ્ટ' (મ.ન.)

**વિરોધ-પક્ષ** પું. [સં.] વિચારોનો સામનો કરનારી મંડળી, 'ઑપોઝિશન. (વિ.સ.) [અરજી, 'નોટ ઑફ પ્રોટેસ્ટ'

**વિરોધ-પત્ર** પું. [સં.,ન.] વિરોધ સૂચવનારો કાગળ, વાંધા-

**વિરોધ-ભક્તિ** સ્ત્રી. [સં.] વિરુદ્ધ ભાવનાથી કરવામાં આવતી કે આવેલી ભક્તિ (જેવી કે રાવણ કુંભકર્ણ કંસ દુર્યોધન વગેરેની)

**વિરોધ-ભાવ** પું. [સં.] વિરોધી વલણ

**વિરોધભાવી** વિ. [સં.,પું.] વિરુદ્ધતા બનાવનારું, વિષમ

**વિરોધ-યાદી** સ્ત્રી. [સં. + જુઓ 'યાદી.'] વાંધાની નોંધ, 'નોટ ઑફ પ્રોટેસ્ટ' [જવાય તેવું, 'ડાયાલેક્ટિકલ'

**વિરોધ-વિકાસી** વિ. [સં.,પું.] ક્રમે ક્રમે વાંધા બતાવ્યે

**વિરોધ-વાચક** વિ. [સં.] વિરોધ બતાવનારું. (જેમ કે 'હું તો આવીશ'માં 'તો' ઉભ.) (વ્યા.)

**વિરોધ-શમન** ન. [સં.] વિરોધ શમાવી લેવાની ક્રિયા

**વિરોધ-સંવિધાન** (-સંવ્વિધાન) ન. [સં.] ઊલટા પ્રકારનું કથન, 'એન્ટિથીસિસ' (ન.ભો.) [રહેલું, વિરોધવાળું

**વિરોધાત્મક** વિ. [+ સં. आत्मन् + क] વિરોધના રૂપમાં

**વિરોધાભાસ** પું. [+ સં. आ-भास] વિરોધનો માત્ર ભાસ લાગે અને તાત્ત્વિક રીતે વિરોધ ન હોય તેવી પરિસ્થિતિ, માત્ર દેખીતો વિરોધ : આવો એક અલંકાર પણ છે. (કાવ્ય.) (૨) વિરોધી દેખાવ, 'પૅરેડૉક્સ'

**વિરોધાભાસી** વિ. [સં.,પું.] વિરોધાભાસવાળું

**વિરોધિ-તા** સ્ત્રી. [સં.] વિરોધી હોવાપણું.

**વિરોધિની** વિ., સ્ત્રી. [સં.] વિરોધ કરનારી (સ્ત્રી વગેરે)

**વિરોધી** વિ. [સં.,પું.] વિરોધ કરનારું, 'ઑપોનન્ટ.' (૨) ઊલટા પ્રકારનું, 'કૉન્ટ્રરી' (હ.બા.). (૩) શત્રુતા-ભર્યું, 'હોસ્ટાઇલ' [વચન

**વિરોધોક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] વિરોધી વાણી, પ્રતિકૂળ

**વિરોધોપમા** સ્ત્રી. [+ સં. उपमा] ઉપમાનો એક દોષ ધરાવતી સરખામણી. (કાવ્ય.)

**વિ-રોપણ** ન. [સં.] રોપવાની ક્રિયા, રોપાવવાની ક્રિયા

**વિલ** ન. [અં.] મૃત્યુ-પત્ર, વસિયતનામું, 'ટેસ્ટામેન્ટ'

**વિ-લક્ષણ** વિ. [સં.] જુદા જ પ્રકારના ગુણ-ધર્મવાળું,.(૨) ઢંગધડા વિનાનું, ઠેકાણા વિનાનું, (૩) ચમત્કારિક, નવાઈ ઉપજાવે તેવું, (૪) અ-સાધારણ, અ-સામાન્ય, (૫) વિચિત્ર સ્વભાવનું, (૬) નિયમ વિરુદ્ધનું, 'એનૉમેલસ'

**વિલક્ષણ-તા** સ્ત્રી. [સં.] વિલક્ષણ હોવાપણું, 'ડિસ્ટિન્ક્શન' (ન.ભો.), 'ઍબ્નોર્મેલિટી'. (ર.છો.પ.)

**વિલખ(-ખા)વું** અ.ક્રિ. [જુઓ 'વલખું', -ના.ધા.] વલખાં મારવાં, તલસવું, વલવલવું

**વિલખું** વિ. [સં. वि-लक्षक>પ્રા. विलक्खअ-] ગભરાયેલું. (૨) ઉદાસ, નિસ્તેજ. (૩) શરમિંદું, ભોંઠું [વળગેલું

**વિ-લગ્ન** વિ. [સં.] સારી રીતે લાગીને રહેલું, ચોંટેલું,

**વિ-લજ્જ** વિ. [સં.] લજ્જા વિનાનું, નિર્લજ્જ, બેશરમ

**વિલપવું** અ. ક્રિ. [સં. वि-लप्, તત્સમ] વિલાપ કરવો, મોટેથી રોવું, **વિલપાવું** કર્માણ., ક્રિ.

**વિ-લય** પું., -યન ન. [સં.] ગરક થઈ જવું એ, લીન થઈ જવું એ. (૨) ઓગળી જવું એ. (૩) નાશ, લય [દશા

**વિલયાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] સુષુપ્તિના પ્રકારની

**વિ-લસવું** અ. ક્રિ. [સં. वि-लस्, તત્સમ] વિલાસ કરવો, રમવું, ખેલવું, (૨) શોભવું, ઝળહળવું. (૩) હવામાં ફરકવું. (૪) માણવું. **વિલસાવું** ભાવે., ક્રિ.

**વિ-લસિત** વિ. [સં.] વિલસેલું

**વિ-લંબ** (-લમ્બ) પું., [સં.] સમયને લંબાવવો એ, વાર કરવી એ, વાર, ઢીલ, (૨) ઉતાવળ ન કરવી એ, અ-શીઘ્રતા

**વિલંબકારી** (-વિલમ્બ-) વિ [સં.,પું.] લંબાણ કરનારું (દરખાસ્ત વગેરે) [(સંગીત.)

**વિલંબ-ત્રિતાલ** (-લમ્બ-) પું. [સં.] ત્રિતાલની એક તરજ.

**વિલંબ-દ્રુતલય** (-લમ્બ-) પું. [સં.] ઝડપી છતાં જરા લંબાઈને લેવાતો લયનો એક પ્રકાર. (સંગીત.)

**વિ-લંબન** (-લમ્બન) ન. [સં.] જુઓ 'વિ-લંબ.'

**વિલંબન-વિધાન** (-લમ્બન-) ન. [સં.] સ્વરના ઉચ્ચારણમાં લંબાવવાની પ્રક્રિયા, હ્રસ્વ સ્વરને દીર્ઘ કરવાની ક્રિયા, દીર્ઘીકરણ (જેમકે 'ઇ' 'ઈ' 'ઉ' 'ઊ'. 'અ' લંબાય તો 'અ' જ લખાય, 'આ' તો વૃદ્ધિ-વિધાન છે.) (વ્યા.)

**વિલંબ-નિયંત્રણ** (વિલમ્બ-નિયન્ત્રણ) ન. [સં.] ઢીલને કાબૂમાં રાખવાની ક્રિયા

**વિલંબ-મધ્યલય** (-લમ્બ-) પું. [સં.] મધ્યમ માનના લયનો એક વિલંબિત પ્રકાર. (સંગીત.)

**વિલંબ-સાધ્ય** (-લમ્બ) વિ. [સં.] ઢીલ કરવાથી સિદ્ધ કરી શકાય તેવું, વાર થવાથી સધાય તેવું

**વિ-લંબિત** (-લમ્બિત) વિ. [સં.] સારી રીતે લંબાયેલું. (૨) જેને ઘણી વાર થઈ છે તેવું, મોડું કરેલું. (૩) લટકતું લટકતું હોય તેવું

**વિ-લંબી** (-લમ્બી) વિ. [સં.,પું.] લટકતું,ઝૂલતું

**વિલાઈ** સ્ત્રી. સુંવાળી રુવાંટી. (૨) (લા.) નાગાઈ, લુચ્ચાઈ

**વિ-લાપ** પું. [સં.] મોટેથી રડવું એ. (૨) એવું ગાન, 'એલેજી'

**વિલાપ-કારી** વિ. [સં.,પું.] વિલાપ કરનારું, પોક મૂકી રોનારું

**વિલાપ-કાવ્ય** ન. [સં.] વિરહોર્મિ કાવ્ય, કરુણ-કાવ્ય, 'એલેજી'

**વિલાપન** ન. [સં] લય, અંતર્ભાવ, (૨) અપવાદ. (વેદાંત.)

**વિ-લાપના** સ્ત્રી. [સં.] જુઓ 'વિલાપ.' (૨) યાદ કરવું એ, ઝંખના [તેવું (દ્રવ્ય), 'સૉલ્વન્ટ' (ર.વિ.)

**વિ-લાયક** વિ. [સં. वि-ली પરથી નવો શબ્દ] ઓગળી જાય

**વિલાયત** ન. [અર.] (પોતાનો દેશ. અંગ્રેજોનો ઇંગ્લૅન્ડ દેશ પોતાનો હોય એ કારણે અંગ્રેજ શાસન દરમ્યાન રૂઢ થયેલો તેથી) ઇંગ્લૅન્ડ. (એ પૂર્વે હિંદીઓ 'ઈરાન' 'અરબસ્તાન'ને માટે પણ પ્રયોજતા.) [ઇંગ્લૅન્ડને લગતું

**વિલાયતી** વિ. [+ ગુ. 'ઈ'ત પ્ર.] અંગ્રેજોના દેશને લગતું,

**વિલાવવું, વિલાવાવું** જુઓ 'વિલાવું'માં.

**વિલાવું** અ.ક્રિ. [સં वि-ली-विलय् દ્વારા] વિલીન થવું. (૨) બિડાવું, કરમાઈ જવું, (૩) નાશ પામવો. **વિલાવાવું** ભાવે, ક્રિ, **વિલાવવું** પ્ર.,સ.ક્રિ.

**વિ-લાસ** પું. [સં.] મોજ-શોખ માણવાં એ, મોજ-શોખવાળી ક્રીડા, આનંદી-ખેલ, (૨) મોહક હિલચાલ, ચેનચાળા, મોહક હાવ-ભાવ. (૩) શૃંગાર-ક્રીડા

**વિલાસ-ગૃહ** ન. [સં.,પું.,ન.] વિલાસ કરવા માટેનું મકાન

**વિલાસ-જીવી** વિ. [સં.,પું.] વિલાસમાં જીવન ગાળનાર, મોજ-શોખ માણ્યા કરનાર

**વિલાસ-નૌકા** સ્ત્રી. [સં.] વિલાસ કરવા માટેની હોડી કે નાવ

**વિલાસ-પ્રિય** વિ. [સં.] હંમેશાં મોજ-શોખ માણવાનું ગમતું હોય તેવું

**વિલાસ-પ્રેરક** વિ. [સં.] મોજ-શોખની પ્રેરણા કરે તેવું, વિષય-ભોગ તરફ ખેંચવા કરતું

**વિલાસ-ભવન** ન. [સં.] જુઓ 'વિલાસ-ગૃહ'

**વિલાસ-રથ** પું. [સં.] ચાર પૈડાંની ગાડી, 'ફૈટોન,' 'વિક્ટોરિયા'

**વિલાસ-વતી** વિ.,સ્ત્રી. [સં.] વિ-લાસ કરનારી સ્ત્રી, વિલાસિની

**વિલાસ-વાડી** સ્ત્રી. [+ જુઓ 'વાડી.'] વિલાસ કરવા માટેનો બગીચો [પ્રકારનું એકાંકી નાટક. (નાટ્ય.)

**વિલાસિકા** વિ.,સ્ત્રી. [સં.] જુઓ 'વિલાસવતી.' (૨) એક

**વિલાસિ-તા** સ્ત્રી. [સં.] વિલાસી હોવાપણું [ગણિકા
**વિલાસિની** વિ.,સ્ત્રી. [સં.] જુઓ 'વિલાસવતી.' (૨) વેશ્યા,
**વિલાસી**[૧] વિ. [સં.,પું.] વિલાસ કરનારું, લહેર મારનારું, લહેરી, 'લાઇટ' (ન.લ.). (૨) ન. [સં.,પું.] એ નામનું એક જલચર પક્ષી [માખીની એક જાત
**વિલાસી**[૨] સ્ત્રી [+ગુ. 'ઈ' ત.પ્ર] જુઓ 'વિલાસ-રથ.' (૨)
**વિલિયું** ન. અડધો રૂપિયો
**વિ-લીન** વિ. [સં.] સારી રીતે લીન થયેલું, ખૂબ મગ્ન થયેલું, તલ્લીન. (૨) ઓગળી ગયેલું, પીગળી ગયેલું, દ્રવી-ભૂત. (૩) મરણ પામેલું. (૪) અંદર સાંચવવામાં આવેલું
**વિલીનવું** અ. ક્રિ. [સં, વિ-લીન,ના.ધા] લીન થવું (ના.દ.)
**વિલીની-કરણ** ન. [સં.] અંદર શમાવી લેવાની ક્રિયા-એકાત્મક કરી લેવું એ, વિ-લયન, 'મર્જર' (હ.ગં.શા.)
**વિ-લુપ્ત** વિ. [સં.] લુપ્ત થઈ ગયેલું, લોપ પામેલું, નાશ પામેલું
**વિ-લુબ્ધ** વિ [સં.] સારી રીતે લોભાઈ ગયેલું. (૨) ખૂબ આસક્ત
**વિલુરાવવું, વિલુરાવું** જુઓ 'વિલૂરવું'માં.
**વિલૂરવું** સ.ક્રિ. ચીરી નાખવું, ફાડી નાખવું. (૨) મરડી નાખવું. વિલુરાવું કર્મણિ.,ક્રિ. વિલુરાવવું. પ્રે.,સ.ક્રિ.
**વિલેઇજ** ન. [અં.] ગામડું.
**વિલેઇજ-પોલીસ** પું. [અં.] ગામડાઓમાંનો રક્ષક સિપાઈ
**વિલેઇજ-પોસ્ટ** સ્ત્રી. [અં.] ગામડાની ચોકી. (૨) ગામડાઓમાંની ટપાલ
**વિલેઇજ-પોસ્ટ-મૅન** પું. [અં] ગામડાંનો ટપાલિયો
**વિ-લેખ્ય** વિ. [સં.] ચીતરવા જેવું. (૨) ન. ચિત્ર. (૩) નકશો. (૪) વર્તુલ દોરવાનું યંત્ર, 'કમ્પાસ'
**વિલેજ** જુઓ 'વિલેઇજ.'
**વિલેજ-પોલીસ** જુઓ 'વિલેઇજ-પોલીસ.'
**વિલેજ-પોસ્ટ** જુઓ 'વિલેઇજ-પોસ્ટ.'
**વિલેજ-પોસ્ટ-મૅન** જુઓ 'વિલેઇજ-પોસ્ટ-મૅન.'
**વિ-લેપ** પું.,-પન ન. [સં.] ચોપડવું એ, લેપ કરવો એ. (૨) ચોપડવાનો પદાર્થ
**વિલોકણી** સ્ત્રી. [જુઓ 'વિલોકવું.'+ગુ. 'અણી' કૃ.પ્ર.] જોવું એ. (૨) જોવાની ઢબ [(૨) નજર, દૃષ્ટિ
**વિ-લોકન** ન. [સં.] જોવું એ, તપાસવું એ. નિહાળવું એ.
**વિ-લોકનીય** વિ. [સં.] જોવા જેવું
**વિલોકવું** સ.ક્રિ [સં.વિ.લોક્, તત્સમ] બારીક રીતે જોવું, નિરીક્ષણ કરવું, નીરખવું, વિલોકાવું કર્મણિ, ક્રિ, વિલોકાવવું પ્રે.,સ.ક્રિ.
**વિલોકાવવું, વિલોકાવું** જુઓ 'વિલોકવું'માં. [ચક્ષુ.
**વિ-લોચન** ન. [સં.] જુઓ 'વિ-લોકન.' (૨) નેત્ર, આંખ,
**વિ-લોપ** પું.,-પન ન. [સં.] લુપ્ત થવું એ, લોપ પામવો એ
**વિલોપવું** સ.ક્રિ. [સં. વિલોપ, -ના.ધા.] લુપ્ત કરવું, લોપ કરવો, નાશ કરવો, વિલોપાવું કર્મણિ., ક્રિ. વિલોપાવવું પ્રે.,સ.ક્રિ.
**વિલોપાવવું, વિલોપાવું** જુઓ 'વિલોપવું'માં.
**વિ-લોભન** ન. [સં.] પ્ર-લોભન, લાલચ
**વિ-લોભનીય** વિ. [સં.] પ્ર-લોભન આપવા જેવું
**વિ-લોમ** વિ. [સં.] વિપરીત, ઊલટું. (૨) ઊલટા ક્રમવાળું. (૩) પું. ગણિતમાં પ્રસિદ્ધ એક ક્રિયા. 'મેથડ ઑફ ઇ-વર્ઝન.' (ગ.)
**વિલોમ-ક્રિયા** સ્ત્રી. [સં.] જુઓ 'વિલોમ(૩).'
**વિલોમ-જ, -જાત** વિ. [સં.] ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીમાં ઊતરતી જ્ઞાતિના પુરુષથી થયેલું (સંતાન)
**વિલોમ-લગ્ન** ન. [સં.] ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રી સાથે ઊતરતી જ્ઞાતિના પુરુષનો વિવાહ-સંબંધ [આસન. (યોગ.)
**વિલોમાસન** ન. [+સં. आसन] યોગનું એ નામનું એક
**વિ-લોલ** વિ. [સં.] હલતું, અ-સ્થિર. (૨) અ-વ્યવસ્થિત વીખરાયેલું (વાળ.). (૩) સુંદર
**વિલોવું** અ.ક્રિ. [સં વિ-लोव् > પ્રા. विलोअ દ્વારા] (આંચળમાં દૂધ) ઊંચે ચડાવી જવું. [-ઈ જવું (હ.પ્ર.) આઉનું સંકોચાઈ જવું]
**વિવક્ષા** સ્ત્રી. [સં.] કહેવાની ઇચ્છા. (૨) કહેવાનો ઉદ્દેશ કે આશય, તાત્પર્ય-કથન, ભાવાર્થ. (૩) પૃચ્છા, પૂછવાની ઇચ્છા. (૪) વિવેચન
**વિવક્ષિત** વિ. [સં.] જે કહેવા ઇચ્છા કરવામાં આવી હોય તેવું, કહેવા ધારેલું [ગુફા. (૪) ભોંયરું
**વિ-વર** ન. [સં.] બાકું, દર. (૨) પોલાણ, કોતર. (૩)
**વિ-વરણ** ન. [સં.] સમજૂતી, સ્પષ્ટી-કરણ, ખુલાસો, વિવેચન, વિવૃતિ, ટીકા, 'કૉમેન્ટરી.' (૨) વિસ્તારથી કથન, 'એક્સ્પોઝિશન,' 'ડિઝર્ટેશન.' (૩) વિકાસ. 'એવોલ્યુશન'
**વિવરણિકા** સ્ત્રી. [સં., નવો શબ્દ] ટૂંકે ટૂંકે ગાળે સમાચાર આપતી પત્રિકા, 'બુલેટિન'
**વિવરણી** સ્ત્રી. [સં. નવો શબ્દ] જુઓ 'વિવરણ.'
**વિવર-માર્ગ** પું. [સં.] ભૂગર્ભમાં કોરીને કરેલો રસ્તો, બુગદો
**વિ-વર્જન** ન. [સં.] ત્યાગ. (૨) (લા.) અનાદર
**વિ-વર્જનીય** વિ. [સં.] ત્યાગ કરવા જેવું, જતું કરવા જેવું
**વિ-વર્જિત** વિ. [સં.] સારી રીતે વર્જિત કરેલું, તદ્દન ત્યજી દીધેલું, (૨) રહિત, વંચિત
**વિ-વર્ણ** વિ. [સં.] ભિન્ન વર્ણનું. (૨) જુદા રંગનું. (૩) (લા) ઝાંખું પડી ગયેલું. (૪) કદરૂપું, બેડોળ
**વિવર્ણું** વિ. [+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વિ-વર્ણ.'
**વિ-વર્ત** પું. [સં.] ગોળ ગોળ ફરવું એ. (૨) વિકાર, ફેરફાર, રૂપાંતર. (૩) એક કોઈ વસ્તુમાં બીજી સમાન લાગતી વસ્તુના આરોપવાળી પરિસ્થિતિ. (વેદાંત.). (૪) કારણથી વિષમ સત્તાએ ઉત્પન્ન થતું કાર્ય. (વેદાંત.)
**વિ-વર્તન** ન. [સં.] પાછા ફરવું એ, પરા-વર્તન. (૨) પરિ-વર્તન. (૨) પરિ-ભ્રમણ, ચક્રાકાર ફરવું એ (૩) વિકાસ, 'એવોલ્યુશન'
**વિવર્ત-વાદ** પું. [સં] એક કોઈ વસ્તુમાં બીજી સમાન લાગતી વસ્તુનો ભ્રમ થયા પછી એને સત્ય તરીકે માની લેવાનો સિદ્ધાંત (જેમકે દોરડામાં સર્પનો, છીપમાં રૂપાનો ભ્રમ થાય છે, તે રીતે માયામાં બ્રહ્મનો ભાસ તે જગત અને અવિદ્યામાં બ્રહ્મનો ભાસ તે જીવ-ભાવ.) (વેદાંત.)
**વિ-વર્તિત** વિ. [સં.] પાછું ફરેલું, પરા-વર્તન પામેલું (૨) ચક્રાકાર ફેરવેલું

**વિવર્તી** વિ. [સં.,પું.] વિવર્ત-વાળું સહચારી (કારણ; જેમ-કે છીપમાં રૂપાનો ભાસ થયા પછી એ રૂપું છે એવો ખ્યાલ), ભ્રાંતિ-મૂલક ઉપાદાન-રૂપ થયેલું. (વેદાંત.)

**વિ-વર્ધન** ન. [સં.] સારી રીતે વધવું એ, વિ-વૃદ્ધિ

**વિ-વર્ધમાન** વિ. [સં.] સારી રીતે વૃદ્ધિ પામતું, ઠીક ઠીક વધ્યે જતું [ટિવ' (ભ.ક.ઠા.)

**વિ-વર્ધિત** વિ. [સં.] સારી રીતે વૃદ્ધિ પામેલું, 'ક્યુમ્યુલે-

**વિ-વશ** વિ. [સં.] પર-વશ, પરાધીન, પર-તંત્ર. (૨) (લા.) લાચાર, નિરુપાય. (૩) વ્યાકુળ, વિહ્વળ

**વિ-વસ્ત્ર** વિ. [સં.] લૂગડાં નથી પહેર્યાં તેવું, નાગું

**વિવસ્વાન** પું. [સં. विवस्वान्] સૂર્ય

**વિ-વંચના** (-વઞ્ચના) સ્ત્રી. [સં.] છેતરપીંડી. (૨) ભ્રમ

**વિવા** (વિવાઃ) પું. [સં. विवाह, ગુ. ઉચ્ચારણ (પ્રા.)] વિવાહ, લગ્ન [મોસમ, લગન-ગાળો, લગન-સરા

**વિવાડો** (વિવાઃડો) પું. [+ગુ. 'ડો' સ્વાર્થે ત.પ્ર.] લગ્નની

**વિવાતું** (વિઃવાતું) વિ. [+ગુ. 'તું' ત.પ્ર.] વિવાહની ધામ-ધૂમમાં મચેલું, વેવાતું

**વિ-વાદ** પું. [સં.] મુદ્દાસરની સામસામી વાતચીત, ચર્ચા. (૨) મત-ભેદ, 'ડિસ્કૉર્ડ.' (૨) તકરાર, ઝઘડો. (૪) અદાલતી દાવો-ઝઘડો. (૫) વિરોધ-પ્રકારની રજૂઆત કે સ્થિતિ, 'કૉન્ટ્રોવર્સી'

**વિવાદ-કારક** વિ. [સં.] વિવાદ ઊભો કરનારું

**વિવાદ-ગ્રસ્ત** વિ. [સં.] તકરારી મુદ્દાવાળું, ઝઘડામાં પડેલું

**વિવાદ-પ્રશ્ન** પું. [સં.] ચર્ચા-વિચારણાના વિષયરૂપ સવાલ

**વિવાદ-શાસ્ત્ર** ન. [સં.] સામસામી ચર્ચા કરવાના નિયમોનું પ્રતિપાદન કરતું શાસ્ત્ર, 'ડાયાલેક્ટિક્સ' (આ.બા.)

**વિવાદ-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] ચર્ચા-વિચારણા અને વાદ કરવાનું સ્થાન

**વિવાદાત્મક** વિ. [+સં. आत्मन् + क], **વિવાદાસ્પદ** વિ. [+સં. आस्पद ન.] વિવાદથી ભરેલું, ચર્ચાસ્પદ, 'કૉન્ટ્રોવર્શિયલ,' 'ડિબેટેબલ,' 'પ્રૉબ્લેમૅટિક'

**વિ-વાદિત** વિ. [સં.] વિવાદના વિષયરૂપ બનેલું, વિવાદ-ગ્રસ્ત

**વિવાદી** વિ. [સં.,પું.] વિવાદ કરનારું. (૨) ફરિયાદી. (૨) ચર્ચાસ્પદ. (૪) તકરારી. (૫) રાગમાં દુમેળ કરતું (સ્વર). (સંગીત.)

**વિ-વાર** પું. [સં.] વ્યંજનોના ઉચ્ચારણમાં મોઢાને વધુ ખોલવાની પ્રક્રિયા. (વ્યા.) (આ એક બાહ્ય પ્રયત્ન છે)

**વિ-વાસ** પું., **-સન** ન. [સં.] દેશ-નિકાલ-થવું-કે કરવું એ, દેશ-વટો

**વિ-વાહ** પું. [સં.] લગ્ન, ઉદ્વાહ. (૨) સગાઈ, સગપણ, વેશવાળ, વેવિશાળ. [૦ની વરસી કરવી (રૂ.પ્ર.) બગાડી નાખવું. ૦ પહેલાં અધરણી (-પે:લાં-) (રૂ.પ્ર.) પછીનું કાર્ય પહેલાં થવું. ૦ પહેલાં માંડવો (-પે:લાં) (રૂ.પ્ર.) સારા કામનો સારો આદર. ૦ માંડવો (રૂ.પ્ર.) વિવાહની તૈયારી કરવી]

**વિવાહ-મુહૂર્ત** ન. [સં.] પંચાંગમાં આપવામાં આવતાં સારાં લગ્નના કોઠામાંનું તે તે મુહૂર્ત

**વિવાહ-વધાવો** પું. [+જુઓ 'વધાવો.'] રાજ-કુટુંબમાં આવતા લગ્ન સમારંભ પ્રસંગે પ્રજા તરફથી અપાતો ચાંલ્લો. (૨) ભાગ-બટાઈ ખેતીમાં સરકારને અપાતી એક પ્રકારની લેતરી [લગતી ધામધૂમ

**વિવાહ-વાજન,-મ** ન. [+જુઓ 'વાજન,-મ'] વિવાહને

**વિવાહ-વિચ્છેદન** પું. [સં.] લગ્ન-સંબંધ તોડી નાખવો એ. (૨) સગાઈ તોડી નાખવી, વેવિશાળ રદ કરવું

**વિવાહવિચ્છેદ-પત્ર** પું. [સં.,ન.] વિવાહ તોડી નાખવાનો કરાર-પત્ર, ફારગતી

**વિ-વાહિત** વિ. [સં.] જેનાં લગ્ન કરવામાં આવ્યાં હોય તેવું. (૨) જેનું સગપણ થયું હોય તેવું

**વિ-વાહિતા** વિ., સ્ત્રી. [સં.] પરણેલી સ્ત્રી. (૨) જેનું વેવિ-શાળ થયું હોય તેવી કન્યા

**વિવાહોત્સવ** પું. [+સં. उत्सव] લગ્ન-સમારંભ. (૨) લગ્ન-સમારંભ અંગે યોજાતો ખાસ મેલાવડો કે કીર્તન-સમાજ

**વિ. વિ.** ક્રિ. વિ. 'વિશેષ વિનંતિ'નું લાઘવ

**વિ-વિક્ત** વિ. [સં.] જુદું પાડેલું, છૂટું પાડેલું (૨) એકાંત, નિર્જન. (૩) ન. એકાંત સ્થળ

**વિવિક્ત-જીવી** વિ. [સં.,પું.] સ્ત્રી વગેરેના સંગ વિના એકાંત અને એકલું જીવન પસાર કરનાર

**વિવિક્ત-તા** સ્ત્રી. [સં.] એકાંત હોવાપણું, એકાંત-નિવાસ, 'આઇસોલેશન' (આ.બા.)

**વિવિક્ત-સેવી** વિ. [સં.,પું.] એકાંતવાસમાં રહેનાર

**વિવિક્ષા** સ્ત્રી. [સં.] પ્રવેશ કરવાની ઇચ્છા

**વિવિક્ષુ** વિ. [સં.] પ્રવેશ કરવાની ઇચ્છાવાળું

**વિવિદિષા** સ્ત્રી. [સં.] જાણવાની ઇચ્છા, જિજ્ઞાસા

**વિવિદિષુ** વિ. [સં.] જાણવાની ઇચ્છા કરનારું, જિજ્ઞાસુ

**વિ-વિધ** વિ. [સં.] ભાત ભાતનું, ભિન્ન ભિન્ન પ્રકારનું, તરેહ તરેહનું, કિસમ કિસમનું, તરેહવાર, બહુવિધ, જાત જાતનું, નાના પ્રકારનું

**વિવિધ-મુખી** વિ., સ્ત્રી. [સં.] અનેક દિશાઓમાં રહેલી, અનેક પ્રકારની [તરેહ તરેહના રંગનું

**વિવિધ-રંગી** (-રઙ્ગી) વિ. [સં.,પું.] અનેક પ્રકારના રંગનું,

**વિવિધ-લક્ષી** વિ. [સં.,પું.] અનેક પ્રકારના હેતુવાળું, બહુ-લક્ષી, 'મલ્ટિ-પર્પઝ,' 'મલ્ટિ-સેસેટેડ' ['વિવિધ-રંગી.'

**વિવિધ-વર્ણું** વિ. [+સં. वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ

**વિ-વૃત** વિ. [સં.] પહોળું કરેલું, વિસ્તૃત કરેલું, પાથરેલું, પથરાયેલું. (૨) ખુલ્લું કરેલું, ઉઘાડું. (૩) સ્વરોના ઉચ્ચારણનો એક આભ્યંતર પ્રયત્ન. (સં. વ્યાકરણમાં સ્વ-રોને 'વિવૃત' કહ્યા છે, એ સંજ્ઞાથી સ્વતંત્ર રીતે ન.ભો.-એ આ સંજ્ઞા અપનાવી છે તે પહોળા 'ઍ-ઑ' માટે. 'અ'નો 'આ' થાય છે ત્યાં પણ ન.ભો.વાળું 'વિવૃત' ઉચ્ચારણ છે. કે. હ. ધ્રુવે 'વિવૃતિ-વિધાન' કહ્યું છે તે પણ આ નહું.) (વ્યા.) [એક આસન. (યોગ.)

**વિવૃત-ત્રિકાસન** ન. [+સં. त्रिक + आसन] યોગનું એ નામનું

**વિ-વૃતિ** સ્ત્રી. [સં.] પહોળું કરવાની ક્રિયા કે પ્રક્રિયા. (૨) વિ-વરણ, વિ-વેચન, ટીકા [(કાવ્ય.)

**વિવૃતોક્તિ** સ્ત્રી. [+સં.-उक्ति] એ નામનો એક અર્થાલંકાર.

**વિ-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'વિ-વર્તન.'

**વિવૃત્તીય** વિ. [સં.] લંબ-ગોળ, અંડાકાર [ઘરડું

**વિ-વૃદ્ધ** વિ. [સં.] ખૂબ જ વધેલું. (૨) વિશેષ વૃદ્ધ, ખૂબ

**વિ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] વૃદ્ધિ, વધારો

**વિ-વેક** પું. [સં.] ખરું ખોટું જાણવાની શક્તિ, (૨) ચતુરાઈ, ડહાપણ. (૩) વિનય, સભ્યતા. (૪) કરકસરવાળી બુદ્ધિ. (૫) એ નામનો એક અલંકાર. (કાવ્ય.)

**વિવેક-ખ્યાતિ** સ્ત્રી. [સં.] વિવેક-જ્ઞાન, સમ્યક્ પ્રકારની ઊંડી સમઝ

**વિવેક-જ્ઞાન** ન. [સં.] સારું-નરસું સમઝવાની શક્તિ, સત્ય-જ્ઞાન. (૨) તત્ત્વ-જ્ઞાન, ફિલસૂફી [સમઝ

**વિવેક-ચક્ષુ** ન., સ્ત્રી. [+સં. चक्षुस् . न.] સારું નરસું જોવાની

**વિવેક-દર્શી** વિ., [સં.,પું.] વિવેક-બુદ્ધિ વાપરનાર, વિવેકી

**વિવેક-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'વિવેક-ચક્ષુ.'

**વિવેક-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સારું નરસું સમઝવાની શક્તિ, 'કૉમન સેન્સ.' 'રીઝન' (મન. ૨વ.)

**વિવેક-ભ્રષ્ટ** વિ. [સં.] સારું નરસું સમઝવાની જેની દૃષ્ટિ નષ્ટ ગઈ હોય તેવું, વિવેક-શૂન્ય, અ-વિવેકી [(ઉ.જો.)

**વિવેક-યુક્ત** વિ. [સં.] વિવેકી. (૨) હેતુ પૂર્વકનું, 'રૅશનલ'

**વિવેક-રહિત** વિ. [સં.] અ-વિવેકી, અ-વિનયી, અ-સભ્ય

**વિવેક-શક્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'વિવેક-બુદ્ધિ'- 'જજમેન્ટ.'

**વિવેક-શૂન્ય, વિવેક-હીન** વિ. [સં.] જુઓ 'વિવેક-ભ્રષ્ટ.'

**વિવેકાધિકાર** પું. [+अधि-कार] પોતાને યોગ્ય લાગે તેવું કરવાની સત્તા, 'ડિસ્ક્રેશનરી પાવર' ['ડિસ્ક્રેશનરી'

**વિવેકાધીન** વિ. [+સં. अधीन] વિવેકથી થતું, ઐચ્છિક,

**વિવેકાંધ-તા** (વિવેકાન્ધ-તા) સ્ત્રી. [સં.] વિવેકહીન-તા

**વિવેકિ-તા** સ્ત્રી. [સં.] વિવેકી હોવાપણું, વિનયિ-તા

**વિવેકી** વિ. [સં.,પું.] વિનયી, સભ્ય. (૨) વિચારવંત, જ્ઞાની, સમઝદાર [સમીક્ષા કરનાર, 'ક્રિટિક'

**વિ-વેચક** વિ. [સં.] વિવેચન કરનાર, વ્યાખ્યાન કરનાર,

**વિ-વેચન** ન. [સં.] વિવેચકનું કાર્ય, સ્પષ્ટી-કરણ, ખુલાસો, વિગતવાર વિવરણ. (૨) ટીકા ટિપ્પણ, 'ક્રિટિસિઝમ'

**વિવેચન-કાર** વિ. [સં.] જુઓ 'વિ-વેચક.'

**વિવેચન-શાસ્ત્ર** ન. [સં.] વિવેચન કેવી રીતે કરવું એની વિદ્યા, ગુણ-દોષની ચર્ચાનું શાસ્ત્ર

**વિવેચન-શૈલી** સ્ત્રી. [સં.] વિવેચન કરવાની ઢબ કે પદ્ધતિ

**વિ-વેચના** સ્ત્રી. [સં.] જુઓ 'વિ-વેચન.' [છણાવટ

**વિવેચનાત્મક** વિ. [સં. विवेचन + आत्मन् + क] વિ-વેચનના રૂપમાં રહેલું, વિ-વેચનથી ભરેલું

**વિ-વેચિત** વિ. [સં.] જેનું વિવેચન કરવામાં આવ્યું હોય તેવું

**વિ-શકલિત** વિ. [સં.] છૂટે છૂટું પાડી નાખેલું, ટુકડા પાડી નાખ્યા હોય તેવું

**વિ-શદ** વિ. [સં.] વિસ્તૃત, વિસ્તારવાળું, વિસ્તીર્ણ. (૨) (લા.) સ્પષ્ટ, સરળ, 'લ્યુસિડ.' (૨) પારદર્શક, 'ટ્રાન્સ્પેરન્ટ'

**વિશદ-તા** સ્ત્રી. [સં.] વિસ્તાર, વિસ્તીર્ણતા

**વિશદ-રેખ** વિ. [સં.] રૂપ-દર્શી, રૂપપ્રધાન, સ્પષ્ટ તરી આવે કે સમઝાય તેવું, 'ક્લાસિકલ,' 'ક્લાસિક' (બ.ક.ઠા.)

**વિશદી-કરણ** ન. [સં.] વિસ્તાર કરવાપણું, વિસ્તારવાળું સ્પષ્ટીકરણ

**વિ-શમવું** અ.ક્રિ. [સં. वि-शम्, તત્સમ] શાંત થઈ રહેવું, શમવું. (૨) મરણ પામવું. **વિશમાવું** ભાવે., ક્રિ. **વિશમાવવું** પ્રે.,સ.ક્રિ.

**વિશમાવવું, વિશમાવું** જુઓ 'વિશમવું'માં.

**વિ-શય** પું. [સં.] શંકા, સંદેહ, આશંકા ('અધિકરણ'નું એક અંગ) [(મ.ન.)

**વિ-શરણ** ન. [સં.] વિસ્તરણ, પ્રસરણ, પ્રસાર, 'ડિફ્યુઝન'

**વિ-શલ્ય** વિ. [સં.] શલ્ય વિનાનું. (૨) સાજું

**વિશલ્ય-કરણી** સ્ત્રી. [સં.] મૃત-સંજીવનીના પ્રકારની એક વનસ્પતિ

**વિશલ્યા** સ્ત્રી. [સં.] કુધિયો વછનાગ નામની વેલ

**વિ-શસન**[1] ન. [સં.] મારી નાખવું એ, મારણ. (૨) એ નામનું એક નરક

**વિશસન**[2] વિ.,ન. [સં.] (કતલ કરનાર) તલવાર, ખડ્ગ

**વિશસન-ગૃહ** ન. [સં.,પું.,ન.] કતલખાનું, 'સ્લૉટર હાઉસ'

**વિ-શસ્ત્ર** વિ. [સં.] શસ્ત્ર-હીન, નિઃશસ્ત્ર

**વિ-શંક** (-શઙ્ક) વિ. [સં.] શંકા વિનાનું, નિઃશંક

**વિ-શાખા** સ્ત્રી.,ન. [સં.,ન.] નક્ષત્ર-સમૂહમાંનું ૧૬ મું નક્ષત્ર (સંજ્ઞા.) (જ્યો.)

**વિ-શારદ** વિ. [સં.] પંડિત, વિદ્વાન. (૨) નિષ્ણાત, પ્રવીણ, પારંગત. (૩) હિંદીની પરીક્ષાની બી.એ.ની સમકક્ષ પદવી

**વિશારદ-તા** સ્ત્રી. [સં.] વિશારદ હોવાપણું

**વિ-શાલ(-ળ)** વિ. [સં.] ખૂબ જ વિસ્તૃત અને મોટું, સારી રીતે લાંબું-પહોળું

**વિશાલ(-ળ)-કાય** વિ. [સં.] લાંબી-પહોળી કાયાવાળું, મોટા શરીરવાળું. (૨) ભારે મોટું અને વિશાળ

**વિશાલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] વિશાળ હોવાપણું [(સંગીત.)

**વિશાલા(-ળા)** સ્ત્રી. [સં.] ગાંધાર ગ્રામની એક મૂર્છના.

**વિશાળું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'વિશાલ' (પદ્યમાં).

**વિ-શિખ** વિ. [સં.] માથે શિખા-ચોટલી નથી તેવું. (૨) ન. [સં.,પું.] બાણ

**વિ-શિષ્ટ** વિ. [સં.] જુદી ભાત પાડે તેવું, વિશેષતાવાળું, વિ-લક્ષણ, અ-સાધારણ, અ-સામાન્ય, 'આઉટ-સ્ટૅન્ડિગ.' (૨) ઉત્કૃષ્ટ, ઉત્તમ. (૩) ખાસ, 'સ્પેસિફિક' (મ.ન.). (૪) ખાસ હુન્નર વગેરેને લગતું, 'ટેક્નિકલ'

**વિશિષ્ટ-તા** સ્ત્રી., ત્વ ન. [સં.] વિશિષ્ટ હોવાપણું

**વિશિષ્ટાદ્વૈત** ન. [+ સં. अ-द्वैत], ૦ મત પું. [સં.,ન.], ૦ વાદ પું. [સં.] ચિત્ અને અચિત્ સાથેનું બ્રહ્મ છે એ પ્રકારનો રામાનુજાચાર્યનો વેદાંત સિદ્ધાંત

**વિશિષ્ટાદ્વૈતવાદી** વિ. [સં.,પું.] વિશિષ્ટાદ્વૈત-વાદમાં માનનારું, રામાનુજીય ['વિશિષ્ટાદ્વૈત.'

**વિશિષ્ટાદ્વૈત-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] જુઓ

**વિશિષ્ટાદ્વૈતી** વિ. [સં.,પું.] વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતમાં માનનારું, રામાનુજીય ['પ્રિવિલેઇજ'

**વિશિષ્ટાધિકાર** પું. [+ સં. अधि-कार] ખાસ ખાસ હક્ક,

**વિ-શીર્ણ** વિ. [સં.] છિન્ન-ભિન્ન થઈ ગયેલું, ભાંગી તૂટી ગયેલું. (૨)જર્જરિત, જીર્ણ

**વિ-શુદ્ધ** વિ. [સં.] તદ્દન પવિત્ર, નિર્દોષ. (૨) સ્વચ્છ,

નિર્મળ. (૩) ભેગ વિનાનું, ચોખ્ખું

**વિશુદ્ધ-તા** સ્ત્રી. [સં.] વિશુદ્ધ હોવાપણું

**વિશુદ્ધાત્મા** વિ. [સં. आत्मा, પું., બ.વ્રી.] અત્યંત પવિત્ર આત્મા જેનો હોય તેવું, પવિત્રાત્મા

**વિ-શુદ્ધાદ્વૈત** ન. [+સં. अ-द्वैत] જુઓ 'શુદ્ધાદ્વૈત.'

**વિ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] પવિત્રતા, દોષ-રહિતતા. (૨) નિર્મળતા, ચોખ્ખાઈ [આવેલું મનાતું ચક્ર. (યોગ.)

**વિશુદ્ધિ-ચક્ર** ન. [સં.] શરીરમાં ગણાતાં ચક્રોમાંનું કંઠમાં

**વિ-શૃંખલ(-ળ)** (-શૃઙ્ખલ,-ળ) વિ. [સં.] (લા.) કાબૂ બહાર ગયેલું, સ્વચ્છંદી, સ્વતંત્ર, (૨) ઉદ્ધત

**વિશે(-ષે)** ના.યો. [સં. विषये અપ. विसइ દ્વારા 'વિસે' > 'વિશે'. મધ્યકાલમાં विषयेनुं જૂ.ગુ.માં विषइ-विषि લખાતું-ઉચ્ચારણ विसइ-विखि એ કારણે 'વિષે' પણ લેખનમમાં સ્વીકારાયું; સ્વાભાવિક 'વિશે' જ.] અંદર, માંહે. (૨) સંબંધી,-ને લગતું.

**વિ-શેષ** વિ. [સં.] વધુ, વધારે. (૨) જુદું પડતું. (૩) ખાસ, અ-સાધારણ, 'સ્પેશિયલ.' (૪) પ્રબળ, 'કૉન્ક્રીટ' (આ.બા.). (૫) પું. વિશિષ્ટ-તા, અ-સાધારણ ધર્મ. (૬) તફાવત, 'ડિફરન્સ' (મ.ન.). (૭) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) [-ષે કરીને (રૂ.પ્ર.) ખાસ કરીને]

**વિશેષક** વિ. [સં.] વિશેષતા ઉમેરતું. (૨) ન. કાયદા વગેરેમાં વિશેષ ઉમેરો, 'પ્રોવિઝો.' (૩) એક અન્વયમાં સમાતા ત્રણ શ્લોકોનો એકમ. (કાવ્ય.)

**વિશેષ-જ્ઞ** વિ. [સં.] વિષયની વિશિષ્ટતાનું જ્ઞાન ધરાવનાર, તદ્વિદ, નિષ્ણાત, 'સ્પેશિયાલિસ્ટ,' 'એક્સ્પર્ટ'

**વિ-શેષણ** ન. [સં.] નામ ક્રિયા વગેરેનો વધારો બતાવનાર, એ ગુણ ક્રિયા કે સંખ્યા પણ બતાવતો હોય તેવો શબ્દ, 'એડ્જેક્ટિવ,' (વ્યા.) (ક્રિયાપદનો વધારો બતાવતું વિશેષણ તે 'ક્રિયા-વિશેષણ'-'એડ્વર્બ')

**વિશેષણ-નામ** ન. [સં.] નામનો અર્થ બતાવતું વિશેષણ (જેમકે 'સારું' સૌને ગમે). (૨) વાક્યમાંના મુખ્ય નામનો વિશેષ બતાવતું નામ (જેમકે મારા પિતા 'કાશીરામ') (વ્યા.) [(વ્યા.)

**વિશેષણ-રૂપ** વિ. [સં.] વધારો બતાવવાના રૂપમાં રહેલું.

**વિશેષણ-વાક્ય** ન. [સં.] આખું વાક્ય જ વિશેષણ તરીકે વપરાયું હોય તે (જેમકે 'જેનું મારે કામ છે' તે ભાઈ). (વ્યા.)

**વિશેષણ-વિભક્તિ** વિ. [સં.] છઠ્ઠી વિભક્તિ- (ગુ.માં નો નું' અનુગ જ વિશેષણાત્મક થઈ રહે છે: 'છગનનો પિતા' 'છગનની માતા' 'છગનનું કામ.' સર્વનામોમાં 'મારું-અમારું' 'તારું-તમારું' 'આપણું'). (વ્યા.)

**વિશેષણ-સમાસ** પું. [સં.] કર્મધારયનો એક પ્રકાર (એમાં બેઉ પદ વિશેષણ-રૂપ હોય અને ત્રીજા શબ્દનો વિશેષ બતાવે: 'રાતું-પીળું'–'રાતા-પીળા શું થઈ જાઓ છો?') (વ્યા.)

**વિશેષણાત્મક** વિ. [+સં. आत्मन् + क] જુઓ 'વિશેષણ-રૂપ.'

**વિશેષણોત્તરપદ** વિ. [+સં. उत्तरपद ન., બ.વ્રી.] જેના ઉત્તર પદમાં વિશેષણ હોય તેવું. ('કર્મધારય'નો એક ભેદ 'ઘનશ્યામ' વગેરે)

**વિશેષ-તઃ** ક્રિ વિ. [સં.] ખાસ કરીને, મુખ્યત્વે, ખસૂસ

**વિશેષ-તા** સ્ત્રી.,-ત્વ ન. [સં.] વિશિષ્ટ-તા, 'કૅરેક્ટરિસ્ટિક.' (૨) અસાધારણતા, ઉત્કૃષ્ટતા. (૩) વિશિષ્ટ તત્ત્વ હોવાપણું, 'હાઇ-લાઇટ્સ'. (૪) (લા.) તફાવત, ફેર

**વિશેષ-દર્શી** વિ. [સં.,પું.] વધારે નજર પહોંચાડનારું, વિષયમાં ઊંડે ઊતરનારું. (૨) બીજાની વિશેષતાને કળી જનારું

**વિશેષ-નામ** ન. [સં.] અમુક વ્યક્તિ પદાર્થ સ્થાનને તે તે એકને જ માટે અપાયેલું ખાસ નામ, સંજ્ઞાવાચક નામ, 'પ્રોપર નાઉન.' (વ્યા.)

**વિશેષ-ભૂત** વિ. [સં.] વિશિષ્ટ રૂપે તરી આવેલું

**વિશેષાજ્ઞા** સ્ત્રી. [+સં. आज्ञा] ખાસ હુકમ, વટ-હુકમ, 'ઑર્ડિનન્સ' ['પ્રીવિલેઇજ.'

**વિશેષાધિકાર** પું. [+સં. अधि-कार] જુઓ 'વિશિષ્ટાધિકાર'-

**વિશેષાલંકાર** (-લઙ્કાર) પું. [પું. [+સં. अलं-कार]એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**વિશેષાંક** (વિશેષાઙ્ક) પું. [+સં. अङ्क] (લા.) સામયિકનો ખાસ અંક, 'સ્પેશિયલ ઇસ્યૂ'

**વિશેષાંગ** (વિશેષાઙ્ગ) ન. [+સં. अङ्ग] તાલમાં સમવાળી તાળી મારવાનું અંગ. (સંગીત.)

**વિશેષાંશ** (વિશેષાંશ) પું. [+સં. अंश] વિશેષ ભાગ, અગ્રતાના હક્કવાળો હિસ્સો

**વિ-શેષિત** વિ. [સં.] જેનો વધારો કરવામાં આવ્યો હોય તેવું, વિશેષણ લગાડવું હોય તેવું

**વિશેષોક્તિ** સ્ત્રી., [+સં. उक्ति], ૦ **અલંકાર** (અલઙ્કાર) પું. [+સં.] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**વિશેષોપલબ્ધિ** સ્ત્રી. [+સં. उप-लब्धि] અકારણ રહેતી સમઝ, 'ઇન્ટ્યુશન' (ન.પા.)

**વિ-શેષ્ય** વિ. [સં.] વધારો કરવા જેવું, વધારો કરવાને પાત્ર. (૨) વાક્યમાં વિશેષણ જેનો વધારો કરતો હોય તેવું નામ વગેરે. (વ્યા.)

**વિ-શોક** વિ. [સં.] જેનો શોક દૂર થયો હોય તેવું

**વિ-શોધન** ન. [સં.] વિ-શુદ્ધ કરવાની ક્રિયા, સફાઈ કરવી એ. (૨) પવિત્ર કરવાની ક્રિયા, 'સબ્લિમેશન.' (૩) વિશુદ્ધ-તા, વિ-શુદ્ધિ

**વિ-શોધિત** વિ. [સં.] વિશુદ્ધ કરેલું કે થયેલું

**વિશોફ** પું. ચંબાડી (મ.ન.) [(૩) ભય વગરનું

**વિ-શ્ર(-સ્ર)બ્ધ** વિ. [સં.] વિશ્વાસુ. (૨) સ્થિર મનોવૃત્તિવાળું.

**વિ-શ્ર(-સ્ર)બ્ધિ** સ્ત્રી. [સં.] નિઃશ્વાસ. (૨) મનો-વૃત્તિની સ્થિરતા. (૩) નિર્ભયતા. (૪) વિશ્રામ

**વિ-શ્રમવું** અ.ક્રિ. [સં. वि-श्रम्, તત્સમ] અટકવું, થાલવું. થંભી જવું. (૨) થાક ખાવો. વિસામો લેવો, વિશ્રામ લેવો. **વિશ્રમાવું** ભાવે.,ક્રિ. **વિશ્રમાવવું** પ્રે.,સ.ક્રિ.

**વિશ્રમાવવું, વિશ્રમાવું** જુઓ 'વિશ્રમવું'માં. [શસ્ત્ર-ક્રિયા

**વિ-શ્રવણ** ન. [સં.] પેટમાંથી પાણી કાઢવાને લગતી

**વિશ્રવા** પું. [સં. विश्रवस्-विश्रवाः] રાવણનો પિતા. (સંજ્ઞા.)

**વિ-શ્રં(-સ્રં)ભ** (વિશ્રમ્ભ(-સ્રમ્ભ)) પું. [સં.] જુઓ 'વિશ્રબ્ધિ.' (૨) ખાનગી વાત, રહસ્ય-વાત

**વિશ્રં(-સ્રં)ભ-કથા** (વિશ્ર(-સ્ર)મ્ભ-) સ્ત્રી. [સં.] રહસ્ય-વાત, ખાનગી વાત, છાની વાત

**વિ-શ્રં (-સ્રં)ભણ** (વિશ્ર(-સ્ર)મ્ભણ) ન. [સં.] જુઓ 'વિ-શ્રંભ'-'વિ-શ્રબ્ધ.' [રાખનારી સ્ત્રી

**વિશ્રં(-સ્રં)ભિણી** (વિશ્ર(-સ્ર)મ્ભિણી) વિ., સ્ત્રી. [સં.] ભરોસો

**વિ-શ્રામ** પું. [સં.] અટકવું એ, થાકી જવું એ. (૨) વિસામો, આરામ, 'રેસ્ટિંગ.' (૩) શાંતિ. (૪) વિસામો લેવાનું સ્થાન, વિસામો

**વિશ્રામ-કાલ(-ળ)** પું. [સં.] વિસામો લેવાનો સમય. (૨) આરામ લેવાનો સમય.' 'વેકેશન'

**વિશ્રામ-ગૃહ** ન. [સં.,પું.,ન.], **વિશ્રામ-ઘર** ન. [+ જુઓ 'ઘર.'] આરામ લેવાનું મકાન, વિશ્રાંતિ-ગૃહ, આરામ-ગૃહ, 'રેસ્ટ હાઉસ.' (૨) મુસાફરખાનું, ડાક-બંગલો

**વિશ્રામ-દિન** પું. [સં.] આરામનો દિવસ, રજાનો દિવસ, અણોજો, અકતો

**વિશ્રામ-ભવન** ન. [સં.] જુઓ 'વિશ્રામ-ગૃહ.' (વિશ્રામ-ભુવન ખોટો શબ્દ; 'ભુવન' (સં.) = દુનિયા, લોક)

**વિશ્રામ-વાર** પું. [સં.] સાત વારમાંનો રજાનો દિવસ. (અત્યારે મુખ્યત્વે 'રવિવાર'), 'વીક-ડે.' (ખ્રિસ્તીઓને 'રવિવાર' એ 'સે-બાથ')

**વિશ્રામ-વૃત્તિ** સ્ત્રી. [સં.] વિસામો લેવાનું મનનું વલણ. (૨) વૃદ્ધાવસ્થામાં નોકરી પરથી ઊતર્યે મળતું વેતન, 'પેન્શન' (મ.સૂ.)

**વિશ્રામ-સ્થાન** ન. [સં.] જુઓ 'વિશ્રામ-ગૃહ.'

**વિશ્રામાલય** ન. [+ સં. आ-लय] જુઓ 'વિશ્રામ-ગૃહ'-'રિટાયરિંગ રૂમ' (રેલવે-સ્ટેશનનો) [ગયેલું

**વિ-શ્રાંત** (-શ્રાન્ત) વિ. [સં.] થાકી ગયેલું. (૨) શાંત થઈ

**વિ-શ્રાંતિ** (-શ્રાન્તિ) સ્ત્રી [સં.] જુઓ 'વિ-શ્રામ.'

**વિશ્રાંતિ-કાલ(-ળ)(-શ્રાન્તિ-)** પું. [સં.] જુઓ 'વિશ્રામ-કાલ.'

**વિશ્રાંતિ-ગૃહ** (-શ્રાન્તિ-) ન. [સં.,પું.ન.], **વિશ્રાંતિ-ભવન** (-શ્રાન્તિ-) ન. [સં.] જુઓ 'વિશ્રામ-ગૃહ.'

**વિ-શ્રુત** વિ. [સં.] જેને વિશે સારું સાંભળવામાં આવ્યું હોય તેવું, વિ-ખ્યાત, પ્ર-ખ્યાત, નામચીન, નામી

**વિ-શ્લિષ્ટ** વિ. [સં.] છૂટું પડેલું, અલગ પડેલું. (૨) (લા.) ઢીલું પડેલું

**વિ-શ્લેષ** પું. [સં.] છૂટું પડવાપણું, અલગ થવાપણું, પૃથક્-કરણ, 'એનેલીસિસ.' (૨) વ્યંજનોનું છૂટા થવાપણું, વિપ્રકર્ષ. (વ્યા.)

**વિશ્લેષક** વિ. [સં.] જુદું કે અલગ પાડનારું, 'ડિસિન્ટીગ્રેઇટિંગ' (આ.બા.)

**વિશ્લેષ-ક્રિયા** સ્ત્રી. [સં.], **વિશ્લેષણ** ન. [સં.] જુઓ 'વિશ્લેષ'-'એનેલીસિસ.'

**વિશ્લેષણાત્મક** વિ. [+ સં. आत्मन् + क] જેમાં વસ્તુ પ્રસંગ વગેરેનું પૃથક્કરણ કરવામાં આવ્યું હોય તેવું (એવી શિક્ષણ-પદ્ધતિ)

**વિશ્લેષ-મૂલક** વિ. [સં.], **વિશ્લેષાત્મક** વિ. [+ आत्मन् + क] જેના મૂળમાં છૂટા પડવાપણું હોય તેવું, વિશ્લેષણના રૂપમાં રહેલું [દુનિયા, આલમ, 'યુનિવર્સ'

**વિશ્વ** ન. [સં.] સમગ્ર સૃષ્ટિ, જગત, લોક-સમસ્ત, બ્રહ્માંડ,

**વિશ્વ-કર્તા** વિ. પું. [સં.,પું.] વિશ્વના સર્જક પરમાત્મા

**વિશ્વ-કર્મા** પું. [સં.] આ સમગ્ર વિશ્વનો રચનાર મનાતો દેવ બ્રહ્મા, પ્રજાપતિ. (૨) શિલ્પીઓનો મનાતો પૂર્વજ દેવ, દેવોનો ગણાતો શિલ્પી. (સંજ્ઞા.) (૩) (લા.) કલાકાર

**વિશ્વકર્મા-જયંતી** (-જયન્તી) સ્ત્રી. [સં.,ગુ. સમાસ] માઘ સુદિ તેરસની તિથિનો વિશ્વકર્માનો ઊજવાતો ઉત્સવ. (સંજ્ઞા.)

**વિશ્વ-કિરણ** ન. [સં.] સમગ્ર દુનિયાને લગતું આકાશીય કિરણ, 'કૉસ્મિક રે' (હે.વિ સા.) [હોય તેવું, જગ-પ્રસિદ્ધ

**વિશ્વ-કીર્તિત** વિ. [સં.] સમગ્ર વિશ્વમાં જેની ખ્યાતિ પ્રસરી

**વિશ્વ-કોશ(-ષ)** પું. [સં.] સમગ્ર વિશ્વના પદાર્થો પ્રાણીઓ વ્યક્તિવિશેષો વગેરેની માહિતી આપનારો અકારાદિ ક્રમે ગોઠવાયેલાં નામોનો વિશાલ કોશ, જ્ઞાન-કોશ 'એન્સાઇક્લોપીડિયા.' (મ-સૂ.)

**વિશ્વગ્રાહી** વિ. [સં.,પું.] સમગ્ર દુનિયાની સાથે ઉદારતાથી ભળી રહેવાની વૃત્તિવાળું, 'કૉસ્મોપૉલિટન' (મ.ર.)

**વિશ્વઘાતી** વિ. [સં.] જગત સમગ્રનો નાશ કરનારું

**વિશ્વ-ચેતના** સ્ત્રી. [સં.] દુનિયાને લગતી સભાનતા, 'કૉસ્મિક કૉન્શિયસનેસ' (ઉ.જો.)

**વિશ્વદેવતા-વાદ** પું. [સં.] સર્વાત્મ-વાદ, અદ્વૈત-વાદ. 'પાન્થીઝમ' (જે.હિ.) [લગતું

**વિશ્વજનીન** વિ. [સં.] સમસ્ત વિશ્વને લગતું. ભૂતમાત્રને

**વિશ્વજિત** વિ. [+ સં. जित्] વિશ્વ પર વિજય કરનારું. (૨) પું. એ નામનો પ્રાચીન કાલનો એક યજ્ઞ. (સંજ્ઞા.)

**વિશ્વ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] સમગ્ર વિશ્વની વ્યવસ્થા, જગતની વ્યવસ્થા

**વિશ્વતોમુખ** વિ. [સં.], **-ખી** વિ. [+ સં.,પું.] બધી દિશાઓમાં મુખવાળું (પરમાત્મ-તત્ત્વ). (૨) સમગ્ર જગતમાં વ્યાપક, સર્વદેશીય

**વિશ્વ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] અત્યંત વ્યાપક દૃષ્ટિ, ખૂબ જ વ્યાપક નજર, વિશ્વબંધુત્વની ભાવના. (૨) સર્વત્ર વિશ્વ હોવાની નજર કે ભાવના, 'કૉસ્મિક વિઝન' (બ.રા.)

**વિશ્વદ્રોહ** પું. [સં.] સમગ્ર વિશ્વને નુકસાન કરવાની વૃત્તિ, જગત પ્રત્યેની દ્વેષની લાગણી

**વિશ્વદ્રોહી** વિ. [સં.,પું.] વિશ્વ-દ્રોહ કરનારું

**વિશ્વ-ધર્મ** પું. [સં.] સમગ્ર જગત પ્રત્યેની ફરજ. (૨) પૃથ્વી ઉપરનાં બધાંને પોતાનો લાગે તેવો વ્યાપક અને હિતકારી સિદ્ધાંતવાળો ધર્મ, 'વર્લ્ડ રિલિજિયન'

**વિશ્વ-નાગરિક** વિ. [સં.] કોઈ પણ એક રાષ્ટ્રનું રાષ્ટ્રિયત્વ ન હોતાં સમગ્ર પૃથ્વીને પોતાની માનનાર ઉદારવૃત્તિવાળું 'વર્લ્ડ સિટિઝન'

**વિશ્વનાગરિક-તા** સ્ત્રી.,**-ત્વ** ન. [સં.] વિશ્વ-નાગરિકની ભાવના

**વિશ્વ-નાથ** પું. [સં.] સમગ્ર સૃષ્ટિનો સ્વામી-પરમાત્મા, પરમેશ્વર, જગત્પતિ, જગપતિ. (૨) કાશીમાંના મુખ્ય મહાદેવ (બાર જ્યોતિર્લિંગોમાંના). (સંજ્ઞા.) [વ્યવસ્થા

**વિશ્વ-નિયમ** પું. [સં.] સૃષ્ટિ ચાલુ રહે એ માટેની કુદરતી

**વિશ્વ-નિયંતા** (-નિયન્તા) વિ.,પું. [સં. પું.], **વિશ્વ-નિયામક** વિ.,પું. [સં.] સમગ્ર વિશ્વનું સંચાલન જેના હાથમાં છે તેવો પરમાત્મા, પરમેશ્વર [પરમેશ્વર

**વિશ્વ-પ** વિ.,પું. [સં.] વિશ્વનું પાલન કરનાર પરમાત્મા,

**વિશ્વ-પતિ** પું. [સં.] જુઓ 'વિશ્વનાથ(૧)'.

**વિશ્વ-પરિષદ** સ્ત્રી. [+ સં. परिषद्] પૃથ્વી ઉપરનાં બધાં રાષ્ટ્રોની સભા, 'યુનાઇટેડ નેશન્સ'

**વિશ્વ-પાવની** વિ., સ્ત્રી. [સં.] સમગ્ર વિશ્વને પવિત્ર કરનારી (શક્તિ કે કોઈ ગંગા જેવી નદી) [(૨) બ્રહ્મા

**વિશ્વ-પિતા** પું. [સં.] સમગ્ર બ્રહ્માંડના રક્ષક પરમેશ્વર.

**વિશ્વ-પૂજન-વાદ** પું. [સં.] સર્વત્ર વિશ્વ-ભાવનાનો મત-સિદ્ધાંત, 'નેચરાલિઝમ' (વિ.ક.)

**વિશ્વ-પ્રેમ** પું. [સં.પું.,ન.] સમગ્ર જગત તરફની પ્રીતિ, દુનિયાનાં બધાં ચેતન પ્રાણીઓ તરફની લાગણી, 'યુનિવર્સલ લવ'

**વિશ્વપ્રેમી** વિ. [સં.,પું.] વિશ્વ-પ્રેમ ધરાવનાર

**વિશ્વબંધુ-તા** (-બન્ધુ-તા) સ્ત્રી., -ત્વ ન. [સં.] પૃથ્વી ઉપરનાં બધાં માનવો તરફ ભાઈચારાની લાગણી, 'યુનિવર્સલ બ્રધરહૂડ'

**વિશ્વ-બૅંક** (-બૅન્ક) સ્ત્રી. [સં.] આંતરરાષ્ટ્રિય નાણાંની લેવડ-દેવડ કરતી મુખ્ય પેઢી, આંતરરાષ્ટ્રિય બૅંક

**વિશ્વભક્ષી** વિ. [સં.,પું.] બધાં બ્રહ્માંડોનો નાશ કરનાર

**વિશ્વ-ભાષા** સ્ત્રી. [સં.] પૃથ્વી ઉપરનાં બધાં રાષ્ટ્રો અંદર અંદર વ્યવહાર કરી શકે તેવી સમાન ભાષા, 'વર્લ્ડ લૅંગ્વેઇજ'

**વિશ્વ-માનવ** પું. [સં.પું.] જુઓ 'વિશ્વ-નાગરિક.'

**વિશ્વ-માન્ય** વિ. [સં.] પૃથ્વી ઉપરનાં બધાં માનવો જેને મંજૂર રાખે તેવું, દુનિયામાં માન પામેલું

**વિશ્વ-મૂર્તિ** સ્ત્રી., પું. [સં., સ્ત્રી.] પરમેશ્વર, પરમાત્મા, પર-બ્રહ્મ [પૃથ્વી-પર્યટન

**વિશ્વ-યાત્રા** સ્ત્રી. [સં.] સમગ્ર જગતની મુસાફરી. (૨)

**વિશ્વ-યુદ્ધ** ન. [સં.] પૃથ્વી ઉપરનાં બધાં કે મોટા ભાગનાં રાષ્ટ્ર જેમાં સંડોવાયાં હોય તેવી મોટી લડાઈ, 'વર્લ્ડ-વૉર'

**વિશ્વ-રચના** સ્ત્રી. [સં.] સૃષ્ટિની ઉત્પત્તિ અને એની વ્યવસ્થા

**વિશ્વરૂપ** વિ. [સં.] સર્વત્ર વ્યાપક રહેલું, 'યુનિવર્સલ' (બ.રા.). (૨) ન. પરમાત્માનું સમગ્ર બ્રહ્માંડોને આવરીને રહેલું વિરાટ રૂપ. (૩) પું. પરમાત્મા, પરમેશ્વર

**વિશ્વ-વર્ણન** ન. [સં.] જગત વિશેનું પરિચય આપનારું નિરૂપણ, 'ફિઝિકલ જ્યૉગ્રાફી' (મ.ન.)

**વિશ્વ-વંદનીય** (-વન્દનીય) વિ. [સં.] સમગ્ર પૃથ્વી ઉપરના લોક જેને માન આપવા પાત્ર સમઝે તેવું, વિશ્વ-વંદ્ય

**વિશ્વ-વંદિત** (-વન્દિત) વિ. [સં.] સમગ્ર વિશ્વે જેને માન આપ્યું હોય તેવું

**વિશ્વ-વંદ્ય** (-વન્દ્ય) વિ. [સં.] જુઓ 'વિશ્વ-વંદનીય.'

**વિશ્વ-વાટિકા** સ્ત્રી. [સં.], **વિશ્વ-વાડી** સ્ત્રી. [+ જુઓ 'વાડી.'] સમગ્ર જગતરૂપી બગીચો

**વિશ્વ-વિખ્યાત** વિ. [સં.] જગ-વિખ્યાત, જગ-જાહેર

**વિશ્વ-વિગ્રહ** પું. [સં.] જુઓ 'વિશ્વ-યુદ્ધ.'

**વિશ્વ-વિજયી** વિ. [સં.,પું.] સમગ્ર પૃથ્વી ઉપરનાં રાજ્યો અને પ્રજાઓ ઉપર વિજય મેળવનાર

**વિશ્વ-વિદ્યા** સ્ત્રી. [સં.] પૃથ્વી ઉપરના તે તે વિષયને લગતી શાસ્ત્રીય જ્ઞાનની હિકમત

**વિશ્વ-વિદ્યાલય** ન. [સં.,પું.,ન.] વિશ્વની વિદ્યાઓને લગતા શિક્ષણની વ્યવસ્થા કરી આપનાર સંસ્થા, 'યુનિવર્સિટી'

**વિશ્વ-વિધાતા** વિ.,પું. [સં.,પું.], **વિશ્વ-વિધાયક** વિ.,પું. [સં.] જુઓ 'વિશ્વ-કર્તા.' [સાયન્સ' (મ.ન.)

**વિશ્વવિવેચન-શાસ્ત્ર** ન. [સં.] ભૌતિક વિદ્યા, 'ફિઝિકલ

**વિશ્વ-વ્યવસ્થા** સ્ત્રી. [સં.] પ્રકૃતિ, કુદરત, 'નેચર' (મ.ન.)

**વિશ્વ-વ્યાપક** વિ., [સં.], **વિશ્વ-વ્યાપી** વિ. [સં.,પું.] સમગ્ર વિશ્વમાં ફેલાયેલું

**વિશ્વ-શત્રુ** પું. [સં.] સમગ્ર જગતનો દુશ્મન, વિશ્વ-દ્રોહી

**વિશ્વ-શાંતિ** (-શાન્તિ) સ્ત્રી. [સં.] પૃથ્વી ઉપર સર્વત્ર સુખ-ચેનની પરિસ્થિતિ, 'વર્લ્ડ-પીસ'

**વિશ્વ-સત્તા** સ્ત્રી. [સં.] સમગ્ર જગત ઉપરનો અધિકાર. (૨) પૃથ્વી ઉપરનો અધિકાર. (૩) પૃથ્વી ઉપરનાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રોમાંનું પોત-પોતાના રાષ્ટ્ર ઉપર અધિકાર ભોગવનારું રાષ્ટ્ર

**વિશ્વસત્તાક** વિ. [સં.] અલગ અલગ રાષ્ટ્રની ત્યાં ત્યાં સત્તા ન હોતાં સમગ્ર પૃથ્વી ઉપરના પ્રતિનિધિઓથી શાસન-તંત્ર ચાલતું હોય તેવું [કરવા જેવું, ભરોસા-પાત્ર

**વિશ્વસનીય** વિ. [સં.] વિશ્વાસ કરાવાને યોગ્ય, વિશ્વાસ

**વિશ્વસનીય-તા** સ્ત્રી. [સં.] વિશ્વસનીય હોવાપણું

**વિશ્વ-સમ્રાટ** પું. [+ સં. सम्राट्] સમગ્ર પૃથ્વી ઉપર રાજ્ય કરનાર રાજા, મોટો શહેનશાહ

**વિશ્વ-સર્જન** ન. [સં.] જગતની ઉત્પત્તિ

**વિશ્વ-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [સં.] વિશ્વની રચના અને વ્યવસ્થા. (૨) જુઓ 'વિશ્વ પરિષદ.' [કરનાર

**વિશ્વ-સેવક** વિ.,પું. [સં.] પૃથ્વી ઉપરનાં માનવોની સેવા

**વિશ્વ-સેવા** સ્ત્રી. [સં.] પૃથ્વી ઉપરના માનવીની પરિ-ચર્યા

**વિ-શ્વસ્ત** વિ. [સં.] જેનો વિશ્વાસ કરવામાં આવ્યો તેવું, વિશ્વાસુ. (૨) પું. ટ્રસ્ટનો સંરક્ષક, 'ટ્રસ્ટી'

**વિશ્વસ્ત-તા** સ્ત્રી. [સં.] વિશ્વસ્ત હોવાપણું [ઇચ્છનાર

**વિશ્વ-હિતૈષી** વિ. [સં.,પું.] સમગ્ર પૃથ્વીના લોકોનું ભલું

**વિશ્વંભર** (વિશ્વમ્ભર) વિ., પું., જુઓ 'વિશ્વરૂપ.'

**વિશ્વંભરા** (વિશ્વમ્ભરા) વિ., સ્ત્રી. [સં.],-રી સ્ત્રી. [+ ગુ. 'ઈ'ત.પ્ર.] સમગ્ર જનતાનું પાલન કરનારી-પૃથ્વી,ધરણી

**વિશ્વાત્મા** પું. [+ સં.आत्मा] સમગ્ર વિશ્વના આત્મારૂપ પરમાત્મા, પરમેશ્વર [એકાત્મકતા

**વિશ્વાત્મૈક્ય** ન. [+ સં. आत्मन् + ऐक्य] સમગ્ર વિશ્વની

**વિશ્વાધાર** પું. [+ સં. आ-धार] સમગ્ર બ્રહ્માંડોના આધાર-રૂપ પરમાત્મા

**વિશ્વામિત્ર** પું. [સં.] કૌશિક ગોત્રના રાજા ગાધિના પુત્ર તપોબલથી ઋષિની કક્ષાએ પહોંચેલા કહેવાયેલા એક વૈદિક ઋષિ. (સંજ્ઞા.) [નદી. (સંજ્ઞા.)

**વિશ્વામિત્રી** સ્ત્રી. [સં.] વડોદરા પાસેની એ નામની એક

**વિશ્વાવસુ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણેનો એક ગાંધર્વ. (સંજ્ઞા.)

**વિ-શ્વાસ** પું. [સં.] શ્રદ્ધા, યકીન, આસ્તિક્ય-બુદ્ધિ. (૨) પ્રત્યય, ભરોસો, પતીજ, ઇતબાર. [૦ પડવો, ૦ બેસવો (-બેસવો) (રૂ.પ્ર.) ખાતરી પડવી, -સે રહેવું (-રેઃવું) (રૂ.પ્ર.) ભરોસો રાખી રાહ જોવી] [ભંગ, 'બ્રિચ ઑફ ટ્રસ્ટ'

**વિશ્વાસ-ઘાત** પું. [સં.] દગો, દગલબાજી, વચન-ભંગ, વિશ્વાસ-

વિશ્વાસઘાતક વિ. [સં.], વિશ્વાસઘાતી વિ. [સં.,પું.] દગો કરનાર, દગલબાજ, વચન આપી ફરી જનાર
વિશ્વાસ-પાત્ર વિ. [સં.] ભરોસો કરવા લાયક, ભરોસા-પાત્ર, વિશ્વસનીય, ખાતરી લાયક
વિશ્વાસપાત્રતા સ્ત્રી. [સં.] વિશ્વાસપાત્ર હોવાપણું
વિશ્વાસ-ભંગ (-ભઙ્ગ) પું. જુઓ 'વિશ્વાસ-ઘાત.'
વિશ્વાસ-સ્થાન ન. [સં.] ભરોસો કરવા લાયક વ્યક્તિ
વિશ્વેશ,-શ્વર પું. [સં. विश्व+ईश ,-श्वर] જુઓ વિશ્વ-નાથ(૧).' [જગદંબા પાર્વતી
વિશ્વેશ્વરી સ્ત્રી. [સં. विश्व+ईश्वरी] વિશ્વની સ્વામિની
વિશ્વોત્પત્તિ સ્ત્રી. [સં. विश्व+उत्पत्ति] બ્રહ્માંડોનું સર્જન, જગતનો આવિર્ભાવ [જગતનું ભલું કરનાર
વિશ્વોપકારક વિ. [સં.], વિશ્વોપકારી વિ. [સં.,પું.] સમગ્ર
વિષ ન. [સં.] ઝેર, વિખ, હળાહળ. (૨) (લા.) દ્વેષ, ખાર. (૩) ઈર્ષ્યા. અદેખાઈ [૦ આપવું, ૦દેવું (રૂ.પ્ર.) ઝેર ખવડાવવું કે પિવડાવવું. ૦ ઊતરવું (રૂ.પ્ર.) ઝેરની અસર ઓછી થતી જવી. ૦ ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) ઝેરની અસર વધવી, ૦ મારવું (રૂ.પ્ર.) ઝેરની અસર ઓષધથી દૂર કરવી. ૦ લેવું (રૂ.પ્ર.) ઝેર ખાવું કે પીવું]
વિષ-કન્યા સ્ત્રી. [સં.] જેની સાથે સંભોગ કરવાથી પુરુષ મરણ પામે એવી રીતે જેના શરીરમાં કોઈ ઝેર દાખલ કરી રાખ્યું હોય તેવી સ્ત્રી
વિષ-કંદ (કન્દ) પું. [સં.] એ નામની કંદની એક જાત. તેલિયો કંદ [વનસ્પતિ, સાટોડી
વિષ-ખાપરો પું. [+ જુઓ 'ખાપરો.'] એ નામની એક
વિષ-ઘ્ન વિ. [સં.] ઝેર દૂર કરનારું [વિષ-વૈદ્ય
વિષ-ચિકિત્સક વિ, [પું.] ઝેરની અસર દૂર કરનાર વૈદ્ય,
વિષ-ચિકિત્સા સ્ત્રી. [સં.] ઝેર ઉતારવાની સારવાર
વિ-ષણ્ણ વિ. [સં.] ખેદ પામેલું હોય તેવું, ઉદાસીન, ખિન્ન. (૨) દુઃખી, દિલગીર, શોકાતુર
વિષ-તંત્ર (તન્ત્ર) ન. [સં.] ઝેરને લગતી વિદ્યાનું શાસ્ત્ર, વિષ-વિજ્ઞાન
વિષ-દંત (-દન્ત) પું. [સં.] સર્પનો ઝેરી દાંત (જે પોલો હોય છે અને એમાં ઝેર હોય છે.) [ઝેર ચડાવેલું
વિષ-દિગ્ધ વિ. [સં.] જેને ઝેર ચોપડવામાં આવ્યું હોય તેવું,
વિષ-દિવ્ય ન. [સં.] આરોપીને ઝેર આપી એના ગુનાની તપાસ કરવામાં આવતી હતી તેવી એક પ્રાચીન ન્યાય-પદ્ધતિ
વિષ-ધર પું. [સં.] (ખાસ કરીને ઝેરી) નાગ, એરુ, ઝેરી સર્પ
વિષ-ધરા વિ. સ્ત્રી. [સં.] ઝેર ધારણ કરનારી (સ્ત્રી)
વિષ-ધારી વિ.,પું. [સં.,પું.] નીલકંઠ, મહાદેવ, શિવ
વિષ-રૂપ વિ. [સં.] ઝેરના રૂપમાં રહેલું, ઝેરી, વિષમય
વિષ-નાશક, -ન વિ. [સં.] જુઓ 'વિષ-ઘ્ન.'
વિષ-પાન ન. [સં.] ઝેર પી લેવું એ
વિષ-પ્રયોગ પું. [સં.] મારી નાખવાને ઝેર ખવડાવવાની કે પિવડાવવાની અજમાયેશ
વિષ-બિંદુ (-બિન્દુ) ન. [સં.,પું.] ઝેરનું ટીપું
વિષ-ભક્ષણ ન. [સં.] ઝેર ખાવું એ
વિષ-ભુજંગ (-ભુજઙ્ગ) પું. [સં.] ઝેરી સાપ, વિષ-ધર
વિ-ષમ વિ. [સં.] સરખું ન હોય તેવું, અ-સમ. (૨) વિ-લક્ષણ. (૩) અવળું, ઊલટું, વિપરીત. (૪) ખરબચડું, ખાડા-ખડબાવાળું. (૫) ગૂંચવણ ભરેલું. (૬) દારુણ, ભયાનક. (૭) સમાંતર ન હોય તેવું. (૮) એકી. (૯) પું. એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
વિષમ અપૂર્ણાંક (-અપૂર્ણાઙ્ક) પું. [સં.,સંધિ વિના] ગણિતમાં યોગ્ય રીતે ન લખાયેલો અપૂર્ણાંક. (ગ.)
વિષમ-અંક (-અઙ્ક) પું. [સં., સંધિ વિના] એકી આંકડો
વિષમ-કાલ(-ળ) પું. [સં.] ખરાબ સમય, આપત્તિ-જનક સમય
વિષમ-કોણ વિ. [સં.] જેમાં ખૂણા એકસરખા ન હોય તેવું (ત્રિકોણ ચતુષ્કોણ વગેરે અસમાન ભુજવાળી આકૃતિ)
વિષમ-ઘાત વિ. [સં.] જેના દરેક પદના ઘાત સરખા ન હોય તેવું. (ગ.)
વિષમ-ચતુરસ્ર પું. [સં.] ચારમાંની કોઈ પણ બે બાજુ સરખી ન હોય તેવો ચતુષ્કોણ આકાર, 'ટ્રાપિઝિયમ.' (ગ.)
વિષમ-ચતુર્ભુજ વિ. [સં.] ચારખૂણાવાળી જે આકૃતિની ચારે બાજુ અસમાન હોય તેવું. (ગ.)
વિષમ-જ્વર પું. [સં.] રહી રહીને આવ્યા કરતો તાવ (લાંબા વખત સુધી આવ્યા કરતો), જીર્ણ જ્વર
વિષમ-તા સ્ત્રી. [સં.] વિષમ હોવાપણું
વિષમ ત્રિકોણ, વિષમ-ત્રિભુજ પું. [સં.] જેની ત્રણ બાજુ એકસરખી ન હોય તેવો ત્રિકોણ. (ગ.)
વિષમ-નયન, વિષમ-નેત્ર વિ.,પું. [સં.] ત્રણ નેત્રવાળા મહાદેવ, શિવ, શંકર
વિષમ-પદ ન. [સં.] છંદનું તે તે એકી ચરણ. (પિં.) [(ગ.)
વિષમ-બહુકોણ વિ. [સં.] ચારથીયે વધુ ખૂણા હોય તેવું.
વિષમભુજ-ચતુષ્કોણ પું. [સં.] જુઓ 'વિષમ-ચતુરસ્ર.'
વિષમ-ભુજ-ત્રિકોણ પું. [સં.] જુઓ 'વિષમ-ત્રિકોણ.'
વિષ-મય વિ. [સં.] ઝેરથી ભરેલું, ઝેરી
વિષમ વૃત્ત ન. [સં.] જેનાં ચારે ચરણ જુદા માપનાં હોય તેવો અક્ષરમેળ છંદ. (પિં.) [તેવો દેવ, કામ-દેવ
વિષમ-શર વિ.,પું. [સં.] જેનાં બાણ એકસરખાં નથી
વિષમ-હરિગીત પું. [સં. °हरिगीति, સ્ત્રી.] હરિગીતનો પ્રથમની બે માત્રા વિનાનો એક પ્રકાર. (પિં.)
વિષ-મંત્ર (-મન્ત્ર) પું. [સં.] ઝેર ઉતારવાનો મંત્ર
વિષમાકાર પું., વિષમાકૃતિ સ્ત્રી. [સં. विषम + आ-कार, आ-कृति] અસમાન ઘાટ. (૨) વિ. અસમાન ઘાટનું
વિષમાયુધ, વિષમાસ્ત્ર વિ.,પું. [સં. विषम + आयुध, अस्त्र] જુઓ 'વિષમ-શર.'
વિ-ષય પું. [સં.] ઇંદ્રિય-ગ્રાહ્ય પદાર્થ. (૨) મનો-વૃત્તિ, તન્માત્રા. (૩) બાબત, મજકૂર, મુદ્દો. (૪) વિચારવા કે ભણવાની વસ્તુ. (૫) કામ ભોગ. (૬) દેશ, મુલક. (૭) જિલ્લો, પ્રાંત
-વિષયક વિ [સં.] (સમાસને અંતે) -ને લગતું
વિષયક્રમ-સૂચિ,-ચી સ્ત્રી. [સં.] ગ્રંથ વગેરેમાં ચર્ચેલી બાબતોની ક્રમવાર યાદી, અનુક્રમણિકા, અનુક્રમણી, સાંકળિયું, વિષયાનુક્રમ(-મણિકા,-મણી), 'કન્ટેન્ટ્સ'

**વિષય-ક્રીડા** સ્ત્રી. [સં.] કામ-ક્રીડા, સંભોગ, મૈથુન

**વિષય-ગત** વિ. [સં.] વિષયમાં રહેલું, વિષયરૂપ, વિષયાત્મક, મુદ્દાને લગતું [તરફ ધ્યાન આપનારી (સ્ત્રી)

**વિષય-ગામિની** વિ.,સ્ત્રી. [સં.] વિષય તરફ જનારી, મુદ્દાઓ

**વિષય-ગ્રસ્ત** વિ. [સં.] વ્યભિચારી, છિનાળવું

**વિષય-ગ્રહણ** ન. [સં.] વિષયન-મુદ્દાને સમજી લેવાનું કાર્ય

**વિષય-ચિંતન** (-ચિન્તન) ન. [સં.] મુદ્દા સંબંધી વિચાર. (૨) કામ-વિચાર [કામનાને કારણે થનારું

**વિષય-જન્ય** વિ. [સં.] વિષયને કારણે ઉત્પન્ન થાય તેવું,

**વિષય-જ્ઞાન** ન. [સં.] તે તે મુદ્દાને લગતી સમઝ

**વિષય-ઢળું** વિ. [+ જુઓ 'ઢળવું.' + ગુ.'ઉ'કૃ.પ્ર.] તે તે મુદ્દા તરફ ઢળે તેવું

**વિષય-ત્યાગ** પું. [સં.] કામ-વાસનાને છોડી દેવાની ક્રિયા

**વિષય-નિર્ણાયક** વિ. [સં.] તે તે મુદ્દા કે બાબતનો નિર્ણય કરનાર

**વિષય-પર(૦ક)-તા** સ્ત્રી. [સં.] મુદ્દાને વળગી રહેવું એ. (૨) કામ-વાસના તરફની આસક્તિ

**વિષય-પરાયણ** વિ. [સં.] વ્યભિચારી, છિનાળવું

**વિષયપરાયણ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'વિષય-પર(૦ક)-તા.'

**વિષય-પંચક** (-પંચક) ન. [સં.] શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ એ પાંચ વિષયોનો સમૂહ

**વિષય-પ્રવેશ** પું. [સં.] તે તે મુદ્દા કે બાબતનો ખ્યાલ

**વિષય બાહુલ્ય** ન. [સં.] મુદ્દાઓ કે બાબતોની અનેકતા

**વિષય-ભૂત** વિ. [સં.] મુદ્દા કે બાબતના રૂપમાં રહેલું

**વિષય-ભોગ** પું. [સં.] જુઓ 'વિષય-ક્રીડા.'

**વિષય-મોહિની** સ્ત્રી. [સં.] વિષયેચ્છા, કામ-વાસના

**વિષય-રૂપ** વિ. [સં.] તે તે મુદ્દા બાબતના રૂપમાં રહેલું

**વિષય-લંપટ** (-લમ્પટ) વિ. [સં.] વ્યભિચારી, છિનાળવું

**વિષયલંપટ-તા** (-લમ્પટ-તા) સ્ત્રી. [સં.] વિષયલંપટ હોવાપણું

**વિષય-લીન** વિ. [સં.] કામ-વાસના અને કામ-ક્રીડામાં ડૂબેલું

**વિષય-લોલુપ** વિ. [સં.] કામભોગની ઘેરી આસક્તિવાળું, કામાસક્ત

**વિષયલોલુપ-તા** સ્ત્રી. [સં.] વિષય-લોલુપ હોવાપણું

**વિષય-વર્ગીકરણ** ન. [સં.] મુદ્દા કે બાબતોનું પ્રકાર-વાર પૃથક્કરણ [મુદ્દા કે બાબતના ક્રમે

**વિષય-વાર** ક્રિ.વિ. [+ જુઓ 'વાર' 'પ્રમાણે.'] તે તે

**વિષયવારી** સ્ત્રી. [+ ગુ.'ઈ' ત.પ્ર.] વિષયો પ્રમાણેની યાદી કે ગોઠવણી

**વિષય-વાસના, વિષય-વાંછના** (-વાઞ્છના) સ્ત્રી. [સં.] કામ-વાસના, કામેચ્છા, વિષયેચ્છા [વિકૃતિ

**વિષય-વિકાર** પું. [સં.] કામ-વાસનાને કારણે થતી માનસિક

**વિષય-વિચારિણી** વિ.,સ્ત્રી. [સં.] સભા પરિષદ વગેરે માટે નક્કી કરવાના મુદ્દાઓની વિચારણા કરી ઠરાવોને શબ્દ-દેહ આપનારી (સમિતિ)

**વિષય-વિમુખ** વિ. [સં.] ઇંદ્રિયોના સુખ તરફ બેદરકારી, વૈરાગ

**વિષય-વિસ્તરણ** ન., **વિષય-વિસ્તાર** પું. **વિષય-વિસ્તૃતિ** સ્ત્રી. [સં.] તે તે મુદ્દા કે બાબતની લાંબી છણાવટ

**વિષય-સંકલના** (-સઙ્કલના) સ્ત્રી. [સં.] મુદ્દાઓ કે બાબ-તોની ગૂંથણી [આનંદ

**વિષય-સુખ** ન. [સં.] કામ-ક્રીડાનો આનંદ, વિષય-ભોગનો

**વિષય-સૂચિ,-ચી** સ્ત્રી. [સં.] જુઓ 'વિષયક્રમ સૂચિ.'

**વિષય-સેવન** ન. [સં.] જુઓ 'વિષય-ભોગ.'

**વિષયાતીત** વિ. [+ સં. अतीत] ઇંદ્રિયોના વિષયોને વટાવી ગયેલું, ઇંદ્રિય-જિત. (૨) જ્યાં વિષયોની પહોંચ ન હોય તેવું

**વિષયાત્મક** વિ. [+ સં. आत्मन् + क] વિષયરૂપે રહેલું

**વિષયાનંદ** (-નન્દ) પું. [+ સં. आ-नन्द] વિષય-સુખ, ઇંદ્રિયોના વિષયોના ઉપભોગથી થતો હર્ષ

**વિષયાનુરાગ** પું. [+ સં. अनु-राग] ઇંદ્રિયોના વિષયો ત-રફની આસક્તિ

**વિષયાભિમુખ** વિ. [સં. अभि-मुख] અમુક મુદ્દા કે બાબત-ના તરફ લક્ષ્ય કરી રહેલું, અમુક વિષય જાણવાને તત્પર

**વિષયાસક્ત** વિ. [+ સં. आसक्त] ઇંદ્રિયોના વિષયોમાં લગનીવાળું [લગની, વિષયાનુરાગ

**વિષયાસક્તિ** સ્ત્રી. [+ સં. आसक्ति] ઇંદ્રિયોના વિષયોમાંની

**વિષયાંતર** (વિષયા-ન્તર) ન. [+ સં. अन्तर] ચાલુ વિષયે વચ્ચે બીજો વિષય, વાતચીતમાં આડું ફાટવું એ. (૨) વિષયનો પલટો [ખૂંચી પડેલું, કામાંધ

**વિષયાંધ** (વિષયા-ન્ધ) વિ. [+ સં. अन्ध] વિષય-વાસનામાં

**વિષયી** વિ. [સં.,પું.] વિષય કે મુદ્દાને લગતું. (૨) કામી, કામાંધ, વિષય-લોલુપ

**વિષયેચ્છા** સ્ત્રી. [+ સં. इच्छा] જુઓ 'વિષય-વાસના.'

**વિષયોત્તેજક** વિ. [+ સં. उत्तेजक] ઇંદ્રિયોને બહેકાવનારું કામ-વાસના જગાડનારું [વિષયી, છિનાળવું

**વિષયોન્મુખ** વિ. [+ સં. उन्मुख] વિષય તરફ વળેલું, કામી,

**વિષયોપભોગ** પું. [+ સં. उप-भोग] ઇંદ્રિયોના ભિન્ન ભિન્ન વિષયોનો ભોગવટો [ઇંદ્રવારણી

**વિષ-લતા** સ્ત્રી. [સં.] ઝેરી વેલ. (૨) એક ઝેરી વેલો,

**વિષ-વમન** ન. [સં.] ઝેર ઓકી કાઢવું એ. (૨) (લા.) કોઈ ને માટે મોઢેથી શત્રુ-ભાવ વધારનારા શબ્દ કહેવા એ, વેર-ઝેરરૂપી વાણી કહેવી એ

**વિષ-વર્ષણ** ન. [સં.] (લા.) જુઓ 'વિષ-વમન(૨).'

**વિષ-વલ્લરી, વિષ-વલ્લી** સ્ત્રી. [સં.] કોઈ પણ ઝેરી વેલો

**વિષ-વાદ** પું. [સં.] જુઓ 'વિખવાદ.'

**વિષવાદી** વિ. [સં.,પું.] વિખવાદ કરનારું. (૨) શત્રુ-તા ભરેલી નિંદા કરનારું

**વિષ-વિજ્ઞાન** ન **વિષ-વિદ્યા** સ્ત્રી. [સં.] ઝેરનાં સ્વરૂપ અને એના પ્રતીકાર વિશેની વિદ્યા, 'ટૉક્સિકૉલૉજી'

**વિષ-વૃક્ષ** ન. [સં.,પું.] કોઈ પણ ઝેરી ઝાડ

**વિષ-વૈદ્ય** પું. [સં.] જુઓ 'વિષ-ચિકિત્સક.'

**વિષ-હર** વિ. [સં.] જુઓ 'વિષ-ઘ્ન.'

**વિ-ષાણ** ન. [સં.] શિંગડું ['વાઇરસ'

**વિષાણુ** ન. [સં. विष + अणु] અત્યંત બારીક ઝેરી જંતુ,

**વિ-ષાદ** પું. [સં.] ખિન્ન-તા, ખેદ. (૨) ઉત્સાહ-ભંગ, નાઉ-મેદી, નાસીપાસી. (૩) ગભરાટ

**વિષાદ-મય** વિ. [સં.] વિષાદથી ભરેલું, અત્યંત ખિન્ન

**વિષાદ-વૃત્તિ** સ્ત્રી. [સં.] ઉત્સાહ-ભંગ થવાનું વલણ

**વિષાદી** વિ. [સં.,પું.] વિષાદમાં પડેલું
**વિષારી** વિ. [સં. વિષ દ્વારા] ઝેરી, ઝેરથી ભરેલું, વિષમય
**વિષાલુ** વિ.[સં.] જુઓ 'વિષારી.' (૨) (લા.) દ્વેષી, અદેખું, મત્સરી
**વિ-ષુવ** ન. [સં.] ઉત્તર અને દક્ષિણ વચ્ચે પૃથ્વીના મધ્ય-ભાગની રેખા કે તે તે બિંદુ. (જ્યો.) (૨) દિવસ રાત્રિ સમાન થવાં એ. (જ્યો.) (માર્ચની ૨૧મી અને સપ્ટેમ્બરની ૨૧ મીનો તે તે દિવસ)
**વિષુવ-કાલ(-ળ), વિષુવ-દિન** પું. [સં.] વર્ષમાં બે વાર આવતો મેષ-સંક્રાંતિ (૨૧ મી માર્ચ) અને તુલા-સંક્રાંતિ (૨૧ મી સપ્ટેમ્બર)નો તે તે સમય-તે તે દિવસ
**વિષુવ રેખા** સ્ત્રી., **વિષુવ-વૃત્ત** ન. [સં.] ઉત્તર અને દક્ષિણ વચ્ચે પૃથ્વીના મધ્યમાં જ્યાં ક્રાંતિ-વૃત્ત છેદાય છે તે બિંદુ-માંથી પસાર થતી પૃથ્વીની કાલ્પનિક લીટી, ભૂમધ્ય-રેખા, 'ઇક્વેટર'
**વિષુવાંશ** (વિષુવૅાંશ) પું. [+ સં. અંશ] વિષુવ-વૃત્તના પૂર્વ-પશ્ચિમ થતા ૩૬૦ ભાગોમાંનો તે તે ભાગ, રેખાંશ, 'રાઇટ એસેન્શન'
**વિ-ષૂ(-સૂ)ચિકા** સ્ત્રી. [સં.] કોગળિયું, 'કૉલેરા'
**વિષ્વચી** વિ. [સં.,પું.] વિરુદ્ધ ફળવાળું, એકબીજાનું વિરોધી
**વિષે** જુઓ 'વિશે.'
**વિષ્કંભ** (-ષ્કમ્ભ), ૦ક પું. [સં.] નાટ્ય-રચનામાં અંકગત વસ્તુઓનો ઇશારો આપતો પ્રાસ્તાવિક પ્રવેશ. [સં. નાટકો-માં 'શુદ્ધ વિષ્કંભક'માં સંસ્કૃતભાષી પાત્રોનો સંવાદ હોય, જ્યારે 'મિશ્ર વિષ્કંભક'માં સં અને પ્રા. બોલનારાં મિશ્ર હોય. માત્ર પ્રાકૃત બોલનારાંનો 'પ્રવેશક' કહેવાય. પ્રસ્તાવના પછી પહેલા અંકના આરંભે 'પ્રવેશક' ન જ આવે.) (નાટ્ય.)
**વિષ્કુંભ** (વિષ્કુમ્ભ), ૦ક પું. [સં.] પંચાંગમાંનો એ નામનો એક અશુભ યોગ. (જ્યો.)
**વિ-ષ્ટર** પું. [સં.] દર્ભાસન. (૨) લગ્નાદિમાં દર્ભાસનને બદલે અપાતી દર્ભની સળી
**વિષ્ટિ** સ્ત્રી. [સં.] સુલેહ કે સમાધાન માટેનું કહેણ, સમાધાન-ની વાટાઘાટ. (૨) જ્યોતિષશાસ્ત્રના કરણોમાંનો એક. (જ્યો.)
**વિષ્ટિ-કાર** વિ. [સં.] સુલેહ કે સમાધાનનું કહેણ લઈ જનારો અને સમાધાન માટેની વાતચીત કરનાર. (વ્યક્તિ.)
**વિષ્ટિ-પત્ર** પું. [સં.,ન.] સુલેહના કરારોને લગતો કાગળ કે દસ્તાવેજ
**વિષ્ઠા** સ્ત્રી. [સં.] (માનવનું) ગૂ, નરક. (૨) (પંખીઓની) હગાર, ચરક. (૩) (નાનાં પ્રાણી-પશુઓની) લીંડી. (૩) (ઘોડાં-ગધેડાં-ઊંટ વગેરેનું) લીદું. (૫) (ગાય-બળદ-ભેંસ-પાડાનું) છાણ. (એની કઠણ આકૃતિ તે 'પોદળો,' નાનું 'પોચકું.')
**વિષ્ણુ** પું. [સં] પરમેશ્વરનું સત્ત્વગુણનું સ્વરૂપ (વિશ્વનું પાલન કરનાર મનાતું તત્ત્વ). (સંજ્ઞા.)
**વિષ્ણુ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] સુષુમ્ણા નાડીમાં રહેલી ગણાતી એક ગ્રંથિ. (યોગ.)
**વિષ્ણુ-ચક્ર** ન. [સં.] એક દિવ્ય મનાતું ચક્રાકાર હથિયાર, સુદર્શન ચક્ર
**વિષ્ણુચરણોદક** ન. [+ સં. चरण + उदक] (વિષ્ણુ ભગવાનના ચરણમાંથી નીકળેલી મનાતી) ગંગાનદીનું પાણી. ગંગા-જલ
**વિષ્ણુ-તેજ** ન. [+ સં. तेजस्], **વિષ્ણુ-દૈવત** ન. [સં.] (લા.) ઘી, તૂપ
**વિષ્ણુ-ધામ** ન. [સં.] વૈકુંઠ [૦ પહોંચવું (-પૉંચવું) (રૂ.પ્ર.) મરણ પામવું]
**વિષ્ણુ-પદ** ન. [સં.] વિષ્ણુનું સ્થાન, વૈકુંઠ, વિષ્ણુ-ધામ. (૨) (લા.) આકાશ. (૩) બે ભમાં વચ્ચેનો ભાગ. (૪) ભગવદ્વિષયક કીર્તનોનો સંગ્રહ તેમ એનું દરેક કીર્તન
**વિષ્ણુ-પદી** સ્ત્રી. [સં.] ગંગાનદી, ભાગીરથી
**વિષ્ણુપંચક-વ્રત** (-પઞ્ચક-) ન. [સં.] ભાદરવા સુદિ બારસને દિવસે શ્રવણ નક્ષત્ર આવતાં થતું એક વ્રત. (સંજ્ઞા.)
**વિષ્ણુ-પંથી** (-પન્થી) વિ. [+ જુઓ 'પંથ' + ગુ. 'ઈ' ત.પ્ર.] વૈષ્ણવ સંપ્રદાયનું અનુયાયી, વૈષ્ણવધર્મી, વૈષ્ણવ
**વિષ્ણુ-પુરાણ** ન. [સં.] પરાશર ઋષિનું રચાયેલું મનાતું અઢાર સંસ્કૃત પુરાણોમાંનું એક પુરાણ. (સંજ્ઞા)
**વિષ્ણુ-પ્રિયા** સ્ત્રી. [સં.] લક્ષ્મી. (૨) તુલસીનો છોડ
**વિષ્ણુ-મત** પું. [સં.,ન.] સંગીતના રાગોની ઉત્પત્તિના ચાર મતોમાંનો એક મત
**વિષ્ણુ-માયા** સ્ત્રી. [સં] પરમેશ્વરની એક સ્વાધીન શક્તિ કે જેને કારણે ઈશ્વરમય જડ-ચેતનને ઈશ્વરરૂપ ન જોતાં તે તે રૂપે જોવામાં આવે છે, યોગ-માયા
**વિષ્ણુ-માર્ગી** વિ. [સં.,પું.] વૈષ્ણવ સંપ્રદાયનું અનુયાયી વિષ્ણુ-પંથી, વૈષ્ણવ
**વિષ્ણુ-લોક** પું. [સં.] વૈકુંઠ લોક
**વિષ્ણુવર્તિ-વ્રત** ન. [સં] સારા મુહૂર્તે પાંચ તાંતણાવાળી ચાર ઇંચ લાંબી એક લાખ વાટ કરી હંમેશાં બબ્બે હજાર વાટ ચાંદી કે માટીનાં કોડિયાંમાં સળગાવવાનું એક વ્રત. (સંજ્ઞા.)
**વિષ્ણુ-વાદ્ય** ન. [સં.] પખાવજ, પખાજ
**વિષ્ણુ-વાહન** ન. [સં.] ગરુડ
**વિષ્ણુશયની** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'દેવશયની.'
**વિષ્ણુશૃંખલ યોગ** (-શૃઙ્ખલ-) પું. [સં.] ભાદરવા સુદિ ૧૧ કે ૧૨ ને દિવસે શ્રવણ નક્ષત્ર આવતાં થતો એક પવિત્ર યોગ. (જ્યો.)
**વિષ્ણુસહસ્ર-નામ** ન. [સં.] જેમાં વિષ્ણુનાં ૧૦૦૮ નામ સંસ્કૃતમાં છે તેવો એક પદ્યાત્મક સ્તોત્ર-ગ્રંથ. (સંજ્ઞા.)
**વિષ્ણુ-સાવર્ણ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ચૌદ મનુઓમાંનો ૧૪મો મનુ. (સંજ્ઞા.)
**વિષ્ણુ-સ્મૃતિ** સ્ત્રી. [સં.] એ નામની સંસ્કૃતમાં રચાયેલો એક સ્મૃતિ-ગ્રંથ. (સંજ્ઞા.)
**વિષ્ણુસ્વામી** પું. [સં] રામાનુજાચાર્યના સમયની આસ-પાસ દક્ષિણ પ્રદેશમાં થયેલા એક વૈષ્ણવાચાર્ય (એમના સંપ્રદાયમાં નૃસિંહની ઉપાસના-ભક્તિ હતી અને એમાં ગો-પાલની ઉમેરાઈ. શરૂમાં શ્રીવલ્લભાચાર્ય એ સંપ્રદાયના હતા; એમાંથી એમણે સ્વતંત્ર પુષ્ટિમાર્ગ વિકસાવેલો). (સંજ્ઞા.)
**વિ-સદૃશ** વિ. [સં.] અ-સમ, અ-સમાન, જુદા પ્રકારનું, ભિન્ન
**વિસદૃશ-તા** સ્ત્રી. [સં.] અસમાન-તા, ભિન્ન-તા
**વિસમાવવું** જુઓ 'વીસમવું' માં.
**વિસરાટ** પું. બદ-સ્વાદ
**વિસરાવવું** જુઓ 'વીસરવું'માં.

**વિસરાળ** વિ. [જુઓ 'વીસરવું'+ગુ. 'આળ' કૃ.પ્ર.] ભુલકણા સ્વભાવનું, ભુલકણું

**વિ-સર્ગ** પું [સં] છોડી દેવું એ, ત્યજી દેવું એ, ત્યાગ. (૨) મળ-ત્યાગ. (૩) મોક્ષ. (૪) મહાપ્રાણિત એક કંઠ્ય ઉચ્ચારણ(:)થી બતાવાતું. (વ્યા.)

**વિ-સર્જન** ન. [સં] છોડી દેવું એ, ત્યજી દેવું એ, ત્યાગ. (૨) સમાપ્ત કરવું એ, સમાપ્તિ, ઉત્થાન. (૩) સંકેલી લેવું એ, સંકેલવું આટોપવું એ

**વિ-સર્જનીય** વિ. [સં.] છોડી દેવા જેવું, ત્યજી દેવા જેવું, ત્યાજ્ય. (૨) પું. જુઓ 'વિસર્ગ(૪).' (વ્યા.)

**વિ-સર્જ્ય** વિ. [સં.] જુઓ 'વિસર્જનીય(૧).'

**વિ-સર્જિત** વિ. [સં.] છોડી દીધેલું, ત્યજી દીધેલું, વ્યક્ત. (૨) સમાપ્ત કરેલું. (૩) સંકેલી લીધેલું, આટોપી લીધેલું

**વિ-સર્પણ** ન. [સં.] ખસી જવું એ. (૨) ફેલાવો

**વિ-સર્પી** વિ. [સં.,પું.] ખસી જનાર. (૨) ફેલાઈ જનારું

**વિસવાસી** સ્ત્રી. જૂની પદ્ધતિ એ હિસાબ ગણવામાં ઠરાવેલો બદામનો ૧૬મો ભાગ. (૨) વસાનો વીસમો અને વીઘાનો ચારસોમો ભાગ [સંવતનું ટૂંકું રૂપ

**વિ.સં.** પું. [સં વિક્રમ-સંવત્સર] વિક્રમ-સંવત્સર કે

**વિ-સંગત** (-સઙ્ગત) વિ. [સં.] સંગત નહિ તેવું, બંધ ન બેઠું હોય તેવું. મેળ વગરનું, અ-સંગત

**વિસંગત-તા** (-સઙ્ગતતા), **વિ-સંગતિ** (-સઙ્ગતિ) સ્ત્રી. [સં.] વિ-સંગત હોવાપણું, અ-સંગતિ

**વિ-સંજ્ઞ** (-સઞ્જ્ઞ) વિ. [સં.] સંજ્ઞા વિનાનું, જ્ઞાન વિનાનું. શુદ્ધિ વિનાનું, બેભાન, બેશુદ્ધ

**વિસંજ્ઞ-તા** (-સઞ્જ્ઞ-) સ્ત્રી. [સં.] વિ-સંજ્ઞ હોવાપણું, બેશુદ્ધિ

**વિસંભો** (વિસમ્ભો) પું. [સં. વિશ્રમ્ભક-> પ્રા. વિસ્સંભઅ-] વિશ્વાસ, ભરોસો, શ્રદ્ધા, ઇતબાર

**વિ-સંયુક્ત** (-સંયુક્ત) વિ. [સં] સંયુક્ત નહિ તેવું, છૂટું, અલગ, જુદું, ભિન્ન

**વિ-સંવાદ** (-સંવ઼ાદ) પું. [સં], **વિસંવાદિ-તા** (-સંવાદિ-) સ્ત્રી. [સં.] જુઓ 'વિ-સંગતિ.' (૨) વિરોધ, પ્રતિકૂળતા

**વિ-સંવાદી** (-સંવાદી) વિ. [સં.,પું.] વિસંવાદવાળું, વિસંગત, અસંગત

**વિસા** જુઓ 'વિશા.'

**વિસામણ** ન. [જુઓ 'વિસામવું'+ગુ.'અણ' કૃ.પ્ર.] વિસામો લેવો એ, થાક ખાવાની ક્રિયા

**વિસામવું** સ.ક્રિ. [જુઓ 'વિસામો'-ના.ધા.] વિસામો આપવો, થાક ખવડાવવો, આરામ આપવો

**વિસામો** પું. [સં. વિશ્રામક-> પ્રા. વિસ્સામઅ-, વીસામઅ-] વિશ્રામ, થાક ખાવો એ, કામમાંથી આરામ લેવો એ. (૨) રસ્તાની બાજુએ ઊભા ઓટલા વગેરે ઉપર માલ-સામાન ટેકવી મૂકી શકાય તેવું થાક ખાવાનું બાંધકામ. (જેના પોલાણમાં છાંયડે બેસી શકાય.) (૩) મડદું લઈ જતાં રસ્તો લાંબો હોય ત્યારે વચ્ચે થાક ખાવા નનામી મૂકવાનું આવતું સ્થાન. [૦ કરવો (રૂ.પ્ર.) શોભવું. ૦ ખાવો (રૂ.પ્ર.) થાક ઉતારવો]

**વિસાર(-રો)** પું. [જુઓ 'વિસારવું'+ગુ. 'ઓ' કૃ.પ્ર.] ભૂલી જવું એ, વિ-સ્મરણ, વીસરવું એ

**વિસારવું** જુઓ 'વીસરવું'માં.

**વિસારો** જુઓ 'વિસાર.' [સંબંધ

**વિસાલ** પું. [અર. વસ્લ્] સંબંધ, મેળાપ. (૨) (લા.) પ્રેમ-

**વિ-સૂચિકા** જુઓ 'વિષૂચિકા.'

**વિ-સૃત** વિ. [સં.] ફેલાયેલું. પથરાયેલું. વિ-સ્તૃત

**વિ-સૃષ્ટ** વિ. [સં.] જુઓ 'વિ-સર્જિત.'

**વિ-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'વિ-સર્જન.'

**વિ-સ્ખલન** ન. [સં.] ખડી પડવું. (૨) ભૂલ-ચૂક કરવી એ

**વિ-સ્ખલિત** વિ. [સં.] ખડી પડેલું. (૨) ભૂલવાળું

**વિસ્ખલિત-તા** સ્ત્રી. [સં.] જુઓ 'વિ-સ્ખલન.'

**વિ-સ્તર** પું. [સં.] જુઓ 'વિસ્તાર.'

**વિ-સ્તરણ** ન. [સં.] વિસ્તાર થવો એ, ફેલાવું એ

**વિ-સ્તરવું** અ. ક્રિ. [સં. વિ-સ્તૃ-વિસ્તર્, તત્સમ] ફેલાવું, પથરાવું. (૨) કદમાં વધવું.વિસ્તરાવું ભાવે., ક્રિ વિસ્તારવું, વિસ્તારાવવું પ્રે., સ.ક્રિ. વિસ્તારાવવું પુનઃ પ્રે., સ. ક્રિ.

**વિસ્તરાવવું, વિસ્તરાવું** જુઓ વિસ્તરવું'માં.

**વિ-સ્તાર** પું. [સં.] ફેલાવો. પથરાટ. (૨) વિશાળ-તા (૩) પહોળાઈ. (૪) (લા.) વિગતવાર વર્ણન

**વિસ્તાર-પૂર્વક** વિ. [સં.] વિસ્તારથી, વિગતવાર

**વિસ્તાર-ભય** પું. [સં.] લંબાણ થઈ જવાની બીક, કથન લાંબું થઈ જવાનો ડર

**વિસ્તાર-ભાગ** પું. [સં.] લેખન-કળા વગેરેમાં જ્યાં વધુ વિગતો કે ચર્ચા આપવામાં આવે તેવો મધ્ય-ભાગ

**વિસ્તારાવવું** જુઓ 'વિસ્તરવું'માં. [તેવું

**વિસ્તારિત** વિ. [સં.] જેનો વિસ્તાર કરવામાં આવ્યો હોય

**વિ-સ્તીર્ણ** વિ. [સં.] વિસ્તાર પામેલું. (૨) પહોળું

**વિસ્તીર્ણ-તા** સ્ત્રી. [સં.] વિસ્તાર હોવાપણું

**વિ-સ્તૃત** વિ. [સં.] વિસ્તાર પામેલું, ફેલાયેલું. (૨) પહોળું

**વિ-સ્તૃતિ** સ્ત્રી. [સં.] જુઓ 'વિ-સ્તાર.'

**વિ-સ્પષ્ટ** વિ. [સં.] તદ્દન સ્પષ્ટ, તદ્દન ખુલ્લું, સ્પષ્ટી-કરણ પામેલું, ખુલાસાવાળું

**વિ-સ્ફાર** પું., **-રણ** ન. [સં.] ખોલી નાખવાની ક્રિયા, ઉઘાડી નાખવાની ક્રિયા. (૨) ધ્રુજારો. (૩) ધનુષનો ટંકાર

**વિ-સ્ફારિત** વિ. [સં.] પહોળું કે મોટું કરવામાં આવેલું

**વિ-સ્ફુલિંગ** (-સ્ફુલિઙ્ગ) પું. [સં.] તણખો

**વિ-સ્ફોટ** પું. [સં.] સ્પષ્ટતા, ખુલાસો. (૨) ફોડલો, ફોલ્લો. (૩) શીતળા જેવો રોગ [નીકળે તેવું

**વિ-સ્ફોટક** વિ. [સં.] ભડાકો કરે કે થાય તેવું. (૨) ફૂટી

**વિસ્ફોટક્રિયું** વિ. [+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વિસ્ફોટક.' (૨) વિસ્ફોટના રોગવાળું, શીતળા વગેરેના દર્દવાળું

**વિ-સ્મય** પું. [સં.] આશ્ચર્ય, અચરજ, અચંબો, નવાઈ, તાજૂબી. (૨) અદ્ભુત રસનો સ્થાયી ભાવ. (કાવ્ય.)

**વિસ્મય-કર, વિસ્મય-કારક** વિ. [સં.], **વિસ્મય-કારી** વિ. [સં.,પું.], **વિસ્મય-જનક** વિ. [સં.] આશ્ચર્યકારક, નવાઈ ઉપજાવે તેવું [આવવું એ, વિ-સ્મૃતિ

**વિ-સ્મરણ** ન. [સં.] ભૂલી જવું એ, યાદ ન રહેવું કે

**વિસ્મરણ-શીલ** વિ. [સં.] ભુલકણું

**વિસ્મરવું** સ. ક્રિ. [સં. वि-स्मृ-विस्मर्, તત્સમ] ભૂલી જવું, યાદ ન રહેવું. (ભૂ.કૃ.માં કર્તરિ.) વિસ્મરાવું કર્મણિ., ક્રિ.

**વિ-સ્મિત** વિ. [સં.] આશ્ચર્ય પામેલું, નવાઈ પામેલું

**વિ-સ્મૃત** વિ. [સં.] ભુલાઈ ગયેલું, યાદમાંથી ચાલ્યું ગયેલું

**વિ-સ્મૃતિ** સ્ત્રી. [સં.] જુઓ 'વિ-સ્મરણ.'

**વિ-સ્રબ્ધ** જુઓ 'વિ-શ્રબ્ધ.'

**વિ-સ્રબ્ધિ** જુઓ 'વિ-શ્રબ્ધિ.'

**વિ-સ્રાવણ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] પાણી જેવું પ્રવાહી બહાર કાઢવાની હિકમત કે યુક્તિ

**વિ-સ્રંભ** (વિ-સ્રમ્ભ-) જુઓ 'વિ-શ્રંભ.'

**વિસ્રંભણ** (-સ્રમ્ભણ) જુઓ 'વિ-શ્રંભણ.'

**વિસ્રંભિણી** (વિસ્રમ્ભિણી) જુઓ 'વિશ્રંભિણી.'

**વિ-સ્રાવણ** ન. [સં.] (વસ્તુમાંથી કાંઈ પ્રવાહી કે એવું) કઢાવી લેવાની ક્રિયા

**વિ-સ્વર** વિ. [સં.] અવાજ વિનાનું. (૨) કઠોર કે કર્કશ અવાજવાળું. (૩) કાન ફાડી નાખે તેવો અવાજ કરનારું, કર્ણ-કઠોર

**વિહગ** ન. [સં.,પું.] પક્ષી, પંખી, વિહંગ, વિહંગમ

**વિ-હત** વિ. [સં.] સારી રીતે અથડાયેલું. (૨) ઈજા પામેલું. (૩) હણી નાખેલું કે હણાયેલું

**વિ-હરવું** અ.ક્રિ. [સં. वि-हृ-विहर्, તત્સમ] વિહાર કરવો, ફર્યા કરવું. (૨) આનંદ-પૂર્વક ફર્યા કરવું, મોજ ઉડાવતાં ફરવું. વિહરાવું ભાવે., ક્રિ. વિહરાવવું પ્રે.,સ.ક્રિ.

**વિહરાવવું, વિહરાવું** જુઓ 'વિહરવું'માં.

**વિ-હસિત** ન. [સં.] હાસ્યના ૭ પ્રકારોમાંનો એક પ્રકાર, મૃદુ હાસ્ય. (કાવ્ય.)

**વિહંગ** (વિહઙ્ગ) ન. [સં.,પું.] જુઓ 'વિહગ'-વિહંગમ.'

**વિહંગડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વિહંગ.'

**વિહંગ-દષ્ટિ** (વિહઙ્ગ-) સ્ત્રી. [સં.] બધી પરિસ્થિતિનો ખ્યાલ કરે તેવી પક્ષીના જેવી તીક્ષ્ણ નજર

**વિહંગમ** (વિહઙ્ગમ) ન. [સં.,પું.] જુઓ 'વિહગ'-'વિહંગ.'

**વિહંગ-સ્નાન** (વિહઙ્ગ-) ન. [સં.] પક્ષીઓની જેમ છીછરા પાણીમાં હાથથી પાણી ઉડાડી શરીર ઉપર નાખી કરવામાં આવતું સ્નાન

**વિહંગાવલોકન** (વિહઙ્ગાવ-) ન. [સં. विहंग + अव-लोकन] પક્ષીની જેમ ગ્રંથ વગેરેને ચકોર-દૃષ્ટિથી તપાસી કરવામાં આવતી સમીક્ષા, 'બર્ડ-આઇ વ્યૂ' [ગગન, આસમાન

**વિહાયસ** ન. [સં. विहायस्, પું.,ન.] આકાશ, આભ,

**વિ-હાર** [સં.] આનંદ કરતા ફરવું એ, વિ-હરણ. (૨) (જૈન સાધુઓનો એક સ્થળેથી બીજે સ્થળે) પ્રવાસ કરવો. (જૈન.) (૩) આવી રીતે પ્રવાસ કરતા આવી ઊતરવાનું બૌદ્ધ ભિખ્ખુઓનું સ્થાન, બૌદ્ધ મઠ (બૌદ્ધ.) (૪) (જૈન સાધુનું) ગુજરી જવું એ. (જૈન.) (૫) (લા.) સ્ત્રી-સંભોગ

**વિહાર-તરણી, વિહાર-નૌકા** સ્ત્રી. [સં.] પાણીમાં આનંદથી ફરવાની નાની હોડી, 'જોલી બોટ'

**વિહાર-ભવન** ન. [સં.] નવાં પરણેલાં દંપતીને આનંદ કરવા માટેનું મકાન કે ઓરડો [કરવાની જગ્યા

**વિહાર-ભૂમિ** સ્ત્રી. [સં.] વિહાર કરવાની જમીન. (૨) ક્રીડા

**વિહાર-યાત્રા** સ્ત્રી. [સં.] આનંદ માણવા માટેની મુસાફરી

**વિહાર-સ્થાન** ન. [સં.] જુઓ 'વિહાર-ભૂમિ.' (૨) જૈન સાધુઓને વિહાર કરી રહેવાની જગ્યા. (જૈન.)

**વિહાર-પાલ** પું. [સં.] બૌદ્ધ ભિખ્ખુઓના મઠનો રખેવાળ ભિખ્ખુ. (બૌદ્ધ.) [મઠની રખેવાળ ભિખ્ખુણી. (બૌદ્ધ.)

**વિહાર-પાલિકા,-ની** સ્ત્રી. [સં.] બૌદ્ધ ભિખ્ખુણીઓના

**વિહારિણી** વિ., સ્ત્રી. [સં.] વિહાર કરનારી સ્ત્રી

**વિહારી** વિ. [સં.,પું.] વિહાર કરનાર, આનંદ માણતું ફરનાર

**વિ-હિત** વિ. [સં.] બરોબર મુકાયેલું. (૨) જેને માટે વિધાન કરવામાં આવ્યું હોય તેવું, શાસ્ત્રે જે કરવાનું કહેલું હોય તેવું, વિધિએ બતાવેલું

**વિહિતાવિહિત** વિ. [+સં. अ-विहित] શાસ્ત્રે કરવા કહેલું અને નિષેધેલું

**વિ-હિંસા** (-હિંસા) સ્ત્રી. [સં.] હિંસા, હત્યા, ખૂન, વધ.

**વિ-હીન** વિ. [સં.] વિનાનું, વગરનું, રહિત

**વિહીન-તા** સ્ત્રી. [સં.] વિનાનું હોવાપણું, અ-ભાવ

**વિહોણું** વિ. [સં. वि-हीन > પ્રા. विहीणअ નો વિકાસ] વિનાનું, વિહીન [આકળું. (૩) આતુર

**વિ-હ્વલ(-ળ)** વિ. [સં.] બેબાકળું, બહાવરું, ગાભરું. (૨)

**વિહ્વલ(-ળ)-તા** સ્ત્રી. [સં.] વિહ્વળ હોવાપણું

**વિળાલો** પું. બેવકૂફ માણસ [પડદો

**વિંગ** (વિઙ્ગ) સ્ત્રી. [અં.] પાંખ (પક્ષીની). (૨) (નાટકનો)

**વિંડ-મિલ** (વિણ્ડ-) સ્ત્રી. [અં.] પવન-ચક્કી

**વિંધ્ય** (વિન્ધ્ય), ૰ગિરિ પું. [સં.] સહ્યાદ્રિથી શરૂ કરી અર્બુદ (આરવલ્લી) અને પારિયાત્ર પહાડને સ્પર્શતી ગુજરાતની પૂર્વ સરહદની વિશાળ ગિરિ-માળા. (સંજ્ઞા.)

**વિંધ્ય-વાસિની** (વિન્ધ્ય-) વિ.,સ્ત્રી. [સં.] વિંધ્ય પર્વતની મનાતી અધિષ્ઠાત્રી દેવી. (સંજ્ઞા.) ['વિંધ્ય.'

**વિંધ્યાચલ(-ળ)** (વિન્ધ્યા-) પું. [+ સં. अ-चल] જુઓ

**વિંધ્યાટવી** (વિન્ધ્યાટવી) સ્ત્રી. [+ સં. अटवी] વિંધ્યગિરિની બેઉ બાજુનું અડેલીને આવેલું એક વિશાળ વન. (સંજ્ઞા.)

**વિંધ્યાદ્રિ** (વિન્ધ્યાદ્રિ) પું. [+સં. अद्रि] જુઓ 'વિંધ્ય.'

**વિંશતિ** (વિંશતિ) વિ.[સં.,સ્ત્રી.,] વીસની સંખ્યા, ૨૦

**વિંશતિ-તમ** (વિંશતિ-) વિ. [સં.] વીસમું

**વિંશતિ-ફલક** (વિંશતિ-) ન. [સં.] વીસ સમતલ પાસાવાળી ઘન આકૃતિ. (ગ.)

**વીકરો,-લો,-ળો** પું. એ નામનું એક ઝાડ

**વીક્ષણ** ન. [સં. वि-ईक्षण] ઊંડી દૃષ્ટિએ જોવું એ, બારીક તપાસ, સૂક્ષ્મ નજર

**વીખર(-રા)વું** અ.ક્રિ [સં. वि-कृ દ્વારા પ્રા. विक्खर] છૂટું-છવાયું થઈ પડવું, વેર-વિખેર થવું, અલગ અલગ ફંટાઈ જવું. [વીખરેલું (રૂ.પ્ર.) અંકુશ વિનાનું] વિખરાવવું પ્રે., સ.ક્રિ. [પ્રે., સ.ક્રિ.

**વીખવું** જુઓ 'વીંખવું.' વિખાવું કર્મણિ., ક્રિ. વિખાવવું

**વીગત** જુઓ 'વિગત.'[૨]

**વીગત-વાર** જુઓ 'વિગત-વાર.'
**વીછર(-રા)વું** અ. ક્રિ. જુઓ 'વીખર(-રા)વું.' (૨) ગાભરું બની જવું. (૩) ઓગળી જવું. (૪) મૂંઝાવું. (૫) હતાશ થવું. **વિછરાવવું** પ્રે., સ.ક્રિ.
**વીઘા-દોરી** સ્ત્રી. [જુઓ 'વીઘો' + 'દોરી.'] (લા.) જમીન માપવાની સાંકળ. (૨) જમીનની માપણી
**વીઘા-ભૂલું** વિ. [જુઓ 'વીઘો' + 'ભૂલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] (લા.) ભૂલ ન થાય તેવી બાબતમાં પણ ભૂલ કરનારું
**વીઘા વડ** વિ. [જુઓ 'વીઘો' + 'વડ.¹'] (લા.) વડની જેમ પથરાઈ ગયેલું, વિ-શાળ, વિ-સ્તીર્ણ
**વીઘું** ન., **-ઘો** પું. [સં. विग्रह- > પ્રા. विग्गअ-] પચીસ ગૂંઠાનું જમીનનું એક માપ
**વીચિ(-ચી)** સ્ત્રી. [સં.,પું.,સ્ત્રી.] તરંગ, મોજું
**વીચિ(-ચી)-રેખા** સ્ત્રી. [સં.] તરંગ જેવી લીટી~, તરંગ-રેખા, 'વેઇવ-લાઇન'
**વીછડ(-ર)વું** અ.ક્રિ. [સં. वि-च्छर्द् > પ્રા. विच्छड्ड-] છૂટું પડવું, અલગ થવું. (૨) વછૂટવું. **વીછડા(-રા)વું** ભાવે., ક્રિ. **વિછડા(-રા)વવું** પ્રે., સ.ક્રિ.
**વી(-વીં)છળવું** સ.ક્રિ. [દે. પ્રા. विच्छोल-, હલાવવું] હલાવીને પાણીથી ધોઈ સાફ કરવું. **વી(-વીં)છળાવું** કર્મણિ., ક્રિ **વિ(-વીં)છળાવવું** પ્રે., સ.ક્રિ.
**વીછણ(-ણ્ય)** જુઓ 'વીંછણ.'
**વીછિયા** જુઓ 'વીંછિયા.'
**વીછિયો** જુઓ 'વીંછિયો.'
**વી(-વીં)છળાવું,** જુઓ વી(-વીં)છળવું'માં.
**વીછી** જુઓ 'વીંછી.'
**વીછી(-છુ)ડો** જુઓ 'વીંછી(-છુ)ડો.'
**વીછી-કાંટો** જુઓ 'વીંછી-કાંટો.'
**વીછી-કૂંડી** જુઓ 'વીંછી-કૂંડી.'
**વીછો** પું. [દે. પ્રા. विच्छोह] વિયોગ, વિરહ
**વીજ** સ્ત્રી. [સં. विद्युत् > પ્રા. विज्जु] આકાશી વીજળી, દામિની. (૨) યાંત્રિક વીજળી
**વીજ-ક્ષેત્ર** ન. [સં.] યાંત્રિક વીજળીના વિસ્તારનું ક્ષેત્ર, એ વીજળીની અસર પહોંચતી હોય તેટલો વિસ્તાર, 'ઇલેક્ટ્રિક ફિલ્ડ' [કરવાનું યંત્રાલય, 'પાવર હાઉસ'
**વીજ-ઘર** ન. [+જુઓ 'ઘર.'] યાંત્રિક વીજળીથી ઉત્પન્ન
**વીજ-ચુંબક (ચુમ્બક)** ન. [+સં.] યાંત્રિક વીજળીથી પેદા થતું આકર્ષણનું તત્ત્વ, 'ઇલેક્ટ્રો-મૅગ્નેટ'
**વીજણલો** જુઓ 'વીંજણલો.'
**વીજ-દર્શક** ન. [+સં.] યાંત્રિક વીજળીની અસર છે કે નહિ એ માપી બતાવનાર યંત્ર, 'ઇલેક્ટ્રો-સ્કોપ'
**વીજ-દાહ** પું. [+ સં.] યાંત્રિક વીજળીથી મડદાં બાળવાં એ, 'ઇલેક્ટ્રોક્યુશન' [વીજળીનો પ્રકાશ
**વીજ-દ્યુતિ** સ્ત્રી. [જુઓ 'વીજ'+સં. द्युति] આકાશી
**વીજ-દ્રાવણ** ન. [+સં.] યાંત્રિક વીજળીની અસર લઈ જવાના પ્રકારનું પ્રવાહી, 'ઇલેક્ટ્રોલાઇટ,'
**વીજ-ધ્રુવ** પું. [સં.] યાંત્રિક વીજળીની અસર પ્રવાહીમાં લઈ જવા મુકાતો વાહક પદાર્થ, 'ઇલેક્ટ્રોડ'
**વીજન** ન. [સં.] પંખો ખાવો કે નાખવો એ. (૨) પું. [સં.,ન.] વીંજણો, પંખો
**વીજ-પ્રવાહ** પું. [સં.] જુઓ 'વિદ્યુત્પ્રવાહ.'
**વીજ(૦ પ્રવાહ)-માપક** ન. [સં.] યાંત્રિક વીજળીની ગતિને માપવાનું યંત્ર [પડી જતી લિસોટા જેવી આકૃતિ
**વીજ-રેખ** સ્ત્રી. [+જુઓ 'રેખ.'] આકાશી વીજળીની
**વીજ-રેલગાડી** સ્ત્રી. [+જુઓ 'રેલ-ગાડી.'] યાંત્રિક વીજળીની મદદથી ચાલતી રેલવે ટ્રેઇન, 'ઇલેક્ટ્રિક ટ્રેઇન'
**વીજ-રખું** વિ. [+ જુઓ 'રાખવું'+ગુ. 'ઉં' કૃ.પ્ર.] યાંત્રિક વીજળીની અસર જેને ન થાય તેવું પડ, 'ઇન્સ્યુલેટર' ['વીજળી (૧)' (પદ્યમાં).
**વીજલડી** સ્ત્રી. [જુઓ 'વીજળી' + ગુ. 'લ' મધ્યગ.] જુઓ
**વીજ-વાહક** ન. [+ સં.] યાંત્રિક વીજળીની અસરને ઉઠાવતુ સાધન, 'કંડક્ટર'
**વીજવું** સ.ક્રિ. [સં. वीज्, તત્સમ] પંખો કરવો, નાખવો, પંખાથી પવન કરવો. **વિંજાવું** કર્મણિ., ક્રિ. **વિંજાવવું** પ્રે., સ.ક્રિ.
**વીજ-વેગ** પું. [ + સં.] વીજળીની ગતિ
**વીજ-વેગી** વિ. [ + સં.,પું.] વીજળીની જેવી ઝડપવાળું
**વીજ-શક્તિ** સ્ત્રી. [ + સં.] વીજળીની જેવી તાકાત
**વીજળાવું** અ.ક્રિ. [જુઓ 'વીજળી,' -ના.ધા.] વીજળીની અસર થવી [લગતું
**વીજળિક** વિ. [જુઓ 'વીજળી' + સં. इक ત.પ્ર.] વીજળીને
**વીજળી** સ્ત્રી. [સં. विद्युत् > પ્રા. विज्जु, विज्जुलिआ] ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] આકાશમાં વાદળાંની અથડામણીથી ઊઠતી અગ્નિ-રેખા, 'લાઇટનિંગ.' (૨) યાંત્રિક બળથી પેદા કરવામાં આવતી એક પ્રકારની શક્તિ, 'ઇલેક્ટ્રિસિટી.' (બંનેને માટે 'વિદ્યુત' વપરાય છે.) [રમત
**વીજળી-કોડો** પું. [જુઓ 'વીજળી' દ્વારા.] એ નામની એક
**વીજળી-ઘર** ન. [ + જુઓ 'ઘર.'] યાંત્રિક વીજળી આપવામાં આવે છે તે કારખાનું કે મકાન, વીજ-ઘર, 'પાવર-હાઉસ.' (૨) યાંત્રિક વીજળીની વ્યવસ્થા કરનારું કાર્યાલય [સૂક્ષ્મ કણ, 'ઇલેક્ટ્રોન'
**વીજાણુ** પું. [જુઓ 'વીજ' + સં. अणु] યાંત્રિક વીજળીનો
**વીજુ-જૂડું** ન. [ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ઘોરખોદિયું, બૂરડું
**વીટી** જુઓ 'વીંટી.' [ઓજાર, 'હૂક-ટૂલ'
**વી-ટૂલ** ન. [અં.] લેથ ઉપર આંટા પાડવા માટેનું એક
**વીટો** પું. [અં.] પોતાની મરજી પડે તે પ્રમાણે કરવાની સત્તા. (૨) સભા-સંચાલનમાં કોઈ ઠરાવ આવતાં પસંદ ન હોય તો એને હાથ ઉપર ન લેવાનો મત આપવાનો સર્વાધિકાર. (એક પણ સત્તા 'વીટો' વાપરે એટલે ઠરાવ રખડી પડે.)
**વીડ** જુઓ 'બીડ(૧).'
**વીડ-ડું** ન. [ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નાનું વીડ-બીડ
**વીડિયો** પું. [જુઓ 'વીડી'+ ગુ. 'ઇયું' ત.પ્ર.] બીડ સાચવનાર માણસ ['વીડ'-'બીડ(૧).'
**વીડી** સ્ત્રી. [જુઓ 'વીડું + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ

**વીણ** જુઓ 'વેણ.'

**વીણણી** સ્ત્રી. [જુઓ 'વીણવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] આંગળીઓ વતી ઊંચકવાનું કામ. (૨) પસંદગી, ચૂંટણી

**વીણવું** સ.ક્રિ. [સં. वि-चिनु > પ્રા. वि-हुणु. वीण તત્સમ] આંગળી વતી ઊંચકવું. (૨) પસંદ કરવું, ચૂંટવું, છાંટવું. **વિણાવું** કર્મણિ., ક્રિ. **વિણાવવું** પ્રે., સ.ક્રિ.

**વીણા** સ્ત્રી. [સં.] સંપૂર્ણ બાવીસે શ્રુતિઓવાળા તારોનું બનેલું એક તંતુ-વાદ્ય, બીન

**વીણા-કાર**[1] વિ. [સં.] વીણા વગાડનાર કલાકાર

**વીણાકાર**[2] સ્ત્રી., **વીણાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] વીણાના જેવો ઘાટ. (૨) વિ. વીણાના જેવા ઘાટવાળું

**વીણા-કાવ્ય** ન. [સં.] ગીત-કાવ્ય, ઊર્મિ-કાવ્ય, 'લિરિક'

**વીણા-ચૂંટા** પું., બ.વ. [જુઓ 'વીણવું' + 'ચૂંટવું' + બેઉને ગુ. 'ઓ' કૃ.પ્ર.] (લા.) પેટમાંની ચૂંક. (૨) અકળામણ, બેચેની. (૩) ભૂખ-તરસની થતી આતુર-તા

**વીણા-તંતુ** (-તન્તુ) પું. [સં.] વીણાનો તે તે તાર

**વીણા-દંડ** (-દણ્ડ) પું. [સં.] વીણાનો વાંસ કે લાકડાનો મુખ્ય દાંડો [માન્યતા પ્રમાણે નારદ ઋષિ

**વીણા-ધર** વિ.,પું. [સં.] વીણા વગાડનાર. (૨) પૌરાણિક

**વીણા-ધારિણી** વિ.,સ્ત્રી. [સં.] જેનું વાદ્ય વીણા છે તેવી દેવી સરસ્વતી, શારદા

**વીણા-ધારી** વિ. [વિ.,પું.] વીણા વગાડનાર, વીણા-ધર

**વીણા-પક્ષી** ન. [સં.,પું.] વીણા જેવો સ્વર કાઢતું એક ઑસ્ટ્રેલિયન પક્ષી

**વીણા-પાણિ** વિ.,પું. [સં.,બ.વ્રી.] જેમના હાથમાં હંમેશાં વીણા બનાયેલી છે તેવા નારદ ઋષિ

**વીણા-પ્રવીણ** વિ. [સં.] વીણા વગાડવામાં નિષ્ણાત્

**વીણા-મહોત્સવ** પું. [સં.] જેમાં વીણા-વાદન થવાનું હોય તેવો મેલાવડો

**વીણા-વાદક** વિ. [સં.] વીણા વગાડનાર કલાકાર

**વીણા-વાદન** ન. [સં.] વીણા વગાડવાની ક્રિયા

**વીણા-વીણ** (વીણા-વીણ્ય) સ્ત્રી. [જુઓ 'વીણવું.' દ્વિર્ભાવ] વીણ્યા કરવાની ક્રિયા

**વીણો** પું. [સં. वि-नय -> પ્રા. विणअ-] (લા.) સુકાન ફેરવવાનો દાંડો. (વહાણ.) [વીતી ગયેલું

**વીત** વિ. [સં. वि + इत] ચાલ્યું ગયેલું, જતું રહેલું. (૨)

**વીતક** ન., બ.વ. [જુઓ 'વીતવું' + ગુ. 'ક' કૃ.પ્ર.] આપત્તિ, આપદા, સંકટ, દુઃખ

**વીતક-વાર્તા** સ્ત્રી. [+ સં.] પોતા ઉપર જે કાંઈ દુઃખ વગેરે વીત્યું હોય તેની કથની, આપ-વીતી ['વીતક.'

**વીત-કું** ન. [જુઓ 'વીતવું' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**વીત-તૃષ્ણ** વિ. [સં.,બ.વ્રી.] જેની તૃષ્ણા ચાલી ગઈ હોય તેવું, તૃષ્ણા વિનાનું [તેવું, દુઃખ-રહિત બનેલું

**વીત-દુઃખ** વિ. [સં.,બ.વ્રી.] જેનાં દુખ પસાર થઈ ગયાં હોય

**વીત-દ્વેષ** વિ. [સં.,બ.વ્રી.] જેનો દ્વેષ નષ્ટ થયો હોય તેવું

**વીત-ભય** વિ. [સં.,બ.વ્રી.] જેનો ડર ચાલ્યો ગયો હોય તેવું

**વીત-મત્સર** વિ. [સં.,બ.વ્રી.] અસહિષ્ણુતાનું દૂષણ જેનું નષ્ટ થયું હોય તેવું, નિર્મત્સર, અ-મત્સર

**વીત-મદ** વિ. [સં.,બ.વ્રી.] જેનો મદ ટળી ગયો હોય તેવું

**વીત-મન્યુ** વિ. [સં.,બ.વ્રી.] જેનો ક્રોધ ચાલ્યો ગયો હોય તેવું, ક્રોધ-રહિત [હોય તેવું, અનાસક્ત, વીતરાગી

**વીત-રાગ** વિ. [સં.,બ.વ્રી] જેની આસક્તિ નષ્ટ થઈ ગઈ

**વીતરાગ-ત્વ** ન., **વીતરાગિ-તા** સ્ત્રી. [સં.] વીતરાગ હોવાપણું, અરાગિ-તા ['વીત-રાગ.'

**વીતરાગી** વિ. [સં. वीतराग + સં. इन् ત.પ્ર.,પું.] જુઓ

**વીત-લોભ** વિ. [સં.,બ.વ્રી.] જેનો લોભ નષ્ટ થયો હોય તેવું

**વીતવું** અ. ક્રિ. [સં. वीत, ભૂ. કૃ., -ના. ધા.] પસાર થવું, વહી જવું. (૨) ગુજરવું, દુઃખ પડવું, સંકટ થવું. **વિતાવું** ભાવે., ક્રિ. **વિતાવવું** પ્રે.,સ. ક્રિ. (સમય), **વિતાડવું** પ્રે., સ.ક્રિ. (દુઃખ) [અ-શોક

**વીત-શોક** વિ. [સં.,બ.વ્રી.] જેનો શોક નષ્ટ થયો હોય તેવું,

**વીતી** સ્ત્રી. [જુઓ 'વીતવું' + ગુ. 'યું' ભૂ. કૃ. + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.], **-તુ** સ્ત્રી. [+ ગુ. 'ઉ' કૃ. પ્ર.] (લા.) આપદા, આપત્તિ, પીડા, દુઃખ, વીતક

**વીથિ(-થી)** સ્ત્રી. [સં.] રસ્તો, માર્ગ, કેડો. (૨) એ નામનો એક નાટ્ય-પ્રકાર. (નાટ્ય.)

**વીથિકા** સ્ત્રી, [સં.] જુઓ 'વીથિ(૧).'

**વીથી** જુઓ 'વીથિ.'

**વીધરાવું** અ. ક્રિ. ફસકી પડવું, ફસકવું. (૨) તણાયાથી ચિરાઈ જવું કે ફાટી જવું. **વિધરાવવું** પ્રે., સ. ક્રિ.

**વીનવવું** સ. ક્રિ. [સં. वि-ज्ञा નું પ્રે- वि-ज्ञप् > પ્રા. विन्नव-] વિજ્ઞપ્તિ કરવી, વિનંતિ કરવી, પ્રાર્થના કરવી. **વીનવાવું** કર્મણિ., ક્રિ. **વિનવાવવું** પ્રે., સ. ક્રિ.

**વી.પી., વી.પી.પી.** ન. [અં. 'વેલ્યૂ પેયેબલ્ પાર્સલ' નું ટૂંકું રૂપ] કિંમત આપીને લેવાનું પોસ્ટનું પાર્સલ

**વીફરવું** અ. ક્રિ. [સં. वि-स्फुर् > પ્રા. विप्फुर] મિજાજ ખોવો, ગુસ્સે થવું, વકરવું. **વીફરાવું** ભાવે., ક્રિ. **વિફરાવવું** પ્રે.,સ.ક્રિ.

**વીમા-એજન્ટ** પું. [જુઓ 'વીમો' + અં.] વીમો ઉતરાવી આપવાનું કામ કરતો દલાલ, વીમા-દલાલ

**વીમા-કરાર** પું. [જુઓ 'વીમો' + 'કરાર.'] વીમા કંપનીનો વીમો પાકતાં ચૂકતે રકમ કરવાનો દસ્તાવેજ, ક્ષેમ-પત્ર, 'પૉલિસી'

**વીમા-કંપની** (-કમ્પની) સ્ત્રી. [જુઓ 'વીમો' + અં.] જ્યાં લોકો તરફથી માલ વગેરેનો વીમો ઉતરાવવામાં આવતો હોય તેવી મંડળી [-કરાર.'

**વીમા-ખત** ન. [જુઓ 'વીમો' + 'ખત[2]'.] જુઓ 'વીમા-

**વીમા-ખરચ, વીમા-ખર્ચ** પું.,ન. [જુઓ 'વીમો' + 'ખરચ' -'ખર્ચ.'] વીમો ઉતારવા બદલ ઠરાવેલી કિંમત-દર સેંકડે ખર્ચના આપવા પડતા અમુક ટકા, 'પ્રીમિયમ'

**વીમા-ચિટ્ઠી(-ઠ્ઠી)** સ્ત્રી. [જુઓ 'વીમા' + 'ચિટ્ઠી,-ઠ્ઠી.'] જુઓ 'વીમા-ખત.'

**વીમા-દર** પું. [જુઓ 'વીમો' + 'દર.[2]'] વીમો ઉતરાવ્યા પછી હપ્તા ભરવાની તે તે રકમ, 'પ્રીમિયમ'

**વીમા-દલાલ** પું. [જુઓ 'વીમો' + 'દલાલ.'] જુઓ 'વીમા-એજન્ટ.'

**વીમા-પૉલિસી** સ્ત્રી. [જુઓ 'વીમો' + અં.] જુઓ 'વીમા-ખત.'

**વીમા-મંડલી(-ળી)** (-મણ્ડલી,-ળી) સ્ત્રી. [જુઓ 'વીમો' + સં.] વીમા ઉતારનારી સંસ્થા, 'ઇન્સ્યૂ(-સ્યો)રન્સ-કંપની'

**વીમા-વાળો** વિ.,પું., [જુઓ 'વીમો' + ગુ. 'વાળું' ત.પ્ર.] વીમાનો ધંધો કરનાર માણસ. (૨) વીમા-દલાલ

**વીમો** પું. [ફા. બીમહ્] માલ સહીસલામત પહોંચાડવા માટેનો કરાર. (૨) માણસ વાહન મકાન વગેરેના જોખમની જવાબદારી લેનારી સંસ્થા સાથેનો જોખમ થતાં આર્થિક બદલો મળે એવો કરાર. [૦ ઉતારવો (રૂ.પ્ર.) વીમાનો કરાર કરવો. ૦ ઊતરાઈ (કે ઊતરી) જવો, ૦ ખલાસ થવો (રૂ.પ્ર.) મરણ પામવું. ૦ કરવો, ૦ ખેડવો (રૂ.પ્ર.) સાહસ કરવું. ૦ લેવો (રૂ.પ્ર.) જોખમ વહોરવું]

**વીર¹** વિ. [સં.] શૂર, બહાદુર, પરાક્રમી, ભડ. (૨) પું. ભાઈ, વીરો (બહેનનો). (૩) જેનો સ્વાયી ભાવ ઉત્સાહ છે તે કાવ્યનો એક રસ. (કાવ્ય.) (૪) ૧૬+૧૧ માત્રાનો (ચરણાકુળ + દોહરાનું સમચરણ) એક છંદ (જે ગેય રચનાઓમાં જાણીતો છે, સવૈયાની દેશી તરીકે). (પિં.) (૫) જુઓ 'વીર-વૃત્ત.' (૬) બ.વ. તાંત્રિક માંત્રિક મૂઠ નાખવામાં આવે છે તે. [૦ મૂકવા (રૂ.પ્ર.) માંત્રિક મૂઠ નાખવી. ૦ સાધવા (રૂ.પ્ર.) માંત્રિક મૂઠ નાખવાની શક્તિ મેળવવી]

**વીર²(-રય)** સ્ત્રી. [સં. वेला દ્વારા] (દરિયાની) ભરતી, વેળ, જુવાળ. [૦ આવવી (રૂ.પ્ર.) ભરતી ચડવી. ૦ ઊતરવી (રૂ.પ્ર.) ઓટ થવી] [ની કહાણી

**વીર-કથા** સ્ત્રી. [સં.] વીર-રસથી ભરપૂર શૂરવીર કે શૂરવીરો-

**વીરકલ્પનાત્મક** વિ. [સં. + कल्पना + आत्मन् + क] અદ્ભુત રસવાળું, વીર-રસથી ભરેલું, 'રોમૅન્ટિક'

**વીર-કવિતા** સ્ત્રી. [સં.] વીર-રસનું કાવ્ય, વીર-કાવ્ય

**વીર-કંઠ** (-કણ્ઠ) પું [સં.] થાંભલાની ઉપર ઊંચાઈ વધારવા મુકાતી જરા સાંકડી થાંભલી, ઉચ્છાલક. (સ્થાપત્ય.)

**વીર-કાવ્ય** ન. [સં.] જુઓ 'વીર-કવિતા.'

**વીર-ક્ષેત્ર** ન. [સં.] બહાદુર પુરુષોની ભૂમિ

**વીર-ગતિ** સ્ત્રી. [સં.] શૂરવીર પુરુષોને શોભે તેવું જવાનું. (૨) બહાદુર ભરેલું મૃત્યુ. [૦ પામવી (રૂ.પ્ર.) સ્વર્ગે સિધાવવું, મરણ પામવું] [-હાકોટા

**વીર-ગર્જના** સ્ત્રી. [સં.] બહાદુર પુરુષ કે પુરુષોનો પડકાર

**વીર-ગાથા** સ્ત્રી. [સં.] જુઓ 'વીર-કથા.'

**વીર-ગીત** ન. [સં.] બહાદુર પુરુષે ગાયેલું ગીત. (૨) બહાદુર પુરુષ કે પુરુષોને ઉદ્દેશી રચાયેલું કે ગવાયેલું યા ગવાતું ગીત [વિધિ

**વીરચર્ય-વિધિ** પું., સ્ત્રી. [સં.,પું] એ નામનો એક તાંત્રિક

**વીર-છંદ** (-છન્દ) પું. [+ સં.छन्दस् ન.] જુઓ 'વીર (૪).'

**વીર-જાયો** પું. [સં. + જુઓ 'જાયો'.] બહાદુરનો પુત્ર

**વીરડી** સ્ત્રી. [જુઓ 'વીરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો વીરડો

**વીરડો** પું. [સં. विवर ન., દે.પ્રા. विअर + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નદી તળાવ વગેરેમાં સપાટી કોરી થઈ જતાં ખોદવામાં આવતો તે તે નાનો ખાડો (જેમાં પાણી હોય)

**વીરણ** પું. [સં.,ન.], **૦ વાળો** પું. [+ જુઓ 'વાળો¹'] વિરભોણનો વાળો (સુગંધી ઘાસનો એક પ્રકાર)

**વીરણી** સ્ત્રી. કપાસનો પહેલો પાક

**વીર-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં] વીરપણું, બહાદુરી, શૌર્ય, વીર્ય

**વીર-દંડ** (-દણ્ડ) પું [સં.] કસરતમાં દંડનો એક પ્રકાર. (વ્યાયામ.)

**વીર-ધર્મ** પું. [સં] શૂરવીરતા, બહાદુરી. (૨) શૂરવીરની ફરજ. (૩) મહાવીર સ્વામીનો જૈન સંપ્રદાય (દ.બા.)

**વીર-નિર્વાણ** ન. [સં.] મહાવીર સ્વામીનું દેહાવસાન.(જૈન.)

**વીર નિર્વાણ સંવત** (-સંવત) પું. [+ સં. संवत्सर નું ટૂંકું संवत्] મહાવીર સ્વામીના દેહાવસનથી શરૂ થયેલો સંવત્સર (ઈ. પૂ. ૫૨૭ થી)

**વીર-પદ** ન. [સં.] બહાદુરીને લઈ મળેલું યશસ્વી સ્થાન

**વીર-પસલી** સ્ત્રી. [સં. + જુઓ 'પસલી.'] શ્રાવણ સુદિ પૂનમને દિવસે અથવા શ્રાવણના પહેલા રવિવારે કે સોમવારે તેમ ભાદરવા સુદિ નોમે પણ (સૌરાષ્ટ્રમાં) ભાઈ તરફથી બહેનને અપાતી ભેટ (બહેન પસલીનો દોરો ભાઈને આપે.)

**વીર-પૂજા** સ્ત્રી. [સં.] બહાદુર પુરુષોને અપાતું માન-સંમાન, 'હીરો-વર્શિપ'

**વીર-પોત** ન. [સં., પું.] બહાદુરનું સંતાન. (નં. મા)

**વીર-પ્રભુ** પું. [સં.] મહાવીર સ્વામી. (જૈન)

**વીર-પ્રસવા** વિ., સ્ત્રી. [સં.,બ.વ્રી.] બહાદુર પુરુષને જન્મ આપનારી સ્ત્રી, વીર-સૂ [એક વનસ્પતિ

**વીર-બુટ્ટી** સ્ત્રી. [સં. + જુઓ 'બુટ્ટી.'] (લા.) એ નામની

**વીર-ભદ્ર** પું. [સં.] મહાદેવજીનો એ નામનો ગણ. (સંજ્ઞા.)

**વીર-ભૂમિ** સ્ત્રી. [સં.], **વીર-ભોમ** (-મ્ય) સ્ત્રી. [સં. જુઓ 'ભોમ.'] જુઓ 'વીર-ક્ષેત્ર.'

**વીરમ** ન. વહાણને સમ-તોલ રાખવા અંદર ભરવામાં આવતી રેતી યા કાંકરા કે પથ્થર, નીરમ

**વીર-માર્ગ** પું. [સં.] જુઓ 'વીર-ગતિ.' (૨) મહાવીર સ્વામીએ પ્રસરાવેલો જૈન ધર્મ. (જૈન.)

**વીર-યુગ** પું. [સં.] જે સમયમાં બહાદુર પુરુષો વધુ સંખ્યામાં થયા હોય તેવો સમય

**વીર-રસ** પું. [સં.] જુઓ 'વીર¹(૩).'

**વીરલી** પું. જેને નોખા નોખા કે બેવડા યા ઓછા દાંત હોય તેવી ઘોડાની જાત [ગોકળ ગાય

**વીર-વહુટી** પું. ચોમાસામાં થતું એક જીવડું, ઇંદ્ર-ગોપ,

**વીર-વાટકો** પું. [સં + જુઓ 'વાટકો.'] ગરાસિયા કોમમાં મરનાર પુરુષના કારજ વખતે બહેન તરફથી અપાતા ૯ કે ૧૧ વાટકાઓમાંનો તે તે વાટકો

**વીર-વિદ્યા** સ્ત્રી. [સં.] મર્દાનગીને લગતી હિકમત. (૨) વીર નાખવાની—મૂઠ નાખવાની મેલી વિદ્યા [એક છંદ. (પિં.)

**વીર-વૃત્ત** ન. [સં.] કવિ નર્મદાશંકરે નવો ઊભો કરેલો

**વીર-શૈવ** પું. [સં.] દક્ષિણ પ્રદેશમાં વ્યાપક થયેલો શૈવ સંપ્રદાયનો એક ફિરકો અને એનો અનુયાયી. (સંજ્ઞા.)

**વીર-શ્રી** સ્ત્રી. [સં.] શૂરવીર પુરુષનું ગૌરવ

**વીર-સંવત** (-સંવત) પું. [સં. + संवत्सरનું લાઘવ संवत्]

જુઓ 'વીર-નિર્વાણ સંવત.'
વીર-સાજ પું. [સં. वीर + જુઓ 'સાજ.'] યુદ્ધ વખતે જતા માનવની વસ્ત્રો તેમજ હથિયારોની સજાવટ
વીર-સૂ સ્ત્રી. [સં.] જુઓ 'વીર-પ્રસવા.'
વીર-હાક સ્ત્રી. [સં.+જુઓ 'હાક.'] જુઓ 'વીર-ગર્જના.'
વીરા સ્ત્રી. [સં.] એક સુગંધી પદાર્થ. (૨) કેળનું ઝાડ
વીરાગ્રણી પું. [સં. वीर + अग्रणी] શૂરવીરોનો નેતા
વીરાચાર પું. [સં. वीर + आ-चार] વીરને શોભે તેવી વર્તણૂક
વીરાજી જુઓ 'વીરોજી.' [બહાદુરી, વીર-તા
વીરાતન ન. [સં. वीर દ્વારા, સર૦ 'શૂરાતન.'] શૂરાતન,
વીરાત્મા પું. [સં. वीर + आत्मा] બહાદુર હૈયાવાળો પુરુષ
વીરાધિવીર પું. [સં. वीर + अधि-वीर] શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બહાદુર
વીરાબ્દ ન. [સં. वीर + अब्द] જુઓ 'વીર-નિર્વાણ સંવત.'
વીરાસન ન. [સં. वीर + आसन] યોગનું રાજ-દરબારમાં બેસવાના પ્રકારનું એક આસન. (યોગ.)
વીરાંગના (વીરાઙ્ગના) સ્ત્રી. [સં. वीर + अङ्गना] બહાદુર વીરરમણી [(૨) વીરની બહેન
વીરી સ્ત્રી. [સં. वीर + ગુ. 'ઈ' સ્ત્રી. પ્રત્યય] વીર રમણી.
વીરુધ સ્ત્રી. [સં. वीरुध् ], -ધા સ્ત્રી. [સં.] ફેલાવાના સ્વભાવની કોઈ પણ વેલ
વીરેંદ્ર (વીરેન્દ્ર) પું. [સં. वीर + इन्द्र] જુઓ 'વીરાધિવીર.'
વીરો પું. [સં. वीरक- > પ્રા. वीरअ-], (લા.) (બહેનનો) ભાઈ
વીરોક્તિ સ્ત્રી. [સં. वीर + उक्ति] વીરનું વચન, વીરતા-ભરેલી વાણી
વીરોચિત વિ. [સં. वीर + उचित] વીર પુરુષને છાજે તેવું
વીરો-જી પું. [જુઓ 'વીરો' + 'જી' (માનાર્થે).] જુઓ 'વીરો.'
વીરોત્સાહ પું. [સં. वीर + उत्साह] વીર પુરુષને છાજે તેવો ઉમંગ
વીર્ય ન. [સં.] જુઓ 'વીર-તા.' (૨) પુરુષમાં રહેલું સંતાનોત્પાદક પ્રવાહી તત્ત્વ, ધાતુ, ધાત, રેત
વીર્ય-કણ પું. [સં.] પુરુષની સંતાનોત્પાદક ધાતુમાં તરતો તે તે સજીવ અણુ-પ્રકારનો કણ, વીર્ય-જંતુ
વીર્ય-કોથળી સ્ત્રી. [ + જુઓ 'કોથળી.'], વીર્ય-કોશ(-ષ) પું. [સં.] પુરુષોની સંતાનોત્પાદક પ્રવાહી ધાતુની કોથળી
વીર્ય-ક્ષય પું. [સં.] પુરુષોની સંતાનોત્પાદક શક્તિનો ઘસારો, વીર્યની હાનિ
વીર્ય-જંતુ (-જન્તુ) પું., ન, [સં.,પું.] જુઓ 'વીર્ય-કણ.'
વીર્ય-નાશ પું. [સં.] વ્યભિચાર કે હસ્ત-દોષ દ્વારા કરવામાં આવતો વીર્યનો દુરુપયોગ
વીર્ય-પતન ન., વીર્ય-પાત પું. [સં.] જાગ્રત કે સ્વપ્નની અવસ્થામાં સ્વાભાવિક રીતે વીર્યનું બહાર નીકળી જવું એ, વીર્ય-સ્રાવ, વીર્ય-સ્ખલન
વીર્ય-બિંદુ (-બિન્દુ) ન. [સં., પું.] જુઓ 'વીર્ય-કણ.'
વીર્ય-બીજ ન. [સં.] જુઓ 'વીર્ય-જંતુ'-'વીર્ય-કણ.'
વીર્યવત્તા સ્ત્રી. [સં.] વીર્યવાન હોવાપણું, મર્દાનગી. (૨) પ્રજનન-શક્તિ [નારું (ઔષધ)
વીર્ય-વર્ધક વિ. [સં.] શરીરમાં ધાતુની વૃદ્ધિ કરનારું-કરાવ-
વીર્ય-વંત (-વન્ત) વિ. [ + સં. °वत् > પ્રા. वंत] વીર્યશાળી. (૨) ન. એ નામનો મકાનનો પ્રકાર. (સ્થાપત્ય.)
વીર્યવાન વિ. [સં. वीर्य-वान्, પું.] વીર્યશાળી, પરાક્રમી
વીર્યવાહિની વિ.,સ્ત્રી. [સં.] પેડુમાંથી ધાતને શિશ્નના મુખ સુધી લઈ જનારી નસ [શાળી
વીર્યશાલી(-ળી) વિ. [સં.,પું.] પરાક્રમી, બહાદુર, શક્તિ-
વીર્ય-સ્ખલન ન. [સં.] જુઓ 'વીર્ય-પતન.' [(ઔષધ)
વીર્ય-સ્તંભક (-સ્તમ્ભક) વિ. [સં.] વીર્ય-પાતને અટકાવનારું
વીર્ય-સ્રાવ પું. [સં.] જુઓ 'વીર્ય-પતન.'
વીર્ય-હીન વિ. [સં.] જેના અંગમાં સંતાનોત્પાદક ધાતુ ન હોય તેવું, નપુંસક, નામર્દ, પૌરુષ-હીન [ની ક્રિયા
વીર્યાધાન ન. [ + સં. आ-धान] સ્ત્રીના ગર્ભમાં વીર્ય મૂકવા-
વીલ[1] જુઓ 'વીર.[2]'
વીલાં ન. બ.વ. પક્ષીઓનો એક પ્રકાર
વીલું (વીઃલું) વિ. [દે.પ્રા. विलक्ख-, સફેદ, ધોળું] (લા.) ફીકા પડી ગયેલા મોંવાળું (કોઈ દુઃખ આપત્તિ કે ઠપકા વગેરેને કારણે). (૨) નાસીપાસ થયેલું. (૩) વિખૂટું, [૦ મૂકવું (રૂ.પ્ર.) રઝળતું મૂકવું]
વીલો પું. [અં.] અંઠાકાર હોડકું
વીવિંગ (વીવિઙ્ગ) ન. [અં.] વણવાનું કામ, વણાટ-કામ
વીવિંગ-માસ્ટર (વીવિઙ્ગ-) પું. [અં.] કાપડની મિલમાં વણાટ-ખાતાનો ઉપરી
વીવી સ્ત્રી. તીવ્ર ઇચ્છા. (૨) ખોટી ખબર
વીશ જુઓ 'વીસ.'
વીશ-નખી જુઓ 'વીસ-નખી.'
વીશ-નહોરી (-નૉઃરી) જુઓ 'વીસ-નહોરી.'
વીશાં જુઓ 'વીસાં.'
વીશી[1] જુઓ 'વીસી.' [સ્થાન
વીશી[2] સ્ત્રી. [સર૦ હિં. भिशी] પૈસા આપી ભોજન કરવાનું
વીસ(-શ) વિ. [સં. विंशति > પ્રા. वीसइ, वीस, પ્રા. તત્સમ] દસ વત્તા દસની સંખ્યાનું. [૦ વસા (રૂ.પ્ર.) સોળે સો ટકા, સંપૂર્ણ. (૨) મોટે ભાગે. ફેટલી વીસે(-શે) સો થવું (-સૉ-) (રૂ.પ્ર.) બહુ મુશ્કેલી નડવી. પોણી વીશ(-શ) (પોણી.) (રૂ.પ્ર.) સ્વભાવ-શક્તિ વગેરેમાં થોડું કાચું]
વીસ(-શ)-નખી વિ.,સ્ત્રી. [ + સં. नख + ગું. 'ઈ' સ્ત્રી-પ્રત્યય] (લા.) (કટાક્ષ કે નિંદાના ભાવે) પરણેતર સ્ત્રી
વીસનગરો પું. [વાઘેલા 'વીસલદેવ'ના નામ ઉપરથી 'વીસલનગર' તે 'વીસનગર' + ગુ. 'ઉં' ત.પ્ર.] વીસનગરમાંથી નીકળેલો નાગર બ્રાહ્મણનો એક ફિરકો અને એનો પુરુષ. (સંજ્ઞા.)
વીસ-નહોરી (-નૉઃરી) વિ., સ્ત્રી. [જુઓ 'વીસ' + 'નહોર' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'વીસ-નખી.'
વીસી(-શી)[1] સ્ત્રી. [જુઓ 'વીસ(-શ).' + ગુ. 'ઈ' ત.પ્ર.] વીસનો સમૂહ. (૨) વીસ વર્ષનો ગાળો. (૩) વણાટમાં તાણાના તારની એક ગણતરી. [૦ બાવીસી(-શી) (રૂ.પ્ર.) ચડતી પડતીનો સમય.]
વીસમવું અ.ક્રિ. [સં. वि-श्रम -> પ્રા. विस्सम-वीसम, પ્રા. તત્સમ] થાક લેવો, વિશ્રાંતિ લેવી. (૨) (લા.) શાંત

થઈ જવું. (૩) ઠરી જવું, ઠરવું. **વીસમાવું** ભાવે., ક્રિ. **વિસમાવવું** પ્રે., સ.ક્રિ.

**વીસર-ભોળું** (-ભોળું) વિ. [જુઓ 'વીસરવું' + 'ભોળું.'] વીસરી જવાની ટેવવાળું, ભુલકણું

**વીસરવું** સ.ક્રિ. [જુઓ, 'वि-स्मृ-विस्मर् > પ્રા. विस्सर, वीसर] ભુલાવું, યાદમાંથી નીકળી જવું. (ભૂ.કૃ.માં કર્તરિ) **વીસરાવું** કર્મણિ., ક્રિ. **વિસરાવવું** પ્રે.,સ.ક્રિ

**વીસરું** વિ. [સં. विस्र કાચા માંસ જેવી ગંધ, દ્વારા] ગંધાતું

**વીસા-યંત્ર** (-યન્ત્ર) ન. [જુઓ 'વીસ' + ગુ. 'ઓ' ત.પ્ર. + સં.] એકથી નવ સુધી સૂલટા ક્રમે અને નવથી એક સુધી ઊલટા ક્રમે ગુણવાનું એક યંત્ર

**વીસાં(-શાં)** ન., બ. વ. [જુઓ 'વીસ(-શ)' + ગુ. 'ઉં' ત.પ્ર.] '૨૦'નો ઘડિયો (આંકનો)

**વીસો**[1] પું. [સં. वृद्धशाखीयनुं ટૂંકું પ્રા. રૂપ वि.सा.] મોટી શાખાનું (ખાસ કરી વાણિયાઓની 'વૃદ્ધ શાખા' અને 'લઘુ શાખા'ના ટૂંકા શબ્દ તે 'વીસા' અને 'દસા')

**વીસો**[2] પું. તાણાનો પહેલો ખીલો

**વીસો-પાઠ** પું. [જુઓ 'વીસ' + ગુ. 'ઓ' ત.પ્ર. + સં.] મોટા પંથમાં આત્માના કલ્યાણની ભાવનાથી ભક્તો પડદા પાછળ જે વિધિ કરે છે તે

**વીળ** જુઓ 'વીર.[2]'

**વીંઝાળું** વિ. મૂર્ખ, બેવકૂફ [ઘરેણું-ગાંઠું

**વીંખણ** ન. [જુઓ 'વીંખવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] (લા.)

**વીંખણ-ચૂંખ(-થ)ણ** ક્રિ.વિ [+જુઓ 'ચૂંથવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વેર-વિખેર, અસ્ત-વ્યસ્ત, વેરણ-છેરણ

**વીં(-વી)ખવું** સ.ક્રિ. [સં. वि-क्षिप- > પ્રા. विक्खिव] ખા-ખા વીંખી કરવું, આંગળાંથી પીંખવું. (૨) ઉખેળવું. (૩) ઉખેરવું. (૪) ખોળવું. **વીં(-વિ)ખાવું** કર્મણિ., ક્રિ. **વીં(-વિ)ખાવવું** પ્રે., સ.ક્રિ. [(રૂ.પ્ર.) સખત હેરાન કરવું]

**વીંગડો** પું. [સં.] મોચીનું એક હથિયાર [૦ ભરાવવો

**વીંચવું** સ.ક્રિ. જુઓ 'મીંચવું.' [ આંખ વીંચાવી (આંખ્ય-) (રૂ.પ્ર.) મરણ પામવું] **વીંચાવું** કર્મણિ.,ક્રિ. **વીંચાવવું** પ્રે., સ.ક્રિ

**વીંચાવવું, વીંચાવું** જુઓ 'વીંચવું'માં.

**વીં(-વી)છણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વીં(-વીં)છી' + ગુ. 'અણ' સ્ત્રી.પ્રત્યય.] વીંછીની માદા

**વીંછવું** સ.ક્રિ. [જુઓ 'વીંખવું.'] કરવત ઉપર ઘસતાં રૂને સાફ કરવું. **વીંછાવું** કર્મણિ., ક્રિ. **વીંછાવવું** પ્રે.,સ.ક્રિ.

**વીં(-વિ)છળાવવું, વીં(-વી)છળાવું** જુઓ 'વીં(-વીં)છળવું' માં.

**વીંછાવવું, વીંછાવું** જુઓ 'વીંછવું'માં.

**વીં(-વી)છિયા** પું.,બ.વ. [જુઓ, 'વીં(-વી)છી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સ્ત્રીઓનું વીંછીના આકારનું પગની પાટલી ઉપર આંગળાના ઉપરના ભાગમાં પહેરાતું મુખ્યત્વે ચાંદીનું એક ઘરેણું

**વીં(-વી)છિયો** પું [જુઓ 'વીં(-વી)છિયા.'] જુઓ 'વીં(-વી)છિયા.' (૨) ઘોડાં ગધેડાં વગેરે પ્રાણીઓના પૂંછડામાં થતો વીંછી જેવો એક આકાર. (૨) એક પ્રકારના ઝાડનું ફળ, વીંછીડો

**વીં(-વી)છી** પું [સં. वृश्चिक > પ્રા. विंच्छिअ, विंछिअ] પૂછડીએ ઝેરી આરવાળું આઠ-પગું કરચલાના દેખાવનું નાનું જંતુ [૦ ઉતારવો (રૂ. પ્ર.) મંત્ર-વિદ્યાથી વીંછીનું ઝેર ઉતારવું. ૦ છાણે ચઢા(-ઢા)વવો (રૂ.પ્ર.) જાણવા છતાં સાથમાં લેવું. (૨) જાણતાં છતાં મુશ્કેલીમાં મુકાવું. ૦ના મોંને આસવું (-મોંઃ-) (રૂ. પ્ર.) હણાતાને હણવું. ૦નું ચેતર (રૂ.પ્ર.) વારસામાં દૂષણ લઈ ને અવતરેલું]

**વીં(-વી)છી-કાંટો** પું. [જુઓ 'વીં(-વી)છી' + 'કાંટો.'] એ નામનો એક છોડ

**વીં(-વી)છૂડી** સ્ત્રી. [+ જુઓ 'વીં(-વી)છૂડો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] શાહુડી જેવાં લાંબાં પીછાંવાળી એક માછલી

**વીં(-વી)છી(-છૂ)ડો** પું. [+ ગુ. 'ઉ' + 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વીં(-વીં)છી.' (૨) આકાશીય વૃશ્ચિક રાશિના તારાઓનો વીંછીના આકારનો સમૂહ. (ખગોળ.) (૩) જુઓ 'વીંછિયો(૩)'. [જુઓ 'વીંજણો' (પદ્યમાં).

**વીંજણ-લો** પું. [જુઓ 'વીંજણો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.]

**વીંજણા-દેવ** પું. [જુઓ 'વીંજણો' + સં.] (લા.) વસવાયાંનો એક પ્રકારનો દેવ (શુભ કાર્યમાં સંભારે છે.)

**વીંજ(-ઝ)ણું** ન. જુઓ 'વીંધણું.'

**વીંજણો** પું. [સં. व्यञ्जनक- > પ્રા. विंजणअ-] વા નાખવાનું પાંદડાં વગેરેનું સાધન, પંખો, 'ફેન'

**વીંજવું** સ.ક્રિ. [સં. व्यञ्ज- > પ્રા. विंज-] પવન નાખવો. **વીંજાવું** કર્મણિ., ક્રિ. **વીંજાવવું** પ્રે., સ.ક્રિ.

**વીંજાવવું, વીંજાવું** જુઓ 'વીંજવું'માં.

**વીંઝ(-જ)ણું** ન. જુઓ 'વીંધણું.'

**વીંઝવું** સ. ક્રિ. [સં. विन्ध- > પ્રા. विंझ-] વેધ કરવો, વીંધવું. (૨) હવામાં આમ-તેમ (હથિયાર) ઘુમાવવું. **વીંઝાવું** કર્મણિ., ક્રિ. **વીંઝાવવું** પ્રે., સ.ક્રિ.

**વીંઝાવવું, વીંઝાવું** જુઓ 'વીંઝવું'માં.

**વીંઝં-વીંઝા** (વીંઝમ્-વીંઝા) સ્ત્રી. [જુઓ 'વીંઝવું,'-દ્વિર્ભાવ + ગુ. 'આ' કૃ. પ્ર.], **વીંઝાવીંઝ** (-ઝ્ય), **-ઝી** સ્ત્રી. [ઉપર મુજબ દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ. પ્ર.] સામસામે હથિયાર વીંઝવાં એ

**વીંટણિયો** વિ., પું. [જુઓ 'વીંટવું' + ગુ. 'અણ' કૃ. પ્ર. + 'ઇયું' ત.પ્ર.] વીંટવા માટેની ગરગડી

**વીંટલી** સ્ત્રી. [જુઓ 'વીંટલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સ્ત્રીઓના નાકનું એક ઘરેણું, નથ

**વીંટલો** પું. [જુઓ 'વીંટો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] વીંટળેલો ગોળ આકાર (લૂગડાં કાગળ વગેરેનો), ટીંડલું. (૨) સ્ત્રીઓના નાકનું એક ઘરેણું

**વીંટવું** સ.ક્રિ. [દે.પ્રા. विंट] ગોળાકાર પડ ચડાવતાં જવું, વીંટાળવું, વાળવું. (૨) ઘેરો ઘાલવો **વીંટાવું** કર્મણિ. ક્રિ. **વીંટાળવું** પ્રે.,સ.ક્રિ.

**વીંટાવું** જુઓ 'વીંટવું'માં.

**વીંટાળવું** સ.ક્રિ. [જુઓ 'વીંટવું' દ્વારા.] જુઓ 'વીંટવું'માં.

**વીંટાળો** પું. [જુઓ 'વીંટાળવું' + ગુ, 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'વીંટો.'

**વીં(-વી)ટી** સ્ત્રી. [જુઓ 'વીંટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

(આંગળી પર પહેરવાની) મુદ્રિકા, અંગૂઠી, અંગૂઠડી. [૦-બદલવી (રૂ.પ્ર.) લગ્ન કરવાં. ૦માંનું નંગ (-નંગ) (રૂ.પ્ર.) ઉસ્તાદ, પહોંચેલ, કાબેલ. (૨) લુચ્ચું, આરવીતરું, ચાંદવું]

**વીંટો** પું. [જુઓ 'વીંટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] વીંટવાથી થતો ગોળ આકાર, વીંટલો, વીંટાળો, ફીંડલું, ગૂંડાળો

**વીંદ** (-ડ્ય) સ્ત્રી. [વીંડીને મથાળે છાજ દેતી વેળા બંને પડખે બહાર નીકળતી રાખવામાં આવતી હાંસ

**વીંદતી** સ્ત્રી. ગધેડાની પીઠ ઉપર નાખવામાં આવતું પહેલું મેલું કપડું

**વીંડી** સ્ત્રી. સ્ત્રીઓના નાકનું સોનાના કે રૂપાનું એક ઘરેણું

**વીંડો** પું. આડચ, વાડ [વવું પ્રે.,સ.ક્રિ.

**વીંઢારવું** જુઓ 'વેંઢારવું.' **વીંઢારાવું** કર્મણિ.,ક્રિ. **વીંઢારા-**

**વીંઢારાવવું, વીંઢારાવું** જુઓ 'વીંઢારવું'-'વેંઢારવું'માં.

**વીંધ** ન. [જુઓ 'વીંધવું.'] નાનું કાણું, નાનું બાકું, વેહ, સાર

**વીંધણી**[1] સ્ત્રી. [જુઓ 'વીંધવું' + ગુ. 'અણી' ક્રિયાવાચક કૃ.પ્ર.] વીંધવાની ક્રિયા

**વીંધણી**[2] સ્ત્રી. [જુઓ 'વીંધણું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વીંધવાનું નાનું સાધન, વેધ-સાર

**વીંધણું** ન., -ણો પું. [જુઓ 'વીંધવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] સુતારનું વીંધવાનું ઓજાર, વીંઝણું

**વીંધવું** સ.ક્રિ. [સં. व्यध् > પ્રા. विंध] અણીદાર વસ્તુથી કાણું પાડવું. છિદ્ર કરવું. (૨) કોચવું, ભોંકવું. (૩) સોંસરવું આરપાર કાઢવું. [**વીંધાયેલ** (રૂ.પ્ર.) અનુભવી, પાવરધું] **વીંધાવું** કર્મણિ.,ક્રિ. **વીંધાવવું** પ્રે.,સ.ક્રિ.

**વીંધારો** પું. [જુઓ 'વીંધ' + ગુ. 'આરો' ત.પ્ર.] વીંધ કરનારો પુરુષ. (૨) મોતી કે કાન વીંધનારો માણસ. (૩) વીંધ પાડવાનું યંત્ર

**વીંધાવવું, વીંધાવું** જુઓ 'વીંધવું'માં.

**વીંધિયો** પું. [જુઓ 'વીંધવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ચામડાના કોસના મોઢાનું એ માંહેનું તે તે લાકડું

**વીંધ્યું** ન. [જુઓ 'વીંધવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'વીંધ.'

**વુઠાવવું વુઠાવું** જુઓ 'વૂઠવું'માં.

**વૂઠવું** અ.ક્રિ. [સં. वृष्ट- > પ્રા. वुट्ठ ભૂ.કૃ.] વરસવું. (૨) (લા.) પ્રસન્ન થવું, તૂઠવું. **વુઠાવું** ભાવે.,ક્રિ. **વુઠાવવું** પ્રે.,સ.ક્રિ.

**વૂડ-કટ** ન. [અં.] લાકડા ઉપર કરેલું ચિત્રનું બીબું

**વૂડ-વર્ક** ન. [અં.] લાકડાનું કામ, લક્કડ-કામ

**વૂલ** ન. [અં.] ઊન

**વૂલન-મિલ** સ્ત્રી. [અં.] ઊનનું કાપડ બનાવવાનું કારખાનું

**વૃક** ન. [સં.,પું.] વરુ, નાર. (૨) એ નામનો પેટનો ગણાતો એક અગ્નિ. (સંજ્ઞા.)

**વૃકોદર** વિ.,પું. [સં.] (જેનો જઠરાગ્નિ ખૂબ પ્રબળ કહેવાયો છે તે) ભીમ પાંડવ. (સંજ્ઞા.)

**વૃક્ષ** ન. [સં.,પું.] (નાનું મોટું) ઝાડ, તરુ

**વૃક્ષ-ચ્છાયા** સ્ત્રી. [સં.] ઝાડનો છાંયડો

**વૃક્ષ-ચ્છેદન** ન. [સં.] ઝાડ કાપવાની ક્રિયા

**વૃક્ષ-દુર્ગ** પું. [સં.] ફરતે વૃક્ષોની પ્રબળ ઘટાવાળી સુરક્ષિત જગ્યા

**વૃક્ષ-દેવતા** સ્ત્રી. [સં.] ઝાડની અધિષ્ઠાતા દેવતા કે દેવી

**વૃક્ષ-પ્રબંધ** (-પ્રબન્ધ) પું. [સં.] ઝાડના આકારમાં અક્ષરો ગોઠવ્યા હોય તેવું (કાવ્ય, ચિત્ર-કાવ્યનો એક પ્રકાર). (કાવ્ય.)

**વૃક્ષ-માલા**(-ળા) સ્ત્રી. [સં] ઝાડવાંની પંક્તિ [એ

**વૃક્ષ-યુદ્ધ** ન. [સં.] ઝાડવાં ઉખેડી એનાથી સામસામા લડવું

**વૃક્ષ-રાજિ** સ્ત્રી. [સં.] જુઓ 'વૃક્ષ-માલા.'

**વૃક્ષ-રોપણ** ન. [સં.] ઝાડ વાવવાની ક્રિયા

**વૃક્ષ-વલ્લરી, વૃક્ષ-વલ્લી** ન.,બ.વ. [અં.] ઝાડ અને વેલા

**વૃક્ષ-વાટિકા** સ્ત્રી. [સં.] મકાન નજીકની વાડી, બગીચો

**વૃક્ષ-વિજ્ઞાન** ન., **વૃક્ષ-વિદ્યા** સ્ત્રી., **વૃક્ષ-શાસ્ત્ર** ન. [સં.] ઝાડ-પાનને લગતું શાસ્ત્ર, 'બૉટેની'

**વૃક્ષાત્મક** વિ. [+ સં. आत्मन् + क] વૃક્ષના રૂપમાં રહેલું

**વૃક્ષાયુર્વેદ** પું. [+ સં. आयुर्वेद] ઝાડ-પાન-વેલા-વેલી વગેરેના રોગની ચિકિત્સાનું શાસ્ત્ર

**વૃક્ષારોપણ** ન. [+ સં. आ-रोपण] જુઓ 'વૃક્ષ-રોપણ.'

**વૃક્ષારોહણ** ન. [+ સં. आ-रोहण] ઝાડ ઉપર ચડવાની ક્રિયા

**વૃક્ષાવલિ**-(લી, -ળિ, -ળી) સ્ત્રી. [+ સં. आवलि-ली] જુઓ 'વૃક્ષ-માલા.' [શીર્ષાસન. (યોગ.)

**વૃક્ષાસન** ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન,

**વૃક્ષાંકુર** (વૃક્ષાઙ્કુર) પું. [+ સં. अङ्कुर] ઝાડમાંનો ફોટો

**વૃજિન** ન. [સં.] પાપ [વરાયેલું

**વૃત** વિ. [સં.] વીંટાયેલું, (૨) પસંદ કરવામાં આવેલું,

**વૃત્ત** વિ. [સં.] વર્તુલાકાર, ગોળાકાર. (૨) ન. વર્તુલ, ગોળ આકાર. (૩) વર્તન, આ-ચરણ, ચાલ-ચલગત (૪) સમાચાર, ખબર. (૫) અક્ષર-મેળ કે ગણ-મેળ છંદ. (પિં.)

**વૃત્ત-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] વર્તુળનો ભાગ, 'સેગ્મેન્ટ.' (ગ.)

**વૃત્ત-ગંધિ** (ગન્ધિ) વિ. [સં.] જેમાં કોઈ કોઈ ટુકડા કોઈ અને કોઈ અક્ષરમેળ-ગણમેળ છંદના હોય તેવું (ગદ્ય)

**વૃત્ત-પત્ર** ન. [સં.] સમાચાર-પત્ર, વર્તમાન-પત્ર, છાપું, સામયિક, 'ન્યૂઝ-પેપર' [ટિપ્પણ લખનાર

**વૃત્તપત્ર-વિવેચક** વિ. [સં.] છાપાની વિગતો વિશે ટીકા-

**વૃત્તપત્ર-વિવેચન** ન. [સં.] બનેલા બનાવોનું ટીકા-ટિપ્પણાત્મક વિવરણ, 'જર્નાલિસ્ટિક નોટ'

**વૃત્તપત્ર-વ્યવસ્થા** પું. [સં.] વર્તમાન-પત્ર ચલાવવાનો ધંધો, વર્તમાનપત્રકાર-ત્વ, 'જર્નાલિઝમ'

**વૃત્ત-વ્યવસાયી** પું. [સં., પું.] વર્તમાન-પત્ર ચલાવવાનો ધંધો કરનાર, વર્તમાનપત્ર-કાર, 'જર્નાલિસ્ટ'

**વૃત્ત-વિદ્યા** સ્ત્રી. [સં.] વર્તમાનપત્રકારત્વને લગતું શાસ્ત્ર, પત્રકાર-ત્વ, 'જર્નાલિઝમ'

**વૃત્ત-વિવેચક** વિ. [સં.] જુઓ 'વૃત્તપત્ર-વિવેચક.'

**વૃત્ત-વિવેચન** ન. [સં.] જુઓ 'વૃત્તપત્ર-વિવેચન.' [(ગ.)

**વૃત્ત-ષડ્ભાગ** પું. [સં.] વર્તુળનો છઠ્ઠો ભાગ, 'સેક્સ્ટન્ટ.'

**વૃત્ત-સમુદાય** પું. [સં.] વર્તુળોનો જથ્થો

**વૃત્તિ-હત** પું. [સં.] કાવ્યમાં છંદોભંગનો દોષ. (કાવ્ય.)

**વૃત્તાકાર** પું., **વૃત્તાકૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] ગોળ આકાર. (૨) વિ. ગોળાકાર, વર્તુળાકાર

**વૃત્તાર્ધ** પું. [+ સં. अर्ध] વર્તુળનો અર્ધો ભાગ, 'સેમિ-સર્કલ'

**વૃત્તાષ્ટમાંશ** (વૃત્તાષ્ટમાંશ) [+ સં. अष्टम + अंश] વર્તુળનો

આઠમો ભાગ, 'ઑક્ટન્ટ'
**વૃત્તાંત** (વૃત્તાન્ત) પું. [+સં. अन्त] સમાચાર, ખબર. (૨) વર્ણન, હકીકત
**વૃત્તાંત-નિવેદક** (વૃત્તાન્ત-) વિ. [સં.] ખબર-પત્રી, 'રિપૉર્ટર'
**વૃત્તાંત-નિવેદિકા** વિ.,સ્ત્રી. [સં.] સ્ત્રી ખબરપત્રી [-નિવેદક.'
**વૃત્તાંત-નિવેદી** (વૃત્તાન્ત-) વિ. [સં., પું.] જુઓ 'વૃત્તાંત-
**વૃત્તાંશ** (વૃત્તાંશ) પું. [+સં. अंश] વર્તુળનો ભાગ, 'સેગ્મેન્ટ'
**વૃત્તિ** સ્ત્રી. [સં.] માનસિક વલણ, દાનત. (૨) ઇચ્છા, રુચિ, ભાવ, મરજી. (૩) આજીવિકા, ગુજરાન. (૪) ગુજરાનનું સાધન. (૫) ટૂંકી સમઝૂતી. (૬) સૂત્રનો સરળ અર્થ-વિસ્તાર. (૭) ભિન્ન ભિન્ન રસોમાં ઉપયોગી વર્ણન-શૈલી (કૈશિકી સાત્વતી આરભટી અને ભારતી). (કાવ્ય.) (૮) શબ્દનો અર્થ બતાવવાની શક્તિ (અભિધા લક્ષણા અને વ્યંજના). (કાવ્ય.)
**વૃત્તિ-કા** સ્ત્રી. [સં.] ગુજરાન ચલાવવા પૂરતું અપાય તે, 'સ્ટાઇપેન્ડ' [લખનાર
**વૃત્તિ-કાર** વિ. [સં.] સૂત્ર ઉપર ટૂંકી સરળ અર્થ-બોધિકા
**વૃત્તિ-ચ્છેદ** પું. [સં.] કોઈની આજીવિકા તોડી નાખવાનું કાર્ય
**વૃત્તિમય-ભાવાભાસ** પું. [સં.] અમુક સમયે માનવ વ્યક્તિની જે વૃત્તિ હોય તે પ્રકૃતિમાં પણ દૃશ્યમાન માની નિરૂપવામાં આવે એવી ક્રિયા, અસત્ય-ભાવારોપણ, 'પૅથેટિક ફૅલસી' (ર.ની.) [લાઇફ' (બ.ક.ઠા.)
**વૃત્તિ-માપના** [સં.,પું.] જીવન-ધોરણ, 'સ્ટાન્ડર્ડ ઑફ
**વૃત્તિ-રહિત** વિ. [સં] કામ-ધંધા વિનાનું, બેકાર
**વૃત્તિ-સંક્ષય** (-સઙ્ક્ષય) પું. [સં.] મનના દરેક પ્રકારના વલણનો કે કામનાનો સર્વથા લોપ
**વૃત્તિ-સંક્ષેપ** (-સઙ્ક્ષેપ) પું. [સં.] મનના વલણ કે કામનાને ટૂંકવી નાખવાની ક્રિયા
**વૃત્તીય** વિ. [સં.] ગોળાકાર, 'સાઇક્લિક'
**વૃત્ત્યનુપ્રાસ** પું. [+સં. अनु-प्रास] અનુ-પ્રાસના પાંચ પ્રકારોમાંનો એક શબ્દાલંકાર (એક જ જાતના વર્ણોની આવૃત્તિનો). (કાવ્ય.)
**વૃત્ર, -ત્રાસુર** પું. [+સં. असुर] પૌરાણિક માન્યતા પ્રમાણે ઇંદ્રનો એક એ નામનો અસુર શત્રુ (એને ત્વષ્ટાનો પુત્ર કહ્યો છે.) (સંજ્ઞા.)
**વૃથા** ક્રિ.વિ. [સં.] ફોકટ, વ્યર્થ, મિથ્યા, નિરર્થક, નકામું ખોટું [ચર્ચા,-અર્થ-હીન વિવાદ
**વૃથા-વાદ** પું. [સં.] કોઈ પણ હેતુ વિનાની ચર્ચા, નકામી
**વૃદ્ધ** વિ. [સં.] વધેલું, વૃદ્ધિ પામેલું. (૨) ઘરડું, જૈફ, બુઢ્ઢું. (૩) સમજુ, સમઝદાર. (૪) વડીલ, મોટેરું. (૫) વડવા-બાપદાદાઓમાંનું તે તે
**વૃદ્ધ-કાય** વિ. [સં.] ઘરડા થયેલા શરીરવાળું
**વૃદ્ધા-ચર્યા** સ્ત્રી. [સં.] ઘરડાં માણસોની રહેવાની રીત-ભાત
**વૃદ્ધ-તા** સ્ત્રી. [સં.] વૃદ્ધ હોવાપણું
**વૃદ્ધ-ત્રયી** સ્ત્રી. [સં.] ચરક સુશ્રુત અને વાગ્ભટ એ ત્રણ વૈદ્યોના ચરક-સંહિતા સુશ્રુત-સંહિતા અને અષ્ટાંગ-હૃદય એ ત્રણ ગ્રંથોનો સમૂહ
**વૃદ્ધ-ત્વ** ન. [સં.] જુઓ 'વૃદ્ધ-તા.'
**વૃદ્ધ-પરંપરા** (-પરમ્પરા) સ્ત્રી. [સં.] બાપ-દાદાઓથી ચાલી આવતી પરિપાટી [વૃદ્ધ દાદો, બાપનો
**વૃદ્ધ-પિતામહ** પું. [સં.] પિતામહનો પિતા, પ્ર-પિતામહ,
**વૃદ્ધ-બાલ(-ળ)-લગ્ન** ન. [સં.] ઘરડાં સાથે નાની ઉંમરનો વિવાહ (વૃદ્ધ સ્ત્રી અને નાની ઉંમરનો પુરુષ અથવા વૃદ્ધ પુરુષ અને નાની ઉંમરની સ્ત્રીનો) [છોકરી સાથેનાં લગ્ન
**વૃદ્ધ-બાલિકા-વિવાહ** પું. [સં.] વૃદ્ધ પુરુષનાં નાની ઉંમરની
**વૃદ્ધ-બાળ-લગ્ન** જુઓ 'વૃદ્ધ-બાલ-લગ્ન.' [વૃદ્ધ-વિવાહ
**વૃદ્ધ-લગ્ન** ન. [સં.] ઘડપણમાં કરવામાં આવતો વિવાહ,
**વૃદ્ધ-વાક્ય** ન. [સં.] વડીલ કે વડીલોનું અનુભવ-પૂર્ણ વચન
**વૃદ્ધ-વિરામ** પું. [સં.] વાક્યના ઉચ્ચારણમાં પૂર્ણવિરામથી પોણા ભાગનો લેવામાં આવતો વિરામ. (વ્યા.)
**વૃદ્ધ-સંયોગ** (-સંયોગ) પું. [સં.] વૃદ્ધ પુરુષોનો સમાગમ
**વૃદ્ધા** વિ.,સ્ત્રી. [સં.] ઘરડી સ્ત્રી, ડોસી, બુઢ્ઢી
**વૃદ્ધાઈ** સ્ત્રી. [સં. वृद्ध + ગુ. 'આઈ' ત.પ્ર.] ઘડપણ, બુઢાપો, જરી
**વૃદ્ધાચાર** પું. [સં. वृद्ध + आ-चार] વૃદ્ધ-પરંપરાથી મળેલા રીત-રિવાજ, બાપ-દાદાથી ચાલી આવતી રીત-રસમ
**વૃદ્ધાવસ્થા** સ્ત્રી. [સં. वृद्ध + अव-स्था] ઘડપણ, જૈફી
**વૃદ્ધિ** સ્ત્રી. [સં.] વધવું એ, વધારો. (૨) પ્રગતિ. વિકાસ. (૩) (લા.) અભ્યુદય, ચડતી. (૪) અ ઇ ઉ ઋ લૃ એ સ્વરોનો અનુક્રમે આ ઐ ઔ આર્ આલ્ થવાની ક્રિયા. (વ્યા.) (૫) ન. [સં.,સ્ત્રી.] જુઓ 'વૃદ્ધિ-સૂતક.'
**વૃદ્ધિ-આશૌચ** ન. [સં., સંધિ વિના] જુઓ 'વૃદ્ધિ-સૂતક.'
**વૃદ્ધિ-કર, વૃદ્ધિ-કારક** વિ. [સં.] વધારો કરનારું. (૨) ચડતી લાવી આપનારું
**વૃદ્ધિ-ક્રમ** પું. [સં.] ક્રમે ક્રમે વધવું એ, વિકાસ-ક્રમ
**વૃદ્ધિ-ક્ષય** ન.,બ.વ. [સં.] વધારો અને ઘસારો, વધ-ઘટ
**વૃદ્ધિ-માન** વિ. [સં.°मान्, પું.] ચડતીવાળું, વધતું જતું
**વૃદ્ધિ-યોગ** પું. [સં.] ગ્રહનો જાતકની ચડતી લાવી આપે તેવો આકાશી યોગ. (જ્યો.)
**વૃદ્ધિ-વર્ષ** ન. [સં.] જે વર્ષમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ આવે તેવું વરસ, 'લીપ ઇયર'
**વૃદ્ધિ-શ્રાદ્ધ** ન. [સં.] કોઈ પણ માંગલિક પ્રસંગે હિંદુઓમાં પિતૃઓને ઉદ્દેશી કરવામાં આવતો એક પ્રકારનો શ્રાદ્ધ-વિધિ
**વૃદ્ધિ-સૂતક** ન. [સં.] બાળકનો જન્મ થતાં હિંદુઓમાં પળાતું ઘરમાં પ્રવાહીને માત્ર ન અડાય તેવા પ્રકારનું આશૌચ, વરધી, પીંડરુ
**વૃદ્ધિં-ગત** (વૃદ્ધિઙ્ગત) વિ. [સં.] વધી ગયેલું, વૃદ્ધિ પામેલું, વિસ્તાર પામેલું. (૨) આબાદ [ભ્રમનો રોગ
**વૃદ્ધોન્માદ** પું. [સં. वृद्ध + उन्माद] ઘડપણમાં થતો ચિત્ત-
**વૃશ્ચિક** પું. [સં.] વીંછી. (૨) સ્ત્રી. [સં.,પું.] બાર આકાશી રાશિઓમાંની આઠમી રાશિ, વીંછૂડો. (જ્યો.)
**વૃશ્ચિક-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણેનો નરકનો એક કુંડ (જેમાં જીવાત્માનાં પાપોને લઈ વીંછીઓ ડંખ દે છે.)
**વૃશ્ચિક-દંશ** (-દંશ) પું. [સં.] વીંછીનો ડંખ
**વૃશ્ચિક-સંક્રાંતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનું આકાશમાં

વૃશ્ચિક રાશિના તારા-સમૂહમાં દેખાવું એ. (જ્યો.)

**વૃશ્ચિકાસન** ન. [+સં. आसन] એ નામનું યોગનું એક આસન. (યોગ.)

**વૃશ્ચિકી** સ્ત્રી. [સં.] વીંછીની માદા, વીંછણ

**વૃષ** [સં.] જુઓ 'વૃષભ.'

**વૃષ-કેતન, વૃષ-કેતુ** પું. [સં.,બ.વ્રી.] (નંદી-પોઠિયાને સંબંધે એ ચિહ્ન હોઈ) મહાદેવ, શિવ, શંકર

**વૃષણ** પું.,ન. [સં.,પું.] પુરુષ કે નર પશુ વગેરેનું વીર્યોત્પાદક અંડ, પેલિયો, ગોળી

**વૃષણ-કોશ(-ષ)** પું. [સં.] વૃષણની કોથળી, વૃષણ-થેલી

**વૃષણ-ચ્છેદન** ન. [સં.], **વૃષણ-છેદન** ન. [સં., સંધિ વિના] વૃષણની ગોળી કાઢી લેવાની ક્રિયા, ખસી કરવાની ક્રિયા

**વૃષણ-થેલી** સ્ત્રી. [+જુઓ 'થેલી.'] જુઓ 'વૃષણ-કોશ.'

**વૃષણ-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] વૃષણનું વધવું એ, વધરાવળ, 'હાઇડ્રોસિલ'

**વૃષપર્વા** પું. [સં.] પૌરાણિક ગાથા પ્રમાણે શુક્રાચાર્યનો યજમાન અને યયાતિની બીજી રાણી શર્મિષ્ઠાનો પિતા. (સંજ્ઞા.)

**વૃષભ** પું. [સં.] વૃષ, ઋષભ, (-જુવાન હોય તો) આખલો, ગોધો, ગોધલો, (ખસી ન કરેલો હોય તો) ખૂંટ, ખૂંટિયો, સાંઢ, (બાકી સર્વ-સામાન્ય) બળદ, બળદિયો, (પોઠ ઉપાડનારો) પોઠિયો (એ શિવમંદિરમાંનો 'નંદી' પણ). (૨) કૃષ્ણના સમયનો એક અસુર. (સંજ્ઞા.) (૩) સ્ત્રી. [સં.,પું.] બાર રાશિઓમાંની બીજી આકાશી રાશિ, વરખ રાશિ. (જ્યો.)

**વૃષભ-ધ્વજ** પું. [સં.,બ.વ્રી.] જુઓ 'વૃષ-કેતન.'

**વૃષભ-પુરુષ** પું. [સં.] કામ-શાસ્ત્ર પ્રમાણે પુરુષોના ચાર પ્રકારો માંહેનો એક [મહાદેવ, શિવ

**વૃષભ-વાહન** પું. [સં.,બ.વ્રી.] (નંદી-પોઠિયો વાહન હોઈ)

**વૃષભ-સંક્રમણ** (-સઙ્ક્રમણ) ન., **વૃષભ-સંક્રાંતિ** (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનું આકાશમાં વૃષભ રાશિમાં આવી રહેવું એ (એપ્રિલની ૨૧ મી તારીખ). (ખગોળ.)

**વૃષભાનુ, ૦ ગોપ** પું. [સં.] કૃષ્ણના સમયનો ગણાતો એક આહીર (રાધાનો પિતા)

**વૃષભાનુ-નંદિની** (-નન્દિની), **વૃષભાનુ-જા** સ્ત્રી. [સં.] વૃષભાન ગોપની પુત્રી રાધા. (સંજ્ઞા.) [પું. મહાદેવ, શિવ

**વૃષભારૂઢ** વિ. [+સં. आ-रूढ] બળદ ઉપર બેઠેલું. (૨)

**વૃષભાસુર** પું. [+સં. असुर] જુઓ 'વૃષભ(૨).'

**વૃષભોત્સવ** પું. [+સં. उत्सव] શ્રાવણ વદિ અમાસનો દિવસ (શણગારેલા બળદની પૂજા કરવાનો). (સંજ્ઞા.)

**વૃષલ** પું. [સં.] શૂદ્ર. (૨) હીન કોટિનો માણસ

**વૃષલી** સ્ત્રી. [સં.] શૂદ્ર સ્ત્રી. (૨) કુલટા સ્ત્રી

**વૃષલી-પતિ** પું [સં.] શૂદ્રીનો ધણી, શૂદ્ર. (૨) બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયેલો બ્રહ્મચારી કે સંન્યાસી ['વૃષ-કેતન.'

**વૃષાંક** (વૃષાઙ્ક) વિ.,પું. [સં. वृष + अङ्क, બ.વ્રી.] જુઓ

**વૃષોત્સર્ગ** પું. [સં. वृष + उत्सर्ग] ન પરણેલા જુવાનના મરણ પાછળ હિંદુઓમાં કરવામાં આવતો વાછડા-વાછડીના લગ્નનો ધાર્મિક વિધિ, નીલોત્સર્ગ, નીલ પરણાવવો એ

**વૃષ્ટિ** સ્ત્રી. [સં.] વરસાદ. (૨) (લા.) ઉપરથી કોઈ પણ વસ્તુ-ફૂલ વગેરે છાંટવાં નાખવાં એ

**વૃષ્ટિ-ગૃહ** ન. [સં.,પું.,ન.] ફુવારો. (ગો.મા.)

**વૃષ્ટિ-કર્તા** વિ.,પું. [સં.,પું.] વરસાદ કરનાર (પરમાત્મા)

**વૃષ્ટિ-જન્ય** વિ. [સં.] વરસાદથી ઉત્પત્તિ થઈ શકે તેવું

**વૃષ્ટિ-માપક યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] વરસાદ કેટલો પડયો એ માપવાનું સાધન, 'રેઇન-ગેજ'

**વૃષ્ટિ-વિદ્યા** સ્ત્રી. [સં.] વરસાદ ક્યારે કેટલો ક્યાં થશે એ વિશેની ગણતરી આપતું શાસ્ત્ર

**વૃષ્ટિ-સ્નાન** ન. [સં.] પડતા વરસાદમાં નાહવું એ [(સંજ્ઞા.)

**વૃષ્ણિ** પું. [સં.] શ્રીકૃષ્ણનો એ નામનો એક યાદવ પૂર્વજ.

**વૃષ્ણિ-કુલ(-ળ)** ન., **વૃષ્ણિ-વંશ** (-વંશ) પું. [સં.] યાદવોનું એક કુળ કે જેમાં શ્રીકૃષ્ણ થયા. (સંજ્ઞા.) ['ટૉનિક'

**વૃષ્ય** વિ. [સં.] વીર્ય-વર્ધક, ધાતુની વૃદ્ધિ કરનાર, પૌષ્ટિક,

**વૃંત** (વૃન્ત) ન. [સં.] પાંદડા કે ફળનું ડીંટું, ડીંટિયું, ડીંટું, ડીંટિયું

**વૃંતાક** (વૃન્તાક) ન. [સં.,પું. છોડ, ન. ફળ] રીંગણું

**વૃંદ** (વૃન્દ) ન. [સં.] સમૂહ, ટોળું, મેદની, સમુદાય

**વૃંદ-ગાન** (વૃન્દ-) ન. [સં.], **-યન** ન. [+સં. गान], **વૃંદ-ગીત** (વૃન્દ-) ન. [સં.] સમૂહમાં ગાવું એ, સમૂહ-ગાન

**વૃંદ-યુદ્ધ** (વૃન્દ-) ન. [સં.], **વૃંદ-લડાઈ** (વૃન્દ-) સ્ત્રી. [+ જુઓ 'લડાઈ.'] સામસામે સમૂહમાં રહી લડવાની ક્રિયા, સમૂહ-યુદ્ધ

**વૃંદ-વાદન** (વૃન્દ-) ન. [સં.] સમૂહમાં રહી ભિન્ન ભિન્ન વાદ્યો સાથે વગાડવાની ક્રિયા, 'ઑર્કેસ્ટ્રા'

**વૃંદ-સંગીત** (વૃન્દ-સઙ્ગીત) ન. [સં.] જુઓ 'વૃંદ-ગાન.'

**વૃંદા** (વૃન્દા) સ્ત્રી. [સં.] તુલસીનો છોડ. (૨) રાધિકા. (સંજ્ઞા.) (૩) વૃંદાવનની એક દેવી. (સંજ્ઞા.) (૪) જાલંધર રાક્ષસની પત્ની. (સંજ્ઞા.) [(૧).'

**વૃંદાટવી** (વૃન્દાટવી) સ્ત્રી. [+સં. अटवी] જુઓ 'વૃંદાવન-

**વૃંદારક** (વૃન્દારક) પું. [સં.] વર્ગનો મુખ્ય માણસ, મુખી

**વૃંદારણ્ય** (વૃન્દારણ્ય) ન. [સં. वृन्दा + अरण्य] જુઓ 'વૃંદાવન(૧).'

**વૃંદા-વન** (વૃન્દા-) ન. [સં.] મથુરાથી ઉત્તર તરફનું યમુનાના પશ્ચિમ કાંઠાનું તુલસીનું એક પ્રાચીન વન (જ્યાં કૃષ્ણે બાળપણ ગાળેલું). (સંજ્ઞા.) (૨) એ સ્થળ ઉપર વસેલું એક ગામ (આજે એ તીર્થ પણ છે). (સંજ્ઞા.)

**વૃંદાવન-વિહારી** (વૃન્દાવન-) વિ.,પું. [સં.,પું] (વૃન્દાવનમાં વિહાર કર્યો હતો તે) શ્રીકૃષ્ણ

**વૃંદાવનીય** (વૃન્દાવનીય] વિ. [સં.] વૃંદાવનને લગતું

**વેઇટ** ન. [અં.] વજન, ભાર, બોજ [નોકર

**વેઇટર** પું. [અં.] હજૂરિયો, ખિજમતદાર. (૨) હોટેલનો

**વેઇટિંગ રૂમ** (વેઇટિઙ્ગ-) પું. [અં.] રેલવે સ્ટેશન કે મોટર સ્ટેશન ઉપરનો મુસાફરોનો રાહ જોવા બેસવાનો ઓરડો. (૨) હૉસ્પિટલમાં કે દાક્તરને ત્યાં દર્દીઓનો વારો આવે ત્યાંસુધી બેસવાનો ઓરડો [નાખવાની સૂંડલી

**વેઇસ્ટ પેપર બાસ્કેટ** સ્ત્રી. [અં.] રદ્દી કાગળ કચરો

**વેઉ(-વ)** પું. એ નામની એક વેલ. [૦નું દહીં (-દૈં:)

(રૂ.પ્ર.) એ વેલનો પાણીમાં ચોળીને કાઢેલો થઈ રસ]

**વેકરિયો** પું. સુવાવડી સ્ત્રીઓને શક્તિ આપનારી એક વનસ્પતિ અને એનાં બી

**વેકરો** પું. [જુઓ 'વેકૂર' + ગુ. 'ઓ' ત.પ્ર.] વેકૂરવાળો (પછી પાણી સુકાઈ ગયું હોય તેવો) મોટો વહેળો

**વેકવું** સ.ક્રિ. [જુઓ 'વેચવું' (ઉ.ગુ.)] જુઓ 'વેચવું.' **વેકાવું** કર્મણિ., ક્રિ. **વેકાવવું** પ્રે.,સ.ક્રિ.

**વેકાવવું, વેકાવું** જુઓ 'વેકવું'માં.

**વેકૂર** સ્ત્રી. ઝીણી કાંકરીઓવાળી બરછટ રેતી, વેણુ

**વેકેશન** સ્ત્રી. [અં.] લાંબી સંસ્થાકીય સામુદાયિક રજા

**વેક્યૂમ** ન. [અં.] પોલાણમાંનો શૂન્યાવકાશ

**વેક્યૂમ બ્રે(૦ઇ)ક** સ્ત્રી. [સં.] શૂન્યાવકાશની જેમાં યોજના હોય તેવી રેલના ડબા મોટર વગેરેને પૈડાં ફરતાં અટકાવનારી યોજના

**વૅક્સિન** ન. [અં.] ગો-શીતળાની માણસોને ચામડીમાં અપાતી રસી (જેને લીધે સામાન્ય રીતે શીતળા ન નીકળે.)

**વૅક્સિનેટર** પું. [અં.] ગો-શીતળાની રસી મૂકનાર દાક્તર

**વૅક્સિનેશન** ન. [અં.] ગો-શીતળાની રસી મૂકવાની ક્રિયા, બળિયા ટંકાવવા એ

**વેખલ(-ળ),-લું(-ળું)** વિ. [રવા.] ખડખડ હસી પડે તેવું. (૨) (લા.) અ-સભ્ય, નિર્લજ્જ

**વેખવું** અ.ક્રિ. [સં. वि-ईक्ष्–वीक्ष्- > પ્રા. विक्ख બારીકીથી જોવું] નિહાળવું, જોવું. (૨) (લા.) અચંબો પામવો, આશ્ચર્ય-ચકિત થવું. **વેખાવું** ભાવે.,ક્રિ. **વેખાવવું** પ્રે.,સ.ક્રિ.

**વેખળ,-ળું** જુઓ 'વેખલ,-લું.'

**વેખાવવું, વેખાવું** જુઓ 'વેખવું'માં.

**વેખંડ** (વેખણ્ડ) સ્ત્રી. એક પ્રકારની વનસ્પતિ, ઘોડા-વજ

**વેગ** પું. [સં.] ઝડપ, ગતિ. (૨) ઉતાવળ, ત્વરા. (૩) (લા.) જુસ્સો, જોમ (૪) પ્રેરણા, ઊર્મિ. [**૦ મારવા** (રૂ.પ્ર.) સણકા નાખવા. **-એ ચઢ(-ઢ)વું** (રૂ.પ્ર.) અત્યંત ગુસ્સામાં આવવું, ખૂબ ગુસ્સે થવું]

**વેગ-ક્ષય** પું. [સં.] ગતિમાં એકદમ આવતી ઊણપ

**વેગડ** પું. ભાંડ. (૨) વિધવા સ્ત્રીને ત્યાં જઈ જાહેર રીતે સુખ ભોગવતો પુરુષ

**વેગડિયા-વાડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'વેગડિયો' + 'વાડ.[૨]'] ભાંડ ભવાયા વગેરે જ્યાં રહેતા હોય તેવો મહોલ્લો

**વેગડિયો** પું. [જુઓ 'વેગડ' + ગુ. 'ઇયું.' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વેગડ.'

**વેગડી** સ્ત્રી. [જુઓ 'વેગડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) ઘોડીની એક જાત. (૨) ભેંસની એક જાત. [**૦ વિયાઈ જવી** (રૂ.પ્ર.) કામમાં ઘણો જ વિલંબ થવો]

**વેગડો** પું. [જુઓ 'વેગડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) મરણ પાછળ સેવાની ક્રિયા કરાવનાર. (૨) **ખાવામાં** ધોરી. (૨) મંદબુદ્ધિનો [ચા બંધ ડબ્બો

**વેગન** ન. [અં.] માલ-સામાન ભરવાનો ભારખાનાનો ખુલ્લો

**વેગર** પું. સુવાવડીને ખાવા માટે બનાવવાના મિષ્ટાન્નમાં નાખવાનું બત્રીસું (ઓષધોનું)

**વેગરવું** અ.ક્રિ. સહન કરવું, વેઠવું, ભોગવવું. (૨) નિભાવવું, પાળવું. **વેગરાવું** ભાવે., ક્રિ. **વેગરાવવું** પ્રે., સ.ક્રિ.

**વેગરાવવું, વેગરાવું** જુઓ 'વેગરવું'માં.

**વેગ-વંત** (-વન્ત) વિ. [+ સં °वत् > પ્રા. °वंत], **-તું** (-ન્તું) વિ. [+ ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.], **વેગ-વાન** વિ. [ + સં. °वान्, પું.] વેગવાળું, વેગીલું, ઝડપી

**વેગ-વિજ્ઞાન** ન., **વેગ-વિદ્યા** સ્ત્રી. [સં.] ગતિને લગતું શાસ્ત્ર

**વેગળું** વિ. [દે.પ્રા. वेग्गलअ-] દૂર રહેલું, દૂરનું, છેટાનું, આઘેનું. [**૦ બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) સ્ત્રીએ રજસ્વલા થવું, છેટે બેસવું]

**વેગળે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા. વિ.,પ્ર.] દૂર, આઘે, છેટે

**વેગાનિલ** પું. [+ સં. अनिल] ઝડપને લીધે ગતિમાં આવતો પવન [શીઘ્ર-લેખન, 'શૉર્ટહૅન્ડ રાઇટિંગ'

**વેગાલેખન** ન. [+ સં. आ-लेखन] ઝડપથી લખવાની ક્રિયા,

**વેગી** વિ. [સં.,પું.], **-ગીલું** વિ. [સં. वेग + ગુ. 'ઈલું' ત.પ્ર.] વેગવાળું, ઝડપી, ગતિવાળું. (૨) ઉતાવળિયું. (૩) (લા.) તાનમાં આવી જનારું [જડ, મૂર્ખ

**વેગુ** વિ. [સં. वेग + ગુ. 'ઉ' ત.પ્ર.] (લા.) જડસુ, ઠોઠ,

**વેચણિયું** વિ. [જુઓ 'વેચણી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વેચવાનું કામ કરનાર, વિક્રેતા [કામ, વેચાણ, વકરો

**વેચણી** સ્ત્રી [જુઓ 'વેચવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] વેચવાનું

**વેચવાલ** વિ. [જુઓ 'વેચવું' દ્વારા.] વેચનારું. (૨) (-લ્ય) સ્ત્રી. વેચાણ (૨).'

**વેચવાલી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વેચવાલ-

**વેચવું** સ.ક્રિ. [દે.પ્રા. विच्च, वेच्च] વિક્રય કરવો, ચીજ નાણાં લઈ બીજાને આપવી, કિંમત લઈને વસ્તુ આપવી. [**વેચી ખાય તેવું** (રૂ.પ્ર.) પાકું ઉસ્તાદ. **વેચીને ચણા ખાવા** (રૂ.પ્ર.) કોઠું ન આપવું. (૨) ન દબાવું] **વેચાવું** કર્મણિ., ક્રિ. **વેચાવવું** પ્રે., સ.ક્રિ.

**વેચાઉ** વિ. [જુઓ 'વેચવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] વેચાતું આપવા-લેવા રાખેલું, વેચવા કાઢેલું

**વેચાણ** ન. [જુઓ 'વેચાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વેચાતું આપવા-લેવાની ક્રિયા, વિ-ક્રય, વેચણી, વકરો. (૨) (લા.) પું. ગુલામ

**વેચાણ-કાર** વિ. [ + સં.] વેચાણ કરનાર, વેચનાર, વિ-ક્રેતા

**વેચાણ-ખત** ન., **વેચાણ-દસ્તાવેજ** પું. [ + જુઓ 'ખત' 'દસ્તાવેજ.'] મકાન વગેરે વેચવા માટેનો કરી આપેલો દસ્તાવેજ, 'સેઇલ ડીડ'

**વેચાણ-નકરી** વિ., સ્ત્રી. [ + જુઓ 'ન-કરું'-કર વિનાનું + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જે જમીન વેચતાં એનો કર ન દેવો પડે તેવી જમીન

**વેચાણ-સલામી** વિ. [ + જુઓ 'સલામી.'] જાગીરદારે સલામી દાખલ મહેસૂલ જેનું ભરવું પડતું હોય તેવી (જમીન) [હક્ક, માલિકી હક્ક

**વેચાણ-હક્ક(-ક)** પું. [ + જુઓ 'હક્ક(-ક).'] વેચવાનો

**વેચાણિયું** વિ. [ + જુઓ 'ઇયું' ત.પ્ર.] વેચાણ કરવા માટેનું. (૨) વેચાણ લીધેલું, ખરીદેલું. (૩) (લા.) લાંચિયું

**વેચાવવું, વેચાવું** જુઓ 'વેચવું'માં. [**વેચાતું** (રૂ.પ્ર.)

સામસામું સગપણ કરવું એ. **કજિયો વેચાતો લેવો** (રૂ.પ્ર.) વગર કારણે કજિયો વહોરવો. (૨) કોઈનું ઉપરાણું કરી ઝઘડવું]

**વેજ(-ઝ)** ન. [સં. वेध्य > પ્રા वेज्झ] કાણું, બાકું

**વેજા¹** સ્ત્રી. વિપત્તિ, આફત

**વેજા²(-ઝા)** સ્ત્રી. [જુઓ 'વેજું.'] નિશાન, વેજું

**વેજા,³ ૦ડી** સ્ત્રી. [જુઓ 'વિયાજણ' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] સંતતિ, સંતાન (કાંઈક અરુચિના અર્થમાં) [**બાર બાપની વેજા** (રૂ.પ્ર.) અનેક જ્ઞાતિ અને સમૂહના છોકરાઓનું ટોળું]

**વેજાવું¹** ન. નાની વાતનું મોટું રૂપ પકડવું એ

**વેજાવું²** ન. પાણી અટકાવવાનો બંધ કે પાળો

**વેજાં** ન., બ.વ. વલખાં, ફાંફાં

**વેજિટેબલ** વિ. [અં.] વનસ્પતિને લગતું. (૨) ન. [શાક-બકાલું

**વેજિટેબલ ઘી** સ્ત્રી. [+જુઓ 'ઘી.'] વિભિન્ન ખાદ્ય તેલોમાંથી વિજળી બનાવેલું તેલ ('ડાલડા' વગેરે)

**વેજિટેબલ માર્કી(-કે)ટ** સ્ત્રી. [+ અં. માર્કેટ્], **વેજિટેબલ માર્કેટ** સ્ત્રી. [અં.] શાક બકાલાં ફળ વગેરેની બજાર, શાક-પીઠ [કરનાર, શાકાહારી

**વેજિટેરિયન** વિ. [અં.] વનસ્પતિ-જન્ય પદાર્થોનો આહાર

**વેજું¹ (-ઝું)** ન. [સં. वेध्यक - > પ્રા. वेज्झअ-] વીંધવાનું લક્ષ્ય. (હોળીના તહેવારોમાં તેમજ બળેવના તહેવારમાં દરવાજે કે રસ્તા વચ્ચે મથાળે નાળિયેર વગેરે બાંધી વીંધવાની શરત કરવામાં આવે છે તે લક્ષ્ય)

**વેજું²** ન. [સં. वे દ્વારા] કપડું વણવા માટે ચડાવવાનો એર. (૨) પાણહારું, ખાદીનું થાન

**વેજું³** ન. વણિયર (એક જંગલી પશુ)

**વેટું⁴** ન. અણતર [ધર્મગુરુ પોપનો મહેલ. (સંજ્ઞા.)

**વેટિકન** પું. [અં.] રોમના વેનિસ શહેરમાંનો ખ્રિસ્તીઓનાં

**વેટી** ન. વહાણ. (વહાણ.)

**વેઠ (-ઠચ)** સ્ત્રી. [સં. विष्टि > પ્રા. विट्ठि] આર્થિક બદલો આપ્યા વિનાની કરાતી મજૂરી કે કામ, ફરજિયાત વૈતરું. (૨) નકામો બોજ વેઠવો એ. [**૦ આવી ઉપાડયે છૂટકો** (રૂ.પ્ર.) માથે આવી પડેલું ફરજિયાત કરવું એ. **૦ ઉતારવી, ૦ કાઢવી, ૦ વાળવી,** (રૂ.પ્ર.) મન વિના જેમતેમ કામ કરવું. **૦ ઊઠવી** (રૂ.પ્ર. નકામું થવું. **૦ કરવી** (રૂ.પ્ર.) દિલ વિના કામ કરવું. **-ઠે કાઢવું (-ઠચે-)** (રૂ.પ્ર.) બદલો આપ્યા વિના કામે લઈ જવું. **-ઠે પકડવું (-ઠચે-)** (રૂ.પ્ર.) વેઠ લઈ જવા પકડવું. **-ઠે જવું (-ઠચે-)** (રૂ.પ્ર.) દિલ વિના કામ માટે જવું. **હૈવના ઘરની વેઠ (-ઠચ-)** (રૂ.પ્ર.) દુઃખી કંગાળ જિંદગી]

**વેઠવું** સ.ક્રિ. [જુઓ 'વેઠ,' -ના.ધા.] સહન કરવું, ખમવું. (૨) નિભાવવું. **વેઠાવું** કર્મણિ.,ક્રિ. **વેઠાવવું** પ્રે., સ.ક્રિ.

**વેઠિયણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'વેઠિયો' + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.]. **વેઠિયાણી** સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] વેઠ કામ કરનારી સ્ત્રી

**વેઠિયા-વાડ (-ડ્ય)** સ્ત્રી. [જુઓ 'વેઠિયો' દ્વારા.], **વેઠિયા-વેઠ (-ઠચ)** સ્ત્રી. [+ જુઓ 'વેઠ.'] વેઠ કરવાની જેમ જેમતેમ કામ કરી નાખવું એ, ઢંગધડા વિનાનું કામ કરવું એ

**વેઠિયો** વિ.,પું. [જુઓ 'વેઠ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વેઠે કામ કરવા બોલાવાયેલો માણસ

**વેઢ** પું. [જુઓ 'વેડવું.'] વેડવાનું સાધન, વેડો

**વેડફવું** સ.ક્રિ. અકારણ વાપરી નાખવું, નકામું ખર્ચવું. (૨ ગુમાવવું. (૩) બગાડવું. **વેડફાવું.** કર્મણિ.,ક્રિ.

**વેડમી (વેઃડચમી)** જુઓ 'વેઢમી.'

**વેડવું** સ.ક્રિ. [દે.પ્રા. विड, ભાંગવું] (મથાળે પાના જેવા હથિયારવાળા વાંસડાથી ઊંચેથી ફળો વગેરે) તોડવું, તોડીને પાડવું. (૨) (લા.) પાયમાલ કરવું. **વેડાવું** કર્મણિ, ક્રિ. **વેડાવવું** પ્રે.,સ.,ક્રિ.

**વેડવો¹** પું [જુઓ 'વેડવું' દ્વારા.] (લા.) વાંઘરી

**વેડવો²** પું જુઓ 'વીરડો.'

**વેડા¹** સ્ત્રી. શેરડીની એક મીઠી જાત

**વેડા²** પું., બ.વ. હેવા ટેવ આદત એ અર્થ આપતો) સમાસના ઉત્તર પદમાં જ વપરાતો શબ્દ : 'લુચ્ચાઈ-વેડા' વગેરે

**વેડાવવું, વેડાવું** જુઓ 'વેડવું'માં.

**વેડાં(-ડાં)ગ** પું ઘોડો, અશ્વ (શામળ) [સાધન

**વેડિયું** ન. [જુઓ ''વેડવું' + ગુ. 'ઇયું' કૃ. પ્ર.] વેડવાનું

**વેડી** સ્ત્રી. [જુઓ 'વેડો' +ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'વેડિયું.' [**૦ મારવી** (રૂ.પ્ર.) માછલાં પકડવાની એક રીત કરવી]

**વેડૂર** વિ. [સં. वैडूर्य દ્વારા] (લા.) સુંદર, ફાંકડું

**વેડો** પું [જુઓ 'વેડવું' +ગુ. 'ઓ' કૃ.પ્ર.] વેડવું એ. (૨) જુઓ 'વેડિયું.' (૩) (લા.) ચાળો. (૩) વીરડા ઓરિયા વગેરેની માટીની દીવાલ ન પડી જાય એ માટે મુકાતો સાંઠીઓનો ગૂંથેલો પડદો

**વેઢ** પું [સં. वेष्ट > પ્રા. वेढ, પ્રા. તત્સમ] (લા.) આંગળીઓને વીંટાઈ ને રહે તેવો જાડો કરડો. (૨) જુઓ 'વેઢો ' (૩) જમાઈને આપવાની રકમ

**વેઢકું** વિ. [+ગુ. 'કું' ત.પ્ર.] વેઢના જેવું કઠોર

**વેઢમી** સ્ત્રી. [દે.પ્રા. वेढिम પું, -मा સ્ત્રી +ગુ 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વેડમી.'

**વેઢલો** પું. [જુઓ 'વેઢ' +ગુ. 'લો' સ્વાર્થે ત પ્ર ] કાનનું સ્ત્રીઓનું ચાંદીનું એક લટકતું ઘરેણું

**વેઢવાવું** સ.ક્રિ. મુકાબલો કરવો, મેળવી જોવું, સરખાવવું. **વેઢવાવાવું** કર્મણિ,ક્રિ., **વેઢવાવવું** પ્રે,સ.ક્રિ

**વેઢવાવાવું, વેઢવાવાવું** જુઓ 'વેઢવું'માં.

**વેઢીગાળો** પું. [જુઓ 'વેઢવું' દ્વારા.] એ નામની એક વનસ્પતિ, વઢવારકી, જિયાળી

**વેઢો** પું. [સં वेष्टक > પ્રા. वेढअ-] (લા.) આંગળીઓમાંનો તે તે સાંધાનો ભાગ. (૨) સડેલો કે ગાંઠોવાળા લાકડાનો જાડો ગોળ-મરોળ ટુકડો. (૩) લાકડાનો કીડો. (૪) જાડી સૂણી ગયેલી સ્ત્રી [**-ઢા ગણવા** (રૂ.પ્ર.) આતુરતાથી રાહ જોવી. (૨) હિસાબ કરવો **૦ ગણાય તેટલું** (રૂ.પ્ર.) થોડી સખ્યાનું]

**વેણ¹ (વેણ)** ન. [સં. वचन > પ્રા. वयण] વચન, બોલ.

શબ્દ. [૦ કાઢવું (રૂ.પ્ર.) કડવું બોલવું. ૦ મારવું સંભળાવવું (રૂ.પ્ર.) કડવું કહેવું. ૦ રાખવું (રૂ.પ્ર.) વચન પાળવું. (૨) નિમંત્રણ સ્વીકારવું. (૩) માન્ય રાખવું. ૦ સાંભળવું (રૂ.પ્ર.) કડવું સાંભળવું]

**વેણુ²** (વેણ્ય) સ્ત્રી. [સં. वेणु પું.] વાંસળી, બંસી

**વેણુ³** (વેણ્ય) સ્ત્રી. [સં. वेदना > પ્રા. वेअणा] (શરીરમાં થતી) પીડા, તકલીફ, દુઃખ. (૨) જણવાની પીડા, વીણ

**વેણુ⁴** (વેણ્ય) સ્ત્રી. [સં. वेणी] ગૂંથેલો ચોટલો, વેણી. (૨) માથાનું એક ઘરેણું

**વેણા-ચૂંટા** (વેણા-) પું., બ.વ. [જુઓ 'વીણવું' + 'ચૂંટવું' + બેઉને ગુ. 'ઓ' કૃ.પ્ર.] (લા.) ભૂખથી થતી પેટમાં ચૂંથાચૂંથ અને ગભરામણ

**વેણા-ચૂંથા** (વેણા-) પું, બ.વ. [જુઓ 'વીણવુ' + 'ચૂંથવું' + બેઉને ગુ. 'ઓ' કૃ.પ્ર.] પ્રસૂતિની આકરી વેણ

**વેણિ,-ણી** સ્ત્રી. [સં.] ચોટલો. (૨) ચોટલામાં બાંધવાનો ફૂલોનો ગજરો. (૩) નદીનો તે તે પ્રવાહ (મળતાં 'ત્રિવેણી' થાય છે.) (૪) કમાડમાંની લાકડાની ઊભી દરેક પટ્ટી

**વેણિ(-ણી)-કમાડ** ન. [+ જુઓ 'કમાડ.'] વેણી ને ધોકાની જડતરવાળું કમાડનું પાટિયું [ચોટલો

**વેણિ(-ણી)-બંધ¹** (-બન્ધ) પું. [સં.] ગૂંથીને લટકતો રખાતો

**વેણિ(-ણી)-બંધ²** (-બન્ધ) વિ. [+ ફા. 'બંદ'] જેમાં વેણી અને ધોકા જડેલાં હોય તેવું (કમાડ)

**વેણુ** સ્ત્રી. [સં.,પું.; સ. માં 'વાંસ' અર્થ પણ છે, ગુ. માં સમાસના આરંભે પણ.] વાંસળી, બંસી, પાવો. (૨) પું. સંગીતનો એક અલંકાર. (સંગીત.) (૩) ન. સૌરાષ્ટ્રના બરડા ડુંગરનું ઘૂમલીને વાયવ્ય ખૂણે આવેલું ઊંચામાં ઊંચું શિખર. (સંજ્ઞા.) [ગાડી

**વેણું¹** (વે:ણું) ન. [સં. वहनक- > પ્રા. वहणअ-] પાણી ભરવાની

**વેણું²** (વે:ણું) ન. [જુઓ 'વહાણું.'] જુઓ 'વહાણું.'

**વેણું³** ન. જોડા ચામડાં વગેરેમાં ફૂદડી બેસાડવાનું મોચીનું એક ઓજાર. (૨) સાર પાડવાનું એક હથિયાર

**વેણો¹** (વેણો) પું. મોતીનો એક દાગીનો

**વેણો²** (વેણો) પું. પંખી

**વેત** (વેત) પું. જુઓ 'બેત.'

**વેતન** ન. [સં.] પગાર, દરમાયો

**વેતનિયું** વિ. [+ જુઓ 'ઇયું' ત.પ્ર.] પગારદાર

**વેતર** ન. [જુઓ 'વિયાવું.'] ગાય ભેંસ વગેરેનું તે તે એક વારનું થયેલું બાળક. [૦વંઠવું (-વણ્ઠવું) (રૂ.પ્ર.) પ્રજાનું ખરાબ નીવડવું. સંતાનનું ખરાબ નીવડવું. (૨) સુવાવડ બગડવી]

**વેતરણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'વેતરવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] કાપડ વેતરવાની રીત. (૨) (લા.) તજવીજ, ગોઠવણ, જુગતી. (૩) ઉપાય. [૦ કરવી (રૂ.પ્ર.) ત્રેવડ રાખવી. ૦માં હોવું (રૂ.પ્ર.) તજવીજ કે સગવડમાં હોવું]

**વેતરવું** સ. ક્રિ. (કપડાં સીવવા કાપડ) ઘાટમાં કાપવું, શરીરને બંધ બેસતો (કપડાનો) આકાર કાપવો. (૨) (લા.) તજવીજ કરવી, જુગતી કરવી, ગોઠવવું. (૩) છિન્ન ભિન્ન કરી નાખવું, બગાડી નાખવું. **વેતરાવું** કર્મણિ., ક્રિ. **વેતરાવવું** પ્રે.,સ.ક્રિ.

**વેતરાવ** વિ. [જુઓ 'વેતર' દ્વારા.] વેતરવાળું, દૂઝણું

**વેતરાવવું, વેતરાવું** જુઓ 'વેતરવું'માં.

**વેતરું** વિ. [જુઓ 'વેતર' + ગુ. 'ઉં' ત.પ્ર.] (સમાસમાં ઉત્તર પદમાં) વેતરવાળું (જેમ કે 'પહેલ-વેતરી' ગાય-ભેંસ-બકરી-ઘોડી-ગધેડી વગેરે)

**વેતસ** ન. [સં.,પું.] નેતર

**વેતસ-વૃત્તિ** સ્ત્રી. [સં.,બ.વ્રી.] પ્રવાહની આગળ નેતર નમી જાય તેવી રીતે બળિયા પાસે નમી પડવાનું વલણ, વેતસી વૃત્તિ

**વેતા** પું., બ.વ. [સં. वित्त દ્વારા.] (લા.) ડહાપણ, સમજ, આવડ. (૨) શક્તિ. તાકાત. (૩) ઢંગ. [૦બળ્યું (રૂ.પ્ર.) વેતા વિનાનું]

**વેતાલ(-ળ)** પું. [સં.] એક પ્રકારનો મનાતો ભૂત-પ્રેતના પ્રકારનો જીવાત્મા. (૨) દ્વારપાળ, વૈતાલિક

**વેત્તા** વિ. [સં.,પું.] જ્ઞાન ધરાવનાર, વિદ્વાન. (૨) માહિત-ગાર, વાકેફ

**વેત્ર** ન. [સં.] નેતર. (૨) દ્વારપાળની છડી

**વેત્ર-દંડ** (-દણ્ડ) પું. [સં.] નેતરનો ડંડો. (૨) દ્વાર-પાળની છડી (એ નેતરની પણ હોય ને વાંસની પણ, મોટે ભાગે સોના કે ચાંદીના ખોભરાવાળી)

**વેત્ર-ધર, વેત્ર-ધારક** વિ. [સં.], **વેત્ર-ધારી** વિ. [સં.,પું.] છડીદાર (દ્વારપાળ)

**વેત્ર-લતા** સ્ત્રી. [સં.] નેતરનો છોડ. (૨) નેતરની સોટી

**વેત્રવતી** વિ., સ્ત્રી. [સં.] છડીદાર સ્ત્રી. (૨) મધ્યપ્રદેશની એ નામની એક નદી, બેતવા. (સંજ્ઞા.)

**વેત્ર-વાહિની** વિ., સ્ત્રી. [સં.] (નેતરના છોડવાઓ ઉપર વહેતી) નદી [નેતરની ખુરશી વગેરે

**વેત્રાસન** ન. [+ સં. आसन] નેતરનું બનાવેલું આસન,

**વેદ** પું. [સં.] જ્ઞાન. (૨) વિષયાભિલાષને પેદા કરનાર પુદ્ગલ. (જૈન.). (૩) સનાતન ધર્મ(હિંદુ ધર્મ)નો આદિ ધર્મગ્રંથ (ઋગ્વેદ, બેઉ યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદની સંહિતાઓનો તે તે ગ્રંથ). (સંજ્ઞા.) [૦નો છેડો આવવો (રૂ.પ્ર.) કાંઈ બાકી ન રહેવું, બહુ થઈ જવું, હદ થઈ જવી. ૦ ભણવા (રૂ.પ્ર.) અધરું કામ હોવું. (૨) સમયનો નકામો ઉપયોગ કરવો. (૩) ભોજનમાં ચાર લાડુ ખાઈ જવા] [સમય, 'વેદિક પીરિયડ'

**વેદ-કાલ(-ળ)** પું. [સં.] ચારે વેદોની સંહિતાઓ રચાયાનો

**વેદકાલીન** વિ. [સં.] વેદ-કાલનું

**વેદ-કાળ** જુઓ 'વેદ-કાલ.' [રીતે ગાવાની ક્રિયા

**વેદ-ગાન** ન. [સં.] ખાસ કરી સામવેદની ઋચાઓ સંગીતની

**વેદ-ધર્મ** પું. [સં.] વૈદિક સંહિતાઓમાં નિરૂપાયેલા સિદ્ધાંત પ્રમાણેનો પ્રારંભિક સનાતન (હિંદુ) ધર્મ, બ્રાહ્મણ-ધર્મ, 'વેદિક રિલિજિયન'

**વેદન** ન. [સં.] જાણવું એ, જ્ઞાન (૨) લાગણી, અનુભવ

**વેદના** સ્ત્રી. [સં.] જુઓ 'વેદન(૧).' (૨) શારીરિક કે માનસિક દુઃખ [કર્મોમાંનું એક (જૈન.)

**વેદનીય** વિ. [સં.] જાણવા જેવું. (૨) ન. આઠ પ્રકારનાં

**વેદ-નિંદા** (-નિન્દા) સ્ત્રી. [સં.] વેદોને વખોડી નાખવાની

ક્રિયા, વૈદિક સિદ્ધાંતોને કે એમાં નિરૂપાયેલી બાબતોની કરવામાં આવતી વગોવણી

**વેદ-પઠન** ન., **વેદ-પાઠ** પું. [સં.] વૈદિક સંહિતાઓના તે તે ભાગનો સ્વરો સાથેનો મુખ-પાઠ. (૨) વેદોનો અભ્યાસ કે અધ્યયન

**વેદપાઠી** વિ. [સં.,પું.] સ્વરો સાથે વેદ-પાઠ કરનાર

**વેદ-પુરુષ** પું. [સં.] વેદ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન-આદમી, વિદ્વાન વેદપાઠી બ્રાહ્મણ. (૨) નાગરજ્ઞાતિનો ગોર

**વેદ-સમકિત** ન. [+ સં. सम्यक्त्व, અર્વા. તદ્ભવ], **વેદ-સમ્યક્ત્વ** ન. [સં.] મિથ્યાત્વ અને મોહનીય કર્મને ક્ષય કરવાના છેલ્લા સમયની સ્થિતિ. (જૈન.)

**વેદ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] વૈદિક સંહિતાઓની તે તે ઋચા (શ્લોક કે કડી)

**વેદ-માર્ગ** પું. [સં.] જુઓ 'વેદ-ધર્મ.'

**વેદમાર્ગી** વિ. [સં.,પું.], **-ર્ગીય** વિ. [સં.] વેદ-ધર્મનું અનુયાયી, વૈદિક-ધર્માવલંબી

**વેદ-મૂર્તિ** સ્ત્રી., પું. [સં.,સ્ત્રી.] જુઓ 'વેદ-પુરુષ.'

**વેદ-વચન, વેદ-વાક્ય** ન. [સં.] વૈદિક સંહિતાઓમાંનું તે તે વાક્ય કે બોલ. (૨) (લા.) વેદના વચન જેવું પ્રમાણ-ભૂત વચન, સત્ય વાણી

**વેદ-વાદ** પું. [સં.] વેદમાંના સિદ્ધાંતોની ચર્ચા

**વેદ-વિદ** વિ. [સં. °विद्] જુઓ 'વેદ-જ્ઞ.'

**વેદ-વિહિત** વિ. [સં.] વેદમાં જેનું વિધાન કરવામાં આવ્યું હોય તેવું, વેદે જે કરવા આજ્ઞા આપી હોય તેવું

**વેદ-વ્યાસ** પું. [સં.] એક જ વેદ હતો તેની ભિન્નભિન્ન ચાર સંહિતાઓના રૂપનો વિભાગ કરનાર મનાતા વ્યાસ ઋષિ, કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ (ઋષિ પરાશરના પુત્ર અને મહાભારત તેમજ પુરાણોના કહેવાતા કર્તા). (સંજ્ઞા.)

**વેદ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જ્યાં વૈદિક સંહિતાઓનો પાઠ કેમ કરવો એ શીખવવામાં આવે તેવી પાઠશાળા

**વેદશાસ્ત્ર-વિદ** વિ. [સં. °विद्], **વેદશાસ્ત્ર-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.], **વેદ-શાસ્ત્રી** વિ. [સં.,પું.] વેદ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, વેદ-જ્ઞ

**વેદ-શ્રુતિ** સ્ત્રી. [સં.] વૈદિક સંહિતાઓ-બ્રાહ્મણો. આરણ્યકો ઉપનિષદોનું સાહિત્ય, વૈદિક સાહિત્ય

**વેદ-સંહિતા** (-સંહિતા) સ્ત્રી. [સં.] તે તે વેદની મંત્ર-સંહિતા, મંત્રાત્મક તે તે વેદ

**વેદાધ્યયન** ન. [+ સં. अध्ययन], **વેદાભ્યાસ** પું. [+ સં. अभ्यास] વૈદિક સાહિત્યનો અભ્યાસ, વૈદિક સાહિત્ય ભણવાની ક્રિયા, વેદનો અભ્યાસ

**વેદાંગ** (વેદાઙ્ગ) ન [+ સં. अङ्ग] શિક્ષા કલ્પ વ્યાકરણ નિરુક્ત જ્યોતિષ અને છંદ એ તે તે શાસ્ત્ર (વેદ-બોધ માટે જરૂરી)

**વેદાંત** (વેદાન્ત] પું. [+ સં. अन्त] મંત્ર-સંહિતા બ્રાહ્મણો અને આરણ્યકો પછીનું ઉપનિષત્સાહિત્ય, તે તે પ્રાચીન ઉપનિષદ. (૨) (લા.) ઉપનિષદમાં ચર્ચાયેલું તત્ત્વ-જ્ઞાન. ફિલસૂફી, 'ફિલૉસૉફી'

**વેદાંત-જ્ઞ** (વેદાન્ત-) વિ. [સં.] ઉપનિષદોના રહસ્યનું જ્ઞાન ધરાવનાર. (૨) તત્ત્વજ્ઞાની, ફિલસૂફ, 'ફિલૉસૉફર'

**વેદાંત-દર્શન** (વેદાન્ત-) ન. [સં.] ઉપનિષદોમાં રહેલા તત્ત્વ-મૂલક સિદ્ધાંતોની ચર્ચાવિચારણા કરનારું શાસ્ત્ર-રચેલાં-ઓમાંનું બાદરાયણ વ્યાસનું રચેલું બ્રહ્મ-સૂત્ર, ઉત્તર-મીમાંસા

**વેદાંત-સૂત્ર** (વેદાન્ત-) ન. [સં.] બાદરાયણ વ્યાસનું રચેલું બ્રહ્મ-સૂત્ર. બ્રહ્મમીમાંસા-સૂત્ર, ઉત્તરમીમાંસા-સૂત્ર, વ્યાસ-સૂત્ર. (સંજ્ઞા.)

**વેદાંતી** (વેદાન્તી) વિ. [સં., પું.] વેદાંતને લગતું. (૨) વેદાંતનું જ્ઞાન ધરાવનાર, વેદાંત-જ્ઞ

**વેદિ(-દી), વેદિકા** સ્ત્રી. [સં.] હોમ વગેરે કરવા માટેનો નાનો મોટો બાંધેલો કુંડ, 'ઑલ્ટર'

**વેદિતવ્ય** વિ. [સં.] જાણવા જેવું, સમજવા જેવું

**વેદિયા-વેડા** પું.,બ.વ. [જુઓ 'વેદિયું' + 'વેડા.'] વેદિયા જેવું વર્તન

**વેદિયું** વિ. [સં. वेद + ગુ. 'ઇયું' ત. પ્ર.] વેદનો અભ્યાસ કર્યો હોય તેવું. (૨) (લા.) ગણતર વિના ભણેલું. [० ઢોર (રૂ.પ્ર.) સમજ વિના વેદનો મુખ-પાઠ કરનારું. (૨) ચપચપિયું]

**વેદી** જુઓ 'વેદિ.'

**વેદોક્ત** વિ. [સં. वेद + उक्त] વૈદિક સંહિતાઓમાં કહેલું, વેદ-વિહિત. (૨) વૈદિક મંત્રોના ઉચ્ચારણપૂર્વક વૈદિક વિધિ પ્રમાણેનું

**વેદોક્તિ** સ્ત્રી. [સં. वेद + उक्ति] 'વેદ-વચન.'

**વેદોત્તર** વિ. [સં. वेद + उत्तर] વેદ-કાલ પછીનું

**વેદ્ય** વિ. [સં.] જાણવા જેવું. (૨) ન. જ્ઞાન

**વેદ્યાંતર** (વેદ્યાન્તર) ન. [સં] જે કાંઈ બીજું પણ જાણવા જેવું હોય તે

**વેધ** પું. [સં.] વીંધ, છિદ્ર, નાનું બાકું, સાર, વેહ. (૨) (લા.) અડચણ, બાધા, નડતર. (૩) દોષ, બાધ. (૪) જખમ. (૫) ખાર, દ્વેષ. (૬) મકાનના ચણતર-કામમાં સામસામે ન આવે એવી પરિસ્થિતિ. (૭) સૂર્ય-ચંદ્રનાં ગ્રહણ વખતે બિંબનો છેદાયેલો ભાગ. (૮) સૂર્યનું ગ્રહણ થાય એ પહેલાંનો ચાર પ્રહરનો અને ચંદ્રનું ગ્રહણ થાય એ પહેલાંનો ત્રણ પ્રહરનો સમય. (૯) કોઈ પણ ત્રિકોણના ગમે તે શિરોબિંદુમાંથી એની સામેના ભુજ ઉપર દોરેલો લંબ, 'કો-ઑર્ડિનેટ ઑફ બેઝ.' (ગ.) (૧૦) ગ્રહો વગેરે આકાશીય પદાર્થોનાં ગતિ સમય વગેરેનું નિરીક્ષણ.(ખગોળ.)

**વેધક** વિ. [સં.] વીંધી નાખે તેવું, તીક્ષ્ણ. (૨) (લા.) નિશાન પાડનારું. (૩) અસર-કારક [વિધવાની ક્રિયા

**વેધણ**[૧] ન. [જુઓ 'વેધવું' + ગુ 'અણ' ક્રિયાવાચક કૃ. પ્ર.]

**વેધણ**[૨] વિ. [જુઓ 'વેધવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ. પ્ર.] વેધનારું. (૨) (લા.) દુઃખ દેનારું

**વેધન**[૧] ન. [સં] વીંધવાની ક્રિયા. (૨) વેધ કરવાની ક્રિયા

**વેધન**[૨] વિ. [સં.] વીંધનાર. (૨) વેધ કરનાર. (૩) ન. વીંધવાનું ઓજાર, 'પંચ' [યાંત્રિક સાધન

**વેધ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] આકાશી પદાર્થોના વેધ લેવાનું

**વેધલો** જુઓ 'વેહલો.'

**વેધવું** સ.ક્રિ. [સં. वेध,-ના.ધા.] વીંધ પાડવું (૨) (લા.) મનમાં ઊંડી અસર ઉપજાવવી. વેધાવું કર્મણિ., ક્રિ વેધાવવું પ્રે.,સ.ક્રિ.

**વેધ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] આકાશીય પદાર્થોનું દર્શન કરવાની તેમજ તે તે પદાર્થની ગતિ વગેરેનું નિરીક્ષણ કરવાની યાંત્રિક સાધનોવાળી બાંધેલી જગ્યા, 'ઑબ્ઝર્વેટરી'

**વેધાક્ષ** પું. [+ સં. अक्ष] વેધની ધરી, 'ઍક્સિસ ઑફ ઑર્ડ.' (જ્યો.)

**વેધાવવું, વેધાવું** જુઓ 'વેધવું'માં.

**વેધી** વિ. [સં.,પું.] (સમાસને અંતે) વીંધનાર (જેમકે 'મર્મ-વેધી' 'શબ્દ-વેધી') [દુશ્મન થઈ પડેલું

**વેધુ** વિ. [જુઓ 'વેધવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] વીંધનારું. (૨)

**વેધ્ય** વિ. [સં.] વીંધવા જેવું. (૨) ન. વીંધવા માટેનું લક્ષ્ય કે નિશાન [દુષ્ટ પિતા. (સંજ્ઞા.)

**વેન¹** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે પૃથુ રાજાનો

**વેન²** (વૅન) ન. [સં. वचन > પ્રા. वयण દ્વારા] અમુક વસ્તુની જ જરૂર છે એ માટેનું સતત કથા કરવું એ, લગન. [૦ લેવું (રૂ.પ્ર.) મમત કરવી, જિદ્દ કરવી]

**વેન³** (વૅન) ન. [સં. वहन દ્વારા] વહેણ, પ્રવાહ. (૨) દમણિયું (વાહન)

**વૅનેડિયમ** ન. [અં.] એક મૂળ ધાતુ. (ર.વિ.)

**વેન્ટિલેટર** ન. [અં.] હવા આવે તેવું દીવાલના ઊંચાણમાં આવેલું જાળિયું. (૨) બારી-બારણાના મથાળે ચોકઠામાં જ સાથે રચેલો એવો આકાર, વા-બારિયું

**વેન્ટિલેશન** ન. [સં.] હવા-ઉજાસની આવજા હોવાની વ્યવસ્થા

**વેપથુ** પું., -ન ન. [સં.] ધ્રુજારો, કંપારી, થરથરાટ

**વેપમાન** વિ. [સં.] ધ્રૂજતું, કંપતું, થરથરતું

**વૅપર** સ્ત્રી. [અં.] વરાળ, બાફ

**વેપલો** પું. [જુઓ 'વેપાર' + ગુ. 'લ' ત.પ્ર.] (તિરસ્કારમાં) વેપાર-ધંધો. (૨) ફાયદો ન હોય તેવો વેપાર

**વેપાર** પું [સં. व्यापारनो અર્થ તો મુખ્યત્વે 'હિલચાલ' છે, એમાંથી 'ધંધો' અર્થ વિકસ્યો છે. અહીં માત્ર વિ+આ ઉપસર્ગ 'વ્યા' થતાં સંપ્રસારણથી ફરી વિ થઈ 'વે' થયો છે.] કામધંધો, જીવન-વ્યવહાર ચલાવવા માટેનો વ્યવસાય. (૨) માલની લેવાલ-વેચવાલનો વ્યવહાર. [૦ ચાલવો (રૂ.પ્ર.) જેમાં ફાયદો થાય તેવો લેવડ-દેવડનો વ્યવહાર થવો. ૦ માંડવો (રૂ.પ્ર.) સંસાર-વ્યવહાર ચલાવવો]

**વેપાર-તુલા** સ્ત્રી. [+ સં.] આયાત અને નિકાસનું પ્રમાણ, 'બૅલેન્સ ઑફ ટ્રેઇડ'

**વેપાર-ધંધો** (-ધન્ધો) પું. [+ જુઓ 'ધંધો,' સમાનાર્થીનો દ્વિર્ભાવ.] **વેપાર-રોજગાર** પું. [+ જુઓ 'રોજગાર.'] **વેપાર-વણજ** ન. [+ જુઓ 'વણજ.'] જુઓ 'વેપાર (૨).' [વેપારી પદ્ધતિને લગતું

**વેપાર-શાઈ** વિ. [જુઓ 'વેપાર' દ્વારા.] વેપારી જેવું,

**વેપાર-શાહી** વિ. [+ જુઓ 'શાહી.'] જુઓ 'વેપાર-શાઈ.' (૨) સ્ત્રી. વેપારની દૃષ્ટિવાળી રાજ્ય-સત્તા

**વેપારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વેપારને લગતું. (૨) વેપાર-રોજગાર કરનાર, 'મર્ચન્ટ,' 'ટ્રેઇડર'

**વેફર** ન. [અં.] બટાટાની તળેલી પાતરી

**વેભાઈ** (વૅભાઇ) ન. નાણું, પૈસો, ધન, દોલત. (પ્રા.)

**વે.મૂ.** જુઓ 'વેદ-મૂર્તિ,' એનું લઘુ રૂપ

**વેર¹** પું. [જુઓ 'વેરવું.'] વિખેરાઈને પડેલો કચરો

**વેર²** (વૅર) ન. [સં. वैर] શત્રુતા, શત્રુવટ, દુશ્મનાવટ, દુશ્મની, અદાવત. (૨.) (લા.) દ્વેષ, ખાર, ઝેર. [૦ લેવું, ૦ વાળવું (રૂ.પ્ર.) અદાવતનો બદલો લેવો]

**વેર³** ક્રિ.વિ. [સં. वेला દ્વારા] ને સમયે (જેમકે 'સાંઝ વેર')

**વેરખ** ન બાર-સાખ ઉપર વપરાતું પથ્થરનું ચાપવું

**વેર-(૦વિ)ખેર** વિ. [જુઓ 'વેરવું' + 'વિખેરવું'-'ખેરવવું.'] અસ્ત-વ્યસ્ત, વેરણ-છેરણ ['વેર.²'

**વેર-ઝેર** (વૅર-ઝૅર) ન. [જુઓ 'વેર²' + 'ઝેર.'] જુઓ

**વેરણ¹** (વૅરણ્ય) સ્ત્રી. [સં. वैरिणी] સ્ત્રી વેરી

**વેરણ²** વિ. [જુઓ 'વેરવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] વેરાયેલું, વિખેરાયેલું

**વેરણ-ખે(-છે)રણ** વિ. [+ જુઓ 'ખેરવું' + ગુ. 'અણ' કૃ.પ્ર; 'છેરણ' વિકાર માત્ર. 'ખ' > 'છ.'] જુઓ 'વેર-(૦વિ)ખેર.'

**વેર-ભાવ** (વૅર-) પું. [જુઓ 'વેર²' + સં.] જુઓ 'વેર.'

**વેરવણ** (વૅરવણ્ય) જુઓ 'વેરણ.¹'

**વેરવાયું** (વૅર-વાયું) વિ. [જુઓ 'વેર²' + 'વાયું.'] વેર ઉપજાવે તેવું. (૨) વેરી, દુશ્મન

**વેર-વિખેર** જુઓ 'વેર-ખેર.'

**વેર-વિરોધ** (વૅર-) પું. [જુઓ 'વેર²' + સં.] શત્રુવટ અને વિરોધી કાર્ય [નાર, શત્રુ, દુશ્મન

**વેરવી** (વૅરવી) વિ. [જુઓ 'વેર²' દ્વારા.] દુશ્મની રાખ-

**વેર-વૃત્તિ** (વૅર-) સ્ત્રી. [+ સં.] જુઓ 'વેર-ભાવ.'

**વેરવું** સ.ક્રિ. [સં. वि-कृ-विकिर्- > પ્રા. विइर દ્વારા] છૂટું, છૂટું (જમીન ઉપર) નાખવું. (૨) વેરાવું કર્મણિ. ક્રિ. વેરાવવું પ્રે.,સ.ક્રિ.

**વેર-હાઉસ** ન. [અં.] ગોદામ [વિરાગ

**વેરાગ** (વૅરાગ) પું. [સં. वैराग्य- > પ્રા.वेरग्ग, ન.] વૈરાગ્ય,

**વેરાગણ** (વૅરાગણ્ય) સ્ત્રી. [જુઓ 'વેરાગી' + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.] વૈરાગ્યવાળી સ્ત્રી. ત્યાગી સ્ત્રી (૨) સાધુડી, બાવી

**વેરાગી** (વૅરાગી) વિ., પું. [જુઓ 'વેરાગ' + ગુ. 'ઈ' ત.પ્ર.] સંસારમાંથી આસક્તિ ઉડાડી નાખી હોય તેવો ત્યાગી, સંન્યાસી. (૨) સાધુ, બાવો

**વેરાડી** (વૅરાડી) સ્ત્રી.,પું. [સં. वैराटिका > પ્રા वेराडिआ] એ નામનો એક દેશી રાગ. (સંગીત.) (૨) ખાનદેશી કપાસની એક જાત

**વેરાન** વિ. [ફા.] ઉજ્જડ, નિર્જન. (૨) જંગલ, વન, વગડો

**વેરાવવું, વેરાવું** જુઓ 'વેરવું'માં

**વેરી** (વૅરી) વિ. [સં. वैरिक - > પ્રા. वेरिअ-] શત્રુ, દુશ્મન. (૨) પ્રબળ દ્વેષી, ઝેરીલું, ડંખીલું

**વેરીડો** પું [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વેરી' (પદ્યમાં).

**વેરે** (વૅરે) ના. યો. (ખાસ કરીને લગ્ન-સંબંધથી જોડાતાં) સાથે [ભેદ, ભિન્નતા

**વેરો¹** પું. [જુઓ 'વેરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] તફાવત, ફરક,

**વેરો²** પું. (ખાસ કરીને જમીન મકાન વગેરે ઉપરનો કર)

**વેલ¹** (વેલ્ય) સ્ત્રી. [સં. वेल्ली] જમીન કે ઝાડ ઉપર પથરાતી વનસ્પતિ નાનો વેલો, વેલી, લતા. (૨) વેલીના આકારનું ચિત્ર-કામ ભરત-કામ વગેરે. (૩) આંખમાં થતો એક રોગ. (૪) ભેંસને થતો એક રોગ. (૫) શૈંટિયાની બંને બેસણીને જોડનાર લાંબું લાકડું. (૬) ગાડાના પૈડા ઉપર ચડાવેલો લોઢાનો પાટો

**વેલ²** (વેલ્ય) સ્ત્રી. [જૂ.ગુ. 'વેલિ.'] વર-કન્યાની જાનનું ગાડું કે માફાવાળો રથ. (૨) કૂતરા માટે એક ગામથી બીજે ગામ લાડુ રોટલા વગેરે માગવા જતું ગાડું. (૩) સગાઈનું કરવામાં આવતું ત્રેખડું. (૪) (લા.) છૂટા-છેડા કરતી વેળા સ્ત્રીના માવતર તરફથી અગાઉના પતિને ચૂકવાતી રકમ

**વેલ³** (વેલ્ય) સ્ત્રી. [સં. वेला] પાણીનો જુવાળ, વેળ, ભરતી

**વેલ-કમ** કે.પ્ર. [અં.] ભલે પધાર્યા, સ્વાગતમ્

**વેલડી¹** સ્ત્રી. [જુઓ 'વેલડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] માફાવાળું નાનું ગાડું. (૨) (લા.) હાર, લંગાર

**વેલડી²** સ્ત્રી. [જુઓ 'વેલી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] નાની વેલી [વાળું નાનું ગાડું

**વેલડું** ન. [જુઓ 'વેલ²' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] માફા-

**વેલણ**,-ણું ન. [સં. वल्लन જમીન ઉપર ગોળ ગોળ ફેરવવું એ દ્વારા > પ્રા. वेल्लण, + ગુ. 'ઇયું'-'ઉં' ત.પ્ર.] પૂરી પાપડ વગેરે વણવાનો ઘાટદાર દંડીકો

**વેલ-બુટ્ટી** (વેલ્ય-) સ્ત્રી., -ટ્ટો પું. [જુઓ 'વેલ¹' + 'બુટ્ટી' 'બુટ્ટો.'] ચિત્ર-કામ ભરત-કામ વગેરેમાં ફૂલના ગુચ્છાવાળી વેલનો ઘાટ [વધતો જવો એ

**વેલ-વિસ્તાર** (વેલ્ય-) પું. [જુઓ 'વેલ¹' + સં.] વંશ

**વેલંતરો** (વેલ-તરો) પું. એક જાતનું કઠણ લાકડું આપનારું એક ઝાડ

**વેલા** સ્ત્રી. [સં.] વેળા, સમય, વખત, ટાણું. (૨) હદ, સીમા, મર્યાદા. (૩) સમુદ્ર-કિનારો, દરિયા-કાંઠો. (૪) (લા.) ભરતી કે ભરતી-ઓટ, વેળ, જુવાળ

**વેલાવલિ**(-લી,-ળિ,-ળી) સ્ત્રી. [ + સં. आवलि,-ली] સમુદ્ર-કાંઠાનો રેતીવાળો ભાગ

**વેલાંટી** સ્ત્રી. હ્રસ્વ કે દીર્ઘ 'ઈ'ની માત્રા 'િ' 'ી', અજજુ

**વેલિયું¹** વિ. [જુઓ 'વેલ¹' + ગુ. 'ઇયું' ત.પ્ર.] નાની વેલ જેવું. (૨) ન. સોના કે રૂપાના તારની કાનની કડી. (૩) અર્ધો રૂપિયો

**વેલિયું²** વિ. વેવલું [વેલ્લો

**વેલિયો** પું. [જુઓ 'વેલિયું.¹'] સ્ત્રીના કાનનું એક ઘરેણું,

**વેલી** સ્ત્રી. [સં. वेल्लिका > પ્રા. वेल्लिआ] જુઓ 'વેલ.¹'

**વેલો** પું. [જુઓ 'વેલા'-એનું પું.] મોટી વેલી, મોટી લતા. (૨) કાનનું સ્ત્રીઓનું એક ઘરેણું, વેલિયો, વેલ્લો. [૦ ચાલવો, ૦ વધવો (રૂ.પ્ર.) વંશનો વિસ્તાર થવો]

**વેલો-વિસ્તાર** પું. [+ સં.] જુઓ 'વેલ-વિસ્તાર.'

**વેલ્ડર** પું. [અં.] લોખંડના સાંધાનું રેણ કરનાર કારીગર

**વેલ્ડિંગ** (વેલ્ડિઙ્ગ) ન. [અં.] લોખંડના સાંધાનું રેણ કરવાનું કામ [આકારણી, મુલવણી

**વેલ્યુએશન** ન. [અં.] કિંમત આંકવી એ, આંકણી,

**વેલ્યુ-પેએબલ** વિ. [અં.] કિંમત વસૂલ કરી શકાય તેવું, 'વી.પી.'(પાર્સલ વગેરે) [ઉપયોગિતા, અગત્ય

**વેલ્યૂ** સ્ત્રી. [અં.] કિંમત, મૂલ, મોલ, -યોછાવર, (૨) (લા.)

**વેલ્લો** પું. [જુઓ 'વેલો.'] જુઓ 'વેલો(૨).'

**વેવ** (વ્ય) સ્ત્રી. જુઓ 'વેઉ.'

**વેવલાઈ** સ્ત્રી. [જુઓ 'વેવલું' + ગુ. 'આઈ' ત.પ્ર.], -વેડા પું., બ.વ. [ + જુઓ 'વેડા.'] વેવલાપણું

**વેવલાં** ન., બ.વ, [જુઓ 'વેવલું'] ફાંફાં, ડાંફાં, વલખાં. [૦ વીણવાં (રૂ.પ્ર.) ફાંફાં મારવાં. (૨) તુચ્છ વસ્તુની ઇચ્છા કરવી] [(૨) (લા.) માંદું,

**વેવલું** વિ. [સં. विकल દ્વારા] ગાલાવેલું, લેપરું, વગદું.

**વેવાઈ** (વેઃવાઇ) પું. [સં. वैवाहिक- > પ્રા. वेवाहिअ] લગ્ન-સંબંધથી સામસામે જોડાયેલ વર કે કન્યાનો પિતા, દીકરી કે દીકરાનો સસરો

**વેવાઈ-વરોટ** (-ટ) ન. [ + જુઓ 'વરોટવું.'], **વેવાઈ-વેલું** ન. [ + જુઓ 'વેલ²' દ્વારા.] વેવાઈ પક્ષનું સગું-સંબંધી

**વેવાણ** (વેઃવાણ્ય) સ્ત્રી. [જુઓ 'વેવાઈ + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.] વેવાઈની પત્ની. [૦ મનાવવી (રૂ.પ્ર.) વર પોંખણે આવતાં સાસુ વરનું નાક તાણે એટલે વરની મા રિસાઈ દૂર જાય તેને મનાવી લાવવી]

**વેવાતું** (વેઃવાતું) જુઓ 'વિવાતું.'

**વેવિશાળ** (વેઃવિશાળ) ન. [સં. विवाह દ્વારા.] વરકન્યાનું સગપણ કરવું એ, સગાઈ, વેશવાળ [ગોઠવનારો માણસ

**વેવિશાળિયો** (વેઃવિ-) પું, [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] વેશવાળ

**વેશ(-ષ)** પું. [સં.] શરીર ઉપર લૂગડાં પહેરવાં એ. (૨) એવી રીતનાં લૂગડાં, પોશાક, પહેર-વેશ. (૨) (લા.) નાટ્ય-ભવાઈ વગેરેમાં તે તે પાત્રનો ભજવાતો સ્વાંગ, [૦ ઉતારવો (રૂ.પ્ર.) વિધવાએ માથું મૂંડાવવું અને સાદાં વસ્ત્ર પહેરવાં. ૦ કરવો, ૦ કાઢવો, ૦ ધરવો, ૦ લેવો (રૂ.પ્ર.) નાટ્ય-ભવાઈ વગેરેમાં તે તે પાત્રનો પાઠ ભજવવો. (૨) ઢોંગ કરવો. ૦ કાઢીને ઊભા રહેવું (-રેઃવું), ૦ કાઢીને બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) અણધારી રીતે વંકાઈને ઊભા રહેવું, ૦ બદલવો (રૂ.પ્ર.) બીજા પક્ષમાં જવું. ૦માં આવવું (રૂ.પ્ર.) માસિક અટકાવ આવવો. ૦ રાખવો (રૂ.પ્ર.) વિધવાએ સધવા જેવો માંગલિક વેશ ચાલુ રાખવો] [ભજવનારું

**વેશ(-ષ)-ગરું** વિ. [ + સં. करक- > શૌ પ્રા. गरअ-] વેશ

**વેશ(-ષ)-ટેક** પું. [ + જુઓ 'ટેક.'] ધર્મ સંપ્રદાયના પોશાક અને સિદ્ધાંતોની મમત (અર્વા.)

**વેશ(-ષ)-ધર** વિ. [સં.] નાટ્ય વગેરેનાં પાત્રોનો સ્વાંગ સજનાર. (૨) (લા.) ઢોંગી [પહેરવાની ક્રિયા

**વેશ(-ષ)-ધારણ** ન. [સં.] નાટ્ય વગેરેમાં પાત્રનો પોશાક

**વેશ(-ષ)-ધારી** વિ. [સં.,પું.] જુઓ 'વેશ-ધર.'

**વેશ(-ષ)-પરિવર્તન** ન. [સં.], **વેશ(-ષ)-પ(-પા)લટો** પું. [ + જુઓ 'પ(-પા)લટો.'], **વેશ(-ષ)-બદલો** પું. [+ જુઓ 'બદલો.'] પોશાક બદલી નાખવો એ

**વેશવાળ** ન. [જુઓ 'વેવિશાળ'. (સૌ.)] જુઓ 'વેવિશાળ.'

**વે. શા. સં.** જુઓ 'વેદશાસ્ત્ર-સંપન્ન;' એનું લઘુ રૂપ

**વેશાં(-ષાં)તર** (વેશા(-ષા)ન્તર) ન. [ + સં. अन्तर] જુઓ

'વેશ-પરિવર્તન.'

**વેશ્મ** ન. [સં.] ઘર, મકાન

**વેશ્યા** સ્ત્રી. [સં.] વ્યભિચાર અને ગાવા-બજાવવા-નાચવા-નો ધંધો કરનારી સ્ત્રી, ગણિકા, વારાંગના, રામજની, કસબણ. [૦ની ગાંડે એલચી (-ગાંડયે-)(રૂ.પ્ર.) લાંબું ન ટકી રહે તેવી વસ્તુ]

**વેશ્યા-ગમન** ન. [સં.] વેશ્યાની સાથે વ્યભિચાર કરવો એ

**વેશ્યા-ગામી** વિ.,પું. [સં.,પું.] વેશ્યા સાથે વ્યભિચાર કરનાર પુરુષ [જાર-કર્મ

**વેશ્યાચાર** પું. [+સં. आ-चार] વ્યભિચાર, છિનાળું,

**વેશ્યા-વટું** ન. [+ગુ. 'વટું' ત.પ્ર.] વેશ્યાનો ધંધો, વ્યભિચાર [અને ધંધો કરવાનો મહોલ્લો

**વેશ્યા-વાડો** પું. [+જુઓ 'વાડો.'] વેશ્યાઓને રહેવાનો

**વેશ્યા-વૃત્તિ** સ્ત્રી. [સં.] વ્યભિચાર કરી ગુજરાન ચલાવવાનું, વેશ્યાનો ધંધો

**વેષ** જુઓ 'વેશ.'

**વેષ-ગરું** જુઓ 'વેશ-ગરું.'

**વેષ-ટેક** જુઓ 'વેશ-ટેક.'

**વેષ-ધર** જુઓ 'વેશ-ધર.'

**વેષધારણ** જુઓ 'વેશ-ધારણ.'

**વેષ-ધારી** જુઓ 'વેશ-ધારી.'

**વેષ-પરિવર્તન** જુઓ 'વેશ-પરિવર્તન.'

**વેષ-પ(-પા)લટો** જુઓ 'વેશ-પ(-પા)લટો.'

**વેષ-બદલો** જુઓ 'વેશ-બદલો.'

**વેષાંતર** (વેષા-ન્તર) જુઓ 'વેશાંતર.'

**વેષ્ટન** ન. [સં.] વીંટાળવું એ. (૨) આસ્તરણ, ઓછાડ. (૩) ગલેફ, કોટલું, ખોળ. (૪) માથા-બંધન, પાઘડી

**વેષ્ટની** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] વીજળીનો પ્રવાહ જેમાં થઈને બીજામાં પેસી ન શકે તેવું ઢાંકણ કે આવરણ, 'ઇન્સ્યુલેટર'

**વેષ્ટિત** વિ. [સં.] વીંટાયેલું, વીંટળાયેલું. (૨) આચ્છાદિત, ઢાંકેલું [ચણાના લોટનું ખીરું

**વેસણ** ન. [દે.પ્રા. वेसण, તત્સમ] ચણાનો લોટ. (૨)

**વેસર**[1] ન, [સં.,પું.] ખચ્ચર

**વેસર**[2] ન. નાકનું ઘરેણું, નક-વેસર, નથ

**વેસરી**[1] સ્ત્રી. [સં.] ખચ્ચરની માદા ['વેસર.[2]'

**વેસરી**[2] સ્ત્રી. [જુઓ 'વેસર[2]' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ

**વેસેલાઇન. વેસેલિન** ન. [અં.] ચામડી નરમ રાખવાને માટેનો એક સુગંધીદાર મલમ

**વેસ્ટે(૦ઇ)જ** ન. [અં.] ઘટ, તોટો. (૨) બગાડ

**વેહ** (વેઃ) પું. [સં. वेध > પ્રા. वेह, જોડણીમાં પ્રા. તત્સમ, પણ ઉચ્ચારણમાં મહાપ્રાણિત સ્વર] વેધ, છિદ્ર, કાણું, નાનું બાકું, સાર, વીંધું

**વેળ**[1] (-ળ્ય) સ્ત્રી. [સં. वेला] સમુદ્રની ભરતી, જુવાળ. (૨) વેળા, સમય, ટાણું. (૩) (લા.) તરંગી ભાવના, વિચારનો ઉછાળો. [૦ વળવી, ૦ વીતવી (રૂ.પ્ર.) સમય કે અવસર વીતી જવો. ૦ વળવી (રૂ.પ્ર.) દશા સુધરવી]

**વેળ**[2] (વેળ્ય) સ્ત્રી. તાણ, આંચકી. [૦ આવવી (રૂ.પ્ર.) ધૂન લાગવી]

**વેળ**[3] (વેળ્ય) સ્ત્રી. ગડગૂમડને કારણે સાથળના મૂળમાં કે બગલમાં થતી ગાંઠ. [૦ ઘાલવી (રૂ.પ્ર.) સાથળના મૂળમાં કે બગલમાં ગૂમડાં વગેરેને કારણે ગાંઠ જામવી] [વાળી

**વેળ**[4] (-ળ્ય) સ્ત્રી. ઉપલા કાનમાં ફૂલની અંદર પહેરાતી

**વેળા** સ્ત્રી. [સં. वेला] સમય, વખત, ટાણું. (૨) પ્રસંગ, ટાંકણું, અવસર. (૩) (લા.) ઉન્નતિનો સમય, ચડતી-દશા [ખરાબ સમય. (૨) ક-ટાણું

**વેળા-કવેળા** સ્ત્રી. [+ જુઓ 'ક' + 'વેળા.'] સારો અને

**વેળિયું** ન. જુઓ 'વેલિયું(૨).' ['વેકૂર.'

**વેળુ** સ્ત્રી. [સં. वालुका > પ્રા. वालुआ દ્વારા] જુઓ

**વેળું**[1] ન. [જુઓ 'વેળ[1]' + ગુ. 'ઉં' ત.પ્ર.] સમય, વખત. (૨) (લા.) ફુરસદ

**વેળું**[2] ન. અંતર, છેટાપણું, આઘાપણું

**વેળોવેળ** (-ળ્ય) ક્રિ.વિ. [જુઓ 'વેળ,[1]'-દ્વિર્ભાવ.] બરાબર સમયે, સમય-સર, વખત-સર, ટાણા-સર [વિષ્ણુ·(સંજ્ઞા.)

**વેંકટ** (વેંકૅટ) પું. [સં. वैकुण्ठ-] (દ્રવિડ પ્રદેશમાં) શ્રી-

**વેંકટાદ્રિ** (વેંકૅટાદ્રિ) પું. [+સં. अद्रि] વેંકટ બાલાજીનું સ્થાન જ્યાં છે તે પર્વત. (સંજ્ઞા.)

**વેંગણ** (વેંગણ) ન. રીંગણું. (૨) (લા.) કાનની અંદરની બાજુનું ત્રીજું હાડકું. [૦જી (રૂ.પ્ર.) ઠીંગણું માણસ]

**વેંગણી** (વેંગણી) સ્ત્રી. [જુઓ 'વેંગણું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] રીંગણાંનો છોડ [ત.પ્ર.] રીંગણું, વંતાક

**વેંગણું** (વેંગણું) ન. [જુઓ 'વેંગણ' + ગુ. 'ઉં' સ્વાર્થે

**વેંઢવું** (વેંઢવું) જુઓ 'વેંઢારવું.' **વેંઢાવું** (વેંઢાવું) કર્મણિ., ક્રિ. **વેંઢાવવું** (વેંઢાવવું) પ્રે.,સ.ક્રિ.

**વેંઢારવું** (વેંઢારવું) સ.ક્રિ. ભાર વહેવો. (૨) ભાર ઓછો કરવો. (૩) નિભાવવું, ઉછેરવું. **વેંઢારાવું** (વેંઢારાવું) કર્મણિ, ક્રિ. **વેંઢારાવવું** (વેંઢારાવવું) પ્રે.,સ.ક્રિ.

**વેંઢારાવવું, વેંઢારાવું** (વેંઢા-) જુઓ 'વેંઢારવું.'

**વેંઢાવવું, વેંઢાવું** (વેંઢા-) જુઓ 'વેંઢવું'માં.

**વેંત**[1] (વેંત્ય) સ્ત્રી. [સં. वितस्ति > પ્રા. विअत्थि] અંગૂઠાના છેડાથી ટચલી આંગળીના છેડા સુધીનું માપ, બિલ્લસ. [૦ ભોંય ન સૂઝવી (-ભોંય-) (રૂ.પ્ર.) જરા પણ ગમ ન પડવી]

**વેંત**[2] (વેંત) ના.યો. 'આં'વાળા વર્તમાન કૃદંત પછી 'સાથોસાથ' 'તરતાતરત' નો અર્થ: 'કરતાં વેંત' 'દોડતાં વેંત,' 'ખાતાં-વેંત'

**વેંતિયું** (વેંતિયું) વિ. [જુઓ 'વેંત[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] વેંતના માપનું, ઘણું ઠીંગણું. (૨) (લા.) ગજા વિનાનું

**વૈકલ** વિ. [સં.] વિકલ, વેવલું. (૨) વાયલ, ઘેલું, ગાંડું

**વૈકલ્પિક** વિ. [સં.] વિકલ્પે થનારું, વિકલ્પવાળું. (૨) મરજિયાત, પસંદગીનું, ઐચ્છિક. (૩) શંકાસ્પદ, અ-નિશ્ચિત

**વૈકલ્ય** ન. [સં.] વિકળતા, વ્યાકુળતા, ગભરાટ. (૨) મનની અસ્થિરતા. (૩)ગાંડપણ, ઘેલછા. [પામનારું, વિકારવાળું'

**વૈકારિક** વિ. [સં.] વિકારને લગતું, વિકાર પામતું, પરિવર્તન

**વૈકાલિક** વિ. [સં.] સમય બહારનું. (૨) સાંઝ પછીનું. (૩) પું. પાછલો પહોર. (૪) સાંઝનો સમય

**વૈકુંઠ** (વૈકુણ્ઠ) પું. [સં.] પરમેશ્વર, પરમાત્મા, નારાયણ, વિષ્ણુ. (સંજ્ઞા.) (૨) ન [સં.,પું.] વિષ્ણુનો દિવ્ય લોક, વિષ્ણુનું દિવ્ય ધામ. (સંજ્ઞા.) [(સંજ્ઞા)
**વૈકુંઠ-એકાદશી** (વૈકુણ્ઠ-) સ્ત્રી [સં.] માગસર સુદિ અગિયારસ.
**વૈકુંઠ-ચતુર્દશી** (વૈકુણ્ઠ-) સ્ત્રી. [સં.] કાર્તિક સુદિ ચૌદસની તિથિ. (સંજ્ઞા.) [નારાયણ
**વૈકુંઠ-નાથ** (વૈકુણ્ઠ), **વૈકુંઠ-પતિ** (વૈકુણ્ઠ-) પું. [સં.] વિષ્ણુ,
**વૈકુંઠ-રાય** (વૈકુણ્ઠ-) પું. [+જુઓ 'રાય.'] જુઓ 'વૈકુંઠ(૧).'
**વૈકુંઠ-લોક** (વૈકુણ્ઠ-) પું. [સં.] 'વૈકુંઠ(૨).'
**વૈકુંઠ-વાસ** (વૈકુણ્ઠ-) પું. [સં.] વૈકુંઠમાં જઈ રહેવું એ. (૨) (લા.) સાત્ત્વિક પ્રકારનું મૃત્યુ, દેહાવસાન
**વૈકુંઠવાસી** (વૈકુણ્ઠ-) વિ. [સં.,પું.] વૈકુંઠ-વાસ પામેલું. (૨) (લા.) સારું મૃત્યુ પામેલું, સદ્ગતિ પામેલું [ઠાઠડી
**વૈકુંઠી** (વૈકુણ્ઠી) સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) નનામી,
**વૈકૃતિક** વિ [સં.] વિકાર તરીકે આવેલું, વિકૃતિ રૂપ, વિકૃત
**વૈક્રિય** વિ. [સં.] જુઓ 'વૈકૃતિક.' (જૈન.)
**વૈક્લવ્ય** ન. [સં.] વિક્લવતા, વિકલતા, વિહ્વલતા, ગભરાટ
**વૈખરી** સ્ત્રી. [સં.] ચાર વાણીઓમાંની માનવની વ્યક્ત વાણી
**વૈખાનસ** વિ. [સં.] વાનપ્રસ્થને લગતું. (૨) પું. વાનપ્રસ્થાશ્રમમાં દાખલ થયેલો પુરુષ. (૩) સાધુ, સંન્યાસી
**વૈચક્ષણ્ય** ન. [સં.] વિચક્ષણ-તા, વિચક્ષણ હોવાપણું
**વૈચિત્ર્ય** ન. [સં.] વિચિત્ર હોવાપણું, વિચિત્ર-તા, નવાઈ, અદ્ભુત-તા. (૨) તરેહવાર હોવાપણું, ભાતીગરપણું
**વૈજયંત** (વૈજયન્ત) પું. [સં.] ઇદ્રનો મહેલ. (સંજ્ઞા.) (૨) ઇદ્રનો ધ્વજ. (સંજ્ઞા.) (૩) સામાન્ય ધ્વજ
**વૈજયંતી** (વૈજયન્તી) સ્ત્રી. [સં.] કિંમતી રત્નોની માળા (જે વિષ્ણુ-કૃષ્ણના કંઠમાં કહી છે.). (સંજ્ઞા.) (૨) તુલસીની માળા. (૩) હાથીને પહેરવાનો એક પ્રકારનો હાર. (૪) કાળી તુલસી [(૨) (લા.) સાંકર્ય
**વૈજાત્ય** ન. [સં.] જુદી જ જાતિ હોવાપણું, વિજાતીયપણું.
**વૈજ્ઞાનિક** વિ. [સં.] વિજ્ઞાનને લગતું, વિજ્ઞાન પ્રમાણેનું, વિજ્ઞાનના સિદ્ધાંતો પ્રમાણે થયેલું. 'સાયન્ટિફિક.' (૨) વિજ્ઞાન-શાસ્ત્રમાં નિપુણ, 'સાયન્ટિસ્ટ'
**વૈણિક** વિ. [સં.] વીણા વગાડનાર [શ્રુતિ. (સંગીત.)
**વૈણિકા** સ્ત્રી. [સં.] મધ્યસ્થાનીય ૨૨ શ્રુતિઓમાંની ૧૪ મી
**વૈડૂર્ય** જુઓ 'વૈદૂર્ય.'
**વૈઢ** પું. [ચરો.] હાથપગની ચામડીમાં પડતો ચીરો
**વૈઢું** ન. [ચરો.] જુઓ 'વરડું.'
**વૈણવ** વિ. [સં.] વાંસનું બનેલું, વાંસને લગતું. (૨) ન. વાંસડો. (૩) વાંસનું જંગલ
**વૈણવિક** વિ.,પું. [સં.] વાંસળી વગાડનાર
**વૈતથ્ય** ન. [સં.] અસત્ય, વ્યર્થ-તા, નિરર્થક-તા
**વૈતનિક** વિ [સં.] પગારદાર, વેતન લઈને કામ કરનાર. (૨) મજૂરિયું
**વૈતરણિ(-ણી)** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે યમલોકના માર્ગમાં આવતી કહેવાતી એક નદી. (સંજ્ઞા.) (૨) સ્વર્ગંગા. (૩) ઓરિસ્સામાં કટક પાસે આવેલી એક નદી. (સંજ્ઞા.)

**વૈતરણિ(-ણી)-વ્રત** ન. [સં.] કાર્તિક વદિ એકાદસીના દિવસે કરવામાં આવતું ગાયનું પૂજન. (સંજ્ઞા.)
**વૈતરું** ન. ભાર-બોજ ઉઠાવનાર મજૂર. (૨) ન. ભાર-બોજ ઉઠાવવાની મજૂરીનું કામ. (૩) ભાર-બોજ ઉઠાવવાની મજૂરીનું મહેનતાણું. (૪) (લા.) વેઠ. [૦ કરવું (રૂ.પ્ર.) થાકી જવાય એટલું કામ કરવું. કપૂરનું વૈતરું (રૂ.પ્ર.) ઊંચા પ્રકારની કામગીરી] [વાદ-વિવાદ કરનારું
**વૈતંડિક** (વૈતણ્ડિક) વિ. [સં.] વિતંડા કરનારું, નકામો
**વૈતાઢ્ય** પું. [સં.] સાંપ્રદાયિક માન્યતા પ્રમાણે પ્રલય થવાના સમયે બધા પ્રકારના જીવોનાં જુગલિયાં રહી જાય છે તેવો એક પર્વત. (જૈન)
**વૈતાન** વિ. [સં.] યજ્ઞ-સંબંધી. (૨) પું. યજ્ઞનો પવિત્ર અગ્નિ
**વૈતાનિક** વિ. [સં.] યજ્ઞના પવિત્ર અગ્નિને લગતું. (૨) ન. વૈતાન અગ્નિ ઉપર કરવામાં આવતો એક વિધિ. (૩) પું. વિધિપૂર્વક અગ્નિની સ્થાપના
**વૈતાલ(-ળ)** પું. [સં.] જુઓ 'વેતાલ.'
**વૈતાલિક** પું. [સં.] વેતાળ સાધ્યો હોય તેવો જાદુગર. (૨) પ્રાચીન રજવાડાંઓમાં સવાર-સાંઝ સ્તુતિ ગાનારો ભાટ [છંદઃ-પ્રકાર. (પિં.)
**વૈતાલીય** પું. [સં.,ન] અર્ધસમ માત્રામેળ-અક્ષરમેળ મિશ્ર
**વૈતાળ** જુઓ 'વેતાલ.'
**વૈતૃષ્ણ્ય** ન. [સં.] તૃષ્ણાનો અભાવ, નિઃસ્પૃહ-તા
**વૈદ** પું. [સં. वैद्य, અર્વા. તદ્ભવ] જુઓ 'વૈદ્ય.'
**વૈદક** ન. [સં वैद्यक, અર્વા. તદ્ભવ] જુઓ 'વૈદ્યક.'
**વૈદકીય** વ. [સં. वैद्यकीय, અર્વા. તદ્ભવ] જુઓ 'વૈદ્યકીય.'
**વૈદગ્ધ્ય** ન. [સં.] વિદગ્ધપણું, ચતુરાઈ. (૨) પાંડિત્ય, વિદ્વત્તા. (૩) (લા.) લુચ્ચાઈ, શઠ-તા [વૈદાણી
**વૈદણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'વૈદ'+ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.]
**વૈદ-રાજ** પું. [સં. वैद्यराज, અર્વા. તદ્ભવ] જુઓ 'વૈદ્ય-રાજ.'
**વૈદર્ભ** વિ. [સં] વિદર્ભ દેશનું. (૨) વૈદર્ભી રીતિવાળું. (કાવ્ય.) (૩) પું. વિદર્ભ દેશનો રાજા, ભીમ (દમયંતીના પિતા). (સંજ્ઞા.)
**વૈદર્ભી** સ્ત્રી. [સં.] વિદર્ભ દેશના રાજાની પુત્રી દમયંતી. (સંજ્ઞા.) (૩) નાટકોની ચાર રીતિઓમાંની કોમળ વર્ણોવાળી રીતિ. (કાવ્ય.)
**વૈદ-વારું** ન. [જુઓ 'વૈદ' દ્વારા.] વૈદ્યકીય ઉપચાર, વૈદું
**વૈદાણી** સ્ત્રી. [જુઓ 'વૈદ' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] વૈદ્યની પત્ની. (૨) વૈદકનો ધંધો કરનારી – સ્ત્રી વૈદ્ય
**વૈદિક** વિ., સ્ત્રી. [સં.] વેદને લગતું, વેદનું, વેદમાં કહેલું. (૨) વેદમાં માનનારું, વેદની પ્રણાલી તરફ આદરવાળું. (૩) વેદનો પાઠ તેમજ અભ્યાસ કરનારું. (૪) વેદમાં પારંગત. (૫) વેદકાલનું
**વૈદિકી** વિ., સ્ત્રી. [સં] વેદની ભાષા, વૈદિક સંસ્કૃત. (સંજ્ઞા.)
**વૈદુષ્ય** ન. [સં.] વિદ્વત્તા, પંડિતાઈ, પાંડિત્ય
**વૈદું** ન. [જુઓ 'વૈદ' + ગુ. 'ઉં' ત. પ્ર] વૈદ્યનો ધંધો કે કામગીરી. [૦ કરવું (રૂ.પ્ર.) માર મારીને સીધું કરવું]
**વૈદૂર્ય** પું. [સં.,ન.] રત્નની એક જાત, નીલ મણિ, નીલમ, આસમાની હીરો. (૨) [સં.,પું.] એ નામનો એક પૌરાણિક

પર્વત. (સંજ્ઞા.)
**વૈદેશિક** વિ. [સં.] વિદેશી, વિદેશીય, પરદેશીય, પરદેશી
**વૈદેહી** સ્ત્રી. [સં.] વિદેહ દેશના રાજા જનકની પુત્રી સીતા. (સંજ્ઞા.)
**વૈદેહ્ય** ન [સં.] વિદેહપણું, અવસાન, મૃત્યુ, મોત, મરણ
**વૈદ્ય** પું. [સં.] આયુર્વેદની રીતે દર્દીઓની ચિકિત્સા અને સારવાર કરનાર ચિકિત્સક, ભિષક
**વૈદક** ન. [સં.] આયુર્વેદની રીતે રોગોની ચિકિત્સા-પદ્ધતિ
**વૈદ્ય-રાજ** પું. [સં.] ઉત્તમ વૈદ્ય (વૈદ્યને માનાર્થે.)
**વૈદ્ય-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'વૈદક-વિદ્યા.'
**વૈદ્ય-શાસ્ત્રી** વિ. [સં.,પું.] વૈદ્ય-શાસ્ત્રમાં નિષ્ણાત (સંસ્કૃત વ્યાકરણ-કાવ્ય વગેરેના જ્ઞાનવાળો વૈદ્ય) ['વૈદાણી.'
**વૈદાણી** સ્ત્રી. [+ ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય] જુઓ
**વૈદ્યુત** વિ. [સં.] વીજળીને લગતું [દેસરનું
**વૈધ** વિ. [સં.] વિધિ પ્રમાણેનું, ધારા-ધોરણ મુજબનું, કાય-
**વૈધરત** પું. [સં. વૈધૃત. અર્વા. તદ્ભવ] જુઓ 'વૈધૃત.' (જ્યો.)
**વૈધર્મ્ય** ન. [સં.] ભિન્ન ગુણ-લક્ષણો હોવાપણું, ગુણ કે મૂળ સ્વરૂપની ભિન્ન-તા, વિધર્મ-તા [વિધવાવસ્થા
**વૈધવ્ય** ન. [સં.] વિધવા હોવાપણું, વિધવાપણું, રંડાપો,
**વૈધાનિક** વિ. [સં.] જુઓ 'વૈધ.' (૨) નિર્માણ કરવા સંબંધી, બાંધ-કામની રચનાનું [હોવાપણું
**વૈધુર્ય** ન. [સં.] પત્ની ગુજરી જવાની સ્થિતિ, વિધુર
**વૈધૃત** ન., -તિ સ્ત્રી. [સં.] એ નામનો જ્યોતિષનો એક યોગ. (જ્યો.) [(સંજ્ઞા.)
**વૈનતેય** પું. [સં.] વિનતાનો પુત્ર ગરુડ અને અરુણ.
**વૈનાશિક** વિ. [સં.] નાશવંત, ક્ષણ-ભંગુર. (૨) પું. બૌદ્ધ ધર્મશાસ્ત્ર
**વૈનીતક** ન. [સં.] પાલખી, સુખપાલ
**વૈન્ય** પું. [સં.] રાજા વેનનો પુત્ર-રાજા પૃથુ. (સંજ્ઞા.)
**વૈપરીત્ય** ન. [સં.] વિપરીત હોવાપણું, ઊલટાપણું. (૨) (લા.) ખરાબી
**વૈપુલ્ય** ન. [સં.] વિપુલ-તા, પુષ્કળ-તા, છત
**વૈફલ્ય** ન. [સં.] વિફળ-તા, નિષ્ફળ-તા
**વૈભવ** પું. [સં.] જુઓ 'વિભવ.'
**વૈભવ-શાળી** વિ. [સં. °શાલી, પું.], **વૈભવી** વિ. [સં.,પું.] વૈભવવાળું, સમૃદ્ધ, માલેતુજાર
**વૈભાગિક** વિ. [સં.] વિભાગને લગતું. (૨) ખાતાને લગતું
**વૈભાર** પું. [સં.] મગધમાં આવેલો એ નામનો એક પ્રાચીન કાલનો પર્વત. (સંજ્ઞા.) [ફિરકો. (સંજ્ઞા.)
**વૈભાષિક** વિ.,પું. [સં.] બૌદ્ધ ધર્મનો એક એ નામનો
**વૈમત્ય** ન. [સં.] મત-ભેદ
**વૈમનસ્ય** ન. [સં.] નિરુત્સાહ, ખિન્ન-તા. (૨) ઊંચા દિલ થવાં એ, અણ-બનાવ. (૩) શત્રુ-તા
**વૈમલ્ય** ન. [સં.] વિમળ-તા, નિર્મળ-તા, સ્વચ્છ-તા
**વૈમાનિક** વિ. [સં.] વિમાનને લગતું. (૨) વિમાનવાળું. (૩) વિમાનમાં ફરનાર. (૪) પું. દેવોનો એક વર્ગ. (જૈન.)
**વૈમુખ્ય** ન. [સં.] વિમુખ હોવાપણું, વિરોધિ-તા, વિરોધ
**વૈયક્તિક** વિ. [સં.] વ્યક્તિને લગતું, વ્યક્તિ-ગત, આ-સામી-વાર. (૨) પોતીકું
**વૈયર્થ્ય** ન. [સં] વ્યર્થ-તા, નિષ્ફળ-તા, વિફળ-તા
**વૈયાકરણ** વિ. [સં.], -ણી વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વ્યાકરણશાસ્ત્ર-સંબંધી. (૨) પું. વ્યાકરણ-શાસ્ત્રનો રચનાર વિદ્વાન, વ્યાકરણશાસ્ત્રી
**વૈયાવૃત્ય** ન. [સં.] ગુણી જનની સેવા-ચાકરી. (જૈન)
**વૈયું** ન. ખેતીના પાકને નુકસાન કરનારું એક પંખી
**વૈર** ન. [સં.] શત્રુ-તા, દુશ્મનાવટ, દુશ્મની, કીનો
**વૈરલ્ય** ન. [સં.] વિરલ હોવાપણું, અછત
**વૈર-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'વેર-ભાવ.'
**વૈરસ્ય** ન. [સં.] રસહીનપણું. (૨) બેસ્વાદ હોવાપણું
**વૈરાગ** પું. [સં. वैराग्य ન.] જુઓ 'વૈરાગ્ય.'
**વૈરાગી** વિ. [જુઓ 'વૈરાગ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વેરાગી.' [શત્રુ-તા
**વૈરાગ્નિ** પું. [સં. वैर + अग्नि] શત્રુતાની આગ, પ્રબળ
**વૈરાગ્ય** ન. [સં.] જુઓ 'વિ-રાગ.' [વિશાળ, વિસ્તૃત
**વૈરાટ** વિ. [સં.] વિરાટ-સ્વરૂપ સંબંધી. (૨) (લા.)
**વૈરિ-તા** સ્ત્રી. [સં.] જુઓ 'વેર-ભાવ.'
**વૈરી** વિ. [સં.,પું.] વેર રાખનાર, શત્રુ, દુશ્મન
**વૈરૂપ્ય** ન. [સં. વિરૂપ-તા, કદરૂપાપણું
**વૈલક્ષણ્ય** ન. [સં.] જુઓ 'વૈધર્મ્ય.'
**વૈવર્ણ્ય** ન. [સં.] ફિક્કાપણું, ફીકાશ
**વૈવર્ત** પું. [સં.] ફેરફાર, પલટો, રૂપાંતર થવાપણું
**વૈવસ્વત** પું [સં.] વિવસ્વાન સૂર્યનો પુત્ર આદિ મનુ. (સંજ્ઞા.) (૨) યમરાજ. (૩) ચૌદ માંહેનો સાતમો મન્વંતર. (સંજ્ઞા.)
**વૈવાહિક** વિ. [સં.] વિવાહને લગતું. લગ્નને લગતું. (૨) પું. જુઓ 'વેવાઈ.'
**વૈવિધ્ય** ન. [સં.] વિવિધ-તા, અનેક પ્રકાર હોવાપણું
**વૈશદ્ય** ન. [સં.] વિશદ-તા, વિસ્તાર. (૨) સ્પષ્ટ-તા
**વૈશંપાયન** (વૈશમ્પાયન) પું. [સં.] કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના શિષ્યોમાંનો એક કે જેણે મહાભારત પાંડવ અર્જુનના પૌત્ર જનમેજયને સંભળાવ્યું. (સંજ્ઞા.)
**વૈશાખ** પું. [સં.] કાર્તિકી વર્ષનો સાતમો વસંત ઋતુમાં આવતો મહિનો. (સંજ્ઞા.)
**વૈશાખ-નંદન** (-નન્દન) પું. [સં.] ગધેડો. (૨) (લા.) મૂર્ખ
**વૈશાખી** વિ., સ્ત્રી. [સં.] વૈશાખ મહિનાની (પૂનમ)
**વૈશારદ્ય** ન. [સં.] વિશારદ હોવાપણું, નિપુણ-તા, પ્રવીણ-તા, હોશિયારી
**વૈશાલી** સ્ત્રી. [સં.] ઈસુની ૬ઠ્ઠી સદી આસપાસના લિચ્છવી રાજ્યની રાજધાનીનું નગર. (સંજ્ઞા.)
**વૈશાલ્ય** ન. [સં.] વિશાળ-તા
**વૈશિક** વિ. [સં.] વેશ્યાને લગતું. (૨) પું. વેશ્યા સાથે સંબંધ રાખનારો નાયક. (નાટ્ય.)
**વૈશિષ્ટ્ય** ન. [સં.] વિશિષ્ટ ખાસિયત, વિશેષ-તા. (૨) વ્યક્તિત્વ. (૩) ભેદ, તફાવત
**વૈશેષિક** વિ. [સં.] વિશેષને લગતું. (૨) વૈશેષિક મતનું અનુયાયી. (૩) ન. એ નામનું મહર્ષિ કણાદે સ્થાપેલું એક

તત્ત્વ-સુદર્શન. (સંજ્ઞા.)
**વૈશેષ્ય** ન. [સં.] જુઓ 'વૈશિષ્ટ્ય.'
**વૈશ્ય** પું. [સં.] વૈદિક ચાતુર્વર્ણ્ય-વ્યવસ્થામાંનો ખેતી ગોપાલન અને વેપાર-ધંધો કરનારો ત્રીજો વર્ગ. (૨) વાણિયો [તે કાર્ય
**વૈશ્ય-કર્મ** ન., **વૈશ્ય-ક્રિયા** સ્ત્રી. [સં.] વૈશ્યે બજાવવાનું તે
**વૈશ્ય-પ્રકોપ** પું. [સં.] જુઓ 'વિટ્-પ્રકોપ.'
**વૈશ્ય-વર્ણ** પું. [સં.] વૈશ્ય જાતિ. (૨) રાશિઓનો એ નામે વર્ગ. (જ્યો.)
**વૈશ્ય-વૃત્તિ** સ્ત્રી. [સં.] વૈશ્યનો સ્વભાવ, દરેક વાતમાં હાનિ-લાભ જોવાનું વલણ. (૨) વેપાર અને હુન્નર-ઉદ્યોગ
**વૈશ્યા** સ્ત્રી. [સં.], **-શ્યાણી** સ્ત્રી. [સં. वैश्य + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] વૈશ્ય વર્ણની સ્ત્રી
**વૈશ્રવણ** પું. [સં.] દેવોનો ભંડારી, કુબેર. (સંજ્ઞા.)
**વૈશ્વ** વિ. [સં.] વિશ્વને લગતું, વૈશ્વિક
**વૈશ્વદેવ** પું. [સં.] જમતાં પહેલાં અગ્નિને બલિદાન આપવાનો નિત્યકર્મનો એક વિધિ
**વૈશ્વાનર** પું. [સં.] અગ્નિ. (૨) જઠરનો અગ્નિ. (૩) પરમાત્મા, પરમેશ્વર
**વૈશ્વિક** વિ. [સં.] વિશ્વને લગતું, વૈશ્વ
**વૈષમ્ય** ન. [સં.] વિષમ-ભાવ, વિષમ-તા, અસમાન-તા, ભેદ, જુદાપણું, ભેદ-ભાવ. (૨) વિલક્ષણ-તા
**વૈષયિક** વિ. [સં.] વિષયને લગતું
**વૈષ્ણવ** વિ. [સં.] વિષ્ણુને લગતું. (૨) વિષ્ણુ-નારાયણ અને એના વિભિન્ન અવતારો અને અવતારી તત્ત્વની ભક્તિ-ઉપાસના-સેવા-પરિચર્યા કરનારું. (સંજ્ઞાવાચક)
**વૈષ્ણવ જન** પું., ન. [સં.,પું.] કોઈ પણ વૈષ્ણવ સંપ્રદાયનું અનુયાયી માણસ, વિષ્ણુ-ભક્ત, કૃષ્ણ-ભક્ત, રામ-ભક્ત
**વૈષ્ણવ-માર્ગ, વૈષ્ણવ-સંપ્રદાય (-સમ્પ્રદાય)** પું. [સં.] વિષ્ણુ-નારાયણની કે વિષ્ણુના અવતારોની ભક્તિ કરવામાં આવતી હોય તેવો વૈષ્ણવી પંથ, ભાગવત-માર્ગ, ભક્તિ-માર્ગ
**વૈષ્ણવાસ્ત્ર** ન. [સં.] વિષ્ણુનો મંત્ર ભણી ફેંકવામાં આવતું મનાયેલું એક બાણ
**વૈષ્ણવી**[1] વિ. [સં.,પું.] વૈષ્ણવ સંપ્રદાયનું
**વૈષ્ણવી**[2] વિ., સ્ત્રી. [સં.] વિષ્ણુને લગતી માયા કે એવી કોઈ પણ સ્ત્રીલિંગી વસ્તુ. (૨) લક્ષ્મી
**વૈસ્વર્ય** ન. [સં.] ગળામાંથી નીકળતા અવાજનું ફાટી જવું એ, બેઠેલો ઘાંટો
**વૈહાસિક** વિ. [સં.] હસાવનારું, મશ્કરું, ટીખળી
**વો (વોઃ)** પું. [સં. वाह દ્વારા] પ્રવાહ. (૨) ધોધ
**વોકળો** પું. જુઓ 'વેકળો.'
**વૉકાઉટ** પું. [અં. વૉક્-આઉટ્] સભા વગેરેમાંથી વિરોધ બતાવવા સભ્ય કે સભ્યોનું બહાર નીકળી જવું એ
**વોકાબ** ન. બદામી રંગનું ગરુડ પક્ષી
**વૉચ** સ્ત્રી. [અં.] જાળવણી, તપાસ, ચોકી રાખવી એ. (૨) નાની ઘડિયાળ (ખીસાની કે કાંડાની)
**વૉચ ઍન્ડ વૉર્ડ** ન. [અં.] ચોકી-પહેરો
**વૉચ-મૅન** પું. [સં.] ચોકી કરનારો, ચોકીદાર, પહેરેદાર
**વોચરિયું** ન. [અં. 'વાઉચર્' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'વાઉચર.'
**વોટ** પું. [અં.] મત, અભિપ્રાય. [૦ નાં(-નાં)ખવો (રૂ.પ્ર.) મતની ચોકડી કરી ચબરકી પેટીમાં નાખવી. ૦ પડવો (રૂ.પ્ર.) અભિપ્રાય થવો]
**વોટર**[1] વિ. [અં.] વોટ આપનારું, મતદાર
**વૉટર**[2] ન. [અં.] પાણી
**વૉટર-કલર** પું. [સં.] પાણીમાં ભેળવેલો રંગ (તેલમાં ભેળવેલો તે 'ઑઇલ-કલર')
**વૉટરન્ટાઇટ, વૉટર-પ્રૂફ** વિ. [અં.] પાણી ન પેસે તેવું, જલાભેદ [નોકર
**વૉટર-મૅન** પું. [અં.] પાણી પિવડાવનારો માણસ કે
**વૉટર-વર્ક્સ, વૉટર-હાઉસ** ન. [અં.] પાણી એકઠું કર્યા પછી પ્રજાને માટે ત્યાંથી નળો દ્વારા રવાના કરવાનું સ્થાન
**વોટિંગ (વોટિઙ્)** ન. [સં.] મતદારોની મત આપવાની ક્રિયા, મત-દાન
**વોટિંગ પેપર** પું. [અં.] મતની ચોકડી કરવાનો કાગળ
**વોડકા** પું. [અં.] એક પ્રકારનો રશિયન દારૂ (મદ્ય)
**વોડકી** સ્ત્રી., **-કું** ન. [જુઓ 'વોડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય. દે.પ્રા. वोड्डी, તરુણ સ્ત્રી.] હજી ન વિયાણી હોય તેવી નાની ગાય કે ભેંસ
**વોણ**[1] (વોંણ) ન. કપાસનો છોડ, વણ
**વોણ**[2] (વોઃણ) ન. [સં. वहन > પ્રા. वहण] સીમમાં પાણીથી ભરાતો લાંબો ખાડો
**વોમિટ** સ્ત્રી. [અં.] ઊલટી, બકારી, ઓકારી
**વોમિટિંગ (વોમિટિઙ્)** ન. [અં.] ઊલટી થવી એ
**વોય (વોઃય)** કે.પ્ર. [રવા.] દુઃખ કે ભયનો એક પોકાર
**વૉયલ** ન. [અં.] એક પ્રકારનું મજબૂત બારીક સુતરાઉ કાપડ, વાયલ [+ સં. 'રે.'] જુઓ 'વોય.'
**વોય વોય, ૦ રે** (વોઃય-) કે.પ્ર. [જુઓ 'વોય,'-દ્વિર્ભાવ
**વૉર-બૉન્ડ** ન. [અં.] લડાઈ પ્રસંગે જરૂર પડતાં નાણાં માટે કાઢવામાં આવતી સરકારી લોન [સમન્સ
**વૉરન્ટ** ન. [અં.] ધરપકડ કરવાનો સરકારી હુકમ. (૨)
**વોરો (વોઃરો)** પું. [જુઓ 'વહોરો.'] નાગર બ્રાહ્મણ વગેરેની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**વૉર્ડ** પું. [અં.] દરદીઓને હૉસ્પિટલમાં રાખવાનો વિભાગ. (૨) શહેરનો વહીવટી દૃષ્ટિએ નક્કી કરવામાં આવતો તે તે વિભાગ
**વૉર્ડર** પું. [અં.] જેલમાં કેદીઓ ઉપર દેખરેખ રાખનારો વડો કે જૂનો કેદી. (૨) ચોકિયાત, પહેરેદાર. (૩) હૉસ્પિટલના વૉર્ડમાં કામ કરતો નોકર
**વૉલન્ટિયર** વિ. [અં.] સ્વયં-સેવક
**વોલરસ** સ્ત્રી. માછલીની એક જાત
**વૉલ-સીટ** સ્ત્રી. [અં.] મીણબત્તી રાખી બાળવાની બેઠકવાળી દીવી, વાલસેટ
**વૉલી-બૉલ** પું., સ્ત્રી. [અં.] ટેનિસના જેવી એક મેદાની રમત (સ્ત્રી પુરુષો રમી શકે તેવી) [એકમ
**વૉલ્ટ** પું. [અં.] વીજળીના દબાણના પ્રમાણનો એક

**વૉલ્ટે(ટ્ટે)જ** ન. [અં.] વીજળીનું દબાણ કે એનું માપ
**વૉલ્યૂમ** ન. [સં.] ઘન-ફળ. (૨) ગ્રંથ, પુસ્તક
**વૉશ-બૅસિન** ન. [અં.] દીવાલમાં જડેલી હાથ-મોં ધોવાની ચકલીવાળી કૂંડી
**વૉશિંગ** (વૉશિઙ્ગ) ન. [અં.] ધોવાની ક્રિયા
**વૉશિંગ કંપની** (વૉશિઙ્ગ કમ્પની) સ્ત્રી. [અં.] ધોબીની દુકાન કે મંડળી [વપરાતો એક ક્ષાર
**વૉશિંગ સોડા** (વૉશિઙ્ગ-) પું. [સં.] ધોવાના કામમાં
**વોસરાવવું** સ.ક્રિ. [સં. व्युत्सृज् દ્વારા પ્રા. वोसर] છોડી દેવું, મૂકી દેવું, ત્યાગ કરવો. (૨) પાપ-ક્રિયાથી દૂર રાખવું
**વોહ** (વોઃ) પું. [સં. वाह] જુઓ 'વો.'
**વોળામણ** ન., -ણી સ્ત્રી., -ણું[૧] ન. [જુઓ 'વળવું' + ગુ. 'આમણ'- 'આમણી'- 'આમણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] વેળાવવા જવાનું કામ. (૨) વળાંક
**વોળામણું**[૨] (વૉળામણું) વિ. [જુઓ 'વળવું' + ગુ. 'આમણું' કર્તૃવાચક કૃ.પ્ર.] વળાવવા જનારું
**વોળાવવું** (વૉળાવવું) સ.ક્રિ. [જુઓ 'વળવું' એનું પ્રે. પ્રકારનું.] વિદાય કરવું, વળાવવું [જનારું
**વોળાવિયું** (વૉળાવિયું) વિ. [+ ગુ. 'ઇયું.'] વળાવવા
**વોળાવું** (વૉળાવું) ન. [જુઓ 'વોળાવવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] વળાવવા જવાની ક્રિયા, વિદાય આપવી એ
**વોળાવો** પું. [જુઓ 'વોળાવવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ વોળાવિયો પુરુષ
**વોંકળો** (વૉંકળો) જુઓ 'વોકળો.' [ઉદ્ગાર
**વૌષટ્** કે.પ્ર. [સં.] યજ્ઞમાં દેવને બલિ આપવા બોલાતો
**વૌષટ્-કાર** પું. [સં.] 'વૌષટ્' એવો ઉદ્ગાર
**વ્યક્ત** વિ. [સં.] સ્પષ્ટ દેખાતું—આકારવાળું. (૨) સ્પષ્ટ થયેલું, સ્ફુટ
**વ્યક્તાવ્યક્ત** વિ. [+ સં. अ व्यक्त] પ્રગટ અને અ-પ્રગટ, ઘડી-ભર દેખાય અને ઘડી-ભર ન દેખાય તેવું
**વ્યક્તિ** સ્ત્રી. [સં.] સ્પષ્ટ દેખાવું એ. (૨) સ્પષ્ટ અનુભવાવું એ. (૩) એક જણ, એક માણસ
**વ્યક્તિ-ગત** વિ. [સં.] પ્રત્યેક વ્યક્તિને ઉદ્દેશીને રહેલું, વૈયક્તિક, 'ઇન્ડિવિજ્યુઅલ'
**વ્યક્તિ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] વ્યક્તિનું તે તે ખાસ લક્ષણ, આગવું લક્ષણ, 'ઇન્ડિવિજ્યુઆલિટી' [ગાવી એ
**વ્યક્તિ-પૂજા** સ્ત્રી. [સં.] કોઈ પણ એક જ વ્યક્તિની મહત્તા
**વ્યક્તિ-પ્રધાન** વિ. [સં.] જેમાં માત્ર એક જ વ્યક્તિને મહત્ત્વ આપ્યું હોય તેવું
**વ્યક્તિ-પ્રાધાન્ય** ન. [સં.] વ્યક્તિ-પ્રધાન હોવાપણું
**વ્યક્તિ-રાજ્ય** ન. [સં.] એક જ જણની સત્તાવાળી શાસન-પદ્ધતિ, સરમુખત્યાર-શાહી
**વ્યક્તિ-લક્ષણ** ન. [સં.] દરેક જણનું વિશેષ કે જુદું પડી આવતું લક્ષણ કે ગુણ-ધર્મ [આપનારું
**વ્યક્તિ-વાચક** વિ [સં.] તે તે વ્યક્તિ કે પદાર્થનો ખ્યાલ
**વ્યક્તિ-વાદ** પું. [સં.] વ્યક્તિની મહત્તાને પ્રાધાન્ય આપવાનો મત-સિદ્ધાંત, 'ઇન્ડિવિજ્યુઅલિઝમ'
**વ્યક્તિવાદી** વિ. [સં.,પું.] વ્યક્તિ-વાદમાં માનનારું
**વ્યક્તિ-વાર** ક્રિ.વિ. [+ જુઓ 'વાર' પ્રમાણે.] દરેક વ્યક્તિ-દીઠ
**વ્યક્તિ-વિકાસ** પું. [સં.] તે તે એક જણની ખિલવણી
**વ્યક્તિ-વિશેષ** પું. [સં.] જે તે ખાસ માણસ, ચોક્કસ જણ
**વ્યક્તિ-શઃ** ક્રિ.વિ. [સં.] જુઓ 'વ્યક્તિ-વાર.'
**વ્યક્તિ-શિક્ષણ** ન. [સં.] તે તે એક જણને અપાતી તાલીમ
**વ્યક્તિ-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] તે તે માણસની અંગત સ્વતંત્રતા, 'ઇન્ડિવિજ્યુઆલિટી'
**વ્યક્તોપાસના** સ્ત્રી. [સં. व्यक्त + उपासना] વ્યક્ત અવતારી કે અવતારની ભક્તિ [કામમાં ગૂંચવાયેલું
**વ્યગ્ર** વિ. [સં. वि + अग्र] અસ્થિર મનનું, વ્યાકુળ. (૨)
**વ્યગ્ર-ચિત્ત** વિ. [સં.,બ.વ્રી.] જેનું ચિત્ત વ્યાકુળ હોય તેવું
**વ્યજન** પું. [સં.] વીંજણો, પંખો
**વ્યતિકર** પું. [સં. वि + अति-कर] મિશ્રણ. (૨) સંબંધ. (૩) મેળાવો. (૪) વિરોધ. (૫) આફત. (૬) સમુદાય. (૭) બનાવ
**વ્યતિ-ક્રમ** પું., **-મણ** ન. [સં. वि + अति-क्रम,-मण] ઊલટા-સૂલટ હોવા કે થવાપણું, વ્યુત્ક્રમ, વિપર્યાસ. (૨) બાધા, વિઘ્ન
**વ્યતિ(-તી)-પાત** પું. [સં. वि-अतिपात] અચાનક માથે આવી પડવું એ. (૨) એ નામનો ૨૭ માંહેનો એક અવયોગ. (જ્યો.) [નાઠે તેવું, ધાંધલિયું
**વ્યતિ(-તી)પાતિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જંપીને બેસે
**વ્યતિ-રિક્ત** વિ. [સં. वि + अति-रिक्त] વિનાનું, સિવાયનું. (૨) અળગું, જુદું. (૩) બીજું, અન્ય, ઇતર
**વ્યતિરેક** પું. [સં. वि + अति-रेक] જુદાઈ, ભિન્નતા (૨) સંબંધનો અભાવ. (૩) એક ન હોવાથી બીજાનું ન હોવા-પણું. (તર્ક.) (૪) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**વ્યતિરેક-પદ્ધતિ** સ્ત્રી. [સં.] કારણ ન હોય તો કાર્ય ન જ હોય એ રીતે વિચારવાની રીત. (તર્ક.)
**વ્યતિરેક-વ્યાપ્તિ** સ્ત્રી. [સં.] જ્યાં કારણ ન હોય ત્યાં કાર્યનો અભાવ. (તર્ક.) [કાર્ય પણ ન હોય તેવું
**વ્યતિરેકી** વિ. [સં.,પું.] વ્યતિરેકવાળું, કારણ ન હોય ત્યાં
**વ્યતિ-ષક્ત** વિ. [સં. वि + अति-षक्त] જોડાયેલું. (૨) પ્રીતિથી બંધાયેલું [પરસ્પર-તા
**વ્યતિ-ષંગ** (-ષઙ્ગ) પું [સં. वि + अति-षङ्ग] જોડાણ. (૨)
**વ્યતિ(-તી)-હાર** પું. [સં. वि + अति-हार] વિનિમય, બદલો, અદલોબદલો, સાટું [પસાર થઈ ગયેલું
**વ્યતીત** વિ. [સં. वि + अति-इत] વીતી-ગયેલું, ભૂતકાળનું,
**વ્યતીપાત** જુઓ 'વ્યતિ-પાત.'
**વ્યતીપાતિયું** જુઓ 'વ્યતિપાતિયું.'
**વ્યતીહાર** જુઓ 'વ્યતિ-હાર.'
**વ્યત્યય** પું. [સં. वि + अति + अय] ઊલટું થવાની ક્રિયા. (૨) સ્વરો અને વ્યંજનોની શબ્દના વિકાસમાં ઊલટ-પાલટ થવાની ક્રિયા. (વ્યા.)
**વ્યત્યાસ** પું. [સં. वि + अति + आस] જુઓ 'વ્યતિ-ક્રમ.'
**વ્યથા** સ્ત્રી. [સં.] શારીરિક તેમજ માનસિક દુઃખ, પીડા, તકલીફ, વેદના [વ્યથા કરનારું
**વ્યથા-કર, વ્યથા-કારક** વિ. [સં.], **વ્યથા-કારી** વિ. [સં.,પું.]

**વ્યથિત** વિ. [સં.] દુઃખિત, પીડિત, વ્યથા પામેલું

**વ્યધિકરણ** ન. [સં. वि+अधि-करण] જુદી વિભક્તિમાં હોવાપણું

**વ્યધિકરણ-બહુવ્રીહિ** પું. [સં.] જે સમાસમાં પૂર્વપદ અને ઉત્તરપદની વિભક્તિઓ જુદી હોય તેવો બહુવ્રીહિ સમાસ (જેમકે 'વીણા-પાણિ'–પાણિ(=હાથ)માં વીણા જેને છે તેવો-નારદ) (વ્યા.)

**વ્યપદેશ** પું. [સં. वि+अप-देश] નામ લઈ ને કહેવું એ, ઉલ્લેખપૂર્વક કરવામાં આવતું વિધાન. (૨) નિમિત્તના હોવાપણાને લીધે વિશિષ્ટ એવો મુખ્ય વ્યવહાર. (વેદાંત.) (૩) એક જ પદાર્થમાં બે વિષયોનો આરોપ. (વેદાંત.)

**વ્યપોહ** પું. [સં. वि+अप+ ऊह] દૂર થવું એ. (૨) કાઢી મૂકવું એ

**વ્યભિચાર** પું. [સં. वि+अभि-चार] કાર્ય-કારણરૂપે ન હોવાપણું. (૨) પોતાના ગુણ-ધર્મને પ્રતિકૂળ થવું એ. (૩) સ્વીકારેલા નિયમનો વિરોધ. (૪) કર્તવ્ય-ભ્રષ્ટતા. (૫) નિંદિત આચાર. (૬) પર સ્ત્રી પુરુષનો આડો વ્યવહાર, છિનાળું. (૭) નિયત સાહચર્યનો અભાવ. (તર્ક.)

**વ્યભિચારિણી** વિ., સ્ત્રી. [સં.] છિનાળ સ્ત્રી

**વ્યભિચારી** વિ. [સં.,પું.] છિનાળવું. (૨) પું. કાવ્યના રસોમાં સહાયક સંચારી તે તે ભાવ. (કાવ્ય.)

**વ્યય** પું. [સં. वि+अय] ખર્ચાવું એ, વપરાવું એ, વપરાશ. (૨) ખર્ચ [ઘસારો થતો હોય તેવું. (વ્યા.)

**વ્યયી** વિ. [સં.,પું.] ખર્ચ કરનારું. (૨) જેના અંગમાં

**વ્યર્થ** વિ. [સં. वि+अर्थ] અર્થ-હીન, નિરર્થક, નકામું, ફોગટનું. (૨) ફોક, ફોગટ, મિથ્યા, વૃથા

**વ્યર્થ-વાચી** વિ. [સં.,પું.] નકામું બોલનારું, મિથ્યાભાષી

**વ્યર્થાયાસ** પું [ + સં. आ यास] નકામી મહેનત, ફોગટનો પ્રયત્ન

**વ્યર્થાવ્યર્થ** વિ. [+ સં. अ-व्यर्थ] નિષ્ફળ અને સફળ

**વ્યલીક** વિ. [સં. वि+अलीक] તદ્દન ખોટું, સાવ પોકળ. (૨) ન. જૂઠાણું, ખોટી-વાત

**વ્યવચ્છેદ** પું. [સં. वि+अव-च्छेद] ભાગ કે ખંડ પાડવા એ, વિચ્છેદ (૨) નાશ. (૩) વિશેષ કરવું એ [રેશન'

**વ્યવચ્છેદ-ક્રિયા** સ્ત્રી. [સં.] (શરીરમાંની) વાઢ-કાપ, 'ઑપ-

**વ્યવધાન** ન. [સં. वि+अव-धान] વચ્ચે આવતી નડતર, આડચ. (૨) પડદો, અંતરપટ. (૩) અવકાશ, ખાંચો

**વ્યવસાય** પું. [સં. वि+अव-साय] પ્રવૃત્તિ, કામ-ધંધો. (૨) નિશ્ચય, ઠરાવ

**વ્યવસાય-બંધુ** (-બન્ધુ) પું. [સં.] ધંધા-ભાઈ, સમાન ધંધો કરનાર તે તે વ્યક્તિ. (૨) સાથે રહી એક જ પ્રવૃત્તિ કરનાર તે તે વ્યક્તિ [નિશ્ચયાત્મક બુદ્ધિવાળું

**વ્યવસાયાત્મક** વિ. [+ સં. आत्मन्+क] ઉદ્યોગી. (૨)

**વ્યવસાયાત્મિકા** વિ., સ્ત્રી. [સં.] નિશ્ચયાત્મક પ્રકારની (પ્રવૃત્તિ બુદ્ધિ વગેરે) [સ્ત્રી. (૨) કામઢી સ્ત્રી

**વ્યવસાયિની** વિ., સ્ત્રી. [સં.] ધંધા-રોજગારમાં પડેલી

**વ્યવસાયી** વિ [સં.,પું.] ધંધો-રોજગાર કરનારું. (૨) કામઢું

**વ્યવસિત** વિ. [સં. वि+अव-सित] મહેનતુ, કામઢું. (૨) નિશ્ચયવાળું. (૩) ન. નિશ્ચય, ધારણા. (૪) યુક્તિ, ઉપાય

**વ્યવસ્થા** સ્ત્રી. [સં. वि+अव-स्था] ગોઠવણ, જોગવાઈ, વેતરણ. (૨) વહીવટ, કારભાર, 'મૅનેજમેન્ટ.' (૩) બંદોબસ્ત

**વ્યવસ્થાપક** વિ. [સં. वि+अव-स्थापक] વ્યવસ્થા કરનાર, 'મૅનેજર' ['મૅનેજિંગ કમિટી'

**વ્યવસ્થાપક સમિતિ** સ્ત્રી. [સં] કારોબારી સમિતિ,

**વ્યવસ્થા-શક્તિ** સ્ત્રી. [સં] વહીવટી શક્તિ

**વ્યવસ્થિત** વિ. [સં. वि+अव-स्थित] સારી રીતે ગોઠવાયેલું

**વ્યવહર્તા** વિ. [સં.,પું.] વ્યવહાર કરનાર

**વ્યવહાર** પું. [સં. वि+अव-हार] વ્યવહારવાની ક્રિયા, રીત-ભાત, વર્તન. (૨) લેવડ-દેવડનો સંબંધ, વહેવાર. (૩) નાતો, સંબંધ. (૪) રૂઢિ, રિવાજ, રવૈયો

**વ્યવહાર-કુશલ(-ળ)** વિ. [સં.] બુદ્ધિપૂર્વક વહેવાર કરનારું, વહેવારુ [પણું

**વ્યવહાર-કુશલ(-ળ)-તા** સ્ત્રી. [સં,] વ્યવહાર-કુશળ હોવા

**વ્યવહાર-ક્ષમ** વિ. [સં] વ્યવહારમાં મૂકી શકાય તેવું, 'પ્રૅક્ટિકલ' [તેવું ગણિત, પાંતી-ગણિત. (ગ.)

**વ્યવહાર-ગણિત** ન. [સં.] ચાલુ વહેવારમાં કામ આવે

**વ્યવહાર-જ્ઞ** વિ. [સં.] વ્યવહારનું જ્ઞાન ધરાવનાર, વ્યવહાર-કુશલ

**વ્યવહાર-દક્ષ** વિ. [સં.] જુઓ 'વ્યવહાર-કુશળ.'

**વ્યવહારદક્ષ-તા** સ્ત્રી. [સં.] વ્યવહાર-દક્ષ હોવાપણું

**વ્યવહાર-દયા** સ્ત્રી. [સં.] આઠ માંહેની. એક પ્રકારની દયા (માંદાં દીન દુઃખી પ્રત્યેની). (જૈન.)

**વ્યવહાર-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] લૌકિક સમઝ, લોક-વહેવારનો ખ્યાલ [રહેનારું. (જૈન.)

**વ્યવહાર-મૂઢ** વિ. [સં.] દુન્યવી વ્યવહારોમાં રચ્યું-પચ્યું

**વ્યવહારવાદી** વિ. [સં.,પું.] વહેવારુ કામ-કાજમાં લક્ષ્ય રાખી જીવન જીવવામાં માનનારું

**વ્યવહાર-શુદ્ધ** વિ. [સં.] દુન્યવી કામ-કાજમાં શુદ્ધિ-પૂર્વક કામ કરનારું

**વ્યવહાર-શુદ્ધિ** સ્ત્રી. [સં.] દુન્યવી કામ-કાજમાંની પવિત્રતા

**વ્યવહાર-સિદ્ધ** વિ. [સં.] દુન્યવી કામ-કાજ કરવાની યોગ્ય પદ્ધતિથી આવી મળેલું [જેવું

**વ્યવહારાનુકૂલ(-ળ)** વિ. [+ સં. अनु-कूल] વહેવાર કરવા

**વ્યવહારિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'વ્યવહાર-કુશળ.' [કરનારું

**વ્યવહારી** વિ. [સં.,પું.] વ્યવહારને લગતું. (૨) વ્યવહાર

**વ્યવહારુ** વિ. [ + ગુ. 'ઉ' ત પ્ર.] જુઓ 'વહેવારુ.'

**વ્યવહારોપયોગી** વિ. [+ સં. उपयोगी] વ્યવહારમાં કામ લાગે તેવું. (૨) સાર્થક

**વ્યવહાર્ય** વિ. [સં.] વ્યવહારમાં મૂકી શકાય તેવું, 'પ્રૅક્ટિકેબલ.' (૨) આપ-લે કરી શકાય તેવું

**વ્યવહિત** વિ. [સં. वि+अव-हित] વચ્ચે આડચના રૂપમાં રહેલું. (૨) જેને આડચ કરવામાં આવી છે તેવું, ઢંકાયેલું

**વ્યવહૃત** વિ. [સં. वि+अव-हृत] વ્યવહારમાં મૂકેલું કે આવેલું, (૨) ઉપયોગમાં આવેલું કે લીધેલું

**વ્યષ્ટિ** સ્ત્રી. [સં.] સમષ્ટિનું તે તે પ્રત્યેક અંગ, વ્યક્તિ,

'ઇન્ડિવિજ્યુઅલ'
**વ્યસન** ન. [સં. वि-असन] આસક્તિ. (૨) ટેવ, આદત, હેવા. (૩) દુઃખ, આપત્તિ, આપદા, સંકટ. (૪) ખુવારી, નાશ
**વ્યસનાધીન** વિ. [+ સં. अधीन] વ્યસનને તાબે થયેલું
**વ્યસનાસક્ત** વિ. [સં. आ-सक्त], **વ્યસની** વિ. [સં.,પું.] વ્યસનમાં લાગી પડેલું, બંધાણી
**વ્યસ્ત** વિ. [સં. वि + अस्त] છૂટું ફવાયું થઈ ગયેલું, વીખરાઈ ગયેલું. (૨) ઊલટું, વિપરીત, ઊંધું થયેલું. (૩) વ્યાકુળ. (૪) જેમાં પ્રત્યયોનો લોપ થઈ ચૂકયો છે તેવું (૫દ વગેરે). 'એનેલેટિક.' (વ્યા.)
**વ્યંકટેશ** (વ્યઙ્કટેશ) પું. [સંસ્કૃતાભાસી व्यङ्कट (સં. वैकुण्ठ) + સં. ईश] જુઓ 'વેંકટેશ.'
**વ્યંકટાદ્રિ** (વ્યઙ્કટાદ્રિ) પું. [સંસ્કૃતાભાસી व्यङ्कट (સં. वैकुण्ठ) + સં. अद्रि] જુઓ 'વેંકટાદ્રિ.' [ખોડવાળું
**વ્યંગ¹** (વ્યઙ્ગ) વિ. [સં. वि + अङ्ग] એકાદ અંગની
**વ્યંગ²** (વ્યઙ્ગ) વિ. [સં.] જુઓ 'વ્યંગ્ય.'
**વ્યંગ-ચિત્ર** (વ્યઙ્ગ-) ન. [સં.] જુઓ 'વ્યંગ્ય-ચિત્ર.'
**વ્યંગાર્થ** (વ્યઙ્ગાર્થ) પું. [સં व्यङ्ग + अर्थ] જુઓ 'વ્યંગ્યાર્થ.'
**વ્યંગોક્તિ** સ્ત્રી. [સં. व्यङ्ग + उक्ति] વ્યંગ વચન
**વ્યંગ્ય** (વ્યઙ્ગ્ય) વિ. [સં.] આડકતરી રીતે સૂચવાય તેવું. (૨) કટાક્ષથી કહેવામાં આવેલું. (૩) ન. વાકયના અર્થમાં રહેલો બીજો ભાવ. (કાવ્ય.)
**વ્યંગ્ય-ચિત્ર** (વ્યઙ્ગ્ય-) ન. [સં.] વ્યંગ-ચિત્ર, ઉપહાસ-ચિત્ર, ઠઠ્ઠા-ચિત્ર, 'કાર્ટૂન'
**વ્યંગ્યાપહ્નુતિ** (વ્યઙ્ગ્યાપ-) સ્ત્રી. [+ સં. अप-ह्नुति] અપહ્નુતિ નામના અર્થાલંકારનો એક ભેદ, વ્યંગાપહ્નુતિ. (કાવ્ય.)
**વ્યંગ્યાર્થ** (વ્યઙ્ગ્યાર્થ) પું. [+ સં अर्थ] વ્યંજના શક્તિના બળ ઉપર વાકયના સ્પષ્ટ અર્થમાં થતો વિશિષ્ટ ભાવ, વ્યંગાર્થ. (કાવ્ય.)
**વ્યંગ્યોક્તિ** (વ્યઙ્ગ્યોક્તિ) સ્ત્રી. [+ સં. उक्ति] વ્યંગ્યાર્થવાળું કથન, વ્યંગોક્તિ. (કાવ્ય.)
**વ્યંજક** (વ્યઞ્જક) વિ. [સં.] બતાવનારું, સ્પષ્ટ કરનારું. (૨) વ્યંજના શક્તિથી વ્યક્ત કરનારું. (કાવ્ય.)
**વ્યંજન** (વ્યઞ્જન) ન. [સં.] અંગ, અવયવ. (૨) સ્વાદિષ્ઠ બનાવવાનો મસાલો. (૩) શાક-બકાલું. (૪) પું. [સં.,ન.] સ્વરની મદદથી જેનું ઉચ્ચારણ વ્યક્ત થાય છે તેવા તે તે વર્ણ, 'કૉન્સોનન્ટ.' (વ્યા.)
**વ્યંજન-ચિહ્ન** (વ્યઞ્જન-) ન. [સં.] વ્યંજનની નિશાની, ખોડાનું ચિહ્ન, હલ્-ચિહ્ન
**વ્યંજન-સંધિ** (વ્યઞ્જન-સન્ધિ) પું., સ્ત્રી. [સં.,પું.] વ્યંજનોનું સ્વરો સાથે તેમ વ્યંજનોનું વ્યંજનો સાથે થતું ઉચ્ચારણ-વિષયક જોડાણ, (વ્યા.)
**વ્યંજના** (વ્યઞ્જના) સ્ત્રી. [સં.] અભિધેય અર્થ સાચવીને એમાંથી ઊભો થતો ગર્ભિત અર્થ બતાવનારી શક્તિ. (કાવ્ય.)
**વ્યંજનાદિ** (વ્યઞ્જનાદિ) વિ. [સં. व्यञ्जन + आदि] આરંભે વ્યંજન હોય તેવું, વ્યંજનથી શરૂ થતું. (વ્યા.)
**વ્યંજનાર્થ** (વ્યઞ્જનાર્થ) પું. [સં. व्यञ्जना + अर्थ] જુઓ 'વ્યંગ્યાર્થ.'
**વ્યંજના-વૃત્તિ** (વ્યઞ્જના-) સ્ત્રી. [સં.] જેમાંથી વ્યઙ્ગ્યાર્થ નીકળતો હોય તેવી શક્તિ આપનાર ધર્મ. (વ્યા.)
**વ્યંજના-વ્યાપાર** (વ્યઞ્જના-) પું. [સં.] વ્યઙ્ગ્યાર્થ ઉપજાવનારી શબ્દની પ્રવૃત્તિ. (કાવ્ય.) [વૃત્તિ.'
**વ્યંજના-શક્તિ** (વ્યઞ્જના-) સ્ત્રી. [સં.] જુઓ 'વ્યંજના-
**વ્યંજનાંત** (વ્યઞ્જનાન્ત) વિ. [સં. व्यञ्जन + अन्त] જેને છેડે વ્યંજન આવ્યો હોય તેવું (૫દ શબ્દ વગેરે). (વ્યા.)
**વ્યંજિત** (વ્યઞ્જિત) વિ. [સં.] ખુલ્લું કરેલું, સ્પષ્ટ કરેલું. (૨) વ્યંગ્યાર્થવાળું
**વ્યંડલ(-ળ)** (વ્યણ્ડલ,-ળ) પું. [સં. बृहन्नला સ્ત્રી. દ્વારા] હીજડો, પવૈ, પાવૈયો [એક પ્રકાર. (જૈન.)
**વ્યંતર** (વ્યન્તર) પું., ન. [સં.,ન.] હલકી કોટિના દેવોનો
**વ્યંતરી** (વ્યન્તરી) સ્ત્રી. [સં.] વ્યંતર સ્ત્રી. (૨) ડાકણ
**વ્યાકરણ** ન. [સં. वि + आ-करण] સ્પષ્ટી-કરણ, ખુલાસો. (૨) પૃથક્કરણ. (૩) ભાષાના વર્ણોનાં ઉચ્ચારણોનો અને શબ્દોના બાંધાનો તથા વાકયમાં શબ્દોના પરસ્પરના સંબંધનો ખ્યાલ આપતું શાસ્ત્ર, શબ્દ-શાસ્ત્ર, 'ગ્રામર'
**વ્યાકરણ-કાર** વિ. [સં.] ભાષાના વ્યાકરણની રચના કરનાર, વૈયાકરણ, 'ગ્રામેરિયન'
**વ્યાકરણ-ગત** વિ. [સં.] વ્યાકરણના ગ્રંથ કે ગ્રંથોમાં રહેલું, વ્યાકરણમાંનું, 'ગ્રામેટિકલ'
**વ્યાકરણ-તીર્થ** પું. [સં.] બંગાળ સંસ્કૃત એસોસિયેશનની ત્રીજી અને છેલ્લી ઉચ્ચ પરીક્ષા વ્યાકરણના વિષયમાં પસાર કરનારને મળતી પદવી
**વ્યાકરણ-દોષ** પું. [સં.] ભાષા-દોષ (એ ઉચ્ચારણનો રૂપાખ્યાનનો કે વાકચ-રચનાનો પણ હોય.)
**વ્યાકરણ-પદ્ધતિ** સ્ત્રી. [સં.] વ્યાકરણ ગ્રંથ લખવાના ત્રણ પ્રકારોમાંની તે તે પદ્ધતિ. (વ્યા.) ['વ્યાકરણ(૩).'
**વ્યાકરણ-વિદ્યા** સ્ત્રી., **વ્યાકરણ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ
**વ્યાકરણ-શાસ્ત્રી** વિ. [સં.,પું.] વ્યાકરણ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન. (૨) વારાણસી સંસ્કૃત વિશ્વવિદ્યાલય વગેરેની વ્યાકરણથી સ્નાતક-પરીક્ષા પસાર કરનારની પદવી
**વ્યાકરણ-શુદ્ધ** વિ. [સં.] જેમાં ઉચ્ચારણ રૂપાખ્યાન અને વાકચને લગતો કોઈ વાચિક દોષ ન હોય તેવું
**વ્યાકરણ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] વ્યાકરણ-શુદ્ધ હોવાપણું
**વ્યાકરણી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'વ્યાકરણ-કાર.' (૨) જુઓ 'વ્યાકરણ-શાસ્ત્રી.'
**વ્યાકાર** વિ. [સં. वि+आ-कार] બહાર પ્રગટ થયેલું. (૨) નામ-રૂપ સ્થૂળ સુષ્ટિરૂપે દેખાતું. (વેદાંત.) [બેબાકળું
**વ્યાકુલ(-ળ)** વિ. [સં. वि+आ-कुल] વિહ્વલ, ગભરાયેલું,
**વ્યાકુલિત** વિ. [સં.], **વ્યાકુળી**, **વ્યાકુળું** વિ. [+ ગુ. 'ઈ' 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'વ્યાકુલ.'
**વ્યાકોપ** પું. [સં. वि+आ-कोप] પ્રબળ ગુસ્સો
**વ્યાક્ષિપ્ત** વિ. [સં. वि+आ-क्षिप्त] ખળભળી ઊઠેલું, વ્યાકુળ [ખળભળાટ. (૨) વિલંબ
**વ્યાક્ષેપ** પું. [સં. वि+आ-क्षेप] વ્યગ્ર-તા, ગભરામણ,

વ્યાખ્યા સ્ત્રી. [સં. વિ+आ-ख्या] સ્પષ્ટ વાત કરવી એ. (૨) સમઝૂતી, વિવરણ, વિવેચન, ટીકા, વિવૃતિ, 'કૉમેન્ટરી'
વ્યાખ્યા-કાર વિ. [સં.] વિવરણ કરનાર, ટીકાકાર, 'કૉમેન્ટેટર'
વ્યાખ્યાત વિ. [સં. વિ+आ-ख्यात] વિશેષ કરી કહેલું, જેનું સ્પષ્ટી-કરણ કે વિવરણ કરવામાં આવ્યું હોય તેવું
વ્યાખ્યાતા વિ. [સં.,પું.] વ્યાખ્યાન કરનાર, પ્રવચન કરનાર. (૨) વિવરણ-કાર, ટીકા-કાર. (૩) મહાવિદ્યાલય-નો ઉપ-અધ્યાપક, 'લેક્ચરર'
વ્યાખ્યાત્રી વિ., સ્ત્રી. [સં.] સ્ત્રી વ્યાખ્યાતા
વ્યાખ્યાન ન. [સં. વિ+आ-ख्यान] સ્પષ્ટીકરણ-રૂપ કથન, ખુલાસા-વાર કહેવું એ, (૨) ભાષણ, પ્રવચન. (૩) જૈન સાધુનું ધાર્મિક ગ્રંથનું વાચન અને અપાતી સમઝૂતી, વખાણ. (જૈન.)
વ્યાખ્યાન-કર્તા વિ. [સં.,પું.], વ્યાખ્યાન-કાર વિ. [સં.] [વ્યાખ્યાન કરનાર
વ્યાખ્યાન-ખંડ પું. [સં.], વ્યાખ્યાન-ગૃહ ન.[સં.,પું.,ન.] વ્યાખ્યાન કરવાનું મોટું વિશાળ મકાન, 'લેક્ચર હૉલ'
વ્યાખ્યાન-પદ્ધતિ સ્ત્રી. [સં.] મહાવિદ્યાલયોમાં અધ્યાપકો સળંગ ભાષણ કરે અને વિદ્યાર્થીઓ સાંભળ્યા કરે એ પ્રકારની શીખવાની રીત [ઊંચું રાખેલું સ્થાન
વ્યાખ્યાન-પીઠ સ્ત્રી. [સં.,ન.] વ્યાખ્યાન કરનારને બેસવાનું
વ્યાખ્યાન-મંડપ (-મણ્ડપ) પું. [સં.] ભાષણ કરનારાંઓ અને સાંભળનારાંઓ માટે ઊભો કરવામાં આવેલો માંડવો
વ્યાખ્યાન-માલા(-ળા) સ્ત્રી. [સં.] એક પછી એક થવાનાં ભાષણોની શૃંખલા, 'લેક્ચર-સિરીઝ'
વ્યાખ્યાન-શાલા(-ળા) સ્ત્રી. [સં.] જુઓ 'વ્યાખ્યાન-ગૃહ.'
વ્યાખ્યાન-શ્રેણિ,-ણી સ્ત્રી. [સં.] જુઓ 'વ્યાખ્યાન-માલા.'
વ્યાખ્યેય વિ. [સં.] વ્યાખ્યાન કરાવા જેવું, સમઝાવવા-ની જરૂરવાળું
વ્યાઘાત પું. [સં. વિ+आ-घात] પ્રબળ આ-ઘાત. (૨) વિરોધ. (૩) વિઘ્ન, અડચણ. (૪) ભંગ. (૫) પંચાંગમાં-નો એક અવ-યોગ. (જ્યો.) (૬) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) [શાર્દૂલ, શેર
વ્યાઘ્ર પું. [સં. વિ+आ-घ्र] વાઘ નામનું હિંસક પ્રાણી,
વ્યાઘ્ર-ચર્મ ન. [સં.] વાઘનું ચામડું
વ્યાઘ્ર-નખ પું. [સં.] વાઘ-નખ
વ્યાઘ્રાસન ન. [+ સં. आसन] વાઘની જેમ બેસવાની સ્થિતિ. (યોગ.) ['વ્યાઘ્ર-ચર્મ.'
વ્યાઘ્રાંબર (વ્યાઘ્રામ્બર) ન. [+ સં. अम्बर] જુઓ
વ્યાઘ્રી સ્ત્રી. [સં.] વાઘની માદા, વાઘણ
વ્યાજ ન. [સં.,પું.] બહાનું, મિષ. (૨) છેતરપીંડી, કપટ. (૩) યુક્તિ, તદબીર. (૪) અમુક મુદત માટે અમુક નાણાં અનામત મૂકવા બદલ રાખનાર તરફથી મળતો એક પ્રકારનો આર્થિક બદલો, 'ઇન્ટરેસ્ટ.' (ગ.) [૦ ખાવું (રૂ.પ્ર.) વ્યાજની કમાણી કરવી. ૦નું વ્યાજ (રૂ.પ્ર.) સંતાનનું સંતાન]
વ્યાજ-ખાઉ વિ. [+ જુઓ 'ખાવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] નાણાંનો બીજા ધંધામાં ઉપયોગ ન કરતાં ધીરધારનો ધંધો કરી વ્યાજ મેળવ્યા કરનાર
વ્યાજ-ખાતું ન. [+ જુઓ 'ખાતું.'] ચોપડામાંનું વ્યાજની લેવડ-દેવડનું ખાતું (ખાસ કરી ખાતાવહીનું)
વ્યાજ-ખાદ, -ધ (-દ્ય,-ધ્ય) સ્ત્રી. [+ જુઓ 'ખાવું'નું ભૂ.કૃ. 'ખાધું' દ્વારા.] નાણાં નકામાં પડી રહેવાથી વ્યાજ ન મળતાં થતી ખોટ
વ્યાજ-ખોર વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'વ્યાજ-ખાઉ.'
વ્યાજ-ખોરી સ્ત્રી. [+ ફા. પ્રત્યય] વ્યાજ મેળવવાની વૃત્તિ
વ્યાજ-દર પું. [સં. व्याज + ફા.] સેંકડે કેટલા ટકા વ્યાજ એનો ભાવ, 'રેઇટ ઑફ ઇન્ટરેસ્ટ'
વ્યાજ-નિંદા (નિન્દા) સ્ત્રી. [સં.] બહાનું બીજું બતાવી ખોડ બતાવવી એ, વ્યાજોક્તિ (એક પ્રકારનો અર્થાલંકાર). (કાવ્ય.)
વ્યાજ-મુદ્દલ ન. [સં. व्याज + જુઓ 'મુદ્દલ.'] વ્યાજે ધીરેલી રકમ એના વ્યાજ સાથે મળીને થાય તે, રાશ. (ગ.)
વ્યાજ-વટં(-ટાં)તર (-વટ(-ટા)ન્તર) ન. [સં. व्याज + જુઓ 'વટંતર.'], વ્યાજ-વટું ન [+ જુઓ 'વટું.'] નાણાં વ્યાજે ફેરવવાં એ, વ્યાજ-વટાવનો ધંધો
વ્યાજ-વહી સ્ત્રી. [સં.] ખાતાવહીમાંથી વ્યાજ-ખાતું જુદું તારવી વિગત-વાર લખવાનો ચોપડો
વ્યાજ-વેરો પું. [સં. व्याज + જુઓ 'વેરો.'] મળતા વ્યાજ ઉપર આપવો પડતો સરકારી કર
વ્યાજ-સ્તુતિ સ્ત્રી. [સં.] દેખીતી સ્તુતિના રૂપમાં નિંદા -એ નામનો અર્થાલંકાર. (કાવ્ય.)
વ્યાજુ વિ. [સં. व्याज + ગુ. 'ઉ' ત.પ્ર.] વ્યાજ-સંબંધી. (૨) વ્યાજે ધીરેલું. (૩) વ્યાજ ઉપજાવે તેવું
વ્યાજૂ-કું વિ. [+ ગુ. 'કું' ત.પ્ર.] વ્યાજ મળે તેવું
વ્યાજોક્તિ સ્ત્રી. [સં. व्याज+उक्ति] છળકપટથી કહેલું એ, વ્યાજ-સ્તુતિ. (૨) એ નામનો એક અર્થાલંકાર (કાવ્ય.)
વ્યાધ પું. [સં.] શિકારી. (૨) આર્દ્રા નક્ષત્રનો તેજસ્વી તારો, રુદ્ર તારો. (ખગોળ.)
વ્યાધિ પું. [સં. વિ+आधि] રોગ, દર્દ, મર્જ. (૨) આ-સક્તિનો એક પ્રકાર. (૩) પું., સ્ત્રી. [સં.,પું.] શારીરિક પીડા, અસ્વસ્થ-તા, બિમારી, આજાર, મંદવાડ
વ્યાધિ-કર વિ. [સં.], વ્યાધિ-કર્તા વિ. [સં.,પું.], વ્યાધિ-કારક વિ. [સં.] વ્યાધિ ઊભો કે ઊભી કરનાર
વ્યાધિ-કારણ ન. [સં.] રોગનું નિમિત્ત
વ્યાધિ-ગ્રસ્ત, વ્યાધિત વિ. [સં.] રોગથી ઘેરાયેલું, માંદું
વ્યાધિતા વિ.,સ્ત્રી. [સં.] વ્યાધિ-ગ્રસ્ત સ્ત્રી
વ્યાન પું. [સં. વિ + आन] શરીરમાંના પાંચ વાયુઓમાંનો લોહીને ગતિ આપવાનું કામ કરતો વાયુ
વ્યાપ પું. [સં. વિ + आप] વ્યાપ્તિ, ફેલાવો, પ્રસાર
વ્યાપક વિ. [સં. વિ + आपक] સર્વ સ્થળે ફેલાઈને રહેલું, સર્વત્ર વ્યાપી જતું. (૨) વિશાળ
વ્યાપન ન. [સં. વિ + आपन] જુઓ 'વ્યાપ'-'ડિફ્યુઝન.' (પ.વિ.) [જવું
વ્યાપવું અ.ક્રિ. [સં. વિ + आप्, તત્સમ] ફેલાઈ જવું, પ્રસરી
વ્યાપાર પું. [સં. વિ + आ-पार] હિલચાલ, ક્રિયા, પ્રવૃત્તિ.

(૨) વ્યવહાર. (૩) રોજગાર, વ્યવસાય. (૪) વાણિજ્ય, કામ-ધંધો, વેપાર

**વ્યાપારી** વિ. [સં.,પું.] જુઓ 'વેપારી.' [વ્યાપક

**વ્યાપી** વિ. [સં. वि + आपी, પું.] સર્વત્ર ફેલાઈ જનારું,

**વ્યાપૃત** વિ. [સં. वि+आ-पृत] રોકાઈ ગયેલું, પ્રવૃત્તિમાં પડેલું, પ્રવૃત્ત, મશગૂલ, કામે લાગી પડેલું, પરોવાયેલું

**વ્યાપૃતિ** સ્ત્રી. [સં. वि + आ-पृति] વ્યાપૃત થવાની ક્રિયા, ફેલાવો, પ્રસાર. (૨) રોકાણ

**વ્યાપ્ત, ૦માન** વિ. [સં. वि + आप्त,०मान] વ્યાપક થઈ રહેલું, ફેલાઈ ગયેલું, વ્યાપેલું

**વ્યાપ્તિ** સ્ત્રી. [સં.] વ્યાપક થઈ રહેવું એ, ફેલાઈ જવું એ, ફેલાવો, પ્રસાર. (૨) અનુમાનનું એ નામનું એક અંગ. (તર્ક.) [વિ-ગમન, ઉપ પાદન, (તર્ક.)

**વ્યાપ્ત-ગ્રહ** પું., -હણ ન. [સં.] અનુમાન-પરીક્ષા, અનુ-ગમ-

**વ્યાપ્તિ-જ્ઞાન** ન. [સં.] વ્યક્તિથી સામાન્યનો નિર્દેશ કરવો કે થવો એ. (તર્ક.) [વ્યભિચાર. (તર્ક.)

**વ્યાપ્તિ-દોષ** પું. [સં] તર્કમાં કરેલી વ્યાપ્તિમાં દેખાતો

**વ્યાપ્તિ-વ્યાપાર** પું [સં] જુઓ 'વ્યાપ્તિ-ગ્રહ.'

**વ્યાપ્ય** વિ. [સં. वि + आप्य] ફેલાઈ જાય તેવું. (૨) ન. અનુમાનનું હરકોઈ સાધન. (તર્ક.) (૩) કારણના પ્રમાણમાં કાર્યનો રહેતો નાનો પ્રદેશ. (તર્ક.) [(૩) અજ્ઞાન

**વ્યામોહ** પું. [સં. वि आ-मोह] સબળ મોહ. (૨) ભ્રાંતિ.

**વ્યાયત** વિ. [સં. वि + आ-यत] ખૂબ ખૂબ લંબાઈવાળું

**વ્યાયામ** વિ. [સં. वि + आ-याम] અવયવોને કસવાની ક્રિયા, કસરત

**વ્યાયામ-ગૃહ** ન. [સં.,પું.,ન.], **વ્યાયામ-મંદિર** (-મન્દિર) ન., **વ્યાયામ-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] કસરત-શાળા, 'જિમ્નેશિયમ [શિક્ષક

**વ્યાયામ-શિક્ષક** પું. [સં.] વ્યાયામની તાલીમ આપનાર

**વ્યાયોગ** પું. [સં. वि + आ-योग] દસ રૂપકોમાંનો એક એ-કાંકી વીરરસ અને દ્વંદ્વયુદ્ધને લગતો પ્રકાર. (નાટ્ય.)

**વ્યાલ**(-ળ) પું. [સં.] સર્પ, સાપ. (૨) વાઘ. (૩) દીપડો. (૪) ચિત્તો. (૫) ઠગ, લુચ્ચો માણસ

**વ્યાવર્તક** વિ. [સં. वि + आ-वर्तक] જુદું પાડી બતાવનારું, વિ-ભેદક [લગતું

**વ્યાવસાયિક** વિ. [સં.] વ્યવસાયને લગતું, ધંધા-રોજગારને

**વ્યાવહારિક** વિ. [સં.] વ્યવહારને લગતું. (૨) વ્યવહારુ, વહેવારુ. (૩) વ્યવહારમાં સર્વત્ર દેખાતું તેમ અનુભવાતું (હકીકતે ભ્રાંતિમય અભાવાત્મક). (શાંકર-વેદાંત.)

**વ્યાવૃત્ત** વિ. [સં. वि + आ-वृत्त] પાછું વાળેલું. (૨) ફરતું ઘેરાઈ ગયેલું. (૩) નિષિદ્ધ. (૪) જુદું પાડી બતાવેલું (ક.પ્ર.)

**વ્યાવૃત્તિ** સ્ત્રી. [સં. वि + आ-वृत्ति] વ્યાવૃત્ત થવું એ. (૨) અન્ય પદાર્થોના ભેદને વિષય કરનારું અનુ-માન. (તર્ક.) (૩) સ્વપ્ન સુષુપ્તિ અને સમાધિ અવસ્થામાં શરીરનું ભાન ન રહેવું એ. (યોગ.)

**વ્યાસ** પું. [સં. वि + आस] અલગ અલગ મૂકવાની કે કરવાની ક્રિયા. (૨) વિસ્તાર, ફેલાવો. (૩) વર્તુળના મધ્ય બિંદુમાંથી પસાર થઈ બંને બાજુને સ્પર્શ કરતી રેખા, 'ડાયામીટર.' (ગ.) (૪) મહાભારત અને પુરાણના કર્તા અને ચાર વેદની સંહિતા અલગ કરનારા મનાતા પરાશર-પુત્ર મહર્ષિ, કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ. (સંજ્ઞા.) (૫) ઉત્તર-મીમાંસાનાં બ્રહ્મસૂત્રોનો ક બાદરાયણ વ્યાસ. (સંજ્ઞા.) (૬) પુરાણની કથાઓ વાંચનાર વેદિયા, પુરાણી. (૭) એ નામની બ્રાહ્મણોની એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૮) એ નામની ગાન-કાર્ય અને ભવાઈ વગેરે કરતી એક બ્રાહ્મણ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**વ્યાસક્ત** વિ. [સં. वि + आ-सक्त] ખૂબ આ-સક્ત. (૨) વળગી પડેલું, ચોટેલું [વળગણ

**વ્યાસક્તિ** સ્ત્રી.. [સં.वि + आ-सक्ति] પ્રબળ આ-સક્તિ. (૨)

**વ્યાસ-જી** પું., બ.વ. [સં. व्यास + ગુ. 'જી' (માનાર્થે)] જુઓ 'વ્યાસ(૪)'. (સંજ્ઞા.)

**વ્યાસ-નંદન** (-નન્દન) પું., [સં] વ્યાસજીના પુત્ર શુકદેવજી

**વ્યાસ-પીઠ** ન., સ્ત્રી. [સં.,ન.] વ્યાખ્યાન કરવા વગેરેને માટે મંડપ કે મોટા હોલમાં ગોઠવેલું ઊંચું આસન

**વ્યાસ-પૂજા** સ્ત્રી. [સં.] પુરાણોની કથા કહેનાર પુરાણીનું પૂજન [ગુરુ-પૂર્ણિમા. (સંજ્ઞા.)

**વ્યાસ-પૂર્ણિમા** સ્ત્રી. [સં] આષાઢ સુદિ પૂનમની તિથિ,

**વ્યાસ-સૂત્ર** ન.,બ.વ. [સં.] બાદરાયણ વ્યાસનાં રચેલાં ઉત્તર-મીમાંસા તરીકે જાણીતાં બ્રહ્મસૂત્રોનો ગ્રંથ

**વ્યાસંગ** (વ્યાસઙ્ગ) પું. [સં. वि + आ-सङ्ग] જુઓ 'વ્યા-સક્તિ.' (૨) હેડો, આસંગો [વ્યાસંગવાળું

**વ્યાસંગી** (વ્યાસઙ્ગી) વિ. [સં. वि + आसङ्गी, પું.]

**વ્યાસાર્ધ** પું. ન. [સં. व्यास + अर्ध] વર્તુલના બિંદુથી બેઉ સુધીનો તે તે ટુકડો, ત્રિજ્યા, 'રેડિયસ'

**વ્યાસાસન** ન, [સં. व्यास + आसन] જુઓ 'વ્યાસ-પીઠ.' (૨) પૌરાણિક કથા કહેનાર પુરાણીની બેઠક

**વ્યાહત** પું. [સં. वि + आ-हत] અથડાઈને પાછું ઠેલાયેલું. (૨) નિષ્ફળ નીવડેલું. (૩) અ-સંગત. (૪) અર્થ-દોષનો એક પ્રકાર. (કાવ્ય)

**વ્યાહતિ** સ્ત્રી. [સં.] वि + आ-हति] ભંગ. (૨) વિક્ષેપ

**વ્યાહૃતિ** સ્ત્રી. [સં. वि + आ-हृति] કહેવું એ. (૨) ગાયત્રી મંત્રના આરંભમાંના કાર પછીના વધારાના 'ભૂ-ર્ભુવઃ સ્વઃ' એ ત્રણ શબ્દ

**વ્યાળ** જુઓ 'વ્યાલ.'

**વ્યુચ્છિન્ન** વિ. [સં वि + उच्छिन्न] તદ્દન ઉચ્છિન્ન થઈ ગયેલું, મૂળમાંથી ઊખડી પડેલું. (૨) નાશ પામેલું

**વ્યુત્ક્રમ** પું., -મણ ન. [સં. वि + उत्क्रम, -मण] ઊલટો ક્રમ, અવળો ક્રમ. (૨) અ-વ્યવસ્થા, ગોટાળો

**વ્યુત્ક્રાંત** (વ્યુત્ક્રાન્ત) વિ. [સં- वि + उद्-क्रान्त] ઉલ્લંઘેલું, ઓળંગવામાં આવેલું. (૨) ઊલટી રીતનું, વિપરીત, વ્યસ્ત [વ્યુત્ક્રમ.'

**વ્યુત્ક્રાંતિ** (વ્યુત્ક્રાન્તિ) સ્ત્રી. [સં. वि + उद्-क्रान्ति] જુઓ

**વ્યુત્થાન** ન. [સં. वि + उद् + स्थान] જોરથી ઊભાં થવું એ. (૨) જાગૃતિ, ઉત્થાન

**વ્યુત્થિત** વિ. [સં. वि-उद् + स्थित, સંધિથી] જોરથી ઊભું થયેલું. (૨) જાગ્રત થયેલું

**વ્યુત્પત્તિ** સ્ત્રી. [સં. वि + उद् + पत्ति] સારી રીતે જાણવું એ, સમઝવા જેટલું જ્ઞાન. (૨) શબ્દના અર્થનો બોધ કરનાર શક્તિ. (૩) શબ્દોનો ક્રમિક વિકાસ, 'ડેરિવેશન.' (વ્યા.)

**વ્યુત્પત્તિ-શાસ્ત્ર**, [સં.] શબ્દોના ક્રમિક વિકાસની વિદ્યા

**વ્યુત્પન્ન** વિ. [સં. वि + उद्-पन्न] શબ્દોનો અર્થ જણાવનારી શક્તિવાળું. (૨) ધાતુ અને પ્રત્યય બંને મળી સિદ્ધ થયેલું. (૩) વ્યાકરણ તેમજ અન્ય શાસ્ત્રોનું જ્ઞાન ધરાવનાર

**વ્યુત્પાદિત** વિ, [સં. वि + उद्-पादित] વ્યુત્પન્ન કરેલું

**વ્યુત્સર્ગ** પું. [સં. वि + उद् + सर्ग] ત્યાગ. (૨) પ્રાયશ્ચિત્ત-નો એક પ્રકાર. (જૈન)

**વ્યુત્સર્જન** ન. [સં. वि+उद् + सर्जन] ત્યાગ કરવો એ, ત્યાગ

**વ્યુદાસ** પું. [સં. वि + उद् + आस] તિરસ્કાર કરવો એ. (૨) નાશ. (૩) મનાઈ. (૪) રદ કરવું એ

**વ્યૂઢ** વિ. [સં. वि + ऊढ] એકઠું થયેલું (૨) અનામત મૂકેલું, થાપણ તરીકે મૂકેલું. (૩) પહોળું, વિશાળ. (૪) વ્યૂહમાં ગોઠવાયેલું

**વ્યૂહ** પું. [સં. वि + ऊह] રચના, ગોઠવણ. (૨) પદ્ધતિ, પરિપાટી. (૩) વાસુદેવ પ્રદ્યુમ્ન અનિરુદ્ધ અને સંકર્ષણ એ અવતારોના ચાર અંગભૂત અવતાર. (૪) શત્રુના સૈન્ય સામેની સૈન્યની અમુક ચોક્કસ પ્રકારની આકૃતિ પ્રમાણેની ગોઠવણ [અમુક આકૃતિમાં રચના

**વ્યૂહ-રચના** સ્ત્રી. [સં.] લશ્કરી ગોઠવણ, સૈન્યની અમુક

**વ્યોમ** ન. [સં.] આકાશ, ગગન, આભ, આસમાન

**વ્યોમ-ગંગા** (-ગઙ્ગા) સ્ત્રી. [સં.] આકાશ-ગંગા

**વ્યોમ-ચર** વિ. [સં.], **વ્યોમ-ચારી** વિ. [સં.,પું.] આકાશ-માં ઊડનાર, ખે-ચર, વિહંગમ

**વ્યોમ-મંડલ**(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] આકાશ

**વ્યોમ-યાન** ન. [સં.] આકાશ-યાન, વિમાન, હવાઈ જહાજ, 'એરોપ્લેઇન'

**વ્યોમ-રેખા** સ્ત્રી. [સં.] ક્ષિતિજ, 'હોરાઇઝન'

**વ્યોમ-વાણી** સ્ત્રી. [સં.] આકાશ-વાણી [આકાશ

**વ્યોમ-સર** ન. [+ સં. सरस्] આકાશ-રૂપી સરોવર, વિશાળ

**વ્રજ** પું. [સં.] સમૂહ, ટોળું. (૨) નેસડો, ગોપ-વાસ. (૩) ગોવાળોનું ગામડું, ઘોષ. (૪) ન. [સં.,પું.] મથુરાની આસ-પાસનો આહીરોનો પ્રાચીન પ્રદેશ, આજની વ્રજ-ભૂમિ. (સંજ્ઞા.)

**વ્રજ-જન** ન., બ.વ. [સં.] ગોપાંગનાઓ, વ્રજની ગોપીઓ

**વ્રજ-નાથ** પું. [સં.] વ્રજના સ્વામી. શ્રીકૃષ્ણ. (સંજ્ઞા.)

**વ્રજ-નાર** (-રય) સ્ત્રી. [+ જુઓ 'નાર.[૧]'], **-રી** સ્ત્રી. [સં.] વ્રજની ગોપી

**વ્રજ-પતિ** પું. [સં.] જુઓ 'વ્રજ-નાથ.'

**વ્રજ-ભાષા** સ્ત્રી [સં.] મથુરા પ્રદેશની મધ્યકાલની એક સમૃદ્ધ ભાષા (જે એક બોલી તરીકે હજુ પણ મથુરા પ્રદેશમાં ચાલુ છે.), વ્રજ-બોલી

**વ્રજ-ભૂમિ** સ્ત્રી. [સં.], **વ્રજ-મંડલ**(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'વ્રજ(૪).'

**વ્રજ-મોહન**, **વ્રજ-રાજ** પું. [સં.], **વ્રજ-રાય** પું. [+જુઓ 'રાય.'], **વ્રજ-લાલ** પું. [સં.] ભગવાન શ્રીકૃષ્ણ, બાલકૃષ્ણ

**વ્રજ-વધૂ**, **વ્રજ-વનિતા** સ્ત્રી. [સં.] વ્રજની ગોપાંગના

**વ્રજ-વલ્લભ** પું. [સં.] શ્રીકૃષ્ણ

**વ્રજ-વાસ** પું. [સં.] વ્રજ-ભૂમિકામાં જઈને રહેવું એ

**વ્રજવાસી** વિ. [સં.,પું.] વ્રજભૂમિનું રહીશ [ક્રિયા

**વ્રજ-વિહાર** પું. [સં.] વ્રજ-ભૂમિમાં ખેલવાની-હરવા ફરવાની

**વ્રજ-વિહારી** વિ. પું. [સં.,પું.] વ્રજમાં ખેલનારા શ્રી-કૃષ્ણ

**વ્રજાધિપ** પું. [+સં. अधिप], **વ્રજાધીશ,-શ્વર** પું. [+ સં. अधीश,-श्वर] વ્રજના સ્વામી—શ્રીકૃષ્ણ

**વ્રજાંગના** (વ્રજાઙ્ગના) સ્ત્રી. [+સં. अङ्गना] વ્રજની ગોપાંગના, ગોપી [કૃષ્ણ

**વ્રજેશ,-શ્વર** પું. [+ સં इन्द्र, ईश,-श्वर] વ્રજના સ્વામી. શ્રી-

**વ્રજેશ્વરી** સ્ત્રી. [+ સં. ईश्वरी] વ્રજની સ્વામિની-રાધા

**વ્રજેંદ્ર** (વ્રજેન્દ્ર) પું. [+ સં. इन्द्र] જુઓ 'વ્રજાધિપ.'

**વ્રણ** પું. [સં.,પું.,ન.] જખમ, ઘા. (૨) પાકી ગયેલો ઘા, ધારું, નારું

**વ્રત** ન. [સં.,પું.,ન.] નિયમ લઈને આચરવામાં આવતી સંયમાત્મક ધાર્મિક ક્રિયા. (૨) પ્રતિજ્ઞા, અગડ, આખડી. [૦ ઊજવવું (રૂ.પ્ર.) વ્રત પૂરું થતાં ઉત્સવ કરવો]

**વ્રત-ચર્યા** સ્ત્રી. [સં.] વ્રત લઈને કરવામાં આવતું તે તે ધાર્મિક કાર્ય

**વ્રત-ધારી** વિ. [સં.,પું.] જેણે વ્રત લીધું હોય તેવું, વ્રતી

**વ્રત-પાલન** ન. [સં.] વ્રત લીધા પછી એ ન તૂટે એ માટે ધર્મ-કાર્ય કરતા રહેવું એ [વ્રતે બંધાયેલું, વ્રત-ધારી

**વ્રત-બદ્ધ** વિ. [સં.] જેણે વ્રતની પ્રતિજ્ઞા કરી હોય તેવું,

**વ્રત-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] લીધેલા વ્રતને અધ-વચ્ચે છોડી દેવું એ ['વ્રત-ધારી.'

**વ્રત-સંપન્ન** (-સમ્પન્ન), **વ્રત-સ્થ** વિ. [સં.] જુઓ

**વ્રત-સ્નાતક** પું. [સં.] જનોઈ ધારણ કરવાથી લઈ વેદના અધ્યયનની પૂર્તિ સુધી પહોંચી સમાવર્તન કરનાર બ્રહ્મચારી

**વ્રતાદેશ** પું. [+સં. आ-देश] જનોઈ આપીને ગુરુએ બ્રહ્મચર્ય પાળવાની અને વેદનું અધ્યયન કરવાની આપેલી આજ્ઞા

**વ્રતિની** વિ., સ્ત્રી. [સં.] વ્રત પાળનારી સ્ત્રી. (ના.દ.)

**વ્રતી** વિ. [સં.,પું.] વ્રત આચરનારું

**વ્રતોત્સવ** પું. [+સં. उत्सव] વ્રત દરમ્યાન અને વ્રતની સમાપ્તિ થયે કરવામાં આવતી ઉજવણી [ઉજવણી

**વ્રતોદ્યાપન** ન. [+સં. उद्यापन] વ્રત પૂરું થયે કરાતી

**વ્રગકવું** અ.ક્રિ. [રવા.] ચળકવું

**વ્રગકારો** પું.] [+ ગુ. 'આરો' કૃ.પ્ર.] ચગકારો, ઝબકારો

**વ્રાચડ** પું. [દે.પ્રા.] સિંધ અને મુલતાનનો જૂનો પ્રદેશ. (સંજ્ઞા.) (૨) પું., સ્ત્રી. એ પ્રદેશનો અપભ્રંશનો એક પ્રકાર (જેમાંથી સિંધી-મુલતાની-કચ્છીનો વિકાસ છે.) (સંજ્ઞા.)

**વ્રાત** ન. [સં.] સમૂહ, ટોળું. (૨) જથ્થો

**વ્રાત્ય** વિ. [સં.] જેને જનોઈના સંસ્કાર ન થયા હોય તેવું દ્વિજવર્ણનું, વૈદિક કર્મો કરવાને અધિકારી ન રહેલું, વેદ-બાહ્ય થયેલું

**વ્રાત્ય-સ્તોમ** પું. [સં.] વ્રાત્યોને શુદ્ધ કરવા માટેનો એક ખાસ યજ્ઞ

વ્રાત્યા સ્ત્રી. [સં.] વ્રાત્ય સ્ત્રી
વ્રીડા સ્ત્રી. [સં.] લજ્જા લાજ, શરમ
વ્રીડિત વિ. [સં.] શરમાયેલું, લજ્જિત
વ્રીહિ પું. [સં.] ચોખા

વ્રેહ પું [સં. विरह, અર્વા. તદ્ભવ] જુઓ 'વિરહ.'
વ્રેહ-વિકળ વિ. [+ જુઓ 'વિકળ.'] વિરહથી વ્યાકુળ થયેલું, વિયોગને લીધે બળબળી ઊઠેલું
વ્રેહાગ્નિ પું. [+ સં. अग्नि] જુઓ 'વિરહાગ્નિ.'



બ્રાહ્મી નાગરી ગુજરાતી

શ પું. [સં.] ભારતીય આર્ય વર્ણમાળાનો અઘોષ અસ્પર્શ મહાપ્રાણ તાલવ્ય ઊષ્મ વ્યંજન
શઈ (શૈ) સ્ત્રી. દાણા ભરવાનું એક માપ
શક[1] પું. [સં.] ઈ.સ.ના આરંભ આસપાસની ઓસ તરફથી આવેલી એક પ્રજા અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) શકોએ પ્રચલિત કરેલો 'શાલિવાહન' રાજાના નામનો ગણાતો એક સંવત્સર (ઈ.સ. ૭૮ થી) (૩) સંવત, સંવત્સર. [૦ બેસાડવો (-બેસાડવો) (રૂ.પ્ર.) ધાક-પાડવી, શેહમાં દબાવવું]
શક[2] પું. [અર. શક્ક્] શંકા, સંશય, સંદેહ, અંદેશો, વહેમ [૦ પડવો (રૂ.પ્ર) શંકા આવવી, સંદેહ થવો. ૦ લેવો (રૂ.પ્ર.) શંકા કરવી]
શક-કર્તા પું. [સં.] નવો સંવત્સર ચલાવનાર (રાજા)
શક-કાર વિ. [સં.], -રી વિ. [સં.,પું.] જુઓ 'શક-કર્તા.'
શક-કાલ પું. [સં.] શાલિવાહન રાજાના નામે ચડાવેલો ઈ.સ. ૭૮ થી શકોએ શરૂ કરેલો સંવત્સર
શકટ ન. [સં.,પું.,ન.] ગાડું, ગાડલું (બળદનું વાહન). (૨) પું. જુઓ 'શકટાસુર.'
શકટ-ચક્ર ન. [સં.] ગાડાનું પૈડું
શકટ-વ્યૂહ પું. [સં.] ગાડાનાં ઊંટડા-ધૂંસરીથી લઈ છેક ઠાઠા સુધીના આકારમાં સેનાને ગોઠવી દેવાથી થતો આકાર, એવો એ નામનો એક લશ્કરી વ્યૂહ
શકટાસન ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)
શકટાસુર પું. [+ સં. असुर] ભાગવત પ્રમાણે શ્રીકૃષ્ણના અત્યંત બાળપણમાં એમને મારી નાખવા આવેલો એ નામનો કંસનો મળતિયો એક અસુર. (સંજ્ઞા)
શકટિકા, શકટી સ્ત્રી. [સં.] નાનું ગાડું, ગાડલી, દમણિયું. (૨) ટાંગો, એક્કો. (૩) પૈડાંવાળી સગડી
શકતું ન. [સં. शल्क > પ્રા. सक्क દ્વારા] છાલ, ફલું, ચૂથો
શક-દાર વિ. [જુઓ 'શક[2]' + ફા. પ્રત્યય.] જેના ઉપર વહેમ આવતો હોય કે આવ્યો હોય તેવું
શકન ન. [સં. शकुन, અર્વા. તદ્ભવ] જુઓ 'શુકન.'
શકનિયાળ વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર. + 'આળ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'શુકનિયાળ.'
શક-પ્રવર્તક વિ. [સં.] જુઓ 'શક-કાર.'
શક-મંદ (-મન્દ) વિ. [જુઓ 'શક[2]' + ફા. પ્રત્યય.] જુઓ 'શક-દાર.' (૨) જેના વિશે શંકા રહે તેવું, સંશય-ગ્રસ્ત
શક(-ક્ક)ર-કંદ (-કન્દ) પું.,ન ફા. 'શક્ર્' + સં.] સક્કરિયું. રતાળુ
[ખાવાનું શોખીન
શક(-ક્ક)ર-ખોર વિ. [ફા. શક્ર્-ખોર્] ગળી મીઠી વાનીઓ
શક(-ક્ક)ર-ખોરો પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] એ નામનું ફૂલોમાંથી રસ ચૂસનારું મનાતું એક પક્ષી
શક(-ક્ક)ર-ટેટી સ્ત્રી. [ફા. 'શક્ર્' + જુઓ 'ટટી.'] ટટી, ખડબૂચું, તળિયું
શક(-ક્ક)ર-પારો પું. [ફા. 'શક્ર્' + જુઓ 'પારો.'] ઘઉંના લોટની ઘીમાં તળેલી એક નાની વાની
શકરાના પું., બ.વ. [ફા. શુક્રાના] જય, ફતેહ. [૦ કરવા (રૂ.પ્ર.) ખૂબ વાપરવું અને માણવું, તાગડધિન્ના કરવા]
શકરા-બાજી સ્ત્રી. [જુઓ 'શકરો' + 'બાજી.'] શકરા છૂટા મૂકી પક્ષીઓનો શિકાર કરવો એ
શક(-ક્ક)રિયું ન. [ફા. 'શક્ર્' + ગુ. 'ઇયું' ત.પ્ર.] મીઠા કંદની એક જાત, સક્કરિયું, રતાળુ, શકર-કંદ
શકરી[1] સ્ત્રી. [જુઓ 'શકરો[1]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] શકરાની માદા. (૨) (લા.) તીક્ષ્ણ નજરવાળી ચેપાની સ્ત્રી
શકરી[2] સ્ત્રી. [ફા. 'શક્ર્' + ગુ. 'ઈ' ત.પ્ર.] ફાલસાની એક જાત
[વાળું મેના જેવું એક પક્ષી
શકરી-મનિયા ન. [જુઓ 'શકરી[1]' દ્વારા.] પોળી પીઠ-
શકરો[1] પું [સં. शंकरक- > પ્રા. संकरअ-] 'શંકર' નામનું ગ્રામીણી-કરણ. (સંજ્ઞા.)
શકરો[2] પું. [ફા. શિક્રહ્] સમડીના દેખાવનું એક શિકારી પક્ષી (જેને પાળવામાં આવે છે અને એના દ્વારા પક્ષીઓનો શિકાર થાય છે.) (૨) (લા.) ચકોર પુરુષ. [૦ બાજ (રૂ.પ્ર) ઝડપથી કામ કરનાર માણસ. (૨) પાકો ઉઠાવગીરી]
શકલ પું. [સં.,પું.,ન.] ખંડ, ભાગ, ટુકડો, કકડો, કટકો
શકવર્તી વિ. [સં.,પું.] નવો સંવત્સર ચલાવનારું. (૨) (લા.) યાદગાર
શકવું અ.ક્રિ. [સં. शक्. તત્સમ સહાયકારી ક્રિયાપદ; સં માં હેત્વર્થ સાથે, પરંતુ ગુ.માં. સં.ભૂ.કૃ. સાથે : 'કરી શકવું' વગેરે] શક્તિમાન થવું કે હોવું. (૨) સંભવવું. શકાવું ભાવે.,ક્રિ.
શકંચો, -જો (સકન્ચો,-ન્જો) પું. [ફા. શિકંજહ્] દાબવા કે ભીડવાનું યંત્ર. (૨) (લા.) ફસામણી, ઝટકું

**શ-કાર**[1] પું. [સં.] 'શ' વર્ણ. (૨) 'શ'-ઉચ્ચારણ. (૩) સં. નાટય-રચનામાં રાજાની રખાતના ભાઈનું મૂર્ખતા લુચ્ચાઈ ગર્વ વગેરેના મિશ્રણવાળું એક પાત્ર. (નાટ્ય.)
**શકાર**[2] જુઓ 'સકાર.[2]'
**શકારાંત** (શકારાન્ત) વિ. [સં. श-कार + अन्त] 'શ' વર્ણ જેને છેડે હોય તેવું (પદ કે શબ્દ). (વ્યા.)
**શકારિ** પું. [સં. शक + अरि] ઈ.સ.ના આરંભની આસપાસ શક લોકોને હરાવનાર ગણાતો વિક્રમાદિત્ય રાજા (ઉજ્જનનો), વીરવિક્રમ
**શકાવું** જુઓ 'શકવું'માં.
**શકુન** ન. [સં.] ભાવિસૂચક શુભ કે અશુભ ચિહ્ન, શુકન
**શકુનિ** ન. [સં.,પું.] પક્ષી, પંખી. (૨) પું. ગાંધાર દેશના રાજા સુબલનો પુત્ર અને રાજા ધૃતરાષ્ટ્રનો સાળો. (સંજ્ઞા.) [૦ મામો (રૂ.પ્ર.) મહા ખટપટી અને ધૂર્ત માણસ]
**શકુનિકા** સ્ત્રી., ૦શાસ્ત્ર ન. [સં.] પક્ષીઓની બોલી પરથી શુભ અશુભ ઓળખવાની વિદ્યા, કાક-વિદ્યા
**શકુંત** (શકુન્ત) ન. [સં.,પું.] પક્ષી, પંખી. (૨) પું. મોર
**શકુંતલા** (શકુન્તલા) સ્ત્રી. [સં.] વિશ્વામિત્ર ઋષિથી મેનકામાં ઉત્પન્ન થયેલી ગણાયેલી કન્યા અને ચંદ્રવશી રાજા દુષ્યંતની રાણી (ભરતની માતા). (સંજ્ઞા.)
**શકે**[1] ક્રિ.વિ. [સં. शङ्के દ્વારા] રખે, કદાચ. (૨) જાણે કે (આ શબ્દ 'ઉત્પ્રેક્ષા' બતાવે છે.) [સંવતનું, શાકે
**શકે**[2] વિ. [સં. शकનું સા.વિ., એ.વ.] શકવર્ષનું, શક
**શકોરું** ન. [ફા. સિકરહ્] માટીનું છાલિયા-ઘાટનું ઠામ, શરાવ, ચપણિયું, રામ-પાતર, અટેહું
**શક્કર-ટેટી** જુઓ 'શકર-ટેટી.'
**શક્કલ** જુઓ 'શકલ.[2]'
**શક્કો,-કૂઓ(-ખ્ખો)** પું. [અર. 'સિક્કહ્' – સિક્કો, છાપ] (લા.) ચહેરાનો મનોહર દેખાવ. (૨) ઘરેણાં વગેરેનો ભપકો. [૦ પડવો (રૂ.પ્ર.) દાબ બેસવો, અમલ જામવો. ૦ પાડવો, ૦ બેસાડવો (-બેસાડવો) (રૂ.પ્ર.) દાબ બેસાડવો]
**શક્ત** વિ. [સં.] શક્તિમાન, શક્તિવાળું, સમર્થ
**શક્તિ** સ્ત્રી. [સં.] તાકાત, બળ. (૨) પ્રભાવ, 'ઓ.' (૩) પરમેશ્વરનો પ્રભાવશાળી તે તે ગુણ. (૪) પરમેશ્વરના એક સ્વરૂપની જગતની નિયામક ગણાતી આદ્ય દેવી વિભૂતિ, આદિશક્તિ, માતાશક્તિ, અંબા, જગદંબા, 'મધર-ગૉડ.' (સંજ્ઞા.) (૫) ભાષામાં શબ્દનો અર્થ આપનારી ત્રણ અભિધા લક્ષણા અને વ્યંજનામાંની તે તે વિશિષ્ટતા. (કાવ્ય.) [સ્થાપન. (યોગ.)
**શક્તિ-પાત** પું. [સં.] યૌગિક શક્તિનું સામેની વ્યક્તિમાં
**શક્તિ-પૂજક** વિ. [સં.] દેવીનું ઉપાસક
**શક્તિ-પૂજા** વિ. [સં.] દેવીની ઉપાસના
**શક્તિમતી** વિ., સ્ત્રી. [સં.] શક્તિમાન સ્ત્રી
**શક્તિમત્તા** સ્ત્રી. [સં.] શક્તિમાન હોવાપણું, સામર્થ્ય. (૨) કાર્ય-દક્ષતા, કાર્ય-શક્તિ
**શક્તિમંત** (-મન્ત) વિ. [સં. °मत् > પ્રા. मंत], **શક્તિ-માન** વિ. [સં. °मान्, પું.] શક્તિવાળું, બળવાન, જોરાવર, તાકાતવાળું, બલિષ્ઠ, સમર્થ
**શક્તિ-વાદ** પું. [સં.] જડ-ચેતનનાત્મક સર્વ સૃષ્ટિ પરા જગદંબા શક્તિમાંથી ઉત્પન્ન થયેલ હોય એવો મત-સિદ્ધાંત
**શક્તિવાન** વિ. [સં. शक्ति-मान्, પું.], **શક્તિશાળી** વિ. [સં. शक्तिशाली, પું.] જુઓ 'શક્તિ-મંત.'
**શક્તિ-શૂન્ય** વિ. [સં.] શક્તિ વિનાનું નિર્બળ, કમજોર, નબળું' શક્તિ-હીન
**શક્તિ-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] જુઓ 'શક્તિમંત.'
**શક્તિ-હીન** વિ. [સં.] જુઓ 'શક્તિ-શૂન્ય'.
**શક્ય** વિ. [સં.] થઈ શકે તેવું, સંભવિત બને તેવું, સંભાવ્ય. (૨) વાસ્તવિક
**શક્ય-તા** સ્ત્રી. [સં.] શક્ય હોવાપણું, સંભવ, સંભવિત-તા
**શક્ય-ભેદ** પું. [સં.] 'મારાથી કર્યું જાતું નથી' – અર્થાત્ 'કરી શકાતું નથી' એ જાતનો શક્યતાનો અર્થ આપતો એક પ્રકારનો કર્મણિ પ્રયોગ. (વ્યા.)
**શક્યાર્થ** પું. [+સં. अर्थ] જેની સંભાવના હોય તેવો માયનો. (૨) સંભાવનાનો અર્થ–ક્રિયાપદનો એક કાળની કોટિનો અર્થ. (વ્યા.)
**શક્ર** પું. [સં.] સ્વર્ગનો રાજા ગણાતો ઇંદ્ર, શચી-પતિ. (સંજ્ઞા.)
**શક્રાણી** સ્ત્રી. [સં.] ઇંદ્રની પત્ની, ઇંદ્રાણી [વર્ગ. (પિં.)
**શક્વરી** સ્ત્રી. [સં.] ચૌદ અક્ષરનાં અક્ષરમેળ વૃત્તો–છંદોનો
**શખસ** પું. [અર. શખ્સ્] આદમી, પુરુષ, પુરુષ વ્યક્તિ
**શખ્ખો** જુઓ 'શક્કો,-કૂઓ.'
**શગ** (-ગ્ય) સ્ત્રી. [સં. शिखा દ્વારા] દીવાની જ્યોતિ. (૨) કળીના જેવો શંકુ-આકાર. (૩) દાણા માપ્યા પછી થતી શંકુ-આકારની ટોચ. (૪) જાનવરનું આંચળ ['સગડી.'
**શગડી** સ્ત્રી. [સં. शकटिका > શૌ. પ્રા. सगडिआ] જુઓ
**શગરામ** જુઓ 'શિગરામ.'
**શચિ,-ચી** સ્ત્રી. [સં.] જુઓ 'શક્રાણી.'
**શટર** ન. [અં.] ઢાંકણું. (૨) હવા રોકવાની બારી-બારણાંમાંની એક યોજના, ફરેણી, ફરેડી
**શટર-પટર** ક્રિ.વિ [રવા.] આડું અવળું, ગમે તેમ
**શટલ** ન. [અં.] વણાટમાં વપરાતો કાંઠલો. (૨) નગર અને એના પરાં વચ્ચે દોડતી આગગાડી
**શટલ ટ્રે(૦ઈ)ન** સ્ત્રી [અં.] જુઓ 'શટલ(૨).'
**શઠ** વિ. [સં.,પું.] ખળ, લુચ્ચું. (૨) ધૂર્ત, ધુતારું, ઠગનારું
**શણ** ન. [સં.] ભીંડીના જેવો બંગાળ વગેરે બાજુ થતો છોડ અને એના રેસા. (૨) કુંભારની ચાકડા ઉપરથી વાસણ ઉતારવાની દોરી
**શણગ** ન., (-ગ્ય) સ્ત્રી. જમીનમાં ખોદીને અંદર બનાવાતો ગુપ્ત માર્ગ, સુરંગ [ઘૂંઘટ
**શણગટ** પું. મોઢું ઢંકાય એમ કરવામાં આવતો ઘૂમટો,
**શણગાર** પું. [સં. शृङ्गार, અર્વા. તદ્ભવ] શરીરની ભિન્ન ભિન્ન ઘરેણાં વસ્ત્રો વગેરેથી કરવામાં આવતી સજાવટ
**શણગારવું** સ.ક્રિ. [જુઓ 'શણગાર,'–ના.ધા.] ઘરેણાં પહેરાવવાં. (૨) (મકાન વગેરેને) સુશોભિત કરવું, દીપાવવું. શોભાવવું. શણગારાવું કર્મણિ., ક્રિ. શણગારાવવું

પ્રે.,સ.ક્રિ.

**શણગારાવવું, શણગારાવું** જુઓ 'શણગારવું'માં.

**શણગાવવું** જુઓ 'શણગાવું'માં.

**શણગાવું** અ.ક્રિ. [જુઓ 'શણગો,'-ના.ધા.] પલાળેલા દાણામાં ફણગા ફૂટવા, સણગાવું. **શણગાવવું** પ્રે.,સ.ક્રિ.

**શણગો** જુઓ 'સણગો.'

**શણ-ભીંડી** સ્ત્રી. [+ જુઓ 'ભીંડી.'] શણનો છોડ

**શણવી** પું. [મરા. શેણવી] મહારાષ્ટ્રની એક બ્રાહ્મણ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) પ્રાણીઓની ભાષા ઉપરથી શુકન જાણનાર માણસ

**શણિયું** ન. [જુઓ 'શણ + ગુ. 'ઇયું' ત.પ્ર.] શણનું કાપડ, ગૂણ-પાટ. (૨) શણનું ગૂણિયું. (૩) શણનું અબોટિયું

**શત** વિ. [સં.,ન.] સોની સંખ્યાનું

**શતક** ન. [સં.] સોનો સમૂહ, સેંકડો, સદી. (૨) શતાબ્દી

**શત-કોટિ** વિ. [સં.,સ્ત્રી.] સો કરોડની સંખ્યાનું, એક અબજ

**શત-ક્રતુ** પું. [સં.,બ.વ્રી.] ઇંદ્ર [છિન્ન

**શત-ખંડ** (-ખણ્ડ) વિ. [સં.,બ.વ્રી.] સો ટુકડામાં છિન્ન

**શત-ગણું** વિ. [+ જુઓ 'ગુણવું' + ગુ. 'ઉ' ત.પ્ર.], **શત-ગુણ** વિ. [સં.] સોગણું, સો-વારકું

**શત-ઘ્ની** વિ., સ્ત્રી. [સં.] એકી સાથે સો માણસને મારી નાખે તેવું પ્રાચીન કાળનું ફેંકવાનું એક હથિયાર

**શત-ચંડી** (-ચણ્ડી) સ્ત્રી. [સં.] દુર્ગાસપ્તશતી-ચંડીપાઠના સો પાઠ કરવાની એક ધાર્મિક યજ્ઞ-ક્રિયા. (સંજ્ઞા.)

**શત-તારકા, શત-તારા** સ્ત્રી., ન. [સં.,સ્ત્રી.] આકાશીય નક્ષત્રોમાંનું ૨૪ મું એ નામનું સો તારાઓના ઝૂમખા-રૂપ નક્ષત્ર. (ખગોળ.)

**શત-ધા** ક્રિ.વિ. [સં.] સો પ્રકારે. (૨) સો ટુકડામાં

**શત-પદ** વિ. [સં.,બ.વ્રી.], -**દી** વિ. [સં.,પું.] સો પગવાળું (કાનખજૂરા વગેરે પ્રકારનું)

**શત-ભિષા** સ્ત્રી.,ન. [સં.] જુઓ 'શત-તારકા.'

**શત-માન** ન. [સં.] પ્રાચીન કાલનો એક કિંમતી સિક્કો. (૨) એ નામનું એક વજન

**શત-મુખ** વિ. [સં.,બ.વ્રી.] સો મોઢાંવાળું. (૨) જેની સો બાજુ ચારે ગમ ખુલ્લી હોય તેવું, અનેકદેશીય

**શતમી** સ્ત્રી. [મરા.] વહાણમાં ચડાવેલા માલની સહી-સિક્કાવાળી યાદી, વહાણના માલનું ભરતિયું. (વહાણ.)

**શતરૂપા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વૈવસ્વત મનુની માતા. (સંજ્ઞા.)

**શતવર્ષી**[1] વિ. [સં.,પું.] સો વર્ષનું. (૨) સો વર્ષ લંબાય તેવું

**શતવર્ષી**[2] સ્ત્રી. [સં.] સો વર્ષ પૂરાં થતાં કરાતો ઉત્સવ, શતાબ્દી

**શતવર્ષીય** જુઓ 'શતવર્ષી.' [વાર

**શત-શઃ** ક્રિ.વિ. [સં.] સો પ્રકારે, સો રીતે. (૨) સો

**શતાબ્દી** સ્ત્રી. [સં. શત + अब्द + સં. 'ई' ત.પ્ર.] સો વર્ષનો સમૂહ. (૨) સો વર્ષે ઊજવાતો ઉત્સવ

**શતાયુ** વિ. [સં. શત+आयुस्, બ.વ્રી.], -**યુષી** વિ. [સં.,પું.] સો વર્ષ સુધી જીવનારું

**શતાવધાન** ન. [સં. शत + अव-धान] એકસાથે સો વાત-પ્રસંગ-વસ્તુ વગેરે ઉપર ધ્યાન રાખવાનો પ્રયોગ

**શતાવધાની** વિ. [સં.,પું.] શતાવધાનનો પ્રયોગ કરનાર

**શતાવરી** સ્ત્રી. [સં.] એ નામની એક ઔષધરૂપ વેલ

**શતાંશ** (શતાંશ) પું. [સં. शत + अंश] સોમો ભાગ. (૨) બ.વ. સો ભાગ, સો હિસ્સા. (૩) વિ. સો હિસ્સાવાળું

**શત્રુ** પું. [સં.] દુશ્મન, વેરી. (૨) પ્રતિપક્ષી

**શત્રુકાર** પું. [સં. सत्रागार] જ્યાં સદા-વ્રત આપવામાં આવતું હોય તેવું સ્થાન, અન્ન-ક્ષેત્ર, અન્ન-સત્ર. (જૈન.)

**શત્રુ-ઘ્ન** વિ. [સં.] જુઓ 'શત્રુ-ઘાતક.' (૨) પું. દશરથ-રાજાનો લક્ષ્મણથી નાનો રાણી સુમિત્રામાં થયેલો પુત્ર. (સંજ્ઞા.)

**શત્રુ-તા** સ્ત્રી. [સં.], -**તાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત.પ્ર.], -**ત્વ** ન. [સં.] વેર, શત્રુ-ભાવ, દુશ્મનાઈ, દુશ્મની, દુશ્મનાવટ [પ્રતિપક્ષી

**શત્રુ-પક્ષ** પું. [સં.] શત્રુની બાજુનો સમૂહ, સામાવાળો,

**શત્રુ-ભાવ** પું. [સં.] જુઓ 'શત્રુ-તા.'

**શત્રુ-વટ** (-ટ્ય) સ્ત્રી. [+ જુઓ 'વટ.[2]'] જુઓ 'શત્રુ-તા.'

**શત્રુ-સ્થાન** ન. [સં.] શત્રુને રહેવાની જગ્યા. (૨) જન્મ-કુંડલીમાંનું છટ્ઠું ઘર. (જ્યો.)

**શત્રુંજય** (શત્રુઞ્જય) પું. [સં.] એ નામનો સૌરાષ્ટ્રના ગોહિલવાડમાં પાલિતાણા નજીકનો જૈનોનો તીર્થ-રૂપ પહાડ, શેત્રુંજો. (સંજ્ઞા.)

**શનિ** પું. [સં.] આકાશીય ગ્રહોમાંનો એક આશરે ત્રીસ વર્ષે સૂર્યની પરિક્રમા પૂરી કરનારો ગ્રહ. (સંજ્ઞા.) (૨) એ ગ્રહ ઉપરથી શુક્ર અને રવિ વચ્ચેનો વાર. (સંજ્ઞા.) [૦ની દશા (રૂ.પ્ર.) મોટી આપત્તિ. ૦ની દશા બેસવી (-બેસવી) (રૂ.પ્ર.) ભારે આપત્તિ શરૂ થવી]

**શનિ-દષ્ટિ** સ્ત્રી. [સં.] (લા.) દ્વેષ-ભરેલી નજર

**શનિ-પ્રદોષ** પું. [સં.] શનિવારે આવતી સુદિ તેરસની સાંઝે કરાતું શિવ-પૂજન. (સંજ્ઞા.)

**શનિ-વાર** પું. [સં.] જુઓ 'શનિ(૨).'

**શનિવારિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] શનિવારને લગતું. (૨) શનિવારને દિવસે પ્રગટ થતું (સામયિક)

**શનિવારું** વિ. [+ ગુ.'ઉ' ત.પ્ર.] શનિવારને દિવસે આવતું કે શરૂ થતું [ક્રમે ક્રમે

**શનૈઃ, ૦ શનૈ** ક્રિ.વિ. [સં.] ધીમે ધીમે, ધીમી ગતિએ. (૨)

**શન્ટિંગ** (શન્ટિઙ્ગ) ન. [અં.] સ્ટેશનમાં એન્જિન દ્વારા થતી ડબાઓની હેર-ફેર [(રૂ.પ્ર.) પ્રતિજ્ઞા બોલાવવી]

**શપથ** પું. [સં.] સોગંદ, સમ, કસમ, પ્રતિજ્ઞા. [૦ ખવડાવવા

**શપાવવું, શપાવું** જુઓ 'શાપવું'માં.

**શફર** પું. [સં.] નાની જાતનું ચળકતું માછલું

**શફરી** સ્ત્રી. [સં.] ચળકતી નાની જાતની માછલી

**શફા** સ્ત્રી. [અર. શિફા] તંદુરસ્તી, આરોગ્ય, નીરોગિતા

**શફા-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] દવા-ખાનું, ઔષધાલય, 'ડિસ્પેન્સરી' 'હૉસ્પિટલ'

**શબ(-વ)** ન. [સં.] મડું, મડદું, મુરદું, લાસ

**શબદિયું** વિ. સં शब्द, અર્વા. તદ્ભવ + ગુ. 'ઇયું' ત.પ્ર.] શબ્દ કે સંદેશો લઈ જનાર (દૂત), 'મેસેન્જર'

**શબનમ** ન. [ફા.] અકળ. (૨) (લા.) એક જાતનું આછું ઝીણું સુકોમળ કાપડ, મલમલ

**શબ(-વ)-પરીક્ષણ** ન., **શબ(-વ)-પરીક્ષા** સ્ત્રી. [સં.] મડદાની દાકતરી તપાસ, 'પોસ્ટમોર્ટમ'

**શબર** પું. [સં.] દક્ષિણ ગુજરાતના પૂર્વના પહાડી પ્રદેશમાં જૂના સમયથી રહેતી એક ભીલ-જાતિ. (સંજ્ઞા.)

**શબરાંગના** (-રાઙ્ગના) સ્ત્રી. [+ સં. अङ्गना] શબર જાતિની સ્ત્રી, ભીલડી

**શબરી** સ્ત્રી. [સં.] શબર જાતના ભીલની સ્ત્રી. (૨) રામાયણ-માંની રામની એક પરમ-ભક્ત ભીલડી. (સંજ્ઞા.)

**શબ(-વ)લ** વિ. [સં.] ચિત્ર-વિચિત્ર દેખાવનું, કાબર-ચીતરું. (૨) અસરથી ઘેરાયેલું

**શબ(-વ)લ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] ચિત્ર-વિચિત્રતા, કાબરચીતરાપણું. (૨) ઘેરી અસર [વાળું

**શબ(-વ)લિત** વિ. [સં.] અસરવાળું. (૨) મિશ્રિત કે ઉપાધિ-

**શબ(-વ)-વર્ણ** પું. [સં.] મડદા જેવો ફિક્કો થઈ ગયેલો રંગ

**શબા(-વા)સન** ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**શબે-બરાત** સ્ત્રી. [અર. + ફા.] એક ઇસ્લામી તહેવાર, સાબાન મહિનાની ૧૪ મી શ્રાદ્ધની રાત. (સંજ્ઞા.)

**શબ્દ** પું. [સં.] અવાજ, ધ્વનિ, નાદ, સ્વર (આકાશ તત્ત્વનો ગુણ). (૨) બોલ, વચન. (૩) જેને હજી નામિકી કે આખ્યાતિકી (કાળની) વિભક્તિઓના પ્રત્યય નથી લાગ્યા તેવો અર્થવાળો વર્ણ કે એકથી વધુ વર્ણોનો સમૂહ, 'વર્ડ' (વાક્યમાં વપરાતાં પ્રત્યય-હીન દશા હોય તોયે એ 'પદ' થઈ જાય.) (વ્યા.) [૦ કરવો, ૦કાઢવો (રૂ.પ્ર.) મોઢામાંથી કાંઈ કહેવું. બે શબ્દ (રૂ.પ્ર.) ટૂંકુ ભાષણ કે કથન. (૨) નાની પ્રસ્તાવના. બે શબ્દ કહેવા (-કે:વા) (રૂ.પ્ર.) ભલામણ કરવી. (૨) ઠપકો આપવો. બે શબ્દ બોલવા (રૂ.પ્ર.) ટૂંકું ભાષણ કરવું]

**શબ્દ-કાર** વિ. [સં.] અવાજ કરનાર. (૨) નવા નવા શબ્દ ઊભા કરનાર. (૩) ગેય રચનાના શબ્દો ગોઠવી આપનાર

**શબ્દ-કોશ(-ષ)** પું. [સં.] ભાષામાંનાં નામ સર્વનામ વિશેષણ ક્રિયાપદ કૃદંત ક્રિયાવિશેષણ નામયોગી ઉભયાન્વયી અને કેવળપ્રયોગી પદોનાં મૂળ સ્વરૂપ તેમ એની લિંગ કે એ પ્રકાર-ની ઓળખ અને અર્થ આપતો ભંડાર-રૂપ ગ્રંથ (એમાં તે તે શબ્દની ઓળખ સાથે શાસ્ત્રીય કોશોમાં વ્યુત્પત્તિ પણ આપવામાં આવી હોય તેમ એના પ્રયોગનાં ઉદાહરણ-અવતરણ પણ આપેલાં હોય.) 'ડિક્શનેરી' (નાની હોય તો 'વોકેબ્યુલરી'-'શબ્દ-સૂચિ') [બોલનારું

**શબ્દ-ચતુર** વિ. [સં.] બોલવામાં ચતુરાઈવાળું, સમજપૂર્વક

**શબ્દ-ચતુરાઈ** સ્ત્રી. [+ જુઓ 'ચતુરાઈ.'], **શબ્દ-ચમત્કાર** પું., **શબ્દ-ચમત્કૃતિ** સ્ત્રી. [સં.], **શબ્દ-ચાતુરી** સ્ત્રી. [+ જુઓ 'ચાતુરી.'] વાક્ય કે છંદમાં વર્ણોની ભાતીગર રચના (જે સાંભળતાં કાનને મનોહર લાગે, શબ્દ-ચિત્રના), ઝડ-ઝમક, 'એલિટરેશન.' (કાવ્ય.)

**શબ્દ-ચિત્ર** ન. [સં.] જેમાં ઝડ-ઝમક આપવામાં આવી હોય તેવું કાવ્ય, કાનને રમણીય લાગે તે રીતે વર્ણોની અમુક અમુક ચોક્કસ પ્રકારની વાક્ય કે પદ્યમાં યોજના કરવાથી ઊભી થતી રોચક સ્થિતિ. (કાવ્ય.)

**શબ્દ-ચિત્રણ** ન. [સં.] શબ્દ-ચિત્રનું આલેખન

**શબ્દચિત્ર-લિપિ** સ્ત્રી. [સં.] શબ્દોનો અર્થ સૂચિત કરતી આકૃતિ દ્વારા કરાતું એક પ્રકારનું આલેખન, ચિત્ર-લિપિ, 'હાયરોગ્લિફિક' [શબ્દોની છેતરામણી રચના, વાગ્જાળ

**શબ્દ-જાલ(-ળ)** ન. [સં.] શબ્દોનો ખાલી આડંબર. (૨)

**શબ્દ-નિર્દેશ** પું. [સં.] વસ્તુના લક્ષણમાં જ આવી જતા ધર્મ કહી બતાવવામાં આવતા હોય એ પ્રમાણેનું કથન. (તર્ક.)

**શબ્દ-પરીક્ષા** સ્ત્રી. [સં.] અવાજ ઉપરથી ઓળખી કાઢ-વાની ક્રિયા. (૨) શબ્દોનો અર્થ આવડે છે કે નહિ એની તપાસ

**શબ્દ-પોથી** સ્ત્રી. [+ જુઓ 'પોથી.'] જેમાં વાક્યો ન અપાતાં માત્ર શબ્દો જ ચિત્રો દ્વારા અર્થ-બોધ થવા આપ્યા હોય તેવી પુસ્તિકા [હોય તેવું, શબ્દાળુ

**શબ્દ-પ્રધાન** વિ. [સં.,બ.વ્રી.] જેમાં માત્ર શબ્દોનું જ મુખ્યપણું

**શબ્દ-પ્રમાણ** ન. [સં.] શાબ્દિક પુરાવો. (૨) આપ્ત પુરુષે ઉચ્ચારેલું વચન, માન્ય ગ્રંથમાંનું વાક્ય. (૩) વૈદિક પરિપાટીમાં વેદ બ્રાહ્મણ આરણ્યક ઉપનિષદ અને મનુ વગેરેનાં ધર્મશાસ્ત્ર

**શબ્દ-પ્રયોગ** પું. [સં.] યોગ્ય શબ્દોનો ત્યાં ત્યાં ઉચિત ઉપયોગ. (૨) રૂઢિ-પ્રયોગ, 'ઇડિયમ'

**શબ્દ-બદ્ધ** વિ. [સં.] શબ્દોના રૂપમાં બંધાયેલું કે રચાયેલું

**શબ્દ-બાણ** ન. [સં.,પું.] બાણ જેવા આકરા બોલ

**શબ્દ-બાહુલ્ય** ન. [સં.] શબ્દોની ભર-માર

**શબ્દ-બોધ** પું. [સં.] શબ્દ ઉપરથી આવતો ખ્યાલ

**શબ્દ-બ્રહ્મ** ન. [સં.] વાણીના રૂપમાં વ્યક્ત થતું પરમાત્મ-તત્ત્વ. (૨) દિવ્ય વાણી. (૩) વેદ

**શબ્દ-ભંડોળ** (-ભણ્ડોળ) પું., ન. [+ જુઓ 'ભંડોળ.'] 'શબ્દોનો સમૂહ. (૨) વિવિધ પ્રકારના શબ્દોના રૂપમાં રહેલી મૂડી (જેનો વક્તા કે લેખક મુક્ત રીતે ઉપયોગ કરે.)

**શબ્દ-ભેદી** વિ. [સં.,પું.] જુઓ 'શબ્દ-વેધી.'

**શબ્દ-યોગી** વિ. [સં.,પું.] વિભક્તિ વગેરેનો અર્થ પૂરો કરવા વપરાતું (પદ), નામ-યોગી. (વ્યા.)

**શબ્દ-રચના** સ્ત્રી. [સં.] શબ્દોની ગોઠવણ, શબ્દ-વિન્યાસ

**શબ્દ-લક્ષી** વિ. [સં.,પું.] અર્થની પરવા કર્યા સિવાય માત્ર શબ્દોના આડંબરથી ભરેલું

**શબ્દ-લાલિત્ય** ન. [સં.] સુંદર મધુર વર્ણોવાળા શબ્દોનું મીઠું સૌંદર્ય, શબ્દોની મધુરતા

**શબ્દ-લિપિ** સ્ત્રી. [સં.] સંપૂર્ણ એક શબ્દનો એક જ સંકેત હોય તેવી લેખન-પદ્ધતિ, 'હાયરિટિક'

**શબ્દ-લેખન** ન. [સં.] શ્રુત-લેખન, 'ડિક્ટેશન'

**શબ્દ-વાદ** પું. [સં.] અર્થ તરફ ખ્યાલ આપ્યા વિના માત્ર શબ્દના સ્વરૂપને જ ધ્યાનમાં રાખી થતી ચર્ચા

**શબ્દ-વાહક** વિ. [સં.] એક સ્થળેથી નજીક કે દૂરના સ્થળ

સુધી શબ્દને લઈ જનારું (ટેલિફોન વગેરે યંત્ર)

**શબ્દ-વિચાર** પું. [સં.] શબ્દોના મૂળથી લઈ એના પ્રયોગ સુધીની મીમાંસા

**શબ્દ-વિન્યાસ** પું. [સં.], જુઓ 'શબ્દ-રચના.'

**શબ્દ-વેધ** પું., **શબ્દવેધિ-તા** [સં.] અવાજ જ્યાંથી નીકળ્યો હોય એનો ખ્યાલ કરી એ નિશાન વીંધવાની ક્રિયા

**શબ્દ-શક્તિ** સ્ત્રી. [સં.] અર્થની દૃષ્ટિએ શબ્દમાં રહેલું ચોક્કસ તાત્પર્ય (અભિધા લક્ષણા અને વ્યંજના પ્રકારનું.) (કાવ્ય.)

**શબ્દશઃ** ક્રિ.વિ. [સં.] શબ્દે શબ્દ

**શબ્દ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'શબ્દ-વિજ્ઞાન.' (૨) વ્યુત્પત્તિ-શાસ્ત્ર, 'ઇટિમોલૉજી' [રાખવી જોઇતી શુદ્ધિ

**શબ્દ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] શબ્દનાં ઉચ્ચારણ અને લેખનમાં

**શબ્દ-શ્લેષ** પું. [સં.] સ-ભંગ તેમ જ અ-ભંગ એમ બે પ્રકારે કરવામાં આવતો માત્ર શાબ્દિક અર્થ. (કાવ્ય.)

**શબ્દ-સમુચ્ચય, શબ્દ-સમુદાય, શબ્દ-સમૂહ, શબ્દ-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] શબ્દોનો જથ્થો, 'વૉકેબ્યુલરી'

**શબ્દ-સાગર** પું. [સં.] જુઓ 'શબ્દાર્ણવ.'

**શબ્દ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] શબ્દના મૂળને પ્રકૃતિ પ્રત્યયો વગેરે લગાડી એનું સ્વરૂપ સિદ્ધ કરવું એ

**શબ્દાડંબર** (-ડમ્બર) પું. [+ સં. आ-डम्बर] અર્થની દરકાર કર્યા સિવાય માત્ર સારા સારા ભપકાદાર શબ્દો પ્રયોજવા એ

**શબ્દાતીત** વિ. [+ સં. अतीत] જ્યાં શબ્દોની પહોંચ નથી તેવું (પરમતત્ત્વ બ્રહ્મ), અ-નિર્વચનીય

**શબ્દાનુક્રમ** પું., **-મણિકા, -મણી** સ્ત્રી. [+ સં. अनु-क्रम, -मणिका, -मणी] એક પછી એક શબ્દોની કરવામાં આવતી ગોઠવણી, 'વૉકેબ્યુલરી'

**શબ્દાનુશાસન** ન. [+ સં. अनु-शासन] વ્યાકરણ-શાસ્ત્ર

**શબ્દાર્ણવ** પું. [+ સં. अर्णव] સાગર જેવડો વિશાળ શબ્દ-સંગ્રહ, શબ્દ-કોશ

**શબ્દાર્થ** પું. [+ સં. अर्थ] શબ્દનો માયનો, શબ્દનો ભાવ

**શબ્દાર્થ-સિંધુ** (-સિન્ધુ) પું. [સં.] જુઓ 'શબ્દાર્ણવ.'

**શબ્દાલંકાર** (-લઙ્કાર) પું. [સં. शब्द + अलंकार] અર્થ તરફ ન જોતાં જેમાં શબ્દમાંના વર્ણોનાં ચોક્કસ પ્રકારનાં આવર્તન વગેરે પ્રકારે થતી રચના, વર્ણ-સગાઈ, ઝડ-ઝમક. (કાવ્ય.)

**શબ્દાવલિ**(-લી,-ળિ,-ળી) સ્ત્રી. [સં. शब्द + आवलि, -ली] શબ્દોની હાર કે પરંપરા

**શબ્દાળ** વિ. [સં. शब्द + ગુ. 'આળ' ત.પ્ર.], **-ળુ** વિ. [સં. शब्दालु] શબ્દોથી ભરેલું

**શબ્દાંગ** (શબ્દાઙ્ગ) ન. [સં. शब्द+अङ्ग] શબ્દની મૂળ પ્રકૃતિને લાગતા આંતરિક પ્રત્યયો વગેરે તે તે વસ્તુ

**શબ્દાંતર** (શબ્દાન્તર) ન. [સં. शब्द+अन्तर] બીજો શબ્દ, શબ્દ-ફેર

**શમ** પું. [સં.] ઇંદ્રિયો અને વાસનાઓની શાંતિ, અંતર્નિગ્રહ, સંયમ. (યોગ.) (૨) નિત્ય નૈમિત્તિક કર્મો સિવાય બીજાં કાર્યો તરફ વૃત્તિનું ન જવાપણું. (વેદાંત.) (૩) બ્રહ્મ-જ્ઞાનમાં જરૂરી હિલચાલ સિવાય બીજી બધી હિલચાલ અટકાવવાની ક્રિયા. (વેદાંત.)

**શમણ**[૧] ન. [જુઓ 'શમવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] શાંત પડવું એ [કૃ.પ્ર.] ટાઢું પાડવાનું સાધન

**શમણ**[૨] ન. [જુઓ 'શમવું' + ગુ. 'અણ' કર્તૃવાચક

**શમણું** જુઓ 'સમણું.'

**શમ-તા** સ્ત્રી. [સં.], **-તાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત.પ્ર.] શમ રાખવાની સ્થિતિ, શાંતિ. (૨) ક્ષમા, ધીરજ, ખામોશ. (૩) સ્થિર-તા

**શમન** ન. [સં.] શાંત પડવું કે પાડવું એ, શમવું કે શમાવવું એ. (૨) મનની શાંતિ

**શમન-લાડુ** જુઓ 'સમન-લાડુ.'

**શમ-પ્રધાન** વિ. [સં.,બ.વ્રી.] શમ જેમાં મુખ્ય છે તેવું

**શમ-મય** વિ. [સં.] શમથી ભરેલું, શાંત પ્રકૃતિનું

**શમવવું** જુઓ 'શમવું'માં.

**શમવું** અ.ક્રિ. [સં. शम्, તત્સમ] શાંત થવું, સ્થિર થવું. (૨) વીસમવું, સીઝવું. (૩) ઘટવું, ઓછું થવું. (૪) મરણ પામવું. **શમાવું** ભાવે.,ક્રિ. **શમ(-મા)વવું** પ્રે., સ.ક્રિ.

**શમ-શમવું** અ.ક્રિ. [જુઓ 'શમવું,'-દ્વિર્ભાવ] શાંત થઈ રહેવું. (૨) ખમીને બેસી રહેવું. **શમશમાવું** ભાવે., ક્રિ. **શમશમાવવું** પ્રે.,સ.ક્રિ.

**શમશમાકાર** વિ. [જુઓ 'શમશમવું' દ્વારા.] તદ્દન શાંત થઈ રહેલું, કશી જ હિલચાલ વિનાનું. ઇંદ્રિયોનો વ્યાપાર બંધ પડી ગયો હોય તેવું. (૨) દિઙ્-મૂઢ

**શમશમાવવું, શમશમાવું** જુઓ 'શમશમવું'માં.

**શમશેર** સ્ત્રી. [ફા.] તલવાર. [**૦ ચલાવવી** (રૂ.પ્ર.) તલવારથી કતલ કરવી]

**શમશેર-બહાદુર** પું. [+ જુઓ 'બહાદુર.'] તલવાર ચલાવવામાં કુશળ. (૨) એ નામની અંગ્રેજી સમયની એક પદવી (રાજાઓને અપાતી) [-બહાદુર(૧).'

**શમશેરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'શમશેર-

**શમ-સુખ** ન. [સં.] નિવૃત્તિથી મળતો આનંદ

**શમળી** જુઓ 'સમડી.'

**શમા** સ્ત્રી. [અર. શમઅ્] મીણ-બત્તી. (૨) દીવો

**શમાવવું, શમાવું** જુઓ 'શમવું'-'શામવું'માં. [શાંત

**શમિત** વિ. [સં.] શાંત કરેલું, શમેલું. (૨) શાંત પામેલું,

**શમિયાણો,-નો** પું. જુઓ 'સામિયાનો.'

**શમી** સ્ત્રી. [સં.] ખીજડાનું ઝાડ, ખીજડો, સમડો. (૨) બેડી ખીજડી, સમડી

**શમી-પૂજન** ન. [સં.] દશેરાને દિવસે હિંદુઓમાં કરવામાં આવતું ખીજડાનું તેમ ખીજડીનું પૂજન

**શમ્સુલ-ઉલમા** વિ. [અર. શમ્સુલ્-ઉલ્મા] વિદ્વાનોમાં સૂર્ય જેવું (અંગ્રેજી રાજ્ય વખતની મુસ્લિમો અને પારસીઓને અપાતી હતી તે એક પદવી)

**શયતાન** પું. [અર.] જુઓ 'શૈતાન.'

**શયતાનિયત, શયતાની** સ્ત્રી. [અર.] જુઓ 'શૈતાનિયત.'

**શયદા** વિ. [ફા.] ઘેલું, ગાંડું. (૨) (લા.) પ્રેમ-ઘેલું

**શયન** ન. [સં.] સૂવું એ. (૨) શય્યા, પથારી, બિછાનું. (૩) પુષ્ટિમાર્ગીય મંદિરોમાં ઠાકોરજીને સૂવા સમયનો ભોગ અને એનાં દર્શન, સેન. (પુષ્ટિ.)

**શયન-આરતી** સ્ત્રી. [+ જુઓ 'આરતી.'] પુષ્ટિમાર્ગીય મંદિરોમાં ઠાકોરજીને સાંઝે શયન કરાવવા વખતે દર્શન ખુલ્લાં રાખી કરવામાં આવતી આરતી, સેન-આરતી.(પુષ્ટિ.)
**શયન-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] સૂવાનો ઓરડો
**શયન-ગૃહ** ન. [સં.,પું.,ન.] સૂવાના કામમાં આવતું મકાન, શયનાગાર. (૨) જુઓ 'શયન-ખંડ.'
**શયન-ભોગ** પું. [સં.] જુઓ 'સેન-ભોગ.' (પુષ્ટિ.)
**શયની એકાદશી** સ્ત્રી. [સં.] અષાઢ સુદિ અગિયારસ (વિષ્ણુની સમુદ્રમાં ચાર માસ માટે સૂવાના આરંભની તિથિ). (સંજ્ઞા.)
**શયનીય** ન. [સં.] શયન, શય્યા, પથારી, બિછાનું
**શયિત** વિ. [સં.] સૂતેલું. (૩) ઊંઘી ગયેલું
**શય્યા** સ્ત્રી. [સં.] શયન, પથારી, બિછાનું, સેજ. (૨) કાવ્યમાં પદોનો પરસ્પરનો સુમેળ. (કાવ્ય.)
**શય્યા-દાન** ન. [સં.] હિંદુઓમાં મરણ બાદ તેરમે દિવસે ગોરને દેવામાં આવતું ખાટલો ગાદલું ઓછાડ રજાઈ વગેરેનું દાન
**શર¹** ન. [સં.,પું.] બાણ. (૨) પું. આકાશમાં રહેલા પદાર્થથી ક્રાંતિ-વૃત્ત સુધીનું અંતર. (૩) જ્યાના મધ્યબિંદુથી ધનુષના મધ્યબિંદુ સુધી થતી સીધી લીટી
**શર²** પું. [અર. શર્અ] ધાર્મિક કાયદો, શરિયત
**શરચ્ચંદ્ર** (શરચ્ચન્દ્ર) પું. [સં. शरद्+चन्द्र, સંધિથી] શરદ ઋતુનો ચંદ્રમા
**શરટ** પું. [સં.] કાચીંડો, કાકીંડો, સરડો
**શરણ** ન. [સં.] વશ જવું એ. (૨) આશ્રય, આશરો, ઓથ, રક્ષણ
**શરણ-માર્ગ** પું. [સં.] ભગવાનને શરણે રહેવાનો ભક્તિ-સંપ્રદાય, ભક્તિ-માર્ગ. (૨) પુષ્ટિ-માર્ગ
**શરણ-માર્ગી**, વિ. [સં.,પું.], **-ર્ગીય** વિ. [સં.] ભક્તિમાર્ગીય. (૨) પુષ્ટિમાર્ગીય
**શરણાઈ** સ્ત્રી. [ફા. શહ્નાઈ] વાંસની કે પોલી દાંડીની મોંએથી ફૂંકીને વગાડવાની વાંસળીનો એક ખાસ પ્રકાર
**શરણાગત¹** વિ. [સં. शरण+आ-गत] શરણે આવેલું, આશરે આવેલું [[સં.] શરણાગત થવાની ક્રિયા
**શરણાગત²** (-ત્ય) સ્ત્રી [સં. शरण+आ-गति], **-તિ** સ્ત્રી.
**શરણાર્થી** વિ. [સં. शरण+अर्थी, પું.] શરણ લેવાને ઇચ્છનારું, શરણે આવવા કે જવા ચાહતું ['શરણ.'
**શરણું** ન. [સં. शरण + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**શરણ્ય** વિ. [સં.] શરણ-રૂપ, આશ્રય-રૂપ, શરણે લેનારું
**શરત** સ્ત્રી. [અર. શર્ત્] હોડ, કરાર, બોલી, ઠરાવ. (૨) ઘોડ-દોડની જુગારના પ્રકારની રમત. [**૦ મારવી, ૦ લગાવવી** (રૂ.પ્ર.) હોડ બકવી] [કરાર-પત્ર
**શરત-નામું** ન. [+ જુઓ 'નામું.'] કરેલી શરત કે શરતનો
**શરત-બંદી(-ધી)** (-બન્દી,-ન્ધી) સ્ત્રી. [+ ફા.-'બંદી'] શરત કરવી એ [લગતું
**શરતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શરતવાળું, કરારવાળું, શરતને
**શરત્કાલ(-ળ)** પું. [સં. शरद् + काल, સંધિથી] શરદઋતુનો સમય, આરંભનો શિયાળો

**શરત્કાલિક, શરત્કાલીન** વિ. [સં. शरद् + कालिक,-कालीन, સંધિથી] શરદઋતુને લગતું
**શરત્પૂર્ણિમા** સ્ત્રી. [સં. शरद्+पूर्णिमा, સંધિથી] આસો સુદિ પૂનમની રાત્રિ, શારદી પૂર્ણિમા, માણેકઠારી પૂનમ. (સંજ્ઞા.)
**શરત્સંપાત** (શરત્સમ્પાત) પું. [સં. शरद् + संपात, સંધિથી] વસંત-સંપાતથી સામેના છેદન-બિંદુમાં સૂર્યનું આવી રહેવું એ (સપ્ટેમ્બરની ૨૧-૨૨ મી તારીખે). (જ્યો.)
**શરદ¹** સ્ત્રી. [સં. शरद्] સપ્ટેમ્બર ૨૨ થી નવેમ્બર ૨૨ મી સુધીની ઋતુ. (૨) (લા.) વર્ષ
**શરદ-પૂન(-ને)મ** (-મ્ય) સ્ત્રી. [જુઓ 'શરદ.¹' + 'પૂન-(-ને)મ.'] જુઓ 'શરત્પૂર્ણિમા.'
**શરદી** સ્ત્રી. [ફા.] ઠંડી. (૨) ભેજ. (૩) ભેજની અસર. (૪) સળેખમ, જુખામ
**શરદુત્સવ** પું. [સં. शरद् + उत्सव] શરદ ઋતુમાં ઊજવાતો ઉત્સવ (મુખ્યત્વે શરદ પૂનમનો)
**શરદેંદુ** (શરદેન્દુ) પું. [સં. शरद् + इन्दु=शरदिन्दु] 'શરદેંદુ' અશુદ્ધ છે, 'શરદિંદુ' કે 'શારદેંદુ' થાય.
**શરદોત્સવ** પું. [સં.शरद् + उत्सव = शरदुत्सव] 'શરદોત્સવ' અશુદ્ધ છે, 'શરદુત્સવ' કે 'શારદોત્સવ' થાય.
**શર-ધરણી** સ્ત્રી [સં. शर + 'ધરવું' + ગુ. 'અણી' કર્તૃવાચક ત. પ્ર.] ધનુષ. (૨) ભાથો
**શર-ધિ** પું. [સં.] બાણનો ભાથો, શર-ધરણી
**શરન્મેઘ** પું. [સં. शरद् + मेघ, સંધિથી] શરદ ઋતુનો વરસાદ [છોડ
**શર-પંખો** (-પઙ્ખો) પું. [સં. शर-पुङ्ख] એ નામનો એક
**શર-પંજર** ન. [સં.] બાણોની ઘાટીલી માંડણી, શર-શય્યા
**શર-પુંખ** (-પુઙ્ખ) પું. [સં.] બાણનું પીંછું. (૨) શર-પંખો
**શરબત** ન. [અર.] ગળ્યું પાણી (લીંબુ વગેરે નાખી બનાવેલું)
**શરબતી** વિ. [+ ગુ. 'ઈ' ત. પ્ર] ખૂલતા લાલ રંગનું. (૨) વિ., ન, લીંબુની એક જાત. (૩) એક પ્રકારનું બારિક કાપડ
**શરભ** પું. [સં.] હાથીનું બચ્ચું, મદનિયું. (૨) આઠ પગવાળું મનાતું એક કાલ્પનિક પ્રાણી. (૩) એ નામનું એક ભયાનક મનાતું પક્ષી. (૪) ઊંટ. (૫) ખડ-માંકડી. (૬) તીડ
**શરમ** સ્ત્રી. [ફા. શર્મ્] લજ્જા, લાજ. (૨) (લા.) મલાજો, મર્યાદા. (૩) શેહ. [**૦ આડવી, ૦ પાડવી, ૦ પહોંચવી** (-પોંચવી) શેહ પડવી. **૦ આવવી, ૦ થવી** (રૂ.પ્ર.) માનસિક સંકોચ થવો. **૦ની પૂંછડી** (રૂ.પ્ર.) બહુ જ શરમાળ. **૦માં રહેવું** (-રેઃવું) (રૂ.પ્ર.) મર્યાદા રાખવી. **૦ રહેવી** (-રેઃવી) (રૂ.પ્ર.) માન સચવાવું. **૦ રાખવી** (રૂ.પ્ર.) માન સાચવવું. **૦ લાગવી** (રૂ.પ્ર.) સંકોચ થવો. **-મે ગાભાણું થવું** (રૂ.પ્ર.) શરમને કારણે સહન કરવું]
**શરમ-જનક** વિ. [+ સં.] શરમ ઉપજાવે તેવું, શરમાવે તેવું
**શરમાવવું** જુઓ 'શરમાવું'માં.
**શરમાવું** અ.ક્રિ. [જુઓ 'શરમ,' ના.ધા.] શરમ પામવી, લજ્જા પામવી, લજાવું. **શરમાવવું** પ્રે.,સ.ક્રિ.
**શરમાશરમી** સ્ત્રી. [જુઓ 'શરમ.'- દ્વિર્ભાવ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] એકબીજાની મર્યાદા રાખવાની ક્રિયા
**શરમાળ** વિ. [જુઓ 'શરમ' + ગુ. 'આળ' ત.પ્ર.] શરમ-

વાળું, લજ્જાવાળું, લાજાળું

**શરમિંદું** (શરમિ-ન્દું) વિ. [ફા. શર્મિન્દહ્] શરમને લીધે ઝાંખું પડી ગયેલું, ભોઠું પડી ગયેલું

**શરમો** પું. શેરડીનો ટુકડો, ગંડેરી (સંજ્ઞા.)

**શરયુ,-યૂ** સ્ત્રી. [સં.] અયોધ્યા નજીકની એક પ્રાચીન નદી.

**શરવાટ** પું. [જુઓ 'શરવું' + ગુ. 'આટ' ત.પ્ર.] શરવાપણું

**શરવું**[1] વિ. [સં. શ્રુ દ્વારા] તરત સાંભળી લેનારું. તીક્ષ્ણ-કાનવું. (૨) સાંભળીને તરત સમજી જાય તેવું

**શરવું**[2] વિ. માટીની મીઠી ગંધવાળું (પાણી વગેરે)

**શર-વૃષ્ટિ** સ્ત્રી. [સં.] બાણોનો વરસાદ

**શરવો** જુઓ 'સ્રુવ.'

**શર-શય્યા** સ્ત્રી. [સં.] જુઓ 'શર-પંજર.'

**શરસડો** પું. [સં. શિરીષ દ્વારા] શિરીષનું ઝાડ, ખરસાડિયો

**શર-સંધાન** (-સન્ધાન) ન. [સં.] નિશાન ઉપર બાણ તાકવાની ક્રિયા

**શરાદ,-ધ** ન. [સં. શ્રાદ્ધ, અર્વા. તદ્ભવ] જુઓ 'શ્રાદ્ધ.'

**શરાદિ(-ધિ)યું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] શ્રાદ્ધને લગતું. (૨) શ્રાદ્ધમાં વાવેલું. (૩) ભાદરવા વદિના પંદર દિવસોમાંનો તે તે પ્રત્યેક દિવસ

**શરાપ** પું. [સં. શાપ] જુઓ 'શાપ.' (ગુ.માં. 'શરાપ' રૂઢ થઈ ગયો છે.) [૦ આપવો, ૦ દેવો (રૂ.પ્ર.) કોઈનું ખરાબ ધારવું કે ખરાબ થવાનું કહેવું. ૦ નડવો, ૦ લાગવો (રૂ.પ્ર.) કહેવાની અસર થવી]

**શરાફ** પું. [અર. સર્રાફ્] નાણાંની ધીરધાર કરનાર વેપારી, નાણાવટી. (૨) તિજોરીનો અમલદાર. (૩) બેંકનો નાણાં લેવા-ચૂકવવાનું કામ કરનાર માણસ. (૪) વિ. ખાનદાન, આબરૂદાર

**શરાફત** સ્ત્રી. [અર.] માણસાઈ, લાયકી, માણસપણું, આબરૂ, ઇજ્જત. (૪) સાહુકારી

**શરાફી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શરાફને લગતું. (૨) (લા.) વાજબી, યોગ્ય

**શરાફી**[2] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શરાફનો ધંધો, નાણાવટું

**શરાબ** પું. [અર. પાણી., ફા. માં :] દારૂ, મદ્ય, મદિરા

**શરાબ-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] દારૂની દુકાન, દારૂનું પીઠું, કલાલ-ખાનું

**શરાબ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] દારૂડિયું, દારૂનું વ્યસની

**શરાબખોરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] દારૂનું વ્યસન, દારૂડિયાપણું

**શરાબ-ઘર** ન. [+ જુઓ 'ઘર.'] જુઓ 'શરાબ-ખાનું.'

**શરાબ-દાર** વિ., પું. [+ ફા. પ્રત્યય] પોતાના દારૂનો વેપારી

**શરાબ-બાજ** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'શરાબ-ખોર.'

**શરાબબાજી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'શરાબખોરી.'

**શરાબી**[1] વિ. [અર.] જુઓ 'શરાબ-ખોર.' [નશો

**શરાબી**[2] સ્ત્રી. [જુઓ 'શરાબ' + ગુ. 'ઈ' ત.પ્ર.] દારૂનો

**શરારત** સ્ત્રી. [અર.] દુષ્ટતા, બદમાશી, નીચતા

**શરાવ** ન. [સં., પું.,ન], **૦ડું**, ૦લું ન. [+ ગુ. 'ડું'-'લું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'શકોરું.'

**શરાસન** ન. [સં. શર + આસન] ધનુષ, કામઠું

**શરિયત, શરીઅત** સ્ત્રી. [અર. શરીઅત્] કુરાનનો હુકમ, ઇસ્લામી કાયદો [સાથીદાર

**શરીક** વિ. [અર.] શામેલ થયેલું. ભાગ લેનારું, ભાગીદાર,

**શરીક(-ગ)ત** સ્ત્રી. [અર. શિર્કત્] સાથ આપવો એ, ભાગ લેવો એ. (૨) પંત્યાળું, ભાગીદારી

**શ(-શો)રીફ** વિ. [અર. શરીફ્] પ્રતિષ્ઠિત, આબરૂદાર, (૨) નગરનો આબરૂદાર સરકાર-નિયુક્ત નાગરિક, નગર-શેઠ

**શરીફાના** વિ. [અર. શરીફ્ + આનહ્] મોટાઈને છાજે તેવું. (૨) સ્ત્રી. એવું કૃત્ય

**શરીર** ન. [સં.] દેહ, કાયા, તન, કલેવર. [૦ **અકડાવું** (રૂ.પ્ર.) શરીરના સાંધા રહી જવા. ૦ **અમળાવું**, ૦ **તૂટવું** (રૂ.પ્ર.) તાવ આવવા જેવું થવું. ૦ **કટાવું** (રૂ.પ્ર.) કામ-કાજ વિના બેઠી રહેવું. ૦ **કસવું** (રૂ.પ્ર.) સખત મહેનત કરવી. ૦ **ગાળવું** (રૂ.પ્ર.) શરીરને નબળું કરવું-સૂકવી નાખવું. ૦ **ઘસાવું** (રૂ.પ્ર.) સખત કામને લઈ શરીર દૂબળું પડવું. ૦ **છૂટવું**, ૦ **પડવું**, ૦ **છોડવું**, ૦ **તજવું**, ૦ **મૂકવું** (રૂ.પ્ર.) મરણ પામવું. ૦ **જોવું** (રૂ.પ્ર.) શરીરની વૈદકીય તપાસ કરવી. ૦ **ટકવું**, ૦ **નભવું** (રૂ.પ્ર.) જીવતા રહેવું. ૦ **ઢાંકવું** (રૂ.પ્ર.) કપડાં પહેરવાં. ૦ **દેખાડવું** (રૂ.પ્ર.) શરીરની વૈદકીય તપાસ કરાવવી. ૦ **ધરવું**, ૦ **ધારણ કરવું** (રૂ.પ્ર.) જન્મ લેવો. ૦ **ધીકવું** (રૂ.પ્ર.) સખત તાવ આવવો. ૦ **ધોવાવું** (રૂ.પ્ર.) શરીરને ઘસારો લાગવો. (૨) સ્ત્રીને પ્રદરનો રોગ થવો. ૦ **ફરવું** (રૂ.પ્ર.) ચપળતાથી કામ કરવું. ૦ **બગડવું** (રૂ.પ્ર.) માંદું થવું. ૦ **બંધાવું** (-બન્ધાવું) (રૂ.પ્ર.) શરીરમાં શક્તિ વધવી. ૦ **ભરાઈ જવું** (રૂ.પ્ર.) અંગો અકડાઈ જવાં. ૦ **ભરાવાવાળું થવું** (રૂ.પ્ર.) શરીરે લોહી ભરાવું. ૦ **ભરાવું** (રૂ.પ્ર.) તાવ આવવો. ૦ **ભારે થવું** (રૂ.પ્ર.) આળસ આળવું. (૨) ઊંઘ આવવી. ૦ **ભારે લાગવું** (રૂ.પ્ર.) તાવ ભરાવો. ૦**માં ઊભી વાટ પડવી** (રૂ.પ્ર.) લકવો થવો. (૨) મરણની દશામાં હોવું. ૦**માં ઘણ પેસવો** (-પેસવો) (રૂ.પ્ર.) રોગી થવું. ૦ **લેવાવું** (રૂ.પ્ર.) દૂબળું પડવું. ૦ **લેવું** (રૂ.પ્ર.) પુષ્ટ બનવું. ૦ **વળવું** (રૂ.પ્ર.) શરીરમાં શક્તિ આવવી. ૦ **શોધવું** (રૂ.પ્ર.) આંતરિક શુદ્ધિ મેળવવી. ૦ **સુધરવું** (રૂ.પ્ર.) સાજું થવું. -**રે ઘટવું** (રૂ.પ્ર.) દૂબળું પડવું]

**શરીર-ધારી** વિ. [સં., પું.] દેહ-ધારી, શારીર (જીવાત્મા)

**શરીર-યાત્રા** સ્ત્રી. [સં.] જીવન નિભાવવું એ. (૨) આજીવિકા, ગુજરાન

**શરીર-રચના** સ્ત્રી. [સં.] જુઓ 'શરીર-તંત્ર.'

**શરીરરચના-શાસ્ત્ર** ન., **શરીર-વિજ્ઞાન** ન., **શરીર-વિદ્યા** સ્ત્રી., **શરીર-શાસ્ત્ર** ન. [સં.] શરીર કેવી રીતે બન્યું છે એ વિશેનો ખ્યાલ આપતી વિદ્યા, 'ઍનૅટૉમી'

**શરીર-શિક્ષા** સ્ત્રી. [સં.] શારીરિક સજા

**શરીર-શ્રમ** પું. [સં.] શારીરિક મહેનત

**શરીર-સંપત્તિ** (-સમ્પત્તિ) સ્ત્રી. [સં.] શરીરનું આરોગ્ય, તંદુરસ્તી, સ્વાસ્થ્ય

**શરીર-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં.] લોહીની સગાઈ, લગ્નાદિ વ્યવહાર. (૨) પુરુષ-સ્ત્રીના સંભોગ-ક્રિયા

**શરીર-સુધારણા** સ્ત્રી. [+ જુઓ 'સુધારણા.'] તબિયત સુધારવાનું કાર્ય

શરીરી વિ. [સં.,પું.] દેહધારી. (૨) પું. જીવાત્મા, દેહી

શરુ જુઓ 'સરુ.' [ઉપરનો ભાગ, ટીબડું

શરું ન. થાંભલાના ઉપરના ભાગમાંનો ભરણું અને એની

શરૂ ક્રિ.વિ. [અર. શુરૂઅ] આરંભાયેલું હોય એમ. (૨) ચાલુ

શરૂઆત સ્ત્રી. [+ગુ. 'આત' ત.પ્ર.] આરંભ, મંડાણ

શરૂ-થી ક્રિ.વિ. [જુઓ 'શરૂ' + ગુ. 'થી' પા.વિ. ના અર્થનો અનુગ.] આરંભથી, ધરથી

શરૂ-નું વિ. [+ગુ. 'નું' છ.વિ. નો અનુગ] આરંભનું

શરૂ-માં ક્રિ.વિ. [જુઓ 'શરૂ. + ગુ. 'માં' સા.વિ, ના અર્થનો અનુગ] આરંભમાં, શરૂઆતમાં

શરે-આમ ક્રિ.વિ. [અર. 'શાહ્‌રાહ્‌' + 'આમ' = ફા. 'શાહ્‌-રાહિઆમ્‌] જુઓ 'સરિયામ.'

શર્કરા સ્ત્રી. [સં.] ખાંડ, ચીની, મોરસ. (૨) (ગુ. માં. પછી) સાકર, મિસરી, ખડી સાકર

શર્ટ ન. [અં.] ખમીસ. (૨) બદન. (૩) બંડી [કાપડ

શર્ટિંગ (શર્ટિઙ્‌) ન. [અં.] જેનાંથી ખમીસ થઈ શકે તેવું

શર્ત જુઓ 'શરત.' [શાંતિ, સુખચેન

શર્મ[1] ન. [સં. શર્મન્‌] કલ્યાણ. (૨) હિત. (૩) આનંદ,

શર્મ[2] જુઓ 'શરમ.'

શર્મ[3] પું. [સં. શ્રમ, અર્વા. તદ્‌ભવ] જુઓ 'શ્રમ.'

શર્મા પું. [સં.] બ્રાહ્મણની એ શબ્દની ઓળખ, બ્રાહ્મણી અવટંક

શર્મિષ્ઠા સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વૃષપર્વા નામના અસુરની પુત્રી અને ચંદ્રવંશી રાજા યયાતિની થયેલી બીજી રાણી. (સંજ્ઞા.)

શર્મિંદું જુઓ 'શરમિંદું.'

શર્યાતિ પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વૈવસ્વત મનુનો પુત્ર અને પ્રાગૈતિહાસિક કાલમાં આજની સૌરાષ્ટ્રની ભૂમિનો જાણવામાં આવેલો પહેલો રાજા. (સંજ્ઞા.)

શર્વ પું [સં.] મહાદેવ, શિવ, શંકર, રુદ્ર. (સંજ્ઞા.)

શર્વરી સ્ત્રી. [સં.] રાત્રિ, રાત, નિશા

શર્વરી-નાથ, શર્વરી-પતિ, શર્વરી-રાજ પું. [સં.], શર્વરીશ પું. [+સં. ईश] ચંદ્ર, ચંદ્રમા

શર્વાણી સ્ત્રી. [સં.] પાર્વતી, ભવાની, શિવા, રુદ્રાણી

શલભ ન. [સં.,પું.] શરભ, તીડ. (૨) પતંગિયું

શલાકા સ્ત્રી. [સં.] સળી. (૨) પીંછી. (૩) ગર્ભની પરીક્ષા કરવાનું સાધન. (૪) સારડી (વીંધ પાડવાની). (૫) મત આપવાની ચિઠ્ઠી, 'બૅલેટ'

શલાકા-પુરુષ પું. [સં.] નોંધ-પાત્ર ઉત્તમ જૈન પવિત્ર પુરુષો-(૬૩)માંનો તે તે પુરુષ. (જૈન.)

શલાવડું જુઓ 'શરાવ-ડું.'

શલોકો,-ઓ પું. [સં. श्लोक, અર્વા. તદ્‌ભવ] લગ્ન વખતે ગવાતો એક પ્રશસ્તિકાવ્ય-પ્રકાર (૨) ઇતિહાસ-મૂલક એક મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય-પ્રકાર. (કાવ્ય.)

શલ્ય ન. [સં.] બાણ, તીર. (૨) શૂળ, કાંટો. (૩) સાલ. (૪) (લા.) મુશ્કેલી, નડતર. (૫) અજંપાનું કારણ. (૬) આ પ્રકારની આયુર્વેદની ચિકિત્સામાંનો એક પ્રકાર, શસ્ત્રોપચાર-ક્રિયા, 'સર્જરી.' (૭) પું. પાંડુની રાણી માદ્રીનો ભાઈ અને મદ્ર-દેશનો રાજા, મહાભારત-યુદ્ધનો કર્ણ પછી થયેલો સેનાપતિ. (સંજ્ઞા.) [વનસ્પતિ

શલ્ય-વિશલ્યા સ્ત્રી. [સં.] મૃત-સંજીવની પ્રકારની એક

શલ્યા ('ય' લઘુપ્રયત્ન) સ્ત્રી. [સં. શિલા, જૂ.ગુ.] પથ્થરની લાંબી છાટ

શ(-સ)લ્લકી સ્ત્રી. [સં.] એ નામનું એક ઝાડ, ધુપેડો, શાલેડી

શવ જુઓ 'શબ.'

શવ-યાન જુઓ 'શબ-યાન.'

શવર, -રાંગના, શવરી જુઓ 'શબર'-'શબરાંગના'-'શબરી.'

શવલ જુઓ 'શબલ.'

શવાસન જુઓ 'શબાસન.'

શવ્વાલ પું. [અર.] હિજરી સનનો દસમો મહિનો. (સંજ્ઞા.)

શશ,૦ક પું., ન. [સં., પું.] સસલું

શશ-ધર પું. [સં.] ચંદ્રમા [(અસંભવિત વાત)

શશ-વિષાણ, શશ-શૃંગ (-શૃઙ્‌ગ) ન. [સં.] સસલાનું શિંગડું

શશાંક (શશાઙ્‌ક) પું. [+સં. अङ्क] ચંદ્રમા

શશિ-કલા(-ળા) સ્ત્રી. [સં.] ચંદ્રની કળા. (૨) પરસૂદીના લોટની ચાસણી પાયેલ એક મીઠાઈ

શશિ-કાંત (-કાન્ત) પું. [સં.] ચંદ્ર-કાંત (મણિ)

શશિ-ભાલ પું. [સં.,બ.વ્રી.] લલાટ ઉપર ચંદ્રવાળા મહાદેવ

શશિ-મુખી વિ., સ્ત્રી. [સં.] ચંદ્રના જેવા સુંદર મોઢાવાળી સ્ત્રી

શશિમૌલિ પું. [સં.,બ.વ્રી.] જુઓ 'શશિ-ભાલ.'

શશિયર પું. [સં. शशधर > ससहर (જૂ.ગુ.)] ચંદ્રમા

શશિ-રે(-લે)ખા સ્ત્રી. [સં.] બીજનો ચંદ્રમા

શશિવદના સ્ત્રી. [સં.,બ.વ્રી.], -ની સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર] જુઓ 'શશિ-મુખી.'

શશિ-શેખર પું. [સં.,બ.વ્રી.] જુઓ 'શશિ-ભાલ.'

શશી પું. [સં.] (સસલાના નિશાનવાળો) ચંદ્રમા

શશો પું. [સં. शशक > પ્રા. ससअ-દ્વારા સંસ્કૃતાભાસી] જુઓ 'સસલું'-નર.

શશ્શો પું. 'શ' વર્ણ. (૨) 'શ' ઉચ્ચારણ

શષ્પ(-સ્પ) ન. [સં.] લીલું ઝીણું ઊગેલું ઘાસ

શસ્ત્ર ન. [સં.] લડવાનું સાધન, હથિયાર, આયુધ. (૨) વાઢ-કાપનું સાધન, 'ઍપૅરેટસ.' (૩) (લા.) હર કોઈ સાધન [૦ સજવું (રૂ. પ્ર.) શસ્ત્ર ધારણ કરવું]

શસ્ત્ર-ક્રિયા સ્ત્રી. [સં.] શરીરનાં અંગોની વાઢ-કાપ, 'સર્જરી'

શસ્ત્રક્રિયા-ખંડ (-ખણ્ડ) પું. [સં.] 'ઓપરેશન-હૉલ'

શસ્ત્ર-ત્યાગ પું. [સં.] યુદ્ધમાં હથિયાર હેઠાં મૂકી દેવાં એ

શસ્ત્ર-દોટ (-દોટ્ય),-ડ (-દોડ્ય) સ્ત્રી. [+જુઓ 'દોટ'-'દોડ.'] હથિયારો મોટા પ્રમાણમાં એકત્રિત કરવાની એકબીજાં રાજ્યોની હરીફાઈ

શસ્ત્ર-ધારી વિ. [સં.] હથિયાર-ધારી, 'આર્મ્ડ'

શસ્ત્ર-પ્રયોગ પું. [સં.] વાઢ-કાપની અજમાયેશ કે ક્રિયા, શસ્ત્ર-ક્રિયા, 'ઓપરેશન'

શસ્ત્ર-યુદ્ધ ન. [સં.] ઘાતક હથિયારોથી લડાતી લડાઈ

શસ્ત્ર-વિદ્યા સ્ત્રી. [સં.] યુદ્ધમાં શસ્ત્રો કેવી રીતે વાપરવાં એનો ખ્યાલ આપતું શાસ્ત્ર, ધનુર્વેદ

શસ્ત્ર-વૈદું ન. [+જુઓ 'વૈદું.'] શરીરનાં અંગોમાંના દર્દને

દૂર કરવા વાઢ-કાપ કરવામાં આવે એ વિદ્યા, 'સર્જરી'

**શસ્ત્ર-વૈદ્ય** પું. [સં.] વાઢ-કાપ કરનાર વૈદ્ય, 'સર્જન'

**શસ્ત્ર-સંન્યાસ** (-સન્-ન્યાસ) પું. [સં.] હથિયાર છોડી દેવાં એ, શસ્ત્ર-ત્યાગ. (૨) કદી જ હથિયાર હાથમાં લેવાં નહિ એવી પ્રતિજ્ઞા

**શસ્ત્ર-સેવી** વિ, [સં.,પું.] હથિયાર ધારણ કરનારું

**શસ્ત્રાગાર** ન. [+ સં. अगार] હથિયાર-ખાનું

**શસ્ત્રાસ્ત્ર** ન., બ.વ. [+ સં. अस्त्र] હાથમાં રાખી વાપરવાનાં અને દૂર ફેંકવાનાં હથિયાર, દરેક પ્રકારનાં હથિયાર [જીવન હોય તેવું

**શસ્ત્રોપજીવી** વિ. [સં., પું.] હથિયાર વાપરવા ઉપર જેનું

**શસ્પ** જુઓ 'શષ્પ.'

**શસ્ય** ન. [સં.] ધાન્ય (ખેતરાઉ પેદાશ)

**શસ્ય-શ્યામલ** વિ. [સં.] ખેતરમાંનાં ઊગેલાં ધાન્યને લીધે ઘેરા રંગનું બનેલું, હરિયાળું, લીલું છમ

**શહ** સ્ત્રી. [ફા. 'શાહ્' નું લઘુરૂપ] અમીરાત, ખાનદાની, ગર્ભશ્રીમતા. (૨) શેહ, શરમ. (૩) ધાક, છાપ, દાબ, સામર્થ્ય

**શહાદત** સ્ત્રી. [અર.] ધર્મ-યુદ્ધમાં થતું પ્રાણાર્પણ, યુદ્ધમાંનું આત્મ-સમર્પણ, કુરબાની. (૨) પુરાવો, સાક્ષી, સાબિતી. (૩) મહોરમનો દસમો દિવસ. (સંજ્ઞા.) [એક ફૂલ-ઝાડ

**શહાળી** સ્ત્રી. [સં. शेफालिका > પ્રા. सेहालिआ] એ નામનું

**શહીદ** વિ. [અર.] ધર્મ-યુદ્ધમાં પ્રાણ અર્પણ કરનાર. [૦ થવું (રૂ. પ્ર.) ધર્મને ખાતર પ્રાણાર્પણ કરવું]

**શહીદી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત. પ્ર.] શહીદ થવાની ક્રિયા, ધર્મ માટે પ્રાણાર્પણ, શહાદત

**શહૂર** ન. [અર. શુઊર] આવડત. (૨) શક્તિ, તાકાત. (૩) તેજ. (૪) પરાક્રમ

**શહેનશાહ** (શૅન્શાહ) પું. [ફા. શાહિંશાહાન્ > શાહાનિશાહ્ > શહેન્શાહ્] રાજાઓનો રાજા, સમ્રાટ, પાદશાહ, બાદશાહ

**શહેનશાહત** (શૅન્શાહત) સ્ત્રી. [+ ફા. 'અત' ત.પ્ર.] સામ્રાજ્ય, પાદશાહત, બાદશાહત [શાહને લગતું.

**શહેનશાહી** (શૅન્શાહી) વિ. [+ ફા, 'ઈ' પ્રત્યય] શહેન-

**શહેર** (શૅર) ન. [ફા. શહ્ર] નગરી, પુર, પુરી [દુર્ગ

**શહેર-પનાહ** (શૅર-) પું. [+ફા.] નગરનો કોટ, કિલ્લો,

**શહેર-સુધરાઈ** (શૅર-) સ્ત્રી. [+ જુઓ 'સુધરાઈ.'] નગરને સાફસૂફ રાખનારી સંસ્થા, નગર-પાલિકા, 'મ્યુનિસિ-પાલિટી'

**શહેરી** (શૅરી) વિ. [ફા. શહ્રી] શહેરને લગતું, શહેરનું. (૨) નગરમાં વસનાર, નાગરિક, 'સિટિઝન.' [૦ જીવડો (રૂ.પ્ર.) શહેરી ઢંગમાં ઊછરેલો માણસ]

**શહેવત** (શૅવત) સ્ત્રી. [અર. શહ્વત્] કામોપભોગની ઇચ્છા, વિષય ભોગવવાની મરજી, હવસ

**શળ** જુઓ 'સળ.'

**શળી** જુઓ 'સળી.'

**શંકનીય** (શઙ્-) વિ. [સં.] જેના વિશે શંકા કરવામાં આવે તેવું, શંકાસ્પદ, શંક્ય, શંકા-પાત્ર

**શં-કર¹** (શઙ્કર) વિ. [સં.] કલ્યાણ કરનારું. (૨) પું. મહાદેવ, શંભુ, શિવજી. (સંજ્ઞા.) (૩) કેવલાદ્વૈત સિદ્ધાંતના પુરસ્કારક એક મધ્યકાલીન આચાર્ય, શ્રીશંકરાચાર્યજી. (૪) એ નામનો એક રાગ, શંકરાભરણ. (સંગીત.)

**શં-કર²** (શઙ્કર) જુઓ 'સંકર.' સાંકર્યથી કપાસની ઊભી કરેલી જાત-'સંકર.' અને ભ્રાંતિથી એ 'શંકર.'

**શંકર-જયંતી** (શઙ્કર-જયન્તી) સ્ત્રી. [સં.] વૈશાખ સુદિ ચોદસની આદ્ય શ્રીશંકરાચાર્યજીની જન્મ-તિથિનો ઉત્સવ. (સંજ્ઞા.)

**શંકર-ભૂષણ** (શઙ્કર-) ન. [સં.] (લા.) સર્પ, નાગ. (૨) યજ્ઞની પ્રસાદી ભસ્મ, વિભૂતિ, ભભૂતી

**શંકર-મત** (શઙ્કર-) પું. [સં.,ન.] સંગીતના ચાર મતોમાંનો એક મત. (સંગીત.) (૨) આદ્ય શંકરાચાર્યજીનો શાંકર મત, કેવલાદ્વૈત, માયા-વાદ, વિવર્ત-વાદ, મિથ્યા-વાદ, સ્માર્ત-મત

**શંકરા** (શઙ્કરા) સ્ત્રી., પું. [સં.] જુઓ 'શંકર¹(૪).'

**શંકરાચાર્ય** (શઙ્કરા-) પું. [સં. शंकर+आचार्य.] જુઓ 'શંકર¹(૩).' ['શંકર¹(૪).'

**શંકરાભરણ** (શઙ્કરા-) પું. [સં. शंकर+आ-भरण] જુઓ

**શંકા** (શઙ્કા) સ્ત્રી. [સં.] સંશય, સંદેહ, શક, વહેમ, અંદેશો. (૨) ઝાડા-પેશાબની હાજત. (૩) પ્રશ્ન. (૪) વસવસો

**શંકા-કાર** (શઙ્કા-) વિ. [સં.] સંદેહ કરનાર

**શંકાકુલ(-ળ)** (શઙ્કા-) વિ. [+ સં. आ-कुल] સંદેહને લીધે ખળભળી ઊઠેલું [સંદેહ, સારા માઠા વહેમ

**શંકા-કુ-શંકા** (શઙ્કા-કુ-શઙ્કા) સ્ત્રી. [સં.] ખોટા ખોટા

**શંકા-ગ્રસ્ત** (શઙ્કા-) વિ. [સં.] મનમાં શંકા કે શંકાઓ-વાળું, સંદેહોથી ઘેરાયેલું [લેવાનો સ્વભાવ

**શંકા-વાદ** (શઙ્કા-) પું. [સં.] વાત વાતમાં શંકાની નજરે

**શંકાવું** (શઙ્કાવું) જુઓ 'શંકવું.' (૨) (લા.) શરમાવું. (૩) હાજત થવી

**શંકા-શીલ** (શઙ્કા-) વિ. [સં.] સંદેહ કરવાની આદતવાળું, વહેમીલું ['શંકાનીય.'

**શંકાસ્પદ** (શઙ્કા-) વિ. [સં. आस्पद, ન.] જુઓ

**શંકિત** (શઙ્કિત) વિ. [સં.] જેને વિશે શંકા કરવામાં આવી હોય તેવું. (૨) જેના હૃદયમાં શંકા થઈ હોય તેવું

**શંકી** (શઙ્કી) વિ. [સં.,પું.], -કીલું વિ. [+ ગુ. 'ઈલું' ત.પ્ર.] શંકા કરનારું, શંકા-શીલ

**શંકુ** (શઙ્કુ) પું.,ન. [સં.,પું.] ઉપરને ભાગે સંકડાતી જતી ટોચે અણીદાર ગોળાકૃતિ. (૨) ટોચા-અણી. (૩) સોય. (૪) જમીન માપવાનું એક યંત્ર. (૫) હજાર અબજની સંખ્યા. [૦ મારવો (રૂ.પ્ર.) મૂળ ખેતીની લાઇન ઉપરથી વસ્તુને શંકુથી કાયમ કરવી]

**શંકુ-ચ્છેદ** (શઙ્કુ-) પું. [સં.] શંકુને છેદતાં થતો આકાર, 'કોનિક સેક્શન.'(ગ.) [દાંતવાળું

**શંકુ-દંતી²** (શઙ્કુ-દન્તી) વિ. [સં.,પું.] શંકુના જેવા

**શંકુ-યંત્ર** (શઙ્કુ-યન્ત્ર) ન. [સં.] વેધ માટેનું એક પ્રકારનું યંત્ર, છાયા-યંત્ર, 'સન-ડાયલ'

**શંખ** (શઙ્ખ) પું. [સં.] એક દરિયાઈ પ્રાણીનું વર્તુલાકાર કોટલું (જેનો ઉપયોગ ફૂંકીને વાદ્ય તરીકે લશ્કરોમાં તેમ

મંદિરોમાં થતો). (૨) ભગવાન વિષ્ણુનું એ એક આયુધ. (૩) આંગળીઓના વેઢામાંનો શંખ જેવો નાનો આકાર, મત્સ્ય. (૪) જેના ઉપરથી 'શંખોદ્ધાર બેટ' નામ પડયું છે તે પૌરાણિક માન્યતા પ્રમાણેનો એક અસુર. (સંજ્ઞા.) (૫) (લા.) મૂર્ખ, બેવકૂફ. [૦ચક્ર ધરાવવાં (રૂ.પ્ર.) સખત માર મારવો. ૦ જેવું (રૂ.પ્ર.) તદ્દન મૂર્ખ. ૦નારાયણ (રૂ.પ્ર.) પૈસા વિનાનું ખાલી-ખક. ૦ ફૂંકવો, ૦વગાડવો (રૂ.પ્ર.) દેવાળું કાઢવું. (૨) હારી જઈ કે નાસી-પાસ થઈ વચ્ચે કામ અધ્ધર મૂકવું. ૦ભારથી (રૂ.પ્ર.) અત્યંત મૂર્ખ. ૦ વાગવો (રૂ.પ્ર.) પૈસા વિનાનું ખાલી-ખમ થઈ જવું. ૦ શઠ (રૂ.પ્ર.) મૂર્ખ માણસ. -ઓ-વાય (રૂ.પ્ર.) પતી ગયું હોય એમ. લપોર-શંખ (-શઙ્ખ) (રૂ.પ્ર.) તદ્દન મૂર્ખ. (૨) મોટી મોટી નિરર્થક વાતો કર્યા કરનાર]

**શંખ-જીરું** (શઙ્ખ-) ન. [ફા. સંગેજરાહત્] કોમળ જાતનો એક સફેદ ચળકતો પથ્થર (જેનો ભૂકો દીવાલ વગેરેની છોને ચળકતી કરવા છાંટી ઉપયોગમાં લેવાય છે.)

**શંખણી** સ્ત્રી. [સં. शङ्खिनी > પ્રા. संखिणी] કામ-શાસ્ત્રમાં બતાવ્યા મુજબની ચારમાંની કુલટા પ્રકારની એક સ્ત્રી

**શંખ-ધર** (શઙ્ખ-), **શંખ-ધારી** (શઙ્ખ-) પું. [સં.] શંખ ધારણ કરનાર શ્રીવિષ્ણુ

**શંખ-ધ્વનિ** (શઙ્ખ-), **શંખ-નાદ** (શઙ્ખ-) પું. [સં.] શંખ ફૂંકવાથી થતો અવાજ

**શંખ-ભસ્મ** (શઙ્ખ-) સ્ત્રી. [સં., ન.] શંખ કોડાં વગેરેની આયુર્વેદિક રીતે અગ્નિમાં પકવી બનાવેલી ખાખ

**શંખ-ભારથી** (શઙ્ખ-) પું. [+સં. भारती સં-ન્યાસીની એક શાખા] (લા.) પરમ મૂર્ખ (જુઓ 'શંખ'માં.)

**શંખ-મોતી** (શઙ્ખ-) ન. [+ જુઓ 'મોતી.'] ખાસ પ્રકારનું એક મોતી [ઝીણું શંખલું

**શંખલી** સ્ત્રી. [જુઓ 'શંખલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું

**શંખલું** ન. [સં. शङ्ख + ગુ. 'લું' સ્વાર્થે ત. પ્ર.] દરિયા-કાંઠે મળતું શંખાકાર નાનું તે તે કોટલું

**શંખલો** પું. [જુઓ 'શંખલું.'] નાનો શંખ ['શંખાવલી.'

**શંખ-વેલ** (શઙ્ખવેલ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'વેલ.'] જુઓ

**શંખાવલિ**(-લી,-ળિ,-ળી) સ્ત્રી. [સં. शङ्ख + आवलि,-ली] સમુદ્ર-કાંઠે ભાઠામાં ચોમાસામાં થતી એક ભાજી

**શંખિની** (શઙ્ખિની) સ્ત્રી. [સં.] જુઓ 'શંખણી.'

**શંખિયો** પું. [સં. शङ्खिकक- > પ્રા. संखियअ-] ધોળો સોમલ (એક ઝેર)

**શંખોદક** (શઙ્ખોદક) ન. [સં. शङ्ख + उदक] શંખમાં ભરેલું પાણી. [૦ કરવું (રૂ. પ્ર.) શંખમાં પાણી નાખી દેવને સ્નાન કરાવવું]

**શંખોદ્ધાર** (શઙ્ખોદ્ધાર), ૦ બેટ પું. [સં. शङ्ख+उद्धार+ જુઓ 'બેટ.'] પૌરાણિક માન્યતા પ્રમાણે જ્યાં શંખ નામના દાનવનો વાસ હતો તે ઓખાની ભૂશિરની પૂર્વ બાજુનો કચ્છના અખાતને છેડે આવેલો ટાપુ, ભાગવતનો રમણક બેટ. (સંજ્ઞા.) [કાર્ય

**શંટિંગ** (શણ્ટિઙ્ગ) ન. [અં.] સ્ટેશનમાં ડબાઓની હેર-ફેરનું

**શંદલી** સ્ત્રી. કિંમતી સાડી

**શંડામર્ક** (શણ્ડા-) પું.,બ.વ. [સં. शण्ड + अमर्क] પૌરાણિક માન્યતા પ્રમાણે પ્રહ્લાદના ભણતર પર ધ્યાન આપનારા પુરોહિત ભાઈઓ. (સંજ્ઞા.)

**શંઢ** (શણ્ઢ-) જુઓ 'ષંઢ.'

**શંતનુ** (શન્તનુ) પું. [સં.] ચંદ્રવંશી રાજા પ્રતીપનો બીજો પુત્ર અને ભીષ્મ તથા ચિત્રાંગદ અને વિચિત્રવીર્યનો પિતા. (સંજ્ઞા.)

**શંબર** (શમ્બર), **-રાસુર** પું. [સં. + असुर] વૈદિક કાલનો એ નામનો એક દાનવ. (સંજ્ઞા.) [જ્ઞાતિ-સમૂહ

**શંબા** (શમ્બા) પું. એક પંક્તિએ ભોજન લઈ શકે તેવો

**શંભુ** (શમ્ભુ) પું. [સં.] શંકર, મહાદેવ, રુદ્ર. (સંજ્ઞા.)

**શંભુ-મેળો** (શમ્ભુ-) પું. [સં. स्वयंभूનું લાઘવ + જુઓ 'મેળો.'] કોઈ એ ભેળાં ન કર્યાં હોય તેવાં મેળ ન ખાનારાં લોકોનો સમૂહ

**શંભૂડું** (શમ્ભૂડું) ન. કામના સમય પછી સાંજે કડિયા વગેરે કારીગરો વધારાનું કામ કરે એ. (૨) (લા.) સંભોગ, મૈથુન

**શંસનીય** (શંસનીય) વિ. [સં.] કહેવા જેવું. (૨) વખાણવા જેવું. (૩) મારી નાખવા જેવું

**શંસિત** (શંસિત) વિ. [સં.] કહેવામાં આવેલું. (૨) વખાણવામાં આવેલું. (૩) મારી નાખેલું

**-શઃ** ત.પ્ર. [સં.] 'પ્રમાણે' 'દરેક દરેક' વગેરે અર્થ આપનાર તદ્ધિત પ્રત્યય (જેમકે 'ક્રમશઃ' -ક્રમ પ્રમાણે, 'ખંડશઃ' (ખણ્ડશઃ) ટુકડે-ટુકડે, 'શબ્દશઃ' -શબ્દે શબ્દ)

**-શાઈ** વિ. [ફા. 'શાહી'] '-ના પ્રકારનું' '-ના જેવું' એવો અર્થ બતાવતો અનુગ : 'વાણિયાશાઈ' 'બાબાશાઈ' વગેરે

**શાક** ન. [સં.,પું.,ન.] રસોઈમાં રાંધી ખાવા જેવી વનસ્પતિ-શિંગો ડાંખળી પાંદડાં કંદો ભાજી વગેરે, તરકારી, બકાલું, 'વેજિટેબલ.' [૦ કરવું (રૂ. પ્ર.) પાસે રાખી નિરર્થક બગાડવું (મોટે ભાગે પ્રશ્નમાં.)]

**શાકટાયન** પું. [સં.] એ નામનો એક પ્રાચીન સંસ્કૃત વૈયાકરણ. (સંજ્ઞા.) (૨) ન. શાકટાયન નામના જૈન વિદ્વાનનું મધ્યકાલનું એક સંસ્કૃત વ્યાકરણ. (સંજ્ઞા.)

**શાકટિક** વિ. [સં.] ગાડાને લગતું. (૨) પું. બળદ

**શાકણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [સં. शाकिनी, અર્વા. તદ્ભવ] જુઓ 'શાકિની.' [ભાજી સહિતનું શાક

**શાક-પાન** ન. [સં.], **શાક-પાંદડું** ન. [સં + જુઓ 'પાંદડું.']

**શાક-પીઠ** સ્ત્રી. [સં., ન.] જુઓ 'શાક-બજાર.'

**શાક-બકાલું** ન. [+ જુઓ 'બકાલું;' સમાનાર્થીનો દ્વિર્ભાવ.] ભિન્ન ભિન્ન પ્રકારની તરકારી

**શાક-બજાર** સ્ત્રી. ન, [+ જુઓ 'બજાર.'] જેમાં શાક છૂટક કે જથ્થાબંધ વેચાતું હોય તે પીઠ, શાક-માર્કેટ, 'વેજિ-ટેબલ માર્કેટ' [તે તે પાંદડાંવાળી વનસ્પતિ

**શાક-ભાજી** સ્ત્રી. [જુઓ 'ભાજી.'] શાકમાં કામ લાગતી

**શાકંભરી** (શાકમ્ભરી) સ્ત્રી. [સં.] દુર્ગામાતા. (૨) મધ્ય-કાલની રાજસ્થાનની એક નગરી, હાલનું સાંભર. (સંજ્ઞા.)

**શાકાહાર** પું. [+ સં. आ-हार] વનસ્પતિ-જન્ય પદાર્થોનો ખાવાનો ખોરાક, 'વેજિટેરિયન ફૂડ'

શાકાહારી વિ [+ સં. आहारी, પું.] શાકાહાર જ માત્ર કરનારું, 'વેજિટેરિયન'
શાકિની સ્ત્રી. [સં.] શાકનું ખેતર. (૨) દુર્ગાના ગણમાંની એક પ્રકારની મેલી દેવી, ભૂતડી, શાકણી, ડાકણ
શાકુનિક વિ.,પું. [સં.] સારાં માઠાં શુકન જોનાર (એક પ્રકારનો જોશી)
શાકે વિ. [સં. शाक (< शक દ્વારા) + સં. इ સા. વિ., એ.વ.નો પ્ર.] શક-વર્ષ, શક-સંવત્સર
શાક્ત વિ. [સં.] શક્તિ-સંપ્રદાયને લગતું. (૨) શાક્ત સંપ્રદાયનું અનુયાયી, દેવી-પૂજક
શાક્ય વિ. [સં.] શક જાતિનું, શક જાતિને લગતું. (૨) પું. ભગવાન બુદ્ધના કુળની એ શાખા અને એનો પુરુષ. -ગૌતમબુદ્ધ વગેરે. (સંજ્ઞા.) [બુદ્ધ, ગૌતમબુદ્ધ
શાક્ય-નંદન (-નન્દન) પું. [સં.] શાક્ય-વંશના પુત્ર ભગવાન
શાક્ય-મુનિ પું. [સં.] શાક્ય-વંશના બુદ્ધોદને મહાભિનિષ્ક્રમણ કર્યા પછી ત્યાગી સ્વરૂપના એ ગૌતમબુદ્ધ. (સંજ્ઞા.)
શાક્ય-શ્રમણ પું. [સં.] બૌદ્ધ ભિખ્ખુ
શાક્ય-સિંહ (-સિંહ) પું. [સં.] ગૌતમબુદ્ધનું પૂર્વનું એક નામ. (સંજ્ઞા.) [(૨) જુઓ 'સાખ[1]'-'સાંખ.'
શાખ[1] સ્ત્રી. [સં. शाखा] આવટંક, અટક, નૂખ, 'સરનેઇમ.'
શાખ[2] (શાખ્ય) જુઓ 'સાખ.[2]' [૦ પડવી (રૂ.પ્ર.) આબરૂ હોવી. ૦ પૂરવી (રૂ.પ્ર.) સાક્ષી આપવી, શાહેદી પૂરવી]
શાખ[3] સ્ત્રી. ઝાડ ઉપર પાકવા આવેલું ફળ. [૦ પડવી (રૂ.પ્ર.) આંબા ઉપરની કેરી પાક ઉપર આવવી. (૨) એવી કેરી નીચે પડી જવી]
શાખ-પત્ર (શાખ્ય) જુઓ 'સાખ-પત્ર.'
શાખા સ્ત્રી. [સં.] ડાળી, ડાળ. (૨) ફાંટો. (૩) પાંખિયું, (૪) મોટા વિષયના ગ્રંથનો એક વિભાગ. (૫) કુળનો તે તે વિભાગ (જેમકે વૈદિક શાખાઓ વગેરે)
શાખાચંદ્ર-ન્યાય પું. [સં.] ડાળને નિશાને ચંદ્ર બતાવવામાં આવે તે રીતનું આધારવાળું કોઈ પણ જાતના સીધા સંબંધ વિનાનું દૃષ્ટાંત. (-ન્યાય.)
શાખા-મૃગ ન. [સં. પું.] વાંદરું
શાખી જુઓ 'સાખી.'
શાખોડું ન. [જુઓ 'શાખ[3]' દ્વારા.] જુઓ 'શાખ.[3]'
શાખોપશાખા સ્ત્રી., બ.વ. [+સં. उप-शाखा] જુઓ 'શાખા-પ્રશાખા.' [મદદગાર. (૨) શિષ્ય, ચેલો
શાગિરિત(-દ) પું. [ફા. શાગિર્દ્], શાગિર્દ પું. [ફા.] સહાયક,
શાઠ્ય ન. [સં.] શઠપણું, શઠ-તા, ખળતા, લુચ્ચાઈ
શાણ પું. [સં.] સોનું વગેરેની કસોટી કરવાનો પથ્થર. 'ટચ-સ્ટોન.' (૨) સરાણનો પથ્થર. (૩) કરવત
શાણકું જુઓ 'સાણકું.'
શાણપ (-પ્ય) સ્ત્રી., -પણ ન, -પત ન. [જુઓ 'શાણું' + ગુ. 'પ'-'પણ'-'પત' ત.પ્ર.] શાણું હોવાપણું, ડહાપણ, બુદ્ધિમત્તા. (૨) દાક્ષિણ્ય, દક્ષ-તા, ચતુરાઈ
શાણું વિ. [સં. सज्ञानक- > પ્રા.सन्न-आण] શિયાણું, ડાહ્યું, બુદ્ધિમાન. (૨) દક્ષ, ચતુર, હોશિયાર. [-ણી શિયાળ (રૂ.પ્ર.) કપટી. -ણી સીતા (રૂ.પ્ર.) કોઈ પણ ડાહી છોકરી કે સ્ત્રી. ૦ બગલું (રૂ.પ્ર.) ડોળઘાલુ, દંભી]
શાણે જુઓ 'શું[1]'માં 'શાણે.'
શાત-વાહન જુઓ 'શાલિ-વાહન.'
શાતા સ્ત્રી. [સં शात न.] સુખ, સુખ-શાંતિ, મનની ટાઢક, નિરાંત. (જૈન.) (૨) સંતોષ, તૃપ્તિ. (જૈન.) [૦ વળવી (રૂ.પ્ર.) મનને શાંતિ મળવી] [આપનારું. (જૈન)
શાતા-દાતા વિ. [+ સં.,પું.], -યક વિ. [સં.] શાતા
શાદ વિ. [ફા.] આનંદી, ખુશ [હરિયાળી જમીન
શાદ્વલ ન. [સં.,પું.ન.] લીલું ઊગેલું ઘાસ, સસ્પ. (૨)
શાન સ્ત્રી. [અર. -પ્રતિષ્ઠા, મોટાઈ] (લા.) ચહેરાનો દેખાવ, શિકલ. (૨) છટા, ઠબ-છબ, દેખાવ [કે શોભીતું
શાન-દાર વિ. [+ ફા. પ્રત્યય] ભપકાદાર, ખૂબ દેખાવડું
શાન-શો(-સો)ગ(-ગા)ત સ્ત્રી. [અર. શાનો-શવ્કત્] ફાંકડા-પણું, છેલાઈ, ફક્કડાઈ. (૨) બાહોશી, હોશિયારી
શાનું (શાઃનું) વિ. [જુઓ 'શું' + ગુ. 'નું' છ. વિ. ના.' અર્થનો અનુગ] કયા પદાર્થનું. (૨) ક્રિ.વિ. જુઓ 'શાને.'
શાને (શાઃને) ક્રિ.વિ. [જુઓ 'શું' + ગુ. 'ને' તાદર્થ્ય માટેનો (૪ થી વિ.ના અર્થનો) અનુગ] શા માટે, શા કારણે
શાપ પું. [સં.] ક-દુવા, બદ-દુવા. [૦ લાગવો (રૂ પ્ર.) કોઈની ક-દુવાની ખરાબ અસર અનુભવાવી]
શાપવું સ.ક્રિ. [સં. शाप, -ના.ધા.] શાપ આપવો, ક-દુવા કહેવી. શપાવું કર્મણિ., ક્રિ. શપાવવું પ્રે.,સ.ક્રિ.
શાપાગ્નિ પું. [+ સં. अग्नि] કદુવા-રૂપી આગ, આગના જેવી શાપની અસર
શાપાંત (શાપાન્ત) પું. [સં. अन्त] શાપ-મુક્ત થવું એ
શાપિણી સ્ત્રી. [સં. शापिनी, અર્વા. તદ્ભવ] શાપ પામેલી [તેવું, ક-દુવા પામેલું
શાપિત વિ. [સં.] જેને શાપ મળ્યો હોય કે અપાયો હોય
શાફી જુઓ 'સાફી.' [(સંજ્ઞા.)
શાબાન પું. [અર. શઅ્બાન્] હિજરી સનનો આઠમો મહિનો.
શાબાશ કે.પ્ર. [ફા. શાહ્બાશ્'નું ટૂંકું રૂપ 'શાબાશ'] કોઈ પરાક્રમ કે સારું કામ કરતાં સામાને ઉત્તેજનનો ઉદ્ગાર
શાબાશી સ્ત્રી. [ફા. શાહ્બાશી] 'શાબાશ' એવી ઉક્તિ
શાબ્દ વિ. [સં.] શબ્દને લગતું, શબ્દ-સંબંધી. (૨) મૌખિક
શાબ્દિક વિ. [સં.] શબ્દને લગતું. (૨) મૌખિક, (૩) પું. વ્યાકરણ-શાસ્ત્રમાં કુશળ માણસ, ભાષાશાસ્ત્રી [કુંડલી
શામ[1] (-મ્ય) સ્ત્રી. [સં. शम्या > પ્રા. शम्मा] સાંબેલાની લોઢાની
શામ[2] પું. [ફા.] સીરિયા દેશ. (સંજ્ઞા.)
શામક ત્રિ. [સં.] શમાવનાર, દબાવી દેનાર, શાંતિ કરનાર
શામત સ્ત્રી. [અર.] વિપત્તિ, આપત્તિ. (૨) કમનસીબી
શામળ(-ળિયો,-ળો) પું. [સં. श्यामल > પ્રા. सामल + 'ઉં' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (ભીના રંગની ચામડીને કારણે) શ્રીકૃષ્ણ (પદ્યમાં)
શામળાજી પું.,બ.વ. [જુઓ 'શામળો' + ગુ. 'જી' માનાર્થે.] સાબરકાંઠા જિલ્લામાં મેશ્વો નદીના પૂર્વ કાંઠે આવેલા પ્રાચીન વિષ્ણુમંદિરના એ નામના ઠાકોરજી (કૃષ્ણ). સંજ્ઞા.)
શામળિયો જુઓ 'શામળ.'

**શામળું** વિ. [સં. શ્યામલક->પ્રા. સામલઅ-] શરીરે ભીના રંગનું
**શામળો** જુઓ 'શામળ.'
**શામા** સ્ત્રી. એક પક્ષી
**શામિયાનો** જુઓ 'શમિયાનો' -'સમિયાનો.'
**શામિ(-મે)લ** વિ. [અર.] અંદર દાખલ કરેલું, સમાવેલું
**શામિ(-મે)લ-ગીરી** સ્ત્રી. [+ફા. પ્રત્યય] શામિલ થવું એ
**શામલ** ન. ઊનનું પ્રાચીન સમયનું એક વસ્ત્ર
**શામેલ, ૰ગીરી** જુઓ 'શામિલગીરી.'
**શાયક** વિ. [અર. શાઇક્] (સામાની) ઇચ્છાને માન આપનાર, ઇચ્છા રાખનાર [કાર, કવિ
**શાય(-હે)ર** પું. [અર. શાઇર્] વિદ્વાન, પંડિત. (૨) કાવ્ય-
**શાય(-હે)રી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] કવિતા, કાવ્ય કળા
**-શાયિની** વિ.,સ્ત્રી. [સં.] સમાસ ને અંતે સૂનારી સ્ત્રી: 'ભૂમિ-શાયિની' ['ભૂમિ-શાયી' વગેરે
**-શાયી** વિ. [સં.,પું.] સમાસને અંતે સૂનાર: 'શેષ-શાયી'
**શાર** (શાઃર) પું., ન. [જુઓ 'શારવું.'] શારડીથી પાડેલું કાણું
**શારડી** (શાઃરડી) સ્ત્રી. [જુઓ 'શારવું'+ગુ. 'ડું' કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] શાર પાડવાનું સુતારનું હથિયાર. [૰થી શારવું (રૂ.પ્ર.) મહેણાં મારવાં]
**શારડો** (શાઃરડો) પું. [જુઓ 'શારવું+ગુ. 'ડું' કૃ.પ્ર.] જમીનમાં બોરિંગ કરવાનું લોખંડનું અણીદાર હથિયાર. [૰ મૂકવો (રૂ.પ્ર.) શારડાથી જમીનમાં કાણું પાડવું]
**શારદ** વિ. [સં.] શરદ ઋતુને લગતું, શરદ ઋતુનું
**શારદા** સ્ત્રી. [સં.] સરસ્વતી દેવી. (૨) વાણી
**શારદા-પીઠ** સ્ત્રી. [સં.,ન.] સરસ્વતી દેવીનું પીઠ-સ્થાન. (૨) વિશ્વ-વિદ્યાલય. (૩) શ્રીશંકરાચાર્યજીની પશ્ચિમ આમ્નાયની દ્વારકામાંની ગાદી. (સંજ્ઞા.)
**શારદા-પૂજન** ન. [સં.] સરસ્વતી દેવીનું અર્ચન. (૨) દિવાળીને દિવસે કરવામાં આવતું નવા ચોપડાઓનું પૂજન
**શારદા-મઠ** પું. [+સં.,પું.,ન.] જુઓ 'શારદા-પીઠ(૩).'
**શારદા-મંદિર** (-મન્દિર) ન. [સં.] વિદ્યાલય, વિદ્યા-શાળા, નિશાળ
**શારદા-લિપિ** સ્ત્રી. [સં.] કાશ્મીરમાં મધ્યકાલમાં પ્રચલિત દેવનાગરી પ્રકારની ભારતીય લિપિ. (સંજ્ઞા.)
**શારદીય** વિ. [સં.] જુઓ 'શારદ.'
**શારવું** (શાઃરવું) સ.ક્રિ. [સં. શૄની વૃદ્ધિ શાર્, તત્સમ] અણીદાર હથિયારથી છિદ્ર કરવું. (૨) મહેણાં મારી પજવવું
**શારંગ** (શારઙ્ગ) ન. [સં. શાર્ઙ્ગ, અર્વા. તદ્ભવ] એ નામનું વિષ્ણુનું ધનુષ, શાર્ંગ. (સંજ્ઞા.)
**શારંગ-પાણિ** (શારઙ્ગ-) પું. [સં. શાર્ઙ્ગ-પાણિ, અર્વા. તદ્ભવ] (હાથમાં શાર્ંગ ધનુષવાળા) વિષ્ણુ. (સંજ્ઞા.)
**શારિ** પું., સ્ત્રી. [સં.,પું.] શતરંજનું મહોરું કે ચોપાટનો પાસો. (૨) [સં., સ્ત્રી.] મેના (પક્ષી)
**શારીર** વિ. [સં.] શરીરને લગતું, શરીરનું. (૨) પું. દેહી, જીવાત્મા. (૩) ન. શરીર-શાસ્ત્ર, 'ફિઝિયોલોજી'
**શારીરક** વિ., પું. [સં.] શારીર, દેહી, જીવાત્મા
**શારીર-વિદ્યા** સ્ત્રી., **શારીર-વિજ્ઞાન, શારીર-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'શારીર(૩).' ['ફિઝિયોલૉજિસ્ટ'
**શારીર-શાસ્ત્રી** વિ. [સં.,પું.] શરીર-વિદ્યાનું જ્ઞાન ધરાવનાર,
**શારીરિક** વિ. [સં.] જુઓ 'શારીર(૧).'
**શાર્ક** સ્ત્રી. [અં.] એ નામની માણસ-ખાઉ માછલીની એક જાત (હિંદી મહાસાગરની)
**શાર્દૂલ** પું. [સં.] વાઘ. (૨) ચિત્તો. (૩) ૧૯ અક્ષરનો એક ગણમેળ વૃત્ત--શાર્દૂલવિક્રીડિતનું લઘુરૂપ. (પિં.)
**શાર્દૂલ-વિક્રીડિત** પું. [સં.,ન.] જુઓ 'શાર્દૂલ(૩).'
**શાલ¹** ન. [સં.,પું.] રાળનું ઝાડ, સાલ
**શાલ²** સ્ત્રી. [ફા.] ગરમ મુલાયમ પહોળી પછેડી. [૰ ઓઢાડવી (રૂ.પ્ર.) શાલ માથે નાખી માન આપવું]
**શાલ(-લિ)ગ્રામ** પું. [સં. શાલગ્રામ] ગંડકી નદીના પટમાંથી મળતા કાળા ગોળ કાંકરાના રૂપમાં મનાતું વિષ્ણુનું સ્વરૂપ
**શાલ-દુશાલા** ન., બ.વ. [જુઓ 'શાલ²' + 'દુશાલા.'] એક ફાળવાળી શાલ અને બે ફાળવાળી શાલ (સંમાન આપવા ઓઢાડાતી)
**શાલ-ભંજિકા** (-ભઞ્જિકા) સ્ત્રી. [સં.] ગણિકા (નાચનારી), વેશ્યા. (૨) લાકડાના થાંભલાઓમાં ઊંચે જડવામાં આવતી લાકડાની પૂતળી [પાઠ-શાળા, નિશાળ, 'સ્કૂલ'
**શાલા(-ળા)** સ્ત્રી. [સં.] જગ્યા. (૨) મકાન, ઘર. (૩)
**શાલાક્ય** ન. [સં.] ગળાની ઉપરના ભાગમાંનાં અંગોને લગતા વ્યાધિઓની ચિકિત્સાને લગતી આયુર્વેદની એક શાખા
**શાલા(-ળા)ધ્યક્ષ** પું. [સં. શાલા + અધ્યક્ષ] શાળાનો ઉપરી અધિકારી, મહેતાજી, આચાર્ય, 'હેડ માસ્તર'
**શાલાં(-ળાં)ત** (શાલા(-ળા)-ન્ત) વિ. [સં. શાલા + અન્ત] પ્રાથમિક શાળાના સાતમા ધોરણનો 'ફાઇનલ'નો અભ્યાસ થયો હોય તેટલું
**શાલા(-ળાં)તર** (શાલા(-ળા)-ન્તર) ન. [સં.] બીજી બીજી નિશાળ. [૰ કરવું (રૂ.પ્ર.) ભણવા માટે નિશાળ બદલવી]
**શાલિ** પું. [સં.] સાળ, ડાંગર, કમોદ (ચોખા)
**શાલિગ્રામ** જુઓ 'શાલગ્રામ.'
**શાલિની** સ્ત્રી. [સં.] અગિયાર અક્ષરનો એક અક્ષર-મેળ છંદ. (પિં.) (૨) ('-શાલિની') 'વાળું' એ અર્થનું સ્ત્રીરૂપ સમાસને અંતે: 'ભાગ્ય-શાલિની'
**શાલિભદ્ર** પું. [સં.] રાજગૃહ (પટણા) નગરનો ઈ.સ. પૂર્વે થયેલો મનાતો એક રાજકુમાર અને પછી જૈન ધર્મનો એ એક આદર્શ સાધુ. (સંજ્ઞા.)
**શાલિ-વાહન** પું. [સં. સ્વીકારાયો છે, પણ શાલિ દ્રવિડ શબ્દ છે ત્યાં અર્થ 'ઘોડો' જ છે. આમ સમાનાર્થીનો દ્વિર્ભાવ. સર૰ શાલિ-હોત્ર] (લા.) ઈ.સ. ૭૮ આસપાસનો પ્રતિષ્ઠાનપુર--પૈઠણનો રાજવી 'સાત-વાહન' ગણાયો છે, પણ એ ક્ષહરાત-ક્ષત્રપ 'નહપાન'ના સંસ્કૃતીકરણની શક્યતા વધુ. (સંજ્ઞા.)
**શાલિ-હોત્ર** ન. [સં. સ્વીકારાયેલો, હકીકતે દ્રવિડ અર્થ શાલિનો ઘોડો + સં.] ઘોડો. (૨) અશ્વ-પરીક્ષાની વિદ્યા. (૩) અશ્વ-રોગની વિદ્યા
**શાલિહોત્રી** વિ. [સં.,પું.] અશ્વ-રોગની ચિકિત્સા કરનાર વૈદ્ય, ઘોડા-ડાક્તર, સાલોતરી

-શાલી(-ળી) વિ. [સં.] સમાસના ઉત્તર પદમાં 'વાળું' અર્થ : 'ભાગ્ય-શાલી(-ળી)' વગેરે
શાલીન વિ. [સં.] નમ્ર, વિનયી, વિવેકી, વિનીત. (૨) શરમાળ, લજ્જાળુ (૩) ખાનદાન
શાલેડી સ્ત્રી. [જુએ 'શાલેડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] એ નામનું એક ઝાડ, સલ્લકી, ધુપેડો
શાલેડું ન. [સં. सल्लक- > પ્રા. सल्लअ- + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] સલ્લકીનું ફળ, ધુપેડાનું ફળ
શાલો(-ળો)પયોગી વિ. [સં. शाला+उप-योगी, પું.] નિશાળમાં ઉપયોગમાં આવે તેવું (પાઠ્યપુસ્તક)
શાલ્મલિ ન. [સં.,પું.] શેમળાનું ઝાડ
શાલ્વ જુએ 'સાલ્વ.' (સંજ્ઞા.)
શાવક ન. [સં.,પું.] પશુ-પક્ષીનું બચ્ચું
શાશ્વત,-તિક વિ. [સં.] નિત્ય, સનાતન, કાયમ રહેનારું
શાશ્વતી વિ., સ્ત્રી. [સં.] શાશ્વત રહેનારી. (૨) દુર્ગા માતા. (૩) યોગ-માયા [શિક્ષા-સજા કરનાર
શાસક વિ. [સં.] સત્તા ભોગવનાર, રાજ્ય કરનાર. (૨)
શાસકીય વિ. [સં.] શાસકને લગતું
શાસન ન. [સં.] સત્તા, અધિકાર. (૨) આજ્ઞા, હુકમ. (૩) ઉપદેશ, બોધ. (૪) રાજાએ ગરાસમાં આપેલી ભૂમિ. (૫) દસ્તાવેજ, ખત (દાનનું) (જેમકે 'તામ્ર-શાસન' 'દાન-શાસન') [કર્તા
શાસન-કર્તા, વિ. [સં.,પું.], શાસન-કાર પું. [સં.] રાજ્ય-
શાસન-તંત્ર (-તન્ત્ર) ન. [સં.] રાજ્ય-વહીવટ. (૨) રાજ્ય-બંધારણ
શાસન-પત્ર પું. [સં.,ન.] હુકમ-નામું, આજ્ઞા-પત્ર, આજ્ઞા-પત્રિકા. (૨) સનદ. (૩) દાન-શાસનને લગતું તામ્ર-પત્ર વગેરે
શાસન-પદ્ધતિ સ્ત્રી. [સં.] રાજ્ય કરવાની રીત કે પ્રકાર
શાસની સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] ઓપરીમાંનો એક નિયામક મજ્જા-તંતુ
શાસનીય વિ. [સં.] જેના ઉપર અધિકાર ચલાવવાનો હોય તેવું, અધિકારમાં રખાય તેવું. (૨) અમલમાં મૂકવા જેવું. (૩) સજા-પાત્ર
શાસિત વિ. [સં.] જેના ઉપર અધિકાર કે સત્તા ચલાવવામાં આવેલ હોય તેવું. (૨) ઉપદેશેલું
શાસ્તા વિ. [સં.,પું.] જુએ 'શાસક.' (૨) શિક્ષક
શાસ્ત્ર ન. [સં.] કોઈ પણ વસ્તુનું તર્ક-પ્રમાણિત શુદ્ધ જ્ઞાન, વિદ્યા. (૨) તે તે વિદ્યાનો ગ્રંથ. (૩) ધર્મ-ગ્રંથ
શાસ્ત્ર-કર્તા .વિ. [સં.,પું.], શાસ્ત્ર-કાર વિ. [સં.] શાસ્ત્ર-ગ્રંથની રચના કરનાર
શાસ્ત્ર-ગત વિ. [સં.] શાસ્ત્ર-ગ્રંથમાં હોય તેવું, શાસ્ત્રમાંનું
શાસ્ત્ર-જ્ઞ વિ. [સં.], -જ્ઞાતા વિ. [સં.,પું.] તે તે શાસ્ત્ર કે વિદ્યાનું જ્ઞાન ધરાવનાર, શાસ્ત્ર-વેત્તા
શાસ્ત્ર-જ્ઞાન ન. [સં.] તે તે શાસ્ત્ર કે વિદ્યાની ઊંડી સમઝ
શાસ્ત્ર-દર્શી વિ. [સં.,પું.] જુએ 'શાસ્ત્ર-જ્ઞ.' [સમઝ
શાસ્ત્ર-દૃષ્ટિ સ્ત્રી. [સં.] શાસ્ત્ર-માન્ય કરેલ હોય તેવી
શાસ્ત્ર-નિષિદ્ધ વિ. [સં.] શાસ્ત્રે જેની મનાઈ કરી હોય તેવું
શાસ્ત્ર-નિંદક (-નિન્દક) વિ. [સં.] ધર્મ-શાસ્ત્રના ગ્રંથોની નિંદા કરનાર
શાસ્ત્ર-નિંદા (-નિન્દા) સ્ત્રી. [સં.] ધર્મ-ગ્રંથોની અવ-જ્ઞા
શાસ્ત્ર-પૂત વિ. [સં.] જુએ 'શાસ્ત્ર-વિહિત.' [સ્થિતિ
શાસ્ત્ર-પ્રામાણ્ય ન. [સં.] શાસ્ત્રનાં વચન પ્રમાણ હોય એવી
શાસ્ત્ર-બાજ વિ. [+ ફા. પ્રત્યય] હરકોઈ વાતમાં શાસ્ત્રનાં પ્રમાણ આપનારું. (૨) શાસ્ત્રાર્થ કરવામાં કુશળ
શાસ્ત્ર-બાજી સ્ત્રી. [+ ફા. પ્રત્યય.] શાસ્ત્ર-બાજ હોવાપણું, શાસ્ત્રાર્થ કરવાની કુશળ-તા
શાસ્ત્ર-વિધાન ન. [સં.] શાસ્ત્રનું કથન
શાસ્ત્ર-વિધિ પું.,સ્ત્રી. [સં.,પું.] શું કેવી રીતે કરવું એ વિશે શાસ્ત્રમાં જે કહ્યું હોય તે પ્રમાણે કરવું એ, શાસ્ત્રમાં કહેલો વિધિ [અને બાધ કરે તેવું
શાસ્ત્ર-વિરુદ્ધ વિ. [સં.] શાસ્ત્રમાં કહેલાથી જુદા પ્રકારનું
શાસ્ત્ર-વિશારદ વિ. [સં.] જુએ 'શાસ્ત્ર-નિપુણ.'
શાસ્ત્ર-વિહિત વિ. [સં.] શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનું
શાસ્ત્ર-વેત્તા વિ. [સં.,પું.] જુએ શાસ્ત્ર-જ્ઞ.'
શાસ્ત્ર-શુદ્ધ વિ. [સં.] શાસ્ત્રોમાં કહેવામાં આવેલું હોય તે પ્રમાણેનું, શાસ્ત્રાનુકૂળ
શાસ્ત્ર-સંપન્ન (-સમ્પન્ન) વિ. [સં.] જુએ 'શાસ્ત્ર-જ્ઞ.'
શાસ્ત્ર-સંમત (-સમ્મત) વિ. [સં.] શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનું, શાસ્ત્રના આધારવાળું
શાસ્ત્ર-સિદ્ધ વિ. [સં.], શાસ્ત્રાનુકૂલ(-ળ) વિ. [+સં. अनु-कूल] જુએ 'શાસ્ત્ર-વિહિત.'
શાસ્ત્રાર્થ પું. [સં.शास्त्र + अर्थ] શાસ્ત્રમાંથી કાઢેલું પ્રમાણ, ધર્મ-શાસ્ત્રના વચનનો માયનો. (૨) શાસ્ત્રના અર્થ વિશેની ચર્ચા, વાદ-વિવાદ
શાસ્ત્રી વિ. [સં.,પું.] જુએ 'શાસ્ત્ર-જ્ઞ.' (૨) સંસ્કૃત ભાષાના વિભિન્ન વિષયોની સ્નાતક પરીક્ષા પાસ કરનાર. (૩) મોટે ભાગે બ્રાહ્મણોમાં એવી એક અવટંક (ધંધાને કારણે)
શાસ્ત્રીય વિ. [સં.] શાસ્ત્રને લગતું, શાસ્ત્રનું. (૨) વિજ્ઞાનને લગતું, વૈજ્ઞાનિક, 'સાઇન્ટિફિક.' (૩) શાસ્ત્ર-શુદ્ધ. (૪) માત્ર પુસ્તકિયું, 'થિયોરેટિકલ'
શાસ્ત્રોક્ત વિ. [સં. शास्त्र + उक्त] શાસ્ત્રમાં કહેલું, શાસ્ત્ર-વિહિત. (૨) વિધિ-યુક્ત
શાહ પું. [ફા.] રાજા (ખાસ કરી મુસલમાન ધર્મનો). (૨) નાણાવટી, વહેવારિયો, શરાફ.(૩) વાણિયાઓમાં એ ધંધાથી આવેલી વ્યાપક ઓળખ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૪) ઇરાન અફઘાનિસ્તાન વગેરેના રાજાઓનો એ ઇલકાબ. (૫) (લા.) પ્રતિષ્ઠિત માણસ. (૬) (કટાક્ષમાં) ચોર, લુટારો
શાહ-ખાતું ન. [+ જુએ 'ખાતું.'] ચોપડામાં નામ-નિર્દેશ કર્યા વિનાનું રખાતું ખાનગી ખાતું, શ્રી-ખાતું
શાહ-જન ન. [+ સં., અને, પું.] જુએ 'સાજન.'
શાહ-જાદી સ્ત્રી. [ફા.] મુસ્લિમ રાજવીની કુંવરી
શાહ-જાદો પું. [+ફા. જાદહ્] મુસ્લિમ રાજાનો કુમાર
શાહ-જીરું ન. [ફા. સ્યાહ્-જીરહ્] જીરાની એક જાત, કાળું જીરું, ('કાળીજીરી' જુદી છે.)
શાહ-જોગ (-ગ્ય) વિ, ક્રિ.વિ. [+ જુએ 'જોગ.'], -ગું વિ [+ ગુ. 'ઉં' ત.પ્ર.] સાહુકારને યોગ્ય. (૨) સ્વીકારવા

યોગ્ય, કાયદેસર. (૩) પ્રામાણિક
**શાહ-બાજ** ન. [ફા.] બાજ પક્ષીના જેવું એક પક્ષી
**શાહબાદી** વિ. [મધ્ય પ્રદેશનું એક નગર + ગુ. 'ઈ' ત.પ્ર.] ચાહબાદને લગતું (ખાસ કરીને પથ્થરની લાદી)
**શાહ(-હા)-મૂર્ગ** ન. [ફા. શાહ્-મુર્ગ્] સહરાના રણમાં થતું ઊડી ન શકે તેવું એક ખૂબ મોટું પક્ષી
**શાહ-વટ** (-ટચ) સ્ત્રી. [+ જુઓ 'વટ.[૨]'] શરાફના જેવો ચોખ્ખો વ્યવહાર. (૨) નાણાવટીપણું [વેપારી
**શાહ-સોદાગર** પું. [+ જુઓ 'સોદાગર.'] મોટો આબરૂદાર
**શાહિ(-હે)દ** વિ. [અર.] સાક્ષી આપનાર, ગવાહ
**શાહિ(-હે)દી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સાક્ષી, ગવાહી
**શાહી[૧]** વિ. [ફા.] મુસ્લિમ રાજાને લગતું. (૨) સમાસમાં ઉત્તરપદમાં માત્ર '-ને લગતું' અર્થ: 'વાણિયા-શાહી' 'રાજા-શાહી' વગેરે
**શાહી[૨]** સ્ત્રી. [ફા. સિયાહી] લખવા માટેનું કાળું (કે અન્ય રંગનું) પ્રવાહી (કલમ બોળીને યા ફાઉન્ટિપેનોમાં ભરીને પણ લખાય છે તેવું). (૨) તબલાં પખાજ વગેરેમાં માદાના પડ ઉપર લગાવાતો કાળો પદાર્થ
**શાહી-ચૂસ** વિ.,પું. [જુઓ 'શાહી[૨]' + 'ચૂસવું.'] શાહી ચૂસવા માટેનો કાગળ, 'બ્લોટિંગ પેપર'
**શાહીવાદ** પું [જુઓ 'શાહી[૧]' + સં.] રાજાનો અમલ યા સરમુખત્યારી અમલ હોવાપણું
**શા(-સા)હુકાર** પું [જુઓ 'શાહ' દ્વારા, સં. साधु- + कार સાથે સંબંધ નથી.] ધનિક. (૩) (કટાક્ષમાં) લુચ્ચો
**શા(-સા)હુકારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શાહુકારપણું. (૨) (કટાક્ષમાં) લુચ્ચાઈ. [૦ ઉઘરાવવી (રૂ.પ્ર.) જમણવારનું છંડામણ એકઠું કરવું]
**શાહેદ** જુઓ 'શાહિદ.'
**શાહેદી** જુઓ 'શાહિદી.'
**શાહેર** જુઓ 'શાયર.'
**શાહેરી** જુઓ 'શાયરી.'
**શાળ** (-ળ્ય) સ્ત્રી. [સં. शालि > પ્રા. सालि] જુઓ 'સાળ.'
**શાળા** જુઓ 'શાલા.'
**શાળાધ્યક્ષ** જુઓ 'શાલાધ્યક્ષ.' ['સ્કૂલ મેગેઝિન'
**શાળા-પત્ર** ન. [સં.] નિશાળોની વિગતો આપતું સામયિક,
**શાળા-મિત્ર** પું. [સં.,ત.] સહાધ્યાયી [નાની મંડળી
**શાળા-સમિતિ** સ્ત્રી. [+ સં.] શાળાનો વહીવટ કરનારી
**શાળાંત** (શાળાન્ત) જુઓ 'શાલાંત.'
**શાળાંતર** (શાળાન્તર) જુઓ 'શાલાંતર.'
**શાળિયું** ન. [જુઓ 'શાળ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હલકી જાતની ડાંગર, સાઠી ચોખા
**શાળી[૧]** સ્ત્રી. [સં. शाली] ડાંગર. સાલ
**-શાળી[૨]** જુઓ '-શાલી.'
**શાળોપયોગી** જુઓ 'શાલોપયોગી.'
**શાંકર** (શાઙ્કર-) વિ. [સં.] શંકર સંબંધી, શિવ-સંબંધી. (૨) શ્રીશંકરાચાર્ય-સંબંધી, શ્રીશંકરાચાર્યને લગતું કે એમણે સ્થાપેલું-વ્યાપક કરેલું
**શાંકરી** (શાઙ્કરી) વિ.,સ્ત્રી. [સં.] શંકર-રુદ્રને લગતી (વિદ્યા વગેરે). (૨) શાંકર મતને લગતી (પ્રક્રિયા વગેરે)
**શાંડિલ્ય** (શાણ્ડિલ્ય) પું. [સં.] એ નામના એક પ્રાચીન ઋષિ. (સંજ્ઞા.)
**શાંત** (શાન્ત) વિ. [સં.] શમી ગયેલું. (૨) શીતલ પ્રકૃતિનું, ટાઢું (સ્વભાવનું). (૩) ઘોંઘાટ વિનાનું. (૪) (લા.) મરણ પામેલું. (૫) પું. કાવ્યના આઠ રસો ઉપરાંતનો નવમો ઊભો થયેલો રસ. (કાવ્ય.)
**શાંત-ચિત્ત** (શાન્ત-) વિ. [સં.,બ.વ્રી.] ઠંડા સ્વભાવનું
**શાંત-રસ** (શાન્ત-) પું. [સં.] જુઓ 'શાંત(૫).'
**શાંતિ** (શાન્તિ) સ્ત્રી. [સં.] વેગ ક્ષોભ-ક્રિયા વગેરેનું બેસી જવું એ, શમન. (૨) માનસિક કે શારીરિક ઉપદ્રવનું મટી જવું એ. (૩) શાતા, ટાઢક, નિરાંત. (૪) વિશ્રામ, નિવૃત્તિ. (૫) બંદોબસ્ત, વ્યવસ્થા. (૬) નીરવ-તા. (૭) ધીરજ. (૮) ક્લેશ કંકાસ વગેરેનો અભાવ થવો એ. (૯) ગ્રહ વગેરેનો શક્ય ઉપદ્રવ વગેરે ન થાય એવી સ્થિતિ. [૦ થવી (રૂ.પ્ર.) તૃપ્તિ થવી. ૦ વળવી (રૂ.પ્ર.) નિરાંત થવી]
**શાંતિક** જુઓ 'સાંતક'—'શાંતિ-કર્મ.'
**શાંતિ-કર્મ** (શાન્ત) ન. [સં.] ગ્રહ વગેરેની નડતર ન થાય એ માટેનું વૈદિક કે પૌરાણિક કર્મ-કાંડનું કાર્ય, સાંતક
**શાંતિ-કર્તા** (શાન્તિ-) વિ. [સં.,પું.], **શાંતિ-કર** (શાન્તિ-), **શાંતિ-કારક** (શાન્તિ-) વિ. [સં.] શાંતિ આપનાર, શાંતિ-પ્રદ
**શાંતિ-દૂત** (શાન્તિ-) પું. [સં.] યુદ્ધ વગેરેને પ્રસંગે સલાહ-શાંતિ માટે મોકલવામાં આવતો રાજકીય પુરુષ
**શાંતિ-નાથ** (શાન્તિ-) પું., બ.વ. [સં.] જૈનોના ૧૬ મા તીર્થંકર. (સંજ્ઞા.)
**શાંતિ-નિકેતન** (શાન્તિ-) ન. [સં.] જ્યાં હંમેશાં માનસિક શાંતિ મળે તેવું મકાન કે સ્થાન. (૨) કવિવર રવીન્દ્ર-નાથ ટાગોરનું કલકત્તા નજીકનું વિદ્યાલય. (સંજ્ઞા.)
**શાંતિ-પદ** (શાન્તિ-) ન. [સં.] શાંતિનું સ્થાન. (૨) મોક્ષ
**શાંતિ-પાઠ** (શાન્તિ-) પું. [સં.] તે તે ઉપનિષદના આરંભે અને અંતે આવતા શાંતિના મંત્રોનું પારાયણ. (૨) હર કોઈ કાર્યમાં શાંત રહે એ માટે થતો અમુક વૈદિક મંત્રોનો અંતે ॐ शान्तिः शान्तिः शान्तिःવાળો પાઠ
**શાંતિ-પ્રદ** (શાન્તિ-) વિ. [સં.] જુઓ 'શાંતિ-કર્તા.'
**શાંતિ-પ્રિય** (શાન્તિ-) વિ. [સં.,બ.વ્રી.] શાંતિનું ચાહક
**શાંતિ-ભંગ** (શાન્તિ-ભઙ્ગ-) પું. [સં.] માનસિક કે લૌકિક શાંતિનું તૂટી જવું એ. (૨) સુલેહનો ભંગ
**શાંતિ-મય** (શાન્તિ-) વિ. [સં.] તદ્દન શાંત
**શાંતિ-રેખા** (શાન્તિ-) સ્ત્રી. [સં.] બે રાજ્યો કે રાષ્ટ્રો વચ્ચેની સીમાની મર્યાદા
**શાંતિ-વાદ** (શાન્તિ-) પું. [સં.] પૃથ્વી ઉપર યુદ્ધો ન થાય એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'પેસિફિઝમ'
**શાંતિ-સૂક્ત** (શાન્તિ-) ન [સં.] જેમાં 'શાંતિ' ચાહવામાં આવી હોય તેવા વૈદિક મંત્રોનો સંગ્રહ
**શાંતિ-સેના** (શાન્તિ-) સ્ત્રી. [સં.] પ્રજાકીય આંતરિક ધાંધલ વગેરેને સમયે સુલેહ જાળવનારી સેવકોની મંડળી
**શાંતિ-સ્થાપક** (શાન્તિ-) વિ. [સં.] સુલેહ-શાંતિ સ્થાપનાર

**શાંતિ-સ્નાત્ર** (શાન્તિ-) ન. [સં.] જૈન ધર્મની રીતે શાંતિ કરનારા શ્લોક કે સ્તોત્ર. (જૈન.)

**શાંતિક** જુઓ 'શાંતિક.' [(સંજ્ઞા.)

**શાર્ઙ્ગ** (શાર્ઙ્ગ) ન. [સં.] વિષ્ણુનું એ નામનું એક ધનુષ.

**શાર્ઙ્ગ-ધર** (શાર્ઙ્ગ-), **શાર્ઙ્ગ-પાણિ** (શાર્ઙ્ગ-), **શાર્ઙ્ગી** (શાર્ઙ્ગી) પું. [સં.] જેમના હાથમાં શાર્ઙ્ગ ધનુષ છે તેવા ભગવાન વિષ્ણુ [પેંડના ૨૦ મા ભાગનું નાણું)

**શિ.** પું. [અં. 'શિલિઙ્ગ'નું ટૂંકું રૂપ] શિલિંગ (બ્રિટનનું

**શિક(-ખ)રણ** ન. જુઓ 'શિખંડ.'

**શિકરામણ** ન. [જુઓ 'શિકારવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] હુંડી સ્વીકારવી એ. (૨) હુંડી સ્વીકારવાનો વટાવ

**શિકરાવવું** જુઓ 'શિકારવું'માં.

**શિક(-ક્ક)લ** સ્ત્રી. [અર. શિક્લ્] મોઢાનો આગલો ભાગ, મુખાકૃતિ, ચહેરો, સૂરત. (૨) આકાર, ઘાટ. [૦ જવી (રૂ.પ્ર.) બેઆબરૂ થવું. ૦ જોવી (રૂ.પ્ર.) શક્તિનું માપ કરવું]

**શિકસ્ત** સ્ત્રી. [ફા.] પરા-જય, હાર, પરા-ભવ. (૨) (લા.) શિખામણ, ધડો [મરોડ

**શિકસ્તા** સ્ત્રી. [ફા.] ઉર્દૂ લિપિનો ચાલુ લેખનનો એક

**શિકાકાઈ** સ્ત્રી. [મરા. શિકેકઈ] જુઓ 'ચિકાખાઈ.'

**શિકાયત** સ્ત્રી. [અર.] ફરિયાદ. (૨) ગિલ્લા, નિંદા

**શિકાર** પું. [સં.] રમત ખાતર કરવામાં આવતો પશુ-પક્ષીઓને હથિયારથી વીંધવાનો ખેલ. (૨) (લા.) શિકારથી પ્રાપ્ત એ પશુ-પક્ષીરૂપી ખોરાક. [૦ થવું (રૂ.પ્ર.) ફસાઈ જવું. ૦ ખેલવો (રૂ.પ્ર.) શિકાર કરવાનો આનંદ લેવો. ૦ મળવો (રૂ.પ્ર.) ધારેલી ચીજ પ્રાપ્ત થવી]

**શિકારવું** સ.ક્રિ. [સં. स्वीकार,- ના.ધા., અર્વા. તદ્ભવ] જુઓ 'સ્વીકારવું.' **શીકરાવું** કર્મણિ. **શિકરાવવું** પ્રે.,સ.ક્રિ.

**શિકારી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શિકારને લગતું. (૨) શિકાર કરવાને કામ લાગતું (પશુ પક્ષી વગેરે)

**શિકારી**[2] વિ. [ફા.], **-રુ** વિ. [+ ગુ. 'ઉ' ત.પ્ર.] શિકાર કરનારું

**શિકારું** ન. હરણની એક જરા નાની જાત [હોડી

**શિકારો** પું. [હિં. શિકારા] નદીમાં સહેલ કરવા માટેની

**શિકોતર** (-રય), **-રી** સ્ત્રી. [અરબી સમુદ્રમાંનો એક ટાપુ 'સોકોટ્રા' કે 'સોકોત્રો.'- ત્યાંની અધિષ્ઠાત્રી દેવી] એ નામની દુર્ગાની કોટિની એક દિવ્ય શક્તિ-દેવી, એ નામની કોળીઓની ઇષ્ટ-દેવી. (સંજ્ઞા.)

**શિકોતરું** ન. [જુઓ 'શિકોતરી' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) નઠારું કે વળગ્યે ન છૂટે તેવું હલકી જાતનું એક ભૂત

**શિક્કલ** જુઓ 'શિકલ.'

**શિક્કો** જુઓ 'સિક્કો' [ઉસ્તાદ

**શિક્ષક,** **૦જન** પું. [સં.] વિદ્યા ભણાવનાર, અધ્યાપક,

**શિક્ષક-સમુદાય, શિક્ષક-સંઘ** (સઙ્ઘ) પું. [સં.] શિક્ષકોનું મંડળ [તાલીમ, અધ્યયન, ભણતર

**શિક્ષણ** ન. [સં.] શિક્ષકનું કેળવણી આપવાનું કાર્ય,

**શિક્ષણ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] શીખવવાની ખાસ પ્રકારની હિકમત

**શિક્ષણ-કાર** વિ. [સં.] જુઓ 'શિક્ષક.'

**શિક્ષણ-પદ્ધતિ** સ્ત્રી. [સં.] ભણાવવાની તે તે ખાસ પ્રકારની રીત [એવો પ્રયત્ન

**શિક્ષણ-પ્રચા(-સા)ર** પું. [સં.] કેળવણી વ્યાપક બને

**શિક્ષણ-શાસ્ત્ર** ન. [સં.] કેવી રીતે વિદ્યાર્થીઓને તાલીમ આપવી એનો વિચાર કરનાર વિદ્યા-ગ્રંથ

**શિક્ષણ-શાસ્ત્રી** વિ. [સં.] શિક્ષણ-શાસ્ત્રનું જેને જ્ઞાન હોય તેવો કેળવણીકાર વિદ્વાન [તે તે સ્થાન

**શિક્ષણ-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [સં.] તાલીમ આપનારું

**શિક્ષણ-સાહિત્ય** ન. [સં.] શીખવવાને માટે જોઈતાં સાધન-સામગ્રી. (૨) શિક્ષણની વિચારણાને લગતું ગ્રંથસ્થ વાઙ્મય

**શિક્ષણીય** વિ. [સં.] શીખવવા જેવું, શીખવાવાને લાયક. (૨) શિક્ષણ-વિષયક, 'ઍકેડેમિક'

**શિક્ષા** સ્ત્રી. [સં.] શિક્ષણ. (૨) શિખામણ. (૩) સજા, દંડ. (૪) ઉચ્ચારણને લગતો સંસ્કૃત ભાષાનો તે તે પદ્યાત્મક ગ્રંથ (જેમકે 'પાણિનીય શિક્ષા' 'નારદીય શિક્ષા' વગેરે)

**શિક્ષા-કાર** વિ. [સં.] શિક્ષાની રચના કરનાર

**શિક્ષા-ગુરુ** પું. [સં.] ધર્મનું શિક્ષણ આપનાર શિક્ષક. (૨) ઉપદેશ આપનાર. (૩) સર્વ-સામાન્ય વિદ્યા આપનાર, વિદ્યા-ગુરુ

**શિક્ષા-પત્ર** ન. [સં.] જેમાં શિખામણ કે ઉપદેશ આપવામાં આવેલ હોય તેવો (ટપાલી પ્રકારનો કાગળ). (૨) એવા પત્રોનો સંગ્રહ-ગ્રંથ. (૩) શ્રીહરિરાયજી મહાપ્રભુજીનો એ નામનો સં. શિક્ષા-ગ્રંથ. (પુષ્ટિ.) (સંજ્ઞા.)

**શિક્ષાપત્રી** સ્ત્રી. [સં.] જુઓ 'શિક્ષાપત્ર(૨).' (૨) સ્વામિનારાયણ સંપ્રદાયનો શ્રીસહજાનંદ સ્વામીએ ઉપદેશ-રૂપ શ્લોકાત્મક સંસ્કૃતમાં આપેલો ધર્મ-ગ્રંથ. (સંજ્ઞા.)

**શિક્ષા-પાત્ર** વિ. [સં.] બોધ આપવા યોગ્ય. (૨) દંડને પાત્ર, સજાને લાયક

**શિક્ષિકા** સ્ત્રી. [સં.] સ્ત્રી શિક્ષક

**શિક્ષિત** વિ. [સં.] જેને બોધ આપવામાં આવ્યો હોય તેવું. (૨) જેણે વિદ્યા-વિષયક તાલીમ લીધી હોય તેવું; ભણેલું. (૩) સંસ્કારી

**શિખવાડવું** જુઓ 'શીખવું'માં.

**શિખર** ન. [સં.] મથાળું, ટોચ. (૨) મંદિરનું કરોટક. (૩) પહાડ ડુંગર વગેરેની ટોચ. [૦ ચઢા(-ઢા)-વવું (રૂ.પ્ર.) કામ ઠેઠ સુધી પહોંચાડવું. -રે ચઢા(-ઢા)વવું (રૂ.પ્ર.) કોઈ કામને પાર પાડવું. (૨) હદથી સામાનાં વધારે વખાણ કરવાં. -રે જઈ પહોંચવું (પોંચવું) (રૂ.પ્ર.) સારો યશ મળવો. (૨) ઉન્નતિની ટોચે પહોંચવું. -રે જવું, -રે પહોંચવું (-પોંચવું) (રૂ.પ્ર.) ઉન્નતિની ટોચે પહોંચવું. -રે બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) માન માગવું]

**શિખર-બંદ(-ધ)** (-બન્દ,-ન્ધ) વિ. [સં. + ફા. પ્રત્યય], **-દી, -ધી** (-બન્દી;-ન્ધી) વિ. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત. પ્ર.] શિખરવાળું (મંદિર વગેરે)

**શિખર-માળ** સ્ત્રી. [+ સં. माला] પહાડનાં શિખરોની પંક્તિ, ઊંચાં-નીચાં શિખરોની હાર

**શિખરિણી** વિ.,સ્ત્રી. [સં.] અણીવાળી (વસ્તુ). (૨) નાનો ડુંગર, ટેકરી. (૩) સત્તર અક્ષરનો એક અક્ષર-મેળ છંદ. (પિં.)

**શિખરી** વિ.,પું. [સં.] પહાડ, ડુંગર. (૨) વૃક્ષ, ઝાડ

**શિખવણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [જુઓ 'શીખવવું' + ગુ. 'આણ' -'અણી' કૃ.પ્ર.] (લા.) ઉશ્કેરવાની છાની સલાહ, ભંભેરણી

**શિખવાડવું** જુઓ 'શીખવું'માં.

**શિખંડ**[1] (શિખણ્ડ) પું. [સં.] (મોર કૂકડા વગેરેનો) માથા ઉપરની કલગી. (૨) ઝૂલકું, કનલું. (૩) મોર-પિચ્છવાળા મોરની પીઠ ઉપરનો ઝૂડો

**શિખંડ**[2] (શિખણ્ડ) પું.,ન. [દે.પ્રા. छिहंड] દહીંમાંથી પાણી નિતારી ખાંડ નાખી બનાવવામાં આવતું ખાદ્ય, સિખંડ

**શિખંડક** (શિખણ્ડક) પું. [સં.] જુઓ 'શિખંડ[1](૨,૩).' (૨) માથાના વાળની લટ

**શિખંડી** (શિખણ્ડી) વિ. [સં.,પું.] માથે કલગીવાળું. (૨) પું. મોર. (૩) કૂકડો. (૪) દ્રુપદ રાજાનો બીજો પુત્ર. (સંજ્ઞા.)

**શિખા** સ્ત્રી. [સં.] ચોટલી, ચોટી. (૨) (સ્ત્રીનો) અંબોડો. ચોટલો. (૩) અગ્નિની જ્વાળ. (૪) દીવાની સગ, જ્યોત. (૫) કલગી (મોર વગેરેની)

**શિખાઉ** વિ. [જુઓ 'શીખવું' + ગુ. 'આઉ' કૃ.પ્ર.] હજી શીખતું હોય-અનુભવ લેતું હોય તેવું. (૨) (લા.) બિન-અનુભવી

**શિખાડવું** જુઓ 'શીખવું'માં.

**શિખામણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'શીખવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] શિક્ષા, સલાહ, બોધ

**શિખામણિયું** વિ. [જુઓ 'શિખામણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] શિખામણવાળું, શિખામણથી ભરેલું, બોધક

**શિખાવવું** જુઓ 'શીખવું'માં; પણ આ પ્રે.રૂપ રૂઢ નથી, રૂઢ છે 'શીખવવું.'

**શિખાવું** જુઓ 'શીખવું'માં.

**શિખા-સૂત્ર** ન.,બ.વ. [સં.] માથે ચોટલી અને જનોઈ (બ્રાહ્મણનું લક્ષણ) [(૪) અગ્નિ

**શિખી** વિ. [સં.,પું.] કલગીવાળું. (૨) પું. મોર. (૩) કૂકડો.

**શિગરામ** જુઓ 'સિગરામ.'

**શિડાવવું, શિડાવું** જુઓ 'શીડવું'માં.

**શિ(-શી)ડ્યૂલ** ન. [સં.] વિગત-વાર નોંધ. (૨) ગ્રંથ વગેરેને અંતે વિગત આપનારો પરિશિષ્ટ-રૂપ કોઠો

**શિ(-શી)ડ્યૂલ-કાસ્ટ** સ્ત્રી. [સં.] બંધારણમાં પછાત ગણાતી જાતિઓ પરિશિષ્ટમાં જુદી લખાતી હોઈ-એ રીતની તે તે જાતિ

**શિતાબ**[1] પું. એ નામનો એક છોડ

**શિતાબ**[2] વિ. [ફા.] ઉતાવળું, સિતાબ

**શિતાબી** સ્ત્રી. [ફા.] ત્વરા, ઉતાવળ, સિતાબી

**શિથિલ** વિ. [સં.] ઢીલું, ઢીલું પોચું. (૨) થાકેલું. (૩) ધીમું. (૪) નિર્બળ [બૌદ્ધ ધર્મ. (સંજ્ઞા.)

**શિન્ટો(-ન્તો),** ૦ **ધર્મ** (શિણ્ટો-) પું. [જાપા.+સં.] જાપાનનો

**શિપિંગ** (શિપિઙ્) ન. [અં.] વહાણ-આગબોટ વગેરેમાં માલ ચડાવવો ઉતારવો એ

**શિપ્રા** સ્ત્રી. [સં.] ઉજ્જૈન પાસેની નદી, ક્ષિપ્રા. (સંજ્ઞા.)

**શિફારસ** સ્ત્રી. [ફા. સિફારિશ્] જુઓ 'સિફારસ.'

**શિબિ** પું, [સં.] પૌરાણિક ગાથા પ્રમાણે શરણે આવેલા હોલાને માટે બાજને શરીર આપનાર એક ભારતીય રાજા. (સંજ્ઞા.)

**શિબિકા** સ્ત્રી. [સં.] પાલખી. (૨) નનામી, ઠાઠડી

**શિબિર** પું., સ્ત્રી., ન. [સં.,ન.] છાવણી. (૨) તંબૂ

**શિયળ** ન. [સં. शील નો ગુ. વિકાસ] શીલ, એક પતિ-વ્રત, પાતિવ્રત્ય, સતી-ત્વ

**શિયા(-આહ)** પું. [અર. શીઅહ્] મુસ્લિમ ધર્મનો એક ફિરકો. (સંજ્ઞા.) (૨) વિ. એ પંથનું [ગભરાયેલું

**શિયા-વિયા** ક્રિ.વિ. [રવા.] બહાવરું, બેબાકળું, ખૂબ

**શિયાહ** જુઓ 'શિયા.'

**શિયાળ**[1] ન. [સં. शृगाल > પ્રા. सिआल, પું.] કૂતરાની જાતનું એક ચોપગું જંગલી પ્રાણી

**શિયાળ**[2] (-ળ્ય) સ્ત્રી. [સં. शृगाली > પ્રા. सिआली], **-ળી** સ્ત્રી. [જુઓ 'શિયાળવું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] શિયાળની માદા

**શિયાળવું** ન. [જુઓ 'શિયાળ[1]' + ગુ. 'વું' સ્વાર્થે ત.પ્ર.], **શિયાળિયું** ન. [+ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'શિયાળ.[1]'

**શિયાળી** સ્ત્રી. [જુઓ 'શિયાળ[1]' + ગુ. 'ઈ' ત.પ્ર.] શિયાળની ઝીણી લાંબી ચીસ, લાળી

**શિયાળુ** વિ. [જુઓ 'શિયાળો' + ગુ. 'ઉ' ત.પ્ર.] શિયાળામાં થતું કે શિયાળાને લગતું

**શિયાળો** પું [સં. शीतकालक > પ્રા सीयआलअ, सीयालअ-] હેમંત અને શિશિર એ બે ઋતુઓના મળી ચાર મહિનાઓની ઋતુ-સામાન્ય રીતે કાર્તિકથી માઘ મહિના સુધીની

**શિર** ન. [સં. शिरस् અને शिर બંને] માથું. [૦ **આપવું** (રૂ.પ્ર.) જીવનો ભોગ આપવો. ૦ **ઉપર ચડા(-ઢા)વવું** (-ઉપરય-) (રૂ.પ્ર.) માન આપવું. ૦ **ઉપર લેવું** (-ઉપરય) (રૂ.પ્ર) જવાબદારી લેવી]

**શિરસા-વંદ્ય** (-વન્દ્ય) વિ. [સં.] માથું નમાવીને વંદન કરવા જેવું. (૨) (લા.) સ્વીકારવા લાયક, સ્વીકાર્ય, શિરો-માન્ય

**શિર-શૂલ(-ળ)** ન. [સં. शिरस् + शूल] માથામાં નીકળતું શૂળ, માથાની પીડા, માથાનો દુખાવો

**શિરસ્તે-દાર** પું. [ફા. સર્-રિશ્તહ્-દાર્] અમલદારના હાથ નીચે કામ કરનાર મુખ્ય કારકુન

**શિરસ્તેદારી** સ્ત્રી. [ફા. સર્-રિશ્તહ્-દારી] શિરસ્તેદારનું કાર્ય તેમ જ હોદ્દો [દસ્તૂર, રવૈયો, ચાલ

**શિરસ્તો** પું. [ફા સર્-રિશ્તહ્] નિયમ, પ્રથા, રિવાજ, ધારો,

**શિરસ્ત્રાણ** ન. [સં. शिरस् + त्राण] માથાનું રક્ષણ કરનાર લોખંડી ટોપ, શિર-ટોપ [નસ, રગ

**શિરા** સ્ત્રી. [સં.] લોહી વહેતું લઈ જતી નસ, રક્તવાહિની,

**શિરા(-રો)ઈ** સ્ત્રી. [અર. સુરાહી] ભીલા માટનો પાણીનો ચંબુ

**શિરાણું** (શિરાઃણું) ન. [ફા. સર્-નિહાદન્] ઓશીકું

**શિરામણ** જુઓ 'સિરામણ.'

**શિરામણી** જુઓ 'સિરામણી.'

**શિરાવવું** જુઓ 'સિરાવવું.'

**શિરીષ** ન. [સં.,પું.] એ નામનું એક ઝાડ, સરસડો. (૨)

[સં.,ન.] એવું મુલાયમ તંતુવાળું ફૂલ
**શિરોઈ** જુઓ 'શિરાઈ.'
**શિરો-ધરા** સ્ત્રી. [સં. शिरस् + धरा, સંધિથી] ડોક, ગળું, કંઠ, કાંધનો ભાગ [માન્ય.'
**શિરો-ધાર્ય** વિ. [સં. शिरस् + धार्य, સંધિથી] જુઓ 'શિરો-
**શિરો-બિંદુ** (-બિન્દુ) ન. [સં. शिरस् + बिन्दु. સંધિથી] બરોબર માથા ઉપરનું આકાશનું કેંદ્ર. (૨) શિખર, ટોચ. (૩) ત્રિકોણના માથાનું અણિયું, 'વર્ટેક્સ.' (ગ.)
**શિરો-ભાગ** પું. [સં. शिरस् + भाग, સંધિથી] મથાળાનો ભાગ, મથાળું, ટોચ
**શિરો-મણિ** પું. [સં. शिरस् + मणि, સંધિથી] અંબોડામાં બંધાતો મણિ. (૨) વિ. શ્રેષ્ઠ સ્થાન ઉપર રહેલ (માણસ)
**શિરો-માન્ય** વિ. [સં. शिरस् + मान्य, સંધિથી] જુઓ 'શિરસા-વંદ્ય.' 'શિરસા-માન્ય.' [૦ કરવું (રૂ.પ્ર.) સ્વીકારવું]
**શિરો-રુહ** પું. [સં. शिरस् + रुह,સંધિથી,] માથાના વાળ
**શિરો-રેખા** સ્ત્રી. [સં. + रेखा, સંધિથી] મથાળાની લીટી
**શિરો-રોગ** પું. [સં. शिरस् + रोग, સંધિથી] માથાનો રોગ
**શિરો-લિખિત** વિ. [સં. शिरस् + लिखित, સંધિથી] ઉપરને મથાળે લખેલું [ઉપર રહેલું, મથાળે રહેલું
**શિરો-વર્તી** વિ. [સં. शिरस् + वर्ती, સંધિથી, પું.] માથા
**શિરો-વિરેચન** ન. [સં. शिरस् + विरेचन સંધિથી] માથામાંથી છીંક લાવી બગાડ કાઢવો એ. (૨) એવી દવા
**શિરો-વેદના** સ્ત્રી. [સં. शिरस् + वेदना, સંધિથી] માથાનો દુખાવો [વાનું વસ્ત્ર, પાઘડી
**શિરો-વેષ્ટન** ન [સં शिरस् + वेष्टन, સંધિથી] માથે વીંટાળ-
**શિરો-વ્રત** ન. [સં. शिरस्+व्रत, સંધિથી] અથર્વવેદથી ચાલ્યું આવતું સમગ્ર અંગો ઉપર ભસ્મ વગેરેના વિલેપનનું વ્રત. (૨) મુંડનની એક પ્રાચીન ધર્મ-ક્રિયા
**શિલા** સ્ત્રી. [સં.] પથ્થરની છાટ, પાટડો, દગડ
**શિલા-છાપ** સ્ત્રી. [ + જુઓ 'છાપ.'] પથ્થરની પાટ કે લાદી ઉપર કોતરીને કરાયેલું છાપ-કામ, 'લિથો-પ્રિંટિંગ'
**શિલા-જતુ** ન. [સં.], **શિલા-જિત** ન. [સં. शिला + जतु] પહાડની ફાટમાંથી નીકળતું એક રાસાયણિક દ્રવ્ય (એ દવાના કામમાં ઉપયોગી)
**શિલા-ન્યાસ** પું. [સં.] મકાન વગેરેનું ખાત-મુહૂર્ત
**શિલા-પ્રેસ** પું.,ન. [ + અં.] શિલા-છાપનું છાપખાનું
**શિલા-યુગ** પું. [સં.], જુઓ 'પાષાણ-યુગ.'
**શિલા-રસ** ન. [સં.,પું.] એ નામનું એક ઝાડ, શેલારસ
**શિલા-રોપણ** ન. [સં.] ખાત-મુહૂર્ત
**શિલા-લેખ** પું. [સં ] પથ્થરની પાટમાં કે પહાડની ધારમાં કોતરવામાં આવેલ ઐતિહાસિક લખાણ, પથ્થરમાંનો ઉત્કીર્ણ લેખ, પથ્થરનો અભિ-લેખ, 'સ્ટોન ઇન્સ્ક્રિપ્શન'
**શિલા-શય્યા** સ્ત્રી. [સં.] પથ્થર—રૂપ પથારી
**શિલિ-મુખ** પું. [સં ] ભમરો
**શિલિંગ** (શિલિઙ્ગ) પું. [અં.] પાઉંડનો ૨૦ મા ભાગની કિંમતનો એક સિક્કો (આશરે રૂ. ૧ ની કિંમતનો)
**શિલીંધ્ર** શિલીન્ધ્ર) ન. [સં.,પું.] ચોમાસામાં ઊગતા બિલાડીના ટોપ [(૨) તોપખાનું
**શિલે-ખાનું** ન. [ફા 'સિલ્હ્' + જુઓ 'ખાનું.'] શસ્ત્રાગાર.
**શિલે-દાર** વિ. [ફા. સિલ્હ્-દાર્ ] શસ્ત્ર-સજ્જ સૈનિક કે યોદ્ધો
**શિલેદારી** સ્ત્રી. [ ફા. સિલ્હ્-દારી] લડવા માટેની સૈનિકની શસ્ત્ર-સજ્જતા
**શિલોંછ** (શિલોઞ્છ) ન. [સં.] લઈ જવાયા પછી ખેતર વગેરેમાં પડેલું અનાજ વીણવાની ક્રિયા
**શિલોંછ-વૃત્તિ** (શિલોઞ્છ-) સ્ત્રી. [સં.] ખેતરમાં લઈ જવાતાં પડી રહેલા દાણા વીણી ગુજરાન ચલાવવું એ
**શિલ્ડ** સ્ત્રી. [સં.] રમત-ગમત વગેરેમાં વિજય મેળવનારને ઢાલના આકારનું અપાતું શિલ્પમય પતરું
**શિલ્ડ-મૅચ** પું.,સ્ત્રી. [અં.] વિજયના પ્રતીક તરીકેની ઢાલ જીતવા માટે ગોઠવાયેલી ક્રિકેટ વગેરેની રમત
**શિલ્પ** ન. [સં.] કોઈ પણ પ્રકારની હાથથી થતી કારીગરી, કોતરકામ ચિત્રકામ અને એવી અનેક લલિત કલા. (૨) વિદ્યા
**શિલ્પ-કર્મ** ન. [સં.] કલાકારીગરીનું કામ
**શિલ્પ-કલા(-ળા)** સ્ત્રી. [સં.] કોઈ પણ પ્રકારની કલાકારીગરી
**શિલ્પ-કામ** ન. [ + જુઓ 'કામ.[૨]'] જુએ 'શિલ્પ-કર્મ.'
**શિલ્પ-કાર** વિ. [સં.] જુઓ શિલ્પી.' [કર્મ.'
**શિલ્પ-કારીગરી** સ્ત્રી. [ + જુઓ 'કારીગરી.'] જુઓ 'શિલ્પ-
**શિલ્પ-વિદ્યા** સ્ત્રી. [સં.] શિલ્પ-કળાનું શાસ્ત્ર ['આર્ટ-સ્કૂલ'
**શિલ્પ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] કલાકારીગરી શીખવાનું સ્થાન,
**શિલ્પ-શાસ્ત્ર** ન, [સં.] કલા-કારીગરીની વિદ્યા, શિલ્પ-વિદ્યા
**શિલ્પશાસ્ત્રી** વિ. [સં.,પું.] શિલ્પ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર, શિલ્પી
**શિલ્પાકૃતિ** સ્ત્રી. [સં. शिल्प + आ-कृति] શિલ્પનો નમૂનો
**શિલ્પી** વિ. [સં.,પું.] શિલ્પ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવવા સાથે ઉત્તમ કલા-કારીગરી કરનાર માણસ, શિલ્પ-શાસ્ત્રી
**શિવ** વિ. [સં.] કલ્યાણકારી, શુભ કરનારું. (૨) પવિત્ર. (૩) ન. કલ્યાણ શ્રેય. (૪) મોક્ષ. (૫) પું. (કલ્યાણકારી સ્વરૂપે) શંકર, મહાદેવ, શંભુ, રુદ્ર. (સંજ્ઞા.) [ ૦ની બૂટી (રૂ.પ્ર.) ભાંગ] [સમૂહ
**શિવ-જટા** સ્ત્રી. [સં.] મહાદેવના મસ્તક ઉપરનો વાળનો
**શિવ-જી** પું.,બ.વ. [+ જુઓ 'જી' (માનાર્થે.)] જુઓ 'શિવ(૫).'
**શિવ-તત્ત્વ** ન. [સં.] સૃષ્ટિમાંનું કલ્યાણકારી ચેતન તત્ત્વ. (૨) બ્રહ્મ, પરમાત્મા
**શિવ-નિર્માલ્ય** ન. [સં.] શિવને ચડેલાં પુષ્પ તેમ ધરેલા પદાર્થો વગેરે—શિવાર્પણ થયેલો તે તે પદાર્થ. (૨) (લા.) ઉપયોગમાં ન લેવા જેવું. (૩) તજવા યોગ્ય, ત્યાજ્ય
**શિવ-પંચાક્ષર** (-પઞ્ચાક્ષર) પું. [સં.] ॐ नमः शिवाय એ પાંચ અક્ષરનો શિવ-મંત્ર
**શિવ-પંચાયતન** (પઞ્ચાયતન) ન. [સં.] શંકર વિષ્ણુ સૂર્ય ગણેશ અને પાર્વતી—એ પાંચ દેવ
**શિવ-પુરી** સ્ત્રી. [સં.] (મુખ્યત્વે) કાશી, વારાણસી (કાશી-વિશ્વનાથના મુખ્યધામ તરીકે.). (સંજ્ઞા.) (૨) ઉજ્જેન (મહાકાલેશ્વરના ધામ તરીકે.) (સંજ્ઞા.)
**શિવ-પૂજન** ન., **શિવ-પૂજા** સ્ત્રી. [સં.] શિવ-લિંગનું ષોડશોપચાર વિધિથી અર્ચન
**શિવ-મંદિર** (-મન્દિર) ન. [સં.] શિવની મૂર્તિ કે લિંગ

જ્યાં પૂજાતું હોય તેવું મકાન (શિખર-બંધ), શિવાલય

**શિવ-માર્ગ** પું. [સં.] જુઓ 'શિવ-પંથ.'

**શિવ-માર્ગી** વિ. [સં.,પું.] જુઓ 'શિવ-પંથી.'

**શિવરાઈ** પું. [છત્રપતિ શિવાજી મહારાજના નામ ઉપરથી] શિવાજી મહારાજે ચલાવેલો જૂના પૈસાની કિંમતનો તાંબાનો એક સિક્કો. (સંજ્ઞા.)

**શિવ-રાત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'રાત.'], **-ત્રિ(-ત્રી)** સ્ત્રી. [સં.] માઘ વદિ ચૌદસની તિથિ (મધ્યરાત્રિએ મોટો ઉત્સવ શિવમંદિરોમાં થતો હોય છે અને લોકો ઉપવાસ કરે છે.) (સંજ્ઞા.) (૨) દરેક મહિનાની વદિ ચૌદસની તે તે ગૌણ રાત્રિ. (સંજ્ઞા.)

**શિવ-લિંગ** (-લિઙ્ગ) ન. [સં.] શિવજીના પ્રતીક તરીકે જલાધારીના મધ્યમાં ગોળાકાર લાંબા પથ્થરના રૂપનું પૂજાતું સ્વરૂપ [આંખફુટામણીનો વેલો

**શિવલિંગી** (-લિઙ્ગી) સ્ત્રી. [સં.] એ નામનો એક વેલો,

**શિવ-લોક** પું. [સં.] ભગવાન શિવનો દિવ્ય નિવાસ. (૨) કૈલાસ (શિખર, હિમાલયનું)

**શિવા** સ્ત્રી. [સં.] શિવ-પત્ની પાર્વતી. (૨) શિયાળની માદા. (૩) હરડે, હીમજી હરડે. (૪) દુર્વા, ધરો, ધ્રોકડ

**શિવાલય** ન [+ સં. आलय, પું.,ન.] જુઓ 'શિવ-મંદિર.'

**શિવોપાસક** વિ. [+ સં. उपासक] શિવજીની પૂજા-આરાધના -ભક્તિ કરનાર [પૂજા—આરાધના—ભક્તિ કરવી એ

**શિવોપાસન** ન., **-ના** સ્ત્રી. [+ સં. उपासन, -ना] શિવજીની

**શિશિર** વિ. [સં.] ઠંડું, ટાઢું, શીત. (૨) સ્ત્રી. [સં.,પું.,ન.] વર્ષની છ ઋતુઓમાંની હેમંત અને વસંત ઋતુ વચ્ચેની બે માસની ઋતુ, પાનખર ઋતુ (ફેબ્રુઆરીની ૨૨ મીથી એપ્રિલની ૨૨મી સુધીની) [બાળ, છોકરું

**શિશુ** પું.,ન. [સં.,પું.] બાળક, બાળ, બચ્ચું. (૨) માનવ-

**શિશુપાલ(-ળ)** પું. [સં.] પાંડવ-કૌરવોના સમયનો ચેદિ દેશનો એ નામનો એક રાજા (જેને શ્રીકૃષ્ણે માર્યો હતો.) (સંજ્ઞા.)

**શિશુ-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] બાળકોનો સમૂહ

**શિશુ-માર** ન. [સં.,પું.] એ નામનું એક દરિયાઈ પ્રાણી. (૨) છેડે ધ્રુવનો તારો છે તે નાના સપ્તર્ષિ. (ખગોળ.)

**શિશુ-વિહાર** પું. [સં.] બાળકો જ્યાં રમતાં રમતાં ભણી શકે તેવી નિશાળ

**શિ(-શિં, શીં)શો(સો)ળિયું** ન. શાહુડીનું પીછું. (૨) સ્ત્રીને હાથે પહેરવાનું એક ઘરેણું. (૩) પુરુષને કાનમાં પહેરવાનું ભૂંગળી-ઘાટનું એક ઘરેણું

**શિશ્ન(-સ્ન)** ન. [સં.] પુરુષની જનનેંદ્રિય, લિંગ

**શિશ્નો(-સ્નો)દર-પરાયણ** વિ. [+ સં. उदर-परायण] સંસાર-ભોગ અને પેટ ભરવાના કામમાં સતત મચી રહેનારું

**શિષ્ટ** વિ. [સં.] બાકીનું. (૨) ફરમાવેલું. (૩) તાલીમ પામેલું. (૪) શિસ્ત-બદ્ધ. (૫) સંભાવિત, ભદ્ર, મોભાદાર, પ્રતિ-ષ્ઠિત. [૦ જન (રૂ.પ્ર.) સંસ્કારી માણસો]

**શિષ્ટ-માન્ય** વિ. [સં.] શિષ્ટ જનોએ જેનો સ્વીકાર કર્યો હોય-જેને માન્યું હોય તેવું

**શિષ્ટ-શાસન** ન. [સં.] અમીર ઉમરાવ જેવા સંભાવિત લોકોની રાજ્ય-સત્તા, 'એરિસ્ટોક્રસી'

**શિષ્ટાચાર** પું. [+ આ-चार] કેળવાયેલા ભદ્ર લોકોનો પરસ્પરનો વિવેક-ભરેલો વર્તાવ, સભ્ય વર્તણૂક. (૨) વિવેક, ઉપચાર [વર્તનથી કમાયેલું અનાજ

**શિષ્ટાન્ન** ન. [+ સં. अन्न] પ્રામાણિકતા અને નીતિમય

**શિષ્ય** પું. [સં.] વિદ્યા માટે ગુરુ પાસે ભણવા જતો વિદ્યાર્થી. (૨) ધર્મ કે સંપ્રદાયની ધાર્મિક દીક્ષા પામેલો તે તે ગુરુનો તે તે અનુયાયી, ચેલો

**શિષ્ય-વૃત્તિ** સ્ત્રી. [સં.] વિદ્યાર્થી ભણે એ માટે એને આપવામાં આવતી રોકડ મદદ, છાત્ર-વૃત્તિ, 'સ્કૉલર-શિપ'

**શિષ્ય-વૃંદ** (-વૃન્દ) ન., **શિષ્ય-સમુદાય**, **શિષ્ય-સમૂહ** પું. [સં.] શિષ્યોનું ટોળું

**શિષ્યા** સ્ત્રી. [સં.], **-ષ્યાણી** સ્ત્રી. [સં. शिष्य + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.], સ્ત્રી શિષ્ય, અભ્યાસ કરનારી કન્યા. (૨) ગુરુ પાસે ધાર્મિક દીક્ષા લીધી હોય તેવી સ્ત્રી

**શિસ્ત** સ્ત્રી. નિયમ-બદ્ધ વર્તણૂક, 'ડિસિપ્લિન'

**શિસ્ત-પાલન** ન. [+ સં.] નિયમિતપણું જાળવવું એ, નિયમ-બદ્ધ વર્તવું એ [પ્લિન્ડ'

**શિસ્ત-બદ્ધ** વિ. [+ સં.] નિયમ-બદ્ધ વર્તનવાળું, 'ડિસિ-

**શિસ્ત-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] શિસ્તમય વર્તનનો સર્વથા અભાવ, શિસ્તને તોડી નાખવી એ

**શિસ્ન** જુઓ 'શિશ્ન.'

**શિળિયાળું** વિ. [જુઓ 'શીળી' + ગુ. 'ઇયું' + 'આળું' ત.પ્ર.] શરીર કે મોઢા ઉપર શીળી નીકળ્યાના ડાઘવાળું, શીળીનાં નાનાં ચાઠાંવાળું

**શિં(-શીં)ગ**[1] ન. [સં. शृङ्ग > પ્રા. सिंग] પશુ વગેરેને માથાની ઉપર બેઉ બાજુએ નીકળતું તે તે પોલું હાડકું, શિંગડું. (૨) રણ-શિંગું.

**શિં(-શીં)ગ**[2] (-ગ્ય) સ્ત્રી. [દે.પ્રા. सिंगा] વનસ્પતિની બી-વાળી લાંબા ઘાટની ફળી. (૨) ભોંયશિંગ, મગફળી, માંડવી, ડોડાં. (૩) એ નામની માછલીની એક જાત

**શિં(-શીં)ગડાટવું** સ.ક્રિ. [જુઓ 'શિંગડું,' -ના.ધા.] શિંગડાંથી ઉપરાઉપરી મારવું

**શિં(-શીં)ગડિયો** વિ., પું. [જુઓ 'શિંગડિયું.'] વછનાગની એક જાત (એ ઝેરી વનસ્પતિ છે.)

**શિં(-શીં)ગડી** સ્ત્રી. [જુઓ 'શિંગડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું શિંગડું. (૨) શિંગડાના આકારની નળી (જૂની બંદૂક ફોડનારા દારૂ ભરી રાખતા એ)

**શિં(શીં)ગડું** ન. [જુઓ 'શિંગ[1]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'શિંગ.[1]' [**-ડાં ઉલાળવાં, -ડાં દેખાડવાં, -ડાં ભરાવવાં, -ડાં માંડવાં** (રૂ.પ્ર.) લડવા સામે થવું. **-ડાં ઊગવાં બાકી** (રૂ.પ્ર.) મૂર્ખ, બેવકૂફ. **-ડાં બાંધવાં** (રૂ.પ્ર.) સામે થઈ જવું. **-ડાં ભરાવવાં** (રૂ.પ્ર.) લડવા તૈયાર થવું. (૨) હેરાન કરવું. **-ડાં મેળવવાં** (રૂ.પ્ર.) હિસાબનાં બેઉ પાસાં સરખાં કરવાં. **૦ થઈ જવું** (રૂ.પ્ર.) ટાઢું હિમ થઈ જવું, ઠરી જવું. **૦ થઈ ને પડવું** (રૂ.પ્ર.) બેભાન થઈ જવું. **૦ મારવું** (રૂ.પ્ર.) હેરાન કરવું. **- કે ચડા(-ઢા)વવું, ૦ લેવું** (રૂ.પ્ર.) મરદાઈથી લડવું. **સામસામાં શિં(-શીં)ગડાં**

માંડવાં (રૂ.પ્ર.) લડવા તૈયાર થવું] [તેલ

**શિં(-શીં)ગ-તેલ** ન. [જુઓ 'શિંગ[૨]' + 'તેલ'] મગફળીનું

**શિં(-શીં)ગ-દાણા** પું., બ.વ. [જુઓ 'શિંગ[૨]' + 'દાણો.'] જુઓ 'શિંગ[૨](૨).'

**શિં(-શીં)ગાળ, -ળું** વિ. [જુઓ 'શિંગ[૧]' + ગુ. 'આળ'-'આળું' ત.પ્ર.] શિંગડાવાળું

**શિં(-શીં)ગી** સ્ત્રી. [સં. શૃઙ્ગિકા > પ્રા. સિંગિઆ] નાનું શિંગડું, શિંગડી. (૨) એક પ્રકારનું શિંગડાનું વાદ્ય, રણ-શિંગડું

**શિં(-શીં)ગોટી** સ્ત્રી. [જુઓ 'શિંગ[૧]' દ્વારા.] નાનું શિંગડું. (૨) શિંગડા પર ચડાવવાનો ધાતુનો ખોળરો. (૩) શિંગડાની વાંકાઈ. (૪) પશુનાં શિંગડાં જ્યાં ઊગે છે તે સપાટી. (૫) શિંગડાનું બનાવેલું ઓપ ચડાવવાનું સાધન. (૬) (લા.) ઢોરના વેચાણ ઉપર લેવાનો કર

**શિં(-શીં)ગો(-ઘો)ડી** સ્ત્રી. [જુઓ 'શિંગોડું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] શિંગોડાંનો પાણીમાં થતો વેલો. [**૦નો વેલો** (રૂ.પ્ર.) અહોળો વિસ્તાર. (છોકરાંછૈયાંનો)]

**શિં(-શીં)ગો(-ઘો)ડું** ન. [સં. શૃઙ્ગાટક- > પ્રા. સિંગાડઅ-] પાણીમાં કંદ જામે છે તેવા એક વેલાની તે તે ગાંઠ. (૨) શિંગોડાના ઘાટનું એક દારૂખાનું. (૩) ચાર બેઠક જોડતી વેળા આગળની જોડીને પાછલી જોડીના આગલા ભાગમાં જોડવા માટેનો લોઢાનો હૂક. [**૦ તાણવું** (રૂ.પ્ર.) શિંગોડાના આકારનું માથામાં ટીલું કરવું. **૦ શણગારવું** (રૂ.પ્ર.) કપાળ ઉપર કંકુ વગેરેનો શણગાર કરવો]

**શિંટો(-તો)**· (શિણ્ટો,--તો) પું., **૦ઇઝ્મ** ન. [અં.], **૦ ધર્મ** પું. [+ સં.] જાપાનમાંના ધર્મનો એક ફાંટો (જાપાનના રાજા શિંતોએ ઈ.પૂ. ૬૬૦ માં ચલાવેલો). (સંજ્ઞા.)

**શી** સર્વ., વિ., સ્ત્રી. [જુઓ 'શું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] 'શું'નું સ્ત્રીલિંગી રૂપ

**શી(-સી)કર** પું. [સં.] છાંટો, ફોરું (પાણીનું)

**શીકરાવું** જુઓ 'શિકારવું'માં.

**શી(-શીં)કલી** સ્ત્રી. [જુઓ 'શી(-શીં)કલું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] નાનું શીંકું. (૨) ઊંટ બળદ વગેરેના મોઢા પર બંધાતું નાનું શીંકું

**શી(-શીં)કલું** ન. [જુઓ 'શી(-શીં)કું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.], **શી(-શીં)કી** સ્ત્રી. [જુઓ 'શી(-શીં)કું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'શીકલી(૧).'

**શી(-શીં)કું** ન. [સં. સિ-(-શિ)ક્યક > પ્રા. સિક્કઅ-] ચીજ-વસ્તુ રાખવા કાથી કે દોરીની ગૂંથણીનું મોભ કે છાપરામાં ઉપરનો છેડો ભરાવી રખાય તેવું સાધન (ઝોળી ઘાટનું). [**-કે મૂકવું** (રૂ.પ્ર.) કામ મુલતવી રાખવું]

**શીકે(-ખે)** જુઓ 'શિક્કે'-'સિક્કે.'

**શીખ[૧]** પું. [સં. શિષ્ય, અર્વા. તદ્ભવ, (પંજા.)] ગુરુ નાનકની પરંપરાના ગુરુ ગોવિંદસિંહથી શરૂ થયેલો શિષ્ય-સમુદાય અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**શીખ[૨]** સ્ત્રી. [સં. શિક્ષા > પ્રા. સિક્ખા] શિખામણ. (૨) (લા.) વિદાયગીરી વખતે અપાતી ભેટ. [**૦ આપવી** (રૂ.પ્ર.) વિદાય આપવી. **૦ માગવી** (રૂ.પ્ર.) જવાની રજા યાચવી. **૦ લેવી** (રૂ.પ્ર.) જવાની રજા ઇચ્છવી]

**શીખ-ધર્મ** પું. [જુઓ 'શીખ[૧]' + સં.] ગુરુ નાનકની શિષ્ય-પરંપરામાંના ગુરુ ગોવિંદસિંહથી સ્વતંત્ર રીતે વિકસેલો હિંદુ ધર્મનો એક ફાંટો. (સંજ્ઞા.)

**શીખવવું** જુઓ 'શીખવું'માં. **શીખવાવું** કર્મણિ., ક્રિ.

**શીખવું** સ.ક્રિ. [સં. શિક્ષ્ > પ્રા. શિક્ખ] તાલીમ પામવું, ભણવું, અભ્યાસ પામવો. (ભૂ.કૃ.માં કર્તરિ પ્રયોગ) **શિખાવું** કર્મણિ., ક્રિ. **શીખવવું** (પ્રા. સિક્ખવ-), **શિખાવવું, શિખાડવું, શિખડાવવું, શિખવાડવું** પ્રે.,સ.ક્રિ. આમાંથી 'શિખાવવું' એ. રૂપ સામાન્ય નથી.

**શીખે** જુઓ 'શીકે'-'સિક્કે.'

**શીઘ્ર** વિ. [સં.] ઉતાવળું, ઝડપી. (૨) ક્રિ.વિ. ઉતાવળે, ઝડપથી, ત્વરાથી, સત્વર, તાબડ-તોબ

**શીઘ્ર-કવયિત્રી** વિ., સ્ત્રી. [સં.] [સં.] સ્ત્રી શીઘ્ર-કવિ

**શીઘ્ર-કવિ** પું. [સં.] કલમથી કાગળ પર ટપકાવ્યા સિવાય વિચારવા પણ ન રહેતાં કવિતા કરવાની શક્તિવાળો કવિ

**શીઘ્ર-કવિતા** સ્ત્રી., [સં.] શીઘ્રકવિની તત્કાળ થયેલી રચના, શીઘ્ર-કાવ્ય

**શીઘ્ર-કોપી** વિ. [સં.,પું.] વાતવાતમાં ગુસ્સે થઈ જનારું

**શીઘ્રગામી** વિ. [સં.,પું.] ઝડપથી જનારું

**શીઘ્રતયા** ક્રિ.વિ. [સં. શીઘ્રતા નું ત્રી. વિ., એ.વ.], **શીઘ્રતઃ** ક્રિ.વિ. [સં.] શીઘ્રતાથી, ઝડપથી, ઉતાવળે

**શીઘ્ર-પાઠશક્તિ** સ્ત્રી. [સં.] ઝડપથી પાઠ કરવાનું બળ

**શીઘ્ર-બોધ** પું. [સં.] તરત સમઝાઈ જવું એ.

**શીઘ્ર-બોધી** વિ. [સં.,પું.] તરત જ સમઝી જનારું. (૨) તરત જ સમઝાવનારું. (૩) (લા.) ગાંજો પીવાની ટેવવાળું, ગંજેરી [હેન્ડ'

**શીઘ્ર-લિપિ** સ્ત્રી. [સં.] ટૂંકાક્ષરી લેખન-પદ્ધતિ, 'શૉર્ટ

**શીઘ્ર-લેખન** ન. [સં.] ઝડપથી લખવું એ. (૨) જુઓ 'લઘુ-લેખન.' (૩) જુઓ 'શ્રુત-લેખન.'

**શીઘ્ર-સાધક** વિ. [સં.] ઝડપથી સિદ્ધ કરનારું કે કરાવનારું

**શીટ** પું., ન. [અં.] કાગળનો તા. (૨) ચાદર. (૩) પતરાનો રેજો. (૪) લાકડાના પાટિયાનો રેજો

**શીટ-ગ્લાસ** પું. [અં.] એક સારી જાતનો ગણાતો કાચ

**શીડવું** જુઓ 'સીડવું'. **શિડાવું** કર્મણિ.,ક્રિ. **શિડાવવું** પ્રે.,સ.ક્રિ.

**શીત** વિ. [સં.] ઠંડું પડી ગયેલું, ઠંડું, ટાઢું, શીતળ. (૨) ન. શિયાળાની ઋતુ. (૩) મરણ નજીક હોય ત્યારે શરીર-માંથી નીકળતો એક પ્રકારનો પરસેવો (શરીર એ રીતે ઠંડું પડી જતાં મરણ થાય.) [**૦ વળવાં** (રૂ.પ્ર.) મરણ નજીક શરીરમાંથી પરસેવા જેવાં બિંદુ છૂટવાં]

**શીત-કટિબંધ** (-બન્ધ) પું. [સં.] પૃથ્વીના બંને ધ્રુવની પાસેનો ૬૬ ૧/૨ અંશથી ૯૦ અંશ સુધીનો પ્રદેશ. (ભૂગોળ)

**શીત-કાલ(-ળ)** પું. [સં.] શરદ અને હેમંત ઋતુનો સમય, શિયાળો [તાવ, 'મેલેરિયા'નો એક પ્રકાર

**શીત-જ્વર** પું. [સં.] ટાઢ આવી આવતો તાવ, ટાઢિયો

**શીત-પિત્ત** ન. [સં.] જુઓ 'શીળસ.'

**શીત-રશ્મિ** પું. [સં.,બ.વ્રી.] (ઠંડાં કિરણોવાળો) ચંદ્રમા

**શીતલ(-ળ)** વિ. [સં.] શીત, ઠંડું, ટાઢું, ઠરી ગયેલું,

શીત ગુણવાળું [તીર્થંકર. (સંજ્ઞા.) (જૈન.)
**શીતલ(-ળ)-નાથ** પું. [સં.] જૈન ધર્મના એ નામના દસમા
**શીતલા(-ળા-)** સ્ત્રી. [સં.] બળિયા નીકળવા એ, બળિયાના દાણા, શીળી. (૨) બળિયાની મનાતી આધ્યાત્મિક દેવી. (સંજ્ઞા.)
**શીતલા(-ળા)-આઠ(-ઠે)મ(મ્ય)** સ્ત્રી. [+ જુઓ 'આઠ(-ઠે)મ.'] ચૈત્ર સુદિ આઠમનો તહેવાર. (સંજ્ઞા.)
**શીતલા(-ળા)-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] જ્યાં શીતળા ટંકાવવામાં આવે તે રાજ્યનું કે સુધરાઈનું ખાતું
**શીતલા(-ળા)-મા** સ્ત્રી. [+ જુઓ 'મા.[૨]'], **-માતા** સ્ત્રી. [સં.] જુઓ 'શીતલા(૨).'
**શીતલા(-ળા)-છઠ (-ઠ્ય)** સ્ત્રી. [+ જુઓ 'છઠ.'], **શીતલા(-ળા)-ષષ્ઠી** સ્ત્રી. [સં.] માઘ સુદિ છઠનો તહેવાર. (સંજ્ઞા.)
**શીતલા(-ળા)-સપ્તમી** સ્ત્રી. [સં.], **શીતલા(-ળા)-સાત(-તે)મ(-મ્ય)** સ્ત્રી. [+ જુઓ 'સાત(-તે)મ.'] શ્રાવણ વદિ સાતમનો ટાઢું ખાવાનો તહેવાર. (સંજ્ઞા.)
**શીતાંશુ** (શીતાંશુ) પું. [સં. शीत+अंशु,બ.વ્રી.] (ઠંડાં કિરણોવાળો) ચંદ્રમા
**શીતોદક** ન. [સં. शीत+उदक] ઠંડું પાણી. (૨) ઠારેલું કે ઠરેલું પાણી
**શીતોદક-સ્નાન** ન. [સં.] ઠંડા પાણીથી નાહવું એ
**શીતોપચાર** પું. [સં. शीत+उप-चार] ઠંડા પદાર્થોથી કરવામાં આવતી માંદાની માવજત. (૨) શરીરમાં ઠંડક થવા કરવામાં આવતી માવજત નહિ તેવું, સહેવું
**શીતોષ્ણ** વિ. [સં. शीत+उष्ण] બહુ ઠંડું કે બહુ ગરમ
**શીતોષ્ણ-કટિબંધ (-બન્ધ)** પું. [સં.] જ્યાં ઠંડી-ગરમીનું પ્રમાણ સમાન રહેતું હોય તેવો પૃથ્વી ઉપરનો પ્રદેશ (ભારતવર્ષ વગેરે)
**શીત્કાર** પું. [સં.] 'શ...સ...શ..' એવો મોં વગેરેમાંથી નીકળતો અવાજ, સિસકારો [પ્રકૃતિનું
**શીથળું** વિ. [સં. शिथिल દ્વારા] ઢીલા સ્વભાવનું, નરમ
**શીથળો** પું. કાંટા ઝાંખરાં થોરિયાં વગેરે ખસેડવા-ઊંચકવાનું-ખસડી લાવવાનું લાકડાનું સાધન, સળેથો, સણેથો, બે-લાખિયું
**શીદ** ક્રિ.વિ. ['ક્યાં જાઓ છો' એ અપશુકન ગણાતું હોઈ સં. सिद्ध દ્વારા] (વિવેકમાં) ક્યાં
**શીદણ (-ણ્ય)** સ્ત્રી. [જુઓ 'શીદી' + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'સીદણ.'
**શીદ-ને** ક્રિ.વિ. [જુઓ 'શીદ' + ગુ. 'ને' ચો. વિ.ના અર્થનો અનુગ.] શા માટે, કેમ, શું કામ, શાને
**શીદી,-ધી** જુઓ 'સીદી-ધી.'
**શીધું,-ધો** જુઓ 'સીધું,-ધો.'
**શીન** સ્ત્રી. એ નામની માછલીની એક જાત
**શીમળું** વિ. [સં. श्याम દ્વારા] શામળું, કાળા વાનનું
**શીમળ,-ળો** પું. [સં. शाल्मलि,-क- > પ્રા. सिंमल,+अ-] એ નામનું એક ઝાડ, શેમળો
**શીરગર** પું. [ફા.] સૂતરને કાંજી પાનાર કારીગર
**શીરાઝ** ન. [ફા.] ઈરાનનું એક નગર. (સંજ્ઞા.)
**શીરાઝી** વિ. [ફા.] શીરાઝ નગરને લગતું. (૨) શીરાઝ નગરનું વતની (મુસ્લિમોમાં એક અટક). (સંજ્ઞા.)
**શીરી** સ્ત્રી. મગદળની એક કસરત
**શીરીન, શીરી** સ્ત્રી. [ફા.] ઈરાની કથામાં આવતી એક નાયિકા—માશૂક ('ફરહાદ'ની.) (સંજ્ઞા.)
**શીરું** ન. [જુઓ 'શીરો.[૨]'] શીરા જેવો રગડો
**શીરો** પું. [ફા.શીરાહ્] પાતળી ગળી વસ્તુ. (૨) ઘઉંના લોટને ઘીમાં શેકી અને ગોળ કે ખાંડનું પાણી નાખી સીઝવેલી વાની, શેરો, માન-ભોગ. (૨) શેરડીનો રસ ઉકાળતાં ઉપર તરી આવતો કાળો ભાગ, કામસ
**શીરો-પૂરી** ન.,બ.વ. [+ જુઓ 'પૂરી.'] શીરો અને તેલ કે ઘીમાં તળેલી પોળી
**શીર્ણ** વિ. [સં.] તૂટી ગયેલું, વેર-વિખેર થઈ ગયેલું. (૨) ચીમળાઈ ગયેલું. (૩) જીર્ણ. (૪) ક્ષીણ
**શીર્ષ** ન. [સં.] માથું, શિર. (૨) ટોચ, મથાળું
**શીર્ષક** ન. [સં.] (લખાણનું) મથાળું, 'હેડિંગ'
**શીર્ષ-ચ્છેદ** પું. [સં.] જુઓ 'શિર-ચ્છેદ.' [પ્રકાર.(પિં.)
**શીર્ષા** સ્ત્રી. [સં.] ઉષ્ણિક છંદ જાતિનો એ નામનો એક
**શીર્ષાસન** ન. [સં. शीर्ष+आसन] યોગનું એ નામનું એક આસન (માથું નીચે ને પગો ઉપર રાખવા એ.) (યોગ.)
**શીલ** ન. [સં.] વર્તન, આચરણ, વર્તણૂક, ચાલ-ચલગત. (૨) ટેવ, આદત, સ્વભાવ. (ખાસ કરીને સમાસના ઉત્તર પદમાં આવી પછી વિ. બનાવે છે, -બ.વ્રી.ને કારણે : 'ક્રિયા-શીલ' વગેરે)
**શીલું** વિ. [સં. शील+ગુ.'ઉં' ત.પ્ર.] શીલવાળું-ભોળું, ભદ્ર
**શીવણ (-ણ્ય)** સ્ત્રી [સં. श्रीपर्णी > પ્રા. सीवण्णी] એ નામનું એક વૃક્ષ (ઢોલક સિતાર વગેરેમાં વપરાતા લાકડાનું)
**શીશ** ન. [સં. शीर्ष > પ્રા. सिस्स] શીર્ષ, શિર, માથું
**શીશ-કું** ન. [+ જુઓ 'કું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'શીશ' (પદ્યમાં.) [-કે ચઢા(-ઢા)વવું (રૂ.પ્ર.) બહુ ફુલાવવું ફુલાવવું]
**શીશ-ગર** વિ. [ફા.] કાચનું કામ કરનાર કારીગર. (૨) અરીસા બનાવનાર કારીગર
**શીશ-ફૂલ** ન. [જુઓ 'શીશ' + 'ફૂલ.'] સેંથામાંથી કપાળ સુધી આવતું સ્ત્રીઓનું એક ઘરેણું, દામણી, ગોફણો
**શીશમ** જુઓ 'સીસમ.'
**શીશ-મહાલ (-મા:લ), શીશ-મહેલ (મે:લ)** પું. [ફા. 'શીશ્' + જુઓ 'મહાલ'-'મહેલ.'] ચારે ગમ અને તળે તથા છતમાં અરીસાની જડતર કરી હોય તેવું મકાન કે ખંડ
**શીશી** સ્ત્રી. [જુઓ 'શીશો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કાચ વગેરેની બાટલી. [૦માં ઉતારવું (રૂ.પ્ર.) જુઓ 'શીશામાં ઉતારવું.' ૦ સૂંઘાડવી (રૂ.પ્ર.) વાઢ-કાપ વખતે દર્દીને ક્લોરોફૉર્મ સૂંઘાડવું]
**શીશો** પું. [ફા. 'શીશહ્'-કાચ] કાચનું નળાકાર વાસણ, નાનો બાટલો. [-શામાં ઉતારવું (રૂ.પ્ર.) છેતરીને વશમાં લેવું, કૌસલાથી કામ કઢાવી લેવું]
**શીળપ (-પ્ય)** સ્ત્રી. [જુઓ 'શીળું' + ગુ. 'પ' ત.પ્ર.] શીળાપણું, ઠંડો સ્વભાવ હોવાપણું, શીળાઈ

**શીળસ** ન. શરીરમાં થતો એક પ્રકારનો પિત્તનો ઉપદ્રવ, શીળવા. [૦ થાવું (રૂ.પ્ર.) રોગ થઈ આવવો]

**શીળિયું** વિ. [સં. शीलिन् + क-क- > પ્રા. शीलियअ-] શીલવાળું, સદાચરણી

**શીળી** સ્ત્રી. [સં. शीतला > પ્રા. सीअला] શરીર ઉપર ફોલ્લી થવાનો એક વિઘાતક ચેપી રોગ, સૈયડ, માતા, બળિયા. [૦ કઢાવવી, ૦ ટોકાવવી (રૂ.પ્ર.) ગો-શીળાની રસી શરીર પર મુકાવવી]

**શીળી-સાત(-તે)મ (-મ્ય)** સ્ત્રી. [જુઓ 'શીળી' + સાત-(-તે)મ.'] જુઓ 'શીતલા-સાતમી.' [આરોગ્યશાળી

**શીળું[1]** વિ. [સં. शीलक- > પ્રા. शीलअ-] શીલવાળું,

**શીળું[2]** વિ. [સં. शीतलक- > પ્રા. शीअलअ-] શીતળ, ઠંડું. (૨) ઠંડા સ્વભાવનું, નરમ મિજાજનું, સહન-શીલ. (૩) (લા.) એદી, આળસુ. (૪) ન. શીળો છાંયડો. (૫) છાંયડાવાળી જગ્યા

**શીળો** પું. [જુઓ 'શીળુ.[2]'] જુઓ 'શીળું(૪-૫).'

**શીંકળવું** સ.ક્રિ. [સં. शृङ्खला > પ્રા. सिंखला,-ના.ધા.] સાંકળી લેવું, બાંધવું, જોડવું. **શીંકળાવું** કર્મણિ., ક્રિ. **શીંકળાવવું** પ્રે.,સ.ક્રિ.

**શીંકળાવવું, શીંકળાવું** જુઓ 'શીંકળવું'માં.

**શીંકલી** જુઓ 'શીકલી.'

**શીંકલું** જુઓ 'શીકલું.'

**શીંકી** જુઓ 'શીકી.'

**શીંકું[1]** જુઓ 'શીકું.'

**શીંકું[2]** ન. કોળિયો. (૨) એ નામનું એક ઘાસ

**શીંગ[1]** જુઓ 'શિંગ.[1]'

**શીંગ[2](-ગ્ય)** જુઓ શિંગ.[2]'

**શીંગડિયું** ન. એ નામનો એક ડાગીનો (ઘરેણું)

**શીંગડાટવું** જુઓ 'શિંગડાટવું.'

**શીંગડિયો** જુઓ 'શિંગડિયો.'

**શીંગડી** જુઓ 'શિંગડી.'

**શીંગડું** જુઓ 'શિંગડું.'

**શીંગ-તેલ** જુઓ 'શિંગ-તેલ.'

**શીંગ-દાણા** જુઓ 'શિંગ-દાણા.'

**શીંગોટી** જુઓ 'શિંગોટી.'

**શીંગો(-ઘો)ડી** જુઓ 'શિંગોડી.'

**શીંગો(-ઘો)ડું** જુઓ 'શિંગોડું.'

**શીંશો(-સો)ળિયું** જુઓ 'શિ(-શિં)શોળિયું.'

**શુક** પું. [સં.] પોપટ અને સૂડો. (૨) કૃષ્ણ દ્વૈપાયન વ્યાસનો એ નામનો પુત્ર. (સંજ્ઞા.)

**શુકદેવ, -દજી** પું., બ.વ. [સં. + ગુ. 'જી' (માનાર્થે)] જુઓ 'શુક(૨).' (સંજ્ઞા.) [(૨) સારું શકુન

**શુકન** ન. [સં. शकुन] શુભ-સૂચક ચિહ્ન કે અણસાર.

**શુકનાવલિ(-લી, -ળિ, -ળી)** સ્ત્રી. [+સં. आवलि,-ली] જેમાં શુકનો વિશે માહિતી આપી હોય તેવી પુસ્તિકા

**શુકનાળવું** વિ. [જુઓ 'શુકન' + ગુ. 'આળ' + 'વું' ત.પ્ર.], **શુકનિયાળ** વિ. [+ગુ. 'ઇયું' + 'આળ' ત.પ્ર.] સારું શુકન આપનારું, શુભ-સૂચક

**શુક-બાલ(-ળ)** ન. [સં.,પું.] પોપટનું બચ્ચું [(સંજ્ઞા.)

**શુક-મુનિ, શુક-યોગીંદ્ર (-યોગીન્દ્ર)** [સં.] જુઓ 'શુક(૨).'

**શુકર** પું. [અર. શુક્ર્] આભાર, ઉપકાર

**શુક(-ક્ર)ર-વાર** પું. [સં. शुक्र-वार] જુઓ 'શુક્ર-વાર.' [૦ કરવો (રૂ.પ્ર.) હિત કરવું. ૦ થવો, ૦ વળવો (રૂ.પ્ર.) સફળતા મળવી]

**શુક(-ક્રર)વારિયા** પું., બ.વ. [જુઓ 'શુકરવારિયું.'] (શુક્રવારે ખાવાનું માહાત્મ્ય ગણાતું હોઈ) (લા.) શુક્રવારે મળતા દાળિયા

**શુક(-ક્ર)રવારિયું** વિ. [+સં. ગુ. 'ઇયું' ત.પ્ર] શુક્રવારને લગતું. (૨) શુક્રવારે ભરાતી બજારમાં ખરીદેલું. (૩) (લા.) હલકી જાતનું. (૩) (૪) ન. દર શુક્રવારે બહાર પડતું સાપ્તાહિક પત્ર

**શુક(-ક્ર)રવારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], શુક્રવારને દિવસે ભરાતું બજાર, શુક્રવારની ગુજરી, શુક(-ક્ર)રી

**શુકરાના** પું.,બ.વ. [અર. 'શુક્ર્' + ફા. 'આનહ્'] આભાર માનવાની ક્રિયા

**શુક(-ક્ર)રી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'શુકરવારી'

**શુક-શિશુ** ન. [સં.,પું.] જુઓ 'શુક-બાલ.'

**શુક-સ્વામી** પું. [સં.] જુઓ 'શુક(૨).'

**શુકી** સ્ત્રી. [સં.] પોપટની માદા, પોપટી

**શુક્રરવાર** જુઓ 'શુકર-વાર'-'શુક્ર-વાર.'

**શુક્રરવારિયા** જુઓ 'શુકરવારિયા.'

**શુક્રરવારિયું** જુઓ 'શુકરવારિયું.'

**શુક્રરવારી** જુઓ 'શુકરવારી.'

**શુક્તિ** સ્ત્રી. [સં.] દરિયાઈ છીપ. (૨) નાની છીપલી

**શુક્રરી** જુઓ 'શુકરી.'

**શુક્તિમાન** પું. [સં. °मान्] મહાભારતમાં સૂચિત એક પર્વત કે ગિરિ. (૨) ગીરની ડુંગરમાળા. (દ.ભા.) [(વેદાંત.)

**શુક્તિ-રજત** ન. [સં.] છીપમાંના ચળકાટથી રૂપાની ભ્રાંતિ.

**શુક્ર[1]** પું. [સં.] એ નામનો આકાશી ગ્રહ, 'વીનસ.' (સંજ્ઞા.) (૨) એના ઉપરથી ગુરુ અને શનિ વચ્ચેનો અઠવાડિક વાર, જુમા. (સંજ્ઞા.) (૩) અસુરોના પૌરાણિક માન્યતાના પુરોહિત ભૃગુ-પુત્ર, શુક્રાચાર્ય. (સંજ્ઞા.) (૪) ન. સાર, રહસ્ય. (૫) વીર્ય, ધાતુ, ધાત, રેતસ

**શુક્ર[2]** પું. [અર.] જુઓ 'શુકર.'

**શુક્ર-લ** વિ. [સં.] વીર્યને પુષ્ટિ આપનારું, વીર્ય-વર્ધક

**શુક્ર-વાર** પું. [સં.] જુઓ 'શુક્ર(૨).'

**શુક્રવારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'શુકરવારી.'

**શુક્રવારું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] શુક્રવારને લગતું. શુક્રવારના દિવસનું. (૨) શુક્રવારથી શરૂ થતું

**શુક્રાચાર્ય** પું. [સં. शुक्र + आ-चार्य] જુઓ 'શુક્ર(૩).' (૨) (લા.) એક આંખે કાણો માણસ (ટીખળમાં કહેવાનો)

**શુક્રાણુ** પું. [સં. शुक्र + अणु] વીર્યનો તે તે કણ

**શુક્રાના** જુઓ 'શુકરના.'

**શુક્રાસ્ત** પું. [સં. शुक्र + अस्त] આકાશમાં રાત્રિએ વર્ષના અમુક સમયે શુક્રનું ન દેખાવું એ [નો ઉદ્ગાર

**શુક્રિયા** પું. [અર. + ફા.] ધન્યવાદ. (૨) કે.પ્ર. 'ધન્યવાદ'

**શુક્રોદય** પું. [સં. शुक्र + उदय] આકાશમાં રાત્રિએ વર્ષના અમુક દિવસે ઉદય થવો (ને પછી શુક્રાસ્ત સુધી એ દેખાય.)

**શુક્લ** વિ. [સં.] ઊજળું. (૨) સફેદ રંગનું. શુભ્ર. (૩) પું. પંચાંગમાં વિષ્કુંભથી ૨૪ મો યોગ. (જ્યો.) (૪) માત્ર બ્રાહ્મણોનું જ ગોરપણું કરનાર કર્મકાંડી બ્રાહ્મણ. (૫) એને કારણે બ્રાહ્મણોની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**શુક્લ-પક્ષ** પું. [સં.] હિંદુ મહિનાઓનું ચંદ્રની વૃદ્ધિનું પખવાડિયું, અજવાળિયું, સુદિ, સુદ

**શુક્લ-યજુર્વેદ** પું. [સં.] યજુર્વેદની વાજસનેયિ-સંહિતા (યાજ્ઞવલ્ક્યની ગાયેલી). (સંજ્ઞા.)

**શુચિ** વિ. [સં.] પવિત્ર, પુણ્ય, પુનિત, શુદ્ધ. (૨) પ્રામાણિક. (૩) સ્વચ્છ, ચોખ્ખું. (૪) પું. આષાઢ મહિનો. (સંજ્ઞા.)

**શુચી-ભૂત** વિ. [સં.] પવિત્ર થયેલું

**શુદ્ધ**[1] વિ. [સં.] સાફ કરેલું, સ્વચ્છ કરેલ. (૨) ચોખ્ખું, નિર્મળ. (૩) જુઓ 'શુચિ(૧).' (૪) ભૂલ વિનાનું. (૫) ભેળસેળ વિનાનું. (૬) કોઈનું એઠેલું ન હોય તેવું. (૭) દોષ વિનાનું

**શુદ્ધ**[2] (-દ્ધય) સ્ત્રી. [સં. शुद्धि, સૂધ, ભાન. [૦ ઠેકાણે આવવી (રૂ.પ્ર.) ભાનમાં આવવું. ૦ ઠેકાણે લાવવી (રૂ.પ્ર.) સમજતું કરવું]

**શુદ્ધ-બુદ્ધ** વિ. [સં.] નિર્મળ અને જ્ઞાન-સ્વરૂપ

**શુદ્ધ-મધ્યા** વિ.,સ્ત્રી. [સં.] ૨૧ મૂર્છનાઓમાંની ૧૧ મી મૂર્છના. (સંગીત.) [ચોથી મૂર્છના. (સંગીત.)

**શુદ્ધ-ષડ્જા** સ્ત્રી. [સં.] ષડ્જ ગ્રામની સાત મૂર્છનાઓ માંહેની

**શુદ્ધાચમન** ન. [+સં. आ-चमन] ભોજન કરી લીધા પછી મોંમાં નાખવામાં આવતું પાણી (મુખ-શુદ્ધિ માટે)

**શુદ્ધાત્મા** વિ. [+સં. आत्मा, પું.,બ.વ્રી.] જેનો જીવ પવિત્ર હોય તેવું, પવિત્ર હૃદયનું

**શુદ્ધાદ્વૈત** ન. [+સં. अद्वैत] પરબ્રહ્મમાંથી અક્ષર બ્રહ્મ અને એમાંથી એક બાજુ અંતર્યામીઓ અને જીવાત્માઓનો આવિર્ભાવ તો બીજી બાજુ જડ જગતનો આવિર્ભાવ તેમ એ સમગ્ર વિકાસમાં વચ્ચે કોઈ માયા કે એવી શક્તિનો સર્વથા અભાવ અને એ રીતે કારણ અને સમગ્ર કાર્યની શુદ્ધ એકાત્મકતા, દ્વિધાભાવનો સર્વથા અભાવ. (વેદાંત.) (આ સિદ્ધાંતનો આવિષ્કાર શ્રીવલ્લભાચાર્યે કર્યો છે.)

**શુદ્ધાપહ્નુતિ** સ્ત્રી. [+સં. अप-ह्नुति] અપહ્નુતિ નામના અર્થાલંકારનો એક ભેદ. (કાવ્ય.)

**શુદ્ધિ** સ્ત્રી. [સં.] સ્વચ્છતા. (૨) નિર્મળતા. (૩) પવિત્રતા. (૪) ભૂલનો અભાવ. (૫) નિર્દોષતા. (૫) સુધારો, સુધારણા. (૬) ઇંદ્રિયોની સભાન સ્થિતિ, સૂધ

**શુદ્ધિ-કર્તા** વિ. [સં.,પું.] શુદ્ધિ કરનાર, શુદ્ધ કરનાર

**શુદ્ધિ-ક્રિયા** સ્ત્રી. [સં.] શુદ્ધ કરવાની કામગીરી. (૨) ભેગસેળ સાફ કરી નાખવાની ક્રિયા

**શુદ્ધિ-પત્ર, ૦ક** ન. [સં.] ગ્રંથમાં રહી ગયેલી ભૂલો બતાવી એને સ્થાને શુદ્ધ હોવું જોઇયે તે બતાવતો કોઠો કે યાદી

**શુદ્ધિ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] ભાન અને સમઝ, સૂધ-બૂધ

**શુદ્ધી-કરણ** ન. [સં. शुद्ध + ई + करण, च्वि પ્રત્યય દ્વારા] શુદ્ધ ન હોય તેને શુદ્ધ કરવાપણું, અશુદ્ધનું શોધન

**શુદ્ધોચ્ચાર** પું. [સં. शुद्ध + उच्चार], **-રણ** ન. [+સં. उच्चारण] સ્થાન કે પ્રયત્નના દોષ વિના સ્વર-વ્યંજન વગેરે મોઢેથી વ્યક્ત કરવાની ક્રિયા

**શુદ્ધોદક** ન. [સં. शुद्ध+उदक] પવિત્ર પાણી (પૂજા વગેરે માટે રાખેલું) [વરુણના રાજા. (સંજ્ઞા.)

**શુદ્ધોદન** પું. [સં.] ભગવાન બુદ્ધના પિતા અને કપિલ-

**શુદ્ધોદનિ** પું. [સં.] શુદ્ધોદનના પુત્ર-ભગવાન બુદ્ધ. (સંજ્ઞા.)

**શુનક** પું. [સં.] ભૃગુવંશી મનાતો એક પ્રાચીન ઋષિ. (સંજ્ઞા.)

**શુનઃશેપ** પું. [સં.] એ નામનો એક વૈદિક ઋષિ. (સંજ્ઞા.)

**શુની** સ્ત્રી. [સં.] કૂતરાની માદા, કૂતરી

**શુબા, ૦હ** પું. [અર. શુબ્હા] શંકા, અંદેશો. (૨) વહેમ, ભ્રાંતિ, ભ્રમ

**શુભ** વિ. [સં.] માંગલિક, મંગળકારી, કલ્યાણકારી. (૨) ન. મંગળ, કલ્યાણ, ભલું, હિત, શ્રેય. (૩) દિવસ અને રાત્રિનાં આઠ ચોઘડિયાંમાંનું એક પવિત્ર ચોઘડિયું. (જ્યો.) (૪) સત્તાવીસ યોગોમાંનો ૨૩ મો પવિત્ર યોગ. (જ્યો.)

**શુભ-કર્તા** વિ. [સં.,પું.] શુભ કરનારું [શુભેચ્છક

**શુભ-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] ભલું ઇચ્છનારું,

**શુભ-તિથિ** સ્ત્રી. [સં.] શુક્લ-પક્ષની ૨ ૩ ૫ ૭ ૧૦ ૧૧ ૧૩ અને ૧૫ તથા કૃષ્ણ-પક્ષની ૧ એ તે તે તિથિ. (જ્યો.)

**શુભદર્શી** વિ. [સં.,પું.] મંગળ જોનારું. (૨) કલ્યાણની ઇચ્છા કરનારું

**શુભમસ્તુ** કે.પ્ર. [સં. शुभम्+अस्तु] 'શુભ થાઓ' એવો ઉદ્ગાર, 'ભલું થવા'ની ભાવનાનો ઉદ્ગાર

**શુભ-સૂચક** વિ. [સં.] મંગળનો ખ્યાલ આપનારું

**શુભંકર** (શુભઙ્કર) વિ. [સં.] શુભ કરનારું, મંગલકારી

**શુભા** જુઓ 'સુબા,૦હ.'

**શુભાન-અલ્લાહ** કે. પ્ર. [અર. સુબ્હાન્ અલ્લાહ્] 'હે પ્રભુ' એવો આશ્ચર્યજનક ઉદ્ગાર

**શુભારંભ** (-રમ્ભ) પું. [+સં. आ-रम्भ] મંગળમય શરૂઆત

**શુભાવસર** પું. [+સં. अवसर] પવિત્ર પ્રસંગ, માંગલિક ટાણું

**શુભાવહ** વિ. [+સં. आ-वह] શુભ લાવી આપનારું, મંગળકારી [ઇરાદો

**શુભાશય** પું. [+સં. आशय] મંગળકારી ઇરાદો, પવિત્ર

**શુભાશયી** વિ. [સં.,પું.] શુભ ઇરાદાવાળું, સાચી દાનતવાળું

**શુભાશા** સ્ત્રી. [+સં. आशा] પવિત્ર ભાવના, શુભેચ્છા

**શુભાશિષ** સ્ત્રી. •[+સં. आशिस्], **શુભાશીર્વાદ** પું. [+સં. आशीर्वाद] 'ભલું થાઓ' એ પ્રકારની ભાવનાવાળું કથન [અકલ્યાણકારી અપવિત્ર

**શુભાશુભ** વિ. [+સં. अ-शुभ] કલ્યાણકારી પવિત્ર અને

**શુભેચ્છક** વિ. [+સં. इच्छक] ભલું ઇચ્છનારું

**શુભેચ્છા** સ્ત્રી. [+સં. इच्छा] 'સામાનું ભલું થાઓ' એ પ્રકારની ભાવના

**શુભેચ્છુ, ૦ક** વિ. [+સં. इच्छु, ०क] જુઓ 'શુભેચ્છક.'

**શુભોપમા** સ્ત્રી. [+સં. उपमा] મંગળકારી સરખામણી

**શુભ્ર** વિ. [સં.] ઊજળું. (૨) સફેદ [સુમાર

**શુમાર** પું. [ફા.] અંદાજ, અટકળ, આશરો, અડસટ્ટો,

**શુલ્ક** ન. [સં.,પું.,ન.] કર, વેરો. (૨) જગાત. (૩) લવાજમ, 'ફી.' (૪) કિંમત, મૂલ્ય, ન્યોછાવર. (૫)

બાકું (૬) કાયલે, ૭ ફેજ [પું. સેવક

**શુશ્રૂષક** વિ. [સં.] સેવા કરવાની ઇચ્છા કરનારું. (૨)

**શુશ્રૂષણ** ન., **શુશ્રૂષા** સ્ત્રી. [સં.] સેવા કરવાની ઇચ્છા. (૨) સેવા, ચાકરી, ખિદમત. (૩) સાર-વાર

**શુશ્રૂષાલય** ન. [+સં. आलय પું.,ન.] ચિકિત્સાલય

**શુશ્રૂષુ** વિ [સં.,પું.] જુઓ 'શુશ્રૂષક(૧).'

**શુષિર** વિ. [સં. सुषिर પણ.] છિદ્રોવાળું (ખાસ કરી વાંસળી મોરલી પાવો વગેરે વાદ્ય.) (૨) ન. છિદ્ર, બાકું, કાણું

**શુષ્ક** વિ. [સં.] જેમાં ભીનાશ—આર્દ્રતા નીકળી ગઈ હોય તેવું, સૂકું. (૨) (લા.) નીરસ, લૂખું. (૩) વૃથા, ફોગટ, ખાલી. (૪) તવાઈ ગયેલું, નિર્બીજ

**શુષ્ક-વાદ** પું. [સં.] જેમાં પરિણામ લાવવાનું ન હોય તેવો વાદ-વિવાદ, વિતંડા-વાદ. (૨) નાસ્તિક-વાદ

**શું**[1] સર્વ., વિ. [સં. कीदृशकं->પ્રા. कीसिअं->અપ. कीसिउं, कइसउं->જૂ.ગુ. किंसिउं, सिउं] જડ પદાર્થ વસ્તુ વાત ક્રિયા વગેરેની સ્થિતિ બતાવતું પ્રશ્નાર્થ સર્વનામ (ગુ.માં એનો પર્યાય નથી.): 'એનું શું નામ છે?' 'એનું નામ શું છે?' 'એની શી બિસાત!' 'એનો શો જવાબ છે?' 'એનો જવાબ શો આપ્યો!' વગેરે. (૨) ક્રિ.વિ. ખાલી પ્રશ્નાર્થ અવયવ: 'તમે જશો શું?' 'શું તમે જવાના છો?' (૩) તુચ્છકાર કે પ્રશંસા બતાવતો અવ્યય: 'તમારાથી શું થવાનું છે?' અને 'શું સુંદર છે!' (આમાં પ્રશ્નાર્થ નથી, આશ્ચર્યનો ભાવ છે.) (૪) કાંઈ—કોઈ પણ: 'શું ઝાઝું, શું થોડું,: 'શું મોટા,શું નાના' (આમ બે વાર 'શું' અપેક્ષિત અને એમાં પ્રશ્નાર્થ નથી.) [૦નું શું (રૂ.પ્ર.) કાંઈનું કાંઈ (આમાં પ્રશ્નાર્થ નથી, અનિશ્ચિત ક્રિયાનો ભાવ છે). ૦ય (રૂ.પ્ર.) કાંઈ (જ્થામાં)]

**શું**[2] અનુગ., વિ. [સં. सम> અપ. सिउं] જેવું. (આ જૂ.ગુ માં વ્યાપક, અર્વા. ગુ.માં માત્ર પદ્યમાં)

**શું**[3] અનુગ. [સં. सहितं>પ્રા. सहिअं->અપ. सिउं] સાથે, સહિત: (રામનામ-શું તાલી રે લાગી.' (જૂ.ગુ.માં તેમ પદ્યમાં માત્ર)

**શુંગ** (શુઙ્ગ) પું. [સં.] ઈ.પૂ.ના બ્રાહ્મણ સેનાપતિ પુષ્યમિત્રનો વંશ—એના પુત્ર અગ્નિમિત્રથી બનેલો રાજ-વંશ

**શુંઠિ(-ઠી)-પાક** (શુણ્ઠિ,-ઠી-) પું. [સં.] મુખ્યત્વે સૂંઠ અને બીજા મસાલા નાખી બનાવેલ ઔષધીય મીઠાઈ

**શુંડ** (શુણ્ડ) પું., -ડા સ્ત્રી. [સં.] હાથીની સૂંઢ. (૨) કમળની ડાંડલી, મૃણાલ

**શુંડાકાર** (શુણ્ડા-) પું., **શુંડાકૃતિ** (શુણ્ડા-) સ્ત્રી. [+સં. आ-कार, आ-कृति] સૂંઢનો ઘાટ. (૨) વિ. સૂંઢના ઘાટનું

**શુંડા-દંડ** (શુણ્ડા-દણ્ડ) પું. [સં.] જુઓ 'શુંડા'

**શુંડી** (શુણ્ડી) પું. [સં.] હાથી

**શુંભ** (શુમ્ભ) પું. [સં.] માર્કંડેય પુરાણની દુર્ગાસપ્તશતીમાં દુર્ગાએ જેને માર્યો કહ્યો છે તે એક અસુર. (સંજ્ઞા.)

**શું-શાં** ન. [જુઓ 'શું[1]'+એનું. બ.વ.] (લા.) ગુજરાતીઓ માટેનું ખિજવણું [(આ 'ભંડ' નથી.)

**શૂકર** ન. [સં.,પું.] વરાહ, ડુક્કર (મોટે દાતરડીવાળું)

**શૂઢ-મૂઢ** વિ. [સં. मूढનો દ્વિર્ભાવ] તદ્દન મૂઢ

**શૂદ્ર** પું. [સં.] આર્ય પ્રણાલીમાં જેને વૈદિક સંસ્કાર નહોતા થતા અને જેને ત્રણ વર્ણોની સેવા કરવાનો રિવાજ હતો તેવો ચોથો વર્ણ (વાલ્મીકિ અને નારદ જેવા શૂદ્ર વર્ણમાં જન્મેલા અને ઉદાત્ત કર્મથી ઋષિ-કક્ષા પામેલા)

**શૂદ્રા** સ્ત્રી. [સં.] શૂદ્ર વર્ણની સર્વ-સામાન્ય સ્ત્રી

**શૂદ્રાણી, શૂદ્રી** સ્ત્રી [સં.] શૂદ્રની પત્ની

**શૂધ** (-ધ્ય) સ્ત્રી. [સં.] જુઓ 'સૂધ.' [બુધ.'

**શૂધ-બુધ** (શૂધ્ય-બુધ્ય) સ્ત્રી. [+સં. बुद्धि] જુઓ 'સૂધ-

**શૂન** ન. [સં. शून्य>પ્રા. सुन्न] જુઓ 'શૂન્ય.'

**શૂન-કાર** પું. [+સં.] જુઓ 'સૂન-કાર.'

**શૂન-મૂન** જુઓ 'સૂન-મૂન.'

**શૂના** સ્ત્રી. [સં.] જુઓ 'સૂના.'

**શૂન્ય** ન. [સં.] ખાલી. (૨) જેમાં હવા પણ ન હોય તેવો ખાલી ભાગ, 'વૅક્યૂમ' (૩) મીંડું (અંકોમાંનું)

**શૂન્ય-કાર** પું. [સં.] જુઓ 'સૂનકાર.'

**શૂન્ય-તાલ** પું. [સં.] તાલ અપાતાં ઠેકાઓ વચ્ચે ખાલી જતો ભાગ. (સંગીત.)

**શૂન્ય-મનસ્ક** વિ [સં.,બ.વ્રી.] મનમાં વિચાર કરવાની પ્રક્રિયાનો અભાવ હોય તેવું, 'એબ્સન્ટ—માઇન્ડેડ'

**શૂન્ય-વત્** ક્રિ.વિ. [સં.] તદ્દન ખાલી હોય એમ. (૨) તદ્દન ભાનમાં ન હોય એમ

**શૂન્ય-વાદ** પું. [સં.] સમગ્ર જડ ચેતન સૃષ્ટિના મૂળમાં કશું જ નિમિત્ત કે ઉપાદાન કારણ નથી એ પ્રકારનો મત-સિદ્ધાંત

**શૂન્યવાદી** વિ. [સં.,પું.] શૂન્યવાદમાં માનનારું. (૨) બૌદ્ધોના મહાયાન પંથના સિદ્ધાંતમાં માનનારું

**શૂન્ય-હૃદય** વિ. [સં.,બ વ્રી.] જુઓ 'શૂન્ય-મનસ્ક.' (૨) લાગણી-હીન

**શૂન્યાકાર** પું. [+સં. आ-कार] ખાલી આકાર. (૨) મીંડાનો આકાર. (૩) વિ. અભાવાત્મક [ઘર

**શૂન્યાગાર** ન. [+સં. अगार] ખાલી મકાન, અવાવરુ

**શૂન્યાત્મ-વાદ** પું. [સં.] આત્મા એવો કોઈ પદાર્થ નથી એવા પ્રકારનો મત-સિદ્ધાંત, શૂન્ય-વાદ

**શૂન્યાવકાશ** પું. [+સં. अव-काश] જેમાં હવા તત્ત્વનો સર્વથા અભાવ હોય તેવું પોલાણ, 'વૅક્યૂમ'

**શૂમ** વિ. [અર.] લોભી, સૂમ, કૃપણ, કંજૂસ

**શૂર**[1] વિ. [સં.] વીર, પરાક્રમી, બહાદુર. (૨) (લા.) આગળ પડતા કોઈ ગુણવાળું (જેમકે 'દાન-શૂર' વગેરે). (૩) પું. યાદવોના વંશનો એક એ નામનો રાજા (કૃષ્ણનો એક પૂર્વજ). (સંજ્ઞા.)

**શૂર**[2] ન. [સં. शौर्य દ્વારા] શૌર્ય, પરાક્રમ, બહાદુરી. (૨) શૌર્યનો આ-વેગ. [૦ આવવું, ૦ ચઢ(-ઢ)વું, ૦ છૂટવું, ૦ પર આવવું, ૦ પર ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) શૂરાતનનો વેગ આવવો, જુસ્સો ચઢવો]

**શૂરણ** ન. [સં.] જુઓ 'સૂરણ.' [પેદા કરનાર

**શૂરત્વ-જનક** વિ., [સં.] શૂરત્વ ઉત્પન્ન કરનાર, શૂરાતન

**શૂર-મણિ** પું [સં.] શ્રેષ્ઠ શૂરવીર પુરુષ

**શૂર-વીર** વિ. [સં., બંને સમાનાર્થી શબ્દોનો દ્વિર્ભાવ] જુઓ 'શૂર.¹'
**શૂર-સેન** પું. [સં.] જુઓ 'શૂર¹(૩).' (૨) મથુરાની આસપાસનો પ્રાચીન પ્રદેશ, પ્રાચીન મથુરા-મંડળ. (સંજ્ઞા.)
**શૂરા-તન** ન. [સં. શૂર દ્વારા], **શૂરા-પણ** ન. [જુઓ + ગુ. 'પણ' ત.પ્ર.] ઉત્કટ બહાદુરી, શૌર્ય
**શૂરા-વટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'શૂરું' + ગુ. 'વટ' ત.પ્ર.] શૂરવીર-તા, બહાદુરી [શૂર.¹'
**શૂરું** વિ. [સં. શૂર + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**શૂરું-પૂરું** વિ. [+જુઓ 'પૂરું.'] ખૂબ જ શૂર, ઘણું જ બહાદુર
**શૂરો-પૂરો** પું. [જુઓ 'શૂરું-પૂરું.'] યુદ્ધો વગેરેમાં પૂરા શૌર્યથી મરણ પામેલો (જેની ખાંભી ખોડવામાં આવી હોય તેવો) પુરુષ
**શૂર્પ** ન. [સં.,પું.,ન.] સૂપડું
**શૂર્પણખા** સ્ત્રી. [સં.] રાવણની એ નામની એક બહેન (જે દંડકારણ્યવાસી રામ-લક્ષ્મણ-સીતાને પજવવા આવતાં લક્ષ્મણે જેનાં નાક-કાન કાપી નાખ્યાં હતાં.). (સંજ્ઞા.)
**શૂર્પારક** ન. [સંસ્કૃતાભાસી] વસઈ નજીક કોંકણ-કાંઠે આવેલો એ નામનો એક પ્રાચીન ટાપુ, સોપારા. (બૌદ્ધોનું સ્થાન હતું). (સંજ્ઞા.) [એક હથિયાર
**શૂલ** ન. [સં.,પું.,ન.] અણીદાર ફળું. (૨) ભાલા જેવું
**શૂલ-ધારિણી** સ્ત્રી. [સં.] દુર્ગા દેવી
**શૂલ-ધારી** વિ. પું. [સં.,પું.], **શૂલ-પાણિ** પું. [સં.,બ.વ્રી.] શિવ, મહાદેવ, શંભુ, શંકર, શૂલી
**શૂલપાણીશ્વર** પું. [+સં. ઈશ્વર] નર્મદા-કિનારે રાજપીપળા નજીકના નદીના એક ધોધ પાસેના શિવાલયમાંના મહાદેવ. (સંજ્ઞા.) (ભૂલથી 'શૂલપાણેશ્વર' ઉચ્ચારાય છે.)
**શૂલ-યોગ** પું. [સં.] જ્યોતિષમાંનો એક અશુભ યોગ. (જ્યો.)
**શૂલી** વિ., પું. [સં.,પું.] જુઓ 'શૂલ-ધારી.'
**શૂળ¹** જુઓ 'શૂલ.' (૨) શરીરમાં ભોંકાવાના પ્રકારનું દુઃખ, એક પ્રકારનો વાત-રોગ [પાતળો લાંબો કાંટો
**શૂળ²** (-ળ્ય) સ્ત્રી. [સં. શૂલ, પું.,ન.] બાવળ વગેરેનો
**શૂળી** સ્ત્રી. [સં. શૂળ દ્વારા] દેહાંત દંડની સજા પામેલાને ઝળે શૂળ ભોંકાય તેવા પ્રકારનો યાંત્રિક માંચડો. [૦ ઉપર સૂવા જેવું (-ઉપરય-) (રૂ.પ્ર.) જીવને જોખમે ઝંપલાવવું. ૦એ ચઢા(-ઢા)વવું (રૂ.પ્ર.) આંખે આવે એ રીતે આગળ કરવું]
**શૃગાલ** ન. [સં.,પું.] શિયાળ, કોલ્લુ [માળા. (૩) બેડી
**શૃંખલા** (શૃઙ્ખલા) સ્ત્રી. [સં.] સાંકળ. (૨) પરંપરા, હાર-
**શૃંખલા-બદ્ધ** (શૃઙ્ખલા-) વિ. [સં.], **શૃંખલાંકિત** (શૃઙ્ખલાઙ્કિત) વિ. [+સં. અઙ્કિત], **શૃંખલિત** (શૃઙ્ખલિત) વિ. [સં.] સાંકળે બાંધેલું. (૨) ક્રમ-બદ્ધ.(૩) જોડાયેલું, સંકળાયેલું
**શૃંગ** (શૃઙ્ગ) ન. [સં.] શિંગડું. (૨) શિખર, ટોચ. (૩) આણી
**શૃંગાર** (શૃઙ્ગાર) પું. [સં.] શરીર વગેરેની સજાવટ. (૨) ઘરેણું, અલંકાર, આ-ભૂષણ. (૩) પુષ્ટિમાર્ગીય મંદિરોમાં પહેલી મંગળાની સેવા પછીની ઠાકોરજીને વાઘા-વસ્ત્ર આભૂષણ વગેરેની સેવા અને એનાં દર્શન. (પુષ્ટિ.) (૪) રતિ જેનો સ્થાયી ભાવ છે તેવો કાવ્યનો એક રસ. (કાવ્ય.)
**શૃંગાર-આરતી** (શૃઙ્ગાર-) સ્ત્રી. [+ જુઓ 'આરતી.'] પુષ્ટિમાર્ગીય મંદિરોમાં શૃંગારનાં કરાવાતાં દર્શન વખતે કરવામાં આવતી ભગવાનની આરતી. (પુષ્ટિ.)
**શૃંગાર-રસ** (શૃઙ્ગાર-) પું. [સં.] જુઓ 'શૃંગાર(૪).'
**શૃંગારવું** (શૃઙ્ગારવું) સ.ક્રિ. [સં. શૃઙ્ગાર, -ના. ધા.] શણગાર કરવો, શણગારવું. **શૃંગારાવું** (શૃઙ્ગારાવું) કર્મણિ., ક્રિ. **શૃંગારાવવું** (શૃઙ્ગારાવવું) પ્રે., સ.ક્રિ.
**શૃંગારાવવું, શૃંગારાવું** (શૃઙ્ગારા-) જુઓ 'શૃંગારવું'માં.
**શૃંગારિત** (શૃઙ્ગારિત) વિ. [સં.] જેને શૃંગાર કરવામાં આવ્યા હોય તેવું, શણગારેલું, વિભૂષિત
**શૃંગારી** (શૃઙ્ગારી) વિ. [સં.,પું.] શૃંગારને લગતું. (૨) શૃંગાર કરનારું. (૩) ઇશ્કી
**શૃંગી¹** (શૃઙ્ગી) વિ. [સં.,પું.] શિંગડાવાળું. (૨) શિખરવાળું
**શૃંગી²** (શૃઙ્ગી) સ્ત્રી. [સં.] રણ-શિંગું
**શે¹** (શે) ક્રિ.વિ. [જુઓ 'શું¹' + ગુ. 'એ' ત્રી. વિ., એ.વ.,પ્ર.] શા માટે. (૨) વિ. કયું ('શે કારણે ?)
**શે²** (શે) ક્રિ.વિ. [જુઓ 'શું¹' + ગુ. 'એ' સા.વિ., એ.વ., પ્ર.] ક્યાં
**શેઇક-હૅન્ડ** જુઓ 'શેક-હૅન્ડ.' [ગોળા ઉપરનું ઢાંકણું
**શેઇડ** પું. [અં.] છાંયો, છાંયડો, શીળું. (૨) વીજળીના
**શેક** પું. [જુઓ 'શેકવું.'] (શરીરને અગ્નિ સામે કે લૂગડાનો ગોટો તપાવી યા રબરની કોથળી કે શીશામાં ગરમ પાણી નાખી એનાથી) શેકવું એ, ગરમાવો લેવો-આપવો એ
**શેકણ** ન., **શેકણી** સ્ત્રી. [જુઓ 'શેકવું' + ગુ. 'અણ'- 'અણી' કૃ.પ્ર.] શેકવું એ (ઠૂંઠાં મકાઈ-ડોડા પોપટા વગેરે). (૨) ભૂંજવું એ (જુવાર કમળ-કાકડી વગેરેની ધાણી બનાવવા)
**શેકલાં** ન., બ.વ. [રવા.] વલખાં, ફાંફાં
**શેકવું** સ.ક્રિ. [મરા. 'શેકણે,' હિં. 'સેકના'] 'શરીરને અગ્નિ સામે કે લૂગડાનો ગોટો તપાવી યા રબરની કોથળી કે શીશામાં ગરમ પાણી નાખી એનાથી તપતું રાખવું, ગરમી આપવી. (૨) (ઠૂંઠાં મકાઈ-ડોડા પોપટા વગેરે અડધું-પડધું) પકવવાં. (૩) (જુવાર કમળ-કાકડી વગેરેની ધાણી બનાવવા) ભૂંજવું. (૪) (લા.) માનસિક તાપ આપવો. [શેકી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) ખૂબ જ સંતાપ આપવો, ખૂબ જ પજવવું. **શેકીને વાવવું** (રૂ.પ્ર.) સારી રીતે ઠપકો આપી પછી મીઠા શબ્દ કહેવા. (૨) નુકસાન પ્રથમ કરી પછી લાભ આપવો. **આંતરડી શેકવી** (રૂ.પ્ર.) માનસિક પરિતાપ આપવો. **હાડકાં શેકવાં** (રૂ.પ્ર.) સખત માર મારવો. (૨) ભૂખે મારવું.] **શેકાવું** કર્મણિ., ક્રિ. **શેકાવવું** પ્રે., સ.ક્રિ.
**શે(૦ઇ)ક-હૅન્ડ** સ્ત્રી. [અં.] સામસામા બેઉના જમણા હાથના પંજા મિલાવી સત્કાર નિમિત્તે હલાવવા એ, હસ્ત-ધૂનન
**શેકાવવું, શેકાવું** જુઓ 'શેકવું'માં. [કવિ. (સંજ્ઞા.)
**શેક્સપિયર** પું. [અં.] મધ્યકાલનો એક અંગ્રેજ નાટ્ય-
**શેખ** (શેખ) પું. [અર. શયખ્] અરબ ટોળીઓનો આગેવાન વડીલ. (૨) મુસલમાનોમાં એ પ્રકારની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**શેખ-ચ(-સ)લ્લી** (શૅખ-) પું. [+ હિં.] (લા.) આળસુ અને તરંગી માણસ, મિથ્યા તર્ક કરનાર

**શેખડી** (શૅખ-) સ્ત્રી. [જુઓ 'શેખડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) બકરી. (૨) પુરુષની કામના કરનારી સ્ત્રી

**શેખડો** (શૅખ-) પું. [જુઓ 'શેખ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (મોઢે દાઢી ઊગતી હોઈ) (લા.) બકરો

**શેખ-દાર** (શૅખ-) વિ.,પું. [+ ફા. પ્રત્યય] પરગણાના વડાનો કારકુન, કુમાવિસદારનો કારકુન

**શેખર** પું. [સં.] મુગટ, તાજ. (૨) ગજરો, તોરો. (૩) છોગું, શિર-પેચ. (૪) શિખર. (૫) (સમાસમાં ઉત્તર પદમાં) શ્રેષ્ઠ : જેમકે 'કુલ-શેખર' વગેરે

**શેખ-સલ્લી** (શૅખ-) જુઓ 'શેખ-ચલ્લી.'

**શેખાઈ** (શૅખાઇ) સ્ત્રી. [જુઓ 'શેખ' + ગુ. 'આઈ' ત.પ્ર.] (લા.) દમામ, ભપકો, ઠાઠ-માઠ. (૨) બડાઈ, શેખી, પતરાજી

**શેખી** (શૅખી) સ્ત્રી. [જુઓ 'શેખ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'શેખાઈ.' [**૦ મારવી** (રૂ.પ્ર.) બડાઈના બોલ કહેવા]

**શેખી-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'બડાઈ-ખોર.'

**શેગો** પું. જુઓ 'શણગો.'

**શેઠ** પું. [સં. श्रेष्ठी> પ્રા. सेट्ठी] આબરૂદાર વેપારી કે ઉદ્યોગપ-તિ. (૨) સ્વામી, માલિક, ધણી. (૩) માલદાર વેપારીની અને તેથી પછી મોટે ભાગે વાણિયાઓમાં એવી એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૪) બેંકોમાં નાણાંની આપ-લે કરનાર કારકુન, શરાફ

**શેઠ-ના** પું. [+ ગુ. 'નું' છ-વિ-નો અનુગ, બ.વ.] શેઠવાળો, પારસીઓ તેમ સુરતી વણિકોની એક અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**શેઠ-શાહી** સ્ત્રી. [+ જુઓ 'શાહી.'[૧]] શેઠિયાઓના વર્ગની સત્તા ભોગવવાની પ્રણાલી, શેઠાઈ ભોગવવી એ

**શેઠાઈ** સ્ત્રી. [જુઓ 'શેઠ' + ગુ. 'આઈ' ત.પ્ર.] શેઠપણું, મુખીપણું. (૨) શેઠનો દરજ્જો, શેઠનો મોભો. (૩) વાણિયાના પ્રકારની પટલાઈ [શેઠની પત્ની

**શેઠાણી** સ્ત્રી. [+ જુઓ 'શેઠ' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.]

**શેઠિયો** પું. [સં. श्रेष्ठिक-क-> પ્રા. सेट्ठिअअ-] જુઓ 'શેઠ (૧,૨).' (૨) (લા.) માથે ગોરો બળદ

**શેડ**[૧] (શેઃડય) સ્ત્રી. [સં. श्रेढि> પ્રા. सेढि] આંચળમાંથી નીકળતી ઝીણી ધાર. (૨) કિરણોની સેર. (૩) શેડના જેવો ઝીણો ધારદાર આકાર, સગ. [**૦ ફોડવી, ૦ મારવી** (રૂ.પ્ર.) શેડ નીકળે એમ કરવું. **૦ વહાવી** (રૂ.પ્ર.) સબળ રીતે શેડ નીકળવી]

**શેડ**[૨] પું. [અં.] પતરાં કે ઘાસ-પાલાનું ઢાંકેલું ચારે બાજુ ખુલ્લું કે ઓછું વધુ ખુલ્લી બાજુવાળું છાપરું

**શેડ-ઉતાર** (શેઃડ-) વિ. [+ જુઓ 'શેડ[૧]' + 'ઉતારવું.'] આછી ઝીણી ધારના રૂપનું

**શેડ-કઢું** (શેઃડ-) વિ. [+ જુઓ 'શેડ[૧]' + 'કાઢવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] શેડમાથી તાજું નીકળેલું (દૂધ), ધાર છૂટતું. (૨) ધારોષ્ણ-તાજું ગરમ (દૂધ) [જાતનું ઘાસ

**શેડા** ન. ઘણું કરી ખેતરના શેઢાઓ ઉપર ઊગતું એક સારી

**શેડાળું** વિ. [જુઓ 'શેડાં' (એ.વ. 'શેડું') + ગુ. 'આળું' ત.પ્ર.] નાકમાંથી શેડાં ચાલ્યાં જતાં હોય તેવું

**શેડાં** ન.,બ.વ. [રવા.] નાકમાંથી નીકળતું ઘટ્ટ લીંટ, સિંઘાણ

**શેડિયું** (શેઃડિયું) ન. [જુઓ 'શેડ[૧]' + ગુ. 'ઇયું.' ત.પ્ર.] (લા.) શેડના જેવા ઘાટનું ઝીણું પાતળું લાંબું એક પ્રકારનું મરચું

**શેડ્યૂલ** જુઓ 'શિડ્યૂલ.'

**શેડ્યૂલ-કાસ્ટ** જુઓ 'શિડ્યૂલ-કાસ્ટ.'

**શેઢાઈ,-ઢી, ૦ શેઢાણી** સ્ત્રી. શાહુડી

**શેઢિયો** પું. માથાવટી લાલ અને શરીરે ધોળો બળદ

**શેઢી**[૧] સ્ત્રી. [જુઓ 'શેઢો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો પાતળો શેઢો (ખેતરની હદ)

**શેઢી**[૨] સ્ત્રી. [સંસ્કૃતાભાસી જૂનું રૂપ शेढिका> પ્રા.सेढिआ] ખેડા નજીક વાત્રકને મળતી એક નદી. (સંજ્ઞા)

**શેઢો** પું. કોઈ પણ બે ખેતર વચ્ચેની હદનો થોડો ખુલ્લો મૂકેલો પટ્ટો, ખેતરની હદ ઉપરની અણ-ખેડ પટ્ટી

**શેણવી**[૧] (શૅણવી) સ્ત્રી. બુદ્ધિ

**શેણવી**[૨] (શૅણવી) સ્ત્રી. એ નામનું કાંટાવાળું એકનાતું ઝાડ

**શેણવો** (શૅણવો) પું. ગુજરાતમાં રહેતી પછાત ગણાતી એક કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**શેણાઈ** (શૅણાઇ) સ્ત્રી. [ચરો.] જુઓ 'શરણાઈ.'

**શેણે** (શેઃણે) ક્રિ.વિ. [જુઓ 'શું' નું ત્રી. વિ., એ.વ.] શેના વતી, શું લઈ ને. (૨) કેવી રીતે, કેમ

**શેતરંજ** (શેતરઞ-જ) સ્ત્રી. [અર. 'શિત્રંજ્'-'શૈત્રંજ્'] ૬૪ ખાનાંવાળી સામસામા બે પક્ષોની ૧૬-૧૬ મહોરાંવાળી બુદ્ધિ-રમત (એમાં બાદશાહ વજીર ઘોડા હાથી ઊંટ અને પ્યાદું એ છ પ્રકારનાં મહોરાં હોય છે.)

**શેતરંજી** (શેતરઞ-જી) સ્ત્રી. [+ ફા. પ્રત્યય] રંગવાળા પટ્ટાઓ અથવા ચોકડીઓવાળું કે સાદું એક પ્રકારનું પાથરણું. (૨) ઝાલીચો. [**૦ રંગી ના(-નાં)ખવી** (-રઙ્ગી-) બરડામાં મારી લોહી કાઢવું] [રૂપ] જુઓ 'શેત્રુંજી.'

**શેતલ** (-લ્ય) સ્ત્રી. ['શેત્રુંજી' નદીનું લઘુ રૂપ કે હુલામણાનું

**શેતાન** (શૅતાન) પું. [અર. શયતાન્] જુઓ 'શયતાન.'

**શેતાનગીરી** (શૅતાન) જુઓ 'શયતાન-ગીરી.'

**શેતાનિયત** (શૅતાનિયત) જુઓ 'શયતાનિયત.'

**શેતાની** (શૅતાની) જુઓ 'શયતાની.'

**શેતૂર** ન. [અર. 'શહ્તૂત્'- 'શાહ્તૂત્'] એક જાતનું એ નામનું નાનું ઝાડ (કે જેની શિંગો જેવી સુકોમળ ફળી જ હોય છે, જેમાં બી નથી હોતાં, ગર્ભ જ હોય છે.) (૨) સ્ત્રી. શેતૂરનું સુકોમળ શિંગ-રૂપ ફળ

**શેત્રુંજી** (શેત્રુઞ-જી) સ્ત્રી. [જુઓ 'શેત્રુંજો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] શેત્રુંજા ડુંગરમાંથી નીકળી તળાજા પાસેથી વહી જતી ને ખંભાતના અખાતમાં પડતી એ નામની સૌરાષ્ટ્રની એક પૂર્વવાહી નદી. (સંજ્ઞા.)

**શેત્રુંજો** (શેત્રુઞ-જો) પું. [સં. शत्रुंजय, અર્વા. તદ્ભવ] સૌરાષ્ટ્ર-ગોહિલવાડમાં પાલીતાણા પાસેનો જૈનોનાં દેરાસરોવાળો એ નામનો પહાડ, જૈનોનું એક તીર્થસ્થાન. (સંજ્ઞા.)

**શેદરડી** સ્ત્રી. એ નામનું એક પાંદડાંવાળું ઘાસ

**શેનું** (શેઃનું) વિ. [જુઓ 'શું' નું છ.વિ. અનુગવાળું રૂપ.] શાનું. (૨) ક્રિ.વિ. શા માટે, કેમ

**શેને** (શૅ:ને) ક્રિ.વિ. [જુઓ 'શું' ને ચો.વિ.ના અર્થનો અનુગ] શાને [એક રમત, ઘંટી-ખીલડો
**શેપટ** પું. રેસો. (૨) એ નામની છોટા ઉદેપુર તરફ રમાતી
**શેફાલિ,** ૦કા, -લી સ્ત્રી. [સં.] ગરમાળાનું ઝાડ
**શેયો** પું. ખાનગી ગોઠવણ કરનાર, શેઠુ
**શેર**[1] પું. [દે.પ્રા. સેર] મુખ્યત્વે ચાળીસ રૂપિયાભારનું એક વજન અને એટલું માપ (આજના પાંચસો ગ્રામથી ઓછું) [૦ બાજરી (રૂ.પ્ર.) ભરણ-પોષણ પૂરતું. ૦ માટી (રૂ.પ્ર.) સંતાન, ૦ લોહી ચઢ(-ઢ)વું (-ચૅ:ઢ-) (રૂ.પ્ર.) ખૂબ આનંદ થવો. ૦ સૂંઠ ખાધી (રૂ.પ્ર.) પૂરી તાકાત હોવી]
**શેર**[2] પું. [ફા.] વાઘ. (૨) સિંહ. (૩) ચિત્તો. (૪) (લા.) વાઘ જેવો પરાક્રમી પુરુષ. [૦ થવું (રૂ.પ્ર.) શિર-જોરી કરવી, ઉપરીપણું કરવું]
**શેર**[3] પું. [અર. શિઅ્ર્] ફારસી. ઉર્દૂ કવિતાની કડી
**શેર**[4] પું. [અં.] ભાગ, હિસ્સો, અંશ. (૨) ભાગીદારીના હિસ્સાનું લખાણ, પંચાળી મૂડીનું લખાણ. [૦ ભરવો, ૦ રાખવો, ૦ લેવા (રૂ.પ્ર.) શેર ખરીદવા] [હાથી
**શેર-ગીર** પું. [ફા.] (વાઘ સિંહ વગેરે સામે લડે તેવો)
**શેરડી**[1] સ્ત્રી. જેમાંથી ગોળ-ખાંડ-સાકર બને છે તે સાંઠા પ્રકારની વનસ્પતિ, શેલડી [પગ-દંડી
**શેરડી**[2] સ્ત્રી. [જુઓ 'શેરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] કેડી,
**શેરડો** પું. [દે.પ્રા. સેરી, મહોલ્લો + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) કેડો, પગ-દંડી, એકલિયો માર્ગ. (૨) (લા.) હૈયામાં એકાએક ભય વગેરેથી પડતો ધ્રાસકો. (૩) લોહી ચડી આવવાથી મોઢા ઉપર પડતો તે તે ઊપસેલા જેવો જાડો લીટો
**શેર-દલાલ** પું. [જુઓ 'શેર' + 'દલાલ.'] શેર-સર્ટિફિકેટનાં સારાં વેચાણ વગેરે સંબંધી કામ કરનાર આડતિયો
**શેર-દિલ** (શેર-) વિ. [સં.] વાઘ સિંહ જેવા પ્રબળ હૈયાવાળું, નીડર. (૨) (લા.) ઉમદા અને ઉદાર હૃદયનું
**શેરદિલી** (શેર-) સ્ત્રી. [ફા.] શેર-દિલ હોવાપણું
**શેર-બજાર** સ્ત્રી.,ન. [જુઓ 'શેર[4]' + 'બજાર.'] જ્યાં કંપની વગેરેના શેરોની વેપારી રીતે આપ-લે થતી હોય તેવું સ્થાન [વેપારી
**શેર-બજારિયો** પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] શેર-બજારનો
**શેર-બ્રોકર** પું. [અં.] શેરોના ભાવોની ચઢ-ઊતરને આધારે સોદા કરાવી આપનાર દલાલ, શૅર-દલાલ [રકમ
**શેર-મૂડી** સ્ત્રી. [અં. + જુઓ 'મૂડી.'] શેરોની એકઠી થયેલી
**શેરવાણી,** -ની- સ્ત્રી. [હિં.સિરવાની] અચકનના જેવો લાંબો સર્વ-સામાન્ય ભારતીય-ફારસી કોટ
**શેરવો** સ્ત્રી. એ નામની એક માછલીની જાત
**શેર-સટ્ટો** પું. [જુઓ 'શેર[4]' + 'સટ્ટો.'] હાજરને બદલે, શેરના વાયદાનો વેપાર
**શેર-સર્ટિફિકેટ** ન. [અં.] કંપની વગેરેના ભાગનો ખ્યાલ આપતું પ્રમાણ-પત્ર, શેરનું ઓચરિયું
**શેર-હોલ્ડર** વિ. [અં.] કંપનીનો શેર કે શેરો જેની પાસે હોય તે [માછલી
**શેરા**[1] સ્ત્રી. કોડીનાર પાસેના દરિયામાં થતી એક જાતની
**શેરા**[2] ન. એ નામનું એક પંખી ['શેરિયો.' (વજન)
**શેરિયું**[1] ન. [જુઓ 'શેર[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ
**શેરિયું**[2] વિ. [જુઓ 'શેર[4]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] શેરને લગતું (શેરનાં કાગળિયાંને લગતું) [શેરીકો
**શેરિયો** પું. [જુઓ 'શેરિયું[1].'] શેર વજનનું કાટલું.
**શેરી** સ્ત્રી. [દે.પ્રા. સેરી] નાનો મહોલ્લો, ગલી. (૨) ફળિયું, ખડકી. [૦નું ફેરવું (રૂ.પ્ર.) વેશ્યા. ૦નો સિંહ (-સિંહ) (રૂ.પ્ર.) ઘરમાં પડાકા કરનાર બીકણ માણસ]
**શેરીકું** ન., -કો પું. [જુઓ 'શેર' + ગુ. 'ઈકું' ત.પ્ર.] જુઓ 'શેરિયો.' [નગર-શેઠ કે નગર-પતિ
**શેરીફ** પું. [અર. શરીફ] મોટા નગરમાં સરકાર-નિયુક્ત
**શેરુ** સ્ત્રી. મધદરિયે થતી એ નામની માછલીની જાત
**શેરો**[1] (શૅ:રો) પું. [સં. शेखरक -> પ્રા. सेहरअ-] કેટલીક મુસ્લિમ જ્ઞાતિઓમાં પરણતી વખતે વરના મોઢા ઉપર નાખવામાં આવતો ફૂલનો પડદો
**શેરો**[2] જુઓ 'શોરો.'
**શેરો**[3] (શૅ:રો) પું. સરકારી અધિકારી વગેરે લોકોની અરજીઓ તેમ તુમારો વગેરે ઉપર જે ટૂંકી નોંધ કે અભિપ્રાય લખે છે તે, નોંધ. [૦ મારવો (રૂ.પ્ર.) અમલદારે ટૂંકી નોંધ લખવી]
**શેલ** પું. [અં.] દારૂનો ટેટો
**શેલડી** સ્ત્રી. જુઓ 'શેરડી.'
**શેલડું** ન. જુઓ 'શેલરું.'
**શેલ(-લો)ત** પું. [દે.પ્રા. સેલ્લિ, દોરડું દ્વારા] જમીનની માપણી કરનાર અમલદાર. (૨) ખેડાવાળ બ્રાહ્મણોની એવી એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**શેલર** પું., -રું ન. કુંવારના છોડમાંથી નીકળતી ફૂલની ડાંડી (જેનાં તાજાં અથાણાં કરાય છે.), શેલડું
**શેલવો** પું. જુઓ 'શેલત.'
**શેલારી** સ્ત્રી. [જુઓ 'શેલું' દ્વારા.] શેલાના પ્રકારની સ્ત્રીઓની એક સાડી
**શેલારો** પું. પાણીમાં પડતાં જ આગળ ધસી જવું એ. [૦ મારવો (રૂ.પ્ર.) પાણીમાં ફાળ ભરવી] ['સેલા-સાડી.'
**શેલા-સાડી** સ્ત્રી. [જુઓ 'શેલું' + 'સાડી.'] જુઓ
**શેલી** સ્ત્રી. અલેકિયા ગિરનારી બાવાની ડોકનો દોરો. (૨) ચકમકથી દેવતા પાડવાની દોરી. (૩) રાખ, ભસ્મ
**શેલું** જુઓ 'સેલું.'
**શેલો** પું. [દે.પ્રા. સેલ્લિ દોરડું સ્ત્રી.] દોહતી વખતે ગાય કે ભેંસને પાછલે પગે ઢીંચણ પાસે બંધાતું દોરડું, નોંઝણું
**શેલોત** જુઓ 'શેલત.'
**શેવ** જુઓ 'સેવ.'
**શેવ-ગાંઠિયા** જુઓ 'સેવ-ગાંઠિયા.'
**શેવરા** સ્ત્રી. ઓખાના દરિયામાં મળતી માછલીની એક જાત
**શેવડી** સ્ત્રી. [જુઓ 'શેવડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જૈન સાધ્વી, ગોરણીજી, આરજા
**શેવડો** પું. [સં. श्रमण દ્વારા] જૈન સાધુ. (જૈન.)
**શેવધિ** પું. [સં.] કર્મનાં ફળ-રૂપનો ખજાનો કે સંગ્રહ
**શેવ-મમરા** જુઓ 'સેવ-મમરા.'

**શેવરધની** વિ.,સ્ત્રી. [મહારાષ્ટ્રનું એક ગામ 'શેવરધન' + ગુ. 'ઈ' ત.પ્ર.] સોપારીની એ નામની એક જાત

**શેવંતી** (શેવન્તી) સ્ત્રી. એ નામનો એક ફૂલ-છોડ

**શેવાળ** જુઓ 'સેવાળ.'

**શેવાળવું** જુઓ 'સેવાળવું.' **શેવાળાવું** ભાવે.,ક્રિ.

**શેવાળિયું** જુઓ 'સેવાળિયું.'

**શેશું** વિ. હાળ પડતું. (૨) ન. ખેતરમાંનો આડો ચાસ. [૦ ને ચરાળ (રૂ.પ્ર.) પ્રાથમિક વાત કે માહિતી]

**શેશવા** પું.,બ.વ. વધારેલા ચણા

**શેષ** વિ. [સં.] બાકી રહેલું, વધેલું, બચેલું. (૨) પું. વધેલો ભાગ. (૩) ભાગાકારમાં નીચે વધતો આંકડો. (ગ.) (૪) પૌરાણિક માન્યતા પ્રમાણે પૃથ્વી ધારણ કરનાર એક મહાસર્પ. (સંજ્ઞા.) (૫) સ્ત્રી. [ગુ. પ્રયોગ] દેવ વગેરેની પ્રસાદી

**શેષ-શું(-શૂં)દર** પું. ગૂંદરની એક જાત, કીંદરુ

**શેષ-નાગ** પું. [સં.] જુઓ 'શેષ(૪).'

**શેષ-મૂળ** ન. એ નામનું એક ઘાસ, સેસ-મૂળું [પથારી

**શેષ-શય્યા** સ્ત્રી. [સં.] વિષ્ણુની શેષનાગના ગૂંચળારૂપી

**શેષશાયી** વિ.,પું. [સં.,પું.] શેષનાગ ઉપર સૂનારા ભગવાન વિષ્ણુ. (એનું જાણીતું એક મંદિર ચાણોદમાં નર્મદા-કાંઠે) (સંજ્ઞા.)

**શેષ-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] ભૂમિતિનો એક પ્રકારનો સિદ્ધાંત, 'રિમેઇન્ડર થીયરમ.' (ગ.)

**શેષા** પું. [સં.,સ્ત્રી.] એક છંદ. (પિં.)

**શેષાધિકાર** પું. [સં. शेष+अधि-कार] બાકી રહેતો હક્ક, બાકી રહેલી વસ્તુઓ વગેરે ઉપરનો હક્ક

**શેષાવન** ન. [સં. शेष-वन] ગિરનારના પહાડની ઉત્તર ગૌમુખની ટૂંક પાસેથી નીચેના ભાગે આવેલું એક કુદરતી રમણીય વન. (સંજ્ઞા.)

**શેષાવતાર** પું. [સં. शेष+अव-तार] શેષનાગના અવતાર ગણાતા લક્ષ્મણ અને બલરામ. (૨) પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપરના ભાષ્યના કર્તા પતંજલિ

**શેહ** (શેઃ) સ્ત્રી. [ફા. શહ] પ્રભાવ, ધાક. (૨) શેતરંજની રમતમાં રાજાને ખસવું પડે એવી ગત. (૩) ઊડતા પતંગની દોર છૂટી મૂકતા જવું એ. [૦ આપવી, ૦ દેવી (રૂ.પ્ર.) કાબૂમાં રાખવું. ૦ આવવી, ૦ પડવી, ૦ લાગવી (રૂ.પ્ર.) શેહની અસર થવી. ૦ ખાઈ જવી (રૂ.પ્ર.) તદ્દન ડરી જવું. ૦ છોડવી, ૦ મૂકવી (રૂ.પ્ર.) પતંગની દોર ઢીલી મૂકી પતંગને વધુ દૂર જવા દેવો. ૦ પૂરવી (રૂ.પ્ર.) મનને સંતોષ આપવો. (૨) ઉત્તેજન આપવું]

**શેહ-જોર** (શેઃ-જોર) વિ. [+ જુઓ 'જોર.'] બળવાન, પરાક્રમી, વીર [(૨) સર-જોરી, જબરદસ્તી

**શેહ-જોરી** (શેઃ-જોરી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] વીરપણું.

**શેહ-માત** (શેઃમાત) વિ. [+ જુઓ 'મહાત.'] શેહથી દબાઈ કે ડધાઈ ગયેલું ['શેહ-જોર.'

**શેહ-માર** (શેઃમાર) વિ. [+ જુઓ 'માર.'] જુઓ

**શેહ-શરમ** (શેઃ-શરમ) સ્ત્રી. [+ જુઓ 'શરમ.'] લાજ-મર્યાદા, આમન્યા

**શેહુ** જુઓ 'શેળો.' [જેવું એક નાનું જંગલી પ્રાણી

**શેળો** પું. આખે શરીરે કાંટા હોય છે તેવું ઉંદરના

**શેં** (શેંઃ) ક્રિ.વિ. [જુઓ 'શું' + જૂ.ગુ. 'એં' ત્રી.વિ.,પ્ર.] શા માટે, શાથી, કેમ, શા કારણે. (મોટે ભાગે વાતચીતમાં વપરાતો, લખાણમાં ક્વચિત્)

**શેંટલો** (શેં ટલો) પું. કાંટા ઘાસ વગેરે ઊંચકવાનું સાધન, સેંતલો, છેંટલો. (૨) સાંઠો, રાડું

**શૈક્ષ** વિ. [સં.] શિક્ષણ લેવા માગતું કે શીખવા માંડેલું, શિખાઉ. (૨) પું. વૈદિક ઉચ્ચારણો શીખવાનો આરંભ કર્યો હોય તેવો વિદ્યાર્થી. (૩) ઉચ્ચ પદ ન મળ્યું હોય ત્યાંસુધીનો સાધક ભિક્ષુ. (બૌદ્ધ.)

**શૈક્ષણિક** વિ. [સં.] શિક્ષણને લગતું, શિક્ષણ-વિષયક

**શૈક્ષિક** વિ. [સં.] ઉચ્ચારણ-વિષયક શિક્ષાને લગતું. (૨) પું. વૈદિક ઉચ્ચારણોમાં નિષ્ણાત થયેલો વિદ્યાર્થી

**શૈક્ષ્ય** ન. [સં.] શિક્ષણ. (૨) ભણીને મેળવેલી નિષ્ણાત-તા

**શૈત્ય** ન. [સં.] ઠંડક, શીતળતા. (૨) ટાઢ, ઠંડી

**શૈથિલ્ય** ન. [સં.] શિથિલતા, ઢીલાશ. (૨) નબળાઈ, કમજોરી

**શૈલ** વિ. [સં.] શિલાઓને લગતું, પથ્થરનું. (૨) પું. પર્વત, ગિરિ. (૩) ડુંગર, ડુંગરી. (૪) ખડક

**શૈલ-કન્યા, શૈલ-કુમારી** સ્ત્રી. [સં.] જુઓ 'શૈલ-જા.'

**શૈલ-જા, શૈલ-તનયા, શૈલ-પુત્રી, શૈલ-ભૂ** સ્ત્રી. [સં.] પર્વતરાજ હિમાલયની પુત્રી ગણાયેલી પાર્વતી (શિવ-પત્ની)

**શૈલ-રાજ** પું. [સં.] હિમાલય [કોતરેલો લેખ

**શૈલ-લેખ** પું. [સં.] પહાડ કે ડુંગરની ઊભી સપાટી પર

**શૈલી** સ્ત્રી. [સં.] બોલવાની કે લખવાની ચોક્કસ પ્રકારની પદ્ધતિ કે છટા [પર્વત

**શૈલેશ** પું. [સં. शैल+ईश] પર્વતોનો રાજા ગણાતો હિમાલય

**શૈવ** વિ. [સં.] ભગવાન શિવને લગતું, શિવ-વિષયક. (૨) શિવને લગતા ધર્મ-સંપ્રદાયમાં માનનારું. (સંજ્ઞા.) (૩) શિવની આરાધના કરનારું

**શૈવ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] કાશ્મીરમાંનો એક શિવ-સંપ્રદાય અને એનો સિદ્ધાંત. (સંજ્ઞા.)

**શૈવ-ધર્મ** પું. [સં.], **શૈવ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'], **શૈવ-મત** પું. [સં.,ન.] શિવને જડ ચેતનાત્મક સૃષ્ટિનાં નિમિત્ત અને ઉપાદાન કારણ તરીકે જેમાં માની મોક્ષ માટે એમની ઉપાસના–આરાધના કરવામાં આવે છે તેવો એક ભારતીય સંપ્રદાય. (સંજ્ઞા.)

**શૈવલિની** વિ., સ્ત્રી. [સં.] શેવાળવાળી (નદી કે વાવ વગેરે.) (૨) (લા.) નદી

**શૈશવ** ન. [સં.] શિશુ-ભાવ, બાલ-ભાવ, બચપણ, બાળપણ, બાલ્યાવસ્થા [(કાવ્ય.)

**શૈશવ-યૌવના** સ્ત્રી. [સં.] મુગ્ધા નાયિકાનો એક પ્રકાર.

**શૈશવાવસ્થા** સ્ત્રી. [+ સં. अवस्था] જુઓ 'શૈશવ.'

**શો** પું. [અં.] દેખાવ. (૨) ભપકો. (૩) નાટક ચલચિત્ર વગેરેનો ખેલ

**શોક**[૧] પું. [સં.] કોઈ પણ પ્રકારના આવી પડેલા દુઃખને કારણે થતી દુઃખની લાગણી, દિલગીરી, અફસોસ. (૨) મરણ પામેલાં પાછળ પાળવામાં આવતી ગમગીની (સારાં

લૂગડાં ઘરેણાં વગેરે ન પહેરવાં વગેરે પ્રકારની). (૩) (લા.) મરણ પામેલા પાછળનું રુદન. (૪) કરુણ રસનો સ્થાયી ભાવ. (કાવ્ય.) [૦ કરવો, ૦ ધરવો (રૂ.પ્ર.) અફસોસની લાગણી બતાવવી. ૦ પાળવો (રૂ.પ્ર.) મરણ પામેલા પાછળ માંગલિક કામ ન કરવાં તેમ સારાં ભોજન અને સારાં કપડાં-શૃંગાર વગેરેનો ત્યાગ કરવો. ૦ મૂકવો (રૂ.પ્ર.) શોક પાળવાનું બંધ કરવું]

**શોક²** (શૉક્ય) સ્ત્રી. એક જ પતિની પરણેલી એકથી વધુ પત્નીઓ પરસ્પર, સપત્ની

**શોક³** પું. [અં.] આંચકો. (૨) ધક્કો, ઠેલો

**શોક-કારક** વિ. [સં.], **શોક-કારી** વિ. [સં.,પું.] દિલગીરી કે ગમગીની ઉપજાવે તેવું

**શોક-ગ્રસ્ત** વિ. [સં.] શોકમાં ડૂબેલું, અત્યંત દિલગીરીમાં રહેનારું, શોકાતુર

**શોક-જનક** વિ. [સં.] જુઓ 'શોક-કારક.'

**શોકડો** (શૉક્યડો) પું. [જુઓ 'શોક²' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] બીજો પતિ

**શોક-પગલું** (શૉક્ય-) ન. [જુઓ 'શોક²' + 'પગલું.'] પૂર્વની પત્ની મરી ગયા પછી ફરી પરણી લાવેલી સ્ત્રીના ગળામાં આગલી શોક હતી એની નિશાની બતાવવા પહેરાતો પગલાના ચિહ્નવાળો દોરો

**શોક-ફૂલ** (શૉક્ય-) સ્ત્રી. [જુઓ 'શોક²' + 'ફૂલ.'] જુઓ 'શોક-લટ.'

**શોક-મગ્ન** વિ. [સં.] શોક-ગમગીની-દિલગીરીમાં ડૂબેલું

**શોક-લટ** (શૉક્ય-) સ્ત્રી. [જુઓ 'શોક²' + 'લટ.'] સપત્ની બનેલી સ્ત્રીના માથાની હંમેશાં આગળ દેખાતી છૂટી લટ (એ એને માટે શુભ ગણાય છે: એને શોક નહિ આવવાની.)

**શોક-સભા** સ્ત્રી [સં.] કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિના મરણ પછી શોક બતાવવાને મળતી સભા

**શોકાકુલ**(-ળ), **-લિત** વિ. [સં. शोक + आकुल,-लित] જુઓ 'શોક-ગ્રસ્ત.'

**શોકાગ્નિ** પું. [સં. शोक + अग्नि] ગમગીનીને લીધે થતી હૈયામાં પ્રબળ બળતરા

**શોકાતુર** વિ. [સં. शोक + आतुर] જુઓ 'શોક-મગ્ન.'

**શોકાર્ત** વિ. [સં. शोक + आर्त] જુઓ 'શોક-ગ્રસ્ત.'

**શોકાવિષ્ટ** વિ. [સં. शोक + आ-विष्ट] શોકથી ભરેલું

**શોકાશ્રુ** ન., બ.વ. [સં. शोक + अश्रु] શોકને લઈ આંખમાંથી નીકળતાં આંસુ, દિલગીરીનાં આંસુ

**શોકાંત** (શોકાન્ત) વિ. [સં. शोक + अन्त] જેનો અંત ભારે ગમગીનીમાં આવતો હોય તેવું (નાટક નવલકથા કાવ્ય વગેરે), 'ટ્રૅજિક'

**શોકાંતિકા** (શોકાન્તિકા) સ્ત્રી. [સં. शोक + अन्तिका] શોકાંત નવલકથા-નવલિકા-નાટિકા કવિતા વગેરે, 'ટ્રૅજેડી'

**શો-કે(૦ ઇ)સ** ન. [અં.] દુકાનો વગેરેમાં વસ્તુ બતાવવાને માટે કરેલી કાચવાળી લાકડા કે લોખંડની માંડણી

**શો-કૉઝ-નોટિસ** સ્ત્રી. [સં.] ઝઘડા આરોપ વગેરેનું કારણ માગતી અદાલતી નોટિસ

**શોકોદ્‌ગાર** પું. [સં. शोक + उद्‌गार] મરણ પામેલાંને લગતી મનમાંની દુઃખની લાગણી બતાવવા બોલાતા શબ્દ, શોકનાં વચન

**શોખ** (શૉખ) પું. [અર. શવ્ક્] મનગમતી ક્રિયા કે વસ્તુનો ચાહ, મોજ-મઝાહ

**શોખી** (શૉખી), **-ખીન** વિ. [અર. શવ્કીન્], **-ખીલું** વિ. [+ ગુ. 'ઈલું' ત.પ્ર.] શોખ ધરાવનારું, શોખવાળું

**શોગ** જુઓ 'સોગ.'

**શોગટા-બાજી** જુઓ 'સોગટા-બાજી.'

**શોગઠી,-ઠી** જુઓ 'સોગઠી,-ઠી.'

**શોગઠું,-ઠું** જુઓ 'સોગઠું,-ઠું.'

**શોગિયું** જુઓ 'સોગિયું.'

**શોગૂન** પું. [અં.] જાપાનનો પહેલાંનો પ્રધાનનો એક દરજ્જો (મરાઠા પેશ્વા જેવો) કે પદ

**શોગૂનાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] શોગૂનનો હોદ્દો

**શોચ** પું. [સં. शुच् શોક થાય.] શોક, અફસોસ, ગમગીની, દિલગીરી. (૨) પશ્ચાત્તાપ. (૩) ફિકર, ચિંતા

**શોચક** વિ. [સં.] શોક કરનારું, દિલગીરી અનુભવતું. (૨) સોગિયું

**શોચન** ન. [સં.], **-ના** સ્ત્રી. [સં.માં નથી.] શોક કરવો એ

**શોચનીય** વિ. [સં.] જેને માટે શોક કરવો પડે તેવું. શોક કરવા જેવું, શોચ્ય

**શોચવું** સ.ક્રિ. [સં. शुच्-शोच्, તત્સમ] શોક કરવો, ગમગીન થવું, દિલગીર થવું. (૨) (હિંદી અર્થ-) વિચારવું. **શોચાવું** કર્મણિ.,ક્રિ. **શોચાવવું** પ્રે.,સ.ક્રિ.

**શોચાવવું, શોચાવું** જુઓ 'શોચવું'માં.

**શોચિત** વિ. [સં.] જેનો શોક કરવામાં આવ્યો હોય તેવું. (૨) (હિંદી અર્થ) વિચારેલું

**શોચ્ય** વિ. [સં.] જુઓ 'શોચનીય.'

**શોણ** વિ. [સં.] રાતા રંગનું. (૨) ન. લોહી. (૩) પું. બિહારનો એ નામનો એક નદ કે જે પટણા નજીક ગંગાને મળે છે.) (સંજ્ઞા.)

**શોણિત-પુર** ન. [સં.] પુરાણો પ્રમાણે બાણાસુરની રાજધાનીનું નગર. (સંજ્ઞા.)

**શોણિત** ન. [સં.] લોહી, ખૂન, 'બ્લડ'

**શોણિત-ભીનું** વિ. [+ જુઓ 'ભીનું.'] લોહી-ભીનું, લોહીથી તરબોળ

**શોથ** પું. [સં.] સોજાનો રોગ, સોજો

**શોધ¹** પું. [સં.] અન્વેષણ, તપાસ, ખોજ, તલાશ.

**શોધ²** (-ધ્ય) સ્ત્રી. [જુઓ 'શોધવું' દ્વારા.] જુઓ 'શોધ.¹' (૨) શોધેલી વસ્તુ

**શોધક** વિ. [સં.] શોધ કરનારું. (૨) શુદ્ધિ કરનારું, સાફ કરનારું, મેલ દૂર કરનારું

**શોધકો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ગુપ્ત-ચર. જાસૂસ

**શોધ-ખોળ** (શોધ્ય-ખોળ્ય) સ્ત્રી. [જુઓ 'શોધ²' + 'ખોળ.¹'] જુઓ 'શોધ.¹⁻²'

**શોધન** ન. [સં.] શોધ કરવી એ. (૨) શુદ્ધિ કરવી એ. સાફ કરવું એ, મેલ દૂર કરવો એ

**શોધન-પદ્ધતિ** સ્ત્રી. [સં.] શોધન કરવાની રીત કે પ્રકાર

**શોધન-મારણ** ન. [સં.] પદાર્થની ઉપર સંસ્કાર કરી એને શુદ્ધ કરવાની ક્રિયા

**શોધનીય** વિ. [સં.] શોધવા જેવું

**શોધવું** સ.ક્રિ. [સં. शुध्-शोध्, તત્સમ] તપાસ કરી ખોળી કાઢવું. (૨) દોષ કે મેલ દૂર કરવો. **શોધાવું** કર્મણિ.,

ક્રિ. **શોધાવવું** પ્રે.,સ.ક્રિ.

**શોધ-સંસ્થા** (-સંસ્થા) સ્ત્રી. [સં.] સંશોધન-ક્ષેત્રે પ્રવૃત્તિ કરનારી શાળા કે સંસ્થા, 'રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ'

**શોધં-શોધા** (શોધમ્-શોધા) સ્ત્રી. [જુઓ 'શોધવું.' દ્વિર્ભાવ + ગુ. 'આ' કૃ.પ્ર.] વારંવાર કે ઉપરાઉપરી શોધવું એ, શોધાશોધ

**શોધાઈ** સ્ત્રી. [ જુઓ 'શોધવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર ]. **-મણી** સ્ત્રી. [ + ગુ. 'આમણી' કૃ.પ્ર ] શોધવાની ક્રિયા. (૨) શોધવા માટેનું મહેનતાણું

**શોધાવવું, શોધાવું** જુઓ 'શોધવું'માં.

**શોધાશોધ** (-ધ્ય), **-ધી** સ્ત્રી. [જુઓ 'શોધવું.' -દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'શોધં-શોધા.'

**શોધિત** વિ. [સં.] શોધાવેલું. (૨) તપાસેલું

**શોધિત-વર્ધિત** વિ. [સં.] જે શુદ્ધ કરવામાં આવ્યું હોય અને એમાં જરૂરી સુધારા કરી વધારવામાં આવેલ હોય તેવું (ગ્રંથ વગેરે)

**શોપ** સ્ત્રી. [અં.] દુકાન, હાટ. (૨) પેઢી

**શોફ** પું. [સં.] સોજો (શરીર ઉપર આવતો), શોથ

**શૉફર** પું. [અં.] મોટર હાંકનાર પગારદાર માણસ, 'મોટર-ડ્રાઇવર'

**શોભન**[1] ન. [સં.] સુશોભિત કરવામાં આવેલી ભાત, [ડિઝાઇન'

**શોભન**[2] વિ. [સં.] સુશોભિત કરનારું, શોભા કરનારું

**શોભના** સ્ત્રી. [સં.] સુંદર સ્ત્રી

**શોભ-વટો** પું. [જુઓ 'શોભવું' દ્વારા.] દીવાલમાં પાટિયાં જડી કરાતી એક શોભા

**શોભવું** અ ક્રિ. [સં. શુભ્-શોભ્ , તત્સમ] સુંદર દેખાવું, દીપવું, અળગવું. (૨) (લા.) વાજબી જણાવું, યોગ્ય લાગવું, છાજવું, ઘટવું. **શોભાવું** શોભાવે.,ક્રિ. **શોભાવવું** પ્રે.,સ.ક્રિ.

**શોભા** સ્ત્રી. [સં.] સુંદર દેખાવ, સૌંદર્ય. (૨) શૃંગાર, શણગાર. (૩) (લા.) પ્રતિષ્ઠા, આબરૂ. [**૦ આપવી** (રૂ.પ્ર.) સૌંદર્યની વૃદ્ધિ કરવી. **૦નો ગાંઠિયો** (રૂ પ્ર.) કામ-કાજ ન કરે અને ફક્કડ થઈ ફર્યા કરે તેવી વ્યક્તિ. **૦ રાખવી** (રૂ.પ્ર.) આબરૂ જાળવવી. **૦ લેવી** (રૂ.પ્ર.) લહાવો લેવો. (૨) માન ખાટવું] [શોભતું, શોભીતું

**શોભાયમાન** વિ [સં.] સુંદર દેખાતું હોય તેવું, શોભાવાળું,

**શોભા-યાત્રા** સ્ત્રી. [સં ] માંગલિક સરઘસ, વરણાગી

**શોભાવટું** ન [જુઓ 'શોભવું' દ્વારા.] ઘરના બારણાને મથાળે શોભા માટે રાખવામાં આવતું કોતરકામવાળું લાકડું

**શોભાવવું, શોભાવું** જુઓ 'શોભવું'માં.

**શોભાસ્પદ** વિ. [સં. शोभा + आस्पद, ન.] શોભા આપે તેવું, શોભાવનારું [શોભાવાળું, શોભીતું

**શોભાળ,-ળું** વિ. [સં. शोभा + ગુ. 'આળ''-આળું' ત.પ્ર.]

**શોભિત** વિ. [સં.] શોભી રહેલું. શોભી ઊઠેલું. (૨) શણગારેલું [કૃ.પ્ર.] જુઓ શોભાયમાન.'

**શોભીતું** વિ. [જુઓ 'શોભવું' + જુ. ગુ. 'ઈતું' વર્ત., કર્મણિ.,

**શોર** પું. [ફા.] અવાજ, ધ્વનિ, નાદ. (૨) ઘોંઘાટ, કોલાહલ, ગુમરાણ, ગુમાટો [-ગુલ'] કોલાહલ, ઘોંઘાટ

**શોર-ગુલ, શોર-બકોર** પું. [ + ફા. 'ગુલ્.' 'ગુલો'= 'શોરો

**શો-રૂમ** પું. [અં.] પ્રદર્શન માટેનો ઓરડો (વેચવાની તેમ માત્ર જોવાની પણ ચીજોનો મ્યુઝિયમ વગેરેમાંનો)

**શૉર્ટ-સર્કિટ** સ્ત્રી. [અં.] વીજળીને ફરવાનું ઓછું હોય એવી સ્થિતિ [(સાંકેતિક ચિહ્નોવાળી), લઘુ-લિપિ

**શૉર્ટ-હૅન્ડ** ન. [અં.] બોલાતા શબ્દોને લખવાની ટૂંકા ક્ષરી

**શોલો** (શોલો) પું. [અર. શુઅલહ્] સળગી ઊઠવું એ, ભડકો

**શોષ** પું. [સં.] સુકાવું એ. (૨) ચુસાવું એ. (૩) તરસ લાગવી એ, સોસ

**શોષક** વિ. [સં.] સૂકવનાર. (૨) ચૂસનાર

**શોષણ** ન., **૦ક્રિયા** [સં.] સ્ત્રી. સૂકવવાની ક્રિયા, સૂકવાવાની ક્રિયા. (૨) ચૂસવાની ક્રિયા, ચુસાવાની ક્રિયા

**શોષણ-નીતિ** સ્ત્રી. [સં.] લોકો વગેરે પાસેથી નાણાં કેમ વધારે ને વધારે ખેંચવાં એ પ્રકારની કાર્ય-પદ્ધતિ

**શોષણાંક** (શોવણાઙ્ક) પું. [ + સં अङ्क.] શક્તિના શોષણનો આંક, 'કોઇફિશન્ટ ઑફ એબ્સોર્પ્શન' (પ.વિ.)

**શોષણીય** વિ. [સં.] શોષણ કરવા-કરાવા જેવું, શોષ્ય

**શોષિત** વિ. [સં.] સૂકવવામાં આવેલું. (૨) ચૂસવામાં આવેલું. (૩) (લા.) કચડાયેલું, પજવાયેલું

**શોષ્ય** વિ. [સં.] જુઓ 'શોષણીય.'

**શોહરત** સ્ત્રી. [અર. શુહ્રત્] મશહૂરપણું, વિખ્યાતિ, સુપ્રસિદ્ધિ

**શૌકત** પું. [અર. શૌકત્] ભપકો, વૈભવ

**શૌચ** ન. [સં.] ચોખ્ખાઈ. (૨) પવિત્રતા. (૩) (લા.) સૂતક. (૪) જાજરૂ જવું એ. [**૦ કરવું** (રૂ.પ્ર.) હગવું. **૦ જવું** (રૂ.પ્ર.) હગવા જવું] [(લા.) જાજરૂ જવું એ

**શૌચ-કર્મ, શૌચ-કાર્ય** ન [સં.] નાહવા-ધોવાનું કામ. (૨)

**શૌચ-કૂપ** પું. [સં.] પાયખાના માટેનો ખાડો, કૂઈ

**શૌચ-ક્રિયા** સ્ત્રી., **શૌચ-વિધાન** ન. [સં.], **શૌચ-વિધિ** પું.,સ્ત્રી. [સં.,પું.] [સં.] જુઓ 'શૌચ-કર્મ.'

**શૌચ-શાસ્ત્ર** ન. [સં.] સ્વચ્છ રહેવા-રાખવા અંગેની વિદ્યા

**શૌચ-સુધાર** પું. [+ જુઓ 'સુધારવું.'] શૌચની ટેવોના વિષયમાં સુધારવાનું કાર્ય

**શૌચાચાર** પું. [+ સં. आ-चार] નાહવું ધોવું અને પવિત્રતા જાળવવી એ. (૨) પવિત્ર વર્તન, સદાચરણ

**શૌચાલય** ન. [+ સં. आलय., પું ,ન.] જાજરૂ, પાયખાનું

**શૌનક** પું. [સં.] પુરાણ-કથાઓમાં કહેનારા સૂત પૌરાણિકના શ્રોતા ઋષિઓમાંનો એ નામનો અગ્રણી ઋષિ. (સંજ્ઞા.)

**શૌર-કથા** સ્ત્રી. [+ સં.] શૌર્યની વાત

**શૌરસેની** સ્ત્રી. [સં.] શૂરસેન-મથુરા આસપાસનો ભારત-વર્ષનો ગણાતો પ્રાચીન મધ્યપ્રદેશ-ત્યાંની પ્રાકૃત બીજી ભૂમિકાની એક ભાષા. (સંજ્ઞા.) [શ્રીકૃષ્ણ વગેરે

**શૌરિ** પું. [સં.] શૂર-વંશમાં ઉત્પન્ન થયેલ તે તે વંશજ-બલરામ

**શૌર્ય** ન. [સં.] શૂરાતન, શૂરપણું.

**શૌર્ય-ગીત** ન. [સં.] વીર-રસથી ભરેલી ગેય કવિતા, શૌર્યનું વર્ણન આપતી ગાવાની ચીજ

**શૌર્ય-વંત** (-વન્ત), **-તું** (-વન્તું) વિ. [સં. °वत् > પ્રા.वंत + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.], **શૌર્યવાન** વિ. [સં. °वान् પું.] શૌર્યવાળું, પરાક્રમી, બહાદુર

**શૌહર** પું. [ફા. શહ્ર્] પતિ, ધણી, ખાવિંદ

**શ્મશાન** ન. [સં.] મડદાંને મરણોત્તર બાળવાની જગ્યા, મસાણ. (૨) દાટવાની જગ્યા, ગોર-વાડો, કબ્રસ્તાન
**શ્મશાન-પાંડિત્ય** (-પાણ્ડિત્ય) ન. [સં.] જુઓ 'શ્મશાન-વૈરાગ્ય.'
**શ્મશાન-ભૂમિ** સ્ત્રી. [સં.] જુઓ 'શ્મશાન.' [ક્રિયા
**શ્મશાન-યાત્રા** સ્ત્રી. [સં.] મડદાને શ્મશાન તરફ લઈ જવાની
**શ્મશાન-વૈરાગ્ય** ન. [સં.], **શ્મશાન-વેરાગ** (-વૅરાગ) પું. [+ જુઓ 'વેરાગ.'] શ્મશાન-ભૂમિમાં જગતની અસારતા અને દેહની ક્ષણભંગુરતા વગેરેના આવતા ખ્યાલથી થોડા સમય માટે ખડી થતી વિરક્તિ
**શ્મશાનિયો** વિ., પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ડાઘુ
**શ્મશાની** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મસાણને લગતું
**શ્મશ્રુ** સ્ત્રી. [સં.,ન.] દાઢી-મૂછ
**શ્માલનિયો** પું. વહાણમાંનો ધ્રુવ-કાંટો. (વહાણ.)
**શ્યાન** વિ. [સં.] મધ જેવું ઘટ્ટ પ્રવાહી. 'વિસ્કસ'
**શ્યામ** વિ. [સં.] કાળા રંગનું, કાળું, સામળું. (૨) પું. (રંગને કારણે) શ્રીકૃષ્ણ, સામળો. (૩) શ્યામ-કલ્યાણ રાગ. (સંગીત.) [વાળો યજ્ઞિય ઘોડો (અશ્વમેધ માટેનો)
**શ્યામ-કર્ણ** વિ., પું. [સં.,બ.વ્રી.] કાળા કાન અને પૂંછડા-
**શ્યામ-કલ્યાણ** પું. [સં. °कल्याणी સ્ત્રી. છે.] જુઓ 'શ્યામ(૩).'
**શ્યામ-તુલસી** સ્ત્રી. [સં.] તુલસીની કાળી ડાંડલીવાળી એક જાત, કાળી તુલસી
**શ્યામલ** વિ. [સં.] જુઓ 'શ્યામ(૧,૨).'
**શ્યામ-વર્ણ** વિ. [સં.,બ.વ્રી.], **-ર્ણું** વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સામળા રંગનું, સામળું, કાળું, ભીના વાનનું
**શ્યામ-શરીર**, વિ., પું. [સં.,બ.વ્રી.], **શ્યામ-સુંદર** વિ.[સં.] (સામળા દેહવાળા) શ્રીકૃષ્ણ, શામળા
**શ્યામા** વિ., સ્ત્રી. [સં.] ભીના વાનની રૂપાળી સ્ત્રી. (૨) સ્ત્રી-સામાન્ય. (૩) (લા.) રાધા
**શ્યામા-જી** ન., બ.વ. [સં., સ્ત્રી. + ગુ. 'જી' (માનાર્થે)] (લા.) કૃષ્ણ-પ્રિયા રાધા [(૩) કાટ (ધાતુનો)
**શ્યામિકા** સ્ત્રી. [સં.] કાળાશ. (૨) (લા.) મેલ, કદડો.
**શ્યામિની** સ્ત્રી. [સં. श्यामा] (લા.) રાધા
**શ્યાલ**, **૦ક** પું, [સં.] પત્નીનો ભાઈ, સાળો
**શ્યાલિકા**, **શ્યાલી** સ્ત્રી. [સં.] પત્નીની બહેન, સાળી
**શ્યેન** પું. [સં.] બાજ પક્ષી, શકરો, સીંચાણો
**શ્યૉરિટી** સ્ત્રી. [અં.] ખાતરી. (૨) જામિનગીરી. (૩) સોરટી, સુરતી, 'લોટરી' [ભરોસો. (૩) દૃઢ સંકલ્પ
**શ્રદ્ધા** સ્ત્રી. [સં. श्रत् + धा] આસ્થા, યકીન. (૨) વિશ્વાસ,
**શ્રદ્ધા-ગમ્ય** વિ. [સં.] શ્રદ્ધાને કારણે માની કે સમઝી શકાય તેવું
**શ્રદ્ધા-જનક** વિ. [સં.] શ્રદ્ધા ઉપજાવે તેવું, આસ્થા-જનક
**શ્રદ્ધા-ધન** ન. [સં.] શ્રદ્ધારૂપી સંપત્તિ–પરમશ્રદ્ધા
**શ્રદ્ધાન્વિત** વિ. [+ [સં. अन्वित] શ્રદ્ધાવાળું
**શ્રદ્ધા-પાત્ર** વિ. [સં.,ન.] શ્રદ્ધા કરવા લાયક, શ્રદ્ધેય. (૨) વિશ્વાસ-પાત્ર [પૂર્ણ ભક્તિ
**શ્રદ્ધા-ભક્તિ** સ્ત્રી. [સં.] આસ્થાવાળી શરણ-ભાવના, શ્રદ્ધા-
**શ્રદ્ધા-ભેદ** પું. [સં.] ભિન્ન પ્રકારની શ્રદ્ધા

**શ્રદ્ધામય** વિ. [સં.] શ્રદ્ધાથી ભરેલું, આસ્થાવાળું
**શ્રદ્ધાલુ(-ળુ)** વિ. [સં.], **શ્રદ્ધા-વાન** વિ. [સં. °वान्, પું.] શ્રદ્ધાવાળું,આસ્થાવાળું. (૨) વિશ્વાસુ
**શ્રદ્ધાસ્પદ** વિ. [+ સં. आस्पद ન.] જુઓ 'શ્રદ્ધા-પાત્ર.'
**શ્રદ્ધાળુ** જુઓ 'શ્રદ્ધાલુ.'
**શ્રદ્ધાંજલિ** (શ્રદ્ધાઞ્જલિ) સ્ત્રી. [+ સં. अञ्जलि, પું.] (લા.) બે શબ્દ કહી દિલસોજીની લાગણી બતાવવી એ
**શ્રદ્ધેય** વિ. [સં.] શ્રદ્ધા કરવા જેવું. (૨) વિશ્વાસ-પાત્ર, વિશ્વસનીય
**શ્રમ** પું. [સં.] થાક, થાકોડો. (૨) પ્રયાસ, પ્રયત્ન, મહેનત. (૩) તકલીફ. [**૦ પડવો**, **૦ પહોંચવો** (-પોંઃચવો), **૦ લાગવો** (રૂ.પ્ર.) થાકી જવું. **૦ ઉઠાવવો**, **૦ લેવો** (રૂ.પ્ર.) મહેનત કરવી] [પસીનો
**શ્રમ-જલ(-ળ)** પું. [સં.] થાકને લીધે શરીરમાંનો છૂટતો
**શ્રમ-જીવન** ન. [સં.] કામ કરીને થાક લાગ્યા કરે તેવું જીવન. (૨) મજૂરી કરીને જીવવાનું જીવતર
**શ્રમ-જીવી** વિ. [સં.,પું.] મહેનત કરી ગુજરાન ચલાવનારું, 'લેબરર.' (૨) ન. મજૂર [કે સાધુ
**શ્રમણ** પું. [સં.] સંન્યાસી. (૨) બૌદ્ધ જૈન વગેરે ભિક્ષુ
**શ્રમણ-ધર્મ** પું. [સં.], **શ્રમણ-પંથ** (-પન્થ) પું. [+ જુઓ 'પંથ.'] સંન્યાસીએ પાળવાનો નિયમ. (૨) ભિક્ષુ કે જૈન સાધુએ પાળવાના નિયમ
**શ્રમણ-સંસ્કૃતિ** (-સંસ્કૃતિ) સ્ત્રી. [સં.] બૌદ્ધ તેમ જૈન ધર્મોએ વિકસાવેલી ભિખ્ખુઓ અને સાધુઓની સંન્યાસ-પ્રધાન સંસ્કાર-પ્રણાલી
**શ્રમણા,-ણી** સ્ત્રી. [સં.] સંન્યાસિની, પરિવ્રાજિકા. (૨) બૌદ્ધ ભિખ્ખુણી. (૩) જૈન સાધ્વી, આરજા, ગોરણીજી
**શ્રમણોપાસન** ન., **-ના** સ્ત્રી. [+ સં. उपासन,-ना] શ્રમણ કે શ્રમણોની સેવા [(૨) શ્રમની ઉપજાઉ શક્તિ
**શ્રમ-મૂડી** સ્ત્રી. [+ જુઓ 'મૂડી.'] શ્રમ કરવા-રૂપી મૂડી.
**શ્રમ-મૂલ્ય** ન. [સં.] બીજાએ કરેલી મહેનતની કદર
**શ્રમ-વંત** (-વન્ત) વિ. [સં. °वत् > પ્રા. °वंत] થાકી ગયેલું
**શ્રમ-વિભાગ** પું. [સં.] મહેનતના કામની વહેંચણી
**શ્રમ-સાધ્ય** વિ. [સં.] મહેનત કરવાથી મળે તેવું
**શ્રમિક** વિ. [સં.] મહેનત કરનાર, મજૂર
**શ્રમિત** વિ. [સં.] થાકી ગયેલું, થાકેલું, શ્રાંત
**શ્રમી** વિ. [સં.,પું.] શ્રમ કરનારું. (૨) થાકી ગયેલું
**શ્રમોપજીવી** વિ. [સં. श्रम + उपजीवी, પું.] જુઓ 'શ્રમ-જીવી.'
**શ્રવણ** ન. [સં.] સાંભળવું એ, સાંભળવાની ક્રિયા. (૨) કર્ણ, કાન. (૩) ૨૭ નક્ષત્રોમાંનું ૨૨ મું નક્ષત્ર. (જ્યો.) (સંજ્ઞા.) (૪) પું. દશરથ રાજાના સમયનો એક બ્રાહ્મણ કુમાર. (સંજ્ઞા)
**શ્રવણ-ગોચર** વિ. [સં.,પું.], **શ્રવણ-ગ્રાહ્ય** વિ. [સં.] કાનથી સાંભળી શકાય તેવું [સ્કોપ'
**શ્રવણ-નલિકા** સ્ત્રી. [સં.] છાતી તપાસવાનું યંત્ર, 'સ્ટેથો-
**શ્રવણ-પટ** પું. [સં.] કાનની અંદરનો માર્ગ
**શ્રવણ-પથ** પું. [સં.] કાનની અંદરનો માર્ગ. (૨) જ્યાં-

સુધીનું સંભળાય ત્યાંસુધીનો ગાળો
**શ્રવણ-પુટ** પું. [સં.] કાનનો ગોખલો, કર્ણેદ્રિય, કાન
**શ્રવણ-ભક્તિ** સ્ત્રી. [સં.] પ્રભુનાં ગુણગાન વગેરે સાંભળીને એ દ્વારા સાધન-રૂપ શરણ-ભાવના
**શ્રવણ-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] બહેરાને સાંભળવા માટેનું સાધન. (૨) ધ્વનિ દૂર પહોંચાડવાનું યંત્ર, 'ટેલિફોન'
**શ્રવણ-શક્તિ** સ્ત્રી. [સં.] સાંભળવાની ક્ષમતા
**શ્રવણીય** વિ. [સં.] સાંભળવા જેવું
**શ્રવણેંદ્રિય** (શ્રવણેન્દ્રિય) સ્ત્રી. [+ સં. इन्द्रिय,ન.] કર્ણેદ્રિય, કાનની ઇંદ્રિય, કાન
**શ્રાદ્ધ** ન. [સં.] પિતૃઓની તૃપ્તિ માટે શ્રદ્ધા-ભાવનાથી કરાતું તર્પણ-પિંડદાન-બ્રહ્મભોજન વગેરે [વાની ક્રિયા
**શ્રાદ્ધ-કર્મ** ન. [સં.], **શ્રાદ્ધ-ક્રિયા** સ્ત્રી. [સં.] શ્રાદ્ધ સરવા-
**શ્રાદ્ધ-તિથિ** સ્ત્રી. [સં.] વાર્ષિક કે ભાદરવાના શ્રાદ્ધ-પક્ષની હિંદુ મહિના પ્રમાણેની મિતિ [શ્રાદ્ધ-તિથિ
**શ્રાદ્ધ-દિન, -વસ** પું. [સં.] શ્રાદ્ધ કરવાનો દિવસ. (૨)
**શ્રાદ્ધ-પક્ષ** પું., ન. [સં.,પું.] ભાદરવા વદિ એકમથી અમાસ સુધીનું પખવાડિયું, સરાધિયાં
**શ્રાપ** પું. [સં. शापનો ખોટો ઉચ્ચાર.] શાપ ('શ્રાપ' અશુદ્ધ હોઈ ત્યાજ્ય છે.) [લિખ્ખુ
**શ્રામણેર** પું. [સં.] વીસ-વર્ષની ઉંમરથી નીચેનો બૌદ્ધ
**શ્રામણ્ય** ન. [સં.] શ્રમણપણું [જૈન ગૃહસ્થ
**શ્રાવક** વિ. [સં.] સંભળાવનાર. (૨) પું. બૌદ્ધ ગૃહસ્થ. (૩)
**શ્રાવણ** પું. [સં.] હિંદુ વર્ષનો દસમો મહિનો. (સંજ્ઞા.) [૦ ભાદરવો વહેવો (-વે:વો) (રૂ.પ્ર.) ધોધાર આંસુએ રોવું]
**શ્રાવણી** સ્ત્રી. [સં.] શ્રાવણ મહિનાની પૂનમનો દિવસ. (સંજ્ઞા.) (૨) એ દિવસે જનોઈ બદલાવવામાં આવતી હોઈ વૈદિક સમાવર્તનનો તહેવાર. બળેવ. (સંજ્ઞા.)
**શ્રાવસ્તી** સ્ત્રી. [સં.] પ્રાચીન ઈશાન કોસલ દેશની રાજ-ધાની (રામચંદ્રજીના કુમાર લવની). (સંજ્ઞા.)
**શ્રાવિકા** સ્ત્રી. [સં.] બૌદ્ધ ધર્મ પાળતી ગૃહસ્થ સ્ત્રી. (૨) જૈન ધર્મ પાળતી ગૃહસ્થ સ્ત્રી
**શ્રાવ્ય** વિ. [સં.] સાંભળવા જેવું, સંભળાવા કે સંભળાવવા જેવું. (૨) સાંભળવા માટે જ જેની રચના થઈ હોય તેવું (કવિતા-રચના), સાંભળીને માણવાનું
**શ્રાંત** (શ્રાન્ત) વિ. [સં.] જુઓ 'શ્રમિત.'
**શ્રી** સ્ત્રી. [સં.] શોભા, કાંતિ, ભભકો, સૌંદર્ય. (૨) સંપત્તિ, ધન, દોલત. (૩) વિભૂતિ, વૈભવ, જાહોજલાલી. (૪) આબાદી, ચડતી, અભ્યુદય, ઉન્નતિ. (૫) લક્ષ્મીદેવી. (સંજ્ઞા.) (૬) લખાણને આરંભે લખાતો માંગલિક સંકેત. (૭) માણસનાં નામ તેમ નગરો-ગામો-તીર્થો વગેરેના આરંભમાં 'શ્રીમત્'નો ભાવ બતાવવા પૂર્ણવિરામથી (શ્રી.) યા પૂર્ણવિરામ વિના પણ વપરાતો સંકેત. (૮) પું. [સં., પું.] છ પ્રધાન રાગોમાંનો એ નામનો એક રાગ. (સંગીત.) (૯) જુઓ 'શ્રી-છંદ.' (પિં.)
**શ્રી-અંગ** (-અઙ્ગ) ન. [સં., સંધિ વિના] ભગવાન-દેવ-દેવી-આચાર્ય-ગુરુ વગેરેનું અંગ-શરીર (માનાર્થે) [લેખણ
**શ્રી-કરણ** ન. [સં.] આર્થિક વહીવટ. (૨) કલમ, લેખની,
**શ્રીકરણ-મુખ્યાધિકારી** વિ., પું. [સં.,પું.] મધ્ય-કાલમાં સરકારી આર્થિક વહીવટ કરનાર અમલદાર, 'ટ્રેઝરી ઑફિસર' [કારકુન
**શ્રી-કરણિક** પું. [સં.] હિસાબ રાખનાર માણસ, હિસાબી
**શ્રી-કંઠ** (-કણ્ઠ) પું. [સં.] શિવ, મહાદેવ, શંકર. (૨) મધ્યકાલના સંસ્કૃત કવિ ભવભૂતિનું એવું ઉપનામ. (સંજ્ઞા.)
**શ્રી-કાર** વિ. [સં.] સુંદર, સુશોભિત, શોભીતું, દેખાવડું. (૨) ઉત્તમ, શ્રેષ્ઠ. (૩) પું. 'શ્રી' એવો ઉચ્ચાર
**શ્રી-કાંત** (-કાન્ત) પું. [સં.] લક્ષ્મીના પતિ-વિષ્ણુ ભગવાન
**શ્રી-કૃષ્ણ** પું. [સં.] (માન સાથે) ભગવાન કૃષ્ણ. (સંજ્ઞા.)
**શ્રીકૃષ્ણાર્પણ** ન. [+સં. अर्पण] ભગવાનના ચરણમાં ધરી દેવું કે એમને ઉદ્દેશી આપવું એ. (૨) (લા.) દાન, બક્ષિસ
**શ્રી-ખંડ** (-ખણ્ડ) પું., ન. [સં.] ચંદનનું વૃક્ષ, સુખડનું ઝાડ. (૨) પું. કલગી. (૩) મોર. (૪) દહીંમાંથી પાણી કાઢી ખાંડ સાકરવાળું કરેલું ખાદ્ય, શિખંડ
**શ્રી-ખાતું** ન. [+ જુઓ 'ખાતું.'] ચોપડાનું ઘરનું ખાતું
**શ્રી-ગણેશ** પું. [સં.] ગણપતિ, ગણેશ (માન સાથે). [૦ કરવા (રૂ.પ્ર.) આરંભ કરવો]
**શ્રીગણેશાય નમઃ** વા.પ્ર. [સં.] 'શ્રીગણપતિને નમસ્કાર' એવું સં. વાક્ય [૦ કરવું (રૂ.પ્ર.) આરંભ કરવો]
**શ્રી-ગદિત** ન. [સં.] એ નામનું એક ઉપ-રૂપક (નાટ્ય-પ્રકાર). (સંજ્ઞા.) (નાટ્ય.)
**શ્રી-ગોપાલ(-ળ)**, ૦ કૃષ્ણ પું. [સં.] શ્રીકૃષ્ણ
**શ્રી-ગૌડ** પું. [સં.], **શ્રીગોડ** પું. [સં. श्रीगौड] ગૌડ દેશમાંથી આવેલા બ્રાહ્મણોનો એક ફિરકો (અત્યારે ગુજરાતમાં 'શ્રીગૌડ' માળવી' અને 'શ્રીગૌડ કાશ્મીરી' એ પેટા વર્ગ છે.) (સંજ્ઞા.)
**શ્રી-ચક્ર** ન. [સં.] દેવીની પૂજામાં વપરાતું દેવીનું એક સાંકેતિક પ્રતીક (જુઓ 'શ્રી-વિદ્યા.')
**શ્રી-છંદ** (-છન્દ) પું. [સં. श्री-छन्दस्, ન.] ચરણમાં માત્ર એક જ અક્ષર હોય તેવો ચાર ચરણોનો એક છંદ. (પિં.)
**શ્રી-જી** પું., બ.વ. [+ જુઓ 'જી' (માનાર્થે.)] ગુરુ આચાર્ય ભગવાન વગેરેને માટેનો માનવાચક એવો શબ્દ: (૧) શ્રીનાથજી શ્રીગોવર્ધનધર શ્રીકૃષ્ણ. (પુષ્ટિ.) (૨) શ્રી-વલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીના પુત્ર શ્રીગોકુલ-નાથજીનું ટૂંકું નામ. (સંજ્ઞા.) (પુષ્ટિ.) (૩) સ્વામિનારાયણ સંપ્રદાયના સંસ્થાપક શ્રીસહજાનંદ સ્વામીનું ટૂંકું એવું નામ, શ્રીજી મહારાજ. (સંજ્ઞા.)
**શ્રીજી મહારાજ** પું. [+ સં.] જુઓ 'શ્રીજી(૩).' (સંજ્ઞા.)
**શ્રીદામા** પું. [સં.] શ્રીકૃષ્ણનો ભક્ત ગણાયેલો એક નિષ્કિંચન બ્રાહ્મણ, સુદામો. (સંજ્ઞા.) (૨) શ્રીકૃષ્ણની બાલ-લીલામાંનો એક સખા. (સંજ્ઞા.)
**શ્રી-ધર** પું. [સં.] વિષ્ણુ ભગવાન
**શ્રી-નગર** ન. [સં.] કિલ્લાવાળું નગર. (સ્થાપત્ય.) (૨) કાશ્મીરની એ નામની રાજધાની. (સંજ્ઞા.) (૩) પશ્ચિમ સૌરાષ્ટ્રમાં પોરબંદર નજીક મિયાણીને રસ્તે આવતું જેઠવા રાજપૂતોનું એ નામનું એક નાનું ગામ. (સંજ્ઞા.) (૪) જૈન તેમજ સ્વામિનારાયણ સંપ્રદાયના ગ્રંથોમાં

'અમદાવાદ'નું એવું નામ. (સંજ્ઞા.)

**શ્રીનાથજી** પું.,બ.વ. [સં. + જુએ 'જી' (માનાર્થે);- 'શ્રી-ગોવર્ધનનાથજી' -પુષ્ટિમાર્ગની મુખ્ય ગાદીના સેવ્ય ભગવાન શ્રીકૃષ્ણ કે જેમણે ગોવર્ધન ગિરિ ટચલી આંગળીએ ધર્યો હતો એવી પૌરાણિક પરંપરા છે-નું લઘુ-રૂપ] અત્યારે નાથદ્વાર(મેવાડ-રાજસ્થાન)માં બિરાજતું પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોના ઇષ્ટદેવરૂપનું શ્રીકૃષ્ણનું સ્વરૂપ. (સંજ્ઞા.) (પુષ્ટિ.) (૨) (લા.) નાથદ્વાર. (સંજ્ઞા.) [સ્થાન

**શ્રી-નિકેતન** ન., **શ્રી-નિવાસ** પું. [સં.] લક્ષ્મીને રહેવાનું

**શ્રી-પતિ** પું [સં.] ધનવાન, દોલતમંદ. (૨) ભગવાન શ્રી-વિષ્ણુ (લક્ષ્મીના પતિ) [તિથિ, વસંત-પંચમી. (સંજ્ઞા.)

**શ્રી-પંચમી** (-પઞ્ચમી) સ્ત્રી. [સં.] માઘ સુદિ પાંચમની

**શ્રીપાત** પું. [જૂ.ગુ.] સંન્યાસી

**શ્રી-પાંચ** વિ. [+ જુએ 'પાંચ.'] ભાઈને માન આપવા 'શ્રી-શ્રી-શ્રી-શ્રી-શ્રી' પાંચ વાર લખવાનો રિવાજ હતો-એનું ટૂંકું રૂપ 'શ્રી ૫'

**શ્રી-ફલ(-ળ)** ન. [સં.] નાળિયેરનું ફળ. (૨) આંબળું. (૩) બીલું. [૦ **આપવું**, ૦ **પકડાવવું** (રૂ.પ્ર.) રુખસદ આપવી, નોકરીમાંથી કાઢી મૂકવું. ૦ **પાછું વાળવું** (રૂ.પ્ર.) સગપણ ફોક કરવું. ૦ **બદલાવવું** (રૂ.પ્ર.) સગપણ કરવું]

**શ્રીફળી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] નાળિયેરી. (૨) આંબળાંનું ઝાડ. (૩) બીલી (ઝાડ)

**શ્રી-ભાષ્ય** ન. [સં.] શ્રીરામાનુજાચાર્યે બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રો ઉપર સંસ્કૃતમાં લખેલા ભાષ્યનું ટૂંકું નામ. (સંજ્ઞા.)

**શ્રી-મત્** વિ. [સં.] માનનીય કે પૂજનીય દેવ-આચાર્ય-ગુરુ વગેરેની પૂર્વે અઘોષ વ્યંજનથી શરૂ થતા નામની પહેલાં] સંમાન્ય : 'શ્રીમત્ કૃષ્ણચંદ્ર' 'શ્રીમત્ કલ્યાણરાયજી'

**શ્રીમતી** વિ., સ્ત્રી. [સં.] સ્ત્રીના નામપૂર્વે એવો માનવાચક શબ્દ. (૨) (લા.) પત્ની, ભાર્યા

**શ્રીમદ્** વિ. [સં. શ્રીમત્-ઘોષ વ્યંજન પૂર્વે સંધિજન્ય 'દ્'] પવિત્ર અને માન્ય આચાર્ય વિદ્વાન કે ગ્રંથ પૂર્વેનો શ્રીકાર : 'શ્રીમદ્ભગવદ્ગીતા' 'શ્રીમદ્ભાગવત' 'શ્રીમદ્-વલ્લભાચાર્ય' 'શ્રીમદ્રાજચંદ્રજી'

**શ્રી-મદ** પું [સં.] ધનનો ગર્વ

**શ્રી-મંત** (-મન્ત) વિ. [સં. °મત્ > પ્રા. °મંત] ધનવાન, દોલતમંદ, માલેતુજાર. (૨) ગાયકવાડ પેશ્વા વગેરેનાં નામોની પૂર્વે ગૌરવ માટે : 'શ્રીમંત સયાજીરાવ મહારાજ' વગેરે

**શ્રીમંતાઈ** (શ્રીમન્તાઇ) [+ ગુ. 'આઈ' ત.પ્ર.] શ્રીમંતપણું

**શ્રીમાન** વિ.,પું. [સં. °માન્ પું.] જુએ 'શ્રીમંત(૧).' (૨) હરકોઈ માણસના નામની પૂર્વે લખાતો માનવાચક શબ્દ, 'મિસ્ટર'-'મિ.'

**શ્રીમાલ(-ળ)** ન. [સં.] પાટણ(ગુજરાત)થી ૧૨૮ કિલોમીટર ઉત્તરે અને આબુથી ૬૬ કિ. મી. પશ્ચિમે આવેલું મધ્યકાલનું એક નગર, ભિન્નમાળ. (સંજ્ઞા)

**શ્રીમાળી** વિ.,પું. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] શ્રીમાળ નગરમાંથી આવેલા બ્રાહ્મણ અને વાણિયાનો તે તે જ્ઞાતિ-જન. (સંજ્ઞા.)

**શ્રી-મુખ** ન. [સં.] ભગવાન તેમજ મોટા પુરુષો વગેરેના 'મુખ'નું એવું માનવાચક રૂપ

**શ્રી-યુત** વિ. [સં.] જુએ 'શ્રીમાન.'

**શ્રીરસ્તુ** વા.પ્ર. [સં. શ્રીઃ+અસ્તુ, સંધિથી] 'સમૃદ્ધિ વધો' એવા અર્થનો વાક્ય-પ્રયોગ

**શ્રીરંગ** (-રઙ્ગ), ૦જી પું.,બ.વ. [સં. + ગુ. 'જી' (માનાર્થે)] તામિલનાડુમાં ત્રિચિનાપલ્લી કિંવા ત્રિચીની સામે કાવેરી નદીના ઉત્તર કાંઠે આવેલું શેષશાયી વિષ્ણુનું સ્વરૂપ અને એ તીર્થ. (સંજ્ઞા.)

**શ્રી-રામ** પું.,બ.વ. [સં.] ભગવાન રામચંદ્રજી. (૨) કે.પ્ર. હિંદુઓમાં મરણની નનામી સ્મશાને લઈ જતી વેળા બોલાતો ઉદ્‌ગાર. [૦ **થઈ જવા** (રૂ.પ્ર.) મરણ પામવું]

**શ્રી-વત્સ** ન. [સં.] ભગવાન વિષ્ણુની છાતી ઉપરનું વાળનું ચોક્કસ ઘાટનું એક સુશોભિત ગૂંચળું-એવું ચિહ્ન. (સંજ્ઞા.)

**શ્રી-વર** પું. [સં.] લક્ષ્મીના પતિ-વિષ્ણુ

**શ્રી-વર્ધન** ન. [સં.] ગોવા નજીકનું એ નામનું એક ગામ (જ્યાંની સોપારી 'સેવરધની' કહેવાય છે.)

**શ્રી-વિદ્યા** સ્ત્રી. [સં.] શક્તિના પ્રતીકરૂપ સબિંદુ ત્રિકોણ-એ નામની એક વિદ્યા. (એનો આકાર તે 'શ્રી-ચક્ર')

**શ્રી-વૈષ્ણવ** પું. [સં.] શ્રીરામાનુજાચાર્યજીનો 'શ્રી-સંપ્રદાય'નો અનુયાયી વૈષ્ણવ. (સંજ્ઞા.)

**શ્રી-સદન** ન. [સં.] જુએ 'શ્રી-નિકેતન.'

**શ્રી-સવા** કે.પ્ર. [+ જુએ 'સવા.'] બધું સવાયું થાઓ એ ભાવનાનો માંગલિક લખાણને આરંભે લખાતો સંકેત 'શ્રી ૧।'

**શ્રી-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] શ્રીરામાનુજાચાર્યજીનો વિકસાવેલો એ નામનો વૈષ્ણવ સંપ્રદાય, રામાનુજ-સંપ્રદાય. (સંજ્ઞા.)

**શ્રી-સાત** વિ. [+ જુએ 'સાત.'] મોટે ભાગે રાજવીઓ-રાજપૂતો વગેરેનાં નામ પૂર્વે સાત શ્રી લગાડવાના રિવાજનું ટૂંકું રૂપ 'શ્રી ૭'

**શ્રી-સૂક્ત** ન. [સં.] ઋગ્વેદનું ૪-૪-૩૪ નું લક્ષ્મીની સ્તુતિને લગતું એક સૂક્ત, લક્ષ્મી-સૂક્ત. (સંજ્ઞા.) [(સંજ્ઞા.)

**શ્રી-સ્થલ(-ળ)** ન. [સં.] સિદ્ધપુરનું મધ્યકાલીન એક નામ.

**શ્રી-હરિ** પું. [સં.] ભગવાન હરિ, વિષ્ણુ. (સંજ્ઞા.)

**શ્રુત** વિ. [સં.] સાંભળેલું. (૨) વિદ્વાન, જ્ઞાની. (૩) ન. વેદ-વિદ્યા, શ્રુતિ. (૪) જૈનોનાં આગમ શાસ્ત્ર (બારે અંગ)

**શ્રુત-કેવળી** વિ. [+ સં.કેવલી, પું.] આગમ-શાસ્ત્રોનું પ્રબળ જ્ઞાન ધરાવનાર (તીર્થંકર-કોટિનો તે તે પુરુષ). (જૈન.)

**શ્રુત-જ્ઞાન** ન. [સં.] જૈન આગમોની ઊંડી સમઝ. (જૈન.)

**શ્રુત-જ્ઞાની** વિ. [સં.,પું.] જુએ 'શ્રુત-કેવળી.'

**શ્રુત-ધર** વિ. [સં.] સાંભળવા માત્રથી યાદ કરી લેનારે

**શ્રુત-પંચમી** (પઞ્ચમી) સ્ત્રી. [સં.] જેઠ સુદિ પાંચમની દિગંબર જૈનોની એક પવિત્ર ગણાતી તિથિ. (સંજ્ઞા.) (જૈન.)

**શ્રુત-પ્રમાણ** ન. [સં.] જૈન આગમ-શાસ્ત્રો(અંગો)નો મળતો પુરાવો (જૈન.)

**શ્રુત-મદ** પું. [સં.] શ્રુત-જ્ઞાનનો ગર્વ [અનુલેખન, 'ડિક્ટેશન'

**શ્રુત-લેખન** ન. [સં.] સાંભળ્યા પ્રમાણે લખવામાં આવતું

**શ્રુત-વંત** (-વન્ત) વિ. [સં.°ક્ત્ > પ્રા.°વંત] જૈન આગમ-

શાસ્ત્રો(અંગો)નું જ્ઞાન ધરાવનાર [(જૈન.)

**શ્રુત-સ્કંધ** (-સ્કન્ધ) પું. [સં.] સૂત્ર-ગ્રંથનું તે તે પ્રકરણ.

**શ્રુતિ** સ્ત્રી. [સં.] સાંભળવાની ક્રિયા. (૨) કર્ણેન્દ્રિય, શ્રવણ, કાન. (૩) ધ્વનિ, અવાજ. (૪) સાત સ્વરોની બાવીસે પેટા-પ્રકૃતિમાંની તે તે પ્રત્યેક પ્રકૃતિ. (સંગીત.) (૫) કિંવદંતી, લોક-વાયકા. (૬) વૈદિક સંહિતા-બ્રાહ્મણો-આરણ્યકો-ઉપનિષદોનું ઋષિઓએ સમાધિ દ્વારા મેળવેલું મનાતું અને ગુરુશિષ્યપરંપરામાં કર્ણોપકર્ણ ઊતરી આવેલું સમગ્ર વૈદિક સાહિત્ય. (૭) વૈદિક સાહિત્યનું તે તે વાક્ય

**શ્રુતિ-કટુ** વિ. [સં., कटु સં.માં. 'તીખું,' પણ મધ્યકાલમાં 'કડવું' પણ.] સાંભળવામાં કડવું લાગે તેવું

**શ્રુતિ-કાલ**(-ળ) પું. [સં.] વૈદિક સાહિત્યના વિકાસનો યુગ (યુરોપિયન વિદ્વાનોને મતે ઈ.પ્ર. ૮૦૦ થી પૂર્વે બે ચાર સદીનો, લો.મા. તિલક પ્રમાણે ૪૦૦૦ થી ૧૦૦૦ સુધીનો), વૈદિક કાલ, 'વૈદિક એઈજ'

**શ્રુતિ-ગમ્ય** વિ. [સં.] સાંભળવાથી સમઝી શકાય તેવું. (૨) વૈદિક સાહિત્ય દ્વારા જાણી શકાય તેવું

**શ્રુતિ-ગીતા** સ્ત્રી. [સં.] ભાગવતના દશમસ્કંધનો વેદ-સ્તુતિનો ૮૮ મો અધ્યાય. (સંજ્ઞા.)

**શ્રુતિ-પથ** પું. [સં.] જુઓ 'શ્રવણ-પથ.'

**શ્રુતિ-પરાયણ** વિ. [સં.] હમેશાં સાંભળવા તૈયાર. (૨) વૈદિક સાહિત્યના અભ્યાસમાં રચ્યું પચ્યું રહેનાર

**શ્રુતિ-પાર-ગ** વિ. [સં.] વૈદિક સાહિત્યમાં પારંગત વિદ્વાન

**શ્રુત્યુક્ત** વિ. [સં.શ્રુતિ + उक्त] વૈદિક સાહિત્યમાં કહેવાયેલું

**શ્રુત્યર્થ** પું. [સં. શ્રુતિ + अर्थ] વૈદિક વાક્યનો માઇનો

**શ્રુત્યનુસાર** ક્રિ.વિ. [સં.શ્રુતિ+अनुसार] વૈદિક પ્રમાણ પ્રમાણે

**શ્રુત્યનુપ્રાસ** પું. [સં. શ્રુતિ+अनु-प्रास] સજાતીય વ્યંજનોની આવૃત્તિઓવાળો એક શબ્દાલંકાર. (કાવ્ય.)

**શ્રુતોદ્દેષ્ટા** વિ-,પું. [સં. श्रुत + उद्देष्टा, પું.] જૈન આગમ શાસ્ત્રના જ્ઞાનને લક્ષ્ય કરી ભણાવવાનો આરંભ કરનાર વિદ્વાન. (જૈન.) [થયેલું હોય તેવું

**શ્રુતિ-સિદ્ધ** વિ. [સં.] વૈદિક સાહિત્યમાં જેનું પ્રતિપાદન

**શ્રુતિ-સંમત** (-સમ્મત) વિ. [સં.] વૈદિક સાહિત્યનું જેને બળ હોય તેવું, વેદે માન્ય રાખેલું [ધરાવનાર

**શ્રુતિશાસ્ત્ર-જ્ઞ** વિ. [સં.] સમગ્ર વૈદિક સાહિત્યનું જ્ઞાન

**શ્રુતિ-બાહ્ય** વિ. [સં.] વૈદિક માર્ગનો જેને અધિકાર ન હોય તેવું, વેદ-વિમુખ [શન'. (ગ.)

**શ્રેઢી** સ્ત્રી. [સં.] ગણિતમાં ઘટતી કે વધતી સંખ્યા, 'પ્રોગ્રે-

**શ્રેઢી-ફલ**(-ળ) ન. [સં.] ઘટતી કે વધતી સંખ્યાનો સરવાળો. (ગ.)

**શ્રેણિ**(-ણી) સ્ત્રી. [સં.] પંક્તિ, હાર, ઓળ. (૨) ધોરણ, કક્ષા. (૩) દરજ્જો. (૪) નગરવાસી લોક. (૫) ભિન્ન ભિન્ન જ્ઞાતિના કે એક જ જ્ઞાતિના સમાન ધંધો કરનાર લોકોનો સંઘ

**શ્રેણિક** પું. [સં.] ઈ.પૂ.નો મગધનો એક રાજા, બિંબિસાર. (સંજ્ઞા.)

**શ્રેણિ**(-ણી)-**બદ્ધ** વિ. [સં.] હારબંધ આવેલું [નિઃશ્રેયસ

**શ્રેય** ન. [સં. श्रेयस्] ઉન્નતિ. (૨) ભલું. ચડસી. (૩) આત્મકલ્યાણ

**શ્રેયસી** સ્ત્રી. [સં.] હરડે

**શ્રેયસ્કર** વિ. [સં. श्रेयस् + कर] કલ્યાણ કરનારું

**શ્રેયસ્કામ** વિ. [સં. श्रेयस् + काम] કલ્યાણ-કામના કરનારું

**શ્રેયસ્કારિણી** વિ., સ્ત્રી. [સં. श्रेयस् + कारिणी] ભલું કે કલ્યાણ કરનારી

**શ્રેયસ્કારિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] શ્રેયસ્કર હોવાપણું

**શ્રેયસ્કારી** વિ. [સં. श्रेयस् + कारी, પું.] જુઓ 'શ્રેયસ્કર.'

**શ્રેયસ્સાધક** વિ. [સં. श्रेयस् + साधक] કલ્યાણ સિદ્ધ કરી આપનારું., કલ્યાણકારી. (૨) કલ્યાણ સિદ્ધ કરવા મથનારું

**શ્રેયાર્થી** વિ. [સં. श्रेयस्-अर्थी= श्रेयोर्थी, પું.; श्रेय + अर्थी ગુ. સમાસ.] 'શ્રેયની ઇચ્છા કરનારું

**શ્રેયાશ્રેય** ન. [જુઓ શ્રેય + 'અશ્રેય.' ગુ. શબ્દોની સંધિ] કલ્યાણ અને અકલ્યાણ. (જૈન.) [કર. (સંજ્ઞા.)

**શ્રેયાંસ-નાથ** (શ્રેયાંસ-નાથ) પું. [સં.] જૈનોના ૧૧ મા તીર્થં-

**શ્રેયો-બુદ્ધિ** સ્ત્રી. [સં. श्रेयस् + बुद्धि, સંધિથી] કલ્યાણ કરવાની ભાવના

**શ્રેષ્ઠ** વિ. [સં.] સર્વથી ઉત્તમ, સર્વોત્તમ, સર્વોત્કૃષ્ટ

**શ્રેષ્ઠી** વિ.,પ્ર. [સં.,પું.] નગરનો વડો સમૃદ્ધિમાન, શેઠ, શાહુકાર [(ખાસ કરી સ્ત્રીઓનો)

**શ્રોણિ**(-ણી) સ્ત્રી. [સં.] નિતંબોનો ભાગ, ફૂલાનો ભાગ

**શ્રોતવ્ય** વિ. [સં.] સાંભળવા જેવું, સાંભળવા પાત્ર

**શ્રોતા** વિ.,પું. [સં.], ૦જન પું.,ન. [સં.,પું.] સાંભળનાર

**શ્રોતા-વર્ગ** પું. [ + સં.,ગુ. સમાસ.], **શ્રોતૃ-વર્ગ** પું. [સં.] સાંભળનારાંઓનો વર્ગ કે સમૂહ, શ્રોતા જન

**શ્રોત્ર** ન. [સં.] કર્ણ, શ્રવણ, શ્રુતિ, કાન

**શ્રોત્ર-નળી** સ્ત્રી. [ + જુઓ 'નળી.'] કાનની સરક

**શ્રોત્રિય** પું. [સં.] વેદનો જેણે અભ્યાસ કર્યો હોય તેવો બ્રાહ્મણ

**શ્રોત્રી** વિ.,સ્ત્રી. [સં.] સ્ત્રી શ્રોતા

**શ્રોત્રેંદ્રિય** (શ્રોત્રેન્દ્રિય) સ્ત્રી. [સં. श्रोत्र+इन्द्रिय] કાનની ઇદ્રિય, કર્ણેદ્રિય, કાન, શ્રવણ

**શ્રોફ** જુઓ 'શરાફ.'

**શ્રૌત** વિ. [સં.] કાનને લગતું, કાન-સંબંધી. (૨) શ્રુતિ-વેદને લગતું, વેદ-સંબંધી, વૈદિક

**શ્રૌતાગ્નિ** પું. [ + સં. अग्नि] અગ્નિ-હોત્રનો અગ્નિ

**શ્રૌતાચાર** પું. [ + સં. आ-चार] વેદ-વિહિત આચરણ, વેદ-ધર્મમૂલક આચાર

**શ્રૌષટ્** કે.પ્ર. [સં.] યજ્ઞમાં આહુતિ આપતાં બોલાતો 'વષટ્' 'શ્રૌષટ્' પ્રકારનો ઉદ્ગાર

**શ્લથ** વિ. [સં.] જુઓ 'શિથિલ.' [શ્લાઘ્ય

**શ્લાઘનીય** વિ. [સં.] વખાણવા કે વખાણવા પાત્ર,

**શ્લાઘા** સ્ત્રી. [સં.] વખાણ, સ્તુતિ, તારીફ, પ્રશંસા

**શ્લાઘિત** વિ. [સં.] વખાણવામાં આવેલું. (૨) ન. ઘોડાના ચાલવાની એક રીત

**શ્લાઘ્ય** વિ. [સં.] જુઓ 'શ્લાઘનીય.'

**શ્લિષ્ટ** વિ. [સં] વળગી રહેલું, ચોંટી રહેલું. (૨) ચોરી ગયેલું, ચીટકી પડેલું. (૩) જેના બે અર્થ થતા હોય તેવું, શ્લેષવાળું (કાવ્ય)

*શ્લીપદ ન. [સં.] હાથીપગાનો રોગ, હાથી-પગું
*શ્લીલ વિ. [સં.] શોભા આપનારું. (૨) શ્રીમાન, શ્રીયુત
*શ્લેષ પું. [સં.] ભેટવું એ, આલિંગવું એ. (૨) વળગી પડવું એ, ચોંટી પડવું એ. (૩) બે અર્થ હોવા એ. (કાવ્ય.) (૪) એ નામનો શબ્દાલંકાર. (કાવ્ય.) (૫) કાવ્યનો એક ગુણ. (કાવ્ય.)
*શ્લેષાત્મક વિ. [+સં. आत्मन्+क] શ્લેષના રૂપમાં રહેલું
*શ્લેષાલંકાર (-લઙ્કાર) પું. [+સં. अलंकार] જુઓ 'શ્લેષ(૪).'
*શ્લેષાર્થી વિ. [+સં. अर्थी, પું.] શ્લેષ-અર્થવાળું, દ્વિ-અર્થી. (કાવ્ય.)　　　　　　　　　　　　　[કફ
*શ્લેષ્મ ન. [સં. श्लेष्मन् > શ્લેષ્મા,પું.] લીંટ, સેડાં. (૨)
*શ્લોક પું. [સં.] કીર્તિ, યશ. (ગુ.માં. તત્સમ સમાસમાં: 'પુણ્યશ્લોક' વગેરે.) (૨) સંસ્કૃત કવિતાની કડી. (૩) અનુષ્ટુભ છંદનું સર્વ-સામાન્ય નામ (પિં.)
*શ્લોક-કાર વિ. [સં.] શ્લોકની રચના કરનાર　　[રહેલું
*શ્લોક-બદ્ધ વિ. [સં.] શ્લોકોના રૂપમાં બંધાયેલું, શ્લોક-રૂપે
*શ્લોકાર્ધ પું. [+સં. अर्ध ન.] અડધો શ્લોક
*શ્લોક્ય વિ. [સં.] વખાણવા જેવું, પ્રશંસનીય
શ્વ-પચ, શ્વ-પાક પું. [સં.] કૂતરાં વગેરે પ્રાણીઓનું માંસ ખાનાર—જૂના કાળમાં હતો તેવો અતિશૂદ્રનો પ્રકાર, ચાંડાળ
*શ્વભ્ર ન. [સં.] વાંઘું, કોતર. (૨) પું. પ્રાચીન કાલનો સાબરકાંઠાનો પ્રદેશ. (સંજ્ઞા.)
*શ્વભ્રવતી વિ.,સ્ત્રી. [સં.] (અનેક વાંઘાં અને કોતરોવાળી પ્રાચીન કાલથી ચાલી આવતી નદી) સાબરમતી (મેવાડમાંથી નીકળી વિંધ્યની ડુંગરમાળામાંથી સાબરકાંઠાનાં મેદાનોમાં થઈ અમદાવાદ પાસેથી પસાર થતી ખંભાતના અખાતમાં મળતી.) (સંજ્ઞા.)
*શ્વ-વૃત્તિ સ્ત્રી. [સં.] શ્વાન-વૃત્તિ
*શ્વશુર પું. [સં.] પતિને પત્નીનો અને પત્નીને પતિનો પિતા (સગપણમાં), સસરો, સાસરો
*શ્વશુર-ગૃહ ન. [સં.,પું.,ન.] સસરાનું ઘર, સાસરી
*શ્વશુર-પક્ષ પું. [સં.] સાસરિયાં
*શ્વશ્રૂ સ્ત્રી. [સં.] પતિને પત્નીની અને પત્નીને પતિની માતા (સગપણમાં), સાસુ
*શ્વસન ન. [સં.] શ્વાસ લેવાની ક્રિયા, શ્વાસોચ્છ્વાસની ક્રિયા. (૨) પું. પવન, વાયુ, હવા
*શ્વસન-ક્રિયા સ્ત્રી. [સં.] જુઓ 'શ્વસન(૧).'
*શ્વસન-તંત્ર (-તન્ત્ર), *શ્વસન-યંત્ર (-યન્ત્ર) ન. [સં.] શ્વાસોચ્છ્વાસ લેવાનું કંઠથી ફેફસાં સુધીનું માળખું
*શ્વસનેંદ્રિય (શ્વસનેન્દ્રિય) સ્ત્રી. [+સં. इन्द्रिय] શ્વાસ લેવાની ઇંદ્રિય, નાસિકા, નાક　　　　　　[ભાવે.,ક્રિ.
*શ્વસવું અ.ક્રિ. [સં. श्वस् તત્સમ] શ્વાસ લેવો. *શ્વસાવું
*શ્વસિત વિ. [સં.] શ્વાસમાં લીધેલું. (૨) હાંફી ગયેલું. (૩) ન. શ્વાસ. (૪) નિસાસો
*શ્વસ્તન વિ. [સં.] આવતી કાલનું, આવતી કાલે થનારું કે હોનારું. (૨) પું. ભવિષ્યકાળનો એક પ્રકાર. (વ્યા.)
*શ્વાન પું. [સં.] કૂતરો



બ્રાહ્મી　　　　　　　　નાગરી　　　　　　　　ગુજરાતી

ષ પું. [સં.] ભારતીય આર્ય વર્ણમાળાનો અઘોષ અસ્પર્શ મહાપ્રાણ મૂર્ધન્ય ઉષ્મવ્યંજન. (માત્ર સંસ્કૃત તત્સમ થોડા શબ્દ ગુજ.માં વપરાય છે. એનું ઉચ્ચારણ સ્વાભાવિક સ્વરૂપમાં થતું નથી. છેક યજુર્વેદના સમયથી એનો ઉચ્ચાર 'ખ' થતો. સં.માં षण्ड>खण्ड, पाषण्ड>पाखण्ड વગેરે અનુભવાય જ છે. ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં સર્વ-સામાન્ય લોકો આ ઉચ્ચારણને બદલે મોટે ભાગે દંત્ય 'સ' બોલે છે, ખામચી રાખી ઉચ્ચારવા જતાં તાલવ્ય 'શ' જેવો ઉચ્ચાર થઈ જાય છે. માત્ર પશ્ચિમ સૌરાષ્ટ્રમાં મેરની બોલીમાં 'ષ' શુદ્ધ સ્વરૂપમાં ઉચ્ચરિત થતો અનુભવાય છે ખરો, પણ એ 'ચ-છ' ને બદલે આભીરોમાં થતા 'સ' દંત્ય ઉચ્ચારણને સ્થાને જ; જેમકે ચાલો > આ. સાલો > મેર. ષાલો)
ષ-કાર પું. [સં.] 'ષ' વર્ણ. (૨) 'ષ' ઉચ્ચાર
ષકારાંત (ષકારાન્ત) વિ. [+સં. अन्त] 'ષ' વ્યંજન જેને છેડે હોય તેવું
ષટ્ક ન. [સં.] છનો સમૂહ, છક્કો
ષટ્-કર્ણ વિ. [સં.,બ.વ્રી.], -ર્ણી વિ. [સં.,પું.] છ કાનવાળું. (૨) છ કાને સંભળાયેલું
ષટ્-કર્મ ન.,બ.વ. [સં.] અધ્યયન અધ્યાપન દાન પ્રતિગ્રહ યજન અને યાજન એવાં બ્રાહ્મણનાં છ કર્મ. (૨) જારણ મારણ ઉચ્ચાટન મોહન સ્તંભન અને વિધ્વંસન એવાં તાંત્રિકોનાં છ કર્મ. (૩) ધૌતિ બસ્તી નેતી નૌલી ત્રાટક અને કપાલભાતી એવાં યોગનાં છ કર્મ. (યોગ.) (૪) દેવપૂજન ગુરુ-ભક્તિ શાસ્ત્ર-વાચન સંયમ તપ અને દાન એવાં શ્રાવકનાં છ કર્મ. (જૈન.)
ષટ્-કોણ પું., -ણાકાર પું. [સં.+आ-कार], -ણાકૃતિ સ્ત્રી. [સં.+आ-कृति] છ ખૂણાઓવાળો આકાર. (૨) જન્મ-કુંડળીમાં જન્મ-લગ્નથી છઠ્ઠું સ્થાન. (જ્યો.) (૨) વિ. છ ખૂણાની આકૃતિવાળું
ષટ્-ચક્ર ન.,બ.વ. [સં.] તંત્ર-શાસ્ત્રમાં કહેલાં છ ચક્ર (૨) યોગ-શાસ્ત્ર પ્રમાણેનાં શરીરમાં ગણેલાં છ ચક્ર. (યોગ.)
ષટ્-તિલા સ્ત્રી. [સં.] પોષ વદિ અગિયારસની તિથિ. (સંજ્ઞા.)
ષટ્-પદ વિ. [સં.બ.વ્રી.] છ પગવાળું. (૨) પું. ભમરો. (૩) રોળાનાં ચાર ચરણ અને ઉલ્લાલનાં બે ચરણવાળો એક

માત્રા-મેળ મિશ્ર છંદ. (પિં.) [(ન. દે.)

**ષટ્-પદી** વિ., [સં.,પું.] છ પદવાળું. (૨) ન જીવડું, 'ઇન્સેક્ટ'

**ષટ્પદી ચોપાઈ** સ્ત્રી. [ + જુઓ 'ચોપાઈ.'] છ ચરણવાળી ચોપાઈ (ભક્ત-કવિ અખાએ પ્રયોજેલી). (પિં.)

**ષટ્-પ્રમાણ** ન.,બ.વ. [સં.] પ્રત્યક્ષ અનુમાન ઉપમાન શબ્દ અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એવાં છ પ્રમાણ. (તર્ક.)

**ષટ્-શાસ્ત્ર** ન.,બ.વ. [સં.] જુઓ 'ષડ્-દર્શન.'

**ષટ્-સંપત્તિ** (-સમ્પત્તિ) સ્ત્રી. [સં.] શમ દમ ઉપરતિ તિતિક્ષા શ્રદ્ધા અને સમાધાન એવા વેદાંતના અધિકારીના છ ગુણ. (વેદાંત.) [(જ્યો.)

**ષડષ્ટક** ન. [સં. षष्+अष्टक, સંધિથી] જુઓ 'ખડાષ્ટક.'

**ષડ્-ઋતુ** સ્ત્રી. [સં.,પું., સંધિ વિના] વસંત ગ્રીષ્મ વર્ષા શરદ હેમંત અને શિશિર એવી વર્ષની છ ઋતુ

**ષડરિ** પું., બ.વ. [સં. षष्+अरि,સંધિથી] જુઓ 'ષડ્-રિપુ.'

**ષડંગ** (ષડઙ્ગ) ન.,બ.વ. [ + षष्+अङ्ग, સંધિથી] શિક્ષા કલ્પ વ્યાકરણ નિરુક્ત છંદ અને જ્યોતિષ એવાં વેદનાં છ અંગ (વેદ સમઝવા માટેનાં). (૨) વિ. ઉપરનાં છ અંગોવાળું

**ષડાનન** પું. [સં. षष् + आनन, સંધિથી;બ.વ્રી]. છ મોઢાવાળો શિવ-પુત્ર કાર્તિકેય, કાર્તિકસ્વામી, સ્કંદ. (સંજ્ઞા.)

**ષડ્-ગુણ** પું., બ.વ. [સં. षष्+गुण, સંધિથી] ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ ભગવાનના છ ગુણ. (૨) મોટાઈ ધર્મ ભાવ કીર્તિ જ્ઞાન અને માનની સ્વતંત્રતા એ માનવોના છ ગુણ. (૩) સંધિ વિગ્રહ યાન આસન દ્વૈધીભાવ અને સમાશ્રય એ રાજનીતિના છ ગુણ

**ષડ્જ** પું. [સં. षष्,+ज(न्)સંધિથી] સંગીતના સાત સ્વરોમાંનો પહેલો સ્વર, સા. (સંગીત.) [એક ગ્રામ. (સંગીત.)

**ષડ્જ-ગ્રામ** ન. [+સં. ग्राम] સંગીતના ત્રણ માંહેનો

**ષડ્-દર્શન** ન.,બ.વ. [સં.षष् + दर्शन, સંધિથી] ન્યાય વૈશેષિક સાંખ્ય યોગ મીમાંસા અને વેદાંત એવાં ભારતીય તત્ત્વ-જ્ઞાનનાં છ શાસ્ત્ર. (સંજ્ઞા.)

**ષડ્-ભાગ** પું. [સં. षष् + भाग, સંધિથી] છઠ્ઠો ભાગ. (૨) શુક્લ કે પુરોહિતને અપાતું દરરોજનું સીધું. (૩) પૂર્વે મહેસૂલનો લેવાતો હતો તે છઠ્ઠો ભાગ

**ષડ્-ભાવ** પું. [સં. षष् + भाव, સંધિથી] જન્મવું હોવું વધવું પરિણમવું ઘસાવું અને નાશ પામવું એવી શરીરની છ અવસ્થા

**ષડ્-ભાષા** સ્ત્રી. [સં. षष् + भाषा, સંધિથી] મહારાષ્ટ્રી શૌરસેની માગધી પૈશાચી ચૂલિકા-પૈશાચી અને અપભ્રંશ એવી છ પ્રાકૃત ભાષા. (સંજ્ઞા.)

**ષડ્-ભુજ** વિ. [સં. षष् + भुज, સંધિથી] છ ભુજાવાળું. (૨) છ બાજુવાળું. (૩) પું. ષટ્કોણ [પ્રપંચ

**ષડ્-યંત્ર** (-યન્ત્ર) ન. [સં. षष् + यन्त्र] (લા.) કાવતરું,

**ષડ્-રાગ** પું., બ.વ. [સં. षष् + राग, સંધિથી] ભૈરવ મેઘ શ્રી માલકંસ દીપક અને હિંડોલ એ સંગીતના મુખ્ય છ રાગ. (સંગીત.)

**ષડ્-રસ** પું.,બ.વ. [સં. षष् + रस, સંધિથી] ગળ્યો ખાટો ખારો કડવો તીખો અને તૂરો એ જીભના છ રસ

**ષડ્-રિપુ** પું., બ.વ. [સં. षष् + रिपु, સંધિથી] કામ ક્રોધ લોભ મોહ મદ અને મત્સર એ માનવના છ આંતર શત્રુ

**ષડ્-રેખા** સ્ત્રી. [સં. षष् + रेखा, સંધિથી] (છ રેખાઓ હોવાને લઈ) તડબૂચનું ફળ ['ષડ્-રિપુ.'

**ષડ્-વર્ગ** પું., બ.વ. [સં. षष् + वर्ग, સંધિથી] જુઓ

**ષડ્-વિધ** વિ. [સં. षष् + विधा, સંધિથી; બ.વ્રી.] છ પ્રકારનું [છ માસનો ગાળો

**ષણ્માસ** પું., બ.વ. [સં. षष् + मास=षड् + मास. સંધિથી]

**ષણ્મુખ** વિ.,પું. [સં. षष् + मुख=षड् + मुख, સંધિથી] જુઓ 'ષડાનન.'

**ષષ્ટિ** વિ. [સં.,સ્ત્રી.] સાઠ

**ષષ્ટિ-પૂર્તિ** સ્ત્રી. [સં.] સાઠ વર્ષ પૂરાં થતાં વિશિષ્ટ વ્યક્તિનાં અભિનંદનને લગતો કરાતો સમારોહ, હીરક મહોત્સવ

**ષષ્ઠ** વિ. [સં.] છની સંખ્યાએ પહોંચેલું, છઠ્ઠું

**ષષ્ઠાંશ** (ષષ્ઠાંશ) પું. [ + સં. अंश] છઠ્ઠો ભાગ

**ષષ્ઠી** વિ.,સ્ત્રી. [સં.] હિંદુ મહિનાનાં બેઉ પખવાડિયાંની છઠ્ઠી તિથિ, છઠ. (૨) નામિકી છઠ્ઠી વિભક્તિ વિભક્તિ. (વ્યા.)

**ષષ્પો** પું. 'ષ' વર્ણ. (૨) 'ષ' ઉચ્ચાર

**ષંઢ** (ષણ્ઢ) પું. [સં.] જુઓ 'શંઢ.'

**ષાડવ** ન. [સં.] છ સ્વરનું તાન. (સંગીત.)

**ષાણ્માસિક** વિ. [સં.] છ માસને લગતું. (૨) ન. દર છ મહિને પ્રકાશિત થતું સામયિક, છમાસિક

**ષોડશ** વિ. [સં.] સોળની સંખ્યાનું, સોળ. (૨) સોળની સંખ્યાએ પહોંચેલું, સોળમું [અને ઘસાતી કળા

**ષોડશકલા**(-ળા) સ્ત્રી., બ.વ. [સં.] ચંદ્રમાની વૃદ્ધિ પામતી

**ષોડશ ચિહ્ન** ન.,બ.વ. [સં.] સ્વસ્તિક જવ જાંબુ ધ્વજ અંકુશ કમળ અષ્ટ-કોણ ઊર્ધ્વ-રેખા તથા વજ્ર જમણા ચરણમાં અને મીન ત્રિકોણ આકાશ ગોપદ કળશ અર્ધ-ચંદ્ર તથા ધનુષ એ સાત નિશાન ડાબા ચરણમાં. (સામુદ્રિક.)

**ષોડશ-માતૃકા** સ્ત્રી., બ.વ. [સં.] ગૌરી પદ્મા શચી મેધા સાવિત્રી વિજયા જયા દેવસેના શાંતિ સ્વાહા માતા લોક-માતા ધૃતિ પુષ્ટિ તુષ્ટિ અને સ્વધા એવી સોળ દેવીઓ

**ષોડશ સંસ્કાર** (-સંસ્કાર) પું., બ.વ. [સં.] વૈદિક પ્રણાલીમાં ગર્ભાધાન પુંસવન અનવલોભ વિષ્ણુબલિ સીમંતોન્નયન જાત-કર્મ નામ-કરણ નિષ્ક્રમણ સૂર્યાવલોક અન્ન-પ્રાશન ચૂડા-કર્મ ઉપનયન મહાનામ્ય સમાવર્તન વિવાહ અને સ્વર્ગારોહણ એવા દ્વિજોના વિષયમાં સોળ સંસ્કાર-વિધિ કરવામાં આવે તે તે

**ષોડશી** સ્ત્રી. [સં.] સોળનો સમૂહ. (૨) સોળ વર્ષની યુવતિ. (૩) દસ મહાવિદ્યાઓમાંની એક. (૪) હિંદુઓમાં મરણ પછી દસમે કે અગિયારમે દિવસે કરાતું એક કર્મ. (૫) ષાડવનું એક તાન. (સંગીત.)

**ષોડશોપચાર** પું., બ.વ. [સં. षोडश + उप-चार], ૦ **પૂજન** ન., ૦ **પૂજા** સ્ત્રી. [સં.] આવાહન આસન પાદ્ય અર્ઘ્ય આચમન ધૂપ દીપ નૈવેદ્ય એવો દેવ-દેવી વગેરેનો સોળ પ્રકારે થતો પૂજન-વિધિ. [૦ **પૂજન કરવું**, ૦ **પૂજા કરવી** (રૂ.પ્ર.) સખત માર મારવો]



બ્રાહ્મી નાગરી ગુજરાતી

**સ**[1] પું. [સં.] ભારતીય આર્ય વર્ણમાળાનો અઘોષ અસ્પર્શ મહાપ્રાણ દંત્ય ઉષ્મવ્યંજન

**સ**[2] પૂર્વગ. [સં. सह નું સં. લાઘવ, બ.વ્રી. સમાસમાં સાથેનો અર્થ આપવા પૂર્વ પદમાં] સાથે : 'સ-કુટુંબ' 'સપુત્ર' 'સપત્નીક' વગેરે (બધા બ.વ્રી.)

**સ**[3] પૂર્વગ. [સં. सु > 'स' કર્મધારયના ભાવથી 'સારું'-'શોભન' એ અર્થમાં પૂર્વપદમાં] સારું : 'સ-પૂત' 'સ-જાત' વગેરે

**સઈ** (સૈ) પું. [સં. सौचिक- ▶ પ્રા. सोइअ-] સૂઈ, દરજી, મેરાઈ [દરજીઓનો મહોલ્લો

**સઈ-વાડ** (સૈ-વાડ્ય) સ્ત્રી. [જુઓ 'સઈ[1]' + 'વાડ.']

**સઈસ** (સૈસ) જુઓ 'સાઈસ.'

**સકટમ** જુઓ 'સાકટમ.'

**સ-કટું**[1] વિ. બારદાન કે વાસણ સહિતનું (વજન કરેલું)

**સકટું**[2] ન. જૂના પ્રકારની સાળમાં તોર મૂકવા માટે રાખેલો ખાંચો પાડેલો વણકરના જમણા હાથ તરફ રહેતો થાંભલો

**સકડવું** સ.ક્રિ. [રવા.] તાણીને બાંધવું, જકડીને બાંધવું, જકડવું. **સકડાવું** કર્મણિ.,ક્રિ. **સકડાવવું** પ્રે.,સ.ક્રિ.

**સકડાવવું, સકડાવું** જુઓ 'સકડવું'માં.

**સકતો** પું. મગજમાં લોહી ચડી જવાનો એક રોગ

**સકન**[1] ન. [સં. शकुन, અર્વા. તદ્‌ભવ] જુઓ 'શકુન.'

**સકન**[2] જુઓ 'સગન.'

**સક(-ક્ક)ર-કંદ** (-કન્દ) ન. [સં. शर्करा > પ્રા. सक्करा + સં.] જુઓ 'શકરિયું.'

**સક(-ક્ક)ર-કોળું** (-કોળું) ન. [સં. शर्करा > પ્ર. सक्करा + જુઓ 'કોળુ.'] ભૂરું કોળું [ખાઈને જીવનારું (જંતુ)

**સક(-ક્ક)ર-ખોર** વિ. [ફા. 'શક્કર્-ખોર્'] ફક્ત સાકર

**સક(-ક્ક)ર-ટેટી** જુઓ 'શકર-ટેટી'

**સ-કરણ** વિ. [સં.] ઇદ્રિયોવાળું, સેંદ્રિય, 'ઓર્ગેનિક.'

**સક(-ક્ક)ર-પારો** જુઓ 'શકર-પારો.'

**સકરાવવું, સકરાવું** જુઓ 'સકારવું'માં.

**સક(-ક્ક)રિયું** જુઓ 'શકરિયું.' [(૩) તોફાની

**સ-કર્ણ** વિ. [સં.] કાનવાળું. (૨) (લા.) ચકોર, સાવધાન.

**સ-કર્મક** વિ. [સં.] જેને કર્મની જરૂર હોય તેવું (ક્રિયાપદ). (વ્યા.) [વાન, સુભાગી, નસીબદાર

**સ-કર્મી** વિ. [સં. स-कर्मी, પું.] કર્મી, ભાગ્યશાળી, ભાગ્ય-

**સકલ(-ળ)** વિ. [સં.] બધું, સઘળું, તમામ

**સ-કલંક** (-કલઙ્ક) વિ. [સં.] કલંકવાળું, ડાઘાવાળું. (૨) (લા.) કલંકિત [બનાત

**સકલાત** સ્ત્રી. [અર. સિક્‌લાત્] મુલાયમ ઊનનું કાપડ,

**સકળ** જુઓ 'સકલ.'

**સકંચો,-જો** (સકઞ્ચો,-ઞ્જો) પું. [ફા. શિકંજહ્] અપરાધીઓને સજા કરવાનો એક પ્રકારનો સંચો, હેડ. (૨) સખત રીતે પકડાઈ રહે તેવો સંચો કે યંત્ર. (૩) (લા.) ગૂંચવણ, મુશ્કેલી. (૪) કાબૂ, કબજો [વિઘ્નોવાળું

**સ-કંટક** (-કણ્ટક) વિ. [સં.] કાંટાવાળું. (૨) (લા.)

**સ-કંપ** (-કમ્પ) વિ. [સં.] કંપવાળું, કંપતું, ધ્રૂજતું, થર-થરતું [હોય તેવું

**સ-કામ** વિ. [સં.] કામનાવાળું. (૨) જેમાં ફળની ઇચ્છા

**સ-કાર**[1] પું. [સં.] 'સ' વર્ણ. (૨) 'સ' ઉચ્ચાર

**સ-કાર**[2] પું. [સં. श्रीकार, અર્વા. તદ્‌ભવ] જુઓ 'શ્રીકાર.' [**૦ આવવો** (રૂ.પ્ર.) સારું નીવડવું. **-૦ પડવો** (રૂ.પ્ર.) ટેક જાળવવી. **૦ બળવા** (રૂ.પ્ર.) (અરુચિનું કથનઃ) વિવેક હોવો. (૨) માલ કે શક્તિ હોવાં]

**સ-કારણ** વિ.,ક્રિ.વિ. [સં.] કારણવાળું, હેતુવાળું, સહેતુક

**સકારવું** સ.ક્રિ. [જુઓ 'સિકારવું'] જુઓ 'સિકારવું.' **સકરાવું** કર્મણિ.,ક્રિ. **સકરાવવું** પ્રે.,સ.ક્રિ.

**સકારાંત** (-કારાન્ત) વિ. [સં. सकार+अन्त] જેને છેડે 'સ' વર્ણ આવ્યો હોય તેવું (પદ શબ્દ વગેરે)

**સકારો** પું. સાળના તાંતણાને સરખા રાખનારી લાકડી કે ચાપ, સાળ-વતરણું

**સકાવો** પું. [અર. સકાવહ્] નાહવા માટેનો નાનો હોજ. (૨) નળની ચકલી. (૩) પાણી પીવાનું વાસણ

**સકુચી** સ્ત્રી. એ નામની માછલીની એક જાત

**સ-કુટુંબ** (-કુટુમ્બ) વિ.,ક્રિ.વિ. [સં.] કુટુંબ સાથેનું, કુટુંબ-સહિત, સકટમ, સાકટમ [ગુસ્સા સાથે

**સ-કોપ** વિ. [સં.] કોપવાળું, ગુસ્સે થયેલું. (૨) ક્રિ.વિ.

**સકોરું** ન. [ફા. સકોરહ્] જુઓ 'શકોરું.'

**સક્ક(-ક્કા)ઈ** (સક્કૈ, સક્કાઇ) વિ. [જુઓ 'સક્કો[2]' + ગુ. 'અઈ' - 'આઈ' ત.પ્ર.] સિક્કાદાર. (૨) (લા.) બનાવટી ન હોય તેવું, નંબરી. (૩) સુંદર, મજાનું

**સક્કર-કંદ** (-કન્દ) જુઓ 'સકર-કંદ' – 'શકરિયું.'

**સક્કર-કોળું** જુઓ 'સકર-કોળું.'

**સક્કર-ખોર** જુઓ 'સકર-ખોર.'

**સક્કર-ટેટી** જુઓ 'સકર-ટેટી'-'શકર-ટેટી.'

**સક્કર-પારો** જુઓ 'સકર૦પારો' - શકર-પારો.'

**સક્કરિયું** જુઓ 'સકરિયું'–'શકરિયું.'

**સક્કસ** વિ. [સં. सुकष દ્વારા] સારી રીતે કસેલું

**સક્કાઈ** જુઓ 'સક્કઈ.'

**સક્કા-દાર** વિ. [જુઓ 'સક્કો' + ફા. પ્રત્યય] (લા.) ઘાટીલું. (૨) ભભકદાર, મોહક

**સક્કો**[1] પું. પથ્થરની લખોટી, શખો

**સક્કો**[2] પું. [ફા. 'સિક્કહ્' સિક્કો.] (લા.) સુંદર છાપ (૨) સુંદર ઘાટ. (૩) સુંદર દેખાવ. (૪) રુઆબ, રોફ

**સક્ત** વિ. [સં.] ચોટેલું. (૨) આસક્તિવાળું

**સક્તુ** પું. [સં.] સાથવો. (ખાદ્ય)

**સક્રિય** વિ. [સં.] કામ કર્યે જતું, કામમાં રચ્યું પચ્યું રહેતું

**સ-ક્રોધ** વિ. [સં.] ક્રોધવાળું, ગુસ્સે થયેલું

**સખડી** સ્ત્રી. [સં. संस्कृतिका > પ્રા. संखडिआ] (રાંધેલો) ભાત. (પુષ્ટિ.) (૨) (લા.) પાણીમાં બનાવેલી અડીને હાથ ધોવા પડે તેવી રસોઈની રાંધેલી તે તે ચીજ. (પુષ્ટિ.)

**સખડી-ભોગ** પું. [+ સં.] ભાત-દાળ-શાક વગેરે રાંધેલી વાની ભગવાનને ધરવામાં આવે એ ક્રિયા. (પુષ્ટિ.)

**સખણું** વિ. [સં. स-क्षणक- > પ્રા. सक्खणअ-] નિરાંત ભોગવતું, જંપવાળું, ઉધમાત વિનાનું, અડપલું નહિ તેવું

**સખત** વિ. [ફા. સખ્ત્] કઠણ, પોચું નહિ તેવું. (૨) આકરું, ઉગ્ર. (૩) અઘરું, ભારે, ન સમઝાય તેવું. (૪) કરડું, નિર્દય. (૫) ખૂબ. (૬) થકવી નાખે તેવું. (૭) મજબૂત. દૃઢ. (૮) આગ્રહ-ભર્યું. (૯) કડક, 'સ્ટ્રિક્ટ.' (૧૦) બોજારૂપ 'ઓનરસ.' (૧૧) ગંભીર, 'સીરિયસ,' (૧૨) કષ્ટ-ભરેલું, 'રિગરસ.' [૦ કાયદો (રૂ.પ્ર.) જુલમી ધારો. ૦ મજૂરીની સજા (રૂ.પ્ર.) ઘણી જ મજૂરી કરવી પડે તેવી કેદની શિક્ષા. ૦ લખાણ (રૂ.પ્ર.) આકરું લેખન. ૦ હાથે (રૂ.પ્ર.) ઘણી જ સખતાઈ થી]

**સખ(-ગ)-તળી** સ્ત્રી. જોડામાં પગની પાટલીની નીચે રહે તે પ્રમાણે નાખવામાં આવતો ચામડાનો પગના પંજાના આકારનો કરેલો ટુકડો

**સખતાઈ** સ્ત્રી. [જુઓ 'સખત' + ગુ. 'આઈ' ત.પ્ર.], **સખતી** સ્ત્રી [+ ગુ. 'ઈ' ત.પ્ર] જુઓ 'સખ્તાઈ' - 'સખ્તી.'

**સખળ-ડખળ** વિ. [રવા.] ખખળી ગયું હોય તેવું, વિખેરાઈ ગયેલું, ઢીલું પડી ગયેલું

**સ-ખંડ** (-ખણ્ડ) વિ. [સં.] ખંડવાળું, વિભાગવાળું

**સખા** પું. [સં.] મિત્ર, ભાઈ-બંધ, વયસ્ય, ગોઠિયો, દોસ્ત

**સખાઉ** વિ.,સ્ત્રી. સ્વીકારાય તો જ નાણાં લેવા-દેવાની હૂંડી

**સખા(૦ય)ત** (-ત્ય) સ્ત્રી. [સં. सखा દ્વારા] (મૈત્રી-સંબંધે) સહાયતા, મદદ [ખેરાત, 'ચેરિટી'

**સખાવત** સ્ત્રી. [અર.] છૂટે હાથે આપવામાં આવતું દાન,

**સખી**¹ સ્ત્રી. [સં.] બહેનપણી, સહિયર, સાહેલી

**સખી**² વિ. [અર.] ઉદાર, દાનેશ્વરી, દાની

**સખી-ભાવ** પું. [સં.] ભગવાનની બહેનપણી હોય એમ પ્રેમ કરી ભક્તિ કરવાનો પ્રકાર

**સખુન** ન. [ફા. સુખુન્] બોલ, વચન, વેણ, શબ્દ

**સ-ખેદ** ક્રિ. વિ. [સં.] ખેદ સાથે, દિલગીરી-પૂર્વક

**સખેદાશ્ચર્ય** ન. [+ સં. आश्चर्य] દિલગીરી સાથે ઊપજેલી કે ઊપજતી નવાઈ [જુઓ 'સખા' (પદ્યમાં).

**સખૈયો** પું. [જુઓ 'સખી' + ગુ. 'ઐયો' સ્વાર્થે ત.પ્ર]

**સખ્ત** વિ. [ફા.] જુઓ 'સખત.'

**સખ્તાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.], **સખ્તી** સ્ત્રી. [ફા.] સખ્ત હોવાપણું. (૨) અત્યંત જોર, જુલમ, 'ફ્રાઅર્સન'

**સખ્ય** ન. [સં.] મિત્રતા, દોસ્તી, દોસ્તારી, ભાઈબંધી

**સગ** સ્ત્રી. [સં. शिखा > શૌ.પ્રા. सिघा] જુઓ 'શગ.'

**સગટો** જુઓ 'સરંગટો.'

**સગડ** પું., સ્ત્રી. પગેરું, પગલાં. (૨) કેડો, માર્ગ. (૩) (લા.) સર-સમાચાર, ખબર. (૪) પત્તો, બાતમી. (૫) ઉકેલ, 'ક્લ્યૂ.' (દ.ભા.)

**સગ-ડગ** વિ. [જુઓ 'ડગવું,'-દ્વિર્ભાવ.] ડગુ-મગુ, અ-સ્થિર

**સગ-ડગો** પું. [+ ગુ. 'ઓ' ત.પ્ર.] અસ્થિરતા. (૨) (લા.) સંદેહ

**સગડી** સ્ત્રી. [સં. शकटिका > શૌ.પ્રા. सगडिआ, ગાડલી] પૈડાંવાળો લોખંડનો ચૂલો-પછી સર્વસામાન્ય લોખંડનો ગોળ-ચોરસ વગેરે ઘાટનો ઊભો ચૂલો. [૦ માથે લેવી (રૂ.પ્ર.) પારકી આફત વહોરવી. બળતી સગડી (રૂ.પ્ર.) કરજ, ઋણ, દેવું]

**સગડી-ચૂલો** પું. [+ જુઓ 'ચૂલો.'] ફેરવી ફેરવી શકાય તેવો પૈડાંવાળો લોખંડનો ચૂલો

**સગડો**¹ પું. [સં.શૌ. शकटक > પ્રા. सगडअ-, ગાડું] પૈડાંવાળો લોખંડનો ચૂલો-પછી કોઈ પણ મોટી ઊભી સગડી

**સ-ગણ** પું. [સં.] 'લઘુ-લઘુ-ગુરુ' એવા 'લ-લ-ગા' પ્રકારનો ગણ-મેળ છંદો માટેનો ત્રિ-અક્ષરી ગણ. (પિં.) (૨) વિ. સમૂહ સાથે રહેલું

**સગતરો** પું. એ નામનો એક જંગલી છોડ

**સગતળી** જુઓ 'સખતળી.'

**સગદીદ** ન. [ફા.] પારસી કોમમાં સગર્ભા સ્ત્રીએ કૂતરાનું દર્શન કરવાનો એક રિવાજ

**સગ(-ઘ)ન** પું., (-ન્ય) સ્ત્રી. હળના દાંડાના છેડે ધૂંસરું બાંધવાને માટે રાખેલો ખીલો. (૨) ગાડાની આડ-ખીલી

**સગપણ** ન. [જુઓ 'સગું' + ગુ. 'પણ' ત.પ્ર.] સગાં તરીકેનો સંબંધ, સગાઈ, 'રિલેશન.' (૨) વાગ્દાન, સગાઈ, 'બિટ્રોથલ.' [૦ કરવું (રૂ.પ્ર.) મુરતિયાનો અને કન્યાનો સંબંધ ગોઠવવો. ૦ રાખવું (રૂ.પ્ર.) સગા તરીકેનો સંબંધ ચાલુ રાખવો]

**સગર**¹ પું. [સં.] પુરાણ પ્રમાણે ઇક્ષ્વાકુ-વંશનો એક ચક્રવર્તી રાજા (ભગીરથનો દાદો). (સંજ્ઞા.) [(સંજ્ઞા.)

**સગર**² પું. સૌરાષ્ટ્રની એક ખેડૂત કોમ અને એનો પુરુષ.

**સગરણ** (-ણ્ય) સ્ત્રી. સંજોગ, તક, લાગ

**સગરામ** જુઓ 'શિગરામ.'

**સગરિયો** પું. કાછિયો (અંકલેશ્વર બાજુ)

**સગરી** સ્ત્રી. પારસી દખમાની અંદર આતશ અખંડ રાખવાનું મકાન [ભાઈ કે બહેન

**સ-ગર્ભ** વિ. [સં.] ગર્ભ-સહિતનું. (૨) (લા.) સહોદર

**સગર્ભા** સ્ત્રી. [સં.] પેટમાં ગર્ભ હોય તેવી (કોઈ પણ સ્ત્રી કે માદા), 'પ્રેગ્નન્ટ,' 'એક્સ્પેક્ટન્ટ'

**સગર્ભાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] પેટમાં ગર્ભ હોય તેવી દશા, 'પ્રેગ્નન્સી' [ગર્વ-પૂર્વક, મગરૂરીથી

**સ-ગર્વ** વિ. [સં.] ગર્વ-સહિતનું, મગરૂર. (૨) ક્રિ. વિ.

**સગલું** વિ. જુઓ 'સગું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] નિકટનું સગું (પતિને પત્ની, પત્નીને પતિ) (કંઈક તિરસ્કારમાં)

**સગવટ**¹ (-ટચ) સ્ત્રી. [જુઓ 'સગું' દ્વારા.] સગા તરીકેનો સંબંધ, સગપણ, સગાઈ

**સગવટ**² (-ટચ), -ડ (-ડચ) સ્ત્રી. સુગમતા, અનુકૂળતા, સરખાઈ, 'કન્વિનિયન્સ.' (૨) રહેવાની સરખાઈ, 'એકોમોડેશન.' [૦ જોવી (રૂ.પ્ર.) સરખાઈ હોવાનો ખ્યાલ લેવો. ૦ પડવી (રૂ.પ્ર.) અનુકૂળતા આવવી]

**સગવડ-ભર્યું** (સગવડ્ય-) વિ. [+જુઓ 'ભરવું'+ગુ. 'યું' ભૂ.કૃ.,પ્ર.], **સગવડિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] સગવડ સચવાય એ પ્રકારનું, અનુકૂળ આવે તેવું, ફાવતું, 'કન્વિનિયન્ટ'

**સગવણ** (-ણ્ય) સ્ત્રી. સંભાળ, સંરક્ષણ

**સગવાડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'સગું' દ્વારા.] જુઓ 'સગવટ.[૧]'

**સગાઈ** સ્ત્રી. [જુઓ 'સગું'+ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'સગપણ.' ['નેપોટિઝમ'

**સગા-વાદ** પું. [જુઓ 'સગું'+સં.] સગા તરફનો પક્ષપાત,

**સગીર** વિ. [અર.] કાયદા પ્રમાણે ગણાતી કાચી ઉંમરનું, અ-પુખ્ત, 'માઇનોર'

**સગીરાવસ્થા** સ્ત્રી. [+સં, अव-स्था] અ-પુખ્ત ઉંમર, કાચી વય, 'માઇનોરિટી'

**સ-ગુણ** વિ. [સં.] સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણવાળું. (વેદાંત). (૨) આકારવાળું (સ્વરૂપ). (વેદાંત.) (૩) આનંદાકાર (સ્વરૂપ.) (શુદ્ધા. વેદાંત.)

**સ-ગુરું** વિ. [સં. स-गुरु+ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ગુરુની દીક્ષા લીધી હોય તેવું, દીક્ષિત ગુરુવાળું

**સગું** વિ. [સં. स्वक-क->શૌ.પ્રા. सगअ] પોતાનું, નિજી. (૨) પોતાનું અંગતનું લોહીનું સંબંધી, 'રિલેટિવ'

**સગું-વહાલું** (-વાઃલું) વિ. [+જુઓ 'વહાલું.'] લોહીના સંબંધવાળું અને મિત્ર કે એવું નજીકની કોટિનું

**સગું-સહોદર** ન. [+સં.] સ્વજન ભાઈ-ભાંડુ વગેરે

**સગું-સંબંધી** (-સમ્બ-ધી) વિ. [+સં.,પું.] લોહીના સંબંધનું અને મિત્ર-વર્ગમાંનું

**સગું-સાંઈ** વિ. [+જુઓ 'સાંઈ.'] જુઓ 'સગું-વહાલું.'

**સગું-સાગળું** વિ. [+જુઓ 'સગું' દ્વારા.] જુઓ 'સગું-વહાલું.'

**સગે-વગે** ક્રિ.વિ. [જુઓ 'સગું'+'વગ'+બેઉને 'એ' સા. વિ.,પ્ર.] લાગતે વળગતે. [૦ કરવું (રૂ.પ્ર.) બીજાની જાણ થાય નહિ એમ માલ-સામાન જેવું ક્યાંય ગોઠવી છુપાવી દેવું યા વાપરી નાખવું]

**સ-ગોત્ર** વિ. [સં.], **-ત્રી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સમાન પિતૃ-વંશનું, જેનો ગોત્ર-ઋષિ એક જ હોય તેવું, પિતરાઈ, 'કો-લેટરલ,' 'એગ્નેઇટ' [ગાઢ, ઘાટું, નિબિડ

**સ-ઘન** વિ. [સં.] નક્કર. (૨) ભરચક, 'ઇન્ટેન્સિવ.' (૩)

**સઘનોત્તર** વિ. [સં. सघन+उत्तर] સઘન થયા પછીનું, 'પોસ્ટ-ઇન્ટેન્સિવ'

**સઘરિયો** વિ., પું. [સં. स-गृहीतक>પ્રા. सग्घरियअ-] ગ્રહણ-સહિત દશામાં સૂર્ય કે ચંદ્ર આથમી જાય તે

**સઘળું** વિ. [સં. सकलक->અપ. सघलअ-] સકળ, બધું, તમામ

**સ-ચકિત** વિ. [સં. 'स' ની જરૂર નથી.] આશ્ચર્ય પામેલું. (૨) ક્રિ.વિ. આશ્ચર્યથી. (૩) અધીરાઈથી

**સ-ચર** વિ. [સં.] હરનારું ફરનારું, જંગમ

**સચરાચર** વિ. [+સં. अ-चर] જંગમ અને સ્થાવર, ચેતન અને જડ. [૦ ઊતરવું (રૂ.પ્ર.) નિર્વિઘ્ને પાર પડવું. ૦ વ્યાપવું (રૂ.પ્ર.) સર્વત્ર પથરાઈ રહેવું]

**સચવાવવું, સચવાવું** જુઓ 'સાચવવું'માં.

**સ-ચિત્ત** વિ. [સં.] ચિત્તવાળું. (૨) (લા.) સાવધાન

**સ-ચિત્ર** વિ. [સં.] જેમાં ચિત્રો હોય તેવું, 'ઇલસ્ટ્રેઇટેડ'

**સચિવ** પું. [સં.] (અત્યારે) રાજ્યના મંત્રીઓનો તે તે સહાયક કાર્યકર, 'સેક્રેટરી'

**સચિવાલય** ન. [+સં. आलय, પું.,ન.] રાજ્યનો કારોબાર કરનાર ખાતાંઓના અધિકારી સચિવો અને એમના કારકુનોને બેસવાનું કાર્યાલય, 'સેક્રેટરિયેટ'

**સ-ચિંત** (-ચિન્ત) વિ. [સં.] ચિંતાવાળું. (૨) ક્રિ. વિ. ચિંતા-પૂર્વક [ચીકટ

**સ-ચીકણું** વિ. [સં. सचिक्कण] ખૂબ ચીકણું, ચીકાશવાળું,

**સચૂકું** વિ. સચોડું, સમૂળગું, તદ્દન

**સ-ચેત** વિ. [સં. स-चेतस्] સભાન, સાવધાન, જાગ્રત, સાવધ, 'કૅાન્શિયસ' (મ.ન.)

**સ-ચેતન** વિ. [સં.] શરીરમાં ચેતનવાળું, જીવતું. [૦ દ્રવ્ય ન. [+સં.] 'પ્રોટોપ્લૅઝમ' (ન.દે.) ૦ પરમાણુ ન. [+સં.,પું.] 'બાયોફોર' (ન.દે.)] ['ઍક્ટિવ' (ન.ભો.)

**સ-ચેષ્ટ** વિ. [સં.] ચેષ્ટાવાળું, સચેતન, હિલચાલ કરતું,

**સચ્ચાઈ** સ્ત્રી. [હિં 'સચ્ચા'+ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'સચાઈ'-'અર્નેસ્ટ-નેસ' (અ.મ.રા.), 'સિન્સિયારિટી' (અ.મ.રા.)

**સ-ચૈલ** ક્રિ.વિ. [સં.] (લા.) પહેરેલ કપડે, માથા-બોળ

**સ-ચોટ** વિ. [+જુઓ 'ચોટવું.'] ચોટી જાય એ રીતનું. (૨) નિષ્ફળ ન જાય તેવું. (૩) દાખલા દલીલ અને પુરાવાવાળું, સ-પ્રમાણ

**સચોડું** ક્રિ.વિ. સમૂળગું, બધું જ, બિલકુલ, તદ્દન

**સચ્ચરિત,-ત્ર** ન. [સં. सत्+चरित्र. સંધિથી], સદાચાર, સદાચરણ, (૨) વિ. સારી વર્તણૂકવાળું, સદ્વર્તની

**સચ્ચારિત્ર, -ત્ર્ય** ન. [સં.] જુઓ 'સચ્ચરિત(૧).'

**સચ્ચિત્** ન. [સં. सत्+चित्, સંધિથી] સત્=જડ અને ચિત્=જીવ એ બે સ્વરૂપ, જડ-ચેતન

**સચ્ચિદાનંદ** (-નન્દ) પું. [સં. सच्चित्+आनन्द] સત્ ચિત્ અને આનંદ એ ત્રણેથી પૂર્ણ, પરબ્રહ્મ, પરમેશ્વર, પરમાત્મા [ચિત્થી પૂર્ણ જડચેતનાત્મક

**સચ્ચિન્મય** વિ. [સં. सच्चित्+मय પ્ર., સંધિથી] સત્ અને

**સચ્છાસ્ત્ર** ન. [સં. सत्+शास्त्र, સંધિથી] સાચું શાસ્ત્ર (પાખંડ શાસ્ત્ર નહિ તેવું), ધર્મ-નીતિ વગેરેનો બોધ કરનારું શાસ્ત્ર

**સ-ચ્છિદ્ર** વિ. [સં. स+छिद्र, સંધિવાળું] કાણાવાળું, છેદ-વાળું. (૨) (લા.) ખામી-ભરેલું ખોડ-ખાંપણવાળું

**સચ્છૂદ્ર** પું. [સં. सत्+शूद्र, સંધિથી.] અસ્પૃશ્ય ન ગણાયો હોય તેવો શૂદ્રવર્ણનો માણસ અને સમૂહ

**સ-જગ** જુઓ 'સજાગ.' ['સજ્જડ-બાણ.'

**સજડ-બંબ** (બમ્બ), **સજડ-બાણ** જુઓ 'સજ્જડ-બંબ:-

**સજડા-સજડી** સ્ત્રી. [જુઓ 'સજડ,'-દ્વિર્ભાવ+ગુ. 'ઈ' ત.પ્ર.] ખીચોખીચ ભરાઈ રહેવું એ. (૨) ક્રિ.વિ. ખીચોખીચ

**સજડિયું** ન. ગાડાના કઠોડામાંથી ધીધમાં સોંસરવો નાખેલો ખીલો. (૨) જેની સાથે ગરેડી રાખવાનાં ઢીંગલાં

જડયાં હોય તેવું લાકડું
**સજદો** પું. [ફા. સજ્દ્] એક પ્રકારનો મુસલમાની પોશાક
**સજની** સ્ત્રી. [સં. सु-जना] (લા.) સખી, બહેનપણી
**સ-જલ(-ળ)** વિ. [સં.] પાણીવાળું. (૨) આંસુવાળું, આંસુથી ભરેલું
**સજવું** સ.ક્રિ. [સં. सज्ज,-ના.ધા.] તૈયાર કરવું. (૨) ધારણ કરવું. (૩) ધાર કાઢવી. **સજાવું** કર્મણિ.,ક્રિ. **સજાવવું** પ્રે.,સ.ક્રિ.
**સ-જળ** જુઓ 'સ-જલ.'
**સજાઈ** સ્ત્રી. [જુઓ 'સજવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] સજવું એ, તૈયારી. (૨) ધાર કઢાવવાની ક્રિયા. (૩) ધાર કઢાવવાનું મહેનતાણું. (૪) ગોઠવણ, વ્યવસ્થા. (૫) જોડામાં તળા ઉપર પંજાને ફરતી અપાતી ઊભી કોર. (૬) (લા.) સામગ્રી
**સ-જા(-જ)ગ** વિ. [સં. स + જુઓ 'જાગવું.'] પૂરું જાગતું હોય તેવું, જાગ્રત. (૨) (લા.) સાવધાન, સાવચેત
**સ-જાગરું** વિ. [સં. स+जागरूक દ્વારા] ઓછી ઊંઘવાળું
**સ-જાત (-ત્ય)** સ્ત્રી. [સં. सु-जाति, અર્વા. તદ્ભવ] સમાન જાતિ. (૨) વિ. કુલીન, ખાનદાન
**સ-જાતિ** વિ. [સં.] સમાન જ્ઞાતિનું, નાતીલું
**સ-જાતીય** વિ. [સં.] એક જ જાતિ કે વર્ગ યા સમૂહનું, 'કૉગ્નેઇટ.' (વ્યા.) (૨) જુઓ 'સ-જાતિ.'
**સજાત્ય** ન. [સં. साजात्य] સજાતીય-તા. (૨) ભૂમિતિના સિદ્ધાંતમાંની સમાનતા, 'સિમિલિટયૂડ.' (ગ.)
**સજાત્ય-રેખા** સ્ત્રી. [+સં.] સમાન આકૃતિની રેખા, 'લાઇન ઑફ સિમિલિટયૂડ.' (ગ.)
**સજાપો** પું. [જુઓ 'સાજું' + ગુ. 'આપો' ત.પ્ર.] સાજું હોવાપણું, તંદુરસ્તી, આરોગ્ય, સ્વાસ્થ્ય
**સજામણ** ન. [જુઓ 'સજવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] સજવું એ, સજાવટ. (૨) ધાર કાઢવી એ. (૩) ધાર કાઢવાનું મહેનતાણું ['સજિયો.'
**સજાયો** પું. [જુઓ 'સજવું' + ગુ. 'આયો' કૃ.પ્ર.] જુઓ
**સજાવટ (-ટ્ય)** સ્ત્રી. [જુઓ 'સજાવું' + ગુ. 'વટ' ત.પ્ર.] સજવું એ, વેશ-ભૂષા, વગેરેની સજાઈ. (૨) ગોઠવણી, વ્યવસ્થા
**સજાવર** વિ. [ફા.] યોગ્ય, લાયક
**સજાવવું**[1-2] જુઓ 'સજવું' - 'સાજવું'માં.
**સજિ(-જે)યો** પું. [જુઓ 'સજવું' + ગુ. 'ઇયું' 'એયું' કૃ.પ્ર.] (સજીને તૈયાર કરાતો હોઈ) અસ્રો, સજાયો. [૦ તતડવો (રૂ.પ્ર.) દાઢી વગેરે પર અસ્રો લાગી જવાથી ફોલ્લીઓ ઊઠી આવવી] [ચેત-ચવાળું, જીવતું
**સ-જીવ** વિ. [સં.] જેનામાં જીવ હોય તેવું, સચેતન,
**સ-જીવન** વિ. [સં.] (જેનામાંથી જીવ નીકળી ગયો હોય તેમાં) ફરી જીવન આવ્યું હોય તેવું, મરેલું જીવિત થયેલું. [૦ ઔષધિ (રૂ.પ્ર.) કાપ્યા કરે તોય વધ્યા કરતી વનસ્પતિ. ૦ પાણી (રૂ.પ્ર.) કદી વહેતું સુકાય નહિ તેવું પાણી]
**સજીવારોપણ** ન. [+ સં. आ-रोपण] નિર્જીવ વસ્તુમાં જીવનું આરોપણ કરી કરવામાં આવતું વર્ણન એ રીતનો એક અર્થાલંકાર, 'પર્સોનિફિકેશન' (ન.લ.) (કાવ્ય.)
**સજીવું** વિ. [સં. स-जीव + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સ-જીવ.'
**સજૈયો** જુઓ 'સજિયો.'
**સ-જોડ** (-ડ્ય) વિ. [સં. स+જુઓ 'જોડ.'], -ડીલું વિ. [+ગુ. 'ઈલું' ત.પ્ર.] જોડીદાર સાથેનું [દંપતી
**સ-જોડું** ન. [સં. स + જુઓ 'જોડું.'] સ્ત્રી-પુરુષનું જોડું,
**સજોડે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] બંને દંપતી સાથે હોય એમ
**સ-જોર** વિ. [સં. स + જુઓ 'જોર.'], -રું વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જોરવાળું, (૨) જબરું, બળવાન
**સજ્જ** વિ. [સં.] સાધન કે વસ્રો વગેરેથી તૈયાર થઈ ઊભેલું કે રહેલું
**સજ્જડ** વિ. સખત ચોટેલું, પ્રબળ રીતે જડાઈ ગયેલું. (૨) મજબૂત, દૃઢ, સખત. [૦ થઈ જવું (રૂ.પ્ર.) આભા બની જવું. (૨) અક્કડાઈ જવું. ૦ ઝાલવું (રૂ.પ્ર.) છૂટે નહિ એ રીતે પકડવું. ૦ ધાપ (રૂ.પ્ર.) મોટી ચોરી. (૨) મોટી ગપ. ૦ માર (રૂ.પ્ર.) સખત માર. ૦ લેવું (રૂ.પ્ર.) ધમકી આપવી]
**સજ્જ(-જ)ડ-બંબ (-મ્બ), સજ્જ(-જ)ડ-બાણ** વિ. [+ જુઓ 'બંબ' અને સં.] એકદમ સજ્જડ
**સજ્જન** પું.,ન. [સં. सत्+जन, સંધિથી, પું.] સારું માણસ, ખાનદાન માણસ, ગૃહસ્થ માણસ, સદ્ગૃહસ્થ. (૨) સાલસ અને ગરવા સ્વભાવનું માણસ
**સજ્જન-તા** સ્ત્રી. [સં.], **સજ્જનાઈ** સ્ત્રી. [સં. सज्जन[1] + ગુ. 'આઈ' ત.પ્ર.] સજ્જન હોવાપણું, ખાનદાની
**સજ્જા**[1] સ્ત્રી. [સં.] પોશાક. (૨) બખતર
**સજ્જા**[2] સ્ત્રી. [સં. शय्या > પ્રા. सज्जा, પ્રા. તત્સમ] શય્યા, પથારી, બિછાનું. (૨) હિંદુઓમાં મરણ પામનાર પાછળ તેરમે દિવસે અપાતું શય્યાનું દાન
**સજ્જિત** વિ. [સં. + इत કૃ. પ્ર. નિરર્થક] સજ્જ થયેલું
**સજ્ઝાય** સ્ત્રી. [સં. स्वाध्याय > પ્રા. सज्झाय, પું., પ્રા. તદ્ભવ] સ્તુતિ વગેરેથી ભરેલો સ્તોત્રના રૂપનો જૂ.ગુ.નો એક જૈન સાહિત્ય-પ્રકાર. (જૈન.)
**સટ**[1] ક્રિ.વિ. [રવા.] જલદીથી, ઝટ દઈને
**સટ**[2] પું. [અં. સેટ્] સમાન વસ્તુઓનો સમૂહ, 'સેટ.' (૨) જોડ, જોડી
**સટક** ક્રિ.વિ. [રવા.] તરત, એકદમ, ઝટ, સટ દઈને
**સટકણ,-ણું** વિ. [જુઓ 'સટકવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.], -ણિયું વિ. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સટકી જનારું, નાસી જનારું. (૨) ખસી જનારું
**સટકવું** અ.ક્રિ. [રવા.] નાસી કે ભાગી જવું. (૨) ખસી પડવું. **સટકાવું** ભાવે.,ક્રિ. **સટકાવવું** પ્રે.,સ.ક્રિ
**સટકાવવું, સટકાવું** જુઓ 'સટકવું'માં.
**સટકિયું** વિ. [જુઓ 'સટકવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] જુઓ 'સટકણ.' (૨) ન. ઝટ છૂટી જાય તેવી ગાંઠ, સટકિયું.

(૩) (લા.) નાની ઉંદરડી
**સટકો** પું. [જુઓ 'સટકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] માથા વગેરે અંગોમાં રહી રહીને થતું દુઃખ, સાટકો
**સટ-પટ¹** (સટ્ય-પટ્ય) સ્ત્રી. [રવા.] નકામી વાર લગાડવી એ
**સટ-પટ²** ક્રિ.વિ. [રવા.] એક-દમ, ઝટ-પટ, ઉતાવળે
**સટપટાટ** પું. [જુઓ 'સટપટ²' + ગુ. 'આટ' ત.પ્ર.] બહાર જવા માટે તૈયાર થવામાં કરાતી ટાપ-ટીપ
**સટપટિયું** વિ. [જુઓ 'સટપટ²' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સટપટાટ કરનારું, ઉતાવળ કરનારું. (૨) ચંચળ, રમતિયાળ
**સટર-પટર** વિ. [રવા.] આમ-તેમ, આઘું-પાછું. (૨) વેરણ-છેરણ, અસ્તવ્યસ્ત. (૩) પરચૂરણ. (૪) ક્રિ.વિ. અવ્યવસ્થિતપણે, જેમ-તેમ [પરચૂરણ
**સટરપટરિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] ગડબડિયું. (૨)
**સટવું** અ.ક્રિ. [જુઓ 'સટ,¹' -ના.ધા.] જલદીથી સરકી જવું. (૨) અલોપ થઈ જવું
**સટ સટ** ક્રિ.વિ. [જુઓ 'સટ¹' -દ્વિર્ભાવ.] ઝટ ઝટ, જલદી, સટોસટ [ભરછટ વાળ
**સટા** સ્ત્રી. [સં.] જટા. (૨) કેશવાળી. (૩) ડુક્કરના
**સટાક** ક્રિ.વિ. [રવા.] 'સટાક' એવા અવાજથી. (૨) ઝટ, ત્વરાથી, સટ દઈ ને. (૩) (-ક્ય) સ્ત્રી. ચામડાના કોરડાનો અવાજ. (૪) ખેતરમાંથી પક્ષી ઉડાડવા માટેનો કોરડો. [૦ **વીંખડી** (રૂ.પ્ર.) જેની નીચે નિંદા કરનાર અને ગપ્પાં મારનારા નવરા માણસો બેસી રહેતા હોય તેવું ઝાડ]
**સટાકો** પું. [રવા.] 'સટાક' એવો અવાજ (કોરડા વગેરેનો). (૨) સાટકો.(૩) જુઓ 'ફાટકો.'
**સટા-ખોર** જુઓ 'સટ્ટા-ખોર'
**સટાખોરી** જુઓ 'સટ્ટાખોરી.'
**સટા-બજાર** જુઓ 'સટ્ટા-બજાર.'
**સટા-બાજ** જુઓ 'સટ્ટા-બાજ.'
**સટાબાજી** જુઓ 'સટ્ટાબાજી.'
**સ-ટીક** વિ. [સં.] ટીકાવાળું, વિવરણવાળું, સમજૂતી-વાળું
**સટે** જુઓ 'સાટે.'
**સટોડિ(-રિ)યું** જુઓ 'સટ્ટોડિયું.' ['સટ સટ.'
**સટોસટ** (-ટ્ય) ક્રિ.વિ. [જુઓ 'સટ.¹' -દ્વિર્ભાવ.] જુઓ
**સટ્ટક** ન. [સં.] એક ઉપ-રૂપક (ગૌણ નાટ્ય-પ્રકારોમાંનો એક પ્રકાર, જેમાં પ્રાકૃતભાષા પ્રધાનપણે વપરાઈ હોય.) (નાટ્ય.)
**સટ્ટા(-ટા)-ખોર** વિ. [જુઓ 'સટ્ટો' + ફા. પ્રત્યય.] સટ્ટો ખેલ્યા કરનારું, સટોડિયું
**સટ્ટા(-ટા)ખોરી** સ્ત્રી. [ + ફા. પ્રત્યય] સટ્ટા-ખોરનો ધંધો, ખૂબ સટ્ટો ખેલ્યા કરવું એ
**સટ્ટા(-ટા)બજાર** સ્ત્રી.,ન. [જુઓ 'સટ્ટો' + 'બજાર.'] જ્યાં વાયદાના સટ્ટા ખેલાતા હોય તેવી બજાર
**સટ્ટા(-ટા)બાજ** વિ. [ જુઓ 'સટ્ટો' + ફા. પ્રત્યય.] જુઓ 'સટ્ટા-ખોર.'
**સટ્ટા(-ટા)બાજી** સ્ત્રી. [ + ફા. પ્રત્યય] જુઓ 'સટ્ટા ખોરી.'
**સટ્ટો** પું. [દે. પ્રા. સટ્ટઅ, વિનિમય, અદલા-બદલી] માલની લેવડ-દેવડ અમુક વખતે કરવાનો વાયદો કરી ખેલવામાં આવતો એક પ્રકારનો વેપાર, તેજીમંદીનો ધંધો (એક પ્રકારનો આ જુગાર છે.) [૦ **ખેલવો**, ૦ **રમવો** (રૂ.પ્ર.) સટ્ટો કરવો. ૦ **મારી જવો** (રૂ.પ્ર.) ઉઠાવી જવું, ઉપાડી જવું]
**સટ્ટો(-ટો)ડિ(-રિ)યું** વિ. [ + ગુ. 'ડું' ત.પ્ર. + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સટ્ટો ખેલનારું [ઠેકાણું, સારું ઘર, ખાનદાન ઘર
**સ-ઠેકાણું** ન. [સં. सु > 'સ' + જુઓ 'ઠેકાણું.'] સારું
**સડ¹** પું. પક્ષ, તરફેણ. (૨) લાકડાના મિયાડાનો એક ભાગ
**સડ²** વિ. [રવા.] ભરાવાથી તંગ થયેલું. (૨) હિલ-ચાલ વિનાનું, દિઙ્મૂઢ. (૩) ક્રિ.વિ., ઝડપથી, જલદી
**સડ³** (-ડ્ય) સ્ત્રી. શરમ, લાજ
**સડક¹** ક્રિ.વિ. [રવા.] જુઓ 'સડ.²' [ધોરીમાર્ગ
**સડક²** (-ક્ય) સ્ત્રી. [અર. શરક્] પાકો બાંધેલો રસ્તો,
**સડક-લાકડું** વિ. [+જુઓ 'લાકડું'] લાકડા જેવું જડ
**સડકારો, સડકો¹** પું. [રવા] જોરથી વાયુ ખેંચતાં નાકમાં થતો અવાજ. (૨) સબડકો. (૩) સરડકો. (૪) સબાકો
**સડકો²** પું. હાથીના કાનની પાછળ નાખવામાં આવતો શણગાર
**સડજડ** વિ. અડી [રહેનારું
**સડ-ઝોડ** વિ. પોતાના મત કે કથનને પ્રબળ રીતે વળગી
**સ(-સુ)ડતાળીસ(-શ)** વિ. [સં. सप्त-चत्वारिंशत् > પ્રા. सत्तचत्तालीस દ્વારા] ચાળીસ અને સાત સંખ્યાનું
**સ(-સુ)ડતાળો** પું. [જુઓ 'સ(-સુ)ડતાળીસ' + ગુ. 'ઓ' ત.પ્ર.] કોઈ પણ સૈકાના ૪૭ મા વર્ષનો દુકાળ
**સ(-સા)ડ-તી(-ત્રી)સ(-શ)** વિ. [સં. सप्तत्रिंशत् દ્વારા] ત્રીસ અને સાતની સંખ્યાનું
**સ(-સા)ડતી(-ત્રી)સાં(-શાં)** ન., બ.વ. [જુઓ 'સા(-સ)-ડતી(ત્રી)સું(-શું).'] જુઓ 'સાડતીસાં.'
**સ(-સા)ડતી(-ત્રી)સું(-શું)** જુઓ 'સા(-સ)ડતી (-ત્રી)સું(-શું).'
**સડથો** પું. [જુઓ 'સડવું' દ્વારા.] સડી ગયા જેવું લાગતું તદ્દન મેલું કપડું
**સડદું** વિ. મેલું
**સડ-વડ** (સડ્ય-વડ્ય) ક્રિ.વિ. [રવા.] સડસડાટ, સપાટા-બંધ
**સડ(-ડા)વવું** જુઓ 'સડવું'માં.
**સડવું** અ.ક્રિ. [સં. सद् નો વિકાસ] કોહવાઈ જવું. (૨) (લા.) દૂષિત થવું, ભ્રષ્ટ થવું. **સડ(-ડા)વવું, સેડવવું** પ્રે.,સ.ક્રિ.
**સડ-સઠ** (-ઠ્ય) વિ. [સં. सप्त નો ગુ. 'સડ' + સં. षष्टि > પ્રા. सट्ठि, સ્ત્રી.] સાઠ અને ઉપર સાત સંખ્યાનું
**સડ સડ** ક્રિ.વિ. [રવા.] ઊકળતા પાણી વગેરેનો અવાજ થતો હોય એમ
**સડસડવું** અ.ક્રિ. [જુઓ 'સડ સડ.' -ના.ધા.] સડસડ અવાજ સાથે તેલ કે ઘીમાં તળાવું. **સડસડાવવું** પ્રે.,સ.ક્રિ.
**સડસડાટ** પું. [જુઓ 'સડ સડ' + ગુ. 'આટ' ત.પ્ર.] સડ સડ એવા અવાજ સાથે. (૨) ક્રિ.વિ. ઝડપથી એકદમ, થોભ્યા વગર
**સડસડાવવું** જુઓ 'સડસડવું'માં. [ચકિત
**સડાક** ક્રિ.વિ. [રવા.] ઉતાવળથી, ત્વરાથી, ઝટ. (૨) વિ.
**સડાકો** પું. [રવા.] 'સડાક' એવો અવાજ. (૨) નાકથી કરવામાં આવતો એવો અવાજ. (૩) ચાબુકનો અવાજ.

સાટકો. (૪) સબડકો. [૦ તાણવો, ૦ મારવો (રૂ.પ્ર.) બીડી ચલમ વગેરેનો દમ ખેંચવો]
**સડાચાર** પું. [જુઓ 'સડો' + સં. આ-ચાર] ભ્રષ્ટ આચાર
**સડા-નિરોધક** વિ. [જુઓ 'સડો' + સં.] સડો થતો રોકે તેવું, 'એન્ટિસેપ્ટિક.' (૨) (લા.) ભ્રષ્ટાચારને અટકાવનારું
**સડા(-ડા)વવું** જુઓ 'સડવું'માં.
**સડાસડ** ક્રિ.વિ. [જુઓ 'સડ સડ.'] એક પછી એક લાગે એ રીતના મારથી. (૨) સડસડાટ, જલદી
**સડિયો** (સઃડિયો) પું. અળવીનો છોડ
**સડેડાટ** ક્રિ.વિ. [રવા.] સડસડાટ
**સડો** પું. [જુઓ 'સડવું' ગુ. 'ઓ' કૃ.પ્ર.] સડવાની ક્રિયા, કોહવાણ, કોહવાટ. (૨) (લા.) ભ્રષ્ટાચાર. [૦ પડવો, ૦ પેસવો (-પેસવો), ૦ લાગવો (રૂ.પ્ર.) ખરાબ અસર થવી. (૨) કુમાર્ગે જવું]
**સઢ** પું., (-ડ્ય) સ્ત્રી. [દે.પ્રા. સઢ,-પું.] વહાણ મછવા હોડી વગેરેમાં ગતિમાં હવાની અનુકૂળતા લેવા માટે કૂવાને આધારે બંધાતો ત્રિકોણાકાર વિશાળ વસ્ત્ર-પટ
**સઢીલ** વિ. [સં. શિથિલ > પ્રા.સિઢિલ દ્વારા] શિથિલ, ઢીલું
**સણકારો, સણકો** પું. [રવા.] શૂળની વેદના. (૨) (લા.) મનનો તરંગ
**સણગટ** પું. ઘૂંઘટ, ઘૂમટો, સોડિયું
**સ(-શ)ણગાવું** અ.ક્રિ. [જુઓ 'સણગો,'-ના.ધા.] પલાળેલા કઠોળ વગેરેના દાણામાંથી કોંટા ફૂટવા, ફણગાવું
**સ(-શ)ણગો** પું. પલાળેલા કઠોળ વગેરેમાંથી કોંટો ફૂટવો, એ, ફણગો ફૂટવો એ
**સણસ** (-સ્ય) સ્ત્રી. સંજ્ઞા, ઈશારો. (૨) ચીવટ
**સણ-સણ** (સણ્ય-સણ્ય) સ્ત્રી. [રવા.] શંકા, ધારણા
**સણસણવું** અ.ક્રિ. [રવા.] 'સણ સણ' એવો વેગનો કે હવાનો અવાજ થવો
**સણસણાટ** પું., -ટી [જુઓ 'સણસણવું' + ગુ. 'આટ' –'આટી' કૃ.પ્ર.] સણસણવાનો અવાજ
**સણસરાવવું, સણસરાવું** જુઓ 'સણસારવું'માં.
**સણસાર** પું. [જુઓ 'સણસ' દ્વારા.] જુઓ 'સણસ.' (૨) પગ-રવ. (૩) ઘોડાને ઉતાવળે ચલાવવા કરાતો ચાબુકનો અવાજ
**સણસારવું** સ.ક્રિ. [જુઓ 'સણસાર,' -ના.ધા.] સણસ કરવી, ઈશારો કરવો.. (૨) વાહન ચલાવતાં પશુને ચાનક ચડાવવા ચાબુકનો કે રાશનો અવાજ કરવો. **સણસરાવું** કર્મણિ., ક્રિ. **સણસરાવવું** પ્રે.,સ.ક્રિ.
**સણસારો** પું. [જુઓ 'સણસાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સણસાર'–'સણસ.' [(કઠોળ)
**સણંગ**[1] (સણઙ્ગ) વિ. જેમાંથી સણગો ફૂટયો હોય તેવું
**સણંગ**[2] (સણઙ્ગ્ય) સ્ત્રી. જમીનની અંદરનો માર્ગ, સુરંગ
**સણંદ** જુઓ 'સનદ.'
**સણિયું** વિ. સાવધાન, ચતુર
**સણીજી** સ્ત્રી. [જુઓ 'સણીજો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] માતા
**સણીજો** પું. પિતા, બાપ
**સત્** ન. [સં.] ઈશ્વરની ઉપજાવેલી ગણાતી સૃષ્ટિમાંનું જડ તત્ત્વ. (૨) પરમતત્ત્વ બ્રહ્મનો એક અચેતન ભાગ. (વેદાંત.) [નિર્બળ થવું]
**સત**[1] ન. [સં. સત્] અસ્તિત્વ. [૦ નીકળવું (રૂ.પ્ર.)
**સત**[2] ન. [સં. સત્ય] સાચાપણું, સત્ય. (૨) સત્ત્વ, સાર, તત્ત્વ, કસ. (૩) સતીનું સતીત્વ, સતીનો જુસ્સો. [૦ આવવું, ૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) સતીનો બળી જવા જુસ્સો આવવો. ૦ છોડવું (રૂ.પ્ર.) હિંમત ખોવી. ૦ ડગવું, ૦ ડોલવું (રૂ.પ્ર.) ધર્મમાંથી પતિત થવું, ૦ પર ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ધર્મમાં દૃઢ રહેવું. ૦ પર રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) પ્રામાણિકતાને વળગી રહેવું]
**સત-કબીરિયો** પું. [જુઓ 'સત[2]' + 'કબીરિયો.'] કબીર-પંથના બે ફિરકાઓમાંનો એક એ નાનો ફિરકો. (સંજ્ઞા.)
**સત-જુગ** પું. [સં. સત્ય-યુગ, અર્વા. તદ્ભવ] પૌરાણિક ચાર મહાયુગોમાંનો પહેલો સત્ય-યુગ, કૃત-યુગ
**સતજુગિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] સત્ય-યુગના જમાનાનું. (૨) (લા.) સત્યવાદી, ધર્માત્મા
**સતત** વિ .[સં.] ચાલુ રહેલું કે રહેતું, હમેશ ચાલુ, લગાતાર, 'કન્ટિન્યુઅસ,' 'પર્સિસ્ટન્ટ.' (૨) ક્રિ.વિ. ચાલુ. (૩) નિરંતર, હંમેશ
**સતત-ગતિ** પું. [સં., બ.વ્રી.] (લા.) પવન
**સતપત** (-ત્ય) સ્ત્રી. [રવા.], -તાટ પું. [ + ગુ. 'આટ' ત.પ્ર.] જંપીને ન બેસવું એ, ચંચળતા
**સત-પંથ** (-પન્થ) પું. [જુઓ 'સત[2]' + 'પંથ.'] સાચો ધાર્મિક માર્ગ. (૨) ગુજરાતનો પિરાણા પંથ (અર્ધ મુસ્લિમ-અર્ધ-હિંદુ). (સંજ્ઞા.) [અનુયાયી
**સતપંથી** (-પન્થી) વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] પિરાણા સંપ્રદાયનું
**સતમ** જુઓ 'સિતમ.' ['બિલ ઑફ લેડિંગ'
**સતમી** સ્ત્રી. પરદેશથી આવતા માલનું ભરતિયું. 'ઇન્વૉઇસ,'
**સત-યુગ** પું. [સં. સત્ય-યુગ, અર્વા. તદ્ભવ] જુઓ 'સત-જુગ.'
**સતર** (-રય) સ્ત્રી. ઓળ, પંક્તિ, હાર, લીટી
**સ-તર્ક** વિ. [સં.] તર્કવાળું, સમઝદાર, વિચારશીલ
**સતલજ** સ્ત્રી. [સં. શતદ્રુ.] વૈદિક કાલથી જાણીતી પંજાબની એ નામની એક નદી. (સંજ્ઞા.) ['સત્યવાદી.'
**સતવાદી** વિ. [સં. સત્યવાદી, પું. અર્વા. તદ્ભવ] જુઓ
**સતવારી** જુઓ 'સથવારી.'
**સતવારો** જુઓ 'સથવારો.[2]'
**સત શ્રી અકાલ** કે.પ્ર. [સં. સત્+શ્રીઅકાલ] શીખ સંપ્રદાયનો ધાર્મિક ઉદ્ગાર [૭૦૦ કડીઓનો સંગ્રહ
**સતસ(-સા)ઈ** (સતસૈ) સ્ત્રી. [સં. સપ્તશતી > પ્રા.સત્તસઈ]
**સતસૈયા** પું. [હિ.' જુઓ 'સતસઈ.'] બિહારી નામના કવિનો ૭૦૦ કડીઓનો એક ગ્રંથ. (સંજ્ઞા.) (૨) ભક્ત-કવિ દયારામનો એ મથાળાનો વ્રજભાષાનો ૭૦૦ કડીઓનો ગ્રંથ. (સંજ્ઞા.) [ખેંચીને પકડેલું-તંગ
**સ-તાણ** વિ. [સં. સ + જુઓ 'તાણ.'] સારી રીતે તાણેલું,
**સતાણ, -ણું** જુઓ 'સત્તાણ.' [સિતાબ
**સતાપ(-બ)** (-પ્ય,-બ્ય)સ્ત્રી. એ નામની એક વનસ્પતિ,
**સતામ(-વ)ણી** સ્ત્રી. [જુઓ 'સતાવવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] સતાવવું એ, પજવણી

**સતાર** જુઓ 'સિતાર.'
**સતારો** જુઓ 'સિતારો.'
**સતાવડા(-રા)વવું** જુઓ 'સતાવવું'માં. ['સતામણી.'
**સતાવણી** સ્ત્રી. [જુઓ 'સતાવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] જુઓ
**સતાવરા(-ડા)વવું** જુઓ 'સતાવવું'માં.
**સતાવવું** સ.ક્રિ. [સં. संताप > પ્રા.संताव] સંતાપ કરાવવો, પજવવું. **સતાવાવું** કર્મણિ., ક્રિ. **સતાવડા(-રા)વવું** પ્રે., સ.ક્રિ.
**સતિયા-બાજી** સ્ત્રી. [જુઓ 'સતિયો' + ફા.] જેમાં સાત હાથ કરવા પડે તેવી ગંજીફાની રમત [વળગી રહેનારું
**સતિયું[૧]** વિ. [જુઓ 'સત[૨]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સત્યને
**સતિયું[૨]** ન. [સં. सप्त > પ્રા. सत्त + ગુ. 'ઇયું' ત.પ્ર.] સાતનો સમૂહ, સાતના ગુણાકારનું ફળ. (૨) સાત હાથની ગંજીફાની રમતમાં સાતે હાથ જીતી લેવા એ. [૦ આપવું, ૦ દેવું (રૂ.પ્ર.) સામા પક્ષને સાતે હાથે જીતી હરાવવો]
**સતિ-સપ્તમી** સ્ત્રી. [સં.] 'જ્યારે-ત્યારે'નું મિશ્ર વાક્ય કરનારને બદલે ગૌણ વાક્યના કર્તાને સાતમી વિભક્તિમાં મૂકી ક્રિયાપદને સ્થાને ભૂતકૃદંત કે વર્તમાન કૃદંતનો સાતમી વિભક્તિમાં પ્રયોગ કરવામાં આવે છે તે પ્રકારની સાતમી વિભક્તિ. (વ્યા.)
**સતી** સ્ત્રી. [સં.] પતિવ્રતા સ્ત્રી. (૨) પતિ મરણ પામતાં એના શબ સાથે કે સ્વતંત્ર રીતે બળી મરનારી પત્ની. (૩) ભગવાન રુદ્રનાં પત્ની-દક્ષકન્યા (જે બીજે ભવે ઉમા પાર્વતી). (સંજ્ઞા.) (૪) જૈન સાધ્વી. (૫) વામમાર્ગીઓના સૌરાષ્ટ્રીય મોટા પંથમાં જાર-કર્મ માટે સામેલ થયેલી સ્ત્રી
**સ-તીર્થ,-ર્થ્ય** પું. [સં.] સમાન ગુરુ પાસે ભણેલો તે તે શિષ્ય એકબીજાને પરસ્પર, ગુરુ-બંધુ, ગુરુ-ભાઈ, સહાધ્યાયી
**સતું[૧]** વિ. [જુઓ 'સત[૧]' + ગુ. 'ઉં' ત.પ્ર. જૂ.ગુ.માં.] હયાત
**સતું[૨]** વિ. [જુઓ 'સત[૨]' + ગુ. 'ઉં' ત.પ્ર.] સત્ય-માર્ગે ચાલનારું. (૨) સતવાળું. (૩) (કટાક્ષમાં) સત્યનો ડોળ કરનારું [કે પાડો, સત્તું
**સતું[૩]** ન. [સં. सप्तक- > પ્રા. सत्तअ-] સાતનો ઘડિયો
**સ-તૃષ્ણ** વિ. [સં.] તૃષ્ણાવાળું, ફળની કામના કરનારું
**સ-તેજ** વિ. [સં. स-तेजस्] તેજસ્વી, તેજવાળું, પ્રકાશમાન. (૨) સળગાવી વધુ પ્રકાશ આપે તેવું. (૩) (લા.) જાગ્રત. (૪) શક્તિવાળું. (૫) ઉત્સાહવાળું
**સતો[૧]** પું. [જુઓ 'સતી,' એનું પું. રૂપ.] (લા.) સત્યનો દંભ કરનાર પુરુષ
**સતો[૨]** જુઓ 'સત્તો.'
**સ-તોરું** વિ. મલાઈવાળું, તરવાળું
**સતોસતિયું** વિ. [જુઓ 'સતિયું,' -દ્વિર્ભાવ.] (લા.) ભલીવાર વિનાનું. (૨) બારોબારિયું
**સત્કથા** સ્ત્રી. [સં. सत्+कथा] સાચી વાત. (૨) ધાર્મિક કથા
**સત્કર્તા** વિ. [સં. सत्+कर्ता,પું.] શુભ કામ કરનાર
**સત્કર્મ** ન. [સં. सत्+कर्म] સારું કામ. (૨) પવિત્ર કામ. (૩) ધાર્મિક કામ. (૪) પુણ્યનું કામ [કળા
**સત્કલા(-ળા)** સ્ત્રી. [સં. सत्-कला] સાચી અને સારી
**સત્કાર** પું. [સં. सत्+कार] આવનારનું આદર-માન કરવું એ
**સત્કારક** વિ. [સં.] સત્કાર કરનારું, આદર-માન આપનારું
**સત્કાર-કમિટી** સ્ત્રી. [+ અં.] કોઈનો સત્કાર કરવાની વ્યવસ્થા કરવા યોજાયેલી સમિતિ [ઓરડો
**સત્કાર-ખંડ (-ખણ્ડ)** પું. [સં.] આદર-માન કરવા માટેનો
**સત્કાર-પાત્ર, સત્કાર-યોગ્ય** વિ. [સં.] સત્કાર કરાવા યોગ્ય, સત્કાર્ય [ભેટ
**સત્કાર-પુરસ્કાર** પું. [સં.] આદર-માન વખતે ધરાતી
**સત્કાર-મંડલ(-ળ) (-મણ્ડલ,-ળ)** ન. [સં.] કોઈનું માન કરવા માટે યોજાયેલું સભ્યોનું મંડળ
**સત્કારવું** સ.ક્રિ. [સં. सत्कार, -ના.ધા.] સત્કાર કરવો, આદરમાન આપવું. **સત્કારાવું** કર્મણિ., ક્રિ. **સત્કારાવવું** પ્રે.,સ.ક્રિ. [આદર-માન આપવાનો મેળાવડો
**સત્કાર-સમારંભ (-રમ્ભ)** પું. [સં.] વિશિષ્ટ વ્યક્તિને
**સત્કાર-સમિતિ** સ્ત્રી. [સં.] જુઓ 'સત્કાર-કમિટી.'
**સત્કારાવવું, સત્કારાવું** જુઓ 'સત્કારવું'માં.
**સત્કાર્ય** વિ. [સં. सत्+कार्य] જુઓ 'સત્કાર-પાત્ર.' (૨) ન. કારણ દ્વારા ઉત્પન્ન થયેલું તે તે સત્યસ્વરૂપાત્મક કાર્ય (જેમકે સત્ય બ્રહ્મમાંથી સત્ય જગત : કારણ સોનામાંથી કાર્યરૂપ ઘરેણાં વગેરે જ્યાં સોનું ઓતપ્રોત છે જ.) (વેદાંત.)
**સત્કાર્ય-વાદ** પું. [સં.] સત્ય કારણમાંથી એનું કાર્ય પણ સોનામાંથી સોનાનાં ઘરેણાંની જેમ સત્ય જ છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, સત્પરિણામવાદ. (વેદાંત.)
**સત્કાર્યવાદી** વિ. [સં.,પું.] સત્કાર્યવાદમાં માનનારું
**સત્કાવ્ય** ન. [સં. सत्+काव्य] સારી ધર્મ-નીતિ આદિથી ભરેલી કવિતા [ગાવી એ
**સત્કીર્તન** ન. [સં. सत्+कीर्तन] પુણ્ય અને પવિત્ર કીર્તિ
**સત્કીર્તિ** સ્ત્રી. [સં. सत्+कीर्ति] સારી પ્રતિષ્ઠા, સારી આબરૂ, પવિત્ર કીર્તિ [ઉચ્ચ કુળ
**સત્કુલ(-ળ)** ન. [સં. सत्+कुल] ખાનદાન કુળ કે વંશ,
**સત્કૃત** વિ. [સં. सत्+कृत] જેનો સત્કાર કરવામાં આવ્યો હોય તેવું [(૨) સત્કાર, આદર-માન
**સત્કૃતિ** સ્ત્રી. [સં. सत्+कृति] સારી રચના, પવિત્ર રચના.
**સત્કૃત્ય** ન. [સં. सत्+कृत्य] જુઓ 'સત્કર્મ.' ['સત્કાર.'
**સત્ક્રિયા** સ્ત્રી. [સં. सत्+क्रिया] જુઓ 'સત્કર્મ.' (૨) જુઓ
**સત્તત્ત્વ** ન. [સં. सत्+तत्त्व] જડ સૃષ્ટિમાં રહેલું ઈશ્વરીય તત્ત્વ
**સત્તમ** વિ. [સં. सत्+तम] ઉત્તમ, શ્રેષ્ઠ
**સત્તર** વિ. [સં. सप्तदश > પ્રા. सत्तर, પ્રા. તત્સમ.] દસ અને સાતની સંખ્યાનું. [૦ આના(-ની), ૦ (ને બે પાઈ) (રૂ.પ્ર.) ઘણું ઉત્તમ, ધાર્યા કરતાં વધુ ઉત્તમ. ૦ જગ્યાએ (રૂ.પ્ર.) અનેક સ્થળે. ૦ જણ (રૂ.પ્ર.) અનેક માણસો. ૦ વખત, ૦ વાર (રૂ.પ્ર.) અનેક વાર. (૨) ખાસ, ખસૂસ, અવશ્ય]
**સત્તર-શિં(-શીં,-સિં,-સીં)ગું.** ન., -ગો – પું. [+ જુઓ 'શિંગ' + ગુ. 'ઉં' ત.પ્ર.] બચ્ચાંઓને બિવડાવવા કહેવાતું સત્તર શિંગડાંઓવાળું એક કાલ્પનિક પ્રાણી
**સત્તા** સ્ત્રી. [સં.] સ્થિતિ, અસ્તિત્વ, હયાતી. (૨) અધિકાર, અખત્યાર, 'જ્યુરિડિક્શન.' (૩) કાબૂ. (૪)

ધણીપણું, સ્વામિત્વ. (૫) બળ, જોર. (૬) મગદૂરી. (૭) (લા.) મોટાઈ. [૦ આપવી (રૂ.પ્ર.) અમલ કરવાનો હક્ક આપવો. ૦ આવવી (રૂ.પ્ર.) તાકાત મળવી. ૦ ઉપર આવવું (-ઉપરય-) (રૂ.પ્ર.) રાજ-સત્તા હાથમાં લેવી. ૦ ચલાવવી (રૂ.પ્ર.) જુલમ કરવો. ૦ ચાલવી (રૂ.પ્ર.) અમલ ચાલવો, ઊપજવું. ૦ મળવી (રૂ.પ્ર.) અધિકાર હાથમાં આવવો]

**સત્તા-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] અધિકાર મેળવી એનો ભોગવટો કરનાર

**સત્તાખોરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] સત્તાખોરપણું

**સત્તાણુ(-ણું)** વિ. [સં, सप्त-नवति > પ્રા. सण्णवइ] નેવુ અને સાતની સંખ્યાનું

**સત્તાત્મક** વિ. [+ સં. आत्मन् + क] અસ્તિત્વમાં રહેલું, હયાતીના રૂપનું. (૨) અધિકારના રૂપમાં રહેલું, સ્વાયત્ત અધિકારવાળું, 'ડિક્ટેટોરિયલ'

**સત્તા-ધારી** વિ. [સં.,પું.] જેના હાથમાં અધિકાર હોય તેવું

**સત્તાધિકારી** વિ. [સં.,પું.] સત્તાધિકાર ચલાવનારું, અધિકાર ભોગવનારું

**સત્તાધીશ,-શ્વર** પું. [+ સં. ईश,-श्वर] સમગ્ર અધિકાર જેની પાસે હોય તેવો માણસ, સરમુખત્યાર

**સત્તા-પરસ્ત** વિ. [+ ફા.] અધિકાર મેળવવા ચાહનારું

**સત્તા-પૂજક** વિ. [સં.] અધિકારી સત્તાને માન આપનાર, સત્તાની વાહ વાહ પોકારનાર

**સત્તાભિમુખ** વિ. [+ સં. अभि-मुख] સત્તા તરફ વળેલું, અધિકાર મેળવવા માગતું

**સત્તા-મારી** સ્ત્રી. [+ જુઓ 'મારવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] અધિકાર મેળવવા માટેની ધાંધલ [પ્રબળ ઇચ્છા કરતું

**સત્તારુરુક્ષુ** વિ. [+ સં. आ-रुरुक्षु] અધિકાર ઉપર ચડવાની

**સત્તારૂઢ** વિ. [+ સં. आ-रूढ] અધિકાર ઉપર ચડી બેઠેલું, જેના હાથમાં સત્તા હોય તેવું [સ્વાર્થી વૃત્તિ

**સત્તા-લોભ** પું. [સં.] અધિકાર મેળવવાની સંકુચિત અને

**સત્તા-લોભી** વિ. [સં.,પું.] સત્તા-લોભ રાખનારું

**સત્તાવતરણ** ન. [+ સં. अव-तरण અધિકાર ઉપરથી ઊતરી જવું એ [અને સાતની સંખ્યાનું

**સત્તાવન** વિ. [સં. सप्त-पञ्चाशत् > પ્રા. सत्तावन्न] પચાસ

**સત્તા-વાચક** વિ. [સં.] અસ્તિત્વ બતાવનારું. (વ્યા.)

**સત્તા-વાદ** પું. [સં.] જડ ચેતન સર્વનું અસ્તિત્વ છે એવો મત-સિદ્ધાંત. (૨) જડચેતન જગત સત્ય છે એવો મત-સિદ્ધાંત. (૩) એકહથ્થુ સત્તા હોવાનો મત-સિદ્ધાંત

**સત્તાવાદી** વિ. [સં.,પું.] સત્તાવાદમાં માનનારું

**સત્તા-વાન** વિ. [સં. °वान्, પું.] જુઓ 'સત્તાધારી.'

**સત્તા-વાર** વિ.,ક્રિ.વિ. [સં.] પ્રમાણ-ભૂત, પ્રમાણિત, 'ઓથેન્ટિક' [અધિકાર હોય એ રીતનું

**સત્તા-વાહક** વિ. [સં.], **સત્તા-વાળી**.વિ. [સં.,પું.] હાથમાં

**સત્તા-વિભાગ** પું. [સં.] સત્તા કે અધિકારનું વિકેંદ્રી-કરણ

**સત્તાવીસ(-શ)** વિ. [સં. सप्तविंशति > પ્રા सत्तवीसइ,सत्तवीस, સ્ત્રી.] વીસ અને સાતની સંખ્યાનું [કે ઘડિયો

**સત્તાવીસાં** ન.,બ.વ. [ + ગુ. 'ઉં' ત પ્ર.] સત્તાવીસનો પાડો

**સત્તા-શાળી** વિ. [ + સં. शाली, પું.] જુઓ 'સત્તા-ધારી.'

**સત્તા-(ત્યા)સી(-શી)** જુઓ 'સિતાસી(-શી).'

**સત્તા-સ્થાન** ન, [સં.] અધિકારનો હોદ્દો

**સત્તા-સૂચક** વિ. [સં.] અસ્તિત્વનો બોધ કરનારું. (૨) અધિકારનો ખ્યાલ આપનારું

**સત્તાંધ** (સત્તાન્ધ) વિ. [ + સં. अन्ध] અધિકાર ઉપર હોવાને કારણે જેણે ભાન ગુમાવ્યું હોય તેવું, સત્તાના પ્રબળ મદવાળું [(ખાદ્ય)

**સત્તુ** પું. [સં. सक्तु > પ્રા. सत्तु, પ્રા. તત્સમ] સાથવો

**સત્તું** ન. [સં. सप्तक- > પ્રા. सत्तअ-] જુઓ 'સતું.'

**સત્તો** પું. [જુઓ 'સતું.'] ગંજીફાનાં પાનાંમાં સાત દાણાનું તે તે પાનું. (૨) જેના ઉપર સાતનો આંક હોય તેવો પાસો

**સત્તો(-ત્યો)તરું** જુઓ 'સિત્તોતરું.'

**સત્તો(-ત્યો)તેર** જુઓ 'સિત્તોતેર.'

**સત્ત્વ** ન. [સં.] અસ્તિત્વ, સત્તા, હયાતી. (૨) સાર, તત્ત્વ, રહસ્ય. (૩) બળ, તાકાત, શક્તિ. (૪) પ્રાણી. (૫) પ્રકૃતિના કે માયાના ગણાતા ત્રણ ગુણોમાંનો પહેલો ગુણ. (વેદાંત.) (૬) બુદ્ધિ. (સાંખ્ય.) (૭) અંતઃકરણ. (વેદાંત.)

**સત્ત્વ-ગુણ** પું. [સં.] જુઓ સત્ત્વ(૫).' (૨) સત્ય દયા શાંતિ ક્ષમા જ્ઞાન નીતિ વગેરે લક્ષણ-યુક્ત સ્થિતિ

**સત્ત્વ-ગુણી** વિ. [સં.,પું.] સત્ત્વગુણવાળું, સાત્ત્વિક

**સત્ત્વ-પ્રધાન** વિ. [સં.] જેમાં સત્ત્વગુણની મુખ્યતા હોય તેવું (બાકીના બે ગુણ ગૌણ હોય)

**સત્ત્વ-શુદ્ધિ** સ્ત્રી. [સં.] અંતઃકરણની શુદ્ધિ, ચિત્તની નિર્મળતા

**સત્ત્વ-સંશુદ્ધિ** (-સઁશુદ્ધિ) સ્ત્રી. [સં.] જુઓ 'સત્ત્વ-શુદ્ધિ.'

**સત્ત્વ-સ્થ** વિ. [સં.] સાત્ત્વિક. (૨) પોતાના બળમાં મુસ્તાક. (૩) મન ઉપર પૂરો કાબૂ ધરાવનાર. (૪) જીવન્મુક્ત

**સત્ત્વ-હાનિ** સ્ત્રી. [સં.] હૃદયની શક્તિનો નાશ. (૨) તત્ત્વનો ક્ષય. (૩) બળનો નાશ

**સત્ત્વ-હીન** વિ. [સં.] જુઓ 'સત્ત્વ-શૂન્ય.'

**સત્ત્વોત્કર્ષ** પું. [ + સં. उत्कर्ष] સત્ત્વગુણની વિશેષતા

**સત્પક્ષ** પું. [સં. सत् + पक्ष] સાચો અને પ્રામાણિક પક્ષ

**સત્પથ** [સં. सत् + पथ (< पथिन् સમાસમાં)] સત્ય અને પ્રામાણિકતાનો માર્ગ, સાચો રસ્તો, સત્પંથ, સન્માર્ગ

**સત્પથ-ગામી** વિ. [સં.,પું.] સન્માર્ગ તરફ જનારું

**સત્પંથ** (સત્પન્થ) પું. [સં. सत् + જુઓ 'પંથ.'] જુઓ 'સત્પથ.'

**સત્પંથી** (સત્પન્થી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સતપંથી.'

**સત્પાત્ર** ન. [સં. सत् + पात्र] પાકી યોગ્યતાવાળું માણસ (ખાસ કરી દાન દેવાના વિષયમાં વ્યક્તિને શોધતાં), ઉત્તમ પાત્ર

**સત્પુત્ર** પું [સં. सत् + पुत्र] સારો દીકરો, સદ્‌ગુણી દીકરો

**સત્પુરુષ** પું. [સં. सत् + पुरुष] સદ્‌ગુણી માણસ, સાધુ પુરુષ

**સત્પ્રતિપક્ષ** પું. [સં सत् + प्रति-पक्ष] પોતે જે સાધ્ય સિદ્ધ કરે તેનો જ અભાવ સિદ્ધ કરનારો બીજો સબળ વિરોધી હેતુ જેને હોય તે હેતુ. (તર્ક.)

**સત્પ્રવૃત્તિ** સ્ત્રી. [સં. सत् + प्रवृत्ति] સન્માર્ગ તરફની પ્રવૃત્તિ, સારા કાર્યમાં દિલચાવ કરવી એ, સત્કર્મ કરવાં એ

**સત્ફલ(-ળ)** ન. [સં. सत् + फल ] સારું પરિણામ

**સત્ય** વિ. [સં.] વાસ્તવિક, સાચું, ખરું. (૨) યથાર્થ, વાજબી, બરાબર, યોગ્ય. (૩) ન. ખરાપણું, સાચ, તથ્ય. (૪) સત્તત્ત્વ, પારમાર્થિક સત્ય. (૫) પું. ચાર યુગોમાંનો પહેલો યુગ, કૃત-યુગ. (સંજ્ઞા.) (૬) એ નામનો સાત ઊર્ધ્વ લોકોમાંનો એક લોક. (સંજ્ઞા.)

**સત્ય-કર્મા** વિ. [સં.,પું., બ. વ્રી.] સાચું કામ કરનાર

**સત્ય-કામ** વિ. [સં.,બ.વ્રી.] સાચી કામના કરનાર. (૨) સત્યપ્રેમી. (૩) સદાચારી

**સત્ય-દર્શન** ન. [સં.] પરમ સત્યનો ખ્યાલ, બ્રહ્મ-જ્ઞાન

**સત્ય-દર્શી**, **સત્ય-દ્રષ્ટા** વિ. [સં.,પું.] તથ્ય જોનાર. (૨) બ્રહ્મજ્ઞાની

**સત્ય-નારાયણ** પું., બ-વ. [સં.] સત્યનારાયણની કથામાં બતાવેલું ભગવાન નારાયણ-વિષ્ણુનું એક સ્વરૂપ

**સત્યનિષ્ઠ** વિ. [સં.,બ.વ્રી.] સત્યમાં જેને પાકી લગની અને શ્રદ્ધા હોય તેવું, સત્ય-પરાયણ

**સત્ય-નિષ્ઠા** સ્ત્રી. [સં.] સત્યમાં પાકી લગની અને શ્રદ્ધા

**સત્ય-પર,૦ક**, -**રાયણ** ન. [સં.] 'સત્ય-નિષ્ઠ.'

**સત્ય-પૂત** વિ. [સં.] સાચા અને પ્રામાણિક વ્યવહારથી શુદ્ધ થયેલું, સત્યમાંથી ચળાઈ ગળાઈને નીકળેલું

**સત્ય-પ્રતિજ્ઞ** વિ. [સં.,બ.વ્રી.,] પ્રતિજ્ઞા કરીને પાળી બતાવનારું, એકવચની [સત્યને ચાહનારું

**સત્ય-પ્રિય** વિ. [સં.,બ.વ્રી.] સાચ જેને વહાલું હોય તેવું,

**સત્ય-ભક્ત** વિ. [સં.] સત્યનો આશરો કરી રહેલું, સત્યને વળગી રહેલું [વળગી રહેવાપણું

**સત્ય-ભક્તિ** સ્ત્રી. [સં.] સત્યનો પ્રબળ આશ્રય, સત્યને

**સત્ય-ભામા** સ્ત્રી. [સં.] સત્રાજિત યાદવની પુત્રી અને શ્રીકૃષ્ણની બીજી પટરાણી, સત્યા. (સંજ્ઞા.) [૦નું રૂસણું (રૂ.પ્ર.) કર્કશા સ્ત્રીનું સ્વરૂપ] [બોલાપણું

**સત્યભાષિ-તા** સ્ત્રી. [સં.] સત્યભાષી હોવાપણું, સાચા-

**સત્ય-ભાષી** વિ. [સં.] સાચું બોલનારું, સાચાબોલું, સત્યવાદી

**સત્ય-મય** વિ. [સં.] સત્યથી પૂર્ણ [હોય તેવું

**સત્ય-મૂર્તિ** વિ. [સં.,બ.વ્રી.] જેનું સમગ્ર સ્વરૂપ સત્યમય

**સત્યમૂલક** વિ. [સં.] જેના મૂળમાં સાચ પડચું હોય તેવું, સર્વથા સાચું

**સત્ય-યુગ** પું. [સં.] જુઓ 'સત્ય(૫).' (સંજ્ઞા.)

**સત્યયુગી** વિ. [સં.,પું.], -**ગીન** વિ. [સં.] સત્યયુગને લગતું, સત્યયુગનું, સત્યયુગના વારાનું

**સત્ય-લોક** પું. [સં.] જુઓ 'સત્ય(૬).' (સંજ્ઞા.)

**સત્ય-વક્તા** વિ. [સં.,પું.] જુઓ 'સત્ય-ભાષી.'

**સત્યવાદિ-તા** સ્ત્રી., -**ત્વ** ન. [સં.] સત્યવાદી હોવાપણું

**સત્યવાદી** વિ. [સં.,પું.] જુઓ 'સત્યભાષી'-'સત્ય-વક્તા.'

**સત્યવાન** વિ. [સં. °वान्, પું.] જુઓ 'સત્યનિષ્ઠ.' (૨) પું. પૌરાણિક ગાથા પ્રમાણે શાલ્વદેશાધિપતિ દ્યુમત્સેનનો પુત્ર અને અશ્વપતિ નામના રાજાની પુત્રી સાવિત્રીનો પતિ. (સંજ્ઞા.)

**સત્ય-વ્રત** વિ. [સં.,બ.વ્રી.] જુઓ 'સત્ય-પ્રતિજ્ઞ.' (૨) ચંદ્રવંશી રાજા શાંતનુના પુત્ર-ભીષ્મ પિતામહ. (સંજ્ઞા.)

**સત્ય-શીલ** વિ. [સં.] સાચું બોલવાના સ્વભાવવાળું. (૨) શુદ્ધ ચારિત્ર્યવાળું, સદાચરણી [પ્રયત્ન કરનારું

**સત્ય-શોધક** વિ. [સં.] સત્યને ખોજનારું, સત્ય તારવવાનો

**સત્ય-શોધન** ન. [સં.] મૂળમાં સાચું શું છે એ શોધી કાઢવાનું કાર્ય, સત્ય તારવી લેવાનું કામ

**સત્ય-સંકલ્પ** (-સઙ્કલ્પ) વિ. [સં.,બ.વ્રી.] જેના બધા વિચાર સાચા અને પ્રામાણિક હોય તેવું, સત્ય-કામ

**સત્ય-સંધ** (-સન્ધ) વિ. [સં.,બ.વ્રી.] જુઓ 'સત્ય-પ્રતિજ્ઞ.'

**સત્યા** સ્ત્રી. [સં.] જુઓ 'સત્ય-ભામા.' (સંજ્ઞા.) (૨) નગ્નજિત રાજાની પુત્રી નાગ્નજિતી-શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓમાંની એક. (સંજ્ઞા.)

**સત્યાગ્રહ** પું. [+ સં. आ-ग्रह] સત્યના પાલનનો આગ્રહ, એક પ્રકારનો સાત્ત્વિક પ્રતીકાર. (૨) કાયદાનો સવિનય ભંગ. (ગાંધીજી.) (૩) સવિનય ભંગની લડત

**સત્યાગ્રહાશ્રમ** પું. [+ સં. आ-श्रम] ૧૯૧૫માં અમદાવાદની વાયવ્યે સાબરમતીના પશ્ચિમકાંઠે મહાત્મા ગાંધીજીએ સ્થાપેલો આશ્રમ (એમના સત્યાગ્રહની બધી પ્રવૃત્તિઓનું કેંદ્ર).(સંજ્ઞા.)

**સત્યાગ્રહી** વિ. [સં.,પું.] સત્યનું આગ્રહી. (૨) સત્યાગ્રહ કરનારું [નીતિમય વર્તન

**સત્યાચરણ** ન. [+ સં. आ-चरण] સત્ય આચરવાની ક્રિયા,

**સત્યાનાશ** ન. [સંસ્કૃતાભાસી] સર્વ પ્રકારની તદ્દન પાયમાલી થવી એ, ખેદાન-મેદાન થઈ જવું એ. [૦ કાઢવું, ૦ વાળવું (રૂ.પ્ર.) ખેદાન-મેદાન કરી નાખવું. ૦ જવું, ૦ વળવું ૦ નીકળવું (રૂ.પ્ર.) ખેદાન-મેદાન થઈ જવું. ૦ની પાટી (રૂ.પ્ર.) પૂરી પાયમાલી]

**સત્યાનૃત** વિ. [સં. सत्य+अनृत] સાચું અને ખોટું. (૨) ન. સાચ-ખોટ. (૩) (લા.) વાણિજ્ય-વૃત્તિ, વેપારી-ગત

**સત્યાભાસી** વિ. [સં.,પું.] સાચનો આભાસ કરનારું

**સત્યાર્થ** પું. [સં. सत्य+अर्थ] સાચો અર્થ, ખરો માયનો. (૨) સાચી હકીકત [સત્ય-કામ

**સત્યાર્થી** પું. [સં. सत्य+अर्थी પું.] સાચો અર્થ ચાહનારું,

**સત્યાસિ(-શિ)યું** વિ. [જુઓ 'સત્યાસી(-શી)' + ગુ. 'યું' ત.પ્ર.] સત્યાસીના વર્ષને લગતું

**સત્યાસિ(-શિ)યો** વિ.,પું. [જુઓ 'સત્યાસિ(-શિ)યું.'] કોઈ પણ સૈકડાના સત્યાસીમા વર્ષનો દુકાળ

**સત્યાસી(-શી)** વિ. [સં. सप्ताशीति > પ્રા. सत्तासीइ, સ્ત્રી.] ઍંસી અને સાતની સંખ્યાનું

**સત્યાંશ** (સત્યાંશ) પું. [સં. सत्य+अंश] સાચનો ભાગ, થોડું પણ સાચું

**સત્યોતરું** જુઓ 'સત્તોતરું'-'સિત્તોતરું.'

**સત્યોતેર** જુઓ 'સત્તોતેર'-'સિત્તોતેર.'

**સત્યોપચાર** પું. [સં. सत्य+उप-चार] સાચી સારવાર. (૨) સાચો ઉપાય [(૨) સત્ય વિશેનો બોધ

**સત્યોપદેશ** પું. [સં. सत्य+उप-देश] સાચો નીતિમય બોધ.

**સત્યોપલબ્ધિ** સ્ત્રી. [સં. सत्य+उप-लब्धि] સાચની પ્રાપ્તિ, સાચું મળી આવવું એ, સત્ય તરી આવવું એ

**સત્યોપાસક** વિ. [સં. सत्य+उपासक] સાચો ઉપાસક. (૨) સત્યનો ઉપાસક

**સત્ર** ન. [સં.] યજ્ઞ કે એવા કોઈ કાર્યના આરંભથી

અંત સુધીના સમયનો ગાળો. (૨) શાળા-મહાશાળાઓ અદાલતો વગેરેનો મોટી રજાઓના વચ્ચેના સમયનો ગાળો, 'ટર્મ.' (૩) કોઈ સ્થળે નોકરી શરૂ થયા પછી ત્યાંથી છૂટા થવા વચ્ચેનો ગાળો. (૪) સદા-વ્રત

**સત્રપ** પું. [ગ્રીક પરથી સં. क्षत्रप] પ્રાંતનો ગોપ્તા, સૂબો, હાકેમ, 'ગવર્નર.' (૨) ઈ.સ.ના આરંભ આસપાસના ક્ષહરાત અને કાર્દમક વંશના ભારતમાં આવેલા રાજવીઓનો એવો હોદ્દો, ક્ષત્રપ. (સંજ્ઞા.)

**સત્ર-શાલા**(-ળા) સ્ત્રી. [સં.], **સત્રાગાર** ન. [+સં. अगार] જ્યાં યાચકો ગરીબો વગેરેને સદા-વ્રત આપવામાં આવે તે સ્થળ, સદાવ્રત

**સત્રાજિત** પું. [સં. सत्राजित्] એ નામનો શ્રીકૃષ્ણના સમયનો એક યાદવ-શ્રીકૃષ્ણની બીજી પટરાણી સત્યભામાનો પિતા. (સંજ્ઞા.)

**સત્રાંત** (સત્રાન્ત) પું. [સં. सत्र+अन्त] સત્રનો આખર ભાગ, સત્ર પૂરું થવાનો સમય [એકદમ

**સ-ત્વર** વિ. [સં.] ઉતાવળું. (૨) ક્રિ વિ ઉતાવળે, ઝડપથી,

**સત્સમાગમ** પું. [સં. सत्+समागम] સત્પુરુષનો મેળાપ

**સત્સંગ** (સત્સઙ્ગ) પું. [સં. सत्+सङ्ग] સત્પુરુષોની-સજ્જનોની સોબત. (૨) ધર્મ-વાર્તા વગેરે પરસ્પર કરવાં એ

**સત્સંગત** (સત્સઙ્ગત્ય) સ્ત્રી. [સં. सत्+संगति, અર્વા. તદ્ભવ], -તિ સ્ત્રી. [સં, सत्+संगति] જુઓ 'સત્સંગ.'

**સત્સંગી** (સત્સઙ્ગી) વિ. [સં.,પું.] સત્સંગ કરનારું. (૨) સ્વામિનારાયણ સંપ્રદાયનું અનુયાયી. (સંજ્ઞા.)

**સથર-પ**(-ત)**થર** ક્રિ.વિ [રવા.] અસ્ત-વ્યસ્ત, અ-વ્યવસ્થિત, જેમ-તેમ પડેલું, વેર-વિખેર

**સથરાણ** ન. સથર-પથર પડેલું હોવું એ. (૨) વિખેરી નાખવું એ. (૩) સેનામાં ચાલેલી કાપાકાપી

**સથશામણ** (-ણ્ય) સ્ત્રી. મગજની સ્થિરતા, માનસિક શાંતિ

**સથરું** વિ. [સં. सस्तरक -પ્રા. सत्थरअ-] થરવાળું, દડબા દડબા જેવું. (૨) રોદા રોદાવાળું

**સથ**(-ત)**વારી** સ્ત્રી. [જુઓ 'સથ(-ત)વારો[૨]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સથવારા જ્ઞાતિની સ્ત્રી. (સંજ્ઞા.)

**સથવારો**[૧] પું. [જુઓ 'સાથે' દ્વારા.] સંગાથ, સાથ (પ્રવાસમાં કે ગામતરે જતાં)

**સથ**(-ત)**વારો**[૨] પું. ઉત્તર-ગુજરાત તેમજ ગોહિલવાડ વગેરેમાં ખેતી અને કડિયા-કામ કરતી એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**સથો** પું જેનાથી જરા નીચે ધોરાને બંધ કરવા માટે અડાઓ ઉપર જડેલી આખા વહાણના લાકડાના પાટિયાની છો. (વહાણ.) (૨) તૂતક. (વહાણ.)

**સદગરવું** સ.ક્રિ. સ્વીકારવું, કબૂલ કરવું. (૨) માંડવું, માનવું, (૩) પતવું. **સદગરાવું** કર્મણિ.,ક્રિ. **સદગરાવવું** પ્રે.,સ.ક્રિ.

**સદગરાવવું, સદગરાવું** જુઓ 'સદગરવું'માં.

**સદડું** વિ. પ્રવાહી અને જાડું યા ઘટ્ટ, રગડા જેવું

**સદન** ન. [સં.] ઘર, મકાન, વાસ, ભવન

**સદમો** પું. [અર. સદ્મહ્] આઘાત, માનસિક દુઃખ. (૨) શોક, પશ્ચાત્તાપ

**સ-દય** વિ. [સં.,બ.વ્રી.] દયાવાળું, દયાળુ. (૨) ક્રિ.વિ. દયાપૂર્વક, દયાળુતાથી

**સદર** વિ. [અર. સદ્ર] મુખ્ય, વડું. (૨) તેનું તે, એ જ, સદરહુ. (૩) કુલ, સમગ્ર. (૪) ખાસ. (૫) ન. લશ્કરી મથક, 'કૅમ્પ'

**સદર અદાલત** સ્ત્રી. [અર.] વડી ન્યાય-કચેરી, 'હાઇકોર્ટ'

**સદર અમીન** પું. [અર.] મુખ્ય ન્યાયાધીશની નીચેનો અમલદાર (મુસ્લિમ કાલમાં)

**સદર-પરવાનગી** સ્ત્રી. [+ જુઓ 'પરવાનગી.'] (લા.) ફાવે તેમ કરવાની કુલ-મુખત્યારી

**સદર-પરવાનો** પું. [+ જુઓ 'પરવાનો.'] એક-હથ્થુ સત્તા રહે એવી સનદ. (૨) સદર પરવાનગી

**સદર બજાર** સ્ત્રી.ન. [+ જુઓ 'બજાર.'] ગામ કે નગરનું મુખ્ય બજાર [ક્વાર્ટર્સ'

**સદર મુકામ** પું. [+ જુઓ 'મુકામ.'] મુખ્ય મથક, 'હેડ

**સદરહુ** વિ. [અર. 'સદ્ર' + હુ'] પૂર્વે કહેલું, સદર, એજન

**સદરો** પું. [ફા. સદ્રહ્] પારસી લોકો ધાર્મિક દૃષ્ટિએ પહેરી રાખે છે તે ખાસ પ્રકારનું પહેરણ

**સદર્થ** પું. [સં. सत्+अर्थ] સારો સાચો માઇનો. (૨) સારો હેતુ, સારું પ્રયોજન

**સદવું** અ.ક્રિ. માફક આવવું, અનુકૂળ આવવું, ફાવતું થવું

**સદસદ્-ભાવ** પું. [સં. सत्+असत्+भाव. સંધિથી] હોવું કે ન હોવું એ. (૨) સારો નરસો ભાવ, સારું નરસું હોવાપણું

**સદસદ્-વિવેક** પું. [સં. सत्+असत्+विवेक] સારું નરસું સમઝવાની શક્તિ, સત્યાસત્યનો નિર્ણય કરવાની શક્તિ, સારાસાર બુદ્ધિ, ખરું ખોટું પારખવાની શક્તિ

**સદસસ્પતિ** પું. [સં. सदसः (ષ.વિ., એ.વ.) + पति] દેવોની સભાના પતિ-બૃહસ્પતિ. (સંજ્ઞા.)

**સદસ્ય** વિ.,પું. [સં.] સભ્ય, સભાસદ, 'મેમ્બર'

**સદસ્યા** વિ.,સ્ત્રી. [સં.] સ્ત્રી સભાસદ

**સ-દળ** વિ. [સં. स-दल], -ળું વિ. [+ ગુ. 'ઉ'' સ્વાર્થે ત.પ્ર.] દળવાળું, જાડું. (૨) ભારે, વજનદાર

**સદંતર** (સદન્તર) ક્રિ.વિ. [સંસ્કૃતાભાસી] તદ્દન, સાવ, બિલકુલ, સર્વથા, પૂર્ણતઃ

**સદંશ** (સદંશ) પું. [સં. सत्+अंश] સાચો અંશ. (૨) સારો અંશ. (૩) પરમાત્માનો જડ સૃષ્ટિના રૂપમાં રહેલો અંશ. (વેદાંત.)

**સદા** ક્રિ.વિ. [સં.] હંમેશાં, નિત્ય, નિરંતર, સર્વદા

**સદા-કાલ**(-ળ) ક્રિ.વિ. [સં.] સદાને માટે, સર્વદા માટે, કાયમને માટે

**સદાગ્રહ** પું. [સં. सत्+आ-ग्रह, સંધિથી] સાચી વાત માટેનો નિરધાર, સારા પ્રકારનો નિરધાર

**સદાચરણ** ન. [સં. सत्+आ-चरण, સંધિથી] સારી વર્તણૂક, સારી ચાલ-ચલગત, સદ્વર્તન

**સદાચરણી** વિ. [સં.,પું.] સદાચારી

**સદાચાર** પું. [સં. सत्+आ-चार, સંધિથી] જુઓ 'સદાચરણ.' (૨) વેદાદિ શાસ્ત્રોમાં નક્કી કર્યા મુજબનો સાત્ત્વિક

જીવન-વ્યવહાર
**સદાચારી** વિ. [સં., પું.] સદાચાર પાળનાર
**સદાનંદ**¹ (સદાનન્દ) પું. [સં. सत् + आ-नन्द] સાચા અને સારા પ્રકારનો હર્ષ
**સદાનંદ**² (સદાનન્દ) વિ. [સં. सदा + आ-नन्द] હમેશાં આનંદમાં રહેનારું. (૨) પું. પરમાત્મા
**સદા-ફૂલી** સ્ત્રી. [સં. सदा + જુઓ 'ફૂલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જેને સદાય ફૂલો આવ્યા કરે તેવો એક છોડ
**સદાભરું** વિ. આખે આખું, જેવું ને તેવું, પૂરેપૂરું
**સદા-બહાર** વિ. [સં. सदा + ફા.] હંમેશાં પ્રફુલ્લ રહેતું, સદા ખીલી રહેતું
**સ-દાર** વિ.,પું. [સં.,બ.વ્રી.] પત્ની સાથે હોય તેવું, સપત્નીક
**સદારેદા** ક્રિ.વિ. વાત વાતમાં, સહેજ સહેજમાં. (૨) ખાસ કારણ વિના કે સહેજ કારણે
**સદા-વ્રત** ન. [સં.] ભૂખ્યાં ગરીબ અને યાચકોને અન્ન વગેરે આપવું એ. (૨) એવું સ્થાન, અન્ન-ક્ષેત્ર
**સદાશય** પું. [સં. सत् + आ-शय, સંધિથી] સારો અને સાચો આશય, સારી અને સાચી ભાવના
**સદાશા** સ્ત્રી. [સં. सत् + आशा, સંધિથી] સાચી અને સારી આશાવાળો ભાવ [મહાદેવ
**સદા-શિવ** પું. [સં.] (હંમેશાં કલ્યાણ-રૂપ) ભગવાન શંકર,
**સદા-સર્વદા** ક્રિ.વિ. [સં. સમાનાર્થીનો દ્વિર્ભાવ] હમેશાંને માટે, કાયમને માટે, નિત્ય-નિરંતર
**સદા-સુ(-સો)હાગણ** (-ગ્ય) સ્ત્રી. [સં. सदा + જુઓ 'સુ(-સો)હાગણ.'] અખંડ સૌભાગ્યવતી સ્ત્રી. (૨) (કટાક્ષમાં) વેશ્યા, ગણિકા
**સદિચ્છા** સ્ત્રી. [સં. सत् + इच्छा, સંધિથી] સારી ઇચ્છા
**સદી** સ્ત્રી. [ફા.] સૈકું, સૈકડો (સો વર્ષનો કે સંખ્યાનો જુમલો), એક 'સે-ચરી' [વખતસર
**સદીકું, સદીસા** ક્રિ.વિ. વેળાસર, સમયસર, ટાણાસરે,
**સદુક્તિ** સ્ત્રી. [સં. सत् + उक्ति, સંધિથી] સારું વચન, સદ્વચન, સદ્વાક્ય, સારો બોલ, સુ-ભાષિત
**સદુદ્દેશ** પું. [સં. सत् + उद्देश] સારો હેતુ, સારી ભાવના
**સદુપદેશ** પું. [સં. सत् + उप-देश, સંધિથી] સારો ઉપદેશ, સારો બોધ, સારી શિખામણ
**સદુપયોગ** પું. [સં. सत् + उप-योग] સારો ઉપયોગ, સારા કામમાંનો વપરાટ
**સદૃશ** વિ. [સં.] જેવું, સરખું, સમાન, તુલ્ય
**સદૃશી-કરણ** ન. [સં.] -ના જેવું કરવાની ક્રિયા
**સદેખાઈ** સ્ત્રી. [જુઓ 'સદેખું + ગુ. 'આઈ.'] સદેખાપણું, બીજાનું સારું જોઈને કે સાંભળીને રાજી થનારું
**સ-દેખું** વિ. [સં. सु + જુઓ 'દેખવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] બીજાનું સારું જોઈ ને કે સાંભળીને રાજી થનારું
**સ-દેહ** ક્રિ.વિ. [સં.], **-હે** ક્રિ.વિ. [ + ગુ. 'એ' ત્ર. વિ.,પ્ર.] તેના તે દેહથી, તેના તે શરીરે, દેહ-સહિત
**સદૈવ** ક્રિ.વિ. [સં. सदा + एव, સંધિથી] જુઓ 'સદા.'
**સદોદિત** વિ. [સં. सदा + उदित, સંધિથી] હંમેશાં પ્રકાશી રહેલું, નાશ-રહિત. (૨) ક્રિ.વિ. હંમેશાં, કાયમ

**સ-દોષ** વિ. [સં.] દોષવાળું, ખામીવાળું. (૨) અપરાધી, ગુનેગાર
**સદ્-ગત** વિ. [સં. सत् + गत, સંધિથી] સારી ગતિ પામેલું, સ્વર્ગસ્થ, પરલોકવાસી, મરણ પામેલું, મરહૂમ
**સદ્-ગતિ** સ્ત્રી. [સં.सत्+गति, સંધિથી] મરણ પછીની ફરી જન્મ ન પામે એવી સ્થિતિ, મોક્ષ, મુક્તિ [લક્ષણ
**સદ્-ગુણ** પું. [સં. सत् + गुण, સંધિથી] સારો ગુણ, સારું
**સદ્ગુણી** વિ. [સં.,પું.] સદ્ગુણવાળું, સુલક્ષણી
**સદ્-ગુરુ** પું. [સં. सत् + गुरु, સંધિથી] શિષ્યોનો ઉદ્ધાર કરવાની શક્તિવાળો ઉત્તમ ગુરુ
**સદ્-ગૃહસ્થ** પું. [સં. सत् + गृह-स्थ, સંધિથી] કુટુંબ-કબીલા-વાળો સદાચારી અને પ્રતિષ્ઠિત (ઘર માંડીને રહેલો) માણસ. (૨) સજ્જન
**સદ્-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં. सत् + ग्रन्थ, સંધિથી] સારો બોધ જેમાં હોય તેવું પુસ્તક
**સદ્ધ(-દ્ધ)ર** વિ. જેને ધીર-ધાર કરવાથી નાણાં સલામત હોય તેવું. (૨) માલદાર, ધનિક, ધનવાન
**સદ્ધર્મ** પું. [સં. सत् + धर्म, સંધિથી] ઉદ્ધાર કરે એ પ્રકારનો ધર્મ-સંપ્રદાય, શ્રેષ્ઠ ધર્મ. (૨) બૌદ્ધ ધર્મ
**સદ્ધર્મ-ભાસ્કર** પું. [સં.] ધર્મી પુરુષને અપાતી એક માનદ પદવી (ધર્મપાલનમાં સૂર્ય જેવો)
**સદ્ધર્મ-ભૂષણ** ન. [સં.] ધર્મી પુરુષને અપાતી એક માનદ પદવી (ધર્મપાલનમાં ઘરેણા જેવો)
**સદ્ધર્મોપદેશક** વિ. [+સં. उप-देशक] સદ્ધર્મ પ્રમાણે કે સદ્ધર્મનો ઉપદેશ કરનારું [ઉપાસના કરનારું
**સદ્ધર્મોપાસક** વિ. [+ સં. उपासक] સદ્ધર્મ પ્રમાણે કે સદ્ધર્મની
**સદ્ધેતુ** પું. [સં. सत् + हेतु, સંધિથી] સારો હેતુ, સારો ઉદ્દેશ, સદ્હેતુ [પવિત્ર સમઝ, સન્મતિ
**સદ્-બુદ્ધિ** સ્ત્રી. [સં. सत् + बुद्धि, સંધિથી] સારી અને
**સદ્-બોધ** પું. [સં. सत् + बोध, સંધિથી] સારો હિતકર ઉપદેશ, સદુપદેશ [કરનારું
**સદ્-બોધક** વિ. [સં. सत् + बोधक, સંધિથી] સદ્બોધ
**સદ્ભાગણ** (-ગ્ય) સ્ત્રી. [જુઓ 'સદ્ભાગી' + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.], **સદ્ભાગિની** વિ., સ્ત્રી. [સં.] સદ્ભાગી સ્ત્રી, નસીબદાર સ્ત્રી
**સદ્-ભાગી** વિ. [સં. सत् + भागी, સંધિથી, પું.] સારા ભાગ્યવાળું, સુભાગી, નસીબદાર, સકર્મી
**સદ્ભાગ્ય** ન. [સં. सत् + भाग्य, સંધિથી] સારું નસીબ
**સદ્-ભાવ** પું. [સં. सत्+भाव, સંધિથી] સારો ભાવ, સારી લાગણી, સાચી સ્નેહની લાગણી
**સદ્મ** ન. [સં.] ઘર, વાસ, મકાન
**સદ્ય** ક્રિ.વિ. [સં. सद्यस्] જલદી, તરત
**સદ્યો-મુક્તિ** સ્ત્રી. [સં. सद्यस् + मुक्ति, સંધિથી] મરણ સાથે જ મોક્ષ મળી જવો એ
**સદ્યો-ગ્રાહ્ય** વિ. [સં. सद्यस् + ग्राह्य, સંધિથી] એકદમ પકડી લેવાય તેવું [થતાં પરણી ચૂકેલી સ્ત્રી
**સદ્યો-વધૂ** સ્ત્રી. [સં. सद्यस् + वधू, સંધિથી] લગ્નની ઉંમર
**સદ્-રૂપ** વિ. [સં. सत् + रूप, સંધિથી] જડ સ્વરૂપે રહેલ

(જગત) [ચરણ'

**સદ્-વર્તન** ન. [સં. सत्+वर्तन, સંધિથી.] જુઓ 'સદા-

**સદ્-વાચન** ન. [સં. सत्+ वाचन, સંધિથી] સાચું અને સારું વાચન

**સદ્-વાસના** સ્ત્રી. [સં. सत्+वासना, સંધિથી] પૂર્વભવની સારી ભાવના, જન્મમાં ઊતરી આવેલો પૂર્વભવનો ઊંચો ભાવ [ખ્યાલ

**સદ્-વિચાર** પું. [સં. सत्+विचार, સંધિથી] સારો ઉમદા

**સદ્-વિદ્યા** સ્ત્રી. [સં.सत्+विद्या, સંધિથી] ઉદ્ધાર કરનારી પવિત્ર વિદ્યા

**સદ્-વૃત્તિ** સ્ત્રી. [સં. सत्+वृत्ति, સંધિથી] સારી ભાવના, ઊંચા પ્રકારનું વલણ કે લાગણી. (૨) ભરણ-પોષણનું પ્રામાણિકપણું [વહેવાર

**સદ્-વ્યવહાર** પું. [સં. सत्+व्यव-हार, સંધિથી] સારો

**સદ્-હેતુ** પું. [સં. सत्+हेतु, त्>द् પૂરતી સંધિ, द्>ध् કર્યા વિના] જુઓ 'સદ્હેતુ.'

**સ-ધન** વિ. [સં.] ધનવાન, ધનિક, પૈસાદાર, દોલતમંદ

**સધરા(-રૈ)** પું. [સં. सिद्धराज->પ્રા. सिद्धराअ-] સિદ્ધ-રાજ જયસિંહ (ચૌલુક્ય રાજવી). (સંજ્ઞા.)

**સ-ધર્મચારિણી** વિ., સ્ત્રી. [સં.] સહધર્મચારિણી, પત્ની

**સધર્મી** વિ. [સં.,પું.] સમાન ગુણલક્ષણવાળું. (૨) સમાન ધર્મ-સંપ્રદાય પાળનારું

**સ-ધવા** સ્ત્રી. [સં.] સૌભાગ્યવતી સ્ત્રી, સોહાગણ સ્ત્રી

**સધવું** જુઓ 'સધાવું.'

**સધાવવું**[૧] જુઓ 'સિધાવવું.'

**સધાવવું,**[૨] **સધાવું** જુઓ 'સાધવું'માં

**સધિયારો** પું. આશ્વાસન, દિલાસો. (૨) ટેકો, હૂંફ

**સધ્ધર** જુઓ 'સદ્ધર.'

**સન** પું. [અર.] અમુક રાજા કે બનાવથી શરૂ થયેલો સંવત્સર (અત્યારે 'હિજરી' 'ખ્રિસ્તી' એ બે 'સન' કહેવાય છે, વિક્રમ 'સંવત' કહેવાય છે, શાલિવાહન 'શક'–'શાકે' કહેવાય છે.)

**સનક** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માના માનસ ચાર પુત્રોમાંનો એક (સનંદન સનાતન સનત્કુમાર ઉપરાંત). (સંજ્ઞા.)

**સનકારવું** સ.ક્રિ. [જુઓ 'સનકારો,'-ના.ધા.] આંખથી ઇશારો કરવો, સનસા કરવી [ઇશારો કરવો એ

**સનકારો** પું. [જુઓ 'સનકારવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] આંખથી

**સનત્કુમાર** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માના ચાર માનસ પુત્રોમાંનો એક (સનક સનંદન સનાતન ઉપરાંત). (સંજ્ઞા.) (૨) ત્રીજા દેવલોકનો એ નામનો ઇંદ્ર. (સંજ્ઞા.) (જૈન.)

**સનત્સુજાત** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માનો ગણાતો એક માનસ પુત્ર (જેણે ધૃતરાષ્ટ્રને ઉપદેશ આપ્યાનું મહાભારત -ઉદ્યોગપર્વમાં છે.) (સંજ્ઞા.)

**સનદ** સ્ત્રી. [અર.] સરકારી પરવાનગી, પરવાનો. (૨) એવી રીતે મળેલો અધિકાર-પત્ર (સરકારી સહી-સિક્કાવાળો)

**સનદી** વિ. [અર.] સનદવાળું, પરવાનેદાર

**સનનન** ક્રિ.વિ. [રવા.] 'સનનન' એવા અવાજથી બંદૂકની ગોળી જતી સંભળાય એમ

**સનમ** સ્ત્રી. [અર.] માશૂક, પ્રિયા, પ્રિયતમા, વહાલી

**સનસ** સ્ત્રી. માન-મરતબાની શેહ કે શરમ. (૨) દરકાર. (૩) જુઓ 'સનસા.'

**સન સન** ક્રિ.વિ. [રવા.], **સનસનાટ** ક્રિ.વિ. [જુઓ 'સન સન' + ગુ. 'આટ' ત.પ્ર.] 'સન સન' એવા અવાજથી

**સનસનાટી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] 'સન સન' એવા પ્રબળ અવાજની પરિસ્થિતિ. [૦ ફેલાવી (રૂ.પ્ર.) આશ્ચર્ય-કારક સ્થિતિ પેદા થવી] [ચાર, આછા ખબર

**સનસા** સ્ત્રી. ઇશારો. (૨) ખાનગી વાવડ, ખાનગી સમા-

**સનંદ** (સનન્દ) જુઓ 'સનદ.'

**સનંદન** (સનન્દન) પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માના ચાર માનસ પુત્રોમાંનો એક (સનક સનાતન સનત્કુમાર સાથે). (સંજ્ઞા.)

**સનંદી** (સનન્દી) જુઓ 'સનદી.'

**સનાતન** વિ. [સં.] સદાનું, કાયમનું, હંમેશાંને માટે ચાલ્યું આવતું. (૨) (લા.) અવિનાશી, શાશ્વત. (૩) નિશ્ચલ, સ્થિર. (૪) પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માના ચાર માનસ પુત્રોમાંનો એક (જુઓ 'સનંદન.')

**સનાતન-ધર્મ** પું. [સં,] ઘણા પ્રાચીન કાલથી ચાલ્યો આવતો વૈદિક પરિપાટીનો કિંવા વૈદિક ધર્મ, હિંદુ ધર્મ

**સનાતનધર્મ-ભૂષણ** પું. [સં] વૈદિક ધર્મના ચુસ્ત અનુયાયીને મળતી એક માનદ પદવી (ધર્મમાં ઘરેણા-રૂપ)

**સનાતનધર્મ-માર્તંડ** (-માર્તણ્ડ) પું. [સં.] વૈદિક ધર્મના ચુસ્ત અનુયાયીને મળતી એક માનદ પદવી (ધર્મમાં સૂર્ય જેવો)

**સનાતનધર્મી, સનાતની** વિ. [સં.,પું.] સનાતન ધર્મનું અનુયાયી, હિંદુધર્મી, હિંદુ

**સ-નાથ** વિ. [સં.] સ્વામી શેઠ ગુરુ કે ઓથ હોય તેવું. [૦ કરવું (રૂ.પ્ર.) ઓથ આપવી. (૨) શોભાવવું]

**સનાન** ન. [સં. स्नान, અર્વા. તદ્દભવ] સગાં સંબંધીના મરણ પાછળ શુદ્ધિ માટે કરવામાં આવતું સ્નાન. [૦ કાઢવું, ૦ માંડવું (રૂ.પ્ર.) મરનારના સગાને ત્યાં શોક કરવા એકઠાં થવું. ૦ પાણી આવવું (રૂ.પ્ર.) આઘાત-રૂપનું મરણ થવું. ૦ લાગવું (રૂ.પ્ર.) સગાં સંબંધીના મરણને કારણે નજીકનાં સગાં સંબંધીઓને સૂતક આવવું. ૦ના સમાચાર (રૂ.પ્ર.) માઠા સમાચાર, ખરાબ ખબર. (૨) આફત. ૦ સૂતક (રૂ.પ્ર.) લેવાદેવા, સબંધ]

**સનાનિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સનાન લાગતું હોય તેવું. (૨) સનાનના સમાચાર લઈ આવેલું. (૩) સનાન-વાળાને અડકી ધયેલું

**સનાહ** પું. [સં संनाह] બખતર. (જ.ગુ.) [વર્ષમાં

**સને** વિ. [જુઓ 'સન' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] સનના

**સનેબર** ન. [અર. સન્બર્] ચીડનું ઝાડ

**સનેડો** (સનેઃડો) પું. [સં. स्नेह દ્વારા + ગુ. 'ડો' સ્વાર્થે ત.પ્ર.] સ્નેહ, નેડો

**સનેપાત** પું. [સં. संनिपात, અર્વા. તદ્દભવ] જુઓ 'સંનિપાત.'

**સનેપાતિયું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) સરખું બેસી ન

રહે તેવું, ઢલવલિયું. (૨) તોફાની

**સનો** પું. મનની તીવ્ર ઇચ્છા. [૦ **ભાંગવો** (રૂ.પ્ર.) વ્યક્તિની ઇચ્છા પૂરી પડવી–પાડવી. ૦ **મૂકવો** (રૂ.પ્ર.) હઠ છોડી દેવી]

**સન્નાટો** પું. [રવા.] સપાટો, ઝપાટો

**સન્નારી** સ્ત્રી. [સં. सत्+नारी, સંધિથી] સદ્‌ગુણી સ્ત્રી. (૨) માનવંતી સ્ત્રી

**સન્નિષ્ઠા** સ્ત્રી. [સં. सत्+निष्ठा, સંધિથી] સારી નિષ્ઠા, સારી ભાવના. (૨) સારી શ્રદ્ધા કે લાગણી

**સન્નીતિ** સ્ત્રી. [સં. सत्+नीति, સંધિથી] સારી નીતિ, પ્રામાણિક વર્તન

**સન્મતિ** સ્ત્રી. [સં. सत्+मति, સંધિથી] સારી બુદ્ધિ, સદ્‌બુદ્ધિ

**સન્માતા** સ્ત્રી. [સં. सत्+माता, સંધિથી] સારી સ્નેહાળ અને હિત ઇચ્છનારી મા, પવિત્ર મા

**સન્માન** ન. [સં. सं-मान] સંમાન, માન-દાન

નોંધ : આ અશુદ્ધ અને અસિદ્ધ શબ્દ છે, સાચો શબ્દ 'સંમાન' જુઓ; અહીં તેથી આ શબ્દના વિકાસના શબ્દ નથી આપ્યા; જુઓ બધા 'સંમાન' પછીના શબ્દ.

**સન્માર્ગ** પું. [સં. सत्+मार्ग, સંધિથી] સારો માર્ગ, નીતિ અને પ્રામાણિકતાનો રાહ કે રસમ

**સન્મિત્ર** પું. [સં. सत्+मित्र, સંધિથી, ન.] સારો નિઃસ્વાર્થ અને હિતૈષી દોસ્ત, સુહૃદ

**સન્મુખ** વિ. [સં. सं-मुख]. આ અશુદ્ધ અને અસિદ્ધ શબ્દ છે, સાચો શબ્દ 'સં-મુખ' જુઓ; અહીં તેથી આ શબ્દના વિકાસના શબ્દ નથી આપ્યા : જુઓ બધા 'સંમુખ' પછી.

**સ-પક્ષ** વિ. [સં.] પાંખવાળું. (૨) મળતિયાઓવાળું, સાથીદારોવાળું. (૩) સમાન પક્ષનું. (૪) જેના ઉપર સાધ્યનો નિશ્ચય થયો હોય તેવું (ઉદાહરણ). (તર્ક.)

**સપક્ષી** વિ. [સં.,પું.] સમાન પક્ષનું

**સપટાવવું** જુઓ 'સપટાવું'માં.

**સપટાવું** અ.ક્રિ. [રવા.] જકડાવું, દબાઈને બંધ થવું, સજ્જડ રીતે બંધાવું. (૨) સપડાવું. **સપટાવવું** પ્રે.,સ.ક્રિ.

**સપડામણ** (-ણ્ય), **–ણી** સ્ત્રી. [જુઓ 'સપડાવું' + ગુ. 'આમણ' -'આમણી' કૃ.પ્ર.] સપડાવાની ક્રિયા, ફસામણી

**સપડાવવું** જુઓ 'સપડાવું'માં.

**સપડાવું** અ.ક્રિ. [રવા.] ફસાઈ પડવું, ફાંદામાં લેવાવું. **સપડાવવું** પ્રે.,સ.ક્રિ.

**સ-પત્ન** વિ. [સં.,બ.વ્રી.] (લા.) હરીફ. (૨) શત્રુ-રૂપ

**સ-પત્ની** સ્ત્રી. [સં.] એક પતિની એકથી વધુ હોય તે પરસ્પર, શોક (ઉચ્ચારણ 'શોક્ય')

**સ-પત્નીક** વિ.,પું. [સં.,બ.વ્રી.] પત્ની સાથેનો પુરુષ

**સપનું** ન. [સં. स्वप्न, અર્વા. તદ્‌ભવ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સ્વપ્ન.'

**સપરમું** વિ. [સં. सु-पर्व દ્વારા] માંગલિક તહેવાર હોય તેવું, શુભ પર્વનું

**સપરાણું** વિ. [સં. स-प्राण, અર્વા. તદ્‌ભવ + ગુ. 'ઉં' ત.પ્ર.] પ્રાણપૂર્વક-પૂરા જોરથી આવેલું. (૨) ન. (લા.) પક્ષ લઈને આવવું એ; બોલ બોલ કરતા સ્વજનનો પક્ષ તાણવા આવવું એ

**સ-પરિગ્રહ, સ-પરિવાર** વિ. [સં.] કુટુંબ-કબીલા સાથેનું

**સપર્યા** સ્ત્રી. [સં.] સેવા-ચાકરી, ખિદમત

**સપ સપ** ક્રિ.વિ. [રવા.] ચપ ચપ, ઝટ ઝટ, ઝટપટ, એકદમ

**સપાઈ-સપરાં** જુઓ 'સિપાઈ-સપરાં.'

**સપાટ**[1] વિ. [સં. सपट्ट] ખાડા-ટેકરા વિનાનું, સમતલ, સમ-થલ. [૦ **કરવું** (રૂ.પ્ર.) તળિયા-ઝાટક કરવું, તદ્દન ફના કરવું]

**સપાટ**[2] (-ટ્ય) સ્ત્રી. એડી વિનાના સ્લીપર, પાની તરફના બંધ વિનાની મોજડી

**સપાટા-બંધ** (-બન્ધ) ક્રિ.વિ. [જુઓ 'સપાટો + ફા. 'બન્દ્.'] ખૂબ ઝડપથી, ઝપાટા-બંધ

**સપાટિયું** વિ. [જુઓ 'સપાટ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (લા.) ઉપર ઉપરનું, ઊંડાણમાં ઊતરેલું ન હોય તેવું

**સપાટી** સ્ત્રી. [જુઓ 'સપાટ[1]' + ગુ. 'ઈ' ત.પ્ર.] કોઈ પણ પદાર્થ જમીન વગેરેની ઉપરની ખાડા-ખાંચા વિનાની ભૂમિકા, 'સર્ફેઇસ'

**સપાટો** પું. [રવા.] ઝડપ, ત્વરા, ઝપાટો. (૨) પૂરા જોસવાળી દોડ. [-**ટા માં આવવું** (રૂ.પ્ર.) ઝડપાઈ જવું, સપડાઈ જવું. -**ટામાં લેવું** (રૂ.પ્ર.) સપડાવવું. ૦ **કરવો**, ૦ **મારવો**, ૦ **લગાવવો** (રૂ.પ્ર.) જોર અને તાકીદથી કામ કરવું. ૦ **કાઢી ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) ધમકાવવું. (૨) મારવું]

**સપાડું** ન. [સં. सु + જુઓ 'પાડ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] અહેસાન, આભાર, પાડ, ઉપકાર. (૨) (લા.) લાગ-વગ. [૦ **ચડ(-ઢ)વું** (રૂ.પ્ર.) ઉપકાર થવો. ૦ **ચડા(-ઢા)વવું** ઉપકાર કરવો. ૦ **લાગવું** (રૂ.પ્ર.) ઉપકાર નીચે દબાયાની લાગણી થવી]

**સ-પાદ** વિ. [સં.] પગવાળું. (૨) ચોથા ભાગ સાથેનું આખું, સવાયું

**સ-પાદ-લક્ષ** પું. [સં.] અજમેરની આસપાસનો મધ્યકાલનો એક પ્રદેશ. (સંજ્ઞા.)

**સપારે** ક્રિ.વિ. જેવું જોઇયે તેવું, બરોબર, ઠીક

**સપાસપ** (-પ્ય) ક્રિ.વિ. [રવા.] એકદમ, જલદી, ચપોચપ

**સ-પિચ્છ, ૦ક** વિ. [સં.] પીંછાંવાળું

**સ-પિંડ** (-પિણ્ડ) વિ. [સં.] પિંડ આપવાના અધિકારવાળું. સગોત્ર, પિતરાઈ

**સપિંડ-ગમન** (-પિણ્ડ-) ન. [સં.] જુઓ 'સપિંડ-વ્યભિચાર.'

**સપિંડ-વિવાહ** (-પિણ્ડ-) પું. [સં.] સગોત્રમાં લગ્ન (હિંદુ ધર્મશાસ્ત્રો પ્રમાણે ન થઈ શકે.)

**સપિંડ-વ્યભિચાર** (-પિણ્ડ-) પું., **સપિંડ-સંભોગ** (-પિણ્ડ-સમ્ભોગ) પું. [સં.] સમાન પિતૃકુળની સ્ત્રી સાથે જાર-કર્મ, 'ઇન્સેસ્ટ'

**સપિંડી** (-પિણ્ડી) સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.], **૦કરણ** ન. [સં.] હિંદુઓમાં મરણ પાછળ બારમે દિવસે પિંડ-દાનનું કરાતું શ્રાદ્ધ

**સપૂચું(-તું)** વિ. સમૂળગું, તદ્દન, તમામ, સાવ

**સ-પૂત** પું. [સં. सु-पुत्र > પ્રા. सु-पुत्त] કુળને શોભાવે તેવો પુત્ર, ખાનદાન દીકરો, ગુણિયલ પુત્ર

**સપૂતું** જુઓ 'સપૂચું.'

**સપૂરત** જુઓ 'સુપરત.'

**સ-પેર** (-પેરય) ક્રિ.વિ. [સં. सु + જુઓ 'પેર' (સં. प्रकार)] સારી રીતે, બરાબર, ઠીક, સુ-પેરે

**સપોઝિટરી** સ્ત્રી. [અં.] મળ-શુદ્ધિ માટે ગુદેથી દાખલ કરવાની એક સ્નિગ્ધ પ્રકારની લાંબી ગોળી

**સપ્ટેમ્બર, સપ્ટેંબર** (સપ્ટેમ્બર) પું. [અં.] ખ્રિસ્તી વર્ષનો નવમો મહિનો (હતો એ 'સાતમો', પણ 'માર્ચ'ને બદલે 'જાન્યુઆરી'થી વર્ષ ગણાતાં 'નવમો')

**સપ્ત** વિ. [સં.] સાત

**સપ્તક** ન. [સં.] સાતનો સમૂહ

**સપ્ત-કોણ** વિ., પું. [સં.,બ.વ્રી.] સાત ખૂણાવાળો આકાર

**સપ્ત-ખંડી** (-ખણ્ડી) વિ. [સં.,પુ.] સાત ખંડોવાળું–સાત દેશસમૂહવાળું. (૨) સાત ઓરડાવાળું. (૩) સાત ખાનાંવાળું [અગ્નિ

**સપ્ત-જિહ્વ** પું. [સં.,બ.વ્રી.] (સાત જીભવાળો ગણાતો)

**સપ્ત-તંત્રી** (-તન્ત્રી) સ્ત્રી. [સં.] સાત તારવાળું એક વાદ્ય, સાત તારની વીણા. (સંગીત.)

**સપ્તતિ** વિ. [સં., સ્ત્રી.] સિત્તેરની સંખ્યાનું, સિત્તેર

**સપ્ત-દ્વીપ** પું., બ.વ. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે જંબુ કુશ પ્લક્ષ શાલ્મલિ ક્રૌંચ શાક અને પુષ્કર એ રીતના પૃથ્વીના સાત દ્વીપ કે ખંડ

**સપ્ત-ધા** ક્રિ.વિ. [સં.] સાત પ્રકારે. (૨) સાત ટુકડામાં

**સપ્ત-ધાતુ** સ્ત્રી., બ.વ. [સં.,પું.] શરીરમાંની સાત ધાતુ (રસ રક્ત માંસ મજ્જા મેદ હાડ અને વીર્ય). (૨) સોનું રૂપું તાંબું લોઢું કલાઈ સીસું અને જસત એ સાત ધાતુ

**સપ્ત-ધાન્ય** ન., બ.વ. [સં.] ઘઉં ચોખા અડદ મગ જવ તલ અને કાંગ એ સાત પ્રકારનું અનાજ

**સપ્ત-પદી** સ્ત્રી. [સં.] સાત પગલાંનો સમૂહ. (૨) હિંદુ લગ્નવિધિમાં લગ્નવિધિના સમાપન સમયે વરકન્યાનું સાત ડગલાં સાથે ચાલવું એ. (૩) એ વખતે બોલવાની સામસામી સાત પ્રતિજ્ઞા

**સપ્ત-પર્ણ** ન. [સં.,પું.] એ નામનું એક ઝાડ, સાતવણ

**સપ્તપર્ણી** સ્ત્રી. [સં.] એ નામની એક વનસ્પતિ, રિસામણી

**સપ્ત-પર્વત** પું., બ.વ. [સં.] મહેંદ્ર મલય સહ્ય શુક્તિમાન ગંધમાદન વિંધ્ય અને પારિયાત્ર,–બીજે મતે હિમાલય નિષધ વિંધ્ય મહિલમાન પારિયાત્ર ગંધમાદન અને હેમકૂટ એ કુલ-પર્વતો (ભારતવર્ષમાંના)

**સપ્ત-પાતાલ**(-ળ) ન.,બ.વ. [સં.] અતલ વિતલ સુતલ રસાતલ તલાતલ મહાતલ અને પાતાલ એ પૌરાણિક માન્યતા પ્રમાણેનાં સાત પાતાળ કે અધો-લોક

**સપ્ત-પુરી** સ્ત્રી. [સં.] અયોધ્યા મથુરા માયા(હરદ્વાર) કાશી કાંચી અવંતિકા(ઉજ્જન) અને દ્વારકા એ મધ્યકાલની સાત પવિત્ર નગરી

**સપ્તભંગી** (-ભઙ્ગી) વિ. [સં.,પું.] સાત ભેદવાળું, સાત પ્રકારનું. (૨) સ્ત્રી. સ્યાદ્વાદના સાત અવયવ. (જૈન.)

**સપ્ત-ભુજ** વિ. [સં.,બ.વ્રી.] સાત બાજુવાળું

**સપ્તમ** વિ. [સં.] સાતની સંખ્યાએ પહોંચેલું, સાતમું

**સપ્ત-મહાસાગર** પું., બ.વ. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ક્ષાર ઇક્ષુ સુરા ઘૃત ક્ષીર દધિ અને શુદ્ધોદક એ નામના સાત મોટા સમુદ્ર

**સપ્ત-માતૃકા** સ્ત્રી., બ.વ. [સં.] બ્રાહ્મી માહેશ્વરી કૌમારી વૈષ્ણવી વારાહી ઇંદ્રાણી અને ચામુંડા એ સાત માતા (પવિત્ર દેવીઓ) [ભાગ, સાતમો હિસ્સો

**સપ્તમાંશ** (સપ્તમાંશ) પું. [સં. सप्तम + अंश] સાતમો

**સપ્તમી** વિ., સ્ત્રી. [સં.] સાતમી (વસ્તુ વગેરે). (૨) પખવાડિયાની ૭ મી તિથિ. (૩) નામ-સર્વનામ–વિશેષણોની સાતમી વિભક્તિ. (વ્યા.)

**સપ્તમી-તત્પુરુષ** પું. [સં.] જેનું પૂર્વપદ સાતમી વિભક્તિના અર્થનું હોય તેવો તત્પુરુષ સમાસનો ભેદ : 'શાસ્ત્ર-નિષ્ણાત' 'કર્મ-રત' વગેરે. (વ્યા.)

**સપ્ત-રંગી** (-રઙ્ગી) વિ. [સં.] જેમાં સાત રંગ હોય તેવું. (૨) (લા.) લુચ્ચું [ઑફ સેવન.' (ગ.)

**સપ્ત-રાશિ** સ્ત્રી. [સં.] ગુણોત્તરવાળી ઘણી રાશિ, 'રૂલ

**સપ્તર્ષિ** પું., બ.વ. [સં. सप्तन् + ऋषि, સંધિથી] આકાશમાં ઉત્તર દિશાએ ધ્રુવના તારાને પ્રદક્ષિણા કરતા ચોક અને પૂંછડી ધાટે ચાર + ત્રણ = સાત તારાઓ (પૌરાણિક માન્યતા પ્રમાણે મરીચિ અત્રિ અંગિરા પુલસ્ત્ય પુલહ ક્રતુ અને વસિષ્ઠ અથવા વિશ્વામિત્ર જમદગ્નિ ભરદ્વાજ ગૌતમ અત્રિ વસિષ્ઠ અને કશ્યપ એવાં એ તારાઓનાં ઋષિ-નામ.)

**સપ્ત-લોક** પું.,બ.વ. [સં.] ભૂ ભુવર્ સ્વર્ મહર્ જન તપસ્ અને સત્ય એવા પૌરાણિક માન્યતાના પૃથ્વીથી લઈ ઉપરના સાત લોક કે મનાતી દુનિયા

**સપ્ત-વાદી** વિ. [સં.,પું.] સપ્તભંગીના સિદ્ધાંતમાં માનનાર, અનેકાંતવાદી. (જૈન.)

**સપ્તશતી** સ્ત્રી. [સં.] સાતસો શ્લોકો કે પદ્યોનો સંગ્રહ. (૨) માર્કંડેય પુરાણમાંની દુર્ગાના ચરિતને લગતી ૭૦૦ શ્લોકોની એક રચના, દુર્ગા-સપ્તશતી, ચંડી-પાઠ. (સંજ્ઞા.)

**સપ્ત-સમુદ્ર, સપ્ત-સાગર** પું.,બ.વ. [સં.] જુઓ 'સપ્ત-મહાસાગર.'

**સપ્ત-સિંધુ** (-સિન્ધુ) પું.,બ.વ. [સં.] જુઓ 'સપ્ત-મહાસાગર.' (૨) ગંગા યમુના સરસ્વતી શતદ્રુ(સતલજ) પરુષ્ણી(રાવી) અસિક્નીી(જેલમ) વિતસ્તા(બિયાસ) અને સુષોમા(જેલમ) એ સાત નદી. (૨) પું. એ સાત સિંધુઓનો આજના પંજાબનો પ્રાચીન વૈદિકકાલીન પ્રદેશ. (સંજ્ઞા.)

**સપ્ત-સૂર** પું.,બ.વ. [સં. + જુઓ 'સૂર.'], **સપ્ત-સ્વર** પું.,બ.વ. [સં.] ષડ્જ ઋષભ ગાંધાર મધ્યમ પંચમ ધૈવત અને નિષાદ–અનુક્રમે સા રે ગ મ પ ધ નિ એ સંગીતના સાત સૂર. (સંગીત.)

**સપ્તાચલ** પું.,બ.વ. [સં. सप्तन् + अचल], **સપ્તાદ્રિ** પું., બ.વ. [+ સં. अद्रि] જુઓ 'સપ્ત-પર્વત.'

**સપ્તામૃત** ન. [સં. सप्तन् + अमृत] હરડાં બહેડાં આમળાં જેઠીમધ લોહ ઘી અને મધ એ સાત પદાર્થોનું બનાવેલું ઓસડ

**સપ્તાવસ્થા** સ્ત્રી. [સં. सप्तन् + अव-स्था] અજ્ઞાન આવરણ વિક્ષેપ પરોક્ષ-જ્ઞાન અપરોક્ષ-જ્ઞાન શોક-નાશ અને નિરંકુશ-તૃપ્તિ એવી જ્ઞાનની સાત સ્થિતિ. (વેદાંત.)

**સપ્તાહ** ન. [સં. सप्तन् + अहन्, સમાસથી] સાત દિવસોનો સમૂહ, સતવારિયું, અઠવાડિયું. (૨) (ગુજ.) સ્ત્રી. (લા.) સાત દિવસનું ભાગવતનું પારાયણ. [૦ કરવી (રૂ.પ્ર.)

સાત દિવસનું ભાગવત-પારાયણ કરવું. ૦ બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) સાત દિવસનું ભાગવત-પારાયણ ચાલુ થવું. ૦ બેસાડવી (-બૅસાડવી) (રૂ.પ્ર.) ભાગવતનું પારાયણ કરવા વ્યાસને સ્થાપી આરંભ કરાવવો. ૦ વંચાવવી (-વઞ્ચાવવી) (રૂ.પ્ર.) ભાગવતનું પારાયણ વ્યાસ પાસે કરાવવું. ૦ વાંચવી (રૂ.પ્ર.) સાત દિવસનું ભાગવતનું પારાયણ વિવેચન કે સાર-રૂપે કહી બતાવવું]

**સપ્તોપધાતુ** સ્ત્રી. [સં. सप्तन् + उप-धातु,પું.] સુવર્ણમાક્ષિક તારમાક્ષિક મોરથૂથુ કંકુષ્ઠ જસત સિંદૂર અને મંડૂર એ સાત ખનિજ ગૌણ ધાતુ

**સપ્તોપરત્ન** ન.,બ.વ [સં. सप्तन् + उप-रत्न] વૈક્રાંત સૂર્યકાંત ચંદ્રકાંત કર્પૂરક સ્ફટિક પીરોજ અને કાચ એ સાત ગૌણ રત્ન

**સપ્તોપવિષ** ન.,બ.વ. [સં. सप्तन् + उप-विष] આકડાનું દૂધ – થોરનું દૂધ – દૂધિયો વછનાગ – કરેણ – ચણોઠી – અફીણ – ધતૂરો એ સાત ગૌણ ઝેર

**સ-પ્રકાશ** વિ. [સં.] પ્રકાશવાળું, પ્રકાશતું, પ્રકાશિત

**સ-પ્રત્યય** વિ. [સં.] વિશ્વાસવાળું. (૨) (વ્યાકરણમાં) પ્રત્યય લાગ્યો હોય તેવું. (વ્યા.)

**સ-પ્રમાણ** વિ. [સં.] માપસરનું. (૨) પુરાવાઓવાળું, આધાર-ભૂત. (૩) સયુક્તિક. (૪) ક્રિ.વિ. માપસર. (૫) પ્રમાણ ટાંકીને, પુરાવો આપીને, આધાર બતાવીને

**સ-પ્રયોગ** વિ. [સં.] ક્રિયાત્મક, પ્રાયોગિક. (૨) પ્રયોગથી સિદ્ધ થયેલું, પ્રયોગ-સિદ્ધ

**સ-પ્રયોજન** વિ. [સં.] કારણ કે હેતુ ધરાવનારું, સ-કારણ, સ-હેતુક [જીવતું

**સ-પ્રાણ** વિ. [સં.] પ્રાણ ધારણ કરી રહેલું, પ્રાણવાળું,

**સ-પ્રેમ** ક્રિ.વિ. [સં.] પ્રેમ સાથે, પ્રેમ-પૂર્વક

**સફ**[1] સ્ત્રી. [અર.] હાર, પંક્તિ. (૨) બાજુ, કોર. (૩) પક્ષ, તરફેણ [ગુંથે ભાગના વાળ

**સફ**[2] ન. [સં. शष्प > પ્રા. सप्फ, તાજું ઘાસ] (લા.)

**સફર**[1] પું. [અર.] હિજરી વર્ષનો બીજો મહિનો. (સંજ્ઞા.)

**સફર**[2] સ્ત્રી. [અર. દેશાટન] પ્રવાસ, મુસાફરી (ગુ.માં-ખાસ કરી દરિયાઈ પ્રવાસ)

**સફર-જન** ન. [અર. સફૂર્જલ] એક જાતનું પૌષ્ટિક વિદેશી આયાતનું ફળ (હવે ભારતના ઠંડા પ્રદેશોમાં પણ થાય છે.) [કરતો ગ્રંથ, પ્રવાસ-ગ્રંથ

**સફર-નામું** ન. [જુઓ 'સફર[2]' + 'નામું.'] પ્રવાસનું વર્ણન

**સફરા(-ળા)ણું** જુઓ 'સપરાણું.'

**સફરાયો** પું. મોઢાને થતો એક પ્રકારનો પિત્તનો રોગ

**સફરી** વિ. [અર.] સફરને લગતું. (૨) સફર કરનારું. (૩) (લા.) ઉદાર દિલનું, ઉમરાવ સ્વભાવનું, પૈસો તરત વાપરે તેવું

**સફરો** પું. આંતરડાંનો છેડાનો મળ રહે તે ભાગ, મળાશય

**સફલ(-ળ)** વિ. [સં.] જેનું પરિણામ આવ્યું હોય તેવું, ફળવાળું, સાર્થક, સિદ્ધ, ફતેહમંદ

**સફલા એકાદશી** સ્ત્રી. [સં.] માગસર સુદિ અગિયારસ. (સંજ્ઞા.)

**સફલું (-લ્યું)** વિ. [અર. સિફૂલહ્] મામુલી, તુચ્છ, ક્ષુદ્ર, નજીવું, હલકું, નકામું

**સફળ** જુઓ 'સફલ.'

**સફા** વિ. [અર. ચોખ્ખું] સાફ, સ્વચ્છ. [૦ કરવું (રૂ.પ્ર.) ખલાસ કરવું, વાપરી નાખવું. ૦ ચટ (રૂ.પ્ર.) સાવ સાફ]

**સફાઈ** સ્ત્રી. [અર.] સ્વચ્છતા, ચોખ્ખાઈ, નિર્મળતા. (૨) (લા.) ડાહીલી ડાહીલી વાતો (કટાક્ષમાં). [૦ કરવી (રૂ.પ્ર.) મોટી મોટી વાતો કરી ડહાપણ બતાવવું. ૦ છોડી દેવી (રૂ.પ્ર.) મોટી મોટી ડહાપણની અને બચાવની વાતો જતી કરવી. ૦ મારવી, ૦ હાંકવી (રૂ.પ્ર.) બડી બડી વાતો કરવી, ડાહીલી વાતો કરવી. ૦માંથી હાથ ન કાઢવો (રૂ.પ્ર.) ખોટી બડાઈ કર્યા કરવી

**સફાઈ-કામદાર** પું. [+ જુઓ 'કામ-દાર.'] સફાઈનું કામ કરનારો સુધરાઈનો માણસ

**સફાલ-ગોટો** પું કામના જથ્થાનો સામટો સમૂહ. (૨) એવા કામના સમૂહનો નિકાલ

**સફાળું** ક્રિ.વિ. [સ. સ+જુઓ 'ફાળ[2]' + ગુ. 'ઉં' ત.પ્ર.] હૈયામાં ફાળ સાથે, ભય વગરના ધ્રાસકા સાથે

**સફીત** સ્ત્રી. છોકરાંઓની એક રમત

**સફીલ** સ્ત્રી. [અર. 'ફસીલ્' - કોટની દીવાલ.] ચારે બાજુની દીવાલ જેવું બાંધકામ. (૨) (લા.) પાસેનું, બાજુનું, અડીને રહેલું કે આવેલું.

**સફીલ-દાર** વિ. [ + ફા. પ્રત્યય] જેને ફરતું બાંધકામ છે તેવું, દીવાલવાળું. (૨) પું. અડી અડીને આવેલાં મકાનોમાં રહેનાર પડોશી [પાડોશીપણ, પાડોશ

**સફીલદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] સફીલદાર હોવાપણું,

**સફીલ-હક(-ક્ક)** પું. [+ જુઓ 'હક(-ક્ક).'] પાડોશી તરીકેનો અધિકાર, પડોશી-દાવો

**સફું** ન. [જુઓ 'સફો.'] જુઓ 'સફો.'

**સફેતી** સ્ત્રી. [ફા. સફેદી] ઈંડામાંનું ધોળું પ્રવાહી

**સફેતો**[1] પું. કોયલો. (૨) કોલસો.

**સફેતો**[2] પું. [ફા. સફેદહ્] ધોળો તેલી બનાવટનો રંગ, સફેદો

**સફેદ** વિ. [ફા., વૈ. સં. श्वेत] ધોળા રંગનું, ધોળું. [૦ ગલી (રૂ.પ્ર.) વેશ્યાવાડ. ૦ ઠગ (રૂ.પ્ર.) સુધરેલા સજ્જન જેવા દેખાવનો ધૂર્ત]

**સફેદી** સ્ત્રી. [ફા.] જુઓ 'સફેતી.' (૨) ધોળાશ

**સફેદો** પું. [ફા. સફેદહ્] જુઓ 'સફેતો.'

**સફો** પું. [અર. સફ્હહ્] પૃષ્ઠ, પાનું, સફું 'પેઇજ' - 'પેજ'

**સબ** વિ. [અં.] 'પેટા' અર્થ બતાવનારો અંગ્રેજી પૂર્વગ

**સબક** ન. [અર.] દાખલો, દૃષ્ટાંત, પાઠ, ધડો

**સબ-કમિટી** સ્ત્રી. [અં.] પેટા-સમિતિ [પ્રવાહ

**સબકારો** પું. [રવા.] એકદમ પસાર થઈ જતો વીજળીનો

**સબકાવવું** સ.ક્રિ. [રવા.] સોટીનો માર મારવો

**સબકું** ન. ગોળો ઢાંકવાનું કલાડું, ગોળા-ઢાંકણું

**સબ-જજ** પું. [અં.] મૅજિસ્ટ્રેટથી ઉપરની કક્ષાનો ન્યાયાધિકારી

**સબજી** સ્ત્રી. [ફા.] લીલી વનસ્પતિ. (૨) શાક-ભાજી, તરકારી. (૩) તૈયાર કરેલી ભાંગ. [૦ પાણી (રૂ.પ્ર.)

તૈયાર કરેલી ભાંગ]
**સબડકો** પું. [રવા.] હથેળીનાં તર્જની સિવાયનાં આંગળાં ભેગાંથી પ્રવાહી ખોરાક મોંમાં અવાજ સાથે ચૂસવો એ. [-કો વગર ખબડકો (રૂ.પ્ર.) પ્રવાહી ખોરાક વિનાનું ખાવું એ. ૦ ભરવો (રૂ.પ્ર) સબડકાના અવાજ સાથે ખાવું. ૦ મારવો (રૂ.પ્ર.) પુષ્કળ ખાવું]
**સબડવું** અ.ક્રિ. નકામું થઈ ખુવાર થતાં પડયા રહેવું. **સબડાવું** ભાવે.,ક્રિ. **સબડાવવું** પ્રે.,સ.ક્રિ.
**સબડાક** પું. [રવા.] સબડકાનો અવાજ
**સબડાવવું, સબડાવું** જુઓ 'સબડવું'માં.
**સબદ** પું. [સં. शब्द, અર્વા. તદ્દભવ] બોલ, શબ્દ. (૨) (લા.) સંદેશો [(૨) ઉકેરી તૈયાર કરવું
**સબદાવવું** સ.ક્રિ. [જુઓ 'સબદ.' - ના.ધા.] (લા.) ચેતવવું.
**સબધાઈ** સ્ત્રી. [જુઓ 'સબધું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સબધાપણું, સારો બાંધો હોવાપણું, મજબૂતી (શરીરની)
**સબધું** વિ. [સં. सुबद्धक-> सुबद्धअ-] સારી રીતે બંધાયેલું, સારા બાંધાનું, મજબૂત. (૨) (લા) બધી રીતે સુખી
**સબનીસ** પું. [ફા. સબ્ત્-નવીસ] હિસાબી દફતરદાર, 'એકાઉન્ટન્ટ'
**સબબ** પું. [અર.] કારણ, હેતુ, પ્રયોજન, અર્થ, ઉદ્દેશ. (૨) મુદ્દો. (૩) ઉભ. કારણ કે, કેમકે
**સબ-મરીન** સ્ત્રી. [અં.] પાણીની નીચે ચાલતી એક પ્રકારની આગબોટ, ડૂબક કિશ્તી
**સબ(-બૂ)ર** સ્ત્રી. [અર. સબ્ર્] સબૂરી, ધીરજ, સહન-શક્તિ, શાંતિ. (૨) કે.પ્ર. 'થોભો' 'રાહ જુઓ' 'આસ્તે' એવી મતલબનો ઉદ્ગાર
**સબ-રસ** ન. [હિં 'સબ' = 'બધું' + સં. रस = (લા.) મીઠું, નમક] મીઠું, નમક (ગુજરાતમાં દિવાળીની પાછલી રાતે શુકન માટે 'સબરસ' 'સબ-રસ' કહેતા છોકરાઓ શીખ માગવા આવે છે. એઓ 'મીઠા'ના ગાંગડા આપે છે.)
**સ-બલ(-ળ)** વિ. [સં.] બળવાળું, બળવાન, જોરદાર. (૨) મજબૂત, દૃઢ. (૩) (લા.) અતિશય, ખૂબ
**સબલા(-ળા)** વિ.,સ્ત્રી. [સં.] બળવાન સ્ત્રી
**સબ સિડી** સ્ત્રી. [અં.] ઉત્તેજનાર્થે કોઈ પણ ખર્ચવાળા કામને અપાતી રાહત માટેની રકમ
**સ-બળ** જુઓ 'સ-બલ.'
**સબળા** જુઓ 'સબલા. [સબળ-તા
**સબળાઈ** સ્ત્રી. [જુઓ 'સબળું' + ગુ. 'આઈ' ત.પ્ર.]
**સબળું** વિ. [સં. स-बलक -> પ્રા. सबलअ-] જુઓ 'સ-બલ.'
**સબાકો** પું. [રવા.] એકાએક શરીરના કોઈ અંગમાં આંચકો આવીને પીડા થવી એ, ચસકો
**સ-બીજ** વિ. [સં.] બી-વાળું. (૨) બીજ-મંત્ર સાથેનું. (૩) (લા.) (સમાધિ માટે) સવિકલ્પ. (યોગ.) [પુરાવો
**સબૂત** વિ. [અર. દૃઢતા, મજબૂતી] (લા.) સાબિતી,
**સબૂર** જુઓ 'સબર.'
**સબૂરાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.], **સબુરી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સબૂર કરવું એ, ધીરજ રાખવી એ, રાહ જોવી એ, ખામોશ, ખામોશી
**સબોડવું** સ.ક્રિ. [રવા.] જુઓ 'સબકાવવું.' **સબોડાવું** કર્મણિ.,ક્રિ. **સબોડાવવું** પ્રે.,સ.ક્રિ.
**સબોડાવવું, સબોડાવું** જુઓ 'સબોડવું'માં
**સબોસબ** ક્રિ.વિ. [રવા.] ત્વરાથી, જલદીથી, ચપોચપ, એકદમ, ઉતાવળે
**સ-ભણ** વિ. [સં. स+જુઓ 'ભણવું'; 'અભણ'ના સાદૃશ્યે ઊભો કરેલો શબ્દ] ભણેલું, શીખેલું, તાલીમ પામેલું
**સ-ભય** વિ. [સં.] બીકવાળું, ભયભીત, ભયવાળું, ડરી ગયેલું
**સ-ભર** વિ. [સં. सु+જુઓ 'ભરવું.'] પૂર્ણ ભરાયેલું, ભરપૂર, છલકતું. (૨) (લા.) ગર્ભ ધારણ કર્યો હોય તેવું ('સ્ત્રી' માટે)
**સ-ભંગ** (-ભઙ્ગ) વિ. [સં.] જેમાં શબ્દના આંતરિક માળખાને તોડવામાં આવ્યું હોય તેવું ('શ્લેષ'નું વિશેષણ). (કાવ્ય.)
**સભા** સ્ત્રી. [સં.] જ્યાં એકથી વધુ માણસ એકઠા થતાં હોય તેવું મકાન. (૨) ચર્ચા-વિચારણા વગેરે માટે માણસોનું એકઠા થવું એ, પરિષદ. (૩) એવા પ્રકારના ઉદ્દેશે સ્થાપેલું મંડળ. [૦ બોલાવવી (રૂ.પ્ર.) સભા થવા માટેનું કહેણ મોકલવું. ૦ ભરવી (રૂ.પ્ર.) સભારૂપે લોકોને (સભ્યોને) એકઠા કરવાં. ૦ મળવી (રૂ.પ્ર.) લોકોએ (સભ્યોએ) સભાના રૂપમાં એકઠા થવું]
**સભા-ક્ષોભ** પું. [સં.] સભા સમક્ષ બોલવા ઊભા થતાં થોથરાવું-સંકોચ અનુભવાવો-ગભરાવું એ
**સભા-ખંડ** (-ખણ્ડ) પું. [સં.] જ્યાં સભા મળતી હોય તે મોટો ઓરડો, 'હોલ'
**સભાગિયું** વિ. [જુઓ 'સભાગી' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **સભાગી** વિ. [સં. सुभागी, પું., અર્વા. તદ્ભવ] જુઓ 'સુભાગી.'
**સભા-ગૃહ** ન. [સં.,પું] સભા માટે એકઠા થવાનું મકાન
**સભા-જન**[1] ન. [સં.,પું.] સભામાં ભાગ લેનાર માનવ-સમૂહ
**સ-ભાજન**[2] વિ. [સં.] વાસણ સાથે રહેલું કે આવેલું. (૨) ન. પૂજા, સેવા. (૩) સત્કાર
**સભા-જિત** વિ. [સં. °जित्] વાણીની છટાથી સભા-જનોનાં હૃદય જીતનાર. (૨) વાદ-વિવાદમાં જીતવાની શક્તિવાળું
**સભાધિકાર** પું. [સં. सभा+अधि-कार] લોકશાહી રીતે સભા ભરવાનો હક
**સભાધ્યક્ષ** પું. [સં. सभा+अध्यक्ष] સભાનું સંચાલન કરનાર પ્રમુખ, 'પ્રેસિડન્ટ,' 'ચેર-મૅન' [સાવધ, સચેત
**સ-ભાન** વિ. [સં.] ભાનવાળું, શુદ્ધિમાં હોય તેવું. (૨)
**સભા-પતિ** પુ. [સં.] જુઓ 'સભાધ્યક્ષ.'
**સભા-પદ્ધતિ** સ્ત્રી. [સં.] લોકશાહી રીતે સભાઓમાં ચર્ચા-વિચારણા કરી નિર્ણય ઉપર આવવાનો પ્રકાર કે રસમ
**સભા-બંધી** (-બન્ધી) સ્ત્રી. [સં. सभा + જુઓ 'બંધી.'] સભા ભરવાની મનાઈ [કરેલો નાનો મોટો માંડવો
**સભા-મંડપ** (-મણ્ડપ) પું. [સં.] સભા ભરવા માટે ઊભો
**સભા-રંજન** (-રઞ્જન) ન. [સં.] સભા-રંજકનું કાર્ય
**સભારંજની**[1] (-રઞ્જની) વિ.,સ્ત્રી. [સં.] સભા-જનોનાં મનનું રંજન કરનારી (કથન-શૈલી)
**સભારંજની**[2] (-રઞ્જની) વિ. [સં. सभा-रञ्जन + ગુ. 'ઈ' ત.પ્ર.] સભા-જનોનાં મનનું રંજન કરનારું

**સભા-શાસન** ન. [સં.] જુઓ 'સભા-સંચાલન.'

**સભા-સદ** વિ. [સં. °સદ્] સભામાં ભાગ લેનારું, સભ્ય, સદસ્ય, 'મેમ્બર'

**સભા-સંચાલન** (-સઞ્ચાલન) ન. [સં.] સભાની કામગીરી-ની દેખરેખ અને વ્યવસ્થા કરવાનું કાર્ય

**સભા-સ્થલ(-ળ), સભા-સ્થાન** ન. [સં.] જ્યાં સભા એકઠી મળવાની હોય કે મળતી હોય તે જગ્યા, સભા-ભૂમિ

**સભાંગણ** (સભાઙ્ગણ) ન. [સં. सभा + अङ्गण] સભા ભરવાનો ખુલ્લો પટ. (મ.દે.)

**સભીડાઈ** સ્ત્રી. [સં. स + જુઓ 'ભીડ' + ગુ. 'આઈ' ત.પ્ર.] (લા.) પૈસાની સખત ખેંચ

**સભ્ય** વિ. [સં.] સભામાં ભાગ લેનાર, સભાસદ, 'મેમ્બર.' (૨) (લા.) સભ્યતાવાળું, વિવેકી, વિનયી, શિષ્ટ, સંભાવિત

**સભ્યા** વિ., સ્ત્રી. [સં.] સ્ત્રી સભ્ય, સ્ત્રી સભાસદ

**સમ**[1] વિ. [સં.] સમાન, સરખું. (૨) સપાટ સમ-થળ, (૩) બેકી સંખ્યાવાળું. (૪) પું. ગાનમાં વિશ્રામ કે યતિનું સ્થાન, તાલનું આરંભ-સ્થાન. (સંગીત.) (૫) સંગીતનો એ નામનો એક અલંકાર. (સંગીત.) (૬) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**સમ**[2] પું. [અર. કસમ્] સોગંદ, સોગન, કસમ. [**૦ આપવા, ૦ ખવડાવવા, ૦ દેવા** (રૂ.પ્ર.) સોગંદ કે પ્રતિજ્ઞાથી બાંધવું, શપથ અપાવવા. **૦ ખાવા, ૦ લેવા** (રૂ.પ્ર.) પ્રતિજ્ઞા કરવી. **૦ ખાવા ન હોવું** (રૂ.પ્ર.) બિલકુલ ન હોવું]

**સમ-અપૂર્ણાંક** (-અપૂર્ણાઙ્ક) પું. [સં. સંધિ વિના] છેદથી નાના અંશનો અપૂર્ણાંક, 'પ્રૉપર ફ્રૅક્શન.' (ગ.)

**સમઈ** સ્ત્રી. [અર. शमअ्], **સમઈ-દાની** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] દીવી

**સમ-કક્ષ** વિ. [સં.], **-ક્ષી** વિ. [સં., પું.] સમાન કક્ષા કે હોદ્દો યા અધિકાર ધરાવનારું, સરખી કક્ષાનું, સમાન દરજ્જાનું

**સમ-કર્ણ** વિ. [સં.] કાટખૂણામાં બરાબર રચાયેલું હોય તેવું. (ગ.) (૨) પું. એવો ચતુષ્કોણ, 'રેક્ટૅન્ગલ.' (ગ.)

**સમ-કાલ** પું. [સં.] સમાન સમય, એકસરખો વખત. (૨) ક્રિ.વિ. એકસરખે સમયે, સમ-કાળ

**સમકાલિક** વિ. [સં.], **સમકાલી** વિ. [સં., પું.], **સમ-કાલીન** વિ. [સં.] એક જ સમયનું, સમસામયિક

**સમકિત** ન. [સં. सम्यक्त्व] સાચી તત્ત્વ-જિજ્ઞાસા, સમ્યક્ત્વ. (જૈન.)

**સમ-કેંદ્ર,** (-કેન્દ્ર), **૦ક** વિ. [સં.] સમાન કેંદ્રવાળું. ['કૉન્સેન્ટ્રિક.' (ગ.)

**સમ-કોણ** પું. [સં.] બંને ભુજ સીધી લીટીમાં હોય તેવો ખૂણો. (૨) વિ. જેના બધા ખૂણા સરખા હોય તેવું. (ગ.)

**સમકોણિક** વિ. [સં.], **સમકોણી,** વિ. [સં., પું.], **સમકોણીય** વિ. [સં.] જુઓ 'સમ-કોણ(૨).'

**સમક્ષ** ક્રિ.વિ. [સં.] આંખે સામે, રૂબરૂ, નજર આગળ

**સમ-ક્ષેત્ર** ન. [સં.] સમાન દૃષ્ટિ-મર્યાદાની જેમ આડી સપાટી, 'હૉરિઝોન્ટલ પ્લેઇન.' (૨) વિ. સમાન ક્ષેત્રવાળું

**સમગ્ર** વિ. [સં. सम् + अग्र] સમસ્ત, બધું, સઘળું, તમામ

**સમગ્ર-દર્શી** વિ. [સં.] બધી બાજુ સંપૂર્ણ રીતે નજર [કરનાર

**સમ-ઘાત, -તિક** વિ. [સં.] સમાન ઘાતવાળું. (ગ.)

**સમ-ચતુરસ્ર** વિ. [સં.] જેનાં ચારે ખૂણા અને બાજુઓ સરખાં હોય તેવું, સમ-ચોરસ, 'સ્ક્વેર'

**સમ-ચતુર્ભુજ** વિ. [સં.] ચારે ભુજ જેના સરખા હોય તેવું. (ગ.) (૨) પું. એવો ચતુષ્કોણ, 'રોમ્બસ.' (ગ.)

**સમ-ચતુષ્કોણ** વિ. [સં.] જેમાં ચારે ખૂણા સરખા હોય તેવું, સરખા ચાર ખૂણાવાળું

**સમચ(-છ)રી** સ્ત્રી. [સં. संवत्सरी > પ્રા. संवच्छरी] જુઓ ['સંવત્સરી.'

**સમ-ચિત્ત** વિ. [સં.] ચિત્તની સમાનતા-સ્થિરતાવાળું

**સમ-ચોરસ** વિ., પું. [સં. सम + જુઓ 'ચોરસ.'] જુઓ 'સમ-ચતુરસ્ર.'

**સમ-ચ્છેદ** પું. [સં.] જુદા જુદા છેદવાળા અપૂર્ણાંક બનાવવા એ. (ગ.) (૨) વિ. અપૂર્ણાંકના સરખા છેદવાળું

**સમચ્છેદી** વિ. [સં., પું.] જુઓ 'સમ-ચ્છેદ(૨).'

**સમછરી** જુઓ 'સમચરી' – 'સંવત્સરી.'

**સમઝ(-જ)** (-ઝ્ય, -જ્ય) સ્ત્રી. [જુઓ 'સમઝ(-જ)વું.'], **સમઝ(-જ)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સમઝ(-જ)વું' + ગુ. 'અણ' કૃ. પ્ર.] બૂઝ, જ્ઞાન, ડહાપણ, અક્કલ, સૂઝ

**સમઝ(-જ)ણું** વિ. [જુઓ 'સમઝ(જ)વું' + ગુ. 'અણું' કર્તૃ-વાચક કૃ. પ્ર.], **-દાર** વિ. [જુઓ 'સમઝ(-જ)' + ફા. પ્રત્યય] સમઝવાની શક્તિ આવી હોય તેવું બુદ્ધિશાળી થતું આવતું. (૨) (લા.) ઉંમર-લાયક

**સમઝ(-જ)-દારી** સ્ત્રી. [ફા. પ્રત્યય] સમઝદાર હોવાપણું

**સમઝ(-જ)-ફેર** પું., સ્ત્રી. [જુઓ 'સમઝ(-જ)' + 'ફેર.'] સમઝવામાં પડતો તફાવત કે થતી ભૂલ

**સમઝ(-જ)વું** સ.ક્રિ. [સં. सं-बुध्य > પ્રા. संबुज्झ; સં. માં 'ध्य' હોઈ ગુ. માં 'ઝ' જ આવે, 'જ' નહિ. તળ ગુજ-રાતના ઉચ્ચારણમાં મહાપ્રાણ તત્ત્વ છે તે બતાવવા 'સ્હમજ' લખાતું. એ દૃષ્ટિથી જ 'સમઝ' એ સ્વાભાવિક છે 'જોડણીકોશ'માં 'સાંજ'નું 'સાંઝ' વિકલ્પે સુધારી લીધું છે એવી જ આની સ્થિતિ છે.] જાણી લેવું, બોધ કરવો, યથાર્થ-જ્ઞાન કરવું. (ભૂ.કૃ.માં કર્તરિ પ્રયોગ.) (૨) અ.ક્રિ. (લા.) આગ્રહ છોડવો. [**-ઝી(-જી) લેવું** (રૂ.પ્ર.) અંદરો-અંદર સમાધાન કરી લેવું.] **સમઝા(-જા)વું** કર્મણિ., ક્રિ. **સમઝા(-જા)વવું** પ્રે., સ.ક્રિ.

**સમઝ(-જ)-શક્તિ** સ્ત્રી. [સં.] સમઝવાની બૌદ્ધિક તાકાત

**સમઝા(-જા)વટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'સમઝ(-જ)વું' દ્વારા.] સમઝાવવું એ. (૨) (લા.) પતાવટ

**સમઝા(-જા)વવું, સમઝા(-જા)વું** જુઓ 'સમઝ(-જ)વું'માં.

**સમઝુ(-જુ)** વિ. [જુઓ 'સમઝ(-જ)વું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] ડાહ્યું, બુદ્ધિશાળી, સમઝદાર

**સમઝૂ(-જૂ)ત, -તી** સ્ત્રી. [હિં समझौती] પરસ્પર સમઝી લેવું એ, સમાધાન. (૨) ખુલાસો, વિવરણ

**સમડું** ન. ઢોરને થતો છેરણ કે ઝાડાનો રોગ

**સમડી**[1] સ્ત્રી. [સં. शमी>પ્રા. समी + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] ખીજડાનું ઝાડ

**સમડી**[2](-ળી) જુઓ 'શમડી.'

**સમડો**[1] પું. [જુઓ 'સમડી.[1]'] જુઓ 'સમડી.[1]'

**સમડો**[2] પું. કામણ-ટૂમણ કરનારો બાવો

**સમડો**[3](-ળો) પું. સમળીનો નર ['સમોવણ.'

**સમણ** ન. [જુઓ 'સમોવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ

**સમણવું** સ.ક્રિ. અણી કાઢવી. (૨) ધાર કાઢવી. (૩) વળ દેવો. (૪) વીંઝવું, ફેરવવું. **સમણાવું** કર્મણિ., ક્રિ. **સમણાવવું** પ્રે., સ.ક્રિ.

**સમણાવવું, સમણાવું** જુઓ 'સમણવું'માં.

**સમણા-સમણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સમણવું,'-દ્વિર્ભાવ.] ઉતાવળે સમણવાની ક્રિયા. (૨) વેગવાળી અવર-જવર

**સમણી** જુઓ 'સમાણી' [થવી ]

**સમણું** જુઓ 'શમણું.' [ ૦ **આવવું** (રૂ.પ્ર.) પ્રબળ કામના

**સમણો** પું. બકરીના ચામડાની પાતળી વાધરી

**સમ-તલ**(-ળ) ન. [સં.] સપાટ તળ-ભૂમિ. (૨) વિ. સપાટ, સમ-થળ, 'ફ્લૅટ'

**સમતલ**(-ળ)-**ભૂમિતિ** સ્ત્રી. [સં.] ભૂમિતિનો એક પ્રકાર, 'પ્લેઇન જ્યોમેટ્રી' (ગ.) [હોવાપણું, 'બૅલૅન્સ'

**સમ-તુલા** સ્ત્રી. [સં.] સમતોલ હોવાપણું, સરખું વજન

**સમ-તુલિત, સમ-તોલ** વિ. [સં.] સરખા વજનનું. (૨) સમાન, સરખું. [ **સમ-તોલ ઊતરવું** (રૂ.પ્ર.) સરખે સરખું થવું કે હોવું ]

**સમત્વ-બુદ્ધિ** ન. [સં.] રાગ-દ્વેષ વગેરે દ્વંદ્વોના અભાવવાળી સમઝ ['સમ-તલ(૨).'

**સમ-થળ** વિ. [સં. सम-स्थल>પ્રા. समत्थल] જુઓ

**સમદર** પું. [સં. समुद्र, અર્વા. તદ્ભવ] સમુદ્ર (પદ્યમાં)

**સમદર-ફળ** ન. [ + સં. फल ] એક પ્રકારનું ઔષધોપયોગી ફળ, સમુદ્ર-ફળ

**સમદર-ફીણ** ન. [ + જુઓ 'ફીણ.' ] જુઓ 'સમુદ્ર-ફીણ.'

**સમદર્શિ-તા** સ્ત્રી., **-ત્વ** [સં.] સમદર્શી હોવાપણું, નિષ્પક્ષપાતી વલણ [નિષ્પક્ષપાતી

**સમદર્શી** વિ. [સં., પું.] સમ-ભાવ રાખનારું, સમત્વ-બુદ્ધિ,

**સમ-દુઃખ** વિ. [સં.] બીજાનું દુઃખ જોઈ સરખા પ્રકારનું દુઃખ અનુભવનારું, સરખા દુઃખવાળું [ભાગ લેનારું

**સમદુઃખ-ભાગી** વિ. [સં., પું.] બીજાના દુઃખમાં સરખો

**સમદુઃખી** વિ. [સં., પું.] જુઓ 'સમ-દુઃખ.'

**સમ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] જુઓ 'સમદર્શિ-તા.'

**સમદો** પું. કમાવ્યા કે રંગ દીધા વિનાનું તાજું ચામડું

**સમ-દ્વિભાગ** પું. [સં.] એકસરખા બે હિસ્સા

**સમ-દ્વિભાજન** ન. [સં.] એકસરખા બે હિસ્સા કરવાની ક્રિયા

**સમ-ધાત** વિ. સરખી પરિસ્થિતિનું

**સમ-ધારણ** વિ. [સં. सम द्वारा ] જુઓ 'સમ-ધાત.' (૨) નહિ ઊંચું કે નહિ નીચું તેવું

**સમધિક** વિ. [ સં. सम् + अधिक] ઘણું જ વધારે, ખૂબ ખૂબ

**સમન** સ્ત્રી. [ફા.] ચમેલીનું ફૂલ

**સમન-લાડુ** પું. મરનારનો હાથ અડાડી દક્ષિણા સાથે બ્રાહ્મણને આપવામાં આવે કે મંદિરમાં મોકલાવી આપવામાં આવે તે લાડુ ['કૉન-કેવ'

**સમ-નાભિ, ૦ક** વિ. [સં.] એકસરખી નાભિ હોય તેવું,

**સમન્વય** પું. [સં. सम् + अन्वय] એકીકરણ, જોડાણ. (૨) પરસ્પરનો સંબંધ. (૩) મેળ કરવો એ

**સમન્વિત** વિ. [સં. सम् + अन्वित] જેનો સમ-ન્વય કરવામાં આવ્યો હોય કે થયો હોય તેવું, એકબીજાનો સંબંધ બેસે એમ ગોઠવેલું. (૨) સામેલ કરેલું, સમાવી લીધેલું

**સમન્સ** પું. [અં.] કોર્ટમાં હાજર રહેવા માટે બોલાવતો પત્ર

**સમ-પરિમાણ** ન. [સં.] સરખું માપ. (૨) વિ. સરખા માપનું

**સમપરિમાણિત** વિ. [સં.] જુઓ 'સમ-પરિમાણ(૨)'.

**સમ-પાણિ** પું. [સં.] ગાન કરતી વેળા તાલના સમય સાથે તાળી પાડતા જવું એ. (સંગીત.)

**સમ-પાદ** પું. [સં.] ધનુર્ધારીઓને બાણ ફેંકતી વેળા ઊભા રહેવાની ત્રણ પ્રકારની રીતમાંની એક રીત

**સમ-પ્રકૃતિ, ૦ક** વિ. [સં.] જેની પ્રકૃતિ કે લાક્ષણિકતા એકસરખી હોય તેવું, સમધર્મક [માપસરનું

**સમ-પ્રમાણ** ન. [સં.] સરખું માપ. (૨) સરખા માપનું,

**સમ-બાજુ**(-જૂ) વિ. [સં. सम + જુઓ 'બાજુ(-જૂ).'] સરખી બાજુઓવાળું, સમ-ભુજ. (ગ.)

**સમ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સમત્વ-બુદ્ધિ. (૨) વિ. બધાં પ્રત્યે સમાન ખ્યાલ રાખનારું

**સમ-ભાગ** પું. [સં.] સરખો હિસ્સો

**સમ-ભાગિની** વિ., સ્ત્રી. [સં.] સરખો ભાગ ધરાવનારી સ્ત્રી. (૨) સરખું ભાગ્ય ધરાવનારી સ્ત્રી

**સમભાગી** વિ. [સં., પું.] સરખો હિસ્સો ધરાવનારું. (૨) સરખું ભાગ્ય ધરાવનારું [સહાનુભૂતિ

**સમ-ભાવ** પું. [સં.] સમત્વ-બુદ્ધિ. (૨) પોતીકાપણું. (૩)

**સમભાવી** વિ. [સં.,પું.] સમ-ભાવ રાખનારું, નિષ્પક્ષપાતી

**સમ-ભુજ, -જીય** વિ. [સં.] સરખા માપની બાજુઓવાળું, સમ-બાજુ. (ગ.)

**સમ-માત્રિક** વિ. [સં.]; **સમમાત્રી** વિ. [સં.,પું.] એકસરખી માત્રા (ઉચ્ચારણનું માપ) ધરાવનારું. (૨) ધાટીલું

**સમ-મિતિ** સ્ત્રી. [સં.] સરેરાશ. (ગ.)

**સમય** પું. [સં.] કાલ, વખત. (૨) મોસમ, ઋતુ. (૩) અવસર, લાગ, મોકો, સંયોગ. (૪) વખતનો ગાળો (શાળા-મહાશાળાઓમાં), તાસ, 'પીરિયડ.' (૫) સભામાં લેવામાં આવતો નિર્ણય. (૬) શરત, સંકેત, વદાડ. [ ૦ **ઓળખવો,** ૦ **જોવો,** ૦ **વર્તવો** (રૂ.પ્ર.) સંયોગ બરોબર સમઝવો. ૦ **થવો** (રૂ.પ્ર.) કામ કરવા માટેનું ટાણું આવવું. ૦ **ભરાઈ જવો** (રૂ.પ્ર.) મોત આવવું]

**સમય-જ્ઞ** વિ. [સં.] વખતનો ખ્યાલ ધરાવનારું (ક્યારે શું કરવું જોઈએ એ વિશેનું). (૨) સિદ્ધાંતનું જાણકાર

**સમય-ધર્મ** પું. [સં.] વખતને અનુકૂળ થઈ ને રહેવું એ

**સમય-ધર્મી** વિ. [સં.,પું.] સમય-ધર્મ સાચવનાર

**સમય-પત્ર, ૦ક** ન. [સં.] સમયની ફાળવણીની નોંધ અને એનો કાગળ, 'ટાઇમ-ટેબલ'

**સમય-પલટો** પું. [+ જુઓ 'પલટો.'] વખત બદલી જવો એ, યુગ-પલટો
**સમય-પાલક** વિ. [સં.] ટાણું સાચવી લેનાર, વખતસર કામે ચડનાર કે કરનાર, 'પંક્ચ્યુઅલ'
**સમય-પાલન** ન. [સં.] ટાણું સાચવી લેવું એ, વખતસર થવું એ, 'પંક્ચ્યુઆલિટી'
**સમય-મૂર્તિ** વિ. [સં.,સ્ત્રી.] સમય કે જમાનાને સમઝીને વર્તનાર માણસ, સમયોચિત કામ કરનાર. (૨) યુગનો પ્રતિનિધિ પુરુષ
**સમય-વિરોધી** વિ. [સં.,પું.] જમાનાનાં બળોની વિરુદ્ધ દિશાએ જનારું [વરતીને કામ કરનારું
**સમય-સૂચક** વિ. [સં.] વખત પ્રમાણે ચાલનારું, સમય
**સમયાચાર** પું. [+ સં. आ-चार] તે તે જમાનાને અનુકૂળ વર્તન કે આચરણ
**સમયાનુકૂલ(-ળ)** વિ. [+ સં. अनु-कूल] વખતને અનુસરતું, સમયને બંધ બેસે તેવું, પ્રાસંગિક
**સમયાનુવર્તિ-ત્વ** ન. [સં.] સમય જોઈને વર્તવાપણું, સમયાનુવર્તી હોવાપણું
**સમયાનુવર્તી** વિ. [સં.,પું.] સમયને જોઈને વર્તન કરનારું, વખત વરતી કામ કરનારું
**સમયાનુસાર** ક્રિ.વિ. [+ સં. अनु-सार] સમયને અનુસરીને, વખત જોઈને, સમય પ્રમાણે [કે થનારું
**સમયાનુસારી** વિ. [સં.,પું.] સમયાનુસાર કામ કરનારું
**સમયાવધિ** પું., સ્ત્રી. [+ સં. अवधि,પું.] વખતની હદ, મુદત [વચ્ચેનો ગાળો
**સમયાંતર** (સમયા-ન્તર) ન. [+ સં. अन्तर] બે સમય
**સમ-યુદ્ધ** ન. [સં.] બરોબરિયાઓ વચ્ચેનું યુદ્ધ
**સમયોચિત** વિ. [સં. समय + उचित] જુઓ 'સમયાનુકૂળ.'
**સમર**[1] પું.,ન. [સં.] યુદ્ધ, લડાઈ, જંગ, વિગ્રહ
**સમર**[2] પું. [અં.] ઉનાળો
**સમરણ** ન. [સં. स्मरण, અર્વા. તદ્ભવ] જુઓ 'સ્મરણ.' (પદ્યમાં.) [(પદ્યમાં)
**સમરણી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સ્મરણી'
**સમરથ** વિ. [સં. समर्थ, અર્વા. તદ્ભવ.] જુઓ 'સમર્થ' (પદ્યમાં.). [ગ્રીષ્મ-મહાલય, દરિયા-મહેલ
**સમર-પેલેસ** પું. [અં.] ઉનાળામાં રહેવા માટેનો મહેલ,
**સમર-ભૂમિ** સ્ત્રી. [સં.] યુદ્ધ-ભૂમિ, રણ-ક્ષેત્ર, લડાઈનું મેદાન ['રમરવું' (પદ્યમાં.)
**સમરવું** સ.ક્રિ. [જુઓ 'સ્મરવું',-અર્વા. તદ્ભવ] જુઓ
**સમર-વેકેશન** સ્ત્રી. [અં.] ઉનાળાની રજાઓનો ગાળો
**સમ-રસ** વિ. [સં.] એકસરખા રસવાળું. (૨) (લા.) સારી રીતે ભળી ગયેલું, એકાત્મક થઈ ગયેલું
**સમર-હાઉસ** ન. [અં.] ઉનાળા માટે બનાવેલું ઠંડકવાળું મકાન, ગ્રીષ્મ-ભવન
**સમરામણ** ન. [જુઓ 'સમારવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.], **-ણી** સ્ત્રી. [+ ગુ. 'આમણી' કૃ.પ્ર.] સમારવાની કામગીરી. (૨) સમારવાનું મહેનતાણું
**સમરાવવું, સમરાવું** જુઓ 'સમારવું'માં.
**સમરાંગણ** (સમરાઙ્ગણ) ન. [સં. समर + अङ्गण] યુદ્ધ-ભૂમિ-લડાઈનું મેદાન, રણ-ક્ષેત્ર
**સમરી-ટ્રાયલ** સ્ત્રી. [અં.] લાંબી જુબાનીઓ વગેરે થયા વિનાનો કોર્ટમાં કેસ ચાલવો એ
**સમરી-વેરો** પું. [અં. + જુઓ 'વેરો.'] વધારાનું કે ઉપલક લેવાતું મહેસૂલ
**સમ-રૂપ** વિ. [સં.] સરખા રૂપવાળું, સરખા દેખાવનું, 'સિમિલર.' (૨) એકરૂપ, એકાત્મક [(અ.ક.ઠા.)
**સમ-રેખ** વિ. [સં.] સરખે સરખી સમાંતર લીટીઓવાળું.
**સમર્થ** વિ. [સં. सम्+अर्थ] બળવાન, જોરાવર, શક્તિશાળી. (૨) ખૂબ નિષ્ણાત, પોતાના વિષય ઉપર પ્રબળ કાબૂ ધરાવનાર, ધુરંધર. (૩) સામર્થ્યવાળું [આપનારું
**સમર્થક** વિ. [સં.] સમર્થન કરનારું, અનુમોદન કે ટેકો
**સમર્થન** ન. [સં. सम्+अर्थन] પ્રબળ અનુમોદન, દલીલોથી બળ પૂરવાની ક્રિયા, પુરાવાઓનું બળ
**સમર્થિત** વિ. [સં. सम्+अर्थित] જેનું સમર્થન કરવામાં આવ્યું હોય તેવું
**સમર્પક** વિ. [સં. सम्+अर्पक] સમર્પણ કરનાર, નિવેદિત કરનાર, સંપૂર્ણ રીતે ભેટ કરી દેનાર
**સમર્પણ** ન. [સં. सम्+अर्पण] સારી રીતે અર્પણ કરી દેવું એ, સંપૂર્ણ રીતે નિવેદિત કરવું એ, પૂરી રીતે ભેટ કરી દેવું એ
**સમર્પણી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સમર્પિત કરવા જેવું. (૨) જેણે આત્મસમર્પણ કર્યું હોય તેવું, પ્રભુને ચરણે સર્વસ્વ ધરી દીધું હોય તેવું, નિવેદી, (પુષ્ટિ.)
**સમર્પવું** સ.ક્રિ. [સં. सम्+अर्प्, તત્સમ] ભક્તિભાવપૂર્વક ચરણમાં ધરી દેવું, નિવેદિત કરવું. **સમર્પાવું** કર્મણિ.,ક્રિ. **સમર્પાવવું** પ્રે.,સ.ક્રિ.
**સમર્પાવવું, સમર્પાવું** જુઓ 'સમર્પવું'માં.
**સમર્પિત** વિ. [સં. सम्+अर्पित] સર્વ રીતે અર્પણ કરી દીધેલું, ચરણમાં ધરી દીધેલું, નિવેદિત કરી દીધેલું
**સમર્મ-હાસ્યરસ** પું. [સં.] મજાકવાળું વાણીનું ચાતુર્ય, નર્મ-યુક્ત વાક્ચાતુર્ય. (ર.ની.)
**સ-મર્યાદ** ક્રિ.વિ. [સં.] મર્યાદા સાથે, મર્યાદાપૂર્વક, મલાજો કે આમન્યા રાખીને [ગંધારું
**સ-મલ(-ળ)** વિ. [સં.] મળવાળું, મલિન, મેલું, ગંદું,
**સમ-લક્ષી** વિ. [સં.,પું.] એકસરખા લક્ષ્યવાળું
**સમલંકૃત** (સમલઙ્કૃત) વિ. [સં. सम्+अलंकृत] સારી રીતે શણગારેલું [(ગ.)
**સમ-લંબ, ૦ક** (-લમ્બ, ૦ક) વિ. [સં.] સરખા લંબવાળું.
**સમલો** પું. [ફા.શમ્લહ્] તારા-ટપકી મૂકેલી મુસલમાની એક ટોપી
**સમવકાર** પું. [સં.] દસ નાટ્ય-રૂપકોમાંનો એક એકાંકી પ્રકાર (વીરરસાત્મક). (નાટ્ય.)
**સમ-વડ** (-ડ્ય) સ્ત્રી. [સં. सम + 'વડું' દ્વારા] ઉંમરની દૃષ્ટિએ સરખું હોવાપણું, સમવયસ્ક-તા
**સમવડિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ઉંમરની દૃષ્ટિએ સરખું, સમવયસ્ક

**સમ-વડું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'સમ-વડ.'
**સમ-વયસ્ક** વિ. [સં.] સરખી ઉંમરનું, તેવતેવડું
**સમ-વયી** વિ. [સં. सम-वयस् > 'સમ-વય' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સમ-વયસ્ક.'
**સમવસરણ** ન. [સં. सम्+अव-सरण] આચાર્ય કે મોટા માણસની પધરાવણી વખતે એકઠો થતો સમુદાય. (જૈન.)
**સમવસરવું** અ.ક્રિ. [સં. सम्+अव-सृ > सर् તત્સમ] સમવસરણ કરવું. **સમવસરાવું** ભાવે.,ક્રિ. **સમવસરાવવું** પ્રે.,સ.ક્રિ.
**સમવસરાવવું, સમવસરાવું** જુઓ 'સમવસરવું'માં.
**સમવાય** પું. [સં. सम्+अव+आय] સમૂહ, સમુદાય, મંડળ. (૨) કારણનું કાર્યમાં નિત્ય સંબંધે રહેવું એ, નિત્ય-સંબંધ. (તર્ક.) (૩) ન. જૈનોનાં બાર અંગ સૂત્રોમાંનું એક સૂત્ર. (સંજ્ઞા.)
**સમવાય-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] અનેક સ્વાયત્ત કે સ્વતંત્ર સમૂહોનું એક રાજ્ય-તંત્ર, 'ફેડરેશન'
**સમવાયી** વિ. [સં.,પું.] સમવાય સંબંધ ધરાવતું. (વેદાંત.) (૨) સમવાય-તંત્રને લગતું, 'ફેડરલ'
**સમવાયી કારણ** ન. [સં.] કાર્યની સાથે ઓત-પ્રોત થઈને રહેલું સહચારી કારણ (જેમકે સોનું અને સોનાનાં ઘરેણાંમાં સોનું), ઉપાદાન-કારણ. (વેદાંત.)
**સમ-વિચારી** વિ. [સં.,પું.] સરખા વિચાર ધરાવનારું
**સમ-વિષયક** વિ. [સં.] જેઓનો સરખો વિષય હોય તેવું તે તે. (૨) સંગીતમાંના સમને લગતું. (સંગીત.)
**સમ-વૃત્ત** ન. [સં.] જેનાં ચારે ચરણ સરખા માપનાં હોય તેવો અક્ષરમેળ કે ગણમેળ છંદ. (પિં.)
**સમ-વૃત્તિ** વિ. [સં.] મનના સરખા વલણવાળું, સમાન -વૃત્તિવાળું [એકત્રિત થયેલું, સમવાયી
**સમવેત** વિ. [સં. सम्+अव+इत] સાથે જોડાઈને રહેલું,
**સમવેદિત્વ** ન. [સં.] સમવેદી હોવાપણું [ધરાવતું
**સમ-વેદી** વિ. [સં.,પું.] સરખી સમઝવાળું, સમાન જ્ઞાન
**સમશાન** જુઓ 'સમસાણ.'
**સમશાનિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'સમસાણિયું.'
**સમ-શીતોષ્ણ** વિ. [સં. सम+शीत+उष्ण] જ્યાં ઠંડી અને ગરમી સરખી હોય તેવું (પ્રદેશ) [સમાન-શીલ
**સમ-શીલ** વિ. [સં.] સરખી કે મળતી આવતી ટેવોવાળું,
**સમ-શેર** જુઓ 'શમશેર.'
**સમશેર-બહાદુર** (-બા:દુર) જુઓ 'શમશેર-બહાદુર.'
**સમશેરબહાદુરિયું** જુઓ 'શમશેરબહાદુરિયું.' [જાણનારું
**સમશેરિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] તલવાર વાપરી
**સમશ્લોકી**[1] વિ. [સં.,પું.] એકસરખા છંદોમાં રહેલું
**સમશ્લોકી**[2] સ્ત્રી. [સં. समश्लोक + ગુ. 'ઈ' ત.પ્ર.] સંસ્કૃત પ્રાકૃત વગેરે ભાષાના તે તે શ્લોકનો તેના તે છંદમાં અનુવાદ [ઊલટું
**સમષ્ટિ** સ્ત્રી. [સં.] સમૂહ, સમુદાય. (વ્યષ્ટિ=વ્યક્તિ'થી
**સમષ્ટિ-વાદ** પું. [સં.] સમાજ-વાદ, 'સોશિયાલિઝમ'
**સમષ્ટિવાદી** વિ. [સં.,પું.] સમાજવાદી, 'સોશિયાલિસ્ટ'
**સમ સમ** ક્રિ.વિ. [રવા.] જોરથી પવન ફૂંકાતો હોય એમ
**સમસમયી** વિ. [સં.,પું.] સમકાલીન
**સમસમવું** અ.ક્રિ. [સં. सिम-सिम, -ના.ધા.] સમસમ એવો અવાજ કરવો. (૨) દુઃખની પીડા મૂંગે મોઢે અનુભવવી. (૩) શાંત પડી રહેવું, મનમાં સમઝી શાંત બેસી રહેવું. **સમસમાવવું** પ્રે.,સ.ક્રિ. [સમસમવું એ
**સમસમાટ** પું. [જુઓ 'સમસમવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.]
**સમસમાવવું** જુઓ 'સમસમવું'માં.
**સમ-સામયિક** વિ. [સં.] સમકાલીન
**સમ-સૂત્ર** વિ. [સં.] એકસરખી સપાટીએ આવી રહેલું. (૨) સીધી લીટીમાં રહેલું [કાંઈ, તમામ
**સમસ્ત** વિ. [સં. सम्+अस्त] સમગ્ર, સઘળું, બધું, સર્વ
**સમસ્યા** સ્ત્રી. [સં.] (શ્લોક કે કડીનાં) ત્રણ ચરણ હોય અને ચોથું ચરણ બનાવી આપવું એ. (૨) ઉખાણો. (૩) કોયડો, પ્રશ્ન
**સમસ્યા-પૂર્તિ** સ્ત્રી. [સં.] (શ્લોક કે કડીનાં) ત્રણ ચરણ હોય અને ચોથું ચરણ રચીને આપવું એ
**સમળી** જુઓ 'સમડી.[2]'
**સમળો** જુઓ 'સમડો.[2]'
**સમંજસ** (સમઞ્જસ) વિ. [સં.] સારું. (૨) સાચું, ખરું. (૩) સુંદર. (૪) ચોખ્ખું. (૫) સદ્ગુણી
**સમા** સ્ત્રી. [સં.] સમુદ્રની ભરતી આવ્યા પછી ૧૨ મિનિટ પાણી નથી વધતાં કે નથી ઘટતાં એવી સ્થિતિ
**સમાકાર** પું., **સમાકૃતિ** સ્ત્રી. [સં. सम्+आ-कार, आ-कृति] સરખો ઘાટ. (૨) વિ સરખા ઘાટનું, મળતા આવતા આકારનું
**સમાગમ** પું. [સં. सम्+आ-गम] મેળાપ, મિલન, (૨) પરિચય, ઓળખાણ. (૩) સોબત, સહવાસ. (૪) સંભોગ, મૈથુન-ક્રિયા
**સમાચાર** પું. [સં. सम्+आ-चार] ખબર, વર્તમાન, હકીકત, '-યૂસ.' [૦ લેવા (રૂ.પ્ર.) સાર-સંભાળ રાખવી]
**સમાચાર-પત્ર** ન. [સં.] ભિન્ન ભિન્ન ખબરો છાપનારું સામયિક, વર્તમાન પત્ર, '-યૂસ પેપર'
**સમાજ** પું. [સં.] એકસરખા ધર્મ આચાર વગેરેવાળો લોક-સમૂહ, જન-મંડળ, જનતા [વ્યવસ્થા
**સમાજ-કારણ** ન. [સં.] સામાજિક તંત્રની રચના કે
**સમાજ-જીવન** ન. [સં.] સમાજમાં જીવવું એ. (૨) સમાજ સાથે સમત્વ-ભાવે જીવવું એ
**સમાજ-જીવી** વિ. [સં.,પું.] સમાજને આધારે જીવનારું
**સમાજ-વાદ** પું. [સં.] સમગ્ર સમાજ એક એકમ-રૂપે રહે એ દૃષ્ટિએ રાજ્ય-તંત્ર ચાલવું જોઈયે એવો મત-સિદ્ધાંત, જ્યાં ઉચ્ચ-નીચ ગરીબ-તવંગર વગેરે પ્રકારના ભેદ ન હોય તેવા પ્રકારનો મત-સિદ્ધાંત, 'સોશિયાલિઝમ'
**સમાજવાદી** વિ. [સં.,પું.] સમાજ-વાદમાં માનનારું 'સોશિયાલિસ્ટ' [શાસ્ત્ર, 'સોશિયોલોજી'
**સમાજ-વિદ્યા** સ્ત્રી. [સં.] સમાજની વ્યવસ્થાને લગતું
**સમાજવિદ્યા-ભવન** ન. [સં.] વિશ્વ-વિદ્યાલયની શિક્ષણ-શાખાનું સમાજ-વિદ્યાને માટેનું મકાન
**સમાજ-વૃત્તિ** સ્ત્રી. [સં.] માણસનું સમાજમાં એના એક અંગ તરીકે જીવવાનું વલણ

**સમાજ-શાસ્ત્ર** ન. [સં.] જુઓ 'સમાજ-વિદ્યા.'

**સમાજશાસ્ત્રી** વિ. [સં.,પું.] સમાજ-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર

**સમાજશાસ્ત્રીય** વિ. [સં.] સમાજ-શાસ્ત્રને લગતું

**સમાજ-સુધારક** વિ [+ જુઓ 'સુધારક.'] સમાજના રીત-રિવાજો-વગેરેમાં જડતા અને વહેમનું તત્ત્વ દૂર કરવાનું કામ કરનાર [કરવાનું કાર્ય

**સમાજ-સુધારો** પું. [+ જુઓ 'સુધારો.'] સમાજ-સુધારકે

**સમાજ-સેવક** વિ. [સં.,પું.] સમાજને કેવી રીતે સુખ મળે એ દૃષ્ટિએ જનતાની સેવા કરનાર

**સમાજ-સેવા** સ્ત્રી. [સં.] સમાજ-સેવકનું કર્તવ્ય

**સમાજ-સેવિકા** સ્ત્રી. [સં.] સ્ત્રી સમાજ-સેવક

**સમાજિક** જુઓ 'સામાજિક.' 'સમાજિક' અશુદ્ધ છે.

**સમાજિસ્ટ** વિ. [સં. समाजी + અં. 'ઇસ્ટ્' ત.પ્ર.] સમાજવાદી. (૨) આર્યસમાજી

**સમાજી** વિ. [સં.,પું.] સમાજને લગતું, સમાજનું. (૨) જુઓ 'સમાજિસ્ટ(૨).' ['સમોવણ.'

**સમાણ**[1] ન. [જુઓ 'સમોવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] જુઓ

**સમાણ**[2] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સમાવું' + ગુ. 'આણ' કૃ.પ્ર.] સમાવું એ, સમાવેશ, સમાસ

**સમાણવું** સ.ક્રિ. સૂતરની આંટીને બે ટીચણ ફરતે રાખી એનો દડો બનાવવો [સજ્જન

**સ-માણસ** પું.,ન. [સં. सु + જુઓ 'માણસ.'] સારો માણસ,

**સમાણી** સ્ત્રી. [જુઓ 'સમાણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સોનીની એક પ્રકારની ચીપિયા-ઘાટની નાની પકડ

**સમાણું** વિ. [સં. समानक- > પ્રા. समाणअ-] સમાન, સરખું, તુલ્ય. (૨) ક્રિ.વિ. સાથોસાથ

**સમાણો** પું. સોનીનો મોટો સાણસી-ચીપિયો

**સમાત** (-ત્ય) સ્ત્રી. [સં. समाधि, અર્વા. તદ્ભવ] સાધુ-સંન્યાસીના દટાયાનું સ્થાન, સમાધિ-સ્થાન, સમાધ

**સમાદર** પું. [સં. सम् + आ-दर] આદર-સત્કાર, સંમાન. (૨) માનપૂર્વક સ્વીકાર

**સમાદાન** ન. [સં. सम् + आ-दान] સ્વીકારવું એ, લેવું એ. (૨) જૈન લોકોની દિન-ચર્યા. (જૈન.)

**સમાદિષ્ટ** વિ. [સં. सम् + आ-दिष्ट] જેને હુકમ કરવામાં આવ્યો હોય તેવું

**સમાદો** પું. સર-સામાન, રાચ-રચીલું. (૨) અસ્ત્રાની પથરી

**સમાધ** (-ધ્ય) સ્ત્રી. [સં. समाधि, અર્વા. તદ્ભવ] જુઓ 'સમાત.' (૨) મનની શાંતિ કે સમાધાન

**સમાધાન** ન. [સં. सम् + आ-धान] ઝગડાની પતાવટ, કજિયાની કે કંકાસની સુલેહ. (૨) સિદ્ધાંતને અનુકૂળ તર્ક વગેરેથી અર્થનો સારી રીતે નિશ્ચય સાધવો એ. (૩) વૈષ્ણવને ઘેરે ઠાકોરજીનો પ્રસાદ પહોંચાડવો એ. (પુષ્ટિ.) (૪) ઠાકોરજીને સામગ્રી ધરાવી વૈષ્ણવોની મોટી જમણ-વાર કરવી એ. (પુષ્ટિ.)

**સમાધાની** વિ. [સં ] સમાધાન કરનાર, ફેંસલો લાવી આપનાર. (૨) વૈષ્ણવ મંદિરોમાં વૈષ્ણવો પાસે સામગ્રીની ભેટ માગનાર અને ધરાયા પછી પ્રસાદ પહોંચાડવાની વ્યવસ્થા કરનાર અધિકારી. (પુષ્ટિ.)

**સમાધિ** પું. [સં. सम् + आधि] એ નામનો એક અર્થાલં-કાર. (૨) સ્ત્રી. [સં.,પું.] ચિત્તની શાંતિ. (૩) ધ્યાના-ધ્યાનનો ખ્યાલ લુપ્ત થઈ ગયે ધ્યેયનું સ્વરૂપમાં રહે એવું ઊંડું ધ્યાન. (યોગ.) (૪) અખંડ બ્રહ્માકાર-વૃત્તિ. (વેદાંત.) (૫) સાધુ-સંન્યાસીનું મરણ. (૬) સાધુ-સંન્યાસીને દાટયા પછી એના ઉપર કરવામાં આવતો ઓટલો. (એના ઉપર શિવલિંગ મૂકવામાં આવે છે.) [० ચડ(-ઢ)-વી, ० થવી, ० લાગવી (રૂ.પ્ર.) પરમાત્મ-ચિંતનમાં એકાગ્ર થવું. ० ચડા(-ઢા)વવી (રૂ.પ્ર.) સમાધિમાં બેસવું. ० ચણવી, ० બાંધવી (રૂ.પ્ર.) સંન્યાસીને દાટયો હોય ત્યાં ઓટલો ચણવો. ० લેવી (રૂ.પ્ર.) મરણ પામવું (ખાસ કરી સાધુ-સંન્યાસીનું)]

**સમાધિ-ભાષા** સ્ત્રી. [સં.] ચિંતનની ઉચ્ચ કોટિએ પહોં-ચેલા સાધકની વાણી. (૨) ભાગવત પુરાણમાંનો વ્યાસે કર્યો મનાતો પ્રાચીન ભાગ. (પુષ્ટિ.)

**સમાધિ-મરણ** ન. [સં.] કોઈ પણ જાતની માનસિક પીડા અનુભવ્યા સિવાય જ્ઞાનપૂર્વકનું અવસાન, પંડિત-મરણ. (જૈન.)

**સથાધિ-સ્થ** વિ. [સં.] સમાધિની દશામાં રહેલું

**સમાન**[1] વિ. [સં.] સરખું, તુલ્ય. જેવું. (૨) સજાતીય. (૩) સમ-તળ, સમ-થળ, સપાટ. (૪) પું. અન્ન-રસને શરીરમાં એકસરખી રીતે પહોંચાડનારો વાયુ

**સ-માન**[2] ક્રિ.વિ. [સં.] માન સાથે, આદરપૂર્વક

**સમાન-કક્ષ** વિ. [સં.,બ.વ્રી.] જુઓ 'સમ-કક્ષ.'

**સમાન-કાલિક, સમાન-કાલીન** વિ. [સં.] જુઓ 'સમ-કાલિક.' [વ્યવસ્થા, 'પેરેલલ ગવ-મેં-ટ'

**સમાન-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] સમાંતર તંત્ર કે રાજ્ય-

**સમાન-ધર્મા,-ર્મી** વિ. [સં.,પું.] સરખાં ગુણ-લક્ષણવાળું. (૨) સરખા ધર્મ-સંપ્રદાયવાળું

**સમાન-ભાવ** પું. [સં.] બધા ઉપરની સરખી લાગણી. (૨) સમાજવાદી ભાવનાવાળો વ્યવહાર

**સમાન-ભાષા** સ્ત્રી. [સં.] અનેકભાષી દેશ કે રાષ્ટ્રમાંની વ્યવહાર માટેની સ્વીકારેલી ભાષા, 'લિંગ્વા ફ્રાન્કા'

**સમાન-રૂપ** વિ. [સં.,બ.વ્રી.] સરખું, જેવું, 'સિમિલર'

**સમાન-વૃત્તિ** સ્ત્રી. [સં.] સમ-બુદ્ધિ, સરખું વલણ, મળતું આવતું વલણ. (૨) વિ. મળતા આવતા વલણવાળું

**સમાન-શીલ** વિ. [સં.,બ.વ્રી.] મળતી આવતી કે એક-સરખી આદતવાળું, [બ.વ્રી.]મળતાં આવતાં ગુણ-લક્ષણવાળું

**સમાનાકાર** પું., **સમાના-કૃતિ** સ્ત્રી. [+ સં. आ-कार, आ-कृति] મળતો આવતો ઘાટ. (૨) વિ. [બ.વ્રી.] મળતા આવતા ઘાટનું, સરખા ઘાટનું

**સમાનાધિકરણ** ન. [+ સં. अधि-करण] સરખી વિભક્તિ. (વ્યા.) (૨) વિ. (બ.વ્રી.) સરખી વિભક્તિવાળું

**સમાનાધિકરણ-બહુવ્રીહિ** પું. [સં.] બહુવ્રીહિ સમાસનાં બેઉ પદ એક જ વિભક્તિનાં હોય તેવો બહુવ્રીહિનો પ્રકાર; જેમકે 'મહાબાહુ' (મોટા હાથ જેનો છે તેવું)

**સમાનાર્થ** પું. [+ સં. अर्थ] સરખો માયનો. (૨) સરખો હેતુ કે ઉદ્દેશ. (૩) વિ. [બ.વ્રી.] એકસરખા અર્થવાળું,

'સીનોનિમ.' (૪) એકસરખા હેતુવાળું

**સમાનાર્થક** વિ. [+ સં. अर्थ + क; બ.વ્રી.ને કારણે क નું ઉમેરણ], **સમાનાર્થી** વિ. [સં.,પું.] સરખા અર્થવાળું

**સમાનાસન** ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**સમાનિકા** સ્ત્રી. [સં.] એ નામનો એક સમ-વૃત્ત ગણમેળ છંદ. (પિં.)

**સમાનોદક** વિ. [સં. समान + उदक,બ.વ્રી.] એક જ ગોત્ર કે પિતૃકુળનું, સ-ગોત્ર, પિતરાઈ

**સમાનોદર્ય** વિ., પું. [સં. समान + उदर्य (એક જ માના પેટમાં જન્મ લીધો હોય તેવો) સગો ભાઈ, મા-જણ્યો ભાઈ

**સમાનોદર્યા** વિ.,સ્ત્રી. [સં.] સગી બહેન, મા-જણી બહેન

**સમાનોપમા** સ્ત્રી. [સં. समान + उपमा] ઉપમાનો એક પ્રકાર. (કાવ્ય)

**સમાપક** વિ. [સં. सम् + आपक] સમાપ્તિ કરનાર. (૨) વ્યાખ્યાનોને અંતે ઉપસંહાર કરનાર

**સમાપત્તિ** સ્ત્રી. [સં. सम् + आ-पत्ति] સમાપન. (૨) સમાપ્તિ. (૩) અકસ્માત. (૪) સમાધિ. (યોગ.)

**સમાપન** ન. [સં. सम् + आपन], -ના સ્ત્રી. સમાપ્ત કરવાની ક્રિયા, સમાપ્તિ

**સમાપવું** સ.ક્રિ. [સં. सम् + आप्, તત્સમ] સમાપ્ત કરવું, પૂરું કરવું (ના.દ.)

**સમાપ્ત** વિ. [સં. सम् + आप्त] પૂર્ણ, પૂરું

**સમાપ્તિ** સ્ત્રી. [સં. सम् + आप्ति] છેડો આવી જવો એ, અંત આવ્યે સંકેલાવું એ, પૂર્ણતા. (૨) અંત, છેડો. (૩) (લા.) મોત, અવસાન, મરણ

**સમાપ્તિ-દર્શન** ન. [સં.] છેલ્લે દેખાવું એ. (૨) નાટ્યરચનામાં છેલ્લો શ્લોક કે ભરત-વાક્ય, 'એપિલૉગ '(ન.ભો.)

**સમાયતિ** સ્ત્રી. [સં. सम्-आ-यति] તાલના લયની એકતા. (સંગીત.)

**સમા-યુક્ત** વિ. [સં. सम् + आ-युक्त] જોડાયેલું. (૨) તત્પર થયેલું, સાબદું થયેલું; તૈયાર

**સમા-યોજક** વિ. [સં. सम् + आ-योजक] સંયોજક, ગોઠવણી કરી આપનાર, ગોઠવનાર

**સમાર** પું. ખેડયા પછી દેફાં ભાંગવા ફેરવવાનું પાટિયું (જેનો ચાસમાં બીની ઓરણી કર્યા પછી બી ઢાંકવા પણ એ રીતે ઉપયોગ થાય છે.) [૦ દેવો (રૂ.પ્ર.) સમાર વડે સરખું કરવું. -રે આવવું (રૂ.પ્ર.) કરસણ ઉપર સમાર ફેરવવાનો સમય આવવો (થોડું ઊગ્યા પછી)]

**સમાર-કામ** ન. [જુઓ 'સમારવું' + 'કામ.[૨]'] મરામત કરવાનું કાર્ય, મરામત, દુરસ્તી

**સમારણું** ન. [જુઓ 'સમારવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] ચામડાં ચીરવાનું લોખંડનું એક ઓજાર

**સમારવું** સ.ક્રિ. [સં. सम् + आ-रच > પ્રા. समार-] દુરસ્ત કરવું, મરામત કરવી. (૨) ઓળવું (માથાના વાળ ઠીક કરવા.). (૩) (શાક) છીનવું, સુધારવું, વનારવું. (૪) ચીરવું, ફાડવું (મડદું કે ચામડું). **સમારાવું** કર્મણિ., ક્રિ. **સમ(-મા)રાવવું** પ્રે., સ.ક્રિ.

**સમારંભ** (-રમ્ભ) પું. [સં. सम् + आ-रम्भ] શરૂઆત, આરંભ. (૨) મેળાવડો. (૩) ધામધૂમવાળો ઉત્સવ

**સમારાધન** ન. [સં. सम् + आ-राधन] પ્રસન્ન કરવાની ક્રિયા. (૨) પરિ-ચર્યા. શુશ્રૂષા

**સમા(મ)રાવવું, સમારાવું** જુઓ 'સમારવું'માં.

**સમારોપ** પું. [સં. सम् + आ-रोप], -પણ ન. [સં.] ઉપર ચડાવવાની ક્રિયા. (૨) સોંપવું એ, સોંપણી. (૩) વ્યાખ્યાન વગેરેનો ઉપસંહાર, સમાપન

**સમારોપિત** વિ. [સં. सम् + आ-रोपित] જેનો સમારોપ કરવામાં આવ્યો હોય તેવું

**સમારોહ** પું. [સં. सम् + आ-रोह] ચડવાની ક્રિયા. (૨) સમારંભ, મેળાવડો. (૩) ધામધૂમવાળો ઉત્સવ, મેળો

**સમાલ[૧]** પું. પશ્ચિમ દિશાનો પવન, અવર. (વહાણ)

**સમાલ[૨]** પું. પાણીમાં નાખતાં ઉપર તરી આવે તેવો ફિક્કા ભૂરા રંગનો અગર

**સમાલવું** સ.ક્રિ. [સં. सम् + माल् > હિં 'સમ્હલના.'] સંભાળવું. (૨) સાવધાની રાખવી, સાવચેતી રાખવી. (૩) ચોકસાઈ રાખવી. **સમાલાવું** કર્મણિ., ક્રિ. **સમાલાવવું** પ્રે., સ.ક્રિ.

**સમાલંકાર** (સમાલઙ્કાર) પું. [સં. सम + अलंकार] જુઓ 'સમ(૬).'

**સમાલાવવું, સમાલાવું** જુઓ 'સમાલવું'માં.

**સમાલોકન** ન. [સં. सम् + आ-लोकन] બરોબર જોવું એ

**સમાલોચક** વિ. [સં. सम् + आ-लोचक] (પુસ્તકોનું) અવલોકન લખનાર, સમીક્ષક, સમીક્ષા કરનાર, ગુણ-દોષનું વિવેચન કરનાર, 'રિવ્યૂઅર'

**સમાલોચન** ન. [સં. सम् + आ-लोचन], -ના સ્ત્રી. [સં.] સમાલોચકનું કાર્ય, સમીક્ષા, અવલોકન, ગુણદોષ-વિવેચન, 'રિવ્યૂ.' (૨) વિચારણા

**સમાવ** પું. [જુઓ 'સમાવવું.'] સમાવવું કે સમાવું એ, સમાવેશ, સમાસ

**સમાવડા(-રા)વવું** જુઓ 'સમાવવું.' આ પુનઃપ્રે. રૂપ.

**સમાવર્તન** ન. [સં. सम् + आ-वर्तन] અભ્યાસ પૂરો થયે દ્વિજ બ્રહ્મચારીનું ઘેર પાછું વળી આવવું એ (બ્રાહ્મણોમાં જનોઈને અંતે 'બળવો દોડાવવો' એ આ ક્રિયાનો આભાસ માત્ર બચ્યો છે.)

**સમાવર્તી** વિ., પું. [સં सम् + आ-वर्तिन्. પું.] સમાવર્તન કરનાર

**સમાવવું** જુઓ 'સમાવું'માં. **સમાવડા(-રા)વવું** પુન., પ્રે., સ.ક્રિ.

**સમાવિષ્ટ** વિ. [સં. सम् + आ-विष्ट] દાખલ કરવામાં આવેલું, સમાવેશ પામેલું

**સમાવું** અ.ક્રિ. અંદર આવી ભળી કે ગોઠવાઈ જવું, માવું, અદૃશ્ય થઈ જવું (અંદરના ભાગમાં જઈ). **સમાવવું** પ્રે., **સમાવડા(-રા)વવું** પુન. પ્રે., સ.ક્રિ.

**સમાવેશ** પું. [સં. सम् + आ-वेश] દાખલ કરવા કે થવાની ક્રિયા, સમાસ

**સમાવો** પું. [જુઓ 'સમાવું' + ગુ 'ઓ' કૃ.પ્ર.] સમાવેશ, સમાસ. (૨) દારૂ કાઢવાની નળી કે કાણું

**સમાસ** પું. [સં. सम् + आस] સમાવું એ, સમાવેશ. (૨) સંક્ષેપ. (૩) બે કે વધુ મૂળ પદાર્થોનું રાસાયણિક સંયોજન, 'કૅમ્પાઉન્ડ.' (ર.વિ.) (૪) પૂર્વના પદ કે પદોના વિભક્તિ-પ્રત્યયોના લોપે અમુક ચોક્કસ પ્રકારે શબ્દોનું જોડાઈ જવું

એ, 'કૅમ્પાઉન્ડ' (વ્યા.) [રીતે વળગેલું
**સમાસક્ત** વિ. [સં. सम् + आ-सक्त] ખૂબ આસક્ત, સારી
**સમાસક્તિ** સ્ત્રી. [[સં. सम् + आ-सक्ति], **સમાસંગ (-સઙ્ગ)** પું. [સં. सम् + आ-सङ्ग] પ્રબળ આસક્તિ
**સમાસાત્મક** વિ. [સં. समास + आत्मन् + क] સમાસના રૂપમાં રહેલું, સામાસિક. (વ્યા.)
**સમાસાત્મિકા** વિ., સ્ત્રી. [સં.] સમાસના રૂપમાં રહેલી (વાકય-પદ્ધતિ). (વ્યા.) (૨) જેમાં વિભક્તિના તેમજ કાળના તથા અન્ય કૃત્ કે તદ્ધિત પ્રત્યયો લાગીને રૂપ થયાં હોય તે યથાવત્ વપરાતાં હોય તેવી (ભાષા કે ભાષા-ભૂમિકા), રૂપાત્મક, રૂપઘટનાત્મક, 'સિન્થેટિક (લૅંગ્વેજ)' (વ્યા.) [અર્થાલંકાર. (કાવ્ય.)
**સમાસોક્તિ** સ્ત્રી. [સં. समास + उक्ति] એ નામનો એક
**સમાહર્તા** વિ., પું. [સં. सम् + आ-हर्ता, પું.] વસૂલાતી અધિકારી, 'કલેક્ટર' [(૨) સંક્ષેપ
**સમાહાર** પું. [સં. सम् + आ-हार] સંચય, સંગ્રહ, જથ્થો,
**સમાહાર-દ્વંદ્વ (-દ્વન્દ્વ)** પું. [સં.] બે કે વધુ સમકક્ષ શબ્દો જોડાતાં અંતે નપુંસકલિંગે (કવચિત્ સ્ત્રી.) એકવચન થાય એવો દ્વંદ્વ સમાસનો પ્રકાર. (વ્યા.)
**સમાહિત** વિ. [સં. सम् + आ-हित] મૂકેલું, સ્થાપેલું. (૨) સ્વસ્થ, શાંત. (૩) જેણે સમાધિ કરી હોય તેવું. (૪) સ્થિતપ્રજ્ઞ. (૫) એકાગ્ર. (૬) પું. એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**સમાહૃત** વિ. [સં. सम् + आ-हृत] એકઠું કરી લાવવામાં આવેલું. (૨) એકઠું કરેલું, ભેળું કરેલું. (૩) ટૂંકવેલું, સંક્ષિપ્ત [સીધા ગાળાવાળું, 'પૅરેલલ.' (ગ.)
**સમાંતર (સમાન્તર)** વિ. [સં. सम + अन्तर,બ.વ્રી.] સરખા
**સમાંતર-ઘાત (સમાન્તર-)** ન. [સં.] છ બાજુવાળી ચીજ, સમાંતર ઘન, 'પૅરેલલોપાઇપ્ડ.' (ગ.)
**સમાંતર-ચતુર્ભુજ** (સમાન્તર-), **સમાંતર-ચતુષ્કોણ** (સમાન્તર-) પું. [સં.] જેની સામસામી બાજુઓ સરખા માપની અને સમાંતર આવેલ હોય તેવો આકાર, 'પૅરેલલોગ્રામ'
**સમિતિ** સ્ત્રી. [સં. सम् + इति] યુદ્ધ, લડાઈ. (૨) સભા, પરિષદ. (૩) નાની મંડળી, 'કમિટી.' (૪) ધ્યાનપૂર્વક કરાતી ક્રિયા. (જૈન.)
**સમિત્પાણિ** વિ. [સં. समिध् + पाणि, સંધિથી; બ.વ્રી.] હાથમાં પવિત્ર સમિધ (હોમવા માટેની સૂકી વનસ્પતિનો ટુકડો) લઈ ગુરુ પાસે દીક્ષા લેવા જનાર (બ્રહ્મચારી-વિદ્યાર્થી)
**સમિધ** ન. [સં. समिध्, સ્ત્રી.], **-ધા** સ્ત્રી. [સં.] યજ્ઞમાં હોમવાને માટે પવિત્ર ગણાયેલ (આકડો ખાખરો ખેર અઘેડો પીપળો ઉમરો વડ પીપર બીલી ખીજડો પ્રોકડ અને દર્ભ એ) વનસ્પતિઓનું તે તે સંકું લાકડિયું છોડિયું કે તણખલું [તંબુ, શમિયાનો
**સમિયાણો** પું. [ફા. શમિયાનહ્] મોટો વિશાળ મંડપાકાર
**સમીકરણ** ન. [સં.] સરખું ન હોય તેને સરખું કરવાની ક્રિયા, સમાન કરવું એ. (૨) ગણિતમાં બેઉ બાજુ કે પદો સરખાં કરવાની પ્રક્રિયા, 'ઇક્વેશન.' (ગ.)
**સમીક્ષક** વિ. [સં. सम् + ईक्षक] બારીકીથી જોનાર. (૨) સમાલોચના કરનાર, સમાલોચક, અવલોકનકાર, 'રિવ્યૂઅર'
**સમીક્ષા** સ્ત્રી. [સં.] જુઓ 'સમાલોચના.' [(૩) યથાર્થ
**સમીચીન** વિ. [સં.] સારું, રૂડું. (૨) યોગ્ય, બરોબર.
**સમીપ** ક્રિ.વિ. [સં.] નજીક, પાસે
**સમીપ-વર્તી** વિ [સં.,પું.], **સમીપ-સ્થ** વિ. [સં.] નજીકમાં રહેલું, સમીપનું, પાસેનું
**સમીપે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા વિ.,પ્ર.] સમીપમાં, નજીકમાં
**સમીર, ૰ણ** પું. [સં.] પવન, વાયુ
**સમી-સંધ્યા (-સન્ધ્યા)** સ્ત્રી. [જુઓ 'સમું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય. + સં.], **સમી-સાંઝ(-જ)** સ્ત્રી. [+જુઓ+ 'સાંઝ(-જ).'] સંધ્યા-કાળ, સાંઝનો સમય
**સમુચિત** વિ. [સં. सम् + उचित] બરોબર યોગ્ય, વાજબી
**સમુચ્ચય** પું. [સં. सम् + उच्चय] ભેગો કરેલો જથ્થો, સંઘરો. (૨) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**સમુચ્ચિત** વિ. [સં. सम् + उच्चित] એકઠું કરેલું, સંઘરેલું
**સમુચ્છ્રિત** વિ. [સં. सम् + उच्छ्रित] ઊછળી આવેલું, ઊછળેલું. (૨) ઠીક ઠીક ઊંચે આવેલું, ઘણે ઊંચે જઈ રહેલું. (૩) ઉચ્ચ, ચડિયાતું
**સમુત્કર્ષ** પું. [સં. सम् + उत्कर्ष] સારો ઉત્કર્ષ, અભ્યુદય, ચડતી [ઉત્ક્રમણ, 'ઇવોલ્યુશન'
**સમુત્ક્રમ** પું. [સં. सम् + उत्क्रम], **-મણ** ન. [સં.] વિકાસ,
**સમુત્ક્રાંતક (-ક્રાન્તક)** વિ. [સં. सम् + उत्क्रान्तक] સમુત્ક્રમણ કરનાર [સમુત્ક્રમ.'
**સમુત્ક્રાંતિ (-ક્રાન્તિ)** સ્ત્રી. [સં. सम् + उत्क्रान्ति] જુઓ
**સમુત્થાન** ન. [સં. सम् + उत्थान] સારું ઉત્થાન, જાગૃતિ. (૨) પ્રવૃત્તિ, ધંધો. (૩) ચડતી, અભ્યુદય
**સમુદય** પું. [સં. सम् + उदय] સારો ઉદય, ઉત્કર્ષ, અભ્યુદય, ચડતી. (૨) સમુદાય, સમૂહ. (૩) જથ્થો
**સમુદાય** પું. [સં. सम् + उद् + आय] જન-સમૂહ
**સમુદ્ધરણ** ન. [સં. सम् + उद्धरण] જુઓ 'સમુદ્ધાર.' (૨) (લેખનમાં લેવામાં આવતું) અવતરણ
**સમુદ્ધાર** પું. [સં. सम् + उद्धार] લઈને ઊંચે મૂકવું એ. (૨) પડતી પામેલાંને ચડતી દશામાં લાવવાની ક્રિયા.) (૩) તૂટેલાં વગેરેનું સમાર-કામ, પુનરુદ્ધાર
**સમુદ્ભવ** પું. [સં. सम् + उद्भव] ઉત્પન્ન થવું એ, ઉત્પત્તિ
**સમુદ્યત** વિ. [સં. सम् + उद्यत] સજ્જ થયેલું, તૈયાર થયેલું, સાબદું
**સમુદ્યમ** પું. [સં. सम् + उद्यम] સારો પ્રયત્ન, મોટો ઉદ્યમ
**સમુદ્ર** પું. [સં.] સાગર, સિંધુ, દરિયો, ઉદધિ, રત્નાકર. [૦ ખેડવો (રૂ.પ્ર.) દરિયાપારની સફર કરવી. ૦ ડહોળવો (-ડો:ળવો), ૦ વલોવવો (રૂ.પ્ર.) મુશ્કેલી ભરેલું કામ કરવું. (૨) અઘરા વિષય ઉપર વિચાર-વિમર્શ કરવો]
**સમુદ્ર-કાંઠો, સમુદ્ર-કિનારો** પું.[+જુઓ 'કાંઠો.'-'કિનારો.'] દરિયા-કાંઠો, સમુદ્ર-તટ, 'સી-શૉર'
**સમુદ્ર-પર્યટન** ન. [સં.] દરિયાઈ સફર
**સમુદ્ર-પ્રબંધ (-પ્રબન્ધ)** પું. [સં.] સમુદ્રના આકારમાં વર્ણોની રચના કરી કરાતું એક ચિત્ર-કાવ્ય. (કાવ્ય.)

**સમુદ્ર-ફલ(-ળ)** ન. [સં.] સમુદ્ર-કિનારા નજીક થતું એ નામનું એક ઔષધીય ઝાડવું

**સમુદ્ર-ફી(-ફે)ણ,, સમુદ્ર-ફેન** ન. [+ જુઓ 'ફી(-ફે)ણ',-'ફેન,'હિં.] એક પ્રકારની માછલીનાં પેટમાંથી નીકળતો પોચો વાદળી જેવો ખરછટ ઘાટ (માછલીનું હાડપિંજર કહી શકાય)

**સમુદ્ર-મ(-મં)થન** (-મથ(-ન્થ)ન) ન. [સં.] સમુદ્રને વલોવવાની ક્રિયા. (પૌરાણિક માન્યતા પ્રમાણે દેવ અને દાનવોએ મંદાર પર્વતને મંથન-દંડ અને શેષ નાગને નેતરું બનાવી સમુદ્ર વલોવેલો કે જેમાંથી ૧૪ રત્ન નીકળ્યાં કહ્યાં છે)

**સમુદ્ર-યાત્રા** સ્ત્રી. [સં.] દરિયાઈ પ્રવાસ

**સમુદ્ર-યાન** ન. [સં.] જુઓ 'સમુદ્ર-યાત્રા.' (૨) દરિયામાં તરતું માણસને ઉપયોગી કોઈ પણ વાહન-વહાણ મછવો હોડી આગબોટ વગેરે [એક વેલ, 'વીડ'

**સમુદ્ર-લતા** સ્ત્રી. [સં.] દરિયાના પાણીમાં કાંઠા નજીક થતી

**સમુદ્ર-શોષ** પું. [સં.] એ નામની એક વનસ્પતિ, વરધારો

**સમુન્નત** વિ. [સં. सम्+उन्नत] સારી રીતે ઊંચે આવેલું. (૨) ઉન્નતિ પામેલું, ચડતી પામેલું

**સમુન્નતિ** સ્ત્રી. [સં. सम्+उन्नति] ઉત્કર્ષ, પ્રબળ ઉન્નતિ, સારો અભ્યુદય. (૨) આબાદી [મુહૂર્ત, સારું લગ્ન

**સમુ(-મૂ)રત** ન. [સં. सु-मुहूर्त, અર્વા. તદ્ભવ] શુભ

**સમુ(-મૂ)રતું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] કન્યાનું સગપણ થતાં સારો દિવસ જોઈ વર-પક્ષ તરફથી પ્રથમ વાર ઘરેણાં લૂગડાં ચડાવવા જવું એ [હર્ષ, સુપ્રસન્નતા

**સમુલ્લાસ** પું. [સં. सम्+उल्लास] ઘણો આનંદ, પ્રબળ

**સમું** વિ. [સં. समक- > પ્રા. समअ-] સમાન, સરખું. (૨) વ્યવસ્થિત, બરોબર. (૩) દુરસ્ત. [-મા મહિના (રૂ.પ્ર.) પ્રસૂતિ થવાની નજીકના મહિના. ૦ નમું (રૂ.પ્ર.) સુ-વ્યવસ્થિત. ૦ સૂતરું (રૂ.પ્ર.) તદ્દન સરળ, સીધું]

**સમૂકું,-ચું** વિ. જુઓ 'સપૂચું.'

**સ-મૂલ(-ળ)** વિ. [સં.] મૂળિયા સાથેનું [રીતનું

**સમૂલાગ્ર** વિ. [+સં. अग्र] મૂળથી મથાળા સુધીનું, સંપૂર્ણ

**સમૂહ** પું. [સં. सम्+ऊह] સમુદાય, કાફલો, ટોળું (૨) જથ્થો, સંગ્રહ. (૩) રાશિ, ઢગલો

**સમૂહ-કાર્ય** ન. [સં.] સૌ સાથે મળીને કરે એ રીતનું કામ, એકરૂપ બનીને કરાતું કે થતું સંગઠિત કામ

**સમૂહ-જીવન** ન. [સં.] સમૂહમાં રહીને જીવન વિતાડવું એ, સંઘ-જીવન

**સમૂહ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] જુઓ 'સમવાય-તંત્ર.'

**સમૂહ-પ્રાર્થના** સ્ત્રી. [સં.] એકઠાં મળેલાં સૌ સાથે મળીને કરે તેવી સ્તુતિ, સામુદાયિક સ્તુતિ

**સમૂહ-ભોજન** ન. [સં.] સૌ સાથે મળી એક રસોડે કરે તેવી ખાણી-પીણી. (૨) ઉચ્ચ-નીચ કે જ્ઞાત-પાંતના ભેદ વિના સાથે એક પંક્તિમાં બેસી થતું જમણ

**સમૂહ-લગ્ન** ન. [સં.] અનેક વર-કન્યાઓના એક જ સમયે વિવાહ કરવા એ [આપનારું (નામ.). વ્યા.)

**સમૂહ-વાચક** વિ. [સં.] ટોળાનો કે જથ્થાનો અર્થ

**સમૂહ-શિક્ષણ** ન. [સં.] એકી સાથે ઘણાં માણસોને શિક્ષણ આપવાની ક્રિયા, 'માસ એજ્યુકેશન'

**સમૂહ-સમભાવ** પું. [સં.] આખા સમૂહની કામ-કાજમાં સાથે રહેવાની લાગણી

**સમૂહી** પું. [સં.] એક અક્ષર-મેળ છંદ. (પિં.)

**સમૂળ** જુઓ 'સ-મૂલ.' [બધું

**સમૂળગું** વિ. [સં. स-मूल દ્વારા] સમૂળ, તમામ, સમગ્ર,

**સમૂળું** વિ. [સં. स-मूलक- > પ્રા. समूलअ-] જુઓ 'સમૂળગું.' (૨) ક્રિ.વિ. મૂળનું, આંઠનું

**સમૃદ્ધ** વિ. [સં. सम्+ऋद्ध] સારી રીતે ઋદ્ધિ-વૃદ્ધિ પામેલું, માલદાર, માલેતુજાર. સમૃદ્ધિમાન, શ્રીમંત

**સમૃદ્ધિ** સ્ત્રી. [સં. सम्+ऋद्धि] માલેતુજારપણું, શ્રીમંતાઈ, વૈભવ, જાહોજલાલી

**સમૃદ્ધિ-માન** વિ. [સં. °मान्, પું.], **સમૃદ્ધિ-શાલી(-ળી)** વિ. [સં.,પું.] સમૃદ્ધિવાળું, સમૃદ્ધ

**સમે**[1] પું [સં. समय > પ્રા.समअ] જુઓ 'સમો.'

**સમે**[2] ક્રિ.વિ. [જુઓ 'સમો' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] સમયે, પ્રસંગે, ટાણે

**સમેટવું** સ.ક્રિ. આટોપવું, સંકેલવું. (૨) પતાવવું. **સમેટાવું** કર્મણિ., ક્રિ. **સમેટાવવું** પ્રે.,સ.ક્રિ.

**સમેટાવવું, સમેટાવું** જુઓ 'સમેટવું'માં.

**સમેણી** સ્ત્રી. સોનીની નાની પકડ (એક ઓજાર), સમાણી

**સમેત** વિ. [સં. सम् + आ + इत] સાથે જોડાઈને રહેલું, સાથે હોય તેવું. (૨) ના.યો. સાથે, સુધ્ધાં, સહિત

**સમેરિયો** પું. એ નામનું એક ખેતરાઉ ઘાસ

**સમે-સમું** વિ. [જુઓ 'સમું' + ગુ. 'એ' ત્રી. વિ. કે સા. વિ., પ્ર. + 'સમું.'] બરોબર પાધરું. (૨) યથાર્થ

**સમૈયો** પું. [સ. समय દ્વારા હિં.] પ્રવાસ કરતા રહેતા ધર્મગુરુનો વધુ દિવસોનો જ્યાં મુકામ થાય ત્યાં એ નિમિત્તે ઊજવાતો ઉત્સવ. (સ્વામિનારાયણ સંપ્રદાયનો આ રૂઢ શબ્દ છે.)

**સમો**[1] પું. [સં. समय- > પ્રા.समअ-] સમય, વખત. (૨) ટાણું. પ્રસંગ. [૦ કઠણ (કે બારીક) હોવો (રૂ.પ્ર.) મુશ્કેલીનું ટાણું હોવું. ૦ જોવો (રૂ.પ્ર.) લાગ જોવો. ૦ વરતે સાવધાન (રૂ.પ્ર.) વખત પ્રમાણેનું વર્તન. ૦ વળવો (રૂ.પ્ર.) પૂર્વ જેવી સારી સ્થિતિ આવવી]

**સમોતી** વિ., સ્ત્રી. [જુઓ 'સમોતું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સરખા દરજ્જાની (સ્ત્રી.) (૨) સ્ત્રી. પટરાણી. (૩) સંપમાં રહેવાથી મળતી સુખ-શાંતિ

**સમોતું** વિ. [સં. समवेत, અર્વા. તદ્ભવ] એકસાથે સઘળું, સામટું. (૨) સંપસિવાળું. (૩) માનીતું, પ્રિય [(ગ.)

**સમોત્સાર** પું. [સં. सम् + उत्सार] અનવસ્ત-તા, 'પેરેબોલા.'

**સમોરવું** અ.ક્રિ. [સં. सम् + अव-तृ-तर- > પ્રા समोअर] વિકસવું, ખીલવું, પાંગરવું. (૨) (શરીરે) સુવાણ થવી. **સમોરાવું** કર્મણિ., ક્રિ. **સમોરાવવું** પ્રે., સ.ક્રિ.

**સમોરાવવું, સમોરાવું** જુઓ 'સમોરવું'માં.

**સમોલ** (-લ્ય) જુઓ, 'સમેલ-સાબેલ.'

**સમોવડ** (-ડ્ય) વિ. [સં. सम દ્વારા] સમાન ઉંમરનું, તેવ-તેવડું. (૩) પ્રતિસ્પર્ધી, હરીફ

**સમોવડાઈ** સ્ત્રી. [જુઓ 'સમોવડ' + ગુ. 'આઈ' ત.પ્ર.] સમોવડ હોવાપણું [જુઓ 'સમોવડ.'
**સમોવડિયું** વિ. [જુઓ 'સમોવડ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.],
**સમોવડિય(-યે)ણ (-ણ્ય)** વિ., સ્ત્રી. [જુઓ, 'સમોવડિયું' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] સમોવડ સ્ત્રી
**સમોવડી** વિ. [જુઓ 'સમોવડ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], **-ડું** વિ. [ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સમોવડ.'
**સમોવણ** ન. [જુઓ 'સમોવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] બહુ ઊકળેલા પાણીમાં સમધારણ કરવા ઠંડું પાણી ઉમેરવાની ક્રિયા. (૨) (લા.) એવું ઠંડું પાણી
**સમોવવું** સ.ક્રિ [સં. शम् ના પ્રે. शामय દ્વારા] વધારે ઊકળી ગયેલા પાણીને ઠંડું પાણી ઉમેરી સમધારણ કરવું. **સમોવાવું** કર્મણિ, ક્રિ.. **સમોવાવવું** પ્રે., સ.ક્રિ.
**સમોવાવવું, સમોવાવું** જુઓ 'સમોવવું'માં.
**સમોષ્ણ** વિ. [સં. सम + उष्ण] ઉષ્ણતા-ગરમીનું પ્રમાણ સમધારણ હોય તેવું [તી લીટી
**સમોષ્ણ રેખા** સ્ત્રી. [સં.] નકશા ઉપર એવા પ્રદેશ બતાવ-
**સમોસરણ** ન. [જુઓ 'સમોસરવું' + ગુ. - 'અણ' કૃ.પ્ર. અથવા સં. सम् + अवसरण=समवसरण > પ્રા. समोसरण પ્રા. તત્સમ] જુઓ 'સમવસરણ.'
**સમોસરવું** અ.ક્રિ [સં. सम् + अव-सृ-सर् > પ્રા. समोसर, પ્રા. તત્સમ] જુઓ 'સમવસરવું.' **સમોસરાવું** કર્મણિ., ક્રિ. **સમોસરાવવું** પ્રે., સ.ક્રિ.
**સમોસરાવવું, સમોસરાવું** જુઓ 'સમોસરવું'માં.
**સમોસું** ન. ઘઉં અથવા/અને ચણાના લોટનાં પાતળાં પડમાં માંસનો ખીમો ભર્યા પછી પડના છેડા વાળી મોટે ભાગે ત્રિકોણાકાર બીડી કરવામાં આવતી ઘી યા તેલમાં તળેલી વાની. (૨) એ પ્રક્રિયાથી શાકાહારીઓ માટે દાળ વટાણા વગેરે મસાલાવાળી ચીજ બીડી કરવામાં આવતી એવી વાની
**સમ્યક્** ક્રિ.વિ. [સં.] સારી રીતે. (મોટે ભાગે સમાસના પૂર્વપદમાં) [દષ્ટિ, સમકેત. (જૈન.)
**સમ્યક્-ત્વ** ન. [સં.] ચોક્કસ પ્રકારની શ્રદ્ધાવાળી વિવેક-
**સમ્યગ્જ્ઞાન** ન. [સં. सम्यक् + ज्ञान, સંધિથી) પદાર્થનો યથાર્થ બોધ, શુદ્ધ જ્ઞાન. (જૈન.)
**સમ્યગ્દર્શન** ન. [સં. सम्यक् + दर्शन, સંધિથી] સમ્યગ્જ્ઞાનના ફલ-સ્વરૂપે થતું આત્મ-દર્શન. (જૈન.)
**સમ્યગ્દષ્ટિ** સ્ત્રી. [સં सम्यक् + दृष्टि, સંધિથી] નિર્વિકારી નજર. (૨) શુદ્ધ સમઝણ. (૩) સમ્યગ્દર્શન માટેની સમઝ-વાળી બુદ્ધિ. (જૈન.)
**સમ્રાજ્ઞી** સ્ત્રી. [સં. सम् + राज्ञी] સમ્રાટની રાણી, મહારાણી
**સમ્રાટ** પું. [સં. सम् + राज्=सम्राट्] વિજયથી અનેક રાજાઓને જીતી બનેલો ચક્રવર્તી રાજા, રાજાધિરાજ, (મુસ્લિમ પરિભાષા પ્રમાણે-) બાદશાહ, પાદશાહ, શહેનશાહ
**સ-યુક્તિ, ૦ક** વિ. [સં.] યુક્તિવાળું, પ્રમાણવાળું, હેતુવાળું
**સર**[૧] ન. [સં. सरस्] સરોવર
**સર**[૨] (-રય) સ્ત્રી. જુઓ 'સેર.'
**સર**[૩] પું. વ્યાજના ટકાના કે ટકા લેખે થાય તે વ્યાજ ગણતાં મુદ્દલ અને મુદતનો ગુણાકાર. (ગ.)
**સર**[૪] વિ [ફા. -માથું.] ઉપરી, સર્વથી મોટું. (એ પૂર્વગ તરીકે રૂઢ; જેમકે 'સર-સેનાપતિ' 'સર-સૂબો' 'સર-નસીન' 'સર-કામદાર.' (૨) ક્રિ.વિ. વશ, અધીન, તાબે, જિતાયેલું હોય એમ (માત્ર 'કરવું' સાથે)
**સર**[૫] પું. [અં.] ગૃહસ્થ વગેરે માટેનું માનવાચક સંબોધન. (૨) શાળા -મહાશાળાઓમાં શિક્ષક-અધ્યાપકોનું સંબોધન, સાહેબ. (૩) અંગ્રેજી રાજ્ય-અમલમાં અપાતો હતો તે 'બૅરોનેટ'ના નામ પૂર્વેનો શબ્દ. (૪) કોઈ પણ માનવંત હોદ્દો ધરાવનાર પુરુષનું સંબોધન. (૫) ગંજીફાની સાત હાથ વગેરેની રમતમાં એકરંગી અને ભારે પાનાંનો દાવ, હુકમ ['સર-સમાચાર'
**સર**[૬] પૂર્વગ. અર્થહીન એક પૂર્વગ (જેમ કે 'સર-અવસર'–
**સર**[૭] ક્રિ.વિ. 'માટે' 'પ્રમાણે' વગેરે અર્થનો અંત્યગ (જેમકે 'સમય-સર' 'વખત-સર' 'કામ-સર' વગેરે)
**સરક(-ખ)** (-કય, -ખ્ય) સ્ત્રી. કાનની અંદરની નસ. (૨) ઘોડાને બાંધવાની રસ્સી
**સરક(-ખ)ટ** ન. બરુના પ્રકારનું એ નામનું એક ઘાસ. (૨) રાડું. (૩) લાકડાનો ભારો
**સરકણિયું, સરકણું** વિ. [જુઓ 'સરકવું' + ગુ. 'અણું' કૃ.પ્ર. + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સરકીને ખસી પડે તેવું. (૨) ન. સરકણી જગ્યા [સહિયારો વેપાર
**સરકત** સ્ત્રી. [અર. શિર્કત્] પંતિયાળો ધંધો કરવો એ,
**સરકતી** સ્ત્રી. [અર. શિર્કતી] પંતિયાળું, વેપારી ભાગીદારી
**સરકવું** અ.ક્રિ. [જુઓ 'સરવું' + ગુ. 'ક' સ્વાર્થે અંત્યગ.] સરવું, ખસવું. (૨) લપસવું. (૩) (લા.) છટકીને અલોપ થઈ જવું, નાસી જવું. **સરકાવું** ભાવે., ક્રિ. **સરકાવવું** પ્રે., સ.ક્રિ.
**સરકસ** ન. [અં.] જાનવરો તેમજ માણસોને કેળવી અંગ-કસરત વગેરેના ખેલ બતાવનારું મંડળ
**સરકાર** સ્ત્રી. [ફા.] લોકો ઉપર અમલ કરતી સત્તા, 'ગવર્મેન્ટ.' (૨) પું. બાદશાહ, પાદશાહ, શહેનશાહ. (૩) સુલતાન. (૪) નવાબ. (હકીકતે આ પાછલાઓને માન આપવા; એ પ્રમાણે કોઈ પણ. 'રઈસ' માટે પણ.)
**સરકાર-ધારો** પું. [+ જુઓ 'ધારો.'], **સરકાર-ભરણું** ન. [+ જુઓ 'ભરણું.']; **સરકાર-ભરેત** ન. [+ જુઓ 'ભરવું' દ્વારા.] સરકારી વેરો, રાજ્યની મહેસૂલ
**સરકાર-વાડો** પું. [+ જુઓ 'વાડો'] રાજ-કુટુંબીઓ અને રાજ્યના મોટા અમલદારોને રહેવાનો ગઢવાળો નાનો મહોલ્લો, દરબાર-ગઢ. (૨) સરકારી અદાલતો કચેરીઓ વગેરેનો વાડો
**સરકારી** વિ. [ફા.] સરકારને લગતું
**સરકાવવું, સરકાવું** જુઓ 'સરકવું'માં.
**સરકિયું** વિ. [જુઓ 'સરકવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] સરકાવી શકાય તેવું. (૨) એવા પ્રકારની ગાંઠ, સરકાર-ગાંઠ
**સરકું** ન. [સુ.] આગલા ભાગમાં બે પાંખિયાંવાળું કાંટા ઝરડાં વગેરે ફેરવવાનું લાકડાનું સાધન, શૅટલો, સળકું
**સરકૂડું** વિ. [જુઓ 'સરકવું' દ્વારા.] જ્યાં ત્યાં સરકી

જનારું. (૨) ઘેર ઘેર ભટકનારું

**સરકો** પું. [ફા. સિર્કહ્] તાડી શેરડી દ્રાક્ષ વગેરેનો જેમાં ખટાશ કે થોડો આથો આવી ગયાં હોય તેવો રસ

**સરખ** (-ખ્ય) જુઓ 'સરક.'

**સરખાઈ** સ્ત્રી. [જુઓ 'સરખું' + ગુ. 'આઈ' ત.પ્ર.] પરસ્પરની સુઘટિત-તા, મેળ. (૨) સુગમ-તા, સરળ-તા, સગવડ, અનુકૂળ-તા. (૩) (લા.) સંપ [તુલના, મુકાબલો

**સરખામણી** સ્ત્રી.[જુઓ 'સરખાવવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.]

**સરખાવટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'સરખાવવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] જુઓ 'સરખાઈ.' (૨) જુઓ 'સરખામણી.'

**સરખાવડા(-રા)વવું** જુઓ 'સરખાવવું'માં.

**સરખાવવું** સ.ક્રિ. [જુઓ 'સરખું' -ના.ધા.] તુલના કરવી, મુકાબલો કરવો, સરખામણી કરવી. **સરખાવાવું** કર્મણિ., ક્રિ. **સરખાવડા(-રા)વવું** પ્રે., સ.ક્રિ.

**સરખું** વિ. [સં. सदृक्षक > પ્રા. सरिक्खअ-] સમાન, તુલ્ય, બરોબર, જેવું, મળતું આવતું, (૨) સમું, સીધું, (૩) ખાડા ખડબા વિનાનું, સપાટ, સમતલ. (૪) વ્યવસ્થિત. (૫) યોગ્ય, ઘટિત, લાયક (૬) 'ય'ની જેમ ભારવાચક વિશેષણ : 'વાત સરખી ન કરી.' [-ખી નજર (રૂ.પ્ર.) નિષ્પક્ષપાત દૃષ્ટિ. ૦ કરવું (રૂ.પ્ર.) માર મારી સરળતા કરતું કરી દેવું, સીધું કરવું. **ચારે ખૂણે સરખું** (રૂ.પ્ર.) સાવ ખાલી ખમ]

**સરખે-સરખું** વિ. [+ ગુ. 'એ' ત્રી. વિ. કે સા.વિ.,પ્ર. જુઓ 'સરખું.'] સમોવડિયું, બરોબરિયું

**સર-ગરમી** સ્ત્રી. [ફા.] કામમાં ચપળતા, હોશિયારી

**સરગવો** પું. [સં શિગ્રુ દ્વારા] જેમાં અંદર થોડે થોડે અંતરે બી હોય છે તેવી ગર્ભવાળી શાકની લાંબી શિંગો આપતું એક ઝાડ [ફેરાતો નાસ્તો

**સરગી** સ્ત્રી. મુસ્લિમોના રમજાન મહિનામાં મળસ્કે વહેલો

**સરઘ(-ગ)સ** ન. [ફા. શર્ગશ્ત્] નગર-યાત્રા, શોભા-યાત્રા, વર-ઘોડો. [ ૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ફજેતી થવી]

**સર-ઘાસ** ન. [સં. सर-घास] એ નામનું એક ઘાસ

**સરજ** જુઓ 'સરક.'

**સરજણ(-ન)-હાર** વિ. [જુઓ 'સરજવું' + ગુ. 'અણ' કૃ.પ્ર. + અપ. हृ + સં. कार > પ્રા. आर] સર્જન કરનાર

**સરજત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'સરજવું' દ્વારા.] સરજેલું હરકોઈ, સૃષ્ટિ, સર્જન

**સરજન-હાર** જુઓ 'સરજણ-હાર'

**સર-જમીન** સ્ત્રી. [ફા.] તાબાની જમીન. તાબાનો પ્રદેશ

**સરજવું** સ.ક્રિ. [સં. सृज् નો ગુણ सर्ज्, અર્વા. તદ્ભવ] જુઓ 'સર્જવું.' **સરજાવું** કર્મણિ ,ક્રિ. **સરજાવવું** પ્રે ,સ.ક્રિ.

**સરજાવવું, સરજાવું** જુઓ 'સરજવું'- 'સર્જવું'માં

**સરજુ** (-જ્યુ) સ્ત્રી. પશ્ચિમ સૌરાષ્ટ્રના મૂંગી માતાના ઉપાસક રબારી લોકોનું સામવેદના પ્રકારનું લાગતું મૂક ગાન, રબારીઓની માતાના છંદ [તુમાખીદાર

**સર-જોર** વિ. [ફા.] (લા.) મગરૂર, ગર્વિષ્ઠ. (૨) માથાભારે,

**સરજોરી** સ્ત્રી. [ફા.] મગરૂરી, ભારે ગર્વ. (૨) તુમાખી. (૩) જુલમ

**સરડ** ક્રિ. [રવા] શ્વાસ લેતાં લીંટને કારણે અવાજ થતો હોય એમ [સીધું કરેલું

**સરડક** ક્રિ. [જુઓ 'સરકવું' + ગુ. 'ક' મધ્યગ.] ખેંચીને

**સરડકણું** વિ. [જુઓ 'સરકણું' + ગુ. 'ક' મધ્યગ.] સરકીને છૂટી જાય તેવું (એવી ગાંઠ વગેરે), સળકણું

**સરડકિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ખેંચતાં છૂટી જાય તેવું, સરડકણું (ગાંઠ વગેરે)

**સરડકો** પું. [જુઓ 'સરડક + ગુ. 'ઓ' ત.પ્ર.] ખાતાં પીતાં કોળિયો ગળાની બારી તરફ ખેંચતાં થતો અવાજ. (૨) એવી રીતે ખાવાની ક્રિયા. (૩) (લા.) સીટો

**સરડી** સ્ત્રી. [જુઓ 'સરડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સરડાની માદા. (૨) [સુ.] સરડો

**સરડો** પું. [સં. शरटक- > પ્રા. सरडअ-] કાચીંડો

**સરણ** ન. [સં.] સરવું એ, ખસવું એ, સરકવું એ

**સરણિ,-ણી** સ્ત્રી. [સં.] કેડો, માર્ગ, રસ્તો. (૨) પગ-દંડી, કેડી. (૨) પંક્તિ, હાર. (૩) રીત, રસમ, પદ્ધતિ, પ્રકાર. (૪) નદી [નજર, દૃષ્ટિ. (૩) સ્મરણ, યાદી

**સરત** સ્ત્રી. [જુઓ 'સુરતા.'] ધ્યાન, લક્ષ્ય, ચિત્ત. (૨)

**સરત-ચૂક** (-કય) સ્ત્રી. [+ જુઓ 'ચૂક.'] ખ્યાલ બહાર જવું એ [મહત્ત્વની જાંચ

**સર-તપાસ** પું.,સ્ત્રી. [જુઓ 'સર' + 'તપાસ'] મુખ્ય તપાસ,

**સર-તાજ** પું. [ફા.] માથાનો મુગટ. (૨) (લા.) સરદાર, મુખી. ધણી, વડીલ [આવી રહેલું, નજીકનું, પાસેનું

**સરતું** વિ. [જુઓ 'સરવું' + ગુ. 'તું' વર્ત. કૃ.] નજીક,

**સર-તેજાબ** પું. [જુઓ 'સર' + 'તેજાબ.'] ભારે આકરો એક તેજાબ, 'એક્વારેજિયા' (ર.વિ.)

**સર-દાર** પું. [ફા.] આગેવાન, અગ્રણી, મુખી. (૨) લશ્કરી અમલદાર. (૩) શીખ લોકોનું એક સંબોધન, સરદારજી

**સરદાર-જી** પું., બ.વ. [ + 'જી' (માનાર્થે)] જુઓ 'સરદાર(૩).' [મહુવા બાજુ થતી એક જાત

**સરદારિયો** વિ.,પું. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] કલમી આંબાની

**સરદારી** સ્ત્રી. [ફા.] સરદારનો હોદ્દો કે કામગીરી, આગેવાની. (૨) વિ. સરદારને લગતું

**સર-દેશમુખી** સ્ત્રી. [જુઓ 'સર' + સં देशमुख + ગુ. 'ઈ' ત.પ્ર ] મરાઠી રાજ્યકાલનો હતો તે એક મહેસૂલી લાગો

**સર-નશીન** પું. [ફા. સર્નિશીન્ ] અધ્યક્ષ, સભાપતિ, પ્રમુખ.

**સરનામી** સ્ત્રી. ડોકનું સ્ત્રીઓનું એક ઘરેણું

**સર-નામું** ન. [જુઓ 'સર' + નામું.'] ઠામ ઠેકાણું ને પત્તો, 'ઍડ્રેસ'

**સર-ન્યાયાધીશ** પું. [જુઓ 'સર' + સં.] મુખ્ય ન્યાયાધીશ ('સેસન્સ જજ'-ના દરજ્જાનો દેશી રજવાડાંમાં એક હોદ્દો હતો.) [દરજ્જો અને એની કામગીરી

**સર-ન્યાયાધીશી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] સર-ન્યાયધીશનો

**સરપ** પું. [સં. सर्प, અર્વા. તદ્ભવ] સર્પ, સાપ (સર્વસામાન્ય). [ ૦ ફૂંફાડો (રૂ.પ્ર.) દમામનો દેખાવ. ૦ દરમાં સીધો (રૂ.પ્ર.) માણસ સંકડામણમાં સરળ. ૦ના દરમાં હાથ (રૂ.પ્ર.) જોખમી કામ. ૦નો ભારો (રૂ.પ્ર.) જોખમી ચીજો. ન્પે છછૂંદર ગળી (રૂ.પ્ર.) લીધું ન મુકાય તેવું કામ]

**સર-પટ** પું. એ નામની એક વનસ્પતિ

**સરપણ** ન. (રસોઈ માટેનું ફાડેલું લાકડાનું) બળતણ

**સર-પરસ્ત** વિ. [ફા.] રક્ષક

**સરપરસ્તી** સ્ત્રી. [ફા.] રક્ષણ [ઔષધીય વનસ્પતિ

**સરપંખો** (સરપઙ્ખો) પું. [જુઓ 'શર-પંખો.'] એ નામની એક

**સર-પંચ** (-પઞ્ચ) પું. [ફા.] પંચાયતી રાજ્યના વિભાગોમાંનો તે તે પંચાયતનો મુખી

**સર-પાવ** પું. [ફા. સરોપા] પગથી માથા સુધીનાં જુદાં જુદાં કપડાં ઇનામમાં આપવાં એ. [૦ આપવો (રૂ.પ્ર.) શાબાશી આપવી. (૨) ઠપકો આપવો. ૦ બંધાવવો (-બન્ધાવવો) (રૂ.પ્ર.) ઇનામ આપવું]

**સર-પેચ** પું. [ફા.] પાઘડી ઉપર બાંધવાનો હીરા મોતી વગેરેથી ભરેલો સુશોભિત પટ્ટો

**સરપો** પું. [ફા. સર્પોશ્] હોકાની ચલમ ઉપર ઢાંકવાનું પતરું

**સરપોલિયું** ન. [જુઓ 'સરપ' દ્વારા 'સરપોલ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સરપનું તદ્દન નાનું બચ્ચું. (૨) (લા.) અળશિયું. (૩) ગળાનો મોતીનો એક દાગીનો

**સરપોશ** પું. [ફા.] ઢાંકણ. (૨) આચ્છાદન, ઓછાડ. (૩) ગલેફ. (૪) (લા.) છાની વાત

**સરફરાજ** વિ. [ફા. સર્ફરાઝ્] પ્રખ્યાત, સુપ્રસિદ્ધ, નામાંકિત. (૨) મોટી પદવીએ ચડેલું. (૩) ઉન્-મત્ત, ઉદ્ધત. (૪) અહંકારી, ગર્વિષ્ઠ. [૦ કરવું (રૂ.પ્ર.) નવાજિશ કરવી. (૨) અ-પવિત્ર કરવું. (૩) બળાત્કારે વ્યભિચાર કરવો]

**સરફરાજી** સ્ત્રી. [ફા. સર્ફરાઝી] પ્રખ્યાતિ, સુપ્રસિદ્ધિ. (૨) મોટો હોદ્દો. (૩) કીર્તિ, નામના. (૪) ઉન્નતિ, ચડતી, અહંકાર, ગર્વ, તુંડમિજાજ. (૫) વખાણ, પ્રશંસા. (૬) કુરબાની [કરનાર

**સરફરોશ** વિ. [ફા. સર્ફરોશ્] માથું આપનાર. (૨) ભલામણ

**સરફરોશી** સ્ત્રી. [ફા. સર્ફરોશી] કુરબાની, આત્મ-ભોગ, બલિ-દાન [જુઓ 'સરપો.'

**સરફો** પું. [ફા. સર્ફહ્] કરકસર. (૨) નફો, હાંસલ. (૩)

**સર-ફોજદાર** વિ., પું. [ફા.] ફોજદારોથી ઉપરના હોદ્દાનો પોલીસ અમલદાર, 'ઇન્સ્પેક્ટર ઑફ પોલીસ'

**સરબસર** વિ. [ફા. સર્બસર્] તમામ, બધું, આખું, સમગ્ર. (૨) ક્રિ.વિ. તદ્દન, સાવ. (૩) ખરેખર

**સરબંદી** (સરબન્દી) વિ., સ્ત્રી. [ફા.] કિલ્લા પરના રજવાડાના રક્ષણ માટેની તલવાર-ભાલાવાળા સૈનિકોની ટુકડી. (૨) ખંડિયા કે સામંત રાજાના ખર્ચે રહેલો મહારાજાના લશ્કરનો ભાગ

**સર-બાજી** સ્ત્રી. [જુઓ 'સર⁵' + ફા.] ગંજીફાની એક રમત

**સરબોડું** ન. જુઓ, 'સરોડું.'

**સર-ભર** વિ. [જુઓ 'સરવું' + 'ભરવું.'] બેઉ બાજુ બરોબર ઊતરે કે થાય તેવું. (૨) વધે નહિ ને ઘટેય નાહે તેવું. (૩) સમ-ધાત

**સરભરા** સ્ત્રી. [ફા. 'સર્બરાહ્' બંદોબસ્ત કરનાર] પરોણાચાકરી, પરોણા-ગત, આતિથ્ય-સત્કાર

**સરમિયું** ન., -યો પું. [જુઓ 'કરમિયું.' (આ શબ્દ 'ચરમિયું'નું આ. ઉચ્ચારણ.) [-યાં રમવાં (રૂ.પ્ર.) આંખમાં યૌવનની રસ-મસ્તી હોવી] [મુકાદમ

**સર-મુકાદમ** પુ. [જુઓ 'સર⁵' + 'મુકાદમ.'] સૌથી મોટો

**સર-મુખત્યાર** પું. [જુઓ 'સર⁵' + 'મુખત્યાર.'] એકહથ્થુ સંપૂર્ણ સત્તાધારી પુરુષ, 'ડિક્ટેટર' [સત્તા

**સરમુખત્યારી** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] સર-મુખત્યારની

**સરયુ, -યૂ** સ્ત્રી. [સં.] ઉત્તર ભારતમાં અયોધ્યા નજીકની એક પવિત્ર ગણાતી નદી. (સંજ્ઞા.)

**સરરર, ૦ર** ક્રિ.વિ. [રવા.] તીર ગોળી પાંખ વગેરે પસાર થતાં અવાજ થાય એમ. (૨) ઝટ સરકી જવાય એમ

**સરલ¹** ન. [સં.,પું.] દેવદારની જાતનું હિમાલય બાજુ થતું એક ઝાડ (જેમાંથી ટર્પેન્ટાઇન' મેળવાય છે.)

**સરલ²**(-ળ) વિ. [સં.] સહેલું-સીધું. (૨) મુશ્કેલ ન હોય તેવું. (૩) કપટ વિનાનું, નિષ્કપટી. (૪) નિખાલસ સ્વભાવનું

**સરલ(-ળ)-કોણ** પુ. [સં.] ૧૮૦ અંશની સીધી લીટી. (ગ.)

**સરલાકાર** પું., **સરલાકૃતિ** સ્ત્રી. [સં. सरल + आ-कार, आ-कृति] સીધી લીટીઓવાળો સહેલો ઘાટ. (૨) વિ. [બ.વ્રી.] સરલ ઘાટવાળું

**સરવ** ન. [ફા. સર્વ્] સરુનું ઝાડ

**સરવડિયું** ન. [જુઓ 'સરવડું, + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનું સરવડું, ઝાપટું (વરસાદનું)

**સરવડું** ન. [દે.પ્રા. सरिवाय, પું. વેગવાળી વૃષ્ટિ] વરસાદનું ઝાપટું (રહી રહીને પડયા કરે તેવું)

**સરવણ¹** પું. [સં श्रमण > અર્વા. ગુ. 'સરમણ' દ્વારા] શ્રમણ, ભિક્ષુ. (૨) કાવડ લઈ ભીખ માગનારો સાધુ. (૩) ટહેલિયો [જળો

**સરવણ²** (-ણ્ય) સ્ત્રી. જળાશયોમાં થતું એક પ્રકારનું જીવડું,

**સરવણી** સ્ત્રી. [જુઓ 'સરાવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] હિંદુઓમાં મરણ પછી તેરમા દિવસે કરાતું શ્રાદ્ધ

**સરવણું** વિ. [જુઓ 'સરવણ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સતત મુસાફરી કર્યા કરતું, ભટકતું [(પદ્યમાં.)

**સર-વર¹** ન. [સં. सरोवर, અર્વા, ગુજ.] જુઓ 'સરોવર.'

**સર-વર²** વિ. [ફા.] પ્રતિષ્ઠિત, આબરૂદાર, (૨) આગેવાન

**સરવરિયું** ન. [જુઓ 'સરવર¹' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સરોવર' (પદ્યમાં.)

**સરવાટ** પું. [જુઓ 'સરવું' + ગુ. 'આટ' ત.પ્ર.] સરવાપણું

**સરવાણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [સં. स्रु- 'ઝરવું' દ્વારા] વાવ કૂવા તળાવ વગેરેના તળમાંથી પાણીની નીકળતી ઝીણી ધારા (ઝરણાના પ્રકારની)

**સરવા(-વિ,-વૈ)યું** ન. [ફા. સર્વાયહ્] આખા વર્ષના હિસાબનું લેણા-દેણા વગેરેનો પૂરો ખ્યાલ આપતું તારણ, 'બૅલેન્સ શીટ'

**સરવાળે** ક્રિ.વિ [જુઓ 'સરવાળો + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] એકંદરે. (૨) પરિણામે (૩) આખરે

**સરવાળો** પું. સંખ્યાઓને ભેગી ઉમેરવી એ. (૨) એવી રીતે ઉમેરેલી સંખ્યાની મેળવણીનો જુમલો. [૦ સાંધવો (રૂ.પ્ર.) છેવટ સુધી પાર ઉતારવું]

**સરવિયું** જુઓ 'સરવાયું.'

**સરવું¹** અ.ક્રિ. [સં. सृ-सर्, તત્સમ] સરકવું, ખસવું (૨)

લપસવું. (૩) ટપકવું, ઝરવું. (૪) પાર પડવું, સફળ થવું. સરાવું ભાવે.,ક્રિ. સરાવવું પ્રે.,સ.ક્રિ.

**સરવું[2]** વિ. [સં. श्रु દ્વારા] ઝટ સાંભળે તે પ્રકારનું (૨) (લા.) ચપળ. (૩) સુંદર. (૪) સરળ, સહેલું. (૫) અમુક પ્રકારના સારા સ્વાદવાળું. (૬) ઉદાર

**સરવૈયું** જુઓ 'સરવાયું.'

**સરવો** પું. [સં. स्रुव, અર્વા. તદ્‌ભવ] યજ્ઞમાં ઘી વગેરે હોમવાનું કડછી જેવું લાકડાનું સાધન. (૨) શકોરું, રામપાતર, ચપણિયું

**સર-શિફારસ** જુઓ 'સર-સિફારસ.'

**સરશિયું[1-2]** જુઓ 'સરસિયું.[1-2]'

**સ-રસ[1]** વિ. [સં.] રસવાળું. (૨) રસિકતાવાળું. (કાવ્ય.) (૩) (લા.) સુંદર, સારું, આકર્ષક. (૪) એક નંબરનું, ઉમદા. (૫) ચડિયાતું. [૦ તોળવું (રૂ.પ્ર.) નમતું વજન કરવું]

**સરસ[2]** ન. [સં. सरस्] સર, સરોવર

**સર(-રે)સ[3]** જુઓ 'સરેશ.'

**સરસડિયો** પું. [જુઓ 'સરસડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.]

**સરસડો** પું. [સં. सिरीषक- > પ્રા. सिरीसअ- + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] એ નામનું એક વૃક્ષ, શિરીષ વૃક્ષ [સપાટી

**સર-સપાટી** સ્ત્રી. [જુઓ 'સર[6]' + 'સપાટી.'] સામાન્ય-

**સરસતી** સ્ત્રી. [સં. सरस्वती, અર્વા. તદ્‌ભવ] જુઓ 'સરસ્વતી.'

**સર-સમાચાર** પું. [જુઓ 'સર[6]' + સં.] સમાચાર, ખબર, ખબર-અંતર

**સર-સર** (સરય-સરય) સ્ત્રી. [રવા.] એ નામની એક રમત, આટાપાટાની રમત.(૨) ક્રિ.વિ. 'સર સર' એવા અવાજ સાથે

**સરસરાટ** પું. [+ ગુ. 'આટ' ત.પ્ર.] 'સર સર' એવો અવાજ

**સર-સરિત્પતિ** પું. [સં.] સરોવરો અને નદીઓનો સ્વામી– સાગર, સમુદ્ર ['સરવડું.'

**સરસરિયું** ન. [જુઓ 'સર-સરું' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ

**સરસરું** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] ધાર થઈ વહી જાય તેવું. (ઘી દહીં વગેરે પ્રકારનું)

**સરસવ** પું.,બ.વ. [સં. सर्षप > પ્રા. सरिसव] રાઈથી જરા મોટા દાણાનાં એક પ્રકારનાં તેલી બિયાં

**સરસવણી** સ્ત્રી. [જુઓ 'સરસવ' દ્વારા.] સરસવનો છોડ

**સરસવું** અ.ક્રિ. [જુઓ 'સરસું.[2]' ના.ધા.] સરસાઈ કરવી, ચડિયાતા થવું. **સરસાવું** ભાવે., ક્રિ. **સરસાવવું** પ્રે.,સ.ક્રિ.

**સર-સંદેશો** (-સન્દેશો) પું. [જુઓ 'સર[6]' + 'સંદેશો.'] સંદેશો, સર-સમાચાર, ખબર-અંતર

**સર-સંબંધ** (-સમ્બન્ધ) પું. [જુઓ 'સર[6]' + સં.] સંબંધ લેવા-દેવા [સંભાળ, માવજત, સાચવણી

**સર-સંભાળ** (-સંભાળ્ય) સ્ત્રી. [જુઓ 'સર[6]' + 'સંભાળ.'

**સરસાઈ** સ્ત્રી. [જુઓ 'સરસું[2]' + ગુ. 'આઈ' ત.પ્ર.] એક-બીજાથી ચડિયાતાપણું, સ્પર્ધા, હરીફાઈ. (૨) ઉત્તમતા, સરસપણું. (૩) મોટાઈ, વડાઈ. (૪) જીત

**સરસામ** ન. [ફા.] મગજના સોજાની બિમારી. (૨) મૂંઝારો

**સર-સામગ્રી** સ્ત્રી. [જુઓ 'સર[6]' + સં.] જરૂરી ચીજ વસ્તુ, જરૂરી સાધનો

**સર-સામાન** પું. [જુઓ 'સર[6]' + 'સામાન.'] ઘરગથ્થુ પરચૂરણ માલ, ઘર-વખરી, રાચ-રચીલું

**સરસાવવું, સરસાવું** જુઓ 'સરસવું'માં.

**સરસા-સરસી** સ્ત્રી. [જુઓ 'સરસવું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] પરસ્પરની સરસાઈ, હરીફાઈ, સ્પર્ધા. (૨) ક્રિ.વિ. નજીક નજીક

**સરસિ-જ** ન. [સં.] કમળ

**સરસિજ-રજ** સ્ત્રી. [+ સં. रजस्, ન.] કમળનો પરાગ

**સર-સિ(-શિ)ફારસ** સ્ત્રી. [જુઓ 'સર[6]' + 'સિફારસ.'] ભલામણ, લાગ-વગનું કથન, વગ-શગના બોલ

**સરસિ(-શિ)યું[1]** ન. [જુઓ 'સરસવ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સરસવનું તેલ

**સરસિ(-શિ)યું[2]** જુઓ 'અળસિયું.'

**સરસી** સ્ત્રી. [સં.] તળાવડી

**સર-સીધું** ન. [જુઓ 'સર[6]' + 'સીધું.'] ખાવા-પીવાને માટેનો કાચો સામાન, રસોઈ ના ભોજન માટેનો માલ, સીધું

**સરસું[1]** વિ. [સં. सदृशक > પ્રા. सरिसअ-] (મૂળ-અર્થ 'જેવું' 'સરખું' દ્વારા) લગોલગ રહેલું. (૨) ક્રિ.વિ. નિકટ, લગોલગ, અડોઅડ, સહોસાથ [('નરસું'થી ઊલટું)

**સરસું[2]** વિ. [સં. सरसक- > પ્રા. सरसअ-] (લા.) સારું

**સર-સૂખડી** સ્ત્રી. [જુઓ 'સર[6]' + 'સૂખડી'] નોકર ચાકર વગેરેને અપાતું અનાજ વગેરે

**સરસૂડિયું** વિ.,ન. [રવા.] 'સરરર' કરતો છૂટે તેવો ફટાકિયો

**સર-સૂબો** પું. [જુઓ 'સર[4]' + 'સૂબો.'] ભિન્ન ભિન્ન જિલ્લાઓનો મુખ્ય અમલદાર, 'રેવન્યૂ-કમિશનર' (દેશી રજવાડાંનો જૂનો હોદ્દો)

**સરસ્વતી** સ્ત્રી. [સં.] વિદ્યાની અધિષ્ઠાત્રી ગણાતી દેવી, શારદા. (૨) વૈદિક કાલની હિમાલયમાંથી નીકળી આજના ગુજરાતમાં ખંભાતના અખાતમાં મળતી મનાયેલી પ્રાચીન પવિત્ર ગણાયેલી નદી (આજે એ લુપ્ત છે, માત્ર કુરુક્ષેત્ર સુધી વહે છે.) (સંજ્ઞા.) (૨) ઉત્તર ગુજરાતમાં અરવલ્લીની પશ્ચિમ બાજુની કોટેશ્વર નજીકની ખીણમાંથી નીકળી પશ્ચિમાભિમુખ વહેતી અને કચ્છના રણમાં પથરાઈ જતી એ નામની નદી. (સંજ્ઞા.) (૩) સૌરાષ્ટ્રના ગીરના ડુંગરાઓમાંથી નીકળી દક્ષિણ બાજુ વહી પ્રાચીતીર્થ પાસેથી પશ્ચિમાભિમુખ વહેતી પ્રભાસ પાટણ પાસે હિરણ્યા નદીને ત્રિવેણી-સંગમ પાસે મળતી એ નામની નદી. (સંજ્ઞા.) (૪) પ્રયાગ પાસે ગંગા-યમુનાના સંગમ પાસે ગણાતી એ નામની લુપ્ત નદી. (સંજ્ઞા.) (૫) પું., [સં.,સ્ત્રી.] શ્રી શંકરાચાર્યજીના સ્માર્ત સંપ્રદાયના દસનામી સંન્યાસીઓમાંની એ નામની એક શાખા (સંન્યાસીઓના નામ પાછળ એ આવે છે : 'અખંડાનંદ સરસ્વતી' વગેરે). (સંજ્ઞા.)

**સરસ્વતી-પૂજન** ન. [સં.] આસો માસના નવરાત્રના દિવસોમાં પાંચમથી કરવામાં આવતું પુસ્તકોના રૂપમાં સરસ્વતીનું અર્ચન. (૨) દિવાળીને દિવસે વેપારીઓને ત્યાં થતું ચોપડા-પૂજન, શારદા-પૂજન

**સર-હદ** સ્ત્રી. [ફા.] નાના મોટા કોઈ પણ ભૂ-ભાગ કે પ્રદેશની કિનારીની જમીન, સીમા, સીમાડો

**સરહદી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સરહદને લગતું, સીમાડાને લગતું, સીમાડાનું

**સ-રહસ્ય** વિ [સં.] રહસ્યવાળું, મર્મવાળું

**સર-હિસાબનવીસ, સરહિસાબનીસ** પું. [ફા. + અર. + ફા.] સરકારી હિસાબી ખાતાની ચકાસણી કરનારો મુખ્ય અમલદાર, 'એકાઉન્ટન્ટ - જનરલ'

**સર-હુકમ** પું. [જુઓ 'સર[4]'+'હુકમ.'] ગંજીફાની રમતમાં હુકમની જાતનું સ્વીકારેલું પાનું

**સરળ** જુઓ 'સરલ.'

**સરંગ** (સઃરઙ્ગ) પું. [ફા. સરહંગ્] વહાણ ઉપરનો વડો ખલાસી, સારંગ, ટંડેલ

**સરંગટો** પું. જુઓ 'સણગટ.'

**સરંજામ** (સરઞ્જામ) પું. [ફા.] ઘર કે ધંધો ચલાવવાને તેમ બીજી કોઈ પણ પ્રવૃત્તિ-લડાઈ સુધ્ધાં-માટેનાં સાધન-સામગ્રી. [૦ ઊતરવું (રૂ.પ્ર.) પાર ઊતરવું, છેડે પહોંચવું]

**સરંજામી** (સરઞ્જામી) વિ [ફા.] સરંજામને લગતું. (૨) ઉમરાવશાહી કે ગિરાસદારી પદ્ધતિનું, 'ફયૂડલ'

**સરંડ** ન. એક પક્ષી

**સરા[1]** સ્ત્રી. તૃપ્તિ, સંતોષ, ધરવ

**સરા[2]** સ્ત્રી. [સં. સૃ-સર્ દ્વારા] મોસમ (ખાસ કરી 'લગ્ન-સરા'માં જ.) (૨) પ્રવાહ, ધારા.

**સરા[3], ૦ઈ[1]** સ્ત્રી. [ફા. સરા] ધર્મ-શાળા, મુસાફરખાનું (૨) શેરી, નાની પોળ

**સરાઈ[2]** જુઓ 'સુરાઈ.'

**સરાઈ[3]** સ્ત્રી. ચોરણીનો એક પ્રકાર

**સરાઈ[4]** સ્ત્રી. [જુઓ 'સારવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] શ્રાદ્ધ સરાવવાની ક્રિયા. (૨) શ્રાદ્ધ સરાવવાનું મહેનતાણું.

**સરક**(-ગ) (-કથ, -ગ્ય) સ્ત્રી. ચામડીમાં પેસી જાય તેવાં કાંટો કરચ ખૂંપરો વગેરે

**સરાકડો** જુઓ 'સરોખડો.'

**સરાકતી** સ્ત્રી. [અર. શિરાકત્] ઇનામી જમીન ઉપરનો વેરો

**સરાકી, -ખી** સ્ત્રી. સૂતરની આંટી દેવા માટેની લાકડાની પાતળી લાકડી [રંગનો છાંટવાળું

**સ-રાગ** વિ. [સં.] રાગવાળું, આસક્તિવાળું. (૨) રંગીન,

**સરા-જાહેર** ક્રિ.વિ. [જુઓ 'સરા[3]' + 'જાહેર.'] જાહેર રીતે, સરેઆમ, ખુલ્લું

**સરાટ** પું. સરવી વાસ કે સ્વાદ (લલચાવે તેવો). (૨) રંધાયેલો કે સાંતળેલો પદાર્થ ખાવાથી યા સૂંઘવાથી જીભ કે નાક ઉપર થતી અસર

**સરાઠી** સ્ત્રી. જુવાર બાજરી વગેરેનો સાંઠો, રાડું

**સરાડો** પું. સરલ માર્ગ, સહેલો સીધો રસ્તો. [-ડે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) કામ ગોઠવાઈ જવું. -ડે ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) ગોઠવી આપવું, કામે ચડાવવું]

**સરાણ** સ્ત્રી. [સં. શાણ > પ્રા. સાણ, 'ર્'નો પ્રક્ષેપ] હથિયાર સજવાનો કસોટીનો પથ્થર. [-ણે ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) જુઓ 'સરાડે ચડા(-ઢા)વવું.']

**સરાણિયો** વિ.,પું. [જુઓ 'સરાણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હથિયાર સજવાનું કામ કરનાર આદમી. (૨) પું. એ કામ કરનારી એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**સરાધ** ન. [સં. શ્રાદ્ધ. અર્વા. તદ્ભવ] જુઓ 'શ્રાદ્ધ.'

**સરા-ધરા** સ્ત્રી. આદિથી અંત

**સરાધિયું** ન. [જુઓ 'સરાધ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભાદરવા મહિનાના અંધારિયાનો શ્રાદ્ધનો ગણાતો પ્રત્યેક દિવસ. (બ.વ. 'સરાધિયાં' = શ્રાદ્ધપક્ષ)

**સરાપ** પું. [સં. શાપ, 'ર્'નો પ્રક્ષેપ] જુઓ 'શાપ.'

**સરા-પરદો** પું. [ફા. સરા-પર્દહ્] સરદારોને રહેવાનો તંબૂ

**સરાફ** પું. [અર. સર્રાફ્] જુઓ 'શરાફ.'

**સરાફી[1]** સ્ત્રી. [અર. સર્રાફી] શરાફનો ધંધો

**સરાફી[2]** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] શરાફને લગતું. (૨) પ્રામાણિક, વાજબી, બરાબર, ચોખ્ખું. [૦ ધંધો (-ધન્ધો) (રૂ.પ્ર.) પ્રામાણિક ધંધો. ૦ ભાવ (રૂ.પ્ર.) નક્કી થયેલાં વાજબી ભાવ કે મૂલ્ય]

**સરાફો** પું. [અર. સર્રાફહ્] શરાફ-બજાર

**સરામણ** ન. [જુઓ 'સારવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] માલ ઉપાડવાની ક્રિયા. (૨) માલ ઉપાડવાનું મહેનતાણું. (૩) શ્રાદ્ધ સરાવવાની ક્રિયા. (૪) શ્રાદ્ધ સરાવવાની બ્રાહ્મણને અપાતી દક્ષિણા [જુઓ 'સરામણ(૧,૨).'

**સરામણી** સ્ત્રી. [જુઓ 'સારવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.]

**સરામણું** ન. [જુઓ 'સારવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] શ્રાદ્ધ સરાવવાની ક્રિયા. (૨) (લા.) મદદ, સહાય

**સરાર** ક્રિ.વિ. ઉત્તરોત્તર. (૨) અ-સ્ખલિત, લાગટ, લગાતાર

**સરાવ** ન. [સં.,પું.] જુઓ 'શરાવ.'

**સરાવડા(-રા)વવું** જુઓ 'સરાવવું'માં.

**સરાવણું** ન. [જુઓ 'સરાવવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] જુઓ 'સરામણું.'

**સરાવવું** જુઓ 'સારવું.' **સરાવાવું** કર્મણિ.,ક્રિ. **સરાવડા-(-રા)વવું** પુનઃ પ્રે.,સ.ક્રિ.

**સરાવ-સંપુટ** (-સમ્પુટ) પું [સં.] માટીનાં બે ચપણિયાં સામસામાં રાખી એમાં ઔષધ મૂક્યા પછી કપડ-છાંદ કરી અગ્નિમાં પકવવા માટેનો ઘાટ

**સરાવાવું** જુઓ 'સરાવવું'માં. [(૪) રાજી થવું

**સરાવું[1]** જુઓ 'સારવું'માં. (૨) કૃતાર્થ થવું. (૩) અંજાવું.

**સરાવું[2]** ન. ધાતુના વાળાની ઝીણી ટુકડી ['સરાર.'

**સરાસર** ક્રિ.વિ. [ફા.] લગભગ. (૨) સરેરાશ. (૩) જુઓ

**સરાસરી** ક્રિ.વિ. [ફા.] લગોલગ, લગભગ. (૨) સરેરાશ

**સરાહ** સ્ત્રી. [અપ. સરહ, વિ. વખાણવા જેવું દ્વારા], ૦ના સ્ત્રી [હિં. નો વિકાસ] શ્લાઘા. પ્રશંસા, વખાણ

**સરાહનીય** વિ. [અપ. સરહ દ્વારા 'સરાહ'નો સં. અનીય કૃ.પ્ર. દ્વારા વિકાસ] વખાણવા જેવું, પ્રશંસા-પાત્ર

**સરાહવું** સ.ક્રિ. [જુઓ 'સરાહ,'-ના.ધા.] સરાહના કરવી, વખાણવું. **સરાહાવું** કર્મણિ.,ક્રિ.

**સરાહી** વિ. [જુઓ 'સરાહ' + ગુ. 'ઈ' ત.પ્ર.] પ્રશંસા-પાત્ર. (૨) મનોહર, સુંદર, સુશોભિત

**સરાળવું** ન. ઘઉંની ઊંબી ઉપરની મૂછ. (૨) કમોદ ખાંડતાં ચોખા કાઢી લીધા પછી રહેતો ફોતરાવાળો દાણો

**સરાંઠી** સ્ત્રી. કપાસના છોડવાની સૂકી સાંઠી, કરાંઠી

**સરાંઢવું** સ.ક્રિ. એક રાંઢવે બે ઢોરને બાંધવાં. **સરાંઢાવું** કર્મણિ., ક્રિ. **સરાંઢાવવું** પ્રે.,સ.ક્રિ.

**સરાંઢાવવું, સરાંઢાવું** જુઓ 'સરાંઢવું'માં.

**સરાંથો** પું. ટાંગો, પગ, ટાંટિયો (હીન અર્થે)

**સરિત** સ્ત્રી. [સં. सरित्], **-તા** સ્ત્રી. [સં] નદી

**સરિયામ** વિ. [ફા. 'શાહ્રાહ્ + અર. 'આમ' દ્વારા 'શાહ્રહ-આમ' > 'સર-આમ' થઈ] જાહેર પ્રજા જ્યાં હિલચાલ કરે તેવું, ધોરી (રસ્તો). (૨) તદ્દન, સાવ, બિલકુલ

**સરિયો**[1] પું. જુવાર-બાજરીનું મથાળેથી વાંક લેતું રાડું. (૨) બરુની લાકડી. (૩) પાતળું વીંધણું (સુતારનું સાધન)

**સરિયો**[2] (સરિ:યો) જુઓ 'સરૈયો.' [(પદ્યમાં.)

**સરી** સ્ત્રી. [સં. सरिता > પ્રા. सरिआ] જુઓ 'સરિત.'

**સરીખડું** વિ. [જુઓ 'સરીખું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.], **સરીખું** વિ. [સં. सदृक्षक- > પ્રા. सरिक्खअ-] સરખું, જેવું (પદ્યમાં.) [(પદ્યમાં.)

**સરીસું** વિ. [સં. सदृशक > પ્રા. सरिस्सअ-] સરખું, જેવું

**સરીસૃપ** ન. [સં.,सरीसृप् પું. 'સર્પ.'] પેટે ચાલનારું સર્પ વગેરે પ્રકારનું કોઈ પણ પ્રાણી

**સરુ** ન. [ફા. સર્વ્] એ નામનું એક વૃક્ષ

**સરું**[1] (રવું) ન. [જુઓ 'સરવું' + ગુ. 'યું' ભૂ.કૃ. પાર પડ્યું] (લા.) છેડો, અંત. (૨) મોસમ, ઋતુ

**સરું**[2] ન. થાંભલાના મથાળે નકશીવાળું યા ઘાટવાળું લાકડું કે પથ્થર મુકાય છે તે, 'કેપિટલ.' (૨) દોરડું

**સરૂજવું** અ.ક્રિ. સરળતાથી (કામ) ઊકલવું

**સ-રૂપ** વિ. [સં.] સરખા રૂપ કે દેખાવનું. (૨) સુંદર

**સરે-આમ** જુઓ 'સરિયામ.' (૨) ક્રિ.વિ. તદ્દન જાહેર રીતે, સાવ ખુલ્લં-ખુલ્લા, સૌ સાંભળે એમ

**સરેડી** સ્ત્રી. જુવાર-બાજરીના સાંઠા ઉપર કણનું બેસવું એ. (૨) ડૂંડાંમાથી દાણા કાઢવાનું એક સાધન. (૩) વાંકવાળું લુહાર-સુતારનું એક ઓજાર. (૪) પીંજેલા રૂની પૂણી વાળવાની વાંસની સળી

**સરેડે** જુઓ 'સરાડે.'

**સરે-તોરે** ક્રિ.વિ. [અર. સર્‌ત્‌હ્+તૌર્ + ગુ. 'એ' ત્રી. વિ.,પ્ર.] વાજતે ગાજતે, સૌ જાણે એમ, ખુલ્લં-ખુલ્લા, ઉઘાડે છોગે, છ-ચોક. (૨) વગર હરકતે

**સરેરાસ(-શ)** સ્ત્રી. [ફા. સરે-રાશ્] નાની મોટી રકમોનો સરવાળો કરી કઢાતી સરખી રકમ, સરાસરી. (૨) ક્રિ.વિ. એકંદરે, સામાન્ય રીતે. (૩) શુમારે, અંદાજથી

**સરેલ,-લિયું** ન. ['સરેલ'+ગુ.'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] ઘઉં વાઢી લીધા પછી ખેતરમાં છૂટા વેરાયેલા પડેલા ડૂંડાંવાળા છોડ

**સરેશ,-સ** પું. [ફા. સરેશ્] ચામડું અને હાડકાંમાંથી કાઢવામાં આવતો ગૂંદરનું કામ આપતો એક પદાર્થ (ઉકાળીને વપરાય છે.)

**સરૈ(-રિ)યો**[1] (સરૈ:(-રિ:)યો) પું. [સં. सौरमेयक- > પ્રા. सोरहेयअ-] સુગંધીદાર તેલ અને પદાર્થોનો વેપારી. (૨) જરીના છેડા તાર વેચાતા લેનારો ફેરિયો [કાનસ

**સરૈયો**[2] પું. સુતારનું એક ઓજાર. (૨) પાતળી ગોળ

**સરોખડો** પું. ચૂનાવાળી માટી

**સરોગત** ક્રિ.વિ. સાધારણ રીતે

**સરોજ** વિ. [સં.] સરોવરનાં પાણીમાંથી જન્મ લેનારું -ઉત્પન્ન થનારું. (૨) ન. કમળ

**સરોજિની** સ્ત્રી. [સં.] (જેમાં કમળ થાય છે તેવી) તળાવડી. (૨) કમળનો છોડ

**સરોટો** પું. [જુઓ 'સોટો;' 'ર' નો પ્રક્ષેપ] લીટો

**સરોડવું** સ.ક્રિ. [રવા.] ઢોર નાસી ન જાય એ માટે બે ઢોરને એક દોરડે બાંધવાં. (૨) સોટીની ભરોળો ઊઠે એમ મારવું. (૩) ઘાસ કે સાંઠાના પૂળા છૂટા કરી નાખવાં. **સરોડાવું** કર્મણિ., ક્રિ. **સરોડાવવું** પ્રે.,સ.ક્રિ.

**સરોડાવવું,-સરોડાવું** જુઓ 'સરોડવું'માં.

**સરોડું** ન. જુવાર-બાજરીનું રાડું, સાંઠો. (૨) જાડી સળીનું ઘાસ. (૩) નેતર, બરુ. (૪) રેંટિયા ઉપરની માળ આઘી પાછી ન થાય એ માટે બે ઢીંગલીઓ વચ્ચે ઘાલેલો તે તે સાંઠો [ન્યાયપુર:સરનું

**સરોતરી** વિ. [મરા. સરોત્તરી] વાજબી, નિષ્પક્ષપાતી,

**સરોતો(-દો)**[1] પું. સૂડી

**સરોદ(-દો)**[2] પું. [ફા. 'સુરદ્' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] એ નામનું એક તંતુ-વાદ્ય, સારંગી

**સરોદો**[3] પું [સં. स्वरोदय, અર્વા. તદ્‌ભવ] ભવિષ્ય કહેવાની એક પ્રકારની વિદ્યા [રસમ, નિયમ

**સરોદો**[4] પું. ધોરણ, રીત, પ્રકાર, પદ્ધતિ. (૨) રિવાજ,

**સરો-રુહ** ન. [સં.] જુઓ 'સરસિ-જ.'

**સરો-વર** ન. [સં. सरस् + वर, સંધિથી] ઘણું મોટું સર, વિશાળ કુદરતી તળાવ [(પદ્યમાં.)

**સરોવરિયું** ન. [ + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનું સરોવર

**સરોશ** પું. [પારસી.] જરથોસ્તી મહિનાનો સત્તરમો દિવસ. (સંજ્ઞા.) (૨) બંદગી. (૩) મરનાર પાછળ થતી એક ધાર્મિક ક્રિયા

**સ-રોષ** વિ. [સં.] ગુસ્સે થયેલું, ક્રોધે ભરાયેલું

**સરોસર** ક્રિ.વિ. [જુઓ 'સર,[2]'-દ્વિર્ભાવ.] નીચેથી લઈ ઉપર સુધી, પહેલેથી લઈ છેલ્લે સુધી, આર-પાર

**સર્કલ** ન. [અં.] વર્તુળ. (૨) મંડળ. (૩) વિભાગ

**સર્કલ ઇન્સ્પેક્ટર** પું. [અં.] પ્રદેશના અમુક વિભાગ ઉપર દેખરેખ રાખનાર અમલદાર (મહેસૂલ ખાતાનો)

**સર્કિટ** સ્ત્રી. [અં.] વીજળીની ગતિનો વહન-માર્ગ.(૨) પ્રવાસની અવર-જવર વગેરેનું વર્તુલ કે વિભાગ

**સર્કિટ-હાઉસ** ન. [અં.] સરકારી ઉતારો (અમલદારો બહારથી આવતા હોય તેઓને માટેનો)

**સર્ક્યુલર** વિ. [અં.] ગોળાકાર. (૨) પું. પરિ-પત્ર

**સર્ક્યુલેટિંગ** (-ટિઙ્ગ્) વિ. [અં.] ફર્યા કરતું, ફરતું

**સર્ક્યુલેશન** ન. [અં.] ભ્રમણ. (૨) ફેલાવો

**સર્ગ** પું. [સં.] ઉત્પત્તિ. (૨) સૃષ્ટિ, સર્જન. (૩) ત્યાગ. (૪) કાવ્યનો પ્રકરણ કે અધ્યાય જેવો વિભાગ. (કાવ્ય.)

**સર્ગ-બદ્ધ** વિ. [સં.] એકથી વધુ સર્ગોમાં બાંધેલું (કાવ્ય)

**સર્ગ-બંધ** (-બન્ધ) પું. [સં.] કાવ્યને સર્ગોના રૂપમાં બાંધવાની ક્રિયા

**સર્ચ-લાઇટ** સ્ત્રી. [અં.] ખૂબ દૂર સુધી પહોંચે તેવો દીવાનો પ્રકાશ (એ સામાન્ય રીતનો પણ હોય અને વીજળીનો પણ હોય)

**સર્જક** વિ. [સં.] સર્જન કરનાર, નિર્માણ કરનાર. રચનાર, કર્તા

**સર્જન**[1] ન. [સં.] સર્જવું એ, ઉત્પાદન, નિર્માણ, રચના, બનાવટ. (૨) સૃષ્ટિ. (૩) ત્યાગ [કરનાર ડૉક્ટર

**સર્જ(-ર્જ્યં)ન**[2] પું. [અં.] શરીરના રોગ વગેરેમાં વાઢ-કાપ

**સર્જન-જૂનું** વિ. [સં. + જુઓ 'જૂનું.'] સૃષ્ટિ થઈ એટલા સમયનું પ્રાચીન, પુરાતન, ખૂબ પુરાણું. (૨) સનાતન

**સર્જન-શક્તિ** સ્ત્રી. [સં.] નવું નિર્માણ કરવાનું સામર્થ્ય, સર્ગ-શક્તિ

**સર્જન-હાર** વિ.,પું. [સં. + અપ. ह + સં. कार > પ્રા. आर] સર્જન કરનાર પરમાત્મા, પરમેશ્વર, સરજનહાર

**સર્જના** સ્ત્રી. [સં. सर्जन. ન.] નિર્માણ, રચના

**સર્જનાત્મક** વિ. [સં + आत्मन् + क] સૃષ્ટિના રૂપમાં રહેલું. (૨) નવી ખિલવણી કરવાની શક્તિવાળું

**સર્જનીય** વિ. [સં] જુઓ 'સર્જ્ય'

**સર્જરી** સ્ત્રી. [અં.] રોગ દૂર કરવા શરીરમાં વાઢ-કાપ કરવાની ડૉક્ટરી વિદ્યા

**સર્જવું** સ.ક્રિ. [સં. सृज् ધાતુનો ગુણ કરી, તત્સમ] ઉત્પન્ન કરવું, નિર્માણ કરવું, રચના કરવી, પેદા કરવું, સરજવું. **સર્જાવું** કર્મણિ., ક્રિ. **સર્જાવવું** પ્રે.,સ.ક્રિ.

**સર્જાવવું, સર્જાવું** જુઓ 'સર્જવું'માં.

**સર્જિકા** સ્ત્રી. [સં.] એક જાતનું રાસાયણિક દ્રવ્ય (અમ્લ સાથે સંયોજાઈ એની અસર દૂર કરનારું). (૨.વિ.)

**સર્જિત** વિ. [સં. सृष्ट થાય] સરજેલું, નિર્માણ કરેલું, ઉત્પન્ન કરેલું, રચેલું, પેદા કરેલું. (૨) નસીબમાં નોંધાયેલું

**સર્જ્યન** જુઓ 'સર્જન.[2]'

**સર્ટિફિકેટ** ન. [અં.] પ્રમાણપત્ર. (૨) પરિચય-પત્ર, પરિચાયિકા

**સર્પ** પું. [સં.] નાગ એરુ વગેરે પ્રકારનું ઝેરી-બિનઝેરી એક જાનવર, સાપ, ભુજંગ, ભુજંગમ. [૰ના દરમાં હાથ (રૂ.પ્ર.) પૂરી જોખમદારી]

**સ-કંચુક-વત્** (-કઞ્ચુક-) ક્રિ.વિ. [સં.] સાપની કાંચળીની જેમ

**સર્પ-ગંધા** (-ગન્ધા) સ્ત્રી. [સં.] સર્પના ઝેરનો નાશ કરતી મનાતી એક વનસ્પતિ

**સર્પ-દંશ** (-દંશ) પું. [સં.] સાપનો ડરડ (સાપ કરડવા સાથે ચામડીમાં દાંત પેસાડે છે.), સર્પનો ડંખ

**સર્પ-પતિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે શેષનાગ તક્ષક વાસુકિ વગેરે તે તે ગણાયેલા નાગ

**સર્પ-યજ્ઞ** પું. [સં.] મહાભારતમાંની પૌરાણિક માન્યતા પ્રમાણે અર્જુન પાંડવના પ્રપૌત્ર જનમેજયે પિતા પરિક્ષિતને તક્ષક નાગે દગાથી મારી નાખતાં વેર વાળવા સર્પોને હોમી દઈ સર્પજાતિને ઉચ્છિન્ન કરવા કરેલો યજ્ઞ

**સર્પ-રાજ** પું. [સં.] જુઓ 'સર્પ-પતિ.' (૨) ભારતમાં થતો એક ખાસ પ્રકારનો નાગ (૮ થી ૧૨ ફૂટ સુધીની લંબાઈનો-ઝનૂની અને હુમલાખોર)

**સર્પ-સત્ર** પું. [સં.] જુઓ 'સર્પ-યજ્ઞ.'

**સર્પ-સદન** ન. [સં.] સાપનું દર

**સર્પાકાર** પું., **સર્પાકૃતિ** સ્ત્રી. [સં. + आ-कार, आ-कृति] સાપનો ઘાટ. (૨) સાપના ઘાટનું [(યોગ.)

**સર્પાસન** ન. [સં. + आसन] એ નામનું યોગનું એક આસન.

**સર્પાસ્ત્ર** ન. [સં. + अस्त्र] સર્પ-મંત્રના પ્રયોગથી કરવું મનાતું એક દિવ્ય અસ્ત્ર (જે છૂટતાં બધે સાપ ઊભરાઈ પડે.)

**સર્પિણી** સ્ત્રી. [સં.] સાપની માદા, સાપણ (એમાંનો એક પ્રકાર તે 'નાગણી') [ખનિજ. (પ.વિ.)

**સર્પેન્ટાઇન** ન. [અં.] મૅગ્નેશિયમ સિલિકેટનું બનેલું એક

**સર્મન** ન. [અં.] ખ્રિસ્તી ધર્મ વિશેનું પાદરીનું વ્યાખ્યાન

**સર્વ** સર્વ.,વિ. [સં.] બધું, તમામ, સમસ્ત, સમગ્ર. [૰ સત્તા-(-ત્તા) સ્વાધીન (રૂ.પ્ર.) માલિકીના તમામ અધિકાર માલિકના પોતાના]

**સર્વકાલિક, સર્વકાલીન** વિ. [સં.] કાયમને માટેનું, હમેશાંને માટે ચાલે તેવું, સનાતન [સર્વ-વ્યાપક

**સર્વ-ગત** વિ. [સં.] બધાંમાં રહેલું, સર્વમાં વ્યાપીને રહેલું,

**સર્વ-ગામિ-ત્વ** ન. [સં] સર્વ-ગત હોવાપણું, બધે પહોંચી વળનાર હોવાપણું [(૨) મર્યાદા-રહિત, વિસ્તૃત

**સર્વ-ગામી** વિ. [સં.,પું.] બધે પહોંચી વળનારું, સર્વ-વ્યાપક.

**સર્વ-ગુણ-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] નાના મોટા બધા ઉત્તમ ગુણ ધરાવનારું. (૨) (લા.) બધા દુર્ગુણોથી ભરેલું

**સર્વગુણાલંકૃત** (-લઙ્કૃત) વિ. [સં. अलं-कृत] બધા જ પ્રકારના ઉત્તમ ગુણોથી શોભી ઊઠેલું

**સર્વગ્રાહિ-તા, ત્વ** ન. [સં.] સર્વગ્રાહી હોવાપણું

**સર્વ-ગ્રાહી** વિ. [સં.,પું.] બધું જ ગ્રહણ કરી શકે તેવું. (૨) બધું જ સમજી શકે તેવું. (૩) બધાંને ધ્યાનમાં રાખી રહેલું. (૪) બધાંને માન્ય બની શકે તેવું. (૫) (લા.) અતિલોભી

**સર્વ-ગ્રાહ્ય** વિ. [સં.] (લા.) બધા સમજી શકે તેવું

**સર્વજનીન** વિ. [સં.] જુઓ 'સાર્વજનીન.' (સં.માં 'સર્વ-જનીન' અસિદ્ધ છે.)

**સર્વ-જ્ઞ** વિ. [સં.] બધું જાણનાર. (૨) કેવળજ્ઞાની. (જૈન) (૩) પું. ભગવાન બુદ્ધ. (બૌદ્ધ.) (૪) તીર્થંકર. (જૈન.)

**સર્વ-જ્ઞાત** વિ. [સં.] બધાંએ જેને ઓળખી લીધેલું હોય તેવું, બધાંની જાણમાંનું

**સર્વતંત્ર-સ્વતંત્ર** (-તન્ત્ર- સ્વતન્ત્ર) વિ. [સં.] બધાં શાસ્ત્રોના અભ્યાસને વટાવી સ્વતંત્ર રીતે વિચારનાર (વિદ્વાન)

**સર્વ-તઃ** ક્રિ.વિ. [સં.] ચારે બાજુથી. (૨) સર્વ પ્રકારે

**સર્વ-તાપન** વિ. [સં.] બધાંને તપાવનાર. (૨) (લા.) સર્વને દુઃખદાયી

**સર્વતો-ભદ્ર** વિ. [સં. सर्वतस् + भद्र, સંધિથી] ચારે બાજુથી કલ્યાણ કરનારું. (૨) બધી રીતે સુંદર. (૩) અંગ પ્રત્યંગમાં શુદ્ધ. (૪) પું. એક જાતની લશ્કરી વ્યૂહ-રચના. (૫) ધાર્મિક કર્મકાંડમાં દેવ વગેરેની પ્રતિષ્ઠા વગેરે કરવા ચોખા વગેરેનું કરાતું મંડળ. (૫) માંગલિક સ્વસ્તિક, સાથિયો. (૬) જ્યોતિષમાં શુભ-અશુભ જાણવા માટેનું એક ચક્ર. (જ્યો.) (૭) ન. દરેક બાજુથી એક-સરખું વંચાય તેવો ચિત્ર-કાવ્યનો એક પ્રકાર. (કાવ્ય.) (૮) લંબ-ચોરસ ઘાટની નગર-રચના. (સ્થાપત્ય.)

**સર્વતોભદ્ર-ચક્ર** ન. [સં.] જુઓ 'સર્વતો-ભદ્ર(૬).'

**સર્વતો-મુખ** વિ. [સં. सर्वतस् + मुख, સંધિથી], **-ખી** વિ. [સં.,પું.] બધી બાજુ મોઢાંવાળું. (૨) (લા.) વ્યાપક

**સર્વત્ર** ક્રિ.વિ. [સં.] બધે, સર્વ ઠેકાણે

**સર્વથા, સર્વથૈવ** ક્રિ.વિ. [સં.+एव] દરેક રીતે, સર્વ રીતે. (૨) તદ્દન, સાવ, બિલકુલ

**સર્વ-દમન** વિ. [સં.] સર્વ કોઈને દબાવનારું - કચડનારું (૨) 'અભિજ્ઞાન-શાકુંતલ'માં આવતો શકુંતલાનો ઋષિનો આશ્રમમાં હતો ત્યારનો બાળકુમાર ભરત. (સંજ્ઞા.)

**સર્વ-દર્શન** ન.,બ.વ. [સં.] ભારતીય તત્ત્વજ્ઞાનની ચર્ચા કરનારાં વૈદિક પ્રણાલીનાં તેમજ વેદ-બાહ્ય પ્રણાલીનાં શાસ્ત્ર

**સર્વદર્શન-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] બધાં દર્શનોનો પરિચય આપનાર ગ્રંથ. (માધવાચાર્ય નામના વિદ્વાનનો તેમજ જૈનાચાર્ય હરિભદ્રસૂરિનો પણ રચેલો)

**સર્વ-દર્શી** વિ. [સં.,પું.] બધું જોવાની અને જાણવાની શક્તિ ધરાવનાર. (૨) પું. પરમાત્મા, પરમેશ્વર. (૩) ભગવાન બુદ્ધ. (બૌદ્ધ.)

**સર્વદા** ક્રિ.વિ. [સં.] જુઓ 'સદા.'

**સર્વ-દિક્,-ગ** વિ. [સં. सर्वदिक्,-ग्] બધી દિશાને લગતું

**સર્વદેશિ-તા** સ્ત્રી. [સં.] સર્વદેશી હોવાપણું.

**સર્વદેશી** વિ. [સં.,પું.], **-શીય** વિ. [સં.] બધા જ પ્રદેશો કે વિષયોને લગતું ['યુનિવર્સલ સોલ્વન્ટ'

**સર્વ-દ્રાવક** વિ. [સં.] બધાંને ઓગાળનારું (પાણી),

**સર્વધર્મ-સદ્ભાવ** પું. [સં.] બધા જ પ્રકારના ધર્મો અને સંપ્રદાયો તરફ માન અને આદરની ભાવના

**સર્વધર્મ-સમભાવ** પું. [સં.] બધા જ પ્રકારના ધર્મો અને સંપ્રદાયો તરફ સમાનતાની ભાવના

**સર્વ-નામ** ન. [સં.] બધા જ પ્રકારનાં નામોને બદલે વાક્યમાં - ભાષામાં વપરાતો હોય તેવો તે તે શબ્દ. (વ્યા.)

**સર્વ-નાશ** પું. [સં.] સંપૂર્ણ નાશ. (૨) મોટું સંકટ, ભારે આફત [નાશ કરનારું

**સર્વ-નાશક** વિ. [સં.], **સર્વનાશી** વિ. [સં.,પું.] બધાંનો

**સર્વન્ટ** પું. [અં.] નોકર, ચાકર

**સર્વપક્ષી** વિ. [સં.,પું.], **-ક્ષીય** વિ. [સં.] બધા પક્ષોને લગતું. (૨) બધા પક્ષોના તરફ સહાનુભૂતિ ધરાવનારું

**સર્વ-પ્રિય** વિ. [સં.] બધાંને વહાલું. (૨) બધાં જેને વહાલાં હોય તેવું

**સર્વ-ભક્ષક** વિ. [સં.], **સર્વભક્ષી** વિ. [સં.,પું.] બધે બધાંનું ભોજન કરનારું. (૨) અવિચારી રીતે સર્વ કાંઈ ખાનારું

**સર્વ-ભાષા** સ્ત્રી. [સં.] જગતનાં બધાં માનવીઓ વચ્ચે ઉપયોગી થઈ શકે તેવી સમાન ભાષા, 'કૉમન લૅંગ્વેઇજ'

**સર્વભાષા-કોશ(-ષ)** પું. [સં.] બધી ભાષાઓના પર્યાય શબ્દ એક જ ગ્રંથમાં હોય તેવો શબ્દ-કોશ

**સર્વ-ભોગ્ય** વિ. [સં.] બધાં જેનો ઉપયોગ કરી શકે તેવું

**સર્વ-ભોજી** વિ. [સં.,પું.] જુઓ 'સર્વ-ભક્ષક.'

**સર્વ-મય** વિ. [સં.] બધાં-રૂપ, સર્વવ્યાપી

**સર્વ-માન્ય** વિ. [સં.] બધાં જેને માન આપી શકે તેવું, બધાંએ માન્ય-માનવા જેવું-આદર આપવા જેવું ગણેલું, બધાં કબૂલે તેવું

**સર્વરી** સ્ત્રી. [સં.] જુઓ 'શર્વરી.'

**સર્વ-વિદ્યાલય** ન. [સં.,પું.,ન.] જ્યાં ધર્મ કે જાત-પાંતના ભેદ વિના સૌ અભ્યાસ કરી શકે તેવી શાળા કે મહાશાળા

**સર્વ-વિધ** વિ. [સં.,બ.વ્રી.] બધા જ પ્રકારનું

**સર્વ-વિનાશ** પું. [સં.] સંપૂર્ણ નાશ. (૨) પૂરી પાયમાલી

**સર્વ-વેત્તા** વિ. [સં.,પું.] જુઓ 'સર્વ-જ્ઞ.'

**સર્વ-વ્યાપક** વિ. [સં.], **સર્વ-વ્યાપી** વિ. [સં.,પું.] ઘરઘરમાં અને પટ પટમાં પથરાઈને રહેલ, બધે પ્રસરી રહેનારું

**સર્વશક્તિમત્તા** સ્ત્રી. [સં.] બધા જ પ્રકારની શક્તિઓ ધારક પાસે હોવાપણું, સર્વશક્તિમાન હોવાપણું

**સર્વ-શક્તિમાન** વિ. [સં. °मान्, પું.] સર્વ કાંઈ કરવાનું સામર્થ્ય ધરાવનારું, સર્વ-સમર્થ

**સર્વ-શંકી** (-શઙ્કી) સ્ત્રી. [સં.,પું.] સર્વ સ્થળે સર્વ કાંઈમાં શંકા ધરાવનારું, (૨) અ-શ્રદ્ધાળુ [બધી રીતે

**સર્વશ:** ક્રિ. વિ. [સં.] બધી જ બાજુએથી, યોગમથી,

**સર્વ-શ્રેષ્ઠ** વિ. [સં.] બધાંમાં ઉત્તમ, સર્વોત્તમ

**સર્વસત્તાક, -ધારક** વિ.[સં.], **સર્વસત્તા-ધારી** વિ. [સં.,પું.], **સર્વસત્તાધીશ,-શ્વર** પું. [+ સં ईश,-श्वर] બધી સત્તા પોતાના હાથમાં રાખનાર, સર-મુખત્યાર

**સર્વ-સમર્થ** વિ. [સં.] બધાંઓથી વધુ શક્તિશાળી, બધું કાંઈ કરવાને શક્તિવાળું

**સર્વ-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] બધા જ પ્રકારની માહિતીનો સંઘરો, જાણવા જોગ બધી બાબતોનો કરેલો કોશ, 'એન-સાઇક્લોપીડિયા' [નારું

**સર્વ-સંગ્રાહક** (-સઙ્ગ્રાહક) વિ. [સં.] બધાંનો સંઘરો કર-

**સર્વ-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] જેની પાસે બધું જ હોય તેવું, ઊણપ વિનાનું, સંપૂર્ણ

**સર્વ-સંમત** (-સમ્મત) વિ. [સં.] બધાંને માન્ય થયેલું, જેમાં બધાંએ ટેકો આપ્યો હોય તેવું

**સર્વ-સંમતિ** (-સમ્મતિ) સ્ત્રી. [સં.] બધાંની મળેલી માન્યતા, બધાંનો ટેકો, સૌ કોઈનું અનુમોદન, એકમતી

**સર્વ-સંહાર** (-સંહાર) પું. [સં.] જુઓ 'સર્વ-નાશ.'

**સર્વસંહારક** (-સંહારક) વિ. [સં.] જુઓ 'સર્વનાશક.'

**સર્વ-સાધારણ, સર્વ-સામાન્ય** વિ. [સં.] બધાંને સરખી રીતે લાગુ પડે તેવું, સાર્વજનિક

**સર્વ-સુલભ** વિ. [સં.] સર્વ કોઈને મેળવવામાં સરળતા હોય તેવું, બધાંને મળી રહે તેવું. [પડનારું

**સર્વ-સ્પર્શી** વિ. [સં.,પું.] બધાંને સ્પર્શનારું, બધાંને લાગુ

**સર્વ-સ્વ** ન. [સં.] પોતાની બધી સંપત્તિ (ભૌતિક અને માનસિક પણ) [કરી લીધેલું

**સર્વ-સ્વીકૃત** વિ. [સં.] બધાંએ સ્વીકારી લીધેલું-માન્ય

**સર્વ-હિત, ૦કર** વિ. [સં.], **૦કારી** વિ. [સં.,પું.] બધાંનું ભલું કરનારું

**સર્વંસર્વા** વિ. [સં. सर्वનો ગુ. દ્વિર્ભાવ] સર્વસત્તાધારી

**સર્વં-સહ** (-સર્વમ્-સહ) વિ. [સં.] બધું જ ખમી ખાનારું, સર્વ કાંઈ સહન કરનારું

**સર્વં-સહા** (-સર્વમ્-સહા) વિ., સ્ત્રી. [સં.] (લા.) પૃથ્વી

સર્વાઇવર વિ. [અં.] પાછળ જીવતું રહેનારું

સર્વાગ્ર વિ. [+ સં. अग्र] બધી બાજુ ધ્યાન દેનારું. (૨) (લા.) બેધ્યાન [હોવાપણું

સર્વાતિશાયિ-તા સ્ત્રી., -ત્વ ન. [સં.] સર્વાતિશાયી

સર્વાતિશાયી વિ. [સં.,પું.] રૂપ ગુણ-લક્ષણ વિદ્યા વગેરેમાં બધાંથી ચડિયાતું. (૨) સર્વથી પર રહેલું

સર્વાતીત વિ. [+ સં. अतीत] બધાંને વટાવી ગયેલું. (૨) સમગ્ર સૃષ્ટિને પેલે પાર રહેલું, સર્વથી પર (પરમાત્મ-તત્ત્વ)

સર્વાત્મક વિ. [સં. सर्व+आत्मन् + क] બધે જ આત્મા રહેલો છે એ પ્રકારનું, આત્મમય

સર્વાત્મ-ભાવ પું. [સં.] સમગ્ર જડ-ચેતન સૃષ્ટિ પરમાત્માથી અનન્ય છે એ પ્રકારની ચિત્તની દશા

સર્વાત્મ-વાદ પું. [સં.] સમગ્ર જડ ચેતન સૃષ્ટિ પરમાત્માથી અનન્ય છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, સર્વેશ્વરવાદ

સર્વાત્મૈક-તા સ્ત્રી. [+ સં. एक-ता] જગતના જડચેતનાત્મક બધા પદાર્થોની એકાત્મક-તા, એકાત્મ-ભાવ

સર્વાત્મા પું. [સં. सर्व+आत्मा] બધાના આત્મારૂપ પરમાત્મા

સર્વાધાર પું. [+ સં. आ-धार] બધાંનો આધાર, બધાંનો ટેકો. (૨) વિ. બધાંને આધાર-રૂપ, બધાંને ટેકારૂપ

સર્વાધિકાર પું. [+ સં. अधि-कार] સંપૂર્ણ સત્તા, પૂરેપૂરો હક, કુલ સત્તા [ત્યાર ધરાવનાર

સર્વાધિકારી વિ. [સં.,પું.] સંપૂર્ણ સત્તાધારી, પૂરો અખ-

સર્વાનુભવી વિ. [સં.,પું.] સર્વ પ્રકારનો અનુભવ ધરાવનારું. (૨) સર્વના અનુભવે સાચું કે સિદ્ધ, 'ઑબ્જેક્ટિવ.' (૩) જુઓ 'સર્વાનુભવ-રસિક.'

સર્વાનુમત વિ. [+ સં. अनु-मत] જુઓ 'સર્વ-સંમત.' (૨) પું. [સં.,ન.] જુઓ 'સર્વ-સંમતિ.'

સર્વાનુમતિ સ્ત્રી. [+ સં. अनु-मति] જુઓ 'સર્વ-સંમતિ.'

સર્વાનુશાયિ-તા સ્ત્રી., -ત્વ ન. [સં.] સર્વાનુશાયી હોવાપણું [રહેનારું, સર્વવ્યાપી

સર્વાનુશાયી વિ. [+ સં. अनु-शायी, પું.] સર્વમાં સમાઈને

સર્વાર્થ પું. [+ સં. अर्थ] સમગ્ર અર્થ કે માઇનો. (૨) બધા જ પ્રકારના હેતુ કે પ્રયોજન. (૩) સર્વનું હિત

સર્વાર્થ-સિદ્ધિ સ્ત્રી. [સં.] ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પ્રકારના પુરુષાર્થોની પ્રાપ્તિ

સર્વાર્થી વિ. [સં.,પું.] બધાંનું હિતૈષી [સમર્પણ

સર્વાર્પણ ન. [+ સં. अर्पण] સર્વસ્વ અર્પી દેવું એ, સર્વ-

સર્વાવાસ પું. [+ સં. आ-वास] સર્વ સ્થળે એકી સાથે રહેવું એ. (૨) વિ. સર્વ-વ્યાપી

સર્વાવાસી વિ. [સં.,પું.] જુઓ 'સર્વાવાસ(૨).'

સર્વાસ્તિ(૦ત્વ)-વાદ પું. [+ સં. अस्ति(०त्व)-वाद] બધું જ કાંઈ સદા હયાત છે એવો એક બૌદ્ધ મત-સિદ્ધાંત, 'રિયાલિઝમ'

સર્વાંગ (સર્વાઙ્ગ) ન. [+ સં. अङ्ग] બધાં અંગોનો સમૂહ, આખું શરીર. (૨) વિ. સર્વ અંગોથી પૂર્ણ

સર્વાંગ-પૂર્ણ (સર્વાઙ્ગ-) વિ. [સં.] લેશ પણ અપૂર્ણતા વિનાનું [સરખું

સર્વાંગ-સમ (સર્વાઙ્ગ-) વિ. [સં.] સંપૂર્ણ રીતે સમાન –

સર્વાંગ-સમૃદ્ધ (-સર્વાઙ્ગ-), સર્વાંગ-સંપન્ન (સર્વાઙ્ગ-સમ્પન્ન), સર્વાંગ-સંપૂર્ણ (સર્વાઙ્ગ-સમ્પૂર્ણ.) વિ. [સં.] સંપૂર્ણ રીતે વિકસેલું, બધાં અંગે પૂર્ણ

સર્વાંગ-સુંદર (સર્વાઙ્ગ-સુન્દર) વિ. [સં.] શરીરના પ્રત્યેક અંગે મનોહર, સંપૂર્ણ રીતે આકર્ષક

સર્વાંગાસન (સર્વાઙ્ગાસન) ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

સર્વાંગી (સર્વાઙ્ગી) વિ. [સં.,પું.], -ગીણ વિ. [સં.] સર્વ અંગોને લગતું, સંપૂર્ણ [ર્થોની અંદર રહેલું.

સર્વાંતર (સર્વાન્તર) વિ. [+ સં. अन्तर] સર્વ જડ ચેતન પદા-

સર્વાંતર્યામી (સર્વાન્તર્યામી) વિ. [+ સં. अन्तर्यामी, પું.] બધાંનાં અંતરમાં સાક્ષીરૂપ (પરમાત્મ-તત્ત્વ)

સર્વાંશે (સર્વાંશે) ક્રિ.વિ. [+ સં. अंश + ગુ. 'એ' ત્રી. વિ. કે સા. વિ., પ્ર.] પૂરેપૂરી રીતે, સંપૂર્ણ રીતે

સર્વિસ સ્ત્રી. [અં.] નોકરી, ચાકરી. (૨) વાહનોની સાફ-સૂફી. (૩) વાહન-વ્યવહાર

સર્વિસ-બૂક સ્ત્રી. [અં.] નોકરિયાતની રજા તેમજ એના વિશેના અભિપ્રાય નોંધવાની નોંધ-પોથી

સર્વિસ-લાઇન સ્ત્રી. [અં.] ટેનિસ વગેરેની રમતમાં પ્રથમ દડો ફેંકવા ઊભા રહેવાની જગ્યા

સર્વિસ-સ્ટૅમ્પ પું. [અં.] સરકારી કામ માટે સરકારી ખાતાં તરફથી વપરાતી ટપાલની ટિકિટો

સર્વે[1] સર્વ., વિ. બ.વ. [સં.] બધા, બધાં (ખાસ કરીને ગુ.માં સજીવ પ્રાણીઓ-મનુષ્યો માટે. પદ્યમાં ક્વચિત્ જડ-ચેતન બધાં માટે)

સર્વે[2] પું.,સ્ત્રી. [અં.] માપણી, મોજણી, આંકણી. (૨) એ પ્રમાણે ભિન્ન ભિન્ન વિષયોની તપાસ

સર્વેઇંગ (સર્વેઇઙ્ગ) ન. [અં.] મોજણી કરવાનું કામ

સર્વે-ખાતું ન. [અં. + જુઓ 'ખાતું.'] જમીનનું સરકારી માપણી-ખાતું, 'સર્વે-ડિપાર્ટમેન્ટ'

સર્વે-નંબર (-નમ્બર) પું. [અં.] માપણી કરી ક્ષેત્ર-ફળ કાઢયું હોય તેવો તે તે ભૂ-ભાગ (જમીનનો ટુકડો)

સર્વેયર પું. [અં.] જમીનની મોજણી કરનાર સરકારી માણસ, મોજણી-દાર

સર્વેશ,-શ્વર પું. [સં. सर्व + ईश,-श्वर] જડ-ચેતનાત્મક સમગ્ર સૃષ્ટિના સ્વામી પરમેશ્વર, પરમાત્મા

સર્વોચ્ચ વિ. [સં. सर्व + उच्च] જુઓ 'સર્વ-શ્રેષ્ઠ.'

સર્વોચ્ચ અદાલત સ્ત્રી. [+ અર.] રાષ્ટ્રની તદ્દન ઉપરની કક્ષાની અદાલત—છેલ્લી અદાલત, 'સુપ્રીમ કોર્ટ'

સર્વોચ્છેદ પું. [સં. सर्व + उच्छेद] જુઓ 'સર્વ-નાશ.'

સર્વોત્કૃષ્ટ વિ. [સં. सर्व + उत्कृष्ट], સર્વોત્તમ વિ. [સં. सर्व + उत्तम] સૌથી ઉત્તમ, શ્રેષ્ઠ-તમ

સર્વોદય પું. [સં. सर्व + उदय] બધાંનું હિત તેમ ચડતી કે આબાદી [એ પ્રકારનો મત-સિદ્ધાંત

સર્વોદય-વાદ પું. [સં.] સમગ્ર પ્રજાની આબાદી થવી જોઇયે

સર્વોદયવાદી વિ. [સં.,પું.] સર્વોદયમાં માનનારું

સર્વોદયી વિ. [સં. सर्व + उदयी, પું.] સર્વોદયમાં માનનારું. (૨) સર્વોદયને લગતું

**સર્વોપભોગ્ય** વિ. [સં. सर्व + उप-भोग्य] સૌને માણવું ગમે તેવું, બધાં માણી શકે તેવું

**સર્વોપમા-લાયક** વિ. [સં. सर्व + उपमा + જુઓ 'લાયક.' બધા જ પ્રકારની ઉત્તમ ઉપમાઓ શ્રેષ્ઠ પુરુષોની સર-ખામણીઓને યોગ્ય. (પત્રમાં વડીલો વગેરે માટેનું વિશેષણ)

**સર્વોપયોગિ-તા** સ્ત્રી. [સં.] સર્વોપયોગી-પણું, સર્વોપયોગી હોવાપણું

**સર્વોપયોગી** વિ. [સં. सर्व + उपयोगी, પું.] સૌ કોઈને કામ [લાગે તેવું, બધાંને ખપનું

**સર્વોપરિ,-રી** વિ. [સં. सर्व+उपरि, અવ્યય] સૌથી ઉપર રહેલું, સર્વોચ્ચ, સર્વોત્તમ, 'સુપ્રીમ.' (૨) સૌથી વડું

**સર્વોપાસક** વિ. [સં. सर्व + उपासक] બધાંની ખિદમત કરનારું. (૨) સર્વરૂપ પરમાત્માની આરાધના કરનારું

**સર્વૌષધિ** સ્ત્રી. [સં. सर्व + ओषधि] ધાર્મિક કર્મ-કાંડમાં વાપરવા માટેની કોઠું જટામાંસી હળદર દારુહળદર વજ શિલાજિત સુખડ કપૂર મોથ અને ભોં-પીલુડી એ પવિત્ર ગણાતી વનસ્પતિઓનો સૂકો જૂથ

**સલ**[1] ન. [સં. शल्य > પ્રા. सल्ल] (લા.) નડતર, વિઘ્ન, સાલ. (૨) સુકાઈ ગયેલો છોડ

**સલ**[2] વિ. [સં. शिला > પ્રા. सिला] વજનદાર (માત્ર 'ભારે સલ' જેવો પ્રયોગ)

**સલ**[3] ન. જુવાર-બાજરીના કણસલાંવાળા પૂળા

**સલક્ષણું** વિ. [સં. सु-लक्षण, અર્વા. તદ્‌ભવ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.], **સલખણું** વિ. [સં. सु-लक्षणक- > પ્રા. सुलक्खणअ-] સારાં લક્ષણોવાળું

**સલગમ** ન. [ફા. શલગમ્] ગાજરના જેવું એક કંદ (શાક)

**સ-લજ્જ** વિ. [સં.,બ.વ્રી.] લજ્જાવાળું, લાજાળું, શરમાળ

**સલપી** સ્ત્રી. માછલીની એક જાત [ફેરો

**સલપો**[1] (-ફો) પું. [ફા. સફ્ફે] એકીવાર, એકસપાટો, એક

**સલપો**[2] જુઓ 'સરપો.'

**સલબું** (સલ્યબું) વિ. [સં. सुलभ દ્વારા] સહેલું, સરળ

**સલમો** પું. ઝીક-ટીકીના ભરતકામમાં વપરાતી એક જાતની ભૂંગળી, ઝીક-ભરતમાં વપરાતો ગોળ લપેટેલો એક જાતનો ચળકતો તાર

**સલવવું** જુઓ 'સાલવવું.'

**સલવાડવું** જુઓ 'સાલવવું'માં.

**સલવામણ,-ણું** ન. [જુઓ 'સાલવવું' + ગુ, 'આમણ, -ણું'] કૃ.પ્ર.] સાલવવાની ક્રિયા. (૨) સાલવવાનું મહેનતાણું

**સલવાવવું, સલવાવું** જુઓ 'સાલવવું'માં.

**સલાટ** પું. [સં. शिला-पट्ट દ્વારા] ઇમારતોના પથ્થર ઘડનારો માણસ, કડિયો. (૨) પથ્થર ઘડનારાઓની એક હિંદુ જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**સલાટણ** (-ણ્ય), **-ણી** સ્ત્રી. [જુઓ 'સલાટ' + ગુ. ' અણ, -ણી' સ્ત્રીપ્રત્યય.] સલાટ જ્ઞાતિની સ્ત્રી

**સલાટી** સ્ત્રી. [સં. शिला-पट्टिका > પ્રા. सिलाअट्टिआ] નાની છીપર, પથ્થરની નાની પાટ. (૨) મોચી હજામ વગેરેનાં હથિયાર સજવાની સલી, સલાડી

**સલાટું** ન. [જુઓ 'સલાટ' + ગુ. 'ઉં' ત.પ્ર.] સલાટનો ધંધો, કડિયા-કામ

**સલાડ** પું. [જુઓ 'સાલવવું' દ્વારા.] સ્ત્રી-પુરુષનો અનૈતિક સંબંધ. [૦ વળગાડવો (રૂ.પ્ર.) પરાણે વળગાડવું કે જોડવું]

**સલાડવું** સ.ક્રિ. [જુઓ 'સલાડ.'-ના. ધા.] સલાડ કરવો. (૨) હકારવું. **સલાડાવું** કર્મણિ,ક્રિ **સલાડાવવું** પ્રે.,સ.ક્રિ.

**સલાડાવવું, સલાડાવું** જુઓ 'સલાડવું'માં.

**સલાડી** સ્ત્રી. [સં. शिलापट्टिका > પ્રા. सिलाअट्टिआ],**-ડું**[1] ન. [સં. शिलापट्टक > પ્રા. सिलाअट्टअ-] જુઓ 'સલાટી(૨).'

**સલાડું**[2] ન. [જુઓ 'સલાડો.'] જુઓ 'સલાડો.'

**સલાડો** પું. [જુઓ 'સલાડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સલાડ.' [૦ કરવો (રૂ.પ્ર.) જુઓ 'સલાડું કરવું.']

**સલાબત** સ્ત્રી. [અર.] મોટાઈ, પ્રૌઢ-તા, પ્રૌઢિ. (૨) બીક

**સલામ** સ્ત્રી. [અર.] ઊભા હાથની હથેલી માથા પાસે લઈ જઈ કરવામાં આવતું એક પ્રકારનું વંદન, 'સેલ્યૂટ.' [૦ ઝીલવી, ૦ લેવી (રૂ.પ્ર.) સલામ કરનારની સલામને સ્વીકારી પોતે સલામ કરવી. ૦ દેવડાવવી (રૂ.પ્ર.) તેડાવવું. ૦ ફેરવવી (રૂ.પ્ર.) નમાઝ પૂર્ણ કરવી. ૦ બંધ કરવી (-બન્ધ-) (રૂ.પ્ર.) સંબંધ તોડી નાખવો. ૦ ભરવી (રૂ.પ્ર.) આજીજી કરવી] [સલી-સલામત

**સલામત** વિ. [અર.] નુકસાન થયા વિનાનું, ક્ષેમ-કુશળ,

**સલામતી** સ્ત્રી. [અર.] સુરક્ષિત-તા, સહીસલામતી. (૨) હયાતી, અસ્તિત્વ

**સલામતી-ધારો** પું. [ + જુઓ 'ધારો.'] રાજ્યના સંરક્ષણને લગતો કાયદો, 'ડિફેન્સ એક્ટ'

**સલામિયું** વિ. [જુઓ 'સલામ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સલામી ખાતર જ થોડું મહેસૂલ ભરવું પડે તેવું (ખેતરાઉ જમીન 'સલામિયા જમીન')

**સલામી** સ્ત્રી. [અર.] સલામ કરવાની ક્રિયા. (૨) સલામ દાખલ અપાતી ભેટ બક્ષિસ વગેરે. [૦ આપવી (રૂ.પ્ર.) રાજ્ય-મહેમાનને માન આપવા તોપ કે તોપો ફોડવી. (૨) પોલીસ-હોર્સ સૈનિકો વગેરે તરફથી સલામીનો વ્યવસ્થિત કાર્યક્રમ આપવો. ૦ લેવી (રૂ.પ્ર.) પોલીસો સૈનિકો સ્કાઉટો વગેરે તરફથી મહેમાને કે આદરણીય માણસે કરાતી સલામનો સ્વીકાર કરવો]

**સલામી-જમીન** સ્ત્રી. [અર. + ફા.] ઘણું થોડું મહેસૂલ ભરવું પડે તેવી જમીન, સલામિયા જમીન

**સલાવડું** જુઓ 'શરાવડું.' (૨) માટીનું ભિક્ષા-પાત્ર

**સલાહ** સ્ત્રી. [અર.] શિખામણ, બોધ, ઉપદેશ. (૨) દોરવણી. (૩) ઇરાદો, મત, અભિપ્રાય, 'ઍડ્વાઇસ.' (૪) સુલેહ, સંધિ, મેળ. [૦ કરવી (રૂ.પ્ર.) શિખામણ માગવી. (૨) મસલત કરવી. ૦ પર આવવું (રૂ.પ્ર.) સુલેહ કરવી. ૦ લેવી (રૂ.પ્ર.) અભિપ્રાય માગવો]

**સલાહ-કાર** વિ. [+ સં.] સલાહ આપનાર, મંત્રી

**સલાહ-સૂચન** ન., -ના સ્ત્રી. [ + સં.] સલાહ આપવી એ, દોરવણી આપવી એ

**સલાંટિયો** પું. બળદ અને ઘોડાને ખસી કરનારો માણસ

**સલિલ** ન. [સં.] પાણી

**સ-લિંગ** (-લિઙ્ગ) વિ. [સં.], -ગી વિ. [સં.,પું.] ચિહ્નો ધારણ કર્યાં હોય તેવું. (૨) સ્નેહરણ વગેરે સાધુ-ચિહ્નો-

વાળું. (જૈન.)

**સલી** સ્ત્રી. [ફિ.] જુઓ 'સલાટી(૨).' (૨) સૂતરને રાચમાં સેવાનું વણકરોનું એક ઓજાર. (૨) પાણીનો ઘોરિયો સાફ રાખવા વપરાતો સળીઓ-સાંઠીઓ કે ઘાસનો વીંટો

**સલીમ** વિ. [અર.] સરળ, શાંત. (૨) તંદુરસ્ત. (૩) મુગલશાહ અકબરનો પુત્ર જહાંગીર (ગાદીએ આવ્યા પહેલાંનું નામ). (સંજ્ઞા) [પૂર્વક, રમતમાત્રમાં

**સ-લીલ** વિ. [સં.] રમતિયાળ. (૨) ક્રિ. વિ. હાવ-ભાવ-

**સલૂક** સ્ત્રી. [અર. સુલૂક] સદાચરણ, સારી રીત-ભાત

**સલૂકાઈ** સ્ત્રી. [+ગુ. 'આઈ' ત.પ્ર.] સરળતા. (૨) વિવેક, વિનય, સભ્યતા

**સલૂજવું** અ.ક્રિ. સમજાવું

**સલૂડું** વિ. સલાડાં કર્યા કરનારું. (૨) એકબીજાનું ખાનગી એકબીજાને કહી ખુશામત કરનારું, સવાસલિયું

**સલૂણું** જુઓ 'સલોણું.'

**સલૂન** ન. [અં.] ઘરના જેવી સગવડવાળો સરકારી મોટા અમલદારો રાજાઓ વગેરેને માટેનો રેલનો ડબ્બો. (૨) સ્ટીમરના ઉતારુઓનો મોટો ઓરડો (૨) વાળંદની દુકાન

**સલેટ, ૦પાટી** સ્ત્રી. [અં. સ્લેઇટ્ + જુઓ 'પાટી.'] પથ્થરપાટી

**સલેપાટ** પું. [અં. સ્લીપર] રેલવેના પાટાઓ નીચે નખાતો લાકડાનો કે લોખંડનો તે તે પાટડો

**સલો** પું. ખળામાં લાવતાં ખેતરમાં પાછળ પડી રહેલું અનાજ. (૨) પાતળું લીંપણ. (૩) ઘાસ સંગ્રહી રાખવા કરાતી પૂળાઓની ગાંઠી. (૪) દોહતી વખતે ગાયને પાછલે પગે બંધાતું દોરડું, શેલો, નોંઝણું. (૫) સાંધો. (૬) સાગોળ

**સલોકો, -ઓ** પું. [સં. श्लोक, અર્વા-તદ્ભવ] લગ્ન વખતે વર-કન્યાએ એકબીજા સામે બોલવાનું તે તે વેણ. (૨) કોઈ એક ઐતિહાસિક પ્રસંગને વસ્તુ તરીકે લઈ રચાય તેવો એક મધ્યકાલીન ગુજ. કાવ્ય-પ્રકાર, પવાડો

**સલોણું** વિ. [સં. सलवणक- > પ્રા. सलोणअ-] લાવણ્યવાળું, સુંદર, મનોહર. (૨) રસિક, રસીલું

**સલો-સલ** ક્રિ.વિ. [જુઓ 'સલ,²'-દ્વિર્ભાવ.] જરાય અવકાશ ન રહે એ રીતે ભરાયેલું હોય એમ

**સલ્તનત** સ્ત્રી. [અર.] સુલતાનનો રાજ્ય-અમલ. (૨) જેટલા ઉપર સુલતાનનું શાસન હોય તેટલું રાજ્ય કે પ્રદેશ, રિયાસત, રાજ્ય-પ્રદેશ

**સલ્લકી** સ્ત્રી. [સં.] (હાથીને પ્રિય ગણાતું) એ નામનું એક વૃક્ષ, શાલેડી, ધૂપડો

**સલ્લક્ષણ** ન. [સં. सत् + लक्षण, સંધિથી] સારું લક્ષણ, સારું ચિહ્ન, સાચું લક્ષણ. (૨) સદાચરણ

**સલ્લી** જુઓ 'સલી.'

**સલ્લો** જુઓ 'સલો.'

**સ-વચ્છી** વિ. [સં. स-वत्सिका > પ્રા. सवच्छिआ] વાછડા કે વાછડી સહિતની ગાય, વાછરુવાળી ગાય

**સવડ (-ડય)** સ્ત્રી. [જુઓ 'સગવડ.'] જુઓ 'સગવડ.' [૦ પડવી (રૂ.પ્ર.) ફાવતું આવવું]

**સવડા(-રા)વવું** (સઃવડા(-રા)વવું) જુઓ 'સાહવું'માં.

**સવડિયું** વિ. [જુઓ 'સવડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'સગવડિયું.'

**સ-વત્સ** વિ. [સં.] વાછરુ સાથેનું

**સવત્સા** વિ., સ્ત્રી. [સં.] -ત્સી સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સવચ્છી.'

**સવરા(-ડા)વવું** (સઃવરા(-ડા)વવું) જુઓ 'સાહવું'માં.

**સ-વર્ણ** વિ. [સં.] સરખા કે મળતા આવતા રંગવાળું. (૨) સમાન જાતિનું, સજાતીય. (૩) બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય એ ત્રણ વર્ણનું, ઉજળિયાત (હિંદુ.) (૪) એકસરખા દસ્કત કે અક્ષરોનું [કળતા

**સવલત** સ્ત્રી. [જુઓ 'સવલું' દ્વારા.] સવડ, સગવડ, અનુ-

**સવલવું** સ.ક્રિ. ચાસની વચ્ચેના સખત જમેલાં મૂળવાળા છોડવા ઉખેડી નાખવા કે સોડવા, પારવવું, **સવલાવું** કર્મણિ. ક્રિ. **સવલાવવું** પ્રે.,સ.ક્રિ.

**સવલાવવું, સવલાવું** જુઓ 'સવલવું'માં.

**સવશ** વિ. [સં. स्व-वश] પોતાના કાબૂમાં, સ્વાધીન

**સવળ** વિ. [સં. सु + જુઓ 'વળ.'] સરખો વળ ચડે તેવું, સીધા વળનું, સવળું [પ્રે.,સ.ક્રિ.

**સવળવું** જુઓ 'સળવળવું.' **સવળાવું** ભાવે.,ક્રિ. **સવળાવવું¹**

**સવળાવવું²** સ.ક્રિ. [જુઓ 'સવળ,' -ના.ધા.] વળ ચડે એમ કરવું, અમળાવવું. (૨) આળોટાવવું. (૩) (લા.) ઉશ્કેરાવવું

**સવળાવું** જુઓ 'સવળવું'માં.

**સવળું** વિ. [જુઓ 'સવળ' + ગુ 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સવળ.' [-ળા પાસા પડવા (રૂ.પ્ર.) અનુકૂળ પડવું. ૦ પડવું (રૂ.પ્ર.) સાચું થવું. (૨) સફળ થવું. -ળે હાથે પૂજન (રૂ.પ્ર.) સફળતા મળે એ પ્રકારની આરાધના]

**સ-વા¹** પું. [સં. सु-वात > પ્રા. सु-वाअ] અનુકૂળ પવન. (વહાણ.)

**સવા²** વિ. [સં. स-पाद- > પ્રા.-सवाअ] એક ઉપરાંત એના ચોથા ભાગનું થાય તેટલું. [૦ આઠ (રૂ.પ્ર.) મન માને તેવું, મનોહર, ખૂબ ગમતું. ૦ કુડી (રૂ.પ્ર.) પચીસની સંખ્યા (સાંકેતિક રીતે). ૦ વીસ(-શ) (રૂ.પ્ર.) ખૂબ ઉત્તમ. શેર માથે સવા શેર (રૂ.પ્ર.) બલભલાને મહાત કરે તેવું, ચડિયાતું]

**સવા³** જુઓ 'સુવા.'

**સવાઈ¹** સ્ત્રી. [જુઓ 'સવા²' + ગુ. 'આઈ' ત.પ્ર.] સવાગણું હોવું એ (૨) આખા દિવસના કામ પછીના સમયે લગોલગ કે થોડું ઓછું કરાતું હોય અને એનું મહેનતાણું. (૩) જૂના રાજવીઓનો એક ઇલકાબ : 'સવાઈ જયસિંહ.' (૪) સિપાઈની પાઘડી. [૦નો ધંધો (-ધન્ધો) (રૂ.પ્ર.) સવાયા વ્યાજના દરનો ધંધો. ૦ બાબત (રૂ.પ્ર.) ગરાસિયા અથવા ખેડૂતનો ભાગ આપતાં એમાંથી કાપી લેવું એ. ૦ હવાઈ કિલ્લો (રૂ.પ્ર.) એક પ્રકારનું લડાયક વિમાન, 'સુપર ફૉર્ટ્રેસ ઍરોપ્લેન'] ['સિફિલિસ'

**સવાઈ²** સ્ત્રી. ગુહ્ય ભાગની ગરમીનો એક રોગ, ચાંદી,

**સવાઈ,³ ૦પાઇકા, ૦ પૈકા** પું.,બ.વ. [+ અં. પાઇકા] છાપખાનામાં ૧૨ પોઇંટથી લગભગ સવાયા માપનાં ૧૪ પૉઇંટનાં બીબાં

**સવા-કવા** પું. [જુઓ 'સવા[૧]' + कु-वात > પ્રા. कु-वाअ] અનુકૂળ અને પ્રતિકૂળ પવન. (૨) (લા.) આકસ્મિક સંયોગ

**સવા-કો** પું. [જુઓ 'સવા[૨]' + ગુ. 'કો' સ્વાર્થે ત.પ્ર.] અગાઉના ચલણી આનાના ૪ પૈસાવાળો પૈસો

**સ(-સુ)વાણ (-ણ્ય)** સ્ત્રી. આરામ, કરાર, સ્વાસ્થ્ય. (૨) સોબતનો આનંદ. (૩) પશુ માદાનો ગર્ભ-ધારણનો કાલ. [**-ણે આવવું** (રૂ.પ્ર.) ઠાણમાં આવવું]

**સવાદ** પું. [સં. स्वाद અર્વા. તદ્ભવ] જુઓ 'સ્વાદ.'

**સવાદિયું** [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'સ્વાદિયું.'

**સવાબ** પું. [અર.] સદ્ગુણ, નેકી, પ્રામાણિકપણું. (૨) પુણ્ય કાર્ય, સત્કાર્ય, ધર્મનું કાર્ય. (૩) પુણ્યનો માર્ગ, સન્માર્ગ. (૪) લાભ, ફાયદો

**સવાયા** પું., બ.વ. **-યાં** ન., બ.વ. [જુઓ 'સવાયું.'] સવાના પાડા કે ઘડિયા. (ગ.)

**સવાયું** વિ. [સં. सपादक- > પ્રા. सवायअ-] સવાગણું. (૨) (લા.) ચડિયાતું. (૩) ન. સવાનો પાડો કે ઘડિયો. (ગ.)

**સવાર[૧]** (સ:વાર) ન. [દે.પ્રા. सवार] પ્રાતઃકાલ, સૂર્યોદયનો સમય. ('**વહેલી** (-વે:લી) સવાર' જેવા પ્રયોગમાં સ્ત્રી. ગણવાનો પણ પ્રઘાત છે, પણ ત્યાં તો विहिला सवारइ એવું ન. નું સા વિ. એકવચનનું કારણ છે; સર૦ 'મારી ઉપર' વગેરે.)

**સવાર[૨]** પું. [ફા સુવાર્.] ઘોડા વગેરે ઉપર બેસનાર, ઘોડે-સવાર. (૨) કોઈ પણ વાહન ઉપર બેસનાર. [**૦ થવું** (રૂ.પ્ર.) સરજોરી બતાવવી]

**સવારથ** પું. [સં. स्वार्थ અર્વા. તદ્ભવ] જુઓ 'સ્વાર્થ.'

**સવારથિયું** વિ. [+ ગુ 'ઇયું' ત.પ્ર.] જુઓ 'સ્વાર્થી.'

**સવારવું** સ.ક્રિ. [સં. सं-वृ નું પ્રે. संवार] જુઓ વારવું.'

**સવારી** સ્ત્રી. [ફા. સુવારી] ઘોડા કે બીજા વાહન ઉપર બેસવું એ. (૨) વાહન ઉપર ચડી ઠાઠમાઠથી સરઘસના રૂપમાં જવું એ (રાજા વગેરેનું). (૩) ઘોડા કે અન્ય વાહન ઉપર બેઠેલ ચડિયું કે ઉતારું. (૪) (લા.) લશ્કરી આક્રમણ, ચડાઈ. [**છડી સવારીએ** (રૂ.પ્ર) વચ્ચે ક્યાંય પણ મુકામ કર્યા વિના મુલાકાત લેતાં જવું એ].

**સવારી-નજરાણું** ન., **-ણો** પું. [+ જુઓ 'નજરાણું,-ણો.'] તાલુકદાર ગામમાં આવતાં એને ગ્રામજનો તરફથી અપાતી ભેટ

**સવારું** વિ. [જુઓ 'સવાર[૧]' ગુ. 'ઉં' ત.પ્ર.] સવારમાંનું વહેલું. (૨) (લા.) ઉતાવળું

**સવારોસવાર (-રય)** ક્રિ.વિ. [જુઓ 'સવાર[૧],' -દ્વિર્ભાવ.] સૂર્યાસ્તથી લઈ સૂર્યોદય થાય ત્યાંસુધી

**સવાલ** પું. [અર. સુવાલ્] પૃચ્છા, પ્રશ્ન. (૨) કોયડો, ઉખાણો. (૩) અરજ, માગણી. (૪) સુખન, બોલ, શબ્દ. [**૦ હલ કરવો** (રૂ.પ્ર.) ગૂંચવણ ટાળવી]

**સવાલખી, -ખું** વિ. [જુઓ 'સવા + 'લાખ' ગુ. 'ઈ'-'ઉં' ત.પ્ર.] સવાલાખ રૂપિયાની કિંમતનું. (૨) (લા.) મૂલ્યવાન, કિંમતી

**સવાલ-જવાબ** પું., બ.વ. [+ જુઓ 'જવાબ.'] પ્રશ્ન અને ઉત્તર. (૨) (લા.) પૃચ્છા, પડ-પૂછ, તપાસ

**સવાલ-પત્ર** પું., ન., **૦ક** ન. [+ સં., ન.] પ્રશ્ન-પત્ર, 'ક્વેશ્ચન-પેપર'

**સવાલી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સવાલ નાખી ભીખ માગનાર

**સવાલું** (સ:વાલું) જુઓ 'સાહવું.

**સવાસણ (-ણ્ય), -ણી** જુઓ 'સુવાસણ,-ણી.'

**સવાસલિયું** વિ. [જુઓ 'સવાસલું + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **સવાસલું** વિ. સારું લગાડવા મીઠા મીઠા બોલ બોલનારું, વહાલૂકડું, સલૂકડું

**સવાસૂરિયું** વિ. [જુઓ 'સવા[૨]' દ્વારા.] એક પછી એક સવા સવા વર્ષે માતાને પેટે જન્મનારું તે તે બાળક

**સવા-સો** વિ. [જુઓ 'સવા[૨]' + 'સો.'] એક સો અને પચીસ ('૧૦૦ + ૦।= ૧૦૦।' નહિ.)

**સ-વિકલ્પ, ૦ક** વિ. [સં] બેમાંથી કોઈ પણ એક એવા વિકલ્પવાળું. (૨) જ્ઞાતા અને જ્ઞેય કે કર્તા અને કર્મના ભેદવાળું. (વેદાંત) (૩) જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે તફાવત માનતું. (વેદાંત.) (૪) સમાધિના એક પ્રકારનું. (યોગ.)

**સવિકલ્પ-સમાધિ** સ્ત્રી. [સં., પું.] જીવાત્મા અને પરમાત્માના એકત્વની ભાવના. (યોગ.)

**સ-વિકાર** વિ. [સં.] વિકારવાળું, વિકૃત

**સ-વિચાર** વિ. [સં.] વિચારવાળું. (૨) અર્થ વ્યંજન અને યોગની સંક્રાંતિવાળું. (જૈન.) [(જૈન.)

**સ-વિતર્ક** વિ. [સં.] તર્ક સાથેનું. (૨) શ્રુત જ્ઞાનવાળું.

**સવિતા** પું. [સં.] સરજનહાર, પરમેશ્વર, પરમાત્મા, (૨) સૂર્ય, સૂરજ [વિવેકથી

**સ-વિનય** વિ. [સં.] વિનય સાથેનું. (૨) ક્રિ.વિ. વિનયપૂર્વક,

**સવિનય-ભંગ (-ભઙ્ગ)** પું. [સં.] સરકારી અન્યાયી અને અધર્મી કાયદા તોડવા વિવેક ને મર્યાદા છોડવા વિના કરવામાં આવતો સત્યાગ્રહ, અહિંસાવાળી અસહકાર-યુક્ત લડાઈ [વિનયથી

**સ-વિવેક** વિ. [સં.] વિવેકવાળું. (૨) ક્રિ. વિ. વિવેકપૂર્વક,

**સ-વિશેષ** વિ. [સં. જુઓ 'સ-વિશિષ્ટ.' (૨) ક્રિ.વિ. ખાસ કરીને, વિશેષે કરીને, ખસૂસ

**સ-વિસ્તર** વિ. [સં.] વિસ્તારવાળું. (૨) ક્રિ.વિ. વિસ્તાર-પૂર્વક, લંબાણથી, વિગત-વાર

**સ-વિસ્મય** વિ. [સં] વિસ્મયવાળું, નવાઈ પામેલું. (૨) ક્રિ.વિ. આશ્ચર્યપૂર્વક, નવાઈથી, સાશ્ચર્ય

**સવું[૧]** વિ. [સં. सव्यक- > પ્રા. सव्वअ-] સારું, શુભ. (૨) સુ-વ્યવસ્થિત. [**-વે કરવું** (રૂ.પ્ર.) ઠેકાણે પાડવું (૨) મારી નાખવું. **૦ પડવું** (રૂ.પ્ર.) ઠેકાણે પડવું. (૨) અનુકૂળ થવું. **૦ લાવવું** (રૂ પ્ર.) બંધ બેસાડવું]

**સવું[૨]** ન. જુઓ 'સવો.[૧]'

**સવે-જણ** ન., બ.વ. [સં. सर्वे > પ્રા. सव्वे + સં. जन > પ્રા. जण] બધા લોકો ['સવેલું.'

**સવેલડું** ન. [જુઓ 'સવેલું' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર] જુઓ

**સવેલી** વિ., સ્ત્રી. [જુઓ 'સવેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'સવેલું.' [છાની રીતે ઉઠાવી જનાર પુરુષ

**સવેલી-ચોર** પું. [+ સં.] બીજાને વરેલી કન્યા કે સ્ત્રીને

**સવેલું** ન. [સં स + જુઓ 'વેલ[૨]' (પરણવા માટે વેલડામાં બેઠેલી હોય તેવી) અન્યને વરેલી કન્યા કે સ્ત્રી, સગપણ

કર્યું હોય તેવી બીજે જ પરણાવી દેવાય તેવી કન્યા કે સ્ત્રી. (૨) આગલા પતિને છોડી છોકરાં સાથે નાતરે આવેલી સ્ત્રી., સવેલી સ્ત્રી

**સવેળ,-ળા** ક્રિ.વિ. [સં. સવેળા દ્વારા स-वेलम् થઈ] વખતસર, સમયસર, વેળાસર

**સવૈયો** પું. [હિં. સવૈયા] ત્રીસ એકત્રીસ તેમ બત્રીસ માત્રાઓનાં ચરણ હોય તેવો ચતુષ્કલ પ્રકારનો તે તે સમપદ માત્રા-મેળ છંદ. ('સવૈયો ત્રીસો' 'સવૈયો એકત્રીસો' 'સવૈયો બત્રીસો'). (પિં.)

**સવો**[1] પું. પાપણ તેમ જ ગુહ્ય ભાગના વાળમાં પડતી એક જાતની ઝીણી જીવાત. (૨) પાપડ કે અથાણામાં પડતી જીવાત

**સવો**[2] પું. ઓથ, આધાર, ટેકો [નીતિથી મેળવેલું

**સવ્ય** વિ. [સં.] ડાબું, ડાબી બાજુએ રહેલું. (૨) (લા.)

**સવ્યસાચી** વિ. [સં.,પું.] ડાબા હાથથી બાણ ફેંકનાર તેમ લખવું-ફેંકવું વગેરે કાર્ય પણ ડાબે હાથ કરનાર, ડાબેરી, ડાબોડી. (૨) બેઉ હાથે કામ કરી શકનાર. (૩) પું. પાંડવ અર્જુન. (સંજ્ઞા.)

**સવ્યાપસવ્ય** વિ. [+ સં. अप-सव्य] ડાબું અને જમણું. (૨) (લા.) ખરું-ખોટું, વાજબી-ગેરવાજબી. [૦ કરવું (રૂ.પ્ર.) પારકાનું પચાવી પાડવું]

**સવ્યેતર** વિ. [સં. सव्य + इतर] ડાબું નહિ તેવું, જમણું

**સવ્વાલ** પું. [અર.] હિજરી વર્ષનો મોહરમથી દસમો મહિનો. (સંજ્ઞા.)

**સ-શક્ત** વિ. [સં.; આ શબ્દમાં स બિનજરૂરી દાખલ થઈ ગયો છે.] (કામ કરવામાં) શક્ત, શક્તિમાન, સબળું

**સ-શાસ્ત્ર** વિ. [સં.] શાસ્ત્રના આધારવાળું, શાસ્ત્ર પ્રમાણેનું

**સ-શોકું** વિ. [સં. स + જુઓ 'શોક' + ગુ. 'ઉં' ત.પ્ર.] થોડો થોડો શોક આપ્યા કરે તેવું, હૂંફવાળું

**સ-શેષ** વિ. [સં.] જેમાં થોડું બાકી રહે તેવું, શેષવાળું

**સ-શોક** વિ. [સં.] શોકવાળું. (૨) ક્રિ.વિ. શોકપૂર્વક, દિલગીરી સાથે

**સસડવું** અ.ક્રિ. [રવા.] ઘી કે તેલમાં 'સડ સડ' અવાજ થાય એમ તળાવું. **સસડાવું** ભાવે.,ક્રિ. **સસડાવવું** પ્રે., સ.ક્રિ.

**સસડાટ** પું. [જુઓ 'સસડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] સસડવાનો અવાજ. (૨) ક્રિ.વિ. સડસડાટ, એકદમ ઝડપથી

**સસડાવવું, સસડાવું** જુઓ 'સસડવું'માં.

**સસડો** પું. [જુઓ 'સસડવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ઢાંકેલા વાસણની અંદર ઊકળતા પ્રવાહીનો થતો અવાજ

**સસણવું** જુઓ 'સણસણવું.' **સસણાવું** ભાવે.,ક્રિ. **સસણાવવું** પ્રે.,સ.ક્રિ. [જુઓ 'સણસણાટ.'

**સસણાટ** પું. [જુઓ 'સસણવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.]

**સસણાવવું, સસણાવું** જુઓ 'સસણવું'-સણસણવું'માં.

**સસણી** સ્ત્રી. [જુઓ 'સસણવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] સસણવાનો અવાજ. (૨) 'સણ-સણ' અવાજ થાય એ પ્રકારનો બાળકોનો ફેફસાં સાથે સંબંધ ધરાવતો શરદીનો તાવ, વરાધ, ભરણી, 'બ્રોન્કો ન્યુમોનિયા'

**સ-સત્ત્વા** વિ., સ્ત્રી. [સં.] ગર્ભમાં બાળકવાળી સ્ત્રી. ગર્ભિણી, ભારેવાઈ, ભારેવગી, સગર્ભા, ગર્ભવતી

**સસરો** પું. [સં. श्वशुरक->પ્રા. ससुरअ-] પતિને પત્નીનો અને પત્નીને પતિનો પિતા. [-રીનો (રૂ.પ્ર.) 'સાળો' કહેવા અપાતી એવી ગાળ]

**સસલું** ન. [જુઓ 'સસું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] એક નાનું કોમળ પગડાઉ ચોપગું પ્રાણી, ખરગોશ. [માદા સસલી સ્ત્રી., નર સસલો પું.] [**-લાની ચાલ** (રૂ.પ્ર.) માથા ઉપર સવળી હથેળી મૂકી બેઠાં બેઠાં કૂદકા મારવા એ. **-લાનું શિંગડું શોધવું** (રૂ.પ્ર.) ફોગટ મહેનત કરવી]

**સસવું** અ.ક્રિ. [સં. श्वस्>પ્રા. सस- પ્રા. તત્સમ] શ્વાસ લેવો, જીવવું. (૨) (લા.) ખમવું, સહન કરવું. (૩) ફુલાવો બેસી જવો. (૪) ગુસ્સાવું, દૂબળું પડવું. **સસાવું** ભાવે.,ક્રિ. સસાવવું પ્રે.,સ.ક્રિ. [ચિત્તે

**સ-સંભ્રમ** (-સમ્ભ્રમ) ક્રિ.વિ. [સં.] સંભ્રમ સાથે, ભ્રાંત-

**સ-સાર** વિ. [સં.] સારવાળું, રહસ્યવાળું. (૨) સત્ત્વવાળું, બળવાળું, બળકટ

**સસાવવું, સસાવું** જુઓ 'સસવું'માં.

**સસુમારું** ન. [સં. शिशुमारक->પ્રા. सिसुमारअ-] એ નામનું એક દરિયાઈ પ્રાણી

**સસો** પું. [સં. शशक->પ્રા. ससअ-] નર સસલો

**સ-સ્તન** વિ. [સં.], -ની વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] છાતીએ સ્તન હોય તેવું (થાનવાળું માનવ-પ્રાણી, આંચળવાળું પશુ વગેરે)

**સસ્તું** વિ. [હિં. સસ્તા] ચાલુ કિંમત કરતાં ઓછી કિંમતનું, સોંઘું. (૨) (લા.) ભાર કે વકર વિનાનું, માલ વિનાનું. [**-સ્તામાં મળવું** (રૂ.પ્ર.) ઘણી ઓછી કિંમત હોવી. **૦ પડવું** (રૂ.પ્ર.) ઓછી કિંમતે મળવું. **૦ મૂકવું** (રૂ.પ્ર.) સૌને મળે એમ કરવું]

**સસ્તાઈ** સ્ત્રી. [જુઓ 'સસ્તું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સસ્તું હોવાપણું, સોંઘારથ

**સ-સ્થાન** વિ. [સં.] એક સરખા સ્થાન કે દરજ્જાનું, સમાન કોટિનું (કે.હ.) (૨) ક્રિ.વિ. યોગ્ય સ્થાને

**સ-સ્નેહ** વિ. [સં.] સ્નેહવાળું, સ્નેહાળ, પ્રેમાળ. (૨) ક્રિ.વિ. સ્નેહપૂર્વક, સ્નેહથી

**સસ્પેન્શન** ન. [અં.] કોઈ ભૂલ કે ગુનો થયાની શંકાથી નોકરને નોકરી ઉપરથી ઉતારી મૂકવું એ

**સસ્પેન્ડ** વિ. [અં.] નોકરી ઉપરથી ઉતારી મૂકેલું

**સ-સ્મિત** વિ. [સં.] સ્મિતવાળું, મલકાટવાળું, મલકતું. (૨) ક્રિ.વિ. સ્મિત કરીને, મોં મલકાવીને, મલકતે મોઢે

**સસ્ય** ન. [સં.] જુઓ 'શસ્ય.'

**સસ્યવતી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'શસ્યવતી.'

**સસ્ય-શ્યામલા** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'શસ્ય-શ્યામલા.'

**સસ્સો** પું. 'સ' વર્ણ. (૨) 'સ' ઉચ્ચાર

**સહ** અવ્યય [સં.] 'સાથે' 'સહિત' એ અર્થ આપવા સમાસના પૂર્વપદમાં : 'સહ-કાર' 'સહ-ચાર' વગેરે. વળી ઉત્તરપદમાં પણ આવે, પરંતુ ત્યાં એ 'નામયોગી'ના સ્વરૂપમાં 'ભાર્યા-સહ' 'બાળકો-સહ'

**સહ-અસ્તિત્વ** ન. [સં., સંધિ વિના] સાથે હયાતી ભોગવવી, સહ-ભાવ, 'કો-એક્ઝિસ્ટન્સ'

**સહ-આરોપી** વિ. [સં.,પું.,સંધિવિના] અપરાધનું સાથીદાર

**સહ-કર્મચારી** વિ. [સં.,પું.] સાથે કામ કરનાર

**સહ-કાર** પું. [સં.] સાથે મળીને કામ કરવું એ, એકબીજાને કરાતી મદદગારી, અંજુમન. (૨) સાથ, સહાય, ટેકો, આધાર, 'કો-ઓપરેશન.' (૩) એક જાતનો સુગંધિત ફળવાળો આંબો

**સહકારિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] સહકારી હોવાપણું

**સહકારી** વિ. [સં.,પું.] એક જ પ્રકારના હેતુવાળું. (૨) કાર્ય થવામાં કારણરૂપે સાથ આપનારું. (૩) સહકારથી કામ કરનારું, સહકાર-ક્ષેત્રે કામ કરનારું

**સહકારી કારણ** ન. [સં.,પું. + સં.] કાર્ય થવામાં કરણ–સાધનરૂપે સાથ આપનારું તે તે કારણ (કુંભારને ચાકળો દોરી વગેરે). (વેદાંત.)

**સહકારી ભંડાર** (-ભણ્ડાર) પું. [સં.,પું. + જુઓ 'ભંડાર.'] સહકાર-પદ્ધતિ પ્રમાણે ચાલતી જીવન-જરૂરિયાતના પદાર્થોના વેચાણની દુકાન

**સહકારી મંડલ**(-ળ) (-મણ્ડલ,-ળ) ન. [સં.,પું. + સં.], **-ળી** (-ળી) સ્ત્રી. [+ સં.] પંત્યાણું કરનારી વેપારી કંપનીના ધોરણે સહકારના સિદ્ધાંત ઉપર ચાલતું તે તે મંડળ

**સહ-ગમન** ન. [સં.] સાથે ચાલતા જવું એ. (૨) પતિ સાથે કે પાછળ પત્નીનું સતી થવું એ

**સહ-ગામી** વિ. [સં.,પું.] સાથે જનારું, સાથોસાથ ચાલતું, 'કન્કરન્ટ' [સાથીદાર. (૩) પતિ, ધણી

**સહ-ચર** વિ. [સં.] સાથે ફરનારું. (૨) પું. ગોઠિયો,

**સહચરી** સ્ત્રી. [સં.] સખી, સાહેલી, સાહિયર. (૨) (લા.) પત્ની, ભાર્યા, ધણિયાણી

**સહ-ચાર** પું. [સં.] સાથે ફરવું એ, સાહચર્ય. (૨) સોબત, મિત્રતા. (૩) હળીમળીને ચાલવું એ, બનાવ, મેળ, સંપીલું વર્તન [ધણિયાણી

**સહ-ચારિણી** વિ., સ્ત્રી. [સં.] (લા.) પત્ની, ભાર્યા,

**સહચારિ-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] સહચારી હોવાપણું

**સહચારી** વિ. [સં.,પું.] સાથે સાથે ચાલનાર, સાથે ફરનાર કે જનાર. (૨) પું. પતિ, ધણી

**સહ-જ** વિ. [સં.] સાથે જન્મેલું. (૨) વારસામાં મળેલું. (૩) કુદરતી, સ્વાભાવિક. (૪) ક્રિ.વિ. ખાસ કારણ વિના, (૫) સ્વાભાવિક રીતે. (૬) સહેલાઈથી

**સહજ-જ્ઞાન** ન. [સં.] સ્વાભાવિક જ્ઞાન, અંતર્જ્ઞાન

**સહ-જન્મા** વિ. [સં.,પું.] સાથે જન્મ થયો હોય તેવું. જોડલા તરીકે જન્મેલું

**સહ-જન્ય** વિ. [સં.] સાથે ઉત્પન્ન થાય તેવું

**સહજ-પ્રાપ્ત** વિ. [સં.] સ્વાભાવિક રીતે મળેલું

**સહજ-પ્રાપ્તિ** સ્ત્રી. [સં.] સ્વાભાવિક રીતે આવી મળવું એ, કુદરતી પ્રાપ્તિ

**સહજ-પ્રાપ્ય** વિ. [સં.] સ્વાભાવિક રીતે મળે તેવું

**સહજ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સ્વાભાવિક બુદ્ધિ, કોઠા-સૂઝ

**સહજ-ભાવ** પું. [સં.] જન્મ-કુંડળીમાં લગ્નથી ત્રીજા ભવનની સ્થિતિ. (જ્યો.)

**સહજ-સ્ફુરણ** ન., -ણા, **સહજ-સ્ફૂર્તિ** સ્ત્રી. [સં.] સ્વાભાવિક રીતે સ્ફુરી આવવું એ, સહજ-જ્ઞાન

**સહ-જાત** વિ. [સં.] સાથે સાથે જન્મેલું, એકસાથે ઉત્પન્ન થયેલાંમાંનું તે તે. (૨) સ્વાભાવિક

**સહજાનંદ** (-નન્દ) પું. [સં. सहज + आ-नन्द] સ્વાભાવિક આનંદ, કુદરતી હર્ષ. (૨) સ્વામિનારાયણ સંપ્રદાયના સંસ્થાપક શ્રીહરિકૃષ્ણ ઘનશ્યામ મહારાજ. (સંજ્ઞા)

**સહજિયા-પંથ** (પન્થ) પું. [+જુઓ 'પંથ-'] બંગાળમાંનો એક વૈષ્ણવ સંપ્રદાય. (સંજ્ઞા.)

**સહ-જીવન** ન. [સં.] સાથે રહીને જિંદગી વિતાવવી -નિભાવવી એ, સાથે પસાર થતું જીવન. (૨) દાંપત્યજીવન, વિવાહિત જીવન, ઘર-વાસ [સમકાલીન

**સહ-જીવી** વિ. [સં.,પું.] સહ-જીવન ગાળનાર. (૨)

**સહજેચ્છા** સ્ત્રી. [સં. सहज + इच्छा] સ્વાભાવિક મરજી, સહજ વાંછના [રીતે આવી મળેલું

**સહજોપલબ્ધ** વિ. [સં. सहज + उप-लब्ध] સ્વાભાવિક

**સહજોપલબ્ધિ** સ્ત્રી. [સં. सहज + उप-लब्धि] સ્વાભાવિક પ્રાપ્તિ. (૨) અંતઃસ્ફૂર્તિ, અંતશ્ચેતના, અંતઃપ્રેરણા, પ્રત્યગ્દષ્ટિ

**સહ-તંત્રી** (-તન્ત્રી) વિ.,પું. [સં.,પું.] કોઈ પણ સામયિક પત્રનો સાથી તંત્રી, ઉપ-તંત્રી, જોડિયો તંત્રી

**સહદેવ** પું. [સં.] પાંચ પાંડવોમાંનો સૌથી નાનો માદ્રીનો બીજો પુત્ર. (સંજ્ઞા.) (૨) મગધના પાંડવકાલીન રાજા જરાસંધનો પુત્ર. (સંજ્ઞા.) [૦ જોશી (રૂ.પ્ર.) પૂછ્યા વિના જવાબ ન આપે તેવો જોશી કે વ્યક્તિ]

**સહ-ધર્મચાર** પું. [સં.] સાથે રહી ધર્મનું આચરણ કરવું એ

**સહધર્મચારિણી** વિ., સ્ત્રી. [સં.] સાથે રહીને ધર્મનું આચરણ કરનારી – ધર્મપત્ની, પત્ની, ભાર્યા, ઘરવાળી

**સહધર્મિણી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'સહધર્મચારિણી.'

**સહધર્મી** વિ. [સં.,પું.] એકસરખાં લક્ષણ ધરાવનાર. (૨) એકસરખો ધર્મ-સંપ્રદાય પાળનાર, સમાન-ધર્મી

**સહન** ન. [સં.] ખમવું એ, સહી લેવું એ

**સહન-શક્તિ** સ્ત્રી. [સં.] ખમી લેવાનું બળ, પ્રબળ રીતે ખમી ખાવું એ [સહન કર્યા કરતું

**સહન-શીલ** વિ. [સં.] ખમી લેવાની ટેવવાળું, હમેશાં

**સહપાઠી** વિ. [સં.,પું.] સાથે મળી સૌ વાંચે કે બોલે તે. (૨) સાથે મળી અભ્યાસ કરનાર, 'કો-સ્ટુડન્ટ'

**સહ-પ્રતિવાદી** વિ. [સં.,પું.] પ્રતિવાદમાં સાથે સામેલ કરાવેલો પ્રતિવાદી, 'કો-રિસ્પોન્ડન્ટ'

**સહ-ભાગિની** વિ.,સ્ત્રી. [સં.] સહભાગી સ્ત્રી

**સહ-ભાગી** વિ. [સં.,પું.] સાથે રહી કામકાજમાં ભાગ લેનારું, સાથે મળી કામ કરનારું. (૨) સાથે રહી ભોગવનારું. (૩) ભાગીદાર, 'પાર્ટનર'

**સહ-ભાવ** પું. [સં.] સાથે હોવું એ, સહ-અસ્તિત્વ

**સહ-ભૂ** વિ. [સં.] જુઓ 'સહ-જાત.'

**સહ-ભોજન** ન. [સં.] સમૂહના રૂપમાં થતો જમણવાર. (૨) ભિન્ન ભિન્ન જ્ઞાતિ-પાંતીવાળાઓનું સામૂહિક જમણ

**સહ-ભોજી** વિ. [સં.,પું.] સાથે રહી ભોજન કરનાર (તે તે વ્યક્તિ) [ધરાવતું, એક-મત

**સહ-મત** વિ. [સં.] એકસરખો મત ધરાવનારું, સંમતિ

**સહમતી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સહ-મત હોવાપણું

**સહ-મરણ** ન. [સં.] જુઓ 'સહ-ગમન.'

**સહ-મંત્રી** (મન્ત્રી) વિ. [સં.,પું.] મંત્રીની સાથે મદદમાં કામ કરતો મંત્રી, જોડિયો મંત્રી, મદદનીશ મંત્રી, 'જોઇન્ટ સેક્રેટરી'

**સહ-યાજી** વિ. [સં.,પું.] સાથે મળી યજ્ઞ કરનાર

**સહ-યાત્રા** સ્ત્રી. [સં.] સમૂહમાં મળી જાત્રાએ જવું એ

**સહ-યાત્રી** વિ. [સં.,પું.] જાત્રાનું સાથીદાર

**સહ-યોગ** પું. [સં.] એકબીજાને સહાયક થવું એ. (૨) સાથે રહેવાનું થવું એ. (૩) સાથે રહી કરાતી મદદ

**સહયોગી** વિ. [સં.,પું.] સહ-યોગ કરનાર

**સહરા** ન. [અર.] વેરાન રણ. (૨) એ નામનું ઉત્તર આફ્રિકાનું વિશાળ રણ. (સંજ્ઞા.)

**સહરાવું** અ.ક્રિ. [હિં. સહરાના] ખુશ થવું, રાજી થવું, પ્રસન્ન થવું [આનંદ સાથે

**સ-હર્ષ** વિ. [સં.] હરખવાળું. (૨) ક્રિ.વિ. હરખ-ભેર,

**સહ-વર્તમાન** વિ. [સં.] સાથે રહેતું, સાથે અસ્તિત્વ ધરાવતું. (૨) ક્રિ.વિ. સાથે, સહિત, સંગાથે

**સહ-વર્તી** વિ. [સં.,પું.] સાથે અને સાથે રહેનારું, સહ-યોગી, સમવાયી [ફરિયાદી

**સહ-વાદી** વિ. [સં.,પું.] ફરિયાદમાં સાથે રાખેલો સાથી

**સહવાવવું, સહવાવું** જુઓ 'સાહવું'માં.

**સહ-વાસ** પું. [સં.] સાથે રહેવું એ. (૨) સંબંધ. (૩) (લા.) અભ્યાસ, ટેવ, મહાવરો

**સહવાસી** વિ. [સં.,પું.] સહ-વાસ કરનારું

**સહવું** સ.ક્રિ. [સં. सह्, તત્સમ] સહન કરવું, ખમવું, સાંખવું, વેઠવું. (૨) ભોગવવું, સહાવું ભાવે.,ક્રિ.

**સહ-શિક્ષણ** ન. [સં.] છોકરા છોકરીઓને સાથે અપાતી કેળવણી, 'કો-એજ્યુકેશન'

**સહસા** ક્રિ.વિ. [સં.] એકાએક, ઓચિંતુ, અચાનક. (૨) એકદમ, જલદી. (૩) વિચાર કર્યા વિના

**સહસ્ર** વિ. [સં.,ન.] દસ સોની સંખ્યાનું. (૨) પું. ઔદીચ્ય બ્રાહ્મણોનું એ નામનું મુખ્ય યૂથ, ઔદીચ્ય સહસ્ત્ર. (સંજ્ઞા.) [વાળો-સૂર્ય

**સહસ્ર-કર સહસ્રકરધારી** વિ.,પું. [સં.] હજારો કિરણો-

**સહસ્ત્ર-ધા** ક્રિ.વિ. [સં.] હજાર કે હજારો રીતે. (૨) હજાર કે હજારો વિભાગમાં. (૩) હજારગણું

**સહસ્ત્ર-પુટી** વિ., સ્ત્રી. [સં.] જેને હજાર પુટ કે ભાવના આપવામાં આવેલ હોય તેવી (સોનું તાંબું વગેરે ધાતુઓની ભસ્મ) [(પરમેશ્વર, પરમાત્મા)

**સહસ્ર-બાહુ, સહસ્ર-ભુજ** વિ.,પું. [સં.] હજારો હાથવાળો

**સહસ્ર-મુખી** વિ. [સં.,પું.] હજારો મોઢાંએ વ્યક્ત થતું

**સહસ્ર-રશ્મિ** વિ.,પું. [સં.] જુઓ 'સહસ્ર-કર.'

**સહસ્રલિંગ** (-લિઙ્ગ) ન. [સં.] જેના કાંઠા ઉપર ફરતે શિવનાં હજાર મંદિર હતાં તે સિદ્ધરાજ જયસિંહે કરાવેલું પાટણ અને સરસ્વતી વચ્ચેનું વિશાળ તળાવ. (સંજ્ઞા.)

**સહસ્રલિંગી** (-લિઙ્ગી) વિ.,સ્ત્રી. [સં.] વેશ્યા સ્ત્રી

**સહસ્ર-વદન** વિ.,પું. [સં.] જુઓ 'સહસ્ર-મુખ.'

**સહસ્ર-શ:** ક્રિ.વિ. [સં.] હજારોની સંખ્યામાં

**સહસ્રાક્ષ** વિ.,પું. [સં.] હજાર આંખોવાળો-ઇંદ્ર. (૨) હજારો આંખોવાળા વિરાટ્-પરમાત્મા [સમય

**સહસ્રાબ્દી** સ્ત્રી. [સં.] હજાર વર્ષનો સમૂહ, સો સદીનો

**સહસ્રાવધિ** વિ. [+સં. अवधि] હજાર કે હજારોની સંખ્યાનું

**સહાધિકાર** પું. [સં. सह+अधि-कार] જોડિયા સત્તા કે હક્ક

**સહાધિકારી** વિ. [સં. सह+अधिकारी,. પું.] સરખો હક્ક ધરાવનાર. (૨) પું. જોડિયો અમલદાર

**સહાધ્યાયિની** વિ.,સ્ત્રી. [સં. सह+अध्यायिनी] સાથે ભણનારી (છોકરી કે સ્ત્રી) વિદ્યાર્થિની

**સહાધ્યાયી** વિ. [સં. सह+अध्यायी] સાથે અભ્યાસ કરનારું, 'કો-સ્ટુડન્ટ'

**સહાનુભાવ** પું. [સં. सह+अनु-भाव], **સહાનુભૂતિ** સ્ત્રી. [સં. सह+अनु-भूति] દિલસોજી, અનુકંપા

**સહાય[1]** વિ. [સં.] મદદ કરનાર, મદદગાર, સહાયક

**સહાય[2]** (સાઃય) સ્ત્રી. [સં. साहाय्य, साह्य ન.] સાહાય્ય, મદદ, કુમક. (૨) (લા.) ઓથ, આશ્રય

**સહાયક** વિ. [સં.], **-કર્તા** વિ. [જુઓ 'સહાય' + સં., પું.] જુઓ 'સહાય.[1]'

**સહાય-કારક** વિ. [જુઓ 'સહાય[2]' + સં.] જુઓ 'સહાયક.' (૨) મદદ કરનારું ગૌણ પ્રકારનું (ક્રિયાપદ), 'ઑક્ઝિલિયરી.' (વ્યા.) [કરનાર (સ્ત્રી)

**સહાય-કારિણી** વિ.,સ્ત્રી. [જુઓ 'સહાય[2]' + સં.] સહાય

**સહાય-કારી** વિ. [જુઓ 'સહાય[2]' + સં.,પું.] જુઓ 'સહાય-કારક.' [મદદગાર થઈ રહેલું

**સહાય-ભૂત, સહાય-રૂપ** વિ. [સં.] સહાયક થઈ પડેલું,

**સહાય-વૃત્તિ** સ્ત્રી. [સં.] મદદગાર તરીકે ઊભા રહેવાની ભાવના કે લાગણી [ટેવવાળું

**સહાય-શીલ** વિ. [સં.] મદદગાર તરીકે ઊભા રહેવાની

**સહાયિત** વિ. [સં.] સહાય પામેલું, 'સબ્સિડાઇઝ્ડ'

**સહાયિની** વિ.,સ્ત્રી. [સં.] સહાયક સ્ત્રી

**સહાયી[1]** વિ., [સં.,પું.] મિત્રોવાળું

**સહાયી[2]** વિ. [જુઓ 'સહાય[2]' + ગુ. 'ઈ' ત.પ્ર.] સહાય કરનારું, મદદગાર

**સહારો** પું. [સં. सहकारक -> પ્રા. सहारअ-] સહકાર. (૨) આશ્રય, આધાર, ટેકો

**સહાસ્તિ-ત્વ** ન. [સં. सह + अस्ति-त्व] જુઓ 'સહ-અસ્તિત્વ.'

**સહિત** ના.યો. [સં.] સાથે, સંગે, જોડે. (સમાસના ઉત્તર પદમાં સં. તત્સમ શબ્દોમાં : પણ મળે છે : 'સ્ત્રી-સહિત' વગેરે અનેક). (૨) સુધ્ધાં, સિક્કે

**સહિય(-યે)ર** (સૈઃય(-યે)રચ) સ્ત્રી. [સં. सहचरी > પ્રા. सहयरी] સખી, સાહેલી, બહેનપણી

**સહિયારું** (સૈઃયારું) ન. [સં. सह-कार > પ્રા. सहयार દ્વારા] સહકારી હોવાપણું, સહ-ભાગીદારી, પંચાયું

**સહિયેર** (સૈઃયેરચ) જુઓ 'સહિયર.'

**સહિષ્ણુ** વિ. [સં] જુઓ 'સહન-શીલ.'

**સહી**[1] (સૈ:) સ્ત્રી. [સં. सखी > પ્રા. सही, પ્રા. તત્સમ] સખી, સાહેયર, સાહેલી. (પદ્યમાં.)

**સહી**[2] (સૈ:) સ્ત્રી. [અર. સહીહ્] કબૂલ, મંજૂર, મતું. (૨) કબૂલાત માટેના હસ્તાક્ષર, 'સિગ્નેચર.' (૩) વિ. ખરું, સાચું. (૪) સીધું. (૫) ક્રિ.વિ. કબૂલ, મંજૂર. (૬) નક્કી, નિશ્ચિત. [૦ **થવું** (રૂ.પ્ર.) સફળ થવું]

**સહીડું** (સૈ:ડું) ન. [જુઓ 'સહી[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] અભ્યાસથી ટેવ પડવી એ, મહાવરો. [૦ **પડવું** (રૂ.પ્ર.) ટેવ પાડવી]

**સહી-બૂક** (સૈ:બૂક) સ્ત્રી. [જુઓ 'સહી[2]' + અં.] જેમાં નોંધીને કાગળ બીજે મોકલતાં લેનારની સહી લેવામાં આવે તેવી ચોપડી, 'પિયૂન-બૂક'

**સહી-સલામત** (સૈ:) વિ. [અર. સહીહ્-સલામત્] જેવું ને તેવું, યથા-સ્થિત. (૨) સુરક્ષિત. (૩) આબાદ, ક્ષેમ-કુશળ

**સહી-સલામતી** (સૈ:) સ્ત્રી. [અર. સહીહ્-સલામતી] સહી-સલામત હોવાપણું

**સહી-સાટું** (સૈ:) ન. [જુઓ 'સહી[2]' + 'સાટું.'] સહીઓ સાથેનો બદલાતો કરાર કે ફેર-બદલો

**સહી-સિક્કા** (સૈ:-) પું., બ.વ. [જુઓ 'સહી[2]' + 'સિક્કો.'] લખાણ ઉપર મંજૂરી કે બહાલીને માટે હસ્તાક્ષર અને હસ્તાક્ષરના હોદ્દા કે સનદની મહોર-છાપ

**સહુ** (સૌ:) સર્વ., વિ. [સં. सर्वनुं અપ. साहु] સર્વ, સૌ. (અત્યારે જીવંત પ્રાણી-પશુ-માનવી માટે જ મર્યાદિત, જડ પદાર્થો માટે નથી.) [કો.'] સર્વ કોઈ,' સહુ

**સહુ-કો**, -કોઈ સર્વ., વિ. [+ જુઓ 'કોઈ,' એનું લાઘવ

**સહૂલત, સહૂલિયત** સ્ત્રી. [અર. સહ્લત્] સુગમતા, સરળતા, સરખાઈ, સહેલાપણું

**સ-હૃદય** વિ. [સં.] ઉમદા હૃદયનું, ભલા હૈયાનું, લાગણીવાળું. (૨) સામાની લાગણી સમજી સહાનુભૂતિ બતાવનારું. (૩) નિખાલસ હૈયાનું. (૪) દયાળુ. (૫) કાવ્યનાં રસ ચમત્કૃતિ વગેરેનો મર્મ સમજનારું, ભાવક

**સહૃદયી** વિ. [સં.,પું.] જુઓ 'સ-હૃદય(૧,૨,૩,૪).'

**સહેજ** વિ. (સે:જ) વિ. [સં. सहज. વિ. 'સ્વાભાવિક' દ્વારા વિકાસ], ૦**સાજ** (-સા:જ) વિ. ['સહેજ'નો દ્વિર્ભાવ] થોડું, અલ્પ. (૨) ક્રિ.વિ. જરાક, જરીક, લગરીક

**સહેજે** (સે:જે) ક્રિ.વિ. [જુઓ 'સહેજ' + ગુ. 'એ' ત્રી વિ. કે સા.વિ.,પ્ર.] કારણ વગર. (૨) મેળે, કુદરતી રીતે. (૩) વગર મહેનતે, સહેલાઈથી

**સહેણી** (સે:ણી) સ્ત્રી. [જુઓ 'સહેવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] સહવું એ, ખમવું એ, સહન

**સ-હેતુ, ૦ક** વિ. [સં.] હેતુવાળું, કારણવાળું, પ્રયોજનવાળું, ઉદ્દેશવાળું, (૨) ઇચ્છાપૂર્વકનું

**સહેરો** (સે:રો) પું. [સં. शेखरक- > પ્રા. सेहरअ-] માથા ઉપર કરવામાં આવતી ફૂલ કે જરી વગેરેની એક શોભા અને એનો ઘાટ, મંદીલ [સલબું, સહેલું, સૂતરું

**સહેલ**[1] (સે:લ) વિ. [અર. સહ્લ્] અઘરું નહિ તેવું, સરળ,

**સહેલ**[2] (સે:લ) સ્ત્રી. [અર. સયૂર્] આનંદે આમ તેમ ફરવું એ

**સહેલ-ગાહ** સ્ત્રી. [જુઓ 'સહેલ[2]' + ફા.] સહેલ કરવાનો જગ્યા. (૨) (લા.) સહેલ કરવી એ, આનંદ માણવો એ. (૩) મોજ-મઝા માણવાની મુસાફરી

**સહેલ-સપાટા** (સે:લ-) પું, બ.વ. [જુઓ 'સહેલ[2]' + 'સપાટો.'] મોજ-મઝા. [૦ **મારવા** (રૂ.પ્ર.) મોજ-મઝા કરવી] [ઘણી સરળતા

**સહેલ-સુતરાઈ** (સે:લ-) [જુઓ 'સહેલો' + ગુ. 'સુતરાઈ.']

**સહેલાઈ** (સે:લાઇ) સ્ત્રી. [જુઓ 'સહેલું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સહેલું હોવું એ, સરળતા, સલબાઈ, સુગમતા

**સહેલાણી** (સે:લાણી) વિ. [જુઓ 'સહેલ[2]' દ્વારા હિં. સૈલાની] સહેલ કરવા નીકળેલું, મોજ-મઝા માણવા ફરનારું

**સહેલું** (સે:લું) વિ. [જુઓ 'સહેલ[1]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સહેલ.[1]' [૦ **સટ** (રૂ.પ્ર.) તદ્દન સહેલું, સાવ સુગમ]

**સહેવાવું** (સે:વાવું) જુઓ 'સહેવું'માં.

**સહેવું** (સે:વું) અ.ક્રિ. [જુઓ સં. सह् દ્વારા ગુ. વિકાસ.] જુઓ 'સહવું' રૂપાખ્યાન : 'સહું' (=સૌં:) 'સહિયે' (=સૈ:યે), 'સહે' 'સહો', 'સહ્યું' (સ:ય્યું), 'સહેલું' (=સે:લું), 'સહેતું' (=સે:તું), 'સહેવું' (=સે:વું), 'સહી' (=સૈ:), 'સહેનાર,-રું', (=સે:નાર,-રું) વગેરે. **સહેવાવું** (સે:વાવું) ભાવે, ક્રિ.

**સહોક્તિ** વિ. [સં. सह + उक्ति] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**સહોઢ** વિ. પું. [સં. सह + ऊढ] માતાના લગ્ન વખતે ગર્ભ હોય તેવો પુત્ર (કુંવારે રહેલો)

**સહોત્થાયી** વિ. [સં. सह+उत्थायी, પું.] સાથે જેની ઊઠ-બેસ હોય તેવું. (૨) એક જ સમયે ભિન્ન ભિન્ન સ્થળે જેમણે માથું ઊંચું કર્યું હોય તેવું તે તે

**સહોદર** વિ. [સં. सह+उदर] એક જ માતાના પેટમાં ઉત્પન્ન થયેલું તે તે (બાળક પરસ્પર), સગું (ભાઈ કે બહેન)

**સહોદરા** વિ. સ્ત્રી. [સં. જુઓ 'સહોદર.'], -રી સ્ત્રી. [+ ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય] સગી બહેન

**સહ્ય** વિ [સં] સહન કરી શકાય તેવું, ખમી શકાય તેવું. સહનીય. (૨) પું. વિંધ્યની દક્ષિણથી શરૂ થઈ એ નામના કોંકણપટ્ટીમાં સમુદ્ર સુધી લંબાતો પર્વત, સહ્યાદ્રિ. (સંજ્ઞા.)

**સહ્ય-ભેદ** પું [સં.] 'કર્મણિ પ્રયોગ' માટે અંગ્રેજી વ્યાકરણની રીતે સ્વીકારાયેલી જૂની સંજ્ઞા (આજે એ હવે પ્રચલિત નથી.). (વ્યા.)

**સહ્યાદ્રિ** પું. [સં. सह्य + अद्रि] જુઓ 'સહ્ય(૨).'

**સળ**[1] પું. [સં. शलाका > પ્રા. सलाआ સ્ત્રી. દ્વારા.] દબાણથી કે વાળીને પાડેલો આંકો, ગેડનો આંકો. (૨) લાકડી વગેરેના મારથી પડેલો સોળ, ભરોડ.[૦ **પડવું** (રૂ.પ્ર.) થાળે પડવું. ૦ **પાડવા** (રૂ.પ્ર) નામાના ચોપડામાં લખાવાની સરળતા માટે કાગળ વાળી આંકાનો ઘાટ આપવો]

**સળ**[2] (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'સળ.[1]'] (લા.) સૂઝ, સમજ. [૦ **પડવી** (રૂ.પ્ર.) સમજણ થવી]

**સળક** (-ક્ય) સ્ત્રી. [રવા.] શરીરમાં સોય ભોંકાતી હોય એવો રહી રહીને થતો સણકો

**સળકડી** સ્ત્રી. [જુઓ 'સળી' + ગુ. 'ક' + 'ડ' સ્વાર્થે ત.]

નાની સળી. (૨) કાંટો. [૦ કરવી (રૂ.પ્ર.) ઉશ્કેરવું]

**સળકડું** ન. [જુઓ 'સળકડી;' એનું ન. રૂપ.] નાની આછી ડાંખળી, સળેકડું

**સળકવું** અ.ક્રિ. [રવા.] સહેજ-સાજ હાલવું. (૨) આમ-તેમ મરડાવું. (૩) ચમકવું (૪) સણકા નાખવા. [દાઢ સળકવી (રૂ.પ્ર.) ખાવાનો ભાવ થવો.] **સળકાવું** ભાવે., ક્રિ. **સળકાવવું** પ્રે.,સ.ક્રિ.

**સળકાવવું, સળકાવું** જુઓ 'સળકવું'માં.

**સળકું** ન. કાંટા ઝરડાં વગેરે ઉપાડવાનું બે-પાંખિયું લાકડાનું સાધન, શેંટલો

**સળકો** પું. [જુઓ 'સળકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'સળક.' (૨) તીવ્ર આવેગ, મનોભાવનો ઉછાળો

**સળગ** વિ. મોર કે ફૂલો આવ્યાં હોય તેવું (ઝાડ વગેરે)

**સળગણું** વિ. [જુઓ 'સળગવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] સળગી ઊઠે તેવું

**સળગ-તા** સ્ત્રી. [જુઓ 'સળગવું' + તા ત.પ્ર.] સળગવાપણું

**સળગ-બિંદુ** (-બિન્દુ) ન. [+ સં.] ગરમીથી પદાર્થ સળગી ઊઠે એનો આંક, ઉષ્મા-માન 'ઇગ્નિશન-પોઇન્ટ'

**સળગવું** અ.ક્રિ. જ્વાળા બળવા લાગે એમ થવું, બળતું થવું. (૨) (લા.) ઝઘડો યુદ્ધ વગેરે થવાં. **સળગાવું** ભાવે.,ક્રિ. **સળગાવવું** પ્રે.,સ.ક્રિ. [ખણુજ, ચેળ

**સળવળ** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'સળવળવું.'] સળવળાટ. (૨)

**સળવળવું** અ.ક્રિ. [રવા.] જુઓ 'સળકવું(૧,૨).' **સળવળાવું** ભાવે.,ક્રિ. **સળવળાવવું** પ્રે.,સ.ક્રિ.

**સળવળાટ** પું. [જુઓ 'સળવળવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] સળવળવું એ, સળવળ

**સળવળાવવું, સળવળાવું** જુઓ 'સળવળવું'માં. [સમઝ

**સળ-સૂઝ** (-ઝય) સ્ત્રી. [જુઓ 'સળ[૧]' + 'સૂઝ.'] ગમ,

**સળંગ** (સળઙ્ગ) વિ. [સં. षडङ्ग છયે અંગોવાળું] (લા.) એક છેડાથી બીજા છેડા સુધીનું, એકસરખું જોડાયેલું. (૨) પલાળવાથી જેમાં કાંટા ફૂટી ગયા હોય તેવું (કઠોળ). (૩) ક્રિ.વિ. અટકયા વગર, સતત, એકધારું. [૦ ડાહ્યું (રૂ.પ્ર.) દોઢ-ડાહ્યું, ડહાપણ ડોળનારું]

**સળંગ-સૂત્ર** (સળઙ્ગ-) વિ. [+સં.] એક તાર, અખંડ (અપ્રો.)

**સળાવો** પું. વીજળીનો ઝબકારો

**સળિયો** પું. [સં. शलाका > પ્રા. सलाआमांथी 'સળી' થયા પછી પું. રૂપ ગુ. 'ઇયું' ત.પ્ર. દ્વારા] મોટે ભાગે ધાતુની શલાકા, સોટી જેવો ધાતુનો પાતળો દાંડો. (૨) સુન્નત કરતાં પહેલાં અંદર ચામડી સાફ કરવાનું એક સાધન. (૩) સૌરાષ્ટ્રના ઘોડાની એક જાત (પાતળા ઘાટને કારણે)

**સળી** સ્ત્રી. [સં. शलाका > પ્રા. सलाआ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] ઘાસ ધાતુ લાકડાની આછી ઝીણી લાંબી પાતળી કાંબ. (૨) દાંત ખોતરવાનું એવું સાધન. (૩) મૂત્ર-શલાકા, 'કૅથેટર.' (૪) નાકની સ્ત્રીઓની ઝીણી ચૂંક. [૦ કરવી (રૂ.પ્ર.) અટકચાળું કરવું. (૨) ઉશ્કેરવું. ૦ સંચો કરવો (-સઞ્ચો-) (રૂ.પ્ર.) પ્રેરણા કરવી. (૨) છૂપી યોજના કરવી. (૩) એ નામની એક રમત]

**સળેક(-ખ)ડી** સ્ત્રી. [જુઓ 'સળેક(-ખ)ડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સળી, મલોખું

**સળેક(-ખ)ડું** ન. [જુઓ 'સળેકડી,' - આ ન.] જાડી સળીનો ટુકડો, જાડા ઘાસ કે સાંઠાનો ટુકડો

**સળેખમ** ન. [સં. श्लेष्म, અર્વા. તદ્‌ભવ] નાકમાંથી પાતળાં પાણી નીકળવાનો રોગ, નાકની શરદીનો રોગ

**સં.[૧]** ન. ['સંસ્કૃત'નું લઘુરૂપ] સંસ્કૃત ભાષા

**સં.[૨]** પું. ['સંવત્સર'-'સંવત્'નું લઘુરૂપ] સંવત્સર, 'ઇયર.' (૨) ખાસ કરી વિક્રમ સંવત્સર

**સંકટ** (સઙ્કટ) ન. [સં.] આપત્તિ, આપદા, આફત, વિપત્તિ. (૨) કષ્ટ, દુઃખ. (૩) તાણ, ખેંચ, ભીડ

**સંકટ-ચતુર્થી** (સઙ્કટ-) સ્ત્રી. [સં.], **સંકટ-ચોથ** (સઙ્કટ-ચોથ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'ચોથ.'] દરેક મહિનાની અંધારિયાની ચોથી તિથિ (એ એક વ્રત-તિથિ છે.) (સંજ્ઞા.)

**સંકટ-બારી** (સઙ્કટ-) સ્ત્રી. [+ જુઓ 'બારી.'] સંકટ સમયે રાજમહેલ કે એવા મોટા મકાનમાંથી તેમ મોટર-બસ વિમાન વગેરેમાંથી નાસી છૂટવાનું નાનું બારણું

**સંકટ-મોચન** (સઙ્કટ-) વિ. [સં.] સંકટમાંથી છોડાવનાર

**સંકટ-મોંયું** (સઙ્કટ-મોંઃયું) ન. [સં. + 'મોં' + ગુ. 'ઉં' ત.પ્ર.] પ્રવેશ કરવામાં તકલીફ થાય તેવા સાંકડા પ્રવેશ-દ્વારવાળું (મકાન)

**સંકડામણ** ન., (-ણ્ય) સ્ત્રી., -ણી સ્ત્રી. [જુઓ 'સંકડાવું' + ગુ. 'આમણ, -ણી' કૃ.પ્ર.] જગ્યાની તંગી, સંકડાશ. (૨) (લા.) ભીડ, મુશ્કેલી, તંગી

**સંકડાવવું** જુઓ 'સંકડાવું'માં.

**સંકડાવું** અ.ક્રિ. [જુઓ 'સાંકડ.' - ના.ધા.] સાંકડા ભાગમાં આવવું. (૨) સંકોડાવું. (૩) બિડાવું; ભિડાવું, ભચડાવું. **સંકડાવવું** પ્રે.,સ.ક્રિ.

**સંકડાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'સંકડાવું' + ગુ. 'આશ' કૃ.પ્ર.] જુઓ 'સંકડામણ(૧).' [લાપ, સંભાષણ

**સં-કથા** (સઙ્કથા) સ્ત્રી. [સં.] અંદર અંદર વાતચીત, વાર્તા-

**સં-કર** (સઙ્કર) વિ. [સં.] ભેળસેળિયું, મિશ્રિત, 'હાઇબ્રીડ.' (૨) બગડેલું, ભ્રષ્ટ. (૩) જુદી જુદી જ્ઞાતિનાં પુરુષ-સ્ત્રીથી ઉત્પન્ન થયેલું, વર્ણ-સંકર,' ક્રૉસ-બ્લડ.' (૪) પું. ભેળ-સેળ, મિશ્રણ. (૫) બગાડ, ભ્રષ્ટતા. (૬) વર્ણસંકર સંતાન. (૭) ગોટાળો, 'કૉમ્પ્લિકેશન.' (૮) કપાસ કે એવા પદાર્થોના બે ત્રણ પ્રકારોના મિશ્રણથી થતો મિશ્ર પ્રકાર. (૯) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**સંકરિત** (સઙ્કરિત) વિ. [+ સં. इत લગાડી બનાવેલું નવું રૂપ] વિભિન્ન જાતિના બે પદાર્થોનું મિશ્રણ થયું હોય તેવું

**સં-કર્ષણ[૧]** (સઙ્કર્ષણ) ન. [સં.] પ્રબળ ખેંચાણ. (૨) પ્રબળ ખેડાણ

**સં-કર્ષણ[૨]** વિ.,પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે દેવકીના ગર્ભમાંથી પોતાને રોહિણીના ગર્ભમાં લઈ જનાર—બળરામ, બળદેવ (કૃષ્ણના મોટા ભાઈ)

**સં-કલન** (સઙ્કલન) ન. [સં.] એકઠું કરવું એ. (૨) ગૂંથવું એ, ગૂંથણી. (૩) સરવાળો

**સંકલન-નિયમ** (સઙ્કલન-) પું. [સં.] મંડળનો ખાસ

કાયદો, 'લૉ ઑફ઼ ઍસોશિયેશન'

**સં-કલના** (સઙ્કલના) સ્ત્રી. [સં.] ગોઠવણી, રચના

**સં-કલયિતા** (સઙ્કલયિતા) વિ. [સં.,પું.] સંકલન કરનાર

**સં-કલિત** (સઙ્કલિત) વિ. [સં.] જેનું સંકલન કરવામાં આવ્યું હોય તેવું, એકઠું કરેલું. (૨) ગૂંથેલું. (૨) સાંકળેલું

**સં-કલ્પ** (સઙ્કલ્પ) પું. [સં.] મનની ધારણા, કાંઈ કરવા વિશેનો મનસૂબો, ઇરાદો (૨) નિશ્ચય, ઠરાવ. (૩) ધર્મ-કર્મ કરવા માટે લેવામાં આવતી પ્રતિજ્ઞા. (૪) તરંગ. [૦ ઊઠવો (રૂ.પ્ર.) તુક્કો જાગવો. ૦ ભણવો (રૂ.પ્ર.) કોઈ પણ પ્રકારની ધાર્મિક ક્રિયા કરતાં પહેલાં એ કરવાની પ્રતિજ્ઞા લેવી]

**સં-કલ્પન** (સઙ્કલ્પન) ન. [સં.] સંકલ્પ કરવાની ક્રિયા

**સંકલ્પ-બલ(-ળ)** (સઙ્કલ્પ-) ન. [સં.] પ્રબળ મનો-ધારણા, પ્રબળ મનસૂબો

**સંકલ્પ-યોનિ** પું [સં.,બ.વી.] કામ-દેવ

**સંકલ્પ-વિકલ્પ** (સઙ્કલ્પ-) પું.,બ.વ. [સં.] શું કરવું અને શું ન કરવું એની મથામણ, ગડ-મથલ

**સંકલ્પ-શક્તિ** (સઙ્કલ્પ-) સ્ત્રી., **સંકલ્પ-સામર્થ્ય** (સઙ્કલ્પ-) ન. [સં.] જુઓ 'સંકલ્પ-બલ.'

**સં-કલ્પિત** (સઙ્કલ્પિત) વિ. [સં.] જેના વિશે મનસૂબો કરવામાં આવ્યો હોય તેવું, ધારેલું

**સં-કષ્ટ** (સઙ્કષ્ટ) ન. [સં.] કષ્ટ, દુઃખ. (૨) આફત, સંકટ

**સંકષ્ટ-ચતુર્થી** (સઙ્કષ્ટ-) સ્ત્રી. [સં.] જુઓ 'સંકટ-ચતુર્થી.'

**સંકળાવવું, સંકળાવું** જુઓ 'સાંકળવું'માં.

**સં-કીર્ણ** (સઙ્કીર્ણ) વિ. [સં.] સંકર, મિશ્રિત. (૨) વેરાયેલું. (૩) ખૂબ ભીડ કે ગિરદીવાળું. (૪) (લા.) ગૂંચવણ ભરેલું, અઘરું

**સંકીર્ણ-જાતિ** સ્ત્રી. [સં.] નવ કે નવમાંશ માત્રાના ટુકડાવાળા તાલની જાત. (સંગીત.)

**સંકીર્ણાવું** (સઙ્કીર્ણાવું) અ.ક્રિ. [સં. सं-कीर्ण, -ના.ધા.] સંકીર્ણ થવું, સંકીર્ણતા પામવી. (ના.દ.)

**સં-કીર્તન** (સઙ્કીર્તન) ન. [સં.] ગાન સાથેનું ભજન, ગીતવાળી આરાધના

**સં-કુચિત** (સઙ્કુચિત) વિ. [સં.] સંકોચાયેલું, સંકોડાયેલું. (૨) બિડાયેલું, બિડાયેલું. (૩) સાંકડું

**સં-કુલ** (સઙ્કુલ) વિ. [સં.] જુઓ 'સંકુચિત.' (૨) ઘડા વિનાનું. (૩) ગૂંચવણ-ભરેલું, ગૂંચવાયેલું. (૪) ન. મંડળ. (૫) યુદ્ધ, લડાઈ

**સં-કેત** (સઙ્કેત) પું. [સં.] ઇશારો, સનસા. (૨) અગાઉથી કરેલી છૂપી ગોઠવણ. (૩) છૂપો વાયદો, છૂપી શરત. (૪) અર્થ-બોધ કરનાર ચિહ્ન. (૫) જાણકાર વ્યક્તિ જ સામસામા સમજી શકે એ પ્રકારની ચેષ્ટા કે યાંત્રિક તાર જેવી યોજના. (૬) અમુક શબ્દોનો આ અમુક જ અર્થ થાય એવી સમજૂતી. (કાવ્ય.) (૭) ખાનગી રીતે મળવાનું નક્કી કરેલું સ્થાન

**સંકેત-નાણું** (સઙ્કેત) ન. [+જુઓ 'નાણું.'] એના પોતાના મૂલ્ય કરતાં વધારે મૂલ્ય આપે તેવું ચલણી નાણું, 'ટોકન-મની'

**સંકેત-રૂપ** (સઙ્કેત-) વિ. [સં.] શરતી અર્થવાળું, સંકેતાર્થ

**સંકેત-લિપિ** (સઙ્કેત-) સ્ત્રી. [સં.] સાંકેતિક લેખન-પદ્ધતિ, લઘુ-લિપિ, 'શૉર્ટ હૅન્ડ'

**સંકેતવું** (સઙ્કેતવું) સ.ક્રિ. [સં. संकेत, -ના.ધા.] સંકેત કરવો. સનસા કરવી, ખાનગી ગોઠવણ કરવી. **સંકેતાવું** (સઙ્કેતાવું) કર્મણિ.,ક્રિ. **સંકેતાવવું** (સઙ્કેતાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંકેત-શબ્દ** (સઙ્કેત-) પું. [સં.] અર્થ જ થતો ન હોય યા સામાન્ય ભાષામાં જુદો જ અર્થ થતો હોય તેવો અમુક ચોક્કસ અર્થમાં વાપરવાનો ગુપ્ત શબ્દ (વેપારીઓ તેમજ કારીગર કોમો, ચોર-લુટારા વગેરે આવા પોત-પોતાના ક્ષેત્રમાંના જ લોકો સમજી શકે તેવી ઊભી કરેલી-'પારસી' બોલીનો તે તે શબ્દ), 'સ્લૅન્ગ'

**સંકેત-સ્થાન** (સઙ્કેત-) ન. [સં] નાયક-નાયિકા કે ચોર ડાકુઓએ મળવાને માટે નક્કી કરેલું ગુપ્ત ઠેકાણું

**સંકેતાક્ષર** (સઙ્કેતાક્ષર) પું. [+સં અક્ષર,ન] સાંકેતિક વર્ણ, 'કૉડ લેટર'

**સંકેતાર્થ** (સઙ્કેતાર્થ) પું. [+સં. અર્થ] સાંકેતિક અર્થ, ત્રીજો ન સમજી શકે તેવો ભાઇનો, ગુપ્ત અર્થ. (૨) વાક્યમાં શરત બતાવનારો ક્રિયાપદનો અર્થ. (વ્યા.)

**સંકેલવું** (સઙ્કેલવું) સ.ક્રિ. [દે.પ્રા. संकेल] (વસ્ત્ર વગેરેને) ગડી-બંધ કરવું. (૨) ભેગું કરવું. (૩) આરોપવું, **સંકેલાવું** (સઙ્કેલાવું) કર્મણિ.,ક્રિ. **સંકેલાવવું** (સઙ્કેલાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંકેલાવવું, સંકેલાવું** (સઙ્કેલા-) જુઓ 'સંકેલવું'માં.

**સં-કોચ** (સઙ્કોચ) પું. [સં] બિડાવું એ, બિડાવું એ, સંકડાવું એ, સંકોડાવું એ. (૨) ખચકાવું એ, આંચકો. (૩) સંકડાશ. (૪) તંગી, અછત. (૫) (લા.) લજ્જા, શરમ

**સંકોચ-પૂર્વક** (સઙ્કોચ-) ક્રિ.વિ. [સં.] સંકોચ સાથે, સંકોચાતાં સંકોચાતાં, ખચકાઈ ને

**સંકોચવું** (સઙ્કોચવું) સ.ક્રિ. [સં. सम्+कुच्-कोच् તત્સમ] બીડવું, ભીડવું, સંકોડવું. (૨) મર્યાદિત કરવું. **સંકોચાવું** (સઙ્કોચાવું) કર્મણિ.,ક્રિ. **સંકોચાવવું** (સઙ્કોચાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંકોચ-શીલ** (સઙ્કોચ-) વિ. [સં.] સંકોચ કરવા ટેવાયેલું, સંકોચાઈ જાય તેવું. (૨) સંકોડાવા—બિડાવાના સ્વભાવનું

**સંકોચાવવું, સંકોચાવું** (સઙ્કોચા-) જુઓ 'સંકોચવું'માં. નોંધ: 'સંકોચાવું'નો કર્મણિ પ્રયોગ વ્યક્તિના સંદર્ભે ભાવે પ્રકારનો છે: 'મારે સંકોચાવું નહિ'

**સંકોડવું** (સઙ્કોડવું) સ.ક્રિ. [દે.પ્રા. संक्कोड, પ્રા. તત્સમ] ફેલાયેલું સાંકડું કરવું, સંકોચવું. **સંકોડાવું** (સઙ્કોડાવું) કર્મણિ., ક્રિ. **સંકોડાવવું** (સઙ્કોડાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંકોડાવવું, સંકોડાવું** (સઙ્કોડા-) જુઓ 'સંકોડવું'માં.

**સંકોરણી** (સઙ્કોરણી) સ્ત્રી. [જુઓ 'સંકોરવું'+ ગુ. 'અણી' કૃ.પ્ર.] સંકોરવું એ, વધે એમ કરવું એ. (૨) (લા.) ઉશ્કેરણી

**સંકોરવું** (સઙ્કોરવું) સ.ક્રિ. વધે એમ કરવું, ખંખેરી વધુ પ્રીકે એમ કરવું. (૨) સંકોડવું. (૩) (લા.) ઉશ્કેરવું. **સંકોરાવું** (સઙ્કોરાવું) કર્મણિ.,ક્રિ. **સંકોરાવવું** (સઙ્કોરાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંકોરાવવું, સંકોરાવું** (સઙ્કોરા-) જુઓ 'સંકોરવું'માં.

**સં-ક્રમ** (સઙ્ક્રમ) પું. [સં.] જુઓ 'સં-ક્રમણ.' (૨) પુલ

**સં-ક્રમણ** (સઙ્ક્રમણ) ન. [સં.] ઓળંગી કે વટાવી એક સ્થળેથી બીજે સ્થળે જવું એ. (૨) એકબીજાને વટાવતા પદાર્થોનું એક જ લીટીમાં આવી જવું એ, સંક્રાંતિ

**સંક્રમણ-દોષ** (સઙ્ક્રમણ-) પું. [સં.] વાદીએ ભૂલથી પ્રતિવાદીના મતમાં જઈ પડવાનો એક દોષ. (તર્ક.)

**સંક્રમણાવસ્થા** (સઙ્ક્રમ-) સ્ત્રી. [+સં. अव-स्था] સંક્રમણ કરવાની સ્થિતિ, સંધિ-કાલ

**સંક્રમવું** (સઙ્ક્રમવું) સ.ક્રિ. [સં. सम्-क्रम्, તત્સમ] સંક્રમણ કરવું, ઓળંગવું, વટાવવું. (ભૂ. કૃ.માં કર્તરિ પ્રયોગ.) **સંક્રમાવું** (સઙ્ક્રમાવું) કર્મણિ.,ક્રિ. **સંક્રમાવવું** (સઙ્ક્રમાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંક્રમાવવું, સંક્રમાવું** જુઓ 'સંક્રમવું'માં.

**સંક્રમિત** (સઙ્ક્રમિત) વિ. [સં.] જેના ઉપર થઈ સં-ક્રમણ કરવામાં આવ્યું હોય તેવું. (૨) પ્રવેશ કરેલું, દાખલ થયેલું [ચેપી, સંચારી

**સંક્રામક** (સઙ્ક્રામક) વિ. [સં.] સં-ક્રમણ કરાવનાર. (૨)

**સં-ક્રામિત** (સઙ્ક્રામિત) વિ. [સં.] જેના ઉપરથી સં-ક્રમણ કરાવવામાં આવ્યું હોય તેવું, (૨) ચેપ લાગ્યો હોય તેવું

**સંક્રામી** (સઙ્ક્રામી) વિ. [સં.,પું.] ઓળંગનાર, વટાવનાર. (૨) ચેપી [પ્રતિબિંબિત

**સં-ક્રાંત**[1] (સઙ્ક્રાન્ત) વિ. [સં.] જુઓ 'સં-ક્રમિત.' (૨)

**સંક્રાંત** (સંક્રાંત્ય) સ્ત્રી. [સં. सं-क्रान्ति, અર્વા. તદ્ભવ, જેમાં ઉચ્ચારણ માત્ર 'અનુનાસિક.'] મકર-સંક્રાંતિ, ઉતરાણ, ખીસર

**સં-ક્રાંતિ** (સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] એકબીજાને વટાવતાં પદાર્થોની એક જ લીટીમાં આવી જવાની ક્રિયા, સં-ક્રમણ. (એ રીતે આકાશીય ગ્રહોનું તેમ સૂર્યનું એકબીજા ગ્રહોની ઉત્તર-દક્ષિણ રેખામાં આવી જવું. આમાંથી સૂર્યની બાર રાશિઓમાં ત્યારે ત્યારે પ્રવેશ કરવાને બાર રાશિઓની 'સં-ક્રાંતિ' તે તે રાશિના નામથી: 'મેષ-સંક્રાંતિ' 'વૃષભ-સંક્રાંતિ' 'મિથુન-સંક્રાંતિ,' એ પ્રમાણે 'મકર-સંક્રાંતિ' (ઉતરાણ). (૩) પલટવાનું વલણ. (૪) પ્રતિબિંબન. (૫) સામાન્ય ગમન

**સંક્રાંતિ-કાલ(-ળ)** (સઙ્ક્રાન્ત-), **સંક્રાંતિ-યુગ** (સઙ્ક્રાન્તિ-) પું. [સં.] સંક્રમણનો સમય. (૨) સં-ક્રાંતિનો સમય. (૩) પરિવર્તનનો સમય, ઊથલ-પાથલનો સમય

**સં-ક્રીડવું** (સઙ્ક્રીડવું) અ.ક્રિ. [સં. सम्-क्रीड्, તત્સમ] સાથે રહી ખેલવું. **સંક્રીડાવું** (સઙ્ક્રીડાવું) ભાવે.,ક્રિ. **સંક્રીડાવવું** (સઙ્ક્રીડાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંક્રીડાવવું, સંક્રીડાવું** (સઙ્ક્રીડા-) જુઓ 'સંક્રીડવું'માં.

**સં-ક્ષિપ્ત** (સઙ્ક્ષિપ્ત) વિ. [સં.] જેનો સંક્ષેપ કરવામાં આવ્યો હોય તેવું, ટૂંકાવેલું, ટંકું

**સંક્ષિપ્તાક્ષરી** (સઙ્ક્ષિપ્તાક્ષરી) સ્ત્રી. [+સં. अक्षर+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] શબ્દ કે શબ્દોનો માત્ર આરંભનો વર્ણ બતાવવામાં આવે એ [માનસિક રીતે દુઃખી

**સં-ક્ષુબ્ધ** (સઙ્ક્ષુબ્ધ) વિ. [સં.] ખળભળી ઊઠેલું. (૨)

**સં-ક્ષેપ** (સઙ્ક્ષેપ) પું. [સં.] ટૂંકાણ, લાઘવ. (૨) ટૂંકો સાર

**સંક્ષેપક** (સઙ્ક્ષેપક) વિ. [સં.] સંક્ષેપ કરનારું. ટૂંકું કરનારું

**સં-ક્ષોભ** (સઙ્ક્ષોભ) પું. [સં.] ખળભળાટ. (૨) ઊહાપોહ, ચળવળ. (૩) કંપ, ધ્રુજારો. (૪) ગરબડ

**સં-ક્ષોભક** (સઙ્ક્ષોભક) વિ. [સં.] સંક્ષોભ કરનારું

**સં-ક્ષોભણીય** (સંઙ્ક્ષોભણીય), **સં-ક્ષોભ્ય** (સઙ્ક્ષોભ્ય) વિ. [સં.] ખળભળી ઊઠે તેવું. (૨) ખળભળી મુકાવે તેવું

**સંખારો** (સઙ્ખારો) પું. પાણી ગાળતાં ગળણામાં રહી જતો જંતુવાળો કચરો. (જૈન.)

**સંખાવું**[1] (સઙ્ખાવું) જુઓ 'સાંખવું'માં. ['શંકાવું'માં.

**સંખાવું**[2] (સઙ્ખાવું) અ.ક્રિ. [જુઓ 'શંકાવું.'] જુઓ

**સંખાવો** પું. [જુઓ 'સંખાવું[2]' + ગુ. 'વું' કૃ.પ્ર.] હાજત. (૨) શરમ. (૩) કંટાળો [સોમલની એક જાત

**સંખિયો** (સઙ્ખિયો) પું. [સં. शङ्खिक-क- > પ્રા. संखियअ-]

**સંખ્ય** (સઙ્ખ્ય) ન. [સં.] યુદ્ધ, લડાઈ

**સંખ્યા** (સઙ્ખ્યા) સ્ત્રી. [સં.] આંકડા ગણવાની રીત, ગણના, ગણતરી. (૨) ગણતરીથી આવતો આંકડો, રકમ. [૦ માંડવી (રૂ.પ્ર.) રકમ લખવી]

**સંખ્યાક્રમ-પૂરક** (સઙ્ખ્યા-) વિ. [સં.] સંખ્યાના ક્રમમાં તે તે સંખ્યાએ પહોંચેલું એ બતાવનાર (વિશેષણ) પહેલું બીજું ત્રીજું ચોથું પાંચમું અને એ રીતે 'મું' લગાડાતો દરેક શબ્દ. (વ્યા.)

**સંખ્યાક્રમ-વાચક** (સઙ્ખ્યા-) વિ. [સં.] સંખ્યાનો ક્રમ બતાવનાર (વિશેષણ-૧ ૨ ૩ ૪ ૫ વગેરે.) (વ્યા.)

**સંખ્યાતીત** (સઙ્ખ્યાતીત) વિ. [+સં. अतीत] સંખ્યાને વટાવી ગયેલું. (૨) અ-સંખ્ય, અનંત, બેસુમાર

**સંખ્યાત્મક** (સઙ્ખ્યાત્મક) વિ. [+સં. आत्मन्+क] આંકડાના રૂપમાં રહેલું, સંખ્યાનું બનેલું

**સંખ્યા-પૂરક** (સઙ્ખ્યા-) વિ. [સં.] પહેલું બીજું ત્રીજું એમ સંખ્યા પૂરનારું, સંખ્યાક્રમ-પૂરક

**સંખ્યા-બલ(-ળ)** (સઙ્ખ્યા-) ન. [સં.] નાની મોટી સંખ્યા દ્વારા મળતું સામર્થ્ય, સંખ્યા-શક્તિ

**સંખ્યા-બંધ** (સઙ્ખ્યા-બન્ધ) વિ. [સં. + ફા. બન્દ્] અનેક આંકડાનું. (૨) (લા.) ઘણું જ ઘણું, પાર વગરનું

**સંખ્યા-લેખન** (સઙ્ખ્યા-) ન. [સં.] રકમો લખવાની ક્રિયા, આંકડા માંડવા એ

**સંખ્યા-વાચક** (સઙ્ખ્યા-) વિ. [સં.] ૧ ૨ ૩ ૪ વગેરે રકમ બતાવનાર (વિશેષણ). (વ્યા.)

**સંખ્યાવૃત્તિ-વાચક** (સઙ્ખ્યા-) વિ. [+સં. आ-वृत्ति] 'ગણું' અર્થ બતાવનાર (વિશેષણ 'એકવડું' 'બેવડું' 'ત્રેવડું'-'ચોવડું' 'ત્રમણું'-'ચો-ગણું' વગેરે). (વ્યા.)

**સંખ્યાસમૂહ-વાચક** (સઙ્ખ્યા-) વિ. [સં.] રકમોનો જથ્થો બતાવનાર (નામ: 'ચોક' 'પંચક' 'પંજો' 'છક્કો' 'દસકો' 'દાયકો' 'સદી' 'સૈકો' વગેરે.) (વ્યા.)

**સંખ્યા-સંકેત** (સઙ્ખ્યા-સઙ્કેત) પું. [સં.] શબ્દોમાં લખેલી સંખ્યા આંકડામાં લખવી એ. (૨) આંકડા દ્વારા લખી એ ઉપરથી અર્થ સમજવાની એક રીત

**સંખ્યાંશ-વાચક** (સઙ્ખ્યાંશ-) વિ. [+સં. अंश०] રકમ-

ના તે તે અંકના ભાગનો ખ્યાલ આપનારું, અપૂર્ણાંકનો ખ્યાલ આપનારું, (જેમકે 'પા' 'અર્ધું' 'પોણું' અને ૧/૨ થી ૧/૯ વગેરે અનેક). (ગ.)

**સંગ**[1] (સઙ્ગ) પું. [સં.] આસક્તિ, લગની. (૨) સહચાર, સોબત. (૩) સંયોગ. (૪) સંભોગ, મૈથુન

**સંગ**[2] (સઙ્ગ) પું. [ફા.] પથ્થર

**સંગટો** પું. [સં. सङ्ग + ગુ. 'ટો' સ્વાર્થે ત.પ્ર., 'અં' નું ઉચ્ચારણ અનુનાસિક કોમળ] શ્રાવકો વ્રતમાં બેઠાં હોય ત્યારે પરસ્પર સ્પર્શ થવો એ. (જૈન.)

**સંગઠન** (સઙ્ગઠન) ન. [સં. સં-ग्रथ् દ્વારા ક્રિયાવાચક સંસ્કૃતાભાસી નામ] વીખરાયેલાં માણસો વગેરેને એકઠાં કરી સંયુક્ત બળ ઊભું કરવું એ, સંયોજનની ક્રિયા

**સંગઠન-કાર** (સઙ્ગઠન-) વિ. [+ સં.] સંગઠન કરનાર

**સંગઠક** (સઙ્ગઠક) વિ. [સં. સં-ग्रथ् ના વિકાસમાં સંસ્કૃતાભાસી] સંગઠન સાધી આપનાર, સંયોજન કરી આપનાર

**સંગઠના** (સઙ્ગઠના) સ્ત્રી. [જુઓ 'સંગઠન' દ્વારા આ સંસ્કૃતાભાસી રૂપ.] જુઓ 'સંગઠન.'

**સંગઠવું** સ.ક્રિ. [સં. सं-ग्रथ् દ્વારા ગુ. ધાતુ] સંગઠન કરવું. **સંગઠાવું** કર્મણિ., ક્રિ. **સંગઠાવવું** પ્રે.,સ.ક્રિ.

**સંગઠાવવું, સંગઠાવું** જુઓ 'સંગઠવું'માં.

**સંગઠિત** (સઙ્ગઠિત) વિ. [સં. संग्रथ દ્વારા વિકસી સં. इत ભૂ.કૃ.નું સંસ્કૃતાભાસી રૂપ] સંગઠન સાધ્યું હોય તેવું, એકત્રિત થયેલું

**સંગત**[1] (સઙ્ગત) વિ. [સં.] એકઠું થયેલું. (૨) સંબદ્ધ, બંધ-બેસતું. (૩) મળતું આવતું, 'સિમેટ્રિકલ.'

**સંગત**[2] (સઙ્ગત્ય) સ્ત્રી. [સં. संगति, અર્વા. તદ્ભવ] સંગતિ, સોબત, (૨) મૈત્રી, દોસ્તી

**સંગત-કોણ** (સઙ્ગત-) પું. [સં.], **સંગત-ખૂણો** (સઙ્ગત-) પું. [+ જુઓ 'ખૂણો.'] મળતો આવતો ખૂણો. (ગ.)

**સંગત-દોષ** (સઙ્ગત્ય-) પું. [જુઓ 'સંગત[2]'+સં.] ખરાબ સોબતની અસર

**સંગતરાશ** (સઙ્ગ-) પું. [ફા.] સલાટ, કડિયો

**સંગત-વાર** (સઙ્ગત્ય-) વિ. [જુઓ 'સંગત[2]' + 'વાર' (પ્રમાણે)] સંબંધ પ્રમાણે, સંબંધ-વાર

**સંગતિ** (સઙ્ગતિ) સ્ત્રી [સં.] એકઠું થવું એ, સંયોગ, મેળાપ. (૨) સહવાસ, સાથે ઊઠવું બેસવું વગેરે. (૩) એકરૂપતા, એકાત્મકતા. (૪) સરખાપણું, 'સિમેટ્રી.' (૫) પૂર્વાપર-સંબંધ

**સંગતિકા** (સઙ્ગતિકા) સ્ત્રી. [સં.] એ નામનો એક અક્ષર-મેળ છંદ. (પિં.)

**સંગતિ-દોષ** (સઙ્ગતિ-) પું. [સં.] જુઓ 'સંગત-દોષ.'

**સંગતિ-પૂર્વક** (સઙ્ગતિ-) ક્રિ.વિ. [સં.] સંબંધ બરોબર મળ્યો હોય તે રીતે, સંબંધ રાખીને

**સંગ-દિલ** (સઙ્ગ-) વિ. [ફા.] પથ્થર જેવા હૃદયનું

**સંગદિલી** (સઙ્ગ-) સ્ત્રી. [ફા.] પથ્થર જેવું હૃદય હોવું એ

**સંગ-દોષ** (સઙ્ગ-) પું. [સં.] જુઓ 'સંગત-દોષ.'

**સંગના** (સઙ્ગના) [સં. सङ्ग દ્વારા] સહિયર, સખી

**સં-ગમ** (સઙ્ગમ) પું. [સં.] મિલન, મેળાપ, સમાગમ. (૨) બે નદીઓ કે નદી સમુદ્રને મળે એ ક્રિયા. (૩) એવા મેળાપનું સ્થાન. (૪) સંભોગ, મૈથુન. (૫) ગુરુ-કુળ, વિદ્યા-ધામ. (૬) પરિષદ, 'એકેડમી'

**સંગમનીય** (સઙ્ગમનીય) પું. [સં.] એ નામનો એક કાલ્પનિક મણિ (જે મળતાં પ્રિયા અને પ્રિયનો મેળાપ થાય એવી માન્યતા)

**સંગમ-સ્થલ(-ળ)** (સઙ્ગમ-), **સંગમ-સ્થાન** (સઙ્ગમ-) ન. [સં.] મળવાની જગ્યા (વ્યક્તિઓ નદીઓ વગેરેની)

**સંગર** (સઙ્ગર) ન. [સં.,પું.] યુદ્ધ, લડાઈ

**સંગ-રંગ** (સઙ્ગ-રઙ્ગ) પું. [સં.] સોબતની સારી કે નરસી અસર

**સંગ-વર્જિત** (સઙ્ગ-) વિ. [સં.] સંગ વિનાનું

**સંગવ-કાલ(-ળ)** (સઙ્ગવ-) પું., **સંગવ-વેલા(-ળા)** સ્ત્રી. [સં.] પરોઢિયેથી લઈ દિવસના થતા પાંચ ભાગોમાંનો બીજો ભાગ

**સંગ-સારી** (સઙ્ગ-) સ્ત્રી. [ફા.] પથ્થર મારી મારીને મારી નાખવાની ક્રિયા, પંચ-ઈંટાળી

**સંગાત(-થ)** (સઙ્ગાત,-થ) પું. [સં. सं-घात, અર્વા. તદ્ભવ] જુઓ 'સં-ઘાત.'

**સંગાતી(-થી)** (સઙ્ગાતી,-થી) વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સંગાથ કરનારું, સાથીદાર

**સંગાતે(-થે)** (સઙ્ગાતે,-થે) ક્રિ.વિ. [+ગુ. 'એ' સા.વિ.,પ્ર.] સાથે, જોડે, સાથમાં, સંઘાતે

**સં-ગાન** (સઙ્ગાન) ન. [સં.] સમૂહ-ગાન, વૃંદ-ગાન

**સંગિની** (સઙ્ગિની) વિ.,સ્ત્રી. [સં.] સાથીદાર સ્ત્રી. (૨) ધર્મ-પત્ની

**સંગી** (સઙ્ગી) વિ. [સં.,પું.] સોબતી, સાથી, સાથીદાર

**સં-ગીત** (સઙ્ગીત) ન. [સં.] વાદ્યો સાથે ગાવામાં આવતું ગાન, ગાયન-વાદન. (૨) નૃત્ત-નૃત્ય સાથેનું ગાયન-વાદન

**સંગીત-કલા(-ળા)** (સઙ્ગીત-) સ્ત્રી. [સં.] સંગીત-વિદ્યા

**સંગીત-કલ્પ** (સઙ્ગીત-) વિ. [સં.] લગભગ સંગીતની કોટિનું, ગાય વગાડી શકાય તેવું

**સંગીત-કળા** (સઙ્ગીત-) જુઓ 'સંગીત-કલા.'

**સંગીત-કાર** (સઙ્ગીત-) વિ. [સં.] ગાયક

**સંગીત-કાવ્ય** (સઙ્ગીત-) ન. [સં.] ગેય કવિતા, 'લિરિક'

**સંગીત-જ્ઞ** (સઙ્ગીત-) વિ. [સં.] સંગીતનું જ્ઞાન ધરાવનાર, સંગીત-વિદ

**સંગીત-નાટક** (સઙ્ગીત-) ન. [સં.] નૃત્ત-નૃત્ય-ગાયન-વાદન સાથેનું નાટક, નાટ્ય-સંગીત

**સંગીત-પદ્ધતિ** (સઙ્ગીત-) સ્ત્રી. [સં.] સંગીત ગાવાની તે તે રીત

**સંગીત-મય** (સઙ્ગીત-) વિ. [સં.] સંગીતથી ભરેલું, સાંગીતિક. (૨) (લા.) મધુર

**સંગીત-લિપિ** (સઙ્ગીત-) સ્ત્રી. [સં.] સંગીતનું એના સ્વરોની દૃષ્ટિએ સંકેતોથી અંકન થાય એ પ્રકાર

**સંગીત-લેખન** (સઙ્ગીત-) ન. [સં.] સ્વરોની દૃષ્ટિએ નક્કી કરેલા સંકેતો પ્રમાણે કરવામાં આવતું સ્વરાંકન, 'નોટેશન'

**સંગીત-લેખન-પદ્ધતિ** (સઙ્ગીત-) સ્ત્રી. [સં.] સંગીતના સ્વરાંકનની તે તે રીત (જેમકે 'ભાતખંડેની' 'વિષ્ણુ

દિગંબરની' વગેરે), 'નોટેશન - સિસ્ટમ'
**સંગીત-વિદ્યા** (સઙ્ગીત-) સ્ત્રી. [સં.] જુઓ 'સંગીત-કલા.'
**સંગીત-વિદ્યાલય** (સઙ્ગીત-) ન. [સં.,પું.,ન.] સંગીત શીખવાની શાળા, 'મ્યુઝિક સ્કૂલ', 'મ્યુઝિક કૉલેજ'
**સંગીત-વિશારદ** (સઙ્ગીત-) વિ. [સં.] સંગીત-વિદ્યામાં નિષ્ણાત. (૨) સંગીતની પરીક્ષાની સ્નાતક કક્ષાની પદવી
**સંગીત-શાલા(-ળા)** (સઙ્ગીત-) સ્ત્રી. [સં.] જુઓ 'સંગીત-વિદ્યાલય.'
**સંગીત-શાસ્ત્ર** (સઙ્ગીત-) ન. [સં.] સંસ્કૃત વિદ્યા માટેનું [પદ્ધતિપૂર્વકનું શાસ્ત્ર
**સંગીતશાસ્ત્રી** (સઙ્ગીત-) વિ. [સં.,પું.] સંગીત-શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર [નાર
**સંગીત-શિક્ષક** (સઙ્ગીત-) પું. [સં.] સંગીતનું જ્ઞાન આપ-
**સંગીત-શિક્ષણ** (સઙ્ગીત-) ન. [સં.] સંગીત-વિદ્યાની તાલીમ, સંગીત શીખવું એ
**સંગીતાચાર્ય** (સઙ્ગીતા-) પું. [+સં. आ-चार्य] સંગીત-વિદ્યાની ઉચ્ચ સિદ્ધિએ પહોંચી સંગીતનું જ્ઞાન આપનાર વિદ્વાન. (૨) સંગીતના વિદ્વાનને મળતી એવી એક પદવી
**સં-ગીતિ** (સઙ્ગીતિ) સ્ત્રી. [સં.] સ્વરોની સંવાદિતા, 'હાર્મની.' (૨) સમૂહ-ગાન, વૃંદ-ગાન, 'કૉરસ.' (૩) બૌદ્ધ સાધુઓની પરિષદ, સંગીથિ. (બૌદ્ધ.) (૪) એ નામનો આર્યાછંદનો એક ભેદ. (પિં.)
**સંગીથિ** (સઙ્ગીથિ) સ્ત્રી. [સં. संगीति> પાલિ. संगीथि, પાલિ તત્સમ] જુઓ 'સંગીત(૩).'
**સંગીન** (સઙ્ગીન) વિ. [ફા.] (પથ્થર જેવું) ભારે મજબૂત. (૨) ટકાઉ. (૩) સરસ, ઉત્તમ. (૪) અડગ, અચળ. (૫) મહત્ત્વનું. (૬) ન. બંદૂકની નળીને છેડે ઘાલવામાં આવતું લાંબા પાનાનું અણીદાર હથિયાર, 'બૅયોનેટ'
**સં-ગૃહીત** (સઙ્ગૃહીત) વિ. [સં.] જેનો સંગ્રહ કરવામાં આવ્યો હોય તેવું, એકઠું કરેલું, એકત્રિત
**સંગે-મરમર** (સઙ્ગે) પું. [ફા. संगि-मर्मर्] આરસ-પહાણ
**સંગે-યાકૂદ** (સઙ્ગે-) પું. [ફા. સંગિ-યાકૂદ] એક જાતનો કિંમતી પથ્થર
**સંગો** (સઙ્ગો) પું. [સં. सङ्गक-> પ્રા. संगअ- પ્રાકૃત અસર] ખૂબ આસક્તિ, આસંગો. (૨) હેડો
**સં-ગોપન** (સઙ્ગોપન) ન. [સં.] રક્ષણ કરવું એ. (૨) સાચવી લેવું એ, ઢાંકી લેવું એ. (૩) રહસ્યની જાળવણી
**સંગોપવું** (સઙ્ગોપવું) સ.ક્રિ. [સં. सम्-गुप्-गोप् તત્સમ] છુપાવી રાખવું. **સંગોપાવું** કર્મણિ.,ક્રિ. **સંગોપાવવું** પ્રે.,સ.ક્રિ.
**સંગોપાવવું, સંગોપાવું** જુઓ 'સંગોપવું'માં.
**સં-ગ્રથિત** (સઙ્ગ્રથિત) વિ. [સં.] ગૂંથી લીધેલું. (૨) એકઠું કરેલું. (૩) સંયુક્ત
**સં-ગ્રહ** (સઙ્ગ્રહ) પું. [સં.] એકઠું કરવું એ. (૨) એકઠી કરેલી ચીજ-વસ્તુઓ વગેરેનો જમાવ. (૩) જેમાં વિવિધ વાતો કવિતાઓ વગેરે હોય તેવો તે તે સમૂહ
**સંગ્રહ-કર્તા** (સઙ્ગ્રહ-) વિ. [સં.,પું.], **સંગ્રહ-કાર** (સઙ્ગ્રહ-) વિ. [સં.] સંગ્રહ કરનાર
**સંગ્રહ-ખોર** (સઙ્ગ્રહ-) વિ. [+ફા. પ્રત્યય] જુઓ 'સંઘરા-ખોર.'
**સંગ્રહખોરી** સ્ત્રી. [+ફા.] જુઓ 'સંઘરાખોરી.'
**સંગ્રહ-ગ્રંથ** (સઙ્ગ્રહ-ગ્રન્થ) પું. [સં.] એક કે વિભિન્ન વિષયોનાં લખાણના વિવિધ લેખોનો જેમાં સમાવેશ હોય તેવું પુસ્તક
**સં-ગ્રહણી** (સઙ્ગ્રહણી) સ્ત્રી. [સં.] જૈન આગમ શાસ્ત્રના વિષયોને સંક્ષેપમાં આપનારો તે તે પ્રાકૃત પદ્યાત્મક ગ્રંથ. (જૈન.) (૨) ઝાડા થવાનો એક જીર્ણ રોગ, સંઘરણી, 'ડિસેન્ટરી'
**સંગ્રહવું** (સઙ્ગ્રહવું) સ.ક્રિ. [સં. सम्-ग्रह्, તત્સમ મૂળ રૂપ] એકત્રિત કરી એક ઠેકાણે સાચવવું, સંઘરવું, સંગ્રહ કરવો. **સંગ્રહાવું** (સઙ્ગ્રહાવું) કર્મણિ.,ક્રિ. **સંગ્રહાવવું** (સઙ્ગ્રહાવવું) પ્રે.,સ.ક્રિ.
**સંગ્રહ-સ્થાન** (સઙ્-ગ્રહ-) ન. [સં.], **સંગ્રહાલય** (સઙ્ગ્રહાલય) ન. [+સં. आलय,પું.,ન.] જૂની અને જોતાં અજાયબી પણ થાય તેવી વસ્તુઓ લોકોના જોવાના માટે જ્યાં વ્યવસ્થિત રીતે એકઠી કરી રાખવામાં આવે તે જગ્યા, 'મ્યુઝિયમ'
**સંગ્રહાવવું, સંગ્રહાવું** (સઙ્ગ્રહા-) જુઓ 'સંગ્રહવું'માં.
**સંગ્રહી** (સઙ્ગ્રહી) વિ. [સં.,પું.] સંગ્રહ કરનાર, સંગ્રાહક
**સં-ગ્રહીતા** (સઙ્ગ્રહીતા) વિ. [સં.,પું.] જુઓ 'સં-ગ્રાહક.' (૨) પું. સારથિ
**સં-ગ્રામ** (સઙ્ગ્રામ) પું.,ન. [સં.,પું.] યુદ્ધ, લડાઈ, જંગ
**સંગ્રામ-સમિતિ** (સઙ્ગ્રામ-) સ્ત્રી. [સં.] કોઈ પણ પ્રકારની લડાઈની આયોજના કરવા નીમવામાં આવતી ચુનંદા સભ્યોની નાની મંડળી
**સંગ્રામિ-ક** (સઙ્ગ્રામિક) વિ. [સં.] લડનાર, યુદ્ધ કરનાર. ('સંગ્રામને લગતું' એ અર્થ માટે તો 'સાંગ્રામિક' થાય.)
**સં-ગ્રાહ** (સઙ્ગ્રાહ) પું. [સં.] જકડી લેવું એ, પકડ, ચૂડ
**સં-ગ્રાહક** (સઙ્ગ્રાહક) વિ. [સં.] સંગ્રહ કરનાર
**સંગ્રાહિકા** (સઙ્ગ્રાહિકા) સ્ત્રી. [સં.] સંગ્રહ કરનારી સ્ત્રી., સ્ત્રી સંગ્રાહક
**સં-ગ્રાહી** (સઙ્ગ્રાહી) વિ. [સં.,પું.] જુઓ 'સંગ્રાહક.'
**સંઘ** (સઙ્ઘ) પું. [સં.] લોકોનો સમૂહ, સમુદાય. (૨) એક ધ્યેયને માટે સ્થપાયેલ કે ચાલુ સમુદાય. (૩) યાત્રાળુઓનો નીકળતો સમુદાય. (૪) ભિન્ન ભિન્ન રાજ્યો કે રાષ્ટ્રોનો સ્થપાયેલો સમૂહ. (૫) ભારતમાં સ્થપાયેલો 'રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘ.' (સંજ્ઞા.) (૫) 'જનસંઘ' નામનો રાષ્ટ્રિય કક્ષાનો પ્રજા-પક્ષ. (સંજ્ઞા.) [૦ કાઢવો (રૂ.પ્ર.) યાત્રાળુઓનો સમૂહ એકઠો કરી યાત્રાએ નીકળવું. (૨) ધતિંગ ઊભું કરવું. ૦ કાશીએ (કે દ્વારકા) જવો (કે પહોંચવો) (પોંચવો) (રૂ.પ્ર.) કાર્ય સિદ્ધ થવું]
**સંઘ-જીવન** (સઙ્ઘ-) ન. [સં.] સમૂહમાં રહીને જિંદગી પસાર કરવી એ, સમૂહ-જીવન
**સં-ઘટક** (સઙ્ઘટક) વિ. [સં.] સંઘટન કરનાર, સંગઠન કરનાર, જુદાંને એકઠાં કરનાર

**સં-ઘટન** (સઙ્ઘટન) ન., -ના સ્ત્રી. [સં.] સંગઠન કરવું એ
**સં-ઘટિત** (સઙ્ઘટિત) વિ. [સં.] એકઠું કરવામાં આવેલું, એકઠું થયેલું, સંગઠિત
**સં-ઘટ્ટ** (સઙ્ઘટ્ટ) પું., -ટ્ટન ન., -ટ્ટના સ્ત્રી. [સં.] સામસામા ઘસાવું એ, સં-ઘર્ષણ. (૨) અથડામણ. (૩) મેળાપ, મેળાવો, મિલન [મુખ્ય યાત્રી, સંઘવી
**સંઘ-પતિ** (સઙ્ઘ-) પું. [સં.] યાત્રાળુઓના સમૂહનો નેતા
**સંઘ-બલ(-ળ)** (સઙ્ઘ-) ન. [સં.] લોકોના સમુદાયનું સંગઠિત સામર્થ્ય, સામુદાયિક બળ
**સંઘરણી** (સઙ્ઘરણી) સ્ત્રી. [સં. संग्रहणी > પ્રા. संघरणी, પ્રા. તત્સમ] જુઓ 'સં-ગ્રહણી.'
**સંઘરવું** (સઙ્ઘરવું) સ.ક્રિ. [સં. सम्-ग्रह् > પ્રા. संघर-, પ્રા. તત્સમ] જુઓ 'સંગ્રહવું.' **સંઘરાવું** કર્મણિ.,ક્રિ. **સંઘરાવવું** પ્રે.,સ.ક્રિ. (આ પાછલાં બેઉ રૂપોમાં અનુનાસિક 'અ' લઘુ ઉચ્ચરિત થાય છે.)
**સંઘરા** સ્ત્રી. ફસ ખોલવાની ક્રિયા ['સંગ્રહ-ખોર.'
**સંઘરાખોર** વિ. [જુઓ 'સંઘરો' + ફા. પ્રત્યય.] જુઓ
**સંઘરા-ખોરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'સંગ્રહખોરી.'
**સંઘરાવવું, સંઘરાવું** જુઓ 'સંઘરવું'માં.
**સંઘરો** પું. [સં. सं-ग्रहक- > પ્રા. संघरअ-] એકઠું કરવું એ, સંગ્રહ, સંચય
**સં-ઘર્ષ** (સઙ્ઘર્ષ) પું., -ર્ષણ ન. [સં.] એકબીજા સાથે ઘસાવું એ. (૨) એકબીજા સાથે અથડાવું એ, અથડામણ. (૩) ઝઘડો, તકરાર
**સંઘવી** પું. [સં. सङ्घ-पति > પ્રા. संघवइ] યાત્રાળુઓના સંઘનો નેતા, સંઘ-પતિ. (૨) એ ઉપરથી જૈનો નાગરો વગેરેમાં આવેલી અવટંક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**સંઘ-વ્યાયામ** (સઙ્ઘ-) પું. [સં.] સમૂહમાં એકઠાં રહી કરવામાં આવતી કસરત
**સંઘ-શક્તિ** (સઙ્ઘ-) સ્ત્રી. [સં.] જુઓ 'સંઘ-બલ.'
**સંઘસત્તાક** (સઙ્ઘ-) વિ. [સં.] પ્રજાતંત્રવાળું
**સંઘાટી** (સઙ્ઘાટી) સ્ત્રી. [દે. પ્રા. संघाडी દ્વારા સંસ્કૃતીકરણ] બૌદ્ધ ભિક્ષુઓનું ઉપ-વસ્ત્ર
**સંઘા(-ઘે)ડા-ઉતાર** વિ. [જુઓ 'સંઘા(-ઘે)ડો૨' + 'ઉતારવું.'] સંઘાડિયાએ સંઘાડે ઉતાર્યું હોય તેવું સુરેખ, ઘાટીલું
**સંઘા(-ઘે)ડિયા-વાડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'સંઘા(-ઘે)ડિયો' + 'વાડ.૨'] સંઘાડિયા જ્ઞાતિનો મહોલ્લો
**સંઘા(-ઘે)ડિયો** પું. [જુઓ 'સંઘા(-ઘે)ડો'૨+ગુ. 'ઇયું' ત.પ્ર.] સંઘાડા ઉપર હાથીદાંત પ્લાસ્ટિક અને લાકડાની વસ્તુઓ તૈયાર કરનાર કારીગર. (૨) હિંદુઓની એક એવી ધંધાદાર જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**સંઘાડી** (સઙ્ઘાડી) સ્ત્રી. [દે.પ્રા.] જુઓ 'સંઘાટી.'
**સંઘાડો૧** પું. [સં. सङ्घ દ્વારા] જૈન સાધુ-સાધ્વીઓનો તે તે પ્રત્યેક સમુદાય. (જૈન.)
**સંઘાડો૨** પું. [સં. सं-घाटक- > પ્રા. संघाडअ-] હાથીદાંત પ્લાસ્ટિક લાકડું વગેરેની વસ્તુઓ ઉતારવાનું ચક્રાકાર યંત્ર
**સં-ઘાત** (સઙ્ઘાત) પું. [સં.] અથડામણ. (૨) સમૂહ, સમુદાય. (૩) જમાવ. (૪) રસ્તાનો સાથ, સથવારો સંગાથ [લાવનારું સાધન, 'કન્ડેન્સર
**સંઘાતક** (સઙ્ઘાતક) વિ. [સં.] વરાળને દ્રવ્ય-સ્વરૂપમાં
**સંઘાતી** (સઙ્ઘાતી) વિ. [સં.,પું.] સાથીદાર, સંગાથી, સોબતી
**સંઘાતે** (સઙ્ઘાતે) ક્રિ.વિ. [જુઓ 'સંઘાત' + ગુ. 'એ' સા. વિ.,પ્ર.] સથવારામાં, સાથે, સંગાથે
**સંઘાધિપ** (સઙ્ઘાધિપ) પું. [સં. सङ्घ+अधिप] સંઘનો અધિપતિ, સંઘ-પતિ [તત્સમ] જુઓ 'સંહાર.'
**સંઘાર** (સઙ્ઘાર) પું. [સં. सं-हार > પ્રા. संघार, પ્રા.
**સંઘારણ** (સઙ્ઘારણ) ન. [સં. संहारण > પ્રા. संघारण, પ્રા. તત્સમ] (કર્તૃવાચક) નાશ કરનાર, સંહારક
**સંઘારવું** (સઙ્ઘારવું) સ.ક્રિ. [સં. संहार > પ્રા. संघार, પ્રા. તત્સમ - ના.ધા.] જુઓ 'સંહારવું.' **સંઘારાવું** (સઙ્ઘારાવું) કર્મણિ.,ક્રિ. **સંઘારાવવું** (સઙ્ઘારાવવું) પ્રે.,સ.ક્રિ.
**સંઘારામ** (સઙ્ઘારામ) પું. [સં. सङ्घ+आ-राम] બૌદ્ધ ભિક્ષુ-ભિક્ષુણીઓનું રહેવાનું સ્થાન. (૨) ધર્મ-શાળા
**સંઘારાવવું, સંઘારાવું** (સઙ્ઘારા-) જુઓ 'સંઘારવું'માં.
**સંઘીય** (સઙ્ઘીય) વિ. [સં.] સંઘને લગતું, સંઘનું. (૨) સંઘ-પદ્ધતિથી ચાલનારું
**સંઘેડા-ઉતાર** જુઓ 'સંઘાડા-ઉતાર.'
**સંઘેડિયા-વાડ** (-ડય) જુઓ 'સંઘાડિયા-વાડ.'
**સંઘેડિયું** વિ. [જુઓ 'સંઘેડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સંઘેડા ઉપરથી ઉતારી ઘાટ આપેલું
**સંઘેડિયો** જુઓ 'સંઘાડિયો.'
**સંઘેડો** જુઓ 'સંઘાડો.'
**સંઘોડે** ક્રિ.વિ. સથવારે, સાથે, સંગાથે
**સંચ** (સઞ્ચ) પું. [સં. सं-चय > પ્રા. संचअ > અપ. संच, અપ. તત્સમ] સંચય, સંગ્રહ. (૨) ખેતીનાં સાધન (તમામ). (૩) ધન વગેરે છુપાવવાનું દીવાલમાંનું ગુપ્ત ખાનું કે કબાટની નીચે યા પાછળનો ભાગ. (૪) (લા.) લાગ, દાવ. (૫) દગો, પ્રપંચ
**સંચકવું** (સઞ્ચકવું) સ.ક્રિ. [+ ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર. -ના.ધા.] સચવાઈ રહે એ -પ્રમાણે રાખવું, સાચવી રાખવું. **સંચકાવું** કર્મણિ., ક્રિ. **સંચકાવવું** પ્રે.,સ.ક્રિ. (સાધિત રૂપોના ઉચ્ચારણમાં અનુનાસિક સ્વર માત્ર)
**સંચકાવવું, સંચકાવું** જુઓ 'સંચકવું'માં.
**સં-ચય** (સઞ્ચય) પું. [સં.] એકઠું કરવું એ. (૨) એકઠા કરેલા પદાર્થોનો સમૂહ કે રાશિ
**સં-ચર** (સઞ્ચર) પું. [સં.] હાલ-ચાલનો આછો અવાજ
**સંચરવું** (સઞ્ચરવું) અ.ક્રિ. [સં. सम्-चर्, તત્સમ] ફરવું ફરવું, હાલચાલ કરવી. (૨) જવું. (૩) વ્યાપી જવું. **સંચરાવું૧** (સઞ્ચરાવું) ભાવે.,ક્રિ. **સંચરાવવું૧** (સઞ્ચરાવવું) પ્રે.,સ.ક્રિ.
**સંચરાઈ** (સઞ્ચરાઈ), -મણ ન., -મણી સ્ત્રી. [જુઓ 'સંચારવું' + ગુ. 'આઈ' - 'આમણ' - 'આમણી' કૃ પ્ર.] (નળિયાં) ચારવાનું કામ. (૨) (નળિયાં) ચારવાનું મહેનતાણું ['સંચરવું' - 'સંચારવું'માં.
**સંચરાવવું,૧-૨-૩ સંચરાવું૧-૨-૩** (સઞ્ચરા-) જુઓ

**સં-ચલન** (સઞ્-ચલન) ન. [સં.] જુઓ 'સં-ચરણ.' (૨) કંપન, ધ્રુજારો. (૩) આંદોલન, ચળવળ, હિલચાલ, 'એજિટેશન.' (૪) સંચાલન, વ્યવસ્થા, વહીવટ. (૫) ફેરફાર [ધબકતું રહેલું

**સંચલિત** (સઞ્-ચલિત) વિ. [સં.] ગતિમાં રહેલું. (૨)

**સંચવું** (સઞ્-ચવું) સ.ક્રિ. [જુઓ 'સંચ.'-ના.ધા.] એકઠું કરવું, સંચિત કરવું. (૨) સાચવીને મૂકવું, છુપાવી રાખવું. **સંચાવું** (સઞ્-ચાવું) કર્મણિ.,ક્રિ **સંચાવવું** (સઞ્-ચાવવું) પ્રે.,સ ક્રિ.

**સંચળ**[1] (સઞ્-ચળ) પું. [સં. सं-चल] જુઓ 'સંચર.'

**સંચળ**[2] (સઞ્-ચળ) ન. [સં. सौवर्चल ▶ પ્રા. सुवच्चल, सुचल] પકવેલું એક જાતનું રેચક મીઠું

**સંચા-ઘર** (સઞ્-ચા-) ન. [જુઓ 'સંચો'+'ઘર.'] સંચા રાખવાનું મકાન, યંત્રાલય, કારખાનું

**સં-ચાર** (સઞ્-ચાર) પું. [સં.] હાલવું ચાલવું એ. (૨) ફેલાવું એ, પ્રસાર. (૩) અવર-જવર, આવ-જા. (૪) અંદરથી પસાર થવું એ, 'ટ્રાન્સમિશન.' (૫) આલાપનું સ્થાન. (સંગીત.) (૬) સૂર્ય વગેરે ગ્રહોનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવું એ. (જ્યો.)

**સંચારક** (સઞ્-ચારક) વિ. [સં.] સંચાર કરનાર. (૨) દોરનાર. (૩) પું. આગેવાન, નેતા [ફેલાવો

**સંચારણ** (સઞ્-ચારણ) ન. [સં.] સંચાર કરવો એ. (૨)

**સંચારવું** (સઞ્-ચારવું) સ.ક્રિ. [સં. सम्-चर्નું પ્રે.] બધે ફરી વળે એમ કરવું. (૨) (ચોમાસાનું પાણી ન પડે એ માટે છાપરાંનાં નળિયાં) ચારવાં. **સંચરાવું**[2] (સઞ્-ચરાવું) કર્મણિ.,ક્રિ. **સંચરાવવું**[2] (સઞ્-ચરાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંચારિત** (સઞ્-ચારિત) વિ. [સં.] જેનો સંચાર કરવામાં આવ્યો હોય તેવું, ફેલાયેલું

**સંચારી** (સઞ્-ચારી) વિ. [સં.] સંચરનાર, હાલચાલ કરનાર. (૨) આવજા કરનાર. (૩) અંદરથી પસાર થનાર. (૪) ચેપી, સાંસર્ગિક. (૫) સ્થાયી આરોહી અને અવરોહી સ્વરોના મિશ્રણવાળું. (સંગીત.) (૬) પું. ધ્રુવપદની ચાર માંહેની ત્રીજી તૂક. (સંગીત.) (૭) જે રસ-નિષ્પત્તિમાં સહાયક બની જલના તરંગની જેમ આવી જતો હોય તેવો તે તે ભાવ, વ્યભિચારી ભાવ (એની સંખ્યા ૩૩ ની છે.) (કાવ્ય.) ['સં-ચાર.'

**સંચારો**[1] (સઞ્-ચારો) પું.[સં. सं-चार+ગુ. 'ઓ' ત.પ્ર.] જુઓ

**સંચારો**[2] (સઞ્-ચારો) પું. [જુઓ 'સંચારવું' + ગુ 'ઓ' કૃ.પ્ર.] છાપરાં ચારવાનું કામ કરનાર મજૂર

**સં-ચાલક** (સઞ્-ચાલક) વિ. [સં.] ગતિમાં રાખનાર. (૨) સંચાલન કરનાર, કાર્ય ગતિમાં રહે એ રીતે દોરવણી આપનાર, વ્યવસ્થાપક, વહીવટદાર, 'મેનેજર'

**સંચાલન** (સઞ્-ચાલન) ન. [સં.] ગતિમાં મૂકવાની ક્રિયા. (૨) વ્યવસ્થા, વહીવટ, 'મૅનેજમેન્ટ'

**સંચાલિત** (સઞ્-ચાલિત) વિ. [સં.] ગતિમાં મૂકવામાં પડેલું. (૨) ચાલુ રહે એવી સ્થિતિમાં મૂકેલું, વહીવટમાં મૂકેલું

**સંચાવવું, સંચાવું** (સઞ્-ચા-) જુઓ 'સંચવું'માં.

**સંચિત** (સઞ્-ચિત) વિ. [સં.] એકઠું કરેલું. (૨) સંઘરેલું. (૩) ન. પૂર્વભવનું તે તે પ્રત્યેક કર્મ, પૂર્વના ભવનું તે તે અપક્વ કર્મ (ભોગવવું બાકી રહેલું)

**સંચો** (સઞ્-ચો) પું. [ફા. શિકંજહ્] યંત્ર. સાંચો, 'મશીનરી.' (૨) લૂગડાં શીવવાનું યંત્ર. (૩) ઘાસલેટની વરાળથી સળગતો ચૂલો, 'સ્ટવ,' 'પ્રાઇમસ.' (૪) દળવાની યાંત્રિક ઘંટી. (૫) વાળંદનું બાલ ઝીણા કરવાનું સ્પ્રિંગવાળું સાધન

**સંચોડું** જુઓ 'સચોડું.'

**સંચોરો** (સઞ્-ચોરો) પું. પાપડિયો ખારો, પાપડ-ખાર (અનાજ જલદી ચડે એ માટે વપરાતો)

**સંજય** (સઞ્-જય) પું. [સં.] મહાભારતમાં ધૃતરાષ્ટ્રની તહેનાતમાં રહેનારો 'બારોટ'ના પ્રકારનો કથાકાર. (સંજ્ઞા.)

**સંજવારવું** સ.ક્રિ. [જુઓ 'સંજવારી,'-ના.ધા.] સાવરણીથી વાસીદું વાળવું. **સંજવારાવું** કર્મણિ.,ક્રિ. **સંજવારાવવું** પ્રે.,સ.ક્રિ.

**સંજવારાવવું સંજવારાવું** જુઓ 'સંજવારવું'માં. [વાસીદું

**સંજવારી** સ્ત્રી. સાવરણી, ઝાડુ. (૨) (લા.) કચરો, પૂંજો,

**સં-જાત** (સઞ્-જાત) વિ [સં.] જન્મ પામેલું, ઉત્પન્ન થયેલું, પેદા થયેલું, જન્મેલું

**સંજાપ, -ફ, -બ** (સઞ્-જાપ,-ફ,બ) પું. [ફા. સંજાફ્] કપડાંના શીવણમાં સાંધાની ધારે જુદા રંગની સાથે સાંધી લેવામાં આવતી કાપડની પટ્ટી, મગજી. (૨) મકાનના દીવાનખાના જેવા ખંડમાં શોભા માટે એકાદ મીટર ઊંચે દીવાલમાં બતાવવામાં આવતો જરા ઊપસેલો પટ્ટો કે કંદોરો

**સં-જીવન** (સઞ્-જીવન) ન. [સં.] મરેલાંને જીવતાં કરવું કે મરેલાંએ જીવતા થવું એ

**સંજીવની** (સઞ્-જીવની) વિ., સ્ત્રી. [સં.] મરેલાંને પુનર્જીવન આપનારી (ઔષધિ કે વિદ્યા) ['સં-યુક્ત.'

**સંજુક્ત** (સઞ્-જુક્ત) વિ. [સં. संयुक्त, અર્વા. તદ્ભવ] જુઓ

**સંજેરિયો** (સઞ્-જેરિયો) પું. [જુઓ 'સંજેરો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] ભાતું રાખવાનો ડબરો, કટોદાન. (૨) અંદર અભરાઈવાળો તેમ નીચે ચાર નાના પાયાવાળો આગલા ભાગમાં નાના બારણાવાળો માટી કે લાકડાનો મજૂસ

**સંજેરો** (સઞ્-જેરો) પું. રાત્રિ પડતાં ચીજ-વસ્તુઓનો ઢાંકોઢૂંબો કરવો એ. [૦ કરવો (રૂ.પ્ર.) બધું ઉચાપત કરી જવું] ['સં-યોગ.'

**સંજોગ** (સઞ્-જોગ) પું. [સં. सं-योग, અર્વા. તદ્ભવ] જુઓ

**સંજોગ-વશ** (સઞ્-જોગ-), -શાત્ ક્રિ.વિ. [સં. संयोग-वश,-शात्, અર્વા. તદ્ભવ] જુઓ 'સંયોગ-વશ.'

**સંજોગિયું** (સઞ્-જોગિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત પ્ર.] સારા યોગવાળું. (૨) સંયોગ જોઈ કામ કરનારું

**સંજોગી** (સઞ્-જોગી) વિ. [સં. संयोगी, પું.,અર્વા. તદ્ભવ] સંસારના વિષયો સાથે જોડાયેલું. (૨) પું. ઘરબારવાળો સાધુ કે બાવો

**સંજોરી** (સઞ્-જોરી) સ્ત્રી. [મરા. સાંજોરી] મેંદાની પૂરીમાં રવો કે માવો ભરી બનાવવામાં આવતી એક વાની, ઘૂઘરા

**સંજ્ઞક** (સઞ્-જ્ઞક) વિ. [સં. સમાસમાં ઉત્તરપદમાં] નામવું,

સંજ્ઞાવાળું. (જેમ કે 'સર્વનામ-સંજ્ઞક')

**સંજ્ઞા** (સઞ્જ્ઞા) સ્ત્રી. [સં.] જ્ઞાન, સમઝ. (૨) ચેતના, ભાન. (૩) સાન, સંકેત, ઇશારો, નિશાની. (૪) ઓળખ, પિછાણ. (૫) ઓળખ માટેનું નામ. (વ્યા.) (૬) બીજ-ગણિતમાંનો તે તે વર્ણ-સંકેત, 'સિમ્બોલ'

**સં-જ્ઞાપક** (સઞ્-જ્ઞાપક) વિ. [સં.] જણાવનારું, ખ્યાલ આપનારું, સંકેત આપનારું

**સંજ્ઞા-વાચક** (સઞ્જ્ઞા-) વિ. [સં.] જે શબ્દથી કે પદાર્થથી અમુક કે અનેક સજીવ-નિર્જીવનો ખ્યાલ આવે તેવું. (નામનો એક પ્રકાર, વિશેષ નામ, 'પ્રૉપર નાઉન') (વ્યા.)

**સંજ્ઞિત** (-સઞ્જ્ઞિત) વિ. [સં.] જુઓ 'સંજ્ઞ.' ('સમાસના ઉત્તરપદમાં 'નામથી' 'ઓળખે' એ અર્થ આપે છે)

**સંઝા** (સઞ્ઝા) સ્ત્રી. [સં. संध्या > પ્રા. संझा પ્રા. તત્સમ] જુઓ 'સાંઝ.' ['શંડામર્ક.'

**સંડામર્ક** (સણ્ડામર્ક) પું.,બ.વ. [સં.] પ્રહ્‌લાદના ગુરુ, જુઓ

**સંડાસ** (સણ્ડાસ) ન. જાજરૂ, સંડાસ, પાયખાનું

**સંડોવડા(-રા)વવું** (સણ્ડોવડ (-ડા)વવું) જુઓ 'સંડોવવું'માં.

**સંડોવણ** (સણ્ડોવણ) ન., -ણી સ્ત્રી. [જુઓ 'સંડોવવું' + ગુ. 'અણ'-'અણી' કૃ.પ્ર.] સંડોવવાની ક્રિયા, સંડોવાઈ જવું એ, સપડાઈ જવું એ

**સંડોવરા(-ડા)વવું** (સણ્ડોવરા(-ડા)વવું) જુઓ 'સંડોવવું'માં.

**સંડોવવું** (સણ્ડોવવું) સ.ક્રિ. [સં. सं-ढौक् -> પ્રા. संढोअ-હાજર રાખવું] બળજબરીથી ભાગ લેતા કરવું. (૨) સકંજામાં લેવું. **સંડોવાવું** (સણ્ડોવાવું) કર્મણિ.,ક્રિ. **સંડોવાવવું** (સણ્ડોવાવવું) પ્રે,સ.ક્રિ. **સંડોવડા(-રા)વવું** (સણ્ડોવડા(-રા)વવું) પુનઃપ્રે.,સ.ક્રિ.

**સંડોવાવવું, સંડોવાવું** (સણ્ડો-) જુઓ 'સંડોવવું'માં.

**સંત** (સન્ત) પું. [સં. सद् > પ્રા. संत, પ્રા. તત્સમ] ૦ જન પું. [+ સં.] સત્પુરુષ, સાધુપુરુષ. (૨) ભલો માણસ, ઓલિયો. (૩) પવિત્ર માણસ

**સં-તત** (સન્તત) ક્રિ.વિ. [સં.] જુઓ 'સતત.'

**સં-તતિ** (સન્તતિ) સ્ત્રી. [સં.] અવિચ્છિન્ન પરંપરા. (૨) જુઓ 'સંતાન.'

**સંતતિ-નિગ્રહ** (સન્તતિ-) પું., **સંતતિ-નિયમન** (સન્તતિ-) ન., **સંતતિ-નિરોધ** (સન્તતિ-) પું. [સં.] બાળકો ન થાય એવું કૃત્રિમ બંધન, 'ફૅમિલી-પ્લેનિંગ'

**સંતતિ-શાસ્ત્ર** (સન્તતિ-) ન. [સં.] સારાં સંતાન ઊપજે એ વિશેની વિદ્યા, સુપ્રજનન-શાસ્ત્ર, 'યુજેનિક્સ'

**સંત-પુરુષ** (સન્ત-) પું. [જુઓ 'સંત' + સં.] જુઓ 'સંત.'

**સં-તપ્ત** (સન્તપ્ત) વિ. [સં.] સખત તપી ઊઠેલું. (૨) (લા.) ખૂબ દુઃખ પામેલું, સંતાપ પામેલું. (૩) સખત ગુસ્સે થયેલું

**સંતમસ** (સન્તમસ્) ન. [સં. संतमस्] વિશ્વવ્યાપી અંધારું

**સંત-મહિમા** (સન્ત-) પું [જુઓ 'સંત' + સં.] સત્પુરુષોની મહત્તા તેમ ગૌરવ, સંત પુરુષનો પ્રભાવ

**સંત-મંડલ(-ળ)** (સન્ત-મણ્ડલ,-ળ) ન., -લી(-ળી) સ્ત્રી. [સં.] સત્પુરુષોનો સમૂહ. (૨) સાધુઓ-બાવાનો સમૂહ

**સંત-રામ** (સન્ત-) પું. [જુઓ 'સંત' + સં.] એ નામના ભૂતપૂર્વ એક સાધુપુરુષ (નડિયાદના). (સંજ્ઞા.) (૨) ન. નડિયાદનું એમનું સ્થાપેલું મંદિર, સંતરામનું મંદિર. (સંજ્ઞા.)

**સંતરું** ન. [પોર્ચુ. સિન્તરા] નારંગીના પ્રકારનું ખડબચડી પોચી છાલનું ઢીલી પેશીઓવાળું ખટ-મધુરું એક ફળ

**સંતર્પક** (સન્તર્પક) વિ. [સં.] તૃપ્ત કરનારું. (૨) પ્રસન્ન કરનારું [કરવું એ

**સંતર્પણ** (સન્તર્પણ) ન. [સં.] તૃપ્ત કરવું એ. (૨) પ્રસન્ન

**સંતર્પવું** (સન્તર્પવું) સ.ક્રિ. [સં. सम्+तृप-तर्प्. તત્સમ] તૃપ્ત કરવું. (૨) પ્રસન્ન કરવું. **સંતર્પાવું** (સન્તર્પાવું) કર્મણિ.,ક્રિ. **સંતર્પાવવું** (સન્તર્પાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંતર્પાવવું, સંતર્પાવું** (સન્તર્પા-) જુઓ 'સંતર્પવું'માં.

**સં-તર્પિત** (સન્તર્પિત) વિ. [સં.] સંતૃપ્ત કરવામાં આવેલું. (૨) પ્રસન્ન કરવામાં આવેલું

**સંતલસ** (-સ્ય) સ્ત્રી. ખાનગી મસલત. (૨) છૂપી ગોઠવણ

**સંત-વાણી** (સન્ત-) સ્ત્રી. [જુઓ 'સંત' + સં.] સત્પુરુષોનો બોલ, સંત જનનું વચન. (૨) સંત કવિઓની કવિતા

**સંતા-કૂકડી** (સન્તા-) સ્ત્રી., **સંતાવો** (સન્તાવો) પું. [જુઓ 'સંતાવું' દ્વારા.] છુપાયેલાંને શોધવા જવાની એક બાળ-રમત

**સંતાડવું** (સન્તાડવું) જુઓ 'સંતાવું'માં. **સંતાડાવું** (સન્તાડાવું) કર્મણિ.,ક્રિ. **સંતાડાવવું** (સન્તાડાવવું) પુનઃપ્રે., સ.ક્રિ.

**સંતાડાવવું, સંતાડાવું** જુઓ 'સંતાડવું'માં.

**સં-તાન** (સન્તાન) ન. [સં.] બાળ-બચ્ચાં, છૈયાં-છોકરાં, સંતતિ [તરફથી માબાપને મળતો સંતોષ

**સંતાન-સુખ** (સન્તાન-) ન. [સં.] સંતાન કે સંતાનો

**સંતાનોત્પત્તિ** (સન્તાનોત્પત્તિ) સ્ત્રી. [+ સં. उत्पत्ति] બાળ-બચ્ચાંનો જન્મ, પ્રજોત્પત્તિ

**સંતાપ** (સન્તાપ) પું. [સં.] માનસિક દુઃખ. મનનો ક્લેશ, પરિતાપ, કોચવણી, પજવણી

**સંતાપ-જનક** (સન્તાપ-), **સંતાપ-દાયક** વિ. [સં.], **સંતાપ-દાયી** (સન્તાપ-) વિ. [સં.,પું.] સંતાપ કરનારું

**સંતાપવું** (સન્તાપવું) સં.ક્રિ. [સં. सम्+तप्नुं પ્રે. सं-तापय, તત્સમ] પરિતાપ કરાવવો, ક્લેશ આપવો, કોચવવું, પજવવું

**સં-તાપિત** (સન્તાપિત) વિ. [સં.] જેને પરિતાપ આપવામાં આવ્યો હોય તેવું, ક્લેશ પમાડેલું, કોચવેલું, પજવેલું

**સં-તાપિયું** (સન્તાપિયું) વિ. [સં. सं-ताप + ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'સંતાપ-જનક.' (૨) સંતાપ કરનારું

**સંતાવાવું** (સન્તાવાવું) જુઓ 'સંતાવું'માં.

**સંતાવું** (સન્તાવું) અ.ક્રિ. છુપાવું, ગુપ્ત થઈ જવું, **સંતાવાવું** (સન્તાવાવું) ભાવે.,ક્રિ. **સંતાડવું** (સન્તાડવું) પ્રે.,સ.ક્રિ.

**સં-તુલન** (સન્તુલન) ન. [સં.] સમતોલપણું

**સં-તુષ્ટ** (સન્તુષ્ટ) વિ. [સં.], ૦માન વિ. [સં. °मान्, પું.] સંતોષ પામેલું, સંતૃપ્ત થયેલું. (૨) પ્રસન્ન થયેલું, રાજી થયેલું [(૨) જુઓ 'સંતુષ્ટ(૧).'

**સં-તૃપ્ત** (સન્તૃપ્ત) વિ. [સં.] સારી રીતે ધરાઈ ગયેલું.

**સં-તૃપ્તિ** (સન્તૃપ્તિ) સ્ત્રી. [સં] ધરાઈ જવું એ, ધરવ.

(૨) સંતોષ [જુઓ 'સં-તોષ.'
**સંતોક,-ખ** (સન્તોક,-ખ) પું. [સં. સંતોષ, અર્વા. તદ્ભવ]
**સંતોક(-ખ)વું** (સન્તોક(-ખ)વું) સ.ક્રિ. [સં. સં-તોષ, અર્વા., તદ્ભવ] જુઓ 'સંતોષવું.' **સંતોકા(-ખા)વું** (સન્તોકા(-ખા)વું) કર્મણિ.,ક્રિ. **સંતોકા(-ખા)વવું** સન્તોકા(ખા)વવું) પ્રે.,સ.ક્રિ. ['સંતોક(-ખ) વું'માં.
**સંતોકા(-ખા)વવું સંતોકા(-ખા)વું** (સન્તોકા(-ખા)-) જુઓ
**સંતોરવું** (સન્તોરવું) સ.ક્રિ. હેરાન કરવું, પજવવું, સંતાપવું. **સંતોરાવું** (સન્તોરાવું) કર્મણિ.,ક્રિ. **સંતોરાવવું** (સન્તોરાવવું) પ્રે.,સ.ક્રિ.
**સંતોરાવવું, સંતોરાવું** (સન્તોરા-) જુઓ 'સંતોરવું'માં.
**સંતોરો** (સન્તોરો) પું. [જુઓ 'સંતોરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] હેરાનગત. (૨) ઝંઝટ, લપ
**સંતોલો** (સન્તોલો) પું. [સં. सम् + तुल्-तोल् + ગુ. 'ઓ' કૃ.પ્ર.] બારદાન સહિતનું સહેઠું વજન
**સં-તોષ** (સન્તોષ) પું. [સં.] જે કાંઈ મળે તેનાથી પ્રસન્નતા માનવી એ, સંતૃપ્તિ, પરિતોષ
**સંતોષવું** (સન્તોષવું) સ.ક્રિ. [સં. सम् + तुषनुं પ્રે. तोषय તત્સમ] સંતોષ આપવો, સંતૃપ્ત કરવું. પ્રસન્ન કરવું. **સંતોષાવું** (સન્તોષાવું) કર્મણિ.,ક્રિ. **સંતોષાવવું** (સન્તોષાવવું) પ્રે.,સ.ક્રિ.
**સંતોષાવવું, સંતોષાવું** (સન્તોષા-) જુઓ 'સંતોષવું'માં.
**સંતોષી** (સન્તોષી) વિ. [સં.,પું.] થોડાથી સંતોષ પામનારું. (૨) સ્ત્રી. એ નામની મનાયેલી એક અભિનવ દેવી
**સં-ત્રાસ** (સન્ત્રાસ) પું. [સં.] ભારે સખત ત્રાસ, પ્રબળ પજવણી
**સંત્રી** (સન્ત્રી) પું. [અં. સેન્ટ્રી] પહેરો ભરનાર સિપાઈ, પહેરેગીર, ચોકી રાખનાર, ચોકીદાર
**સંથાગાર** (સન્થાગાર) ન. [સં. संस्था + अगार = संस्थागार > પાલિ. संथागार, પાલિ તત્સમ] વિચાર કરવા મળવાનું જાહેર સ્થાન, 'ટાઉન-હૉલ'. (૨) બૌદ્ધ ધર્મોપદેશ દેવાનું થાન
**સંથારો** (સન્થારો) પું. [સં. संस्तारक -> પ્રા. संथारअ-] મરણ પર્યંત ઉપવાસ કરતાં પથારીમાં પડયા રહેવું એ (ખાસ કરી જૈન સાધુ સાધ્વીઓનું માયા મમતા છોડી દઈને). (જૈન.) [પુરુષ. (સંજ્ઞા.)
**સંથાલ** પું. પૂર્વ ભારતમાંની એક આદિમ જાતિ અને એનો
**સંથાવું** (સન્થાવું) અ.ક્રિ. ગૂંથાવું, રોકાવું. (૨) વિવાહ થવો
**સં-દર્ભ** (સન્દર્ભ) પું. [સં.] પૂર્વાપર સંબંધ. (૨) ગ્રંથાદિમાં લીધેલા અવતરણો-હવાલાઓ વગેરેનો સંબંધ, અનુસંધાન
**સંદર્ભ-ગ્રંથ** (સન્દર્ભ-ગ્રન્થ) પું. [સં.] કોઈ પણ લેખ ગ્રંથ વગેરે લખતાં એમાં જે જે ગ્રંથનાં અવતરણો-હવાલાઓ વગેરે લેવામાં આવ્યાં હોય તે તે ગ્રંથ, 'બુક ઑફ રેફરન્સ,' 'રેફરન્સ બુક'
**સં-દષ્ટ** (સન્દષ્ટ) વિ. [સં.] જેમાં દાંત પીસીને ગાવામાં આવ્યુ હોય તેવું (ગાન). (આ ગાયકનો એક દોષ છે.)
**સં-દિગ્ધ** (સન્દિગ્ધ) વિ. [સં.] જેમાં શંકા-સંદેહ હોય તેવું. સંદેહવાળું. (૨) અ-સ્પષ્ટ
**સંદિગ્ધાર્થ** (સન્દિગ્ધાર્થ) પું. [+ સં. अर्थ] સંદેહવાળો માયનો કે આશય. (૨) વિ. જેના અર્થમાં સંદેહ રહેલો હોય તેવું [એ. (૨) (લા.) ઉશ્કેરણી
**સં-દીપન** (સન્દીપન) ન. [સં.] સળગાવવું એ, પેટાવવું
**સં-દીપની** (સન્દીપની) વિ., સ્ત્રી. [સં.] આયતા શ્રુતિનો એક પ્રકાર. (સંગીત.)
**સં-દીપ્ત** (સન્દીપ્ત) વિ. [સં.] સળગી ઊઠેલું, પ્રજ્વલી ઊઠેલું. (૨) (લા.) ઉશ્કેરાયેલું [તિજોરી
**સંદૂક** (સન્દૂક) સ્ત્રી. [અર.] પેટી. (૨) પટારો. (૩)
**સં-દેશ**[1] (સન્દેશ) પું. [સં.] મોઢામોઢ મોકલવામાં આવતા ખબર, પેગામ, સમાચાર, કહેણ
**સંદેશ**[2] (સન્દેશ) પું. [બંગા.] દૂધના માવાની એક બંગાળી બનાવટ, દુલદુલારી [કરતું
**સંદેશક** (સન્દેશક) વિ. [સં.] બતાવતું, કહેતું, નિર્દેશ
**સંદેશરો** (સન્દેશરો) પું. એ નામનું એક ઝાડ, શિરીષ
**સંદેશ-વાહક** (સન્દેશ-) વિ. [સં.] સંદેશો લઈ જનાર, એપિયો [ત.પ્ર.] જુઓ 'સંદેશ[1](૧).'
**સંદેશો** (સન્દેશો) પું. [સં. संदेश + ગુ. 'ઓ' સ્વાર્થે
**સં-દેહ** (સન્દેહ) પું. [સં.] સંશય, શંકા, શક, વહેમ, અંદેશો. (૨) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**સં-દોહ** (સન્દોહ) પું., -હન ન. [સં.] કાઢેલો સાર, દોહન
**સંધ** (સંધ્ય) સ્ત્રી. [સં. सन्धि,પું.] સાંધ (સાંધો. (૨) બે સાંધા વચ્ચેની તરડ. (૩) બળદગાડીના સવરણ પર નાખવામાં આવતી લોઢાની પટ્ટી
**સંધ-ચાતરો** (સંધ્ય-) પું. [+ જુઓ 'ચાતરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ચણતરમાં પથ્થર કે ઈંટની નીચલા થરની સાંધ ચતરાવીને ઉપરનો થર લેવો એ
**સંધરુકાવવું, સંધરુકાવું** જુઓ 'સંધરુકવું'માં.
**સંધરુકવું** સ.ક્રિ. [જુઓ 'સંધૂકવું' + ગુ. 'ર'નો પ્રક્ષેપ] સળગાવવું, પેટાવવું (ખાસ કરી ચૂલા વગેરેમાં લાકડું છાણું વગેરે). **સંધરુકાવું** કર્મણિ.,ક્રિ. **સંધરુકાવવું** પ્રે.,સ.ક્રિ.
**સંધાડવું** (સન્ધાડવું) જુઓ 'સાંધવું'માં. **સંધાડાવું** (સન્ધાડાવું) કર્મણિ.,ક્રિ. **સંધાડાવવું** (સન્ધાડાવવું) પુનઃ પ્રે.,સ.ક્રિ.
**સંધાડાવવું, સંધાડાવું** (સન્ધાડા-) જુઓ 'સંધાડવું'માં.
**સં-ધાણ** (સન્ધાણ) ન. [સં. संधान > પ્રા. संधाण, પ્રા. તત્સમ] જુઓ 'સંધાન(૧).'
**સંધાણું** (સન્ધાણું) ન. [સં. सन्धानक- > પ્રા. संधाणअ-] (લા.) અથાણું, આથણું. (પુષ્ટિ.)
**સંધાન** (સન્ધાન) ન. [સં.] સાંધવું કે સંધાવું એ, જોડાણ, સાંધણ. (૨) મેળાપ, મિલન. (૩) ધનુષ ઉપર બાણ ચડાવી નિશાન લેવું એ. (૪) ધ્યાન, લક્ષ્ય
**સંધારો** (સન્ધારો) પું. [જુઓ 'સાંધવું' દ્વારા.] વાસણ સાંધવાનું કામ કરનારો (કંસારો)
**સંધાવવું, સંધાવું** (સન્ધા-) જુઓ 'સાંધવું'માં.
**સંધાસ** (સન્ધાસ) ન. જુઓ 'સંડાસ.'
**સં-ધિ** (સન્ધિ) પું., સ્ત્રી. [સં.,સ્ત્રી.] જોડાવાની-સંધાવાની ક્રિયા, જોડાણ. (૨) જોડાવાનું સ્થાન, સાંધ, સાંધો. (૩)

એના જોડાણ વચ્ચેની તરડ કે ફાટ. (૪) ચોરે ભીંતમાં પાડેલું બાકું. (૫) તક, પ્રસંગ, મોકો. (૬) સુલેહ, સમાધાન, તહ. (૭) ઉચ્ચારણમાં શબ્દોના જોડાણે સ્વર-વ્યંજન-વિસર્ગ-અનુસ્વાર વગેરેનાં સ્વાભાવિક જોડાણ. (વ્યા.) (૮) નાટ્ય-રચનામાં એકબીજા પ્રસંગોની સ્થાન પ્રમાણેની ગોઠવણ (પૂર્ણ નાટકમાં એવી પાંચ સંધિ હોય છે: મુખ પ્રતિમુખ ગર્ભ વિમર્શ અને નિર્વહણ). (નાટ્ય.) (૯) મધ્યકાલીન અપભ્રંશ કાવ્યોમાં અમુક અમુક 'કડવકો'નો પેટા-સંગ્રહ (એ 'સર્ગ'નો પ્રકાર નથી.). (કાવ્ય.) (૧૦) પદ્યના ચરણમાં ઉચ્ચારણની દૃષ્ટિએ સ્વર-વ્યંજનસમૂહનો પડતો તે તે ટુકડો, 'ફૂટ.' (કે.હ.) (કાવ્ય.)

**સંધિકા** (સન્ધિકા) સ્ત્રી. [સં.] ક્ષિતિજ. (૨) દિવસ અને રાતનો જ્યાં મેળાપ થાય છે તે સમય, સંધિ-કાલ. (૩) સંધ્યા-સમયનું તેજ

**સંધિ-ચ્છેદક** (સન્ધિ-) વિ., પું. [સં.] દીવાલમાં બાકું [પાડનાર (ચોર)

**સંધિ-નામું** (સન્ધિ-) ન. [+ જુઓ 'નામું.'], **સંધિ-પત્ર** (સન્ધિ-) પું. [સં.,ન.] સુલેહનો દસ્તાવેજ

**સંધિ-પ્રચ્છાદન** (સન્ધિ-) ન. [સં.] સંગીતનો એક અલંકાર. (સંગીત.)

**સંધિ-બદ્ધ** (સન્ધિ-) વિ. [સં.] કડવકોના બનેલા સંધિઓથી બંધાયેલું તે તે અપભ્રંશનું (કાવ્ય). (કાવ્ય.)

**સંધિ-બંધ** (સાન્ધ-બન્ધ) પું. [સં.] સાંધાને બાંધી લેવાની ક્રિયા. (૨) સાંધાને બાંધનારું દોરડું અને ગાંઠ. (૩) અપભ્રંશ કાવ્યોનું કડવકોનાં બનેલાં ઝૂમખાંઓના રૂપનું માળખું. (કાવ્ય.)

**સંધિ-વા** (સન્ધિ-) પું. [સં. + જુઓ 'વા.[૬]'] શરીરના સાંધા રહી જાય અને એમાં સખત કળતર થાય એવો એક રોગ, 'રુમેટિઝમ'

**સંધિ-વિગ્રહક** (સન્ધિ-) પું. [સં.] **સંધિવિગ્રહાધિકારી** (સન્ધિ-) પું. [+ સં. अधिकारी] પરરાજ્યોમાંનો એલચી, 'ઍમ્બેસૅડર'

**સંધિ-વિશ્લેષ** (-સન્ધિ-) પું. [સં.] સ્વર-વ્યંજન-વિસર્ગ-અનુસ્વાર વગેરેની શબ્દોમાં કે સામસામા શબ્દોની થયેલી સંધિઓને છૂટી પાડી અસલ રૂપ બતાવવાની ક્રિયા. (વ્યા.)

**સંધિ-સ્વર** (સન્ધિ-) પું. [સં.] બે સ્વરોની પરસ્પર સંધિ થતાં એમાંથી ઊભો થતો તે તે નવો સ્વર. (૨) 'ઐ-ઔ' તેમ 'અઇ'-'આઇ' 'અઉ'-'આઉ' 'એઇ'-'ઓઇ' 'એઉ'-'ઓઉ' વગેરે પ્રકારનું સંયુક્ત ઉચ્ચારણ થતાં લિપિમાં નોંધી ન શકાય છતાં વ્યક્ત થતું સ્વરોચ્ચારણ, 'ડિપ્થોંગ.' (વ્યા.) (સંસ્કૃતમાં તો 'એ-ઐ-ઓ-ઔ'ને જ સંધિ-સ્વર કહ્યા છે.)

**સંધી** (સન્ધી) પું. [જુઓ 'સિંધી.'] પૂર્વે સિંધ પ્રદેશમાંથી સૌરાષ્ટ્રમાં આવી વસેલી એક કાટિયાવરણ મુસ્લિમ કોમ (ચોરી-લૂંટ-ધાડ કરવાના કામમાં જાણીતી હતી) અને એનો પુરુષ, સિંધી. (સંજ્ઞા.)

**સંધુકાવવું, સંધુકાવું** (સન્ધુકા,) જુઓ 'સંધૂકવું'માં.

**સંધું** (સન્ધું) વિ. [સં. संबद्धक દ્વારા શક્ય] (સૌ.) બધું, સઘળું

**સંધૂકણ** (સન્ધૂકણ) ન. [જુઓ 'સંધૂકવું' + ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર. તેમ સં. सं-धुक्षण > પ્રા. संधुक्खण, संधुक्कण] (અગ્નિ) સળગાવવો એ, પેટાવવું એ. (૨) (લા.) ઉશ્કેરણી

**સંધૂકણું** (સન્ધૂકણું) વિ. [જુઓ 'સંધૂકવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] સંધૂકવાનું કામ કરનાર. (૨) (લા.) ઉશ્કેરનાર

**સંધૂકવું** (સન્ધૂકવું) સ.ક્રિ. [સં. सम्-धुक्ष् > પ્રા, संधुक्ख, संधुक्क] અગ્નિ માટે લાકડાં-છાણાં વગેરે સળગાવવાં, પેટાવવું. (૨) (લા.) ઉશ્કેરવું. **સંધુકાવું** (સન્ધુકાવું) કર્મણિ.,ક્રિ. **સંધુકાવવું** (સન્ધુકાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંધૂકો** (સન્ધૂકો) પું. [જુઓ 'સંધૂકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] (લા.) ઘાટઘૂટ વિનાના મોટા તોસ્તાનના જેવો દેખાવ

**સંધે[૧]** (સન્ધે) પું. [સં. संदेह > જૂ.ગુ. संधे] સંદેહ, શંકા, વહેમ

**સંધે[૨]** (સન્ધે) ક્રિ.વિ. [જુઓ 'સંધું' + ગુ. 'એ' સા.વિ., [પ્ર.] બધે, સર્વત્ર

**સંધ્યા** (સન્ધ્યા) સ્ત્રી. [સં.] સવાર મધ્યાહ્ન અને સાંઝનો તે તે સંધિ-કાલનો સમય. (૨) (ગુ.માં.) સાંઝનો સમય. (૩) મધ્યાહ્ન અને સાંઝનો બ્રાહ્મણોનો-દ્વિજોનો તે તે સમયનો વૈદિક ઉપાસનાનો વિધિ. (૪) (લા.) પડતીનો સમય. [૦ કરવી (રૂ.પ્ર.) દ્વિજોનો તે તે કાલનો વૈદિક ઉપાસનાનો વિધિ કરવો. ૦ ખીલવી (રૂ.પ્ર.) સૂર્યાસ્ત-સમયે આકાશમાં સૂર્યનાં કિરણોની પ્રતિચ્છાયા વિકસિત રીતે દેખાવી]

**સંધ્યા-આરતી** (સન્ધ્યા-) સ્ત્રી. [+ જુઓ 'આરતી.'] પુષ્ટિમાર્ગીય મંદિરોમાં છેલ્લા આઠમા શયન(સેન)ની પહેલાંની સાતમા દર્શન વખતની આરતીનાં દર્શન. (પુષ્ટિ.)

**સંધ્યા-કાલ(-ળ)** (સન્ધ્યા-) પું. [સં.] સવાર બપોર અને સાંઝનો તે તેની સંધિનો સમય. (૨) (ગુ.માં) સાંઝનો સમય

**સંધ્યા-પૂજા** (સન્ધ્યા-) સ્ત્રી., **સંધ્યા-વંદન** (સન્ધ્યા-વન્દન) ન. [સં.] જુઓ 'સંધ્યા(૩).'

**સંધ્યા-સમય** (સન્ધ્યા-) પું. [સં.] જુઓ 'સંધ્યા-કાલ.'

**સંધ્યોપાસના** (સન્ધ્યોપાસના) સ્ત્રી. [સં. संध्या + उपासना] જુઓ 'સંધ્યા (૩).'

**સં-નદ્ધ** (સન્નદ્ધ) વિ. [સં.] જેણે બખતર પહેરલ હોય [તેવું—લડવા માટે સુસજ્જ

**સં-નાહ** (સન્નાહ) પું., ન. [સં.,પું.] બખ્તર

**સં-નિકર્ષ** (સન્નિકર્ષ) પું. [સં.] નિકટપણું, સમીપતા. (૨) [સંબંધ

**સંનિધ** (સન્નિધ્ય) સ્ત્રી. [સં. संनिधि, પું.], **સં-નિધાન** (સન્નિધાન) ન., **સં-નિધિ** (સન્નિધિ) સ્ત્રી. [સં.,પું.] નજીકપણું, સાંનિધ્ય, સમીપ

**સં-નિપાત** (સન્નિપાત) પું. [સં.] સાથેલગું આવી પડવું એ. (૨) હુમલો. (૩) સંબંધ. (૪) મરણ નજીક થતો ત્રિદોષનો બકવાટ, સનેપાત

**સં-નિવૃત્ત** (સન્નિવૃત્ત) પું. [સં.] સંગીતનો એક અલંકાર. [(સંગીત.)

**સં-નિવેશ** (સન્નિવેશ) પું. [સં.] પ્રબળ પ્રવેશ. (૨) મુકામ કરવો એ. (૩) સંયોજ, જોડાણ. (૪) રચના, ગોઠવણી,

(૫) સ્થાન, મુકામ, ઠેકાણું. (૬) નગર નજીકનું લોકોને વિહરવાનું સ્થાન

**સંનિવેશી** (સન્નિવેશી) વિ. [સં.,પું.] પડોશી

**સં-નિષ્ઠ** (સન્નિષ્ઠ) વિ. [સં.,બ.વ્રી.] સારી રીતે શ્રદ્ધા ધરાવતું, પૂરી આસ્થાવાળું

**સં-નિષ્ઠા** (સન્નિષ્ઠા) સ્ત્રી. [સં.] પૂરી આસ્થા, પૂરી શ્રદ્ધા, પૂરી લાગણી, સાચી અને પ્રબળ ભાવના

**સં-નિ-હિત** (સન્નિહિત) વિ. [સં.] અંદર મૂકેલું. (૨) નજીકમાં અડીને રહેલું, લગોલગ રહેલું. (૩) નજીકમાં આવી રહેલું, નિકટનું, પાસેનું

**સં-ન્યસ્ત** (સન્ન્યસ્ત) વિ. [સં.] તદ્દન ફેંકી દીધેલું. (૨) સંપૂર્ણ રીતે ત્યજી દીધેલું. (૩) ન. સંસારનો સર્વથા ત્યાગ, સાંસારિક અને વ્યાવહારિક સંબંધોનો ત્યાગ, સંન્યાસ. (૪) પું. [સં.,ન.] આર્ય પ્રણાલીના જીવનના ચાર તબક્કાઓમાંની છેલ્લી સંપૂર્ણ ત્યાગની દશા

**સંન્યસ્તાશ્રમ** (સંન્ન્યસ્તા-) પું. [+સં. आ-श्रम] જુઓ 'સંન્યસ્ત(૪).'

**સંન્યાસ** (સન્ન્યાસ) પું. [સં.] સારી રીતે છોડી દેવું એ. (૨) કામ્ય કર્મો—સંસાર-વ્યવહારનાં બધાં કર્મો—નો ત્યાગ, સંન્યસ્ત. (૩) સંન્યસ્તાશ્રમ

**સંન્યાસ-માર્ગ** (સન્ન્યાસ-) પું. [સં.] સંસાર-વ્યવહાર છોડી તદ્દન નિવૃત્તિ લેવાનો માર્ગ, નિવૃત્તિ-માર્ગ

**સંન્યાસમાર્ગી** (સન્ન્યાસ-) વિ. [સં.,પું.] સંન્યાસ-માર્ગનો આશ્રય કરનારું, સંન્યસ્ત લેનારું, નિવૃત્તિમાર્ગી

**સંન્યાસ-યોગ** (સન્ન્યાસ-) પું. [સં.] સંન્યાસ લેવાની ક્રિયા

**સંન્યાસવું** (સન્ન્યાસવું) સ.ક્રિ. [સં. सन्न्यास,-ના.ધા.] કામ્ય કર્મોનો ત્યાગ કરવો

**સંન્યાસાશ્રમ** (સન્ન્યાસા-) પું. [+સં. आ-श्रम] આર્ય પ્રણાલીના જીવનનો ચોથો તબક્કો, સંન્યસ્તાશ્રમ. (૨) સંન્યાસીઓને રહેવાનું સ્થાન કે મઠ

**સંન્યાસિની** વિ., સ્ત્રી. [સં.] સંન્યાસી સ્ત્રી

**સંન્યાસી** (સન્ન્યાસી) વિ.,પું. [સં.,પું.] જેણે સંન્યસ્ત લીધું હોય તેવો પુરુષ, ચતુર્થાશ્રમી

**સંપ** (સમ્પ) પું. બે વ્યક્તિ કે બે સમૂહ વચ્ચેની ઝઘડા વિના રહેવાની—વર્તવાની સ્થિતિ, એકાત્મકતા સાધી રહેવું એ, પરસ્પર હળીમળીને રહેવું એ. (૨) સંધિ, સુલેહ, મેળ, એકદિલી [જુઓ 'સંપુટિયું.'

**સંપટિયું** (સમ્પટિયું) ન. [સં. संपुट + ગુ. 'ઇયું' ત.પ્ર.]

**સંપત** (સમ્પત્ય) સ્ત્રી. [સં. सं-पत्ति, અર્વા. તદ્ભવ] જુઓ 'સંપત્તિ(૧).' ['ઉ' કૃ.પ્ર.] સંપ તોડનારું

**સંપ-તોડુ** (સમ્પ-) વિ. [જુઓ 'સંપ' + 'તોડવું' + ગુ.

**સં-પત્તિ** (સમ્પત્તિ) સ્ત્રી. [સં.] ધન, દોલત. (૨) સમૃદ્ધિ, ઐશ્વર્ય. (૩) ગુણોનો ઉત્કર્ષ

**સંપત્તિ-કર** (સમ્પત્તિ-) પું. [સં.], **સંપત્તિ-વેરો** (સમ્પત્તિ-) પું. [+જુઓ 'વેરો.'] મિલકત ઉપરનો સરકારી વેરો, 'પ્રૉપર્ટી-ટૅક્સ' ['સંપત્તિ(૧).'

**સંપદ** (સમ્પદ) સ્ત્રી. [સં. सं-पद्], **-દા** સ્ત્રી. [સં.] જુઓ

**સં-પન્ન** (સમ્પન્ન) વિ. [સં.] (સમાસમાં) ધરાવનારું: 'ગુણ-સંપન્ન' વગેરે. (૨) સંપત્તિવાળું, માલદાર, પૈસાદાર, વૈભવવાળું, વૈભવશાળી

**સં-પરાય** (સમ્પરાય) પું. [સં.] ઝઘડો, લડાઈ, (૨) આપત્તિ. (૩) પરાભવ. (જૈન.) (૪) (લા.) મૃત્યુ, મોત

**સં-પર્ક** (સમ્પર્ક) પું. [સં.] સમાગમ, સંબંધ, સંગ. સંસર્ગ, સોબત. (૨) સ્પર્શ

**સંપર્ક-જીવા** (સમ્પર્ક-) સ્ત્રી. [સં.] વર્તુળના બહારના બિંદુમાંથી દોરેલી બે અડેલી રેખાઓનાં સ્પર્શ-બિંદુઓને જોડનારી જ્યા, સ્પર્શ-જીવા, 'કૉર્ડ ઑફ કૉન્ટૅક્ટ.' (ગ.)

**સંપવું** (સમ્પવું) અ.ક્રિ. [જુઓ 'સંપ,'-ના.ધા.] પરસ્પર હળીમળીને રહેવું

**સંપાડવું** (સમ્પાડવું) જુઓ 'સાંપડવું'માં.

**સં-પાત** (સમ્પાત) પું. [સં.] એકી સાથે પડવું એ. (૨) મેળાપ, સમાગમ, સંગમ. (૩) ક્રાંતિ-વૃત્ત અને વિષુવ-વૃત્તનાં વર્તુળ એકબીજાને છેદે એ સમય, વિષુવ-કાલ ('વસંત-સંપાત' અને એની બરોબર સામે 'શરત્સંપાત.') (ખગોળ.)

**સંપાત-બિંદુ** (સમ્પાત-બિન્દુ) ન. [સં.,પું.] ક્રાંતિ-વૃત્ત અને વિષુવ-વૃત્ત જે બે બિંદુઓ આગળ એકબીજાને છેદે તે બિંદુ

**સંપાત-ચલન** (સમ્પાત-) ન. [સં.] સંપાત-બિંદુનું એના સ્થાનમાંથી ચલિત થવું એ. (ખગોળ.)

**સંપાત-રેખા** (સમ્પાત-) સ્ત્રી. [સં.] સંપાત જ્યાં થાય છે તે લીટી, સ્પર્શ-રેખા, 'ટૅન્જર.' (ખગોળ.)

**સંપાતી** (સમ્પાતી) વિ. [સં.,પું.] એકદમ આવી પડનારું. (૨) એક જ બિંદુ ઉપર એકઠું થનાર. (ખગોળ.)

**સંપાદક** (સમ્પાદક) વિ. [સં.] પ્રાપ્ત કરનાર, મેળવનાર. (૨) સામયિક કે ગ્રંથ માટે સામગ્રી એકઠી કરી એને યથાસ્થિત ગોઠવનાર, 'કમ્પાઇલર,' 'એડિટર'

**સંપાદક-મંડલ(-ળ)** (સમ્પાદક-મણ્ડલ,-ળ) ન. [સં.] એકથી વધુ સંપાદકોનો સાથે કામ કરનારો સમૂહ

**સંપાદકીય** (સમ્પાદકીય) વિ. [સં.] સંપાદકને લગતું, સંપાદકનું. (૨) ન. સંપાદકે લખેલું ખાસ લખાણ, અગ્રલેખ, 'એડિટોરિયલ'

**સં-પાદન** (સમ્પાદન), ૦કાર્ય ન. [સં.] પ્રાપ્ત કરવું એ, મેળવવું એ, પ્રાપ્તિ. (૨) કોઈ સામયિક કે ગ્રંથ વિશેનું સંપાદકનું કાર્ય

**સં-પાદિત** (સમ્પાદિત) વિ. [સં.] પ્રાપ્ત કરેલું, મેળવેલું. (૨) સંપાદકે જેનું સંપાદન કર્યું હોય તેવું (સામયિક ગ્રંથ લેખસંગ્રહ વગેરે)

**સંપી** (સમ્પી) વિ. [જુઓ 'સંપ' + ગુ. 'ઈ' ત.પ્ર.], **-પીલું** વિ. [+ગુ. 'ઈલું' ત.પ્ર.] સંપ રાખનારું, સંપીને જીવનારું, હળીમળીને રહેનારું

**સં-પુટ** (સમ્પુટ) પું. [સં.] બે પોલાં કોડિયાંઓનું જોડાણ થયું હોય તેવો ઘાટ, દાબડા જેવો ઘાટ. (૨) દાબડો

**સંપુટ-પાઠ** (સમ્પુટ-) પું. [સં.] રુદ્રી ચંડી કે એવા ગ્રંથના બબ્બે મંત્ર કે શ્લોકનો પાઠ કરતાં વચ્ચે એક એક મંત્ર કે શ્લોકનું પુનરાવર્તન થતું જાય એ પ્રકારનો મુખ-પાઠ

**સંપુટિયું** (સમ્પુટિયું) ન. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] માટીનાં

કે ધાતુનાં બે કોડિયાં કે એવા ઘાટના ધાતુના બે વાટકાઓ સામસામે રાખી બનાવાતો ઘાટ, સંપટિયું

**સંપુટી** (સમ્પુટી) સ્ત્રી. [સં.] જુઓ 'સંપુટ-પાઠ.' (૨) આગળ પાછળ 'નમઃ' શબ્દથી નમસ્કાર કરવા અને વચ્ચે પ્રાર્થનાના શબ્દ કહેવા એ પ્રકારની સ્તુતિ કે સ્તવન

**સં-પૂજન** (સમ્પૂજન) ન. [સં.] સારી રીતનું અર્ચન

**સં-પૂરક** (સમ્પૂરક) વિ. [સં.] પૂર્તિ કરનારું, 'કૉમ્પ્લિમેન્ટરી.'

**સં-પૂરિત** (સમ્પૂરિત) વિ. [સં. सम्-पृ-पूर् દ્વારા ભૂ.કૃ. इत લગાડી સંસ્કૃતાભાસી] સંપૂર્ણ કરેલું, ભરી દીધેલું

**સં-પૂર્ણ** (સમ્પૂર્ણ) વિ. [સં.] પૂરેપૂરું, સારી રીતે પૂર્ણ, પરિપૂર્ણ. (૨) તદ્દન ભરાઈ ગયેલું, ભરપૂર થઈ ગયેલું. (૩) તમામ, સર્વ, બધું, આખું. (૪) સમાપ્ત

**સં-પૂર્તિ** (સમ્પૂર્તિ) સ્ત્રી. [સં.] પૂર્ણ કરવું એ. (૨) પૂર્તિ, પુરવણી, 'ઍપેન્ડિક્સ'

**સં-પૃક્ત** (સમ્પૃક્ત) વિ. [સં.] ભેળવેલું, મિશ્રિત કરેલું. (૨) જોડાયેલું. (૩) સ્પર્શ કરી રહેલું. (૪) તરબોળ

**સંપેટવું** (સમ્પેટવું) સ.ક્રિ. જુઓ 'સમેટવું.' **સંપેટાવું** (સમ્પેટાવું) કર્મણિ., ક્રિ. **સંપેટાવવું** (સમ્પેટાવવું) પ્રે., સ.ક્રિ.

**સંપેટાવવું, સંપેટાવું** (સમ્પેટા-) જુઓ 'સંપેટવું'માં.

**સંપેતરું** (સમ્પેતરું) ન. કોઈને પરગામ પહોંચાડવા માટે પ્રવાસીને સોંપવામાં આવતી ચીજ-વસ્તુ, સથવારે મોકલાતી ચીજ-વસ્તુ

**સં-પ્ર-જન્ય** (સમ્પ્રજન્ય) ન. [સં.] કાયા અને ચિત્તની અવસ્થાનું વારંવારનું નિરીક્ષણ. (બૌદ્ધ)

**સં-પ્ર-જ્ઞાત** (સમ્પ્રજ્ઞાત) વિ. [સં.] સંપૂર્ણ રીતે જેનું જ્ઞાન થયું હોય તેવું. (૨) જેમાંથી હજી વિચાર વગેરે દૂર નથી થયા તેવી સ્થિતિનું. (યોગ.) [સંપૂર્ણ જ્ઞાન

**સં-પ્ર-જ્ઞાન** (સમ્પ્રજ્ઞાન) ન. [સં.] સારી રીતે થયેલું જ્ઞાન,

**સં-પ્રતિ** (સમ્પ્રતિ) ક્રિ.વિ. [સં.] સાંપ્રત સમયે, ચાલુ સમયમાં, હાલ, હમણાં, આ કાળમાં, અત્યારે

**સં-પ્રતીત** (સમ્પ્રતીત) વિ. [સં.] ચોખ્ખે ચોખ્ખું જણાઈ આવેલું, સ્પષ્ટ જોવામાં આવેલું, સ્પષ્ટ રીતે અનુભવાયેલું

**સંપ્રતીત-તા** (સમ્પ્રતીત-) સ્ત્રી., **સંપ્રતીતિ** (સમ્પ્રતીતિ) સ્ત્રી. [સં.] સંપ્રતીત હોવાપણું, (૨) ખાતરી, સ્પષ્ટ પ્રતીતિ

**સં-પ્રત્યય** (સમ્પ્રત્યય) પું. [સં.] જુઓ 'સંપ્રતીત-તા.' (૨) દૃઢ માન્યતા

**સં-પ્ર-દાન** (સમ્પ્રદાન) ન. [સં.] આપવું એ. (૨) ભેટ, બક્ષિસ. (૩) ચિત્તની પ્રસન્નતા. (૪) વાક્યમાં જેને કે જેના પ્રતિ આપવાની ક્રિયા થાય તે વ્યક્તિને માટેનો વિભક્તિ-અર્થ, ચોથી વિભક્તિનો અર્થ. (વ્યા.)

**સં-પ્ર-દાય** (સમ્પ્રદાય) પું. [સં.] રીત, રસમ, પ્રણાલી, શિરસ્તો, રવૈયો, રિવાજ, પારંપરિક વ્યવહાર. (૨) ગુરુની પરંપરાથી ચાલી આવતી ઉપદેશ-પરંપરા અને એનો માર્ગ કે પંથ, આમ્નાય, 'સેક્ટ' 'રિલિજિયન,'

**સંપ્રદાય-દૃષ્ટિ** (સમ્પ્રદાય-) સ્ત્રી. [સં.] અમુક મત પંથ કે વાડામાં સમાઈ રહેતી ટૂંકી નજર

**સંપ્રદાય-પ્રવર્તક** (સમ્પ્રદાય-) વિ., પું. [સં.] તે તે મત પંથ કે પ્રણાલિકાનો ફેલાવો કરનાર, પંથ ચલાવનાર

**સંપ્રદાયાંધતા** (સમ્પ્રદાયાન્ધતા) સ્ત્રી. [+સં. अन्धता] સંપ્રદાયની બહાર જોવાની દૃષ્ટિનો અભાવ, સંપ્રદાય તરફનો આંધળો ભક્તિ-ભાવ

**સંપ્રદાયી** (સમ્પ્રદાયી) વિ. [સં., પું.] સંપ્રદાયને લગતું, સંપ્રદાયનું, સાંપ્રદાયિક. (૨) તે તે સંપ્રદાયનું અનુયાયી

**સં-પ્ર-સન્ન** (સમ્પ્રસન્ન) વિ. [સં.] સંપૂર્ણ રીતે ખુશ ખુશ

**સં-પ્ર-સાદ** (સમ્પ્રસાદ) પું. [સં.] ચિત્તની નિર્મળતા અને સંપૂર્ણ પ્રસન્નતા. (યોગ.)

**સં-પ્ર-સારણ** (સમ્પ્રસારણ) ન. [સં.] સારી રીતે ફેલાવો થવો - કરવો એ. (૨) ઉચ્ચારણ-પ્રક્રિયામાં 'ય્ ર્ લ્ વ્'ને સ્થળે તે તેનો મૂળ સ્વર થવો - અનુક્રમે 'ઇ ઋ લૃ ઉ' થવા - એવો વિકાસ. (વ્યા.)

**સં-પ્રાપ્ત** (સમ્પ્રાપ્ત) વિ. [સં.] મેળવેલું, આવી મળેલું

**સં-પ્રાપ્તિ** (સમ્પ્રાપ્તિ) સ્ત્રી. [સં.] મેળવવું એ, પ્રાપ્ત થવું એ, પ્રાપ્તિ, લબ્ધિ

**સં-પ્રોક્ષણ** (સમ્પ્રોક્ષણ) ન. [સં.] પાણી છાંટવાની ક્રિયા. (૨) પાણી છાંટી પવિત્ર કરવાની ક્રિયા

**સંફ** (સમ્ફ) સ્ત્રી. [અર. સફ્] પંક્તિ, હાર. (૨) વિસ્તાર. (૩) પક્ષ. (૪) લશ્કરી છાવણી

**સં-ફેટ** (સમ્ફેટ) પું. [સં.] અથડા-અથડી, ધાંધલ, ઝઘડો. (૨) નાટ્યમાં રોષપૂર્વક બોલવું એ. (નાટ્ય.)

**સં-બદ્ધ** (સમ્બદ્ધ) વિ. [સં.] સાથે બંધાયેલું, સંબંધમાં આવેલું, સંબંધવાળું

**સંબ(-વ)લ** (સમ્બલ, સંવ્વલ) ન. [સં.] ભાતું, ટીમણ

**સં-બંધ** (સમ્બન્ધ) પું. [સં.] જોડાઈ જવું એ. (૨) સંયોગ, સંપર્ક, સંસર્ગ. (૩) મિત્રતા, મિત્રાચારી. (૪) સગપણ, સગાઈ. (૫) નાતો. (૬) વાક્યમાં છઠ્ઠી વિભક્તિનો અર્થ. (વ્યા.)

**સં-બંધક** (સમ્બન્ધક) વિ. [સં.] સંબંધ કરનારું. (૨) સંબંધ રાખનારું. (૩) સંબંધ બતાવનારું. (૪) સંબંધને લગતું, સંબંધી. [० ભૂતકૃદંત (-કૃદન્ત) ન. [સં.] અવ્યયરૂપી કૃદંત. (વ્યા.)] [(૧,૨,૩).'

**સંબંધ-કર્તા** (સમ્બન્ધ-) વિ. [સં., પું.] જુઓ 'સંબંધક

**સંબંધ-વાચક** (સમ્બન્ધ-) વિ. [સં.] છઠ્ઠી વિભક્તિનો અર્થ બતાવનારું, (વ્યા.)

**સંબંધ-વિભક્તિ** (સમ્બન્ધ-) સ્ત્રી. [સં.] છઠ્ઠી વિભક્તિ. (વ્યા.)

**સંબંધાર્થક** (સમ્બન્ધાર્થક) વિ. [+સં. अर्थ-क] સંબંધનો અર્થ બતાવનારું, છઠ્ઠી વિભક્તિનો અર્થ આપનારું. (વ્યા.)

**સંબંધિત** (સમ્બન્ધિત) વિ. [સં. सम्+बन्ध+સં. इत ત.પ્ર. સંસ્કૃતાભાસી] સંબંધ હોય તેવું, સંબંધવાળું, સંબદ્ધ

**સંબંધી** (સમ્બન્ધી) વિ. [સં., પું.] સંબંધ ધરાવતું. (૨) સગપણ ધરાવતું, 'રિલેટિવ.' (૩) ના.યો. ને લગતું, બાબતે, વિશે. [० **સર્વનામ** ન. [સં.] સંબંધ બતાવનારું સર્વનામ.' 'જે' અને એનાં સાધિત રૂપ. (વ્યા.)]

**સં-બુદ્ધ** (સમ્બુદ્ધ) વિ. [સં.] જાગી ગયેલું. (૨) જેને સારી રીતે જ્ઞાન થયું હોય તેવું, પૂર્ણ જ્ઞાન-દશાએ પહોંચેલું

**સંબેલ** (સમ્બેલ્ય) સ્ત્રી. જુઓ 'સમેલ.' (૨) વણકરોનું

દોરા ટીપવાના કાથાને મજબૂત રાખવાનું એક સાધન
**સંબો** (સમ્બો) પું. [સં. समवाय, અર્વા. તદ્ભવ] સમવાય, સમૂહ, લોકોનો જથ્થો
**સં-બોધ** (સમ્બોધ) પું. [સં.] સારી રીતે આપેલી સમઝ, જ્ઞાન
**સં-બોધન** (સમ્બોધન) ન. [સં] જગાડવું એ. (૨) સમઝાવવું એ. (૩) બોલાવવું એ. (૪) બોલાવવાનો અર્થ. (વ્યા.) [ ૦ **વિભક્તિ** સ્ત્રી. [સં.] સંબોધન અર્થે વપરાતી વિભક્તિ. (વ્યા.)]
**સંબોધવું** (સમ્બોધવું) સ.ક્રિ. [सम्+बुध् > बोध्, તત્સમ] જગાડવું. (૨) સમઝાવવું. (૩) બોલાવવું. (૪) ઉપદેશ આપવો. (૫) ને ઉદ્દેશી કહેવું. **સંબોધાવું** (સમ્બોધાવું) કર્મણિ.,ક્રિ. **સંબોધાવવું** (સમ્બોધાવવું) પ્રે.,સ.ક્રિ.
**સંબોધાવવું, સંબોધાવું** (સમ્બોધા-) જુઓ 'સંબોધવું'માં.
**સં-બોધિ** (સમ્બોધિ) સ્ત્રી. [સં. सं-बुद्धि] સર્વોત્તમ જ્ઞાન, પૂર્ણ જ્ઞાન. (બૌદ્ધ.)
**સં-બોધિત** (સમ્બોધિત) વિ. [સં.] જગાડેલું. (૨) સમઝાવેલું. (૩) ઉપદેશાયેલું. (૪) બોલાવવામાં આવેલું. (૫) ને ઉદ્દેશી કહેવાયેલું
**સં-બોધ્ય** (સમ્બોધ્ય) વિ. [સં.] સંબોધન કરવા જેવું
**સં-ભવ** (સમ્ભવ) પું. [સં.] જન્મ, ઉત્પત્તિ. (૨) શક્યતા
**સંભવતઃ** (સમ્ભવતઃ) ક્રિ.વિ. [સં.] બનતાં સુધી, શક્ય રીતે, મોટે ભાગે [કર (સંજ્ઞા.) (જૈન.)
**સંભવ-નાથ** (સમ્ભવ-) પું. [સં.] જૈન ધર્મના ત્રીજા તીર્થં-
**સંભવનીય** (સમ્ભવનીય) વિ. [સં.] જુઓ 'સંભાવ્ય.'
**સંભવવું** (સમ્ભવવું) અ.ક્રિ. [સં. सम्+भू > भव्. તત્સમ] ઉત્પન્ન થવું, જન્મવું, પેદા થવું, ઊપજવું. (૨) શક્ય હોવું, સંભવિત હોવું [અને અ.શક્યતા
**સંભવાસંભવ** (સમ્ભવાસમ્ભવ) પું. [+ સં. अ-संभव] શક્યતા
**સંભવિત** (સમ્ભવિત) વિ. [સં. संभव +સં. इत ત.પ્ર., સંસ્કૃતાભાસી] શક્ય
**સંભળામણી** સ્ત્રી. [જુઓ 'સાંભળવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.] (લા.) મર્મ-વાક્ય સંભળાવવું એ
**સંભળાવવું, સંભળાવું** જુઓ 'સાંભળવું'માં.
**સંભા** (સમ્ભા) પું. [સં. समवाय, અર્વા. તદ્ભવ] જુઓ 'સંબો.'
**સં-ભાર** (સમ્ભાર) પું. [સં.] જરૂરી વાતની તૈયારી. (૨) જરૂરી સાધન-સામગ્રી. (૩) અથાણાં માટેનો રાઈ-મેથી-હીંગ-મરચાંનો મસાલો, સંભારો. [૦ ભરવો (રૂ.પ્ર.) અત્યુક્તિ કરવી. (૨) ઉશ્કેરવું]
**સંભારણ** (સમ્ભારણ) ન. [જુઓ 'સંભારવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] સંભારવું એ, યાદ કરવું એ, સ્મરવું એ
**સંભારણું** (સમ્ભારણું) ન. [જુઓ 'સંભારવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] યાદગીરી, સ્મૃતિ, સ્મરણ. (૨) યાદ કરાવે તેવો પદાર્થ, સ્મારક
**સંભારવું** (સમ્ભારવું) સ.ક્રિ. [સં. सम्-स्मृ-પ્રે. स्मार् > સં.स्मारय > પ્રા. संभार-] યાદ કરવું, સ્મરવું
**સંભારિયું** (સમ્ભારિયું) વિ. [જુઓ 'સંભાર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં સંભાર ભરી કરવામાં આવેલું હોય તેવું, સંભાર-ભરેલું [ત.પ્ર.] જુઓ 'સંભાર(૩).'
**સંભારો** (સમ્ભારો) પું. [સં. संभार + ગુ. 'ઓ' સ્વાર્થે
**સં-ભાવના** (સમ્ભાવના) સ્ત્રી. [સં.] આદર, સત્કાર, માન. (૨) તર્ક, કલ્પના, ધારણા. (૩) શક્યતા, સંભવ. (૪) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)
**સંભાવિત** (સમ્ભાવિત) વિ. [સં.] સંમાન્ય, 'ઑનરેબલ.' (૨) આબરૂદાર, પ્રતિષ્ઠિત
**સંભાવી** (સમ્ભાવી) વિ. [સં.,પું.] જુઓ 'સંભવિત.'
**સં-ભાવ્ય** (સમ્ભાવ્ય) વિ. [સં.] માન અપાવા જેવું, સંભાવનાને પાત્ર. (૨) યોગ્ય, લાયક. (૩) આબરૂદાર, પ્રતિષ્ઠિત, (૪) શક્ય [પ્રશ્નોત્તરી
**સં-ભાષણ** (સમ્ભાષણ) ન. [સં.] વાતચીત, વાર્તાલાપ. (૨)
**સંભાળ** (સમ્ભાળ્ય) સ્ત્રી. [જુઓ 'સંભાળવું.'] જતન, કાળજી. (૨) દેખ-રેખ
**સંભાળણી** (સમ્ભાળણી) સ્ત્રી., -ણું ન. [જુઓ 'સંભાળવું' + ગુ. 'અણી'-'અણું' કૃ.પ્ર.] સંભાળ રાખવી એ. (૨) રખેવાળી
**સંભાળવું** (સમ્ભાળવું) સ.ક્રિ. [સં. सम्-भाल्] દેખ-રેખ રાખવી. (૨) રખેવાળી રાખવી. (૩) તપાસ રાખવી. (૪) ઉછેરવું. (૫) હવાલો લેવો. (૬) સાવધાની રાખવી
**સં-ભુજ** (સમ્ભુજ) વિ. [સં.] જોડાયેલા ભુજવાળું, કોણાકાર, 'કો-ટર્મિનલ.' (ગ.) [જોડાયેલું. (૩) સમાન
**સં-ભૂત** (સમ્ભૂત) વિ. [સં.] જન્મેલું, ઉત્પન્ન થયેલું. (૨)
**સં-ભૂતિ** (સમ્ભૂતિ) સ્ત્રી. [સં.] જન્મ, ઉત્પત્તિ. (૨) શક્યતા, સંભવ. (૩) પરમાત્માનું એક ઐશ્વર્ય
**સં-ભૃત** (સમ્ભૃત) વિ. [સં.] સારી રીતે ભરેલું. (૨) એકઠું કરી રાખેલું. (૩) તૈયાર રાખેલું
**સંભો** (સમ્ભો) પું. [રવા.] તોપનો અવાજ
**સં-ભોગ** (સમ્ભોગ) પું. [સં.] મૈથુન-ક્રિયા. (૨) શૃંગાર રસના બે ભેદોમાંનો નાયક-નાયિકાના સાંનિધ્યના આસ્વાદને લગતો પ્રકાર. (કાવ્ય.)
**સંભોગ-શૃંગાર** (સમ્ભોગ-શૃઙ્ગાર) પું. [સં] જુઓ 'સંભોગ(૨).' [નારી સ્ત્રી
**સંભોગિની** (સમ્ભોગિની) વિ.,સ્ત્રી. [સં.] પુરુષ-સંબંધ કર-
**સંભોગી** (સમ્ભોગી) વિ. [સં.,પું.] સંભોગ કરનાર
**સં-ભ્રમ** (સમ્ભ્રમ) પું. [સં.] ખૂબ ભમવું એ, ભ્રમણ. (૨) ભ્રમ, ભ્રાંતિ. (૩) શંકા. (૪) ગભરાટ, વ્યાકુળતા. (૫) ધાંધલ
**સં-ભ્રાંત** (સમ્ભ્રાન્ત) વિ. [સં.] જેને સંભ્રમ થયો હોય તેવું
**સં-ભ્રાંતિ** (સમ્ભ્રાન્તિ) સ્ત્રી. [સં.] જુઓ 'સંભ્રમ.'
**સં-મત** (સમ્મત) વિ. [સં.] જેના વિશે સંમતિ કે ટેકો મળ્યો હોય તેવું. (૨) માન્ય. (નોંધ : 'તમારી વાતમાં હું સંમત છું'-એ પ્રયોગ ખોટો છે, 'તમારી વાત મને સંમત છે' એ પ્રયોગ સ્વાભાવિક છે. પહેલા વાક્યમાં 'તમારી વાતમાં હું સહમત છું' એવી રચના સ્વાભાવિક છે.)
**સં-મતિ** (સમ્મતિ) સ્ત્રી. [સં.] સમાન મત હોવાની સ્થિતિ, મળતો વિચાર હોવો એ. (૨) અનુ-મતિ, અનુ-મોદન, ટેકો. (૩) મત, અભિપ્રાય

**સંમતિ-દર્શક** (સમ્મતિ-) વિ. [સં.] સંમતિ બતાવનારું
**સંમતિ-પત્ર** (સમ્મતિ-) પું. [સં.,ન.] સંમતિ આપ્યાનો કાગળ
**સંમતિ-વય** (સમ્મતિ-) ન., સ્ત્રી. [+ સં. वयस्, न.] મત આપવાનો કાયદેસર અધિકાર હોય તેવી ઉંમર, પુખ્ત ઉંમર (અત્યારે મત-દાનની એકવીસ વર્ષની અને સ્રીને લગ્ન કરવાની અઢાર વર્ષની)
**સં-મર્દ** (સમ્મર્દ) પું. [સં.] સખત ગિરદી, ભીડ. (૨) બથ્થંબથ્થી, મારામારી. (૩) યુદ્ધ, લડાઈ
**સં-મંત્રણ** (સમ્મન્ત્રણ) ન., -ણા સ્ત્રી. [સં.] સાથે બેસી ચર્ચા વિચારણા કે મસલત કરવાની ક્રિયા, મંત્રણા, મસલત, વાટાઘાટ
**સં-માન** (સમ્માન) ન. [સં.,પું.] માન, આદર, સત્કાર. (૨) ગૌરવ, પ્રતિષ્ઠા. (નોંધ : 'સન્માન' શબ્દ સં.થી અશુદ્ધ-અસિદ્ધ છે. એવો શબ્દ તો सत् + मान નો બને, આ सम् + मान છે.)
**સંમાનનીય** (સમ્માનનીય) વિ. [સં.] સંમાન કરાવાને યોગ્ય, માન આપવા પાત્ર
**સંમાનવું** (સમ્માનવું) સ.ક્રિ. [સં. सम् + मन्-मानय-, તત્સમ] સંમાન કરવું, આદર આપવો. **સંમાનાવું** (સમ્માનાવું) કર્મણિ.,ક્રિ.
**સં-માનિત** (સમ્માનિત) વિ. [સં.] જેનું સંમાન કરવામાં [આવ્યું હોય તેવું
**સં-માન્ય** (સમ્માન્ય) વિ. [સં.] જુઓ 'સં-માનનીય.' (૨) સભા-સંસ્થાઓમાં લવાજમ લીધા-દીધા વિના સભ્ય દરજ્જે માનદ સ્વીકાર જેનો થયો હોય તેવું
**સં-માર્જક** (સમ્માર્જક) વિ [સં.] સાફ-સૂફ કરનાર, ઝાડુ-ઝાપટ કરનાર
**સં-માર્જન** (સમ્માર્જન) ન. [સં.] સાફસૂફી. (૨) ઝાડુ-ઝાપટ કરવું એ, વાસીદું વાળવું એ
**સં-માર્જની** (સમ્માર્જની) વિ., સ્ત્રી. [સં.] સાફ-સૂફ કરવાનું સાધન, સાવરણી, ઝાડુ. (૨) પૂંજણી
**સં-માર્જિત** (સમ્માર્જિત) વિ. [સં.] સાફ-સૂફ કરાવેલું
**સં-મિત** (સમ્મિત) વિ. [સં.] સમાન, સરખું, તુલ્ય
**સં-મિલન** (સમ્મિલન) ન. [સં. सं-मेलन] જુઓ 'સંમેલન.' (નોંધ : આ 'સં-મિલન' શબ્દ અશુદ્ધ અને અસિદ્ધ છે.)
**સં-મિલિત** (સમ્મિલિત) વિ. [સં.] સાથે મળેલું, એકઠું થઈ રહેલું. (૨) (લા.) એકમતનું, મળતા મતનું
**સં-મિશ્ર** (સમ્મિશ્ર) વિ. [સં.] જેનું અન્ય સાથે મિશ્રણ કરવામાં આવ્યું હોય તેવું, મેળવણી કરેલું, સં-મિશ્રિત
**સં-મિશ્રણ** (સમ્મિશ્રણ) ન. [સં.] મેળવણી, મિશ્રણ, સેળભેળ
**સં-મિશ્રિત** (સમ્મિશ્રિત) વિ. [સં.] જુઓ 'સં-મિશ્ર.'
**સં-મીલન** (સમ્મીલન) ન. [સં.] બિડાઈ જવું એ. (૨) મીંચાઈ જવું એ
**સં-મુખ** (સમ્મુખ) વિ [સં.] સામે રહેલું. (૨) ક્રિ.વિ. સામે, સમક્ષ. [નોંધ : 'સન્મુખ' શબ્દ સં. પ્રમાણે અશુદ્ધ અને અસિદ્ધ છે, કારણ કે સં. सम् + मुख છે. સં. सद् + मुखનું 'सन्मुख' થાય, તો એનો અર્થ 'સાચું મોઢું' થાય, જે અર્થવાળો શબ્દ ગુ.માં. પ્રયુક્ત થતો જેવામાં આવ્યો નથી.)
**સં-મૂઢ** (સમ્મૂઢ) વિ. [સં.] અત્યંત મૂઢ થયેલું. (૨) તદ્દન મૂંઝાઈ ગયેલું
**સં-મૂર્છિમ** (સમ્મૂર્છિમ) વિ. [સં.] નર-માદાના સંયોગ વિના ઉત્પન્ન થતું. (જૈન.) (૨) ગર્ભ વિના પોતાની મેળે ઉત્પન્ન થનારું (જૈન.)
**સંમેત-શિખર** (સમ્મેત-) ન. [સં. શબ્દ નથી + સં.] બંગાળમાં આવેલા એક પહાડ ઉપરનું શિખર (જૈનોનું એક તીર્થ-ધામ.). (સં.જ્ઞા.)
**સં-મેલન** (સમ્મેલન) ન. [સં.] એકથી વધુ લોકોનું એકઠા મળવું એ, મેળાવડો, અધિ-વેશન (પરિષદ વગેરેનું), 'કૅાન્ફરન્સ'
**સં-મોહન**[1] (સમ્મોહન) પું. [સં.] પ્રબળ મોહ, ભારે મૂર્છા. (૨) ભ્રાંતિ. (૩) અજ્ઞાન
**સં-મોહન**[2] (સમ્મોહન) વિ. [સં.] સંમોહ કરનારું, સર્વથા [મૂઢ કરી નાખનારું
**સં-મોહિત** (સમ્મોહિત) વિ. [સં.] ખૂબ જ મોહ પામેલું
**સંયમ** (સંય્યમ) પું., [સં.] ઇદ્રિયો તેમ ઇચ્છાઓ પરનો કાબૂ
**સં-યત** (સંય્યત) વિ. [સં.] ઇદ્રિયો કાબૂમાં હોય તેવું, [સંયમવાળું, સંયમી
**સં-યતિ**[1] (સંય્યતિ) પું. [સં.] જૈન યતિ, જૈન સાધુ. (જૈન.)
**સં-યતિ**[2] (સંય્યતિ) સ્ત્રી., -મ પું., [સં.] ઇદ્રિયો ઉપરનો સંપૂર્ણ કાબૂ, ઇંદ્રિય-નિગ્રહ
**સંયમ-ધર્મ** (સંય્યમ-ધર્મ) પું. [સં.] ઇદ્રિય-નિગ્રહનું કાર્ય
**સંયમન** (સંય્યમન) ન. [સં.] જુઓ 'સં-યમ.' (૨) શિસ્ત, 'ડિસિપ્લિન'
**સંયમની** (સંય્યમની) સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે માનસોત્તર પર્વત ઉપર આવેલી ગણાતી યમરાજની નગરી. (સંજ્ઞા.)
**સંયમ-મય** (સંય્યમ-), વિ. [સં.], **સંયમ-શાલી(-ળી)** (સંય્યમ-) વિ [સં.,પું.] જુઓ 'સંયમી.'
**સંયમ-શીલ** (સંય્યમ-) વિ. [સં.] ઇંદ્રિયો ઉપર કાબૂ રાખવા ટેવાયેલું
**સંયમી** (સંય્યમી) વિ. [સં.,પું.] ઇંદ્રિયો ઉપર જેણે સંપૂર્ણ કાબૂ મેળવ્યો હોય તેવું, સંયમશાળી
**સં-યુક્ત** (સંય્યુક્ત) વિ. [સં.] જેડાયેલું. (૨) એકઠું કરેલું, ભેગું કરેલું. (૩) અ-વિભક્ત. (૪) મજિયારું
**સંયુક્ત ક્રિયાપદ** (સંય્યુક્ત-) ન. [સં.] સહાયકારક ક્રિયાપદ જેને જેડાયેલું હોય તેવું બેઉ મળીને થયેલું ક્રિયાપદ. (વ્યા.)
**સંયુક્ત-રાષ્ટ્ર-સંઘ** (સંય્યુક્ત-રાષ્ટ્ર-સઙ્ઘ) ન.[સં.] પૃથ્વી ઉપરનાં અનેક રાષ્ટ્રોનું સંયુક્ત એક રાષ્ટ્ર કે સંઘ, 'યુનાઇટેડ નેશન્સ' (-'યુનો.')
**સંયુક્ત વાક્ય** (સંય્યુક્ત-) ન [સં.] સમાન કક્ષાનાં કે પ્રધાન કક્ષાનાં બે વાક્યોનું બનેલું જેડિયું વાક્ય. (વ્યા)
**સંયુક્ત વ્યંજન** (સંય્યુક્ત વ્યઞ્જન), **સંયુક્તાક્ષર** (સંય્યુક્તાક્ષર) પું [સં.,ન] બે કે વધુ વ્યંજન મળી થયેલું એકાત્મક સ્વરૂપ, જેડાક્ષર
**સંયુગ** (સંય્યુગ) ન. [સં.,પું] યુદ્ધ, લડાઈ, સંગ્રામ
**સં-યુત** (સંય્યુત) વિ. [સં.] જેડાયેલું, સંયોગ, પામેલું
**સં-યોગ** (સંય્યોગ) પું. [સં.] જેડાવું એ, યુતિ. (૨) સમા-

ગમ, મેળાપ, મિલન. (૩) સંબંધ. (૪) પરિસ્થિતિ, સંજોગ, મોકો, તક. (૫) સંભોગ, મૈથુન

**સં-યોગ-વશાત્** (સંય્યોગ-) ક્રિ.વિ. [સં.] પરિસ્થિતિને તાબે થઈને, સંજોગ કે સંજોગોને અનુસરીને, સંજોગાનુસાર, સંજોગ-વશાત્ [શૃંગાર'

**સંયોગ-શૃંગાર** (સંય્યોગ-શૃઙ્ગાર) પું. [સં.] જુઓ 'સંભોગ-

**સંયોગી** (સંય્યોગી) વિ. [સં.,પું.] સંયોગ કરીને રહેલું, જોડાયેલું. સંયુક્ત, (૨) પું. સંસારી સાધુ-બાવો

**સંયોગી-કરણ** (સંય્યોગી-) ન. [સં.] જોડાયેલું ન હોય તેને જોડાયેલું કરવું એ, જોડાણ

**સંયોગી-ભૂમિ** (સંય્યોગી-) સ્ત્રી. [સં.] જમીનના મોટા બે ભાગોને જોડનારી જમીનની સાંકડી પટ્ટી, 'ઇસ્થમસ'

**સં-યોજક** (સંય્યોજક) વિ. [સં.] જોડનારું. (૨) આયોજના કરનાર. (૩) રચનાત્મક

**સં-યોજન** (સંય્યોજન) ન. [સં.] જોડાણ. (૨) આયોજન, વ્યવસ્થા. (૩) રચના. (૪) બંધન. (બૌદ્ધ.)

**સં-યોજના** (સંય્યોજના) સ્ત્રી. [સં.] વ્યવસ્થા, ગોઠવણ

**સંયોજવું** (સંય્યોજવું) સ.ક્રિ. [સં. સં-યુજ્ > યોજ્ થયે, તત્સમ] જોડવું. (૨) આયોજન કરવું. (૨) રચવું

**સં-યોજિત** (સંય્યોજિત) વિ. [સં.] જેનું જોડાણ કરવામાં આવ્યું હોય તેવું. (૨) આયોજિત. (૩) ગોઠવેલું

**સં-રક્ષક** (સંરક્ષક) વિ. [સં.] રક્ષણ કરનાર, પાલન કરનાર. (૨) ટ્રસ્ટનો પાલક સભ્ય, 'ટ્રસ્ટી.' (૩) સંસ્થાઓમાં મોટું દાન આપનાર, 'પેટ્રન' [કરાતું રક્ષણ

**સં-રક્ષણ** (સંરક્ષણ) ન. [સં.] ચારે બાજુથી થતું કે

**સંરક્ષવું** (સંરક્ષવું) સ.ક્રિ. [સં. सम् + रक्ष् તત્સમ] સંરક્ષણ કરવું. સંભાળવું (૨) પાલન કરવું. (૩) આશરો આપવો. **સંરક્ષાવું** (સંરક્ષાવું) કર્મણિ., ક્રિ.

**સં-રક્ષિત** (સંરક્ષિત) વિ. [સં.] જેનું સંરક્ષણ કરવામાં આવ્યું છે તેવું

**સં-રંભ** (સંરમ્ભ) પું. [સં.] ઉત્સાહવાળો આરંભ. (૨) વેગ, આવેગ. (૩) ક્રોધ, ગુસ્સો. (૪) ઉપાડો

**સંરોહણી** (સંરોહણી) સ્ત્રી. [સં.] ઘા રૂઝવનારી વનસ્પતિ

**સંલક્ષ્ય-ક્રમ-ધ્વનિ** (સંલ્લક્ષ્ય-), **સંલક્ષ્યવ્યંગ્ય-ધ્વનિ** (સંલ્લક્ષ્ય-વ્યઙ્ગ્ય-) પું. [સં.] ધ્વનિનો એક પ્રકાર. (કાવ્ય.)

**સં-લગ્ન** (સંલ્લગ્ન) વિ. [સં.] વળગેલું, ચોંટેલું. (૨) અડીને રહેલું, નજીકમાંનું. (૩) ધ્યાન-મગ્ન, મશગૂલ

**સં-લાપ** (સંલ્લાપ) પું. [સં.] વાતચીત, સંવાદ, વાર્તાલાપ

**સંલાપક** (સંલ્લાપક) વિ. [સં.] ઉપરૂપકોમાંનું એ નામનું રૂપક (નાટક). કાવ્ય.)

**સં-લીન** (સંલ્લીન) વિ. [સં.] સારી રીતે લીન થયેલું, મગ્ન

**સંલેખણું** (સંલ્લેખણું) ન. [સં. સં-લેખનક દ્વારા], -ના ન., -ના સ્ત્રી. [સં.] જૈનોનું એક વ્રત. (જૈન.)

**સંવચ્છરી** (સંવચ્છરી) સ્ત્રી. [સં. सांवत्सरिका > પ્રા. संवच्छरिआ] જુઓ 'સમછરી'-'સંવત્સરી.'

**સંવત** (સંવત) પું. [સં. संवत्सर નું સં. લઘુરૂપ संवत्] વર્ષનો એકમ, સંવત્સર, 'ઇયર.' (૨) (મુખ્યત્વે) વિક્રમનું તે તે વર્ષ, વિ.સં.

**સંવત્સરી** (સંવત્સરી) સ્ત્રી. [સં.] વાર્ષિક મરણ-તિથિ, સમછરી, 'ઍનિવર્સરી.' [૦ કરવી (રૂ.પ્ર.) મરેલાંની વાર્ષિક મરણ તિથિએ ભોજન વગેરે કરાવવું]

**સં-વનન** (સંવનન) ન. [સં.] નર-માદા કે સ્ત્રી-પુરુષનું ગર્ભધારણ માટેનું આતુર અને પરસ્પર ખેંચાણવાળું વર્તન. (૨) પ્રિયાનું આરાધન

**સંવનન-કાળ(-ળ)** (સંવનન-) પું. [સં.] નર-માદા સ્ત્રી-પુરુષ વગેરેનું પરસ્પર ખેંચાણ થવાનો સમય. (૨) પ્રેમ કરવાનો વખત

**સં-વર** (સંવર) પું. [સં.] ઢાંકણ. (૨) આત્માભિમુખ થવાની ક્રિયા. (જૈન.) (૨) અઘાતિ કર્મ. (જૈન.)

**સં-વરણ** (સંવરણ) ન. [સં.] રોકવાની ક્રિયા, અટકાવ, પ્રતિરોધ. (૨) ચૂંટણી, પસંદગી, વરણી, 'ઇલેક્શન'

**સંવરવું** (સંવરવું) સ.ક્રિ. [સ. सम् + हृ > हर्] (જ.ગુ.) જુઓ 'સંઘરવું.' **સંવરાવું** (સંવરાવું) કર્મણિ., ક્રિ. **સંવરાવવું** (સંવરાવવું) પ્રે., સ.ક્રિ.

**સંવરાવવું, સંવરાવું** (સંવરા-) જુઓ 'સંવરવું'માં.

**સંવર્ત, ૦ક** (સંવર્ત, ૦ક) પું. [સં.] જુદા જુદા યુગે થતો પ્રલય. (૨) એ નામનો પંચાંગનો એક યોગ. (જ્યો.)

**સં-વર્ધક** (સંવર્ધક) વિ. [સં.] વધારનારું. (૨) પોષણ આપનારું

**સં-વર્ધન** (સંવર્ધન) ન. [સં.] ઉછેર. (૨) વિકાસ

**સં-વર્ધમાન** (સંવર્ધમાન) વિ. [સં.] વધ્યા કરતું, વધતું ચાલતું, વૃદ્ધિ પામ્યા કરતું

**સં-વર્ધિત** (સંવર્ધિત) વિ. [સં.] સંવર્ધન કરવામાં આવ્યું હોય તેવું, ઉછેરવામાં આવેલું. (૨) વધારો કરેલું

**સંવલ** (સંવલ) જુઓ 'સંબલ.'

**સંવા** (સંવા) પું. [સં. समवाय, અર્વા. તદ્ભવ] સમવાય, સમુદાય, જથ્થો (જ્ઞાતિનો પેટા-વિભાગ)

**સંવાદ** (સંવાદ) પું. [સં.] કોઈ બે પદાર્થ ક્રિયા કે લખાણનું બીજા પદાર્થ ક્રિયા કે લખાણ સાથેનું મળતાપણું. (૨) એકમતી. (૩) વાર્તાલાપ, વાતચીત, 'ડાયાલૉગ.' (૪) વર્તમાનપત્રમાંના સમાચાર [પત્રનો)

**સંવાદ-દાતા** (સંવાદ-) વિ. [સં.,પું.] ખબરપત્રી (વર્તમાન-

**સંવાદિ-તા** (સંવાદિ-) સ્ત્રી., -ત્વ ન. [સં.] સંવાદી હોવાપણું, સંવાદ, 'હાર્મની'

**સંવાદી** (સંવાદી) વિ. [સં.,પું.] સંવાદ સાધનારું. (૨) સંવાદ કરનારું. (૩) તાલ-બદ્ધ, લયાન્વિત. (૪) પું. સંગીતના વાદી સ્વરથી પાંચમો અને ચોથો સ્વર. (સંગીત.)

**સંવાય** (સંવાય) પું. [સં. समवाय, અર્વા. તદ્ભવ] જુઓ 'સંવા.' [બાહ્ય પ્રયત્ન. (વ્યા.)

**સં-વાર** (સંવાર) પું. [સં.] ઉચ્ચારણનો ૧૧ માંનો એક

**સંવારવું** (સંવારવું) સ.ક્રિ. [સં. सम्-वृ > પ્રે. वारय, તત્સમ] સુધારવું, ચોખ્ખું કરવું, સમારવું. (૨) ઓળવું. **સંવારાવું** (સંવારાવું) કર્મણિ.,ક્રિ. **સંવારાવવું** (સંવારાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંવારાવવું, સંવારાવું** (સંવારા-) જુઓ 'સંવારવું'માં.

**સં-વાસ** (સંવાસ) પું. [સં.] સાથે વસવું એ, સહ-વાસ.

(૨) નિવાસ, ઘર

**સં-વાહક** (સંવ્વાહક) વિ. [સં.] વહન કર્યે જનાર, ભાર ઉપાડી આગળ વધનાર, ભાર-વાહક. (૨) પું. નોકર

**સં-વાહન** (સંવ્વાહન) ન. [સં.] જુઓ 'સંવાહ(૧).' (૨) અંગ-મર્દન, ચંપી, મસાજ

**સં-વિત** (સંવ્વિત) સ્ત્રી. [સં. સં-વિદ્,-ત્] જ્ઞાન, સમઝ. (૨) કબૂલાત, કરાર. (૩) દેશમાં પસાર કરેલો કાયદો

**સં-વિત્તિ** (સંવ્વિત્તિ) સ્ત્રી. [સં.] સંવિદ, જ્ઞાન, સમઝ

**સં-વિદ** (સંવ્વિદ) સ્ત્રી. [સં. સં-વિદ્] જુઓ 'સં-વિત.'

**સં-વિધાન** (સંવ્વિધાન) ન. [સં.] કરવું એ, ક્રિયા. (૨) જોડવું એ, જોડાણ. (૩) ગોઠવવું એ. (૪) ઉપાય. (૫) રાજ્ય ચલાવવા માટેનું નિશ્ચિત બંધારણ, 'કૉન્સ્ટિટયુશન'

**સં-વિધાનક** (સંવ્વિધાનક) ન. [સં.] નાટકના વસ્તુની સંકલના

**સં-વૃત** (સંવ્વૃત) વિ. [સં.] વીંટી લીધેલું. (૨) છુપાવેલું, સંતાડેલું. (૩) ઉચ્ચારણમાં સાંકડું (એ ઉચ્ચારણનો આભ્યંતર પ્રયત્ન છે અને જેના ઉપર ભાર નથી આવતો તેવો સ્વર છે. એ અત્યંત હ્રસ્વ સ્વર માટે સંસ્કૃતમાં છે., ગુ.માં. 'એ-ઓ' હ્રસ્વ-દીર્ઘ 'સંવૃત' ગણાય છે, જ્યારે પહોળા બોલાતા 'ઍ-ઑ' હ્રસ્વ-દીર્ઘને 'વિવૃત' કહ્યા છે. સં.માં તો હ્રસ્વ અનુદાત્ત અ સિવાયના બધા સ્વરોને 'વિવૃત' કહ્યા છે. પરિભાષાનો ગુ.નો આટલો નવો ભેદ કહ્યો છે.) (વ્યા.)

**સં-વૃત્તિ** (સંવ્વૃત્તિ) સ્ત્રી. [સં.] આવરણ, ઢાંકણ. (૨) માયા

**સં-વૃત્ત** (સંવ્વૃત્ત) વિ. [સં.] બની ચૂકેલું.

**સંવૃત્તિ** (સંવ્વૃત્તિ) સ્ત્રી. [સં.] બનાવ

**સં-વૃદ્ધ** (સંવ્વૃદ્ધ) વિ. [સં.] સારી રીતે વધેલું, ખૂબ વિકસેલું. (૨) આબાદી પામેલું [(૨) આબાદી

**સં-વૃદ્ધિ** (સંવ્વૃદ્ધિ) સ્ત્રી. [સં.] ઘણો વધારો, સારો વિકાસ

**સં-વેગ** (સંવ્વેગ) પું. [સં.] પ્રબળ વેગ, ભારે ઝડપ. (૨) જુસ્સો, આવેશ, આવેગ. (૩) વિરાગ, વૈરાગ્ય. (૪) સાંસારિક બંધનની ધાસ્તી

**સંવેગી** (સંવ્વેગી) વિ. [સં.] પ્રબળ વેગવાળું.

**સં-વેદ** (સંવ્વેદ) પું. [સં.] જ્ઞાન, અનુભવ

**સં-વેદન** (સંવ્વેદન) ન. [સં.] પ્રતીતિ, ભાન. (૨) ઇંદ્રિય-બોધ. (૩) લાગણી, અસર. (૪) સંકલ્પ. (૫) મનની વ્યાકુળતા

**સંવેદન-શીલ** (સંવ્વેદન-) વિ. [સં.] લાગણી-પ્રધાન

**સંવેદના** (સંવ્વેદના) સ્ત્રી. [સં.] પ્રતીતિ, ખ્યાલ

**સં-વેશ** (સંવ્વેશ) પું. [સં.] સૂઈ જવું એ. (૨) સ્વપ્ન. (૩) આસન

**સં-વ્યગ્ર** (સંવ્યગ્ર) વિ. [સં.] ખૂબ જ વ્યગ્ર

**સં-શપ્તક** (સંશપ્તક) વિ.,પું. [સં.] 'હું અમુક યોદ્ધાને હણીશ' એવી યા મરણની પરવા કર્યા વિના રણમાં લડીને મરણ પામવાની ઇચ્છા કરી નીકળેલો યોદ્ધો કે સૈનિક, કેસરિયાં કરનારો લડવૈયો

**સં-શય** (સંશય) પું. [સં.] શંકા, સંદેહ, વહેમ, સંદેશો. (૨) દહેશત, ભય

**સં-શયક** (સંશયક) વિ. [સં.], -ખોર વિ. [સં. સંશય + ફા. પ્રત્યય] શંકા-શીલ, શંકા કર્યા કરનારું

**સંશય-ગ્રસ્ત** (સંશય-) વિ. [સં.] સંશયમાં પડેલું, શંકાથી ભરેલું, સંશયવાળું

**સંશય-વાદ** (સંશય-) પું. [સં.] દરેક વસ્તુમાં શંકા કર્યા કરવી એ પ્રકારનું કથન, 'સ્કેપ્ટિસિઝમ'

**સંશય-વાદી** (સંશય-) વિ. [સં.,પું.] સંશય-વાદ ધરાવનારું, શંકાની રજૂઆત કર્યા કરનારું, 'સ્કેપ્ટિક'

**સંશય-વાન** (સંશય-) વિ. [સં. °વાન્, પું.] શંકા ધરાવનારું

**સંશયાતીત** (સંશયાતીત) વિ. [+ સં. અતીત] હવે જે વિશે કશી જ શંકા રહી ન હોય તેવું

**સંશયાત્મક** (સંશયાત્મક) વિ. [+ સં. આત્મન્ + क], **સંશયાત્મા** (સંશયાત્મા) વિ. [+ સં. આત્મા, પું.], જેના મનમાં શંકા જ શંકા હોય તેવું, શંકાશીલ

**સંશયાસ્પદ** (સંશયાસ્પદ) વિ [+ સં આ-સ્પદ] સંશય-પાત્ર, શંકા કરવા જેવું, શંકાસ્પદ

**સંશયિત** (સંશયિત) વિ. [સં.], **સંશયી** (સંશયી) વિ. [સં.,પું.] શંકાશીલ, વહેમીલું

**સં-શિત** (સંશિત) વિ. [સં.] તીક્ષ્ણ

**સંશિત-વ્રત** (સંશિત) વિ. [સં., બ.વ્રી.] જેણે આકરું વ્રત લીધું હોય તેવું, આકરી પ્રતિજ્ઞાવાળું [નિર્મળ, સ્વચ્છ

**સં-શુદ્ધ** (સંશુદ્ધ) વિ. [સં.] તદ્દન શુદ્ધ, તદ્દન પવિત્ર. (૨)

**સં-શુદ્ધિ** (સંશુદ્ધિ) સ્ત્રી. [સં.] પૂર્ણ શુદ્ધિ, પૂર્ણ પવિત્રતા. (૨) સ્વચ્છતા, નિર્મળતા. (૩) તપાસણી, ખોજ. (૪) ભૂલો સુધારવાની ક્રિયા

**સં-શોધક** (સંશોધક) વિ. [સં.] સંશોધન કરનાર

**સં-શોધન** (સંશોધન) ન. [સં.] જુઓ 'સં-શુદ્ધિ.' (૨) ખાસ કરીને તે તે વિષયના ઊંડાણમાં જઈને એના વિશેના સત્યને બહાર લાવવાનું કાર્ય, અનુસંધાન, 'રિસર્ચ'

**સંશોધન-કાર** (સંશોધન-) વિ. [સં.] વિષયની કે ગ્રંથની ભૂલો શોધી એને સુધારી લેનાર (૨) સંશોધનનું કાર્ય કરનાર, 'રિસર્ચ સ્કૉલર'

**સંશોધનાત્મક** (સંશોધનાત્મક) વિ. [+ સં. આત્મન્ + क] જેના વિશે સંશોધન કર્યું હોય તેવું

**સં-શોધની** (સંશોધની) વિ. [સં.,પું.] જુઓ 'સંશોધક.'

**સં-શોધનીય** (સંશોધનીય) વિ. [સં.] જેના વિશે સંશોધન કરવા જેવું હોય તેવું

**સંશોધવું** (સંશોધવું) સ.ક્રિ. [સ. સમ્-શુધ્ > શોધ્, તત્સમ] સંશોધિત કરવું, શોધી કાઢવું. **સંશોધાવું** (સંશોધાવું) કર્મણિ.,ક્રિ. **સંશોધાવવું** (સંશોધાવવું) પ્રે., સ.ક્રિ.

**સંશોધાવવું, સંશોધાવું** (સંશોધા-) જુઓ 'સંશોધવું'માં.

**સંશોધિત** (સંશોધિત) વિ. [સં.] જે શુદ્ધ કરવામાં આવ્યું હોય તેવું. (૨) જેને વિશે સંશોધન કરવામાં આવ્યું હોય તેવું

**સં-શોષણી** (સંશોષણી) વિ. સ્ત્રી. [સં.] ખરાબ લોહી ચૂસી લે એવો લેપ

**સં-શ્રય** (સંશ્રય) પું. [સં.] આશ્રય, આશરો. (૨)

વિશ્વાસ. (૩) નિવાસ-સ્થાન

**સં-શ્રિત** (સંઁશ્રિત) વિ. [સં.] જેનો આશ્રય કરવામાં આવ્યો હોય તેવું. (૨) જેણે આશ્રય કર્યો હોય તેવું

**સં-શ્લિષ્ટ** (સંઁશ્લિષ્ટ) વિ. [સં.] ભેટેલું. (૨) વળગેલું, ચોટેલું. (૩) શ્લેષવાળું [ગાઢ આ-શ્લેષ

**સં-શ્લેષ** (સંઁ-શ્લેષ) પું. [સં.] ભેટવું એ, આલિંગન,

**સં-સક્ત** (સંઁસક્ત) વિ. [સં.] નજીક નજીક આવેલું. (૨) આસક્તિવાળું, આ-સક્ત. (૩) જોડાઈ ગયેલું

**સં-સક્તિ** (સંઁસક્તિ) સ્ત્રી. [સં.] આ-સક્તિ. (૨) સંસર્ગ

**સં-સદ** (સંઁસદ) સ્ત્રી. [સં. સં-સદ્] સભા, મંડળ, પરિષદ. (૨) લોક-સભા, 'પાર્લામેન્ટ.' (હિં.માં આ રૂઢ છે.)

**સંસદિયું** (સંઁસદિયું) વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સંસદ-વાળું, સંસદ ઉપર અધિકાર જમાવી બેઠેલું

**સંસદીય** (સંઁસદીય) વિ. [સં.] સંસદને લગતું

**સંસરવું** (સંઁસરવું) અ.ક્રિ. [સં. सम्-सृ>सर्, તત્સમ] સરકવું, સરવું. (૨) હિલચાલ કરવી. (૩) આગળ વધ્યે જવું. **સંસરાવું** (સંઁસરાવું) ભાવે.,ક્રિ. **સંસરાવવું** (સંઁસ-રાવવું) પ્રે.,સ.ક્રિ. [(૩) નિકટનો વ્યવહાર

**સં-સર્ગ** (સંઁસર્ગ) પું. [સં.] સંપર્ક. (૨) સંબંધ, સોબત.

**સંસર્ગ-દોષ** (સંઁસર્ગ-) પું. [સં.] ખરાબ સોબતની બૂરી અસર, નઠારી સોબતથી થતી ખામી

**સંસર્ગી** (સંઁસર્ગી) વિ. [સં.,પું.] સંસર્ગ કરનારું

**સં-સર્પણ** (સંઁસર્પણ) ન. [સં.] જુઓ 'સં-સરણ.'

**સંસા** (સંઁસા) પું., સ્ત્રી. [સં. संशय> પ્રા. संसअ] જુઓ 'સંશય.' (પદ્યમાં.)

**સં-સાર** (સંઁસાર) પું. [સં.] સૃષ્ટિ, જગત. (શાંકર વેદાંત.) (૨) પુનર્જન્મની ઘટ-માળ. (વેદાંત.) (૩) આત્માની કર્મ-બદ્ધ અવસ્થા. (વેદાંત.) (૪) જીવની અહંતા-મમતાત્મક પરિસ્થિતિ કે વ્યવહાર (વાલ્લભ વેદાંત.) [૦ કરવો (રૂ.પ્ર.) ઘર ચલાવવું. ૦ તરવો (રૂ.પ્ર.) મોક્ષ મેળવવો. ૦ ફળવો (રૂ.પ્ર.) વંશ-વેલો વધવો. ૦નાં સીંદરાં (રૂ.પ્ર.) કામના દસરડા. ૦ની જાળ (રૂ.પ્ર.) અહંતા–મમતાની જકડ. ૦નો લહાવો (-લ્હાવો) (રૂ.પ્ર.) સ્ત્રીનું સુખ. ૦નો વા વાવો (રૂ.પ્ર.) પ્રપંચ-બાજી ચાલવી. ૦ માંડવો (રૂ.પ્ર.) લગ્ન કરવું. ૦માં ડૂબવું (રૂ.પ્ર.) સાંસારિક કાર્યોમાં અટવાવું]

**સંસાર-ચક્ર** (સંઁસાર-) ન. [સં.] જન્મ-મરણની ઘટ-માળ

**સંસાર-માર્ગ** (સંઁસાર-) [સં.] જગતમાં રહી ગાળેલું સાંસા-રિક જીવન [મુક્ત કરાવનારી

**સંસાર-મોચની** (સંઁસાર-) વિ., સ્ત્રી. [સં.] સંસારમાંથી

**સંસાર-યાત્રા** (સંઁસાર-) સ્ત્રી. [સં.] જન્મથી લઈ મૃત્યુ સુધીની માણસની ખેપ

**સંસાર-વ્યવહાર** (સંઁસાર-) પું. [સં.] જીવનનો વહેવાર. (૨) સ્ત્રી-પુરુષનો સાંસારિક વ્યવહાર

**સંસાર-શાસ્ત્ર** (સંઁસાર-) ન. [સં.] જુઓ 'સમાજ-શાસ્ત્ર.'

**સંસારશાસ્ત્રી** (સંઁસાર-) વિ [સં.,પું.] જુઓ 'સમાજશાસ્ત્રી.'

**સંસાર-શાલા(-ળા)** (સંઁસાર-) સ્ત્રી. [સં.] સંસારરૂપી નિશાળ

**સંસાર-સુખ** (સંઁસાર-) ન. [સં.] દુનિયાદારીનું દરેક પ્રકાર-નું સુખ, સાંસારિક આનંદ

**સંસાર-સુધારણા** (સંઁસાર-) સ્ત્રી [+ જુઓ 'સુધારણા.'], **સંસાર-સુધારો** (સંઁસાર-) પું. [+ જુઓ 'સુધારો.'] સાંસારિક બદીઓને દૂર કરવાની ક્રિયા, ખોટા રીતરિવાજો દૂર કરવાનું કાર્ય

**સંસારિણી** (સંઁસારિણી) વિ., સ્ત્રી. [સં.] સંસારને લગતી. (૨) સંસારમાં પડેલી, છોકરાં છૈયાં–પતિ–કુટુંબકબીલાવાળી

**સંસારી** (સંઁસારી) વિ. [સં.,પું.] સંસારને લગતું, સાંસા-રિક. (૨) સંસારમાં પડેલું, છોકરાં-છૈયાં-પત્નીવાળું

**સં-સિક્ત** (સંઁસિક્ત) વિ. [સં.] સારી રીતે છાંટેલું, છંટાયેલું

**સં-સિદ્ધ** (સંઁસિદ્ધ) વિ. [સં.] સારી રીતે સિદ્ધ થયેલું. (૨) સારી રીતે તૈયાર થયેલું. (૩) મોક્ષ પામેલું

**સં-સિદ્ધિ** (સંઁસિદ્ધિ) સ્ત્રી. [સં.] સંપૂર્ણ સફળતા, પૂર્ણ પ્રાપ્તિ. (૨) મોક્ષ

**સં-સૃતિ** (સંઁસૃતિ) સ્ત્રી. [સં.] ફેલાવો. (૨) સૃષ્ટિ, સર્જન. (૩) જન્મ-મરણ. (૪) ગતિ. (૫) હાર, પરંપરા. (૬) સંસાર [થયેલું, જન્મ પામેલું

**સં-સૃષ્ટ** (સંઁસૃષ્ટ) વિ. [સં.] સરજાયેલું, ઉત્પન્ન થયેલું, પેદા

**સં-સૃષ્ટિ** (સંઁસૃષ્ટિ) સ્ત્રી. [સં.] સર્જન, સૃષ્ટિ. (૨) સહવાસ, સંપર્ક. (૩) સંયોગ, મિલન. (૪) એ નામનો એક અર્થાલંકાર-ભેદ (નિરપેક્ષ બે અર્થાલંકારોનું એક જ સ્થાને આવી રહેવું.) (કાવ્ય.)

**સં-સેક** (સંઁસેક) પું., **સં-સેચન** (સંઁસેચન) ન. [સં.] સોગમથી છાંટવાની ક્રિયા

**સં-સ્કરણ** (સંઁસ્કરણ) ન. [સં.] સંસ્કાર આપવાની ક્રિયા, સુધારણા. (૨) દુરસ્ત કરવું એ. (૩) સાફ-સૂફ કરી કરવામાં આવેલું ગ્રંથ-પ્રકાશન

**સંસ્કર્તા** (સંઁસ્કર્તા) વિ.,પું. [સં.,પું.] સંસ્કાર આપનાર, સુધારો કે સુધારા કરનાર, (૨) સાફ-સૂફી કરનાર

**સંસ્કાર** (સંઁસ્કાર) પું. [સં.] સુધારવાની ક્રિયા. (૨) સાફ-સૂફી. (૩) જીવન-ઘડતરની કેળવણી. (૪) જીવનને ઉચ્ચ-ગામી કરવાનો તે તે વિધિ. (૫) દ્રવ્યના મિશ્રણથી બીજો ગુણ ઉત્પન્ન કરવાની પ્રક્રિયા. (૬) નીતિમત્તા પવિત્રતા વગેરે ગુણ. (૭) મન કે મગજ ઉપર પડતી બહારની સારી-નરસી છાપ. (૮) શાસ્ત્રના અભ્યાસથી મન ઉપર પડતી અસર. (૯) ભારતીય હિંદુધર્મની પ્રણાલી પ્રમાણેના હિંદુ બાળકને થતા જીવન-સમયના તબક્કાઓએ સોળ વિધિ. [૦ આપવો (રૂ.પ્ર.) ઓસડ બનાવતાં બીજા જરૂરી પદાર્થની ભાવના આપવી. ૦ કરવો (રૂ.પ્ર.) મઠારવું. માથે સંસ્કાર વીતવા (સંઁસ્કાર-) (રૂ.પ્ર.) ઘણું સંકટ આવવું]

**સંસ્કારક** (સંઁસ્કારક) વિ. [સં.], **-કર્તા** વિ. [સં.,પું.] સંસ્કાર કરનાર, સંસ્કાર આપનાર, સુધારા કરનાર

**સંસ્કારગ્રાહિ-તા** (સંઁસ્કાર-) સ્ત્રી. [સં.] સંસ્કાર-ગ્રાહી હોવાપણું [કરનારું

**સંસ્કાર-ગ્રાહી** (સંઁસ્કાર-) વિ. [સં., પું.] સંસ્કારોનું ગ્રહણ

**સંસ્કારવતી** (સંઁસ્કાર-) વિ., સ્ત્રી. [સં.] સંસ્કારવાળી (સ્ત્રી ભાષા વગેરે)

**સંસ્કાર-વાહી** (સંસ્કાર-) વિ. [સં.,પું.] સંસ્કાર લાવી આપનારું [જુઓ 'સંસ્કાર-હીણું'

**સંસ્કાર-વિહોણું** (સંસ્કાર-) વિ. [+જુઓ 'વિહોણું.']

**સંસ્-કારવું** (સંસ્કારવું) સ.ક્રિ. [સં. સંસ્કૃ > પ્રે. સંસ્કારય-, તત્સમ] સંસ્કાર આપવા, સંસ્કારવાળું કરવું. (૨) મઠારવું. **સંસ્કારાવું** (સંસ્કારાવું) કર્મણિ., ક્રિ. **સંસ્કારાવવું** (સંસ્કારાવવું) પ્રે.,સ.ક્રિ.

**સંસ્કાર-હીણું** (સંસ્કાર-) વિ. [+જુઓ 'હીણું.'], **સંસ્કાર-હીન** (સંસ્કાર-) વિ. [સં.] જુઓ 'સંસ્કાર વિનાનું, સંસ્કાર-વિહોણું.'

**સંસ્કારાવવું, સંસ્કારાવું** (સંસ્કારા-) જુઓ 'સંસ્કારવું'માં.

**સંસ્કારિત** (સંસ્કારિત) વિ. [સં.] જેનો સંસ્કાર કરાવવામાં આવ્યો હોય તેવું ['કલ્ચર'

**સંસ્કારિ-તા** (સંસ્કારિ-) સ્ત્રી. [સં.] સંસ્કારીપણું, સંસ્કૃતિ,

**સંસ્કારી** (સંસ્કારી) વિ. [સં.,પું.] સંસ્કારવાળું, 'કલ્ચર્ડ'

**સંસ્કારોત્થ** (સંસ્કારોત્થ) વિ. [+સં. ઉત્થ] સંસ્કારમાંથી ઊભું થયેલું

**સંસ્કાર્ય** (સંસ્કાર્ય) વિ. [સં.] જુઓ 'સંસ્કરણીય.'

**સંસ્કૃત** (સંસ્કૃત) વિ. [સં.] જેનો સંસ્કાર કરવામાં આવ્યો હોય તેવું, મઠારવામાં આવેલું, સંસ્કાર પામેલું. (૨) કેળવાયેલું. (૩) ચોખ્ખું કરેલું. (૪) તૈયાર કરવામાં આવેલું. (૫) ન., સ્ત્રી. [સં.,વિ.] વૈદિકી ભાષા-ભૂમિકામાંથી બ્રાહ્મણો આરણ્યકો. ઉપનિષદો દ્વારા ક્રમે ઘસાઈ ને સધાયેલું ભારતીય શિષ્ટ ભાષાસ્વરૂપ (જેનું વ્યાકરણ પાણિનિએ બાંધી આપ્યું; બેશક, 'પાણિનિ' તો એને 'લોક-ભાષા' કહે છે; 'સંસ્કૃત' સંજ્ઞા પછી મળી છે.) (સંજ્ઞા.)

**સંસ્કૃત-જ્ઞ** (સંસ્કૃત-) વિ. [સં.] સંસ્કૃત ભાષા જાણનારું

**સંસ્કૃત-પ્રચુર** (સંસ્કૃત-) વિ. [સં.] જેમાં સંસ્કૃત તત્સમ શબ્દોનો વિપુલ પ્રમાણમાં ઉપયોગ થયો—કર્યો હોય તેવું

**સંસ્કૃત-મય** (સંસ્કૃત-) વિ. [સં.] જુઓ 'સંસ્કૃત-પ્રચુર.'

**સંસ્કૃતમયી** (સંસ્કૃત-) વિ., સ્ત્રી. [સં.] સંસ્કૃત-પ્રચુર (ભાષા કે વાણી) ['સંસ્કૃત-પ્રચુર.'

**સંસ્કૃત-શાહી** (સંસ્કૃત-) વિ. [+જુઓ 'શાહી.'] જુઓ

**સંસ્કૃતાભાસી** (સંસ્કૃતાભાસી) વિ. [+સં. આભાસી, પું.] સંસ્કૃત ભાષાનું ન હોય તેવું સંસ્કૃતનો માત્ર ભાસ કરાવતું (જેમકે 'સુધારણા' જેવો શબ્દ)

**સંસ્કૃતિ** (સંસ્કૃતિ) સ્ત્રી. [સં.] ઊંચા સંસ્કાર, સંસ્કારિતા. (૨) વિભિન્ન કલાઓ અને વિભિન્ન શાસ્ત્રોનો થયેલો વિકાસ સૂચવનારી લાક્ષણિકતા (રહેણી કરણી અને સભ્યતાના સંસ્કારોની જેમાં છાપ પડી હોય છે), 'કલ્ચર.' (નોંધ: સભ્યતા-'સિવિલિઝેશન' એ 'સંસ્કૃતિ'માં સમાઈ જાય છે; એ જીવન-વ્યવહાર માત્ર છે.)

**સંસ્કૃતિયું** (સંસ્કૃતિયું) વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] જુઓ 'સંસ્કૃત-પ્રચુર.'

**સંસ્કૃતી** (સંસ્કૃતી) વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સંસ્કૃતને લગતું, સંસ્કૃતનું. (નોંધ: વિદ્વાન માટે સં.માં કૃતી, પું. છે, પણ સંસ્કૃતી જેવો તત્સમ શબ્દ નથી.)

**સંસ્કૃતેતર** (સંસ્કૃતેતર) વિ. [+સં. इतर > इतरत्] સંસ્કૃત ભાષા સિવાયનું બીજું (ભાષા વગેરે)

**સંસ્કૃતોત્થ** (સંસ્કૃતોત્થ) વિ. [+સં. ઉત્થ], -દ્ભવ વિ. [+સં. उद्-भव, બ.વ્રી.] સંસ્કૃત ભાષામાંથી થયેલું

**સંસ્ક્રિયા** (સંસ્ક્રિયા) સ્ત્રી. [સં.] સંસ્કાર

**સં-સ્ખલન** (સંસ્ખલન) ન. [સં.] ભૂલ, ચૂક, ગલતી, દોષ

**સં-સ્તર** (સંસ્તર) પું., -રણ ન. [સં.] બિછાનું, પથારી

**સં-સ્તવ** (સંસ્તવ) પું., **સં-સ્તુતિ** (સંસ્તુતિ) સ્ત્રી. [સં.] સ્તુતિ, સ્તવ, સ્તોત્ર, પ્રાર્થના

**સં-સ્થા** (સંસ્થા) સ્ત્રી. [સં.] સ્થાપિત વ્યવહાર શિક્ષણ રૂઢિ રિવાજ, 'સ્કૂલ.' (૨) વેપાર વ્યવહાર શિક્ષણ વગેરે ચલાવનારું સ્થાપિત મંડળ, 'ઇન્સ્ટિટ્યૂટ' અને 'એસોશિયેશન.' (૩) મૃત્યુ, મોત

**સં-સ્થાન** (સંસ્થાન) ન. [સં.] આકૃતિ, આકાર. (૨) અંગ-વિન્યાસ, આસનાવસ્થા. (૩) પરદેશીઓએ અન્ય દેશોમાં સ્થાપેલી વસાહત, 'કૉલોની.' (૪) અંગ્રેજી સત્તા હતી ત્યારનું તે તે દેશી રાજ્ય, 'સ્ટેઇટ'

**સંસ્થાન-વાસી** (સંસ્થાન-) વિ. [સં.,પું.] તે તે સંસ્થાનમાં રહેનારું, વસાતી

**સં-સ્થાપક** (સંસ્થાપક) વિ. [સં.] સ્થાપના કરનાર, 'પ્રોમોટર'

**સં-સ્થાપન** (સંસ્થાપક) ન., -ના સ્ત્રી. [સં.] સ્થાપના કરવી એ, પ્રતિષ્ઠા કરવી એ, 'એસ્ટાબ્લિશમેન્ટ'

**સંસ્થાપવું** (સંસ્થાપવું) સ. ક્રિ. [સં. સમ્-સ્થા નું પ્રેરક સં-સ્થાપય- તત્સમ] સ્થાપના કરવી

**સં-સ્થાપિત** (સંસ્થાપિત) વિ. [સં.] જેની સ્થાપના કરવામાં આવી હોય તેવું, 'એસ્ટાબ્લિશ્ડ'

**સંસ્થા-વાસી** (સંસ્થા-) વિ [સં.,પું.] ઘરને બદલે સમૂહના રૂપમાં સંસ્થામાં રહેનારું

**સં-સ્થિત** (સંસ્થિત) વિ. [સં.] રહેલું. (૨) મરી ગયેલું

**સં-સ્થિતિ** (સંસ્થિતિ) સ્ત્રી. [સં.] રહેવું એ, વસવાટ. (૨) ઉપસ્થિતિ, હાજરી. (૩) મૃત્યુ, મરણ

**સં-સ્પર્શ** (સંસ્પર્શ) પું. [સં.] અડકવું એ, સ્પર્શ. (૨) સંપર્ક

**સંસ્પર્શ-જન્ય** (સંસ્પર્શ-) વિ. [સં.] સ્પર્શ થવાથી ઉત્પન્ન થાય તેવું (રોગ વગેરે), 'એપેડેમિક'

**સં-સ્ફોટ** (સંસ્ફોટ), -ટન ન. [સં.] ખુલાસો, નિરાકરણ. (૨) રહસ્ય શોધવું એ

**સં-સ્મરણ** (સંસ્મરણ) ન. [સં.] યાદ રાખવું—કરવું એ. (૨) યાદગીરી, સ્મૃતિ, સંભારણું

**સં-સ્મૃતિ** (સંસ્મૃતિ) સ્ત્રી [સં.] જુઓ 'સં-સ્મરણ.'

**સં-સ્વેદજ** (સંસ્વેદજ) વિ. [સં.] જુઓ 'સ્વેદ-જ.'

**સં-હતિ** (સંહતિ) સ્ત્રી. [સં.] સાથે જઈ કે આવી રહેવું એ. (૨) એકઠા થવાપણું. (૨) અડકીને રહેવું એ, (૪) સંપ

**સંહતિ-વાદ** (સંહતિ-) પું. [સં.] સમગ્ર રાષ્ટ્રવાસીઓએ સંપીને એકાત્મક થઈ રહેવું જોઈએ એવો મત-સિદ્ધાંત

**સંહરવું** (સંહરવું) સ.ક્રિ. [સં. સમ્ + हृ > हर्] એકઠું કરવું. (૨) સંકેલવું, સમેટવું. (૩) સંહાર કરવો, કતલ કરવી. **સંહરાવું** કર્મણિ.,ક્રિ. **સંહરાવવું** (સંહરાવવું) પ્રે.સ.ક્રિ.

**સંહરાવવું, સંહરાવું** (સંહરા-) જુઓ 'સંહારવું'માં.

**સં-હર્તા** (સંહર્તા) વિ [સં.,પું] સંહાર કરનાર

**સં-હાર** (સંં-હાર) પું. [સં.] પ્રબળ ઘાત, ભારે કતલ, ખૂનરેજી. (૨) પ્રલય, નાશ

**સં-હારક** (સંહારક) વિ. [સં.] સંહાર કરનારું, સં-હર્તા

**સંહારવું** (સંહારવું) સ.ક્રિ. સં. સં-હાર, -ના.ધા] સંહાર કરવો. **સંહારાવું** (સંહારાવું) કર્મણિ, ક્રિ.

**સંહાર-સ્થાન** (સંહાર-) ન. [સં.] કતલ કરવાનું ઠેકાણું

**સંહારાવું** (સંહારાવું) જુઓ 'સંહારવું'માં

**સંહારિણી** (સંહારિણી) વિ ,સ્ત્રી. [સં.] પ્રબળ સંહાર કરનારી સ્ત્રી કે કોઈ દેવી 'દુર્ગા' જેવી

**સં-હિત** (સંહિત) વિ [સં.] અડકીને રહેલું. (૨) અંદર સમાઈ ગયેલું, 'ઇન્ટિરિયર'

**સં-હિતા** (સંહિતા) સ્ત્રી [સં.] સામસામે નજીક આવી પડવાની સ્થિતિ, લગોલગ હોવું એ. (વ્યા.) (૨) ચારે વેદો અને એની શાખાઓનો મંત્ર-વિભાગ. (૩) પદ્યાત્મક કોઈ પણ પ્રાચીન ધર્મ-ગ્રંથ (ભારત-સંહિતા પારાશર-સંહિતા તેમ પાંચરાત્ર સંપ્રદાયની અનેક સંહિતાઓ-અને વરાહ-તમિહિરની બૃહત્સંહિતા વગેરે અનેક)

**સંહિતા-કાલ**(-ળ) (સંહિતા-) પું. [સં.] વૈદિક સંહિતાઓનું સર્જન થયું તે સમય

**સંહિતા-ગ્રંથ** (સંહિતા-ગ્રન્થ) પું [સં.] જુઓ 'સંહિતા(૨,૩).'

**સંહિતા-પાઠ** (સંહિતા-) પું. [સં.] ખાસ કરી વૈદિક સંહિતાઓનો મંત્ર-પાઠ

**સં-હૃત** (સંહૃત) વિ. [સં.] એકઠું કરેલું. (૨) સંકેલી લીધેલું. (૨) જેનો સંહાર થયો કે કરવામાં આવ્યો હોય તેવું

**સં-હૃતિ** (સંહૃતિ) સ્ત્રી. [સં.] જુઓ 'સંહાર.'

**સા**[૧] પું. [સં. स्वाद પ્રા. > साअ-] (લા.) વાસ, ગંધ, બદબો, બો. (૨) તત્ત્વ, માલ

**સા**[૨] પું. [સં ષડ્જનું ટૂંકું રૂપ] સંગીતનો પહેલો 'ષડ્જ' સ્વર. (સંગીત.)

**સાઇકલ** ન. [અં.] ચક્કર ફરવું એ, ચકાવો. (૨) સ્ત્રી. પગથી પેડલ મારી ચલાવવાનું રબરનાં ટાયર અને વાટવાળું બે પૈડાંનું માણસને બેસવાનું વિદેશી પ્રકારનું વાહન, બાઇ-સિકલ [(૨) સમાજ-શાસ્ત્ર. (સંજ્ઞા.)

**સાઇકોલૉજી** સ્ત્રી. [અં.] માનસ-પ્રક્રિયા, માનસિક ધારણા.

**સાઇકોલૉજિસ્ટ** વિ. [અં.] માનસશાસ્ત્રી, મનોવિદ્યાવિદ

**સાઇક્લિસ્ટ** વિ. [અં.] સાઇકલ ચલાવનાર, સાઇકલ-સવાર

**સાઇક્લિંગ** (સાઇકલિઙ્ગ) ન. [અં.] સાઇકલ ચલાવવી એ

**સાઇક્લોટ્રૉન** ન [અં.] વીજ-ચુંબકથી ગતિ આપતું યંત્ર કે એની રચના. (પ.વિ.)

**સાઇક્લોન** ન [અં.] વા-વંટોળનું તોફાન, વંટોળિયો

**સાઇક્લોપીડિયા** પું. [અં.] જ્ઞાન-કોશ, વિશ્વ-કોશ

**સાઇક્લોસ્ટાઇલ** ન. [અં.] લખેલાં મૂળ લખાણ ઉપરથી એની અનેક નકલ કાઢવાનું યંત્ર. (૨) એ યંત્ર ઉપરની છાપવાની ક્રિયા

**સાઇઝ** સ્ત્રી. [અં.] માપ, કદ [વાળવાની ક્રિયા

**સાઇઝિંગ** (સાઇઝિઙ્ગ) ન [અં.] મિલમાં કાપડની ગડી

**સાઇટ** સ્ત્રી. [અં.] જમીનનો તે તે વસાહત વગેરે માટેનો ભાગ [રેખાંકન

**સાઇટ-પ્લા(-પ્લૅ)ન** પું.[અં.] વસાહતી વગેરે જમીનના તળનું

**સાઇટ્રિક ઍસિડ** પું. [અં.] લીંબુનાં ફૂલ (ક્ષાર)

**સાઇડ** સ્ત્રી. [અં.] બાજુ, પડખું

**સાઇડિંગ** (સાઇડિઙ્ગ) ન. [અં.] રેલવે-સ્ટેશને મુખ્ય લાઇનની બાજુમાંની વધારાની પાટાની લાઇનો. [૦માં મૂકવું (રૂ.પ્ર.) કામ અધૂરું રાખી બાજુ મૂકી રાખવું]

**સાઇન** સ્ત્રી. [અં.] નિશાની, એંધાણ. (૨) સહી, 'સિગ્નેચર'

**સાઇન-બોર્ડ** ન. [અં.] દુકાન સંસ્થા વ્યક્તિ રસ્તા વગેરેનાં નામ ચીતર્યાં હોય તેવું પાટિયું [સળી

**સાઇફન** સ્ત્રી. [અં.] પીપમાંથી પ્રવાહી વસ્તુ કાઢવાની

**સાઇફર** ન. [અં.] મીંડું, શૂન્ય

**સાઇસ** પું [અર.] ઘોડાનો રાવત ['સ-કુટુંબ.'

**સાક(-કે)ટમ** વિ. [સં. स-कुटुम्ब, અર્વા. તદ્ભવ] જુઓ

**સાકટી(-ડી)** સ્ત્રી., -ડું ન , -ટો પું. [જુઓ 'સાગ.'] સાગનો પાતળો લાંબો સોટો, વળી (૨) કૂવામાંથી પાણી સીંચવા થાંભલાના છેડે ઊંચું નીચું થાય તેવું રખાતું આડું

**સાકણસાયું** વિ. ['સ-કણસું' દ્વારા] ફૂંડા-દાણા સાથે કાપેલું (રાડું) [ 'શાકિની.'

**સાકણી** સ્ત્રી. [સં. शाकिनी, અર્વા. તદ્ભવ] જુઓ

**સાકર** સ્ત્રી. [સં. शर्करा > પ્રા. सक्करा, સં.માં અર્થ ખાંડ] શેરડીના રસમાંથી ગોળ અને ખાંડ પછીની પ્રક્રિયામાં બનતા પાસાદાર ટુકડા, મિસરી. [૦ ખાવી (રૂ.પ્ર.) સગપણ કરવું, ગોળ ખાવો. ૦ના કટકા, ૦ના ટુકડા (રૂ.પ્ર.) ખૂબ જ મીઠું. (૨) ખુશામતિયું. ૦ના રવા પીરસવા, ૦ પીરસવી, ૦વાળી જીભ કરવી (રૂ.પ્ર.) ખુશામત કરવી. ૦નું સાલ કાઢવું (રૂ.પ્ર.) સખત જુલમ કરવો. દૂધમાં સાકર (રૂ.પ્ર.) સારાં સાથે સારો મેળાપ. મીઠું સાકર (રૂ.પ્ર.) ખુશામતિયું]

**સાકર-ચૂંદડી** સ્ત્રી. [ + જુઓ 'સાકર.'] કન્યાનું સગપણ થયા પછી હિંદુઓમાં વર-પક્ષ તરફથી પહેલી વાર આવતી ચૂંદડી (નવો મીઠો સંબંધ થયો એના ચિહ્ન તરીકે)

**સાકરડો** પું. ઘોડાં ગધેડાં વગેરેનું ગળું આવી જવાનો એક રોગ (એ પ્રાણહારક છે.)

**સાકર-બજાર** સ્ત્રી.,ન. [ + જુઓ 'બજાર.'] જ્યાં સાકર ખાંડ મુખ્યત્વે વેચાતાં હોય તે બજાર

**સાકરવું**[૧] સ.ક્રિ. [જુઓ 'સાકર,'-ના.ધા.] ખાંડની ચાસણી કરી એનો પાસ આપવો

**સાકરવું**[૨] સ.ક્રિ. ['સાદ કરવો'નું લાઘવ] સાદ કરી બોલાવવું, હાકલવું

**સાકર-સુખડી** સ્ત્રી [ + જુઓ 'સુખડી.'] બિન-માલિકીની પડતર જમીનના વેચાણથી સરકારને થતી ઊપજ

**સાકરિયું** વિ. [સં. शार्करिक-क > પ્રા सक्करिअअ-] ખાંડની ચાસણી ચડાવેલું (કોઈ પણ ચણા વગેરે ખાદ્ય). (૨) સ્વાદ કે આકારમાં સાકર જેવું. (૩) ગળ્યું, મીઠું. (૪) (લા.) ખુશામતિયું. [-યો ગોળ (રૂ.પ્ર.) ખાસ કરી કઠણ

પ્રકારનો ભીલીનો ગોળ. -યો પ્રમેહ (રૂ.પ્ર.) મીઠી પેશાબનો રોગ,'ડાયાબિટિસ.' -યો સોમવાર (રૂ.પ્ર.) માત્ર થોડી સાકર ખાઈ કરવામાં આવતો સોમવારનો ઉપવાસ]

**સાકરિયો** વિ.,પું. [જુઓ 'સાકરિયું.'] પાનખર ઋતુમાં ખરેલાં પાંદડાં પર જણાતો સાકર જેવો ચીકાશવાળો પદાર્થ. (૨) ફૂલના મધની ઝરમર. (૩) આંબામાં થતો એક રોગ

**સાકાર** વિ. [સં. स + आ-कार] આકારવાળું, ઘાટ બંધાયેલો હોય તેવું. (૨) મૂર્તિમંત, મૂર્ત. (૩) આંખથી જેનો ખ્યાલ આવે તેવું

**સાકાર-ઉપાસના** સ્ત્રી. [સં., સંધિ વિના] હિંદુ માન્યતામાં દેહધારી અવતારોમાંના તે તે અવતારની આરાધના

**સાકાંક્ષ** (સાકાઙ્ક્ષ) વિ, [સં. सं + आ-काङ्क्षा, બ.વ્રી.] આકાંક્ષા ધરાવનારું, ઇચ્છાવાળું, સ-કામ. (૨) પું. એ નામનો અર્થનો દોષ. (કાવ્ય.) [(૨) કલાલ

**સાકી**[1] પું. [અર.] મદ્યનું પાન કરાવનાર મિત્ર કે માશૂક.

**સાકી**[2] પું. ઘોડાં-બકરાંના પાછલા પગમાં ઘૂંટણથી ખરી સુધીના ભાગમાં થતો એક રોગ

**સાકેટમ** જુઓ 'સાકટમ' -'સ-કુટુંબ.'

**સાકો** જુઓ 'સાખો.'

**સાક્ષર** વિ. [સં. स + अक्षर, બ.વ્રી.] જેને અક્ષર-જ્ઞાન થયું હોય તેવું. (૨) (લા.) વિદ્વાન, પંડિત, પારંગત. (નોંધ: ગુજરાતમાં ગુજરાતી ઉચ્ચ કોટિના વિદ્વાનોને માટે જૂની પેઢીમાં આ વિશેષણ ખૂબ જાણીતું હતું, હવે ઓસરી ગયું છે.) [સાક્ષર

**સાક્ષર-રત્ન** વિ. [સં.,ન.] ગુજરાતી વિદ્વાનોમાં શ્રેષ્ઠ, ઉત્તમ

**સાક્ષર-વર્ય** વિ. [સં.] ઉત્તમ સાક્ષર

**સાક્ષરી** વિ. [ + ગુ. 'ઈ' ત.પ્ર.], -રીય વિ. [સં.] સાક્ષર કે સાક્ષરોને લગતું, (૨) (લા.) આડંબરવાળું (લખાણ ભાષણ વગેરે)

**સાક્ષરોત્તમ** વિ. [ + સં. उत्तम] જુઓ 'સાક્ષર-વર્ય.'

**સાક્ષાત્** ક્રિ.વિ. [સં.] પ્રત્યક્ષ રીતે, આંખ સામે મૂર્ત હોય તેમ, નજરોનજર. (૨) જાતોજાત, પોતે

**સાક્ષાત્કાર** પું. [સં.] પ્રત્યક્ષ જોવું એ, નજરોનજર થયેલો અનુભવ. (૨) પરમાત્મા કે બીજાં દેવ-દેવી-દેવલાંનો આંખને થયેલો અનુભવ. (૩) પરમાત્મ-દર્શન, આત્માનુ-ભૂતિ, આત્મ-દર્શન, આત્મ-બોધ, 'સેલ્ફ-રિયાલિઝેશન'

**સાક્ષિ-ત્વ** ન. [સં.] સાક્ષી હોવાપણું

**સાક્ષી** વિ. [સં.,પું.] નજરોનજર જોનાર. (૨) સાથે રહી અનુભવ કરનાર યા ટગર ટગર જોનાર. (૩) સાહેદી આપનાર. (૪) ગુ., સ્ત્રી. નજરે જોનાર તરીકેની જુબાની, સાહેદી. (૫) કોઈએ સહી કરી હોય તે પોતાની સમક્ષ કરી છે એ બતાવવા અપાતી સહી

**સાક્ષી-દાર** વિ. [ + ફા. પ્રત્યય], **સાક્ષી-ભૂત** વિ. [સં.] જોવા હાજર રહેલું, સાક્ષી-રૂપે રહેલું. (૨) પુરાવા-રૂપ

**સાક્ષ્ય** ન. [સં.] જુઓ 'સાક્ષી(૪,૫).'

**સાખ**[1] સ્ત્રી. [સં. शाखा, અર્વા. તદ્ભવ] બારી-બારણાંના ચોકઠામાંનો તે તે ઊભો દાંડો. (૨) બારણાંનું ચોકઠું. (૩) અડક, અટક, અવટંક. (૪) (લા.) પ્રતિષ્ઠા, આબરૂ

**સાખ**[2] (-ખ્ય) સ્ત્રી. [સં. साक्षिका > પ્રા. सक्खिआ] જુઓ 'સાક્ષી(૫).'

**સાખ**[3] સ્ત્રી. ઝાડ ઉપર સીધે-સીધું પાકેલું ફળ

**સાખટી**, -ઠી જુઓ 'સાકટી.'

**સાખડી** સ્ત્રી. [જુઓ 'સાખ[3]' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] કેરીના નાના મોરવાને મીઠામાં આથી કરેલું અથાણું

**સાખત** (-ત્ય) સ્ત્રી. રચના, બનાવટ

**સાખ-પ(-પા)ડોસી(-શી)** વિ. [જુઓ 'સાખ[1]' + 'પ-(-પા)ડોસી(-શી).'] મકાનની બાજુના મકાનમાં રહેનાર, તદ્દન નજીકનો પડોશી [જુઓ 'સાખ.[3]'

**સાખિયું** ન. [જુઓ 'સાખ[3]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**સાખિયો** વિ. [સં. साक्षिक-क > પ્રા. सक्खिअम-] જુઓ 'સાક્ષી(૧,૨,૩).' (૨) વાવ-કૂવામાં ઊતરતાં પોતે જે દોરડે બાંધેલી પાટલી ઉપર બેઠો હોય તેની બાજુમાં હાથેથી પકડવા રખાતું જોડનું દોરડું

**સાખી** સ્ત્રી. [પ્રા. साक्खि] ગેય રચનાઓમાં વચ્ચે વચ્ચે આવતો - રાગ રોકી પાઠ કરવા માટેનો - દોહરો. (કાવ્ય.)

**સાખો**[1](-કો) પું. [જુઓ 'સાખ[2]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) આબરૂ, પ્રતિષ્ઠા. (૨) લોકાભિપ્રાય. (૩) (લા.) ઝઘડો, કંકાસ. (૪) અચંબો ઉપજાવે તેવો બનાવ

**સાખો**[2] પું. [જુઓ 'સાખ[3]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સાખ.[3]'

**સાખો-સાખ** (-ખ) ક્રિ.વિ. [જુઓ 'સાખ,[1]' દ્વિર્ભાવ.] એક બારણાને અડીને બીજાનું બારણું આવ્યું હોય એમ, જોડાજોડ, લગોલગ

**સાગ** પું. [સં. शाक > શૌ. પ્રા. તત્સમ] એક જાતનું ઇમારતી લાકડા-કામમાં ઉપયોગી વગડાઉ ઝાડ અને એનું લાકડું, સાગવાન

**સાગટી** જુઓ 'સાકટી.' [પડતું (નોતરું)

**સાગમટું** વિ. [સં. स-कुटुम्ब દ્વારા] સ-કુટુંબ સહુને લાગુ

**સાગર** પું. [સં.] સમુદ્ર, સિંધુ, દરિયો. (૨) દશનામી સંન્યાસીઓનો એ નામનો એક ફિરકો. (સંજ્ઞા.). (૨) જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સાધુઓનો એક સંઘાડો, સાગર-ગચ્છ. (સંજ્ઞા.)

**સાગર-ખેડુ** વિ. [સં. सागर + જુઓ 'ખેડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] સમુદ્રની સફર કરનાર. (૨) પું. ખારવો, નાવિક. (૩) સાગર ખેડી દરિયાપારનો વેપાર કરનાર વેપારી

**સાગર-પેટું** વિ. [સં. सागर + જુઓ 'પેટ' + ગુ. 'ઉં' ત.પ્ર.] સમુદ્રના જેવા વિશાળ પેટનું-ઉદાર દિલનું, બીજાનું સહન કરી ક્ષમા આપનારું

**સાગરીત(-દ)** પું. [ફા. શાગિર્દ] શિષ્ય, ચેલો. (૨) સહાયક, મદદગાર

**સાગવાન** ન. [જુઓ 'સાગ' દ્વારા.] જુઓ 'સાગ.'

**સાગવું** ન. [જુઓ 'સગું' દ્વારા.] સગું ('સગું-સાગવું' એવો જોડિયો પ્રયોગ) [દાણા.'

**સાગુ-ચોખા, સાગુ-દાણા** જુઓ 'સાબુ-ચોખા'-'સાબુ-

**સાગો** પું. માલ-મત્તા

**સાગોટિયું** વિ. વસવાયા વર્ગનું (માણસ)
**સાગોટી** સ્ત્રી. [સં. शाक-पट्टिका > શૌ.પ્રા. साग-वट्टिआ] છાપરાની ધાર ઉપરની સાગના પાટિયાની પટ્ટી, મોતિયો
**સાગોળ** (સાગૅાળ) પું. [ફા. શાહ્ગિલ] ચૂનાનો કાંઈક લાલાશ મારતો એક પ્રકાર (જે સિમેન્ટની જેમ ઉપર પડ ચડાવવામાં વપરાય છે.)
**સાગ્નિક** વિ. [સં. स + अग्नि-क, બ.વ્રી.] જેણે અગ્નિહોત્ર પાળવાનો સ્વીકાર કર્યો હોય તેવું, અગ્નિહોત્રી
**સાગ્ર** વિ. [સં. स + अग्र] તમામ, બધું, સમગ્ર, સમસ્ત
**સાગ્ર-તા** સ્ત્રી. [સં.] સમગ્રતા. (૨) વેધક સ્પષ્ટતા, 'પોઇન્ટેડનેસ' [કરીને
**સાગ્રહ** ક્રિ. વિ. [સં. स + आ-ग्रह] આગ્રહ સાથે તાણી-
**સાચ** ન. [સં. सत्य > પ્રા. सच्च] ખરું હોવું એ, સાચાપણું, સત્ય [સાચા-બોલું. (૨) નિષ્કપટી
**સાચક** વિ. [જુઓ 'સાચું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.]
**સાચ(-ચૂ)કલાઈ** સ્ત્રી. [જુઓ 'સાચ(-ચૂ)કલું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સાચાબોલાપણું, સત્યવક્તૃતા, સાચ
**સાચ(-ચૂ)ક-લું** વિ. [જુઓ 'સાચક' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] સાચા-બોલું. (૨) તદ્દન સાચું (કથન વગેરે)
**સાચ-ખોટ** (સાચ્ય-ખોટ્ય) સ્ત્રી. [જુઓ 'સાચું' + 'ખોટું' દ્વારા.] સાચું છે કે ખોટું છે એની ખાતરી
**સાચ(-ચા)-દિલી** સ્ત્રી. [જુઓ 'સાચું' + 'દિલ' + ગુ. 'ઈ' ત.પ્ર.] દિલની સચ્ચાઈ [સાચવણી
**સા(-સાં)ચવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'સા(-સાં)ચવવું' દ્વારા.]
**સા(-સાં)ચવણ** (-ણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'સા(-સાં)ચવવું' + ગુ. 'અણ'-'અણી' કૃ.પ્ર.] સાચવી રાખવું એ, જતન કરવું એ, રક્ષણ, જતન. (૨) ગાડી-ગાડાંનાં પૈડાંમાં નાખવા માટે એરંડિયાનો અને ભીંડીનાં છોડાંનો બનાવેલો લોંદો
**સા(-સાં)ચવણું** ન. [જુઓ 'સા(સાં)ચવવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] (મકાન વગેરે સચવાઈ રહે એ માટેનું) તાળું
**સા(-સાં)ચવવું** સ.ક્રિ. [સં. सम्-चि 'એકઠું કરવું'-सं-चय > પ્રા. संचव દ્વારા ના.ધા.] સંભાળ અને કાળજીથી રાખવું-સંઘરવું. (૨) ગાડી-ગાડાં-વગેરેનાં પૈડાંની નાયડીમાં તેલ ઊંજવું. **સ(-સં)ચવાવું** કર્મણિ., ક્રિ. **સ(-સં)ચવાવવું** પ્રે.,સ.ક્રિ. [(૨) ખરેખર, સાચેસાચ
**સાચ-માચ** વિ. [જુઓ 'સાચું,'-દ્વિર્ભાવ,] ખરું હોય તેવું.
**સાચવટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'સાચું' + ગુ. 'વટ' ત.પ્ર.] સાચું બોલવું એ, સચ્ચાઈ. (૨) ભલમનસાઈ. (૩) પ્રામાણિકતા
**સાચાઈ** સ્ત્રી. [જુઓ 'સાચું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સાચું હોવાપણું, સચ્ચાઈ, સત્યતા, સાચવટ
**સાચા-દિલી** જુઓ 'સાચદિલી.'
**સાચા-બોલું** વિ. [જુઓ 'સાચું' + 'બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'સાચક.'
**સાચૂકલાઈ** જુઓ 'સાચકલાઈ.'
**સાચૂકલું** જુઓ 'સાચકલું.'
**સાચું** વિ. [સં. सत्यक- > પ્રા. सच्चअ-] ખરું, જેવું હોય તેવું, સત્ય. (૨) બનાવટી ન હોય તેવું, અસલ. (૩) પ્રામાણિક, ઇમાની. (૪) સાચા-બોલું. (૫) ન. સાચ, સત્યતા
**સાચું-ખોટું, સાચું-જૂઠું** વિ. [જુઓ 'સાચું + 'ખોટું' અને 'જૂઠું.'] ભ્રમ ઉપજાવે એ રીતે રજૂ કરેલું. (૨) ન. (લા.) ભંભેરણી. [**સાચાં-જૂઠાં કરવાં** (રૂ.પ્ર.) કાનભંભેરણી કરવી] [સાચું, સાચૂકલું
**સાચૂલું** વિ. [જુઓ 'સાચું' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.]
**સાચે** ક્રિ.વિ. [જુઓ 'સાચું' + ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] સાવ સાચું, ખરે, ખરેખર. (૨) વાજબી રીતે
**સાચે(-ચો)-સાચ** ક્રિ.વિ. [+ જુઓ 'સાચ.'] તદ્દન સાચું હોય તેમ, ખરેખર
**સાચે-સાચું** વિ. [+ જુઓ 'સાચું.'] તદ્દન સાચું, સાવ ખરું
**સાચો** પું. મોતી પરોવી ગાંઠવાનું રેશમ અને એનો પાકો દોરો
**સાચોરો** પું. [સં. सत्यपुर > પ્રા. सच्चउर > સાચોર, પશ્ચિમ મારવાડનું એક નગર + ગુ. 'ઓ' ત.પ્ર.] મૂળ સાચોરમાંથી નીકળેલા એ નામના બ્રાહ્મણોની જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) એવી વાણિયાઓની એક નાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**સાચો-સાચ** (-ચ્ય) જુઓ 'સાચે-સાચ.'
**સાજ** પું. [ફા., સં.માં सज्ज ભૂ.કૃ. સાથે ફા. ને સંબંધ] કોઈ કામ કરવા માટેની તે તે સામગ્રી (એ જેમ માણસનો પોશાક વગેરે હોય તેમ ગાડી—ઘોડા—હાથી—રથ—મંડપ વગેરેની પણ સજાવટનો સામાન હોય, તો વાજિંત્રો વગેરે પણ.) [રાવણ-હથ્થો યા એક-તારો
**સાજક** (-ક્ય) સ્ત્રી. ભરથરી લોકોની નાની સારંગી કે
**સાજડ,-ડિયો** પું. [સં. सर्ज > પ્રા. सज्ज + ગુ. 'ડ' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] એ નામનું એક ઇમારતી કામનું લાકડું આપતું ઝાડ, સાદડ
**સાજણ**[1] પું. [સં. सज्जन > પ્રા. सज्जण] સજ્જન (જૂ.ગુ.) (૨) આહીર વગેરેમાં પુરુષોનું નામ. (સંજ્ઞા.)
**સાજણ**[2] (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સાજણ[1]' દ્વારા સ્ત્રી.] (જૂ.ગુ.) સારા સ્વભાવની સ્ત્રી. (૨) આહીર વગેરે કોમોમાં સ્ત્રીનું એક નામ. (સંજ્ઞા.)
**સાજન** ન. [સં. सज्जन > હિં.] સજ્જન. (૨) વર-ઘોડા વગેરેમાં ભાગ લેનાર સદ્ગૃહસ્થ-વર્ગ
**સાજન-મહાજન** (-માઃજન) ન. [+ સં.] જુઓ 'સાજન(૨).'
**સાજનિયો** વિ., પું.-[+ ગુ. 'ઇયું' ત.પ્ર.] વર-ઘોડામાં ભાગ લેનાર તે તે પ્રત્યેક ગૃહસ્થ
**સાજની** સ્ત્રી. [જુઓ 'સાજન' + ગુ. 'ઈ' ત.પ્ર.] સવારી, સરઘસ, વર-ઘોડો [સ્ત્રીનું મંડળ
**સાજનું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] નાતના સદ્ગૃહ-
**સાજરું** વિ. [સં. सज्ज દ્વારા] સજ્જ થયેલું. (૨) શણગારેલું. (૩) શોભીતું. (૪) સૌભાગ્યવાળું [સામગ્રી
**સાજ-વારી** સ્ત્રી. [જુઓ 'સાજ' દ્વારા.] સજાવટની
**સાજવું** સ.ક્રિ. [સં. सज्ज,-ના.ધા.] સજ્જ કરવું કે થવું.

(૨) ગોઠવવું, સામગ્રી તૈયાર રાખવી. **સજાવું**[2] કર્મણિ.,ક્રિ. **સજાવવું**[2] પ્રે.,સ.ક્રિ. [ગોઠવણી

**સાજ-સજાવટ** (-ટથ) સ્ત્રી. [જુઓ 'સાજ'+'સજાવટ.']

**સાજ-સરંજામ** (-સરઞ્જામ) પું. [ફા.], **સાજ-સામાન** પું. [+જુઓ 'સામાન.'] જુઓ 'સાજ.'

**સાજં(-જિં)દો** (સાજ(-જિ)-દો) પું. [ફા. સાજ-દહ્] નૃત્ય કરનાર અને ગાયકની સાથે સાથ આપનાર તે તે વાદ્ય-કાર, સાથીદાર બજવૈયો

**સાજાત્ય** ન. [સં.] સમાન જાતિનું હોવાપણું, સજાતીય-તા. (૨) પ્રમાણમાં સરખું હોવાપણું, 'સિમિલિટ્યૂડ.' (ગ.)

**સાજાત્ય-કેંદ્ર** (-કેન્દ્ર) ન. [સં.] સજાતીય રેખાઓનું એક સામાન્ય બિંદુ, 'સેન્ટર ઑફ સિમિલિટ્યૂડ.' (ગ.)

**સાજાત્ય-રેખા** સ્ત્રી. [સં.] બે વર્તુલોનાં સાજાત્ય-કેંદ્રોને જોડનારી લીટી, 'લાઇન ઑફ સિમિલિટ્યૂડ.' (ગ.)

**સાજાની** વિ. [જુઓ 'સાજન' દ્વારા.] સજ્જન, લાયક માણસ, ભલું માણસ

**સાજિંદો** (સાજિન્દો) જુઓ 'સાજંદો.'

**સાજી**[1] સ્ત્રી. [સં. सर्जिका ▶ પ્રા. सज्जिआ], **૦ ખાર** પું. [+જુઓ 'ખાર.'], **૦નાં ફૂલ** ન.,બ.વ. [+ગુ. 'નું' છ. વિ.,પ્ર.+જુઓ 'ફૂલ.'] ખાસ પ્રકારે બનાવેલો એક ક્ષાર (જે રસોઈમાં વપરાય છે), 'સોડા બાય કાર્બ,' 'કાર્બોનેટ ઑફ સોડા'

**સાજી**[2] સ્ત્રી. પ્રીતિ, પ્રેમ. (૨) સહાય, મદદ

**સાજું** [સં सज्जक- ▶ પ્રા. सज्जअ-, તૈયાર, સાબદું] (લા.) શારીરિક રોગ વિનાનું, તંદુરસ્ત, નીરોગ,-ગી. (૨) તૂટેલું ન હોય તેવું, આખું, અખંડ, (૩) બધું, તમામ, સર્વ

**સાજું-સમું** વિ. [ + જુઓ 'સમું.'] તદ્દન અક-બંધ

**સાટ** (-ટય) સ્ત્રી. ચામડાની વાધરી કે દોરી. (૨) પાલખીને બાંધવાની ચામડાની લાંબી વાધરી. (૩) કરોડનું હાડકું

**સાટકાવવું** સ.ક્રિ. [જુઓ 'સાટું,'-ના.ધા.] સાટકે સાટકે મારવું, ફટકા મારવા

**સાટકો** પું [રવા.] શરીરના મર્મ-ભાગોમાં થતું આંચકા જેવું દુઃખ. (૨) પીઠનું કરોડનું હાડકું. (૩) ટૂંકી લાકડીને છેડે પાતળી સાટ બાંધી કરવામાં આવતો કોરડો કે ચાબૂક

**સાટ-માર** જુઓ 'સાઠ-માર'

**સાટમારી** જુઓ 'સાઠ-મારી.'

**સાટવવું, સાટવું** સ.ક્રિ [જુઓ 'સાટું,' -ના-ધા] સાટું કરવું, બદલો કરવો. (૨) ખરીદવું, વેચાતું લેવું

**સાટા-કરાર** પું [જુઓ 'સાટું' + 'કરાર.'] સાટું કરવાને લગતી શરતોની વિગત

**સાટા-ખત** ન. [ જુઓ 'સાટું' + 'ખત.'] અદલો-બદલો કર્યાનો દસ્તાવેજ, કરાર-નામું, કબાલો

**સાટા-પાટા** પું બ.વ. [જુઓ 'સાટું,'-દ્વિર્ભાવ,], **-ટી** સ્ત્રી. [ + ગુ. 'ઈ' ત.પ્ર.] ફેર-બદલો, વિનિમય (વસ્તુની સામે વસ્તુનો) [કરાર

**સાટી**[1] સ્ત્રી [જુઓ 'સાટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સાટું

**સાટી**[2] સ્ત્રી [જુઓ 'સાટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] ગાડી-ગાડાનું બેસવાનું ખોખું

**સાટી-ઝાંખરાં** ન., બ.વ. [જુઓ 'સાટી[1]' + 'ઝાંખરું.' (લા.) ગેર-સમજૂતી કરાવનાર શબ્દ કહેવા એ, સાંઠી-ઝાંખરાં [રેશમી કાપડ

**સાટીન** સ્ત્રી. [અં.] ઘટ્ટ વણાટનું ચળકતું સુંવાળું એક

**સાટુ** ના.યો. સારુ, વાસ્તે, કાજે, માટે

**સાટું** ન [દે.પ્રા. सट्टअ-] બદલો, વિનમય. [**૦ જોડવું** (રૂ.પ્ર.) સગાઈ કરવી. **૦ વાળવું** (રૂ.પ્ર.) બદલો લેવો]

**સાટું-તેખડું** ન. [ + જુઓ 'તેખડું.'] દીકરી આપવી અને લેવી એવું સામસામું ન કરતાં ત્રીજી વ્યક્તિને કન્યા અપાવવી અને એ કન્યાના ભાઈને પોતે કન્યા આપવી અને પોતાના પુત્ર માટે ત્રીજી વ્યક્તિની કન્યા લેવી— આવા પ્રકારનાં સગપણોની ગોઠવણ

**સાટૂકે** પું. ઠગ, ઠગારો. (૨) લુચ્ચો [માં, અવેજમાં

**સાટે** ના.યો. [જુઓ 'સાટું' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] બદલા-

**સાટો**[1] પું., [દે.પ્રા. सट्टअ-] પરસૂદીની એક મીઠાઈ (એ ગળ્યા પણ હોય, મોળા પણ હોય.). (૨) ધોયેલું ઘી

**સાટો**[2] પું. મોટી સાટી (ગાડી-ગાડાની)

**સાટોડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ

**સાટોડો** પું એક પ્રકારના ઘાસનો છોડ, ખાપર

**સાટોપ** વિ. [સં. स + आ-टोप] આડંબરવાળું, મોટો દેખાવ કરનારું. (૨) ક્રિ.વિ. આડંબરપૂર્વક. (૩) ઘમંડથી વા તુમાખીથી (નાટ્ય.)

**સાટો-સાટ** ક્રિ.વિ. [જુઓ 'સાટું,'-દ્વિર્ભાવ.] સાટે, બદલામાં

**સાઠ** (-ઠ્ય) વિ. [સં षष्टि > પ્રા. सट्ठि] પચાસ અને દસની સંખ્યાનું. [**-ઠે હાથ ઘાલવા** (સાઠ્યે-) (રૂ.પ્ર.) ખૂબ વૃદ્ધ થઈ જવું]

**સાઠ(-ટ)-માર** વિ., પું. હાથી વગેરે પ્રાણીઓને ઉશ્કેરી બીજા બીજા હાથી વગેરે પ્રાણીઓ સાથે લડાવનાર

**સાઠ(-ટ)મારી** સ્ત્રી [ + ગુ. 'ઈ' ત.પ્ર.] હાથી આખલા પાડા વગેરે પશુઓની તે તે પશુ સાથેની લડાઈ અને એનું જોણું. (૨) (લા) વઢવાડ, ઝઘડો. [**૦ કરવી** (રૂ.પ્ર.) હેરાન-ગતી સહન કરવી]

**સાઠી** સ્ત્રી. [સં षष्टिका > પ્રા. सट्ठिआ] સાઠ વર્ષનો ગાળો. (૨) સાઠ વર્ષની વૃદ્ધ ઉંમર. (૩) (લા.) સાઠ દિવસે થતી જુવાર. (૪) એવી બાજરીની એક જાત. (૫) એવી ચોખાની એક જાત. [**૦ વાયદા થવા** (રૂ.પ્ર.) મરણ નજીક આવવું]

**સાઠો** (-ઠ્યો) પું [જુઓ 'સાઠ' + ગુ. 'ઓ' ત.પ્ર.] કોઈ પણ સૈકાનું સાઠમું વર્ષ અને એવા વર્ષમાં પડતો દુકાળ. (૨) વ્યાજ ગણવાની એક રીત

**સાઠોદરો** પું- [સં. षष्टिपद्र ▶ પ્રા. सट्ठिउद्दर > 'સાઠોદર' + ગુ. 'ઉં' ત.પ્ર.] નારેશ્વર જતાં આવતા 'સાઠોદ' ગામથી જાણીતી થયેલી નાગર(બ્રાહ્મણો)ની એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા) ['સડ-તીસ.'

**સાડતી(-ત્રી)સ(-શ)** વિ. [સં सप्तत्रिंशत् દ્વારા] જુઓ

**સાડતી(-ત્રી)સું(-શું)**[1] ન. [જુઓ 'સડતી(-ત્રી)સું (-શું').] સડત્રીસ એકાંનો પાડો કે ઘડિયો

**સાડતી(-ત્રી)સું(-શું)**[2] વિ.,ન. [ + ગુ 'ઉં' ત.પ્ર.] કોઈ પણ

સૈકાનું સડતીસમું વર્ષ

**સાહલો** પું. [દે.પ્રા. साह +અપ- उल्लअ- ત.પ્ર.] સ્ત્રીઓને ઓઢવા પહેરવાનું પૂરા માપનું લૂગડું, સાહલો. [૦ ફાડવો (રૂ.પ્ર. અમુક વર્ષ જીવવું]

**સાડસ(-સા)તી** સ્ત્રી. [જુઓ 'સાડા' + 'સાત' + ગુ. 'ઈ' ત.પ્ર. = 'સાડા-સાતી'-'સાડ-સાતી' 'સાડ-સતી.'] શનિની સાડા સાત વર્ષની પનોતીનો સમય. (૨) (લા.) કઠણાઈ, દુ:ખ ૦ [બેસવી (-બૅસવી) (રૂ.પ્ર.) ભારે કઠણાઈનો સમય હોવો]

**સાડા** વિ. [સં. सार्धक >પ્રા. सड्ढअ-] અડધા સાથે (કોઈ પણ આંકની પૂર્વે આવે તો એ 'અડધું વધુ' જેવો અર્થ આપે છે : 'સાડા-ત્રણ' 'સાડા-ચાર' 'સાડા-દસ' વગેરે. (વળી જુઓ 'સાડી.[૨]') [૦ત્રણ (રૂ.પ્ર.) અદક-પાંસળિયું. ૦ ત્રણ ઘડીનું રાજ (રૂ.પ્ર.) ક્ષણિક સુખ. ૦ત્રણ દાણ્ડું (રૂ.પ્ર.) ઉછાંછળું. (૨) ચસકેલ મગજનું. ૦ત્રણ પાયાનું (રૂ.પ્ર.) નાદાન, મૂર્ખ. ૦બાર (રૂ.પ્ર.) પરવા, દરકાર. ૦બાર વાગવા (રૂ.પ્ર.) નાશ થવાની સ્થિતિમાં મુકાવું. ૦સાતનો ફેરો (રૂ.પ્ર.) મોટી આફત. ૦સાત મણની સંભળાવવી (રૂ.પ્ર.) ઘણી જ ભૂંડી ગાળ દેવી. -ડે સાત થવું (રૂ.પ્ર.) પૂરી નિષ્ફળતા મળવી]

**સાડાસાતનો પા** પું [જુઓ 'સાડા'+'સાત' + ગુ. 'નું' છ. વિ., પ્ર. +'પા.'] '૧ × ૭॥'નો આંકનો પાડો યા ઘડિયો

**સાડા-સાતી** જુઓ 'સાડાસતી.'

**સાડી[૧]** સ્ત્રી. [જુઓ "સાડો'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] સ્ત્રીઓની પૂરા માપની ઓઢણી

**સાડી[૨]** વિ. [જુઓ 'સાડા.'] જુઓ 'સાડા.' [૦ત્રપતાળીસ (રૂ.પ્ર.) કોઈ અનિશ્ચિત સંખ્યા. ૦બાર (રૂ.પ્ર.) ઓશિયાળ. ૦સાત (રૂ.પ્ર.) પરવા, દરકાર. ૦સાત વાર (રૂ.પ્ર.) ઘણું ઘણું]

**સાડી-સાતી** સ્ત્રી [જુઓ 'સાડી' + 'સાત' + ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સાડ-સતી.'

**સાડો** પું. [દે.પ્રા. साडअ-] જૈન સાધ્વીઓને ઓઢવાનું ઓઢણું

**સાઢુ, ૦ભાઈ** પું. [સં. श्राद्धक > પ્રા. सड्ढअ- જેના વચન ઉપર શ્રદ્ધા રાખી શકાય એ + જુઓ 'ભાઈ.'] (લા.) પત્નીની બહેનનો પતિ, સાળીનો ધણી

**સાઢૂ(-ઢો)ડું** વિ [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (લા.) સારું સારું ખાવાનું સ્વાદિયું, ચટકું

**સાણક,-કું** ન. [અર. સિહ્નક્] થાળી. (૨) શકોરું, ચપણિયું. (૩) ધાતુનું ઢીબડું. (૪) અનાજ ભરવાની માટીની કોઠીનું ઢાંકું, સાણું

**સાણસી(-શી)** સ્ત્રી. [સં संदंशिका > પ્રા. संडंसिआ] નાનો સાણસો, સાંડસી

**સાણસી(-શી)-કડછી** સ્ત્રી. [ + જુઓ 'કડછી,'] બેમાંની એક ડાંડીને છેડે નાની કડછીનો ઘાટ હોય તેવી સાણસી

**સાણસી(-શી)-ત(-તા)વેથો** પું. [ + જુઓ 'ત(-તા)વેથો).'] બેમાંની એક ડાંડીને છેડે તવેથાનું પાનું હોય તેવી સાણસી

**સાણસો** પું. [સં. सं-दंशक- > પ્રા. संडंसअ-] એક દાંડાને જરા મૂકીને છેડે બીજો દાંડો વટાવે ત્યાં જડ જડી બનાવેલી એક પ્રકારની પકડ (ઉપરના છેડા નજીક લાવતાં મોઢાના છેડા નજીક એમાં વસ્તુ પ્રાણી વગેરે કબજ કરી લેવાય. સર્પ પકડવા વાંસનો સાણસો, કૂતરાં વગેરેને કેડથી પકડવા લોખંડના સળિયાનો જરા પહોળા ગોળાકાર મોઢાના ભાગવાળો ઘાટ), સાંડસો. [-સામાં આવવું (રૂ પ્ર.) મુશ્કેલીમાં ભિડાવું. (૨) ઠપકામાં આવવું]

**સાણું** ન. [અર. સિહ્નક્] જુઓ 'સાણક(૩).'

**સાત** વિ. [સં. सप्त > પ્રા. सत्त] પાંચ અને બેની સંખ્યાનું. [૦ ખોટનું (રૂ.પ્ર.) ઘણું જ વહાલું. ૦ ગળણે ગાળવું (રૂ.પ્ર.) ખૂબ વિચારવું. ૦ ગાઉથી(-ના) નમસ્કાર (રૂ.પ્ર.) ખૂબ દૂર રહેવું, જરા પણ સંબંધ ન રાખવો. ૦ ઘર ગણવાં (રૂ.પ્ર.) ઘેર ઘેર નકામું રખડવું. ૦ ઘોડે સાથે ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ઘણાં કામ સાથે કરવાં (જેને કારણે ભલીવાર ન થાય.). ૦ તાડ ઊંચું (રૂ.પ્ર.) ઘણું જ ઊંચું. ૦ નાગાનું નાગું (રૂ.પ્ર.) ઘણું જ લુચ્ચું. ૦ પાસાની ચિંતા (-ચિન્તા) (રૂ.પ્ર.) ચારે બાજુની ફિકર. ૦ પાંચ ગણવા (રૂ.પ્ર.) નાસી છૂટવું. ૦ પાંચ થવી (કે વીતવી) (રૂ.પ્ર.) ભારે આપત્તિ વહોરવી. ૦ પેઢી ઉકેલવી (રૂ પ્ર.) જૂની નવી વાતો યાદ કરી નિંદા કરવી. ૦ ફેરા ગરજ હોવી (રૂ.પ્ર.) ઘણી ગરજ હોવી. ૦ વીસે સો (રૂ.પ્ર.) મૂર્ખાઈ. ૦ સાંધતાં તેર તૂટવાં (રૂ.પ્ર.) આવક કરતાં ખર્ચ વધુ હોવો. -તે અવતાર (રૂ.પ્ર.) જન્મ-જન્માંતર]

**સાત-ડો** પું. [ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] સાતનો લખાતો આંકડો. [-ડે સાત (રૂ.પ્ર.) નિરર્થક, નકામું. (૨) ધૂળ-ધાણી. (૩) નપુંસક]

**સાત-તાળી** સ્ત્રી. [ + જુઓ 'તાળી.'] દોડીને પકડવાની છોકરાંઓની એક રમત. [૦ દેવી (રૂ.પ્ર.) છેતરવું]

**સાતત્ય** ન. [સં.] ન તૂટે તેવી પરંપરા, સતતપણું, ચાલુ સ્થિતિ

**સાતપડી[૧]** વિ. સ્ત્રી. [જુઓ 'સાતપડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] સાત પડવાળી રોટલી

**સાત-પડી[૨]** વિ. [+ જુઓ 'પડ' + ગુ. 'ઈ' ત.પ્ર.], **-ડું** વિ. [ + ગુ. 'ઉં' ત.પ્ર.] સાત પડોવાળું

**સાતપડો** વિ.,પું. [જુઓ 'સાતપડું.'] હાથની હથેળી કે પગના પંજાના તળમાં થતો ચામડીનો એક રોગ

**સાતપુડો** પું. [સં. सप्त-पुटक -> પ્રા. सत्त-पुडअ-] એ નામનો ગુજરાતની નીચલી પૂર્વ સરહદે વિંધ્ય પર્વતનો એક ભાગ. (સંજ્ઞા.) (૨) ગિરનારમાં જૈનોના ઉપરકોટની ઉપર દક્ષિણબાજુએ આવેલું એક ઝરણું. (સંજ્ઞા.)

**સાત-ભાઈ** પું.,બ વ. [+ જુઓ ભાઈ.'] સાતના ઝુંડમાં ઊડતાં પક્ષીઓની એક જાત, લેલાડાં

**સાત-ભાયા** પું.,બ.વ. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત પ્ર.] જુઓ 'સાત-ભાઈ.' (૨) જુઓ 'સપ્તર્ષિ.'

**સા(-તે)તમ (-મ્ય)** સ્ત્રી. [સં. सप्तमी > પ્રા. सत्तमी] હિંદુ મહિનાનાં બેઉ પખવાડિયાંની સાતમી તિથિ. [૦ ને વળી સોમવાર (રૂ પ્ર.) બધા જ પ્રકારની અનુકૂળતા]

**સાત-મું** વિ- [+ ગુ. 'મું' ત.પ્ર.] સાતની સંખ્યાએ પહોંચેલું. [-મે આસમાન ચડ(-ઢ)વું (કે જવું, કે પહોંચવું) (-પોંચવું) (રૂ.પ્ર.) ખૂબ ફુલાવું, -મે ચોકે (કે પડદે, કે પાતાળે) (રૂ.પ્ર.) કોઈ જાણે નહિ તેવે સ્થળે]

**સાતરું** જુઓ 'સાંતરું.'

**સાતરો** પું. [સં. स्रस्तरक - > सत्थरअ, જુઓ 'સાથરો.'] કાપેલા કરસણનો પથારો. (૨) સૂવા માટે કરેલી ઘાસની પથારી, સાથરો. (૩) પતંગની દોર જમીન ઉપર છૂટી છૂટી ગૂંચવાય નહિ એમ પાથરવી એ. [-રા પાડવા (રૂ.પ્ર.) જમીન ઉપર પતંગની દોરી છૂટી પાથરવી]

**સાત-વર્ષી** વિ. [જુઓ 'સાત' + સં. वर्ष + ગુ. 'ઈ' ત.પ્ર.] સાત વર્ષોના ગાળાનું, સાત વર્ષોને લગતું. સપ્ત-વર્ષીય

**સાતવારિયું** વિ.,ન. [જુઓ 'સાત' + સં. वार + ગુ. 'ઇયું' ત.પ્ર.] સાત વારની મુદતનું, સાપ્તાહિક, અઠવાડિક

**સાત(-થ)વો** પું. [સં. सक्तुक-क - > પ્રા. सत्तुअअ-] જવ કે ઘઉં વગેરેને સેકી ખાંડી પાણી ભેળવી કરવામાં આવતી એક ખાદ્ય-વાની, સાતુ

**સાત-હાથ** પું. [જુઓ 'સાત' + 'હાથ.'] જેમાં સાત વાર પાનાં એકડાં જીતી લેવાનું હોય તેવી ગંજીફાની એક રમત

**સાતળો** પું. [સં. सप्तलक - > પ્રા. सत्तलअ-] એ નામનું એક ઝાડ, સાથેર [ચેન. (જૈન.)

**સાતા** સ્ત્રી. શાંતિ, નિરાંત, સ્વસ્થતા. (જૈન.) (૨) સુખ,

**સાતિશય** વિ. [સં. स + अति-शय] અત્યંત વધારે, ઘણું. (૨) ઘણું ચડિયાતું

**સાતુ** પું. [સં. सक्तुक > પ્રા. सत्तुअ-] જુઓ 'સાતવો.'

**સાતેમ** (-મ્ય) જુઓ 'સાતમ.'

**સાતેસરી** પું. [સં. सप्तर्षि દ્વારા] જુઓ 'સપ્તર્ષિ.'

**સાતોડિયું** ન. એ નામની એક રમત

**સાત્ત્વિક** વિ. [સં.] સત્ત્વ-ગુણને લગતું. (૨) સત્ત્વગુણી, શાંત ઠરેલ સ્વભાવનું. (૨) શરીરને સુખ કરે તેવું, પથ્ય (ખાવાનું.) (૩) અનુભાવના ચાર ભેદોમાંનું એક. (કાવ્ય.)

**સાત્ત્વિક ભાવ** પું. [સં.] જુઓ 'સાત્ત્વિક(૩).' [વગેરે)

**સાત્ત્વિકી** વિ.,સ્ત્રી. [સં.] સત્ત્વગુણવાળી (હૃદયની વૃત્તિ

**સાત્મ્ય** ન. [સં. स + आत्म्य] એકાત્મકતા, એકરૂપતા

**સાત્યકિ** પું. [સં.] શ્રીકૃષ્ણનો સમકાલીન એક યાદવ યોદ્ધો. (સંજ્ઞા.)

**સાત્વત** પું. [સં.] શ્રીકૃષ્ણની પૂર્વેનો એક યાદવ રાજા. (સંજ્ઞા.) (૨) (એને કારણે) યાદવ-કુળ. (સંજ્ઞા.) (૩) નારાયણનો ભક્ત. (૪) નારાયણે ઉપદેશેલો એકાંતિક ધર્મ : પાંચરાત્ર કિંવા ભાગવત સંપ્રદાય [(કાવ્ય.)

**સાત્વતી** સ્ત્રી. [સં.] નાટ્યની ચાર વૃત્તિઓમાંની એક વૃત્તિ.

**સાથ** પું. [સં. सार्थ > પ્રા. सत्थ, વેપારી-વણજારાનો સમૂહ, એ સાથે ચાલતા હોઈ] (લા.) કોઈ પણ વ્યક્તિનું સાથે ચાલવું એ અને સાથે ચાલનાર, સથવારો, સંગાથ, (૨) સહારો. (૩) સહાય

**સાથણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સાથી' + ગુ. 'અણ' સ્ત્રી-પ્રત્યય.] સાથીદાર સ્ત્રી, સાથ આપનારી સ્ત્રી. (૨) સખી, સાહેલી, સહિયર

**સાથરિયો** વિ.,પું. [સં. स्रस्तरिक-क- > પ્રા. सत्थरिअअ-] નદી-નવાણ-તીર્થોમાં લૂગડું પાથરી અનાજ પૈસા એમાં નખાવી વૃત્તિ ચલાવનારો બ્રાહ્મણ. (૨) લૂગડું પાથરી એના ઉપર રાખી પરચૂરણ સામાન વેચનાર નાનો વેપારી

**સાથરી** સ્ત્રી. [જુઓ 'સાથરો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તેમ સં. स्रस्तरिका > પ્રા. सत्थरिआ] નાનો સાથરો (ઘાસનો કે કપડાનો)

**સાથરો** પું. [સં. स्रस्तरक- > પ્રા. सत्थरअ-] ઘાસની બનાવેલી જરા અણઘડ સાદડી. [-રે સુવાડવું (રૂ.પ્ર.) મરણ-પથારીએ નાખવું. -રે સૂવું (રૂ.પ્ર.) મરનારને ત્યાં શોકને પ્રસંગે દસ દિવસ સગાંએ સૂવા જવું એ. ૦ કરવો (રૂ.પ્ર.) સંહાર કરવો. ૦ કાઢવો જુઓ 'સાથરે સુવાડવું.']

**સાથવો** જુઓ 'સાતવો.'

**સાથળ** પું., (-ળ્ય) સ્ત્રી. [સં. सक्थि > પ્રા. सत्थि + અપ. 'ल'] કેડના સાંધાથી ઘૂંટણ વચ્ચેનો પગનો ભરાઉ ભાગ, જાંઘ

**સાથિયો** પું. [સં. स्वस्तिक-क > પ્રા. सत्थिअअ-] 卐 આ આકારનું ગણાતું એક માંગલિક ચિહ્ન. (૨) પૂર્વે અભણ લોકો સહીને બદલે નિશાની કરતાં હતાં તેવી (૧)માંની નિશાની. [-યા પૂરવા (રૂ.પ્ર.) સાથિયા ચીતરી એમાં રંગ પૂરવા]

**સાથી** વિ. [જુઓ 'સાથ' + ગુ. 'ઈ' ત.પ્ર.] સાથ આપનાર. (૨) પું. ખેતી-કામમાં વરસ-દહાડાની સાંથ લઈ કામ કરનાર ચોવીસે ચોવીસ કલાકનો હાળી

**સાથી-ડો** પું. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સાથી' (પદ્યમાં.)

**સાથી-દાર** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'સાથી(૧).' (૨) પું. સાથી, દોસ્ત, મિત્ર [હારે

**સાથે** ના.યો. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] સાથમાં, ભેડે,

**સાથે-લ(-લા)ગું** વિ. [ + જુઓ 'લાગવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] સાથે સાથે જોડાયેલું, સાથે ને સાથે રહેલું, ચાલુ સ્થિતિમાં સાથે રહેલું [સાથે, ભેગા-ભેગું

**સાથોસાથ** (-થ્ય) ક્રિ.વિ. [જુઓ 'સાથે,'-દ્વિર્ભાવ.] સાથે

**સાદ** પું. [સં. शब्द > પ્રા. सद्द] અવાજ, ધ્વનિ, ઘાંટો. (૨) પોકાર, બૂમ, હાકલ. [૦ ઊઘડવો (રૂ.પ્ર.) ભારે થયેલો ઘાંટો ચોખ્ખો નીકળવો. ૦ કરવો (રૂ.પ્ર.) બોલાવવું, હાકલવું. ૦ કાઢવો (રૂ.પ્ર.) મીઠી હલકવાળા ઘાંટાથી ગાવું. ૦ દેવડા(-રા)વવો (રૂ.પ્ર.) ઢંઢેરો પીટી જાહેરાત કરવી, ડાંડી પીટવી. ૦ દેવો (રૂ.પ્ર.) હુંકારો આપવો. ૦ નીકળવો (રૂ.પ્ર.) ઘાંટામાંથી ચોખ્ખો સૂર બહાર આવવો. ૦ પાડવો (રૂ.પ્ર.) મોઢેથી ગામ વગેરેમાં જાહેરાત કરવી. ૦ પૂરવો (રૂ.પ્ર.) ગાનારને સાથ આપવો. (૨) ટેકો આપવો. ૦ ફાટી જવો (રૂ.પ્ર.) ઘાંટો બગડવો. ૦ બેસવો (-બેસવો) (રૂ.પ્ર.) ઘાંટો ન નીકળવો]

**સાદગી** સ્ત્રી. [ફા.] સાદા હોવાપણું, સાદાઈ

**સાદડ**[1] પું. જુઓ 'સાજડ.' [મેળવાતું

**સાદડ**[2] વિ. [જુઓ 'સાદ' દ્વારા.] જાહેર ઉઘરાણું કરી

**સાદડ-ખરચ** પું.,ન. [+ જુઓ 'ખરચ.'], **સાદડ-ખર્ચ** પું.,ન. [+ જુઓ 'ખર્ચ.'] જાહેર ઉઘરાણાની રકમમાંથી કરાતો ખર્ચ

**સાદડ-નાણું** ન. [+જુઓ 'નાણું.'] જાહેર ઉઘરાણાની સરકાર પાસે જમા રહેલ રકમ

**સાદડિયું** વિ. [જુઓ 'સાદડ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સાજડના ઝાડને લગતું [જુઓ 'સાદડ[1]'-'સાજડ.'

**સાદડિયો** પું. [જુઓ 'સાદડ[1]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.]

**સાદડી** સ્ત્રી. [જુઓ 'સાદડો[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

ઘાસની સળીની કે તાડ યા ખજૂરીનાં પાતાંની બનાવેલી ચટાઈ. (૨) પીંજરાનું બરુનું બનાવેલું એક સાધન. (૩) (લા.) મરણ પાછળ સંબંધી ખરખરો કરવા આવે તેમને બેસવાની ચટાઈ, બેસણું [જુઓ 'સાદડિયો.'

**સાદડો**[1] પું. [જુઓ 'સાદડ[1]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.]

**સાદડો**[2] પું. [જુઓ 'સાદડી,' આ પું.] ખજૂરીનાં પાતાંની મોટી ચટાઈ [માન-ભેર

**સાદર**[1] ક્રિ.વિ. [સં. स + आदर] આદર સાથે, માન સાથે,

**સાદર**[2] (-રય) સ્ત્રી. [જૂ.ગુ. સાદ્ર] ઇચ્છા, કામના, કોડ

**સાદર**[3] વિ. [અર. સાદિર્] જેની રજૂઆત કરવામાં આવે તેવું, વિરિત

**સાદર-સુખડી** (સાદરય-) સ્ત્રી. [જુઓ 'સાદર[2]' + 'સુખડી.'] અધરણીવાળી સ્ત્રીને એનાં માબાપ તરફથી મોકલાતી મીઠાઈ

**સાદરું** ન. [જુઓ 'સાદર[1]' + ગુ. 'ઉં' ત.પ્ર.] મરનારને ત્યાં થતા બેસણા વખતે બ્રાહ્મણોને અપાતી દક્ષિણા

**સાદાઈ** સ્ત્રી. [જુઓ 'સાદું' + ગુ. 'આઈ' ત.પ્ર.] જુઓ 'સાદગી'

**સાદું** વિ. [ફા. સાદહ્] ભપકા કે આડંબર વિનાનું, મોટાઈ કે ઠાઠ-માઠ વિનાનું. (૨) સાધારણ, સામાન્ય. (૩) સાફ દિલનું, ભોળું. (૪) પચવામાં હલકું, પથ્ય. (૫) જેમાં મહેનત-મજૂરી ન કરવાની હોય તેવું. (કે.હ.)

**સાદૃશ્ય** ન. [સં.] સરખાપણું, મળતાપણું, તુલ્યતા, સમાનતા

**સાદ્યંત** (સાદ્યન્ત) વિ. [સં. स + आदि + अन्त] પહેલેથી લઈ છેલ્લે સુધીનું. (૨) ક્રિ.વિ. પહેલેથી છેલ્લે સુધી

**સાધક** વિ [સં.] સાધી આપનાર, સાધનાર. (૨) સિદ્ધ કરી આપનાર, કાર્ય-સિદ્ધિમાં ઉપયોગી. (૩) પું. યોગ વગેરેની પ્રવૃત્તિથી પરમ તત્ત્વની પ્રાપ્તિને માટે યત્ન કરનાર પુરુષ

**સાધણ** (-ણ્ય) સ્ત્રી. જુઓ 'સાધની.'

**સાધન** ન. [સં.] ઉપ-કરણ, સાહિત્ય. (૨) ઇષ્ટ-સિદ્ધિ માટે જરૂરી તપ સંયમ ભક્તિ વગેરે તે તે ઉપાય

**સાધન-ચતુષ્ટય** ન. [સં.] નિત્યાનિત્યવસ્તુવિવેક-વૈરાગ્ય-શમ-દમ વગેરે મુમુક્ષુનાં મોક્ષ-પ્રાપ્તિ માટેનાં ચાર સાધન

**સાધન-ભૂત** વિ. [સં.] સાધનરૂપે થયેલું કે રહેલું

**સાધન-સમૃદ્ધિ** સ્ત્રી. [સં.] સાધનોની વિપુલતા

**સાધન-સંપન્ન** (-સમ્પન્ન) વિ. [સં.] ઘણી સાધન-સામગ્રી-વાળું. (૨) (લા.) પૈસાદાર, માલદાર

**સાધન-સામગ્રી** સ્ત્રી. [સં. + જુઓ 'સામગ્રી.'] સાધનોની જુદી જુદી ચીજો

**સાધન-હીન** વિ. [સં.] સાધન કે સાધનો વિનાનું, નિઃસાધન

**સાધના** સ્ત્રી. [સં.] સાધવાની ક્રિયા. (૨) ઇષ્ટ-પ્રાપ્તિ માટે કરવામાં આવતી પ્રક્રિયા

**સાધની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સપાટી સરખી છે કે નહિ એ તપાસવાનું કાચનું સાધન, લેવલ-પટ્ટી, સાધણ

**સાધર્મિક** વિ. [સં.], **સાધર્મી** વિ. [સં.,પું.] જેનાં ગુણ-લક્ષણ અન્ય સાથે સમાન હોય તેવું એ બેઉ, સમાનધર્મવાળું. (૨) સમાન ધર્મ-સંપ્રદાય પાળનારું

**સાધર્મ્ય** ન. [સં.] સમાન ગુણ-લક્ષણ હોવાપણું. (૨) મળતાપણું, સમાનતા

**સાધવું** સ.ક્રિ. [સં. साध्, તત્સમ] સિદ્ધ કરવું. (૨) (પ્રમાણોથી) પુરવાર કરવું, સાબિત કરવું. (૩) પ્રાપ્ત કરવું, મેળવવું. (૪) શબ્દ-રૂપ એના નિયમો પ્રમાણે કેમ થાય છે એ બતાવવું. (૫) સાધના કરવી, ઉપાસના કરવી. (૬) સામાને પોતાનું કરી લેવું, વશ કરવું. **સધાવું** કર્મણિ.,ક્રિ. **સધાવવું** પ્રે.,સ.ક્રિ.

**સાધાર** વિ. [સં. स+आ-धार] આધાર સાથેનું. (૨) પ્રમાણ સાથેનું, સ-પ્રમાણ

**સાધારણ** વિ. [સં.] ખાસ નહિ તેવું, સામાન્ય. (૨) બધાંને લાગુ પડે તેવું, સર્વ-સામાન્ય. (૩) મધ્યમ કોટિનું, (૪) ગૌરવ વિનાનું, સાદું. (૫) બહુ જરૂરી નહિ તેવું

**સાધારણ અવયવ** પું. [સં.] બે કે એનાથી વધારે મૂળ પદીઓને નિઃશેષ ભાગનારી પદી, 'કૉમન ફૅક્ટર.' (ગ.)

**સાધારણ ધર્મ** પું. [સં.] સમાન ગુણ-લક્ષણ. (કાવ્ય.)

**સાધારણ સભા** સ્ત્રી. [સં.] સામાન્ય સભા, 'જનરલ મીટિંગ'

**સાધારણી-કરણ** ન. [સં.] રંગભૂમિ ઉપર ભજવાતા પ્રયોગમાં મૂર્ત થતા રસને માણતાં સહૃદયના હૃદયની પાત્રના ભાવ સાથેની એકરૂપતા. (કાવ્ય.)

**સાધિત** વિ. [સં.] સિદ્ધ કરવામાં આવેલું (પ્રત્યયાદિ લગાડીને તેમ અન્ય સાધનોથી પણ)

**સાધિકા** વિ.,સ્ત્રી. [સં.] સાધક સ્ત્રી

**સાધિદૈવ** વિ. [સં. स + अधिदैव] અધિદેવતા સાથેનું, જેના આધારરૂપ દેવની જેમાં હાજરી હોય તેવું. (૨) પું. પરમાત્મા

**સાધુ**[1] વિ. [સં.] સારું, ઉત્તમ. (૨) ધાર્મિક વૃત્તિનું. (૩) સદાચરણી. (૪) પ્રામાણિક. (૫) શિષ્ટ, શુદ્ધ (શબ્દ.) (વ્યા.) (૬) પું. સત્પુરુષ. (૭) વિરક્ત પુરુષ. (૮) સંન્યાસી. (૯) જૈન ધર્મની દીક્ષાવાળો ત્યાગી. (જૈન.)

**સાધુ**[2] વિ. [જુઓ 'સાધવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] સાધનાર. (સમાસમાં ઉત્તરપદમાં : 'સ્વાર્થ-સાધુ' 'તક-સાધુ' વગેરે)

**સાધુકાર** પું. [સં.] 'શાબાશ' એવો ઉદ્ગાર

**સાધુ-ચરિત** વિ. [સં.,બ.વ્રી.] સાધુતાવાળું જીવન જીવનાર

**સાધુ-જીવન** ન. [સં.] ત્યાગવાળું જીવન

**સાધુ-ડી** સ્ત્રી. [+ ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છકારના અર્થમાં) વૈરાગ્યનો ઢોંગ કરનારી સ્ત્રી. (૨) ભિખારણ બાવી [વિ એવું માણસ

**સાધુ-વૃત્તિ** સ્ત્રી. [સં.] વૈરાગ્યવાળું ચિત્તનું વલણ. (૨)

**સાધુ-શિરોમણિ** પું. [સં.] (લા.) ઉત્તમ સાધુ-ચરિત પુરુષ, શ્રેષ્ઠ સાધુ [ઇચ્છા

**સાધ્ર** સ્ત્રી. [જૂ.ગુ.] ગર્ભવતી સ્ત્રીને થતું દોહદ, ગર્ભિણીની

**સાધ્ય** વિ. [સં.] જુઓ 'સાધનીય.' (૨) ઔષધોપચાર વગેરેથી કાબૂમાં આવે તેવું (રોગ વગેરે). (૩) પું. એક પ્રકારની દેવ-યોનિ. (૪) ન. સિદ્ધ કરવાનો વિષય કે વસ્તુ

**સાધ્વસ** ન. [સં.] હૃદયમાં થતો એક પ્રકારનો ખળ-ભળાટ, ક્ષોભ. (૨) ભય, ડર, બીક, દહેશત

**સાધ્વી** વિ.,સ્ત્રી. [સં.] સાધુ પ્રકૃતિની સ્ત્રી. (૨) વિરક્ત

લીધી હોય તેવી સ્ત્રી. (૩) જૈન ધર્મની વિરક્ત સ્ત્રી, આર્યા, ગોરણીજી. (જૈન.)

**સાન¹** સ્ત્રી. [સં. संज्ञा > પ્રા. सन्ना] સમઝ, બુદ્ધિ, અક્કલ. (૨) ઇશારત, ઇશારો, સંકેત. [० આવવી, ० વળવી (રૂ.પ્ર.) સમઝાવું. (૨) બેશુદ્ધિમાંથી ભાનમાં આવવું. ०માં કહેવું (-કે:વું), ०માં સમઝા(-જા)વવું (રૂ.પ્ર.) સંકેતથી કહેવું] [મૂકવું.]

**સાન²** ન. ગીરો મૂકવું એ. [०માં મૂકવું (રૂ.પ્ર.) ગીરો

**સાનક** ન. [અર. સિહ્નક્ ], ०ડી સ્ત્રી [+ ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.], **સાનકું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] શકોરું, ચપણિયું, રામ-પાત્ર, સાણું

**સાન-ખત** ન. [જુઓ 'સાન²' + 'ખત.'] ગીરો-દસ્તાવેજ

**સાન-ગીરો** પું. [જુઓ 'સાન²' + 'ગીરો.'] અવેજના બદલામાં અપાયેલી ચીજ-વસ્તુ અને એ પ્રક્રિયા

**સાન-ભાન** ન. [જુઓ 'સાન¹' + સં.] સમઝ-શક્તિ અને સચેત અવસ્થા

**સાન-શુદ્ધિ** સ્ત્રી. [+સં.], **સાન-સૂધ** (-ધ્ય) સ્ત્રી. [જુઓ 'સાન¹' + 'સૂધ.'] સમઝ અને શુદ્ધિ કે ભાન, સૂધ-બૂધ

**સાનંદ** (સાનન્દ) વિ. [સં. स + आनन्द] આનંદવાળું, આનંદિત, હરખવાળું. પ્રસન્ન (૨) ક્રિ.વિ. આનંદપૂર્વક, હરખ સાથે, પ્રસન્નતાથી

**સાનંદાશ્ચર્ય** (સાનન્દા-) ન. [+ સં. आश्चर्य] આનંદ સાથેની નવાઈ, પ્રસન્નતા સાથે વ્યક્ત કરાતો અચંબો

**સાની** સ્ત્રી. તેલ ભરેલા કચરેલા તલનો ભુક્કો. (૨) તવામાં ખાજાં વગેરે તળતાં ખરી પડી નીચે બેઠેલો ભૂકો. (૩) વાની, રાખ, ભસ્મ. [० વાળવી (રૂ.પ્ર.) ચિતા ઠાર્યા પછીની રાખ નદીમાં કે સમુદ્રમાં નાખવી]

**સાનુ** સ્ત્રી. [સં.,પું.,ન.] પહાડ ઉપરનું સપાટ નાનું મેદાન

**સાનુકંપ** (-કમ્પ) વિ. [સં. स + अनु-कम्पा, બ.વ્રી ] અનુકંપાવાળું, દયાળુ, કૃપાળુ. (૨) ક્રિ.વિ. અનુકંપા સાથે, દયાળુતાથી, કૃપાળુતાથી

**સાનુકૂલ(-ળ)** વિ. [સં. स + अनु-कूल] વિ. અનુકૂળતાવાળું, ફાવતું આવતું, રુચતું. (૨) અનુકૂળ થઈ રહેનારું

**સાનુનાસિક** વિ. [સં. स + अनुनासिक] અનુનાસિક ઉચ્ચારણવાળું (સ્વર), અનુનાસિક. (વ્યા.) (નોંધ : 'સાનુનાસિક' સ્વર એમ કહેવાની જરૂર નથી, કેમકે 'અનુનાસિક' શબ્દ જ વિશેષણ છે; જુઓ 'અનુનાસિક.')

**સાનુભ(-ભા)વ** વિ. [સં. स + अनु-भव, अनु-भाव] અનુભવ આપનાર, પ્રત્યક્ષ થાય એ રીતે વ્યવહાર કરનાર. (પુષ્ટિ.)

**સાનુસ્વાર** વિ. [સં. स + अनुस्वार] અનુસ્વારવાળું (સ્વર.) (વ્યા.)

**સાન્વય** વિ. [સં. स + अन्वय] વંશ-પરંપરાથી ચાલ્યું આવતું, પરંપરાગત. (૨) અર્થને માટે બીજા શબ્દની સહાય ચાહતું. (૩) મિશ્ર (વાક્ય ). (વ્યા.)

**સાપ** પું. [સં. सर्प > પ્રા. सप्प] સરપ, એરુ, ભુજંગ. [० ઉતારવો (રૂ.પ્ર.) મંત્ર વગેરેથી સાપના ઝેરની અસર ટાળવી. ० કાઢવો (રૂ.પ્ર.) કામને વખતે મુશ્કેલી ઊભી કરવી. ०ના ને ઘોના ભણાવવા (રૂ.પ્ર.) ખૂબ સમઝાવવું. ०ના લિસોટા (રૂ.પ્ર.) નામનું જ. ०નો ભારો (રૂ.પ્ર.) ભેળા રાખી ન શકાય એવી પરિસ્થિતિ. (૨) મુશ્કેલી-ભરેલી સ્થિતિ. (૩) ન સચવાય તેવું તોફાની. (૪) ઉંમર વટાવી ચૂકેલી કન્યા. -પે છછૂંદર ગળવી (રૂ.પ્ર.) ફસાઈ પડવું, ન ગ્રહાય ન છોડાય તેવી સ્થિતિમાં આવવું. ગ્રહણ વખતે સાપ (રૂ.પ્ર.) કામને વખતે વિઘ્ન. દૂધ પાઈ સાપ ઉછેરવો (રૂ.પ્ર.) દુર્જનને આશ્રય આપવો. સૂતો સાપ જગાડવો (રૂ.પ્ર.) હાથે કરીને શત્રુ ઊભો કરવો]

**સાપડી** સ્ત્રી. [જુઓ 'સાપડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] પુસ્તક મૂકવાની લાકડાની ફાંસિયા ઘોડી

**સાપડો** પું. [સં. सं-पुटक > પ્રા. संपुडअ- દ્વારા] પુસ્તક રાખવાની મોટી સાપડી

**સાપ(-પે)ણ** (-ણ્ય) સ્ત્રી [સં. सर्पिणी- > પ્રા. सप्पिणी] સાપની માદા. (૨) વહાણના એક ભાગનું નામ. (વહાણ)

**સાપણિયું** ન. મકાનમાં બાર-સાખ ઉપરનું લાકડાનું કે પથ્થરનું ઢાંકણ કે પડ-પાટિયું [જુઓ 'સાપણ.'

**સાપણી** (સાપ્પણી) સ્ત્રી. [સં. सर्पिणिका > પ્રા. सप्पिणिआ]

**સાપત્ન** વિ. [સં.] સપત્નીને લગતું, શોક્યને લગતું, ઓરમાન, ઓરમાયું. (૨) પું. શત્રુ, દુશ્મન [ત્ન(૨).'

**સાપત્ન્ય** પું. [સં.] ઓરમાયો ભાઈ. (૨) જુઓ 'સાપ-

**સાપ-બામણી** સ્ત્રી. [જુઓ 'સાપ' + 'બામણી.'] ગરોળીના ઘાટની લીસી સુંદર ચિતરામણી ચામડીવાળી સાપની માસી

**સાપ-માર** વિ.,પું. [જુઓ 'સાપ' + 'મારવું.'] સાપને મારી ખાનારું એક પક્ષી

**સાપરાધ** વિ. [સં. स + अप-राध] અપરાધવાળું, અપરાધી, ગુનેગાર, દોષિત [એક વેલો

**સાપસન** (-ન્ય) સ્ત્રી. નાગરવેલનાં પાન જેવાં પાનવાળો

**સાપિણી** સ્ત્રી. [સં. सर्पिणिका > પ્રા. सप्पिणिआ] જુઓ 'સાપણ.' [હોવાપણું, સપિંડ-તા

**સાપિંડ્ય** (સાપિણ્ડ્ય) ન. [સં.] સપિંડ હોવાપણું, સગોત્રી

**સાપેક્ષ** વિ. [સં. स + अपेक्षा, બ.વ્રી.] અપેક્ષાવાળું, જરૂરિયાત ધરાવતું. (૨) સંબંધ ધરાવતું. (૩) બીજા ઉપર આધાર રાખતું. (૩) સ્વતંત્ર હસ્તી ન ધરાવનારું, બીજા કોઈ ઉપર આધાર રાખનારું, 'રિલેટિવ.' (નોંધ :- 'સાપેક્ષ્ય' શબ્દ સ્વાભાવિક નથી; એ 'સાપેક્ષ'નો અર્થ ન જ આપી શકે.)

**સાપેક્ષ(०તા)-વાદ** પું. [સં.] માપ દિશા ગતિ વગેરેમાં એકબીજાનો આધાર હોય એ પ્રકારનો મત-સિદ્ધાંત (આઇન્સ્ટાઇનનો વિકસાવેલો), 'રિલેટિવિટી થીયરી'

**સાપેક્ષ-સર્વનામ** ન. [સં.] સંબંધી સર્વનામ ('જે' અને 'જે' ઉપરથી થતાં સાર્વનામિક વિશેષણ)

**સાપેણ** (-ણ્ય) જુઓ 'સાપણ.'

**સાપોલિયું** ન. [જુઓ 'સાપ' દ્વારા 'સાપોલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સાપનું નાનું પરડકું. (૨) અળસિયું

**સાપ્તાહિક** વિ. [સં.] સાત દિવસોને લગતું, સાત દિવસનું. (૨) ન. દર અઠવાડિયે બહાર પડતું સામયિક, અઠવાડિક, 'વિક્લી'

**સાફ** વિ. [અર.] ચોખ્ખું, સ્વચ્છ, (૨) (લા.) સ્પષ્ટ, ખુલ્લું, ઉઘાડું. (૩) નિષ્કપટ. (૪) સપાટ. [૦ કરવું (રૂ.પ્ર.) પાયમાલ કરવું. (૨) મારી નાખવું]

**સાફલ્ય** ન. [સં.] સફળતા [ખુલ્લા દિલથી

**સાફ સાફ** ક્રિ.વિ. [જુઓ 'સાફ,'-દ્વિર્ભાવ] તદ્દન સાફ. (૨)

**સાફ-સૂફ** વિ. [જુઓ 'સાફ,'-દ્વિર્ભાવ.] જુઓ 'સાફ.' (૨) સ્ત્રી. વાળ-ઝૂડ, સફાઈ. (૩) કામ-કાજનું સુઘડપણું

**સાફસૂફી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સાફ-સૂફ (૨,૩).'

**સાફી**[1] સ્ત્રી. [અર.; છાણવાનું લૂગડું] (લા.) ચલમ કે ચૂંગીની ધુમાડી સાફ અને ઠંડી થઈ મોંમાં આવે એ માટે રખાતો કપડાનો નાનો ટુકડો. (૨) ઠાકોરજીનું મુખ સાફ કરવાનું કપડું. (૩) મસોતું. [૦ મારવી (રૂ.પ્ર.) પતરાજી કરવી]

**સાફી**[2] વિ. [જુઓ 'સાફ' + ગુ. 'ઈ' ત.પ્ર.] જેમાં વળતર કે વટાવ દેવાં ન પડે તેવું (ભાવ મૂલ્ય વગેરે)

**સાફો** પું. [હિં., મરા. સાફા.] સફાઈવાળો આગલા ભાગમાં એક બાજુ આડો પહોળો પટ્ટો બાંધ્યો લાગે તેવો ફેંટો. [૦ બંધાવવો (-બન્ધાવવો) (રૂ.પ્ર.) યોગ્ય કદર કરવી]

**સાબક-બોલું** વિ. [રવા. + જુઓ 'બોલું.'] બોલું, નિષ્કપટી. (૨) ભેળસેળવાળું

**સાબદાઈ** સ્ત્રી. [જુઓ 'સાબદું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સાબદું થવાપણું, સજ્જ-તા, તૈયારી

**સાબદું** વિ. સજ્જ, તૈયાર

**સાબર**[1] ન. [સં. शम्बर, પું.] શાખાદાર શિંગડાંવાળું હરણાની જાતનું જરા મોટું એક જંગલી પશુ

**સાબર**[2] સ્ત્રી. [સં. श्वभ्र દ્વારા] સાબરકાંઠામાંથી પસાર થઈ ખંભાતના અખાતમાં પડતી મેવાડની પહાડીમાંથી વહી આવતી એક નદી, સાબરમતી. (સંજ્ઞા.)

**સાબર-કાંઠો** પું. [જુઓ 'સાબર[2]' + 'કાંઠો.'] સાબરમતી નદીના બેઉ કાંઠાઓનો વિશાળ ઉત્તર ગુજરાતનો પ્રદેશ. (સંજ્ઞા.)

**સાબર-મતી** સ્ત્રી. [સં. श्वभ्रवती દ્વારા] જુઓ 'સાબર.[2]'

**સાબર-શિં(-શીં,-સિં,-સીં)ગ, -ગડું -ગું** ન. [જુઓ 'સાબર[1]' + ગુ. 'શિં(-શીં,-સિં,-સીં)ગ + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ડ' સ્વાર્થે ત.પ્ર.] સાબરનું શિંગડું (જેની ભસ્મ કરી દવા કરવા વપરાય છે.)

**સાબરિ(-ળિ)યો** પું. હા-જી-હા કરનાર માણસ. (૨) અમદાવાદ બાજુ દૂધ વેચનાર ઘાંચી [પશુની માદા

**સાબરી** સ્ત્રી. [સં. शम्बरिका ▶ પ્રા. संबरिआ] સાબર

**સાબવવું** સ.ક્રિ. [જુઓ 'સાબુ,'-ના.ધા.] સાબુ બનાવવો

**સાબવણી** સ્ત્રી. [જુઓ 'સાબવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] સાબુ બનાવવાની ક્રિયા

**સાબળિયો** જુઓ 'સાબરિયો.'

**સાબાન**[1] પું. [અર.] હિજરી વર્ષનો એ નામનો આઠમો મહિનો. (સંજ્ઞા.)

**સાબાન**[2] પું. [ફા. સાય્બાન્] જુઓ 'સાયબાન.' (૨) તંબુ

**સાબાશ** જુઓ 'શાબાશ.'

**સાબાશી** જુઓ 'શાબાશી.'

**સાબિત** વિ. [અર.] સિદ્ધ થયેલું, પુરવાર થયેલું, સિદ્ધ

**સાબિતી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] સાબિત હોવાપણું, સિદ્ધતા. (૨) પ્રમાણ, પુરાવો

**સાબુ(-બૂ)** પું. [અર. સાબૂન્] ખારો કે સોડા-બાઇ-કાર્બની સાથે તેલ મેળવી તૈયાર કરવામાં આવતો શરીર કપડાં વગેરેનો મેલ કાઢવાનો પદાર્થ. [૦ ઘાલવો, ૦ દેવો, ૦ લગાડવો (રૂ.પ્ર.) કપડાંમાં સાબુ ચોળવો કે ઘસવો. ૦ સમાળિયો (રૂ.પ્ર.) ઉપરથી અચ્છો દેખાવ કરનાર માણસ, દંભી, ડોળી. (૨) બહારથી ઊજળાં કપડાં પહેરીને ફરનાર ગરીબ માણસ. (૩) વધુ પ્રમાણમાં સાબુ વાપરનાર માણસ]

**સાબુ(-બૂ)-ચોખા** પું.,બ.વ. [+ જુઓ 'ચોખા.'], **સાબુ(-બૂ)દાણા** પું.,બ.વ. [+ જુઓ 'દાણો.'] સાગુ નામના ઝાડના થડના ગરમાંથી બનાવેલા એક પ્રકારના દૂધિયા દાણા, સાગુ-ચોખા, સાગુ-દાણા,

**સાબુ(-બૂ)-દાન** ન., **-ની** સ્ત્રી. [+ ફા. 'દાન' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], **સાબુ(-બૂ)-પેટી** સ્ત્રી. [+ જુઓ 'પેટી.'] સાબુ રાખવાની ડબ્બી કે પેટી

**સાબૂત** વિ. [અર. સાબિત] અખંડ, સલામત, તદ્દન આબાદ. [રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) મક્કમ રહેવું, દઢતા રાખવી] [એક-ધાંધ હોવાપણું

**સાબૂતી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] દઢતા, મક્કમપણું. (૨)

**સાબેલું** ન., **-લો** પું. [ફા. શાહ્બાલા] વર-ઘોડા કે સવારી —સરઘસમાં ઘોડા ઉપર બેસાડવામાં આવેલું નાનું મોટું તે તે બાળક [બ્રહ્મોદકિયું નહિ તેવું

**સાભા-ગોતરું** વિ. બ્રાહ્મણોને ખાવા કામ ન લાગે તેવું,

**સાભાર** વિ. [સં. स + आ-भार] આભાર સાથેનું, ઉપકારના સ્વીકાર સાથેનું. (૨) ક્રિ.વિ. આભાર સાથે, ઉપકારના સ્વીકાર સાથે

**સાભિનય** વિ. [સં. स + अभि-नय] અભિનય-હાવભાવ સાથે કરવામાં આવતું કે કરેલું. (૨) ક્રિ.વિ. અભિનય સાથે

**સાભિપ્રાય** વિ. [સં. स + अभि-प्राय] અભિપ્રાયવાળું. (૨) હેતુવાળું, કારણવાળું. (૩) ક્રિ. વિ. હેતુપૂર્વક

**સાભિમાન** વિ. [સં. स + अभि-मान] અભિમાન સાથેનું, ગર્વવાળું. (૨) ક્રિ.વિ. અભિમાનપૂર્વક, ગર્વ સાથે

**સાભિલાષ** વિ. [સં. स + अभि-लाष] અભિલાષ ધરાવતું, કામના કરનારું [જુઓ 'સાબર.[2]'

**સાભ્રમતી** સ્ત્રી. [સં. श्वभ्र-वती ઉપરથી સંસ્કૃતાભાસી]

**સામ**[1] ન. [સં.] સમઝાવટ. (૨) સમાધાનીપૂર્વક સમઝાવીને કામ કાઢી લેવાની ક્રિયા, રાજનીતિના ચાર ઉપાયોમાંનો એક. (૩) સ્તુતિ-ગાન. (૪) સામવેદનો પ્રત્યેક મંત્ર. (૫) પું. [સં.,ન.] સામ-વેદ. (સંજ્ઞા.)

**સામ**[2] (-મ્ય) સ્ત્રી. સાંબેલામાં નાખવામાં આવતી નીચેની લોખંડની કુંડલી કે વીંટો, સાંબ ['સામગ્રી.'

**સામગ્રી** સ્ત્રી. [સં. सामग्री, અર્વા. તદ્ભવ] જુઓ

**સામ-ગાન** ન. [સં.] સામ-વેદના મંત્ર સંગીતના સ્વરોમાં ગાવા એ

**સામગ્રી**[1] સ્ત્રી. [સં.] કોઈ પણ કામ માટેનો ઉપયોગી સરંજામ કે સાધનો. (૨) ઠાકોરજીને નૈવેદ્યના રૂપમાં ધરવા માટેની પાકી વિવિધ પ્રકારની રસોઈ

**સામગ્રી**[2] પું. [જુઓ 'સામેરો.'-'સમગ્રી'ના સાદૃશ્યે, જૂ.ગુ.] જુઓ 'સામેરો(રાગ).'

**સામગ્ર્ય** ન. [સં.] સમગ્રપણું, સમગ્રતા, અખંડતા

**સામટું** વિ. [સં. સં-વૃત્તક -> પ્રા. संवट्टअ-] ભેગું કરેલું બધું, થોક-બંધ ભેગું, એકી જથ્થાનું. (૨) સામુદાયિક, સાથે-લગું. (૩) ઉધડ

**સામન-સૂમન** પું. [જુઓ 'સામાન,'-દ્વિર્ભાવ.] પરચૂરણ માલ-સામાન (સામાન્ય રીતે ઘર-વખરીનો)

**સામનો** (સાઃમનો) પું. [જુઓ 'સામું' દ્વારા.] લડવા વગેરે માટેનો સામસામેનો મુકાબલો, સામે થવું એ

**સામ-મંત્ર** (-મન્ત્ર) પું. [સં.] સામ-વેદની તે તે ઋચા

**સામયિક** વિ. [સં.] સમયને લગતું. (૨) કામ-ચલાઉ. (૩) નિયતકાલિક. (૪) સમયને યોગ્ય, સમયોચિત. (૫) ન. દૈનિક સાપ્તાહિક પાક્ષિક માસિક વાર્ષિક વગેરે તે તે નિયત સમયે પ્રસિદ્ધ થતું સમાચાર-પત્ર વગેરે, 'પિરિયોડિકલ'

**સામર્થ્ય** ન. [સં.] સમર્થતા, શક્તિ, તાકાત, બળ, જોર

**સામવું** અ.ક્રિ. [સં. સમા > પ્રા. सम्म-] જુઓ 'સમાવું.' **સમાવવું** પ્રે.,સ.ક્રિ.

**સામ-વેદ** પું. [સં.] ઋગ્વેદમાંથી મોટે ભાગે ચોક્કસ સૂક્તો ગેય સ્વરોમાં ગાઈ શકાય એ રીતે તારવી સંકલિત કરવામાં આવેલો ત્રીજો વેદ. (સંજ્ઞા)

**સામવેદ-જ્ઞ** વિ. [સં.] સામ-વેદનું જ્ઞાન ધરાવનાર

**સામવેદી** વિ.,પું. [સં.,પું.] પરંપરાથી સામ-વેદ જેના કુળમાં વેદ-ગાન તરીકે ઊતરી આવ્યો હોય તેવો બ્રાહ્મણ

**સામવેદીય** વિ. [સં.] સામ-વેદને લગતું, સામવેદનું. (૨) જુઓ 'સામવેદી.'

**સામ-સામી** ક્રિ.વિ. [જુઓ 'સામ-સામું', + જૂ. ગુ. 'ઈ' સા.વિ.,પ્ર.] સામસામું હોય એ રીતે

**સામ-સામું** (સાઃમ-સાઃમું) વિ. [જુઓ 'સામું,'-દ્વિર્ભાવ.] એકબીજાનાં મોઢાં કે આગળના ભાગ એકબીજાને જોઈ શકે એ રીતનું, બરાબર સામું કે એકબીજાને સમક્ષ. (૨) વિરુદ્ધનું. (૩) પુત્રી વેવાઈના પુત્રને લગ્નમાં અપાઈ વેવાઈની પુત્રી પોતાના પુત્ર માટે લગ્નમાં લેવાય એ પ્રકારના સંબંધનું. [૦ આવી જવું (રૂ.પ્ર.) લડવા સામસામે થઈ રહેવું] [સામી.'

**સામ-સામે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] જુઓ 'સામ-

**સામ-સૂમ** જુઓ 'સૂમ-સામ.'

**સા(-શા)મળ** પું. [સં. श्यामल > પ્રા. सामल], **-ળિયો** પું. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સામળો.'

**સા(-શા)મળું** વિ. [સં. श्यामलक -> પ્રા. सामलअ-] શ્યામ રંગનું, કાળી ઝાંઈનું, ભીને-વાન

**સા(-શા)મળો(-ળિયો)** પું. [જુઓ 'સામળું.'] કાળી ઝાંઈનું શરીર કહેવાય છે તેવા ભગવાન શ્રીકૃષ્ણ, ઘન-શ્યામ

**સામંજસ્ય** (સામઞ્જસ્ય) ન. [સં.] જોઈએ તેવું સુઘટિત હોવાપણું, ઘટારથ, સમંજસ-તા, ઉચિત-તા, યોગ્ય-તા

**સામંત** (સામન્ત) પું. [સં.] ખંડિયો રાજા, માંડલિક, ઠાકોર. (૨) રાજાનો જાગીર ધરાવતો ગરાસિયો, અમલદાર. (૩) વીર યોદ્ધો

**સામંત-ચક્ર** (સામન્ત-) ન. [સં.] સામંતોનો સમૂહ. (૨) સામંત કે સામંતોનું લશ્કર, સામંત-સેના

**સામંત-પ્રથા** (સામન્ત-) સ્ત્રી. [સં.] મહારાજ્યમાં સામંત રાજાઓ હોય તેઓનું સમવાય-તંત્ર રચી શાસન કરવાની પદ્ધતિ, 'ફ્યુડલ સિસ્ટમ'

**સામંત-શાહી** (સામંત-) સ્ત્રી. [+ જુઓ 'શાહી.[2]'] સામંતોના કે અમીર-ઉમરાવોના આધાર કે વર્ચસવાળી શાસન-પદ્ધતિ, 'ફ્યુડલિઝમ' [સાધુનું કર્તવ્ય. (જૈન.)

**સામાચારી** સ્ત્રી. [સં.] પરસ્પર મળવું એ. (જૈન.) (૨)

**સામાજિક** વિ. [સં.] સમાજને લગતું, સમાજનું. (૨) સભાસદ, સભ્ય, 'મેમ્બર.' (૩) નાટક જોવા આવેલ પ્રેક્ષક

**સામાન** પું. [ફા.] માલ, સામગ્રી, ઉપ-કરણ. (૨) ઘર-વખરી, રાચ-રચીલું. [૦ કરવો (રૂ.પ્ર.) સંભોગ કરવો. ૦ના(-નાં)ખવો, ૦ બીડવો (રૂ.પ્ર.) ઘોડા ઉપર સાજ બાંધવો] [દ્વિર્ભાવ.] પરચૂરણ સમાન

**સામાન-શુમાન સામાન-સૂમન** પું. [જુઓ 'સામાન,'

**સામાનાધિકરણ્ય** ન. [સં.] કોઈ બેની એકસરખી વિભક્તિ હોવાપણું. (વ્યા.)

**સામાન્ય** વિ. [સં.] બધાંમાં એકસરખું, સર્વને એકસરખું, 'કોમન.' (૨) ખાસ નહિ તેવું, સાધારણ. (૩) ન. અમુક વર્ગની વ્યક્તિઓ કે પદાર્થોમાં રહેલો સમાન ગુણ-ધર્મ. (તર્ક.) (૩) નિત્ય એવો અનેક વ્યક્તિઓમાં રહેલો સમવાય-સંબંધ. (વેદાંત.) (૪) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**સામાન્ય કૃદંત** (-કૃદન્ત) ન. [સં.] ક્રિયાર્થક 'વું'વાળું કૃદંત, વિધ્યર્થ કૃદંત. (વ્યા.)

**સામાન્ય જ્ઞાન** ન. [સં.] ઊંડાણમાં ઊતર્યા વિના વસ્તુ વગેરેનું માત્ર પરિચય-રૂપ જ્ઞાન [(૨) સરેરાશ, સરાસરી

**સામાન્ય-તઃ** ક્રિ.વિ. [સં.] સામાન્ય રીતે, સાધારણ રીતે.

**સામાન્ય નામ** ન. [સં.] સમગ્ર વર્ગ તેમ એ વર્ગની દરેક ચીજ-વસ્તુ વ્યક્તિ વગેરેને સરખી રીતે લાગુ પડે તેવું વ્યાકરણી નામ, 'કોમન નાઉન.' (વ્યા.)

**સામાન્યા** વિ.,સ્ત્રી. [સં.] વારાંગના, વેશ્યા, ગણિકા

**સામા-પાંચ(-ચે)મ** (-મ્ય) સ્ત્રી. [જુઓ 'સામો' + 'પાંચ(-ચે)મ.'] ભાદરવા સુદિ પાંચમ (જે દિવસે કરેલા વ્રતમાં 'સામો' નામના ધાન્યની જ વાનીઓ ખવાય એ ખડ-ધાન્ય હોઈને.)

**સામા-બોલું** વિ. [જુઓ 'સામું' + 'બોલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] કાંઈ કહેતાં સામે વચન ફેંકનારું

**સામાયિક** ન. [સં.] સમતાપૂર્વક - સમતાના ભાવથી એકાગ્ર ચિત્તે બેસી કરવાનું નિત્ય-કર્મ. (જૈન.)

**સામાવાળિયું, સામાવાળું** વિ. [જુઓ 'સામું' + ગુ 'વાળું' +'ઇયું' ત.પ્ર.] સામા પક્ષનું (૨) હરીફ. (૩) શત્રુ, દુશ્મન

**સામાસામી**[1] સ્ત્રી. [જુઓ 'સામું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ'

સ્ત્રીપ્રત્યય.] (લા.) શત્રુતા, વેર, દુશ્મની
**સામાસામી²** ક્રિ.વિ. [+ જૂ. ગુ. 'ઈ' સા.વિ.,પ્ર.] જુઓ 'સામ-સામી.'
**સામાસિક** વિ. [સં.] સમાસને લગતું. (૨) સમાસ થયો હોય તેવું. (વ્યા.) (૩) ટૂંકું, સંક્ષિપ્ત, મુખ્તેસર
**સામિયાનો** જુઓ 'શામિયાનો.'
**સામિલ** વિ. [અર. શામિલ્] જુઓ 'શામિલ.'
**સામિલગીરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'શામિલગીરી.'
**સામીપિક** વિ. [સં.] સમીપનું, નજીકનું, પાસેનું
**સામીપ્ય** ન. [સં.] સમીપમાં હોવાપણું, સમીપતા, નિકટતા. (૨) ચાર પ્રકારના મોક્ષોમાંનો એક મોક્ષ—પરમાત્માની નજીકમાં રહેવાના પ્રકારનો
**સામુદાયિક** વિ. [સં.] સમુદાયને લગતું, સમુદાયનું, સામૂહિક. (૨) સમુદાય મળીને કરવામાં આવતું. (૩) સામટું
**સામુદ્ર-ધુનિ,-ની** સ્ત્રી. [સં.] બે સમુદ્રોને જોડનારી સમુદ્રની સાંકડી પટ્ટી, 'સ્ટ્રેઇટ'
**સામુદ્રિક** વિ. [સં.] સમુદ્રને લગતું. (૨) ન. શરીરનાં વિવિધ ચિહ્નો ઉપરથી માણસનાં ગુણ-લક્ષણ ભવિષ્ય જાણવાની વિદ્યા. (૩) પું. સામુદ્રિક વિદ્યા જાણનાર માણસ
**સામુદ્રી** સ્ત્રી. [સં.] દુર્ગાદેવીનું એક સ્વરૂપ (સૌરાષ્ટ્રના કંડોળિયા બ્રાહ્મણોની ઇષ્ટદેવી.) (સંજ્ઞા.)
**સામું** (સાઃમું) વિ. [સં. संमुख-> પ્રા. संमुह-] સંમુખ રહેલું, સામે પ્રત્યક્ષ રહેલું. (૨) વિરુદ્ધ, ઊલટું. [-માં શિંગડાં મારવાં (રૂ.પ્ર.) લડવું. -મી પાઘડી મૂકવી (રૂ.પ્ર.) શત્રુતા રાખવી. -મી પ્રીત (-ત્ય) (રૂ.પ્ર.) વર-કન્યાની લગ્ન-રાશિઓ મળતી ન આવવી એ. ૦ આવવું, ૦ જવું (રૂ.પ્ર.) સ્વાગત કરવા જવું. ૦ જોવું (રૂ.પ્ર.) સાર-સંભાળ લેવી. (૨) દરકાર કરવી. ૦ થવું (રૂ.પ્ર.) અ-વિનય કરવો. (૨) મારવા આગળ આવવું. ૦ પડવું (રૂ.પ્ર.) વિરુદ્ધ પક્ષમાં જવું. ૦ બોલવું (રૂ.પ્ર.) તોછડાઈથી જવાબ આપવો]
**સામૂહિક** વિ. [સં.] જુઓ 'સામુદાયિક.'
**સામે** (સાઃમે) ક્રિ.વિ. [જુઓ 'સામું' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] સંમુખ, સમક્ષ, રૂબરૂ. (૨) વિરુદ્ધમાં, ઊલટા પક્ષે. [૦ આંગળી કરવી (રૂ.પ્ર.) નિંદા કરવી. ૦ આંગળી ચીંધવી (રૂ.પ્ર.) વાંકમાં લેવું. ૦ આંગળી થવી (રૂ.પ્ર.) નિંદા-પાત્ર થવું. ૦ ચડી(-ઢી) કહેવું(-કે:વું) (રૂ.પ્ર.) જુઓ 'સામેથી કહેવું.' ૦ પૂર ચાલવું (કે જવું) (રૂ.પ્ર.) કહિયે એનાથી ઊલટી દિશામાં જવું. ૦ બારણે (રૂ.પ્ર.) સામે પડોશમાં. ૦ મોંએ જવું (-મોંઃએ-) (રૂ.પ્ર.) સીધું નાસી જવું. ૦ મોઢે (રૂ.પ્ર.) સમક્ષ આવીને. -મે કાળ (રૂ.પ્ર.) જ્યોતિષની ગણતરીએ જુદા જુદા વાર વગેરેમાં દોષિત બનાવેલી તે તે દિશા કે ખૂણો. (જ્યો.)]
**સામેરી** પું. આખ્યાન-યુગનો એક ગુજરાતી દેશી રાગ, સામગ્રી. (સંજ્ઞા.) (સંગીત.)
**સામેલ¹** (-લ્ય) જુઓ 'સમેલ.'
**સામેલ²** જુઓ 'સામિલ'-'શામિલ.'
**સામેલગીરી** જુઓ 'સામિલગીરી'-'શામિલગીરી.'

**સામૈયું** (સાઃમૈયું) ન. [જુઓ 'સામું' દ્વારા.] આવનારા કોઈ પણ પ્રકારના અતિથિને માન આપી લાવવા સરઘસ કાઢી વાજતે ગાજતે જવું એ
**સામો** પું. [સં. श्यामाक-> પ્રા. सामग-] એ નામનું એક ખડધાન, સાંબો, મોરૈયો (ફલાહારમાં કામ આવે છે.)
**સામોપચાર** પું. [સં. सामन् + उप-चार, સંધિથી] સમજાવટથી કામ લેવાનો રાજનીતિના ચાર પ્રયોગોમાંનો એક.
**સામોપાય** પું. [સં. सामन् + उपाय, સંધિથી] જુઓ 'સામોપચાર.' (૨) માન-મોચનના ૭ પ્રકારોમાંનો એક પ્રકાર. (કાવ્ય.) [વિરોધ
**સામોરું** (સાઃમોરું) ન. [જુઓ 'સામું' દ્વારા.] સામનો,
**સામ્ય** ન. [સં.] સમાનતા, સરખામણું, મળતા હોવાપણું, સમતા. (૨) એકાત્મકતા, એકરૂપતા, એકરસતા, તાદાત્મ્ય. (વેદાંત.) [નિશાન '='. (ગ.)
**સામ્ય-ચિહ્ન** ન. [સં.] બરાબરી બતાવવા વપરાતું
**સામ્ય-યોગ** પું. [સં.] જેમાં બુદ્ધિની સમતા-કક્ષાએ પહોંચવાની ક્રિયા હોય તેવી સિદ્ધિ મેળવવાની પ્રક્રિયા, ચિત્તની સમતા સાધવાની પ્રક્રિયા. (વેદાંત.)
**સામ્ય-વાદ** પું. [સં.] ગરીબ શ્રીમંત રાજા એવા કોઈ ભેદ ન હોતાં સર્વ એક કક્ષાનાં જ હોવાં જોઇયે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'કૅમ્યુનિઝમ'
**સામ્યવાદી** વિ., [સં.,પું.] સામ્ય-વાદમાં માનનારું, 'કૅમ્યુનિસ્ટ.' (૨) સામ્યવાદને લગતું
**સામ્યાભાસ** પું. [+ સં. आ-भास] સરખાપણાનો ભાસ માત્ર (હકીકતે સરખું ન હોય.), મળતાપણાનો દેખાવ. (૨) આભાસ-સામ્ય, સાદૃશ્ય, 'ઍનૅલોજી.' (ન્યા.)
**સામ્યાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] જ્ઞાનની દૃષ્ટિએ પહોંચતાં બધું જ એકાત્મક છે એવી કક્ષા
**સામ્રાજ્ય** ન. [સં.] સમ્રાટની સત્તા નીચેની શાસનની સ્થિતિ, ચક્રવર્તીપણું, શહેનશાહત. (૨) સમ્રાટની સત્તા નીચેનો સમગ્ર પ્રદેશ 'એમ્પાયર.'
**સામ્રાજ્ય-વાદ** પું. [સં.] એક જ શહેનશાહી કે પ્રજાકીય સત્તા નીચે વિશાળ ભૂ-ભાગ હોવો જોઇયે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'ઇમ્પીરિયાલિઝમ' ['ઇમ્પીરિયાલિસ્ટ'
**સામ્રાજ્યવાદી** વિ. [સં.,પું.] સામ્રાજ્ય-વાદમાં માનનારું,
**સાયક** ન. [સં.,પું.] બાણ, તીર ['સારડી.'
**સાયડી** સ્ત્રી. [જુઓ 'સારડી,'-પ્રવાહી ઉચ્ચારણ-] જુઓ
**સાયણ,-ણાચાર્ય** પું. [+ સં. आ-चार्य] વેદોના એ નામના ભાષ્યકાર દક્ષિણી પંડિત. (સંજ્ઞા.) ['અવર'
**સાયત** સ્ત્રી. [અર. સાઅત્] અઢી ઘડીનો સમય, કલાક,
**સાયન** વિ. [સં. स + अयन] પૃથ્વી પોતાની ધરીને થોડે થોડે ખસેડતી રહે છે એને આધારે ગ્રહ-તારા-નક્ષત્રોનું ગણિત સાધનાર (જ્યોતિષ-પદ્ધતિ). (આ ગણિતમાં નિરયન પદ્ધતિથી સૂર્યનો રાશિપ્રવેશ-કાલ ૨૨ દિવસ મોડો ગણાય છે)
**સાયન વર્ષ** ન. [સં.] એક ઋતુથી શરૂ કરી વર્ષ એની પૂર્વની ઋતુએ જ પૂરું થાય એવું વર્ષ. (જ્યો.)
**સાયન્ટિફિક** વિ. [અં.] વિજ્ઞાનને લગતું, વૈજ્ઞાનિક. (૨)

શાસ્ત્રીય

**સાયન્ટિસ્ટ** વિ. [અં.] વિજ્ઞાનના કોઈ પણ એક કે વધુ વિષયોમાં નિષ્ણાત. (૨) વિજ્ઞાનની વિવિધ શોધ-ખોળ કરનાર વિદ્વાન, વૈજ્ઞાનિક, વિજ્ઞાની, વિજ્ઞાનશાસ્ત્રી

**સાયન્સ** સ્ત્રી. [અં.] વિદ્યા (સર્વ-સામાન્ય). (૨) વૈજ્ઞાનિક વિદ્યા

**સાયબા(-વા)ન** ન. [ફા. સાયબાન્] મકાન વગેરેના ખુલ્લા ભાગમાં તડકા વગેરેથી બચવા બંધાતો પડદો

**સાયર** પું. [સં. सागर > પ્રા. सायर, પ્રા. તત્સમ] સાગર, સમુદ્ર (મોટે ભાગે જ.ગુ.માં)

**સાયર-કોઠો** પું. [+ જુઓ 'કોઠો.'] સમુદ્ર-કાંઠેથી આવતા માલની જકાત વસૂલ કરનારું સરકારી કાર્યાલય

**સાયવાન** જુઓ 'સાયબાન.'

**સાયં-કાલ(-ળ)** (સાયઙ્કાલ,-ળ) પું. [સં.] સાંઝનો સમય

**સાયં-ગેય** (સાયઙ્ગેય) વિ. [સં.] સાંઝના સમયે ગાઈ શકાય તેવું (રાગ વગેરે)

**સાયં-પૂજા** (સાયમ્પૂજા) સ્ત્રી. [સં.] સાંઝને સમયે કરવામાં આવતી અર્ચના. (૨) (લા.) સાંઝ પછીનું ભોજન, વાળું

**સાયં-પ્રાતર્** ક્રિ.વિ. [સં.] સાંઝ-સવાર [સમયનું

**સાયં-તન** (સાયન્તન) વિ. [સં.] સાંઝને લગતું, સાંઝના

**સાયં-પ્રાર્થના** સ્ત્રી. [સં.] સાંઝની સ્તુતિ

**સાયં-સંધ્યા** (સાયં-સન્ધ્યા) સ્ત્રી. [સં.] સાંઝનો સંધિ-કાળ. (૨) સાંઝની વેળા બ્રાહ્મણોથી કરાતો સંધ્યા-વિધિ, સાંઝની સંધ્યાનો વિધિ, સૂર્યાસ્ત-સમયનું બ્રાહ્મણનું નિત્ય-કર્મ

**સાયાસ** વિ. [સં. स + आ-यास] પ્રયત્નપૂર્વકનું

**સાયાહ્ન** પું. [સં. सायम् + अह्न्] સાંઝનો સમય

**સાયુજ્ય** ન. [સં.] જોડાઈ જવું એ, જોડાણ. (૨) ચાર પ્રકારના મોક્ષમાંનો પરમ તત્ત્વ સાથે જોડાઈ જવાના પ્રકારનો મોક્ષ. (વેદાંત.)

**સાયુજ્ય-મુક્તિ** સ્ત્રી., **સાયુજ્ય-મોક્ષ** પું. [સં.] મરણ પછી પરમાત્મ-તત્ત્વની સાથે એકાત્મક થઈ જવાના પ્રકારનો મોક્ષ

**સાયો** પું. [ફા. સાયહ્] છાયો. (૨) (લા.) ફકીરનો ઝભ્ભો. (૩) ભૂત વગેરેનું વળગણ. (૪) મદદ, આશરો

**સાર**[1] વિ. [સં.] સારું, સરસ, ઉત્તમ, શ્રેષ્ઠ. (૨) પું. સત્ત્વ, તત્ત્વ, કસ. (૩) મર્મ, રહસ્ય, સારાંશ. (૪) (લા.) લાભ, ફાયદો. (૫) ઝાડમાંનો કઠણ ભાગ. (૬) એ નામનો એક અલંકાર. (કાવ્ય.)

**સાર**[2] પું. [જુઓ 'સારવું[2]' (કાણું પાડવું)] ઝીણું કાણું, વેહ

**સાર**[3] પું. એ નામનો ઢોરનો એક ચેપી રોગ

**સાર**[4] (-રય) સ્ત્રી. સંભાળ. (૨) માવજત, બરદાસ, ચાકરી. (૩) પરમાણની સામી બાજુનું કૂવાને સતાણ બાંધી રાખવાનું જાળી જેવું દોરડું. (વહાણ.)

**સારક** વિ. [સં.] ઝાડો સરળતાથી ઊતરી જાય તેવું (ઔષધ), રેચક [માર્મિક

**સાર-ગર્ભ** પું. [સં.] રહસ્ય, મર્મ. (૨) વિ. રહસ્યવાળું,

**સારગ્રાહિ-તા** સ્ત્રી. [સં.] સાર સાર ગ્રહી લેવાપણું

**સાર-ગ્રાહી** વિ. [સં., પું.] સાર સાર તારવી લેનારું, સાર માત્ર પકડી લેનારું

**સારજંટ** (સાર્જન્ટ) જુઓ 'સાર્જન્ટ.'

**સારજામો** પું. [ફા. સરંજામ] સવારી કરતી વેળા ઘોડાની પીઠ ઉપર બાંધવાનો સામાન, સજાઈ

**સારડી** સ્ત્રી. [જુઓ 'સારડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] કાણું -વીંધ પાડવાનું સુતારનું સાધન. (૨) એવું મોટું જમીનમાં 'બોર' કરવાનું સાધન

**સારડો** પું. [જુઓ સારવું[2] + ગુ. 'ડો' કૃ.પ્ર.] જમીનમાં ઊંડે સુધી 'બોર' (કાણું) પાડવાનું લોખંડનું મોટું સાધન, યાંત્રિક સારડી [શરદ ઋતુનો પવન. (વહાણ.)

**સારણ**[1] વિ. [સં. કર્તૃવાચક] સારનાર, નિભાવનાર. (૨) પું.

**સારણ**[2] ન. [સં., ક્રિયાવાચક] ખસી પડવું કે બેસવું એ

**સારણ**[3] (-ણ્ય) સ્ત્રી. [સં. सारणि] કૂવાનું અંદરનું વહેણ, સરવાણ,-ણી. (૨) કૂવાનો ધોરિયો. (૨) તળાવ વગેરેમાંથી કાઢેલી નહેર

**સારણ**[4] (-ણ્ય), **સારણ-ગાંઠ** (સારણ્ય-ગાંઠ) સ્ત્રી. [+ જુઓ 'ગાંઠ.'] આંતરડાંની ગાંઠ (એ ઊતરવાનો રોગ), 'હર્નિયા'

**સારણિ,-ણી** સ્ત્રી. [સં.] તારવવું એ, તારવણી. (૨) કોષ્ઠક, કોઠો, 'ટેબલ.' (૩) નાની નહેર કે વહેળો. (૪) વણાટ માટે ફણીમાં તાણો પરોવવો એ

**સારણી-કામદાર** વિ. પું. [+ જુઓ 'કામદાર.'] વણાટ-કામમાં ફણીમાં તાણો પરોવવાનું કામ કરનાર કારીગર

**સાર-તત્ત્વ** ન. [સં. સમાનાર્થીની પુનરુક્તિ] સાર, તત્ત્વ, રહસ્ય, સારાંશ [વાનું કામ

**સારથ**[1] (-થ્ય) સ્ત્રી. જમણ-પ્રસંગે રસોડાનું અને પીરસ-

**સારથ**[2] (-થ્ય) સ્ત્રી. વય, ઉંમર

**સારથ**[3] (-થ્ય) સ્ત્રી. સાથણ, સાથીદાર સ્ત્રી

**સારથિ** પું. [સં.] રથનો હાંકનાર, સૂત

**સારથિયું** વિ. [જુઓ 'સારથ.[3]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સમાન ઉંમરનું સાથીદાર

**સારથ્ય** [સં.] સારથિનું રથ હાંકવાનું કામ, સારથિપણું

**સાર-દર્શી** વિ. [સં., પું.] સાર સાર જોનાર, સાર તારવી લેનાર [ગ્રહણ

**સાર-દોહન** ન. [સં.] સાર તારવી લેવાની ક્રિયા. તત્ત્વ-

**સાર-ધી** વિ. [સં.] સાર ખેંચવાની બુદ્ધિવાળું, દૂરદર્શી, ઉત્તમ બુદ્ધિવાળું

**સારપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'સારું' + ગુ. 'પ' ત.પ્ર.] સારાપણું, સલૂકાઈ (૨) ભલમનસાઈ, ભલપણ. [૦ લેવી (રૂ.પ્ર.) જશ લેવો]

**સારપવું** સ.ક્રિ. ક્યારડામાંથી નકામું ઘાસ કાઢી નાખી ડાંગરના ધરુ માટીમાં દબાવવા

**સાર-બંધ** (-બન્ધ) પું. [સં.] હાથીની ચાલુ સવારીમાં અંબાડી કે હોદ્દો ઢીલાં પડતાં કે એક બાજુ નમી પડતાં એને બાંધી લેવાનું દોરડું

**સાર-ભાગ** પું. [સં.] સારાંશ [સર્વોત્તમ, શ્રેષ્ઠ

**સાર-ભૂત** વિ. [સં.] સારરૂપે રહેલું, સાર-રૂપ. (૨) (લા.)

**સાર-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] એ નામનું ૩૨ તારનું એક વાદ્ય [સૌજન્ય

**સાર-માણસાઈ** સ્ત્રી. [+ જુઓ 'સારું' + 'માણસાઈ.']

**સારમેય** [સં.] પું. કૂતરો

**સારલ્ય** ન. [સં.] સરળ હોવાપણું, સરળતા, સલબાઈ

**સારવવું**[1] સ.ક્રિ. [સં. सार, -ના. ધા.] સાર કાઢવો, તારવવું. (૨) નિભાવવું. (૩) પાર પાડવું. (૪) સંભાળવું

**સારવવું**[2] જુઓ 'સરવું'માં. (૨) એરવવું, પાડવું. (૨) છેતરીને લેવું

**સાર-વા** સ્રી. [સં. सार દ્વારા] કસવાળી ફળદ્રુપ જમીન

**સાર-વાર** (સારય-વારય) સ્રી. [જુઓ 'સારવું' + 'વારવું.'] સંભાળ-ગત, માવજત, સાર-સંભાળ. (૨) દવા-દારૂના રૂપની સેવા-ચાકરી

**સારવાહી** વિ. [સં.,પું.] સારવાળું, તત્ત્વવાળું

**સારવું**[1] સ.ક્રિ. [સં. सृ ધાતુના પ્રે. सारय- દ્વારા] માલ-સામાન વગેરે એક ઠેકાણેથી ખેંચકી બીજે ઠેકાણે મૂકવો. (૨) એરવવું, પાડવું. (૩) ગાંઠવું. (૪) શ્રાદ્ધ-ક્રિયા કરાવવી, સરાવવું

**સારવું**[2] સ.ક્રિ. કાણું પાડવું, વેહ પાડવો, વીંધ કરવું

**સારસ** ન. [સં.,પું.] બગલાના જેવું એનાથી ઠીક ઠીક મોટું એક સુંદર પક્ષી (એ નર-માદાની જોડમાં જ લીલાં ખેતરોમાં ફરે છે.), ક્રૌંચપક્ષી [(પદ્યમાં.)

**સારસ-ડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સારસ'

**સાર-સંગ્રહ** (-સઙ્ગ્રહ) પું. [સં.] એક કે અનેક ગ્રંથોમાંથી સાર સાર કાઢી કરેલો એ બધાંનો સંગ્રહ

**સારસાપરીલા** સ્રી. [અં.] એક વનસ્પતિ, ઉપરસાલ

**સારસી**[1] સ્રી. [સં.] સારસ પક્ષીની માદા. (૨) ષડ્જ ગ્રામની સાત માંહેની એક મૂર્છા. (સંગીત.)

**સારસી**[2] સ્રી. [રવા.] હાથીની ચિચિયારી

**સારસ્ય** ન. [સં.] રસિક હોવાપણું, સરસ-તા, રસિક-તા

**સારસ્વત** વિ. [સં.] સરસ્વતીને લગતું, સરસ્વતીનું. (૨) વિદ્યાને લગતું, વિદ્યાનું ઉપાસક. (૩) જેમાં ઉદાર લલિત અભિજાત અને નાગર કોટિનું ગદ્ય-પદ્ય લખાણ હોય તેવું (વાઙ્મય). (૪) પું. વેદકાલીન પ્રાચીન સરસ્વતી નદીના બેઉ કાંઠાનો દિલ્હીની (પશ્ચિમ બાજુનો મારવાડને સ્પર્શ કરતો) પ્રદેશ. (સંજ્ઞા.) (૫) એ પ્રદેશના અસલ વતની બ્રાહ્મણોની એ નામની જ્ઞાતિ અને એનો પુરુષ (અત્યારે કાશ્મીરી ગૌડ સિંધવા એવા ત્રણ ભેદ ગુજરાત - સૌરાષ્ટ્ર માં છે.) (સંજ્ઞા.)

**સારસ્વત-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] ઉત્તર ગુજરાતની સિદ્ધપુરવાળી કોટેશ્વરમાંથી નીકળી વહેતી સરસ્વતી નદીનો ચૌલુક્ય-કાલમાં જાણીતો પ્રદેશ. (સંજ્ઞા.)

**સાર-હીન** વિ. [સં.] સાર વિનાનું, કસ વિનાનું, નિઃસાર. (૨) મતલબ વિનાનું. (૩) નિરુપયોગી

**સારંગ**[1] (સારઙ્ગ) પું. [સં.] સામાન્ય મૃગ. (૨) કાળિયાર મૃગ. (૩) સિંહ. (૪) હાથી. (૫) ઘોડો. (૬) મોર પક્ષી. (૭) એક તંતુ-વાદ્ય. (૮) ન. [સં.,પું.] બગલાની જાતનું એક મોટું પક્ષી. (૯) [સં.,પું.] ધનુષ

**સારંગ**[2] (સારઙ્ગ) પું. [સં. सारङ्गिका રાગિણી] એ નામનો એક રાગ. (સંગીત.)

**સારંગ**[3] ન. [સં. शार्ङ्ग] વિષ્ણુનું એ નામનું ધનુષ. (સંજ્ઞા.)

**સારંગ**[4] (સારઙ્ગ) પું. [ફા. સરહંગ્] જુઓ 'સરંગ.'

**સારંગ-ધર, સારંગ-ધારી** પું. [જુઓ 'સારંગ[3]'+સં.] હાથમાં શાર્ંગ ધનુષ ધારણ કર્યું છે તેવા ભગવાન વિષ્ણુ. (સંજ્ઞા.)

**સારંગ-નયના** (સારઙ્ગ-) સ્રી. [સં.] જુઓ 'સારંગ-લોચના.'

**સારંગ-પાણ** (-ણ્ય) પું. [સં. शार्ङ्गपाणि], **-ણિ** પું. [+સં.] જુઓ 'સારંગ-ધર.' [વાળી-સુંદર સ્રી

**સારંગ-લોચના** (સારઙ્ગ-) સ્રી. [સં.] હરણના જેવી આંખો-

**સારંગિયો** વિ.,પું. [જુઓ 'સારંગી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સારંગી નામનું તંતુ-વાદ્ય વગાડનાર કલાકાર [કિંનરી

**સારંગી** (સારઙ્ગી) સ્રી. [સં.] લાંબા ઘાટનું એક તંતુ-વાદ્ય,

**સારાઈ** સ્રી. [જુઓ 'સારું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સારાપણું, સારપ. (૨) ભલાઈ. (૩) (લા.) મૈત્રી, મેળ

**સારાત્મક** વિ. [સં. सार + आत्मन् + क] સાર-રૂપ, સારાંશ-રૂપ

**સારાનુવાદ** પું. [સં. सार + अनु-वाद] સાર તારવીને એનો આપેલો તરજૂમો

**સારા-પટી** સ્રી. જમીન, મહેસૂલ, જમીન-ધારો

**સારાલંકાર** (-લઙ્કાર) પું. [સં. सार + अलं-कार] જુઓ 'સાર(૬).'

**સારા-વ(-વા)ટ** (-ટ્ય) સ્રી. [જુઓ 'સારું' દ્વારા.] ગમતું અને ધારેલું પરિણામ, સારા પરિણામનો સંભવ. (૨) સારો સમય

**સારાવું** જુઓ 'સારવું[2]'માં. [જુઓ 'સારાઈ.'

**સારાશ** (-શ્ય) સ્રી. [જુઓ 'સારું' + ગુ. 'આશ' ત.પ્ર.]

**સારાસાર** પું. [સં. सार + अ-सार] સારું અને ખોટું હોવા-પણું, તથ્ય અને અ-તથ્ય

**સારાસાર-બુદ્ધિ** સ્રી., **સારાસાર-વિચાર** પું. [સં.] સારા-માઠાનો કે સારા-ખોટાનો વિચાર, સારું-નરસું કે સારું-ખોટું વિચારવાની શક્તિ

**સારાસાર-વિવેક** પું. [સં.] શું સારું અને શું ખોટું યા નરસું એ વિચારવાની બુદ્ધિ કે સૂઝ

**સારાસારી** સ્રી. [જુઓ 'સારું,' - દ્વિર્ભાવ + ગુ. 'ઈ' ત.પ્ર.] એક-બીજા સાથે સારો સંબંધ હોવાપણું, સુમેળ. (૨) (લા.) આંતર પ્રેમની ગાંઠ

**સારાંશ** (સારાંશ) પું. [સં. सार + अंश] થોડામાં સાર-રૂપ આશય, સંક્ષિપ્ત મતલબ, ભાવાર્થ, તાત્પર્ય. (૨) ઉત્તમ અંશ

**સારિ(-રી)** સ્રી. [સં.] શતરંજની રમત, સોગઠાં-બાજી

**સારિકા** સ્રી. [સં.] મેના નામનું પક્ષી. (૨) કડમાં પહેર-વાનું એક ઘરેણું

**સારિ(-રી,-રે)ગમ** સ્રી. [સં. षड्ज ऋषभ गान्धार અને મધ્યમ એ સાતમાંના પહેલા ચાર સ્વરોનો ગુ.માં તે તે પહેલો અક્ષર.] ગાવા માટેની સ્વર-માંડણી. (સંગીત.)

**સારિવા** સ્રી. [સં.] એ નામની એક વનસ્પતિ, ઉપલસરી, કપૂરી-મધુરી, ઉસબો, ઉસબા-મગરબી

**સારિંગ** જુઓ 'સારંગ.[4]'

**સારિંગ-પાણ** (-ણ્ય), **-ણિ** જુઓ 'સારંગ-પાણ,-ણિ.'

**સારી** જુઓ 'સારિ.'

**સારી(-રે)ગમ** જુઓ 'સારિગમ.'

**સારી પેઠ** (-ઠ્ય), **-ઠે** ક્રિ.વિ. [જૂ. ગુ. 'સારઇ પેઠિ,-ઠઇ']

પૂર્ણ રીતે, પુષ્કળ, ખૂબ

**સારુ** ના.યો. [ચોથી વિભક્તિનો અર્થ આપતો એક નામયોગી] માટે, વાસ્તે, કાજે, ખાતર. (વ્યા.)

**સારું**[1] વિ. [સં. सारक -> પ્રા. सारक-] ઉત્તમ ગુણ-લક્ષણવાળું, ઉમદા. (૨) શુભ, ભલું, કલ્યાણ-રૂપ. (૩) બગડયા વિનાનું. (૪) પ્રામાણિક, ઇમાનદાર. (૫) લાભકારક, ફાયદો કરનારું. (૬) યોગ્ય, લાયક. (૭) સુઘડ. (૮) સરસ, સુંદર. (૯) કે.પ્ર. વારુ, ભલે, હો, ઠીક. [-રા દહાડા હોવા (-દા:ડા-) (રૂ.પ્ર.) ગર્ભ રહેલો હોવો. -રાં પગલાંનું (રૂ.પ્ર.) શુકનિયાળ. -રાં વાનાં થવાં. (રૂ.પ્ર.) શુભ પરિણામ આવવું. -રું કૂતરું (રૂ.પ્ર.) કરડકણું ન હોય તેવું કૂતરું, -રું થવું (રૂ.પ્ર.) શુભ પરિણામ આવવું. -રો દહાડો (-દા:ડો) (રૂ.પ્ર.) ઉન્નતિ]

**સારું**[2] વિ. [હિં. સારા] બધું, સમસ્ત, સમગ્ર. (અત્યારે ભાષામાં રૂઢ નથી; 'સારી દુનિયા' જેવામાં ક્વચિત્ જોવા મળે છે.)

**સારું-માઠું** વિ. [જુઓ 'સારું[1]'+'માઠું.'] સારા પ્રમાણમાં રહેલું અને ઓછા પ્રમાણમાં રહેલું. (૨) જુઓ 'સારું-નરસું.' [૦ કરવું (રૂ.પ્ર.) નિંદા કરવી, ખણ-ખોદ કરવી. ૦ કહેવું (-કે:વું) (રૂ.પ્ર.) ઠપકો આપવો. (૨) નિંદા કરવી]

**સારું-સરખું** વિ. [+ જુઓ 'સરખું.'] ઠીક ઠીક, ઠીક સંખ્યામાં કે જથ્થામાં

**સારૂપ્ય** ન. [સં.] સમાન રૂપ થવા-હોવાપણું, મળતાપણું, સમરૂપતા. (૨) ચાર પ્રકારના મોક્ષમાંનો પરમાત્માની પાસે પરમાત્માના જેવા રૂપથી રહેવાનો મોક્ષ. (વેદાંત.)

**સારેગમ** જુઓ 'સારિગમ.'

**સારે(-ળે)વડું** ન. [જુઓ 'સાળેવડું.'] ચોખાને બાફીને બનાવેલો પાપડ જેવો પદાર્થ, ખીચિયું. (૨) સાળુ-ચોખાનું ખીચિયું

**સારો** પું. [સં. सारक -> પ્રા. सारअ-] વર્ષ દરમ્યાન બનવાના બનાવોની બેસતા વર્ષને દિવસે વંચાતી આગાહી, સાર-પત્રિકા

**સારોદ્ધાર** પું. [સં. सार + उद्धार] સાર ખેંચી રજૂઆત કરવી એ, સાર કે રહસ્ય તારવવાં એ

**સારોપા** વિ.,સ્ત્રી. [સં. स + आ-रोप, બ.વ્રી.] લક્ષણાના ચાર પ્રકારોમાંનો એક પ્રકાર. (કાવ્ય.)

**સાર્થ** વિ. [સં. स + अर्थ] અર્થવાળું, માયનો બતાવતું. (૨) પું. ટોળું, કાફલો. (૩) વેપારીઓની વણઝાર

**સાર્થક** વિ. [સં. स + अर्थ + क, બ.વ્રી.] સફળ. (૨) કૃતાર્થ, કૃત-કૃત્ય [કૃતાર્થ-તા, કૃતકૃત્ય-તા

**સાર્થક-તા** સ્ત્રી., **સાર્થક્ય** ન. [સં.] સફળ-તા. (૨)

**સાર્થવાહ** પું. [સં.] વેપારીઓની વણઝારનો આગેવાન

**સાર્દ્ર** વિ. [સં. स + आर्द्र] આર્દ્ર, ભીનાશવાળું, ભીનું, ગીલું

**સાર્ધ** વિ. [સં. स + अर्ध] દોઢું

**સાર્વકાલિક, સાર્વકાલીન** વિ. [સં.] સર્વ કાળમાં રહેનારું, હમેશનું, કાયમનું, સનાતન, શાશ્વત

**સાર્વજનિક, સાર્વજનીન** વિ. [સં.] સૌ લોકોને લગતું, જાહેરને લગતું, જાહેર પ્રજાના ઉપયોગનું, 'પબ્લિક'

**સાર્વત્રિક** વિ. [સં.] સર્વ સ્થળોએ થતું કે રહેતું. (૨) સર્વવ્યાપી. (૩) સાર્વત્રિક ગણ, 'યુનિયન સેટ.' (ગ.)

**સાર્વનામિક** વિ. [સં.] સર્વનામોને લગતું, સર્વનામનું. (વ્યા.)

**સાર્વભૌતિક** વિ. [સં.] સમસ્ત જડ ચેતન પદાર્થોને લગતું. (૨) સમગ્ર પ્રાણીઓને લગતું

**સાર્વભૌમ,-મિક** વિ. [સં.] સમગ્ર પૃથ્વીને લગતું. (૨) સમગ્ર પૃથ્વી ઉપર સત્તા હોય તેવું

**સાર્વલૌકિક** વિ. [સં.] બધાં લોકોને લગતું, સાર્વજનિક. (૨) બ્રહ્માંડમાંના ભિન્ન ભિન્ન લોકો(દુનિયાઓ)ને લગતું

**સાર્વવર્ણિક** વિ. [સં.] બધા વર્ણો—બધી જાતો(લોકોની)ને લગતું, બધા વર્ણો સંબંધી

**સાર્વવિભક્તિક** વિ. [સં.] બધી વિભક્તિઓને લગતું. (૨) બધી વિભક્તિઓમાં આવે તેવું

**સાર્ષ્ટિ** સ્ત્રી., **-ર્ષ્ટ્ય** ન. [સં.] ચાર પ્રકારના મોક્ષોમાંનો એક (જેમાં પરમતત્ત્વનાં આયુષો ધારણ કરવા પ્રકારની સમરૂપતા મળતી ગણાય છે.) (વેદાંત.)

**સાલ**[1] ન. [સં.,પું.] જેમાંથી રાળ નીકળે છે તે હિમાલયવાસી એક ઝાડ

**સાલ**[2] સ્ત્રી. [ફા.] બાર મહિના જેટલો સમય, વર્ષ

**સાલ**[3] ન. [સં. शल्य > પ્રા. सल्ल] બારી-બારણાં અને બીજાં લાકડાનાં રાચરચીલાં કે ઉપકરણોમાં એક લાકડામાં ખાંચો પાડી બીજું લાકડું ભરાવવામાં આવે છે તે છોલેલો સાંકડો છેડો. (૨) (લા.) નડતર, હરકત, ફાંસ, આડખીલી. (૩) દુઃખ, સંકટ, વિઘ્ન. [૦ કાઢવું (રૂ.પ્ર.) સામા લાકડામાં બંધ બેસે તેવો બીજા લાકડાનો છેડો બનાવવો. (૨) વિઘ્ન-રૂપ માનેલાને દૂર કરવું. ૦ ઘાલવું (રૂ.પ્ર.) નડતર ઊભી કરવી. ૦ ચડ(-ઢ)વું (રૂ.પ્ર.) ગિલ્લી-દંડાની રમતમાં સામા પક્ષને દાવ આપવાનું રહેવું. ૦ ટાળવું (રૂ.પ્ર.) વિઘ્ન રૂપ હોય તેને દૂર કરવું. ૦નું સૂતર (રૂ.પ્ર.) વણકરો પાસેથી લેવામાં આવતો હતો એ નામનો એક કર. ૦ બેસાડવું (-બેસાડવું) (રૂ.પ્ર.) બેસવાના ખાંચામાં કે વીંધામાં બીજા લાકડાનો છોલેલો છેડો બેસવો]

**સાલ-ગરેહ, સાલગીરી** સ્ત્રી. [ફા. સાલ્ગિરહ્] વરસ-ગાંઠ, જન્મ-દિવસ, જન્મ-જયંતીનો દિવસ, 'બર્થ-ડે'

**સાલ-ગુદસ્ત** સ્ત્રી. [ફા. સાલિગુઝિશ્તહ્] વીતી ગયેલું વર્ષ, ગયું વર્ષ, પોર, 'લાસ્ટ ઇયર'

**સાલ-પોલ,-લિયું** વિ. [જુઓ 'સાલ[3]' + 'પોલ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સાલ બરોબર ન બેઠું હોય તેવું. (૨) સાલમાંથી ઢીલું પડી ગયેલું. (૩) (લા.) ઢીલું, બાઘલું

**સાલ-ભર** ક્રિ.વિ. [જુઓ 'સાલ[2]' + 'ભરવું.'] આખું વર્ષ, બારે માસ, વર્ષ-ભર [પૌષ્ટિક કંદ

**સાલમ** પું. [અર. સઅ્‌લમ્] એક જાતની વનસ્પતિનો

**સાલમ-પાક** પું. [+ સં.] સાલમ વગેરે વસાણાં નાખી બનાવેલી એક મીઠાઈ. [૦ આપવો (રૂ.પ્ર.) સખત માર મારવો]

**સાલ મુબારક** કે.પ્ર. [જુઓ 'સાલ[2]' + 'મુબારક.'] 'નવું વર્ષ તમને આબાદ રાખો' એવી ભાવનાવાળો ઉદ્ગાર, નવા વર્ષનાં અભિનંદન

**સાલવણ** (-ણ્ય) સ્ત્રી. [સં. शालिपर्णी > પ્રા. सालवण्णी] એ નામની એક વનસ્પતિ, એકપાની પાંદડિયો (વૃક્ષ)
**સાલવણું** ન. [જુઓ 'સાલવવું' + ગુ.'અણું' કૃ.પ્ર.] લાકડાના ખાંચામાં સાલ ભરાવવું એ. (૨) સલવાઈ રહેવું એ. (૩) (લા.) આડ-ખીલી, નડતર. (૪) વ્યસન, બંધાણ
**સાલવવું** સ.ક્રિ. [જુઓ 'સાલ[૩]'-ના.ધા.] લાકડાના ખાંચામાં સાલ નાખવું. (૨) (લા.) સંડોવવું, ફસાવવું. (૩) સંભોગ કરવો. (૪) કોઈકનું પોતાની માલિકીનું કરી લેવું, પચાવી પાડવું, બથાવી પાડવું.] **સલવાવું** કર્મણિ, ક્રિ. **સલવાવ(-ડા)વું** પ્રે.,સ.ક્રિ.
**સાલ-વાર** ક્રિ.વિ. [જુઓ 'સાલ[૨]' + સં.] વર્ષના અનુક્રમ પ્રમાણે, વર્ષ-વાર
**સાલવારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] બનાવોની વર્ષ-વાર ગોઠવણી કે એની નોંધ, વર્ષ પ્રમાણેનો અનુક્રમ
**સાલવી** પું. [જુઓ 'સાલ[૩]' દ્વારા.] સુતાર, સુથાર
**સાલવું** અ.ક્રિ. [જુઓ 'સાલ,[૩]'-ના.ધા.] (લા.) શલ્યની માફક ખૂંચવું. (૨) દુઃખદાયક થઈ પડવું. (૩) નડતર-રૂપ થવું, નડવું
**સાલસ** વિ. [અર. સાલિસ્] ત્રીજું-ન્યાય કરનાર, મધ્યસ્થ, ત્રાહિત. (૨) (લા.) નીતિમાન. પ્રામાણિક. (૩) ઉમદા સ્વભાવવું. (૪) નરમ સ્વભાવનું, સરળ
**સાલ-સકંચો,-જો** (-સકઞ્ચો,-ઞ્જો) પું. [જુઓ 'સાલ[૩]' + 'સંકંચો,-જો.'] ફસામણી, કપટબાજી, યુક્તિ-પ્રયુક્તિ
**સાલસાઈ** સ્ત્રી. [+ જુઓ 'આઈ' ત.પ્ર.] સાલસપણું
**સાલસી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મધ્યસ્થતા, લવાદી, 'આર્બિટ્રેશન'
**સાલંકાર** (-લઙ્કાર) પું. [સં. स + अलं-कार] વાણીના અલંકારવાળું (વચન કાવ્ય વગેરે). (કાવ્ય.)
**સાલા-તાલા** પું.,બ.વ. કરગરીને કહેવું એ, કાલા-વાલા, નમ્ર વિનંતિ, આજીજી [નિષ્કપટી. (૩) કામચલાઉ
**સાલાતા-(-ચો)લું** વિ. ઢંગ-ધડા વિનાનું. (૨) ભોળું,
**સાલાર** પું. [ફા.] વડો આગેવાન. ('સિપાહ-સાલાર' રૂઢ શબ્દ) [રાડાં
**સાલાં** ન.,બ.વ. જુવાર-બાજરીનાં પાંદડાં વગરનાં સૂકાં
**સાલિયાણું** ન. [ફા. 'સાલાનહ્' કે 'સાલિયાનહ્'] દર વર્ષે મળતું વેતન, વર્ષાસન. (૨) નિવૃત્ત કરાયેલા તે તે રાજવીને મળતું વર્ષાસન
**સાલિયું[૧]** ન. [જુઓ 'સાલ[૩]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] છેડે સાલ કાઢેલું હોય તેવું નાનું આડું [-ચા-પાક (રૂ.પ્ર.) સખત માર]
**સાલિયું[૨]** વિ [જુઓ 'સાલ[૨]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સાલ સાલનું, વર્ષ વર્ષનું, વાર્ષિક. (૨) ન. જુઓ 'સાલિયાણું.'
**સાલી** સ્ત્રી. પેરિયામાં ભરાયેલો કચરો દૂર કરવાનું સાંઠી વગેરેનું બાંધેલું સાધન. [૦ ભેરવી (રૂ.પ્ર.) માર મારવો]
**સાલું** વિ. [જુઓ 'સાલો.'] જુઓ 'સાલો.' (ગાળ)
**સાલેડું** ન. એ નામનું એક ઝાડ. (૨) એ નામની પશુની શરીરે ભીંગડાંવાળી જાત
**સાલો[૧]** જુઓ 'સાળો.' (ગાળ),
**સાલો[૨]** પું. ઘાસની મોટી ગંજી
**સાલોક્ય** ન. [સં.] પરમાત્મા સાથે એમના લોકમાં ભેડે રહેવાય એ પ્રકારનો ચાર મોક્ષ માંહેનો એક મોક્ષ, (વેદાંત.) [દર વર્ષે, દર વર્ષે
**સાલોસાલ** ક્રિ.વિ. [જુઓ 'સાલ,[૨]' દ્વિર્ભાવ.] દર સાલ.
**સાલ્લો** પું. [જુઓ 'સાડલો' - ઉચ્ચારણ - લાઘવ.] જુઓ 'સાડલો.' [૦ પહેરવો (-પે:રવો) (રૂ.પ્ર.) નામર્દી બતાવવી]
**સાલ્વ** પું. [સં.] શ્રીકૃષ્ણનો સમકાલીન ઉત્તર ગુજરાતની સરહદના માર્તિકાવતી રાજધાનીવાળા પ્રદેશનો રાજવી (જેને શ્રીકૃષ્ણે હણેલો), શાલ્વ (સંજ્ઞા.)
**સાલ્વેજ** પું.,ન. [અં.] વહાણને કે એમાંના માલને જોખમમાંથી બચાવવાનું મળતું મહેનતાણું
**સાલ્વેશન આર્મી** ન. [અં.] ઈસાઈ-ધર્મીઓનું ગરીબ-ગુરબાં વગેરેની સેવા માટે ફરતું કહેવાતું સૈન્ય, મુક્તિ-ફોજ
**સાવ** (સાઃવ) વિ. [સં. सर्व > અપ. साहु] તમામ, બધું. (૨) તદ્દન, બિલકુલ, છેક (આ શબ્દ વિશેષણ.'-નું વિશેષણ તેમ ક્રિ.વિ. પણ)
**સાવકાશ** વિ.-[સં. स+अव-काश] જેમાં અવકાશ હોય તેવું, જેમાં પોલાણ હોય તેવું, 'વેક્યુઅસ.' (૨) જેને નવરાશ હોય તેવું, નવરું. (૩) ક્રિ.વિ. નવરાશ મળે ત્યારે. (૪) અનુકૂળતાએ, સગવડે
**સાવકું** વિ. [સં. सापत्नक - > પ્રા. सावक्कअ-] એક જ પિતાથી અપર માતામાં થયેલું-જન્મેલું, ઓરમાયું, ઓરમાન, ઓરમાઈ. (૨) અપર-માતાને લગતું (ખુદ 'સાવકી માતા' = અપર માતા)
**સાવચેત** વિ. [સં. स + अव-चेत] ચો-તરફ નજર નાખી રહેલું, સાવધાન, સાવધ, સચેત, જાગ્રત, ખબરદાર, સજાગ
**સાવચેતી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સાવચેત રહેવું એ, સાવધાની, સાવધપણું, સચેત હોવાપણું, ખબરદારી. (૨) તજવીજ, તપાસ. (૩) સંભાળ
**સાવજ[૧]** પું. [સં. श्वापद > પ્રા. सावय દ્વારા] (લા.) સિંહ. (૨) ન. સાવજ અને હરણના દેખાવની એક આતશબાજી [બચ્ચું—પછી પક્ષી સામાન્ય
**સાવજ[૨]** ન. [સં. शावक > પ્રા. सावय દ્વારા] પક્ષીનું
**સાવજ-ડું[૧]** ન. [જુઓ 'સાવજ[૧]' + ગુ. 'ડું'.ત.પ્ર.] સિંહ (પદ્યમાં) [પક્ષી (પદ્યમાં)
**સાવજ-ડું[૨]** ન. [જુઓ 'સાવજ[૨]' + ગુ. 'ડુ' સ્વાર્થે ત.પ્ર.]
**સાવજું[૧]** ન. [જુઓ 'સાવજ[૧]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સિંહ (પદ્યમાં). (૨) સિંહનું બચ્ચું [પક્ષી (પદ્યમાં)
**સાવજું[૨]** ન. [જુઓ 'સાવજ[૨]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.]
**સાવટુ,-ડું** ન. સ્ત્રીઓના ઓઢવાના કપડાનો એક પ્રકાર—જરી કે રેશમી સાડી [વાળું, દોષિત. (૩) ગુનેગાર
**સાવદ્ય** વિ. [સં. स + अ-वद्य] નિંદનીય, નિંદ્ય. (૨) દોષ-
**સાવધ** વિ. [સં. सावधान નું લાઘવ] જુઓ 'સાવચેત.'
**સાવધ-ગીરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'સાવચેતી.'
**સાવધાન** વિ. [સં. स + अव-धान] જુઓ 'સાવચેત.'
**સાવધાન-તા** સ્ત્રી. [સં.], **સાવધાની** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સાવચેતી.'

**સાવન** વિ. [સં.] સૂર્યને લગતું, સૂર્ય સંબંધી. (૨) પું. યજ્ઞ-સમાપ્તિ. (૩) એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીનો સમય. (૪) એવા ૩૦ દિવસનો મહિનો. (૫) પૃથ્વીનું સૂર્યની આસપાસનું એક ચક્કર પૂરું થાય એટલો સમય, સૌર વર્ષ

**સાવયવ** વિ. [સં. स + अवयव] અવયવોવાળું, અંગોવાળું. (૨) સચેતન. (૩) જેમાં કાળની અને નામોની વિભક્તિઓનાં રૂપાખ્યાન થાય તેવું(ભાષા-પ્રકાર.) (વ્યા.)

**સાવરણી** સ્ત્રી. [સં. सं-मार्जनिका > પ્રા. संवरणिआ] કચરો ધૂળ વગેરે વાળવાનું સાધન, ઝાડુ, બુહારી. [૦ ફરવી (રૂ.પ્ર.) તદ્દન ઉજ્જડ થઈ જવું. ૦ ફેરવવી (રૂ.પ્ર.) તદ્દન ઉજ્જડ કરવું] [સળીઓનો વાળવાનો ઝૂડો

**સાવરણો** પું. [જુઓ 'સાવરણી'-આ પું.] મોટી સાવરણી,

**સાવરિયું** ન. જુઓ 'સાસરિયું.'

**સાવર્ણિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ચૌદ મનુઓમાંના એ નામના આઠમા એક મનુ. (સંજ્ઞા.)

**સાવર્ણિક** વિ. [સં.] આઠમા મનુને લગતું. (૨) વિ., પું. એ નામનો આઠમો મન્વન્તર

**સાવર્ણ્ય** ન. [સં.] એક જ પ્રકારની જ્ઞાતિનું હોવાપણું. (૨) સરખા રંગોનું હોવાપણું. (૩) ઉચ્ચારણ-સ્થાન પરત્વે સમાન કે મળતા વર્ણો(સ્વર કે વ્યંજન)નું હોવાપણું. (વ્યા.)

**સાવલિયું** ન. અંગૂછા તરીકે પણ વાપરી શકાય તેવું ટૂંકું રંગીન ફાળિયું

**સાવલું** ન. લગ્ન-મંડપમાં ચોરીની ચાર થાંભલીઓ પાસે મુકાતી ચોરીનાં વાસણોની ઉતરડ ઉપર મુકાતું શકોરા જેવું કૂંડું

**સાવશેષ** વિ. [સં. स + अव-शेष] જેમાં કાંઈ વધ્યું હોય તેવું. અવશેષવાળું, શેષવાળું. (૨) ક્રિ.વિ. અવશેષ સાથે

**સાવિત્રી** સ્ત્રી. [સં.] ગાયત્રી (મંત્ર). (સંજ્ઞા.) (૨) બ્રહ્માની પત્ની. (સંજ્ઞા.) (૩) મદ્રદેશના અધિપતિ અશ્વપતિની કન્યા અને સત્યવાનની પત્ની. (સંજ્ઞા.)

**સાવિત્રી-વ્રત** ન [સં.] જેઠ મહિનાના ઊજળા પખવાડિયાના છેલ્લા ત્રણ દિવસોનું સૌભાગ્યની રક્ષા માટે કરાતું સ્ત્રીઓનું એક વ્રત, વટ-સાવિત્રી

**સાવું** ન., **-વો** પું. પાંપણના વાળમાં તેમજ શરીરના ગુહ્ય ભાગના વાળમાં થતી એક પ્રકારની બારીક જીવાત

**સાશંક** (-શઙ્ક) વિ. [સં. स + आ-शङ्का, બ.વી.] શંકાવાળું. (૨) વહેમીલું, વહેમી. (૩) ક્રિ.વિ. શંકા સાથે

**સાશ્ચર્ય** વિ. [સં. स+आश्चर्य] આશ્ચર્યવાળું, નવાઈ પામેલું. (૨) ક્રિ.વિ. આશ્ચર્ય સાથે, નવાઈ સાથે

**સાશ્રુ** વિ. [સં. स + अश्रु] આંસુવાળું

**સાષ્ટાંગ** (સાષ્ટાઙ્ગ) વિ. [સં. स + अष्टन् + अङ्ग] શરીરનાં માથું આંખ હાથ છાતી પગ ઢીંચણ મન અને વાણી એ આઠે અંગો સાથેનું [૦ (દંડવત્)પ્રણામ (રૂ.પ્ર.) લાંબા પડી કરાતા નમસ્કાર]

**સાસ** પું. [સં. श्वास > પ્રા. सास, પ્રા. તત્સમ] જુઓ 'શ્વાસ.' [૦ આવવો (રૂ.પ્ર.) સુધરી જવું. ૦ ઊપડવો ૦ થવો (રૂ.પ્ર.) મરણ પૂર્વેનો હાંફેડો થવો. ૦ કાઢી ના(-નાં)ખવો (રૂ.પ્ર.) ખૂબ થકવવું. (૨) મરણ-તોલ મારવું. (૩) પોતે અ-સામાન્ય મહેનત કરી આપવી. ૦ ખાવો (રૂ.પ્ર.) વિસામો લેવો, થાક ખાવો. ૦ ચાલવો (રૂ.પ્ર.) જીવતા હોવું. (૨) હિંમત હોવી. ૦ લેવો (રૂ.પ્ર.) જીવતા હોવું] [રિયાંના ગામનો રસ્તો

**સાસર-વાટ** સ્ત્રી. [જુઓ 'સાસરું' + 'વાટ.[૧]'] સાસ-

**સાસર-વાસ** પું. [જુઓ 'સાસરું' + સં.] સાસરિયામાં રહેવું એ, સાસર-વાસો

**સાસર-વાસણ** (-ણ્ય), **-ણી** વિ., સ્ત્રી. [+ ગુ. 'અણ,-ણી' સ્ત્રીપ્રત્યય] સાસરિયામાં જઈ રહેલી સ્ત્રી

**સાસર-વાસો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સાસર-વાસ.' (૨) સાસરે રહેવા જતી પરણેલી કન્યાને પિયર તરફથી અપાતો કરિયાવર

**સાસર-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'સાસરું' + 'વેલ.'] (લા.) સાસરિયાંના કુટુંબનો પરિવાર

**સાસરા-વહુ**(-ળું) વિ. [જુઓ 'સાસરું' દ્વારા.] જેને સાસરું વહાલું હોય તેવું

**સાસરિયું** ન. [જુઓ 'સાસરું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સાસરાનું ઘર, સાસરું. (૨) સાસરાનું સગું

**સાસરી** સ્ત્રી. [જુઓ 'સાસરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.],**-રું** ન. [સં. श्वाशुरक- > પ્રા. सासुरअ-] સસરાનું ઘર

**સાસરો** પું. [જુઓ 'સાસરું.'] જુઓ 'સસરો.'

**સાસાનિયન** વિ. [અં.] સાસાની વંશને લગતું (ઈ.સ.૧ લી સદી આસપાસનો હૂણ જાતિનો એક રાજ-વંશ)

**સાસાની** પું. ઈરાનનો એક પ્રાચીન રાજ-વંશ. (સંજ્ઞા.)

**સાસુ** સ્ત્રી. [સં. श्वश्रुका > પ્રા. सस्सुआ] પતિને પત્નીની અને પત્નીને પતિની માતા

**સાસુ-જાયો** પું. [+ જુઓ 'જાયો.'] સાસુનો પુત્ર, પતિ, ધણી [બાઈજી

**સાસુ-જી** ન., બ.વ. [+ 'જી' (માનાર્થે)] જુઓ 'સાસું,'

**સાસુડી** સ્ત્રી. [+ ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છકારમાં) સાસુ

**સાસોટ** ક્રિ.વિ. [જુઓ 'સાસ' દ્વારા.] શ્વાસ-ભેર. (૨) ઝપાટાબંધ દોડતું

**સાસોસાસ** ક્રિ.વિ. [જુઓ 'સાસ.'-દ્વિર્ભાવ.] શ્વાસ-ભેર, હાંફતાં હાંફતાં [કાંબળ

**સાસ્ના** સ્ત્રી. [સં.] ગાયના ગળામાં લટકતી ગોદડી, ગૌ-

**સાહચર્ય** ન. [સં.] સહચાર હોવાપણું, સહચારીપણું. (૨) નજીક હોવાપણું, નિકટતા. (૩) સોબત, સાથ. (૪) ઘણો ગાઢ સંબંધ. (૫) વળગણ

**સાહજિક** વિ. [સં.] સહજ રીતે થયેલું, પોતાની મેળે થયેલું, સ્વાભાવિક, કુદરતી

**સાહવું** (સાઃવું) સ.ક્રિ. [સં. साध् > પ્રા. साह, વશમાં રાખવું દ્વારા, પ્રા. તત્સમ] ગ્રહણ કરવું, ઝાલવું, પકડવું. (રૂપાખ્યાન માટે જુઓ 'ચાહવું' બેઉ સરખી રીતે થાય છે.)

**સાહસ** ન. [સં.] સહસા કરેલું કામ. (૨) જોખમ હોવા છતાં કરાતું કે કરેલું કામ, જોખમવાળું કામ. (૩) અવિચારી કામ. (૪) (લા.) શૂરવીરતા-ભરેલું કામ. [૦ ખેડવું (રૂ.પ્ર.) સાહસ-ભરેલું કામ કરવા મંડવું]

**સાહસ-કથા** સ્ત્રી. [સં.] કરેલાં સાહસોનું બયાન આપતી વાર્તા [અને પરાક્રમી પુરુષ

**સાહસ-વીર** પું. [સં.] સાહસ કરવામાં શૂરવીર, સાહસી

**સાહસ-વૃત્તિ** સ્ત્રી. [સં.] સાહસ-ભરેલું કરવાની ભાવના કે વલણ [સાહસ ખેડનાર, સાહસિક

**સાહસ-દોરી** વિ. [+ જુઓ 'દોરવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.]

**સાહસિક** વિ. [સં.] સાહસ કરનારું. (૨) સાહસ-ભરેલું, જોખમી. (૩) હિમ્મત-બાજ. (૪) અવિચારી

**સાહસિની** વિ.,સ્ત્રી. [સં.] સાહસિક સ્ત્રી

**સાહસી** વિ. [સં.,પું.] જુઓ 'સાહસિક.'

**સાહાય્ય** ન. [સં.] સહાય, મદદ. (૨) કુમક. (૩) ટેકો, ઓથ, સહારો

**સાહાય્ય-કારક** વિ. [સં.], **સાહાય્ય-કારી** વિ. [સં.,પું.] સહાય કરનારું. (૨) પોતાના અર્થ ગુમાવી જેની સહાયમાં આવે તેવા ધાતુના અર્થની પુષ્ટિ કરનાર (ક્રિયાપદ). (વ્યા.)

**સાહિત્ય** ન. [સં.] સાધન-સામગ્રી, સરંજામ, ઉપકરણ. (૨) કોઈ પણ વિષય-વિદ્યા કલા હુન્નર વગેરેના વિષય-માં લખાયેલ-છપાયેલ સામગ્રી, પ્રજાનાં વિચાર ભાવના કાર્ય જ્ઞાન વગેરેની ભાષામાં સંગ્રહાયેલી સમૃદ્ધિ, વાઙ્મય, 'લિટરેચર ઇન જનરલ.' (૩) કાવ્ય નાટ્ય વાર્તા પ્રવાસ વગેરે લલિત પ્રકારનું રસિક ભાવ અને કલ્પના-પ્રધાન વાઙ્મય, લલિત વાઙ્મય. (સં. પરિભાષામાં એ જ 'કાવ્ય'-નો પર્યાય સ્વીકારાયો છે, જેમાં રસ ગુણ અને અલં-કારોનો સમાવેશ થયેલો છે.)

**સાહિત્યક** વિ. [સં.માં આ શબ્દ નથી], **-કાર** વિ. [સં.] લલિત તેમજ લલિતેતર વાઙ્મયની રચના કરનાર વિદ્વાન [શિષ્ટ ભાષાને લગતું, 'લિટરરી'

**સાહિત્યકીય** વિ. [સં.] લિખિત સાહિત્યને લગતું. (૨)

**સાહિત્ય-કૃતિ** સ્ત્રી. [સં.] લલિત સાહિત્યની રચના, 'લિટરરી કૉમ્પોઝિશન' [સાહિત્યને લગતી વાતચીત

**સાહિત્ય-ગોષ્ઠિ,-ષ્ઠી** સ્ત્રી. [સં.] લલિત તેમ લલિતેતર

**સાહિત્ય-ચર્ચા** સ્ત્રી. [સં.] લલિત તેમ લલિતેતર સાહિત્યનાં ભિન્ન ભિન્ન અંગોની વિચારણા

**સાહિત્ય-તીર્થ** ન. [સં.] જ્યાં ભિન્ન ભિન્ન પ્રકારનું લલિત અને લલિતેતર સાહિત્ય સરજાય તેવું ધામ કે સ્થાન. (૨) પું. સંસ્કૃત લલિત સાહિત્યની ઉચ્ચ પરીક્ષા પસાર કરનારની એવી એક પદવી

**સાહિત્ય-પરિષદ** સ્ત્રી. [સં. °षद्] જ્યાં લલિત તેમજ લલિતેતર સાહિત્યના વિવિધ પ્રશ્નોની ચર્ચા-વિચારણા થાય તેવો સમારંભ અને સંસ્થા

**સાહિત્ય-પ્રેમી** વિ. [સં.,પું.] સાહિત્યમાં રસ લેનાર, સાહિત્યમાં આદર ધરાવનાર

**સાહિત્ય-ભાષા** સ્ત્રી. [સં.] સાહિત્યના વાહન માટે સ્વીકા-રેલું ભાષા-સ્વરૂપ (જે લોક-ભાષા કરતાં સંસ્કારી હોય.), શિષ્ટભાષા [વિચારણાનું સ્થાન

**સાહિત્ય-મંદિર** (-મન્દિર) ન. [સં.] સાહિત્યની ચર્ચા-

**સાહિત્ય-માલા**(-ળા) સ્ત્રી. [સં.] પ્રસિદ્ધ થતા વિભિન્ન સાહિત્યની શૃંખલા

**સાહિત્ય-રસિક** વિ. [સં.], **-યું** વિ. [+ જુઓ 'રસિયું.'] વિવિધ પ્રકારના લલિત-લલિતેતર વાઙ્મયમાં રસ લેનારું

**સાહિત્ય-શિરોમણિ** પું. [સં.] સાહિત્ય-રચનાથી ઉચ્ચ સ્થાન મેળવનાર વિદ્વાન

**સાહિત્ય-શોખી** (-શૉખી) વિ. [+ જુઓ 'શોખ' + ગુ. 'ઈ' ત.પ્ર.], **-ખીન** વિ. [+ જુઓ 'શોખીન.'] લલિત અને લલિતેતર વાઙ્મયનો શોખ ધરાવનારું

**સાહિત્ય-સપ્તાહ** ન. [સં.] વિવિધ પ્રકારના સર્જનાત્મક વિવેચનાત્મક વગેરે વાઙ્મય વિશે ચર્ચા-વિચારણા તેમ શ્રવણ-વાચન વગેરે માટે યોજાયેલું અઠવાડિયું

**સાહિત્ય-સભા** સ્ત્રી. [સં.] જ્યાં સાહિત્યકારો એકઠા મળી સાહિત્યનો વિનોદ માણે તેવી બેઠક કે મંડળી, 'ઍકેડેમી'

**સાહિત્ય-સમૃદ્ધિ** સ્ત્રી. [સં.] ઉત્તમ સાહિત્યનો વૈભવ

**સાહિત્ય-સર્જન** ન. [સં.] કોઈ પણ એક કે અનેક પ્રકારના સાહિત્યની રચના

**સાહિત્ય-સંમેલન** (-સમ્મેલન) ન. [સં.] સાહિત્યકારોનો મેળાવડો [પરિષદ.'

**સાહિત્ય-સંસદ** (-સંસદ) સ્ત્રી. [સં °सद्] જુઓ સાહિત્ય-

**સાહિત્ય-સ્વામી** પું. [સં.] જુઓ 'સાહિત્ય-શિરોમણિ.'

**સાહિત્યાચાર્ય** પું. [+ સં. आ-चार्य] સાહિત્ય-શાસ્ત્રનો જ્ઞાતા પંડિત. (૨) વારાણસી વિદ્યાપીઠ વગેરે સંસ્થાઓની સંસ્કૃત લલિત અને વિવેચન સાહિત્યની અનુસ્નાતક કક્ષાની ઊંચી પદવી અને એ ધરાવનાર પુરુષ

**સાહિત્યાલય** ન. [+ સં. आ-लय, પું.,ન.] પુસ્તકાલય, ગ્રંથાલય, 'લાઇબ્રેરી'

**સાહિત્યાલાપ** પું. [+ સં. आ-लाप] જુઓ 'સાહિત્ય-ગોષ્ઠિ.' [(૨) સાહિત્યકાર

**સાહિત્યિક** વિ. [સં.] સાહિત્યને લગતું, 'વાઙ્મયને લગતું.

**સાહિત્યેતર** વિ. [+ સં. इतरत्] સાહિત્ય સિવાયનું બીજું

**સાહિત્યોચિત** વિ. [+ સં. उचित] સાહિત્યને માટે યોગ્ય

**સાહિત્યોપાસક** વિ. [+ સં. उपासक] સાહિત્યનાં વાચન તેમજ સર્જનમાં મચી રહેલું

**સાહિત્યોપાસના** સ્ત્રી. [+ સં. उपासना] સાહિત્યનું સતત વાચન તેમજ સર્જન કર્યા કરવું એ

**સાહી** સ્ત્રી. [ફા. સિયાહી–'કાળાશ' દ્વારા હિં.] લખવા માટેનું રંગીન પ્રવાહી, રુશનાઈ, મસી, 'ઇન્ક.' (૨) પખાવજ તબલાં વગેરેની એક બાજુની પડી ઉપર લગા-વાતો કાળો પદાર્થ

**સાહી-ચૂસ** વિ. [+ જુઓ 'ચૂસવું.'] લખાણની સાહીને ચૂસીલેનાર (એક જાતનો કાગળ), 'બ્લૉટર'

**સાહુકાર** જુઓ 'શાહુકાર.'

**સાહુકારી** જુઓ 'શાહુકારી.'

**સાહુડી** જુઓ 'શાહુડી.'

**સાહેબ** (સા:એબ) પું. [અર. 'સાહિબ'–સંગાથી મિત્ર.] ધણી, માલિક, શેઠ. (૨) મોટો માણસ. (૩) યુરોપિયન ગોરો માણસ. (૪) ઈશ્વર, પરમેશ્વર. [૦ સલામ (રૂ.પ્ર.) લટક સલામ]

**સાહેબખાની** વિ., પું. [જુઓ 'સાહેબ' + 'ખાન' + ગુ. 'ઈ' ત.પ્ર; કોઈ વિશેષ નામ ઉપરથી] અમદાવાદી કાગળની જૂની એક ખાસ જાત

**સાહેબ-જાદી** સ્ત્રી. [જુઓ 'સાહેબ' + 'જાદી.'] મોટા માણસની દીકરી (મુસ્લિમોમાં)

**સાહેબ-જાદો** પું. [+ જુઓ 'જાદો.'] મોટા માણસનો દીકરો (મુસ્લિમોમાં). (૨) (લા.) અભિમાની અને ગુંડો માણસ

**સાહેબ-જી** કે.પ્ર. [+ 'જી' (માનાર્થે)] ગૃહસ્થો સામસામાં મળતાં વિવેકનો ઉદ્ગાર. [૦ કરવું (રૂ.પ્ર.) છોડી દેવું, જતું કરવું]

[ઉ તે ટોપી

**સાહેબ-ટોપી** સ્ત્રી. [+ જુઓ 'ટોપી.'] યુરોપિયનો પહેરે

**સાહેબ-બહાદુર** (-બાઃદુર) વિ., પું. [+ જુઓ 'બહાદુર.'] (વિવેકમાં) અમલદાર

[માણસો

**સાહેબ લોક** પું.,બ.વ. [+ સં.] અંગ્રેજ વગેરે યુરોપિયન

**સાહેબ-શાઈ** વિ. [+ જુઓ 'શાઈ.'] યુરોપિયન લોકોના જેવું (રહેવું-કરવું વગેરે)

[દાર

**સાહેબ-શાહી** સ્ત્રી. [+ જુઓ 'શાહી' (પ્રકાર)] સાહેબીનો

**સાહેબા** સ્ત્રી. [+ ગુ. 'આ' સંસ્કૃતાભાસી પ્ર] માનવંત સ્ત્રી. (૨) અમલદાર વગેરેની સ્ત્રી. (અત્યારે હવે બહુ વ્યાપક નથી.)

**સાહેબી** (સાઃયબી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સાહેબના જેવી જાહોજલાલી. (૨) ગૃહસ્થાઈ. (૩) મોટાઈ. (૪) સત્તા, અમલ. (૫) સમૃદ્ધિ, વૈભવ. (૬) શેઠાઈ. [૦ કરવી, ૦ ભોગવવી (રૂ.પ્ર.) જાહોજલાલી માણવી. (૨) સત્તા ભોગવવી. દોમ દોમ સાહેબી (સાઃયબી) (રૂ.પ્ર.) ભારે વૈભવવાળી ગૃહસ્થાઈ]

**સાહેબી-દાર** (સાઃયબી-) વિ. [+ ફા.] સાહેબી ભોગવનારું

**સાહેબો** (સાઃયબો) પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] (લા.) પતિ, ધણી. (પદ્યમાં.)

**સાહેલડી** સ્ત્રી. [જુઓ 'સાહેલી' + ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સાહેલી.' (પદ્યમાં.)

**સાહેલી** સ્ત્રી. [સં. सखी > પ્રા. सही સમાંતર દે.પ્રા. साहुलिआ] સખી, સહિયર, બહેનપણી

**સાહેલું** વિ. [જુઓ 'સાહેલાં.'] આબાદી ભોગવતું. (૨) ન. સુખ, આનંદ. (૩) (લા.) છાયલ. (જૂ.ગુ.)

**સાહ્ય** (સાઃય) સ્ત્રી. [સં. साह्य ન. ઉપરથી આ નથી; सहाय પું. (સહાયક) અને साहाय्य ન. ઉપરથી ગુ. 'સહાય' સ્ત્રી. વિકસ્યો તેનું આ લાઘવ છે.] જુઓ 'સાહાય્ય.'

**સાહ્ય-કાર, ૦ક** વિ. [+ સં.] જુઓ 'સહાય-કારક.'

**સાળ[1]** (-ળ્ય) સ્ત્રી. [સં. शालि > પ્રા. सालि પું.] ચોખાના છડ્યા ન હોય તેવા આખા દાણા – 'ડાંગર' 'કમોદ' વગેરે

**સાળ[2]** (-ળ્ય) સ્ત્રી. [સં. शालिक > પ્રા. सालिअ- 'વણકર.' દ્વારા] કાપડ વણવાની યંત્ર-રચના, શાળ

**સાળ-ખાતું** (સાળ્ય-) ન. [જુઓ 'સાળ[2]' + 'ખાતું.'] કાપડની મિલોમાંનો જ્યાં વણાટ થતો હોય તે વિભાગ

**સાળવણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સાળવી' + ગુ. 'અણ' સ્ત્રી-પ્રત્યય] વણકર-સાળવીની સ્ત્રી

**સાળવી** પું. [જુઓ 'સાળ[2]' + સં. पत्ति > પ્રા. °वइ] વણવાનો ધંધો કરનાર કારીગર (ખાસ કરી રેશમી કામનો). (સંજ્ઞા.)

લોકોનો મહોલ્લો

**સાળવી-વાડ** (-ડ્ય) સ્ત્રી. [+ જુઓ 'વાડ.[2]'] સાળવી

**સાળા-વેલી** સ્ત્રી. [જુઓ 'સાળો' દ્વારા.] પત્નીના ભાઈની પત્ની, સાળાની વહુ

[બહેન

**સાળી[1]** સ્ત્રી. [સં. श्यालिका > પ્રા. सालिआ] પત્નીની

**સાળું** ક્રિ.વિ. [જુઓ 'સાળો' આ ન. બન્યું.] (લા.) તિરસ્કાર કંટાળો અરુચિ વગેરે ભાવથી વાક્યમાં અ-શિષ્ટ રીતે વપરાતો શબ્દ

[વેલી.'

**સાળેલી** સ્ત્રી. [જુઓ 'સાળાવેલી'નું લાઘવ.] જુઓ 'સાળા-

**સાળેવડું** ન. [જુઓ 'સાળ[1]' દ્વારા] જુઓ 'સારેવડું.'

**સાળો** પું. [સં. श्यालक- > પ્રા. सालअ-] પત્નીનો ભાઈ. (૨) જુઓ 'સાળું.'

**સાંઈ[1]** પું. [સં. स्वामिक- > પ્રા. सामिअ-] પરમેશ્વર, ખુદા, અલ્લા. (૨) (લા.) (મુસ્લિમ) ઓલિયો, દર-વીશ, ફકીર

**સાંઈ[2]** ન. (ખાસ કરીને એક-બીજી સ્ત્રીઓ મહેમાન તરીકે મળતાં સામસામે) ભેટવું એ, આલિંગન. (૨) દૂરગામ રહેનાર સગી સ્ત્રીઓને ભેટવા વિશેનું કહેણ. [૦ લેવું (રૂ.પ્ર.) પરસ્પર સ્ત્રીઓએ ભેટવું, સાંયાં-માથાં કરવાં]

['સાંઈ.[2]'

**સાંઈડું** ન. [જુઓ 'સાંઈ[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર] જુઓ

**સાંઈ-ફકીર** પું. [જુઓ 'સાંઈ[1]' + 'ફકીર.'], **સાંઈ-બાવો** પું. [+ જુઓ 'બાવો.'] મુસ્લિમ ફકીર (સર્વ-સામાન્ય)

**સાંક(-કે)ડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'સાંકડું' દ્વારા.] જગ્યાની તંગી, સાંકડાપણું, સંકડાશ. (૨) (લા.) સંકડામણ, અડચણ, મુસીબત, હરકત, [૦ ઘાલવી (રૂ.પ્ર.) મુશ્કેલીમાં મૂકવું. -ડે આવવું (-ડ્યે-) (રૂ.પ્ર.) મુશ્કેલીમાં મુકાવું. -ડે સમાસ કરવો (-ડ્યે-) (રૂ.પ્ર.) થોડેથી ચલાવી લેવું]

**સાંકડ-મોકળ** (સાંકડ્ય-મોકળ્ય) સ્ત્રી. [+ સં. मुक्त- > પ્રા. मुक्क દ્વારા] સાંકડું-મોકળું કરી ચલાવી લેવું એ

**સાંકડું** વિ. [સં. सं-कटक- > પ્રા. संकडअ-] જેમાં મોકળાશ ન હોય તેવું, સંકડાશવાળું. (૨) સંકુચિત, સંકુલ. (૩) નિકટનું, લગોલગનું, ગાઢ, [૦ મન (રૂ.પ્ર.) લોભિયું મન. ૦ લાકડું (રૂ.પ્ર.) ગાઢ સંબંધ. -ડો દહાડો (-દાઃડો) (રૂ.પ્ર.) મુશ્કેલીનો સમય, -ડો સંબંધ (-સમ્બન્ધ) (રૂ.પ્ર.) ગાઢ સંબંધ, ઘરોબો]

**સાંકડે-મોક(-ળે)** ક્રિ.વિ. [જુઓ 'સાંકડ' + 'મોકળ' + બેઉને 'એ' ત્રી.વિ.,પ્ર.] સંકોડાઈને રહેતાં

**સાંકરડી** સ્ત્રી., -ડો પું. ઢોરને થતો એક રોગ

**સાંકર્ય** (સાઙ્કર્ય) ન. [સં.] ભિન્ન જાતિ-ગુણ-લક્ષણવાળા સજીવ નિર્જીવ પદાર્થોનું તેવા તેવા પદાર્થમાં થતું મિશ્રણ, સંકર-તા, ભેળાસાડો. (૨) તર્કનો જાતિ-બાધક એકદેશ. (તર્ક.)

**સાંકળ** સ્ત્રી. [સં. शृङ्खला > પ્રા. संखला] એકમેકમાં ભરાવેલી વધુ કડીઓની પંક્તિ. (૨) બારી-બારણાં બંધ

કરવાની ધાતુની એવી નાની કડીઓવાળી આંકડી. (૩) જમીન માપવાનું ૧૦૦ ફૂટનું એવું સાધન. (૪) (લા.) અનુસંધાન. [૦ ચઢ(-ઢા)વવી, ૦ દેવી, ૦ ભીડવી, ૦ મારવી, ૦ લગાવવી, ૦ વાસવી (રૂ.પ્ર.) બારી બારણાંની સાંકળ નકૂચામાં ઘાલી બંધ કરવાં]

**સાંકળવું** સ.ક્રિ. [જુઓ 'સાંકળ'-ના.ધા.] સાંકળના મકોડા કે કડીઓની જેમ એક-બીજા પદાર્થોને જોડવા, સાંકળની પેઠે બાંધવું કે વીંટવું. **સંકળાવું** કર્મણિ.,ક્રિ. **સંકળાવવું** પ્રે.,સ.ક્રિ.

**સાંકળિયું** ન. [જુઓ 'સાંકળ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (ગ્રંથ વગેરેમાં અંદરનાં પ્રકરણો વિષયો ખંડ વગેરેની પાનાંના નિર્દેશ સાથેની) અનુક્રમ, અનુક્રમણિકા, અનુક્રમણી, 'કન્ટેન્ટ્સ'

**સાંકળી** સ્ત્રી. [જુઓ 'સાંકળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય તેમ સં. शृङ्खलिका > પ્રા. संकलिआ] સાંકળના ઘાટની નાની નાની કડીઓનો કંઠનો સામાન્ય રીતે સ્ત્રીઓનો દાગીનો. (૨) એવો બાવડાંમાં પહેરવાનો સ્ત્રીઓનો એક દાગીનો. (૩) સાંકળનો કોઈ પણ દોરી દોરડાં વગેરેમાં પાડેલો આકાર. [૦ જામિન (રૂ.પ્ર.) એકની સાથે બીજાને સાંકળનાર જામિન]

**સાંકળું** ન. [સં. शृङ्खलक -> પ્રા. संखलअ-] સાંકળની રીતે કે એના આકારે કરેલું કાંડાનું તેમ પગનું સ્ત્રીઓનું તે તે ઘરેણું (કાંડાનું બંગડી-ઘાટે, જ્યારે પગના પોંચાનું ઝાંઝરને ઘાટે)

**સાંકેડ** (-ડ્ય) જુઓ 'સાંકડ.'

**સાંકેતિક** (સાઙ્કેતિક) વિ. [સં.] સંકેતને લગતું, સંકેતથી જણાવેલું, ઇશારાથી સૂચવાતું કે સૂચવેલું. (૨) સંજ્ઞાથી બતાવેલું, 'સિમ્બૉલિક.' (૩) અમુક શરતવાળું, 'કન્ડિશનલ.' (૪) લાક્ષણિક. (૫) દ્યોતક, સૂચક, 'એક્સ્પ્રેસિવ' (૪) પારિભાષિક, 'ટેક્નિકલ'

**સાંકેતિક અક્ષર** (સાઙ્કેતિક-) પું. [સં.,ન.] તે તે વર્ણની અમુક કિંમત કે અર્થ નક્કી કરાતાં તેવો તેવો વર્ણમાળાનો તે તે વર્ણ, સાંકેતિક વર્ણ (ગ.માં આ સામાન્ય છે.) (મ)

**સાંકેતિક ભાષા** (સાઙ્કેતિક) સ્ત્રી. [સં.] ઇશારાથી કે કોઈ સાધન હલાવવા વગેરેથી વ્યક્ત થતી વિચાર-સરણિ, 'સિમ્બૉલિક એક્સ્પ્રેશન.' (૨) પરિભાષા, 'ટર્મિનોલૉજી'

**સાંકેતિક શબ્દ** (સાઙ્કેતિક-) પું. [સં.] સાંકેતિક વર્ણની રીતે 'શબ્દો'ના અર્થની મદદથી તે તે શબ્દની આંકડામાં સંખ્યા બતાવાય એવો તે તે શબ્દ (જેમકે પૃથ્વી=૧, ચક્ર=૨, ગુણ=૩, વેદ=૪, વગેરે)

**સાંકેતિકી** (સાઙ્કેતિકી) વિ., સ્ત્રી. [સં.] સંકેત કે ખ્યાલ આપનારી

**સાંકો** પું. [રવા.] ડર, બીક

**સાંખલો** પું. [સં. शङ्ख > પ્રા. संख + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] (આકારની સમાનતાએ) ગળું, ડોક કંઠ

**સાંખવું** સ.ક્રિ. ખમવું, સહેવું, વેઠવું. (૨) (કોઈ બે વસ્તુઓને) માપી જોવું, સરખાવી જોવું, તુલના કરી જોવી. **સંખાવું** (સઙ્ખાવું) ભાવે., ક્રિ. **સંખાવવું** (સઙ્ખાવવું) પ્રે., સ.ક્રિ.

**સાંખું[1]** ન. [જુઓ 'સાંખવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] સરખામણીનું માપ. (૨) અંદાજે કરેલો તોલ

**સાંખું[2]** વિ., ન. ખેતરમાંથી રસ-કસ ન ચુસાય એ રીતે સાચવણી કરવામાં આવેલું (ખેતર)

**સાંખો** પું. [સં. संख्या > પ્રા. संखा દ્વારા] એકની સંખ્યા, એકનો આંક, એકનો સંકેત

**સાંખ્ય** (સાઙ્ખ્ય) વિ. [સં.] સંખ્યાને લગતું. (૨) ન. જીવ-દેહની ભિન્નતાને લગતું જ્ઞાન. (ગીતા.) (૩) જ્ઞાન-માર્ગ. (ગીતા.) (૪) ભારતીય તત્ત્વજ્ઞાનની એક એ નામની શાખા (જેમાં પુરુષ પ્રકૃતિ વગેરે ૨૫ તત્ત્વોના સ્વીકાર ઉપર નિષ્ક્રિય પુરુષ દ્વારા જડ પ્રકૃતિથી સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિ થઈ માનવામાં આવી છે. આના 'સેશ્વર સાંખ્ય' અને 'નિરીશ્વર સાંખ્ય' એવા બે ભેદ છે. એ અંતે પુરુષના મોક્ષમાં માને છે.) ભારતીય છ દર્શનોમાં આ જૂનામાં જૂનું દર્શન કપિલનું વિકસાવેલું કહ્યું છે.)

**સાંખ્ય-દર્શન** (સાઙ્ખ્ય-) ન. [સં.] જુઓ 'સાંખ્ય (૪)'

**સાંખ્ય-મત** (સાઙ્ખ્ય-) પું. [સં.,ન.] સાંખ્ય-દર્શનનો સિદ્ધાંત [(૨) કપિલનો સાંખ્ય-દર્શનનો સિદ્ધાંત

**સાંખ્ય-માર્ગ** (સાઙ્ખ્ય-) પું. [સં.] જ્ઞાન-માર્ગ. (ગીતા)

**સાંખ્યમાર્ગી** (સાઙ્ખ્ય-) વિ. [સં.,પું.] સાંખ્ય-માર્ગનું અનુયાયી [કિંમત, 'ન્યુમરિકલ વૅલ્યૂ'

**સાંખ્ય મૂલ્ય** (સાઙ્ખ્ય-) ન. [સં.] આંકડામાં બતાવેલી

**સાંખ્ય-યોગ** (સાઙ્ખ્ય-) પું. [સં.] જીવ અને દેહની ભિન્નતા સમજી મોક્ષ પામવાની પ્રક્રિયા. (ગીતા.)

**સાંખ્ય-યોગી** (સાઙ્ખ્ય-) વિ. [સં.,પું.] સાંખ્ય યોગને માર્ગે પ્રયત્ન કરનાર સાધક ['સાંખ્ય-મત.'

**સાંખ્ય-સિદ્ધાંત** (સાઙ્ખ્ય-સિદ્ધાન્ત) પું. [સં.] જુઓ

**સાંગ[1]** (સાઙ્ગ) વિ. [સં. स + अङ्ग] અંગોવાળું. (૨) વેદનાં શિક્ષા કલ્પ વ્યાકરણ નિરુક્ત છંદ અને જ્યોતિષ એ છ અંગોવાળું (વૈદિક સાહિત્ય). (૩) આખું

**સાંગ[2]** (-ગ્ય) સ્ત્રી. પ્રાચીન કાળનું લોખંડનું અણીદાર એક હથિયાર, શક્તિ

**સાંગડી** સ્ત્રી. [જુઓ 'સાંગ[2]' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] પથ્થર ખોદવા તેમજ જમીનમાં 'બોર' કરવા વપરાતું લોખંડનું ધારદાર પાનાવાળું હથિયાર. (૨) ઘોડાના પૂછડાના વાળને વળ દઈ દોરા જેવો ઘાટ કરાય છે તે

**સાંગડું** ન. [જુઓ 'સાંગ[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] ગોળની કસ ઉતારવા માટેની લગભગ ત્રણેક મીટર લાંબી લાકડાની વળી [ચાલતાં ટેકો લેવાનો વાંસનો દંડ

**સાંગડો** પું. [જુઓ 'સાંગડું.'] ડાળી ઉપાડનારાઓને

**સાંગર[1]** (-રચ) સ્ત્રી. [દે. પ્રા. संगरी] જેનું શાક થાય છે તેવી એક સીંગ-ફળી, સાંગરી

**સાંગર[2]** (-રચ) સ્ત્રી. [જુઓ 'સાંગરવું.'] વસ્ત્રના પોતાના છેડાના દોરા છૂટા પાડી એમાં નવા દોરા નાખી કરેલી ભાતીગર ગૂંથણી, સાંગરી

**સાંગરવું** સ.ક્રિ. કણસલામાંથી દાણા છૂટા પાડવા

**સાંગરી[1]** સ્ત્રી. [જુઓ 'સાંગરું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

-રું ન. [જુઓ 'સાંગર' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'સાંગર.'
**સાંગરી[2]** સ્ત્રી. [દે. પ્રા. संगरिआ] જુઓ 'સાંગર.[2]'
**સાંગલું** ન. રક્ષણ થાય છે એવી માન્યતાએ બાળકને કંઠે વાઘ-નખ વગેરે બાંધેલો દોરો કે માળા
**સાંગા-માં(-મા)ચી** સ્ત્રી. [જુઓ 'સાંગો'+'માં (-મા)ચી.'] અઢેલીને બેસાય તેવી પીઠ અને બેઠકને સ્થળે પાટી ભરેલી માંચી
**સાંગી** સ્ત્રી. [જુઓ 'સાંગ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] ઉતારુ ગાડાં-ગાડીની ધરી અને સાટી વચ્ચેની કઠેરાવાળી બેઠક,. (૨) ઠાકોરજીના રંગ-મંડપની સમક્ષની માંડણી. (૩) સાંગા-માંચી
**સાંગો** પું. [સં. संग्राम-सिंहનું લાઘવ] (લા.) કહ્યું ન સમઝે તેવો મૂર્ખ માણસ. [-ગા-બોલકું (રૂ.પ્ર.) મૂર્ખાઈ, બેવકૂફી]
**સાંગોપાંગ** (સાઙ્-ગોપાઙ્ગ) વિ. [સં. साङ्ग + उप + अङ्ग] અંગો અને પેટા અંગો સાથેનું, બધું, તમામ. (૨) વેદનાં મુખ્ય છ અંગો અને તે તે અંગનાં પેટા અંગો સાથેનું. (૩) ક્રિ.વિ (લા.) નિર્વિઘ્ને
**સાંઘાતિક** (સાઙ્ઘાતિક), **સાંઘિક** (સાઙ્ઘિક) વિ. [સં.] સમૂહને-સંઘને લગતું, સામૂહિક [વિદાય લેવી, જવું
**સાંચરવું** અ ક્રિ.[સં. सम्-चर्] ચાલવું, ચાલતા રહેવું. (૨)
**સાંચવટ** (-ટચ) જુઓ 'સાચવટ.[2]'
**સાંચવણ** (-ણ્ય),-ણી જુઓ 'સાચવણ,-ણી.'
**સાંચવણું** જુઓ 'સાચવણું.' [ચાવવું પ્રે., સ.ક્રિ.
**સાંચવવું** જુઓ 'સાચવવું.' **સંચવાવું** કર્મણિ., ક્રિ. **સચ-**
**સાંચવું** સ.ક્રિ [સં. सम् + चि > चय् દ્વારા] એકઠું કર, સંચય કરવો, સંચિત કરવું, સંઘરવું
**સાંચા-કામ** ન.[જુઓ 'સાંચો' + 'કામ.[2]'] યંત્રની રચના
**સાંચો** પું. [જુઓ 'સંચો'] જુઓ 'સંચો' (યંત્ર).
**સાંઝ(-જ)** સ્ત્રી. [સં संध्या > પ્રા. संज्झा] સૂર્યાસ્તનો સમય, દિવસ આથમવાનું ટાણું, સંધ્યા-કાળ. [૦ **કરવી** (રૂ.પ્ર.) સાંઝ સુધી કામ કર્યા કરવું. ૦ **થવી**, ૦ **પડવી** (રૂ.પ્ર.) સૂર્યાસ્ત થવો. ૦ **પાડવી** (રૂ.પ્ર.) કામમાં વાર લગાડવી. ૦ **સવાર** (રૂ.પ્ર.) વહેલાં મોડાં]
**સાંઝ(-જ)-ટાણું** ન. [+ જુઓ 'ટાણું.'] સાંઝનો સમય, સંધ્યા-સમય, સંધ્યા-કાળ, સાંઝ
**સાંઝ(-જ)ણિયું** ન. [જુઓ સાંઝ(-જ)ણી' + ગુ. ઇયું.' ત.પ્ર] સાંઝણીપ્રકારનું ઢોર
**સાંઝ(-જ)ણી** સ્ત્રી. [જુઓ 'સાંઝ' દ્વારા.] દોહવામાં સાંઝ વટાવી જવાય તેવી ભેંસ કે ગાય, જરૂરિયાત માટે સાંઝ-સવારે-બપોરે-મધરાતે દોહવાની ટેવ પાડી હોય તેવી ભેંસ કે ગાય
**સાંઝ(-જ)રે** ક્રિ.વિ. [જુઓ 'સાંઝ'+'સવારે'ના સાદૃશ્યે' 'રે' પ્રક્ષિપ્ત.] જુઓ 'સાંઝ.' [(સામયિક)
**સાંઝિ(-જિ)યું** વિ. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] સાંઝે પ્રસિદ્ધ થતું
**સાંઝી(-જી)** સ્ત્રી. [જુઓ 'સાંઝ(-જ)' ગુ. ઈ' સ્ત્રીપ્રત્યય] સાંઝના સમયનું વિશેષ કાર્ય. (૨) ઠાકોરજીના મંદિર વગેરેમાં સાંઝને સમયે પૂરવામાં આવતી ખાસ પ્રકારની રંગોળી. (૩) લગ્ન વગેરે પ્રસંગે સાંઝે ગીતો ગાવાનો કાર્યક્રમ

**સાંઝે(-જે)** ક્રિ.વિ. [જુઓ 'સાંઝ (-જ)' + ગુ. 'એ' સા.વિ., પ્ર.] સૂર્યાસ્ત થાય ત્યારે, સાંઝને સમયે, સંધ્યા-ટાણે, સંધ્યા-સમયે, સંધ્યા-કાળે
**સાંઠી** સ્ત્રી. [જુઓ 'સાંઠો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] વેણ તલ વગેરેના છોડ સુકાઈ જતાં રહે તે થડિયાંની પાતળી સોટી, સરાંઠી. [૦ **સૂડવી** (રૂ.પ્ર.] વેણ તલ વગેરેના સૂકા છોડ ખોદી નાખવા]
**સાંઠીકડું** ન. [જુઓ 'સાંઠીકું'+ગુ. 'ડ' સ્વાર્થે ત.પ્ર.], **સાંઠીકું** ન. [જુઓ 'સાંઠી' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] ઝાડ છોડ વેલાની સુકાયેલી નાની નાની ડાંખળી
**સાંઠો** પું. શેરડી જુવાર બાજરો મકાઈ વગેરેનો લીલો કે સૂકો છોડ કે દાંડો. [૦ **સાંઠો થઈ જવું** (રૂ.પ્ર.) વેર-વિ-રોધ થઈ જવું. **આડો સાંઠો કરવો** (રૂ.પ્ર.) વિઘ્ન કરવું, આડચ ઊભી કરવી. **પોદળામાં સાંઠો રાખવો** (રૂ.પ્ર.) માલિકી-હક્ક બતાવવો]
**સાંડસી(-શી)** જુઓ સાણસી.'
**સાંડસો** જુઓ 'સાણસો.'
**સાંઢ[1]** પું. [સં, ષ(-ષ)ણ્ડ(ણ્ઢ) > પ્રા. संड,-ढ] (ધણમાં ફરતો આપો) આખલો, ખૂંટ. (૨) (લા.) માતેલો નિ-રંકુશ માણસ. (૩) (કટાક્ષમાં) પતિ, ધણી. [-ઢે **આવવું** (રૂ.પ્ર.) ગાયને આખલાના સંબંધની પ્રબળ કામના થવી]
**સાંઢ[2]** (-ઢય), ૦ઢી, ૦ણી સ્ત્રી. [દે.પ્રા. संढी + ગુ. 'ડી, -ણી' સ્વાર્થે ત.પ્ર.] ઊંટની માદા, ઊંટડી [સવાર
**સાંઢણી-સવાર** પું. [જુઓ 'સાંઢણી[1]'+ 'સવાર.[2]'] ઊંટડીનો
**સાંઢવું** સ.ક્રિ. [જુઓ 'સાંઢ.[1]'-ના.ધા.] (સ્ત્રીએ) ધણી સાથે નિભાવવું. (૨) દરકાર કરવી, સંભાળ રાખવી
**સાંઢિયા-પૂર** ન. [જુઓ 'સાંઢિયો' + 'પૂર.'] સાંઢિયા-ઊંટ પણ તણાઈ જાય તેવી પૂરની ઊંચાઈની રેલ
**સાંઢિયા-વેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'સાંઢિયો' + 'વેલ.'] પાંદડાં વિનાનો એક વેલો, થોર-વેલ
**સાંઢિયો** પું. [જુઓ 'સાંઢ.[2]' દે.પ્રા. संढी સ્ત્રી. દ્વારા ગુ-'ઇયું' ત.પ્ર. થઈ.] (સવારીનો) ઊંટ. (૨) ધાતુનો ઢાળો કરવા માટેનું માટી ધાતુ વગેરેનું બીબું. [-યાનાં ઢીંઢાં (રૂ.પ્ર.) સંપ વિનાનો સમાજ. -યા-શોર (રૂ.પ્ર.) ભારે ગભરાટ અને તોફાન. ૦ **કૂંઢાળે ન પડવો** (રૂ.પ્ર.) સ્વભાવ ન બદલાવો. ૦ **ટકો** (રૂ.પ્ર.) નવકાંકરડીની રમતમાં ભરી-જડીને દાવ. ૦ **પુલ** (રૂ.પ્ર.) નીચેથી ઊંટ પસાર થઈ જાય તેવો પુલ]
**સાંઢો** પું. [હિં. સાંઢા] ઘોની જાતનું એક નાનું પ્રાણી (જેનું તેલ વાજીકરણ મનાય છે.) (૨) ઘોડાને મળતું દોઢેક મીટરનું એક પ્રાણી [વિનાશી, નશ્વર
**સાંત** (સા-ન્ત) વિ. [સં. स + अन्त] અંતવાળું, ભંગુર,
**સાંતક** (સાંત્યક) ન. [સં. शान्ति-कर्मનું લાઘવ] હિંદુઓમાં માંગલિક પ્રસંગે કરવામાં આવતો ગ્રહ-શાંતિનો વિધિ. [૦ (-ક્ય) **બેસવું** (-બેસવું) (રૂ.પ્ર.) એવો વિધિ કરવા દંપતીએ બેસવું] [ઉપવાસમૂલક તપ
**સાંતપન** (સા-તપન), ૦ **કૃચ્છ્ર** ન. [સં.] એક પ્રકારનું
**સાંતરવું** અ.ક્રિ. [સં सम् + तृ > तर् > પ્રા. संतर] નવરા

થઈ રહેલું, પરવારેલું. (૨) સ.ક્રિ. સજ્જ કરવું. (૩) શણગારેલું [(૨) (લા.) શરીરે નાજુક

સાંતરું[1] વિ. [સં. सान्तरक > પ્રા. संतरअ-] વિશાળ, મોટું

સાતરું[2] વિ. [જુઓ 'સાંતરવું, + ગુ 'ઉં' કૃ.પ્ર.] સજ્જ, તૈયાર. (૨) (લા.) હોશિયાર. (૩) ન. રસોઈની સામગ્રી

સાંતવું સ.ક્રિ. જુઓ 'સંતાડવું.'

સાં-તળવું સ.ક્રિ. [જુઓ 'તળવું' દ્વારા.] જુઓ 'સોતળવું.'

સાંતાનિક (સાન્તાનિક) વિ. [સં.] સંતાન કે સંતાનોને લગતું, છોકરાંઓને લગતું

સાંતી ન. હળ (આમાં રાંપ કરિયું દંતાળ એ વગેરે પ્રત્યેક-નો સ્વીકાર છે.) (૨) (લા.) હળવાળી બળદની એક જોડી આખા દિવસમાં ખેડી શકે તેટલી જમીન કે એનું અંદાજી ૫૦, ૬૦, ૭૦ વીઘાનું) [(૧)-'

સાંતી-ડું ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સાંતી'-

સાંતી-વેરો પું. [+ જુઓ 'વેરો.'] એક સાંતી ચલાવવા જેટલી જમીનનો સરકારી કર કે વિઘોટી

સાંતેલું ન. [જુઓ 'સાંતી' દ્વારા.] બળદને ગાડા વગેરેમાં જોડવા માટે ગળામાં ભરાવાય તે પ્રકારનું ચોકઠા-ઘાટનું ઘોંસરું [આસના-વાસના, દિલાસો

સાંત્વન (સાન્ત્વન) ન., -ના સ્ત્રી. [સં.] આશ્વાસન,

સાંથ (-થ્ય), -થણી સ્ત્રી. ખેડૂત જમીનને ખેડે એ બદલ જમીનદારને કે સરકારને ચૂકવાતું ભાડું કે હકરત, ગણોત. (૨) હાટ, દુકાન. (૩) બજાર. [-થે આપવું, -થે મૂકવું (-થ્યે-) (રૂ.પ્ર.) સાંથ લઈ ખેડૂતને ખેતર ખેડવા આપવું]

સાંથ-નજરાણું (સાંથ્ય-) ન., -ણો પું. [+ જુઓ 'નજ-રાણું,-ણો.'] એક-બીજા ખેડૂત જમીનનો બદલો કરે તે સમયે જમીનદાર કે સરકારને આપવામાં આવતી ઉપલક ભેટ

સાંથવું સ.ક્રિ. [જુઓ 'સાંથ,[1]'-ના,ધા.] સાંથે આપવું, ગણોતે ખેડવા આપવું. (૨) (લા.) કામે લગાડવું

સાંથિયો પું. [જુઓ 'સાંથ' + ગુ. 'ઇયું' ત.પ્ર.], સાંથી, ૦કો, ૦ડો પું. [+ ગુ. 'ઈ' પ્ર. + 'કું'-'ડું' સ્વાર્થે ત.પ્ર.] સાંથે ખેડનારો ખેડૂત, ગણોતિયો

સાંદીપનિ (સાન્દીપનિ) પું. [સં.] શ્રીકૃષ્ણ અને સુદામાના એ નામના ગુરુ. (સંજ્ઞા.)

સાંદ્ર (સાન્દ્ર) વિ. [સં.] ગીચોગીચ આવેલું, ઘટ્ટ, નિબિડ. (૨) ઘોર. (૩) રમ્ય, મનોહર

સાંધ[1] (-ધ્ય) સ્ત્રી. [સં. सन्धि,પું.] બે પદાર્થોના જોડાણની દેખાતી રેખા, સાંધો. (૨) ફાટ, તરાડ. (૩) જોડેલો કે સાંધેલો ભાગ. [૦ સોરવી (રૂ.પ્ર.) સાંધો હોય ત્યાંથી ફાડવું] [વગેરેમાં. તાર સાંધવાની ક્રિયા

સાંધ[2] (-ધ્ય) સ્ત્રી. [જુઓ 'સાંધવું.'] કાંતણ વણાટ

સાંધણ ન. [જુઓ 'સાંધવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] સાંધવાની ક્રિયા, શીવણ. (૨) સાંધાનો ભાગ, સાંધ. (૩) અનુ-સંધાન. (૪) પુરાણી, પરિશિષ્ટ. (૫) વજન કરતાં ધડો કરવા મુકાતી ચીજ-વસ્તુ. [૦માં તણાઈ જવું (રૂ.પ્ર.) કશી ગણતરીમાં ન હોવું]

સાંધણી સ્ત્રી. [જુઓ 'સાંધવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] જુઓ 'સાંધણ(૧,૨,૩).' (૨) નિશાની. (૩) સપાટી જોવાનું કડિયા-સુતારનું એક સાધન

સાંધવું સ.ક્રિ. [સં. सम्-धा- > પ્રા. संध-] બે પદાર્થોને સાથે લગોલગ કે એકાત્મક થાય એમ જોડવા. (૨) સાંધો કરવો. (૩) શીવવું. (૪) (વાસણને) રેણ કરવું. (૫) (બાણ કે નિશાન) તાકવું. સંધાવું કર્મણિ.,ક્રિ. સંધાવવું પ્રે.,સ.ક્રિ.

સાંધા-વાળો વિ.,પું. [જુઓ 'સાંધો' + ગુ. 'વાળું' ત.પ્ર.] રેલગાડીનાં સ્ટેશનોમાં શન્ટિંગ વગેરે પ્રસંગે વાહન જવા માટે છૂટા સાંધા જોડી આપનાર માણસ, 'લાઇન-મૅન'

સાંધિક (સાન્ધિક) વિ.,પું. [સં.] સલાહ-સંધિ કરનાર

સાંધિયો પું. [જુઓ 'સાંધો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] લંબાઈ વધારવા દોરડામાં જોડતો દોરડાનો ટુકડો. (૨) અનુ-સંધાન ચાલુ રાખવા માટેનો જોડાણનો કાગળ

સાંધિ-વિગ્રહક (સાન્ધિ-) પું. [સં.] જુઓ 'સંધિ-વિગ્રહક.'

સાંધો પું. [જુઓ 'સાંધવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'સાંધ.[1]' (૨) પરમણનો છેક છેડાનો પાતળો ટુકડો. (વહાણ.) [-ધા કરવા (રૂ.પ્ર.) આઘા-પાછી કરવી. -ધા ઝલાવા (રૂ.પ્ર.) વાના રોગથી શરીર અકડાઈ જવું. -ધે સાંધે જૂઠું (રૂ.પ્ર.) હાડોહાડ જૂઠું, સદંતર ખોટું. ૦ ખાવો (રૂ.પ્ર.) મેળાપ થવો. (૨) ઇચ્છા ફળવી. ૦ દેવો, ૦ મારવો (રૂ.પ્ર.) સાંધવું. ૦ બેસવો (-બૅસવો), ૦ મળવો (રૂ.પ્ર.) બરોબર ફીસોફીસ જોડાવું. થૂંકના સાંધા (રૂ.પ્ર.) મેળ વગરની વાત] [લગતું, સાંઝના સમયનું

સાંધ્ય (સાન્ધ્ય) વિ. [સં.] સંધ્યાને લગતું. (૨) સાંઝને

સાંનિધ્ય (સાન્નિધ્ય) ન. [સં.] નિકટ હોવાપણું, નજીક હોવું એ [(૨) સંનિપાતને અંગે થતું

સાંનિપાતિક (સાન્નિપાતિક) વિ. [સં.] સંનિપાતને લગતું,

સાંપટ (-ટ્ય) સ્ત્રી. [સં. सं-पुट, પું., દ્વારા], -ટિયું ન. [+ ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], સાંપડ (-ડ્ય) સ્ત્રી. [સં संपुट > પ્રા. संपुड, પું. દ્વારા] ઊંધાં-ચત્તાં બે કોડિયાંની જોડ, સંપુટ. (૨) ડાબડો. (૩) (લા.) પકડ. (૪) સંકડા-મણ, ભીંસ. (૫) સુશ્કેલી

સાંપડવું અ.ક્રિ. [સં. सं-पत् > પ્રા. संपड-] આવી પડવું. (૨) પ્રાપ્ત થવું, મળવું. (૩) (લા.) જન્મ થવો

સાંપડિયું ન. [સં. सं-पुट > પ્રા. सं-पुड + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] રોટલા રાખવાનું ઠામ, જાકરિયો

સાંપડી સ્ત્રી. [જુઓ 'સાંપડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નાનો સાંપડો, વાંચવા માટે પોથી પુસ્તક મૂકવાની બે પાટિયાંની ફાંસિયા ઘોડી

સાંપડો પું. [સં. संपुटक- > પ્રા. संपुडअ-] વાંચવા માટે પોથી પુસ્તક રાખવાની નાની બે પાટિયાંની ફાંસિયા ઘોડી

સાંપત્તિક (સામ્પત્તિક) વિ. [સં.] સંપત્તિને લગતું, નાણા-વિષયક, આર્થિક

સાંપરાય (સામ્પરાય) વિ. [સં.] યુદ્ધ સંબંધી. (૨) મરણો-ત્તર, પારલૌકિક. (૩) પું. [સં., પું.,ન.] સંઘર્ષ. (૪) મર-ણોત્તર જીવન વિશેની ખોજ. (૫) મરણોત્તર જીવન. (૬) પર-લોક [(૨) ન. યુદ્ધ

સાંપરાયિક (સામ્પરાયિક) વિ. [સં.] સંપરાયને લગતું.

**સાંપળું** ન. [સં. सम्-पत् > પ્રા. संपळ અ.વી પડવું દ્વારા] પાંજરું, પીંજરું [શિકારી પાંજરું

**સાંપળો** પું. [જુઓ 'સાંપળું.'] શિકાર પકડવાનો સાંચો,

**સાંપાતિક** (સામ્પાતિક) વિ. [સં] વસંત શરદ વગેરે સંપાતને લગતું. (ખગોળ.) [(૨) સજ્જ, સાબદું, તૈયાર

**સાંપ્રત** (સામ્પ્રત) વિ. [સં.] હાલનું, હમણાંનું, અદ્યતન.

**સાંપ્રત-કાલ**(-ળ) (સામ્પ્રત-) પું. [સં.] હાલનો સમય, ચાલતો સમય, વર્તમાન કાળ [વર્તમાનકાલીન

**સાંપ્રતિક** (સામ્પ્રતિક) વિ. [સં.] હાલના-સમયનું, હાલનું,

**સાંપ્રદાયિક** (સામ્પ્રદાયિક) વિ. [સં.] સંપ્રદાયને લગતું, સંપ્રદાયનું, (૨) પરંપરાગત

**સાંપ્રદાયિક-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] સાંપ્રદાયિક હોવાપણું. (૨) (લા.) ધાર્મિક સંકુચિતતા, ધાર્મિક વાડા-બંધી

**સાંબ**[1] (સામ્બ) પું. [સં. स + જુઓ अम्बा, બ.વ્રી.] પાર્વતીજી સાથેના મહાદેવજી, (૨) શ્રીકૃષ્ણનો એ નામનો જાંબવતીમાં થયેલો પુત્ર (યાદવાસ્થળીના કારણ-રૂપ કહે-વાયેલો.) (સંજ્ઞા.)

**સાંબ**[2] (-મ્ય) સ્ત્રી. [સં. शम्ब—> પ્રા. संब પું] સાંબેલા-ની નીચેની લોખંડની કુંડલી

**સાંબડો** પું. [જુઓ 'સાંબ[2]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] કોદાળા વગેરેનો હાથો. (૨) દંતાળ બેલી વગેરે ખેતીનાં સાધનોમાંની વચ્ચેની તે તે વળી

**સાંબળી** સ્ત્રી. [સં. शम्बलिका > પ્રા. संबलिआ] (લા.) ભાતું રાખવાનો દાબડો. (૨) પૂજાપો રાખવાનો નેતરનો દાબડો

**સાંબેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'સાંબેલું' + ગુ.'ઈ' સ્ત્રીપ્રત્યય.] -**લી** સ્ત્રી. [જુઓ 'સાંબેલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું સાંબેલું, મુસળી

**સાંબેલું**[1] ન. [જુઓ 'સાંબ[2]' દ્વારા.] ડાંગર વગેરે ખાંડ-વાનું છેડે લોખંડની કુંડલીવાળું અને નીચેથી પંદરેક સેન્ટિમીટર ઉપર પકડી શકાય તેવાં ખાંચાવાળું લાકડાનું સાધન, મુસળ, મુસળું. (૨) એવું સાદું મકાનનાં તળ અને ધાબાં બેસાડવાનું સાધન. [-**લાં રેડવાં** (રૂ.પ્ર.) ગપ્પાં મારવાં. **વાસીદામાં સાંબેલું જવું** (રૂ.પ્ર) ભારે બેદરકારી સેવવી. **સારા રાચમાં સાંબેલું** (રૂ.પ્ર.) એક જ કિંમતી વસ્તુ]

**સાંભર**[1] ન. [સં. शाकंभरी, જોધપુર (મારવાડ) નજીકની એક નગરી; એના દ્વારા પ્રા. संभर-] મધ્યકાલની સોનગિરા ચૌહાણોની રાજધાની. (સંજ્ઞા.) (૨) એની નજીકનું ખારા પાણીનું રાજસ્થાનનું વિશાળ ખારું સરોવર. (સંજ્ઞા.)

**સાંભર**[2] (-ર્ય) સ્ત્રી. [જુઓ 'સાંભરવું.'], -**રણ** (-ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અણ' કૃ.પ્ર.] સ્મૃતિ, સ્મરણ, યાદ, યાદદાસ્ત

**સાંભરવું** અ.ક્રિ. [સં. सम् + स्मृ > स्मर् > પ્રા. संभर-] સ્મરણમાં આવવું, યાદ આવવું, યાદ હોવું. **સંભારવું** (સમ્ભારવું) પ્રે.,સ.ક્રિ.

**સાંભળવું** સ.ક્રિ. [સં. सं-भल् > પ્રા. संभल-] (કાનથી) શ્રવણ કરવું. (૨) (લા.) મન ઉપર લેવું, ધ્યાન ઉપર લેવું. **સંભળાવું** કર્મણિ.,ક્રિ. **સંભળાવવું** પ્રે.,સ.ક્રિ.

**સાંયાત્રિક** (સાંય્યાત્રિક) વિ.,પું. [સં.] વહાણવટી વેપારી. (વહાણ.) [પ્રસંગે સ્ત્રીઓનું પરસ્પર ભેટવું એ

**સાંયાં-માથાં** ન.,બ.વ. [જુઓ 'સાંઈ[2]' દ્વારા.] લગ્નાદિ

**સાંવત્સરિક** (સાંવત્સરિક) વિ. [સં.] સંવત્સરને લગતું. (૨) દર વર્ષે તે તે નિશ્ચિત તિથિનું. (૩) ન. દર વર્ષે આવતી તે તે શ્રાદ્ધ-તિથિ, સમછરી. (૪) એ તિથિનું શ્રાદ્ધ – બ્રહ્મભોજન વગેરે

**સાંવળું,-ળું** જુઓ 'સામળું.' (પદ્યમાં.)

**સાંશ** (સાંશ) વિ. [સં. स + अंश] જેને અંશ કે અંશો હોય તેવું, ભાગવાળું

**સાંસણી** સ્ત્રી. છૂપી ઉશ્કેરણી. (૨) છૂપી મસલત

**સાંસત** (-ત્ય), -**તા** સ્ત્રી. ધીરજ, સબૂરી. (૨) ઢીલાશ, ધીમાશ. (૩) તંગી, સાંસા

**સાંસતું** વિ. [સં. श्वसत् > પ્રા. ससंत- વર્ત. કૃ. દ્વારા] શ્વાસ લઈ વિસામો ખાતું, સબૂરી કરતું. (૨) નરમ પડતું, ધીમા પડતા જુસ્સાવાળું. [**૦ થવું** (રૂ.પ્ર.) ધીરજ રાખી વિસામો ખાવો]

**સાંસર્ગિક** (સાંસર્ગિક) વિ. [સં.] સંસર્ગને લગતું, સંસર્ગને લીધે થયેલું. (૨) ચેપી [દુનિયાદારીનું, સામાજિક

**સાંસારિક** (સાંસારિક) વિ. [સં.] સંસાર-વ્યવહારને લગતું,

**સાંસો** પું. [સં. सं-शय -> પ્રા. संसअ-] (લા.) તંગી, ખેંચ. [-**સા પડવા, -સા હોવા** (રૂ.પ્ર.) પૂરી મરીબાઈ થવી-હોવી]

**સાંસોટ** ક્રિ.વિ. આરપાર, સોંસરું [સંસ્કારી

**સાંસ્કારિક** (સાંસ્કારિક) વિ. [સં.] સંસ્કારને લગતું,

**સાંસ્કૃતિક** (સાંસ્કૃતિક) વિ. [સં.] સંસ્કૃતિને લગતું, 'કલ્ચરલ.' (૨) સંસ્કારવાળું

**સાંસ્થાનિક** (સાંસ્થાનિક) વિ. [સં.] સંસ્થાનને લગતું. (૨) વિદેશોમાં સ્થપાયેલા વસવાટવાળા પ્રદેશોને લગતું. [**૦ સ્વરાજ્ય** (રૂ.પ્ર.) 'ડોમિનિયન સ્ટેટસ']

**સિક** વિ. [અં.] માંદું, આજારી

**સિક-નેસ** સ્ત્રી. [અં.] માંદગી, આજાર

**સિક(-ક્ક)લ** સ્ત્રી. [અર. શકલ્] મુખવટો, ચહેરો. (૨) (લા.) આકાર, ઘાટ. (૩) દેખાવ. (૪) ઢંગ. (૫) રોનક, તેજ

**સિકલીગર** પું. [અર. સયૂકલ્ + ફા. પ્રત્યય] વાસણ વગેરેને ઘસીને ઓપ આપનાર માણસ, ઓપણિયો

**સિક-લીવ** સ્ત્રી. [અં.] માંદગીની રજા

**સિકંદર** (સિકન્દર) વિ. [ફા., જુઓ અં. 'એલેક્ઝાન્ડર.'] વિજયી, ફતેહમંદ. (૨) ઉન્નતિનો તારક કે સિતારો. (૩) એ નામનો ઈ.પૂ. ૪ થી સદીનો ગ્રીસનો એક રાજવી. (સંજ્ઞા.) [**૦-ચઢ(-ઢ)તો હોવો, ૦ દહાડો હોવો** (-દા:ડો-) **૦ પાધરો હોવો, ૦ પાંસ(-શ)રો હોવો** (રૂ.પ્ર.) નસીબ-ની અનુકૂળતા હોવી]

**સિક્કલ** જુઓ 'સિકલ.'

**સિક્કાઈ** જુઓ 'સિક્કાઈ.'

**સિક્કા-દાર** વિ. [જુઓ 'સિક્કો' + ફા. પ્રત્યય] જેના ઉપર સિક્કાની છાપ લાગી હોય તેવું

**સિક્કા-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'સિક્કો' + ફા. 'બન્દ્.']

જુઓ 'સિક્કા-દાર.' (૨) બંધ કરી જેના ઉપર છાપ મારી હોય તેવું, અક-બંધ

**સિક્કા-શાસ્ત્ર** ન. [જુઓ 'સિક્કો' + સં.] ધાતુ વગેરેના સિક્કા કોના - ક્યારના - કઈ ધાતુના કે પદાર્થના વગેરેની પુરાતત્ત્વની દૃષ્ટિએ સમજૂતી આપનાર વિદ્યા, મુદ્રા-શાસ્ત્ર, 'ન્યુમિસ્મેટિક્સ'

**સિક્કે** ના.યો. સામેલ રાખીને, સુધ્ધાં

**સિક્કે-કટાર** સ્ત્રી. [ફા. 'સિક્કહ્' + 'ઇ' + જુઓ 'કટાર.'] જેમાં કટારની છાપ હોય તેવો સિક્કો કે નાણું

**સિક્કો** પું. [ફા. સિક્કહ્] અમુક ચોક્કસ વજન આકાર અને તે તે પડાવનાર રાજવી વગેરેનાં નામ સમય પ્રતિકૃતિ વગેરે ધરાવતું નાનું મોટું તે તે નાણું, 'કૉઇન.' (૨) ધાતુ કાગળ વગેરેની છાપનું બીબું. (૩) એવા રાજવી તેમજ ટપાલ ઑફિસ વગેરેનો નિર્દેશ કરતી છાપ. (૪) (લા.) ફતેહની નિશાની. [-ક્કા પાડવા (રૂ.પ્ર.) ટંકશાળ વગેરેમાં સિક્કા તૈયાર કરવા. ૦ કરવો, ૦ ઠોકવો, ૦ મારવો, ૦ બેસાડવો (રૂ.પ્ર.) સત્તા બેસાડવી. સહી-સિક્કા કરવાં (રૂ.પ્ર.) મંજૂરી - સંમતિની મહોર મારી સહી કરવી]

**સિક્ત** વિ. [સં.] સિંચેલું, છાંટેલું. (૨) ભીનું થયેલું

**સિક્યુ(-ક્યો)રિટી** સ્ત્રી. [અં.] સલામતી. (૨) સરકારી જામિનગીરી (નાણાં ભર્યાં હોય તેની)

**સિગરામ** જુઓ 'શિગરામ' - 'સગરામ.'

**સિગરેટ** સ્ત્રી. [અં. 'સિગારેટ્.'], **સિગાર, -રેટ** સ્ત્રી. [અં.] કાગળમાં ભરેલી તમાકુવાળી યુરોપીય પદ્ધતિની બીડી

**સિગ્નલ** પું. [અં.] ચેતવણી. (૨) રેલવે સ્ટેશન નજીક ગાડીના આવવા-જવાની પરવાનગી આપતો થાંભલો, હાથલો [માસ્તર

**સિગ્નલર** વિ.,પું. [અં.] સિગ્નલ આપનાર. (૨) તાર-

**સિગ્નેચર** સ્ત્રી. [અં.] સહી (સંમતિ કે કબૂલાતની), હસ્તાક્ષર [કરવામાં આવતો નમસ્કાર

**સિજદો** પું. [અર. સિજ્દહ્] માથું જમીનને અડકાડી

**સિઝાવવું, સિઝાવું** જુઓ 'સીઝવું'માં.

**સિ-ઝિયમ** ન. [અં.] એક મૂળ ધાતુ. (ર.વિ.)

**સિટી** સ્ત્રી. [અં.] નગરી, શહેર, પુરી

**સિડાવવું, સિડાવું** જુઓ 'સીડવું'માં.

**સિત** વિ. [સં.] શ્વેત, ધોળું, સફેદ. (૨) ઉજ્જવલ, ઊજળું

**સિતમ** પું. [ફા.] જુલમ, કેર, ત્રાસ

**સિતમ-ખોર સિતમ-ગ(-ગા)ર** વિ. [ફા.] જુલમી, જુલમગાર [ગુજારનો એ, જુલમીપણું

**સિતમગ(-ગા)રી, સિતમખોરી** સ્ત્રી. [+ ફા.] જુલમ

**સિતાબ** જુઓ 'સતાપ' - 'શિતાબ.'

**સિતાબી** જુઓ 'શિતાબી.' [છ તારવાળું તંતુ-વાદ્ય

**સિતાર** સ્ત્રી. [ફા.] ત્રણ તારનું એક તંત્ર-વાદ્ય. (૨) (હવે)

**સિતારિયો** વિ.,પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.], **સિતાર-બાજ** વિ.,પું. [ફા.] સિતાર વગાડનાર વાદક

**સિતારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] નાની સિતાર

**સિતારો** પું. [ફા.] તારક, તારો. [૦ ચડ(-ઢ)તો હોવો (રૂ.પ્ર.) આબાદી હોવી. ૦ પાધરો (કે પાંસ(-શા)રો) હોવો (રૂ.પ્ર.) ભાગ્યની અનુકૂળતા હોવી]

**સિતોપલાદિ ચૂર્ણ** ન. [સં. सित + उपल + आदि ०] સાકર જેમાં મુખ્ય છે તેવો ખાંસી વગેરે દર્દોને માટેનો એક ઔષધીય ભૂકો. (વૈદક.)

**સિત્તા(-ત્યા)સિ(-શિ)યું** વિ. [જુઓ 'સિત્તા(-તા)સી(-શી)' + ગુ. 'ઇયું' ત.પ્ર.] કોઈ પણ સૈકડાના ૮૭ મા વર્ષને લગતું. (૨) પું. એવો કોઈ દુષ્કાળ

**સિત્તા(-ત્યા)સી(-શી)** વિ. [સં. सप्त + अशीति = सप्ताशीति > પ્રા. सत्तासीइ] એંસી અને સાતની સંખ્યાનું

**સિત્તેર** વિ. [સં. सप्तति > પ્રા. सत्तरि સ્ત્રી.] સાઠ અને દસની સંખ્યાનું, સિતેર

**સિત્તો(-ત્યો)તરું** વિ. [જુઓ 'સિત્તો(-ત્યો)તેર' + ગુ. 'ઉં' ત.પ્ર.] સિત્તોતેરના અંકવાળું

**સિત્તો(-ત્યો)તેર** વિ. [સં. सप्त - सप्तति સ્ત્રી. > પ્રા. सत्त - सत्तरि] સિત્તેર અને સાતની સંખ્યાનું

**સિત્યાસિ(-શિ)યું** જુઓ 'સિત્તાસિ(-શિ)યું.'

**સિત્યાસી(-શી)** જુઓ 'સિત્તાસી.'

**સિત્યોતરું** જુઓ 'સિત્તોતરું.'

**સિત્યોતેર** જુઓ 'સિત્તોતેર.'

**સિદાવવું** જુઓ 'સિદાવું'માં.'

**સિદાવું** અ. ક્રિ. [સં. सद् > सिद्, તત્સમ] રિબાવું, હિજરાવું, માનસિક રીતે દુઃખી થવું. **સિદાવવું** પ્રે., સ ક્રિ.

**સિદ્ધ** વિ. [સં.] પાર પડેલું. (૨) સાબિત થયેલું. (૩) જેણે સિદ્ધિ કે મહત્તા મેળવી હોય તેવું. (૪) તૈયાર, સજ્જ. (૫) નક્કી થયેલું. (૬) બનાવેલું. (૭) રાંધી તૈયાર કરેલું. (૮) સફળ. (૯) પું. જેણે આધ્યાત્મિક કે એવી કોઈ સિદ્ધિ મેળવી હોય તેવો યોગી. (૧૦) મુક્ત પુરુષ

**સિદ્ધરાજ** પું. [સં.] મધ્યયુગનો સોલંકી રાજા જયસિંહ (પાટણમાં રહી ગુજરાત માળવા વગેરે પ્રદેશનો રાજવી, એનો આ એક ઇલકાબ હતો.) (સંજ્ઞા.)

**સિદ્ધ-લોક** પું. [સં.] મુક્તાત્માઓને રહેવાની દુનિયા

**સિદ્ધ-સંકલ્પ (-સઙ્કલ્પ)** વિ. [સં., બ. વ્રી.] જેની મનધારણા સફળ થઈ હોય તેવું

**સિદ્ધ-હસ્ત** વિ. [સં.,બ.વ્રી.] કામકાજ વગેરેમાં જેનો હાથ સફળતા મેળવી ગયો હોય તેવું (માણસ)

**સિદ્ધ-હૈ(-હે)મ** ન. [સં.] આચાર્ય હેમચંદ્રે રચેલું સંસ્કૃત પ્રાકૃત ભાષાઓનું અષ્ટાધ્યાયી વ્યાકરણ (જેના આઠમા અધ્યાયમાં મહારાષ્ટ્રી શૌરસેની માગધી પૈશાચી ચૂલિકાપૈશાચી અને ગૌર્જર અપભ્રંશ એ છ ભાષાઓના સ્વરૂપનો ખ્યાલ અપાયો છે.) (સંજ્ઞા.)

**સિદ્ધાઈ** સ્ત્રી. [સં. सिद्ध + ગુ. 'આઈ' ત. પ્ર.] સિદ્ધની કક્ષા મળી ચૂકવાપણું, સિદ્ધ-તા

**સિદ્ધાચલ(-ળ)** પું. [સં. सिद्ध + अ-चल] સૌરાષ્ટ્રમાં પાલીતાણા પાસેનો શેત્રુંજો ડુંગર. (સંજ્ઞા.)

**સિદ્ધાર્થ** વિ. [સં. सिद्ध + अर्थ, બ.વ્રી.] જેના બધા હેતુ પાર પડ્યા હોય તેવું. (૨) પું. નિર્ણય, ચુકાદો, નિષ્કર્ષ. (૩) શાક્યસિંહ ગૌતમ બુદ્ધનું એક નામ. (સંજ્ઞા.)

**સિદ્ધાયતન** ન. [સં. सिद्ध+आयतन] સિદ્ધોને રહેવાનું સ્થાન

**સિદ્ધાલય** ન. [સં. सिद्ध + आ-लय, પું.,ન.] જુઓ 'સિદ્ધાયતન.' (૨) સિદ્ધ-લોક

**સિદ્ધાસન** ન. [સં. सिद्ध + आसन] યોગનાં આસનોમાંનું એક. (યોગ.)

**સિદ્ધાંગના** (સિદ્ધાઙ્ગના) સ્ત્રી. [સં. सिद्ध + अङ्गना] સિદ્ધ પુરુષની સ્ત્રી. (૨) યોગિની

**સિદ્ધાંજન** ન. [સં. सिद्ध + अञ्जन] એક ખાસ બનાવટનું આંજણ. (વૈદક.)

**સિદ્ધાંત** (સિદ્ધાન્ત) પું. [સં. सिद्ध + अन्त] ચર્ચા વિચારણા વગેરેને અંતે મેળવેલો નિર્ણય, સિદ્ધ મત, છેવટનો નક્કી નિશ્ચય. (૨) મંતવ્ય, વિચાર. (૩) જેમાં ભૂમિતિનું સત્ય નિશ્ચિત કર્યું હોય તે ફલિત, 'થિયેરમ'

**સિદ્ધાંત-મૂલ્ય** (સિદ્ધાન્ત-) વિ. [સં.] જેના મૂળમાં કોઈ ચોક્કસ સિદ્ધાંત રહેલો હોય તેવું, 'ડિડક્ટિવ'

**સિદ્ધાંત-વાક્ય** (સિદ્ધાન્ત-) ન. [સં.] ચર્ચા વિચારણા ચિંતન વગેરેને અંતે નક્કી કરેલા મંતવ્યનું વચન, સિદ્ધાંત-સૂત્ર

**સિદ્ધાંતવાદી** (સિદ્ધાન્ત-) વિ. [સં.,પું.] સિદ્ધાંતને વળગી રહેનારું, 'આઇડિયાલિસ્ટ'

**સિદ્ધાંત-સૂત્ર** (સિદ્ધાન્ત-) ન. [સં.] જુઓ 'સિદ્ધ-વાક્ય.'

**સિદ્ધાંતી** (સિદ્ધાન્તી) વિ. [સં.,પું.] જેણે સિદ્ધાંત તારવી બતાવ્યો હોય કે જે બતાવી રહ્યો હોય. (૨) જુઓ 'સિદ્ધાંત-વાદી.'

**સિદ્ધિ** સ્ત્રી. [સં.] વિવિધ પ્રકારનાં પ્રયત્ન પ્રક્રિયા વગેરેથી મેળવવામાં આવેલું પ્રાપ્તવ્ય. (૨) (લા.) ફતેહ, વિજય. (૩) સફળતા. (૪) યોગથી મળતી આઠ પ્રકારની શક્તિ. (યોગ.) (૫) ગણપતિની બીજી પત્ની. (સંજ્ઞા.) (૬) પું. પંચાગમાંનો એક મંગળકારી યોગ. (જ્યો.)

**સિદ્ધિ-દા** સ્ત્રી. [સં.] દુર્ગાદેવી

**સિદ્ધિ-યોગ** પું. [સં.] એ નામનો પંચાંગમાંનો એક મંગળકારી યોગ. (જ્યો.)

**સિદ્ધિ-વિનાયક** પું. [સં.] સિદ્ધિ સાથેના ગણપતિ. (સંજ્ઞા.)

**સિધારવું** અ.ક્રિ. [સં. सिद्ध દ્વારા 'આર' પ્ર.થી ના.ધા.] વિદાય લેવી, સિધાવવું. (આ ક્રિયા-રૂપ હવે બહુ વ્યાપક નથી.) (જુઓ 'સીધવું'માં.)

**સિધાવવું** અ. ક્રિ. [સં. सिद्ध દ્વારા 'આવ' પ્ર.થી] જુઓ 'સિધારવું.' (જુઓ 'સીધવું'માં.)

**સિને-જગત** ન. [અં. + સં. जगत्] સિનેમાના નિર્માણથી લઈ છેક પ્રેક્ષકો સુધીનો સમાજ, સિને-સૃષ્ટિ

**સિને-નિર્માતા** વિ., પું. [અં. + સં.,પું.] સિનેમાનાં ચિત્રોનું ઉત્પાદન કરનાર

**સિનેમા** પું. [અં.] મૂંગું કે બોલતું ચલ-ચિત્ર, ચિત્ર-પટ, 'સિનેમેટોગ્રાફ'

**સિનેમા-ગૃહ** ન. [સં.,પું.,ન.], **સિનેમા-ઘર** ન. [ + જુઓ 'ઘર.'], **સિનેમા-હાઉસ** ન. [અં.] જ્યાં સિનેમા બતાવવામાં આવે છે તે મકાન, 'સિનેમા-થિયેટર'

**સિને-મેટોગ્રાફ** પું. [અં.] સિનેમા બતાવવાનું યંત્ર. (૨) સિનેમા

**સિને-રેડિયોગ્રાફી** પું. [અં.] 'ક્ષ' કિરણોની મદદથી શરીરની ક્રિયાને ઝડપી ફેરો લઈ સિનેમા દ્વારા બતાવવાની વિદ્યા

**સિને-સૃષ્ટિ** સ્ત્રી. [અં + સં.] જુઓ 'સિને-જગત.'

**સિન્ડિકેટ** (સિન્ડિકેટ) સ્ત્રી. [અં.] સમાન હેતુઓવાળી વ્યક્તિઓ કે વેપારીઓની મંડળી. (૨) યુનિવર્સિટીઓમાંની મુખ્ય નિયામક સમિતિ. (૩) રાષ્ટ્રિય કોંગ્રેસનું વિભાજન થતાં સંસ્થા કોંગ્રેસનું જૂનું એક નામ. (સંજ્ઞા.)

**સિપાઈ** પું. [ફા. સિપાહ્] સૈનિક (ખાસ કરી મુસ્લિમ). (૨) સર્વસામાન્ય 'પોલીસ.' (૩) કચેરીનો પટાવાળો

**સિપાઈ-ગરું** ન. [ + ફા પ્રત્યય + ગુ. 'ઉં' ત.પ્ર.] **સિપાઈ-ગીરી** સ્ત્રી. [ + ફા. પ્રત્યય] સિપાઈનું કામ, સિપાઈનો ધંધો, સિપાઈની નોકરી

**સિપાઈ-સપ(-ફ)રાં** ન., બ.વ. [ + 'સપ(-ફ)રું' અર્થહીન શબ્દ] સિપાઈ અને એવાં સરકારી ફાલતુ માણસ

**સિપારો** પું. [અર. સિપારા] કુરાને શરીફના ત્રીસ માંહેનો પ્રત્યેક વિભાગ

**સિપાવવું, સિપાવું** જુઓ 'સીપવું'માં.

**સિપાહ-સાલાર** પું. [ફા.] લશ્કરનો ઉપરી, સેનાપતિ

**સિપાહી** પું. [ફા.] જુઓ 'સિપાઈ(૧).'

**સિપાહી-રાજ** ન, [ + રાજ્ય], -જ્ય ન. [+ સં.] સિપાઈઓના જોર ઉપર ચાલતું રાજ્ય, પોલીસ-રાજ્ય

**સિપ્રા** સ્ત્રી. [સં.] માળવા(મધ્ય પ્રદેશ)માંની ઉજ્જૈન પાસે વહેતી પ્રાચીન નદી, ક્ષિપ્રા. (સંજ્ઞા.)

**સિફત** સ્ત્રી. [અર.] ખાસિયત, ગુણ. (૨) ચાલાકી, હોશિયારી. (૩) તરકીબ, હિકમત, યુક્તિ

**સિફલું** વિ. [અર. સિફ્લહ્] જુઓ 'સફલું.'

**સિફા-બહાદુર** (-બાહ્દુર) પું. [ફા. સિપાહિ + બાહદુર્'] બહાદુર સૈનિક, વીર યોદ્ધો

**સિફારસ, સિફારિશ** સ્ત્રી. [અર. સિફારિશ્] ઓળખીતાને કોઈ બીજાના ભલા માટે કરવામાં આવતો કાંઈક વખાણવાળો પરિચય, ભલામણ

**સિફિલિસ** સ્ત્રી. [અં.] ગુહ્ય ભાગનો ચાંદીનો રોગ, ફિરંગ રોગ

**સિબંદી** (સિબન્દી) જુઓ 'સિર-બંદી.'

**સિમેન્ટ, સિમેંટ** (સિમેણ્ટ) પું.,સ્ત્રી. [અં.] પથ્થરના ભૂકા અને કાદવમાંથી પકવીને બનાવેલો ચૂનાના પ્રકારનો ચણતર વગેરે કામ માટેનો પદાર્થ

**સિમેન્ટ કોંક્રીટ** (સિમેણ્ટ-કૉન્ક્રીટ), **સિમેંટ કોંક્રીટ** (સિમેણ્ટ કૉન્ક્રીટ) પું.,ન. [અં.] રેતી અને કાંકરી-કપચી સાથેનો સિમેન્ટનો ગારો અને એની જમાવટ

**સિમ્બોલ** પું. [અં.] પ્રતીક. (૨) સંકેત, નિશાન

**સિમ્બોલિક** વિ. [અં.] પ્રતીકરૂપે રહેલું. (૨) સાંકેતિક

**સિયૂમ** વિ. [ફા.] ત્રીજું, સોયમ. (૨) ત્રીજા દરજ્જાનું

**સિર** ન. [સં. शिरस् ફા. સર] જુઓ 'શિર.'

**સિર-જોરી** જુઓ 'સર-જોરી.'

**સિર-તાજ** જુઓ 'સર-તાજ.'

**સિર-દાની** જુઓ 'સર-દાની.'

**સિર-નામું** જુઓ 'સર-નામું.'

**સિર-પાવ** જુઓ 'સર-પાવ.'

**સિર-પેચ** જુઓ 'સર-પેચ.'

**સિર-પોશ** જુઓ 'સર-પોશ.'

**સિરફ** કે.પ્ર. [અર. સિર્ફ્] જુઓ 'સિર્ફ.'

**સિર-બંદી** (-બન્દી) જુઓ 'સર-બંદી.'

**સિરસ્તે-દાર** વિ. [જુઓ 'સિરસ્તો' + ફા. પ્રત્યય] કચેરી-નો મુખ્ય કારકુન, 'હેડ ક્લાર્ક'

**સિરસ્તેદારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સિરસ્તેદારની કામગીરી અને દરજ્જો [રિવૈયો, દસ્તૂર

**સિરસ્તો** પું. [ફા. સર્રિશ્તહ્] રિવાજ, રસમ, ચાલ,

**સિરહાનું** ન. [હિં. સિર-હાના] ઓશીકું, ઓસીસું

**સિરાવવું** અ.ક્રિ. સવારના નવેકથી બપોર પહેલાંના સમયે ભોજન લેવું (ગામડામાં.)

**સિરામણ** ન. [જુઓ 'સિરાવવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] સવારના નવેકના સમયથી બપોર પહેલાંનું ભોજન (ગામડામાં)

**સિરામણિયો** પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સિરામણ કરનાર માણસ [જુઓ 'સિરામણ.'

**સિરામણી** સ્ત્રી. [જુઓ 'સિરાવવું' + ગુ. 'આમણી' કૃ.પ્ર.]

**સિરિંજ** (સિરિન્જ) સ્ત્રી. [અં.] પિચકારી

**સિરીખ** (-ખ્ય) સ્ત્રી. કાઠિયાણીનું રેશમી પાનેતર

**સિરીઝ** સ્ત્રી. [અં.] માળા, શૃંખલા, હાર

**સિરોઈ** સ્ત્રી. [અર. 'સુરાહી.'] દારૂ કે પાણીનો ખાસ ઘાટનો કૂંજો, શિરોઈ

**સિલક** સ્ત્રી. [અર. સલખ્] જમા અને ખર્ચ નોંધતાં ખર્ચની બાજુએ બચત રહેતી રકમ, શિલક, પુરાંત, જણસ, હાથ પરની રોકડ રકમ. (૨) વિ. હાથ પર બચત રહેલું

**સિલસિલા-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'સિલસિલો' + ફા. 'બન્દ્' પ્રત્યય] એક પછી એક એમ ક્રમથી આવતું, સળંગ ચાલ્યું આવતું. (૨) ક્રિ.વિ. અનુક્રમ-વાર, હાર-બંધ

**સિલ-સિલો** પું. [અર. સિલ્સિલહ્] અનુક્રમ, પરંપરા, 'ઑર્ડર'

**સિલાઈ** સ્ત્રી. [હિં.] (કપડાં) સીવવાનું કામ. (૨) સીવવાની ઢબ. (૩) સીવવાનું મહેનતાણું

**સિલિકન** વિ. [અં.] ધાતુ સિવાયનું પૃથ્વીના પેટાળમાંનું એક મૂળ તત્ત્વ. (ર.વિ.)

**સિલિકા** સ્ત્રી. [અં.] રેતી

**સિલિન્ડર, સિલિંડર** (સિલિણ્ડર) ન. [અં.] ભૂંગળીના આકારનું પાત્ર. (૨) એવા આકારવાળો જેમાં ભાગ હોય તેવું મુદ્રણ-યંત્ર

**સિલેક્ટ-કમિટી** સ્ત્રી. [અં.] મોટી સભામાંથી એના ખાસ કામ માટે યોજાતી નાની સમિતિ, પ્રવર-સમિતિ

**સિલે-દાર** વિ.,પું. [અર. સિલહ્ + ફા. પ્રત્યય] હથિયાર-ધારી સૈનિક. (૨) હથિયારધારી ઘોડેસવાર સિપાઈ

**સિલોન** ન. [અં.] ભારતની દક્ષિણે હિંદી મહાસાગરમાં આવેલો એક બેટ ટાપુ અને એનો રાજ્ય-પ્રદેશ, શ્રીલંકા. (સંજ્ઞા.)

**સિલ્ક** ન. [અં.] રેશમ, હીર

**સિલ્કન** વિ. [અં.] રેશમી

**સિલ્વર** ન. [અં.] રૂપું, ચાંદી

**સિલ્વર-જ્યુબિલી** સ્ત્રી. [અં.] વ્યક્તિ સંસ્થા વગેરેનો પચીસ વર્ષ પૂરાં થયે ઊજવાતો ઉત્સવ, 'રજત જયંતી'

**સિવડા(-રા)મણ** ન., **-ણી** સ્ત્રી. [જુઓ 'સીવવું,' + 'આડ' 'આર' કૃ.પ્ર. + 'આમણ,-ણી' કૃ.પ્ર.] (કપડાં) સીવવાનું કામ. (૨) સીવવાનું મહેનતાણું

**સિવડા(-રા)વવું** જુઓ 'સીવવું'માં.

**સિવાઈ** સ્ત્રી. [જુઓ 'સીવવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] જુઓ 'સિલાઈ (૧,૩')' - 'સિવડામણ.'

**સિવાય** ના.યો. [અર. સિવા, વ્ય] વિના, વગર

**સિવાવું** જુઓ 'સીવવું' માં.

**સિવિલ** વિ. [અં.] શહેર સંબંધી, નાગરિક. (૨) મુલકી

**સિવિલ-પ્રોસીજર કોડ** પું. [અં.] સામાજિક વહીવટનો કાયદો, ફોજદારી કાયદો

**સિવિલ મૅરેજ** ન. [સં.] પોતાની ઇચ્છા મુજબ સરકારમાં જઈ નોંધાવીને કરવામાં આવતો પુરુષ-સ્ત્રીનો વિવાહ

**સિવિલ-સરજન, સિવિલ-સર્જન** પું. [+ જુઓ 'સરજન-' 'સર્જન.'], **સિવિલ-સર્જ્યન** પું. [+અં.] સરકારી હૉસ્પિટલોનો મુખ્ય ડૉક્ટર

**સિવિલ-સર્વિસ** સ્ત્રી. [અં.] લશ્કર-ટપાલ - પોલીસ વગેરે સિવાયની સરકારી કચેરીઓ માટેના આઈ. એ. એસ. વહીવટ-વિભાગના તે તે તાલીમ પામેલા અમલદારની સેવા [માટેની સરકારી ઇસ્પિતાલ

**સિવિલ-હૉસ્પિટલ** સ્ત્રી. [અં.] સર્વ-સામાન્ય પ્રજાજનો

**સિવિલિયન** વિ., પું. [અં.] સરકારી વહીવટી ઉચ્ચ કક્ષા જેણે પસાર કરી હોય તેવા અમલદાર., 'આઈ. સી. એસ.' (હવે સ્વતંત્રતા મળતાં 'આઈ. એ. એસ.' વગેરે કહેવાય છે.)

**સિસ-કાર** પું. [રવા.] 'સી-સી' એવો મોઢેથી કરાતો અવાજ, સિસકારો. (૨) દુઃખનો એવો અવાજ

**સિસકારવું** સ.ક્રિ. [જુઓ 'સિસકાર,'-ના.ધા.] સિસકારો કરવો. (૨) (લા.) ઉશ્કેરવું. ('મેં એને સિસકાર્યો' એવો ભૂતકાળે પ્રયોગ.) **સિસકારાવું** કર્મણિ., ક્રિ.

**સિસકારો** પું. [જુઓ 'સિસ-કાર.' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સિસ-કાર.'

**સિસોટી**[1] (-ડી) સ્ત્રી. [રવા.] મોઢામાંથી 'સી-સી' એવો અવાજ. (૨) એવો અવાજ કરવાની નાની ખાસ ભૂંગળી

**સિસોટી**[2] સ્ત્રી એ નામનું એક ઝાડ

**સિસોડું** ન. સિસોટી નામના ઝાડનું ફળ

**સિસોડી** જુઓ 'સિસોટી.[1]'

**સિસોદિયો** પું. ['સિસોદ' (ગામ, મેવાડનું) + ગુ. 'ઇયું' ત.પ્ર.] મૂળ મેવાડના 'સિસોદ' ગામનો વતની (તેથી) મેવાડના રાજ-ઘરાણાનો આદમી રાજપૂત અને એનું કુળ. (સંજ્ઞા.)

**સિસોળિયું** ન. શાહુડીના શરીર પરનું સળી જેવું અણી-દાર પીંછું

**સિસ્ટર** સ્ત્રી. [અં.] બહેન. (૨) (ઇસ્પિતાલની) સ્ત્રી નર્સ

**સિસ્મોગ્રાફ** ન. [અં.] ધરતી-કંપ નોંધવાનું યંત્ર

**સિંકોના** (સિઙ્કોના) ન. [અં.] જેમાંથી ક્વિનાઇન મળે છે તે એક ઝાડ

**સિં(-સીં)ગ** જુઓ 'શિંગ'

**સિં(-સીં)ગ-ડું** જુઓ 'શિંગડું.'

**સીંગ-દાણા** જુઓ 'સિંગ-દાણા' 'શિંગ-દાણા.'

**સિંગર** (સિઙ્ગર) પું., ન. [અં.] સીવવાનું યંત્ર

**સિંગલ** (સિઙ્ગલ) વિ. [અં.] એકવડું

**સિંગલ-બાર** (સિઙ્ગલ-) પું. [અં.] વ્યાયામનું એક સાધન

**સિં(-સીં)ગારા** સ્ત્રી. માછલીની એક જાત

**સિં(-સીં)ગાળું** જુઓ 'શિંગાળું.'

**સિંઘાસણ** ન. [સં. સિંહાસન > પ્રા. સિંઘાસણ, પ્રા. તત્સમ., ઉચ્ચારમાં માત્ર અનુનાસિકતા] જુઓ 'સિંહાસન.'

**સિંચન** (સિઞ્ચન) ન. [સં.] છાંટવું એ, છંટકાવ

**સિંચવું** (સિઞ્ચવું) સ. ક્રિ. [સં. સિઞ્ચ્, તત્સમ] છાંટવું. (૨) રેડવું. **સિંચાવું** (સિઞ્ચાવું) કર્મણિ., ક્રિ. **સિંચાવવું** પ્રે., સ. ક્રિ.

**સિંચાવવું, સિંચાવું** (સિઞ્ચા-) જુઓ 'સિંચવું'માં.

**સિંજા-રવ** (સિઞ્જા-) પું. [સં.] ધાતુના ઘરેણાંનો મધુર રણકો

**સિંડિકેટ** (સિન્ડિકેટ) જુઓ 'સિન્ડિકેટ.'

**સિંદલી** સ્ત્રી. કાપડની એક ઊંચી જાત

**સિંદૂર** (સિન્દૂર) પું. [સં.] જેમાં પારો સીસું અને ગંધકની મેળવણી હોય છે તેવો-ખાસ કરી દેવીઓ સરાપૂરા હનુમાન વગેરેની મૂર્તિઓ અને ખાંભીઓને ચોપડવા માટેનો એક પીળાશ પડતો ખુલ્લો લાલ રંગ. [૰ ફેરવવો (રૂ.પ્ર.) નકામું કરી નાખવું]

**સિંદૂરિયું** (સિન્દૂરિયું) વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.] સિંદૂરના રંગનું

**સિંદૂરિયો** (સિન્દૂરિયો) પું. [જુઓ. 'સિંદૂરિયું.'] સિંદૂરના રંગની કેરીવાળા આંબાની જાત

**સિંદૂરી**[1] (સિન્દૂરી) વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સિંદૂરિયું.'

**સિંદૂરી**[2] (સિન્દૂરી) સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] વિધવાઓને પહેરવાની એક જાતની રંગીન સાડી

**સિંદોર** જુઓ 'સિંદૂર.'

**સિંદોરિયું** જુઓ 'સિંદૂરિયું.'

**સિંદોરિયો** જુઓ 'સિંદૂરિયો.'

**સિંદોરી**[1-2] જુઓ 'સિંદૂરી.[1-2]'

**સિંધ** (સિન્ધ) પું. [સં. સિન્ધુ] સિંધુ નદીના નીચાણના ભાગનો સમુદ્ર સુધીનો એક જૂના સમયથી એ નામે ચાલ્યો આવતો પ્રદેશ (૧૯૪૭ ના ભાગલાથી 'પાકિસ્તાન'નો ભાગ બનેલો.) (સંજ્ઞા.)

**સિંધ(-ધે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સિંધી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] સિંધ દેશની સ્ત્રી, સિંધી સ્ત્રી (હિંદુ સિંધીઓ હવે ભારતમાં સ્થિર થયા છે.) (૨) ગાયની એક જાત. (૩) ઘોડીની એક જાત

**સિંધ-ભૈરવી** (સિન્ધ-) સ્ત્રી. [+ જુઓ 'ભૈરવી.'] સિંધુ રાગના સ્પર્શવાળી સવારની એક રાગિણી. (સંગીત.)

**સિંધવ** (સિન્ધવ) પું. [સં. સૈન્ધવ] સિંધના ઘોડાની એક જાત. (૨) ન. સિંધાલૂણ (ખનીજ મીઠાની જાત)

**સિંધાલૂણ** ન. [સં. સૈન્ધવ > પ્રા. સિંધવ + જુઓ 'લૂણ.'] જુઓ 'સિંધવ(૨).'

**સિંધી** (સિન્ધી) વિ. [જુઓ 'સિંધ' + ગુ. 'ઈ' ત.પ્ર.] સિંધ દેશને લગતું. (૨) સિંધ દેશનું વતની. (૩) પું. સિંધ દેશમાંથી સૌરાષ્ટ્રમાં જૂના સમયમાં આવેલી એક મુસ્લિમ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૪) ભારત-પાકિસ્તાનના ભાગલા વખતે સિંધમાંથી ભારતમાં ચાલી આવેલી હિંદુ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૫) સ્ત્રી. સિંધની અને સિંધીઓની ભાષા (જે 'વ્રાચડ' અપભ્રંશમાંથી ઊતરી આવી છે, 'કચ્છી' એની ભગિની ભાષા છે.)

**સિંધુ** (સિન્ધુ) સ્ત્રી. [સં.,પું.] હિમાલયમાંથી નીકળી કચ્છના અખાત પાસે સમુદ્રને મળતી એક વેદ-કાલથી ચાલી આવતી નદી. (સંજ્ઞા.) (૨) પું. સાગર, સમુદ્ર, દરિયો. (૩) પું. જુઓ 'સિંધ.' (સંજ્ઞા.) (૪) એ નામનો સિંધ દેશમાં વિકસેલો યુદ્ધનો રાગ, સિંધૂડો. (સંગીત.) (મૂળમાં સૈન્ધવી સ્ત્રી-રાગિણી.)

**સિંધુ-જા** (સિન્ધુ-જા) સ્ત્રી. [સં.] (સાગરમાંથી ઉત્પન્ન થયેલી મનાતી) લક્ષ્મીદેવી

**સિંધુડો** પું. [સં. સિન્ધુ + ગુ. 'ડું.' સ્વાર્થે ત.પ્ર. થઈ ગુજરાતી ઉચ્ચારણ.] જુઓ 'સિંધુ(૪).'

**સિંધુર** (સિન્ધુર) પું. [સં.] હાથી

**સિંધુ-સુતા** (સિન્ધુ-) સ્ત્રી. [સં.] જુઓ 'સિંધુ-જા.'

**સિંબોલિક** વિ. [અં.] જુઓ 'સિમ્બોલિક.'

**સિંહ** (સિંહ) પું. [સં.] નીડર અને બલિષ્ઠ ચોપગું જંગલનું એક હિંસક પ્રાણી, સાવજ. (૨) સ્ત્રી. [સં.,પું.] આકાશીય બાર રાશિઓમાં પાંચમી રાશિ અને એના તારાઓનો સમૂહ. (ખગોળ.,જ્યો.)

**સિંહ(-હે)ણ** (સિંહ(-હે)ણ્ય) સ્ત્રી. [+ ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] સિંહની માદા

**સિંહ-દંતી** (સિંહ-દન્તી) વિ.,સ્ત્રી. [સં.] (લા.) એ નામની એક વનસ્પતિ

**સિંહ-દ્વાર** (સિંહ-) ન. [સં.] નગર કે મોટા રજવાડી વાસમાં પ્રવેશ માટેનો મુખ્ય દરવાજો

**સિંહ-નાદ** (સિંહ-) પું. [સં.] સિંહની ગર્જના. (૨) (લા.) યોદ્ધાનો પડકાર કે હાકોટો, રણ-ગર્જના

**સિંહ-ભાગ** (સિંહ-) પું. [સં.] મુખ્ય ભાગ, ભડ ભાગ

**સિંહલ** (સિંહલ), ૰દ્વીપ પું. [સં.] જુઓ 'સિલોન.'

**સિંહ-લંકી** (સિંહ-લઙ્કી) વિ.,સ્ત્રી. [+ સં. + 'લંક' (= કેડ) + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] સિંહની કેડ જેવી કેડવાળી (પાતળી કેડની) સ્ત્રી (સૌંદર્યનું લક્ષણ)

**સિંહ-વાહિની** (સિંહ-) વિ.,સ્ત્રી. [સં.] જેનું વાહન સિંહ છે તેવી દેવી (દુર્ગા દેવીનું એક સ્વરૂપ)

**સિંહલી**[1] (સિંહલી) સ્ત્રી. [સં.] સિંહલ દેશની ભાષા, સિલોની ભાષા (પાલિ ભાષાના વિકાસની)

**સિંહલી**[2] (સિંહલી) વિ. [+ ગુ 'ઈ' ત.પ્ર.] સિંહલ દેશને લગતું, 'સિલોનીઝ'

**સિંહલું** ન. [પારસી.] સોનું

**સિંહ-સંક્રાંતિ** (સિંહ-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનું સિંહ રાશિના તારાઓના સમૂહમાં દેખાવાનું શરૂ થવું એ. (જ્યો.)

**સિંહ-સંવત** (સિંહ સંવત) પું. [+ જુઓ 'સંવત.'] સિદ્ધરાજ જયસિંહે સોરઠપ્રદેશ-જૂનાગઢના વિજય વખતે ચલાવેલો મનાતો સંવત્સર (એ માત્ર જૂનાગઢ જિલ્લાનાં ચારેક સ્થાનોમાં જ વપરાયેલો મળ્યો છે; વિ. સં. ૧૧૭૦-ઈ. સ. ૧૧૧૪ થી શરૂ થયો હતો-આરંભ આષાઢ સુદિ ૧ થી.) (સંજ્ઞા.)

**સિંહ-સ્થ** (સિંહ-), ૰વર્ષ ન. [સં.] બાર બાર વરસે ગુરુનો ગ્રહ સિંહ રાશિના તારાઓના ઝૂમખામાં આવતો

દેખાય ત્યારથી શરૂ થતું એક વર્ષ. (જ્યો.)
**સિંહાકૃતિ** (સિંહા-) સ્ત્રી. [સં. + સં. आ-कृति] સિંહનો ઘાટ. (૨) વિ. સિંહના ઘાટનું
**સિંહાણી** સ્ત્રી. જુઓ 'સિંહલી.[૧-૨]'
**સિંહાવલોકન** (સિંહાવ-) ન. [સં. + अव-लोकन] સિંહની જેમ આગળ વધતાં પાછળ નજર કરી લેવી એ, આગળ કહેતાં કે લખતાં પહેલાંની વસ્તુઓનો સંક્ષેપમાં ખ્યાલ આપી દેવો એ, સમાલોચના
**સિંહાવલોકી** (સિંહાવ-) વિ.,ન. [સં. + अवलोकी, પું.] ચરણોનો છેલ્લો શબ્દ નવા ચરણના પહેલા શબ્દ તરીકે અને સૌથી છેલ્લા ચરણનો છેલ્લો શબ્દ આરંભના ચરણના પહેલા શબ્દ તરીકે હોય તેવો ચિત્ર-કાવ્યનો એક પ્રકાર. (કાવ્ય.)
**સિંહાસન** (સિંહાસન) ન. [સં. + आसन] સિંહની આકૃતિવાળી રાજાની કે આચાર્યની બેઠક. (૨) યોગનાં આસનોમાંનું એ નામનું એક. (યોગ.)
**સિંહાસન-સ્થ** (સિંહાસન-), વિ. [સં.], **સિંહાસનારૂઢ** (સિંહાસના-) વિ. [સં. + आ-रूढ] સિંહાસન ઉપર ચડીને બેઠેલું [ગ્રહની માતા. (સંજ્ઞા.)
**સિંહિકા** (સિંહિકા) સ્ત્રી. [સં.] રાહુ નામના મનાયેલા
**સિંહિકા-પુત્ર** (સિંહિકા-), **સિંહિકા-સુત** (સિંહિકા-) પું. [સં.] રાહુ નામનો ગ્રહ. (જ્યો.) ['સિંકિકા.'
**સિંહી** (સિંહી) સ્ત્રી. [સં.] જુઓ 'સિંહણ.' (૨) જુઓ
**સી.આઇ.ડી.** સ્ત્રી. [અં.] ('ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ડિપાર્ટમેન્ટના' અંગ્રેજી આદ્ય અક્ષરો) છૂપી પોલીસ
**સી.આઇ.ઈ.** પું. [અં.] 'કંપેનિયન ઑફ ઇન્ડિયન એમ્પાયર' એ અંગ્રેજકાલીન ઇલકાબના અંગ્રેજી આદ્યાક્ષર
**સી. એસ. આઇ.** પું. [અં.] ('કમ્પેનિયન ઑફ ધ સ્ટાર ઑફ ઇન્ડિયા'ના) એક અંગ્રેજી ઇલકાબના આદ્યાક્ષર
**સીક(-ખ)** સ્ત્રી. [ફા. સીખ્] લોઢાનો નાનો ગજ, શીખ. [૦ મારવી (રૂ.પ્ર.) ગૂણીમાં સીક ખોસી દાણા તપાસવા]
**સીકર** ન. [સં.,પું.] પાણીનું ફોરું
**સીખ** જુઓ 'સીક.'
**સીગરો** પું. પદાર્થને મજબૂત પકડી રાખવાનું બે જડબાંવાળું લોખંડનું એક ઓજાર (જે પાટલા પર મોટે ભાગે જડી લીધેલું હોય છે.)
**સીઝન** સ્ત્રી. [અં.] ઋતુ, મોસમ
**સીઝન-ટિકિ(-કે)ટ** સ્ત્રી. [અં.] રેલગાડી વગેરેમાં મુસાફરી કરવાની ચોમાસાના ચાર માસ માટેની સાથેલગી ટિકિટ
**સીઝનલ** વિ. [સં.] ઋતુને લગતું, મોસમી
**સીઝરિંગ** (-રિઙ્) ન. [અં.] સ્ત્રીઓના ગર્ભાશયમાંથી બાળક બહાર ન નીકળતાં પેટનું કરવામાં આવતું ઑપરેશન
**સીખળ-વીખળ** જુઓ 'શીખળ-વીખળ.'
**સીઝવવું** જુઓ 'સીઝવું'માં.
**સીઝવું** અ.ક્રિ. [સં. सिध्य- > પ્રા. सिज्झ-] સિદ્ધ થવું, પાર પડવું. (૨) ધીમે તાપે રંધાવું. (૩) (લા.) શાંત પડવું. (૪) ઠરવું, થીજવું. **સિઝાવું** ભાવે.,ક્રિ. **સિઝાવવું, સીઝવવું** પ્રે.,સ.ક્રિ.

**સીટ** સ્ત્રી. [અં.] બેઠક, બેસણી. (૨) સાઇકલની બેસણી, 'સેડલ'
**સીટી** સ્ત્રી. [રવા.] મોઢેથી કરાતો તીણો સિસકારો. (૨) રેલનાં એન્જિન વગેરેનો તીણો સિસકારો. (૩) તીણો સિસકારો કરવાની ભૂંગળી, સિસોટી
**સીડ** ન. [અં.] બી, બિયું, બીનો દાણો
**સીડવું-બીડવું** સ.ક્રિ. [જુઓ 'બીડવું,' -દ્વિર્ભાવ.] જુઓ 'બીડવું.' [સીડ્યું-બીડ્યું (રૂ.પ્ર.) ચૂપ-ચાપ]
**સીડી** સ્ત્રી. [દે.પ્રા. શ્રેઢી > પ્રા. સેઢી 'ક્રમ'(અ.)] નિસરણી. (૨) દાદરો
**સીડો-સીડ** ક્રિ.વિ. અડો-અડ, સાવ અડીને
**સીતા** સ્ત્રી. [સં.] ખેતરમાંનો ચાસ. (૨) ખેતીની જમીન. (૩) વિદેહના રાજા સીરધ્વજ જનકની પુત્રી અને ઇક્ષ્વાકુ-વંશના દશરથ-પુત્ર રામચંદ્રજીની પત્ની. (સંજ્ઞા.)
**સીતા-પતિ** પું. [સં.] દશરથ-પુત્ર શ્રીરામચંદ્ર
**સીતા-ફલ(-ળ)** ન. [સં.] સીતાફળીનું ફળ
**સીતાફળી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] મીઠાં ખરબચડી જાડી છાલનાં ફળોનું એક બેઠા ઘાટનું જામફળી જેવું ઝાડવું
**સીતા-રામ** ન.,બ.વ. [સં.] સીતા અને એના પતિ ભગવાન રામ. (૨) કે.પ્ર. એવા પ્રભુના નામનો ઉદ્ગાર. [૦ કરો (રૂ.પ્ર.) વાત જતી કરો] [સિસકારો
**સીત્કાર** પું. [સં.,રવા.] 'સી...સી' એવો અવાજ,
**સીત્કારવું** અ.ક્રિ. [સં. सीत्कार,-ના.ધા.] સીત્કાર કરવો. સીત્કારાવું ભાવે.,ક્રિ. સીત્કારાવવું પ્રે.,સ.ક્રિ.
**સીત્કારાવવું, સીત્કારાવું** જુઓ 'સીત્કારવું'માં.
**સીત્કારી** સ્ત્રી. [જુઓ 'સીત્કારો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] -રો પું. [સં. सीत्कार + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સીત્કાર.'
**સીથિયન** પું. [અં.] ઈ.પૂ. ૩ જી સદી આસપાસની ભારત-વર્ષમાં આવેલી શક જાતિની એક પ્રજા અને એનો પુરુષ. (સંજ્ઞા.) [બાળક
**સીદકું** ન. [જુઓ 'સીદી' + ગુ. 'કું' ત.પ્ર.] સીદી લોકોનું
**સીદણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સીદી' + ગુ. 'અણ' સ્ત્રીપ્રત્યય.] આફ્રિકાની સીદી જાતની સ્ત્રી
**સીદી(-ધી)** પું. આફ્રિકામાં રહેનારી અને મુસ્લિમ રાજવીઓ સાથે ગુલામ તરીકે તેમ ક્વચિત્ વેપારીઓ તરીકે પણ ભારત-વર્ષમાં આવેલી કાળી ચામડી અને ટૂંકડા વાંકડિયા વાળવાળી એક જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**સીધ** (-ધ્ય) સ્ત્રી. [સં. सिद्धि] સીધાપણું. (૨) (લા.) શુદ્ધિ, સૂધ, ખબર, સમાચાર
**સીધવું** અ.ક્રિ. [સં. सिद्ध ભ.કૃ.,-ના.ધા.] સિદ્ધ થવું, પાર પડવું. સિધારવું, સિધાવવું એમાં 'સીધવું'નાં પ્રે.,સ.ક્રિ. પણ 'વિદાય લેવી' (='સિદ્ધ કરવું' એ ભાવમાં) અર્થ વિકસ્યો છે.
**સીધવો** પું. [સં. सिद्ध-पद- > પ્રા. सिद्धवअ-] (લા.) ગાડું ઊલળે નહિ એ માટે ઠાંઠા નીચે અપાતો ટેકો અને એનું લાકડું. (૨) ઊંચો વધેલો જડ-બુદ્ધિ છોકરો
**સીધુ** પું. [સં.] શેરડી કે ગોળમાંથી બનાવેલો દારૂ

**સીધું** વિ. [સં. सिद्धक- > પ્રા. सिद्धअ-] (લા.) પાંસરું, પાધરું. (૨) ખરબચડું ન હોય તેવું, સપાટ. (૩) ન. ભોજન માટેનો તૈયાર કરેલો કાચો માલ (બ્રાહ્મણોને દાન આપવા માટેનો), સીધો. [-ધા-પાણી ખૂટવાં (રૂ.પ્ર.) પૈસા-ટકાની ખેંચ પડવી. -ધાં પાણી આપવાં (રૂ.પ્ર.) માર મારવો. -ધી રીતે (રૂ.પ્ર.) નરમાશ કે સરળતાથી. ૦ કરવું (રૂ.પ્ર.) માર મારીને ઠેકાણે લાવવું. ૦ જોખવું (રૂ.પ્ર.) માર મારવો. ૦દોર (રૂ.પ્ર.) સાવ સીધું, સાવ સરળ સ્વભાવનું (ખાસ કરી માર માર્યા વગેરેથી). ૦ સટ (રૂ.પ્ર.) તદ્દન સીધું. ૦ સંભળાવી દેવું. (રૂ.પ્ર.) સાફ સાફ કહી દેવું. -ધે ચરાડે ચઢ(-ઢ)વું (રૂ.પ્ર.) પાધરે રસ્તે ચાલવું. (૨) સુગમતા થવી. -ધો જવાબ (રૂ.પ્ર.) આંટી-ઘૂંટી વિનાનો સરળ સાફ જવાબ]

**સીધું-પાણી** ન. [+ જુઓ 'પાણી.'] અન્ન-પાણી, ખાવા-પીવાનું. [સીધાં પાણી આપવાં (રૂ.પ્ર.) માર મારવો. સીધાં પાણી ખૂટવાં (રૂ.પ્ર.) પૈસા ખૂટી પડવા, નાણાંની ખેંચ પડવી]

**સીધી** જુઓ 'સીદી.'

**સીધું-સાદું** વિ. [+ જુઓ 'સાદું.'] ડોળ-ડમાક કે કપડાંના ઠઠારા વિનાનું. (૨) સરળ સ્વભાવનું

**સીધું-સામગ્રી** સ્ત્રી. [+ સં.], **સીધું-સામાન** ન.,પું. [+ જુઓ 'સામાન.'] કાચી ખાદ્ય સામગ્રી, રસોઈ માટેનો માલ-સામાન

**સીધે-સીધું** વિ. [+ ગુ. 'એ' ત્રી. વિ.,પ્ર. + 'સીધું.'] સાવ સીધું, સીધું સટ

**સીધો** પું. [જુઓ 'સીધું.'] જુઓ 'સીધું(૩).'

**સીન** પું. [અં.] દૃશ્ય, દેખાવ. (૨) નાટ્ય-ગૃહનો પડદો

**સીનરી** સ્ત્રી. [અં.] જુઓ 'સીન(૧).' (૨) નાટ્ય-ગૃહના પડદાઓમાંનું રંગ-બેરંગી દૃશ્યોવાળું ચિતરામણ

**સીન-સીનરી** સ્ત્રી. [અં.] નાટ્ય-ગૃહનું દૃશ્ય (પડદા તેમજ ફર્નિચર વગેરેનું)

**સીના-કસી** સ્ત્રી. [ફા.] દંડની એક પ્રકારની કસરત. (વ્યાયામ.)

**સીના-દાર** પું. [જુઓ 'સીનો' + ફા. પ્રત્યય.] દેખાવડું અને પડછંદ [ઉપરના દરજ્જાનું

**સીનિયર** વિ. [અં.] તુલનામાં હોદ્દાની રૂએ ઉપરનું,

**સીનિયોરિટી** સ્ત્રી. [અં.] સીનિયર હોવાપણું

**સીનો** પું. [ફા. સીનહ્] છાતી. (૨) (લા.) છાતી-સહિત શરીરનો પ્રભાવશાળી દેખાવ

**સીપ** સ્ત્રી. [સં. शुक्ति > પ્રા. सिप्पि] સમુદ્રનાં એક પ્રકારનાં પ્રાણીઓનું કોટલું, છીપ

**સીપણી** સ્ત્રી. [જુઓ 'સીપવું' + ગુ 'અણી' કૃ.પ્ર.] સીપવું એ, છાંટવું એ [પ્રકારની માછલીની જાત

**સીપ-માછલી** સ્ત્રી. [જુઓ 'સીપ' + 'માછલી.'] સીપના

**સીપવું** સ.ક્રિ. [દે પ્રા. सिप्प] સિંચવું, છાંટવું. (૨) રેડવું. સિપાવું કર્મણિ., ક્રિ. સિપાવવું પ્રે.,સ.ક્રિ.

**સીમ** સ્ત્રી. [સં. सीमा (सीमन्‌નું પ.વિ., એ.વ.)] ગામ કે નગરોની બહારનાં ચોગમ બીજાં ગામો કે નગરોની હદ સુધીનો પોતાની હદની અંદરનો ખુલ્લો પ્રદેશ. [૦ટોક (રૂ.પ્ર.) કોઈ પણ રહી ન જાય એમ, બધાં જ]

**સીમંત** (સીમન્ત) પું. [સં.] માથા ઉપરનો સ્ત્રીઓના વાળનો સેંથો. (૨) (લા) ન. [સં.,પું.] (સેંથામાં કંકુ પૂરવાના વિધિને કારણે પછી) અધરણીનો સંસ્કાર. (૩) સ્ત્રીને પહેલો ગર્ભ રહેવો એ

**સીમંતિની** (સીમન્તિની) સ્ત્રી. [સં.] અધરણીવાળી સ્ત્રી, અધરણિયાત સ્ત્રી. (૨) સર્વ-સામાન્ય સૌભાગ્યવતી સ્ત્રી, સધવા સ્ત્રી

**સીમંતોન્નયન** (સીમન્તો-ન્નયન) ન. [સં. सीमन्त + उन्न-यन] જુઓ 'સીમંત(૨).'

**સીમા** સ્ત્રી. [સં. सीमन्‌ પ.વિ. એ.વ.] હદ, મર્યાદા, 'બોર્ડર.' (૨) સીમાડો

**સીમા-ચિહ્‌ન** ન. [ગુજરાતી સમાસ; સં सीम-चिह्न] હદ બતાવનારું નિશાન. (૨) (લા.) કોઈ પણ સમય પ્રસંગ વગેરેના અંતનો ખ્યાલ આપનારું પ્રતીક

**સીમાડિયું** વિ. જુઓ 'સીમાડો' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સીમાડે આવેલું, નજીકનું. (૨) ખંડિયું

**સીમાડિયો** વિ., પું. [જુઓ 'સીમાડિયું.'] સીમાડા સુધી મૂકવા આવનાર માણસ. (૨) (લા.) ખંડિયો રાજા. (૩) સીમાડાનો દેવ

**સીમાડો** પું. [જુઓ 'સીમા' + ગુ. 'આડો' ત.પ્ર.] ગામ કે નગરની સીમને અડતો ભૂ-ભાગ, સીમના છેડાનો પ્રદેશ. (૨) સીમ. (૩) (લા.) સીમાડાને અડીને આવેલા પ્રદેશનો બીજો રાજા

**સીમા-બદ્ધ** વિ. [ગુ. સમાસ., સં सीम-बद्ध] મર્યાદામાં કે હદમાં બંધાઈ રહેલું મર્યાદિત, સમર્યાદ

**સીમા-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [ગુ. સમાસ, સં. सीम-स्तम्भ] હદ બતાવનારો થાંભલો કે ખાંભો

**સીમાંત** (સીમાન્ત) પું. [સં. सीमन्‌ + अन्त, સંધિથી] સીમનો છેડો, સીમાડો

**સીમિત** વિ. [સં.] હદવાળું, મર્યાદિત

**સીમોલ્લંઘન** (-લ્લઙ્ઘન) ન. [સં. सीमन्‌ + उल्लङ्घन] હદ ઓળંગવી એ. (૨) જૂનાં રજવાડાંઓમાં થતો હતો તે વિજયાદશમીને દિવસે રાજાનો પોતાની હદ વટાવી બીજાની હદમાં જવાનો ધાર્મિક વિધિ

**સીર** પું. સંગીતનો એક અલંકાર. (સંગીત)

**સીરમું** વિ. પાણી પાયા વિના ઊગનારું ('સીરમા ઘઉં')

**સીરાટ** જુઓ 'સરાટ.'

**સીરિયલ** વિ. [અં.] ક્રમ પ્રમાણે, યથા-ક્રમ, ક્રમ-વાર

**સીરી** વિ. [ફા. શિરીન્] મધુરું, મીઠું, સ્વાદુ. (૨) સ્ત્રી. મધુરી મીઠી વાસ

**સીલ**[1] ન. [અં.] બંધ કરી ઉપર મારવાનો સિક્કો કે બીબું. (૨) એવી રીતે સિક્કો કે મહોર મારવાની ક્રિયા. [૦ તોડવું (રૂ.પ્ર.) અક્ષત કન્યાનો પ્રથમ સંભોગ કરવો]

**સીલ**[2] સ્ત્રી. [અં.] માછલીની એક જાત

**સીલ-બંધ** (-બન્ધ) વિ. [જુઓ 'સીલ[1]' + ફા. 'બન્દ.'] જેનાં સીલ હજી તૂટયાં ન હોય તેવું, તદ્દન અક-બંધ

**સીલિંગ** સ્ત્રી. [અં.] છત (૨) મર્યાદા, હદ

**સીવણ**[1] ન. [જુઓ 'સીવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] સીવવાની ક્રિયા. (૨) સીવ્યું હોય તે સ્વરૂપ

**સીવણ²** (-ણ્ય) સ્ત્રી. [સં. શ્રીપર્ણી>પ્રા. सीवण्णी] એ નામનું એક ઝાડ ['સીવણ(૧).'
**સીવણ-કામ** ન. [જુઓ 'સીવણ¹'+'કામ.'] જુઓ
**સીવણી** સ્ત્રી. [જુઓ 'સીવવું'+ગુ. 'અણી' કૃ.પ્ર.] જુઓ 'સીવણ(૧).' (૨) સીવવાની ઢબ
**સીવવું** સ.ક્રિ. [સં. सिव्य->પ્રા. सिव्व] દોરાથી કાપડ કાગળ વગેરેમાં ટાંકા લેવા, ટાંકા મારી જોડવું. **સિવાવું** કર્મણિ., ક્રિ. **સિવડા(-રા)વવું** પ્રે.,સ.ક્રિ.
**સીસકો** પું [રવા.] જુઓ 'સિસકાર.'
**સીસ(-સા)-પેન** સ્ત્રી. [જુઓ 'સીસું'+અં.] સીસાની સળીવાળી લેખણ, 'પેન્સિલ'
**સીસમ** ન. [સં. शिंशप>પ્રા. सीसम, પું., પ્રા. તત્સમ] એક જાતનું કબાટ વગેરેના કામનું જાંબવા રંગનું ઝાડ
**સીસા-પેન** જુઓ 'સીસ-પેન.'
**સીસી** જુઓ 'શીશી.'
**સીસું** ન. [સં. सीसक->પ્રા. सीसअ-] એક મેલી નરમ અને ભૂખરા રંગની ચળકતી વજનદાર ધાતુ. (ર.વિ.)
**સીસો** જુઓ 'શીશો.' [-સામાં ઉતારવું (રૂ.પ્ર.) ફસાવવું. (૨) ખોટું સાચું સમજાવી પલાળી દેવું]
**સીળસ** ન. ચામડી ઉપર લાલ ચકદાં થઈ આવવાનો રોગ (જે ક્ષણિક હોય છે.)
**સીંકલવું** સ.ક્રિ. [જુઓ 'સીંકલું,' -ના.ધા.] દોરીની આંટી મારીને બાંધવું. **સીંકલાવું** કર્મણિ., ક્રિ. **સીંકલાવવું** પ્રે., સ.ક્રિ.
**સીંકલાવવું, સીંકલાવું** જુઓ 'સીંકલવું'માં.
**સીંકલી** સ્ત્રી. [જુઓ 'સીંકલું'+ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાની સીંકી (બળદ ઊંટ વગેરેને મોઢે બાંધવાની)
**સીંકલું** ન. [જુઓ 'સીંકું'+ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] નાનું સીંકું. (૨) જુઓ 'સીંકલી.'
**સીંકવું** સ.ક્રિ. લાદીને ભરવું, ગોઠવીને ભરવું. **સીંકાવું** કર્મણિ., ક્રિ. **સીંકાવવું** પ્રે., સ.ક્રિ.
**સીંકાવવું, સીંકાવું** જુઓ 'સીંકવું.'માં.
**સીંકું** ન. [સં. शिक्यक->પ્રા. सिक्कअ-] દોરી કે તાર વગેરે ગૂંથીને બનાવેલી અધ્ધર મથાળે બાંધી લટકાવાય તેવી ખુલ્લી ઝોળી, શીંકું
**સીંગ** જુઓ 'સિંગ'-'શિંગ.'
**સીંગડું** જુઓ 'સિંગડું'-'શિંગડું.'
**સીંગારા** જુઓ સિંગારા.'
**સીંગાળું** જુઓ સિંગાળું.'
**સીંગોટી** જુઓ 'સિંગોટી.'
**સીંચણિયું, સીંચણું** ન. [જુઓ 'સીંચવું'+ગુ 'અણું' કૃ.પ્ર. +'ઇયું' સ્વાર્થે ત પ્ર.] કૂવા વગેરેમાંથી પાણી ખેંચવાનું દોરડું
**સીંચાઈ** સ્ત્રી. [જુઓ 'સીંચવું'+ગુ. 'આઈ' ત.પ્ર.] (પાણી) સીંચવાની ક્રિયા. (૨) પાણી ખેંચવાનું મહેનતાણું. (નોંધ : 'સિંચાઈ' આ નથી.)
**સીંચવું** સ.ક્રિ. [સં. सिञ्च्, પણ અર્થ-ભેદ] નવાણમાંથી પાણી ખેંચવું. **સીંચાવું** કર્મણિ., ક્રિ. **સીંચાવવું** પ્રે.,સ.ક્રિ.
**સીંચાણો** પું. [દે.પ્રા. सिंचाणअ-] બાજ પક્ષી, શકરો
**સીંચારવું** સ.ક્રિ. [સં. सिञ्च् દ્વારા] રેડવું. **સીંચારાવું** કર્મણિ., ક્રિ. **સીંચારાવવું** પ્રે., સ.ક્રિ.
**સીંચારાવવું, સીંચારાવું** જુઓ 'સીંચારવું'માં.
**સીંચાવવું, સીંચાવું** જુઓ 'સીંચવું'માં.
**સીંદરી** સ્ત્રી. [દે.પ્રા. सिंदुरिआ] નાળિયેરના છોડાના રેસા—કાથીની બનાવેલી દોરી
**સીંદરું** ન. [દે.પ્રા. सिंदुरअ-] કાથીનું બનાવેલું દોરડું. [-રાં તાણવાં (રૂ.પ્ર.) સંસારની જંજાળમાં જકડાઈ રહેવું]
**સુ** ઉપ. [સં.] 'સારું'-'સારી રીતે'-'ખૂબ' વગેરે અર્થ આપનારો ઉપસર્ગ. (વિશેષણનું કામ સારે છે; નીચે સંખ્યાબંધ ઉદાહરણ)
**સુ-અવસર** પું. [અહીં વિ. જેવો+સં.; સંધિ નથી કરી.] સારો સમય, રૂડો પ્રસંગ
**સુક(-કે,-ખ,-ખે)ટ** (-ડય) જુઓ 'સુખડ.' ['રિકેટ્સ'
**સુકતાન** ન. બાળકને થતો ગળાનો એક રોગ, સૂક-ગળું,
**સુ-કર** વિ. [સં.] સરળતાથી કરી શકાય તેવું, સહેલું, સરળ
**સુ-કર્મી** વિ. [સં.,પું.] સારાં કામ કરનાર. (૨) ભાગ્યશાળી, નસીબદાર
**સુ-કર્ષિત** વિ. [સં.] સારી રીતે ખેડેલું
**સુક-લકડી** વિ. [સં. शुष्क>પ્રા. सुक्क+જુઓ 'લાકડી.'] (લા.) તદ્દન દૂબળા બાંધાનું, નબળી કાંઠીનું, ખૂબ દૂબળું થઈ ગયેલું
**સુકવણ** ન. [જુઓ 'સૂકવવું'+ગુ. 'અણ' કૃ.પ્ર.] સૂકું થઈ ગયું હોય એવી સ્થિતિ. (૨) સુકાયેલું ઘાસ. (૩) વરસાદ ન આવ્યો હોય તેવું વર્ષ, ખરડિયું વર્ષ
**સુકવણી** સ્ત્રી. [જુઓ 'સૂકવવું'+ગુ. 'અણી' કૃ.પ્ર.] સૂકવવાની ક્રિયા. (૨) સૂકવીને તૈયાર કરેલ શાક ઘાસ વગેરે ['સુકવણ(૩).'
**સુકવાણું** ન. [જુઓ 'સૂકવવું'+ગુ. 'આણું' કૃ.પ્ર.] જુઓ
**સુ-કવિ** પું. [સં.] કવિત્વ-શક્તિ ધરાવનાર કવિ, ઉત્તમ કવિ
**સુ-કંઠ** (-કણ્ઠ) પું. [સં.] (લા.) કંઠમાંથી નીકળતો સારો મીઠો અવાજ
**સુકાન** ન. [દે.પ્રા. सुक्काणअ- દ્વારા; અર. 'સુક્કાન્'નો અર્થ 'આરામથી રહેનારા' થાય છે, એટલે શકય નથી.] વહાણની ગતિને મર્યાદામાં રાખનારું પાછળના ભાગમાં રહેલું યંત્ર. (વહાણ.)
**સુકાન-ચી** પું. [+ફા. 'ચા' તુર્કી પ્રત્યય], **સુકાની** પું. [+ગુ. 'ઈ' ત.પ્ર., દે.પ્રા. सुक्काणिअ મળે છે.] સુકાન ફેરવનાર. ખલાસી
**સુકાન-સમિતિ** સ્ત્રી. [+સં.] સભા-સંચાલન વગેરે પ્રક્રિયા સંભાળનારી સમિતિ, 'સ્ટિયરિંગ કમિટી'
**સુકારો** પું. [જુઓ 'સુકાવું' દ્વારા.] વનસ્પતિ સુકાઈ જવાનો એક રોગ, 'વિલ્ટિંગ'
**સુ-કાલ(-ળ)** પું. [સં.] સારો સમય. (૨) દુકાળ ન હોય તેવો સમય, સુભિક્ષ ['સૂકવવું.')
**સુકાવવું** જુઓ 'સુકાવું'માં. (આ વ્યાપક નથી; વ્યાપક
**સુકાવું** અ.ક્રિ. [સં. शुष्क>પ્રા. सुक्क, -ના.ધા.] રસ-કસ

છીડી જવો, ચીમળાવા લાગવું, કરમાવું. (૨) પાણી-રહિત થવું. (૩) ભીનાશ છીડી જવી. (૪) (લા.) શરીરે દૂબળા થવું. સૂકવવું, સુકાવવું પ્રે., સ.ક્રિ. (આમાં 'સુકાવવું' વ્યાપક નથી.)

સુ-કાળ જુઓ 'સુ-કાલ.'

સુ-કીર્તિ સ્ત્રી. [સં.] સારી પ્રતિષ્ઠા, સત્કીર્તિ, સુ-જશ

સુ-કુમાર વિ. [સં.] ઘણું કોમળ, નાજુક, સુંવાળું

સુ-કૃત વિ. [સં.] સારી રીતે ધ્યાનપૂર્વક કરેલું. (૨) ન. સત્કૃત્ય. (૩) પુણ્ય કાર્ય

સુ-કૃતિ સ્ત્રી. [સં.] જુઓ 'સુ-કૃત (૨).' (૨) વિ. સત્કાર્ય કરનારું [કામ

સુ-કૃત્ય ન. [સં.] સારું કામ, સત્કૃત્ય, સુ-કૃત. (૨) પુણ્યનું

સુ-કેશ પું., બ.વ. [સં.] સારા વાળ, (૨). વિ. સારા વાળવાળું

સુકેશી વિ., સ્ત્રી. [સં.] સારા વાળવાળી સ્ત્રી

સુ-કોમલ(-ળ) વિ. [સં.] જુઓ 'સુ-કુમાર.'

સુખ ન. [સં.] તન મનને શાંતિ ચેન નિરાંત આપનારો અનુભવ, કામનાની સિદ્ધિનો સંતોષ-જનક અનુભવ, નિરાંતની લાગણી. [ ૦નો રોટલો (રૂ.પ્ર.) અમન-ચેનની કમાણીનો ઉપભોગ]

સુખ-કર, -રણ, સુખ-કંદ (-કન્દ), સુખ-કારક વિ. [સં.], સુખ-કારી વિ. [સં.,પું.] સુખ કરનારું

સુખ-ચેન ન. [+ જુઓ 'ચેન.'] સુખ-શાંતિ, શાંતિમય-આરામ

સુખ(-ક,-કે,-એ)ડ (-ડય) સ્ત્રી. ચંદન-વૃક્ષનું સૂકું લાકોટિયું. (૨) એવા લાકોટિયાને ઓરસિયા ઉપર પાણી આપતાં ઘસી તેયાર કરેલું ઘટ્ટ પ્રવાહી

સુખડિયો પું. [જુઓ 'સુખડી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સુખડી બનાવવાનો ધંધાદાર કારીગર, કંદોઈ, હલવાઈ

સુખડી સ્ત્રી. [સં. शुष्क > પ્રા. सुक्ख દ્વારા] જેમાં પાણીનો સંપર્ક નથી તેવી મીઠાઈ, પકવાન. (ગોળ ઘી અને ઘઉંના લોટના પાકના લાડુ અને ગોળચોપડી માટે રૂઢ શબ્દ, પાછળથી ચાસણીના પદાર્થો સુધી વ્યાપક બન્યો છે.) (૨) (લા.) સરકારી લેતરી ઉપરાંત અમલદારો નોકરો પટેલ બ્રાહ્મણ વગેરેને 'બોનસ' પ્રકારનો દાણાના રૂપમાં અપાતો લાગો. (૩) એ પ્રમાણે વેપારી પેઢીઓ વગેરેમાં નોકરોને આપવામાં આવતી બક્ષિસ. [૦ આવવી (રૂ.પ્ર.) લાગો ચૂકવવો. ૦ કાપવી (રૂ.પ્ર.) વેચેલા માલની કિંમતમાંથી હકરત બાદ કરી લેવી. ૦ જમાડવી (રૂ.પ્ર.) માર મારવો. ૦ બંધાવવી (-બન્ધાવવી) (રૂ.પ્ર.) ભાતું આપવું]

સુખડું ન. [જુઓ 'સુખડી.'] જુઓ 'સુખડી(૧).' (આ પાકના લાડુ ને ગોળપાપડી પૂરતું.)

સુખણું વિ. [સં. सुख દ્વારા] સુખી, સુખમય

સુખતળી જુઓ 'સખતલી.'

સુખ-દ વિ. [સં.] સુખ દેનારું

સુખ-દા વિ., સ્ત્રી. [સં.] સુખ દેનારી, સુખ-દાયી સ્ત્રી

સુખ-દાતા વિ. [સં.,પું.], -ય, -યક વિ. [સં.], સુખદાયી વિ. [સં.,પું.], સુખ-દેણ વિ. [સં. सुख + જુઓ 'દેવું' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] સુખ દેનારું

સુખ-ધાની સ્ત્રી. [સં.] સુખ-શય્યા [-પ્રભુનું મંદિર

સુખ-ધામ ન. [સં.] જ્યાં સુખ મળ્યા કરે તેવું સ્થાન

સુખન પું. [ફા.] જુઓ 'સુકન.' (૨) ન. કોલ, વચન. [બે સુખન કહેવાં (-કે:વાં) (રૂ.પ્ર.) ઠપકો આપવો]

સુખ-નિધાન વિ. [સં.] સુખના સ્થાન-રૂપ

સુખ-પથ પું. [સં.] સુખ-શાંતિનો માર્ગ

સુખ-પરિણામક વિ. [સં] સુખ લાવી આપનારું, સુખમાં પરિણમતું, 'કૅામિક'

સુખ-પાલ સ્ત્રી. [હિં.] અગ્રી-ઘાટની પાલખી, મ્યાનો

સુખમણા સ્ત્રી. [સં. सुषुम्णा અર્વા, તદ્ભવ] સુષુમ્ણા નામની નાડી. (જૂ.ગુ)

સુખમય વિ. [સં.] સુખથી ભરેલું, સુખી

સુખ-રાશ (-શ્ય) સ્ત્રી. [સં. सुख-राशि, પું.] સુખનો સમૂહ, ઘણું સુખ [તાજું

સુખ-રૂપ વિ. [સં.] ક્ષેમ-કુશળ, સહી-સલામત. (૨) સાજું

સુખ-રેચ પું. [સં.] સરળતાથી ઝાડો આવી જાય તેવો જુલાબ ['સુખડી(૧).' (પદ્યમાં)

સુખલડી સ્ત્રી. [જુઓ 'સુખડી' + ગુ. 'લ' મધ્યગ.] જુઓ

સુખલા પું., બ.વ. ઘઉંનો જાડો લોટ, રવો

સુખ-વસ્તુ વિ. [મરા. સુખ-વસ્તી] પહેલાંની કમાણી ઉપર બેઠે બેઠે આનંદ ભોગવનારું

સુખ-વાદ પું. [સં.] ઇંદ્રિયોના ભોગ-વિલાસને જ જીવનનું લક્ષ્ય સમજનારો મત-સિદ્ધાંત

સુખ-વાન વિ. [સં. °वान्, પું.] જુઓ 'સુખી.'

સુખ-વારો પું. [સં. सुख + જુઓ 'વારો.'] સુખનો સમય

સુખ-વાસના સ્ત્રી. [સં.] સુખની લાલસા

સુખ-વાસી વિ. [સં.,પું.] સુખમાં રહેનારું

સુખ-વેલ (-લ્ય) સ્ત્રી. એક પ્રકારની કમોદ [પલંગ

સુખ-શય્યા સ્ત્રી. [સં.] નિરાંતે સૂવા માટેનું બિછાનું. (૨)

સુખ-શાતા સ્ત્રી. [સં. सुख + જુઓ 'શાતા.'] સુખ-શાંતિ, અમન-ચેન. (જૈન.)

સુખ-શાંતિ (-શાન્તિ) સ્ત્રી. [સં.] તદ્દન નિરાંત

સુખ-શૂરું વિ. [સં. सुख-शूर + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સુખ ભોગવવા તત્પર

સુખ-સગવડ (-ડય) સ્ત્રી. [સં. सुख + જુઓ 'સગવડ.'] સુખ અને સુખ જ મળે તેવી અનુકૂળતા, સુખ-સવડ

સુખ-સજ્જા સ્ત્રી. [સં. सुख + शय्या > પ્રા. सज्जा, ઉત્તર પદ પ્રા. તત્સમ] જુઓ 'સુખ-શય્યા.'

સુખ-સમાધાન ન., બ.વ. [સં.] સુખ અને માનસિક શાંતિ ['સુખ-સગવડ.'

સુખ-સવડ (-ડય) સ્ત્રી [સં. सुख + જુઓ 'સવડ.'] જુઓ

સુખ-સંગી (-સઙ્ગી) વિ. [સં.,પું.] સુખને ચાહનારું

સુખ-સંજ્ઞા (-સઞ્જ્ઞા) સ્ત્રી. [સં.] સુખનો ખ્યાલ

સુખ-સંતોષ (-સન્તોષ) પું. [સં.] સુખ અને માનસિક તૃપ્તિ

સુખ-હસ્ત વિ., પું. [સં.,બ.વ્રી.] હજામત કરવામાં હળવા હાથવાળો (વાળંદ)

સુખા સ્ત્રી. [સં.] સંગીતની વીસમી મૂર્છના. (સંગીત.)

**સુખાકારી** સ્ત્રી. [સં. सुख દ્વારા] સ્વાસ્થ્ય, આરોગ્ય, તંદુરસ્તી

**સુખાર્થી** વિ. [સં. सुख + अर्थी, પું.] સુખ ઇચ્છનારું

**સુખાવતી** વિ., સ્ત્રી. [સં. सुखवती] સ્વર્ગના જેવાં જ્યાં સુખ હોય તેવી મનોરાજ્યની નગરી, 'યુટોપિયા'

**સુખાવહ** વિ. [સં. सुख + आ-वह] સુખ લાવી આપનારું, સુખ-પ્રદ, સુખ-દ

**સુખાશા** સ્ત્રી. [સં. सुख + आशा] સુખની આશંસા

**સુખાસન** ન. [સં. सुख + आसन] આરામ-દાયક બેઠક. (૨) પાલખી, મ્યાનો. (૩) યોગનું એ નામનું એક આસન. (યોગ)

**સુખાળવું** વિ. [સં. सुखालुक- દ્વારા] સુખ આપે તેવું. (૨) [સુખની કામના કરનારું

**સુખાળું** વિ. [સં सुख + ગુ. 'આળું' ત.પ્ર.] સુખવાળું, સુખિયું, સુખી. [-ળા થવું (રૂ.પ્ર.) આરામથી પોઢવું]

**સુખાંત** (સુખાન્ત) પું. [સં. सुख + अन्त] સુખની સમાપ્તિ, સુખનો નાશ. (૨) વિ. જુઓ 'સુખ-પરિણામક.'

**સુખાંતિકા** (સુખાન્તિકા) વિ., સ્ત્રી. [સં सुख + अन्तिका] સુખાંત (નાટિકા નવલકથા વગેરે)

**સુખિયારું** વિ [જુઓ 'સુખિયું' + ગુ. 'આરું' સ્વાર્થે ત.પ્ર.], **સુખિયું** વિ. [સં. सुख + ગુ. 'ઇયું' ત.પ્ર.] **સુખી** વિ. [સં.,પું.] જુઓ 'સુખાળું.'

**સુખેચ્છા** સ્ત્રી. [સં. सुख + इच्छा] સુખની ઇચ્છા

**સુખેચ્છુ, ૦ક** વિ. [સં. सुख + इच्छु, ०क] જુઓ 'સુખાર્થી.' [સુખ માણવાની ક્રિયા

**સુખોપભોગ** પું. [સં. सुख + उप-भोग] સુખ ભોગવવું એ,

**સુખોપાર્જન** ન. [સં. सुख + उपार्जन] સુખ ઊભું કરવું કે પેદા કરવું એ [સુ-ગ્રથિત

**સુ-ગઠિત** વિ. [સં. + જુઓ 'ગઠિત.'] સારી રીતે ગૂંથેલું,

**સુ-ગત** વિ. [સં.] જ્ઞાની. (૨) ધનવાન. (૩) પું. બુદ્ધનું એક નામ. (બૌદ્ધ)

**સુ-ગમ,-મ્ય** વિ. [સં.] સરળતાથી જવાય તેવું.(૨) સરળતાથી સમઝાય તેવું, સરળ, સહેલું. (૩) સરળતાથી મળે તેવું, સુ-લભ

**સુગ(-ઘ)રી** સ્ત્રી. [સં. सुगृहिका > પ્રા. सुघरिआ] પાણીના આરે ઝાડ ઉપર લટકતા સુંદર ગૂંથણીવાળા માળા બનાવતું ચકલી જેવું એક પક્ષી. [૦નો માળો (રૂ.પ્ર.) સ્ત્રીના માથાના ગૂંચવાયેલા વાળ]

**સુગલ** સ્ત્રી., -લો પું. આનંદની વાત, મજાકની વાત, આનંદ, ગમ્મત [ખુશ-બો

**સુ-ગંધ** (-ગન્ધ) પું., સ્ત્રી. [સં.,પું.] સારો ગંધ, સારી વાસ,

**સુ-ગંધિત** (-ગન્ધિત) વિ. [સં.] જુઓ, 'સુગંધી[૧].'

**સુગંધી[૧]** (-ગન્ધી) વિ. [સં.,પું.] જુઓ 'સુગંધ-મય.'

**સુગંધી[૨]** (-ગન્ધી) સ્ત્રી. [સં. सु-गन्ध + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] જુઓ 'સુ-ગંધ.' [જુઓ 'સુગંધ-મય.'

**સુગંધી-દાર** (-ગન્ધી-) વિ. [જુઓ 'સુગંધી[૧]' + ફા. પ્રત્યય]

**સુગાવું** અ.ક્રિ. [જુઓ 'સૂગ,' -ના.ધા.] સૂગ અનુભવવી, સૂગ ચડવી, બદબોની ભૂરી અસર અનુભવવી. (૨) (લા.) ઘૃણા થવી. (૩) અભાવ આવવો

**સુગાળ, ૦વું** વિ. [જુઓ 'સૂગ' + ગુ. 'આળ' ત.પ્ર. + 'વું' સ્વાર્થે ત.પ્ર.], **સુગાળું** વિ. [+ ગુ. 'આળું' ત.પ્ર.] સૂગ આવે એવા સ્વભાવનું

**સુ-ગીતિ** સ્ત્રી. [સં.] માત્રા-મેળ આર્યા-ગીતિનો એક પેટા-પ્રકાર (પૂર્વાર્ધમાં ૧૨ + ૨૦ અને ઉત્તરાર્ધમાં ૧૨ + ૧૫ માત્રાવાળો). (પિં.)

**સુ-ગુપ્ત** વિ. [સં.] સારી રીતે છુપાવેલું. (૨) તદ્દન ખાનગી

**સુ-ગ્રાહ્ય** વિ. [સં.] સરળતાથી પકડી શકાય તેવું. (૨) સરળતાથી સમઝી લેવાય તેવું, સુ-ગમ

**સુ-ગ્રીવ** વિ. [સં.] સુંદર ડોક-વાળું, સારી ગરદનવાળું. (૨) શ્રીરામચંદ્રનો સમકાલીન એક વાનર જેવી જાતિનો એમનો મિત્ર રાજા. (સંજ્ઞા.)

**સુ-ઘટિત** વિ. [સં.] સારી રીતે ઘડેલું. (૨) સારી રીતે ગોઠવેલું. (૩) ઘાટીલું. (૪) સારા બાંધાનું. (૫) દેખાવડું

**સુ-ઘડ** વિ. [સં. + જુઓ 'ઘડવું.'] (લા.) ચોખ્ખું, સ્વચ્છ. (૨) સ્વચ્છતાનું આગ્રહી. (૩) સારી રીતભાતવાળું

**સુઘડ-તા** સ્ત્રી. [+ સં.,ત.પ્ર.], **સુઘડાઈ** સ્ત્રી. [જુઓ 'સુઘડ' + ગુ. 'આઈ' ત.પ્ર.] સુઘડ હોવાપણું

**સુઘરાઈ** પું. એ નામનો એક રાગ. (સંગીત.)

**સુઘરી** જુઓ 'સુગરી.'

**સુ-ચરિત, -ત્ર** ન. [સં.] સારું આ-ચરણ, સદાચરણ, સદાચાર. (૨) વિ. સદાચરણી

**સુ-ચારુ** વિ. [સં.] ખૂબ જ સુંદર

**સુ-જન** પું., ન. [સં.,પું.] સારું માણસ, સજ્જન

**સુ-જલ** ન. [સં.] સારું પાણી. (૨) વિ. સારા પાણીવાળું

**સુજલા** વિ., સ્ત્રી. [સં.] સારા પાણીવાળી (જમીન)

**સુ-જશ,-સ** પું. [સં. सु-यशस्, ન , અર્વા. તદ્ભવ] સારી પ્રતિષ્ઠા, સુ-કીર્તિ

**સુજાડ(-વ)વું** જુઓ 'સૂજવું'માં. (નોંધ : સોજો લાવવો' એ પ્રે. અર્થમાં પ્રયોગ સ્વાભાવિક નથી, તેથી 'સુજાડવું' કે 'સુજાવવું' જાણીતા નથી. લલિતે 'સુઝાવજે' પ્રયોગ 'સુજાવજે' માટે કર્યો છે, પણ એ એકલ-દોકલ છે.]

**સુ-જાણ** વિ. [સં. + જુઓ 'જાણ.'] સારું જ્ઞાન ધરાવનાર. (૨) ડાહ્યું, બુદ્ધિશાળી, સમઝુ, સમઝદાર. (૩) માહિતગાર

**સુજાણી** વિ., સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] સુ-જાણ સ્ત્રી

**સુ-જાત** વિ. [સં.] સારા ઘરમાં જન્મ થયો હોય તેવું, કુલીન, ખાનદાન, સ-જાત

**સુ-જાતા** વિ., સ્ત્રી. [સં.] સુ-જાત સ્ત્રી. (૨) ઉપનિષદના ઉદ્દાલક ઋષિની કન્યા. (સંજ્ઞા.) (૩) ભગવાન બુદ્ધને પહેલી ભિક્ષા આપનાર સ્ત્રી. (સંજ્ઞા.)

**સુજાવ(-ડ)વું** જુઓ 'સુજાડવું.'

**સુજાવું** જુઓ 'સૂજવું'માં. (એની અ-સ્વાભાવિકતા માટે જુઓ 'સુજાડ(-વ)વું'માં.) [સમઝુને શું વધુ કહેવું ?]

**સુ-જ્ઞ** વિ. [સં.] જુઓ 'સુ-જાણ.' [सुज्ञेषु किं बहुना (રૂ.પ્ર.)

**સુઝાડવું, સુઝાવું** જુઓ 'સૂઝવું'માં.

**સુ-ટેવ** (-વ્ય) સ્ત્રી. [સં. + જુઓ 'ટેવ.'] સારી ટેવ, સારી આદત, સારા હેવા

**સુડતાળીસ(-શ)** જુઓ 'સડતાળીસ.'

**સુડતાળો** જુઓ 'સડતાળો.'

**સુ-ડોળ,-ળ** વિ. [સં. + જુઓ 'ડોળ.'] બેડોળ નહિ તેવું, ઘાટીલું. (૨) રૂપાળું, નમણું

**સુણ-તલ** વિ. [જુઓ 'સુણવું' દ્વારા.] સાંભળનાર

**સુણવું** સ. ક્રિ. [સં. श्रु ધાતુનું शृणु અંગ > પ્રા. सुण-] 'સાંભળવું.' (પદ્યમાં.). **સુણાવું** કર્મણિ, ક્રિ., **સુણાવવું** પ્રે., સ.ક્રિ.

**સુણાવવું, સુણાવું** જુઓ 'સુણવું'માં.

**સુત** પું. [સં.] પુત્ર, દીકરો, બેટો [(૩) સુંદર

**સુ-તનુ** ન. [સં.,સ્ત્રી.] સારું શરીર, (૨) તંદુરસ્ત શરીર.

**સુ-તપ્ત** વિ. [સં.] સારી રીતે તપી ઊઠેલું

**સુત-ભાવ** પું. [સં.] પુત્ર હોવાપણું. (૨) પુત્ર-પ્રેમ

**સુત-મેધ** પું. [સં.] જેમાં દીકરાને હોમી દેવાનો હોય તેવો પ્રાચીન સમયનો એક યજ્ઞ

**સુતર(-રું)** વિ. [સં. सूत्र, અર્વા. તદ્‌ભવ + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] (લા.) સરળ, સીધું, પાંસરું. પાધરું. (૨) સરળ સ્વભાવનું. (૩) અઘરું નહિ તેવું

**સુતરાઈ** સ્ત્રી. [જુઓ 'સુતરું' + ગુ. 'આઈ' ત.પ્ર.] સુતરું હોવાપણું, સરળતા. (૨) સગવડ, સોઇ [બનેલું

**સુતરાઉ** વિ. [જુઓ 'સૂતર' + ગુ. 'આઉ' ત.પ્ર.] સૂતરનું

**સુ-તરામ્** ક્રિ.વિ. [સં.] ઘણું સારું. (૨) ખૂબ, ઘણું

**સુતરિયો** વિ.,પું. [જુઓ 'સૂતર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સૂતરનો વેપારી અને એક અટક. (સંજ્ઞા.)

**સુતરું** જુઓ 'સુતર.' ['સુતરાઉ.'

**સુતરેલ** વિ. [જુઓ 'સૂતર' + ગુ. 'એલ' ત.પ્ર.] જુઓ

**સુ-તલ(-ળ)** ન. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સાત માંહેનું ત્રીજું પાતાળ. (સંજ્ઞા.)

**સુતળાવવું** જુઓ 'સૂતળવું'માં.

**સુતા** સ્ત્રી. [સં.] પુત્રી, દીકરી, બેટી

**સુતાર**[1] પું. [સં. सूत्र-कार > પ્રા. सुत्तआर] વણાટ-કામ કરનાર, વાંઝો. (૨) સઈ, દરજી. ['મરે સઈ અને રડે સુતારને' એ કહેવત]

**સુતાર**[2] જુઓ 'સુથાર.'

**સુતાર(-રે)ણ** (-ણ્ય) જુઓ 'સુથાર(-રે)ણ.'

**સુતારી** જુઓ 'સુથારી.'

**સુતારેણ** (-ણ્ય) જુઓ 'સુથા(-તા)ર(-રે)ણ.'

**સુ-તીક્ષ્ણ** વિ. [સં.] તીખી અણીવાળું. (૨) અત્યંત તીખું. (૩) (લા.) ઘણું જ ઉગ્ર, પ્રચંડ [અળકાટ

**સુ-તેજ** ન. [સં. सु-तेजस्] સારું તેજ, પ્રબળ પ્રકાશ કે

**સુત્ત**[1] ન. [સં. सूक्त > પાસિ., પ્રા. सुत्त, પાલિ. પ્રા. તત્સમ] સારી રીતે કહેવામાં આવેલું (બુદ્ધ તેમજ મહાવીરે આપેલા ઉપદેશોનું તે તે વાક્ય અને એવાં વાક્યોનો સંગ્રહ)

**સુત્ત**[2] ન. [સં. सूत्र > પ્રા. सुत्त પ્રા. તત્સમ] ભગવાન મહાવીરે આપેલા ઉપદેશોનો તે તે ગ્રંથ; મૂળમાં એ सूक्त જ, પણ જૈન ટીકાકારોએ सूत्र શબ્દ અપનાવ્યો છે, 'આચારાંગ સૂત્ર' વગેરે)

**સુત્ત-નિપાત** પું. [સં. सूक्त-निपात] ખુદ્દક નિકાયના પંદર માંહેનો એક વિભાગ. (બૌદ્ધ.)

**સુત્ત-પિટક** ન. [સં. सूक्त-पिटक] ત્રિપિટકના ત્રણ માંહેનો એક સમૂહ. (બૌદ્ધ.)

**સુ-થપાવવું સુ-થપાવું** જુઓ 'સુ-થાપવું'માં

**સુથાડિયો** પું. જાડા સાંઠાનું એક ઘાસ

**સુ-થાપવું** સ.ક્રિ. [સં + જુઓ 'થાપવું.'] સારી પેઠે સ્થાપવું. **સુ-થપાવું** કર્મણિ.,ક્રિ. **સુ-થપાવવું** પ્રે.,સ.ક્રિ.

**સુથા(-તા)ર** પું. [સં. सूत्र-धार > પ્રા. सुत्तहार] લાકડ-કામ કરનાર કારીગર, ઠાર

**સુથા(-તા)ર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સુથા(-તા)ર' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] સુથારની સ્ત્રી

**સુથા(-તા)રી** વિ. [જુઓ 'સુથા(-તા)ર' + ગુ. 'ઈ' ત.પ્ર.] સુથારને લગતું

**સુથા(-તા)રેણ** (-ણ્ય) જુઓ 'સુથા(-તા)રણ.'

**સુદ** (-દ્ય) સ્ત્રી. [સં. सुदि અવ્યય] જુઓ 'સુદિ.'

**સુ-દર્શન** વિ. [સં.] સુંદર દેખાવવાળું, દર્શનીય, મનોરમ, ખૂબ-સૂરત. (૨) ન. [સં.,પું.] વિષ્ણુનાં ચાર આયુધોમાંનું ચક્રના આકારનું એક આયુધ. (સંજ્ઞા.)

**સુદર્શન-ચૂર્ણ** ન. [સં.] ટાઢિયા વગેરે ચાલુ તાવનું આયુર્વેદનું એક ઔષધ. (વૈદક.)

**સુ-દાંત** (-દાન્ત) વિ. [સં.] જેણે ઇંદ્રિયોની વૃત્તિનું સારી રીતે દમન કર્યું હોય તેવું, સુ-સંયત

**સુ-દામ**[1] ન. [સં. सु-दामन्] સારી માળા કે દોરી

**સુ-દામ**[2] વિ. [સં. + જુઓ 'દામ.[2]'] સારી કિંમતનું, કિંમતી

**સુદામા** પું. [સં.] શ્રીકૃષ્ણનો બાળપણનો સાથી એક ગરીબ બ્રાહ્મણ, સુદામો. (સંજ્ઞા.) [૦ના તાંદુલ (-તાન્દુલ) (રૂ.પ્ર.) ગરીબની ભેટ. ૦નો સહોદર (રૂ.પ્ર.) મહાત્મા ગાંધીજી (ના.દ.)]

**સુદામા-પુરી** સ્ત્રી. [ગુ. સમાસ., સં. सुदाम-पुरी] (સુદામા રહેતો હતો એ માન્યતાને આધારે) પશ્ચિમ સૌરાષ્ટ્રનું પોરબંદર નગર (જ્યાં માત્ર 'સુદામા'નું મંદિર છે.) (સંજ્ઞા.)

**સુદામો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સુદામા.' (૨) (લા.) કંગાળ માણસ [(સંજ્ઞા.)

**સુ-દાસ** પું. [સં.] ઋગ્વેદકાલીન એક પ્રાચીન રાજા.

**સુદિ** સ્ત્રી. [સં., અવ્યય] શુકલ પક્ષ, અજવાળિયું, સુદ

**સુ-દિન, સુ-દિવસ** પું. [સં.] સારો દિવસ, ઉત્સવનો દિવસ, તહેવારનો દહાડો. (૨) માંગલિક દિવસ, રૂડો દિવસ

**સુ-દૂર** ક્રિ.વિ. [સં.] ઘણું જ દૂર, બહુ છેટે

**સુ-દૃઢ** વિ. [સં.] ખૂબ જ મજબૂત

**સુ-દૈવ** ન. [સં.] સારું ભાગ્ય, સદ્‌ભાગ્ય, સારું નસીબ

**સુદ્ધાં** (-ધ્ધાં), ૦ત (સુદ્ધાન્ત) ના.યો. સાથે મળીને, સહિત

**સુધન્વા** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે એક વિષ્ણુભક્ત. (સંજ્ઞા.)

**સુધરવું** અ.ક્રિ. [સં. शुद्ध > પ્રા. सुद्ध, ભૂ.કૃ. દ્વારા ના.ધા., જુઓ 'સુધારો.'] દોષ-મુક્ત થવું. (૨) તંદુરસ્ત થવું. (૩) દુરસ્ત થવું. (૪) ભૂલ-ચૂકથી મુક્ત થવું. (૫) સદાચારી બનવું. **સુધારવું** પ્રે.,સ.ક્રિ. **સુધરાવવું** પુનઃ પ્રે.,સ.ક્રિ.

**સુધરાઈ** સ્ત્રી [જુઓ 'સુધરવું'+ગુ. 'આઈ' કૃ.પ્ર.] સુધારવાની ક્રિયા. (૨) નગર કે ગામની સ્વચ્છતા રાખનાર ખાતું કે સંસ્થા, 'મ્યુનિસિપાલિટી'

**સુધરાવટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'સુધરવું'+ગુ. 'આવટ' કૃ.પ્ર.] સુધરાવવાની ક્રિયા, સુધારો, સુધારણા

**સુધરાવવું, સુધરાવું,** જુઓ 'સુધરવું'માં.

**સુધર્મા, ૦સભા** સ્ત્રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ઇદ્રની સભા. (સંજ્ઞા.)

**સુધા** સ્ત્રી. [સં.] પીયૂષ, અમૃત, અમી. (૨) મધ. (૩) ઈંટ. (૪) ચૂનાનું ગાળિયું. (૫) ચૂનાની છો

**સુધા-કર** પું. [સં.] અમૃતમય કિરણોવાળો ચંદ્રમા

**સુધા-ધવલ** વિ. [સં.] અમૃતના જેવું ધોળું (૨) ચૂનાની છોવાળું કે ધોળેલું

**સુધાર** પું. [સં. शुद्धाकार > પ્રા. सुद्धार] (ચોખ્ખો આકાર થતો હોઈ) સાફ કરવું એ, સાફ-સૂફી, સુધારણા, સુધારો

**સુધારક** વિ. [જુઓ 'સુધારવું'+સંસ્કૃતાભાસી 'અ-ક' કૃ.પ્ર.] સુધારો કરનાર. (૨) સમાજના જૂના રિવાજોમાં પરિવર્તન લાવનાર, પ્રગતિવાદી, 'રિફૉર્મર'

**સુધારણ** ન. [જુઓ 'સુધારવું'+ગુ. 'અણ' કૃ.પ્ર.], -ણા સ્ત્રી. [+સંસ્કૃતાભાસી 'આ' ત.પ્ર.] જુઓ 'સુધાર.'

**સુધારવું** જુઓ 'સુધરવું.' (નોંધ : હકીકતે તો 'સુધાર,-રો' ઉપરથી 'સુધારવું' ના.ધા. છે અને એનું 'સુધરવું' ઊલટી પ્રક્રિયાએ અ.ક્રિ. બન્યું છે.) (૨) (શાક વગેરે) મોળવું, વનારવું, છીનવું ('કાપવું' અને 'સમારવું' અમંગલ ગણાતાં હોઈ 'શાક કાપવું સમારવું' વપરાશમાં ઓછાં.)

**સુધારા-વાળું** વિ. [જુઓ 'સુધારો'+ગુ. 'વાળું' ત.પ્ર.] સુધારો જેમાં થયો હોય તેવું. (૨) સુધરેલી વિદેશી પ્રકારની ઢબે રહેનારું (૩) જૂના વહેમ વગેરેને દૂર કરવાના મતનું

**સુધા-રસ** પું. [સં.] અમૃત, અમી

**સુધારો** પું. [જુઓ 'સુધાર'+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સુધાર.' (૨) પૂર્વના વિધાનમાં કરવો જોઈતો જરૂરી ફેરફાર અને એના શબ્દ. (૩) પરિ-વર્તન, ફેર-ફાર. (૪) જૂના વહેમ વગેરે જેમાં દૂર થતા હોય તેવો યુરોપીય ઢબે યા ભારતીય ઢબે કરવામાં આવેલો કે આવતો આ-ચાર, નવો ચાલ કે રીત-ભાત. [૦ મૂકવો (રૂ.પ્ર.) રજૂ થયેલ ઠરાવ કે દરખાસ્તના શબ્દોમાં જરૂરી લાગતો ફેરફાર સૂચવવો]

**સુધારો-વધારો** પું. [+જુઓ 'વધારો.' બે છતાં એ.વ.માં પ્રયોગ.] જૂનું સાફ કર્યા પછી એમાં કરવામાં આવેલું કે આવતું ઉમેરણ

**સુધાંશુ** (સુધાંશુ) પું. [સં. सुधा + अंशु] જુઓ 'સુધા-કર.'

**સુ-ધી** વિ. [સં.] બુદ્ધિમાન, બુદ્ધિશાળી, સમઝદાર

**સુ-ધીર** વિ. [સં.] ઘણી ધીરજવાળું, ઠરેલા સ્વભાવનું. (૨) મક્કમ, દૃઢ

**સુધ્ધાં,૦ત** (સુદ્ધાન્ત) જુઓ 'સુદ્ધાં,૦ત.'

**સુનયના** સ્ત્રી. [સં.,બ.વ્રી.], -ની સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] સુંદર આંખવાળી (સ્ત્રી)

**સુ-નંદિત** (-નન્દિત) વિ. [સં.] સારી રીતે આનંદ પામેલું

**સુનાવણી** સ્ત્રી. [જુઓ 'સુણવું' દ્વારા.] અદાલતમાં મુકદ્દમો નીકળવો એ

**સુનીડો** જુઓ 'સોનીડો.' (પદ્યમાં.)

**સુ-નીતિ** સ્ત્રી. [સં.] ઉચ્ચ આદર્શ

**સુ(-સૂ)ત** ન. [સં.] સત્ય વાણી, સાચ

**સુન્નત** સ્ત્રી. [અર.] ઇસ્લામ ધર્મનો એક સંસ્કાર (જેમાં લિંગના ઘૂમટાનો છેદ કરવામાં આવે છે.)

**સુન્ની** વિ. [અર.] ઇસ્લામના પહેલા ચારે ખલીફાઓને માનનાર ઇસ્લામી. (૨) પું. એવો ઇસ્લામી સંપ્રદાય કે પંથ

**સુ-પક્વ** વિ. [સં.] સારી રીતે પાકી ગયેલું, તદ્દન પાકું. (૨) સારી રીતે રંધાઈ ગયેલું ['સુ-પાચ્ય.'

**સુ-પચ** વિ. [સં.], -ચ્ય વિ. [સં. सु-पाक्य] જુઓ

**સુ-પઠિત** વિ. [સં.] સારી રીતે મુખ-પાઠ કરેલું. (૨) સારી રીતે બોલેલું, (૩) સારી રીતે જેનો અભ્યાસ કરવામાં આવ્યો હોય તેવું, સારી રીતે ભણેલું

**સુ-પથ** પું. [સં.] સન્માર્ગ

**સુપથ-ગામી** વિ. [સં.,પું.] સ-માર્ગગામી. (૨) સદાચારી

**સુ-પથ્ય** વિ. [સં.] તબિયતને સારી રીતે માફક આવે તેવું (આ-હાર તેમ વિ-હાર) [લેવાતો કર, 'સર-ચાર્જ'

**સુપર ટેક્સ** પું. [અં.] ચાલુ વેરા ઉપરાંત વધારાનો

**સુપરત** સ્ત્રી. [ફા. સિપુર્દ] સોંપણી, ભાળવણી, (૨) વિ. સોંપેલું [ણિક પદાર્થ. (પ.વિ.)

**સુપર-ફૉસ્ફેટ** પું. [અં.] ખાતરમાં વપરાતો એક રાસાય-

**સુપર-વાઇઝર** વિ. [અં.] દેખરેખ રાખનાર

**સુપર-વિઝન** ન. [અં.] દેખરેખ, સંભાળ

**સુ-પરિચિત** વિ [સં.] જેનો સારો પરિચય હોય તેવું, સારી રીતે પરિચિત, જેને સારી રીતે ઓળખતાં હોઇયે તેવું. (૨) જેને સારી રીતે સમઝતાં હોઇયે તેવું

**સુપરિણામ-ક** વિ. [સં.], -દાયક વિ. [સં.], -દાયી વિ. [સં.,પું.] સારું પરિણામ લાવી આપનારું

**સુપરિન્ટેન્ડન્ટ** વિ. [અં.] દેખરેખ રાખનાર ઉપરી અમલદાર - અધિકારી [(૩) વિ. સારાં પાંદડાંવાળું

**સુ-પર્ણ** ન. [સં.] સુંદર પાંદડું. (૨) પું. ગરુડ પક્ષી. (સંજ્ઞા.)

**સુ-પર્વ** ન. [સં.] સારું પરબ, સારો તહેવાર

**સુ-પાચ્ય** વિ. [સં.] સરળતાથી હજમ થઈ જાય તેવું. સુ-પચ

**સુ-પાત્ર** ન.,વિ. [સં.,ન.] સારું પાત્ર, યોગ્યતાવાળું. (૨) કુલીન, કુળવાન, ખાનદાન

**સુ-પાર્શ્વનાથ** પું. [સં.] જૈનોના સાતમા તીર્થંકર. (જૈન.)

**સુ-પુષ્ટ** વિ. [સં.] સારી રીતે પોષણ પામેલું. (૨) જાડું, ભરાવદાર [સારી રીતે

**સુ-પેરે** ક્રિ.વિ. [સં. सु + જૂ.ગુ. 'પઇરઇ' > 'પિરિ']

**સુપ્ત** વિ. [સં.] સૂતેલું, ઊંઘતું, નિદ્રાધીન. (૨) (લા.) અદૃશ્ય, ગુપ્ત. (૩) અ-વ્યક્ત, અ-પ્રગટ. (૪) નિશ્ચેષ્ટ, જડ

**સુ-પ્રકાશિત** વિ. [સં.] સારી રીતે ઝળકી રહેલું

**સુપ્રત** જુઓ 'સુપરત.' [તેજસ્વી

**સુ-પ્રભ** વિ. [સં.,બ.વ્રી.] સારી પ્રભાવાળું, સારી કાંતિવાળું,

**સુ-પ્રભાત** ન. [સં.] ખીલી ઊઠેલું સવાર. (૨) મંગળ પ્રભાત (૩) અં. 'ગુડ મૉર્નિંગ'-માટે ચલણી બનેલો ઉદ્ગાર

**સુ-પ્રસન્ન** વિ. [સં.] ખૂબ રાજી થયેલું, ખુશ ખુશ

**સુ-પ્રસંગ** (-પ્રસઙ્ગ) પું. [સં.] સારો પ્રસંગ, સુ-અવસર

**સુ-પ્રસિદ્ધ** વિ. [સં.] ઘણું જાહેર

**સુ-પ્રાપ,-પ્ય** વિ. [સં.] સરળતાથી મળે તેવું, સુ-લભ

**સુપ્રીમ કોર્ટ** સ્ત્રી. [અં.] સર્વોચ્ચ અદાલત, વરિષ્ઠતમ અદાલત

**સુપ્સુપ્સમાસ** પું. [સં.] વ્યાકરણમાં સમાસોના પાડી આપેલા પ્રકારમાંના કોઈ પણ પ્રકારમાં સમાવેશ નથી તેવા પ્રકારનો સમાસ. (વ્યા.)

**સુફરો** પું. [અર. સુફ્રહ્] જેના ઉપર ભોજનની થાળીઓ રાખવામાં આવે છે તે કપડું, દસ્તરખાન, તોશાદાન

**સુ-ફલ(-ળ)** ન. [સં.] સારું ફળ (વૃક્ષનું.). (૨) સારું પરિણામ, સત્ફળ [(ભૂમિ)

**સુફલા** વિ.,સ્ત્રી. [સં.] જેમાં સારાં ફળ પાકે છે તેવી

**સુફિયાણું** વિ. [ફા. સુફિઆનહ્] ઉપર ઉપરથી સફાઈ-વાળું, ખાલી સફાઈદાર, ઉપરથી ડાહ્યું લાગતું (વાત, વાણી)

**સુ-બદ્ધ** વિ. [સં.] સારી રીતે બંધાયેલું

**સુ-બલ(-ળ)** વિ. [સં.] સારું બળ ધરાવનારું. (૨) પું. એ નામનો એક ગોપકુમાર (શ્રીકૃષ્ણનો બાળપણનો ગોઠિયો)

**સુ-બાહુ** પું. [સં.] સુંદર ભુજા. (૨) વિ. સુંદર ભુજાવાળું

**સુબી** સ્ત્રી. મોઢાની કળા, ચહેરો, સિકલ

**સુ-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સારી બુદ્ધિ, તીવ્ર સમઝદારી, સદ્બુદ્ધિ. (૨) વિ. તીવ્ર સમઝદારીવાળું, શાણું, ડાહ્યું

**સુ-બોધ** પું. [સં.] સારો ઉપદેશ, સારી શિખામણ. (૨) વિ. સારી શિખામણવાળું

**સુબોધ-ક, -કારક** વિ. [સં.], **સુબોધ-કારી** વિ. [સં.,પું.] જુઓ 'સુ-બોધ(૨).'

**સુ-બ્રહ્મણ્ય** વિ. [સં.] બ્રાહ્મણો તરફ આદરવાળું. (૨) પું. (દક્ષિણના પ્રદેશોમાં) કાર્તિકેય, કાર્તિકસ્વામી. (સંજ્ઞા.)

**સુ-ભગ** વિ. [સં.] સારા ભાગ્યવાળું, સદ્ભાગી. (૨) (લા.) સુંદર, મનોહર, મનોરમ, રમણીય

**સુ-ભગા** વિ.,સ્ત્રી. [સં.] સુભગ સ્ત્રી, નસીબદાર સ્ત્રી

**સુ-ભટ** પું. [સં.] વીર યોદ્ધો, બહાદુર લડવૈયો

**સુભટ-શાહી** સ્ત્રી. [+ જુઓ 'શાહી.[૧]'] લશ્કરી રાજ્ય

**સુભદ્રા** વિ.,સ્ત્રી. [સં.] સુભદ્ર સ્ત્રી. (૨) શ્રીકૃષ્ણની બહેન અને પાંડવ અર્જુનની પત્ની. (સંજ્ઞા.)

**સુ-ભર** વિ. [સં.] સારી રીતે ભરાયેલું, સ-ભર

**સુભાગી** વિ. [સં.,પું.] જુઓ 'સુ-ભગ.'

**સુ-ભાષિત** વિ. [સં.] સારી રીતે કહેલું, સુ-કથિત. (૨) સારું બોધ-પ્રદ વાક્ય

**સુ-ભિક્ષ** ન.,પું. [સં.,ન.] સુકાળ

**સુ-મતિ** સ્ત્રી. [સં.] સારી બુદ્ધિ. (૨) પું. જુઓ 'સુમતિ-નાથ.' (સંજ્ઞા.) (૩) વિ. સારી બુદ્ધિવાળું

**સુમતિ-નાથ** પું. [સં.] જૈનોના પાંચમા તીર્થંકર. (સંજ્ઞા.) (જૈન.)

**સુ-મધુર** વિ. [સં.] સારી રીતે મીઠું, ઠીક ઠીક મધુરું (વચન)

**સુ-મધ્યમા** વિ., સ્ત્રી. [સં.] સુંદર કેડવાળી સ્ત્રી

**સુ-મન** ન. [સં. सु-मनस्] ફૂલ, પુષ્પ, કુસુમ

**સુ-મનીષા** સ્ત્રી. [સં.] સારી બુદ્ધિ

**સુમરો** પું. સિંધમાંથી આવેલી રાજપૂતોમાંથી વિકસેલી મુસ્લિમ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**સુ-માન** ન. [સં.,પું.] સારું માન, સંમાન

**સુમાર** પું. [ફા. શુમાર્] જુઓ 'શુમાર.'

**સુમારે** જુઓ 'શુમારે.'

**સુ-માર્ગ** પું. [સં.] સારો રસ્તો, સ-માર્ગ, સુ-પથ

**સુ-મિત્ર** પું. [સં.,ન.]-સારો મિત્ર, સન્મિત્ર, સુ-દઢ

**સુમિત્રા** સ્ત્રી. [સં.] દશરથની એક રાણી—લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા. (સંજ્ઞા.)

**સુ-મુખી** વિ., સ્ત્રી. [સં.] સુંદર મોઢાવાળી સ્ત્રી, સુવદના

**સુ-મુહૂર્ત** ન. [સં.] સારું માંગલિક મુરત, સુ-લગ્ન

**સુ-મૂર્ત** વિ. [સં.] દેખાવે સારી રીતે રજૂ થયેલું. (૨) (લા.) દેખાવે સુંદર

**સુ-મેધ-,-ધા** વિ. [સં. सु-मेधस्, °मेधाः, પ-વિ., એ.વ.] **-ધાવી** વિ. [સં.,પું.] જુઓ 'સુ-બુદ્ધિ.'

**સુ-મેય** વિ. [સં.] સારી રીતે માપી શકાય તેવું, 'કૉમે-ન્સ્યુરેબલ' [પ્રદેશ. (સંજ્ઞા.)

**સુમેર** પું. [સં. सुमेरु] એ નામનો મધ્ય એશિયાનો એક

**સુમેરિયન** વિ. [જુઓ 'સુમેર' ઉપરથી અં.] સુમેર દેશને લગતું, સુમેરનું. (૨) સુમેરનું વાસી

**સુ-મેરુ** પું. [સં.] પૌરાણિક માન્યતામાં મેરુની ઉપર બાજુનો સોનાનો પર્વત. (૨) જુઓ 'સુમેર.'

**સુમેરુ-જ્યોતિ** સ્ત્રી. [+ સં. ज्योतिस् ન.] (લા.) ઉત્તર ધ્રુવનો તારો [સારો બનાવ, સારી મૈત્રી

**સુ-મેળ** પું. [સં. + જુઓ 'મેળ.'] સુભગ મિશ્રણ. (૨)

**સુ-યશ** પું. [સં. सु-यशस्,ન.]-સારો યશ, સુ-જશ, સુ-કીર્તિ

**સુયાણી** સ્ત્રી. [સં. सूति દ્વારા] પ્રસૂતિ કરાવનારી દેશી દાયણ [તાકડો, અનુકૂળ સંજોગ

**સુ-યોગ** પું. [સં.] સારું જોડાણ. (૨) સારો જોગ, સારો

**સુ-યોગ્ય** વિ. [સં.] ઘણું યોગ્ય, ઘણું લાયક. (૨) સુ-ઘટિત

**સુ-યોધન** વિ. [સં.] ઉત્તમ રીતે લડી લેનાર. (૨) પું. દુર્યોધનનું મહાભારતમાં અનેક પ્રસંગે સૂચવાયેલું નામ. (સંજ્ઞા.)

**સુર** પું. [સં.] દેવ, અમર (પૌરાણિક માન્યતા પ્રમાણેની એક યોનિ, જેઓ સ્વર્ગમાં રહે છે.)

**સુ-રક્ષિત** વિ. [સં.] જેનું સારી રીતે રક્ષણ કરવામાં આવ્યું હોય તેવું [ખૂબ રંગનું

**સુરખ[૧]** વિ. [ફા. સુર્ખ્] રાતા રંગનું, રાતું, લાલ, કસું-

**સુરખ[૨]** ન. એ નામનું લેલાંના પ્રકારનું એક પંખી

**સુરખી** સ્ત્રી. [ફા. સુર્ખી] લાલાશ, રતાશ. (૨) તેજની લાલાશ. (૩) (લા.) અસર, લાગણી. (૪) પકવેલી માટીમાંથી બનતો એક પદાર્થ

**સુર-ગંગા** (-ગઙ્ગા) સ્ત્રી. [સં.] આકાશ—ગંગા, 'નેબ્યુલા'

**સુર-ગિરિ** પું. [સં.] મેરુ નામનો દેવોનો એક કાલ્પનિક પર્વત

સુર-ગુરુ પું. [સં.] દેવોના મનાતા ગુરુ—બૃહસ્પતિ
સુર-ગ્રામ ન. [સં.,પું.] દેવોનું ગામ- કલ્યાણગ્રામ (ગો.મા.)
સુર-ચાપ ન. [સં.,પું.] મેઘ-ધનુષ [લોલુપ, અત્યાસક્ત
સુરણિયું વિ. [જુઓ 'સૂરણ' + ગુ. 'ઇયું' ત.પ્ર.(સુ.)] (લા.)
સુ-રત[1] વિ. [સં.] સારી રીતે રમેલું. (૨) સારી રીતે આસક્ત. (૩) ન. મૈથુન, સ્ત્રી-સંભોગ, કામ-ક્રીડા
સુરત[2] સ્ત્રી. શરીરની ગણાતી એક કાલ્પનિક નસ. (૨) મનો-વૃત્તિ. (૩) સ્મરણ, ધ્યાન, લક્ષ્ય, નજર, સરત
સુ(-સૂ)રત[3] ન. તાપી નદી ઉપરનું એક મધ્યકાલથી જાણીતું સમૃદ્ધ નગર. (સંજ્ઞા.)
સુરત-કર્મ ન. [સં.] જુઓ 'સુરત[1](૩).'
સુ(-સૂ)રત(-તે)ણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સુરતી'+ગુ.'અ(-એ)-ણ' સ્ત્રીપ્રત્યય.] સુરતની વતની સ્ત્રી [હાર-શણગાર
સુર-તરુ ન. [સં.,પું.] દેવોનું કલ્પ-વૃક્ષ, પારિજાત,
સુરત-શૂર પું. [સં.] મૈથુન-ક્રીડામાં કુશળ પુરુષ
સુરત-સંગ્રામ (-સઙ્ગ્રામ) પું.,ન. [સં.,પું.] પ્રબળ મૈથુન--ક્રિયા, ભારે સંભોગ-ક્રિયા
સુર-તા[1] સ્ત્રી. [સં.] સુરપણું, દેવપણું, દેવત્વ
સુરતા[2] સ્ત્રી. અંતર્વૃત્તિ. (૨) લગની. (૩) ધ્યાન, યાદ, સ્મરણ. (૪) નજર, સુરત, સરત
સુ-રતિ સ્ત્રી. [સં.] ઘણો આનંદ. (૨) ગાઢ પ્રેમ
સુ(-સૂ)રતી[1] વિ. [જુઓ 'સુરત[3]' + ગુ. 'ઈ' ત.પ્ર.] સુરત શહેરને લગતું, સુરતનું.(૨) સુરતનું વતની. (૩) સ્ત્રી. સુરત પ્રદેશની બોલી. [૦ ઊંધિયું (રૂ.પ્ર.) પેટમાં ચડતો ગોળો]
સુરતી[2] સ્ત્રી. સોરઠી, ભાગ્યનો ખેલ, 'લૉટરી'
સુ(-સૂ)રતેણ જુઓ 'સુરતણ.'
સુરથ પું. [સં.માં સુ-રથ તરીકે લાગે, પણ કોઈ સ્થાનિક શબ્દનું સંસ્કૃતીકરણ] માર્કંડેય પુરાણની 'સપ્તશતી ચંડી-પાઠ'માંના સૌવીર પ્રદેશની નજીકના દેશ(શક્ય રીતે 'સુરાષ્ટ્ર')નો એક પ્રાચીન રાજા. (સંજ્ઞા.) [સુર-તરુ
સુર-દ્રુમ ન. [સં.,પું.] પારિજાતનું ઝાડવું, હાર-શણગાર,
સુર-ધન પું. [સં. શૂર-ધન દ્વારા] યુદ્ધમાં મરણ પામેલા યોદ્ધાની સ્મૃતિમાં ખોડેલી ખાંભી. (ગામડાંમાં ભાદરવાની અમાસે સગાં-વહાલાં પાણી પાવા-રેડવા જાય છે.)
સુર-ધનુ,૦ષ ન. [સં. સુર-ધનુ(-સ્)-ષ્] મેઘ-ધનુષ, ઇંદ્ર-ધનુષ
સુર-ધામ ન. [સં.] દેવોનું સ્થાન, સ્વર્ગ
સુર-ધુનિ,-ની સ્ત્રી- [સં.] દેવ-નદી, ગંગા
સુર-ધેનુ સ્ત્રી. [સં.] દેવોની ગાય—કામધેનુ, કામ-દુઘા
સુર-નદી સ્ત્રી. [સં.] જુઓ 'સુર-ધુનિ.'
સુર-નંદિની (-નન્દિની) સ્ત્રી. [સં.] જુઓ 'સુર-ધેનુ.'
સુર-નાયક, સુર-પતિ પું. [સં.] દેવોનો નેતા ઇંદ્ર
સુર-પથ પું. [સં.] આકાશ
સુર-પદ ન [સં.] દેવોનો દરજ્જો. (૨) સ્વર્ગ
સુર(-ર)ફાક પું. [હિં., મરા. 'સુરફાક.'] એ નામનો એક તાલ. (સંગીત,)
સુરભિ[1] વિ. [સં.] સુવાસિત, સુગંધીદાર (૨) સુંદર, મનોહર. (૩) પું. સુગંધ, સુવાસ, ખુશબો
સુરભિ[2] સ્ત્રી. [સં.] દેવોની ગાય, કામ-દુઘા, કામ-ધેનુ

સુરભિત વિ. [સં.] સુવાસિત, સુગંધીદાર, ખુશબોદાર
સુરમો પું. [ફા. સુર્મહ્] આંખમાં આંજવાનું ખનીજ-પ્રકાર-નું એક અંજન, સોયરું
સુ-રમ્ય વિ. [સં.] ઘણું જ રમણીય, ઘણું મનોહર
સુર-યુવતિ,-તી સ્ત્રી. [સં.] દેવાંગના. (૨) અપ્સરા
સુર-રાજ પું. [સં.], -ય પું. [સં. सुर-राज > પ્રા. सुर-राय પ્રા. તત્સમ] ઇંદ્ર
સુર-રિપુ પું. [સં.] દાનવ-દૈત્ય-રાક્ષસ. (૨) રાહુ (ગ્રહ)
સુરર્ષિ પું. [સં. सुर + ऋषि, સંધિથી] દેવોના ઋષિ નારદ
સુર-લોક પું. [સં.] સ્વર્ગ-લોક
સુર-વધૂ સ્ત્રી. [સં] જુઓ 'સુર-યુવતિ.'
સુરવાલ(-ળ) સ્ત્રી. [અર. સર્વાલ્ - ફા. શુલ્વાર્] સાંકડો પાયજામો, પાયજામો, ચોરણી
સુર-સદન ન. [સં.] સ્વર્ગ
સુર-સરિત સ્ત્રી. [સં. सुर - सरित्], -તા સ્ત્રી. [સં.], સુર-સરી સ્ત્રી. [સં.] सुर - सरित् > પ્રા. सुरसरी, પ્રા. તત્સમ] ગંગા નદી [રસાળ, ફલદ્રુપ
સુ-રસાલ(-ળ) વિ. [સં. + જુઓ 'રસાલ,-ળ'.] ઘણું જ
સુ-રંગ[1] (-રઙ્ગ) પું. [સં.] સારી જાતનો વર્ણ. (૨) સારી જાતનો રંગવાનો રંગ. (૩) વિ. સારી જાતના રંગનું. (૪) રંગીલું, આનંદી
સુરંગ[2] (સુરઙ્ગ) સ્ત્રી. [સં. सुरङ्गा] જમીનમાં પહાડ ખોદીને કરવામાં આવેલો માર્ગ, ભોંયરાનો રસ્તો, ધુમડો. (૨) ચોરી કરવા નિમિત્તે દીવાલમાં પાડેલું બાકું, ખાતર. (૩) (નવો અર્થ-) અથડાતાં ફાટે તેવા પ્રકારના જમીન ઉપર પથરાતા નાના બૉમ્બ. (૪) ખાણ કે કૂવા તેમ ખડક વગેરે તોડવા પથ્થરમાં વીંધ કરી એમાં દારૂ વગેરે ભરી એ સળગાવી ફોડવાનો પ્રકાર. [૦ કાઢવી (રૂ.પ્ર.) પહાડ કોરી માર્ગ કરવો. ૦ મૂકવી (રૂ.પ્ર.) છૂપી રીતે ઝઘડાવવું]
સુરંગિયો વિ.,પું. [જુઓ 'સુરંગ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સુરંગ ફોડવા વપરાતો દારૂ. (૨) સુરંગ માટે પથ્થરમાં બાકાં પાડી દારૂ ભરી ફોડવાનું કામ કરનાર મજૂર
સુરા સ્ત્રી. [સં.] મદિરા, મદ્ય, દારૂ
સુરાઈ(-હી) સ્ત્રી. [અર. સુરાહી] સાંકડા લાંબા મોં-વાળું કૂંજા જેવું એક સાધન (પાણી તેમ પીવાનો દારૂ ભરવાનું)
સુરા(-રા)ક(-ખ) ન. [ફા. સૂરાખ્] વીંધું, બાકું, કાણું, છેદ
સુ-રાજ્ય ન. [સં.] સારું અને પ્રજા-હિતકારી શાસન-તંત્ર
સુરાધિપ, સુરાધીશ,-શ્વર, સુરાધ્યક્ષ પું. [સં. सुर + अधिप, अधीश,-श्वर, अध्यक्ष] દેવોનો સ્વામી - ઇંદ્ર
સુરાત્મજા સ્ત્રી. [સં. सुर + आत्मजा] દેવ-કન્યા
સુરા-પાત્ર ન. [સં.] મદ્યનું વાસણ, દારૂની પ્યાલી
સુરા-પાન ન. [સં.] દારૂ પીવો એ, મદ્ય-પાન, મદિરા-પાન
સુરાપાની, સુરાપી વિ. [સં.,પું.] દારૂ પીનાર, દારૂડિયું
સુરારિ પું. [સં. सुर + अरि] જુઓ 'સુર-રિપુ.'
સુરાલય ન. [સં. सुर + आलय, પું.,ન.] જુઓ 'સુર-ધામ.'

**સુરાવટ** (-ટય) સ્ત્રી. [જુઓ 'સૂર[2]' દ્વારા] સ્વર-બદ્ધ અવાજ. (૨) રાગના સ્વરની તાસીર

**સુરાષ્ટ્ર** પું.,ન. [સં.,પું.], -ષ્ટ્રા સ્ત્રી. [સં.] તળ ગુજરાતને જોડાઇને અરબી સમુદ્રમાં પશ્ચિમ તરફ કચ્છના અખાતની દક્ષિણનો બહાર નીકળતો પ્રાચીન પ્રદેશ, સૌરાષ્ટ્ર (સંજ્ઞા.) (નોંધ : વ્યુત્પત્તિની દૃષ્ટિ 'सु = સુંદર + राष्ट्र = રાજ્ય, પ્રદેશ' એવું બતાવતી લાગે છે, પણ વિદ્વાનોની ધારણા છે કે એ सु અને रट्ठ નામની પ્રજાનો જૂનો પ્રદેશ હતો, અને એનું સંસ્કૃતીકરણ થયું તે ઐતિહાસિક દૃષ્ટિએ મહાભારતના જૂના ભાગ (ઈ.પૂ. ૧૦ મી)માં પ્રથમ જોવા મળે છે અને (ઈ.પૂ. ૬ ઠ્ઠી સદીના) પાણિનિના ગણપાઠમાં તો છે જ.)

**સુરાહી** જુઓ 'સુરાઈ.'

**સુરાંગના** (સુરાઙ્ગના) સ્ત્રી. [સં. सुर + अङ्गना] જુઓ 'સુર-યુવતિ.'

**સુ-રુચિ** સ્ત્રી. [સં.] સારી વસ્તુ અને સારા કાર્ય તરફનું વલણ, શિષ્ટ રસજ્ઞતા

**સુરુચિ-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] શિષ્ટ રસજ્ઞતાનો ઉચ્છેદ

**સુ-રૂપ** ન. [સં.] સૌંદર્ય. (૨) વિ. સુંદર, મનો-હર, ખૂબ-સૂરત

**સુરૂપા** વિ.,સ્ત્રી. [સં.] સુરૂપ સ્ત્રી

**સુરૂપી** વિ. [સં.,પું.] જુઓ 'સુ-રૂપ(૨).'

**સુ-રેખ** વિ. [સં.] સુંદર રેખા કે રેખાઓવાળું. (૨) જેની હદ સીધી લીટીઓથી બંધાયેલી હોય તેવું, 'રેક્ટિલિનિયર.' (ગ.) (૩) (લા.) પ્રમાણસરનું, ઘાટીલું. (૪) ચોખ્ખી છાપનું

**સુરેખ-કંસ** (-કંસ) જુઓ 'રેખા-કંસ.'

**સુરેખ-પદી** સ્ત્રી. [સં.] જે પદીનું દરેક પદ પ્રથમ ઘાતમાં જ હોય અથવા જેનું એક પદ ઘાતનું અને બીજાં પદોમાંનું કોઈ પણ પદ એક જ ઘાતનું હોય તેવી પદી, 'સીનિયર એક્સ્પ્રેશન.'(ગ.)

**સુરેલ,-લું** વિ. [જુઓ 'સૂર' + ગુ. 'એલ,-લું' ત.પ્ર.] [સુરીલું

**સુરેશ,-શ્વર** પું. [સં. सुर + ईश, - श्वर] દેવોનો સ્વામી-ઇંદ્ર

**સુરેંદ્ર** (સુરેન્દ્ર) પું. [સં. सुर + इन्द्र] ઇંદ્ર

**સુર્ખ** પું. [ફા.] રાતો રંગ

**સુર્ખી** સ્ત્રી. [ફા.] રતાશ, લાલાશ, સુરખી

**સુ-લક્ષણ** ન. [સં.] સારું લક્ષણ, સારો ગુણ-ધર્મ. (૨) સારી રીત-ભાત, સારું વર્તન. (૩) વિ. જુઓ 'સુલક્ષણું.'

**સુલક્ષણા** સ્ત્રી. [સં.], -ણી[1] સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય] સુલક્ષણવાળી સ્ત્રી

**સુલક્ષણી[2]** વિ. [સં.,પું.], -ણું વિ. [સં. सुलक्षण + ગુ. 'ઉ' ત.પ્ર.] સારાં લક્ષણવાળું. (૨) સારી રીતભાતવાળું

**સુલટાવવું** જુઓ 'સૂલટવું'માં

**સુલતાન** પું. [અર.] મોટા પ્રદેશનો મુસ્લિમ રાજા. (આ 'બાદશાહ'-'શાહેનશાહ' કરતાં ઊતરતા પ્રકારનો દરજ્જો છે)

**સુલતાની[1]** સ્ત્રી [અર.] સુલતાનની કારકિર્દી કે રાજ્ય-કાલ

**સુલતાની[2]** વિ [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સુલતાનને લગતું. (૨) સ્ત્રી. (લા.) સુલતાન તરફથી આવેલી આફત ('આસમાની - સુલતાની'માં.)

**સુલફાક(-ગ)** જુઓ 'સુરફાક.'

**સુ-લભ,-ભ્ય** વિ. [સં.] સરળતાથી મળે તેવું, સુ-પ્રાપ્ય

**સુ-લેખન** ન. [સં.] સારા અક્ષર લખવા એ

**સુલેમાની** વિ. ['સુલેમાન' + ગુ. 'ઈ' ત.પ્ર.] સુલેમાનને લગતું. (વોરા કોમની 'દાઊદી' અને 'સુલેમાની' એ બેમાંની પછીની કોમનું) (સંજ્ઞા)

**સુલેહ** (સુલે) સ્ત્રી. [અર. સુલ્હ્] ઝઘડાની માંડ-વાળ સંપ-સલાહ. (૨) સુલેહના કરાર, સંધિ, સમાધાન

**સુલેહ-નામું** (સુલે-) ન. [+જુઓ 'નામું.'] સુલેહના કરારનો દસ્તાવેજ, સમાધાની-પત્ર

**સુ-લેહ-શાંતિ** (સુલે-શાન્તિ) સ્ત્રી. [સં.] સલાહ-સંપ અને નિરાંતવાળી સ્થિતિ

**સુ-લોચન** ન. [સં.] સારી સુંદર આંખ. (૨) વિ. સારી સુંદર આંખવાળું, સુ-નયન

**સુલોચના** વિ., સ્ત્રી. [સં.], -ની સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] જુઓ 'સુ-નયના.'

**સુલ્ફો** પું. ગાંજાનાં ફૂલનો રસ. (૨) ચૂંગી વગેરેમાં ભરાતી તમાકુ. (૩) કોરી તમાકુ ભરેલી ચલમ કે ચૂંગી

**સુ-વચન** ન. [સં.] સારો બોલ, સારું વેણ, સુ-ભાષિત

**સુવડા(-રા)વવું** જુઓ 'સૂવું'માં.

**સુ-વદના** સ્ત્રી. [સં.] વીસ અક્ષરનો એક ગણમેળ છંદ. (પિં.)

**સુવરા(-ડા)વવું** જુઓ 'સૂવું'માં.

**સુ-વર્ણ** પું. [સં.] સારો રંગ (મોટે ભાગે શરીરનો). (૨) સારું કુળ કે જ્ઞાતિ, ઉચ્ચ વર્ણ. (૩) વિ. સારા વર્ણવાળું, રૂપાળું. (૪) ન. સોનું, કાંચન

**સુવર્ણ-કાર** વિ.,પું. [સં.] સોની, સોનારો

**સુવર્ણ-ચંદ્રક** (-ચન્દ્રક) પું. [સં.] સોનાનો ચાંદ

**સુવર્ણ-ચંપો** (-ચમ્પો) પું. [+ જુઓ 'ચંપો.'] પીળાં ફૂલનો ચંપો, સોન-ચંપો (ઝાડવું)

**સુવર્ણ-જયંતી** (-જયન્તી) સ્ત્રી. [સં.] (અંગ્રેજી 'ગોલ્ડન જ્યુબિલી'નો પર્યાય) વ્યક્તિ કે સંસ્થાની પચાસ વર્ષની સ્થિતિ થતાં અભિ-નંદન આપવાનો ઉત્સવ

**સુવર્ણ-તક** સ્ત્રી. [+જુઓ 'તક.'] ભારે કિંમતી મોકો, ઉત્તમોત્તમ તક

**સુવર્ણતુલા-વિધિ** પું., સ્ત્રી. [સં.,પું.] રાજા કે મહાપુરુષને સોના ભારોભાર તોળવાનો સમારંભ

**સુવર્ણ-દાન** ન. [સં.] સોનું દાનમાં આપવાની ક્રિયા

**સુવર્ણ-દિન, સુવર્ણ-દિવસ** પું. [સં.] (લા.) સારો શુભ દહાડો

**સુવર્ણ-નિયમ** પું. [સં.] ઉત્તમ પ્રકારનો ધારો, 'ગોલ્ડન રૂલ.' (૨) જુઓ 'સુવર્ણ-નિયમન.'

**સુવર્ણ-નિયમન** ન. [સં.], ॰ધારો પું. [+ જુઓ 'ધારો.'] સોનાની હેર-ફેર ન કરવાને લગતો સરકારી હુકમ, 'ગોલ્ડ રિસ્ટ્રિક્શન એક્ટ'

**સુવર્ણ-પદક** ન. [સં.] જુઓ 'સુવર્ણ-ચંદ્રક.'

**સુવર્ણ-ભસ્મ** સ્ત્રી. [સં. भस्मन्, ન.] દવા માટે કરેલી સોનાની ખાખ. (વૈદક.)

**સુવર્ણ-મહોત્સવ** પું. [સં.] જુઓ 'સુવર્ણ-જયંતી.'

**સુવર્ણ-મંદિર** (-મન્દિર) ન. [સં.] સોને મઢેલું દેવાલય. (શીખોનું અમૃતસરમાં એવું મંદિર છે : 'ગોલ્ડન ટેમ્પલ')

**સુવર્ણ-માક્ષિક** સ્ત્રી. [સં.,ન.] એક પ્રકારની ગૌણ ધાતુ (એની પણ દવા માટે ખાખ બનાવવામાં આવે છે.)
**સુવર્ણ-માર્ગ** પું. [સં.] (લા.) ઉત્તમોત્તમ ઉપાય
**સુવર્ણ-મૃગ** પું. [સં.] સોનેરી ચામડીનો હરણ. (૨) (લા.) માયા-મૃગ [ઠડન એઇજ'
**સુવર્ણ-યુગ** પું. [સં.] જાહોજલાલીનો સમય-ગાળો, 'ગો-
**સુવર્ણ-વસંતમાલતી** (-વસ-ત-) સ્ત્રી. [સં.] જેમાં સુવર્ણ-ભસ્મ નાખેલી હોય છે તેવી એક કિંમતી દવા. (વૈદક.)
**સુવર્ણાક્ષર** પું. [સં સુવર્ણ + અક્ષર,ન.] સોનેરી શાહીના અક્ષર. (૨) (લા.) કદી ભૂંસી ન શકાય તેવા અક્ષર કે લખાણ
**સુવર્ણું** વિ. [સં. સુ-વર્ણ + ગુ. 'ઉં' ત.પ્ર.] જુઓ 'સુ-વર્ણ(૩).'
**સુવા**[1] પું.,બ.વ. [સં. શતાહ્વા દ્વારા] જીરાના જેવાં એક ચરપટાં ઔષધીય બી, સવા [(વહાણ.)
**સુ-વા**[2] પું. [સં. + જુઓ 'વા.[2]'] સારો અનુકૂળ પવન.
**સુવા**[3] (સુ:વા) પું.,બ.વ. [સં. સુ-વાહ] બંદુલમાંથી પાણી કાઢવા સમયે હેઠે ઊતરવા કરેલી નિસરણીના પોકા. (વહાણ.)
**સુ-વાક્ય** ન. [સં.] સારું વાક્ય, સુ-ભાષિત, સદ્-વચન
**સુ-વાચ્ય** વિ. [સં.] સારી રીતે કહી શકાય તેવું. (૨) સરળતાથી વાંચી શકાય તેવું
**સુવાડવું** જુઓ 'સૂવું'માં.
**સુવાણ** (-ણ્ય) જુઓ 'સવાણ.'
**સુવા-ભાજી** સ્ત્રી. [જુઓ 'સુવા[1]' + 'ભાજી.'] જેમાંથી સુવા-બી નીકળે છે તે ભાજી (શાક તરીકે વપરાય છે.)
**સુવાર** પું. અમદાવાદ તરફ પાણી ભરવાનો ધંધો કરતી એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**સુવા-રોગ** પું. [સં. સૂતિ > પ્રા. સૂઆ + સં.] સુવાવડીને લાગુ પડતો તાવ ખાંસી ઝાડા ઊલટી સોજા વગેરેનો રોગ
**સુ-વાર્તા** સ્ત્રી. [સં.] સારી બોધ-પ્રદ વાત. (૨) ઈશુ ખ્રિસ્તના જન્મની વાર્તા, સુ-કથા, 'ગોસ્પેલ'
**સુવાલ** પું. ભાવનગર નજીક ઘોઘા આસપાસ નીકળતા પથ્થરની જાત
**સુવાવડ** (-ડ્ય) સ્ત્રી. [સં. સૂતિ > પ્રા. સૂઆ દ્વારા] સ્ત્રીની પ્રસૂતિ (૨) પ્રસૂતિ પછીની નાહ્યા પહેલાંની સ્ત્રીની માવજતની પ્રક્રિયા. [૦ કરવી (રૂ.પ્ર.) સુવાવડ દરમ્યાન સેવા-ચાકરી કરવી. જન્મારાની સુવાવડ (-ડ્ય) (રૂ.પ્ર.) બારે માસનો માંદગીનો ખાટલો] [ગૃહ, 'મૅટર્નિટી હોમ'
**સુવાવડ-ખાતું** (સુવાવડ્ય-) ન. [+ જુઓ 'ખાતું.'] પ્રસૂતિ-
**સુવાવડી** વિ., સ્ત્રી. [જુઓ 'સુવાવડું' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય] જેને પ્રસૂતિ થઈ હોય તેવી નાહ્યા પહેલાંની સ્ત્રી. પ્રસૂતા સ્ત્રી [સુવાવડ આવી હોય તેવું (બૈરું)
**સુવાવડું** વિ. [જુઓ 'સુવાવડ' + ગુ. 'ઉં' ત.પ્ર.] જેને
**સુવાવું** જુઓ 'સૂવું'માં.
**સુ-વાસ**[1] પું. [સં.] સારો સગવડ-ભરેલો નિવાસ
**સુ-વાસ**[2] (-સ્ય) સ્ત્રી. [સં.,પું.] સારો ગંધ, સૌરભ, ખુશબો, સુગંધ. (૨) (લા.) ભલાઈ, ભલી લાગણી. (૩) નામના
**સુવાસણ** (-ણ્ય), -ણી, **સુવાસિણી** સ્ત્રી. [દે.પ્રા. સુવાસિણી] સૌભાગ્યવતી સ્ત્રી, હેવાતનવાળી સ્ત્રી, સધવા, એવસુ
**સુ-વાસિત** વિ. [સં.] સારી સુગંધવાળું, સુગંધીદાર, ખુશબોદાર
**સુવાસિણી(-ની)** સ્ત્રી. [દે.પ્રા. સુવાસિણી] જુઓ 'સુવાસણ.'
**સુ-વાહક** વિ. [સં.] ગરમી વીજળી વગેરેને સરળતાથી લઈ જનારું, 'ગુડ કન્ડક્ટર'
**સુવાંગ** વિ. [સં. સ્વ + અઙ્ગ = સ્વાઙ્ગ, સ્વરભક્તિથી] પોતાની સંપૂર્ણ માલિકીનું. (૨) નિરપેક્ષ, 'ઍબ્સોલ્યૂટ.' [૦ કોસ જોડવો (રૂ.પ્ર.) વાત કરવામાં પોતે જ બોલ્યા કરવું]
**સુ-વિખ્યાત** વિ. [સં.] ઘણું જ પ્રસિદ્ધ, જગ-જાહેર, નામાંકિત
**સુ-વિચાર** પું. [સં.] સારો વિચાર, સદ્વિચાર [જાણીતું
**સુ-વિજ્ઞાત** વિ. [સં.] સારી રીતે જાણવામાં આવેલું, તદ્દન
**સુ-વિદિત** વિ. [સં.] ખૂબ જાણીતું
**સુ-વિદ્યા** સ્ત્રી. [સં.] ઉત્તમ પ્રકારની વિદ્યા, પરમ શ્રેય કરનારી વિદ્યા, સદ્વિદ્યા
**સુ-વિધા** સ્ત્રી. [સં.] અનુકૂળતા, સવડ, સગવડ, સોય
**સુવિધિનાથ** પું. [સં.] જૈનોના નવમા તીર્થંકર. (સંજ્ઞા.)(જૈન.)
**સુ-વિનીત** વિ. [સં.] સારી રીતે ભણેલું, સારા સંસ્કાર પામેલું. (૨) ખૂબ વિનયી
**સુ-વિહિત** વિ. [સં.] સારી રીતે કરવામાં આવેલું, વિધિ-પૂર્વક કરેલું. (૨) શાસ્ત્રે જે કરવા માટેની સ્પષ્ટ આજ્ઞા આપી હોય તેવું
**સુ-વિસ્તૃત** વિ [સં.] સારા વિસ્તારવાળું, સારી પહોળાઈવાળું
**સુ-વૃષ્ટિ** સ્ત્રી. [સં.] સારો ફાયદાકારક વરસાદ, સુકાળ કરે તેવો વરસાદ [વિ.,પ્ર.] (લા.) સારી રીતે
**સુવેષે** ક્રિ.વિ. [સં. સુ-વેષ, અર્વા. તદ્ભવ + ગુ. 'એ' ત્રી.
**સુ-વ્યવસ્થા** સ્ત્રી. [સં.] સારી ગોઠવણ. (૨) સારો વહીવટ
**સુ-વ્યવસ્થિત** વિ. [સં.] સારી વ્યવસ્થાવાળું, સારી રીતે ગોઠવેલું, વ્યવસ્થાપૂર્વકનું
**સુ-મત** વિ. [સં.] સારા મતવાળું. (૨) સંયમી
**સુમતસ્વામી** પું. [સં.] જૈનોના ૨૦ મા તીર્થંકર. (સંજ્ઞા.) (જૈન.) [(૨) સંયમી
**સુ-મતી** વિ. [સં.,પું.] સારા મતવાળું, દૃઢ પ્રતિજ્ઞાવાળું.
**સુ-શાસન** ન. [સં.] સારો નીતિમય રાજ્ય-વહીવટ
**સુ-શિક્ષિત** વિ. [સં.] સારી રીતે તાલીમ લીધી હોય તેવું, ઠીક ઠીક ભણેલું, 'વેલ-ટ્રેઇન્ડ' [ભાતનું એક કાપડ
**સુશી** સ્ત્રી. રેશમી કાપડનો એક પ્રકાર. (૨) ચોકડી-
**સુ-શીલ** વિ. [સં.] સારા આચરણવાળું ચારિત્ર્યવાળું, (૨) વિનયી, વિનીત, વિવેકી
**સુ-શોભન** ન. [સં.] સુંદર પ્રકારે શણગારવું એ. (૨) એ રીતે શણગારવામાં આવેલું-ચીતરવામાં આવેલું શોભા-કાર્ય, 'ડેકોરેશન' [શોભાવાળું, શોભીતું
**સુ-શોભિત** વિ. [સં.] સારી રીતે શણગારેલું, સારી
**સુ-શ્રી** વિ. [સં.] (સ્ત્રીને માન આપવા નામની પૂર્વે લેખનમાં પ્રચલિત થયેલો શબ્દ) શ્રીમતી
**સુ-શ્રુત** વિ. [સં.] સારી રીતે સાંભળેલું. (૨) સારી વિદ્યા-પામેલું, બહુ-શ્રુત, 'વેલ-વર્સ્ડ.' (૩) પું. એ નામનો ચરક આચાર્ય પછીનો એક સુપ્રસિદ્ધ વૈદ્યક-શાસ્ત્રકાર શસ્ત્ર-વૈદ્ય. (સંજ્ઞા.) (૪) ન. સુશ્રુતે રચેલો વૈદ્યક ગ્રંથ, સુશ્રુત-સંહિતા (સંજ્ઞા.)

**સુશ્રુત-સંહિતા** (-સઁહિતા) સ્ત્રી. [સં.] જુઓ 'સુશ્રુત(૪).'
**સુ-શ્લિષ્ટ** વિ. [સં.] સારી રીતે જોડાઈને રહેલું, લગોલગ આવી ચોંટી રહેલું. (૨) ઘાટીલું
**સુ-ષમ** વિ. [સં.] સ-પ્રમાણ. (૨) સુંદર
**સુષમા** સ્ત્રી. [સં.] સૌંદર્ય, શોભા
**સુષિર** વિ. [સં.] કાણાંવાળું, છિદ્રવાળું. (૨) ન. વાંસળી મોરલી પાવો વગેરે છેદમાં પવન ફૂંકી વગાડવાનું તે તે વાદ્ય
**સુ-ષુપ્ત** વિ. [સં.] તદ્દન ઊંઘી ગયેલું. (૨) (લા.) અંદર દબાઈ કે છુપાઈને રહેલું, અ-પ્રગટ, 'લેટન્ટ'
**સુ-ષુપ્તિ** સ્ત્રી. [સં.] સુષુપ્ત હોવાની સ્થિતિ. (૨) એક જાતની જ્ઞાન-શૂન્ય અવ-સ્થા. (યોગ.)
**સુષુમ્ણા** સ્ત્રી. [સં.] ઇડા અને પિંગલા નામની નાડીઓની વચ્ચે કહેવાતી એક મધ્યસ્થ નાડી. (યોગ.)
**સુ-સજ્જ** વિ. [સં.], **-જ્જિત** વિ. [+ સં. इत લગાડી સંસ્કૃતાભાસી] સારી રીતે સજ્જ થયેલું, સારી રીતે તૈયાર થઈ રહેલું, 'વેલ ઇક્વિપ્ડ'
**સુસવાટ**[1](-ટો) પું. [રવા., + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] પવન ફૂંકાવાનો અવાજ [જાત
**સુસવાટ**[2](-ડ,ળ,) (-ટય, -ડ્ય, -ળ્ય) સ્ત્રી. મગરની એક
**સુ-સંગઠિત** (-સઙ્ગઠિત) વિ. [સં. + જુઓ 'સં-ગઠિત.'] સારી રીતે સંગઠિત થયેલું
**સુ-સંગત** (-સઙ્ગત) વિ. [સં.] સારી રીતે સંગત થવાની સ્થિતિનું, બંધબેસતું
**સુ-સંગતિ** (-સઙ્ગતિ) સ્ત્રી. [સં.] સારી રીતે સંગત થવાની સ્થિતિ. (૨) સારી સોબત
**સુસ્ત** વિ. [ફા.] આળસુ. (૨) મંદ, ધીમું (પ્રાણી પશુ-મનુષ્ય-પક્ષી વગેરે.) (૩) એદી
**સુસ્તી** સ્ત્રી. [ફા.] આળસ. (૨) ઊંઘવાળું ઘેન, તંદ્રા (૩) મંદતા. [**૦ ઉડાડી દેવી, ૦ કાઢી ના(-નાં)ખવી** (રૂ.પ્ર.) સજા કરી પાંસરું કરવું]
**સુ-સ્થ** વિ. [સં.] સારી રીતે ગોઠવાયેલું, સુ-સ્થિત. (૨) સ્વસ્થ [રીતે સ્થાપેલું
**સુ-સ્થાપિત** વિ. [સં.] સારી રીતે મૂકી રાખેલું, સારી
**સુ-સ્થિત** વિ. [સં.] જુઓ 'સુ-સ્થ.'
**સુ-સ્થિતિ** સ્ત્રી. [સં.] સારી સ્થિતિ, સારી હાલત
**સુ-સ્થિર** વિ. [સં.] સારી રીતે સ્થિર થયેલું
**સુ-સ્પષ્ટ** વિ. [સં.] ખૂબ જ સ્પષ્ટ, તદ્દન ચોખ્ખું
**સુ-સ્વર** પું. [સં.] સારો સ્વર, કંઠનો સારો અવાજ. (૨) વિ. સારા સ્વરવાળું, મધુરા કંઠવાળું [આવકાર
**સુ-સ્વાગત** ન. [સં.] સારી રીતે આપવામાં આવેલો
**સુ-સ્વાપ** પું. [સં.] સારી ઊંઘ. (૨) સારો આરામ
**સુહાગ** પું. [સં. सौभाग्य > પ્રા. सोहग्ग, ન.] સૌભાગ્ય
**સુહાગ(-ગે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સુહાગી' + ગુ. 'અ(-એ)-ણ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'સુવાસણ.'
**સુહાગ-રાત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'રાત.'], **-ત્રિ** સ્ત્રી. [+ સં.] નવાં પરણેલાં દંપતીની પહેલી રાત
**સુહાગિણી** વિ.,સ્ત્રી. [જુઓ 'સુહાગી' દ્વારા સંસ્કૃતાભાસી વિકાસ.] જુઓ 'સુહાગણ'-'સુવાસણ.'
**સુહાગિયું** વિ. [જુઓ 'સુહાગ' + ગુ. 'ઇયું' ત.પ્ર.], **સુહાગી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સૌભાગ્યવાળું, સુભાગી. (૨) સુંદર
**સુહાગેણ** (-ણ્ય) જુઓ 'સુહાગણ.'
**સુહાણ** (-ણ્ય) જુઓ 'સુવાણ' - 'સવાણ.'
**સુહાસણી** સ્ત્રી. [સં. सुहासिनी > પ્રા. सुहासणी પ્રા. તત્સમ]
**સુહાસિની** સ્ત્રી. [સં.] સુંદર હાસ્યવાળી સ્ત્રી, મલકતી સ્ત્રી. (૨) સૌભાગ્યવતી સ્ત્રી, સુવાસણ, એવસુ
**સુહાવન** વિ. [જુઓ 'સુહાવું' + સં. अन કૃ.પ્ર.] સોહામણું
**સુહાવવું** જુઓ 'સુહાવું'માં.
**સુહાવું** સ.ક્રિ. [સં. शुभ् > પ્રા. सुह] શોભવું. લસવું. અરગવું. **સુહાવવું** પ્રે.,સ.ક્રિ.
**સુહૃજ્જન** પું.,ન. [સં.,પું.], **સુહૃદ** પું. [સં. सुहृद्] મિત્ર, દોસ્ત [મિત્રતા, દોસ્તી
**સુહૃદ્-ભાવ** પું. [સં.] હૃદયનો સાચો પ્રેમ. (૨) મિત્ર ભાવ,
**-સું** ના.યો. [સં. सहित- > પ્રા. सहिअ- > અપ. सहिं > જૂ.ગુ. સિઉં > 'શું'-'સું'. જૂ.ગુ.] સાથે
**સુંદર** (સુન્દર) વિ. [સં.] આકર્ષક આકૃતિ રંગ વગેરેવાળું, સુભગ, રમ્ય, રમણીય, મનોહર, મનોરમ. (૨) સરસ, રસિક
**સુંદરી** (સુન્દરી) સ્ત્રી. [સં.] સુંદર સ્ત્રી, દેખાવડી સ્ત્રી. (૨) શરણાઈ જેવું એક વાદ્ય. (૩) 'વિયોગિની' નામના અર્ધ-સમ વૃત્તની બીજી સંજ્ઞા. ('વૈતાલીય'નો એક પ્રકાર) (પિં.) [સુંવાળાપણું
**સુંવાળપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'સુંવાળું' + ગુ. 'પ' ત.પ્ર.]
**સુંવાળા** પું.,બ.વ. [જુઓ 'સુંવાળું.'] હિંદુમાં મૃત્યુ પછી દસમે દિવસે માથાના મોવાળા ઉતરાવવામાં આવે છે તે વાળ. ['**૦ ઉતરાવવા** (રૂ.પ્ર.) એ રીતે વાળ કઢાવવા]
**સુંવાળિયાં** ન.,બ.વ. [જુઓ 'સુંવાળું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] (ખૂબ કોમળ હોવાને કારણે) એક વ્રણ
**સુંવાળી** વિ.,સ્ત્રી. [જુઓ 'સુવાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (કૂણી હોવાને કારણે) સૂકવીને ઘીમાં તળેલી એક પ્રકારની પૂરી. (૨) દૂધમાં કરેલી ઘઉં કે બાજરીની ભાખરી
**સુંવાળું** વિ. [સં. सु-कुमारक- > પ્રા. सुकुमालअ-, सुआलअ-] સુકોમળ, મુલાયમ. (૨) નાજુક. (૩) નરમ સ્વભાવનું. (૪) (લા.) ન. જુઓ 'સુંવાળા.' [**-ળી સૂંઠનું** (રૂ.પ્ર.) નાજુક. (૨) લાડકું. **-ળો માણસ** (રૂ.પ્ર.) નરમ માણસ. (૨) નાજુકાઈનો ઢોંગ કરનાર માણસ. **-ળો રૂપિયો** (રૂ.પ્ર.) ઘસાઈ ગયેલો રૂપિયો]
**સૂઈ** પું. [સં. सूचिक > પ્રા. सूइअ] જુઓ 'સઈ.'
**સૂઈ**[2] સ્ત્રી. [સં. सूचिका > પ્રા. सूइआ] નાનો સોયો, સોય. (૨) વાળા-ચૂંક, ખીલી. (૩) કાંટો. (૪) ત્રાજવાનો સોયો. (૫) ઘડિયાળનો મોગરો. (૬) દાણાનો ફણગો. (૭) ભરતવાળી શાલ
**સૂક**(-ક્ય) સ્ત્રી. [જુઓ 'સુકાવું.'] સુકાઈ જવું એ, ભીનાશનો અભાવ થવો એ, સૂકાપણું, સુકવાણ
**સૂક-ગળું** ન. [જુઓ 'સૂકું' + 'ગળું.'] ગળું સુકાવાનો

રોગ, માંદી પડવાનો રોગ, સુકતાન, 'રિકેટ્સ'
સૂ(-શૂ)કર પું.,ન. [સં.,પું.] ડુક્કર, વરાહ. (૨) ન. [સં., પું.] ભૂંડ [ભૂંડણી
સૂ(-શૂ)કરી સ્ત્રી. [સં.] ડુક્કરની માદા. (૨) ભૂંડની માદા,
સૂકલ,-લું વિ. [જુઓ 'સૂકવું' + ગુ. 'અલ' (ભૂ.કૃ.) કૃ.પ્ર. + 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] સૂકાયેલા અંગવાળું, કૃશ, દૂબળું
સૂકવવું જુઓ 'સુકાવું'માં. સૂકવાવું કર્મણિ.,ક્રિ.
સૂકવું અ.ક્રિ. [સં. शुष्क -> પ્રા. सुक्क, -ના.ધા.] જુઓ 'સુકાવું.' (પદ્યમાં.)
સૂકું વિ. [સં. शुष्कक -> પ્રા. सुक्कअ-] જેમાંથી ભીનાશ ઊડી ગઈ હોય તેવું, સુકાઈ ગયેલું, કોરું થઈ ગયેલું. (૨) (લા.) કૃશ, દૂબળું. (૩) લૂખું. (૪) તાજગી વિનાનું. (૫) વિવેક વિનાનું. [-કા ભેળું લીલું (રૂ.પ્ર.) નબળા ભેગું સબળું. ૦ ભટ, ૦ સટ (રૂ.પ્ર.) સાવ સૂકું. ૦ રહી જવું (રૂ.પ્ર.) કશી અસર ન થવી. -કો કાળ (રૂ.પ્ર.) વરસાદના અભાવે પડેલો દુકાળ. -કો તબેલો (રૂ.પ્ર.) સં. ૧૮૦૩ નો ભારે દુકાળ. -કો દમ (રૂ.પ્ર.) ખાલી દમદાટી (અર્થ વિનાની) ૦ પ્રદેશ (રૂ.પ્ર.) જ્યાં દારૂ-બંધી હોય તેવો દેશ-ભાગ]
સૂકું-પાકું વિ. [+ જુઓ 'પાકું.'] જેમાં પાણીનો ઉપયોગ ન થયો હોય તેવું પકવેલું (ખાદ્ય) [જરદો
સૂકો પું. [જુઓ 'સૂકું.'] તમાકુની ખાવા માટેની પત્તી,
સૂક્ત વિ. [સં. सु+उक्त] સારી રીતે કહેવાયેલું. (૨) ન. જેનો એક જ ઋષિ હોય તેવું વૈદિક મંત્રોનું ઝૂમખું. (૩) બુદ્ધનું વચન, સુત્ત [સુ-ભાષિત
સૂક્તિ સ્ત્રી. [સં. सु + उक्ति] સારું કથન, સારો બોલ,
સૂક્તિ-કાવ્ય ન. [સં.] સુ-ભાષિતોથી ભરેલું બોધાત્મક કાવ્ય
સૂક્તિ-સંગ્રહ (-સઙ્ગ્રહ) પું. [સં.] સુ-ભાષિતોનો સંચય
સૂક્ષ્મ વિ. [સં.] અત્યંત નાનું, બારીક, અણુ-રૂપ. (૨) નાજુક. (૩) ખૂબ જ થોડું. (૪) પું. એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) [લેનારું
સૂક્ષ્મ-ગ્રાહી વિ. [સં.,પું.] ઝીણામાં ઝીણું પણ પકડી
સૂક્ષ્મ-દર્શક વિ. [સં.] બારીકમાં બારીક વસ્તુ મોટી કરી બતાવનારું (યંત્ર કે કાચ) [બતાવતો કાચ
સૂક્ષ્મ-દર્શક કાચ પું. [સં.] નાની વસ્તુને મોટી કરી
સૂક્ષ્મદર્શક યંત્ર (-યન્ત્ર) ન. [સં.] નાની વસ્તુને મોટા સ્વરૂપમાં બતાવતું કાચવાળું સાધન, 'માઇક્રોસ્કોપ'
સૂક્ષ્મ-દર્શી વિ. [સં.,પું.] બારીક નજરે બારીકમાં બારીક વસ્તુ કે વિગતને જોનારું, તીક્ષ્ણ નજરવાળું. (૨) ચતુર
સૂક્ષ્મ-દૃષ્ટિ સ્ત્રી. [સં.] બારીક નજર. (૨) વિ. બારીક નજરવાળું, સૂક્ષ્મ-દર્શી
સૂક્ષ્મ દેહ પું. [સં.] લિંગ-દેહ [(જીવાત્મા)
સૂક્ષ્મદેહી વિ.,પું. [સં.,પું.] બારીકમાં બારીક શરીરવાળું
સૂક્ષ્મ-બુદ્ધિ સ્ત્રી. [સં.] બારીકમાં બારીક વસ્તુનો ખ્યાલ કરનારી સમજ. (૨) વિ. બારીકમાં બારીક વસ્તુનો ખ્યાલ કરનારું
સૂક્ષ્મ-યંત્ર (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'સૂક્ષ્મ-દર્શક યંત્ર.'
સૂક્ષ્મ શરીર ન. [સં.] જુઓ 'સૂક્ષ્મ દેહ.'
સૂક્ષ્મશ્રાવક યંત્ર (-યન્ત્ર) ન. [સં.] મંદમાં મંદ અવાજ પણ સંભળાવવાની શક્તિવાળું સાધન, 'માઇક્રોફોન' (મ.ર.)
સૂક્ષ્માકર્ષક ન. [સં. आ-कर्षक] જુઓ 'સૂક્ષ્મશ્રાવક યંત્ર'
સૂક્ષ્માતિસૂક્ષ્મ વિ. [+ સં. अति-सूक्ष्म] અત્યંત સૂક્ષ્મ, તદ્દન બારીક, અણુ-રૂપ [એ. (૨) ઊંડી સમાલોચના
સૂક્ષ્માવલોકન ન. [+ સં. अव-लोकन] બારીક નજરે જોવું
સૂક્ષ્મેક્ષિકા સ્ત્રી. [+ સં. ईक्षिका] જુઓ 'સૂક્ષ્મ-દૃષ્ટિ(૧).'
સૂગ (-ગ્ય) સ્ત્રી. ગંદા પદાર્થ વગેરે જોતાં થતી હેબકાના રૂપની અ-રુચિ, ચીતરી
સૂચક વિ. [સં.] સૂચવનારું, બતાવનારું. (૨) બોધક, 'સિમ્પ્ટોમિક.' (૩) નિર્દેશક, 'પોઇન્ટર.' (૪) (લા.) ચાડી કરનારું, ચાડિયું. (૫) પું. નાટકમાં બીજા નંબરનો સૂત્ર-ધાર, સ્થાપક. (નાટ્ય.) [માર્ગ-દર્શન
સૂચન ન. [સં.] બતાવવું એ, જણાવવું એ, નિર્દેશ. (૨)
સૂચના સ્ત્રી. [સં.] જુઓ 'સૂચન.' (૨) ચેતવણી. (૩) જાણ. (૪) જાહેરાત, નિવિદા, 'નોટિસ' [સૂચક
સૂચનાત્મક વિ. [+ સં. आत्मन् + क] સૂચના-રૂપે રહેલું,
સૂચના-પત્ર પું. [સં.,ન.] જાહેરાત, નિવિદા, 'નોટિસ'
સૂચનિકા સ્ત્રી. [સં.] ટીપ, યાદી. (૨) અનુક્રમણિકા
સૂચનીય વિ. [સં.] સૂચવવા જેવું, સૂચ્ય
સૂચવવું સ.ક્રિ. [સં. सूच् તત્સમ + ગુ. 'અવ' સ્વાર્થે મધ્યગ] સૂચના કરવી, બતાવવું, જણાવવું, નિર્દેશવું. સૂચવાવું કર્મણિ.,ક્રિ. સૂચવાવવું પ્રે.,સ.ક્રિ.
સૂચવાવવું, સૂચવાવું જુઓ 'સૂચવવું'માં.
સૂચિ(-ચી) સ્ત્રી. [સં.] સૂચનિકા, યાદી, ટીપ. (૨) સાં-કળિયું. (૩) સોય. (૪) કાંટો, સૂળ [ગૂંથણનું કામ
સૂચિ(-ચી)-કર્મ ન. [સં.] સીવવાનું કામ. (૨) ભરત-
સૂચિકા સ્ત્રી. [સં.] જુઓ 'સૂચિ.'
સૂચિત વિ. [સં.] સૂચવેલું, બતાવેલું, નિર્દેશેલું
સૂચિ(-ચી)-પત્ર, ૦ક ન. [સં.] વેપાર-ધંધા-રોજગારની વસ્તુઓની કિંમત બતાવનારી યાદી
સૂચી જુઓ 'સૂચિ.'
સૂચી-કર્મ જુઓ 'સૂચિ-કર્મ.'
સૂચી-પત્ર, ૦ક જુઓ 'સૂચિ-પત્ર.'
સૂચ્ય વિ. [સં.] જુઓ 'સૂચનીય.' [વ્યંગ્યાર્થ. (કાવ્ય.)
સૂચ્યાર્થ પું. [સં. सूच्य + अर्थ] સૂચવવાનો આયનો,
સૂજ (-જ્ય) સ્ત્રી. [જુઓ 'સૂજવું.'] સોજો
સૂજની સ્ત્રી. [ફા.] રૂ-ભરેલી રજાઈ. (૨) ઉપર ભરેલું અને નીચે અણીદાર લાગતું મોતી [આવવું
સૂજવું અ.ક્રિ. સોજો થઈ આવવો, (ચામડીનું) ઊપસી
સૂઝ (-ઝ્ય) સ્ત્રી. [સં. शुद्धि > પ્રા. सुज्झि] સૂઝી આવવું એ, વિચાર ઉદ્ભવવો એ. (૨) ગમ, સમજ. (૩) કાર્ય કરવાની કુશળતા, પહોંચ
સૂઝકો પું. [+ ગુ. 'કો' સ્વાર્થે ત.પ્ર.] ગમ, સમજ
સૂઝતું વિ. [જુઓ 'સૂઝવું' + ગુ. 'તું' વર્ત.કૃ.] ગોચરી કરતી વેળા જે પવિત્ર ખોરાક હાજર હોય તે(ને માટેની આ સંજ્ઞા છે.) (જૈન.) [-તો આહાર (રૂ.પ્ર.) જે મળ્યું તે જ જમવું એ]

**સૂઝવું** અ.ક્રિ. [સં. શુધ્ય -> પ્રા. सुज्झ-] વિચારનો ઉદ્ભવ થવો, વિચાર એકાએક ઊભો થવો. (૨) ગમ આવવી. (૩) (લા.) દૃષ્ટિમાં આવવું, દેખાવું. સુઝાડવું પ્રે.,સ.ક્રિ. [વસ્ત્રોનો સેટ

**સૂટ[1]** પું. [અં.] કોટ પાટલૂન વગેરે વિદેશી પ્રકારનાં

**સૂટ[2]** પું. [અ.] (અદાલતમાં કરવામાં આવતો) દાવો, ફરિયાદ [(ચામડા પ્લાસ્ટિક વગેરેની)

**સૂટ-કેસ** સ્ત્રી. [અં.] ચાલુ કપડાં રાખવાની પ્રવાસની પેટી

**સૂડ[1]** ન. [જુઓ 'સૂડવું.'] મૂળિયાં ઉખેડવાં એ. (૨) (લા.) જડ-મૂળથી નાશ કરવો એ. [૦ કાઢી ના(-નાં)ખવું(રૂ.પ્ર.) સર્વ-નાશ કરી નાખવો]

**સૂડ[2]** વિ. સીધું અને સામટું (વ્યાજ). (૨) પું. ગામડાના હિસાબો ઉપરથી સારાંશરૂપે તારવી તૈયાર કરેલા હિસાબ. (૩) જરીફનો ખરડો, ક્ષેત્રફલ-પત્રક, સૂડ-વહી

**સૂડલો[1]** પું [જુઓ 'સૂડો[1]' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] કાંઠલા વિનાનો પોપટ, સૂડો (પદ્યમાં.)

**સૂડલો[2]** પું. [જુઓ 'સૂડો[2]' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] મોટી સૂડી, સૂડો (પદ્યમાં)

**સૂડ-વહી** સ્ત્રી. [જુઓ 'સૂડ[2]' + 'વહી.'] જુઓ 'સૂડ.[2]'

**સૂડવું** સ ક્રિ. [સં. सूद् > પ્રા. सूड-] ઝાડ છોડ વગેરેનાં ડાળી - ડાંખળાં - પાંદડાં કાપવાં. (૨) (રૂને લોઢી મારી એમાંથી) ધૂળ કચરો વગેરે દૂર કરવાં. સુડાવું કર્મણિ., ક્રિ. સુડાવવું પ્રે.,સ.ક્રિ.

**સૂડ-વ્યાજ** ન. [જુઓ 'સૂડ[2]' + સં.] રૂપિયા રહ્યા હોય તેટલા સમયનું સામટું વ્યાજ

**સૂડા-પંખું** (-પક્ષું) વિ. [જુઓ 'સૂડો' + સં. पक्ष > પ્રા. पक्ख + ગુ. 'ઉં' ત.પ્ર] પોપટના જેવી પાંખવાળું. (૨) પોપટની પાંખના જેવું. (૩) પોપટિયા રંગનું

**સૂડાસૂડ** (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'સૂડવું,'-દ્વિર્ભાવ.] કાપા-કાપી, સમૂલ ઉચ્છેદ

**સૂડિયું[1]** ન. [જુઓ 'સૂડ[2]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] દરરોજની લેવડદેવડનો પરચૂરણિયો ચોપડો, ચઠિયું, દનિયું, હાસિયું

**સૂડિયું[2]** વિ. [જુઓ 'સૂડ[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] સાદું (વ્યાજ) [(પોપટ)ની માદા

**સૂડી[1]** સ્ત્રી. [જુઓ 'સૂડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સૂડા-

**સૂડી[2]** સ્ત્રી. [જુઓ 'સૂડો[2]' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સોપારી કાતરવાનું બે-પાંખિયું પાનાવાળું સાધન. [૦ વચ્ચે સોપારી (રૂ.પ્ર.) ભારી કફોડી સ્થિતિ]

**સૂડો[1]** પું. [સં. शुक -> પ્રા. सुअ + ગુ. 'ડું' સ્વાર્થે ત પ્ર.] કાંઠલા વિનાનો પોપટ

**સૂડો[2]** પું. સોપારી કાપવાની બે પાંખિયાંની પાનાવાળી મોટી સૂડી. (૨) અથાણાની કાચી કેરી કાપવાનું લાકડામાં જડેલું બે પાંખિયાંનું મોટા પાનાવાળું સાધન

**સૂણવું** અ.ક્રિ. [સં. शून > પ્રા. सूण ભૂ.કૃ., -પ્રા. તત્સમ,- ના.ધા.] સૂજી જવું, સોજો આવવો

**સૂત** વિ. [સં.] જણવામાં આવેલું, જન્મ પામેલું. (૨) પું. (મનુસ્મૃતિ પ્રમાણે) ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં થયેલો પુત્ર. (૩) ભાટ-ચારણની પ્રાચીન એક જાતિ અને એનો પુરુષ. (૪) સારથિ. (૫) સૂત-જાતિનો મહાભારતની કથા શૌનકાદિ ઋષિઓ સમક્ષ રજૂ કરનાર એક વક્તા, રોમહર્ષણ (નામનો.) (સંજ્ઞા.) (૬) એ રોમહર્ષણનો ભાગવતની કથા કહેનાર પુત્ર, રૌમહર્ષણિ. (સંજ્ઞા.)

**સૂતક** ન. [સં.] પ્રસૂતિ, જન્મ. (૨) બાળકના જન્મને કારણે કુટુંબને લાગતું વૃદ્ધિ-સૂતક, વરધી. (૩) મરણ થતાં કુટુંબીઓને લાગતું આશૌચ. (૪) 'ક્વૉરેન્ટાઇન.' (પો.ક) (૫) હડતાળ. (ક્રિ.પ્ર.)

**સૂતકી** વિ. [સં.,પું.] જેને હરકોઈ પ્રકારનું સૂતક આવ્યું હોય તેવું, સૂતકવાળું

**સૂત-પુત્ર** પું. [સં.] (સારથિને ત્યાં ઊછર્યો હોવાને કારણે દુર્યોધનનો સાથીદાર) કર્ણ દાનેશ્વરી

**સૂતર** ન. [સં. सूत्र, વિપ્રકર્ષથી અર્વા. તદ્ભવ] રૂમાંથી બનાવેલો કાચો કે પાકો દોરો. (૨) વિ. (ગુ. વિકાસ) સરળ સ્વભાવનું, સીધા સ્વભાવનું. (૩) સગવડ-ભરેલું

**સૂતર-ફેણી** સ્ત્રી. [+ દે.પ્રા. फेणिआ] સૂતરના તાંતણાના આકારની (મુખ્યત્વે સુરતની) એક મીઠાઈ (સંજ્ઞા.)

**સૂતર-શા(-સા)ળ** (-ળ્ય) સ્ત્રી.,પું. [સં. सूत्र-शालि પું. અર્વા. તદ્ભવ] ચોખાની એક જાત

**સૂતરું** વિ. [જુઓ 'સૂતર' + ગુ. 'ઉં' ત.પ્ર.] (સૂતર જેવું) સીધું સરળ, સહેલું

**સૂતળવું** સ.ક્રિ. [સં. सूत्र -> પ્રા. सुत्त દ્વારા] સાંકળવું, ગાંઠવું, જોડવું, સૂતળાવું કર્મણિ.,ક્રિ. સુતળાવવું પ્રે.,સ.ક્રિ. [વાને કામ લાગતી) શણની દોરી

**સૂતળી** સ્ત્રી. [જુઓ 'સૂતળવું' + ગુ. 'ઈ' ત.પ્ર.] (બાંધ-

**સૂતિકા** સ્ત્રી. [સં.] સુવાવડી સ્ત્રી

**સૂતિકાગાર** ન. [+ સં. अगार] સુવાવડીનો ઓરડો

**સૂતિકા-ગૃહ** ન. [સં.,પું.,ન.] સુવાવડ-ખાનું, પ્રસૂતિ-ગૃહ, 'મેટર્નિટી હોમ'

**સૂત્કાર** પું. [સં.] 'સૂ સૂ' એવો અવાજ

**સૂત્કારી** વિ. [સં.,પું.] ગાતી વેળા 'સૂ સૂ' એવો અવાજ કરનાર ગાયક. (એ દોષ છે.) (સંગીત.)

**સૂત્ર** ન. [સં.] દોરો, ધાગો, ત્રાગ, તંતુ, તાંતણો. (૨) દોરડું, રસ્સી. (૩) કંદોરો, મેખલા. (૪) ધ્યેય તરીકે સ્વીકારેલું ટૂંકું વાક્ય, 'મૅક્સિમ.' (૫) વિશાળ અર્થવાળું ટૂંકું હેતુવાળું વાક્ય, 'ઍફૉરિઝમ' (૬) ગણિતનું સિદ્ધાંતના મૂળમાંનું સ્વરૂપ, 'ફૉર્મ્યુલા.' (૭) નિયમ વાક્ય. (તર્ક.)(૮) જૈનોના મૂળ આગમ ગ્રંથોમાંનો તે તે મહાવીરના ઉપદેશ-રૂપ ગ્રંથ (જૈન.)

**સૂત્ર-કાર** વિ.,પું [સં] સૂત્ર-કાલમાં અને પછી પણ સૂત્રાત્મક ગ્રંથ કે ગ્રંથોનો તે તે લેખક (જેમકે ધર્મસૂત્ર-કાર જૈમિનિ, બ્રહ્મસૂત્ર-કાર બાદરાયણ વ્યાસ, વ્યાકરણ-સૂત્ર-કાર પાણિનિ વગેરે)

**સૂત્ર-કાલ**(-ળ) પું. [સં.] ઉપનિષત્કાલ અને મહાકાવ્ય-કાલની વચ્ચેનો ટૂંકાં ટૂંકાં સૂત્રોવાળા ગ્રંથોની રચનાનો બુદ્ધના સમયની પૂર્વેનો સમય (આશરે ૮૦૦ વર્ષોનો), સૂત્ર-યુગ

**સૂત્ર-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] સૂત્રોના રૂપમાં લખાયેલું તે તે પુસ્તક

**સૂત્ર-તંતુ** (-તન્તુ) પું. [સં.] સૂતરનો તાંતણો

**સૂત્ર-ધાર** પું. [સં.] શિલ્પ-સ્થાપત્યનો કારીગર—કડિયો અને સુથાર. (૨) નાટ્યની ભજવણીનો મુખ્ય નટ (જે શરૂઆતમાં પ્રસ્તાવના કર્યા પછી સામાન્ય રીતે નાયકનો પાઠ ભજવતો હોય છે.) (નાટ્ય.) (૩) (લા.) નાયક, નેતા, સંચાલક

**સૂત્ર-પાઠ** પું. [સં.] સૂત્ર-ગ્રંથનાં સૂત્રો બોલી જવાં એ. (૨) સૂત્રગ્રંથનાં સૂત્રોની વાચના

**સૂત્ર-પાત** પું. [સં.] આરંભ, શરૂઆત

**સૂત્ર-મય** વિ. [સં.] (મોટે ભાગે) જેમાં સૂત્રો હોય તેવું (પુસ્તક), સૂત્રાત્મક [થયેલું (પુસ્તક)

**સૂત્ર-બદ્ધ** વિ. [સં.] નાનાં નાનાં સૂત્રોના રૂપમાં તૈયાર

**સૂત્ર-યજ્ઞ** પું. [સં.] રૂમાંથી સૂતર કાંતવાનો વ્યાપક ઉદ્યોગ

**સૂત્ર-યુગ** પું. [સં.] જુઓ 'સૂત્ર-કાલ.'

**સૂત્ર-વાક્ય** ન. [સં.] ટૂંકા સ્વરૂપનું અર્થબોધક વચન, મુદ્રાલેખ, 'મેક્સિમ.'

**સૂત્ર-સ્થાન** ન. [સં.] કેંદ્ર-સ્થાન. (આ.બા.). (૨) અંગોનાં વાઢ-કાપની વિદ્યા અને ક્રિયા, 'સર્જરી'

**સૂત્રાત્મક** વિ. [+ સં. आत्मन् + क] સૂત્રોના રૂપમાં રહેલું (પુસ્તક). (૨) ટૂંકમાં આપેલું

**સૂત્રાત્મા** પું. [+ સં. आत्मा] સૂતરના તાંતણાની જેમ જડ ચેતન સર્વ પદાર્થોમાં ઓત-પ્રોત સ્વરૂપવાળા પરમાત્મા, પરમેશ્વર [શયને બરોબર વળગી રહેલું

**સૂત્રાનુસારી** વિ. [+ સં. अनुसारी, पुं.] મૂળ સૂત્રના આ-

**સૂત્રાર્થ** પું. [+ સં. अर्थ] મૂળ સૂત્રનો સ્પષ્ટ માયનો (ટીકા ટિપ્પણના ઉમેરેલા અર્થ વિનાનો)

**સૂત્રિત** વિ. [સં.] સળંગ, એક દોરામાં પરોવેલું. (૨) સૂત્રરૂપે રજૂ કરેલું, સૂત્રાત્મક. (૩) વ્યવસ્થિત કરી મૂકેલું

**સૂથ** (-થ્ય) સ્ત્રી. સરળતા. (૨) આબાદી (પ્રીતમ)

**સૂથણી** સ્ત્રી. [જુઓ 'સૂથન.'] ચોરણી. (૨) લેંઘી

**સૂથરું** વિ. સાફ, ચોખ્ખું

**સૂથિયા** સ્ત્રી. મેમણ વહોરા વગેરે પહેરે છે તે સોનેરી પાઘડી

**સૂથી** સ્ત્રી. આર્થિક નાના મોટા સોદા કે કરારમાં અગાઉથી આપવામાં આવતી થોડી રકમ (સોદો વચ્ચે રદ થતાં જે રકમ પાછી ન મળે.)

**સૂધ** (-ધ્ય) સ્ત્રી. [સં. शुद्धि > પ્રા. सुद्धि] સંજ્ઞા, સાન, ભાન. (૨) ભાળ, ખબર, માહિતી. [**૦ લેવી** (રૂ.પ્ર.) ભાળ મેળવવી. (૨) ખબર કાઢવી. **૦ વળવી** (રૂ.પ્ર.) ભાનમાં આવવું]

**સૂધ-બૂધ** (સૂધ્ય-બૂધ્ય) સ્ત્રી. [+ સં. बुद्धि] પોતે સમજી શકે તેવા પ્રકારનું ભાન, ભાન-સાન. (૨) બ.વ. ગણપતિની બે પત્ની : શુદ્ધિ અને બુદ્ધિ. (સંજ્ઞા.) [હોશ, ભાન

**સૂધ-સાન** સ્ત્રી. [+ જુઓ 'સાન.' સમાનાર્થીઓની દ્વિરુક્તિ.]

**સૂધું** વિ. [સં. शुद्धक- > પ્રા. सुद्धअ-] સીધું, પાધરું. (૨) સરળ, સહેલું (૩) સ્પષ્ટ, ચોખ્ખું. (૪) ભલું, સારું

**સૂન** ન. [સં. शून्य- > પ્રા. सुन्न] શૂન્ય, મીંડું. (૨) તદ્દન ખાલી હોવું એ

**સૂન-કાર** પું. [+ સં.] ઉજ્જડ હોવાપણું. (૨) તદ્દન નીરવ સ્થિતિ. (૩) સોપો. (૪) (લા.) બીક લાગે તેવી સ્થિતિ, ભેંકાર ['સૂનું.' (૨) ધૂન. (૩) વળું

**સૂનકું** વિ. [જુઓ 'સૂનું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**સૂન-મૂન,-નું** વિ. [+ સં. मौन દ્વારા + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] તદ્દન મૂકતા આવી ગઈ હોય તેવું, ગુમાવેલા ભાનવાળું. (૨) ચૂપ-ચાપ થઈ ગયેલું

**સૂના** સ્ત્રી. [સં.] પશુનો વધ કરવાનું સ્થાન. (૨) ગૃહસ્થના ઘરમાં ચૂલો ઘંટી સાવરણી ખાંડણિયો અને પાણિયારું એ પાંચ જીવાત-જંતુ મરવાનાં સ્થાનોમાંનું તે તે

**સૂના-ની** પું. [સં.] કસાઈખાનાનો નેતા, મુખી કસાઈ

**સૂનુ** પું. [સં.] સુત, પુત્ર, દીકરો, તનય

**સૂનું** વિ. [સં. शून्यक- > પ્રા. सुन्नअ-] ખાલી. (૨) ઉજ્જડ નિર્જન. [**૦ પડવું** (રૂ.પ્ર.) ખાલી થવું. (૨) કોઈ ન હોવું. **૦ મૂકવું** (રૂ.પ્ર.) રેઢું મૂકવું. **૦ સટ** (રૂ.પ્ર.) સાવ સૂનું]

**સૂ(-સુ)નૃત** વિ. [સં.] સાચું અને આનંદ-પ્રદ. (૨) ન. સાચી અને આનંદ-પ્રદ વાત. (૩) સત્ય, ખરાપણું

**સૂપ** પું. [સં., અં.] ઓસામણ જેવો ફળો કઠોળ વગેરેનો રાંધેલો પ્રવાહી પદાર્થ. (૨) ભડકું, રાબ

**સૂપડી** સ્ત્રી. [જુઓ 'સૂપડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું સૂપડું. (૨) વાહનના આગળના ભાગે સૂપડાના આકારની સળિયા વગેરેની છત (એન્જિનની આગળ હોય છે તેવી)

**સૂપડું** ન. [સં. शूर्प > પ્રા. सुप्प, પું., ન. + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] અનાજ ઝાટકવાનું સાધન. (૨) પાવડાના છેડાનું પાંખિયું. [**-ડે આવવું** (રૂ.પ્ર.) પહેલે આણે આવવું. (૨) ઋતુમતી થવું. **-ડે ને ટોપલે** (રૂ.પ્ર.) પુષ્કળ]

**સૂપતી** સ્ત્રી. સલાટની હથોડી

**સૂપ-શાસ્ત્ર** ન. [સં.] રસોઈનું શાસ્ત્ર, પાક-શાસ્ત્ર

**સૂફી** પું. [અર.] અંતઃકરણની શુદ્ધિ રાખી માશૂક-ભાવે ખુદાને સમજી પોતે પુરુષ-ભાવે બંદગી કરનાર સંત-કોટિનો તે તે પુરુષ. (૨) એવા સૂફીઓનો સંપ્રદાય કે મત

**સૂફી-મત** પું. [+ સં., ન.], **સૂફી-વાદ** પું. [+ સં.] સૂફી સંતોનો સંપ્રદાય. (સંજ્ઞા.)

**સૂબા-ગીરી** સ્ત્રી. [જુઓ 'સૂબો' + ફા. પ્રત્યય.] સૂબાનો દરજ્જો અને એની કામગીરી [હાકેમ, સૂબો

**સૂબે-દાર** પું. [જુઓ 'સૂબો' + ફા. પ્રત્યય] પ્રાંતનો વડો

**સૂબેદારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] જુઓ 'સૂબા-ગીરી.'

**સૂબો** પું. [અર. સૂબહ્] જિલ્લો, મોટો પ્રાંત. (૨) (ગુ.મા.) જિલ્લાનો વડો હાકેમ, સૂબેદાર [બાઘું, બોથડ]

**સૂમ** વિ. [અર. શૂમ્] કંજૂસ, કૃપણ, લોભી. [**૦ જેવું** (રૂ.પ્ર.)

**સૂમ-ડું** વિ. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સૂમ.'

**સૂમ-સાન** વિ. [+ જુઓ 'સાન.'] બુદ્ધિ બહેર મારી ગઈ હોય તેવું. (૨) મૂંગું અને ભાન વિનાનું

**સૂમ-સામ** વિ. ['સામ' નિરર્થક] જુઓ 'સૂન-કાર.'

**સૂ(-સો)યો** પું. [સં. सूचिक-क- > પ્રા. सूइयअ-] મોટી લાંબી સોય. (કોથળા સીવવાનો તેમ જુદા ઘાટનો ભરત-ગૂંથણનો). (૨) લાકડાના ચિચોડાનો એક ભાગ. (૩) કૂવાના થાળામાં તોરણ-માળાના આધાર-રૂપ થંભો. (૪) સાળમાં રાસ ભરવાના કામમાં આવતું સાધન. [**-યા ભોંકાવા** (ભોંકાવા) (રૂ.પ્ર.) શરીરમાં શૂળની વ્યથા થવી]

**સૂર¹** પું. [સં.] સૂર્ય, સૂરજ, ભાણ, આદિત્ય

**સૂર²** પું. [સં. स्वर > પ્રા. सुर] સ્વર, અવાજ. (૨) ધારો. [૦ **આપવો** (રૂ.પ્ર.) ગાયકને એના સ્વરમાં સાદ પુરાવવો. ૦ **કાઢવો** (રૂ.પ્ર.) ગળામાંથી સ્વર બહાર મૂકવો. ૦ **પુરાવવો,** ૦ **પૂરવો** (રૂ.પ્ર.) હાએ હા ભણવી, ટેકો આપવો]

**સૂરજ** પું. [સં. सूर्य, અર્વા. તદ્ભવ] જુઓ 'સૂર્ય.' [૦ **ચડ(-ઢ)તી કળાએ હોવો** (રૂ.પ્ર.) ઉન્નતિનો સમય હોવો, આબાદી હોવી. ૦ **છાપરે આવવો** (રૂ.પ્ર.) ઠીક ઠીક ટાઢું થઈ જવું. ૦ **તપતો હોવો** (રૂ.પ્ર.) ચડતીનો સમય હોવો. ૦ **પશ્ચિમમાં ઊગવો** (રૂ.પ્ર.) અશક્ય વસ્તુ બનાવવી. ૦ **મધ્યાહ્ન હોવો** (રૂ.પ્ર.) પૂરી જાહોજલાલી હોવી. ૦ **માથે આવવો** (રૂ.પ્ર.) બપોર થવા. (૨) પૂર્ણ આબાદી હોવી. ૦ **સામી ધૂળ ના(-નાં)ખવી (-સામી-)** (રૂ.પ્ર.) તેજસ્વી માણસની નિંદા કરવી **સોનાનો સૂરજ ઊગવો** (રૂ.પ્ર.) ઘણી સારી સ્થિતિ થવી]

**સૂરજ-છઠ** (-ઠ્ય) સ્ત્રી. [+ જુઓ 'છઠ.'] જુઓ 'સૂર્ય-ષષ્ઠી.'

**સૂરજ-ફૂલ** ન. [+ જુઓ 'ફૂલ.'] સૂરજમુખીનું ફૂલ

**સૂરજ-મુખી** વિ., સ્ત્રી. [જુઓ 'સૂરજ-મુખું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'સૂર્ય-મુખી.' [તેજસ્વી મોઢાવાળુ

**સૂરજ-મુખું** વિ. [+ સં. मुख + ગુ. 'ઉં' ત.પ્ર.] સૂર્યના જેવા

**સૂરણ** ન. [સં.,પું.] શાકમાં કામ આવતો એક પ્રકારનો મોટો કંદ (બટાકાની જેમ ફરાળમાં પણ વપરાતો)

**સૂરત¹** સ્ત્રી. [અર.] ચહેરો, સુખી, મુખાકૃતિ, સિકલ. [૦ **દેખાડવી** (રૂ.પ્ર.) હાજર થવું. ૦ **બદલવી** (રૂ.પ્ર.) ફેરવી બાંધવું. ૦ **બનાવવી** (રૂ.પ્ર.) ઘાટ ઘડવો. (૨) વેશ ધારણ કરવો. ૦ **હરામ** (રૂ.પ્ર.) દિલનું લુચ્ચું. -તે **હાલ** (રૂ.પ્ર.) સાચી હકીકત. (૨) લિખિત એકરાર]

**સૂરત** જુઓ 'સુરત.²'

**સૂરત(-તે)ણ** (-ણ્ય) જુઓ 'સુરતણ.'

**સૂરતી** જુઓ 'સુરતી.'

**સૂરત(-તે)ણ** (ણ્ય) જુઓ 'સુરતણ,'

**સૂર-દાસ** પું.[સં.] પુષ્ટિમાર્ગીય અષ્ટ-છાપ વ્રજભાષી કવિઓમાંનો એક અગ્રણી ભક્ત કવિ. (૨) (એ અંધ હતો તેથી) (લા.) (હર કોઈ) આંધળો માણસ

**સૂર-પેટી** સ્ત્રી. [જુઓ 'સૂર²' + પેટી.'] નાનું ધમણિયું વાજું

**સૂર-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [+ સં.] એક ખાસ પ્રકારનું તંતુ-વાદ્ય. (સંગીત.)

**સૂરા** સ્ત્રી. [અર.] કુરાનેશરીફનું તે તે પેટા-પ્રકરણ

**સૂરાવલિ(-લી, -ળિ, -ળી)** સ્ત્રી. [જુઓ 'સૂર' + સં. आवलि,-ली.] જુઓ 'સ્વરાવલિ.'

**સૂરિ** પું. [સં.] વિદ્વાન. (૨) જૈન આચાર્ય. (જૈન.)

**સૂરિયું** ન. એ નામનું એક ઘાસ [(વહાણ.)

**સૂરિયો** પું. અગ્નિ ખૂણાનો પવન (તોફાની ગણાય છે.)

**સૂરી** પું. [સં. सूरिन्, પ્ર.વિ., એ.વ.] જુઓ 'સૂરિ.'

**સૂરીશ્વર** પું. [સં. सूरि કે सूरिन् + ईश्वर] મોટા જૈન આચાર્ય. (જૈન.) [નો ક્ષાર

**સૂરો-ખાર** પું. [ફા. 'શૂરહ્' + જુઓ 'ખાર.'] એક પ્રકાર-

**સૂર્ય** પું. [સં.] આપણા ગ્રહ-મંડળનો નિયામક મુખ્ય તેજસ્વી ગોળો, સૂરજ, આદિત્ય, ભાણ. (સંજ્ઞા.)

**સૂર્ય-કન્યા** સ્ત્રી. [સં.] યમુના નદી, જમના. (૨) તપતી (પૌરાણિક રીતે સૂર્યની એક પુત્રી)

**સૂર્ય-કમલ(-ળ)** ન. [સં.] કાશ્મીરી એક ફૂલ-છોડ

**સૂર્ય-કાંત** (-કાન્ત) પું. [સં.] એક કાલ્પનિક મણિ. (૨) એક પ્રકારનો ગૌણ હીરો

**સૂર્ય-કાંતિ** (-કાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનું તેજ, સૂર્યની પ્રભા

**સૂર્ય-ગ્રહણ** ન. [સં.] અમાસને દિવસે પૃથ્વી ચંદ્ર અને સૂર્ય એક લીટીમાં આવી જતાં થતો સૂર્યનો ગ્રાસ

**સૂર્ય-દર્શન** ન. [સં.] સૂર્ય દેખાવો એ

**સૂર્ય-નમસ્કાર** પું. [સં.] સૂર્યને કરવામાં આવતું વંદન. (૨) દંડના પ્રકારની એ નામની એક ખાસ કસરત. (વ્યાયામ.)

**સૂર્ય-નાડી** સ્ત્રી. [સં.] જમણા નાક સાથે સંબંધ ધરાવતું એક મહત્ત્વનું જ્ઞાન-તંતુ, પિંગળા નાડી

**સૂર્ય-નારાયણ** પું. [સં.] જુઓ 'સૂર્ય.' (૨) આસ્તિક દૃષ્ટિએ સૂર્યમાં રહેલું પરમાત્મ-તત્ત્વ. (સંજ્ઞા.)

**સૂર્ય-પરિવેષ** પું. [સં.] આકાશમાં વાદળ થતાં સૂર્યની આસપાસ કેટલીક વાર દેખાતું કૂંડાળું

**સૂર્ય-પંચાયતન** (-પઞ્ચાયતન) ન. [સં.] ઈશાનમાં મહાદેવ – અગ્નિમાં ગણપતિ–નૈઋર્ત્યમાં વિષ્ણુ–વાયવ્યમાં પાર્વતી – વચ્ચે સૂર્ય એવું પાંચ દેવોનું સંયુક્ત મંડળ

**સૂર્ય-પુત્ર** પું. [સં.] યમરાજ. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે કુંતીમાં સૂર્યથી કુંવારી દશામાં થયેલો કર્ણદાનેશ્વરી, સૂત-પુત્ર

**સૂર્ય-પુર** ન. [સં.] 'સુ(-સૂ)રત' નગરનું સંસ્કૃત કરેલું નામ. (સંજ્ઞા.)

**સૂર્ય-પૂજક** વિ. [સં.] સૂર્યની પૂજા–અર્ચના કરનારું

**સૂર્ય-પૂજન** ન. [સં.] સૂર્ય-મૂર્તિની ષોડશોપચાર પૂજા-અર્ચના

**સૂર્ય-પૂજા** સ્ત્રી. [સં.] મધ્ય-યુગમાં સૂર્યને મુખ્ય દેવ તરીકે ગણી એની સૂર્ય-મંદિરોમાં કરવામાં આવતી અર્ચના – આરાધના વગેરે

**સૂર્ય-બિંબ** (-બિમ્બ) ન. [સં.] સૂર્યના ગોળાનો આગલો ભાગ, સૂર્યનો ચંદો, સૂર્યની તકતી

**સૂર્ય-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] સૂર્યનું બિંબ. (૨) સૂર્ય અને એનામાંથી છૂટા પડેલા એની આસપાસ ફરતા ગ્રહોનો સમૂહ

**સૂર્ય-મંદિર** (-મન્દિર) ન. [સં.] જેમાં સૂર્યની પ્રતિમા હોય તેવું દેવાલય [રસ્તો

**સૂર્ય-માર્ગ** પું. [સં.] આકાશમાં સૂર્ય ફરતો લાગે છે તે

**સૂર્યમુખી** સ્ત્રી. [સં.] સૂર્ય ઊગે તેમ તેમ ફૂલ ખીલી બરોબર એની સામે રહેતું આવે તેવાં ફૂલોનો એક છોડ, સૂરજમુખી

**સૂર્ય-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] સૂર્યની પૂજા-વિધિમાં રાખવામાં આવતું એક તાંત્રિક યંત્ર. (૨) સૂર્ય જોવા માટેનું એક યાંત્રિક સાધન [આધિદૈવિક દુનિયા

**સૂર્ય-લોક** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સૂર્યની

**સૂર્ય-વંશ** (-વંશ) પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે વિવસ્વાન – સૂર્યનો એના પુત્ર વૈવસ્વત મનુથી ચાલેલો રાજ-વંશ. (સંજ્ઞા.) (ભારત-વર્ષમાં ઊજળી ચામડીની પ્રાચીન

પ્રજા તે 'ચંદ્ર-વંશ' અને પીળી ઝાંઈની ચામડીવાળી 'સૂર્ય-વંશ')

સૂર્યવંશી (-વંશી) વિ.[સં.] સૂર્ય-વંશમાં જન્મેલું, સૂર્ય-વંશનું. (૨) (લા.) સૂર્ય ઊગ્યા પછી ઊંઘમાંથી ઊઠનારું

સૂર્ય-શક્તિ સ્ત્રી. [સં.] સૂર્યના તાપમાંથી મેળવાતી શક્તિ

સૂર્ય-ષષ્ઠી સ્ત્રી. [સં.] ભાદરવા સુદિ છઠની તિથિ, સૂરજ-છઠ. (સંજ્ઞા.) [તે તે સમયે થતો પ્રવેશ

સૂર્ય-સંક્રાંતિ (-સઙ્ક્રાન્તિ) સ્ત્રી. [સં.] સૂર્યનો બારે રાશિમાં

સૂર્ય-સિદ્ધાંત (સિદ્ધાન્ત) પું. [સં.] સૂર્યને કેંદ્રમાં રાખી ગ્રહોનું એની આસપાસ ભ્રમણ થયા કરે છે એવું ગણિત આપતી પ્રક્રિયા. (૨) એ નામનો જ્યોતિષનો એક પ્રાચીન ગ્રંથ. (સંજ્ઞા.) [તાપ ઝીલવો એ

સૂર્ય-સ્નાન ન. [સં.] તડકામાં બેસી ખુલ્લે શરીરે સૂર્યનો

સૂર્યાસ્ત ન. [+ સં. अस्त] સૂર્યનું આથમવું એ

સૂર્યોદય પું. [+ સં. उदय] સૂર્યનું ઊગવું એ

સૂર્યોપસ્થાન ન. [+ સં. उप-स्थान] બે હાથ ઊંચા રાખી સંધ્યા વગેરે કાર્યમાં કરવામાં આવતી સૂર્ય-સ્તુતિ

સૂર્યોપાસક વિ. [+ સં. उपासक] સૂર્યની આરાધના કરનાર, સૂર્ય-પૂજક [આરાધના

સૂર્યોપાસન ન., -ના સ્ત્રી. [+ સં. उपासन,-ना] સૂર્યની

સૂલ ન. [અર. સુલ્હ્] હિસાબનો નિવેડો. (૨) ઝઘડાનો નિકાલ. (૩) છેવટની કિંમત નક્કી કરવી એ

સૂલટ વિ. [જુઓ 'ઊલટ'ના સાદૃશ્યે.] ઊલટું નહિ તેવું, ચત્તી બાજુ ઉપર હોય તેવું, સૂલટું

સૂલટાવું અ.ક્રિ. [જુઓ 'સૂલટ,'-ના.ધા.] સૂલટું કરાવું. સુલટાવવું પ્રે.,સ.ક્રિ. ['સૂલટ.'

સૂલટું વિ. [જુઓ 'સૂલટ' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

સૂવર ન. [સં. शूकर > પ્રા. सूअर, પું.] જુઓ 'સૂકર.'

સૂવું અ.ક્રિ. [સં. स्वप् > પ્રા. सुव-] ઊંઘ કરવી. (૨) આડા પડવું, લાંબા થઈ જમીન ઉપર પડયા રહેવું. (રૂપાખ્યાન : 'સૂઉં' 'સૂએ' 'સૂએ' 'સૂઓ' અને એ રીતે દીર્ઘ લખાય છે, પરંતુ ઉચ્ચારણ હ્રસ્વ છે, અસ્વરિત હોવાને કારણે. સરખાવો 'જુએ' 'જુઓ' વગેરે. 'સૂએ'-'સૂઓ'માં તો પાછું વશ્રુતિ કિંવા લઘુપ્રયત્ન 'વ' ઉચ્ચારણ જ સ્પષ્ટ છે.) [સૂઈ જવું (રૂ.પ્ર.) દેવાળું કાઢવું. (૨) બંધ પડવું. (૩) (પતંગનું) આડું પડવું. -તું જાગવું (રૂ.પ્ર.) અણધારી આફત આવવી. -તું મૂકવું (રૂ.પ્ર.) અવ-ગણના કરવી. -તું વેચવું (રૂ.પ્ર.) છેતરી જવું. -તો સાપ જગાડવો, -તો સિંહ જગાડવો (-સિંહ-) (રૂ.પ્ર.) આકરા માણસની છેડ કરવી] સુવાવું ભાવે.,ક્રિ. સુવાડવું, સુવડા(-રા)વવું પ્રે.,સ.ક્રિ.

સૂસવવું અ.ક્રિ. [રવા.] (પવનનો) તીખો અવાજ થવો. સૂસવાવું ભાવે.,ક્રિ. સુસવાવવું પ્રે.,સ.ક્રિ.

સૂ સૂ ક્રિ.વિ. [રવા.] પવન ફૂંકાવાનો અવાજ થાય એમ

સૂળ[1] ન. [સં. शूल > પ્રા. सूल] (લા.) અંગોમાં ખીલા ભોંકાય એવું થતું દુઃખ, તીક્ષ્ણ દર્દ [ઊભો કાંટો

સૂળ (-ળ્ય) સ્ત્રી. [સં. शूली > પ્રા. सूली] બાવળ વગેરેનો

સૂળી સ્ત્રી. [સં. शूलिका > પ્રા. सूलिआ] દેહાંત-દંડની સજા પામેલાને ગળામાં ખીલો ભોંકાય એ રીતે મારી નાખવાનો માંચડો. [૦નું ફૂલ (રૂ.પ્ર.) કામ પડતાં ભારે તકલીફ આપનાર માણસ] [અણીદાર કાંટો

સૂળો પું. [સં. शूलक- > પ્રા. सूलअ-] મોટી સૂળ, મોટો

સૂંક(-ખ)ણું ન. ઊંબી ઉપરનો સોય જેવો રેસો

સૂંઘણી સ્ત્રી. [જુઓ 'સૂંઘવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] સૂંઘવા માટેનો તમાકુની પત્તીનો ભૂકો, છીંકણી, બજર

સૂંઘવું સ.ક્રિ. [સં. सम् + आ-घ्रा > समाघ्रा > પ્રા. समग्घ- > અપ. सग्घ > જૂ.ગુ 'સઉંઘ.'] નાકથી ગંધ લેવો, વાસ લેવી, સોડમ લેવી. (૨) (છીંકણી વગેરે) નાકમાં ખેંચવી. સૂંઘાવું કર્મણિ.,ક્રિ. સૂંઘાડવું પ્રે.,સ.ક્રિ.

સૂંઘાડવું, સૂંઘાવું જુઓ 'સૂંઘવું'માં.

સૂંઠ (-ઠ્ય) સ્ત્રી. [સં. शुण्ठि > પ્રા. सुंठि] સૂકવેલું આદુ. [૦નો સ્વાદ ચખાડવો (રૂ.પ્ર.) માર મારવો. ૦ ફૂંકવી (રૂ.પ્ર.) કાન ભંભેરવા. શેર સૂંઠ ખાધી હોવી (-સૂંઠ્ય-) (રૂ.પ્ર.) તાકાત હોવી. સૂંવાળી સૂંઠ (-ઠ્ય) (રૂ.પ્ર.) નરમ સ્વભાવ] [નાખીને બનાવેલી મીઠાઈ

સૂંઠી-પાક પું. [સં. शुण्ठिका > પ્રા. सुंठिआ + સં.] સૂંઠ

સૂંડલી સ્ત્રી. [જુઓ 'સૂંડલો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો સૂંડો, સૂંડી, ટોપલી ['સૂંડો.'

સૂંડલો પું. [જુઓ 'સૂંડો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

સૂંડી સ્ત્રી. [જુઓ 'સૂંડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'સૂંડલી.' [સૂંડલો

સૂંડો પું. વાંસની સળીનો અડધિયો અર્ધ-ગોળાકાર ટોપલો,

સૂંઢ (-ઢ્ય) સ્ત્રી. [સં. शुण्ढि > પ્રા. सुंढि] હાથીનો લાંબો નાકવાળો અવયવ. (૨) કોસનો વચ્ચેનો ભાગ. (૩) આગ-બંબાની પાઇપ

સૂંઢણ ન. [જુઓ 'સૂંઢવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] સોંઢવું એ, જવા તૈયારી કરવી એ

સૂંઢલ (-લ્ય) સ્ત્રી. બળદ કે મજૂરોની સામ-સામી મદદ

સૂંઢલિયો પું. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સૂંઢલ રાખનાર કે કરનાર માણસ [સ.ક્રિ.

સૂંઢવું [ગ્રા.] જુઓ 'સોંઢવું.' સૂંઢાવું ભાવે.,ક્રિ. સૂંઢાવવું પ્રે.,

સૂંઢાવવું, સૂંઢાવું જુઓ 'સૂંઢવું'માં.

સૂંઢાળું વિ. [જુઓ 'સૂંઢ' + ગુ. 'આળું' ત.પ્ર.] સૂંઢવાળું

સૂંઢિયું ન. [જુઓ 'સૂંઢ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પાણી ખેંચવાનો કોસ (ચામડાનો.) (૨) ઘોડા ઊંટ વગેરેની પીઠ ઉપર ઘસારો ન લાગે એ માટે પલાણ નીચે નખાતું કપડું. (૩) જુવારની એક હલકી જાત

સૂંથણી સ્ત્રી. [જુઓ 'સૂંથણું, -ણો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'સૂથણી.'

સૂંથણું ન., -ણો પું. [વ્રજ. 'સૂથન.'] પહોળો ચોરણો. [-ણો ઊતરી જવો (રૂ.પ્ર.) બહુ બીક લાગવી]

સૂંથિયું ન. ઘાસની તબલા વગેરેની નીચે રાખવાની મોટી ઈંઢોણી. (૨) (લા.) ઢંગ-ધડા વિનાની પાઘડી

સૂંદણ ન., (-ણ્ય) સ્ત્રી. રંગારાની લૂગડાં ખારવાળાં કરવાની કુંડીવાળી ચોખંડી જગ્યા

સૃજન ન. [સં. सर्जन] 'સર્જન.' (પદ્યમાં.)

સૃજન-જૂનું વિ. [+ જુઓ 'જૂનું.'] જુઓ 'સર્જન-જૂનું.'

**સૂજવું** સ.ક્રિ. [સં. સૃજ્, તત્સમ] જુઓ 'સર્જવું.' (પદ્યમાં). **સૂજાવું** કર્મણિ.,ક્રિ. **સૂજાવવું** પ્રે.,સ.ક્રિ.

**સૂજાવવું, સૂજાવું** જુઓ 'સૂજવું'માં.

**સૃણિ,-ણી** સ્ત્રી. [સં.] હાથી માટેનો અંકુશ

**સૃષ્ટિ** સ્ત્રી. [સં.] ઉત્પત્તિ, ઉત્પન્ન, ઉદ્ભવ, સર્જન. (૨) વિશ્વ, જગત, દુનિયા

**સૃષ્ટિ-કર્તા** પું. [સં.] વિશ્વના સર્જક. પરમાત્મા

**સૃષ્ટિ-ક્રમ** પું. [સં.] વિશ્વના સર્જનની સર્વ-સામાન્ય પ્રણાલિ, સૃષ્ટિનો નિયમ

**સૃષ્ટિક્રમ-વિરુદ્ધ** વિ. [સં.] સર્જનનો સ્ત્રીપુરુષનો જે યૌન સંબંધ તેનાથી વિરુદ્ધનું પુરુષ-પુરુષના ગુદા-સંબંધને લગતું

**સૃષ્ટિ-દૃષ્ટિ-વાદ** પું. [સં.] સત્ય અને અજ્ઞેય સૃષ્ટિ બાધકારક નથી અને જ્ઞેય માનસિક સૃષ્ટિ ખોટી તેમ બાધકારક છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, અકલ્પિત-વાદ. (વેદાંત.) [રચના

**સૃષ્ટિ-નિર્માણ** ન., **સૃષ્ટિ-રચના** સ્ત્રી. [સં.] વિશ્વની

**સૃષ્ટિ-વિજ્ઞાન** ન. [સં.] વિશ્વની રચના અને એના સ્વરૂપ વિશેની શાસ્ત્રીય વિદ્યા

**સૃષ્ટિ-વિરુદ્ધ** વિ. [સં.] વિશ્વના કુદરતી નિયમથી ઊલટું. (૨) જુઓ 'સૃષ્ટિક્રમ-વિરુદ્ધ.'

**સૃષ્ટિ-સૌંદર્ય** (-સૌન્દર્ય) સ્ત્રી. [સં.] પર્વતો નદીઓ જંગલો વગેરેની કુદરતી શોભા

**સે** (સે) સ્ત્રી. પૂરવું એ, અરકત. (૨) ઉત્તેજન. [૦ પૂરવી (રૂ.પ્ર.) ચગેલા પતંગની કોરી ઢીલી કર્યે જવી. (૨) મદદ કરવી. (૩) ટેકો આપવો]

**સેઇફ** જુઓ 'સે(ઇ)ફ.'

**સેઇફ્ટી** જુઓ 'સે(ઇ)ફ્ટી.'

**સેઇફ્ટી રેઝર** જુઓ 'સે(ઇ)ફ્ટી રેઝર.'

**સેઇફ્ટી લેમ્પ** જુઓ 'સે(ઇ)ફ્ટી લેમ્પ.'

**સેઇફ્ટી વાલ્વ** જુઓ 'સે(ઇ)ફ્ટી વાલ્વ.'

**સેઇલ** જુઓ 'સે(ઇ)લ.'

**સેઇલ-ટેક્સ** જુઓ 'સે(ઇ)લ-ટેક્સ.'

**સેક** પું. [સં.] છાંટવાની ક્રિયા. [૦ પામવું (રૂ.પ્ર.) ધીમે ધીમે છાંટા મેળવવા]

**સેકટો** પું. [મરા. શેગટ્] સરગવાનું ઝાડ

**સેકન્ડ, સેકંડ** (સેકણ્ડ) વિ. [સં.] બીજું. (૨) સ્ત્રી. મિનિટનો ૬૦ મો ભાગ અને એટલો સમય

**સેકન્ડ ઇનિંગ, સેકંડ-ઇનિંગ** (સેકણ્ડ ઇનિઙ્) સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં બંને પક્ષની એક રમત પૂરી થઈ ગયા પછી શરૂ થતી બીજી રમત

**સેકન્ડ કાંટો, સેકંડ કાંટો** (સેકણ્ડ-) પું. [અં. + જુઓ 'કાંટો.'] ઘડિયાળમાંની સેકંડના આંકા બતાવનારી સળી

**સેકન્ડ ક્લાસ, સેકંડ ક્લાસ** (સેકણ્ડ-) પું. [અં.] બીજો વર્ગ. (૨) વિ. (લા.) ઊતરતા પ્રકારનું

**સેકન્ડ હૅન્ડ, સેકંડ હૅંડ** (સેકણ્ડ હૅણ્ડ) વિ. [અં.] એક વાર વપરાઈ ગયેલું ફરી વાપરવા માટેનું, વાપરેલું, જૂનું

**સેકેરિ(-રી)ન** ન.,સ્ત્રી. [અં.] મધુ-પ્રમેહના દર્દીઓને વાપરવા માટેનો ટોલ્યુઇન નામના પદાર્થમાંથી તેમ ડામરમાંથી બનાવવામાં આવેલો એક પ્રકારનો ગળ્યો નિર્દોષ પદાર્થ

**સેકેરી-મીટર** ન. [અં.] કોઈ પણ પદાર્થમાંનું ગળપણ જાણવા માટેનું યંત્ર [થી પર, ધર્મ-નિરપેક્ષ

**સેક્યુલર** વિ. [સં.] જાતિ-ધર્મ-સંપ્રદાય-જ્ઞાતિઓ વગેરે

**સેક્રેટ(-ટે)રિયેટ** ન. [અં.] બધા સરકારી સેક્રેટરીઓ-સચિવોને વહીવટ કરવા માટેનું મોટું કાર્યાલય, સચિવાલય

**સેક્રેટરી** વિ. [અં.] સચિવ. (૨) મંત્રી (સરકાર સિવાયની સંસ્થાઓમાં)

**સેક્રેટેરિયેટ** જુઓ 'સેક્રેટરિયેટ.'

**સેક્સન** ન.,પું. [અં.] વિભાગ

**સેક્સન બાઇન્ડિંગ** (-બાઇણ્ડિઙ્) ન. [અં.], **સેક્સન-સિલાઈ** સ્ત્રી. [+ જુઓ 'સિલાઈ.'] પાનાં પૂરાં ખૂલી શકે તેવી પુસ્તકોની સિલાઈ કે બાંધણી, જ્યૂસ બાઇન્ડિંગ

**સેક્સો-ફોન** ન. [અં.] પિત્તળનું એક પ્રકારનું વીસેક ચાવીઓનું વિદેશી વાદ્ય

**સેચન** ન. [સં.] છંટકોરવું એ, છંટકાવ, સિંચન

**સેચની** સ્ત્રી. [સં.] પાણી છાંટવાની ઝારી

**સેજ** (સૅજ) સ્ત્રી. [સં. શય્યા > પ્રા. सज्जा] શય્યા, શયન, પથારી, બિછાનું. [૦ દેવી (રૂ.પ્ર.) હિંદુઓમાં મરણ પછી તેરમા દિવસની ક્રિયામાં શય્યાદાન કરવું]

**સેજળ** ન. [સં. શીત > પ્રા. સીઅ + સ. जल] નદી-તળાવનું ઠંડું પાણી. (૨) વિ. વરસાદના પાણીથી થતું (ઘઉં)

**સેજાર** ન વરાળ. (૨) કોઈ પણ અંશ, ભાગ, હિસ્સો

**સેજિયું** (સૅજિયું) ન. [જુઓ 'સેજ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] (રાતે સૂતાં પહેરવામાં આવતું) પંચિયું, ફાળિયું

**સેટ** પું. [અં.] જુઓ 'સટ.'

**સેટલમેન્ટ, સેટલમેંટ** (-મેણ્ટ) ન. [અં.] પતાવટ, સમાધાન. (૨) જમા-બંધી, વિઘોટી. (૩) વસાહત, સંસ્થાન, 'કૉલોની'

**સેટલમેન્ટ ઑફિસર, સેટલમેંટ ઑફિસર** (સેટલમેણ્ટ-) પું. [અં.] ખેતરોની વિઘોટી નક્કી કરનાર સરકારી અમલદાર

**સેટ-સ્કવેર** પું.,ન. [અં.] ભૂમિતિમાં કાટખૂણ માપવાનું તે તે સાધન. (ગ.)

**સેટાયર** પું. [અં.] માર્મિક કે ઉપહાસાત્મક વચન કે કવિતા

**સેટ્ટહું** વિ. ચોરી કરનારું. ચોલટું

**સેડ** (સૅડ્ય) સ્ત્રી. [જુઓ 'શેડ.'] જુઓ 'શેડ.'

**સેડ-કઢું** (સૅડ્ય-) જુઓ 'શેડ-કઢું'.

**સેડલ** ન. [અં.] સાઇકલ વગેરેની ચામડા રેક્ઝિન કે પ્લાસ્ટિકની (સ્પ્રિંગો-વાળી) બેઠક સીટ

**સેડવવું** જુઓ 'સડવું'માં.

**સેતાન** (સૅતાન) જુઓ 'શેતાન.'

**સેતાનિયત** (સૅતાનિયત) જુઓ 'શેતાનિયત.'

**સેતાની** (સૅતાની) જુઓ 'શેતાની.'

**સેતુ** પું. [સં,] (પાણી રોકવા માટેનો) બંધ. (૨) પાળ. (૩) પુલ. (૪) આધાર

**સેતુ-બંધ** (-બન્ધ) પું. [સં] જુઓ 'સેતુ(૧).'

**સેતૂર** જુઓ 'શેતૂર.'

સેતો પું. મુસલમાનની એક જાત અને એનો પુરુષ. (સંજ્ઞા.)
સેદરડી સ્ત્રી. એ નામનો એક છોડ
સેન¹ (સેન) ન. [સં. સૈન્ય > પ્રા. સેણ્ણ] જુઓ 'સેના.'
સેન² (સેન) ન. [સં. શયન દ્વારા] સૂવાનો ઓરડો
સેન³ (સેન) સ્ત્રી. [જુઓ 'સાન.'] જુઓ 'સાન.'
સેન⁴ પું. [જાપાની.] જાપાનમાં ચાલતો સોનાનો સિક્કો
સેનમો પું. હરિજન લોકોનો વાળંદ
સેનવો પું. સૌરાષ્ટ્રના મોરબી વિસ્તારમાં મુખ્યત્વે રહેતી એક હરિજન કોમ અને એનો પુરુષ, શેણવો. (સંજ્ઞા.)
સેના સ્ત્રી. [સં.] સૈન્ય, લશ્કર, ફોજ
સેનાઈ પું. [જુઓ 'સેનો' + ગુ. 'આઈ' ત.પ્ર.] વૈષ્ણવોનો એક ફિરકો કે સંપ્રદાય (સેના નામના વાળંદનો ચલાવેલો). (સંજ્ઞા.)
સેના-ખાસખેલ પું. [સં. + જુઓ 'ખાસ' + 'ખેલ.'] રાજ્યના લશ્કરનો સરદાર. (૨) પેશવાઓએ ગાયકવાડ રાજવીને આપેલો એક ઇલકાબ
સેનાધિપતિ પું. [સં. + જુઓ અધિ-પતિ] સૈન્યનો વડો અધિકારી, વડો સેનાપતિ
સેનાધિપત્ય ન. [+ સં. આધિપત્ય] સેનાધિપતિ હોવાપણું, સેનાધિપતિનો દરજ્જો [જુઓ 'સેનાધિપતિ.'
સેનાધ્યક્ષ પું. [+ સં. અધ્યક્ષ], સેના-નાયક પું. [સં.]
સેના-નિવેશ પું. [સં.] છાવણી
સેના-ની, સેના-પતિ પું. [સં.] જુઓ 'સેનાધિપતિ.'
સેના-મુખ ન. [સં.] લશ્કરનો મોખરો
સેના-વાદ પું. [સં.] સમાજ અને રાજ્યમાં લશ્કર એ જ નિયામક તંત્ર છે એ પ્રકારનો મત-સિદ્ધાંત, 'મિલિટરિઝમ'
સેના-વાસ પું. [સં.] છાવણી
સેનિટરી વિ. [અં.] લોકોના આરોગ્યને લગતું
સેનિટેશન ન. [અં.] લોકોનું જાહેર આરોગ્ય
સેનેટ સ્ત્રી. [અં.] લોકોના પ્રતિનિધિઓની શાસક સભા. (૨) યુનિવર્સિટીઓની ચૂંટાયેલા તેમ રાજ્ય-નિયુક્ત સભ્યોની સામાન્ય સભા
સેનેટર વિ. [અં.] સેનેટનો સભ્ય
સેનેટોરિયમ ન. [અં.] દર્દીઓને કે હવા ખાનારાંઓને સારાં હવા-પાણી મળે એ પ્રકારનું સ્વચ્છ મકાન, આરોગ્યભવન
સેનો પું. [અં.] ધોળા કાપડનો એક પ્રકાર
સેન્ટ¹ (સેણ્ટ) પું. [અં.] અમેરિકા વગેરે પ્રદેશોનું મુખ્ય સિક્કાના સોમા ભાગનું ચલણી નાણું
સેન્ટ² (સેણ્ટ) સ્ત્રી. [અં.] વાસ, સુગંધ, ખુશબો. (૨) ન. ખુશબો આપનારું એક પ્રકારનું અર્ક-તત્ત્વ
સેન્ટર (સેણ્ટર) ન. [અં.] મધ્ય-બિંદુ. (૨) કેંદ્ર-સ્થાન
સેન્ટાઇમ (સેણ્ટાઇમ) પું. [અં.] ફ્રાંસના ફ્રાંક નામના સિક્કાના સોમા ભાગની કિંમતનો સિક્કો
સેન્ટિ-ગ્રામ (સેણ્ટિ-) [સં.] ગ્રામના વજનનો સોમો ભાગ
સેન્ટિગ્રેડ થર્મોમીટર (સેણ્ટિ-) ન. [અં.] ગરમી માપવાનું યંત્ર [સોમો ભાગ
સેન્ટિ-મીટર (સેણ્ટિ-) પું. [અં.] મીટરની લંબાઈના માપનો
સેન્ટિ-લીટર (સેણ્ટિ-) પું. [અં.] લીટરના પ્રવાહી માપનો સોમો ભાગ
સેન્ટ્રલ (સેન્ટ્રલ) વિ. [સં.] મધ્યમાં આવેલું, મધ્ય-સ્થ, કેંદ્રીય
સેન્ટ્રલ જે(૦ઇ)લ (સેણ્ટ્રલ-) [અં.] શહેર કે રાજ્યનું મુખ્ય કેદ-ખાનું
સેન્ટ્રી (સેણ્ટ્રી) પું. [સં.] જુઓ 'સંત્રી.'
સૅન્ડલ¹ (સૅણ્ડલ) ન. [અં.] ચંદનનું ઝાડ. (૨) ચંદનનું લાકડું
સૅન્ડલ² (સૅણ્ડલ) ન. [અં.] પાછળ પટ્ટીવાળું ચંપલ
સૅન્ડલ-વૂડ (સૅણ્ડલ-) ન. [અં.] ચંદનનું લાકડું
સૅન્ડો (સૅણ્ડો) પું. [અં.] મજબૂત માણસ
સેન્સર (-રિંગ) (-રિઙ્ગ) ન. [અં.] છાપાં પુસ્તકો ટપાલ સિનેમા નાટકો વગેરેમાં કાંઈ વાંધાજનક હોય એ તપાસવું એ
સેન્સર-બોર્ડ ન. [અં.] સેન્સરિંગ કરનારું સરકારી ખાતું
સેન્સરિંગ (સેન્સરિઙ્ગ) જુઓ 'સેન્સર.'
સેન્સસ સ્ત્રી.,ન. [અં.] વસ્તી-ગણતરી
સેપ ન. [ફા. સેબ્] જુઓ 'સેબ.' [પાતળી પટ્ટી
સેપટી સ્ત્રી. [જુઓ 'સેપટું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] સેપટાની
સેપટું ન. ચામડાના ચાબૂકની તે તે પટ્ટી
સેપ્ટિક વિ. [અં.] સડવાથી પાકી ગયેલું (ગૂમડું વગેરે)
સેપ્ટિક ટેન્ક (-ટેઙ્ક) સ્ત્રી.,ન. [અં.] મળ-મૂત્ર વગેરેની શુદ્ધિ થવા કરેલો ખાસ પ્રકારનો ખાળ-કૂવો
સે(૦ઇ)ફ સ્ત્રી. [અં.] તિજોરી
સે(૦ઇ)ફ્ટી સ્ત્રી. [અં.] સહી-સલામતી
સે(૦ઇ)ફ્ટી રેઝર પું. [અં.] સલામતીવાળો પાવડી ઘાટનો અસ્ત્રો [વપરાતો દીવો
સે(૦ઇ)ફ્ટી લૅમ્પ પું. [અં.] સળગી ન ઊઠે તેવો ખીણોમાં
સે(૦ઇ)ફ્ટી-વાલ્વ પું. [અં.] વરાળ-યંત્રમાં વધારાની વરાળ નીકળી જઈ શકે તેવું પડદાવાળું બાકું
સેબ ન. [ફા.] સફરજન, સેપ [એક ઝાડ
સેબલ ન. દીવાસળી બનાવવામાં વપરાય તેવું લાકડું આપતું
સેબોટેજ(૦ઝ)જ ન. [અં.] વિરોધ બતાવવા કરવામાં આવતી ખાનગી ભાંગફોડ [ઘાટું વાવેતર
સેમર (-રચ) સ્ત્રી. નજીક નજીક વાવેલી જુવારના છોડ. (૨)
સેમળો જુઓ 'શેમળો.'
સેમિ વિ. [અં., સમાસના પૂર્વ પદમાં] અડધું
સેમિ-કોલન ન.[અં.] વિરામ ચિહ્નોમાંનું અર્ધ-વિરામ ';'
સેમિટિક વિ. [અં.] એસીરિયા અરબસ્તાન ઇજિપ્ત વગેરે સેમાઇટ નામની પ્રાચીન પ્રજાને લગતું
સેમિનાર પું., સ્ત્રી.,ન. [અં.] ચર્ચા-સભા, પરિસંવાદ-સભા
સેમિ-લેધર ન. [અં.] કૃત્રિમ ચામડું, દાગીનાનો ચળકાટ લાવવાનું ઢીલું કાપડ
સેમિ-સર્કલ ન. [અં.] અર્ધ-વર્તુલ
સૅમ્પલ ન. [અં.] નમૂનો કે વાનગી
સૅમ્પલ સર્વે સ્ત્રી. [અં.] માત્ર નમૂના તરીકે હાથ ધરવામાં આવી હોય તેવી મોજણી કે આકારણી
સેર¹ સ્ત્રી. મોતી મણકા પારા વગેરે પરોવ્યાં હોય તે દોરા (૨) ગૂંથેલી દોરી

**સેર³** (સેરય) સ્ત્રી. [સં. સૃ > સર્ દ્વારા] ભૂગર્ભીય ઝરણની ધાર, સરવાણી

**સેરડો** પું. [સં. સૃ > સર્ દ્વારા] સાંકડો પગ-રસ્તો, કેડી. (૨) સુકાઈ ગયેલો આંસુનો રેલો. (૩) લોહી તરી આવવાથી મોં ઉપર પડતો તે તે લાલ પટ્ટો. (૪) ગરમ કે તમતમતું ખાવાથી છાતીમાં થતી એક તીવ્ર અસર. (૫) (લા.) ધ્રાસકો

**સેરવવું** જુઓ 'સરવું'માં. (૨) છાનુંમૂનું આસ્તેથી લેવું. [સેરવાવું કર્મણિ.,ક્રિ.

**સેરવો** પું. [ફા. શેર્બહ્] માંસ ઉકાળીને કરેલું પ્રવાહી (ખાદ્ય)

**સેરિયમ** ન.,પું. [અં.] પેટ્રોમેક્સના મેન્થલ બનાવવામાં કામ લાગતું રસાયણ. (ર.વિ.)

**સેરિયું** (સેરિયું) ન. [જુઓ 'સેર' + ગુ. 'ઇયું.' ત.પ્ર.] કંઠનું સેરવાળું એક ઘરેણું

**સેલ¹** ન. ઢોરને દોહવા પાછલે પગે બંધાતું દોરડું, નોંઝણું

**સેલ²** પું. [અં.] શરીરમાંના લોહીનો તે તે કણ. (૨) બૅટરી માટેનો ગટ્ટો

**સે(ઑ)લ³** પું.,ન. [અં.] વેચાણ

**સે(ઑ)લ-ટૅક્સ** પું. [અં.] વેચાણ ઉપર લેવાતો સરકારી કર, વેચાણ-વેરો

**સેલક-ઘેલું** (-ઘેલું) વિ. [રવા. + જુઓ 'ઘેલું.'] ભોળપણવાળા આનંદમાં ઘેલા જેવું લાગતું, કલેઠું

**સેલરું(-ડું)** ન. કુંવારના છોડની ફૂલવાળી દાંડી

**સેલારસ** પું. [સં. शिलारस] એક પ્રકારનો પૌષ્ટિક ગૂંદર

**સેલારી** સ્ત્રી. [જુઓ 'સેલું' દ્વારા.] કસબી કોર અને પાલવવાળી એક કિંમતી સાડી

**સેલારો** પું. પાણીમાં પડી આગળ વધવા માટેનો હચરકો

**સેલું** જુઓ 'શેલું.'

**સેલેનિયમ** ન. [અં.] એક મૂળ તત્ત્વ (ર.વિ.)

**સેલો** જુઓ 'શેલો.'

**સેલ્યુલોઇડ** ન. [અં.] કચકડા જેવો એક પદાર્થ

**સેવ¹** સ્ત્રી. [સં. सेवा] જુઓ 'સેવા.' (પદ્યમાં.)

**સેવ²** જુઓ 'શેવ.'

**સેવક** વિ.,પું. [સં.] સેવા કરનાર, નોકર, હજૂરિયો. (૨) ભગવ-મંદિરનો સેવા કરનાર તે તે મુખિયો કે વૈષ્ણવ. (પુષ્ટિ.)

**સેવકાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] સેવકનું કામ. (૨) સેવા બદલ સેવકને દેવાતું મહેનતાણું

**સેવકી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] મંદિરમાં પ્રસાદી થઈ ચૂકયો હોય તેવો પદાર્થ. (પુષ્ટિ.) (૨) મંદિરથી કે ગુરુને ત્યાંથી વૈષ્ણવને આપતાં કે એને ત્યાં પ્રસાદ પહોંચાડવા જતાં આપનાર—પહોંચાડનારને મળતી અંગત ભેટ. (પુષ્ટિ.)

**સેવડ** ન. [સં. श्वेत-पट > પ્રા. सेअ-वड, सेवड પ્રા., ત-સમ] ધોળું વસ્ત્ર. (૨) પું. શ્વેતાંબર જૈન સાધુ. (જૈન.)

**સેવડી** સ્ત્રી. [સં. श्वेत-पटिका > પ્રા. सेवडिआ] શ્વેતાંબર જૈન સાધ્વી, આરજા, ગોરણીજી. (પદ્યમાં)

**સેવડો** પું. [સં. श्वेतपटक > પ્રા. सेवडअ-] શ્વેતાંબર જૈન સાધુ, સેવડ

**સેવતી** સ્ત્રી. [ફા.] ગુલદાવરીનો છોડ

**સેવન** ન. [સં.] સેવા કરવાની ક્રિયા. (૨) વાપરવું એ. (૩) માદા (પક્ષીની) ઈંડાંને ઉછેરવાની ક્રિયા

**સેવનીય** વિ. [સં.] સેવા કરાવા જેવું, સેવ્ય

**સેવના** સ્ત્રી. [સં. सेवन, ન.] સેવા કરવી એ

**સેવર્ધન,-ની** સ્ત્રી. [મરા. 'શિવર્ધની.' એક નગર] સોપારીની એ નામની એક જાત

**સેવવું** સ.ક્રિ. [સં.] પરિચર્યા કરવી. (૨) ઉછેરવું. (૩) આચરવું. (૪) ભોગવવું, વાપરવું. સેવાવું કર્માણ.,ક્રિ.

**સેવંત્રું** (સેવન્ત્રું) જુઓ 'સેવર્ધન.'

**સેવા** સ્ત્રી. [સં.] પરિચર્યા, ચાકરી, બરદાસ્ત. (૨) સારવાર. (૩) ભગવાનની સકામ કે નિષ્કામ ભાવે પરિચર્યારૂપ ભક્તિ કરવી એ. (પુષ્ટિ.)

**સેવા-દલ(-ળ)** ન. [સં.] સેવા કરનારાઓની વ્યવસ્થિત મંડળી

**સેવા-દાસી** સ્ત્રી. [સં.] બાવા સાધુઓએ પોતાની પરિચર્યા કરાવવા રાખેલી નોકરડી કે રખાત

**સેવા-ધર્મ** પું. [સં.] સેવા કરવા-રૂપી નિર્વ્યાજ વ્યવસાય

**સેવા-નિષ્ઠ, સેવા-પરાયણ** વિ. [સં.] હમેશાં સેવા કરવામાં મચ્યું રહેનારું

**સેવા-પૂજા** સ્ત્રી. [સં.] ભક્તિમય સેવા અને ષોડશોપચાર પ્રકારનું પૂજન

**સેવા-પ્રિય** વિ. [સં.] જેને સેવા કરવાનું ગમતું હોય તેવું

**સેવા-ભાવ** પું., **-વના** સ્ત્રી. [સં.] સેવા કરવાની વૃત્તિ કે ભાવના

**સેવાભાવી** વિ. [સં.,પું.] કશો બદલો માગ્યા વિના માત્ર સેવા કરવાની જ વૃત્તિવાળું

**સેવા-માર્ગ** પું. [સં.] સેવા કરવાની રીત-રસમ

**સેવાર્થી** વિ. [સં. + अर्थी, પું.] સેવા કરવા માગતું, 'ઑનરરી'

**સેવાર્થે** ક્રિ.,વિ. [સં. + अर्थ + ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] સેવા માટે, સેવા-નિમિત્તે

**સેવાવું** જુઓ 'સેવવું'માં.

**સેવા-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'સેવાભાવ,-વના.'

**સેવાશ્રમ** પું. [સં. आ-श्रम], **સેવા-સદન** ન. [સં.] સેવા કરવા માટેનું મકાન

**સેવાળ** જુઓ 'શેવાળ.'

**સેવાળવું** જુઓ 'શેવાળવું.'

**સેવાળિયું** જુઓ 'શેવાળિયું.'

**સેવિકા** સ્ત્રી [સં.] સ્ત્રી સેવક. (૨) દાયણ, 'નર્સ'

**સેવિત** વિ. [સં.] જેની સેવા કરવામાં આવી હોય તેવું, સેવેલું. (૨) ઉછેરેલું, પોષેલું

**સેવિંગ** (સેવિઙ્) ન. [અં.] બચત

**સેવિંગ્ઝ એકાઉન્ટ** (સેવિઙ્ગ્ઝ) પું. [અં.] બૅન્કમાંનું વ્યાજવાળું બચત-ખાતું

**સેવિંગ્ઝ બૅન્ક** (સેવિઙ્ઝ બૅઙ્ક) સ્ત્રી. [અં.] જેમાં બચત-ખાતાં જ ચાલતાં હોય તેવી બૅન્ક (પોસ્ટ ઑફિસમાં આ પ્રકારનાં ખાતાં હોય છે.)

**સેવિંગ્ઝ સર્ટિફિકેટ** (સેવિઙ્ગ્ઝ-) ન. [અં.] રાજ્યની ખાતરીવાળું લાંબા ગાળે પાકતું વ્યાજવાળું ખત

**-સેવી** વિ. [સં.,પું.] સેવન કરનાર. (મોટે ભાગે સમાસમાં, જેમ કે 'મદ્ય-સેવી'–દારૂ પીધા કરનાર)

**સેવું** વિ. એક બાજુ નમી પડેલું, ઢાળ પડતું. (૨) સહેજ વાંકું (ઘાટમાં.) (૩) કોરું. (૪) જમીન અને લોઢિયા

વચ્ચે અંતરવાળું
**સેવૈયો** પું. [જુઓ 'સેવ[2]' + ગુ. 'ઐયો' ત.પ્ર.] સેવનો લાડુ, કળીનો લાડુ, બુંદીનો લાડુ
**સેવ્ય** વિ. [સં.] જુઓ 'સેવનીય.' (૨) જે ઠાકોરજીની સેવા કરવામાં આવતી હોય કે આવી હોય તેવા (ઠાકોરજી). (પુષ્ટિ.) [જુઓ 'સેશન અદાલત.'
**સેશન** સ્ત્રી. [અં.] સભા કે પરિષદની તે તે બેઠક. (૨)
**સેશન(-ન્સ) અદાલત** સ્ત્રી. [અં.+જુઓ 'અદાલત.'], **સેશન(-ન્સ)કોર્ટ** સ્ત્રી. [અં.] જિલ્લાની વરિષ્ઠ ફોજદારી અદાલત
**સેશન(-ન્સ)જજ** પું. [સં.] સેશન કોર્ટનો ન્યાય-મૂર્તિ
**સેશ્વર** વિ [સં. स + ईश्वर] જેમાં ઈશ્વરના આસ્તિત્વનો સ્વીકાર હોય તેવું (મત-સિદ્ધાંત વગેરે)
**સેશ્વર સાંખ્ય** (-સાઙ્ખ્ય) ન. [સં.] જેમાં ઈશ્વર તત્ત્વનો સ્વીકાર છે તેવો સાંખ્ય-મતનો પ્રકાર
**સેશ્વરી** વિ. [સં.,પું.; અહીં બિનજરૂર इन् ત.પ્ર. લગાડયો છે.] જુઓ 'સેશ્વર.'
**સેસ[1]** સ્ત્રી. [સં. शेष, પું.] પ્રસાદી કંકુ ભસ્મ સીંદૂર વગેરે તેમ પ્રસાદનો ટુકડો
**સેસ[2]** પું. [અં.] મુખ્ય કર સાથે ભરવાનો કોઈ ગૌણ કર
**સેસમૂળ, -ળું** ન. ખેતરોમાં પાણીના ધોરિયાની ધારે થતું એક ઘાસ [જવું એ
**સેહ** (સે:) સ્ત્રી. [ફા. શહ્] (સામાની પ્રભાથી) અંજાઈ
**સેળ-ભેળ** જુઓ 'ભેળ-સેળ.'
**સેળભેળિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] ભેળસેળિયું
**-સેં** (-સેં) વિ. [સં. शतानि > પ્રા. सयाणि > અપ. सयाइँ, सयइँ, ન.,બ.વ.] સોની સંખ્યાનું ('બે'થી લઈને રકમોના 'સો'-ગણા બતાવવા સમાસમાં: 'બસ્સેં'-'બસ્સો' 'ત્રણ-સેં'-'ત્રણ-સો' 'અગિયાર-સેં'-'અગિયાર-સો' વગેરે રીતે વિકલ્પ)
**સેંકડો[1]** (સેંકડો) પું. [જુઓ 'સેં' દ્વારા.] સોનો સમૂહ, સેકું, સૈકો
**સેંકડો[2]** (સેંકડો) વિ. [આમાં 'ઓ' બ.વ.નો પ્ર. છે.] અનેક સોની સંખ્યાનું
**સેંટર** (સેણ્ટર) ન. [અં.] મધ્ય-બિંદુ. (૨) કેંદ્ર [પુષ્કળ
**સેંથ(-ત)ક** (સેંથ(-ત)ક), **૦નું** વિ. ઘણું જ ઘણું, ઘણું
**સેંથી[1]** (સેંથી) સ્ત્રી. [જુઓ 'સેંથો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો સેંથો. (૨) માથાનું એક ઘરેણું
**સેંથૂક, ૦નું** (સેંથૂક-) જુઓ 'સેંથક,૦નું.'
**સેંથો** (સેંથો) પું. [સં. सीमन्तक > પ્રા. सीमंतअ-] માથામાં વાળ બે બાજુ ઓળતાં વચ્ચે પડતી રેખા
**સેંદ્રિય** (સેન્દ્રિય) વિ. [સં. स + इन्द्रिय] ઇંદ્રિયોવાળું, પ્રાણી કે વનસ્પતિમાંથી બનેલું, સજીવ, 'ઑર્ગેનિક'
**સૈ** પું, કળશીનો દસમો ભાગ (માપ તેમ વજનમાં)
**સૈકા-જૂનું** વિ. [જુઓ 'સૈકું' + 'જૂનું.'] એક સૈકા જેટલું જૂનું. (૨) અનેક સૈકા જેટલું જૂનું
**સૈકું** ન., **-કો** પું. [સં. शत- > પ્રા. सय + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] સો વર્ષોનો સમૂહ, શતાબ્દી, 'સેન્ચરી'
**સૈડકો** પું, [જુઓ 'સરડકો',-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'સરડકો.' (૨) સરંગટો (સ્ત્રીનો સાડીનો છાતીની સામી બાજુ ખોસાતો છેડો)
**સૈડ(-ઢ)ણ** ન. [જુઓ 'સૈડ(-ઢ)વું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] છાપરાની વળીઓ ઉપર નખાતું છાજ. (૨) છાજની દોરી
**સૈડ(-ઢ)ણ-માળણ** ન. [+ જુઓ 'માળણ.[2]'] છાપરાનું છાજ
**સૈડ(-ઢ)વું** સ.ક્રિ. [રવા.] આંટી દઈને વસ્તુ બાંધવી. (૨) છાપરા ઉપર છાજ બાંધવું. **સૈડા(-ઢા)વું** કર્મણિ.,ક્રિ. **સૈડા(-ઢા)વવું** પ્રે.,સ.ક્રિ.
**સૈડા(-ઢા)વવું, સૈડા(-ઢા)વું** જુઓ 'સૈડ(-ઢ)વું'માં.
**સૈદર** પું. [ફા.] માથા-વેરો, મૂંડકા-વેરો
**સૈદ્ધાંતિક** (સૈદ્ધાન્તિક) વિ. [સં.] સિદ્ધાંતને લગતું. (૨) સિદ્ધાંત-રૂપ, સિદ્ધાંતવાળું. (૩) સિદ્ધાંત જાણનાર
**સૈનિક** વિ. [સં.] સેનાને લગતું. (૨) પું. સેનાનો લડનાર માણસ, લશ્કરી જવાન, લડવૈયો, યોદ્ધો
**સૈન્ય** ન. [સં.] જુઓ 'સેના.'
**સૈન્ય-સત્તાક** વિ. [સં.] લશ્કરશાહી (શાસન-તંત્ર)
**સૈયદ, -ડ** પું.,બ.વ. [સં. शीतला > પ્રા. सीयला દ્વારા] શીતળાનો રોગ, બળિયા
**સૈયદ** પું. [અર. સૈયિદ્] મહંમદ પેગંબર સાહેબની પુત્રી બીબી ફાતિમાનો વંશ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) હિંદુ નાગરોની (સૈયદ ગરાસિયાઓના કારભારી થવાને કારણે) એક અટક અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**સૈરં(-રિં)ધ્રી** (સૈર(-રિ)ન્ધ્રી) સ્ત્રી. [સં.] પોતાનું શીલ સાચવીને રાજ-દરબારમાં કામ કરતી દાસી. (૨) વિરાટ-નગરમાં ગુપ્ત દશામાં રાણીની દાસી તરીકેનું દ્રૌપદીનું નામ. (સંજ્ઞા.)
**સૈંધવ** (સૈન્ધવ) વિ. [સં.] સિંધ દેશને લગતું, સિંધ દેશનું. (૨) પું. સિંધી ઘોડો. (૩) પશ્ચિમ સૌરાષ્ટ્રમાં ઈ.સ ૭૩૦ આસપાસથી ૯૨૦ સુધી ઘૂમલીમાં રાજ કરી ગયેલો સિંધમાંથી આવેલો એક રાજ-વંશ અને પ્રત્યેક પુરુષ. (સંજ્ઞા) (૪) રાજપૂતોની એક શાખા અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૫) ન. ખાણનું એક મીઠું, સીંધા-લૂણ
**સો** (-સોં) વિ. [સં. शतम् > પ્રા. सअं > અપ. सउ, ન.] નેવુ અને દસની સંખ્યાનું, ૧૦૦. [૦ ગળણે ગાળીને (રૂ.પ્ર.) પૂરી ખાતરી કર્યા પછી. ૦ ટચનું સોનું (રૂ.પ્ર) ઉત્તમોત્તમ. ૦ના સાઠ કરવા (-સાઠ્ય-) (રૂ.પ્ર.) નુકસાનમાં ઊતરવું. (૨) આબરૂ ખોવી. ૦ મણ જુવારમાં અંગારો (-અઙ્ગારો) (રૂ.પ્ર.) એક ભૂંડું આખા સમાજને કલંક-રૂપ. ૦ મણ તેલે અંધારું (-અન્ધારું) (રૂ.પ્ર.) વ્યવસ્થા વિનાની સ્થિતિ. ૦ મણ રૂની તળાઈએ સૂવું (રૂ.પ્ર.) નિશ્ચિંત રહેવું. ૦યે વર્ષ પૂરાં (રૂ.પ્ર.) મરણ, મૃત્યુ. ૦ વસા (રૂ.પ્ર.) તદ્દન નક્કી, પૂર્ણ રીતે. ૦ વાતની એક વાત (રૂ.પ્ર.) સારાંશ, મતલબ. ૦ સગાંનું સગું (રૂ.પ્ર.) મોટા કુટુંબ-કબીલાવાળું, વસ્તારી]
**સોઇયો** પું. [સં. सौचिक-क- > પ્રા. सोइयअ-] જુઓ 'સોયો.'
**સોઈ[1]** સ્ત્રી. [સં. सौचिका > પ્રા. सोइया] જુઓ 'સોય.'
**સોઈ[2]** પું. [સં. सौचिक- > પ્રા. सोइअ-] સઈ, દરજી
**સોઈ** સ્ત્રી. સગવડ, અનુકૂળતા, ગોઠવણ
**સોક[3]-(-ગ)ટા(-ઠા)-બાજી** સ્ત્રી. [જુઓ 'સોક (-ગ) ટું (-ઠું)' +

ફા.] સોગઠાંથી રમાતી રમત, ચોપાટની રમત. (૨) ચો-પાટની રમતનો સરંજામ

સોક(-ગ)ટી(-ઠી) સ્ત્રી. [જુઓ 'સોક(-ગ)ટું(-ઠું)' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું સોગઠું. (૨) બાળકોને ઘસીને પિવ-ડાવવા માટેની ઓસડની શંકુ-આકારની નાની ગોટી. [૦ ઉડાવવી (રૂ.પ્ર.) સામાને ફાવવા ન દેવું. ૦ ઉડાવી દેવી (રૂ.પ્ર.) માથું ઉડાવી દેવું. ૦ ભરવી (રૂ.પ્ર.) જીતવું. ૦ મારવી (રૂ.પ્ર.) ધારેલું કામ પાર પાડવું. ૦ વાગવી (રૂ.પ્ર.) માર પડવો]

સોક(-ગ)ટું(-ઠું) ન. ચોપાટનું મહોરું (શંકુ કે નગારા-ઘાટનું). [૦ ઉડાવી દેવું (રૂ.પ્ર.) માથું ઉડાવી દેવું]

સોકરડો, સોકેડો પું. [રવા.] ત્રાસ, જુલમ. [૦ બોલાવવો (રૂ.પ્ર.) ત્રાસ વરતાવવો]

સોક્રેટિસ પું. [અં.] ગ્રીસ દેશનો એક પ્રાચીન તત્ત્વવેત્તા. [(સંજ્ઞા.)

સોખમાવવું જુઓ 'સોખમાવું'માં.

સોખમાવું અ.ક્રિ. શરમાવું. (૨) સંકોચ અનુભવવો. (૩) મૂંઝાવું. સોખમાવવું પ્રે.,સ.ક્રિ.

સોગ પું. [સં. शोक > શૌ.પ્રા. सोग, પ્રા. તત્સમ] સગામાં મરણ થતાં પાળવામાં આવતી શોકની પરિસ્થિતિ (સારું ન ખાવું, ઉત્સવમાં ભાગ ન લેવો, સફેદ કે કાળાં વસ્ત્ર પહે-રવાં, વગેરે)

સોગટ(-ઠ)-ડું જુઓ 'સોકટડું.'

સોગટા(-ઠા)-બાજી જુઓ 'સોકટા-બાજી.'

સોગટી(-ઠી) જુઓ 'સોકટી.'

સોગટું(-ઠું) જુઓ 'સોકટું.'

સોગન પું.,બ.વ. [ફા. સોગન્દ], સોગંદ (સોગન્દ) પું.,બ.વ. [ફા.] પ્રતિજ્ઞા લેવી એ, શપથ, કસમ, સમ. [૦ ખવ-ડાવવા (રૂ.પ્ર.) પ્રતિજ્ઞા લેવડાવવી. ૦ ખાવા (રૂ.પ્ર.) પ્રતિજ્ઞા કરવી. ૦ ઘાલવા (રૂ.પ્ર.) સામાને સોગંદથી બાંધવું]

સોગન-નામું ન. [જુઓ 'સોગંદ-નામું.'], સોગંદ-નામું (સોગન્દ-) ન. [+ જુઓ 'નામું.'], સોગન-પત્ર પું. [જુઓ 'સોગંદ-પત્ર.'], સોગંદ-પત્ર (સોગન્દ-) પું. [+ સં.,ન.] સોગંદ કરેલો લિખિત એકરાર, પ્રતિજ્ઞા-પત્ર, 'ઍફિડેવિટ'

સોગાત (સૉગાત્ય) સ્ત્રી. [તુર્કી. સવ્‌ગાત્] નજરાણાની ચીજ, કિંમતી ભેટ, મૂલ્યવાન વસ્તુ [(વસ્ત્ર)

સોગાસું વિ. [જુઓ 'સોગ' દ્વારા.] સોગમાં પહેરવાનું

સોગિયું વિ. [જુઓ 'સોગ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેને સોગ હોય તેવું, સોગવાળું. (૨) જુઓ 'સોગાસું.' (૩) (લા.) હમેશાં ઉદાસ રહેતું

સોજ[1] વિ. [જુઓ 'સોજું.'] સોજું. (૨) પું. સૌજન્ય. (૩) ઠાવકાપણું. (૪) ઢબ-છબ, ચાલ

સોજ[2] પું. [ફા.] દર્દ, દુઃખ. (૨) માનસિક દાઝ, બળતરા

સોજવા(-વ્ય) સ્ત્રી. પરિવાર, વિસ્તાર

સોજી સ્ત્રી. [હિં.] (ઘઉંની) ધરસૂદી, મેંદો

સોજીલું વિ. [જુઓ 'સોજું.' + ગુ. 'ઈલું' સ્વાર્થે ત.પ્ર.] સોજા સ્વભાવનું. (૨) (લા.) વિવેકી, વિનયી. (૩) મળતાવડા સ્વભાવનું

સોજું વિ. [હિં. સોઝા] મારકણું કે તોફાની નહિ તેવું, શાંત સ્વભાવનું, સીધું. (૨) ઉત્તમ, સારું. (૩) ચોખ્ખું, સ્વચ્છ

સોજો પું. [જુઓ 'સૂજવું' દ્વારા.] સૂજવું એ, ઊપસી આવવું એ (શરીરની ચામડીનું) (મોટે ભાગે અથડામણ કે કોઈ રોગથી). [ડહાપણના સોજા ચડ(-ઢ)વા (ડાઃપણ-) (રૂ.પ્ર.) વધુ પડતું ડહાપણ કરવું]

સો(-સોં)ટા-બાજી (સૉંટા-) સ્ત્રી. [જુઓ 'સો(-સોં)ટો' + ફા.] સોટાની રમત. (૨) સોટીઓથી સામસામો માર મારવો એ

સો(-સોં)ટી (સૉંટી) સ્ત્રી. [જુઓ 'સો(-સોં)ટો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નેતરની કે ઝાડની પાતળી ડાળીની લાકડી. [૦ ચલાવવી (રૂ.પ્ર.) માર મારવો. (૨) સત્તા ચલાવવી]

સો(-સોં)ટો (સૉંટો) પું. મોટી લાકડી, પાતળો લાંબો દંડૂકો, પાતળી ડાંગ. (૨) ગાડામાં પીંજણ બાંધવાના કામમાં આવતો લોઢાનો વળદાર ટુકડો. (૩) ગાડાના બેલા નીચે નાખવાનો લાકડાનો ટુકડો. [-ટે દુપટે (રૂ.પ્ર.) છડે-છડું, (અન્ય સામગ્રી વિના) જવું એમ. ૦ ચલાવવો (રૂ.પ્ર.) માર મારવો. (૨) સત્તા ચલાવવી]

સોડ[1] (સૉડ્ય) સ્ત્રી. પગથી માથા સુધી ઓઢીને સૂઈ જવું એ. (૨) (લા.) પાસું, પડખું, કૂખ. [૦ ઓઢાડવી (રૂ.પ્ર.) મુડદા કે કબર ઉપર ચાદર ઓઢાડવી. ૦ કરવી (રૂ.પ્ર.) પથારી ઉપર ઓઢવા માટે રજાઈ વગેરે પાથરવું. ૦ ઘાલવી (રૂ.પ્ર.) સોડવણ રાખવું. ૦ તાણવી, ૦ તાણીને સૂવું (રૂ.પ્ર.) આખા શરીર ઉપર ઓઢવાનું રાખી સૂઈ જવું. ૦ પ્રમાણે સાથરો (રૂ.પ્ર.) ગજા પ્રમાણેનો ખર્ચ. ૦માં ઘાલવું (રૂ.પ્ર.) આશ્રય આપવો. ૦માં ભરાવું (રૂ.પ્ર.) આશ્રય લેવો. ૦માં લેવું (રૂ.પ્ર.) આશ્રય આપવો. (૨) પક્ષમાં લેવું]

સોડ[2] (સૉઃડ) પું. [જુઓ 'સોડવું.'] બદબો, દુર્ગંધ, વાસ

સોડણ ન. [જુઓ 'સોડ[1]' દ્વારા.], -ણિયું ન. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સોડ કરવાનું ઓઢવાનું કપડું

સોડમ (સૉઃડમ્ય) સ્ત્રી. [જુઓ 'સોડવું' દ્વારા.] સૌરભ, સુગંધ, ખુશબો ['સોડણ'

સોડવણ (સૉડવણ) ન. [જુઓ 'સોડ[1]' દ્વારા.] જુઓ

સોડવું (સૉઃડવું) અ.ક્રિ. ગંધ આવવી, વાસ આવવી, ફોરવું. સોડાવું (સૉઃડાવું) ભાવે.,ક્રિ. સોડાડવું (સૉઃડાડવું) પ્રે.,સ.ક્રિ.

સોડા પું. [અં.] ધોવા માટેનો પકવેલો ખારો. (૨) સહેજ ખારાશવાળું ઠંડું પીણું, 'સોડા વૉટર'

સોડા-બાઇ-કાર્બ પું. [અં.] સોડાના ક્ષારની એક ખાસ બનાવટ (રસોઈમાં વપરાતી), સાજીનાં ફૂલ [પીણાં

સોડા-લેમન ન.,બ.વ. [અં.] બેઉ જાતનાં એ ઉત્તેજક

સોડાવવું (સૉઃડાવવું) જુઓ 'સોડવું'માં (૨) સૂંઘાડવું

સોડાવું (સૉઃડા-) જુઓ 'સોડવું'માં.

સોડા-વૉટર ન. [અં.] જુઓ 'સોડા(૨).' [(ર.વિ.)

સોડિયમ ન. [અં.] એક જાતનું મૂળ ધાતુમય તત્ત્વ.

સોડિયું (સોડિયું) ન. [જુઓ 'સોડ[1]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સ્ત્રીના પહેરેલા સાડલાનો ડાબી બાજુનો માથાથી કમર

સુધીનો ઝૂલતો ભાગ. [૦ વાળવું (રૂ.પ્ર.) સાહલામાં હાથ સમેટી લેવા]

**સોડે** (સોડચે) ક્રિ.વિ [જુઓ 'સોડ¹' + ગુ. 'એ' સા. વિ.,પ્ર.] સોડમાં, પડખામાં. (૨) (લા.) નજીકમાં, પાસે

**સોડો પું.** (સોડો) પું. [જુઓ 'સોડ' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સોડ.¹'

**સોણ** (સોણ) ન. પાટિયાં વગેરે સાંધવા વપરાતી વાંસ લાકડા કે લોખંડની નાની 'ફાચર'

**સોણલિયું** (સોણલિયું) ન. [જુઓ 'સોણલું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **સોણલું** (સોણલું) ન [+ જુઓ 'સોણું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સોણું.' (પદ્યમાં.)

**સોણું** (સોણું) ન. [સં. स्वप्नक -> પ્રા. सोवणअ, સ્નું એ] સ્વપ્ન, સ્વપ્નું, (૨) (લા.) ખ્યાલ [સુધ્ધાં

**સોત, -તું** (સોત,-તું) ના.યો. [સં. सहित દ્વારા] સહિત,

**સોત્કંઠ** (સોત્કણ્ઠ) વિ. [સં. स+उत्कण्ठ, બ.વ્રી.] ઉત્કંઠા સાથેનું, ઉત્કંઠિત, ઉત્સુક. (૨) ક્રિ.વિ. ઉત્કંઠા સાથે, ઉત્કંઠિત થઈ, ઉત્સુકતાથી

**સોત્સાહ** વિ. [સં. स+उत्साह] ઉત્સાહવાળું, ઉમંગી. (૨) ક્રિ.વિ. ઉત્સાહ સાથે, ઉમંગથી

**સોથ** પું. દાટ, ઘાણ, ભારે નાશ

**સોથો** પું. ચૂંથાયેલો કપડાનો ડૂચો, ચૂંથો

**સોદર** વિ. [સં. स+उदर] જુઓ 'સહોદર.'

**સોદરી, -ર્યું¹** સ્ત્રી. [સં. सोदर + ગુ. 'ઈ' ત.પ્ર.] ખાતાં પ્રવ થવો એ. [૦ વળવી (રૂ.પ્ર.) પ્રવ થઈ જવો, ધરાઈ જવું]

**સોદર્ય²** વિ. [સં.] સગોભાઈ કે બહેન [ગરપણું

**સોદાઈ** સ્ત્રી. [જુઓ 'સોદો' + ગુ. 'આઈ' ત.પ્ર.] સોદા-

**સોદાગર** પું. [તુર્કી. સન્દા + ફા. પ્રત્યય] ગામે ગામ ફરી વેપાર કરનાર–મોટો વેપારી. (૨) (લા.) પ્રપંચી અને તરકટી માણસ

**સોદાગ(-ગી)રી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સોદાગરનો ધંધો અને એની હિકમત. (૨) (લા.) લુચ્ચાઈ

**સોદું** વિ. [તુર્કી. 'સન્દા'-સોદો, વેપાર. દ્વારા] (લા.) લુચ્ચું, ધૂર્ત, ઠગારું. (૨) વ્યભિચારી, લંપટ

**સોદો** પું. [તુર્કી. સન્દા] વેચાણ. (૨) વિનિમય. (૩) (લા.) કરાર, ઠરાવ

**સોધરી** જુઓ 'સોદરી.'

**સોન-ચંપો** (સોન-ચમ્પો) પું. સં. सुवर्ण > પ્રા. सोन्न + 'ચંપો.'] પીળાં ફૂલના ચંપાની જાત, ચમેલી

**સોન-રેખ** (સોન-) સ્ત્રી. [સં. सुवर्ण > પ્રા. सोन्न + સં. रेखा] ગિરનાર પહાડના ગૌમુખીની ટૂક ઉપરથી પડતી દામોદર કુંડ પાસે થઈ વહેતી નદી, સુવર્ણ-રેખા. (સંજ્ઞા.)

**સોનલ** (સોનલ) વિ. [જુઓ 'સોનું' દ્વારા.] સોનાનું. (૨) સોનેરી

**સોના-કણી** (સોના-) સ્ત્રી. [જુઓ 'સોનું' + 'કણી.'] સોનાની રજ. (૨) (લા.) સોના જેવો કિંમતી પદાર્થ

**સોના-ગેરુ** (સોના-) પું. [જુઓ 'સોનું' + 'ગેરુ.'] પીળાશ મારતી એક પ્રકારની રાતી માટી

**સોના-પાણી** (સોના-) ન. [જુઓ 'સોનું' + 'પાણી.'] જેમાં સોનું બોળ્યું હોય તેવું પાણી (એ પવિત્ર ગણાય છે.)

**સોના-પુર** (સોના-) ન. [જુઓ 'સોનું' + સં.] (લા) સ્મશાન [પૂરતી કિંમતનો સોનાનો સિક્કો

**સોના-મહોર** (સોના-મોઃર) સ્ત્રી. [જુઓ 'સોનું' + 'મહોર.']

**સોના-મુખી** (સોના-) સ્ત્રી. [જુઓ 'સોનું' + સં. मुख + ગુ. 'ઈ' ત.પ્ર.] એક છોડ, મીંઢિયાવળ

**સોનાર** (સોનાર) પું. [સં. सुवर्णकार > પ્રા. सोन्नार] જુઓ 'સોનારો.'

**સોનાર(-રે)ણ** (સોનાર(-રે)ણ્ય) સ્ત્રી. [જુઓ 'સોનારો' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] સોનીની સ્ત્રી, સોનીની નાતની સ્ત્રી

**સોનારી** પું. [જુઓ 'સોનાર' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સોનારો.' (પદ્યમાં.)

**સોનારેણ** (સોનારેણ્ય) જુઓ 'સોનારણ.'

**સોનારો** (સોનારો) પું. [જુઓ 'સોનાર' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] સોની, સુવર્ણકાર

**સોના-સળી** (સોના-) સ્ત્રી. [જુઓ 'સોનું' + 'સળી.'] સોનાની દાંત-ખોતરણી. (૨) સોનેરી તારના ભરતવાળું એક જાતનું રેશમી કાપડ

**સોનાળિયાં** (સોનાળિયાં) ન.,બ.વ. [જુઓ 'સોનું' દ્વારા.] સોનેરી રંગના કાચનાં ખોટાં મોતી

**સોની** (સોની) પું. [સં. सौवर्णिक-> પ્રા. सोन्निअ-] સોનાનાં ઘરેણાં બનાવવાનો ધંધો કરનાર કારીગર. (૨) એ ધંધાને કારણે વિકસેલી વાણિયાની પરજિયાની વગેરે જ્ઞાતિ અને એનો પુરુષ. [૦ કજિયો (રૂ.પ્ર.) દેખાવનો ઝઘડો (સાચો નહિ)] [જ્ઞાતિ-સમૂહ

**સોની-મહાજન** (-મ્હાજન) ન.,બ.વ. [+ સં.,પું.] સોનીઓનો

**સોનું** (સોનું) ન. [સં. सुवर्णक- > પ્રા. सोन्नअ-] કિંમતી એક પીળી ધાતુ, કાંચન, કનક, હેમ. (૨.વિ.) [-**ના કરતાં ઘડામણ મોંઘું** (-મોંઘું) (રૂ.પ્ર.) મામૂલી ચીજ પાછળ ભારે હેરાન થવું. -**નાનાં નળિયાં કરવાં** (રૂ.પ્ર.) ખૂબ કમાવું. -**નાનાં નળિયાં થવાં** (રૂ.પ્ર.) સૂર્યોદય થયા પછીનો મોડા સુધીનો સમય થવો. -**નાની ગારથી લીંપવું** (-ગારય-) (રૂ.પ્ર.) ઘણું જ સુશોભિત કરવું. -**નાની જાળ પાણીમાં ના(-નાં)ખવી** (રૂ.પ્ર.) મામૂલી કામ માટે ભારે ધાંધલ કરવી. (૨) મામૂલી કામ માટે સારા માણસને કષ્ટ આપવું. -**નાની તક (કે પળ)** (રૂ.પ્ર.) અમૂલ્ય અવસર. -**નાની થાળીમાં લોઢાની મેખ** (રૂ.પ્ર.) મામૂલી વાતથી સારું કામ રખડી પડવું એ. -**નાની લંકા લૂંટાવી** (-લઙ્કા-) (રૂ.પ્ર.) મહત્ત્વની વસ્તુઓ નાશ પામવી. -**નાને કાટ ચડે(-ઢે) નહિ** (રૂ.પ્ર.) સદ્ગુણી કદી બગડે નહિ. -**નાને ઘૂઘરે રમવું**, -**નાને પારણે ઝૂલવું** (રૂ.પ્ર.) જાહોજલાલી ભોગવવી. -**નાનો કોળિયો** (રૂ.પ્ર.) મોંઘો ખોરાક. (૨) અમૂલ્ય અવસર. -**નાનો વરસાદ** (રૂ.પ્ર.) પુષ્કળ કમાણી. -**નાનો વરસાદ વરસવો** (રૂ.પ્ર.) ભારે પાક થાય તેવી જરૂરી ઈશ્વરી મદદ મળવી. -**નાનો સૂરજ ઊગવો** (રૂ.પ્ર.) ખૂબ સુખ અને આબાદી થવી. -**નેથી દાંત ઘસવા** (રૂ.પ્ર.) ધનાઢ્ય હોવું, ખૂબ સુખી હોવું.

ફકીરિયું સોનું (-સૉનું) (રૂ.પ્ર.) સત્ત્વ-હીન વસ્તુ. (૨) ઠગારી વસ્તુ. સો ટચનું સોનું (-સૉનું) (રૂ.પ્ર.) તદ્દન શુદ્ધ અને નિર્મળ. (૨) ખાનદાન]

**સૉનેટ** ન. [અં.] ચૌદ ચરણોના માપનો એક ઊર્મિમય કાવ્ય-પ્રકાર (એક જ વિચાર કે ભાવનું ગંભીર આ-લેખન આપતો). (કાવ્ય.)

**સોનેરી** (સૉનેરી) વિ. [જુઓ 'સોનું' દ્વારા.] સોનાના રંગનું. (૨) સોનાના ઢોળવાળું. (૩) (લા.) આદર્શ અને હિતકારક ઉપદેશવાળું. [૦ ટોળી (-ટૉળી) (રૂ.પ્ર.) દગા-ખોર અને ચોર-ગુંડાઓની મંડળી]

**સોનૈયો** (સૉનૈયો) પું. [જુઓ 'સોનું' દ્વારા.] સોનાનો સિક્કો, સોના-મહોર. (૨) ગામડાંમાં કંઠમાં પહેરવાનું સોનાનું એક ઘરેણું. [૦ રૂપૈયો (રૂ.પ્ર.) એક રમત, અબૂલો-દબૂલો]

**સોપ** પું. [અં.] સાબુ

**સોપટ** ક્રિ.વિ. [રવા.] સીધે સીધું, પાધરું. (૨) જલદી, તરત

**સોપપત્તિક** વિ. [સં. स + उपपत्ति + क] કારણવાળું, હેતુ-વાળું. (૨) પ્રમાણવાળું

**સોપાધિ, ૦ક** વિ. [સં स + उपाधि,०क] ઉપાધિવાળું. (૨) વધારાનાં ગુણ-લક્ષણવાળું. (૩) મિથ્યા ગુણ-લક્ષણ-વાળું. (વેદાંત.)

**સોપાન** ન. [સં.] પગથિયું. (૨) પગથી, 'ફૂટ-પાથ.' (૪) સીડી, નિસરણી, દાદર [નિસરણી, સીડી

**સોપાન-શ્રેણિ,-ણી** સ્ત્રી. [સં.] પગથિયાંની હાર-માળા. (૨)

**સોપારા** ન. [સં. शूर्पारक- > પ્રા. सुप्पारअ-] ગુજરાતની દક્ષિણ સરહદ નજીક એ નામનું પ્રાચીન ગામ (જે બૌદ્ધ ધર્મનું એક કાળે મોટું કેંદ્ર હતું અને ધીકતું બંદર હતું.)

**સોપારી** સ્ત્રી., ન. મુખવાસ માટે વપરાતું એક સૂકું નાનું ફળ

**સોપારો**[1] પું. [જુઓ 'સોપારી; અહીં પું. બનાવ્યો 'ઓ' ત.પ્ર. લગાડી] (લા.) વૃષણ. (૨) પુરુષની ઇંદ્રિય

**સોપારો**[2] પું. [અર. સિપારહ્] કુરાનેશરીફનો તે તે અધ્યાય. [-રા ગણવા (રૂ.પ્ર.) નાસી છૂટવું]

**સો(-સૉ)પો** (સૉ(-સોં)પો) પું. [સં. स्वाप ઉપરથી] રાત્રિના પહેલા પહોરની મનુષ્ય પશુ પક્ષી વગેરેની નિદ્રાને કારણે અનુભવાતી નીરવ શાંતિ. [૦ પડવો (રૂ.પ્ર.) નીરવતા છવાવી]

**સોફ** પું. [સં. शोफ] સોજો. (૨) (લા.) ભયનો ધ્રાસકો

**સોફ-વા** પું. [+ જુઓ 'વા[2].'] શરીર સૂજી જવાનો એક રોગ

**સોફા** પું. [અં.] ગાદીવાળી ખુરશી-ઘાટની પહોળાઈવાળી બેઠક, કોચ (એકથી વધુ માણસ બેસી શકે તેવા)

**સોબત** સ્ત્રી. [અર. સુહ્બત્] સંસર્ગ, સાથ, સંગત. (૨) મૈત્રી, દોસ્તી

**સોબત(-તે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સોબતી' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય] સ્ત્રી સોબતી, સ્ત્રી સાથીદાર, (૨) સહિયર, સખી, સાહેલી, બહેનપણી [દોસ્ત

**સોબતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સાથીદાર. (૨) મિત્ર,

**સોભ** ન. [સં. शोभा દ્વારા] વરકન્યા પરણી ઊઠયા પછી ગણપતિ સમક્ષ ગાવામાં આવતું ગીત, સૌભાગ્ય-ગીત

**સોભાગ** (સૉભાગ) પું. બ. [સં. सौभाग्य > પ્રા. सोभग्ग, ન.] સૌભાગ્ય, સોહાગ, હેવાતણ. [૦ ઉતરાવવો, ૦ લેવડાવવો (રૂ.પ્ર.) વિધવા થતાં સૌભાગ્યનાં ચિહ્ન મુકાવવાં. ૦ રાખવાં (રૂ.પ્ર.) વિધવાએ સૌભાગ્યનાં ચિહ્ન ચાલુ રાખવાં]

**સોભાગ-પાંચ(-ચે)મ** (સૉભાગ-પાંચ(-ચે)મ્ય) સ્ત્રી. [+ જુઓ 'પાંચ(-ચે)મ.'] કાર્તિક સુદિ પાંચમની તિથિ, સૌભાગ્ય-પંચમી, જ્ઞાન-પંચમી. (સંજ્ઞા.)

**સોભાગ-વડું** (સૉભાગ-) ન. [જુઓ 'સોભાગ' + સં. °वट्टक > પ્રા. वट्टअ-] બાર-સાખ ઉપરનો માંગલિક ગણાતો લાકડા કે પથ્થરનો પાટડો

**સોમ** પું. [સં.] ચંદ્રમા. (સંજ્ઞા.) (૨) રવિ પછીનો વાર, ચંદ્ર વાર. (સંજ્ઞા.) (૩) પૂર્વ દિશાનો દિક્પાલ. (સંજ્ઞા.) (૪) પ્રાચીન કાલના યજ્ઞોમાં પીવામાં આવતો હતો તે સોમ-વલ્લીનાં પાંદડાંનો રસ. (૫) સંગીતનો એક અલંકાર. (સંગીત.) [૦ નાહ્યા (રૂ.પ્ર.) યજ્ઞ પૂરો થયો. (૨) કામ-કાજમાંથી છુટકારો મળ્યો, નિવૃત્તિ થઈ. (૩) કાર્ય-સિદ્ધ થયું]

**સોમ-નાથ** પું. [સં.] પ્રભાસ પાટણમાંના પ્રાચીન સમયથી તીર્થદેવ સોમેશ્વર મહાદેવ. (સંજ્ઞા.)

**સોમનાથ પાટણ** ન. [+ જુઓ 'પાટણ.'] સોમનાથ મહાદેવના ઇતિહાસ-પ્રસિદ્ધ સ્થાન તરીકેનું દક્ષિણ સૌ-રાષ્ટ્રમાં હિરણ્યા અને સરસ્વતીના સમુદ્ર-સંગમ પાસે આવેલું નગર, પ્રભાસ પાટણ. (સંજ્ઞા.) [પીવો એ

**સોમ-પાન** ન. [સં.] સોમ-વલ્લીનો રસ યજ્ઞને અંતે

**સોમપુરો** પું. [સં. सोम-पुर=સોમનાથ પાટણ, પ્રભાસ પાટણ + ગુ. 'ઉં' ત.પ્ર.] સોમનાથ પાટણના તીર્થગોર બ્રાહ્મણોની જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૨) એ બ્રાહ્મણોમાંથી સલાટને ધંધે જુદી પડેલી જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**સોમ-પ્રદોષ** પું. [સં.] શિવજીને ઉદ્દેશી સોમવારે એક ટાણું ભોજન કરવાનો માંગલિક યોગ

**સોમ-યજ્ઞ, સોમ-યાગ** પું. [સં.] યજ્ઞમાં સોમ-વલ્લીના રસને કેંદ્રમાં રાખી વિધિ કરવામાં આવતો હોય અને યજ્ઞને અંતે સોમ-રસ પિવાતો હોય તેવો પ્રાચીન કાલનો એક વૈદિક યજ્ઞ

**સોમ-યાજી** વિ.,પું. [સં.,પું.] સોમયજ્ઞનો યજમાન. (૨) સોમ-યજ્ઞનો વિધિ કરાવનાર આચાર્ય

**સોમ-રસ** પું. [સં.] સોમ-વલ્લીમાંથી નિચોવી કાઢેલું સત્ત્વ (યજ્ઞમાં એ પિવાતું). (૨) (લા.) ભાંગ. (૩) દારૂ, મદિરા

**સોમ-રોગ** પું. [સં.] સ્ત્રીનો પ્રદરનો રોગ

**સોમલ** ન. [અર. સમ્મુલ્ફાર] એક પ્રકારનું ખનિજ ઝેર (જેને શુદ્ધ કરી ખાંસી વગેરે રોગોમાં અપાય છે), 'આર્સેનિક' [શંખિયો સોમલ, ધોળો સોમલ

**સોમલ-ખાર** પું. [+ જુઓ 'ખાર.'] સોમલની એક જાત,

**સોમ-લતા** સ્ત્રી. [સં.] સોમ-રસ કાઢવામાં આવતો હતો તે વેલ, સોમ-વલ્લી (આજે એ સર્વાંશે ઓળખી શકાઈ નથી.) એના ૨૪ પ્રકાર કહેવાય છે.)

**સોમવતી** વિ., સ્ત્રી. [સં.] અમાસને દિવસે સોમવાર હોય તેવી એ તિથિ, સોમવારવાળી અમાસ. (સંજ્ઞા.) [૦ **અમાસ ને શુક્રવાર** (રૂ.પ્ર.) હળાહળ જૂઠું] [ચંદ્રમુખી (સ્ત્રી)
**સોમ-વદની** વિ., સ્ત્રી. [સં. सोम-वदना + ગુ. 'ઈ' ત.પ્ર.]
**સોમ-વલ્લિ, -લ્લી** સ્ત્રી. [સં.] જુઓ 'સોમ-લતા.'
**સોમ-વાર** પું. [સં.] જુઓ 'સોમ(૨).'
**સોમવારિયું** વિ.,ન. [ + ગુ. 'ઇયું' ત.પ્ર.] સોમવારે પ્રસિદ્ધ થતું સાપ્તાહિક પત્ર. (૨) (લા.) કાણ, ખરખરો
**સોમવારું** વિ. [ + ગુ. 'ઉં' ત.પ્ર.] સોમવારે આવતું કે શરૂ થતું ['સોમ-લતા.'
**સોમ-વેલી** સ્ત્રી. [સં. सोम + °वेल्लिका > પ્રા. वेल्लिआ] જુઓ
**સો-મિલ** સ્ત્રી. [સં.] લાકડાં વહેરવાનું કારખાનું
**સોમેશ, -શ્વર** પું. [સં. सोम + ईश,-श्वर] જુઓ 'સોમ-નાથ.'
**સોય[1]** સ્ત્રી. [સં. सूचि > પ્રા. सूइ] કપડાં વગેરે સીવવાની નાના છેદવાળી અણીદાર સળી. (૨) ગ્રામોફોન વગેરેની અણીદાર ખીલી, 'પિન.' [૦ **આપીને કોસ લેવી** (રૂ.પ્ર.) છેતરવું. ૦**ખોસાણું** (રૂ.પ્ર.) દરજીની પાઘડી. ૦ **પાછળ દોરો** (રૂ.પ્ર.) મોટા પાછળ નાનાનું જવું]
**સોય[2]** સર્વ. [સં. सः > પ્રા. सो+સં. च > પ્રા. य તત્સમ] તે. (૨) એ. (પદ્યમાં.) [વાનું મોચીનું એક ઓજાર
**સોયણી[1]** સ્ત્રી. [જુઓ 'સોય[1]' દ્વારા.] ચામડું સાંધે કર-
**સોયણી[2]** (સોઃયણી) સ્ત્રી. [જુઓ 'સોહિણી,'-પ્રવાહી ઉચ્ચારણ.] એક રાગિણી, સોહિણી. (સંગીત)
**સોયરું** ન., **-રો** પું. આંખમાં આંજવા માટેનું એક ખનિજ દ્રવ્ય, સુરમો [કિંમતી. (૪) ધનિક, પૈસાદાર
**સોયલું** (સોઃયલું) વિ. સુલભ. (૨) સહેલું, સરળ. (૩) (લા.)
**સોયા-બીન** ન. [અં.] વટાણા જેવું એક પૌષ્ટિક ધાન્ય
**-સોયું** વિ. [સં. सहित > પ્રા. सहिय-દ્વારા] 'વાળું' એ અર્થે સમાસના ઉત્તર પદમાં: 'વહાલ-સોયું' ['સૂયો.
**સોયો** (સોયો) પું. [સં. सौचिक > પ્રા. सोइय-] જુઓ
**સોરટી** સ્ત્રી. [અં. સૉર્ટિશન] નાની નાની રકમનો ફાળો ઉઘરાવી એમાંથી ભાગ્યના નંબર વિણાવી અપાતાં મોટાં રોકડાં ઇનામ, 'લૉટરી'
**સોરઠ** પું. [સં. सुराष्ट्र > પ્રા.सुरट्ठ, મૂળમાં જ કોઈ सु અને रट्ठ પ્રજા હશે, જેને કારણે પાછળથી સંસ્કૃતીકરણ, એવી શકયતા] આજનો ભાદર નદીની દક્ષિણનો સમુદ્ર સુધીનો જૂનાગઢ જિલ્લાનો પ્રદેશ. (સંજ્ઞા.). (૨) એ નામનો એક રાગ- (સંગીત.)
**સોરઠિયાણી** સ્ત્રી. [જુઓ 'સોરઠિયો, + ગુ. 'આણી' સ્ત્રી-પ્રત્યય.] સોરઠ દેશની વતની સ્ત્રી. (૨) તે તે સોરઠિયા જ્ઞાતિની સ્ત્રી
**સોરઠિયો** વિ.,પું. [જુઓ 'સોરઠ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] સોરઠનો વતની. (૨) વાણિયાઓની દસા-વીસા એવી બે તડવાળી એક જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.). (૩) આહીરોની એક પેટા જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.) (૪) સારસ્વત બ્રાહ્મણોનો એક ફિરકો અને એનો પુરુષ. (સંજ્ઞા ) (૫) સોરઠમાં થતી ઘોડાની એક જાત [દેશનું
**સોરઠી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સોરઠ દેશને લગતું, સોરઠ
**સોરઠો** પું. [+ ગુ. 'ઓ' ત.પ્ર.] સોરઠ દેશનો જાણીતો દોહરાનાં એકી બેકી ચરણોને ઉલટાવવાથી થતો એક માત્રા-મેળ છંદ (એમાં પ્રાસ એકી-પદોમાં મેળવાય છે. આમ કોઈ પણ દોહરાને ઉલટાવતાં એ 'સોરઠો.'). (પિં.)
**સોરણ[1]** ન. [જુઓ 'સોરવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] ઝાડની ડાળીઓમાંથી સોરી નાખેલ કરગઠિયાં. (૨) (લા.) વિવાહ વખતે વસવાયાં વગેરે માટે પરાણે લેવાતો લાગો. [૦ **કરવું** (રૂ.પ્ર.) પૈસા પડાવવા. (૨) સપાટી સરખી કરવી]
**સોરમ** જુઓ 'સોડમ.'
**સોરવ(-વા)વું** અ.ક્રિ. રહેવું માફક આવવું, રહેવું ગમવું
**સોરવું[1]** સ.ક્રિ. (ઝાડ વગેરેનાં ડાળી ડાંખળાં પાંદડાંને) ઉઝરડવું. (૨) ખાંપા-ખૂંપી કાઢી નાખવાં (જમીનમાંથી) અને (જમીન) સીધી કરવી. (૩) (લા.) ગાળો દેવી. **સોરાવું** કર્મણિ.,ક્રિ. **સોરાવવું** પ્રે.,સ.ક્રિ.
**સોરવું[2]** (સોરવું) અ.ક્રિ. વિયોગથી ઝૂરવું
**સોરંગી** (સોરઙ્ગી) [સં. सुरङ्गी] એક વનસ્પતિ
**સોરંગી-લાલ** (સોરઙ્ગી-) પું. [+ સં.] (લા.) ફક્કડ પુરુષ
**સોરં-સોરા** (સોરંસોરા) સ્ત્રી. [જુઓ 'સોરા-સોર[1]' સ્ત્રી.] જુઓ 'સોરા-સોર.[1]'
**સોરાટવું** અ.ક્રિ [જુઓ 'સોરવું[1]' દ્વારા.] જુઓ 'સોરવું.[1]' (૨) (લા.) ખૂબ ગાળો દેવી, ભાંડવું
**સોરામણ** ન. [જુઓ 'સોરવું[1]' + ગુ. 'આમણ' કૃ પ્ર ] ઝાડ વગેરે સોરવાનું મહેનતાણું
**સોરાવટ** (સોરાવટ્ય) સ્ત્રી. [જુઓ 'સોરવું[2]' દ્વારા.] વિયોગની ઝૂરણી. (૨) તીવ્ર ઇચ્છા
**સોરાવવું, સોરાવું** જુઓ 'સોરવું[1],'માં.
**સોરા-સોર** (સોરા-સોરચ) સ્ત્રી. [જુઓ 'સોરવું,[1]'-દ્વિર્ભાવ.] છોલા-છોલ, સોરં-સોરા
**સોરી** સ્ત્રી. [જુઓ 'સોરવું[1].' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] દાણાવાળા છોડને ઊભા સૂકવવા મૂકવા એ (જેથી સુકાયે ડૂંડાંમાંથી કણ સોરવા સહેલા પડે.)
**સૉરી** કે.પ્ર. [અં ] દિલગીરી બતાવતો ઉદ્ગાર
**-સોરું** વિ. [સમાસને અંતે સમય મર્યાદા બતાવે છે] લગી, સુધી (જેમકે 'બુધવાર-સોરું(-રો) હું આવી પહોંચીશ.')
**સૉર્ટર** વિ. [અં.] ટપાલ વગેરેના કાગળોને ગામ-વાર ગોઠવનાર [નામ પ્રમાણે ગોઠવવાનું કામ
**સૉર્ટિંગ** (સૉર્ટિઙ્) ન. [અં.] ટપાલ વગેરેના કાગળ જાત કે
**સોલ** ન. [અં.] જોડાનું અંદરનું તળિયું
**સોલ એજન્ટ** વિ , પું [અં.] એક જ પ્રતિનિધિ, મુખ્ય પ્રતિનિધિ (ખાસ કરી ચીજ-વસ્તુઓના વેચાણ માટેનો)
**સોલંકી** (સોલઙ્કી) વિ. [સં. चौलुक्य > પ્રા. चोलुक्क દ્વારા] ગુજરાતનો મધ્યકાલનો પ્રતાપી રાજવંશ અને એ વંશનો પુરુષ. (આ અવટંક પછી અનેક જ્ઞાતિઓમાં વહેંચાઈ ગઈ છે.)
**સોલાપુરી** વિ. [મહારાષ્ટ્રનું નગર 'સોલાપુર' + ગુ. 'ઈ' ત. પ્ર.] સોલાપુરને લગતું ('ચેવડો' ગુજરાતમાં જાણીતો છે.)
**સોલાર-પાક** પું. [જુઓ 'સોલારવું' + સં.] (લા.) સખત માર મારવો એ

**સોલારવું** સ.ક્રિ. સખત માર મારવો. **સોલારાવું** કર્મણિ., ક્રિ. **સોલારાવવું** પ્રે.,સ.ક્રિ.

**સોલારાવવું, સોલારાવું** જુઓ 'સોલારવું'માં.

**સોલિસિટર** વિ.,પું. [અં.] વકીલને મુકદ્દમાની વિગતો તૈયાર કરી એને સલાહ આપનાર સનંદી માણસ

**સોલો** પું. મગજમાં ઊભો થતો તુક્કો, વિચારનો પ્રબળ આવેશ, તરંગ.[૦ **ઊપડવો, ૦ ચડી(-ઢી) આવવો** (રૂ.પ્ર.) મગજમાં તુક્કો ઊઠવો]

**સોલ્જર** પું. [અં.] ગોરો સૈનિક

**સોલ્જરી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સોલ્જરને લગતું. [૦ સ્પિરિટ (રૂ.પ્ર.) લશ્કરી હૃદય-બળ]

**સોલ્જરી**[2] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સોલ્જરની કામગીરી

**સોલ્યુશન** ન. [અં.] દવા કે બીજા પદાર્થ પાણીમાં મેળવી કરાતું દ્રાવણ. (૨) એવું ચોટાડવા માટેનું ઘટ્ટ દ્રાવણ. (૩) ઉકેલ, ખુલાસો

**સોલ્લાસ** વિ. [સં. स + उल्लास] ઉમંગ-આનંદવાળું. (૨) ક્રિ.વિ. ઉમંગ-આનંદથી, ઉમળકાથી

**સોવડા(-રા)વવું** જુઓ 'સોવું'માં.

**સોવરીન** પું. [અં.] બ્રિટનનો સોનાનો સિક્કો, પાઉન્ડ

**સોવાર** પું. [જુઓ 'સોવાવું' + ગુ. 'આર' કૃ.પ્ર.] આમ-તેમ અથડાવું એ. (૨) ગભરાટ

**સોવાવું** જુઓ 'સોવું'માં.

**સોવા(-હા)સ(-સે)ણ** (-ણ્ય), **-ણી** જુઓ 'સુવાસણ,-ણી.'

**સોવિયેટ** ન. [અં.] પંચાયત જેવું સ્વસત્તાક રાજ્ય (જેમકે 'સોવિયેટ રશિયા')

**સોવું** સ.ક્રિ. સૂપડાથી દાણામાંનો કચરો હલાવી ઝાટકી દૂર કરવો. **સોવાવું** કર્મણિ.,ક્રિ. **સોવડા(-રા)વવું** પ્રે.,સ.ક્રિ.

**સોશિયલ** વિ. [અં.] મળતાવડું. (૨) સામાજિક

**સોશિયાલિઝ્મ** ન. [અં.] સમાજ-વાદ

**સોશિયાલિસ્ટ** વિ.[અં.]સમાજ-વાદમાં માનનારું, સમાજવાદી

**સોસ** પું. [સં. शोष > પ્રા. सोस, તત્સમ] કંઠમાં પડતું સુકવાણ. (૨) (લા.) ફિકર, ચિંતા. (૩) તીવ્ર ઇચ્છા. [૦ **પડવો** (રૂ.પ્ર.) ગળું સુકાવું. (૨) સખત તરસ લાગવી]

**સોસર** સ્ત્રી.,ન. [અં.] રકાબી જેવું છીછરું વાસણ

**સોસવાવું** અ.ક્રિ. [જુઓ 'સોસવું.'] રસ-કસનું સુકાવું. (૨) (લા.) મનમાં થતા ઉચાટથી સુકાતા જવું

**સોસવું** સ.ક્રિ. [સં. शुष्य > પ્રા. सुस्स, सोस, પ્રા. તત્સમ] રસ-કસ ચૂસી લેવો, સૂકવવું, શોષવું. (૨) (લા.) અ.ક્રિ. સહન કરવું, ખમવું. **સોસાવું** કર્મણિ,-ક્રિ. **સોસાવવું** પ્રે.,સ.ક્રિ.

**સોસળાઈ** સ્ત્રી. [જુઓ 'સોસળું'+ગુ. 'આઈ' ત.પ્ર.] સોસળાપણું, બેદરકારી. (૨) ભુલકણાપણું

**સોસળું** વિ. ધ્યાન વિનાનું, બેદરકાર. (૨) ભુલકણું

**સોસાયટી** સ્ત્રી. [અં.] સમાજ. (૨) મંડળી, સભા

**સોસાવવું, સોસાવું** જુઓ 'સોસવું'માં.

**સોહડા(-રા)વવું** (સોઃવડા(-રા)વવું) જુઓ 'સોહવું'માં. (ભાષામાં આનું રૂપ ખાસ પ્રચલિત નથી.)

**સોહણું** (સોઃવણું) ન. [જુઓ 'સોહવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] શોભા જનક ઉત્સવ. (૨) એવા ઉત્સવમાં પરસ્પર મળવું તે

**સોહરા(-ડા)વવું** (સોઃવરા(-ડા)વવું) જુઓ 'સોહવું'માં.

**સોહલું** (સોઃયલું) વિ. [સં. सुलभक > પ્રા. सुहल्लअ-] સુલભ (૨) સરળ, સહેલું. (૨) ન. મઝા પડે તેવી રમત

**સોહલો** (સોઃયલો) પું. [જુઓ 'સોહલું.'] આનંદ-ઉત્સવ

**સોહવાવું** (સોઃવાવું) જુઓ 'સોહવું'માં.

**સોહવું** (સોઃવું) અ.ક્રિ. [સં. शुभ्-शोभ् > પ્રા. सोह] શોભા ધારણ કરવી, રૂડું દેખાવું, શોભવું, સોહાવું. [આ ધાતુના રૂપ 'મોહવું' જેવાં] **સોહવાવું** (સોઃવાવું) ભાવે., ક્રિ. **સોહાવવું, સોહડા(-રા)વવું** (સોઃવડા(-રા)વવું) પ્રે.,સ.ક્રિ.

**સોહં** (સોહમ્) કે.પ્ર. [સં.सः + अहम्=सोऽहम्] 'એ બ્રહ્મ હું છું' એવો અદ્વૈત-ભાવ બતાવતો ઉદ્ગાર

**સોહાગ** (સૉહાગ) જુઓ 'સુહાગ.'

**સોહાગ(-ગે)ણ** (-ણ્ય) જુઓ 'સુહાગ(-ગે)ણ.'

**સોહાગિણી** જુઓ 'સુહાગિણી.'

**સોહાગી** જુઓ 'સુહાગી.'

**સોહાગેણ** (-ણ્ય) જુઓ 'સોહાગણ'-'સુહાગણ.'

**સોહામણું** વિ. [જુઓ સોહવું + ગુ. 'આમણું' કૃ.પ્ર.] શોભાવાળું, શોભી ઊઠતું, શોભીતું, સુ-શોભિત

**સોહાવવું, સોહાવું** જુઓ 'સોહવું'માં.

**સોહાસ(-સે)ણ** (-ણ્ય) જુઓ 'સુહાસ(-સે)ણ.'

**સોહાસણી** જુઓ 'સુહાસણી.'

**સોહાસિની** જુઓ 'સુહાસિની.'

**સોહાસેણ** (-ણ્ય) જુઓ 'સોહાસણ'-'સુહાસણ.'

**સોહિણી** સ્ત્રી. [સં. सौभिनिका > પ્રા. सोहिणिआ] એ નામની એક રાગિણી. (સંગીત.)

**સોહ્યલું** જુઓ 'સોહલું.'

**સોળ**[1] (સૉળ) વિ. [સં. षोडश > પ્રા. सोलह] દસ અને છ ની સંખ્યાનું. [૦ કળાનું (રૂ.પ્ર.) સંપૂર્ણ ખીલેલું. ૦ **વાલને** એક રતી (રૂ.પ્ર.) સર્વાંશે સાચું. ૦શ **ને શુક્રવાર.** (રૂ.પ્ર.) કદી જ નહિ. **-ળે કળા** (રૂ.પ્ર.) સંપૂર્ણ ચડતી. **-ળે કળાએ પ્રકાશ** (રૂ.પ્ર.) સંપૂર્ણ ચડતી. **-ળે શણગાર.** (રૂ.પ્ર.) શરીરનાં બધાં ઘરેણાં. **-ળે સંસ્કાર** (-સંસ્કાર) (રૂ.પ્ર.) બધાં સુખદુઃખ વીતવાં એ. **-ળે સોક(-ગ)ટો(-ઠી) કાઢી** (રૂ.પ્ર.) તદ્દન નિષ્ફળતા. **-ળે સોપારો ભણવા** (રૂ.પ્ર.) બધી રીતે કુશળ થવું. **-ળે સોળ આની** (-સૉળ-) (રૂ.પ્ર.) સંપૂર્ણ રીતે, પૂરેપૂરું] [પાતળો લાંબો સોળો, ભરોડ

**સોળ**[2] (સૉળ) લાકડી વગેરેના મારનો શરીર ઉપર થતો

**સોળ-મું** (સૉળ-મું) વિ. [જુઓ 'સોળ[1]' + ગુ. 'મું' ત.પ્ર.] સોળની સંખ્યાએ પહોંચેલું. [-મી ઘડી જવી (રૂ.પ્ર.) ભારે આફત આવી પડવી]

**સોળ-કૂકી, -ટી** (સૉળ-) સ્ત્રી. [જુઓ 'સોળ[1]' + 'કૂકી'-'કૂટી.'] સોળ કાંકરીથી રમાતી એક રમત

**સોળ-પેજી** (સૉળ-) વિ. [જુઓ 'સોળ[1]' + અં. 'પેજ' + ગુ. 'ઈ' ત.પ્ર.] સોળ પૃષ્ઠનું (પુસ્તકનો સોળ પૃષ્ઠોનો ફર્મો)

**સોળ-ભતું** (સૉળ-) ન. [+ સં. भक्तक- > પ્રા. भत्तअ-] સોળ ટાણાંના ઉપવાસનું

**સોળશ** પું. [સં. षोडश > પ્રા. सोडस] ૧૬ દિવસોના પખ-

વાડકિયાનો વધારાનો દિવસ

**સોળું** (સોળું) વિ. ધોઈને નવેંદમાં રાખેલું. (૨) અબોટિયું, શણિયું, મુગટો [-ળામાં હોવું (રૂ.પ્ર.) નવેંદમાં હોવું, અપરસમાં હોવું] [દૂટ લાંબો વળો

**સોળેચો** (સોળેયો) પું. [જુઓ 'સોળ' દ્વારા.] સોળ

**સોં** (સોં) સ્ત્રી. [જુઓ 'સોંચા.' [૦ વળવી (રૂ.પ્ર.) નિરાંત થવી] ['સ્વાંગ.'

**સોંગ** (સોંગ) પું. [સં. स्वाङ्ग > પ્રા. सोंग, પ્રા. તત્સમ] જુઓ

**સોંઘ** (સોંઘ્ય) સ્ત્રી. [જુઓ 'સોંઘું.'], ૰વારી, **સોંઘાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.], **સોંઘારત** (સોંઘારત્ય) ન., (-ત્ય,-ત્ય) સ્ત્રી. મોંઘી નહિ તેવી કિંમતે ચીજ-વસ્તુઓ વી એ, સોંઘાપણું, સસ્તાઈ

**સોંઘું**(સોંઘું)વિ. [સં.समर्घक- > પ્રા.समग्घअ- > અપ.सग्घउ] મોંઘું નહિ તેવું, સસ્તી કિંમતે મળતું, સસ્તું, [૦ મોંઘા માટે (-મોંઘા-) (રૂ.પ્ર.) ખૂબ ખપી જતાં અછત થયે મોંઘું થવું. ૦ મોંઘું થવું (-મોંઘું-) (રૂ.પ્ર.) આગ્રહની જરૂર રાખવી, માન માગવું. ૦ સપરું (રૂ.પ્ર.) ઘણું સોંઘું]

**સોંજ** (સોંજ્ય) સ્ત્રી. ત્રેવડ, પુગાણ, (૨) તૈયારી. (૩) સગવડ. (૪) ફુરસદ

**સોંઢવું** (સોંઢવું) અ.ક્રિ. [સં. सं-वृद्ध > પ્રા. संवुड्ढ-, વૃદ્ધિ પામવું-માંગલિક શબ્દ] શુભ કામ માટે ઘેરથી તૈયારી સાથે નીકળવું, વિદાય લેવી, સૂંઢવું. **સોંઢાવું** (સોંઢાવું) ભાવે.,ક્રિ. **સોંઢાડવું** (સોંઢાડવું) પ્રે.,સ.,ક્રિ.

**સોંઢાડવું, સોંઢાવું** (સોંઢા-) જુઓ 'સોંઢવું'માં.

**સોંધો** (સોંધો) પું. [સં. सुगन्ध-क > પ્રા. सु-गंध-अ-] સુગંધ, સૌરભ, સારી સોડમ. (૨) એક સુગંધીદાર પદાર્થ (-ચૂવા જેવા)

**સોંપણ** (સોંપણ્ય), -ણી સ્ત્રી. [જુઓ 'સોંપવું' + ગુ. 'અણ' -'અણી' કૃ.પ્ર.], -રત (-ત્ય) સ્ત્રી. ['સોંપવું' દ્વારા.] સોંપવું એ, ભળાવણી, સુપરત, હવાલો

**સોંપવું** (સોંપવું) સ.ક્રિ. [સં. समर्प् > પ્રા. समप्प > અપ. सवँप्प-] ભળાવણી કરવી, હવાલો આપવો, સુપરત કરવી. **સોંપાવું** (સોંપાવું), કર્મણિ., ક્રિ. **સોંપાવવું** (સોંપાવવું) પ્રે.,સ.ક્રિ.

**સોંપાવવું, સોંપાવું** (સોંપા-) જુઓ 'સોંપવું'માં.

**સોંફ** (સોંફ) સ્ત્રી. [હિં. सौंफ—સં. शतपुष्पा) વરિયાળી

**સોંયા** (સોંયા) સ્ત્રી. શુદ્ધિ, ભાન. (૨) સ્ફૂર્તિ, જાગૃતિ. તેજી, (૩) સમજણ, અક્કલ

**સોંસરવું** (સોંસરવું), **સોંસરું** (સોંસરું) વિ. એક છેડેથી બીજા છેડા સુધી પોલાણવાળું. (૨) એમાંથી પસાર થનારું. (૩) પાધરું, પાંસરું

**સૌ** પું. [સં. सर्व > પ્રા. सव्व > અપ. सहु > જૂ.ગુ. सहु] સર્વે, બધાં, સહુ (નોંધ : જીવંત માનવ માટે જ મર્યાદિત, 'સૌ ઘોડા' 'સૌ ઉંદર' 'સૌ જીવાત' 'સૌ બાંકડા' ન કહેવાય.) (૨) ક્રિ.વિ. સુધ્ધાં

**સૌકર્ય** ન. [સં.] કરવાની સરળતા [મળતા, નાજુકાઈ

**સૌકુમાર્ય** ન. [સં.] સુકુમાર હોવાપણું, સુકુમારતા, કો-

**સૌખ્ય** ન. [સં.] સુખ, સુખ-શાતા. (૨) સ્વાસ્થ્ય, આરોગ્ય, તંદુરસ્તી

**સૌખ્ય-પ્રદ** વિ. [સં.] સૌખ્ય આપનારું

**સૌગત, -તિક** વિ. [સં.] બૌદ્ધ ધર્મનું અનુયાયી, બૌદ્ધધર્મી

**સૌજન્ય** ન. [સં.] સુજન-તા, સજ્જન-તા, ભલાઈ, માણસાઈ

**સૌત્રામણ -ણિ** પું. [સં. सौत्रामणि] એ નામનો એક યજ્ઞ

**સૌત્રાંતિક** (સૌત્રાન્તિક) વિ.,પું. [સં.] જેમાં આત્માનો સ્વીકાર નથી - અસ્તિત્વ સ્વીકાર્યું નથી તેવા હીનયાન સંપ્રદાયનો એક ફિરકો. (બૌદ્ધ.)

**સૌદામની, સૌદામિની, સૌદામ્ની** સ્ત્રી. [સં.] આકાશીય વીજળી [કરિયાવર

**સૌદાય** વિ. [સં.] દાયજામાં અપાયેલું. (૨) ન. દાયજો,

**સૌધ** પું. [સં.] રાજ-મહેલ. (૨) મોટું મકાન, હવેલી

**સૌનંદ** (સૌનન્દ) ન. [સં.] શ્રીકૃષ્ણના ભાઈ બળદેવનું મુસળ. (સંજ્ઞા.)

**સૌનંદી** (સૌનન્દી) પું. [સં.] બળદેવ, બલરામ. (સંજ્ઞા)

**સૌપ્તિક** વિ.,ન. [સં.] સૂતેલાઓને લગતું યુદ્ધ. (૨) મહાભારતનું એ નામનું એક પર્વ (સંજ્ઞા.)

**સૌભ** પું. [સં.] શ્રીકૃષ્ણનો એક શત્રુ-માર્તિકાવત નગરનો રાજા સાલ્વ. (સંજ્ઞા.) (૨) ન. એનું કહેવાતું વિમાન

**સૌભદ્ર, -દ્રેય** પું. [સં.] શ્રીકૃષ્ણની બહેન સુભદ્રામાં અર્જુનથી થયેલો પુત્ર-અભિમન્યુ. (સંજ્ઞા.)

**સૌભાગ્ય** ન. [સં.] જુઓ 'સોભાગ(૧).' (૨) કલ્યાણ. (૩) સધવાવસ્થા, એવાતણ

**સૌભાગ્ય-ચિહ્ન** ન. [સં.] સધવા - સુવાસણીના માથા ઉપર વેણી - અંબોડો - કપાળમાં ચાંદલો-નાકમાં ચૂંક-હાથમાં ચૂડી અને માંગલિક વસ્ત્રો એ પ્રત્યેક

**સૌભાગ્ય-દ્રવ્ય** ન. [સં.] હળદર કંકુ ચોખા ચૂડી કંઠ-માળા વગેરે તે તે પદાર્થ [પાંચમની તિથિ. (સંજ્ઞા.)

**સૌભાગ્ય-પંચમી** (-પઞ્ચમી) સ્ત્રી. [સં.] કાર્તિક સુદિ

**સૌભાગ્યવતી** વિ.,સ્ત્રી. [સં.] જેનો પતિ હયાત હોય તેવી સ્ત્રી, સુવાસણી, સધવા

**સૌભાગ્ય-વંતાં** (-વન્તાં) ન.,બ.વ. [સં. सौभाग्य-वत् > પ્રા. वंत + ગુ. 'ઉં' ત.પ્ર.] (માનાર્થે) સૌભાગ્યવતી સ્ત્રી

**સૌભાગ્ય-સૂંઠ** (-ઠ્ય), -ડી સ્ત્રી. [સં. + જુઓ 'સૂંઠ' + ગુ. 'ઈ' (< સં. ०इका > પ્રા. इआ) ત-પ્ર.] શિયાળામાં તેજાના નાખીને બનાવાતો અને ઠાકોરજીને ધરવામાં આવતો એક પૌષ્ટિક પાક. (પુષ્ટિ.)

**સૌભ્રાત્ર** ન. [સં.] ભાઈ ભાઈનો સારો સંબંધ. (૨) સગાઈ કે પ્રેમનો નાતો

**સૌમનસ્ય** ન. [સં.] ચિત્તની પ્રસન્નતા

**સૌમિત્ર, -ત્રિ** પું. [સં.] દશરથની રાણી સુમિત્રાનો પુત્ર-લક્ષ્મણ અને શત્રુઘ્ન. (સંજ્ઞા.)

**સૌમ્ય** વિ. [સં.] શીતળ, મૃદુ. (૨) શાંત સ્વભાવનું. સાલસ. (૩) (લા.) નિરુપદ્રવી. (૪) પું. (સોમનો પુત્ર) બુધ ગ્રહ. (સંજ્ઞા.) (૫) બુધ-વાર. (સંજ્ઞા.)

**સૌર** વિ. [સં.] સૂર્યને લગતું, સૂર્ય-સંબંધી

**સૌરભ** પું., [સં.,ન.] સુગંધ, સોડમ, ખુશબો, સુવાસ

**સૌર-માન** ન. [સં.] સૂર્યના દર્શન પ્રમાણે કરવામાં આવતું સમયનું માપ. (જ્યો.)

**સૌર-માસ** પું. [સં.] સૂર્યનું એક રાશિમાંના પ્રવેશ પછી બીજી રાશિમાં પ્રવેશ થાય ત્યાંસુધીનું સમયનું અંતર (આવા બાર માસ = ૩૬૫ ઉપર થોડા સમયનું 'સૌર વર્ષ.') (જ્યો.)

**સૌર-વર્ષ** ન. [સં.] સૂર્યનું એક રાશિમાંના પ્રવેશથી લઈ બારે રાશિ વટાવી તેની તે રાશિમાં આવવા સુધીનું બાર સૌરમાસના સમયનું અંતર. (જ્યો.)

**સૌરાષ્ટ્ર** વિ. [સં.] પ્રાચીન સુરાષ્ટ્ર દેશને લગતું. (૨) પું., ન. [સં. સુરાષ્ટ્ર પું., સુરાષ્ટ્રા સ્ત્રી.] જુઓ 'સુરાષ્ટ્ર.'

**સૌરાષ્ટ્રિય** વિ. [સં.] સૌરાષ્ટ્રને લગતું, સૌરાષ્ટ્ર દેશનું. (સં. વ્યાકરણ પ્રમાણે 'સૌરાષ્ટ્રીય' અસિદ્ધ-અશુદ્ધ છે.)

**સૌરાષ્ટ્રી**[1] સ્ત્રી. [સં.] સૌરાષ્ટ્રની જૂની ભાષા. (સંજ્ઞા.) (૨) સૌરાષ્ટ્રની વ્યાપક બોલી. (સંજ્ઞા.) (૩) તામિલનાડુના 'મદુરાઈ'માં રહેતી જૂની સૌરાષ્ટ્રિય પ્રજાની બોલી. (સંજ્ઞા.)

**સૌરાષ્ટ્રી**[2] વિ. [સં. સૌરાષ્ટ્ર + ગુ. 'ઈ' ત.પ્ર.], -ષ્ટ્રીય વિ. [સં. સૌરાષ્ટ્રિય] જુઓ 'સૌરાષ્ટ્રિય.' (નોંધ: 'સૌરાષ્ટ્રીય' રૂપ સ. વ્યાકરણ પ્રમાણે અસિદ્ધ અને અશુદ્ધ છે.)

**સૌવર્ણ** વિ. [સં.] સોનાને લગતું, સોનાનું. (૨) ન. સૂંઠ

**સૌવીર** પું. [સં.] મધ્યકાલનો પ્રાચીન સિંધુ–પશ્ચિમ મારવાડ –ઉત્તર ગુજરાત –ઉત્તર કચ્છની વચ્ચેનો મોટે ભાગે થરપારકરનો પ્રદેશ. (સંજ્ઞા.) (૨) ન. બોરની એક જાત

**સૌવીરી** સ્ત્રી. [સં.] મધ્યમ ગ્રામની એક શ્રુતિ. (સંગીત.)

**સૌશીલ્ય** ન. [સં.] સુશીલ હોવાપણું, સુશીલ-તા, સદાચારિ-તા. (૨) વિનય, વિવેક [સૌંદર્ય, સુંદર-તા

**સૌષ્ઠવ** ન. [સં.] પાટીલાપણું, સમપ્રમાણ-તા. (૨) શોભા,

**સૌષ્ઠવ-પ્રિય** વિ. [સં.] જેને સૌષ્ઠવ ગમતું હોય તેવું

**સૌહાર્દ** ન. [સં.] હૃદયની કોમળ-તા. (૨) સુહૃદપણું. મિત્ર-તા, મૈત્રી, દોસ્તી, ભાઈ-બંધી

**સૌંદર્ય** (સૌ-દર્ય) ન. [સં.] સુંદર હોવાપણું, સુંદર-તા, મનોહર-તા, મનોરમ-તા, ખૂબસૂરતી. (૨) અંગ-સૌષ્ઠવ

**સ્કંદ** (સ્કન્દ) પું. [સં.] કાર્તિક સ્વામી, કાર્તિકેય (મહાદેવ અને ઉમાના પુત્ર) (સંજ્ઞા.)

**સ્કંદ-ગુપ્ત** (સ્કન્દ-) પું. [સં.] ગુપ્ત વંશના સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો સમ્રાટ પુત્ર (ઈ.સ. ૫ મી સદીનો મધ્ય-ભાગ.) (સંજ્ઞા.)

**સ્કંદ-પૂજા** (સ્કન્દ-) સ્ત્રી. [સં.] કાર્તિકેયની પૂજા-અર્ચા (ઈ.સ.ની પહેલી પાંચેક સદીમાં ચાલુ હતી.)

**સ્કંદ-ષષ્ઠી** (સ્કન્દ) સ્ત્રી. [સં.] કાર્તિક સુદિ કે વદિ છઠની તિથિ–કાર્તિક સ્વામીના ઉત્સવનો દિવસ. (સંજ્ઞા.)

**સ્કંધ** (સ્કન્ધ) પું. [સં.] બે ખભાની વચ્ચેનો પાછળનો ઓડનો ભાગ, કાંધ, ખાંધ. (૨) પશુની ગરદનની ઉપરનો ભાગ, કાંધ. (૩) થડ. (૪) પુરાણાદિ ગ્રંથનો પેટા ખંડ. (૫) સૈન્યનો એક વ્યૂહ. [છાવણી, પડાવ, 'કૅમ્પ.'

**સ્કંધાવાર** (સ્કન્ધાવાર) પું. [+ સં. આ-વાર] લશ્કરની

**સ્કંભ** (સ્કમ્ભ) પું. [સં.] ખંભો, ખાંભો, બેડો થાંભલો. (૨) શિવલિંગ, શિવનું બાણ

**સ્કાઉટ** પું. [અં.] મુખ્યત્વે વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ આપવા માટેની સંસ્થાનો તે તે વિદ્યાર્થી [ની રમત

**સ્કાઉટિંગ** (સ્કાઉટિઙ્) ન. [અં.] સ્કાઉટનું કાર્ય, સ્કાઉટો-

**સ્કીમ** સ્ત્રી. [અં.] યોજના

**સ્કૂટર** ન. [અં.] મોટર-સાઇકલ જેવું નાનાં પૈડાંનું ખુરશી ઉપર બેસાય એ પ્રકારનું એક યાંત્રિક વાહન. (૨) એવા ત્રણ પૈડાંનું ટ્રાઇસિકલ જેવું વાહન, 'ઓટો-રિક્ષા'

**સ્કૂલ** સ્ત્રી. [અં.] નિશાળ, શાળા

**સ્કૂલ બોર્ડ** ન. [અ.] બાળકોના શિક્ષણની વ્યવસ્થા માટે લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓનું બનેલું મંડળ

**સ્કેઇલ** જુઓ 'સ્કેલ.'

**સ્કેચ** પું. [અં.] હાથથી દોરેલી આકૃતિ કે ચિત્ર. (૨) કોઈ પણ વસ્તુ કે પ્રસંગનું સાધારણ બયાન

**સ્કે(૦ઇ)લ** પું. [અં.] માપ

**સ્કૉટ-લૅન્ડ** પું.,ન. [અં.] ઇંગ્લૅન્ડની ઉત્તરનો અડીને આવેલો આજનો બ્રિટનનો એક ભાગ. (સંજ્ઞા.) [(સંજ્ઞા.)

**સ્કૉટ-લૅન્ડ યાર્ડ** ન. [અં.] લંડન શહેરનું પોલીસ-દળ-

**સ્કોર** પું. [અં.] ક્રિકેટની રમતમાં થયેલી દોડ કે 'રન'નો કુલ સરવાળો કે આંકડો

**સ્કોરર** પું. [અં.] ક્રિકેટની રમત વખતે બંને બાજુની દોડ કે 'રન'ની સંખ્યા માંડયે જતો માણસ

**સ્કૉલર** વિ.,પું. [અં.] છાત્ર-વૃત્તિ લઈને ભણનાર વિદ્યાર્થી. (૨) વિદ્વાન, પંડિત (પોતાના વિષયનો નિષ્ણાત ગણાતો)

**સ્કૉલર-શિપ** સ્ત્રી. [સં.] વિદ્યાર્થીઓને અપાતી આર્થિક વૃત્તિ, છાત્ર-વૃત્તિ, શિષ્ય-વૃત્તિ. (૨) વિદ્વત્તા, પંડિતાઈ

**સ્ક્રીન** પું. [અં.] પડદો

**સ્ક્રૂ** પું. [અં.] પેચવાળી ખીલી કે ખીલો. [૦ ઢીલો હોવો (રૂ.પ્ર.) મગજની અસ્થિર-તા હોવી]

**સ્ક્રૂ-ડ્રાયવર** ન. [અં.] સ્ક્રૂ ફેરવી ચડાવવાનું કે ઉતારવાનું સળિયાવાળું સાધન

**સ્ક્રેપ** પું. [અં.] કાચા માલ તરીકે કામ લાગે તેવો ભંગાર. (૨) અસ્રો મુલાયમ કરવાનો ચામડાનો પટ્ટો

**સ્ક્વૅર** વિ. [અં.] ચોરસ. (૨) પું. ચોરસ ઘાટ. (૩) ન. ચોરસ ચોગાન

**સ્ક્વૉડ્રન** પું. [અં.] દરિયાઈ કે હવાઈ લશ્કરનો એક ભાગ

**સ્ખલન** ન. [અં.] ખડી પડવું એ. (૨) ભૂલ, ચૂક. (૩) સન્માર્ગથી ભ્રષ્ટ થવું એ. (૪) અધઃપાત

**સ્ખલિત** વિ. [સં.] સ્ખલન પામેલું. (૨) જેને વીર્ય-સ્રાવ થયો હોય તેવું. (૩) ન. જુઓ 'સ્ખલન.'

**સ્ટડી** પું. [અં.] અભ્યાસ (ગ્રંથાદિનો), વિદ્યાભ્યાસ

**સ્ટડી-સર્કલ** ન. [અં.] અભ્યાસ-વર્તુલ

**સ્ટન્ટ** (સ્ટણ્ટ) પું. [સં.] ક્રિયા કે શક્તિની એકાગ્ર-તાનો કે કરી છૂટયાનો ડોળી દેખાવ, આટાટોપ, 'સ્ટંટ'

**સ્ટમ્પ** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં બેઉ બાજુની (૩+૧) ચારમાંની તે તે લાકડી, 'વિકેટ,' 'સ્ટંપ'

**સ્ટર્લિંગ** (સ્ટર્લિઙ્) પું. [અં.] બ્રિટનનો સોનાનો સિક્કો–પાઉન્ડ. (૨) એટલી કિંમતની નોટ

**સ્ટર્લિંગ પુરાંત** (સ્ટર્લિઙ્-) સ્ત્રી. [+ જુઓ 'પુરાંત.']

ભારતને બ્રિટનનું કરજ ચૂકવવા માટેની બાકી રકમ
સ્ટવ પું. [અં.] ઘાસલેટથી હવાની મદદે બળતો ચૂલો. (૨) ઘાસલેટનો સાદો વાટવાળો ચૂલો
સ્ટંટ (સ્ટણ્ટ) જુઓ 'સ્ટન્ટ.'
સ્ટંપ (સ્ટમ્પ) જુઓ 'સ્ટમ્પ.'
સ્ટાઇલ સ્ત્રી. [અં.] ઢબ, રીત, પ્રકાર, શૈલી
સ્ટાન્ડર્ડ (સ્ટાણ્ડર્ડ) ન. [અં.] ધોરણ, 'સ્ટાંડર્ડ'
સ્ટાન્ડર્ડ ટાઇમ (સ્ટાણ્ડર્ડ-) પું [અં.] દેશના મધ્યવર્તી સ્થળનો સમગ્ર દેશને માટે માન્ય સમય, 'સ્ટાંડર્ડ ટાઇમ'
સ્ટાર્ચ પું. [અં.] ખાદ્ય પ્રકારની વનસ્પતિ અનાજ વગેરેમાંનું કાર્બનવાળું તત્ત્વ, કાંજી
સ્ટાંડર્ડ (સ્ટાણ્ડર્ડ) જુઓ 'સ્ટાન્ડર્ડ.'
સ્ટાંડર્ડ ટાઇમ (સ્ટાણ્ડર્ડ-) જુઓ 'સ્ટાન્ડર્ડ ટાઇમ.'
સ્ટાંપ (સ્ટામ્પ) જુઓ 'સ્ટામ્પ' - સ્ટૅમ્પ.'
સ્ટિક સ્ત્રી. [અં.] લાકડી, સોટી. (૨) હોકીની રમતની ખાસ પ્રકારની લાકડી
સ્ટીમ સ્ત્રી. [અં.] વરાળ (૨) (લા.) જુસ્સો, જોસ
સ્ટીમ એન્જિન, સ્ટીમ ઍંજિન (-ઍઞ્જિન) ન. [અં.] વરાળથી ચાલતું યંત્ર [બોટ
સ્ટીમર સ્ત્રી. [સં.] વરાળની મદદથી ચાલતું વહાણ, આગ-
સ્ટીમ-રોલર ન. [અં.] રસ્તા ઉપરની કાંકરી વગેરે દબાવવાનું વરાળથી ચાલતું યંત્ર
સ્ટીમ-લૉન્ચ, સ્ટીમ-લોંચ (-લૉઞ્ચ) સ્ત્રી. [અં.] વરાળની મદદથી ચાલતો મછવો, નાની બોટ
સ્ટીરિયો પું. [અં.] ચોપડી વગેરે કે બ્લૉક વગેરે છાપવાનાં કરેલાં તૈયાર પતરાં [ટાંપવાળી કલમ
સ્ટીલ ન. [અં.] પોલાદ, ગજવેલ. (૨) સ્ત્રી. પોલાદની
સ્ટુડિયો પું. [અં.] કલાકારને પોતાનું કામ કરવાનો ઓરડો કે મકાન [પાયાની કે ચાર પાયાની બેઠક
સ્ટૂલ ન. [અં.] નાના ટેબલ જેવી ગોળ કે ચોરસ ત્રણ
સ્ટેઇજ જુઓ 'સ્ટેજ.'
સ્ટેઇટ જુઓ 'સ્ટેટ.'
સ્ટેઇટ-મેન્ટ, સ્ટેઇટ-મેંટ (-મેણ્ટ) જુઓ 'સ્ટેટ-મેંટ.'
સ્ટેચ્યૂ ન. [સં.] પથ્થર કે ધાતુનું બાવલું
સ્ટૅચ્યૂટ પું [અં.] કોઈ પણ ધારાના કામની સરળતા માટે પાછળથી બનાવેલો તે તે પેટા-ધારો
સ્ટે(૦ઇ)જ ન. [અં.] સભા વગેરે માટેનો મંચ. (૨) નાટકનો તખતો, રંગ-મંચ, નાટ્ય-મંચ
સ્ટે(૦ઇ)ટ, ન. [અં.] રાજ્ય કે પેટા-રાજ્ય
સ્ટે(૦ઇ)ટ-મેન્ટ, સ્ટે(૦ઇ)ટ-મેંટ (-મેણ્ટ) ન. [સં.] નિવેદન, કેફિયત
સ્ટેઇન-લેસ-સ્ટીલ જુઓ 'સ્ટેન-લેસ સ્ટીલ.' [મેદાન
સ્ટેડિયમ ન. [અં.] રમત-ગમતનું વિશાળ ચોગાન કે
સ્ટેથોસ્કોપ ન. [અં.] હૃદય અને ફેફસાં બરોબર કામ કરે છે કે નહિ એ જાણવાનું ટ્યૂબવાળું કાનમાં ભરાવવાનું દાક્તરનું એક યંત્ર [તેનું વૈજ્ઞાનિક પોલાદ
સ્ટે(૦ઇ)ન-લેસ સ્ટીલ ન. [અં.] જેમાં કાટ નથી લાગતો
સ્ટેનો, ૦ગ્રાફર પું. [અં.] શૉર્ટ હેન્ડથી લખી લેનાર માણસ
સ્ટેનો-ટાઇપિસ્ટ પું. [અં.] શૉર્ટ હૅન્ડથી લખી ટાઇપરાઇટર ઉપર ટાઇપ કરી આપનાર માણસ
સ્ટૅન્ડ (સ્ટૅણ્ડ) ન. [અં.] વાહનમાં ચઢનારાઓને ઊભાં રહેવાનું તે તે મથક. (૨) સ્ત્રી. સામાન મૂકવાની કે ઉપરથી માલ-સામાન ઉતારવા ઊભા રહેવાની ચારપાઈ, ઘોડી, ઘોડો. (૩) અભિપ્રાયની પકડ
સ્ટેન્સિલ, ૦ પેપર પું. [અં.] લોખંડની અણીવાળી કલમથી જેના ઉપર સાઇક્લોસ્ટાઇલ કરવા માટે લખવામાં આવે છે તે મીણિયો કાગળ
સ્ટૅમ્પ પું. [અં.] સિક્કો કે એની છાપ. (૨) ટિકિટ (ટપાલની). (૩) દસ્તાવેજ માટેનો સરકારી છાપનો કાગળ. (૪) (લા.) ખત દાવા વગેરે માટે ભરવાની સરકારી લેતરી
સ્ટૅમ્પ-પેપર પું. [અં.] જુઓ 'સ્ટૅમ્પ(૩).' [વેચનારો
સ્ટૅમ્પ-વેન્ડર પું. [અં.] સરકારી સ્ટૅમ્પ તેમજ ટિકિટ
સ્ટેશન ન. [સં.] મુકામ, પડાવ. (૨) મથક, સ્થાન. (૩) રેલવે મોટર-બસ વગેરેનું મથક (જ્યાંથી મુસાફરો ચઢઊતર કરી શકે.)
સ્ટેશન-માસ્ટ(-સ્ત)ર પું. [+ અં. 'માસ્ટર્'] રેલવે-સ્ટેશનનો વડો અમલદાર [વગેરે) વેચનારો વેપારી, કાગદી
સ્ટેશનર પું. [અં.] લખવાનાં સાધન (કાગળ શાહી પેન્સિલ
સ્ટેશનરી સ્ત્રી. [સં.] લખવાની સામગ્રી (કાગળ શાહી પેન્સિલ વગેરે) લેખન-સામગ્રી
સ્ટૅંપ જુઓ 'સ્ટૅમ્પ.'
સ્ટૉક પું. [અં.] પદાર્થોનો સમૂહ, જથ્થો. (૨) ફંડ, પૂંજી, ભંડોળ. [૦ લેવો (રૂ.પ્ર.) માલ-સામાનની નોંધ કરી ગણતરી કરવી]
સ્ટૉક એક્સ્ચે(૦ઇ)ન્જ (-એક્સ્ચેઞ્જ) પું. [અં.] શેર સિક્યુરિટી વગેરેના જ્યાં સોદા થતા હોય તેવું બાંધેલું બજાર
સ્ટૉક-બુક સ્ત્રી. [અં.] માલ-સામાનની નોંધની ચોપડી
સ્ટૉપ પું. [અં.] મોટર-બસને માર્ગમાં વચ્ચે થોભવાનું નાનું મથક, થોભો
સ્ટૉપ પ્રેસ ન. [અં.] છાપામાં છેક છેલ્લી ઘડીએ મળેલા મહત્ત્વના સમાચાર અને એનું સ્થાન [ઇસ્ટાંપડી
સ્ટૉપર સ્ત્રી. [અં.] બારી-બારણાંની ઊભી આંકડી,
સ્ટોર પું. [અં.] માલ-સામાનનો જથ્થો. (૨) એવો જથ્થો રાખવાનું સ્થાન. (૩) જીવન-જરૂરિયાતની ચીજો વેચવાની દુકાન
સ્ટોર-કીપર વિ. [અં.] કારખાનાં દુકાનો વગેરેમાંના માલ-સામાનના જથ્થાની દેખરેખ રાખનાર [ઓરડો
સ્ટોર-રૂમ પું. [અં.] માલ સામાનનો જથ્થો રાખવાનો
સ્ટૉલ પું. [અં.] પરચૂરણ ચીજો તેમ છાપાં વગેરે વેચવાની અને ચા વગેરે પીણાં વેચાતાં પૂરાં પાડવાની નાની દુકાન
સ્ટ્રીટ સ્ત્રી. [અં.] મહોલ્લો, લત્તો, પાડો, પા, પોળ, મોટી શેરી. (૨) નગર કે ગામની અંદરનો રસ્તો
સ્ટ્રીટ-લાઇટ સ્ત્રી. [અં.] જાહેર માર્ગો અને શેરીઓમાંના સુધરાઈના દીવા
સ્ટ્રેચર ન. [અં.] અ-શક્ત ઘાયલ માંદ વગેરેને સૂતાં લઈ

જવાય તેવું ખાટલી જેવું વાહન (બે છેડના દાંડા બે માણસ હાથથી ઉપાડી લઈ જઈ શકે તેવું)

**સ્ટ્રૅાન્ગ-રૂમ, સ્ટ્રૉંગ-રૂમ** (સ્ટ્રૉઙ્ગ્-) પું. [અં.] તિજોરી જેવો ઓરડો

**સ્ટ્રૉન્શિયમ** ન. [અં.] એક મૂળ ધાતુ. (ર.વિ.)

**સ્તન** ન. [સં.,પું.] ધાઈ, થાન. (૨) આંચળ

**સ્તન-પાન** ન. [સં.] ધાવવાની ક્રિયા

**સ્તનં-ધય** (સ્તન-ધય) વિ. [સં.] ધાવણું બાળક કે આંચળવાળાં પશુનું બચ્ચું [કબજો-કાંચળી

**સ્તનાંશુક** (સ્તનાંશુક) ન. [સં.] કમખો-કાપડું-ચોળી-

**સ્તની** વિ. [સં.,પું.] જેને ધાઈ તેમજ આંચળ હોય તેવું

**સ્તન્ય** ન. [સં.] સર્વ-સામાન્ય પ્રાણિ-જ દૂધ. (૨) મનુષ્ય માતાનું ધાવણ

**સ્તબક** પું. [સં.] ફૂલવાળું લૂમખું, (૨) ગુચ્છો. (૩) (લા.) ગ્રંથનો નાનો વિભાગ, પરિચ્છેદ. (૩) જુઓ 'ટબો.'

**સ્તબ્ધ** વિ. [સં.] થંભી ગયેલું. (૨) આશ્ચર્ય-ચકિત. (૩) દિક્મૂઢ થયેલું

**સ્તર** પું. [સં.] થર, પડ. (૨) કક્ષા. (નોંધ: 'શિક્ષણનું સ્તર' જેવો ગુ. માં નપુંસકલિંગે પ્રયોગ પણ થવા લાગ્યો છે.)

**સ્તવ** પું., **-વન** ન. [સં.] ગુણ-પ્રશંસાનો પદ્ય-સમૂહ, સ્તુતિ, સ્તોત્ર [યોગ્ય, સ્તવ્ય

**સ્તવનીય** વિ. [સં.] સ્તુતિ કરવા જેવું, સ્તુતિ કરાવા

**સ્તવવું** સ.ક્રિ.[સં. स्तु>स्तव्, પછી તત્સમ] સ્તુતિ કરવી, સ્તવન કરવું. **સ્તવાવું** કર્મણિ., ક્રિ.

**સ્તવ્ય** વિ. [સં.] જુઓ 'સ્તવનીય.'

**સ્તંબ** (સ્તમ્બ-) પું. [સં.] થૂમડું. (૨) ઝૂમખું, ગુચ્છો. (૩) હાથીને બાંધવાનો ખીલો

**સ્તંભ** [સ્તમ્ભ) પું. [સં.] થંભ, થાંભો. થાંભલો. (૨) ઘોડાને થતો એક રોગ. (૩) રસ-પ્રક્રિયામાંનો એક સાત્ત્વિક ભાવ. (કાવ્ય.)

**સ્તમ્ભ-તીર્થ** (સ્તમ્ભ-) ન. [સં.] 'ખંભાત' નગરનું મધ્યકાલીન એક સંસ્કૃત નામ. (સંજ્ઞા.)

**સ્તંભન** (સ્તમ્ભન) ન. [સં.] અટકી પડવું એ, રોકાઈ રહેવું એ. (૨) તંત્ર-શાસ્ત્રમાં જાણીતું અભિચાર-કર્મ. (૩) ઝાડો પેશાબ વગેરેને રોકી નાખનારું ઔષધ

**સ્તંભ-લેખ** (સ્તમ્ભ-) પું [સં.] પથ્થર કે ધાતુના થાંભલા ઉપરનો પ્રશસ્તિ-લેખ. (૨) વીરપુરુષના ખોડેલા પાળિયાનો લેખ

**સ્તંભવું** (સ્તમ્ભવું) અ. ક્રિ. [સં. स्तम्-स्तम्भ्, તત્સમ] થંભી જવું, અટકી પડવું, રોકાઈ જવું. **સ્તંભાવું** (સ્તમ્ભાવું) ભાવે., ક્રિ. **સ્તંભાવવું** (સ્તમ્ભાવવું) પ્રે.,સ.ક્રિ.

**સ્તંભાવવું, સ્તંભાવું** જુઓ 'સ્તંભવું'માં. [(૨) રોકેલું

**સ્તંભિત** (સ્તમ્ભિત) વિ. [સં.] થંભાવેલું, રોકેલું, અટકાવેલું,

**-સ્તાન** ન. [ફા.] સમાસમાં અંતે 'સ્થાન'નો અર્થ–દેશના અર્થ આપતો શબ્દ: 'હિંદુ-સ્તાન' 'તુર્ક-સ્તાન' 'અફઘાનિ-સ્તાન' 'પાકિ-સ્તાન' વગેરે

**-સ્તાની** વિ. [+ ફા. પ્રત્યય] 'સ્થાન કે દેશનો વાસી' એ અર્થ સમાસને છેડે: 'હિંદુસ્તાની' 'તુર્કસ્તાની' વગેરે

**સ્તુતિ** સ્ત્રી. [સં.] પ્રશંસાનું વચન, વખાણ. (૨) એ પ્રકારનો પદ્ય-સમૂહ, સ્તોત્ર, સ્તવન

**સ્તુતિ-પાઠ** પું. [સં.] સ્તોત્ર બોલી જવું કે વાંચી જવું એ

**સ્તુતિ-પાઠક** વિ. [સં.] સ્તોત્ર બોલનાર કે વાંચી જનાર

**સ્તુતિ-પાત્ર** વિ. [સં., ન.] જુઓ 'સ્તવનીય.'

**સ્તુતિ-પ્રિય** વિ. [સં.] જેને વખાણ ગમતાં હોય તેવું

**સ્તુત્ય** વિ. [સં.] જુઓ 'સ્તવનીય'. (૨) વખાણવા જેવું

**સ્તુત્યર્થ** પું [સં. स्तुति + अर्थ] સ્તુતિનો આશય કે માયનો [પ્રકારમાંનો એક. (તર્ક.)

**સ્તુત્યર્થાનુવાદ** પુ. [+ સં. अनु-वाद] અનુમાનના ત્રણ

**સ્તૂપ** પું. [સં.] ઢગલો. (૨) ભગવાન બુદ્ધના અવશેષ ઉપરનું ગોળ ઘુમ્મટના આકારનું ઘન સ્થાપત્ય (એ પહાડમાં કોતરેલું પણ હોય કે પથ્થર ઈંટ વગેરેનું ચણેલું પણ હોય.)

**સ્તેન** પું. [સં.] ચોર

**સ્તેય** ન. [સં.] ચોરી

**-સ્તો** ક્રિ. વિ [જુઓ 'જ' + 'તો'; સંધિમય ઉચ્ચારણ. અનુમતિનો ભાવ હોય એમ: 'હાસ્તો' (<'હા જ તો'), 'છોસ્તો' (<'છો જ તો'), 'કરશોસ્તો' (<'કરશો જ તો' વગેરે)

**સ્તોતવ્ય** વિ. [સં.] જુઓ 'સ્તવનીય.'

**સ્તોતા** વિ. [સં.,પું.] સ્તુતિ કરનાર, સ્તુતિ-પાઠક

**સ્તોત્ર** ન. [સં.] જુઓ 'સ્તવ'-'સ્તુતિ.'

**સ્તોમ** પુ. [સં.] સ્તુતિ, વખાણ (૨) એક પ્રકારનો યજ્ઞ. (૩) સમૂહ, જથ્થો

**સ્ત્રિયા-રાજ** ન. [સં. स्त्री + ગુ. 'ઇયું' ત.પ્ર. + જુઓ 'રાજ.[૨]'] જ્યાં સ્ત્રીઓનું શાસન હોય તેવું

**સ્ત્રિયાળ, -ળું** વિ, [સં. स्त्री + ગુ. 'આળ' 'આળું' ત.પ્ર.] (લા.) સ્ત્રીના જેવા સ્વભાવનું. (૨) પોચું. (૩) વેવલું. (૪) સ્ત્રીઘેલું

**સ્ત્રી** સ્ત્રી. [સં.] નારી, બાયડી, બૈરી, બૈરું, મહિલા, વનિતા, અબળા. (૨) પત્ની, ભાર્યા, ઘરવાળી, ધણિયાણી. [૦ કરવી (રૂ.પ્ર.) પરણવું. (૨) પુનર્લગ્ન કરવું. ૦માં આવવું (રૂ.પ્ર.) સ્ત્રી-ધર્મમાં આવવું, સ્ત્રીનું ઉંમર-લાયક થવું]

**સ્ત્રી-અંડ** (-અણ્ડ) પું. [+ સં. अण्ड, સંધિ વિના] જેમાં પ્રજા ઉત્પન્ન કરનારાં જંતુ હોય તેવો સ્ત્રીનો બીજ-કોશ

**સ્ત્રી-કેસર** ન. [સં.,પું.] ફૂલોમાં—વનસ્પતિમાં રહેલો ફૂલોત્પાદક તંતુ

**સ્ત્રી-કેળવણી** સ્ત્રી. [+ જુઓ 'કેળવણી.'] કન્યાઓની –સ્ત્રીઓની શાળા-મહાશાળાઓમાંની તાલીમ

**સ્ત્રી-ઘેલછા** (-ઘેલછા) સ્ત્રી. [+જુઓ 'ઘેલછા.'] સ્ત્રી કે પત્ની પાછળ પ્રબળ રીતે આ-સક્તિ રાખવી એ

**સ્ત્રી-ઘેલો** (-ઘેલો) વિ., પું [+ જુઓ 'ઘેલું.'] સ્ત્રી-ઘેલછાવાળો પુરુષ

**સ્ત્રી-ચરિત્ર** ન. [સં.] (લા.) સ્ત્રીના કાવા-દાવા, સ્ત્રીની ચાલાકી

**સ્ત્રી-જન** વિ. [સં.,પું.] સ્ત્રી વ્યક્તિ, બૈરું

**સ્ત્રી-જાત** (ત્ય) સ્ત્રી. [+ જુઓ 'જાત.[૨]'], **-તિ** સ્ત્રી. [સં.] સમગ્ર સ્ત્રીવર્ગ, સ્ત્રીઓની આખી જાત

**સ્ત્રી-જિત** વિ.,પું. [સં.] સ્ત્રીને વશ થઈ રહેલો પુરુષ, સ્ત્રી-વશો [ભાવ

**સ્ત્રી-ત્વ** ન.[સં.] શરીરમાં સ્ત્રીઓનાં લક્ષણ હોવાં એ, સ્ત્રી-

**સ્ત્રી-દાક્ષિણ્ય** ન. [સં.] સ્ત્રી. તરફેની ચતુરાઈ. (૨) સ્ત્રી તરફ માનભર્યું વલણ, નારી-પૂજા, સ્ત્રી-બહુમાન, 'શિવલ્રી'

**સ્ત્રી-ધન** ન. [સં.] સ્ત્રીને દાયજામાં મળેલું તેમજ પતિ અને સગાંવહાલાંઓ વગેરે પાસેથી મળેલ ભેટના રૂપનું નાણું કે સંપત્તિ, પલ્લું. કરિયાવર અને બક્ષિસોના રૂપનું દ્રવ્ય [(૨) રજોદર્શન થવું એ

**સ્ત્રી-ધર્મ** પું. [સં.] સ્ત્રીની પતિ કુટુંબ વગેરે તરફની ફરજ.

**સ્ત્રી-પાત્ર** ન. [સં.] નાટચ વગેરેમાં સ્ત્રીના પોશાકથી અભિનય કરનાર વ્યક્તિ (એ સ્ત્રી પણ હોઈ શકે, પુરુષ પણ.), નારી-પાત્ર

**સ્ત્રી-પુરુષ** ન., બ.વ. [સં.] નારી અને નર (સર્વ-સામાન્ય.) (૨) ધણી-ધણિયાણી, પતિ-પત્ની, દંપતી

**સ્ત્રી-પુરુષ-સંબંધ** (-સમ્બન્ધ) પું. [સં.] સ્ત્રીઓ અને પુરુષો વચ્ચેનો સર્વ-સામાન્ય વ્યાવહારિક નાતો (૨) મૈથુન, સંભોગ

**સ્ત્રી-પુંસાકર્ષણ** (-પુંસા-) ન. [+ पुम्स् + आ-कर्षण] સ્ત્રી અને પુરુષનું પરસ્પરનું ખેંચાણ (બ.ક.ઠા.)

**સ્ત્રી-પ્રસંગ** (-પ્રસઙ્ગ) પું. [સં.] સ્ત્રીની સાથે પડેલું કામ. (૨) મૈથુન, સંભોગ

**સ્ત્રી-બહુમાન** ન. [સં.,પું.] સ્ત્રીઓને માન આપવાની ક્રિયા, સ્ત્રીઓ પ્રત્યેનો આદર, સ્ત્રી-સંમાન, સ્ત્રી-દાક્ષિણ્ય

**સ્ત્રી-બીજ** ન. [સં.] સ્ત્રીના વીર્યમાંનો સ્ત્રી ઉત્પન્ન કરનારો કણ. (૨) ફૂલમાંનો સ્ત્રી-કેસર [કેસરનો તાંતણો

**સ્ત્રી-બીજાંકુર** (-બીજાઙ્કુર પું. [+ સં.अङ्कुर] ફૂલોના સ્ત્રી

**સ્ત્રી-બુદ્ધિ** સ્ત્રી. [સં.] સ્ત્રીની અક્કલ. (૨) (લા.) સ્ત્રીની સલાહ

**સ્ત્રીમતાધિકાર** પું. [+ સં. अधि-कार] સ્ત્રીઓને સામાજિક રાજકીય વગેરે બાબતોમાં મત આપવાનો હક

**સ્ત્રી-રોગ** પું. [સં.] સ્ત્રીઓને જ થતો કોઈ પણ શારીરિક વ્યાધિ. (૨) પ્રદર જેવો યોનિ-રોગ

**સ્ત્રી-લિંગ** (લિઙ્ગ) ન. [સં.] જેનાથી સ્ત્રી છે એમ ઓળખાય તેવું નિશાન. (૨) (વ્યાકરણમાં) નારીજાતિ. (વ્યા)

**સ્ત્રીલિંગી** (-લિઙ્ગી) વિ. [સં.,પું.] સ્ત્રીલિંગનું, નારીજાતિનું. (વ્યા.) (૨) હીજડું, બાયલું

**સ્ત્રી-વર્ગ** પું. [સં.] સ્ત્રીઓનો સમાજ

**સ્ત્રી-વશ** વિ. [સં.] સ્ત્રીના તાબાનું, સ્ત્રીને અધીન, બૈરીના તાબામાં રહેનાર [બતાવનાર, સ્ત્રીલિંગી. (વ્યા.)

**સ્ત્રી-વાચક** વિ. [સં.] સ્ત્રીલિંગ કે નારી જાતિનું હોય એવું

**સ્ત્રી-શક્તિ** સ્ત્રી. [સં.] સ્ત્રીની તાકાત. (૨) સ્ત્રી-જાતિ

**સ્ત્રી-શિક્ષણ** ન , **સ્ત્રી-શિક્ષા** સ્ત્રી. [સં.] જુઓ 'સ્ત્રી-કેળવણી.'

**સ્ત્રી-સમાગમ**, **સ્ત્રી-સંગ** (-સઙ્ગ), પું. [સં.] સ્ત્રી કે સ્ત્રીઓનો મેળાપ. (૨) મૈથુન, સંભોગ

**સ્ત્રી-સંભોગ** (-સમ્ભોગ) પું. [સં.] મૈથુન

**સ્ત્રી-સંમાન** (-સમ્માન) ન. [સં.,પું.] સ્ત્રી તરફનો આદર, 'ગેલેન્ટ્રી'

**સ્ત્રી-સ્વાતંત્ર્ય** (-સ્વાતન્ત્ર્ય) ન. [સં.] સ્ત્રીઓ ઉપર પુરુષોની પકડ ન હોય તેવી સ્થિતિ, સ્ત્રીઓની સ્વતંત્રતા

**સ્ત્રી-હઠ** પું. સ્ત્રી. [સં.,પું.] સ્ત્રી કે સ્ત્રીઓની જિદ્દ

**સ્ત્રી-હત્યા** સ્ત્રી. [સં.] જુઓ 'સ્ત્રી-વધ.'

**સ્ત્રૈણ** વિ. [સં.] સ્ત્રીના સ્વભાવનું, સ્ત્રી-પ્રકૃતિનું, બાયલું. (૨) (લા.) બીકણ. (૩) વેવલું. (૪) કાયર. (૫) ન. જુઓ 'સ્ત્રી-ત્વ.' [સ્ત્રૈણ હોવાપણું

**સ્ત્રૈણ-તા** સ્ત્રી., **સ્ત્રૈણ-ભાવ** પું., **સ્ત્રૈણ-વૃત્તિ** સ્ત્રી [સં.]

**-સ્થ** વિ. [સં.] રહેલું, રહેતું. (સમાસને અંતે; જેમકે 'ગૃહ-સ્થ' 'સ્વ-સ્થ' 'કંઠ-સ્થ' 'માર્ગ-સ્થ' વગેરે) [લતવી રાખેલું

**સ્થગિત** વિ. [સં.] થંભી ગયેલું, અટકી પડેલું. (૨) મુ-

**સ્થ-પતિ** પું [સં.] સ્થાપત્યનો જ્ઞાતા—એ 'કડિયો' 'સુથાર' તેમ 'સિવિલ એન્જિનિયર.' (નકશા-'પ્લેન' બનાવનાર તે 'શિલ્પી'-'આર્કિટેક્ટ')

**સ્થપાવવું, સ્થપાવું** જુઓ 'સ્થાપવું'માં.

**સ્થલ(-ળ)** ન. [સં.] સ્થાન, ઠેકાણું, જગ્યા. (૨) મુકામ

**સ્થલ(-ળ)-કમલ(-ળ)** ન. [સં.] કાશ્મીર બાજુ થનારું એક પ્રકારનું ફૂલ. (૨) ગુલાબનું ફૂલ [ગુલાબનો છોડ

**સ્થલ(-ળ)-કમલિની** સ્ત્રી. [સં.] સ્થલ-કમળનો છોડ. (૨)

**સ્થલ(-ળ)-જ** વિ. [સં] જમીન ઉપર થનારું

**સ્થલ(-ળ)-દેવતા** સ્ત્રી. [સં.] અમુક સ્થાનની અધિષ્ઠાત્રી દેવી

**સ્થલ(-ળ)નિર્ણય** પું. [સં.] 'આ અમુક સ્થાન છે' એવો ઠરાવ

**સ્થલ(-ળ)-નિર્દેશ** પું. [સં.] 'આ અમુક સ્થાન છે' એમ બતાવવું એ

**સ્થલ(-ળ)-પથ** પું. [સં] જમીનનો રસ્તો, ખુશ્કી, સ્થળ-માર્ગ

**સ્થલ(-ળ)-પદ્મ** ન. [સં.] ગુલાબનું ફૂલ ['ટોપોગ્રાફી'

**સ્થલ(-ળ)-પરિચય** પું. [સં.] તે તે સ્થાનની ઓળખ,

**સ્થલ(-ળ)-માર્ગ** પું. [સં.] જમીનનો રસ્તો

**સ્થલ(-ળ)-વાચક** વિ. [સં.] 'અમુક જગ્યા આ છે' એવું બતાવનાર, સ્થળનો ખ્યાલ આપનાર

**સ્થલ(-ળ)-વિદ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'સ્થલ-પરિચય.'

**સ્થલ(-ળ)-સંકોચ** (-સઙ્કોચ) પું. [સં.] જગ્યાની તંગી

**સ્થલાં(-ળાં)તર** (સ્થલા(-ળા)-ન્તર) ન. [+ સં. अन्तर] બીજું સ્થળ, બીજું ઠેકાણું. [૦ કરવું (રૂ.પ્ર.) જગ્યાની અદલા-બદલી કરવી, એક સ્થળ છોડી બીજે સ્થળે જવું]

**સ્થલી(-ળી)** સ્ત્રી. [સં.] ખુલ્લો જંગલ જેવો પ્રદેશ. (૨) સૂકી ખુલ્લી જમીન. (૩) તાલુકો

**સ્થવિર** વિ. [સં.] પાકી ઉંમરનું વૃદ્ધ, ઘરડું. (૨) પું. પ્રૌઢ બૌદ્ધ ભિક્ષુ. (બૌદ્ધ.)

**સ્થંડિલ** (સ્થણ્ડિલ) ન. [સં.] યજ્ઞની વેદી જેમાં હોય તેવો ચોતરો. (૨) ધાર્મિક કાર્યમાં હોમ વગેરે કરવાની નાની ચોરસ ઓટલી

**સ્થાણુ** વિ. [સં.] અચળ, સ્થિર. (૨) વૃદ્ધ, ઘરડું. (૩) પું. ઝાડનું થડ. (૪) થાંભલો. (૫) મહાદેવ, શિવજી. (સંજ્ઞા.)

**સ્થાન** ન. [સં.] સ્થળ, ઠેકાણું. જગ્યા. (૨) મુકામ, રહેઠાણ. (૩) હોદ્દો, પદવી. (૪) (લા.) પ્રતિષ્ઠા, દરજ્જો

**સ્થાનક** ન. [સં.] જુઓ 'સ્થાન.' (૨) દેવ-દેવલાનું નાનું

મંદિર

**સ્થાનક-વાસી** વિ. [સં.,પું.] શ્વેતાંબર જૈનોને દેરાસર અને મૂર્તિ-પૂજામાં ન માનનારો (ફિરકો), ઢૂંઢિયા (સંપ્રદાય). (૨) એ સંપ્રદાયનું અનુયાયી. (સંજ્ઞા.) [સ્થાન-ભ્રષ્ટ

**સ્થાન-ચ્યુત** વિ. [સં.] પોતાના સ્થાન ઉપરથી ખસી પડેલું,

**સ્થાન-નિર્ણય** પું. [સં.] જુઓ 'સ્થલ-નિર્ણય.'

**સ્થાન-નિર્દેશ** પું. [સં.] જુઓ 'સ્થલ-નિર્દેશ.'

**સ્થાન-ભેદ** પું. [સં.] જુદું સ્થાન. (૨) ઉચ્ચારણમાં મુખમાંનાં સ્થાનોની એક-બીજાથી જુદાઈ. (વ્યા.)

**સ્થાન-ભ્રષ્ટ** વિ. [સં.] જુઓ 'સ્થાન-ચ્યુત.'

**સ્થાન-મૂલ્ય** ન. [સં.] આંકડાની એના સ્થાન પ્રમાણે કિંમત

**સ્થાન-વર્તી** વિ. [સં.,પું] અમુક જગ્યા કે ત્યાંના લોકોમાં થતું કે હોતું (રોગ વગેરે)

**સ્થાનાધિકરણિક** પું. [+ સં. अधिकरणिक] થાણદાર (જૂના રજવાડાંમાંનો જગાત-નાકાનો એક હોદ્દેદાર)

**સ્થાનાપન્ન** વિ. [+ સં. आ-पन्न] સ્થાન પર જઈ પહોંચેલું. (૨) પ્રતિષ્ઠિત

**સ્થાનાંગ** (સ્થાનાઙ્ગ) ન. [+ સં. अङ्ग] જૈન આગમોમાંનું બીજું અંગ, ઠાણાંગસૂત્ર. (સંજ્ઞા.) (જૈન.)

**સ્થાનાંતર** (સ્થાનાંતર) ન. [+ સં. अन्तर] જુઓ 'સ્થલાંતર.

**સ્થાનિક** વિ. [સં.] સ્થાનને લગતું, તે તે મર્યાદિત ઠેકાણાનું. 'લોકલ'

**સ્થાનિક સ્વરાજ, -જ્ય** ન. [+ સં. स्व+ राज्य] તે તે નગર કે તે તે ગામનું વ્યવસ્થા-તંત્ર લોકોના પ્રતિનિધિઓના હાથમાં હોય એ પ્રકારનું સુધરાઈ વગેરેના વહીવટનું શાસન-તંત્ર, 'લોકલ સેલ્ફ ગવર્મેન્ટ'

**સ્થાનીય** વિ. [સં.] સ્થાનને લગતું, સ્થાનિક

**સ્થાને** ક્રિ.વિ. [સં. પ્રયોગ] ઉચિત, યોગ્ય, બરાબર, પ્રસ્તુત. (૨) ખરેખર, સાચે

**સ્થાપક** વિ. [સં.] સ્થાપના કરનાર, મૂકનાર. (૨) રચનાત્મક. (૩) પું. નાટ્યમાં સૂત્ર-ધારથી ઊતરતા દરજ્જાનો પ્રથમ નટ. (નાટ્ય.)

**સ્થાપત્ય** ન. [સં.] નાનાં મોટાં મકાન દેવાલયો મસ્જિદો વાવ કૂવા કુંડ વગેરે પથ્થર કે ઈંટો વગેરેનાં બાંધકામમાંનું તે તે બાંધકામ, 'આર્કિટેક્ચર'

**સ્થાપત્ય-કલા**(-ળા) સ્ત્રી. [સં.] પથ્થરનાં ઈંટનાં વગેરે વિવિધ પ્રકારનાં બાંધકામની વિદ્યા [શાસ્ત્ર

**સ્થાપત્ય-શાસ્ત્ર** ન. [સં.] ઇમારત વગેરેનાં બાંધકામને લાગતું

**સ્થાપન** ન. [સં.] સ્થાપવું એ, મૂકવું એ. (૨) સ્થાપવામાં વપરાતું કપડું અને એના ઉપરના દાણા તેમ અન્ય પદાર્થો

**સ્થાપના** સ્ત્રી. [સં.] જુઓ 'સ્થાપન(૧).' (૨) મૂર્તિની પ્રતિષ્ઠા કરવી એ. (૩) નાટ્ય-રચનાના આરંભની પ્રસ્તાવના (જે સૂત્ર-ધારથી તરતની ઊતરતી કક્ષાનો 'સ્થાપક' રજૂ કરતો) (નાટ્ય.)

**સ્થાપનીય** વિ. [સં.] સ્થાપવા જેવું. (૨) સાબિત થાય તેવું

**સ્થાપવું** સ.ક્રિ. [સં. स्था નું પ્રે. स्थापय-, તત્સમ] સ્થાપના કરવી, મૂકવું. (૨) જગ્યા ઉપર મૂકરર કરવું, નીમવું. (૩) માંડવું. (૪) પુરવાર કરવું

**સ્થાપિત** વિ. [સં.] સ્થાપેલું. (૨) નિશ્ચિત કરેલું

**સ્થાય** પું. [સં.] સ્થિર ભાવ. (૨) આ-ધાર. (૩) સ્થાન. (૪) સામર્થ્ય. (૫) રાગનો એક અવયવ. (સંગીત.)

**સ્થાય-ભંજની** (-ભઞ્જની) સ્ત્રી. [સં.] રાગના સ્થાયનું આલાપથી કરવામાં આવતું ભજન. (સંગીત.)

**સ્થાયિતા** સ્ત્રી., -ત્વ ન. [સં.] સ્થાયી હોવાપણું, સ્થિર-તા, 'સ્ટેબિલિટી.' (૨) નિત્ય-તા

**સ્થાયી** વિ. [સં.] સ્થિર, અચળ. (૨) નિત્ય, કાયમી. (૩) ટકાઉ. (૪) પું. ષડ્જ અને પંચમ સ્વર. (સંગીત.) (૫) કાવ્યના રસનો પ્રાણ-રૂપ ભાવ, રસનો આત્મા. (કાવ્ય.)

**સ્થાયી પૂંજી** સ્ત્રી. [+ જુઓ 'પૂંજી.'], **સ્થાયી ભંડોળ** (-ભણ્ડોળ) ન. [+ જુઓ 'ભંડોળ.'] જેના વ્યાજનો જ ઉપયોગ થઈ શકે તેવી મૂડી, અનામત

**સ્થાયી ભાવ** પું. [સં.] જુઓ 'સ્થાયી(૫).'

**સ્થાયી સમિતિ** સ્ત્રી. [+ સં.] બધાં કામ કરનારી તે તે ગાળા પૂરતી સ્થિર કમિટી, 'સ્ટેન્ડિંગ કમિટી'

**સ્થાલી** સ્ત્રી. [સં.] થાળી, નાનો ખૂમચો

**સ્થાલી-પાક** પું. [સં.] ગૃહસ્થે કરવાનો એક ધાર્મિક વિધિ

**સ્થાલી-પુલાક-ન્યાય** પું. [સં.] અન્નનો કણ પાક્યો છે કે નહિ એ થાળીમાંના એક દાણાને દબાવવાથી ખબર પડે તે પ્રમાણે વસ્તુનો એક અંશ જાણી સમગ્ર વસ્તુનો ખ્યાલ કરવાનો પ્રકાર. (તર્ક.)

**સ્થાવર** વિ. [સં..] ખસી શકે નહિ તેવું, જડ. (૨) સ્થિર, અ-ચલ. (૩) પું. પર્વત, પહાડ

**સ્થિત** વિ. [સં.] સ્થિર કરી રહેલું, રહેલું. (૨) હયાત, મોજૂદ [વાળું. (૨) સંયમી

**સ્થિત-ધી, -પ્રજ્ઞ** વિ. [સં.] સ્થિર બુદ્ધિવાળું, સમત્વ-બુદ્ધિ-

**સ્થિતિ** સ્ત્રી. [સં.] સ્થાનમાંની સ્થિરતા. (૨) અસ્તિત્વ, હયાતી. (૩) પરિસ્થિતિ, અવદશા, દશા, હાલત. (૪) નિવાસ. (૫) દરજ્જો, પદ. (૬) અંગ-વિન્યાસ, 'પોઝ'

**સ્થિતિ-ચુસ્ત** વિ. [+ જુઓ 'ચુસ્ત.'] રૂઢિને વળગી રહેનારું, રૂઢિ-ચુસ્ત, રૂઢિ-રક્ષક, 'કૅાન્ઝર્વેટિવ,' 'ઓર્થોડૉક્સ'

**સ્થિતિ-શક્તિ** સ્ત્રી. [સં.] પદાર્થની ચોક્કસ સ્થિતિને કારણે એમાં માલૂમ પડતી કાર્ય-શક્તિ, 'પોટેન્શિયલ એનર્જી'

**સ્થિતિ-સ્થાપક** વિ. [સં.] લાંબું ટૂંકું થયા કે કરાયા પછી પાછું અસલ માપ કે સ્થિતિમાં આવી જનારું, 'ઇલૅસ્ટિક'

**સ્થિત્યંતર** (સ્થિત્યન્તર) ન. [+ સં. अन्तर] બીજી સ્થિતિ, બીજી પરિસ્થિતિ, સ્થિતિનું રૂપાંતર, સ્થિતિનો પલટો. (૨) વિ-કૃતિ [(૪) મક્કમ, દૃઢ

**સ્થિર** વિ. [સં.] અ-ચલ, ધ્રુવ. (૨) સ્થાયી. (૩) નિષ્ક્રિય.

**સ્થિર-ચિત્ત** વિ. [સં.] મક્કમ હૈયાનું

**સ્થિર-તા** સ્ત્રી., -ત્વ ન. [સં.] સ્થિર હોવાપણું

**સ્થિર-ધી, સ્થિર-પ્રજ્ઞ, સ્થિર-બુદ્ધિ, સ્થિર-મતિ** વિ. [સં.] વિચારમાં પરિવર્તન ન આવે તેવા મક્કમ નિશ્ચયવાળું, સ્થિત-પ્રજ્ઞ

**સ્થિર-વીર્ય** વિ. [સં.] જેનું બળ અચલ છે તેવું, બ્રહ્મચારી

**સ્થિરા** સ્ત્રી. [સં.] પૃથ્વી. (નોંધ: પૃથ્વીને સ્થિર માની સં. સાહિત્યમાં આ નામ વપરાતું.)

**સ્થિરાસન** ન. [સં. स्थिर + आसन] યોગનું એ નામનું એક આસન. (યોગ.)

**સ્થિરી-કરણ** ન. [સં.] અ-સ્થિરને સ્થિર કરવાની ક્રિયા. (૨) દૃઢીકરણ. (૩) અનુમોદન આપવું એ, સમર્થન. (૪) બહાલી

**સ્થૂણા** સ્ત્રી. [સં.] થાંભલી

**સ્થૂણા-ખનન** ન. [સં.] જુઓ 'સ્થાણુ-ખનન.'

**સ્થૂલ(-ળ)** વિ. [સં.] પ્રાકૃતિક, ભૌતિક. (૨) ઇંદ્રિય-ગ્રાહ્ય. (૩) મોટા કદનું. (૪) જાડું, પુષ્ટ, લઠ્ઠ. (૫) અ-ચંચળ, જડ. (૬) (લા.) અડસટ્ટે ગણેલું. [૰ દૃષ્ટિ (રૂ.પ્ર.) ઉપર ઉપરથી જોવું એ] [કદાવર શરીરનું

**સ્થૂલ(-ળ)-કાય** વિ. [સં.,બ-વ્રી.] જાડા શરીરનું. (૨)

**સ્થૂલો(-ળો)દર** ન. [સં. स्थूल + उदर], મોટું પેટ, ફાંદ, ડુંદ, કાત. (૨) [બ.વ્રી.] વિ. મોટા પેટવાળું. (૩) પું. ગણપતિ, ગણેશ

**સ્થૈર્ય** ન. [સં.] સ્થિર-તા

**સ્નપિત** વિ. [સં.] નાહેલું. (૨) નવડાવેલું

**સ્નાત** વિ. [સં.] નાહેલું. (૨) (લા.) વિદ્યાભ્યાસ પૂરો કરી લીધો હોય તેવું

**સ્નાતક** પું. [સં.] વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો હોય તેવો બ્રહ્મચારી. (૨) વિશ્વ-વિદ્યાલયનાં ચાર વર્ષ પસાર કર્યાં હોય તેવો વિદ્યાર્થી, 'ગ્રેજ્યુએટ'

**સ્નાતકોત્તર** વિ. [+ સં. उत्तर] સ્નાતક પછીનું, અનુ-સ્નાતક. 'પોસ્ટ-ગ્રેજ્યુએટ'

**સ્નાતિકા** સ્ત્રી. [સં.] સ્ત્રી સ્નાતક, 'લેડી ગ્રેજ્યુએટ'

**સ્નાન** ન. [સં.] નાહવાની ક્રિયા, નાવણ, અંઘોળ. (૨) (ગુ. રૂઢ અર્થ:') સગાં સંબંધીમાં મરણ થયાના સમાચાર સાંભળી નાહવું એ, સનાન. [૰ આવવું, ૰ લાગવું (રૂ.પ્ર.) સગાના મરણને કારણે નાહવાનું થવું. ૰ કરવું (રૂ.પ્ર.) સગાના મરણને કારણે નાહવું. (૰ કે) સૂતક (રૂ.પ્ર.) લેવા-દેવા. (મોટે ભાગે 'નહિ સ્નાન કે સૂતક' એવો નકાર સાથે જ પ્રયોગ; અથવા પ્રશ્નાર્થે.) ૰ના સમાચાર (રૂ.પ્ર.) ખરાબ ખબર] [ઓરડી

**સ્નાન-ગૃહ** ન. [સં.,પું.,ન.], **સ્નાનાગાર** ન. [સં.] નાહવાની

**સ્નાનાર્થી** વિ. [+ સં. अर्थी, પું.] નાહવાની ઇચ્છા કરનારું, નાહવા માગતું.

**સ્નાનોદક** ન. [+ સં. उदक] નાહવા માટેનું પાણી

**સ્નાયુ** પું. [સં.] માંસ અને હાડને વળગી રહેનારો અને હલન-ચલનમાં ઉપયોગમાં આવતો તંતુઓનો તે તે પટ્ટો, 'મસલ' [અને એનું સંચાલન

**સ્નાયુ-તંત્ર (-તન્ત્ર)** ન. [સં.] સ્નાયુઓનું શરીરમાંનું માળખું

**સ્નાયુ-બદ્ધ** વિ. [સં.] સ્નાયુઓથી બંધાયેલું, સ્નાયુઓએ પકડી રાખેલું

**સ્નિગ્ધ** વિ. [સં.] તેલી, તેલવાળું. (૨) ચીકણું, ચીકટ. (૩) ભાવ-ભીનું, સ્નેહાળ. (૪) સુંવાળું, કોમળ

**સ્નુષા** સ્ત્રી. [સં.] દીકરાની પત્ની, પુત્ર-વધૂ

**સ્નેહ** પું. [સં.] ચીકાશ. (૨) ચીકણો પદાર્થ. (૩) તેલ. (૪) ઘી. (૫) પ્રેમ, હેત, વહાલ. (૬) ભક્તિની ચાર કક્ષાઓમાંની પહેલી પ્રેમ પછીની બીજી કક્ષા. (પુષ્ટિ.)

**સ્નેહ-ગાંઠ (-ઠ્ય)** સ્ત્રી. [+ જુઓ 'ગાંઠ.'], **સ્નેહ-ગ્રંથિ (-ગ્રન્થિ)** સ્ત્રી. [સં.,પું.] પ્રેમની ગાંઠ, પ્રબળ સ્નેહ-સંબંધ

**સ્નેહલ** વિ. [સં. + ગુ. 'અલ' ત.પ્ર.] સ્નેહવાળું, સ્નેહાળ

**સ્નેહ-લગ્ન** ન. [સં.] પ્રથમ સ્નેહ થયા પછી વિવાહ કરી જોડાવું એ, પ્રેમ-લગ્ન [(૨) ક્રિ.વિ. સ્નેહને લીધે

**સ્નેહ-વશ** વિ. [સં.] સ્નેહને કારણે સામાનું થઈ ગયેલું.

**સ્નેહ-વશાત્** ક્રિ.વિ. [સં.,પાં.વિ.,પ્ર.] જુઓ 'સ્નેહ-વશ(૨).'

**સ્નેહ-સંમેલન (-સમ્મેલન)** ન. [સં.] સ્નેહીઓનો મેળાવડો, આનંદ-મેળો, 'સોશિયલ ગૅધરિંગ'

**સ્નેહાકર્ષણ** ન. [+ સં. आ-कर्षण] એક-બીજાના સ્નેહને લીધે થતું ખેંચાણ

**સ્નેહાધીન** વિ. [+ સં. अधीन] જુઓ 'સ્નેહ-વશ(૧).'

**સ્નેહાર્દ્ર** વિ. [+ સં. आर्द्र] જુઓ 'સ્નેહ-ભીનું.'

**સ્નેહાલિંગન (-લિઙ્ગન)** ન. [+ સં. आ-लिङ्गन] સ્નેહને કારણે ભેટવાની ક્રિયા, સ્નેહનાં સાંયાં-માયાં, સ્નેહનું ભેટણું [પ્રેમાળ

**સ્નેહાળ** વિ. [+ ગુ. 'આળ' ત.પ્ર.] સ્નેહવાળું, હેતાળ,

**સ્નેહાંકિત** વિ. [+ સં. अङ्कित] જેને સ્નેહ હોય તેવું, સ્નેહથી ભરેલું [પ્રિય જન, વહાલું, મિત્ર-રૂપ

**સ્નેહી** વિ., ૰ **જન** ન. [સં.,પું.] સ્નેહ ધરાવનારું.

**સ્પર્ધક** વિ. [સં.] હરીફાઈ કરનાર, હરીફ, બરોબરિયું

**સ્પર્ધા** સ્ત્રી. [સં.], **-ધાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' સ્વાર્થે ત.પ્ર.] હરીફાઈ, બરાબરી

**સ્પર્ધાસ્પર્ધી** સ્ત્રી. [જુઓ 'સ્પર્ધવું,' - દ્વિર્ભાવ + ગુ. 'ઈ' કૃ.પ્ર.] પ્રબળ હરીફાઈ, ચડસા-ચડસી

**સ્પર્ધાળુ** વિ. [સં. स्पर्धा + ગુ. 'આળુ' ત.પ્ર.] હરીફાઈ કરનારું ['પ્રતિસ્પર્ધી'માં મર્યાદિત)

**-સ્પર્ધી** વિ. [સં.] સ્પર્ધા કરનારું, હરીફ (મોટે ભાગે

**સ્પર્શ** પું. [સં.] અડકવું એ, સ્પર્શન. (૨) સ્પર્શેન્દ્રિયથી થતું જ્ઞાન. (૩) પાસ, અસર. (૪) પંચમહાભૂતોમાંના બીજા વાયુ તત્ત્વનો ગુણ. (સંજ્ઞા.) (૫) જેઓના ઉચ્ચારણમાં જીભનો મોંમાંના તે તે સ્થાનમાં પૂરો સ્પર્શ થાય છે તેવા વ્યંજનોમાંનો પ્રત્યેક ('ક' થી 'મ' સુધીનો તે તે વ્યંજન.) (સંજ્ઞા.) (વ્યા.)

**સ્પર્શક** વિ. [સં.] સ્પર્શ કરનાર, અડકનાર, 'ટૅન્જન્ટ.'(ગ.)

**સ્પર્શ-કાલ(-ળ)** પું. [સં.] ગ્રહણને સમયે સૂર્ય આડે ચંદ્ર અને ચંદ્ર આડે પૃથ્વીની છાયા આવવાનો સમય, તે તે ગ્રહણની શરૂઆતનો સમય. (જ્યો.)

**સ્પર્શ-કોણ** પું. [સં.] ભૂમિતિમાં બતાવેલો એક ખૂણો. 'ઇન્ટ્રિન્સિક ઍંગલ,' 'ઍંગલ ઑફ કૉન્ટેક્ટ'

**સ્પર્શ-ગુણ** પું. [સં.] જુઓ 'સ્પર્શ(૨,૪).'

**સ્પર્શ-જન્ય** વિ. [સં.] સ્પર્શની ઇંદ્રિય-ત્વચા દ્વારા પેદા થાય તેવું, સાંસર્ગિક. (૨) ચેપી

**સ્પર્શ-જીવા** જુઓ 'સંપર્ક-જીવા.'

**સ્પર્શ-જ્યા** સ્ત્રી. [સં.] જુઓ 'સ્પર્શ-રેખા.'

**સ્પર્શન** ન., ૰**ક્રિયા** સ્ત્રી. [સં.] અડકવું એ, સ્પર્શ

**સ્પર્શનીય** વિ. [સં.] સ્પર્શ કરવા જેવું, અડકવા જેવું

**સ્પર્શ-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] કોઈ પણ બે પદાર્થ લીટીઓ આકૃતિઓ વગેરે જ્યાં અડકે તે સ્થાન, 'પૉઇન્ટ ઑફ કૉન્ટેક્ટ'

**સ્પર્શ-મણિ** પું. [સં.] જેના સ્પર્શથી લોખંડનું સોનું થઈ જાય તેવો મનાતો એક કાલ્પનિક હીરો. (૨) (લા.) જેના સંપર્કથી માણસ સુધરી જાય તેવો ઉદાત્ત માનવી

**સ્પર્શ-રેખા** સ્ત્રી. [સં.] વૃત્તને અડકતી લીટી, સ્પર્શ-જ્યા. (ગ.)

**સ્પર્શવું** સ.ક્રિ. [સં. स्पर्श,—ના. ધા. તત્સમ] અડકવું, અડવું, (૨) અસર કરવી. (૩) (લા.) ચર્ચા માટે હાથ ધરવું. (ભૂ.કૃ માં કર્તરિ પ્રયોગ.) **સ્પર્શાવું** ભાવે,ક્રિ., **સ્પર્શાવવું** પ્રે.,સ.ક્રિ.

**સ્પર્શ-વ્યંજન** (-વ્યઞ્જન), પું. [સં.,ન.], **સ્પર્શાક્ષર** પું. [+ સં. अक्षर, ન.] જુઓ 'સ્પર્શ(૫).' (વ્યા.)

**સ્પર્શાવવું, સ્પર્શાવું** જુઓ 'સ્પર્શવું'માં.

**સ્પર્શાસ્પર્શ** પું [+ સં. अ-स्पर्श], **-ર્શી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] અમુકને અડકવું અને અમુકને ન અડકવું એ, આભડ-છેટ [(વ્યા.)

**સ્પર્શાંશ** (સ્પર્શાંશ) પું. [+ સં. अंश] સ્પર્શનો ભાગ.

**-સ્પર્શી** વિ. [સં.,પું.] અડકનારું. (સમાસમાં : 'તલ-સ્પર્શી' 'હૃદય-સ્પર્શી' વગેરે)

**સ્પર્શેદ્રિય** સ્ત્રી. [સં. स्पर्श + इन्द्रिय, ન.] અડકવાની પ્રાણીઓની ઇંદ્રિય, ત્વચા, ચામડી

**સ્પશ** પું. [સં.] ગુપ્તચર, જાસૂસ

**સ્પષ્ટ** વિ. [સં.] ચોખ્ખું, સાફ. (૨) બરાબર, ચોક્કસ. (૩) ખુલ્લું, સ્ફુટ. (૪) ગરબડિયું ન હોય તેવું. (૫) સમઝાય તેવું, અ-સંદિગ્ધ. (૬) દેખાય તેવું, પ્રત્યક્ષ થતું, પ્રગટ

**સ્પષ્ટભાષિ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.] સ્પષ્ટ-ભાષી હોવાપણું

**સ્પષ્ટ-ભાષી, સ્પષ્ટ-વક્તા** વિ. [સં.,પું.] ચોખ્ખે-ચોખ્ખું સાફ કહી દેનાર, સાચું કહી દેનાર

**સ્પષ્ટાર્થ** પું. [+ સં. अर्थ] ખુલ્લો ચોખ્ખો માયનો. (૨) [બ. વ્રી.] વિ. ખુલ્લા માયનાવાળું [સમઝ, ખુલાસો

**સ્પષ્ટીકરણ** ન. [સં.] ચોખ્ખું કરી નાખવાની ક્રિયા, ખુલ્લી

**સ્પષ્ટોક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] નિઃસંદિગ્ધ વચન. (૨) જુઓ 'સ્પષ્ટભાષિ-તા.' [કંપ

**સ્પંદ** (સ્પન્દ) પું., **-દન** (સ્પન્દન) ન. [સં.] આછી ધ્રુજારી,

**સ્પાર્ક** પું. [અં.] તણખો, ચિનગારી [કાંતણ-કામ

**સ્પિનિંગ** (સ્પિનિઙ્) ન. [અં.] કાંતવું એ, કાંતવાની ક્રિયા,

**સ્પિરિટ** પું. [અં.] એક જાતનું અર્ક-તત્ત્વ (૨) આસવ. (૩) બાળવાનો દારૂ. (૩) (લા.) જુસ્સો, જોમ, આત્મ-બળ

**સ્પિરિટ-લૅમ્પ, સ્પિરિટ-લૅ પ** (-લૅમ્પ) પું. [અં.] સ્પિરિટ-થી બળતો વાટવાળો દીવો

**સ્પીકર** વિ. [અં.] વક્તા. (૨) ભારતની લોક-સભા રાજ્ય-સભા તેમ રાજ્યોની તે તે વિધાન-સભાનો તે તે અધ્યક્ષ

**સ્પીડો-મીટર** ન. [અં.] વાહનની ગતિ માપનારું યંત્ર

**સ્પૂન** પું. [અં.] ચમચો

**સ્પૂન-ફુલ** વિ. [અં.] એક ચમચામાં સમાય તેટલું

**સ્પૃશ્ય** વિ. [સં.] જેને અડકી શકાય તેવું, સ-વર્ણ

**સ્પૃશ્યાસ્પૃશ્ય** વિ. [+ સં. अ-स्पृश्य] સ્પર્શા-સ્પર્શની આભડ-છેટવાળું

**સ્પૃષ્ટ** વિ. [સં.] જેને અડકવામાં આવ્યું હોય તેવું. (૨) પું. સ્પર્શ વ્યંજનો('ક' થી 'મ' સુધીના)ના ઉચ્ચારણમાં કામ કરતો આભ્યંતર કિંવા આંતરિક પ્રયત્ન. (વ્યા.)

**સ્પૃહણીય** વિ [સં.] સ્પૃહા કરવા જેવું, ઝંખના કરવા જેવું. (૨) ઇચ્છા કરવા જેવું, ઇચ્છવા જેવું, ઇચ્છનીય

**સ્પૃહા** સ્ત્રી. [સં.] પ્રબળ ઇચ્છા કે આકાંક્ષા, ઝંખના. (૨) દરકાર, પરવા

**સ્પૃહ્ય** વિ. [સં.] જુઓ 'સ્પૃહણીય.'

**સ્પેઇસ** સ્ત્રી. [સં.] વચ્ચેની ખાલી જગ્યા. (૨) અક્ષરોનાં છાપખાનાંનાં બીબાંઓમાં શબ્દ શબ્દ વચ્ચેની ખાલી જગ્યા પૂરવા માટેનું આકૃતિ-હીન બીબું

**સ્પેક્ટ્રમ** ન. [લે.] રંગોનો પટ, વર્ણ-પટ [સાધન, પાનું

**સ્પેનર** ન. [અં.] આંટાવાળા ખીલાની ચાકીઓ ખોલવાનું

**સ્પૅનિશ** વિ. [અં.] યુરોપમાં આવેલા સ્પેન દેશને લગતું

**સ્પેલિંગ** (સ્પેલિઙ્) પું. [અં.] શબ્દોની જોડણી

**સ્પેશિયલ, સ્પેશ્યલ** વિ. [અં.] ખાસ પ્રકારનું. (૨) સ્ત્રી. ખાસ બનાવેલી ચા. (૩) ખાસ રેલ ગાડી કે મોટર-બસ

**સ્પેસિમેન** પું. [અં.] નમૂનો, વાનગી [(વિ.ગ.)

**સ્પોર** પું. [અં.] નવસર્જન કરી શકનાર બીજ જેવો કોશ.

**સ્પોરાશય** પું. [+ સં. आ-शय] સ્પોર પેદા કરી સંઘરનારું શરીર કે વનસ્પતિનું અંગ, 'સ્પોરેન્જિયમ'

**સ્પૉટ** પું. [અં.] ડાઘો, ટપકું. (૨) કેંદ્ર-સ્થાન

**સ્પૉટિંગ** (સ્પૉટિઙ્) ન. [અં.] નિશાન કરવું એ. (૨) સ્થાન ઓળખી બતાવવું એ. (૩) ફોટો ચિત્ર કે રંગીન ચિત્રમાં આકૃતિની ઝાંખપ દૂર કરવા કરાતું 'ટચિંગ'

**સ્પોર્ટ્સ** સ્ત્રી. [અં.] રમત, ક્રીડા, રમત-ગમત

**સ્પોર્ટ્સ-મેન** પું. [અં.] ક્રિકેટ વગેરે રમતોનો ખેલાડી (૨) (લા.) ખેલ-દિલ માણસ

**સ્પ્રિંગ** (સ્પ્રિઙ્) સ્ત્રી. [અં.] કમાનનું ગૂંચળું, કમાન. (૨) ફટકા સાળનો એક ભાગ (વણાટમાં)

**સ્પ્લીન** સ્ત્રી. [અં.] પેટમાં નીચેના ભાગે ડાબે પડખેનો એક સ્નાયુ, બરોળ, તલ્લી [એક કિંમતી પથ્થર

**સ્ફટિક** પું. [સં.] કાચના જેવા લાગતા પારદર્શક પ્રકારનો

**સ્ફટિક-મણિ** પું. [અં.] એવા કિંમતી પથ્થરનું હીરા જેવું નંગ [ન.] જુઓ 'સ્ફટિક.'

**સ્ફાટિક** વિ. [સં.] સ્ફટિકને લગતું, સ્ફટિકનું. (૨) પું. [સં.,

**સ્ફુટ** વિ. [સં.] વિકસેલું, વિકસિત, ખીલેલું. (૨) સ્પષ્ટ, ખુલ્લું. (૩) સમઝાઈ જાય તેવું

**સ્ફુટિત** વિ. [સં.] જુઓ 'સ્ફુટ(૧).'

**સ્ફુરણ** ન. [સં.], **-ણા** સ્ત્રી. સૂઝી આવવું એ, સ્ફુરી આવવું એ. (૨) ફરકવું એ, કંપન. (૩) પ્રેરણા, ઉમળકો. (૪) લાગણી, સંવેદન

**સ્ફુરવું** અ.ક્રિ. [સં. स्फुर् તત્સમ] સૂઝી આવવું, યાદ આવી જવું. (૨) ફરકવું, કંપવું

**સ્ફુરાયમાણ** વિ. [સં.] સ્ફુરેલું કરાતું, સ્ફુરાવવામાં આવતું. (૨) સ્ફુરતું

**સ્ફુરિત** વિ. [સં.] સ્ફુરેલું. (૨) કાંઈક કંપેલું, ફરકેલું. (૩) પ્રકાશેલું

**સ્ફુલિંગ** (સ્ફુલિઙ્ગ) પું. [સં.] તણખો, ચિનગારી

**સ્ફૂર્તિ** સ્ત્રી. [સં.] સ્ફુરણ. (૨) શરીરમાં આવતી તેજી, ચંચળ-તા, તાજગી. (૩) ખીલવું એ

**સ્ફૂર્તિ-દાયક** વિ. [સં.], **સ્ફૂર્તિ-દાયી** વિ. [સં.,પું.] સ્ફૂર્તિ આપનારું

**સ્ફોટ** પું. [સં.] ફૂટવું એ, જોરથી ખુલ્લું થવું એ. (૨) ધડાકો. (૩) ખુલાસો, સ્પષ્ટી-કરણ, ફોડ. (૪) ફોડો. (૫) શબ્દ સંભળાતાં મનમાં ઊભો થતો શબ્દાર્થનો સ્પષ્ટ ખ્યાલ. (વ્યા.)

**સ્ફોટક** વિ. [સં.] કાંઈક અથડાતાં એકાએક ફૂટી ઊઠે તેવું, ધડાકા સાથે ફૂટનારું. (૩) સળગી ઊઠે તેવું

**સ્ફોટન** ન.[સં.] એકાએક ધડાકા સાથેનું ફૂટવું એ. (૨) ખુલ્લું કરવું એ. (૩) ખુલાસો, ફોડ, સ્પષ્ટી-કરણ

**સ્ફોરણ** ન. [સં.] જુઓ 'સ્ફુરણ.'

**સ્મર** પું. [સં.] કામદેવ

**સ્મરણ** ન [સં.] યાદ કરવું એ, સ્મૃતિ, યાદ. (૨) વારંવાર યાદ કરવાની ક્રિયા. (૩) એ નામનો અર્થાલંકાર. (કાવ્ય.) (૪) નવધા-ભક્તિની ભગવાનનું અને ભગવાનની લીલાઓનું સ્મરણ કરવાની ત્રીજી ભક્તિ

**સ્મરણ-ચિહ્ન** ન. [સં.] હંમેશાં યાદ રહે એ માટેની નિશાની, સ્મૃતિ-ચિહ્ન, સ્મારક, 'મેમોરિયલ'

**સ્મરણ-પોથી** સ્ત્રી. [+ જુઓ 'પોથી.'] યાદ આપનારી પુસ્તિકા, નોંધ-પોથી

**સ્મરણ-ભક્તિ** સ્ત્રી. [સં.] જુએ. 'સ્મરણ(૪).'

**સ્મરણ-શક્તિ** સ્ત્રી. [સં.] યાદદાસ્ત, યાદ-શક્તિ

**સ્મરણ-સ્તંભ** (-સ્તમ્ભ) પું. [સં.] કોઈનાં કાર્ય લોકોને યાદ રહે એ માટે એના માનમાં ખોડેલો થાંભલો, કીર્તિ-સ્તંભ

**સ્મરણા** સ્ત્રી. [સં. સ્મરણ, ન.] જુઓ 'સ્મરણ (૧,૨).'

**સ્મરણાલંકાર** (-લઙ્કાર) પુ. [+ સં અલં-કાર] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**સ્મરણાંજલિ** (સ્મરણાઞ્જલિ) સ્ત્રી. [+ સં. અઞ્જલિ, પું.] કોઈની યાદમાં કાવ્યરૂપે કે બીજી રીતે અપાતી અંજલિ, નિવાપાંજલિ, 'ટ્રિબ્યૂટ'

**સ્મરણિકા** સ્ત્રી. [સં.] ભૂલી ન જવાય એ માટે નોંધી લેવાની પુસ્તિકા, સ્મરણ-પોથી, 'નોટ-બુક'

**સ્મરણી** સ્ત્રી. [સં. સ્મરણ + ગુ. 'ઈ' ત.પ્ર.] પ્રભુ-સ્મરણ માટેની જપ-માળા. (૨) બેરખો [યાદ રહે તેવું

**સ્મરણીય** વિ. [સં.] યાદ રાખવા જેવું, યાદ કરવા યોગ્ય,

**સ્મરવું** સ.ક્રિ. [સં. સ્મૃ > સ્મર્, તત્સમ] યાદ કરવું, સંભારવું, (૨) સમરવું (ઇષ્ટ-દેવને). **સ્મરાવું** કર્મણિ., ક્રિ. **સ્મરાવવું** પ્રે., સ.ક્રિ. [શિવજી

**સ્મર-હર** પું. [સં.] કામને વારી નાખનાર—મહાદેવ, શંકર,

**સ્મરાવવું, સ્મરાવું** જુઓ 'સ્મરવું'માં.

**સ્મર્તવ્ય** વિ. [સં.] જુઓ 'સ્મરણીય.'

**સ્મશાન** જુઓ 'શ્મશાન.' (સં.માં શુદ્ધ 'શ્મશાન' છે.)

**સ્મશાન-ભૂમિ** સ્ત્રી. [ + સં.] મસાણ

**સ્મશાન-વૈરાગ્ય** ન. [+ સં.] મડદું મસાણમાં બળતું હોય ત્યારે ડાઘુઓને સંસાર અસાર લાગવાની માનસિક ક્ષણિક સ્થિતિ, શ્મશાન-વૈરાગ્ય

**સ્મારક** વિ. [સં.] યાદ કરાવનાર, સ્મરણ આપનાર. (૨) ન. યાદગીરીનું સંભારણું, સ્મરણ-ચિહ્ન, 'મેમોરિયલ'

**સ્માર્ત** વિ. [સં.] સ્મૃતિને લગતું, સ્મૃતિ-સંબંધી. (૨) સ્મૃતિ-ધર્મશાસ્ત્રોમાં કરેલા વિધાન પ્રમાણે આચરણ કરનારું. (૩) શંકરાચાર્યજીના પંચદેવોપાસક મત-સંપ્રદાયનું અનુયાયી. (સંજ્ઞા.) [એક.) (નાટ્ય.)

**સ્મિત** ન. [સં.] મંદ હાસ્ય, મલકાટ. (૬ હાસ્યોમાંનું

**સ્મૃતિ** સ્ત્રી. [સં.] યાદ હોવું એ, સ્મરણ, યાદ. (૨) પૂર્વમાં અનુભવેલી વસ્તુનું સ્મરણ, પ્રત્યભિજ્ઞા. (૩) પરંપરા યાદ રાખી ધર્મશાસ્ત્રકારોએ સમાજની સર્વ કક્ષાનાં નિયમન-સંચાલન વગેરેને અંગે રચેલાં ધર્મસૂત્રો અને પદ્ય-ગ્રંથોમાંનું તે તે, સામાન્ય રીતે સંહિતા-બ્રાહ્મણ-આરણ્યક-ઉપનિષદ એ શ્રૌત ગણાતા વૈદિક સાહિત્ય સિવાયનું સર્વ સંસ્કૃત ધાર્મિક સાહિત્ય. (આમાં શ્રૌત-સૂત્રો ધર્મસૂત્રો સ્મૃતિઓ તેમ મહાભારત-રામાયણ અને પુરાણગ્રંથોનો પણ સમાવેશ થઈ જાય છે; તેથી જ ભગવદ્ગીતાને પણ 'સ્મૃતિ' કહી છે.)

**સ્મૃતિ-કાર** વિ., પું. [સં.] સામાજિક નિયમોને લગતાં સૂત્રો તેમજ પદ્ય-ગ્રંથોના રચનારાઓમાંનો તે તે ગ્રંથ-કાર

**સ્મૃતિ-ગ્રંથ** (-ગ્રન્થ) પું. [સં.] મનુસ્મૃતિ યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિ પરાશર-સંહિતા વગેરે તે તે ધર્મશાસ્ત્રીય પુસ્તક. (૨) કોઈની યાદમાં લખાયેલો-છપાયેલો ગ્રંથ, 'કૉમેમોરેશન વૉલ્યુમ' ['મેમરી ડ્રૉઇંગ'

**સ્મૃતિ-ચિત્ર** ન. [સં.] યાદ-દાસ્ત ઉપરથી દોરેલું ચિત્ર,

**સ્મૃતિ-દોષ** પું. [સં.] સરત-ચૂક

**સ્મૃતિ-પ્રોક્ત** વિ. [સં.] ધર્મ-શાસ્ત્રના ગ્રંથોમાં કહેલું

**સ્મૃતિ-ભિન્ન** વિ. [સં.] ધર્મ-શાસ્ત્રની આજ્ઞાથી જુદા પ્રકારનું, અ-ધર્મ્ય

**સ્મૃતિ-ભ્રંશ** (-ભ્રંશ) પું. [સં.] યાદ-શક્તિ ચાલી જવી એ, યાદ-દાસ્ત ગુમાવવી એ, તદ્દન વિસ્મૃતિ થવી એ

**સ્મૃતિ-લેખ** પું. [સં] યાદ રહે એ માટે પથ્થરમાં કોતરેલું લખાણ [કથન

**સ્મૃતિ-વચન, સ્મૃતિ-વાક્ય** ન. [સં.] ધર્મ-શાસ્ત્રોનું તે તે

**સ્મૃતિ-શાસ્ત્ર** ન, [સં.] વૈદિક વિધાનોની પરંપરાને યાદ કરી ઋષિ-મુનિઓ અને વિદ્વાનોએ પછીના સમયમાં રચેલા સામાજિક ધાર્મિક વગેરે વિષયોને આવરી લેતા વિષયોના ગ્રંથોના રૂપનું શાસ્ત્ર [સાંભળનારી અદાલત

**સ્મૉલ કૉઝ કૉર્ટ** સ્ત્રી. [અં.] નાના નાના દાવા

**સ્યમંતક** (સ્યમન્તક), ૦ મણિ પું. [સં.] શ્રીકૃષ્ણની રાણી સત્યભામાના પિતા સત્રાજિત યાદવની માલિકીનો એક હીરો.('કોહિનૂર' હીરો એ છે એવી પણ એક માન્યતા છે.) (સંજ્ઞા.) [પું. યુદ્ધ માટેનો રથ

**સ્યંદન** (સ્યન્દન) ન. [સં.] ઝરવું એ, ટપકવું એ. (૨)

**સ્યાદ્વાદ** પું. [સં] 'આમ પણ હોય અને એમ પણ હોય' એ પ્રકારનો અનેકાંત-વાદ, સાપેક્ષ-વાદ. (જૈન.)

**સ્યુગર** સ્ત્રી. [અં.] ખાંડ. (૨) ખાંડનું તત્ત્વ (પેશાબમાં જતું મધુ-પ્રમેહમાં)
**સ્યૂત** વિ. [સં.] સીવેલું. (૨) પરોવાયેલું
**સ્રગ્ધરા** સ્ત્રી., ૦ વૃત્ત ન. [સં.] ૨૧ અક્ષરોનો એક ગણ-મેળ છંદ. (પિં.) [ગણ-મેળ છંદ. (પિં.)
**સ્રગ્વિણી** સ્ત્રી., ૦ વૃત્ત ન. [સં.] બાર અક્ષરોનો એક
**સ્રગ્વી** વિ. [સં.,પું.] ગળામાં માળાવાળું
**સ્રજ** સ્ત્રી [સં. स्रज्] (કંઠમાં પહેરવાની) માળા, હાર
**સ્રવણ** ન. [સં.] ઝરવું એ, સ્રવવુંએ, ટપકવું એ. (૨) સરવાણી. (૩) ઝરણું
**સ્રવવું** અ.ક્રિ. [સં. स्रु > स्रव् તત્સમ] ઝરવું, ટપકવું. (૨) નીતરવું. **સ્રવાવું** ભાવે.,ક્રિ. **સ્રવાવવું** પ્રે.,સ.ક્રિ.
**સ્રવાવવું, સ્રવાવું** જુઓ 'સ્રવવું'માં.
**સ્રષ્ટવ્ય** વિ. [સં.] સરજવા જેવું, સૃષ્ટિ કરવા જેવું, પેદા કરવા જેવું. (૨) છોડી દેવા જેવું, ત્યાગ કરવા જેવું, ત્યાજ્ય
**સ્રષ્ટા** વિ.,પું. [સં.,પું.] સર્જન કરનાર, ઉત્પત્તિ કરનાર, સર્જક. (૨) પરમાત્મા, પરમેશ્વર
**સ્રસ્ત** વિ. [સં.] ખસી પડેલું, ઊતરી ગયેલું (કપડું વગેરે)
**સ્રસ્તર** પું. [સં.] સાથરો, પથારી, બિછાનું. (૨) સંથારો. (જૈન.)
**સ્રાવ** પું. [સં.] ઝરવું એ, ટપકવું એ, સ્રવણ. (૨) વહી જવું (લોહી પાણી વીર્ય વગેરેનું) એ. (૩) વહી જતો કે ગયેલો પદાર્થ
**સ્રાવક** વિ. [સં.] ઝરાવનારું, ટપકાવનારું
**સ્રુચ** સ્ત્રી. [સં. स्रुच]. **સ્રુવ** પું., **-વા** સ્ત્રી. [સં.] યજ્ઞ-કુંડ વગેરેમાં ઘી હોમવાનું લાકડાની કડછી જેવું સાધન, સરવો
**સ્રોત** પું. [સં. स्रोतस्, ન.] ઝરણું, વહેણ. (૨) પ્રવાહ
**સ્રોતસ્વતી, સ્રોતસ્વિની** વિ., સ્ત્રી. [સં.] નદી
**સ્લમ, ૦ એરિયા** પું. [અં.] ગરીબ સાધન-હીન લોકોનો ગંદો વિસ્તાર [સ્લેઇટ
**સ્લાઇડ** સ્ત્રી. [અં.] ફોટોગ્રાફીની કાચની કે કચકડાની
**સ્લિપ** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં બૅટવાળાની પાસેથી છટકતો દડો લેવા ઊભા રહેવાની એની બેઉ બાજુની જગ્યા. (૨) કાગળની નાની પત્તી, ચબરકી
**સ્લિપર** પું.,બ.વ. [અં.] દોરી વિનાના હળવા જોડા (પગમાંથી તરત નીકળી જાય તેવા). (૨) રેલ-માર્ગના પાટા નીચે નખાતા લાકડાના યા લોખંડના પાટડા
**સ્લે(૦ ઇ)ટ** સ્ત્રી. [અં.], **૦ પાટી** સ્ત્રી. [+ જુઓ 'પાટી.'] (બાળકોને અક્ષર ઘૂંટવાની) પથ્થરની પાટી [લેખણ
**સ્લે(૦ ઇ)ટ-પેન** [અં.] પથ્થર-પાટી અને પથ્થરની નાની
**સ્લૉટર-હાઉસ** ન. [અં.] (ઢોરોનું) કતલ-ખાનું
**સ્લોપ** પું. [અં.] ઢાળ, ઢોળાવ
**સ્લો બૉલ** પું. [અં.] ક્રિકેટની રમતમાં ફેંકાતો ધીમો દડો
**સ્લો બૉલર** પું. [અં.] ક્રિકેટની રમતમાં દડો ધીમો ફેંક-નાર [ધન, દોલત, સંપત્તિ
**સ્વ**¹ સર્વ. [સં.] પોતાનું, માલિકીનું, પોતીકું. (૨) ન.
**સ્વ.**² વિ. [સં. स्वर्ग-स्थ] 'સ્વર્ગ-સ્થ'નું ટૂંકું રૂપ
**સ્વ-કર્મ** ન. [સં.] પોતાનું કામ, ફરજ [લીધેલું
**સ્વ-કલ્પિત** વિ. [સં.] પોતે કલ્પી લીધેલું, જાતે માની
**સ્વ-કાર્ય** ન. [સં.] જુઓ 'સ્વ-કર્મ.'
**સ્વકીય** વિ. [સં.] પોતાનું, માલિકીનું, પોતીકું [સ્ત્રી
**સ્વકીયા** વિ., સ્ત્રી. [સં.] પોતાની પરણેલી પત્ની, પરણેતર
**સ્વ-કૃતિ** સ્ત્રી. [સં.] પોતાની રચના
**સ્વ-ગત** વિ. [સં.] પોતે પોતાને જ મનોગત કહેતું હોય એમ કહેલું, આત્મ-ગત, ચાહન. (નાટ્ય.)
**સ્વગત-ભેદ** પું. [સં.] ઝાડ અને એનાં અંગો વચ્ચેના પ્રકારની ભિન્નતા – પરમાત્માની સૃષ્ટિની પરમાત્માથી અંતર્ગત ભિન્નતા (હકીકતે ભેદ નથી). (વેદાંત.)
**સ્વ-ગૃહ** ન. [સં.,પું.,ન.] પોતાનું ઘર. (૨) જાતકની પોતાની રાશિ. (જ્યો.) [(જ્યો.)
**સ્વગૃહી** વિ. [સં.,પું.] જાતકની પોતાની રાશિમાં રહેલું.
**સ્વ-ચરિત** ન. [સં.] પોતાનું આચરણ. (૨) પોતાનું જીવન-ચરિત્ર, 'ઑટો-બાયોગ્રાફી' [યંત્ર.'
**સ્વ-ચાલક યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] જુઓ 'સ્વયં-સંચાલક
**સ્વચ્છ** વિ. [સં. सु-अच्छ] તદ્દન સાફ, સાવ ચોખ્ખું, નિર્મળ
**સ્વ-ચ્છંદ** (-ચ્છન્દ) ન. [સં. स्व+छन्द, સંધિથી] પોતાની મરજી પ્રમાણે વર્તવું એ, સ્વેચ્છાચાર
**સ્વચ્છંદાચરણ** (સ્વચ્છન્દા-) ન. [+ સં. आ-चरण], **સ્વચ્છંદાચાર** (સ્વચ્છન્દા-) પું. [+ સં. आ-चार] સ્વચ્છંદી વર્તન
**સ્વચ્છંદિ-તા** (સ્વચ્છન્દિ-તા) સ્ત્રી. [સં.] સ્વચ્છંદી હોવા-પણું [વર્તનારું, સ્વેચ્છાચારી
**સ્વચ્છંદી** (સ્વચ્છન્દી) વિ. [સં.,પું.] પોતાની મરજી પ્રમાણે
**સ્વ-જન** પું.,ન. [સં.,પું.] પોતાનું માણસ, આત્મીય જન, અંગત માણસ
**સ્વ-જાતિ** સ્ત્રી. [સં.] પોતાની સમાન ગુણધર્મવાળી જ્ઞાતિ. (૨) સમાન લિંગ હોવાપણું.
**સ્વ-જાતીય** વિ. [સં.] પોતાની જાતિનું, પોતાના વર્ગનું. (૨) પોતાની જાતનું, સ્વજ્ઞાતીય, સપંક્ત
**સ્વ-જ્ઞાતિ** સ્ત્રી. [સં.] સ-પંક્ત જનોનું મંડળ, પોતાની નાત
**સ્વ-તંત્ર** (-તન્ત્ર) ન. [સં.] પોતાનો કારભાર. (૨) વિ. પોતાની મરજી પ્રમાણે કરવા મુખત્યાર, સ્વાધીન. (૩) બીજાનું ન હોય તેવું, મૌલિક, 'ઑરિજિનલ.' (૫) નિરપેક્ષ, નિર્વિકલ્પ, નિરંકુશ. (વેદાંત.)
**સ્વતંત્ર-મિજાજી** (સ્વતન્ત્ર-) વિ. [+ જુઓ 'મિજાજ.'] સ્વતંત્ર સ્વભાવનું, મન-મોજી
**સ્વતઃ** ક્રિ.વિ. [સં.] પોતાની મેળે, બીજાની સહાય વિના, આપ-મેળે, આપોઆપ, જાતે, સ્વયં (મોટે ભાગે ગુ.-માં સમાસમાં)
**સ્વતઃપ્રમાણ** ન. [સં.] બીજા કોઈ પુરાવાની જરૂરત ન હોવાપણું. (૨) વિ. જેને બીજા કોઈ પુરાવાની જરૂર ન હોય તેવું
**સ્વતઃપ્રામાણ્ય** ન. [સં.] જુઓ 'સ્વતઃપ્રમાણ.'
**સ્વતઃસિદ્ધ** વિ. [સં.] બહારના કોઈ પણ પુરાવા વિના સાબિત થયેલું, સ્વતઃપ્રમાણ

**સ્વતો-ગ્રાહી** વિ. [સં.] જેને પકડવામાં કે સમજવામાં બીજાની જરૂર ન પડે તેવું

**સ્વ-ત્વ** ન. [સં.] પોતાપણું. (૨) પોતાની વિશિષ્ટતા. (૩) પોતાની સત્તા કે અધિકાર. (૪) (લા.) સ્વ-માન

**સ્વત્વાગ્રહી** વિ. [+ સં. आग्रही, પું.] પોતાપણાની જિદ્-વાળું, જિદ્દી. (૨) પોતાનો હક્ક જાળવી રાખવા મથતું

**સ્વત્વાધિકાર** પું. [+ સં. अधि-कार] પોતાની માલિકીનો હક, માલિકી-હક

**સ્વત્વાધિકારી** વિ. [+ સં. अधिकारी, પું.] પોતાના માલકી-હકવાળું

**સ્વ-દેશ** પું. [સં.] પોતાનો દેશ, જન્મ-ભૂમિ, માતૃ-ભૂમિ, વતન

**સ્વદેશ-પ્રેમ** પું. [સં.,પું.,ન.] જન્મ-ભૂમિ તરફની લાગણી

**સ્વદેશ-પ્રેમી** વિ. [સં.,પું.] સ્વદેશ-પ્રેમ રાખનારું

**સ્વદેશ-બંધુ** (-બન્ધુ) પું. [સં.] પોતાના દેશનો હરકોઈ વતની, દેશ-ભાઈ

**સ્વદેશ-ભક્તિ** સ્ત્રી. [સં.] જન્મ-ભૂમિ તરફનો સમાદર, સ્વદેશાભિમાન, રાષ્ટ્ર-ભક્તિ

**સ્વદેશાગમન** ન. [+ સં. आगमन] વિદેશમાંથી પોતાના દેશમાં આવવું એ

**સ્વદેશાનુરાગ** પું. [+ સં. अनु-राग] જુઓ 'સ્વદેશ-પ્રેમ.'

**સ્વદેશાનુરાગી** વિ [સં.,પું.] જુઓ 'સ્વદેશ-પ્રેમી.'

**સ્વદેશાભિમાન** ન. [+ સં अभि-मान, પું.] પોતાના દેશ માટેની ગૌરવની ભાવના

**સ્વદેશાભિમાની** વિ. [+ સં. अभिमानी, પું.] સ્વદેશાભિ-માનવાળું

**સ્વદેશી** વિ. [સં.,પું.], **-શીય** વિ. [સં.] પોતાના દેશનું. (૨) સ્વદેશમાં થયેલું

**સ્વદેશી-વ્રત** ન. [+ સં. व्रत; ગુ. સમાસ] દેશમાં જ ઉત્પન્ન થયેલી વસ્તુઓ વાપરવાનો નિયમ કે પ્રતિજ્ઞા

**સ્વ-દોષ** પું. [સં.] પોતાનો દોષ, પોતાની ભૂલ

**સ્વ-ધન** ન. [સં.] પોતાની સંપત્તિ, પોતાની દોલત

**સ્વ-ધર્મ** પું. [સં.] પોતાની ફરજ. (૨) શાસ્ત્રમાં કહેલો તે તે વર્ણ જાતિ વગેરેનો આચાર-વિચાર. (૩) પરંપરાથી મળેલો સંપ્રદાય કે પંથની પ્રણાલિ

**સ્વધર્મ-નિષ્ઠ** વિ. [સં.,બ.વ્રી.] પોતાના ધર્મ-સંપ્રદાયમાં નિષ્ઠાવાળું

**સ્વધર્મ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] પોતાના ધર્મ-સંપ્રદાયમાં પ્રબળ આસ્થા અને શ્રદ્ધા

**સ્વધર્માચરણ** ન. [+ સં. आ-चरण] પોતાની ફરજનું પાલન. (૨) પોતાના ધર્મ-સંપ્રદાયની રૂઢિ પ્રમાણેની રીત-ભાત

**સ્વધર્મી** વિ. [સં.,પું.] જુઓ 'સ્વધર્મ-બંધુ.'

**સ્વધા** સ્ત્રી. [સં.] પિતૃઓને ઉદ્દેશી અપાતા બલિ વિશેનો ઉદ્ગાર. (૨) એવું બલિદાન

**સ્વધા-કાર** પું. [સં.] 'સ્વધા' શબ્દનો ઉચ્ચાર

**સ્વ-ધામ** ન. [સં. 'પોતાનું સ્થાન'] (લા.) સ્વર્ગ વૈકુંઠ કૈલાસ કે ઈશ્વરનો લોક. [૦ જવું, ૦ પધારવું, પહોંચવું (-પોંઃચવું) (રૂ.પ્ર.) મરણ પામવું]

**સ્વધામ-ગમન** ન. [સં.] (લા.) મરણ પામવું એ

**સ્વન** પું. [સં.] અવાજ, ધ્વનિ, ઘોર, રવ

**સ્વનિત** ન. [સં.] જુઓ 'સ્વન.' (૨) 'સૉનેટ' નામના કાવ્ય-પ્રકારની સૂચવાયેલી સંજ્ઞા. (કાવ્ય.)

**સ્વ-નિયમન** ન. [સં.] આત્મ-સંયમ

**સ્વ-નિયંત્રણ** (-યન્ત્રણ) ન. [સં.] પોતાના કાબૂનું સંચાલન. (૨) પોતાની વહીવટી સત્તા

**સ્વ-નિયંત્રિત** (-નિયન્ત્રિત) વિ. [સં.] પોતાના કાબૂ નીચેનું. (૨) પોતાની વહીવટી સત્તા નીચેનું

**સ્વ-નિર્માણ** ન. [સં.] પોતે જાતે કરેલી રચના

**સ્વ-પક્ષ** પું. [સં.] પોતાનો પક્ષ, પોતાવાળાઓનો સમૂહ

**સ્વપક્ષી** વિ. [સં.,પું.], **-ક્ષીય** વિ. [સં.] પોતાના પક્ષનું

**સ્વ-પર-ભાવ** પું. [સં.] 'આ પોતાનું અને પેલું પારકું' એ પ્રકારનું મનનું વલણ

**સ્વ-પર્યાપ્ત** વિ. [સં.] પોતાને પૂરતું થઈ પડે તેટલું

**સ્વ-પર્યાપ્તિ** સ્ત્રી. [સં.] સ્વ-પર્યાપ્ત હોવાપણું

**સ્વપ્ન** ન. [સં.,પું.] ઊંઘમાં અનુભવાતી લોકમાંનાં દશ્યો-ની જાણીતી તેમજ કદી ન જાણેલી એવી અનુ-ભૂતિ, સપનું, સોણું, સમણું

**સ્વપ્ન-દર્શન** ન. [સં.] ઊંઘમાં સ્વપ્ન જોવાં એ, સ્વપ્નનો અનુ-ભવ

**સ્વપ્ન-દર્શી** વિ. [સં.,પું.] (લા.) જુઓ 'સ્વપ્ન-દ્રષ્ટા.'

**સ્વપ્ન-દોષ** પું. [સં.] સ્વપ્નમાં સંસાર-ભોગ થવાના અનુ-ભવ સાથે પુરુષને થતો વીર્ય-સ્રાવ

**સ્વપ્ન-દ્રષ્ટા** વિ. [સં.,પું.] (લા.) ભવિષ્યની કલ્પના કરનાર, ભાવી યોજનાઓના વિચારમાં રાચનાર. (૨) દીર્ઘ-દ્રષ્ટા'

**સ્વપ્ન-વત્** ક્રિ.વિ. [સં.] સ્વપ્નની જેમ મિથ્યા કે ક્ષણિક

**સ્વપ્ન-વિદ્યા** સ્ત્રી. [સં.] સારાં નરસાં સ્વપ્નોના ફળની વિચારણા કરનારી વિદ્યા

**સ્વપ્ન-શીલ** વિ. [સં.] જુઓ 'સ્વપ્ન દ્રષ્ટા.'

**સ્વપ્ન-સૃષ્ટિ** સ્ત્રી. [સં.] સ્વપ્નમાં અનુભવાતો સાચા જેવો સંસાર. (૨) (લા.) ખ્યાલી વિચાર, મિથ્યા કલ્પના

**સ્વપ્ન-સેવન** ન. [સં.] નિદ્રામાં સ્વપ્ન આવવાં એ

**સ્વપ્ન-સ્થ** વિ. [સં.] સ્વપ્નમાંનું. (૨) જુઓ 'સ્વપ્ન-દ્રષ્ટા.'

**સ્વપ્નાલુ(-ળુ)** વિ. [સં.] વારંવાર સ્વપ્ન આવતાં હોય તેવું

**સ્વપ્નાવસ્થા** સ્ત્રી. [+ સં. अव-स्था] સ્વપ્ન આવ્યું હોય એ દશા, સ્વપ્નનો અનુભવ થતો હોય એવી પરિ-સ્થિતિ

**સ્વપ્નાળુ** જુઓ 'સ્વપ્નાલુ.'

**સ્વપ્નાંતર** (સ્વપ્ના-તર) ન. [+ સં. अन्तर] બીજું સ્વપ્ન. (૨) એક સ્વપ્નમાં અનુભવાતું બીજું સ્વપ્ન

**સ્વપ્નું** ન. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'સ્વપ્ન.'

**સ્વ-પ્રકાશ** પું. [સં.] પોતાનું તેજ. (૨) પોતાની મેળે અંતરમાં ખડું થતું જ્ઞાન, આત્મ-સ્ફુરણ

**સ્વ-પ્રકાશિત** વિ. [સં.] પોતાની મેળે ઝળહળતું

**સ્વ-બંધુ** (-બન્ધુ) પું. [સં.] પોતાનો ભાઈ

**સ્વ-ભાન** ન. [સં.] પોતાની જાતનો ખ્યાલ. (૨) આત્મ-જ્ઞાન

**સ્વ-ભાવ** વિ. [સં.] પોતાનું અસ્તિત્વ. (૨) પ્રકૃતિ, ખવાસ, મનો-વૃત્તિ, મનનું વલણ, તાસીર. (૩) ખાસિયત, ગુણ, લક્ષણ. (૪) કુદરત, નિસર્ગ, પ્રકૃતિ. (વેદાંત.)

**સ્વભાવ-ગત** વિ. [સં.] મનની ખાસિયતમાં રહેલું, પ્રકૃતિ-ગત

**સ્વભાવ-જ, -જન્ય** વિ. [સં.] પોતાની ખાસિયતને કારણે

થાય તેવું

**સ્વભાવ-સિદ્ધ** વિ. [સં.] સ્વાભાવિક કે કુદરતી રીતે તૈયાર થયેલું (૨) પોતાની ખાસિયતને કારણે મળેલું

**સ્વભાવાનુસાર** ક્રિ. વિ. [+ સં. अनु-सार] સ્વભાવ પ્રમાણે

**સ્વભાવોક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) [તેવું

**સ્વભાવોચિત** વિ. [+ સં. उचित] સ્વભાવને યોગ્ય લાગે

**સ્વ-ભાષા** સ્ત્રી. [સં.] પોતાની બોલી કે ભાષા, માતૃ-ભાષા, 'મધર-ટંગ' [મમત્વ

**સ્વભાષા-પ્રેમ** પું. [સં.,પું.,ન.] પોતાની ભાષા તરફનું

**સ્વભાષા-પ્રેમી** વિ. [સં.,પું.] માતૃ-ભાષા તરફનું મમત્વ ધરાવનાર [માટેના ગૌરવનો ખ્યાલ

**સ્વભાષાભિમાન** ન. [+ अभि-मान, પું.] પોતાની ભાષા

**સ્વભાષાભિમાની** વિ, [+ સં. अभिमानी, પું.] સ્વભાષાભિમાન રાખનાર [તરફનો આદર

**સ્વભાષા-સંમાન** (-સમ્માન) ન. [સં.] પોતાની માતૃ-ભાષા

**સ્વ-ભૂમિ** સ્ત્રી. [સં.] પોતાનો દેશ, સ્વ-દેશ, માતૃ-ભૂમિ

**સ્વ-મત** પું. [સં.] પોતાનો મત, પોતાનો અભિ-પ્રાય

**સ્વમતાગ્રહ** પું [+ સં. आ-ग्रह], **સ્વમતાગ્રહિ-તા** સ્ત્રી. [સં.] પોતાના મત-અભિપ્રાય વિશેની જિદ

**સ્વમતાગ્રહી** વિ. [સં.,પું.] પોતાના મતને માટે જિદ્દી

**સ્વ-માન** ન. [સં.,પું.] પોતાની જાતને માટેનો ગૌરવવાળો અભિપ્રાય કે મંતવ્ય, સ્વાભિમાન

**સ્વમાન-શીલ** વિ. [સં.], **સ્વમાની** વિ. [સં.,પું.] સ્વમાન રાખનારું, સ્વાભિમાની [પંથનું

**સ્વમાર્ગીય** વિ. [સં.] પોતાના ધર્મ-સંપ્રદાયને લગતું, પોતાના

**સ્વયમેવ** ક્રિ.વિ. [સં. स्वयम् + एव] પોતે જ, જાતે જ, પંડે જ

**સ્વયં** (સ્વયમ્) ક્રિ.વિ. [સં.] પંડે, પોતે, જાતે, ખુદ. (૨) સ્વેચ્છાથી

**સ્વયંચલન-યંત્ર** (સ્વયમ્-ચલન-યન્ત્ર) ન. [સં.] પોતાની મેળે ચાલતો સાંચો, 'ઑટોમૅટિક મશીન'

**સ્વયં-ચલિત** (સ્વયમ્ચલિત) વિ. [સં.] પોતાની મેળે ગતિમાં રહેતું, 'ઑટોમૅટિક' [આપ-મેળેની સભાન-તા

**સ્વયં-જાગૃતિ** (સ્વયમ્-જાગૃતિ) સ્ત્રી. [+ જુઓ 'જાગૃતિ.']

**સ્વયં-દત્ત** (સ્વયમ્દત્ત) વિ. [સં.] જાતે અર્પણ થયેલું (૨) પું. અ-પુત્ર ગૃહસ્થને ત્યાં જાતે ચાલીને દત્તક તરીકે જઈ રહેનાર છોકરો કે પુરુષ બનાવી લેવાની ક્રિયા

**સ્વયં-પાક** (સ્વયમ્પાક) પું. [સં.] પોતાની રસોઈ જાતે

**સ્વયંપાકી** (સ્વયમ્પાકી) વિ. [સં.,પું.] પોતાની રસોઈ જાતે બનાવી લેનાર [જ પૂર્ણ થયેલું, સ્વાવલંબી

**સ્વયં-પૂર્ણ** (સ્વયમ્પૂર્ણ) વિ. [સં.] બીજાના આધાર વિના

**સ્વયં-પ્રકાશ** (સ્વયમ્પ્રકાશ) વિ. [સં.], -શી વિ. [સં.,પું.] પોતાના જ પ્રકાશથી ઝળહળતું

**સ્વયં-પ્રેરણા** (સ્વયમ્પ્રેરણા) સ્ત્રી. [સં.] કુદરતી પ્રેરણા, નૈસર્ગિક મનોવૃત્તિ [(૨) સ્વાભાવિક

**સ્વયં-પ્રેરિત** (સ્વયમ્પ્રેરિત) વિ. [સં.] સ્વયં-પ્રેરણા પામેલું,

**સ્વયં-ભૂ** (સ્વયમ્ભૂ) વિ. [સં.] પોતાની મેળે થનારું, આપોઆપ ઊભું થનારું. (૨) પું. દેડકો. (૩) બ્રહ્મા. (૪) પરમાત્મા, પરમેશ્વર

**સ્વયં-વર** (સ્વયંવર) પું. [સં.] જેમાં વરની પસંદગી જાતે જ કરવામાં આવતી તેવો લગ્ન-પ્રકાર

**સ્વયંવર-મંડપ** (સ્વયંવર મણ્ડપ) પું. [સં.] સ્વયંવર કરવા માટે રાજાઓને બેસવા ઊભો કરેલો વિશાળ માંડવો

**સ્વયં-વિકાસ** (સ્વયંવિકાસ) પું. [સં.] પોતાથી પોતાની ખિલવણી [ધારણા-બલ

**સ્વયં-શક્તિ** (સ્વયં-શક્તિ) સ્ત્રી. [સં.] અંદર રહેલું પોતાનું

**સ્વયં-શાસિત** (સ્વયં-શાસિત) વિ. [સં.,પું.] કોઈની મદદ વિના સત્તા ચલાવી હોય તેવું. (૨) (લા.) સંયમી

**સ્વયં-શિક્ષક** (સ્વયં શિક્ષક) વિ. [સં.] પોતાની જાતનો પોતે જ બનેલો શિક્ષક. (૨) ગુરુની મદદ વિના જ્ઞાન સુલભ કરી આપનારું પુસ્તક-'સેલ્ફ-ટીચર'

**સ્વયં-શિક્ષણ** (સ્વયં-શિક્ષણ) ન. [સં.] ગુરુ કે શિક્ષકની સહાય વિના જાતે જ વાંચીને લેવામાં આવતી તાલીમ

**સ્વયં-શિક્ષિકા** (સ્વયં-શિક્ષિકા) વિ., સ્ત્રી [સં.] સ્વયં-શિક્ષક સ્ત્રી. (૨) એવા પ્રકારની પુસ્તિકા [(૧).'

**સ્વયં-સત્તાક** (સ્વયં-સત્તાક) વિ. [સં.] જુઓ 'સ્વયં-શાસિત

**સ્વયં-સંબુદ્ધ** (સ્વયં-સમ્બુદ્ધ) વિ. [સં.] પોતે જ પોતાની મેળે જ્ઞાનની ઉત્તમોત્તમ કક્ષાએ પહોંચેલું, પોતાની સૂઝથી બનેલ જ્ઞાની

**સ્વયં-સિદ્ધ** (સ્વયં-સિદ્ધ) વિ [સં.] બીજા આધાર કે પુરાવા વિના આપ-મેળે જ સાબિત કે તૈયાર થયેલું

**સ્વયં-સુધારક** (સ્વયં-સુધારક) વિ. [સં.] જાતે જ પોતાને સુધારનાર [કરવા નીકળનાર, 'વૉલન્ટિયર'

**સ્વયં-સેવક** (સ્વયં-સેવક) વિ [સં.] પોતાથી જ સેવા

**સ્વયંસેવક-દલ(-ળ)** (સ્વયંસેવક-) ન. [સં.] સ્વયંસેવકોનો વ્યવસ્થિત સંઘ, 'વૉલન્ટિયર કોર'

**સ્વયં-સેવા** (સ્વયં-સેવા) સ્ત્રી. [સં.] જાત-સેવા. (૨) કોઈની પ્રેરણા વિનાની જાહેર સેવા

**સ્વયં-સેવિકા** (સ્વયં-સેવિકા) સ્ત્રી. [સં.] સ્ત્રી સ્વયં-સેવક

**સ્વયં-સ્ફુરણા** (સ્વયં-સ્ફુરણા) સ્ત્રી. [સં.] આપ-મેળે આવેલો વિચાર [દિલ-ચાલ

**સ્વયં-સ્ફૂર્તિ** (સ્વયં-સ્ફૂર્તિ) સ્ત્રી. [સં.] સ્વાભાવિક પોતીકી

**સ્વર** પું. [સં.] ધ્વનિ, નાદ, અવાજ. (૨) સંગીતનો સાત સ્વરોમાંનો તે તે સ્વર. (સંગીત.) (૩) જેના ઉચ્ચારણમાં બીજા કશાની મોંમાં જરૂર નથી હોતી તેવો શ્વાસ-જન્ય અ-વ્યક્ત ધ્વનિ ('અ ઇ ઉ – આ ઈ ઊ – એ ઐ ઓ ઔ – ઍ ઑ' આ ગુજરાતી; સં.માં 'ઋ ૠ લૃ' વધુ તો ઍ ઑ નહિ.') 'વૉવેલ' (વ્યા.) (૪) સ્વરોચ્ચારની ઉચ્ચ નીચતા, 'ઍક્સન્ટ.' (વ્યા.)

**સ્વર-કંપ** (-કમ્પ) પું. [સં.] સંગીતના કોઈ પણ સ્વરને ધ્રુજારી આપવાની ક્રિયા. (સંગીત.)

**સ્વર-કાર** વિ. [સં.] શાસ્ત્રીય પદ્ધતિએ સંગીત ગાનાર

**સ્વ-રક્ષણ** ન. [સં.] પોતાનું રક્ષણ, પોતાનો બચાવ

**સ્વરક્ષણ-વૃત્તિ** સ્ત્રી. [સં.] પોતાનું રક્ષણ કરવાની મનોભાવના કે લાગણી

**સ્વર-ગ્રામ** પું. [સં.] સંગીતના ષડ્જ ગાન્ધાર ગાંધાર

મધ્યમ પંચમ ધૈવત અને નિષાદનો સમૂહ, સ્વર-સપ્તક
**સ્વર-ગ્રાહક** વિ.,પું. [સં.] સંગીતનો એક અલંકાર. (સંગીત.)
**સ્વર-ઘોષ** પું. [સં.] ઘેરો અવાજ
**સ્વ-રચિત** વિ. [સં.] પોતે જાતે જ રચેલું
**સ્વર-ચિહ્ન** ન. [સં.] ઉચ્ચારણના સ્વરોનો લેખન માટેનો તે તે સંકેત. (૨) બારાખડીમાંના 'ા' 'િ' 'ી' 'ુ' 'ૂ' 'ે' 'ૈ' 'ો' 'ૌ' આ તે તે ચિહ્ન. (૩) વૈદિક સંહિતાઓમાં ઉદાત્ત અને અનુદાત્ત સ્વર બતાવવા માટેની તે તે નિશાની. (વ્યા.) (૪) રાગના સ્વર નોંધવા માટેનો 'નોટેશન'નો તે તે સંકેત. (સંગીત.)
**સ્વર-જ્ઞાન** ન. [સં.] ઉચ્ચારણના સ્વરોની સમઝ. (વ્યા.) (૨) સંગીતના સ્વરોના સ્વરૂપની સમઝ. (સંગીત.)
**સ્વર-તંત્રી** (-તન્ત્રી) સ્ત્રી. [સં.] કંઠ-નળીમાં તીરની માફક આગળ પાછળ લંબાયેલી કોમળ પાતળી ચાર પટ્ટીઓમાંની તે તે પટ્ટી, 'વોકલ કોર્ડ.' (વ્યા.)
**સ્વર-ત્રયી** સ્ત્રી. [સં.] ઉચ્ચારણના ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત એ ત્રણ સ્વર. (વ્યા.). (૨) સંગીતના વાદી અનુવાદી અને સંવાદી એવા ત્રણ સ્વર. (સંગીત.)
**સ્વર-નળી** સ્ત્રી. [+ જુઓ 'નળી.'] ગળાની નળી (જેમાંથી સ્વર નીકળે છે.)
**સ્વર-પરિવર્તન** ન. [સં.] સંગીતના સ્વરોનો પલટો
**સ્વર-પરીક્ષા** સ્ત્રી. [સં.] સ્વરોની કસોટી. (૨) સ્વરોની ઓળખ
**સ્વર-પેટી** સ્ત્રી. [+ જુઓ 'પેટી.'] સ્વર-નળીમાંનો ઉચ્ચારણ ઊઠે છે તે ભાગ, 'લૅરિંક્સ'
**સ્વર-પ્રસ્તાર** પું. [સં.] આપેલા સ્વરોને જુદા જુદા ક્રમમાં ગોઠવી એમાં જુદાં જુદાં રૂપ બનાવવાની ક્રિયા. (સંગીત.)
**સ્વર-ભક્તિ** સ્ત્રી. [સં.] ખાસ કરી 'ર'-'વ'વાળા સંયુક્ત વ્યંજનોમાં પૂર્વના વ્યંજનને જુદો પાડી એમાં અનુક્રમે 'ઇ' 'ઉ' મૂકવાની પ્રક્રિયા कार्य > कारिय, त्वा > तुवा વગેરે. (વ્યા.) [જવો એ
**સ્વર-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] અવાજ ફાટી જવો કે બેસી
**સ્વર-ભાર** પું. [સં.] ઉચ્ચારણમાં શબ્દ તેમ વાક્યમાં અમુક અમુક સ્વર ઉપર આવતું વજન તેમ તે તે સ્વર ઊંચેથી બોલવાની ક્રિયા, 'ઍક્સન્ટ.' (આ બે અલગ છે : ૧. બલાત્મક કે આઘાતાત્મક, 'સ્ટ્રેસ ઍક્સન્ટ' અને ૨. આરોહાવરોહાત્મક કે સાંગીતિક, 'પિચ ઍક્સન્ટ.') (વ્યા.)
**સ્વર-ભેદ** પું. [સં.] કંઠનો અવાજ બેસી જવો એ. (૨) ઉચ્ચારણના સ્વરો વચ્ચેની ભિન્ન-તા. (૩) સંગીતના સ્વરો વચ્ચેની ભિન્ન-તા (સંગીત.)
**સ્વર-મધુરતા** સ્ત્રી. [સં.] જુઓ 'સ્વર-માધુર્ય.'
**સ્વર-મંડલ(-ળ)** (-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'સ્વર-ગ્રામ.' (૨) એ નામનું એક તંતુ-વાદ્ય. (સંગીત.)
**સ્વર-માધુર્ય** ન. [સં.] સંગીતના સ્વરોનું સુ-સ્વર હોવાપણું. સ્વરની મીઠાશ, સ્વર-મધુરતા
**સ્વર-માલા(-ળા)** સ્ત્રી. [સં.] ઉચ્ચારણના 'અ' થી 'ઔ' સુધીના સ્વર. (વ્યા.) (૨) સંગીતના સાતે સ્વરોનો ક્રમ (સંગીત.)
**સ્વર-મેળ** પું. [સં.] ગાતી વેળા ગાનારના કંઠની અને વાદ્યોના સ્થાયી સ્વરની એક સ્થિતિ, સ્વરની સંગતિ
**સ્વર-યંત્ર** (-યન્ત્ર) ન. [સં.] ગળું, કંઠનો ભાગ (જેમાંથી ઉચ્ચારણ અને ગાન નીકળે છે.)
**સ્વર-લિપિ** સ્ત્રી. [સં.] જુઓ 'સ્વરાંકન.'
**સ્વર-લેખક** વિ. [સં.] 'નોટેશન' કરનાર. (૨) ન. સ્વરો નોંધી લેવાય તેવું યંત્ર [કરી લેવું એ, સ્વરાંકન
**સ્વર-લેખન** ન. [સં.] સંગીતના સ્વરોનું રાગ-વાર 'નોટેશન'
**સ્વર-લોપ** પું. [સં.] ઉચ્ચારણ કરતી વેળા શબ્દમાંનો કોઈ સ્વર ઘસાઈને નીકળી જવો એ. (વ્યા.)
**સ્વર-વાચન** ન. [સં.] 'નોટેશન' પ્રમાણે કંઠમાં કે વાદ્યમાં સ્વર ઉતારવાની ક્રિયા. (સંગીત.)
**સ્વર-વાદ્ય** ન. [સં.] 'ગ્રામોફોન.' (૨) 'ટેપ-રેકોર્ડર'
**સ્વર-વિરોધ** પું. [સં.] સ્વરોની પરસ્પરની વિરુદ્ધ-તા, સ્વરોનો વિ-સંવાદ, 'ડિસ્કોર્ડ,' 'ડિસ્સોનન્સ'
**સ્વર-વ્યત્યય** પું. [સં.] ભાષાના વિકાસમાં શબ્દની આંતરિક સ્થિતિમાં સ્વરનો સ્થાન-પલટો. (વ્યા.)
**સ્વર-શાસ્ત્ર** ન. [સં.] ઉચ્ચારણના સ્વરોને લગતી વિદ્યા, ધ્વનિ-વિદ્યા, ધ્વનિ-તંત્ર, ધ્વનિ-શાસ્ત્ર, 'ફોનેટિક્સ'
**સ્વર-શિક્ષણ** ન. [સં.] ઉચ્ચારવાના સ્વરના સ્વાભાવિક ઉચ્ચારણની તાલીમ. (વ્યા.) (૨) સંગીતના સ્વરો ગાવાની તાલીમ. (સંગીત.)
**સ્વર-શૂન્ય** વિ. [સં.] બેસૂરું
**સ્વર-શ્રુતિ** સ્ત્રી. [સં.] ઉચ્ચારણનો એકમ, અક્ષર, 'સિલેબલ.' (વ્યા.) (૨) સંગીતના સાત સ્વરોના આંતરિક બાવીસ કણ અનુભવાય છે તે પ્રત્યેક કણ. (સંગીત.)
**સ્વર-શ્રેઢિ, -ઢી, -ણિ, -ણી** સ્ત્રી. [સં.] રાશિઓની ચોક્કસ પ્રકારની પંક્તિ, 'હાર્મોનિકલ પ્રોગ્રેશન.' (ગ.)
**સ્વ-રસ** પું. [સં.] વનસ્પતિનાં પાંદડાંને કચડી લોંદો વાળી પુટપાકની રીતે પકવીને કાઢવામાં આવતો અર્ક, અંગ-રસ. (વૈદ્યક.) [સુધીના સાત સ્વર. (સંગીત.)
**સ્વર-સપ્તક** ન. [સં.] ગાનમાં 'ષડ્જ'થી લઈ 'નિષાદ'
**સ્વર-સંક્રમ** (-સઙ્ક્રમ) પું., -મણ ન. [સં.] સંગીતના સ્વરોનો એક-બીજામાં પલટો. (સંગીત.) [સંગીત.)
**સ્વર-સંજ્ઞા** (-સઞ્જ્ઞા) સ્ત્રી. [સં.] 'સ્વર' એવું નામ. (વ્યા.,-
**સ્વર-સંધિ** (-સન્ધિ) સ્ત્રી. [સં.,પું.] બે સ્વર સામસામા આવી જતાં થતું તે તે ચોક્કસ પ્રકારનું જોડાણ. (વ્યા.)
**સ્વર-સંયોગ** (-સંય્યોગ) પું. [સં.] સ્વરોનું જોડાવું એ, સ્વર-સંધિ. (૨) અવાજની પરિ-સ્થિતિ
**સ્વર-સંવાદ** (-સઁવ્વાદ) પું., **સ્વર-સંવાદિ-તા** (-સઁવ્વાદિતા) સ્ત્રી. [સં.] સંગીતના સ્વરોનો એક-બીજાની સાથેનો મેળ મળી જવાની ક્રિયા. (સંગીત.)
**સ્વર-સ્થાન** ન. [સં.] મુખમાંથી ઉચ્ચાર કરતી વેળા તે તે સ્વર જ્યાં હવા અથડાતાં ઊભો થતો હોય તે તે સ્થાન. (વ્યા.) (૨) સંગીતના સાત સ્વરોનું છાતીથી જીભ સુધીનું તે તે ઊઠવાનું સ્થાન. (સંગીત.)

**સ્વરાજ** ન. [સં. स्व-राज्य, અર્વા. તદ્‌ભવ] જુઓ 'સ્વરાજ્ય.'
**સ્વરાજક** ન. [સં.] નાગરિકોનો પોતે સ્વતંત્ર હોઈ કોઈ રાજ્ય-સંસ્થાની જરૂર ન હોય તેવી વ્યવસ્થા, 'ફિલોસૉફિકલ ઍનાર્કી'
**સ્વરાજ્ય** ન. [સં.] પ્રજા પોતાનું રાજ્ય પોતે ચલાવે એ જાતની શાસન-પદ્ધતિ, સ્વયં-શાસન
**સ્વરાભિધાન** ન. [+સં. अभि-धान] સ્વરની પરખ. (સંગીત.)
**સ્વ-રાષ્ટ્ર** ન. [સં.] પોતાનું રાષ્ટ્ર, પોતાનો દેશ, સ્વ-દેશ
**સ્વરાંત** (સ્વરાન્ત) વિ. [સં. स्वर+अन्त બ.વ્રી.] જે શબ્દ કે પદને છેડે સ્વર હોય તેવું, અંતે સ્વરવાળું
**સ્વરાંતર** (સ્વરાન્તર) ન. [સં. स्वर+अन्तर] બે સ્વરો વચ્ચેનું અંતર. (૨) બીજો કે પછીનો સ્વર. (સંગીતનો.)
**સ્વરિત** વિ. [સં.] ન. ઉદાત્ત=ઊંચેનો કે ન અનુદાત્ત=નીચેનો પોતામાં ઉચ્ચારણનો સમકક્ષ સ્વર ધરાવનાર (ઉચ્ચારણ). (વ્યા.) (૨) જેના ઉપર વજન આવતું હોય તેવું ('શ્રુતિ'-'સિલેબલ'), 'ઍક્સન્ટેડ' (વ્યા.) (૩) સાંગીતિક સ્વર ધરાવતું ('શ્રુતિ'-'સિલેબલ'), (વ્યા.)
**સ્વરિત-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] ગાણિતિક એક બિંદુ, 'હાર્મોનિક પૉઇન્ટ.'(ગ.) ['હાર્મોનિક પેન્સિલ.' (ગ.)
**સ્વરિત-સૂચિ(-ચી)** સ્ત્રી. [સં.] એક ગાણિતિક પ્રક્રિયા,
**સ્વ-રૂપ** ન. [સં.] પોતાનો આકાર કે ઘાટ. (૨) કુદરતી આકાર કે ઘાટ. (૩) પોતાની વિગત. (૪) સૌંદર્ય, રૂટડાઈ. (૫) ઠાકોરજીની ધાતુ પાષાણ ચિત્ર વગેરેના રૂપની પ્રતિમા. (પુષ્ટિ.) [વસ્તુતઃ, વાસ્તવિક રીતે
**સ્વરૂપતઃ** ક્રિ.વિ. [સં.] સ્વરૂપની દૃષ્ટિએ ખરું જોતાં,
**સ્વરૂપ-નિષ્ઠ** વિ. [સં.,બ.વ્રી.] પોતાના વાસ્તવિક રૂપ—બ્રહ્મરૂપતામાં આસ્થાવાળું
**સ્વરૂપ-નિષ્ઠા** સ્ત્રી. [સં.] સ્વરૂપ-નિષ્ઠ હોવાપણું
**સ્વરૂપ-લક્ષણ** ન. [સં.] લક્ષ્ય પદાર્થ સિવાય બીજા કશાથી જેનું નિરૂપણ થઈ શકે નહિ તેવું લક્ષણ. (વેદાંત.)
**સ્વરૂપ-વતી** વિ.; સ્ત્રી. [સં.] રૂપાળી (સ્ત્રી)
**સ્વરૂપ-વાન** વિ. [સં. °वान् પું.] રૂપાળું, દેખાવડું, સુંદર
**સ્વરૂપ-વિસ્મૃતિ** સ્ત્રી. [સં.] પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી જવાની સ્થિતિ. (વેદાંત.) [ઝેશન.' (આ.બા.)
**સ્વરૂપ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] આત્મ-સાક્ષાત્કાર, 'સેલ્ફ-રિયાલિ-
**સ્વરૂપ-સેવા** સ્ત્રી. [સં.] ઠાકોરજીની પ્રતિમા એ જ એમનું સાક્ષાત્ સ્વરૂપ છે એ ભાવે કરવામાં આવતી ભાવપૂર્વકની પરિ-ચર્યા. (પુષ્ટિ.)
**સ્વરૂપાધ્યાસ** પું. [+સં. अध्यास] પોતાના રૂપમાં માયાને કારણે સ્વરૂપ-વિસ્મૃતિ થતાં જીવ તરીકેના રૂપની ભ્રાંતિનો સાચા તરીકે અનુભવ. (વેદાંત.)
**સ્વરૂપાનંદ** (-નન્દ) પું. [સં. + સં. आ-नन्द] આત્મ-જ્ઞાનથી મળતો અ-સામાન્ય આનંદ. (વેદાંત.)
**સ્વરૂપાનુસંધાન** (-સન્ધાન) ન. [+ સં. अनु-संधान] પોતાના વાસ્તવિક સ્વરૂપ—બ્રહ્મરૂપતાનો ખ્યાલ. (વેદાંત.)
**સ્વરૂપાસક્તિ** સ્ત્રી. [+સં. आ-सक्ति] ઠાકોરજીના પ્રતિમા-રૂપ સ્વરૂપ તરફ પ્રબળ લગની. (પુષ્ટિ.)
**સ્વરૂપાંતર** (-રૂપાન્તર) ન. [+સં. अन्तर] બીજું સ્વરૂપ
**સ્વરૂપાંતર્ગત** વિ. [+સં. अन्तर्गत] સ્વરૂપની અંદરનું
**સ્વરૂપોત્પ્રેક્ષા** સ્ત્રી. [+સં. उत्प्रेक्षा] એ નામનો ઉત્પ્રેક્ષા અર્થાલંકારનો એક ભેદ. (કાવ્ય)
**સ્વરૈક્ય** ન. [સં. स्वर+ऐक्य] સંગીતના સ્વરોની એકાત્મકતા, સ્વરોનો પરસ્પર મેળ. (સંગીત.)
**સ્વરોચ્ચાર** પું., -રણ ન. [+સં. उच्चार,-रण] મોઢામાંથી 'અ' વગેરે સ્વર બોલવા એ. (વ્યા.) (૨) સ્વર-ભાર, 'ઍક્સન્ટ' [કરનારું (તે તે વાદ્ય)
**સ્વરોત્પાદક** વિ. [+સં. उत्पादक] વાદ્યના સ્વર ઉત્પન્ન
**સ્વરોદય** પું. [સં. स्वर+उदय] નાકમાંથી વહેતો વાયુ. (૨) નાકમાં ફણસામાંથી ડાબે કે જમણે નીકળતા શ્વાસથી શુકન-અપશુકન જોવાની વિદ્યા
**સ્વર્ગ** ન. [સં.,પું.] પૌરાણિક માન્યતા પ્રમાણે ઇંદ્ર વગેરે દેવોનો લોક, દેવ-લોક. (નોંધ: 'સ્વર્ગ'નો એક પર્યાય त्रिविष्टप હોઈ અને 'તિબેટ' એ શબ્દનો વિકાસ હોઈ હિમાલયનો એ એક ઉચ્ચ પ્રદેશ 'સ્વર્ગ;' પછી અનુશ્રુતિને બળે પૌરાણિક 'દેવ-લોક.') **[૦ની સીડી** (રૂ.પ્ર.) સિદ્ધિ મેળવી આપનાર કાર્ય. **૦નો રસ્તો લેવો** (રૂ.પ્ર.) સારી કીર્તિ મૂકી મરણ પામવું. **૦ બે આંગળ બાકી હોવું** (રૂ.પ્ર.) ખૂબ ગર્વ કરવો. **૦માં જવું, -ર્ગે જવું, -ર્ગે સિધાવવું** (રૂ.પ્ર.) મરણ પામવું. **૦માં ધજા રોપવી** (રૂ.પ્ર.) મોટું પરાક્રમ કરી કીર્તિ મેળવવી. **-ર્ગે સાથ પુરાવવો** (રૂ.પ્ર.) (સ્ત્રીએ) સતી થવું]
**સ્વર્ગ-ગતિ** સ્ત્રી., -મન ન. [સં.] સ્વર્ગ તરફ જવું એ. (૨) (લા.) અવસાન, મરણ, મૃત્યુ
**સ્વર્ગ-ગંગા** (-ગઙ્ગા) સ્ત્રી. [સં.] આકાશ-ગંગા, 'નેબ્યૂલા'
**સ્વર્ગ-દ્વાર** ન. [સં.] સ્વર્ગનો દરવાજો. (૨) (લા.) ઊંચા પ્રકારનું મૃત્યુ
**સ્વર્ગ-પથ** ન.પું. [સં.] સ્વર્ગનો માર્ગ. (૨) (લા.) આકાશ
**સ્વર્ગ-લોક** પું. [સં.] જુઓ 'સ્વર્ગ.'
**સ્વર્ગ-વાસ** પું. [સં.] સ્વર્ગમાં જઈ રહેવું એ. (૨) (લા.) અવસાન, મૃત્યુ, મોત
**સ્વર્ગ-વાસિની** વિ.,સ્ત્રી. [સં.] સ્વર્ગવાસી સ્ત્રી
**સ્વર્ગવાસી** વિ., [સં.,પું.] સ્વર્ગવાસ થયો હોય તેવું. (૨) (લા.) મરણ પામેલું [એવી ઇચ્છા કે કામના
**સ્વર્ગ-વાંછા** (-વાઞ્છા) સ્ત્રી. [સં.] મૃત્યુ પછી સ્વર્ગ મળે
**સ્વર્ગ-સદન** ન. [સં.] જુઓ 'સ્વર્ગ.'
**સ્વર્ગ-સુખ** ન. [સં.] સ્વર્ગમાં રહી માણવામાં આવતી માનસિક અને શારીરિક શાંતિ. (૨) સ્વર્ગમાં જેવું હોય તેવું મળતું સુખ
**સ્વર્ગ-સ્થ** વિ. [સં.] જુઓ 'સ્વર્ગ-વાસી.'
**સ્વર્ગ-સ્થિત** વિ. [સં.] સ્વર્ગમાં રહેલું
**સ્વર્ગંગા** (સ્વર્ગઙ્ગા) સ્ત્રી. [સં. स्वर्+गङ्गा] જુઓ 'સ્વર્ગ-ગઙ્ગા.'
**સ્વર્ગાદર્શી** વિ. [સં. स्वर्ग+आदर्शी,પું.] સ્વર્ગ મેળવવું એ જેનો આદર્શ હોય તેવું
**સ્વર્ગારોહણ** ન. [સં. स्वर्ग+आ-रोहण] સ્વર્ગમાં જવું એ.

(૨) અવસાન, મૃત્યુ. (૩) મહાભારતનું ૧૮ મું એ નામનું પર્વ (જેમાં પાંડવો સ્વર્ગ તરફ સિધાવ્યા વર્ણવાયા છે.) (સંજ્ઞા.)
**સ્વર્ગારોહ(-હિ)ણી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'સ્વર્ગા-રોહણ(૩).' (ગુ. આખ્યાનકારોએ આ નામ વાપર્યું છે.) (સંજ્ઞા.)
**સ્વર્ગાર્થી** વિ. [+ સં. अर्थी,પું.] સ્વર્ગની ઇચ્છા કરનારું
**સ્વર્ગાશ્રમ** પું. [સં. स्वर्ग+आ-श्रम] એ નામનું હરદ્વારથી આગળ હિમાલયમાંનું હૃષીકેશ નજીકનું સ્થાન. (સંજ્ઞા.)
**સ્વર્ગી** વિ. [સં. स्वर्ग + ગુ. 'ઈ' ત.પ્ર.] સ્વર્ગનું રહેનારું. (૨) દિવ્ય. (૩) પું. દેવ, સુર
**સ્વર્ગીય** વિ. [સં.] સ્વર્ગને લગતું. (૨) દિવ્ય, અલૌકિક. (૩) જુઓ 'સ્વર્ગવાસી.'
**સ્વર્ગેશ** પું. [સં. स्वर्ग+ईश] સ્વર્ગનો સ્વામી-ઇંદ્ર
**સ્વર્ગોપભોગ** પું. [સં. स्वर्ग+उप-भोग] મરણ પછી સ્વર્ગમાં જઈ ત્યાંનાં સુખ માણવાં એ
**સ્વર્ગ્ય** વિ. [સં.] જુઓ 'સ્વર્ગીય.'
**સ્વર્ણ** ન. [સં.] સુવર્ણ, સોનું
**સ્વર્ણ-કાર** પું. [સં.] જુઓ 'સુવર્ણ-કાર.'
**સ્વર્ણ-મય** વિ. [સં.] જુઓ 'સુવર્ણ-મય.' [ગંગા.'
**સ્વર્ધુનિ,-ની** સ્ત્રી. [સં. स्वर् + धुनि, नी] જુઓ 'સ્વર્ગ-
**સ્વર્ભાનુ** પું. [સં. स्वर् + भानु] રાહુ નામનો ગ્રહ. (સંજ્ઞા.) (જ્યો.)
**સ્વર્લોક** પું. [સં स्वर् + लोक] સ્વર્ગ. (૨) આકાશ
**સ્વ-લિખિત** વિ. [સં.] પોતાનું લખેલું, પોતાનું રચેલું
**સ્વલ્પ** વિ. [સં. सु + अल्प] અત્યંત અલ્પ, ઘણું જ થોડું, સાવ થોડું, જરાક [(૨) ક્ષણિક
**સ્વલ્પ-જીવી** વિ. [સં.,પું.] ટૂંકી આવરદાવાળું, સ્વલ્પાયુ,
**સ્વલ્પ-ભાષી** વિ. [સં.] થોડું જ માત્ર બોલનારું
**સ્વલ્પાયુ** ન. [સં. स्वल्प + आयुस्] ટૂંકી આવરદા. (૨) વિ. ટૂંકી આવરદાવાળું, સ્વલ્પ-જીવી
**સ્વલ્પાહાર** પું. [સં स्वल्प + आ-हार] ઓછો ખોરાક ખાવો એ
**સ્વલ્પાહારી** વિ. [સં.,પું.] ઘણો ઓછો ખોરાક લેનારું, ખૂબ જ ઓછું ખાનારું, સૂક્ષ્માહારી
**સ્વ-વર્ણ** પું. [સં.] પોતાનો રંગ. (૨) પોતાની જાતિ કે સમૂહ
**સ્વ-વશ** વિ. [સં.] પોતાના તાબામાં રહેલું, સ્વાધીન
**સ્વ-વાચક** વિ. [સં.] 'પોતે' એવો અર્થ બતાવનારું (સર્વ-નામ). (વ્યા.)
**સ્વ-વિષયક** વિ. [સં.] પોતા વિશેનું, પોતાની જાતને લગતું, આત્મ-વિષયક. (૨) અંતર્લક્ષી, આત્મ-લક્ષી, 'સબ્જેક્ટિવ.' (કાવ્ય.) [વિશેની હકીકત, આત્મ-વૃત્તાંત
**સ્વ-વૃત્ત** ન. [સં.] પોતાનું આ-ચરણ, સ્વ-ચરિત. (૨) પોતા
**સ્વ-વૃત્તાંત** (-વૃત્તાન્ત) પું., ન. [સં.,પું.] જુઓ 'સ્વ-વૃત્ત(૨).'
**સ્વ-શ્રમ** પું. [સં.] જાત-મહેનત [આત્મ-શ્લાઘા
**સ્વ-શ્લાઘા** સ્ત્રી. [સં.] પોતે પોતાનાં વખાણ કરવાં એ,
**સ્વ-સત્તા** સ્ત્રી. [સં.] પોતાનું અસ્તિ-ત્વ, પોતાનું હોવાપણું. (૨) પોતાનો અધિકાર, પોતાનો અમલ
**સ્વસત્તાક** વિ. [સં.] પોતાના અમલ નીચેનું
**સ્વ-સંવેદ્ય** (-સંવેદ્ય) વિ. [સં.] પોતાની જાતે ઇંદ્રિયો દ્વારા જાણી શકાય તેવું, ઇંદ્રિય-ગમ્ય
**સ્વસા** સ્ત્રી. [સં.] બહેન, ભગિની
**સ્વ-સાધ્ય** વિ. [સં.] પોતે જ પોતાની મેળે સિદ્ધ કરે તેવું
**સ્વ-સિદ્ધ** વિ. [સં.] જુઓ 'સ્વતઃસિદ્ધ.' [કે નિર્ણય
**સ્વ-સિદ્ધાંત** (-સિદ્ધાન્ત) પું. [સં.] પોતાનો સિદ્ધ કરેલો મત
**સ્વ-સિદ્ધિ** સ્ત્રી. [સં.] પોતે પોતાની મેળે સિદ્ધ કરી લેવું એ
**સ્વસ્તિ** કે.પ્ર. [સં.] 'કલ્યાણ થાઓ' એવો આશીર્વાદનો ઉદ્ગાર. (૨) ન. [ગુ. પ્રયોગ.] કલ્યાણ, ભલું, શ્રેય
**સ્વસ્તિક** પું. [સં.] 卐 આવી માંગલિક આકૃતિ, સાથિયો. (૨) ન. એક પ્રકારનું વિશાળ ઘર. (સ્થાપત્ય). (૩) મધ્યમાં ધર્મ-સ્થાન અને ત્યાંથી ચાર દિશાએ નીકળતા માર્ગોવાળી રચનાવાળું નગર. (સ્થાપત્ય.) [આસન. (યોગ.)
**સ્વસ્તિકાસન** ન. [+ સં. आसन] યોગનું એ નામનું એક
**સ્વસ્તિ-વાચન** ન. [સં.] ॐ **स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः** થી શરૂ થતા વૈદિક મંત્રોનું આશીર્વાદ આપવા માટેનું વૈદિક બ્રાહ્મણો દ્વારા થતું પઠન
**સ્વસ્તિ શ્રી...** શ.પ્ર. [સં.] પત્ર-શિલાલેખ-તામ્રલેખ વગેરે-ના આરંભમાં કલ્યાણ-વાચક શબ્દ સાથે 'સંવત' 'સ્થાન' 'વ્યક્તિ'નો નિર્દેશ [આત્મ-શ્લાઘા
**સ્વ-સ્તુતિ** સ્ત્રી. [સં.] પોતાનાં વખાણ, આપ-વખાણ,
**સ્વસ્ત્યયન** ન. [સં. स्वस्ति + अयन] લગ્ન-જનોઈ વગેરે માંગ-લિક પ્રસંગે કરવામાં આવતો એક માંગલિક વિધિ
**સ્વ-સ્ત્રી-સંગ** (-સઙ્ગ) પું. [સં.] પોતાની પત્ની સાથેનો સાંસારિક સંબંધ
**સ્વ-સ્થ** વિ. [સં.] આધિ કે ઉપાધિ વિનાનું, ગભરાટ કે ઉચાટ વિનાનું. (૨) નીરોગ,-ગી, તંદુરસ્ત [મનવાળું
**સ્વસ્થ-ચિત્ત** વિ. [સં.,બ.વ્રી.] ઉચાટ કે ગભરાટ વિનાના
**સ્વ-સ્થાન** ન. [સં.] પોતાનું રહેઠાણ. (૨) ઠાકોરનું ગામ અને એનું નાનું રાજ્ય, સંસ્થાન
**સ્વ-હસ્ત** પું. [સં.] પોતાનો હાથ
**સ્વહસ્તક** વિ. [સં.] પોતાના હાથમાં રહેલું હોય તેવું, પોતાની સત્તા નીચેનું
**સ્વહસ્તાક્ષર** પું., બ.વ. [+ સં. अक्षर, ન.] પોતાના હાથના અક્ષર, જાતે લખી આપેલું લખાણ. (૨) જાતે કરેલી સહી
**સ્વહસ્તે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] પોતાને હાથે, સગે હાથે
**સ્વ-હિત** ન. [સં.] પોતાનું ભલું, આત્મ-હિત, સ્વાર્થ
**સ્વહિતાવહ** વિ, [+ સં. आ-वह] પોતાનું જ હિત કરે તેવું, પોતાનું જ ભલું કરનારું, પોતાના હિતનું હોય તેવું
**સ્વાગત** ન. [સં. सु + आ-गत] 'ભલે પધાર્યા' એ ભાવનો આવ-કાર, આગતા-સ્વાગતા, આદરાતિથ્ય
**સ્વાગત-કારી** વિ. [સં.,પું.] સ્વાગત કરનારું
**સ્વાગત-ગીત** ન. [સં.] માનવંતા આવનાર કે આવનારાં-ઓને ઉદ્દેશી ગાવાનું ગીત
**સ્વાગત-પ્રમુખ** પું. [સં.] કોઈ પણ પ્રકારના સમારંભમાં સત્કાર માટેની સમિતિ નિમાઈ હોય તેનો મુખ્ય આગેવાન
**સ્વાગત-મંડલ(-ળ)** (-મણ્ડલ, -ળ) ન. [સં.] સ્વાગત માટે રચાયેલી સમિતિ, સ્વાગત-સમિતિ, 'રિસેપ્શન કમિટી'

**સ્વાગત-મંત્રી** (-મન્ત્રી) વિ.,પું. [સં.,પું.] સ્વાગત-સમિતિનો વહીવટ કરનાર સચિવ

**સ્વાગત-સમિતિ** સ્ત્રી. [સં.] કોઈ પણ જાહેર સમારંભમાં સ્થાનિક લોકો તરફથી કરવાં જોઈતાં સત્કાર વગેરે કાર્યોની વ્યવસ્થા માટે નિમાયેલું મંડળ, સ્વાગત-મંડળ, 'રિસેપ્શન કમિટી'

**સ્વાગતા** સ્ત્રી., ૦વૃત્ત ન. [સં.] ૧૧ અક્ષરોનો એક ગણ-મેળ છંદ. (પિં.) [પ્રમુખ.'

**સ્વાગતાધ્યક્ષ** પું. [સં. स्वागत + अध्यक्ष] જુઓ 'સ્વાગત-

**સ્વાચરણ**[1] ન. [સં. सु + आ-चरण] સદાચરણ, સદાચાર

**સ્વાચરણ**[2] ન. [સં. स्व + आ-चरण] પોતાની ચાલ-ચલગત, પોતાનું વર્તન [(૨) રાજકીય આઝાદી

**સ્વાતંત્ર્ય** (સ્વાતન્ત્ર્ય) ન. [સં.] સ્વતંત્ર-તા, સ્વાધીન-તા.

**સ્વાતંત્ર્ય-કૂચ** (સ્વાતન્ત્ર્ય-) સ્ત્રી. [+ જુઓ 'કૂચ.'] સ્વતંત્ર-તા મેળવવા માટેની દડ-મજલ

**સ્વાતંત્ર્ય-દિન, -વસ** (સ્વાતન્ત્ર્ય-) પું. [સં.] પોતપોતાના રાષ્ટ્રને સ્વતંત્ર-તા મળી એનો તે તે વર્ષનો દિવસ (જે તે રાષ્ટ્ર કે રાજ્યમાં ઊજવાતો હોય છે.)

**સ્વાતંત્ર્ય-નિષ્ઠ** (સ્વાતન્ત્ર્ય-) વિ. [સં.,બ.વ્રી.] સ્વતંત્ર-તામાં નિષ્ઠા કે આસ્થાવાળું

**સ્વાતંત્ર્ય-પ્રિય** (સ્વાતન્ત્ર્ય-) વિ. [સં.,બ.વ્રી.], **સ્વાતંત્ર્ય-પ્રેમી** વિ. [સં.,પું.] સ્વતંત્ર-તા જેને ગમે છે તેવું, સ્વાતંત્ર્ય-ચાહનારું

**સ્વાતંત્ર્ય-યુદ્ધ** (સ્વાતન્ત્ર્ય-) ન. [સં.] રાષ્ટ્રની સ્વતંત્ર-તા મેળવવા વિદેશી સત્તા સામેનો જંગ, 'વૉર ઑફ ઇન્ડિપેન્ડન્સ'

**સ્વાતંત્ર્ય-હક(-ક્ક)** (સ્વાતન્ત્ર્ય-) પું. [+ જુઓ 'હક(-ક્ક).'] સ્વતંત્ર-તા મેળવવાનો અધિકાર [(જ્યો.)

**સ્વાતિ, -તી** ન. [સં.,સ્ત્રી.] નક્ષત્રમાળાનું પંદરમું નક્ષત્ર.

**સ્વાતિ(-તી)-જલ(-ળ)** ન. [સં.] સૂર્ય સ્વાતિ નક્ષત્રમાં હોય તે સમયે પડતું વરસાદનું પાણી. (૨) (લા.) અમૂલ્ય વસ્તુ

**સ્વાતિ(-તી)-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.], **સ્વાતિ(-તી)-બુંદ** (-બુન્દ) ન. [+ જુઓ 'બુંદ.'] સ્વાતિ-જલનું ટીપું. (૨) (લા.) અમૂલ્ય વસ્તુ

**સ્વાત્મ-નિરૂપણ** ન. [સં.] પોતાના આત્મા વિશેનું બયાન

**સ્વાત્મા** પું. [સં. स्व-आत्मा] પોતાનો જીવ

**સ્વાત્માનંદ** (-નન્દ) પું. [સં. स्वात्मन् + आ-नन्द, સંધિથી] પોતાના જીવાત્માને થતી અલૌકિક ખુશાલી

**સ્વાત્માનંદી** (-નન્દી) વિ. [સં.,પું.] આત્મારામ

**સ્વાત્માનુભવ** પું. [સં. स्वात्मन् + अनु-भव, સંધિથી] પોતાનો જાત-અનુભવ. (૨) પોતાના આત્માને ઓળખવો એ

**સ્વાત્માર્પણ** ન. [સં. स्वात्मन् + अर्पण] આત્માનું નિવેદન, આત્મ-નિવેદન, આત્મ-સમર્પણ. (૨) આત્મ-ભોગ

**સ્વાદ** પું. [સં.] મોંમાં મૂકતાં પદાર્થનો જીભને થતો સારો કે માઠો અનુભવ. (૨) (લા.) મીઠાશ, લહેજત. (૩) મઝા, આનંદ. [૦ કરવો (રૂ.પ્ર.) માણવું, ભોગવવું. ૦ ચખાડવો (રૂ.પ્ર.) માર મારવો. ૦ ચાખવો, ૦ જોવો, ૦ લેવો (રૂ.પ્ર.) અનુભવ કરવો. ૦ પડવો (રૂ.પ્ર.) મઝા આવવી. -દે લાગવું (રૂ.પ્ર.) ખાવું ગમે એમ થવું] [દઢ-તા

**સ્વાદ-જય** પું. [સં.] સ્વાદિષ્ઠ વસ્તુ ન ખાવાની મનની

**સ્વાદિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'સ્વાદિયું' + ગુ. 'અ-(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] સ્વાદ કરનારી સ્ત્રી, સ્વાદિયા સ્ત્રી

**સ્વાદિયું** વિ. [સં. स्वाद + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેને સ્વાદ બહુ ગમતો હોય તેવું, જીભના ચસકાવાળું. (૨) સ્વાદવાળું, સ્વાદિષ્ઠ

**સ્વાદિયેણ** (-ણ્ય) જુઓ 'સ્વાદિયણ.'

**સ્વાદિષ્ઠ** વિ. [સં.] ઘણા સ્વાદવાળું, ખૂબ સ્વાદુ, સારી એવી મીઠાશવાળું

**સ્વાદી** વિ. [સં.,પું.], **-દીલું** વિ. [+ [સં. स्वाद + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુઓ 'સ્વાદિયું.'

**સ્વાદુ** વિ. [સં.] સ્વાદવાળું, મીઠાશવાળું, મીઠું

**સ્વાદુ-પિંડ** (-પિણ્ડ) પું. [સં.] ખાધેલું પચાવે તેવો રસ ઉત્પન્ન કરનારો પેટમાંનો એક અવયવ, 'પેન્ક્રિયાસ'

**સ્વાધીન** વિ. [સં. स्व + अधीन] જુઓ 'સ્વ-વશ.'

**સ્વાધીન-પતિકા, સ્વાધીન-ભર્તૃકા** વિ., સ્ત્રી. [સં.,બ.વ્રી.] પતિ જેને વશ હોય તેવી નાયિકા. (કાવ્ય.)

**સ્વાધિષ્ઠાન** ન. [સં. स्व + अधि-ष्ठान] એ નામનું શરીરમાંનાં છ કાલ્પનિક ચક્રોમાંનું એક ચક્ર. (યોગ.)

**સ્વાધ્યાય** પું. [સં. स्व + अध्याय] પોતાની મેળે અભ્યાસ-પૂર્ણ પાઠ કરવો એ, 'એક્સરસાઇઝ.' (૨) વેદનો અભ્યાસ, વેદાધ્યયન. (૩) વેદ, વૈદિક તે તે સંહિતા

**સ્વાધિકાર** પું. [સં. स्व + अधि-कार] પોતાનો હક. (૨) પોતાની સત્તા. (૩) પોતાનો હોદ્દો કે દરજ્જો

**સ્વાધ્યાય-યજ્ઞ** પું. [સં.] સતત અભ્યાસ કરવા-રૂપી યજ્ઞ. (૨) વૈદિક સાહિત્યનું શિક્ષણ લેવા-રૂપી યજ્ઞ

**સ્વાદેંદ્રિય** (સ્વાદેન્દ્રિય) સ્ત્રી. [સં.] સ્વાદની ઇંદ્રિય-જીભ, જિહ્વા, રસના

**સ્વાનંદ** (-નન્દ) પું. [સં. स्व + आ-नन्द] પોતાને થતી ખુશાલી, નિજાનંદ [થયેલો કે થતો મહાવરો

**સ્વાનુભવ** પું. [સં. स्व + अनु-भव] જાત-અનુભવ, પોતાને

**સ્વાનુભવ-રસિક** વિ. [સં.] પોતાના જાતના અનુભવમાં રસ લેનારું, આત્મ-લક્ષી, 'સબ્જેક્ટિવ'

**સ્વાનુભવી** વિ. [સં.,પું.] જાત-અનુભવવાળું

**સ્વાનુભૂતિ** સ્ત્રી. [સં. स्व + अनु-भूति] જુઓ 'સ્વાનુભવ.'

**સ્વાનુરૂપ** વિ. [સં. स्व + अनु-रूप] પોતાને બંધ બેસે તેવું, બરોબર પોતાના જેવું [(૩) (લા.) અ-જ્ઞાન

**સ્વાપ** પું. [સં.] ઊંઘી જવું એ, નિદ્રા, ઊંઘ. (૨) સુષુપ્તિ.

**સ્વાપ્નિક** વિ. [સં.] સ્વપ્નને લગતું, સ્વપ્ન-વિષયક, સ્વપ્નનું

**સ્વાભાવિક** વિ. [સં.] સ્વભાવને લગતું. (૨) સ્વભાવ-સિદ્ધ, અ-કૃત્રિમ, નૈસર્ગિક, કુદરતી. (૩) મૌલિક

**સ્વાભિમાન** ન. [સં. स्व + अभि-मान, પું.] પોતાને લગતો ગર્વ, આત્માભિમાન, હું-પદ, 'સેલ્ફ-રિસ્પેક્ટ'

**સ્વાભિમાની** વિ. [સં.,પું.] સ્વાભિમાન રાખનારું

**સ્વામિ-તા** સ્ત્રી., **-ત્વ** ન. [સં.], **-ભાવ** પું. [સં. स्वामिन् + भाव] સ્વામીપણું, માલિકી-હક્ક

**સ્વામિત્વ-વાચક** વિ. [સં.] માલિકી બતાવનાર (તદ્ધિત

પ્રત્યયનો પ્રકાર). (વ્યા.)
**સ્વામિ-દ્રોહ** પું. [સં. स्वामिन् + द्रोह] પોતાના માલિક કે શેઠને ઉદ્દેશી કરેલી બેવફાઈ
**સ્વામિદ્રોહી** વિ. [સં.,પું.] પોતાના માલિક કે શેઠ તરફ બેવફા, સ્વામીનો દ્રોહ કરનાર
**સ્વામિ-નાથ** પું. [સં.] પતિ, ધણી
**સ્વામિ-નારાયણ** પું. [સં.] એ નામના એક વૈષ્ણવ સંપ્રદાયના સંસ્થાપક ઉદ્ધારમતવાદી શ્રીસહજાનંદ સ્વામી-(નું વ્યાપક એ નામ.) (સંજ્ઞા.)
**સ્વામિનારાયણ-પંથ** (-પન્થ) પું. [+ જુએ 'પંથ.'] **સ્વામિનારાયણ-સંપ્રદાય** (-સમ્પ્રદાય) પું. [સં.] સહજાનંદ સ્વામીનો સ્થાપેલો એક વૈષ્ણવ સંપ્રદાય, ઉદ્ધવ-સંપ્રદાય
**સ્વામિનારાયણિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] સ્વામિનારાયણ સંપ્રદાયનું, એ સંપ્રદાયનું અનુયાયી. [-યો (રૂ.પ્ર.) હિસાબી માણસ, ગણતરી-બાજ]
**સ્વામિનારાયણી** વિ. [+. 'ઈ' ત.પ્ર.], **-ણીય** વિ. [સં.] સ્વામિનારાયણનું. (૨) સ્વામિનારાયણ-સંપ્રદાયનું
**સ્વામિ-નિષ્ઠ** વિ. [સં. स्वामिन् + निष्ठा, બ. વ્રી.] પોતાના માલિકમાં આસ્થા અને ભાવવાળું, નિમકહલાલ, 'લૉયલ'
**સ્વામિ-નિષ્ઠા** સ્ત્રી. [સં. स्वामिन् + निष्ठा] માલિકમાં આસ્થાવાળો ભાવ, નિમકહલાલી, 'લૉયલ્ટી'
**સ્વામિની** વિ., સ્ત્રી. [સં.] સ્વામીની પત્ની, શેઠાણી. (૨) શ્રીકૃષ્ણની ગોપ-રાણી રાધા. (સંજ્ઞા.) (પુષ્ટિ)
**સ્વામિની-જી** ન., બ.વ. [+ જુએ 'જી' (માનાર્થે).] જુએ 'સ્વામિની(૨).'
**સ્વામિ-પંથી** (-પન્થી) વિ. [સં. स्वामिन् + જુએ 'પંથી.'] જુએ 'સ્વામિનારાયણિયું.'
**સ્વામી** પું [સં.] પ્રભુ, ઉપરી, માલિક, (૨) પતિ, ધણી, ખાવિંદ, (૩) કાર્તિકેય. (સંજ્ઞા.) (૪) સંન્યાસી, વિરક્ત
**સ્વામ્ય** ન. [સં.] સ્વામીપણું, માલિકી, માલકી
**સ્વાયત્ત** વિ. [સં. स्व + आयत्त] પોતાના હાથમાં રહેલું, સ્વાધીન, સ્વ-વશ, સ્વસત્તાક. 'ઑટોનૉમસ'
**સ્વાયત્તી-કરણ** ન. [સં.] પોતાની સત્તામાં લેવું એ, એકાધિકાર, 'મૉનોપોલી'
**સ્વાયંભુવ** (સ્વાયમ્ભુવ), ૦ **મનુ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે બ્રહ્માના પુત્ર, પહેલા મનુ. (સંજ્ઞા.)
**સ્વારસ્ય** ન. [સં.] તાત્પર્ય, હાર્દ, રહસ્ય, મર્મ, ખૂબી
**સ્વારાજ્ય** ન. [સં.] ઇંદ્રની સત્તા. (૨) સ્વર્ગ. (૩) બ્રહ્મ સાથેની એકાત્મક-તા. (વેદાંત.)
**સ્વારોચિષ**, ૦ **મનુ** રી. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે ચૌદ મનુઓમાંનો બીજો મનુ. (સંજ્ઞા.)
**સ્વાર્થ** પું, [સં. स्व + अर्थ] પોતાનો સ્વાભાવિક માયનો. (૨) પોતાની માલિકીનું ધન. (૩) પોતાની મતલબ, પોતાનું હિત, પોતાનો કે અંગત હેતુ. (૪) એકલપેટા-પણું. (૫) (લા.) લોભ
**સ્વાર્થ-ક** વિ. [સં.] પોતાના જ માયનાવાળું, શબ્દનો પોતાનો જ અર્થ બતાવનાર. (વ્યા.)
**સ્વાર્થ-ત્યાગ** પું [સં.] પોતાની મતલબ કે હિતને છોડી દેવાની ક્રિયા, પોતાનો લાભ જતો કરવો એ. (૨) આત્મ-ભોગ બલિદાન, આત્મ-સમર્પણ, આપ-ભોગ
**સ્વાર્થ-ત્યાગી** વિ. [સં.,પું.] સ્વાર્થ-ત્યાગ કરનારું
**સ્વાર્થ-દૃષ્ટિ** સ્ત્રી. [સં.] પોતાનો લાભ જોવાની જ નજર, ખાએશ
**સ્વાર્થ-પટુ** વિ. [સં] સ્વાર્થ સાધવામાં કુશળ
**સ્વાર્થ-પર, -રાયણ** વિ. [સં.] સ્વાર્થમાં રચ્યું પચ્યું રહેનારું, આપ-મતલબી, સ્વાર્થી
**સ્વાર્થ-પ્રિય** વિ [સં.,બ.વ્રી.] પોતાના લાભની વાતને જ પસંદ કરનારું [જ સમજ
**સ્વાર્થ-બુદ્ધિ સ્વાર્થ-વૃત્તિ** સ્ત્રી. [સં.] પોતાનો લાભ લેવાની
**સ્વાર્થ-સાધક** વિ. [સં.], **સ્વાર્થ-સાધુ** વિ. [+ જુએ 'સાધવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] પોતાનો લાભ સાધ્યા કરનારું
**સ્વાર્થાનુમાન** ન. [+ સં. अनु-मान], **સ્વાર્થાનુમિતિ** સ્ત્રી. [+ સં. अनु-मिति] સામાના અર્થમાંના સામ્યથી પોતાનો અર્થ કરવાની ક્રિયા, અનુભવથી વ્યાપ્તિ ઘડવાની ક્રિયા. (તર્ક.)
**સ્વાર્થાંધ** (સ્વાર્થાન્ધ) વિ. [+ સં. अन्ध] માત્ર પોતાની મતલબને જ જોનારું, તદ્દન સ્વાર્થ-પરાયણ, અત્યંત સ્વાર્થી [(વ્યા.)
**સ્વાર્થિક** વિ. [સં.] જુએ 'સ્વ-વાચક'-'સ્વાર્થવાચક.'
**સ્વાર્થી** વિ. [સં. स्व + अर्थी, પું.], **-થીલું** વિ. [સં. स्वार्थ + ગુ. 'ઈલું' ત.પ્ર.] જુએ 'સ્વાર્થ-પર.'
**સ્વાર્પણ** ન. [સં. स्व + अर्पण] પોતાની જાત અર્પી દેવી એ, આત્મ-સમર્પણ, આત્મ-ત્યાગ. આપ-ભોગ
**સ્વાર્પણ-શીલ** વિ. [સં.] સ્વાર્પણ કરવા ટેવાયેલું, દરેક સમયે જાતનો ભોગ આપવા તત્પર
**સ્વાવલંબ** (-લમ્બ) પું., **-બન** (-લમ્બન) ન. [સં. स्व + अव-लम्ब,-म्बन] પોતાની જાત ઉપર જ આધાર, સ્વાશ્રય
**સ્વાવલંબી** (-લમ્બી) વિ. [સં.] માત્ર પોતાના ઉપર જ આધાર રાખનારું, સ્વાશ્રયી
**સ્વાશ્રય** પું. [+ સં. स्व + आ-श्रय] જુએ 'સ્વાવલંબ.'
**સ્વાશ્રયી** વિ. [સં] જુએ 'સ્વાવલંબી.'
**સ્વાસ્થ્ય** ન. [સં.] સ્વસ્થ-તા, શરીરની સારી તબિયત.
**સ્વાસ્થ્ય-કર, સ્વાસ્થ્ય-કારક** વિ. [સં.], **સ્વાસ્થ્ય-કારી** વિ. [સં.,પું.], **સ્વાસ્થ્ય-દાયક** વિ. [સં.], **સ્વાસ્થ્ય-દાયી** વિ. [સં.,પું.] સ્વસ્થ-તા લાવી આપનારું, આરોગ્ય-પ્રદ
**સ્વાહા** કે. પ્ર. [સં.] વેદીમાં હોમ કરતી વેળા બોલાતો ઉદ્ગાર. (૨) સ્ત્રી. પૌરાણિક માન્યતા પ્રમાણે અગ્નિદેવની પત્ની. (સંજ્ઞા.) [૦ **કરવું** (રૂ.પ્ર.) બીજાનું ઓળવવું. ૦ **થઈ જવું** (રૂ.પ્ર.) પાયમાલ થઈ જવું. (૨) ભરપાઈ જવું]
**સ્વાહા-કાર** પું. [સં.] 'સ્વાહા' એવો ઉદ્ગાર
**સ્વાહીલી** સ્ત્રી. આફ્રિકાના પૂર્વ કિનારે બોલાતી એક મિશ્ર ભાષા કે બોલી. (સંજ્ઞા.)
**સ્વાંગ** (સ્વાઙ્ગ) ન. [સં. स्व + अङ्ग] પોતાનું શરીર. (૨) પું. શરીર ઉપર પહેરવામાં આવતો પોશાક, સોંગ. (નાટ્ય.) (૩) સ્વરૂપ. (૪) વિ. પોતાની માલિકીનું, સુવાંગ
**સ્વાંતઃસુખ** (સ્વાન્તઃ-) ન. [સં. स्व + अन्तर् + सुख] સંધિથી] પોતાના મનનું સુખ, પોતાના મનનો આનંદ

**સ્વાંત¹** (સ્વા-ન્ત) પું. [સં. स्व + अन्त] પોતાનો અંત, આત્મ-નાશ [મન, અંતઃકરણ

**સ્વાંત²,-ત્તર** (સ્વા-ન્ત,-ન્તર) ન. [સં स्व + अन्तर] પોતાનું

**સ્વિચ** સ્ત્રી. [અં.] વીજળીનો પ્રવાહ સાંધવા માટેની ચાવી

**સ્વિસ** વિ. [અં.] યુરોપના એક દેશ સ્વિત્ઝર્લૅન્ડને લગતું. (૨) સ્વિત્ઝર્લૅન્ડનું વતની. (૩) સ્ત્રી. સ્વિત્ઝર્લૅન્ડની ભાષા. (સંજ્ઞા.) એ, અંગીકાર, સ્વીકૃતિ

**સ્વી-કરણ** ન. [સં.] પોતાનું ન હોય તે પોતાનું કરી લેવું

**સ્વી-કાર** પું. [સં.] જુઓ 'સ્વી-કરણ.' (૨) માથે વહોરી લેવું એ. (૩) કોઈનું આપેલું લેવું એ. (૪) સામાની વાત કબૂલવી એ, કબૂલવું. (૫) પહોંચ, પાવતી

**સ્વીકારક** વિ. [સં.] સ્વીકાર કરનાર

**સ્વીકારણીય** વિ. [સં.] સ્વીકારવા જેવું

**સ્વીકાર-પત્ર** પું. [સં.,ન.] સ્વીકાર્યાનું કાગળિયું, પહોંચ, પાવતી, રસીદ, 'રિસીટ'

**સ્વીકારવું** સ. ક્રિ [સં स्वीकार. -ના.-ધા.] સ્વીકાર કરવો, કબૂલવું (૨) આપેલું લેવું, ગ્રહણ કરવું. (૩) વહોરવું. **સ્વીકારાવું** કર્મણિ., ક્રિ. **સ્વીકારાવવું** પ્રે.,સ.ક્રિ.

**સ્વીકારાવવું, સ્વીકારાવું** જુઓ 'સ્વીકારવું'માં.

**સ્વીકારોક્તિ** સ્ત્રી. [સં. स्वीकार + उक्ति] સ્વીકારનો બોલ, કબૂલાતનો શબ્દ

**સ્વી-કાર્ય** વિ. [સં.] જુઓ 'સ્વી-કરણીય.'

**સ્વી-કૃત** વિ. [સં.] સ્વીકારેલું

**સ્વી-કૃતિ** સ્ત્રી. [સં.] જુઓ 'સ્વી-કાર(૧,૩,૫).'

**સ્વીડન** પું. [અં.] યુરોપનો એક એ નામનો દેશ. (સંજ્ઞા.)

**સ્વીડિશ** વિ. [અં.] યુરોપમાંના સ્વીડન દેશને લગતું. (૨) સ્વીડનનું વતની. (૩) સ્ત્રી. સ્વીડનની ભાષા. (સંજ્ઞા.)

**સ્વીપર** વિ. [અં.] ઝાડુ કાઢનાર, વાળનાર

**સ્વીય** વિ. [સં.] પોતાનું, નિજ, સ્વકીય

**સ્વીયા** વિ., સ્ત્રી. [સં.] પોતાની પરણેલી સ્ત્રી, સ્વકીયા

**સ્વેચ્છા** સ્ત્રી. [સં. स्व + इच्छा] પોતાની ઇચ્છા, પોતાની મરજી, (૨) આપખુદી

**સ્વેચ્છાચરણ** ન., **સ્વેચ્છાચાર** પું., **સ્વેચ્છાચારિ-તા** સ્ત્રી. [સં.] મનચલાપણું, સ્વચ્છંદ (૨) ઉચ્છૃંખલ-તા

**સ્વેચ્છાચારિણી** વિ., સ્ત્રી. [સં.] સ્વેચ્છાચારી સ્ત્રી

**સ્વેચ્છાચારી** વિ. [સં.,પું.] મનચલું, સ્વચ્છંદી

**સ્વેચ્છા-સ્વીકાર** પું. [સં.] હાર્દિક સ્વીકાર

**સ્વેચ્છિત** વિ. [સં. स्व + જુઓ 'ઇચ્છિત.'] પોતે જાતે ઇચ્છેલું, મનનું ઇચ્છેલું, મન-ગમતું, મન-પસંદ

**સ્વેટર** ન. [અં.] છાતીના રક્ષણ માટે વપરાતું ઊની કપડું, ઊની ગૂંથણીનું કે સાદું બાંયવાળું કે અડધી બાયનું યા બાંય વિનાનું ગંજીફરાક

**સ્વેદ** પું. [સં.] પરસેવો, પસીનો, પ્રસ્વેદ. (૨) રસને લગતા આઠ સાત્ત્વિક ભાવોમાંનો એક. (કાવ્ય.)

**સ્વેદ-કણ** પું. [સં.] પરસેવાનું ટીપું

**સ્વેદ-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] જેમાંથી પરસેવો છૂટે છે તે ચામડીમાંની નાની એક ગાંઠ

**સ્વેદ-જ** વિ. [સં.] પસીનામાંથી ઉત્પન્ન થનાર (એક પ્રકારનાં જંતુ-જૂ માંકડ વગેરે)

**સ્વેદ-જલ(-ળ)** ન [સં.] પરસેવાનું પાણી

**સ્વેદન** ન. [સં.] પરસેવો લાવવાની ક્રિયા

**સ્વેદ-પિંડ** (-પિણ્ડ) પું. [સં] જુઓ 'સ્વેદ-ગ્રંથિ.'

**સ્વેદ-બિંદુ** (-બિન્દુ) ન. [સં.,પું.] જુઓ 'સ્વેદ-કણ.'

**સ્વેદાંબુ** (સ્વેદામ્બુ) ન. [ + સં. अम्बु] જુઓ 'સ્વેદ-જલ.'

**સ્વેષ્ટ** વિ. [સં. स्व + इष्ट] જુઓ 'સ્વેચ્છિત.'

**સ્વૈચ્છિક** વિ. [સં. स्व + ऐच्छिक] પોતાની ઇચ્છા પ્રમાણેનું, મરજી માફકનું, મરજિયાત

**સ્વૈર** વિ. [સં. स्व + एर (સં. ईर् દ્વારા)] મનમાં આવે તે પ્રમાણે કરનાર, મનમોજી, મનચલું સ્વચ્છંદી

**સ્વૈર-ગતિ** સ્ત્રી. [સં.] સ્વેચ્છાચારિ-તા. (૨) [બ.વ્રી.] વિ. સ્વચ્છંદ પ્રમાણે ફર્યા કરનારું, સ્વેચ્છાચારી

**સ્વૈર-વિહાર** પું. [સં.] જુઓ 'સ્વેચ્છાચાર.'

**સ્વૈર-વિહારી** વિ. [સં.,પું.] જુઓ 'સ્વેચ્છાચારી.'

**સ્વૈરાચાર** પું. [ + સં. आ-चार] જુઓ 'સ્વેચ્છાચરણ.'

**સ્વૈરાચારિણી** વિ., સ્ત્રી. [સં.] જુઓ 'સ્વેચ્છાચારિણી.'

**સ્વૈરાચારી** વિ. [સં.,પું.] જુઓ 'સ્વેચ્છાચારી.'

**સ્વૈરિણી** વિ., સ્ત્રી. [સં.] પોતાની ઇચ્છા મુજબ ગમે તે પુરુષ સાથે સંબંધ બાંધનારી સ્ત્રી, વ્યભિચારિણી, છિનાળ, કુલટા

**સ્વૈરી** વિ.,પું. [સં.,પું.] સ્વતંત્ર, સ્વાધીન. (૨) મરજી પડે તેવી સ્ત્રીની સાથે સંબંધ બાંધનાર પુરુષ, વ્યભિચારી, છિનાળવો

**સ્વોન્નતિ** સ્ત્રી. [સં. स्व + उन्नति] પોતાનો ઉદય, પોતાની ચડતી, પોતાની આબાદી, પોતાનો ઉત્કર્ષ [ઉપકાર

**સ્વોપકાર** પું. [સં. स्व + उप-कार] પોતે પોતા ઉપર કરેલો

**સ્વોપકારી** વિ. [સં.,પું.] પોતા ઉપર જ ઉપકાર કરનાર,

**સ્વોપજ્ઞ** વિ. [સં. स्व + उप-ज्ञा,બ.વ્રી.] પોતાના ગ્રંથ ઉપર પોતાના હાથે થયેલ (વિવરણ વૃત્તિ વિવૃત્તિ ટીકા ટિપ્પણ ભાષ્ય વગેરે)

**સ્વોપાર્જિત** વિ. [સં. स्व + उपार्जित] પોતે જાતે કમાઈને મેળવેલું, જાત-કમાણીનું, આત્મ-કમાઈનું




**હ**[1] પું. [સં.] ભારતીય આર્ય વર્ણમાળાનો અસ્પર્શ મહાપ્રાણ કંઠ્ય વર્ણ. (નોંધ: એ જ્યારે સંયુક્ત વ્યંજનનો પૂર્વ વ્યંજન હોય છે ત્યારે એ છાતીમાંથી ઊઠતો હોઈ એને 'ઔરસ્ય' કહ્યો છે: 'જિહ્વા' 'બ્રહ્મ.' પાલિ-પ્રાકૃત-અપભ્રંશ ભૂમિકામાં એ મોટે ભાગે સંયુક્ત વ્યંજનોમાં પછીના વર્ણ તરીકે લખાયો છે ત્યાં એ શુદ્ધ 'કંઠ્ય' અનુભવાય છે. ગુજરાતી મરાઠી હિંદી વગેરે ભાષાઓમાં ચોક્કસ પ્રકારનું મહાપ્રાણિત ઉચ્ચારણ આ 'હ'માંથી વિકસ્યું છે તેને ન.મો. દિવેટિયા જેવાએ 'હશ્રુતિ' કહ્યું છે, તો એ 'લઘુપ્રયત્ન હ' તરીકે પણ કહેવાયો છે. યુરોપની ભાષાઓમાં પણ આવું પ્રવાહી મહાપ્રાણ ઉચ્ચારણ છે કે જેને 'મર્મર' કહે છે. ત્યાં ત્યાં હકીકતે સ્વરનું ઉચ્ચારણ જ મહાપ્રાણિત હોય છે. એ રીતે 'વહાલ' 'વહેલું' 'નહેર' 'શહેર' 'મોહ્યું' 'કહ્યું' વગેરેમાં 'વાઃલ' 'વેઃલું' 'નેઃર' 'શેઃર' 'મોઃયું' 'કાઃયું' એ રીતે પૂર્વ સ્વર મહાપ્રાણિત છે, જે વ્યક્ત કરવા આ કોશમાં શબ્દોની બાજુ ઉચ્ચારણ બતાવવા કૌંસમાંની જોડણીમાં : વિસર્ગ ચિહ્ન લખ્યું છે. એ સર્વથા પૂર્ણ 'હ' તો નથી, લઘુપ્રયત્ન 'હ' વ્યંજન પણ નથી, 'મર્મર' જ છે, સ્વર-ધર્મ જ છે, ભલે લેખનમાં 'હ' બતાવતા હોઇયે.)

**હ**[2] વિ. [સં. स्य > પ્રા. -स्स > અપ. ह ભ. વિ. નો એ.વ., પ્ર., પછી બ.વ.માં પણ જૂ.ગુ.માં હતો, પછી તો 'કરણહાર' 'સરજણહાર' વગેરેમાં માત્ર એ સચવાયેલો છે.] નું, કેરું, તણું

**હઇશ** (હૈશ) જુઓ 'હૈ'માં.

**હક** અને પૂર્વ પદમાં 'હક'વાળા શબ્દો માટે જુઓ 'હક્ક' અને પૂર્વપદમાં 'હક્ક'વાળા શબ્દ.

**હકડા(-ડે)ઠઠ** ક્રિ.વિ. ખૂબ સંખ્યામાં ખીચોખીચ. ઠાંસોઠાંસ

**હક-બક** ક્રિ.વિ. [જુઓ 'બકવું,'-દ્વિર્ભાવ.] અર્થ સમજ્યા વિના બકે એમ, ગમે તેવો બકવાટ કરીને

**હકરી** જુઓ નીચે 'હકસી.'

**હકસાઈ** સ્ત્રી. [અર. 'હક્ક' દ્વારા ગુ.], **હકસી(-રી)** સ્ત્રી. [જુઓ 'હકસાઈ.'] હકનું લવાજમ, દલાલી, મારફત, દસ્તૂરી, વટાવ

**હ-કાર**[1] પું. [સં.] 'હ' ઉચ્ચાર. (૨) 'હ' વર્ણ

**હ-કાર**[2] પું. 'હા' એમ કહેવું એ, કબૂલાત, સંમતિ. [૰ ભણવો (રૂ.પ્ર.) કબૂલાત આપવી, સામાની વાત સ્વીકારવી, સંમતિ આપવી]

**હકાર-દર્શી** વિ. [જુઓ 'હકાર' + સં. दर्शी, પું.] હકાર બતાવતું, 'હા' બતાવનારું, હકારાત્મક, સંમતિ-દર્શક

**હકારવું**[1] સ.ક્રિ. [જુઓ 'હકાર,'-ના.ધા.] હા પાડવી, સંમતિ આપવી

**હ(-હં)કારવું**[2] સ.ક્રિ. જુઓ 'હાંકવું.' (૨) (વહાણ વગેરે) ચલાવવું. **હ(-હં)કારાવું** કર્મણિ.,ક્રિ. **હ(-હં)કારાવવું** પ્રે., સ.ક્રિ.

**હકારાત્મક** વિ. [જુઓ 'હકાર[2]' + સં. आत्मन् + क] 'હા'-ના રૂપનું, 'હા' પાડવામાં આવી હોય તેવું, 'પૉઝિટિવ'

**હ(-હં)કારાવવું, હ(-હં)કારાવું** જુઓ 'હ(-હં)કારવું'માં.

**હકારાંત** (હકારાન્ત) વિ. [સં. ह-कार + अन्त] જેને છેડે 'હ' વ્યંજન હોય તેવું (શબ્દ). (વ્યા.)

**હકારું** ન. [જુઓ 'હાક' દ્વારા.] નોતરું આપ્યું હોય તેને તેડું કરવું એ. (૨) વિ. નોતરું આપ્યું હોય તેને તેડું કરવા જનારું

**હકારો** પું. [જુઓ 'હકારવું[2]' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] નોતરું આપનાર. (૨) હોકારો. [૰ કરવો, ૰ મારવો (રૂ.પ્ર.) હોકારો કરી બોલાવવું]

**હકાલ-પટ્ટી** સ્ત્રી. [જુઓ 'હાકલવું' + 'પટ્ટી.'] હોકારા કરી હાંકી કાઢવું, બૂરી રીતે નોકરી વગેરેમાંથી કાઢી મૂકવું એ

**હકાલવું** સ.ક્રિ. [જુઓ હાકલવું.'] હોકારા કરી કાઢી મૂકવું, તગેડી મૂકવું. **હકાલાવું** કર્મણિ.,ક્રિ. **હકાલાવવું** પ્રે.,સ.ક્રિ.

**હકાલાવવું, હકાલાવું** જુઓ 'હકાલવું'માં.

**હકીકત** સ્ત્રી. [અર.] વિગત. (૨) સાચી પરિ-સ્થિતિ. (૩) બયાન [ઓઠી હકીકતની રજૂઆત

**હકીકત-દોષ** પું. [+ સં.] વિગતની રજૂઆતમાં ખામી,

**હકીકત-ફેર** પું. [+ જુઓ 'ફેર.'] રજૂ કરેલી વિગતમાં અસલ વાત કરતાં પડેલો તફાવત, ફરકવાળી હકીકત

**હકીકતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હકીકતવાળું. (૨) વાસ્તવિક

**હકીકી** વિ. [અર.] પારમાર્થિક. (૨) આધ્યાત્મિક. (૩) ઈશ્વરીય. (૪) સાચું, વાસ્તવિક, ખરું

**હકીમ** પું. [અર.] યૂનાની વૈદું કરનાર વૈદ્ય, યૂનાની વૈદ્ય

**હકીમી**[1] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હકીમને લગતું

**હકીમી**[2] સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.], **-મું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] હકીમનું કાર્ય અને એનો દરજ્જો

**હકીર** વિ. [અર.] અપમાનિત, ધિક્કારાયેલું

**હકૂમત** સ્ત્રી. [અર. હુકૂમત્] અમલ, સત્તા, અધિકાર. (૨) સત્તા નીચેનો પ્રદેશ. (૩) સત્તા નીચેનો કાર્ય-પ્રદેશ, 'જ્યુરિસ્ડિક્શન'

**હકૂમતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હકૂમતને લગતું

**હક્ક(-ક)** પું. [અર. હક્ક્] સત્તા, અધિકાર. (૨) હકસી, લાગો, લાગત. (૩) ભાગ, હિસ્સો. [૰ અદા કરવો (રૂ.પ્ર.) ફરજ બજાવવી. ૰ કરવું (રૂ.પ્ર.) ફરજ બજાવ્યાનો સંતોષ લેવો. ૰ કરવો (રૂ.પ્ર.) માલિકી બતાવવી. ૰ ચાલવો (રૂ.પ્ર.) સત્તા હોવી. ૰ થવું (રૂ.પ્ર.) માથેથી કુરબાન થવું. ૰ થવો (રૂ.પ્ર.) અધિકારી બનવું, માલિકી-હક હોવો.

**૦ દબાવવો** (રૂ.પ્ર.) બીજાની સત્તા પોતે બથાવવી. **૦ પહોંચવો** (-પોંચવો) હકદારી હોવી. **૦ માર્યો જવો** (રૂ.પ્ર.) માલિકી નિષ્ફળ થવી. **૦માં** (રૂ.પ્ર.) તરફેણમાં, લાભમાં] ,[લેવો એ

**હક્ક(-ક)-તલ(-લી)ફી** સ્ત્રી. [અર.] બીજાનો હક છીનવી

**હક્ક(-ક)-તાલા** પું [+અર. તઆલા] પરમાત્મા, ખુદા, હક-તાલા [માલિકી ધરાવતું આવનારું

**હક્ક(-ક)-દાર** વિ. [+ફા. પ્રત્યય] અધિકાર ધરાવનારું,

**હક્ક(-ક)-દાર(-રે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હક્ક-દાર' + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] હક ધરાવનાર સ્ત્રી

**હક્ક(-ક)દારી** સ્ત્રી. [+ફા. 'ઈ' પ્રત્યય] હકદાર હોવાપણું

**હક્ક(-ક)દારેણ** (-ણ્ય) જુઓ 'હક્ક(-ક)દાર(-રે)ણ'-'હકદાર(-રે)ણ.' [માલિકીને લગતો કરાર

**હક્ક(-ક)-નામું** ન. [+જુઓ 'નામું.'] અધિકાર કે

**હક્ક(-ક)-નાહક્ક(-ક)** ક્રિ.વિ. [+જુઓ 'ના-હક્ક(-ક).'] નાહક, વગર અધિકારે. (૨) અમસ્તું, અમથું, ફોગટ, કારણ વિના

**હક્ક(-ક)-નોંધણી** (-નોંધણી) સ્ત્રી. [+જુઓ 'નોંધણી.'] માલિકી કે અધિકાર હોવા વિશેની નોંધ કરવી

**હક્ક(-ક)-પટ્ટો** પું. [+જુઓ 'પટ્ટો.'], **હક્ક(-ક)-પત્ર** પું. [+સં.,ન.] અધિકાર કે માલિકી હોવાનો દસ્તાવેજ તેમ પરવાનો [વિગતનો કોઠો અને એની ચોપડી

**હક્ક(-ક)-પત્રક** ન. [સં.] માલિકી કે અધિકાર બતાવનાર

**હક્ક(-ક)-ભાગ** પું. [+સં.], **હક્ક(-ક)-હિસ્સો** પું. [+જુઓ 'હિસ્સો.'] હકને લગતો વાંટો

**હક્કાર** પું. [દે.] હકારો, હોકારો, ઘુમાટો. (૨) પડકાર

**હક્કા-હક્કી** સ્ત્રી. [જુઓ 'હક્ક,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] પોતપોતાનો હક બતાવવાની હોંશા-તોશી, અહમહમિકા

**હગ-ઓક** (હગ્ય-ઓક્ય) સ્ત્રી. [જુઓ 'હગવું' + 'ઓકવું.'] ઝાડા-ઊલટી. (૨) કોગળિયું, 'કૅાલેરા.' (બંને અર્થ માટે જુઓ 'અઘ-ઓક.')

**હ(-હં)ગણ** ન. [જુઓ 'હ(-હં)ગવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] હગવું એ, ઝાડો. (૨) વારંવાર ઝાડા થવા એવો રોગ. (૩) વિષ્ઠા. ગૂ. (ત્રણે અર્થ માટે જુઓ 'અઘણ.')

**હ(-હં)ગણી**[1] સ્ત્રી. [જુઓ 'હ(-હં)ગવું' + ગુ. 'અણી' ક્રિયાવાચક કૃ.પ્ર.] હગવાની ખણસ, અઘણી. [**૦ વિનાનો રેચ** (રૂ.પ્ર.) તાકાત વિના કામની જવાબદારી લેવી એ]

**હ(-હં)ગણી**[2] સ્ત્રી. [જુઓ 'હ(-હં)ગવું' + ગુ. 'અણી' કર્તૃવાચક કૃ.પ્ર.] મળ નીકળવાની જગ્યા, ગુદા, મળ-દ્વાર, ગાંડ, અઘણી

**હ(-હં)ગણું**[1] ન. [જુઓ 'હ(-હં)ગવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] હગવાનો રોગ, અઘણું

**હ(-હં)ગણું**[2] વિ. [જુઓ 'હ(-હં)ગવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] વારંવાર હગવા જનારું, અઘણું

**હ(-હં)ગ-પાદ** (-હં)ગ્ય-પાદ્ય) સ્ત્રી. [જુઓ 'હ(-હં)ગવું' + 'પાદવું.'] હગવું અને સાથોસાથ પાદવું એ. (૨) (લા.) અધીરાઈ. ઉતાવળ. [**૦ લાગવી** (રૂ.પ્ર.) અતિ ઉત્સુક થવું]

**હગ-બગ** ક્રિ.વિ. [જુઓ 'બગ,'-દ્વિર્ભાવ] બગલાની જેમ એકી ટસે, તાકીને

**હ(-હં)ગવું** અ.ક્રિ. [સં. हद् દ્વારા] ગુદા-દ્વારથી મળ-ત્યાગ કરવો, ઝાડે ફરવું, અઘવું. **હ(-હં)ગાવું** ભાવે.,ક્રિ. **હ(-હં)ગાડ(-વ)વું** પ્રે.,સ.ક્રિ.

**હ(-હં)ગાણી** સ્ત્રી. [જુઓ 'હ(-હં)ગવું' + ગુ. 'આણી' કૃ.પ્ર.] હગવાની પ્રબળ લાગેલી હાજત

**હ(-હં)ગાણું** વિ. [જુઓ 'હ(-હં)ગવું' + ગુ. 'આણું' કૃ.પ્ર.] હગવાની પ્રબળ હાજતવાળું

**હ(-હં)ગામણ** ન. [જુઓ 'હ(હં)ગવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] હગવાની ક્રિયા. (૨) વિષ્ઠા, ગૂ

**હ(-હં)ગાર** (-રય) સ્ત્રી. [જુઓ 'હ(હં)ગવું' દ્વારા.] (ખાસ કરી પક્ષીઓની) ચરક, અઘાર

હ(-હં)ગાવ(ડા-)વું, હ(-હં)ગાવું જુઓ 'હ(-હં)ગવું'માં.

**હચ-કચ** (હચ્ય-કચ્ય) સ્ત્રી. [જુઓ 'કચ,'-દ્વિર્ભાવ] આનાકાની, હા-ના [ખળભળાટ, હચમચાટ

**હચ-મચ** (હચ્ય-મચ્ય) સ્ત્રી.[રવા.] હચમચી ઊઠવાની સ્થિતિ,

**હચમચવું** અ.ક્રિ. [જુઓ 'હચ-મચ,'-નાધા.] પાયા કે સાંધામાંથી હલી જવું. **હચમચાવું** ભાવે.,ક્રિ. **હચમચાવવું** પ્રે.,સ.ક્રિ. [જુઓ 'હચ-મચ.'

**હચમચાટ** પું. [જુઓ 'હચમચવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.]

**હચમચાવવું, હચમચાવું** જુઓ 'હચમચવું'માં.

**હચરકો** પું. ['હચરક' (રવા.) + ગુ. 'ઓ' ત.પ્ર.] 'હચરક' થવાના પ્રકારનો આંચકો

**હચાકો** જુઓ 'હિચાકો.'

**હચુ-ડચુ, હચુક-ડચુક** વિ. [રવા.] અ-નિશ્ચિત, સંશયિત, અ-ચોક્કસ, હચક-ડચક

**હજ** સ્ત્રી. [અર. હજ્જ્] હિજરી વર્ષના છેલ્લા વર્ષના મહિનામાં કરાતી અરબસ્તાનનાં ઇસ્લામ તીર્થ-ધામ મક્કા-મદીનાની યાત્રા. [**૦ પઢવી** (રૂ.પ્ર.) હજ કરવા જવું]

**હજમ** વિ. [અર. હજ્મ્] પચી ગયેલું. જરી ગયેલું. (૨) (લા.) ઉચાપત કરેલું

**હજરત** પું. [અર. હઝરત્] માલિક, સ્વામી, પ્રભુ, શ્રીમાન. (૨) પીર, ઓલિયો. [**૦ ભરવી** (રૂ.પ્ર.) પીર – ઓલિયાઓની સભા બોલાવવી. (૨) નજરબંધી કરવી]

**હજરલ અસ્વદ** પું. [અર. હઝરલ્ અસ્વદ્] કાબામાંનો એક કાળો પથ્થર (જેને હજ કરનારા ચુંબન કરે છે.) (સંજ્ઞા.)

**હજામ** પું. [અર. હજ્જામ્] મુસ્લિમ વાળંદ. (૨) (પછી) સર્વ-સામાન્ય વાળંદ. [**૦ને હાથ આરસી** (રૂ.પ્ર.) આફકલાઈ. **૦ને હાથ કારભાર** (રૂ.પ્ર.) અણઘડપણું. **૦પટ્ટી કરવી** (રૂ.પ્ર.) વખત નકામો વિતાવવો. (૨) લાભ વગરનું નકામું કર્યા કરવું

**હજામડી** સ્ત્રી. [જુઓ 'હજામ-ડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હજામની સ્ત્રી (તુચ્છકારમાં) [જુઓ 'હજામ.'

**હજામ-ડો** પું. [+ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] (તુચ્છકારમાં)

**હજામત** સ્ત્રી. [અર.] હજામનું કામ, વત્તું

**હજામ-પટ્ટી** સ્ત્રી. [+જુઓ 'પટ્ટી.'] (તિરસ્કારમાં) હજામત. [**૦ કરવી** (રૂ.પ્ર.) બેકાર બેસી રહેવું]

**હજાર** વિ. [સં. सहस्र ન.> અવેસ્તા > ફા. 'હઝાર્'] દસ સોની સંખ્યાનું. [૦ ગાડાં (રૂ.પ્ર.) પુષ્કળ, ઘણું. ૦ ઘંટીનો લોટ ખાવો (-ઘણ્ટી-) (રૂ.પ્ર.) બહોળો અનુભવ મેળવવો. ૦ વાતે (રૂ.પ્ર.) કોઈ પણ રીતે. ૦ હાથનો ધણી (રૂ.પ્ર.) પરમાત્મા, પરમેશ્વર. -રો (રૂ.પ્ર.) અગણિત સંખ્યાનું]

**હજારી** વિ. [ફા. હઝારી] વાર્ષિક હજાર રૂપિયાની ઊપજવાળું. (૨) સ્ત્રી. એક હજાર સૈનિકોની સરદારી. (૩) એક જાતનું ફૂલ-ઝાડ, ગલ-ગોટો. (૪) એક જાતના ફટાકડા. (૫) પું. વાર્ષિક હજાર રૂપિયા મળતા હતા તેવો દેશાધિપતિ (ઈસાઈ) અમલદાર

**હજારી-ગોટો** પું. [+ જુઓ 'ગોટો.'] હજારી વેલનું ફૂલ

**હજારેક** વિ. [જુઓ 'હજાર' + ગુ. 'એક' ત.પ્ર.] લગભગ હજારની સંખ્યાનું

**હજી(-જુ)** ક્રિ.વિ. [સં. अद्य-अपि > પ્રા. अज्ज वि > અપ. अज्जइ > જૂ.ગુ. 'અજઇ.'] અદ્યાપિ, અત્યાર સુધી

**હજીરો** પું. [અર. હજીરહ્] મિનારાઓવાળું ઢાંકેલું કબરનું મકાન, મકરબો. (૨) મોટી ઇમારત. (૩) (લા.) મોટી નામનાનું કામ. (૪) કચરાનો ઢગલો

**હજુ** જુઓ 'હજી.'

**હજૂર** સ્ત્રી. [અર. હુઝૂર્] પ્રત્યક્ષ હાજર રહેવું એ, તહેનાતમાં હાજરી. (૨) (માનાર્થે) રાજા મહારાજા નવાબ સુલતાન વગેરે. (૩) ક્રિ.વિ. હાજરીમાં, તહેનાતમાં. [૦ ભરવી (રૂ.પ્ર.) તહેનાતમાં હાજર રહેવું]

**હજૂરિય(-યે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હજૂરિયો' + 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] હજૂરિયા સ્ત્રી, તહેનાતમાં રહેનારી દાસી

**હજૂરિયો** પું. [જુઓ 'હજૂર' + ગુ. 'ઇયું' ત.પ્ર.] રાજા મહારાજા નવાબ કે મોટા અમલદારની તહેનાતનો નોકર. (૨) (લા.) રૂમાલ, અંગૂછો

**હજૂરી**[1] સ્ત્રી. [અર. હુઝૂરી] તહેનાત, સેવા. (૨) સેવા-ચાકરી

**હજૂરી**[2] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'હજૂરિયો.'

**હટ** કે.પ્ર. [જુઓ 'હટવું'નું આજ્ઞા.,બી.પું., એ.વ.] 'દૂર ખસ' 'હઠી જા' એ ભાવનો ઉદ્ગાર

**હટ-ખટ** (હટય-ખટય) સ્ત્રી. [રવા.] મનમાં થતી ખટક

**હટડી** સ્ત્રી. [વ્રજ. 'હટરી.' દે.પ્રા. हट्ट 'દુકાન' દ્વારા] દિવાળીના દિવસે બજાર ભરાયેલું હોય એવી સજાવટ સાથેનાં ઠાકોરજીનાં થતાં દર્શન. (પુષ્ટિ.)

**હટવાડો** પું. [પ્રા. हट्ट+જુઓ 'વાડો.[1]'] બજાર

**હટવું** અ.ક્રિ. ખસવું. **હટાવું** ભાવે.,ક્રિ. **હટાડ(-વ)વું** પ્રે., સ.ક્રિ.

**હટાણું** ન. [સં. हट्ट + अयनक = हट्टायनक > પ્રા. हट्टाणअ-] બજારમાં જઈ કરવામાં આવતી ખરીદી, બજારમાંનું ખરીદ-કામ. [૦ કરવું (રૂ.પ્ર.) વેચવા-ખરીદવાનું કામ કરવું. -ણે જવું (રૂ.પ્ર.) બજારમાં કે મોટા ગામમાં બહારથી ખરીદ માટે જવું]

**હટાણિયું** ન. [પ્રા. हट्ट દ્વારા] હાટિયું, નાનો તાકો (દીવાલમાંનો)

**હટાવ(-ડ)વું, હટાવું** જુઓ 'હટવું'માં.

**હટોઈ** સ્ત્રી. [જુઓ 'હાટ' દ્વારા.] દુકાન ઉપર લેવાતો કર

**હટ્ઠી (-ઠ્ઠી)** વિ. [સં. हठ + ગુ. 'ઈ' ત.પ્ર.], **ટ્ઠું(-ઠ્ઠું)** વિ. [+ ગુ. 'ઉ' ત.પ્ર.], **ટ્ઠું (-ઠ્ઠું)** વિ. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] હઠીલું હઠાગ્રહી

**હઠ** પું.,સ્ત્રી. [સં.,પું.] દુરાગ્રહ, જિદ, જક, મમત, અડ. [૦ ઉપર આવવું, (-ઉપરય-) ૦ પકડવી ૦ લેવી, -ઠે ચડ(-ઢ)વું, -ઠે ભરાવું (રૂ.પ્ર.) મમત કરવી]

**હઠ-યોગ** પું. [સં.] જેમાં દેહને કષ્ટ આપીને યોગ સાધવાનો હોય તેવી યૌગિક ક્રિયા. (યોગ.)

**હઠયોગી** વિ.,પું. [સં.,પું.] હઠ-યોગ સાધનાર સાધક. (યોગ.)

**હઠવું** અ ક્રિ. પાછળ હટવું, પાછળ ખસવું, પાછાં પાછાં પગલાં ભરવાં. (૨) (લા.) યુદ્ધ વગેરેમાં હારી જવું. **હઠાવું** ભાવે.,ક્રિ. **હઠાવવું** પ્રે.,સ.ક્રિ.

**હઠાગ્રહ** પું. [સં. हठ + आ-ग्रह, લગભગ એકાર્થી] દુરાગ્રહ, જિદ, જક, હઠીલાપણું, હઠીલાઈ

**હઠાગ્રહી** વિ. [સં.,પું.] હઠાગ્રહ કરનાર

**હઠાવવું, હઠાવું** જુઓ 'હઠવું'માં.

**હઠાળું** વિ. [જુઓ 'હઠ' + ગુ. 'આળું' ત.પ્ર.] હઠીલું

**હઠીલાઈ** સ્ત્રી. [જુઓ 'હઠીલું' + ગુ. 'આઈ' ત.પ્ર.] હઠાગ્રહ, જિદ, હઠીલાપણું

**હઠીલું** વિ. [જુઓ 'હઠ' + ગુ. 'ઈલું' ત.પ્ર.] જિદ્દી

**હઠેડ** (-ડય) સ્ત્રી. [જુઓ 'હઠ' દ્વારા.] આજીજી, આગ્રહ

**હઠ્ઠી,-ઠ્ઠું,-ઠ્ઠું** જુઓ 'હટ્ઠી,-ટ્ઠું,-ટ્ઠું'.

**હડ(-ડે)ડ**[1] (-ડય) સ્ત્રી. [દે.પ્રા. हडि] ગુનેગાર કેદીને પગમાં ભરાવવાનું લાકડાનું સાધન. (૨) ફુરંગ. કેદખાનું, ગુ.'જેલ.' [૦માં પગ ને મૂછે તા (રૂ.પ્ર.) ડંફાસ, બડાઈ]

**હડ**[2] (-ડય) કે.પ્ર. [રવા.] કૂતરાને હટાવવા માટેનો એવો ઉદ્ગાર. [૦ નહિ કરવું (રૂ.પ્ર.) અનિચ્છાથી પણ નહિ બોલાવવું]

**હડક-વા** પું. [જુઓ 'હડકવું' + 'વા.[2]'] કૂતરાં અને શિયાળને થતો એક ઝેરી વાત-રોગ (માણસને એવાં કૂતરાં કરડતાં એ પણ હડકાયું બની મરણ પામે છે.) [૦ થવો, ૦ લાગવો (રૂ.પ્ર.) હડકવાની પ્રબળ અસર થવી. (૨) અત્યંત આતુરતા થવી. ૦ હાલવો (રૂ.પ્ર.) કૂતરાં વિપુલ પ્રમાણમાં હડકાયાં થવાં. (૨) હડકવાની અસર શરૂ થવી -(૩) ભારે આગ્રહી બનવું ['હડક-વા.'

**હડકાઈ** સ્ત્રી. [જુઓ 'હડકવું' + ગુ. 'આઈ' કૃ.પ્ર.] જુઓ

**હડકાયું,-યેલું** વિ. [જુઓ 'હડકાવું' દ્વારા + ગુ. 'એલું' કૃ.પ્ર.] જેને હડકવા થયો હોય તેવું

**હડકારવું** સ.ક્રિ. [જુઓ 'હડ,[2]' -ના.ધા.] (કૂતરાંને) 'હડ' એમ કરવું. (૨) (લા.) (તુચ્છકારમાં) બોલાવવું

**હડકાવું** અ.ક્રિ. હડકવા લાગુ પડવો. (આ ધાતુ પ્રચલિત નથી.)

**હડકું (-ખું)** વિ. [જુઓ 'હડકાવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'હડકાયું.' (૨) અજંપો કરી ધલવલાટ કરનારું. (૩) (લા.) અચાનક આવી પડેલું ભારે વિનાશક (તોફાન પૂર વગેરે.). [-કી હેલ (રૂ.પ્ર.) વિનાશકારી રેલ (પાણીની)]

**હડકોલવું** સ.ક્રિ. [જુઓ 'હડ[2]' દ્વારા.] ઠપકો આપવો. (૨) ધિક્કારવું. **હડકોલાવું** કર્મણિ.,ક્રિ.

**હડખું** જુઓ 'હડકું.' (પારસી.) [નડતર

**હડચો** પું. કોઈના તરફથી લાગતાં ઘસારો નુકસાન કે

**હડ(-ડે)હાટ** પું. [રવા.] ઓચિંતા ઘસારાનો અવાજ. (૨) ક્રિ.વિ. એકદમ ઘસી જઈને હોય એમ

**હડ-તગડ** (હડય-તગડય) સ્ત્રી. [જુઓ 'હડ[૨]' + 'તગડ.'] હડ હડ થઈને દોડ-ધામ થવી–કરવી એ

**હડતાલ[૧]** સ્ત્રી. જુઓ 'હરતાલ.'

**હડતાલ[૨](-ળ)** સ્ત્રી. કોઈ અણ-ગમતા કાર્યના વિરોધમાં બજારો વગેરેનું કામ થંભાવી દઈ પળાતો અણોજો, 'સ્ટ્રાઇક'

**હડતાલિ(-ળિ)યું** વિ. [જુઓ 'હડતાલ(-ળ)' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હડતાલ ઉપર ઊતરેલું, હડતાલ પાડનારું

**હડતાવું** અ.ક્રિ. વસ્તુ મળતી બંધ થતાં બજારમાં વેચાણ થંભી જવું

**હડતાળ** જુઓ 'હડતાલ.[૨]'

**હડતાળિયું** જુઓ 'હડતાલિયું.'

**હડદો, -દોલો** પું. [રવા.] ગાડાં વગેરેમાં બેસતાં ખરાબ રસ્તાને કારણે બેસનારને થતી અથડામણ. (૨) (લા.) થાક. [૦ ખમવો (રૂ.પ્ર.) નુકસાન વેઠવું. ૦ લાગવો (રૂ.પ્ર.) નુકસાન થવું]

**હડધુતાયેલ,-લું** વિ. -[જુઓ 'હડધૂત,' -ના.ધા. + ગુ. 'એલ,-લું' ભૂ.કૃ.] હડ-ધૂત થયેલું, તિરસ્કારાયેલું, તિરસ્કૃત

**હડ-ધૂત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'હડ[૨]' + સં. धूत्कार પું.] વાચિક તરછોડાટ, તિરસ્કાર. (૨) વિ.,ક્રિ.વિ. 'હડ હડ' થયું હોય એમ તિરસ્કાર પામતાં

**હડધૂતવું** સ.ક્રિ. [જુઓ 'હડ-ધૂત,'-ના.ધા.] હડ-ધૂત કરવું.

**હડપ** ક્રિ.વિ. [રવા.] ઝડપથી ખાઈ જવાય એમ. (૨) (લા.) ત્વરાથી ઓળવી લેવાય એમ. [૦ કરવું, ૦ કરી જવું (રૂ.પ્ર.) ઓળવવું]

**હડપચી** સ્ત્રી. જુઓ 'હનુવટી.'

**હડપવું** સ.ક્રિ. [જુઓ 'હડપ,' -ના.ધા.] ઝડપથી પડાવી લેવું, હડપ કરવું. **હડપાવું** કર્મણિ.,ક્રિ. **હડપાવવું** પ્રે.,સ.ક્રિ.

**હડપાવવું, હડપાવું** જુઓ 'હડપવું'માં.

**હડફ[૧]** (-ફ્ય) સ્ત્રી. અનામત, થાપણ. (૨) જમીનગીરીમાં મૂકેલી રકમ

**હડફ[૨]** ક્રિ.વિ. જુઓ 'હડપ.'

**હડ-ફ(-ફે,-ફો)ટ** (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'હડ[૨]' + 'ફેટ.'] એક જણના ઉતાવળે જવાથી બીજાને લાગતી ફેટ, અડ-ફેટ. (૨) (લા.) દાવ, પેચ

**હડફવું** સ.ક્રિ. [જુઓ 'હડફ,' -ના.ધા.] હડ-ફેટમાં લેવું. (૨) છૂટું કરી નાખવું. (૩) ફગાવી દેવું. **હડફાવું** કર્મણિ., ક્રિ. **હડફાવવું** પ્રે.,સ.ક્રિ. [ફેંકયે જવું

**હડફાટવું**. સ.ક્રિ. [જુઓ 'હડફ,'-ના.ધા.] ઉપરા-ઉપરી

**હડફાવવું, હડફાવું** જુઓ 'હડફવું'માં.

**હડફેટ** (-ટ્ય) જુઓ 'હડફટ.'

**હડફો** પું. [દે.પ્રા. हडप्फ-] પૈસા રાખવાની પેટી. (૨) ઓજાર રાખવાની પેટી. (૩) (લા.) ખાઉધરો માણસ, બહુ ખાનાર માણસ. (૪) બેવકૂફ અને અડબંગ માણસ

**હડ-બ(-ભ)ડ** (હડય-બ(-ભ)ડય) સ્ત્રી. આને એના વિકાસના શબ્દો માટે જુઓ 'હર-બડ' અને એના વિકાસના શબ્દ.

**હડ-સાંકળ** (હડય-) સ્ત્રી. [જુઓ 'હડ[૧]' + 'સાંકળ.'] કેદીને હડમાં પગ નખાવ્યા પછી તાળું દેવાની હડની સાંકળ. (૨) સ્ત્રીઓનું એ ઘાટનું એક ઘરેણું, બેડી. (૩) એ નામનો એક વેલો [જુઓ 'હડ-સાંકળ(૧,૨).'

**હડ-સાંકળી** (હડય-) સ્ત્રી. [જુઓ 'હડ[૧]' + 'સાંકળી.']

**હડસેલવું** સ.ક્રિ. [જુઓ 'હડસેલો,' -ના.ધા.] હડસેલે મારવો, ધીમું ખસે એમ ધક્કો મારવો. **હડસેલાવું** કર્મણિ.,ક્રિ. **હડસેલાવવું** પ્રે.,સ.ક્રિ.

**હડસેલાવવું, હડસેલાવું** જુઓ 'હડસેલવું'માં.

**હડસેલો** પું. [રવા.] પદાર્થ ખસે એ રીતે ધીમો ધક્કો મારવો એ [માટેનો ઉદ્ગાર

**હડ હડ** (હડય-હડય) કે.પ્ર. [રવા.] કૂતરાંને દૂર કરવાં

**હડહડતું** વિ. [જુઓ 'હડહડવું' + ગુ. 'તું' વર્ત.કૃ.] (લા.) ઉત્કટ લાગણીવાળું. (૨) અત્યંત દુરાગ્રહી. (૩) અસહ્ય થઈ પડે તેવું. (૪) સદંતર, તદ્દન, નરદમ

**હડહડવું** અ.ક્રિ. [દે.પ્રા. हडहड, પું. એ પ્રકારનો અવાજ, પ્રા. તત્સમ. -ના.ધા.] અવાજ કરવો. (૨) અવાજ કરતાં પડકારવું ['હડ' એવો અવાજ

**હડહડાટ** પું. [જુઓ 'હડહડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] 'હડ

**હડાકો** પું. [રવા.] હવાનો અવાજ. (૨) પડઘો. (૩) ટહેલ મારવા જવું એ. (૪) હિસાબનો મેળ. (૫) ગુણાકાર. (૬) સ્વત્વ, સત્ત્વ. [-કા કરવા (રૂ.પ્ર.) ગુણાકાર કરવા..-કા લેવા (રૂ.પ્ર.) આંટા-ફેરા મારવા. હિંમના હડાકા (રૂ.પ્ર.) હિંગનો સાકિંચિત્ હોવાપણું]

**હડાત** કે.પ્ર. [રવા.] પક્ષીને ઉડાડવાનો ઉદ્ગાર

**હડા-હડ** (-ડ્ય), **હડિયા-દોટ** (-ટ્ય), **હડિયા-દોડ** (-ડ્ય), સ્ત્રી. આમ તેમની નકામી દોડા-દોડ

**હડિયા-પ(-પા)ટી, હડિયા-હડી** સ્ત્રી. વારંવાર આંટા-ફેરા થાય તેવી દોડા-દોડ

**હડી** સ્ત્રી. દોટ, દોડ. [૦ કાઢીને (રૂ.પ્ર.) ઝડપથી દોડીને]

**હડુડાટ** જુઓ 'હડુડુ.'

**હડુડાવવું, હડુડાવું** જુઓ 'હડૂડવું'માં.

**હડૂડ** જુઓ 'હડુડુ.'

**હડૂડવું** અ.ક્રિ. [જુઓ 'હડૂડ.'] 'હડુડુ' એવો અવાજ કરવો. (૨) (વરસાદનું) ગાજવું. **હડુડાવું** ભાવે.,ક્રિ. **હડુડાવવું** પ્રે.,સ.ક્રિ.

**હડૂલો** પું. [રવા.] વંટોળિયો. (૨) ગપ-ગોળો, ગપોડું, ગપાટો. (૩) (લા.) વહેવારુ જ્ઞાનનું તે તે સુભાષિત પદ્ય, પએડો [હડ

**હડે** કે.પ્ર. [રવા.] કૂતરાને કાઢી મૂકવા કરાતો ઉદ્ગાર,

**હડેડાટ** ક્રિ.વિ. [રવા.] 'હડ હડ' એવા અવાજ સાથે. (૨) એકદમ ઘસારા-બંધ. (૩) પું. એવો ભારે ગડગડાટ

**હડેડાટી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'હડેડાટ(૩).'

**હડે હડે** કે.પ્ર. [જુઓ 'હડે,'-દ્વિર્ભાવ.] જુઓ 'હડે.'

**હડો** પું. શરીરમાં જાડી ચામડીવાળો ઊપસેલો ભાગ. (૨) માનવ-પશુ-પંખીની છાતીનો આગલો ભાગ. (૩) ગળાનો

કાકડો, હૈડિયો. (૪) ભેંસના આગલા પગ વચ્ચેનો હાડકાંનો બહાર પડતો ભાગ. (૫) ગાડાનું આગલું ટેકણ, ઊંટડો. (૬) કૂવાના મંડાણના પથ્થરનો તે તે પાવડો. (૭) ઊંચાણવાળી કૃત્રિમ જગ્યા, ટોરો, ટીંબો. (૮) પાવડો. (૯) હાથે ખેંચવાની કરવતીને છેડે જડેલું આડું લાકોટિયું

**હણવું** સ.ક્રિ. [સં. हन्> પ્રા. हण, પ્રા. તત્સમ] ઘાત કરવો, મારી નાખવું, નાશ કરવો. **હણાવું** કર્મણિ., ક્રિ. **હણાવવું** પ્રે., સ.ક્રિ.

**હણુ-હણુ** (હણ્ય-હણ્ય) સ્ત્રી. [રવા.] (ઘોડાની) હણ-હણાટી. (૨) (લા.) ખોટો ગર્વ

**હણહણવું** [જુઓ 'હણ-હણ,' -ના.ધા.] (ઘોડાએ) અવાજ કરવો. **હણહણાવું** ભાવે., ક્રિ.

**હણહણાટ** પું. [જુઓ 'હણહણવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] ઘોડાનો એવો અવાજ. (૨) (લા.) તનમનાટ. (૩) અભિમાન, ગર્વ. (૪) ત્વરા, ઉતાવળ, (૫) મરજી, ઇચ્છા

**હણહણાટી** સ્ત્રી. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હણહણાટ-(૧).'

**હણહણાવું** જુઓ 'હણહણવું'માં.

**હણાવવું, હણાવું** જુઓ 'હણવું'માં. [ઉપરની સૂપડી

**હણિયું** ન. ગાડી કે ગાડું હાંકનારને બેસવાની ગાડા-ગાડી

**હત**[1] વિ. [સં.] હણેલું. (૨) ઘવાયેલું, (૩) હરાયેલું. દૂર થયેલું. (૪) ગુણેલું. (ગ.) (પ.) નિકૃષ્ટ, હલકી કોટિનું

**હત**[2] કે. પ્ર. [રવા.] માર મારવાની દૃષ્ટિએ મોઢામાંથી નીકળતો એવો ઉદ્ગાર [નિષ્પ્રભ, નિસ્તેજ

**હત-પ્રભ** વિ. [સં.,બ.વ્રી.] જેની કાંતિ હરાઈ ગઈ હોય તેવું.

**હત-પ્રાણ** વિ. [સં.,બ.વ્રી.] પ્રાણ ચાલ્યા ગયા હોય તેવું, નિર્જીવ. (૨) (લા.) નિર્બળ, નિઃસત્ત્વ

**હત-પ્રાય** વિ. [સં.] મરવાની અણી ઉપર આવી રહેલું, લગભગ મરવા આવેલું, અધ-મૂઉં

**હત-બુદ્ધિ** વિ. [સં.,બ.વ્રી.] અક્કલ મારી ગઈ હોય તેવું, મતિ-હીન, બુદ્ધિ-હીન, બેવકૂફ, મૂર્ખ

**હત-ભાગિની** વિ., સ્ત્રી. [સં.] કમનસીબ સ્ત્રી

**હતભાગી** વિ. [સં.,પું.], **-ગ્ય** વિ. [સં.,બ.વ્રી.] જેનું નસીબ નાશ પામ્યું હોય તેવું, કમ-ભાગ્ય, કમ-નસીબ

**હત-વીર્ય** વિ. [સં.,બ.વ્રી.] જેની તાકાત ખતમ થઈ ગઈ હોય તેવું, નિર્બળ, નિઃસત્ત્વ, નમાલું

**હતાર્થ** વિ. [+ સં. अर्थ,બ.વ્રી.] જેનો હેતુ કે સ્વાર્થ નાશ પામ્યો હોય તેવું, નિરાશ

**હતાશ** વિ. [+ સં. आशा, બ.વ્રી.] જેની આશા નષ્ટ થઈ ચૂકી હોય તેવું, નિરાશ, ના-ઉમેદ, નાસીપાસ

**હતું** અ.ક્રિ., ભૂ.કા., વિ. [સં. भवत्> પ્રા. हुंत- > અપ. होन्त વર્ત., કૃ. > જૂ.ગુ. 'હૂતઉં'-'હૂતું' ભૂ.કા. આજે 'હો' ધાતુનું વિકારી ભૂ.કા.નું રૂપ કર્તરિપ્રયોગે સ્વીકારાયું છે.] ભૂતકાળની 'સ્થિતિ' બતાવનારું ક્રિયા-રૂપ. [૦ ગયું (રૂ.પ્ર.) સ્પષ્ટ વિચાર ન જણાવવો એ. ૦ ન હતું થવું (રૂ.પ્ર.) પાયમાલ મુકાઈ જવું. (૨) નામ-શેષ થઈ જવું]

**હતોત્સાહ** વિ. [સં. हत + उत्साह,બ.વ્રી.] જેનો ઉત્સાહ મારી ગયો હોય તેવું, નિરુત્સાહ, ઉત્સાહ-ભંગ

**હત્તારી, ૦ની, ૦નું** કે.પ્ર. [જુઓ 'હત[2]' + 'તારું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] 'ફટ તારી વાત' એવો ઉદ્ગાર

**-હત્થુ(-ત્થુ,-ત્થું,-ત્થું)** વિ. [સં. हस्तक- > પ્રા. हत्थअ- > અપ. हत्थ,-उं; સમાસના ઉત્તર પદમાં] હાથમાં રહેનારું : 'એક-હત્થુ' (સત્તા)

**હત્યા** સ્ત્રી. [સં.] ઘાત, વધ, ખૂન, કતલ, હિંસા. (૨) મારી નાખવાથી લાગતું મનાતું પાપ. [૦ ચોટવી (રૂ.પ્ર.) મારી નાખ્યાનું પાપ લાગવું. ૦ લેવી, ૦ વહોરવી (વો:રવી) (રૂ.પ્ર.) મારી નાખ્યાનું પાપ-ભાગી બનવું]

**હત્યા-કાંડ** (-કાણ્ડ) પું. [સં.] ભારે પ્રબળ ખૂના-મરકી, ખૂનરેજી. (૨) હત્યાના બયાનને લગતું ગ્રંથ-પ્રકરણ

**હત્યારું** વિ. [+ સં. °कारक- > પ્રા. °आरअ-] ઘાતક

**હથ-રોટ(-ટો)** પું. [જુઓ 'હાથ' દ્વારા.] હાથના કાંડાનું એ નામનું એક ઘરેણું

**હથરોટી** સ્ત્રી. [જુઓ 'હાથ' દ્વારા.] જુઓ 'હથોટી.'

**હથરોટો** જુઓ 'હથરોટ.'

**હથ-વાર** વિ. [જુઓ 'હાથ' દ્વારા.] એક જ હાથને હળેલું (ભેંસ-ગાય વગેરે દોહવાના વિષયમાં)

**હથિયાર** ન. [સં. हस्त દ્વારા દે.પ્રા. हत्थियार] શસ્ત્ર, આયુધ, અસ્ત્ર. (૨) (હુન્નર-ઉદ્યોગ માટેનું) સાધન, ઓજાર. [૦ ઊંચકવાં (રૂ.પ્ર.) યુદ્ધ કરવા તૈયાર થવું. ૦ જબરું (કે મોટું) (રૂ.પ્ર.) પક્ષ પ્રબળ હોવો. ૦ પકડવાં, ૦ લેવાં, ૦ બાંધવાં, ૦ સજવાં (રૂ.પ્ર.) લડવા તૈયાર થવું. ૦ હેઠાં મૂકવાં (રૂ.પ્ર.) પ્રવૃત્તિ કે હિલ-ચાલ બંધ કરવી. (૨) હાર કબૂલવી]

**હથિયાર-ધારી** વિ. [+ સં. धारी, પું.], **હથિયાર-બંધ** (-બન્ધ) વિ. [+ ફા. 'બંદ્.'] હથિયાર ધારણ કર્યું હોય તેવું, 'આર્મ્ડ' [રાખવાની મનાઈ

**હથિયાર-બંધી** (-બન્ધી) સ્ત્રી. [+ જુઓ 'બંધી.'] હથિયાર

**હથુ, -થૂકું** ના.યો. [+ જુઓ 'હાથ' + ગુ. 'ઉ' ત.પ્ર. + 'કું' સ્વાર્થે ત.પ્ર.] હસ્તક, હાથનું

**હથેલી(-ળી)** સ્ત્રી. [સં. हस्त-तलिका > પ્રા. हत्थयलिआ] હાથના પંજાની ઉપરની કોમળ સપાટી. (૨) ઘોડાનો ખરેરો કરવાનું પંજામાં પહેરવાનું કાથીની ગૂંથણીનું સાધન. [૦ દેખાડવી (રૂ.પ્ર.) કશું ન આપવાનું સૂચવવું. ૦નો ચાંદ (રૂ.પ્ર.) અ-પ્રાપ્ય વસ્તુ. ૦માં ખૂજલી આવવી, ૦માં ચેળ આવવી (-ચેળ્ય-) (રૂ.પ્ર.) પૈસા મળવાનાં ચિહ્ન અનુભવવાં. (૨) પૈસા ખર્ચાવા. ૦માં ચાંદ બતાવવો (રૂ.પ્ર.) છેતરવું. ૦માં થૂંકાવવું (રૂ.પ્ર.) બહુ સારી રીતે રાખવું. ૦માં નચાવવું, ૦માં રમાડવું (રૂ.પ્ર.) સારી રીતે કામ લેવું. (૨) લાડ કરી ખુશ કરવું. ૦માં પૃથ્વી જોવી (રૂ.પ્ર.) પૂર્ણ ચડતી અનુભવવી. ૦માં રાખવું (રૂ.પ્ર.) ઘણી મમતા બતાવવી. (૨) લાડ કરી ખુશ રાખવું. ૦માં રામ દેખાડવા (રૂ.પ્ર.) કૃપાનો અનુભવ કરાવવો. ૦માં સ્વર્ગ બતાવવું (રૂ.પ્ર.) લલચાવવું. (૨) છેતરવું. ૦માં હીરા બતાવવા (રૂ.પ્ર.) લાભ મળવાની આશા આપવી]

**હથેવાળો** પું. [દે.પ્રા. हत्थवल દ્વારા] હિંદુઓમાં લગ્ન વખતે

કન્યાદાન અપાતાં વરકન્યાના જમણા હાથની હથેળી એક-બીજાની હથેળીમાં મૂકી ઉપર વસ્ત્ર વીંટવાની ક્રિયા

**હથેળી** જુઓ 'હથેલી.'

**હથોટી** સ્ત્રી. [સં. हस्त-वृत्ति-का > પ્રા. हत्थवट्टिआ] ઝડપ અને સહેલાઈથી કામ કરવાની રીત. (૨) કામ કરવાની સફાઈ. (૩) હાથનો કસબ. (૪) મહાવરો, આદત, ટેવ

**હથોડી** સ્ત્રી. [જુઓ 'હથોડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાના ઘાટનો હથોડો, લોખંડની નાની મોગરી. (૨) કાનમાં આવેલું હથોડીના ઘાટનું ત્રણમાંનું એક હાડકું

**હથોડો** પું. [જુઓ 'હાથ' દ્વારા.] નાની મોગરીના ઘાટનું લાકડાના હાથાવાળું લોખંડનું સાધન, નાનો ઘણ (હથોડા-હથોડીમાં એક બાજુ ગોળ માથું અને બીજી બાજુ જરા ચપટ ઘાટનું ગોળ ધારનું પાનું હોય છે, ઘણ બેઉ બાજુ સરખો હોય છે.) [બીજાના હાથની મદદથી

**હથો-હથ** (-થ્ય) ક્રિ.વિ. [જુઓ 'હાથ,' -દ્વિર્ભાવ.] એક

**હદ** સ્ત્રી. [અર. હદ્] મર્યાદા, સીમા. (૨) અવધિ, છેડો. (૩) વિ. (લા.) બેશુમાર, ઘણું. [૦ આવવી, ૦થવી (રૂ.પ્ર.) પરાકાષ્ઠાએ પહોંચવું. ૦ ઉપરાંત (રૂ.પ્ર.) ગજા ઉપરવટ. ૦ ઓળંગવી, ૦ વટાવવી (રૂ.પ્ર.) સત્તા ઉપરાંત વર્તવું. ૦ કરવી (રૂ.પ્ર.) નવાઈ થાય એવું કરવું. ૦ વાળવી (રૂ.પ્ર.) ઘણું કરવું. (૨) ઘાણ વાળી નાખવો]

**હદ-નિશાન** ન. [+ જુઓ 'નિશાન.'] હદ બતાવનારું એંધાણ

**હદ-પાર** વિ. [+ સં.] બેહદ, બેશુમાર. (૨) દેશ-નિકાલ

**હદપારી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] દેશ-નિકાલ કરવું એ

**હદબો** પું. બકરાના આગલા પગમાંના ઘૂંટણ ઉપરનો સ્નાયુ

**હદિયો** પું. [અર. હદ્યહ્] નજરાણું, ભેટ, ઇનામ. (૨) સામટી કિંમત [ની આજ્ઞા–કુરાનેશરીફ

**હદીસ** સ્ત્રી. [અર.] તવારીખ. (૨) મહમ્મદ પેગંબર સાહેબ-

**હદૂદ** સ્ત્રી. [અર.] મકાન ખેતર વગેરેની ચારે હદ, ચતુઃસીમા

**હન-કન** (હન્ય-કન્ય) સ્ત્રી. [જુઓ 'હા'–'ના,' -દ્વિર્ભાવ.] હા-ના, આનાકાની

**હનન** ન. [સં.] હણવું એ, હત્યા, ખૂન

**હનનીય** વિ. [સં.] હણવા જેવું, મારી નાખવા જેવું

**હનરડવું** સ.ક્રિ. હેરાન કરવું, કનડવું. **હનરડાવું** કર્મણિ., ક્રિ. **હનરડાવવું** પ્રે., સ.ક્રિ.

**હનરડાવવું, હનરડાવું** જુઓ 'હનરડવું'માં.

**હનુ,** સ્ત્રી. [સં.,પું.], **-નૂ** સ્ત્રી. [સં.] જુઓ 'હનવટ.'

**હનવટ,-ટી** સ્ત્રી. હડપચી

**હનુ(-નૂ)-કોણ** પું. [સં.] દાઢીનો ખૂણો

**હનુ(-નૂ)મજજયંતી** (-જ્જય-તી) સ્ત્રી. [સં. हनु-(नू)मत्+जय-न्ती, સંધિથી] ચૈત્ર સુદિ પૂર્ણિમાની હનુમાનની જન્મ-જયંતીનો ઉત્સવ, મહાવીર-જયંતી. (સંજ્ઞા.)

**હનુ(-નૂ)મંત** પું. [સં. हनुमान् > પ્રા. °मंत], **હનુ(-નૂ)માન** પું. [સં. °मान्] વાનરકુલનો રામચંદ્રજીનો એક બળવાન ભક્ત યોદ્ધો, મહાવીર. (સંજ્ઞા.) [૦ હડીઓ કાઢે છે (રૂ.પ્ર.) ઘરમાં કશું નથી–તદ્દન ગરીબી છે.] ['લાંગા જમ્પ'

**હનુ(-નૂ)માન-કૂદકો** પું. [+ જુઓ 'કૂદકો.'] લાંબી કૂદ,

**હનુ(-નૂ)વટી** સ્ત્રી. [જુઓ 'હનુ(-નૂ)' દ્વારા.] જુઓ 'હનવટ.'

**હનો** પું. ઘોડે-સવારની ચીજો રાખવા માટેનું ઘોડાના પલાણમાંનું ખાનું, પોટલિયો

**હપ(-પ્પ)** ક્રિ.વિ. [રવા.] 'હપ' એવા અવાજ સાથે

**હફ(-પ)તા-વાર** ક્રિ.વિ. [જુઓ 'હપતો' + 'વાર' (પ્રમાણે).] હપતા પ્રમાણે

**હફ(-પ)તો** પું. [અર. હફ્તહ્] સપ્તાહ, અઠવાડિયું. (૨) થોડે થોડે પૈસા ભરવા ઠેરવેલી મુદત અને રકમ, કાંધું. (૩) ભાગ, હિસ્સો. [૦ કરવો, ૦ બાંધવો (રૂ.પ્ર.) ભરણું કરવાનાં કાંધાં કરી આપવાં. ૦ પડવો (રૂ.પ્ર.) ભરવાની નક્કી કરેલી મુદતનો ભંગ થવો. ૦ ભરવો (રૂ.પ્ર.) ભરવાની નક્કી કરેલી રકમ મુદતે આપવી]

**હબ** પું. [અં.] સાઇકલના પૈડાની નાભિ

**હબક** (-કચ) જુઓ 'હેબક.' [ડરી જવું, હેબતાઈ જવું

**હબકવું** અ.ક્રિ. [જુઓ 'હબક,'-ના.ધા.] ફાળ અનુભવવી,

**હબશ(-શી,-સ,-સે)ણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હબસી'(-શી') + ગુ. 'અ(-એ)ણ' સ્ત્રીપ્રત્યય.] હબસી સ્ત્રી, સીદણ

**હબશી(-સી)** પું. [અર. હબ્શી] એબિસીનિયા–ઇથોપિયાનો મૂળ વતની, સીદી. (સંજ્ઞા.)

**હબશે(-સે)ણ** (-ણ્ય) જુઓ 'હબસણ.'

**હબ હબ** ક્રિ.વિ. [રવા.] નળમાંથી હવા અને પાણી નીકળવાનો અવાજ થાય એમ [અવાજ

**હબહબાટ** પું. [+ ગુ. 'આટ' ત.પ્ર.] 'હબ હબ' એવો

**હબૂક** ક્રિ.વિ. [રવા.] 'હબ' એવા અવાજથી મોંમાં મૂકવું એમ. [૦ પોળી (-પોળી) (રૂ.પ્ર.) બાળકને રમાડતાં કરાતો એક ઉદ્ગાર]

**હબેશ** વિ., ક્રિ.વિ. [રવા.] ઘણું, પુષ્કળ

**હમ** ઉપ. [ફા.] 'નજીકનું' 'સાથેનું' એવા અર્થનો ઉપસર્ગ : 'હમદર્દી' વગેરેમાં

**હમચડી** સ્ત્રી. [રવા., જુઓ 'હમચી' + ગુ. 'ડ' સ્વાર્થે, જૂ.ગુ.] જુઓ 'હમચી.' (૨) હમચી લેતાં ગવાતું એક પ્રકારનું ગીત

**હમચી** સ્ત્રી. [જૂ.ગુ.] સ્ત્રીઓનું તાળીઓ વગાડતાં અને ગાતાં કરાતું એક સમૂહ-નૃત્ત. [૦ ખૂંદવી (રૂ.પ્ર.) હમચી લેવી. (૨) ધીંગાણું કરવું] [મળી કૂદાકૂદ કરે એ

**હમચો** પું. [જુઓ 'હમચી,' આ પું.] ઘણા માણસો ભેગા

**હમ-જાત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'હમ + 'જાત.[2]'], **-તિ** સ્ત્રી. [+ સં.] સમાન જ્ઞાતિ. (૨) વિ. સમાન જ્ઞાતિનું, પોતાની નાતનું

**હમ(-વ)ણાં** ક્રિ.વિ. [સં. अधुना > પ્રા. अहुणा > અપ. हुवणा], **-ણે** ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] આ સમયે, અત્યારે, હવડાં

**હમ-દર્દ** વિ. [ફા.] સમદુખિયું

**હમદર્દી** સ્ત્રી. [ફા.] દુખિયા તરફ બતાવાતી દિલસોજી

**હમ-દિલ** વિ. [ફા.] સમાન વિચારનું

**હમદિલી** સ્ત્રી. [ફા.] જુઓ 'હમદર્દી.'

**હમ-દીન** વિ. [ફા.] સમાન ધર્મનું

**હમ-રાહ** વિ. [ફા.] મુસાફરીનું સાથીદાર

**હમરાહી** સ્ત્રી. [ફા.] સોબત, સંગત, સાથ

**હમ-વતન**, -ની વિ. [ફા.] એક જ વતનનું, સમાન વતનનું
**હમ-શીર** વિ. [ફા.] એક જ માતા કે ધાવનું ધાવેલું
**હમ-શીરા** સ્ત્રી. [જુઓ 'હમ-શીર.'] બહેન
**હમ-શેરો** વિ. [ફા. હમ્શાયહ્] મોટા કાંઠાનું
**હમા(ઝ્ય)ણો** પું. ચામડાની ડોલ. (૨) તમાકુ બીડી વગેરે રાખવાની અરથની કોથળી. (૩) મુસાફરીની બચકી. (૪) શિકારીઓની ચીજ-વસ્તુ રાખવાની થેલી
**હમામ** ન. [અર. હમ્મામ્], ૦ખાનું ન. [+ જુઓ 'ખાનું.'] નાહવાની જગ્યા, નાવણી, નાહવાનો ઓરડો, 'બાથ-રૂમ'
**હમામ-દસ્તો** પું. [ફા. હાવ-દસ્તહ્] લોઢાની ખાંડણી ને દસ્તો
**હમાલ** પું. [અર. હમ્મલ્] બોજો ઉપાડનાર મજૂર, કૂલી. (૨) પાલખી ઉપાડનાર, ભોઈ
**હમાલી** સ્ત્રી. [+ ફા. 'ઈ' પ્રત્યય] બોજો ઉપાડવાનું કામ. (૨) બોજો ઉપાડવાનું મહેનતાણું
**હમિયાણી**, -ની સ્ત્રી. [ફા. 'હિમ્યાન્' + ગુ. 'ઈ' ત.પ્ર.] પૈસા રાખવાની થેલી કે વાંસળી. (૨) સંપત્તિ, ધન, દોલત
**હમી** જુઓ 'હામી.'
**હમી-દાર** જુઓ 'હામી-દાર.'
**હમીદારી** જુઓ 'હામીદારી.'
**હમીર** પું, [અર. અમીર્] હિંદુ લોક-વર્ણમાં પુરુષનું નામ. (સંજ્ઞા.) (૨) કલ્યાણ રાગનો એક ભેદ. (સંગીત.)
**હમેલ**[1] પું. [અર. હમ્લ્] સગર્ભા સ્ત્રીના પેટમાંનું બાળક, ગર્ભ, ગાભ. [૦ રહેવા (રે:વા) (રૂ.પ્ર.) ગર્ભવતી થવું, દહાડા રહેવા]
**હમેલ**[2] સ્ત્રી. [અર. હિમાઇલ્] ચપરાસીના પટ્ટા ઉપરની તકતી કે બિલ્લો
**હમેલ-દાર** વિ., સ્ત્રી. [જુઓ 'હમેલ[1]' + ફા. પ્રત્યય] ગર્ભિણી, ભારેવગી, સગર્ભા
**હ(-હં)મેશ (હમે(-મ્મે)શ)**, -શાં ક્રિ.વિ. [ફા. 'હમેશહ્'] નિત્ય, દરરોજ, હરરોજ, પ્રતિ-દિન
**હમ્બગ** વિ., ક્રિ.વિ. [અં.] તદ્દન ખોટું, સાવ તૂત, સર્વથા અસત્ય-મૂલક. (૨) ન. તૂત, ધતિંગ
**હય** પું. [સં.] ઘોડો
**હય-ગ્રીવ** પું. [સં.,બ.વ્રી.] ઘોડાના જેવી ડોક-વાળો વિષ્ણુનો ગણાતો એક અવતાર. (સંજ્ઞા.)
**હયગ્રીવ-જયંતી (-જય-ન્તી)** સ્ત્રી. [સં.] શ્રાવણ સુદિ પૂનમનો હયગ્રીવ ભગવાનના પ્રગટ થવાનો દિવસ અને એ ઉત્સવ. (સંજ્ઞા.)
**હયગ્રીવા** સ્ત્રી. [સં.] દુર્ગા માતા. (સંજ્ઞા.)
**હય-દલ(-ળ)** ન. [સં.] ઘોડે-સવારી સેના, 'કૅવેલ્રી'
**હય-મેધ** પું. [સં.] જુઓ 'અશ્વ-મેધ.'
**હય-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] અશ્વ-શાળા, ઘોડાર, પાયગા
**હયાત** વિ. [અર.] જીવંત, જીવતું, વિદ્યમાન, વર્તમાન. મોજૂદ
**હયાતી** સ્ત્રી. [અર.] અસ્તિત્વ, હોવાપણું, વિદ્યમાન-તા. (૨) જિંદગી, જીવતર
**હયારૂઢ** વિ. [સં. हय + आ-रूढ] ઘોડે-સવાર થયેલ, અશ્વારૂઢ
**હર**[1] પું. [સં.] મહાદેવ, શિવજી, શંભુ, શંકર. (સંજ્ઞા.) (–'હર' સમાસના અંતે 'હરનાર' એ અર્થમાં રૂઢ છે: 'ચિત્ત-હર' 'ધન-હર' વગેરે)
**હર**[2] વિ. [ફા.] એકેક, દરેક. (સામાન્ય રીતે સમાસ બનાવે છે: 'હર-રોજ' 'હર-પળ' વગેરે)
**હરકત** સ્ત્રી. [અર.] નડતર, અડચણ, વિઘ્ન. (૨) વાંધો
**હરકત-કર્તા** વિ. [+ સં.,પું.], **હરકત-ખોર** વિ. [+ ફા. પ્રત્યય], **હરકતી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હરકત કરનારું, અડચણ કરનારું, વિઘ્ન-કર્તા
**હર-કં(-કાં)ઈ** વિ. [જુઓ 'હર[2]' + 'કંઈ'–'કાંઈ.'] જે કાંઈ હોય તે, કાંઈ પણ, ગમે તે
**હર-કોઈ** વિ. [જુઓ 'હર[2]' + 'કોઈ.'] જે કોઈ હોય તે, કોઈ પણ, ગમે તે
**હરખ** પું. [સં. हर्ष, વિપ્રકર્ષ અને અર્વા. તદ્ભવ] હર્ષ, આનંદ, ઉલટ, ખુશી, ખુશાલી
**હરખ-ઘેલું (-ઘેલ્લું)** વિ. [+ જુઓ 'ઘેલું.'] હર્ષને લીધે વધુ પડતા ઉત્સાહવાળું, હરખવાળું
**હરખ-ચમક (-કચ)** સ્ત્રી. [+ જુઓ 'ચમક.'] હર્ષ વધી પડવાને લીધે સમતોલપણું ગુમાઈ જવું એ
**હરખ-પદૂ(-દો)ડું** વિ. [+ જુઓ 'પદૂ(-દો)ડું.'] વાત વાતમાં હરખાઈ જાય તેવું, ફુલણજી
**હરખ-ભ(ભે)ર (-રય)** ક્રિ.વિ. [+ જુઓ 'ભરવું.'] સ-હર્ષ
**હરખ-વા** પું. [જુઓ 'હરખ' + 'વા.[2]'] હરખ-ઘેલાપણું
**હરખ(-ખા)વું** અ.ક્રિ. [સં.हृष् -हर्ष्-અર્વા. તદ્ભવ] આનંદ પામવું, ખુશ થવું, રાજી થવું. **હરખાવવું** પ્રે.,સ.ક્રિ.
**હરગિજ**, -સ ક્રિ.વિ. [ફા. હર્ગિજ્] કોઈ પણ રીતે, કદી પણ, (મોટે ભાગે 'ન'કારવાળી રચનામાં), સર્વથા
**હર-ઘડી** ક્રિ.વિ. [જુઓ 'હર[2]' + 'ઘડી.'] વારંવાર, હર-પળ, પળે પળે
**હર-જી** પું.,બ.વ. [સં. हरि + ગુ. 'જી' (માનાર્થે)] ભગવાન હરિ, વિષ્ણુ, નારાયણ
**હરડાં** ન., બ.વ. [જુઓ 'હરડે' + ગુ. 'ઉં' ત.પ્ર.] હરડેના ઝાડનાં ફળ
**હરડે** સ્ત્રી. [સં. हरीतकी > પ્રા. हरडई] હરડેના-ઝાડનું ફળ, મોટી હરડે. (નાનાં કાચાં ફળ તે 'હીમજ.') (૨) શિખર-બંધ મંદિરનાં ઈંડાં નીચેનો ગોળાકાર ચપટો પથ્થર
**હરણ**[1] ન. [સં.] હરી જવું એ, ઝૂંટવી ઉઠાવી જવું એ
**હરણ**[2] ન. [સં. हरिण, પું.] સર્વ-સામાન્ય મૃગલું, ભિકારું
**હરણ-કું** ન. [જુઓ 'હરણ[2]' + ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર.] નાનું હરણ, હરણિયું
**હરણ-પત્ર** ન. [જુઓ 'હરણ[2]' + સં.] એ નામની એક વનસ્પતિ
**હરણિયું** ન. [જુઓ 'હરણ[2]' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હરણ-કું.' (૨) હરણનું બચ્ચું. (૩) મૃગશીર્ષ નક્ષત્ર, હરણી. (જ્યો.) (૩) ધકડાનો આગલી બાજુનો ત્રિકોણાકાર ભાગ. (૪) ગાડીની સૂપડી
**હરણિયો** પું. [જુઓ 'હરણિયું.'] ઘોડાં-ગધેડાંનો શરીર અકડાવાનો અને કાન સીધા ટટ્ટાર થઈ જવાનો એક વાત-રોગ
**હરણી** સ્ત્રી. [સં. हरिणी, અર્વા. તદ્ભવ] હરણની માદા. (૨) સૌરાષ્ટ્રની ઘોડીની એક જાત. (૩) જુઓ 'હરણિયું(૩).'
**હરણું** ન. [જુઓ 'હરણ[2]' + ગુ 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હરણ.[2]' (૨) જુઓ 'હરણિયું(૨).'
**હરણો** પું [જુઓ 'હરણ[2]' + ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હરણિયો'
**હર-તર(-રે)હ** ક્રિ.વિ. [જુઓ 'હર[2]' + 'તર(-રે)હ.'] દરેક રીતે, હરેક પ્રકારે, કોઈ અને કોઈ પ્રકારે, ગમે તે પ્રકારે

**હરતાલ(-ળ)** જુઓ 'હરિતાલ.' [(૩) હમેશ

**હર-દમ** ક્રિ.વિ. [ફા.] દરેક શ્વાસે. (૨) (લા.) વારંવાર.

**હરદાસ** પું. [સં. हरि-दास, અર્વા. તદ્ભવ], -સી પું. [+ ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] ઊભાં ઊભાં ધાર્મિક આખ્યાન ગાઈ-કહી સંભળાવનાર કથાકાર

**હર-દ્વાર** ન. [સં. हर-द्वार, हरि-द्वार] હિમાલય નજીકનું હિંદુઓનું એક તીર્થ-સ્થળ. (સંજ્ઞા.) ['અહર્નિશ.'

**હરનિશ** ક્રિ.વિ. [સં. अहर्निश નું અર્વા. તદ્ભવ] જુઓ

**હરફ** પું. [અર. હર્ફ્] બોલ, શબ્દ [ફરવું એ

**હર-ફેર** (હરય-ફેરય) સ્ત્રી. [જુઓ 'હરવું' + 'ફરવું.'] હરવું

**હરફા-રેવડી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ, ખાટી આંબલી

**હર(-ડ)-બ(-ભ)ડ** (-ડ્ય) સ્ત્રી. [રવા.] ધ્રુજારી. (૨) નાસીપાસી. (૩) ગભરાટ. (૪) અથડામણ

**હર(-ડ)બ(-ભ)ડવું** અ.ક્રિ. [રવા.] ધ્રૂજવું. (૨) નાસીપાસ થવું. (૩) ગભરાવું. (૪) અથડાવું. **હર(-ડ)બ(-ભ)ડાવું** ભાવે., ક્રિ. **હર(-ડ)બ(-ભ)ડાવવું** પ્રે.,સ.ક્રિ.

**હર(-ડ)બ(-ભ)ડાટ** પું. [જુઓ 'હર(ડ)બ(-ભ)ડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] હરબડવું એ [(-ડ)બ(-ભ)ડવું'માં.

**હર(-ડ)બ(-ભ)ડાવવું, હર(-ડ)બ(-ભ)ડાવું** જુઓ 'હર-

**હર(-ડ)બ(-ભ)ડિયું** વિ. [જુઓ 'હર(-ડ)બ(-ભ)ડવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] હરબડનારું. (૨) ધમાલિયું, ઉતાવળિયું

**હર(-ડ)બ(-ભ)ડી** સ્ત્રી. [જુઓ 'હર(-ડ)બડ' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] અથડામણ. (૨) ગભરામણ. (૩) ઉતાવળ. (૪) તોફાન, ધાંધલ. (૫) ધડબડાટ, ધમાલ

**હર(-ડ)બ(-ભ)ડું** વિ. [જુઓ 'હર(-ડ)બ(-ભ)ડ' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.) ઘાટ-ઘૂટ વિનાનું

**હરમ** સ્ત્રી. [અર.] લોંડી, દાસી, ગુલામડી, હુરમ

**હરમડવું** અ.ક્રિ. અમળાવું. (૨) ગભરાવું. (૩) ભૂલું પડવું. **હરમડાવું** ભાવે.,ક્રિ. **હરમડાવવું** પ્રે.,સ.ક્રિ. [મડવું એ

**હરમડાટ** પું. [જુઓ 'હરમડવું' + ગુ. 'આટ' કૃ.પ્ર.] હર-

**હરમડાવવું, હરમડાવું** જુઓ 'હરમડવું'માં.

**હરમત** સ્ત્રી. [અર. હુર્મત્] પ્રતિષ્ઠા, આબરૂ, મોભો

**હરમર** (હરય-મરય) સ્ત્રી., **હરમાળ** પું. એ નામનો એક ઝેરી છોડ, ઇસ્પંદ

**હરમ્યું** (-મ્યું) વિ. [જુઓ 'હળદર' દ્વારા.] વધુ પડતી હળદર નાખવાથી હળદરના વધુ પડતા સ્વાદવાળું

**હરમો** પું. એ નામનું એક ઘાસ

**હરરાજ** જુઓ 'હરાજ.'

**હરરાજી** જુઓ 'હરાજી.'

**હર-રોજ** ક્રિ.વિ. [જુઓ 'હર' + 'રોજ.'] દર-રોજ, નિત્ય, હમેશ, પ્રતિ-દિન, રોજે-રોજ [હર-સમય

**હર-વખત** ક્રિ.વિ. [જુઓ 'હર[2]' 'વખત.'] દરેક વખતે,

**હરવણુ** ન. સાલ અને ચાદર જેવું ઓઢવાનું વસ્ત્ર

**હર-વરસ** ક્રિ.વિ. [જુઓ 'હર[2]' + 'વરસ'.], **હર-વર્ષ** ક્રિ.વિ. [ + સં.] દર વરસે, દરેક સાલ, વરસે વરસે, વર્ષે વર્ષે

**હર(-રા)વવું** જુઓ 'હરવું'માં.

**હરવાયું** વિ. રખડુ, રઝળુ. (૨) બહાવરું. ગાભરું. (૩) કાયર

**હરવું[1]** વિ. [સં. हरित લીલું-લીલા રંગનું દ્વારા] લીલી ઝાંયનું. (૨) તાજું

**હરવું[2]** અ.ક્રિ. [સં. हृ-हर् સ.ક્રિ] ટહેલવું. (૨) સ.ક્રિ. હરી લઈ જવું, ઉઠાવી લઈ જવું (મોટે ભાગે જબરદસ્તીથી). (૩) ઝૂંટવી લેવું, આંચકી લેવું, લઈ લેવું. (૪) નષ્ટ કરવું. **હરાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **હરાવવું[1]** પ્રે.,સ.ક્રિ.

**હરવું-ફરવું** અ.ક્રિ. [જુઓ 'હરવું[2]' + 'ફરવું.' ક્રિયાઓના સમાસ જેવું, -બંનેનાં રૂપ સાથે-લગાં વપરાય.] આમ-તેમ ફરવું, આંટા મારવા [જેવું થયેલું

**હરશેકું** વિ. [જુઓ 'શેકવું' દ્વારા, ચરો.] કોકરવાયું, નહિ

**હરસ** પું. [સં. अर्शस्, ન., અર્વા. તદ્ભવ] ગુદામાં થતો મસાનો એક રોગ. (૨) બ.વ. એ રોગના નિશાનરૂપ તે દેખાતા મસા. [૦ ફૂટવા (રૂ.પ્ર.) કઠણ ઝાડો આવતાં દબાવાથી મસામાંથી લોહી નીકળવું]

**હર-સમય** ક્રિ.વિ. [જુઓ 'હર[2]' + સં.] જુઓ 'હર-વખત.'

**હરસ-મસા** પું., બ.વ. [+ જુઓ 'મસો.'] હરસના રોગનાં આંચળ જેવા ફણગા ['હર-વરસ.'

**હર-સાલ** ક્રિ.વિ. [જુઓ 'હર[2]' + 'સાલ.[2]'] જુઓ

**હર-સિદ્ધ** (-દ્ધય) સ્ત્રી. [સં. हर-सिद्धि], -દ્ધિ સ્ત્રી. [સં.], -ધ (ધ્ય) સ્ત્રી. [જુઓ 'હર-સિદ્ધ.'] એ નામનું દુર્ગા-પાર્વતીનું એક સ્વરૂપ. (સંજ્ઞા.)

**હરસી** સ્ત્રી. [+ સં. हर्ष, અર્વા. તદ્ભવ 'હરસ' ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] રાજી થયેલી સ્ત્રી [પ્રેમી સ્ત્રી

**હરસીલા** સ્ત્રી. [જુઓ 'હરસીલું' + ગુ 'આ' સ્ત્રીપ્રત્યય]

**હર-હ(-હં)મેશ** (-હમે(-મ્મે)શ ક્રિ.વિ. [જુઓ 'હર[2]' + 'હ(હ)મેશ.'] જુઓ 'હર-રોજ.'

**હર હર, ૦ મહાદેવ** કે.પ્ર. [સં. हर, સંબોધનનો દ્વિર્ભાવ] મહાદેવને ઉદ્દેશી થતો ઉદ્ગાર

**હરાક, -ખ** સ્ત્રી. [તુર્કી. હરાક્] ઘોડો બાંધવાનું દોરડું

**હ(૦ર)રાજ** વિ. [અર. 'હર્જ્' -તોટો, નુકસાન -દ્વારા] જૂજ કિંમતથી વેચાય એ રીતનું, ઉછામણી કરી વેચાય એમ. [૦ મળવું (કૃ.પ્ર.) હેરાન થવું]

**હ(૦ર)રાજી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] જૂજ કિંમતથી વેચાય એ રીતે મોઢેથી બોલી ભાવ માગતાં વધુ માગવાળાને વેચી આપવાની ક્રિયા, લિલામ, 'ઑક્શન.' [૦ બોલાવવી (રૂ.પ્ર.) વેચવાના માલની માંગ માગવી]

**હરાડું** જુઓ 'હરાયું.'

**હરાણું** ન. પંચરાઉ વસ્તુ (ઉ. ગુજરાતમાં)

**હરામ** વિ. [અર.] વગર હકનું, ના-મુનાસિબ. (મુસ્લિમ સરિયત પ્રમાણે કુરાનેશરીફમાં મના કરેલું). (૨) અ-પ્રામાણિક. [૦ જિંદગી કરવી (-જિન્દગી) (રૂ.પ્ર.) ભૂંડી ગાળો દેવી. ૦ના પૈસા (રૂ.પ્ર.) પારકાની ઓળવી લીધેલી રકમ. ૦ના હમેલ (રૂ.પ્ર.) વ્યભિચારથી રહેલો ગર્ભ. ૦ની ઓલાદ (રૂ.પ્ર.) વ્યભિચારથી જન્મેલ સંતાન. ૦નું ખાવું (કૃ.પ્ર.) મહેનત કર્યા વિના મફતિયું ખાવું. ૦નું ખોળિયું (-ખોળિયું) (રૂ.પ્ર.) શઠ માણસ. ૦નો માલ (રૂ.પ્ર.) બીજાનો પચાવી પાડેલ માલ-સામાન. ૦ પાણીનું (રૂ.પ્ર.) વ્યભિચારથી ઉત્પન્ન થયેલું. (૨) નીચ પ્રકૃતિનું. ૦ હાડકાંનું (રૂ.પ્ર.) તદ્દન આળસુ]

**હરામ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] હરામનું ખાનારું. (૨) દુષ્ટ, નીચ. (આ એક 'ગાળ' છે.)
**હરામખોરી** સ્ત્રી. [+ ફા. 'ઈ' ત.પ્ર.] હરામખોરનું કાર્ય, દુષ્ટ-તા. (૨) લુચ્ચાઈ
**હરામ-ચસકો** પું. [+ જુઓ 'ચસકો.'] પારકાનું મફતનું ખાવાની પ્રબળ આતુર-તા, વગર હકકનું લેવાનો પ્રબળ ભાવ [ઓળવીને ખાવાના સ્વાદવાળું
**હરામ-ચસકું** વિ. [+ 'ચસકું' અ-સ્પષ્ટ] પારકાના પદાર્થ
**હરામ-ચસકો** પું. [જુઓ 'હરામ-ચસકું.'] પારકાનું ખાવાનો સ્વાદ [(સંતાન.)
**હરામ-જાદું** વિ. [+ ફા. જાદહ્] વ્યભિચારથી થયેલું
**હરામી** વિ. [અર.] હરામ કામ કરનાર, હરામ-ખોર. (૨) અત્યંત નીચ અને દુષ્ટ. (૩) સ્ત્રી. જુઓ 'હરામખોરી.'
**હરાયું** વિ. જ્યાં ત્યાં ઘુસી ખા ખા કરનારું (ઢોર.), હરાકું. (૨) નિરંકુશ (ઢોર.) (૩) ન. ધણિયાતું રખડુ (ઢોર)
**હરાયો** વિ.,પું. [જુઓ 'હરાયું.'] ભવાઈમાંનો હાસ્લો
**હરાર** ક્રિ.વિ. [સૌ.] ધરાર. (૨) [ચરો.] ઠેઠ સુધી
**હરાવવું,[1]** **હરાવું** જુઓ 'હરવું'માં.
**હરા(-ર)વવું[2]** જુઓ 'હારવું'માં.
**હરાવો** પું. [+ જુઓ 'હરાવું' + ગુ. 'આવું' કૃ.પ્ર.] હારી જવાપણું. (૨) ખોટ, નુકસાન, ગેર-ફાયદો
**હરિ** પું. [સં.] ભગવાન વિષ્ણુ. (૨) કૃષ્ણ. (૩) ઇંદ્ર. (૪) ઘોડો. (૫) સિંહ. (૬) ચંદ્ર. (૭) વાનર. (૮) યાદવ-વંશ. [૦નો લાલ (રૂ.પ્ર.) ભગવદ્-ભક્ત. (૨) સખી ઉદાર દાતા]
**હરિ-કથા** સ્ત્રી. [સં.] ભગવાનની લીલાનાં ગુણ-ગાન. (૨) ભગવાન અને એના ભક્તો વિશેનાં આખ્યાનોની રજૂઆત
**હરી-કીર્તન** ન. [સં.] ભગવાનનાં ગુણ-ગાન કરવાં એ
**હરિકેન** ન. [અં.] એક પ્રકારનું વિમાન. (૨) લંબગોળ પેટાવાળું ઊભું ફાનસ [આપ-વીતી
**હરિ-ગત** (-ત્ય) સ્ત્રી. [સં હરિ-ગતિ, અર્વા. તદ્ભવ.] (લા.)
**હરિ-ગીત** પું. [સં. हरि-गीति, સ્ત્રી.] ૨૮ માત્રાનો એક માત્રા-મેળ છંદ. (પિં.)
**હરિ-ગીતિયું** વિ. [જુઓ 'હરિ-ગીત[2]' + ગુ. 'ઇયું.'] ત.પ્ર.] હરિગીત જેવા છંદ બનાવનાર
**હરિ-ચંદન** (ચન્દન) ન. [સં.] લીલા રંગની સુખડ. (૨) પૌરાણિક માન્યતા પ્રમાણે સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું એક(સંજ્ઞા.)
**હરિ-જન** પું.,ન [સં.,પું.] હરિનો ભક્ત, ભક્ત જન. (ન.મહેતો.) (૨) સ્વામિનારાયણ સંપ્રદાયનો ભક્ત જન. (૩) (લા.) ભલો ભોળો માણસ, ભગવાનનું માણસ. (૪) ભંગી ચમાર હાડી વણકર વગેરે પૂર્વે અ-સ્પૃશ્ય ગણાતી હતી તે હિંદુ કોમને માટે ગાંધીજીએ આપેલી સંજ્ઞા
**હરિણ** ન. [સં.,પું.] જુઓ 'હરણ.[2]'
**હરિણ-પ્લુતા** સ્ત્રી. [સં] અર્ધ-સમ એક ગણ-મેળ છંદ. (પિં.)
**હરિણાક્ષી** વિ.,સ્ત્રી. [સં. हरिण+अक्षि, સમાસમાં हरिणाक्ष અને સ્ત્રી.] હરણનાં જેવાં સુંદર નેત્રોવાળી સ્ત્રી, મૃગ-નયની, મૃગાક્ષી [અક્ષરોનો એક ગણ-મેળ છંદ. (પિં.)
**હરિણી** સ્ત્રી. [સં.] મૃગલી. (૨) એ નામનો સત્તર
**હરિત** વિ. [સં.] લીલા રંગનું. (૨) પું. (ર.વિ.) 'ક્લોરિન' વાયુ [હરતાળ
**હરિતાલ** સ્ત્રી. [સં.,ન.] એક જાતની પીળા રંગની ઉપ-ધાતુ,
**હરિતાલી** સ્ત્રી. [સં.] અમુક પદાર્થનો મીઠાના તેજાબ સાથે જામતાં થતો ક્ષાર. (૨) ધરો, ધ્રોકડ, દુર્વા. (૩) આકાશમાંની મેઘની રેખા
**હરિ-દાસ** જુઓ 'હર-દાસ.'
**હરિદ્રા** સ્ત્રી. [સં.] હળદર
**હરિ-દ્વાર** જુઓ 'હર-દ્વાર.'
**હરિપાદોદક** ન. [સં. हरि + पाद + उदक] ભગવાનના ચરણનું પવિત્ર જળ. (૨) (લા.) ગંગાનદી [-ભક્ત.'
**હરિ-બંદો** (-બન્દો) પું. [+ જુઓ 'બંદો.'] જુઓ 'હરિ-
**હરિ-બાલ(-ળ)** ન. [સં.,પું.] સિંહનું બચ્ચું
**હરિ-ભક્ત** પું. [સં.] ભગવાનને શરણે જઈ રહેલો જીવ
**હરિ-ભક્તિ** સ્ત્રી. [સં.] ભગવાનની અનન્ય શરણ-ભાવના. (૨) હરિ-ભજન કરવું એ
**હરિ-ભજન** ન. [સં.] જુઓ 'હરિ-ભક્તિ(૨).' [(સ્ત્રી)
**હરિ-મુખી** વિ.,સ્ત્રી. [સં.] ચંદ્રના જેવા મુખવાળી, ચંદ્રમુખી
**હરિયાળી** સ્ત્રી. [જુઓ 'હરિયાળું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જેના પર લીલાં ઘાસ-વનસ્પતિ છોડવા વગેરે છવાઈ ગયેલ હોય તેવી જમીન
**હરિયાળી અમાસ** સ્ત્રી. [જુઓ 'હરિયાળું' + 'અમાસ.'] આષાઢ વદિ અમાસ કે જે દિવસ હિંડોળાને લીલાં પાંદડાં બાંધી યા ઝાડની ડાળીઓનો ઝૂલો બનાવી ઠાકોરજીને ઝુલાવવામાં આવે છે. (પુષ્ટિ.) (સંજ્ઞા.)
**હરિયાળી ત્રી(-તી)જ** સ્ત્રી. [જુઓ 'હરિયાળું' + 'ત્રી(-તી)-જ.'] શ્રાવણ સુદિ ત્રીજનો દિવસ કે જે દિવસે વનસ્પતિ પાંદડાંની બિછાવટ ઉપર હિંડોળામાં પ્રભુને ઝુલાવવામાં આવે છે. (પુષ્ટિ.) (સંજ્ઞા.)
**હરિયાળું** વિ. [સં. हरित > પ્રા. हरिय + ગુ. 'આળું' સ્વાર્થે ત.પ્ર.] લીલી વનસ્પતિના રંગનું, લીલું કુંજર
**હરિ-રસ** પું. [સં.] પ્રભુના ગુણાનુવાદ-રૂપી રસ
**હરિ-લંકી** (-લઙ્કી) વિ.,સ્ત્રી. [સં. हरि + 'લંક' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] સિંહના જેવી પાતળી કેડવાળી (મનોહર) સ્ત્રી
**હરિ-લીલા** સ્ત્રી. [સં.] ભગવાનની વિવિધ ક્રીડા
**હરિવક્ત્રા** સ્ત્રી. [સં.], **હરિવદની** વિ., સ્ત્રી. [સં. हरिवदना + ગુ. 'ઈ' સ્વાર્થે સ્ત્રીપ્રત્યય] જુઓ 'હરિમુખી.'
**હરિ-વર** પું. [સં.] સર્વ-શ્રેષ્ઠ ભગવાન
**હરિ-વલ્લભ** વિ. [સં.] ભગવાનને વહાલું
**હરિ-વંશ** (-વંશ) પું. [સં.] યાદવોનો વંશ (શ્રીકૃષ્ણ તેમ નેમિનાથનો પણ). (૨) જેમાં શ્રીકૃષ્ણનું ચરિત આપવામાં આવ્યું છે તેવો મહાભારતના ખિલપર્વ-રૂપ પુરાણ-ગ્રંથ. (સંજ્ઞા.) (૩) જેમાં નેમિનાથનું ચરિત આપવામાં આવ્યું છે તેવો સંસ્કૃત તેવો પ્રાકૃત જૈન ગ્રંથ. (સંજ્ઞા.)
**હરિ-વાસર** પું. [સં.] દરેક હિંદુ મહિનાની એકાદશીનો દિવસ. (૨) બારસનો દિવસ, હરિ-દિન
**હરિ-વાહન** ન., પું. [સં.,પું.] ભગવાન વિષ્ણુના વાહન-રૂપ ગણાતો ગરુડ (પક્ષી)

**હરિશ્ચંદ્ર** (હરિશ્ચન્દ્ર) પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે સૂર્ય-વંશનો એક સત્ય-વ્રત રાજવી. (સંજ્ઞા.)

**હરિ-હર** પું., બ.વ. [સં.] ભગવાન વિષ્ણુ અને મહાદેવજી

**હરી** વિ. [સં. हरित > પ્રા. हरिअ, લીલું] (લા.) ઉનાળામાં પાણી પાઈ પકવેલું. (૨) સ્ત્રી. ઉનાળુ મોલ

**હરીતકી** સ્ત્રી. [સં] હરડાંનું ઝાડ [(૩) શત્રુ, દુશ્મન

**હરીફ** વિ. [અર.] પ્રતિસ્પર્ધી. (૨) સામાવાળો, પ્રતિપક્ષી.

**હરીફાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.], **હરીફી** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સ્પર્ધા, બરોબરી. (૨) સરસાઈ. (૩) શરત. (૪) શત્રુ-તા

**હરીરો** પું. [અર. હરીરહ્] ગોળમાણું, ગળમાણું

**હરીશ્વર** પું. [સં. हरि + ईश्वर] વાનરોનો રાજા (સુગ્રીવ વગેરે)

**હરીસો** પું. એક પ્રકારનું ચોખાના લોટનું મિષ્ટાન્ન. (૨) માંસ-ચોખા-ઘી-મીઠાનો એક ખાદ્ય પદાર્થ

**હરુભરુ** ક્રિ.વિ. જુઓ 'રૂબરૂ.' [લીલી ઝાંયનું

**હરું** (-રવું) વિ. [સં. हरित- > પ્રા. हरिअ-] લીલા રંગનું,

**હરેક** વિ. [જુઓ 'હર[2]' + સં. एक] દરેક, પ્રત્યેક

**હરેડ(-ડુ)** વિ. ભારે વ્યસની. (૨) ખરી લાગણીનું, અનન્ય ભાવવાળું

**હરેડી** જુઓ 'હરેડી.'

**હરેરવું** અ.ક્રિ. ના-હિંમત થવું. (૨) શક્તિ-હીન થવું. (૩) કંટાળવું, નાસીપાસ થવું. **હરેરાવું** ભાવે., ક્રિ.

**હરેરી** સ્ત્રી. [જુઓ 'હરેરવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] હરેરવાની ક્રિયા, હરેડી

**હરોલ, -ળ** સ્ત્રી. [તુર્કી. હરાવુલ્] લશ્કરનો પાછલો ભાગ. (૨) હાર, પંક્તિ, ઓળ. (૩) (લા.) બરાબરી, સમાન-તા

**હર્તા** વિ., [સં.,પું.] હરણ કરનાર, હરીને ઉઠાવી લઈ જનાર [હવેલી

**હર્મ્ય** ન. [સં.] મોટું વિશાળ વધુ-માળી મકાન, મહાલય,

**હર્યું-ભર્યું** વિ. [જુઓ 'હરું' + 'ભરવું' + ગુ. 'યું' ભૂ. કૃ.] હરિયાળીથી ભરેલું, લીલુંછમ. (૨) (લા.) સમૃદ્ધ

**હર્શલ** પું. [અં.] એ નામનો એક અંગ્રેજ કે જેણે 'યુરેનસ' નામનો ગ્રહ શોધી કાઢેલો. (સંજ્ઞા.) (૨) એના માનમાં પછી શોધાયેલા દૂરના એક ગ્રહને અપાયેલું નામ. (સંજ્ઞા.)

**હર્ષ** પું. [સં.] આનંદ, હરખ, ખુશાલી, ખુશી

**હર્ષ-કાલીન** વિ. [સં.] સાતમી સદીના સમ્રાટ હર્ષવર્ધનના સમયનું

**હર્ષ-જન્ય** વિ. [સં.] હર્ષને લીધે ઉત્પન્ન થાય તેવું

**હર્ષ-નાદ** પું. [સં.] થયેલા આનંદને લીધે કરાતો મીઠો અવાજ

**હર્ષ-વર્ષણ[1]** ન. [સં.] આનંદની ઊડતી છાળ

**હર્ષ-વર્ષણ[2]** વિ. [સં.] હર્ષ વરસાવનાર, આનંદની છોળો ઉછાળનાર [આવતાં આંસુ

**હર્ષાશ્રુ** ન., બ.વ. [+ સં. अश्रु] હર્ષને લીધે આંખમાં

**હર્ષામર્ષ** પું., બ.વ. [+ સં. अ-मर्ष] આનંદ અને ક્રોધ

**હર્ષિત** વિ. [સં.] હર્ષવાળું, આનંદિત

**હલ** ક્રિ.વિ. [હિં.] નિર્ણીત, ઊકલેલું

**હલક** સ્ત્રી. [અર. હલ્ક્] ગળામાંથી નીકળતો મધુરીલો ઝીણો અવાજ. (૨) પ્રતિ-ઘોષ, પડઘો. (૩) (લા.) ઉતાવળ, ત્વરા

**હલકટ** વિ. [જુઓ 'હલકું' દ્વારા.] નીચ પ્રકૃતિનું, હલકા સ્વભાવનું. (૨) નીચું, અધમ

**હલક-દાર** વિ. [જુઓ 'હલક' + ફા. પ્રત્યય] હલક-વાળું

**હલકવું** અ.ક્રિ. [જુઓ 'હલકો,' -ના.ધા.] હલકદાર લહેકાથી ગાવું. (૨) હલકદાર લહેકાથી ફરવું. **હલકાવું** ભાવે., ક્રિ. **હલકાવવું** પ્રે.,સ.ક્રિ.

**હલકાઈ** સ્ત્રી. [જુઓ 'હલકું[1]' + ગુ. 'આઈ' ત.પ્ર.] હલકા-પણું, અધમ-તા, નીચ-તા [શબ્દ

**હલકાર[1]** પું. [રવા.] હલકારવું એ, પડકાર, ઉત્તેજનાનો

**હલકાર[2]** પું. [ફા. હકરિહ્] જુઓ હલકારો.'

**હલકારવું** સ.ક્રિ. [જુઓ 'હલકાર.[1]' -ના.ધા.] પડકાર કરવો. (૨) 'હલ હલ' કરી હંકારવું. **હલકારાવું** કર્મણિ., ક્રિ. **હલકારાવવું** પ્રે.,સ.ક્રિ.

**હલકારાવવું, હલકારાવું** જુઓ 'હલકારવું'માં.

**હલકારો[1]** પું. [જુઓ 'હલકાર[1]' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] પેટનું ઊછળવું એ [હલકાર

**હલકારો[2]** પું. [ફા. હકરિહ્] કાસદ, ખેપિયો, ટપાલિયો,

**હલકાવવું, હલકાવું** જુઓ 'હલકવું'માં.

**હલકાશ** (-શ્ય) સ્ત્રી. [જુઓ 'હલકું' + ગુ. 'આશ' ત.પ્ર.] હળવાપણું, ફોરાપણું. (૨) અધમ-તા, નીચ-તા, હલકાઈ

**હલકું** વિ. [સં. लघुक- > પ્રા. लहुअ, हलुअ- દ્વારા] વજનમાં હળવું, ફોરું. (૨) (લા.) તરત પચી જાય તેવું, સુ-પાચ્ય, નીચ પ્રકૃતિનું, અધમ. (૩) [-કાનું પેટ (રૂ.પ્ર.) તુચ્છ માણસ. ૦ **કરવું** (રૂ.પ્ર.) અન્નનો કૂચો કાઢવો. ૦ **પડવું** (રૂ.પ્ર.) અપમાનિત થવું. ૦ **પાડવું** (રૂ.પ્ર.) અપમાનિત કરવું, ઉતારી પાડવું. ૦ **પાણી** (રૂ.પ્ર.) કોઈ પણ જાતના રાસાયણિક સંયોગ વિનાનું પાણી, 'સૉફ્ટ વૉટર.' ૦ **ફુલ** (રૂ.પ્ર.) તદ્દન ફોરું. ૦ **લોહી** (રૂ.પ્ર.) અ-કુળવાન (૨) નિંદા-પાત્ર

**હલ-ઘડી, ૦એ** ક્રિ.વિ. [જુઓ 'હાલ[2]' + 'ઘડી' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] હાલ ઘડીએ, હમણાં, અત્યારે જ

**હલ-ચલ** (હલ્ય-ચલ્ય) સ્ત્રી. [હિં.] હિલ-ચાલ, હાલ-ચાલ, પ્રવૃત્તિ

**હલચો** જુઓ 'હડચો.'

**હલદૂપ, -ફ** પું., સ્ત્રી. લોઢાના ઉલાળા સાથેની સાંકળ

**હલ(-ળ)-ધર** પું. [સં.] જેનું હથિયાર હળ હતું તેવા બલરામ (શ્રીકૃષ્ણના મોટા ભાઈ). (સંજ્ઞા.)

**હલન-ચલન** ન. [જુઓ 'હાલવું + 'ચાલવું' + 'અન' કૃ.પ્ર. એઉનાં સંસ્કૃતાભાસી] જુઓ 'હલ-ચલ.'

**હલ(-ળ)પતિ** પું [સં.] ખેડૂત

**હલફ** જુઓ 'હરફ. (૨) સોગંદ, સમ, કસમ

**હલ-ફલ** (હલ્ય-ફલ્ય) સ્ત્રી. [દે. પ્રા. हल्ल-फल्ल, ન.] આમથી તેમ ફર્યા કરવું, હલ-ચલ

**હલફલવું** અ. ક્રિ. [જુઓ 'હલ-ફલ,' ના. ધા.] આમ તેમ ફર્યા કરવું, હલમલવું. (૨) (લા.) ખળવળવું. **હલફલાવું** ભાવે., ક્રિ.

**હલફલિયું, હલફલું** વિ. [જુઓ 'હલ-ફલ' + 'ગુ. 'ઉ' + 'ઇયું' ત.પ્ર.] હલ-ફલ કરનારું, ઉતાવળિયું

**હલ-ભલ** (હલ્ય-ભલ્ય) સ્ત્રી. ગભરાટમાં આમ તેમ હલવું એ

**હલ-મલ** [હલ્ય-મલ્ય) સ્રી. જુઓ 'હલ-ફલ.' (૨) ધાંધલ ધમાલ

**હલર** ન. [અં] ડાંગર ખાંડવાનો સંચો

**હલ(-લા)વવું** જુઓ 'હાલવું'માં.

**હલવા** સ્રી. મુંબઈ કિનારા નજીક થતી એક જાતની માછલી

**હલવાઈ** પું. [અર.] મીઠાઈ તૈયાર કરી વેચનાર વેપારી–કંદોઈ, સુખડિયો

**હલવાન**[1] ન. [અર.] કોર-ભરત વગરનો સાદો કામળો

**હલવાન**[2] ન. [અર.] બકરીનું ધાવણું બચ્ચું, બદીલું

**હલવાસણ** ન. [જુઓ 'હલવો' દ્વારા.] ખંભાત બાજુ બનતી માવાની એક મીઠાઈ

**હલવું** અ. ક્રિ. [દે. પ્રા. हल्ल] ગતિમાં હોવું, ધીમું ઝૂલવું. **હલવવું** પ્રે.,સ.ક્રિ. ચલાવી લેવું, **હલાવવું**[1] પ્રે.,સ.ક્રિ. ચલાવવું તેમ તદ્દત્ રહેવા દેવું

**હલવો** પું. [અર. 'હલ્વા' મીઠી વાની-મીઠાઈ] દૂધીને ખમણી દૂધ કે માવા સાથે બનાવાતી એક મીઠાઈ. (૨) શીરો (મુસ્લિમોમાં)

**હલસાણી** વિ. જેમાં તેમાં માથું મારી કરનારું, ઘુસણિયું

**હલસો** પું. શ્વાસનો ઉછાળ. (૨) જુઓ 'હડચો.'

**હલ-હલ** (હલ્ય-હલ્ય) સ્રી. [જુઓ 'હલવું,'-દ્વિર્ભાવ.] 'ચાલો ચાલો' એવા પડકાર

**હલહલાટ** પું, [જુઓ 'હલ-હલ' + ગુ. 'આટ' ત.પ્ર.] 'હલ હલ' એવો પ્રબળ અવાજ, કોલાહલ

**હલંત** (હલન્ત) વિ. [સં. પાણિનિ - વ્યાકરણનો વ્યંજન પ્રત્યાહાર हल् (=વ્યંજન બધા) + अन्त] જેને અંતે વ્યંજન આવ્યો હોય તેવું (શબ્દ.) (વ્યા.)

**હલં(-લું)બો** (હલ(-લુ) મ્બો) પું. મોટો રસ્તો. (૨) હુમલો, હલ્લો. (૩) ભિરદી, ભીડ. (૪) હડચો

**હલા** કે.પ્ર. [સં.] 'હે સખી' એ માટેનું સંબોધન. (નાટ્ય.)

**હલાક** વિ.,ક્રિ વિ. [અર.] હેરાન-પરેશાન, દુ:ખી દુ:ખી. [૦ **કરવું** (રૂ.પ્ર.) કનડવું. ૦ **થવું** (રૂ.પ્ર.) કંટાળી જવું. ૦ **મેળવવું** (રૂ.પ્ર.) હેરાન કરવું]

**હલાકત, હલાકી** સ્રી. [અર. હલાકી] હલાક થવું એ, હેરાનગત, પરેશાની, પ્રબળ અથડામણ, હાલાકી. (૨) નાશ. (૩) ખેંચ, તંગી, તાણ [જમીનને ખેડવી એ

**હલાણું** ન. આખું ખેતર ન ખેડાય ત્યારે ટુકડે ટુકડે

**હલાફલ** (-લ્ય) જુઓ 'હલ-ફલ.'

**હલામણ** સ્રી. [જુઓ 'હાલવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] આમ તેમ હાલવું એ. (૨) હલાવવાનું મહેનતાણું. (૩) (લા.) અથડામણ, હાલાકી [અથડામણ

**હલામણું** ન. [જુઓ 'હાલવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.]

**હલાયુધ** પું. [સં. हल + आ-युध] જુઓ 'હલ(-ળ)-ધર.'

**હલાલ** વિ. [અર.] ધર્મથી જે કરવાની અનુજ્ઞા હોય તેવું, કાયદેસરનું (ઇસ્લામની શરિયત પ્રમાણે). [૦ **કરવું** (રૂ.પ્ર.) ઇસ્લામી ધર્મના કાનૂનને અનુસરી પશુ-હિંસા કરવી. (૨) હડક કરવું, વફાદાર રહેવું

**હલાલ-ખોર** વિ. [ + ફા. પ્રત્યય] કાનૂન પ્રમાણે મારેલા પશુનું માંસ ખાનાર. (૨) ખાટકી, કસાઈ

**હલાલી**[1] વિ. [ + ગુ. 'ઈ.' ત.પ્ર.] ધર્મના કાનૂન પ્રમાણે મારવામાં આવેલા પશુને લગતું

**હલાલી**[2] સ્રી. [અર.] સોંપેલું કાર્ય નિષ્ઠાથી કરવું એ. (૨) નિષ્ઠા, વફાદારી

**હલાવવું** જુઓ 'હાલવું'માં. [**જીભ (કે લૂલી) હલાવવી** (રૂ.પ્ર.) ઉત્તર આપવો. (૨) ભલામણ કરવી. **ડોચો હલાવવો** (રૂ પ્ર ) દખલ કરવી. **માથું હલાવવું** (રૂ.પ્ર.) હા કે ના કહેવી. **હાથ હલાવવા** (રૂ.પ્ર.) કામે લાગવું]

**હલાવું** જુઓ 'હલવું'-'હાલવું' માં. [આસન. (યોગ.)

**હલાસન** ન. [સં हल + आसन] યોગનું એ નામનું એક

**હ(-હા)લા(-ળા)હલ(-ળ)** ન. [સં.] ઘણું કાતિલ ઝેર

**હલીસાણ** વિ. [ફા. આલીશાન] જુઓ 'આલીશાન.'

**હલેતું** જુઓ 'અલેતું.'

**હલેલ** ન. [ચરે.] હલામણ, લફરું

**હલેસવું** સ.ક્રિ. [જુઓ હલેસું,' ના.ધા.] હલેસાં મારવાં, હલેસાં આગળ ચલાવવાં. (વહાણ.) **હલેસાવું** કર્મણિ., ક્રિ. **હલેસાવવું** પ્રે., સ.ક્રિ.

**હલેસા-દાર** વિ., પું. [જુઓ 'હલેસું,' + ફા. પ્રત્યય.] હલેસાંવાળો ખારવો, હલેસાં મારનાર નાવિક

**હલેસાવવું, હલેસાવું** જુઓ 'હલેસવું'માં.

**હલેસું** ન. નાના મછવા હોડકાં વગેરે પાણીમાં ચલાવવાને નીચેના ભાગે પાટિયું જડેલો લાકડાનો દંડો. (વહાણ.) [**-સાં મારવાં** (રૂ.પ્ર.) પાણીમાં હલેસાં બોળી પોતા તરફ તાણવાં. **પોતાને હલેસે તરવું** (રૂ.પ્ર.) પોતાનાં સાધનોથી જ આગળ વધવું]

**હલો**[1] પું. ઝપટો, ડાઠ-માઠ, હલ્લો [ફિકર, હલ્લો

**હલો**[2] પું. દિવસ ગુજારવાનું સાધન, કામ-ધંધો. (૨) આપદા,

**હલો**[3] કે.પ્ર. [અં. 'એલાઉ.'] ટેલિફોન પર વાત કરતાં સામાને બોલવા નિમંત્રતો ઉદ્ગાર, હલ્લો

**હલોલ** વિ. [ચરે.] મંદ બુદ્ધિનું

**હલ-ચિહ્ન** ન. [સં.] સ્વર-રહિત વ્યંજન બતાવવાની ખોડાની નિશાની (્), (વ્યા.) [ખોર, આ-ક્રમક

**હલ્લા-ખોર** વિ. [જુઓ 'હલ્લો[2]' + ફા. પ્રત્યય.] હુમલા-

**હલ્લીશ(-ષ)ક** ન. [સં.; મૂળમાં કોઈ દે.પ્રા. શબ્દ હતો તેનું સંસ્કૃતીકરણ] રાસ–પ્રકારનું એક ઉપ-રૂપક અને એમાં થતું એક પુરુષનું અનેક સ્રીઓ સાથેનું સમૂહ-નૃત્ત. (નાટ્ય.)

**હલ્લો**[1] જુઓ 'હલો.[2]'

**હલ્લો**[2] પું. હુમલો. (૨) આઘાત

**હલ્લો**[3] જુઓ 'હલો.[3]'

**હલ્-સંધિ** (-સન્ધિ) સ્રી. [સં.,પું.] વ્યંજનની સ્વર સાથે અને વ્યંજન સાથે શબ્દોમાં જોડાવાની ઉચ્ચારણીય પ્રક્રિયા. (વ્યા.) [યુક્તિ-પ્રયુક્તિ

**હવ-કવ** ન. [સં. हव्य-कव्य] જુઓ 'હવ્ય-કવ્ય.' (૨) (લા.)

**હવદ** જુઓ 'અવદ.'

**હવડાં, -ડે** ક્રિ.વિ. [જુઓ 'હમણાં'–ઉચ્ચારણ-ભેદ + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] જુઓ 'હમણાં.'

**હવણ** (-ણ્ય) સ્રી. સોબત, સંગત. (૨) સહેલ, મોજ

**હવણાં** ક્રિ.વિ. [જુઓ 'હમણાં,'–ઉચ્ચારણ-ભેદ.] જુઓ

'હમણાં.'

**હવન** પું. [સં.,ન.] હોમ. (૨) યજ્ઞ. [**૦માં પડવું** (રૂ.પ્ર.) વ્યર્થ ભોગ આપવો. (૨) ખોટી પંચાતમાં પડવું. **૦માં હાડકું** (રૂ.પ્ર.) વિઘ્ન]

**હવસ** પું. [અર. એક પ્રકારનું ગાંડપણ] (લા.) કામ-વાસના

**હવસ-ખોર** વિ., પું. [+ફા. પ્રત્યય] કામ-વાસનાવાળો પુરુષ, કામી માણસ

**હવસખોરી** સ્ત્રી. [+ફા. પ્રત્યય] કામવાસનાની પ્રબળ વૃત્તિ

**હવસી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'હવસ-ખોર.'

**હવા** સ્ત્રી. [અર.] વાયુ, પવન. (૨) (લા.) વાતાવરણ. (૩) ભેજ, ભીનાશ. (૪) ખોટી સાચી ચાલતી ખબર, અફવા. [**૦ ઊડવી** (રૂ.પ્ર.) ખોટી વાત ફેલાવી. **૦ ખાવી** (રૂ.પ્ર.) સ્વચ્છ હવા મેળવવી. (૨) કાંઈ ન મળવું. **૦ ચંગ કરવી** (-ચઙ્-) (રૂ.પ્ર.) ઉડાડી મૂકવું. **૦ થઈ જવું** (રૂ.પ્ર.) છોપડી નીકળવું. **૦પાણી** (રૂ.પ્ર.) આબો-હવા. **૦ ફેલાવી** (રૂ.પ્ર.) બહાર પાડી દેવું. **૦ બદલાવી** (રૂ.પ્ર.) સમયને અનુકૂળ થઈ વર્તવું. **૦માં અધ્ધ(-ધ્ધ)ર લટકવું** (રૂ.પ્ર.) ટિચાયા કરવું. **૦માં ઊડી જવું** (રૂ.પ્ર.) નિરર્થક પુરવાર થવું. (૨) નકામું જવું. (૩) ગૂમ થવું. **૦માં કિલ્લા બાંધવા** (રૂ.પ્ર.) ખોટી આશાઓ બાંધવી. **૦માં બાચકા ભરવા** (રૂ.પ્ર.) ફોકટ પ્રયાસ કરવો. **૦ લાગવી** (રૂ.પ્ર.) ભેજની અસર થવી. (૨) સોબતની અસર થવી. **૦ સાથે લડવું** (રૂ.પ્ર.) નકામું આખડી પડવું. **૦ સુધરવી** (રૂ.પ્ર.) સંચારી રોગ નષ્ટ થવો]

**હવાઈ**[1] વિ. [+ગુ. 'આઈ' ત.પ્ર.] હવાને લગતું. (૨) હવામાં ફરનારું. (૩) હવાના રૂપનું. (૪) (લા.) કલ્પના-જન્ય, મનસ્વી, તરંગી, ખાલી, મિથ્યા. [**૦ કિલ્લા બાંધવા** (રૂ.પ્ર.) મૂળ-માથા વિનાનાં સ્વપ્નાં સેવવાં, મોહક વિચાર કરવા]

**હવાઈ**[2] સ્ત્રી. [જુઓ 'હવા' દ્વારા.] આકાશમાં ઉડાડવાની એક આતશબાજી. [**૦ છૂટવી** (રૂ.પ્ર.) અમુક અફવા જોસ-બંધ ચાલુ થવી]

**હવાઈ છત્રી** સ્ત્રી. [જુઓ 'હવાઈ' + 'છત્રી.'] ઊંચે વિમાન-માંથી ઊતરવા માટેની ખાસ પ્રકારની છત્રી, 'પેરેશ્યૂટ'

**હવાઈ જહાજ** ન. [જુઓ 'હવાઈ[1]' + 'જહાજ.'] વિમાન, 'ઍરોપ્લે(૦ઇ)ન'

**હવાઈ ડાક** સ્ત્રી. [જુઓ 'હવાઈ[1]' + 'ડાક.'] વિમાન દ્વારા આવતી-જતી ટપાલ, 'ઍર-મેઇલ' [વાપરવાની તોપ

**હવાઈ તોપ** સ્ત્રી. [જુઓ 'હવાઈ + 'તોપ.'] વિમાનમાં રાખી

**હવાઈ દલ(-ળ)** ન. [જુઓ 'હવાઈ[1]' + સં.] વિમાની લશ્કર

**હવા-ખોર** વિ. [જુઓ 'હવા + ફા. પ્રત્યય] હવા ખાવાની ટેવવાળું

**હવાખોરી** સ્ત્રી. [+ફા. 'ઈ' પ્ર.] હવા ખાવાની ટેવ

**હવા-ગાડી** સ્ત્રી. [જુઓ 'હવા + 'ગાડી.'] (જાણે કે હવામાં ઊડતી હોય એમ ચાલતી હોઈ) (લા.) મોટર-ગાડી

**હવા-ચુસ્ત** વિ. [+ જુઓ 'ચુસ્ત.'] હવાની હેર-ફેર ન કરવા દે તેવું, બહારના વાયુથી અભેદ્ય, 'ઍર-ટાઇટ'

**હવાટ** પું. [અર. 'હવા' દ્વારા] હવાની આર્દ્ર અસર, હવાઈ ગયાની અસર, ભીનાશ, ભેજ [નાનો હવાડો, અવેડો

**હવા(-વે)ડી** સ્ત્રી. [જુઓ 'હવા(-વે)ડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.]

**હવા(-વે)ડો** પું. [જુઓ 'અવા(-વે)ડો.'] જુઓ 'અવાડો.' [**કૂવો હવા(-વે)ડો કરવો** (રૂ.પ્ર.) આપ-ઘાત કરવો]

**હવાતિયું** ન. [અર. 'હવા' દ્વારા] (લા.) મિથ્યા ફાંફાં મારવાં એ, વલખાં, બાથોડિયાં. [**૦ મારવાં** (રૂ.પ્ર.) નિરર્થક પ્રયત્ન કરવો]

**હવા-દાર** વિ. [અર. + ફા. પ્રત્યય] જેમાં હવાની આવ-જા થતી હોય તેવું, હવાવાળું, 'વેન્ટિલેઇટેડ'

**હવા-દારી** સ્ત્રી. [અર. + ફા. પ્રત્યય] હવાદાર હોવાપણું, 'વેન્ટિલેશન' [વાતાવરણ

**હવા-પાણી** ન.,બ.વ. [અર. + જુઓ 'પાણી.'] આબો-હવા,

**હવા-ફેર** પું. [અર. + જુઓ 'ફેર.'] માંદા કે સાજાને પણ વધુ તંદુરસ્તી મેળવવા વધુ સારી આબોહવાવાળા સ્થાનમાં જઈ રહેવું એ, હવા-પલટ, 'ચેઇન્જ ઑફ એર'

**હવા-બંધ** (-બન્ધ) વિ. [અર. + સં.] જુઓ 'હવા-ચુસ્ત.'

**હવા-બારિયું** ન. [અર. + જુઓ 'બાર' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.], **હવા-બારી** સ્ત્રી. [+ જુઓ 'બારી.'] જેમાંથી તાજી હવા આવ્યા કરે તેવું જાળિયું, 'વેન્ટિલેટર'

**હવા-ભાર-માપક** ન. [અર. + સં.] હવાનું વજન માપવાનું યંત્ર, વાયુ-ભાર-માપક, 'બૅરોમીટર'

**હવા-માન** ન. [અર. + સં.] હવામાં રહેલી ગરમીનું માપ. (૨) વાતાવરણ, આબો-હવા, હવા-પાણી

**હવામાન-યંત્ર** (-યન્ત્ર) ન. [+સં.] વિમાન વગેરેમાં વાતા-વરણ તેમજ ભૌગોલિક પરિસ્થિતિ માપવાનું યંત્ર

**હવારો** પું. લોટ ચાળવાની ઝીણી ચાળણી

**હવાલ** પું.,બ.વ. [અર. અહ્વાલ્] હાલત, અવસ્થા, દશા, સ્થિતિ. (મોટે ભાગે 'હાલ-હવાલ' એવો જોડિયો પ્રયોગ)

**હવાલ-દાર** પું. [જુઓ 'હવાલો' + ફા. પ્રત્યય] અમુક સંખ્યાના સિપાઈઓનો હવાલો ધરાવનાર ફોજી અધિકારી

**હવાલદારી** સ્ત્રી. [+ફા. પ્રત્યય] હવાલદારનો દરજ્જો તેમ કામગીરી

**હવાલે** ક્રિ.વિ. [જુઓ 'હવાલો' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] સુપ્રત, કબજે. [**૦ કરવું** (રૂ.પ્ર.) સોંપી દેવું]

**હવાલો** પું. [અર. હવાલહ્] કબજો, તાબો. (૨) સુપરત, સોંપણી, ભાળવણી. (૩) કારભાર. (૪) એકબીજાનાં ખાતાં માંડી વાળવા લખાતું સામસામે ઊવરી જાય એ પ્રકારનું ચોપડાનું લખાણ. (૫) સંદર્ભ, 'રેફરન્સ.' [**૦ આપવો** (રૂ.પ્ર.) આધાર કે સંદર્ભ ટાંકવો. **૦ દેવો** (રૂ.પ્ર.) પતાવણી કરવી. **૦ ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) નામામાં ખાતે–જમેનું નામું સામસામું ઊવરી જાય તે પ્રમાણે લખવું. **૦ લેવા** (રૂ.પ્ર.) કબજો સંભાળવો]

**હવાવું** અ.ક્રિ. [અર. 'હવા,'-ના.ધા.] હવા લાગવી, ભેજ લાગવો, ભીનાશવાળું થવું

**હ(-હા)વાં** ક્રિ.વિ. [સં. अथवा > પ્રા. अहवा > જૂ.ગુ. हवइ > 'હવે' + જૂ.ગુ. 'આં' સા.વિ.,પ્ર.] જુઓ 'હવે.' (જૂનો પ્રયોગ)

**હવિ** પું.,ન. [સં. हविस्, ન.] યજ્ઞમાં અપાતો બલિ,

આકૃતિનો પદાર્થ, હવિષ્ય, 'ઑબ્લેશન'

**હવિર્યજ્ઞ** પું. [સં. हविस् + यज्ञ, સંધિથી] ઘી દૂધ ધાન્ય વગેરેથી થતો યજ્ઞ [પદાર્થ

**હવિષ** ન. [સં. हविस्=हविष्], **-ષ્ય** ન. [સં.] હોમવાના

**હવિષ્યાન્ન** ન. [+ સં. अन्न] યજ્ઞમાં તેમ ઉપવાસમાં કામ લાગે તેવું અનાજ કે ખાદ્ય. (એમાં 'ઘી' એક પદાર્થ હોય જ છે.)

**હવું**[1] અ.ક્રિ. ['હતું' 'હનાર' 'હશે' 'હઇશ' જેવાં રૂપોમાં 'હ' દેખાતો હોઈ 'હો'નું વૈકલ્પિક રૂપ માની લેવામાં આવ્યું છે.] જુઓ 'હોવું.' [વિકાર] થયું

**હવું**[2] ભૂ.કા. [જૂ.ગુ. 'હુઉં'નો વિકસેલો જૂ.ગુ.માંનો

**હવે** ક્રિ.વિ. [સં. अथवा > પ્રા. अहवा > જૂ.ગુ. 'હવઇ'] આ સમય પછી, અત્યારે પછી તરત જ, અતઃપર

**હવેજ** પું. રાઈ મેથી મરચાં હળદર હીંગ વગેરેનો તેલમાં જરા સોંતરી ખાંડી બનાવેલો અથાણાં માટેનો મસાલો, સંભારો. (૨) ધાણા જીરું હીંગ મરચાં વગેરેનો દાળ-શાકમાં નાખવાનો મસાલો

**હવેજિયું** વિ. [જુઓ 'હવેજ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હવેજ ભરી તૈયાર કરેલું કે વઘારેલું યા પકવેલું, સંભારિયું

**હવેડી** જુઓ 'હવાડી' - 'અવેડી.'

**હવેડો** જુઓ 'હવાડો' - 'અવેડો.'

**હવેરું** વિ. ગભરાયેલું, બાવરું

**હવેલી** સ્ત્રી. [અર. 'હવાલી' > ફા. 'હવેલી,' તત્સમ] ચારે બાજુ ભીંતોવાળું વિશાળ મકાન. મહાલય, હર્મ્ય. (૨) પુષ્ટિમાર્ગીય મોટું વિશાળ મંદિર. (પુષ્ટિ.)

**હવેલી-ધર્મ** પું. [+ સં.] પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાય. (સંજ્ઞા)

**હવેલી-સંગીત** (સઙ્ગીત) ન. [+ સં.] પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મંદિરોમાં ગવાતું અષ્ટ-છાપ વ્રજભાષી અને એવા બીજા ભક્ત-કવિઓનાં વ્રજભાષામાં રચાયેલાં કીર્તનોનું ધ્રુપદ-ધમારનું પ્રૌઢ શાસ્ત્રીય ગાણું. (સંજ્ઞા.)

**હવૈડું** ન. જુઓ 'રાંપડી' - 'ભગડિયું.'

**હવ્ય** વિ. [સં.] યજ્ઞમાં હોમવા જેવું. (૨) ન. યજ્ઞમાં દેવોને ઉદ્દેશી હોમવાની સામગ્રી

**હવ્ય-કવ્ય** ન. [+ સં.] દેવોને ઉદ્દેશી તેમ પિતૃઓને ઉદ્દેશી હોમવાના પદાર્થ

**હશમ** પું. [અર. હશમ્] સિપાઈ, સૈનિક. (૨) નોકર-ચાકર

**હશર** સ્ત્રી. [અર. હશ્ર્] ઇન્સાફનો છેલ્લો દિવસ, કયામત

**હશીશ** પું [અર.] ગાંજો, હાશીશ (કેફી વનસ્પતિ)

**હશે** જુઓ 'હોવું'માં. (૨) કે.પ્ર. 'ખેર' 'કાંઈ ચિંતા નહિ' વગેરેના ભાવનો ઉદ્ગાર

**હશેકું** જુઓ 'હરશેકું.' [લેવાની વૃત્તિ

**હશે-દૃષ્ટિ** સ્ત્રી. [+ સં.] મત-ભેદની સહિષ્ણુતા, ચલાવી

**હશો** જુઓ 'હોવું'માં.

**હ-શ્રુતિ** સ્ત્રી. [સં.] જુઓ 'હ[1]'-માંની નોંધ. [જરામાં

**હસકે-હ(-ત)સકે** ક્રિ.વિ. ઘડી ઘડીમાં, વાત વાતમાં, જરા

**હસણી** સ્ત્રી. [જુઓ 'હસવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.] હસવાની ક્રિયા. (૨) હસવાની રીત

**હસણું**[1] ન. [જુઓ 'હસવું' + ગુ. 'અણું' ક્રિયાવાચક કૃ.પ્ર.] હસવું એ, હાસ, હાસ્ય

**હસણું**[2] વિ. [જુઓ 'હસવું' + ગુ. 'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] હસ્યા કરનારું, હસતા ચહેરાનું. (૨) મશ્કરી-ખોર, ટીખળી [(૨.વિ.)

**હસતો વાયુ** પું. [+ સં.] 'નાઇટ્રસ ઑક્સાઇડ' નામનો વાયુ.

**હસદ** સ્ત્રી. [અર.] અદેખાઈ, ઈર્ષ્યા. (૨) કિન્નો, વેર

**હસદ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] અદેખું, ઈર્ષ્યા-ખોર. (૨) કિન્ના-ખોર, વેરી

**હસન** ન. [સં.] હસવું એ, હાસ, હાસ્ય

**હસનીય** વિ. [સં.] હાંસી કરાવા જેવું, હાંસી-પાત્ર

**હસ-મુખ, -ખું** વિ. [જુઓ 'હસવું' + સં., + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] હંમેશાં મલકતા મોઢાવાળું, હસતા ચહેરાવાળું

**હસરત** સ્ત્રી. [અર.] દિલગીરી, શોક, અફસોસ, પસ્તાવો

**હસવું** અ.ક્રિ. [સં. हस्, તત્સમ] મોં મલકાવવું - આનંદનો અ-વ્યક્ત મુખ-ધ્વનિ કાઢવો. (૨) હાંસી કરવી, મશ્કરી કરવી. (સં.ક્રિ.માં પણ ભૂ.કૃ. કર્તરિ પ્રયોગે: 'હું એને હસ્યો.') [-તા લાડુ (રૂ.પ્ર.) (વ્યંગમાં) થોડા ઘીના તરત ભાંગી પડે તેવા લાડુ. -તાં હોઠ બાંધવાં (રૂ.પ્ર.) મીઠી વાણીનો ઠપકો આપવો. -તું પક્ષી (કે પંખી) (-પઙ્ખી) (રૂ.પ્ર.) હસમુખું (માણસ). -તો ભીલ (રૂ.પ્ર.) દગો કરનારું. -તો માર (રૂ.પ્ર.) આંતરિક પજવણી. -વામાંથી ખસવું (કે ફસવું) (રૂ.પ્ર.) સીધી વાતમાંથી ઝઘડી પડવું. -વું ને લોટ ફાકવો (રૂ.પ્ર.) સાથે રહેવું ને ઝઘડો કરવો. હસી કાઢવું (રૂ.પ્ર.) લેખામાં ન લેવું, ન ગણકારવું. હસી ના(-નાં)ખવું (રૂ.પ્ર.) નમાલું ગણવું] હસાવું ભાવે., કર્મણિ., ક્રિ. હસાવવું પ્રે., સ.ક્રિ.

**હસંતી** (હસન્તી) વિ., સ્ત્રી. [સં. વર્ત.કૃ., સ્ત્રી.] (લા.) પૈડાં-વાળી સગડી [મોજ-મઝા, આનંદ

**હસાગત** પું. [જુઓ 'હસવું' દ્વારા.] ઠઠ્ઠા-મશ્કરી. (૨)

**હસામણું** વિ. [જુઓ 'હસવું' + ગુ. 'આમણું' કૃ.પ્ર.] હસાવ્યા કરનારું, હાસ્ય ઉત્પન્ન કરનારું

**હસારત, -થ** (-ત્ય, -થ્ય) સ્ત્રી. [જુઓ 'હસવું' દ્વારા.] હાસ્ય. (૨) મશ્કરી, ઠઠ્ઠા

**હસાવવું, હસાવું** જુઓ 'હસવું'માં.

**હસા-હસ** (-સ્ય), **-સી** સ્ત્રી. [જુઓ 'હસવું,'-દ્વિર્ભાવ + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] વારંવાર હસવું એ

**હસિત** વિ. [સં.] હસેલું. (૨) હાંસી પામેલું. (૩) (લા.) ખીલેલું, પ્રફુલ્લિત. (૪) ઉલ્લસિત. (૫) ન. હાસ્ય, હાસ. (૬) હાસ્યના છ પ્રકારોમાંનો એક. (કાવ્ય.) (૭) પું. સંગીતનો એક અલંકાર. (સંગીત.)

**હસી** સ્ત્રી. [જુઓ 'હસવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] **-ડું** ન. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] હાસ્ય. (૨) મજાક, મશ્કરી, ટીખળ, ઠઠ્ઠા

**હસીન** વિ. [અર.] ખૂબ-સૂરત, સુંદર દેખાવનું

**હસીના** સ્ત્રી. [અર.] ખૂબ-સૂરત સ્ત્રી

**હસું** ન. [જુઓ 'હસવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'હસી.'

**હસ્ત** પું. [સં.] આંગળીનાં ટેરવાંથી લઈ કોણી સુધીનો

અવયવ, કર, પાણિ. (૨) હાથીની સૂંઢ. (૩) ન. [સં.,પું.] આકાશીય તેરમું નક્ષત્ર, હાથિયો. (જ્યો., ખગોળ.)

**હસ્ત-ઉદ્યોગ** પું. [સં., સંધિ વિના] હાથથી સિદ્ધ કરી શકાય તેવી વસ્તુના ઉત્પાદનની ક્રિયા, હાથ-કળા

**હસ્તક** ના.યો. [સં.] -ના હાથે, -ની દ્વારા, -ના મારફત. (૨) -ની સત્તામાં, -ના હવાલે, -ના તાબે. (આ પ્રયોગ ગુ. માં ઊભો થયો છે.) [સુકોમળ હાથ

**હસ્ત-કમલ**(-ળ) પું. [સં.,ન.] કમળ જેવો હાથ, કૂણો

**હસ્ત-કલા**(-ળા) સ્ત્રી. [સં.] જુઓ 'હસ્ત-ઉદ્યોગ.'

**હસ્ત-કાર્ય** ન. [સં.] હાથથી કરેલું કે કરાતું કામ, 'મૅન્યુઅલ લેબર' [હાથ-કસબ. (૨) હાથ-ચાલાકી

**હસ્ત-કૌશલ** ન. [સં.] કામ કરવાની હાથની કુશળતા,

**હસ્ત-ક્રિયા** સ્ત્રી. [સં.] હાથથી કરવાપણું. (૨) હાથની કારીગરી. (૩) હસ્ત-દોષ [ગીરી, દખલ

**હસ્ત-ક્ષેપ** પું. [સં.] વચ્ચે હાથ નાખવો એ. (૨) દખલ-

**હસ્ત-ગત** વિ. [સં.] હાથમાં આવી રહેલું. (૨) સ્વાધીન, કાબૂમાં આવી ગયેલું

**હસ્ત-ગ્રાહ્ય** વિ. [સં.] હાથથી પકડી શકાય કે લેવાય તેવું

**હસ્ત-ચેષ્ટા** સ્ત્રી. [સં.] હાથની હિલચાલ, હાથનું હલન-ચલન. (૨) ઇશારો

**હસ્ત-તલ** ન. [સં.] હથેળી

**હસ્ત-દોષ** પું. [સં.] હાથથી લખવામાં થયેલી ભૂલ, લખાણનો દોષ. (૨) હાથથી અ-કુદરતી રીતે વીર્યપાત કરવો એ, હાથ-રસ, 'માસ્ટર-બેશન'

**હસ્ત-ધૂનન** ન. [સં.] હાથ હલાવવાની ક્રિયા. (૨) મળતી વેળા સામ-સામે જમણા હાથની હથેળી મેળવી કરાતો સત્કાર, 'શે(ઍ)ક હૅન્ડ'

**હસ્ત-પત્ર** પું., ન. [સં.,ન.], -ત્રિકા સ્ત્રી. [સં.] હાથથી લખેલું કે છાપેલું હથો-હથ આપવાનું કે વાંટવાનું ફરફરિયું, 'હૅન્ડ-બિલ' [કરવાની વિદ્યા

**હસ્ત-પલ્લવી** સ્ત્રી. [સં.] આંગળીઓના સંકેતથી વાત-ચીત

**હસ્ત-પાશ** પું. [સં.] બે હાથથી સામાને બથમાં લઈ કબજે કરવાની ક્રિયા. (૨) હાથ-કડી [ધોવા એ

**હસ્ત-પ્રક્ષાલન** ન. [સં.] હથેળી ધોવાની ક્રિયા, હાથ

**હસ્ત-પ્રક્ષેપ** પું. [સં.] દખલગીરી

**હસ્ત-પ્રત**, -તિ સ્ત્રી. [+ જુઓ 'પ્રત,-તિ.'] હાથથી લખેલી નવા-જૂના ગ્રંથોની નકલ, હાથ-પ્રત, પાંડુ-લિપિ, 'મૅન્યુસ્ક્રિપ્ટ'

**હસ્ત-મિલન** ન. [સં.] સામ-સામા હાથ મેળવવા એ

**હસ્ત-મેલા**(-ળા)પ પું. [+ જુઓ 'મેલા(-ળા)પ.'], **હસ્ત-મેળો** પું [+ જુઓ 'મેળો.'] લગ્ન-સમયે વર-કન્યાના જમણા હાથ મેળવવા એ, પાણિ-ગ્રહણ, હાથ-વાળો

**હસ્ત-મૈથુન** ન. [સં.] હાથથી કૃત્રિમ રીતે વીર્ય-પાત કરવાની પ્રક્રિયા, મૂઠિયાં મારવાં એ, હાથ-રસની ક્રિયા, હસ્ત-દોષ, 'માસ્ટર-બેશન' [દેખાતી લીટી

**હસ્ત-રેખા** સ્ત્રી. [સં] હથેળીમાંની નાની મોટી તે તે

**હસ્તરેખા-વિજ્ઞાન** ન. [સં.] હથેળીમાંની રેખાઓ પરથી વરતારો કાઢવાની વિદ્યા, 'પામિસ્ટ્રી'

**હસ્ત-લાઘવ** ન. [સં.] જુઓ 'હસ્ત-કૌશલ(૩).'

**હસ્ત-લિખિત** વિ. [સં.] હાથથી લખેલું, 'હૅન્ડ-રિટન'

**હસ્ત-લિપિ** સ્ત્રી. [સં.] આંધળાં માટેની અક્ષરોની ઉપસાવેલી આકૃતિઓવાળી લેખન-પદ્ધતિ

**હસ્ત-લેખ** પું. [સં.] હાથનું લખાણ. (૨) હાથનું બંધનાત્મક લખાણ, 'બૉન્ડ.' (૩) જુઓ 'હાથ-પ્રત.'

**હસ્ત-શિલ્પ** ન. [સં.] હાથનો કસબ

**હસ્ત-સામુદ્રિક** ન., ૦ વિદ્યા સ્ત્રી., ૦ શાસ્ત્ર ન. [સં.] જુઓ 'હસ્તરેખા-વિજ્ઞાન.' [(૨) સહી, દસ્કત, મતું

**હસ્તાક્ષર** પું.,બ.વ. [+ સં. अक्षर,ન.] હાથથી લખેલા અક્ષર.

**હસ્તામલક** ન. [+ સં. आमलक] હાથમાંનું આંબળાનું ફળ

**હસ્તામલક-વત્** ક્રિ. [સં.] હાથમાંનું આમળું લેવું સહેલું પડે તેટલું નજીકનું તેમ સરળ

**હસ્તાલેખ** પું.. -ખન ન. [+ સં. आ-लेख,-खन] હાથથી ચીતરવા-દોરવાની ક્રિયા, 'ફ્રી-હૅન્ડ-ડ્રૉઇંગ'

**હસ્તાંગુલિ**, ૦કા, -લી સ્ત્રી. [સં.] હાથની આંગળી

**હસ્તાંજલિ** (હસ્તાઞ્જલિ) પું., સ્ત્રી. [+ સં. अञ्जलि,પું.] એક હથેળી કે બે હથેળીનો અંદર પ્રવાહી રહી શકે તેવો આકાર-ચાપવું અને ખોબો

**હસ્તિ-ચર્મ** ન. [સં.] હાથીનું ચામડું

**હસ્તિના-પુર** ન. [સં. हास्तिन-पुर] કૌરવ પાંડવોની ગંગા નદી ઉપર આવેલી હતી તે પ્રાચીન નગરી. (સંજ્ઞા.)

**હસ્તિની** સ્ત્રી. [સં.] હાથણી. (૨) કામ-શાસ્ત્ર પ્રમાણેની ચાર પ્રકારની સ્ત્રીઓમાંની જાડા મોટા શરીરવાળી સ્ત્રી

**હસ્તિ-વિજ્ઞાન** ન., **હસ્તિ-વેદ** પું. [સં.] હાથીની જાતો વગેરે ઓળખવાની વિદ્યા

**હસ્તિ-શાલા**(-ળા) સ્ત્રી. [સં.] હાથી-ખાનું

**હસ્તિ-સ્નાન** ન. [સં.] હાથીનું પાણીમાં નાહવું એ

**હસ્તી**[1] પું. [સં.] હાથી, ગજ, કુંજર, મેગળ

**હસ્તી**[2] સ્ત્રી. [સં. अस्ति ક્રિ. ઉપરથી] અસ્તિત્વ, હયાતી, હયાત સ્થિતિ, વિદ્યમાન-તા

**હસ્તે** ક્રિ.વિ. [સં. + ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] હસ્તક, દ્વારા (કોઈ ચીજ વસ્તુ આપવામાં આવતાં લખતી વેળા 'હસ્તે ફલાણા ભાઈ' એ રીતે પ્રયોગ.)

**હસ્તોદક** ન. [સં. हस्त + उदक] કર્મકાંડ પ્રમાણેનો હથેળીમાં પાણી લઈ સંકલ્પ બોલ્યાને અંતે નીચે મુકાતું તે તે કાર્ય કરવા નિમિત્તનું પાણી. (૨) એ રીતે દાન લેનારના હાથમાં અપાતું પાણી

**હસ્ત્યાયુર્વેદ** પું. [સં, हस्तिन् + आयुर्वेद, સમાસ] હાથીના રોગોનું નિદાન તેમજ ઉપચારની વિગત આપતું એક પ્રકારનું વૈદક-શાસ્ત્ર, હસ્તિ-વિજ્ઞાન

**હસ્ત્યારોહ** પું. [સં. हस्तिन् + आ-रोह, સમાસમાં] હાથીનો સવાર (એ 'મહાવત' પણ હોય તેમ 'યોદ્ધો' પણ હોય.)

**હ હ હ** ક્રિ.વિ., કે.પ્ર. [રવા.] હાસ્યનો અવાજ થાય એમ કે એવો ઉદ્ગાર

**હ-હા** કે.પ્ર. [સં.] અહો, અરે, અહા

**હહો** પું. બેસવાની જગ્યા

**હહૂડો** પું. 'હ' વર્ણ. (૨) 'હ' ઉચ્ચાર

હળ ન. [સં. हल] જમીન ખેડવાનું નીચે કોશવાળું સાધન. સાંતીડું, સાંતી. [-ળે જૂતવું (રૂ.પ્ર.) કામે લાગવું. -ળે જોડવું (રૂ.પ્ર.) કામે-ધંધે લગાડવું. -ળેથી છૂટવું (રૂ.પ્ર) ભારે કામગીરીમાંથી છૂટા થવું]

હળકવું સ. ક્રિ. ઝૂલવું. (૨) હાલવું [ક્રિયા, ખેતી

હળ-ખેડ (-ડ્ય) સ્ત્રી. [+ જુઓ 'ખેડ.'] હળથી ખેડવાની

હળ-ખેડુ પું [+ જુઓ 'ખેડવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] હળથી ખેડી ગુજરાન કરનાર માણસ, ખેડુ, ખેડૂત. (૨) વિ. (લા.) ઓછી સમજનું. (૩) અ-સંસ્કારી

હળ-ઝીલી સ્ત્રી. [જુઓ 'ઝીલવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હળ સીધું ઝલાઈ રહે એ માટે તુંગામાં બેસાડેલી લાકડાની આડી ખીલી

હળદર સ્ત્રી. [સં. हरिद्रा >પ્રા. हलिद्दा, हलिद्दरा] ભોજનમાં પીળાશ લાવવા વપરાતાં એક પ્રકારનાં નાનાં કંદ અને એનો સૂકો ભૂકો [છોડ

હળદ(-ધ)રવો પું. [સં. हरिद्र-द्वार] એ નામનો એક

હળદરિયું વિ. [જુઓ 'હળદર' = ગુ. 'ઇયું' ત.પ્ર.], હળદિયું, હળદી વિ, [સં. हरिद्रा > પ્રા. हलिद्दा + ગુ. 'ઇયું'-'ઈ' ત.પ્ર.] હળદરના રંગનું

હળ-ધર જુઓ 'હલ-ધર.'

હળધરવો જુઓ 'હળદરવો.'

હળ-પતિ પું. [જુઓ 'હળ' + સં ] જુઓ 'હળ-ખેડુ (૧).'

હળ-પૂણી સ્ત્રી. [જુઓ 'હળ' + 'પૂણી.'] હળના ચવડામાં નાખવાની કોસ [હળફળાવવું પ્રે., સ. ક્રિ.

હળફળવું જુઓ 'હલફલવું.' હળફળાવું ભાવે, ક્રિ.

હળ-મળ[1] (હળ્ય-મળ્ય) સ્ત્રી. [જુઓ 'હળવું' + 'મળવું.'] પ્રેમપૂર્વક મળી એક-રૂપ થવું એ, બેસ-ઊઠ, સારો પરિચય

હળ-મળ[2] ક્રિ.વિ. [જુઓ 'હલ-મલ.'] ખળભળી ઊઠયું હોય એમ

હળ-મેખળ સ્ત્રી. [જુઓ 'હળ[1]' + સં. मेखला] હળ ફેરવવાથી એને સાંકળે બાંધવાથી થતી સ્થિતિ જેવી સ્થિતિ. (૨) (લા.) દોડા-દોડ. (૨) ધાલ-મેલ. (૪) ક્રિ.વિ. ઊંચે નીચે, ખળ-ગૂગળ

હળવટ (-ટ્ય) સ્ત્રી. [+ સં. °वृत्ति > પ્રા. वट्टि] ખેતી, ખેડ [હળવાપણું

હળવાશ (-શ્ય) સ્ત્રી. [જુઓ 'હળવું' + ગુ. 'આશ' ત.પ્ર.]

હળવું[1] અ.ક્રિ. [સં. હિલ-પ્રેમની લાગણી થવી] જીવ મળી જવો. ગોઠવું, હળી જવું, હળાવું ભાવે., ક્રિ. હેળવવું પ્રે., સ.ક્રિ.

હળવું[2] વિ. [સં. लघुक-क -> પ્રા. लहुअ-अ-, हलुअ-अ-] વજનમાં હલકું, ઓછા વજનનું, ફોરું. (૨) માનસિક ભાર-બોજ વિનાનું, મુક્ત-ચિત્ત. (૩) યાંત્રિક સરળતાવાળું (૪) ધીમું, ધીરું. (૫) સહેલાઈથી પચી જાય તેવું. (૬) ઓછું. (૭) નબળું. [૦ કરવું (રૂ.પ્ર.) માર મારવો. ૦ થવું (રૂ.પ્ર.) અપમાનિત થવું. ૦ ફૂલ (રૂ.પ્ર.) તદ્દન વજન વિનાનું]

હળવું-મળવું સ.ક્રિ. [જુઓ 'હળવું[1]' + 'મળવું;' ક્રિયાનો સમાસ] પ્રેમથી અનુ-રક્ત થઈ મિલાપ કરવો, નાતો જાળવી રાખવો. (ભૂ.કૃ. માં કર્તરિ પ્રયોગ.)

હળાવું જુઓ 'હળવું'માં.

હળવે, ૦ક, ૦ક-થી, ૦થી ક્રિ.વિ. [જુઓ 'હળવું[2]' + ગુ. 'એ' ત્રી. વિ., પ્ર. + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર. + 'થી' પા. વિ. ના અર્થનો અનુગ] આસ્તે, ધીમે, ધીરે. (૨) નરમાશથી, વિવેકની મર્યાદામાં રહીને

હળાયો પુ. [જુઓ 'હળ' દ્વારા.] થોડા ભાગમાં ગોળ આકારથી હળ હાંકવું એ. [-યા જેવું (રૂ.પ્ર.) ચીકટ]

હળાહળ ન. [સં. हलाहल] જુઓ 'હલાહલ.'

હળિયું ન. [જુઓ 'હળ' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] નાનું હળ. (૨) જુઓ 'હેડી.' [-યો હિસાબ (રૂ.પ્ર.) અભણ લોકોનો દીવાલ ઉપર ઓળખાણ કરી કરાતો અટકળિયો હિસાબ

હળિયો પું. [જુઓ. 'હળિયું'] ખેડુ, ખેડૂત [આસ્તે

હળુ હળુ ક્રિ.વિ. [જુઓ 'હળવે.'] હળવે હળવે, આસ્તે

હળોતરું ન. [જુઓ 'હળ' દ્વારા.] વરસાદ આવ્યા પછી પહેલી વાર જમીન હળથી ખેડવી એ

હં કે. પ્ર. [રવા.] 'સાંભળું છું કે સ્વીકારું છુ' એ ભાવ બતાવનારો ઉદ્ચાર. (૨) આશ્ચર્ય તુચ્છકાર ધમકી વગેરે બતાવતો ઉદ્ગાર

હંઅં કે. પ્ર. [રવા.] 'હા' સૂચવતો ઉદ્ગાર

હંકરાવવું, હંકરાવું જુઓ 'હંકારવું'માં

હંકાઈ સ્ત્રી. [જુઓ 'હાંકવું' + ગુ. 'આઈ' કૃ. પ્ર.], -મણ ન., -મણી સ્ત્રી. [+ ગુ. 'આમણ' 'આમણી' કૃ.પ્ર.] હાંકવા-હંકારવાનું કામ કે ઢબ. (૨) હાંકવા-હંકારવાનું મહેનતાણું

હંકાર (હઙ્કાર) પું. [સં. अहंकार] અહંકાર, અભિમાન

હંકારવું સ. ક્રિ. [જુઓ 'હાંકવું.'] (ખાસ કરી વહાણ અથવા સ્ટીમર વગેરેને) ચલાવવું. (૨) જુઓ હાંકવું. હંકરાવું કર્મણિ.,ક્રિ. હંકરાવવું પ્રે., સ. ક્રિ.

હંકારી (હઙ્કારી) વિ. [સં. अहंकारी, પું.] અહંકારી, અભિમાની

હંકાવવું, હંકાવું જુઓ 'હાંકવું' માં.

હં-કે કે.પ્ર. [રવા. + જુઓ 'કે' (किम्)] 'ધ્યાનમાં સો છો કે?' એવા ભાવનો ઉદ્ગાર, હોંકે

હંખારવું સ. ક્રિ. સ્વચ્છ કરવું. (૨) ગાળવું. હંખારાવું કર્મણિ.,ક્રિ. હંખારાવવું પ્રે., સ.ક્રિ.

હંખારાવવું, હંખારાવું જુઓ. 'હંખારવું' માં.

હંખારો પું. [જુઓ 'હંખારવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ગાળતાં બચેલો કચરો [ઋતુ, મોસમ

હંગામ (હઙ્ગામ) પું. [ફા.] અવસર, પ્રસંગ, મોકો. (૨)

હંગામી (હઙ્ગામી) વિ. [ફા.] કામચલાઉ, ટૂંકી મુદત માટેનું

હંગામો (હઙ્ગામો) પું. [ફા. હંગામહ્] સમય-પ્રાપ્ત ધમાલ. (૨) ધમાચકડી, ધાંધલ. (૩) દંગો, તોફાન, ફિતૂર, હુલ્લડ

હંગેરિયન (હઙ્ગેરિયન) વિ. [અં.] યુરોપના 'હંગેરી' દેશને લગતું. (૨) સ્ત્રી. હંગેરીની ભારત-યુરોપીય કુલની એક ભાષા. (સંજ્ઞા.) [શિકારી

હંટર (હણ્ટર) પું. [સં.] ચાબૂક, ચાબખો, કોરડો. (૨)

હંડરવેટ (હણ્ડરવેટ) પું. [અં. હન્ડ્રેડ વેઇટ] ટનના વજન-

ને વીસમો ભાગ (અંગ્રેજી જૂનો એક તોલ)

**હંતવ્ય** (હન્તવ્ય) વિ. [સં.] મારી નાખવા જેવું, મરાવી નાખવા જેવું, હનનીય [ઘાતક. (૨) ખૂની

**હંતા** (હન્તા) વિ. [સં.,પું.] હણનાર, હત્યા કરનાર,

**હંફામણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હાંફવું' + ગુ. 'આમણ' કૃ.પ્ર.] હંફાવવાની ક્રિયા

**હંફાવવું, હંફાવું** (હમ્ફા-) જુઓ 'હાંફવું'માં.

**હંબગ** જુઓ 'હમ્બગ.' [અવાજ

**હંભા** (હમ્ભા) સ્ત્રી., ૦રવ પું. [સં.] ઢોરનો ભાંભરવાનો

**હંસ** (હંસ) પું. [સં.] એક સુંદર મોટું પક્ષી, મરાલ. (૨) આત્મા, જીવ. (૩) સંન્યાસીનો એક પ્રકાર. (૪) સનકાદિને જ્ઞાન આપનારો મનાતો વિષ્ણુનો એક અવતાર. (સંજ્ઞા.) (૫) પુરુષનો એક ચોક્કસ પ્રકારનો ઘાટ. (૬) આકાશમાં અભિજિત નક્ષત્રની ઉત્તરે આવેલો તારાઓનો એક સમૂહ. (સંજ્ઞા.) (ખગોળ.)

**હંસ-ક્ષીર-ન્યાય** (હંસ-) પું. [સં.] હંસ સામે પાણી ભેળવેલું દૂધ મૂકવામાં આવે તો પાણી છોડી દઈ દૂધ પી જવાની માન્યતા છે તે પ્રમાણે સાર શોધવાનો અને ખરાબ તજી દેવાનો વિવેક. (ન્યાય.) [ચાલ

**હંસ-ગતિ** (હંસ-) સ્ત્રી. [સં.] હંસની ધીર-ગંભીર મનોહર

**હંસ-ગમની** (હંસ-) સ્ત્રી. [સં. हंस-गमना + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.], **હંસ-ગામિની** વિ.,સ્ત્રી. [સં.] હંસના જેવી ધીર-ગંભીર મનોહર ચાલવાળી સ્ત્રી

**હંસણી** (હંસણી) સ્ત્રી. [સં. हंस + ગુ. 'અણી' સ્ત્રીપ્રત્યય] જુઓ 'હંસી.' [બનાવેલી તળાઈ

**હંસ-તૂલા, -લિકા** (હંસ-) સ્ત્રી. [સં.] હંસનાં પીંછાંની

**હંસ-પદ** (હંસ-) ન. [સં.] હંસ પક્ષીનું પગલું. (૨) લખાણમાં કાંઈ વચ્ચે રહી ગયું હોય કે ઉમેરવાનું હોય એ ઉપરની લીટીમાં કે હાંસિયામાં ઉમેરવા ચાલુ લખાણમાં કરાતું ‸ આવું નિશાન, કાક-પદ

**હંસ-મંડલ(-ળ)** (હંસ-મણ્ડલ,-ળ) ન. [સં.] જુઓ 'હંસ(૬).'

**હંસ-માલા(-ળા)** (હંસ-) સ્ત્રી. [સં.], -ળ સ્ત્રી. [સં. °माला] ઊડતાં હંસોની પંક્તિ [અને હંસીની જોડી

**હંસ-મિથુન** (હંસ-), **હંસ-યુગલ** (હંસ-) ન. [સં.] હંસ

**હંસ-રાજ** (હંસ-રાજ) પું. [સં.] હંસની એક ઉત્તમ જાત, રાજ-હંસ. (૨) વાવ કૂવાની દીવાલમાં ભેજને લીધે થતી એક લીલી વનસ્પતિ [જુઓ 'હંસ(૧,૨).'

**હંસ-લો** (હંસ-લો) પું. [સં. हंस + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.]

**હંસ-વાહન** (હંસ-) પું. [સં.] જેમનું વાહન હંસ કહેવાય છે તેવા બ્રહ્મા. (સંજ્ઞા.)

**હંસ-વાહના** (હંસ-) વિ.,સ્ત્રી. [સં.], -ની સ્ત્રી. [+ ગુ. 'ઈ' સ્ત્રી. ત.પ્ર.], **હંસ-વાહિની** (હંસ-) વિ.,સ્ત્રી. [સં.] જેનું વાહન હંસ કહેવાય છે તેવી સરસ્વતી દેવી, શારદા. (સંજ્ઞા.)

**હંસ-વૃત્તિ** (હંસ-) સ્ત્રી. [સં.] હંસના જેવી વિવેક-શક્તિ

**હંસાવલિ(-લી, -ળિ, -ળી)** સ્ત્રી. [સં. हंस + आवलि, -ली] જુઓ 'હંસ-માલા.'

**હંસિકા** (હંસિકા) સ્ત્રી. [સં.], **હંસિણી** (હંસિણી) સ્ત્રી. [સં. हंस + ગુ. 'ઇણી' સ્ત્રીપ્રત્યય], [શુદ્ધ હંસણી.'

**-હંસી** (હંસી) સ્ત્રી. [સં.] હંસ પક્ષીની માદા

**હં હં** કે.પ્ર. [રવા.] સામાને કાંઈક કરતાં રોકવા માટેનો ઉદ્ગાર

**હા**[1] કે.પ્ર. [સં.] શોક કે એવા અવાજનો ઉદ્ગાર

**હા**[2] કે.પ્ર. [રવા.] સંમતિ સ્વીકાર વગેરેનો ઉદ્ગાર. (૨) સ્ત્રી. હકાર, સંમતિ, કબૂલાત. [૦ પાડવી (રૂ.પ્ર.) કબૂલવું, સંમતિ આપવી]

**હાઇ-કમિશનર** પું. [અં.] પરરાષ્ટ્રમાં પ્રતિનિધિ તરીકે અન્ય મહારાજ્યનો વરિષ્ઠ અધિકારી, મોટો એલચી

**હાઇ-કોર્ટ** સ્ત્રી. [અં.] કેંદ્રનાં વિભિન્ન રાજ્યોમાંની તે તે રાજ્યની વડી અદાલત [છંદ. (પિં.)

**હાઇકુ** ન. [જાપાની.] ત્રણ નાનાં અસમાન ચરણોનો એક

**હાઇ-જમ્પ** પું. [અં.] ઊંચો, કૂદકો, હનુમાન-કૂદકો

**હાઇજિન** ન. [અં.] આરોગ્ય-વિજ્ઞાન, આરોગ્ય-શાસ્ત્ર

**હાઇજિનિક** વિ. [સં.] આરોગ્યને લગતું

**હાઇડ્રો-કાર્બન** પું.,ન. [અં.] હાઇડ્રોજન અને કાર્બન વાયુના મિશ્રણથી બનનાર એક પદાર્થ. (ર.વિ.) [ઋામ્લ

**હાઇડ્રો-ક્લોરિક એસિડ** પું. [અં.] મીઠાનો તેજાબ, લવ-

**હાઇડ્રોજન** પું. [અં.] એક પ્રકારનો વાયુ (ઓક્સિજનનો ૧ ભાગ અને હાઇડ્રોજનના ૨ ભાગ મળતાં 'પાણી' થાય છે.) {મટાડવાની વિદ્યા

**હાઇડ્રો-પથી** સ્ત્રી. [અં.] માત્ર પાણીના પ્રયોગથી રોગો

**હાઇડ્રો-મીટર** ન. [અં.] પ્રવાહીની ઘનતા માપવાનું યંત્ર

**હાઇડ્રોલિક** વિ. [અં.] વહેતા પાણીને લગતું

**હાઇડ્રો-સીલ** સ્ત્રી. [અં.] વધરાવળનો રોગ

**હાઇપો** પું. [અં.] ફોટા ધોવા માટેની એક દવા

**હાઇફન** ન.,સ્ત્રી. [અં.] બે અક્ષરો કે બે શબ્દો વચ્ચેની – આવી નાની રેખા. (વ્યા.)

**હાઇબ્રીડ** વિ. [અં.] કોઈ બે પદાર્થોનું મિશ્રિત કરેલું, સંકર

**હાઇ-સ્કૂલ** સ્ત્રી. [અં.] ઉચ્ચ માધ્યમિક કક્ષાની શાળા, ઉચ્ચ માધ્યમિક શાળા

**હાઉ** ન. [રવા.] (બાળકોની ભાષામાં) બિહામણું પ્રાણી, બાઉ (સાપ વગેરે પ્રકારનાં), બાઘડો (વાઘ સિંહ વગેરે)

**હાઉક** કે.પ્ર. [રવા.] મોઢું દેખાડી પાછું સંતાડી દેવાની રીતથી બાળકોને રમાડવા માટેનો ઉદ્ગાર. [૦ કરવું (રૂ.પ્ર.) મોઢું દેખાડી ચાલ્યા જવું]

**હાઉસ** ન. [અં.] ઘર, મકાન. (૨) સભા-ગૃહ. (૩) પ્રેક્ષા-ગૃહ, 'થિયેટર.' (૪) (લા.) સભા-ગૃહમાં હાજર રહેલ સભ્ય-સમૂહ. (૫) પ્રેક્ષા-ગૃહમાં હાજર રહેલ સભ્ય સમૂહ

**હાઉસ-ટેક્સ** પું. [અં.] મકાન-વેરો, ઘર-વેરો

**હાઉસિંગ** (હાઉસિઙ્ગ) ન. [અં.] ઘર કરી રહેવું એ, રહેઠાણ

**હાઉસિંગ સોસાયટી** (હાઉસિઙ્ગ-) સ્ત્રી. [અં.] રહેઠાણનાં ઘર કરાવી રહેનારી સભ્યોની મંડળી

**હાક** સ્ત્રી [દે.પ્રા. हक्का] બોલાવવા માટેની બૂમ, હાકોરો, હાકલ. [૦ દેખાડવી (રૂ.પ્ર.) ભય બતાવવો. ૦ પડવી, ૦ વાગવી (રૂ.પ્ર.) અવાજ સાંભળી થરથરવું]

હાક(-કે,-કો)ટવું સ.ક્રિ. [જુઓ 'હાક,'-ના.ધા.] હાક મારી બોલાવવું. (૨) (લા.) ધમકાવવું. હાક(-કે.-કો)ટાવું કર્મણિ.,ક્રિ. હાક(-કે,-કો)ટાવવું પ્રે.,સ.ક્રિ.

હાક(-કે,-કો)ટાવવું, હાક(-કે,-કો)ટાવું જુઓ 'હાક(-કે,-કો)ટવું'માં.

હાકમ જુઓ 'હાકિમ.'

હાકમી જુઓ 'હાકિમી.'

હાકલ સ્ત્રી. [રવા.] હાક પાડી બોલાવવું એ. (૨) પડકારો. [૦ કરવી (રૂ.પ્ર.) બોલાવવું. (૨) લડવામાં સાથ આપવા આહ્વાન કરવું. ૦ પડવી (રૂ.પ્ર.) લડવામાં સામેલ થવા આહ્વાન થવું]

હાકલવું સ.ક્રિ. [જુઓ 'હાકલ,'-ના.ધા.] હાકલ કરી બોલાવવું, હાકટવું [જુઓ 'હાકલ.'

હાકલો પું. [જુઓ 'હાકલ', + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.]

હા-કાર, -રો પું. [જુઓ 'હા²' + સં. कार + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] 'હા' એવો સંમતિ કે સ્વીકારનો ઉદ્ગાર. (૨) અનુ-મતિ, સં-મતિ [સૂઓ

હાકિ(-ક,-કે)મ પું. [અર. હાકિમ્] સત્તાધારી અમલદાર,

હાકિ(-ક,-કે)મી સ્ત્રી. [અર. હાકિમી] હાકેમની કામગીરી તેમ દરજ્જો

હાકેટવું જુઓ 'હાક(-કો)ટવું' હાકેટાવું કર્મણિ.,ક્રિ. હાકેટાવવું પ્રે.,સ.ક્રિ.

હાકેટાવવું, હાકેટાવું જુઓ 'હાક(-કો)ટવું'માં.

હાકેમ જુઓ 'હાકિ(-ક)મ.'

હાકેમી જુઓ 'હાકિ(-ક)મી.'

હાકેટો પું. [જુઓ 'હાકેટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ખુમાટો

હાકો પું. [જુઓ 'હાક' + ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] હાક, હાકલ, હાકોટો. [૦ તૂટવો (રૂ.પ્ર.) શિકાર નાસી જવો]

હાકોટવું જુઓ 'હાક(-કે)ટવું.' હાકોટાવું કર્મણિ.,ક્રિ. હાકોટાવવું પ્રે.,સ.ક્રિ.

હાકોટાવવું, હાકોટાવું જુઓ 'હાકોટવું'માં.

હાકોટો પું. [જુઓ 'હાકોટવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ 'હાકો.' [ભમરી

હાખાડેર, ૦ડી, હાખાડોડી સ્ત્રી. [ચરો.] એક જાતની પીળી

હાજત સ્ત્રી. [અર.] જરૂરિયાત. (૨) ઝાડા પેશાબની ઇચ્છા, ખણસ. (૩) આદત, ટેવ. (૪) અટકાયત

હા-જ-તો કે.પ્ર. [જુઓ 'હા²' + 'જ' + 'તો.'] 'હા' એવો નિશ્ચય બતાવતો ઉદ્ગાર, હાસ્તો, હાજી

હાજર વિ. [અર. હાજિર્] ઉપ-સ્થિત, વિદ્યમાન, વર્તમાન, મોજૂદ, 'પ્રેઝન્ટ' [વાનો સોદો

હાજર-કબાલો પું. [+ જુઓ 'કબાલો.'] તરત સુપરત કર-

હાજર-કિંમત સ્ત્રી. [+ જુઓ 'કિંમત.'] સોદા સાથે જ માલ રજૂ કરવામાં આવે તે સમયનું મૂલ્ય, 'સ્પૉટ-પ્રાઇસ'

હાજર-જમાન જુઓ 'હાજર-જામિન.'

હાજર-જવાબ વિ. [અર. હાજિર્જવાબ્], -બી¹ વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સમય વરતી જવાબ આપનાર

હાજર-જવાબી² સ્ત્રી. [અર. હાજિર્જવાબી] સમય વરતી જવાબ આપવો એ

હાજર-જામિ(-મી)ન પું. [+ જુઓ 'જામિ(-મી)ન.'] મુકદ્દમો ચાલે ત્યારે આરોપીને હાજર રાખવાની શરતે થયેલો જામીન, હાજર-જમાન [(પરમાત્મા)

હાજર-નાજર, વિ. [+ અર 'નાજિર્'] સર્વત્ર અને સર્વજ્ઞ

હાજર-બાશી સ્ત્રી. [અર. હાજિર્બાશી] હાજરી

હાજરાત સ્ત્રી. [અર. હાજિરાત્] જાદુની પ્રાણ-વિનિમય જેવી એક પ્રક્રિયા

હાજરા-હજૂર વિ. [અર. હાજિર્હુઝૂર્] તદ્દન પ્રત્યક્ષ હાજર હોય તેવું, પ્રત્યક્ષ, સમક્ષ રહેલું. (૨) હાજર થઈ તરત ફળ આપે તેવું (દેવ-દેવી વગેરે)

હાજરી સ્ત્રી. [અર.] ઉપસ્થિતિ, વિદ્યમાનતા, વર્તમાનતા. [૦ લઈના(-નાં)ખવી, ૦ લેવી (રૂ.પ્ર.)ખુલાસો માગવો. (૨) સખત ઠપકો આપવો] [થવા દેવું

હાજવું અ.ક્રિ. [જુઓ 'હા²' દ્વારા.] લાગુ રહેવું. (૨) કામ

હાજિબ પું. [અર.] રક્ષક. (૨) દ્વાર-પાળ, ચોકિયાત, ચોકીદાર. (૩) પહેરો. (૪) મંત્રી, સચિવ

હાજિયાણી સ્ત્રી. [જુઓ 'હાજી' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] મક્કા મદીનાની હજ પઢીને આવેલી સ્ત્રી

હાજિયું વિ. [જુઓ 'હા-જી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] 'હાજી 'હાજી' કરનારું, ખુશામતિયું

હાજિયો પું. [જુઓ 'હાજિયું.'] 'હાજી હા' ભણવું એ, હા કહેવી એ, હ-કાર. [૦ પૂરવો (રૂ.પ્ર.) હા કહેવી]

હા-જી¹ કે.પ્ર. [જુઓ 'હા²' + 'જી.'] વિવેક-પુરઃસર હકાર કહેવા માટેનો ઉદ્ગાર, જી હા, 'યસ, સર' [મુસ્લિમ

હાજી² પું. [અં.] મક્કા મદીનાની યાત્રાએ જઈ આવનાર

હાજી-હા, ૦જી કે.પ્ર. [જુઓ 'હા-જી¹' + 'હા.²'] સ્વાર્થે કે ખુશામત ભરેલી સંમતિ અપાય એમ. [૦ કરવું (રૂ.પ્ર.) ખુશામત કરવી]

હાજર-ઇમામ પું., બ.વ. [+ જુઓ 'ઇમામ.'] મુસ્લિમ ખોજા ધર્મના ગુરુ

હાટ ન. [દે.પ્રા. हट्ट પું.-બજાર] દુકાન. [૦ માંડવું (રૂ.પ્ર.) દુકાન ચાલુ કરવી. ૦ વધાવવું (રૂ.પ્ર.) દુકાનનો સમય પૂરો થતાં બંધ કરવું, હાટ વાસવું. -ટે બેસવું (-બેસવું) (રૂ.પ્ર.) દુકાનમાં ઉમેદવારી કરવી]

હાટક ન. [સં.] ઉચ્ચ પ્રકારનું સોનું. (૨) એ નામનો ત્રણથી ચાર આંગળીવાળો એક દંડ (હથિયાર)

હાટકવું અ.ક્રિ. [રવા.] હાકોટો કરવો, પડકાર કરવો. (૨) સ.ક્રિ. (લા.) ધમકાવવું. હાટકાવું ભાવે., કર્મણિ., ક્રિ. હાટકાવવું પ્રે.,સ.ક્રિ.

હાટકાવવું, હાટકાવું જુઓ 'હાટકવું'માં.

હાટકેશ,-શ્વર પું. [સં. हाटक + ईश,-श्वर (હિમાલયમાંના હાટક ક્ષેત્રના વાસી તરીકે ગણાયેલા) મહાદેવ, શિવ. (નાગર બ્રાહ્મણો અને વણિકોના ઇષ્ટદેવ). (સંજ્ઞા.)

હાટિયાણું જુઓ 'હટાણું.' દુકાન, દુકાન-ડી

હાટડી સ્ત્રી. [જુઓ 'હાટ-ડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય] નાની

હાટ-ડું ન. [જુઓ 'હાટ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જરા નાની દુકાન. (૨) હાટિયું

હાટિયું ન. [જુઓ 'હાટ' + ગુ. 'ઇયુ' સ્વાર્થે ત.પ્ર. અર્થ—

સંકોચથી] દુકાન મકાન વગેરેમાંનું દીવાલમાં ચણેલું કે વળગાડેલું નાનું કબાટ, તાકો, તાકું

હાટી પું. જૂનાગઢ જિલ્લાના માળિયા ગામ અને નજીકમાં રહેતી એ નામની એક કાઠિયા-વરણ હિંદુ કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

હાટોડી સ્ત્રી. [જુઓ 'હાટ' દ્વારા.] દુકાનો ઉપર પૂર્વે લેવાતો હતો તે વેરો. (૨) દુકાને દુકાને બાવા ફકીર માગે છે તે ભીખ

હાડ ન. [દે.પ્રા. हड्ड સં.માં. કોશમાં મળે છે.] અસ્થિ, હાડકું. (૨) (લા.) શરીર, દેહ. (૩) શરીરનો બાંધો, કાઠું. [૦ આવવું (હાડય-) (રૂ.પ્ર.) કંટાળી જવું. ૦ ગળવું (રૂ.પ્ર) શરીરે દૂબળું પડવું. ૦ જવું (હાડય-) (રૂ.પ્ર.) ખરું દુષ્ટ રૂપ પ્રગટ કરવું. ૦ ફૂટવું (રૂ.પ્ર.) હાડકામાં સડો થવો. ૦ નરમ હોવું (રૂ.પ્ર.) તબિયત સારી ન હોવી. ૦નું રાંક (રૂ.પ્ર.) નરમ અને કોમળ સ્વભાવનું. ૦નો તાવ (રૂ.પ્ર.) જીર્ણ જ્વર. ૦ ભાંગવાં (રૂ.પ્ર.) સખત માર મારવો. ૦ વળવું (રૂ.પ્ર.) તબિયત સારી થવા લાગવી. ૦વેર (રૂ.પ્ર.) કટ્ટર શત્રુ-તા. -ડે હાડે લાગવું (રૂ.પ્ર.) દિલમાં સખત લાગી આવવું]

હાડ-કચર (-રચ) સ્ત્રી., -રિયું ન. [+ જુઓ 'કચરવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] શરીરમાં થોડો થોડો તાવ હોવો એ

હાડકી સ્ત્રી. [જુઓ 'હાડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું હાડકું, હાડકાની કરચ

હાડ-કું ન. [+ ગુ. 'કું' સ્વાર્થે ત.પ્ર] જુઓ 'હાડ(૧).' [-કાં અકવાં (રૂ.પ્ર.) મહેનત-મજૂરી કરવી. -કાં ખોખરાં કરવાં (રૂ.પ્ર.) સખત માર મારવો. -કાં ચાલવાં (રૂ.પ્ર.) કામ કરવાની શક્તિ હોવી. (૨) કામ કર્યે જવું. -કાં ચોરવાં (રૂ.પ્ર.) આળસ કરવું. -કાં નરમ કરવાં, -કાં પાંસરાં કરવાં (રૂ.પ્ર.) સખત માર મારવો -કાંની હૂંડી કરવી (રૂ.પ્ર.) સખત મહેનત કરવી, -કાંનું આખું, -કાંનું ભાંગ્યું, -કાંનું હરામ (રૂ.પ્ર.) કાયા-ઓઢું, કામ કરવું ન ગમે તેવું, કામ-ચોર. -કાંનું ખરું (રૂ.પ્ર.) સખત મહેનત કરનારું. -કાંનો માળો (રૂ.પ્ર.) તદ્દન હાડપિંજર જેવા શરીરનું. -કાં પાંસળાં ગણાવાં (રૂ.પ્ર.) શરીર દુર્બળ હોવું. -કાં રઝળવાં (રૂ.પ્ર.) કમોતે મરવું. -કાં રમદોળવાં (રૂ.પ્ર.) સખત મહેનત કરવી. -કાં રંગવાં (-રઙ્‌ગવાં) (રૂ.પ્ર.) માર મારવો. -કાં વળવાં (રૂ.પ્ર.) કસરતથી બાંધો ઘાટીલો થવો. (૨) કામ કરતા રહેવું. -કાં શેકવાં (રૂ.પ્ર.) માર મારવો. -કાં હલાવવાં (રૂ.પ્ર.) કામ કરતા રહેવું. ૦ ઊતરી જવું (રૂ.પ્ર.) હાડકાનું સાંધામાંથી ખસી જવું. ૦ દૂઝવું (રૂ.પ્ર.) હાડકું સુકાતું જવું. ૦ નમાવવું (રૂ.પ્ર.) નીચા નમી મહેનત કરવી]

હાડ-ચર (-રચ) સ્ત્રી., -રિયું ન. જુઓ 'હાડ-કચર,-રિયું.'

હાડ-છેડ (-ડય) સ્ત્રી. [+ જુઓ 'છેડ.'] (લા.) ધુતકાર, તિરસ્કાર, તરછોડાટ

હાડ-જ્વર પું. [+ સં.] શરીરમાંનો ધીમો તાવ, જીર્ણ જ્વર

હાડ-ધગી સ્ત્રી. [+ જુઓ 'ધગવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] જુઓ 'હાડ-જ્વર.'

હાડ-પિંજર (-પિઞ્જર) ન. [+ સં.] શરીરનું માંસ-ચામ વિનાનું માત્ર હાડકાંનું માળખું. (૨) વિ. (લા.) વદ્દન દૂબળું

હાડ-માળા સ્ત્રી. [+ સં. माला] હાડકાંનો હાર

હાડવું અ.ક્રિ. ઢોર ચરાવવા જવું

હાડ-વેર ન. [+ જુઓ 'વેર.'] (લા.) સખત શત્રુ-તા

હાડ-વેરી વિ. [+ જુઓ 'વેરી.'] સખત પ્રકારનો શત્રુ, હડહડતો દુશ્મન

હાડ-વૈદ પું. [+ જુઓ 'વૈદ.'], -દ્ય પું. [+ સં.] હાડકાં ઊતરી ગયાં હોય યા તૂટયાં હોય તેઓને બેસાડનારો અને મલમ-પટ્ટા કરનારો ચિકિત્સક [એક વેત

હાડ-સાંકળ સ્ત્રી. [+ જુઓ 'સાંકળ.'] (લા.) એ નામની

હાડ-સાંકળી સ્ત્રી. [+ જુઓ 'સાંકળી.'] ઝીણી લૂણીની ભાજી. (૨) એ નામની એક વેલ

હાડિયા કરસણ પું.,ન. એ નામની એક ચોમાસુ વનસ્પતિ

હાડિયા-દૂડું ન. એ નામની એક રમત, ધંદી-ખીલડો

હાડિયું વિ. [જુઓ 'હાડ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હાડકાંને લગતું. (૨) (લા.) ઊંડાં મૂળ ઘાલી બેઠેલું. [-યો તાવ (રૂ.પ્ર.) લાંબા સમયથી ઘર કરી ગયેલો તાવ]

હાડિયો પું. [જુઓ 'હાડિયું.'] (લા.) કાગડો. [-યા જેવી ડોક (રૂ.પ્ર.) ખાલી અને અડવી ગરદન]

હાડી વિ. [જુઓ 'હાડ' + ગુ. 'ઈ' ત.પ્ર.] હાડકાંને લગતું. (૨) (લા.) હાડ જેવું કઠણ. (૩) હઠીલું, મમતીલું. (૪) પું. મડદાં ને હાડકાંની મદદ લઈ ખેલ કરનાર જાદુગર. (૫) મરેલાં ઢોરને ઉકેલનાર હરિજનોની એક પેટા જ્ઞાતિ અને એનો પુરુષ. (સંજ્ઞા.)

હાડી-મેલ પું. [+ જુઓ 'મેલ.'] (લા.) નાહ્યા પછી જ કપડાંમાંથી નીકળે તેવી મેલાશ [કદાવર (માણસ)

હાડેતું વિ. [જુએ. 'હાડ$^{2}$' દ્વારા.] ભર્યાં ઊંચા હાડવાળું,

હાડે-હાડ (-ડય) ક્રિ.વિ. [જુઓ 'હાડ$^{2}$' – દ્વિર્ભાવ + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] જુઓ 'હાડો-હાડ.' [હાડિયો

હાડો પું. [જુઓ 'હાડ$^{2}$' + ગુ. 'ઓ' ત.પ્ર.] કાગડો,

હાડો-હાડ (-ડય) ક્રિ.વિ. [જુઓ 'હાડ$^{2}$'-દ્વિર્ભાવ.] એકે એક હાડકામાં. (૨) શરીરનાં સર્વ અંગોમાં, હાડે-હાડ

હાણ (-ણ્ય) સ્ત્રી. [સં. हानि > પ્રા. हाणि] હાનિ, નાશ. (૨) નુકસાન

હાતિમ-દિલ વિ. [અર. 'હાતિમ' એક ઉદાર અરબસ્તાની મુસ્લિમ + જુઓ 'દિલ.'] ઉદાર મનનું, સખી-દિલ, ઉદારાત્મા

હાથ પું. [સં. हस्तक - ▶ પ્રા. हत्थअ-] જુઓ 'હસ્ત.' (૨) વચલી આંગળીના ટેરવાથી કોણી સુધીનું આશરે ૧૮ ઇંચનું માપ. (૩) ગંજીફાની રમત-સાતહાથ વગેરેનો એક દાવ. (૪) (લા.) તાબો, કબજો. (૫) અખત્યાર, અધિકાર. (૬) કસબ. [૦ અડકાડવો, ૦ અડાડવો (રૂ.પ્ર.) માર મારવો. ૦ આપવો (રૂ.પ્ર.) મદદ કરવી. ૦ આવવું (હાથ્ય-) (રૂ.પ્ર.) કબજામાં આવવું. (૨) મળી આવવું. ૦ ઉગામવા, ૦ ઉપાડવા (રૂ.પ્ર.) હાથથી માર મારવો. ૦ ઉઠાવી લેવો (રૂ.પ્ર.) કબજો છોડી દેવો.

૦ ઊપડવો (રૂ.પ્ર.) માર મારવા કરવું. ૦ ઊંચા કરવા (રૂ.પ્ર.) પ્રતિજ્ઞા ઉપર બોલવું. (૨) નાગુકર જવું. ૦ ઊંચો રહેવો (-રે:વો) સામા ઉપર ઉપકારની પરિસ્થિતિ થવી. ૦ એઠા કરવા (રૂ.પ્ર.) કોઈને ત્યાં જમવું. ૦ ઓડવો (રૂ.પ્ર.) યાચના કરવી. ૦ ઓળવો (-ઓ:ળવો) (રૂ.પ્ર.) શરમાવું. ૦ કરડવા (રૂ.પ્ર.) નાસીપાસ થવું. ૦ કરવું (હાસ્ય-) (રૂ.પ્ર.) કબજામાં લેવું. ૦ કરવો (રૂ.પ્ર.) ગંજીફાની રમતમાં દાવ જીતવો. ૦ કરી લેવો (રૂ.પ્ર.) હાથથી માર મારવો. ૦ કલમ કરવા (રૂ.પ્ર.) સહીથી કબૂલાત કરી આપવી. (૨) હાથમાં બેડી ઘાલવી. ૦ કાઢવો (રૂ.પ્ર.) ઉદારતાથી દાન આપવું. ૦ કાપી આપવા, -વો (રૂ.પ્ર.) કબૂલાતની સહી કરી આપવી. ૦ કાળા કરવા (રૂ.પ્ર.) એબ લાગે એવું કામ કરવું. કલંકિત કામમાં ભળવું. (૨) લાંચ લેવી. ૦ ખંખેરવા (-ખક્ખેરવા) આશા છોડી દેવી. ૦ ખાજવવો (રૂ.પ્ર.) માર મારવા તત્પર થવું. ૦ ખેંચવો (-ખેં:ચવો) લોભ કરવો. ૦ ખેંચી ઝાલવો (-ખેં:ચી-), ૦ ખેંચી પકડવો (-ખેં:ચી-) (રૂ.પ્ર.) સંભાળીને ખર્ચ કરવો, કર-કસર કરવી. ૦ ખેંચી લેવો (-ખેં:ચી-) (રૂ.પ્ર.) મદદ આપતા થંભી જવું. ૦ ઘસવા (રૂ.પ્ર.) હારી જવું (૨) નાસીપાસ થવું. ૦ ઘાલવો (રૂ.પ્ર.) વચ્ચે પડવું, દરમ્યાનગીરી કરવી. ૦ ચડ(-ઢ)વું (હાસ્ય-) (રૂ.પ્ર.) મળી આવવું, પ્રાપ્ત થવું. ૦ ચલાવવો (રૂ.પ્ર.) માર મારવો. (૨) ઝપાટા-બંધ ખાવું. (૩) લખાણમાં સુધારો-વધારો કરવો. ૦ ચળવળવા (રૂ.પ્ર.) સામાને માર મારવા વૃત્તિ થવી. ૦ ચાટવો, (રૂ.પ્ર.) વલખાં મારવાં. (૨) પશ્ચાત્તાપ થવો. ૦ ચાલવો (રૂ.પ્ર.) માર મારવાની પ્રવૃત્તિ થવી. ૦ ચાંપવો, ૦ દાબવો (રૂ.પ્ર.) લાંચ આપવી. (૨) સંકેત કરવો. ૦ ચોક્ખા(-ખ્ખા) ન હોવા (રૂ.પ્ર.) સ્ત્રીનું રજ-સ્વલા હોવું. (૨) ચોરી કરવાની ટેવ હોવી. ૦ ચોક્ખા-(-ખ્ખા) હોવા (રૂ.પ્ર.) પ્રામાણિક હોવું. ૦ ચોપડવો (-ચોપડવો) (રૂ.પ્ર.) લાંચ આપવી. ૦ ચોરવો (રૂ.પ્ર.) આપવામાં સંકોચ કરવો. ૦ ચોળવા (-ચોળવા) (રૂ.પ્ર.) ગુમાવ્યા પછી બળાપો કરવો. ૦છૂટી બલા (રૂ.પ્ર.) વગર વિચાર્યે ઘા મારવો એ. ૦છૂટું (રૂ.પ્ર.) ખૂબ ઉદાર. (૨) ઉડાઉ. ૦ છૂટો હોવો (રૂ.પ્ર.) આપવામાં ઉદાર હોવું. (૨) ખર્ચાળ હોવું. ૦ જવા (રૂ.પ્ર.) હિંમત હારી જવી. (૨) ટેકો જવો. ૦ જોડવા (રૂ.પ્ર.) માફી માગવી. (૨) થાકી જવું. (૩) કંટાળી જવું. ૦ જોવો (રૂ.પ્ર.) હાથની રેખાઓ જોઈ ભવિષ્ય ભાખવું. (૨) સામર્થ્યનો પરચો જોવો. ૦ ઝાલવો (રૂ.પ્ર.) સહાયક થવું. ૦ ટાઢા કરવા (રૂ.પ્ર.) દાન આપી રાજી થવું. ૦ ટાઢા થવા (રૂ.પ્ર.) દાનનો સંતોષ મળવો. ૦ ટાઢો કરવો (રૂ.પ્ર.) દાન આપવું. ૦ ઠરવો (રૂ.પ્ર.) ટેવાવું. ૦ ઠારવો (રૂ.પ્ર.) સામાની મરજી પ્રમાણે આપી સંતોષ અનુભવવો. (૨) ધાર્યા પ્રમાણે માર મારવો. ૦ ઠોકવો (રૂ.પ્ર.) સોદો કરવો. ૦ તરછોડવો (રૂ.પ્ર.) અપમાન થાય એમ ના પાડવી. ૦તાળી આપવી (કે દેવી) (રૂ.પ્ર.) છેતરવું. ૦ દાઝવા (રૂ.પ્ર.) કડવો અનુભવ થવો. ૦ દાબમાં આવવો (રૂ.પ્ર.) સપડાઈ જવું. ૦ દેખાડવો, ૦ બતાવવો (રૂ.પ્ર.) આવડતનો ખ્યાલ આવે એમ કરવું. (૨) યાદ કર્યા કરે એવી સજા કરવી. ૦ દેવો (રૂ.પ્ર.) ટેકો આપવો. ૦ ધરવો (રૂ.પ્ર.) માગવું. ૦ ધોઈ ના(-નાં)ખવા (રૂ.પ્ર.) આશા મૂકી દેવી. ૦ ધોવડા(-રા)વી ના(-નાં)ખવા (રૂ.પ્ર.) આશા મુકાવી દેવી, નિરાશ કરવું. ૦ ના(-નાં)ખવો (રૂ.પ્ર.) વચ્ચે પડવું (૨) તકલીફમાં મૂકવું. ૦ નાપાક હોવા (રૂ.પ્ર.) સ્ત્રીએ રજસ્વલા હોવું. ૦નાં કર્યાં હૈયે (રૂ.પ્ર.) ખરાબ કામનો બદલો મળવો એ. ૦ની ચ(-ચો)ળ ઉતારવી (-ચ(-ચો)ખ્ય-) (રૂ.પ્ર.) વગર કારણે માર મારવો. ૦ નીચેનું (રૂ.પ્ર.) તાબાનું. ૦ની માગણી કરવી (રૂ.પ્ર.) સ્ત્રીને લગ્ન માટે કહેવું. ૦ની વાત (રૂ.પ્ર.) સત્તાની વાત. ૦નું ચોક્ખું(-ખ્ખું) (રૂ.પ્ર.) પ્રામાણિક. ૦નું છૂટું (રૂ.પ્ર.) ઉદાર. (૨) ખર્ચાળ. (૩) માર મારવાની ટેવવાળું. ૦નું જૂઠું (રૂ.પ્ર.) ચોર. ૦નું ટાઢું, ૦નું ઠંડું (-ઠણ્ડું), ૦નું ધીમું (રૂ.પ્ર.) કામ કરવામાં આળસુ અને ધીરું. ૦નું પોલું (રૂ.પ્ર.) ઉડાઉ. ૦નું મેલું (રૂ.પ્ર.) બદ-દાનતવાળું. (૨) ચોર. ૦નું મોકળું (રૂ.પ્ર.) ઉદાર. ૦ને જશ(-સ) હોવો (રૂ.પ્ર.) સારાં કામ થવાં. (૨) સફળતા મળવી. ૦નો ખેલ (રૂ.પ્ર.) તદ્દન સહેલું. ૦નો મેલ (રૂ.પ્ર.) પોતાની કરેલી કમાણી. ૦નો રસ ઉતારવો (રૂ.પ્ર.) નકામો કોઈને માર મારવો. ૦ પકડવો (રૂ.પ્ર.) સહાયક થવું. (૨) આશરો આપવો. ૦ પછાડવા (રૂ.પ્ર.) ભારે કોપ કરવો. ૦ પડવું (હાસ્ય-) (રૂ.પ્ર.) પકડાઈ જવું. (૨) અચાનક આવી પડવું. ૦ પર લેવું (રૂ.પ્ર.) જાતે કરવા મંડવું. ૦ પસારવો (રૂ.પ્ર.) માગવું. ૦ પહોંચતો સારવો (-પોં:ચતો-) (રૂ.પ્ર.) માગવું. ૦ પહોંચતો હોવો (-પોં:ચતો-) (રૂ.પ્ર.) પૈસાની છૂટ હોવી. ૦ પીળવા, ૦પીળા કરવા (રૂ.પ્ર.) લગ્ન પ્રસંગ માણવો. ૦ પોલો હોવો (રૂ.પ્ર.) ઉદાર હોવું. ૦ ફરવો (રૂ.પ્ર.) લખાણ સુધરવું. (૨) ચોરી થવી. ૦ ફેરવવો (રૂ.પ્ર.) ઉચાપત કરવું. ૦ ફેરવી જવો (રૂ.પ્ર.) ચોરી કરી લઈ જવું. ૦ ફેરો હોવો (રૂ.પ્ર.) સપાટા-બંધ કામ કરવું-થવું. ૦ બાળવા (રૂ.પ્ર.) અગાઉથી કબૂલાતની સહી આપી દેવી. ૦ બાંધવા (રૂ.પ્ર.) રોકી રાખવું. (૨) અગાઉથી સહી કરાવી લેવી. ૦ બેસવું (હાસ્ય બેસવું) (રૂ.પ્ર.) હુન્નર-ધંધામાં માફક આવી જવું. ૦ ભરવા (રૂ.પ્ર.) લાંચ આપવી. ૦ ભરાવા (રૂ.પ્ર.) લાંચ મળવી. (૨) ફસાઈ પડવું. ૦ ભારે હોવો (રૂ.પ્ર.) કામ સારું કરવાની શક્તિ ન હોવી. ૦ ભાંગવો (રૂ.પ્ર.) કામની ચીજ નાશ પામવી ૦ ભીડમાં હોવો (રૂ.પ્ર.) આર્થિક સંકોચ હોવો. ૦ મારવો (રૂ.પ્ર.) ચોરી કરી લઈ જવું. (૨) ઉચાપત કરવું. (૩) રંગ-રોગાનનું નવું પડ ચડાવવું. ૦માં અફ(-ભ)ર રાખવું (રૂ.પ્ર.) બહુ લાડ લડાવવાં. ૦માં કાખડી ઝાલવી, ૦માં પોતિયું રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) ગભરાઈ જવું. ૦માં ચાંદ બતાવવો (રૂ.પ્ર.) પટાવવું, ફોસલાવવું. ૦માં ચાંપવું, ૦માં દાબવું (રૂ.પ્ર.) લાંચ આપવી. ૦માં પડવું (રૂ.પ્ર.) કાબૂમાં આવવું. ૦માં સમાઈ જવું (રૂ.પ્ર.) પતિની હયાતીમાં પત્નીનું મરણ થવું. ૦માં હાથ આપવો (રૂ.પ્ર.) વચન

આપવું. ૦માં રહેવું (-રે:વું), ૦માં હોવું (રૂ.પ્ર.) અધીન હોવું. ૦મુચરકો (રૂ.પ્ર.) જામિનગીરીની સહી આપવી એ. ૦ મૂકવો (રૂ.પ્ર.) આશીર્વાદ દેવો. ૦ મૂછે દેવો (રૂ.પ્ર.) ગર્વ કરવો. ૦ મોં ભણી વળવો(-મોં:) (રૂ.પ્ર.) સ્વાર્થ સાધવા તરફ નજર થવી. ૦રસ ઉતારવો (રૂ.પ્ર.) મનને સંતોષ થાય તેટલો સામાને માર મારવો ૦ રાખવો (રૂ.પ્ર.) ઉપકાર કરવો. ૦ રાતા કરવા (રૂ.પ્ર.) ખૂન કરવું. ૦ લગાડવો (રૂ.પ્ર.) કોઈ વસ્તુનો અ-યને પટ આપવો. (૨) મદદ કરવી. (૩) માર મારવો. ૦ લંબાવવો (-લમ્બાવવો.) (રૂ.પ્ર.) મદદ આપવી. ૦લાકડી (રૂ.પ્ર.) સહાયક. ૦ લાગવું (હાશ્ય-) (રૂ.પ્ર.) મળી આવવું, જડવું. ૦ લાંબો કરવો (રૂ.પ્ર.) ભીખ માગવી. (૨) દાન આપવું. ૦ વળવો (રૂ.પ્ર.) હાથ ટેવાવો. ૦વાટકો (રૂ.પ્ર.) ઉપયોગી છોકરું કે નોકર. ૦ વાવરવા (રૂ.પ્ર.) માર મારવો. ૦ વાળવા (રૂ.પ્ર.) કૂટવું. ૦ વેતમાં (-વેંતમાં) (રૂ.પ્ર.) નજીક, પાસે. (૨) સુલભ ૦ સમેટવો (રૂ.પ્ર.) લોભ કરવો. ૦ સારા ન હોવા (રૂ.પ્ર.) સ્ત્રીએ રજસ્વલા હોવું. ૦ સાંકડમાં હોવો (-સાંકડ્ય-) (રૂ.પ્ર.) આર્થિક સંકોચ હોવો. ૦ સોંપવો (-સોંપવો) (રૂ.પ્ર.) બીજાની સંભાળ નીચે મૂકવું. ૦ હલકો કરવો (રૂ.પ્ર.) સામાને માર મારવો. ૦ હલકો હોવો (રૂ.પ્ર.) કામમાં ઝડપ હોવી. ૦ હલાવવો (રૂ.પ્ર.) મહેનત કરવી. ૦ હળવો કરવો (રૂ.પ્ર.) પૈસા ખર્ચવા. (૨) માર મારવો. ૦ હાંડલાં (કે હાલ્લાં) લેવડા(-રા)વવાં (હાશ્ય-) (રૂ.પ્ર.) ખૂબ હેરાન કરવું. ૦ હાંડલાં (કે હાલ્લાં) હોવાં (હાશ્ય-) (રૂ.પ્ર.) જાતે રસોઈ કરવી પડે એવી સ્થિતિ હોવી. ૦ હેઠા પડવા (રૂ.પ્ર.) નિષ્ફળ જવું, ૦ હોવો (રૂ.પ્ર.) સામેલ હોવું. -થે ઉપાડી લેવું (રૂ.પ્ર.) ઇચ્છાથી કામ સ્વીકારવું. -થે કરીને (રૂ.પ્ર.) સ્વેચ્છાથી. -થે ચૂડી પહેરવી (-પે:રવી) (રૂ.પ્ર.) બાયલા હોવું. -થે પગે નીકળવું (રૂ.પ્ર.) સમૃદ્ધિ તજી એકલા નીકળી પડવું. -થે પગે લાગવું (રૂ.પ્ર.) આજીજી કરવી. -થે પગે હળવું (રૂ.પ્ર.) શણગાર વિનાનું. -થે મેંદી મૂકવી (-મેંદી-) (રૂ.પ્ર.) નિષ્ક્રિય થવું. -થે હાથ મેળવવા (રૂ.પ્ર.) સોદો કરવો. -થો-હાથ કરવું (-હાથ્ય-) (રૂ.પ્ર.) જાતે કરવા મંડી પડવું. આડે હાથે જમવું (રૂ.પ્ર.) ખૂબ જમવું. આડે હાથે આપવું (કે દેવું) (રૂ.પ્ર.) ખૂબ આપવું. કેડે હાથ દેવો (કેડ્યે-) (રૂ.પ્ર.) થાકી જવું. ચારે હાથ હોવા (રૂ.પ્ર.) સંપૂર્ણ કૃપા હોવી. માથે હાથ દેવો (રૂ.પ્ર.) હતાશ થવું. માથે હાથ ફેરવવો, માથે હાથ મૂકવો (રૂ.પ્ર.) આશીર્વાદ આપવો. માથે હાથ હોવો (રૂ.પ્ર.) ઓથ હોવી, આશ્રય હોવો. હજાર હાથનો ધણી (રૂ.પ્ર.) પરમેશ્વર]

**હાથ-ઉછીનું** વિ. [+ જુઓ 'ઉછીનું.'] લખ્યા વિના ઉપલક લીધેલું — પાછું તરતમાં આપી દેવાની શરતે

**હાથ-કડી** સ્ત્રી. [+ જુઓ 'કડી.'] હાથની બેડી

**હાથ-કરવત, -તી** સ્ત્રી. [+ જુઓ 'કરવત,-તી.'] એક તરફ હાથાવાળી નાની કરવત

**હાથ-કસબ** પું. [+ જુઓ 'કસબ.'] હાથની કારીગરી

**હાથ-કંતાઈ** સ્ત્રી. [+ જુઓ 'કંતાઈ.'], **-મણ** ન. [+ જુઓ 'કંતામણ'] હાથથી કાંતવું એ

**હાથ-કાગળ** પું. [+ જુઓ 'કાગળ.'] યંત્રની મદદ વિના ઘરગથ્થુ સાધનોથી બનાવેલો કાગળ

**હાથ-કામ** ન. [+ જુઓ 'કામ.[2]'] હાથથી કરેલું કાર્ય

**હાથ-કારીગરી** સ્ત્રી. [+ જુઓ 'કારીગરી'] જુઓ 'હાથ-કસબ.'

**હાથ-કાંતણ** ન. [+ જુઓ 'કાંતણ.'] જુઓ 'હાથ-કંતાઈ.'

**હાથ-ખરચ** પું., ન., **-ચી** સ્ત્રી. [જુઓ 'ખરચ,. — ચી.'] પરચૂરણ ખર્ચ કરવાની રકમ

**હાથ-ગ(-ઘ)રણું** ન. [+ સં. ग्रहणक- > પ્રા. घरणअ-] લગ્નાદિ પ્રસંગે અપાતી વધાવાની રકમ, ચાંલ્લો [લારી

**હાથ-ગાડી** સ્ત્રી. [+ જુઓ 'ગાડી.'] હાથેથી ચલાવાય તેવી

**હાથ-ઘરણું** જુઓ 'હાથ-ગરણું.'

**હાથ-ઘસ** (-સ્ય) સ્ત્રી., **-સામણ** ન. [+ જુઓ 'ઘસવું,'-'ઘસામણ.'] હાથેથી ઘસવાની ક્રિયા. (૨) (લા.) ફાયદા વિનાની મહેનત [કૌશલ.'

**હાથ-ચાલાકી** સ્ત્રી. [+ જુઓ 'ચાલાકી.'] જુઓ 'હસ્ત-

**હાથ-ચાળો** પું. [+ જુઓ 'ચાળો.'] હાથથી કરવામાં આવતી છેડ [કરેલ (ચોખા દાળ વગેરે)

**હાથ-છડ** વિ. [+ જુઓ 'છડવું.'] હાથેથી છડીને તૈયાર

**હાથ-છપાઈ** સ્ત્રી. [+ જુઓ 'છપાઈ.'] હાથની છાપણી (ખત્રી વગેરેની) [ઉડાઉ. (૨) ઉદાર

**હાથ-છૂટું** વિ. [+ જુઓ 'છૂટું.'] છૂટે હાથે ખર્ચ કરનારું,

**હાથ-જોડ** (-ડ્ય) સ્ત્રી. [+ જુઓ 'જોડવું.'] કોઈ પણ હિંદુ મંગલિક કામ કરતી વેળા પૂજા કરતાં વિધિ પ્રસંગે બે હાથ જોડાવી કરાતો વિધિ

**હાથડિયો, હાથડો** પું. [+ ગુ. 'ડુ' + 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હાથ(૧) (પદ્યમાં.)

**હાથણ** (-ણ્ય) સ્ત્રી. [સં. हस्तिनी > પ્રા. हत्थिणी], **-ણી** સ્ત્રી. [સં. हस्तिनिका > પ્રા. हत्थिणिआ] હાથીની માદા

**હાથ-તાળી** સ્ત્રી. [+ જુઓ 'તાળી.'] પોતાની અને પારકાંની બે હથેળી સામ-સામી ભટકાવવી એ. [૦ આપવી, ૦ દેવી (રૂ.પ્ર.) ચાલાકી કરી છેતરી જવું. (૨) નિમકહરામ નીવડવું. (૩) દગો દેવો]

**હાથ-તોડ** (-ડ્ય) સ્ત્રી. [+ જુઓ 'તોડવું.'] (લા.) હાથથી સખત મહેનત કરવી એ

**હાથ-ધો(-ધૂ)ણું** ન. [+ જુઓ 'ધોવું' + ગુ. 'અણું' કૃ.પ્ર.] (વારંવાર હાથ ધોવા પડતા હોઈ) (લા.) અપચાના ઝાડા, પાતળા કાચા મળના ઝાડા

**હાથ-પગ** પું.. બ.વ. [+ જુઓ 'પગ.'] (લા.) મુખ્ય સાધન. (૨) આ-ધાર.[૦ જોડીને બેસી રહેવું (-બેસી રે:વું) (રૂ.પ્ર.) કામ-ધંધા વિના બેઠા રહેવું. (૨) બેકાર હોવું, ૦ ધોઈને (રૂ.પ્ર.) ખરી ખંતથી. (૨) આગ્રહ-પૂર્વક. ૦ ફેલાવવા (રૂ.પ્ર.) કાર્ય-પ્રદેશ વિસ્તારવો. (૨) વેપાર-ધંધો વિસ્તારવો. ૦ ગળી જવા, ૦ ભાંગી પડવા (રૂ.પ્ર.) હિંમત હારી જવી. (૨) નિઃસહાય થઈ જવું. ૦ વાળવા (રૂ.પ્ર.) મહેનત કરવી.

(૨) મહેનત કરવા મંડવી. ૦ હલાવવા (રૂ.પ્ર.) કામે વળગવું]

**હાથ-પહોંચિયું** (-પોંચિયું) ન. [+ જુઓ 'પહોંચિયું.'] હાથના કાંડાની સાંકળી (એક ઘરેણું)

**હાથ-પાકીટ** ન. [+ જુઓ 'પાકીટ.'] હાથમાં રાખવાનું નાનું ચામડા-પ્લાસ્ટિક વગેરેનું પાકીટ, 'એટેચી' [ક્રિયા

**હાથ-પીંજણ¹** ન. [+ જુઓ 'પીંજણ.'] હાથથી પીંજવાની

**હાથ-પીંજણ²** (-ણ્ય) સ્ત્રી. [+ જુઓ 'પીંજવું.' + ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] હાથથી પીંજવામાં વાપરવાનું સાધન

**હાથ-પીંજાઈ** સ્ત્રી. [+ જુઓ 'પીંજવું' + ગુ. 'આઈ' ક્રિયાવાચક કૃ.પ્ર.] જુઓ 'હાથ-પીંજણ.¹' (૨) હાથથી પીંજવાનું મહેનતાણું

**હાથ-પ્રત** (-ત્ય) સ્ત્રી. [+ જુઓ 'પ્રત.'] જુઓ 'હસ્ત-પ્રત.'

**હાથ-ફેરો** પું. [+ જુઓ 'ફેરો.'] (અંધારામાં કે કોઈ ન જુએ એમ હાથ ફેરવીને કરાતી) ચોરી

**હાથ-બદલો** પું. [+ જુઓ 'બદલો.'] એક હાથથી બીજાના હાથમાં માલ-સામાન વગેરેનો કરાતો વિનિમય

**હાથ-મુચરકો** પું. [+ જુઓ 'મુચરકો.'] હાથથી જવાબદારીની કરાતી સહી, જાતની જામિનગીરી

**હાથ-મોજું** ન. [+ જુઓ 'મોજું.'] હથેળીમાં પહેરવાનું મોજું, 'હૅન્ડ-ગ્લવ'

**હાથ-રસ** પું. [+ [સં.] હાથથી લેવાતો આનંદ. (૨) (લા.) શત્રુને માર મારવો એ. (૨) હાથથી હસ્ત-દોષ કરવાની ક્રિયા, 'માસ્ટર-બેશન'

**હાથ-લાકડી** સ્ત્રી. [+ જુઓ 'હાથ' દ્વારા.] હાથનું બળ

**હાથ-લો** પું. [+ ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] ઉપર હાથના દેખાવનો રેલવેનો થાંભલો (ગાડી જવા-આવવાની રજા આપતાં ઉપર કે નીચે ત્રાંસા કરાતા હાથાવાળો), 'સિગ્નલ.' (૨) પકડ, હાથો. (૩) વહાણનું હલેસું. (૪) સુથારનું એક ઓજાર. (૫) રસોઈનું એક તવેથા જેવું સાધન. (૬) ઘોડા કે બળદને શરીરે ઘસવા માટેનું કાથીની ગૂંથણીનું સાધન. (૭) પંજાના આકારનાં કાંટાળાં લેબાંવાળો થોરની એક જાત

**હાથ-વગું** વિ. [+ જુઓ 'વગ' + ગુ. 'ઉં' ત.પ્ર.] જ્યારે જોઈએ ત્યારે હાથમાં આવી શકે-કામમાં આવી શકે તેવું

**હાથ-વણાટ** પું. [+ જુઓ 'વણાટ.'] હાથથી જ કરાતું કાપડ વણવાનું કામ, હાથ-સાળનું વણાટ-કામ

**હાથ-વાટકો** પું. [+ જુઓ 'વાટકો.'] (લા.) ઉપયોગી છોકરું કે નોકર

**હાથ-વેંત** (-વેંત્ય) ક્રિ.વિ. [+ જુઓ 'વેંત.'], ૦માં ક્રિ.વિ. [+ ગુ. 'માં' સા.વિ., અનુગ] (લા.) નજીકમાં

**હાથ-સર** વિ. [+ અં.] ('સાહેબ, આ આપ્યો' એમ હાથ બતાવતો) (લા.) આજ્ઞાંકિત

**હાથ-સાળ** સ્ત્રી. [+ જુઓ 'સાળ.²'] યંત્રની મદદ વિના માત્ર હાથથી જ વણવા માટેની સાળ

**હાથ-સિલક** સ્ત્રી. [+ જુઓ 'સિલક.'] વેપારી વગેરેની પેઢી કે સંસ્થાના કાર્યાલયમાં દરરોજ સાંજની ચોપડામાંની જણાવાતી રોકડ પુરાંત, 'કૅશ ઑન હૅન્ડ'

**હાથા-તોરણ** ન. [+ જુઓ 'તોરણ.'] પંજાના આકારનાં પાંદડાંઓનું તોરણ

**હાથિણી** સ્ત્રી. [સં. हस्तिनिका > પ્રા. हत्थिणिआ] હાથણી. (૨) ગાડીનાં પૈડાંનો ઘસારો મકાનને લાગે એ માટે દીવાલ તેમ મકાનના બહારના ખૂણે ઊભાં કરેલાં તે તે પથ્થર કે ખાંભી

**હાથિયો** પું. [સં. हस्तिक-क- > પ્રા. हत्थियअ-] હાથી. (પદ્યમાં.) (૨) હસ્ત નક્ષત્ર. (જ્યો.,ખગોળ.) (૩) ઘોડા બળદ વગેરેને ખરેરો કરવાનો કાથીની ગૂંથણીનો પંજો. (૪) (લા.) બહાદુર, ભડ વીર

**હાથી** પું. [સં. हस्तिक- > પ્રા. हत्थिअ-] સૂંઢવાળું એક મોટું પ્રાણી, ગજ, મેગળ, કુંજર. [૦ ઝૂલવા (રૂ.પ્ર.) ઘેર અઢળક સંપત્તિ હોવી. ૦ પર અંબાડી (-અમ્બાડી) (રૂ.પ્ર.) મોંઘી ચીજ સાચવવાનો વધારાનો થતો ખર્ચ. ૦ના દાંત (રૂ.પ્ર.) બહારનો ડોળ. ૦નું બચ્ચું (રૂ.પ્ર.) માતેલું માણસ. ૦ને હાથે (રૂ.પ્ર.) જરૂરિયાત પ્રમાણે મળી રહેવું એ. ૦નો અંકુશ (-અઙ્કુશ) (રૂ.પ્ર.) તડા-માર કામ લેનાર માણસ — વડીલ કે શેઠ. ૦નો ટલલો (રૂ.પ્ર.) મોટાનો માર. ૦નો પગ (રૂ.પ્ર.) ઘણાના આશરા-રૂપ માણસ. ધોળો હાથી (રૂ.પ્ર.) મોટો પગારદાર (ઓછું કામ કરનાર) માણસ)]

**હાથી-ખાનું** ન. [+ જુઓ 'ખાનું.'] જુઓ 'હસ્તિ-શાલા.'

**હાથી-ઝૂલ** પું. [+ જુઓ 'ઝૂલ,' સ્ત્રી.] (લા.) એક જાતનો બિહારી કલમી આંબો

**હાથી-ડું** વિ. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] હાથી જેવું મોટું

**હાથી-થાન** ન. [+ સં. स्थान, અર્વા. તદ્ભવ] જુઓ 'હાથી-ખાનું' — 'હસ્તિ-શાલા.'

**હાથી-દાંત** પું. [+ જુઓ 'દાંત.'] હાથીનો તે તે બહાર દેખાતો દાંત, દંતૂસળ

**હાથી-પગી** ન. [+ જુઓ 'પગ' + ગુ. 'ઈ' ત.પ્ર.] (લા.) પોલાદની એક મધ્યમ પ્રકારની જાત

**હાથી-પગું** વિ. [+ જુઓ 'પગ' + ગુ. 'ઉં' ત.પ્ર.] રોગને કારણે હાથીના પગ જેવા ઘૂંટણથી નીચેનો ભાગ સૂજી જાય તેવા પગવાળું. (૨) ન. એવો રોગ, શ્લીપદ, 'એલિફન્ટાઇસ' [એ નામની એક વનસ્પતિ

**હાથી-સૂંઢું** ન. [+ જુઓ 'સૂંઢ' + ગુ. 'ઉં' ત.પ્ર.] (લા.)

**હાથૂકિયું** ન. [જુઓ 'હાથ' દ્વારા 'હાથૂક' + ગુ. 'ઇયું' ત.પ્ર.] પોતાની મેળે જ કામ કરવું એ

**હાથે, ૦ કરીને** ક્રિ.વિ. [+ જુઓ 'હાથ' + ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર. + જુઓ 'કરવું' + ગુ. 'ઈ,' 'ને' સં. ભૂ.કૃ.] પોતાની મેળે. (૨) ઇરાદા-પૂર્વક [ગ્રહણ

**હાથે-વાળો** પું. [જુઓ 'હાથ' દ્વારા.] લગ્નમાં થતું પાણિ-

**હાથો** પું. [સં. हस्तक- > પ્રા. हत्थअ-] કોઈ પણ યંત્રમાંનો હાથથી પકડી ફેરવવા માટેનો દાંડો, પકડ. (૨) હથિયારની મૂઠ (તલવાર છરી ચપ્પુ વગેરેની). (૩) વણકરોનું દોરા ટીપવાનું સાધન. (૪) માંગલિક પ્રસંગે કંકુવાળો પંજો કરી વસ્ત્ર દીવાલ વગેરે પર કરાતી છાપ, થાપો. [૦ આપવો (રૂ.પ્ર.) હથેળી આપી ઢાંકી વેપારીએ ભાવ આપવો.

૦ બનવું (રૂ.પ્ર.) કારણ-રૂપ બનવું. સાધન કે નિમિત્ત બનવું. કુહાડાનો હાથો બનવું (રૂ.પ્ર.) ખોટા કામમાં બીજાને સહાયક થઈ પડવું. માતાનો હાથો હોવું (રૂ.પ્ર.) માતાજીની કૃપાનું પાત્ર હોવું]

**હાથોટી** સ્ત્રી. [જુઓ 'હાથ' દ્વારા.] જુઓ 'હથોટી.'

**હાથો-હાથ** (-થ્ય) ક્રિ.વિ. [જુઓ 'હાથ,'-દ્વિર્ભાવ.] હાથે હાથ અડાડીને કે લઈ દઈને. (૨) (લા.) સહકારથી. (૩) જાતો-જાત

**હાન** (-ન્ય) સ્ત્રી. માનતા, આખડી, બાધા

**હા-ના** સ્ત્રી. [જુઓ 'હા[૨]' + 'ના.[૨]'] હકાર અને નકાર. (૨) (લા.) આનાકાની. [૦ કરતાં (રૂ.પ્ર.) આખરે, છેવટે. ૦ કરવી (રૂ.પ્ર.) ખચકાવું, ખમચાવું. ૦ને ઘેર (રૂ.પ્ર.) આનાકાનીથી ઊભો થતો અણ-બનાવ]

**હાનિ** સ્ત્રી. [સં.] હત્યા, ઘાત. (૨) ઈજા, નુકસાન, ખરાબી

**હાનિ-કર** વિ. [સં.], **હાનિ-કર્તા** વિ. [સં.,પું.], **હાનિ-કારક** વિ. [સં.] હાનિ કરનારું

**હાપ્પા** ક્રિ.વિ. [રવા.] 'હપ' એવા અવાજથી. [૦ કરવું, ૦ કરી જવું (રૂ.પ્ર.) (બાળ-ભાષામાં) મોંમાં મૂકી ખાઈ જવું]

**હાફ** વિ. [અં.] અડધું

**હાફ-કાસ્ટ** વિ. [અં.] જેનાં મા અને બાપ ભિન્ન ભિન્ન ધર્મ જાતિ જ્ઞાતિ કે દેશનાં હોય તેવું (સંતાન)

**હાફ-કોટ** પું. [અં.] કેડ સુધીનો ટૂંકો ડગલો

**હાફ-કોટન** [અં.] અડધું ઊન કે નાયલોન અને અડધું સૂતર હોય તેવું કાપડ

**હાફ-ટોન** વિ. [અં] નાની કે મોટી ટપકીદાર જાળીવાળા સાધનથી બ્લૉક-પ્રિન્ટિંગ થાય તેવા પ્રકારનું (બ્લૉક પ્લેઇટ વગેરે) [તેવો મુસ્લિમ

**હાફિઝ** વિ.,પું. [અર.] આખું કુરાનેશરીફ મુખ-પાઠ હોય

**હાફૂસ** સ્ત્રી. [પોર્ચુ. આફોન્સો] એ નામના પોર્ચુગીઝ દ્વારા આવેલા ચીરિયાંની કેરીના આંબાઓનું ફળ

**હામ[૧]** (-મ્ય) સ્ત્રી. સંભાળ, સાર, તપાસ

**હામ[૨]** (-મ્ય) સ્ત્રી. [જુઓ 'હિંમત.'] હિંમત. [૦ ભીડવી (રૂ.પ્ર.) હિંમત કરવી, સાહસ કરવું]

**હામલવું** અ.ક્રિ. નિરાશ થવું, ના-હિંમત થવું. **હામલાવું** ભાવે.,ક્રિ. **હામલાવવું** પ્રે.,સ.ક્રિ.

**હામલાવવું, હામલાવું** જુઓ 'હામલવું'માં.

**હામા** ન. એ નામનું એક પક્ષી

**હામી** સ્ત્રી. [અર.] જામિનગીરી, બાંયધરી, (૨) વિ. જામિન થનાર, જામિનદાર, જામિન, હામીદાર

**હામી-ખત** ન. [+ જુઓ 'ખત.'] જામિનદારીનો દસ્તાવેજ

**હામી-દાર** વિ. [+ફા. પ્રત્યય] જુઓ 'હામી(૨).'

**હામો** પું. [જુઓ 'હામી' દ્વારા.] બોજો, ભાર, જવાબ-દારી. (૨) (લા.) ધસારો, ધાસોટી, ક્ષીણ-તા

**હાય** કે.પ્ર. [જુઓ 'હા[૧]' દ્વારા.] 'હા' – 'હાઈ' – 'હાય' એવો અવાજ. (૨) સ્ત્રી. અંતરના ઊંડા દુઃખની બદ દુઆ. (૩) (લા.) ફિકર, ચિંતા. [૦ પોકરાવવી (રૂ.પ્ર.) નિસાસા લેવા. ૦ લેવી (રૂ.પ્ર.) બીજાને ત્રાસ આપી એની બદ-દુઆના અધિકારી થવું. ૦ વળવું (રૂ.પ્ર.) નિરાંત થવી] [એવો સતત અવાજ

**હાય-કારો** પું. [+ સં. °कारक- > પ્રા. कारअ-] 'હાય હાય'

**હાય-પિટારો** પું. [+ જુઓ 'પીટવું' + ગુ. 'આરો' કૃ.પ્ર.], **હાય-પીટ** (-ટ્ય) સ્ત્રી. [+ જુઓ 'પીટવું.'] 'હાઈ હાઈ' કરી છાતી પીટવાની ક્રિયા. (૨) (લા.) રો-કકળ

**હાય-વરાળ** સ્ત્રી. [+ જુઓ. 'વરાળ.'] (લા.) અંતરનો વલો-પાત, દુઃખનો સંતાપ, કલ્પાંત. (૨) ચિંતા, વ્યાધિ

**હાય-વલાળા** પું., બ.વ. [+ અ-સ્પષ્ટ] શોકના ઉદ્ગાર

**હાય-વોય** (વોય) સ્ત્રી. [જુઓ 'હાય' + રવા.] શોક વગેરે થતાં મોઢામાંથી નીકળતો ઉદ્ગાર. (૨) (લા.) ચિંતા, ફિકર. (૩) અફસોસ, દિલગીરી [કર્યા કરવું એ

**હાય હા(-હો)ય** કે. પ્ર. [જુઓ 'હાય,'-દ્વિર્ભાવ.] 'હાય હાય'

**હાર[૧]** પું. [સં.] માળા. (૨) (લા.) ગર્વ, મદ

**હાર[૨]** (-રય) . [જુઓ 'હારવું'] પરાજય. (૨) (લા.) કંટાળો [સમાન-તા

**હાર[૩]** (-રય) સ્ત્રી. પંક્તિ, હરોળ, ઓળ, કતાર. (૨) (લા.)

**-હાર[૪]**(-રું) વિ. [અપ. ह ષ.વિ., પ્ર. + સં °कार > પ્રા. °आर] જૂનો કર્તૃવાચક બનેલો પ્રત્યય: 'કરણ-હાર, સરજન-હાર' વગેરે. [એ મૂળમાં ક્રિયાવાચક નામને લાગે છે : करणस्य कारः રીતે)

**હારક** વિ. [સં.] હરનારું

**હાર-કતાર** (હારય-કતારય) સ્ત્રી. [જુઓ 'કતાર,' સમાનાર્થીનો દ્વિર્ભાવ ] જુઓ 'હાર.[૩]' (૨) ક્રિ. વિ. હાર-બંધ

**હાર-જીત** (હારય-જીત્ય) સ્ત્રી. [જુઓ 'હાર[૨]' + 'જીત.'] પરાજય અને જય

**હારડી** સ્ત્રી. [જુઓ 'હારડો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તદ્દન નાનો હાર, નાના મણકાઓનો નાનો હાર, સેર. (૨) સોનીનું ઓપ ચઢાવવાનું પથ્થરનાં મોતીવાળું સાધન

**હારડો** પું. [સં. हार + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] મણકાઓ વગેરેનો હાર. (૨) હોળીના તહેવારોમાં ખાંડનાં ચકદાંનો બનાવાતો હાર (ભેટ આપવા માટે). [૦ ચઢા(-ઢા)વવા જવું (રૂ.પ્ર.) સગપણ થયા પછી લગ્ન પૂર્વે હોળીના તહેવાર સબબ વર-પક્ષ તરફથી કન્યાને લૂગડાં આપવા જવું. ૦ મોકલવો (રૂ.પ્ર.) એવી રીતે કન્યાને કપડાં વગેરે હોળીના પ્રસંગે મોકલી આપવાં]

**હારણ[૧]** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હારવું' + ગુ, 'અણ' કૃ.પ્ર.] કાયરપણું. (૨) અધીરાઈ. (૩) (લા.) બાયલાપણું

**હારણ,[૨] -ણું** વિ. [જુઓ 'હારવું' + ગુ. 'અણ'-'અણું' કર્તૃવાચક કૃ.પ્ર.] હારવાના સ્વભાવનું, નાસીપાસ થવાની પ્રકૃતિનું, 'ડિફિટિસ્ટ.' (૨) (લા.) કાયર

**હાર-તોરા** પું, બ.વ. [સં. हार + જુઓ 'તોરો.'] હાર અને ફૂલ-છડી. [૦ કરવા (રૂ.પ્ર.) હાર પહેરાવી અને તોરો હાથમાં આપી સંમાન કરવું]

**હારદ** ન. [સં हार्द, અર્વા. તદ્ભવ] જુઓ 'હાર્દ.'

**હાર(-રા, -રો)-દોર** ક્રિ.વિ. [જુઓ 'હાર[૩]' + 'દોરવું.'] મણકાની માફક એક પંક્તિમાં, હાર બંધ

**હાર-બંધ[૧]** (બન્ધ) પું [સં] 'હાર'ના આકારનું એક

ચિત્ર-કાવ્ય. (કાવ્ય.)

**હાર-બંધ**[૨] (હારથ-બન્ધ) ક્રિ.વિ. [જુઓ 'હાર[૩]' + ફા 'બન્દ.'] સળંગ એક પંક્તિમાં, હારોહાર

**હાર-માલા(-ળા)**[૧] (હારથ-) સ્ત્રી. [જુઓ 'હાર[૩]' + [સં.] એક પછી એક આવ્યા કરવું એવી પરંપરા.

**હાર-માલા(-ળા)**[૨] સ્ત્રી. [સં.] નરસિંહ મહેતાને માંડલિકના દરબારમાં ભગવાને 'હાર' પહેરાવ્યો ગણાય છે એ પ્રસંગનું ચિત્રણ આપતું એ નામનું કાવ્ય. (સંજ્ઞા.)

**હારવું** અ.ક્રિ. [દે. પ્રા. हार પ્રા. તત્સમ] પરાજય પામવું, પરાજિત થવું, જિતાઈ જવું. (૨) (લા.) કાયર થવું. (૩) સ.ક્રિ. રમતમાં (કોઈ વસ્તુ) જિતાવી. (ભૂ.કૃ. માં કર્તરિ પ્રયોગ) હરાવું કર્મણિ,ક્રિ, હરાવવું[૨] પ્રે., સ.ક્રિ.

**હાર-શણગાર** પું. [સં. हार + જુઓ 'શણગાર.'], હાર-શિં-(-સિં)ગાર (-શિ(-સિ)ગું(ગા)ર) પું. [+ હિં. રૂપ (< સં. शृङ्गार)] (લા.) એ નામનું ફૂલ-ઝાડ, પારિજાત

**હારં-હારા** જુઓ 'હારા-હાર.' [પદ્ધતિ

**હારાકીરી** સ્ત્રી. [જાપાની.] આપઘાત કરવાની એક જાપાનીઝ

**હારા(-રો)-દોર** જુઓ 'હાર-દોર.'

**હારાવલિ(-લી,- -ળિ, -ળી)** સ્ત્રી. [સં. हार + आवलि,-ली] જુઓ 'હાર-માલા(-ળા).[૨]'

**હારા-હાર** (-રય) સ્ત્રી. [જુઓ 'હાર.[૨]'-દ્વિર્ભાવ.] વારંવાર પરાજય પામ્યા કરવું એ [(સંગીત.)

**હારિણાશ્વા** સ્ત્રી. [સં.] મધ્યમ ગ્રામની એક મૂર્છના.

**હારિયલ** ન. એક વિચિત્ર પંખી, હારીલ

**હારિયું** વિ. જુઓ 'હાર[૩]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] એક જ હારમાં રહેનારું, એક જ પંક્તિનું. (૨) એક જ સમયનું, સમવયસ્ક, સમકાલીન, (૩) સમોવડિયું. (૪) ન. મદેલો ટોપલો. (૫) ગરબામાં ગાવાનું પદ

**હારી** વિ. [સં.,પું.] (સમાસના ઉત્તરે પદમાં) હરનારું: 'મનોહારી' 'ચિત્ત-હારી' 'ધન-હારી' વગેરે

**હારીલ** ન. જુઓ 'હારિયલ.' ['હાર.[૪]'

**-હારું** વિ. [જુઓ '-હાર[૪]' + ગુ. 'ઉ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**હારે** (-રયે) ના. યો. [જુઓ 'હાર[૩]' + ગુ. 'એ' સા.વિ., પ્ર.] જોડે, સાથે, ભેગું. (૨) તુલનામાં, સરખામણીમાં

**હારેડું** જુઓ 'હરાડું.'

**હારો**[૧] પું. એ નામનું અનાજનું એક વજન

**હારો**[૨] પું. છાણાનો મોદવો

**હારોડી** સ્ત્રી. [જુઓ 'હાર[૩]' દ્વારા.] જુઓ 'હાર.[૩]'

**હારો-દોર, હારો-હાર** (-રય) ક્રિ.વિ. [જુઓ 'હાર.[૩]'-દ્વિર્ભાવ.] 'હાર-બંધ.'-'હાર(-રા)-દોર.'

**હાર્ટ** ન. [અં] હૃદય-કોશ, રક્તાશય. (૨) (લા.) મર્મ, રહસ્ય. [૦ ફે(૦ ઇ)લ થવું (રૂ.પ્ર.) હૃદય ચાલતું બંધ પડવાથી મરણ થવું]

**હાર્ટ-ડિઝીઝ** ન. [અં] જુઓ 'હૃદય-રોગ.'

**હાર્ટ-ફે(૦ ઇ)લ, હાર્ટ-ફેઇલ્યોર** ન. [અં.] હૃદય ચાલતું બંધ પડી જવું એ, હૃદય-રોગનું મૃત્યુ

**હાર્ડ-વેર** પું. [અં.] લોખંડ વગેરે ધાતુઓનો ઇમારતી તેમજ યાંત્રિક કામ માટેનો માલ-સામાન

**હાર્દ** ન. [સં.] હૃદય, અંતર. (૨) મનોભાવના. (૩) (લા.) મર્મ, મતલબ, તથ્યાંશ, સારાંશ, તાત્પર્ય, ભાવાર્થ

**હાર્દિક** વિ. [સં.] હૃદયને લગતું, હૃદયનું. (૨) ખરા અંતઃકરણપૂર્વક, ખરા અંતરનું, ઉમળકા સાથેનું

**હાર્બર** ન. [અં.] બારું, બંદર, 'પોર્ટ'

**હાર્મોનિયમ** ન. [અં.] સાતની બાર શ્રુતિઓના સવા ત્રણ સપ્તકવાળું પાસા દબાવીને વગાડવાનું ધમણિયું વાજું (ઊભું પગથી ધમણ દબાવવાનું, બેઠું ડાબા હાથથી ધમણ દબાવવાનું)

**હાર્વેસ્ટ** સ્ત્રી. [અં.] અનાજ લણવાની શરદ ઋતુ. (૨) ચોમાસામાં વવાઈ ને શરદમાં તૈયાર થયેલો સમગ્ર મોલ

**હાલ**[૧] ન. [સં.] હળનો એક ભાગ. (૨) ખાટલાની ઈસ કે ઊપળાનો છેડાનો ભાગ [ગતિ

**હાલ**[૨] (-લ્ય) સ્ત્રી. [જુઓ 'હાલવું.'] ચાલવાની રીત, ચાલ,

**હાલ**[૩] (-લ્ય) સ્ત્રી. નદી-કાંઠાની નીચાણવાળી જમીન

**હાલ**[૪] પું., બ.વ. [અર.] વર્તમાન અવસ્થા, દશા, પરિસ્થિતિ. (૨) રંગ-ઢંગ. (૩) અવદશા. (૪) ક્રિ.વિ. વર્તમાન સમયમાં, અત્યારની પરિસ્થિતિમાં, અત્યારે, હમણાંના સમયમાં [સ્થિતિના સમાચાર

**હાલ-અહેવાલ** પું. [અર. + જુઓ 'અહેવાલ'.] પરિ-

**હાલક** સ્ત્રી. [રવા.] હલવાની ક્રિયા. (૨) અસ્થિર-તા

**હાલક-ડોલક** વિ. [જુઓ 'હાલવું' + 'ડોલવું' + બંનેને 'ક' સ્વાર્થે કૃ.પ્ર.], **હાલક-ડોળ** (-ડોળ) વિ. [+ જુઓ 'ડોળ.'] **હાલક-લોલ** વિ. [+ સં.], **હાલક-હુલક** વિ. [જુઓ 'હાલવું'નું 'હાલક,' દ્વિર્ભાવ.] **હાલક-હોલ, ૦ક** વિ. [રવા.] અ-સ્થિર, ડામાડોળ

**હાલ-ઘડી** ક્રિ.વિ. [જુઓ 'હાલ[૪]' + ઘડી.'] અબ-ઘડી, અત્યારે, હમણાં જ

**હાલ-ચાલ** (હાલ્ય-ચાલ્ય) સ્ત્રી [જુઓ 'હાલ[૨]' + 'ચાલ.[૨]'] હલન-ચલન, હિલ-ચાલ. (૨) રીત-ભાત, ચાલ-ચલગત. (૩) પ્રવૃત્તિ

**હાલણ-ડોલણ**[૧] ન. [જુઓ 'હાલવું' + 'ડોલવું' + બેઉને ગુ. 'અણ' ક્રિયાવાચક કૃ.પ્ર.] અસ્થિર-તા

**હાલણ-ડોલણ**[૨] વિ. 'હાલવું' [+ જુઓ 'ડોલવું' + બંનેને ગુ. 'અણ' કર્તૃવાચક કૃ.પ્ર.] ચલાયમાન, અ-સ્થિર. (૨) (લા.) શંકા-શીલ

**હાલત** સ્ત્રી. [અર.] અવસ્થા, સ્થિતિ, દશા, હાલ

**હાલતાં-ચાલતાં** ક્રિ.વિ. [જુઓ 'હાલવું' + 'ચાલવું' + બંનેને ગુ. 'તું' વર્ત. કૃ. + 'આં' સા.વિ નો જૂ. ગુ. નો પ્ર.] (લા.) વારે ઘડીએ, હર-વખત

**હાલ-બકાલ** (હાલ્ય-બકાલ્ય) સ્ત્રી. જુઓ 'હલ-ચલ.'

**હાલ-બે-હાલ** વિ. [જુઓ 'હાલ[૨]' + ફા. 'બે' પૂર્વગ + 'હાલ.[૨]'] બૂરી દશા પામેલું, બૂરી સ્થિતિ પામેલું. (૨) પું., બ.વ. બૂરી દશા [ડગમગવું એ, અસ્થિર-તા

**હાલમ-ડોલ(૦મ)** ન. [જુઓ 'હાલવું' + 'ડોલવું' દ્વારા.]

**હાલરડું, હાલરું**[૧] ન. [વ્રજ. 'હાલરો' + ગુ. 'ડું' સ્વાર્થે ત. પ્ર.] બાળકને ઝુલાવતા ગવાતું સાદું ગીત [બળદ ફેરવવા એ

**હાલરું**[૨] ન. ટોળું, સમુદાય. (૨) ખળામાં કણસલાં કચરવા

**હાલવું** અ.ક્રિ. [દે.પ્રા. हल्ल] ચાલવું, ગતિમાં હોવું. (૨) ટકી રહેવું. (૩) ધ્રૂજવું, હલવું, કંપવું. **હલાવું** ભાવે., ક્રિ. **હલાવવું** પ્રે., સ.ક્રિ.

**હાલસો** પું. હરકત, અડચણ, વિઘ્ન, હાનિ [પાયમાલી

**હાલ-હવાલ** પું., બ.વ. [જુઓ 'હાલ²' + 'હવાલ.'] દુર્દશા,

**હાલકું** વિ. [જુઓ 'હાલવું' + પંજાબી. 'અ-કું' કૃ.પ્ર.] હાલતું

**હાલં-હાલા** (હાલમ્-હાલા) સ્ત્રી. [જુઓ 'હાલવું,' -દ્વિર્ભાવ.] સતત હિલ-ચાલ

**હાલાઈ** વિ. [જુઓ 'હાલાર' + ગુ. 'આ' ત.પ્ર.] હાલાર દેશને લગતું (ભાટિયા લુહાણા ઓળા મેમણ વગેરેનો પ્રકાર)

**હાલાકી** સ્ત્રી. જુઓ 'હલાકી.'

**હાલા-ડોલા** પું., બ.વ. [જુઓ 'હાલવું' + 'ડોલવું.'] હાલક-ડોલકપણું. (૨) ધરતી-કંપની અસર

**હાલાર** પું. [કચ્છમાંથી આવેલા જામ રાવળના પૂર્વજ 'હાલા' ઉપરથી મનાયેલું, પણ એ સ્થાનિક જૂનું દે.પ્રા. નામ સંભવે છે. ઝાલાવાડ સોરઠ અને બરડાના પ્રદેશને પશ્ચિમ-ઉત્તર ઉપરનો હાલના જામનગર જિલ્લાના મોટા ભાગનો પ્રદેશ કે જેમાંથી તદ્દન વાયવ્યનો 'બારાડી' અને 'ઓખામંડળ'નો પ્રદેશ અલગ પડી જાય છે.) (સંજ્ઞા.)

**હાલારી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હાલાર દેશને લગતું, હાલારનું (વતની)

**હાલા(-ળા)હલ(-ળ)** ન. [સં.] જુઓ 'હલાહલ.'

**હાલા-હાલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'હાલવું,' -દ્વિર્ભાવ.] જુઓ 'હાલં-હાલા.'

**હાલી** સ્ત્રી. બાળકને સુવડાવવાની બોડિયાની ઝોળી, ખોયું

**હાલી-મવાલી** વિ. [અર. 'અહાલી' + જુઓ 'મવાલી.'] હલકા દરજ્જાનું. (૨) લાગતું વળગતું ન હોય તેવું, ફાલતુ

**હાલું** ન., **હાલો** પું. [જુઓ 'હાલરું.¹'] હાલરડું. (૨) હાલરડાનું ગીત. (૩) કે.પ્ર. સૂવા માટે બાળકને ઉદ્દેશી બોલાતો ઉદ્ગાર

**હાલો-ચાલો** પું. [જુઓ 'હાલવું, + 'ચાલવું' + બંનેને 'ઓ' કૃ.પ્ર.] હાલ-ચાલ, હિલ-ચાલ

**હાલો-ડોલો** પું. [જુઓ 'હાલવું' + ડોલવું' + બેઉને ગુ. 'ઓ' કૃ.પ્ર.] હાલવું-ડોલવું એ. (૨) ટેલ-ટપારો

**હાલો-હાલ** ક્રિ.વિ. [જુઓ' હાલ,¹' -દ્વિર્ભાવ.] અત્યારે અને અત્યારે, હમણાં જ

**હાવ** પું. [સં.] સ્ત્રીઓના અભિનયની વિશિષ્ટ ચેષ્ટા. (નાટ્ય.)

**હાવ-ભાવ** પું.' બ.વ. [સં.] હાવ અને એ વ્યક્ત કરવાની ક્રિયા. (નાટ્ય.) [કરેલો ઝૂડો

**હાવરી** સ્ત્રી. પાણીનો ધોરિયો સાફ રાખવા માટે ઘાસ-સાંઠી-નો

**હાવરું**, ૦ બાવરું (-બાઃવરું) વિ. [રવા. + જુઓ 'બાવરું.'] ગભરાયેલું

**હાવરો** પું. તાવ ગયા પછી ઊઘડતી ભૂખ

**હાવલાં** ન., બ.વ. [અનુ.] ફાંફાં, વલખાં

**હાવસો(૦ઈ)**, ૦ ઝાવસો(૦ઈ) કે.પ્ર. [અર. 'યા હુસૈન'-નું ભ્રષ્ટ રૂ.પ્ર.] તાબૂતના દિવસોમાં આવો અવાજ કરી કૂટવામાં આવે છે એ

**હાવળ** (-ળ્ય) સ્ત્રી. [રવા.] ઘોડાની હણહણાટી. (૨) સિંહની ત્રાડ. (૩) બૂમ-બરાડા

**હાવાં**, -વે જુઓ 'હવાં'-'હવે.'

**હાશ** (-શ્ય) કે.પ્ર. [રવા.] નિરાંત થવાનો ઉદ્ગાર

**હાશીશ** પું. [અર. હશીશ્] ગાંજો, હશીશ

**હાસ** પું. [સં.] હસવું એ, હાસ્ય. (૨) મશ્કરી, ઠઠ્ઠા. (૩) હાસ્ય-રસનો સ્થાયી ભાવ. (કાવ્ય.)

**હાસ(-સ્ય)-વૃત્તિ** સ્ત્રી. [સં.] હસ્યા કરવાનું વલણ

**હાસિલ** જુઓ 'હાંસિલ.' [જુઓ 'હાજ-તો.'

**હાસ્તો** કે.પ્ર. [જુઓ 'હા²' + 'જ' + 'તો' -નું લાઘવ.]

**હાસ્ય** ન [સં.] હસવું એ, હાસ. (૨) પું. જેનો સ્થાયી ભાવ હાસ છે તેવો કાવ્યનો એક રસ. (કાવ્ય.)

**હાસ્ય-કારક** વિ. [સં] હસાવનારું, હાસ્ય ઉપજાવનારું

**હાસ્ય-ચિત્ર** વિ. [સં] ટીખળ માટે દોરેલું ચિત્ર, ઠઠ્ઠા-ચિત્ર, 'કૅરિકેચર,' 'કાર્ટૂન.'

**હાસ્ય-જનક** વિ. [સં.] જુઓ 'હાસ્ય-કારક.' [(જૈન.)

**હાસ્ય-દોષ** પું. [સં.] વચનના દસ દોષોમાંનો એક દોષ.

**હાસ્ય-પાત્ર** વિ. [સં.] હસવું પડે તેવું. (૨) મશ્કરી કરાવે તેવું [(નાટક.)

**હાસ્ય-પ્રધાન** વિ. [સં.] જેમાં હાસ્યની પ્રચુરતા હોય તેવું

**હાસ્ય-રસ** પું. [સં.] જુઓ 'હાસ્ય(૩).'

**હાસ્ય-રસાળ** વિ. [+ ગુ. 'આળ' ત.પ્ર.] હાસ્ય-રસવાળું

**હાસ્ય-રસિક** વિ. [સં.] હાસ્ય-રસ કે ટીખળને કારણે ગમતું થાય તેવું

**હાસ્ય-વચન** ન. [સં.] જુઓ 'હાસ્યોક્તિ.'

**હાસ્ય-વિનોદ** પું. [સં.] ટોળ-ટીખળવાળો વાર્તાલાપ

**હાસ્ય-વૃત્તિ** સ્ત્રી. [સં.] જુઓ 'હાસ-વૃત્તિ.'

**હાસ્યાસ્પદ** વિ. [+ સં. आस्पद ન.] હાસ્ય-પાત્ર

**હાસ્યોક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] જેનાથી હસવું આવે તેવું વચન, હાસ્ય-વચન

**હાહા-કાર** પું. [સં.] 'હા' 'હા' એવો ઉદ્ગાર, ભારે દુઃખ કે ત્રાસ યા આપત્તિ આવતાં થતો ભારે કોલાહલ

**હાહા-ઠીઠી** સ્ત્રી. [રવા.] ઠઠ્ઠા, ટીખળ, મશ્કરી

**હાહા-હીહી** ક્રિ વિ. [રવા.] ઠઠ્ઠા-મશ્કરીનો અવાજ થાય એમ [ધમાલ

**હાહો** પું. [રવા.] 'હા' 'હા' એવો અવાજ, હોકારા. (૨)

**હાળિયું** વિ. [સં. हालिक-क > પ્રા. हालिअअ-] ખેડૂતને લગતું. [-યો હિસાબ (રૂ.પ્ર.) ભીંતે લીટા કે એવાં નિશાન કરી ખેડૂતો કરી લે તેવો હિસાબ]

**હાળી** પું. [સં. हालिक- > પ્રા. हालिअ-] હળ ચલાવનાર માણસ. (૨) ખેડૂતનો પગારદાર કે વાર્ષિક સાંથ લઈને કામ કરનાર સાથી

**હાળો** પું. [સં. हालक- > પ્રા. हालअ-] ખેડૂત. (૨) પતિ, ધણી

**હાં** કે.પ્ર. [રવા.] સ્વીકાર-વાચક ઉદ્ગાર. (૨) બેશક ખરેખર વિનવણી વગેરે અર્થનો ઉદ્ગાર

**હાંઉ** કે.પ્ર. [રવા.] બસ, પૂરતું. (૨) બરોબર, એમ જ

**હાંક** જુઓ 'હાક.'

**હાંકણિયું** વિ. [જુઓ 'હાંકવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] હાંકનારું

**હાંકણી** સ્ત્રી. [જુઓ 'હાંકવું' + ગુ. 'અણી' ક્રિયાવાચક

કૃ.પ્ર.] હાંકવું એ. (૨) હાંકવાની રીત. (૩) (લા.) વાંસે લાગવું એ, 'ગોડિંગ'

**હાંકવું** સ.ક્રિ. [દે.પ્રા. हक्क] વાહન યંત્ર વગેરેને ગતિમાં કરવું, ચલાવવું. (૨) હાંકી કાઢવું, દૂર કરવું, નસાડી મૂકવું. (૩) (લા.) ગપ મારવી. **હંકાવું** (હઙ્કાવું) કર્મણિ., ક્રિ. [**હાંક્યે રાખવું** (રૂ.પ્ર.) (જેમ આવે તેમ) ગતિમાં રાખવું]

**હાંકાટવું** સ.ક્રિ. જોરથી હાંકવું

**હાંકારો** પું. 'હા' એવો અવાજ, હકાર

**હાં કે** કે.પ્ર. [જુઓ 'હાં + 'કે.'] બરોબર કે

**હાંકેડુ** વિ.,પ્ર. [જુઓ 'હાંકવું' દ્વારા.] હાંકવામાં નિષ્ણાત. (૨) (લા.) મુખી, આગેવાન, સરદાર

**હાંજા** પું.,બ.વ. **-જાં** ન.,બ.વ શરીરનાં અંગો—અવયવો. (૨) અંગોના સાંધા. [**૦ ગગડી જવા(-વાં)** (રૂ પ્ર.) હિંમત ખતમ થવી]

**હાં-જી**[1] જુઓ 'હા-જી.'

**હાંજી**[2] પું. ખલાસી, નાવિક 	[હાંડલું, હાંડલી

**હાંડલી** સ્ત્રી. [જુઓ 'હાંડલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું

**હાંડલું** ન. [સં. हण्डा, हण्डिका સ્ત્રી.માંથી हण्ड-क > પ્રા.हंडअ- + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] પહોળા મોંનું માટીનું રસોઈ માટેનું ઠામ, હાંડલું. [**-લાં અભડાવવાં** (રૂ પ્ર.) કોઈના ગુજરાનનું સાધન તોડવું. **-લાં કુસ્તી કરવાં** (રૂ.પ્ર.) ઘરની ગરીબ સ્થિતિ હોવી. **-લાં ખખડવાં** (રૂ.પ્ર ) ઘરમાં ઝઘડો થવો. **-લાં ખંખેરી કઢાવવાં (-ખક્ખેરી-)** (રૂ.પ્ર.) ભાડૂતી ઘર ખાલી કરાવવું. **-લાં ઢીલાં થવાં** (રૂ.પ્ર.) કાયરતા બતાવવી. **-લાં તડકે મૂકવાં** (રૂ.પ્ર.) કાંઈ રાંધવું નહિ. **-લાં ફોડવાં** (રૂ.પ્ર.) અંદર અંદર ઝઘડવું. **-લાં હડી કાઢવાં** (રૂ.પ્ર.) તદ્દન નિર્ધન દશા હોવી. **-લાં હાથ લેવડા(-રા)વવાં** (રૂ.પ્ર ) ત્રાસ પોકરાવવો. **૦ ફૂટવું** (રૂ.પ્ર.) આજીવિકા તૂટી પડવી. (૨) રહસ્ય ઉઘાડું થઈ જવું. **૦ ફોડવું** (રૂ.પ્ર.) નિર્વાહનું સાધન તોડવું. (૨) ખાનગી વાત ખુલ્લી કરી દેવી. **૦ ફોડી ના(-નાં)ખવું** (રૂ.પ્ર.) પાયમાલ કરવું]

**હાંડવો** પું. ઢોકળાં જેવી એક ખાદ્ય-વાની

**હાંડિયો** વિ.,પું. [જુઓ 'હાંડી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હાંડલામાં જમનાર માણસ

**હાંડી** સ્ત્રી. [સં. हण्डिका > પ્રા. हंडिआ] પાણી ભરવા વગેરેનું ધાતુનું વાસણ. (૨) શોભા માટેનું કાચનું દીવો રખાય તેવું લટકતું રખાતું કૂંડું 	[માંજનારું

**હાંડી-ધોવું** વિ. [+ જુઓ 'ધોવું'-નું ભૂ.કૃ.] વાસણ

**હાંડી-ફોડ** વિ. [+ જુઓ 'ફોડવું.'] (લા ) બીજાને નુકસાન કરનાર દ્વેષી માણસ. (૨) પું. દક્ષિણ અને નૈઋત્યમાંથી આવનારો વરસાદને ખેંચી જનારો પવન

**હાંડો** પું. [જુઓ 'હાંડી'; આ પું ] પાણીનું ગાગરથી મોટું અને ચરવીથી નાનું જરા ઊભા ઘાટનું બહાર કાંઠા વાળેલું વાસણ, નાનો દેગડો. (૨) જુઓ 'હાંડવો.' (૩) ઠાકોરજીનો સામગ્રી પહોંચાડી કરાવવામાં આવતો એક ઉત્સવ. (પુષ્ટિ.) 	[ડાળનો ટુકડો, 'શૅટલો, સૅંતલ

**હાંઢલો** પું. કાંટા ઝાંખરાં વગેરે ઉપાડવાનો Y આકારનો

**હાંફ** (-ફ્ય) સ્ત્રી. [જુઓ 'હાંફવું.'], **-ફણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હાંફવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] હાંફવું એ, શ્વાસે ભરાવું એ

**હાંફલી** સ્ત્રી. [જુઓ 'હાંફલો' + ગુ 'ઈ' સ્ત્રીપ્રત્યય.] બેઠી હાંફ, બેઠો શ્વાસ

**હાંફલું(-ળું)**, **૦ ફાંફલું(-ળું)** વિ. [રવા.] આકુળ-વ્યાકુળ, ગભરાઈ ગયેલું, મૂંઝાઈ બેબાકળું થયેલું 	['હાંફ.'

**હાંફલો** પું. [જુઓ 'હાંફ' + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**હાંફવું** અ.ક્રિ. [રવા.] થાક વગેરેને લઈ ઉતાવળે શ્વાસ લેવો. **હંફાવું** (હમ્ફાવું) ભાવે.,ક્રિ. **હંફાવવું** (હમ્ફાવવું) પ્રે.,સ.ક્રિ.

**હાંફળું,૦ફાંફળું** જુઓ 'હાંફલું,૦ફાંફલું.'

**હાં રે** કે.પ્ર. [જુઓ 'હાં' + 'રે.'] ગીતમાં આવતો પાદ-પૂરક

**હાંલ્લી** સ્ત્રી. [જુઓ 'હાંલ્લું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] જુઓ 'હાંડલી.'

**હાંલ્લું** ન. [જુઓ 'હાંડલું,'-પ્રવાહી ઉચ્ચારણ.] જુઓ 'હાંડલું.'

**હાંસ** (-સ્ય) સ્ત્રી. [જુઓ 'હાંસિયો.' દ્વારા.] કાગળ પથ્થર ધાબું વગેરેની કિનારીનો ભાગ, ધાર

**હાંસડી** સ્ત્રી. [જુઓ 'હાંસ' + ગુ. 'ડી' સ્વાર્થે ત.પ્ર.] ગળાની નીચે અને છાતીની ઉપરની ધારે પાસેની છેલ્લી ઊપસી આવેલી લાગતી સળંગ પાંસળી, 'કૉલર-બોન.' (૨) એ સ્થળે પહેરાતું સોના કે ચાંદીનું ગોળાકાર ઘરેણું. (૩) એવો ઘોડાનો ચામડાનો તોક. (૪) કૂવામાંથી કોસ ખેંચવાનું લોખંડનું ચકરડું. (૫) પૈડાંના મોં પરનો લોઢાનો ગાળો. (૬) કળશા-કમંડલ વગેરેનો હાંસડી-ઘાટનો ગાળિયો. (૬) વહાણનું એક દોરડું. (વહાણ.) (૭) (લા.) કન્યા-વિક્રયના લેવાતા પૈસા

**હાંસ(-સિ)લ** ન. [અર, 'હાસિલ્'=ખુલાસો, પરિણામ] નફો, લાભ, ફાયદો. (૨) પેદાશ, ઉત્પન્ન. (૩) વિ. મળેલું, પ્રાપ્ત 	[(૨) ત્રીકમ, ચાંચવો

**હાંસયો** પું. ખોદવાનું એક ઓજાર, મોટા ફળાની કોદાળી.

**હાંસિયા** વિ., પું.,બ.વ. ઘઉંની એક ઊંચી જાત

**હાંસિયો** પું. [અર. હાશિયહ્] કાગળ ઉપર લખાણની બહાર રખાતો ચારે બાજુનો કોરો ભાગ, 'માર્જિન.' (અત્યારે લખાણમાં મોટે ભાગે ડાબી બાજુ ૧/૪ ભાગ છોડવામાં આવે છે તે ભાગ)

**હાંસિલ** જુઓ 'હાંસલ.'

**હાંસી** સ્ત્રી. [સં. हासिका > પ્રા. हासिआ] હસવું એ. (૨) (લા.) મશ્કરી, ઠઠ્ઠા, ટીખળ, મજાક. (૨) ફજેતી, ભવાડો

**હાંસી-ખેલ** પું. [+ જુઓ 'ખેલ.'] મજાક માટેની ક્રિયા

**હાંસું** ન. [સં. हासक- > પ્રા. हासअ-] હાસ્ય. (૨) મશ્કરી, (૩) ફજેતો

**હાંસોટી** વિ, પું. ['હાંસોટ' ગામ + ગુ. 'ઈ' ત.પ્ર.] દક્ષિણ ગુજરાતમાં હાંસોટ બાજુ થતા એક જાતના ઘઉં

**હાં હાં** કે.પ્ર. [જુઓ 'હાં,'-દ્વિર્ભાવ.] જુઓ 'હાં.' (૨) અરેરાટી બતાવનારો ઉદ્ગાર. (૩) 'ન કરશો' એવા ભાવનો ઉદ્ગાર 	[ગરી. (૩) ચતુરાઈ

**હિકમત** સ્ત્રી. [અર.] યુક્તિ, તરકીબ. (૨) કરામત, કારી-

**હિકમતી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] હિકમત કરનારું
**હિકરાણ** ન. [રવા.] કકળાણ, ગુમરાણ, બોંધાટ
**હિકાયત** સ્ત્રી. [અર.] વાર્તા, કથા, કહાણી, કિસ્સો
**હિક્કડ** વિ. લાગણી વિનાનું. (૨) કોઈની સાથે ન ભળનારું
**હિક્કળ** ન. ઘણા વરસાદથી થતી ઠંડી, ટાઢોડું
**હિક્કા** સ્ત્રી. [સં.] એડકી, વાપણી
**હિચકારું** વિ. [ફા. હીચકારહ] નામર્દ, બાયલું. (૨) કાયર, નમાલું. (૩) (લા.) અધમ, નીચ
**હિચકાવવું** જુઓ 'હીચકવું'માં.
**હિચાકો** પું. [રવા.] ગિરદીનો ધક્કો
**હિચાવવું, હિચાવું** જુઓ 'હીચવું'માં.
**હિજરત** સ્ત્રી. [અર.] કુટુંબ વતન વગેરેથી જુદા પડી સ્થાન-ત્યાગ કરવો એ, નિર્વાસન [ગયેલું, નિર્વાસિત
**હિજરતી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] હિજરત કરીને નીકળી
**હિજરાવવું** જુઓ 'હિજરાવું'માં.
**હિજરાવું** અ.ક્રિ. [જુઓ 'હિજરત,' દ્વારા.] વિયોગના દુઃખે દુઃખી થવું. **હિજરાવવું** પ્રે.,સ.ક્રિ.
**હિજરી, ૰સન** પું. [અર.] મહમ્મદ પેગંબર સાહેબે મક્કા છોડી મદીનામાં જઈ વાસ કર્યો ત્યારથી શરૂ થયેલો સંવત્સર (તા. ૧૬ મી જુલાઈ, ઈ.સ. ૬૨૨) (આ વર્ષ ચાંદ્ર વર્ષ હોઈ ચાલુ સૌર વર્ષ ૩૨ નાં લગભગ ૩૩ વર્ષ થાય છે.) (સંજ્ઞા.)
**હિજ્ર** પું. [અર.] વિયોગ, જુદા થવાપણું
**હિટ** સ્ત્રી. [અં.] ક્રિકેટની રમતમાં બૅટથી દડાને મરાતો ફટકો [બંને રોગ મટાડવાની વિદ્યા
**હિટરૉપથી** સ્ત્રી. [અં.] રોગની સામે રોગ ઊભો કરી
**હિટલર-શાહી** સ્ત્રી. [જર્મનોનો બીજા વિશ્વ-યુદ્ધ સમયનો પ્રબળ સરમુખત્યાર 'હિટલર'+'શાહી[૨]'] હિટલરના જેવી આકરી સરમુખત્યારશાહી
**હિટોડી** વિ.,પું. [અં. 'હિટ્' દ્વારા] ક્રિકેટની રમતમાં ફટકા પર ફટકા મારનાર ખેલાડી
**હિડિંબ** (હિડિમ્બ) પું. [સં.] કૌરવ-પાંડવોના સમયનો એક રાક્ષસ (જેની બહેનને ભીમ પરણ્યો હતો અને જેને ભીમે માર્યો હતો.) (સંજ્ઞા.)
**હિડિંબા** (હિડિમ્બા) સ્ત્રી. [સં.] હિડિંબ રાક્ષસની બહેન અને ભીમની પત્ની (જેમાં ભીમથી 'ઘટોત્કચ' નામનો પુત્ર થયેલો). (સંજ્ઞા.)
**હિણાવવું, હિણાવું** જુઓ 'હીણવું'માં.
**હિત** વિ. [સં.] માફક આવે તેવું, પથ્ય (ખોરાક). (૨) હિતકારક, ઉપકારક. (૩) ન. લાભ, ફાયદો. (૪) કલ્યાણ, શ્રેય [વિ. [સં.] ભલું કરનારું
**હિત-કર** વિ. [સં.] **હિત-કર્તા** વિ. [સં.,પું.], **હિત-કારક**
**હિતકારિણી** વિ.,સ્ત્રી. [સં.] હિતકર (સ્ત્રી)
**હિતકારિ-તા** સ્ત્રી. [સં.] હિતકારી હોવાપણું
**હિતકારી** વિ. [સં.,પું.] જુઓ 'હિત-કર.'
**હિત-ચિંતક** (-ચિન્તક) વિ. [સં.] હિત વિચારનારું
**હિત-વાદ** પું. [સં.] સ્વાર્થસાધુપણું
**હિતવાદી** વિ. [સં.,પું.] સ્વાર્થ-સાધુ
**હિત-વિરોધ** પું. [સં.] હિતની વાતમાં કરાતું વિઘ્ન
**હિત-શત્રુ** પું. [સં.] મિત્રાચારીનો ડોળ કરનાર અ-હિતકારી માણસ. (૨) હિત કરવા જતાં મૂર્ખતાથી અ-હિત કરી બેસનાર માણસ
**હિત-સંબંધ** (સમ્બન્ધ) પું. [સં.] સ્વાર્થની સગાઈ
**હિતસ્વી** વિ. [સં. तेजस्विन् જેવાના સાદૃશ્યે નવો શબ્દ; શુદ્ધ શબ્દ हितैषिन् - 'હિતૈષી.'] જુઓ હિતૈષી.'
**હિતાધિકારી** વિ. [સં.,પું.] પોતાના હિતનો હક્ક ધરાવનારું
**હિતાર્થ(-ર્થે)** ક્રિ.વિ. [સં. हित + अर्थ + ગુ. 'એ' સા.વિ., ત.પ્ર. અને પછી લોપ] હિતને માટે, લાભ થવા માટે, ભલા માટે
**હિતાર્થી** વિ. [+ સં. अर्थी, પું.] હિત ઇચ્છનારું
**હિતાર્થે** જુઓ 'હિતાર્થ.'
**હિતાવહ** વિ. [+ સં. आ-वह] જુઓ 'હિત-કર.'
**હિતાહિત** વિ. [+ સં. अ-हित] હિત અને અહિત, શ્રેયસ્કર અને દુઃખકર. (૨) ન. લાભ અને અલાભ
**હિતુ** વિ. [+ ગુ. 'ઉ' ત.પ્ર.] જુઓ 'હિતૈષી.'
**હિતેચ્છુ, ૰ક,** વિ. [+ સં. इच्छु, ૰क] જુઓ 'હિતૈષી.'
**હિતેશ્રી** વિ. [સં. हितैषी દ્વારા ભ્રષ્ટ], **હિતેસરી** વિ. [ઉપરના 'હિતેશ્રી'નું અર્વા. તદ્ભવ] જુઓ 'હિતૈષી.'
**હિતૈકલક્ષી** વિ. [+ સં. एक-लक्षी,પું.] માત્ર હિત થાય એવી જ એક માત્ર નજર કે બુદ્ધિ હોય તેવું, પરમ-હિતૈષી
**હિતૈષિણી** સ્ત્રી. [સં.] હિત કરનારી સ્ત્રી
**હિતૈષિ-તા** સ્ત્રી. [સં.] હિતૈષી હોવાપણું
**હિતૈષી** વિ. [+સં. एषी, પું.] હિત ઇચ્છનારું, હિતેચ્છુ
**હિતોપદેશ** પું. [+ સં. उप-देश] ભલું થવા વિશેની શિખામણ, હિત-બોધ
**હિદાયત** સ્ત્રી. [સં.] ઉપદેશ, બોધ, માર્ગ-દર્શન
**હિદેલા** ન. એક પક્ષી
**હિના** સ્ત્રી. [ફા.], -નો પું. મીઠી મેંદીનો છોડ (જેનાં પાંદડાંમાંથી કેસરી રંગ નીકળે છે તેમ એનું અત્તર પણ બને છે.)
**હિપોપૉટેમસ** ન. [અં.] એક મોટું જળ-ચર પ્રાણી, જળ-ઘોડો [શાસ્ત્ર. (૨) જાદુ
**હિપ્નોટિઝમ** ન. [અં.] પ્રાણવિનિમય-વિદ્યા, સંમોહન-
**હિફાજત** સ્ત્રી. [અર.] જાળવણી, સંભાળ, રક્ષણ
**હિબકાવવું** જુઓ 'હીબકવું'માં.
**હિબ્રૂ** સ્ત્રી. [અં.] યહૂદીઓની મૂળ ભાષા. (સંજ્ઞા.)
**હિમ** ન. [સં.] બરફ (કુદરતી), 'સ્નો.' (૨) શિયાળામાં પડતો વનસ્પતિ બાળી નાખે તેવો ઓસ. [૰ **પડવું** (રૂ.પ્ર.) શિયાળાનો કપાસ વગેરેને બાળી નાખે તેવો ઠાર કે ઓસ પડવો. **ટાઢું હિમ જેવું** (રૂ.પ્ર.) ઘણું જ ઠંડું]
**હિમ-કણ** પું. [સં.] કુદરતી બરફનો ટુકડો. (૨) ઓસનું કાતિલ ટીપું [જમીનનો ભાગ
**હિમ-ક્ષેત્ર** ન. [સં.] જ્યાં હિમ પડયા કરતું હોય તેવો
**હિમ-ગંગા** (-ગઙ્ગા) સ્ત્રી. [સં.] ઠંડા પહાડમાંથી વહી આવતી ગંગા નદી. (સંજ્ઞા.)
**હિમ-ગિરિ** પું. [સં.] જુઓ 'હિમાલય.' (સંજ્ઞા.)

**હિમ-જા** સ્ત્રી. [સં.] ગંગા નદી. (૨) હિમાલયની પુત્રી પાર્વતી. (સંજ્ઞા.)
**હિમ-નદ** પું., -દી સ્ત્રી. [સં.] કુદરતી બરફની નદી, 'ગ્લેશિયર' ['આઇસ-બર્ગ'
**હિમ-પર્વત** પું. [સં.] સમુદ્રમાં તરતો બરફનો ડુંગર,
**હિમ-પ્રદેશ** પું. [સં.] શીત કટિબંધમાં આવેલો ભૂભાગ
**હિમ-પ્રપાત** પું. [સં.] કુદરતી બરફનું વરસવું એ
**હિમ-માનવ** પું. [સં.] હિમાલયના પ્રદેશમાં હોવાનો મનાતો એક અ-ગોચર માનવ (જે અડધો માનવ જેવો અને અડધો વાનર જેવો જંગલી તેમ મોટી કાયાનો કહેવાય છે. એનાં દોઢેક ફૂટની લંબાઈનાં પગલાં જોયાનું કહેવાય છે.)
**હિમ-રશ્મિ** પું. [સં.] ઠંડા કિરણવાળો—ચંદ્રમા
**હિમ-યુગ** પું. [સં.] વર્તમાન યુગ પહેલાંનો યુગ (ઉત્તર ગોળાર્ધના વિશાળ ભૂ-ભાગ ઉપર હમ્મ બરફ પથરાયેલો હતો.), 'આઇસ એઇજ'
**હિમ-રાશિ** પું. [સં.] કુદરતી બરફનો ઢગલો
**હિમ-રેખા** સ્ત્રી. [સં.] પૃથ્વીની સપાટીની અમુક ઊંચાઈએ પહાડોમાં નિરંતર કુદરતી બરફ પથરાયેલો રહે છે તેની મર્યાદાની સીમા-રેખા, 'સ્નો-લાઇન' [પ્રપાત
**હિમ-વર્ષા** સ્ત્રી. [સં.] કુદરતી બરફનું વરસવું એ, હિમ-
**હિમ-વંત** (-વન્ત) પું. [સં. °वत् > પ્રા. वंत, પ્રા. તત્સમ], **હિમ-વાન** પું [સં. °वान्] જુઓ 'હિમાલય.' (સંજ્ઞા.)
**હિમ-શિખર** ન. [સં.] જુઓ 'હિમ-શૃંગ.'
**હિમ-શિલા** સ્ત્રી. [સં.] કુદરતી બરફનો વિશાળ પથ્થરનો આકાર, 'આઇસ-બર્ગ' [તિ તે ટૂક
**હિમ-શૃંગ** (-શૃઙ્ગ) ન. [સં.] બરફથી ઢંકાયેલી પહાડની
**હિમ-શૈલ** પું. [સં.] જુઓ 'હિમાલય.' (સંજ્ઞા)
**હિમ-સરિતા** સ્ત્રી. [સં.] જુઓ 'હિમ-નદી.' [ભવાની
**હિમ-સુતા** સ્ત્રી. [સં.] ગંગા નદી. (૨) પાર્વતી (દેવી),
**હિમાગમ** પું. [+ સં. आ-गम] શિયાળાની ઋતુ—હેમંત અને શિશિર ઋતુનો સમય, શિયાળો, શીત-કાલ
**હિમાચલ**(-ળ) પું. [+ સં. अ-चल] જુઓ 'હિમાલય.' (સંજ્ઞા.)
**હિમાચો** પું. [અર. હિમાચહ્] માથા ઉપર વીંટવામાં આવતો ચાદરનો ટુકડો [ઢંકાયેલું
**હિમાચ્છાદિત** વિ. [+ સં. आ-च्छादित] કુદરતી બરફથી
**હિમાદ્રિ** પું. [+ સં. अद्रि] જુઓ 'હિમાલય.' (સંજ્ઞા.)
**હિમાની** સ્ત્રી. [સં.] જુઓ 'હિમ-રાશિ.'
**હિમાયત** સ્ત્રી. [અર.] તરફદારી. (૨) સિફારસ, ભલામણ. (૩) ટેકો, અનુ-મોદન, સમર્થન
**હિમાયતી** વિ. [અર.] હિમાયત કરનાર
**હિમાલય** પું. [+ સં. आलय,પું.,ન.] ભારત વર્ષની ઉત્તર સરહદે આવેલો પૃથ્વી ઉપરનો ઊંચામાં ઊંચા શિખરવાળો એક વિશાળ પર્વત. (સંજ્ઞા.)
**હિમાવું** અ.ક્રિ. [સં. हिम, તત્સમ-ના.ધા.] હિમ કે ઠંડીને લઈ દાઝી જવું. ઠીંગરાવું. (૨) (લા.) મનમાં બળ્યા કરવું. (૩) શરીરે સુકાવું
**હિમાળું** વિ. [+ ગુ. 'આળું' ત.પ્ર.] ઠંડી ઋતુનું
**હિમાળો** પું. [સં. हिमालय- > પ્રા. हिमालअ-] જુઓ 'હિમાલય.' (૨) (લા.) શિયાળો. [૦ ગળવો (રૂ.પ્ર.) હિમાલયમાં જઈ બરફમાં દેહ-ત્યાગ કરવો] [પૉઇંટ'
**હિમાંક** (હિમાઙ્ક) પું. [+ સં. अङ्क] ઠાર-બિંદુ, 'ફ્રીઝિંગ
**હિમાંબુ** (હિમામ્બુ) ન. [+ સં. अम्बु] કુદરતી બરફનું પાણી, ઝાકળ, ઓસ
**હિમાંશુ** (હિમાંશુ) પું. [+ સં. अंशु] ઠંડાં કિરણોવાળો—ચંદ્ર
**હિમેજ** (-જ્ય) સ્ત્રી. જુઓ 'હીમજ.'
**હિમોરું** વિ. [સં. हिम દ્વારા, દેખાવને ઉદ્દેશી] છાસ વિનાનું ચોખ્ખું (ઘી)
**હિમ્મત** સ્ત્રી. [અર.] જુઓ 'હિંમત.'
**હિમ્મત-બાજ** વિ. [+ ફા. પ્રત્યય], **હિમ્મત-વાન** વિ. [+ સં. °वान्,પું.] હિંમતવાળું
**હિયાં** ક્રિ.વિ. [જુઓ 'અહીંયાં,'—એનું લાઘવ.] અહીં, અહીંયાં (પદ્યમાં.) (જુઓ 'હ્યાં' પણ)
**હિરણ્મય** વિ. [સં.] હિરણ્યમય, સુવર્ણમય, સોનાનું. (૨) સોનેરી. (૩) (લા.) મોહ-કારક
**હિરણ્ય** ન. [સં.] સોનું, કાંચન
**હિરણ્ય-કશિપુ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે દાનવકુલના ભક્તરાજ પ્રહ્લાદનો પિતા અને હિરણ્યાક્ષનો નાનો ભાઈ (નરસિંહ ભગવાને 'હિરણ્ય-કશિપુ'ને માર્યો કહ્યો છે.) (સંજ્ઞા.) [(૨) વિષ્ણુ. (૩) બ્રહ્મા
**હિરણ્ય-ગર્ભ** પું. [સં.] સૂક્ષ્મ શરીરવાળો આત્મા. (વેદાંત.)
**હિરણ્ય-મય** જુઓ 'હિરણ્મય.'
**હિરણ્યાક્ષ** પું. [સં.] પ્રહ્લાદના પિતા હિરણ્ય-કશિપુ દાનવનો મોટો ભાઈ. (સંજ્ઞા.)
**હિરવણી** સ્ત્રી. [જુઓ 'હીર' + 'વણ' (વેણ=કપાસ) + ગુ. 'ઈ' ત.પ્ર.] કપાસની એક ઊંચી જાત, રેશમના જેવા સુકોમળ કપાસની જાત
**હિરામણ** ન. પોપટના જેવું એક સુંદર કાલ્પનિક પક્ષી
**હિલકાવવું** જુઓ 'હીલકવું'માં.
**હિલ-ચાલ** (હિલ્લ-ચાલ્ય) સ્ત્રી. [હિં. 'હિલના' + ગુ. 'ચાલવું.'] આ-ચરણ, વર્તણૂક. (૨) પ્રવૃત્તિ
**હિલવાવવું** જુઓ 'હીલવવું'માં. [(૨) બંડ, બળવો
**હિલચાલો** પું. [હિં. 'હિલના' દ્વારા] (લા.) સખત પ્રયત્ન.
**હિલાલી** વિ. [અર.] ૩૫૪ દિવસનું ચંદ્રનું (વર્ષ), હિજરી (વર્ષ)
**હિલિયમ** ન. [અં.] વાયુરૂપી એક મૂળ તત્ત્વ. (પ.વિ.)
**હિલોળવું** અ.ક્રિ. ખૂબ હીંચકવું. (૨) સ.ક્રિ. હીંચકાવવું. ઝુલાવવું. **હિલોળાવું** ભાવે., કર્મણિ.,ક્રિ. **હિલોળાવવું** પ્રે.,સ.ક્રિ.
**હિલોળાવવું, હિલોળાવું** જુઓ 'હિલોળવું'માં.
**હિલોળેલ** વિ. [+ ગુ. 'એલ' બી. ભૂ.કૃ.] (લા.) આનંદી. (૨) શોખીન. (૩) સ્વચ્છંદી
**હિલોળો** પું. [જુઓ 'હિલોળવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] હિલોળવું એ, ખૂબ હીંચકવું એ. (૨) હીંચકવાનો લાંબો ફેરો કે ઝોલો. (૩) (લા.) ગમ્મત, આનંદ. (૪) તરંગનો ઉછાળો. [-ળા ખાવા (રૂ.પ્ર.) ઝૂલવું. -ળે ચઢ(-ડ)વું (રૂ.પ્ર.) વહાણ સ્ટીમર વગેરે દરિયાના તોફાનમાં ડોલવાં.

(૨) આનંદ માણવો (૩) તરંગનો ઉછાળો આવવો]

**હિલ્લો** જુઓ 'હીલો.'

**હિલ્લોલ**(-ળ) જુઓ 'હિલોળો.'

**હિલ્લોળવું** જુઓ 'હિલોળવું.' **હિલ્લોળાવું** ભાવે., કર્મણિ., ક્રિ. **હિલ્લોળાવવું** પ્રે.,સ.ક્રિ.

**હિલ્લોળાવવું, હિલ્લોળાવું** જુઓ 'હિલ્લોળવું'માં.

**હિશ્શો** કે.પ્ર. [રવા.] માલ ઊંચકીને નીચે ફેંકતી વખતે કરાતો એક ઉદ્‌ગાર. [-બે હિશ્શો (રૂ.પ્ર.) નકામી ધમાધમી કરી મૂકવી]

**હિસાબ** પું. [અર.] ગણતરી, લેખું. (૨) ગણિતનો દાખલો. (૩) નામું. (૪) (લા.) બિસાત, ગણના. (૫) નિયમ, રીત, પ્રકાર. [**૦ આપવા જવું** (રૂ.પ્ર.) મરણ પામવું **૦ આપવો** (રૂ.પ્ર.) જવાબ આપવો, ખુલાસો આપવો. **૦ કરવો** (રૂ.પ્ર.) દાખલો ગણવો. **૦ કરી લેવો** (રૂ.પ્ર.) સમાધાન કરવું. **૦ ચૂકવવો** (રૂ.પ્ર.) લેણું ચૂકતે કરવું. (૨) જવાબ આપવો. **૦ ચોકૂખો(-ખ્ખો) કરવો** (રૂ.પ્ર.) લેણદેણનું નિરાકરણ કરવું. **૦ જોવો** (રૂ.પ્ર.) આવક-જાવકની વિગતો તપાસી જવી. **૦ પાક કરવો** (રૂ.પ્ર.) લેણ-દેણ ચોખ્ખી કરવી. **૦ બેસવો (-બૅસવો)** (રૂ.પ્ર.) ગણિતનો મેળ મળવો, દાખલાનો સાચો જવાબ આવવો. **૦ રહેવો (-રે:વો)** (રૂ.પ્ર.) માન સચવાવું. **૦ રાખવો** (રૂ.પ્ર.) નાણાંની આવક-જાવકની બરોબર નોંધ સાચવવી. **૦ લઈ ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) ધમકાવવું, ઠપકો દેવો. (૨) ઝડતી કરવી. **૦ લેવો** (રૂ.પ્ર.) સોંપેલું કામ બરોબર કર્યું છે કે નહિ એ તપાસવું]

**હિસાબ-કિતાબ** પું.,બ.વ. [+ જુઓ 'કિતાબ.'] ગણિત-વિદ્યા. (૨) નામાના ચોપડા રાખવા અને એમાં નામું બરોબર લખવું એ. (૩) એવા ચોપડા

**હિસાબ-ચી** વિ. [+ ફા. પ્રત્યય] જુઓ 'હિસાબ-દાર.'

**હિસાબ-ચોકસી** પું. [+ જુઓ 'ચોકસી.'] હિસાબ તપાસી જનાર નિષ્ણાત, 'ઑડિટર'

**હિસાબ-જાંચ** સ્ત્રી. [+ જુઓ 'જાંચ.'] લખેલા હિસાબોની તપાસણી, 'ઑડિટિંગ'

**હિસાબ-દાર, હિસાબ-નવીસ** વિ. [+ ફા. પ્રત્યયો], **હિસાબ-નીસ(-શ)** વિ. [જુઓ 'હિસાબ-નવીસ.'], **હિસાબી**[1] વિ. [અર.] નામું લખનાર (મુનશી), 'એકાઉન્ટન્ટ'

**હિસાબી**[2] વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] હિસાબને લગતું, નામાને લગતં. (૨) અંદાજ પ્રમાણે સમઝપૂર્વક ખર્ચ કરનાર, કરકસરિયું. (૩) (લા.) ગણતરી-બાજ, હોશિયાર

**હિસાબી વર્ષ** ન. [જુઓ 'હિસાબી[2]' + સં.] પહેલા દિવસથી બરોબર વર્ષે તે તે વર્ષનો હિસાબ પૂરો કરવામાં આવે તેવું તે તે વર્ષ, વહીવટી વર્ષ, 'ફાઇનન્સ ઇયર'

**હિસાબે** ક્રિ.વિ. [જુઓ 'હિસાબ' + ગુ. 'એ' ત્રી.વિ.,પ્ર.] હિસાબથી, ગણતરીએ. (૨) ધારણાથી, સમઝીને

**હિસાર, -રવ** પું. [સં. हेषा > પ્રા. हेसा + સં.], **-હિસારો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] ગાય ઘોડાં વગેરેના મોઢાનો અવાજ, હેષા, હેષા-રવ

**હિસાવવું,**[1-2] **હિસાવું**[1-2] જુઓ 'હીસવું[1-2]'માં.

**હિસ્ટીરિયા** પું. [અં.] મૂર્છા આવી જવાનો વાત-રોગ, વાઈ, ફેફરું

**હિસ્સા(-સ્સે)-દાર** વિ. [જુઓ 'હિસ્સો + ફા.પ્રત્યય.] ભાગીદાર. (૨) (લા.) સાથી, મિત્ર

**હિસ્સા(-સ્સે)દારી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] ભાગીદારી

**હિસ્સો** પું. [અર. હિસ્સહ્] ભાગ, વાંટો, અંશ, ફાળો

**હિંકાર** (હિઙ્કાર) પું. [સં.] 'હિમ' એવો અવાજ

**હિંગ** સ્ત્રી. [સં. हिङ्गु. પું.,ન.] હિંગુ નામના વૃક્ષનો એક પ્રકારનો ગૂંદર (જે શાક દાળ વગેરે ખાદ્ય સામગ્રી વઘારવાના કામમાં તેમજ અથાણાં અને બીજા પદાર્થોમાં સ્વાદ માટે વપરાય છે.), વઘારણી. [**૦ખાઉ**, (રૂ.પ્ર.) વાણિયો વેપારી. (૨) નામર્દ, હિજડો]

**હિંગડો** પું. [+ ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] હલકી જાતની હિંગ

**હિંગ-તોળું** વિ. [+ જુઓ તોળવું + ગુ. 'ઉં' કૃ.પ્ર.] (લા.) સામાન્ય કે તુચ્છ બુદ્ધિનું

**હિંગળાજ** સ્ત્રી. [સં. हिङ्गुलाद्या > પ્રા. हिंगुलज्जा] સિંધમાં કરાંચીથી સોળેક કિ.મી. ઉપરના એક પહાડ ઉપરની દુર્ગા દેવીનું એ નામનું એક સ્વરૂપ. (ભારતમાં અનેક સ્થળે પછી એ માતાજીનાં મંદિર છે.) (સંજ્ઞા.)

**હિંગળો, ૦ક** પું. [સં. हिङ्गुल, પું.,ન.] પારા અને ગંધકની એક મિશ્ર ધાતુનો ખૂલતા લાલ રંગનો ભૂકો

**હિંગળોકિયું** વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] હિંગળાના રંગનું. (૨) ન. હિંગળો રાખવાની ડબ્બી

**હિંગાષ્ટક** (હિઙ્ગાષ્ટક), **૦ ચૂર્ણ** ન. [જુઓ 'હિંગ' + સં. अष्टक, સંધિથી + સં.] જેમાં હિંગ મુખ્ય છે તેવા આઠ પદાર્થોનો અન્ન-પાચન માટેનો એક ભૂકો. (વૈદક.)

**હિંગિયું** વિ. [જુઓ 'હિંગ' + ગુ. 'ઇયું' ત.પ્ર.] જેમાં હિંગનું પ્રમાણ વધુ હોય તેવું (શાક દાળ વગેરે)

**હિંગુલ-ભસ્મ** (હિઙ્ગુલ-) સ્ત્રી. [સં.,ન.] હિંગળોકની દવા માટે બનાવેલી ખાખ. (વૈદક.)

**હિંગોરિયો** પું., **હિંગોરી** સ્ત્રી. એ નામનું એક કાંટાવાળું વૃક્ષ

**હિંગોરું** ન., **-રો**[1] પું. હિંગોરીનું ફળ

**હિંગોરો**[2] પું. એક જાતની મેદાની રમત

**હિંડોલ(-ળ)** (હિણ્ડોલ,-ળ) પું. [સં. हिन्दोल > પ્રા. हिंदोल, हिंडोल. પ્રા. તત્સમ] સંગીતના મુખ્ય ગણાતા મૂળ ૭ પૂર્ણ રાગોમાંનો એ નામનો એક રાગ. (સંગીત.) (સંજ્ઞા.)

**હિં(-હીં)ડોળા-ખાટ** (-ટચ) સ્ત્રી. [જુઓ 'હિં(-હીં)ડોળો' + 'ખાટ.'] હિંડોળાનું કાથી કે દોરીથી ભરેલું બેસવા માટેનું ચોકઠું. (૨) હિંડોળાનું બેસવાનું પાટિયું

**હિં(-હીં)ડોળો** પું. [સં. हिन्दोलक- > પ્રા. हिंदोलअ-] મથાળે ઢીવાલોમાંના આડામાં કે ઊભા કરેલા બે થાંભા ઉપરના આડામાંનાં કડાંમાં ભરાવેલી ચાર દાંડીઓ કે સળિયાઓમાં ભરાવેલાં કડાંવાળી હિંડોળા-ખાટ કે ઝૂલાવાળી સંપૂર્ણ રચના. [-ળે ચડા(-ઢા)વવું (રૂ.પ્ર.) નિકાલ થવા ન દેવો. **૦ ખાવો** (રૂ.પ્ર.) વિલંબમાં પડવું. **૦ ચડા(-ઢા)વવો** (રૂ.પ્ર.) અધ્ધર લટકાવવું, વિલંબમાં નાખવું. **૦ ના(-નાં)ખવો** (રૂ.પ્ર.) હિંડોળો ચલાવવો]

**હિંદ** પું.,ન. [સં. सिन्धु > અવે. हिन्दु > ફા. हिंद] પ્રાચીન ઈરાનવાસીઓએ 'સિંધુ' નદીના સંબંધે 'ભારત-વર્ષ'નું આપેલું નામ, ભારત-ખંડ, હિંદુસ્તાન, 'ઇન્ડિયા.' (સંજ્ઞા.) (નોંધ: અત્યારે હવે ખંડિત થયેલો ભાગ માત્ર 'ભારત' કહેવાય છે; હાલ એટલો જ 'ઇન્ડિયા.')

**હિંદ-માતા** (હિન્દ-) સ્ત્રી. [+ સં.], **હિંદ-મૈયા** (હિન્દ-) સ્ત્રી. [+ હિં.] ભાવનાવાદીઓએ કલ્પેલું હિંદ-ભૂમિનું માતાનું સ્વરૂપ, 'મધર ઇન્ડિયા'

**હિંદવાણી** સ્ત્રી. [જુઓ 'હિંદુ' + ગુ. 'આણી' સ્ત્રીપ્રત્યય.] હિંદ દેશની સ્ત્રી-જાતિ. (૨) હિંદુ સ્ત્રી-જાતિ

**હિંદવી** (હિન્દવી) વિ. [ફા.] હિંદ દેશને લગતું, હિંદી

**હિંદી** (હિન્દી) વિ. [ફા.] જુઓ 'હિંદવી.' (૨) હિંદનું વતની. (૩) હિંદ દેશની વિકસેલી ઉત્તર હિંદની એક પ્રાંતીય બોલી—ભાષા અને પછી રાષ્ટ્ર-ભાષા તરીકે માન્ય થયેલી ભાષા. (સંજ્ઞા.)

**હિંદુ** (હિન્દુ) વિ. [જુઓ 'હિંદ,' ફા. 'હિન્દૂ' ફા.માં અર્થ 'ગુલામ' 'ચોર' 'લુટારુ' એવા ભારત-વર્ષના વાસી માટે વિકસેલો અર્થ.] ભારત-વર્ષ કિંવા હિંદમાં હિંદુસ્તાનનું વતની, હિંદી. (સંજ્ઞા.) (૨) (પાછળથી અર્થસંકોચે) પ્રાચીનકાલથી ભારતીય સંસ્કૃતિ અને સભ્યતામાં ઊછરતા આવતા વિશાળ માનવ-સમૂહનું તે તે (માણસ) (જેમાં બૌદ્ધો જૈનો લિંગાયતો લોકાયતો શ્રૌત સ્માર્ત વૈષ્ણવ શાક્ત શીખ કબીરપંથી વગેરે બધા ફિરકાઓનો સમાવેશ છે, ભારતના 'હિંદુકોડ'માં બતાવ્યા પ્રમાણે). (સંજ્ઞા.) (૩) (વધુ અર્થ-સંકોચ સ્વીકારી વૈદિક પરંપરાના શ્રૌત સ્માર્ત વૈષ્ણવ અને શાક્ત પ્રજાજનોમાંનું તે તે માણસ. (સંજ્ઞા.) (૪) (આ છેલ્લા સંકુચિત અર્થ પ્રમાણે) વૈદિક પરંપરાના શ્રૌત સ્માર્ત વૈષ્ણવ અને શાક્ત પ્રજાજનોનો વિશાળ ધર્મ-સંપ્રદાય. (સંજ્ઞા.)

**હિંદુ-કુશ** (હિન્દુ-) પું. કાશ્મીર અને અફઘાનિસ્તાનની સરહદે આવેલી એ નામની એક ગિરિ-માળા. (સંજ્ઞા.)

**હિંદુ-કોડ** (હિન્દુ-) પું. [+ અં.] વર્તમાન ભારત સરકારે માત્ર હિંદુ જાતિઓ (જેમાં બૌદ્ધ જૈન શીખો વગેરે સૌ સમાઈ જાય છે તેઓને) માટે બનાવેલો સામાજિક કાયદો

**હિંદુ-ત્વ** (હિન્દુ-) ન. [+ સં. ત.પ્ર.] હિંદુ હોવાપણું

**હિંદુ-પત** (હિન્દુ-) ન. [મરા.] જુઓ 'હિંદુ-ત્વ.'

**હિંદુ-લૉ** (હિન્દુ-) પું. [+ અં.] મનુસ્મૃતિ - યાજ્ઞવલ્કય-સ્મૃતિ—એની ટીકા મિતાક્ષરા વગેરેને આધારે અંગ્રેજી રાજ્યમાં હિંદુઓને માટેનો કાયદો હતો તે [લ.'

**હિંદુ-વટ** (હિન્દુ-) સ્ત્રી. [+ ગુ. 'વટ' ત.પ્ર.] જુઓ 'હિંદુ-

**હિંદુ-સ્તાન** (હિન્દુ-) ન.,પું. [ફા.] જુઓ 'હિંદ.'

**હિંદુસ્તાની** વિ. [ફા.] હિંદ દેશને લગતું. (૨) સ્ત્રી. જેમાં સંસ્કૃત ભાષાના તેમજ અરબી-ફારસી ભાષાના અઘરા શબ્દો નથી તેવી સરળ હિંદી ભાષાની એક શૈલી. (સંજ્ઞા.)

**હિંદેશિયા** (હિન્દેશિયા) પું.,ન. [અં. ઇન્ડોનેશિયા] ભારતની સરહદે આવેલા બ્રહ્મદેશની પેલી બાજુ પ્રશાંત મહાસાગરમાં આવેલો જાવા સુમાત્રા બોર્નિયો વગેરે દ્વીપ-સમૂહ. (સંજ્ઞા.)

**હિંદોલ** (હિન્દોલ) પું. [સં.] હિંડોળો. (૨) જુઓ 'હિંડોળ.' (રાગ.) (સંજ્ઞા.) (આના ઉપરથી 'હિંદોલવું' ક્રિયારૂપ પ્રચલિત નથી.)

**હિંમત** સ્ત્રી. [અર. હિમ્મત્] પ્રબળ ધારણા, પ્રબળ સત્ત્વ-વૃત્તિ, હામ, ધૈર્ય-બલ. [૦ આવવી (રૂ.પ્ર.) આત્મ-શક્તિ વિશે વિશ્વાસ થવો. ૦ કરવી, ૦ ચલાવવી, ૦ ધરવી, ૦ પકડવી (રૂ.પ્ર.) પ્રબળ સત્ત્વથી કામ હાથ ધરવું. ૦ છોડવી, ૦ હારવી (રૂ.પ્ર.) કાયર થવું. (૨) નિરાશ થવું]

**હિંમત-બાજ** (હિમ્મત-) વિ. [+ ફા. પ્રત્યય], **હિંમત-વાન** વિ. [+ સં. °વાન્, પું.] હિંમતવાળું

**હિંસક** (હિંસક) વિ. [સં.] હિંસા કરનાર, ઘાતક. (૨) પ્રકૃતિથી હિંસક સ્વભાવનું, હિંસ્ર

**હિંસન** (હિંસન) ન. [સં.] જુઓ 'હિંસા.'

**હિંસનીય** (હિંસનીય) વિ. [સં.] હિંસા કરાવા જેવું, જેની હિંસા કરવાની હોય તેવું

**હિંસા** (હિંસા) સ્ત્રી. [સં.], **હિંસા-કર્મ** (હિંસા-) ન. [સં.] ઘાત કરવો એ, મારી નાખવું એ, હત્યા, હિંસન

**હિંસાત્મક** (હિંસાત્મક) વિ. [+ સં. आत्मन् + क] હિંસાના સ્વરૂપનું, હિંસામય

**હિંસા-દંડ** (હિંસા-દણ્ડ) પું. [સં.] હિંસાથી થતું દુઃખ. (જૈન.)

**હિંસા-દોષ** (હિંસા-) પું. [સં.] અન્યની હિંસા કે હત્યા કરવાથી થતું પાપ

**હિંસા-ધર્મ** (હિંસા-) પું. [સં.] જેમાં જીવોની હત્યા અને પશુ વગેરેનાં બલિદાન અપાતાં હોય તેવો ધર્મ-સંપ્રદાય

**હિંસાનુબંધી** (હિંસાનુબન્ધી) વિ. [+ સં. अनु-बन्धी, પું.] જેમાં હિંસા થતી હોય તેવું. (જૈન.)

**હિંસા-પર, ૦ક -રાયણ** વિ. [સં.] હિંસા કરવા તત્પર

**હિંસા-બંધી** (હિંસા-બન્ધી) સ્ત્રી. [+ જુઓ 'બંધી.] હિંસા કરવાનો આદેશ

**હિંસા-મય** (હિંસા-) વિ. [સં.] હિંસાથી ભરેલું

**હિંસા-યુક્ત** (હિંસા-) વિ. [સં.] હિંસાવાળું

**હિંસા-રત** (હિંસા-) વિ. [સં.] જુઓ 'હિંસા-પરાયણ.'

**હિંસારી** (હિંસારી), **-રું** વિ. [સં. हिंसा द्वारा] હત્યા કરનારું, ઘાતક

**હિંસાલુ(-ળુ)** (હિંસાલુ,-ળુ) વિ. [સં] હિંસા કરવાની આદતવાળું, હત્યા કરવાના સ્વભાવનું

**હિંસ્ર** (હિંસ્ર) વિ. [સં.] ખોરાકને માટે હિંસા કરવાના સ્વભાવનું (સિંહ વાઘ વગેરે પ્રાણી-પશુપક્ષી), ઘાતકી પ્રકૃતિનું

**હીક** સ્ત્રી. [સં. हिक्का] જુઓ 'હિક્કા.' (૨) સણકા, શૂળ. (૩) શ્વાસ, દમ

**હીકર** પું. ખેતરમાં થતો એક અડબાઉ છોડ

**હીકળ** (-ળ્ય) સ્ત્રી. જુઓ 'હિક્કળ.' [આવતું તાણ

**હીકા** સ્ત્રી. [સં. हिक्का] જુઓ 'હીક.' (૨) મરતી વેળા

**હીચ** સ્ત્રી. હીચવાની ક્રિયા. (મોઈ-દંડાની રમતમાં મોઈ ગબી ઉપર ગોઠવી એના છેડે ઠબકારી) ગલી ઉછાળવાની ક્રિયા,

**હીચકવું**[1] સ.ક્રિ. [જુઓ 'હીચ,' -ના.ધા.] (મોઈ દંડાની

રમતમાં ગબીમાંની મોઈ) ઉછાળવી. **હીચકાવું** કર્મણિ., ક્રિ. **હિચકાવવું** પ્રે., સ.ક્રિ.
**હીચકવું²** જુઓ 'હીંચકવું.'
**હીચકાવું** જુઓ 'હીંચકવું'માં. (૨) ટિચાવું
**હીચકી** સ્ત્રી. [જુઓ 'હીચકવું' + ગુ. 'ઈ' કૃ.પ્ર.] એડકી, વાધણી. (પારસી.)
**હીચવું** સ.ક્રિ. [જુઓ 'હીચ,' -ના.ધા.] જુઓ 'હીંચવું.' **હિચાવું** કર્મણિ., ક્રિ. **હિચાવવું** પ્રે.,સ.ક્રિ.
**હીજ, ૦ડો** પું. [અર. + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] નામર્દ, નપુંસક, પવૈ, વ્યંઢળ, ષંઢ
**હીટ** સ્ત્રી. [અં.] સૂર્ય અગ્નિ વગેરેની ગરમી, ઉષ્ણતા
**હીટ-પ્રૂફ** વિ. [અં.] જેમાં ગરમીની અસર ન થાય તેવું
**હીટર** ન. [અં.] વીજળીથી ગરમ કરવાનું યાંત્રિક સાધન
**હીણ** વિ. [સં. हीन > પ્રા. हीण; ગુ.માં. સમાસના પૂર્વ પદમાં.] ઓછું. (૨) વિનાનું. (૩) હલકી કોટિનું, નીચ
**હીણ-કચું** વિ. [+ જુઓ 'કાચું.'] અધ-કચરું, કાચું-પાકું
**હીણ-કમાઉ** વિ. [+ જુઓ 'કમાઉ.'] ઓછી કમાણીવાળું
**હીણ-કર્મ** ન. [+ સં.] હલકી કોટિનું કામ, દુષ્કર્મ
**હીણ-કર્મી** વિ. [+ સં.,પું.] માઠાં નસીબવાળું, કમનસીબ
**હીણ-કસ** વિ. [+ જુઓ 'કસ.'] હલકા પ્રકારનું, ઓછા કસનું, ભેળસેળવાળું (સોનું વગેરે)
**હીણ-ગજું** ન. [+ જુઓ 'ગજું.'] ખૂબ ઓછી તાકાત. (૨) વિ. ઓછી તાકાત કે પહોંચવાળું
**હીણ-ચલું** વિ. [+ જુઓ 'ચાલવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] ખરાબ ચાલવાળું, વ્યભિચારી, છિનાળવું
**હીણ-પ** (-પ્ય) સ્ત્રી. [+ જુઓ 'પ' ત.પ્ર.], **-પણ** ન. [+ જુઓ 'પણ' ત.પ્ર.], **-પત,(-દ)** સ્ત્રી. [જુઓ 'હીણપ' દ્વારા.] અધમ-તા, હલકાઈ, નીચ-તા
**હીણ-ભાગી** વિ. [+ સં. भागी, પું.] કમ-નસીબ, હત-ભાગી
**હીણ-ભાગ્ય** ન. [+ સં.] કમનસીબી
**હીણ-વર** પું. [સં.] કન્યા કરતાં વધુ ઓછી ઉંમરનો પતિ
**હીણવરું** ન. [+ ગુ. 'ઉં' ત.પ્ર.] હીણ-વર હોવું એ, કજોડું
**હીણવવું** જુઓ 'હીણવું'માં.
**હીણવું** સ.ક્રિ. [જુઓ 'હીણ,' -ના.ધા.] બીજાનું હીણું બોલવું. ઉતારી પાડવું. **હિણાવું** કર્મણિ., ક્રિ. **હીણવવું, હિણાવવું** પ્રે., સ.ક્રિ.
**હીણું** વિ. [સં. हीनक- > પ્રા. हीणअ-] જુઓ 'હીણ.'
**હીન** વિ. [સં.] જુઓ 'હીણ.' (સમાસના ઉત્તરપદમાં પણ, જ્યાં અર્થ 'વિનાનું' છે.)
**હીન-જાતિ** વિ. [સં.] ઊતરતી જાતનું, હીનવર્ણું
**હીન-યાન** પું. [સં.] તત્ત્વજ્ઞાનની કક્ષાનો બૌદ્ધધર્મનો બીજી કોટિનો પેટા સંપ્રદાય. (સંજ્ઞા.)
**હીનયાની** વિ [સં.,પું.] બૌદ્ધ ધર્મના હીનયાન સંપ્રદાયનું
**હીન-વર્ણી** વિ. [સં.,પું.], **-ર્ણું** વિ. [+ ગુ. 'ઉં' સ્વાર્થે ત.પ્ર.] ઊતરતા વર્ણનું, નીચલા વર્ણનું
**હીન-વીર્ય** વિ. [સં.,બ.વ્રી.] વીર્ય-હીન, નિર્બળ, નમાલું
**હીન-વૃત્તિ** વિ. [સં.,બ.વ્રી] હલકી દાનતવાળું
**હીન-સત્ત્વ** વિ. [સં.,બ.વ્રી.] જુઓ 'હીન-વીર્ય.'
**હીન-સંખ્ય** (સઙ્ખ્ય) વિ. [સં.,બ.વ્રી.] તદ્દન ઓછી સંખ્યાનું
**હીનાંગ**(હીનાઙ્ગ) [+સં. अङ्ग] અંગે ખોડવાળું, અપંગ, બ.વ્રી.
**હીનાંગી** (હીનાઙ્ગી) વિ., સ્ત્રી. [સં.] અંગે ખોડવાળી સ્ત્રી
**હીનોક્તિ** સ્ત્રી. [+ સં. उक्ति] ઓછું બોલવું એ, જરૂર પૂરતું જ બોલવું એ. (૨) હલકું વેણ
**હીનોત્સાહ** વિ. [+ સં. उत्साह, બ.વ્રી.] જેનો ઉત્સાહ ભાંગી પડયો હોય તેવું, ઉત્સાહ વિનાનું, નિરુત્સાહ
**હીનોપમા** સ્ત્રી. [+ સં. उपमा] વર્ણવવાના પદાર્થ કે વ્યક્તિની સાથે કરેલી સરખામણી (એ નામનો ઉપમા અલંકારનો એક પ્રકાર.) (કાવ્ય.)
**હીબકવું** અ.ક્રિ. [જુઓ 'હીબકું,' -ના.ધા.] રડવાનાં ડૂસકાં ભરવાં. (૨) બીકને લઈ હૃદયના ધબકારા અનુભવવા. (૩) (લા.) પાણીથી તળાવ વગેરેનું ભરાઈ જવું. (૪) દાણાથી ખળાનું છલોછલ ભરાઈ જવું. **હીબકાવું** ભાવે., ક્રિ. **હિબકાવવું** પ્રે., સ.ક્રિ.
**હીબકી** સ્ત્રી. [જુઓ 'હીબકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હેડકી, વાધણી. (૨) ઘોડાનો બાદીથી થતો એક રોગ
**હીબકું** ન. [રવા.] ડૂસકું. (૨) ધ્રાસકો. [**-કાં ભરવાં** (રૂ.પ્ર.) ડૂસકાં ખાવાં]
**હીમજ** (-જ્ય), **-જી હરડે** સ્ત્રી. [+ ગુ. 'ઈ' ત.પ્ર. + 'હરડે.'] હરડેનાં કાચાં સૂકવેલાં ફળ, હિમેજ
**હીમરું** ન. રેશમની એક જાત
**હીર¹** પું. [સં.] અઢાર અક્ષરનો એક ગણ-મેળ છંદ. (પિં.)
**હીર²** ન. [દે.પ્રા.,પું.] કંદ વગેરેમાંનો આછો દોરા જેવો રેસો. (૨) રેશમનો દોરો. (૩) (લા.) સત્ત્વ, દૈવત, નૂર, પાણી. [**૦ ગુમાવવું** (રૂ.પ્ર.) નિસ્તેજ બનવું. **૦ તપાસવું** (રૂ.પ્ર.) તાકાતની કસોટી કરવી. **૦ જવું** (રૂ.પ્ર.) શાખ જવી]
**હીરક** પું. [સં.] હીરો. (નોંધ : ગુ.માં એકલો નથી વપરાતો; જુઓ 'હીરક જયંતી'–'હીરક મહોત્સવ.')
**હીર-કચું** વિ. [જુઓ 'હીર²' + 'કાચું.'] લગભગ બફાઈ કે રંધાઈ જવા આવેલું, અધ-કાચું, અધ-કચરું
**હીરક-જયંતી** (-જયન્તી) સ્ત્રી., **હીરક-મહોત્સવ** પું. [સં.], **હીરકોત્સવ** પું. [+ સં. उत्सव] યુરોપીય રિવાજના અનુસંધાનમાં વ્યક્તિ સંસ્થા કે મંડળ વગેરેને સાઠ વર્ષ થતાં ઊજવાતો ઉત્સવ, 'ડાયામન્ડ જ્યુબિલી'
**હીર-કોર** સ્ત્રી. [જુઓ 'હીર²' + 'કોર.'] વસ્ત્રની રેશમી કિનારી
**હીર-ગળી** સ્ત્રી. [જુઓ 'હીર' દ્વારા.] અમદાવાદી એક જૂના કાપડની જાત, હીરાગળ
**હીર-ચીર** ન. [જુઓ 'હીર²' + સં.] રેશમી વસ્ત્ર
**હીરજી ગોપાળ** પું. [સં. हीर + જુઓ 'જી' (માનાર્થે) વિશેષ નામ + સં. -गोपाल -વિશેષ નામ] (લા.) કોડીની પેદાશ નહિ ને ઘડીની ફુરસદ નહિ તેમ તેજ
**હીર-નીર** ન. [જુઓ 'હીર²' + સં.] (લા.) શરીરનું સત્ત્વ
**હીર-લું** વિ. [સં. हीर + ગુ. 'લું' સ્વાર્થે ત.પ્ર.] હીરા જેવું ઉત્તમ અને તેજસ્વી ગુણોવાળું
**હીરવા** ન. બુલબુલની જાતનું એક પક્ષી
**હીર-હારી** વિ. [જુઓ 'હીર²' + સં हारी, પું.] (લા.)

જેણે કીર્તિ ગુમાવી હોય તેવું, પોતાથી પોતાની કીર્તિ ગુમાવનાર

**હીરા-કણી** સ્ત્રી. [જુઓ 'હીરો' + સં.] કાચ કાપવા વપરાતી હીરાની કરચ. (૨) કાચ કાપવાનું સાધન. (૩) (લા.) એક જાતનું કાપડ

**હીરા-કસી** (-શી) સ્ત્રી. [જુઓ 'હીરો' + 'કસવું' ગુ. 'ઈ' કૃ.પ્ર.] લોખંડ અને ગંધકનો એક ક્ષાર, 'આયર્ન સલ્ફાઇટ' (શાહી અને રંગ બનાવવામાં વપરાય છે.)

**હીરા-કંઠી** (-કણ્ઠી) સ્ત્રી. [જુઓ 'હીરો' + 'કંઠી.'] પાસાવાળા મણકા કે સોનાના દાણાની ગળામાં પહેરવાની કંઠી

**હીરાગળ** વિ. [જુઓ 'હીર' દ્વારા.] રેશમી. (૨) ન. એક પ્રકારનું જૂનું અમદાવાદી રેશમી કાપડ, હીરગળી

**હીરા-ઘસુ** વિ. [જુઓ 'હીરો' + 'ઘસવું' + ગુ. 'ઉ' કૃ.પ્ર.] હીરા તેમજ કિંમતી પથ્થરનાં નંગ ઘસી તૈયાર કરનાર કારીગર [જડતરવાળું

**હીરા-જડિત** વિ. [જુઓ 'હીરો' + 'જડિત'.] હીરાઓની

**હીરા-દક્ખ(-ખ્ખ)ણુ** ન. [જુઓ 'હીરો' + સં. दक्षिण >પ્રા. **दक्खिण**] (લા.) દક્ષિણના મદ્રાસ અને સિલોન તરફ થતું એક જાતનું ઔષધીય વસાણું

**હીરા-પટો, -ટ્ટો** પું. [જુઓ 'હીરો' + 'પટો-ટ્ટો.'] હીરાની જડતરવાળો કેડનો ધનિકોનો એક જાતનો કંદોરો

**હીરા-બોળ** (-બોળ) પું. [જુઓ 'હીરો' દ્વારા.] એ નામનો એક જાતનો ગૂંદર, ગોપ-રસ

**હીરા-વેધ** વિ. [જુઓ 'હીરો + સં.] હીરાને વીંધી નાખે તેવું તીક્ષ્ણ. (૨) (લા.) ચાલાક, ચપળ, દક્ષ. (૨) ઉત્તમ શ્રેષ્ઠ ['હીરા-કંઠી.'

**હીરા-સાંકળી** સ્ત્રી. [જુઓ 'હીરો' + 'સાંકળી.'] જુઓ

**હીરાળું** વિ. [જુઓ 'હીરો' + ગુ. 'આળું' ત.પ્ર.] હીરાનું, હીરાવાળું

**હીરો** પું. [સં. **हीरक-> પ્રા. हीरअ-**] ખાણમાંથી નીકળતો એક ખૂબ જ કઠણ અને તેજદાર કિંમતી સફેદ પથ્થરનો કાંકરો, મણિ, રત્ન. (૨) (લા.) ખૂબ તેજસ્વી પુરુષ. (૨) મૂર્ખ માણસ (કટાક્ષમાં). [૦ **વટાવવો** (રૂ.પ્ર.) કન્યા-વિક્રય કરી સારી રકમ મેળવવી]

**હીલ** સ્ત્રી. [અં.] પગની એડી

**હીલકવું** અ.ક્રિ. [જુઓ 'હીલક,'-ના-ધા.] આનંદની લહેર ઊઠવી. (૨) (પાણી વગેરેનું) ઊછળવું, છોળ ઊછળવી. **હીલકાવું** ભાવે., ક્રિ. **હિલકાવવું** પ્રે., સ.ક્રિ.

**હીલવવું** સ.ક્રિ. [અનુ.] હલાવવું, હિલાવવું. **હીલવાવું** કર્મણિ, ક્રિ. **હિલાવાવવું** પ્રે, સ.ક્રિ.

**હીલવું** અ.ક્રિ. [અનુ.] હલવું, ડોલવું. (૨) ગબોમાં ભિલ્લી મૂકી દાંડીથી ખૂણે પછાડી ઉછાળવી. **હિલાવું** ભાવે.,ક્રિ. **હિલાવવું** પ્રે., સ.ક્રિ

**હીસવું**[1] અ.ક્રિ. [સં. हृष्य-> પ્રા. हिस्स] આનંદ પામવું. (૨) હસવું, મલકાવું. **હિસાવું**[1] ભાવે., ક્રિ. **હિસાવવું**[1] પ્રે., સ.ક્રિ.

**હીસવું**[2] અ.ક્રિ. [રવા.] હણહણાટ થવો. (૨) આતુર થવું. **હિસાવું**[2] ભાવે., ક્રિ. **હિસાવવું**[2] પ્રે., સ.ક્રિ.

**હી હી** કે.પ્ર. [રવા.] 'હી હી' એવો ઉદ્ગાર. (૨) ખિલખિલાટનો અવાજ

**હીંચ** સ્ત્રી. [દે.પ્રા. हिंच, **हिंचक**, એક પગથી ઠેકવાની બાલ-ક્રીડા] પુરુષો અને સ્ત્રીઓ સાથે મળી પગનો ઠેકો આપતાં અને ગાતાં ગાતાં ગોળાકાર સમૂહ-નૃત્ત કરે છે તે (આમાં અંગ-મરોડ સ્વાભાવિક રીતે થતો હોય છે.) (૨) પું. છ માત્રાનો એક દેશી તાલ. (સંગીત.)

**હીંચકવું** અ.ક્રિ. [જુઓ 'હીંચકો,'-ના-ધા.] હીંચકે ઝૂલવું. હિલોળવું. **હીંચકાવું** ભાવે., ક્રિ. **હીંચકાવવું** પ્રે., સ.ક્રિ.

**હીંચકાવવું, હીંચકાવું** જુઓ 'હીંચકવું'માં.

**હીંચકો** પું. [જુઓ 'હીંચકવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] ઝૂલવું એ. (૨) હીંચકવાનું સાધન, ઝૂલો. (૩) હિંડોળો

**હીંચવવું** જુઓ 'હીંચવું'માં.

**હીંચવું** અ.ક્રિ. [જુઓ 'હીંચ,'-ના.ધા.] ઝૂલવું, હીંચકવું. (૩) સ.ક્રિ. આંટવું. **હીંચાવું** ભાવે,, કર્મણિ., ક્રિ. **હીંચ(-ચા)વવું** પ્રે., સ.ક્રિ.

**હીંચા(-ચ)વવું, હીંચાવું** જુઓ 'હીંચવું માં.

**હીંચોળવું** સ.ક્રિ. [જુઓ 'હીંચોળો,'-ના.ધા.] હીંચકાવવું. **હીંચોળાવું** કર્મણિ., ક્રિ. **હીંચોળાવવું** પ્રે.,સ.ક્રિ.

**હીંચોળાવવું, હીંચોળાવું** જુઓ 'હીંચોળવું'માં.

**હીંચોળો** પું. [જુઓ 'હીંચ' દ્વારા.] ઝૂલવું એ

**હીંડછા** સ્ત્રી. [જુઓ 'હીંડવું' દ્વારા.] ચાલવાની ઢબ

**હીંડણ** ન. [જુઓ 'હીંડવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] હીંડવું એ, ચાલવું એ, ચાલણ

**હીંડવું** અ.ક્રિ. [સં. **हिण्ड्**] ચાલવું (પગથી ઊભાં ઊભાં). **હીંડાવું** ભાવે., ક્રિ. **હીંડાડ(-વ)વું** પ્રે., સ.ક્રિ.

**હીંડાડ(-વ)વું, હીંડાવું** જુઓ 'હીંડવું'માં.

**હીંડોળા-ખાટ** (-ટ્ય) જુઓ 'હિંડોળા-ખાટ.'

**હીંડોળો** જુઓ 'હિંડોળો.' [દેવતાનો તપાટ

**હીંસ** (-સ્ય) સ્ત્રી. [અનુ.] અગ્નિની છેટેથી લાગતી ઝાળ,

**હીંસવું** અ.ક્રિ. [રવા.] (પશુ-ગાય બોડા વગેરેએ) અવાજ કરવો, બરાડવું. **હીંસાવું** ભાવે., ક્રિ. **હીંસાવવું** પ્રે., સ.ક્રિ.

**હીંસા-રવ** પું. [જુઓ 'હીંસવું' + સં.], **હીંસારો** પું. [+ ગુ. 'આરો' કૃ.પ્ર.] જુઓ 'હિસારો'-'હિસા-રવ.'

**હીંસાવવું, હીંસાવું** જુઓ 'હીંસવું' માં.

**હીંસોટો** પું. [રવા.] ત્રાડ, ગર્જના. (૨) હાકોટો, હાકલો

**હુઓ(-યો)** ભૂ.કા., પું. [સં. भूतक-> પ્રા. **हूअअ-**] થયો. (જૂ.ગુ.માં, પદ્યમાં.)

**હુકમ** પું. [અર. હુક્મ્] આજ્ઞા, ફરમાન. (૨) શાસન, સત્તા, અધિકાર, હકૂમત. (૩) ગંજીફાની રમતમાં પસંદ કરેલા રંગનું તે તે પાનું. [૦ **આપવો**, ૦ **કરવો**, ૦ **છોડવો** (રૂ.પ્ર.) આજ્ઞા કરવી. ૦ **ઉઠાવવો** (રૂ.પ્ર.) આજ્ઞાને અમલી બનાવવી. ૦ **ઊતરવો** (રૂ.પ્ર.) ગંજીફાની રમતમાં હુકમનું પત્તું નાખવું (બાજી જીતવા માટે). ૦ **કાઢવો** (રૂ.પ્ર.) લિખિત આજ્ઞા કરવી. ૦ **છૂટવો**, ૦ **નીકળવો** (રૂ.પ્ર.) આજ્ઞા જાહેર થવી. ૦ **નાં(-નં)ખવો** (રૂ.પ્ર.) જુઓ 'હુકમ ઊતરવો.' ૦**નો એક્કો** (રૂ.પ્ર.) શ્રેષ્ઠ માણસ. ૦ **પડવો**

(રૂ.પ્ર.) બાજુમાં પાનાં જે જાતનાં હોય તે પાનાં નિયામક બનાવવાં. ૦ બહાર પડવો (-બાઃર-) (રૂ.પ્ર.) આજ્ઞા જાહેર થવી]
**હુકમ-કોટ** પું. [જુઓ 'કોટ' (પરાજય).] પોતાની પાસે હુકમનાં પત્તાં હોવા છતાં બાજી હારી જવી એ
**હુકમ-નામું** ન. [+ જુઓ 'નામું.'] અદાલતે પસાર કરેલા હુકમનો પત્ર, શાસન-પત્ર
**હુકમ-બાજી** સ્ત્રી. [+ જુઓ 'બાજી.'] સાત હાથ કે છક-ડીની ગંજીફાની રમત [હુકમનું પત્તું
**હુકમ-સર**$^{1}$ પું. [+ જુઓ 'સર.'] ગંજીફાની રમતમાં
**હુકમ-સર**$^{2}$ ક્રિ.વિ. [+ જુઓ 'સર.'] હુકમ પ્રમાણે
**હુકલા(-ળા)વવું** જુઓ 'હૂકલ(-ળ)વું'માં.
**હુક્કા(-ક્કો)-પાણી** ન.,બ.વ. [જુઓ 'હુક્કો' + 'પાણી.'] જુઓ 'હોકા-પાણી.'
**હુક્કો** પું. [અર. હુક્કહ્] જુઓ 'હોકો(૧).'
**હુક્કો-પાણી** જુઓ 'હુક્કા-પાણી.'-હોકા-પાણી.'
**હુજરો** પું. [અર. હુજ્રહ્] કોટડી. (૨) મુલ્લાંને મસીદમાં રહેવાની કોટડી [તકરાર, ઝઘડો
**હુજ્જત** સ્ત્રી. [અર.] જિદ, મમત, હઠ, દુરાગ્રહ. (૨)
**હુજ્જત-ખોર, હુજ્જત-બાજ** વિ. [+ ફા. પ્રત્યય], **હુજ્જતી** વિ. [અર.] હુજ્જત કરનાર [તરછોડવું
**હુડકારવું** સ.ક્રિ. [રવા.] 'હડ' એમ કહેવું, તુચ્છકારવું,
**હુડતાવવું** સ.ક્રિ. તુચ્છકારવું. (૨) ધમકાવવું
**હુડ-દંગો (-દઙ્ગો)** પું. [હિં. હુડદંગ] કસરતી અને ખેલાડી નાગો બાવો. (૨) (લા.) સમઝાવ્યો સમઝે નહિ તેવો માણસ
**હુડદાવવું** સ.ક્રિ. [રવા.] જુઓ 'હુડકારવું.'
**હુડુડુ** ક્રિ.વિ. [રવા.] 'હુડુડુ' એવા અવાજથી
**હુડુ-યુદ્ધ** ન. [સં.] ઘેટાંની લડાઈ. (૨) (લા.) અંદર અંદરની નિરર્થક સાઠ-મારી
**હુણાવવું** જુઓ 'હુણાવું'માં.
**હુણાવું** અ.ક્રિ. [રવા.] છાતી કુટાવી. હુણાવવું પ્રે.,સ.ક્રિ.
**હુત** વિ. [સં.] હોમેલું. (૨) ન. હોમવાની ક્રિયા. (૩) બલિ-દાન [તે પદાર્થ
**હુત-દ્રવ્ય** ન. [સં.] હોમવા માટેની સામગ્રી, હોમવાનો તે
**હુત-ભુજ** પું. [સં. °ભુજ્], **હુત-વહ** પું. [સં.] યજ્ઞની વેદી-માંનો અગ્નિ,-પછી સર્વ-સામાન્ય અગ્નિ [પદાર્થ
**હુત-શેષ** પું, [સં.] યજ્ઞમાં હોમ કરતાં બાકી રહેલો પ્રસાદી
**હુતાગ્નિ** પું. [+ સં. अग्नि] જુઓ 'હુત-ભુજ.'
**હુતાત્મા** વિ., પું. [સં. आत्मा, બ.વ્રી.] જેણે કોઈ સારા કામ માટે દેહનો ભોગ આપ્યો હોય તેવો પુરુષ, શહીદ
**હુતાશ, -શન** પું. [+ સં. अश, अशन] જુઓ 'હુત-ભુજ.'
**હુતાશની** વિ., સ્ત્રી. [+ સં. अशनी] ફાગણ સુદિ પૂનમને દિવસે લાકડાં વગેરેની જે માંડણી સળગાવવામાં આવે છે તે, હોળી. (૨) ફાગણ સુદિ પૂનમની તિથિ, હોળીનું પર્વ
**હુ-તુ-તુ-તુ** સ્ત્રી., ન. [રવા.] એ નામની એક મેદાની રમત
**હુન્નર** પું. [ફા. હુનર્] કળાકારીગરીવાળો ઉદ્યોગ, કસબ
**હુન્નર-ઉદ્યોગ** પું. [+ સં.] કારીગરીવાળો અને સર્વ-સામાન્ય સાદો ધંધો
**હુન્નર-કલા(-ળા)** સ્ત્રી. [+ સં] કારીગરી, શિલ્પ, કસબ
**હુન્નર-ખાન** પું. [+ ફા.] (લા.) હુન્નર કરનાર પુરુષ
**હુન્નર-બાજ** વિ. [ફા.] હુન્નર કરનારું (ક.દ.ડા.)
**હુન્નર-શાલા(-ળા)** સ્ત્રી. [+ સં.] જ્યાં હુન્નરો શીખવવામાં આવે તેવી નિશાળ, કલા-ભવન
**હુન્નરી** વિ. [ફા. હુનરી] જુઓ 'હુન્નર-બાજ.'
**હુબક(-કય)** સ્ત્રી.[રવા.] હોંશ, ઉમળકો, ઊલટ, ઉત્સાહ, ઉમંગ
**હુબકડી** સ્ત્રી. [રવા.] બીક બતાવનાર શબ્દો, ડારો, ધમકી
**હુબેશ (-શ્ય)** સ્ત્રી. [રવા.] હોંશ, ઊલટ, ઉત્સાહ, ઉમંગ
**હુબ્બે-વતન** ન. [ફા.] માતૃ-ભૂમિ તરફનો પ્રેમ, વતન તરફ-નો આદર-ભાવ. (૨) દેશાભિમાન
**હુમત** સ્ત્રી. [સં. सुमति,] સન્મતિ (પારસી.)
**હુમલા-ખોર** વિ. [જુઓ 'હુમલો' + ફા. પ્રત્યય] હુમલો કરનાર, હુમલો કરવાની આદતવાળું
**હુમલાખોરી** સ્ત્રી. [+ ફા. પ્રત્યય] હુમલો કરવાની આદત
**હુમલો** પું. [અર. હમ્લહ્] હલ્લો, ચડાઈ, ધસારો, આક્રમણ
**હુમા** ન. [ફા.] એક કાલ્પનિક ચમત્કારી પક્ષી
**હુર** પું. સિંધમાં વસતી એક તોફાની લોકોની મુસ્લિમ થઈ ગયેલી કોમ અને એનો પુરુષ. (સંજ્ઞા.)
**હુરમ** સ્ત્રી. [અર. હરમ્] મોટા ઘરની સ્ત્રી, ગૃહસ્થ સ્ત્રી. (૨) દાસી, લોંડી, ચાકરડી, નોકરડી
**હુરમત** સ્ત્રી. [અર.] આબરૂ, ઇજ્જત, શાખ, પ્રતિષ્ઠા. [૦ રાખવી (રૂ.પ્ર.) શરમ સાચવવી] [મોભાદાર
**હુરમત-દાર** વિ. [+ ફા. પ્રત્યય] આબરૂદાર, પ્રતિષ્ઠિત,
**હુરિયો** પું. [અં. હુર્રાહ્; રવા.] મજાક તુચ્છકાર વગેરે બતાવવાનો કરાતો એવો ઉદ્ગાર. (૨) (લા.) ફજેતી, ભવાડો. [૦ બોલાવવો (રૂ.પ્ર.) 'હુરિયો' 'હુરિયો' કરવું. (૨) બદનામી કરવી]
**હુલકાવવું** જુઓ 'હૂલકવું'માં.
**હુલમાવવું** જુઓ 'હૂલમાવું'માં.
**હુલરાવવું** જુઓ 'હૂલરવું'માં.
**હુલવાવવું** જુઓ 'હૂલવવું'માં.
**હુલસાવવું** જુઓ 'હૂલસવું'-'હુલ્લસવું'માં.
**હુલામણ, -ણું** ન. [જુઓ 'હુલાવવું$^{2}$' + ગુ. 'આમણ,-ણું' કૃ.પ્ર.] હુલાવવા માટેનું નામ અને લડામણ
**હુલામો** પું. [જુઓ 'હુલાવવું$^{1}$' + ગુ. 'આમો' કૃ.પ્ર.] ઉછાળો. (૨) ધમાલ
**હુલાવવું**$^{1}$ સ.ક્રિ. [જુઓ 'હૂલ,'-ના.ધા.] (અણીદાર હથિ-યાર) સામાના શરીરમાં ઘોંચી દેવું
**હુલાવવું**$^{2}$ સ.ક્રિ. [રવા.] લાડ લડાવવું, પ્રેમથી રમાડવું
**હુલાવવું-ફુલાવવું** સ.ક્રિ. [જુઓ 'હુલાવવું$^{2}$' + 'ફુલાવવું.'] મોટાઈ આપવી, વધુ પડતું વખાણવું [પ્રે.,સ.ક્રિ.
**હુલાવું** અ.ક્રિ. [રવા.] આનંદથી ફુલાવું. **હુલાવવું**$^{2}$
**હુલ્લડ**$^{1}$ વિ. જુઓ 'ઉલ્લડ.'
**હુલ્લડ**$^{2}$ ન. બંડ, બળવો, હંગામો, દંગો [દંગા-ખોર
**હુલ્લડ-ખોર** વિ. [+ ફા. પ્રત્યય] બંડ-ખોર, બળવા-ખોર,
**હુલ્લડાઈ** સ્ત્રી. [+ ગુ. 'આઈ' ત.પ્ર.] હુલ્લડ-ખોર વર્તન

**હુલ્લડિયું** વિ. [+ગુ. 'ઇયું' ત.પ્ર.], **હુલ્લડી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'હુલ્લડ-ખોર.'

**હુલ્લ(-લ્લા)સવું** અ.ક્રિ. જુઓ 'ઉલ્લસવું.'

**હુવાર** પું. વાળંદ (પાલનપુર તરફ)

**હુવો** જુઓ 'હુઓ.'

**હુસકાર(-વ)વું** સ.ક્રિ. [રવા.] 'હુસ' એવા અવાજથી કૂતરાંને દૂર કરવું. **હુસકારા(-વા)વું** કર્મણિ.,ક્રિ. **હુસકારા-(-વા)વવું** પ્રે.,સ.ક્રિ.

**હુસકારા(-વા)વવું, હુસકારા(-વા)વું** જુઓ 'હુસકારવું'માં.

**હુસન** ન. [અર. હુસ્ન્] જુઓ 'હુસ્ન.'

**હુસ હુસ** કે.પ્ર. [રવા.] કૂતરું બીજાને કરડે એ માટે ઉશ્કેરવાનો ઉદ્ગાર. (૨) ક્રિ.વિ. ઉતાવળથી

**હુસ્ન** ન. [અર.] તેજ, કાંતિ. (૨) ખૂબસૂરતી

**હુળિયું** ન. વાછરડાં વગેરે જંગલમાં માતાને ધાવી ન જાય એ માટે એને મોઢે બંધાતું સીંકલું

**હું[૧]** સર્વ., પ.પુ., એ.વ. [સં. अहकम् > પ્રા. हअं > અપ. हउं > જૂ.ગુ. 'હૂં.'] વક્તા પોતાને માટે વાપરે તે સર્વનામ

**હું[૨]** કે.પ્ર. [રવા.] ખામોશ ખોંખારો ગુસ્સો ગર્વ વગેરે બતાવનારો ઉદ્ગાર

**હુંકાર[૧]** (હુઙ્કાર) પું. [સં. अहं-कार] 'હું સમર્થ છું' એવો અભિમાનનો ઉદ્ગાર. (૨) પડકાર

**હું-કાર[૨]** પું. [જુઓ 'હું[૨]'+સં.] સામાને અપાતો 'હું સાંભળું છું' એવો જવાબ, હં, હોકારો

**હુંકારો** પું. [જુઓ 'હુંકાર[૨]'+ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હુંકાર.[૨]' [૦ તુંકારો (રૂ.પ્ર.) માન-મર્યાદા છોડીને બોલવું એ]

**હું-કૃતિ** (હુઙ્કૃતિ) સ્ત્રી. [સં. अहं-कृति] જુઓ 'હુંકાર.[૧]'

**હુંદો** (હુન્દો) પું. માંસ કાપવા માટેનો લાકડાનો મોટો ટુકડો

**હું-પણું** ન. [જુઓ 'હું[૧]'+ગુ. 'પણું' ત.પ્ર.], **હું-પદ** ન. [+સં.] (લા.) અભિમાન, ગર્વ, અહંકાર [અહંકારી

**હુંપદી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] અભિમાની, ગર્વીલું,

**હું-ભાવ** પું. [જુઓ 'હું[૧]'+સં.] જુઓ 'હું-પણું.'

**હુંભાવી** વિ. [+ગુ. 'ઈ' ત.પ્ર.] જુઓ 'હુંપદી.'

**હુંશા(-સા)-તુંશા, (-શ્ય), -શી, -સી** જુઓ 'હોંશા-તોશી.'

**હૂક[૧]** ન. [રવા.] વાંદરાનો એવો અવાજ [હૂક

**હૂક[૨]** પું. [અં.] છેડેથી વાળેલો નાનો સળિયો, આંકડિયો,

**હૂકલવું** અ.ક્રિ. [રવા.] 'હૂક' 'હૂક' એવો પ્રબળ અવાજ કરવો, પડકારવું. **હૂકલાવું** ભાવે.,ક્રિ. **હૂકલાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂકલી** જુઓ 'હોકલી.'

**હૂકવું** અ.ક્રિ. [રવા.] વાંદરા કરે છે એ રીતે અવાજ કરવો. **હુકાવું** ભાવે.,ક્રિ. **હુકાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂકળ** પું. [રવા.] કોલાહલ. (૨) યુદ્ધ, લડાઈ

**હૂકળવું** અ.ક્રિ. [રવા.] અવાજ કરવો. **હૂકળાવું** ભાવે., ક્રિ. **હુકળાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂકા-હૂક** (-ક્ય) સ્ત્રી. [જુઓ 'હૂક,[૧]'-દ્વિર્ભાવ.] વાંદરાઓનો એવો અવાજ. (૨) (લા.) સામ-સામી બોલા-ચાલી

**હૂકો** જુઓ 'હુક્કો.'

**હૂડ[૧]** કે.પ્ર. [રવા.] તિરસ્કારનો ઉદ્ગાર, છટ, હટ

**હૂડ[૨]** ન. [અં.] ગાડી મોટર વગેરેનું ઉપરનું ઢાંકણ

**હૂડદો** પું. [રવા.] કૂતરાંને ઉશ્કેરવાનો અવાજ

**હૂડ હૂડ** ક્રિ.વિ. [રવા.] અવાજ કરતાં ઉતાવળેથી

**હૂણ** પું. [સં.] પ્રાચીન મોંગોલ બાજુના પ્રદેશનો વતની, ભારત-વર્ષમાં ચોથી સદી આસપાસ આવેલી એ નામની ટોળી અને એનો પુરુષ. (સંજ્ઞા.)

**હૂણવું** અ.ક્રિ. છાતીએ કૂટવું. **હુણાવું** ભાવે.,ક્રિ. **હુણાવવું** પ્રે.,સ.ક્રિ. [અવાજ

**હૂપ** પું. [રવા.] (બાળ-ભાષામાં) વાંદરો. (૨) વાનરનો

**હૂપ-કાર** પું. [+સં.] વાંદરાનો અવાજ, હૂપ, હૂક

**હૂપા-હૂપ** (-પ્ય) સ્ત્રી. [જુઓ 'હૂપ,'-દ્વિર્ભાવ.] જુઓ 'હૂકા-હૂક.'

**હૂબ** (-બ્ય) સ્ત્રી. ભિલટ, હોંશ, ઉમંગ, ઉત્સાહ

**હૂબહૂ** વિ. [અર.] અદલો-બદલ, આબેહૂબ, તાદૃશ

**હૂર, -રી** સ્ત્રી. [અર. 'હૂર્'+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] સુંદર સ્ત્રી, અપ્સરા, પરી

**હૂલ** (-લ્ય) સ્ત્રી. લોઢાનો અણીદાર ખીલો. (૨) તલવારની અણી. [૦ ખાવી (રૂ.પ્ર.) શરીરમાં હૂલ ઘોંચવી]

**હૂલકવું** જુઓ 'હૂકવું.' **હૂલકાવું** ભાવે.,ક્રિ. **હુલકાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂલકું** ન. ખોટી અફવા [પ્રે.,સ.ક્રિ.

**હૂલમાવું** અ.ક્રિ. અતિ આનંદમાં આવી જવું. **હુલમાવવું**

**હૂલર** ન. ડોકમાં પહેરવાનું ચાંદીનું એક ઘરેણું. (૨) કાનની બૂટમાં પહેરવાની સોનાની કડી. (૩) હાથીનો ગળાનો હાર [ક્રિ. **હુલરાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂલરવું** અ.ક્રિ. લટકીને હીંચોળા લેવા. **હૂલરાવું** ભાવે.,

**હૂલવવું** સ.ક્રિ. [જુઓ 'હૂલ,'-ના.ધા.] અણીદાર હથિયાર ભોંકવું. **હૂલવાવું** કર્મણિ.,ક્રિ. **હુલવાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂલવું** અ.ક્રિ. [રવા.] આનંદમાં આવવું, રાજી થવું. **હુલાવું** ભાવે.,ક્રિ. **હુલાવવું[૨]** પ્રે.,સ.ક્રિ. [પ્રે.,સ.ક્રિ.

**હૂલસવું** જુઓ 'હુલ્લસવું.' **હૂલસાવું** ભાવે.,ક્રિ. **હુલસાવવું**

**હૂંક[૧]** (-ક્ય) સ્ત્રી. [જુઓ 'હૂંકવું.'] સિંહની ત્રાડ

**હૂંક[૨]** પું. [અં. 'હૂક્.'] જુઓ 'હૂક.[૨]' [પ્રે.,સ.ક્રિ.

**હૂંકલવું** જુઓ 'હૂકલવું.' **હૂંકલાવું** કર્મણિ.,ક્રિ. **હૂંકલાવવું**

**હૂંકલાવવું, હૂંકલાવું** જુઓ 'હૂંકલવું'માં.

**હૂંકવું** અ.ક્રિ. [રવા.] ત્રાડ મારવી, ત્રાડવું, ગર્જવું. (૨) તલપી રહેવું. (૩) જલદીથી પૂરું કરવું. **હૂંકાવું** ભાવે., ક્રિ. **હૂંકાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂંકાવવું, હૂંકાવું** જુઓ 'હૂંકવું'માં.

**હૂંછી** વિ. તોફાની. (૨) અપશુકનિયાળ. (૩) અભાગિયું, દુર્ભાગી. [૦ ઘોડો (રૂ.પ્ર.) તોફાની ઘોડો. (૨) (લા.) અપશુકનિયાળ માણસ]

**હૂંછું** જુઓ 'છૂંછું.'

**હૂંઠવું** અ.ક્રિ. શરમિંદું બનવું, ભોંઠા પડવું. **હૂંઠાવું** ભાવે., ક્રિ. **હૂંઠાવવું** પ્રે.,સ.ક્રિ.

**હૂંઠાવવું, હૂંઠાવું** જુઓ 'હૂંઠવું'માં.

**હૂંડિયામણ** ન. [જુઓ 'હૂંડી'-દ્વારા.] હૂંડીનો વટાવ, હૂંડી-

ની લાગત, 'એક્સ્ચે(ચે)-જ'

**હૂંડિયારો** પું. [જુઓ 'હૂંડી' દ્વારા.] હૂંડીનો માલિક

**હૂંડી** સ્ત્રી. [તામિળ.] નાણાં મેળવવાનો કાગળ, શાહુકારી ચિઠ્ઠી, 'ચેક.' [૦નું ઓખું (રૂ.પ્ર.) વટાવી લીધેલી હૂંડી. ૦નો દેખાડ (રૂ.પ્ર.) હૂંડી જેના ઉપર લખાઈ હોય તેને પ્રથમ બતાવવી એ. ૦ પાકવી (રૂ.પ્ર.) હૂંડીનાં નાણાં લેવાની મુદત પૂરી થવી. ૦ ભરવી (રૂ.પ્ર.) હૂંડીની રકમ ભરપાઈ કરવી]

**હૂંડી-પત્રી** સ્ત્રી. [+ સં.] હૂંડી અને સાથેનો કાગળ

**હૂંડી-વહી** સ્ત્રી. [+ અર.] હૂંડીનો હિસાબ લખવાનો ચોપડો

**હૂંડે** ક્રિ.વિ. [જુઓ 'હૂંડો' + ગુ. 'એ' સા.વિ.,પ્ર.] [એક-જથ્થે, એકી સાથે, જુમલો

**હૂંડો**[1] પું. પું. જથ્થો, જુમલો, આખો સમૂહ. (૨) વાછડા બળદ વગેરે વેચવા આવતા હોય છે તે વેપારીઓનાં એ પ્રાણીઓનો સમૂહ

**હૂંડો**[2] પું. નેતર બરુ વગેરેની ભરેલી ખુરસી, મૂડો

**હૂંતી** સ્ત્રી. [જુઓ 'હૂંતો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) સ્ત્રી કે પત્ની

**હૂંતો** પું. [સં. भू-> પ્રા. हू વર્ત.કૃ. हुंत-> જૂ.ગુ. 'હુંત-'] દ્વારા] (લા.) પુરુષ કે પતિ

**હૂંફ** સ્ત્રી. [સં. उष्मा > પ્રા. उम्हा] ગરમાવો. (૨) (લા.) આશ્રય, સહાય. (૩) આશ્વાસન, દિલાસો

**હૂંફવું** અ.ક્રિ. બડાઈ મારવી, ગર્વ કરવો. (૨) ઘૂરકવું. **હૂંફાવું**[1] ભાવે.,ક્રિ. **હૂંફાવવું**[1] પ્રે.,સ.ક્રિ.

**હૂંફાવવું,**[1] **હૂંફાવું**[1] જુઓ 'હૂંફવું'માં.

**હૂંફાવવું**[2] જુઓ 'હૂંફાવું[2]'માં. [હૂંફાવવું[2] પ્રે.,સ.ક્રિ.

**હૂંફાવું**[2] અ.ક્રિ. [જુઓ 'હૂંફ,'-ના.ધા.] ગરમાવો મેળવવો.

**હૂંફાળ, -ળું** વિ. [જુઓ 'હૂંફ' + ગુ. 'આળ,'-'આળું' ત.પ્ર.] હૂંફાવળું, સહેજ-સાજ ગરમાવાવાળું. (૨) (લા.) ગભરાયેલું

**હૃત** વિ. [સં.] હરાયેલું. હરેલું, ઉપાડી લઈ જવાયેલું, છીનવી લેવાયેલું

**હૃત્કંપ** (હૃત્કમ્પ) પું. [સં. हृद् + कम्प, સંધિથી] હૃદયની ધ્રુજારી, હૈયાનો થડકાટ, છાતીનો ધડકાટ

**હૃત્પદ્મ** ન. [સં. हृद् + पद्म, સંધિથી] હૃદયરૂપી કમળ, કમળ જેવું સુકોમળ હૈયું

**હૃત્પિંડ** (હૃત્પિણ્ડ) પું. [સં. हृद् + पिण्ड, સંધિથી] હૃદયનો અવયવ, હૃદય

**હૃદય** ન. [સં.] પ્રાણીઓના સમગ્ર શરીરનું જ્યાં લોહી એકત્રિત થઈ સમગ્ર શરીર તરફ જાય છે તેવો સ્નાયુઓનો કોશ, હૃત્પિંડ. (૨) હૈયું, મન, અંતઃકરણ, દિલ. (૩) હાર્દ, તાત્પર્ય, તત્ત્વ, રહસ્ય. [૦ ઊઘડવું (રૂ.પ્ર.) મન ખુલ્લું કરી વાત કરવી. ૦ પીગળવું (રૂ.પ્ર.) દયા ઊપજવી. ૦ ભરાઈ આવવું (રૂ.પ્ર.) શોક-ગ્રસ્ત થવું. ૦ ભેદવું (રૂ.પ્ર.) મન પર પ્રબળ અસર કરવી]

**હૃદય-કમલ(-ળ)** ન. [સં.] જુઓ 'હૃત્પદ્મ.'

**હૃદય-કંપ** (-કમ્પ) પું. [સં.] જુઓ 'હૃત્કંપ.' [-મંડપ

**હૃદય-કુંજ** (-કુઞ્જ) સ્ત્રી. [+ સં.,પું.,ન.] હૃદયરૂપી લતા-

**હૃદય-કોણ** પું. [સં.] હૃદયનું દૃષ્ટિ-બિંદુ, ભાવનાનું વલણ

**હૃદય-ક્ષોભ** પું. [સં.] હૈયાનો ખળભળાટ

**હૃદય-ગત** વિ. [સં.] હૃદયમાં રહેલું, મનની અંદરનું

**હૃદય-ગમ્ય** વિ. [સં.] હૈયુ જેને પામી શકે તેવું, સમઝાય તેવું

**હૃદય-ગ્રંથિ** (-ગ્રન્થિ) સ્ત્રી. [સં.,પું.] હૈયાની ગાંઠ. (૨) (લા.) હૃદયમાંના અજ્ઞાનનું પ્રબળ આવરણ

**હૃદય-ગ્રાહી** વિ. [સં.,પું.] જુઓ 'હૃદય-ગમ્ય.'

**હૃદય-ચક્ષુ** ન.,સ્ત્રી. [સં. °चक्षुस्,ન.] હૈયારૂપી આંખ, આંતરિક જ્ઞાન-શક્તિ, સૂઝ

**હૃદય-ચુંબક** (-ચુમ્બક) વિ, [સં.] હૈયાને ખેંચનારું

**હૃદય-દેશ** પું. [સં.] હૈયું, અંતઃકરણ, દિલ, મન

**હૃદય-દૌર્બલ્ય** ન. [સં.] દિલની નબળાઈ, મનની ઢીલાશ, હૈયા-દૂબળાપણું [પિગળાવનારું

**હૃદય-દ્રાવક** વિ. [સં.] દિલને હચમચાવી મૂકે તેવું, હૈયું

**હૃદય-દ્વાર** ન. [સં.] મનનો દરવાજો [પ્રાણનાથ

**હૃદય-નાથ** પું. [સં.] પત્ની કે પ્રિયાને એનો પતિ કે પ્રિયતમ,

**હૃદય-પટ** પું. [સં.] હૃદયરૂપી વસ્ત્ર, હૈયાનો વિસ્તાર,

**હૃદય-પટલ** ન. [સં.] હૃદયરૂપી પડદો. (૨) જુઓ 'હૃદય-પટ.'

**હૃદય-પરિવર્તન** [સં.] હૈયાનો પલટો, વિચાર જ બદલી જવા એ

**હૃદય-પ્રીતિ** સ્ત્રી. [સં.] દિલનો સ્નેહ, જિગરનો પ્રેમ

**હૃદય-બલ(-ળ)** ન. [સં.] હૈયાની તાકાત, મનો-બળ

**હૃદય-બિલોર** પું. [+ જુઓ 'બિલોર.'] સ્વચ્છ કાચ જેવું નિર્મળ હૃદય

**હૃદય-ભંગ** (-ભઙ્ગ) પું. [સં.] હૈયું ભાંગી પડવું એ, નિરાશ થવું એ, નાસીપાસ થવું એ

**હૃદય-ભેદ** પું. [સં.] બે હૈયાંની વચ્ચેનો મત-ભેદ કે વિચાર-ભેદ

**હૃદય-ભેદક** વિ. [સં.], **હૃદય-ભેદી** વિ. [સં.,પું.] હૈયાને સખત દુઃખ કરનારું

**હૃદય-મ(-મં)થન** (-મથ(-ન્થ)ન) ન. [સં.] હૈયામાં થતી શંકાઓ અને કુશંકાઓ

**હૃદય-માન્ય** વિ. [સં.] હૈયાએ જેને માન આપવા પાત્ર ગણ્યું હોય તેવું, મનનું માનેલું, રાજીખુશીથી સ્વીકારેલું

**હૃદય-રાજ** પું. [સં.], જુઓ 'હૃદય-નાથ.'

**હૃદય-રાની** સ્ત્રી. [સં.], **હૃદય-રાણી** સ્ત્રી. [+ જુઓ 'રાણી.'] હૈયાએ હૃદયમાં પૂરા પ્રેમથી સ્થાન આપ્યું છે તેવી પ્રિયતમા

**હૃદય-રોગ** પું. [સં.] રક્તાશયનો આજાર, 'હાર્ટ-ડિસીઝ'

**હૃદય-વર્તી** વિ. [સં.પું.] હૈયામાં રહેલું, હૃદય-ગત

**હૃદય-વિહીન** વિ. [સં.], **હૃદય-વિહોણું** વિ. [+ જુઓ 'વિહોણું.'] (લા.) લાગણી વિનાનું, લાગણી-શૂન્ય

**હૃદય-વીણા** સ્ત્રી. [સં.] હૃદયરૂપી વીણા-વાદ્ય

**હૃદય-વૃદ્ધિ** સ્ત્રી. [સં.] રક્તાશયના માપમાં વધારો થવો એ (એ એક રોગ છે.) [નાર

**હૃદય-વેધક** વિ. [સં.], **હૃદય-વેધી** વિ. [સં.પું.] હૈયું વલોવ-

**હૃદય-શલ્ય** ન. [સં.] હૈયામાં થતો ઉચાટ

**હૃદય-શૂન્ય** વિ. [સં.] જુઓ 'હૃદય-વિહીન.'

**હૃદય-સંકોચ** (-સઙ્કોચ) પું., -ચન ન. [સં.] લોહી નીકળતાં હૃદયનું સંકોડાવું એ (લોહી આવતાં જે વિકસે.) (૨)

મનમાં થતો સંકોચ [ઉકલત

હૃદય-સૂઝ (-ઝય) સ્ત્રી. [+ જુઓ 'સૂઝ.'] હૈયા-સૂઝ, હૈયા-

હૃદય-સ્થ વિ. [સં.] દિલમાં રહેલું, હૃદય-ગત

હૃદય-સ્પર્શી વિ. [સં.,પું.,] હૈયાને અસર કરી જાય તેવું, હૃદયં-ગમ

હૃદય-સ્વામી પું. [સં.] જુઓ 'હૃદય-નાથ.'

હૃદય-હીણું વિ. [+ જુઓ 'હીણું.'], હૃદય-હીન વિ. [સં.] જુઓ 'હૃદય-વિહીન.' [સમઝાય તેવું

હૃદયં-ગમ (હૃદયઙ્ગમ) વિ. [સં.] જુઓ 'હૃદય-હારી.' (૨)

હૃદયાકાશ ન. [+ સં. આકાશ. પું.,ન.] હૃદયરૂપી આકાશ

હૃદયા-ફાટ ક્રિ.વિ. [+ જુઓ 'ફાટવું.' હૈયાને વલોવી નાખે તેવું રુદન હોય તેમ

હૃદયેશ, -શ્વર પું. [+ સં. ઈશ, -શ્વર] જુઓ 'હૃદય-નાથ.'

હૃદયેશ્વરી સ્ત્રી. [+ સં. ઈશ્વરી] હૃદયનો કબજો લઈ બેઠેલી--પ્રિયતમા, પ્રાણ-પ્રિયા

હૃદયોદ્ગાર પું. [+ સં. ઉદ્ગાર] હૈયાના ઊંડાણમાંથી નીકળતો શબ્દ, ખરો દિલનો બોલ

હૃદયોર્મિ સ્ત્રી. [+ સં. ઊર્મિ] હૈયાનો ઉમળકો, હૈયાનો ઉત્સાહ [મન, અંતઃકરણ (પદ્યમાં.)

હૃદિયું ન. [સં. હૃદ્ + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] હૃદય, હૈયું.

હૃદ્-ગત વિ. [સં.] હૃદયમાં રહેલું, મનમાંનું

હૃદ્દેશ પું. [સં. હૃદ્ + દેશ] જુઓ 'હૃદય-દેશ.'

હૃદ્ય વિ. [સં.] હૃદય ને ગમી જાય તેવું, મનોહર

હૃદ્-રોગ પું. [સં.] જુઓ 'હૃદય-રોગ.'

હૃલ્લાસ્ય ન. [સં. હૃદ્ + લાસ્ય, સંધિથી] હૈયાનો નાચ, હૃદયનો થનગનાટ

હૃષિત વિ. [સં.] જુઓ 'હૃષ્ટ.'

હૃષીક ન. [સં.] ઇંદ્રિય

હૃષીકેશ પું. [સં. હૃષીક + ઈશ = ઇંદ્રિયોના સ્વામી, એવી સર્વ-સામાન્ય વ્યુત્પત્તિ સ્વીકારાઈ છે, પરંતુ એ શ્રીકૃષ્ણના ઈશ્વરત્વને કારણે; હકીકતે 'ઊભા કેશવાળો' એ અર્થ છે. સર૦ ગુડાકેશ. અર્જુન. એને ગુડાકા + ઈશ = રાત્રિનો સ્વામી કહેવાયો છે, પણ એ વાંકડિયા વાળવાળો ગુડાકેશ છે. (ગીતા.). (સંજ્ઞા.). (૨) ન. હરદ્વાર પાસેનું એ નામનું એક તીર્થ. (સંજ્ઞા.)

હૃષ્ટ વિ. [સં.] હર્ષ પામેલું, પ્રસન્ન થયેલું, ખુશ-ખુશાલ

હૃષ્ટ-પુષ્ટ વિ. [સં.] પ્રસન્ન થયા સાથે શરીરમાં ભરાયું હોય તેવું, શરીરે ભરાઉ અને મજબૂત

હૃષ્યકા સ્ત્રી. [સં.] મધ્યમ ગ્રામની એક મૂર્છના. (સંગીત.)

હે[1] કે.પ્ર. [સં.] અરે, હો, ઓ એવો સંબોધક ઉદ્ગાર

હે[2] (હે) સ્ત્રી. ધીરજ, સબૂરી. (૨) હિંમત [૦ પૂરવી (રૂ.પ્ર.) સહાયક થવું. ૦ હેબકા(-રા)વવું (રૂ.પ્ર.) હેરાન કરવું]

હેકડા(-ડે)-ઠઠ (-ઠ્ય) સ્ત્રી. [રવા.] સખત જિદ્દી

હેક્કા સ્ત્રી. [સં.] જુઓ 'હિક્કા.'

હેક્ટો- વિ, [અં.; સમાસમાં પૂર્વ પદમાં] સો. (દશાંશ પદ્ધતિમાં એ રીતે 'હેક્ટો-મીટર'-'હેક્ટો-લીટર'-'હેક્ટો-ગ્રામ')

હેજ[1] ન. હેત, પ્રેમ, પ્રીતિ, સ્નેહ

હેજ[2] ન. ભીનાશ, ભેજ

હેટ સ્ત્રી. [અં.] ટોપલા-ઘાટની છાપરાવાળી ટોપી

હેઠ (-ઠ્ય) ક્રિ.વિ. [સં. અધસ્તાત્ > પ્રા. હેટ્ઠ- > અપ. હેટ્ઠિ] નીચેના ભાગમાં, અંદર દબાવેલું કે રહેલું હોય એમ, હેઠળ

હેઠવાણ ન. [જુઓ 'હેઠલું' દ્વારા.] હેઠનો ભાગ, નીચેની અંદરની જગ્યા. (૨) ભોંય-તળિયું

હેઠલું (-ળું) વિ. [પ્રા. હેટ્ઠિલ્લિઅ-] નીચેના ભાગમાં રહેલું, અંદરના ભાગમાં આવેલું, હેઠળનું, તળેનું

હેઠ-વાસ(-શ) પું. [+ સં. વાસ], (-સ્ય,-શ્ય) સ્ત્રી. ભોંય-તળિયાનું રહેઠાણ, તળિયાનો વસવાટ. (૨) પાણી કે પવનની નીચેની બાજુ તરફની દિશા. (૩) (-સ્ય, -શ્ય) ક્રિ.વિ. ભોંય-તળિયે. (૪) પાણી કે પવનની નીચેની બાજુના વહેણ તરફ

હેઠવાસિયું વિ. [+ ગુ. 'ઇયું' ત.પ્ર.] નદીના હેઠવાસને લગતું. (૨) હાથ નીચેનું, તાબાનું

હેઠળ (-ળ્ય) ક્રિ.વિ. [પ્રા. હેટ્ઠિલ- > અપ. હેટ્ઠિલિ] હેઠે, નીચે, તળે [જમીન

હેઠાણ, -ણું ન. [જુઓ 'હેઠું' દ્વારા.] નીચી સપાટીવાળી

હેઠાયો પું. [જુઓ 'હેઠું' દ્વારા.] અનાજમાંથી સૂપડાથી ધૂળ કચરો વગેરે કાઢવાની ક્રિયા

હેઠાસવું સ.ક્રિ. [જુઓ 'હેઠું' દ્વારા, ના.ધા.] હેઠાયો કરવો. હેઠાસવું કર્મણિ.,ક્રિ. હેઠાસાવવું પ્રે.,સ ક્રિ.

હેઠાસાવવું, હેઠાસાવું જુઓ 'હેઠાસવું'માં. ['હેઠાયો.'

હેઠાસો પું. [જુઓ 'હેઠાસવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.] જુઓ

હેઠું વિ. [જુઓ 'હેઠ;' પ્રા. હેટ્ઠઅ-] નીચેના ભાગમાં આવેલું, નીચાણભાગમાંનું. [૦ જોવું (રૂ.પ્ર.) શરમાવું, ૦ બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) શાંત થવું. (૨) સ્થિર થવું. ૦ મન કરવું (રૂ.પ્ર.) નિરાંત રાખવી]

હેઠે ક્રિ.વિ. [+ ગુ. 'એ' સા.વિ.,પ્ર.] નીચે, નીચેના, ભાગમાં, તળે, તળિયે. [૦ બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) કંટાળીને શાંત રહેવું. ૦ હૈયે (રૂ.પ્ર.) શાંત ચિત્તે]

હેડ[1] (-ડ્ય) જુઓ 'હડ.[1]' [(૨) ગાડાંઓની હાર

હેડ[2] (-ડ્ય) સ્ત્રી. સરખી ઉંમર હોવાપણું, સમવયસ્ક-તા.

હેડ (-ડ્ય) સ્ત્રી. વેચવાના બળદનો હંડો

હેડ[3] ન. [અં.] માથું. (૨) વિ. ઉપરી

હેડ ઑફિસ સ્ત્રી. [અં.] મુખ્ય કાર્યાલય, વડી કચેરી

હેડકિયું વિ. [જુઓ 'હેડકી' + ગુ. 'ઇયું.'] (લા.) મરણ વખતે આત્માના પુણ્યાર્થે અપાતું (દાન ખેતર મિષ્ટાન્ન વગેરે)

હેડકી સ્ત્રી. [રવા.] જુઓ 'હિક્કા.' [નાયક

હેડ કૉન્સ્ટેબલ પું. [અં.] પોલીસ ટુકડીનો જવાબદાર

હેડ ક્લાર્ક પું. [અં.] વડો કારકુન, અવલ કારકુન, શિરસ્તેદાર [સરકારી નોકરોને રહેવાનું સ્થળ

હેડ ક્વાર્ટર્સ ન.,બ.વ. [અં.] નોકરીનું મુખ્ય સ્થળ. (૨)

હેડ માસ્ટ(-સ્ત)ર પું. [અં. હેડ્ માસ્ટર્] નિશાળનો મુખ્ય મહેતાજી, શાળાનો આચાર્ય

હેડ મિસ્ટ્રેસ સ્ત્રી. [અં.] કન્યાશાળાની કે શાળાની મુખ્ય

શિક્ષિકા, શાળાની આચાર્યા

**હેડ-લાઇટ** સ્ત્રી. [અં.] મથાળાની બત્તી. (૨) વાહનના આગળના ભાગની બત્તી [જ્યુખર સ્વી

**હેડંબા** (હેડમ્બા) સ્ત્રી. [સં. हिडिम्बा] (લા.) ઊંચી અને

**હેડિયારો** પું. ધમાલ, ધમાચકડી

**હેડિયો** પું. [જુઓ 'હેડ[૨]' + ગુ. 'ઇયું' ત.પ્ર.] બળદ-વાછડાઓની હેડ લાઈ ને વેચવા આવનાર વેપારી, હૂંડાવાળો વેપારી. (૨) હેડમાંનો વાછડો

**હેડી[૧]** સ્ત્રી. [જુઓ 'હેડ[૨]' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] સમાન ઉંમર હોવાપણું, સમવયસ્ક-તા. (૨) સમાન-તા, બરાબરી

**હેડી[૨]** સ્ત્રી. [જુઓ 'હેડ' + ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] વેચવા માટેના બળદ-વાછડાઓનો સમૂહ, હૂંડો

**હેડો** પું. (બાળકોને) આ-સક્તિ, અનુ-રાગ, આસંગો

**હેણ** (-હેણ્ય) સ્ત્રી. તળાઈ, ગાદલું. (૨) પથારી, બિછાનું

**હેત** ન. પ્રેમ, વહાલ, સ્નેહ, પ્રીતિ, પ્યાર. [૦નો કટકો (રૂ.પ્ર.) પરમ મિત્ર. ૦ વરસવું (રૂ.પ્ર.) બહુ ભાવ થવો]

**હેતકડું** ન. માલ ભરવાનું ગાડું

**હેત-પ્રીત** (-ત્ય) સ્ત્રી [જુઓ 'હેત' + 'પ્રીત.'] વહાલ અને પ્રેમ. (૨) કૃપા, મહેરબાની [હેત કે માયા વિનાનું

**હેત-મકું** વિ. [જુઓ 'હેત + 'માકું.'] ઓછા હેતવાળું,

**હેત-રસ** પું. [જુઓ 'હેત + સં.] વહાલરૂપી રસ

**હેતલડું** ન. [જુઓ 'હેત + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'લ' મધ્યગ.] જુઓ 'હેત' (પદ્યમાં.)

**હેતસ્વી** વિ. ['મનસ્વી' જેવાના સાદૃશ્યે] હેત-પ્રીતવાળું

**હેતારથ** પું. [જુઓ 'હેત' + સં. अर्थ, અર્વા. તદ્ભવ.] હેતની લાગણી

**હેતાળ, ૦વું, -ળું** વિ. [જુઓ 'હેત' + ગુ. 'આળ' + 'વું,'- 'આળું' ત.પ્ર.] હેતવાળું, સ્નેહાળ

**હેતુ[૧]** પું. [સં.] કારણ, સબબ. (૨) આશય, ઉદ્દેશ. (૩) અર્થ, મતલબ. (૪) નિમિત્ત, પ્રયોજન. (૫) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.)

**હેતુ[૨]** વિ. [જુઓ 'હેત' + ગુ. 'ઉ' ત.પ્ર.] હેત રાખનારું. (૨) હિત જોનારું, હિતૈષી ['હેતુક' વગેરે

**-હેતુક** વિ. [સં., સમાસના ઉત્તર પદમાં] હેતુરૂપ: 'સુખ-

**હેતુ-કર્તા** પું. [સં.] ક્રિયાપદની પ્રેરક-રચનામાંનો પ્રેરક કર્તા. (વ્યા.) [તેવું (વ્યા.)

**હેતુ-ગર્ભ** વિ. [સં.,બ.વ્રી.] જેમાં હેતુનો અર્થ રહેલો હોય

**હેતુ-ચિહ્ન** ન. [સં.] 'કારણ કે' 'કેમ કે' એ ભાવ બતાવવા વપરાતું ગણિતમાંનું ∵ આવું નિશાન. (ગ.)

**હેતુ-ભૂત** વિ. [સં.] કારણ કે પ્રયોજન યા ઉદ્દેશરૂપે રહેલું

**હેતુમત્** વિ. [સં.] પ્રયોજનવાળું

**હેતુમત્તા** સ્ત્રી. [સં.] કારણ કે પ્રયોજન હોવાપણું

**હેતુ-માન** વિ. [સં. °मान्,पुं.] કારણ કે પ્રયોજનવાળું, કાર્ય-કારણ ભાવવાળું. (૨) એ નામનો એક અર્થાલંકાર. (કાવ્ય.) [હિત-ચિંતક

**હેતુ-મિત્ર** વિ. [જુઓ 'હેતુ[૨]' + સં.,ન.] હિતૈષી દોસ્ત,

**હેતુ-વાક્ય** ન. [સં.] ત્રીજી કે પાંચમી વિભક્તિના અનુગ 'થી' દ્વારા વ્યક્ત થતું કારણ કે પ્રયોજન બતાવનાર વાક્યાંશ. (વ્યા.)

હેતુ-વાચક વિ. [સં.] કારણ કે પ્રયોજન બતાવનારું. (વ્યા.)

હેતુ-વાદ પું. [સં.] કાર્યને કારણ હોવું જ જોઈયે એ પ્રકારનો મત-સિદ્ધાંત, બુદ્ધિ-વાદ. (૨) કુ-તર્ક, નાસ્તિક-તા

હેતુ-વિદ્યા સ્ત્રી. [સં.] તર્ક-શાસ્ત્ર, ન્યાય-શાસ્ત્ર

હેતુ-સર ક્રિ.વિ. [સં. हेतु + જુઓ 'સર.'] કોઈ પણ કારણે

હેતૂત્પ્રેક્ષા સ્ત્રી. [સં. हेतु + उत्प्रेक्षा] ઉત્પ્રેક્ષા અલંકારનો એક ભેદ. (કાવ્ય.)

હેત્વપહ્નુતિ સ્ત્રી. [સં. हेतु + अप-ह्नुति] અપહ્નુતિ અલંકારનો એક ભેદ. (કાવ્ય.)

હેત્વંતર (હેત્વ-તર) ન. [સં. हेतु + अन्तर] એક હેતુની પુષ્ટિ માટે રજૂ થતો બીજો હેતુ. (તર્ક.)

હેત્વાભાસ પું. [સં. हेतु + आ-भास] દુષ્ટ ખોટો કે આભાસી હેતુ, અશુદ્ધ હેતુ. (તર્ક.)

હેત્વાભાસવાદી વિ. [સં.,પું.] આભાસી હેતુઓની જ રજૂઆત કર્યા કરનાર વિતંડાવાદી

હેદળ ન. [સં. हय-दल] ઘોડે-સવાર સૈન્ય, 'કૅવલરી'

હૅન્ગર (હૅંગર) ન. [અં.] કપડું ભરાવી ટીંગાડવાનું એક સાધન. (૨) વિમાનોને ઉતારવાનું મોટી સ્ટીમરો ઉપરનું સાધન

**હૅન્ડ** (હૅણ્ડ) પું. [અં.] હાથ. (૨) (લા.) સહાયક માણસ

**હૅન્ડ-કૅમેરા** (હૅણ્ડ-) પું. [અં.] હાથમાં રાખી ફોટા પાડી શકાય તેવો નાનો કૅમેરો [પતાકડું

**હૅન્ડ-બિલ** (હૅણ્ડ-) ન. [અં.] જાહેરાત વગેરેનું છાપેલું

**હૅન્ડ-બૅગ** (હૅણ્ડ-) સ્ત્રી. [અં.] હાથમાં રાખી લઈ જઈ શકાય તેવી નાની પેટી કે પાકીટ [હાથ-દસ્કત

**હૅન્ડ-રાઇટિંગ** (હૅણ્ડ-રાઇટિંગ) પું.,બ.વ. [અં.] હસ્તાક્ષર,

**હૅન્ડલ** (હૅણ્ડલ) ન. [અં.] હાથો [તેવી શાળ

**હૅન્ડ-લૂમ** (હૅણ્ડ-) સ્ત્રી. [અં.] હાથથી જ ચલાવી શકાય

હેબક સ્ત્રી. [અર. હય્બત્] જુઓ 'હેબત.'

હેબક(-કા)વું અ.ક્રિ. [જુઓ 'હેબક,'-ના.ધા.] જુઓ 'હેબતાવું.' હેબકાવવું પ્રે.,સ.ક્રિ.

હેબકાવવું, હેબકાવું જુઓ 'હેબકવું'માં.

**હેબત** (હેબત) સ્ત્રી. [અર. હય્બત્] ભયથી થતો ધ્રાસકો, ફાળ, હબક, હેબક. (૨) આશ્ચર્ય, વિસ્મય અચંબો

હેબતાવવું (હેબતાવવું) જુઓ 'હેબતાવું'માં.

હેબતાવું (હેબતાવું) અ.ક્રિ. [જુઓ 'હેબત,'-ના.ધા.] ફાળ અનુભવવી, ધાસ્તી પામવું, હબકવું, હેબકવું, હેબકાવું. હેબતાવવું (હેબતાવવું) પ્રે.,સ.ક્રિ.

**હેબિયસ કૉર્પસ** સ્ત્રી. [લૅટિન] આરોપીને કાયદેસર પકડ્યો છે કે નહિ એની તપાસ કરવાને માટે અદાલત આરોપીને પોતાની સમક્ષ હાજર થવા ફરમાન કાઢે એ

**હેમ** ન. [સં.] સોનું, કાંચન

**હેમક** (હેમક) વિ. [અર. અહ્મક્] મૂર્ખ, બેવકૂફ

**હેમ-કંદ** (-કન્દ) પું. [સં.] એ નામની એક વનસ્પતિ, ધોળો કટકિયો [એક પર્વત. (સંજ્ઞા.)

**હેમ-કૂટ** પું. [સં.] પૌરાણિક માન્યતાનો હિમાલય નજીકનો

**હેમ-ક્ષેમ** વિ. [સં.] સહી-સલામત, સાજું-નરવું, હેમ-ખેમ
**હેમ-ખાડ** (-ડય) સ્ત્રી. [સં. हेमाचार्य-જૈન આચાર્ય શ્રી-હેમચંદ્રાચાર્ય-નું ટૂંકું નામ + ગુ. 'ખાડ.'] કલિકાલસર્વજ્ઞ જૈનાચાર્ય હેમચંદ્રને જ્યાં અગ્નિ-દાહ કરેલો તે પાટણમાંનું સ્થાન. (સંજ્ઞા.)
**હેમ-ખેમ** વિ. [સં. हेम-क्षेम] જુઓ 'હેમ-ક્ષેમ.'
**હેમ-ગિરિ** પું. [સં.] પૌરાણિક માન્યતા પ્રમાણે મેરુ પર્વત. (સંજ્ઞા.)
**હેમચંદ્ર** (-ચન્દ્ર), **-દ્રાચાર્ય** પું. [સં. + आ-चार्य] ધંધુકાના મૂળ મોઢ વણિક જૈન દીક્ષા લઈ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલ સોલંકી રાજવીઓના પરમમાન્ય વિદ્વાન બની અનેક ગ્રંથો રચ્યા તે સમર્થ કલિકાલસર્વજ્ઞ જૈનાચાર્ય.(સંજ્ઞા.)
**હેમ-જ્યોત** સ્ત્રી. [સં. हेम-ज्योतिस्, ન.] સોનેરી પ્રકાશ. (ના. દ.) [સોને મઢેલી છડીવાળું
**હેમ-દંડ** (-દણ્ડ) પું. [સં.] સોને મઢેલી છડી. (૨) વિ.
**હેમ-પદ્મ** ન. [સં.] સોનેરી રંગનું કમળ
**હેમ-પુષ્પ** પું. [સં.] સોન-ચંપો (ફૂલ-ઝાડ)
**હેમ-માળી** વિ. [સં., પું.] સોનાની કે ઓરસલીની માળા ધારણ કરી હોય તેનું
**હેમર** પું. [અં.] હથોડો
**હેમ-લતા** સ્ત્રી. [સં.] એ નામની એક વેલ
**હેમવતી** સ્ત્રી. [સં.] સંગીતનો એક થાટ. (સંગીત.)
**હેમ-વરણું, હેમ-વર્ણું** વિ. [સં. हेमन् + वर्ण + ગુ. 'ઉં' ત.પ્ર.] સોનેરી રંગનું
**હેમંત** (હેમન્ત) સ્ત્રી. [સં.,પું.] શરદ અને શિશિર ઋતુ વચ્ચેની માગસર અને પોસ મહિનાની ઋતુ. (સંજ્ઞા.)
**હેમાચલ**(-ળ), **હેમાદ્રિ** પું. [સં हेमन् + अ-चल. अद्रि સંધિથી] જુઓ 'હેમ-ગિરિ.' (૨) હિમાલય. (સંજ્ઞા.)
**હેમાળો** પું. [સં. हिमालय > પ્રા. हिमालअ-] હિમાલય પર્વત (સંજ્ઞા.) [૦ ગળવો (રૂ.પ.) હિમાલયમાં જઈ દેહ-ત્યાગ કરવો]
**હેમિટિક** વિ. [અં] યહૂદી પ્રકારની જાતિનું કે જાતિને લગતું. (૨) સ્ત્રી. એ જાતિનો ભાષા-સમૂહ (હિબ્રૂ વગેરે)
**હેમિયું** વિ, [સં. हेमन् + ગુ. 'ઇયું' ત.પ્ર.], **હેમી** વિ. [+ ગુ. 'ઈ' ત.પ્ર.] સોનાનું. (૨) સોનેરી
**હેય** વિ. [સં.] ત્યજી દેવા જેવું, ત્યાજ્ય, વર્જ્ય. (૨) (લા.) નિંદ્ય (૩) ન. દુઃખ
**હેર**[1] (-રય) સ્ત્રી. સહાય, મદદ. [૦ સા(-સાં)ચવવી ૦ સાંધવી (રૂ.પ્ર.) મદદ કરવી]
**હેર**[2] (-રથ) સ્ત્રી. ગર્ભવતી સ્ત્રીને થતો અભાવો
**હેર**[3] વિ. [જુઓ 'હેરવું.'] જાસૂસ, બાતમીદાર
**હેર-ઑઇલ** ન. [અં.] વાળમાં નાખવાનું સુગંધી તેલ
**હેરક** પું. [જુઓ 'હેરવું + ગુ. 'ક' સ્વાર્થે કૃ.પ્ર.] જુઓ 'હેર.[3]'
**હેર-કટિંગ સલૂન** (-કટિઙ્ગ-) [અં.] વાળંદની દુકાન
**હેરડો** પું. [જુઓ 'હેર[3]' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હેર[2]' (પદ્યમાં).
**હેરણ,[2] -ણું** ન, [જુઓ 'હેરવું' + ગુ. 'અણ'–'અણું' કૃ.પ્ર.] ડોકિયાં કરી જોવું એ, હેરવું એ
**હેરત** (હેરત) વિ. [અર. હયૂરત્] આશ્ચર્ય-ચકિત, નવાઈ પામેલું, આભું. (૨) સ્ત્રી. નવાઈ, આશ્ચર્ય, અચંબો
**હેર-ફેર** (હેરય-ફેરય) સ્ત્રી. [જુઓ 'હરવું + 'ફરવું'ના પ્રે. ક્રિયા-રૂપ તરીકે અ-પ્રચલિત 'હેર' અંગ + 'ફેરવવું' દ્વારા.] એક ઠેકાણેથી બીજે ઠેકાણે વસ્તુને મૂકવાનું કાર્ય. (૨) ફેર-બદલો ફેરફાર, પરિ-વર્તન, અદલા-બદલી. (૨) વિ. હેર-ફેર કરેલું ['હેર-ફેર(૧).'
**હેર-ફેરી** (હેરય-ફેરી) એ. [+ગુ. 'ઈ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ
**હેરવવું** સ.ક્રિ. [જુઓ 'હરવું'નું પ્રે.] આદત પડાવવી. (૨) છેતરવું. (૩) છૂપી દેખરેખ કે ચોકી રાખવી. (૪) મુલતવી રાખવું. **હેરવાવું** કર્મણિ., ક્રિ. **હેરવાવવું** પ્રે., સ.ક્રિ.
**હેરવાવવું, હેરવાવું** જુઓ 'હેરવવું માં.
**હેરવું** અ.ક્રિ, [દે.પ્રા. हेर, પ્રા. તત્સમ] ડોકિયાં કરતાં જોવું, ધારી ધારીને કે તાકી તાકીને જોવું. **હેરાવું** ભા.વે. ક્રિ. **હેરાવવું** પ્રે., સ.ક્રિ.
**હેરંબ** (હેરમ્બ) પું. [સં] ગણપતિ, ગણેશ. (સંજ્ઞા.)
**હેરાન** (હેરાન) વિ. [અર. હય્રાન્] ખૂબ દુઃખી, ખૂબ પીડાયેલું. (૨) વ્યગ્ર. (૩) ગૂંચવાઈ ગયેલું
**હેરાન-ગત** (હેરાન-ગત્ય), **-તી** સ્ત્રી. [જુઓ 'હેરાન' દ્વારા.] દુઃખી હાલત, મુશ્કેલી, તકલીફ. કષ્ટ, વિપત્તિ. (૨) સતાવણી, પજવણી
**હેરાન-પરેશાન** (હેરાન-) વિ. [+ ફા.] ખૂબ ખૂબ હેરાન
**હેરાવવું, હેરાવું** જુઓ 'હેરવું' માં.
**હેરિયું** ન. [જુઓ 'હેરવું' + ગુ. 'ઇયું' કૃ.પ્ર.] ડોકિયાં તાણી કે છાનું-માનું જોઈ લેવું એ. [૦ લેવું (રૂ.પ્ર.) લટાર મારવી] [સાથીદાર. મિત્ર
**હેરુ** પું. [જુઓ 'હેરવું' + 'ઉ' કૃ.પ્ર.] જાસૂસ. (૨) સહાયક
**હેરું** ન. [જુઓ 'હેરવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] જુઓ 'હેરિયું.'
**હેરો** પું. [જુઓ 'હેરવું' + ગુ. 'ઓ' કૃ.પ્ર.) જુઓ 'હેરિયું'
**હેરો-ફેરો** પું. [જુઓ 'હેર-ફેર.' આ પું.] આંટા-ફેરો, જવું આવવું એ
**હેલ**[1] (-લ્ય) સ્ત્રી. એક ગાડું ભરાય એટલો માલ-સામાન. (૨) પાણીથી ભરેલું બેડું. (૩) ભાર, બોજ. (૪) (લા.) ભાર કે પાણી સારવાનું યા ગાડાથી કે હમાલ દ્વારા લાવવાનું મહેનતાણું. (૫) હેલકરીનું કામ
**હેલકરણ** (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હેલકરી' + ગુ. 'અણ' સ્ત્રી-પ્રત્યય.] ભાર ઉઠાવનાર મજૂર સ્ત્રી
**હેલ-કરી** પું. [જુઓ 'હેલ[1]' + 'કરવું' + ગુ. 'ઈ' ત.પ્ર.] ભાર ઉઠાવવાનો ધંધો કરનાર મજૂર, વૈતરું
**હેલ-કારો** પું. [જુઓ 'હેલો[3]' + સં. कार + ગુ.'ઓ' સ્વાર્થે ત.પ્ર.] હેલો પાડી બોલવું એ. (૨) જુઓ 'હેલારો.'
**હેલઠ** જુઓ 'અહલઠ.'
**હેલના** સ્ત્રી. [સં] નિંદા, અવ-જ્ઞા, અવ-હેલના, અવ-ગણના
**હેલ-પટો** પું. [જુઓ 'હેલ[1]' દ્વારા.] નકામો ફેરો
**હેલા** સ્ત્રી. [સં.] જુઓ 'હેલના.' (૨) ક્રીડા, રમત. (૩) આનંદ ખુશી
**હેલારો** પું. [જુઓ 'હેલો' દ્વારા-.] અવાજ સાથે આગળ

વધવું એ. (૨) (લા.) હડસેલો, ધક્કો. (૩) મોજું, તરંગ, લહેર [ચાંદ્ર વર્ષ

**હેલાલી** ન. [અર.] મુસલમાનોનું ૩૫૪ દિવસોનું વર્ષ,

**હેલાહેલ** (-લ્ય) સ્ત્રી. [જુઓ 'હેલ,^૧'-દ્વિર્ભાવ.] છોળા-છોળ, પુષ્કળ-તા, વિપુલ-તા, ખૂબ છત

**હેલિકૉપ્ટર** ન. [અં.] માત્ર બે ચાર માણસ જ બેસે તેવું ઉપરના ભાગમાં પંખાવાળું નાનું વિમાન (જે સીધું ચડી ઊતરી શકે છે.) [ઝૂલવું એ, હેલારો

**હેલિયું** ન. [જુઓ 'હેલિયો.'] પાણીના મોજામાં આમ-તેમ

**હેલિયો** પું. [સં. પતંજલિના ભાષ્યમાં हेऽरयः (હે શત્રુઓ)-નું हेलयो એવું આર્યોના શત્રુઓ બોલી આ-ક્રમણ કરતા-એ શબ્દ નાવિકોમાં આજે પણ સામાન્ય છે. 'હેલિયો'-ના રૂપમાં.] પવનની દિશા પ્રમાણે સઢને ડાબી કે જમણી દિશા તરફ વાળતી વખતનો બોલાતો શબ્દ

**હેલી^૧** સ્ત્રી. [સં. हला, સંબોધનમાં સખી] સખી, સહિયર, સાહેલી

**હેલી^૨** સ્ત્રી. વરસાદની એકી સાથે વધુ દિવસો વરસવાની સતત ક્રિયા. (૨) (લા.) આનંદ થાય તેવી સતત ક્રિયા (ગુજ.માં 'એલી' પણ એઉ માટે.)

**હેલેનિક** સ્ત્રી. [અં.] પ્રાચીન કાલમાં ગ્રીસ અને આજુબાજુના પ્રદેશોમાં બોલાતી ભારત-યુરોપીય કિંવા આર્ય-કુલની એક ભાષા. (સંજ્ઞા.)

**હેલો^૧** પું. [જુઓ 'હેલિયો.'] (લા.) બોલવું એ, સાદ પાડવો એ. (૨) ધક્કો, હડસેલો. (૩) મોજું, તરંગ, લહેર. (૪) ઝપાટો, સપાટો. (૫) નુકસાન. (૬) હરકત

**હેલો^૨** પું. [અં.] તેજસ્વી પુરુષોના મસ્તકની આસપાસ ચિત્રોમાં બતાવવામાં આવતું તેજનું કૂંડાળું

**હેલો^૩** (-લ્લો) કે.પ્ર. [અં. 'એલાવ.'] ટેલિફોન કરતી વેળા સામસામે સાવધાન કરવા યા સાંભળવા દો એમ કરાતો ઉદ્ગાર, હલો, હલ્લો [ક.ઠા.)

**હેલોરો** પું. [જુઓ 'હિલોળો.'] જુઓ 'હિલોળો.' (બ.

**હેલ્લડ** જુઓ 'હેલડ'-'અલ્લડ.'

**હેલ્લો** જુઓ 'હેલો.^૩'

**હેવા** (હેવા) પું.,બ.વ. ટેવ, આદત, મહાવરો, અભ્યાસ

**હેવાતણ** (હેવાતણ) ન. [સં. अविधवा-त्वन > પ્રા. अहवात्तण, * हववात्तण] જુઓ 'એવાતણ.'

**હેવાન** (હેવાન) ન. [અર. હયૂવાન્] ઢોર, પશુ, જાનવર. (૨) (લા.) વિ. પશુના જેવું મગજ વિનાનું [પણું

**હેવાનિયત** (હેવાનિયત) સ્ત્રી. [અર. હયૂવાનિયત્] હેવાન-

**હેવાયું** (હેવાયું) વિ. [જુઓ 'હેવાવું' + ગુ. 'યું' ભૂ.કૃ.] ટેવવાળું, આદતવાળું, અભ્યાસી, ટેવાયેલું

**હેવાલ** પું. [ફા. 'હાલ'નું બ.વ. 'અહ્વાલ્'] વૃત્તાંત, હકીકત, વર્ણન, ખબર, વિગતે સમાચાર, અહેવાલ, 'રિપોર્ટ'

**હેવાવું** અ.ક્રિ. [જુઓ 'હેવા,'-ના.ધા.] ટેવાવું [હિસારો

**હેષા** સ્ત્રી., -રવ પું. [સં.] ઘોડાનો ખોંખારો, હિસારવ,

**હેસિયત** (હેસિયત) સ્ત્રી. [અર. હયૂસિયત્] શક્તિ, તાકાત, મગદૂર. (૨) (લા.) અધિકાર, દરજ્જો. (૩) લાયકાત

**હે હે** કે.પ્ર. [સં.] (ગુ.માં.) વગોવવા માટેનો ઉદ્ગાર. [૦ કરવું (રૂ.પ્ર.) વગોવવું] [થતી મોળ કે ઊબકો, હેર

**હેળ^૧** (-ળ્ય) સ્ત્રી. [સં. हेलि રતિક્રીડા] (લા.) ગર્ભિણી સ્ત્રીને

**હેળ^૨** (-ળ્ય) સ્ત્રી. [જુઓ 'હેળવવું.'] હેળવવું એ, ટેવ પાડવી એ. (૨) ઢોરને ધણમાં હેળવવા માટે ગોવાળને અપાતું મહેનતાણું [હેળવવાની ક્રિયા

**હેળવણી** સ્ત્રી. [જુઓ 'હેળવવું' + ગુ. 'અણી' કૃ.પ્ર.]

**હેળવવું** જુઓ 'હળવું'માં. (૨) ટેવ પડાવવી, મહાવરો પડાવવો. (૩) સહવાસ કેળવાવવો.

**હૈં** (હૈં) કે.પ્ર. [રવા.] આશ્ચર્ય કુતૂહલ પ્રશ્ન વગેરેના ભાવનો ઉદ્ગાર [ઉદ્ધતાઈ

**હૈંકડાઈ** (હૈંકડાઈ) સ્ત્રી. અક્કડપણું, અકકડાઈ. (૨)

**હૈંકવું** (હૈંકવું) અ.ક્રિ. [રવા.] વલખાં મારવાં. (૨) તંગીમાં હોવું. (૩) ઝલવું, હીંચકવું. **હૈંકાવું** (હૈંકાવું) ભાવે.,ક્રિ. **હૈંકાવવું** (હૈંકાવવું) પ્રે.,સ.ક્રિ.

**હૈંકાવવું, હૈંકાવું** (હૈંકા-) જુઓ 'હૈંકવું'માં.

**હૈં-ફૈં-હૈં-ફૈં** (હૈં-ફૈં-હૈં-ફૈં) ક્રિ.વિ. [રવા.] ગભરાટ-પૂર્વક

**હૈંસુ** (હૈંસુ) સ્ત્રી. જુઓ 'એવસુ.'

**હૈડ-ફૈડ** (હૈડ્ય-ફૈડ્ય) ક્રિ.વિ. [રવા.] આમ તેમ જોરથી ધૂમાધૂમ થાય એમ ['હૈડું' (પદ્યમાં).

**હૈડલું** ન. [જુઓ 'હૈડું' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ

**હૈડિયા-વેરો** પું. [જુઓ 'હૈડિયો' + 'વેરો.'] સોળ વરસથી મોટી ઉંમરનાં ઉપર મુસ્લિમ શાસનકાલમાં નખાતો હતો તેવો કર

**હૈડિયો** પું. ગળાની ઘાંટીનો બહારનો ખૂંટો. (૨) ઘોડિયાની ડાંડીમાં બંને તરફ જે પારિયાણું નાખવામાં આવે છે તે ભાગ. (૩) ગળાનું એક જાતનું ઘરેણું. [૦ નીકળવો, ૦ ફૂટવો (રૂ.પ્ર.) સગીરાવસ્થા વટાવી પુખ્ત થવું]

**હૈડિંબ** (હૈડિમ્બ), -બેય (હૈડિમ્બેય) પું. [સં.] પાંડવ ભીમથી હિડિંબામાં થયેલો પુત્ર-ઘટોત્કચ. (સંજ્ઞા.)

**હૈડી** સ્ત્રી [જુઓ 'હળ' + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર. + 'ઈ' સ્ત્રીપ્રત્યય = 'હયડી' ઉચ્ચારણનું લાઘવ] નાનો હળનો આકાર (ગામડાંમાં નાળિયેરી પૂનમને દિવસે પાધરમાં 'હૈડી' મૂકી એને દોડીને પકડવાની શરત કરવામાં આવે છે.) [૦ જીતવી (રૂ.પ્ર.) શરતની હૈડી દોડીને પહેલી હાથ કરવી. (૨) મુશ્કેલીનું કામ સિદ્ધ કરવું]

**હૈડું** ન. [સં. हृदय- > પ્રા. हिअअ- + ગુ. 'ડું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હૈયું.' [૦ પાકવું (રૂ.પ્ર.) ટેવાવું]

**-હૈતુક** વિ. [સં.] -ના કારણવાળું. સમાસમાં ઉત્તરપદમાં. જેમ કે 'સ્વાર્થ-હૈતુક') [જેમકે 'સ્વાર્થ-હૈતુકી')

**-હૈતુકી** વિ.,સ્ત્રી. [સં.] -ના કારણવાળી (પ્રક્રિયા વગેરે;

**હૈ-દોસ** (-સ્ય) સ્ત્રી. [જુઓ 'હાય' દ્વારા.] હાયની અરેરાટી

**હૈમ** વિ. [સં.] હિમ-સંબંધી, બરફનું

**હૈમ-યુગ** પું. [સં. हेमचन्द्रना હેમનું हैम + સં.] આચાર્ય હેમચંદ્રનો સોલંકીકાલનો સાહિત્યના વિકાસનો સમય. (સંજ્ઞા.)

**હૈમવત્** વિ. [સં.] હિમાલયને લગતું. (૨) હિમાલયમાં ઊપજેલું. (૩) ન. ભારત-વર્ષ, હિંદ, હિંદુસ્તાન. (સંજ્ઞા.)

**હૈમવતી** સ્ત્રી. [સં.] ગંગા નદી. (૨) પાર્વતી. (સંજ્ઞા.)

હૈયત સ્ત્રી. [અર. હય્‌ત્] ખગોળ-વિદ્યા

હૈયંગવ, -વીન ન. [સં.] નવ-નીત, માખણ

હૈયા-ઉકેલત (-ત્ય) સ્ત્રી. [જુઓ 'હૈયું' + 'ઉકેલત.'] પોતા-ની મેળે પડતી સૂઝ, આત્મ-સૂઝ [મનની ભારે ચિંતા

હૈયા-કૂટ (-ટ્ય) સ્ત્રી. [જુઓ 'હૈયું' + 'કૂટવું.'] (લા.)

હૈયા-ગોળો પું. [જુઓ 'હૈયું' + 'ગોળો.'] (લા.) ચિંતાને લઈ હૃદયમાં થતો ચૂંથારો [નાસીપાસ થવું

હૈયાટવું અ.ક્રિ. [જુઓ 'હૈયું' દ્વારા.] હિંમત હારી જવી,

હૈયા-તોડ[1] (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'હૈયું' + 'તોડવું.'] (લા.) જુઓ 'હૈયા-કૂટ.' [તેવું, સખત મહેનતનું

હૈયા-તોડ[2] વિ. [+ જુઓ 'તોડવું.'] (લા.) હૈયું તોડી નાખે

હૈયા-દૂબળું વિ. [જુઓ 'હૈયું' + 'દૂબળું.'] (લા.) મોળા હૃદયનું, ઢીલું. (૨) કંજૂસ, લોભી [ધીરજ

હૈયા-ધરપત (-ત્ય) સ્ત્રી. [જુઓ 'હૈયું' + 'ધરપત.'] (લા.)

હૈયા-ધારણ (-ણ્ય) સ્ત્રી. [જુઓ 'હૈયું' + 'ધારવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] મનનું નિશ્ચિંતપણું. (૨) અંતરથી સંતોષ થવો એ. (૩) ખામોશી, સબૂરી. (૪) ખાતરી

હૈયા-ફાટ ક્રિ.વિ. [જુઓ 'હૈયું' + 'ફાટવું.'] (લા.) હૃદય ફાટી જાય એવી રીતે, છાતી ફાટી જાય એમ, છાતી-ફાટ

હૈયા-ફૂટું વિ. [જુઓ 'હૈયું' + 'ફૂટવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] (લા.) 'ભુલકણું.' (૨) કાચા કાનનું. (૩) મૂર્ખ, બેવકૂફ

હૈયા-બળાપો પું. [જુઓ 'હૈયું' + 'બળાપો.'], હૈયા-બાળ (-ળ્ય) સ્ત્રી. [+ જુઓ 'બાળવું.'] (લા.) હૃદયમાં પ્રબળ ચિંતા થવી એ, ભારે પ્રબળ મૂંઝવણ, હૈયાનો ઉકળાટ

હૈયા-બોલ પું. [જુઓ 'હૈયું' + 'બોલ.'] હૃદયના ખરા ભાવનો શબ્દ, લાગણી ભરેલો શબ્દ [દિલનો પ્રેમ

હૈયા-ભાવ પું. [જુઓ 'હૈયું' + સં.] હૃદયની લાગણી,

હૈયા-મેલું વિ. [જુઓ 'હૈયું' + 'મેલું.'] (લા.) કપટી. (૨) ઈર્ષ્યાખોર, દ્વેષીલું, અદેખું

હૈયારખી વિ., સ્ત્રી. [જુઓ 'હૈયા-રખું' + 'ઈ' સ્ત્રીપ્રત્યય.] (લા.) છાતી જેટલો ઊંચો કઠેરો કે વંડો

હૈયા-રખું વિ. [જુઓ 'હૈયું' + 'રાખવું' + ગુ. 'ઉં' કૃ.પ્ર.] (લા.) જાતની પૂરી સંભાળ રાખનારું, જાતને જોખમમાં ન જવા દેનારું [આશ્વાસન, દિલાસો

હૈયારી સ્ત્રી. [જુઓ 'હૈયું' દ્વારા.] (લા.) ધીરજ. (૨)

હૈયા-વરાળ સ્ત્રી. [જુઓ 'હૈયું' + 'વરાળ.'] (લા.) હૃદયનો બખાળો, ક્રોધનો ઉકળાટ, અંતરની બળતરા, હૈયા-બળાપો

હૈયા-શગડી જુઓ 'હૈયા-સગડી.'

હૈયા-શલ્ય ન. [જુઓ 'હૈયું' + સં.] જુઓ 'હૃદય-શલ્ય.'

હૈયા-શોક પું. [જુઓ 'હૈયું' + સં.] (લા.) જુઓ 'હૈયા-બળાપો.'

હૈયા-સ(-શ)ગડી સ્ત્રી. [જુઓ 'હૈયું' + 'સ(-શ)ગડી.'] (લા.) હૃદયને સળગાવી દે તેવી પરિસ્થિતિ

હૈયા-શૂન્ય વિ. [જુઓ 'હૈયું' + સં.], હૈયા-સૂનું વિ. [+ જુઓ 'સૂનું.'] મૂઢ. (૨) નિષ્ઠુર. (૩) હૈયા-ફૂટું

હૈયા-હાર વિ. [જુઓ 'હૈયું' + સં.] (લા.) અત્યંત વહાલું

હૈયા-હેડો પું. [જુઓ 'હૈયું' + 'હેડો.'] અંતરનો અનુ-રાગ, દિલની લાગણી [જુઓ 'હૈયા-બળાપો.'

હૈયા-હોળી (-હોળી) સ્ત્રી. [જુઓ 'હૈયું' 'હોળી.'] (લા.)

હૈયાળું વિ. [જુઓ 'હૈયું' + ગુ. 'આળું' ત.પ્ર.] હૈયાવાળું, પ્રેમાળ. (૨) મજબૂત દિલનું

હૈયું ન. [સં. हृदय -> પ્રા. हियअ-] હૃદય, હૈડું, ચિત્ત, મન, અંતઃકરણ. ૨ (લા.) યાદ-શક્તિ, સ્મરણ-શક્તિ, સ્મૃતિ. ૩ ઘંટીના ખીલડાની અણીને ફરતો નીચેના પડનો ઊપસેલો ભાગ. [-યા ઉપર રાખવું (-ઉપરય-) (રૂ.પ્ર.) સંભાળ લેવી. -યાના લાળા (રૂ.પ્ર.) મનની બળતરા. -યાની હોળી (-હોળી) (રૂ.પ્ર.) અંતરનો પ્રબળ ઉકળાટ, મનનું દુઃખ. -યાનું કઠણ (રૂ.પ્ર.) દુઃખ સહન કરવાની શક્તિવાળું. (૨) ક્રૂર, ઘાતકી. -યાનું ફૂટયું (રૂ.પ્ર.) જુઓ 'હૈયા-ફૂટું.' -યાનું ચોર,-યાનુ મેલું (રૂ.પ્ર.) સામાને મન ન જાણવા દે તેવું, મીંઢુ. -યાનું સાજું (રૂ.પ્ર.) કોઈની જાળમાં ન ફસાય તેવું, પક્કું. -યાનું સૂનું (રૂ.પ્ર.) જુઓ 'હૃદય-શૂન્ય.' -યાનો હાર (રૂ.પ્ર.) ખૂબ જ વહાલું. -યામાં અંગારા ઊઠવા (-અઙ્‌ગારા-) (રૂ.પ્ર.) મનમાં પ્રબળ વેદના થવી. -યામાં કોતરી રાખવું (રૂ.પ્ર.) બરાબર યાદ રાખવું. -યામાં ગજની કાતી (રૂ.પ્ર.) પ્રબળ શત્રુ-તા. -યામાં ગોખલો હોવો (રૂ.પ્ર.) વાત ખાનગી રાખી ન શકાવી. -યામાં ઘાલવું (રૂ.પ્ર.) વહાલ કરવું. -યામાં હોળી (-હોળી-) (રૂ.પ્ર.) મનની બળતરા. ૦ કબૂલ ન કરવું (રૂ.પ્ર.) વિશ્વાસ ન બેસવો. ૦ ખાલી કરવું, ૦ ઠાલવવું (રૂ.પ્ર.) મનની બધી વાત કહી દેવી. ૦ છોડી મૂકવું (રૂ.પ્ર.) પોકે પોક મૂકી રોવું. ૦ ટાઢું હિમ હોવું (રૂ.પ્ર.) તદ્દન નિરાંત હોવી. ૦ પડવું (રૂ.પ્ર.) નાસીપાસ થવું. ૦ ફાટવું (રૂ.પ્ર.) દિલને સખત આઘાત થવો. ૦ ફૂટી જવું (રૂ.પ્ર.) કશું યાદ ન રહેવું. (૨) કશી ગમ ન પડવી. ૦ ભરાઈ આવવું (રૂ.પ્ર.) રડવું આવવું. ૦ રીઢું થવું (રૂ.પ્ર.) સુખ-દુઃખ વગેરેથી ધડાઈ જવું. ૦ હાથ રાખવું (-હાશ્ય-) (રૂ.પ્ર.) ધરપત રાખવી, ધીરજ ધરવી, ખામોશ પકડવી. ૦ હાથમાં ન રહેવું (-રે:વું) ઘણું વહાલ ઊપજવું. (૨) રો-કકલાણ કરી મૂકવું. ૦ હેઠે બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) નિરાંત થવી, શાંતિ થવી. -યે ચડી(-ઢી) આવવું (રૂ.પ્ર.) યાદ આવવું. -યે દાબવું (રૂ.પ્ર.) વહાલથી ભેટવું. -યે ધરવું (રૂ.પ્ર.) સમઝવું. -યે બેસવું (-બૅસવું) (રૂ.પ્ર.) સમઝાવું. -યે હાથ મુકાવવો (કે રખાવવો) (રૂ.પ્ર.) હિંમત રખાવવી. -યે હાથ રહેવો (રે:વો) (રૂ.પ્ર.) ધીરજ ટકવી, હિંમત રહેવી. -યે હાથ રાખવો (રૂ.પ્ર.) ધીરજ રાખવી, હિંમત રાખવી. -યે હૈયું દબાવું (કે ભીંસાવું) (રૂ.પ્ર.) સખત ગિરદી હોવી]

હૈશો પું. [અર. 'યા હુશૈન'નું લાઘવ] (લા.) નકામી ધાં-ધલનો અવાજ. [૦ કૂટવો (રૂ.પ્ર.) નકામી વાતમાં સમય ગાળવો]

હૈહય પું. [સં.] યાદવોની એક પ્રાચીન શાખા કે જેની ભારુકચ્છ (ભરૂચના) પ્રદેશની માહિષ્મતીમાં રાજધાની હતી. (સંજ્ઞા.)

હો કે.પ્ર. [સં.] જુઓ 'હે.' (૨) ખાતરીનો અર્થ આપતો

એક ઉદ્‌ગાર. (૩) બસ. (૪) સંમતિદર્શક ઉદ્‌ગાર. [૦ હા કરવી, ૦ હા મચાવવી (રૂ.પ્ર.) નકામા બખાળા કાઢવા] [બીજાનું ઓળવી લેવું]

હોઇયાં કે.પ્ર. [રવા.] જુઓ 'ઓહિયાં.' [૦ કરવું (રૂ.પ્ર.)

હોઈશ (હોઇશ) ભ.કા., એ.વ. [જુઓ 'હો,'-એનું પ.પુ., એ.વ. અને બી.પુ., એ.વ.નું રૂપ સં. भविष्यामि-भविष्यसि > પ્રા. होस्सामि-होस्ससि] સ્થિતિ કરી રહીશ (સંશયાર્થે).

હોઇશું (હોઇશું) ભ.કા., બ.વ. [જુઓ 'હો,' એ.નું પ.પૂ., બ.વ.નું રૂપ. સં. भविष्यामः > પ્રા, होस्सामु] સ્થિતિ કરી રહીશું. (સંશયાર્થે)

હોઉં (હોઉં) વર્ત.કા., પ.પુ, એ.વ. [જુઓ 'હો,'-એનું રૂપ. સં. भवामि > પ્રા. होमि > અપ. होउं, અપ. તત્સમ] સ્થિતિમાં રહું (સંશયાર્થે)

હોકલી (હોકલી) સ્ત્રી. [જુઓ 'હોકલો' + ગુ. 'ઈ' સ્ત્રી-પ્રત્યય.] હોકાની તદ્દન નાની આકૃતિ, હૂકલી

હોકલિયો (હોકલિયો) પું. [જુઓ 'હોકલો' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હોકો' (પદ્યમાં.)

હોકલો (હોકલો) પું. [જુઓ 'હોકો' + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] વચલા માપનો હોકો [જુઓ 'હોકા-યંત્ર.'

હોકા સ્ત્રી. [જાપાની 'હોક્કાઇ.'] ઉત્તર દિશા. (૨) ન.

હોકાટવું (હોકાટવું) અ.ક્રિ. [જુઓ 'હોકાટો,'-ના.ધા.] હોકાટા પાડવા, મોટેથી બૂમ પાડવી. (૨) (લા.) ઠપકો દેવો. (૩) ભાંડવું. હોકાટાવું (હોકાટાવું) ભાવે., ક્રિ. હોકાટાવવું (હોકાટાવવું) પ્રે.,સ.ક્રિ.

હોકાટાવવું, હોકાટાવું (હોકાટા-) જુઓ 'હોકાટવું'માં

હોકાટો (હોકાટો) પું. [રવા.] મોટેથી બૂમ પાડવી એ, હાકોટો

હોકા-પાણી (હોકા-) ન.,બ.વ. [જુઓ 'હોકો' + 'પાણી.'] હોકો અને પાણી. [૦ બંધ કરવાં (-બન્ધ-) (રૂ.પ્ર.) ખાવા પીવાનો સંબંધ તોડી નાખવો, નાત બહાર મૂકવું]

હોકા-યંત્ર (યન્ત્ર) ન. [જાપાની 'હોક્કાઇ' ઉત્તર દિશા + સં.] ઉત્તર દિશા બતાવનારું યંત્ર [બરાડો

હો-કાર (હોકાર) પું. [રવા.] ઘુમાટો, ઘુમરાણ, હોકારો,

હોકારો (-હો-કારો) પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] 'હો' એવો સ્વીકારનો ઉદ્‌ગાર; હોંકારો. (૨) જુઓ 'હોંકાર.' [૦ દેવો, ૦ પૂરવો (રૂ.પ્ર.) વાત કરનારના કથનને 'હો' કહી 'આગળ ચલાવો' એવો ભાવ બતાવવો.]

હોકારો-બકારો (હો-કારો-) પું. [+ જુઓ 'બકારો.'] નકામી બૂમાબૂમ

હોકી[1] સ્ત્રી. [જુઓ 'હોકો' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનો હોકો

હોકી[2] સ્ત્રી. [અં.] વાળેલી લાકડીથી દડે રમવાની એક મેદાની રમત. (૨) એની લાકડી [ઘુમરાણ, ગોકીરો

હોકીરો (હોકારો) પું. [રવા.] 'હો' એવા અવાજથી

હોકો પું. [અર. હુક્કહ્] તમાકુની ધૂણી પીવાનો લાંબી પોલી દાંડીવાળો છેડે ભીલકો અને એની ઉપર ચલમ હોય તેવો એક ઘાટ, હુક્કો. (૨) વિ. (લા.) મૂર્ખ, બેવકૂફ [શોર-બકોર, ઘોંઘાટ

હો-ગો ?રો (-ગોકીરો) પું. [જુઓ 'હો' + 'ગોકીરો.']

હોજ (હોજ) પું. [અર. હવ્જ્] જેમાં પાણી ભરવામાં આવ્યું હોય તેવો બનાવેલો પગથિયાં વિનાનો ચોરસ નાનો કુંડ (મસીદોમાં હોય છે.)

હોજટ[1] (હોજટ) સ્ત્રી. જુઓ 'ઓઝટ.'

હોજટ[2] (હોજટ) સ્ત્રી. જમીનદાર અને ખેડૂત વચ્ચેનો વાર્ષિક હિસાબ

હોજ-બંધ (હોજ-બન્ધ) પું. [જુઓ 'હોજ' + સં.] હોજના આકારમાં અક્ષરો ગોઠવવાનું એક ચિત્ર-કાવ્ય. (કાવ્ય.)

હોજરિયું ન., એક પ્રકારનું ગૂંથણીનું કપડું

હોજરી સ્ત્રી., -રું ન.[જુઓ 'ઓઝરી,-રું.'] જુઓ 'ઓઝરી.' [૦ રું ભરવું (રૂ.પ્ર.) પેટ-પૂર ખાવું]

હોઝિયરી સ્ત્રી. [અં.] ઊની અને સુતરાઉ ગૂંથણીનો ગંજી-ફરાક કાન-ટોપી જર્સી સ્વેટર મફલર મોજાં વગેરે સામાન

હોટે(-ટ)લ સ્ત્રી. [અં.] પૈસા આપી જ્યાં બેસી ચા-પાણી નાસ્તો મેળવી–પી શકાય તેવું બજારુ સ્થાન. (૨) યુરોપીય ઢબનું વિશ્રામ-સ્થાન

હોઠ પું. [સં. ओष्ठ > પ્રા. ओट्ठ, होट्ठ] મોંના પ્રવેશનાં ઉપર-નીચેનાં આચ્છાદન, ઓઠ. [૦ કરવા (રૂ.પ્ર.) સ્વાદિષ્ઠ વસ્તુનો મોંમાં સ્વાદ રહી જવો. ૦ખાટા કરી ના(-નાં)ખવા (રૂ.પ્ર.) સખત માર મારવો. ૦ પપડવા, ૦ ફફડવા (રૂ.પ્ર.) કાંઈ બોલતું રહેવું. ૦ ફફડાવવા (રૂ.પ્ર.) ધીમું ધીમું કાંઈક બોલવું, બબડવું. ૦ ભેગા થવા ન (રૂ.પ્ર.) ખડખડાટ હસવું. ૦ રંગાવા (-રઙ્ગાવા)(રૂ.પ્ર.) સખત માર ખાવો. ૦ હલાવવા (રૂ.પ્ર.) બોલવું. -ઠે આવી રહેવું (-રે:વું) (રૂ.પ્ર.) બોલવાની તૈયારીમાં હોવું. -ઠે બેગણી પકવી (રૂ.પ્ર.) મૌન રાખવું] [વગાડવી તે. (ના.દ.)

હોઠ-સિસોટી સ્ત્રી. [+ જુઓ 'સિસોટી.'] હોઠથી સિસોટી

હોઠો પું. [સં. ओष्ठक > પ્રા. ओट्ठअ-, होट्ठअ-] (લા.) ચણતર કે ઢોળામાં જરા બહાર નીકળતો ભાગ. [૦ લેવો (રૂ.પ્ર.) એવો ઊપસેલો ભાગ કે દોરો દૂર કરવો]

હોડ (-ડ્ય) સ્ત્રી.શરત, સ્પર્ધા, હરીફાઈ. (૨) દાવ. [૦ બકવી, ૦ મારવી, ૦માં ઊતરવું (રૂ.પ્ર.) શરત કરવી]

હોડકી[1] સ્ત્રી. [જુઓ 'હોડકું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] તદ્દન નાની હોડી

હોડકી[2] સ્ત્રી. ત્રણ વર્ષની અંદરની વાછડી, વોઠકી

હોડકું ન. [જુઓ 'હોડું' + ગુ. 'ક' સ્વાર્થે ત.પ્ર.] નાનું હોડું, પનાઈ. (૨) મોટું બકડિયું [સ્પર્ધા, હરીફાઈ

હોડ-જોડ (હોડ્ય-જોડ્ય) સ્ત્રી. [જુઓ 'હોડ' + 'જોડ.']

હોડલું ન. [જુઓ 'હોડું, + ગુ. 'લ' સ્વાર્થે ત.પ્ર.] નાનું હોડું (પદ્યમાં.) [સ્પર્ધા, ચડસા-ચડસી

હોડા-હોડ (-ડ્ય) સ્ત્રી. [જુઓ 'હોડ'-નો દ્વિર્ભાવ.]

હોડિયું ન. [જુઓ 'હોડું' + ગુ. 'ઇયું' સ્વાર્થે ત.પ્ર.] મોટું બકડિયું [પનાઈ

હોડી સ્ત્રી. [જુઓ 'હોડું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] નાનું હોડું,

હોડું ન. [સં. होडक-,પું.] નાનો મછવો, નાવડું

હોડો[1] જુઓ 'ઓદો.'

હોડો[2] પું. મોજું, તરંગ, મોટી લહેર. (બ.ક.ઠા.)

હોત (હોત) ક્રિ.પ્ર. [જુઓ 'હો,'-એનું ક્રિયાતિપત્ત્યર્થનું રૂપ;

સં. भवत् > પ્રા. होन्त વર્ત. કૃ.નો અવિકાર્ય વિકાસ] સ્થિત રહેલ [શ્રોત્રિય બ્રાહ્મણ

**હોતા** પું. [સં.] યજ્ઞમાં મંત્ર ભણી હોમવાનું કામ કરનાર

**હોતું** (હોતું) વિ. [સં. भवत् > પ્રા. होन्त -વર્ત. કૃ. એ જ્યારે 'ન' સાથે વપરાય ત્યારે ભૂ.કા., 'નથી' સાથે વર્ત.કા.] સ્થિતિમાં રહેતું -[વાની સામગ્રી

**હોત્ર** ન. [સં.] હોમ-હવન કરવાનો કુંડ, વેદી. (૨) હોમ-

**હોત્રીય** વિ. [સં.] હોત્રને લગતું, હોમ કરનાર સંબંધી. (૨) ન. જુઓ 'હોત્ર(૨).'

**હોયલ** (-લ્ય) સ્ત્રી. ભેંસની એક જાત

**હોદ્દે-દાર** જુઓ 'ઓહ્દે-દાર.'

**હોદ્દો** જુઓ 'ઓહ્દો.' (૨) હાથીની અંબાડી

**હોન** પું. [સં. सुवर्ण (કાનડી).] શિવાજીના સમયનો સોનાનો એક સિક્કો [થનાર, ભવિષ્યનું, ભાવી

**હોનહાર** વિ. [હિં.], **હોનાર,-રું** વિ. [જુઓ 'હો'માં.]

**હોનારત** (-ત્ય) સ્ત્રી. [જુઓ 'હોવું' દ્વારા.] અકસ્માતથી થયેલી ભારે ખુમારી, વિપત્તિ, મોટી આફત

**હોબાળો** પું. [રવા.] ગીંધિયા ઉપર મૂકેલો તાપનો ભડકો. (૨) ભારે હોહા, ધુમાટ, ધુમરાણ. (૩) લોકમાં ચાલતી ચર્ચા અને ફજેતી

**હોબી** સ્ત્રી. [અં.] શોખની આદત

**હોમ** પું. [સં.] જુઓ 'હવન.'

**હોમ-કુંડ** (-કુણ્ડ) પું. [સં.] યજ્ઞ-કુંડ, વેદી

**હોમ-દ્રવ્ય** ન. [સં.] હોમવાના પદાર્થ, હોત્ર

**હોમ-મિનિસ્ટર** પું. [અં.] રાષ્ટ્ર કે રાજ્યનો ગૃહ-મંત્રી

**હોમ-રૂલ** ન. [અં.] પ્રજાનું લોકશાહી શાસન, સ્વ-રાજ્ય

**હોમ-વર્ક** ન. [અં.] ઘેરથી વિદ્યાર્થીએ કરી લાવવાનું લેખન વગેરે કામ

**હોમવું** સ.ક્રિ. [સં. होम, -ના.ધા.] કુંડમાં બલિદાન નાખવું. (૨) (લા.) ઝંપલાવવું. (૩) (અ-યને) સંડોવવું. **હોમાવું** કર્મણિ.,ક્રિ. **હોમાવવું** પ્રે., સ.ક્રિ.

**હોમ-શાલા(-ળા)** સ્ત્રી. [સં.] અગ્નિ-કુંડ રાખવાની જગ્યા, હોમ કરવા માટેનો ઓરડો

**હોમ-વ્હેધર** સ્ત્રી. [અં.] અનુકૂળ સ્થાનિક હવા-માન

**હોમ-હવન** પું., બ.વ. [સં., સમાનાર્થીનો દ્વિર્ભાવ] જુઓ 'હોમ.'

**હોમાગ્નિ** પું. [સં होम + अग्नि] યજ્ઞનો અગ્નિ

**હોમાત્મક** વિ. [સં. होम + आत्मन् + क] જેમાં હોમ કરવાનો હોય તેવું (યજ્ઞ-કાર્ય)

**હોમાવવું, હોમાવું** જુઓ 'હોમવું'માં.

**હોમિયો-પથી** સ્ત્રી. [અં.] માત્ર થોડાં જ ઔષધો દ્વારા ઉપચાર કરવાની એક ખાસ પદ્ધતિ (જેમાં દવા ખોટી અપાઈ હોય તો એ કશું જ નુકસાન નથી કરતી.)

**હોમિયો-પાથ** પું [અં.] હોમિયો-પથી પ્રમાણે ઉપચાર કરનાર ડાક્તર

**હોય** (હોય) ક્રિ., વિધ્યર્થ [જુઓ 'હો,' -એનું વિધ્યર્થ-સંભાવ્યાર્થ રૂપ સં. भवति > પ્રા. होइ.] સ્થિતિ રહે

**હોરવું** જુઓ 'વહોરવું.' **હોરાવું** કર્મણિ.,ક્રિ. **હોરાવવું** પ્રે.,સ.ક્રિ.

**હોરા** સ્ત્રી. [સં.ને ગ્રીક ભાષાનો મળ્યો છે. સર૦ અં. 'અવર' (કલાક).] અઢી ઘડી કે સાઠ મિનિટનો એક સમય. [નોંધ : દિવસ અને રાતની થઈ ને ૨૪ હોરા તે તે વારની ગણાય છે. સારા વારની સારી અને નબળા વારની નબળી. રોજનાં મુહૂર્ત જોવામાં આ ઉપયોગી ગણાય છે.]

**હોરા-કુંડલી(-ળી)** (-કુણ્ડલી,-ળી) સ્ત્રી. [સં.] એક પ્રકારની જ્યોતિષિક કુંડલી. (જ્યો.)

**હોરા-ચક્ર** ન. [સં.] સંપત્તિ જોવા માટે જન્મ-કુંડળી ઉપરથી કરેલું એક સાધન. (જ્યો.)

**હોરાવવું, હોરાવું** જુઓ 'હોરવું'માં.

**હોરા-શાસ્ત્ર** ન. [સં.] જન્મના સમય ઉપરથી ફળ જાણવાની એક પદ્ધતિ. (જ્યો.)

**હોરી**[1] સ્ત્રી. [વ્રજ. 'હોરી,' ગુ. 'હોળી.'] હોળીના દિવસોમાં ગવાતો એક રાગ -(કાફીના પ્રકારનો). (પુષ્ટિ.)(સંગીત.)

**હોરી**[2] (હોરી) જુઓ 'વહોરી.'

**હોરો**[1] પું. ઉમંગ, ઉત્સાહ. (૨) જિદ્દ, હઠ

**હોરો**[2] (હોરો) જુઓ 'વહોરો.'

**હૉર્ન** ન. [અં.] મોટરનું ચેતવણી માટેનું ભૂંગળું (શિંગડાના આકારનું.) [૦ મારવું (રૂ.પ્ર.) હૉર્નનું સ્વર દબાવવું કે જેનાથી અવાજ નીકળે] [સિટલું બળ (યંત્રનું)

**હૉર્સ-પાવર** પું. [અં.] એક ઘોડાનું જેટલું બળ હોય

**હૉલ** પું. [અં.] વ્યાખ્યાન વગેરે માટેનો વિશાળ સભા-ખંડ

**હોલ-દિલ** વિ. [+અર.] ઉદાર દિલવાળું

**હોલ(-લે)દિલી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] હોલ-દિલ હોવાપણું

**હોલમિયમ** ન. [અં.] એ નામની એક મૂળ ધાતુ (ર.વિ.)

**હોલવણ** ન. [જુઓ 'હોલવવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] હોલવાઈ જવું એ, ઓલવાઈ જવું એ, હોલાણ, ઓલાણ

**હોલવવું** જુઓ 'હોલાવું'-'ઓલવવું.' **હોલવાવું** કર્મણિ.,ક્રિ

**હોલાણ** ન. [જુઓ 'હોલાવું' + ગુ. 'અણ' કૃ.પ્ર.] જુઓ 'હોલવણ'-'ઓલવણ.'

**હોલાવવું** જુઓ 'હોલાવું'માં.

**હોલાવું** જુઓ 'ઓલાવું.' **હોલ(-લા)વવું** પ્રે.,સ.ક્રિ.

**હોલિકા** સ્ત્રી. [સં.] હોળી (ફાગણ સુદિ પૂનમનો હિંદુઓનો તહેવાર અને લાકડાં સળગાવવાં એ)

**હોલિકોત્સવ** પું. [+ સં. उत्सव] હોળીનો તહેવાર [માદા

**હોલી** સ્ત્રી. [જુઓ 'હોલું' + ગુ. 'ઈ' સ્ત્રીપ્રત્યય.] હોલાની

**હોલીડાં** ન.,બ.વ. [જુઓ 'હોળી' + ગુ. 'ડું' ત.પ્ર.] હોળીમાં નાખવા માટેનાં કાણાંવાળાં થાપેલાં છાણાં

**હોલી-ડે** પું. [અં.] તહેવાર, ઉત્સવ. (૨) છૂટીનો દિવસ

**હોલું** ન. કબૂતરના ઘાટનું એનાથી નાનું અને રતાશ પડતા ભૂખરા રંગનું પક્ષી, કપોત પક્ષી

**હોલો**[1] પું. [જુઓ 'હોલું.'] હોલાનો નર. (પક્ષી)

**હોલો**[2] જુઓ 'ઓલો.'

**હોલો-ચૂલો** જુઓ 'ઓલો-ચૂલો.'

**હોલ્ડર** ન. [અં.] જેમાં ટાંપ નખાય તેવી કલમ. (૨) વીજળીનો કાચનો પોટો પકડી રાખનારું સાધન

**હોલ્ડૉલ** ન. [અં.] બિસ્તરો વગેરે લપેટવાની ખોય જેવી

બનાવટ

**હોવાટ** પું. ગભરાટની દોડા-દોડ

**હોવાવું** અ.ક્રિ. [જુઓ 'હો,' -ના.ધા.] (લા.) ગભરાટમાં આમતેમ દોડવું. (૨) ગભરાવું

**હોવું** (હોવું) અ.ક્રિ. [સં. भवति > પ્રા. होइ દ્વારા મળેલો] સ્થિતિ રહેવી. રૂપાખ્યાન: 'હોઉં' (=હોઉં), 'હોઇયે' (=હોઇયે) -હઇયે (=હૈયે), 'હો'(=હો), હોય (=હોય); 'હતો, -તી, -તું, -તા, -તાં'; હોઈ (=હોઇ); 'હોવું (=હોવું), 'હોનાર,-રું' (=હોનાર,-રું); 'હોઈશ' (=હોઇશ), 'હોઈશું' (=હોઇશું), 'હશું,' 'હશે,' 'હશો'

**હોવે** (હોવે) કે.પ્ર. [જુઓ 'હો' દ્વારા.] હકારવાચક કે સંમતિ-દર્શક ઉદ્ગાર (ખાસ કરી ચરોતર અને ઉત્તર ગુજરાતમાં)

**હોશ** પું. [ફા.] ભાન, શુદ્ધિ, ચેતના. (૨) શક્તિ, બળ, તાકાત. [૦ ઊડી જવા (રૂ.પ્ર.) ના-ઉમેદ થવું. ૦ ખાટા થઈ જવા (રૂ.પ્ર.) માનસિક પરેશાની ભોગવવી. ૦માં આવવું (રૂ.પ્ર.) મૂર્છા ઊતરવી]

**હોશ-કોશ** પું. [જુઓ 'હોશ,'-દ્વિર્ભાવ.] ભાન, ચેતના, શુદ્ધિ

**હોશિયાર** વિ. [ફા. હોશ્યાર્] કુશળ, નિપુણ, નિષ્ણાત, પ્રવીણ

**હોશિયારી** સ્ત્રી. [ફા. હોશ્યારી] કુશળ-તા, નિપુણ-તા, પ્રવીણ-તા, આવડત. [૦ કરવી (રૂ.પ્ર.) ડંફાસ મારવી. ૦ રાખવી (રૂ.પ્ર.) સાવધ રહેવું]

**હોસ્ટેલ** સ્ત્રી. [અં.] છાત્રાલય, છાત્રાવાસ

**હોસ્ટેસ** સ્ત્રી. [સં.] વિમાનની સ્ત્રી પરિચારિકા

**હોસ્પિટલ** સ્ત્રી. [અં.] જ્યાં સારવાર અપાય તેવું મોટું દવાખાનું, ઇસ્પિતાલ

**હો-હા** સ્ત્રી. [જુઓ 'હો' + 'હા.'] બુમરાણ. (૨) (લા.) ખળભળાટ. (૩) ફજેતો [બુમાટો

**હોહા-કાર** પું. [સં.], **હોહાટ** પું. [રવા.] બુમરાણ,

**હો-હો** જુઓ 'હો-હા.'

**હોળ-બંધી** (હોળ-બન્ધી) સ્ત્રી. જંગલમાં નજરે જોઈ ને જમીનની ઊપજની કરવામાં આવતી આકારણી

**હોળવું** (હોળવું) જુઓ 'ઓળવું.' **હોળાવું** (હોળાવું) કર્મણિ.,ક્રિ. **હોળાવવું** (હોળાવવું) પ્રે.,સ.ક્રિ.

**હોળાઇયો** (હોળાઇયો) પું. જુઓ 'હોળૈયો' - 'હોળાયો.'

**હોળાયું**[1] (હોળાયું) ન. હોળીમાં નાખવાનું છાણું

**હોળાયું**[2] (હોળાયું) ન. મીઠું

**હોળાયું**[3] (હોળાયું) ન. તોરણ

**હોળાવવું, હોળાવું** (હોળા-) જુઓ 'હોળવું'માં.

**હોળી** (હોળી સ્ત્રી. [સં. होलिका > પ્રા. होलिआ] ફાગણ સુદિ પૂનમનો તહેવાર અને એ દિવસે ચકલે ચકલે કે ગામના પાધરમાં લાકડાં-છાણાં વગેરે ખડકી સાંજને સમય સળગાવાતી માંડણી. [૦ કરવી (રૂ.પ્ર.) સળગાવી મારવું. (૨) ખોટ સહન કરવી. ૦ દિવાળી કરવું (રૂ.પ્ર.) ખોટા વાયદા કરવા- આપવું નહિ. ૦નું નાળિયેર (રૂ.પ્ર.) મુખી, આગેવાન. (૨) આંખે ચડી આવનાર. ૦નો વાયદો (રૂ.પ્ર.) લેણું ન દેવું એ. ૦ રમવી (રૂ.પ્ર.) રંગ ઉડાડવો. ૦ વાળવી (રૂ.પ્ર.) નુકસાનમાં ઉતારવું. ૦ સળગવી (રૂ.પ્ર.) ભારે ઝઘડો થવો]

**હોળૈયું** (હોળૈયું) ન., **-યો**[1] પું. [જુઓ 'હોળી' + ગુ. 'ઇયું' ત.પ્ર.] હોળી રમનાર

**હોળૈયો**[2] પું. જુઓ 'અલાયો.' (૨) ઉંમરના પ્રમાણમાં વધુ મોટું શરીર ધરાવનાર માણસ. (૩) હળનો ચાસ

**હોળો** (હોળો) પું. [જુઓ 'ધોળો.' [૦ કરવો (રૂ.પ્ર.) જિદ્દ કરવી]

**હોં-કાર** (હોં-) પું. [રવા. + સં.], **-રો** પું. [+ ગુ. 'ઓ' સ્વાર્થે ત.પ્ર.] જુઓ 'હોકાર,-રો.' [-રો દેવો (રૂ.પ્ર.) જવાબ આપવો] [ભૂંકવાનો અવાજ

**હોંચી** (હોંચી), ૦ **હોંચી** (-હોંચી) કે.પ્ર. [રવા.] ગધેડાનો

**હોંશ(-સ)** (હોંશ,-સ) પું.,સ્ત્રી. [અર. 'હવસ્'] ઉમંગ, ઊલટ, ઉત્સાહ [રક-ઝક. (૨) સ્પર્ધા, હરીફાઈ

**હોંશા(-સા)-તોંશી(-સી)** સ્ત્રી. ખેંચતાણ, આનાકાની,

**હોંશી(-સી)** વિ. [જુઓ 'હોંશ(-સ)' + ગુ. 'ઈ' ત.પ્ર.],

**હોંશી(-સી)લું** (હોંશી(-સી)લું) વિ. [ગુ. 'ઇલું' ત.પ્ર.] હોંસવાળું, ઉમંગી, ઉત્સાહી

**હ્યસ્તન** વિ. [સં.] ગઈ કાલનું, ગઈ કાલે થયેલું

**હ્યસ્તન ભૂતકાલ(-ળ)** પું. [સં] આજનો નહિ તેવો ભૂતકાળ. (વ્યા.)

**હ્રદ** પું. [સં.] ધરો, ધૂનો

**હ્રસ્વ** વિ. [સં.] ટૂંકું, (૨) ઓછા ઘાટનું, ઠીંગણું, બઠડું. (૩) ઉચ્ચારણના માપમાં એક માત્રા જેટલો સમય લેતું. (વ્યા.)

**હ્રસ્વાક્ષ** પું. [+સં. अक्ष] ટૂંકી ધરી, ઉપાક્ષ, 'માઇનર એક્સિસ.' (ગ.)

**હ્રસ્વાક્ષર** પું. [+સં. अक्षर,ન.] એક માત્રા જેટલો સમય લેનારો સ્વર-વર્ણ, 'શૉર્ટ સિલેબલ.' (વ્યા.)

**હ્રસ્વાક્ષરી** સ્ત્રી. [+ગુ. 'ઈ' ત.પ્ર.] લઘુ-લિપિ, શીઘ્ર-લિપિ. (૨) ટૂંકાક્ષરી [વાળું, ઠીંગણું, વામન

**હ્રસ્વાંગ** (હ્રસ્વાઙ્ગ) વિ. [+સં. अङ्ग, બ.વ્રી.] ટૂંકાં અંગો-

**હ્રાસ** પું [સં.] ઘસારો, ઘાસોટી. (૨) ક્ષય, નાશ

**હ્રીણ-માલા(-ળા)** સ્ત્રી. રાણપરાની કંઠની માળા

**હ્રાસ-પ્રક્રિયા** સ્ત્રી. [સં] ભાષાઓના ઉચ્ચારણમાં સ્વરો-વ્યંજનોનો ઘસારો થવાની ક્રિયા. (વ્યા.)



બ્રાહ્મી ગુજરાતી

ળ પું. [વૈદિક અને ગુ.] ઋગ્વેદમાં ઉચ્ચારણની દૃષ્ટિએ માત્ર ईळा શબ્દ અને એના ઉપરથી થયેલા શબ્દોમાં સચવાયેલા આ વર્ણનું ઉચ્ચારણ જિહ્વામૂલીય છે. ઋગ્વેદમાં ड् અને ढ्ना લિખિત રીતે ळ અને ळ्ह સૂચવાયેલા છે તે તો તાલવ્ય કિંવા મૂર્ધન્યતર ઉચ્ચારણ છે. દ્રવિડી ભાષાકુળમાં જિહ્વામૂલીય ઉચ્ચારણ સચવાયેલું છે અને એ लने સ્થાને. સાદૃશ્યના નિયમે ક્વચિત્ સં. तटाक> પ્રા. तळाअमांથી ગુ.માં 'તળાવ' જેવા વિકાસમાં. આ ઉચ્ચારણ મળે પણ છે, પરંતુ બાકી તો બે સ્વરોની વચ્ચે આવતા એકવડા ल ઉપરથી ઊતરી આવતા ગુ. તદ્ભવોમાં એ 'ळ =ળ' તરીકે જોવા મળે છે. શબ્દારંભે એ કદી ક્યાંય આવતો નથી. ભારત-આર્ય ભાષાકુલમાંથી મરાઠી ગુજરાતી મારવાડી-મેવાડી માળવી પંજાબી ભાષાઓમાં એ સામાન્ય છે. ગુજરાતમાં જેઓ 'ળ' નથી ઉચ્ચારી શકતાં તેઓ કાં તો 'ર' પ્રયોજે છે, યા સમગ્ર સમુદ્ર-કિનારા ઉપર 'લ' સાચવી રાખવાનું વલણ છે. નોંધપાત્ર તો એ છે કે મધ્ય સૌરાષ્ટ્ર–ગોહિલવાડ–ઝાલાવાડમાં તેમ નાગર જેવી કોમમાં આ 'ળ' ઉચ્ચારણ શુદ્ધ જિહ્વામૂલીય ઉચ્ચરિત થાય છે.

તાલવ્ય કિંવા મૂર્ધન્યતર ड्-ढ् ઋગ્વેદ જેટલાં જૂનાં ઉચ્ચારણ છે. પાલી-પ્રાકૃત-અપભ્રંશમાં શક્ય હતાં, જે તજ્જન્ય પ્રાંતીય ભા.આ. ભાષા અને બોલીઓમાં ઊતરી આવ્યાં. ગુજરાતીમાં હિંદીની જેમ જ બે સ્વરોની વચ્ચે ड्-ढ् છે, નિરપવાદ, પણ સમગ્ર સૌરાષ્ટ્રમાં એકવડા ट વગેરે પરથી ઊતરી આવેલ તે ड् (તાલવ્ય કિંવા મૂર્ધન્યતર) છે, પણ બેવડા ड्ड ઉપરથી આવેલ શુદ્ધ ड (મૂર્ધન્ય) છે. સૌરાષ્ટ્રમાં ढ તો બે સ્વરો વચ્ચે એકવડા વ્યંજન પરથી આવેલો હોય કે બેવડા વ્યંજનો પરથી એ સદા શુદ્ધ ढ (મૂર્ધન્ય) છે. અનુનાસિક કે સાનુસ્વાર સ્વર પછી સૌરાષ્ટ્રમાં મૂર્ધન્ય ઉચ્ચારણ છે, પણ તળ-ગુજરાતમાં અનુનાસિક સ્વર પછી પણ તાલવ્ય ઉચ્ચારણ થાય છે. સૌ. 'ખાંડ', પણ તલગુજરાતમાં 'ખાંડ્'; 'સાંઢ', પણ 'સાંઢ્.'

# બૃહદ્ ગુજરાતી કોશ

ઇ. સ. ૧૮૦૮મા ડ્રુમન્ડ નામના એક પાદરીએ ૪૬૩ ગુજરાતી શબ્દોનો અંગ્રેજી સરઝૂતીવાળો કોશ પ્રસિદ્ધ કરેલો ત્યારથી લઈ અત્યારે "બૃહદ્ ગુજરાતી કોશ'નો આ બીજો ગ્રંથ પ્રસિદ્ધ થાય છે ત્યાં સુધીમાં દ્વિભાષી તેમજ એકભાષી અનેક શબ્દકોશ —— કોઈ ગુજરાતીને કેન્દ્રમાં રાખી એના પર્યાય અંગ્રેજીમાં આપતા કે કોઈ સંસ્કૃત યા અંગ્રેજી કે હિંદીને કેન્દ્રમાં રાખી એના ગુજરાતી પર્યાય આપતા, તો વળી ગુજરાતીને કેન્દ્રમાં રાખી એના અંગ્રેજી પર્યાય સાથે ગુજરાતી અર્થ, તો માત્ર ગુજરાતીના ગુજરાતી પર્યાય આપતા કોશ પણ થયા. આ બધામાં 'નર્મકોશ' એ જૂનો ગણનાપાત્ર પ્રયત્ન, તો લલ્લુભાઈ ગોકળદાસ પટેલનો 'ગુજરાતી કોશ,' ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદનો 'ગુજરાતી કોશ,' એની જ છાયા તરીકે છપાયેલો જીવણલાલ અમરશી —— અમદાવાદનો 'શબ્દાર્થચિંતામણિ' કોશ, ગૂજરાત વિદ્યાપીઠ —— અમદાવાદનો 'સાર્થ જોડણીકોશ,' અને છેલ્લો જ્ઞાનકોશની કોટિનો ગોંડળના સદ્ગત મહારાજાનો આરંભેલો 'ભગવદ્ગોમંડલ' નામનો મહાન કોશ એ ગણનાપાત્ર પ્રયત્નો છે. આ બધા કોશો, 'સાર્થ જોડણીકોશ'ના અપવાદે, સુલભ નથી. 'ભગવદ્ગોમંડલ'ની તુલનાએ 'સાર્થ જોડણી કોશ' અત્યારે અપૂરતો પડે છે, વળી એમાં અપાયેલી વ્યુત્પત્તિ શ્રદ્ધેય નથી, તેથી એક નવો અને માત્ર ગુજરાતી માતૃભાષાવાળી જનતાને જ નહીં, અન્ય-માતૃભાષાવાળી દેશી-વિદેશી જનતાને પણ ગુજરાતી ભાષાના શબ્દોનું સ્વાભાવિક ઉચ્ચારણ સુલભ થાય તેવો પ્રયત્ન કરવો, સાથોસાથ ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં સાહિત્ય તેમજ વ્યવહારમાં આવતા શબ્દોને સાચવતો પ્રયત્ન કરવો, એવા ઉચ્ચ આશયે યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડે એક અદ્યતન કોશ પ્રસિદ્ધ કરવા નિર્ણય કર્યો. એ કાર્ય સિદ્ધ કરવાનું કામ ભાષા-સાહિત્ય-વ્યાકરણ વગેરે ક્ષેત્રે જેમણે અડધી શતાબ્દી ઉપરનો સમય સેવા આપી છે તેવા અધિકારી વિદ્વાનને સોંપ્યું. એમણે એમને સોંપાયેલી ગણ્ય કોટિની કહી શકાય તેવી સેવા આપતાં આવો વ્યાવહારિક કોશ ઊભો કરવામાં ૧. કવિ નર્મદનો 'નર્મકોશ," ૨. મલ્હાર ભિકાજી બેલસરેનો ગુજરાતી અંગ્રેજી કોશ, ૩. ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી)નો ગુજરાતી શબ્દકોશ, ૪. એ જ સભાનો અરબી-ફારસી-ગુજરાતી કોશ, ૫. ગુજ. યુનિ. પ્રસિદ્ધ કરી રહી છે તે સ્વ. છોટુભાઈ ર. નાયકનો અરબી-ફારસી-ગુજરાતી કોશ, ૬. વિશ્વનાથ મગનલાલ ભટ્ટનો ગુ. વિદ્યાસભાનો પારિભાષિક કોશ (પ્રો., ડૉ. રઘુવીર ચૌધરીએ કરેલા સુધારા-વધારાવાળો), ૭. ગુજરાત રાજ્યના ભાષાતંત્રે પ્રસિદ્ધ કરલો વહીવટી કોશ અને સ્વ. ગોંડળ-નરેશનો 'ભગવદ્-ગોમંડલ' કોશ— આટલા શબ્દકોશોની મદદથી લગભગ ૭૫ થી ૮૦ હજાર શબ્દોનો મહત્ત્વનો સંગ્રહ કર્યો અને કોશ-શાસ્ત્રની પ્રણાલી પ્રમાણે શબ્દ, ઉચ્ચારણ, વ્યાકરણ, વ્યુત્પત્તિ. અને ક્રમિક વિકસિત અર્થ, ઉપરાંત રૂઢિપ્રયોગ-આ અંગોવાળો આ કોશ સિદ્ધ કરી આપ્યો છે. સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ અને જૂની ગુજરાતીના જાણકાર અને સાથોસાથ વ્યાકરણના પણ અધિકૃત વયોવૃદ્ધ વિદ્વાનને હાથે આ કોશ તૈયાર થતો હોઈ તદ્ભવ શબ્દોની વ્યુત્પત્તિ વિશદતાથી એના સ્વાભાવિક સ્વરૂપમાં સુલભ બની છે. વ્યુત્પત્તિ નથી મળી ત્યાં આપવામાં આવી નથી. જે જે ભાષામાંથી જે તે શબ્દ આવ્યો પ્રચલિત બન્યો હોય ત્યાં એવો તે તે શબ્દ કઈ ભાષાનો તત્સમ છે યા તદ્ભવ છે એ પણ સ્પષ્ટ રીતે બતાવવાનો પ્રયત્ન છે. શબ્દોના સ્વાભાવિક પ્રથમ અર્થ પછી કયા કયા અર્થ વિકસ્યા છે, એ ક્રમિક રીતે બતાવવામાં આવેલ છે. આમ આ કોશ સર્વભોગ્ય અને સર્વોપયોગી બને એ દૃષ્ટિ રાખવામાં આવી છે.